॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## પ્રથમ ખંડ

| અધ્યાય | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|



## ચોથો સ્કંધ



## પાંચમો સ્કંધ

### છઠ્ઠો સ્કંધ



### સાતમો સ્કંધ



### આઠમો સ્કંધ

=★=

## ચતુઃશ્લોકી ભાગવત

**અહમેવાસમેવાગ્રે નાન્યદ્ યત્ સદસત્ પરમ્। પશ્ચાદહં યદેતચ્ચ યોઽવશિષ્યેત સોઽસ્મ્યહમ્ ॥૧॥**
**ઋતેઽર્થં યત્ પ્રતીયેત ન પ્રતીયેત ચાત્મનિ। તદ્વિદ્યાદાત્મનો માયાં યથાઽઽભાસો યથા તમઃ ॥૨॥**
**યથા મહાન્તિ ભૂતાનિ ભૂતેષૂચ્ચાવચેષ્વનુ। પ્રવિષ્ટાન્યપ્રવિષ્ટાનિ તથા તેષુ ન તેષ્વહમ્ ॥૩॥**
**એતાવદેવ જિજ્ઞાસ્યં તત્ત્વજિજ્ઞાસુનાઽઽત્મનઃ। અન્વયવ્યતિરેકાભ્યાં યત્ સ્યાત્ સર્વત્ર સર્વદા ॥૪॥**

સૃષ્ટિના પૂર્વે પણ હું જ હતો, મારાથી ભિન્ન કશું પણ ન હતું અને (સૃષ્ટિના ઉત્પન્ન થયા પછી) જે કંઈ પણ આ દૃશ્ય થનારાં પદાર્થો છે, (તે હું જ છું.) જે સત્ (અક્ષર), અસત્ (ક્ષર) અને તેનાથી પર (પુરુષોત્તમ) છે, (તે બધું હું જ છું.) (તથા) સૃષ્ટિની સીમા પછી પણ હું જ છું. (અને આ બધાનો નાશ થઈ ગયા પછી) જે કંઈ રહે છે તે (બધું પણ) હું (જ) છું. (૩૨) જેમ આભાસ અર્થાત્ કોઈ વસ્તુનું પ્રતિબિંબ ખરેખર કોઈ વસ્તુ નથી, પ્રતીતિમાત્ર જ છે (તે જ પ્રમાણે) (મારા) પરમાર્થ વસ્તુરૂપ પરમાત્મા સિવાય પરમાત્મામાં જે કંઈ પ્રતીત થાય છે (તે વાસ્તવમાં કશું નથી.) તથા જેમ (વિદ્યમાન હોવા છતાં પણ) તમ અર્થાત્ રાહુ ગ્રહની પ્રતીતિ થતી નથી (એ જ પ્રમાણે વાસ્તવમાં સત્ હોવા છતાં પણ જે મુજ પરમાત્માની પ્રતીતિ થતી નથી). આ બંને પ્રકારની મારી માયા છે – એ સમજવું જોઈએ. (૩૩) જેમ પ્રાણીઓનાં નાનાં-મોટાં શરીરોમાં (આકાશાદિ) પાંચ મહાભૂત પ્રવિષ્ટ પણ છે (અને) પ્રવિષ્ટ નથી પણ, એ જ પ્રમાણે તેમનામાં (હું પ્રવિષ્ટ પણ છું) (અને વાસ્તવમાં) હું પ્રવિષ્ટ નથી પણ. (૩૪) પરમાત્માના તત્ત્વને જાણવાની ઈચ્છાવાળા મનુષ્યે વિધિરૂપે અર્થાત્ 'પરમાત્મા આવા છે,' 'પરમાત્મા આવા છે,' - એવા ભાવથી તથા નિષેધરૂપે અર્થાત્ 'પરમાત્મા આવા પણ નથી,' 'પરમાત્મા આવા પણ નથી' - એવા ભાવથી એટલું જ જાણવું જરૂરી છે કે (પરમાત્મા જ) સર્વદેશ અને સર્વકાળમાં વિદ્યમાન છે. (૩૫) [શ્રીમદ્ભાગવત સ્કંધ-૨, અધ્યાય ૯]

=★=

# શ્રીમદ્‌ભાગવત-માહાત્મ્ય

**આ શ્રીમદ્‌ભાગવત માહાત્મ્ય સ્કંદપુરાણના વિષ્ણુખંડમાં માર્ગશીર્ષ માહાત્મ્યમાં - (અધ્યાય ૧૬) સ્વયં શ્રીભગવાનના શ્રીમુખેથી બ્રહ્માજીને કહેવાયેલ છે –**

**શ્રીમદ્‌ભાગવતં નામ પુરાણં લોકવિશ્રુતમ્ ।**
**શૃણુયાચ્છ્રદ્ધયા યુક્તો મમ સન્તોષકારણમ્ ॥ ૧॥**

લોકવિખ્યાત શ્રીમદ્‌ભાગવત નામના પુરાણનું શ્રદ્ધાયુક્ત થઈને પ્રતિદિન શ્રવણ કરવું જોઈએ. આ જ મારા સંતોષનું કારણ છે. (૧)

**નિત્યં ભાગવતં યસ્તુ પુરાણં પઠતે નરઃ ।**
**પ્રત્યક્ષરં ભવેત્તસ્ય કપિલાદાનજં ફલમ્ ॥ ૨॥**

જે મનુષ્ય પ્રતિદિન ભાગવતપુરાણનો પાઠ કરે છે તેને એક-એક અક્ષરના ઉચ્ચારણ સાથે કપિલા ગાયનું દાન આપવાનું પુણ્ય મળે છે. (૨)

**શ્લોકાર્ધં શ્લોકપાદં વા નિત્યં ભાગવતોદ્ભવમ્ ।**
**પઠતે શૃણુયાદ્ યસ્તુ ગોસહસ્રફલં લભેત્ ॥ ૩॥**

જે મનુષ્ય પ્રતિદિન ભાગવતના અડધા શ્લોકનો અથવા એક-ચતુર્થાંશ શ્લોકનો પાઠ કરે છે અથવા તેનું શ્રવણ કરે છે તેને એક હજાર ગાયોના દાનનું ફળ મળે છે. (૩)

**યઃ પઠેત્ પ્રયતો નિત્યં શ્લોકં ભાગવતં સુત ।**
**અષ્ટાદશપુરાણાનાં ફલમાપ્નોતિ માનવઃ ॥ ૪॥**

હે પુત્ર! જે પ્રતિદિન પવિત્રચિત્ત થઈને ભાગવતના એક શ્લોકનો પાઠ કરે છે તે મનુષ્ય અઢાર પુરાણોના પાઠનું ફળ મેળવી લે છે. (૪)

**નિત્યં મમ કથા યત્ર તત્ર તિષ્ઠન્તિ વૈષ્ણવાઃ ।**
**કલિબાહ્યા નરાસ્તે વૈ યેઽર્ચયન્તિ સદા મમ ॥ ૫॥**

જ્યાં નિત્ય મારી કથા થાય છે ત્યાં વિષ્ણુ-પાર્ષદો, પ્રહ્‌લાદ વગેરે વિદ્યમાન રહે છે. જે મનુષ્યો હંમેશાં મારા ભાગવતશાસ્ત્રની પૂજા કરે છે તેઓ કળિના અધિકારથી મુક્ત છે, તેમના પર કળિનો વશ ચાલતો નથી. (૫)

**વૈષ્ણવાનાં તુ શાસ્ત્રાણિ યેઽર્ચયન્તિ ગૃહે નરાઃ ।**
**સર્વપાપવિનિર્મુક્તા ભવન્તિ સુરવન્દિતાઃ ॥ ૬॥**

જે મનુષ્યો પોતાના ઘરમાં વૈષ્ણવ-શાસ્ત્રોની પૂજા કરે છે તેઓ બધાં પાપોમાંથી મુક્ત થાય છે અને દેવતાઓ તેમને વંદન કરે છે. (૬)

**યેઽર્ચયન્તિ ગૃહે નિત્યં શાસ્ત્રં ભાગવતં કલૌ ।**
**આસ્ફોટયન્તિ વલ્ગન્તિ તેષાં પ્રીતો ભવામ્યહમ્ ॥ ૭॥**

જે લોકો કળિયુગમાં પોતાના ઘરમાં દરરોજ ભાગવતશાસ્ત્રની પૂજા કરે છે તેઓ પ્રભુના પ્રેમમાં તરબોળ રહી આત્માનંદમાં મગ્ન રહે છે અને હું તેમના પર પ્રસન્ન થાઉં છું. પછી તેને કળિયુગનો શો ભય? (૭)

**યાવદ્દિનાનિ હે પુત્ર શાસ્ત્રં ભાગવતં ગૃહે ।**
**તાવત્ પિબન્તિ પિતરઃ ક્ષીરં સર્પિર્મધૂદકમ્ ॥ ૮॥**

હે પુત્ર! મનુષ્ય જેટલા દિવસો માટે પોતાના ઘરમાં ભાગવતશાસ્ત્ર રાખે છે તેટલો સમય તેના પિતૃઓ દૂધ, ઘી, મધ અને મીઠું જળ પીએ છે. (૮)

**યચ્છન્તિ વૈષ્ણવે ભક્ત્યા શાસ્ત્રં ભાગવતં હિ યે ।**
**કલ્પકોટિસહસ્રાણિ મમ લોકે વસન્તિ તે ॥ ૯॥**

જે લોકો વિષ્ણુભક્ત મનુષ્યને ભક્તિપૂર્વક ભાગવતશાસ્ત્ર સમર્પિત કરે છે તેઓ હજારો કરોડ કલ્પો (અનંત કાળ) સુધી મારા વૈકુંઠધામમાં નિવાસ કરે છે. (૯)

**યેઽર્ચયન્તિ સદા ગેહે શાસ્ત્રં ભાગવતં નરાઃ ।**
**પ્રીણિતાસ્તૈશ્ચ વિબુધા યાવદાભૂતસંપ્લવમ્ ॥ ૧૦॥**

જે લોકો હંમેશાં પોતાના ઘરમાં ભાગવતશાસ્ત્રની પૂજા કરે છે તેઓ જાણે કે એક કલ્પના સમય માટે તમામ દેવતાઓને તૃપ્ત કરી દે છે. (૧૦)

**શ્લોકાર્ધં શ્લોકપાદં વા વરં ભાગવતં ગૃહે ।**
**શતશોઽથ સહસ્રૈશ્ચ કિમન્યૈઃ શાસ્ત્રસંગ્રહૈઃ ॥ ૧૧॥**

જો પોતાના ઘરમાં ભાગવતશાસ્ત્રનો અડધો શ્લોક અથવા એક-ચતુર્થાંશ શ્લોક પણ હોય છે તો એ ઘણી ઉત્તમ વાત છે, એ સિવાયના સેંકડો-હજારો પ્રકારના અન્ય ગ્રંથોના સંગ્રહથી શો લાભ? (૧૧)

**ન યસ્ય તિષ્ઠતે શાસ્ત્રં ગૃહે ભાગવતં કલૌ ।**
**ન તસ્ય પુનરાવૃત્તિર્યામ્યપાશાત્ કદાચન ॥ ૧૨॥**

જે મનુષ્યના ઘરમાં કળિયુગમાં ભાગવતશાસ્ત્ર મોજૂદ હોતું નથી તેને યમરાજના પાશમાંથી ક્યારેય છુટકારો મળતો નથી. (૧૨)

**કથં સ વૈષ્ણવો જ્ઞેયઃ શાસ્ત્રં ભાગવતં કલૌ ।**
**ગૃહે ન તિષ્ઠતિ યસ્ય શ્વપચાદધિકો હિ સઃ ॥ ૧૩॥**

જેના ઘરમાં આ કળિયુગમાં ભાગવતશાસ્ત્ર મોજૂદ હોતું નથી તેને વૈષ્ણવ કેમ જાણવો? તે તો ચાંડાલથી પણ વધારે નીચ છે. (૧૩)

**સર્વસ્વેનાપિ લોકેશ કર્તવ્યઃ શાસ્ત્રસંગ્રહઃ ।**
**વૈષ્ણવસ્તુ સદા ભક્ત્યા તુષ્ટ્યર્થં મમ પુત્રક ॥૧૪॥**

હે લોકેશ્વર બ્રહ્મા! પુત્ર! મનુષ્યે હંમેશાં ભક્તિપૂર્વક મને સંતુષ્ટ કરવા માટે પોતાનું સર્વસ્વ આપી દઈને પણ વૈષ્ણવશાસ્ત્ર સંઘરી રાખવું જોઈએ. (૧૪)

**યત્ર યત્ર ભવેત્ પુણ્યં શાસ્ત્રં ભાગવતં કલૌ ।**
**તત્ર તત્ર સદૈવાહં ભવામિ ત્રિદશૈઃ સહ ॥૧૫॥**

કળિયુગમાં જ્યાં જ્યાં પવિત્ર ભાગવતશાસ્ત્ર મોજૂદ હોય છે ત્યાં ત્યાં હું દેવતાઓ સહિત સદૈવ હાજર હોઉં છું. (૧૫)

**તત્ર સર્વાણિ તીર્થાનિ નદીનદસરાંસિ ચ ।**
**યજ્ઞાઃ સપ્તપુરી નિત્યં પુણ્યાઃ સર્વે શિલોચ્ચયાઃ ॥૧૬॥**

એટલું જ નહીં, ત્યાં નદ, નદી અને સરોવરરૂપે બધાં જ પ્રસિદ્ધ તીર્થો વાસ કરે છે; ત્યાં સમસ્ત યજ્ઞો, સાત પુરીઓ અને તમામ પવિત્ર પર્વતો નિત્ય નિવાસ કરે છે. (૧૬)

**શ્રોતવ્યં મમ શાસ્ત્રં હિ યશોધર્મજયાર્થિના ।**
**પાપક્ષયાર્થં લોકેશ મોક્ષાર્થં ધર્મબુદ્ધિના ॥૧૭॥**

હે લોકેશ! ધર્માત્મા મનુષ્યે યશ, ધર્મ અને વિજય માટે તથા પાપના ક્ષય માટે અને મોક્ષની પ્રાપ્તિ માટે મારા ભાગવતશાસ્ત્રનું સદૈવ શ્રવણ કરવું જોઈએ. (૧૭)

**શ્રીમદ્ભાગવતં પુણ્યમાયુરારોગ્યપુષ્ટિદમ્ ।**
**પઠનાચ્છ્રવણાદ્ વાપિ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥૧૮॥**

આ પવિત્ર પુરાણ શ્રીમદ્ભાગવત આયુષ્ય, આરોગ્ય અને પુષ્ટિ આપનારું છે; એનો પાઠ કરવાથી કે એનું શ્રવણ કરવાથી મનુષ્ય બધાં પાપોમાંથી મુક્ત થઈ જાય છે. (૧૮)

**ન શૃણ્વન્તિ ન હૃષ્યન્તિ શ્રીમદ્ભાગવતં પરમ્ ।**
**સત્યં સત્યં હિ લોકેશ તેષાં સ્વામી સદા યમઃ ॥૧૯॥**

હે લોકેશ! જે લોકો આ પરમ ઉત્તમ ભાગવત સાંભળતા નથી અને નહિ સાંભળીને પ્રસન્ન જ રહે છે તેમના સ્વામી હંમેશાં યમરાજ જ છે (તેઓ હંમેશાં યમરાજના જ વશમાં રહે છે) – આ હું સાચેસાચું કહી રહ્યો છું. (૧૯)

**ન ગચ્છતિ યદા મર્ત્યઃ શ્રોતું ભાગવતં સુત ।**
**એકાદશ્યાં વિશેષેણ નાસ્તિ પાપરતસ્તતઃ ॥૨૦॥**

હે પુત્ર! જે મનુષ્ય હંમેશાં, ખાસ કરીને એકાદશીએ ભાગવત સાંભળવા જતો નથી તેનાથી અધિક પાપી અન્ય કોઈ નથી. (૨૦)

**શ્લોકં ભાગવતં ચાપિ શ્લોકાર્ધં પાદમેવ વા ।**
**લિખિતં તિષ્ઠતે યસ્ય ગૃહે તસ્ય વસામ્યહમ્ ॥૨૧॥**

જેના ઘરમાં ભાગવતનો એક શ્લોક, અડધો શ્લોક અથવા શ્લોકનું એક ચરણ પણ લખેલું હોય છે તેના ઘરમાં હું નિવાસ કરું છું. (૨૧)

**સર્વાશ્રમાભિગમનં સર્વતીર્થાવગાહનમ્ ।**
**ન તથા પાવનં નૃણાં શ્રીમદ્ભાગવતં યથા ॥૨૨॥**

મનુષ્ય માટે સમસ્ત પવિત્ર આશ્રમોની યાત્રા અથવા સમસ્ત તીર્થોનાં સ્નાન પણ એટલાં પવિત્ર કરનાર નથી કે જેટલું શ્રીમદ્ભાગવત છે. (૨૨)

**યત્ર યત્ર ચતુર્વક્ત્ર શ્રીમદ્ભાગવતં ભવેત્ ।**
**ગચ્છામિ તત્ર તત્રાહં ગૌર્યથા સુતવત્સલા ॥૨૩॥**

હે ચતુર્મુખ! જ્યાં જ્યાં ભાગવતની કથા થાય છે ત્યાં ત્યાં હું એ રીતે જાઉં છું કે જે રીતે પુત્રવત્સલ ગાય પોતાના વાછરડાની પાછળ-પાછળ જાય છે. (૨૩)

**મત્કથાવાચકં નિત્યં મત્કથાશ્રવણે રતમ્ ।**
**મત્કથાપ્રીતમનસં નાહં ત્યક્ષ્યામિ તં નરમ્ ॥૨૪॥**

જે મારી કથા કહે છે, જે હંમેશાં મારી કથા સાંભળવામાં રત રહે છે તથા જે મારી કથાથી મનોમન પ્રસન્ન થાય છે તે મનુષ્યનો ત્યાગ હું ક્યારેય કરતો નથી. (૨૪)

**શ્રીમદ્ભાગવતં પુણ્યં દૃષ્ટ્વા નોત્તિષ્ઠતે હિ યઃ ।**
**સાંવત્સરં તસ્ય પુણ્યં વિલયં યાતિ પુત્રક ॥૨૫॥**

હે પુત્ર! જે મનુષ્ય પરમ પુણ્યમય શ્રીમદ્ભાગવતશાસ્ત્રને જોઈને પોતાના આસન પરથી ઊભો થઈ જતો નથી તેનું એક વર્ષનું પુણ્ય નાશ પામે છે. (૨૫)

**શ્રીમદ્ભાગવતં દૃષ્ટ્વા પ્રત્યુત્થાનાભિવાદનૈઃ ।**
**સમ્માનયેત તં દૃષ્ટ્વા ભવેત્ પ્રીતિર્મમાતુલા ॥૨૬॥**

જે શ્રીમદ્ભાગવત પુરાણને જોઈને ઊભો થાય છે, તેને પ્રણામ કરે છે – એ રીતે તેનું સન્માન કરે છે તે મનુષ્યને જોઈને મને અનુપમ પ્રીતિ (આનંદ) થાય છે. (૨૬)

**દૃષ્ટ્વા ભાગવતં દૂરાત્ પ્રક્રમેત્ સમ્મુખં હિ યઃ ।**
**પદે પદેઽશ્વમેધસ્ય ફલં પ્રાપ્નોત્યસંશયમ્ ॥૨૭॥**

જે મનુષ્ય દૂરથી જ શ્રીમદ્ભાગવતને જોઈને તેની સંમુખ જાય છે તે એક-એક પગલામાં અશ્વમેધ યજ્ઞનું પુણ્ય મેળવે છે – એમાં લગીરે સંદેહ નથી. (૨૭)

**ઉત્થાય પ્રણમેદ્ યો વૈ શ્રીમદ્ભાગવતં નરઃ ।**
**ધનપુત્રાંસ્તથા દારાન્ ભક્તિં ચ પ્રદદામ્યહમ્ ॥૨૮॥**

જે મનુષ્ય ઊભો થઈને શ્રીમદ્ભાગવતને પ્રણામ કરે છે તેને હું ધન, પત્ની, પુત્ર અને મારી પોતાની ભક્તિનું પ્રદાન કરું છું. (૨૮)

**મહારાજોપચારૈસ્તુ શ્રીમદ્ભાગવતં સુત ।**
**શૃણ્વન્તિ યે નરા ભક્ત્યા તેષાં વશ્યો ભવામ્યહમ્ ॥ ૨૯॥**

હે પુત્ર! જે લોકો મોટા આયોજનપૂર્વક અને શ્રદ્ધા ભક્તિપૂર્વક શ્રીમદ્ભાગવતની કથા સાંભળે છે, હું તેમને વશ થઈ જાઉં છું. (૨૯)

**મમોત્સવેષુ સર્વેષુ શ્રીમદ્ભાગવતં પરમ્ ।**
**શૃણ્વન્તિ યે નરા ભક્ત્યા મમ પ્રીત્યૈ ચ સુવ્રત ॥ ૩૦॥**
**વસ્ત્રાલઙ્કરણૈઃ પુષ્પૈર્ધૂપદીપોપહારકૈઃ ।**
**વશીકૃતો હ્યહં તૈશ્ચ સત્સ્રિયા સત્પતિર્યથા ॥ ૩૧॥**

હે સુવ્રત! જે લોકો મારાં પર્વો સાથે સંબંધ ધરાવતા બધા જ ઉત્સવો-ટાણે મારી પ્રસન્નતા માટે વસ્ત્ર, આભૂષણ, પુષ્પ, ધૂપ, દીપ વગેરે ઉપહારો અર્પણ કરીને પરમ ઉત્તમ શ્રીમદ્ભાગવતપુરાણનું ભક્તિપૂર્વક શ્રવણ કરે છે તેઓ મને એવી રીતે પોતાના વશમાં કરી લે છે કે જે રીતે પતિવ્રતા સ્ત્રી પોતાના સાધુસ્વભાવવાળા પતિને વશમાં કરી લે છે. (૩૦-૩૧)

═★═

# શ્રીશુકદેવજીને નમસ્કાર

**યં પ્રવ્રજન્તમનુપેતમપેતકૃત્યં**
**દ્વૈપાયનો વિરહકાતર આજુહાવ ।**
**પુત્રેતિ તન્મયતયા તરવોઽભિનેદુ-**
**સ્તં સર્વભૂતહૃદયં મુનિમાનતોઽસ્મિ ॥**
(૧/૨/૨)

જે સમયે શ્રીશુકદેવજીનો યજ્ઞોપવીત સંસ્કાર પણ થયો ન હતો, અને જેમણે કંઈ કરવાનું બાકી પણ નથી, એવા વેગથી જઈ રહેલા શુકદેવજીને જોઈને તેમના પિતા વ્યાસજી વિરહવ્યાકુળ થઈને પોકારવા લાગ્યા – 'બેટા! બેટા!', તે સમયે બ્રહ્મમાં તન્મય હોવાને કારણે શ્રીશુકદેવજી વતીથી વૃક્ષોએ ઉત્તર આપ્યો – એવા સૌના હૃદયમાં વિરાજમાન શ્રીશુકદેવ મુનિને હું નમસ્કાર કરું છું. (૨)

**યઃ સ્વાનુભાવમખિલશ્રુતિસારમેક-**
**મધ્યાત્મદીપમતિતિતીર્ષતાં તમોઽન્ધમ્ ।**
**સંસારિણાં કરુણયાઽઽહ પુરાણગુહ્યં**
**તં વ્યાસસૂનુમુપયામિ ગુરું મુનીનામ્ ॥**
(૧/૨/૩)

આ શ્રીમદ્ભાગવત અત્યંત ગોપનીય – રહસ્યાત્મક પુરાણ છે. ભગવાનના સ્વરૂપનો અનુભવ કરાવનાર અને સમસ્ત વેદોનો સાર છે. સંસારમાં ફસાયેલા જે લોકો આ ઘોર અજ્ઞાનરૂપી અંધકારની પેલે પાર જવા ઇચ્છે છે તેમના માટે આધ્યાત્મિક તત્ત્વોને પ્રકાશિત કરાવનારો આ એક અદ્વિતીય દીપક છે. વાસ્તવમાં એવા જ લોકો પર કરુણા કરીને મોટા-મોટા મુનિઓના આચાર્ય શ્રીશુકદેવજીએ આનું વર્ણન કર્યું છે. હું તેમનું શરણ લઉં છું. (૩)

**સ્વસુખનિભૃતચેતાસ્તદ્વ્યુદસ્તાન્યભાવો-**
**ઽપ્યજિતરુચિરલીલાકૃષ્ટસારસ્તદીયમ્ ॥**
**વ્યતનુત કૃપયા યસ્તત્ત્વદીપં પુરાણં**
**તમખિલવૃજિનઘ્નં વ્યાસસૂનું નતોઽસ્મિ ॥**
(૧૨/૧૨/૬૮)

શ્રીશુકદેવજી મહારાજ પોતાના આત્માનંદમાં જ મગ્ન હતા. અખંડ અદ્વૈત સ્થિતિથી તેમની ભેદદૃષ્ટિ સંપૂર્ણપણે નિવૃત્ત થઈ ચૂકી હતી. તેમ છતાં મુરલીમનોહર શ્યામસુંદરની મધુરમયી, રસમયી, મંગલમયી, મનોહર લીલાઓએ તેમના ચિત્તને આકર્ષી લીધું અને તેમણે જગતના પ્રાણીઓ ઉપર કૃપા કરીને ભગવતત્ત્વને પ્રકાશિત કરવાવાળા આ મહાપુરાણનો વિસ્તાર કર્યો. હું તે જ સર્વ પાપોને હરનારા વ્યાસનંદન ભગવાન શુકદેવજીના ચરણોમાં નમસ્કાર કરું છું. (૧૨/૧૨/૬૮)

═★═

# શ્રીમદ્ભાગવતનો મહિમા

શ્રીમદ્ભાગવતના મહિમા વિશે હું શું લખું? તેના આરંભના ત્રણ શ્લોકોમાં જે મહિમા કહી દેવામાં આવ્યો છે એના જેવો અન્ય કોણ કહી શકે? તે ત્રણ શ્લોકો કેટલીયવાર વાંચ્યા પછી પણ, જ્યારે જ્યારે તેનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે મનમાં અદ્ભુત ભાવો ઉદય પામે છે. તે શ્લોકોની ગંભીરતા અને મધુરતાને કોઈ પણ શબ્દોમાં પૂર્ણરૂપે વર્ણવી શકાય એમ નથી. તે ત્રણે શ્લોકોથી મનને નિર્મળ કરીને, પછી આ રીતે ભગવાનનું ધ્યાન કરો –

**ધ્યાયતશ્ચરણામ્ભોજં ભાવનિર્જિતચેતસા ।**
**ઔત્કણ્ઠ્યાશ્રુકલાક્ષસ્ય હૃદ્યાસીન્મે શનૈર્હરિઃ ॥**
**પ્રેમાતિભરનિર્ભિન્નપુલકાઙ્ગોઽતિનિર્વૃતઃ ।**
**આનન્દસમ્પ્લવે લીનો નાપશ્યમુભયં મુને ॥**
**રૂપં ભગવતો યત્તન્મનઃકાન્તં શુચાપહમ્ ।**
**અપશ્યન્ સહસોત્તસ્થે વૈક્લવ્યાદ્ દુર્મના ઈવ ॥**

મારો શ્રીમદ્ભાગવતમાં અત્યંત પ્રેમ છે. મારો વિશ્વાસ અને અનુભવ છે કે એને વાંચવા અને સાંભળવાથી મનુષ્યને ઈશ્વરનું સાચું જ્ઞાન મળે છે અને એમનાં ચરણકમળોમાં અચળ ભક્તિ થાય છે. એને વાંચવાથી મનુષ્યને દૃઢ નિશ્ચય થઈ જાય છે કે આ સંસારને રચનારી અને તેનું પાલન કરનારી કોઈ સર્વવ્યાપક શક્તિ છે –

**એક અનન્ત ત્રિકાલ સચ, ચેતન શક્તિ દિખાત ।**
**સિરજત, પાલત, હરત, જગ, મહિમા બરનિ ન જાત ॥**

આ જ એક શક્તિને લોકો ઈશ્વર, બ્રહ્મ, પરમાત્મા વગેરે અનેક નામોથી ઓળખે છે. ભાગવતના પહેલા જ શ્લોકમાં વેદવ્યાસજીએ ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કર્યું છે કે જેના થકી આ સંસારનું સર્જન, પાલન અને સંહાર થાય છે, જે ત્રણે કાળમાં સત્ય છે – અર્થાત્ જે હંમેશાં રહ્યું પણ છે અને રહેવાનું પણ છે – અને જે પોતાના પ્રકાશથી અંધકારને હંમેશાં દૂર રાખે છે તે પરમ સત્યનું અમે ધ્યાન ધરીએ છીએ. એ જ સ્થળે શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ પણ એવી રીતે સંક્ષેપમાં વર્ણવાયેલું છે કે આ ભાગવતમાં – જેઓ બીજાઓની પ્રગતિ જોઈને દ્વેષ કરતા નથી એવા સાધુપુરુષોનું તમામ પ્રકારના સ્વાર્થ વગરનું, પરમ ધર્મરૂપ અને જાણવા યોગ્ય એવું જ્ઞાન વર્ણવાયેલું છે કે જે વાસ્તવમાં સૌને કલ્યાણ પ્રદાન કરનારું તથા આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક – આ ત્રણે પ્રકારનાં દુઃખોને દૂર કરનારું છે. અન્ય ગ્રંથોનું શું, જે સુકૃતીઓએ પુણ્ય કર્મો કરી રાખ્યાં છે અને જેઓ શ્રદ્ધાપૂર્વક ભાગવત વાંચે છે અથવા સાંભળે છે તેઓ આનું સેવન કરવાના સમયથી જ પોતાની ભક્તિ થકી ઈશ્વરને પોતાના હૃદયમાં અવિચળરૂપે સ્થાપિત કરી દે છે. ઈશ્વરનું જ્ઞાન અને એમનામાં ભક્તિનું પરમ સાધન – આ બે વસ્તુ જ્યારે કોઈ જીવને પ્રાપ્ત થઈ ગઈ, તો પછી એવી કઈ વસ્તુ પ્રાપ્ત કરવાની બાકી રહે કે જેના માટે મનુષ્ય કામના કરે? અને ઉક્ત બંને વસ્તુઓ શ્રીમદ્ભાગવતમાંથી સંપૂર્ણ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. તેથી આ પવિત્ર ગ્રંથ મનુષ્યમાત્ર માટે ઉપકારક છે. જ્યાં સુધી મનુષ્ય ભાગવત વાંચે નહીં અને તેની ભાગવતમાં શ્રદ્ધા થાય નહીં ત્યાં સુધી તે સમજી શકતો નથી કે આ ગ્રંથ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનો કેટલો વિશાળ સમુદ્ર છે. ભાગવત વાંચવાથી તેને એવું વિશુદ્ધ જ્ઞાન થઈ જાય છે કે પ્રત્યેક પ્રાણીમાં કેવળ એક પરમાત્મા જ વિરાજમાન છે; અને જ્યારે તેને એવું જ્ઞાન થઈ જાય ત્યારે તેને અધર્મ આચરવાનું મન થતું નથી; કારણ કે બીજાઓને આઘાત આપવો એ પોતાને આઘાત આપવા બરાબર થઈ જાય છે. આ વાતનું જ્ઞાન થવાથી મનુષ્ય સત્ય ધર્મમાં સ્થિત થઈ જાય છે, સ્વભાવથી જ દયા-ધર્મનું પાલન કરવા લાગે છે અને કોઈ અહિંસક જીવ ઉપર પ્રહાર કરવાની ઈચ્છા કરતો નથી. મનુષ્યોમાં પરસ્પર પ્રેમ અને પ્રાણીમાત્ર પ્રત્યે દયાનો ભાવ સ્થાપિત કરવાનું આના કરતાં ઉત્તમ કોઈ સાધન નથી. વર્તમાન સમયમાં, જ્યારે સંસારના અનેક ભાગોમાં ભયંકર યુદ્ધ જામ્યું છે ત્યારે આ પવિત્ર ધર્મનો ઉપદેશ મનુષ્યમાત્ર માટે કલ્યાણકારી થશે. જેઓ ભગવાનના ભક્ત છે અને શ્રીમદ્ભાગવતનું મહત્ત્વ જાણે છે તેમનું એ કર્તવ્ય છે કે મનુષ્યના આ લોક અને પરલોકને સુધારનારા આ પવિત્ર ગ્રંથનો તેઓ બધા દેશોની ભાષાઓમાં અનુવાદ કરીને એનો પ્રચાર કરે.

*- મદન મોહન માલવીય*

=★=

॥ શ્રીહરિઃ ॥

## કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્ત

ઉપચાર

૧. આવાહનમ્ – ૐસહસ્રશીર્ષા૦
૨. આસનમ્ – પુરુષ એવેદં૦
૩. પાદ્યમ્ – એતાવાનસ્ય૦
૪. અર્ઘ્યમ્ – ત્રિપાદૂર્ધ્વ ઉદૈત્૦
૫. આચમનીયમ્ – તસ્માદ્ વિરાડ૦
૬. સ્નાનમ્ – યત્પુરુષેણ હવિષા૦
૭. વસ્ત્રમ્ – તં યજ્ઞં બર્હિષિ પ્રૌક્ષન્૦
૮. યજ્ઞોપવીતમ્ – તસ્માદ્યજ્ઞાત્-સમ્ભૃતમ્૦
૯. ચન્દનમ્ – તસ્માદ્યજ્ઞાત્-ઋત૦
૧૦. પુષ્પમ્ – તસ્માદશ્વા અજાયન્ત૦
૧૧. ધૂપમ્ – યત્પુરુષં વ્યદધુઃ૦
૧૨. દીપમ્ – બ્રાહ્મણોઽસ્ય૦
૧૩. નૈવેદ્યમ્ – ચન્દ્રમા મનસો૦
૧૪. તામ્બૂલમ્ – નાભ્યા આસીદ૦
૧૫. દક્ષિણામ્ – સપ્તાસ્યાસન્૦
૧૬. નમસ્કારમ્ – વેદાહમેતં પુરુષમ્૦
૧૭. પ્રદક્ષિણામ્ – ધાતા પુરસ્તા૦
૧૮. પુષ્પાઞ્જલિમ્ – યજ્ઞેન યજ્ઞ૦

**પ્રાર્થના –**

ઉપચાર-સમર્પણમાં નમસ્કારથી અંતર છે. તેવો જ આચાર છે.

## શુક્લયજુર્વેદીય પુરુષસૂક્ત

| | વિશેષ |
|---|---|
| ૧. ૐ સહસ્રશીર્ષા૦ | ૧. મંત્રના ઉત્તરાર્ધમાં તફાવત |
| ૨. પુરુષ એવેદમ્૦ | ૨. ભવ્યમ્ । ભાવ્યમ્ ભેદ |
| ૩. એતાવાનસ્ય૦ | ૩. તફાવત નથી. |
| ૪. ત્રિપાદૂર્ધ્વ ઉદૈત્૦ | ૪. તફાવત નથી. |
| ૫. તતો વિરાડ૦ | ૫. મંત્રના આરંભમાં તફાવત |
| ૬. તસ્માદ્યજ્ઞાત્ | ૬. સમ્ભૃયમ્ ક્રમમાં તફાવતનો આરંભ ૬-૮ |
| ૭. તસ્માદ્યજ્ઞાત્૦ | ૭. ઋચ૦ ક્રમમાં તફાવત ૭-૯ |
| ૮. તસ્માદશ્વા અજાયન્ત૦ | ૮-૧૦ |
| ૯. તં યજ્ઞં બર્હિષિ૦ | ૯-૭ |
| ૧૦. યત્પુરુષં વ્યદધુઃ૦ | ૧૦-૧૧ |
| ૧૧. બ્રાહ્મણોઽસ્ય૦ | ૧૧-૧૨ |
| ૧૨. ચન્દ્રમા મનસો૦ | ૧૨-૧૩ |
| ૧૩. નાભ્યા આસીદ૦ | ૧૩-૧૪ |
| ૧૪. યત્પુરુષેણ હવિષા૦ | ૧૪-૬ |
| ૧૫. સપ્તાસ્યાસન્૦ | તફાવત નથી |
| ૧૬. યજ્ઞેન યજ્ઞ૦ | ૧૬-૧૮ પુષ્પાંજલિ-મંત્ર એક જ છે. |
| ૧૭. અદ્ભ્યઃ – સમ્ભૃતમ્૦, ધાતાપુરસ્તા૦ | |
| ૧૮. વેદાહમેતં પુરુષમ્૦ | ૧૮-૧૬ નમસ્કારનો મંત્ર છે. |

**પ્રાર્થના –**

પુષ્પાંજલિ અર્પણ કરીને પ્રદક્ષિણા, નમસ્કાર કરવાનો આચાર છે.

---

**નોંધ :** આ બંને ક્રમ શાખાભેદે તે-તે ક્રમ જ શુદ્ધ છે. તે-તે શાખાવાળાઓ માટે આ શાસ્ત્રીય વ્યવસ્થા છે.

– *શ્રીજનાર્દનશાસ્ત્રી*

શુક્લયજુર્વેદમાં ૧૬ જ ઉપચાર છે. કૃષ્ણયજુર્વેદમાં ૧૮ ઉપચાર કહેવાયા છે. ત્યાં તાંબૂલ અને દક્ષિણા માટે અલગ-અલગ મંત્રો છે.

==★==

# શ્રીમદ્ભાગવતની પૂજન-વિધિ તથા વિનિયોગ, ન્યાસ અને ધ્યાન

પ્રાતઃકાળે સ્નાન કર્યા પછી પોતાનો નિત્ય-નિયમ સંપન્ન કરીને, પહેલાં ભગવત્સંબંધી સ્તોત્રો અને પદો વડે મંગલાચરણ કરીને વંદના કરવી. એ પછી આચમન અને પ્રાણાયામ કરીને –

**ૐ ભદ્રં કર્ણેભિઃ શૃણુયામ દેવા ભદ્રં પશ્યેમાક્ષભિર્યજત્રાઃ । સ્થિરૈરઙ્ગૈસ્તુષ્ટુવાँસસ્તનૂભિર્વ્યશેમ દેવહિતં યદાયુઃ ॥ ૧ ॥**

– વગેરે મંત્રોથી શાંતિપાઠ કરવો. ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ, શ્રીવ્યાસજી, શુકદેવજી તથા શ્રીમદ્ભાગવત-ગ્રંથની ષોડશોપચાર-પૂર્વક પૂજા કરવી જોઈએ. અહીં શ્રીમદ્ભાગવત-ગ્રંથના ષોડશોપચાર-પૂજનની મંત્રસહિત વિધિ આપવામાં આવે છે, તદનુસાર ભગવાન શ્રીકૃષ્ણ વગેરેની પણ પૂજા કરવી જોઈએ. નિમ્નલિખિત વાક્ય બોલીને પૂજન માટે સંકલ્પ કરવો જોઈએ. સંકલ્પ કરતી વખતે જમણા હાથની અનામિકા આંગળીએ દર્ભની પવિત્રી (વીંટી) પહેરવી અને હાથમાં સંકલ્પ માટે જળ લેવું. સંકલ્પનું વાક્ય આ પ્રમાણે છે –

*ૐ તત્સત્ । ૐ વિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ ઓઉમદ્યૈતસ્ય બ્રહ્મણો દ્વિતીયપરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે જમ્બૂદ્વીપે ભરતખણ્ડે આર્યાવર્તૈકદેશાન્તર્ગતે પુણ્યસ્થાને કલિયુગે કલિપ્રથમચરણે અમુકસંવત્સરે અમુકમાસે અમુકપક્ષે અમુકયોગવારાંશકલગ્નમુહૂર્તકરણાન્વિતાયાં શુભપુણ્યતિથૌ અમુકવાસરે અમુકગોત્રોત્પન્નસ્ય અમુકશર્મણઃ (વર્મણઃ ગુપ્તસ્ય વા) મમ સકુટુમ્બસ્ય સપરિવારસ્ય શ્રીગોવર્ધન-ધરણચરણારવિન્દપ્રસાદાત્ સર્વસમૃદ્ધિપ્રાપ્ત્યર્થં ભગવદનુગ્રહપૂર્વકભગવદીયપ્રેમોપલબ્ધયે ચ શ્રીભગવન્ના-માત્મકભગવત્સ્વરૂપશ્રીભાગવતસ્ય પાઠેઽધિકારસિદ્ધ્યર્થં શ્રીમદ્ભાગવતસ્ય પ્રતિષ્ઠાં પૂજનં ચ અહં કરિષ્યે ॥*

– આ રીતે સંકલ્પ કરીને –

**તદસ્તુ મિત્રાવરુણા તદગ્ને**
**શંય્યોઽસ્મભ્યમિદમસ્તુ શસ્તમ્ ।**
**અશીમહિ ગાધમુત પ્રતિષ્ઠાં**
**નમો દિવે બૃહતે સાદનાય ॥ ૨॥**

– આ મંત્ર બોલીને સિંહાસન અથવા અન્ય કોઈ આસન પર શ્રીમદ્ભાગવતની સ્થાપના કરવી. ત્યારપછી પુરુષસૂક્તના એક-એક મંત્ર દ્વારા ષોડશ-ઉપચાર અર્પણ કરતા રહીને પૂજન કરવું.

(કૃષ્ણયજુર્વેદીઓ માટે પૂજનવિધિમાં અથવા મંત્રના વિનિયોગમાં જ્યાં ભિન્નતા છે તે અંગેનો સંકેત પાદ-ટિપ્પણીમાં આપવામાં આવ્યો છે.)

---

૧. હે દેવતાઓ! અમને પોતાના કાનોથી એવાં જ વચનો સાંભળવા મળે, જે પરિણામે કલ્યાણકારી હોય. અમે યજ્ઞ-કર્મ કરવા સમર્થ થઈને પોતાની આ આંખોથી હંમેશાં શુભ જ શુભ જોઈએ – અશુભનું ક્યારેય દર્શન ન થાય. અમારું શરીર અને તેના અવયવો સ્થિર હોય – પુષ્ટ હોય; અને તેમના થકી પરમાત્માની સ્તુતિ તથા ભગવાનની સેવા કરતા રહીને અમે એવા આયુષ્યનો ઉપભોગ કરીએ, એવું જીવન વિતાવીએ કે જે દેવતાઓ માટે હિત કરનારું હોય અને જેનો ઉપયોગ દેવ-કાર્યમાં થઈ શકે.

૨. હે પરમાત્મા! આપ સૌના મિત્ર - હિતકારી છો તેથી મિત્રના નામથી તમને લોકો પોકારે છે; સૌથી સારા - શ્રેષ્ઠ છો તેથી આપ વરુણ છો, સૌને ગ્રહણ કરનારા છો તેથી અગ્નિ છો. અમે આપને આ 'મિત્ર', 'વરુણ' અને 'અગ્નિ' એ નામોથી સંબોધિત કરીને પ્રાર્થના કરીએ છીએ કે આ સૂક્ત (આપના સુ-યશથી પૂર્ણ આ શ્રીમદ્ભાગવતરૂપી સુંદર ઉક્તિ) અત્યંત પ્રશસ્ત થાઓ, તે સર્વોત્તમ થવાની સાથે જ તેની ખ્યાતિ થાઓ તથા તેનો પ્રસાર થાઓ અને આ સૂક્ત અમારે માટે એવું સુખ, એવી શાંતિ આપે કે જેમાં દુઃખ અથવા અશાંતિ ભળેલાં ન હોય; અર્થાત્ એનાથી અમને નિત્ય-સુખ અને નિત્ય-શાંતિ પ્રાપ્ત થાઓ. અમે ઇચ્છીએ છીએ અવિચળ સ્થિતિ; અમે ઇચ્છીએ છીએ શાશ્વત પ્રતિષ્ઠા; એને અમે આ સૂક્ત દ્વારા પ્રાપ્ત કરી શકીએ. હે દેવદેવ! આ આપનું અત્યંત પ્રકાશમાન, પરમ મહાન, સમસ્ત લોકોનું આશ્રયભૂત 'સૂર્ય' નામનું જે સ્વરૂપ છે તેને અમે સદૈવ વંદન કરીએ છીએ.

# પૂજન-મંત્ર

**ૐ સહસ્રશીર્ષા પુરુષઃ સહસ્રાક્ષઃ સહસ્રપાત્ ।**
**સ ભૂમિં સર્વતસ્પૃત્વાત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥ ૧॥***

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । આવાહયામિ ।*

– આ મંત્રથી ભગવાનના નામ-સ્વરૂપ ભાગવતને વંદન કરીને આવાહન કરવું.

**ૐ પુરુષ એવેદં સર્વં યદ્ ભૂતં યચ્ચ ભાવ્યમ્ ।**
**ઉતામૃતત્વસ્યેશાનો યદન્નેનાતિરોહતિ ॥ ૨॥•**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । આસનં સમર્પયામિ ।*

– આ મંત્રથી આસન સમર્પિત કરવું.

**ૐ એતાવાનસ્ય મહિમાતો જ્યાયાઁશ્ચ પૂરુષઃ ।**
**પાદોઽસ્ય વિશ્વા ભૂતાનિ ત્રિપાદસ્યામૃતં દિવિ ॥ ૩॥÷**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । પાદ્યં સમર્પયામિ ।*

– આ મંત્રથી ચરણ પખાળવા માટે ગંગાજળ સમર્પિત કરવું.

**ૐ ત્રિપાદૂર્ધ્વ ઉદૈત્ પુરુષઃ પાદોઽસ્યેહાભવત્ પુનઃ ।**
**તતો વિષ્વઙ્ વ્યક્રામત્ સાશનાનશને અભિ ॥ ૪॥***

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । અર્ઘ્યં સમર્પયામિ ।*

– આ મંત્રથી અર્ઘ્ય (ગંધ-પુષ્પાદિ સહિત ગંગાજળ) નિવેદિત કરવું.

**ૐ તતો વિરાડજાયત વિરાજો અધિ પૂરુષઃ ।**
**સ જાતો અત્યરિચ્યત પશ્ચાદ્ ભૂમિમથો પુરઃ ॥ ૫॥ǂ**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । આચમનં સમર્પયામિ ।*

– આ મંત્રથી આચમન માટે ગંગાજળ અર્પિત કરવું.

**ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઃ સંભૃતં પૃષદાજ્યમ્ ।**
**પશૂન્ તાઁશ્ચક્રે વાયવ્યાનારણ્યાન્ ગ્રામ્યાશ્ચ યે ॥ ૬॥†**

---

૧. સર્વાન્તર્યામી પરમાત્મા આ સમસ્ત બ્રહ્માંડની ભૂમિને બધી બાજુએ વ્યાપ્ત કરીને રહેલા છે અને એનાથી દશ આંગળ ઊંચે પણ રહેલા છે, એટલે કે બ્રહ્માંડમાં વ્યાપેલા હોવા છતાં પણ તેનાથી પર પણ છે. તે પરમાત્માનાં મસ્તક, નેત્રો વગેરે જ્ઞાનેન્દ્રિયો અને ચરણો વગેરે કર્મેન્દ્રિયો હજારોની સંખ્યામાં છે, અસંખ્ય છે.

૨. આ જે કંઈ આ સમયે વિદ્યમાન છે તે બધું પરમાત્માનું જ સ્વરૂપ છે; ભૂત અને ભવિષ્ય જગત પણ (સ્વયં) પરમાત્મા જ છે. એટલું જ નહીં, તે પરમાત્મા મુક્તિના સ્વામી છે; અને તેમ છતાં પણ અન્નથી ઉત્પન્ન થનારા આ જે જીવ છે તે સૌનું શાસન કરનારા – સૌને નિયમમાં રાખનારા તે પરમાત્મા જ છે.

૩. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળથી સંબંધ રાખનારું જેટલું પણ જગત છે – એ બધું આ પુરુષનો મહિમા છે, આ પરમાત્માની વિભૂતિનો વિસ્તાર છે. તેનું પારમાર્થિક સ્વરૂપ માત્ર આટલું જ નથી, તે પુરુષ આ બ્રહ્માંડમય વિરાટ સ્વરૂપ કરતાં પણ ઘણો મોટો છે. આ સઘળું વિશ્વ (આ ત્રણે લોક) તો તેના એક પગલામાં છે, તેના એક-ચતુર્થાંશમાં સમાપ્ત થઈ જાય છે. હજી તેનાં ત્રણ પગલાં વધારામાં શેષ છે. આ ત્રિપાદ-સ્વરૂપ અમૃત છે – અવિનાશી છે અને પરમ પ્રકાશમય દ્યુલોકમાં અર્થાત્ પોતાના સ્વરૂપમાં જ રહેલો છે.

૪. આ ત્રિપાદ પુરુષ ઉપર ઊઠેલો છે, એટલે કે તે પરમાત્મા અજ્ઞાનના કાર્યભૂત આ સંસારથી અલગ છે તથા અહીંના (આ સંસારના) ગુણદોષોથી અતીત રહીને ઊંચી સ્થિતિમાં વિરાજમાન છે. તેનો એક અંશમાત્ર માયાના સંપર્કમાં આવીને અહીં જગત-રૂપે ઉત્પન્ન થયો, પછી તો તે માયાવશ જડ-ચેતનમયી અનેક પ્રકારની સૃષ્ટિના રૂપમાં, પોતે જ ફેલાઈને સર્વ દિશાઓમાં વ્યાપી ગયો.

૫. તે આદિપુરુષ પરમાત્માથી વિરાટની ઉત્પત્તિ થઈ, આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું. આ બ્રહ્માંડથી ઉપર એનો અભિમાની એક પુરુષ પ્રગટ થયો. તાત્પર્ય એ કે, પરમાત્માએ પોતાની માયા થકી વિરાટ બ્રહ્માંડની રચના કરીને પોતે જ તેમાં જીવરૂપે પ્રવેશ કર્યો. તે જ જીવ બ્રહ્માંડનો અભિમાની દેવતા (હિરણ્યગર્ભ) થયો. આ રીતે ઉત્પન્ન થઈને તે વિરાટ પુરુષ ફરી દેવતા, તિર્યક્, મનુષ્ય વગેરે અનેક રૂપોમાં પ્રગટ થયો. ત્યારપછી તેણે ભૂમિ ઉત્પન્ન કરી, પછી જીવોના શરીરની રચના કરી.

૬. જેમાં સર્વ કંઈ હવન કરવામાં આવ્યું તે પુરુષરૂપી યજ્ઞમાંથી દહીં-ઘી વગેરે સામગ્રી ઉત્પન્ન થઈ. પુરુષે વનમાં ઉત્પન્ન થનારાં

---

* કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તમાં – 'સ ભૂમિં વિશ્વતો વૃત્વા૦' પાઠ છે.

• કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તમાં – 'યચ્ચ ભવ્યમ્૦' પાઠ છે.

÷ કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તમાં કોઈ તફાવત નથી.

* કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તથી આમાં કોઈ તફાવત નથી.

ǂ કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તમાં 'તસ્માદ્ વિરાડજાયત૦' પાઠ છે.

† કૃષ્ણયજુર્વેદીય પુરુષસૂક્તમાં – 'ૐ યત્પુરુષેણ હવિષા દેવા યજ્ઞમતન્વત૦' – આ મંત્ર છે.

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । સ્નાનં સમર્પયામિ ।*

– આ મંત્રથી સ્નાન માટે ગંગાજળ અથવા શુદ્ધ જળ અર્પણ કરવું.

**ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુત ઋચઃ સામાનિ જજ્ઞિરે ।**
**છન્દાંસિ જજ્ઞિરે તસ્માદ્ યજુસ્તસ્માદજાયત ॥ ૭॥***

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । વસ્ત્રં સમર્પયામિ ।*

– આ મંત્રથી વસ્ત્ર સમર્પિત કરવું.

**ૐ તસ્માદશ્વા અજાયન્ત યે કે ચોભયાદતઃ ।**
**ગાવો હ જજ્ઞિરે તસ્માત્તસ્માજ્જાતા અજાવયઃ ॥ ૮॥•**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । યજ્ઞોપવીતં સમર્પયામિ ।*

– આ મંત્રથી યજ્ઞોપવીત અર્પણ કરવું.

**ૐ તં યજ્ઞં બર્હિષિ પ્રૌક્ષન્ પુરુષં જાતમગ્રતઃ ।**
**તેન દેવા અયજન્ત સાધ્યા ઋષયશ્ચ યે ॥ ૯॥'**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । ગન્ધં સમર્પયામિ ।*

– આ મંત્રથી ગંધ-ચંદન વગેરે ચઢાવવાં.

**ૐ યત્ પુરુષં વ્યદધુઃ કતિધા વ્યકલ્પયન્ ।**
**મુખં કિમસ્યાસીત્ કિમ્બાહૂ કિમૂરૂ પાદા ઉચ્યેતે ॥ ૧૦॥***

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । પુષ્પાણિ સમર્પયામિ ।*

– આ મંત્રથી પુષ્પો ચઢાવવાં.

**ૐ બ્રાહ્મણોऽસ્ય મુખમાસીદ્ બાહૂ રાજન્યઃ કૃતઃ ।**
**ઊરૂ તદસ્ય યદ્વૈશ્યઃ પદ્ભ્યાં શૂદ્રો અજાયત ॥ ૧૧॥+**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । ધૂપમાઘ્રાપયામિ ।*

– આ મંત્રથી ધૂપ અર્પણ કરવો.

**ૐ ચન્દ્રમા મનસો જાતશ્ચક્ષોઃ સૂર્યો અજાયત ।**
**શ્રોત્રાદ્વાયુશ્ચ પ્રાણશ્ચ મુખાદગ્નિરજાયત ॥ ૧૨॥+**

---

હરણ વગેરે પશુઓ અને ગામોમાં ઉત્પન્ન થનારાં ગાય-ઘોડા વગેરે પશુઓ તેમ જ વાયુ-દેવતા-સંબંધી પ્રસિદ્ધ પશુઓ પણ ઉત્પન્ન કર્યાં.

૭. જેમાં સર્વ કંઈ હવન કરવામાં આવ્યું તે યજ્ઞ-પુરુષથી ઋગ્વેદ અને સામવેદ પ્રગટ થયા, તેનાથી જ ગાયત્રી વગેરે છંદોની ઉત્પત્તિ થઈ તથા તેનાથી જ યજુર્વેદનો પણ પ્રાદુર્ભાવ થયો.

૮. તે યજ્ઞપુરુષથી ઘોડા ઉત્પન્ન થયા. એ ઉપરાંત, નીચે-ઉપર બંને તરફ દાંત ધરાવનારાં ખચ્ચર, ગધેડાં વગેરે જે પ્રાણીઓ છે તે પણ ઉત્પન્ન થયાં. તે જ યજ્ઞ-પુરુષથી ગાયો ઉત્પન્ન થઈ અને તેનાથી જ ઘેટાં અને બકરાંની ઉત્પત્તિ થઈ.

૯. સૌથી પહેલાં ઉત્પન્ન થયેલો તે પુરુષ જ, તે સમયે યજ્ઞનું સાધન હતો. દેવતાઓએ તેને સંકલ્પ વડે યૂપમાં બંધાયેલ પશુ માન્યો અને તે માનસિક યજ્ઞમાં તે સંકલ્પિત પશુના ભાવના વડે જ પ્રોક્ષણ વગેરે સંસ્કાર પણ કર્યા. આ પ્રમાણે સંસ્કાર કરાયેલા તે પુરુષરૂપી પશુ દ્વારા દેવતાઓ, સાધ્યો અને ઋષિઓએ તે માનસિક યજ્ઞ પૂર્ણ કર્યો.

૧૦. જ્યારે પ્રાણમય દેવતાઓએ તે યજ્ઞપુરુષ (પ્રજાપતિ)ને પ્રગટ કર્યો તે સમયે તેના અવયવો રૂપે કેટલાય વિભાગ કર્યા. તે પુરુષને શું હતું, બંને ભુજાઓ શી હતી, બંને જાંઘ અને બંને પગ કોણ હતા?

૧૧. બ્રાહ્મણ તેનું મુખ હતો, અર્થાત્ મુખમાંથી બ્રાહ્મણની ઉત્પત્તિ થઈ; તેની બંને ભુજાઓ ક્ષત્રિય જાતિ બની, અર્થાત્ તે ભુજાઓમાંથી ક્ષત્રિયો પ્રગટ થયા; તે પુરુષની બંને જંઘાઓ વૈશ્ય થઈ, અર્થાત્ જંઘાઓમાંથી વૈશ્ય જાતિની ઉત્પત્તિ થઈ; અને તેના ચરણોથી શૂદ્ર જાતિ પ્રગટ થઈ.

૧૨. તેના મનમાંથી ચંદ્રમા ઉત્પન્ન થયા, તેના નેત્રોમાંથી સૂર્યની ઉત્પત્તિ થઈ, તેના કાનો (શ્રોત્ર)માંથી વાયુ અને પ્રાણની ઉત્પત્તિ થઈ અને તેના મુખમાંથી અગ્નિનો પ્રાદુર્ભાવ થયો.

---

* કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં આને સ્થાને 'ૐ તં યજ્ઞં બર્હિષિ પ્રૌક્ષન્ પુરુષં જાતમગ્રતઃ૦' આ મંત્ર છે.

• કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં આને સ્થાને 'ૐ તસ્માદ્યજ્ઞાત્ સર્વહુતઃ સંભૃતં પૃષદાજ્યમ્૦' છે.

' કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં આને સ્થાને 'ૐ તસ્માદ્યજ્ઞાત્ સર્વહુત ઋચઃ સામાનિ જજ્ઞિરે૦' છે.

* કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં 'ૐ તસ્માદશ્વા અજાયન્ત યે કે ચોભયાદતઃ૦' આ મંત્ર છે. એમાં પાઠભેદ નથી.

+ કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં 'ૐ યત્પુરુષં વ્યદધુઃ કતિધા વ્યકલ્પયન્ । મુખં કિમસ્ય કિં બાહૂ કા ઊરૂ પાદા ઉચ્યેતે ॥' છે.

+ કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં 'બ્રાહ્મણોऽસ્ય મુખમાસીદ્ બાહૂ રાજન્યઃ કૃતઃ૦' આ મંત્ર છે.

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । દીપં દર્શયામિ ।*

– આ મંત્રથી ઘીનો દીવો નિવેદિત કરવો. (આ પછી હાથ ધોઈ લેવા.)

**ૐ નાભ્યા આસીદન્તરિક્ષઁ શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત ।**
**પદ્ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકાઁ અકલ્પયન્ ॥ ૧૩॥***

શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । નૈવેદ્યં નિવેદયામિ ।

– આ મંત્રથી નૈવેદ્ય અર્પણ કરવું. નૈવેદ્ય અર્પણ કર્યા પછી **'મધ્યે પાનીયં સમર્પયામિ'** તથા **'ઉત્તરાપોષણં સમર્પયામિ'** - કહીને ત્રણ-ત્રણ વાર જળનો છંટકાવ કરવો (પ્રસાદ).

**ૐ યત્પુરુષેણ હવિષા દેવા યજ્ઞમતન્વત ।**
**વસન્તોઽસ્યાસીદાજ્યં ગ્રીષ્મ ઇધ્મઃ શરદ્ધવિઃ ॥ ૧૪॥÷**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । પ્રદક્ષિણાં સમર્પયામિ ।*

– આ મંત્રથી પ્રદક્ષિણા કરવી.

**ૐ સપ્તાસ્યાસન્ પરિધયસ્ત્રિઃસપ્ત સમિધઃ કૃતાઃ ।**
**દેવા યદ્યજ્ઞં તન્વાના અબધ્નન્ પુરુષં પશુમ્ ॥ ૧૫॥***

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । નમસ્કારં સમર્પયામિ ।*

– આ મંત્રથી નમસ્કાર સમર્પિત કરવા.

**ૐ યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવાસ્તાનિ ધર્માણિ પ્રથમાન્યાસન્ ।**
**તે હ નાકં મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સન્તિ દેવાઃ ॥ ૧૬॥∔**

*શ્રીભગવન્નામસ્વરૂપિણે ભાગવતાય નમઃ । મન્ત્રપુષ્પં સમર્પયામિ ।*

– આ મંત્રથી પુષ્પાંજલિ સમર્પિત કરવી.

---

* તેની નાભિમાંથી અંતરિક્ષ-લોકની ઉત્પત્તિ થઈ, તેના મસ્તકમાંથી સ્વર્ગલોક પ્રગટ થયો, ચરણોમાંથી પૃથ્વી અને કાનોમાંથી દિશાઓ પ્રગટ થયાં - આ પ્રમાણે એમણે સમસ્ત લોકોનું કલ્પન કર્યું.

૧૪. તે સમયે દેવતાઓએ યજ્ઞ કરવાની ઇચ્છા કરી, પરંતુ યજ્ઞની કોઈ સામગ્રી ઉપલબ્ધ ન થઈ; ત્યારે એમણે પુરુષ-સ્વરૂપમાં જ હવિષ્યની ભાવના કરી. જ્યારે પુરુષરૂપી હવિષ્યથી જ દેવતાઓએ યજ્ઞનો વિસ્તાર કર્યો તે સમયે એમના સંકલ્પ અનુસાર વસંતઋતુ ઘી થઈ, ગ્રીષ્મઋતુએ સમિધનું કામ આપ્યું અને શરદઋતુથી વિશેષ પ્રકારના ચરુ-પુરોડાશ વગેરે હવિષ્યની જરૂરિયાત પૂરી થઈ.

૧૫. પ્રજાપતિના પ્રાણરૂપી દેવતાઓએ જ્યારે માનસિક યજ્ઞનું અનુષ્ઠાન કરતી વખતે સંકલ્પ દ્વારા પુરુષરૂપી પશુનું બંધન કર્યું હતું તે સમયે સાત સમુદ્રો આ યજ્ઞની પરિધિ હતા અને એકવીસ પ્રકારના છંદોની સમિધા થઈ. (ગાયત્રી વગેરે ૭, શ્રુતિ જગતી વગેરે ૭ અને કૃતિ વગેરે ૭ – આ જ ૨૧ છંદ છે.)

૧૬. દેવતાઓએ પૂર્વોક્ત માનસિક યજ્ઞ વડે યજ્ઞસ્વરૂપ પુરુષ - પ્રજાપતિની આરાધના કરી. આ આરાધનાથી સમસ્ત જગતને ધારણ કરનારાં તે પૃથ્વી વગેરે મુખ્ય ભૂતો પ્રગટ થયાં. આ યજ્ઞની ઉપાસના કરનારા મહાત્મા પુરુષો તે સ્વર્ગલોક પ્રાપ્ત કરે છે, કે જ્યાં પ્રાચીન સાધ્ય-દેવતા નિવાસ કરે છે.

═★═

---

* કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં આને સ્થાને 'ૐ ચન્દ્રમા મનસો જાતશ્ચક્ષોઃ સૂર્યોઽજાયત । મુખાદિન્દ્રશ્ચાગ્નિશ્ચ પ્રાણાદ્વાયુરજાયત ॥' છે.

÷ કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં 'ૐ ધાતા પુરસ્તાદ્યમુદાજહાર શક્રઃ પ્રવિદ્વાન્ પ્રદિશશ્ચતસ્રઃ । તમેવં વિદ્વાનમૃત ઇહ ભવતિ નાન્યઃ પન્થા અયનાય વિદ્યતે ॥' મંત્ર છે.

★ કૃષ્ણયજુઃપુરુષસૂક્તમાં 'ૐ વેદાહમેતં પુરુષં મહાન્તમાદિત્યવર્ણં તમસસ્તુ પારે । સર્વાણિ ભૂતાનિ વિચિન્ત્ય ધીરો નામાનિ કૃત્વાભિવદન્ યદાસ્તે ॥' મંત્ર છે.

∔ કૃષ્ણયજુઃપુરુષસૂક્તથી આમાં પાઠમાં કોઈ તફાવત નથી.

# પ્રાર્થના

**વન્દે શ્રીકૃષ્ણદેવં મુરનરકભિદં વેદવેદાન્તવેદ્યં**
**લોકે ભક્તિપ્રસિદ્ધં યદુકુલજલધૌ પ્રાદુરાસીદપારે ।**
**યસ્યાસીદ્ રૂપમેવં ત્રિભુવનતરણે ભક્તિવચ્ચ સ્વતન્ત્રં**
**શાસ્ત્રં રૂપં ચ લોકે પ્રકટયતિ મુદા યઃ સ નો ભૂતિહેતુઃ ॥**

જેઓ આ જગતમાં ભક્તિથી જ પ્રાપ્ત થાય છે, જેમનું તત્ત્વ વેદો અને વેદાન્ત વડે જ જાણી શકાય છે, જેઓ અપાર યાદવરૂપી સમુદ્રમાં પ્રગટ થયા હતા તથા જેમણે મુર અને નરકાસુરને હણ્યા હતા તે શ્રીકૃષ્ણને હું આદરસહિત સપ્રેમ પ્રણામ કરું છું. જેઓ આ સંસારમાં પોતાના સ્વરૂપ તથા શાસ્ત્રને પ્રસન્નતાપૂર્વક પ્રગટ કરતા રહે છે તથા સાચે જ જેમનું સ્વરૂપ આ ત્રિભુવનને તારવા માટે ભક્તિ સમાન સ્વતંત્ર નૌકારૂપ છે તે ભગવાન શ્રીકૃષ્ણ અમારું કલ્યાણ કરો.

**નમઃ કૃષ્ણપદાબ્જાય ભક્તાભીષ્ટપ્રદાયિને ।**
**આરક્તં રોચયેચ્છશ્વન્મામકે હૃદયામ્બુજે ॥**

થોડી-થોડી લાલાશ ધરાવતાં શ્રીકૃષ્ણનાં જે ચરણકમળો મારા હૃદયકમળમાં હંમેશાં દિવ્ય પ્રકાશ ફેલાવતાં રહે છે અને ભક્તજનોની મનોવાંછિત કામનાઓને પૂર્ણ કરતાં રહે છે તેમને હું વારંવાર નમસ્કાર કરું છું.

**શ્રીમદ્ભાગવતરૂપં તત્ પૂજયેદ્ ભક્તિપૂર્વકમ્ ।**
**અર્ચકાયાખિલાન્ કામાન્ પ્રયચ્છતિ ન સંશયઃ ॥**

શ્રીમદ્ભાગવત ભગવાનનું સ્વરૂપ છે, એનું ભક્તિપૂર્વક પૂજન કરવું જોઈએ. આવું પૂજન કરનારની સઘળી કામનાઓને તે પૂર્ણ કરે છે, એમાં કંઈ પણ સંદેહ નથી.

## વિનિયોગ

જમણા હાથની અનામિકામાં દર્ભની પવિત્રી (વીંટી) પહેરવી. પછી હાથમાં જળ લઈને નિમ્નલિખિત વાક્ય બોલીને (જળ) ભૂમિ પર છોડવું –

**ૐ અસ્ય શ્રીમદ્ભાગવતાખ્યસ્તોત્રમન્ત્રસ્ય નારદ ઋષિઃ । બૃહતી છન્દઃ । શ્રીકૃષ્ણઃ પરમાત્મા દેવતા । બ્રહ્મ બીજમ્ । ભક્તિઃ શક્તિઃ । જ્ઞાનવૈરાગ્યે કીલકમ્ । મમ શ્રીમદ્ભગવત્પ્રસાદસિદ્ધ્યર્થે પાઠે વિનિયોગઃ ।**

'આ શ્રીમદ્ભાગવતસ્તોત્ર-મંત્રના દેવર્ષિ નારદજી ઋષિ છે, બૃહતી છંદ છે, પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર દેવતા છે, બ્રહ્મ બીજ છે, ભક્તિ શક્તિ છે, જ્ઞાન અને વૈરાગ્ય એ બંને કીલક છે. પોતાની ઉપર ભગવાનની પ્રસન્નતા થાય, એમની કૃપા બરાબર કાયમ રહે – આ ઉદ્દેશ્યની સિદ્ધિ માટે પાઠ કરવામાં એ ભાગવતનો વિનિયોગ કરવામાં આવે છે.'

## ન્યાસ

વિનિયોગમાં આવેલા ઋષિઓ વગેરેનું તથા મુખ્ય દેવતાના મંત્રાક્ષરોનું પોતાના શરીરનાં વિભિન્ન અંગોમાં જે સ્થાપન કરવામાં આવે છે તેને 'ન્યાસ' કહે છે. મંત્રનો એક-એક અક્ષર ચિન્મય હોય છે, તેને મૂર્તિમંત દેવતાના રૂપમાં જોવો જોઈએ. આ અક્ષરોના સ્થાપનથી સાધક સ્વયં મંત્રમય બની જાય છે, તેના હૃદયમાં દિવ્ય ચેતનાનો પ્રકાશ ફેલાય છે, મંત્રના દેવતા તેનું સ્વરૂપ થઈને તેનું સર્વથા રક્ષણ કરે છે. આ પ્રમાણે તે (સાધક) **'દેવો ભૂત્વા દેવં યજેત્'** – આ શ્રુતિ અનુસાર સ્વયં દેવસ્વરૂપ થઈને દેવતાઓનું પૂજન કરે છે. ઋષિઓ વગેરેનો ન્યાસ મસ્તક વગેરે કેટલાંક અંગોમાં થાય છે. મંત્રનાં પદોનો અથવા અક્ષરોનો ન્યાસ ઘણું કરીને હાથની આંગળીઓ અને હૃદય વગેરે અંગોમાં થાય છે. એમને અનુક્રમે 'કરન્યાસ' અને 'અંગન્યાસ' કહે છે. કોઈ-કોઈ મંત્રોનો ન્યાસ સર્વ અંગોમાં થાય છે. ન્યાસથી બાહ્ય અને આંતરિક શુદ્ધિ થાય છે, દિવ્ય બળની પ્રાપ્તિ થાય છે અને સાધનાની નિર્વિઘ્ન પૂર્તિ થાય છે. અહીં ક્રમશઃ ઋષ્યાદિન્યાસ, કરન્યાસ અને અંગન્યાસની વિધિ આપવામાં આવે છે –

## ઋષ્યાદિન્યાસ

**નારદર્ષયે નમઃ <u>શિરસિ</u> ॥ ૧ ॥ બૃહતીચ્છન્દસે નમો <u>મુખે</u> ॥ ૨ ॥ શ્રીકૃષ્ણપરમાત્મદેવતાયૈ નમો <u>હૃદયે</u> ॥ ૩ ॥ બ્રહ્મબીજાય નમો <u>ગુહ્યે</u> ॥ ૪ ॥ ભક્તિશક્તયે નમઃ <u>પાદયોઃ</u> ॥ ૫ ॥ જ્ઞાનવૈરાગ્યકીલકાભ્યાં નમો <u>નાભૌ</u> ॥ ૬ ॥ વિનિયોગાય નમઃ <u>સર્વાઙ્ગે</u> ॥ ૭ ॥**

ઉપર, ન્યાસનાં સાત વાક્યો ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે. એમાંનું પહેલું વાક્ય બોલીને જમણા હાથની આંગળીઓથી મસ્તકનો સ્પર્શ કરવો, બીજું વાક્ય બોલીને મુખનો, ત્રીજું વાક્ય બોલીને હૃદયનો, ચોથા વાક્યથી ગુહ્યાંગનો, પાંચમા વાક્યથી બંને પગોનો, છઠ્ઠા વાક્યથી નાભિનો અને સાતમું વાક્ય બોલીને સમસ્ત અંગોનો સ્પર્શ કરવો જોઈએ.

## કરન્યાસ

આમાં **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** આ દ્વાદશાક્ષરી મંત્રના એક-એક અક્ષરને પ્રણવ (ૐકાર)થી પુટ આપીને બંને હાથોની આંગળીઓમાં સ્થાપિત કરવો. આ માટેના મંત્રો નીચે આપવામાં આવે છે –

**'ૐ ૐ ૐ નમો દક્ષિણતર્જન્યામ્'** – આવું ઉચ્ચારણ કરીને જમણા હાથના અંગૂઠાથી જમણા હાથની તર્જનીનો સ્પર્શ કરવો. **'ૐ નં ૐ નમો દક્ષિણ-મધ્યમાયામ્'** – આ ઉચ્ચારણ કરીને જમણા હાથના અંગૂઠાથી જમણા હાથની મધ્યમા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ મો ૐ નમો દક્ષિણાનામિકાયામ્'** – એમ બોલીને જમણા હાથના અંગૂઠાથી જમણા હાથની અનામિકા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ ભં ૐ નમો દક્ષિણ-કનિષ્ઠિકાયામ્'** – આ ઉચ્ચારણ સાથે જમણા હાથના અંગૂઠાથી જમણા હાથની કનિષ્ઠિકા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ ગં ૐ નમો વામકનિષ્ઠિકાયામ્'** – ઉચ્ચારીને ડાબા હાથના અંગૂઠાથી ડાબા હાથની કનિષ્ઠિકા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ વં ૐ નમો વામાનામિકાયામ્'** – એમ બોલીને ડાબા હાથના અંગૂઠાથી ડાબા હાથની અનામિકા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ તે ૐ નમો વામમધ્યમાયામ્'** - બોલીને ડાબા હાથના અંગૂઠાથી ડાબા હાથની મધ્યમા આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ વાં ૐ નમો વામતર્જન્યામ્'** – બોલીને ડાબા હાથના અંગૂઠાથી ડાબા હાથની તર્જની આંગળીનો સ્પર્શ કરવો. **'ૐ સું ૐ નમઃ ૐ દેં ૐ નમો દક્ષિણાङ्गुष्ठपर्वणो** – એમ ઉચ્ચારીને જમણા હાથની તર્જની આંગળીથી જમણા હાથના અંગૂઠાના બંને વેઢાઓનો સ્પર્શ કરવો. **'ૐ વાં ૐ નમઃ ૐ યં ૐ નમો વામાङ्गुष्ठपर्वणो'** – આનું ઉચ્ચારણ કરીને ડાબા હાથની તર્જની આંગળીથી ડાબા હાથના અંગૂઠાના બંને વેઢાઓનો સ્પર્શ કરવો.

## અંગન્યાસ

આમાં દ્વાદશાક્ષરી મંત્રનાં પદોનો હૃદય વગેરે અંગોમાં ન્યાસ કરવાનો છે –

**'ૐ નમો નમો હૃદયાય નમઃ'** – એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓથી હૃદયનો સ્પર્શ કરવો. **'ૐ ભગવતે નમઃ શિરસે સ્વાહા'** – આનું ઉચ્ચારણ કરીને જમણા હાથની બધી આંગળીઓથી માથાનો સ્પર્શ કરવો. **'ૐ વાસુદેવાય નમઃ શિખાયૈ વષટ્'** – એ મંત્ર દ્વારા જમણા હાથથી શિખાનો સ્પર્શ કરવો. **'ૐ નમો નમઃ કવચાય હુમ્'** – બોલીને જમણા હાથની આંગળીઓથી ડાબા ખભાનો અને ડાબા હાથની આંગળીઓથી જમણા ખભાનો સ્પર્શ કરવો. **'ૐ ભગવતે નમઃ નેત્રત્રયાય વૌષટ્'** – આ મંત્ર બોલીને જમણા હાથની આંગળીઓનાં ટેરવાંથી બંને નેત્રનો તથા લલાટના મધ્ય ભાગમાં ગુપ્તરૂપે રહેલા ત્રીજા નેત્ર (જ્ઞાનચક્ષુ)નો સ્પર્શ કરવો. **'ૐ વાસુદેવાય નમઃ અસ્ત્રાય ફટ્'** – આનું ઉચ્ચારણ કરીને જમણા હાથને માથા ઉપરથી ઊલટો એટલે કે ડાબી બાજુથી પાછળ તરફ લઈ જઈને જમણી બાજુથી આગળ તરફ લઈ જવો અને તર્જની તથા મધ્યમા આંગળીઓથી ડાબા હાથની હથેળી પર તાળી વગાડવી.

અંગન્યાસમાં આવેલા **'સ્વાહા', 'વષટ્', 'હુમ્', 'વૌષટ્'** અને **'ફટ્'** – આ પાંચે શબ્દો દેવતાઓના ઉદ્દેશ્યથી કરવામાં આવતા હવન સાથે સંબંધ ધરાવે છે. અહીં એમનું ઉચ્ચારણ આત્મશુદ્ધિ માટે જ કરવામાં આવે છે.

## ધ્યાન

ઉપર પ્રમાણે ન્યાસ કરીને બહારથી અને અંદરથી શુદ્ધ થઈને મનને બધી બાજુએથી હટાવીને, એકાગ્ર ભાવથી ભગવાનનું ધ્યાન કરવું –

**કિરીટકેયૂરમહાર્હનિષ્કૈ-**
**ર્મણ્યુત્તમાલઙ્કૃતસર્વગાત્રમ્ ।**
**પીતામ્બરં કાઞ્ચનચિત્રનદ્ધ-**
**માલાધરં કેશવમભ્યુપૈમિ ॥**

'જેમના મસ્તક પર મુગટ, બાહુઓમાં બાજુબંધ અને ગળામાં બહુમૂલ્ય હાર શોભી રહ્યાં છે, જેમનાં બધાં અંગો મણિઓનાં સુંદર આભૂષણોથી સુશોભિત થઈ રહ્યાં છે અને જેમના શરીર પર પીતાંબર લહેરાઈ રહ્યું છે એવા સોનાના તારથી વિલક્ષણ રીતે બાંધેલી વનમાળા ધારણ કરનારા તે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું હું મનોમન ચિંતન કરું છું.'

=★=

# શ્રીમદ્ભાગવત-સપ્તાહની આવશ્યક વિધિ

પુરાણોમાં શ્રીમદ્ભાગવતના સપ્તાહ-પારાયણનો તથા તેના શ્રવણનો ઘણો મોટો મહિમા બતાવવામાં આવ્યો છે, તેથી અહીં શ્રીમદ્ભાગવત-પ્રેમીઓ માટે સપ્તાહ-યજ્ઞની આવશ્યક વિધિનું સંક્ષેપમાં દિગ્દર્શન કરાવવામાં આવે છે.

**મુહૂર્તવિચાર :** સૌપ્રથમ વિદ્વાન જ્યોતિષીને બોલાવીને તેમના વડે કથા-આરંભ માટે શુભ મુહૂર્તનો વિચાર કરાવી લેવો જોઈએ. નક્ષત્રોમાં હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, રેવતી, અશ્વિની, મૃગશિરા, શ્રવણ, ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદા નક્ષત્રો ઉત્તમ છે. તિથિઓમાં બીજ, ત્રીજ, પાંચમ, છઠ, દશમ, એકાદશી અને બારસ – આ તિથિઓને આ કાર્ય માટે શ્રેષ્ઠ ગણવામાં આવી છે. સોમ, બુધ, ગુરુ અને શુક્ર – આ વાર સર્વોત્તમ છે. તિથિ, વાર અને નક્ષત્રોનો વિચાર કરવાની સાથે સાથે એ પણ જોઈ લેવું જોઈએ કે શુક્ર અથવા ગુરુ અસ્ત, બાલ અને વૃદ્ધ તો નથી ને. કથા-આરંભનું મુહૂર્ત ભદ્રા વગેરે દોષો વગરનું હોવું જોઈએ. તે દિવસે પૃથ્વી જાગતી હોવી જોઈએ, વક્તા અને શ્રોતાઓનું ચંદ્રબળ બરાબર હોવું જોઈએ. લગ્નમાં શુભ ગ્રહોનો યોગ અને તેમની દૃષ્ટિ હોવાં જોઈએ. શુભ ગ્રહોની સ્થિતિ કેન્દ્રમાં અથવા ત્રિકોણમાં હોય તો એ ઉત્તમ છે. અષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો, કારતક અને માગશર - આ મહિના કથા-આરંભ કરવા માટે શ્રેષ્ઠ બતાવવામાં આવ્યા છે. કેટલાક વિદ્વાનોના મતે ચૈત્ર અને પોષને બાદ કરતાં બધા મહિના ગ્રાહ્ય છે.

**કથા માટેનું સ્થળ :** સપ્તાહ-કથા માટે ઉત્તમ અને પવિત્ર સ્થળની વ્યવસ્થા હોવી જોઈએ. જ્યાં વધારે લોકો સુવિધાપૂર્વક બેસી શકે એવા સ્થળે કથાનું આયોજન થાય એ ઉત્તમ છે. નદીકિનારો, ઉપવન (બગીચો), દેવમંદિર, પોતાનું નિવાસ-સ્થાન – આ બધાં કથા માટે ઉપયોગી સ્થળ છે. સ્થળ લીંપેલું - સાફ કરેલું સ્વચ્છ હોવું જોઈએ. તળની ભૂમિ છાણ અને પીળી માટીથી લીંપેલી હોવી જોઈએ અથવા પાકું આંગણું હોય તો તે ધોયેલું હોવું જોઈએ. તેના પર પવિત્ર અને સુંદર આસન પાથરેલું હોવું જોઈએ. ઉપરના ભાગે ચંદરવો બાંધેલો હોવો જોઈએ. ચંદરવો વગેરેમાં અથવા કોઈ પણ કાર્યમાં નીલા રંગના કાપડનો ઉપયોગ ન કરવો. યજમાનના હાથે સોળ હાથ લાંબો અને એટલો જ પહોળો કથા-મંડપ બનાવવો. તેને કેળનાં થડથી સજાવવો. લીલા વાંસના છોડવા લગાડવા. તાજાં પાંદડાંઓનાં તોરણો, ફૂલમાળાઓ અને ધજા-પતાકાઓથી મંડપને સારી રીતે સુસજ્જિત કરવો જોઈએ. મંડપના ઉપરના ભાગે સુંદર ચંદરવો બાંધવો જોઈએ. મંડપના દક્ષિણ-પશ્ચિમ ભાગે (અર્થાત્ નૈઋત્ય ખૂણામાં) કથાવાચક અને મુખ્ય શ્રોતાની બેઠક માટે સ્થાન હોવું જોઈએ. બાકીના ભાગમાં દેવતાઓ, કળશ વગેરેનું સ્થાપન કરવું. કથાવાચકની બેઠક માટે પીઠ ઊંચી રાખવી. બેઠક પર શુદ્ધ આસન (નવી ગાદી) પાથરવું. પાછળના અને પડખાંના ભાગે ઓશિકાં અને તકિયા મૂકવા. શ્રીમદ્ભાગવત-ગ્રંથનું સ્થાપન કરવા માટે એક ચોકી અથવા આધારપીઠ બનાવીને તેની ઉપર પવિત્ર વસ્ત્ર બિછાવવું જોઈએ. તેની ઉપર, હવે પછી બતાવવામાં આવશે તે વિધિ અનુસાર અષ્ટદળ કમળ બનાવીને, તેનું પૂજન કરીને શ્રીમદ્ભાગવતના ગ્રંથનું સ્થાપન કરવું. કથાવાચક વિદ્વાન, સર્વશાસ્ત્રોમાં કુશળ, દૃષ્ટાંતો આપીને શ્રોતાઓને સમજાવવામાં સમર્થ, સદાચારી અને સર્વગુણસંપન્ન બ્રાહ્મણ હોવો જોઈએ. એનામાં સુશીલતા, કુલીનતા, ગંભીરતા અને શ્રીકૃષ્ણ પ્રત્યે ભક્તિભાવ હોવાં એ પણ પરમ આવશ્યક છે. વક્તાઓ અસૂયા, પરનિંદા વગેરે દોષોથી સર્વથા રહિત અને નિઃસ્પૃહ હોવા જોઈએ. શ્રીમદ્ભાગવત-ગ્રંથ રેશમી વસ્ત્રથી ઢાંકીને છત્ર-ચામરવાળી ડોળી પર અથવા પોતાના મસ્તક પર મૂકીને કથામંડપમાં લાવવો જોઈએ અને તેનું સ્થાપન કરવું જોઈએ. તે વેળાએ ગીતો-વાદ્યો વગેરે વડે ઉત્સવ મનાવવો જોઈએ. કથામંડપમાંથી નિરુપયોગી વસ્તુઓ હટાવી લેવી જોઈએ. અત્ર-તત્ર દીવાલો ઉપર ભગવાનનાં અને એમની લીલાઓનાં સ્મારક ચિત્રો લગાડી દેવાં જોઈએ. વક્તાનું મુખ જો ઉત્તર તરફ હોય તો મુખ્ય શ્રોતાનું મુખ પૂર્વ તરફ હોવું જોઈએ. એ વક્તા પૂર્વાભિમુખ હોય તો મુખ્ય શ્રોતાએ ઉત્તરાભિમુખ બેસવું જોઈએ.

સપ્તાહ-કથા એ એક મહાન યજ્ઞ છે. તેને સારી રીતે સંપન્ન કરવા માટે અન્ય મિત્રો-સંબંધીઓને પણ સહાયક-સહભાગી બનાવી લેવાં જોઈએ. ધનની પણ સમુચિત વ્યવસ્થા પહેલાંથી જ કરી લેવી એ ઉત્તમ છે. અગાઉથી જ દૂર-દૂર સુધી કથાના સમાચાર પહોંચાડી દેવા જોઈએ અને સૌને એવો અનુરોધ કરવો જોઈએ કે તેઓ પોતે ઉપસ્થિત રહે અને સપ્તાહ-કથા સાંભળે; વધારે સમય ન આપી શકે તોપણ એક દિવસ માટે અવશ્ય પધારીને કથા સાંભળવાનો લાભ લે. દૂરથી આવનારા અતિથિઓની રહેવાની, જમવાની વગેરે વ્યવસ્થા પણ કરવી જોઈએ. વક્તાએ વ્રત ગ્રહણ કરવા માટે એક દિવસ અગાઉ જ ક્ષૌર-કર્મ કરાવી લેવું જોઈએ. સપ્તાહનો પ્રારંભ થાય એની એક દિવસ પહેલા જ દેવ-સ્થાપન, પૂજન વગેરે સંપન્ન કરી લેવું એ ઉત્તમ છે. વક્તાએ દરરોજ સૂર્યોદયની પહેલાં જ સ્નાન વગેરે કરીને સંધ્યા-વંદના વગેરેનો નિયમ સંક્ષેપમાં પૂરો કરી લેવો અને કથામાં કોઈ વિઘ્ન ન આવે એ માટે દરરોજ ગણેશજીની પૂજા કરી લેવી.

યજમાને સપ્તાહના પહેલા દિવસે સ્નાન વગેરેથી શુદ્ધ થઈને, નિત્યકર્મ કરીને આભ્યુદયિક શ્રાદ્ધ કરવું. આભ્યુદયિક શ્રાદ્ધ અગાઉથી પણ કરી શકાય છે. યજ્ઞમાં એકવીસ દિવસ પહેલાં પણ આભ્યુદયિક શ્રાદ્ધ કરી શકાય તેવું વિધાન છે. એ પછી ગણેશ, બ્રહ્મા વગેરે દેવતાઓ સહિત નવ ગ્રહો, સોળ માતૃકાઓ, સાત ચિરંજીવીઓ (અશ્વત્થામા, બલિ, વ્યાસ, હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય અને પરશુરામજી)ની તેમ જ કળશની સ્થાપના અને પૂજા કરવી. એક પીઠિકા પર સર્વતોભદ્ર-મંડળ બનાવીને તેના મધ્ય ભાગમાં તાંબાનો કળશ સ્થાપિત કરવો. કળશ ઉપર ભગવાન લક્ષ્મીનારાયણની સ્વર્ણમયી મૂર્તિનું સ્થાપન કરવું. કળશની બાજુમાં જ ભગવાન શાલગ્રામનું સિંહાસન ગોઠવવું જોઈએ. સર્વતોભદ્ર-મંડળમાં સ્થિત સમસ્ત દેવતાઓનું પૂજન કર્યા પછી ભગવાન નર-નારાયણ, ગુરુ, વાયુ, સરસ્વતી, શેષ, સનકાદિ કુમારો, સાંખ્યાયન, પરાશર, બૃહસ્પતિ, મૈત્રેય તથા ઉદ્ધવનું પણ આવાહન, સ્થાપન અને પૂજન કરવું જોઈએ. પછી ત્રય્યારુણિ વગેરે છ પૌરાણિકોનું પણ સ્થાપન-પૂજન કરીને એક અલગ પીઠિકા પર તેમને સુંદર વસ્ત્ર ઓઢાડીને, શ્રીનારદજીની સ્થાપના અને અર્ચના કરવી જોઈએ. ત્યારપછી આધારપીઠ, ગ્રંથ અને વ્યાસ (વક્તા આચાર્ય)નું પણ યથાપ્રાપ્ત ઉપચારોથી પૂજન કરવું જોઈએ. કથા નિર્વિઘ્ન સંપન્ન થાય એ માટે ગણેશમંત્ર, દ્વાદશાક્ષરી મંત્ર અને ગાયત્રી મંત્રના જપ કરવા તથા વિષ્ણુસહસ્રનામ અને ગીતાનો પાઠ કરવા માટે પોતાની શક્તિ પ્રમાણે સાત, પાંચ અથવા ત્રણ બ્રાહ્મણોની વરણી કરવી. શ્રીમદ્ભાગવતનો પણ એક પાઠ અલગ બ્રાહ્મણ દ્વારા કરાવવો. દેવતાઓની સ્થાપના અને પૂજા કર્યા પહેલાં સ્વસ્તિવાચન સાથે હાથમાં પવિત્રી (વીંટી), અક્ષત (ચોખા), ફૂલ, જળ અને દ્રવ્ય લઈને એક મહાસંકલ્પ કરી લેવો જોઈએ. સંકલ્પ આ છે –

*ૐ તત્સદદ્ય શ્રીમહાભગવતો વિષ્ણોરાજ્ઞયા પ્રવર્તમાનસ્ય બ્રહ્મણો દ્વિતીયે પરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે જમ્બૂદ્વીપે ભરતખણ્ડે આર્યાવર્તે વિષ્ણુપ્રજાપતિક્ષેત્રે વૈવસ્વતમનુભોગ્યૈકસપ્તતિયુગચતુષ્ટયાન્ત-ર્ગતાષ્ટવિંશતિતમકલિપ્રથમચરણે બૌદ્ધાવતારે અમુક-સંવત્સરે અમુકાયને અમુકર્તૌ અમુકરાશિસ્થિતે ભગવતિ સવિતરિ અમુકામુકરાશિસ્થિતેષુ ચાન્યેષુ ગ્રહેષુ મહામાઙ્ગલ્યપ્રદે માસાનામુત્તમે અમુકમાસે અમુકપક્ષે અમુકવાસરે અમુકનક્ષત્રે અમુકમુહૂર્તકરણાદિ-યુતાયામ્ અમુકતિથૌ અમુકગોત્રઃ અમુકપ્રવરઃ અમુકશર્મા (વર્મા, ગુપ્તઃ) અહં પૂર્વાતીતાનેકજન્મ-સંચિતાખિલદુષ્કૃતનિવૃત્તિપુરસ્સરૈહિકાધ્યાત્મિકાદિ-વિવિધતાપપાપાપનોદાર્થં દશાશ્વમેધયજ્ઞજન્ય-સમ્યગિષ્ટરાજસૂયયજ્ઞસહસ્રપુણ્યસમપુણ્યચન્દ્રસૂર્યગ્રહણ-કાલિકબહુબ્રાહ્મણસમ્પ્રદાનકસર્વસસ્યપૂર્ણસર્વ-રત્નોપશોભિતમહીદાનપુણ્યપ્રાપ્તયે શ્રીગોવિન્દ-ચરણારવિન્દયુગલે નિરન્તરમુત્તરોત્તરમેધમાનનિસ્સીમ-પ્રેમોપલબ્ધયે તદીયપરમાનન્દમયગોલોકધામ્નિ નિત્યનિવાસ-પૂર્વકતત્પરિચર્યારસાસ્વાદનસૌભાગ્યસિદ્ધયે ચ અમુક-ગોત્રામુકપ્રવરામુકશર્મબ્રાહ્મણવદનારવિન્દાચ્છ્રીકૃષ્ણવાઙ્મય-મૂર્તીભૂતં શ્રીમદ્ભાગવતમષ્ટાદશપુરાણપ્રકૃતિભૂતમનેક-શ્રોતૃશ્રવણપૂર્વકમમુકદિનાદારભ્યામુકદિનપર્યન્તં સપ્તાહ-*

*યજ્ઞરૂપતયા શ્રોષ્યામિ* પ્રાપ્સ્યમાનેઽસ્મિન્ સપ્તાહયજ્ઞે વિઘ્નપૂગનિવારણપૂર્વકં યજ્ઞરક્ષાકરણાર્થં ગણપતિબ્રહ્માદિ-સહિતનવગ્રહષોડશમાતૃકાસપ્તચિરજીવિપુરુષસર્વતોભદ્ર-મણ્ડલસ્થદેવકલશાદ્યર્ચનપુરસ્સરં શ્રીલક્ષ્મીનારાયણ-પ્રતિમાશાલગ્રામનરનારાયણગુરુવાયુસરસ્વતીશેષસનત્કુમાર-સાંખ્યાયનપરાશરબૃહસ્પતિમૈત્રેયોદ્ધવત્ર્યારુણિ-કશ્યપરામશિષ્યાકૃતવ્રણવૈશમ્પાયનહારીતનારદપૂજન-માધારપીઠપુસ્તકવ્યાસપૂજનઞ્ચ યથાલબ્ધોપચારૈઃ કરિષ્યે ।*

સંકલ્પ કર્યા પછી અગાઉ કહ્યા તે દેવતાઓના ચિત્રપટમાં અથવા અક્ષત-પુંજ (ચોખાની ઢગલી) પર એમનું આવાહન અને સ્થાપન કરીને વેદોક્ત પૂજા-પદ્ધતિ અનુસાર તે બધા દેવતાઓની પૂજા કરવી જોઈએ. સાત ચિરંજીવી પુરુષો તથા સનત્કુમાર વગેરેનું નામ-મંત્ર દ્વારા પૂજન કરવું જોઈએ.

કથામંડપમાં ચારે દિશાઓ અથવા ચારે ખૂણાઓમાં એક-એક કળશ અને મધ્ય ભાગમાં એક કળશ એમ પાંચ કળશ સ્થાપિત કરવા જોઈએ. ચારે બાજુના ચારે કળશો પૈકીના પૂર્વના કળશ પર ઋગ્વેદની, દક્ષિણના કળશ પર યજુર્વેદની, પશ્ચિમના કળશ પર સામવેદની અને ઉત્તરના કળશ પર અથર્વવેદની સ્થાપના અને પૂજા કરવી જોઈએ. કેટલાક વિદ્વાનો એવું વિધાન કરે છે કે મધ્યના સર્વતોભદ્રમંડળના મધ્ય ભાગમાં એક જ તામ્ર-કળશનું સ્થાપન કરીને તેની ચારે દિશાઓમાં સર્વતોભદ્ર-મંડળની પીઠિકાની ચારે બાજુ વેદોનું સ્થાપન કરવું. આ કળશ પર ભગવાન લક્ષ્મીનારાયણની સુવર્ણમયી મૂર્તિનું સ્થાપન કરવું અને ષોડશોપચાર વિધિપૂર્વક તેનું પૂજન કરવું. દેવપૂજાનો ક્રમ પ્રારંભથી આ રીતે રાખવો જોઈએ –

પહેલાં રક્ષાદીપ પેટાવવો. એક પાત્રમાં ઘી ભરીને રૂની દીવેટ સળગાવવી અને તેને સુરક્ષિત સ્થાને અક્ષતની ઢગલી પર સ્થાપિત કરી લેવો. તે દીપ પવનની લહેરખીથી બુઝાઈ ન જાય તેની સાવધાનીપૂર્વક વ્યવસ્થા કરવી. પછી, સ્વસ્તિવાચન સાથે મંગળપાઠ ભણીને તથા સર્વદેવોને નમસ્કાર કરીને અગાઉ કહ્યો તે સંકલ્પ બોલવો. ત્યારપછી એક પાત્રમાં ચોખા ભરીને તેની ઉપર મોલી(રક્ષાસૂત્ર)થી વીંટાળેલી એક સોપારી મૂકવી અને તેમાં ગણેશજીનું આવાહન કરવું – **'ૐ ભૂર્ભુવઃ સ્વઃ ગણપતે ઈહાગચ્છ ઈહ તિષ્ઠ મમ પૂજાં ગૃહાણ ।'** આ રીતે આવાહન કરીને **'ગણાનાં ત્વા૦'** ઈત્યાદિ મંત્રો ભણવા. પછી **'ગજાનનં ભૂત૦'** વગેરે શ્લોકો ભણીને તદનુરૂપ ધ્યાન કરવું. **'ૐ મનો જૂતિ૦'** વગેરે મંત્રથી પ્રતિષ્ઠા કરીને વિભિન્ન ઉપચાર-સમર્પણવિષયક મંત્રો બોલતા રહીને અથવા **'શ્રીગણપતયે નમઃ'** આ મંત્રનું ઉચ્ચારણ કરતા રહીને શ્રીગણેશજીને ક્રમશઃ પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાનીય, પુનઃ-આચમનીય, પંચામૃતસ્નાન, શુદ્ધોદકસ્નાન, વસ્ત્ર, રક્ષાસૂત્ર, યજ્ઞોપવીત, ચંદન, રોલી (કંકુ), સિંદૂર, અબીલ-ગુલાલ, અક્ષત, ફૂલ, માળા, દૂર્વાદલ, આભૂષણ, સુગંધિત દ્રવ્ય, ધૂપ, દીપ, નૈવેદ્ય, તથા ઋતુફળ અર્પણ કરવાં. (પછી) ગંગાજળથી આચમન કરાવીને મુખશુદ્ધિ (મુખવાસ) માટે સોપારી, લવિંગ, ઈલાયચી અને કપૂરયુક્ત પાન અર્પણ કરવાં. અંતે, દક્ષિણા-દ્રવ્ય તથા વિશેષ-અર્ઘ્ય આપીને પ્રદક્ષિણા તેમ જ સાષ્ટાંગ પ્રણામ નિવેદિત કરીને પ્રાર્થના કરવી –

**ૐ લમ્બોદરં પરમસુન્દરમેકદન્તં**
**રક્તામ્બરં ત્રિનયનં પરમં પવિત્રમ્ ।**
**ઉદ્યદિવાકરકરોજ્જ્વલકાયકાન્તં**
**વિઘ્નેશ્વરં સકલવિઘ્નહરં નમામિ ॥**
**ત્વાં દેવ વિઘ્નદલનેતિ ચ સુન્દરેતિ**
**ભક્તપ્રિયેતિ સુખદેતિ ફલપ્રદેતિ ।**
**વિદ્યાપ્રદેત્યઘહરેતિ ચ યે સ્તુવન્તિ**
**તેભ્યો ગણેશ વરદો ભવ નિત્યમેવ ॥**

**– 'અનયા પૂજયા ગણપતિઃ પ્રીયતાં ન મમ' –**

---

* સંતાનપ્રાપ્તિની ઈચ્છાથી પ્રયોગ કરવો હોય તો સંકલ્પના ઉદેશ્યથી આ રીતે યોજના કરી લેવી જોઈએ – 'અતીતાનન્તજન્મસંપાદિત-દુષ્કૃતપરિપાકવશપ્રાપ્તજન્માઙ્ગક્રૂરગ્રહસૂચિતપત્નીવન્ધ્યાત્વકાકવન્ધ્યાત્વમૃતવત્સાત્વસ્રવદ્ગર્ભાત્વાદિરૂપસન્તતિપ્રતિબન્ધકદોષનિવૃત્તયે સદ્ગુણસમ્પન્નચિરઞ્જીવિસ્વસ્થસુન્દરસુપુત્રપ્રાપ્તયે ચ...।'

જો કોઈ મૃત વ્યક્તિની સદ્ગતિના ઉદેશ્યથી ભાગવત-સપ્તાહ કરવાનું હોય તો સંકલ્પના ઉદેશ્યથી આ પ્રમાણે યોજના કરી લેવી – 'સ્વીયાનન્તદુષ્કૃતપરિપાકવશાન્નાનાવિધદુઃખક્ષેત્રયોનિનામ્ પિતૃણામ્ અમુકામુકશર્મણામ્ (...યોનેઃ પિતુઃ અમુકશર્મણઃ અન્યસ્ય વા કસ્યચિત્) પ્રેતત્વનિવૃત્તિપૂર્વકમુત્તમવૈકુણ્ઠધામોપલબ્ધયે...।'

આ પ્રમાણે આવશ્યકતા અનુસાર અન્ય-અન્ય ઉદેશ્યની પણ યોજના કરી લેવી જોઈએ.

એમ બોલીને ગણેશજીને પુષ્પાંજલિ આપવી.

ત્યારપછી **'ૐ ભૂર્ભુવઃ સ્વઃ ભો બ્રહ્મવિષ્ણુશિવસહિતસૂર્યાદિનવગ્રહા ઈહાગચ્છતેહ તિષ્ઠત મમ પૂજાં ગૃહ્ણીત'** આ રીતે ઉચ્ચારીને અથવા વૈદિક મંત્રો ઉચ્ચારીને બ્રહ્માદિ સહિત નવ ગ્રહોનું આવાહન કરવું. પછી અગાઉની જેમ ઉપચાર-મંત્રો બોલીને અથવા **'ૐ બ્રહ્મણે નમઃ, ૐ વિષ્ણવે નમઃ, ૐ શિવાય નમઃ, ૐ સૂર્યાય નમઃ, ૐ ચન્દ્રમસે નમઃ, ૐ ભૌમાય નમઃ, ૐ બુધાય નમઃ, ૐ બૃહસ્પતયે નમઃ, ૐ ભાર્ગવાય નમઃ, ૐ શનૈશ્ચરાય નમઃ, ૐ રાહવે નમઃ, ૐ કેતવે નમઃ** – આ નામ-મંત્રો બોલીને પાદ્ય, અર્ઘ્ય વગેરે સર્વ ઉપચારો સમર્પિત કરીને નિમ્નલિખિત મંત્ર ભણીને પ્રાર્થના કરવી –

**ૐ બ્રહ્મા મુરારિસ્ત્રિપુરાન્તકારી**
**ભાનુઃ શશી ભૂમિસુતો બુધશ્ચ ॥**
**ગુરુશ્ચ શુક્રઃ શનિરાહુકેતવઃ**
**સર્વે ગ્રહાઃ શાન્તિકરા ભવન્તુ ॥**

– **'અનયા પૂજયા બ્રહ્મવિષ્ણુશિવસહિતસૂર્યાદિનવગ્રહાઃ પ્રીયન્તાં ન મમ'** – એમ બોલીને પુષ્પાંજલિ ચઢાવવી.

ત્યારપછી **'ૐ ભૂર્ભુવઃ સ્વઃ ભો ગૌર્યાદિષોડશમાતર ઈહાગચ્છત મમ પૂજાં ગૃહ્ણીત'** – આ રીતે આવાહન કરીને નિમ્નોક્ત નામ-મંત્રો બોલીને પાદ્ય, અર્ઘ્ય વગેરે નિવેદિત કરવાં –

**(૧) ૐ ગૌર્યૈ નમઃ। (૨) ૐ પદ્માયૈ નમઃ। (૩) ૐ શચ્યૈ નમઃ। (૪) ૐ મેધાયૈ નમઃ। (૫) ૐ સાવિત્ર્યૈ નમઃ। (૬) ૐ વિજયાયૈ નમઃ। (૭) ૐ જયાયૈ નમઃ।(૮) ૐ દેવસેનાયૈ નમઃ।(૯) ૐ સ્વધાયૈ નમઃ। (૧૦) ૐ સ્વાહાયૈ નમઃ। (૧૧) ૐ માતૃભ્યો નમઃ। (૧૨) ૐ લોકમાતૃભ્યો નમઃ। (૧૩) ૐ હૃષ્ટ્યૈ નમઃ। (૧૪) ૐ પુષ્ટ્યૈ નમઃ। (૧૫) ૐ તુષ્ટ્યૈ નમઃ। (૧૬) ૐ આત્મકુલદેવતાયૈ નમઃ।** પૂજા કર્યા પછી પ્રાર્થના કરવી –

**ગૌરી પદ્મા શચી મેધા સાવિત્રી વિજયા જયા।**
**દેવસેના સ્વધા સ્વાહા માતરો લોકમાતરઃ ॥**
**હૃષ્ટિઃ પુષ્ટિસ્તથા તુષ્ટિરાત્મનઃ કુલદેવતા।**
**ઈત્યેતા માતરઃ સર્વા વૃદ્ધિં કુર્વન્તુ મે સદા ॥**

– **'અનયા પૂજયા ગૌર્યાદિષોડશમાતરઃ પ્રીયન્તાં ન મમ।'** – આ રીતે સમર્પણભાવથી પુષ્પાંજલિ નિવેદિત કરવી.

ત્યારપછી **'ભો અશ્વત્થામાદિસપ્તચિરજીવિન ઈહાગત્ય મમ પૂજાં ગૃહ્ણીત'** – એ રીતે આવાહન કરીને અગાઉની જેમ નામ-મંત્રો ઉચ્ચારીને પૂજા કરવી –

**(૧) ૐ અશ્વત્થામ્ને નમઃ। (૨) ૐ બલયે નમઃ। (૩) ૐ વ્યાસાય નમઃ। (૪) ૐ હનુમતે નમઃ। (૫) ૐ વિભીષણાય નમઃ। (૬) ૐ કૃપાય નમઃ। (૭) ૐ પરશુરામાય નમઃ।**

પૂજા કર્યા પછી હાથમાં ફૂલ લઈને નિમ્નલિખિત પ્રાર્થના કરવી –

**અશ્વત્થામા બલિર્વ્યાસો હનૂમાંશ્ચ વિભીષણઃ।**
**કૃપઃ પરશુરામશ્ચ સપ્તૈતે ચિરજીવિનઃ ॥**
**યજમાનગૃહે નિત્યં સુખદાઃ સિદ્ધિદાઃ સદા ॥**

– **'અનયા પૂજયા અશ્વત્થામાદિસપ્તચિરજીવિનઃ પ્રીયન્તાં ન મમ'** – એમ બોલીને ફૂલ સમર્પિત કરવાં.

એ પછી સર્વતોભદ્ર-મંડળમાં રહેલા દેવતાઓનું (દેવપૂજા-પદ્ધતિઓ અનુસાર) આવાહન અને પૂજન કરીને મધ્યમાં તામ્ર-કળશનું સ્થાપન કરવું. એની સંક્ષિપ્ત વિધિ આ પ્રમાણે છે – **'ૐ ભૂરસિ૦'** વગેરે મંત્રોથી ભૂમિની પ્રાર્થના કરીને હાથ વડે (કળશની નીચેની) ભૂમિનો સ્પર્શ કરવો. આ સમયે **'ૐ મહી દ્યૌઃ પૃથ્વી ચ ન ઈમં યજ્ઞં મિમિક્ષતામ્। પિતૃતાન્નો વરીમભિઃ।'** – આ મંત્ર બોલવો જોઈએ. આ ભૂમિ ઉપર કંકુ વગેરેથી અષ્ટદલ કમળ બનાવીને તેની ઉપર **'ૐ ધાન્યમસિ૦'** વગેરે મંત્રો ભણીને સપ્ત-ધાન્ય સ્થાપિત કરવાં. પછી તે સપ્તધાન્ય ઉપર કળશનું સ્થાન કરવું; અને તે સમયે **'ૐ આજિઘ્ર કલશ૦'** વગેરે મંત્રોનું ઉચ્ચારણ કરવું જોઈએ. એ પછી **'ૐ વરુણસ્યોત્તમ્ભનમસિ૦'** વગેરે મંત્રો બોલતા રહીને કળશ શુદ્ધ જળથી ભરી દેવો. એ પછી **'ૐ સ્થિરો ભવ૦'** વગેરે મંત્રો ભણીને કળશને એવી રીતે સુસ્થિર કરવો કે જેથી તે હાલે-ડોલે કે પડી જાય તેમ ન બને. પછી તે કળશના પૂર્વ ભાગમાં **'ૐ અગ્નિમીળે૦'** વગેરે મંત્રથી ઋગ્વેદનું, દક્ષિણ ભાગમાં **'ૐ ઈષે ત્વોર્જેત્વા૦'** વગેરે મંત્રથી યજુર્વેદનું, પશ્ચિમ ભાગમાં **'ૐ અગ્ન આયાહિ વીતયે૦'** વગેરે મંત્રથી સામવેદનું અને ઉત્તર ભાગમાં 'ૐ

**શન્નો દેવી૦'** વગેરે મંત્રથી અથર્વવેદનું સ્થાપન કરવું. પાંચ કળશ હોય તો દરેક કળશ ઉપર અલગ-અલગ રીતે વેદોની સ્થાપના કરવી જોઈએ. આ પછી આંબો, વડ, પીપળો, આસોપાલવ અને ગુલમહોરનાં પાંદડાં કળશમાં મૂકવાં અને **'ૐ અશ્વત્થે૦'** વગેરે મંત્રનો પાઠ કરવો. પછી **'ૐ કાણ્ડાત્કાણ્ડાત્ પ્રરોહન્તી૦'** ઈત્યાદિ મંત્ર બોલીને કળશમાં દૂર્વા-દલ મૂકવું, **'ૐ પવિત્રે સ્થો૦'** વગેરે મંત્ર બોલીને દર્ભ મૂકવો, **'ૐ યાઃ ફલિની૦'** વગેરે મંત્રથી પૂગીફળ (સોપારી) મૂકવું, **'ૐ હિરણ્યગર્ભ૦'** વગેરે મંત્રથી સોનાની ટીકડી મૂકવી, **'ૐ પરિવાજપતિ૦'** વગેરે મંત્રથી પંચરત્ન મૂકવાં, **'ૐ યા ઓષધીઃ૦'** વગેરે મંત્રથી સર્વ-ઔષધિ મૂકવી, **'ૐ ગન્ધદ્વારાં૦'** વગેરે મંત્રથી ગંધ-ચંદન-કુંકુમ વગેરે મૂકવું અને **'ૐ અક્ષન્નમીમદન્ત૦'** વગેરે મંત્ર ભણીને ચોખા મૂકવા. ત્યારપછી **'ૐ શ્રીશ્ચ તે લક્ષ્મીશ્ચ૦'** વગેરે મંત્ર બોલીને ફૂલ મૂકવાં. **'ૐ ધૂરસિ૦'** વગેરે મંત્રથી ધૂપની આહૂતિ અગ્નિમાં આપવી. **'ૐ અગ્નિર્જ્યોતિઃ૦'** વગેરે મંત્ર બોલીને એક અલગ દીપ પેટાવીને મૂકવો. આ પછી કળશમાં પવિત્ર તીર્થનું જળ ભરવું અને **'ૐ પઞ્ચનદ્યઃ૦'** વગેરે મંત્ર ભણવો. પછી **'ૐ ઉપહ્વરે૦'** વગેરે મંત્ર બોલીને કળશમાં નદી-સંગમનું જળ મૂકવું. ત્યારપછી **'ૐ સમુદ્રાય ત્વા૦'** વગેરે મંત્રથી કળશમાં સમુદ્ર-જળ નાખવું. પછી **'ૐ સ્યોના પૃથિવિ૦'** વગેરે મંત્રથી સાત પ્રકારની માટી (સપ્તમૃત્તિકા) નાખીને **'ૐ વસોઃ પવિત્રમસિ૦'** વગેરે મંત્ર બોલતાં બોલતાં કળશને લાલ વસ્ત્રથી ઢાંકી દેવો. ત્યારપછી **'ૐ પૂર્ણાદર્વિ૦'** વગેરે મંત્ર ભણીને એક પૂર્ણપાત્ર (અર્થાત્ ચોખાથી ભરેલું કાંસા અથવા તાંબાનું પાત્ર) કળશ ઉપર મૂકવું. એ પછી **'ૐ શ્રીશ્ચ તે૦'** વગેરે મંત્રથી તે પૂર્ણપાત્રની ઉપર લાલ કપડાથી વીંટાળેલું શ્રીફળ (ગરીનો ગોળો અથવા નારિયેળ) મૂકવું. પછી હાથમાં અક્ષત લઈને **'ૐ મનો જૂતિઃ૦'** વગેરે મંત્ર ભણતાં ભણતાં કળશ પર અક્ષત છોડવા અને એ રીતે કળશની પ્રતિષ્ઠા સંપન્ન કરવી. ત્યારબાદ **'સર્વે સમુદ્રાઃ સરિતઃ૦'** વગેરે શ્લોકોનો પાઠ કરતાં કરતાં કળશમાં તીર્થોનું આવાહન કરવું. પછી ગંધ વગેરે ઉપચારોથી તીર્થોનું પૂજન કરવું અને કળશને પ્રાર્થના કરવી –

**દેવદાનવસંવાદે મથ્યમાને જલાર્ણવે ।**
**ઉત્પન્નોઽસિ તદા કુમ્ભ વિધૃતો વિષ્ણુના સ્વયમ્ ॥**
**ત્વત્તોયે સર્વતીર્થાનિ દેવાઃ સર્વે ત્વયિ સ્થિતાઃ ।**
**ત્વયિ તિષ્ઠન્તિ ભૂતાનિ ત્વયિ પ્રાણાઃ પ્રતિષ્ઠિતાઃ ॥**
**શિવઃ સ્વયં ત્વમેવાસિ વિષ્ણુસ્ત્વં ચ પ્રજાપતિઃ ।**
**આદિત્યા વસવો રુદ્રા વિશ્વેદેવાઃ સપૈતૃકાઃ ॥**
**ત્વયિ તિષ્ઠન્તિ સર્વેઽપિ યતઃ કામફલપ્રદાઃ ।**
**ત્વત્પ્રસાદાદિમં યજ્ઞં કર્તુમીહે જલોદ્ભવ ॥**
**સાન્નિધ્યં કુરુ મે દેવ પ્રસન્નો ભવ સર્વદા ।**
**બ્રહ્મણૈર્નિર્મિતસ્ત્વં હિ મન્ત્રૈરેવામૃતોદ્ભવૈઃ ॥**
**પ્રાર્થયામિ ચ કુમ્ભ ત્વાં વાઞ્છિતાર્થં દદસ્વ મે ।**
**પુરા હિ સૃષ્ટશ્ચ પિતામહેન**
**મહોત્સવાનાં પ્રથમો વરિષ્ઠઃ ।**
**દૂર્વાગ્રસાશ્વત્થસુપલ્લવૈર્યુક્**
**કરોતુ શાન્તિં કલશઃ સુવાસાઃ ॥**

આ પ્રાર્થના કર્યા પછી કળશમાં **'ૐ ગણાનાં ત્વા૦'** વગેરે મંત્રથી ગણેશનું અને **'ૐ તત્ત્વાયામિ૦'** વગેરે મંત્રથી વરુણદેવતાનું આવાહન કરીને તેમનું ષોડશોપચારથી પૂજન કરવું. પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા, પ્રદક્ષિણા અને પુષ્પાંજલિ – આને જ ષોડશ-ઉપચાર કહેવામાં આવ્યા છે. પૂજન કર્યા પછી **'અનયા પૂજયા વરુણાદ્યાવાહિતદેવતાઃ પ્રીયન્તામ્'** બોલીને ફૂલ ચઢાવવાં.

ત્યારપછી લક્ષ્મીનારાયણની સુવર્ણમયી મૂર્તિ સંસ્કાર કરીને કળશ ઉપર સ્થાપિત કરવી. પુરુષસૂક્તના સોળ મંત્રોથી ષોડશોપચાર ચડાવીને મૂર્તિની પૂજા કરવી અને સાથોસાથ શાલગ્રામજીની પણ પૂજા કરવી. (ષોડશોપચાર-પૂજનવિધિ અન્યત્ર આ ગ્રંથમાં 'શ્રીમદ્ભાગવતની પૂજનવિધિ' શીર્ષકવાળા લેખમાં આપવામાં આવી છે.) પૂજા કર્યા પછી ભગવાનને આ રીતે પ્રાર્થના કરવી –

**બ્રહ્મસત્રં કરિષ્યામિ તવાનુગ્રહતો વિભો ।**
**તન્નિર્વિઘ્નં ભવેદેવ રમાનાથ ક્ષમસ્વ મે ॥**

– **'અનયા પૂજયા લક્ષ્મીસહિતો ભગવાન્નારાયણઃ પ્રીયતાં ન મમ'** એમ બોલીને પુષ્પાંજલિ ચડાવવી. આ રીતે જ સર્વત્ર કરવું.

આ પછી **'ૐ નરનારાયણાભ્યાં નમઃ'** – આ મંત્ર ભણીને ભગવાન નર-નારાયણનું આવાહન અને પૂજન કરીને આ રીતે પ્રાર્થના કરવી –

**યો માયયા વિરચિતં નિજમાત્મનીદં**
**ખે રૂપભેદમિવ તત્પ્રતિચક્ષણાય ।**

**એતેન ધર્મસદને ઋષિમૂર્તિનાદ્ય**
**પ્રાદુશ્ચકાર પુરુષાય નમઃ પરસ્મૈ ॥**
**સોઽયં સ્થિતિવ્યતિકરોપશમાય સૃષ્ટાન્**
**સત્ત્વેન નઃ સુરગણાનનુમેયતત્ત્વઃ ।**
**દૃશ્યાદદભ્રકરુણેન વિલોકનેન**
**યચ્છ્રીનિકેતમમલં ક્ષિપતારવિન્દમ્ ॥**

**'અનયા પૂજયા ભગવન્તૌ નરનારાયણૌ પ્રીયેતાં ન મમ ।'**

ત્યારબાદ વક્તા અને શ્રોતાઓના તમામ વિકારો દૂર કરવા માટે વાયુદેવતાનું આવાહન અને પૂજન કરવું. – **'ૐ વાયવે સર્વકલ્યાણકર્ત્રે નમઃ ।'** – આ મંત્ર બોલીને પાદ્ય વગેરેનું નિવેદન કરીને નિમ્નલિખિત પ્રાર્થના કરવી –

**અન્તઃ પ્રવિશ્ય ભૂતાનિ યો બિભર્ત્યાત્મકેતુભિઃ ।**
**અન્તર્યામીશ્વરઃ સાક્ષાત્ પાતુ નો યદ્વશે સ્ફુટમ્ ॥**

– **'અનયા પૂજયા સર્વકલ્યાણકર્તા વાયુઃ પ્રીયતાં ન મમ ।'**

વાયુની પૂજા કર્યા પછી **'ૐ ગુરવે નમઃ ।'** – આ મંત્રથી ગુરુનું પૂજન કરીને પ્રાર્થના કરવી –

**બ્રહ્મસ્થાનસરોજમધ્યવિલસચ્છીતાંશુપીઠસ્થિતં**
**સ્ફૂર્જત્સૂર્યરુચિં વરાભયકરં કર્પૂરકુન્દોજ્જ્વલમ્ ।**
**શ્વેતસ્રગ્વસનાનુલેપનયુતં વિદ્યુદ્રુચા કાન્તયા**
**સંશ્લિષ્ટાર્ધતનું પ્રસન્નવદનં વન્દે ગુરું સાદરમ્ ॥**

– **'અનયા પૂજયા ગુરુદેવઃ પ્રીયતાં ન મમ ।'**

ત્યારબાદ શ્વેત પુષ્પ વગેરેથી **'ૐ સરસ્વત્યૈ નમઃ'** આ મંત્ર વડે સરસ્વતીનું અગાઉની જેમ પૂજન કરીને પ્રાર્થના કરવી –

**યા કુન્દેન્દુતુષારહારધવલા યા શુભ્રવસ્ત્રાવૃતા**
**યા વીણાવરદણ્ડમણ્ડિતકરા યા શ્વેતપદ્માસના ।**
**યા બ્રહ્માચ્યુતશઙ્કરપ્રભૃતિભિર્દેવૈઃ સદા વન્દિતા**
**સા માં પાતુ સરસ્વતી ભગવતી નિઃશેષજાડ્યાપહા ॥**

– **'અનયા પૂજયા ભગવતી સરસ્વતી પ્રીયતાં ન મમ ।'**

સરસ્વતીનું પૂજન કર્યા પછી **'ૐ શેષાય નમઃ', 'ૐ સનત્કુમારાય નમઃ', 'ૐ સાંખ્યાયનાય નમઃ', 'ૐ પરાશરાય નમઃ', 'ૐ બૃહસ્પતયે નમઃ', 'ૐ મૈત્રેયાય નમઃ', 'ૐ ઉદ્ધવાય નમઃ'** – આ મંત્રો બોલીને શેષ વગેરેની પૂજા કરીને પ્રાર્થના કરવી –

**શેષઃ સનત્કુમારશ્ચ સાંખ્યાયનપરાશરૌ ।**
**બૃહસ્પતિશ્ચ મૈત્રેય ઉદ્ધવશ્ચાત્ર કર્મણિ ॥**
**પ્રત્યૂહવૃન્દં સતતં હરન્તાં પૂજિતા મયા ।**

– **'અનયા પૂજયા શેષસનત્કુમારસાંખ્યાયન-પરાશરબૃહસ્પતિમૈત્રેયોદ્ધવાઃ પ્રીયન્તાં ન મમ ।'**

એ પછી **'ૐ ત્રય્યારુણયે નમઃ', 'ૐ કશ્યપાય નમઃ', 'ૐ રામશિષ્યાય નમઃ', 'ૐ અકૃતવ્રણાય નમઃ', 'ૐ વૈશમ્પાયનાય નમઃ', 'ૐ હારીતાય નમઃ'** – આ મંત્રો ઉચ્ચારીને ત્રય્યારુણિ વગેરે છ પૌરાણિકોની પૂજા અગાઉની જેમ કરીને પ્રાર્થના કરવી –

**ત્રય્યારુણિઃ કશ્યપશ્ચ રામશિષ્યોઽકૃતવ્રણઃ ।**
**વૈશમ્પાયનહારીતૌ ષડ્ વૈ પૌરાણિકા ઇમે ॥**
**સુખદાઃ સન્તુ મે નિત્યમનયા પૂજયાર્ચિતાઃ ।**

– **'એતયા પૂજયા ત્રય્યારુણિપ્રભૃતયઃ ષટ્ પૌરાણિકાઃ પ્રીયન્તાં ન મમ ।'**

ત્યારપછી **'ૐ ભગવતે વ્યાસાય નમઃ'** – આ મંત્રથી ભગવાન વ્યાસદેવની સ્થાપના અને પૂજા કરીને આ રીતે પ્રાર્થના કરવી –

**નમસ્તસ્મૈ ભગવતે વ્યાસાયામિતતેજસે ।**
**પપુર્જ્ઞાનમયં સૌમ્ય યન્મુખામ્બુરુહાસવમ્ ॥**

– **'અનયા પૂજયા ભગવાન્ વ્યાસઃ પ્રીયતાં ન મમ ।'**

આ પછી સપ્તાહ-યજ્ઞના ઉપદેશક ભગવાન સૂર્યની સ્થાપના કરીને દરરોજ તેમની પણ પૂજા કરવી. તેમની પૂજાનો મંત્ર **'ૐ સૂર્યાય નમઃ'** છે. પૂજા કર્યા પછી આ રીતે સૂર્યને પ્રાર્થના કરવી જોઈએ –

**લોકેશ ત્વં જગચ્ચક્ષુઃ સત્કર્મ તવ ભાષિતમ્ ।**
**કરોમિ તચ્ચ નિર્વિઘ્નં પૂર્ણમસ્તુ ત્વદર્ચનાત્ ॥**

– **'અનયા પૂજયા સપ્તાહયજ્ઞોપદેષ્ટા ભગવાન્ સૂર્યઃ પ્રીયતાં ન મમ ।'**

આ પછી દશ અવતારોની તથા શ્રીશુકદેવજીની પણ યથોચિત સ્થાને સ્થાપના કરીને તેમની પૂજા કરવી જોઈએ.

ત્યારબાદ નારદપીઠ અને પુસ્તકપીઠ બંનેની એકસાથે પૂજા કરવી. પહેલાં આ બંને પીઠો પર જળનો અભિષેક કરીને તેમના પર ચંદન વગેરે વડે અષ્ટદલ કમળ બનાવવું. પછી **'ૐ આધારશક્તયે નમઃ', 'ૐ મૂલપ્રકૃતયે નમઃ', 'ૐ ક્ષીરસમુદ્રાય નમઃ', 'ૐ શ્વેતદ્વીપાય નમઃ', 'ૐ કલ્પવૃક્ષાય નમઃ', 'ૐ રત્નમણ્ડપાય નમઃ', 'ૐ રત્નસિંહાસનાય નમઃ'** – આ મંત્રોથી બંને પીઠોમાં આધારશક્તિ વગેરેની ભાવના કરીને પૂજા કરવી. પછી ચારે દિશાઓમાં પૂર્વ વગેરેના અનુક્રમે **'ૐ ધર્માય નમઃ', 'ૐ જ્ઞાનાય નમઃ', 'ૐ વૈરાગ્યાય નમઃ', 'ૐ ઐશ્વર્યાય નમઃ'** – આ મંત્રો વડે ધર્મ વગેરેની ભાવના અને પૂજા

કરવી. પછી પીઠોના મધ્ય ભાગમાં **'ૐ અનન્તાય નમઃ'** મંત્રથી અનંતની અને **'ૐ મહાપદ્માય નમઃ'** મંત્રથી મહાપદ્મની પૂજા કરવી. પછી આમ ચિંતન કરવું – 'તે મહાપદ્મનું કન્દ (મૂળભાગ) આનંદમય છે, તેની નાળ સંવિત્-સ્વરૂપ છે, તેની પાંખડીઓ પ્રકૃતિમય છે, તેનાં કેસર વિકૃતિરૂપ છે, તેનાં બીજ પંચાશત વર્ણસ્વરૂપ છે અને એમનાથી તે મહાપદ્મની કર્ણિકા (ગાદી) વિભૂષિત છે. તે કર્ણિકામાં અર્ક-મંડળ, સોમ-મંડળ અને વહ્નિ-મંડળ રહેલાં છે, એમાં પ્રબોધાત્મક સત્ત્વ, રજ અને તમ પણ બિરાજમાન છે.' આવી ભાવના કર્યા પછી તે બધાની પંચોપચારથી પૂજા કરવી. એ માટેના મંત્રો આ પ્રમાણે છે – **'ૐ આનન્દમયકન્દાય નમઃ', 'ૐ સંવિન્નાલાય નમઃ', 'ૐ પ્રકૃતિમયપત્રેભ્યો નમઃ', 'ૐ વિકૃતિમયકેસરેભ્યો નમઃ', 'ૐ પઞ્ચાશદ્વર્ણબીજભૂષિતાયૈ કર્ણિકાયૈ નમઃ', 'ૐ અં અર્કમણ્ડલાય નમઃ', 'ૐ સં સોમમણ્ડલાય નમઃ', 'ૐ વં વહ્નિમણ્ડલાય નમઃ', 'ૐ સં પ્રબોધાત્મને સત્ત્વાય નમઃ', 'ૐ રં રજસે નમઃ', 'ૐ તં તમસે નમઃ'** ॥ આ બધાની પૂજા કર્યા પછી કમળની બધી બાજુએ પૂર્વ વગેરે આઠે દિશાઓમાં ક્રમશઃ **'ૐ વિમલાયૈ નમઃ, ૐ ઉત્કર્ષિણ્યૈ નમઃ, ૐ જ્ઞાનાયૈ નમઃ, ૐ ક્રિયાયૈ નમઃ', 'ૐ યોગાયૈ નમઃ', 'ૐ પ્રહ્વ્યૈ નમઃ', 'ૐ સત્યાયૈ નમઃ', 'ૐ ઈશાનાયૈ નમઃ'** – આ મંત્રો વડે વિમલા વગેરે આઠ શક્તિઓની પૂજા કરવી અને કમળના મધ્ય ભાગમાં **'ૐ અનુગ્રહાયૈ નમઃ'** મંત્રથી અનુગ્રહા નામની શક્તિની પૂજા કરવી. ત્યારપછી **'ૐ નમો ભગવતે વિષ્ણવે સર્વભૂતાત્મને વાસુદેવાય પદ્મપીઠાત્મને નમઃ'** – આ મંત્રથી સંપૂર્ણ પદ્મપીઠની પૂજા કરીને તેની ઉપર સુંદર વસ્ત્ર મૂકવું અને તેની ઉપર સ્થાપન કરવા માટે શ્રીમદ્ભાગવત-ગ્રંથને હાથમાં સાહીને **'ૐ ધ્રુવા દ્યૌર્ધ્રુવા પૃથિવી ધ્રુવા સા પર્વતા ઈમે । ધ્રુવં વિશ્વમિદં જગદ્ ધ્રુવો રાજા વિશામસિ ॥'** – આ મંત્ર બોલતા રહીને તે પીઠ ઉપર સ્થાપિત કરી દેવો. પછી **'ૐ મનો જૂતિઃ૦'** ઈત્યાદિ મંત્રથી ગ્રંથની પ્રતિષ્ઠા કરીને પુરુષસૂક્તના સોળ મંત્રો વડે ષોડશોપચારવિધિથી પૂજા કરવી. (આ વિધિ અગાઉ 'શ્રીમદ્ભાગવતની પૂજનવિધિ' શીર્ષકવાળા લેખમાં આપેલી છે.) તે પછી બીજી પીઠને શ્વેત વસ્ત્રથી ઢાંકીને તેની ઉપર દેવર્ષિ નારદનું સ્થાપન કરવું અને **'ૐ સુરર્ષિવરનારદાય નમઃ'** – આ મંત્રથી તેમની વિધિવત્ પૂજા કરીને નિમ્નલિખિત પ્રાર્થના કરવી –

**ૐ નમસ્તુભ્યં ભગવતે જ્ઞાનવૈરાગ્યશાલિને ।**
**નારદાય સર્વલોકપૂજિતાય સુરર્ષયે ॥**

**– 'અનયા પૂજયા દેવર્ષિનારદઃ પ્રીયતાં ન મમ ।'**

આ રીતે પૂજા કર્યા પછી યજમાને પુષ્પ, ચંદન, પાન, વસ્ત્ર, દક્ષિણા, સોપારી અને રક્ષાસૂત્ર હાથમાં સાહીને **'ૐ અદ્યામુકગોત્રમમુકપ્રવરમમુકશર્માણં બ્રાહ્મણમેભિર્વરણ -દ્રવ્યૈઃ સર્વેષ્ટદશ્રીમદ્ભાગવતવક્તૃત્વેન ભવન્તમહં વૃણે'** – આ પ્રમાણે ઉચ્ચારતા રહીને કથાવાચક આચાર્યનું વરણ કરવું. હાથમાં સાહેલી બધી સામગ્રી એમને આપી દેવી. તે બધું સ્વીકારીને કથાવાચક વ્યાસ **'વૃતોઽસ્મિ'** એમ કહે એ પછી ફરીથી એમની પાસેથી તે બધી સામગ્રી હાથમાં સાહીને જપ અને પાઠ કરનારા બ્રાહ્મણોનું વરણ કરવું. આ માટેનું સંકલ્પ-વાક્ય આ પ્રમાણે છે – **'અદ્યાહમમુકગોત્રાનમુકપ્રવરાનમુકશર્મણો યથાસંખ્યાકાન્ બ્રાહ્મણાનેભિર્વરણદ્રવ્યૈર્ગાથાવિઘ્નાપનોદાર્થં ગણેશગાયત્રીવાસુદેવમન્ત્રજપકર્તૃત્વેન ગીતાવિષ્ણુસહસ્રનામપાઠકર્તૃત્વેન ચ વો વિભજ્ય વૃણે ।'** – આ પ્રમાણે સંકલ્પ કરીને પ્રત્યેક બ્રાહ્મણને વરણ-સામગ્રી અર્પણ કરવી. સામગ્રી સ્વીકારીને તે બ્રાહ્મણો **'વૃતાઃ સ્મઃ'** – એમ કહે એ પછી, પહેલાં કથાવાચકે આચાર્ય (વ્યાસ)ના હાથમાં સોંપેલું રક્ષાસૂત્ર લઈને તેમના હાથ પર બાંધવું. તે સમયે નિમ્નદર્શિત મંત્રનો પાઠ કરવો – **'વ્રતેન દીક્ષામાપ્નોતિ દીક્ષયાઽઽપ્નોતિ દક્ષિણામ્ । દક્ષિણા શ્રદ્ધામાપ્નોતિ શ્રદ્ધયા સત્યમાપ્યતે ।'** રક્ષા બાંધ્યા પછી યજમાને (વ્યાસજીના) લલાટમાં કંકુ અને અક્ષતથી તિલક કરવું. આ જ રીતે જપ-પાઠ કરનારા બ્રાહ્મણોના હાથ પર પણ રક્ષા બાંધીને તેમને તિલક કરવાં. ત્યારપછી પીળા ચોખા લઈને યજમાને રક્ષણ માટે ચારે દિશાઓમાં વેરવા. તે સમયે નિમ્નલિખિત મંત્રોનો પાઠ પણ કરવો –

**પૂર્વે નારાયણઃ પાતુ વારિજાક્ષશ્ચ દક્ષિણે ।**
**પશ્ચિમે પાતુ ગોવિન્દ ઉત્તરે મધુસૂદનઃ ॥**
**ઐશાન્યાં વામનઃ પાતુ ચાગ્નેય્યાં ચ જનાર્દનઃ ।**
**નૈર્ઋત્યાં પદ્મનાભશ્ચ વાયવ્યાં માધવસ્તથા ॥**
**ઊર્ધ્વં ગોવર્ધનધરો હ્યધસ્તાચ્ચ ત્રિવિક્રમઃ ।**
**રક્ષાહીનં તુ યત્સ્થાનં તત્સર્વં રક્ષતાં હરિઃ ॥**

આ પછી

**યેન બદ્ધો બલી રાજા દાનવેન્દ્રો મહાબલઃ ।**
**તેન ત્વાં પ્રતિબધ્નામિ રક્ષે મા ચલ મા ચલ ॥**

– આ મંત્ર ભણીને તે રક્ષાસૂત્ર (આચાર્યે) યજમાનના હાથ પર બાંધવું; અને –

**આદિત્યા વસવો રુદ્રા વિશ્વેદેવા મરુદ્ગણાઃ ।**
**તિલકં તે પ્રયચ્છન્તુ ધર્મકામાર્થસિદ્ધયે ॥**

– આ મંત્ર ભણીને તેના લલાટમાં તિલક કરવું. પછી યજમાને વ્યાસ-આસનની ચંદન-પુષ્પ વગેરે વડે પૂજા કરવી. પૂજનનો મંત્ર **'ૐ વ્યાસાસનાય નમઃ'** છે. ત્યારબાદ કથાવાચક આચાર્યે બ્રાહ્મણો અને વૃદ્ધજનોની આજ્ઞા લઈને વિપ્રગણને નમસ્કાર કરીને તથા ગુરુચરણોનું ધ્યાન કરીને વ્યાસાસન પર બેસવું. મનોમન ગણેશજી, નારદજી વગેરેનું સ્મરણ અને પૂજન કરવું. આ પછી યજમાને **'ૐ નમઃ પુરાણપુરુષોત્તમાય'** એ મંત્રથી ફરીથી ગ્રંથનું ગંધ, પુષ્પ, તુલસીદલ, દક્ષિણા વગેરે વડે પૂજન કરવું. પછી ગંધ, પુષ્પ વગેરેથી વક્તાનું પૂજન કરતાં કરતાં નિમ્નલિખિત શ્લોકનો પાઠ કરવો –

**જયતિ પરાશરસૂનુઃ સત્યવતીહૃદયનન્દનો વ્યાસઃ ।**
**યસ્યાસ્યકમલગલિતં વાઙ્મયમમૃતં જગત્પિબતિ ॥**

તે પછી, નીચે લખેલા શ્લોકો બોલીને પ્રાર્થના કરવી –

**શુકરૂપ પ્રબોધજ્ઞ સર્વશાસ્ત્રવિશારદ ।**
**એતત્કથાપ્રકાશેન મદજ્ઞાનં વિનાશય ॥**
**સંસારસાગરે મગ્નં દીનં માં કરુણાનિધે ।**
**કર્મગ્રાહગૃહીતાઙ્ગં મામુદ્ધર ભવાર્ણવાત્ ॥**

આ રીતે પ્રાર્થના કર્યા પછી નિમ્નલિખિત શ્લોક બોલીને શ્રીમદ્ભાગવત-ગ્રંથ ઉપર પુષ્પ, ચંદન, નારિયેળ વગેરે ચઢાવવાં –

**શ્રીમદ્ભાગવતાખ્યોઽયં પ્રત્યક્ષઃ કૃષ્ણ એવ હિ ।**
**સ્વીકૃતોઽસિ મયા નાથ મુક્ત્યર્થં ભવસાગરે ॥**
**મનોરથો મદીયોઽયં સર્વથા સફલસ્ત્વયા ।**
**નિર્વિઘ્નેનૈવ કર્તવ્યો દાસોઽહં તવ કેશવ ॥**

કથામંડપમાં વાયુરૂપધારી આતિવાહિક શરીરવાળા જીવવિશેષ માટે સાત ગાંઠોવાળો એક વાંસ પણ સ્થાપિત કરવો જોઈએ.

ત્યારપછી વક્તા આચાર્યે ભગવાનનું સ્મરણ કરીને તે દિવસે શ્રીમદ્ભાગવત-માહાત્મ્યની કથા બધા શ્રોતાઓને સંભળાવવી અને બીજા દિવસથી દરરોજ દેવપૂજા, ગ્રંથપૂજા તથા વ્યાસપૂજા તેમ જ આરતીની વિધિ પૂરી કર્યા પછી વક્તા આચાર્યે કથાનો પ્રારંભ કરવો. સંધ્યા સમયે કથા-સમાપ્તિ થાય ત્યારે પણ દરરોજ ગ્રંથપૂજા, વક્તાપૂજા તથા આરતી કરીને, પ્રસાદ અને તુલસીદલ વહેંચીને, ભગવાનના નામનું કીર્તન કરવું જોઈએ અને શંખધ્વનિ કરવો જોઈએ. કથાના પ્રારંભમાં અને વચ્ચે-વચ્ચે પણ જ્યારે કથા-વિરામ થાય ત્યારે સમયાનુસાર ભગવાનના નામનું કીર્તન કરવું જોઈએ.

વક્તા આચાર્ય માટે એ જરૂરી છે કે તેઓ દરરોજ કથા-પાઠનો આરંભ કરે તે પહેલાં એક સો આઠ વાર **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** – આ દ્વાદશાક્ષરી મંત્રનો જપ કરે અથવા **'ૐ ક્લીં કૃષ્ણાય ગોવિન્દાય ગોપીજનવલ્લભાય સ્વાહા'** – આ ગોપાલ-મંત્રનો જપ કરે. આ પછી નિમ્નલિખિત વાક્ય બોલીને વિનિયોગ કરે –

**ૐ અસ્ય શ્રીમદ્ભાગવતાખ્યસ્તોત્રમન્ત્રસ્ય નારદ-ઋષિઃ બૃહતીચ્છન્દઃ શ્રીકૃષ્ણપરમાત્મા દેવતા બ્રહ્મબીજં ભક્તિઃ શક્તિઃ જ્ઞાનવૈરાગ્યકીલકં મમ શ્રીમદ્ભગવત્-પ્રસાદસિદ્ધ્યર્થે પાઠે વિનિયોગઃ ।**

વિનિયોગ કર્યા પછી નિમ્નલિખિત પ્રકારે ન્યાસ કરવો –

**ઋષ્યાદિન્યાસઃ – નારદર્ષયે નમઃ શિરસિ । બૃહતી-ચ્છન્દસે નમઃ મુખે । શ્રીકૃષ્ણપરમાત્મદેવતાયૈ નમઃ હૃદિ । બ્રહ્મબીજાય નમઃ ગુહ્યે । ભક્તિશક્તયે નમઃ પાદયોઃ । જ્ઞાનવૈરાગ્યકીલકાભ્યાં નમઃ નાભૌ । શ્રીમદ્ભગ-વત્પ્રસાદસિદ્ધ્યર્થકપાઠવિનિયોગાય નમઃ સર્વાઙ્ગે ।**

દ્વાદશાક્ષરી મંત્રના ઉચ્ચાર સાથે કરન્યાસ અને અંગન્યાસ કરવા જોઈએ અથવા નિમ્નલિખિત મંત્ર પ્રમાણે તેનું સંપાદન કરવું જોઈએ –

**કરન્યાસઃ – ૐ ક્લાં અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ । ૐ ક્લીં તર્જનીભ્યાં નમઃ । ૐ ક્લૂં મધ્યમાભ્યાં નમઃ । ૐ ક્લૈં અનામિકાભ્યાં નમઃ । ૐ ક્લૌં કનિષ્ઠિકાભ્યાં નમઃ । ૐ ક્લઃ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।**

**અઙ્ગન્યાસઃ–ૐ ક્લાં હૃદયાય નમઃ । ૐ ક્લીં શિરસે સ્વાહા । ૐ ક્લૂં શિખાયૈ વષટ્ । ૐ ક્લૈં કવચાય હુમ્ । ૐ ક્લૌં નેત્રત્રયાય વૌષટ્ । ૐ ક્લઃ અસ્ત્રાય ફટ્ ।**

આ પછી નિમ્નલિખિત શ્લોકોથી ધ્યાન કરવું –

**કસ્તૂરીતિલકં લલાટપટલે વક્ષઃસ્થલે કૌસ્તુભં**
**નાસાગ્રે વરમૌક્તિકં કરતલે વેણુઃ કરે કઙ્કણમ્ ।**
**સર્વાઙ્ગે હરિચન્દનં સુલલિતં કણ્ઠે ચ મુક્તાવલી**
**ગોપસ્ત્રીપરિવેષ્ટિતો વિજયતે ગોપાલચૂડામણિઃ ॥**
**અસ્તિ સ્વસ્તરુણીકરાગ્રવિગલત્કલ્પપ્રસૂનાપ્લુતં**
**વસ્તુ પ્રસ્તુતવેણુનાદલહરીનિર્વાણનિર્વ્યાકુલમ્ ।**
**સ્રસ્તસ્રસ્તનિબદ્ધનીવિવિલસદ્ગોપીસહસ્રાવૃતં**
**હસ્તન્યસ્તનતાપવર્ગમખિલોદારં કિશોરાકૃતિઃ ॥**

આ રીતે ધ્યાન કર્યા પછી કથાનો પ્રારંભ કરવો જોઈએ. સૂર્યોદય-વેળાથી શરૂ કરીને દરરોજ સાડા ત્રણ પ્રહર કથા-વાચન કરવું જોઈએ. મધ્યાહ્ન-સમયે બે ઘડી

માટે કથા-વિરામ રાખવો જોઈએ. પ્રાતઃકાળથી મધ્યાહ્ન સુધી મૂળ કથાનો પાઠ કરવો જોઈએ અને મધ્યાહ્નથી સંધ્યાકાળ સુધી કથાનો સંક્ષિપ્ત ભાવાર્થ પોતાની ભાષામાં કહેવો જોઈએ. મધ્યાહ્ને વિરામના સમયે તથા રાત્રિના સમયે ભગવન્નામકીર્તનની વ્યવસ્થા થવી જોઈએ.

**શ્રોતાઓ માટે સ્થાન :** વક્તાની સામે શ્રોતાઓના બેસવા માટે આગળ-પાછળ સાત હરોળો બનાવી લેવી જોઈએ. પહેલી હરોળનું નામ સત્યલોક છે અને એમાં સાધુ-સંન્યાસી, વૈરાગી, વૈષ્ણવો વગેરેને બેસાડવા જોઈએ. બીજી હરોળ તપોલોક કહેવાય છે, તેમાં વાનપ્રસ્થી શ્રોતાઓને બેસાડવા જોઈએ. ત્રીજી હરોળને જનલોક નામ આપવામાં આવ્યું છે, તેમાં બ્રહ્મચારી શ્રોતાઓને બેસાડવા જોઈએ. ચોથી હરોળને મહર્લોક કહેવામાં આવી છે અને આ બ્રાહ્મણ શ્રોતાઓ માટેનું સ્થાન છે. પાંચમી હરોળને સ્વર્લોક કહે છે, તેમાં ક્ષત્રિય લોકોને બેસાડવા જોઈએ. છઠ્ઠી હરોળનું નામ ભુવર્લોક છે, જે વૈશ્ય શ્રોતાઓ માટેનું સ્થાન છે. સાતમી હરોળ ભૂર્લોક માનવામાં આવી છે અને તેમાં શૂદ્રજાતિના શ્રોતાઓને બેસાડવા જોઈએ. સ્ત્રીઓએ વક્તાની ડાબી બાજુની ભૂમિ પર બેસીને કથા સાંભળવી. આ સ્થાનો એવા લોકો માટે નિશ્ચિત કરવામાં આવ્યાં છે કે જેઓ દરરોજ નિયમસર કથા સાંભળે છે. જે શ્રોતાઓ કથા-આરંભ થઈ ગયા પછી થોડાક મોડા, અનિયમિતપણે આવે છે તેમના માટે વક્તાની જમણી બાજુના ભૂમિ-ભાગમાં સ્થાન રાખવું જોઈએ.

**શ્રોતાઓ માટે નિયમો :** શ્રોતાએ દરરોજ એક વાર હવિષ્યાન્ન ભોજન કરવું. પતિત, દુર્જન વગેરેનો સંગ કરવાનું તો દૂર રહ્યું, એમની સાથે વાર્તાલાપ પણ ન કરવો. બધા માટે બ્રહ્મચર્યપાલન, ભૂમિશયન (નીચે આસન બિછાવીને અથવા તખ્ત પર સૂવું) આ બધા શ્રોતાઓ માટે ફરજિયાત છે. એકાગ્રચિત્ત થઈને કથા સાંભળવી જોઈએ. જેટલા દિવસ કથા સાંભળે, ધન, પત્ની, પુત્ર, ઘર તથા લૌકિક લાભની સમસ્ત ચિંતાઓ છોડી દેવી. મળ-મૂત્ર પર કાબૂ રાખવા માટે હલકો આહાર સુખદાયી થાય છે. જો શક્તિ હોય તો સાત દિવસ સુધી ઉપવાસ કરીને કથા સાંભળવી, નહિતર દૂધ પીને સુખેથી કથા સાંભળવી. આનાથી પણ કામ ન ચાલે તો ફળાહાર અથવા એક ટંક ભોજન કરવું. જે રીતે પણ સુખેથી કથા સાંભળવાની સુવિધા રહે તેમ કરવું. દરરોજ કથા સમાપ્ત થયા પછી જ ભોજન કરવું ઉચિત છે. દાળ, મધ, તેલ, ભારે અન્ન, ભાવદૂષિત અન્ન તથા વાસી અન્નનો પરિત્યાગ કરવો. કામ, ક્રોધ, મદ, માન, ઈર્ષ્યા, લોભ, દંભ, મોહ અને દ્વેષથી દૂર રહેવું. વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરુ, ગાય, વ્રતી, સ્ત્રી, રાજા તથા મહાપુરુષોની ક્યારેય ભૂલથી પણ નિંદા ન કરવી. રજસ્વલા, ચાંડાલ, મ્લેચ્છ, પતિત, વ્રતહીન, બ્રાહ્મણદ્રોહી તથા વેદો વડે બહિષ્કૃત કરાયેલા મનુષ્યો સાથે વાર્તાલાપ ન કરવો. મનમાં સત્ય, શૌચ, દયા, મૌન, સરળતા, વિનય અને ઉદારતાને સ્થાન આપવું. શ્રોતાઓએ વક્તા કરતાં ઊંચા આસન પર ક્યારેય ન બેસવું જોઈએ.

**થોડીક ખાસ વાતો :** પ્રત્યેક સ્કંધ સમાપ્ત થાય ત્યારે ચંદન, પુષ્પ, નૈવેદ્ય વગેરે વડે ગ્રંથની પૂજા કરીને આરતી ઉતારવી જોઈએ. કથામાં શુકદેવજીના આગમનનો તથા શ્રીકૃષ્ણના પ્રગટ થવાનો પ્રસંગ આવે ત્યારે પણ આરતી કરવી જોઈએ. બારમો સ્કંધ સમાપ્ત થાય ત્યારે પણ ગ્રંથ અને વક્તાનું ભક્તિપૂર્વક પૂજન કરવું જોઈએ. વક્તા ગૃહસ્થ હોય તો એમને પોતાની શક્તિ અનુસાર વસ્ત્રાભૂષણ તથા રોકડ રૂપિયા ઉદારતાપૂર્વક આપવા જોઈએ. મૃદંગ વગેરે વગાડીને જોરજોરથી કીર્તન કરવું જોઈએ; જયજયકાર, નમસ્કાર અને શંખનાદ કરવો જોઈએ. બ્રાહ્મણોને અને યાચકોને અન્ન તેમ જ ધન આપવું જોઈએ. શ્રોતાઓને વક્તાના હાથે પ્રસાદ અને તુલસીદલ મળવાં જોઈએ. દરરોજ કથાના આરંભમાં અને અંતમાં આરતી થાય એ જરૂરી છે. (શ્રીમદ્ભાગવતની આરતી આ ગ્રંથમાં અન્યત્ર આપવામાં આવી છે.)

કથાનો વિશ્રામ દરરોજ નિશ્ચિત સ્થળે જ કરવો જોઈએ. પહેલા દિવસે મનુ-કર્દમ સંવાદ પછી, બીજા દિવસે ભરત-ચરિત્ર પછી, ત્રીજા દિવસે સાતમા સ્કંધની સમાપ્તિ પછી, ચોથા દિવસે શ્રીકૃષ્ણના પ્રાકટ્ય પછી, પાંચમા દિવસે રુક્મિણી-વિવાહ પછી, છઠ્ઠા દિવસે હંસોપાખ્યાન પછી કથા-વિરામ કરવો જોઈએ અને સાતમા દિવસે એ પછીનો બાકી ભાગ પૂરો કરી લેવો જોઈએ.* સ્કંધના આરંભનો શ્લોક અને અંતિમ શ્લોક ઘણી વાર ઉચ્ચસ્વરે બોલવા જોઈએ.

કથા સમાપ્ત થયા પછી બીજા દિવસે, ત્યાં સ્થાપિત

---

* મનુકર્દમસંવાદપર્યન્તં પ્રથમેઽહનિ । ભરતાખ્યાનપર્યન્તં દ્વિતીયેઽહનિ વાચયેત્ ॥
તૃતીયે દિવસે કુર્યાત્ સપ્તમસ્કન્ધપૂરણમ્ । કૃષ્ણાવિર્ભાવપર્યન્તં ચતુર્થે દિવસે વદેત્ ॥
રુક્મિણ્યુદ્વાહપર્યન્તં પઞ્ચમેઽહનિ શસ્યતે । શ્રીહંસાખ્યાનપર્યન્તં ષષ્ઠેઽહનિ વદેત્ સુધીઃ ॥
સપ્તમે તુ દિને કુર્યાત્ પૂર્તિં ભાગવતસ્ય વૈ । એવં નિર્વિઘ્નતાસિદ્ધિર્વિપર્યય ઇતોઽન્યથા ॥

થયેલા તમામ દેવતાઓનું પૂજન કરીને હવનની વેદી પર પંચભૂ-સંસ્કાર, અગ્નિ-સ્થાપન અને અને કુશ-કંડિકા કરવાં. પછી વૃત બ્રાહ્મણો વડે વિધિપૂર્વક હવન, તર્પણ અને માર્જન કરાવીને શ્રીમદ્ભાગવત (ગ્રંથ)ની શોભાયાત્રા કાઢવી અને બ્રાહ્મણોને ભોજન કરાવવું. મધ-મિશ્રિત ખીર, તલ વગેરેથી ભાગવતના શ્લોકોના દશાંશ ભાગ જેટલી અર્થાત્ ૧,૮૦૦ આહૂતિ આપવી જોઈએ. ખીર સુલભ ન હોય તો તેના બદલે તેલ, ચોખા, જવ, મેવો, શુદ્ધ ઘી અને સાકર મેળવીને હવનયોગ્ય પદાર્થ તૈયાર કરી લેવો જોઈએ. આમાં સુગંધિત પદાર્થો કપૂર-કાચરી, ચંદન-ચૂર્ણ વગેરે પણ ભેળવવા જોઈએ. પૂર્વોક્ત અઢાર સો આહૂતિઓ ગાયત્રી-મંત્ર સાથે અથવા દશમા સ્કંધના એક-એક શ્લોક સાથે આપવી જોઈએ. હવનના અંતમાં દિક્પાલો વગેરે માટે બલિ, ક્ષેત્રપાલ-પૂજન, છાયાપાત્રનું દાન, હવનનું દશાંશ તર્પણ અને તર્પણનું દશાંશ માર્જન કરવું જોઈએ. પછી આરતી કર્યા બાદ કોઈ નદી, સરોવર અથવા કૂવો વગેરે સ્થળે જઈને અવભૃથ-સ્નાન (યજ્ઞના અંતે થતું સ્નાન) પણ કરવું જોઈએ. આ માટે સમૂહની સાથે શોભાયાત્રા કાઢીને ગાવા-બજાવા સાથે કીર્તન કરતાં કરતાં જવું જોઈએ. યજમાને શ્રીમદ્ભાગવત-ગ્રંથને પોતાના મસ્તક પર મૂકીને તેની શોભાયાત્રા કાઢવી, જેમાં વક્તા આચાર્યે તથા સર્વે શ્રોતાઓએ સંમિલિત થવું. હરિકીર્તન થતું રહેવું જોઈએ. ભાગવત-ગ્રંથ પર ચામર ઢોળતા રહેવું જોઈએ. ઘંટ, ઝાંઝ-પખાજ, શંખ વગેરે વાદ્યો વાગતાં રહેવાં જોઈએ. જે પૂર્ણ હવન કરવા અસમર્થ હોય તેણે યથાશક્તિ હવનીય પદાર્થનું દાન કરવું. અંતમાં ઓછામાં ઓછા બાર બ્રાહ્મણોને મધુ-મિશ્રિત ખીરનું ભોજન કરાવવું જોઈએ. વ્રતની પૂર્તિ માટે સુવર્ણનું દાન અને ગાયનું દાન આપવું જોઈએ. સુવર્ણ-સિંહાસન પર વિરાજિત, સુંદર અક્ષરોમાં લખાયેલા શ્રીમદ્ભાગવતની પૂજા કરીને તે ગ્રંથ દક્ષિણા સાથે કથાવાચક આચાર્યને દાનમાં આપવો જોઈએ. અંતે, તમામ પ્રકારની ત્રુટિઓની પૂર્તિ કરવા માટે વિષ્ણુસહસ્રનામનો પાઠ કથાવાચક આચાર્ય પાસેથી સાંભળવો જોઈએ. વિરક્ત શ્રોતાઓએ 'ગીતા' સાંભળવી જોઈએ.

═★═

## વન્દનમ્

સર્ગસ્થિતિનિરોધાર્થં કામાકામમયો હિ યઃ ।
તં કામં કામકામઘ્નં કામાભાવાય કામયે ॥

યત્કામિનીકેલિકલાપકુણ્ઠિતઃ કામોઽપ્યકામા વિમદો બભૂવ હ ।
તં માનિનીમાનદમાનદં સદા શ્રીમોહનં મોહનમાનતોઽસ્મ્યહમ્ ॥

યસ્યાઙ્ઘ્રિપઙ્કજપરાગપરપ્રભાવાદ્ ભૂત્વા કૃતી કૃતિમતાં સૃતિમાચરામિ ।
તં સદ્ગુરું સતતસર્વસુખં સદગ્ર્યં વન્દે સદા વિમલબોધઘનં વિચિત્રમ્ ॥

વ્યાસં વ્યાસકરં વન્દે મુનિં નારાયણં સ્વયમ્ ।
યતઃ પ્રાપ્તકૃપાલોકા લોકા મુક્તાઃ કલેર્ગ્રહાત્ ॥

યસ્ય તુણ્ડાચ્ચ્યુતશ્ચૂતો રાજતેઽયં રસાત્મકઃ ।
તમચ્યુતકથાકુઞ્જે સુકૂજન્તં શુકં ભજે ॥

શ્રીધરં શ્રીધરં વન્દે શ્રીધરૈકપરાયણમ્ ।
યસ્યૈવ શ્રીપ્રસાદેન શ્રીધરેયં કૃતિઃ કૃતા ॥

રાધા ભક્તિર્હરિર્જ્ઞાનં તાભ્યાં યા ચ સમન્વિતા ।
તાં શ્રીભાગવતીં ગાથાં વન્દે યુગલરૂપિણીમ્ ॥

• ⋆ •

ॐ નમો ભગવતે વાસુદેવાય ॥

# શ્રીમદ્ભાગવત-માહાત્મ્ય

═★═

*કૃષ્ણં નારાયણં વન્દે કૃષ્ણં વન્દે વ્રજપ્રિયમ્ ।*
*કૃષ્ણં દ્વૈપાયનં વન્દે કૃષ્ણં વન્દે પૃથાસુતમ્ ॥*

═★═

## પહેલો અધ્યાય

દેવર્ષિ નારદનો ભક્તિ સાથે ભેટો

**સચ્ચિદાનન્દરૂપાય વિશ્વોત્પત્ત્યાદિહેતવે ।**
**તાપત્રયવિનાશાય શ્રીકૃષ્ણાય વયં નુમઃ ॥ ૧॥**

**યં પ્રવ્રજન્તમનુપેતમપેતકૃત્યં**
**દ્વૈપાયનો વિરહકાતર આજુહાવ ।**
**પુત્રેતિ તન્મયતયા તરવોઽભિનેદુ-**
**સ્તં સર્વભૂતહૃદયં મુનિમાનતોઽસ્મિ ॥ ૨॥**

**નૈમિષે સૂતમાસીનમભિવાદ્ય મહામતિમ્ ।**
**કથામૃતરસાસ્વાદકુશલઃ શૌનકોઽબ્રવીત્ ॥ ૩॥**

*શૌનક ઉવાચ*

**અજ્ઞાનધ્વાન્તવિધ્વંસકોટિસૂર્યસમપ્રભ ।**
**સૂતાખ્યાહિ કથાસારં મમ કર્ણરસાયનમ્ ॥ ૪॥**

**ભક્તિજ્ઞાનવિરાગાપ્તો વિવેકો વર્ધતે મહાન્ ।**
**માયામોહનિરાસશ્ચ વૈષ્ણવૈઃ ક્રિયતે કથમ્ ॥ ૫॥**

**ઇહ ઘોરે કલૌ પ્રાયો જીવશ્ચાસુરતાં ગતઃ ।**
**ક્લેશાક્રાન્તસ્ય તસ્યૈવ શોધને કિં પરાયણમ્ ॥ ૬॥**

સચ્ચિદાનંદસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને અમે નમસ્કાર કરીએ છીએ, કે જેઓ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના હેતુ છે તથા આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણે પ્રકારનાં દુઃખોનો નાશ કરનારા છે. (૧)

જે સમયે શ્રીશુકદેવજીનો યજ્ઞોપવીત સંસ્કાર પણ થયો ન હતો, અને જેમણે કંઈ કરવાનું બાકી પણ નથી, એવા વેગથી જઈ રહેલા શુકદેવજીને જોઈને તેમના પિતા વ્યાસજી વિરહવ્યાકુળ થઈને પોકારવા લાગ્યા – 'બેટા! બેટા!', તે સમયે બ્રહ્મમાં તન્મય હોવાને કારણે શ્રીશુકદેવજી વતીથી વૃક્ષોએ ઉત્તર આપ્યો – એવા સૌના હૃદયમાં વિરાજમાન શ્રીશુકદેવ મુનિને હું નમસ્કાર કરું છું. (૨)

એક સમયની વાત છે કે ભગવત્કથામૃતનું રસાસ્વાદન કરવામાં કુશળ મુનિવર શૌનકજીએ નૈમિષારણ્ય ક્ષેત્રમાં વિરાજમાન મહામતિ સૂતજીને નમસ્કાર કરીને પૂછ્યું. (૩)

**શૌનકજી બોલ્યા :** હે સૂતજી! અજ્ઞાનના અંધકારનો નાશ કરવા માટે તમારું જ્ઞાન કરોડો સૂર્ય સમાન છે. તમે અમારા કાનો માટે રસાયણ-અમૃતસ્વરૂપ સારગર્ભિત કથા કહો. (૪) ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી મળનારા મહાન વિવેકની વૃદ્ધિ કેવી રીતે થાય છે અને વૈષ્ણવો આ માયા-મોહથી કેવી રીતે છુટકારો મેળવે છે? (૫) આ ઘોર કળિયુગમાં જીવો પ્રાયઃ આસુરી સ્વભાવના થઈ ગયા છે; વિવિધ ક્લેશોથી આક્રાન્ત આ જીવોને શુદ્ધ (દૈવીસંપદા-સંપન્ન) બનાવવાનો શ્રેષ્ઠ ઉપાય શો છે? (૬)

શ્રેયસાં યદ્ભવેચ્છ્રેયઃ પાવનાનાં ચ પાવનમ્ ।
કૃષ્ણપ્રાપ્તિકરં શશ્વત્સાધનં તદ્વદાધુના ॥ ૭॥

ચિન્તામણિર્લોકસુખં સુરદ્રુઃ સ્વર્ગસમ્પદમ્ ।
પ્રયચ્છતિ ગુરુઃ પ્રીતો વૈકુણ્ઠં યોગિદુર્લભમ્ ॥ ૮॥

*સૂત ઉવાચ*

પ્રીતિઃ શૌનક ચિત્તે તે હ્યતો વચ્મિ વિચાર્ય ચ ।
સર્વસિદ્ધાન્તનિષ્પન્નં સંસારભયનાશનમ્ ॥ ૯॥

ભક્ત્યોઘવર્ધનં યચ્ચ કૃષ્ણસન્તોષહેતુકમ્ ।
તદહં તેઽભિધાસ્યામિ સાવધાનતયા શૃણુ ॥ ૧૦॥

કાલવ્યાલમુખગ્રાસત્રાસનિર્ણાશહેતવે ।
શ્રીમદ્ભાગવતં શાસ્ત્રં કલૌ કીરેણ ભાષિતમ્ ॥ ૧૧॥

એતસ્માદપરં કિઞ્ચિન્મનઃશુદ્ધ્યૈ ન વિદ્યતે ।
જન્માન્તરે ભવેત્પુણ્યં તદા ભાગવતં લભેત્ ॥ ૧૨॥

પરીક્ષિતે કથાં વક્તું સભાયાં સંસ્થિતે શુકે ।
સુધાકુમ્ભં ગૃહીત્વૈવ દેવાસ્તત્ર સમાગમન્ ॥ ૧૩॥

શુકં નત્વાવદન્ સર્વે સ્વકાર્યકુશલાઃ સુરાઃ ।
કથાસુધાં પ્રયચ્છસ્વ ગૃહીત્વૈવ સુધામિમામ્ ॥ ૧૪॥

એવં વિનિમયે જાતે સુધા રાજ્ઞા પ્રપીયતામ્ ।
પ્રપાસ્યામો વયં સર્વે શ્રીમદ્ભાગવતામૃતમ્ ॥ ૧૫॥

ક્વ સુધા ક્વ કથા લોકે ક્વ કાચઃ ક્વ મણિર્મહાન્ ।
બ્રહ્મરાતો વિચાર્યૈવં તદા દેવાઞ્જહાસ હ ॥ ૧૬॥

અભક્તાંસ્તાંશ્ચ વિજ્ઞાય ન દદૌ સ કથામૃતમ્ ।
શ્રીમદ્ભાગવતી વાર્તા સુરાણામપિ દુર્લભા ॥ ૧૭॥

રાજ્ઞો મોક્ષં તથા વીક્ષ્ય પુરા ધાતાપિ વિસ્મિતઃ ।
સત્યલોકે તુલાં બદ્ધ્વાતોલયત્સાધનાન્યજઃ ॥ ૧૮॥

લઘૂન્યન્યાનિ જાતાનિ ગૌરવેણ ઇદં મહત્ ।
તદા ઋષિગણાઃ સર્વે વિસ્મયં પરમં યયુઃ ॥ ૧૯॥

હે સૂતજી! તમે અમને એવું કોઈ શાશ્વત સાધન બતાવો, કે જે સૌથી વધુ કલ્યાણકારી હોય તથા પવિત્ર કરનારાઓમાં પણ પવિત્ર હોય અને જે ભગવાન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરાવે. (૭) ચિંતામણિ કેવળ લૌકિક સુખ આપી શકે છે અને કલ્પવૃક્ષ વધુમાં વધુ સ્વર્ગીય સંપત્તિ આપી શકે છે; પરંતુ ગુરુદેવ (તો) પ્રસન્ન થઈને યોગીઓ વડે પણ દુર્લભ એવું ભગવાનનું નિત્ય વૈકુંઠધામ પણ આપી દે. (૮)

**સૂતજીએ કહ્યું** – હે શૌનકજી! તમારા હૃદયમાં ભગવાન પ્રતિ પ્રેમ છે; તેથી હું વિચાર કરીને સંપૂર્ણ સિદ્ધાંતોનો નિષ્કર્ષ (સાર) તમને સંભળાવું છું, કે જે જન્મ અને મૃત્યુના ભયનો નાશ કરનારો છે. (૯) હું તમને તે સાધન બતાવું છું, કે જે ભક્તિના પૂરમાં વૃદ્ધિ કરે છે અને ભગવાન શ્રીકૃષ્ણની પ્રસન્નતાનું મુખ્ય કારણ છે; તો તમે સાવધાન થઈને તે સાંભળો. (૧૦) શ્રીશુકદેવજીએ કળિયુગમાં જીવોના કાળરૂપી સર્પના મુખનો ,કોળિયો થવાના ત્રાસનો સંપૂર્ણ નાશ કરવા માટે શ્રીમદ્ભાગવતશાસ્ત્ર કહ્યું છે. (૧૧) મનની શુદ્ધિ માટે આના કરતાં ઉત્તમ અન્ય કોઈ સાધન નથી.'જ્યારે મનુષ્યના જન્મ-જન્માંતરનો પુણ્યોદય થાય છે ત્યારે જ તેને આ ભાગવતશાસ્ત્રની પ્રાપ્તિ થાય છે. (૧૨) જ્યારે શુકદેવજી રાજા પરીક્ષિતને આ કથા સંભળાવવા માટે સભામાં વિરાજમાન થયા ત્યારે દેવતાઓ અમૃત-કળશ લઈને તેમની પાસે આવ્યા. (૧૩) દેવતાઓ પોતાનું કામ સાધવામાં કુશળ હોય છે; તેથી અહીં પણ એ સૌએ શુકદેવજીને નમસ્કાર કરીને કહ્યું – 'તમે આ અમૃત લઈ લો અને બદલામાં અમને કથામૃત આપો. (૧૪) આ રીતે પરસ્પર વિનિમય (અદલા-બદલી) થઈ જવાથી રાજા પરીક્ષિત અમૃતનું પાન કરશે અને અમે સૌ શ્રીમદ્ભાગવતરૂપી અમૃતનું પાન કરીશું.' (૧૫)/આ સંસારમાં ક્યાં કાચ અને ક્યાં મહામૂલ્ય મણિ? ક્યાં અમૃત અને ક્યાં કથા? – (આમ વિચારીને) શ્રીશુકદેવજીએ તે સમયે દેવતાનો ઉપહાસ કર્યો. (૧૬) તેમને ભક્તિશૂન્ય (કથાના અનધિકારી) જાણીને કથામૃત આપ્યું નહીં. આ રીતે શ્રીમદ્ભાગવત-કથા દેવતાઓને પણ દુર્લભ છે. (૧૭)

પહેલાંના સમયે શ્રીમદ્ભાગવતના શ્રવણથી જ રાજા પરીક્ષિતનો મોક્ષ થયેલો જોઈને બ્રહ્માજીને પણ મોટું આશ્ચર્ય થયું હતું. તેમણે સત્યલોકમાં ત્રાજવું બાંધીને બધાં સાધનો તોળ્યાં. (૧૮) અન્ય બધાં જ સાધનો તોલમાં હલકાં ઊતર્યાં, પણ પોતાની મહત્તાને કારણે ભાગવત જ બધા કરતાં ભારે રહ્યું. આ જોઈને બધા ઋષિઓને

મેનિરે ભગવદ્રૂપં શાસ્ત્રં ભાગવતં કલૌ ।
પઠનાચ્છ્રવણાત્સદ્યો વૈકુણ્ઠફલદાયકમ્ ॥ ૨૦॥

સપ્તાહેન શ્રુતં ચૈતત્સર્વથા મુક્તિદાયકમ્ ।
સનકાદ્યૈઃ પુરા પ્રોક્તં નારદાય દયાપરૈઃ ॥ ૨૧॥

યદ્યપિ બ્રહ્મસમ્બન્ધાચ્છ્રુતમેતત્સુરર્ષિણા ।
સપ્તાહશ્રવણવિધિઃ કુમારૈસ્તસ્ય ભાષિતઃ ॥ ૨૨॥

*શૌનક ઉવાચ*

લોકવિગ્રહમુક્તસ્ય નારદસ્યાસ્થિરસ્ય ચ ।
વિધિશ્રવે કુતઃ પ્રીતિઃ સંયોગઃ કુત્ર તૈઃ સહ ॥ ૨૩॥

*સૂત ઉવાચ*

અત્ર તે કીર્તયિષ્યામિ ભક્તિયુક્તં કથાનકમ્ ।
શુકેન મમ યત્પ્રોક્તં રહઃ શિષ્યં વિચાર્ય ચ ॥ ૨૪॥

એકદા હિ વિશાલાયાં ચત્વાર ઋષયોઽમલાઃ ।
સત્સઙ્ગાર્થં સમાયાતા દદૃશુસ્તત્ર નારદમ્ ॥ ૨૫॥

*કુમારા ઊચુઃ*

કથં બ્રહ્મન્દીનમુખઃ કુતશ્ચિન્તાતુરો ભવાન્ ।
ત્વરિતં ગમ્યતે કુત્ર કુતશ્ચાગમનં તવ ॥ ૨૬॥

ઇદાનીં શૂન્યચિત્તોઽસિ ગતવિત્તો યથા જનઃ ।
તવેદં મુક્તસઙ્ગસ્ય નોચિતં વદ કારણમ્ ॥ ૨૭॥

*નારદ ઉવાચ*

અહં તુ પૃથિવીં યાતો જ્ઞાત્વા સર્વોત્તમામિતિ ।
પુષ્કરં ચ પ્રયાગં ચ કાશીં ગોદાવરીં તથા ॥ ૨૮॥

હરિક્ષેત્રં કુરુક્ષેત્રં શ્રીરઙ્ગં સેતુબન્ધનમ્ ।
એવમાદિષુ તીર્થેષુ ભ્રમમાણ ઇતસ્તતઃ ॥ ૨૯॥

નાપશ્યં કુત્રચિચ્છર્મ મનઃસન્તોષકારકમ્ ।
કલિનાધર્મમિત્રેણ ધરેયં બાધિતાધુના ॥ ૩૦॥

સત્યં નાસ્તિ તપઃ શૌચં દયા દાનં ન વિદ્યતે ।
ઉદરમ્ભરિણો જીવા વરાકાઃ કૂટભાષિણઃ ॥ ૩૧॥

મન્દાઃ સુમન્દમતયો મન્દભાગ્યા હ્યુપદ્રુતાઃ ।
પાખણ્ડનિરતાઃ સન્તો વિરક્તાઃ સપરિગ્રહાઃ ॥ ૩૨॥

તરુણીપ્રભુતા ગેહે શ્યાલકો બુદ્ધિદાયકઃ ।
કન્યાવિક્રયિણો લોભાદ્દમ્પતીનાં ચ કલ્કનમ્ ॥ ૩૩॥

ભારે વિસ્મય થયું. (૧૯) તેમણે કળિયુગમાં આ ભગવાન-રૂપી ભાગવતને જ વાંચવા-સાંભળવાથી તે તત્કાળ મોક્ષ આપે છે એવો નિશ્ચય કર્યો. (૨૦) સપ્તાહવિધિ સાથે શ્રવણ કરવાથી આ (ભાગવત) નિશ્ચિતપણે ભક્તિનું પ્રદાન કરે છે. પહેલાંના સમયે આ કથા દયાપરાયણ સનકાદિએ દેવર્ષિ નારદને સંભળાવી હતી. (૨૧) જોકે દેવર્ષિએ એ પહેલાં આ કથા બ્રહ્માજીના શ્રીમુખે સાંભળેલી હતી; પરંતુ સપ્તાહ-શ્રવણની વિધિ તો સનકાદિએ જ તેમને કહી સંભળાવી. (૨૨)

**શૌનકજીએ પૂછ્યું** – સાંસારિક પ્રપંચથી મુક્ત અને વિચરણશીલ નારદજીનો સનકાદિની સાથે સંયોગ ક્યાં થયો અને વિધિ-વિધાનના શ્રવણમાં તેમને કેવી રીતે પ્રીતિ થઈ? (૨૩)

**સૂતજીએ કહ્યું** – હવે હું તમને તે ભક્તિપૂર્ણ કથાનક સંભળાવું છું, કે જે શ્રીશુકદેવજીએ મને પોતાનો અનન્ય શિષ્ય જાણીને એકાંતમાં સંભળાવ્યું હતું. (૨૪) એક દિવસે વિશાલાપુરીમાં તે ચારે નિર્મળ ઋષિઓ સત્સંગ માટે આવ્યા; તેમણે ત્યાં નારદજીને જોયા. (૨૫)

**સનકાદિએ પૂછ્યું** – હે બ્રહ્મન્! તમારું મુખ ઉદાસ કેમ છે? તમે શા માટે ચિંતાતુર છો? આટલા બધા ઉતાવળા તમે ક્યાં જઈ રહ્યા છો? અને તમારું આગમન ક્યાંથી થઈ રહ્યું છે? (૨૬) અત્યારે તો તમે એવા પુરુષ જેવા શૂન્યમનસ્ક દેખાઓ છો કે જેનું ધન લૂંટાઈ ગયું હોય. તમારા જેવા આસક્તિરહિત પુરુષ માટે આ વાજબી નથી. કહો, શું કારણ છે? (૨૭)

**નારદજીએ કહ્યું** – સર્વોત્તમ લોક સમજીને હું પૃથ્વી પર આવ્યો. અહીં પુષ્કર, પ્રયાગ, કાશી, ગોદાવરી (નાસિક), હરિદ્વાર, કુરુક્ષેત્ર, શ્રીરંગમ્, સેતુબંધ વગેરે કેટલાંય તીર્થોમાં અહીં-તહીં વિચરતો રહ્યો; પણ મને મનને સંતોષ આપનારી શાંતિ ક્યાંય મળી નહીં. આ સમયે અધર્મના સહાયક કળિયુગે સમસ્ત પૃથ્વીને દુઃખી કરી મૂકી છે. (૨૮-૩૦) હવે અહીં સત્ય, તપ, શૌચ (બાહ્ય અને આંતરિક પવિત્રતા), દયા, દાન વગેરે કશું પણ નથી. બિચારા જીવ માત્ર પોતાનું પેટ ભરવામાં જ લાગેલા છે; તેઓ અસત્યભાષી, આળસુ, મંદબુદ્ધિ, ભાગ્યહીન અને ઉપદ્રવગ્રસ્ત થઈ ગયા છે. જેઓ સાધુ-સંત કહેવાય છે તેઓ પૂરા પાખંડી થઈ ગયા છે; જોવામાં તો તેઓ વિરક્ત લાગે છે, પરંતુ પત્ની-ધન વગેરે બધાનો પરિગ્રહ કરે છે. ઘરોમાં સ્ત્રીઓનું રાજ્ય છે, સાળાઓ સલાહકાર બન્યા છે, લોભથી લોકો કન્યાવિક્રય કરે છે અને પતિ-પત્ની વચ્ચે કંકાસ થયા કરે છે. (૩૧-૩૩) મહાત્માઓના આશ્રમો,

આશ્રમા યવનૈ રુદ્ધાસ્તીર્થાનિ સરિતસ્તથા ।
દેવતાયતનાન્યત્ર દુષ્ટૈર્નષ્ટાનિ ભૂરિશઃ ॥ ૩૪॥

ન યોગી નૈવ સિદ્ધો વા ન જ્ઞાની સત્ક્રિયો નરઃ ।
કલિદાવાનલેનાદ્ય સાધનં ભસ્મતાં ગતમ્ ॥ ૩૫॥

[1]અટ્ટશૂલા જનપદાઃ શિવશૂલા દ્વિજાતયઃ ।
કામિન્યઃ કેશશૂલિન્યઃ સમ્ભવન્તિ કલાવિહ ॥ ૩૬॥

એવં પશ્યન્ કલેર્દોષાન્ પર્યટન્નવનીમહમ્ ।
યામુનં તટમાપન્નો યત્ર લીલા હરેરભૂત્ ॥ ૩૭॥

તત્રાશ્ચર્યં મયા દૃષ્ટં શ્રૂયતાં તન્મુનીશ્વરાઃ ।
એકા તુ તરુણી તત્ર નિષણ્ણા ખિન્નમાનસા ॥ ૩૮॥

વૃદ્ધૌ દ્વૌ પતિતૌ પાર્શ્વે નિઃશ્વસન્તાવચેતનૌ ।
શુશ્રૂષન્તી પ્રબોધન્તી રુદતી ચ તયોઃ પુરઃ ॥ ૩૯॥

દશદિક્ષુ નિરીક્ષન્તી રક્ષિતારં નિજં વપુઃ ।
વીજ્યમાના શતસ્ત્રીભિર્બોધ્યમાના મુહુર્મુહુઃ ॥ ૪૦॥

દૃષ્ટ્વા દૂરાદ્ગતઃ સોઽહં કૌતુકેન તદન્તિકમ્ ।
માં દૃષ્ટ્વા ચોત્થિતા બાલા વિહ્વલા ચાબ્રવીદ્વચઃ ॥ ૪૧॥

*બાલોવાચ*

ભો ભોઃ સાધો ક્ષણં તિષ્ઠ મચ્ચિન્તામપિ નાશય ।
દર્શનં તવ લોકસ્ય સર્વથાઘહરં પરમ્ ॥ ૪૨॥

બહુધા તવ વાક્યેન દુઃખશાન્તિર્ભવિષ્યતિ ।
યદા ભાગ્યં ભવેદ્ભૂરિ ભવતો દર્શનં તદા ॥ ૪૩॥

*નારદ ઉવાચ*

કાસિ ત્વં કાવિમૌ ચેમા નાર્યઃ કાઃ પદ્મલોચનાઃ ।
વદ દેવિ સવિસ્તારં સ્વસ્ય દુઃખસ્ય કારણમ્ ॥ ૪૪॥

*બાલોવાચ*

અહં ભક્તિરિતિ ખ્યાતા ઈમૌ મે તનયૌ મતૌ ।
જ્ઞાનવૈરાગ્યનામાનૌ કાલયોગેન જર્જરૌ ॥ ૪૫॥

ગઙ્ગાદ્યાઃ સરિતશ્ચેમા મત્સેવાર્થં સમાગતાઃ ।
તથાપિ ન ચ મે શ્રેયઃ સેવિતાયાઃ સુરૈરપિ ॥ ૪૬॥

તીર્થો અને નદીઓ પર યવનો (વિધર્મીઓ)નો અધિકાર થઈ ગયો છે; તે દુષ્ટોએ ઘણાં દેવાલયો પણ નષ્ટ કરી દીધાં છે. (૩૪) અત્યારે અહીં ન કોઈ યોગી છે, ન કોઈ સિદ્ધ છે, ન જ્ઞાની છે અને ન તો કોઈ સત્કર્મ કરનારું પણ છે. બધાં સાધન અત્યારે કળિરૂપી દાવાનળથી બળીને ભસ્મ થઈ ગયાં છે. (૩૫) આ કળિકાળમાં બધા દેશવાસીઓ બજારોમાં અન્ન વેચે છે, બ્રાહ્મણો પૈસા લઈને વેદ ભણાવે છે અને સ્ત્રીઓ વેશ્યાવૃત્તિથી નિર્વાહ કરે છે. (૩૬).

આ રીતે કળિયુગના દોષો જોતો અને પૃથ્વી પર વિચરતો-વિચરતો હું યમુનાજીના તટે પહોંચ્યો, કે જ્યાં ભગવાન શ્રીકૃષ્ણની અનેક લીલાઓ થયેલી છે. (૩૭) હે મુનિવરો! સાંભળો, ત્યાં મેં એક મોટું આશ્ચર્ય જોયું. ત્યાં એક યુવાન સ્ત્રી ખિન્ન મનથી બેઠી હતી. (૩૮) તેની બાજુમાં બે વૃદ્ધ પુરુષો અચેત અવસ્થામાં પડ્યા હતા અને જોર-જોરથી શ્વાસ લઈ રહ્યા હતા. તે યુવતી તેમની સેવા કરતી કરતી ક્યારેક તેમને સચેત કરવા પ્રયત્ન કરતી હતી, તો ક્યારેક તેમની આગળ રોવા લાગતી હતી. (૩૯) તે પોતાના શરીરના રક્ષક પરમાત્માને દશે દિશાઓમાં જોતી હતી. તેની ચારે બાજુ સેંકડો સ્ત્રીઓ તેને વીંઝણો નાખતી હતી અને વારંવાર સમજાવી રહી હતી. (૪૦) દૂરથી આ બધું જોઈને હું કુતૂહલ-વશ તેની પાસે ગયો. મને જોઈને તે યુવતી ઊભી થઈ ગઈ અને અત્યંત વ્યાકુળ થઈને કહેવા લાગી. (૪૧)

**યુવતીએ કહ્યું** – અરે મહાત્માજી! પળવાર થોભી જાઓ અને મારી ચિંતાને પણ નષ્ટ કરી દો. તમારું દર્શન તો સંસારનાં બધાં પાપોને સર્વથા નષ્ટ કરી દેનારું છે. (૪૨) તમારાં વચનોથી મારા દુઃખની પણ ઠીક-ઠીક શાંતિ થશે. મનુષ્યનું જ્યારે મહાભાગ્ય હોય છે ત્યારે જ તમારાં દર્શન થતાં હોય છે. (૪૩)

**નારદજી કહે છે** – ત્યારે મેં તે સ્ત્રીને પૂછ્યું – દેવી! તમે કોણ છો? આ બંને પુરુષો તમારા શું થાય છે? અને તમારી પાસે આ કમલનયની દેવીઓ કોણ છે? તમે પોતાના દુઃખનું કારણ મને વિસ્તારથી જણાવો. (૪૪)

**યુવતીએ કહ્યું** – મારું નામ ભક્તિ છે, આ જ્ઞાન અને વૈરાગ્ય નામના મારા પુત્રો છે. કાળબળે જ તેઓ આવા જર્જર થઈ ગયા છે. (૪૫) આ દેવીઓ ગંગાજી વગેરે નદીઓ છે. તે બધી મારી સેવા કરવા માટે જ આવેલી છે. આ રીતે સાક્ષાત્ દેવીઓની સેવા પામવા

૧. અટ્ટમન્નં શિવો વેદઃ શૂલો વિક્રય ઉચ્યતે । કેશો ભગમિતિ પ્રોક્તમૃષિભિસ્તત્ત્વદર્શિભિઃ ॥

ઇદાનીં શ્રૃણુ મદ્વાર્તાં સચિત્તસ્ત્વં તપોધન ।
વાર્તા મે વિતતાપ્યસ્તિ તાં શ્રુત્વા સુખમાવહ ॥ ૪૭॥

ઉત્પન્ના દ્રવિડે સાહં વૃદ્ધિં કર્ણાટકે ગતા ।
ક્વચિત્ક્વચિન્મહારાષ્ટ્રે ગુર્જરે જીર્ણતાં ગતા ॥ ૪૮॥

તત્ર ઘોરકલેર્યોગાત્પાખણ્ડૈઃ ખણ્ડિતાઙ્ગકા ।
દુર્બલાહં ચિરં યાતા પુત્રાભ્યાં સહ મન્દતામ્ ॥ ૪૯॥

વૃન્દાવનં પુનઃ પ્રાપ્ય નવીનેવ સુરૂપિણી ।
જાતાહં યુવતી સમ્યક્પ્રેષ્ઠરૂપા તુ સામ્પ્રતમ્ ॥ ૫૦॥

ઇમૌ તુ શયિતાવત્ર સુતૌ મે ક્લિશ્યતઃ શ્રમાત્ ।
ઇદં સ્થાનં પરિત્યજ્ય વિદેશં ગમ્યતે મયા ॥ ૫૧॥

જરઠત્વં સમાયાતૌ તેન દુઃખેન દુઃખિતા ।
સાહં તુ તરુણી કસ્માત્સુતૌ વૃદ્ધાવિમૌ કુતઃ ॥ ૫૨॥

ત્રયાણાં સહચારિત્વાદ્વૈપરીત્યં કુતઃ સ્થિતમ્ ।
ઘટતે જરઠા માતા તરુણૌ તનયાવિતિ ॥ ૫૩॥

અતઃ શોચામિ ચાત્માનં વિસ્મયાવિષ્ટમાનસા ।
વદ યોગનિધે ધીમન્ કારણં ચાત્ર કિં ભવેત્ ॥ ૫૪॥

*નારદ ઉવાચ*

જ્ઞાનેનાત્મનિ પશ્યામિ સર્વમેતત્તવાનઘે ।
ન વિષાદસ્ત્વયા કાર્યો હરિઃ શં તે કરિષ્યતિ ॥ ૫૫॥

*સૂત ઉવાચ*

ક્ષણમાત્રેણ તજ્જ્ઞાત્વા વાક્યમૂચે મુનીશ્વરઃ ॥ ૫૬॥

*નારદ ઉવાચ*

શ્રૃણુષ્વાવહિતા બાલે યુગોઽયં દારુણઃ કલિઃ ।
તેન લુપ્તઃ સદાચારો યોગમાર્ગસ્તપાંસિ ચ ॥ ૫૭॥

જના અઘાસુરાયન્તે શાઠ્યદુષ્કર્મકારિણઃ ।
ઇહ સન્તો વિષીદન્તિ પ્રહૃષ્યન્તિ હ્યસાધવઃ ।
ધત્તે ધૈર્યં તુ યો ધીમાન્ સ ધીરઃ પણ્ડિતોઽથવા ॥ ૫૮॥

અસ્પૃશ્યાનવલોક્યેયં શેષભારકરી ધરા ।
વર્ષે વર્ષે ક્રમાજ્જાતા મઙ્ગલં નાપિ દૃશ્યતે ॥ ૫૯॥

ન ત્વામપિ સુતૈઃ સાકં કોઽપિ પશ્યતિ સામ્પ્રતમ્ ।
ઉપેક્ષિતાનુરાગાન્ધૈર્જર્જરત્વેન સંસ્થિતા ॥ ૬૦॥

છતાં પણ મને સુખ-શાંતિ નથી. (૪૬) હે તપોધન! હવે ધ્યાન દઈને મારો વૃત્તાંત સાંભળો. આમ તો મારી કથા પ્રસિદ્ધ છે, તોપણ તમે તે સાંભળો અને મને શાંતિ આપો. (૪૭)

હું દ્રવિડ દેશમાં જન્મી, કર્ણાટકમાં ઊછરી, ક્યાંક-ક્યાંક મહારાષ્ટ્રમાં સમ્માન પામી; પરંતુ ગુજરાતમાં મને ઘડપણ ઘેરી વળ્યું. (૪૮) ત્યાં ઘોર કળિયુગના પ્રભાવથી પાખંડીઓએ મારો અંગ-ભંગ કરી દીધો. દીર્ઘ સમય સુધી આવી અવસ્થા રહેવાને કારણે હું પોતાના પુત્રો સહિત દુર્બળ અને નિસ્તેજ થઈ ગઈ. (૪૯) હવે હું જ્યારથી વૃંદાવનમાં આવી છું ત્યારથી ફરી પરમસુંદરી સુરૂપવતી નવયુવતી થઈ ગઈ છું. (૫૦) પરંતુ આ સામે પડી રહેલા મારા બંને પુત્રો થાક્યા-હાર્યા દુઃખી થઈ રહ્યા છે. હવે હું આ સ્થાન છોડીને બીજે ક્યાંક જવા ઇચ્છું છું. (૫૧) આ બંને ઘરડા થઈ ગયા છે – આ જ દુઃખથી હું દુઃખી છું. હું મા હોવા છતાં તરુણી છું અને આ બંને મારા પુત્રો હોવા છતાં વૃદ્ધ શા માટે? (૫૨) અમે ત્રણે સાથે જ રહેનારાં છીએ, તો પછી આ વિપરીતપણું શા માટે? થવું તો એમ જોઈએ કે માતા ઘરડી હોય અને પુત્રો યુવાન. (૫૩) આ કારણે હું આશ્ચર્યચકિત ચિત્તથી પોતાની આ સ્થિતિ પર શોક કરી રહી છું. આપ પરમ બુદ્ધિમાન અને યોગનિધિ છો; આનું શું કારણ છે, બતાવશો? (૫૪)

**નારદજીએ કહ્યું** – 'હે સાધ્વી! હું જ્ઞાનદૃષ્ટિથી પોતાના હૃદયમાં તમારા સંપૂર્ણ દુઃખનું કારણ જોઉં છું, તમારે વિષાદ કરવો જોઈએ નહીં, શ્રીહરિ તમારું કલ્યાણ કરશે. (૫૫)

**સૂતજી કહે છે** – મુનિવર નારદજીએ એક ક્ષણમાં જ તેનું કારણ જાણીને કહ્યું. (૫૬)

**નારદજીએ કહ્યું** – હે દેવી! સાવધાન થઈને સાંભળો. આ દારુણ કળિયુગ છે. તેથી અત્યારે સદાચાર, યોગમાર્ગ, તપ વગેરે બધાં લુપ્ત થઈ ગયાં છે. (૫૭) લોકો શઠતા અને દુષ્કર્મ કરતા રહીને અઘાસુર બની રહ્યા છે. સંસારમાં જ્યાં જુઓ ત્યાં સત્પુરુષો દુઃખી છે. અને દુષ્ટો સુખી થઈ રહ્યા છે. અત્યારે જે બુદ્ધિમાન પુરુષ ધૈર્ય ધારી રહે તે જ મોટો જ્ઞાની અથવા પંડિત છે. (૫૮) પૃથ્વી ક્રમશઃ પ્રતિવર્ષ શેષજી માટે ભારરૂપ થતી જાય છે. અત્યારે તે સ્પર્શપાત્ર તો શું, જોવાલાયક પણ રહી નથી; અને પૃથ્વી પર ક્યાંય મંગળ દેખાતું જ નથી. (૫૯) અત્યારે કોઈનેય પુત્રો સહિત તમારું દર્શન પણ થતું નથી. વિષયાનુરાગને કારણે અંધ બનેલા જીવો વડે ઉપેક્ષિત થયેલાં તમે જર્જર બની રહ્યાં હતાં. (૬૦)

**વૃન્દાવનસ્ય સંયોગાત્પુનસ્ત્વં તરુણી નવા ।**
**ધન્યં વૃન્દાવનં તેન ભક્તિર્નૃત્યતિ યત્ર ચ ॥ ૬૧॥**

**અત્રેમૌ ગ્રાહકાભાવાન્ન જરામપિ મુઞ્ચતઃ ।**
**કિઞ્ચિદાત્મસુખેનેહ પ્રસુપ્તિર્મન્યતેઽનયોઃ ॥ ૬૨॥**

*ભક્તિરુવાચ*

**કથં પરીક્ષિતા રાજ્ઞા સ્થાપિતો હ્યશુચિઃ કલિઃ ।**
**પ્રવૃત્તે તુ કલૌ સર્વસારઃ કુત્ર ગતો મહાન્ ॥ ૬૩॥**

**કરુણાપરેણ હરિણાપ્યધર્મઃ કથમીક્ષ્યતે ।**
**ઈમં મે સંશયં છિન્ધિ ત્વદ્વાચા સુખિતાસ્મ્યહમ્ ॥ ૬૪॥**

*નારદ ઉવાચ*

**યદિ પૃષ્ટસ્ત્વયા બાલે પ્રેમતઃ શ્રવણં કુરુ ।**
**સર્વં વક્ષ્યામિ તે ભદ્રે કશ્મલં તે ગમિષ્યતિ ॥ ૬૫॥**

**યદા મુકુન્દો ભગવાન્ ક્ષ્માં ત્યક્ત્વા સ્વપદં ગતઃ ।**
**તદિનાત્કલિરાયાતઃ સર્વસાધનબાધકઃ ॥ ૬૬॥**

**દૃષ્ટો દિગ્વિજયે રાજ્ઞા દીનવચ્છરણં ગતઃ ।**
**ન મયા મારણીયોઽયં સારઙ્ગ ઈવ સારભુક્ ॥ ૬૭॥**

**યત્ફલં નાસ્તિ તપસા ન યોગેન સમાધિના ।**
**તત્ફલં લભતે સમ્યક્કલૌ કેશવકીર્તનાત્ ॥ ૬૮॥**

**એકાકારં કલિં દૃષ્ટ્વા સારવત્સારનીરસમ્ ।**
**વિષ્ણુરાતઃ સ્થાપિતવાન્ કલિજાનાં સુખાય ચ ॥ ૬૯॥**

**કુકર્માચરણાત્સારઃ સર્વતો નિર્ગતોઽધુના ।**
**પદાર્થાઃ સંસ્થિતા ભૂમૌ બીજહીનાસ્તુષા યથા ॥ ૭૦॥**

**વિપ્રૈર્ભાગવતી વાર્તા ગેહે ગેહે જને જને ।**
**કારિતા કણલોભેન કથાસારસ્તતો ગતઃ ॥ ૭૧॥**

**અત્યુગ્રભૂરિકર્માણો નાસ્તિકા રૌરવા જનાઃ ।**
**તેઽપિ તિષ્ઠન્તિ તીર્થેષુ તીર્થસારસ્તતો ગતઃ ॥ ૭૨॥**

**કામક્રોધમહાલોભતૃષ્ણાવ્યાકુલચેતસઃ ।**
**તેઽપિ તિષ્ઠન્તિ તપસિ તપઃસારસ્તતો ગતઃ ॥ ૭૩॥**

**મનસશ્ચાજયાલ્લોભાદ્દમ્ભાત્પાખણ્ડસંશ્રયાત્ ।**
**શાસ્ત્રાનભ્યસનાચ્ચૈવ ધ્યાનયોગફલં ગતમ્ ॥ ૭૪॥**

વૃંદાવનના સંયોગથી તમે પુનઃ તરુણી બન્યાં છો. તેથી આ વૃંદાવન-ધામ ધન્ય છે, કે જ્યાં સર્વત્ર ભક્તિ નૃત્ય કરે છે. (૬૧) પરંતુ તમારા આ બંને પુત્રોનો અહીં કોઈ ગ્રાહક નથી, તેથી તેમનું ઘડપણ છૂટતું નથી. અહીં તેમને થોડુંક આત્મસુખ (ભગવાનના સ્પર્શથી આવિર્ભૂત આનંદ) પ્રાપ્ત થવાને કારણે એ સૂતા-જેવા લાગે છે. (૬૨)

**ભક્તિએ કહ્યું** – રાજા પરીક્ષિતે આ પાપી કળિયુગને શા માટે રહેવા દીધો? એના આવતાં જ બધી વસ્તુઓનો સાર કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો? (૬૩) કરુણામય શ્રીહરિ પણ આ અધર્મ શી રીતે જોઈ શકે છે? હે મુનિ! મારો આ સંદેહ દૂર કરો, તમારાં વચનોથી મને ઘણી શાંતિ થઈ છે. (૬૪)

**નારદજીએ કહ્યું** – હે બાલા! તમે પૂછ્યું છે તો પ્રેમથી સાંભળો. હે કલ્યાણી! હું બધું તમને બતાવીશ અને તમારું દુઃખ દૂર થઈ જશે. (૬૫) જે દિવસે ભગવાન શ્રીકૃષ્ણ આ ભૂલોક છોડીને પોતાના પરમધામમાં પધારી ગયા તે દિવસથી અહીં સમસ્ત સાધનો માટે બાધક એવો કળિયુગ આવી ગયો. (૬૬) દિગ્વિજયના સમયે રાજા પરીક્ષિતની દૃષ્ટિ પડવાથી કળિયુગ દીનવત્ થઈ તેમના શરણમાં આવ્યો. ભ્રમર જેવા સારગ્રાહી રાજાએ એવો નિશ્ચય કર્યો કે મારે આનો વધ નહીં કરવો જોઈએ. (૬૭) કારણ કે જે ફળ તપ, યોગ અને સમાધિથી પણ મળતું નથી તે ફળ કળિયુગમાં શ્રીહરિકીર્તનથી જ સારી રીતે (સમ્યક્‌પણે) મળે છે. (૬૮) આ રીતે સારહીન હોવા છતાં પણ તેને એક દૃષ્ટિએ સારયુક્ત જોઈને તેમણે કળિયુગમાં ઉત્પન્ન થનારા જીવોના સુખ માટે જ તેને (કળિયુગને) રહેવા દીધો હતો. (૬૯)

આ સમયે લોકો કુકર્મમાં પ્રવૃત્ત છે, તેથી બધી જ વસ્તુઓનો સાર નીકળી ગયો છે અને પૃથ્વીના તમામ પદાર્થો બીજહીન ભૂસા જેવા થઈ ગયા છે. (૭૦) બ્રાહ્મણો માત્ર અન્ન-ધન-પ્રાપ્તિના લોભે જ પ્રત્યેક ઘર અને પ્રત્યેક માણસને ભાગવતની કથા સંભળાવે છે, તેથી કથાનો સાર ચાલ્યો ગયો છે. (૭૧) તીર્થોમાં અનેક પ્રકારનાં અત્યંત ઘોર કર્મો કરનારા, નાસ્તિક અને નારકી મનુષ્યો પણ રહેવા લાગ્યા છે, તેથી તીર્થોનો પ્રભાવ પણ જતો રહ્યો છે. (૭૨) જેમનું ચિત્ત નિરંતર કામ, ક્રોધ, મહાલોભ અને તૃષ્ણાથી તપતું રહે છે તેવા મનુષ્યો પણ તપસ્યાનો ઢોંગ કરવા લાગ્યા છે, તેથી તપમાંથી પણ સાર નીકળી ગયો છે. (૭૩) મન પર કાબૂ નહિ હોવાને કારણે તથા લોભ, દંભ અને પાખંડનો આશ્રય લેવાને કારણે તેમ જ શાસ્ત્રનો અભ્યાસ નહિ કરવાથી ધ્યાનયોગનું ફળ ચાલ્યું ગયું છે. (૭૪) પંડિતોની દશા એવી

પણ્ડિતાસ્તુ કલત્રેણ રમન્તે મહિષા ઈવ ।
પુત્રસ્યોત્પાદને દક્ષા અદક્ષા મુક્તિસાધને ॥ ૭૫॥

ન હિ વૈષ્ણવતા કુત્ર સમ્પ્રદાયપુરઃસરા ।
એવં પ્રલયતાં પ્રાપ્તો વસ્તુસારઃ સ્થલે સ્થલે ॥ ૭૬॥

અયં તુ યુગધર્મો હિ વર્તતે કસ્ય દૂષણમ્ ।
અતસ્તુ પુણ્ડરીકાક્ષઃ સહતે નિકટે સ્થિતઃ ॥ ૭૭॥

*સૂત ઉવાચ*

ઈતિ તદ્વચનં શ્રુત્વા વિસ્મયં પરમં ગતા ।
ભક્તિરૂચે વચો ભૂયઃ શ્રૂયતાં તચ્ચ શૌનક ॥ ૭૮॥

*ભક્તિરુવાચ*

સુરર્ષે ત્વં હિ ધન્યોઽસિ મદ્ભાગ્યેન સમાગતઃ ।
સાધૂનાં દર્શનં લોકે સર્વસિદ્ધિકરં પરમ્ ॥ ૭૯॥

જયતિ જગતિ માયાં યસ્ય કાયાધવસ્તે
વચનરચનમેકં કેવલં ચાકલય્ય ।
ધ્રુવપદમપિ યાતો યત્કૃપાતો ધ્રુવોઽયં
સકલકુશલપાત્રં બ્રહ્મપુત્રં નતાસ્મિ ॥ ૮૦॥

છે કે તેઓ પોતાની પત્ની સાથે પશુની જેમ રમણ કરે છે; તેમનામાં સંતાન પેદા કરવાનું જ કૌશલ્ય જોવા મળે છે, મુક્તિસાધનમાં તેઓ સર્વથા અકુશળ છે. (૭૫) સંપ્રદાય અનુસાર મળેલી વૈષ્ણવતા પણ ક્યાંય જોવા મળતી નથી. આ રીતે ઠેર-ઠેર બધી જ વસ્તુઓનો સાર લુપ્ત થઈ ગયો છે. (૭૬) આ તો યુગનો સ્વભાવ જ છે, એમાં કોઈનો દોષ નથી; તેથી જ પુંડરીકાક્ષ ભગવાન અત્યંત નજીક રહેવા છતાં પણ આ બધું સહી રહ્યા છે. (૭૭)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! આ પ્રમાણે દેવર્ષિ નારદનાં વચનો સાંભળીને ભક્તિને ભારે આશ્ચર્ય થયું; એ પછી તેણે જે કંઈ કહ્યું તે સાંભળો. (૭૮)

**ભક્તિએ કહ્યું** – હે દેવર્ષિ! તમે ધન્ય છો! મારું મોટું સૌભાગ્ય કે તમારો ભેટો થયો. સંસારમાં સાધુપુરુષોનું દર્શન જ સમસ્ત સિદ્ધિઓનું પરમ કારણ છે. (૭૯) તમારો માત્ર એક જ વારનો ઉપદેશ ધારણ કરીને કયાધૂકુમાર પ્રહ્‌લાદે માયા પર વિજય મેળવી લીધો હતો. ધ્રુવજીએ પણ તમારી કૃપાથી જ ધ્રુવપદ મેળવ્યું હતું. તમે સર્વમંગલમય અને સાક્ષાત્ શ્રીબ્રહ્માજીના પુત્ર છો. હું તમને નમસ્કાર કરું છું. (૮૦)

═★═

**ઈતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે ભક્તિનારદસમાગમો નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥**
**શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત ભક્તિનારદસમાગમ નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.**

═★═

3

# બીજો અધ્યાય

## ભક્તિનું દુઃખ દૂર કરવા માટે નારદજીનો પ્રયત્ન

*નારદ ઉવાચ*

વૃથા ખેદયસે બાલે અહો ચિન્તાતુરા કથમ્ ।
શ્રીકૃષ્ણચરણામ્ભોજં સ્મર દુઃખં ગમિષ્યતિ ॥ ૧॥

દ્રૌપદી ચ પરિત્રાતા યેન કૌરવકશ્મલાત્ ।
પાલિતા ગોપસુન્દર્યઃ સ કૃષ્ણઃ ક્વાપિ નો ગતઃ ॥ ૨॥

ત્વં તુ ભક્તિઃ પ્રિયા તસ્ય સતતં પ્રાણતોઽધિકા ।
ત્વયાઽઽહૂતસ્તુ ભગવાન્ યાતિ નીચગૃહેષ્વપિ ॥ ૩॥

સત્યાદિત્રિયુગે બોધવૈરાગ્યૌ મુક્તિસાધકૌ ।
કલૌ તુ કેવલા ભક્તિર્બ્રહ્મસાયુજ્યકારિણી ॥ ૪॥

ઈતિ નિશ્ચિત્ય ચિદ્રૂપઃ સદ્રૂપાં ત્વાં સસર્જ હ ।
પરમાનન્દચિન્મૂર્તિઃ સુન્દરીં કૃષ્ણવલ્લભામ્ ॥ ૫॥

**નારદજીએ કહ્યું** – હે બાલા! તમે ફોગટ પોતાને શા માટે દુઃખી કરો છો? અરે, તમે આટલાં ચિંતાતુર કેમ છો? ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોનું ચિંતન કરો, તેમની કૃપાથી તમારું સઘળું દુઃખ દૂર થઈ જશે. (૧) જેમણે કૌરવોના અત્યાચારમાંથી દ્રૌપદીનું રક્ષણ કર્યું હતું અને ગોપસ્ત્રીઓને સનાથ કરી હતી તે શ્રીકૃષ્ણ કંઈ ક્યાંય જતા થોડા રહ્યા છે! (૨) વળી, તમે તો સાક્ષાત્ ભક્તિ છો અને તેમને તમે હંમેશાં પ્રાણથીય પ્રિય છો; તમારા બોલાવવાથી તો ભગવાન નીચ લોકોનાં ઘરોમાં પણ ચાલ્યા આવે છે. (૩) સત્ય, ત્રેતા અને દ્વાપર – આ ત્રણે યુગોમાં જ્ઞાન અને વૈરાગ્ય મુક્તિનાં સાધન હતાં; પરંતુ કળિયુગમાં તો કેવળ ભક્તિ જ બ્રહ્મસાયુજ્ય (મોક્ષ)ની પ્રાપ્તિ કરાવનારી છે. (૪) આમ વિચારીને જ પરમાનંદ-ચિન્મૂર્તિ જ્ઞાનસ્વરૂપ શ્રીહરિએ પોતાના સત્સ્વરૂપથી જ તમને રચ્યાં

બદ્ધ્વાઞ્જલિં ત્વયા પૃષ્ટં કિં કરોમીતિ ચૈકદા ।
ત્વાં તદાऽऽજ્ઞાપયત્કૃષ્ણો મદ્ભક્તાન્ પોષયેતિ ચ ॥ ૬॥

અઙ્ગીકૃતં ત્વયા તદ્વૈ પ્રસન્નોऽભૂદ્ધરિસ્તદા ।
મુક્તિં દાસીં દદૌ તુભ્યં જ્ઞાનવૈરાગ્યકાવિમૌ ॥ ૭॥

પોષણં સ્વેન રૂપેણ વૈકુણ્ઠે ત્વં કરોષિ ચ ।
ભૂમૌ ભક્તવિપોષાય છાયારૂપં ત્વયા કૃતમ્ ॥ ૮॥

મુક્તિં જ્ઞાનં વિરક્તિં ચ સહ કૃત્વા ગતા ભુવિ ।
કૃતાદિદ્વાપરસ્યાન્તં મહાનન્દેન સંસ્થિતા ॥ ૯॥

કલૌ મુક્તિઃ ક્ષયં પ્રાપ્તા પાખણ્ડામયપીડિતા ।
ત્વદાજ્ઞયા ગતા શીઘ્રં વૈકુણ્ઠં પુનરેવ સા ॥ ૧૦॥

સ્મૃતા ત્વયાપિ ચાત્રૈવ મુક્તિરાયાતિ યાતિ ચ ।
પુત્રીકૃત્ય ત્વયેમૌ ચ પાર્શ્વે સ્વસ્યૈવ રક્ષિતૌ ॥ ૧૧॥

ઉપેક્ષાતઃ કલૌ મન્દૌ વૃદ્ધૌ જાતૌ સુતૌ તવ ।
તથાપિ ચિન્તાં મુઞ્ચ ત્વમુપાયં ચિન્તયામ્યહમ્ ॥ ૧૨॥

કલિના સદૃશઃ કોऽપિ યુગો નાસ્તિ વરાનને ।
તસ્મિંસ્ત્વાં સ્થાપયિષ્યામિ ગેહે ગેહે જને જને ॥ ૧૩॥

અન્યધર્માંસ્તિરસ્કૃત્ય પુરસ્કૃત્ય મહોત્સવાન્ ।
તદા નાહં હરેર્દાસો લોકે ત્વાં ન પ્રવર્તયે ॥ ૧૪॥

ત્વદન્વિતાશ્ચ યે જીવા ભવિષ્યન્તિ કલાવિહ ।
પાપિનોऽપિ ગમિષ્યન્તિ નિર્ભયં કૃષ્ણમન્દિરમ્ ॥ ૧૫॥

યેષાં ચિત્તે વસેદ્ભક્તિઃ સર્વદા પ્રેમરૂપિણી ।
ન તે પશ્યન્તિ કીનાશં સ્વપ્નેऽપ્યમલમૂર્તયઃ ॥ ૧૬॥

ન પ્રેતો ન પિશાચો વા રાક્ષસો વાસુરોऽપિ વા ।
ભક્તિયુક્તમનસ્કાનાં સ્પર્શને ન પ્રભુર્ભવેત્ ॥ ૧૭॥

ન તપોભિર્ન વેદૈશ્ચ ન જ્ઞાનેનાપિ કર્મણા ।
હરિર્હિ સાધ્યતે ભક્ત્યા પ્રમાણં તત્ર ગોપિકાઃ ॥ ૧૮॥

નૃણાં જન્મસહસ્રેણ ભક્તૌ પ્રીતિર્હિ જાયતે ।
કલૌ ભક્તિઃ કલૌ ભક્તિર્ભક્ત્યા કૃષ્ણઃ પુરઃ સ્થિતઃ ॥ ૧૯॥

છે; તમે સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રનાં પ્રિય અને પરમ સુંદરી છો. (૫) એક વાર જ્યારે તમે હાથ જોડીને પૂછ્યું હતું કે 'હું શું કરું?' ત્યારે ભગવાને તમને આ જ આજ્ઞા આપી હતી કે 'મારા ભક્તોનું પોષણ કર.' (૬) તમે ભગવાનની એ આજ્ઞા સ્વીકારી લીધી; તેથી શ્રીહરિ તમારી ઉપર અત્યંત પ્રસન્ન થયા અને તમારી સેવા કરવા માટે તમને દાસીરૂપે મુક્તિનું અને પુત્રોરૂપે આ જ્ઞાન-વૈરાગ્યનું પ્રદાન કર્યું. (૭) તમે પોતાના સાક્ષાત્ સ્વરૂપથી વૈકુંઠધામમાં જ ભક્તોનું પોષણ કરો છો, ભૂલોકમાં તો તમે ભક્તોની પુષ્ટિ (પોષણ) માટે કેવળ છાયારૂપ જ ધારણ કર્યું છે. (૮)

ત્યારે તમે મુક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને સાથે લઈને પૃથ્વીતળમાં આવ્યાં અને સત્યયુગથી દ્વાપરયુગ સુધી ઘણા આનંદથી રહ્યાં. (૯) કળિયુગમાં તમારી દાસી મુક્તિ પાખંડરૂપી રોગથી પીડિત થઈને ક્ષીણ થવા લાગી, તેથી તે તો તરત જ તમારી આજ્ઞાથી વૈકુંઠલોકમાં ચાલી ગઈ. (૧૦) આ લોકમાં પણ તમે સ્મરણ કરો છો ત્યારે તે આવે છે અને ફરી પાછી ચાલી જાય છે; પરંતુ આ જ્ઞાન-વૈરાગ્યને પુત્રો માનીને તમે પોતાની પાસે જ રાખ્યા છે. (૧૧) તેમ છતાં કળિયુગમાં તેમની ઉપેક્ષા થવાને કારણે તમારા આ પુત્રો ઉત્સાહહીન અને વૃદ્ધ થઈ ગયા છે; તોપણ તમે ચિંતા ન કરો, હું તેમના નવજીવનનો ઉપાય વિચારું છું. (૧૨) હે સુમુખી! કળિયુગ જેવો અન્ય કોઈ યુગ નથી, આ યુગમાં હું તમને ઘેર-ઘેર પ્રત્યેક મનુષ્યના હૃદયમાં સ્થાપિત કરીશ. (૧૩) જુઓ, અન્ય બધા ધર્મોને દબાવીને અને ભક્તિવિષયક મહોત્સવોને આગળ રાખીને જો હું આ લોકમાં તમારો પ્રચાર ન કરું તો હું શ્રીહરિનો દાસ નહીં. (૧૪) આ કળિયુગમાં જે જીવો તમારાથી યુક્ત હશે તેઓ પાપી હોવા છતાં પણ નિર્વિરોધ શ્રીભગવાન શ્રીકૃષ્ણના અભયધામને પામશે. (૧૫) જેમના હૃદયમાં નિરંતર પ્રેમરૂપી ભક્તિ નિવાસ કરે છે તેવા શુદ્ધઅંતઃકરણના મનુષ્યો સ્વપ્નમાં પણ યમરાજાને જોતા નથી. (૧૬) જેમના હૃદયમાં મહારાણી ભક્તિનો નિવાસ છે તેમનો સ્પર્શ કરવાને પણ પ્રેત, પિશાચ, રાક્ષસ, દૈત્ય વગેરે સમર્થ હોતા નથી. (૧૭) ભગવાનને તપ, વેદાધ્યયન, જ્ઞાન, કર્મ વગેરે કોઈ પણ સાધનથી વશ કરી શકાતા નથી, તેઓ તો માત્ર ભક્તિથી જ વશીભૂત થાય છે. આ (વિષય)માં ગોપીજનો પ્રમાણ છે. (૧૮) મનુષ્યોને હજારો જન્મોના પુણ્યપ્રતાપે ભક્તિમાં અનુરાગ થાય છે. કળિયુગમાં કેવળ ભક્તિ, કેવળ ભક્તિ જ સાર છે. ભક્તિથી તો સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર પ્રત્યક્ષ ઉપસ્થિત થાય છે. (૧૯)

ભક્તિદ્રોહકરા યે ચ તે સીદન્તિ જગત્રયે ।
દુર્વાસા દુઃખમાપન્નઃ પુરા ભક્તવિનિન્દકઃ ॥ ૨૦॥

અલં વ્રતૈરલં તીર્થૈરલં યોગૈરલં મખૈઃ ।
અલં જ્ઞાનકથાલાપૈર્ભક્તિરેકૈવ મુક્તિદા ॥ ૨૧॥

*સૂત ઉવાચ*

ઇતિ નારદનિર્ણીતં સ્વમાહાત્મ્યં નિશમ્ય સા ।
સર્વાઙ્ગપુષ્ટિસંયુક્તા નારદં વાક્યમબ્રવીત્ ॥ ૨૨॥

*ભક્તિરુવાચ*

અહો નારદ ધન્યોઽસિ પ્રીતિસ્તે મયિ નિશ્ચલા ।
ન કદાચિદ્વિમુઞ્ચામિ ચિત્તે સ્થાસ્યામિ સર્વદા ॥ ૨૩॥

કૃપાલુના ત્વયા સાધો મદ્બાધા ધ્વંસિતા ક્ષણાત્ ।
પુત્રયોશ્ચેતના નાસ્તિ તતો બોધય બોધય ॥ ૨૪॥

*સૂત ઉવાચ*

તસ્યા વચઃ સમાકર્ણ્ય કારુણ્યં નારદો ગતઃ ।
તયોર્બોધનમારેભે કરાગ્રેણ વિમર્દયન્ ॥ ૨૫॥

મુખં સંયોજ્ય કર્ણાન્તે શબ્દમુચ્ચૈઃ સમુચ્ચરન્ ।
જ્ઞાન પ્રબુધ્યતાં શીઘ્રં રે વૈરાગ્ય પ્રબુધ્યતામ્ ॥ ૨૬॥

વેદવેદાન્તઘોષૈશ્ચ ગીતાપાઠૈર્મુહુર્મુહુઃ ।
બોધ્યમાનૌ તદા તેન કથંચિચ્ચોત્થિતૌ બલાત્ ॥ ૨૭॥

નેત્રૈરનવલોકન્તૌ જૃમ્ભન્તૌ સાલસાવુભૌ ।
બકવત્પલિતૌ પ્રાયઃ શુષ્કકાષ્ઠસમાઙ્ગકૌ ॥ ૨૮॥

ક્ષુત્ક્ષામૌ તૌ નિરીક્ષ્યૈવ પુનઃ સ્વાપપરાયણૌ ।
ઋષિશ્ચિન્તાપરો જાતઃ કિં વિધેયં મયેતિ ચ ॥ ૨૯॥

અહો નિદ્રા કથં યાતિ વૃદ્ધત્વં ચ મહત્તરમ્ ।
ચિન્તયન્નિતિ ગોવિન્દં સ્મારયામાસ ભાર્ગવ ॥ ૩૦॥

વ્યોમવાણી તદૈવાભૂન્મા ઋષે ખિદ્યતામિતિ ।
ઉદ્યમઃ સફલસ્તેઽયં ભવિષ્યતિ ન સંશયઃ ॥ ૩૧॥

એતદર્થં તુ સત્કર્મ સુરર્ષે ત્વં સમાચર ।
તત્તે કર્માભિધાસ્યન્તિ સાધવઃ સાધુભૂષણાઃ ॥ ૩૨॥

સત્કર્મણિ કૃતે તસ્મિન્ સનિદ્રા વૃદ્ધતાનયોઃ ।
ગમિષ્યતિ ક્ષણાદ્ભક્તિઃ સર્વતઃ પ્રસરિષ્યતિ ॥ ૩૩॥

જે લોકો ભક્તિનો દ્રોહ કરે છે તેઓ ત્રણે લોકોમાં દુઃખ જ દુઃખ પામે છે. પહેલાંના સમયે ભક્તનો તિરસ્કાર કરનારા દુર્વાસા ઋષિએ ભારે કષ્ટ વેઠવું પડ્યું હતું. (૨૦) બસ, બસ – વ્રત, તીર્થ, યોગ, યજ્ઞ, જ્ઞાનચર્ચા વગેરે ઘણાંબધાં સાધનોનું શું કામ છે? એકમાત્ર ભક્તિ જ મુક્તિ આપનારી છે. (૨૧)

**સૂતજી કહે છે** – આ રીતે નારદજીએ નિર્ણય કરેલા પોતાના માહાત્મ્યને સાંભળીને ભક્તિનાં બધાં અંગો પુષ્ટ થયાં અને તે (ભક્તિ) નારદજીને કહેવા લાગ્યાં. (૨૨)

**ભક્તિએ કહ્યું** – હે નારદજી! તમે ધન્ય છો. મારામાં તમારી નિશ્ચળ પ્રીતિ છે. હંમેશાં હું તમારા હૃદયમાં રહીશ, તમને છોડીને ક્યારેય જઈશ નહીં. (૨૩) હે સાધુ! તમે મહાકૃપાળુ છો. તમે ક્ષણવારમાં જ મારું સઘળું દુઃખ દૂર કર્યું. પણ હજી મારા પુત્રોમાં ચેતના આવી નથી; તમે એમને તત્કાળ સચેત કરી દો, જાગ્રત કરો. (૨૪)

**સૂતજી કહે છે** – ભક્તિનાં આ વચનો સાંભળીને નારદજી કરુણાપૂર્ણ બન્યા અને તેઓ તેમને (જ્ઞાન-વૈરાગ્યને) હાથથી હચમચાવીને જગાડવા લાગ્યા. (૨૫) પછી તેમના કાન પાસે મોં લાવીને જોરથી બોલ્યા – 'ઓ જ્ઞાન! જલદી જાગો! ઓ વૈરાગ્ય! જલદી જાગો!' (૨૬) પછી તેમણે વેદ-ધ્વનિ, વેદાન્તઘોષ અને વારંવાર ગીતાપાઠ કરીને તેમને જગાડ્યા; તેથી તેઓ ઘણી મુશ્કેલીથી ઊઠી શક્યા. (૨૭) પરંતુ આળસને કારણે તે બંને બગાસાં ખાતા રહ્યા, આંખો ખોલીને જોઈ પણ શક્યા નહિ. તેમના વાળ બગલાઓની જેમ સફેદ થઈ ગયા હતા, તેમનાં અંગો પ્રાયઃ સૂકા લાકડા જેવાં નિસ્તેજ અને કઠોર થઈ ગયાં હતાં. (૨૮) આ રીતે ભૂખ-તરસના માર્યા અત્યંત દુર્બળ હોવાને કારણે તેમને ફરીથી સૂતા જોઈને નારદજીને મોટી ચિંતા થઈ અને તેઓ વિચારવા લાગ્યા કે 'હવે મારે શું કરવું? (૨૯) આમની આ નિદ્રા અને એનાથીય વધુ તો એમની આ વૃદ્ધાવસ્થા કેમ દૂર થાય?' હે શૌનકજી! આ રીતે ચિંતા કરતા-કરતા તેઓ (નારદજી) ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા. (૩૦) તે જ સમયે એવી આકાશવાણી થઈ કે 'હે મુનિ! ખેદ ના કરો, તમારો આ પ્રયત્ન નિઃસંદેહ સફળ થશે. (૩૧) હે દેવર્ષિ! આ માટે તમે એક સત્કર્મ કરો, કે જે કર્મ તમને સંતશિરોમણિ મહાનુભાવ બતાવશે. (૩૨) તે સત્કર્મનું અનુષ્ઠાન કરતાં જ ક્ષણવારમાં આમની નિદ્રા અને વૃદ્ધાવસ્થા ચાલી જશે તથા સર્વત્ર ભક્તિનો પ્રસાર થશે.' (૩૩)

ઈત્યાકાશવચઃ સ્પષ્ટં તત્સર્વૈરપિ વિશ્રુતમ્ ।
નારદો વિસ્મયં લેભે નેદં જ્ઞાતમિતિ બ્રુવન્ ॥ ૩૪॥

નારદ ઉવાચ

અનયાઽઽકાશવાણ્યાપિ ગોપ્યત્વેન નિરૂપિતમ્ ।
કિં વા તત્સાધનં કાર્યં યેન કાર્યં ભવેત્તયોઃ ॥ ૩૫॥

ક્વ ભવિષ્યન્તિ સન્તસ્તે કથં દાસ્યન્તિ સાધનમ્ ।
મયાત્ર કિં પ્રકર્તવ્યં યદુક્તં વ્યોમભાષયા ॥ ૩૬॥

સૂત ઉવાચ

તત્ર દ્વાવપિ સંસ્થાપ્ય નિર્ગતો નારદો મુનિઃ ।
તીર્થં તીર્થં વિનિષ્ક્રમ્ય પૃચ્છન્માર્ગે મુનીશ્વરાન્ ॥ ૩૭॥

વૃત્તાન્તઃ શ્રૂયતે સર્વૈઃ કિઞ્ચિન્નિશ્ચિત્ય નોચ્યતે ।
અસાધ્યં કેચન પ્રોચુર્દુર્જ્ઞેયમિતિ ચાપરે ।
મૂકીભૂતાસ્તથાન્યે તુ કિયન્તસ્તુ પલાયિતાઃ ॥ ૩૮॥

હાહાકારો મહાનાસીત્ત્રૈલોક્યે વિસ્મયાવહઃ ।
વેદવેદાન્તઘોષૈશ્ચ ગીતાપાઠૈર્વિબોધિતમ્ ॥ ૩૯॥

ભક્તિજ્ઞાનવિરાગાણાં નોદતિષ્ઠત્ત્રિકં યદા ।
ઉપાયો નાપરોઽસ્તીતિ કર્ણે કર્ણેઽજપઞ્જનાઃ ॥ ૪૦॥

યોગિના નારદેનાપિ સ્વયં ન જ્ઞાયતે તુ યત્ ।
તત્કથં શક્યતે વક્તુમિતરૈરિહ માનુષૈઃ ॥ ૪૧॥

એવમૃષિગણૈઃ પૃષ્ટૈર્નિર્ણીયોક્તં દુરાસદમ્ ॥ ૪૨॥

તતશ્ચિન્તાતુરઃ સોઽથ બદરીવનમાગતઃ ।
તપશ્ચરામિ ચાત્રેતિ તદર્થં કૃતનિશ્ચયઃ ॥ ૪૩॥

તાવદ્દદર્શ પુરતઃ સનકાદીન્મુનીશ્વરાન્ ।
કોટિસૂર્યસમાભાસાનુવાચ મુનિસત્તમઃ ॥ ૪૪॥

નારદ ઉવાચ

ઇદાનીં ભૂરિભાગ્યેન ભવદ્ભિઃ સંગમોઽભવત્ ।
કુમારા બ્રુવતાં શીઘ્રં કૃપાં કૃત્વા મમોપરિ ॥ ૪૫॥

ભવન્તો યોગિનઃ સર્વે બુદ્ધિમન્તો બહુશ્રુતાઃ ।
પઞ્ચહાયનસંયુક્તાઃ પૂર્વેષામપિ પૂર્વજાઃ ॥ ૪૬॥

સદા વૈકુણ્ઠનિલયા હરિકીર્તનતત્પરાઃ ।
લીલામૃતરસોન્મત્તાઃ કથામાત્રૈકજીવિનઃ ॥ ૪૭॥

આ આકાશવાણી ત્યાં સૌએ સ્પષ્ટપણે સાંભળી. આનાથી નારદજીને મોટું વિસ્મય થયું અને તેઓ કહેવા લાગ્યા – 'મને તો આનો કોઈ આશય સમજાયો નહીં.' (૩૪)

**નારદજી બોલ્યા** – આ આકાશવાણીએ પણ ગૂઢરૂપે જ વાત કહી છે. એ તો બતાવ્યું નહિ કે તે કયું સાધન કરવામાં આવે કે જેથી આમનું કાર્ય સિદ્ધ થાય. (૩૫) તે સંત કોણ જાણે ક્યાં મળશે અને કેવી રીતે તેઓ તે સાધન બતાવશે? અત્યારે આકાશવાણીએ જે કંઈ કહ્યું છે તે અનુસાર મારે શું કરવું જોઈએ? (૩૬)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! પછી તો જ્ઞાન-વૈરાગ્ય બંનેને ત્યાં જ છોડીને નારદમુનિ ત્યાંથી ચાલી નીકળ્યા અને પ્રત્યેક તીર્થમાં જઈ-જઈને, માર્ગમાં મળતા મુનીશ્વરોને તે સાધન વિશે પૂછતા રહ્યા. (૩૭) તેમની તે વાત સાંભળતા તો બધા હતા, પણ તે બાબતમાં કોઈ કંઈ પણ નિશ્ચિત ઉત્તર આપતા ન હતા. કેટલાકે તેને અસાધ્ય બતાવ્યું; તો કોઈ બોલ્યા – 'આનો બરાબર પત્તો મળવાનું જ મુશ્કેલ છે.' કેટલાક સાંભળીને ચૂપ રહ્યા અને કોઈ-કોઈ તો પોતાની અવજ્ઞા થવાના ભયથી વાત ટાળી-ટટોળીને ખસી ગયા. (૩૮) ત્રિલોકમાં મહાન આશ્ચર્યકારક હાહાકાર મચી ગયો. લોકો માંહેમાંહે ગુસપુસ કરવા લાગ્યા કે 'ભાઈ! જ્યારે વેદધ્વનિ, વેદાન્તઘોષ અને વારંવાર ગીતાપાઠ સંભળાવવા છતાં પણ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય – આ ત્રણેને જગાડી ન શકાયાં ત્યારે તો અન્ય કોઈ ઉપાય નથી. (૩૯-૪૦) સ્વયં યોગીરાજ નારદજીને પણ જેનું જ્ઞાન નથી તેને બીજા સંસારી લોકો કેવી રીતે બતાવી શકે?' (૪૧) આ રીતે જે જે ઋષિઓને આ બાબતમાં પૂછવામાં આવ્યું તેમણે નિર્ણય કરીને એમ જ કહ્યું કે આ વાત દુઃસાધ્ય જ છે. (૪૨)

ત્યારે નારદજી અત્યંત ચિંતાતુર થયા અને બદરીવનમાં આવ્યા. જ્ઞાન-વૈરાગ્યને જાગ્રત કરવા માટે ત્યાં તેમણે એવો નિશ્ચય કર્યો કે 'હું તપ કરીશ.' (૪૩) તે જ સમયે તેમને પોતાની સામે કરોડો સૂર્યો જેવા તેજસ્વી સનકાદિ મુનીશ્વરો દેખાયા. તેમને જોઈને તે મુનિશ્રેષ્ઠ કહેવા લાગ્યા. (૪૪)

**નારદજીએ કહ્યું** – હે મહાત્માઓ! અત્યારે મારો તમારી સાથેનો મેળાપ મોટા ભાગ્યથી થયો છે. તમે મારા પર કૃપા કરીને શીઘ્ર જ તે સાધન બતાવો. (૪૫) તમે સર્વે મહાન યોગી, બુદ્ધિમાન અને વિદ્વાન છો. તમે દેખાવમાં તો પાંચ-પાંચ વર્ષના બાળક જેવા જણાઓ છો, પરંતુ છો તો પૂર્વજોના પણ પૂર્વજ. (૪૬) તમે હંમેશાં વૈકુંઠધામમાં નિવાસ કરો છો, નિરંતર હરિકીર્તનમાં તત્પર રહો છો, ભગવલ્લીલા-અમૃતનું રસાસ્વાદન કરીને હંમેશાં તેમાં જ

હરિઃ શરણમેવં હિ નિત્યં યેષાં મુખે વચઃ ।
અતઃ કાલસમાદિષ્ટા જરા યુષ્માન્ન બાધતે ॥ ૪૮॥

યેષાં ભ્રૂભઙ્ગમાત્રેણ દ્વારપાલૌ હરેઃ પુરા ।
ભૂમૌ નિપતિતૌ સદ્યો યત્કૃપાતઃ પુરં ગતૌ ॥ ૪૯॥

અહો ભાગ્યસ્ય યોગેન દર્શનં ભવતામિહ ।
અનુગ્રહસ્તુ કર્તવ્યો મયિ દીને દયાપરૈઃ ॥ ૫૦॥

અશરીરગિરોક્તં યત્તત્કિં સાધનમુચ્યતામ્ ।
અનુષ્ઠેયં કથં તાવત્પ્રબ્રુવન્તુ સવિસ્તરમ્ ॥ ૫૧॥

ભક્તિજ્ઞાનવિરાગાણાં સુખમુત્પદ્યતે કથમ્ ।
સ્થાપનં સર્વવર્ણેષુ પ્રેમપૂર્વં પ્રયત્નતઃ ॥ ૫૨॥

*કુમારા ઊચુઃ*

મા ચિન્તાં કુરુ દેવર્ષે હર્ષં ચિત્તે સમાવહ ।
ઉપાયઃ સુખસાધ્યોઽત્ર વર્તતે પૂર્વ એવ હિ ॥ ૫૩॥

અહો નારદ ધન્યોઽસિ વિરક્તાનાં શિરોમણિઃ ।
સદા શ્રીકૃષ્ણદાસાનામગ્રણીર્યોગભાસ્કરઃ ॥ ૫૪॥

ત્વયિ ચિત્રં ન મન્તવ્યં ભક્ત્યર્થમનુવર્તિનિ ।
ઘટતે કૃષ્ણદાસસ્ય ભક્તેઃ સંસ્થાપના સદા ॥ ૫૫॥

ઋષિભિર્બહવો લોકે પન્થાનઃ પ્રકટીકૃતાઃ ।
શ્રમસાધ્યાશ્ચ તે સર્વે પ્રાયઃ સ્વર્ગફલપ્રદાઃ ॥ ૫૬॥

વૈકુણ્ઠસાધકઃ પન્થાઃ સ તુ ગોપ્યો હિ વર્તતે ।
તસ્યોપદેષ્ટા પુરુષઃ પ્રાયો ભાગ્યેન લભ્યતે ॥ ૫૭॥

સત્કર્મ તવ નિર્દિષ્ટં વ્યોમવાચા તુ યત્પુરા ।
તદુચ્યતે શૃણુષ્વાદ્ય સ્થિરચિત્તઃ પ્રસન્નધીઃ ॥ ૫૮॥

દ્રવ્યયજ્ઞાસ્તપોયજ્ઞા યોગયજ્ઞાસ્તથાપરે ।
સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાશ્ચ તે તુ કર્મવિસૂચકાઃ ॥ ૫૯॥

સત્કર્મસૂચકો નૂનં જ્ઞાનયજ્ઞઃ સ્મૃતો બુધૈઃ ।
શ્રીમદ્ભાગવતાલાપઃ સ તુ ગીતઃ શુકાદિભિઃ ॥ ૬૦॥

ભક્તિજ્ઞાનવિરાગાણાં તદ્‌ઘોષેણ બલં મહત્ ।
વ્રજિષ્યતિ દ્વયોઃ કષ્ટં સુખં ભક્તેર્ભવિષ્યતિ ॥ ૬૧॥

ઉન્મત્ત રહો છો અને એકમાત્ર ભગવત્કથા જ તમારા જીવનનો આધાર છે. (૪૭) **'હરિઃ શરણમ્'** (ભગવાન અમારું શરણ છે) - આ વાક્ય (મંત્ર) હંમેશાં તમારા મુખમાં રહે છે; આનાથી કાળપ્રેરિત વૃદ્ધાવસ્થા પણ તમને અવરોધતી નથી. (૪૮) પહેલાંના સમયે તમારા ભ્રૂભંગમાત્રથી ભગવાન વિષ્ણુના દ્વારપાળો જય અને વિજય તત્કાળ પૃથ્વી પર પતન પામ્યા હતા અને પછી તમારી જ કૃપાથી તેઓ પુનઃ વૈકુંઠલોક પહોંચ્યા. (૪૯) ધન્ય છે, અત્યારે તમારું દર્શન મોટા સૌભાગ્યથી જ થયું છે. હું અત્યંત દીન છું અને તમે સ્વભાવથી જ દયાળુ છો; તેથી તમારે મારા પર અવશ્ય કૃપા કરવી જોઈએ. (૫૦) બતાવો – આકાશવાણીએ જેની બાબતમાં કહ્યું છે તે સાધન કયું છે; અને મારે કેવી રીતે તેનું અનુષ્ઠાન કરવું જોઈએ. તમે એનું વિસ્તારથી વર્ણન કરો. (૫૧) ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને કઈ રીતે સુખ મળી શકે? અને કઈ રીતે બધા વર્ણોમાં તેમની પ્રેમપૂર્વક પ્રતિષ્ઠા કરી શકાય?' (૫૨)

**સનકાદિએ કહ્યું** – હે દેવર્ષિ! તમે ચિંતા ન કરો, મનમાં પ્રસન્ન થાઓ; તેમના ઉદ્ધારનો એક સરળ ઉપાય પહેલાંથી જ વિદ્યમાન છે. (૫૩) હે નારદજી! તમે ધન્ય છો. તમે વિરક્તોના શિરોમણિ છો; શ્રીકૃષ્ણ-દાસોના શાશ્વત પથ-પ્રદર્શક તેમ જ ભક્તિયોગના ભાસ્કર છો. (૫૪) તમે ભક્તિ માટે જે ઉદ્યમ કરી રહ્યા છો તે તમારા માટે કોઈ આશ્ચર્યની વાત સમજવી ન જોઈએ. ભગવાનના ભક્ત માટે તો ભક્તિની સમ્યક્ સ્થાપના કરવી એ સદા ઉચિત જ છે. (૫૫) ઋષિઓએ સંસારમાં અનેક માર્ગો પ્રકટ કર્યા છે; પણ તે બધા જ કષ્ટસાધ્ય છે અને પરિણામે પ્રાયઃ સ્વર્ગની જ પ્રાપ્તિ કરાવનારા છે. (૫૬) અત્યાર સુધી ભગવાનની પ્રાપ્તિ કરાવનારો માર્ગ તો ગુપ્ત જ રહ્યો છે. તે માર્ગનો ઉપદેશ કરનાર પુરુષ પ્રાયઃ ભાગ્યથી જ મળે છે. (૫૭) તમને આકાશવાણીએ જે સત્કર્મનો સંકેત કર્યો છે તે અમે બતાવીએ છીએ; તમે પ્રસન્ન અને દત્તચિત્ત થઈને સાંભળો. (૫૮)

હે નારદજી! દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ અને સ્વાધ્યાયરૂપી જ્ઞાનયજ્ઞ – આ બધા તો સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ કરાવનારા કર્મ પ્રત્યે જ સંકેત કરે છે. (૫૯) પંડિતોએ જ્ઞાનયજ્ઞને જ સત્કર્મ (મુક્તિદાયક કર્મ)નો સૂચક માન્યો છે. તે (જ્ઞાનયજ્ઞ) શ્રીમદ્ભાગવતનું પારાયણ છે, જેનું ગાન શુક વગેરે મહાનુભાવોએ કર્યું છે. (૬૦) તેનો શબ્દ સાંભળવાથી જ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને મોટું બળ મળશે. આનાથી જ્ઞાન-વૈરાગ્યનું કષ્ટ દૂર થશે અને

પ્રલયં હિ ગમિષ્યન્તિ શ્રીમદ્ભાગવતધ્વનેઃ ।
કલેર્દોષા ઈમે સર્વે સિંહશબ્દાદ્ વૃકા ઈવ ॥ ૬૨॥

જ્ઞાનવૈરાગ્યસંયુક્તા ભક્તિઃ પ્રેમરસાવહા ।
પ્રતિગેહં પ્રતિજનં તતઃ ક્રીડાં કરિષ્યતિ ॥ ૬૩॥

*નારદ ઉવાચ*

વેદવેદાન્તઘોષૈશ્ચ ગીતાપાઠૈઃ પ્રબોધિતમ્ ।
ભક્તિજ્ઞાનવિરાગાણાં નોદતિષ્ઠત્ત્રિકં યદા ॥ ૬૪॥

શ્રીમદ્ભાગવતાલાપાત્તત્કથં બોધમેષ્યતિ ।
તત્કથાસુ તુ વેદાર્થઃ શ્લોકે શ્લોકે પદે પદે ॥ ૬૫॥

છિન્દન્તુ સંશયં હ્યેનં ભવન્તોઽમોઘદર્શનાઃ ।
વિલમ્બો નાત્ર કર્તવ્યઃ શરણાગતવત્સલાઃ ॥ ૬૬॥

*કુમારા ઊચુઃ*

વેદોપનિષદાં સારાજ્જાતા ભાગવતી કથા ।
અત્યુત્તમા તતો ભાતિ પૃથગ્ભૂતા ફલાકૃતિઃ ॥ ૬૭॥

આમૂલાગ્રં રસસ્તિષ્ઠન્નાસ્તે ન સ્વાદ્યતે યથા ।
સ ભૂયઃ સમ્પૃથગ્ભૂતઃ ફલે વિશ્વમનોહરઃ ॥ ૬૮॥

યથા દુગ્ધે સ્થિતં સર્પિર્ન સ્વાદાયોપકલ્પતે ।
પૃથગ્ભૂતં હિ તદ્દ્રવ્યં દેવાનાં રસવર્ધનમ્ ॥ ૬૯॥

ઈક્ષૂણામપિ મધ્યાન્તં શર્કરા વ્યાપ્ય તિષ્ઠતિ ।
પૃથગ્ભૂતા ચ સા મિષ્ટા તથા ભાગવતી કથા ॥ ૭૦॥

ઈદં ભાગવતં નામ પુરાણં બ્રહ્મસમ્મિતમ્ ।
ભક્તિજ્ઞાનવિરાગાણાં સ્થાપનાય પ્રકાશિતમ્ ॥ ૭૧॥

વેદાન્તવેદસુસ્નાતે ગીતાયા અપિ કર્તરિ ।
પરિતાપવતિ વ્યાસે મુહ્યત્યજ્ઞાનસાગરે ॥ ૭૨॥

તદા ત્વયા પુરા પ્રોક્તં ચતુઃશ્લોકસમન્વિતમ્ ।

તદીયશ્રવણાત્સદ્યો નિર્બાધો બાદરાયણઃ ॥ ૭૩॥
તત્ર તે વિસ્મયઃ કેન યતઃ પ્રશ્નકરો ભવાન્ ।

શ્રીમદ્ભાગવતં શ્રાવ્યં શોકદુઃખવિનાશનમ્ ॥ ૭૪॥

*નારદ ઉવાચ*

યદ્દર્શનં ચ વિનિહન્ત્યશુભાનિ સદ્યઃ
શ્રેયસ્તનોતિ ભવદુઃખદવાર્દિતાનામ્ ।

ભક્તિને આનંદ મળશે. (૬૧) સિંહની ગર્જના સાંભળીને જેમ વરુઓ ભાગી જાય છે તેવી જ રીતે શ્રીમદ્‌ભાગવતના ધ્વનિથી કળિયુગના તમામ દોષો નાશ પામશે. (૬૨) અને ત્યારે પ્રેમરસ પ્રવાહિત કરનારી ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યને સાથે લઈને પ્રત્યેક ઘરમાં અને વ્યક્તિના હૃદયમાં ક્રીડા કરશે. (૬૩)

**નારદજીએ કહ્યું** – મેં વેદ-વેદાન્તનાં ઉચ્ચારણ (ધ્વનિ) અને ગીતાપાઠ કરીને તેમને ઘણાં જગાડ્યાં, પણ એમ છતાં એ ત્રણે – ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય જાગ્યાં નહીં. (૬૪) આવી સ્થિતિમાં શ્રીમદ્‌ભાગવત સંભળાવવાથી તેઓ કેવી રીતે જાગશે? – કારણ કે તે કથાના પ્રત્યેક શ્લોકમાં અને પ્રત્યેક પદમાં પણ વેદોનો જ તો સારાંશ છે. (૬૫) તમે શરણાગતવત્સલ છો તથા તમારું દર્શન ક્યારેય વ્યર્થ નથી થતું; તેથી મારો આ સંદેહ દૂર કરો, આ કાર્યમાં વિલંબ ન કરો. (૬૬)

**સનકાદિએ કહ્યું** – શ્રીમદ્‌ભાગવતની કથા વેદો અને ઉપનિષદોના સારથી બનેલી છે. તેથી તેમનાથી ભિન્ન, તેમના ફળરૂપ હોવાને કારણે તે ઘણી ઉત્તમ જણાય છે. (૬૭) જે રીતે રસ વૃક્ષના મૂળથી માંડીને ડાળીની ટોચ સુધી રહેલો હોય છે, પણ આ સ્થિતિમાં તેનો આસ્વાદ કરી શકાતો નથી; તે જ (રસ) જ્યારે અલગ થઈને ફળના રૂપમાં આવે છે ત્યારે સંસારમાં સૌને પ્રિય લાગે છે. (૬૮) દૂધમાં ઘી રહેલું જ હોય છે, પણ ત્યારે તેનો અલગ સ્વાદ મળતો નથી; તે જ (ઘી) જ્યારે દૂધમાંથી અલગ થાય છે ત્યારે તે દેવતાઓ માટે પણ સ્વાદવર્ધક બને છે. (૬૯) ખાંડ શેરડીની ઉપર-નીચે અને વચ્ચે પણ વ્યાપ્ત રહે છે, તોપણ અલગ થવાથી તેની કંઈ ઓર જ મધુરતા (મીઠાશ) હોય છે. એવી જ આ ભાગવતની કથા છે. (૭૦) આ ભાગવતપુરાણ વેદો-તુલ્ય છે. શ્રીવ્યાસદેવે આને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સ્થાપના માટે પ્રકાશિત કર્યું છે. (૭૧) પહેલાંના સમયે જ્યારે વેદ-વેદાન્તના પારગામી અને ગીતાના પણ રચનારા ભગવાન વ્યાસદેવ ખિન્ન થઈને અજ્ઞાન-સમુદ્રમાં ગોથાં ખાતા હતા ત્યારે તમે જ તેમને ચાર શ્લોકોમાં આનો ઉપદેશ કર્યો હતો. તેને સાંભળતાં જ તેમની સઘળી ચિંતા દૂર થઈ ગઈ હતી. (૭૨-૭૩) તો પછી તમને આશ્ચર્ય કેમ થઈ રહ્યું છે, કે જેથી તમે અમને પૂછી રહ્યા છો? તમારે તેમને શોક અને દુઃખનો વિનાશ કરનારું શ્રીમદ્‌ભાગવતપુરાણ જ સંભળાવવું જોઈએ. (૭૪)

**નારદજીએ કહ્યું** – હે સનકાદિ ઋષિઓ! તમારું દર્શન જીવનાં સમસ્ત પાપોનો તત્કાળ નાશ કરી દે છે અને જેઓ સંસારદુઃખરૂપી દાવાનળથી તપ્ત થયેલા છે

નિઃશેષશેષમુખગીતકથૈકપાનાઃ
પ્રેમપ્રકાશકૃતયે શરણં ગતોઽસ્મિ ॥ ૭૫॥

ભાગ્યોદયેન બહુજન્મસમર્જિતેન
સત્સઙ્ગમં ચ લભતે પુરુષો યદા વૈ ।
અજ્ઞાનહેતુકૃતમોહમદાન્ધકાર-
નાશં વિધાય હિ તદોદયતે વિવેકઃ ॥ ૭૬॥

તેમના પર તત્કાળ શાંતિની વર્ષા કરે છે. તમે શેષજીનાં સહસ્રમુખોથી ગવાયેલા ભગવત્કથામૃતનું જ નિરંતર પાન કરતા રહો છો. હું પ્રેમલક્ષણા-ભક્તિનો પ્રકાશ કરવાના ઉદ્દેશ્યથી તમારું શરણ લઉં છું. (૭૫) જ્યારે અનેક જન્મોથી સંચિત પુણ્યરાશિનો ઉદય થવાથી મનુષ્યને સત્સંગ પ્રાપ્ત થાય છે ત્યારે તે (સત્સંગ) તેના અજ્ઞાનજનિત મોહનો અને મદરૂપી અંધકારનો નાશ કરે છે અને (પરિણામે) વિવેકનો ઉદય થાય છે. (૭૬)

═★═

**ઈતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે કુમારનારદસંવાદો નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**
**શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત કુમારનારદસંવાદ નામનો દ્વિતીય અધ્યાય સમાપ્ત.**

═★═

# ત્રીજો અધ્યાય

## ભક્તિના દુઃખનું નિવારણ

*નારદ ઉવાચ*

જ્ઞાનયજ્ઞં કરિષ્યામિ શુકશાસ્ત્રકથોજ્જ્વલમ્ ।
ભક્તિજ્ઞાનવિરાગાણાં સ્થાપનાર્થં પ્રયત્નતઃ ॥ ૧॥

કુત્ર કાર્યો મયા યજ્ઞઃ સ્થલં તદ્વાચ્યતામિહ ।
મહિમા શુકશાસ્ત્રસ્ય વક્તવ્યો વેદપારગૈઃ ॥ ૨॥

કિયદ્ભિર્દિવસૈઃ શ્રાવ્યા શ્રીમદ્ભાગવતી કથા ।
કો વિધિસ્તત્ર કર્તવ્યો મમેદં બ્રુવતામિતઃ ॥ ૩॥

*કુમારા ઊચુઃ*

શૃણુ નારદ વક્ષ્યામો વિનમ્રાય વિવેકિને ।
ગઙ્ગાદ્વારસમીપે તુ તટમાનન્દનામકમ્ ॥ ૪॥

નાનાઋષિગણૈર્જુષ્ટં દેવસિદ્ધનિષેવિતમ્ ।
નાનાતરુલતાકીર્ણં નવકોમલવાલુકમ્ ॥ ૫॥

રમ્યમેકાન્તદેશસ્થં હેમપદ્મસુસૌરભમ્ ।
યત્સમીપસ્થજીવાનાં વૈરં ચેતસિ ન સ્થિતમ્ ॥ ૬॥

જ્ઞાનયજ્ઞસ્ત્વયા તત્ર કર્તવ્યો હ્યપ્રયત્નતઃ ।
અપૂર્વરસરૂપા ચ કથા તત્ર ભવિષ્યતિ ॥ ૭॥

પુરઃસ્થં નિર્બલં ચૈવ જરાજીર્ણકલેવરમ્ ।
તદ્દ્વયં ચ પુરસ્કૃત્ય ભક્તિસ્તત્રાગમિષ્યતિ ॥ ૮॥

**નારદજી કહે છે** – હવે હું ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સ્થાપના કરવા માટે, શ્રીશુકદેવજીએ કહેલા ભાગવતશાસ્ત્રની કથા વડે, પ્રયત્નપૂર્વક ઉજ્જવળ જ્ઞાનયજ્ઞ કરીશ. (૧) આ જ્ઞાનયજ્ઞ મારે ક્યાં કરવો જોઈએ, તમે એ માટે કોઈ સ્થાન બતાવો. તમે વેદોના પારગામી છો, તેથી મને આ શુકશાસ્ત્રનો મહિમા સંભળાવો. (૨) તમે એ પણ બતાવો કે શ્રીમદ્ભાગવતની કથા કેટલા દિવસોમાં સંભળાવવી જોઈએ અને તેને સાંભળવાની વિધિ શી છે. (૩)

**સનકાદિ બોલ્યા** – હે નારદજી! તમે ઘણા વિનમ્ર અને વિવેકી છો. સાંભળો, અમે તમને આ બધી વાતો બતાવીએ છીએ. હરિદ્વાર પાસે આનંદ નામનો એક ઘાટ છે. (૪) ત્યાં અનેક ઋષિઓ રહે છે તથા દેવતાઓ અને સિદ્ધો પણ તેનું સેવન કરતા રહે છે. જાત-જાતનાં વૃક્ષો અને લતાઓને કારણે તે (ઘાટ) ઘણો સઘન છે અને ત્યાં ઘણી કોમળ નવી રેતી પથરાયેલી છે. (૫) તે ઘાટ ઘણો જ સુરમ્ય છે અને એકાંત પ્રદેશમાં છે. ત્યાં હરહંમેશ સોનેરી કમળોની સુગંધ વહ્યા કરે છે. તેની આસપાસ રહેનારા સિંહ, હાથી વગેરે પરસ્પરવિરોધી જીવોના ચિત્તમાં પણ વેરભાવ નથી. (૬) ત્યાં તમારે કોઈ વિશેષ પ્રયત્ન કર્યા વિના જ જ્ઞાનયજ્ઞનો આરંભ કરવો જોઈએ, તે સ્થળે કથામાં અપૂર્વ રસનો આવિર્ભાવ થશે. (૭) ભક્તિ પણ પોતાની આંખોની સામે નિર્બળ અને જરાજીર્ણ અવસ્થામાં પડી રહેલા જ્ઞાન અને વૈરાગ્યને સાથે લઈને ત્યાં આવી જશે. (૮)

યત્ર ભાગવતી વાર્તા તત્ર ભક્ત્યાદિકં વ્રજેત્ ।
કથાશબ્દં સમાકર્ણ્ય તત્ત્રિકં તરુણાયતે ॥ ૯॥

સૂત ઉવાચ

એવમુક્ત્વા કુમારાસ્તે નારદેન સમં તતઃ ।
ગઙ્ગાતટં સમાજગ્મુઃ કથાપાનાય સત્વરાઃ ॥ ૧૦॥

યદા યાતાસ્તટં તે તુ તદા કોલાહલોऽપ્યભૂત્ ।
ભૂર્લોકે દેવલોકે ચ બ્રહ્મલોકે તથૈવ ચ ॥ ૧૧॥

શ્રીભાગવતપીયૂષપાનાય રસલમ્પટાઃ ।
ધાવન્તોऽપ્યાયયુઃ સર્વે પ્રથમં યે ચ વૈષ્ણવાઃ ॥ ૧૨॥

ભૃગુર્વસિષ્ઠશ્ચ્યવનશ્ચ ગૌતમો
મેધાતિથિર્દેવલદેવરાતૌ ।
રામસ્તથા ગાધિસુતશ્ચ શાકલો
મૃકણ્ડુપુત્રાત્રિજપિપ્પલાદાઃ ॥ ૧૩॥

યોગેશ્વરૌ વ્યાસપરાશરૌ ચ
છાયાશુકો જાજલિજહ્નુમુખ્યાઃ ।
સર્વેऽપ્યમી મુનિગણાઃ સહપુત્રશિષ્યાઃ
સ્વસ્ત્રીભિરાયયુરતિપ્રણયેન યુક્તાઃ ॥ ૧૪॥

વેદાન્તાનિ ચ વેદાશ્ચ મન્ત્રાસ્તન્ત્રાઃ સમૂર્તયઃ ।
દશસપ્તપુરાણાનિ ષટ્શાસ્ત્રાણિ તથાऽऽયયુઃ ॥ ૧૫॥

ગઙ્ગાદ્યાઃ સરિતસ્તત્ર પુષ્કરાદિસરાંસિ ચ ।
ક્ષેત્રાણિ ચ દિશઃ સર્વા દણ્ડકાદિવનાનિ ચ ॥ ૧૬॥

નગાદયો યયુસ્તત્ર દેવગન્ધર્વદાનવાઃ ।
ગુરુત્વાત્તત્ર નાયાતાન્ભૃગુઃ સમ્બોધ્ય ચાનયત્ ॥ ૧૭॥

દીક્ષિતા નારદેનાથ દત્તમાસનમુત્તમમ્ ।
કુમારા વન્દિતાઃ સર્વૈર્નિષેદુઃ કૃષ્ણતત્પરાઃ ॥ ૧૮॥

વૈષ્ણવાશ્ચ વિરક્તાશ્ચ ન્યાસિનો બ્રહ્મચારિણઃ ।
મુખભાગે સ્થિતાસ્તે ચ તદગ્રે નારદઃ સ્થિતઃ ॥ ૧૯॥

એકભાગે ઋષિગણાસ્તદન્યત્ર દિવૌકસઃ ।
વેદોપનિષદોऽન્યત્ર તીર્થાન્યત્ર સ્ત્રિયોऽન્યતઃ ॥ ૨૦॥

જયશબ્દો નમઃશબ્દઃ શઙ્ખશબ્દસ્તથૈવ ચ ।
ચૂર્ણલાજાપ્રસૂનાનાં નિક્ષેપઃ સુમહાનભૂત્ ॥ ૨૧॥

વિમાનાનિ સમારુહ્ય કિયન્તો દેવનાયકાઃ ।
કલ્પવૃક્ષપ્રસૂનૈસ્તાન્ સર્વાંસ્તત્ર સમાકિરન્ ॥ ૨૨॥

કારણ કે જ્યાં પણ શ્રીમદ્ભાગવતની કથા થાય છે ત્યાં આ ભક્તિ વગેરે આપોઆપ પહોંચી જાય છે. ત્યાં કાનોમાં કથાના શબ્દો પડવાથી તે ત્રણે તરુણ થઈ જશે. (૯)

**સૂતજી કહે છે** – આ રીતે કહીને નારદજીની સાથે સનકાદિ વગેરે પણ શ્રીમદ્ભાગવત-કથામૃતનું પાન કરવા માટે ત્યાંથી તરત ગંગાકિનારે ચાલી આવ્યા. (૧૦) જે સમયે તેઓ ગંગાતટે પહોંચ્યા ત્યારે ભૂલોક, દેવલોક અને બ્રહ્મલોક – સઘળે સ્થળે શ્રીમદ્ભાગવતની કથા થઈ રહી છે એવું વારંવાર કહેતાં કોલાહલ વ્યાપી ગયો. (૧૧) ભગવત્કથાના જે જે રસિક વિષ્ણુભક્તો હતા તે બધા જ શ્રીમદ્ભાગવત-અમૃતનું પાન કરવા માટે સૌથી આગળ દોડતા-દોડતા આવવા લાગ્યા. (૧૨) ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, ગૌતમ, મેધાતિથિ, દેવલ, દેવરાત, પરશુરામ, વિશ્વામિત્ર, શાકલ, માર્કણ્ડેય, દત્તાત્રેય, પિપ્પલાદ, યોગેશ્વર વ્યાસ અને પરાશર, છાયાશુક, જાજલિ અને જહ્નુ વગેરે બધા જ મુખ્ય-મુખ્ય મુનિજનો પોતપોતાના પુત્રો, પત્નીઓ અને શિષ્યો સમેત ખૂબ પ્રેમપૂર્વક ત્યાં આવ્યા. (૧૩-૧૪) એમના ઉપરાંત, વેદ, વેદાન્ત (ઉપનિષદો), મંત્ર, તંત્ર, સત્તર પુરાણો અને છ શાસ્ત્રો પણ મૂર્તિમંત બનીને ત્યાં ઉપસ્થિત થયાં. (૧૫)

ગંગા વગેરે નદીઓ, પુષ્કર વગેરે સરોવરો, કુરુક્ષેત્ર વગેરે સમસ્ત ક્ષેત્રો, બધી દિશાઓ, દંડક વગેરે વનો, હિમાલય વગેરે પર્વતો તથા દેવો, ગંધર્વો, દાનવો વગેરે બધાં જ કથા સાંભળવા ચાલ્યાં આવ્યાં. જે લોકો પોતાના ગૌરવને કારણે આવ્યા નહીં તેમને મહર્ષિ ભૃગુ સમજાવી-મનાવીને લઈ આવ્યા. (૧૬-૧૭)

હવે કથા સંભળાવવા માટે દીક્ષિત થઈને શ્રીકૃષ્ણપરાયણ સનકાદિ ઋષિ નારદજીએ આપેલા શ્રેષ્ઠ આસનો પર વિરાજમાન થયા. તે સમયે સૌ શ્રોતાઓએ તેમની વંદના કરી. (૧૮) શ્રોતાઓમાં વૈષ્ણવો, વૈરાગીઓ, સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ આગળ બેઠા અને સૌથી આગળ નારદજી વિરાજમાન થયા. (૧૯) એક બાજુ ઋષિગણ, એક બાજુ દેવો, એક બાજુ વેદો અને ઉપનિષદો તથા એક બાજુ તીર્થો બેઠાં, જ્યારે બીજી તરફ સ્ત્રીઓ બેઠી. (૨૦) તે સમયે બધી બાજુએ જયજયકાર, નમસ્કાર અને શંખનાદ થવા લાગ્યા અને અબીલ-ગુલાલ, લાજા (હોમ માટેની ડાંગરની ધાણી) તેમ જ પુષ્પોની પુષ્કળ વૃષ્ટિ થવા લાગી. (૨૧) કેટલાક શ્રેષ્ઠ દેવો તો વિમાનો પર ચઢીને, ત્યાં બેઠેલાં સૌ લોકો પર કલ્પવૃક્ષનાં પુષ્પોની વર્ષા કરવા લાગ્યા. (૨૨)

*સૂત ઉવાચ*

એવં તેષ્વેકચિત્તેષુ શ્રીમદ્ભાગવતસ્ય ચ ।
માહાત્મ્યમૂચિરે સ્પષ્ટં નારદાય મહાત્મને ॥ ૨૩॥

*કુમારા ઊચુ:*

અથ તે વર્ણ્યતેઽસ્માભિર્મહિમા શુકશાસ્ત્રજઃ ।
યસ્ય શ્રવણમાત્રેણ મુક્તિઃ કરતલે સ્થિતા ॥ ૨૪॥
સદા સેવ્યા સદા સેવ્યા શ્રીમદ્ભાગવતી કથા ।
યસ્યાઃ શ્રવણમાત્રેણ હરિશ્ચિત્તં સમાશ્રયેત્ ॥ ૨૫॥
ગ્રન્થોઽષ્ટાદશસાહસ્રો દ્વાદશસ્કન્ધસમ્મિતઃ ।
પરીક્ષિચ્છુકસંવાદઃ શૃણુ ભાગવતં ચ તત્ ॥ ૨૬॥
તાવત્સંસારચક્રેઽસ્મિન્ ભ્રમતેઽજ્ઞાનતઃપુમાન્ ।
યાવત્કર્ણગતા નાસ્તિ શુકશાસ્ત્રકથા ક્ષણમ્ ॥ ૨૭॥
કિં શ્રુતૈર્બહુભિઃ શાસ્ત્રૈઃ પુરાણૈશ્ચ ભ્રમાવહૈઃ ।
એકં ભાગવતં શાસ્ત્રં મુક્તિદાનેન ગર્જતિ ॥ ૨૮॥
કથા ભાગવતસ્યાપિ નિત્યં ભવતિ યદ્ગૃહે ।
તદ્ગૃહં તીર્થરૂપં હિ વસતાં પાપનાશનમ્ ॥ ૨૯॥
અશ્વમેધસહસ્રાણિ વાજપેયશતાનિ ચ ।
શુકશાસ્ત્રકથાયાશ્ચ કલાં નાર્હન્તિ ષોડશીમ્ ॥ ૩૦॥
તાવત્પાપાનિ દેહેઽસ્મિન્નિવસન્તિ તપોધનાઃ ।
યાવન્ન શ્રૂયતે સમ્યક્ શ્રીમદ્ભાગવતં નરૈઃ ॥ ૩૧॥
ન ગઙ્ગા ન ગયા કાશી પુષ્કરં ન પ્રયાગકમ્ ।
શુકશાસ્ત્રકથાયાશ્ચ ફલેન સમતાં નયેત્ ॥ ૩૨॥
શ્લોકાર્ધં શ્લોકપાદં વા નિત્યં ભાગવતોદ્ભવમ્ ।
પઠસ્વ સ્વમુખેનૈવ યદીચ્છસિ પરાં ગતિમ્ ॥ ૩૩॥
વેદાદિર્વેદમાતા ચ પૌરુષં સૂક્તમેવ ચ ।
ત્રયી ભાગવતં ચૈવ દ્વાદશાક્ષર એવ ચ ॥ ૩૪॥
દ્વાદશાત્મા પ્રયાગશ્ચ કાલઃ સંવત્સરાત્મકઃ ।
બ્રાહ્મણાશ્ચાગ્નિહોત્રં ચ સુરભિર્દ્વાદશી તથા ॥ ૩૫॥
તુલસી ચ વસન્તશ્ચ પુરુષોત્તમ એવ ચ ।
એતેષાં તત્ત્વતઃ પ્રાજ્ઞૈર્ન પૃથગ્ભાવ ઈષ્યતે ॥ ૩૬॥
યશ્ચ ભાગવતં શાસ્ત્રં વાચયેદર્થતોઽનિશમ્ ।
જન્મકોટિકૃતં પાપં નશ્યતે નાત્ર સંશયઃ ॥ ૩૭॥
શ્લોકાર્ધં શ્લોકપાદં વા પઠેદ્ભાગવતં ચ યઃ ।
નિત્યં પુણ્યમવાપ્નોતિ રાજસૂયાશ્વમેધયોઃ ॥ ૩૮॥

**સૂતજી કહે છે** – આ પ્રમાણે પૂજા સમાપ્ત થયા પછી જ્યારે બધાં લોકો એકાગ્રચિત્ત થઈ ગયાં ત્યારે સનકાદિ ઋષિ ત્યાં બેઠેલા ઋષિ-મહાત્માઓને તથા નારદજીને શ્રીમદ્ભાગવતનું માહાત્મ્ય સ્પષ્ટપણે સંભળાવવા લાગ્યા. (૨૩)

**સનકાદિએ કહ્યું** – હવે અમે તમને આ ભાગવતશાસ્ત્રનો મહિમા સંભળાવીએ છીએ. આના શ્રવણમાત્રથી મુક્તિ મળી જાય છે. (૨૪) શ્રીમદ્ભાગવતની કથાનું સદાસર્વદા સેવન, આસ્વાદન કરવું જોઈએ. આના શ્રવણમાત્રથી શ્રીહરિ આવીને હૃદયમાં વિરાજે છે. (૨૫) આ ગ્રંથમાં અઢાર હજાર શ્લોક અને બાર સ્કંધ છે તથા શ્રીશુકદેવ અને રાજા પરીક્ષિતનો સંવાદ છે. તમે આ ભાગવતશાસ્ત્ર ધ્યાન દઈને સાંભળો. (૨૬) આ જીવ ત્યાં સુધી અજ્ઞાનવશ આ સંસ્કારચક્રમાં ભટકે છે જ્યાં સુધી એક ક્ષણમાત્ર માટે પણ આ શુકશાસ્ત્રની કથા તેના કાને પડતી નથી. (૨૭) ઘણાંબધાં શાસ્ત્રો અને પુરાણો સાંભળવાથી શો લાભ? એનાથી તો વ્યર્થ ભ્રમ વધે છે. મુક્તિ આપવા માટે તો એકમાત્ર ભાગવતશાસ્ત્ર જ ગરજી રહ્યું છે. (૨૮) જે ઘરમાં દરરોજ શ્રીમદ્ભાગવતની કથા થાય છે તે (ઘર) તીર્થરૂપ બની જાય છે અને જે લોકો તેમાં રહે છે તેમનાં સઘળાં પાપો નાશ પામે છે. (૨૯) હજારો અશ્વમેધ અને સેંકડો વાજપેય યજ્ઞો આ શુકશાસ્ત્રની કથાના સોળમા ભાગની તોલે પણ આવી નથી શકતા. (૩૦) હે તપોધનો! જ્યાં સુધી લોકો સારી રીતે શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરતા નથી ત્યાં સુધી તેમના શરીરમાં પાપ નિવાસ કરે છે. (૩૧) ફળની દૃષ્ટિએ ગંગા, ગયા, કાશી, પુષ્કર અથવા પ્રયાગ – કોઈ પણ તીર્થ આ શુકશાસ્ત્ર-કથાની બરાબરી કરી શકતું નથી. (૩૨)

જો તમો પરમ ગતિ ઇચ્છો છો તો સ્વ-મુખે જ શ્રીમદ્ભાગવતના અડધા અથવા ચતુર્થાંશ શ્લોકનો પણ નિત્ય નિયમપૂર્વક પાઠ કરો. (૩૩) ૐકાર, ગાયત્રી, પુરુષસૂક્ત, ત્રણે વેદ, શ્રીમદ્ભાગવત, 'ૐ નમો ભગવતે વાસુદેવાય' – આ દ્વાદશાક્ષરી મંત્ર, બાર મૂર્તિઓવાળા સૂર્ય ભગવાન, પ્રયાગ, સંવત્સરરૂપી કાળ, બ્રાહ્મણ, અગ્નિહોત્ર, ગાય, બારશની તિથિ, તુલસી, વસંત ઋતુ અને ભગવાન પુરુષોત્તમ –।આ બધામાં બુદ્ધિમાનો વાસ્તવમાં કોઈ અંતર માનતા નથી. (૩૪-૩૬) જે મનુષ્ય અહર્નિશ શ્રીમદ્ભાગવત- શાસ્ત્રનો અર્થસહિત પાઠ કરે છે તેનાં કરોડો જન્મોનાં પાપ નાશ પામે છે એમાં (લેશમાત્ર પણ) સંદેહ નથી. (૩૭) જે મનુષ્ય દરરોજ ભાગવતનો અડધો અથવા ચતુર્થાંશ શ્લોક પણ બોલે છે તેને રાજસૂય

ઉક્તં ભાગવતં નિત્યં કૃતં ચ હરિચિન્તનમ્ ।
તુલસીપોષણં ચૈવ ધેનૂનાં સેવનં સમમ્ ॥ ૩૯॥

અન્તકાલે તુ યેનૈવ શ્રૂયતે શુકશાસ્ત્રવાક્ ।
પ્રીત્યા તસ્યૈવ વૈકુણ્ઠં ગોવિન્દોઽપિ પ્રયચ્છતિ ॥ ૪૦॥

હેમસિંહયુતં ચૈતદ્વૈષ્ણવાય દદાતિ ચ ।
કૃષ્ણેન સહ સાયુજ્યં સ પુમાઁલ્લભતે ધ્રુવમ્ ॥ ૪૧॥

આજન્મમાત્રમપિ યેન શઠેન કિઞ્ચિ-
ચ્ચિત્તં વિધાય શુકશાસ્ત્રકથા ન પીતા ।
ચાણ્ડાલવચ્ચ ખરવદ્બત તેન નીતં
મિથ્યા સ્વજન્મ જનનીજનિદુઃખભાજા ॥ ૪૨॥

જીવચ્છવો નિગદિતઃ સ તુ પાપકર્મા
યેન શ્રુતં શુકકથાવચનં ન કિઞ્ચિત્ ।
ધિક્ તં નરં પશુસમં ભુવિ ભારરૂપ-
મેવં વદન્તિ દિવિ દેવસમાજમુખ્યાઃ ॥ ૪૩॥

દુર્લભૈવ કથા લોકે શ્રીમદ્ભાગવતોદ્ભવા ।
કોટિજન્મસમુત્થેન પુણ્યેનૈવ તુ લભ્યતે ॥ ૪૪॥

તેન યોગનિધે ધીમન્ શ્રોતવ્યા સા પ્રયત્નતઃ ।
દિનાનાં નિયમો નાસ્તિ સર્વદા શ્રવણં મતમ્ ॥ ૪૫॥

સત્યેન બ્રહ્મચર્યેણ સર્વદા શ્રવણં મતમ્ ।
અશક્યત્વાત્કલૌ બોધ્યો વિશેષોઽત્ર શુકાજ્ઞયા ॥ ૪૬॥

મનોવૃત્તિજયશ્ચૈવ નિયમાચરણં તથા ।
દીક્ષા કર્તુમશક્યત્વાત્સપ્તાહશ્રવણં મતમ્ ॥ ૪૭॥

શ્રદ્ધાતઃ શ્રવણે નિત્યં માઘે તાવદ્ધિ યત્ફલમ્ ।
તત્ફલં શુકદેવેન સપ્તાહશ્રવણે કૃતમ્ ॥ ૪૮॥

મનસશ્ચાજયાદ્રોગાત્પુંસાં ચૈવાયુષઃ ક્ષયાત્ ।
કલેર્દોષબહુત્વાચ્ચ સપ્તાહશ્રવણં મતમ્ ॥ ૪૯॥

યત્ફલં નાસ્તિ તપસા ન યોગેન સમાધિના ।
અનાયાસેન તત્સર્વં સપ્તાહશ્રવણે લભેત્ ॥ ૫૦॥

યજ્ઞાદ્ગર્જતિ સપ્તાહઃ સપ્તાહો ગર્જતિ વ્રતાત્ ।
તપસો ગર્જતિ પ્રોચ્ચૈસ્તીર્થાન્નિત્યં હિ ગર્જતિ ॥ ૫૧॥

અને અશ્વમેધ યજ્ઞો (કર્યા)નું ફળ મળે છે. (૩૮) નિત્ય ભાગવતનો પાઠ કરવો, ભગવાનનું ચિંતન કરવું, તુલસીનું સિંચન કરવું અને ગાયની સેવા કરવી – આ ચારે સમાન છે. (૩૯) જે મનુષ્ય અંતકાળે શ્રીમદ્ભાગવતનું વાક્ય સાંભળે છે તેના પર પ્રસન્ન થઈને ભગવાન તેને વૈકુંઠધામ આપે છે. (૪૦) જે મનુષ્ય તેને (શ્રીમદ્ભાગવત-ગ્રંથ)ને સુવર્ણ-સિંહાસન પર મૂકીને વિષ્ણુભક્તને દાન કરે છે તે અવશ્ય ભગવાનનું સાયુજ્ય પામે છે. (૪૧)

જે દુષ્ટે પોતાના આખા આયુષ્યમાં ચિત્ત દઈને શ્રીમદ્ભાગવતામૃતનો થોડો-સરખો પણ રસાસ્વાદ કર્યો નથી તેણે તો પોતાનો આખો જન્મારો ચાંડાલ અને ગધેડાની જેમ વ્યર્થ જ ગુમાવ્યો છે; તે તો પોતાની માતાને પ્રસવ-પીડા આપવા જ પેદા થયો છે. (૪૨) જેણે આ શુકશાસ્ત્રનાં થોડાંક પણ વચનો સાંભળ્યાં નથી તે પાપાત્મા તો જીવતો છતાં મરેલા જેવો જ છે. 'પૃથ્વી માટે ભારરૂપ તે પશુતુલ્ય મનુષ્યને ધિક્કાર છે' – આમ સ્વર્ગલોકમાં દેવતાઓમાં મુખ્ય (ઇન્દ્ર વગેરે) કહે છે. (૪૩)

સંસારમાં શ્રીમદ્ભાગવતની કથાની પ્રાપ્તિ ઘણી દુર્લભ છે; જ્યારે કરોડો જન્મોના પુણ્યનો ઉદય થાય છે ત્યારે જ તેની પ્રાપ્તિ થાય છે. (૪૪) હે નારદજી! તમે ઘણા જ બુદ્ધિમાન અને યોગનિધિ છો. તમે પ્રયત્નપૂર્વક (કથાનું) શ્રવણ કરો. આને સાંભળવા દિવસોનો કોઈ નિયમ નથી. આને તો હંમેશાં જ સાંભળવી એ સારું છે. (૪૫) આ કથા સત્યભાષણ અને બ્રહ્મચર્યપાલનપૂર્વક હંમેશાં જ સાંભળવી એ શ્રેષ્ઠ મનાયું છે. પરંતુ કળિયુગમાં આમ બનવું કપરું છે; તેથી આ અંગે શુકદેવજીએ જે વિશેષ વિધિ બતાવી છે તે જાણી લેવી જોઈએ. (૪૬) કળિયુગમાં લાંબા સમય સુધી ચિત્તની વૃત્તિઓને વશ રાખવી, નિયમપાલન કરવું અને કોઈ પુણ્યકાર્ય માટે દીક્ષિત રહેવું અઘરું છે; તેથી સપ્તાહ-શ્રવણની વિધિ (ઉપયુક્ત) છે. (૪૭) શ્રદ્ધાપૂર્વક ક્યારેય પણ અથવા માઘ માસમાં શ્રવણ કરવાથી જે ફળ મળે છે તે જ ફળ શ્રીશુકદેવજીએ સપ્તાહ-શ્રવણમાં નિર્ધારિત કર્યું છે. (૪૮) મનના અસંયમને કારણે, રોગોના બાહુલ્યને કારણે અને આયુષ્યની અલ્પતાને કારણે તથા કળિયુગમાં અનેક દોષોની સંભાવના હોવાને કારણે જ સપ્તાહ-શ્રવણનું વિધાન કરવામાં આવ્યું છે. (૪૯) જે ફળ તપ, યોગ અને સમાધિથી પણ મળતું નથી તે ફલ સર્વાંગસંપૂર્ણપણે સપ્તાહનું શ્રવણ કરવાથી સહજભાવે મળી જાય છે. (૫૦) સપ્તાહ-શ્રવણ, યજ્ઞ કરતાં ઉત્તમ છે, વ્રત કરતાં ઉત્તમ છે, તપ કરતાં પણ ઘણું ઉત્તમ છે; તીર્થસેવન કરતાં તો હંમેશાં અધિક જ છે, યોગ કરતાંય ઉત્તમ છે - ત્યાં સુધી કે ધ્યાન અને જ્ઞાન કરતાં પણ ઉત્તમ

યોગાદ્ગર્જતિ સપ્તાહો ધ્યાનાજ્જ્ઞાનાચ્ચ ગર્જતિ ।
કિં બ્રૂમો ગર્જનં તસ્ય રે રે ગર્જતિ ગર્જતિ ॥ ૫૨॥

*શૌનક ઉવાચ*

સાશ્ચર્યમેતત્કથિતં કથાનકં
જ્ઞાનાદિધર્માન્ વિગણય્ય સામ્પ્રતમ્ ।
નિઃશ્રેયસે ભાગવતં પુરાણં
જાતં કુતો યોગવિદાદિસૂચકમ્ ॥ ૫૩॥

*સૂત ઉવાચ*

યદા કૃષ્ણો ધરાં ત્યક્ત્વા સ્વપદં ગન્તુમુદ્યતઃ ।
એકાદશં પરિશ્રુત્યાપ્યુદ્ધવો વાક્યમબ્રવીત્ ॥ ૫૪॥

*ઉદ્ધવ ઉવાચ*

ત્વં તુ યાસ્યસિ ગોવિન્દ ભક્તકાર્યં વિધાય ચ ।
મચ્ચિત્તે મહતી ચિન્તા તાં શ્રુત્વા સુખમાવહ ॥ ૫૫॥

આગતોઽયં કલિર્ઘોરો ભવિષ્યન્તિ પુનઃખલાઃ ।
તત્સઙ્ગેનૈવ સન્તોઽપિ ગમિષ્યન્ત્યુગ્રતાં યદા ॥ ૫૬॥

તદા ભારવતી ભૂમિર્ગોરૂપેયં કમાશ્રયેત્ ।
અન્યો ન દૃશ્યતે ત્રાતા ત્વત્તઃ કમલલોચન ॥ ૫૭॥

અતઃ સત્સુ દયાં કૃત્વા ભક્તવત્સલ મા વ્રજ ।
ભક્તાર્થં સગુણો જાતો નિરાકારોઽપિ ચિન્મયઃ ॥ ૫૮॥

ત્વદ્વિયોગેન તે ભક્તાઃ કથં સ્થાસ્યન્તિ ભૂતલે ।
નિર્ગુણોપાસને કષ્ટમતઃ કિઞ્ચિદ્વિચારય ॥ ૫૯॥

ઇત્યુદ્ધવવચઃ શ્રુત્વા પ્રભાસેઽચિન્તયદ્ધરિઃ ।
ભક્તાવલમ્બનાર્થાય કિં વિધેયં મયેતિ ચ ॥ ૬૦॥

સ્વકીયં યદ્ભવેત્તેજસ્તચ્ચ ભાગવતેઽદધાત્ ।
તિરોધાય પ્રવિષ્ટોઽયં શ્રીમદ્ભાગવતાર્ણવમ્ ॥ ૬૧॥

તેનેયં વાઙ્મયી મૂર્તિઃ પ્રત્યક્ષા વર્તતે હરેઃ ।
સેવનાચ્છ્રવણાત્પાઠાદ્દર્શનાત્પાપનાશિની ॥ ૬૨॥

સપ્તાહશ્રવણં તેન સર્વેભ્યોઽપ્યધિકં કૃતમ્ ।
સાધનાનિ તિરસ્કૃત્ય કલૌ ધર્મોઽયમીરિતઃ ॥ ૬૩॥

દુઃખદારિદ્ર્યદૌર્ભાગ્યપાપપ્રક્ષાલનાય ચ ।
કામક્રોધજયાર્થં હિ કલૌ ધર્મોઽયમીરિતઃ ॥ ૬૪॥

છે! અરે, સપ્તાહ-શ્રવણની વિશેષતાનું કેટલું વર્ણન કરવું? - એ તો બધાય કરતાં ઉત્તમ છે. (૫૧-૫૨)

**શૌનકજીએ પૂછ્યું** – હે સૂતજી! આ તો તમે મોટા આશ્ચર્યની વાત કહી. આ ભાગવતપુરાણ ખરે જ યોગવેત્તા બ્રહ્માજીના પણ આદિ-કારણ એવા શ્રીનારાયણનું નિરૂપણ કરે છે; પરંતુ મોક્ષપ્રાપ્તિમાં જ્ઞાન વગેરે બધાં જ સાધનોને અવગણીને આ યુગમાં આ (ભાગવતપુરાણ) એ બધા કરતાં પણ કેવી રીતે ચઢી ગયું? (૫૩)

**સૂતજીએ કહ્યું** – હે શૌનકજી! ભગવાન શ્રીકૃષ્ણ આ ધરા-ધામ છોડીને જ્યારે પોતાના નિત્યધામ ભણી જવા લાગ્યા ત્યારે તેમના મુખારવિંદમાંથી અગિયારમા સ્કંધનો જ્ઞાનોપદેશ સાંભળીને પણ ઉદ્ધવજીએ પૂછ્યું. (૫૪)

**ઉદ્ધવજી બોલ્યા** – હે ગોવિંદ! આપ તો હવે પોતાના ભક્તોનું કામ કરીને પરમધામ જવા ઇચ્છો છો, પણ મારા મનમાં એક મોટી ચિંતા છે. તે સાંભળીને આપ મને શાંત કરો. (૫૫) હવે ઘોર કળિયુગ આવ્યો જ સમજો; તેથી સંસારમાં ફરી અનેક દુષ્ટો પ્રગટ થશે, તેમના સંસર્ગથી અનેક સત્પુરુષો પણ જ્યારે ઉગ્ર પ્રકૃતિના બની જશે ત્યારે તેમના ભારથી દબાઈને આ ગાય-રૂપી પૃથ્વી કોના શરણે જશે? હે કમલનયન! મને તો આપના સિવાય અન્ય કોઈ આનું રક્ષણ કરનાર છે એવું દેખાતું નથી. (૫૬-૫૭) તેથી હે ભક્તવત્સલ! આપ સાધુપુરુષો પર કૃપા કરો અને અહીંથી ન જાઓ. હે ભગવન્! આપ નિરાકાર અને ચિન્માત્ર છો, છતાં પણ ભક્તો માટે જ તો આપે આ સગુણ રૂપ ધારણ કર્યું છે. (૫૮) તો પછી, ભલા! આપનો વિયોગ થતાં તે ભક્તજનો આ પૃથ્વી પર કેમ રહી શકશે? નિર્ગુણની ઉપાસનામાં તો ઘણું કષ્ટ છે. તેથી કોઈ અન્ય વિચાર કરો. (૫૯)

પ્રભાસક્ષેત્રમાં ઉદ્ધવજીનાં આ વચનો સાંભળીને ભગવાન વિચારવા લાગ્યા કે ભક્તોના અવલંબન માટે મારે શી વ્યવસ્થા કરવી જોઈએ. (૬૦) હે શૌનકજી! ત્યારે ભગવાને પોતાની સઘળી શક્તિ ભાગવતમાં મૂકી દીધી અને તેઓ અંતર્ધાન થઈને આ ભાગવત-સમુદ્રમાં પ્રવેશી ગયા. (૬૧) આમ, આ (ભાગવત) ભગવાનની સાક્ષાત્ શબ્દમયી મૂર્તિ છે. આનું સેવન, શ્રવણ, પાઠ અથવા દર્શન કરવા માત્રથી જ મનુષ્યનાં તમામ પાપો નાશ પામે છે. (૬૨) એથી જ આનું સપ્તાહ-શ્રવણ સૌથી ઉત્તમ મનાયું છે અને કળિયુગમાં તો અન્ય સર્વ સાધનોને અવગણીને આ (સપ્તાહ-શ્રવણ)ને જ મુખ્ય ધર્મ બતાવવામાં આવ્યું છે. (૬૩) કળિકાળમાં આ જ એક એવો ધર્મ છે કે જે દુઃખ,

અન્યથા વૈષ્ણવી માયા દેવૈરપિ સુદુસ્ત્યજા ।
કથં ત્યાજ્યા ભવેત્પુમ્ભિઃસપ્તાહોઽતઃપ્રકીર્તિતઃ ॥ ૬૫॥

*સૂત ઉવાચ*

એવં નગાહશ્રવણોરુધર્મે
પ્રકાશ્યમાને ઋષિભિઃ સભાયામ્ ।
આશ્ચર્યમેકં સમભૂત્તદાનીં
તદુચ્યતે સંશૃણુ શૌનક ત્વમ્ ॥ ૬૬॥

ભક્તિઃ સુતૌ તૌ તરુણૌ ગૃહીત્વા
પ્રેમૈકરૂપા સહસાઽઽવિરાસીત્ ।
શ્રીકૃષ્ણ ગોવિન્દ હરે મુરારે
નાથેતિ નામાનિ મુહુર્વદન્તી ॥ ૬૭॥

તાં ચાગતાં ભાગવતાર્થભૂષાં
સુચારુવેષાં દદૃશુઃ સદસ્યાઃ ।
કથં પ્રવિષ્ટા કથમાગતેયં
મધ્યે મુનીનામિતિ તર્કયન્તઃ ॥ ૬૮॥

ઊચુઃ કુમારા વચનં તદાનીં
કથાર્થતો નિષ્પતિતાધુનેયમ્ ।
એવં ગિરઃ સા સસુતા નિશમ્ય
સનત્કુમારં નિજગાદ નમ્રા ॥ ૬૯॥

*ભક્તિરુવાચ*

ભવદ્ભિરદ્યૈવ કૃતાસ્મિ પુષ્ટા
કલિપ્રણષ્ટાપિ કથારસેન ।
ક્વાહં તુ તિષ્ઠામ્યધુના બ્રુવન્તુ
બ્રાહ્મા ઈદં તાં ગિરમૂચિરે તે ॥ ૭૦॥

ભક્તેષુ ગોવિન્દસ્વરૂપકર્ત્રી
પ્રેમૈકધર્ત્રી ભવરોગહન્ત્રી ।
સા ત્વં ચ તિષ્ઠસ્વ સુધૈર્યસંશ્રયા
નિરન્તરં વૈષ્ણવમાનસાનિ ॥ ૭૧॥

તતોઽપિ દોષાઃ કલિજા ઈમે ત્વાં
દ્રષ્ટું ન શક્તાઃ પ્રભવોઽપિ લોકે ।
એવં તદાજ્ઞાવસરેઽપિ ભક્તિ-
સ્તદા નિષણ્ણા હરિદાસચિત્તે ॥ ૭૨॥

સકલભુવનમધ્યે નિર્ધનાસ્તેઽપિ ધન્યા
નિવસતિ હૃદિ યેષાં શ્રીહરેર્ભક્તિરેકા ।

દારિદ્ર્ય, દુર્ભાગ્ય અને પાપોને ધૂએ છે તથા કામ-ક્રોધ વગેરે શત્રુઓ પર વિજય અપાવે છે. (૬૪) અન્યથા, ભગવાનની આ માયાથી પીછો છોડાવવાનું તો દેવતાઓ માટે પણ દુષ્કર છે, (તો પછી) મનુષ્ય તો તે માયાને છોડી જ કેવી રીતે શકે? તેથી, એનાથી છૂટવા માટે પણ સપ્તાહ-શ્રવણનું વિધાન કરવામાં આવ્યું છે. (૬૫)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! જ્યારે સનકાદિ મુનીશ્વરો આ રીતે સપ્તાહ-શ્રવણના મહિમાનાં વખાણ કરી રહ્યા હતા ત્યારે તે સભામાં એક મોટું આશ્ચર્ય થયું; તે હું તમને બતાવું છું, તે સાંભળો. (૬૬) ત્યાં તરુણાવસ્થા પામેલા પોતાના બે પુત્રોને સાથે લઈને, વિશુદ્ધ પ્રેમરૂપી ભક્તિ 'શ્રીકૃષ્ણ! ગોવિંદ! હરે! મુરારે! હે નાથ! નારાયણ! વાસુદેવ! – વગેરે ભગવન્નામોનું વારંવાર ઉચ્ચારણ કરતી, અચાનક જ પ્રગટ થઈ. (૬૭) બધા જ સભાજનોએ જોયું કે પરમ સુંદરી ભક્તિરાણી ભાગવતના અર્થોનાં આભૂષણ પહેરેલી ત્યાં પધારી છે. મુનિઓની તે સભામાં બધા જ એવો તર્ક-વિતર્ક કરવા લાગ્યા કે આ અહીં કેવી રીતે આવી અને કેમ પ્રવિષ્ટ થઈ. (૬૮) ત્યારે સનકાદિએ કહ્યું – 'આ ભક્તિદેવી હમણાં જ કથાના અર્થમાંથી પ્રગટ થઈ છે.' તેમનાં આ વચનો સાંભળીને ભક્તિ પોતાના પુત્રો સમેત અત્યંત વિનમ્ર બની અને તેણે સનત્કુમારજીને કહ્યું. (૬૯)

**ભક્તિ બોલી** – હું કળિયુગમાં નષ્ટપ્રાય થઈ ગઈ હતી. તમે કથામૃતનું સિંચન કરીને મને પુનઃ પુષ્ટ કરી દીધી. હવે તમે એ બતાવો કે હું ક્યાં રહું? આ સાંભળીને સનકાદિએ તેને કહ્યું. (૭૦) 'તમે ભક્તોને ભગવાનનું સ્વરૂપ પ્રદાન કરનારાં, અનન્ય પ્રેમનું સંપાદન કરનારાં અને સંસારના રોગોને નિર્મૂળ કરનારાં છો; તેથી તમે ધૈર્ય ધારણ કરીને નિત્ય-નિરંતર વિષ્ણુભક્તોના હૃદયમાં જ નિવાસ કરો. (૭૧) કળિયુગના આ દોષો ભલે આખા સંસાર પર પોતાનો પ્રભાવ પાડે, પરંતુ ત્યાં તેમની દૃષ્ટિ પણ તમારા પર પડશે નહીં.' આ રીતે સનકાદિની આજ્ઞા મળતાં જ ભક્તિ તરત ભગવદ્ભક્તોનાં હૃદયોમાં જઈ બિરાજ્યાં. (૭૨)

જેમના હૃદયમાં એકમાત્ર શ્રીહરિની ભક્તિ નિવાસ કરે છે તેઓ ત્રિલોકીમાં અત્યંત નિર્ધન હોવા છતાં પણ ધન્ય છે; કારણ કે આ ભક્તિને તાંતણે બંધાઈને

હરિરપિ નિજલોકં સર્વથાતો વિહાય
પ્રવિશતિ હૃદિ તેષાં ભક્તિસૂત્રોપનદ્ધઃ ॥ ૭૩॥

બ્રૂમોઽદ્ય તે કિમધિકં મહિમાનમેવં
બ્રહ્માત્મકસ્ય ભુવિ ભાગવતાભિધસ્ય ।
યત્સંશ્રયાન્નિગદિતે લભતે સુવક્તા
શ્રોતાપિ કૃષ્ણસમતામલમન્યધર્મૈઃ ॥ ૭૪॥

તો સાક્ષાત્ ભગવાન પણ પોતાનું પરમધામ છોડીને તેમના હૃદયમાં આવી વસે છે. (૭૩) પૃથ્વીલોક પર આ ભાગવત સાક્ષાત્ પરબ્રહ્મનો વિગ્રહ (મૂર્તિરૂપ) છે, આપણે એના મહિમાનું કેટલું વર્ણન કરીએ? એનો આશ્રય લઈને એને સંભળાવવાથી તો સાંભળનાર અને સંભળાવનાર – બંનેયને ભગવાન શ્રીકૃષ્ણની સમતા પ્રાપ્ત થાય છે. તેથી એને છોડીને અન્ય ધર્મોના આચરણનું શું પ્રયોજન? (૭૪)

═★═

ઇતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે ભક્તિ-કષ્ટનિવર્તનં નામ તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥
શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત ભક્તિકષ્ટનિવર્તન નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

═★═

# ચોથો અધ્યાય

## ગોકર્ણ-ઉપાખ્યાનનો પ્રારંભ

*સૂત ઉવાચ*

અથ વૈષ્ણવચિત્તેષુ દૃષ્ટ્વા ભક્તિમલૌકિકીમ્ ।
નિજલોકં પરિત્યજ્ય ભગવાન્ ભક્તવત્સલઃ ॥ ૧॥

વનમાલી ઘનશ્યામઃ પીતવાસા મનોહરઃ ।
કાઞ્ચીકલાપરુચિરો લસન્મુકુટકુણ્ડલઃ ॥ ૨॥

ત્રિભઙ્ગલલિતશ્ચારુકૌસ્તુભેન વિરાજિતઃ ।
કોટિમન્મથલાવણ્યો હરિચન્દનચર્ચિતઃ ॥ ૩॥

પરમાનન્દચિન્મૂર્તિર્મધુરો મુરલીધરઃ ।
આવિવેશ સ્વભક્તાનાં હૃદયાન્યમલાનિ ચ ॥ ૪॥

વૈકુણ્ઠવાસિનો યે ચ વૈષ્ણવા ઉદ્ધવાદયઃ ।
તત્કથાશ્રવણાર્થં તે ગૂઢરૂપેણ સંસ્થિતાઃ ॥ ૫॥

તદા જયજયારાવો રસપુષ્ટિરલૌકિકી ।
ચૂર્ણપ્રસૂનવૃષ્ટિશ્ચ મુહુઃ શઙ્ખરવોઽપ્યભૂત્ ॥ ૬॥

તત્સભાસંસ્થિતાનાં ચ દેહગેહાત્મવિસ્મૃતિઃ ।
દૃષ્ટ્વા ચ તન્મયાવસ્થાં નારદો વાક્યમબ્રવીત્ ॥ ૭॥

અલૌકિકોઽયં મહિમા મુનીશ્વરાઃ
સપ્તાહજન્યોઽદ્ય વિલોકિતો મયા ।

**સૂતજી કહે છે** – હે મુનિવર! તે સમયે પોતાના ભક્તોના ચિત્તમાં અલૌકિક ભક્તિનો પ્રાદુર્ભાવ થયેલો જોઈ ભક્તવત્સલ શ્રીભગવાન પોતાનું ધામ છોડીને ત્યાં પધાર્યા. (૧) તેમના ગળામાં વનમાળા શોભતી હતી, તેમનું શ્રીઅંગ સજળ મેઘસમું શ્યામવર્ણ હતું, એના પર મનોહર પીતાંબર સુશોભિત હતું, એમનો કટિપ્રદેશ કંદોરાની ઘૂઘરીઓથી સજાયેલો હતો, માથા પર મુગટની ચળક અને કાનોમાં કુંડળોની ઝળક જોયા જ કરીએ એવાં હતાં. (૨) ત્રિભંગલલિત ભાવથી ઊભેલા તેઓ ચિત્ત ચોરી લેતા હતા. વક્ષ:સ્થળ પર કૌસ્તુભમણિ ઝળકી રહ્યો હતો. સઘળું શ્રીઅંગ હરિ-ચંદનથી લેપાયેલું હતું. તે રૂપની શોભાનું શું કહેવું? એણે તો જાણે કરોડો કામદેવોનું રૂપમાધુર્ય છીનવી લીધું હતું. (૩) તે પરમાનંદચિન્મૂર્તિ મધુરાતિમધુર મુરલીધર એવી અનુપમ છબીથી પોતાના ભક્તોનાં નિર્મળ ચિત્તોમાં આવિર્ભૂત થયા. (૪) ત્યાં ભગવાનના નિત્ય લોકનિવાસી લીલાપરિકર ઉદ્ધવજી વગેરે ગુપ્ત-રૂપે તે કથા સાંભળવા આવ્યા હતા. (૫) પ્રભુ પ્રગટ થતાં જ ચારે કોર જય જયનો ધ્વનિ થવા લાગ્યો. તે સમયે ભક્તિરસની અદ્‌ભુત પુષ્ટિ થઈ. વારંવાર અબીલ-ગુલાલ અને પુષ્પોની વૃષ્ટિ થતી રહી અને શંખધ્વનિ થવા લાગ્યો. (૬) તે સભામાં જેઓ બેઠા હતા તેમને પોતાના દેહનું, ઘરનું અને આત્માનું પણ સાન-ભાન રહ્યું નહીં. તેમની આવી તન્મયતા જોઈને નારદજીએ કહ્યું – (૭) 'હે મુનીશ્વરો! આજે મેં સપ્તાહ-

મૂઢાઃ શઠા યે પશુપક્ષિણોઽત્ર
સર્વેઽપિ નિષ્પાપતમા ભવન્તિ ॥ ૮॥
અતો નૃલોકે નનુ નાસ્તિ કિઞ્ચિ-
ચ્ચિત્તસ્ય શોધાય કલૌ પવિત્રમ્ ।
અઘૌઘવિધ્વંસકરં તથૈવ
કથાસમાનં ભુવિ નાસ્તિ ચાન્યત્ ॥ ૯॥
કે કે વિશુદ્ધ્યન્તિ વદન્તુ મહ્યં
સપ્તાહયજ્ઞેન કથામયેન ।
કૃપાલુભિર્લોકહિતં વિચાર્ય
પ્રકાશિતઃ કોઽપિ નવીનમાર્ગઃ ॥ ૧૦॥

*કુમારા ઊચુઃ*

યે માનવાઃ પાપકૃતસ્તુ સર્વદા
સદા દુરાચારરતા વિમાર્ગગાઃ ।
ક્રોધાગ્નિદગ્ધાઃ કુટિલાશ્ચ કામિનઃ
સપ્તાહયજ્ઞેન કલૌ પુનન્તિ તે ॥ ૧૧॥
સત્યેન હીનાઃ પિતૃમાતૃદૂષકા-
સ્તૃષ્ણાકુલાશ્ચાશ્રમધર્મવર્જિતાઃ ।
યે દામ્ભિકા મત્સરિણોઽપિ હિંસકાઃ
સપ્તાહયજ્ઞેન કલૌ પુનન્તિ તે ॥ ૧૨॥
પઞ્ચોગ્રપાપાશ્છલછદ્મકારિણઃ
ક્રૂરાઃ પિશાચા ઈવ નિર્દયાશ્ચ યે ।
બ્રહ્મસ્વપુષ્ટા વ્યભિચારકારિણઃ
સપ્તાહયજ્ઞેન કલૌ પુનન્તિ તે ॥ ૧૩॥
કાયેન વાચા મનસાપિ પાતકં
નિત્યં પ્રકુર્વન્તિ શઠા હઠેન યે ।
પરસ્વપુષ્ટા મલિના દુરાશયાઃ
સપ્તાહયજ્ઞેન કલૌ પુનન્તિ તે ॥ ૧૪॥
અત્ર તે કીર્તયિષ્યામ ઈતિહાસં પુરાતનમ્ ।
યસ્ય શ્રવણમાત્રેણ પાપહાનિઃ પ્રજાયતે ॥ ૧૫॥
તુઙ્ગભદ્રાતટે પૂર્વમભૂત્પત્તનમુત્તમમ્ ।
યત્ર વર્ણાઃ સ્વધર્મેણ સત્યસત્કર્મતત્પરાઃ ॥ ૧૬॥
આત્મદેવઃ પુરે તસ્મિન્ સર્વવેદવિશારદઃ ।
શ્રૌતસ્માર્તેષુ નિષ્ણાતો દ્વિતીય ઈવ ભાસ્કરઃ ॥ ૧૭॥
ભિક્ષુકો વિત્તવાઁલ્લોકે તત્પ્રિયા ધુન્ધુલી સ્મૃતા ।
સ્વવાક્યસ્થાપિકા નિત્યં સુન્દરી સુકુલોદ્ભવા ॥ ૧૮॥

શ્રવણનો આ ઘણો જ અલૌકિક મહિમા જોયો. અહીં જે ઘણા મૂર્ખ અને દુષ્ટ લોકો તથા જે પશુ-પક્ષીઓ પણ છે તે સૌ અત્યંત નિષ્પાપ બન્યાં છે. (૮) તેથી, એમાં સંદેહ નથી કે આવા કલિકાળના સમયે ચિત્તની શુદ્ધિ માટે આ ભાગવત જેવું, મર્ત્યલોકમાં પાપ-પુંજનો નાશ કરનારું અન્ય કોઈ પવિત્ર સાધન નથી. (૯) હે મુનિવરો! તમે સૌ ઘણા દયાળુ છો, તમે સંસારના કલ્યાણનો વિચાર કરીને આ સાવ નિરાળો માર્ગ પ્રગટ કર્યો છે; તમે (કૃપા કરીને) એ તો બતાવો કે આ કથારૂપી સપ્તાહયજ્ઞ વડે કયા કયા લોકો પવિત્ર બની શકે છે.' (૧૦)

**સનકાદિએ કહ્યું** – જેઓ હંમેશાં જાત-જાતનાં પાપ કરતા રહે છે, નિરંતર દુરાચારમાં તત્પર રહે છે અને અવળા માર્ગે ચાલે છે તથા ક્રોધાગ્નિથી બળતા, કુટિલ અને કામી છે તે બધા જ આ કળિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર બને છે. (૧૧) આ ઉપરાંત જેઓ સત્યહીન છે, માતાપિતાની નિંદા કરનારા છે, તૃષ્ણાથી વ્યાકુળ છે, આશ્રમધર્મ ત્યજી દેનારા છે, દંભી છે, દ્વેષ કરનારા અને હિંસા કરનારા છે તે લોકો પણ આ કળિયુગમાં સપ્તાહ-યજ્ઞથી પવિત્ર બને છે. (૧૨) જેઓ મદિરાપાન, બ્રહ્મહત્યા, સોનાની ચોરી, ગુરુપત્નીગમન અને વિશ્વાસઘાત – આ પાંચ મહાપાપ કરનારા છે, છળ-કપટ કરનારા છે, ક્રૂર અને પિશાચ જેવા નિર્દય છે, બ્રાહ્મણોના ધનથી પુષ્ટ થનારા અને વ્યભિચારી છે તે લોકો પણ કળિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર બને છે. (૧૩) જે દુષ્ટો હંમેશાં હઠપૂર્વક મન, વાણી અને શરીરથી પાપ કરે છે, બીજાઓના ધનથી જ પુષ્ટ થાય છે તથા મેલા મનના અને દુષ્ટ આશયના છે તેઓ પણ કળિયુગમાં સપ્તાહયજ્ઞથી પવિત્ર બને છે. (૧૪)

હે નારદજી! હવે અમે તમને આ બાબતમાં એક પ્રાચીન ઈતિહાસ કહી સંભળાવીએ છીએ, તે સાંભળવા માત્રથી પણ બધાં પાપો નાશ પામે છે. (૧૫) પહેલાંના સમયે તુંગભદ્રા નદીના કિનારે એક સુન્દર નગર હતું. ત્યાં બધા જ વર્ણોના લોકો પોતપોતાના ધર્મોનું આચરણ કરતા રહીને સત્ય અને સત્કર્મમાં તત્પર રહેતા હતા. (૧૬) તે નગરમાં આત્મદેવ નામે એક બ્રાહ્મણ રહેતો હતો, તે સાક્ષાત્ દ્વિતીય સૂર્ય સમાન તેજસ્વી હતો. તે વેદ વિદ્યાવિશારદ અને શ્રૌત સ્માર્ત કર્મમાં નિપુણ હતો. (૧૭) તે ધનવાન હતો અને પુરોહિત કર્મ કરીને જીવન વ્યતીત કરતો હતો. તેની પ્રિય પત્ની ધુંધુલી ખાનદાન અને રૂપાળી હતી, પણ હંમેશાં પોતાની વાતને વળગી રહેનારી હતી.

લોકવાર્તારતા ક્રૂરા પ્રાયશો બહુજલ્પિકા ।
શૂરા ચ ગૃહકૃત્યેષુ કૃપણા કલહપ્રિયા ॥ ૧૯॥

એવં નિવસતોઃ પ્રેમ્ણા દમ્પત્યો રમમાણયોઃ ।
અર્થાઃ કામાસ્તયોરાસન્ન સુખાય ગૃહાદિકમ્ ॥ ૨૦॥

પશ્ચાદ્ધર્માઃ સમારબ્ધાસ્તાભ્યાં સન્તાનહેતવે ।
ગોભૂહિરણ્યવાસાંસિ દીનેભ્યો યચ્છતઃ સદા ॥ ૨૧॥

ધનાર્ધં ધર્મમાર્ગેણ તાભ્યાં નીતં તથાપિ ચ ।
ન પુત્રો નાપિ વા પુત્રી તતશ્ચિન્તાતુરો ભૃશમ્ ॥ ૨૨॥

એકદા સ દ્વિજો દુઃખાદ્ ગૃહં ત્યક્ત્વા વનં ગતઃ ।
મધ્યાહ્ને તૃષિતો જાતસ્તડાગં સમુપેયિવાન્ ॥ ૨૩॥

પીત્વા જલં નિષણ્ણસ્તુ પ્રજાદુઃખેન કર્શિતઃ ।
મુહૂર્તાદપિ તત્રૈવ સંન્યાસી કશ્ચિદાગતઃ ॥ ૨૪॥

દૃષ્ટ્વા પીતજલં તં તુ વિપ્રો યાતસ્તદન્તિકમ્ ।
નત્વા ચ પાદયોસ્તસ્ય નિઃશ્વસન્ સંસ્થિતઃ પુરઃ ॥ ૨૫॥

*યતિરુવાચ*

કથં રોદિષિ વિપ્ર ત્વં કા તે ચિન્તા બલીયસી ।
વદ ત્વં સત્વરં મહ્યં સ્વસ્ય દુઃખસ્ય કારણમ્ ॥ ૨૬॥

*બ્રાહ્મણ ઉવાચ*

કિં બ્રવીમિ ઋષે દુઃખં પૂર્વપાપેન સઞ્ચિતમ્ ।
મદીયાઃ પૂર્વજાસ્તોયં કવોષ્ણમુપભુઞ્જતે ॥ ૨૭॥

મદ્દત્તં નૈવ ગૃહ્ણન્તિ પ્રીત્યા દેવા દ્વિજાતયઃ ।
પ્રજાદુઃખેન શૂન્યોઽહં પ્રાણાંસ્ત્યક્તુમિહાગતઃ ॥ ૨૮॥

ધિગ્જીવિતં પ્રજાહીનં ધિગ્ગૃહં ચ પ્રજાં વિના ।
ધિગ્ધનં ચાનપત્યસ્ય ધિક્કુલં સંતતિં વિના ॥ ૨૯॥

પાલ્યતે યા મયા ધેનુઃ સા વન્ધ્યા સર્વથા ભવેત્ ।
યો મયા રોપિતો વૃક્ષઃ સોઽપિ વન્ધ્યત્વમાશ્રયેત્ ॥ ૩૦॥

યત્ફલં મદ્ગૃહાયાતં તચ્ચ શીઘ્રં વિનશ્યતિ ।
નિર્ભાગ્યસ્યાનપત્યસ્ય કિમતો જીવિતેન મે ॥ ૩૧॥

(૧૮) તે લોકોની વાતો કરવામાં રત રહેતી અને તેનો સ્વભાવ ક્રૂર હતો. મોટે ભાગે કંઈ ને કંઈ બબડ્યા કરતી હતી. ઘરકામમાં કુશળ હતી, પણ કંજૂસ અને કજિયાખોર હતી. (૧૯) આમ, એ બ્રાહ્મણદંપતી પ્રેમથી પોતાના ઘરમાં રહેતાં હતાં અને વિહરતાં હતાં. તેમની પાસે ઘણું ધન અને ભોગવિલાસની પર્યાપ્ત સામગ્રી હતી. ઘરબાર પણ સુંદર હતું, પરંતુ તેનાથી તેઓ સુખી ન હતાં. (૨૦) જ્યારે ઉંમર ઢળતી થઈ ત્યારે તેમણે સંતાનપ્રાપ્તિ માટે જાત-જાતનાં પુણ્યકાર્યો શરૂ કર્યાં અને તેઓ દીનદુઃખીઓને ગાય, ભૂમિ, સુવર્ણ, વસ્ત્ર વગેરેનું દાન કરવા લાગ્યાં. (૨૧) આ રીતે તેમણે ધર્મના માર્ગે પોતાનું અડધું ધન ખર્ચી નાખ્યું, તોપણ તેમને પુત્ર કે પુત્રીનું મોં જોવા ન મળ્યું. તેથી તે બ્રાહ્મણ ઘણો જ ચિંતાતુર હતો. (૨૨)

એક દિવસે તે બ્રાહ્મણ ઘણો દુઃખી થઈને ઘર છોડીને વનમાં ચાલ્યો ગયો. બપોરના સમયે તેને તરસ લાગી, તેથી તે એક તળાવ પાસે ગયો. (૨૩) સંતાનના અભાવના દુઃખે તેનું શરીર સૂકવી નાખ્યું હતું, તેથી તે થાકી જવાને કારણે પાણી પીને ત્યાં જ બેસી ગયો. થોડો સમય વીત્યો અને ત્યાં એક સંન્યાસી મહાત્મા આવ્યા. (૨૪) જ્યારે બ્રાહ્મણે જોયું કે તેમણે પાણી પી લીધું છે ત્યારે તે તેમની પાસે ગયો અને ચરણોમાં નમીને સામે ઊભો રહીને નિઃશ્વાસ નાખવા લાગ્યો. (૨૫)

**સંન્યાસીએ પૂછ્યું** – હે વિપ્ર, કહે, તું કેમ રડે છે? એવી તને શી ભારે ચિંતા છે? તું મને તારા દુઃખનું કારણ જલદી-જલદી બતાવ. (૨૬)

**બ્રાહ્મણે કહ્યું** – હે મહારાજ! હું મારાં પૂર્વજન્મનાં પાપોથી સંચિત દુઃખ શું વર્ણવું? અત્યારે મારા પિતૃઓ મેં આપેલી જલાંજલિ ઊંડા નિશ્વાસ નાખીને જાણે દુઃખી થઈને પી રહ્યા છે. (૨૭) દેવતાઓ અને બ્રાહ્મણો મારું આપેલું નૈવેદ્ય પ્રસન્ન ચિત્તે સ્વીકારતા નથી. સંતાન માટે હું એટલો દુઃખી છું કે બધું મને સૂનું-સૂનું લાગે છે. હું અહીં પ્રાણત્યાગ કરવા આવ્યો છું. (૨૮) સંતાનહીન જીવનને ધિક્કાર છે, સંતાનહીન ઘરને ધિક્કાર છે! સંતાનહીન ધનને અને સંતાનહીન કુળને ધિક્કાર છે! (૨૯) હું જે ગાય પાળું છું તે વાંઝણી બની જાય છે, જે વૃક્ષ વાવું છું તેને ફૂલ-ફળ લાગતાં નથી. (૩૦) મારા ઘરમાં જે ફળ આવે છે તે પણ ઘણાં જલદી સડી જાય છે. જ્યારે હું આવો અભાગિયો અને પુત્રહીન છું, તો આ જીવનથી મારે શું પ્રયોજન? (૩૧)

ઈત્યુક્ત્વા સ રુરોદોચ્ચૈસ્તત્પાર્શ્વે દુઃખપીડિતઃ ।
તદા તસ્ય યતેશ્ચિત્તે કરુણાભૂદ્ગરીયસી ॥ ૩૨॥

તદ્ભાલાક્ષરમાલાં ચ વાચયામાસ યોગવાન્ ।
સર્વં જ્ઞાત્વા યતિઃ પશ્ચાદ્વિપ્રમૂચે સવિસ્તરમ્ ॥ ૩૩॥

*યતિરુવાચ*

મુઞ્ચાજ્ઞાનં પ્રજારૂપં બલિષ્ઠા કર્મણો ગતિઃ ।
વિવેકં તુ સમાસાદ્ય ત્યજ સંસારવાસનામ્ ॥ ૩૪॥

શૃણુ વિપ્ર મયા તેઽદ્ય પ્રારબ્ધં તુ વિલોકિતમ્ ।
સપ્તજન્માવધિ તવ પુત્રો નૈવ ચ નૈવ ચ ॥ ૩૫॥

સન્તતેઃ સગરો દુઃખમવાપાઙ્ગઃ પુરા તથા ।
રે મુઞ્ચાદ્ય કુટુમ્બાશાં સંન્યાસે સર્વથા સુખમ્ ॥ ૩૬॥

*બ્રાહ્મણ ઉવાચ*

વિવેકેન ભવેત્કિં મે પુત્રં દેહિ બલાદપિ ।
નો ચેત્ત્યજામ્યહં પ્રાણાંસ્ત્વદગ્રે શોકમૂર્ચ્છિતઃ ॥ ૩૭॥

પુત્રાદિસુખહીનોઽયં સંન્યાસઃ શુષ્ક એવ હિ ।
ગૃહસ્થઃ સરસો લોકે પુત્રપૌત્રસમન્વિતઃ ॥ ૩૮॥

ઈતિ વિપ્રાગ્રહં દૃષ્ટ્વા પ્રાબ્રવીત્સ તપોધનઃ ।
ચિત્રકેતુર્ગતઃ કષ્ટં વિધિલેખવિમાર્જનાત્ ॥ ૩૯॥

ન યાસ્યસિ સુખં પુત્રાદ્યથા દૈવહતોદ્યમઃ ।
અતો હઠેન યુક્તોઽસિ હ્યર્થિનં કિં વદામ્યહમ્ ॥ ૪૦॥

તસ્યાગ્રહં સમાલોક્ય ફલમેકં સ દત્તવાન્ ।
ઈદં ભક્ષય પત્ન્યા ત્વં તતઃ પુત્રો ભવિષ્યતિ ॥ ૪૧॥

સત્યં શૌચં દયા દાનમેકભક્તં તુ ભોજનમ્ ।
વર્ષાવધિ સ્ત્રિયા કાર્યં તેન પુત્રોઽતિનિર્મલઃ ॥ ૪૨॥

એવમુક્ત્વા યયૌ યોગી વિપ્રસ્તુ ગૃહમાગતઃ ।
પત્ન્યાઃ પાણૌ ફલં દત્ત્વા સ્વયં યાતસ્તુ કુત્રચિત્ ॥ ૪૩॥

તરુણી કુટિલા તસ્ય સખ્યગ્રે ચ રુરોદ હ ।
અહો ચિન્તા મમોત્પન્ના ફલં ચાહં ન ભક્ષયે ॥ ૪૪॥

ફલભક્ષેણ ગર્ભઃ સ્યાદ્ગર્ભેણોદરવૃદ્ધિતા ।
સ્વલ્પભક્ષં તતોઽશક્તિર્ગૃહકાર્યં કથં ભવેત્ ॥ ૪૫॥

આમ કહીને તે બ્રાહ્મણ દુઃખથી વ્યાકુળ થઈને તે સંન્યાસી આગળ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. ત્યારે તે યતિ (સંન્યાસી)ના મનમાં ભારે કરુણા ઉત્પન્ન થઈ. (૩૨) યતિ યોગનિષ્ઠ હતા. તેમણે તે બ્રાહ્મણના લલાટની રેખાઓ જોઈને બધી વાત જાણી લીધી અને પછી તેને વિસ્તારપૂર્વક કહ્યું. (૩૩)

**સંન્યાસીએ કહ્યું** – હે બ્રાહ્મણ! સંતાનપ્રાપ્તિનો આ મોહ (અજ્ઞાન) છોડી દે. કર્મની ગતિ પ્રબળ છે. વિવેકનો આશ્રય લે અને સાંસારિક વાસના ત્યજી દે. (૩૪) હે વિપ્ર! સાંભળ. મેં અત્યારે તારું પ્રારબ્ધ જોઈ લીધું છે કે તને સાત જન્મ સુધી કોઈ સંતાન કોઈ રીતે થવાનું નથી. (૩૫) પહેલાંના સમયે સગર રાજાએ તથા અંગ રાજાએ સંતાનને કારણે દુઃખ ભોગવવું પડ્યું હતું. હે બ્રાહ્મણ! હવે તું કુટુંબની આશા છોડી દે. સંન્યાસમાં જ સર્વ પ્રકારનું સુખ છે. (૩૬)

**બ્રાહ્મણે કહ્યું** – હે મહાત્મા! વિવેકથી મને શું મળશે? મને તો પરાણે પણ પુત્ર આપો, નહિતર હું તમારી સામે જ શોકમૂર્ચ્છિત થઈને મારો પ્રાણ ત્યજી દઉં છું. (૩૭) જેમાં પુત્ર-પત્ની વગેરેનું સુખ નથી એવો સંન્યાસ તો સર્વથા નીરસ જ છે. આ લોકમાં સરસ તો પુત્ર-પૌત્રાદિથી હર્યો-ભર્યો ગૃહસ્થાશ્રમ જ છે. (૩૮)

બ્રાહ્મણનો આવો આગ્રહ જોઈને તે તપોધને કહ્યું – 'વિધાતાનો લેખ ભૂંસી નાખવાની હઠ કરવાથી રાજા ચિત્રકેતુએ ભારે કષ્ટ વેઠવું પડ્યું હતું. (૩૯) તેથી, જેના પ્રયત્નને દૈવ કચડી નાખે છે તેવા પુરુષની જેમ તને પણ પુત્રનું સુખ મળશે નહીં. તેં ભારે હઠ પકડી છે અને પ્રાર્થના કરતો મારી સામે ઊભો છે, આવી સ્થિતિમાં તને હું શું કહું?' (૪૦)

તે બ્રાહ્મણનો દૃઢ આગ્રહ જોઈને તે સંન્યાસીજીએ તેને એક ફળ આપ્યું (અને કહ્યું) – 'આ ફળ તું તારી પત્નીને ખવડાવજે, તેનાથી તેને પુત્ર થશે. (૪૧) તારી પત્નીએ એક વર્ષ સુધી સત્ય, શૌચ, દયા, દાન, એક ટંકનું ભોજન – આ નિયમ પાળવાના રહેશે; જો તે આમ કરશે તો બાળક અતિનિર્મળ થશે.' (૪૨)

આમ કહીને તે યોગી ચાલ્યા ગયા અને બ્રાહ્મણ પોતાને ઘેર પાછો આવ્યો. આવીને તેણે પેલું ફળ પોતાની પત્નીના હાથમાં આપ્યું અને પોતે ક્યાંક ચાલ્યો ગયો. (૪૩) તેની પત્ની તો કુટિલ હતી, તેણે રડતાં રડતાં પોતાની એક સખીને કહ્યું – 'સખી! મને ભારે ચિંતા થાય છે, હું તો આ ફળ નહીં ખાઉં. (૪૪) ફળ ખાવાથી ગર્ભ રહેશે અને તે ગર્ભને લીધે પેટ વધી જશે, પછી

દૈવાદ્ ધાટી વ્રજેદ્ગ્રામે પલાયેદ્ગર્ભિણી કથમ્ ।
શુકવન્નિવસેદ્ગર્ભસ્તં કુક્ષેઃ કથમુત્સૃજેત્ ॥ ૪૬॥

તિર્યક્ચેદાગતો ગર્ભસ્તદા મે મરણં ભવેત્ ।
પ્રસૂતૌ દારુણં દુઃખં સુકુમારી કથં સહે ॥ ૪૭॥

મન્દાયાં મયિ સર્વસ્વં નનાન્દા સંહરેત્તદા ।
સત્યશૌચાદિનિયમો દુરારાધ્યઃ સ દૃશ્યતે ॥ ૪૮॥

લાલને પાલને દુઃખં પ્રસૂતાયાશ્ચ વર્તતે ।
વન્ધ્યા વા વિધવા નારી સુખિની ચેતિ મે મતિઃ ॥ ૪૯॥

એવં કુતર્કયોગેન તત્ફલં નૈવ ભક્ષિતમ્ ।
પત્યા પૃષ્ટં ફલં ભુક્તં ભુક્તં ચેતિ તયેરિતમ્ ॥ ૫૦॥

એકદા ભગિની તસ્યાસ્તદ્ગૃહં સ્વેચ્છયાઽઽગતા ।
તદગ્રે કથિતં સર્વં ચિન્તેયં મહતી હિ મે ॥ ૫૧॥

દુર્બલા તેન દુઃખેન હ્યનુજે કરવાણિ કિમ્ ।
સાબ્રવીન્મમ ગર્ભોઽસ્તિ તં દાસ્યામિ પ્રસૂતિતઃ ॥ ૫૨॥

તાવત્કાલં સગર્ભેવ ગુપ્તા તિષ્ઠ ગૃહે સુખમ્ ।
વિત્તં ત્વં મત્પતેર્યચ્છ સ તે દાસ્યતિ બાલકમ્ ॥ ૫૩॥

ષાણ્માસિકો મૃતો બાલ ઇતિ લોકો વદિષ્યતિ ।
તં બાલં પોષયિષ્યામિ નિત્યમાગત્ય તે ગૃહે ॥ ૫૪॥

ફલમર્પય ધેન્વૈ ત્વં પરીક્ષાર્થં તુ સામ્પ્રતમ્ ।
તત્તદાચરિતં સર્વં તથૈવ સ્ત્રીસ્વભાવતઃ ॥ ૫૫॥

અથ કાલેન સા નારી પ્રસૂતા બાલકં તદા ।
આનીય જનકો બાલં રહસ્યે ધુન્ધુલીં દદૌ ॥ ૫૬॥

તયા ચ કથિતં ભર્ત્રે પ્રસૂતઃ સુખમર્ભકઃ ।
લોકસ્ય સુખમુત્પન્નમાત્મદેવપ્રજોદયાત્ ॥ ૫૭॥

દદૌ દાનં દ્વિજાતિભ્યો જાતકર્મ વિધાય ચ ।
ગીતવાદિત્રઘોષોઽભૂત્તદ્દ્વારે મઙ્ગલં બહુ ॥ ૫૮॥

ભર્તુરગ્રેઽબ્રવીદ્વાક્યં સ્તન્યં નાસ્તિ કુચે મમ ।
અન્યસ્તન્યેન નિર્દુગ્ધા કથં પુષ્ણામિ બાલકમ્ ॥ ૫૯॥

કંઈ ખવાશે-પિવાશે નહીં, તેથી અશક્તિ આવી જશે; તો કહે, ઘરનું કામ (મારાથી) કેમ થશે? (૪૫) અને નસીબજોગે ક્યાંક ગામ પર લુટારાઓ ચઢી આવશે ત્યારે ગર્ભિણી સ્ત્રી કેમ કરીને ભાગશે? જો શુકદેવજીની જેમ આ ગર્ભ પેટમાં જ રહી જશે તો એને બહાર કેમ કરીને કાઢી શકાશે? (૪૬) અને ક્યાંક પ્રસવ-વેળાએ તે આડો થઈ જશે, તો પછી મારું મરણ જ થવાનું. આમેય પ્રસવ-ટાણે ઘણી ભયંકર પીડા થાય છે; હું સુકુમાર સ્ત્રી તે પીડા કેમ કરીને સહી શકીશ? (૪૭) હું જો દૂબળી પડી જઈશ તો નણંદ આવીને બધી માલમત્તા લઈ જશે; અને મારાથી સત્ય, શૌચ વગેરે નિયમો પાળવાનું પણ આકરું જ લાગે છે. (૪૮) જે સ્ત્રી પ્રસૂતા બને છે તેને તે જન્મેલા બાળકના લાલનપાલનમાં ઘણું કષ્ટ પડે છે. મારું તો માનવું છે કે વાંઝણી અથવા વિધવા સ્ત્રી જ સુખી છે. (૪૯)

મનમાં આવા જાતજાતના કુતર્ક થતાં તેણે તે ફળ ખાધું નહીં. જ્યારે 'તેં ફળ ખાધું?' એમ તેના પતિએ પૂછ્યું ત્યારે તેણે કહી દીધું – 'હા, ખાઈ લીધું.' (૫૦) દરમિયાન તેની બહેન સ્વેચ્છાપૂર્વક તેના ઘેર આવી, ત્યારે તેણે પોતાની બહેનને બધી વાત જણાવીને કહ્યું – 'મને આ બાબતમાં ઘણી ચિંતા થાય છે. (૫૧) આ દુઃખને કારણે હું દિવસે દિવસે દૂબળી પડતી જાઉં છું. બહેન! હું શું કરું?' બહેને કહ્યું, 'મને ગર્ભ રહ્યો છે, તેનો પ્રસવ થતાં તે બાળક હું તને આપીશ. (૫૨) ત્યાં સુધી તું સગર્ભા હોય તેમ ચૂપચાપ ઘરમાં રહે. તું મારા પતિને થોડું ધન આપીશ તો તેઓ તને બાળક આપી દેશે. (૫૩) (આપણે એવી યોજના કરીશું) કે જેથી લોકો એમ જ કહેશે કે 'આનું બાળક છ મહિનાનું થઈને મરી ગયું' અને હું દરરોજ તારા ઘેર આવીને તે બાળકનું લાલન-પાલન કરતી રહીશ. (૫૪) અત્યારે તો તું આની કસોટી કરવા આ ફળ ગાયને ખવડાવી દે.' બ્રાહ્મણીએ સ્ત્રી-સ્વભાવવશ, તેની બહેને જે જે કહ્યું તેવું જ કર્યું. (૫૫)

ત્યારપછી સમય થતાં જ્યારે તે સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો ત્યારે (બાળકના) પિતાએ તેને ચૂપચાપ લઈ જઈને ધુંધુલીને આપી દીધો. (૫૬) તેણે (ધુંધુલીએ) પતિ આત્મદેવને કહ્યું કે મને સુખપૂર્વક બાળક જન્મ્યો છે. આમ, આત્મદેવને પુત્ર થયો છે એ સાંભળીને સૌને ખૂબ આનંદ થયો. (૫૭) બ્રાહ્મણે તે (બાળક)ના જાતકર્મ-સંસ્કાર કરીને બ્રાહ્મણોને દાન આપ્યું અને તેના દરવાજે ગીતો ગવાયાં, વાજાં વાગ્યાં અને માંગલિક ક્રિયા થઈ. (૫૮) ધુંધુલીએ પોતાના પતિને કહ્યું – 'મારા થાનોમાં દૂધ નથી. વળી, ગાય જેવા અન્ય પ્રાણીના દૂધથી આ બાળકનું પોષણ

મત્સ્વસુશ્ચ પ્રસૂતાયા મૃતો બાલસ્તુ વર્તતે ।
તામાકાર્ય ગૃહે રક્ષ સા તેડર્ભં પોષયિષ્યતિ ॥ ૬૦॥

પતિના તત્કૃતં સર્વં પુત્રરક્ષણહેતવે ।
પુત્રસ્ય ધુન્ધુકારીતિ નામ માત્રા પ્રતિષ્ઠિતમ્ ॥ ૬૧॥

ત્રિમાસે નિર્ગતે ચાથ સા ધેનુઃ સુષુવેડર્ભકમ્ ।
સર્વાઙ્ગસુન્દરં દિવ્યં નિર્મલં કનકપ્રભમ્ ॥ ૬૨॥

દૃષ્ટ્વા પ્રસન્નો વિપ્રસ્તુ સંસ્કારાન્ સ્વયમાદધે ।
મત્વાડડશ્ચર્યં જનાઃ સર્વે દિદૃક્ષાર્થં સમાગતાઃ ॥ ૬૩॥

ભાગ્યોદયોડધુના જાત આત્મદેવસ્ય પશ્યત ।
ધેન્વા બાલઃ પ્રસૂતસ્તુ દેવરૂપીતિ કૌતુકમ્ ॥ ૬૪॥

ન જ્ઞાતં તદ્રહસ્યં તુ કેનાપિ વિધિયોગતઃ ।
ગોકર્ણં તં સુતં દૃષ્ટ્વા ગોકર્ણં નામ ચાકરોત્ ॥ ૬૫॥

કિયત્કાલેન તૌ જાતૌ તરુણૌ તનયાવુભૌ ।
ગોકર્ણઃ પણ્ડિતો જ્ઞાની ધુન્ધુકારી મહાખલઃ ॥ ૬૬॥

સ્નાનશૌચક્રિયાહીનો દુર્ભક્ષી ક્રોધવર્ધિતઃ ।
દુષ્પરિગ્રહકર્તા ચ શવહસ્તેન ભોજનમ્ ॥ ૬૭॥

ચૌરઃ સર્વજનદ્વેષી પરવેશ્મપ્રદીપકઃ ।
લાલનાયાર્ભકાન્ધૃત્વા સદ્યઃ કૂપે ન્યપાતયત્ ॥ ૬૮॥

હિંસકઃ શસ્ત્રધારી ચ દીનાન્ધાનાં પ્રપીડકઃ ।
ચાણ્ડાલાભિરતો નિત્યં પાશહસ્તઃ શ્વસઙ્ગતઃ ॥ ૬૯॥

તેન વેશ્યાકુસઙ્ગેન પિત્ર્યં વિત્તં તુ નાશિતમ્ ।
એકદા પિતરૌ તાડ્ય પાત્રાણિ સ્વયમાહરત્ ॥ ૭૦॥

તત્પિતા કૃપણઃ પ્રોચ્ચૈર્ધનહીનો રુરોદ હ ।
વન્ધ્યત્વં તુ સમીચીનં કુપુત્રો દુઃખદાયકઃ ॥ ૭૧॥

ક્વ તિષ્ઠામિ ક્વ ગચ્છામિ કો મે દુઃખં વ્યપોહયેત્ ।
પ્રાણાંસ્ત્યજામિ દુઃખેન હા કષ્ટં મમ સંસ્થિતમ્ ॥ ૭૨॥

હું કેમ કરીને કરીશ? (૫૯) મારી બહેને હમણાં જ બાળકને જન્મ આપ્યો છે અને તે મૃત્યુ પામ્યો છે; તેને બોલાવીને આપણા ઘેર રાખીએ તો તે તમારા આ બાળકનું પોષણ કરશે.' (૬૦) પુત્રના રક્ષણના હેતુથી પતિ આત્મદેવે તેમ જ કર્યું. માતા ધુંધુલીએ તે પુત્રનું નામ ધુંધુકારી પાડ્યું. (૬૧)

ત્યારપછી ત્રણ મહિના વીત્યા બાદ પેલી ગાયે પણ (મનુષ્યાકાર) બચ્ચાને જન્મ આપ્યો. તે (બાળક) સર્વાંગસુંદર, દિવ્ય, નિર્મળ અને સુવર્ણપ્રભાવાળો હતો. (૬૨) તેને જોઈને બ્રાહ્મણ આત્મદેવને ઘણો આનંદ થયો અને તેણે પોતે જ તેના બધા સંસ્કાર કર્યા. આ સમાચારથી લોકોને આશ્ચર્ય થયું અને તેઓ આ બાળકને જોવા આવ્યાં. (૬૩) તેઓ પરસ્પર કહેતાં હતાં કે 'જુઓ, આ આત્મદેવનો અત્યારે કેવો ભાગ્યોદય થયો છે! કેવી કૌતુકની વાત છે કે ગાયને પણ આવો દિવ્યરૂપનો બાળક જન્મ્યો છે! (૬૪) નસીબજોગે આ ગૂઢ રહસ્ય કોઈ જાણી શક્યું નહીં. તે બાળકના ગાયના જેવા કાન જોઈને આત્મદેવે તેનું નામ 'ગોકર્ણ' રાખ્યું. (૬૫)

કેટલોક સમય વીતતાં તે બંને બાળકો યુવાન થયા. ગોકર્ણ મોટો પંડિત અને જ્ઞાની થયો અને ધુંધુકારી મહાદુષ્ટ પાક્યો. (૬૬) ધુંધુકારી સ્નાન-શૌચના આચરણ-રહિતનો હતો, ખાવા-પીવામાં પણ કોઈ નિયમ ન હતો, વધુ ક્રોધી હતો, ખરાબ વસ્તુઓ સંઘરતો હતો અને મડદાથી સ્પર્શ પામેલું ભોજન પણ કરતો હતો. (૬૭) ચોરી કરવી, બધાં લોકોનો દ્વેષ કરવો એ એનો સ્વભાવ હતો. છાનાંમાનાં બીજાઓનાં ઘર બાળતો હતો. બીજાઓનાં બાળકોને રમાડવા ખોળામાં લેતો અને તરત કૂવામાં નાખી દેતો હતો. (૬૮) તે હિંસક હતો, શસ્ત્રો ધારણ કરતો હતો અને આંધળા તથા ગરીબ લોકોને ખૂબ પીડતો હતો. ચાંડાળો પ્રત્યે અનુરાગ કરતો હતો. બસ, હાથમાં ફંદો લઈને કૂતરાઓની ટોળી સાથે શિકાર શોધતો રખડતો રહેતો હતો. (૬૯) તેણે વેશ્યાઓના કુસંગને કારણે પોતાના પિતાનું બધું ધન વેડફી માર્યું. એક દિવસે તે માતા-પિતાને માર મારીને ઘરનાં બધાં વાસણ ઉઠાવી ગયો. (૭૦)

આ રીતે જ્યારે બધું ધન ખલાસ થઈ ગયું ત્યારે તેનો પિતા આક્રંદ કરવા લાગ્યો – 'આના કરતાં તો આની મા વાંઝણી રહી હોત તો સારું હતું.' કુપુત્ર ખરેખર દુઃખદાયી હોય છે. (૭૧) હવે હું ક્યાં રહું? ક્યાં જાઉં? મારું આ કષ્ટ કોણ કાપશે? અરેરે! મારા ઉપર તો મોટી આફત આવી પડી છે. આ દુઃખને કારણે મારે એક દિવસ

તદાનીં તુ સમાગત્ય ગોકર્ણો જ્ઞાનસંયુતઃ ।
બોધયામાસ જનકં વૈરાગ્યં પરિદર્શયન્ ॥ ૭૩॥

અસારઃ ખલુ સંસારો દુઃખરૂપી વિમોહકઃ ।
સુતઃ કસ્ય ધનં કસ્ય સ્નેહવાઞ્જ્વલતેઽનિશમ્ ॥ ૭૪॥

ન ચેન્દ્રસ્ય સુખં કિઞ્ચિન્ન સુખં ચક્રવર્તિનઃ ।
સુખમસ્તિ વિરક્તસ્ય મુનેરેકાન્તજીવિનઃ ॥ ૭૫॥

મુઞ્ચાજ્ઞાનં પ્રજારૂપં મોહતો નરકે ગતિઃ ।
નિપતિષ્યતિ દેહોઽયં સર્વં ત્યક્ત્વા વનં વ્રજ ॥ ૭૬॥

તદ્વાક્યં તુ સમાકર્ણ્ય ગન્તુકામઃ પિતાબ્રવીત્ ।
કિં કર્તવ્યં વને તાત તત્ત્વં વદ સવિસ્તરમ્ ॥ ૭૭॥

અન્ધકૂપે સ્નેહપાશે બદ્ધઃ પઙ્ગુરહં શઠઃ ।
કર્મણા પતિતો નૂનં મામુદ્ધર દયાનિધે ॥ ૭૮॥

*ગોકર્ણ ઉવાચ*

દેહેઽસ્થિમાંસરુધિરેઽભિમતિં ત્યજ ત્વં
જાયાસુતાદિષુ સદા મમતાં વિમુઞ્ચ ।
પશ્યાનિશં જગદિદં ક્ષણભઙ્ગનિષ્ઠં
વૈરાગ્યરાગરસિકો ભવ ભક્તિનિષ્ઠઃ ॥ ૭૯॥

ધર્મં ભજસ્વ સતતં ત્યજ લોકધર્માન્
સેવસ્વ સાધુપુરુષાઞ્જહિ કામતૃષ્ણામ્ ।
અન્યસ્ય દોષગુણચિન્તનમાશુ મુક્ત્વા
સેવાકથારસમહો નિતરાં પિબ ત્વમ્ ॥ ૮૦॥

એવં સુતોક્તિવશતોઽપિ ગૃહં વિહાય
યાતો વનં સ્થિરમતિર્ગતષષ્ટિવર્ષઃ ।
યુક્તો હરેરનુદિનં પરિચર્યયાસૌ
શ્રીકૃષ્ણમાપ નિયતં દશમસ્ય પાઠાત્ ॥ ૮૧॥

અવશ્ય પ્રાણ છોડવા પડશે.' (૭૨) તે જ સમયે પરમ જ્ઞાની ગોકર્ણજી ત્યાં આવ્યા અને તેમણે પિતાને વૈરાગ્યનો ઉપદેશ આપીને ઘણા સમજાવ્યા. (૭૩) તેમણે કહ્યું – 'પિતાજી! આ સંસાર અસાર છે, એ અત્યંત દુઃખરૂપ છે અને મોહમાં નાખનારો છે. કોનો પુત્ર? ને કોનું ધન? સ્નેહ રાખનાર મનુષ્ય રાત-દિવસ દીપકની જેમ બળતો રહે છે. (૭૪) સુખ નથી તો ઇન્દ્રને અને નથી તો ચક્રવર્તી રાજાને પણ; સુખ તો છે માત્ર વિરક્ત, એકાંતજીવી મુનિને. (૭૫) 'આ મારો પુત્ર છે' – આ અજ્ઞાન (મોહ) છોડી દો. મોહથી નરક મળે છે. આ શરીર તો નાશ પામવાનું જ છે, તેથી સર્વ કાંઈ છોડીને વનમાં જાઓ.' (૭૬)

ગોકર્ણજીનાં વચન સાંભળીને આત્મદેવ વનમાં જવા તૈયાર થયા અને ગોકર્ણજીને કહ્યું – 'બેટા! વનમાં રહીને મારે શું કરવું જોઈએ, એ મને વિસ્તારપૂર્વક કહે. (૭૭) હું મહામૂર્ખ છું, આજ સુધી કર્મવશાત્ સ્નેહ-પાશમાં બંધાયેલો, અપંગની જેમ, આ ઘરરૂપી અંધારા કૂવામાં જ પડ્યો રહ્યો. તું ઘણો દયાળુ છે, તો મારો ઉદ્ધાર કર.' (૭૮)

**ગોકર્ણે કહ્યું** – 'પિતાજી! આ શરીર હાડકાં, માંસ અને લોહીનો પિંડ છે; તેને તમે 'હું' માનવાનું છોડી દો અને પત્ની-પુત્રને ક્યારેય 'પોતાનાં' ન માનો. આ સંસારને અહર્નિશ ક્ષણભંગુર જુઓ, એની કોઈ પણ વસ્તુને સ્થાયી સમજીને તેનામાં રાગ ન કરો. બસ, એકમાત્ર વૈરાગ્યરસના રસિક થઈને ભક્તિનિષ્ઠ બનો. (૭૯) ભગવાનનું ભજન એ જ સૌથી મોટો ધર્મ છે. સતત તેના આશ્રયે રહો, અન્ય સર્વ પ્રકારના લૌકિક ધર્મોથી મોં ફેરવી લો, હંમેશાં સાધુજનોની સેવા કરો. ભોગોની લાલસાને પાસે ફરકવા ન દો અને વહેલી તકે બીજાઓના ગુણ-દોષોનો વિચાર કરવાનું છોડી દો અને ભગવાનની સેવાના અને એમની કથાના રસનું પાન કરો.' (૮૦)

પુત્રની આવી વાણીથી પ્રભાવિત થઈને આત્મદેવે ઘર છોડ્યું અને વનમાં ગયા. જોકે એ સમયે તેમની ઉંમર સાઠ વર્ષની થઈ ચૂકી હતી, તોપણ બુદ્ધિમાં પૂરી દૃઢતા હતી. ત્યાં વનમાં રાતદિવસ ભગવાનની સેવા-પૂજા કરવાથી અને ભાગવતના દશમા સ્કંધનો નિયમપૂર્વક પાઠ કરવાથી તેમણે ભગવાન શ્રીકૃષ્ણને પ્રાપ્ત કર્યા. (૮૧)

═★═

ઇતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે વિપ્રમોક્ષો નામ ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥
શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત વિપ્રમોક્ષ નામનો ચોથો અધ્યાય સમાપ્ત.

═★═

# પાંચમો અધ્યાય

## ધુંધુકારીને પ્રેતયોનિની પ્રાપ્તિ અને તેમાંથી ઉદ્ધાર

સૂત ઉવાચ

પિતર્યુપરતે તેન જનની તાડિતા ભૃશમ્ ।
ક્વ વિત્તં તિષ્ઠતિ બ્રૂહિ હનિષ્યે લત્તયા ન ચેત્ ॥ ૧॥

ઈતિ તદ્વાક્યસન્ત્રાસાજ્જનન્યા પુત્રદુઃખતઃ ।
કૂપે પાતઃ કૃતો રાત્રૌ તેન સા નિધનં ગતા ॥ ૨॥

ગોકર્ણસ્તીર્થયાત્રાર્થં નિર્ગતો યોગસંસ્થિતઃ ।
ન દુઃખં ન સુખં તસ્ય ન વૈરી નાપિ બાન્ધવઃ ॥ ૩॥

ધુન્ધુકારી ગૃહેઽતિષ્ઠત્પઞ્ચપણ્યવધૂવૃતઃ ।
અત્યુગ્રકર્મકર્તા ચ તત્પોષણવિમૂઢધીઃ ॥ ૪॥

એકદા કુલટાસ્તાસ્તુ ભૂષણાન્યભિલિપ્સવઃ ।
તદર્થં નિર્ગતો ગેહાત્કામાન્ધો મૃત્યુમસ્મરન્ ॥ ૫॥

યતસ્તતશ્ચ સંહૃત્ય વિત્તં વેશ્મ પુનર્ગતઃ ।
તાભ્યોઽયચ્છત્સુવસ્ત્રાણિ ભૂષણાનિ કિયન્તિ ચ ॥ ૬॥

બહુવિત્તચયં દૃષ્ટ્વા રાત્રૌ નાર્યો વ્યચારયન્ ।
ચૌર્યં કરોત્યસૌ નિત્યમતો રાજા ગ્રહીષ્યતિ ॥ ૭॥

વિત્તં હૃત્વા પુનશ્ચૈનં મારયિષ્યતિ નિશ્ચિતમ્ ।
અતોઽર્થગુપ્તયે ગૂઢમસ્માભિઃ કિં ન હન્યતે ॥ ૮॥

નિહત્યૈનં ગૃહીત્વાર્થં યાસ્યામો યત્ર કુત્રચિત્ ।
ઈતિ તા નિશ્ચયં કૃત્વા સુપ્તં સમ્બદ્ધ્ય રશ્મિભિઃ ॥ ૯॥

પાશં કણ્ઠે નિધાયાસ્ય તન્મૃત્યુમુપચક્રમુઃ ।
ત્વરિતં ન મમારાસૌ ચિન્તાયુક્તાસ્તદાભવન્ ॥ ૧૦॥

તપ્તાઙ્ગારસમૂહાંશ્ચ તન્મુખે હિ વિચિક્ષિપુઃ ।
અગ્નિજ્વાલાતિદુઃખેન વ્યાકુલો નિધનં ગતઃ ॥ ૧૧॥

તં દેહં મુમુચુર્ગર્તે પ્રાયઃ સાહસિકાઃ સ્ત્રિયઃ ।
ન જ્ઞાતં તદ્રહસ્યં તુ કેનાપીદં તથૈવ ચ ॥ ૧૨॥

**સૂતજી કહે છે** – હે શૌનકજી! પિતાજીના વનમાં ગયા પછી એક દિવસે ધુંધુકારીએ પોતાની માતાને ઘણી મારી અને કહ્યું – 'બતાવ, ધન ક્યાં રાખ્યું છે? નહિતર હમણાં જ આ ભૂંજેરા (બળતા લાકડા)થી મારીશ.' (૧) તેની આ ધમકીથી ડરી જઈને અને પુત્રના ઉપદ્રવોથી દુઃખી થઈને તે રાતના સમયે કૂવામાં જઈ પડી અને તેથી તેનું મૃત્યુ થયું. (૨) યોગનિષ્ઠ ગોકર્ણજી તીર્થયાત્રા માટે નીકળી પડ્યા. તેમને આ ઘટનાઓથી ન તો દુઃખ કે ન તો સુખ થતું હતું; કારણ કે તેમનું ન તો કોઈ મિત્ર હતું કે ન તો કોઈ શત્રુ હતું. (૩)

ધુંધુકારી પાંચ વેશ્યાઓ સાથે ઘરમાં રહેતો હતો. તે બધાં માટે ભોગ-સામગ્રી મેળવવાની ચિંતાએ તેની બુદ્ધિ નષ્ટ કરી દીધી અને તે અનેક પ્રકારનાં ક્રૂર કર્મો કરવા લાગ્યો. (૪) એક દિવસે પેલી કુલટાઓએ તેની પાસે ઘણાં ઘરેણાં માગ્યાં. તે તો કામાંધ બનેલો હતો અને તે મૃત્યુને વીસરી ગયો હતો. બસ, ઘરેણાં મેળવવા તે ઘરમાંથી ચાલી નીકળ્યો. (૫)

તે જ્યાં-ત્યાંથી ઘણુંબધું ધન ચોરી લાવીને ઘેર પાછો આવ્યો અને કેટલાંક સુંદર વસ્ત્રો અને આભૂષણો લાવીને પેલી કુલટાઓને આપ્યાં. (૬) ચોરી લાવેલો ઘણો-બધો માલ જોઈને તે સ્ત્રીઓએ રાતના સમયે વિચાર્યું કે 'આ હંમેશાં ચોરી કરતો રહે છે, તેથી તેને કોઈક દિવસ રાજા અવશ્ય પકડી લેશે. (૭) રાજા આ બધું ધન છીનવી લઈને આને જરૂરથી મૃત્યુદંડ આપશે (મારી નાખશે). જો એક દિવસ આ મરવાનો જ છે, તો ધન બચાવવા સારુ આપણે જ આને ગૂપચૂપ શા માટે ન મારી નાખીએ? (૮) આને મારી નાખીને આપણે આની માલમત્તા લઈને ક્યાંક ચાલી જઈશું.' આવો નિશ્ચય કરીને એમણે સૂતેલા ધુંધુકારીને દોરડાંથી બાંધ્યો અને તેના ગળે ફાંસો લગાવીને એને મારી નાખવાનો પ્રયત્ન કર્યો. આનાથી તે જલદીથી મર્યો નહીં ત્યારે તેઓ ઘણી ચિંતાતુર થઈ. (૯-૧૦) પછી તેમણે તેના મોં ઉપર ઘણાબધા ભડભડતા અંગારા નાખ્યા; એનાથી અગ્નિની ઝાળથી ખૂબ તરફડીને મૃત્યુ પામ્યો. (૧૧) તેમણે ધુંધુકારીનું શરીર ખાડામાં નાખીને દાટી દીધું. સાચે જ સ્ત્રીઓ ઘણું કરીને મોટું દુઃસાહસ કરનારી હોય છે. તેમના આ કૃત્યની કોઈને પણ જાણ થઈ નહીં. (૧૨)

લોકૈઃપૃષ્ટા વદન્તિ સ્મ દૂરં યાતઃ પ્રિયો હિ નઃ ।
આગમિષ્યતિ વર્ષેઽસ્મિન્ વિત્તલોભવિકર્ષિતઃ ॥ ૧૩॥

સ્ત્રીણાં નૈવ તુ વિશ્વાસં દુષ્ટાનાં કારયેદ્બુધઃ ।
વિશ્વાસે યઃ સ્થિતો મૂઢઃ સ દુઃખૈઃ પરિભૂયતે ॥ ૧૪॥

સુધામયં વચો યાસાં કામિનાં રસવર્ધનમ્ ।
હૃદયં ક્ષુરધારાભં પ્રિયઃ કો નામ યોષિતામ્ ॥ ૧૫॥

સંહૃત્ય વિત્તં તા યાતાઃ કુલટા બહુભર્તૃકાઃ ।
ધુન્ધુકારી બભૂવાથ મહાન્ પ્રેતઃ કુકર્મતઃ ॥ ૧૬॥

વાત્યારૂપધરો નિત્યં ધાવન્દશદિશોઽન્તરમ્ ।
શીતાતપપરિક્લિષ્ટો નિરાહારઃ પિપાસિતઃ ॥ ૧૭॥

ન લેભે શરણં ક્વાપિ હા દૈવેતિ મુહુર્વદન્ ।
કિયત્કાલેન ગોકર્ણો મૃતં લોકાદબુધ્યત ॥ ૧૮॥

અનાથં તં વિદિત્વૈવ ગયાશ્રાદ્ધમચીકરત્ ।
યસ્મિંસ્તીર્થે તુ સંયાતિ તત્ર શ્રાદ્ધમવર્તયત્ ॥ ૧૯॥

એવં ભ્રમન્ સ ગોકર્ણઃ સ્વપુરં સમુપેયિવાન્ ।
રાત્રૌ ગૃહાઙ્ગણે સ્વપ્તુમાગતોઽલક્ષિતઃ પરૈઃ ॥ ૨૦॥

તત્ર સુપ્તં સ વિજ્ઞાય ધુન્ધુકારી સ્વબાન્ધવમ્ ।
નિશીથે દર્શયામાસ મહારૌદ્રતરં વપુઃ ॥ ૨૧॥

સકૃન્મેષઃ સકૃદ્ધસ્તી સકૃચ્ચ મહિષોઽભવત્ ।
સકૃદિન્દ્રઃ સકૃચ્ચાગ્નિઃ પુનશ્ચ પુરુષોઽભવત્ ॥ ૨૨॥

વૈપરીત્યમિદં દૃષ્ટ્વા ગોકર્ણો ધૈર્યસંયુતઃ ।
અયં દુર્ગતિકઃ કોઽપિ નિશ્ચિત્યાથ તમબ્રવીત્ ॥ ૨૩॥

*ગોકર્ણ ઉવાચ*

કસ્ત્વમુગ્રતરો રાત્રૌ કુતો યાતો દશામિમામ્ ।
કિં વા પ્રેતઃ પિશાચો વા રાક્ષસોઽસીતિ શંસ નઃ ॥ ૨૪॥

*સૂત ઉવાચ*

એવં પૃષ્ટસ્તદા તેન રુરોદોચ્ચૈઃ પુનઃ પુનઃ ।
અશક્તો વચનોચ્ચારે સઞ્જ્ઞામાત્રં ચકાર હ ॥ ૨૫॥

તતોઽઞ્જલૌ જલં કૃત્વા ગોકર્ણસ્તમુદૈરયત્ ।
તત્સેકહતપાપોઽસૌ　　પ્રવક્તુમુપચક્રમે ॥ ૨૬॥

લોકો પૂછતાં તો કહેતી કે 'અમારા પ્રિયતમ ધનના લોભથી આ વખતે ક્યાંક દૂર ચાલ્યા ગયા છે, આ વર્ષે જ પાછા આવી જશે.' (૧૩) બુદ્ધિમાન પુરુષે દુષ્ટ સ્ત્રીઓનો ક્યારેય વિશ્વાસ કરવો નહીં જોઈએ. જે મૂર્ખ તેમનો વિશ્વાસ કરે છે તેણે દુઃખી થવું પડે છે. (૧૪) એમની વાણી તો કામીજનોના હૃદયમાં અમૃતની જેમ રસનો સંચાર કરે છે, પણ તેમનું હૃદય છરાની ધાર જેવું તીક્ષ્ણ હોય છે. ભલા, આ સ્ત્રીઓને કોણ વહાલું છે? (૧૫)

તે કુલટાઓ ધુંધુકારીની સઘળી સંપત્તિ સમેટીને ત્યાંથી ભાગી છૂટી. એમને તો કોણ જાણે કેટલા પતિ હતા! ધુંધુકારી પોતાનાં કુકર્મોને કારણે ભયંકર પ્રેત થયો. (૧૬) તે વંટોળિયારૂપે હંમેશાં દશે દિશાઓમાં ભટકતો હતો અને ટાઢ-તડકાથી સંતપ્ત તે ભૂખ-તરસથી વ્યાકુળ થવાને કારણે 'હા દૈવ! હા દૈવ!' એમ રાડો પાડતો હતો. પણ તેને ક્યાંય પણ કોઈ આશ્રય મળ્યો નહીં. થોડોક સમય વીત્યા પછી ગોકર્ણે પણ લોકોના મુખેથી ધુંધુકારીના મૃત્યુના સમાચાર સાંભળ્યા. (૧૭-૧૮) તેથી તેમણે તેને અનાથ સમજીને ગયાજીમાં તેનું શ્રાદ્ધ કર્યું; બીજે પણ જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં અવશ્ય તેનું શ્રાદ્ધ કરતા હતા. (૧૯)

આ રીતે વિચરણ કરતા કરતા ગોકર્ણજી પોતાના નગરમાં આવ્યા અને રાતના સમયે બીજાઓની નજરથી બચીને સીધા જ પોતાના ઘરના આંગણામાં સૂવા માટે પહોંચ્યા. (૨૦) ત્યાં અડધી રાતે ધુંધુકારીએ પોતાના ભાઈને સૂતેલો જોઈને પોતાનું વિકરાળ રૂપ બતાવ્યું. (૨૧) તે ક્યારેક વરુનું, ક્યારેક હાથીનું, ક્યારેક પાડાનું, તો ક્યારેક ઈન્દ્રનું અને ક્યારેક અગ્નિનું રૂપ ધારણ કરતો રહ્યો. અંતે તે મનુષ્યના આકારમાં પ્રગટ થયો. (૨૨) આ વિપરીત અવસ્થાઓ જોઈને ગોકર્ણે નિશ્ચય કર્યો કે આ દુર્ગતિ પામેલો કોઈ જીવ છે. ત્યારે તેમણે તેને ધૈર્યપૂર્વક પૂછ્યું. (૨૩)

**ગોકર્ણે કહ્યું** – તું કોણ છે? રાત્રિના સમયે આવું ભયાનક રૂપ શા માટે બતાવી રહ્યો છે? તારી આ દશા કેમ થઈ? અમને બતાવ તો ખરો – તું પ્રેત છે, પિશાચ છે કે પછી કોઈ રાક્ષસ છે? (૨૪)

**સૂતજી કહે છે** – ગોકર્ણના આમ પૂછવાથી તે વારંવાર જોરજોરથી રોવા લાગ્યો. તેનામાં બોલવાની શક્તિ ન હતી, તેથી તેણે માત્ર ઈશારો જ કર્યો. (૨૫) ત્યારે ગોકર્ણે અંજલિમાં જળ લઈને તેને અભિમંત્રિત કરીને તેના પર છાંટ્યું. એનાથી તેનાં પાપોનું થોડું શમન થયું અને તે આ રીતે કહેવા લાગ્યો. (૨૬)

*પ્રેત ઉવાચ*

અહં ભ્રાતા ત્વદીયોઽસ્મિ ધુન્ધુકારીતિ નામતઃ ।
સ્વકીયેનૈવ દોષેણ બ્રહ્મત્વં નાશિતં મયા ॥ ૨૭॥

કર્મણો નાસ્તિ સંખ્યા મે મહાજ્ઞાને વિવર્તિનઃ ।
લોકાનાં હિંસકઃ સોઽહં સ્ત્રીભિર્દુઃખેન મારિતઃ ॥ ૨૮॥

અતઃ પ્રેતત્વમાપન્નો દુર્દશાં ચ વહામ્યહમ્ ।
વાતાહારેણ જીવામિ દૈવાધીનફલોદયાત્ ॥ ૨૯॥

અહો બન્ધો કૃપાસિન્ધો ભ્રાતર્મામાશુ મોચય ।
ગોકર્ણો વચનં શ્રુત્વા તસ્મૈ વાક્યમથાબ્રવીત્ ॥ ૩૦॥

*ગોકર્ણ ઉવાચ*

ત્વદર્થં તુ ગયાપિણ્ડો મયા દત્તો વિધાનતઃ ।
તત્કથં નૈવ મુક્તોઽસિ મમાશ્ચર્યમિદં મહત્ ॥ ૩૧॥

ગયાશ્રાદ્ધાન્ન મુક્તિશ્ચેદુપાયો નાપરસ્ત્વિહ ।
કિં વિધેયં મયા પ્રેત તત્ત્વં વદ સવિસ્તરમ્ ॥ ૩૨॥

*પ્રેત ઉવાચ*

ગયાશ્રાદ્ધશતેનાપિ મુક્તિર્મે ન ભવિષ્યતિ ।
ઉપાયમપરં કઞ્ચિત્ત્વં વિચારય સામ્પ્રતમ્ ॥ ૩૩॥

ઇતિ તદ્વાક્યમાકર્ણ્ય ગોકર્ણો વિસ્મયં ગતઃ ।
શતશ્રાદ્ધૈર્ન મુક્તિશ્ચેદસાધ્યં મોચનં તવ ॥ ૩૪॥

ઇદાનીં તુ નિજં સ્થાનમાતિષ્ઠ પ્રેત નિર્ભયઃ ।
ત્વન્મુક્તિસાધકં કિઞ્ચિદાચરિષ્યે વિચાર્ય ચ ॥ ૩૫॥

ધુન્ધુકારી નિજસ્થાનં તેનાદિષ્ટસ્તતો ગતઃ ।
ગોકર્ણશ્ચિન્તયામાસ તાં રાત્રિં ન તદધ્યગાત્ ॥ ૩૬॥

પ્રાતસ્તમાગતં દૃષ્ટ્વા લોકાઃ પ્રીત્યા સમાગતાઃ ।
તત્સર્વં કથિતં તેન યજ્જાતં ચ યથા નિશિ ॥ ૩૭॥

વિદ્વાંસો યોગનિષ્ઠાશ્ચ જ્ઞાનિનો બ્રહ્મવાદિનઃ ।
તન્મુક્તિં નૈવ તેઽપશ્યન્ પશ્યન્તઃ શાસ્ત્રસઞ્ચયાન્ ॥ ૩૮॥

તતઃ સર્વૈઃ સૂર્યવાક્યં તન્મુક્તૌ સ્થાપિતં પરમ્ ।
ગોકર્ણઃ સ્તમ્ભનં ચક્રે સૂર્યવેગસ્ય વૈ તદા ॥ ૩૯॥

તુભ્યં નમો જગત્સાક્ષિન્ બ્રૂહિ મે મુક્તિહેતુકમ્ ।
તચ્છ્રુત્વા દૂરતઃ સૂર્યઃ સ્ફુટમિત્યભ્યભાષત ॥ ૪૦॥

**પ્રેત બોલ્યો** – 'હું તમારો ભાઈ છું. મારું નામ ધુંધુકારી છે. મેં પોતાના જ દોષથી પોતાનું બ્રાહ્મણત્વ નષ્ટ કરી દીધું. (૨૭) મારાં કુકર્મો ગણી શકાય તેમ નથી. હું તો મહા-અજ્ઞાનમાં જ વર્તતો રહ્યો. મેં લોકોની ભારે હિંસા કરી. અંતે કુલટા સ્ત્રીઓએ મને તડપાવી તડપાવીને મારી નાખ્યો. (૨૮) તેથી હવે પ્રેત-યોનિમાં પડીને આ દુર્દશા ભોગવી રહ્યો છું. અત્યારે નસીબજોગે કર્મ-ફળનો ઉદય થવાથી હું માત્ર વાયુનું ભક્ષણ કરીને જીવી રહ્યો છું. (૨૯) ભાઈ! તમે દયાના સાગર છો; હવે કોઈ રીતે મને આ યોનિમાંથી જલદીથી છોડાવો.' ગોકર્ણે ધુંધુકારીની બધી વાતો સાંભળી અને પછી તેને કહ્યું. (૩૦)

**ગોકર્ણે કહ્યું** – ભાઈ! મને આ વાતનું મોટું આશ્ચર્ય છે – મેં તારા માટે ગયાજીમાં વિધિપૂર્વક પિંડદાન કર્યું છે, તોપણ તું પ્રેતયોનિમાંથી કેમ મુક્ત ન થયો! (૩૧) ગયાજીમાં કરેલા શ્રાદ્ધથી પણ જો તારી મુક્તિ ન થઈ તો આનો અન્ય કોઈ ઉપાય નથી. સારું, તું બધી વાત વિસ્તારપૂર્વક કહે, મારે શું કરવું જોઈએ? (૩૨)

**પ્રેતે કહ્યું** – સેંકડો ગયા-શ્રાદ્ધ કરવાથી પણ મારી મુક્તિ થઈ શકે એમ નથી. હવે તો તમે આનો કોઈ બીજો ઉપાય વિચારો. (૩૩)

પ્રેતની આ વાત સાંભળીને ગોકર્ણને મોટું આશ્ચર્ય થયું. તેમણે કહ્યું – 'જો સેંકડો ગયા-શ્રાદ્ધથી પણ તારી મુક્તિ થઈ શકે એમ નથી, ત્યારે તો તારી મુક્તિ અસંભવ જ છે. (૩૪) વારુ, હાલ તો તું નિર્ભય થઈને પોતાના સ્થાને રહે; હું વિચારીને તારી મુક્તિ માટે કોઈ બીજો ઉપાય કરીશ.' (૩૫)

ગોકર્ણનો આદેશ મેળવીને ધુંધુકારી ત્યાંથી પોતાના સ્થાને ગયો. અહીં ગોકર્ણે રાતભર વિચાર કર્યો, તોપણ તેમને કોઈ ઉપાય સૂઝ્યો નહીં. (૩૬) સવારે, તેમને આવેલા જોઈને લોકો પ્રેમથી તેમને મળવા આવ્યા; ત્યારે ગોકર્ણે રાત્રે જે કંઈ જે રીતે બન્યું હતું તે બધું તેમને કહી સંભળાવ્યું. (૩૭) તે લોકોમાં જેઓ વિદ્વાન, યોગનિષ્ઠ, જ્ઞાની અને વેદોના જાણનાર હતા તેમણે પણ અનેક શાસ્ત્રો ઉથલાવી જોયાં; તોપણ ધુંધુકારીની મુક્તિનો કોઈ ઉપાય મળ્યો નહીં. (૩૮) ત્યારે સૌએ એવો નિશ્ચય કર્યો કે આ બાબતમાં સૂર્યનારાયણ જે આજ્ઞા કરે તેમ કરવું જોઈએ. તેથી ગોકર્ણે પોતાના તપોબળથી સૂર્યની ગતિને થંભાવી દીધી. (૩૯) અને તેમણે સ્તુતિ કરી – 'હે ભગવન્! આપ સઘળા સંસારના સાક્ષી છો, હું આપને નમસ્કાર કરું છું. કૃપા કરીને આપ મને ધુંધુકારીની મુક્તિનું

શ્રીમદ્ભાગવતાન્મુક્તિઃ સપ્તાહં વાચનં કુરુ ।
ઇતિ સૂર્યવચઃ સર્વૈર્ધર્મરૂપં તુ વિશ્રુતમ્ ॥ ૪૧॥

સર્વેઽબ્રુવન્ પ્રયત્નેન કર્તવ્યં સુકરં ત્વિદમ્ ।
ગોકર્ણો નિશ્ચયં કૃત્વા વાચનાર્થં પ્રવર્તિતઃ ॥ ૪૨॥

તત્ર સંશ્રવણાર્થાય દેશગ્રામાજ્જના યયુઃ ।
પઙ્ગ્વન્ધવૃદ્ધમન્દાશ્ચ તેઽપિ પાપક્ષયાય વૈ ॥ ૪૩॥

સમાજસ્તુ મહાઞ્જાતો દેવવિસ્મયકારકઃ ।
યદૈવાસનમાસ્થાય ગોકર્ણોઽકથયત્કથામ્ ॥ ૪૪॥

સપ્રેતોઽપિ તદાઽઽયાતઃ સ્થાનં પશ્યન્નિતસ્તતઃ ।
સપ્તગ્રન્થિયુતં તત્રાપશ્યત્કીચકમુચ્છ્રિતમ્ ॥ ૪૫॥

તન્મૂલચ્છિદ્રમાવિશ્ય શ્રવણાર્થં સ્થિતો હ્યસૌ ।
વાતરૂપી સ્થિતિં કર્તુમશક્તો વંશમાવિશત્ ॥ ૪૬॥

વૈષ્ણવં બ્રાહ્મણં મુખ્યં શ્રોતારં પરિકલ્પ્ય સઃ ।
પ્રથમસ્કન્ધતઃ સ્પષ્ટમાખ્યાનં ધેનુજોઽકરોત્ ॥ ૪૭॥

દિનાન્તે રક્ષિતા ગાથા તદા ચિત્રં બભૂવ હ ।
વંશૈકગ્રન્થિભેદોઽભૂત્સશબ્દં પશ્યતાં સતામ્ ॥ ૪૮॥

દ્વિતીયેઽહ્નિ તથા સાયં દ્વિતીયગ્રન્થિભેદનમ્ ।
તૃતીયેઽહ્નિ તથા સાયં તૃતીયગ્રન્થિભેદનમ્ ॥ ૪૯॥

એવં સપ્તદિનૈશ્ચૈવ સપ્તગ્રન્થિવિભેદનમ્ ।
કૃત્વા સ દ્વાદશસ્કન્ધશ્રવણાત્પ્રેતતાં જહૌ ॥ ૫૦॥

દિવ્યરૂપધરો જાતસ્તુલસીદામમણ્ડિતઃ ।
પીતવાસા ઘનશ્યામો મુકુટી કુણ્ડલાન્વિતઃ ॥ ૫૧॥

નનામ ભ્રાતરં સદ્યો ગોકર્ણમિતિ ચાબ્રવીત્ ।
ત્વયાહં મોચિતો બન્ધો કૃપયા પ્રેતકશ્મલાત્ ॥ ૫૨॥

ધન્યા ભાગવતી વાર્તા પ્રેતપીડાવિનાશિની ।
સપ્તાહોઽપિ તથા ધન્યઃ કૃષ્ણલોકફલપ્રદઃ ॥ ૫૩॥

કમ્પન્તે સર્વપાપાનિ સપ્તાહશ્રવણે સ્થિતે ।
અસ્માકં પ્રલયં સદ્યઃ કથા ચેયં કરિષ્યતિ ॥ ૫૪॥

સાધન બતાવો.' ગોકર્ણની આ પ્રાર્થના સાંભળીને સૂર્યદેવે દૂરથી જ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું – 'શ્રીમદ્ભાગવતથી મુક્તિ થઈ શકે છે, તેથી તમે તેનું સપ્તાહ-પારાયણ કરો.' સૂર્યનું આ ધર્મમય વચન ત્યાં સૌએ સાંભળ્યું. (૪૦-૪૧) ત્યારે બધાંએ એમ જ કહ્યું કે 'પ્રયત્નપૂર્વક આ જ કરો; અને આ સાધન છે પણ ઘણું સરળ.' તેથી ગોકર્ણજી પણ તે અનુસાર નિશ્ચય કરીને કથા સંભળાવવા માટે તૈયાર થયા. (૪૨)

દેશ અને ગામડાંઓમાંથી અનેક લોકો કથા સાંભળવા આવ્યા. એટલું જ નહીં, ઘણાબધા લૂલા-લંગડા, આંધળા, વૃદ્ધો અને મંદબુદ્ધિ-મનુષ્યો પણ પોતાનાં પાપોના નિવારણના ઉદ્દેશ્યથી ત્યાં આવી પહોંચ્યા. (૪૩) આ રીતે ત્યાં એટલી ભીડ થઈ ગઈ કે તે જોઈને દેવતાઓને પણ આશ્ચર્ય થયું. જ્યારે ગોકર્ણજી વ્યાસગાદી પર વિરાજીને કથા કહેવા લાગ્યા ત્યારે પેલો પ્રેત પણ ત્યાં આવ્યો અને બેસવા માટે અહીં-તહીં જગ્યા શોધવા લાગ્યો. એ દરમિયાન તેની નજર ઊભા રાખેલા સાત ગાંઠોવાળા એક વાંસ પર પડી. (૪૪-૪૫) તેની નીચેના છિદ્રમાં પ્રવેશીને તે કથા સાંભળવા બેઠો. વાયુરૂપ હોવાને કારણે તે બહાર ક્યાંય બેસી શકે એમ ન હતું, તેથી વાંસમાં પ્રવેશ્યો. (૪૬)

ગોકર્ણજીએ એક વૈષ્ણવ બ્રાહ્મણને મુખ્ય શ્રોતા બનાવ્યો અને પહેલા સ્કંધથી જ સ્પષ્ટ સ્વરે કથા સંભળાવવાનું શરૂ કર્યું. (૪૭) સંધ્યાકાળે જ્યારે કથાને વિરામ આપવામાં આવ્યો ત્યારે એક ઘણી વિચિત્ર ઘટના બની. ત્યાં સભાજનોના દેખતાં જ પેલા વાંસની એક ગાંઠ તડ-તડ શબ્દ કરતી ફાટી. (૪૮) આ જ રીતે બીજે દિવસે સાયંકાળે બીજી ગાંઠ ફાટી અને ત્રીજે દિવસે તે જ સમયે ત્રીજી ગાંઠ ફાટી. (૪૯) આ પ્રમાણે સાત દિવસોમાં સાતે ગાંઠો ફાડીને ધુંધુકારી બાર સ્કંધ સાંભળવાથી પવિત્ર થયો અને પ્રેતયોનિમાંથી મુક્ત થઈ ગયો તથા દિવ્યરૂપ ધારણ કરીને સૌ સમક્ષ પ્રગટ થયો. તેનું મેઘ જેવું શ્યામ શરીર પીતાંબર અને તુલસીમાળાઓથી સુશોભિત હતું તથા મસ્તક પર મનોહર મુગટ અને કાનોમાં સુંદર કુંડળ ઝગમગી રહ્યાં હતાં. (૫૦-૫૧) તેણે તરત જ પોતાના ભાઈ ગોકર્ણને પ્રણામ કરીને કહ્યું – 'ભાઈ! તમે કૃપા કરીને મને પ્રેતયોનિની યાતનાઓમાંથી મુક્ત કર્યો છે. (૫૨) પ્રેતપીડાનો નાશ કરનારી આ શ્રીમદ્ભાગવત-કથા ધન્ય છે અને શ્રીકૃષ્ણચંદ્રના ધામની પ્રાપ્તિ કરાવનારું એનું સપ્તાહ-પરાયણ પણ ધન્ય છે! (૫૩) જ્યારે સપ્તાહ-શ્રવણનો યોગ થાય છે ત્યારે બધાં પાપ થથરી ઊઠે છે કે હવે ભાગવતની આ કથા તત્કાળ અમારો અંત કરી

આર્દ્રં શુષ્કં લઘુ સ્થૂલં વાઙ્મનઃકર્મભિઃ કૃતમ્ ।
શ્રવણં વિદહેત્પાપં પાવકઃ સમિધો યથા ॥ ૫૫॥

અસ્મિન્ વૈ ભારતે વર્ષે સૂરિભિર્દેવસંસદિ ।
અકથાશ્રાવિણાં પુંસાં નિષ્ફલં જન્મ કીર્તિતમ્ ॥ ૫૬॥

કિં મોહતો રક્ષિતેન સુપુષ્ટેન બલીયસા ।
અધ્રુવેણ શરીરેણ શુકશાસ્ત્રકથાં વિના ॥ ૫૭॥

અસ્થિસ્તમ્ભં સ્નાયુબદ્ધં માંસશોણિતલેપિતમ્ ।
ચર્માવનદ્ધં દુર્ગન્ધં પાત્રં મૂત્રપુરીષયોઃ ॥ ૫૮॥

જરાશોકવિપાકાર્તં રોગમન્દિરમાતુરમ્ ।
દુષ્પૂરં દુર્ધરં દુષ્ટં સદોષં ક્ષણભઙ્ગુરમ્ ॥ ૫૯॥

કૃમિવિડ્ભસ્મસઞ્જ્ઞાન્તં શરીરમિતિ વર્ણિતમ્ ।
અસ્થિરેણ સ્થિરં કર્મ કુતોઽયં સાધયેન્ન હિ ॥ ૬૦॥

યત્પ્રાતઃ સંસ્કૃતં ચાન્નં સાયં તચ્ચ વિનશ્યતિ ।
તદીયરસસમ્પુષ્ટે કાયે કા નામ નિત્યતા ॥ ૬૧॥

સપ્તાહશ્રવણાલ્લોકે પ્રાપ્યતે નિકટે હરિઃ ।
અતો દોષનિવૃત્ત્યર્થમેતદેવ હિ સાધનમ્ ॥ ૬૨॥

બુદ્બુદા ઈવ તોયેષુ મશકા ઈવ જન્તુષુ ।
જાયન્તે મરણાયૈવ કથાશ્રવણવર્જિતાઃ ॥ ૬૩॥

જડસ્ય શુષ્કવંશસ્ય યત્ર ગ્રન્થિવિભેદનમ્ ।
ચિત્રં કિમુ તદા ચિત્તગ્રન્થિભેદઃ કથાશ્રવાત્ ॥ ૬૪॥

ભિદ્યતે હૃદયગ્રન્થિશ્છિદ્યન્તે સર્વસંશયાઃ ।
ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ સપ્તાહશ્રવણે કૃતે ॥ ૬૫॥

સંસારકર્દમાલેપપ્રક્ષાલનપટીયસિ ।
કથાતીર્થે સ્થિતે ચિત્તે મુક્તિરેવ બુધૈઃ સ્મૃતા ॥ ૬૬॥

દેશે. (૫૪) જેમ અગ્નિ ભીનાં-સૂકાં, નાનાં-મોટાં – તમામ પ્રકારનાં લાકડાંને બાળી નાખે છે તે જ રીતે આ સપ્તાહ-શ્રવણ મન, વચન અને કર્મ વડે કરેલાં નવાં-જૂનાં, નાનાં-મોટાં – બધી જ જાતનાં પાપોને ભસ્મ કરી દે છે. (૫૫)

વિદ્વાનોએ દેવતાઓની સભામાં કહ્યું છે કે જે લોકો આ ભારતવર્ષમાં શ્રીમદ્ભાગવતની કથા સાંભળતા નથી તેમનો જન્મ વ્યર્થ જ છે. (૫૬) અરે, મોહપૂર્વક લાલનપાલન કરીને આ અનિત્ય શરીરને હૃષ્ટપુષ્ટ અને બળવાન પણ બનાવ્યું, તોપણ શ્રીમદ્ભાગવતની કથા સાંભળવામાં ન આવે તો તેનાથી શો લાભ થયો? (૫૭) હાડકાં આ શરીરના આધારસ્તંભ છે, નસો-નાડીઓરૂપી દોરડીઓથી બંધાયેલું છે, ઉપરથી તેના પર માંસ અને રક્ત લેપીને ચામડીથી મઢી દીધેલું છે. તેના પ્રત્યેક અંગમાં દુર્ગંધ છે, કારણ કે એ છે તો મળ-મૂત્રનું પાત્ર જ. (૫૮) વૃદ્ધત્વ અને શોકને કારણે તે પરિણામે દુઃખમય જ છે, રોગોનું તો એ ઘર જ છે. એ નિરંતર કોઈ ને કોઈ કામનાથી પીડિત રહે છે, ક્યારેય એ તૃપ્ત થતું નથી. એને ધારણ કરવું એ પણ એક ભાર જ છે; એના રોમેરોમમાં દોષ ભરેલા છે અને તેને નાશ પામવામાં એક ક્ષણ પણ લાગતી નથી. (૫૯) અંતમાં જો એને દાટવામાં આવે છે તો તેના કીડા બની જાય છે, કોઈ પશુ ખાય છે તો તે વિષ્ઠા બની જાય છે અને એને અગ્નિમાં બાળવામાં આવે છે તો રાખની ઢગલી થઈ જાય છે. તેની આ ત્રણ જ ગતિઓ બતાવવામાં આવી છે. આવા અસ્થાયી શરીર થકી અવિનાશી ફળ આપનારું કામ મનુષ્ય કેમ નથી બનાવી લેતો? (૬૦) જે અન્ન સવારે રાંધવામાં આવે છે તે સાંજ સુધીમાં બગડી જાય છે; તો પછી તેના રસથી પુષ્ટ બનેલા શરીરનું નિત્યપણું કેવું? (૬૧)

આ લોકમાં સપ્તાહ-શ્રવણ કરવાથી ભગવાનની તત્કાળ પ્રાપ્તિ થઈ શકે છે. તેથી તમામ પ્રકારના દોષોના નિવારણ માટે એકમાત્ર આ જ સાધન છે. (૬૨) જે લોકો ભાગવતની કથાથી વંચિત છે તેઓ તો પાણીમાં પરપોટા અને જીવોમાં મચ્છરોની જેમ માત્ર મરવા માટે જ જન્મે છે. (૬૩) ભલા, જેના પ્રભાવથી જડ અને સુકાયેલા વાંસની ગાંઠો ફાટી શકે છે તે ભાગવત-કથાનું શ્રવણ કરવાથી ચિત્તની ગાંઠો ખૂલી જાય એમાં શી મોટી વાત છે? (૬૪) સપ્તાહ-શ્રવણ કરવાથી મનુષ્યના હૃદયની ગાંઠ ખૂલી જાય છે, તેના સમસ્ત સંશયો છેદાઈ જાય છે અને સઘળાં કર્મ ક્ષીણ થઈ જાય છે. (૬૫) આ ભાગવતકથારૂપી તીર્થ સંસારનો કીચડ ધોવામાં ઘણું કુશળ છે. વિદ્વાનો કહે

એવં બ્રુવતિ વૈ તસ્મિન્ વિમાનમાગમત્તદા ।
વૈકુણ્ઠવાસિભિર્યુક્તં પ્રસ્ફુરદ્દીપ્તિમણ્ડલમ્ ॥ ૬૭॥

સર્વેષાં પશ્યતાં ભેજે વિમાનં ધુન્ધુલીસુતઃ ।
વિમાને વૈષ્ણવાન્ વીક્ષ્ય ગોકર્ણો વાક્યમબ્રવીત્ ॥ ૬૮॥

*ગોકર્ણ ઉવાચ*

અત્રૈવ બહવઃ સન્તિ શ્રોતારો મમ નિર્મલાઃ ।
આનીતાનિ વિમાનાનિ ન તેષાં યુગપત્કુતઃ ॥ ૬૯॥

શ્રવણં સમભાગેન સર્વેષામિહ દૃશ્યતે ।
ફલભેદઃ કુતો જાતઃ પ્રબ્રુવન્તુ હરિપ્રિયાઃ ॥ ૭૦॥

*હરિદાસા ઊચુઃ*

શ્રવણસ્ય વિભેદેન ફલભેદોઽત્ર સંસ્થિતઃ ।
શ્રવણં તુ કૃતં સર્વૈર્ન તથા મનનં કૃતમ્ ।
ફલભેદસ્તતો જાતો ભજનાદપિ માનદ ॥ ૭૧॥

સપ્તરાત્રમુપોષ્યૈવ પ્રેતેન શ્રવણં કૃતમ્ ।
મનનાદિ તથા તેન સ્થિરચિત્તે કૃતં ભૃશમ્ ॥ ૭૨॥

અદૃઢં ચ હતં જ્ઞાનં પ્રમાદેન હતં શ્રુતમ્ ।
સન્દિગ્ધો હિ હતો મન્ત્રો વ્યગ્રચિત્તો હતો જપઃ ॥ ૭૩॥

અવૈષ્ણવો હતો દેશો હતં શ્રાદ્ધમપાત્રકમ્ ।
હતમશ્રોત્રિયે દાનમનાચારં હતં કુલમ્ ॥ ૭૪॥

વિશ્વાસો ગુરુવાક્યેષુ સ્વસ્મિન્દીનત્વભાવના ।
મનોદોષજયશ્ચૈવ કથાયાં નિશ્ચલા મતિઃ ॥ ૭૫॥

એવમાદિ કૃતં ચેત્સ્યાત્તદા વૈ શ્રવણે ફલમ્ ।
પુનઃ શ્રવાન્તે સર્વેષાં વૈકુણ્ઠે વસતિર્ધ્રુવમ્ ॥ ૭૬॥

ગોકર્ણ તવ ગોવિન્દો ગોલોકં દાસ્યતિ સ્વયમ્ ।
એવમુક્ત્વા યયુઃ સર્વે વૈકુણ્ઠં હરિકીર્તનાઃ ॥ ૭૭॥

શ્રાવણે માસિ ગોકર્ણઃ કથામૂચે તથા પુનઃ ।
સપ્તરાત્રવતીં ભૂયઃ શ્રવણં તૈઃ કૃતં પુનઃ ॥ ૭૮॥

કથાસમાપ્તૌ યજ્જાતં શ્રૂયતાં તચ્ચ નારદ ॥ ૭૯॥

વિમાનૈઃ સહ ભક્તૈશ્ચ હરિરાવિર્બભૂવ હ ।
જયશબ્દા નમઃશબ્દાસ્તત્રાસન્ બહવસ્તદા ॥ ૮૦॥

છે કે આ જ્યારે હૃદયમાં સ્થિત થાય છે ત્યારે મનુષ્યની મુક્તિ નિશ્ચિત જ થાય છે. (૬૬)

જે સમયે ધુંધુકારી આ બધી વાતો કહી રહ્યો હતો, તેના માટે વૈકુંઠવાસી પાર્ષદો સહિત એક વિમાન ઊતર્યું, જેમાંથી બધી બાજુ વર્તુળાકાર પ્રકાશ ફેલાતો હતો. (૬૭) સૌ સમક્ષ જ ધુંધુકારી તે વિમાન પર ચઢ્યો. ત્યારે તે વિમાન પર આવેલા પાર્ષદોને જોઈને ગોકર્ણે તેમને આ વાત કહી. (૬૮)

**ગોકર્ણે કહ્યું** – ભગવાનના પ્રિય પાર્ષદો! અહીં અમારા અનેક શુદ્ધહૃદયી શ્રોતાઓ છે, તે બધા માટે તમે એકસાથે ઘણાંબધાં વિમાન કેમ નથી લાવ્યા? અમે જોઈએ છીએ કે અહીં બધાએ જ સમાનપણે કથા સાંભળી છે, તો પછી ફળનો આ પ્રકારનો ભેદ કેમ થયો, એ બતાવો. (૬૯-૭૦)

**ભગવાનના સેવકોએ કહ્યું** – હે માનદ! આ ફળ-ભેદનું કારણ તેમના શ્રવણનો ભેદ જ છે. એ સાચું છે કે શ્રવણ તો બધાએ સમાનપણે જ કર્યું છે, પણ એના જેવું મનન નથી કર્યું. તેથી જ એકસાથે ભજન કરવા છતાંય તેના ફળમાં ભેદ રહ્યો. (૭૧) આ પ્રેતે સાત દિવસ સુધી નિરાહાર રહીને શ્રવણ કર્યું તથા સાંભળેલા વિષયનું સ્થિરચિત્તે એ ખૂબ મનન-નિદિધ્યાસન પણ કરતો રહ્યો હતો. (૭૨) જે જ્ઞાન દૃઢ થતું નથી તે વ્યર્થ થઈ જાય છે. આ જ રીતે, ધ્યાન નહીં આપવાથી શ્રવણનું, સંદેહ કરવાથી મંત્રનું અને ચિત્તના અહીંતહીં ભટકતા રહેવાથી જપનું પણ કોઈ ફળ હોતું નથી. (૭૩) વૈષ્ણવહીન દેશ, અપાત્રને કરાવેલું શ્રાદ્ધભોજન, અશ્રોત્રિયને આપેલું દાન અને આચારહીન કુળ – આ બધાનો નાશ થઈ જાય છે. (૭૪) ગુરુનાં વચનોમાં વિશ્વાસ, દીનતાનો ભાવ, મનના દોષો પર વિજય, કથામાં ચિત્તની એકાગ્રતા વગેરે નિયમોનું પાલન કરવામાં આવે તો શ્રવણનું યથાર્થ ફળ મળે છે. જો આ શ્રોતાઓ આ રીતે ફરીથી શ્રીમદ્‌ભાગવતકથા સાંભળશે તો સૌને વૈકુંઠની પ્રાપ્તિ અવશ્ય જ થશે. (૭૫-૭૬) અને હે ગોકર્ણજી! તમને તો ભગવાન સ્વયં આવીને ગોલોક-ધામમાં લઈ જશે. આમ કહીને તે બધા પાર્ષદો હરિકીર્તન કરતા કરતા વૈકુંઠલોકમાં ગયા. (૭૭)

ગોકર્ણજીએ શ્રાવણ માસમાં ફરીથી તે રીતે સપ્તાહ-ક્રમથી કથા કહી અને તે શ્રોતાઓએ તે ફરીથી સાંભળી. (૭૮) હે નારદજી! તે કથાની સમાપ્તિ થતાં જે કંઈ બન્યું તે સાંભળો. (૭૯) ત્યાં ભક્તોથી ભરેલાં વિમાનો સાથે ભગવાન પ્રગટ થયા. બધી બાજુએથી ખૂબ જયજયકાર અને નમસ્કારના ધ્વનિ થવા લાગ્યા. (૮૦)

પાઞ્ચજન્યધ્વનિં ચક્રે હર્ષાત્તત્ર સ્વયં હરિઃ ।
ગોકર્ણં તુ સમાલિઙ્ગ્યાકરોત્સ્વસદૃશં હરિઃ ॥ ૮૧॥

શ્રોતૄનન્યાન્ ઘનશ્યામાન્ પીતકૌશેયવાસસઃ ।
કિરીટિનઃ કુણ્ડલિનસ્તથા ચક્રે હરિઃ ક્ષણાત્ ॥ ૮૨॥

તદ્ગ્રામે યે સ્થિતા જીવા આશ્વચાણ્ડાલજાતયઃ ।
વિમાને સ્થાપિતાસ્તેઽપિ ગોકર્ણકૃપયા તદા ॥ ૮૩॥

પ્રેષિતા હરિલોકે તે યત્ર ગચ્છન્તિ યોગિનઃ ।
ગોકર્ણેન સ ગોપાલો ગોલોકં ગોપવલ્લભમ્ ।
કથાશ્રવણતઃ પ્રીતો નિર્યયૌ ભક્તવત્સલઃ ॥ ૮૪॥

અયોધ્યાવાસિનઃ પૂર્વં યથા રામેણ સઙ્ગતાઃ ।
તથા કૃષ્ણેન તે નીતા ગોલોકં યોગિદુર્લભમ્ ॥ ૮૫॥

યત્ર સૂર્યસ્ય સોમસ્ય સિદ્ધાનાં ન ગતિઃ કદા ।
તં લોકં હિ ગતાસ્તે તુ શ્રીમદ્ભાગવતશ્રવાત્ ॥ ૮૬॥

બ્રૂમોઽત્ર તે કિં ફલવૃન્દમુજ્જ્વલં
સપ્તાહયજ્ઞેન કથાસુ સઞ્ચિતમ્ ।
કર્ણેન ગોકર્ણકથાક્ષરો યૈઃ
પીતશ્ચ તે ગર્ભગતા ન ભૂયઃ ॥ ૮૭॥

વાતામ્બુપર્ણાશનદેહશોષણૈ-
સ્તપોભિરુગ્રૈશ્ચિરકાલસઞ્ચિતૈઃ ।
યોગૈશ્ચ સંયાન્તિ ન તાં ગતિં વૈ
સપ્તાહગાથાશ્રવણેન યાન્તિ યામ્ ॥ ૮૮॥

ઇતિહાસમિમં પુણ્યં શાણ્ડિલ્યોઽપિ મુનીશ્વરઃ ।
પઠતે ચિત્રકૂટસ્થો બ્રહ્માનન્દપરિપ્લુતઃ ॥ ૮૯॥

આખ્યાનમેતત્પરમં પવિત્રં
શ્રુતં સકૃદ્વૈ વિદહેદઘૌઘમ્ ।
શ્રાદ્ધે પ્રયુક્તં પિતૃતૃપ્તિમાવહે-
ન્નિત્યં સુપાઠાદપુનર્ભવં ચ ॥ ૯૦॥

ભગવાન સ્વયં આનંદિત થઈને પોતાના પાંચજન્ય શંખનો ધ્વનિ કરવા લાગ્યા અને તેમણે ગોકર્ણને આલિંગીને પોતાના જ જેવા બનાવી દીધા. (૮૧) તેમણે ક્ષણવારમાં જ અન્ય સર્વ શ્રોતાઓને પણ મેઘ સમાન શ્યામવર્ણ, રેશમી પીતાંબરધારી તથા કિરીટ-કુંડળ વગેરેથી વિભૂષિત કરી દીધા. (૮૨) તે ગામમાં કૂતરા અને ચાંડાલ સુધીના જેટલા પણ જીવ હતા. તે બધાયને ગોકર્ણજીની કૃપાથી વિમાનો પર ચઢાવવામાં આવ્યા. (૮૩) તથા જ્યાં યોગીઓ જાય છે તે ભગવાનના ધામમાં તેમને મોકલવામાં આવ્યા. આ રીતે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ કથાશ્રવણથી પ્રસન્ન થઈને, ગોકર્ણજીને સાથે લઈને પોતાના ગોપબાલોના પ્રિય ગોલોકધામમાં ગયા. (૮૪) પહેલાંના સમયે જેમ અયોધ્યાવાસીઓ ભગવાન શ્રીરામની સાથે સાકેતધામમાં સિધાવ્યા હતા તેવી જ રીતે ભગવાન શ્રીકૃષ્ણ તે બધાને યોગીઓ માટે પણ દુર્લભ એવા ગોલોકધામમાં લઈ ગયા. (૮૫) જે લોકમાં સૂર્ય, ચંદ્ર અને સિદ્ધોની પણ કદી ગતિ થઈ શકતી નથી તે લોકમાં તેઓ શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરવાથી ગયા. (૮૬)

હે નારદજી! સપ્તાહયજ્ઞ વડે કથાનું શ્રવણ કરવાથી જેવું ઉજ્જ્વળ ફળ સંચિત થાય છે એ વિષે અમે તમને શું કહીએ? અરે, જેમણે પોતાના કાનોથી, ગોકર્ણજીએ કહેલી કથાના એક અક્ષરનું પણ પાન કર્યું, તેઓ પછી માતાના ગર્ભમાં આવ્યા નહીં. (૮૭) લોકો વાયુ, જળ કે પાંદડાં ખાઈને શરીર સૂકવી નાખીને, ઘણા સમય સુધી ઘોર તપસ્યા કરીને અને યોગાભ્યાસ કરીને પણ જે ગતિને પામી શકતા નથી તે ગતિ તેઓ સપ્તાહ-શ્રવણથી સહેજમાં જ પ્રાપ્ત કરી લે છે. (૮૮) આ પરમ પવિત્ર ઇતિહાસનો પાઠ ચિત્રકૂટ પર વિરાજમાન મુનીશ્વર શાંડિલ્ય પણ બ્રહ્માનંદ-મગ્ન થઈને કરતા રહે છે. (૮૯) આ કથા ઘણી જ પવિત્ર છે. એક વારના શ્રવણથી જ તે સમસ્ત પાપ-રાશિને ભસ્મ કરી દે છે. જો શ્રાદ્ધના સમયે એનો પાઠ કરવામાં આવે તો એનાથી પિતૃઓને અત્યંત તૃપ્તિ થાય છે અને એનો નિત્ય પાઠ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. (૯૦)

═★═

ઇતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે ગોકર્ણમોક્ષ-વર્ણનં નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥

શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત ગોકર્ણમોક્ષવર્ણન નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

# છઠ્ઠો અધ્યાય

## સપ્તાહયજ્ઞની વિધિ

*કુમારા ઊચુઃ*

**અથ તે સમ્પ્રવક્ષ્યામઃ સપ્તાહશ્રવણે વિધિમ્ ।**
**સહાયૈર્વસુભિશ્ચૈવ પ્રાયઃ સાધ્યો વિધિઃ સ્મૃતઃ ॥ ૧॥**

**દૈવજ્ઞં તુ સમાહૂય મુહૂર્તં પૃચ્છ્ય યત્નતઃ ।**
**વિવાહે યાદૃશં વિત્તં તાદૃશં પરિકલ્પયેત્ ॥ ૨॥**

**નભસ્ય આશ્વિનોર્જૌ ચ માર્ગશીર્ષઃ શુચિર્નભાઃ ।**
**એતે માસાઃ કથારમ્ભે શ્રોતૃણાં મોક્ષસૂચકાઃ ॥ ૩॥**

**માસાનાં વિપ્ર હેયાનિ તાનિ ત્યાજ્યાનિ સર્વથા ।**
**સહાયાશ્ચેતરે તત્ર કર્તવ્યાઃ સોદ્યમાશ્ચ યે ॥ ૪॥**

**દેશે દેશે તથા સેયં વાર્તા પ્રેષ્યા પ્રયત્નતઃ ।**
**ભવિષ્યતિ કથા ચાત્ર આગન્તવ્યં કુટુમ્બિભિઃ ॥ ૫॥**

**દૂરેહરિકથાઃ કેચિદ્દૂરેચાચ્યુતકીર્તનાઃ ।**
**સ્ત્રિયઃ શૂદ્રાદયો યે ચ તેષાં બોધો યતો ભવેત્ ॥ ૬॥**

**દેશે દેશે વિરક્તા યે વૈષ્ણવાઃ કીર્તનોત્સુકાઃ ।**
**તેષ્વેવ પત્રં પ્રેષ્યં ચ તલ્લેખનમિતીરિતમ્ ॥ ૭॥**

**સતાં સમાજો ભવિતા સપ્તરાત્રં સુદુર્લભઃ ।**
**અપૂર્વરસરૂપૈવ કથા ચાત્ર ભવિષ્યતિ ॥ ૮॥**

**શ્રીભાગવતપીયૂષપાનાય રસલમ્પટાઃ ।**
**ભવન્તશ્ચ તથા શીઘ્રમાયાત પ્રેમતત્પરાઃ ॥ ૯॥**

**નાવકાશઃ કદાચિચ્ચેદ્દિનમાત્રં તથાપિ તુ ।**
**સર્વથાઽઽગમનં કાર્યં ક્ષણોઽત્રૈવ સુદુર્લભઃ ॥ ૧૦॥**

**એવમાકારણં તેષાં કર્તવ્યં વિનયેન ચ ।**
**આગન્તુકાનાં સર્વેષાં વાસસ્થાનાનિ કલ્પયેત્ ॥ ૧૧॥**

**તીર્થે વાપિ વને વાપિ ગૃહે વા શ્રવણં મતમ્ ।**
**વિશાલા વસુધા યત્ર કર્તવ્યં તત્કથાસ્થલમ્ ॥ ૧૨॥**

**શોધનં માર્જનં ભૂમેર્લેપનં ધાતુમણ્ડનમ્ ।**
**ગૃહોપસ્કરમુદ્ધૃત્ય ગૃહકોણે નિવેશયેત્ ॥ ૧૩॥**

**શ્રીસનકાદિ કહે છે** – હે નારદજી! હવે અમે તમને સપ્તાહ-શ્રવણની વિધિ બતાવીએ છીએ. આ વિધિ ઘણું કરીને લોકોની સહાયથી અને ધનથી સાધ્ય છે એમ કહેવાયું છે. (૧) પહેલાં તો પ્રયત્નપૂર્વક જ્યોતિષીને બોલાવીને મુહૂર્ત પૂછવું જોઈએ તથા જેમ લગ્ન માટે ધનનો પ્રબંધ કરવામાં આવે છે તે જ રીતે આ સપ્તાહયજ્ઞ માટે ધનની વ્યવસ્થા કરવી જોઈએ. (૨) કથાનો આરંભ કરવામાં ભાદરવો, આસો, કારતક, માગશર, અષાઢ અને શ્રાવણ – આ છ મહિના શ્રોતાઓ માટે મોક્ષપ્રાપ્તિના કારણ છે. (૩) હે દેવર્ષિ! આ મહિનાઓમાં પણ ભદ્રા, વ્યતીપાત વગેરે કુયોગોનો સર્વથા ત્યાગ કરવો જોઈએ; તથા બીજા જે લોકો ઉત્સાહી હોય તેમને પોતાના સહાયક બનાવવા જોઈએ. (૪) પછી પ્રયત્નપૂર્વક દેશ-દેશાંતરોમાં એ સંદેશ મોકલવો જોઈએ કે અહીં કથા થશે, તો બધા લોકોએ પરિવારસહિત પધારવાનું છે. (૫) સ્ત્રીઓ અને શૂદ્રો વગેરે ભગવત્કથા અને સંકીર્તનથી છેટાં પડી ગયાં છે, તેમને પણ સૂચના મળી જાય એવી વ્યવસ્થા કરવી જોઈએ. (૬) દેશ-દેશમાં જે વિરક્ત વૈષ્ણવો અને હરિકીર્તનપ્રેમીઓ હોય તેમને નિમંત્રણપત્ર અવશ્ય મોકલવો. તેને લખવાની વિધિ આ પ્રમાણે બતાવવામાં આવી છે. (૭) 'મહાનુભાવો! અહીં સાત દિવસ સુધી સત્પુરુષોનો અત્યંત દુર્લભ સમાગમ થશે અને અપૂર્વ રસમય શ્રીમદ્ભાગવતની કથા થશે. (૮) આપ ભગવદ્-રસના રસિક છો, તેથી શ્રીભાગવતામૃતનું પાન કરવા માટે પ્રેમપૂર્વક જલદીથી પધારવાની કૃપા કરશો. (૯) આપને જો વિશેષ અવકાશ ન હોય, તોપણ એક દિવસ માટે તો અવશ્ય પધારવાની કૃપા કરવી; કારણ કે અહીંની તો એક ક્ષણ પણ અત્યંત દુર્લભ છે.' (૧૦) આ રીતે વિનયપૂર્વક તેમને નિમંત્રિત કરવા અને જે લોકો આવે તેમના માટે યથાયોગ્ય નિવાસસ્થાનનો પ્રબંધ કરવો. (૧૧)

કથાનું શ્રવણ કોઈ તીર્થસ્થળે, વનમાં અથવા પોતાના ઘેર થાય એ પણ સારું માનવામાં આવ્યું છે. જ્યાં લાંબુ-પહોળું મેદાન હોય ત્યાં જ કથાનું સ્થળ રાખવું જોઈએ. (૧૨) ભૂમિનું શોધન, માર્જન અને લેપન કરીને

અર્વાક્પઞ્ચાહતો યત્નાદાસ્તીર્ણાનિ પ્રમેલયેત્ ।
કર્તવ્યો મણ્ડપઃ પ્રોચ્ચૈઃ કદલીખણ્ડમણ્ડિતઃ ॥ ૧૪॥

ફલપુષ્પદલૈર્વિષ્વગ્વિતાનેન વિરાજિતઃ ।
ચતુર્દિક્ષુ ધ્વજારોપો બહુસમ્પદ્વિરાજિતઃ ॥ ૧૫॥

ઊર્ધ્વં સપ્તૈવ લોકાશ્ચ કલ્પનીયાઃ સવિસ્તરમ્ ।
તેષુ વિપ્રા વિરક્તાશ્ચ સ્થાપનીયાઃ પ્રબોધ્ય ચ ॥ ૧૬॥

પૂર્વં તેષામાસનાનિ કર્તવ્યાનિ યથોત્તરમ્ ।
વક્તુશ્ચાપિ તદા દિવ્યમાસનં પરિકલ્પયેત્ ॥ ૧૭॥

ઉદઙ્મુખો ભવેદ્વક્તા શ્રોતા વૈ પ્રાઙ્મુખસ્તદા ।
પ્રાઙ્મુખશ્ચેદ્ભવેદ્વક્તા શ્રોતા ચોદઙ્મુખસ્તદા ॥ ૧૮॥

અથવા પૂર્વદિગ્જ્ઞેયા પૂજ્યપૂજકમધ્યતઃ ।
શ્રોતૄણામાગમે પ્રોક્તા દેશકાલાદિકોવિદૈઃ ॥ ૧૯॥

વિરક્તો વૈષ્ણવો વિપ્રો વેદશાસ્ત્રવિશુદ્ધિકૃત્ ।
દૃષ્ટાન્તકુશલો ધીરો વક્તા કાર્યોઽતિનિઃસ્પૃહઃ ॥ ૨૦॥

અનેકધર્મવિભ્રાન્તાઃ સ્ત્રૈણાઃ પાખણ્ડવાદિનઃ ।
શુકશાસ્ત્રકથોચ્ચારે ત્યાજ્યાસ્તે યદિ પણ્ડિતાઃ ॥ ૨૧॥

વક્તુઃ પાર્શ્વે સહાયાર્થમન્યઃ સ્થાપ્યસ્તથાવિધઃ ।
પણ્ડિતઃ સંશયચ્છેત્તા લોકબોધનતત્પરઃ ॥ ૨૨॥

વક્ત્રા ક્ષૌરં પ્રકર્તવ્યં દિનાદર્વાગ્વ્રતાપ્તયે ।
અરુણોદયેઽસૌ નિર્વર્ત્ય શૌચં સ્નાનં સમાચરેત્ ॥ ૨૩॥

નિત્યં સઙ્ક્ષેપતઃ કૃત્વા સન્ધ્યાદ્યં સ્વં પ્રયત્નતઃ ।
કથાવિઘ્નવિઘાતાય ગણનાથં પ્રપૂજયેત્ ॥ ૨૪॥

પિતૄન્ સન્તર્પ્ય શુદ્ધ્યર્થં પ્રાયશ્ચિત્તં સમાચરેત્ ।
મણ્ડલં ચ પ્રકર્તવ્યં તત્ર સ્થાપ્યો હરિસ્તથા ॥ ૨૫॥

રંગબેરંગી ધાતુઓથી ચોક પૂરવો. ઘરની બધી સામગ્રી ઉપાડી લઈને એક ખૂણામાં મૂકવી. (૧૩) પાંચ દિવસ અગાઉથી જ પ્રયત્નપૂર્વક ઘણાં પાથરવાનાં વસ્ત્ર એકઠાં કરી લેવાં તથા કેળના ખંભાઓથી સુશોભિત એક ઊંચો મંડપ તૈયાર કરાવવો. (૧૪) તેને બધી તરફ ફળ, ફૂલ, પાંદડાંથી તથા ચંદરવાથી અલંકૃત કરવો તથા ચારે તરફ ધજાઓ લગાડીને જાત-જાતની સામગ્રીથી સજાવવો. (૧૫) તે મંડપમાં થોડીક ઊંચાઈ પર સાત વિશાળ લોકોની કલ્પના (ભાવના) કરવી અને તેમાં વિરક્ત બ્રાહ્મણોને બોલાવીને બેસાડવા. (૧૬) આગળના ભાગે તેમના માટે ત્યાં યથાયોગ્ય આસન તૈયાર કરી રાખવાં. એમની પાછળ વક્તા માટે પણ એક દિવ્ય સિંહાસનની વ્યવસ્થા કરવી. (૧૭) જો વક્તાનું મુખ ઉત્તર તરફ રહે તો શ્રોતાઓએ પૂર્વાભિમુખ થઈને બેસવું અને જો વક્તા પૂર્વાભિમુખ રહે તો શ્રોતાઓએ ઉત્તર તરફ મુખ કરીને બેસવું જોઈએ. (૧૮) અથવા વક્તા અને શ્રોતાઓએ પૂર્વાભિમુખ થઈને બેસવું જોઈએ. દેશ-કાળ વગેરેને જાણનારા મહાનુભાવોએ શ્રોતાઓ માટે આવા જ નિયમો બતાવ્યા છે. (૧૯) જે વેદશાસ્ત્રની સ્પષ્ટ વ્યાખ્યા કરવામાં સમર્થ હોય, જાત-જાતનાં દૃષ્ટાંત આપી શકતો હોય તથા વિવેકી અને સાવ નિઃસ્પૃહી હોય એવા વિરક્ત અને વિષ્ણુભક્ત બ્રાહ્મણને વક્તા બનાવવો જોઈએ. (૨૦) શ્રીમદ્ભાગવતના પ્રવચનમાં એવા લોકોને નિયુક્ત નહીં કરવા જોઈએ કે જેઓ પંડિત હોવા છતાં પણ અનેક ધર્મોના ચક્કરમાં પડ્યા હોય, સ્ત્રી-લંપટ તથા પાખંડના પ્રચારક હોય. (૨૧) વક્તાની પાસે જ તેની મદદ માટે બીજો એક એવો જ વિદ્વાન બેસાડવો જોઈએ અને તે પણ બધા પ્રકારની શંકાઓનું નિવારણ કરવામાં સમર્થ અને લોકોને સમજાવવામાં કુશળ હોવો જોઈએ. (૨૨)

[10] કથાનો આરંભ થાય તેના એક દિવસ પહેલાં વ્રત ગ્રહણ કરવા માટે વક્તાએ ક્ષૌરકર્મ કરાવી લેવું જોઈએ; તથા અરુણોદય ટાણે શૌચ વગેરેથી પરવારીને સારી રીતે સ્નાન કરવું જોઈએ; (૨૩) અને પોતાનાં સંધ્યાપૂજા વગેરે નિત્યકર્મો ટૂંકામાં સમાપ્ત કરીને, કથાનાં વિઘ્નોના નિરાકરણ માટે ગણેશજીનું પૂજન કરવું જોઈએ. (૨૪) ત્યારપછી પિતૃઓનું તર્પણ કરીને પૂર્વકૃત પાપોની




भगवान् व्यासका पुराण-प्रवचन
Vyāsa discourses on Purāṇas




महाप्रयाणके समय भीष्मपर भगवान्‌की कृपा

The departing Bhīṣma graced by the Lord




भगवान् नारायणके नाभि-कमलसे लोकपितामह ब्रह्माकी उत्पत्ति

**Brahmā emanates from the navel-lotus of Nārāyaṇa**




देवों तथा ऋषिगणोंको भगवान् वराहके दिव्य दर्शन

Vision of Lord Varāha to Gods and Ṛṣis




बालक ध्रुवपर भगवान्‌का अनुग्रह
The grace of Lord descends on Dhruva




भक्तिके नौ प्रकार

Ninefold devotion

કૃષ્ણમુદિશ્ય મન્ત્રેણ ચરેત્પૂજાવિધિં ક્રમાત્ ।
પ્રદક્ષિણનમસ્કારાન્ પૂજાન્તે સ્તુતિમાચરેત્ ॥ ૨૬॥

સંસારસાગરે મગ્નં દીનં માં કરુણાનિધે ।
કર્મમોહગૃહીતાઙ્ગં મામુદ્ધર ભવાર્ણવાત્ ॥ ૨૭॥

શ્રીમદ્ભાગવતસ્યાપિ તતઃ પૂજા પ્રયત્નતઃ ।
કર્તવ્યા વિધિના પ્રીત્યા ધૂપદીપસમન્વિતા ॥ ૨૮॥

તતસ્તુ શ્રીફલં ધૃત્વા નમસ્કારં સમાચરેત્ ।
સ્તુતિઃ પ્રસન્નચિત્તેન કર્તવ્યા કેવલં તદા ॥ ૨૯॥

શ્રીમદ્ભાગવતાખ્યોઽયં પ્રત્યક્ષઃ કૃષ્ણ એવ હિ ।
સ્વીકૃતોઽસિ મયા નાથ મુક્ત્યર્થં ભવસાગરે ॥ ૩૦॥

મનોરથો મદીયોઽયં સફલઃ સર્વથા ત્વયા ।
નિર્વિઘ્નેનૈવ કર્તવ્યો દાસોઽહં તવ કેશવ ॥ ૩૧॥

એવં દીનવચઃ પ્રોચ્ય વક્તારં ચાથ પૂજયેત્ ।
સમ્ભૂષ્ય વસ્ત્રભૂષાભિઃ પૂજાન્તે તં ચ સંસ્તવેત્ ॥ ૩૨॥

શુકરૂપ પ્રબોધજ્ઞ સર્વશાસ્ત્રવિશારદ ।
એતત્કથાપ્રકાશેન મદજ્ઞાનં વિનાશય ॥ ૩૩॥

તદગ્રે નિયમઃ પશ્ચાત્કર્તવ્યઃ શ્રેયસે મુદા ।
સપ્તરાત્રં યથાશક્ત્યા ધારણીયઃ સ એવ હિ ॥ ૩૪॥

વરણં પઞ્ચવિપ્રાણાં કથાભઙ્ગનિવૃત્તયે ।
કર્તવ્યં તૈર્હરેર્જાપ્યં દ્વાદશાક્ષરવિદ્યયા ॥ ૩૫॥

બ્રાહ્મણાન્ વૈષ્ણવાંશ્ચાન્યાંસ્તથા કીર્તનકારિણઃ ।
નત્વા સમ્પૂજ્ય દત્તાજ્ઞઃ સ્વયમાસનમાવિશેત્ ॥ ૩૬॥

લોકવિત્તધનાગારપુત્રચિન્તાં વ્યુદસ્ય ચ ।
કથાચિત્તઃ શુદ્ધમતિઃ સ લભેત્ફલમુત્તમમ્ ॥ ૩૭॥

આસૂર્યોદયમારભ્ય સાર્ધત્રિપ્રહરાન્તકમ્ ।
વાચનીયા કથા સમ્યગ્ધીરકણ્ઠં સુધીમતા ॥ ૩૮॥

શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કરવું અને એક મંડળ બનાવીને તેમાં શ્રીહરિને સ્થાપિત કરવા. (૨૫) પછી ભગવાન શ્રીકૃષ્ણનું લક્ષ્ય કરીને મંત્રોચ્ચાર સાથે ક્રમશઃ ષોડશોપચાર વિધિથી પૂજન કરવું અને તે પછી પ્રદક્ષિણા તથા નમસ્કાર વગેરે કરીને આ પ્રમાણે સ્તુતિ કરવી – (૨૬) 'હે કરુણાનિધાન! હું સંસારસાગરમાં ડૂબેલો અને અત્યંત દીન છું. કર્મોના મોહરૂપી મગરમચ્છે મને પકડી રાખ્યો છે. આપ આ સંસારસાગરમાંથી મારો ઉદ્ધાર કરો.' (૨૭) તે પછી ધૂપ, દીપ વગેરે સામગ્રીઓથી શ્રીમદ્‌ભાગવત-ગ્રંથની પણ ખૂબ ઉત્સાહ અને પ્રેમપૂર્વક વિધિ-વિધાન અનુસાર પૂજા કરવી. (૨૮) પછી ગ્રંથની આગળ નારિયેળ મૂકીને નમસ્કાર કરવા અને પ્રસન્નચિત્તે આ પ્રમાણે પ્રાર્થના કરવી – (૨૯) 'શ્રીમદ્‌ભાગવતના રૂપમાં આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર જ વિરાજમાન છો. હે નાથ! મેં ભવસાગરમાંથી છુટકારો મેળવવા આપનું શરણ લીધું છે. (૩૦) આપ મારો આ મનોરથ કોઈ વિઘ્ન-બાધા વગર સાંગોપાંગ પૂર્ણ કરો. હે કેશવ! હું આપનો દાસ છું.' (૩૧)

આ પ્રમાણે દીન વચનો કહ્યા પછી વક્તાનું પૂજન કરવું. તેને સુંદર વસ્ત્રાભૂષણોથી વિભૂષિત કરવો અને પછી, પૂજા કર્યા બાદ તેની આ પ્રમાણે સ્તુતિ કરવી – (૩૨) 'હે શુકસ્વરૂપ ભગવાન! આપ સમજાવવાની કળામાં કુશળ અને સર્વશાસ્ત્રોમાં પારંગત છો; કૃપા કરીને આ કથાને પ્રકાશિત કરીને મારું અજ્ઞાન દૂર કરો.' (૩૩) પછી પોતાના કલ્યાણ માટે પ્રસન્નતાપૂર્વક તેની સમક્ષ નિયમ ગ્રહણ કરવો અને સાત દિવસ સુધી તેનું યથાશક્તિ પાલન કરવું. (૩૪) કથામાં વિઘ્ન ન થાય એ માટે વધુ પાંચ બ્રાહ્મણોનું વરણ કરવું; તેમણે દ્વાદશાક્ષરી મંત્ર વડે ભગવાનનાં નામોનો જપ કરવો. (૩૫) પછી બ્રાહ્મણને, અન્ય વિષ્ણુભક્તને તથા કીર્તન કરનારાઓને નમસ્કાર કરીને, તેમની પૂજા કરવી અને તેમની આજ્ઞા મેળવીને સ્વયં પણ આસન પર બેસવું. (૩૬) જે મનુષ્ય લોક, સંપત્તિ, ધન, ઘર, પુત્ર વગેરેની ચિંતા છોડીને શુદ્ધચિત્તે કેવળ કથામાં જ ધ્યાન રાખે છે તેને આ શ્રવણનું ઉત્તમ ફળ મળે છે. (૩૭)

બુદ્ધિમાન વક્તાએ કથા સૂર્યોદયથી આરંભીને સાડા ત્રણ પહોર સુધી મધ્યમ સ્વરે સારી રીતે વાંચવી

કથાવિરામઃ કર્તવ્યો મધ્યાહ્ને ઘટિકાદ્વયમ્ ।
તત્કથામનુ કાર્યં વૈ કીર્તનં વૈષ્ણવૈસ્તદા ॥ ૩૯॥

મલમૂત્રજયાર્થં હિ લઘ્વાહારઃ સુખાવહઃ ।
હવિષ્યાન્નેન કર્તવ્યો હ્યેકવારં કથાર્થિના ॥ ૪૦॥

ઉપોષ્ય સપ્તરાત્રં વૈ શક્તિશ્ચેચ્છૃણુયાત્તદા ।
ઘૃતપાનં પયઃપાનં કૃત્વા વૈ શૃણુયાત્સુખમ્ ॥ ૪૧॥

ફલાહારેણ વા ભાવ્યમેકભુક્તેન વા પુનઃ ।
સુખસાધ્યં ભવેદ્યત્તુ કર્તવ્યં શ્રવણાય તત્ ॥ ૪૨॥

ભોજનં તુ વરં મન્યે કથાશ્રવણકારકમ્ ।
નોપવાસો વરઃ પ્રોક્તઃ કથાવિઘ્નકરો યદિ ॥ ૪૩॥

સપ્તાહવ્રતિનાં પુંસાં નિયમાઞ્છૃણુ નારદ ।
વિષ્ણુદીક્ષાવિહીનાનાં નાધિકારઃ કથાશ્રવે ॥ ૪૪॥

બ્રહ્મચર્યમધઃસુપ્તિઃ પત્રાવલ્યાં ચ ભોજનમ્ ।
કથાસમાપ્તૌ ભુક્તિં ચ કુર્યાન્નિત્યં કથાવ્રતી ॥ ૪૫॥

દ્વિદલં મધુ તૈલં ચ ગરિષ્ઠાન્નં તથૈવ ચ ।
ભાવદુષ્ટં પર્યુષિતં જહ્યાન્નિત્યં કથાવ્રતી ॥ ૪૬॥

કામં ક્રોધં મદં માનં મત્સરં લોભમેવ ચ ।
દમ્ભં મોહં તથા દ્વેષં દૂરયેચ્ચ કથાવ્રતી ॥ ૪૭॥

વેદવૈષ્ણવવિપ્રાણાં ગુરુગોવ્રતિનાં તથા ।
સ્ત્રીરાજમહતાં નિન્દાં વર્જયેદ્યઃ કથાવ્રતી ॥ ૪૮॥

રજસ્વલાન્ત્યજમ્લેચ્છપતિતવ્રાત્યકૈસ્તથા ।
દ્વિજદ્વિડ્વેદબાહ્યૈશ્ચ ન વદેદ્યઃ કથાવ્રતી ॥ ૪૯॥

સત્યં શૌચં દયાં મૌનમાર્જવં વિનયં તથા ।
ઉદારમાનસં તદ્વદેવં કુર્યાત્કથાવ્રતી ॥ ૫૦॥

દરિદ્રશ્ચ ક્ષયી રોગી નિર્ભાગ્યઃ પાપકર્મવાન્ ।
અનપત્યો મોક્ષકામઃ શૃણુયાચ્ચ કથામિમામ્ ॥ ૫૧॥

અપુષ્પા કાકવન્ધ્યા ચ વન્ધ્યા યા ચ મૃતાર્ભકા ।
સ્રવદ્ગર્ભા ચ યા નારી તયા શ્રાવ્યા પ્રયત્નતઃ ॥ ૫૨॥

જોઈએ. (૩૮) બપોરના સમયે બે ઘડી સુધી કથા બંધ રાખવી. તે સમયે કથા-પ્રસંગ અનુસાર વૈષ્ણવોએ ભગવાનના ગુણોનું કીર્તન કરવું જોઈએ; વ્યર્થ વાતો નહીં કરવી જોઈએ. (૩૯) કથાના સમયે મળ-મૂત્રને વશગત કરવા માટે અલ્પાહાર સુખકારક બને છે, તેથી શ્રોતાએ કેવળ એક જ ટંક હવિષ્યાન્નનું ભોજન કરવું. (૪૦) જો શક્તિ હોય તો સાતે દિવસ ઉપવાસ કરીને અથવા માત્ર ઘી કે દૂધ પીને સુખેથી શ્રવણ કરવું. (૪૧) અથવા ફળાહાર કરવો કે એક ટંક જ જમવું. જેનાથી જેવો નિયમ સુવિધાથી સધાય તે કથાશ્રવણ માટે ધારણ કરવો. (૪૨) હું તો ઉપવાસ કરવા કરતાં ભોજન કરવું એ સારું એમ સમજું છું, જો તે ભોજન કથાશ્રવણમાં સહાયક હોય. જો ઉપવાસ કરવાથી શ્રવણમાં અડચણ થાય તો તે શા કામનો? (૪૩)

હે નારદજી! નિયમપૂર્વક સપ્તાહ સાંભળનારા પુરુષો માટેના નિયમો સાંભળો. વિષ્ણુભક્ત તરીકે દીક્ષાથી રહિત પુરુષ કથાશ્રવણનો અધિકારી નથી. (૪૪) જે પુરુષ નિયમપૂર્વક કથા સાંભળે તેણે બ્રહ્મચર્યપૂર્વક રહેવું જોઈએ, જમીન પર સૂવું જોઈએ અને દરરોજ કથા પૂરી થયા પછી પતરાળીમાં ભોજન કરવું જોઈએ. (૪૫) દાળ, મધ, તેલ, ભારે ખોરાક, ભાવદૂષિત પદાર્થ અને વાસી ખોરાક – આનો એણે સદાય ત્યાગ કરવો જોઈએ. (૪૬) કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દંભ, મોહ અને દ્વેષને તો પોતાની પાસે ફરકવા પણ નહીં દેવાં જોઈએ. (૪૭) તેણે વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરુ, ગોસેવક તથા સ્ત્રી, રાજા અને મહાપુરુષોની નિંદાથી પણ બચવું જોઈએ. (૪૮) નિયમપૂર્વક કથા સાંભળનાર પુરુષે રજસ્વલા સ્ત્રી, અંત્યજ, મ્લેચ્છ, પતિત, ગાયત્રીહીન બ્રાહ્મણ, બ્રાહ્મણનો દ્વેષ કરનાર અને વેદને નહીં માનનાર સાથે વાત નહીં કરવી જોઈએ. (૪૯) હંમેશાં સત્ય, શૌચ, દયા, મૌન, સરળતા, વિનય અને ઉદારતાયુક્ત વર્તન કરવું જોઈએ. (૫૦) ધનહીન, ક્ષયરોગી, કોઈ અન્ય રોગથી પીડિત, ભાગ્યહીન, પાપી, પુત્રહીન અને મુમુક્ષુએ પણ આ કથા સાંભળવી. (૫૧) જે સ્ત્રીનું રજોદર્શન અટકી ગયું હોય, જેને એક જ સંતાન પછી અન્ય સંતાન થયું ન હોય, જે વન્ધ્યા હોય, જેને સંતાન થઈને મરી જતું હોય અથવા જેનો

એતેષુ વિધિના શ્રાવે તદક્ષયતરં ભવેત્ ।
અત્યુત્તમા કથા દિવ્યા કોટિયજ્ઞફલપ્રદા ॥ ૫૩॥

એવં કૃત્વા વ્રતવિધિમુદ્યાપનમથાચરેત્ ।
જન્માષ્ટમીવ્રતમિવ કર્તવ્યં ફલકાઙ્ક્ષિભિઃ ॥ ૫૪॥

અકિઞ્ચનેષુ ભક્તેષુ પ્રાયો નોદ્યાપનાગ્રહઃ ।
શ્રવણેનૈવ પૂતાસ્તે નિષ્કામા વૈષ્ણવા યતઃ ॥ ૫૫॥

એવં નગાહયજ્ઞેઽસ્મિન્ સમાપ્તે શ્રોતૃભિસ્તદા ।
પુસ્તકસ્ય ચ વક્તુશ્ચ પૂજા કાર્યાતિભક્તિતઃ ॥ ૫૬॥

પ્રસાદતુલસીમાલા શ્રોતૃભ્યશ્ચાથ દીયતામ્ ।
મૃદઙ્ગતાલલલિતં કર્તવ્યં કીર્તનં તતઃ ॥ ૫૭॥

જયશબ્દં નમઃશબ્દં શઙ્ખશબ્દં ચ કારયેત્ ।
વિપ્રેભ્યો યાચકેભ્યશ્ચ વિત્તમન્નં ચ દીયતામ્ ॥ ૫૮॥

વિરક્તશ્ચેદ્ભવેચ્છ્રોતા ગીતા વાચ્યા પરેઽહનિ ।
ગૃહસ્થશ્ચેત્તદા હોમઃ કર્તવ્યઃ કર્મશાન્તયે ॥ ૫૯॥

પ્રતિશ્લોકં તુ જુહુયાદ્વિધિના દશમસ્ય ચ ।
પાયસં મધુ સર્પિશ્ચ તિલાન્નાદિકસંયુતમ્ ॥ ૬૦॥

અથવા હવનં કુર્યાદ્ગાયત્ર્યા સુસમાહિતઃ ।
તન્મયત્વાત્પુરાણસ્ય પરમસ્ય ચ તત્ત્વતઃ ॥ ૬૧॥

હોમાશક્તૌ બુધો હૌમ્યં દદ્યાત્તત્ફલસિદ્ધયે ।
નાનાચ્છિદ્રનિરોધાર્થં ન્યૂનતાધિકતાનયોઃ ॥ ૬૨॥

દોષયોઃ પ્રશમાર્થં ચ પઠેન્નામસહસ્રકમ્ ।
તેન સ્યાત્સફલં સર્વં નાસ્ત્યસ્માદધિકં યતઃ ॥ ૬૩॥

દ્વાદશ બ્રાહ્મણાન્ પશ્ચાદ્ભોજયેન્મધુપાયસૈઃ ।
દદ્યાત્સુવર્ણં ધેનું ચ વ્રતપૂર્ણત્વહેતવે ॥ ૬૪॥

શક્તૌ પલત્રયમિતં સ્વર્ણસિંહં વિધાય ચ ।
તત્રાસ્ય પુસ્તકં સ્થાપ્યં લિખિતં લલિતાક્ષરમ્ ॥ ૬૫॥

ગર્ભ પડી જતો હોય તેણે પ્રયત્નપૂર્વક આ કથા સાંભળવી જોઈએ. (૫૨) આ બધાં જો વિધિવત્ કથા સાંભળે તો તેમને અક્ષય ફળની પ્રાપ્તિ થઈ શકે છે. આ અતિ-ઉત્તમ દિવ્યકથા કરોડો યજ્ઞોનું ફળ આપનારી છે. (૫૩)

આ પ્રમાણે આ વ્રત માટેની વિધિઓનું પાલન કર્યા પછી ઉદ્યાપન (વ્રતાદિનું સમાપન) કરવું. જેમને આ કથાના વિશેષ ફળની ઈચ્છા હોય તેમણે જન્માષ્ટમી-વ્રતની જેમ જ આ કથા-વ્રતનું ઉદ્યાપન કરવું. (૫૪) પરંતુ જેઓ ભગવાનના અકિંચન ભક્તો છે તેમના માટે ઉદ્યાપનનો કોઈ આગ્રહ નથી. તેઓ શ્રવણથી જ પવિત્ર છે, કારણ કે તેઓ તો નિષ્કામ ભગવદ્ભક્તો છે. (૫૫)

આ રીતે જ્યારે સપ્તાહયજ્ઞ સમાપ્ત થાય ત્યારે શ્રોતાઓએ અત્યંત ભક્તિભાવથી ગ્રંથનું અને વક્તાનું પૂજન કરવું જોઈએ. (૫૬) એ પછી વક્તાએ શ્રોતાઓને પ્રસાદ, તુલસી અને પ્રસાદી માળાઓ આપવી તથા બધા લોકોએ મૃદંગ અને ઝાંઝ-પખાજના મનોહર ધ્વનિ સાથે કીર્તન કરવું. (૫૭) વક્તાએ જયજયકાર, નમસ્કાર અને શંખધ્વનિનો ઘોષ કરાવવો તથા બ્રાહ્મણો અને યાચકોને ધન અને અન્ન આપવું. (૫૮) શ્રોતા વિરક્ત હોય તો તેણે કર્મની શાંતિ માટે બીજે દિવસે ગીતાપાઠ કરવો, ગૃહસ્થ હોય તો હવન કરવો. (૫૯) તે હવનમાં દશમા સ્કંધનો એક-એક શ્લોક બોલીને ખીર, મધ, ઘી, તેલ, અન્ન વગેરે સામગ્રીઓથી વિધિપૂર્વક આહુતિ આપવી. (૬૦) અથવા એકાગ્ર ચિત્તે ગાયત્રીમંત્ર વડે હવન કરવો; કારણ કે તાત્ત્વિક રીતે આ મહાપુરાણ ગાયત્રીસ્વરૂપ જ છે. (૬૧) હોમ કરવાની શક્તિ ન હોય તો તેનું ફળ પામવા માટે બ્રાહ્મણોને હવન-સામગ્રીનું દાન કરવું તથા અનેકવિધ ત્રુટિઓને દૂર કરવા માટે અને વિધિમાં પણ જો ઉણપ રહી જવા પામી હોય તો તેના દોષોનું શમન કરવા માટે વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો. આમ કરવાથી બધાં કર્મ સફળ થાય છે; કારણ કે કોઈ પણ કર્મ આનાથી ઉત્તમ નથી. (૬૨-૬૩)

પછી બાર બ્રાહ્મણોને ખીર, મધ વગેરે ઉત્તમોત્તમ પદાર્થ જમાડવા તથા વ્રતની પૂર્તિ માટે ગાય અને સુવર્ણનું દાન કરવું. (૬૪) શક્તિ હોય તો ત્રણ તોલા સુવર્ણનું એક સિંહાસન બનાવડાવવું, તેના પર સુંદર અક્ષરોમાં

સમ્પૂજ્યાવાહનાદ્યૈસ્તદુપચારૈઃ સદક્ષિણમ્ ।
વસ્ત્રભૂષણગન્ધાદ્યૈઃ પૂજિતાય યતાત્મને ॥ ૬૬॥

આચાર્યાય સુધીર્દત્ત્વા મુક્તઃસ્યાદ્ભવબન્ધનૈઃ ।
એવં કૃતે વિધાને ચ સર્વપાપનિવારણે ॥ ૬૭॥

ફલદં સ્યાત્પુરાણં તુ શ્રીમદ્ભાગવતં શુભમ્ ।
ધર્મકામાર્થમોક્ષાણાં સાધનં સ્યાન્ન સંશયઃ ॥ ૬૮॥

*કુમારા ઊચુઃ*

ઇતિ તે કથિતં સર્વં કિં ભૂયઃ શ્રોતુમિચ્છસિ ।
શ્રીમદ્ભાગવતેનૈવ ભુક્તિમુક્તી કરે સ્થિતે ॥ ૬૯॥

*સૂત ઉવાચ*

ઇત્યુક્ત્વા તે મહાત્માનઃપ્રોચુર્ભાગવતીં કથામ્ ।
સર્વપાપહરાં પુણ્યાં ભુક્તિમુક્તિપ્રદાયિનીમ્ ॥ ૭૦॥

શૃણ્વતાં સર્વભૂતાનાં સપ્તાહં નિયતાત્મનામ્ ।
યથાવિધિ તતો દેવં તુષ્ટુવુઃ પુરુષોત્તમમ્ ॥ ૭૧॥

તદન્તે જ્ઞાનવૈરાગ્યભક્તીનાં પુષ્ટતા પરા ।
તારુણ્યં પરમં ચાભૂત્સર્વભૂતમનોહરમ્ ॥ ૭૨॥

નારદશ્ચ કૃતાર્થોઽભૂત્સિદ્ધે સ્વીયે મનોરથે ।
પુલકીકૃતસર્વાઙ્ગઃ પરમાનન્દસમ્ભૃતઃ ॥ ૭૩॥

એવં કથાં સમાકર્ણ્ય નારદો ભગવત્પ્રિયઃ ।
પ્રેમગદ્ગદયા વાચા તાનુવાચ કૃતાઞ્જલિઃ ॥ ૭૪॥

*નારદ ઉવાચ*

ધન્યોઽસ્મ્યનુગૃહીતોઽસ્મિ ભવદ્ભિઃ કરુણાપરૈઃ ।
અદ્ય મે ભગવાઁલ્લબ્ધઃ સર્વપાપહરો હરિઃ ॥ ૭૫॥

શ્રવણં સર્વધર્મેભ્યો વરં મન્યે તપોધનાઃ ।
વૈકુણ્ઠસ્થો યતઃ કૃષ્ણઃ શ્રવણાદ્યસ્ય લભ્યતે ॥ ૭૬॥

લખાયેલો શ્રીમદ્ભાગવતનો ગ્રંથ મૂકીને તેની આવાહન-ઇત્યાદિ વિવિધ ઉપચારોથી પૂજા કરવી અને પછી જિતેન્દ્રિય આચાર્યને, તેનું વસ્ત્ર-આભૂષણ તથા ગંધ વગેરેથી પૂજન કરીને, દક્ષિણા સહિત (તે ગ્રંથ) સમર્પિત કરવો. (૬૫-૬૬) આમ કરવાથી તે બુદ્ધિમાન દાતા જન્મમરણનાં બંધનોમાંથી મુક્ત થાય છે. સપ્તાહ-પારાયણની આ વિધિ બધાં પાપોનું નિવારણ કરનારી છે. તેનું આ રીતે બરાબર પાલન કરવાથી આ મંગલમય ભાગવતપુરાણ અભીષ્ટ ફળ આપે છે; તથા અર્થ, ધર્મ, કામ અને મોક્ષ – એ ચારેયની પ્રાપ્તિનું સાધન બની જાય છે – એમાં સંદેહ નથી. (૬૭-૬૮)

**સનકાદિ કહે છે** – હે નારદજી! આ પ્રમાણે અમે આ સપ્તાહ-શ્રવણની વિધિ તમને પૂરેપૂરી સંભળાવી દીધી, હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો? આ શ્રીમદ્ભાગવતથી ભોગ અને મોક્ષ બંનેય હાથ લાગે છે. (૬૯)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! આમ કહીને મહામુનિ સનકાદિએ એક સપ્તાહ સુધી વિધિપૂર્વક આ સર્વ પાપોનો નાશ કરનારી, પરમ પવિત્ર તથા ભોગ અને મોક્ષ આપનારી ભાગવત-કથાનું પ્રવચન કર્યું. સર્વે શ્રોતાઓએ નિયમપૂર્વક તેનું શ્રવણ કર્યું. ત્યારપછી તેમણે વિધિપૂર્વક ભગવાન પુરુષોત્તમની સ્તુતિ કરી. (૭૦-૭૧) કથાના અંતમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને ઘણીપુષ્ટિ મળી અને તે ત્રણે એકદમ તરુણ બનીને બધા જીવોનું ચિત્ત પોતાની તરફ આકર્ષિત કરવા લાગ્યાં. (૭૨) પોતાનો મનોરથ પૂર્ણ થવાથી નારદજીને પણ ઘણી પ્રસન્નતા થઈ, તેમના સમસ્ત શરીરમાં રોમાંચ થઈ આવ્યો અને તેઓ પરમાનંદથી પૂર્ણ બની ગયા. (૭૩) આ રીતે કથા-શ્રવણ કરીને ભગવાનના પ્રિય નારદજીએ હાથ જોડીને પ્રેમથી ગદ્ગદ વાણીમાં સનકાદિને કહ્યું. (૭૪)

**નારદજીએ કહ્યું** – હું ધન્ય છું. તમે કરુણા કરીને મને ઘણો જ અનુગૃહીત કર્યો છે. આજે મને સર્વપાપહારી ભગવાન શ્રીહરિની જ પ્રાપ્તિ થઈ ગઈ. (૭૫) હે તપોધનો! હું શ્રીમદ્ભાગવતના શ્રવણને જ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ માનું છું, કારણ કે તેના શ્રવણથી વૈકુંઠ (ગોલોક) વિહારી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે. (૭૬)

સૂત ઉવાચ

એવં બ્રુવતિ વૈ તત્ર નારદે વૈષ્ણવોત્તમે ।
પરિભ્રમન્ સમાયાતઃ શુકો યોગેશ્વરસ્તદા ॥ ૭૭॥

તત્રાયયૌ ષોડશવાર્ષિકસ્તદા
વ્યાસાત્મજો જ્ઞાનમહાબ્ધિચન્દ્રમાઃ ।
કથાવસાને નિજલાભપૂર્ણઃ
પ્રેમ્ણા પઠન્ ભાગવતં શનૈઃ શનૈઃ ॥ ૭૮॥

દૃષ્ટ્વા સદસ્યાઃ પરમોરુતેજસં
સદ્યઃ સમુત્થાય દદુર્મહાસનમ્ ।
પ્રીત્યા સુરર્ષિસ્તમપૂજયત્સુખં
સ્થિતોઽવદત્સંશૃણુતામલાં ગિરમ્ ॥ ૭૯॥

શ્રીશુક ઉવાચ

નિગમકલ્પતરોર્ગલિતં ફલં
શુકમુખાદમૃતદ્રવસંયુતમ્ ।
પિબત ભાગવતં રસમાલયં
મુહુરહો રસિકા ભુવિ ભાવુકાઃ ॥ ૮૦॥

ધર્મઃપ્રોજ્ઝિતકૈતવોઽત્ર પરમો નિર્મત્સરાણાં સતાં
વેદ્યં વાસ્તવમત્ર વસ્તુ શિવદં તાપત્રયોન્મૂલનમ્ ।
શ્રીમદ્ભાગવતે મહામુનિકૃતે કિં વા પરૈરીશ્વરઃ
સદ્યો હૃદ્યવરુધ્યતેઽત્ર કૃતિભિઃ શુશ્રૂષુભિસ્તત્ક્ષણાત્ ॥ ૮૧॥

શ્રીમદ્ભાગવતં પુરાણતિલકં યદ્વૈષ્ણવાનાં ધનં
યસ્મિન્ પારમહંસ્યમેવમમલં જ્ઞાનં પરં ગીયતે ।
યત્ર જ્ઞાનવિરાગભક્તિસહિતં નૈષ્કર્મ્યમાવિષ્કૃતં
તચ્છૃણ્વન્ પ્રપઠન્ વિચારણપરો ભક્ત્યા વિમુચ્યેન્નરઃ ॥ ૮૨॥

સ્વર્ગે સત્યે ચ કૈલાસે વૈકુણ્ઠે નાસ્ત્યયં રસઃ ।
અતઃ પિબન્તુ સદ્ભાગ્યા મા મા મુઞ્ચત કર્હિચિત્ ॥ ૮૩॥

**સૂતજી કહે છે** – હે શૌનકજી! વૈષ્ણવશ્રેષ્ઠ નારદજી જ્યારે આમ કહી રહ્યા હતા ત્યારે ત્યાં વિચરણ કરતા- કરતા યોગેશ્વર શુકદેવજી આવી પહોંચ્યા. (૭૭) કથા સમાપ્ત થતાં જ વ્યાસનંદન શ્રીશુકદેવજી ત્યાં પધાર્યા. સોળ વર્ષ જેટલી ઉંમર, આત્મલાભથી પૂર્ણ, જ્ઞાનરૂપી મહાસાગરનું સંવર્ધન કરવા માટે ચંદ્ર સમાન એવા તેઓ પ્રેમથી ધીરે-ધીરે શ્રીમદ્‌ભાગવતનો પાઠ કરી રહ્યા હતા. (૭૮) પરમ તેજસ્વી શુકદેવજીને જોઈને તમામ સભાજનો ઝટપટ ઊભા થયા અને તેમને એક ઊંચા આસન પર બેસાડ્યા. પછી દેવર્ષિ નારદે તેમનું પ્રેમપૂર્વક પૂજન કર્યું. તેમણે સુખેથી બેસીને કહ્યું – 'તમે મારી નિર્મળ વાણી સાંભળો.' (૭૯)

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રસિક અને ભાવિકજનો! આ શ્રીમદ્‌ભાગવત વેદરૂપી કલ્પવૃક્ષનું પરિપક્વ ફળ છે. શ્રીશુકદેવજીના મુખનો સંયોગ થવાથી અમૃતરસથી પરિપૂર્ણ છે. આ રસ જ રસ છે – એમાં નથી તો છોતરું કે નથી તો ગોટલી. આ આ જ લોકમાં સુલભ છે. જ્યાં સુધી શરીરમાં ચેતના રહે ત્યાં સુધી તમે વારંવાર આનું પાન કરો. (૮૦) મહામુનિ વ્યાસદેવ વડે નિર્મિત આ શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણમાં મોક્ષપર્યંત ફળની કામનાથી રહિત પરમધર્મનું નિરૂપણ થયું છે. આમાં શુદ્ધ અંતઃકરણવાળા સત્પુરુષોએ જાણવા યોગ્ય એવી વાસ્તવિક વસ્તુ - પરમાત્માનું નિરૂપણ થયું છે કે જે વસ્તુ ત્રિવિધ તાપોનો જડમૂળથી નાશ કરનારી અને પરમકલ્યાણ આપનારી છે - ત્યારે અન્ય કોઈ સાધનનું કે શાસ્ત્રનું શું પ્રયોજન છે? જે સમયે પુણ્યાત્મા પુરુષો આના શ્રવણની ઇચ્છા કરે છે તે જ સમયે ઈશ્વર વિના-વિલંબ તેમના હૃદયમાં આવીને બેસી જાય છે. (૮૧) આ ભાગવત પુરાણોનું તિલક અને વૈષ્ણવોનું ધન છે. આમાં પરમહંસોને પ્રાપ્ય વિશુદ્ધ જ્ઞાનનું જ વર્ણન કરવામાં આવ્યું છે તથા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સહિત નિવૃત્તિમાર્ગને પ્રકાશિત કરવામાં આવ્યો છે. જે મનુષ્ય ભક્તિપૂર્વક આના શ્રવણ, પઠન અને મનનમાં તત્પર રહે છે તે મુક્ત થઈ જાય છે. (૮૨) આ રસ સ્વર્ગલોક, સત્યલોક, કૈલાસ અને વૈકુંઠમાં પણ નથી. તેથી, હે ભાગ્યવાન શ્રોતાઓ! તમે આનું ખૂબ પાન કરો; આને કદી ન છોડો, ન જ છોડો. (૮૩)

સૂત ઉવાચ

એવં બ્રુવાણે સતિ બાદરાયણૌ
મધ્યે સભાયાં હરિરાવિરાસીત્ ।
પ્રહ્લાદબલ્યુદ્ધવફાલ્ગુનાદિભિ-
ર્વૃતઃ સુરર્ષિસ્તમપૂજયચ્ચ તાન્ ॥ ૮૪॥

દૃષ્ટ્વા પ્રસન્નં મહદાસને હરિં
તે ચક્રિરે કીર્તનમગ્રતસ્તદા ।
ભવો ભવાન્યા કમલાસનસ્તુ
તત્રાગમત્કીર્તનદર્શનાય ॥ ૮૫॥

પ્રહ્લાદસ્તાલધારી તરલગતિતયા ચોદ્ધવઃ કાંસ્યધારી
વીણાધારી સુરર્ષિઃ સ્વરકુશલતયા રાગકર્તાર્જુનોઽભૂત્ ।
ઈન્દ્રોઽવાદીન્મૃદઙ્ગં જયજયસુકરાઃ કીર્તને તે કુમારા
યત્રાગ્રે ભાવવક્તા સરસરચનયા વ્યાસપુત્રો બભૂવ ॥ ૮૬॥

નનર્ત મધ્યે ત્રિકમેવ તત્ર
ભક્ત્યાદિકાનાં નટવત્સુતેજસામ્ ।
અલૌકિકં કીર્તનમેતદીક્ષ્ય
હરિઃ પ્રસન્નોઽપિ વચોઽબ્રવીત્તત્ ॥ ૮૭॥

મત્તો વરં ભાવવૃતાદ્ વૃણુધ્વં
પ્રીતઃ કથાકીર્તનતોઽસ્મિ સામ્પ્રતમ્ ।
શ્રુત્વેતિ તદ્વાક્યમતિપ્રસન્નાઃ
પ્રેમાર્દ્રચિત્તા હરિમૂચિરે તે ॥ ૮૮॥

નગાહગાથાસુ ચ સર્વભક્તૈ-
રેભિસ્ત્વયા ભાવ્યમિતિ પ્રયત્નાત્ ।
મનોરથોઽયં પરિપૂરણીય-
સ્તથેતિ ચોક્ત્વાન્તરધીયતાચ્યુતઃ ॥ ૮૯॥

તતોઽનમત્તચ્ચરણેષુ નારદ-
સ્તથા શુકાદીનપિ તાપસાંશ્ચ ।
અથ પ્રહૃષ્ટાઃ પરિનષ્ટમોહાઃ
સર્વે યયુઃ પીતકથામૃતાસ્તે ॥ ૯૦॥

ભક્તિઃ સુતાભ્યાં સહ રક્ષિતા સા
શાસ્ત્રે સ્વકીયેઽપિ તદા શુકેન ।
અતો હરિર્ભાગવતસ્ય સેવના-
ચ્ચિત્તં સમાયાતિ હિ વૈષ્ણવાનામ્ ॥ ૯૧॥

**સૂતજી કહે છે** — શ્રીશુકદેવજી જ્યારે આમ કહી રહ્યા હતા ત્યારે જ તે સભાની વચ્ચોવચ પ્રહ્લાદ, બલિ, ઉદ્ધવ, અર્જુન વગેરે પાર્ષદો સહિત સાક્ષાત્ શ્રીહરિ પ્રગટ થયા; અને ત્યારે દેવર્ષિ નારદે ભગવાનની અને એમના ભક્તોની યથાયોગ્ય પૂજા કરી. (૮૪) ભગવાનને પ્રસન્ન જોઈને દેવર્ષિએ તેમને એક વિશાળ સિંહાસન પર બેસાડ્યા અને સૌ તેમની સામે સંકીર્તન કરવા લાગ્યા. તે કીર્તન જોવા માટે શ્રીપાર્વતીજી સહિત મહાદેવજી અને બ્રહ્માજી પણ આવ્યા. (૮૫) કીર્તન આરંભાયું. પ્રહ્લાદજી પોતે ચંચલગતિના (સ્ફુર્તિલા) હોવાને કારણે કરતાલ વગાડવા લાગ્યા, ઉદ્ધવજીએ ઝાંઝ ઉઠાવી, દેવર્ષિ નારદ વીણાધ્વનિ કરવા લાગ્યા, સ્વરવિજ્ઞાન (ગાનવિદ્યા)માં કુશળ હોવાને કારણે અર્જુન રાગ આલાપવા લાગ્યા, ઈન્દ્રે મૃદંગ વગાડવાનું શરૂ કર્યું, સનકાદિ વચ્ચે-વચ્ચે જયઘોષ કરતા રહ્યા અને આ બધાની આગળ શુકદેવજી જાત-જાતની અંગભંગી કરીને ભાવ બતાવવા લાગ્યા. (૮૬) આ બધાની વચ્ચે પરમ તેજસ્વી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય નટોની જેમ નાચવા લાગ્યાં. આવું અલૌકિક કીર્તન જોઈને ભગવાન પ્રસન્ન થયા અને આમ કહેવા લાગ્યા — (૮૭) 'હું તમારી આ કથાથી અને કીર્તનથી ઘણો પ્રસન્ન છું, તમારા ભક્તિભાવે અત્યારે મને પોતાને વશ કરી લીધો છે. તેથી તમે મારી પાસેથી વરદાન માગો.' ભગવાનનાં આ વચન સાંભળીને બધા લોકો ઘણા પ્રસન્ન થયા અને પ્રેમભીના ચિત્તથી ભગવાનને કહેવા લાગ્યા. (૮૮) 'હે ભગવન્! અમારી એવી અભિલાષા છે કે ભવિષ્યમાં પણ જ્યાં-ક્યાંય સપ્તાહકથા થાય ત્યાં આપે આ પાર્ષદો સહિત અવશ્ય પધારવું. અમારો આ મનોરથ પૂર્ણ કરી દો.' ભગવાન 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઈ ગયા. (૮૯)

ત્યારપછી નારદજીએ ભગવાન તથા તેમના પાર્ષદોનાં ચરણોને લક્ષ્ય કરીને પ્રણામ કર્યા અને પછી શુકદેવજી વગેરે તપસ્વીઓને પણ નમસ્કાર કર્યા. કથામૃતનું પાન કરવાથી સૌને ઘણો જ આનંદ થયો, તેમનો તમામ મોહ નષ્ટ થઈ ગયો. પછી તે સૌ લોકો પોતપોતાના સ્થાને ગયા. (૯૦) તે સમયે શુકદેવજીએ ભક્તિનું તેમના પુત્રો (જ્ઞાન-વૈરાગ્ય) સહિત પોતાના શાસ્ત્રમાં સ્થાપન કર્યું. તેથી

દારિદ્ર્યદુઃખજ્વરદાહિતાનાં
માયાપિશાચીપરિમર્દિતાનામ્ ।
સંસારસિન્ધૌ પરિપાતિતાનાં
ક્ષેમાય વૈ ભાગવતં પ્રગર્જતિ ॥૯૨॥

શૌનક ઉવાચ

શુકેનોક્તં કદા રાજ્ઞે ગોકર્ણેન કદા પુનઃ ।
સુરર્ષયે કદા બ્રાહ્મૈશ્છિન્ધિ મે સંશયં ત્વિમમ્ ॥૯૩॥

સૂત ઉવાચ

આકૃષ્ણનિર્ગમાત્ત્રિંશદ્વર્ષાધિકગતે કલૌ ।
નવમીતો નભસ્યે ચ કથારમ્ભં શુકોઽકરોત્ ॥૯૪॥

પરીક્ષિચ્છ્રવણાન્તે ચ કલૌ વર્ષશતદ્વયે ।
શુદ્ધે શુચૌ નવમ્યાં ચ ધેનુજોઽકથયત્કથામ્ ॥૯૫॥

તસ્માદપિ કલૌ પ્રાપ્તે ત્રિંશદ્વર્ષગતે સતિ ।
ઊચુરૂર્જે સિતે પક્ષે નવમ્યાં બ્રહ્મણઃ સુતાઃ ॥૯૬॥

ઈત્યેતત્તે સમાખ્યાતં યત્પૃષ્ટોઽહં ત્વયાનઘ ।
કલૌ ભાગવતી વાર્તા ભવરોગવિનાશિની ॥૯૭॥

કૃષ્ણપ્રિયં સકલકલ્મષનાશનં ચ
મુક્ત્યેકહેતુમિહ ભક્તિવિલાસકારિ ।
સન્તઃ કથાનકમિદં પિબતાદરેણ
લોકે હિ તીર્થપરિશીલનસેવયા કિમ્ ॥૯૮॥

સ્વપુરુષમપિ વીક્ષ્ય પાશહસ્તં
વદતિ યમઃ કિલ તસ્ય કર્ણમૂલે ।
પરિહર ભગવત્કથાસુ મત્તાન્
પ્રભુરહમન્યનૃણાં ન વૈષ્ણવાનામ્ ॥૯૯॥

અસારે સંસારે વિષયવિષસઙ્ગાકુલધિયઃ
ક્ષણાર્ધં ક્ષેમાર્થં પિબત શુકગાથાતુલસુધામ્ ।
કિમર્થં વ્યર્થં ભો વ્રજત કુપથે કુત્સિતકથે
પરીક્ષિત્સાક્ષી યચ્છ્રવણગતમુક્ત્યુક્તિકથને ॥ ૧૦૦॥

જ ભાગવતનું સેવન કરવાથી શ્રીહરિ વૈષ્ણવોના હૃદયમાં આવી વિરાજે છે. (૯૧) જે લોકો દરિદ્રતાના દુઃખના જ્વરની જ્વાળાથી દાઝી રહ્યા છે, જેમને માયા-પિશાચિણીએ રગદોળી નાખ્યા છે તથા જેઓ સંસારસાગરમાં ડૂબી રહ્યા છે તેમનું કલ્યાણ કરવા માટે શ્રીમદ્ભાગવત-કથા સિંહનાદ કરી રહી છે. (૯૨)

**શૌનકજીએ પૂછ્યું** – હે સૂતજી! શુકદેવજીએ રાજા પરીક્ષિતને, ગોકર્ણે ધુંધુકારીને અને સનકાદિએ નારદજીને કયા કયા સમયે આ ગ્રંથ (કથા) સંભળાવ્યો હતો? – મારો આ સંશય દૂર કરો. (૯૩)

**સૂતજીએ કહ્યું** – ભગવાન શ્રીકૃષ્ણે સ્વધામ-ગમન કર્યું એ પછી કળિયુગનાં ત્રીસથી કેટલાંક વધુ વર્ષો વીત્યાં ત્યારે ભાદરવા માસના શુક્લપક્ષની નવમીએ શુકદેવજીએ કથા શરૂ કરી હતી. (૯૪) રાજા પરક્ષિતે કથા સાંભળી એ પછી કળિયુગનાં બસો વર્ષ વીત્યાં ત્યારે અષાઢ માસના શુક્લપક્ષની નવમીએ ગોકર્ણજીએ આ કથા સંભળાવી હતી. (૯૫) આના પછી કળિયુગનાં ત્રીસ વર્ષ વીતી ગયાં ત્યારે કારતક માસના શુક્લપક્ષની નવમીએ સનકાદિએ કથા શરૂ કરી હતી. (૯૬) હે નિષ્પાપ શૌનકજી! તમે જે કંઈ પૂછ્યું તેનો ઉત્તર મેં તમને આપ્યો. આ કળિયુગમાં ભાગવતની કથા ભવ-રોગનું રામબાણ ઔષધ છે. (૯૭)

હે સંતજનો! તમે સૌ આ કથામૃતનું આદરપૂર્વક પાન કરો. આ શ્રીકૃષ્ણને અત્યંત પ્રિય, સમસ્ત પાપોનો નાશ કરનાર, મુક્તિનું એકમાત્ર કારણ અને ભક્તિને વધારનાર છે. આ લોકમાં અન્ય કલ્યાણકારી સાધનોનો વિચાર કરવાથી અને તીર્થોનું સેવન કરવાથી શું થશે? (૯૮) પોતાના દૂતને હાથમાં પાશ લઈને ઊભેલો જોઈને યમરાજ તેના કાનમાં કહે છે – મારી વાત સાવધાન થઈ સાંભળો. જેઓ ભગવાનની કથાવાર્તામાં મત્ત બની રહ્યા હોય તેમનાથી દૂર રહેવું; હું બીજાઓને દંડ આપવાની શક્તિ ધરાવું છું, વૈષ્ણવોને દંડ આપવાની નહીં. (૯૯) આ અસાર સંસારમાં વિષયરૂપી વિષની આસક્તિને કારણે વ્યાકુળબુદ્ધિના પુરુષો! પોતાના કલ્યાણના ઉદ્દેશ્યથી અડધી ક્ષણ માટે પણ આ શુક-કથારૂપી અનુપમ અમૃતનું પાન કરો. પ્રિય ભાઈઓ! નિંદ્ય કથાઓથી યુક્ત

રસપ્રવાહસંસ્થેન શ્રીશુકેનેરિતા કથા ।
કણ્ઠે સમ્બધ્યતે યેન સ વૈકુણ્ઠપ્રભુર્ભવેત્ ॥ ૧૦૧॥

એવા કુમાર્ગે ફોગટ શા માટે ભટકી રહ્યા છો? આ કથાનો કાનમાં પ્રવેશ થતાં જ મુક્તિ થઈ જાય છે, આ વાતના સાક્ષી રાજા પરીક્ષિત છે. (૧૦૦) શ્રીશુકદેવજીએ પ્રેમરસના પ્રવાહમાં સ્થિત થઈને આ કથા કહી હતી. એનો જેના કંઠ સાથે સંબંધ થાય છે તે વૈકુંઠનો સ્વામી બની જાય છે. (૧૦૧)

ઇતિ ચ પરમગુહ્યં સર્વસિદ્ધાન્તસિદ્ધં
સપદિ નિગદિતં તે શાસ્ત્રપુઞ્જં વિલોક્ય ।
જગતિ શુકકથાતો નિર્મલં નાસ્તિ કિઞ્ચિત્
પિબ પરસુખહેતોર્દ્વાદશસ્કન્ધસારમ્ ॥ ૧૦૨॥

હે શૌનકજી! મેં અનેક શાસ્ત્રો જોઈને તમને આ પરમ ગોપનીય રહસ્ય હમણાં જ સંભળાવ્યું. બધાં શાસ્ત્રોના સિદ્ધાંતોનો આ જ નિચોડ (સાર) છે. સંસારમાં આ શુકશાસ્ત્ર કરતાં વધુ પવિત્ર અન્ય કોઈ વસ્તુ નથી; તેથી તમે બધા પરમાનંદની પ્રાપ્તિ માટે આ દ્વાદશસ્કંધરૂપી રસનું પાન કરો. (૧૦૨)

એતાં યો નિયતતયા શૃણોતિ ભક્ત્યા
યશ્ચૈનાં કથયતિ શુદ્ધવૈષ્ણવાગ્રે ।
તૌ સમ્યગ્વિધિકરણાત્ફલં લભેતે
યાથાર્થ્યાન્ન હિ ભુવને કિમપ્યસાધ્યમ્ ॥ ૧૦૩॥

જે મનુષ્ય આ કથાનું ભક્તિભાવથી નિયમપૂર્વક શ્રવણ કરે છે અને જે શુદ્ધ અંતઃકરણવાળા ભગવદ્ભક્તો સમક્ષ આ કથા સંભળાવે છે તે બંનેય વિધિનું પૂરેપૂરું પાલન કરવાને કારણે આનું યથાર્થ ફળ પ્રાપ્ત કરે છે – તેમના માટે ત્રિલોકમાં કશું પણ અસાધ્ય રહેવા પામતું નથી. (૧૦૩)

═★═

ઇતિ શ્રીપદ્મપુરાણે ઉત્તરખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે શ્રવણવિધિકથનં નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય-અંતર્ગત શ્રવણવિધિકથન નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

═★═

॥ સમાપ્તમિદં શ્રીમદ્ભાગવતમાહાત્મ્યમ્ ॥

શ્રીમદ્ભાગવતમાહાત્મ્ય સમાપ્ત.

═★═

॥ હરિઃ ૐ તત્સત્ ॥

॥ ॐ તત્સત્ ॥
॥ શ્રીગણેશાય નમઃ ॥

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

═★═

# પહેલો સ્કંધ

═★═

## પહેલો અધ્યાય

### શ્રીસૂતજીને શૌનકાદિ ઋષિઓનો પ્રશ્ન

મંગલાચરણ

જન્માદ્યસ્ય યતોઽન્વયાદિતરત-
શ્ચાર્થેષ્વભિજ્ઞઃ સ્વરાટ્
તેને બ્રહ્મ હૃદા ય આદિકવયે
મુહ્યન્તિ યત્સૂરયઃ ।
તેજોવારિમૃદાં યથા વિનિમયો
યત્ર ત્રિસર્ગોઽમૃષા
ધામ્ના સ્વેન સદા નિરસ્તકુહકં
સત્યં પરં ધીમહિ ॥ ૧ ॥

ધર્મઃ પ્રોજ્ઝિતકૈતવોઽત્ર પરમો
નિર્મત્સરાણાં સતાં
વેદ્યં વાસ્તવમત્ર વસ્તુ શિવદં
તાપત્રયોન્મૂલનમ્ ।
શ્રીમદ્ભાગવતે મહામુનિકૃતે
કિં વા પરૈરીશ્વરઃ
સદ્યો હૃદ્યવરુધ્યતેઽત્ર કૃતિભિઃ
શુશ્રૂષુભિસ્તત્ક્ષણાત્ ॥ ૨ ॥

નિગમકલ્પતરોર્ગલિતં ફલં
શુકમુખાદમૃતદ્રવસંયુતમ્ ।
પિબત ભાગવતં રસમાલયં
મુહુરહો રસિકા ભુવિ ભાવુકાઃ ॥ ૩ ॥

જેના થકી આ જગતનું સર્જન, પાલન અને સંહાર થાય છે, અને કારણ-કાર્યરૂપે બધા પદાર્થોમાં અનુગત છે અને પૃથક્ પણ છે, તે સર્વજ્ઞ છે, સ્વયંપ્રકાશ છે, જેણે પોતાના સંકલ્પથી આદિકવિ બ્રહ્માને વેદજ્ઞાનનું દાન આપ્યું છે, જેના વિશે મોટા મોટા વિદ્વાનો પણ મોહિત થઈ જાય છે, જેમ તેજોમય સૂર્યના રશ્મિઓમાં જળનો, જળમાં સ્થળનો અને સ્થળમાં જળનો ભ્રમ થાય છે તેવી જ રીતે જેમાં આ ત્રિગુણમયી સૃષ્ટિ મિથ્યા હોવા છતાં પણ અધિષ્ઠાન-સત્તાથી સત્યવત્ પ્રતીત થઈ રહી છે અને જે પોતાની સ્વયંપ્રકાશ જ્યોતિથી માયા અને તેના કાર્યથી પૂર્ણતઃ મુક્ત છે એવા પરમ સત્ય પરમાત્માનું અમે ધ્યાન ધરીએ છીએ. (૧) મહામુનિ વ્યાસદેવ વડે નિર્મિત આ શ્રીમદ્ભાગવત-મહાપુરાણમાં મોક્ષપર્યંત ફળની કામનાથી રહિત પરમધર્મનું નિરૂપણ થયું છે. આમાં શુદ્ધ અંતઃકરણના સત્પુરુષોએ જાણવા યોગ્ય એવી વાસ્તવિક જણસ - પરમાત્માનું નિરૂપણ થયું છે કે જે જણસ ત્રિવિધ તાપોનો જડમૂળથી નાશ કરનારી અને પરમકલ્યાણ આપનારી છે - ત્યારે અન્ય કોઈ સાધનનું કે શાસ્ત્રનું શું પ્રયોજન છે? જે સમયે પુણ્યાત્મા પુરુષો આના શ્રવણની ઈચ્છા કરે છે તે જ સમયે ઈશ્વર વિના-વિલંબે તેમના હૃદયમાં આવીને બેસી જાય છે. (૨) હે ભગવદ્-રસના રસિક ભાવુક ભક્તજનો! આ શ્રીમદ્ભાગવત વેદરૂપી કલ્પવૃક્ષનું પરિપક્વ ફળ છે, અને તે શુકદેવજીના મુખથી ઝરેલા પરમાનંદરૂપી અમૃત રસથી પૂર્ણ છે. તેથી આ ભાગવતરસનું મોક્ષપર્યંત વારંવાર પાન કરતાં રહેવું જોઈએ. (૩)

## કથા-પ્રારંભ

નૈમિષેઽનિમિષક્ષેત્રે ઋષયઃ શૌનકાદયઃ ।
સત્રં સ્વર્ગાય લોકાય સહસ્રસમમાસત ॥ ૪॥

એક વાર ભગવાન વિષ્ણુ અને દેવતાઓના પરમ પુણ્યમય ક્ષેત્ર નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિઓએ ભગવત્પ્રાપ્તિની ઇચ્છાથી સહસ્ર વર્ષોમાં સંપન્ન થનારા એક મહાન યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. (૪)

ત એકદા તુ મુનયઃ પ્રાતર્હુતહુતાગ્નયઃ ।
સત્કૃતં સૂતમાસીનં પપ્રચ્છુરિદમાદરાત્ ॥ ૫॥

એક દિવસ તે ઋષિઓએ પ્રાતઃકાળે અગ્નિહોત્ર વગેરે નિત્યકર્મોથી પરવારીને સૂતજીનું પૂજન કર્યું અને તેમને ઊંચા આસન પર બેસાડીને ઘણા આદરપૂર્વક આ (છ) પ્રશ્નો કર્યા. (૫)

ઋષય ઊચુઃ

ત્વયા ખલુ પુરાણાનિ સેતિહાસાનિ ચાનઘ ।
આખ્યાતાન્યપ્યધીતાનિ ધર્મશાસ્ત્રાણિ યાન્યુત ॥ ૬॥

**ઋષિઓએ કહ્યું** — હે સૂતજી! તમે નિષ્પાપ છો, તમે સમસ્ત ઇતિહાસ, પુરાણો અને ધર્મશાસ્ત્રોનું વિધિપૂર્વક અધ્યયન કર્યું છે તથા તેમની સમ્યક્‌પણે વ્યાખ્યા પણ કરી છે. (૬)

યાનિ વેદવિદાં શ્રેષ્ઠો ભગવાન્ બાદરાયણઃ ।
અન્યે ચ મુનયઃ સૂત પરાવરવિદો વિદુઃ ॥ ૭॥

વેત્થ ત્વં સૌમ્ય તત્સર્વં તત્ત્વતસ્તદનુગ્રહાત્ ।
બ્રૂયુઃ સ્નિગ્ધસ્ય શિષ્યસ્ય ગુરવો ગુહ્યમપ્યુત ॥ ૮॥

વેદોના જાણનારાઓમાં શ્રેષ્ઠ ભગવાન બાદરાયણે તથા ભગવાનના સગુણ-નિર્ગુણ રૂપને જાણનારા અન્ય મુનિઓએ જે કંઈ જાણ્યું છે — તેમને જે વિષયોનું જ્ઞાન છે તે બધું તમે વાસ્તવિક રૂપમાં જાણો છો. તમારું હૃદય ઘણું સરળ અને શુદ્ધ છે, તેથી તમે તેમની કૃપા અને અનુગ્રહના પાત્ર થયેલા છો. ગુરુજનો પોતાના વહાલા શિષ્યને ગુપ્તમાં ગુપ્ત વાત પણ બતાવી દેતા હોય છે. (૭-૮)

તત્ર તત્રાઞ્જસાઽઽયુષ્મન્ ભવતા યદ્વિનિશ્ચિતમ્ ।
પુંસામેકાન્તતઃ શ્રેયસ્તન્નઃ શંસિતુમર્હસિ ॥ ૯॥

હે આયુષ્યમાન! તમે કૃપા કરીને એ બતાવો કે તે બધાં શાસ્ત્રો, પુરાણો અને ગુરુજનોના ઉપદેશોમાંથી તમે કળિયુગી જીવોના પરમ કલ્યાણ માટેના સહજ સાધન તરીકે શું નક્કી કર્યું છે? (૯)

પ્રાયેણાલ્પાયુષઃ સભ્ય કલાવસ્મિન્ યુગે જનાઃ ।
મન્દાઃ સુમન્દમતયો મન્દભાગ્યા હ્યુપદ્રુતાઃ ॥ ૧૦॥

તમે સંતસમાજના ભૂષણ છો. આ કળિયુગમાં ઘણું કરીને લોકોની આવરદા ઓછી થઈ ગઈ છે. સાધન કરવામાં લોકોની રુચિ અને પ્રવૃત્તિ પણ નથી. લોકો પ્રમાદી થઈ ગયાં છે. તેમનું ભાગ્ય તો મંદ છે જ, તેમની સમજ પણ થોડી છે. એ સાથે જ તેઓ અનેક પ્રકારનાં વિઘ્નો-અડચણોથી ઘેરાયેલા પણ રહે છે. (૧૦)

ભૂરીણિ ભૂરિકર્માણિ શ્રોતવ્યાનિ વિભાગશઃ ।
અતઃ સાધોઽત્ર યત્સારં સમુદ્ધૃત્ય મનીષયા ।
બ્રૂહિ નઃ શ્રદ્દધાનાનાં યેનાત્મા સમ્પ્રસીદતિ ॥ ૧૧॥

શાસ્ત્રો પણ ઘણા છે, તેમજ તેમાં અનેક પ્રકારના કર્મોનું વર્ણન છે, તેમાં સાંભળવાની વાતો પણ બહુ છે તેથી હે સાધો! આપ આપની બુદ્ધિથી અમને શ્રદ્ધાળુઓને જે સાર વાત છે તે તારવીને સારી રીતે સંભળાવો; જેથી અમારાં અંતઃકરણ શુદ્ધ થાય. (૧૧)

સૂત જાનાસિ ભદ્રં તે ભગવાન્ સાત્વતામ્પતિઃ ।
દેવક્યાં વસુદેવસ્ય જાતો યસ્ય ચિકીર્ષયા ॥ ૧૨॥

હે પ્રિય સૂતજી! તમારું કલ્યાણ થાઓ. તમે તો જાણો જ છો કે યદુ-વંશીઓના રક્ષક ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ વસુદેવની ધર્મપત્ની દેવકીના ગર્ભથી, શું કરવાની ઇચ્છાને લીધે અવતર્યા હતા. (૧૨)

તન્નઃ શુશ્રૂષમાણાનામર્હસ્યઙ્ગાનુવર્ણિતુમ્ ।
યસ્યાવતારો ભૂતાનાં ક્ષેમાય ચ ભવાય ચ ॥ ૧૩॥

આથી હે આત્મીય! અમે તે વિષયમાં સાંભળવા ઇચ્છીએ છીએ. તમે કૃપા કરીને અમારા માટે તેનું વર્ણન કરો; કારણ કે ભગવાનનો અવતાર જીવોના પરમ કલ્યાણ માટે તથા તેમની ભગવત્પ્રેમપૂર્ણ સમૃદ્ધિ માટે જ થાય છે. (૧૩)

આપન્નઃ સંસૃતિં ઘોરાં યન્નામ વિવશો ગૃણન્ ।
તતઃ સદ્યો વિમુચ્યેત યદ્બિભેતિ સ્વયં ભયમ્ ॥ ૧૪॥

યત્પાદસંશ્રયાઃ સૂત મુનયઃ પ્રશમાયનાઃ ।
સદ્યઃ પુનન્ત્યુપસ્પૃષ્ટાઃ સ્વર્ધુન્યાપોઽનુસેવયા ॥ ૧૫॥

કો વા ભગવતસ્તસ્ય પુણ્યશ્લોકેડ્યકર્મણઃ ।
શુદ્ધિકામો ન શૃણુયાદ્યશઃ કલિમલાપહમ્ ॥ ૧૬॥

તસ્ય કર્માણ્યુદારાણિ પરિગીતાનિ સૂરિભિઃ ।
બ્રૂહિ નઃ શ્રદ્દધાનાનાં લીલયા દધતઃ કલાઃ ॥ ૧૭॥

અથાખ્યાહિ હરેર્ધીમન્નવતારકથાઃ શુભાઃ ।
લીલા વિદધતઃ સ્વૈરમીશ્વરસ્યાત્મમાયયા ॥ ૧૮॥

વયં તુ ન વિતૃપ્યામ ઉત્તમશ્લોકવિક્રમે ।
યચ્છૃણ્વતાં રસજ્ઞાનાં સ્વાદુ સ્વાદુ પદે પદે ॥ ૧૯॥

કૃતવાન્ કિલ વીર્યાણિ સહ રામેણ કેશવઃ ।
અતિમર્ત્યાનિ ભગવાન્ ગૂઢઃ કપટમાનુષઃ ॥ ૨૦॥

કલિમાગતમાજ્ઞાય ક્ષેત્રેઽસ્મિન્ વૈષ્ણવે વયમ્ ।
આસીના દીર્ઘસત્રેણ કથાયાં સક્ષણા હરેઃ ॥ ૨૧॥

ત્વં નઃ સન્દર્શિતો ધાત્રા દુસ્તરં નિસ્તિતીર્ષતામ્ ।
કલિં સત્ત્વહરં પુંસાં કર્ણધાર ઈવાર્ણવમ્ ॥ ૨૨॥

બ્રૂહિ યોગેશ્વરે કૃષ્ણે બ્રહ્મણ્યે ધર્મવર્મણિ ।
સ્વાં કાષ્ઠામધુનોપેતે ધર્મઃ કં શરણં ગતઃ ॥ ૨૩॥

આ જીવ જન્મ-મૃત્યુના ઘોર ચકરાવામાં પડેલો છે – આવી સ્થિતિમાં પણ જો તે ક્યારેક ભગવાનના મંગલમય નામનું ઉચ્ચારણ કરે તો તે જ ક્ષણે તે (ચકરાવા)માંથી મુક્ત થઈ જાય; કારણ કે સ્વયં ભય પણ ભગવાનથી બીતો રહે છે. (૧૪)

હે સૂતજી! આપ જેવા પરમ વિરક્ત અને પરમ શાંત મુનિજનો ભગવાનનાં શ્રીચરણોના શરણમાં જ રહે છે, તેથી તેમના સ્પર્શમાત્રથી સંસારના જીવો તરત પવિત્ર થઈ જાય છે; જ્યારે ગંગાજીના જળનું તો ઘણા દિવસો સુધી સેવન કરવામાં આવે ત્યારે પવિત્રતા પ્રાપ્ત થઈ શકે છે. (૧૫) આવા પુણ્યાત્મા ભક્તો જેમની લીલાઓનું ગાન કરતા રહે છે તેવા ભગવાનના, કળિ-મળને હરનારા પવિત્ર યશનું શ્રવણ ન કરે ભલા, એવો આત્મશુદ્ધિની ઇચ્છાનો કયો મનુષ્ય હશે? (૧૬) તેઓ લીલાથી જ અવતાર ધારણ કરે છે; નારદ વગેરે મહાત્માઓએ તેમનાં ઉદાર ચરિત્રનું ગાન કર્યું છે. તેમનું વર્ણન અમને શ્રદ્ધાળુઓને કહી સંભળાવો. (૧૭)

હે બુદ્ધિમાન સૂતજી! સર્વસમર્થ પ્રભુ પોતાની યોગમાયાથી સ્વચ્છંદ લીલા કરે છે. તમે તે શ્રીહરિની મંગલમય અવતાર-કથાઓનું હવે વર્ણન કરો. (૧૮) પુણ્યકીર્તિ ભગવાનની લીલા સાંભળતાં અમને ક્યારેય પણ તૃપ્તિ થતી નથી, કારણ કે રસજ્ઞ શ્રોતાઓને ડગલે-પગલે ભગવાનની લીલાઓમાં નવા-નવા રસનો અનુભવ થાય છે. (૧૯) ભગવાન શ્રીકૃષ્ણે પોતાનું સ્વરૂપ છૂપાવીને લોકો સામે એવી ચેષ્ટાઓ કરતા હતા કે જાણે તેઓ કોઈ મનુષ્ય હોય. પરંતુ તેમણે બળરામજી સાથે એવી પણ લીલાઓ કરી છે, એવું પરાક્રમ પણ પ્રગટ કર્યું છે કે જે મનુષ્ય કરી શકતો નથી. (૨૦) કળિયુગને આવેલો જાણીને અમે આ વૈષ્ણવક્ષેત્રમાં દીર્ઘકાલીન સત્રનો સંકલ્પ કરીને બેઠા છીએ. શ્રીહરિની કથા સાંભળવા માટે અમને પૂરો અવકાશ છે. (૨૧) આ કળિયુગ અંતઃકરણની પવિત્રતા અને શક્તિનો નાશ કરનારો છે. એનો પાર પામવાનું મુશ્કેલ છે. સમુદ્રની પેલે પાર જનારાઓને જેમ કર્ણધાર મળી જાય તે જ રીતે આનો પાર પામવાની ઇચ્છા રાખનારા એવા અમારી સાથે બ્રહ્માએ તમારો મેળાપ કરાવ્યો છે. (૨૨) ધર્મરક્ષક, બ્રાહ્મણભક્ત, યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ધામમાં પધારી ગયા એ પછી ધર્મે હવે કોનું શરણ લીધું છે, એ બતાવો. (૨૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥
પહેલા સ્કંધ-અંતર્ગત નૈમિષીયોપાખ્યાનનો પ્રથમ અધ્યાય સમાપ્ત.

═★═

# બીજો અધ્યાય

## ભગવત્કથા અને ભગવદ્‌ભક્તિનો મહિમા

*વ્યાસ ઉવાચ*

ઇતિ સમ્પ્રશ્નસંહૃષ્ટો વિપ્રાણાં રૌમહર્ષણિઃ ।
પ્રતિપૂજ્ય વચસ્તેષાં પ્રવક્તુમુપચક્રમે ॥ ૧॥

*સૂત ઉવાચ*

યં પ્રવ્રજન્તમનુપેતમપેતકૃત્યં
દ્વૈપાયનો વિરહકાતર આજુહાવ ।
પુત્રેતિ તન્મયતયા તરવોઽભિનેદુ-
સ્તં સર્વભૂતહૃદયં મુનિમાનતોઽસ્મિ ॥ ૨॥

યઃ સ્વાનુભાવમખિલશ્રુતિસારમેક-
મધ્યાત્મદીપમતિતિતીર્ષતાં તમોઽન્ધમ્ ।
સંસારિણાં કરુણયાઽઽહ પુરાણગુહ્યં
તં વ્યાસસૂનુમુપયામિ ગુરું મુનીનામ્ ॥ ૩॥

નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમમ્ ।
દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્ ॥ ૪॥

[૧]મુનયઃ સાધુ પૃષ્ટોઽહં ભવદ્ભિર્લોકમઙ્ગલમ્ ।
યત્કૃતઃ કૃષ્ણસમ્પ્રશ્નો યેનાત્મા સુપ્રસીદતિ ॥ ૫॥

સ વૈ પુંસાં પરો ધર્મો યતો ભક્તિરધોક્ષજે ।
અહૈતુક્યપ્રતિહતા યયાઽઽત્મા સમ્પ્રસીદતિ ॥ ૬॥

વાસુદેવે ભગવતિ ભક્તિયોગઃ પ્રયોજિતઃ ।
જનયત્યાશુ વૈરાગ્યં જ્ઞાનં ચ યદહૈતુકમ્ ॥ ૭॥

ધર્મઃ સ્વનુષ્ઠિતઃ પુંસાં વિષ્વક્સેનકથાસુ યઃ ।
નોત્પાદયેદ્યદિ રતિં શ્રમ એવ હિ કેવલમ્ ॥ ૮॥

**શ્રીવ્યાસજી કહે છે** – શૌનકાદિ બ્રહ્મવાદી ઋષિઓના આ પ્રશ્નો સાંભળીને રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાને ઘણો આનંદ થયો. તેમણે ઋષિઓના આ મંગલમય પ્રશ્નનું અભિનંદન કરીને કહેવાનું શરૂ કર્યું. (૧)

**સૂતજીએ કહ્યું** – જે સમયે શ્રીશુકદેવજીનો યજ્ઞોપવીત સંસ્કાર પણ થયો ન હતો, અને જેમણે કંઈ કરવાનું બાકી પણ નથી, એવા વેગથી જઈ રહેલા શુકદેવજીને જોઈને તેમના પિતા વ્યાસજી વિરહવ્યાકુળ થઈને પોકારવા લાગ્યા 'બેટા! બેટા!', તે સમયે બ્રહ્મમાં તન્મય હોવાને કારણે શ્રીશુકદેવજી વતીથી વૃક્ષોએ ઉત્તર આપ્યો – એવા સૌના હૃદયમાં વિરાજમાન શ્રીશુકદેવ મુનિને હું નમસ્કાર કરું છું. (૨) આ શ્રીમદ્‌ભાગવત અત્યંત ગોપનીય – રહસ્યાત્મક પુરાણ છે. ભગવાનના સ્વરૂપનો અનુભવ કરાવનાર અને સમસ્ત વેદોનો સાર છે. સંસારમાં ફસાયેલા જે લોકો આ ઘોર અજ્ઞાનરૂપી અંધકારની પેલે પાર જવા ઇચ્છે છે તેમના માટે આધ્યાત્મિક તત્ત્વોને પ્રકાશિત કરાવનારો આ એક અદ્વિતીય દીપક છે. વાસ્તવમાં એવા જ લોકો પર કરુણા કરીને મોટા-મોટા મુનિઓના આચાર્ય શ્રીશુકદેવજીએ આનું વર્ણન કર્યું છે. હું તેમનું શરણ લઉં છું. (૩) મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ ભગવાનના અવતાર નર-નારાયણ ઋષિઓને, સરસ્વતીદેવીને અને શ્રીવેદવ્યાસજીને નમસ્કાર કર્યા પછી, સંસાર અને અંતઃકરણના સમસ્ત વિકારો પર વિજય પ્રાપ્ત કરાવનારા આ શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણનો પાઠ કરવો જોઈએ. (૪)

હે ઋષિજનો! સમસ્ત વિશ્વના કલ્યાણ માટે તમે આ બહુ સુંદર પ્રશ્ન કર્યો છે; કારણ કે આ પ્રશ્ન શ્રીકૃષ્ણ વિશે છે અને એનાથી સમ્યક્‌પણે આત્મશુદ્ધિ થઈ જાય છે. (૫) મનુષ્યો માટે સર્વશ્રેષ્ઠ ધર્મ તે જ છે કે જેનાથી ભગવાન શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય; ભક્તિ પણ એવી કે જેમાં કોઈ પણ પ્રકારની કામના ન હોય અને જે નિત્ય-નિરંતર થતી રહે; આવી ભક્તિથી હૃદય આનંદસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ જાય છે. (૬) ભગવાન શ્રીકૃષ્ણમાં ભક્તિ થતાં જ, અનન્ય પ્રેમથી એમનામાં ચિત્ત પરોવતાં જ નિષ્કામ જ્ઞાન અને વૈરાગ્યનો આવિર્ભાવ થાય છે. (૭) ધર્મનું બરાબર અનુષ્ઠાન કરવા છતાંય જો મનુષ્યના હૃદયમાં ભગવાનની લીલા-કથાઓ પ્રત્યે અનુરાગ ન ઊપજે

૧. અહીં પ્રાચીન પ્રતમાં 'સૂત ઉવાચ' એટલો પાઠ વધુ છે.

ધર્મસ્ય હ્યાપવર્ગ્યસ્ય નાર્થોઽર્થાયોપકલ્પતે ।
નાર્થસ્ય ધર્મૈકાન્તસ્ય કામો લાભાય હિ સ્મૃતઃ ॥ ૯॥

કામસ્ય નેન્દ્રિયપ્રીતિર્લાભો જીવેત યાવતા ।
જીવસ્ય તત્ત્વજિજ્ઞાસા નાર્થો યશ્ચેહ કર્મભિઃ ॥ ૧૦॥

વદન્તિ તત્તત્ત્વવિદસ્તત્ત્વં યજ્જ્ઞાનમદ્વયમ્ ।
બ્રહ્મેતિ પરમાત્મેતિ ભગવાનિતિ શબ્દ્યતે ॥ ૧૧॥

તચ્છ્રદ્દધાના મુનયો જ્ઞાનવૈરાગ્યયુક્તયા[1] ।
પશ્યન્ત્યાત્મનિ ચાત્માનં ભક્ત્યા શ્રુતગૃહીતયા ॥ ૧૨॥

અતઃ પુમ્ભિર્દ્વિજશ્રેષ્ઠા વર્ણાશ્રમવિભાગશઃ ।
સ્વનુષ્ઠિતસ્ય ધર્મસ્ય સંસિદ્ધિર્હરિતોષણમ્ ॥ ૧૩॥

તસ્માદેકેન મનસા ભગવાન્ સાત્વતામ્પતિઃ ।
શ્રોતવ્યઃ કીર્તિતવ્યશ્ચ ધ્યેયઃ પૂજ્યશ્ચ નિત્યદા ॥ ૧૪॥

યદનુધ્યાસિના યુક્તાઃ કર્મગ્રન્થિનિબન્ધનમ્ ।
છિન્દન્તિ કોવિદાસ્તસ્ય કો ન કુર્યાત્કથારતિમ્ ॥ ૧૫॥

શુશ્રૂષોઃ શ્રદ્દધાનસ્ય વાસુદેવકથારુચિઃ ।
સ્યાન્મહત્સેવયા વિપ્રાઃ પુણ્યતીર્થનિષેવણાત્ ॥ ૧૬॥

શૃણ્વતાં સ્વકથાં કૃષ્ણઃ પુણ્યશ્રવણકીર્તનઃ ।
હૃદ્યન્તઃસ્થો હ્યભદ્રાણિ વિધુનોતિ સુહૃત્સતામ્ ॥ ૧૭॥

નષ્ટપ્રાયેષ્વભદ્રેષુ નિત્યં ભાગવતસેવયા[2] ।
ભગવત્યુત્તમશ્લોકે ભક્તિર્ભવતિ નૈષ્ઠિકી ॥ ૧૮॥

તદા રજસ્તમોભાવાઃ કામલોભાદયશ્ચ યે ।
ચેત એતૈરનાવિદ્ધં સ્થિતં સત્ત્વે પ્રસીદતિ ॥ ૧૯॥

એવં પ્રસન્નમનસો ભગવદ્ભક્તિયોગતઃ ।
ભગવત્તત્ત્વવિજ્ઞાનં મુક્તસઙ્ગસ્ય જાયતે ॥ ૨૦॥

તો તે નર્યો શ્રમ જ શ્રમ છે. (૮) મોક્ષ આપનારા ધર્મનું આચરણ અર્થપ્રાપ્તિ કરવા માટે નથી અર્થાત્ ધર્મનું આચરણ નિષ્કામભાવે ભગવત્પ્રીત્યર્થે થવું જોઈએ. એ જ પ્રમાણે દ્રવ્યની ઉપલબ્ધિ પણ નિષ્કામભાવે લોકસેવા માટે થવી જોઈએ, તેનાથી પોતાની કામનાઓની પૂર્તિ કરવી એ પ્રયોજન નથી. (૯) ભોગસાધનનું પ્રયોજન ઇન્દ્રિયોની તૃપ્તિ નથી, માત્ર જીવનનિર્વાહ થઈ શકે એ છે. જીવનનો ઉદ્દેશ તત્ત્વજિજ્ઞાસા હોવો જોઈએ. કર્મપરંપરાથી અર્થ સંપાદન જ કરતાં રહેવું એ કોઈ જીવનનું પ્રયોજન નથી. (૧૦) તત્ત્વવેત્તાઓ અદ્વૈત (અદ્વિતીય સચ્ચિદાનંદસ્વરૂપ) જ્ઞાનને જ તત્ત્વ કહે છે; એને જ કોઈ બ્રહ્મ, કોઈ પરમાત્મા અને કોઈ ભગવાન કહે છે. (૧૧) શ્રદ્ધાવાન મુનિઓ શ્રવણભક્તિ દ્વારા જ્ઞાન-વૈરાગ્યયુક્ત અંતઃકરણમાં તે પરમતત્ત્વરૂપ પરમાત્માનો અનુભવ કરે છે. (૧૨) આથી હે શૌનકાદિ ઋષિઓ! મનુષ્યે પોતપોતાના વર્ણ-આશ્રમ અનુસાર સારી રીતે સ્વધર્મનું આચરણ કરવું જોઈએ. જેથી ભગવાન પ્રસન્ન થઈ જાય. ભગવાનનું પ્રસન્ન થવું એ જ પૂર્ણ સિદ્ધિ છે. (૧૩) તેથી ભક્તવત્સલ ભગવાનનું જ નિત્ય-નિરંતર શ્રવણ, કીર્તન, ધ્યાન અને આરાધન કરવું જોઈએ. (૧૪) ભગવાનના સતત ચિંતનરૂપી તલવારથી વિચારશીલ મનુષ્ય તેના કર્મોની મજબૂત ગાંઠને કાપી નાખે છે. તો ભલા! એવો કયો મનુષ્ય હશે, જે ભગવાનની લીલાકથાઓમાં પ્રેમ ન કરે? (૧૫)

હે શૌનકાદિ ઋષિઓ! પવિત્ર તીર્થોનું સેવન કરવાથી મહત્સેવા, તે પછી શ્રવણની ઇચ્છા અને શ્રદ્ધા અને તેના ફળરૂપે ભગવત્કથામાં રુચિ થાય છે. (૧૬) સત્પુરુષોના સુહૃદ એવા ભગવાન શ્રીકૃષ્ણના યશનું શ્રવણ અને કીર્તન બંને પવિત્ર કરનારાં છે. તેઓ પોતાની કથા સાંભળનારાઓના હૃદયમાં આવી વસે છે અને તેમની અશુભ વાસનાઓનો નાશ કરે છે. (૧૭) જ્યારે શ્રીમદ્ભાગવતના કે ભગવદ્ભક્તોના નિરંતર સેવનથી અશુભ વાસનાઓ નાશ પામે છે ત્યારે પવિત્રકીર્તિના ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે સ્થાયી પ્રેમની પ્રાપ્તિ થાય છે. (૧૮) ત્યારે રજોગુણ અને તમોગુણના ભાવ – કામ, લોભ વગેરે શાંત થઈ જાય છે અને ચિત્ત પર તેમનો પ્રભાવ પડતો નથી. ત્યારે ચિત્ત સત્ત્વગુણમાં સ્થિત થઈ આધ્યાત્મિક પ્રસન્નતાને પ્રાપ્ત થાય છે. (૧૯) આ રીતે ભગવાનની પ્રેમપૂર્ણ ભક્તિથી જ્યારે સંસારની સમસ્ત આસક્તિઓ છૂટી જાય છે, હૃદય આનંદથી ભરાઈ જાય

૧. પ્રા. પા. – વ્યુક્તયઃ । ૨. પ્રા. પા. – ભગવદાશ્રયાત્ ।

ભિદ્યતે હૃદયગ્રન્થિશ્છિદ્યન્તે સર્વસંશયાઃ ।
ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ દૃષ્ટ એવાત્મનીશ્વરે ॥ ૨૧॥

અતો વૈ કવયો નિત્યં ભક્તિં પરમયા મુદા ।
વાસુદેવે ભગવતિ કુર્વન્ત્યાત્મપ્રસાદનીમ્ ॥ ૨૨॥

સત્ત્વં રજસ્તમ ઇતિ પ્રકૃતેર્ગુણાસ્તૈ-
ર્યુક્તઃ પરઃ પુરુષ એક ઇહાસ્ય ધત્તે ।
સ્થિત્યાદયે હરિવિરિઞ્ચિહરેતિ સંજ્ઞાઃ
શ્રેયાંસિ તત્ર ખલુ સત્ત્વતનોર્નૃણાં સ્યુઃ ॥ ૨૩॥

પાર્થિવાદ્દારુણો ધૂમસ્તસ્માદગ્નિસ્ત્રયીમયઃ ।
તમસસ્તુ રજસ્તસ્માત્સત્ત્વં યદ્બ્રહ્મદર્શનમ્ ॥ ૨૪॥

ભેજિરે મુનયોઽથાગ્રે ભગવન્તમધોક્ષજમ્ ।
સત્ત્વં વિશુદ્ધં ક્ષેમાય કલ્પન્તે યેઽનુ તાનિહ ॥ ૨૫॥

મુમુક્ષવો ઘોરરૂપાન્ હિત્વા ભૂતપતીનથ ।
નારાયણકલાઃ[1] શાન્તા[2] ભજન્તિ હ્યનસૂયવઃ ॥ ૨૬॥

રજસ્તમઃપ્રકૃતયઃ સમશીલા ભજન્તિ વૈ ।
પિતૃભૂતપ્રજેશાદીન્ શ્રિયૈશ્વર્યપ્રજેપ્સવઃ ॥ ૨૭॥

વાસુદેવપરા વેદા વાસુદેવપરા મખાઃ ।
વાસુદેવપરા યોગા વાસુદેવપરાઃ ક્રિયાઃ ॥ ૨૮॥

વાસુદેવપરં જ્ઞાનં વાસુદેવપરં તપઃ ।
વાસુદેવપરો ધર્મો વાસુદેવપરા ગતિઃ ॥ ૨૯॥

સ એવેદં સસર્જાગ્રે ભગવાનાત્મમાયયા ।
સદસદ્રૂપયા ચાસૌ ગુણમય્યાઽગુણો વિભુઃ ॥ ૩૦॥

છે ત્યારે ભગવત્તત્ત્વનો અનુભવ આપોઆપ થાય છે. (૨૦) હૃદયમાં આત્મસ્વરૂપ ભગવાનનો સાક્ષાત્કાર થતાં જ હૃદયની ગાંઠ ભેદાય છે, તમામ સંદેહ મટી જાય છે અને કર્મબંધન ક્ષીણ થઈ જાય છે. (૨૧) તેથી બુદ્ધિમાન લોકો નિત્ય-નિરંતર ઘણા આનંદથી ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમભક્તિ કરે છે, જેનાથી આત્મ-પ્રસાદની પ્રાપ્તિ થાય છે. (૨૨)

પ્રકૃતિના ત્રણ ગુણ છે – સત્ત્વ, રજ અને તમ. આમને સ્વીકારીને આ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય માટે એક અદ્વિતીય પરમાત્મા જ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર – આ ત્રણ નામ ધારણ કરે છે. તેમ છતાં મનુષ્યોનું પરમ કલ્યાણ તો સત્ત્વગુણને સ્વીકારનારા શ્રીહરિથી જ થાય છે. (૨૩) જેમ પૃથ્વીના વિકાર લાકડા કરતાં ધૂમાડો શ્રેષ્ઠ છે અને તેનાથી પણ શ્રેષ્ઠ છે અગ્નિ – કારણ કે વેદોક્ત યજ્ઞયાગાદિ દ્વારા અગ્નિ સદ્ગતિ આપે છે – તે જ રીતે તમોગુણ કરતાં રજોગુણ શ્રેષ્ઠ છે અને રજોગુણ કરતાં સત્ત્વગુણ શ્રેષ્ઠ છે; કારણ કે તે ભગવાનનું દર્શન કરાવે છે. (૨૪) પ્રાચીન કાળમાં મહાત્માઓ પોતાના કલ્યાણ માટે વિશુદ્ધ સત્ત્વપૂર્ણ ભગવાન વિષ્ણુની જ આરાધના કરતા હતા. અત્યારે પણ જેઓ તેમનું અનુસરણ કરે છે તેઓ તેમની જ જેમ કલ્યાણભાજન બને છે. (૨૫) જે લોકો આ સંસારસાગર પાર ઊતરવા ઇચ્છે છે તેવા અસૂયારહિત મનુષ્યો ભયાનક રૂપના ભૂતપતિઓની ઉપાસના નહીં કરતાં સત્ત્વગુણી વિષ્ણુ ભગવાનની અને તેમના અંશ – કલાસ્વરૂપોની જ ભક્તિ કરે છે. (૨૬) પણ જેમનો સ્વભાવ રજોગુણી કે તમોગુણી છે તેઓ ધન, ઐશ્વર્ય અને સંતાનની કામનાથી ભૂત, પિતૃઓ અને પ્રજાપતિઓની ઉપાસના કરે છે; કારણ કે આ લોકોનો સ્વભાવ તે ભૂતાદિને મળતો હોય છે. (૨૭) વેદોનું તાત્પર્ય શ્રીકૃષ્ણમાં જ છે. યજ્ઞોનો ઉદ્દેશ્ય શ્રીકૃષ્ણ છે. યોગ શ્રીકૃષ્ણ માટે જ કરવામાં આવે છે અને સમસ્ત કર્મોની પરિસમાપ્તિ પણ શ્રીકૃષ્ણમાં જ છે. (૨૮) જ્ઞાનથી બ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણની જ પ્રાપ્તિ થાય છે. તપસ્યા શ્રીકૃષ્ણની પ્રસન્નતા માટે જ કરવામાં આવે છે. શ્રીકૃષ્ણ માટે જ ધર્મોનું અનુષ્ઠાન થાય છે અને અંતિમ ગતિ તો શ્રીવાસુદેવ જ છે. (૨૯) સર્વવ્યાપી પરમાત્મા કે જે પ્રકૃતિના ગુણોથી અતીત છે તે પરમાત્માએ જ પોતાની ત્રિગુણાત્મિકા કાર્ય-કારણરૂપી માયાથી જ સર્ગના આદિમાં આ વિશ્વની રચના કરી હતી. (૩૦)

૧. પ્રા. પા. – ઽકલાં । ૨. પ્રા. પા. – શાન્તાં ।

તયા વિલસિતેષ્વેષુ ગુણેષુ ગુણવાનિવ ।
અન્તઃપ્રવિષ્ટ આભાતિ વિજ્ઞાનેન વિજૃમ્ભિતઃ ॥ ૩૧॥

સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણ તે જ માયાનો વિલાસ છે; તે ગુણોમાં રહીને ભગવાન તેમનાથી યુક્ત-જેવા લાગે છે, પણ વાસ્તવમાં તો તેઓ પરિપૂર્ણ વિજ્ઞાનાનંદઘન છે. (૩૧)

યથા હ્યવહિતો વહ્નિર્દારુષ્વેકઃ સ્વયોનિષુ ।
નાનેવ ભાતિ વિશ્વાત્મા ભૂતેષુ ચ તથા પુમાન્ ॥ ૩૨॥

અગ્નિ તો વસ્તુતઃ એક જ છે, પણ જ્યારે તે અનેક પ્રકારનાં લાકડાંમાં પ્રગટે છે ત્યારે અનેક રૂપે દેખાય છે; તેવી જ રીતે સૌના આત્મરૂપ ભગવાન તો એક જ છે, પણ પ્રાણીઓની અનેકતાને લીધે અનેક-જેવા લાગે છે. (૩૨)

અસૌ ગુણમયૈર્ભાવૈર્ભૂતસૂક્ષ્મેન્દ્રિયાત્મભિઃ ।
સ્વનિર્મિતેષુ નિર્વિષ્ટો ભુઙ્ક્તે ભૂતેષુ તદ્ગુણાન્ ॥ ૩૩॥

તે જ ભગવાન સૂક્ષ્મભૂત - તન્માત્રા, ઇન્દ્રિયો અને અંતઃકરણ વગેરે ગુણોના વિકારભૂત ભાવો વડે અનેક પ્રકારની યોનિઓનું નિર્માણ કરે છે અને તેમનામાં ભિન્ન-ભિન્ન જીવોના રૂપમાં પ્રવેશ કરીને તે તે યોનિઓને અનુરૂપ વિષયોનો ઉપભોગ કરે છે. (૩૩)

ભાવયત્યેષ સત્ત્વેન લોકાન્ વૈ લોકભાવનઃ ।
[1]લીલાવતારાનુરતો દેવતિર્યઙ્નરાદિષુ ॥ ૩૪॥

તેઓ જ સમસ્ત લોકોની રચના કરે છે અને દેવતા, પશુ-પક્ષી, મનુષ્ય વગેરે યોનિઓમાં લીલા-અવતાર લઈને સત્ત્વગુણ વડે જીવોનું પાલનપોષણ કરે છે. (૩૪)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત નૈમિષીયોપાખ્યાનનો બીજો અધ્યાય સમાપ્ત.**

═★═

# ત્રીજો અધ્યાય

**ભગવાનના અવતારોનું વર્ણન**

*સૂત ઉવાચ*

જગૃહે પૌરુષં રૂપં ભગવાન્મહદાદિભિઃ ।
સમ્ભૂતં ષોડશકલમાદૌ લોકસિસૃક્ષયા ॥ ૧॥

**શ્રીસૂતજી કહે છે** – સૃષ્ટિના આરંભમાં ભગવાને લોકોના નિર્માણની ઇચ્છા કરી. ઇચ્છા થતાં જ તેમણે મહત્તત્ત્વાદિ સાધનો દ્વારા ઉત્પન્ન દશ ઇન્દ્રિયો, એક મન અને પાંચ ભૂત - આ સોળ કળાયુક્ત પુરુષરૂપ ધારણ કર્યું. (૧)

યસ્યામ્ભસિ શયાનસ્ય યોગનિદ્રાં વિતન્વતઃ ।
નાભિહ્રદામ્બુજાદાસીદ્બ્રહ્મા વિશ્વસૃજાં પતિઃ ॥ ૨॥

તેઓ કારણ-જળમાં શયન કરતા હતા ત્યારે તેમણે યોગનિદ્રાનો વિસ્તાર કર્યો અને તેમના નાભિ-સરોવરમાંથી એક કમળ પ્રગટ થયું. અને તે કમળમાંથી પ્રજાપતિઓના અધિપતિ બ્રહ્માજી ઉત્પન્ન થયા. (૨)

યસ્યાવયવસંસ્થાનૈઃ કલ્પિતો લોકવિસ્તરઃ ।
તદ્વૈ ભગવતો રૂપં વિશુદ્ધં સત્ત્વમૂર્જિતમ્ ॥ ૩॥

ભગવાનના તે વિરાટ રૂપના અંગ-પ્રત્યંગમાં જ સમસ્ત લોકોની કલ્પના કરવામાં આવી છે, તે ભગવાનનું વિશુદ્ધ સત્ત્વમય શ્રેષ્ઠ રૂપ છે, તે ભગવાનનું સગુણરૂપ છે. (૩)

પશ્યન્ત્યદો રૂપમદભ્રચક્ષુષા
સહસ્રપાદોરુભુજાનનાદ્ભુતમ્ ।
સહસ્રમૂર્ધશ્રવણાક્ષિનાસિકં
સહસ્રમૌલ્યમ્બરકુણ્ડલોલ્લસત્ ॥ ૪॥

આ વિરાટ બ્રહ્માંડરૂપમાં ભગવાનનું જે સગુણરૂપ છે, તત્ત્વજ્ઞાનીઓ તેમાં પોતાની દિવ્ય દૃષ્ટિથી બ્રહ્મનું દર્શન કરે છે. ભગવાનનું તે રૂપ હજારો પગ, જાંઘો, ભુજાઓ અને મુખોને કારણે અત્યંત વિલક્ષણ છે; તેમાં હજારો મસ્તક, હજારો કાન, હજારો આંખો અને હજારો નાસિકાઓ

૧. પ્રા. પા. – લીલાવતારાનુરતસ્તિર્યઙ્નરસુરાદિષુ ।

એતન્નાનાવતારાણાં નિધાનં બીજમવ્યયમ્ ।
યસ્યાંશાંશેન સૃજ્યન્તે દેવતિર્યઙ્નરાદયઃ ॥ ૫॥

સ એવ પ્રથમં દેવઃ કૌમારં સર્ગમાસ્થિતઃ ।
ચચાર દુશ્ચરં બ્રહ્મા બ્રહ્મચર્યમખણ્ડિતમ્ ॥ ૬॥

દ્વિતીયં તુ ભવાયાસ્ય રસાતલગતાં મહીમ્ ।
ઉદ્ધરિષ્યન્નુપાદત્ત યજ્ઞેશઃ સૌકરં વપુઃ ॥ ૭॥

તૃતીયમૃષિસર્ગં ચ દેવર્ષિત્વમુપેત્ય સઃ ।
તન્ત્રં સાત્વતમાચષ્ટ નૈષ્કર્મ્યં કર્મણાં યતઃ ॥ ૮॥

તુર્યે ધર્મકલાસર્ગે નરનારાયણાવૃષી ।
ભૂત્વાઽઽત્મોપશમોપેતમકરોદ્ દુશ્ચરં તપઃ ॥ ૯॥

પઞ્ચમઃ કપિલો નામ સિદ્ધેશઃ કાલવિપ્લુતમ્ ।
પ્રોવાચાસુરયે સાઙ્ખ્યં તત્ત્વગ્રામવિનિર્ણયમ્ ॥ ૧૦॥

ષષ્ઠે અત્રેરપત્યત્વં વૃતઃ પ્રાપ્તોઽનસૂયયા ।
આન્વીક્ષિકીમલર્કાય પ્રહ્લાદાદિભ્ય ઊચિવાન્ ॥ ૧૧॥

તતઃ સપ્તમ આકૂત્યાં રુચેર્યજ્ઞોઽભ્યજાયત ।
સ યામાદ્યૈઃ સુરગણૈરપાત્સ્વાયમ્ભુવાન્તરમ્ ॥ ૧૨॥

અષ્ટમે મેરુદેવ્યાં તુ નાભેર્જાત ઉરુક્રમઃ ।
દર્શયન્ વર્ત્મ ધીરાણાં સર્વાશ્રમનમસ્કૃતમ્ ॥ ૧૩॥

ઋષિભિર્યાચિતો ભેજે નવમં પાર્થિવં વપુઃ ।
દુગ્ધેમામોષધીર્વિપ્રાસ્તેનાયં સ ઉશત્તમઃ ॥ ૧૪॥

રૂપં સ જગૃહે માત્સ્યં ચાક્ષુષોદધિસમ્પ્લવે ।
નાવ્યારોપ્ય મહીમય્યામપાદ્વૈવસ્વતં મનુમ્ ॥ ૧૫॥

છે. હજારો મુગટ, વસ્ત્રો અને કુંડળ વગેરે આભૂષણોથી તે ઉલ્લસિત છે.[1] (૪) ભગવાનનું આ જ પુરુષ-રૂપ, જેને નારાયણ કહે છે, અનેક અવતારોનો અક્ષય કોષ છે – એમાંથી જ બધા અવતાર પ્રગટ થાય છે. આ રૂપના નાનામાં નાના અંશથી દેવતા, પશુ-પક્ષી; મનુષ્ય વગેરે યોનિઓની સૃષ્ટિ બને છે. (૫)

તે પ્રભુએ જ પહેલાં કૌમારસર્ગમાં સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર – આ ચાર બ્રાહ્મણોના રૂપમાં અવતાર લીધો અને અત્યંત કઠોર અખંડ બ્રહ્મચર્યનું પાલન કર્યું. (૬) બીજી વાર, આ સંસારના કલ્યાણ માટે સમસ્ત યજ્ઞોના સ્વામી તે જ ભગવાને રસાતલમાં ગયેલી પૃથ્વીને બહાર કાઢવા માટે વરાહ-રૂપ લીધું. (૭) ઋષિઓની સૃષ્ટિમાં તેમણે દેવર્ષિ નારદના રૂપમાં ત્રીજો અવતાર લીધો અને સાત્વત તંત્રનો ઉપદેશ (જેને 'નારદ-પાંચરાત્ર' કહે છે.) કર્યો; એમાં કર્મો વડે કર્મબંધનમાંથી કેવી રીતે મુક્તિ મળે છે એનું વર્ણન છે. (૮) ધર્મપત્ની મૂર્તિના ગર્ભથી તેમણે નર-નારાયણ રૂપે ચોથો અવતાર લીધો. આ અવતારમાં તેમણે ઋષિ બનીને મન અને ઇન્દ્રિયોનો સર્વથા સંયમ કરીને ઘણી કઠણ તપસ્યા કરી. (૯) પાંચમા અવતારમાં તેઓ સિદ્ધોના સ્વામી કપિલના રૂપમાં પ્રગટ થયા અને તત્ત્વનિર્ણય કરનારા સાંખ્યશાસ્ત્ર, કે જે સમયપરિવર્તનને લીધે લુપ્ત થઈ ગયું હતું તેનો આસુરિ નામના બ્રાહ્મણને ઉપદેશ કર્યો. (૧૦) અનસૂયાએ વરદાન માગવાથી છઠ્ઠા અવતારમાં તેઓ અત્રિ-પુત્ર દત્તાત્રેય થયા. આ અવતારમાં તેમણે અલર્ક, પ્રહ્લાદ વગેરેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. (૧૧) સાતમી વાર, રુચિ પ્રજાપતિની આકૂતિ નામની પત્નીથી તેમણે યજ્ઞરૂપે અવતાર લીધો અને પોતાના પુત્ર યામ વગેરે દેવતાઓ સાથે સ્વાયંભુવ મન્વન્તરનું રક્ષણ કર્યું. (૧૨) રાજા નાભિની પત્ની મેરુદેવીના ગર્ભથી ઋષભદેવના રૂપમાં ભગવાને આઠમો અવતાર લીધો. આ રૂપમાં તેમણે પરમહંસોનો માર્ગ, કે જે બધા જ આશ્રમો માટે વંદનીય છે તે બતાવ્યો. (૧૩) ઋષિઓની પ્રાર્થનાથી તેઓ નવમી વાર, રાજા પૃથુરૂપે અવતીર્ણ થયા. હે શૌનકાદિ ઋષિઓ! આ અવતારમાં તેમણે પૃથ્વીમાંથી સમસ્ત ઔષધિઓનું દોહન કર્યું, તેથી આ અવતાર સૌ માટે ઘણો જ કલ્યાણકારી થયો. (૧૪) ચાક્ષુષ મન્વન્તરના અંતે જ્યારે સઘળું ત્રિલોક સમુદ્રમાં ડૂબી રહ્યું હતું ત્યારે તેમણે મત્સ્યરૂપે દસમો અવતાર લીધો અને પૃથ્વીરૂપી નૌકા પર બેસાડીને આગલા મન્વન્તરના

૧. ભગવાનના ભક્તો તેમને ગમે ત્યાંથી પ્રણામ કરે, તેનો સ્વીકાર થાય છે અને સ્તુતિ કરે તો તે સ્તુતિ સાંભળે છે, નૈવેદ્ય અર્પણ કરે તેનો પણ સ્વીકાર થાય છે.

સુરાસુરાણામુદધિં મથ્નતાં મન્દરાચલમ્ ।
દધ્રે કમઠરૂપેણ પૃષ્ઠ એકાદશે વિભુઃ ॥ ૧૬॥

ધાન્વન્તરં દ્વાદશમં ત્રયોદશમમેવ ચ ।
અપાયયત્સુરાનન્યાન્મોહિન્યા મોહયન્ સ્ત્રિયા ॥ ૧૭॥

ચતુર્દશં નારસિંહં બિભ્રદ્દૈત્યેન્દ્રમૂર્જિતમ્ ।
દદાર કરજૈર્વક્ષસ્યેરકાં કટકૃદ્યથા ॥ ૧૮॥

પઞ્ચદશં વામનકં કૃત્વાગાદધ્વરં બલેઃ ।
પદત્રયં યાચમાનઃ પ્રત્યાદિત્સુસ્ત્રિવિષ્ટપમ્ ॥ ૧૯॥

અવતારે ષોડશમે પશ્યન્ બ્રહ્મદ્રુહો નૃપાન્ ।
ત્રિઃસપ્તકૃત્વઃ કુપિતો નિઃક્ષત્રામકરોન્મહીમ્ ॥ ૨૦॥

તતઃ સપ્તદશે જાતઃ સત્યવત્યાં પરાશરાત્ ।
ચક્રે વેદતરોઃ શાખા દૃષ્ટ્વા પુંસોઽલ્પમેધસઃ ॥ ૨૧॥

નરદેવત્વમાપન્નઃ સુરકાર્યચિકીર્ષયા ।
સમુદ્રનિગ્રહાદીનિ ચક્રે વીર્યાણ્યતઃ પરમ્ ॥ ૨૨॥

એકોનવિંશે વિંશતિમે વૃષ્ણિષુ પ્રાપ્ય જન્મની ।
રામકૃષ્ણાવિતિ ભુવો ભગવાનહરદ્ભરમ્ ॥ ૨૩॥

તતઃ કલૌ સમ્પ્રવૃત્તે સમ્મોહાય સુરદ્વિષામ્ ।
બુદ્ધો નામ્નાઽજનસુતઃ[1] કીકટેષુ ભવિષ્યતિ ॥ ૨૪॥

અથાસૌ યુગસન્ધ્યાયાં દસ્યુપ્રાયેષુ રાજસુ ।
જનિતા વિષ્ણુયશસો નામ્ના કલ્કિર્જગત્પતિઃ ॥ ૨૫॥

અધિપતિ વૈવસ્વત મનુનું રક્ષણ કર્યું. (૧૫) જે સમયે દેવો અને દૈત્યો સમુદ્ર-મંથન કરી રહ્યા હતા તે સમયે અગિયારમો અવતાર ધારણ કરીને ભગવાને કચ્છપરૂપે મંદારાચળને પોતાની પીઠ પર ધારણ કર્યો. (૧૬) બારમી વાર, ધન્વન્તરિના રૂપમાં અમૃત લઈને સમુદ્રમાંથી પ્રગટ થયા અને તેરમી વાર, મોહિનીરૂપ ધારણ કરીને દૈત્યોને મોહિત કર્યા અને દેવોને અમૃત પિવડાવ્યું. (૧૭) ચૌદમા અવતારમાં તેમણે નરસિંહરૂપ ધારણ કર્યું અને અત્યંત બળવાન દૈત્યરાજ હિરણ્યકશિપુની છાતી પોતાના નખોથી અનાયાસ એ રીતે ચીરી નાખી કે જે રીતે ચટ્ટાઈ બનાવનારો વાંસને ચીરી નાખે છે. (૧૮) પંદરમી વાર, ભગવાન વામનનું રૂપ ધારણ કરીને દૈત્યરાજ બલિના યજ્ઞમાં ગયા; તેઓ ઇચ્છતા તો હતા ત્રિલોકનું રાજ્ય, પણ માગી તેમણે માત્ર ત્રણ ડગલાં પૃથ્વી. (૧૯) પરશુરામરૂપે સોળમા અવતારમાં તેમણે જ્યારે જોયું કે રાજાઓ બ્રાહ્મણોના દ્રોહી બની ગયા છે ત્યારે ક્રુદ્ધ થઈને તેમણે પૃથ્વીને એકવીસ વાર ક્ષત્રિય-વિહોણી બનાવી. (૨૦) એ પછી સત્તરમા અવતારમાં સત્યવતીના ગર્ભથી પરાશરજી દ્વારા તેઓ વ્યાસના રૂપમાં અવતર્યા. તે સમયે લોકોની સમજ અને ધારણાશક્તિ ઓછી જોઈને એમણે વેદરૂપી વૃક્ષની અનેક શાખાઓ બનાવી. (૨૧) અઢારમી વાર, દેવતાઓનું કાર્ય સંપન્ન કરવાની ઇચ્છાથી તેમણે રાજાના રૂપમાં રામાવતાર લીધો અને સમુદ્ર પર સેતુ બાંધવો, રાવણવધ વગેરે ઘણીબધી વીરતાપૂર્ણ લીલાઓ કરી. (૨૨) ઓગણીસમા અને વીસમા અવતારોમાં તેમણે યદુવંશમાં બળરામ અને કૃષ્ણના રૂપમાં પ્રગટ થઈને પૃથ્વીનો ભાર ઉતાર્યો. (૨૩) આ પછી કળિયુગનું આગમન થયું હોઈ મગધદેશ (બિહાર)માં દેવતાઓના દ્વેષી દૈત્યોને મોહિત કરવા માટે અજનના પુત્રના રૂપમાં ભગવાનનો બુદ્ધાવતાર થશે. (૨૪) આનાથી પણ ઘણું પછી, જ્યારે કળિયુગનો અંત નજીક હશે અને રાજાઓ ઘણું કરીને લુટારાઓ બની જશે ત્યારે જગતના રક્ષક ભગવાન વિષ્ણુયશ નામના બ્રાહ્મણને ઘેર કલ્કિરૂપે અવતરશે.* (૨૫)

---

૧. પ્રા. પા. – ઽજિનસુતઃ ।

* અહીં બાવીસ અવતારોની ગણતરી કરવામાં આવી છે, પરંતુ ભગવાનના ચોવીસ અવતારો જાણીતા છે. કેટલાક વિદ્વાનો ચોવીસની સંખ્યા આ રીતે પૂરી કરે છે – રામ અને કૃષ્ણ સિવાયના વીસ અવતારો તો ઉપર જણાવ્યા પ્રમાણે છે જ; બાકીના ચાર અવતારો શ્રીકૃષ્ણના જ અંશ છે. સ્વયં શ્રીકૃષ્ણ તો પૂર્ણ પરમેશ્વર છે; તેઓ અવતાર નથી, અવતારી છે. તેથી શ્રીકૃષ્ણને અવતારોની ગણતરીમાં ગણતા નથી. તેમના ચાર અંશ આ છે : એક તો કેશનો અવતાર, બીજો સુતપા અને પૃશ્નિ પર કૃપા કરનારો અવતાર, ત્રીજા સંકર્ષણ-બલરામ અને ચોથા પરબ્રહ્મ. આ રીતે આ ચાર અવતારોથી વિશિષ્ટ પાંચમા સાક્ષાત્ ભગવાન વાસુદેવ છે. બીજા વિદ્વાનો એવું માને છે કે બાવીસ અવતારો તો ઉપર્યુક્ત જ છે; એ ઉપરાંત બે બીજા છે – હંસ અને હયગ્રીવ.

અવતારા હ્યસઙ્ખ્યેયા હરેઃ સત્ત્વનિધેર્દ્વિજાઃ ।
યથાઽવિદાસિનઃ કુલ્યાઃ સરસઃ સ્યુઃ સહસ્રશઃ ॥ ૨૬॥

ઋષયો મનવો દેવા મનુપુત્રા મહૌજસઃ ।
કલાઃ સર્વે હરેરેવ સપ્રજાપતયસ્તથા ॥ ૨૭॥

એતે ચાંશકલાઃ પુંસઃ કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્ ।
ઈન્દ્રારિવ્યાકુલં લોકં મૃડયન્તિ યુગે યુગે ॥ ૨૮॥

જન્મ ગુહ્યં ભગવતો ય એતત્પ્રયતો નરઃ ।
સાયં પ્રાતર્ગૃણન્ ભક્ત્યા દુઃખગ્રામાદ્વિમુચ્યતે ॥ ૨૯॥

એતદ્રૂપં ભગવતો હ્યરૂપસ્ય ચિદાત્મનઃ ।
માયાગુણૈર્વિરચિતં મહદાદિભિરાત્મનિ ॥ ૩૦॥

યથા નભસિ મેઘૌઘો રેણુર્વા પાર્થિવોઽનિલે ।
એવં દ્રષ્ટરિ દૃશ્યત્વમારોપિતમબુદ્ધિભિઃ ॥ ૩૧॥

અતઃ પરં યદવ્યક્તમવ્યૂઢગુણવ્યૂહિતમ્ ।
અદૃષ્ટાશ્રુતવસ્તુત્વાત્સ જીવો યત્પુનર્ભવઃ ॥ ૩૨॥

યત્રેમે સદસદ્રૂપે પ્રતિષિદ્ધે સ્વસંવિદા ।
અવિદ્યયાઽઽત્મનિ કૃતે ઈતિ તદ્‌બ્રહ્મદર્શનમ્ ॥ ૩૩॥

યદ્યેષોપરતા દેવી માયા વૈશારદી મતિઃ ।
સમ્પન્ન એવેતિ વિદુર્મહિમ્નિ સ્વે મહીયતે ॥ ૩૪॥

એવં જન્માનિ કર્માણિ હ્યકર્તુરજનસ્ય ચ ।
વર્ણયન્તિ સ્મ કવયો વેદગુહ્યાનિ હૃત્પતેઃ ॥ ૩૫॥

સ વા ઈદં વિશ્વમમોઘલીલઃ
સૃજત્યવત્યત્તિ ન સજ્જતેઽસ્મિન્ ।
ભૂતેષુ ચાન્તર્હિત આત્મતન્ત્રઃ
ષાડ્‌વર્ગિકં જિઘ્રતિ ષડ્‌ગુણેશઃ ॥ ૩૬॥

હે શૌનકાદિ ઋષિઓ! જેમ અગાધ સરોવરમાંથી નાનાં-નાનાં હજારો નાળાં (નહેરો) નીકળે છે તે જ રીતે સત્ત્વના નિધિ ભગવાન શ્રીહરિના અસંખ્ય અવતારો થયા કરે છે. (૨૬) ઋષિ, મનુ, દેવતા, પ્રજાપતિ, મનુપુત્ર અને જેટલા પણ મહાશક્તિશાળીઓ છે તે સઘળાય ભગવાનના જ અંશ છે. (૨૭) આ બધા અવતારો તો ભગવાનના અંશ-અવતાર અથવા કલા-અવતાર છે, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન (અવતારી) જ છે. જ્યારે લોકો દૈત્યોના અત્યાચારથી વ્યાકુળ થઈ ઊઠે છે ત્યારે યુગે યુગે અનેક રૂપ ધારણ કરીને ભગવાન તેમનું રક્ષણ કરે છે. (૨૮) ભગવાનના દિવ્ય જન્મોની આ કથા અત્યંત ગોપનીય – રહસ્યપૂર્ણ છે; જે મનુષ્ય એકાગ્રચિત્તે નિયમપૂર્વક સંધ્યાકાળે અને પ્રાતઃકાળે પ્રેમપૂર્વક આનો પાઠ કરે છે તે બધાં દુઃખોમાંથી છૂટી જાય છે. (૨૯)

આ સંપૂર્ણ વિશ્વ ચૈતન્ય સ્વરૂપ પરમાત્માનું સ્થૂળ રૂપ છે. ભગવાને મહત્તત્ત્વાદિ સાધનોથી માયાના ગુણો દ્વારા પોતે જ પોતાનામાં તે પ્રપંચનું નિર્માણ કર્યું છે. (૩૦) જેમ વાદળ વાયુને આશ્રયે રહે છે પરંતુ અલ્પબુદ્ધિના મનુષ્યો વાદળનો આકાશમાં આરોપ કરે છે તેવી રીતે ધૂળનાં રજકણો વાયુમાં ન હોવા છતાં તેનો વાયુમાં આરોપ કરે છે – તેવી જ રીતે અવિવેકી મનુષ્ય બધાંના સાક્ષી આત્મામાં સ્થૂળ દૃશ્ય જગતનું આરોપણ કરે છે. (૩૧) આ સ્થૂળ રૂપથી પર એક સૂક્ષ્મ અવ્યક્ત એવું અપરિણત ગુણોથી વ્યૂહિત રૂપ છે, જે સ્થૂળ શરીરની જેમ ન તો સાકાર છે અને ન જોવા સાંભળવામાં પણ આવે છે, તે સૂક્ષ્મ શરીર છે. આત્માનો તેમાં પ્રવેશ થવાથી તેની સંજ્ઞા જીવ થઈ જાય છે અને તેનો વારંવાર જન્મ થાય છે. (૩૨) ઉપર્યુક્ત સૂક્ષ્મ અને સ્થૂળ શરીર અવિદ્યાને કારણે આત્મામાં આરોપિત છે. જે અવસ્થામાં આત્મસ્વરૂપનું જ્ઞાન થતાં આ અજ્ઞાન દૂર થઈ જાય છે તે જ સમયે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. (૩૩) તત્ત્વજ્ઞાનીઓ જાણે છે કે જે સમયે આ બુદ્ધિસ્વરૂપા પરમાત્માની માયા પણ નિવૃત્ત થઈ જાય છે તે સમયે જીવ પરમાનંદમય થઈ જાય છે અને પોતાના સ્વરૂપ-મહિમામાં પ્રતિષ્ઠિત થાય છે. (૩૪) વાસ્તવમાં જેમનો જન્મ પણ નથી અને જેમનું કર્મ પણ નથી તે હૃદયેશ્વર ભગવાનના અપ્રાકૃત જન્મ અને કર્મોનું તત્ત્વજ્ઞાનીઓ આ રીતે વર્ણન કરે છે; કારણ કે તેમનાં જન્મ-કર્મ એ વેદોનું અત્યંત ગોપનીય રહસ્ય છે. (૩૫)

ભગવાનની લીલા અમોઘ છે. તેઓ લીલાથી જ આ સંસારનું સર્જન, પાલન અને સંહાર કરે છે, પરંતુ તેમાં આસક્ત થતા નથી. પ્રાણીઓના અંતઃકરણમાં છુપાયેલા રહીને જ્ઞાનેન્દ્રિયો અને મનના નિયંતાના રૂપમાં તેમના વિષયોને ગ્રહણ પણ કરે છે, પરંતુ તેમનાથી અળગા રહે છે, તેઓ પરમ સ્વતંત્ર છે – વિષયો ક્યારેય તેમને લિપ્ત કરી

ન ચાસ્ય કશ્ચિન્નિપુણેન ધાતુ-
રવૈતિ જન્તુઃ કુમનીષ ઊતીઃ ।
નામાનિ રૂપાણિ મનોવચોભિઃ
સન્તન્વતો નટચર્યામિવાજ્ઞઃ ॥ ૩૭॥

સ વેદ ધાતુઃ પદવીં પરસ્ય
દુરન્તવીર્યસ્ય રથાઙ્ગપાણેઃ ।
યોઽમાયયા સન્તતયાઽનુવૃત્ત્યા
ભજેત તત્પાદસરોજગન્ધમ્ ॥ ૩૮॥

અથેહ ધન્યા ભગવન્ત ઇત્થં
યદ્વાસુદેવેઽખિલલોકનાથે[1] ।
કુર્વન્તિ સર્વાત્મકમાત્મભાવં
ન યત્ર ભૂયઃ પરિવર્ત ઉગ્રઃ ॥ ૩૯॥

ઇદં ભાગવતં નામ પુરાણં બ્રહ્મસમ્મિતમ્ ।
ઉત્તમશ્લોકચરિતં ચકાર ભગવાનૃષિઃ ॥ ૪૦॥

નિઃશ્રેયસાય લોકસ્ય ધન્યં સ્વસ્ત્યયનં મહત્ ।
તદિદં[2] ગ્રાહયામાસ સુતમાત્મવતાં વરમ્ ॥ ૪૧॥

સર્વવેદેતિહાસાનાં સારં સારં સમુદ્ધૃતમ્ ।
સ તુ સંશ્રાવયામાસ મહારાજં પરીક્ષિતમ્ ॥ ૪૨॥

પ્રાયોપવિષ્ટં ગઙ્ગાયાં પરીતં પરમર્ષિભિઃ ।
કૃષ્ણે[3] સ્વધામોપગતે ધર્મજ્ઞાનાદિભિઃ સહ ॥ ૪૩॥

કલૌ નષ્ટદૃશામેષ પુરાણાર્કોઽધુનોદિતઃ ।
તત્ર કીર્તયતો વિપ્રા વિપ્રર્ષેર્ભૂરિતેજસઃ ॥ ૪૪॥

અહં ચાધ્યગમં તત્ર નિવિષ્ટસ્તદનુગ્રહાત્ ।
સોઽહં વઃ શ્રાવયિષ્યામિ યથાધીતં યથામતિ ॥ ૪૫॥

શકતા નથી. (૩૬) જેમ જાદૂગર અથવા નટના સંકલ્પ અને વચનોથી કરાયેલી કરામતને અજાણ્યો માણસ સમજી શકતો નથી તેવી જ રીતે પોતાના સંકલ્પ અને વેદવાણી વડે ભગવાનનાં પ્રગટ કરેલાં આ અનેક નામો અને રૂપોને તથા તેમની લીલાઓને કુબુદ્ધિનો જીવ ઘણીબધી તર્કયુક્તિઓ વડે પણ ઓળખી શકતો નથી. (૩૭) ચક્રપાણિ ભગવાનની શક્તિ અને પરાક્રમ અનંત છે, એનો કોઈ તાગ પામી શકતું નથી. તેઓ સમસ્ત જગતના નિર્માતા હોવા છતાં પણ તેનાથી સર્વથા પર છે. તેમના સ્વરૂપને અથવા તેમની લીલાના રહસ્યને તે જ જાણી શકે છે કે જે નિત્ય-નિરંતર નિષ્કપટ ભાવથી તેમનાં ચરણકમળોની દિવ્ય ગંધનું સેવન કરે છે — સેવાભાવથી તેમનાં ચરણોનું ચિંતન કરતો રહે છે. (૩૮) હે શૌનકાદિ ઋષિજનો! તમે બધા જ સૌભાગ્યશાળી અને ધન્ય છો કે આ જીવનમાં અને વિઘ્નો-અડચણોથી ભરેલા આ સંસારમાં સમસ્ત લોકોના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ સાથે એવો સર્વાત્મક આત્મભાવ ધરાવો છો, એવો અનિર્વચનીય અનન્ય પ્રેમ કરો છો કે જેનાથી આ જન્મ-મરણરૂપી સંસારના ભયંકર ચકરાવામાં ફરીથી પડવું પડતું નથી. (૩૯)

ભગવાન વેદવ્યાસે વેદોના જેવું ભગવાનના ચરિત્રથી પરિપૂર્ણ આ ભાગવત નામનું પુરાણ રચ્યું છે. (૪૦) તેમણે આ પ્રશંસનીય, કલ્યાણકારી અને મહાન પુરાણ, લોકોના પરમ કલ્યાણ માટે પોતાના આત્મજ્ઞાની-શિરોમણિ પુત્રને આપ્યું. (૪૧) આમાં બધા વેદો અને ઇતિહાસોનો સાર-સાર સંગ્રહવામાં આવ્યો છે. શુકદેવજીએ રાજા પરીક્ષિતને આ (પુરાણ) સંભળાવ્યું. (૪૨) તે સમયે તેઓ પરમ ઋષિઓથી ઘેરાયેલા, આમરણ અનશનનું વ્રત લઈને ગંગાતટે બેઠેલા હતા. ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે ધર્મ, જ્ઞાન વગેરેની સાથે પોતાના પરમધામમાં સિધાવી ગયા ત્યારે આ કળિયુગમાં જે લોકો અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થઈ રહ્યા છે તેમના માટે આ પુરાણરૂપી સૂર્ય હાલ ઊગ્યો છે. હે શૌનકાદિ ઋષિજનો! જ્યારે મહાતેજસ્વી શ્રીશુકદેવજી મહારાજ ત્યાં આ પુરાણની કથા કહી રહ્યા હતા ત્યારે હું પણ ત્યાં બેઠેલો હતો. ત્યાં જ મેં તેમની કૃપાપૂર્ણ અનુમતિથી તેનું અધ્યયન કર્યું. મારું જેવું અધ્યયન છે અને મારી બુદ્ધિએ જેટલું અને જે રીતે તેનું ગ્રહણ કર્યું છે તે અનુસાર તે હું તમને સંભળાવીશ. (૪૩-૪૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે[4] નૈમિષીયોપાખ્યાને તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥**

**પહેલા સ્કંધ-અંતર્ગત નૈમિષીયોપાખ્યાનનો ત્રીજો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – ઽખિલવિશ્વનાથે । ૨. પ્રા. પા. તતઃ સદ્ગ્રાહયામાસ । ૩. 'કૃષ્ણે સ્વધામોપગતે.....' અહીંથી શરૂ કરી 'ઽધુનોદિતઃ' સુધીનો પાઠ પ્રાચીન પ્રતમાં નથી. ૪. અહીં પ્રાચીન પ્રતમાં 'જન્મગુહ્યં' એટલો પાઠ વધુ છે.

# ચોથો અધ્યાય

## મહર્ષિ વ્યાસનો અસંતોષ

*વ્યાસ ઉવાચ*

ઇતિ બ્રુવાણં સંસ્તૂય મુનીનાં દીર્ઘસત્રિણામ્ ।
વૃદ્ધઃ કુલપતિઃ સૂતં બહ્વૃચઃ શૌનકોઽબ્રવીત્ ॥ ૧॥

*શૌનક ઉવાચ*

સૂત સૂત મહાભાગ વદ નો વદતાં વર ।
કથાં ભાગવતીં પુણ્યાં યદાહ ભગવાઞ્છુકઃ ॥ ૨॥

કસ્મિન્ યુગે પ્રવૃત્તેયં સ્થાને વા કેન હેતુના ।
કુતઃ સઞ્ચોદિતઃ કૃષ્ણઃ કૃતવાન્ સંહિતાં મુનિઃ ॥ ૩॥

તસ્ય પુત્રો મહાયોગી સમદૃઙ્નિર્વિકલ્પકઃ ।
એકાન્તમતિરુન્નિદ્રો ગૂઢો મૂઢ ઇવેયતે ॥ ૪॥

દૃષ્ટ્વાનુયાન્તમૃષિમાત્મજમપ્યનગ્નં[1]
દેવ્યો હ્રિયા પરિદધુર્ન સુતસ્ય ચિત્રમ્ ।
તદ્વીક્ષ્ય પૃચ્છતિ મુનૌ જગદુસ્તવાસ્તિ
સ્ત્રીપુમ્ભિદા ન તુ સુતસ્ય વિવિક્તદૃષ્ટેઃ ॥ ૫॥

કથમાલક્ષિતઃ પૌરૈઃ સમ્પ્રાપ્તઃ કુરુજાઙ્ગલાન્ ।
ઉન્મત્તમૂકજડવદ્વિચરન્ ગજસાહ્વયે ॥ ૬॥

કથં વા પાણ્ડવેયસ્ય રાજર્ષેર્મુનિના સહ ।
સંવાદઃ સમભૂત્તાત યત્રૈષા સાત્વતી શ્રુતિઃ ॥ ૭॥

સ ગોદોહનમાત્રં હિ ગૃહેષુ ગૃહમેધિનામ્ ।
અવેક્ષતે મહાભાગસ્તીર્થીકુર્વંસ્તદાશ્રમમ્ ॥ ૮॥

અભિમન્યુસુતં સૂત પ્રાહુર્ભાગવતોત્તમમ્ ।
તસ્ય જન્મ મહાશ્ચર્યં કર્માણિ ચ ગૃણીહિ નઃ ॥ ૯॥

સ સમ્રાટ્ કસ્ય વા હેતોઃ પાણ્ડૂનાં માનવર્ધનઃ ।
પ્રાયોપવિષ્ટો ગઙ્ગાયામનાદૃત્યાધિરાટ્શ્રિયમ્ ॥ ૧૦॥

**વ્યાસજી કહે છે** – તે દીર્ઘકાલીન સત્રમાં સંમિલિત થયેલા મુનિઓમાં વિદ્યાવયોવૃદ્ધ કુલપતિ ઋગ્વેદી શૌનકજીએ સૂતજીની પૂર્વોક્ત વાત સાંભળીને તેમની પ્રશંસા કરી અને કહ્યું. (૧)

**શૌનકજી બોલ્યા** – હે સૂતજી! તમે વક્તાઓમાં શ્રેષ્ઠ છો તથા ઘણા ભાગ્યશાળી છો. જે કથા ભગવાન શ્રીશુકદેવજીએ કહી હતી, ભગવાનની તે જ પુણ્યમયી કથા કૃપા કરીને તમે અમને સંભળાવો. (૨)

તે કથા કયા યુગમાં, કયા સ્થળે અને શા કારણે થઈ હતી? મુનિવર શ્રીકૃષ્ણદ્વૈપાયને કોની પ્રેરણાથી આ પરમહંસોની સંહિતાનું નિર્માણ કર્યું હતું? (૩) તેમના પુત્ર શુકદેવજી મોટા યોગી, સમદર્શી, ભેદભાવરહિત અને આત્મસ્વરૂપમાં જાગ્રત છે તથા નિરંતર એકમાત્ર પરમાત્મામાં જ તેમની દૃઢ સ્થિતિ છે. તેઓ પોતાના વાસ્તવિક સ્વરૂપમાં છુપાયેલા હોવાને કારણે લોકોને મૂઢ જેવા લાગે છે. (૪) વનમાં જતા પોતાના પુત્રની પાછળ જ્યારે વ્યાસજી જઈ રહ્યા હતા ત્યારે જળ-સ્નાન કરતી સ્ત્રીઓએ નગ્ન શુકદેવને જોઈને તો વસ્ત્રો ન પહેર્યાં, પણ વસ્ત્રો પહેરેલા વ્યાસજીને જોઈને લજવાઈને વસ્ત્રો પહેર્યાં હતાં. આ આશ્ચર્ય જોઈને વ્યાસજીએ તેનું કારણ પૂછ્યું ત્યારે તે સ્ત્રીઓએ ઉત્તર આપ્યો કે 'તમારી દૃષ્ટિમાં તો હજી સ્ત્રી-પુરુષનો ભેદ છે, પણ તમારા પુત્રની શુદ્ધ દૃષ્ટિમાં એ ભેદ નથી.' (૫) કુરુજાંગલ દેશમાં પહોંચીને ગાંડા, ગૂંગા અને જડ જેવું વિચરણ કરતા શુકદેવજીને હસ્તિનાપુરના નગરવાસીઓએ કેવી રીતે ઓળખ્યા? (૬) પાંડવનંદન રાજર્ષિ પરીક્ષિતનો આ મૌની શુકદેવજી સાથે સંવાદ કેવી રીતે થયો કે જેમાં આ ભાગવતસંહિતાની કથા તેમણે કહી? (૭) મહાભાગ શ્રીશુકદેવજી તો ગૃહસ્થોનાં ઘરોને તીર્થસ્વરૂપ બનાવી દેવા માટે એટલી જ વાર તેમના દરવાજે પ્રતીક્ષા કરે છે કે જેટલી વારમાં એક ગાય દોહવામાં આવે છે. (૮) હે સૂતજી! અમે સાંભળ્યું છે કે અભિમન્યુસુત પરીક્ષિત ભગવાનના મોટા પ્રેમી ભક્ત હતા. તેમના અત્યંત આશ્ચર્યપૂર્ણ જન્મનું અને કર્મોનું પણ વર્ણન કરો. (૯) તેઓ તો પાંડવવંશના ગૌરવ વધારનારા સમ્રાટ હતા. તેઓ ભલા, શા કારણે સામ્રાજ્યલક્ષ્મીનો પરિત્યાગ કરીને ગંગા-તટે મૃત્યુપર્યન્ત અનશનનું વ્રત લઈને બેઠા હતા? (૧૦)

૧. પ્રા. પા. ઽમપ્સુ મગ્નાઃ ।

નમન્તિ યત્પાદનિકેતમાત્મનઃ
શિવાય હાનીય ધનાનિ શત્રવઃ ।
કથં સ વીરઃ શ્રિયમઙ્ગ દુસ્ત્યજાં
યુવૈષતોત્સ્રષ્ટુમહો સહાસુભિઃ ॥ ૧૧॥

શિવાય લોકસ્ય ભવાય ભૂતયે
ય ઉત્તમશ્લોકપરાયણા જનાઃ ।
જીવન્તિ નાત્માર્થમસૌ પરાશ્રયં
મુમોચ નિર્વિદ્ય કુતઃ કલેવરમ્ ॥ ૧૨॥

તત્સર્વં નઃ સમાચક્ષ્વ પૃષ્ટો યદિહ કિઞ્ચન ।
મન્યે ત્વાં વિષયે વાચાં સ્નાતમન્યત્ર છાન્દસાત્ ॥ ૧૩॥

સૂત ઉવાચ

દ્વાપરે સમનુપ્રાપ્તે તૃતીયે યુગપર્યયે ।
જાતઃ પરાશરાદ્યોગી વાસવ્યાં કલયા હરેઃ ॥ ૧૪॥

સ કદાચિત્સરસ્વત્યા ઉપસ્પૃશ્ય જલં શુચિ ।
વિવિક્તદેશ આસીન ઉદિતે રવિમણ્ડલે ॥ ૧૫॥

પરાવરજ્ઞઃ સ ઋષિઃ કાલેનાવ્યક્તરંહસા ।
યુગધર્મવ્યતિકરં પ્રાપ્તં ભુવિ યુગે યુગે ॥ ૧૬॥

ભૌતિકાનાં ચ ભાવાનાં શક્તિહ્રાસં ચ તત્કૃતમ્ ।
અશ્રદ્દધાનાન્નિઃસત્ત્વાન્ દુર્મેધાન્ હ્રસિતાયુષઃ ॥ ૧૭॥

દુર્ભગાંશ્ચ જનાન્ વીક્ષ્ય મુનિર્દિવ્યેન ચક્ષુષા ।
સર્વવર્ણાશ્રમાણાં યદ્દધ્યૌ હિતમમોઘદૃક્ ॥ ૧૮॥

ચાતુર્હોત્રં કર્મ શુદ્ધં પ્રજાનાં વીક્ષ્ય વૈદિકમ્ ।
વ્યદધાદ્યજ્ઞસન્તત્યૈ વેદમેકં ચતુર્વિધમ્ ॥ ૧૯॥

ઋગ્યજુઃસામાથર્વાખ્યા વેદાશ્ચત્વાર ઉદ્ધૃતાઃ ।
ઇતિહાસપુરાણં ચ પઞ્ચમો વેદ ઉચ્યતે ॥ ૨૦॥

તત્રર્ગ્વેદધરઃ પૈલઃ સામગો જૈમિનિઃ કવિઃ ।
વૈશમ્પાયન એવૈકો[1] નિષ્ણાતો યજુષામુત ॥ ૨૧॥

અથર્વાઙ્ગિરસામાસીત્સુમન્તુર્દારુણો મુનિઃ ।
ઇતિહાસપુરાણાનાં પિતા મે રોમહર્ષણઃ ॥ ૨૨॥

શત્રુઓ પણ પોતાના કલ્યાણ માટે ઘણુંબધું ધન લાવીને તેમનાં ચરણો મૂકવાની પીઠિકાને નમસ્કાર કરતા હતા. તે વીર પુરુષે યુવાન હોવા છતાં છોડવી આકરી એવી રાજલક્ષ્મીનો અને પોતાના પ્રાણનો ત્યાગ કરવાની શા માટે ઇચ્છા કરી? (૧૧) જે લોકોનું જીવન ભગવાનને આશ્રિત છે તેઓ તો સંસારના પરમ કલ્યાણ માટે, અભ્યુદય અને સમૃદ્ધિ માટે જ જીવન ધારણ કરે છે, એમાં તેમનો પોતાનો કોઈ સ્વાર્થ હોતો નથી. તેમનું શરીર તો બીજાઓના હિત માટે હતું, તેમણે વિરક્ત થઈને તેનો ત્યાગ શા માટે કર્યો? (૧૨) વેદવાણી સિવાય અન્ય સમસ્ત શાસ્ત્રોના તમે પારદર્શી વિદ્વાન છો. હે સૂતજી! તેથી અત્યારે અમે તમને જે કંઈ પૂછ્યું છે તે બધું કૃપા કરીને અમને કહી સંભળાવો. (૧૩)

**સૂતજીએ કહ્યું** – આ સાંપ્રત ચાર યુગો પૈકીના ત્રીજા, દ્વાપરયુગમાં મહર્ષિ પરાશરથી વસુપુત્રી સત્યવતીના ગર્ભથી ભગવાનના કલા-અવતાર યોગીરાજ વ્યાસજીનો જન્મ થયો. (૧૪) એક દિવસ સૂર્યોદય સમયે તેઓ સરસ્વતીના પવિત્ર જળમાં સ્નાન કરીને એકાંત સ્થળે બેઠા હતા. (૧૫) મહર્ષિ વેદવ્યાસજી ભગવાનના સગુણ અને નિર્ગુણ તત્ત્વના જ્ઞાતા હતા, તેમની દૃષ્ટિ અચૂક હતી. તેમણે જોયું કે જેને લોકો જાણવા પામતા નથી તે સમય-પલટાને લીધે પ્રત્યેક યુગમાં ધર્મ-સંકરતા આવે છે અને તેના પ્રભાવથી ભૌતિક વસ્તુઓની શક્તિનો પણ હ્રાસ થાય છે; સંસારના લોકો શ્રદ્ધાહીન અને શક્તિવિહોણા થઈ જાય છે; તેમની બુદ્ધિ કર્તવ્યનો યથાયોગ્ય નિર્ણય લઈ શકતી નથી અને આયુષ્ય પણ ઓછું થઈ જાય છે. લોકોનું આ દુર્ભાગ્ય જોઈને તે મુનીશ્વરે પોતાની દિવ્યદૃષ્ટિથી, સમસ્ત વર્ણો અને આશ્રમોનું હિત કેમ થાય એનો વિચાર કર્યો. (૧૬-૧૮) તેમણે વિચાર્યું કે વેદોક્ત ચાતુર્હોત્ર* કર્મ લોકોનાં હૃદય શુદ્ધ કરનારું છે. આ દૃષ્ટિએ યજ્ઞોનો વિસ્તાર કરવા માટે તેમણે એક જ વેદના ચાર વિભાગ કર્યા. (૧૯) વ્યાસજી વડે ઋક્, યજુઃ, સામ અને અથર્વ – આ ચાર વેદોનો ઉદ્ધાર (પૃથક્કરણ) થયો. ઇતિહાસ અને પુરાણો પાંચમો વેદ કહેવાય છે. (૨૦) એમાંથી ઋગ્વેદના પૈલ, સામગાનના વિદ્વાન જૈમિનિ અને યજુર્વેદના એકમાત્ર સ્નાતક વૈશંપાયન થયા. (૨૧) અથર્વવેદમાં પ્રવીણ થયા દરુણનંદન સુમન્તુ મુનિ. ઇતિહાસ અને પુરાણોના સ્નાતક મારા પિતા રોમહર્ષણ હતા. (૨૨)

---

૧. પ્રા. પા. – એકસ્તુ ।

* હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા – આ ચાર હોતાઓ છે. તેમના દ્વારા સંપાદિત થનારા અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞોને ચાતુર્હોત્ર કહે છે.

ત એત ઋષયો વેદં સ્વં સ્વં વ્યસ્યન્નનેકધા ।
શિષ્યૈઃપ્રશિષ્યૈસ્તચ્છિષ્યૈર્વેદાસ્તે શાખિનોઽભવન્ ॥ ૨૩॥

ત એવ વેદા દુર્મેધૈર્ધાર્યન્તે પુરુષૈર્યથા ।
એવં ચકાર ભગવાન્ વ્યાસઃ કૃપણવત્સલઃ ॥ ૨૪॥

સ્ત્રીશૂદ્રદ્વિજબન્ધૂનાં ત્રયી ન શ્રુતિગોચરા ।
કર્મશ્રેયસિ મૂઢાનાં શ્રેય એવં ભવેદિહ ।
ઇતિ ભારતમાખ્યાનં કૃપયા મુનિના કૃતમ્ ॥ ૨૫॥

એવં પ્રવૃત્તસ્ય સદા ભૂતાનાં શ્રેયસિ દ્વિજાઃ ।
સર્વાત્મકેનાપિ યદા નાતુષ્યદ્ધૃદયં તતઃ ॥ ૨૬॥

નાતિપ્રસીદદ્ધૃદયઃ સરસ્વત્યાસ્તટે શુચૌ ।
વિતર્કયન્ વિવિક્તસ્થ ઇદં પ્રોવાચ ધર્મવિત્ ॥ ૨૭॥

ધૃતવ્રતેન હિ મયા છન્દાંસિ ગુરવોઽગ્નયઃ ।
માનિતા નિર્વ્યલીકેન ગૃહીતં ચાનુશાસનમ્ ॥ ૨૮॥

ભારતવ્યપદેશેન હ્યામ્નાયાર્થશ્ચ દર્શિતઃ ।
દૃશ્યતે યત્ર ધર્માદિ સ્ત્રીશૂદ્રાદિભિરપ્યુત ॥ ૨૯॥

તથાપિ બત મે દૈહ્યો હ્યાત્મા ચૈવાત્મના વિભુઃ ।
અસમ્પન્ન ઇવાભાતિ બ્રહ્મવર્ચસ્યસત્તમઃ ॥ ૩૦॥

કિં વા ભાગવતા ધર્મા ન પ્રાયેણ નિરૂપિતાઃ ।
પ્રિયાઃ પરમહંસાનાં ત એવ હ્યચ્યુતપ્રિયાઃ ॥ ૩૧॥

તસ્યૈવં ખિલમાત્માનં મન્યમાનસ્ય ખિદ્યતઃ ।
કૃષ્ણસ્ય નારદોઽભ્યાગાદાશ્રમં પ્રાગુદાહૃતમ્ ॥ ૩૨॥

તમભિજ્ઞાય સહસા પ્રત્યુત્થાયાગતં મુનિઃ ।
પૂજયામાસ વિધિવન્નારદં સુરપૂજિતમ્ ॥ ૩૩॥

આ પૂર્વોક્ત ઋષિઓએ પોતપોતાની શાખાનું વળી વધુ ભાગોમાં વિભાગીકરણ કર્યું. આ રીતે શિષ્યો, પ્રશિષ્યો અને એમના શિષ્યો વડે વેદોની ઘણીબધી શાખાઓ બની. (૨૩) જે લોકોની સ્મરણશક્તિ ઓછી છે તેવા લોકો પણ વેદોના રહસ્યને સમજી શકે, તે માટે ભગવાન વેદવ્યાસે તેમના પર કૃપા કરીને વેદોનું આવું વિભાગીકરણ કર્યું. (૨૪)

સ્ત્રી, શૂદ્ર, અને પતિત દ્વિજાતિ – ત્રણેય વેદ-શ્રવણના અધિકારી નથી. તેથી તેઓ કલ્યાણકારી શાસ્ત્રોક્ત કર્મોના આચરણમાં ભૂલ કરી બેસે છે. હવે આના વડે તેમનું પણ કલ્યાણ થાય – એમ વિચારીને મહામુનિ વ્યાસજીએ મોટી કૃપા કરીને મહાભારત-ઇતિહાસની રચના કરી. (૨૫) હે શૌનકાદિ ઋષિઓ! જોકે વ્યાસજી આ રીતે પોતાની પૂરી શક્તિથી સદાય જીવોના કલ્યાણમાં જ રત રહ્યા, છતાં પણ તેમના હૃદયમાં સંતોષ થયો નહીં. (૨૬) આ પ્રમાણે તેઓ કંઈક ખિન્ન મને સરસ્વતી નદીના પવિત્ર તટ પર એકાંતમાં બેસીને મનોમન વિચાર કરતા આમ કહેવા લાગ્યા – (૨૭) 'મેં નિષ્કપટભાવે બ્રહ્મચર્ય વગેરે વ્રતોનું પાલન કરતાં-કરતાં વેદો, ગુરુજનો અને અગ્નિઓનું સમ્માન કર્યું છે તથા તેમની આજ્ઞાઓનું પાલન કર્યું છે. (૨૮) મહાભારતની રચનાના નિમિત્તે મેં વેદોનો અર્થ પ્રગટ કરી આપ્યો છે, જેનાથી સ્ત્રીઓ, શૂદ્રો વગેરે પણ પોતપોતાના ધર્મ-કર્મનું જ્ઞાન મેળવી શકે છે. (૨૯) જોકે હું બ્રહ્મતેજથી સંપન્ન છું, સમર્થ છું તેમ છતાં મારા દેહમાં રહેનારા આત્માનો પરમાત્મા સાથે યોગ નહીં થયો હોય એવું લાગે છે. (૩૦) અવશ્ય, મેં હજી સુધી ભગવત્પ્રાપ્તિ કરાવનારા ધર્મોનું નિરૂપણ ઘણું કરીને કર્યું નથી, કે જે ધર્મો પરમહંસોને પ્રિય છે અને ભગવાનને પણ પ્રિય છે (લાગે છે કે – મારી અપૂર્ણતાનું આ જ કારણ છે).' (૩૧) શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ જ્યારે આ રીતે પોતાને અપૂર્ણ માનીને ખિન્ન બન્યા હતા તે જ સમયે વ્યાસાશ્રમમાં નારદજી પધાર્યા. (૩૨) તેમને આવેલા જોઈને વ્યાસજી તરત જ ઊભા થઈ ગયા અને દેવો વડે સમ્માનિત દેવર્ષિ નારદની વિધિપૂર્વક તેમણે પૂજા કરી. (૩૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને ચતુર્થોઽધ્યાયઃ[1] ॥ ૪॥
પહેલા સ્કંધ-અંતર્ગત નૈમિષીયોપાખ્યાનનો ચોથો અધ્યાય સમાપ્ત.

═★═

૧. અહીં પ્રાચીન પ્રતમાં 'નારદાગમનં' એટલો પાઠ વધુ છે.

# પાંચમો અધ્યાય

## ભગવાનના યશ-કીર્તનનો મહિમા અને દેવર્ષિ નારદનું પૂર્વચરિત્ર

*સૂત ઉવાચ*

**અથ તં સુખમાસીન ઉપાસીનં બૃહચ્છ્રવાઃ ।**
**દેવર્ષિઃ પ્રાહ વિપ્રર્ષિં વીણાપાણિઃ સ્મયન્નિવ ॥ ૧॥**

*નારદ ઉવાચ*

**પારાશર્ય મહાભાગ ભવતઃ કચ્ચિદાત્મના ।**
**પરિતુષ્યતિ શારીર આત્મા માનસ એવ વા ॥ ૨॥**
**જિજ્ઞાસિતં સુસમ્પન્નમપિ તે મહદદ્ભુતમ્ ।**
**કૃતવાન્ ભારતં યસ્ત્વં સર્વાર્થપરિબૃંહિતમ્ ॥ ૩॥**
**જિજ્ઞાસિતમધીતં ચ યત્તદ્બ્રહ્મ સનાતનમ્ ।**
**અથાપિ[1] શોચસ્યાત્માનમકૃતાર્થ ઇવ પ્રભો ॥ ૪॥**

*વ્યાસ ઉવાચ*

**અસ્ત્યેવ મે સર્વમિદં ત્વયોક્તં**
**તથાપિ નાત્મા પરિતુષ્યતે મે ।**
**તન્મૂલમવ્યક્તમગાધબોધં**
**પૃચ્છામહે ત્વાઽઽત્મભવાત્મભૂતમ્ ॥ ૫॥**
**સ વૈ ભવાન્ વેદ સમસ્તગુહ્ય-**
**મુપાસિતો યત્પુરુષઃ પુરાણઃ ।**
**પરાવરેશો મનસૈવ વિશ્વં**
**સૃજત્યવત્યત્તિ ગુણૈરસઙ્ગઃ ॥ ૬॥**
**ત્વં પર્યટન્નર્ક ઇવ ત્રિલોકી-**
**મન્તશ્ચરો વાયુરિવાત્મસાક્ષી ।**
**પરાવરે બ્રહ્મણિ ધર્મતો વ્રતૈઃ**
**સ્નાતસ્ય મે ન્યૂનમલં વિચક્ષ્વ ॥ ૭॥**

*નારદ ઉવાચ*

**ભવતાઽનુદિતપ્રાયં યશો ભગવતોઽમલમ્ ।**
**યેનૈવાસૌ ન તુષ્યેત મન્યે તદ્દર્શનં ખિલમ્ ॥ ૮॥**
**યથા ધર્માદયશ્ચાર્થા મુનિવર્યાનુકીર્તિતાઃ ।**
**ન તથા વાસુદેવસ્ય મહિમા હ્યનુવર્ણિતઃ ॥ ૯॥**
**ન યદ્વચશ્ચિત્રપદં હરેર્યશો**
**જગત્પવિત્રં પ્રગૃણીત કર્હિચિત્ ।**
**તદ્વાયસં તીર્થમુશન્તિ માનસા**
**ન યત્ર હંસા નિરમન્ત્યુશિક્ષયાઃ ॥ ૧૦॥**

**સૂતજી કહે છે** — ત્યારબાદ સુખેથી બેઠેલા વીણાપાણિ પરમ યશસ્વી દેવર્ષિ નારદે પોતાની પાસે જ બેઠેલા બ્રહ્મર્ષિ વ્યાસજીને સ્મિતપૂર્વક કહ્યું. (૧)

**નારદજીએ પૂછ્યું** — હે મહાભાગ વ્યાસજી! તમારું શરીર અને મન — બંને અંતઃકરણની દૃષ્ટિએ સંતુષ્ટ તો છે ને? (૨) આપે જે કાર્ય કરવાનો નિશ્ચય કર્યો હતો તે સમ્યક્પણે સમ્પન્ન થઈ ગયું છે; કારણ કે તમે આ મહાભારતની જે રચના કરી છે તે ઘણી જ અદ્ભુત છે. તે ધર્મ વગેરે બધા જ પુરુષાર્થોથી પરિપૂર્ણ છે. (૩) સનાતન બ્રહ્મતત્ત્વ વિશે પણ તમે ખૂબ વિચાર્યું છે અને જાણી પણ લીધું છે; તેમ છતાં, હે પ્રભુ! તમે કૃતાર્થ થયા હો એવું લાગતું નથી. આપની આવી શોકપૂર્ણ સ્થિતિ જોઈને લાગે છે કે આપને હજી પણ કંઈક કરવાનું શેષ છે. (૪)

**વ્યાસજીએ કહ્યું** — તમે મારા વિશે જે કંઈ કહ્યું તે બધું બરાબર જ છે મારું હૃદય હજી પણ સંતુષ્ટ નથી. એનું શું કારણ છે એની ખબર નથી. તમારું જ્ઞાન અગાધ છે. તમે સાક્ષાત્ બ્રહ્માજીના માનસપુત્ર છો. તેથી તમને જ હું આનું કારણ પૂછું છું. (૫) હે નારદજી! તમે સમસ્ત ગોપનીય રહસ્યો જાણો છો; કારણ કે તમે તે પુરાણપુરુષની ઉપાસના કરી છે કે જેઓ પ્રકૃતિ અને પુરુષ — બંનેના સ્વામી છે અને અસંગ રહેવા છતાં પણ પોતાના સંકલ્પમાત્રથી ગુણો વડે સંસારના સર્જન, સ્થિતિ અને પ્રલય કરતા રહે છે. (૬) તમે સૂર્યની જેમ ત્રણે લોકોમાં વિચરતાં રહો છો અને યોગબળે પ્રાણવાયુની જેમ સૌની ભીતર રહેવાથી અંતઃકરણોના સાક્ષી પણ છો. પરબ્રહ્મ અને શબ્દબ્રહ્મ બંનેમાં મારું જ્ઞાન પૂર્ણ છે. ધર્મ માર્ગનું પણ હું અનુસરણ કરી રહ્યો છું. તેમ છતાં પણ જે મારામાં ઉણપ છે તે કૃપા કરીને તમે કહો. (૭)

**નારદજીએ કહ્યું** — હે વ્યાસજી! તમે ઘણું કરીને ભગવાનના નિર્મળ યશનું ગાન નથી કર્યું. મારી એવી માન્યતા છે કે જેનાથી ભગવાન સંતુષ્ટ થતા નથી તે શાસ્ત્ર કે જ્ઞાન અધૂરું છે. (૮) તમે ધર્મ વગેરે પુરુષાર્થોનું જેવું નિરૂપણ કર્યું છે તેવું ભગવાન શ્રીકૃષ્ણના મહિમાનું નિરૂપણ કર્યું નથી. (૯) જગતને પવિત્ર કરનારા ભગવાન શ્રીહરિના યશનું ગાન થતું નથી તેવી વાણી ભલે ગમે તેવા ચિત્ર-વિચિત્ર અલંકારોથી યુક્ત હોય તોપણ તે કાગડાઓને ઉચ્છિષ્ટ અન્ન ફેંકવાના સ્થાન જેવી અપવિત્ર છે. પરંતુ જેમણે પોતાના

૧. પ્રા. પા. — તથાપિ

તદ્વાગ્વિસર્ગો જનતાઘવિપ્લવો
યસ્મિન્ પ્રતિશ્લોકમબદ્ધવત્યપિ ।
નામાન્યનન્તસ્ય યશોઽઙ્કિતાનિ ય-
ચ્છૃણ્વન્તિ ગાયન્તિ ગૃણન્તિ સાધવઃ ॥ ૧૧॥

નૈષ્કર્મ્યમપ્યચ્યુતભાવવર્જિતં
ન શોભતે જ્ઞાનમલં નિરઞ્જનમ્ ।
કુતઃ પુનઃ શશ્વદભદ્રમીશ્વરે
ન ચાર્પિતં કર્મ યદપ્યકારણમ્ ॥ ૧૨॥

અથો મહાભાગ ભવાનમોઘદૃક્
શુચિશ્રવાઃ સત્યરતો ધૃતવ્રતઃ ।
ઉરુક્રમસ્યાખિલબન્ધમુક્તયે
સમાધિનાનુસ્મર તદ્વિચેષ્ટિતમ્ ॥ ૧૩॥

તતોઽન્યથા કિઞ્ચન યદ્વિવક્ષતઃ
પૃથગ્દૃશસ્તત્કૃતરૂપનામભિઃ ।
ન કુત્રચિત્ક્વાપિ ચ દુઃસ્થિતા મતિ-
ર્લભેત વાતાહતનૌરિવાસ્પદમ્ ॥ ૧૪॥

જુગુપ્સિતં ધર્મકૃતેઽનુશાસતઃ
સ્વભાવરક્તસ્ય મહાન્ વ્યતિક્રમઃ ।
યદ્વાક્યતો ધર્મ ઇતીતરઃ સ્થિતો
ન મન્યતે તસ્ય નિવારણં જનઃ ॥ ૧૫॥

વિચક્ષણોઽસ્યાર્હતિ વેદિતું વિભો-
રનન્તપારસ્ય નિવૃત્તિતઃ સુખમ્ ।
પ્રવર્તમાનસ્ય ગુણૈરનાત્મન-
સ્તતો ભવાન્દર્શય ચેષ્ટિતં વિભોઃ ॥ ૧૬॥

ત્યક્ત્વા સ્વધર્મં ચરણામ્બુજં હરે-
ર્ભજન્નપક્વોઽથ પતેત્તતો યદિ ।
યત્ર ક્વ વાભદ્રમભૂદમુષ્ય કિં
કો વાર્થ આપ્તોઽભજતાં સ્વધર્મતઃ ॥ ૧૭॥

હૃદયરૂપી માનસરોવરમાં કમનીયકીર્તિના ભગવાનને પધરાવી દીધા છે તેવા પરમહંસ ભક્તો તેમાં રમણ કરતા નથી. (૧૦) તે વાણી, જેમાં સુંદર રચના ભલે ન હોય પરંતુ જેનો પ્રત્યેક શ્લોક ભગવાનનાં સુયશસૂચક નામોથી યુક્ત હોય તેવી વાણી લોકોનાં તમામ પાપોનો નાશ કરે છે; વાણી એ જ છે જેનું સત્પુરુષો શ્રવણ, ગાન અને કીર્તન કરતા રહે છે. (૧૧) કર્તાભાવ વિના પણ કરવામાં આવેલું કર્મ જો તેમાં ભગવદ્‌ભાવ ન હોય તો તેની કોઈ શોભા નથી, ભક્તિ વિનાના નિર્મળ જ્ઞાનની પણ કોઈ શોભા નથી. કામનારહિત કરવામાં આવેલું કર્મ પણ જો ઈશ્વરાર્પણ ન કર્યું તો તે અકલ્યાણકારી જ છે, તો પછી સાંસારિક કામનાવાળું કર્મ કલ્યાણકારી ક્યાંથી બની શકે? સકામ અનુષ્ઠાન માટે તો કહેવાનું જ શું? તે તો ક્રિયા અને રૂપ બન્નેમાં અભદ્ર છે. (૧૨) હે મહાભાગ વ્યાસજી! તમારી દૃષ્ટિ અમોઘ છે, તમારી કીર્તિ પવિત્ર છે, તમે સત્યપરાયણ અને દૃઢવ્રતી છો. તેથી તમે હવે સમસ્ત જીવોને બંધનમાંથી મુક્ત કરવા માટે અચિંત્યશક્તિના ભગવાનની લીલાઓનું સમાધિ દ્વારા સ્મરણ કરો. (૧૩) જે મનુષ્ય ભગવાનની લીલા સિવાયનું અન્ય કશું કહેવા ઇચ્છે છે તે તેવી ઇચ્છાથી જ નિર્મિત અનેક નામો અને રૂપોના ચક્કરમાં પડે છે, તેની બુદ્ધિ ભેદભાવભરી બની જાય છે. જેમ પવનના સપાટાઓથી ડગમગતી નાવને ક્યાંય પણ ઠરવાનું ઠેકાણું મળતું નથી તેવી જ રીતે તેની ચંચળ બુદ્ધિ ક્યાંય પણ સ્થિર થવા પામતી નથી.* (૧૪) સંસારી લોકો સ્વભાવથી જ વિષયોમાં ફસાયેલા છે. ધર્મના નામે તમે તેમને નિંદિત (પશુહિંસાયુક્ત) સકામ કર્મો કરવાની આજ્ઞા પણ આપી છે. આ તો ઘણી જ અવળી વાત થઈ; કારણ કે મૂર્ખ લોકો તમારાં વચનોને આધારે પૂર્વોક્ત નિંદિત કર્મોને જ ધર્મ માનીને, 'આ જ મુખ્ય ધર્મ છે' એવો નિશ્ચય કરીને તેનો નિષેધ કરનારાં વચનોને ઉચિત માનતા નથી. (૧૫) ભગવાન અનંત છે. કોઈ વિચારવાન જ્ઞાની પુરુષ જ સંસારથી વિરક્ત થઈને ભગવાનના સ્વરૂપભૂત પરમાનંદનો અનુભવ કરે છે. તેથી જે લોકો પારમાર્થિક બુદ્ધિથી રહિત છે અને ગુણો જેમને નચાવી રહ્યા છે તેમના કલ્યાણ માટે જ તમે સર્વસાધારણ હિતની દૃષ્ટિએ ભગવાનની લીલાઓનું વર્ણન કરો. (૧૬) જે મનુષ્ય પોતાનો ધર્મ ત્યજીને ભગવાનનાં ચરણકમળોનું ભજન-સેવન કરે છે – ભજન પરિપક્વ થઈ ગયા પછીની તો વાત જ શી? – જો એની પહેલાં જ તેનું ભજન છૂટી જાય અથવા તેનું મૃત્યુ થઈ જાય તો શું ક્યાંય પણ તેનું કશું અમંગળ થઈ શકે ખરું? પરંતુ

* આ શ્લોકમાં નારદજીનો એ ભાવ છે કે, તમે ભગવાનની લીલાઓનું વર્ણન કરો જેથી લોકો તે કથારસનું પાન કરી પોતાનું કલ્યાણ કરી શકે. કારણ કે આપે વર્ણવેલા અનેક સાધનોમાં તેમની બુદ્ધિ સ્થિર થતી નથી.

તસ્યૈવ હેતોઃ પ્રયતેત કોવિદો
　ન લભ્યતે યદ્ભ્રમતામુપર્યધઃ ।
તલ્લભ્યતે દુઃખવદન્યતઃ સુખં
　કાલેન સર્વત્ર ગભીરરંહસા ॥ ૧૮॥

ન વૈ જનો જાતુ કથઞ્ચનાવ્રજે-
　ન્મુકુન્દસેવ્યન્યવદઙ્ગ સંસૃતિમ્ ।
સ્મરન્મુકુન્દાઙ્ઘ્ર્યુપગૂહનં પુન-
　ર્વિહાતુમિચ્છેન્ન રસગ્રહો યતઃ ॥ ૧૯॥

ઈદં હિ વિશ્વં ભગવાનિવેતરો
　યતો જગત્સ્થાનનિરોધસમ્ભવાઃ ।
તદ્ધિ સ્વયં વેદ ભવાંસ્તથાપિ વૈ[૧]
　પ્રાદેશમાત્રં ભવતઃ પ્રદર્શિતમ્ ॥ ૨૦॥

ત્વમાત્મનાઽઽત્માનમવેહ્યમોઘદૃક્
　પરસ્ય પુંસઃ પરમાત્મનઃ કલામ્ ।
અજં પ્રજાતં જગતઃ શિવાય ત-
　ન્મહાનુભાવાભ્યુદયોઽધિગણ્યતામ્ ॥ ૨૧॥

ઈદં હિ પુંસસ્તપસઃ શ્રુતસ્ય વા
　સ્વિષ્ટસ્ય સૂક્તસ્ય ચ [૨]બુદ્ધિદત્તયોઃ ।
અવિચ્યુતોઽર્થઃ કવિભિર્નિરૂપિતો
　યદુત્તમશ્લોકગુણાનુવર્ણનમ્[૩] ॥ ૨૨॥

અહં પુરાતીતભવેઽભવં મુને[૪]
　દાસ્યાસ્તુ કસ્યાશ્ચન વેદવાદિનામ્ ।
નિરૂપિતો બાલક એવ યોગિનાં
　શુશ્રૂષણે પ્રાવૃષિ નિર્વિવિક્ષતામ્ ॥ ૨૩॥

તે મય્યપેતાખિલચાપલેઽર્ભકે
　દાન્તેઽધૃતક્રીડનકેઽનુવર્તિનિ ।
ચક્રુઃ કૃપાં યદ્યપિ તુલ્યદર્શનાઃ
　શુશ્રૂષમાણે મુનયોઽલ્પભાષિણિ ॥ ૨૪॥

ઉચ્છિષ્ટલેપાનનુમોદિતો દ્વિજૈઃ
　સકૃત્સ્મ ભુઞ્જે તદપાસ્તકિલ્બિષઃ ।
એવં પ્રવૃત્તસ્ય વિશુદ્ધચેતસ-
　સ્તદ્ધર્મ એવાત્મરુચિઃ પ્રજાયતે ॥ ૨૫॥

જેઓ ભગવાનનું ભજન કરતા નથી અને કેવળ સ્વધર્મનું પાલન કરે છે તેમને કેવો લાભ મળે છે?* (૧૭) કાલના વેગથી જીવને સુખ અને દુઃખ બન્ને એક પછી એક મળ્યા કરે છે. બ્રહ્મલોકથી માંડીને નીચેના લોક સુધી ક્યાંય પણ જીવ કાયમ માટે સુખ પામી શકતો નથી, તેથી વિદ્વાન પુરુષે જે શાશ્વત ભગવત્પ્રાપ્તિનું સુખ છે તેના માટે જ પ્રયત્ન કરવો. (૧૮) હે વ્યાસજી! જે મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનો સેવક છે તે, અન્ય મનુષ્યોની જેમ જન્મ-મૃત્યુરૂપી સંસારમાં આવતો નથી. તેણે ભગવાનનાં ચરણકમળોનું દૃઢતાથી આલિંગન કરી લીધું છે અને તે ભગવાનના સ્મરણને છોડવા ઇચ્છતો નથી; કારણ કે તેને તે રસનો ચસકો લાગી ગયો છે. (૧૯) જેનાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે તે ભગવાન જ આ વિશ્વના રૂપમાં પણ છે. આમ હોવા છતાં પણ તેઓ એનાથી વિલક્ષણ છે. આ વાત તમે સ્વયં જાણો છો, તેમ છતાં મેં તમને ટૂંકમાં કહ્યું છે. (તેથી આપ ભગવાનની લીલાઓનું વિસ્તારથી વર્ણન કરો.) (૨૦) હે વ્યાસજી! તમારી દૃષ્ટિ અમોઘ છે; તમે એ વાત જાણી લો કે તમે પુરુષોત્તમ ભગવાનના લીલા-અવતાર છો. અજન્મા હોવા છતાં પણ તમે જગતના કલ્યાણ માટે જન્મ લીધો છે. તેથી તમે વિશેષરૂપે ભગવાનની લીલાઓનું અને યશનું વર્ણન કરો. (૨૧) વિદ્વાનોએ એ વાતનું નિરૂપણ કર્યું છે કે મનુષ્યનાં તપ, વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાન, સ્વાધ્યાય, જ્ઞાન અને દાન બધાનો ચરમ લાભ એ છે કે પુણ્યકીર્તિ એવા શ્રીકૃષ્ણના ગુણોનું અને તેમની લીલાઓનું વર્ણન થાય. (૨૨)

હે મુનિ! પૂર્વ કલ્પમાં હું પોતાના પૂર્વજીવનમાં વેદવાદી બ્રાહ્મણોની એક દાસીનો દીકરો હતો. તે યોગીઓ વર્ષાઋતુમાં એક સ્થળે ચાતુર્માસ કરી રહ્યા હતા. બાળપણમાં જ મને તેમની સેવા કરવા નીમ્યો હતો. (૨૩) હું જોકે બાળક હતો, પણ મારામાં કોઈ પણ પ્રકારની ચંચળતા ન હતી. હું જિતેન્દ્રિય હતો, ખેલ-ક્રીડાથી દૂર રહેતો હતો અને આજ્ઞાનુસાર તેમની સેવા કરતો હતો. હું ઘણું જ ઓછું બોલતો હતો. મારો આ શીલ-સ્વભાવ જોઈને સમદર્શી મુનિઓએ મુજ સેવક પર અત્યંત કરુણા કરી. (૨૪) તેમની અનુમતિ મેળવીને વાસણોમાં તેમના દ્વારા છોડેલું ભોજન હું એક ટંક ખાઈ લેતો હતો. એનાથી મારાં બધાં પાપ ધોવાઈ ગયાં. આ રીતે તેમની સેવા કરતાં કરતાં મારું હૃદય શુદ્ધ થઈ ગયું; અને તેઓ જેવું પૂજન-ભજન કરતા હતા તેમાં

---

* ગોપીઓ તેમના ઘરનું કામ છોડીને સતત ભગવાનમાં ડૂબેલી રહેતી હતી. આ પ્રસંગમાં તેમને ઉદાહરણ માનીને મનુષ્યે પોતાનું ભગવાન સાથે તાદાત્મ્ય જોડવું જોઈએ.

૧. પ્રા. પા. – ‘તે પ્રદેશ૦ । ૨. પ્રા. પા. – બુદ્ધ૦ । ૩. પ્રા. પા. – ૦ગુણાનુકીર્તનમ્ । ૪. પ્રા. પા. – સુતો ।

તત્રાન્વહં કૃષ્ણકથાઃ પ્રગાયતા-
મનુગ્રહેણાશ્રૃણવં મનોહરાઃ ।
તાઃ શ્રદ્ધયા મેઽનુપદં વિશ્રૃણ્વતઃ
પ્રિયશ્રવસ્યઙ્ગ મમાભવદ્રુચિઃ[1] ॥ ૨૬॥

તસ્મિંસ્તદા લબ્ધરુચેર્મહામુને[2]
પ્રિયશ્રવસ્યસ્ખલિતા મતિર્મમ ।
યયાહમેતત્સદસત્સ્વમાયયા
પશ્યે મયિ બ્રહ્મણિ કલ્પિતં પરે ॥ ૨૭॥

ઇત્થં શરત્પ્રાવૃષિકાવૃતૂ હરે-
ર્વિશ્રૃણ્વતો મેઽનુસવં યશોઽમલમ્ ।
સઙ્કીર્ત્યમાનં મુનિભિર્મહાત્મભિ-
ર્ભક્તિઃ પ્રવૃત્તાઽઽત્મરજસ્તમોપહા[3] ॥ ૨૮॥

તસ્યૈવં મેઽનુરક્તસ્ય પ્રશ્રિતસ્ય હતૈનસઃ ।
શ્રદ્દધાનસ્ય બાલસ્ય દાન્તસ્યાનુચરસ્ય ચ ॥ ૨૯॥

જ્ઞાનં ગુહ્યતમં યત્તત્સાક્ષાદ્ભગવતોદિતમ્ ।
અન્વવોચન્ ગમિષ્યન્તઃ કૃપયા દીનવત્સલાઃ ॥ ૩૦॥

યેનૈવાહં ભગવતો વાસુદેવસ્ય વેધસઃ ।
માયાનુભાવમવિદં યેન ગચ્છન્તિ તત્પદમ્ ॥ ૩૧॥

એતત્સંસૂચિતં બ્રહ્મંસ્તાપત્રયચિકિત્સિતમ્ ।
યદીશ્વરે ભગવતિ કર્મ બ્રહ્મણિ ભાવિતમ્ ॥ ૩૨॥

આમયો યશ્ચ ભૂતાનાં જાયતે યેન સુવ્રત ।
તદેવ હ્યામયં દ્રવ્યં ન પુનાતિ ચિકિત્સિતમ્ ॥ ૩૩॥

એવં નૃણાં ક્રિયાયોગાઃ સર્વે સંસૃતિહેતવઃ ।
ત એવાત્મવિનાશાય કલ્પન્તે કલ્પિતાઃ પરે ॥ ૩૪॥

યદત્ર ક્રિયતે કર્મ ભગવત્પરિતોષણમ્ ।
જ્ઞાનં યત્તદધીનં હિ ભક્તિયોગસમન્વિતમ્ ॥ ૩૫॥

કુર્વાણા યત્ર કર્માણિ ભગવચ્છિક્ષયાઽસકૃત્ ।
ગૃણન્તિ ગુણનામાનિ કૃષ્ણસ્યાનુસ્મરન્તિ ચ ॥ ૩૬॥

મને પણ રુચિ થઈ ગઈ. (૨૫) હે પ્રિય વ્યાસજી! તે સત્સંગમાં, તે લીલા-ગાનમાં પરાયણ મહાત્માઓની કૃપાથી, હું દરરોજ શ્રીકૃષ્ણની મનોહર કથાઓ સાંભળતો હતો. એક-એક પદનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતાં કરતાં પ્રિયકીર્તિ એવા ભગવાનમાં મારી રુચિ થઈ ગઈ. (૨૬)

હે મહામુનિ! જ્યારે ભગવાનમાં મારી રુચિ થઈ ગઈ ત્યારે તે મનોહર-કીર્તિ પ્રભુમાં મારી બુદ્ધિ પણ નિશ્ચળ થઈ ગઈ અને હું બ્રહ્મરૂપ થઈ ગયો. તે બુદ્ધિ થકી હું સત્ અને અસત્‌રૂપી આ સમસ્ત જગતને પોતાના પરબ્રહ્મસ્વરૂપ આત્મામાં, માયાથી કલ્પિત જોવા લાગ્યો. (૨૭) આ પ્રમાણે શરદ અને વર્ષા એ બે ઋતુઓમાં (રોજ) ત્રણે સમય તે મહાત્મા મુનિઓએ શ્રીહરિના નિર્મળ યશનું સંકીર્તન કર્યું અને હું પ્રત્યેક વાત પ્રેમપૂર્વક સાંભળતો હતો. હવે મારા હૃદયમાં ચિત્તના રજોગુણ અને તમોગુણનો નાશ કરનારી ભક્તિનો પ્રાદુર્ભાવ થયો. (૨૮) હું તેમનો ભારે અનુરાગી હતો, વિનયી હતો; તે મુનિઓની સેવાથી મારાં પાપ નાશ પામ્યાં હતાં. મારા હૃદયમાં શ્રદ્ધા હતી, ઇન્દ્રિયો પર સંયમ હતો તથા શરીર, વાણી અને મનથી હું તેમનો આજ્ઞાંકિત હતો. (૨૯) તે દીનવત્સલ મહાત્માઓએ જતી વેળાએ કૃપા કરીને મને તે ગુહ્યતમ જ્ઞાનનો ઉપદેશ કર્યો, કે જે જ્ઞાનનો ઉપદેશ સ્વયં ભગવાને પોતાના શ્રીમુખેથી કર્યો છે. (૩૦) તે ઉપદેશને લીધે જ હું જગતના નિર્માતા ભગવાન શ્રીકૃષ્ણની માયાના પ્રભાવને જાણી શક્યો, કે જે જાણી લેવાથી ભગવાનના પરમપદની પ્રાપ્તિ થઈ જાય છે. (૩૧)

હે સત્યસંકલ્પ વ્યાસજી! સમસ્ત કર્મો પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણને સમર્પિત કરી દેવાં એ જ સંસારનાં ત્રિવિધ દુઃખોની એકમાત્ર ઔષધિ છે, આ વાત મેં તમને જણાવી છે. (૩૨) હે સુવ્રત! પ્રાણીઓને જે પદાર્થના સેવનથી જે રોગ થાય છે તે જ પદાર્થનો ઉપચારવિધિ અનુસાર પ્રયોગ કરવાથી તે શું એ રોગને દૂર નથી કરતો? (૩૩) એ જ રીતે, જોકે બધાં જ કર્મો મનુષ્યોને જન્મ-મૃત્યુરૂપી સંસારના ચક્રમાં ફસાવે છે, તેમ છતાં જ્યારે તે કર્મો ભગવાનને સમર્પિત કરી દેવામાં આવે છે ત્યારે તેમનું કર્મપણું જ નાશ પામે છે. (૩૪) આ લોકમાં શાસ્ત્રવિહિત જે કર્મો ભગવાનની પ્રસન્નતા માટે કરવામાં આવે છે તેમનાથી જ પરાભક્તિયુક્ત જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. (૩૫) ભગવાનના ભક્તો ભગવાનની આજ્ઞા અનુસાર ભગવત્પ્રીત્યર્થ કર્મનું આચરણ કરતાં રહીને ભગવાન શ્રીકૃષ્ણના ગુણોનું અને તેમનાં નામોનું આ પ્રમાણે વારંવાર સ્મરણ અને કીર્તન કરે છે. (૩૬)

૧. પ્રા. પા. – મમાભવદ્રતિઃ । ૨. પ્રા. પા. – મહામતે । ૩. પ્ર. પા. – તમોહરા ।

નમો ભગવતે તુભ્યં વાસુદેવાય ધીમહિ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય નમઃ સઙ્કર્ષણાય ચ ॥ ૩૭॥

ઈતિ મૂર્ત્યભિધાનેન મન્ત્રમૂર્તિમમૂર્તિકમ્ ।
યજતે યજ્ઞપુરુષં સ સમ્યગ્દર્શનઃ પુમાન્ ॥ ૩૮॥

ઈમં સ્વનિગમં બ્રહ્મન્નવેત્ય મદનુષ્ઠિતમ્ ।
અદાન્મે જ્ઞાનમૈશ્વર્યં સ્વસ્મિન્ ભાવં ચ કેશવઃ ॥ ૩૯॥

ત્વમપ્યદભ્રશ્રુત વિશ્રુતં વિભોઃ
સમાપ્યતે યેન વિદાં બુભુત્સિતમ્ ।
આખ્યાહિ દુઃખૈર્મુહુરર્દિતાત્મનાં
સઙ્ક્લેશનિર્વાણમુશન્તિ નાન્યથા ॥ ૪૦॥

– 'હે પ્રભુ! આપને, ભગવાન શ્રીવાસુદેવને નમસ્કાર છે! અમે આપનું ધ્યાન કરીએ છીએ. પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણને પણ નમસ્કાર છે!' (૩૭) આ ચતુર્વ્યૂહરૂપી ભગવાનની મૂર્તિઓ જે પ્રાકૃત-શરીરથી રહિત છે એવા યજ્ઞપુરુષ ભગવાનનું જે મનુષ્ય પૂજન કરે છે તેનું જ જ્ઞાન પૂર્ણ અને યથાર્થ છે. (૩૮)

હે બ્રહ્મન્! જ્યારે મેં ભગવાનની આજ્ઞાનું આ રીતે પાલન કર્યું ત્યારે આ વાત જાણીને ભગવાન શ્રીકૃષ્ણે મને આત્મજ્ઞાન, ઐશ્વર્ય અને પોતાની ભાવરૂપ પ્રેમા-ભક્તિનું દાન કર્યું. (૩૯) હે વ્યાસજી! તમારું જ્ઞાન વિપુલ છે; તમે ભગવાનની જ કીર્તિનું, તેમની પ્રસિદ્ધ પ્રેમપૂર્ણ લીલાનું વર્ણન કરો. તેનાથી મોટા-મોટા જ્ઞાનીઓની પણ જિજ્ઞાસા પૂર્ણ થાય છે. જે લોકોને દુઃખો વારંવાર સતાવતા રહે છે તેમનાં દુઃખોના શમનનો આ જ ઉપાય છે, અન્ય કોઈ ઉપાય નથી. (૪૦)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે વ્યાસનારદસંવાદે પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત વ્યાસનારદસંવાદનો પાંચમો અધ્યાય સમાપ્ત.**

═★═

# છઠ્ઠો અધ્યાય

**નારદજીના પૂર્વચરિત્રનો શેષભાગ**

*સૂત ઉવાચ*

એવં નિશમ્ય ભગવાન્દેવર્ષેર્જન્મ કર્મ ચ ।
ભૂયઃ પપ્રચ્છ તં બ્રહ્મન્ વ્યાસઃ સત્યવતીસુતઃ ॥ ૧॥

*વ્યાસ ઉવાચ*

ભિક્ષુભિર્વિપ્રવસિતે વિજ્ઞાનાદેષ્ટૃભિસ્તવ ।
વર્તમાનો વયસ્યાદ્યે તતઃ કિમકરોદ્ભવાન્ ॥ ૨॥
સ્વાયમ્ભુવ કયા વૃત્ત્યા વર્તિતં તે પરં વયઃ ।
કથં ચેદમુદસ્રાક્ષીઃ કાલે પ્રાપ્તે કલેવરમ્ ॥ ૩॥
પ્રાક્કલ્પવિષયામેતાં સ્મૃતિં તે સુરસત્તમ ।
ન હ્યેષ વ્યવધાત્કાલ એષ સર્વનિરાકૃતિઃ ॥ ૪॥

*નારદ ઉવાચ*

ભિક્ષુભિર્વિપ્રવસિતે વિજ્ઞાનાદેષ્ટૃભિર્મમ ।
વર્તમાનો વયસ્યાદ્યે તત એતદકારષમ્[1] ॥ ૫॥
એકાત્મજા મે જનની યોષિન્મૂઢા ચ કિઙ્કરી ।
મય્યાત્મજેઽનન્યગતૌ ચક્રે સ્નેહાનુબન્ધનમ્ ॥ ૬॥

**શ્રીસૂતજી કહે છે** – હે શૌનકજી! દેવર્ષિ નારદના જન્મની અને સાધનાની વાત સાંભળીને સત્યવતીનંદન ભગવાન શ્રીવ્યાસે તેમને ફરી આ પ્રશ્ન કર્યો. (૧)

**શ્રીવ્યાસજીએ પૂછ્યું** – હે નારદજી! તમને જ્ઞાનનો ઉપદેશ કરનારા મહાત્માઓ જ્યારે ચાલ્યા ગયા ત્યારે તમે શું કર્યું? તે સમયે તો તમારી ઉંમર ઘણી નાની હતી. (૨) હે સ્વાયંભુવ! તમારી શેષ આવરદા કેવી રીતે વીતી અને મૃત્યુવેળાએ તમે કઈ વિધિથી પોતાનો દેહત્યાગ કર્યો? (૩) હે દેવર્ષિ! કાળ તો બધી જ વસ્તુઓનો નાશ કરે છે, તો પછી તેણે તમારી પૂર્વ-કલ્પની આ સ્મૃતિનો નાશ કેમ ન કર્યો? (૪)

**શ્રીનારદજીએ કહ્યું** – મને જ્ઞાનોપદેશ કરનારા મહાત્માઓ જ્યારે ચાલ્યા ગયા, તે પછી મેં આ રીતે પોતાનું જીવન વિતાવ્યું – જોકે તે સમયે મારી વય ઘણી નાની હતી. (૫) હું પોતાની માતાનો એક જ દીકરો હતો. એક તો તે સ્ત્રી હતી, બીજું તે મૂઢ હતી અને ત્રીજું તે દાસી હતી. મારે પણ એના સિવાય અન્ય કોઈ સહારો ન હતો. મારી માતા મારા પર ખૂબ પ્રેમ રાખતી હતી. (૬)

૧. પ્રા. પા. – ૦કારિષમ્ ।

સાઽસ્વતન્ત્રા ન કલ્પાઽઽસીદ્યોગક્ષેમં મમેચ્છતી ।
ઈશસ્ય હિ વશે લોકો યોષા દારુમયી યથા ॥ ૭॥

અહં ચ તદ્બ્રહ્મકુલે ઊષિવાંસ્તદપેક્ષયા ।
દિગ્દેશકાલાવ્યુત્પન્નો બાલકઃ પઞ્ચહાયનઃ ॥ ૮॥

એકદા નિર્ગતાં ગેહાદ્દુહન્તીં નિશિ ગાં પથિ ।
સર્પોઽદશત્પદા સ્પૃષ્ટઃ કૃપણાં કાલચોદિતઃ ॥ ૯॥

તદા તદહમીશસ્ય ભક્તાનાં શમભીપ્સતઃ ।
અનુગ્રહં મન્યમાનઃ પ્રાતિષ્ઠં દિશમુત્તરામ્ ॥ ૧૦॥

સ્ફીતાઞ્જનપદાંસ્તત્ર પુરગ્રામવ્રજાકરાન્ ।
[૧]ખેટખર્વટવાટીશ્ચ વનાન્યુપવનાનિ ચ ॥ ૧૧॥

ચિત્રધાતુવિચિત્રાદ્રીનિભભગ્નભુજદ્રુમાન્ ।
જલાશયાઞ્છિવજલાન્નલિનીઃ સુરસેવિતાઃ ॥ ૧૨॥

ચિત્રસ્વનૈઃ પત્રરથૈર્વિભ્રમદ્ભ્રમરશ્રિયઃ ।
[૨]નલવેણુશરસ્તમ્બકુશકીચકગહ્વરમ્[૩] ॥ ૧૩॥

એક [૪]એવાતિયાતોઽહમદ્રાક્ષં વિપિનં મહત્ ।
ઘોરં પ્રતિભયાકારં વ્યાલોલૂકશિવાજિરમ્ ॥ ૧૪॥

પરિશ્રાન્તેન્દ્રિયાત્માહં તૃટ્પરીતો બુભુક્ષિતઃ ।
સ્નાત્વા પીત્વા હ્રદે નદ્યા ઉપસ્પૃષ્ટો ગતશ્રમઃ ॥ ૧૫॥

તસ્મિન્નિર્મનુજેઽરણ્યે પિપ્પલોપસ્થ આસ્થિતઃ[૫] ।
[૬]આત્મનાઽઽત્માનમાત્મસ્થં યથાશ્રુતમચિન્તયમ્ ॥ ૧૬॥

ધ્યાયતશ્ચરણામ્ભોજં ભાવનિર્જિતચેતસા ।
ઔત્કણ્ઠ્યાશ્રુકલાક્ષસ્ય હૃદ્યાસીન્મે શનૈર્હરિઃ ॥ ૧૭॥

તે મારા યોગક્ષેમની ચિંતા તો ઘણી કરતી હતી, પણ પરાધીન હોવાને કારણે કશું કરી શકતી ન હતી. જેમ કઠપૂતળી નચાવનારાની ઇચ્છા મુજબ નાચે છે તે જ રીતે આ સઘળો સંસાર ઈશ્વરને આધીન છે. (૭)

હું પણ મારી માતાના સ્નેહબંધનમાં બંધાઈને તે બ્રાહ્મણવસ્તીમાં જ રહ્યો. મારી ઉંમર માત્ર પાંચ વર્ષની હતી. મને દિશા, દેશ અને કાળ વિશે કશું જ જ્ઞાન ન હતું. (૮) એક દિવસની વાત છે – મારી મા ગાય દોહવા માટે રાતના સમયે ઘરની બહાર નીકળી. રસ્તામાં તેના પગે સાપ સ્પર્શ્યો, તેણે તે બિચારીને દંશ દીધો. તે સાપનો શો દોષ? કાળનું એવું જ વિધાન હતું! (૯) મેં માન્યું કે ભક્તોનું મંગળ ઇચ્છનારા ભગવાનનો આ પણ એક અનુગ્રહ (કરુણા) જ છે. ત્યારપછી હું ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યો. (૧૦)

તે તરફ રસ્તામાં મને અનેકાનેક ધનધાન્યસંપન્ન દેશો, નગરો, ગામો, ભરવાડોની રઝળતી વસ્તીઓ, ખાણો, ખીણો, નદીઓ અને પર્વતોની તળેટીઓ, વાડીઓ, વન-ઉપવનો અને રંગબેરંગી ધાતુઓથી યુક્ત વિચિત્ર પર્વતો જોવા મળ્યાં. ક્યાંક ક્યાંક જંગલી વૃક્ષો હતાં, જેમની મોટી-મોટી શાખાઓને હાથીઓએ તોડી નાખેલી હતી. શીતળ જળથી ભરેલાં જળાશયો હતાં, જેમાં દેવતાઓને ખપ લાગતાં કમળ હતાં. એમની ઉપર પક્ષીઓ જાતજાતનો કલરવ કરી રહ્યાં હતાં અને ભમરાઓ ભમી રહ્યા હતા. આ બધું જોતો-જોતો હું આગળ વધ્યો. હું એકલો જ હતો. આટલી લાંબી વાટ કાપ્યા પછી મેં એક ભયંકર ગાઢ જંગલ જોયું. તેમાં નરકટ, વેણુ, શરસ્તંબ, કુશ અને મોટા મોટા વાંસ અને ગુફાઓ હતાં. તેની લંબાઈ-પહોળાઈ પણ ઘણી હતી અને તેમાં સાપ, ઘુવડ, શિયાળ વગેરે ભયંકર જીવો રહેતા હતા. તે જોવામાં ઘણું ભયાનક લાગતું હતું. (૧૧-૧૪) ચાલતાં-ચાલતાં મારું શરીર અને ઇન્દ્રિયો શિથિલ થઈ ગયાં. હું ખૂબ ભૂખ્યો, તરસ્યો હતો. ત્યાં એક નદી જોવા મળી. તેમાં મેં સ્નાન, જળપાન અને આચમન કર્યું. તેથી મારો થાક ઊતરી ગયો. (૧૫) તે નિર્જન વનમાં એક પીપળા નીચે આસન લગાવીને હું બેસી ગયો. પેલા મહાત્માઓ પાસેથી જેવું મેં સાંભળ્યું હતું, હૃદયમાં રહેનારા પરમાત્માના તે જ સ્વરૂપનું હું મનોમન ધ્યાન કરવા માંડ્યો. (૧૬) ભક્તિભાવથી વશ કરેલા ચિત્ત વડે ભગવાનનાં ચરણકમળનું ધ્યાન કરતાં જ, ભગવત્પ્રાપ્તિની ઉત્કટ લાલસાથી મારી આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં અને ધીરે ધીરે હૃદયમાં

૧. પ્રા. પા. – ખેટાન્ । ૨. પ્રા. પા. – રત્નરેણુ૦ । ૩. પ્રા. પા. – ૦કીચકમસ્કરિ । ૪. પ્રા. પા. – એવાભિ૦ । ૫. પ્રા. પા. – આશ્રિતઃ । ૬. પ્રા. પા. – આત્મનાઽઽત્મસ્થમાત્માનં ।

પ્રેમાતિભરનિર્ભિન્નપુલકાઙ્ગોઽતિનિર્વૃતઃ ।
આનન્દસમ્પ્લવે લીનો નાપશ્યમુભયં મુને ॥ ૧૮॥

રૂપં ભગવતો યત્તન્મનઃકાન્તં શુચાપહમ્ ।
[1]અપશ્યન્ સહસોત્તસ્થે વૈક્લવ્યાદ્દુર્મના ઇવ ॥ ૧૯॥

દિદૃક્ષુસ્તદહં ભૂયઃ પ્રણિધાય મનો હૃદિ ।
વીક્ષમાણોઽપિ નાપશ્યમવિતૃપ્ત ઇવાતુરઃ ॥ ૨૦॥

એવં યતન્તં વિજને મામાહાગોચરો ગિરામ્ ।
ગમ્ભીરશ્લક્ષ્ણયા વાચા શુચઃ પ્રશમયન્નિવ ॥ ૨૧॥

હન્તાસ્મિઞ્જન્મનિ ભવાન્મા માં દ્રષ્ટુમિહાર્હતિ ।
અવિપક્વકષાયાણાં દુર્દર્શોઽહં કુયોગિનામ્ ॥ ૨૨॥

સકૃદ્ યદ્ દર્શિતં રૂપમેતત્કામાય તેઽનઘ ।
મત્કામઃ શનકૈઃ સાધુઃ સર્વાન્મુઞ્ચતિ હૃચ્છયાન્ ॥ ૨૩॥

સત્સેવયાઽ દીર્ઘયા તે જાતા મયિ દૃઢા મતિઃ ।
હિત્વાઽવદ્યમિમં લોકં ગન્તા મજ્જનતામસિ ॥ ૨૪॥

મતિર્મયિ નિબદ્ધેયં ન વિપદ્યેત કર્હિચિત્ ।
પ્રજાસર્ગનિરોધેઽપિ સ્મૃતિશ્ચ મદનુગ્રહાત્ ॥ ૨૫॥

એતાવદુક્ત્વોપરરામ　તન્મહદ્
　ભૂતં　નભોલિઙ્ગમલિઙ્ગમીશ્વરમ્ ।
અહં ચ તસ્મૈ મહતાં મહીયસે
　શીર્ષ્ણાવનામં　વિદધેઽનુકમ્પિતઃ ॥ ૨૬॥

નામાન્યનન્તસ્ય　હતત્રપઃ　પઠન્
　ગુહ્યાનિ ભદ્રાણિ કૃતાનિ ચ સ્મરન્ ।
ગાં　પર્યટંસ્તુષ્ટમના　ગતસ્પૃહઃ
　કાલં પ્રતીક્ષન્ વિમદો[2] વિમત્સરઃ ॥ ૨૭॥

ભગવાન પ્રગટ થયા. (૧૭) હે વ્યાસજી! તે સમયે પ્રેમભાવની અધિકતાથી મારાં રોમે-રોમ પુલકિત થઈ ઊઠ્યાં, હૃદયમાં અત્યંત આનંદ થયો. તે આનંદના પૂરમાં હું એવો ડૂબી ગયો કે મને પોતાનું અને ધ્યેય-વસ્તુનું જરાય ભાન ન રહ્યું. અને મારી પરમાત્મામાં એકાકાર વૃત્તિ થઈ ગઈ. (૧૮) ભગવાનનું તે અનિર્વચનીય રૂપ સમસ્ત શોકોનો નાશ કરનારું અને મનને અત્યંત લોભાવનારું હતું. ઓચિંતાં તેને ન જોતાં હું અત્યંત વ્યાકુળ થઈ ગયો અને શૂન્યમનસ્ક જેવો થઈને આસન પરથી ઊભો થઈ ગયો. (૧૯)

મેં ફરી તે સ્વરૂપનું દર્શન કરવા ઇચ્છ્યું, પરંતુ મનને હૃદયમાં સમાહિત કરીને દર્શન કરવાની વારંવાર કોશિશ કરવા છતાં પણ હું તેને ફરી જોઈ ન શક્યો. હું અતૃપ્તની જેમ આતુર બની ગયો. (૨૦) આ રીતે નિર્જન વનમાં મને પ્રયત્ન કરતો જોઈને સ્વયં ભગવાને, કે જેઓ વાણીનો વિષય નથી – તેમણે ઘણી ગંભીર અને મધુર વાણીથી મારા શોકનું શમન કરતા હોય એમ કહ્યું. (૨૧) 'ખેદ છે કે આ જન્મમાં તું મારું દર્શન કરી શકીશ નહીં. જેમની વાસનાઓ પૂર્ણપણે શાંત થઈ ગઈ ન હોય તેવા અપરિપક્વ યોગીઓને મારું દર્શન અત્યંત દુર્લભ છે. (૨૨) હે નિષ્પાપ બાળક! તારા હૃદયમાં મને પ્રાપ્ત કરવાની લાલસા જગાડવા માટે જ મેં તને એક વાર પોતાના રૂપની ઝાંખી કરાવી છે. મને પ્રાપ્ત કરવાની આકાંક્ષાવાળો સાધક હૃદયની તમામ વાસનાઓનો, ધીરેધીરે, સમ્યક્પણે ત્યાગ કરી દે છે. (૨૩) અલ્પકાલીન સંતસેવાથી જ તારી ચિત્તવૃત્તિ મારામાં સ્થિર થઈ ગઈ છે. હવે તું આ પ્રાકૃત-મલિન શરીર છોડીને મારો પાર્ષદ બની જઈશ. (૨૪) મને પ્રાપ્ત કરવાનો તારો આ દૃઢ નિશ્ચય ક્યારેય કોઈ પણ રીતે તૂટશે નહીં. સમસ્ત સૃષ્ટિનો પ્રલય થઈ જવા છતાં પણ મારી કૃપાથી તને મારું સ્મરણ કાયમ રહેશે.' (૨૫) આકાશ જેવા અવ્યક્ત, સર્વશક્તિમાન, મહાન પરમાત્મા આટલું કહીને ચૂપ થઈ ગયા. તેમની આ કૃપાનો અનુભવ કરીને મેં તે શ્રેષ્ઠો કરતાં પણ શ્રેષ્ઠતર ભગવાનને મસ્તક નમાવીને પ્રણામ કર્યા. (૨૬) ત્યારથી જ હું લાજ-સંકોચ છોડીને ભગવાનનાં અત્યંત રહસ્યપૂર્ણ અને મંગલમય મધુર નામોનું અને તેમની લીલાઓનું સ્મરણ અને કીર્તન કરતો રહ્યો હતો. સ્પૃહા અને મદ-મત્સર તો મારા હૃદયમાંથી પહેલેથી જ નિવૃત્ત થઈ ચૂક્યાં હતાં; હવે હું આનંદપૂર્વક કાળની પ્રતીક્ષા કરતો કરતો પૃથ્વી પર વિચરવા લાગ્યો. (૨૭)

૧. પ્રાચીન પ્રતમાં 'અપશ્યન્ સહસોત્તસ્થે...' માંડીને 'દુર્દર્શોઽહં કુયોગિનામ્' સુધીના સાડા ત્રણ શ્લોક નથી.　૨. પ્રા. પા. – પ્રતીક્ષન્નમદો ।

એવં કૃષ્ણમતેર્બ્રહ્મન્નસક્તસ્યામલાત્મનઃ ।
કાલઃ પ્રાદુરભૂત્કાલે [1]તડિત્સૌદામની યથા ॥ ૨૮॥

પ્રયુજ્યમાને મયિ તાં શુદ્ધાં ભાગવતીં તનુમ્ ।
આરબ્ધકર્મનિર્વાણો ન્યપતત્ પાઞ્ચભૌતિકઃ ॥ ૨૯॥

કલ્પાન્ત ઈદમાદાય શયાનેઽમ્ભસ્યુદન્વતઃ ।
શિશયિષોરનુપ્રાણં વિવિશેઽન્તરહં વિભોઃ ॥ ૩૦॥

સહસ્રયુગપર્યન્તે ઉત્થાયેદં સિસૃક્ષતઃ ।
મરીચિમિશ્રા ઋષયઃ પ્રાણેભ્યોઽહં ચ જજ્ઞિરે ॥ ૩૧॥

અન્તર્બહિશ્ચ લોકાંસ્ત્રીન્ પર્યેમ્યસ્કન્દિતવ્રતઃ ।
[2]અનુગ્રહાન્મહાવિષ્ણોરવિઘાતગતિઃ ક્વચિત્ ॥ ૩૨॥

દેવદત્તામિમાં વીણાં સ્વરબ્રહ્મવિભૂષિતામ્ ।
મૂર્ચ્છયિત્વા હરિકથાં ગાયમાનશ્ચરામ્યહમ્ ॥ ૩૩॥

પ્રગાયતઃ સ્વવીર્યાણિ તીર્થપાદઃ પ્રિયશ્રવાઃ ।
આહૂત ઈવ મે શીઘ્રં દર્શનં યાતિ ચેતસિ ॥ ૩૪॥

એતદ્ધ્યાતુરચિત્તાનાં માત્રાસ્પર્શેચ્છયા મુહુઃ ।
ભવસિન્ધુપ્લવો દૃષ્ટો હરિચર્યાનુવર્ણનમ્ ॥ ૩૫॥

યમાદિભિર્યોગપથૈઃ કામલોભહતો મુહુઃ ।
મુકુન્દસેવયા યદ્વત્તથાઽઽત્માઽદ્ધા ન શામ્યતિ ॥ ૩૬॥

સર્વં તદિદમાખ્યાતં યત્પૃષ્ટોઽહં ત્વયાનઘ ।
જન્મકર્મરહસ્યં મે ભવતશ્ચાત્મતોષણમ્ ॥ ૩૭॥

હે વ્યાસજી! આ રીતે ભગવાનની કૃપાથી મારું હૃદય શુદ્ધ થયું, આસક્તિ મટી ગઈ અને હું શ્રીકૃષ્ણ-પરાયણ થઈ ગયો. કેટલાક સમય પછી, જેમ વર્ષાકાળમાં વિજળીનો એકાએક ઝબકારો થઈને પાછો શમી જાય છે તેમ સમય આવી પહોંચતાં મારો કાળ આવી ગયો. (૨૮) મને શુદ્ધ ભગવત્પાર્ષદ-શરીર પ્રાપ્ત થવાનો અવસર આવ્યેથી, પ્રારબ્ધકર્મો સમાપ્ત થઈ જવાને કારણે પાંચભૌતિક શરીર નષ્ટ થઈ ગયું. (૨૯) કલ્પના અંતમાં, જે સમયે ભગવાન નારાયણ એકાર્ણવ (પ્રલયકાલીન સમુદ્ર)ના જળમાં શયન કરે છે તે સમયે, તેમના હૃદયમાં શયન કરવાની ઈચ્છાથી આ સઘળી સૃષ્ટિને સંકેલી લઈને બ્રહ્માજી જ્યારે પ્રવેશ કરવા લાગ્યા ત્યારે તેમના શ્વાસની સાથે મેં પણ તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. (૩૦)

એક હજાર ચતુર્યુગી વીતી ગયા પછી જ્યારે બ્રહ્માજી જાગ્યા અને તેમણે સૃષ્ટિ-સર્જનની ઈચ્છા કરી ત્યારે તેમની ઈન્દ્રિયોમાંથી (પ્રગટેલા) મરીચિ વગેરે ઋષિઓની સાથે હું પણ પ્રગટ થયો. (૩૧) ત્યારથી હું ભગવાનની કૃપાથી વૈકુંઠ વગેરેમાં તથા ત્રણે લોકોમાં, બહાર અને અંદર, રોક-ટોક વગર વિચરતો રહું છું. મારા જીવનનું વ્રત – ભગવાનનું ભજન અખંડરૂપે ચાલતું રહે છે. (૩૨) ભગવાને આપેલી સ્વરબ્રહ્મ*થી વિભૂષિત આ વીણા પર સૂર છેડીને હું તેમની લીલાઓનું ગાન કરતો કરતો સઘળા સંસારમાં વિચરતો રહું છું. (૩૩) જ્યારે હું તેમની લીલાઓનું ગાન કરવા લાગું છું ત્યારે તે પ્રભુ, કે જેમનાં ચરણકમળ સમસ્ત તીર્થોનું ઉદ્ગમસ્થાન છે અને જેમનું યશોગાન મને અત્યંત પ્રિય લાગે છે – તેઓ, બોલાવ્યા હોય તેમ, તરત મારા હૃદયમાં આવીને દર્શન આપે છે. (૩૪) જે લોકોનું ચિત્ત નિરંતર વિષયભોગોની કામનાથી આતુર હોય છે તેમના માટે ભગવાનની લીલાઓનું કીર્તન સંસારસાગરને પાર કરવાનું જહાજ છે – આ મારો પાકો અનુભવ છે. (૩૫) કામ અને લોભના પ્રહારથી વારંવાર ઘાયલ થયેલું હૃદય શ્રીકૃષ્ણની સેવાથી જેવી પ્રત્યક્ષ શાંતિ અનુભવે છે તેવી શાંતિ યમ-નિયમ વગેરે યોગ-માર્ગોથી પણ મળી શકતી નથી. (૩૬) હે વ્યાસજી! તમે નિષ્પાપ છો. તમે મને જે કંઈ પૂછ્યું હતું તે બધું – પોતાના જન્મનું અને સાધનાનું રહસ્ય તથા તમારી આત્મ-તુષ્ટિનો ઉપાય હું જણાવી ચૂક્યો. (૩૭)

૧. પ્રા. પા. – વિદ્યુત્ । ૨. પ્રા. પા. – અનુગ્રહાદહં વિષ્ણો૦ ।

* ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ – સા રે ગ મ પ ધ નિ સા – આ સાતે સ્વર બ્રહ્મવ્યંજક હોવાને લીધે જ બ્રહ્મરૂપ કહેવાયા છે.

*સૂત ઉવાચ*

**એવં સમ્ભાષ્ય ભગવાન્નારદો વાસવીસુતમ્ ।**
**આમન્ત્ર્ય વીણાં રણયન્ યયૌ યાદૃચ્છિકો મુનિઃ ॥ ૩૮॥**

**અહો દેવર્ષિર્ધન્યોઽયં યત્કીર્તિં[1] શાર્ઙ્ગધન્વનઃ ।**
**ગાયન્માદ્યન્નિદં તન્ત્ર્યા રમયત્યાતુરં જગત્ ॥ ૩૯॥**

**સૂતજી કહે છે** – હે શૌનકાદિ ઋષિઓ! દેવર્ષિ નારદે વ્યાસજીને આ પ્રમાણે કહીને, જવાની અનુમતિ લીધી અને વીણા વગાડતા વગાડતા તેઓ સહજ રીતે ચાલ્યા ગયા. (૩૮) અહો! આ દેવર્ષિ નારદ ધન્ય છે; કારણ કે તેઓ પોતાની વીણા પર શાર્ઙ્ગપાણિ ભગવાનની કીર્તિ ગાઈ-ગાઈને પોતે તો આનંદમગ્ન થાય જ છે, સાથે-સાથે ત્રિવિધ તાપથી તપ્ત આ જગતને પણ આનંદિત કરતા રહે છે. (૩૯)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે વ્યાસનારદસંવાદે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત વ્યાસનારદસંવાદનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

═★═

# સાતમો અધ્યાય

**અશ્વત્થામા વડે દ્રૌપદીના પુત્રોનું માર્યા જવું અને અર્જુને કરેલું અશ્વત્થામાનું માન-મર્દન**

*શૌનક ઉવાચ*

**નિર્ગતે નારદે સૂત ભગવાન્ બાદરાયણઃ ।**
**શ્રુતવાંસ્તદભિપ્રેતં તતઃ કિમકરોદ્વિભુઃ ॥ ૧॥**

**શૌનકજીએ પૂછ્યું** – હે સૂતજી! સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન વ્યાસ ભગવાને નારદજીનો અભિપ્રાય સાંભળી લીધો. પછી, તેમના ચાલ્યા ગયા બાદ વ્યાસજીએ શું કર્યું? (૧)

*સૂત ઉવાચ*

**બ્રહ્મનદ્યાં સરસ્વત્યામાશ્રમઃ પશ્ચિમે તટે ।**
**શમ્યાપ્રાસ ઇતિ પ્રોક્ત ઋષીણાં સત્રવર્ધનઃ ॥ ૨॥**

**તસ્મિન્ સ્વ આશ્રમે વ્યાસો બદરીષણ્ડમણ્ડિતે ।**
**આસીનોઽપ ઉપસ્પૃશ્ય પ્રણિદધ્યૌ મનઃ સ્વયમ્ ॥ ૩॥**

**ભક્તિયોગેન મનસિ સમ્યક્ પ્રણિહિતેઽમલે ।**
**અપશ્યત્પુરુષં પૂર્વં માયાં ચ તદુપાશ્રયામ્ ॥ ૪॥**

**યયા સમ્મોહિતો જીવ આત્માનં ત્રિગુણાત્મકમ્ ।**
**પરોઽપિ મનુતેઽનર્થં તત્કૃતં ચાભિપદ્યતે ॥ ૫॥**

**અનર્થોપશમં સાક્ષાદ્ભક્તિયોગમધોક્ષજે ।**
**લોકસ્યાજાનતો વિદ્વાંશ્ચક્રે સાત્વતસંહિતામ્ ॥ ૬॥**

**યસ્યાં વૈ શ્રૂયમાણાયાં કૃષ્ણે પરમપૂરુષે ।**
**ભક્તિરુત્પદ્યતે પુંસઃ શોકમોહભયાપહા ॥ ૭॥**

**સ સંહિતાં ભાગવતીં કૃત્વાઽનુક્રમ્ય ચાત્મજમ્ ।**
**શુકમધ્યાપયામાસ નિવૃત્તિનિરતં મુનિઃ ॥ ૮॥**

**સૂતજીએ કહ્યું** – બ્રહ્મનદી સરસ્વતીના પશ્ચિમ કાંઠા પર શમ્યાપ્રાસ નામનો એક આશ્રમ છે. ત્યાં ઋષિઓના યજ્ઞો થતા જ રહે છે. (૨) ત્યાં જ વ્યાસજીનો પોતાનો આશ્રમ છે. તેમની ચારે બાજુ બોરડીનું સુંદર વન છે. તે આશ્રમમાં બેસીને તેમણે આચમન કર્યું અને સ્વયં પોતાના મનને સમાહિત કર્યું. (૩) તેમણે ભક્તિયોગ વડે પોતાના મનને પૂર્ણપણે એકાગ્ર અને નિર્મળ કરીને આદિપુરુષ પરમાત્માને જોયા અને તેમના આશ્રયે રહેનારી માયાને પણ જોઈ. (૪) આ જ માયાથી મોહિત થઈને આ જીવ ત્રણે ગુણોથી અતીત હોવા છતાં પણ પોતાને ત્રિગુણાત્મક માની લે છે અને આ માન્યતાને કારણે તે જન્મ-મરણરૂપી બંધનમાં પડે છે. (૫) આ અનર્થોના શમનનું સાક્ષાત્ સાધન છે – કેવળ ભગવાનનો ભક્તિયોગ. પરંતુ સંસારનાં લોકો આ વાત જાણતાં નથી. આમ સમજીને તેમણે (વ્યાસજીએ) આ પરમહંસોની સંહિતા એવા શ્રીમદ્ભાગવતની રચના કરી. (૬) આના શ્રવણમાત્રથી પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે પરમ પ્રેમમય ભક્તિ થઈ જાય છે, જેનાથી જીવનો શોક, મોહ અને ભય નષ્ટ થઈ જાય છે. (૭) તેમણે આ ભાગવત-સંહિતાનું નિર્માણ અને તેની પુનરાવૃત્તિ કરીને આને પોતાના નિવૃત્તિ-પરાયણ પુત્ર શ્રીશુકદેવજીને ભણાવ્યું. (૮)

૧. પ્રા. પા. – યઃ કીર્તિં ।

શૌનક ઉવાચ

**સ વૈ નિવૃત્તિનિરતઃ સર્વત્રોપેક્ષકો મુનિઃ ।**
**કસ્ય વા બૃહતીમેતામાત્મારામઃ સમભ્યસત્ ॥ ૯॥**

**શૌનકજીએ પૂછ્યું** – શ્રીશુકદેવજી તો અત્યંત નિવૃત્તિપરાયણ છે, તેમને કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી, તેઓ સદા આત્મામાં જ રમણ કરે છે. તો પછી; તેમણે શા માટે આ વિશાળ ગ્રંથનું અધ્યયન કર્યું? (૯)

સૂત ઉવાચ

**આત્મારામાશ્ચ મુનયો નિર્ગ્રન્થા અપ્યુરુક્રમે ।**
**કુર્વન્ત્યહૈતુકીં ભક્તિમિત્થમ્ભૂતગુણો હરિઃ ॥ ૧૦॥**

**હરેર્ગુણાક્ષિપ્તમતિર્ભગવાન્ બાદરાયણિઃ ।**
**અધ્યગાન્મહદાખ્યાનં નિત્યં વિષ્ણુજનપ્રિયઃ ॥ ૧૧॥**

**પરીક્ષિતોઽથ રાજર્ષેર્જન્મકર્મવિલાપનમ્ ।**
**સંસ્થાં ચ પાણ્ડુપુત્રાણાં વક્ષ્યે કૃષ્ણકથોદયમ્ ॥ ૧૨॥**

**યદા મૃધે કૌરવસૃઞ્જયાનાં**
**વીરેષ્વથો વીરગતિં ગતેષુ ।**
**વૃકોદરાવિદ્ધગદાભિમર્શ-**
**ભગ્નોરુદણ્ડે ધૃતરાષ્ટ્રપુત્રે ॥ ૧૩॥**

**ભર્તુઃપ્રિયં દ્રૌણિરિતિ સ્મ પશ્યન્**
**કૃષ્ણાસુતાનાં સ્વપતાં શિરાંસિ ।**
**ઉપાહરદ્ વિપ્રિયમેવ તસ્ય તદ્**
**જુગુપ્સિતં કર્મ વિગર્હયન્તિ ॥ ૧૪॥**

**[1]માતા શિશૂનાં નિધનં સુતાનાં**
**નિશમ્ય ઘોરં પરિતપ્યમાના ।**
**તદાઽરુદદ્ બાષ્પકલાકુલાક્ષી**
**તાં સાન્ત્વયન્નાહ કિરીટમાલી ॥ ૧૫॥**

**તદા શુચસ્તે પ્રમૃજામિ[2] ભદ્રે**
**યદ્બ્રહ્મબન્ધોઃ શિર આતતાયિનઃ ।**
**ગાણ્ડીવમુક્તૈર્વિશિખૈરુપાહરે**
**ત્વાઽઽક્રમ્ય[3] યત્સ્નાસ્યસિ દગ્ધપુત્રા ॥ ૧૬॥**

**ઇતિ પ્રિયાં વલ્ગુવિચિત્રજલ્પૈઃ**
**સ સાન્ત્વયિત્વાઽચ્યુતમિત્રસૂતઃ ।**
**અન્વાદ્રવદ્દંશિત ઉગ્રધન્વા**
**કપિધ્વજો ગુરુપુત્રં રથેન ॥ ૧૭॥**

**સૂતજીએ કહ્યું** – જે લોકો નિરંતર આત્મામાં જ રમણ રહે છે અને સદા ભગવાનનું જ મનન-ચિંતન કરે છે તેવા જ્ઞાનીઓ પણ ભગવાનની નિર્હેતુક ભક્તિ કરતા રહે છે; કારણ કે ભગવાનના ગુણ જ એવા મધુર છે કે જે સૌને પોતાની તરફ ખેંચે છે. (૧૦) વળી, શ્રીશુકદેવજી તો ભગવાનના ભક્તોના અત્યંત પ્રિય છે અને સ્વયં ભગવાન વેદવ્યાસના પુત્ર છે. ભગવાનના ગુણોએ તેમના હૃદયને પોતાની તરફ ખેંચી લીધું અને તેમણે ભક્તિભાવથી ભરાઈને આ વિશાળ ગ્રંથનું અધ્યયન કર્યું. (૧૧)

હે શૌનકજી! હવે હું રાજર્ષિ પરીક્ષિતના જન્મ, કર્મ અને મોક્ષની તથા પાંડવોના સ્વર્ગારોહણની કથા કહું છું; કારણ કે એમાંથી જ ભગવાન શ્રીકૃષ્ણની અનેક કથાઓનો ઉદય થાય છે. (૧૨) જે સમયે મહાભારત-યુદ્ધમાં કૌરવો અને પાંડવો – બંને પક્ષોના ઘણાબધા વીરો વીરગતિ પામી ચૂક્યા હતા અને ભીમસેનની ગદાના પ્રહારથી દુર્યોધનની જાંઘ ભાંગી ચૂકી હતી, ત્યારે અશ્વત્થામાએ પોતાના સ્વામી દુર્યોધનનું પ્રિય કાર્ય સમજીને દ્રૌપદીના સૂતેલા પાંચે પુત્રોનાં મસ્તક કાપીને તેને ભેટ આપ્યાં; આ ઘટના દુર્યોધનને પણ અપ્રિય લાગી, કારણ કે આવા નીચ કર્મની બધાં જ નિંદા કરે છે. (૧૩-૧૪) તે બાળકોની માતા દ્રૌપદી પોતાના પુત્રોનું નિધન (મૃત્યુ) જોઈને અત્યંત દુઃખી થઈ. તેની આંખોમાં આંસુ છલકાઈ ઊઠ્યાં. તે રોવા લાગી. તેને સાન્ત્વના આપતાં અર્જુને કહ્યું. (૧૫) 'હે કલ્યાણી! હું જ્યારે તે આતતાયી* અધમ બ્રાહ્મણનું માથું ગાંડીવ ધનુષ્યનાં બાણોથી કાપીને તમને ભેટ આપીશ અને તમે તેના પર પગ મૂક્યા પછી પુત્રોની અન્ત્યેષ્ટિ ક્રિયા કરી સ્નાન કરજો. હું ત્યારે તમારા શોકાશ્રુ લૂછીશ. (૧૬) આ પ્રમાણે મધુર વિલક્ષણ વાતોથી દ્રૌપદીને સાન્ત્વના આપ્યા પછી જેના મિત્ર અને સારથિ શ્રીકૃષ્ણ છે અને જેના રથની ધજા પર હનુમાનજી બેઠેલા છે તેવા અર્જુને કવચ ધારણ કરી, હાથમાં કઠોર ધનુષ્ય લઈને રથ પર બેસીને ગુરુપુત્ર અશ્વત્થામાનો પીછો કર્યો. (૧૭)

---

૧. પ્રા. પા. – માતા સુતાનાં નિધનં શિશૂનાં । ૨. પ્રા. પા. – વિમૃજામિ । ૩. પ્રા. પા. – આક્રમ્ય ।

* આગ લગાડનાર, ઝેર આપનાર, ખરાબ દાનતથી હાથમાં શસ્ત્ર ગ્રહણ કરનાર, ધન લૂંટનાર, ખેતર અને સ્ત્રીને છીનવી લેનાર – આ છ 'આતતાયી' કહેવાય છે.

તમાપતન્તં સ વિલક્ષ્ય દૂરાત્
કુમારહોદ્વિગ્નમના રથેન ।
પરાદ્રવત્પ્રાણપરીપ્સુરુર્વ્યાં
યાવદ્ગમં રુદ્રભયાદ્યથાર્કઃ ॥ ૧૮॥

યદાઽશરણમાત્માનમૈક્ષત શ્રાન્તવાજિનમ્ ।
અસ્ત્રં બ્રહ્મશિરો મેને આત્મત્રાણં દ્વિજાત્મજઃ ॥ ૧૯॥

અથોપસ્પૃશ્ય સલિલં સન્દધે તત્સમાહિતઃ ।
અજાનન્નુપસંહારં પ્રાણકૃચ્છ્ર ઉપસ્થિતે ॥ ૨૦॥

તતઃ પ્રાદુષ્કૃતં તેજઃ પ્રચણ્ડં સર્વતોદિશમ્ ।
પ્રાણાપદમભિપ્રેક્ષ્ય વિષ્ણું જિષ્ણુરુવાચ હ ॥ ૨૧॥

*અર્જુન ઉવાચ*[1]

કૃષ્ણ કૃષ્ણ મહાબાહો[2] ભક્તાનામભયઙ્કર ।
ત્વમેકો દહ્યમાનાનામપવર્ગોઽસિ સંસૃતેઃ ॥ ૨૨॥

ત્વમાદ્યઃ પુરુષઃ સાક્ષાદીશ્વરઃ પ્રકૃતેઃ પરઃ ।
માયાં વ્યુદસ્ય ચિચ્છક્ત્યા કૈવલ્યે સ્થિત આત્મનિ ॥ ૨૩॥

સ એવ જીવલોકસ્ય માયામોહિતચેતસઃ ।
વિધત્સે સ્વેન વીર્યેણ શ્રેયો ધર્માદિલક્ષણમ્ ॥ ૨૪॥

તથાયં ચાવતારસ્તે ભુવો ભારજિહીર્ષયા ।
[3]સ્વાનાં ચાનન્યભાવાનામનુધ્યાનાય ચાસકૃત્ ॥ ૨૫॥

કિમિદં સ્વિત્કુતો વેતિ દેવદેવ ન વેદ્મ્યહમ્ ।
સર્વતોમુખમાયાતિ તેજઃ પરમદારુણમ્ ॥ ૨૬॥

*શ્રીભગવાનુવાચ*

વેત્થેદં દ્રોણપુત્રસ્ય બ્રાહ્મમસ્ત્રં પ્રદર્શિતમ્ ।
નૈવાસૌ વેદ સંહારં પ્રાણબાધ ઉપસ્થિતે ॥ ૨૭॥

ન હ્યસ્યાન્યતમં કિઞ્ચિદસ્ત્રં પ્રત્યવકર્શનમ્ ।
જહ્યસ્ત્રતેજ ઉન્નદ્ધમસ્ત્રજ્ઞો હ્યસ્ત્રતેજસા ॥ ૨૮॥

બાળકોની હત્યાથી અશ્વત્થામાનું મન પણ ઉદ્વિગ્ન થઈ ગયું હતું. જ્યારે તેણે દૂરથી જ જોયું કે અર્જુન મારી તરફ ઝડપથી આવી રહ્યો છે ત્યારે તે પોતાના પ્રાણનું રક્ષણ કરવા પૃથ્વી પર જ્યાં સુધી ભાગી શકતો હતો ત્યાં સુધી, રુદ્રથી ભયભીત સૂર્યની* જેમ ભાગતો રહ્યો. (૧૮) જ્યારે તેણે જોયું કે મારા રથના ઘોડા થાકી ગયા છે અને હું બિલકુલ એકલો છું ત્યારે તેણે માન્યું કે પોતાને બચાવવાનું એકમાત્ર સાધન બ્રહ્માસ્ત્ર જ છે. (૧૯) જોકે તે બ્રહ્માસ્ત્રને પાછું વાળવાની વિધિ જાણતો ન હતો, તોપણ પ્રાણનું સંકટ જોઈને તેણે આચમન કર્યું અને ધ્યાનસ્થ થઈને બ્રહ્માસ્ત્રનું સંધાન કર્યું. (૨૦) તે અસ્ત્રથી બધી દિશાઓમાં એક ઘણું પ્રચંડ તેજ ફેલાઈ ગયું. અર્જુને જોયું કે હવે તો મારા પર પ્રાણસંકટ આવી ગયું, ત્યારે તેણે શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી. (૨૧)

**અર્જુને કહ્યું** – હે શ્રીકૃષ્ણ! તમે સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા છો. તમારી શક્તિ અનંત છે. તમે જ ભક્તોને અભય આપનારા છો. સંસારની ભડભડતી આગમાં જેઓ બળી રહ્યા છે તે જીવોને તેમાંથી ઉગારનારા એકમાત્ર તમે જ છો. (૨૨) તમે પ્રકૃતિથી પર રહેનારા આદિપુરુષ સાક્ષાત્ પરમેશ્વર છો. તમે પોતાની ચિત્-શક્તિથી ત્રિગુણમયી માયાને દૂર ભગાડીને પોતાના અદ્વિતીય સ્વરૂપમાં સ્થિત છો. (૨૩) તે જ તમે પોતાના પ્રભાવથી માયા-મોહિત જીવો માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી કલ્યાણનું વિધાન કરો છો. (૨૪) તમારો આ અવતાર પૃથ્વીનો ભાર હરી લેવા માટે છે અને તમારા અનન્ય પ્રેમી ભક્તજનોને નિરંતર સ્મરણ અને ધ્યાન કરવા માટે છે. (૨૫) હે દેવાધિદેવ શ્રીકૃષ્ણ! આ ભયંકર તેજ બધી બાજુએથી મારી તરફ આવી રહ્યું છે. આ શું છે? ક્યાંથી અને શા માટે આવી રહ્યું છે તે હું જાણી શકતો નથી. (૨૬)

**શ્રીભગવાને કહ્યું** – હે અર્જુન! આ અશ્વત્થામાએ છોડેલું બ્રહ્માસ્ત્ર છે. એ વાત સમજી લે કે પ્રાણસંકટ ઊભું થવાથી તેણે આનો પ્રયોગ તો કરી દીધો છે પણ તે આ અસ્ત્રને પાછું વાળવાનું જાણતો નથી. (૨૭) અન્ય કોઈ પણ અસ્ત્રમાં આને દબાવી દેવાની શક્તિ નથી. તું શસ્ત્ર-અસ્ત્ર-વિદ્યાને સારી રીતે જાણે જ છે; બ્રહ્માસ્ત્રના તેજથી જ આ બ્રહ્માસ્ત્રની પ્રચંડ આગને હોલવી દે. (૨૮)

---

૧. પ્રાચીન પ્રતમાં 'અર્જુન ઉવાચ' એટલું નથી. ૨. પ્રા. પા. – મહાભાગ । ૩. પ્રા. પા. – સ્વાનામનન્ય૦ ।
* શિવભક્ત વિદ્યુન્માલી દૈત્યને જ્યારે સૂર્યે હરાવી દીધો ત્યારે સૂર્ય પર ક્રોધિત થઈને ભગવાન રુદ્ર ત્રિશૂળ હાથમાં લઈને સૂર્ય તરફ દોડ્યા. તે સમયે સૂર્ય ભાગતાં-ભાગતાં પૃથ્વી પર કાશીમાં આવીને પડ્યા, તેથી ત્યાં તેમનું 'લોલાર્ક' નામ પડ્યું છે.

સૂત ઉવાચ

શ્રુત્વા ભગવતા પ્રોક્તં ફાલ્ગુનઃ પરવીરહા ।
સ્પૃષ્ટ્વાપસ્તં પરિક્રમ્ય બ્રાહ્મં બ્રાહ્માય સન્દધે ॥ ૨૯॥

સંહત્યાન્યોન્યમુભયોસ્તેજસી શરસંવૃતે ।
આવૃત્ય રોદસી ખં ચ વવૃધાતેઽર્કવહ્નિવત્ ॥ ૩૦॥

દૃષ્ટ્વાસ્ત્રતેજસ્તુ તયોસ્ત્રીઁલ્લોકાન્ પ્રદહન્મહત્ ।
દહ્યમાનાઃ પ્રજાઃ સર્વાઃ સાંવર્તકમમંસત ॥ ૩૧॥

પ્રજોપપ્લવમાલક્ષ્ય લોકવ્યતિકરં ચ તમ્ ।
મતં ચ વાસુદેવસ્ય સઞ્જહારાર્જુનો દ્વયમ્ ॥ ૩૨॥

તત આસાદ્ય તરસા દારુણં ગૌતમીસુતમ્ ।
બબન્ધામર્ષતામ્રાક્ષઃ પશું રશનયા યથા ॥ ૩૩॥

શિબિરાય નિનીષન્તં દામ્ના[1] બદ્ધ્વા રિપું બલાત્ ।
પ્રાહાર્જુનં પ્રકુપિતો ભગવાનમ્બુજેક્ષણઃ ॥ ૩૪॥

મૈનં પાર્થાર્હસિ ત્રાતું બ્રહ્મબન્ધુમિમં જહિ ।
યોઽસાવનાગસઃ સુપ્તાનવધીન્નિશિ બાલકાન્ ॥ ૩૫॥

મત્તં પ્રમત્તમુન્મત્તં સુપ્તં બાલં સ્ત્રિયં જડમ્ ।
પ્રપન્નં વિરથં ભીતં ન રિપું હન્તિ ધર્મવિત્ ॥ ૩૬॥

સ્વપ્રાણાન્ યઃ પરપ્રાણૈઃ પ્રપુષ્ણાત્યઘૃણઃ ખલઃ ।
તદ્વધસ્તસ્ય હિ શ્રેયો યદ્દોષાદ્યાત્યધઃ પુમાન્ ॥ ૩૭॥

પ્રતિશ્રુતં ચ ભવતા પાઞ્ચાલ્યૈ શૃણ્વતો મમ ।
આહરિષ્યે શિરસ્તસ્ય યસ્તે માનિનિ પુત્રહા ॥ ૩૮॥

તદસૌ વધ્યતાં પાપ આતતાય્યાત્મબન્ધુહા ।
ભર્તુશ્ચ વિપ્રિયં વીર કૃતવાન્ કુલપાંસનઃ ॥ ૩૯॥

એવં પરીક્ષતા ધર્મં પાર્થઃ કૃષ્ણેન ચોદિતઃ ।
નૈચ્છદ્ધન્તું ગુરુસુતં યદ્યપ્યાત્મહનં મહાન્ ॥ ૪૦॥

અથોપેત્ય સ્વશિબિરં ગોવિન્દપ્રિયસારથિઃ ।
ન્યવેદયત્તં પ્રિયાયૈ શોચન્ત્યા આત્મજાન્ હતાન્ ॥ ૪૧॥

**સૂતજી કહે છે** — અર્જુન વિપક્ષના વીરોને મારવામાં ઘણો પ્રવીણ હતો. ભગવાનની વાત સાંભળીને તેણે આચમન કર્યું અને ભગવાનની પરિક્રમા કરીને બ્રહ્માસ્ત્રના નિવારણ માટે બ્રહ્માસ્ત્રનું જ સંધાન કર્યું. (૨૯) બાણોથી વેષ્ટિત તે બંને બ્રહ્માસ્ત્રોનું તેજ પરસ્પર ટકરાઈને સમગ્ર પૃથ્વી-આકાશમાં ફેલાઈ ગયું અને પ્રલયકાલીન સૂર્ય તથા અગ્નિની જેમ વધવા માંડ્યું. (૩૦) ત્રણે લોકોને દઝાડનારી તે બંને અસ્ત્રોની વધેલી પ્રચંડ જ્વાળાઓથી પ્રજા બળવા લાગી અને તે જોઈને બધાએ એમ જ માન્યું કે આ પ્રલયકાળનો સાંવર્તક અગ્નિ છે. (૩૧) તે અગ્નિથી પ્રજાનો અને લોકોનો નાશ થતો જોઈને ભગવાનની અનુમતિથી અર્જુને તે બંનેય (અસ્ત્રો)ને પાછાં વાળ્યાં. (૩૨) અર્જુનની આંખો ક્રોધથી લાલ-લાલ થઈ રહી હતી. તેણે ઝપટ મારીને તે ક્રૂર અશ્વત્થામાને પકડી લીધો અને જેમ કોઈ દોરડાથી પશુને બાંધી લે તે જ રીતે બાંધી દીધો. (૩૩) અશ્વત્થામાને બળપૂર્વક બાંધીને અર્જુને તેને જ્યારે છાવણી તરફ લઈ જવા ઇચ્છ્યું ત્યારે કમલનયન ભગવાને કોપિત થઈને તેને કહ્યું — (૩૪) 'અર્જુન! આ અધમ બ્રાહ્મણને છોડવાનું ઠીક નથી, તેને તો મારી જ નાખ. તેણે રાત્રે સૂતેલા નિરપરાધ બાળકોની હત્યા કરી છે. (૩૫) ધર્મને જાણનારા મનુષ્યો અસાવધાન, ધૂની, ગાંડા, સૂતેલ, બાળક, સ્ત્રી, વિવેકજ્ઞાનશૂન્ય, શરણાગત, રથહીન અને ભયભીત શત્રુ — (આટલા)ને ક્યારેય હણતા નથી. (૩૬) પરંતુ જે ક્રૂર અને દુષ્ટ મનુષ્ય બીજાઓને મારીને પોતાના પ્રાણની પુષ્ટિ કરે છે તેનો તો વધ કરવો એ જ યોગ્ય છે; કારણ કે તેવી આદતને લીધે જો તે જીવે છે તો વળી વધુ પાપ કરે છે અને તે પાપોને કારણે નરકગામી થાય છે. (૩૭) વળી, મારી સામે જ તેં દ્રૌપદી આગળ પ્રતિજ્ઞા કરી હતી કે 'માનિનિ! જેણે તારા પુત્રોનો વધ કર્યો છે તેનું માથું હું ઉતારી લાવીશ.' (૩૮) આ પાપી તેમ જ કુળનો નાશ કરનાર આતતાયીએ તારા પુત્રોનો વધ કર્યો છે અને પોતાના સ્વામી દુર્યોધનને પણ દુઃખ પહોંચાડ્યું છે. તેથી, અર્જુન! તું આને મારી જ નાખ.' (૩૯) ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના ધર્મની પરીક્ષા લેવા માટે આ પ્રમાણે પ્રેરણા કરી, પરંતુ અર્જુનનું હૃદય મહાન હતું. જોકે અશ્વત્થામાએ તેના પુત્રોની હત્યા કરી હતી તોપણ અર્જુનના મનમાં ગુરુપુત્રને મારવાની ઇચ્છા ન થઈ. (૪૦)

એ પછી પોતાના મિત્ર અને સારથિ શ્રીકૃષ્ણની સાથે તે પોતાની યુદ્ધ-છાવણીમાં ગયો અને ત્યાં તે (અશ્વત્થામા)ને પોતાના મૃતપુત્રો માટે શોક કરતી દ્રૌપદીને સોંપ્યો. (૪૧)

૧. પ્રા. પા. — રજ્જ્વા ।

તથાऽऽહૃતં પશુવત્ પાશબદ્ધ-
મવાઙ્મુખં કર્મજુગુપ્સિતેન ।
નિરીક્ષ્ય કૃષ્ણાપકૃતં ગુરોઃ સુતં
વામસ્વભાવા કૃપયા નનામ ચ ॥ ૪૨॥

ઉવાચ ચાસહન્ત્યસ્ય બન્ધનાનયનં સતી ।
મુચ્યતાં મુચ્યતામેષ બ્રાહ્મણો નિતરાં ગુરુઃ ॥ ૪૩॥

સરહસ્યો ધનુર્વેદઃ સવિસર્ગોપસંયમઃ ।
અસ્ત્રગ્રામશ્ચ ભવતા શિક્ષિતો યદનુગ્રહાત્ ॥ ૪૪॥

સ એષ ભગવાન્ દ્રોણઃ પ્રજારૂપેણ વર્તતે ।
તસ્યાત્મનોऽર્ધં પત્ન્યાસ્તે નાન્વગાદ્વીરસૂઃ કૃપી ॥ ૪૫॥

તદ્ધર્મજ્ઞ મહાભાગ ભવદ્ભિર્ગૌરવં કુલમ્ ।
વૃજિનં નાર્હતિ પ્રાપ્તું પૂજ્યં વન્દ્યમભીક્ષ્ણશઃ ॥ ૪૬॥

મા રોદીદસ્ય જનની ગૌતમી પતિદેવતા ।
યથાહં મૃતવત્સાऽऽર્તા રોદિમ્યશ્રુમુખી મુહુઃ ॥ ૪૭॥

યૈઃ કોપિતં બ્રહ્મકુલં રાજન્યૈરજિતાત્મભિઃ ।
તત્કુલં પ્રદહત્યાશુ સાનુબન્ધં શુચાર્પિતમ્[1] ॥ ૪૮॥

*સૂત ઉવાચ*

ધર્મ્યં ન્યાય્યં સકરુણં નિર્વ્યલીકં સમં મહત્ ।
રાજા ધર્મસુતો રાજ્ઞ્યાઃ પ્રત્યનન્દદ્વચો દ્વિજાઃ ॥ ૪૯॥

નકુલઃ સહદેવશ્ચ યુયુધાનો ધનઞ્જયઃ ।
ભગવાન્ દેવકીપુત્રો યે ચાન્યે યાશ્ચ યોષિતઃ ॥ ૫૦॥

તત્રાહામર્ષિતો ભીમસ્તસ્ય શ્રેયાન્ વધઃ સ્મૃતઃ ।
ન ભર્તુર્નાત્મનશ્ચાર્થે યોऽહન્ સુપ્તાન્ શિશૂન્ વૃથા[2] ॥ ૫૧॥

નિશમ્ય ભીમગદિતં દ્રૌપદ્યાશ્ચ ચતુર્ભુજઃ ।
આલોક્ય વદનં સખ્યુરિદમાહ હસન્નિવ ॥ ૫૨॥

*શ્રીકૃષ્ણ ઉવાચ*[3]

બ્રહ્મબન્ધુર્ન હન્તવ્ય આતતાયી વધાર્હણઃ[4] ।
મયૈવોભયમામ્નાતં પરિપાહ્યનુશાસનમ્ ॥ ૫૩॥

દ્રૌપદીએ જોયું કે અશ્વત્થામાને પશુની જેમ બાંધીને લાવવામાં આવ્યો છે; નિંદિત કર્મ કરવાને કારણે તેનું મુખ નમી ગયું છે. પોતાનું અનિષ્ટ કરનારા ગુરુપુત્રને આ પ્રમાણે અપમાનિત જોઈને દ્રૌપદીનું કોમળ હૃદય દયાથી ભરાઈ આવ્યું અને તેણે અશ્વત્થામાને નમસ્કાર કર્યા. (૪૨) ગુરુપુત્રને આ પ્રમાણે બાંધીને લાવવાનું સતી દ્રૌપદી સહન ન કરી શક્યાં. તેમણે કહ્યું – 'છોડી દો આને, છોડી દો. આ બ્રાહ્મણ છે. આપણા અત્યંત પૂજનીય છે. (૪૩) જેમની કૃપાથી તમને રહસ્યસહિત બધી ધનુર્વિદ્યાઓ અને પ્રયોગનું તથા ઉપસંહારસહિત સમસ્ત શસ્ત્રાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત થયું છે તે તમારા આચાર્ય દ્રોણ જ પુત્રના રૂપમાં તમારી સામે ઊભા છે. તેમની અર્ધાંગિની કૃપી પોતાના વીર પુત્રની મમતાને લીધે જ પોતાના પતિનું અનુગમન કરી શકી નથી, તે હજીય જીવતી છે. (૪૪-૪૫) મહાભાગ્યવાન આર્યપુત્ર! તમે તો મોટા ધર્મજ્ઞ છો. જે ગુરુવંશની રોજ પૂજા અને વંદના કરવી જોઈએ તેને જ વ્યથા પહોંચાડવી એ તમારે યોગ્ય કાર્ય નથી. (૪૬) જેમ પોતાના બાળકો મરી જવાથી હું દુઃખી થઈને રડી રહી છું અને મારી આંખોમાંથી વારંવાર આંસુ વહી રહ્યાં છે તેવી જ રીતે આની માતા પતિવ્રતા ગૌતમી ન રડવી જોઈએ. (૪૭) જે ઉચ્છૃંખલ રાજાઓ પોતાનાં કુકૃત્યોથી બ્રાહ્મણકુળને કોપિત કરે છે તે કોપિત બ્રાહ્મણકુળ તે રાજાઓને પરિવારસહિત શોકાગ્નિમાં નાખીને તત્કાળ ભસ્મ કરી દે છે.' (૪૮)

**સૂતજીએ કહ્યું** – હે શૌનકાદિ ઋષિઓ! દ્રૌપદીની વાત ધર્મ અને ન્યાયને અનુકૂળ હતી. તેમાં કપટ ન હતું, કરુણા અને સમતા હતી. તેથી રાજા યુધિષ્ઠિરે રાણીનાં આ હિતભર્યાં શ્રેષ્ઠ વચનોનું અભિનંદન કર્યું. (૪૯) એ સાથે જ નકુળ, સહદેવ, સાત્યકિ, અર્જુન અને ભગવાન શ્રીકૃષ્ણે તથા ત્યાં ઉપસ્થિત સૌ નર-નારીઓએ દ્રૌપદીની વાતનું સમર્થન કર્યું. (૫૦) તે સમયે ક્રોધિત થઈને ભીમસેને કહ્યું – 'જેણે સૂતેલા બાળકોને ન તો પોતાને માટે અને ન તો પોતાના સ્વામીને માટે, પણ વ્યર્થ મારી નાખ્યા તેનો તો વધ કરવો એ જ ઉત્તમ છે.' (૫૧) ભગવાન શ્રીકૃષ્ણે દ્રૌપદીની અને ભીમસેનની વાતો સાંભળીને અને અર્જુન તરફ જોઈને સહેજ હસતાં હસતાં કહ્યું. (૫૨) ૭

(**ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા** – 'બ્રાહ્મણ પતિત હોય તોપણ તેનો વધ ન કરવો જોઈએ અને આતતાયીને તો મારી જ નાખવો જોઈએ.' – આ બે વાતો મેં જ શાસ્ત્રોમાં કહેલી છે. તેથી મારી બંને આજ્ઞાઓનું પાલન કર. (૫૩)

૧. પ્રા. પા. – શુચાર્દિતમ્ । ૨-૩. પ્રાચીન પ્રતમાં 'વૃથા' શબ્દથી માંડીને 'શ્રીકૃષ્ણ ઉવાચ'માંના 'શ્રી' સુધીનો અંશ ખંડિત થયેલો છે તથા તેમાં 'કૃષ્ણ ઉવાચ'ની જગ્યાએ 'ભગવાનુવાચ' પાઠ છે. ૪. પ્રા. પા. – વધાર્હકઃ ।

કુરુ પ્રતિશ્રુતં સત્યં યત્તત્સાન્ત્વયતા પ્રિયામ્ ।
પ્રિયં ચ ભીમસેનસ્ય પાઞ્ચાલ્યા મહ્યમેવ ચ ॥ ૫૪॥

તેં દ્રૌપદીને સાન્ત્વના આપતી વખતે જે પ્રતિજ્ઞા કરી હતી તેને પણ સત્ય કર; સાથે જ ભીમસેન, દ્રૌપદી અને મને જે પ્રિય હોય તે પણ કર. (૫૪)

*સૂત ઉવાચ*

અર્જુનઃ સહસાઽઽજ્ઞાય[1] હરેર્હાર્દમથાસિના ।
મણિં જહાર મૂર્ધન્યં દ્વિજસ્ય સહમૂર્ધજમ્ ॥ ૫૫॥

વિમુચ્ય રશનાબદ્ધં બાલહત્યાહતપ્રભમ્ ।
તેજસા મણિના હીનં શિબિરાન્નિરયાપયત્ ॥ ૫૬॥

વપનં દ્રવિણાદાનં સ્થાનાન્નિર્યાપણં તથા ।
એષ હિ બ્રહ્મબન્ધૂનાં વધો નાન્યોઽસ્તિ દૈહિકઃ ॥ ૫૭॥

પુત્રશોકાતુરાઃ સર્વે પાણ્ડવાઃ સહ કૃષ્ણયા ।
સ્વાનાં મૃતાનાં યત્કૃત્યં ચક્રુર્નિર્હરણાદિકમ્ ॥ ૫૮॥

**સૂતજી કહે છે** — અર્જુન તરત જ ભગવાનના હૃદયની વાત પામી ગયો અને તેણે પોતાની તલવારથી અશ્વત્થામાના માથાનો મણિ તેના વાળ સાથે ઉતારી લીધો. (૫૫) બાળકોની હત્યા કરવાથી તે શ્રીહીન તો પહેલાંથી જ થઈ ગયો હતો, હવે મણિ અને બ્રહ્મતેજથી પણ રહિત થઈ ગયો. ત્યારબાદ તેનું દોરડાનું બંધન ખોલી નાખ્યું અને તેને છાવણીમાંથી કાઢી મૂક્યો. (૫૬) મૂંડન કરવું, ધન છીનવી લેવું અને સ્થાનથી બહાર કાઢી મૂકવો — આ જ અધમ બ્રાહ્મણોનો વધ છે. તેમના માટે આનાથી જુદું શારીરિક વધનું વિધાન નથી. (૫૭) પુત્રોના મૃત્યુથી દ્રૌપદી અને પાંડવો — બધાં જ શોકાતુર થઈ રહ્યાં હતાં. હવે તેમણે પોતાના મૃત ભાઈ-બંધુઓની અગ્નિદાહ વગેરે અંત્યેષ્ટિક્રિયા કરી. (૫૮)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે દ્રૌણિનિગ્રહો નામ[2] સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥
પહેલા સ્કંધ-અંતર્ગત દ્રૌણિનિગ્રહ નામનો સાતમો અધ્યાય સમાપ્ત.

═★═

# આઠમો અધ્યાય

## ગર્ભમાં પરીક્ષિતનું રક્ષણ, કુન્તીએ કરેલી ભગવાનની સ્તુતિ અને યુધિષ્ઠિરનો શોક

*સૂત ઉવાચ*

અથ તે[3] સમ્પરેતાનાં સ્વાનામુદકમિચ્છતામ્ ।
દાતું સકૃષ્ણા ગઙ્ગાયાં પુરસ્કૃત્ય યયુઃ સ્ત્રિયઃ ॥ ૧॥

તે નિનીયોદકં સર્વે વિલપ્ય ચ ભૃશં પુનઃ ।
આપ્લુતા હરિપાદાબ્જરજઃપૂતસરિજ્જલે ॥ ૨॥

તત્રાસીનં કુરુપતિં ધૃતરાષ્ટ્રં સહાનુજમ્ ।
ગાન્ધારીં પુત્રશોકાર્તાં પૃથાં કૃષ્ણાં ચ માધવઃ ॥ ૩॥

સાન્ત્વયામાસ મુનિભિર્હતબન્ધૂઞ્છુચાર્પિતાન્[4] ।
ભૂતેષુ કાલસ્ય ગતિં દર્શયન્નપ્રતિક્રિયામ્ ॥ ૪॥

સાધયિત્વાઽજાતશત્રોઃ સ્વં રાજ્યં કિતવૈર્હૃતમ્ ।
ઘાતયિત્વાઽસતો રાજ્ઞઃ કચસ્પર્શક્ષતાયુષઃ ॥ ૫॥

**સૂતજી કહે છે** — ત્યારબાદ પાંડવો જલાંજલિના ઇચ્છુક મૃત સ્વજનોનું તર્પણ કરવા માટે સ્ત્રીઓને આગળ કરીને, શ્રીકૃષ્ણની સાથે ગંગાકિનારે ગયા. (૧) ત્યાં તે બધાંએ મૃતકોને જલાંજલિ આપી અને તેમના ગુણોનું સ્મરણ કરી ઘણો વિલાપ કર્યો. ત્યારપછી ભગવાનનાં ચરણકમળોની ધૂળથી પવિત્ર ગંગાજળમાં પુનઃ સ્નાન કર્યું. (૨) ત્યાં પોતાના ભાઈઓ સમેત કુરુપતિ મહારાજ યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, પુત્રશોકવિહ્વળ ગાંધારી, કુન્તી અને દ્રૌપદી — બધાં બેસીને, મૃત સ્વજનો માટે શોક કરવા લાગ્યાં. ધૌમ્ય વગેરે મુનિઓ સહિત ભગવાન શ્રીકૃષ્ણે તેમને સાન્ત્વના આપી અને સમજાવ્યાં કે સંસારનાં બધાં જ પ્રાણીઓ કાળને આધીન છે, મોતથી કોઈને કોઈ બચાવી શકતું નથી. (૩-૪)

આ રીતે ભગવાન શ્રીકૃષ્ણે અજાતશત્રુ મહારાજ યુધિષ્ઠિરને તેમનું તે રાજ્ય, કે જેને ધૂર્તોએ છળથી છીનવી લીધું હતું, પાછું અપાવ્યું તથા દ્રૌપદીના કેશોનો સ્પર્શ કરવાથી જેમનું

૧. પ્રા. પા. — સહસા જ્ઞાત્વા । ૨. પ્રા. પા. — પ્રાચીન પ્રતમાં 'દ્રૌણિનિગ્રહો નામ'ની જગ્યાએ 'પારીક્ષિતે' પાઠ છે. ૩. પ્રા. પા. — તેષાં પરેતાનાં । ૪. પ્રા. પા. — શુચાર્દિતાન્ ।

યાજયિત્વાશ્વમેધૈસ્તં ત્રિભિરુત્તમકલ્પકૈઃ ।
તદ્યશઃ પાવનં દિક્ષુ શતમન્યોરિવાતનોત્ ॥ ૬॥

આમન્ત્ર્ય પાણ્ડુપુત્રાંશ્ચ શૈનેયોદ્ધવસંયુતઃ ।
દ્વૈપાયનાદિભિર્વિપ્રૈઃ પૂજિતૈઃ પ્રતિપૂજિતઃ ॥ ૭॥

ગન્તું કૃતમતિર્બ્રહ્મન્ દ્વારકાં રથમાસ્થિતઃ ।
ઉપલેભેઽભિધાવન્તીમુત્તરાં ભયવિહ્વલામ્ ॥ ૮॥

*ઉત્તરોવાચ*

પાહિ પાહિ મહાયોગિન્દેવદેવ જગત્પતે ।
[1]નાન્યં ત્વદભયં પશ્યે યત્ર મૃત્યુઃ પરસ્પરમ્ ॥ ૯॥

અભિદ્રવતિ મામીશ શરસ્તપ્તાયસો વિભો ।
કામં દહતુ[2] માં નાથ મા મે ગર્ભો નિપાત્યતામ્ ॥ ૧૦॥

*સૂત ઉવાચ*[3]

ઉપધાર્ય વચસ્તસ્યા ભગવાન્ ભક્તવત્સલઃ ।
અપાણ્ડવમિદં કર્તું દ્રૌણેરસ્ત્રમબુધ્યત ॥ ૧૧॥

તર્હ્યેવાથ મુનિશ્રેષ્ઠ[4] પાણ્ડવાઃ પઞ્ચ સાયકાન્ ।
આત્મનોઽભિમુખાન્દીપ્તાનાલક્ષ્યાસ્ત્રાણ્યુપાદદુઃ ॥ ૧૨॥

વ્યસનં વીક્ષ્ય તત્તેષામનન્યવિષયાત્મનામ્ ।
સુદર્શનેન સ્વાસ્ત્રેણ સ્વાનાં રક્ષાં વ્યધાદ્વિભુઃ ॥ ૧૩॥

અન્તઃસ્થઃ સર્વભૂતાનામાત્મા યોગેશ્વરો હરિઃ ।
સ્વમાયયાઽઽવૃણોદ્ગર્ભં વૈરાટ્યાઃ કુરુતન્તવે ॥ ૧૪॥

યદ્યપ્યસ્ત્રં બ્રહ્મશિરસ્ત્વમોઘં ચાપ્રતિક્રિયમ્ ।
વૈષ્ણવં તેજ આસાદ્ય સમશામ્યદ્ ભૃગૂદ્વહ ॥ ૧૫॥

મા મંસ્થા હ્યેતદાશ્ચર્યં સર્વાશ્ચર્યમયેઽચ્યુતે ।
ય ઇદં માયયા દેવ્યા સૃજત્યવતિ હન્ત્યજઃ ॥ ૧૬॥

બ્રહ્મતેજોવિનિર્મુક્તૈરાત્મજૈઃ સહ કૃષ્ણયા ।
પ્રયાણાભિમુખં કૃષ્ણમિદમાહ પૃથા સતી ॥ ૧૭॥

આયુષ્ય ક્ષીણ થઈ ગયું હતું તે દુષ્ટ રાજાઓનો વધ કરાવ્યો. (૫) સાથે જ, યુધિષ્ઠિર પાસે ઉત્તમ સામગ્રીઓ અને પુરોહિતો વડે ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવ્યા. આ પ્રમાણે યુધિષ્ઠિરના પવિત્ર યશને સો યજ્ઞો કરનારા ઇન્દ્રના યશની જેમ બધી બાજુએ ફેલાવ્યો. (૬) ત્યારબાદ ભગવાન શ્રીકૃષ્ણે ત્યાંથી જવા માટે પાંડવો પાસેથી વિદાય લીધી અને વ્યાસ વગેરે બ્રાહ્મણોનો સત્કાર કર્યો. એ લોકોએ પણ ભગવાનનું ઘણું સમ્માન કર્યું. ત્યારપછી તેઓ સાત્યકિ અને ઉદ્ધવ સાથે દ્વારકા જવા માટે રથ પર સવાર થયા. તે જ સમયે તેમણે જોયું કે ઉત્તરા ભયવિહ્વળ થઈને સામેથી દોડી આવી રહી છે. (૭-૮)

**ઉત્તરાએ કહ્યું** – હે દેવાધિદેવ! જગદીશ્વર! આપ મહાયોગી છો. આપ મારું રક્ષણ કરો, રક્ષણ કરો. આપના સિવાય આ લોકમાં મને અભય આપનાર અન્ય કોઈ નથી; કારણ કે અહીં બધાં જ એકબીજાના મૃત્યુનું નિમિત્ત બની રહ્યાં છે. (૯) હે પ્રભુ! આપ સર્વશક્તિમાન છો. આ ધધકતા લોઢાનું બાણ મારી તરફ દોડી આવી રહ્યું છે. હે સ્વામી! આ બાણ મને ભલે બાળી નાખે, પણ મારા ગર્ભનો નાશ ન કરે – એવી કૃપા કરો. (૧૦)

**સૂતજી કહે છે** – ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ તેની વાત સાંભળતાં જ જાણી ગયા કે અશ્વત્થામાએ પાંડવોના વંશને નિર્બીજ કરવા માટે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો છે. (૧૧) હે શૌનકજી! એ જ સમયે પાંડવોએ પણ જોયું કે સળગતાં પાંચ બાણ અમારી તરફ આવી રહ્યાં છે. તેથી તેમણે પણ પોત-પોતાનાં અસ્ત્રો ઉપાડ્યાં. (૧૨) સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણે પોતાના અનન્ય પ્રેમીઓ પર, શરણાગત ભક્તો પર ઘણી મોટી વિપત્તિ આવેલી જાણીને પોતાના અસ્ત્ર સુદર્શન-ચક્રથી તે સ્વજનોનું રક્ષણ કર્યું. (૧૩) યોગેશ્વર શ્રીકૃષ્ણ સમસ્ત પ્રાણીઓના હૃદયમાં વિરાજમાન આત્મા છે. તેમણે પાંડવોની વંશ-પરંપરા ચલાવવા માટે પોતાની માયાના કવચથી ઉત્તરાના ગર્ભને ઢાંકી દીધો. (૧૪) હે શૌનકજી! જોકે બ્રહ્માસ્ત્ર અમોઘ છે અને તેના નિવારણનો કોઈ ઉપાય નથી, તોપણ તે ભગવાન શ્રીકૃષ્ણના તેજની સામે આવીને શાંત થઈ ગયું. (૧૫) આને કોઈ આશ્ચર્યની વાત ન માનવી જોઈએ, કારણ કે ભગવાન તો સર્વાશ્ચર્યપૂર્ણ છે, તેઓ જ પોતાની નિજ શક્તિ માયાથી, સ્વયં અજન્મા હોવા છતાં પણ, આ સંસારનું સર્જન, રક્ષણ અને સંહાર કરે છે. (૧૬) હવે ભગવાન શ્રીકૃષ્ણ જવા લાગ્યા ત્યારે બ્રહ્માસ્ત્રની જ્વાળાથી મુક્ત પોતાના પુત્રો અને દ્રૌપદી સહિત સતી કુન્તીએ ભગવાન શ્રીકૃષ્ણની આ પ્રમાણે સ્તુતિ કરી. (૧૭)

૧. પ્રા. પા. – નાન્યત્ર ત્વભયં । ૨. પ્રા. પા. – દહતિ । ૩. પ્રાચીન પ્રતમાં 'સૂત ઉવાચ' નથી. ૪. પ્રા. પા. – ભૃગુશ્રેષ્ઠ ।

કુન્ત્યુવાચ

નમસ્યે પુરુષં ત્વાઽઽદ્યમીશ્વરં પ્રકૃતેઃ પરમ્ ।
અલક્ષ્યં સર્વભૂતાનામન્તર્બહિરવસ્થિતમ્[1] ॥ ૧૮॥

માયાજવનિકાચ્છન્નમજ્ઞાઽધોક્ષજમવ્યયમ્ ।
ન લક્ષ્યસે મૂઢદૃશા નટો નાટ્યધરો યથા ॥ ૧૯॥

તથા પરમહંસાનાં મુનીનામમલાત્મનામ્ ।
ભક્તિયોગવિધાનાર્થં કથં પશ્યેમ હિ સ્ત્રિયઃ ॥ ૨૦॥

કૃષ્ણાય વાસુદેવાય દેવકીનન્દનાય ચ ।
નન્દગોપકુમારાય ગોવિન્દાય નમો નમઃ ॥ ૨૧॥

નમઃ પઙ્કજનાભાય નમઃ પઙ્કજમાલિને ।
નમઃ પઙ્કજનેત્રાય નમસ્તે પઙ્કજાઙ્ઘ્રયે ॥ ૨૨॥

યથા હૃષીકેશ ખલેન દેવકી
કંસેન રુદ્ધાઽતિચિરં શુચાર્પિતા ।
વિમોચિતાહં ચ સહાત્મજા વિભો
ત્વયૈવ નાથેન મુહુર્વિપદ્ગણાત્ ॥ ૨૩॥

વિષાન્મહાગ્નેઃ પુરુષાદદર્શના-
દસત્સભાયા વનવાસકૃચ્છ્રતઃ ।
મૃધે મૃધેઽનેકમહારથાસ્ત્રતો
દ્રૌણ્યસ્ત્રતશ્ચાસ્મ હરેઽભિરક્ષિતાઃ ॥ ૨૪॥

વિપદઃ સન્તુ નઃ[2] શશ્વત્તત્ર તત્ર જગદ્ગુરો ।
ભવતો દર્શનં યત્સ્યાદપુનર્ભવદર્શનમ્ ॥ ૨૫॥

જન્મૈશ્વર્યશ્રુતશ્રીભિરેધમાનમદઃ પુમાન્ ।
નૈવાર્હત્યભિધાતું વૈ ત્વામકિઞ્ચનગોચરમ્ ॥ ૨૬॥

નમોઽકિઞ્ચનવિત્તાય નિવૃત્તગુણવૃત્તયે ।
આત્મારામાય શાન્તાય કૈવલ્યપતયે નમઃ ॥ ૨૭॥

મન્યે ત્વાં કાલમીશાનમનાદિનિધનં વિભુમ્ ।
સમં ચરન્તં સર્વત્ર ભૂતાનાં યન્મિથઃ કલિઃ ॥ ૨૮॥

**કુન્તીએ કહ્યું** — આપ સમસ્ત જીવોની બહાર અને અંદર (એકરસ) સ્થિત છો, તોપણ ઇન્દ્રિયો અને વૃત્તિઓથી જોઈ શકાતા નથી; કારણકે આપ પ્રકૃતિથી પર આદિપુરુષ પરમેશ્વર છો. હું આપને નમસ્કાર કરું છું. (૧૮) ઇન્દ્રિયો વડે જે કંઈ જાણવામાં આવે છે એના મૂળમાં આપ વિદ્યમાન રહો છો અને પોતાની જ માયાના પડદાથી પોતાને ઢાંકેલા રાખો છો. હું અબૂધ નારી, આપ અવિનાશી પુરુષોત્તમને ભલા, કેવી રીતે જાણી શકું? જેમ મૂઢ લોકો બીજો વેશ ધારણ કરેલા નટને પ્રત્યક્ષ જોઈને પણ ઓળખી શકતા નથી, તેવી જ રીતે આપ દેખાવા છતાં દેખાતા નથી. (૧૯) આપ શુદ્ધ હૃદયના વિચારશીલ જીવન્મુક્ત પરમહંસોના હૃદયમાં પોતાની પ્રેમમયી મૂર્તિનું સર્જન કરવા માટે અવતર્યા છો. પછી, અમે અલ્પબુદ્ધિની સ્ત્રીઓ આપને કેવી રીતે ઓળખી શકીએ? (૨૦) આપ શ્રીકૃષ્ણ, વાસુદેવ, દેવકીનંદન, નંદગોપના લાડકા લાલ ગોવિંદને અમારા વારંવાર પ્રણામ છે. (૨૧) જેમની નાભિમાંથી બ્રહ્માનું જન્મસ્થાન કમળ પ્રગટ થયું છે, જેઓ સુંદર પંકજમાળા ધારણ કરે છે, જેમનાં નેત્રો પંકજ જેવાં વિશાળ અને કોમળ છે, જેમનાં ચરણકમળોમાં કમળનું ચિહ્ન છે એવા હે શ્રીકૃષ્ણ! આપને મારા વારંવાર નમસ્કાર છે. (૨૨) હે હૃષીકેશ! જેમ આપે દુષ્ટ કંસ વડે કેદ કરાયેલી અને ચિરકાળથી શોકગ્રસ્ત દેવકીનું રક્ષણ કર્યું હતું તેવી જ રીતે પુત્રો સહિત મારું પણ વિપત્તિઓમાંથી વારંવાર રક્ષણ કર્યું છે. આપ જ અમારા સ્વામી છો. આપ સર્વશક્તિમાન છો. હે શ્રીકૃષ્ણ! કેટકેટલું ગણાવું? — વિષમાંથી, લાક્ષાગૃહની ભયાનક આગમાંથી, હિડિમ્બ વગેરે રાક્ષસોની નજરમાંથી, દુષ્ટોની દ્યૂતસભામાંથી, વનવાસની વિપત્તિઓમાંથી અને અનેક વારનાં યુદ્ધોમાં અનેક મહારથીઓનાં શસ્ત્રાસ્ત્રોમાંથી અને હમણાં-હમણાં આ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રમાંથી પણ આપે જ અમારું રક્ષણ કર્યું છે. (૨૩-૨૪) હે જગદ્ગુરુ! અમારા જીવનમાં હંમેશાં ડગલે-પગલે વિપત્તિઓ આવતી રહો, કારણ કે વિપત્તિઓમાં જ નિશ્ચિતપણે આપનાં દર્શન થતાં રહે છે અને આપનાં દર્શન થવાથી, પછી જન્મ-મૃત્યુના ચકરાવામાં આવવું પડતું નથી. (૨૫) ઊંચા કુળમાં જન્મ, ઐશ્વર્ય, વિદ્યા અને સંપત્તિને કારણે જેનું ઘમંડ વધી જાય છે તે મનુષ્ય તો આપનું નામ પણ નથી લઈ શકતો; કારણ કે આપ તો એવા લોકોને દર્શન આપો છો કે જેઓ અકિંચન છે. (૨૬) આપ નિર્ધનોનું પરમ ધન છો. માયાનો પ્રપંચ આપનો સ્પર્શ પણ નથી કરી શકતો. આપ પોતે જ પોતાનામાં વિહાર કરનારા, પરમ શાંતસ્વરૂપ છો. આપ જ કૈવલ્ય મોક્ષના અધિપતિ છો. આપને હું વારંવાર નમસ્કાર કરું છું. (૨૭) હું આપને અનાદિ, અનંત, સર્વવ્યાપક, સર્વનિયંતા કાળરૂપ પરમેશ્વર સમજું છું. આ

૧. પ્રા. પા. — બહિરપિ ધ્રુવમ્ । ૨. પ્રા. પા. — તાઃ ।

ન વેદ કશ્ચિદ્ભગવંશ્ચિકીર્ષિતં
તવેહમાનસ્ય નૃણાં વિડમ્બનમ્ ।
ન યસ્ય કશ્ચિદ્દયિતોઽસ્તિ કર્હિચિદ્
દ્વેષ્યશ્ચ યસ્મિન્ વિષમા મતિર્નૃણામ્ ॥ ૨૯॥

જન્મ કર્મ ચ વિશ્વાત્મન્નજસ્યાકર્તુરાત્મનઃ ।
તિર્યઙ્નૃષિષુ યાદઃસુ[1] તદત્યન્તવિડમ્બનમ્ ॥ ૩૦॥

ગોપ્યાદદે ત્વયિ કૃતાગસિ દામ તાવદ્
યા તે [2]દશાશ્રુકલિલાઞ્જનસમ્ભ્રમાક્ષમ્ ।
વક્ત્રં નિનીય ભયભાવનયા સ્થિતસ્ય
સા માં વિમોહયતિ ભીરપિ યદ્બિભેતિ ॥ ૩૧॥

કેચિદાહુરજં જાતં પુણ્યશ્લોકસ્ય કીર્તયે ।
યદોઃ પ્રિયસ્યાન્વવાયે મલયસ્યેવ ચન્દનમ્ ॥ ૩૨॥

અપરે વસુદેવસ્ય દેવક્યાં યાચિતોઽભ્યગાત્ ।
અજસ્ત્વમસ્ય ક્ષેમાય વધાય ચ સુરદ્વિષામ્ ॥ ૩૩॥

ભારાવતારણાયાન્યે ભુવો નાવ ઈવોદધૌ ।
સીદન્ત્યા ભૂરિભારેણ જાતો હ્યાત્મભુવાર્થિતઃ ॥ ૩૪॥

ભવેઽસ્મિન્ ક્લિશ્યમાનાનામવિદ્યાકામકર્મભિઃ ।
શ્રવણસ્મરણાર્હાણિ [3]કરિષ્યન્નિતિ કેચન ॥ ૩૫॥

શૃણ્વન્તિ ગાયન્તિ [4]ગૃણન્ત્યભીક્ષ્ણશઃ
સ્મરન્તિ નન્દન્તિ તવેહિતં જનાઃ ।
ત એવ પશ્યન્ત્યચિરેણ તાવકં
ભવપ્રવાહોપરમં પદામ્બુજમ્ ॥ ૩૬॥

અપ્યદ્ય નસ્ત્વં [5]સ્વકૃતેહિતપ્રભો
જિહાસસિ સ્વિત્સુહૃદોઽનુજીવિનઃ ।
યેષાં ન ચાન્યદ્ભવતઃ પદામ્બુજાત્
પરાયણં રાજસુ યોજિતાંહસામ્ ॥ ૩૭॥

સંસારના સમસ્ત પ્રાણીઓમાં આપ સમાનરૂપે વિચરી રહ્યા છો છતાં લોકો પરસ્પર કલહ કરી રહ્યા છે તે શા માટે? ખરી રીતે તો તે કલહ આપની સાથે જ છે અને તે આપનું સ્વરૂપ જ છે કારણ કે આપના સિવાય કંઈ છે જ નહી. (૨૮) હે ભગવાન! આપ જ્યારે મનુષ્યોના જેવી લીલા કરો છો ત્યારે આપ શું કરવા ઇચ્છો છો એ કોઈ જાણતું નથી. આપનું કદી કોઈ નથી પ્રિય અને નથી અપ્રિય. આપની બાબતમાં લોકોની બુદ્ધિ જ વિષમ રહેતી હોય છે. (૨૯) આપ વિશ્વના આત્મા છો, વિશ્વરૂપ છો. નથી તો આપ જન્મ લેતા કે નથી તો કર્મ પણ કરતા; તેમ છતાં પશુ-પક્ષી, મનુષ્ય, ઋષિ, જળચર વગેરેમાં આપ જન્મ લો છો અને તે યોનિઓને અનુરૂપ દિવ્ય કર્મો પણ કરો છો. આ આપની લીલામાત્ર છે. (૩૦) જ્યારે બાળપણમાં આપે મહીની માટલી ફોડીને યશોદા માતાને ખીજવ્યાં હતાં અને એમણે આપને બાંધવા માટે હાથમાં દોરડું લીધું હતું ત્યારે આપની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં હતાં, કાજળ ગાલો પર રેલાઈ રહ્યું હતું, નેત્ર ચંચળ થઈ રહ્યાં હતાં અને ભયની ભાવનાથી આપે પોતાનું મુખ નીચું નમાવી દીધું હતું! આપની તે દશાનું – લીલાછબીનું ધ્યાન કરીને હું મોહિત થઈ જાઉં છું. ભલા, જેનાથી ભય પણ ભય પામે છે તેની આ દશા! (૩૧) અજન્મા હોવા છતાં પણ આપે જન્મ શા માટે લીધો, એનું કારણ બતાવતાં કોઈ-કોઈ મહાપુરુષો એમ કહે છે કે જેમ મલયાચલની કીર્તિનો વિસ્તાર કરવા માટે તેમાં ચંદન પ્રગટ થાય છે તે જ રીતે પોતાના પ્રિય ભક્ત પુણ્યશ્લોક રાજા યદુની કીર્તિનો વિસ્તાર કરવા માટે જ આપે એમના વંશમાં અવતાર લીધો છે. (૩૨) બીજા લોકો એમ કહે છે કે વસુદેવ અને દેવકીએ પૂર્વજન્મમાં (સુતપા અને પૃશ્નિ-રૂપે) આપની પાસેથી આ જ વરદાન મેળવ્યું હતું, તેથી આપ અજન્મા હોવા છતાં પણ જગતના કલ્યાણ માટે અને દૈત્યોના નાશ માટે તેમના પુત્ર બન્યા છો. (૩૩) બીજા કેટલાક લોકો એમ કહે છે કે આ પૃથ્વી દૈત્યોના અત્યંત ભારથી સમુદ્રમાં ડૂબતી નાવની જેમ ડગમગી રહી હતી – પીડિત થઈ રહી હતી, ત્યારે બ્રહ્માની પ્રાર્થનાથી તેનો ભાર ઉતારવા માટે જ આપ પ્રગટ થયા. (૩૪) કોઈ મહાપુરુષો એમ કહે છે કે જે લોકો આ સંસારમાં અજ્ઞાન, કામના અને કર્મોના બંધનમાં જકડાઈને પીડિત થઈ રહ્યા છે તે લોકો માટે શ્રવણ અને સ્મરણ કરવા યોગ્ય લીલા કરવાના વિચારથી જ આપે અવતાર લીધો છે. (૩૫) ભક્તજનો આપના ચરિત્રનું વારંવાર શ્રવણ, ગાન, કીર્તન અને સ્મરણ કરીને આનંદિત થતા રહે છે; તેઓ જ તત્કાળ આપનાં તે ચરણકમળોનું દર્શન કરવા પામે છે કે જે જન્મ-મૃત્યુના પ્રવાહને હંમેશ માટે રોકી દે છે. (૩૬)

હે ભક્તવાંછા-કલ્પતરુ પ્રભુ! શું હવે આપ પોતાનાં આશ્રિત અને સંબંધી એવાં અમને છોડીને જવા ઇચ્છો છો?

૧. પ્રા. પા. – ૦નૃષ્વપિ યાદસ્સુ । ૨. પ્રા. પા. – મૃષા૦ । ૩. પ્રા. પા. – કરિષ્ય ઇતિ । ૪. પ્રા. પા. – વદન્ત્ય૦ । ૫. પ્રા. પા. – સ્વકૃતેહિતઃ ।

કે વયં નામરૂપાભ્યાં યદુભિઃ સહ પાણ્ડવાઃ ।
ભવતોઽદર્શનં યર્હિ હૃષીકાણામિવેશિતુઃ ॥ ૩૮॥

નેયં શોભિષ્યતે તત્ર યથેદાનીં ગદાધર ।
ત્વત્પદૈરઙ્કિતા ભાતિ સ્વલક્ષણવિલક્ષિતૈઃ ॥ ૩૯॥

ઈમે જનપદાઃ સ્વૃદ્ધાઃ સુપક્વૌષધિવીરુધઃ ।
વનાદ્રિનદ્યુદન્વન્તો હ્યેધન્તે તવ વીક્ષિતૈઃ[1] ॥ ૪૦॥

અથ વિશ્વેશ વિશ્વાત્મન્ વિશ્વમૂર્તે સ્વકેષુ મે ।
સ્નેહપાશમિમં છિન્ધિ દૃઢં પાણ્ડુષુ વૃષ્ણિષુ ॥ ૪૧॥

ત્વયિ મેઽનન્યવિષયા મતિર્મધુપતેઽસકૃત્ ।
રતિમુદ્વહતાદદ્ધા[2] ગઙ્ગેવૌઘમુદન્વતિ ॥ ૪૨॥

શ્રીકૃષ્ણ કૃષ્ણસખ વૃષ્ણ્યૃષભાવનિધ્રુગ્-
રાજન્યવંશદહનાનપવર્ગવીર્ય ।
ગોવિન્દ ગોદ્વિજસુરાર્તિહરાવતાર
યોગેશ્વરાખિલગુરો ભગવન્નમસ્તે ॥ ૪૩॥

*સૂત ઉવાચ*

પૃથયેત્થં કલપદૈઃ પરિણૂતાખિલોદયઃ ।
મન્દં જહાસ વૈકુણ્ઠો મોહયન્નિવ માયયા ॥ ૪૪॥

તાં બાઢમિત્યુપામન્ત્ર્ય પ્રવિશ્ય ગજસાહ્વયમ્ ।
સ્ત્રિયશ્ચ સ્વપુરં યાસ્યન્ પ્રેમ્ણા રાજ્ઞા નિવારિતઃ ॥ ૪૫॥

વ્યાસાદ્યૈરીશ્વરેહાજ્ઞૈઃ કૃષ્ણેનાદ્ભુતકર્મણા ।
પ્રબોધિતોઽપીતિહાસૈર્નાબુધ્યત શુચાર્પિતઃ[3] ॥ ૪૬॥

આહ રાજા ધર્મસુતશ્ચિન્તયન્ સુહૃદાં વધમ્ ।
પ્રાકૃતેનાત્મના વિપ્રાઃ સ્નેહમોહવશં ગતઃ ॥ ૪૭॥

અહો મે પશ્યતાજ્ઞાનં હૃદિ રૂઢં દુરાત્મનઃ ।
પારક્યસ્યૈવ દેહસ્ય બહ્વ્યો મેઽક્ષૌહિણીર્હતાઃ ॥ ૪૮॥

આપ જાણો છો કે આપનાં ચરણકમળો સિવાય અમને અન્ય કોઈનો સહારો નથી. પૃથ્વીના રાજાઓનાં તો અમે આમેય વિરોધી થઈ ગયાં છીએ. (૩૭) ઇન્દ્રિયોના દેવતાઓ વિના ઇન્દ્રિયોનું શું મહત્ત્વ છે? તેવી જ રીતે આપના વિના યદુવંશીઓના અને અમારા પુત્રો પાંડવોનાં નામ અને રૂપનું અસ્તિત્વ જ ક્યાં રહે છે? (૩૮) હે ગદાધર! આપનાં વિલક્ષણ ચરણચિહ્નોથી ચિહ્નિત આ કુરુજાંગલ દેશની ભૂમિ આજે જેવી શોભી રહી છે તેવી આપના ચાલ્યા ગયા પછી શોભશે નહીં. (૩૯) આપની દૃષ્ટિના પ્રભાવથી જ આ દેશ પાકેલી ફસલથી તથા વેલી-વૃક્ષોથી સમૃદ્ધ છે. આ વન, પર્વત, નદી અને સમુદ્ર પણ આપના દૃષ્ટિપ્રભાવે જ વૃદ્ધિ પામી રહ્યાં છે. (૪૦) આપ વિશ્વના સ્વામી છો, વિશ્વના આત્મા છો અને વિશ્વરૂપ છો. યદુવંશીઓ અને પાંડવોમાં મારી મમતા થઈ ગઈ છે. આપ કૃપા કરીને સ્વજનોની સાથે જોડેલા આ દૃઢ સ્નેહ-પાશને કાપી નાખો. (૪૧) હે શ્રીકૃષ્ણ! જેમ ગંગાની અખંડ ધારા સમુદ્રમાં પડતી રહે છે તેવી જ રીતે મારી બુદ્ધિ અન્ય કોઈ તરફ ન જતાં નિરંતર આપનામાં જ પરોવાયેલી રહે. (૪૨) હે શ્રીકૃષ્ણ! અર્જુનના પ્રિય સખા! યદુવંશશિરોમણિ! આપ પૃથ્વીના ભારરૂપ રાજવેશધારી દૈત્યોને બાળવા અગ્નિસ્વરૂપ છો. આપની શક્તિ અનંત છે. હે ગોવિંદ! આપનો આ અવતાર ગાય, બ્રાહ્મણ અને દેવતાઓનું દુઃખ દૂર કરવા માટે જ છે. હે યોગેશ્વર! ચરાચરના ગુરુ ભગવાન! હું આપને નમસ્કાર કરું છું. (૪૩)

**સૂતજી કહે છે** – આ પ્રમાણે કુન્તીએ પણ ઘણા મધુર શબ્દોમાં ભગવાનની અધિકાંશ લીલાઓનું વર્ણન કરતાં તેમની સ્તુતિ કરી. સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણે પોતાની માયાથી તેમને મોહિત કરતાં મંદ-મંદ સ્મિત કર્યું. (૪૪) તેમણે કુન્તીજીને કહ્યું – 'સારું, ઠીક છે' અને ત્યારથી તેમણે હસ્તિનાપુર રાજમહેલમાં પ્રવેશ કર્યો અને કુન્તી, વગેરે સ્ત્રીઓ પાસેથી વિદાય લઈને જ્યારે જવા નીકળ્યા ત્યારે રાજા યુધિષ્ઠિરે ખૂબ પ્રેમપૂર્વક તેમને રોકી લીધા. (૪૫) રાજા યુધિષ્ઠિરને પોતાના ભાઈ-બંધુઓના માર્યા જવાનો ભારે શોક થઈ રહ્યો હતો. ભગવાનની લીલાનો મર્મ જાણનારા વ્યાસ વગેરે મહર્ષિઓએ અને અદ્ભુત ચરિત્ર કરનારા સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પણ અનેક ઇતિહાસો કહીને તેમને સમજાવવાની ઘણી કોશિશ કરી, પરંતુ તેમને સાન્ત્વના મળી નહીં, તેમનો શોક દૂર થયો નહીં. (૪૬) હે શૌનકાદિ ઋષિઓ! પોતાના સ્વજનોના વધથી ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરને મોટી ચિંતા થઈ. તેઓ અવિવેક-યુક્ત ચિત્તે સ્નેહ-મોહવશ થઈને કહેવા લાગ્યા – 'અરે, મુજ દુરાત્માના હૃદયમાં બદ્ધમૂલ થયેલું આ અજ્ઞાન તો જુઓ; મેં શિયાળ-કૂતરાંના આહાર એવા આ અનાત્મા શરીર

૧. પ્રા. પા. – વીક્ષિતાઃ । ૨. પ્રા. પા. – રતિમુદ્વહતાં તદ્વત્ । ૩. પ્રા. પા. – શુચાર્દિતાઃ ।

બાલદ્વિજસુહૃન્મિત્રપિતૃભ્રાતૃગુરુદ્રુહઃ ।
ન મે સ્યાન્નિરયાન્મોક્ષો હ્યપિ વર્ષાયુતાયુતૈઃ ॥ ૪૯॥

નૈનો રાજ્ઞઃ પ્રજાભર્તુર્ધર્મયુદ્ધે વધો દ્વિષામ્ ।
ઈતિ મે ન તુ બોધાય કલ્પતે[1] શાસનં વચઃ ॥ ૫૦॥

સ્ત્રીણાં મદ્ધતબન્ધૂનાં દ્રોહો યોઽસાવિહોત્થિતઃ ।
કર્મભિર્ગૃહમેધીયૈર્નાહં કલ્પો વ્યપોહિતુમ્ ॥ ૫૧॥

યથા પઙ્કેન પઙ્કામ્ભઃ[2] સુરયા વા સુરાકૃતમ્ ।
ભૂતહત્યાં તથૈવૈકાં[3] ન યજ્ઞૈર્માર્ષ્ટુમર્હતિ ॥ ૫૨॥

માટે અનેક અક્ષૌહિણી* સેનાનો નાશ કર્યો. (૪૭-૪૮) મેં બાળકો, બ્રાહ્મણો, સંબંધીઓ, મિત્રો, કાકા, ભાઈ-ભાંડુઓ અને ગુરુજનોનો દ્રોહ કર્યો છે. કરોડો વર્ષે પણ નરકમાંથી મારો છુટકારો થઈ શકશે નહીં. (૪૯) જોકે શાસ્ત્રનું વચન છે કે રાજા જો પ્રજાનું પાલન કરવા માટે ધર્મયુદ્ધમાં શત્રુઓને મારે તો તેને પાપ લાગતું નથી, તોપણ તેનાથી મને સંતોષ થતો નથી. (૫૦) મારા વડે માર્યા ગયેલાઓની સ્ત્રીઓ અને બંધુઓનો મેં દ્રોહ કર્યો છે. તેમાંથી ગમે તેટલા યજ્ઞયાગાદિ કર્મો કરીને પણ છૂટી શકું એમ નથી. (૫૧) જેમ કાદવથી ગંદા જળને સ્વચ્છ કરી શકાતું નથી, મદિરાથી મદિરાની અપવિત્રતાને મિટાવી શકાતી નથી તે જ રીતે એક પણ પ્રાણીની હત્યાનું પ્રાયશ્ચિત્ત અનેક યજ્ઞો વડે કરી શકાતું નથી.' (તો પછી અનેક અક્ષૌહિણી સેના હણાઈ એનું પ્રાયશ્ચિત્ત કઈ રીતે થાય?) (૫૨)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે કુન્તીસ્તુતિર્યુધિષ્ઠિરાનુતાપો[4] નામાષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥
પહેલા સ્કંધ-અંતર્ગત કુન્તીસ્તુતિ–યુધિષ્ઠિરાનુતાપ નામનો આઠમો અધ્યાય સમાપ્ત.

═★═

# નવમો અધ્યાય

## યુધિષ્ઠિર વગેરેનું ભીષ્મજી પાસે જવું અને ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં કરતાં ભીષ્મજીએ પ્રાણત્યાગ કરવો

*સૂત ઉવાચ*

ઈતિ ભીતઃ પ્રજાદ્રોહાત્સર્વધર્મવિવિત્સયા ।
તતો વિનશનં પ્રાગાદ્ યત્ર દેવવ્રતોઽપતત્ ॥ ૧॥

તદા તે ભ્રાતરઃ સર્વે સદશ્વૈઃ સ્વર્ણભૂષિતૈઃ ।
અન્વગચ્છન્ રથૈર્વિપ્રા વ્યાસધૌમ્યાદયસ્તથા ॥ ૨॥

ભગવાનપિ વિપ્રર્ષે રથેન સધનઞ્જયઃ ।
સ તૈર્વ્યરોચત નૃપઃ કુબેર ઈવ ગુહ્યકૈઃ ॥ ૩॥

દૃષ્ટ્વા નિપતિતં ભૂમૌ દિવશ્ચ્યુતમિવામરમ્ ।
પ્રણેમુઃ પાણ્ડવા ભીષ્મં સાનુગાઃ સહ ચક્રિણા ॥ ૪॥

તત્ર બ્રહ્મર્ષયઃ સર્વે દેવર્ષયશ્ચ સત્તમ ।
રાજર્ષયશ્ચ તત્રાસન્ દ્રષ્ટું ભરતપુઙ્ગવમ્ ॥ ૫॥

પર્વતો નારદો ધૌમ્યો ભગવાન્ બાદરાયણઃ ।
બૃહદશ્વો ભરદ્વાજઃ સશિષ્યો રેણુકાસુતઃ ॥ ૬॥

**સૂતજી કહે છે** – આ પ્રમાણે રાજા યુધિષ્ઠિર પ્રજાદ્રોહથી ભયભીત થઈ રહ્યા હતા તે પછી બધા ધર્મોનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાથી તેમણે કુરુક્ષેત્રની યાત્રા કરી, કે જ્યાં ભીષ્મ પિતામહ શર-શય્યા પર પડેલા હતા. (૧) હે શૌનકાદિ ઋષિઓ! તે સમયે તે બધા ભાઈઓએ જેમને સારા-સારા ઘોડા જોતર્યા હતા તેવા સ્વર્ણજડિત રથો પર સવાર થઈને પોતાના ભાઈ યુધિષ્ઠિરનું અનુગમન કર્યું. તેમની સાથે વ્યાસ, ધૌમ્ય વગેરે બ્રાહ્મણો પણ હતા. (૨) હે શૌનકજી! અર્જુનની સાથે ભગવાન શ્રીકૃષ્ણ પણ રથ પર બેસીને ચાલ્યા. તે બધા ભાઈઓની સાથે મહારાજ યુધિષ્ઠિરની એવી શોભા થઈ કે જાણે યક્ષોથી ઘેરાયેલા સ્વયં કુબેર જ જઈ રહ્યા હોય. (૩) સ્વર્ગમાંથી પતન પામેલા દેવતાની જેમ બાણશૈય્યા પર પડેલા ભીષ્મપિતામહને જોઈને શ્રીકૃષ્ણ સહિત પાંડવોએ અને તેમના અનુયાયીઓએ પ્રણામ કર્યા. (૪) હે શૌનકજી! તે જ વખતે ભરતવંશીઓના ગૌરવરૂપ ભીષ્મ પિતામહને જોવા માટે બધા જ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજર્ષિઓ ત્યાં પધાર્યા. (૫) પર્વત, નારદ, ધૌમ્ય, ભગવાન વ્યાસ, બૃહદશ્વ, ભરદ્વાજ, શિષ્યો સહિત પરશુરામજી,

૧. પ્રા. પા – કલ્પતે શાશ્વતં । ૨. પ્રા. પા. – પઙ્કોત્થં । ૩. પ્રા. પા. – તથૈકાં તુ । ૪. પ્રા. પા. – પ્રથમસ્કન્ધે પારિક્ષિતે યુધિષ્ઠિરાનુતાપેઽષ્ટમો ।
* ૨૧,૮૭૦ રથ, ૨૧,૮૭૦ હાથી, ૬૫,૬૧૦ ઘોડેસવાર અને ૧,૦૯,૩૫૦ પાયદળ – આટલી સેનાને એક અક્ષૌહિણી કહે છે. (મહાભારત)

વસિષ્ઠ ઇન્દ્રપ્રમદસ્ત્રિતો ગૃત્સમદોઽસિતઃ ।
કક્ષીવાન્ ગૌતમોઽત્રિશ્ચ કૌશિકોઽથ સુદર્શનઃ ॥ ૭॥

અન્યે ચ મુનયો બ્રહ્મન્ બ્રહ્મરાતાદયોઽમલાઃ ।
શિષ્યૈરુપેતા આજગ્મુઃ કશ્યપાઙ્ગિરસાદયઃ ॥ ૮॥

તાન્ સમેતાન્ મહાભાગાનુપલભ્ય વસૂત્તમઃ ।
પૂજયામાસ ધર્મજ્ઞો દેશકાલવિભાગવિત્ ॥ ૯॥

કૃષ્ણં ચ તત્પ્રભાવજ્ઞ આસીનં જગદીશ્વરમ્ ।
હૃદિસ્થં પૂજયામાસ માયયોપાત્તવિગ્રહમ્ ॥ ૧૦॥

પાણ્ડુપુત્રાનુપાસીનાન્ પ્રશ્રયપ્રેમસઙ્ગતાન્[૧] ।
અભ્યાચષ્ટાનુરાગાસ્રૈરન્ધીભૂતેન ચક્ષુષા ॥ ૧૧॥

અહો કષ્ટમહોઽન્યાય્યં યદ્યૂયં ધર્મનન્દનાઃ ।
જીવિતું નાર્હથ ક્લિષ્ટં[૨] વિપ્રધર્માચ્યુતાશ્રયાઃ ॥ ૧૨॥

સંસ્થિતેઽતિરથે[૩] પાણ્ડૌ પૃથા બાલપ્રજા વધૂઃ ।
યુષ્મત્કૃતે બહૂન્ ક્લેશાન્ પ્રાપ્તા તોકવતી મુહુઃ ॥ ૧૩॥

સર્વં કાલકૃતં મન્યે ભવતાં ચ યદપ્રિયમ્ ।
સપાલો યદ્વશે લોકો વાયોરિવ ઘનાવલિઃ ॥ ૧૪॥

યત્ર ધર્મસુતો રાજા ગદાપાણિર્વૃકોદરઃ ।
કૃષ્ણોઽસ્ત્રી ગાણ્ડિવં ચાપં સુહૃત્કૃષ્ણસ્તતો વિપત્ ॥ ૧૫॥

ન હ્યસ્ય કર્હિચિદ્રાજન્ પુમાન્ વેદ વિધિત્સિતમ્ ।
યદ્વિજિજ્ઞાસયા યુક્તા મુહ્યન્તિ કવયોઽપિ હિ ॥ ૧૬॥

તસ્માદિદં દૈવતન્ત્રં વ્યવસ્ય ભરતર્ષભ ।
તસ્યાનુવિહિતોઽનાથા નાથ પાહિ પ્રજાઃ પ્રભો[૪] ॥ ૧૭॥

એષ વૈ ભગવાન્ સાક્ષાદાદ્યો નારાયણઃ પુમાન્ ।
મોહયન્માયયા લોકં ગૂઢશ્ચરતિ વૃષ્ણિષુ ॥ ૧૮॥

વસિષ્ઠ, ઇન્દ્રપ્રમદ, ત્રિત, ગૃત્સમદ, અસિત, કક્ષીવાન, ગૌતમ, અત્રિ, વિશ્વામિત્ર, સુદર્શન તથા બીજા પણ શુકદેવ વગેરે શુદ્ધહૃદયના મહાત્માઓ તેમ જ શિષ્યો સહિત કશ્યપ, અંગિરાપુત્ર બૃહસ્પતિ વગેરે મુનિજનો પણ ત્યાં પધાર્યા. (૬-૮) ભીષ્મ પિતામહ ધર્મને અને દેશકાળના વિભાગને (અર્થાત્ ક્યાં, કયા સમયે, શું કરવું જોઈએ તે) જાણતા હતા. તેમણે તે મહાભાગ ઋષિઓને સંમિલિત થયેલા જોઈને તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. (૯) તેઓ ભગવાન શ્રીકૃષ્ણના પ્રભાવને પણ જાણતા હતા. તેથી તેમણે પોતાની લીલાથી મનુષ્યવેશ ધારણ કરીને ત્યાં બેઠેલા તથા જગદીશ્વરરૂપે હૃદયમાં વિરાજમાન ભગવાન શ્રીકૃષ્ણની ભીતર અને બહાર – બંને જગ્યાએ પૂજા કરી. (૧૦)

પાંડવો અત્યંત વિનય અને પ્રેમપૂર્વક ભીષ્મ પિતામહની પાસે બેઠા. તેમને જોઈને ભીષ્મ પિતામહની આંખો પ્રેમાશ્રુથી ભરાઈ આવી. તેમણે તેમને કહ્યું – (૧૧) ‘હે ધર્મપુત્રો! અરે રે, હાય! એ ભારે દુઃખ અને અન્યાયની વાત છે કે બ્રાહ્મણ, ધર્મ અને ભગવાનના આશ્રિત રહેવા છતાં પણ તમારે આટલા કષ્ટ સાથે જીવવું પડ્યું, જે માટે તમે કદાપિ યોગ્ય ન હતા. (૧૨) અતિરથી પાંડુની મરણવેળાએ તમારી ઉંમર ઘણી નાની હતી. તે દિવસોમાં તમારે માટે કુન્તીએ અને સાથોસાથ તમારે પણ વારંવાર ઘણાંબધાં કષ્ટ વેઠવાં પડ્યાં. (૧૩) જે રીતે વાદળાં વાયુના વશમાં રહે છે તે જ રીતે લોકપાલો સમેત સઘળો સંસાર કાળભગવાનને આધીન છે. હું સમજું છું કે તમારા જીવનમાં આ જે અપ્રિય ઘટનાઓ બની છે તે બધું એમની જ લીલા છે. (૧૪) નહિતર જ્યાં સાક્ષાત્ ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા હોય, ગદાધારી ભીમસેન અને ધનુર્ધારી અર્જુન રક્ષણનું કામ કરી રહ્યા હોય, ગાંડીવ ધનુષ્ય હોય અને સ્વયં શ્રીકૃષ્ણ સુહૃદ્ હોય ત્યાં પણ ભલા, વિપત્તિની સંભાવના હોય ખરી? (૧૫) આ કાળરૂપ શ્રીકૃષ્ણ ક્યારે શું કરવા ઇચ્છે છે એ વાત કોઈ ક્યારેય જાણતું નથી; મોટા મોટા જ્ઞાનીઓ પણ તેને સમજવામાં મોહિત થઈ જાય છે. (૧૬) હે યુધિષ્ઠિર! સંસારની આ બધી ઘટનાઓ ઈશ્વરાધીન છે. તેવું સમજીને તમે અનાથ પ્રજાનું પાલન કરો; કારણ કે હવે તમે જ તેના સ્વામી છો અને તેનું પાલન કરવામાં સમર્થ છો. (૧૭)

આ શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન છે. એ સૌના આદિકારણ અને પરમપુરુષ નારાયણ છે. એ યદુવંશીઓમાં ગુપ્તરૂપે રહીને પોતાની લીલા દ્વારા લોકોને મોહિત કરે

૧. પ્રા. પા. – ૦સન્નતાન્ । ૨. પ્રા. પા. – કૃચ્છ્રં । ૩. પ્રા. પા. – સંસ્થિતિવિરથે । ૪. પ્રા. પા. – વિભો ।

અસ્યાનુભાવં ભગવાન્ વેદ ગુહ્યતમં શિવઃ ।
દેવર્ષિર્નારદઃ સાક્ષાદ્ભગવાન્ કપિલો નૃપ[1] ॥ ૧૯॥

યં મન્યસે માતુલેયં પ્રિયં મિત્રં સુહૃત્તમમ્ ।
અકરોઃ સચિવં દૂતં સૌહૃદાદથ સારથિમ્ ॥ ૨૦॥

સર્વાત્મનઃ સમદૃશો હ્યદ્વયસ્યાનહઙ્કૃતેઃ ।
તત્કૃતં મતિવૈષમ્યં નિરવદ્યસ્ય ન ક્વચિત્ ॥ ૨૧॥

તથાપ્યેકાન્તભક્તેષુ પશ્ય [2]ભૂપાનુકમ્પિતમ્ ।
યન્મેઽસૂંસ્ત્યજતઃ સાક્ષાત્કૃષ્ણો દર્શનમાગતઃ ॥ ૨૨॥

ભક્ત્યાઽઽવેશ્ય મનો યસ્મિન્ વાચા યન્નામ કીર્તયન્ ।
ત્યજન્ કલેવરં યોગી મુચ્યતે [3]કામકર્મભિઃ ॥ ૨૩॥

સ દેવદેવો ભગવાન્ પ્રતીક્ષતાં
કલેવરં યાવદિદં હિનોમ્યહમ્ ।
પ્રસન્નહાસારુણલોચનોલ્લસ-
ન્મુખામ્બુજો ધ્યાનપથશ્ચતુર્ભુજઃ ॥ ૨૪॥

*સૂત ઉવાચ*

યુધિષ્ઠિરસ્તદાકર્ણ્ય શયાનં શરપઞ્જરે ।
અપૃચ્છદ્વિવિધાન્ધર્માનૃષીણાં ચાનુશૃણ્વતામ્ ॥ ૨૫॥

પુરુષસ્વભાવવિહિતાન્ યથાવર્ણં યથાશ્રમમ્ ।
વૈરાગ્યરાગોપાધિભ્યામામ્નાતોભયલક્ષણાન્ ॥ ૨૬॥

દાનધર્માન્ રાજધર્માન્ મોક્ષધર્માન્ વિભાગશઃ ।
સ્ત્રીધર્માન્ ભગવદ્ધર્માન્ સમાસવ્યાસયોગતઃ ॥ ૨૭॥

ધર્માર્થકામમોક્ષાંશ્ચ સહોપાયાન્ યથા મુને[4] ।
નાનાખ્યાનેતિહાસેષુ વર્ણયામાસ તત્ત્વવિત્ ॥ ૨૮॥

ધર્મં પ્રવદતસ્તસ્ય સ કાલઃ પ્રત્યુપસ્થિતઃ ।
યો યોગિનશ્છન્દમૃત્યોર્વાઞ્છિતસ્તૂત્તરાયણઃ ॥ ૨૯॥

છે. (૧૮) તેમનો પ્રભાવ અત્યંત ગૂઢ અને રહસ્યમય છે. હે યુધિષ્ઠિર! તેને ભગવાન શંકર, દેવર્ષિ નારદ અને સ્વયં ભગવાન કપિલ જ જાણે છે. (૧૯) જેમને તમે પોતાના મામાનો દીકરો, પ્રિય મિત્ર અને સૌથી મોટો હિતેચ્છુ માનો છો તથા જેમને તમે પ્રેમવશ પોતાનો મંત્રી, દૂત અને સારથિ સુધ્ધાં બનાવવામાં સંકોચ નથી કર્યો તે સ્વયં પરમાત્મા છે. (૨૦) આ સર્વાત્મા, સમદર્શી, અદ્વિતીય છે. તે અહંકારશૂન્ય છે તેથી અહંકારથી ઉત્પન્ન થતી બુદ્ધિની વિષમતા પણ તેમનામાં નથી. તે નિર્દોષ છે. (૨૧) હે યુધિષ્ઠિર! જુઓ તો ખરા, તેઓ પોતાના અનન્ય પ્રેમી ભક્તો પર કેટલી કૃપા કરે છે! આ જ કારણ છે કે આવા સમયે કે જ્યારે હું પોતાના પ્રાણનો ત્યાગ કરી રહ્યો છું ત્યારે આ ભગવાન શ્રીકૃષ્ણે મને સાક્ષાત્ દર્શન આપ્યાં છે. (૨૨) ભગવત્પરાયણ યોગી પુરુષો ભક્તિભાવથી તેમનામાં મન પરોવીને અને વાણીથી તેમના નામનું કીર્તન કરતા રહીને દેહત્યાગ કરે છે અને કામનાઓમાંથી તથા કર્મના બંધનમાંથી છૂટી જાય છે. (૨૩) તે જ દેવાધિદેવ ભગવાન પોતાના પ્રસન્ન હાસ્ય અને રક્તકમળ જેવાં અરુણ નેત્રોથી ઉલ્લસિત મુખવાળા ચતુર્ભુજરૂપે – કે જે રૂપનાં દર્શન બીજા લોકોને કેવળ ધ્યાનમાં જ થાય છે – ત્યાં સુધી અહીં જ સ્થિત રહીને પ્રતીક્ષા કરે કે જ્યાં સુધી હું આ શરીરનો ત્યાગ ન કરું. (૨૪)

**સૂતજી કહે છે** – યુધિષ્ઠિરે તેમની આ વાત સાંભળીને શર-શય્યા પર સૂતેલા તે ભીષ્મ પિતામહને ઘણાબધા ઋષિઓની રૂબરૂમાં જ અનેક પ્રકારના ધર્મો વિશેનાં અનેક રહસ્યો પૂછ્યાં. (૨૫) ત્યારે તત્ત્વવેત્તા ભીષ્મ પિતામહે વર્ણ અને આશ્રમ અનુસાર મનુષ્યનો સ્વાભાવિક ધર્મ, વૈરાગ્ય તથા રાગને કારણે વિભિન્નરૂપે દર્શાવેલા નિવૃત્તિ-પ્રવૃત્તિરૂપી દ્વિવિધ ધર્મ, દાનધર્મ, રાજધર્મ, મોક્ષધર્મ, સ્ત્રીધર્મ, ભગવદ્-ધર્મ – આ બધાનું સંક્ષેપમાં અને વિસ્તારપૂર્વક અલગ-અલગ વર્ણન કર્યું. હે શૌનકજી! એની સાથે જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – આ ચારે પુરુષાર્થોનું તથા એમની પ્રાપ્તિનાં સાધનોનું, અનેક ઉપાખ્યાનો અને ઇતિહાસ સંભળાવીને વિભાગવાર વર્ણન કર્યું. (૨૬-૨૮) ભીષ્મ પિતામહ આ પ્રમાણે ધર્મનું પ્રવચન કરી રહ્યા ત્યારે જ તે ઉત્તરાયણનો સમય આવી પહોંચ્યો, કે જેની ઇચ્છા મૃત્યુને સ્વાધીન રાખનારા ભગવત્પરાયણ યોગીજનો કરતા રહે છે. (૨૯)

૧. પ્રા. પા. – મુનિઃ । ૨. પ્રા. પા. – ભૂતાનુ૦ । ૩. પ્રા. પા. – સર્વ૦ । ૪. પ્રા. પા. – મુનિઃ ।

તદોપસંહૃત્ય ગિરઃ સહસ્રણી-
વિમુક્તસઙ્ગં[1] મન આદિપૂરુષે ।
કૃષ્ણે લસત્પીતપટે ચતુર્ભુજે
પુરઃસ્થિતેઽમીલિતદૃગ્વ્યધારયત્ ॥ ૩૦॥

વિશુદ્ધયા ધારણયા [2]હતાશુભ-
સ્તદીક્ષયૈવાશુ ગતાયુધવ્યથઃ ।
નિવૃત્તસર્વેન્દ્રિયવૃત્તિવિભ્રમ-
સ્તુષ્ટાવ જન્યં વિસૃજઞ્જનાર્દનમ્ ॥ ૩૧॥

શ્રીભીષ્મ ઉવાચ

ઇતિ મતિરુપકલ્પિતા વિતૃષ્ણા
ભગવતિ સાત્વતપુઙ્ગવે વિભૂમ્નિ ।
સ્વસુખમુપગતે ક્વચિદ્વિહર્તું
પ્રકૃતિમુપેયુષિ યદ્ભવપ્રવાહઃ ॥ ૩૨॥

ત્રિભુવનકમનં તમાલવર્ણં
રવિકરગૌરવરામ્બરં દધાને ।
વપુરલકકુલાવૃતાનનાબ્જં
વિજયસખે [3]રતિરસ્તુ મેઽનવદ્યા ॥ ૩૩॥

યુધિ તુરગરજોવિધૂમ્રવિષ્વક્-
કચલુલિતશ્રમવાર્યલઙ્કૃતાસ્યે ।
મમ નિશિતશરૈર્વિભિદ્યમાન-
ત્વચિ વિલસત્કવચેઽસ્તુ કૃષ્ણ આત્મા ॥ ૩૪॥

સપદિ સખિવચો નિશમ્ય મધ્યે
નિજપરયોર્બલયો રથં નિવેશ્ય[4] ।
સ્થિતવતિ પરસૈનિકાયુરક્ષ્ણા
હૃતવતિ પાર્થસખે [5]રતિર્મમાસ્તુ ॥ ૩૫॥

[6]વ્યવહિતપૃતનામુખં નિરીક્ષ્ય
સ્વજનવધાદ્વિમુખસ્ય દોષબુદ્ધ્યા[7] ।
કુમતિમહરદાત્મવિદ્યયા ય-
શ્ચરણરતિઃ પરમસ્ય [8]તસ્ય મેઽસ્તુ ॥ ૩૬॥

સ્વનિગમમપહાય મત્પ્રતિજ્ઞામ્
ઋતમધિકર્તુમવપ્લુતો રથસ્થઃ ।

તે સમયે હજારો રથીઓના નેતા ભીષ્મ પિતામહે વાણીનો સંયમ કરીને, મનને બધી બાજુએથી વાળીને પોતાની સામે સ્થિત આદિપુરુષ ભગવાન શ્રીકૃષ્ણમાં પરોવ્યું. ભગવાન શ્રીકૃષ્ણના સુંદર ચતુર્ભુજ વિગ્રહ પર તે સમયે પીતાંબર લહેરાઈ રહ્યું હતું. ભીષ્મ ખુલ્લી આંખોથી તેમને નિહાળી રહ્યા. (૩૦) તેમને શસ્ત્રોના પ્રહારથી જે પીડા થઈ રહી હતી તે તો ભગવાનના દર્શનમાત્રથી તરત જ દૂર થઈ ગઈ તથા ભગવાનની વિશુદ્ધ ધ્યાન-ધારણાથી તેમનાં જે પણ કેટલાંક અશુભ શેષ હતાં તે બધાં જ નષ્ટ થઈ ગયાં. હવે દેહત્યાગ-વેળાએ તેમણે પોતાની સમસ્ત ઇન્દ્રિયોના વૃત્તિવિલાસને થંભાવી દીધો અને અત્યંત પ્રેમપૂર્વક ભગવાનની સ્તુતિ કરી. (૩૧)

**શ્રી ભીષ્મજીએ કહ્યું** – હવે મૃત્યુવેળાએ હું મારી આ અત્યંત શુદ્ધ અને કામનારહિત બુદ્ધિને યદુવંશ-શિરોમણિ અનંત ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં સમર્પિત કરું છું – કે જેઓ હરહંમેશ પોતાના આનંદમય સ્વરૂપમાં સ્થિત રહેવા છતાં પણ ક્યારેક વિહાર કરવાની, લીલા કરવાની ઇચ્છાથી પ્રકૃતિનો સ્વીકાર કરે છે, કે જેનાથી આ સૃષ્ટિ-પરંપરા ચાલે છે. (૩૨) જેમનું શરીર ત્રિભુવનસુંદર છે તથા શ્યામ તમાલ જેવું શામળું છે, જેના પર સૂર્ય-કિરણોના જેવું શ્રેષ્ઠ પીતાંબર લહેરાઈ રહ્યું છે અને કમળ-સદૃશ મુખ ઉપર વાંકડિયા વાળની લટો લટકતી રહે છે તે અર્જુનસખા શ્રીકૃષ્ણમાં મારી નિષ્કપટ પ્રીતિ થાઓ. (૩૩) મને યુદ્ધના સમયની તેમની તે વિલક્ષણ છબિ યાદ આવે છે. તેમના મુખ પર લહેરાતા વાંકડિયા વાળ ઘોડાઓની ટાપની રજથી ધૂળધૂસરિત થઈ ગયા હતા અને મુખપર પરસેવાનાં બુંદ શોભી રહ્યાં હતાં. હું પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેમની ત્વચાને વીંધી રહ્યો હતો. તે સુંદર કવચમંડિત ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ મારું શરીર, અંતઃકરણ અને આત્મા સમર્પિત થઈ જાઓ. (૩૪) પોતાના મિત્ર અર્જુનની વાત સાંભળીને જેઓ તરત જ પાંડવસેના અને કૌરવસેનાની વચ્ચે પોતાનો રથ લઈ આવ્યા અને ત્યાં સ્થિત થઈને જેમણે પોતાની દૃષ્ટિથી જ શત્રુપક્ષના સૈનિકોનું આયુષ્ય હરી લીધું તે પાર્થ-સખા ભગવાન શ્રીકૃષ્ણમાં મારી પરમ પ્રીતિ થાઓ. (૩૫) અર્જુને જ્યારે દૂરથી કૌરવોની સેનાના અગ્રણી એવા અમને જોયા ત્યારે પાપ સમજીને તે પોતાના સ્વજનોના વધથી વિમુખ થઈ ગયો. તે સમયે જેમણે ગીતાના રૂપમાં આત્મવિદ્યાનો ઉપદેશ કરીને તેના તત્કાલીન અજ્ઞાનનો નાશ કર્યો તે પરમપુરુષ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં મારી પ્રીતિ બની રહો. (૩૬) મેં પ્રતિજ્ઞા કરી હતી કે હું શ્રીકૃષ્ણને શસ્ત્રગ્રહણ કરાવીને જ છોડીશ; તે પ્રતિજ્ઞાને સત્ય અને ઉચ્ચ કરવા માટે

૧. પ્રા. પા. – વિમુક્તસઙ્ગો । ૨. પ્રા. પા. – હતા૦ । ૩. પ્રા. પા. – મતિ૦ । ૪. પ્રા. પા. – પ્રવિશ્ય । ૫. પ્રા. પા. – નતિ૦ । ૬. પ્રા. પા. – વ્યવસિત૦ । ૭. પ્રા. પા. – ધર્મબુદ્ધ્યા । ૮. પ્રા. પા. – મેઽસ્તુ તસ્ય ।

ધૃતરથચરણોઽભ્યયાચ્ચલદ્ગુ-
ર્હરિરિવ હન્તુમિભં ગતોત્તરીયઃ ॥ ૩૭॥

શિતવિશિખહતો વિશીર્ણદંશઃ
ક્ષતજપરિપ્લુત આતતાયિનો મે ।
પ્રસભમભિસસાર મદ્વધાર્થં
સ ભવતુ મે ભગવાન્ ગતિર્મુકુન્દઃ ॥ ૩૮॥

વિજયરથકુટુમ્બ આત્તતોત્રે
ધૃતહયરશ્મિનિ તચ્છ્રિયેક્ષણીયે ।
ભગવતિ રતિરસ્તુ મે મુમૂર્ષો-
ર્યમિહ નિરીક્ષ્ય હતા ગતાઃ સરૂપમ્ ॥ ૩૯॥

લલિતગતિવિલાસવલ્ગુહાસ-
પ્રણયનિરીક્ષણકલ્પિતોરુમાનાઃ ।
કૃતમનુકૃતવત્ય ઉન્મદાન્ધાઃ
પ્રકૃતિમગન્ કિલ યસ્ય ગોપવધ્વઃ ॥ ૪૦॥

મુનિગણનૃપવર્યસઙ્કુલેઽન્તઃ-
સદસિ યુધિષ્ઠિરરાજસૂય એષામ્ ।
અર્હણમુપપેદ ઈક્ષણીયો
મમ દૃશિગોચર એષ આવિરાત્મા ॥ ૪૧॥

તમિમમહમજં શરીરભાજાં
હૃદિ [1]હૃદિ ધિષ્ઠિતમાત્મકલ્પિતાનામ્ ।
પ્રતિદૃશમિવ[2] નૈકધાર્કમેકં
સમધિગતોઽસ્મિ વિધૂતભેદમોહઃ ॥ ૪૨॥

સૂત ઉવાચ

કૃષ્ણ એવં ભગવતિ મનોવાગ્દૃષ્ટિવૃત્તિભિઃ[3] ।
આત્મન્યાત્માનમાવેશ્ય સોઽન્તઃશ્વાસ ઉપારમત્ ॥ ૪૩॥

સમ્પદ્યમાનમાજ્ઞાય ભીષ્મં બ્રહ્મણિ નિષ્કલે ।
સર્વે બભૂવુસ્તે તૂષ્ણીં વયાંસીવ દિનાત્યયે[4] ॥ ૪૪॥

તેમણે શસ્ત્રગ્રહણ નહીં કરવાની પોતાની પ્રતિજ્ઞા તોડી દીધી. તે સમયે તેઓ રથમાંથી નીચે કૂદી પડ્યા અને સિંહ જેમ હાથીને મારવા માટે તેના પર કૂદી પડે છે તે જ રીતે રથનું પૈડું લઈને મારા પર ઝપટી પડ્યા. તે સમયે તેઓ એટલા વેગથી દોડ્યા કે તેમના ખભા પરનું ઉપવસ્ત્ર પડી ગયું અને પૃથ્વી કંપવા લાગી. (૩૭) મેં આતતાયીએ તીક્ષ્ણ બાણ મારી-મારીને તેમના શરીરનું કવચ તોડી નાખ્યું હતું, જેથી આખું શરીર લોહીલુહાણ થઈ રહ્યું હતું; અર્જુનના રોકવા છતાં પણ તેઓ બળપૂર્વક મને મારવા માટે મારી તરફ દોડી આવી રહ્યા હતા. તે જ ભગવાન શ્રીકૃષ્ણ, જેઓ આમ કરતા હોવા છતાં પણ મારા પ્રતિ અનુગ્રહ અને ભક્ત-વત્સલતાથી પરિપૂર્ણ હતા – તેઓ મારી એકમાત્ર ગતિ થાઓ અને આશ્રય થાઓ. (૩૮) અર્જુનના રથના રક્ષણમાં સાવધાન જે શ્રીકૃષ્ણના ડાબા હાથમાં ઘોડાઓની રાશ (લગામ) અને જમણા હાથમાં ચાબૂક હતો – એ બંનેની શોભાથી તે સમયે જેમની અપૂર્વ છબિ બની ગઈ હતી તથા મહાભારત-યુદ્ધમાં મરનારા વીરો જેમની આ છબિનું દર્શન કરતા રહેવાને કારણે સારૂપ્ય મોક્ષ પામી ગયા તે જ પાર્થસારથિ ભગવાન શ્રીકૃષ્ણમાં મુજ મરણાસન્નની પરમ પ્રીતિ થાઓ. (૩૯) જેમની મધુર સુંદર ચાલ, હાવભાવયુક્ત ચેષ્ટાઓ, મધુર સ્મિત અને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી અત્યંત સમ્માનિત ગોપીઓ રાસલીલામાંથી તેમના અંતર્ધાન થઈ જવાથી પ્રેમોન્માદથી ઘેલી થઈને જેમની લીલાઓનું અનુકરણ કરીને તન્મય થઈ હતી તે જ ભગવાન શ્રીકૃષ્ણમાં મારો પરમ પ્રેમ થાઓ. (૪૦) જે સમયે યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ થઈ રહ્યો હતો, ત્યારે મુનિઓ અને મોટા-મોટા રાજાઓથી ભરેલી સભામાં શ્રીકૃષ્ણે રાજાઓની અગ્રપૂજા સ્વીકારી. તે સમયની શોભા અત્યંત દર્શનીય હતી. તે જ સૌના આત્મા પ્રભુ આજે મારા આ મૃત્યુ- સમયે મારી સામે ઊભા છે. (૪૧) જેમ એક જ સૂર્ય અનેક આંખોથી અનેક રૂપમાં દેખાય છે તે જ રીતે અજન્મા ભગવાન શ્રીકૃષ્ણ પોતે જ રચેલા અનેક શરીરધારીઓના હૃદયમાં અનેક રૂપે હોય તેવા લાગે છે; વાસ્તવમાં તો તેઓ એક જ છે અને સૌનાય હૃદયમાં વિરાજમાન છે. એમાંના આ ભગવાન શ્રીકૃષ્ણને હું ભેદભ્રમરહિત થઈને પામી ગયો છું. (૪૨)

**સૂતજી કહે છે** – આ પ્રમાણે ભીષ્મ પિતામહે મન, વાણી અને દૃષ્ટિની વૃત્તિઓથી આત્મસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણમાં પોતાની જાતને લીન કરી દીધી. તેમના પ્રાણ ત્યાં જ વિલીન થઈ ગયા અને તેમનું શરીર શાંત થઈ ગયું. (૪૩) તેમને અનંત બ્રહ્મમાં લીન થયેલા જાણીને બધા લોકો એવી રીતે ચૂપ થઈ ગયા કે જેવી રીતે દિવસ વીતી જતાં પક્ષીઓનો કલરવ શાંત થઈ જાય છે. (૪૪)

૧. પ્રા. પા. – વિદધે સ્થિતમાત્મ૦ । ૨. પ્રા. પા. – પ્રતિદિશમિવ । ૩. પ્રા. પા. – મનોવાગ્વૃત્તિદૃષ્ટિભિઃ । ૪. પ્રા. પા. – દિવાત્યયે ।

તત્ર દુન્દુભયો નેદુર્દેવમાનવવાદિતાઃ[1] ।
શશંસુઃસાધવો રાજ્ઞાં[2] ખાત્પેતુઃપુષ્પવૃષ્ટયઃ ॥ ૪૫॥

તસ્ય નિર્હરણાદીનિ સમ્પરેતસ્ય ભાર્ગવ ।
યુધિષ્ઠિરઃકારયિત્વા મુહૂર્તં દુઃખિતોઽભવત્ ॥ ૪૬॥

તુષ્ટુવુર્મુનયો હૃષ્ટાઃ કૃષ્ણં તદ્ગુહ્યનામભિઃ ।
તતસ્તે કૃષ્ણહૃદયાઃ સ્વાશ્રમાન્ પ્રયયુઃ પુનઃ ॥ ૪૭॥

તતો યુધિષ્ઠિરો ગત્વા સહકૃષ્ણો ગજાહ્વયમ્ ।
પિતરં સાન્ત્વયામાસ ગાન્ધારીં ચ તપસ્વિનીમ્ ॥ ૪૮॥

પિત્રા ચાનુમતો રાજા વાસુદેવાનુમોદિતઃ ।
ચકાર રાજ્યં ધર્મેણ પિતૃપૈતામહં વિભુઃ ॥ ૪૯॥

તે સમયે દેવતાઓ અને મનુષ્યો નગારાં વગાડવા લાગ્યા, સાધુસ્વભાવના રાજાઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા અને આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. (૪૫) હે શૌનકજી! યુધિષ્ઠિરે તેમના મૃત શરીરની અંત્યેષ્ટિ-ક્રિયા કરાવી અને થોડા સમય માટે તેઓ શોકમગ્ન થઈ ગયા. (૪૬) તે સમયે મુનિઓએ ખૂબ આનંદપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણની, તેમનાં રહસ્યપૂર્ણ નામો લઈ-લઈને સ્તુતિ કરી. ત્યારપછી પોતાનાં હૃદયોને શ્રીકૃષ્ણમય બનાવીને તેઓ પોતપોતાના આશ્રમોમાં પાછા ગયા. (૪૭) ત્યારબાદ ભગવાન શ્રીકૃષ્ણની સાથે યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં આવ્યા અને તેમણે ત્યાં પોતાના કાકા ધૃતરાષ્ટ્રને અને તપસ્વિની ગાંધારીને ધીરજ બંધાવી. (૪૮) પછી, ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી અને ભગવાન શ્રીકૃષ્ણની અનુમતિથી સમર્થ રાજા યુધિષ્ઠિર પોતાના વંશપરંપરાપ્રાપ્ત સામ્રાજ્યનું ધર્મપૂર્વક શાસન કરવા લાગ્યા. (૪૯)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે યુધિષ્ઠિરરાજ્યપ્રલમ્ભો નામ નવમોઽધ્યાયઃ ॥ ૯॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિરરાજ્યપ્રલંભ નામનો નવમો અધ્યાય સમાપ્ત.**

═★═

# દસમો અધ્યાય

## શ્રીકૃષ્ણનું દ્વારકા-ગમન

*શૌનક ઉવાચ*

હત્વા સ્વરિક્થસ્પૃધ આતતાયિનો
યુધિષ્ઠિરો ધર્મભૃતાં વરિષ્ઠઃ ।
સહાનુજૈઃ પ્રત્યવરુદ્ધભોજનઃ
કથં પ્રવૃત્તઃ કિમકારષીત્તતઃ ॥ ૧॥

*સૂત ઉવાચ*

વંશં કુરોર્વંશદવાગ્નિનિર્હતં[3]
સંરોહયિત્વા ભવભાવનો હરિઃ ।
નિવેશયિત્વા નિજરાજ્ય ઈશ્વરો
યુધિષ્ઠિરં પ્રીતમના બભૂવ હ ॥ ૨॥

નિશમ્ય ભીષ્મોક્તમથાચ્યુતોક્તં
પ્રવૃત્તવિજ્ઞાનવિધૂતવિભ્રમઃ ।
શશાસ ગામિન્દ્ર ઇવાજિતાશ્રયઃ
પરિધ્યુપાન્તામનુજાનુવર્તિતઃ ॥ ૩॥

**શૌનકજીએ પૂછ્યું** – જેમની ભોગો પ્રત્યે બિલકુલ અનાસક્તિ છે તેવા ધાર્મિકોમાં શ્રેષ્ઠ મહારાજ યુધિષ્ઠિર પોતાની પૈતૃક સંપત્તિને હડપ કરી જવા ઇચ્છતા આતતાયીઓનો સંહાર કરીને પોતાના ભાઈઓ સાથે કઈ રીતે રાજ્ય શાસન કરવા પ્રવૃત્ત થયા અને તેમણે કયાં કયાં કામ કર્યાં? – (૧)

**સૂતજી કહે છે** – સમસ્ત સૃષ્ટિને ઉજ્જીવિત કરનારા ભગવાન શ્રીહરિ પરસ્પરના કલહ-અગ્નિથી દાઝેલા કુરુવંશને પુનઃ અંકુરિત કરીને તથા યુધિષ્ઠિરને તેમના રાજ્યસિંહાસન પર બેસાડીને ઘણા જ પ્રસન્ન થયા. (૨) ભીષ્મ પિતામહના અને ભગવાન શ્રીકૃષ્ણના ઉપદેશના શ્રવણથી તેમના અંતઃકરણમાં વિજ્ઞાનનો ઉદય થયો અને ભ્રાન્તિ મટી ગઈ. ભગવાનના આશ્રયે રહીને તેઓ સમુદ્રપર્યન્ત સમસ્ત પૃથ્વીનું ઇન્દ્રની જેમ શાસન કરવા લાગ્યા. ભીમસેન વગેરે ભાઈઓ તેમની આજ્ઞાનું પૂર્ણપણે પાલન કરતા હતા. (૩)

---

૧. પ્રા. પા. – ૦દાનવ૦ । ૨. પ્રા. પા. – રાજન્ । ૩. પ્રા. પા. – નિર્હતં ।

કામં વવર્ષ પર્જન્યઃ સર્વકામદુઘા મહી ।
સિષિચુઃસ્મ વ્રજાન્ ગાવઃ પયસોધસ્વતીર્મુદા ॥ ૪॥

યુધિષ્ઠિરના રાજ્યમાં આવશ્યકતા અનુસાર યથેષ્ટ વરસાદ થતો હતો, પૃથ્વીમાં સઘળી અભીષ્ટ વસ્તુઓ પેદા થતી હતી, મોટા મોટા અડણવાળી હૃષ્ટપુષ્ટ ગાયો ખૂબ દૂધ આપતી હતી. (૪)

નદ્યઃ સમુદ્રા ગિરયઃ સવનસ્પતિવીરુધઃ ।
ફલન્ત્યોષધયઃ સર્વાઃ કામમન્વૃતુ તસ્ય વૈ[1] ॥ ૫॥

નદીઓ, સમુદ્ર, પર્વતો, વનસ્પતિઓ, વેલીઓ અને ઔષધિઓ – એ સૌ પ્રત્યેક ઋતુમાં યથેષ્ટપણે પોતપોતાની વસ્તુઓ રાજાને આપતાં હતાં. (૫)

નાધયો વ્યાધયઃ ક્લેશા દૈવભૂતાત્મહેતવઃ[2] ।
અજાતશત્રાવભવન્ જન્તૂનાં રાજ્ઞિ કર્હિચિત્ ॥ ૬॥

અજાતશત્રુ મહારાજ યુધિષ્ઠિરના રાજ્યમાં કોઈ પણ પ્રાણીને ક્યારેય પણ આધિ-વ્યાધિ થતાં ન હતાં કે દૈવિક, ભૌતિક અને આધ્યાત્મિક ક્લેશો પણ થતા ન હતા. (૬)

ઉષિત્વા હાસ્તિનપુરે માસાન્ કતિપયાન્ હરિઃ ।
સુહૃદાં ચ વિશોકાય સ્વસુશ્ચ પ્રિયકામ્યયા ॥ ૭॥

પોતાના બાંધવોનો શોક દૂર કરવા માટે અને પોતાની બહેન સુભદ્રાની પ્રસન્નતા માટે ભગવાન શ્રીકૃષ્ણ કેટલાક મહિનાઓ સુધી હસ્તિનાપુરમાં જ રહ્યા. (૭)

આમન્ત્ર્ય ચાભ્યનુજ્ઞાતઃ પરિષ્વજ્યાભિવાદ્ય તમ્[3] ।
આરુરોહ રથં કૈશ્ચિત્પરિષ્વક્તોઽભિવાદિતઃ ॥ ૮॥

પછી જ્યારે તેમણે રાજા યુધિષ્ઠિર પાસેથી દ્વારકા જવાની અનુમતિ (રજા) માગી ત્યારે રાજાએ તેમને હૃદય-સરસા ચાંપીને સ્વીકૃતિ આપી. ભગવાન તેમને પ્રણામ કરીને રથ પર સવાર થયા. કેટલાક (સમવયસ્ક) લોકોએ તેમને આલિંગન કર્યું અને કેટલાક (લઘુવયસ્ક) લોકોએ પ્રણામ કર્યા. (૮)

સુભદ્રા દ્રૌપદી કુન્તી વિરાટતનયા તથા ।
ગાન્ધારી ધૃતરાષ્ટ્રશ્ચ યુયુત્સુર્ગૌતમો યમૌ ॥ ૯॥

વૃકોદરશ્ચ ધૌમ્યશ્ચ સ્ત્રિયો મત્સ્યસુતાદયઃ ।
ન સેહિરે વિમુહ્યન્તો વિરહં શાર્ઙ્ગધન્વનઃ ॥ ૧૦॥

તે સમયે સુભદ્રા, દ્રૌપદી, કુન્તી, ઉત્તરા, ગાંધારી, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, કૃપાચાર્ય, નકુળ, સહદેવ, ભીમસેન, ધૌમ્ય, સત્યવતી વગેરે સૌ મૂર્છિત જેવાં બની ગયાં. તેઓ શાર્ઙ્ગપાણિ શ્રીકૃષ્ણનો વિરહ સહી શક્યાં નહીં. (૯-૧૦)

[4]સત્સઙ્ગાન્મુક્તદુઃસઙ્ગો હાતું નોત્સહતે બુધઃ ।
કીર્ત્યમાનં યશો યસ્ય સકૃદાકર્ણ્ય રોચનમ્ ॥ ૧૧॥

તસ્મિન્ન્યસ્તધિયઃ પાર્થાઃ સહેરન્ વિરહં કથમ્ ।
દર્શનસ્પર્શસંલાપશયનાસનભોજનૈઃ[5] ॥ ૧૨॥

ભગવદ્-ભક્ત સત્પુરુષોના સંગથી જેનો દુઃસંગ છૂટી ગયો છે તે વિચારશીલ મનુષ્ય ભગવાનના મધુર-મનોહર સુ-યશને એક વાર પણ સાંભળી લે છે તો પછી તેને છોડવાની કલ્પના પણ તે નથી કરતો. એ જ ભગવાનના દર્શનથી અને સ્પર્શથી, તેમની સાથે વાર્તાલાપ કરવાથી તથા સાથે જ સૂવા, ઊઠવા-બેસવા અને ભોજન કરવાથી જેમનું સંપૂર્ણ હૃદય તેમને સમર્પિત થઈ ચૂક્યું હતું તે પાંડવો ભલા, તેમનો વિરહ કેવી રીતે સહી શકે? (૧૧-૧૨)

સર્વે તેઽનિમિષૈરક્ષૈસ્તમનુદ્રુતચેતસઃ ।
વીક્ષન્તઃ સ્નેહસમ્બદ્ધા વિચેલુસ્તત્ર તત્ર હ ॥ ૧૩॥

તેમનું ચિત્ત શ્રીકૃષ્ણમાં જ ચોંટેલું હતું, તે બધાં અનિમેષ નેત્રે ભગવાનને જોતાં રહીને સ્નેહબંધનથી બંધાઈને જ્યાં ને ત્યાં દોડી રહ્યાં હતાં. (૧૩)

ન્યરુન્ધન્નુદ્ગલદ્બાષ્પમૌત્કણ્ઠ્યાદ્દેવકીસુતે ।
નિર્યાત્યગારાન્નોઽભદ્રમિતિ[6] સ્યાદ્બાન્ધવસ્ત્રિયઃ[7] ॥ ૧૪॥

ભગવાન શ્રીકૃષ્ણ જવા માટે ઘરમાંથી નીકળ્યા તે સમયે તેમના બાંધવોની પત્નીઓની આંખો ઉત્કંઠાવશ ઊભરાતાં આંસુઓથી ભરાઈ આવી; પણ એવા ભયથી કે ક્યાંક યાત્રાના સમયે અપશુકન ન થઈ જાય, તેમણે ઘણી મુશ્કેલીથી આંસુ રોકી લીધાં. (૧૪)

મૃદઙ્ગશઙ્ખભેર્યશ્ચ વીણાપણવગોમુખાઃ ।
ધુન્ધુર્યાનકઘણ્ટાદ્યા નેદુર્દુન્દુભયસ્તથા ॥ ૧૫॥

ભગવાનના પ્રસ્થાનના સમયે મૃદંગ, શંખ, ભેરી, વીણા, ઢોલ, રણશિંગા, ધુંધુરી, નગારાં, ઘંટ, દુંદુભિઓ વગેરે

૧. પ્રા. પા. – કામતા મૃત્યુરત્ર વૈ । ૨. પ્રા. પા. – ૦ભૂતા ઈહેતયઃ । ૩. પ્રા. પા. – તાન્ । ૪. પ્રા. પા. – તત્સઙ્ગા૦ ૫. પ્રા. પા. – ૦સ્પર્શનાલાપ૦ । ૬. પ્રા. પ્રા. – ૦ત્યાગારતો૦ ૭. પ્રા. પા. – બાન્ધવાઃ સ્ત્રિયઃ ।

પ્રાસાદશિખરારૂઢાઃ કુરુનાર્યો દિદૃક્ષયા ।
વવૃષુઃ[1] કુસુમૈઃ કૃષ્ણં પ્રેમવ્રીડાસ્મિતેક્ષણાઃ ॥ ૧૬॥

સિતાતપત્રં જગ્રાહ મુક્તાદામવિભૂષિતમ્ ।
રત્નદણ્ડં ગુડાકેશઃ પ્રિયઃ પ્રિયતમસ્ય હ ॥ ૧૭॥

ઉદ્ધવઃ સાત્યકિશ્ચૈવ વ્યજને પરમાદ્ભુતે ।
વિકીર્યમાણઃ[2] કુસુમૈ રેજે મધુપતિઃ પથિ ॥ ૧૮॥

અશ્રૂયન્તાશિષઃ સત્યાસ્તત્ર તત્ર દ્વિજેરિતાઃ ।
નાનુરૂપાનુરૂપાશ્ચ નિર્ગુણસ્ય ગુણાત્મનઃ ॥ ૧૯॥

અન્યોન્યમાસીત્સઞ્જલ્પ ઉત્તમશ્લોકચેતસામ્ ।
કૌરવેન્દ્રપુરસ્ત્રીણાં સર્વશ્રુતિમનોહરઃ ॥ ૨૦॥

સ વૈ કિલાયં પુરુષઃ પુરાતનો
 ય એક આસીદવિશેષ આત્મનિ ।
અગ્રે ગુણેભ્યો જગદાત્મનીશ્વરે
 નિમીલિતાત્મન્નિશિ સુપ્તશક્તિષુ ॥ ૨૧॥

સ એવ ભૂયો નિજવીર્યચોદિતાં
 સ્વજીવમાયાં પ્રકૃતિં સિસૃક્ષતીમ્ ।
અનામરૂપાત્મનિ રૂપનામની
 વિધિત્સમાનોઽનુસસાર શાસ્ત્રકૃત્ ॥ ૨૨॥

સ વા અયં યત્પદમત્ર સૂરયો
 જિતેન્દ્રિયા નિર્જિતમાતરિશ્વનઃ ।
પશ્યન્તિ ભક્ત્યુત્કલિતામલાત્મના
 નન્વેષ સત્ત્વં પરિમાર્ષ્ટુમર્હતિ ॥ ૨૩॥

વાદ્યો વાગવા લાગ્યાં. (૧૫) ભગવાનનાં દર્શનની લાલસાથી કુરુવંશની સ્ત્રીઓ અટારીઓ પર ચઢી ગઈ અને પ્રેમ, લજ્જા તેમ જ સ્મિતયુક્ત દૃષ્ટિથી ભગવાનને જોતી જોતી તેમના પર પુષ્પોની વર્ષા કરવા લાગી. (૧૬) તે સમયે ભગવાનના પ્રિય સખા, વાંકડિયા વાળવાળા અર્જુને પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણનું શ્વેત છત્ર પોતાના હાથમાં લઈ લીધું કે જે છત્રમાં મોતીઓની ઝાલર લટકતી હતી અને જેનો હાથો રત્નોનો બનેલો હતો. (૧૭) ઉદ્ધવ અને સાત્યકિ ઘણાં વિચિત્ર ચામર ઢોળવા લાગ્યા. માર્ગમાં ભગવાન શ્રીકૃષ્ણ પર પુષ્પોની વર્ષા થઈ રહી હતી. અત્યંત મનોહર દૃશ્ય હતું. (૧૮) જ્યાં ને ત્યાં બ્રાહ્મણોએ આપેલા સત્ય આશીર્વાદ સંભળાતા હતા. તે (આશીર્વાદ) સગુણ ભગવાનને તો અનુરૂપ જ હતા, કારણ કે તેમનામાં બધું જ છે; પરંતુ તે નિર્ગુણને અનુરૂપ ન હતા, કારણ કે તેમનામાં કોઈ પ્રાકૃત ગુણ નથી. (૧૯) હસ્તિનાપુરની કુલીન રમણીઓ – સ્ત્રીઓ, કે જેમનું ચિત્ત ભગવાન શ્રીકૃષ્ણમાં રમમાણ હતું તેઓ માંહોમાંહે સૌના કાન અને મનને આકૃષ્ટ કરનારી વાતો કરી રહી હતી. (૨૦)

તેઓ અંદરોઅંદર કહી રહી હતી – 'સખીઓ! આ એ જ સનાતન પરમ પુરુષ છે કે જેઓ પ્રલયના સમયે પણ પોતાના અદ્વિતીય નિર્વિશેષ (નિર્ગુણ) સ્વરૂપમાં સ્થિત રહે છે. તે સમયે સૃષ્ટિના મૂળ એવા આ ત્રણે ગુણ પણ રહેતા નથી; જગદાત્મા ઈશ્વરમાં જીવો પણ લીન થઈ જાય છે અને મહત્તત્ત્વ વગેરે સમસ્ત શક્તિઓ પોતાના કારણભૂત અવ્યક્તમાં સૂઈ જાય છે. (૨૧) તેમણે જ ફરીથી પોતાની કાલશક્તિને પ્રેરિત કરીને પોતાના અંશભૂત જીવોને અને તેમને મોહિત કરનારી માયાને પ્રગટ કરી તથા સૃષ્ટિનું નિર્માણ કરનારી પ્રકૃતિનું અનુસરણ કર્યું. અને જેનું કોઈ નામ-રૂપ ન હતું તેને નામ-રૂપ આપવાની ઇચ્છાથી તથા જીવોને ભોગપદાર્થ ઉપલબ્ધ કરાવવાની ઇચ્છાથી તે જ અનેક રૂપોમાં થઈ ગયા અને વ્યવહારને માટે તેમના કર્મોનું વિધાન કરનારા શાસ્ત્રોનું નિર્માણ કર્યું. (૨૨) (ઉપરના બે શ્લોકોમાં જેમનું વર્ણન કર્યું તે પરમાત્મા શ્રીકૃષ્ણ જ છે.) આ જગતમાં જેમના સ્વરૂપનો સાક્ષાત્કાર, જિતેન્દ્રિય યોગીઓ પોતાના પ્રાણોને વશ કરીને ઉત્કટ ભક્તિથી પ્રફુલ્લિત નિર્મળ હૃદયમાં કરતા રહે છે – વાસ્તવમાં તેમની ભક્તિથી જ અંતઃકરણની પૂર્ણ શુદ્ધિ થઈ શકે છે, નહિ કે યોગ વગેરેથી. (૨૩)

૧. પ્રા. પા. – વવર્ષુઃ । ૨. પ્રા. પા. – અવકીર્યમાણઃ ।

સ વા અયં સખ્યનુગીતસત્કથો
વેદેષુ ગુહ્યેષુ ચ ગુહ્યવાદિભિઃ ।
ય એક ઈશો જગદાત્મલીલયા
સૃજત્યવત્યત્તિ ન તત્ર સજ્જતે ॥ ૨૪॥

યદા હ્યધર્મેણ તમોધિયો નૃપા
જીવન્તિ તત્રૈષ હિ સત્ત્વતઃ[૧] કિલ ।
ધત્તે ભગં સત્યમૃતં દયાં યશો
ભવાય રૂપાણિ દધદ્યુગે યુગે ॥ ૨૫॥

અહો અલં શ્લાઘ્યતમં યદોઃ કુલ-
મહો અલં પુણ્યતમં મધોર્વનમ્ ।
યદેષ પુંસામૃષભઃ શ્રિયઃ પતિઃ
સ્વજન્મના[૨] ચઙ્ક્રમણેન ચાઞ્ચતિ ॥ ૨૬॥

અહો બત સ્વર્યશસસ્તિરસ્કરી
કુશસ્થલી પુણ્યયશસ્કરી ભુવઃ ।
પશ્યન્તિ નિત્યં યદનુગ્રહેષિતં[૩]
સ્મિતાવલોકં સ્વપતિં સ્મ યત્પ્રજાઃ ॥ ૨૭॥

નૂનં વ્રતસ્નાનહુતાદિનેશ્વરઃ
સમર્ચિતો હ્યસ્ય ગૃહીતપાણિભિઃ ।
પિબન્તિ યા સખ્યધરામૃતં[૪] મુહુ-
ર્વ્રજસ્ત્રિયઃ સમ્મુમુહુર્યદાશયાઃ ॥ ૨૮॥

યા વીર્યશુલ્કેન હૃતાઃ સ્વયંવરે
પ્રમથ્ય ચૈદ્યપ્રમુખાન્ હિ શુષ્મિણઃ[૫] ।
પ્રદ્યુમ્નસામ્બામ્બસુતાદયોઽપરા[૬]
યાશ્ચાહૃતા ભૌમવધે સહસ્રશઃ ॥ ૨૯॥

એતાઃ પરં સ્ત્રીત્વમપાસ્તપેશલં
નિરસ્તશૌચં બત સાધુ કુર્વતે ।
યાસાં ગૃહાત્પુષ્કરલોચનઃ પતિ-
ર્ન જાત્વપૈત્યાહૃતિભિર્હૃદિ સ્પૃશન્ ॥ ૩૦॥

હે સખી! વાસ્તવમાં આ એ જ છે કે જેમની સુંદર લીલાઓનું ગાન વેદોમાં અને બીજાં ગોપનીય શાસ્ત્રોમાં વ્યાસ વગેરે રહસ્યવાદી ઋષિઓએ કર્યું છે. જેઓ એક અને અદ્વિતીય ઈશ્વર છે અને પોતાની લીલાથી જગતનું સર્જન, પાલન અને સંહાર કરે છે, પરંતુ તેનામાં આસક્ત થતા નથી. (૨૪) જ્યારે તામસી બુદ્ધિના રાજાઓ અધર્મથી પોતાનો જીવનનિર્વાહ કરવા લાગે છે ત્યારે આ જ (પરમાત્મા) સત્ત્વગુણ સ્વીકારીને ઐશ્વર્ય, સત્ય, ઋત, દયા અને યશ પ્રગટ કરતા રહીને સંસારના કલ્યાણ માટે યુગે-યુગે અનેક અવતાર ધારણ કરે છે. (૨૫) અહો! આ યદુવંશ પરમ પ્રશંસનીય છે; કારણ કે લક્ષ્મીપતિ પુરુષોત્તમ શ્રીકૃષ્ણે જન્મ લઈને આ વંશને સમ્માનિત કર્યો છે. તે પવિત્ર મધુવન (વ્રજમંડળ) પણ અત્યંત ધન્ય છે, કે જેને તેમણે પોતાના શૈશવમાં અને કિશોરાવસ્થામાં ઘૂમી-ફરીને સુશોભિત કર્યું છે. (૨૬) ઘણા હર્ષની વાત છે કે દ્વારકાએ સ્વર્ગના યશને તિરસ્કારીને પૃથ્વીના પવિત્ર યશને વધાર્યો છે. કેમ ન હોય, ત્યાંની પ્રજા પોતાના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણને, કે જેઓ ખૂબ પ્રેમપૂર્વક મંદ-મંદ સ્મિત વેરતા રહીને પોતાને કૃપાદૃષ્ટિથી જુએ છે – તેમને નિરંતર નિહાળતી રહે છે. (૨૭) હે સખી! જેમનું આમણે પાણિગ્રહણ કર્યું છે તે સ્ત્રીઓએ અવશ્ય વ્રત, સ્નાન, હવન વગેરે વડે આ પરમાત્માની આરાધના કરી હશે; કારણ કે તેઓ વારંવાર આમના એ અધરામૃતનું પાન કરે છે, કે જેના સ્મરણમાત્રથી જ વ્રજબાળાઓ આનંદથી મૂર્છિત થઈ જતી હતી. (૨૮) સ્વયંવરમાં શિશુપાલ વગેરે મદોન્મત્ત રાજાઓનું માનમર્દન કરીને આ જેમને પોતાના બાહુબળથી લાવ્યા હતા તથા જેમના પુત્રો પ્રદ્યુમ્ન, સામ્બ, આમ્બ વગેરે છે તે રુક્મિણી વગેરે આઠે પટરાણીઓ તથા ભૌમાસુરને મારીને લવાયેલી આમની જે હજારો અન્ય પત્નીઓ છે, તેઓ વાસ્તવમાં ધન્ય છે; કારણ કે આ બધીઓએ સ્વતંત્રતા અને પવિત્રતાથી રહિત સ્ત્રીજીવનને પવિત્ર અને ઉજ્જ્વળ બનાવી દીધું છે. એમના મહિમાનું શું કહેવું કેમકે એમના સ્વામી સાક્ષાત્ કમલનયન ભગવાન શ્રીકૃષ્ણ છે, કે જેઓ અનેકવિધ પ્રિય ચેષ્ટાઓથી અને પારિજાત વગેરે પ્રિય વસ્તુઓની ભેટથી એમના હૃદયમાં પ્રેમ તથા આનંદની અભિવૃદ્ધિ કરતા રહીને, ક્યારેય, એક ક્ષણ માટે પણ એમને છોડીને દૂર જતા નથી.' (૨૯-૩૦)

---

૧. પ્રા. પા. – સાત્વતઃ । ૨. પ્રા. પા. – સુજન્મના । ૩. પ્રા. પા. – વદનુગ્રહોષિતં । ૪. પ્રા. પા. – સખ્યમૃતાધરં । ૫. પ્રા. પા. – વિશુષ્મિણઃ । ૬. પ્રા. પા. – ૦સામ્બપ્રસવાદયોઽપરાઃ ।

એવંવિધા ગદન્તીનાં સ ગિરઃ પુરયોષિતામ્ ।
નિરીક્ષણેનાભિનન્દન્ સસ્મિતેન યયૌ હરિઃ ॥ ૩૧॥

અજાતશત્રુઃ પૃતનાં ગોપીથાય મધુદ્વિષઃ ।
પરેભ્યઃ શઙ્કિતઃ સ્નેહાત્પ્રાયુઙ્‌ક્ત ચતુરઙ્ગિણીમ્ ॥ ૩૨॥

અથ દૂરાગતાન્ શૌરિઃ કૌરવાન્ વિરહાતુરાન્[1] ।
સંનિવર્ત્ય દૃઢં સ્નિગ્ધાન્ પ્રાયાત્સ્વનગરીં પ્રિયૈઃ ॥ ૩૩॥

કુરુજાઙ્ગલપાઞ્ચાલાન્ શૂરસેનાન્ સયામુનાન્ ।
બ્રહ્માવર્તં કુરુક્ષેત્રં મત્સ્યાન્ સારસ્વતાનથ ॥ ૩૪॥

મરુધન્વમતિક્રમ્ય સૌવીરાભીરયોઃ પરાન્ ।
આનર્તાન્ ભાર્ગવોપાગાચ્છ્રાન્તવાહો મનાગ્વિભુઃ ॥ ૩૫॥

તત્ર તત્ર હ તત્રત્યૈર્હરિઃ પ્રત્યુદ્યતાર્હણઃ ।
સાયં ભેજે દિશં પશ્ચાદ્‌ગવિષ્ઠો ગાં ગતસ્તદા ॥ ૩૬॥

હસ્તિનાપુરની સ્ત્રીઓ આ પ્રમાણે વાતચીત કરી રહી હતી ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ મંદ સ્મિત અને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેમનું અભિનંદન કરતા કરતા ત્યાંથી વિદાય થઈ ગયા. (૩૧) અજાતશત્રુ યુધિષ્ઠિરે ભગવાન શ્રીકૃષ્ણના રક્ષણ માટે હાથી, ઘોડા, રથ અને પાયદળ સેના તેમની સાથે મોકલી; તેમને સ્નેહવશાત્ એવી શંકા થઈ આવી હતી કે ક્યાંક રસ્તામાં કોઈ શત્રુ એમના પર આક્રમણ ન કરી દે. (૩૨) સુદૃઢ પ્રેમને કારણે કુરુવંશી પાંડવો ખૂબ દૂર સુધી ભગવાનની સાથે ગયા. તે બધા તે સમયે ભાવિ વિરહથી વ્યાકુળ થઈ રહ્યા હતા. ભગવાન શ્રીકૃષ્ણે તેમને ખૂબ આગ્રહ કરીને વિદાય કર્યા; અને પોતે સાત્યકિ, ઉદ્ધવ વગેરે પ્રેમી મિત્રોની સાથે દ્વારકા ભણી પ્રયાણ કર્યું. (૩૩) હે શૌનકજી! તેઓ કુરુજાંગલ, પાંચાલ, શૂરસેન, યમુનાનો તટવર્તી પ્રદેશ બ્રહ્માવર્ત, કુરુક્ષેત્ર, મત્સ્ય, સારસ્વત અને મરુધન્વ દેશને પાર કરીને સૌવીર અને આભીર દેશની પશ્ચિમે આનર્ત્ત દેશમાં આવ્યા. તે સમયે અધિક ચાલવાને કારણે ભગવાનના રથના ઘોડા થોડાક થાક્યા હતા. (૩૪-૩૫) માર્ગમાં ઠેર ઠેર લોકો ઉપહાર વગેરે વડે ભગવાનનું સમ્માન કરતા હતા, સંધ્યાકાળ થતાં તેઓ રથ પરથી ભૂમિ પર ઊતરતા અને જળાશય પર જઈને સંધ્યાવંદન કરતા. આ તેમની દિનચર્યા હતી. (૩૬)

═★═

[2]ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને શ્રીકૃષ્ણદ્વારકાગમનં નામ દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥

પહેલા સ્કંધ-અંતર્ગત શ્રીકૃષ્ણદ્વારકાગમન નામનો દશમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## દ્વારકામાં શ્રીકૃષ્ણનું રાજાને યોગ્ય સ્વાગત

*સૂત ઉવાચ*

આનર્તાન્ સ ઉપવ્રજ્ય સ્વૃદ્ધાઞ્જનપદાન્ સ્વકાન્ ।
દધ્મૌ દરવરં[3] તેષાં વિષાદં શમયન્નિવ ॥ ૧॥

સ[4] ઉચ્ચકાશે ધવલોદરો દરો-
ઽપ્યુરુક્રમસ્યાધરશોણશોણિમા ।
દાધ્માયમાનઃ કરકઞ્જસમ્પુટે
યથાબ્જખણ્ડે કલહંસ ઉત્સ્વનઃ ॥ ૨॥

તમુપશ્રુત્ય નિનદં જગદ્ભયભયાવહમ્ ।
પ્રત્યુદ્યયુઃ પ્રજાઃ સર્વા ભર્તૃદર્શનલાલસાઃ ॥ ૩॥

**સૂતજી કહે છે** – શ્રીકૃષ્ણે પોતાના સમૃદ્ધ આનર્ત્ત દેશમાં પહોંચીને ત્યાંનાં લોકોની વિરહવેદનાને ઘણે ભાગે શાંત કરતા રહીને પોતાનો શ્રેષ્ઠ પાંચજન્ય નામનો શંખ વગાડ્યો. (૧) ભગવાનના હોઠોની લાલીથી લાલ જેવો ભાસતો શ્વેત વર્ણનો શંખ વગાડતી વખતે તેમનાં કર-કમળોમાં એવો શોભાયમાન થયો કે જાણે લાલ રંગનાં કમળો પર બેસીને કોઈ રાજહંસ ઊંચા સ્વરે મધુર ગાન કરી રહ્યો હોય. (૨) ભગવાનના શંખનો તે ધ્વનિ સંસારના ભયને દૂર કરનારો છે. તે ધ્વનિ સાંભળીને તમામ પ્રજા પોતાના સ્વામી શ્રીકૃષ્ણના દર્શનની લાલસાથી નગરની બહાર નીકળી આવી. (૩)

---

૧. પ્રા. પા. – વિદુરાન્વિતામ્ । ૨. પ્રાચીન પ્રતમાં 'ઇતિ...'થી માંડીને '...સૂત ઉવાચ' સુધીનો પાઠ નથી. ૩. પ્રા. પા. – શઙ્ખવરં । ૪. પ્રાચીન પ્રતમાં આ શ્લોક નથી.

તત્રોપનીતબલયો રવેર્દીપમિવાદૃતાઃ ।
આત્મારામં પૂર્ણકામં નિજલાભેન નિત્યદા ॥ ૪॥

પ્રીત્યુત્ફુલ્લમુખાઃ પ્રોચુર્હર્ષગદ્ગદયા ગિરા ।
પિતરં સર્વસુહૃદમવિતારમિવાર્ભકાઃ[૧] ॥ ૫॥

નતાઃ સ્મ તે નાથ સદાઙ્ઘ્રિપઙ્કજં
વિરિઞ્ચવૈરિઞ્ચ્યસુરેન્દ્રવન્દિતમ્ ।
પરાયણં ક્ષેમમિહેચ્છતાં પરં
ન યત્ર કાલઃ પ્રભવેત્ પરઃ પ્રભુઃ[૨] ॥ ૬॥

ભવાય નસ્ત્વં ભવ વિશ્વભાવન
ત્વમેવ [૩]માતાથ સુહૃત્પતિઃ પિતા ।
ત્વં સદ્ગુરુર્નઃ પરમં ચ દૈવતં
યસ્યાનુવૃત્ત્યા કૃતિનો બભૂવિમ ॥ ૭॥

અહો સનાથા ભવતા સ્મ યદ્વયં
ત્રૈવિષ્ટપાનામપિ દૂરદર્શનમ્ ।
પ્રેમસ્મિતસ્નિગ્ધનિરીક્ષણાનનં
પશ્યેમ રૂપં તવ સર્વસૌભગમ્ ॥ ૮॥

યર્હ્યમ્બુજાક્ષાપસસાર ભો ભવાન્
કુરૂન્ મધૂન્ વાથ સુહૃદિદૃક્ષયા ।
તત્રાબ્દકોટિપ્રતિમઃ ક્ષણો ભવેદ્
રવિં વિનાઽક્ષ્ણોરિવ નસ્તવાચ્યુત[૪] ॥ ૯॥

ઇતિ ચોદીરિતા વાચઃ પ્રજાનાં ભક્તવત્સલઃ ।
શૃણ્વાનોઽનુગ્રહં દૃષ્ટ્યા વિતન્વન્ પ્રાવિશત્પુરીમ્[૫] ॥ ૧૦॥

મધુભોજદશાર્હાર્હકુકુરાન્ધકવૃષ્ણિભિઃ ।
આત્મતુલ્યબલૈર્ગુપ્તાં નાગૈર્ભોગવતીમિવ ॥ ૧૧॥

સર્વર્તુસર્વવિભવપુણ્યવૃક્ષલતાશ્રમૈઃ ।
ઉદ્યાનોપવનારામૈર્વૃતપદ્માકરશ્રિયમ્ ॥ ૧૨॥

ગોપુરદ્વારમાર્ગેષુ કૃતકૌતુકતોરણામ્ ।
ચિત્રધ્વજપતાકાગ્રૈરન્તઃપ્રતિહતાતપામ્ ॥ ૧૩॥

ભગવાન શ્રીકૃષ્ણ આત્મારામ છે; તેઓ પોતાના આત્મલાભથી જ હરહંમેશ પૂર્ણકામ છે, તોપણ જેમ લોકો ઘણા આદરથી સૂર્યને જે દીપ-દાન કરે છે તેવી જ રીતે અનેક પ્રકારની ભેટોથી પ્રજાએ શ્રીકૃષ્ણનું સ્વાગત કર્યું. (૪) સૌનાં મુખકમળ પ્રેમથી ખીલી ઊઠ્યાં. તેઓ હર્ષ-ગદ્ગદ વાણીથી સૌના સુહૃદ્ અને સંરક્ષક ભગવાન શ્રીકૃષ્ણની બરાબર એવી જ સ્તુતિ કરવા લાગ્યાં કે જેવી રીતે બાળક પોતાના પિતા સાથે પોતાની કાલી બોલીમાં વાતો કરે છે. (૫) 'હે સ્વામી! અમે આપનાં તે ચરણકમળોને હરહંમેશ પ્રણામ કરીએ છીએ, કે જેમની વંદના બ્રહ્મા, શંકર, સનકાદિ અને ઇન્દ્ર સુધ્ધાં કરે છે, જેઓ આ સંસારમાં પરમ કલ્યાણ ઇચ્છનારાઓ માટે સર્વોત્તમ આશ્રય છે, જેમનું શરણ લેનારનું પરમ સમર્થ કાળ પણ કશું બગાડી શકતો નથી. (૬) હે વિશ્વભાવન! આપ જ અમારાં માતા, સુહૃદ્, સ્વામી અને પિતા છો; આપ જ અમારા સદ્ગુરુ અને પરમ આરાધ્ય દેવ છો. આપનાં ચરણોની સેવાથી અમે કૃતાર્થ થઈ રહ્યાં છીએ. આપ જ અમારું કલ્યાણ કરો. (૭) અહા! અમે આપને પામીને સનાથ થઈ ગયાં; કારણ કે આપના સર્વ-સૌંદર્ય-સારભૂત અનુપમ રૂપનું અમે દર્શન કરતાં રહીએ છીએ. કેટલું સુંદર મુખ છે ! પ્રેમપૂર્ણ સ્મિતથી સ્નિગ્ધ દૃષ્ટિ! આ દર્શન તો દેવતાઓ માટે પણ દુર્લભ છે. (૮) હે કમલનયન શ્રીકૃષ્ણ! જ્યારે આપ પોતાના બંધુ-બાંધવોને મળવા માટે હસ્તિનાપુર અથવા મથુરા ચાલ્યા જાઓ છો ત્યારે આપના વિના અમારી એક-એક ક્ષણ કોટિ-કોટિ વર્ષો જેટલી લાંબી થઈ જાય છે જેમ સૂર્ય વિના આંખો કશું કરી શકતી નથી તેમ આપના વિના અમારી દશા એવી જ છે. (૯) ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ પ્રજાનાં મુખેથી આવાં વચનો સાંભળતા સાંભળતા અને પોતાની કૃપામયી દૃષ્ટિથી તેમના પર કરુણાની વૃષ્ટિ કરતા કરતા દ્વારકામાં પ્રવિષ્ટ થયા. (૧૦)

જેમ નાગ પોતાની ભોગવતી (પાતાળપુરી) નગરીનું રક્ષણ કરે છે તેવી જ રીતે ભગવાનની તે દ્વારકાપુરી પણ, જેમના પરાક્રમની તુલના અન્ય કોઈની પણ સાથે કરી શકાતી નથી તેવા મધુ, ભોજ, દશાર્હ, અર્હ, કુકુર, અંધક અને વૃષ્ણીવંશી યાદવોથી સુરક્ષિત હતી. (૧૧) તે પુરી સમસ્ત ઋતુઓના સંપૂર્ણ વૈભવથી સંપન્ન તેમ જ પવિત્ર વૃક્ષો તથા વેલીઓની કુંજોથી યુક્ત હતી. ઠેકઠેકાણે ફળોથી ઉભરાતા ઉદ્યાન, પુષ્પવાટિકાઓ તથા ક્રીડાવન હતાં. વચ્ચે-વચ્ચે કમળયુક્ત સરોવરો નગરની શોભા વધારી રહ્યાં હતાં. (૧૨) નગરનાં ફાટકો, મહેલના દરવાજા અને માર્ગો પર ભગવાનના સ્વાગત માટે તોરણો બાંધ્યાં હતાં. ચારે બાજુએ ચિત્રવિચિત્ર (રંગબેરંગી) ધજા-પતાકાઓ લહેરાઈ રહી હતી; જેના થકી તે તે સ્થળોએ

૧. પ્રા. પા. – ૦સુહૃદં સવિતાર૦ । ૨. પ્રા. પા. – પરઃ પ્રભો । ૩. પ્રા. પા. – માતાત્મસુહૃત્પિતાપતિઃ । ૪. પ્રા. પા. – પ્રાચીન પ્રતમાં નવમા શ્લોક પછી એક શ્લોક વધુ છે, જે આ પ્રમાણે છે – 'કથં વયં નાથ ચિરોષિતે ત્વયિ પ્રસન્નદૃષ્ટ્યાખિલતાપશોષણમ્ । જીવામ તે સુન્દરહાસશોભિતમપશ્યમાના વદનં મનોહરમ્ ॥' ૫. પ્રા. પા. – પુરમ્ ।

સમ્માર્જિતમહામાર્ગરથ્યાપણકચત્વરામ્ ।
સિક્તાં ગન્ધજલૈરુપ્તાં ફલપુષ્પાક્ષતાઙ્કુરૈઃ ॥ ૧૪॥

દ્વારિ દ્વારિ ગૃહાણાં ચ દધ્યક્ષતફલેક્ષુભિઃ ।
અલઙ્કૃતાં પૂર્ણકુમ્ભૈર્બલિભિર્ધૂપદીપકૈઃ[1] ॥ ૧૫॥

નિશમ્ય પ્રેષ્ઠમાયાન્તં વસુદેવો મહામનાઃ ।
અક્રૂરશ્ચોગ્રસેનશ્ચ રામશ્ચાદ્ભુતવિક્રમઃ ॥ ૧૬॥

પ્રદ્યુમ્નશ્ચારુદેષ્ણશ્ચ સામ્બો જામ્બવતીસુતઃ[2] ।
પ્રહર્ષવેગોચ્છશિતશયનાસનભોજનાઃ ॥ ૧૭॥

વારણેન્દ્રં પુરસ્કૃત્ય બ્રાહ્મણૈઃ સસુમઙ્ગલૈઃ[3] ।
શઙ્ખતૂર્યનિનાદેન બ્રહ્મઘોષેણ ચાદૃતાઃ ।
પ્રત્યુજ્જગ્મૂ[4] રથૈર્હૃષ્ટાઃ[5] પ્રણયાગતસાધ્વસાઃ ॥ ૧૮॥

વારમુખ્યાશ્ચ શતશો યાનૈસ્તદ્દર્શનોત્સુકાઃ ।
લસત્કુણ્ડલનિર્ભાતકપોલવદનશ્રિયઃ[6] ॥ ૧૯॥

નટનર્તકગન્ધર્વાઃ સૂતમાગધબન્દિનઃ ।
[7]ગાયન્તિ ચોત્તમશ્લોકચરિતાન્યદ્ભુતાનિ ચ ॥ ૨૦॥

ભગવાંસ્તત્ર બન્ધૂનાં પૌરાણામનુવર્તિનામ્ ।
યથાવિધ્યુપસઙ્ગમ્ય સર્વેષાં માનમાદધે ॥ ૨૧॥

[8]પ્રહ્વાભિવાદનાશ્લેષકરસ્પર્શસ્મિતેક્ષણૈઃ ।
આશ્વાસ્ય ચાશ્વપાકેભ્યો વરૈશ્ચાભિમતૈર્વિભુઃ ॥ ૨૨॥

સ્વયં ચ ગુરુભિર્વિપ્રૈઃ સદારૈઃ સ્થવિરૈરપિ ।
આશીર્ભિર્યુજ્યમાનોઽન્યૈર્બન્દિભિશ્ચાવિશત્પુરમ્[9] ॥ ૨૩॥

રાજમાર્ગં ગતે કૃષ્ણે દ્વારકાયાઃ[10] કુલસ્ત્રિયઃ ।
હર્મ્યાણ્યારુરુહુર્વિપ્ર તદીક્ષણમહોત્સવાઃ ॥ ૨૪॥

ગરમીનો કોઈ પ્રભાવ પડતો ન હતો. (૧૩) તેના રાજમાર્ગો, અન્યાન્ય રસ્તાઓ, બજાર અને ચોક વાળી-ઝૂડીને સુગંધિત જળથી સીંચવામાં આવ્યાં હતાં; અને ભગવાનના સ્વાગત માટે વરસાવવામાં આવેલાં ફળ-ફૂલ, અક્ષત-અંકુર ચારે બાજુએ વેરાયેલાં હતાં. (૧૪) ઘરોના પ્રત્યેક દરવાજા પર દહીં, અક્ષત, ફળ, શેરડી, જળથી ભરેલા કળશ (ઘડા), ઉપહારની વસ્તુઓ, ધૂપ-દીપ વગેરે સજાવવામાં આવ્યાં હતાં. (૧૫)

ઉદાર-શિરોમણિ વસુદેવ, અક્રૂર, ઉગ્રસેન, અદ્‌ભુત પરાક્રમી બળરામ, પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ અને જાંબવતીનંદન સામ્બે જ્યારે એમ સાંભળ્યું કે અમારા પ્રિયતમ ભગવાન શ્રીકૃષ્ણ આવી રહ્યા છે ત્યારે તેમના મનમાં એટલો આનંદ ઊમટ્યો કે તે બધાએ પોતાનાં સઘળાં આવશ્યક કાર્યો – સૂવું, બેસવું, ભોજન વગેરે – છોડી દીધાં. પ્રેમના આવેગથી તેમનાં હૃદય ઊછળવા લાગ્યાં. તેઓ મંગળ શુકન માટે ગજરાજને આગળ કરીને સ્વસ્ત્યયન-પાઠ કરતા કરતા, માંગલિક સામગ્રીઓથી સુસજ્જિત બ્રાહ્મણોને સાથે લઈને ચાલ્યા. શંખ અને શરણાઈ વગેરે વાજાં વાગવા લાગ્યાં અને વેદધ્વનિ થવા લાગ્યો. તે બધા હર્ષિત થઈને રથો પર સવાર થયા અને ઘણી આદરબુદ્ધિથી ભગવાનનું સામૈયું કરવા ચાલી નીકળ્યા. ભગવાન પ્રત્યેના પ્રેમને કારણે તેમનામાં મળવા માટેની આતુરતા જોવા મળતી હતી. (૧૬-૧૮) સાથે જ ભગવાન શ્રીકૃષ્ણના દર્શન માટે ઉત્સુક સેંકડો શ્રેષ્ઠ વારાંગનાઓ, કે જેમનાં મુખ ચમકતાં કુંડળોનું તેજ ગાલો પર પડવાથી બહુ સુંદર લાગતાં હતાં – પાલખીઓ પર ચઢીને ભગવાનનું સામૈયું કરવા ચાલી નીકળી. (૧૯) ઘણાબધા નટ, નાચનારા, ગાનારા, બિરદ વખાણનારા સૂત, માગધ અને બંદીજનો ભગવાન શ્રીકૃષ્ણનાં અદ્‌ભુત ચરિત્રોનું ગાન કરતા કરતા ચાલી નીકળ્યા. (૨૦)

ભગવાન શ્રીકૃષ્ણ ભાઈ-બાંધવો, નાગરિકો અને સેવકોને, એમની યોગ્યતા અનુસાર, જુદા જુદા મળ્યા અને સૌનું સમ્માન કર્યું. (૨૧) કોઈને માથું નમાવીને પ્રણામ કર્યા, કોઈનું વાણીથી અભિવાદન કર્યું, કોઈને છાતીએ લગાડ્યા, કોઈની સાથે હાથ મેળવ્યા, કોઈની સામે જોઈને સ્મિત વેર્યું અને કોઈને કેવળ પ્રેમભરી નજરે નીરખ્યા. જેની જે ઇચ્છા હતી તેને તેવું જ વરદાન આપ્યું. આ પ્રમાણે ચાંડાલ સુધીના સૌને સંતુષ્ટ કરીને ગુરુજનો, સપત્નીક બ્રાહ્મણો અને વૃદ્ધોના તેમ જ બીજા લોકોના પણ આશીર્વાદ સ્વીકારતા સ્વીકારતા તથા બંદીજનો તરફથી બિરદાવલીઓ સાંભળતા સાંભળતા સૌની સાથે ભગવાન શ્રીકૃષ્ણે નગરમાં પ્રવેશ કર્યો. (૨૨-૨૩)

હે શૌનકજી! જે સમયે ભગવાન રાજમાર્ગ પર ચાલી રહ્યા હતા તે સમયે દ્વારકાની કુળ-કામિનીઓ ભગવાનના

૧. પ્રા. પા. – દીપધૂપકૈઃ । ૨. પ્રા. પા. – ચારુસામ્બગદાદયઃ । ૩. પ્રા. પા. – બ્રાહ્મણૈસ્તુ સુમઙ્ગલૈઃ । ૪. પ્રા. પા. – પતિજગ્મૂ । ૫. પ્રા. પા. – રથૈર્બ્રહ્મન્ । ૬. પ્રા. પા. – ૦નિર્ભિન્ન૦ । ૭. પ્રા. પા. ગાયન્ત ઉત્તમશ્લોક૦ । ૮. પ્રા. પા. – બાન્ધવાનથ આશ્લિષ્ય । ૯. પ્રા. પા. – પુરીમ્ । ૧૦. પ્રા. પા. – દ્વારકાયા ।

નિત્યં નિરીક્ષમાણાનાં યદપિ દ્વારકૌકસામ્ ।
નૈવ તૃપ્યન્તિ હિ દૃશઃશ્રિયો ધામાઙ્ગમચ્યુતમ્ ॥ ૨૫॥

શ્રિયો નિવાસો યસ્યોરઃપાનપાત્રં મુખં દૃશામ્ ।
બાહવો લોકપાલાનાં સારઙ્ગાણાં પદામ્બુજમ્ ॥ ૨૬॥

સિતાતપત્રવ્યજનૈરુપસ્કૃતઃ
પ્રસૂનવર્ષૈરભિવર્ષિતઃ પથિ ।
પિશઙ્ગવાસા વનમાલયા બભૌ
ઘનો યથાઽર્કોડુપચાપવૈદ્યુતૈઃ ॥ ૨૭॥

પ્રવિષ્ટસ્તુ ગૃહં પિત્રોઃ[1] પરિષ્વક્તઃસ્વમાતૃભિઃ[2] ।
વવન્દે શિરસા સપ્ત દેવકીપ્રમુખા મુદા ॥ ૨૮॥

તાઃ પુત્રમઙ્કમારોપ્ય સ્નેહસ્નુતપયોધરાઃ ।
હર્ષવિહ્વલિતાત્માનઃ સિષિચુર્નેત્રજૈર્જલૈઃ ॥ ૨૯॥

અથાવિશત્ સ્વભવનં સર્વકામમનુત્તમમ્ ।
પ્રાસાદા યત્ર પત્નીનાં સહસ્રાણિ ચ ષોડશ ॥ ૩૦॥

પત્ન્યઃ પતિં પ્રોષ્ય ગૃહાનુપાગતં
વિલોક્ય સઞ્જાતમનોમહોત્સવાઃ ।
ઉત્તસ્થુરારાત્ સહસાઽઽસનાશયાત્[3]
સાકં વ્રતૈર્વ્રીડિતલોચનાનનાઃ ॥ ૩૧॥

તમાત્મજૈર્દૃષ્ટિભિરન્તરાત્મના
દુરન્તભાવાઃ પરિરેભિરે પતિમ્ ।
નિરુદ્ધમપ્યાસ્રવદમ્બુ નેત્રયો-
ર્વિલજ્જતીનાં[4] ભૃગુવર્ય વૈક્લવાત્ ॥ ૩૨॥

દર્શનને જ પરમાનંદ માનીને પોતપોતાની અટારીઓ પર ચઢી ગઈ. (૨૪) ભગવાનનું વક્ષઃસ્થળ મૂર્તિમાન સૌંદર્યલક્ષ્મીનું નિવાસસ્થાન છે. તેમનું મુખારવિંદ નેત્રો વડે પાન કરવા માટેનું સૌંદર્ય-સુધાથી ભરેલું પાત્ર છે. તેમની ભુજાઓ લોકપાલોને પણ શક્તિ આપનારી છે. તેમનાં ચરણકમળો ભક્ત પરમહંસોનાં આશ્રયસ્થાન છે. તેમનાં પ્રત્યેક અંગો શોભાનાં ધામ છે. ભગવાનની આ છબિને દ્વારકાવાસીઓ નિત્ય-નિરંતર નિહાળતાં રહે છે, તોપણ તેમની આંખો એક ક્ષણ માટે પણ તૃપ્ત થતી નથી. (૨૫-૨૬) દ્વારકાના રાજમાર્ગ પર ભગવાન શ્રીકૃષ્ણ ઉપર સફેદ રંગનું છત્ર શોભતું હતું. સફેદ ચામર ઢોળવામાં આવી રહ્યાં હતાં, ચારે બાજુએથી પુષ્પવર્ષા થઈ રહી હતી, તેમણે પીતાંબર અને વનમાળા ધારણ કરેલાં હતાં. તે સમયે તેઓ એવા શોભાયમાન લાગતા હતા કે જાણે શ્યામ મેઘ પર એકીસાથે સૂર્ય, ચંદ્ર, ઇન્દ્રધનુષ અને વીજળીથી શોભી રહી હોય. (૨૭)

ભગવાન સૌથી પહેલાં પોતાનાં માતાપિતાના મહેલમાં ગયા. ત્યાં તેમણે ખૂબ આનંદપૂર્વક દેવકી વગેરે સાતે માતાઓને તેમનાં ચરણોમાં માથું મૂકીને પ્રણામ કર્યા અને માતાઓએ તેમને પોતાની છાતીએ લગાડીને ખોળામાં બેસાડ્યા. સ્નેહને કારણે તેમના થાનોમાંથી દૂધની ધારા વહેવા લાગી, તેમનાં હૈયાં આનંદવિહ્વળ બની ગયાં અને તેઓ આનંદનાં આંસુઓથી તેમનો અભિષેક કરવા લાગી. (૨૮-૨૯) માતાઓની આજ્ઞા મેળવીને તેઓ પોતાના સમસ્ત ભોગ-સામગ્રીઓથી સંપન્ન સર્વશ્રેષ્ઠ ભવનમાં ગયા. તેમાં સોળ હજાર પત્નીઓ માટે અલગ-અલગ મહેલ હતા. (૩૦) પોતાના પ્રાણનાથ ભગવાન શ્રીકૃષ્ણને ઘણા દિવસો બહાર રહ્યા પછી ઘેર આવેલા જોઈને રાણીઓના હૃદયમાં ઘણો આનંદ થયો. તેમને પોતાની નજીક જોઈને તેઓ એકાએક ધ્યાન છોડીને ઊભી થઈ ગઈ; તેમણે માત્ર આસનને જ નહીં, બલકે તે નિયમો* ને પણ ત્યજી દીધા, કે જે નિયમો તેમણે પતિના પ્રવાસી બનવાને લીધે લીધા હતા. તે સમયે તેમના મુખ પર અને આંખોમાં લજ્જા છવાઈ ગઈ.● (૩૧) ભગવાન પ્રત્યેનો તેમનો અંતરભાવ હૃદયમાં સમાતો ન હતો ત્યારે તે પ્રગટ થવા ઉછાળા મારતો હતો. તે સર્વ પ્રથમ મનોમન નેત્રો દ્વારા આલિંગન આપીને, અને પછી પોતાના બાળકોને શ્રીકૃષ્ણના હાથમાં આપવાના બહાને સ્પર્શ -

---

૧. પ્રા. પા. – કૃષ્ણઃ । ૨. પ્રા. પા. – પરિષ્વક્તશ્ચ માતૃભિઃ । ૩. પ્રા. પા. – સહસાસનાશ્રયાત્સકઞ્ચુકા વ્રીડિત૦ । ૪. પ્રા. પા. – વિલજ્જિતાનાં ।

* જે સ્ત્રીનો પતિ વિદેશ ગયો હોય તેણે આ નિયમોનું પાલન કરવું જોઈએ –

ક્રીડાં શરીરસંસ્કારં સમાજોત્સવદર્શનમ્ । હાસ્યં પરગૃહે યાનં ત્યજેત્પ્રોષિતભર્તૃકા ॥

'જેનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રીએ ખેલકૂદ, શૃંગાર, સામાજિક ઉત્સવોમાં ભાગ લેવો, ઠઠ્ઠામશ્કરી કરવી અને પારકા ઘેર જવું – આ પાંચ કામો છોડી દેવાં જોઈએ.' (યાજ્ઞવલ્ક્યસ્મૃતિ)

● લજ્જા સ્ત્રીઓનો એક મહાન ગુણ છે. સુખી દામ્પત્યજીવન માટે તે અનિવાર્ય છે.

યદ્યપ્યસૌ પાર્શ્વગતો [૧]રહોગત-
સ્તથાપિ તસ્યાઙ્ઘ્રિયુગં નવં નવમ્ ।
પદે પદે કા વિરમેત તત્પદા-
ચ્ચલાપિ યચ્છ્રીર્ન જહાતિ કર્હિચિત્ ॥ ૩૩॥

એવં નૃપાણાં ક્ષિતિભારજન્મના-
મક્ષૌહિણીભિઃ [૨]પરિવૃત્તતેજસામ્ ।
વિધાય વૈરં શ્વસનો યથાનલં
મિથો વધેનોપરતો[૩] નિરાયુધઃ ॥ ૩૪॥

સ એષ નરલોકેઽસ્મિન્નવતીર્ણઃ સ્વમાયયા ।
રેમે સ્ત્રીરત્નકૂટસ્થો ભગવાન્ પ્રાકૃતો યથા ॥ ૩૫॥

ઉદ્દામભાવપિશુનામલવલ્ગુહાસ-
વ્રીડાવલોકનિહતો મદનોઽપિ યાસામ્ ।
સમ્મુહ્ય ચાપમજહાત્પ્રમદોત્તમાસ્તા
યસ્યેન્દ્રિયં વિમથિતું કુહકૈર્ન શેકુઃ ॥ ૩૬॥

[૪]તમયં મન્યતે લોકો હ્યસઙ્ગમપિ સઙ્ગિનમ્ ।
આત્મૌપમ્યેન મનુજં વ્યાપૃણ્વાનં[૫] યતોઽબુધઃ ॥ ૩૭॥

એતદીશનમીશસ્ય પ્રકૃતિસ્થોઽપિ તદ્ગુણૈઃ ।
ન યુજ્યતે સદાઽઽત્મસ્થૈર્યથા બુદ્ધિસ્તદાશ્રયા ॥ ૩૮॥

તં મેનિરેઽબલા મૂઢાઃ સ્ત્રૈણં ચાનુવ્રતં રહઃ ।
અપ્રમાણવિદો ભર્તુરીશ્વરં મતયો યથા ॥ ૩૯॥

આલિંગન દ્વારા વ્યક્ત થયો. હે શૌનકજી! આ શ્રીકૃષ્ણની પત્નીઓના અંતરના પ્રેમનું શું કહેવું? શ્રીકૃષ્ણને આલિંગન આપતાં તેમની આંખમાંથી પ્રેમાશ્રુ છલકાયાં જે રોકવા તેઓ અસમર્થ રહી અને એકાએક સરી જ પડ્યાં. (૩૨) જોકે ભગવાન શ્રીકૃષ્ણ એકાંતમાં સદૈવ તેમની પાસે રહેતા હતા, તોપણ તેમનાં ચરણકમળ તેમને હર પળે નવાં ને નવાં જ લાગતાં હતાં. ભલા, સ્વભાવથી જ ચંચળ લક્ષ્મી જેમને એક ક્ષણ માટે પણ કદી છોડતી નથી એવા ભગવાનનાં ચરણોના દર્શનથી કોને તૃપ્તિ થશે? (૩૩)

જેમ પવન વાંસવૃક્ષોના સંઘર્ષથી દાવાનળ ઉત્પન્ન કરીને તેમને બાળી નાખે છે તેવી જ રીતે પૃથ્વી માટે ભારરૂપ અને શક્તિશાળી રાજાઓમાં પરસ્પર શત્રુભાવ પેદા કરાવીને શસ્ત્ર ધારણ કર્યા વગર જ ભગવાન શ્રીકૃષ્ણે તેમને કંઈ કેટલીય અક્ષૌહિણી સેના સહિત એક-બીજા વડે મરાવી નાખ્યા અને તે પછી સ્વયં પણ ઉપરામ થઈ ગયા. (૩૪) સાક્ષાત્ પરમેશ્વર જ પોતાની લીલાઓથી આ મનુષ્યલોકમાં અવતર્યા હતા અને હજારો રાણીઓની વચ્ચે રહીને તેમણે સાધારણ મનુષ્યની જેમ ક્રીડા કરી. (૩૫) જેમનું નિર્મળ અને મધુર સ્મિત તેમના હૃદયના ઉછળતા પ્રેમ-ભાવોને સૂચિત કરનારું હતું, જે કામિનીઓના શરમાળ અવલોકનથી મોહિત થઈને વિશ્વવિજયી કામદેવે પણ પોતાના ધનુષનો ત્યાગ કર્યો હતો તે કમનીય કામિનીઓ પોતાના કામવિલાસોથી જેમના મનમાં જરીક પણ ક્ષોભ પેદા ન કરી શકી તે અસંગ ભગવાન શ્રીકૃષ્ણને, પોતાના જેવાં જ કર્મ કરતા જોઈને સાંસારિક લોકો સામાન્ય મનુષ્ય સમજે છે – આ તેમની મૂર્ખતા છે. (૩૬-૩૭) આ જ તો ભગવાનની ભગવત્તા છે કે તેઓ પ્રકૃતિમાં સ્થિત હોઈને પણ તેના ગુણોથી કદી લેપાતા નથી, જેમ કે ભગવાનની શરણાગત બુદ્ધિ પોતાનામાં રહેલા પ્રાકૃત ગુણોથી લેપાતી નથી. (૩૮) તે મૂઢ સ્ત્રીઓ પણ શ્રીકૃષ્ણને પોતાના એકાન્તસેવી, સ્ત્રીપરાયણ ભક્ત જ સમજી બેઠી હતી; કારણ કે તેઓ પોતાના સ્વામીના ઐશ્વર્યને જાણતી ન હતી – બરાબર એ જ રીતે કે જેમ અહંકારની વૃત્તિઓ ઈશ્વરને પોતાના ધર્મથી યુક્ત માને છે. (૩૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને
શ્રીકૃષ્ણદ્વારકાપ્રવેશો નામૈકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥
પહેલા સ્કંધ-અંતર્ગત શ્રીકૃષ્ણ-દ્વારકાપ્રવેશ નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – રહોગતસ્તાસાં તથાપ્યઙ્ઘ્રિયુગં । ૨. પ્રા. પા. – પરિવૃદ્ધ૦ । ૩. પ્રા. પા. – વધાયોવરતો । ૪. પ્રા. પા. – મન્યતે તમયં લોકો । ૫. પ્રા. પા. – વ્યાપૃણ્વાનમતોઽબુધઃ ।

# બારમો અધ્યાય

## પરીક્ષિતનો જન્મ

*શૌનક ઉવાચ*

અશ્વત્થામ્નોપસૃષ્ટેન[1] બ્રહ્મશીર્ષ્ણોરુતેજસા ।
ઉત્તરાયા હતો ગર્ભ ઈશેનાજીવિતઃ પુનઃ ॥ ૧॥

તસ્ય જન્મ મહાબુદ્ધેઃ કર્માણિ ચ મહાત્મનઃ ।
નિધનં ચ યથૈવાસીત્સ પ્રેત્ય ગતવાન્ યથા ॥ ૨॥

તદિદં શ્રોતુમિચ્છામો ગદિતું[2] યદિ મન્યસે ।
બ્રૂહિ નઃ શ્રદ્દધાનાનાં યસ્ય જ્ઞાનમદાચ્છુકઃ ॥ ૩॥

**શૌનકજીએ કહ્યું** – અશ્વત્થામાએ જે અત્યંત તેજસ્વી બ્રહ્માસ્ત્ર છોડ્યું હતું તેનાથી ઉત્તરાનો ગર્ભ નાશ પામ્યો હતો, પરંતુ ભગવાને તેને પુનર્જીવિત કરી દીધો. (૧) તે ગર્ભથી ઉત્પન્ન થયેલા મહાજ્ઞાની મહાત્મા પરીક્ષિત, કે જેમને શુકદેવજીએ જ્ઞાનોપદેશ આપ્યો હતો – તેમનાં જન્મ, કર્મ, મૃત્યુ અને ત્યાર પછી તેમને પ્રાપ્ત થયેલી ગતિ વિશે જો તમને યોગ્ય લાગે તો, અમને કહો. અમે ખૂબ શ્રદ્ધાપૂર્વક તે સાંભળવા ઈચ્છીએ છીએ. (૨-૩)

*સૂત ઉવાચ*

[3]અપીપલદ્ધર્મરાજઃ પિતૃવદ્ રઞ્જયન્ પ્રજાઃ ।
નિઃસ્પૃહઃ સર્વકામેભ્યઃ કૃષ્ણપાદાબ્જસેવયા[4] ॥ ૪॥

**સૂતજીએ કહ્યું** – ધર્મરાજ યુધિષ્ઠિર પોતાની પ્રજાનું, તેને પ્રસન્ન રાખતા રહીને, પિતાની જેમ પાલન કરતા હતા. ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોના સેવનથી તેઓ સમસ્ત ભોગોમાંથી નિઃસ્પૃહ થઈ ગયા હતા. (૪)

સમ્પદઃ ક્રતવો લોકા મહિષી ભ્રાતરો મહી ।
જમ્બૂદ્વીપાધિપત્યં ચ યશશ્ચ ત્રિદિવં ગતમ્ ॥ ૫॥

કિં તે કામાઃ સુરસ્પાર્હા મુકુન્દમનસો દ્વિજાઃ[5] ।
અધિજહ્રુર્મુદં રાજ્ઞઃ ક્ષુધિતસ્ય યથેતરે ॥ ૬॥

હે શૌનકાદિ ઋષિઓ! તેમની પાસે અતુલ સંપત્તિ હતી. તેમણે મોટા મોટા યજ્ઞ કર્યા હતા તથા તેના ફળસ્વરૂપે શ્રેષ્ઠ લોકોનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. તેમની રાણીઓ અને ભાઈઓ અનુકૂળ હતાં. સઘળી પૃથ્વી તેમની હતી, તેઓ જંબુદ્વીપના સ્વામી હતા અને તેમની કીર્તિ સ્વર્ગ સુધી ફેલાયેલી હતી. (૫) તેમની પાસે ભોગની એવી સામગ્રી હતી કે જેના માટે દેવતાઓ પણ લાલાયિત રહે છે. પરંતુ જેમ ભૂખ્યા માણસને ભોજન સિવાયનો બીજો પદાર્થ રુચતો નથી તેવી જ રીતે તેમને ભગવાન સિવાયની અન્ય કોઈ વસ્તુ સુખ આપતી ન હતી. (૬)

માતુર્ગર્ભગતો વીરઃ સ તદા[6] ભૃગુનન્દન ।
દદર્શ પુરુષં કઞ્ચિદ્દહ્યમાનોઽસ્ત્રતેજસા[7] ॥ ૭॥

અઙ્ગુષ્ઠમાત્રમમલં સ્ફુરત્પુરટમૌલિનમ્[8] ।
અપીચ્યદર્શનં શ્યામં તડિદ્વાસસમચ્યુતમ્ ॥ ૮॥

શ્રીમદ્દીર્ઘચતુર્બાહું તપ્તકાઞ્ચનકુણ્ડલમ્ ।
[9]ક્ષતજાક્ષં ગદાપાણિમાત્મનઃ સર્વતોદિશમ્ ।
પરિભ્રમન્તમુલ્કાભાં ભ્રામયન્તં ગદાં મુહુઃ ॥ ૯॥

અસ્ત્રતેજઃ સ્વગદયા નીહારમિવ ગોપતિઃ ।
વિધમન્તં સંનિકર્ષે પર્યૈક્ષત ક ઈત્યસૌ ॥ ૧૦॥

વિધૂય તદમેયાત્મા ભગવાન્ધર્મગુબ્ વિભુઃ ।
મિષતો દશમાસ્યસ્ય તત્રૈવાન્તર્દધે હરિઃ ॥ ૧૧॥

હે શૌનકજી! ઉત્તરાના ગર્ભમાં સ્થિત તે વીર શિશુ પરીક્ષિત જ્યારે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના તેજથી બળવા લાગ્યો ત્યારે તેણે જોયું કે પોતાની આંખો સામે એક જ્યોતિર્મય પુરુષ ઊભો છે. (૭) તે દેખાવે તો અંગૂઠા જેવડો જ છે, પણ તેનું સ્વરૂપ ઘણું જ નિર્મળ છે. અત્યંત સુંદર શ્યામ શરીર છે, વીજળી જેવું ચમકતું પીતાંબર ધારણ કરેલું છે, માથા પર સોનાનો મુગટ ઝગમગી રહ્યો છે. તે નિર્વિકાર પુરુષને ઘણી સુંદર લાંબી-લાંબી ચાર ભુજાઓ છે. કાનોમાં સુવર્ણનાં કાંતિમાન સુંદર કુંડળ છે. આંખોમાં લાલિમા છે. હાથમાં અંગારા જેવી સળગતી ગદા લઈને તેને વારંવાર ઘુમાવી રહ્યો છે; અને પોતે શિશુની ચારે બાજુ ઘૂમી રહ્યો છે. (૮-૯) જેમ સૂર્ય પોતાનાં કિરણોથી ધુમ્મસને ભગાડી મૂકે છે તે જ રીતે તે એ ગદા વડે બ્રહ્માસ્ત્રના તેજનું શમન કરી રહ્યો હતો. તે પુરુષને પોતાની સામે જોઈને એ ગર્ભસ્થ શિશુ વિચારવા લાગ્યો કે આ કોણ છે. (૧૦) આ પ્રમાણે દસ માસના ગર્ભસ્થ શિશુની સામે જ ધર્મરક્ષક અપ્રમેય ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્માસ્ત્રના તેજનું શમન કરીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. (૧૧)

૧. પ્રા. પા. – અશ્વત્થામ્ના વિસૃષ્ટેન । ૨. પ્રા. પા. – સ ત્વં વા । ૩. પ્રા. પા. – અપાલયદ્ । ૪. પ્રા. પા. – ૦પાદાનુસેવયા । ૫. પ્રા. પા. – દ્વિજ । ૬. પ્રા. પા. – તથા । ૭. પ્રા. પા. – દહ્યમાનસ્તુ તેજસા । ૮. પ્રા. પા. – ૦મૌલિકમ્ । ૯. પ્રા. પા. – શઙ્ખચક્રગદા૦ ।

તતઃ સર્વગુણોદર્કે સાનુકૂલગ્રહોદયે ।
જજ્ઞે વંશધરઃ પાણ્ડોર્ભૂયઃ પાણ્ડુરિવૌજસા ॥ ૧૨॥
તસ્ય પ્રીતમના રાજા વિપ્રૈર્ધૌમ્યકૃપાદિભિઃ[1] ।
જાતકં કારયામાસ વાચયિત્વા ચ મઙ્ગલમ્ ॥ ૧૩॥
હિરણ્યં ગાં મહીં ગ્રામાન્ [2]હસ્ત્યશ્વાન્નૃપતિર્વરાન્ ।
[3]પ્રાદાત્સ્વન્નં ચ વિપ્રેભ્યઃ પ્રજાતીર્થે સ તીર્થવિત્ ॥ ૧૪॥
તમૂચુર્બ્રાહ્મણાસ્તુષ્ટા રાજાનં પ્રશ્રયાન્વિતમ્ ।
એષ હ્યસ્મિન્ પ્રજાતન્તૌ પુરૂણાં પૌરવર્ષભ[4] ॥ ૧૫॥
દૈવેનાપ્રતિઘાતેન શુક્લે સંસ્થામુપેયુષિ ।
રાતો [5]વોઽનુગ્રહાર્થાય વિષ્ણુના પ્રભવિષ્ણુના ॥ ૧૬॥
તસ્માન્નામ્ના વિષ્ણુરાત ઇતિ લોકે બૃહચ્છ્રવાઃ ।
ભવિષ્યતિ ન સન્દેહો મહાભાગવતો મહાન્ ॥ ૧૭॥

*યુધિષ્ઠિર ઉવાચ*[6]

અપ્યેષ વંશ્યાન્ રાજર્ષીન્[7] પુણ્યશ્લોકાન્ મહાત્મનઃ ।
અનુવર્તિતા સ્વિદ્યશસા સાધુવાદેન સત્તમાઃ ॥ ૧૮॥

*બ્રાહ્મણા ઊચુઃ*

પાર્થ પ્રજાવિતા સાક્ષાદિક્ષ્વાકુરિવ માનવઃ ।
બ્રહ્મણ્યઃ સત્યસન્ધશ્ચ રામો દાશરથિર્યથા ॥ ૧૯॥
એષ દાતા શરણ્યશ્ચ યથા હ્યૌશીનરઃ શિબિઃ ।
[8]યશો વિતનિતા સ્વાનાં દૌષ્યન્તિરિવ યજ્વનામ્ ॥ ૨૦॥
ધન્વિનામગ્રણીરેષ તુલ્યશ્ચાર્જુનયોર્દ્વયોઃ ।
હુતાશ ઇવ દુર્ધર્ષઃ સમુદ્ર ઇવ દુસ્તરઃ ॥ ૨૧॥
મૃગેન્દ્ર ઇવ વિક્રાન્તો નિષેવ્યો હિમવાનિવ ।
તિતિક્ષુર્વસુધેવાસૌ સહિષ્ણુઃ પિતરાવિવ ॥ ૨૨॥
પિતામહસમઃ સામ્યે પ્રસાદે ગિરિશોપમઃ ।
આશ્રયઃ સર્વભૂતાનાં યથા દેવો રમાશ્રયઃ ॥ ૨૩॥
સર્વસદ્‌ગુણમાહાત્મ્યે[9] એષ કૃષ્ણમનુવ્રતઃ ।
રન્તિદેવ ઇવોદારો યયાતિરિવ ધાર્મિકઃ ॥ ૨૪॥
ધૃત્યા બલિસમઃ કૃષ્ણે પ્રહ્રાદ ઇવ સદ્‌ગ્રહઃ[10] ।
આહર્તૈષોઽશ્વમેધાનાં વૃદ્ધાનાં પર્યુપાસકઃ ॥ ૨૫॥

ત્યારપછી અનુકૂળ ગ્રહોના ઉદયથી યુક્ત, સમસ્ત સદ્‌ગુણોને વિકસિત કરનારા શુભ સમયે પાંડુના વંશધર પરીક્ષિતનો જન્મ થયો. જન્મ સમયે તે બાળક એટલો તેજસ્વી દેખાતો હતો કે જાણે સ્વયં પાંડુએ જ ફરીથી જન્મ લીધો હોય. (૧૨) પૌત્રના જન્મના સમાચાર સાંભળીને રાજા યુધિષ્ઠિર મનમાં ઘણા પ્રસન્ન થયા. તેમણે ધૌમ્ય, કૃપાચાર્ય વગેરે બ્રાહ્મણો દ્વારા મંગલવાચન અને જાતકર્મ-સંસ્કાર કરાવ્યાં. (૧૩) મહારાજ યુધિષ્ઠિર દાનનો યોગ્ય સમય જાણતા હતા. તેમણે પ્રજાતીર્થ* નામના મુહૂર્તમાં અર્થાત્ નાળ છેદન પહેલાં જ બ્રાહ્મણોને સુવર્ણ, ગાયો, જમીન, ગામ, ઉત્તમ જાતિના હાથી-ઘોડા અને ઉત્તમ અન્નનું દાન આપ્યું. (૧૪) બ્રાહ્મણોએ સંતુષ્ટ થઈને અત્યંત વિનયી યુધિષ્ઠિરને કહ્યું – 'હે પુરુવંશ-શિરોમણિ! કાળની દુર્નિવાર ગતિથી આ પવિત્ર પુરુવંશ સમાપ્ત થવામાં જ હતો, પણ તમારા પર કૃપા કરવા માટે ભગવાન વિષ્ણુએ આ બાળક આપીને આ વંશનું રક્ષણ કર્યું છે. (૧૫-૧૬) તેથી આનું નામ વિષ્ણુરાત થશે. નિઃસંદેહ આ બાળક સંસારમાં ઘણો યશસ્વી, ભગવાનનો પરમ ભક્ત અને મહાપુરુષ થશે.' (૧૭)

**યુધિષ્ઠિરે કહ્યું** – હે મહાત્માઓ! આ બાળક પોતાના ઉજ્જ્વળ યશથી શું અમારા વંશના પવિત્રકીર્તિ મહાત્મા રાજર્ષિઓનું અનુકરણ કરશે? (૧૮)

**બ્રાહ્મણોએ કહ્યું** – હે ધર્મરાજ! બાળક મનુપુત્ર ઈક્ષ્વાકુની જેમ પોતાની પ્રજાનું પાલન કરશે તથા દશરથપુત્ર ભગવાન શ્રીરામની જેમ બ્રાહ્મણભક્ત અને સત્યપ્રતિજ્ઞ થશે. (૧૯) આ ઉશીનર-નરેશ શિબિ જેવો દાતા અને શરણાગત-વત્સલ થશે તથા યાજ્ઞિકોમાં દુષ્યન્તપુત્ર ભરતની જેમ પોતાના વંશનો યશ ફેલાવશે. (૨૦) આ ધનુર્ધરોમાં સહસ્રબાહુ અર્જુન જેવો અને પોતાના દાદા પાર્થ જેવો અગ્રગણ્ય થશે. આ અગ્નિ જેવો દુર્ધર્ષ અને સમુદ્ર જેવો દુસ્તર થશે. (૨૧) આ સિંહ જેવો પરાક્રમી, હિમાલય જેવો આશ્રય લેવા યોગ્ય, પૃથ્વી જેવો તિતિક્ષુ અને માતાપિતા જેવો સહિષ્ણુ થશે. (૨૨) આ બાળકમાં બ્રહ્મા જેવી સમતા હશે. આ ભગવાન શંકર જેવો કૃપાળુ થશે અને સમસ્ત પ્રાણીઓને આશ્રય આપવામાં લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુ જેવો થશે. (૨૩) આ સમસ્ત સદ્‌ગુણોનો મહિમા ધારણ કરવામાં શ્રીકૃષ્ણનો અનુયાયી થશે, રન્તિદેવ જેવો ઉદાર અને યયાતિ જેવો ધાર્મિક થશે. (૨૪) આ ધૈર્યમાં બલિ જેવો અને ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યેની દૃઢ નિષ્ઠામાં પ્રહ્‌લાદ જેવો થશે. આ ઘણાબધા

૧. પ્રા. પા.–વિપ્રેર્જાતક્રિયાદિભિઃ । ૨. પ્રા. પા.–હયાંશ્ચ નૃપતિ૦ । ૩. પ્રા. પા.–પ્રાદાત્સ્વયં ચ । ૪. પ્રા. પા.–પૌરવર્ષભઃ । ૫. પ્રા. પા.–યો । ૬. પ્રા. પા.–રાજોવાચ । ૭. પ્રા. પા.–રાજર્ષિઃ । ૮. પ્રા. પા.–યથોચિતવિધાતા ચ દૌષ્યન્તિ૦ । ૯. પ્રા. પા.–૦માહાત્મ્યમેષ કૃષ્ણ૦ । ૧૦. પ્રા. પા. – નિર્ભરઃ ।

* નાળછેદન પહેલાં સૂતક હોતું નથી; એવું કહ્યું છે – 'યાવન્ન છિદ્યતે નાલં તાવન્નાપ્નોતિ સૂતકમ્ । છિન્ને નાલે તતઃ પશ્ચાત્ સૂતકં તુ વિધીયતે ॥' – આ જ સમયને 'પ્રજાતીર્થ' મુહૂર્ત કહે છે. આ સમયે જે દાન આપવામાં આવે છે તે અક્ષય થાય છે. સ્મૃતિ કહે છે – 'પુત્રે જાતે વ્યતીપાતે દત્તં ભવતિ ચાક્ષયમ્ ।' અર્થાત્ 'પુત્રજન્મ અને વ્યતીપાતના સમયે આપેલું દાન અક્ષય થાય છે.'

રાજર્ષીણાં જનયિતા શાસ્તા ચોત્પથગામિનામ્ ।
નિગ્રહીતા કલેરેષ ભુવો ધર્મસ્ય કારણાત્ ॥ ૨૬॥

તક્ષકાદાત્મનો મૃત્યું દ્વિજપુત્રોપસર્જિતાત્ ।
પ્રપત્સ્યત ઉપશ્રુત્ય મુક્તસઙ્ગઃ પદં હરેઃ ॥ ૨૭॥

જિજ્ઞાસિતાત્મયાથાત્મ્યો મુનેર્વ્યાસસુતાદસૌ ।
હિત્વેદં નૃપ ગઙ્ગાયાં યાસ્યત્યદ્ધાઽકુતોભયમ્ ॥ ૨૮॥

ઇતિ રાજ્ઞ ઉપાદિશ્ય વિપ્રા જાતકકોવિદાઃ ।
લબ્ધાપચિતયઃ સર્વે પ્રતિજગ્મુઃ સ્વકાન્ ગૃહાન્ ॥ ૨૯॥

સ એષ લોકે વિખ્યાતઃ પરીક્ષિદિતિ યત્પ્રભુઃ ।
ગર્ભે[1] દૃષ્ટમનુધ્યાયન્ પરીક્ષેત નરેષ્વિહ ॥ ૩૦॥

સ રાજપુત્રો વવૃધે આશુ શુક્લ ઇવોડુપઃ ।
આપૂર્યમાણઃ પિતૃભિઃ કાષ્ઠાભિરિવ સોઽન્વહમ્ ॥ ૩૧॥

યક્ષ્યમાણોઽશ્વમેધેન જ્ઞાતિદ્રોહજિહાસયા ।
રાજાઽલબ્ધધનો[2] દધ્યાવન્યત્ર[3] કરદણ્ડયોઃ ॥ ૩૨॥

તદભિપ્રેતમાલક્ષ્ય ભ્રાતરોઽચ્યુતચોદિતાઃ ।
ધનં પ્રહીણમાજહ્રુરુદીચ્યાં દિશિ ભૂરિશઃ[4] ॥ ૩૩॥

તેન સમ્ભૃતસમ્ભારો ધર્મપુત્રો યુધિષ્ઠિરઃ ।
વાજિમેધૈસ્ત્રિભિર્ભીતો[5] યજ્ઞૈઃ સમયજદ્ધરિમ્ ॥ ૩૪॥

આહૂતો ભગવાન્ રાજ્ઞા યાજયિત્વા દ્વિજૈર્નૃપમ્ ।
ઉવાસ કતિચિન્માસાન્ સુહૃદાં પ્રિયકામ્યયા ॥ ૩૫॥

તતો રાજ્ઞાભ્યનુજ્ઞાતઃ કૃષ્ણયા સહ બન્ધુભિઃ ।
યયૌ દ્વારવતીં બ્રહ્મન્ સાર્જુનો યદુભિર્વૃતઃ[6] ॥ ૩૬॥

અશ્વમેધ યજ્ઞો કરનારો અને વૃદ્ધોનો સેવક થશે. (૨૫) આના પુત્રો રાજર્ષિ થશે. આ મર્યાદાનું ઉલ્લંઘન કરનારાઓને દંડ દેશે. આ પૃથ્વીમાતા અને ધર્મના રક્ષણ માટે કળિયુગનું પણ દમન કરશે. (૨૬) આ બ્રાહ્મણકુમારના શાપને લીધે તક્ષક દ્વારા પોતાના મૃત્યુની વાત સાંભળીને બધા પ્રત્યેની આસક્તિ છોડી દેશે અને ભગવાનનાં ચરણોનું શરણ લેશે. (૨૭) હે રાજન્! આ વ્યાસનંદન શુકદેવજી પાસેથી આત્માના ખરા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરશે અને અંતે ગંગાકિનારે પોતાના શરીરનો ત્યાગ કરીને ચોક્કસ અભયપદ પ્રાપ્ત કરશે. (૨૮)

જ્યોતિષશાસ્ત્રના વિશેષજ્ઞ બ્રાહ્મણોએ રાજા યુધિષ્ઠિરને આ પ્રમાણે બાળકના જન્મલગ્નનું ફળ બતાવ્યું અને દક્ષિણા-પૂજા લઈને પોતપોતાને ઘેર ગયા. (૨૯) તે જ આ બાળક સંસારમાં પરીક્ષિતના નામે પ્રસિદ્ધ થયો; કારણ કે તે સમર્થ બાળક ગર્ભમાં જે પુરુષનું દર્શન પામી ચૂક્યો હતો તે પુરુષનું સ્મરણ કરતો રહીને, લોકોમાં તેની પરીક્ષા કરતો રહેતો હતો કે જોઈએ, આમાંથી કોણ તે છે. (૩૦) જેમ શુક્લ પક્ષમાં ચંદ્રમા દિવસે દિવસે પોતાની કળાઓમાં પૂર્ણ થતો વિકસતો રહે છે તેવી જ રીતે તે રાજકુમાર પણ પોતાનાં ગુરુજનોના લાલનપાલનથી રોજરોજ ક્રમશઃ વધતો રહીને જલદી પુખ્ત થઈ ગયો. (૩૧)

આ દરમિયાન સ્વજનોના વધનું પ્રાયશ્ચિત્ત કરવા માટે રાજા યુધિષ્ઠિરે અશ્વમેધ-યજ્ઞના અનુષ્ઠાન દ્વારા ભગવાનની આરાધના કરવાનો વિચાર કર્યો; પરંતુ પ્રજા પાસેથી વસૂલ કરેલ કર અને દંડની રકમ સિવાયનું અન્ય ધન નહીં હોવાને કારણે તેઓ ભારે ચિંતામાં પડ્યા. (૩૨) તેમનો હેતુ સમજી લઈને, તેમના ભાઈઓ ભગવાન શ્રીકૃષ્ણની પ્રેરણાથી ઉત્તર દિશામાં રાજા મરુત્તે અને બ્રાહ્મણોએ છોડેલું* ઘણુંબધું ધન લઈ આવ્યા. (૩૩) તેનાથી યજ્ઞની સામગ્રી એકઠી કરીને ધર્મપુત્ર મહારાજ યુધિષ્ઠિરે ત્રણ અશ્વમેધ યજ્ઞો દ્વારા ભગવાનની પૂજા કરી. (૩૪) યુધિષ્ઠિરના નિમંત્રણથી પધારેલા ભગવાન, બ્રાહ્મણો વડે તેમનો યજ્ઞ સંપન્ન કરાવીને, પોતાના સુહૃદ્ પાંડવોની પ્રસન્નતા માટે કેટલાક મહિનાઓ સુધી ત્યાં જ રહ્યા. (૩૫) હે શૌનકજી! ત્યારબાદ ભાઈઓ સહિત રાજા યુધિષ્ઠિરની અને દ્રૌપદીની અનુમતિ લઈને, અર્જુનની સાથે યદુવંશીઓથી ઘેરાયેલા ભગવાન શ્રીકૃષ્ણે દ્વારકા જવા પ્રસ્થાન કર્યું. (૩૬)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને પરીક્ષિજ્જન્માદ્યુત્કર્ષો નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥**

**પહેલા સ્કંધ-અંતર્ગત પરીક્ષિત્-જન્માદિ-ઉત્કર્ષ નામનો બારમો અધ્યાય સમાપ્ત.**

═★═

---

૧. પ્રા. પા. – પૂર્વદૃષ્ટ૦ । ૨. પ્રા. પા. – રાજા લબ્ધ૦ । ૩. પ્રા. પા. – દધ્યૌ નાન્યત્ર । ૪. પ્રા. પા. – ભૂરિશો દિશિ । ૫. પ્રા. પા. – ત્રિભી રાજા યજ્ઞૈઃ । ૬. પ્રાચીન પ્રતમાં 'યદુભિર્વૃતઃ ॥ ૩૬॥' પછી 'યાવતઃ કૃતવાન્ પ્રશ્નાન્ ક્ષત્તા કૌષારવેશતઃ' આટલો પાઠ વધુ છે. કેટલાક ટીકાકારોએ ૩૫મો અને ૩૬મો – આ બે શ્લોકોને પ્રક્ષિપ્ત માન્યા છે.

* અગાઉના સમયમાં મહારાજ મરુત્તે એવો યજ્ઞ કર્યો હતો કે જેમાં બધાં જ પાત્રો સુવર્ણનાં હતાં. આ યજ્ઞ સમાપ્ત થઈ જતાં તેમણે તે પાત્રો ઉત્તર દિશામાં ફેંકી દેવડાવ્યાં હતાં. તેમણે બ્રાહ્મણોને પણ એટલું ધન આપ્યું હતું કે તેઓ તે લઈ જઈ શક્યા નહીં; તેઓ પણ તે ધન ઉત્તર દિશામાં જ છોડી ચાલ્યા આવ્યા. પરિત્યક્ત ધન પર રાજાનો અધિકાર હોય છે, તેથી તે ધન મંગાવીને ભગવાને યુધિષ્ઠિરનો યજ્ઞ કરાવ્યો.

# તેરમો અધ્યાય

## વિદુરજીના ઉપદેશથી ધૃતરાષ્ટ્ર અને ગાંધારીનું વનગમન

*સૂત ઉવાચ*

**વિદુરસ્તીર્થયાત્રાયાં મૈત્રેયાદાત્મનો ગતિમ્ ।**
**જ્ઞાત્વાઽગાદ્ધાસ્તિનપુરં તયાવાપ્તવિવિત્સિતઃ ॥ ૧॥**

**[૧]યાવતઃ કૃતવાન્ પ્રશ્નાન્ ક્ષત્તા કૌષારવાગ્રતઃ ।**
**જાતૈકભક્તિર્ગોવિન્દે તેભ્યશ્ચોપરરામ હ ॥ ૨॥**

**તં બન્ધુમાગતં દૃષ્ટ્વા ધર્મપુત્રઃ સહાનુજઃ[૨] ।**
**ધૃતરાષ્ટ્રો યુયુત્સુશ્ચ સૂતઃ શારદ્વતઃ પૃથા ॥ ૩॥**

**ગાન્ધારી દ્રૌપદી બ્રહ્મન્ સુભદ્રા ચોત્તરા કૃપી ।**
**અન્યાશ્ચ જામયઃ પાણ્ડોર્જ્ઞાતયઃ સસુતાઃ સ્ત્રિયઃ ॥ ૪॥**

**પ્રત્યુજ્જગ્મુઃ પ્રહર્ષેણ પ્રાણં તન્વ ઈવાગતમ્ ।**
**અભિસઙ્ગમ્ય વિધિવત્ પરિષ્વઙ્ગાભિવાદનૈઃ ॥ ૫॥**

**મુમુચુઃ પ્રેમબાષ્પૌઘં વિરહૌત્કણ્ઠ્યકાતરાઃ ।**
**રાજા તમર્હયાઞ્ચક્રે કૃતાસનપરિગ્રહમ્ ॥ ૬॥**

**[૩]તં ભુક્તવન્તં વિશ્રાન્તમાસીનં સુખમાસને ।**
**પ્રશ્રયાવનતો રાજા પ્રાહ તેષાં[૪] ચ શૃણ્વતામ્ ॥ ૭॥**

*યુધિષ્ઠિર ઉવાચ[૫]*

**અપિ સ્મરથ નો યુષ્મત્પક્ષચ્છાયાસમેધિતાન્ ।**
**વિપદ્ગણાદ્વિષાગ્ન્યાદેર્મોચિતા યત્સમાતૃકાઃ ॥ ૮॥**

**કયા વૃત્ત્યા વર્તિતં વશ્ચરદ્ભિઃ ક્ષિતિમણ્ડલમ્ ।**
**તીર્થાનિ ક્ષેત્રમુખ્યાનિ સેવિતાનીહ ભૂતલે ॥ ૯॥**

**ભવદ્વિધા ભાગવતાસ્તીર્થભૂતાઃ સ્વયં વિભો[૬] ।**
**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સ્વાન્તઃસ્થેન[૭] ગદાભૃતા ॥ ૧૦॥**

**અપિ નઃ સુહૃદસ્તાત બાન્ધવાઃ કૃષ્ણદેવતાઃ ।**
**દૃષ્ટાઃ શ્રુતા વા યદવઃ સ્વપુર્યાં સુખમાસતે ॥ ૧૧॥**

**સૂતજીએ કહે છે** – વિદુરજી તીર્થયાત્રા દરમિયાન મહર્ષિ મૈત્રેય પાસેથી આત્મજ્ઞાન મેળવીને હસ્તિનાપુર પાછા આવ્યા. તેમને જે કંઈ જાણવાની ઇચ્છા હતી તે પૂર્ણ થઈ ગઈ હતી. (૧) વિદુરજીએ મૈત્રેય ઋષિને જેટલા પ્રશ્નો કર્યા હતા તેમના ઉત્તરો સાંભળ્યા પહેલાં જ, શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિ થઈ જવાને કારણે, તેઓ ઉત્તરો સાંભળવામાંથી ઉપરામ થઈ ગયા હતા. (૨) હે શૌનકજી! પોતાના કાકા વિદુરજીને આવેલા જોઈને ધર્મરાજ યુધિષ્ઠિર, તેમના ચારે ભાઈઓ, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, સંજય, કૃપાચાર્ય, કુન્તી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, કૃપી અને પાંડવ-પરિવારનાં અન્ય સર્વે નર-નારીઓ તથા પોતાના પુત્રો સહિત અન્ય સ્ત્રીઓ – આ બધાં જ ખૂબ પ્રસન્નતાથી, જાણે મૃત શરીરમાં પ્રાણ આવી ગયા હોય એવો અનુભવ કરતાં, તેમનું સામૈયું કરવા સામે ગયાં. યથાયોગ્ય આલિંગન, પ્રણામ વગેરે દ્વારા સૌ તેમને મળ્યાં અને વિરહજનિત ઉત્કંઠાથી આર્દ્ર થઈને સૌએ પ્રેમનાં આંસુ વહાવ્યાં. યુધિષ્ઠિરે આસન પર બેસાડીને વિદુરજીનો યથાયોગ્ય સત્કાર કર્યો. (૩-૬) ભોજન અને વિશ્રામ કર્યા પછી જ્યારે તેઓ આરામથી આસન પર બેઠા હતા ત્યારે યુધિષ્ઠિરે વિનયપૂર્વક સૌની સામે જ તેમને પૂછ્યું. (૭)

**યુધિષ્ઠિરે કહ્યું** – કાકા! જેમ પક્ષી પોતાનાં ઇંડાંને પાંખોની છાયા નીચે રાખીને તેમને સેવે છે અને પોષે છે તેવી જ રીતે તમે અત્યંત વાત્સલ્યથી પોતાનાં કરકમળોની છત્રછાયામાં અમને પાળ્યાં-પોષ્યાં છે. વારંવાર તમે અમને અને અમારી માતાને વિષદાન, લાક્ષાગૃહનું દહન વગેરે વિપત્તિઓમાંથી બચાવ્યાં છે. શું તમે ક્યારેક અમને યાદ તો કરતા હતા ને? (૮) તમે પૃથ્વી પર વિચરણ કરતી વખતે કઈ વૃત્તિથી જીવનનિર્વાહ કર્યો? તમે પૃથ્વી પર કયાં કયાં તીર્થો અને ક્ષેત્રોનું સેવન કર્યું? (૯) હે પ્રભુ! તમારા જેવા ભગવાનના પ્રિય ભક્તો સ્વયં તીર્થસ્વરૂપ હોય છે. તમે તો પોતાના હૃદયમાં વિરાજમાન ભગવાન વડે તીર્થોને પણ મહાતીર્થ બનાવતા રહીને વિચરણ કરતા હો છો. (૧૦) હે કાકા! તમે તીર્થયાત્રા કરતા કરતા દ્વારકા પણ જરૂર ગયા હશો. ત્યાં અમારા સુહૃદ્ તથા બંધુ-બાંધવ યાદવો, કે જેમના એકમાત્ર આરાધ્યદેવ શ્રીકૃષ્ણ છે – તે બધા પોતાની નગરીમાં સુખી તો છે ને? તમે કદાચ જઈને જોયું નહીં હોય,

૧. પ્રાચીન પ્રતમાં 'યાવતઃ...'થી માંડીને 'કૌષારવાગ્રતઃ' સુધીનો પાઠ નથી. ૨. પ્રા. પા. – સહાનુગઃ । ૩. પ્રાચીન પ્રતમાં આ પૂર્વાર્ધનો પાઠ આ પ્રમાણે છે – 'તં સસ્કૃતં તુ વિશ્રાન્તમાસીનં સુખમાસને ।' ૪. પ્રા. પા. – સ્વાનાં વિશૃણ્વતામ્ । ૫. પ્રાચીન પ્રતમાં 'યુધિષ્ઠિર ઉવાચ' નથી. ૬. પ્રા. પા. – પ્રભો । ૭. પ્રા. પા. – આત્મસ્થેન ।

ઈત્યુક્તો ધર્મરાજેન સર્વં તત્ સમવર્ણયત્ ।
યથાનુભૂતં ક્રમશો[1] વિના યદુકુલક્ષયમ્ ॥ ૧૨॥

નન્વપ્રિયં દુર્વિષહં[2] નૃણાં સ્વયમુપસ્થિતમ્ ।
નાવેદયત્[3] સકરુણો દુઃખિતાન્ દ્રષ્ટુમક્ષમઃ ॥ ૧૩॥

કઞ્ચિત્કાલમથાવાત્સીત્સત્કૃતો દેવવત્સુખમ્[4] ।
ભ્રાતુર્જ્યેષ્ઠસ્ય શ્રેયસ્કૃત્સર્વેષાં પ્રીતિમાવહન્ ॥ ૧૪॥

અબિભ્રદર્યમા દણ્ડં યથાવદઘકારિષુ ।
યાવદ્ધાર શૂદ્રત્વં શાપાદ્વર્ષશતં યમઃ ॥ ૧૫॥

યુધિષ્ઠિરો લબ્ધરાજ્યો દૃષ્ટ્વા પૌત્રં કુલન્ધરમ્[5] ।
ભ્રાતૃભિર્લોકપાલાભૈર્મુમુદે પરયા શ્રિયા ॥ ૧૬॥

એવં ગૃહેષુ સક્તાનાં પ્રમત્તાનાં તદીહયા ।
અત્યક્રામદવિજ્ઞાતઃ કાલઃ પરમદુસ્તરઃ ॥ ૧૭॥

વિદુરસ્તદભિપ્રેત્ય ધૃતરાષ્ટ્રમભાષત ।
રાજન્નિર્ગમ્યતાં શીઘ્રં પશ્યેદં ભયમાગતમ્ ॥ ૧૮॥

[6]પ્રતિક્રિયા ન યસ્યેહ કુતશ્ચિત્કર્હિચિત્પ્રભો ।
સ એવ ભગવાન્ કાલઃ સર્વેષાં નઃ[7] સમાગતઃ ॥ ૧૯॥

યેન ચૈવાભિપન્નોઽયં પ્રાણૈઃ પ્રિયતમૈરપિ ।
જનઃ સદ્યો વિયુજ્યેત કિમુતાન્યૈર્ધનાદિભિઃ ॥ ૨૦॥

પિતૃભ્રાતૃસુહૃત્પુત્રા હતાસ્તે વિગતં વયઃ ।
આત્મા ચ જરયા ગ્રસ્તઃ પરગેહમુપાસસે ॥ ૨૧॥

તોપણ સાંભળ્યું તો જરૂર હશે. (૧૧)

યુધિષ્ઠિરના આ પ્રમાણે પૂછવાથી વિદુરજીએ તીર્થો અને યદુવંશીઓની બાબતમાં જે કંઈ જોયું હતું, સાંભળ્યું હતું અને અનુભવ્યું હતું તે બધું ક્રમશઃ કહી જણાવ્યું; કેવળ યદુવંશના વિનાશની વાત કહી નહીં. (૧૨) કરુણહૃદયના વિદુરજી પાંડવોને દુઃખી જોઈ શકતા ન હતા, તેથી તેમણે આ અપ્રિય અને અસહ્ય ઘટના પાંડવોને સંભળાવી નહીં; કારણ કે તે તો આપોઆપ જ પ્રગટ થનારી હતી. (૧૩)

પાંડવો વિદુરજીનો દેવોની જેમ સેવા-સત્કાર કરતા હતા. તેઓ કેટલાક દિવસ સુધી પોતાના મોટા ભાઈ ધૃતરાષ્ટ્રની કલ્યાણકામનાથી બધાને પ્રસન્ન કરતા રહીને આરામપૂર્વક હસ્તિનાપુરમાં જ રહ્યા. (૧૪) વિદુરજી તો સાક્ષાત્ ધર્મરાજ હતા, માંડવ ઋષિના શાપથી તેઓ સો વર્ષ માટે શૂદ્ર બની ગયા હતા.* એટલા દિવસો સુધી યમરાજના પદ પર અર્યમા હતા અને તેઓ જ પાપીઓને ઉચિત દંડ આપતા હતા. (૧૫) અતુલ સંપત્તિયુક્ત રાજ્ય મળી ગયા પછી પોતાના લોકપાલ જેવા ભાઈઓ તથા વંશધર પરીક્ષિતને જોઈને મહારાજ યુધિષ્ઠિર આનંદિત રહેતા હતા. (૧૬) આ પ્રમાણે પાંડવો ગૃહસ્થીના કામકાજમાં રત રહેતા હતા અને રાજ્યના કારોબારમાં તેઓ એ વાત ભૂલી ગયા કે અજાણતાં જ અમારું જીવન મૃત્યુ ભણી જઈ રહ્યું છે; હવે જોતજોતામાં તેમની સામે તે સમય આવી પહોંચ્યો, કે જેને કોઈ ટાળી શકતું નથી. (૧૭)

પરંતુ વિદુરજીએ કાળની ગતિ જાણી લઈને પોતાના મોટાભાઈ ધૃતરાષ્ટ્રને કહ્યું – 'મહારાજ! જુઓ; હવે ઘણો ભયંકર સમય આવી ગયો છે, વહેલી તકે અહીંથી ચાલી નીકળો. (૧૮) આપણા બધાના માથા પર તે સર્વસમર્થ કાળ ચક્કર મારી રહ્યો છે, જેને ટાળવાનો ક્યાંય પણ કોઈ ઉપાય નથી. (૧૯) કાળને વશીભૂત થઈને જીવનો પોતાના પ્રિય પ્રાણોથી પણ વાતવાતમાં વિયોગ થઈ જાય છે; પછી ધન, જન વગેરે બીજી વસ્તુઓની તો વાત જ શી? (૨૦) તમારા કાકા, મોટાબાપા, ભાઈ, સગાસંબંધી અને પુત્રો – બધા માર્યા ગયા છે, તમારી ઉંમર પણ ઢળી ચૂકી છે, શરીર ઘડપણનો શિકાર થઈ ગયું છે, તમે પારકા ઘરમાં પડ્યા છો. (૨૧)

---

૧. પ્રા. પા. – ભ્રમતો । ૨. દુર્વિષહ્યં । ૩. પ્રા. પા. – ન્યવેદયત્ । ૪. પ્રા. પા. – સ્વકૈઃ । ૫. પ્રા. પા. – કુલોદ્વહમ્ । ૬. પ્રા. પા. – પ્રતિક્રિયાં ન પશ્યેઽહં કુતશ્ચિત્ । ૭. પ્રા. પા. – વઃ ।

* એક વખતે કોઈ રાજાના અનુચરોએ કેટલાક ચોરોને માંડવ્ય ઋષિના આશ્રમમાંથી પકડ્યા. તેઓ સમજ્યા કે ઋષિ પણ ચોરોમાં સામેલ હશે. તેથી તેઓ પણ પકડાયા અને રાજાની આજ્ઞાથી બધાની સાથે તેમને પણ ફાંસીએ ચડાવ્યા. રાજાને જ્યારે ખબર પડી કે આ તો મહાત્મા છે, ત્યારે ઋષિને ફાંસી પરથી નીચે ઉતરાવ્યા અને હાથ જોડીને, તેમની પાસે પોતાનો અપરાધ ક્ષમા કરાવ્યો. માંડવ્યજીએ મહારાજ યમ પાસે જઈને પૂછ્યું – 'મને કયા પાપના ફળસ્વરૂપે આ દંડ મળ્યો?' યમરાજાએ બતાવ્યું કે 'તમે બાળપણમાં એક ટિટોડીને દર્ભની અણીથી છેદી નાખી હતી, તેથી આમ થયું.' આ સાંભળીને મુનિએ કહ્યું – 'મેં અજ્ઞાનવશ આમ કર્યું હશે; તે નાના-સરખા અપરાધ માટે તમે મને ઘણો કઠોર દંડ આપ્યો, તેથી તમે સો વર્ષ સુધી શૂદ્રયોનિમાં રહેશો.' માંડવ્યજીના આ શાપથી જ યમરાજે વિદુરના રૂપમાં અવતાર લીધો હતો.

અહો મહીયસી જન્તોર્જીવિતાશા યયા ભવાન્ ।
ભીમાપવર્જિતં પિણ્ડમાદત્તે ગૃહપાલવત્ ॥ ૨૨॥

અગ્નિર્નિસૃષ્ટો દત્તશ્ચ ગરો દારાશ્ચ દૂષિતાઃ ।
હતં ક્ષેત્રં ધનં યેષાં તદ્દત્તૈરસુભિઃ કિયત્ ॥ ૨૩॥

તસ્યાપિ તવ દેહોઽયં કૃપણસ્ય જિજીવિષોઃ ।
પરૈત્યનિચ્છતો જીર્ણો જરયા વાસસી ઈવ ॥ ૨૪॥

ગતસ્વાર્થમિમં દેહં વિરક્તો મુક્તબન્ધનઃ ।
અવિજ્ઞાતગતિર્જહ્યાત્[1] સ વૈ ધીર ઉદાહૃતઃ ॥ ૨૫॥

યઃ સ્વકાત્પરતો વેહ જાતનિર્વેદ આત્મવાન્ ।
હૃદિ કૃત્વા હરિં [2]ગેહાત્પ્રવ્રજેત્સ નરોત્તમઃ ॥ ૨૬॥

અથોદીચીં દિશં યાતુ સ્વૈરજ્ઞાતગતિર્ભવાન્ ।
ઈતોઽર્વાક્પ્રાયશઃ કાલઃ પુંસાં ગુણવિકર્ષણઃ ॥ ૨૭॥

એવં રાજા વિદુરેણાનુજેન
પ્રજ્ઞાચક્ષુર્બોધિત આજમીઢઃ ।
છિત્ત્વા સ્વેષુ સ્નેહપાશાન્દ્રઢિમ્નો
નિશ્ચક્રામ ભ્રાતૃસન્દર્શિતાધ્વા ॥ ૨૮॥

પતિં પ્રયાન્તં સુબલસ્ય પુત્રી
પતિવ્રતા ચાનુજગામ સાધ્વી ।
હિમાલયં ન્યસ્તદણ્ડપ્રહર્ષં
મનસ્વિનામિવ સત્સમ્પ્રહારઃ[3] ॥ ૨૯॥

અજાતશત્રુઃ [4]કૃતમૈત્રો હુતાગ્નિ-
વિપ્રાન્ નત્વા તિલગોભૂમિરુક્મૈઃ[5] ।
ગૃહં પ્રવિષ્ટો ગુરુવન્દનાય
ન[6] ચાપશ્યત્પિતરૌ સૌબલીં ચ ॥ ૩૦॥

તત્ર સઞ્જયમાસીનં પપ્રચ્છોદ્વિગ્નમાનસઃ ।
ગાવલ્ગણે ક્વ નસ્તાતો[7] વૃદ્ધો હીનશ્ચ નેત્રયોઃ ॥ ૩૧॥

અરે...રે! આ પ્રાણીને જીવતા રહેવાની કેટલી પ્રબળ ઈચ્છા હોય છે! આ જ કારણે તો તમે ભીમનો આપેલો ટુકડો ખાઈને કૂતરા જેવું જીવન વિતાવી રહ્યા છો. (૨૨) જેમને તમે આગમાં બાળવાની કોશિશ કરી, ઝેર આપીને મારી નાખવા ઈચ્છ્યું, ભરી સભામાં જેમની વિવાહિતા પત્નીને અપમાનિત કરી, જેમની ભૂમિ અને સંપત્તિ છીનવી લીધાં – તેમના જ અન્નથી પોષણ પામીને જીવવું એ કાંઈ જીવન છે? (૨૩) તમારા અજ્ઞાનની તો હદ આવી ગઈ કે હજી પણ તમે જીવવા ઈચ્છો છો! પરંતુ તમારી ઈચ્છાથી શું વળશે? જૂના વસ્ત્રની જેમ ઘડપણથી જર્જર તમારું શરીર તમારી ઈચ્છા ન હોવા છતાં ક્ષીણ થતું જઈ રહ્યું છે. (૨૪) હવે આ શરીરથી તમારો કોઈ સ્વાર્થ સધાવાનો નથી. આમાં ન ફસાઓ. શરીરની મમતા છોડો. જે પોતાના સંબંધીઓથી અલગ રહીને તેમને જાણ ન થાય તેમ પોતાના શરીરનો ત્યાગ કરે છે તેને ધીર કહેવામાં આવ્યો છે. (૨૫) ભલે પોતાની સમજથી અથવા તો બીજાના સમજાવવાથી, જે આ સંસારને દુઃખરૂપ સમજીને તેનાથી વિરક્ત થઈ જાય છે અને પોતાના અંતઃકરણને વશ કરીને હૃદયમાં ભગવાનને ધારણ કરી લઈ સંન્યાસ માટે ઘરમાંથી ચાલી નીકળે છે તે જ શ્રેષ્ઠ છે. (૨૬) આનાથી આગળ જે સમય આવનારો છે તે તો ઘણું કરીને મનુષ્યોના ગુણોને ઘટાડનારો હશે; તેથી તમે પોતાનાં કુટુંબીઓથી છાના-માના નીકળીને ઉત્તરાખંડમાં ચાલ્યા જાઓ.' (૨૭)

જ્યારે નાનાભાઈ વિદુરે અંધ રાજા ધૃતરાષ્ટ્રને આ રીતે સમજાવ્યા ત્યારે તેમનાં પ્રજ્ઞાચક્ષુ ખૂલી ગયાં. તેઓ ભાઈ-ભાંડુઓ સુદૃઢ સ્નેહ-પાશને કાપીને, પોતાના નાનાભાઈ વિદુરે બતાવેલા માર્ગ પર નીકળી ગયા. (૨૮) પરમ પતિવ્રતા સુબલસુતા ગાંધારીએ જ્યારે જોયું કે મારા પતિદેવ તો તે હિમાલયની યાત્રા કરી રહ્યા છે, કે જે સંન્યાસીઓને એવું જ સુખ આપે છે કે જેવું સુખ વીર પુરુષોને યુદ્ધભૂમિમાં પોતાના શત્રુ દ્વારા કરાયેલા ન્યાયોચિત પ્રહાર ખમવાથી મળે છે – ત્યારે તેઓ પણ તેમની પાછળ-પાછળ નીકળી પડ્યાં. (૨૯)

અજાતશત્રુ યુધિષ્ઠિરે પ્રાતઃકાળે સંધ્યાવંદન તથા અગ્નિહોત્ર કરીને બ્રાહ્મણોને નમસ્કાર કર્યા અને તેમને તલ, ગાય, જમીન અને સુવર્ણનું દાન આપ્યું. ત્યારપછી જ્યારે તેઓ ગુરુજનોની ચરણવંદના માટે રાજમહેલમાં ગયા ત્યારે તેમને (ત્યાં) ધૃતરાષ્ટ્ર, વિદુર અને ગાંધારીનાં દર્શન થયાં નહીં. (૩૦) યુધિષ્ઠિરે ઉદ્વિગ્નચિત્તના થઈને ત્યાં બેઠેલા સંજયને પૂછ્યું – 'સંજય! મારા તે વૃદ્ધ અને નેત્રહીન પિતા ધૃતરાષ્ટ્ર ક્યાં છે? (૩૧)

૧. પ્રા. પા. – ૦મતિ૦ । ૨. પ્રા. પા. – સમ્યક્ પ્રવ૦ । ૩. પ્રા. પા. – સમ્પ્રસારં । ૪. પ્રા. પા. – કૃતમૈત્રસત્ક્રિયો વિપ્રાન્ । ૫. પ્રા. પા. – વસુ । ૬. પ્રા. પા. – પરં ન પશ્યત્ પિતરૌ સૌબલીં ચ । ૭. પ્રા. પા. – યાતોઽસૌ ।

અમ્બા ચ હતપુત્રાઽઽર્તા પિતૃવ્યઃ ક્વ ગતઃ સુહૃત્[1] ।
અપિ મય્યકૃતપ્રજ્ઞે હતબન્ધુઃ સ ભાર્યયા ।
આશંસમાનઃ શમલં ગઙ્ગાયાં દુઃખિતોઽપતત્ ॥ ૩૨॥

પિતર્યુપરતે પાણ્ડૌ સર્વાન્નઃ સુહૃદઃ શિશૂન્ ।
અરક્ષતાં વ્યસનતઃ પિતૃવ્યૌ ક્વ ગતાવિતઃ ॥ ૩૩॥

પુત્રશોકથી પીડિત દુઃખિયારી માતા ગાંધારી અને મારા પરમ હિતૈષી કાકા વિદુરજી ક્યાં ચાલ્યાં ગયાં છે? પિતાતુલ્ય મોટા કાકા પોતાના પુત્રો અને ભાઈ-ભાંડુઓના માર્યા જવાથી દુઃખી હતા. હું ઘણો મંદબુદ્ધિનો છું; ક્યાંક મારાથી કોઈ અપરાધ થવાની આશંકા કરીને તેઓ માતા ગાંધારી સાથે ગંગાજીમાં તો નથી કૂદી પડ્યા ને? (૩૨) જ્યારે અમારા પિતા પાંડુનું મૃત્યુ થયું હતું અને અમે નાના-નાના બાળકો હતા ત્યારે આ જ બે કાકાઓએ અમને મોટાં-મોટાં દુઃખોમાંથી બચાવ્યા હતા. તેઓ અમારા પર ઘણો જ પ્રેમ રાખતા હતા. હાય! તેઓ અહીંથી ક્યાં ચાલ્યા ગયા હશે?' (૩૩)

*સૂત ઉવાચ*

કૃપયા સ્નેહવૈક્લવ્યાત્સૂતો વિરહકર્શિતઃ ।
આત્મેશ્વરમચક્ષાણો ન પ્રત્યાહાતિપીડિતઃ ॥ ૩૪॥

[2]વિમૃજ્યાશ્રૂણિ પાણિભ્યાં વિષ્ટભ્યાત્માનમાત્મના ।
અજાતશત્રું પ્રત્યૂચે પ્રભોઃ પાદાવનુસ્મરન્ ॥ ૩૫॥

**સૂતજી કહે છે** – સંજય પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રને ન જોતાં કૃપા અને સ્નેહની વિહ્વળતાથી અત્યંત દુઃખી અને વિરહાતુર થઈ રહ્યા હતા, તેઓ યુધિષ્ઠિરને કશો જ ઉત્તર આપી શક્યા નહીં. (૩૪) પછી ધીરે ધીરે બુદ્ધિના સહારે તેમણે પોતાનું ચિત્ત સ્થિર કર્યું, હાથોથી આંખોનાં આંસુ લૂછ્યાં અને પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રનાં ચરણોનું સ્મરણ કરતાં કરતાં યુધિષ્ઠિરને કહ્યું. (૩૫)

*સઞ્જય ઉવાચ*[3]

[4]નાહં વેદ વ્યવસિતં પિત્રોર્વઃ કુલનન્દન ।
ગાન્ધાર્યા વા મહાબાહો મુષિતોઽસ્મિ મહાત્મભિઃ ॥ ૩૬॥

અથાજગામ ભગવાન્ નારદઃ સહતુમ્બુરુઃ ।
પ્રત્યુત્થાયાભિવાદ્યાહ સાનુજોઽભ્યર્ચયન્નિવ ॥ ૩૭॥

**સંજય બોલ્યા** – હે કુલનંદન! મને તમારા બંને કાકાઓ અને ગાંધારીના સંકલ્પની કશી જ ખબર નથી. હે મહાબાહુ! હું તો આ મહાત્માઓ દ્વારા ઠગાઈ ગયો છું! (૩૬) સંજય આ પ્રમાણે કહી રહ્યા હતા ત્યારે જ તુંબુરુ (ગંધર્વ) સાથે નારદજી ત્યાં આવી પહોંચ્યા. ભાઈઓ સહિત મહારાજ યુધિષ્ઠિરે ઊભા થઈને તેમને પ્રણામ કર્યા અને તેમનું સમ્માન કરતાં બોલ્યા – (૩૭)

*યુધિષ્ઠિર ઉવાચ*

નાહં વેદ ગતિં પિત્રોર્ભગવન્ ક્વ ગતાવિતઃ ।
અમ્બા વા હતપુત્રાઽઽર્તા ક્વ ગતા ચ તપસ્વિની ॥ ૩૮॥

કર્ણધાર ઈવાપારે ભગવન્ પારદર્શકઃ ।
અથાબભાષે ભગવાન્ નારદો મુનિસત્તમઃ ॥ ૩૯॥

મા કઞ્ચન શુચો રાજન્ યદીશ્વરવશં જગત્ ।
લોકાઃ સપાલા યસ્યેમે વહન્તિ બલિમીશિતુઃ ।
સ સંયુનક્તિ ભૂતાનિ સ એવ વિયુનક્તિ ચ ॥ ૪૦॥

યથા ગાવો નસિ પ્રોતાસ્તન્ત્યાં બદ્ધાઃ સ્વદામભિઃ ।
વાક્તન્ત્યાં નામભિર્બદ્ધા વહન્તિ બલિમીશિતુઃ ॥ ૪૧॥

**યુધિષ્ઠિરે કહ્યું** – 'હે ભગવન્! મને પોતાના બંને કાકાઓની ભાળ મળતી નથી; કોણ જાણે, તે બંને અને પુત્રશોકવિહ્વળ તપસ્વિની માતા ગાંધારી અહીંથી ક્યાંક ચાલ્યાં ગયાં છે. (૩૮) હે ભગવન્! અપાર સમુદ્રમાં કર્ણધારની જેમ તમે જ અમારા માટે આરો દેખાડનાર છો.' ત્યારે ભગવાનના પરમ ભક્ત ભગવન્મય દેવર્ષિ નારદે કહ્યું – (૩૯) 'હે ધર્મરાજ! તમે કોઈનાય માટે શોક ન કરો; કારણ કે આ સઘળું જગત ઈશ્વરને વશ છે. તમામ લોકો અને લોકપાલો વિવશ થઈને ઈશ્વરની જ આજ્ઞાનું પાલન કરી રહ્યા છે. તેઓ (ઈશ્વર) જ એક પ્રાણીને બીજાં સાથે મેળવે છે અને તેઓ જ તેમને અલગ કરે છે. (૪૦) જેમ બળદ મોટા દોરડાથી બંધાયેલો અને નાની દોરડીથી નથાયેલો રહીને પોતાના માલિકનો ભાર

૧. પ્રા. પા. – સુકૃત્ । ૨. પ્રા. પા. – વિમૃજ્ય પાણિનાશ્રૂણિ વિષ્ટ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'સઞ્જય ઉવાચ' પાઠ નથી. ૪. પ્રાચીન પ્રતમાં 'નાહં વેદ...'થી માંડીને '...યસ્યેમે વહન્તિ બલિમીશિતુઃ ॥' સુધીના પાંચ શ્લોક આ પ્રમાણે મળે છે –

અહં વ્યવસિતં રાત્રૌ પિત્રોસ્તે કુલનન્દન । ન વેદ સાધ્વ્યા ગાન્ધાર્યા મુષિતોઽસ્મિ મહાત્મભિઃ ॥
એતસ્મિન્નન્તરે વિપ્ર નારદઃ પ્રત્યદૃશ્યત । વીણાં ત્રિતન્ત્રીં ધ્વનયન્ ભગવાન્ સહતુમ્બુરુઃ ॥
રાજા નત્વોપનીતાર્ઘ્યઃ પ્રત્યુત્થાયાભિવન્દિતમ્ । પરમાસન આસીનં પૌરવેન્દ્રોઽભ્યભાષત ॥
નાહં વેદ ગતિં પિત્રોર્ભગવન્ ક્વ ગતાવિતિ । કર્ણધાર ઇવાપારે સીદતાં પારદર્શકઃ ॥
**નારદ ઉવાચ** –
મા કઞ્ચન શુચો રાજન્ યદીશ્વરવશે જગત્ । લોકાઃ સપાલા યસ્યેમે વહન્તિ બલિમીશિતુઃ ॥

યથા ક્રીડોપસ્કરાણાં સંયોગવિગમાવિહ ।
ઈચ્છયા ક્રીડિતુઃ સ્યાતાં તથૈવેશેચ્છયા નૃણામ્ ॥ ૪૨॥

યન્મન્યસે ધ્રુવં લોકમધ્રુવં વા ન ચોભયમ્ ।
સર્વથા ન હિ શોચ્યાસ્તે સ્નેહાદન્યત્ર મોહજાત્ ॥ ૪૩॥

તસ્માજ્જહ્યઙ્ગ વૈક્લવ્યમજ્ઞાનકૃતમાત્મનઃ ।
કથં ત્વનાથાઃ કૃપણા વર્તેરંસ્તે ચ માં વિના ॥ ૪૪॥

કાલકર્મગુણાધીનો દેહોઽયં પાઞ્ચભૌતિકઃ ।
કથમન્યાંસ્તુ ગોપાયેત્સર્પગ્રસ્તો યથા પરમ્ ॥ ૪૫॥

અહસ્તાનિ સહસ્તાનામપદાનિ ચતુષ્પદામ્ ।
ફલ્ગૂનિ તત્ર મહતાં જીવો જીવસ્ય જીવનમ્ ॥ ૪૬॥

તદિદં ભગવાન્ રાજન્નેક આત્માઽઽત્મનાં સ્વદૃક્ ।
અન્તરોઽનન્તરો ભાતિ પશ્ય તં માયયોરુધા ॥ ૪૭॥

સોઽયમદ્ય મહારાજ ભગવાન્ ભૂતભાવનઃ ।
કાલરૂપોઽવતીર્ણોઽસ્યામભાવાય સુરદ્વિષામ્ ॥ ૪૮॥

નિષ્પાદિતં દેવકૃત્યમવશેષં પ્રતીક્ષતે ।
તાવદ્ યૂયમવેક્ષધ્વં ભવેદ્ યાવદિહેશ્વરઃ ॥ ૪૯॥

ધૃતરાષ્ટ્રઃ સહ ભ્રાત્રા ગાન્ધાર્યા ચ સ્વભાર્યયા[1] ।
[2]દક્ષિણેન હિમવત ઋષીણામાશ્રમં ગતઃ ॥ ૫૦॥

સ્રોતોભિઃ સપ્તભિર્યા વૈ સ્વર્ધુની સપ્તધા વ્યધાત્[3] ।
સપ્તાનાં પ્રીતયે નાના સપ્તસ્રોતઃ[4] પ્રચક્ષતે ॥ ૫૧॥

સ્નાત્વાઽનુસવનં તસ્મિન્હુત્વા ચાગ્નીન્યથાવિધિ ।
અબ્ભક્ષ ઉપશાન્તાત્મા સ આસ્તે વિગતૈષણઃ ॥ ૫૨॥

જિતાસનો જિતશ્વાસઃ પ્રત્યાહૃતષડિન્દ્રિયઃ ।
હરિભાવનયા ધ્વસ્તરજઃસત્ત્વતમોમલઃ ॥ ૫૩॥

ખેંચે છે તેવી જ રીતે મનુષ્ય પણ વર્ણ, આશ્રમ વગેરે અનેક પ્રકારનાં નામોથી વેદરૂપી દોરડાથી બંધાઈને ઈશ્વરની જ આજ્ઞાનું અનુસરણ કરે છે. (૪૧) સંસારમાં રમનારની ઈચ્છાથી જ જેમ રમકડાંઓનો સંયોગ અને વિયોગ થાય છે તે જ રીતે મનુષ્યોનું મળવું અને છૂટા પડવું એ ભગવાનની જ ઈચ્છાથી થાય છે. (૪૨) તમે લોકોને જીવરૂપે નિત્ય માનો કે દેહરૂપ અનિત્ય, અથવા જડરૂપે અનિત્ય માનો કે ચેતનરૂપે નિત્ય, અથવા શુદ્ધબ્રહ્મરૂપમાં નિત્ય કે અનિત્ય કંઈ પણ ન માનો – કોઈ પણ અવસ્થામાં, મોહજન્ય આસક્તિ સિવાય તેઓ શોક કરવા યોગ્ય નથી. (૪૩) તેથી હે ધર્મરાજ! તે દીન-દુઃખી કાકા-કાકી અસહાય અવસ્થામાં મારા વિના કેમ રહેશે – આવી મનની અજ્ઞાનજન્ય વ્યાકુળતાને છોડી દો. (૪૪) આ પાંચભૌતિક શરીર કાળ, કર્મ અને ગુણોના વશમાં છે. અજગરના મોંમાં પડેલા મનુષ્યની જેમ આ પરાધીન શરીર બીજાઓનું રક્ષણ શું કરી શકે? (૪૫) હાથવાળાઓનો આહાર વગર-હાથવાળા, ચાર પગવાળાં પશુઓનો આહાર વગર-પગવાળાં (તૃણ વગેરે) અને એમાં પણ મોટા જીવોનો આહાર નાના જીવ છે. આ રીતે એક જીવ બીજા જીવના જીવનનું કારણ બની રહે છે. (૪૬) આ સમસ્ત રૂપોમાં જીવોની બહાર અને અંદર તે જ એક સ્વયંપ્રકાશ ભગવાન, કે જેઓ સમસ્ત આત્માઓના આત્મા છે – તેઓ માયા દ્વારા અનેક પ્રકારે પ્રગટ થતા રહે છે. તમે માત્ર તેમને જ જુઓ. (૪૭) હે મહારાજ! સમસ્ત પ્રાણીઓને જીવનદાન આપનારા તે જ ભગવાન આ સમયે આ પૃથ્વીતટ પર દેવદ્રોહીઓનો નાશ કરવા માટે કાળરૂપે અવતર્યા છે. (૪૮) હવે તેઓ દેવતાઓનું કામ પૂરું કરી ચૂક્યા છે; થોડુંક કામ બાકી છે, એ માટે જ તેઓ રોકાયેલા છે. જ્યાં સુધી તે પ્રભુ અહીં છે ત્યાં સુધી તમે લોકો પણ તેમની પ્રતીક્ષા કરતા રહો. (૪૯)

હે ધર્મરાજ! હિમાલયના દક્ષિણ ભાગમાં, કે જ્યાં સપ્તર્ષિઓની પ્રસન્નતા માટે ગંગાજીએ અલગ-અલગ સાત પ્રવાહોના રૂપમાં પોતાને સાત ભાગોમાં વિભક્ત કરી દીધી છે, જેને 'સપ્તસ્રોત' કહે છે, ત્યાં જ ઋષિઓના આશ્રમમાં ધૃતરાષ્ટ્ર પોતાની પત્ની ગાંધારી અને વિદુરની સાથે ગયા છે. (૫૦-૫૧) ત્યાં તેઓ ત્રિકાળસ્નાન અને વિધિપૂર્વક અગ્નિહોત્ર કરે છે. હવે તેમના ચિત્તમાં કોઈ પ્રકારની કામના નથી, તેઓ માત્ર પાણી પીને શાંતચિત્તે નિવાસ કરે છે. (૫૨) આસન જીતીને પ્રાણોને વશ કરીને તેમણે પોતાની છયે ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી લીધી છે. ભગવાનની ધારણાથી તેમના તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણના મળ નષ્ટ થઈ ચૂક્યા છે. (૫૩)

૧. પ્રા. પા. – સુભાર્યયા । ૨. પ્રા. પા. – દક્ષિણે હિમવત્પાર્શ્વે । ૩. પ્રા. પા. – સપ્તધાભવત્ । ૪. પ્રા. પા. – સપ્તસ્રોતાઃ ।

વિજ્ઞાનાત્મનિ સંયોજ્ય ક્ષેત્રજ્ઞે પ્રવિલાપ્ય તમ્ ।
બ્રહ્મણ્યાત્માનમાધારે ઘટામ્બરમિવામ્બરે ॥ ૫૪॥

ધ્વસ્તમાયાગુણોદર્કો નિરુદ્ધકરણાશયઃ ।
નિવર્તિતાખિલાહાર આસ્તે સ્થાણુરિવાચલઃ ।
તસ્યાન્તરાયો મૈવાભૂઃ સંન્યસ્તાખિલકર્મણઃ ॥ ૫૫॥

સ વા અદ્યતનાદ્ રાજન્ પરતઃ પઞ્ચમેઽહનિ ।
કલેવરં હાસ્યતિ સ્વં તચ્ચ ભસ્મીભવિષ્યતિ ॥ ૫૬॥

દહ્યમાનેઽગ્નિભિર્દેહે પત્યુઃ પત્ની સહોટજે ।
બહિઃ સ્થિતા પતિં સાધ્વી તમગ્નિમનુ વેક્ષ્યતિ ॥ ૫૭॥

વિદુરસ્તુ તદાશ્ચર્યં નિશામ્ય કુરુનન્દન ।
હર્ષશોકયુતસ્તસ્માદ્ ગન્તા તીર્થનિષેવકઃ ॥ ૫૮॥

ઇત્યુક્ત્વાથારુહત્[1] સ્વર્ગં નારદઃ સહતુમ્બુરુઃ ।
યુધિષ્ઠિરો વચસ્તસ્ય હૃદિ કૃત્વાઽજહાચ્છુચઃ ॥ ૫૯॥

તેમણે અહંકારને બુદ્ધિ સાથે જોડીને તેને ક્ષેત્રજ્ઞ-આત્મામાં લીન કરીને તેને પણ મહાકાશમાં ઘટાકાશની જેમ સર્વ-અધિષ્ઠાન બ્રહ્મમાં એક કરી દીધો છે. તેમણે પોતાની સમસ્ત ઇન્દ્રિયો અને મનને નિરુદ્ધ કરીને સમસ્ત વિષયોને બહારથી જ પાછા વાળ્યા છે અને માયાના ગુણોથી થનારાં પરિણામોને સર્વથા ટાળી દીધાં છે. સમસ્ત કર્મોનો સંન્યાસ કરીને તેઓ આ સમયે ઠૂંઠાની જેમ સ્થિર થઈને બેઠેલા છે. તેથી તમે તેમના માર્ગમાં વિઘ્નરૂપ ન બનશો.* (૫૪-૫૫) હે ધર્મરાજ! આજથી પાંચમા દિવસે તેઓ દેહત્યાગ કરશે અને તે શરીર બળીને ભસ્મ થઈ જશે. (૫૬) ગાર્હપત્ય વગેરે અગ્નિઓ વડે પર્ણકુટીની સાથે પોતાના પતિના મૃતદેહને બળતો જોઈને બહાર ઊભેલી સાધ્વી ગાંધારી પણ પતિનું અનુગમન કરતી તે અગ્નિમાં પ્રવેશ કરશે. (૫૭) હે ધર્મરાજ! વિદુરજી પોતાના ભાઈનો આશ્ચર્યમય મોક્ષ જોઈને હર્ષિત થતા અને વિયોગ જોઈને દુઃખી થતા ત્યાંથી તીર્થોનું સેવન કરવા ચાલી નીકળશે.' (૫૮)

દેવર્ષિ નારદે આમ કહીને તુમ્બુરુ સાથે સ્વર્ગ પ્રતિ પ્રયાણ કર્યું. ધર્મરાજ યુધિષ્ઠિરે તેમના ઉપદેશોને હૃદયમાં ધારણ કર્યા અને શોકનો ત્યાગ કર્યો. (૫૯)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે નૈમિષીયોપાખ્યાને ત્રયોદશોઽધ્યાયઃ[2] ॥ ૧૩॥

પહેલા સ્કંધ-અંતર્ગત નૈમિષીયોપાખ્યાનનો તેરમો અધ્યાય સમાપ્ત.

==★==

# ચૌદમો અધ્યાય

## અપશુકન જોઈને મહારાજ યુધિષ્ઠિરને શંકા થવી અને અર્જુનનું દ્વારકાથી પાછા ફરવું

*સૂત ઉવાચ*

સમ્પ્રસ્થિતે દ્વારકાયાં જિષ્ણૌ બન્ધુદિદૃક્ષયા ।
[3]જ્ઞાતું ચ પુણ્યશ્લોકસ્ય કૃષ્ણસ્ય ચ વિચેષ્ટિતમ્ ॥ ૧॥

વ્યતીતાઃ કતિચિન્માસાસ્તદા નાયાત્તતોઽર્જુનઃ[4] ।
દદર્શ ઘોરરૂપાણિ નિમિત્તાનિ કુરૂદ્વહઃ[5] ॥ ૨॥

કાલસ્ય ચ ગતિં રૌદ્રાં વિપર્યસ્તર્તુધર્મિણઃ[6] ।
પાપીયસીં નૃણાં વાર્તાં ક્રોધલોભાનૃતાત્મનામ્ ॥ ૩॥

**સૂતજી કહે છે** — સ્વજનોને મળવા અને પુણ્યશ્લોક ભગવાન શ્રીકૃષ્ણ હવે શું કરવા ઇચ્છે છે એ જાણવા માટે અર્જુન દ્વારકા ગયા હતા. (૧) કેટલાક મહિના વીતવા છતાં પણ અર્જુન ત્યાંથી વળીને પાછા આવ્યા નહીં. ધર્મરાજ યુધિષ્ઠિરને ઘણા ભયંકર અપશુકન દેખાવા લાગ્યા. (૨) તેમણે જોયું, કાળની ગતિ ઘણી વિકટ થઈ ગઈ છે. જે સમયે જે ઋતુ હોવી જોઈએ તે સમયે તે હોતી નથી; અને તેનાં કાર્યો પણ ઊલટાં જ થાય છે. લોકો ઘણા ક્રોધી, લોભી અને અસત્યપરાયણ થઈ ગયા છે. પોતાના જીવનનિર્વાહ માટે લોકો પાપપૂર્ણ વ્યવહાર કરવા લાગ્યા છે. (૩)

---

૧. પ્રા. પા. — ઇત્યુક્ત્વા ચારુહત્ । ૨. પ્રાચીન પ્રતમાં આની પહેલાં 'પારિક્ષિતે' એટલો વધુ પાઠ છે. ૩. પ્રા. પા. — જ્ઞાતું માયામનુષ્યસ્ય વાસુદેવસ્ય ચેષ્ટિતમ્ । ૪. પ્રા. પા. — પાણ્ડુસુતો નૃપઃ । ૫. પ્રા. પા. — ભૃગૂદ્વહ । ૬. પ્રા. પા. — ધર્મણઃ ।

* દેવર્ષિ નારદજી ત્રિકાળદર્શી છે. તેઓ ધૃતરાષ્ટ્રના ભવિષ્ય-જીવનને વર્તમાનની જેમ પ્રત્યક્ષ જોતા રહીને તે જ રૂપમાં વર્ણવે છે. ધૃતરાષ્ટ્ર ગઈ રાત્રે જ હસ્તિનાપુરથી ગયા છે, તેથી આ વર્ણન ભવિષ્યનું જ સમજવું જોઈએ.

**જિહ્મપ્રાયં વ્યવહૃતં શાઠ્યમિશ્રં ચ સૌહૃદમ્ ।**
**પિતૃમાતૃસુહૃદ્‌ભ્રાતૃદમ્પતીનાં ચ કલ્કનમ્ ॥ ૪॥**

**નિમિત્તાન્યત્યરિષ્ટાનિ કાલે ત્વનુગતે નૃણામ્ ।**
**લોભાદ્યધર્મપ્રકૃતિં દૃષ્ટ્વોવાચાનુજં નૃપઃ ॥ ૫॥**

*યુધિષ્ઠિર ઉવાચ*

**સમ્પ્રેષિતો દ્વારકાયાં જિષ્ણુર્બન્ધુદિદૃક્ષયા ।**
**જ્ઞાતું ચ પુણ્યશ્લોકસ્ય કૃષ્ણસ્ય ચ વિચેષ્ટિતમ્ ॥ ૬॥**

**ગતાઃ સપ્તાધુના માસા ભીમસેન તવાનુજઃ ।**
**નાયાતિ કસ્ય વા હેતોર્નાહં વેદેદમઞ્જસા ॥ ૭॥**

**અપિ દેવર્ષિણાઽઽદિષ્ટઃ સ કાલોઽયમુપસ્થિતઃ ।**
**યદાઽઽત્મનોઽઙ્ગમાક્રીડં ભગવાનુત્સિસૃક્ષતિ ॥ ૮॥**

**યસ્માન્નઃ સમ્પદો રાજ્યં દારાઃ પ્રાણાઃ કુલં પ્રજાઃ ।**
**આસન્ સપત્નવિજયો લોકાશ્ચ યદનુગ્રહાત્ ॥ ૯॥**

**પશ્યોત્પાતાન્નરવ્યાઘ્ર દિવ્યાન્ ભૌમાન્ સદૈહિકાન્ ।**
**[૧]દારુણાન્ શંસતોઽદૂરાદ્ભયં નો[૨] બુદ્ધિમોહનમ્ ॥ ૧૦॥**

**ઊર્વક્ષિબાહવો મહ્યં સ્ફુરન્ત્યઙ્ગ પુનઃ પુનઃ ।**
**વેપથુશ્ચાપિ હૃદયે આરાદાસ્યન્તિ વિપ્રિયમ્ ॥ ૧૧॥**

**શિવૈષોદ્યન્તમાદિત્યમભિરૌત્યનલાનના[૩] ।**
**મામઙ્ગ[૪] સારમેયોઽયમભિરેભત્યભીરુવત્[૫] ॥ ૧૨॥**

**શસ્તાઃ કુર્વન્તિ માં સવ્યં દક્ષિણં પશવોઽપરે ।**
**વાહાંશ્ચ પુરુષવ્યાઘ્ર લક્ષયે રુદતો મમ ॥ ૧૩॥**

**મૃત્યુદૂતઃ કપોતોઽયમુલૂકઃ કમ્પયન્ મનઃ ।**
**પ્રત્યુલૂકશ્ચ [૬]કુહ્વાનૈરનિદ્રૌ શૂન્યમિચ્છતઃ ॥ ૧૪॥**

**ધૂમ્રા દિશઃ[૭] પરિધયઃ કમ્પતે ભૂઃ સહાદ્રિભિઃ ।**
**નિર્ઘાતશ્ચ[૮] મહાંસ્તાત સાકં ચ સ્તનયિત્નુભિઃ ॥ ૧૫॥**

બધો વ્યવહાર કપટથી ભરેલો હોય છે; ત્યાં સુધી કે મિત્રતામાં પણ છળ ભરેલું રહે છે; માતાપિતા, સગાંસંબંધી, ભાઈ-ભાઈ અને પતિપત્નીમાં પણ કંકાસ રહેવા લાગ્યો છે. (૪) કળિકાળના આવી જવાથી લોકોનો સ્વભાવ લોભ, દંભ વગેરે અધર્મોથી અભિભૂત થઈ ગયો છે અને પ્રકૃતિમાં પણ અત્યંત ઉત્પાતસૂચક અપશુકન થવા લાગ્યા છે. આ બધું જોઈને યુધિષ્ઠિરે પોતાના નાનાભાઈ ભીમસેનને કહ્યું. (૫)

**યુધિષ્ઠિરે કહ્યું** – હે ભીમસેન! અર્જુનને અમે દ્વારકા એટલા માટે મોકલ્યો હતો કે તે ત્યાં જઈને, પુણ્યશ્લોક ભગવાન શ્રીકૃષ્ણ શું કરી રહ્યા છે એના ખબર લેતો આવે અને સંબંધીઓને મળી પણ આવે. (૬) ત્યારથી સાત મહિના વીતી ગયા, પણ તારો અનુજ હજી સુધી પાછો આવ્યો નથી. હું ખરેખર એ સમજી શકતો નથી કે તેના પાછા નહિ આવવાનું શું કારણ છે. (૭) દેવર્ષિ નારદે બતાવેલો તે સમય તો કદાચ નથી આવી પહોંચ્યો ને કે જે સમયે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના લીલા-વિગ્રહનું સંવરણ કરવા ઇચ્છે છે? (૮) એ જ ભગવાનની કૃપાથી આપણને આ સંપત્તિ, રાજ્ય, પત્ની, પ્રાણ, કુળ, સંતાન, શત્રુઓ પર વિજય અને સ્વર્ગ વગેરે લોકોનો અધિકાર પ્રાપ્ત થયાં છે. (૯) હે ભીમસેન! તું તો મનુષ્યોમાં વ્યાઘ્ર (સિંહ) જેવો બળવાન છે. જો તો ખરો, આકાશમાં ઉલ્કાપાત વગેરે, પૃથ્વીમાં ભૂકંપ વગેરે અને શરીરમાં રોગ વગેરે કેટલા ભયંકર અપશુકન થઈ રહ્યાં છે! આ બધાથી એ વાતનું સૂચન થાય છે કે સત્વરે આપણી બુદ્ધિને મોહમાં નાખનારો કોઈ ઉત્પાત થનારો છે. (૧૦) વહાલા ભીમસેન! મારી ડાબી જાંઘ, આંખ અને ભુજા વારંવાર ફરકી રહ્યાં છે. હૃદય જોરથી ધબકી રહ્યું છે. અવશ્ય બહુ જલદી કોઈ અનિષ્ટ થનારું છે. (૧૧) જો, આ શિયાળવી ઉદય પામતા સૂર્ય સામે મુખ કરીને રડી રહી છે. અરે, તેના મોંમાંથી તો આગ પણ નીકળી રહી છે! આ કૂતરો સાવ નિર્ભય જેવો થઈને મારી સામું જોઈને ભસી રહ્યો છે! (૧૨) હે ભીમસેન! ગાય વગેરે સારાં પશુ મને ડાબે રાખીને જાય છે અને ગધેડાં વગેરે ભૂંડાં પશુ મને પોતાની જમણી બાજુએ રાખે છે. મારા ઘોડા વગેરે વાહનપશુ મને રડતાં દેખાય છે. (૧૩) મૃત્યુનાં દૂત આ ચીબરી, ઘુવડ અને એનો વિરોધી કાગડો રાત્રે કર્ણ-કઠોર શબ્દોમાં મારા મનને કંપાવતાં રહીને વિશ્વને સૂનું કરી દેવા ઇચ્છે છે. (૧૪) દિશાઓ ધૂંધળી થઈ ગઈ છે, સૂર્ય અને ચંદ્રમાની

૧. પ્રા. પા. – ઘોરમાશંસતો । ૨. પ્રા. પા. – મે । ૩. પ્રા. પા. – ૦મરુણમભિ૦ । ૪. પ્રા. પા. – મમાગ્રે । ૫. પ્રા. પા. – ૦ભીત૦ । ૬. પ્રા. પા. – કુહાનો રૌદ્રોઽસૌ શૂન્યમિચ્છતિ । ૭. પ્રા. પા. – દીપ્તાઃ । ૮. પ્રા. પા. – ૦નિર્ઘાતઃ સુમહાં૦ ।

વાયુર્વાતિ ખરસ્પર્શો રજસા વિસૃજંસ્તમઃ ।
અસૃગ્ વર્ષન્તિ જલદા બીભત્સમિવ સર્વતઃ ॥ ૧૬॥

સૂર્યં હતપ્રભં પશ્ય ગ્રહમર્દં મિથો દિવિ ।
સસઙ્કુલૈર્ભૂતગણૈર્જ્વલિતે ઇવ રોદસી ॥ ૧૭॥

નદ્યો નદાશ્ચ ક્ષુભિતાઃ સરાંસિ ચ મનાંસિ ચ ।
ન જ્વલત્યગ્નિરાજ્યેન કાલોઽયં કિં વિધાસ્યતિ ॥ ૧૮॥

ન પિબન્તિ સ્તનં વત્સા ન દુહ્યન્તિ ચ માતરઃ ।
રુદન્ત્યશ્રુમુખા ગાવો ન હૃષ્યન્ત્યૃષભા વ્રજે ॥ ૧૯॥

દૈવતાનિ રુદન્તીવ સ્વિદ્યન્તિ હ્યુચ્ચલન્તિ ચ ।
ઇમે જનપદા ગ્રામાઃ પુરોદ્યાનાકરાશ્રમાઃ ।
ભ્રષ્ટશ્રિયો નિરાનન્દાઃ કિમઘં દર્શયન્તિ નઃ ॥ ૨૦॥

મન્ય એતૈર્મહોત્પાતૈર્નૂનં ભગવતઃ પદૈઃ ।
અનન્યપુરુષશ્રીભિર્હીના ભૂર્હતસૌભગા ॥ ૨૧॥

ઇતિ ચિન્તયતસ્તસ્ય દૃષ્ટારિષ્ટેન ચેતસા ।
રાજ્ઞઃ પ્રત્યાગમદ્ બ્રહ્મન્ યદુપુર્યાઃ કપિધ્વજઃ ॥ ૨૨॥

તં પાદયોર્નિપતિતમયથાપૂર્વમાતુરમ્ ।
અધોવદનમબ્બિન્દૂન્ સૃજન્તં નયનાબ્જયોઃ ॥ ૨૩॥

વિલોક્યોદ્વિગ્નહૃદયો વિચ્છાયમનુજં નૃપઃ ।
પૃચ્છતિ સ્મ સુહૃન્મધ્યે સંસ્મરન્નારદેરિતમ્ ॥ ૨૪॥

*યુધિષ્ઠિર ઉવાચ*

કચ્ચિદાનર્તપુર્યાં નઃ સ્વજનાઃ સુખમાસતે ।
મધુભોજદશાર્હાર્હસાત્વતાન્ધકવૃષ્ણયઃ[1] ॥ ૨૫॥

શૂરો માતામહઃ કચ્ચિત્સ્વસ્ત્યાસ્તે વાથ મારિષઃ ।
માતુલઃ સાનુજઃ કચ્ચિત્કુશલ્યાનકદુન્દુભિઃ ॥ ૨૬॥

સપ્ત સ્વસારસ્તત્પત્ન્યો માતુલાન્યઃ સહાત્મજાઃ ।
આસતે સસ્નુષાઃ ક્ષેમં દેવકીપ્રમુખાઃ સ્વયમ્ ॥ ૨૭॥

ચારે બાજુ વારંવાર કુંડાળાં રચાય છે. પહાડો સમેત પૃથ્વી કંપી ઊઠે છે, વાદળાં ભારે જોર-શોરથી ગરજે છે અને જ્યાં ને ત્યાં વીજળી પણ પડતી જ રહે છે. (૧૫) શરીરને છેદનારી અને ધૂળના વરસાદથી અંધકાર ફેલાવતી આંધી ઊઠવા લાગી છે. વાદળાં ઘણું ભયાવહ દૃશ્ય ખડું કરીને બધી બાજુએ રક્ત વરસાવે છે. (૧૬) જો, સૂર્યનું તેજ ઝાંખું પડી ગયું છે. આકાશમાં ગ્રહો પરસ્પર ટકરાતા રહે છે. ભૂતોની ગીચ ભીડમાં પૃથ્વી અને અંતરિક્ષમાં જાણે આગ લાગી છે. (૧૭) નદી, નદ, તળાવ અને લોકોનાં મન ક્ષુબ્ધ થઈ રહ્યાં છે. ઘીથી અગ્નિ પેટાતો નથી. આ ભયંકર કાળ કોણ જાણે શું કરશે? (૧૮) વાછરડાં દૂધ પીતાં નથી, ગાયો દોહવા દેતી નથી, ગૌશાળામાં ગાયો આંસુ વહાવી-વહાવીને રડી રહી છે. બળદ પણ ઉદાસ થઈ રહ્યા છે. (૧૯) દેવતાઓની મૂર્તિઓ જાણે કે રડી રહી છે, એમનામાંથી પરસેવો ચૂવા લાગે છે અને તેઓ હાલે-ડોલે પણ છે. ભાઈ! આ દેશ, ગામ, શહેર, બગીચા, ખાણો અને આશ્રમો શ્રી-હીન અને આનંદરહિત થઈ ગયાં છે. ખબર નહીં, એ અમારા કયા દુઃખનો સંકેત આપી રહ્યાં છે. (૨૦) આ મોટા મોટા ઉત્પાતો જોઈને હું તો એવું સમજું છું કે નિશ્ચિતપણે આ ભાગ્યહીન ભૂમિ ભગવાનનાં તે ધજા, વજ્ર, અંકુશ વગેરે વિલક્ષણ ચિહ્નોવાળા ચરણકમળોથી રહિત થઈ ગઈ છે. (૨૧) હે શૌનકજી! રાજા યુધિષ્ઠિર આ ભયંકર ઉત્પાતોને જોઈને મનોમન ચિંતિત થઈ રહ્યા હતા ત્યારે જ અર્જુન દ્વારકાથી પાછા અહીં આવ્યા. (૨૨) યુધિષ્ઠિરે જોયું, અર્જુન એટલા દુઃખી થઈ રહ્યા છે કે જેટલા દુઃખી પહેલાં ક્યારેય જોવામાં આવ્યા ન હતા. મોં પડી ગયેલું છે, કમળ જેવાં નેત્રોમાંથી આંસુ વહી રહ્યાં છે અને શરીરમાં બિલકુલ કાન્તિ નથી. તેમને આવા રૂપમાં પોતાનાં ચરણોમાં પડેલા જોઈને યુધિષ્ઠિર ગભરાઈ ગયા. દેવર્ષિ નારદની વાતો યાદ કરીને તેમણે સુહૃદોની સામે જ અર્જુનને પૂછ્યું. (૨૩-૨૪)

**યુધિષ્ઠિરે કહ્યું** – 'ભાઈ! દ્વારકાપુરીમાં આપણા સ્વજનો-સંબંધીઓ મધુ, ભોજ, દશાર્હ, આર્હ, સાત્વત, અંધક અને વૃષ્ણીવંશી યાદવો કુશળ તો છે ને? (૨૫) આપણા માનનીય નાનાજી શૂરસેનજી પ્રસન્ન છે ને? પોતાના નાનાભાઈ સહિત મામા વસુદેવજી તો કુશળ છે ને? (૨૬) તેમની પત્નીઓ દેવકી વગેરે સાતે બહેનો – આપણી મામીઓ – પોતાના પુત્રો અને વહુઓ સમેત આનંદમાં તો છે ને? (૨૭)

૧. પ્રા. પા. – ૦દશાર્હાસ્તે કુકુરાન્ધક૦ ।

કચ્ચિદ્રાજાઽઽહુકો જીવત્યસત્પુત્રોઽસ્ય ચાનુજઃ ।
હ્દીકઃ સસુતોઽક્રૂરો જયન્તગદસારણાઃ ॥ ૨૮॥

આસતે કુશલં કચ્ચિદ્યે ચ શત્રુજિદાદયઃ ।
કચ્ચિદાસ્તે સુખં રામો ભગવાન્ સાત્વતાં પ્રભુઃ ॥ ૨૯॥

પ્રદ્યુમ્નઃ સર્વવૃષ્ણીનાં સુખમાસ્તે મહારથઃ ।
ગમ્ભીરરયોઽનિરુદ્ધો વર્ધતે ભગવાનુત ॥ ૩૦॥

સુષેણશ્ચારુદેષ્ણશ્ચ સામ્બો જામ્બવતીસુતઃ ।
અન્યે ચ કાર્ષ્ણિપ્રવરાઃ સપુત્રા ઋષભાદયઃ ॥ ૩૧॥

તથૈવાનુચરાઃ શૌરેઃ શ્રુતદેવોદ્ધવાદયઃ ।
સુનન્દનન્દશીર્ષણ્યા યે ચાન્યે સાત્વતર્ષભાઃ ॥ ૩૨॥

અપિ સ્વસ્ત્યાસતે સર્વે રામકૃષ્ણભુજાશ્રયાઃ ।
અપિ સ્મરન્તિ કુશલમસ્માકં બદ્ધસૌહૃદાઃ ॥ ૩૩॥

ભગવાનપિ ગોવિન્દો બ્રહ્મણ્યો ભક્તવત્સલઃ ।
કચ્ચિત્પુરે સુધર્માયાં સુખમાસ્તે સુહૃદ્વૃતઃ ॥ ૩૪॥

મઙ્ગલાય ચ[1] લોકાનાં ક્ષેમાય ચ ભવાય ચ ।
આસ્તે યદુકુલામ્ભોધાવાદ્યોઽનન્તસખઃ પુમાન્ ॥ ૩૫॥

યદ્બાહુદણ્ડગુપ્તાયાં[2] સ્વપુર્યાં યદવોઽર્ચિતાઃ[3] ।
ક્રીડન્તિ પરમાનન્દં મહાપૌરુષિકા ઇવ ॥ ૩૬॥

યત્પાદશુશ્રૂષણમુખ્યકર્મણા
સત્યાદયો દ્વ્યષ્ટસહસ્રયોષિતઃ ।
નિર્જિત્ય સઙ્ખ્યે ત્રિદશાંસ્તદાશિષો
હરન્તિ વજ્રાયુધવલ્લભોચિતાઃ ॥ ૩૭॥

યદ્બાહુદણ્ડાભ્યુદયાનુજીવિનો
યદુપ્રવીરા હ્યકુતોભયા મુહુઃ ।
અધિક્રમન્ત્યઙ્ઘ્રિભિરાહૃતાં બલાત્
સભાં સુધર્માં સુરસત્તમોચિતામ્ ॥ ૩૮॥

કચ્ચિત્તેઽનામયં તાત ભ્રષ્ટતેજા વિભાસિ મે ।
અલબ્ધમાનોઽવજ્ઞાતઃ કિં વા તાત ચિરોષિતઃ ॥ ૩૯॥

કચ્ચિન્નાભિહતોઽભાવૈઃ શબ્દાદિભિરમઙ્ગલૈઃ ।
ન દત્તમુક્તમર્થિભ્ય આશયા યત્પ્રતિશ્રુતમ્ ॥ ૪૦॥

જેમનો પુત્ર કંસ ઘણો જ દુષ્ટ હતો તે રાજા ઉગ્રસેન પોતાના નાનાભાઈ દેવક સાથે જીવતા તો છે ને? હ્દીક, તેમના પુત્રો કૃતવર્મા, અક્રૂર, જયન્ત, ગદ, સારણ તથા શત્રુજિત વગેરે યાદવ-વીરો સકુશળ તો છે ને? યાદવોના પ્રભુ બળરામજી તો આનંદમાં છે ને? (૨૮-૨૯) વૃષ્ણીવંશના સર્વશ્રેષ્ઠ મહારથી પ્રદ્યુમ્ન સુખમાં તો છે ને? યુદ્ધમાં ભારે સ્ફૂર્તિ બતાવનારા ભગવાન અનિરુદ્ધ આનંદમાં છે ને? (૩૦) સુષેણ, ચારુદેષ્ણ, જાંબવતીનંદન સામ્બ અને પોતાના પુત્રો સહિત ઋષભ વગેરે તથા ભગવાન શ્રીકૃષ્ણના અન્ય સર્વ પુત્રો પણ પ્રસન્ન તો છે ને? (૩૧) ભગવાન શ્રીકૃષ્ણના સેવક શ્રુતદેવ, ઉદ્ધવ વગેરે અને બીજા સુનંદ-નંદ વગેરે મુખ્ય યદુવંશીઓ, કે જેઓ ભગવાન શ્રીકૃષ્ણ અને બળરામના બાહુબળથી સુરક્ષિત છે તે બધા જ સકુશળ છે ને? અમને અત્યંત પ્રેમ કરનારા તે લોકો ક્યારેક અમારા કુશળ-મંગળ તો પૂછે છે ને? (૩૨-૩૩)

ભક્તવત્સલ બ્રાહ્મણભક્ત ભગવાન શ્રીકૃષ્ણ પોતાના સ્વજનો સહિત દ્વારકાની સુધર્મા-સભામાં સુખપૂર્વક વિરાજે છે ને? (૩૪) તે આદિપુરુષ બળરામજીની સાથે સંસારના પરમ મંગળ, પરમ કલ્યાણ અને ઉન્નતિ માટે યદુવંશરૂપી ક્ષીરસાગરમાં વિરાજમાન છે. તેમના જ બાહુબળથી સુરક્ષિત દ્વારકાપુરીમાં યદુવંશી લોકો સમગ્ર સંસાર વડે સમ્માનિત થઈને ખૂબ જ આનંદથી વિષ્ણુ ભગવાનના પાર્ષદોની જેમ વિહાર કરી રહ્યા છે. (૩૫-૩૬) સત્યભામા વગેરે સોળ હજાર રાણીઓ મુખ્યત્વે તેમનાં ચરણકમળોની સેવામાં જ રત રહીને, તેમના વડે યુદ્ધમાં ઇન્દ્ર વગેરે દેવતાઓને પણ હરાવીને ઇન્દ્રાણીના ભોગને યોગ્ય તથા એમની જ અભીષ્ટ પારિજાત વગેરે વસ્તુઓનો ઉપભોગ કરે છે. (૩૭) શ્રીકૃષ્ણના બાહુદંડના પ્રભાવથી સુરક્ષિત રહીને યદુવંશી વીર નિર્ભય રહે છે અને બળપૂર્વક લવાયેલી મોટા મોટા દેવતાઓને બેસવા યોગ્ય સુધર્માસભાને પોતાનાં ચરણોથી આક્રાન્ત કરે છે. (૩૮)

ભાઈ અર્જુન! એ પણ બતાવ કે તું પોતે તો કુશળ છે ને? મને તું તેજહીન જેવો ભાસે છે. ત્યાં તું ઘણા દીર્ઘકાળ સુધી રહ્યો, શું તારા સમ્માનમાં તો કોઈ કમી ન હતી ને? કોઈએ તારી અવજ્ઞા તો નહોતી કરીને? (૩૯) ક્યાંક કોઈએ દુર્ભાવપૂર્ણ અમંગળ શબ્દો વગેરેથી તારું મન તો નથી દુભાવ્યું ને? અથવા આશાપૂર્વક તારી પાસે આવેલા કોઈ યાચકોને તેમની માગેલી વસ્તુ આપવાની કે જાતે જ કંઈ આપવાની પ્રતિજ્ઞા કરવા છતાં

૧. પ્રા. પા. – હિ । ૨. પ્રા. પા. – ૦દણ્ડેર્ગુ૦ । ૩. પ્રા. પા. – યદવોઽર્જિતાઃ ।

કચ્ચિત્ત્વં[1] બ્રાહ્મણં બાલં ગાં વૃદ્ધં રોગિણં સ્ત્રિયમ્ ।
શરણોપસૃતં[2] સત્ત્વં નાત્યાક્ષીઃ શરણપ્રદઃ ॥ ૪૧॥

કચ્ચિત્ત્વં નાગમોઽગમ્યાં ગમ્યાં વાઽસત્કૃતાં સ્ત્રિયમ્ ।
પરાજિતો વાથ ભવાન્નોત્તમૈર્નાસમૈઃ પથિ ॥ ૪૨॥

અપિ સ્વિત્પર્યભુઙ્ક્થાસ્ત્વં સમ્ભોજ્યાન્ વૃદ્ધબાલકાન્[3] ।
જુગુપ્સિતં કર્મ કિઞ્ચિત્કૃતવાન્ન[4] યદક્ષમમ્ ॥ ૪૩॥

કચ્ચિત્ પ્રેષ્ઠતમેનાથ હૃદયેનાત્મબન્ધુના ।
શૂન્યોઽસ્મિ રહિતો નિત્યં મન્યસે તેઽન્યથા ન રુક્ ॥ ૪૪॥

પણ તું આપી શક્યો ન હોય એવું તો નથી (બન્યું) ને? (૪૦) તું હંમેશાં શરણાગતોનું રક્ષણ કરતો રહ્યો છે; ક્યાંક કોઈ બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, અબળા કે અન્ય કોઈ પ્રાણી કે જે તારે શરણે આવ્યું હોય તેનો તેં ત્યાગ તો નથી કર્યો ને? (૪૧) ક્યાંક તેં અગમ્ય સ્ત્રી સાથે સમાગમ તો નથી કર્યો ને? અથવા ગમન કરવા યોગ્ય સ્ત્રી સાથે અસત્કારપૂર્વક વ્યવહાર તો નથી કર્યો ને? ક્યાંક માર્ગમાં પોતાનાથી નાના કે બરાબરીવાળાથી પરાજિત તો નથી થયો ને? (૪૨) અથવા ભોજન કરાવવા યોગ્ય બાળકો અને વૃદ્ધોને (ભૂખ્યાં) રાખીને તેં એકલાએ તો ભોજન નથી કર્યું ને? મને વિશ્વાસ છે કે તેં એવું કોઈ નિંદ્ય કાર્ય તો નહીં જ કર્યું હોય, જે તારે કરવા યોગ્ય ન હોય. (૪૩) હોય ન હોય, તું પોતાના પરમપ્રિયતમ અભિન્ન-હૃદય પરમ સુહૃદ્ ભગવાન શ્રીકૃષ્ણ વિનાનો થઈ ગયો છે. તે સિવાય અન્ય કોઈ કારણ હોઈ શકે નહીં કે જેથી તને આટલી માનસિક પીડા થાય. (૪૪)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે [5]યુધિષ્ઠિરવિતર્કો નામ ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥**

**પહેલા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિરવિતર્ક નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.**

═★═

# પંદરમો અધ્યાય

**શ્રીકૃષ્ણના વિરહથી વ્યથિત પાંડવોનું પરીક્ષિતને રાજ્ય સોંપીને સ્વર્ગે સિધાવવું**

*સૂત ઉવાચ*

એવં કૃષ્ણસખઃ કૃષ્ણો ભ્રાત્રા રાજ્ઞાઽઽવિકલ્પિતઃ ।
[6]નાનાશઙ્કાસ્પદં રૂપં કૃષ્ણવિશ્લેષકર્શિતઃ ॥ ૧॥

શોકેન શુષ્યદ્વદનહૃત્સરોજો હતપ્રભઃ ।
વિભું તમેવાનુધ્યાયન્નાશક્નોત્પ્રતિભાષિતુમ્ ॥ ૨॥

કૃચ્છ્રેણ સંસ્તભ્ય શુચઃ પાણિનાઽઽમૃજ્ય નેત્રયોઃ ।
પરોક્ષેણ [7]સમુન્નદ્ધપ્રણયૌત્કણ્ઠ્યકાતરઃ ॥ ૩॥

સખ્યં મૈત્રીં સૌહૃદં ચ સારથ્યાદિષુ સંસ્મરન્ ।
નૃપમગ્રજમિત્યાહ બાષ્પગદ્ગદયા ગિરા ॥ ૪॥

**સૂતજી કહે છે** – ભગવાન શ્રીકૃષ્ણના પ્રિય સખા અર્જુન એક તો પહેલેથી જ શ્રીકૃષ્ણના વિરહથી કૃશ થયેલા હતા; વળી રાજા યુધિષ્ઠિરે તેમની વિષાદગ્રસ્ત મુદ્રા જોઈને એ અંગે ઘણા પ્રકારની આશંકાઓ કરતાં અનેક પ્રશ્નો પૂછ્યા. (૧) શોકને લીધે અર્જુનનું મુખ અને હૃદયકમળ શોષાઈ ગયાં હતાં, ચહેરો ફિક્કો પડી ગયો હતો. તેઓ ભગવાન શ્રીકૃષ્ણના ધ્યાનમાં એવા ડૂબેલા હતા કે મોટાભાઈના પ્રશ્નોના ઉત્તર આપી શક્યા નહીં. (૨) શ્રીકૃષ્ણની આંખોથી અળગા થઈ જવાને કારણે વધેલી પ્રેમજન્ય ઉત્કંઠાથી તે વ્યાકુળ થઈ ગયા હતા. રથ હાંકવો, ફરવા જવું વગેરે સમયે ભગવાને તેમની સાથે મિત્રતા, અભિન્નહૃદયતા અને પ્રેમપૂર્ણ જે વ્યવહાર કર્યા હતા તેનું સતત સ્મરણ થઈ રહ્યું હતું. મહામુશ્કેલીથી તેમણે પોતાનો શોકાવેગ ખાળ્યો, હાથથી આંખોનાં આંસુ લૂછ્યાં અને પછી રૂંધાયેલા કંઠે મોટાભાઈ યુધિષ્ઠિરને કહ્યું. (૩-૪)

૧. પ્રા. પા. – રુદન્તં । ૨. પ્રા. પા. – શરણ્યો૦ । ૩. પ્રા. પા. – બાલવૃદ્ધકાન્; એ પછી પ્રાચીન પ્રતમાં આ શ્લોકાર્ધ વધારે છે – 'ઉપેક્ષ્યાતિથિભૃત્યાંશ્ચ ગર્ભિણ્યાતુરકન્યકાઃ ।' ૪. પ્રા. પા. – કૃતં વા યદ્ । ૫. પ્રા. પા. – પારીક્ષિતોપાખ્યાને યુધિષ્ઠિરારિષ્ટદર્શનં ચતુ૦ । ૬. પ્રા. પા. – ન શશાકાસ્ય ગદિતુમ્ । ૭. પ્રા. પા. – સુસંનદ્ધ૦ ।

અર્જુન ઉવાચ[૧]

વઞ્ચિતોઽહં મહારાજ હરિણા બન્ધુરૂપિણા ।
યેન મેઽપહૃતં તેજો દેવવિસ્માપનં મહત્ ॥ ૫॥

યસ્ય ક્ષણવિયોગેન લોકો હ્યપ્રિયદર્શનઃ ।
ઉક્થેન રહિતો હ્યેષ મૃતકઃ પ્રોચ્યતે યથા ॥ ૬॥

યત્સંશ્રયાદ્ દ્રુપદગેહમુપાગતાનાં
રાજ્ઞાં સ્વયંવરમુખે સ્મરદુર્મદાનામ્ ।
તેજો હૃતં ખલુ મયાઽભિહતશ્ચ મત્સ્યઃ
સજ્જીકૃતેન ધનુષાઽધિગતા[૨] ચ કૃષ્ણા ॥ ૭॥

યત્સંનિધાવહમુ ખાણ્ડવમગ્નયેઽદા-
મિન્દ્રં ચ સામરગણં તરસા વિજિત્ય ।
લબ્ધા સભા મયકૃતાદ્ભુતશિલ્પમાયા
દિગ્ભ્યોઽહરન્નૃપતયો બલિમધ્વરે તે ॥ ૮॥

[૩]યત્તેજસા નૃપશિરોઽઙ્ઘ્રિમહન્મખાર્થે
આર્યોઽનુજસ્તવ ગજાયુતસત્ત્વવીર્યઃ ।
તેનાહૃતાઃ પ્રમથનાથમખાય ભૂપા
યન્મોચિતાસ્તદનયન્ બલિમધ્વરે તે ॥ ૯॥

પત્ન્યાસ્તવાધિમખક્લૃપ્તમહાભિષેક-
શ્લાઘિષ્ઠચારુકબરં કિતવૈઃ સભાયામ્ ।
સ્પૃષ્ટં વિકીર્ય પદયોઃ પતિતાશ્રુમુખ્યા
યસ્તત્સ્ત્રિયોઽકૃત હતેશવિમુક્તકેશાઃ ॥ ૧૦॥

યો નો જુગોપ વનમેત્ય દુરન્તકૃચ્છ્રાદ્
દુર્વાસસોઽરિવિહિતાદયુતાગ્રભુગ્ યઃ ।
શાકાન્નશિષ્ટમુપયુજ્ય યતસ્ત્રિલોકીં
તૃપ્તામમંસ્ત સલિલે વિનિમગ્નસઙ્ઘઃ[૪] ॥ ૧૧॥

**અર્જુન બોલ્યા** – હે મહારાજ! મારા મામાના દીકરાનું અથવા અત્યંત ઘનિષ્ઠ મિત્રનું રૂપ ધરીને શ્રીકૃષ્ણે મને છેતર્યો છે. મારા જે પરાક્રમથી મોટા મોટા દેવતાઓ પણ આશ્ચર્યચકિત થતા હતા તેને શ્રીકૃષ્ણે મારી પાસેથી છીનવી લીધું છે.|(૫) જેમ આ શરીર પ્રાણરહિત થવાથી મૃતક કહેવાય છે તે જ રીતે શ્રીકૃષ્ણ ન રહેવાથી આ સંસાર મૃતપ્રાય લાગે છે. (એ હરિથી વંચિત થઈ ગયો.) (૬) જે કૃષ્ણના આશ્રયથી, દ્રુપદના ઘેર દ્રૌપદી-સ્વયંવરમાં આવેલા કામોન્મત્ત રાજાઓનું તેજ મેં હરી લીધું હતું, ધનુષ્ય પર બાણ ચઢાવીને મત્સ્યવેધ કર્યો હતો અને એ રીતે દ્રૌપદીને મેળવી હતી. (તે કૃષ્ણથી હું વંચિત થઈ ગયો.) (૭) જેમની સંનિધિ-માત્રથી મેં સમસ્ત દેવતાઓ સહિત ઇન્દ્રને પોતાના બળથી જીતીને અગ્નિદેવને તેમની તૃપ્તિ માટે ખાંડવવનનું દાન કર્યું હતું અને મય દાનવે નિર્માણ કરેલી અલૌકિક કલાકૌશલયુક્ત માયામયી સભા મેળવી હતી અને તમારા યજ્ઞમાં બધી બાજુએથી આવીને રાજાઓએ અનેકવિધ ભેટો આપી હતી. (તે શ્રીકૃષ્ણથી હું વંચિત થઈ ગયો.) (૮) જે શ્રીકૃષ્ણના તેજથી દસ હજાર હાથીઓના શક્તિબળથી સંપન્ન તમારા નાનાભાઈ ભીમસેને રાજાઓના માથા પર પગ મૂકનારા અભિમાની જરાસંધનો વધ કર્યો. એ પછી તે જ ભગવાને તે ઘણાબધા રાજાઓને મુક્ત કર્યા, કે જેમને મહાભૈરવ યજ્ઞમાં બલિ ચઢાવવા માટે જરાસંધે બંદી બનાવી રાખ્યા હતા. તે બધા રાજાઓએ તમારા યજ્ઞમાં અનેકવિધ ઉપહારો આપ્યા હતા. (તે શ્રીકૃષ્ણથી હું વંચિત થઈ ગયો.) (૯) રાજસૂયયજ્ઞના મહાઅભિષેકથી પવિત્ર થયેલા મહારાણી દ્રૌપદીના સુન્દર કેશને દુષ્ટોએ ભરી સભામાં સ્પર્શવાનું સાહસ કર્યું. તે કેશને વિખેરીને શ્રીકૃષ્ણને નમન કરતાં દ્રૌપદીની આંખોમાં ઊભરાઈ આવેલાં આંસુ શ્રીકૃષ્ણના ચરણોપર પડ્યા ત્યારે દ્રૌપદીના આવા ઘોર અપમાનનો બદલો લેવાની જે શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા કરીને તે ધૂર્તોની સ્ત્રીઓની એવી દશા કરીકે તેઓ વિધવા થતાં કેશવિહોણી થઈ ગઈ!! (તે શ્રીકૃષ્ણથી હું વંચિત થઈ ગયો છું.) (૧૦) વનવાસ વખતે આપણા વેરી દુર્યોધનના ષડ્યંત્રથી, દસ હજાર શિષ્યોને સાથે બેસાડીને ભોજન કરનારા મહર્ષિ દુર્વાસાએ આપણને દુસ્તર સંકટમાં નાખ્યા હતા તે સમયે તેમણે દ્રૌપદીના પાત્રમાં વધેલા શાકના એક પાંદડાનો જ ભોગ કરીને આપણું રક્ષણ કર્યું હતું. તેમણે એમ કર્યું ત્યારે જ, નદીમાં સ્નાન કરતા મુનિગણને એવી પ્રતીતિ થઈ કે જાણે એમની તો વાત જ છોડો સમસ્ત ત્રિલોક

૧. પ્રાચીન પ્રતમાં નથી. ૨. પ્રા. પા. – ધનુષા વિજિતા । ૩. પ્રાચીન પ્રતમાં 'યત્તેજસા'થી માંડીને 'બલિમધ્વરે તે' સુધીનો એક શ્લોક નથી. ૪. પ્રા. પા. – ૦ગાત્રઃ ।

યત્તેજસાઽથ ભગવાન્ યુધિ શૂલપાણિ-
વિસ્માપિતઃ સગિરિજોઽસ્ત્રમદાન્નિજં મે[1] ।
અન્યેઽપિ ચાહમમુનૈવ કલેવરેણ
પ્રાપ્તો મહેન્દ્રભવને મહદાસનાર્ધમ્ ॥ ૧૨॥

તત્રૈવ મે વિહરતો ભુજદણ્ડયુગ્મં
ગાણ્ડીવલક્ષણમરાતિવધાય દેવાઃ ।
સેન્દ્રાઃ શ્રિતા યદનુભાવિતમાજમીઢ
તેનાહમદ્ય મુષિતઃ પુરુષેણ ભૂમ્ના ॥ ૧૩॥

યદ્બાન્ધવઃ કુરુબલાબ્ધિમનન્તપાર-
મેકો રથેન તતરેઽહમતાર્યસત્ત્વમ્ ।
પ્રત્યાહૃતં બહુ[2] ધનં ચ મયા પરેષાં
તેજાસ્પદં મણિમયં ચ હૃતં શિરોભ્યઃ ॥ ૧૪॥

યો ભીષ્મકર્ણગુરુશલ્યચમૂષ્વદભ્ર[3]-
રાજન્યવર્યરથમણ્ડલમણ્ડિતાસુ ।
અગ્રેચરો મમ વિભો રથયૂથપાના-
માયુર્મનાંસિ ચ દૃશા સહ ઓજ[4] આર્ચ્છત્ ॥ ૧૫॥

યદ્દોઃષુ મા પ્રણિહિતં ગુરુભીષ્મકર્ણ-
નપ્તૃત્રિગર્તશલસૈન્ધવબાહ્લિકાદ્યૈઃ ।
અસ્ત્રાણ્યમોઘમહિમાનિ નિરૂપિતાનિ
નો પસ્પૃશુર્નૃહરિદાસમિવાસુરાણિ ॥ ૧૬॥

તૃપ્ત થઈ ગયું છે.* (એવા શ્રી કૃષ્ણથી હું આજે વંચિત થઈ ગયો.) (૧૧) તેમના પ્રતાપથી મેં યુદ્ધમાં પાર્વતી સહિત ભગવાન શંકરને વિસ્મયમાં નાખ્યા તથા તેમણે મને પોતાનું પાશુપત-અસ્ત્ર આપ્યું; આ સિવાય બીજી વાત એ છે કે તેમની કૃપાથી હું આ શરીરે સ્વર્ગમાં ગયો અને દેવરાજ ઇન્દ્રની સભામાં એમના બરાબર અડધા આસન પર બેસવાનું સમ્માન મેં મેળવ્યું. (૧૨) હું સ્વર્ગમાં જ થોડા દિવસો રોકાઈ ગયો ત્યારે ઇન્દ્ર સહિત સમસ્ત દેવતાઓએ નિવાત-કવચ વગેરે દૈત્યોને મારવા માટે મારી આ જ ગાંડીવધારી ભુજાઓનો આશ્રય લીધો. મહારાજ! આ બધું જેમની મહાન કૃપાનું ફળ હતું તે જ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણે મને આજે છેતર્યો છે! (૧૩)

હે મહારાજ! શ્રીકૃષ્ણ આપણા બંધુ અને મિત્ર હોવાને કારણે ભીષ્મ-દ્રોણ વગેરે અજેય મહા-મત્સ્યોથી ભરેલા અપાર સમુદ્ર જેવી દુસ્તર કૌરવ-સેનાને રથ પર સવાર થઈને મેં એકલાએ તેને પાર કરી લીધી હતી. તેમની જ સહાયથી મેં શત્રુઓ પાસેથી રાજા વિરાટનું બધું ગોધન તો પાછું મેળવી જ લીધું હતું, પણ એ સાથે તે શત્રુઓનાં માથાંઓ પરથી ચમકતા મણિમય મુગટ અને અંગો પરના અલંકારો સુધ્ધાં છીનવી લીધા હતા. (૧૪) મોટાભાઈ! કૌરવોની સેના ભીષ્મ, કર્ણ, દ્રોણ, શલ્ય તથા અન્ય મોટા-મોટા રાજાઓ અને ક્ષત્રિયવીરોના રથોથી શોભાયમાન હતી, તે સેના સામે મારી આગળ-આગળ ચાલીને શ્રીકૃષ્ણ પોતાની દૃષ્ટિથી જ તે મહારથી યૂથપતિઓનાં આયુષ્ય હરી લેતા હતા, મન ચોરી લેતા હતા, તેમના શારીરિક માનસિક બળ નષ્ટ કરી દેતા હતા. (૧૫) મોટાભાઈ! શ્રીકૃષ્ણના ભુજદંડોની છત્રછાયાના પ્રભાવથી દ્રોણાચાર્ય, ભીષ્મ, કર્ણ, ભૂરિશ્રવા, સુશર્મા, શલ્ય, બાહ્લિક વગેરે વીરોએ મારા પર ચલાવેલા તેમના અમોઘ અને અચૂક શસ્ત્રો એ રીતે મને સ્પર્શી ન શક્યાં જે રીતે હિરણ્યકશિપુ વગેરે દૈત્યોના અસ્ત્ર-શસ્ત્રો ભગવદ્ભક્ત પ્રહલ્લાદજીને ન સ્પર્શી શક્યાં. (૧૬)

---

૧. પ્રા. પા. – ૦ઽસ્ત્રવરં દદન્મે । ૨. પ્રા. પા. – પુરુ । ૩. પ્રા. પા. – ૦કૃપ૦ । ૪. પ્રા. પા. – સહ ઉજ્જહાર ।

* એક વાર રાજા દુર્યોધને મહર્ષિ દુર્વાસાની ઘણી સેવા કરી. તેથી પ્રસન્ન થઈને મુનિએ દુર્યોધનને વરદાન માગવા કહ્યું. ઋષિના શાપથી પાંડવોનો નાશ કરવાની સારી તક છે એવું વિચારીને દુર્યોધને મુનિને કહ્યું – 'હે બ્રહ્મન્! અમારા કુળમાં યુધિષ્ઠિર મુખ્ય છે, તમે પોતાના દસ હજાર શિષ્યો સહિત તેમનું આતિથ્ય સ્વીકારો; પરંતુ ત્યાં તમારે એ સમયે જવું કે જ્યારે દ્રૌપદીએ ભોજન કરી લીધું હોય, કે જેથી તેને ભૂખની પીડા વેઠવી ન પડે.' દ્રૌપદી પાસે સૂર્યે આપેલું એવું અક્ષયપાત્ર હતું કે જેમાં રાંધેલું અન્ન દ્રૌપદી ભોજન કરી લે તે પહેલાં ખૂટતું ન હતું, પરંતુ તે ભોજન કરી લે તે પછી તે સમાપ્ત થઈ જતું હતું. દુર્વાસાજી દુર્યોધનના કહ્યા મુજબ દ્રૌપદીએ ભોજન કરી લીધું હતું ત્યારે મધ્યાહ્ને પોતાના શિષ્યમંડળ સાથે પહોંચ્યા અને ધર્મરાજને કહ્યું – 'અમે નદીએ સ્નાન કરવા જઈએ છીએ, તમે અમારા માટે ભોજન તૈયાર રાખજો.' તેથી દ્રૌપદીને ભારે ચિંતા થઈ અને તેણે અતિ આર્ત થઈને આર્તબંધુ ભગવાન શ્રીકૃષ્ણનું શરણું લીધું. ભગવાન તરત જ પોતાનું વિલાસભવન છોડીને દ્રૌપદીની ઝૂંપડી પર આવ્યા અને તેને કહ્યું – 'કૃષ્ણા! આજે બહુ ભૂખ લાગી છે, કંઈક ખાવાનું આપ.' દ્રૌપદી ભગવાનની આ અનુપમ દયાથી ગદ્ગદ થઈ અને બોલી – 'હે પ્રભુ! મારું મોટું ભાગ્ય છે કે આજે વિશ્વંભરે મારી પાસે ભોજન માગ્યું; પરંતુ શું કરું? અત્યારે તો કુટીરમાં કંઈ પણ નથી.' ભગવાને કહ્યું – 'વારુ, પેલું પાત્ર તો લાવ, એમાં થોડું હશે જ.' દ્રૌપદી અક્ષયપાત્ર લઈ આવી. તેમાં ક્યાંક શાકનો એક કણ ચોંટેલો હતો. વિશ્વાત્મા શ્રીહરિએ તેનો ભોગ લગાવીને ત્રિલોકને તૃપ્ત કરી દીધું. પછી ભીમસેનને કહ્યું કે મુનિમંડળને ભોજન માટે બોલાવી લાવ. પરંતુ તે મુનિઓ તો પહેલાંથી તૃપ્ત થઈને ભાગી ગયા હતા. (મહાભારત)

સૌત્યે વૃતઃ કુમતિનાઽઽત્મદ ઈશ્વરો મે
યત્પાદપદ્મમભવાય ભજન્તિ ભવ્યાઃ ।
માં શ્રાન્તવાહમરયો રથિનો ભુવિષ્ઠં
ન પ્રાહરન્ યદનુભાવનિરસ્તચિત્તાઃ ॥ ૧૭॥

[૧]નર્માણ્યુદારરુચિરસ્મિતશોભિતાનિ
હે પાર્થ હેઽર્જુન સખે કુરુનન્દનેતિ ।
સઞ્જલ્પિતાનિ નરદેવ હૃદિસ્પૃશાનિ
સ્મર્તુર્લુઠન્તિ હૃદયં મમ માધવસ્ય ॥ ૧૮॥

શય્યાસનાટનવિકત્થનભોજનાદિ-
ષ્વૈક્યાદ્વયસ્ય ઋતવાનિતિ વિપ્રલબ્ધઃ ।
સખ્યુઃ સખેવ પિતૃવત્તનયસ્ય સર્વં
સેહે મહાન્મહિતયા કુમતેરઘં મે ॥ ૧૯॥

સોઽહં નૃપેન્દ્ર રહિતઃ પુરુષોત્તમેન
સખ્યા પ્રિયેણ સુહૃદા હૃદયેન શૂન્યઃ ।
અધ્વન્યુરુક્રમપરિગ્રહમઙ્ગ રક્ષન્
ગોપૈરસદ્ભિરબલેવ વિનિર્જિતોઽસ્મિ ॥ ૨૦॥

તદ્વૈ ધનુસ્ત ઈષવઃ સ રથો હયાસ્તે
સોઽહં રથી નૃપતયો યત આનમન્તિ ।
સર્વં ક્ષણેન તદભૂદસદીશરિક્તં
ભસ્મન્ હુતં કુહકરાદ્ધમિવોપ્તમૂષ્યામ્ ॥ ૨૧॥

રાજંસ્ત્વયાભિપૃષ્ટાનાં સુહૃદાં નઃ સુહૃત્પુરે ।
વિપ્રશાપવિમૂઢાનાં નિઘ્નતાં મુષ્ટિભિર્મિથઃ ॥ ૨૨॥

વારુણીં મદિરાં પીત્વા મદોન્મથિતચેતસામ્ ।
અજાનતામિવાન્યોન્યં ચતુઃપઞ્ચાવશેષિતાઃ ॥ ૨૩॥

પ્રાયેણૈતદ્ ભગવત ઈશ્વરસ્ય વિચેષ્ટિતમ્ ।
મિથો નિઘ્નન્તિ ભૂતાનિ ભાવયન્તિ ચ યન્મિથઃ ॥ ૨૪॥

(શ્રીકૃષ્ણના વિરહમાં ડૂબેલા અર્જુન કહે છે કે -) અરે... રે. હું કેટલો દુર્બુદ્ધિનો રહ્યો કે પોતાની જાતને પણ આપી દેનારા ભગવાન શ્રીકૃષ્ણને મેં મારા સારથિ બનાવી દીધા કે જે ભગવાનના ચરણકમળનું સેવન મુક્તિની ઇચ્છા રાખતા શ્રેષ્ઠ મહાપુરુષો કરે છે. મોટાભાઈ! રણભૂમિમાં મોટા મોટા શત્રુઓ જે રથપર હથિયાર ઉગામીને બેઠેલા હતા અને મારા ઘોડા થાકી જવાથી હું તેમની સામે જ રથ પરથી ઊતરીને જમીન પર ઊભો હતો ત્યારે પણ તેઓ મારા પર પ્રહાર ન કરી શક્યા કારણ કે ભગવાને તેમની બુદ્ધિ હરી લીધી હતી. (૧૭) હે મહારાજ! માધવનાં ઉન્મુક્ત-મધુર સ્મિતયુક્ત, વિનોદપૂર્ણ અને હૃદયસ્પર્શી વચનો તથા તેમનું મને 'પાર્થ, અર્જુન, સખા, કુરુનંદન' વગેરે કહીને સંબોધવાનું મને યાદ આવતાં મારું હૃદય વલોવાઈ રહ્યું છે. (કારણ કે તેઓ આપણા સર્વસ્વ હતા. તેમનું આપણી વચ્ચે ન રહેવું મારા હૃદયને વીંધી રહ્યું છે.) (૧૮) સૂવું, બેસવું, ફરવું અને તેમની સાથે સાહજિક વાતો કરવી, ભોજન વગેરેમાં અમે ઘણું કરીને એકબીજાની સાથે જ રહેતા હતા. કોઈ-કોઈ દિવસે હું તેમને વ્યંગ્યમાં કહી બેસતો – 'મિત્ર! તમે તો મોટા સત્યવાદી છોને! ત્યારે પણ તે મહાપુરુષે પોતાની મહાનતાને કારણે, જેમ મિત્ર પોતાના મિત્રનો અને પિતા પોતાના પુત્રનો અપરાધ સહી લે છે તે જ રીતે મુજ દુર્બુદ્ધિના અપરાધો સહી લીધા હતા. (૧૯) હે મહારાજ! જેઓ મારા સખા, પ્રિય મિત્ર – નહીં, નહીં, મારું હૃદય જ હતા તે પુરુષોત્તમ ભગવાનથી હું વંચિત થઈ ગયો છું. ભગવાનની પત્નીઓને દ્વારકામાંથી પોતાની સાથે લાવી રહ્યો હતો, પરંતુ માર્ગમાં દુષ્ટ ગોવાળોએ મને એક અબળાની જેમ હરાવી દીધો અને હું તેમનું રક્ષણ કરી શક્યો નહીં. (૨૦) તે જ મારું ગાંડીવ ધનુષ્ય છે, તે જ બાણો છે, તે જ રથ છે, તે જ ઘોડા છે અને તે જ હું રથી અર્જુન છું, કે જેની આગળ મોટા-મોટા રાજાઓ માથું નમાવતા રહેતા હતા– શ્રીકૃષ્ણ વિના આ બધું એક જ ક્ષણમાં નહિવત્ અને સારશૂન્ય થઈ ગયું, બરાબર એવી જ રીતે કે જેમ ભસ્મમાં આપેલી આહુતિ, કપટપૂર્ણ સેવા અને ઊસર ભૂમિમાં વાવેલું બીજ વ્યર્થ જાય છે. (૨૧)

હે રાજન્! તમે દ્વારકાવાસી પોતાના જે સુહૃદ્-સંબંધીઓની વાત પૂછી છે તેઓ બ્રાહ્મણોના શાપને લીધે મોહગ્રસ્ત થયા, વારુણી મદિરાના પાનથી મદોન્મત્ત થઈને, અપરિચિતો હોય તેમ અંદરોઅંદર જ એકબીજા સાથે બાખડી બેઠા અને મુક્કાઓથી મારામારી કરીને તમામે-તમામ નાશ પામ્યા છે. તેમાંના માત્ર ચાર-પાંચ જ બચ્યા છે. (૨૨-૨૩) વાસ્તવમાં સર્વશક્તિમાન ભગવાનની જ આ લીલા છે કે સંસારનાં પ્રાણીઓ પરસ્પર એકબીજાનું પાલનપોષણ પણ કરે છે અને

૧. પ્રા. પા. – કર્મા૦ ।

જલૌકસાં જલે યદ્વન્મહાન્તોઽદન્ત્યણીયસઃ ।
દુર્બલાન્બલિનો રાજન્મહાન્તો બલિનો મિથઃ ॥ ૨૫॥

એવં બલિષ્ઠૈર્યદુભિર્મહદ્ભિરિતરાન્ વિભુઃ ।
યદૂન્ યદુભિરન્યોન્યં ભૂભારાન્ સઞ્જહાર હ ॥ ૨૬॥

દેશકાલાર્થયુક્તાનિ હૃત્તાપોપશમાનિ ચ ।
હરન્તિ સ્મરતશ્ચિત્તં ગોવિન્દાભિહિતાનિ મે ॥ ૨૭॥

એકબીજાને મારી પણ નાખે છે. (૨૪) હે રાજન્! જે રીતે જળચરોમાં મોટાં પ્રાણીઓ નાનાંને, બળવાનો દુર્બળોને તેમ જ મોટાં અને બળવાન પણ પરસ્પર એકબીજાને ભરખી જાય છે તેવી જ રીતે અતિશય બળવાન અને મોટા યદુવંશીઓ વડે ભગવાને બીજા રાજાઓનો સંહાર કરાવ્યો. ત્યારબાદ યદુવંશીઓ વડે જ એકથી બીજા યદુવંશીનો નાશ કરાવીને સંપૂર્ણપણે પૃથ્વીનો ભાર ઉતાર્યો. (૨૫-૨૬) ભગવાન શ્રીકૃષ્ણે મને જે ઉપદેશો આપ્યા હતા તે દેશ, કાળ અને પ્રયોજનને અનુરૂપ તથા હૃદયના તાપને શાંત કરનારા હતા; સ્મરણમાં આવતાં જ તે મારા ચિત્તને હરી લે છે. (૨૭)

*સૂત ઉવાચ*

એવં ચિન્તયતો જિષ્ણોઃ કૃષ્ણપાદસરોરુહમ્ ।
સૌહાર્દેનાતિગાઢેન શાન્તાઽઽસીદ્વિમલા મતિઃ ॥ ૨૮॥

વાસુદેવાઙ્ઘ્ર્યનુધ્યાનપરિબૃંહિતરંહસા ।
ભક્ત્યા નિર્મથિતાશેષકષાયધિષણોઽર્જુનઃ ॥ ૨૯॥

ગીતં ભગવતા જ્ઞાનં યત્તત્ સઙ્ગ્રામમૂર્ધનિ ।
કાલકર્મતમોરુદ્ધં પુનરધ્યગમદ્ વિભુઃ ॥ ૩૦॥

વિશોકો બ્રહ્મસમ્પત્ત્યા સઞ્છિન્નદ્વૈતસંશયઃ ।
લીનપ્રકૃતિનૈર્ગુણ્યાદલિઙ્ગત્વાદસમ્ભવઃ ॥ ૩૧॥

**સૂતજી કહે છે** — આ પ્રમાણે પ્રગાઢ પ્રેમથી ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોનું ચિંતન કરતાં કરતાં અર્જુનની ચિત્તવૃત્તિ અત્યંત નિર્મળ અને પ્રશાંત થઈ ગઈ. (૨૮) તેમની પ્રેમપૂર્ણ ભક્તિ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોના અહર્નિશ ચિંતનથી અત્યંત વધી ગઈ. ભક્તિના વેગે તેમના હૃદયનું મંથન કરીને તેમાંથી તમામ વિકારોને બહાર કાઢ્યા. (૨૯) યુદ્ધના આરંભે તેમને ભગવાને ઉપદેશેલું ગીતાજ્ઞાન ફરી સાંભરી આવ્યું, કે જેનું કાળ-વ્યવધાન અને કર્મવિસ્તારને કારણે પ્રમાદને લીધે થોડાક દિવસો માટે વિસ્મરણ થયું હતું. (૩૦) બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિથી માયાનું આવરણ તૂટ્યું અને (અર્જુનને) ગુણાતીત અવસ્થા પ્રાપ્ત થઈ, દ્વૈતના સંશયનું નિવારણ થયું, સૂક્ષ્મ શરીરનો ભંગ થયો અને તેઓ શોકમાંથી તથા જન્મ-મૃત્યુના ચક્કરમાંથી સર્વથા મુક્ત થઈ ગયા. (૩૧)

નિશમ્ય ભગવન્માર્ગં સંસ્થાં યદુકુલસ્ય ચ ।
સ્વઃપથાય મતિં ચક્રે નિભૃતાત્મા યુધિષ્ઠિરઃ ॥ ૩૨॥

પૃથાપ્યનુશ્રુત્ય ધનઞ્જયોદિતં
નાશં યદૂનાં ભગવદ્ગતિં ચ તામ્ ।
એકાન્તભક્ત્યા ભગવત્યધોક્ષજે
નિવેશિતાત્મોપરરામ સંસૃતેઃ ॥ ૩૩॥

[1]યયાહરદ્ ભુવો ભારં તાં તનું વિજહાવજઃ ।
કણ્ટકં કણ્ટકેનેવ દ્વયં ચાપીશિતુઃ સમમ્ ॥ ૩૪॥

યથા મત્સ્યાદિરૂપાણિ ધત્તે જહ્યાદ્ યથા નટઃ ।
ભૂભારઃ ક્ષપિતો યેન જહૌ તચ્ચ કલેવરમ્ ॥ ૩૫॥

ભગવાનના સ્વધામ-ગમનનો અને યદુવંશના સંહારનો વૃત્તાંત સાંભળીને નિશ્ચલમતિના યુધિષ્ઠિરે સ્વર્ગારોહણનો નિશ્ચય કર્યો. (૩૨) કુન્તીએ પણ અર્જુનના મુખેથી યદુવંશીઓના નાશની અને ભગવાનના સ્વધામગમનની વાત સાંભળીને અનન્ય ભક્તિપૂર્વક પોતાનું હૃદય ભગવાન શ્રીકૃષ્ણમાં જોડ્યું અને જન્મ-મૃત્યુરૂપી આ સંસાર તરફથી પોતાનું મોં હંમેશ માટે ફેરવી લીધું. (૩૩) ભગવાન શ્રીકૃષ્ણે લોકદૃષ્ટિએ જે યાદવશરીર થકી પૃથ્વીનો ભાર ઉતાર્યો તેનો એ જ રીતે પરિત્યાગ કર્યો કે જેમ કોઈ કાંટા થકી કાંટો કાઢીને પછી તે બંનેને ફેંકી દે. ભગવાનની દૃષ્ટિએ બંનેય સમાન હતાં. (૩૪) જેમ તેઓ નટ (અભિનેતા)ની જેમ મત્સ્યાદિ રૂપ ધારણ કરે છે અને પછી તેમને ત્યજી દે છે, તેવી જ રીતે તેમણે જે યાદવશરીરથી પૃથ્વીનો ભાર દૂર કર્યો તે (શરીર)નો

૧. પ્રાચીન પ્રતમાં 'યયાહરદ્ભુવો ભારં'થી માંડીને 'જહૌ તચ્ચ કલેવરમ્ ॥' સુધીના બે શ્લોક નથી; વિજયધ્વજે પણ આ બંને શ્લોકો તથા એમના પૂર્વવર્તી શ્લોકને પણ માન્ય ગણ્યા નથી. ભગવાન શ્રીકૃષ્ણના દિવ્ય ચિન્મય સ્વરૂપભૂત શરીરનો ત્યાગ સંભવિત નથી, તેથી આ બે શ્લોકો ભક્તોએ પણ માન્ય ગણ્યા નથી. પ્રાચીન પ્રતમાં તે નથી, તેથી પણ આ જ સિદ્ધ થાય છે.

યદા મુકુન્દો ભગવાનિમાં મહીં
જહૌ સ્વતન્વા શ્રવણીયસત્કથઃ ।
તદાહરેવાપ્રતિબુદ્ધચેતસા-
મધર્મહેતુઃ[૧] કલિરન્વવર્તત ॥ ૩૬॥

યુધિષ્ઠિરસ્તત્પરિસર્પણં બુધઃ[૨]
પુરે ચ રાષ્ટ્રે ચ ગૃહે તથાઽઽત્મનિ ।
વિભાવ્ય લોભાનૃતજિહ્મહિંસના-
દ્યધર્મચક્રં ગમનાય પર્યધાત્ ॥ ૩૭॥

સ્વરાટ્ પૌત્રં વિનયિનમાત્મનઃ[૩] સુસમં ગુણૈઃ ।
તોયનીવ્યાઃ પતિં ભૂમેરભ્યષિઞ્ચદ્ગજાહ્વયે ॥ ૩૮॥

મથુરાયાં તથા વજ્રં શૂરસેનપતિં તતઃ ।
પ્રાજાપત્યાં નિરૂપ્યેષ્ટિમગ્નીનપિબદીશ્વરઃ ॥ ૩૯॥

વિસૃજ્ય તત્ર તત્ સર્વં દુકૂલવલયાદિકમ્ ।
નિર્મમો નિરહઙ્કારઃ સઞ્છિન્નાશેષબન્ધનઃ ॥ ૪૦॥

વાચં જુહાવ મનસિ તત્પ્રાણ ઇતરે ચ તમ્ ।
મૃત્યાવપાનં સોત્સર્ગં તં પઞ્ચત્વે હ્યજોહવીત્ ॥ ૪૧॥

ત્રિત્વે હુત્વાથ પઞ્ચત્વં તચ્ચૈકત્વેઽજુહોન્મુનિઃ ।
સર્વમાત્મન્યજુહવીદ્ બ્રહ્મણ્યાત્માનમવ્યયે ॥ ૪૨॥

ચીરવાસા નિરાહારો બદ્ધવાઙ્ મુક્તમૂર્ધજઃ ।
દર્શયન્નાત્મનો રૂપં જડોન્મત્તપિશાચવત્ ॥ ૪૩॥

અનપેક્ષમાણો નિરગાદશૃણ્વન્બધિરો યથા ।
ઉદીચીં પ્રવિવેશાશાં ગતપૂર્વાં મહાત્મભિઃ ।
હૃદિ બ્રહ્મ પરં ધ્યાયન્નાવર્તેત યતો ગતઃ ॥ ૪૪॥

સર્વે તમનુ નિર્જગ્મુર્ભ્રાતરઃ[૪] કૃતનિશ્ચયાઃ ।
કલિનાઽધર્મમિત્રેણ દૃષ્ટ્વા સ્પૃષ્ટાઃ પ્રજા ભુવિ ॥ ૪૫॥

પણ ત્યાગ કર્યો. (૩૫) જેમની મધુર લીલાઓ શ્રવણયોગ્ય છે તે ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે પોતાના મનુષ્યવત્ શરીર વડે આ પૃથ્વીનો પરિત્યાગ કર્યો તે જ દિવસે, વિચારહીન લોકોને અધર્મમાં ફસાવનારો કળિયુગ આવી પહોંચ્યો. (૩૬) મહારાજ યુધિષ્ઠિરથી કળિયુગનો ફેલાવો છાનો ન રહ્યો. તેમણે જોયું – દેશ, નગર, ઘરોમાં અને પ્રાણીઓમાં લોભ, અસત્ય, છળ, હિંસા વગેરે અધર્મોની વૃદ્ધિ થઈ છે (અને આવનારો સમય પોતાના માટે અનુકૂળ નથી એવું જાણીને) તેમણે મહાપ્રસ્થાનનો નિશ્ચય કર્યો. (૩૭) અને પોતાના પૌત્ર પરીક્ષિત કે જે ગુણ અને પુરુષાર્થમાં તેમના જેવા જ હતા તેમનો અખંડ ભૂમંડળમાં સમ્રાટ પદ પર હસ્તિનાપુરમાં અભિષેક કર્યો. (૩૮) મથુરામાં શૂરસેનાધિપતિના રૂપમાં અનિરુદ્ધના પુત્ર વજ્રનો અભિષેક કર્યો. અને તેમણે પ્રાજાપત્ય યજ્ઞ કરીને આહવનીય વગેરે અગ્નિઓને પોતાનામાં લીન કર્યા. (અર્થાત્ ગૃહસ્થાશ્રમના ધર્મમાંથી મુક્ત થઈને તેમણે સંન્યાસ ગ્રહણ કર્યો.) (૩૯) યુધિષ્ઠિરે પોતાનાં બધાં વસ્ત્રાભૂષણ વગેરે ત્યાં જ ત્યજી દીધાં તથા મમતા અને અહંકારથી રહિત થઈને સમસ્ત બંધન કાપી નાખ્યાં. (૪૦) તેમણે દૃઢ ભાવનાથી વાણીનું મનમાં હવન કર્યું, મનનું પ્રાણમાં હવન કર્યું, પ્રાણનો અપાનમાં લય કર્યો. અપાનની ક્રિયા પણ થંભી ગઈ, તેનો મૃત્યુમાં લય કર્યો અને મૃત્યુનો પાંચભૌતિક શરીરમાં લય કર્યો. અર્થાત્ શરીર સાથે તાદાત્મ્ય છૂટી ગયું તે પંચભૂતાત્મા શરીરનો ત્રિગુણમાં લય કર્યો અને ત્રિગુણનો પ્રકૃતિમાં લય કર્યો. પ્રકૃતિનો જીવમાં લય કર્યો અને છેવટે જીવનો સ્વસ્વરૂપ પરમાત્મામાં લય કર્યો. આ રીતે તેઓ બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત થયા. (૪૨) આ પછી તેમણે શરીરે ચીર-વસ્ત્ર ધારણ કર્યું, અન્નજળનો ત્યાગ કર્યો, મૌન ગ્રહણ કર્યું અને કેશ ખોલીને વિખેરી દીધા. તેઓ પોતાનું રૂપ એવું દેખાડવા લાગ્યા કે જાણે તેઓ જડ, ઉન્મત્ત અથવા પિશાચ હોય. (૪૩) પછી તેઓ કોઈનીય રાહ જોયા વિના તથા કોઈની વાત પર લક્ષ ન આપતાં બહેરાની જેમ ઘરમાંથી ચાલી નીકળ્યા. હૃદયમાં તે પરબ્રહ્મનું, કે જેને પ્રાપ્ત કર્યા પછી ફરી પાછા આવવાનું થતું નથી - તેનું ધ્યાન કરતાં કરતાં તેમણે ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું, કે જે તરફ પૂર્વે મોટા-મોટા મહાત્મા પુરુષો ગયેલા છે. (૪૪)

ભીમસેન, અર્જુન વગેરે યુધિષ્ઠિરના નાના ભાઈઓએ પણ જોયું કે હવે પૃથ્વીમાં બધા લોકોને, અધર્મના સહાયક કળિયુગે પ્રભાવિત કરી દીધા છે, તેથી તેઓ પણ શ્રીકૃષ્ણ-ચરણોની પ્રાપ્તિનો દૃઢ નિશ્ચય કરીને પોતાના મોટાભાઈની

૧. પ્રા. પા. – અભદ્રહેતુઃ । ૨. પ્રા. પા. – બુધો ગૃહે સરાષ્ટ્રે ચ પુરે તદ૦ । ૩. પ્રા. પા. – વિનિયતમાત્મનઃ । ૪. પ્રા. પા. – નિર્જગ્મુસ્ત્વરિતાઃ ।

તે સાધુકૃતસર્વાર્થા[1] જ્ઞાત્વાऽऽત્યન્તિકમાત્મનઃ ।
મનસા ધારયામાસુર્વૈકુણ્ઠચરણામ્બુજમ્ ॥ ૪૬॥

તદ્ધ્યાનોદ્રિક્તયા ભક્ત્યા વિશુદ્ધધિષણાઃ પરે ।
તસ્મિન્ નારાયણપદે એકાન્તમતયો[2] ગતિમ્ ॥ ૪૭॥

અવાપુર્દુરવાપાં તે અસદ્ભિર્વિષયાત્મભિઃ ।
વિધૂતકલ્મષાસ્થાને વિરજેનાત્મનૈવ હિ ॥ ૪૮॥

વિદુરોऽપિ પરિત્યજ્ય પ્રભાસે દેહમાત્મવાન્[3] ।
કૃષ્ણાવેશેન તચ્ચિત્તઃ પિતૃભિઃ સ્વક્ષયં યયૌ ॥ ૪૯॥

દ્રૌપદી ચ તદાऽऽજ્ઞાય પતીનામનપેક્ષતામ્ ।
વાસુદેવે ભગવતિ હ્યેકાન્તમતિરાપ તમ્ ॥ ૫૦॥

યઃ શ્રદ્ધયૈતદ્ ભગવત્પ્રિયાણાં
પાણ્ડોઃ સુતાનામિતિ સમ્પ્રયાણમ્ ।
શૃણોત્યલં સ્વસ્ત્યયનં પવિત્રં
લબ્ધ્વા હરૌ ભક્તિમુપૈતિ સિદ્ધિમ્ ॥ ૫૧॥

પાછળ-પાછળ નીકળી પડ્યા. (૪૫) તેમણે જીવનના બધા જ લાભ સમ્યક્‌પણે પ્રાપ્ત કરી લીધા હતા; તેથી એવો નિશ્ચય કરીને કે ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળ જ અમારા પરમ પુરુષાર્થ છે, તેમણે તે ચરણકમળને હૃદયમાં ધારણ કરી લીધા. (૪૬) પાંડવોના હૃદયમાં ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળના ધ્યાનથી ભક્તિભાવ ઊમટી આવ્યો, તેમની બુદ્ધિ એકદમ શુદ્ધ થઈને ભગવાન શ્રીકૃષ્ણના તે સર્વોત્કૃષ્ટ સ્વરૂપમાં અનન્ય ભાવથી સ્થિર થઈ ગઈ, કે જેમાં નિષ્પાપ પુરુષો જ સ્થિર થવા પામે છે. પરિણામે તેમણે પોતાના વિશુદ્ધ અંતઃકરણથી સ્વયમેવ તે ગતિ પ્રાપ્ત કરી લીધી, કે જે વિષયાસક્ત દુષ્ટ મનુષ્યોને ક્યારેય પ્રાપ્ત થતી નથી. (૪૭-૪૮) સંયમી તથા શ્રીકૃષ્ણના પ્રેમાવેશમાં મુગ્ધ ભગવન્મય વિદુરજીએ પણ પોતાના શરીરનો પ્રભાસક્ષેત્રમાં ત્યાગ કર્યો. તે સમયે તેમને લેવા આવેલા પિતૃઓની સાથે તેઓ પોતાના લોક (યમલોક)માં સિધાવી ગયા. (૪૯) દ્રૌપદીએ જોયું કે હવે પાંડવો નિરપેક્ષ થઈ ગયા છે, ત્યારે પણ અનન્ય પ્રેમથી ભગવાન શ્રીકૃષ્ણનું જ ચિંતન કરીને ભગવાનને પ્રાપ્ત થઈ ગયાં. (૫૦)

ભગવાનના પ્રિય ભક્ત પાંડવોના મહાપ્રયાણની આ પરમ પવિત્ર અને માંગલ્યપૂર્ણ કથાને જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક સાંભળે છે તે નિશ્ચિતપણે ભગવાનની ભક્તિ અને મોક્ષ પામે છે. (૫૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે પાણ્ડવસ્વર્ગારોહણં નામ પઞ્ચદશોऽધ્યાયઃ ॥ ૧૫॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત પાંડવસ્વર્ગારોહણ નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.**

═★═

# સોળમો અધ્યાય

## પરીક્ષિતનો દિગ્વિજય તથા ધર્મ અને પૃથ્વીનો સંવાદ

*સૂત ઉવાચ*

તતઃ પરીક્ષિદ્ દ્વિજવર્યશિક્ષયા
મહીં મહાભાગવતઃ શશાસ હ ।
યથા હિ સૂત્યામભિજાતકોવિદાઃ
સમાદિશન્ વિપ્ર મહદ્ગુણસ્તથા ॥ ૧॥

સ ઉત્તરસ્ય તનયામુપયેમ ઇરાવતીમ્ ।
જનમેજયાદીંશ્ચતુરસ્તસ્યામુત્પાદયત્ સુતાન્ ॥ ૨॥

આજહારાશ્વમેધાંસ્ત્રીન્ ગઙ્ગાયાં ભૂરિદક્ષિણાન્ ।
શારદ્વતં ગુરું કૃત્વા દેવા યત્રાક્ષિગોચરાઃ[4] ॥ ૩॥

**સૂતજી કહે છે** – હે શૌનકજી! પાંડવોના મહાપ્રયાણ પછી ભગવાનના પરમ ભક્ત રાજા પરીક્ષિત શ્રેષ્ઠ બ્રાહ્મણોના ઉપદેશ મુજબ પૃથ્વીનું શાસન કરતા હતા. તેમના જન્મ-સમયે જ્યોતિષીઓએ તેમના વિશે જે કંઈ કહ્યું હતું તે બધા જ મહાન ગુણો વાસ્તવમાં તેમનામાં વિદ્યમાન હતા. (૧) તેમણે ઉત્તરની પુત્રી ઇરાવતી સાથે લગ્ન કર્યું. તેનાથી તેમને જનમેજય વગેરે ચાર પુત્રો જન્મ્યા. (૨) તથા કૃપાચાર્યને આચાર્ય બનાવીને તેમણે ગંગાકિનારે ત્રણ અશ્વમેધ યજ્ઞો કર્યા, જેમાં બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપવામાં આવી. તે યજ્ઞોમાં દેવતાઓએ પ્રત્યક્ષ રૂપે પ્રગટ થઈને પોતાનો ભાગ ગ્રહણ કર્યો હતો. (૩)

---

૧. પ્રા. પા. – ૦સત્ત્વાર્થાઃ । ૨. પ્રા. પા. – ૦ગતયો । ૩. પ્રા. પા. – દેહમાત્મનઃ । ૪. પ્રાચીન પ્રતમાં 'શારદ્વતં'થી માંડીને 'યત્રાક્ષિગોચરાઃ' સુધી પાઠ નથી.

નિજગ્રાહૌજસા વીરઃ કલિં દિગ્વિજયે ક્વચિત્ ।
નૃપલિઙ્ગધરં શૂદ્રં ઘ્નન્તં ગોમિથુનં પદા ॥ ૪॥

*શૌનક ઉવાચ*

કસ્ય હેતોર્નિજગ્રાહ કલિં દિગ્વિજયે નૃપઃ ।
નૃદેવચિહ્નધૃક્ શૂદ્રકોઽસૌ ગાં યઃ પદાઽહનત્ ।
તત્કથ્યતાં મહાભાગ યદિ [1]કૃષ્ણકથાશ્રયમ્ ॥ ૫॥

અથવાઽસ્ય પદામ્ભોજમકરન્દલિહાં સતામ્ ।
કિમન્યૈરસદાલાપૈરાયુષો યદસદ્વ્યયઃ ॥ ૬॥

ક્ષુદ્રાયુષાં નૃણામઙ્ગ મર્ત્યાનામૃતમિચ્છતામ્ ।
ઈહોપહૂતો ભગવાન્ મૃત્યુઃ શામિત્રકર્મણિ ॥ ૭॥

ન કશ્ચિન્મ્રિયતે તાવદ્ યાવદાસ્ત ઈહાન્તકઃ ।
એતદર્થં હિ ભગવાનાહૂતઃ[2] પરમર્ષિભિઃ ।
અહો નૃલોકે પીયેત હરિલીલામૃતં વચઃ ॥ ૮॥

મન્દસ્ય મન્દપ્રજ્ઞસ્ય વયો મન્દાયુષશ્ચ વૈ ।
નિદ્રયા હ્રિયતે નક્તં દિવા ચ વ્યર્થકર્મભિઃ ॥ ૯॥

*સૂત ઉવાચ*

યદા પરીક્ષિત્ કુરુજાઙ્ગલેઽવસત્
કલિં પ્રવિષ્ટં નિજચક્રવર્તિતે ।
નિશમ્ય વાર્તામનતિપ્રિયાં તતઃ
શરાસનં સંયુગશૌણ્ડિરાદદે[3] ॥ ૧૦॥

સ્વલઙ્કૃતં શ્યામતુરઙ્ગયોજિતં
રથં મૃગેન્દ્રધ્વજમાશ્રિતઃ પુરાત્ ।
વૃતો રથાશ્વદ્વિપપત્તિયુક્તયા
સ્વસેનયા દિગ્વિજયાય નિર્ગતઃ ॥ ૧૧॥

ભદ્રાશ્વં કેતુમાલં ચ ભારતં ચોત્તરાન્ કુરૂન્ ।
કિમ્પુરુષાદીનિ વર્ષાણિ વિજિત્ય જગૃહે બલિમ્ ॥ ૧૨॥

તત્ર તત્રોપશૃણ્વાનઃ સ્વપૂર્વેષાં મહાત્મનામ્ ।
પ્રગીયમાણં[4] ચ યશઃ કૃષ્ણમાહાત્મ્યસૂચકમ્[5] ॥ ૧૩॥

એક વાર દિગ્વિજય કરતી વખતે તેમણે જોયું કે શૂદ્રના રૂપમાં કળિયુગ રાજાનો વેશ ધારણ કરીને એક ગાય અને બળદની જોડને ઠોકરો મારી રહ્યો છે. ત્યારે તેમણે તેને બળપૂર્વક પકડીને દંડ આપ્યો. (૪)

**શૌનકજીએ પૂછ્યું** – હે મહાભાગ્યવાન સૂતજી! દિગ્વિજય વખતે મહારાજ પરીક્ષિતે કળિયુગને દંડ આપીને જ કેમ છોડી મૂક્યો – મારી કેમ ન નાખ્યો? કારણ કે રાજાનો વેશ ધારણ કરવા છતાં પણ તે હતો તો અધમ શૂદ્ર જ, કે જેણે ગાયને લાતોથી મારી હતી. જો આ પ્રસંગ ભગવાન શ્રીકૃષ્ણની લીલા સાથે અથવા તેમનાં ચરણકમળોના મકરંદ-રસનું પાન કરનારા રસિક મહાનુભાવો સાથે સંબંધ ધરાવતો હોય તો અવશ્ય કહો. બીજી વ્યર્થ વાતોથી શો લાભ? એવી વાતોમાં તો આયુષ્ય વ્યર્થ નષ્ટ થાય છે. (૫-૬) પ્રિય સૂતજી! જે લોકો ઇચ્છે છે તો મોક્ષ, પરંતુ અલ્પાયુ હોવાને કારણે મૃત્યુગ્રસ્ત બની રહ્યાં છે તેમના કલ્યાણ માટે ભગવાન યમનું આવાહન કરીને તેમને અહીં શાંતિકર્મમાં નિયુક્ત કરી દેવામાં આવ્યા છે. (૭) જ્યાં સુધી યમરાજ અહીં આ કર્મમાં નિયુક્ત છે ત્યાં સુધી કોઈનું મૃત્યુ થશે નહીં. મનુષ્યલોકના મૃત્યુગ્રસ્ત જીવો પણ ભગવાનની અમૃતતુલ્ય લીલા-કથાનું પાન કરી શકે એટલા માટે મહર્ષિઓએ ભગવાન યમને અહીં બોલાવ્યા છે. (૮) એક તો થોડું આયુષ્ય અને બીજું ઓછી સમજ! આવી અવસ્થામાં સંસારના મંદભાગ્ય વિષયી પુરુષોનું આયુષ્ય વ્યર્થ વીતતું જઈ રહ્યું છે – ઊંઘમાં રાત અને વ્યર્થ કામોમાં દિવસ! (૯)

**સૂતજીએ કહ્યું** – જે સમયે રાજા પરીક્ષિત કુરુજાંગલ દેશમાં સમ્રાટરૂપે નિવાસ કરતા હતા, તે સમયે તેમણે સાંભળ્યું કે મારી સેના દ્વારા સુરક્ષિત સામ્રાજ્યમાં કળિયુગનો પ્રવેશ થઈ ગયો છે. આવી અપ્રિય ઘટના સાંભળીને પણ 'યુદ્ધનો અવસર તો મળી ગયો' એવું વિચારીને તેઓ દુઃખી ન થયા. ત્યારબાદ યુદ્ધવીર પરીક્ષિતે ધનુષ્ય હાથમાં લીધું. (૧૦) તેઓ શ્યામવર્ણી ઘોડાઓથી જોતરેલા, સિંહ-ચિહ્નિત ધજાવાળા સુસજ્જિત રથ પર સવાર થઈને દિગ્વિજય કરવા માટે નગરમાંથી બહાર નીકળી પડ્યા. તે સમયે રથ, હાથી, ઘોડા અને પાયદળ આ પ્રમાણે ચતુરંગિણી સેના તેમની સાથે-સાથે ચાલી રહી હતી. (૧૧) તેમણે ભદ્રાશ્વ, કેતુમાલ, ભારત, ઉત્તરકુરુ, કિંપુરુષ વગેરે ખંડોને જીતીને ત્યાંના રાજાઓ પાસેથી ભેટો લીધી. (૧૨) તેમને તે રાષ્ટ્રોમાં સર્વત્ર પોતાના પૂર્વજ મહાત્માઓનો સુયશ સાંભળવા મળ્યો. તે યશોગાનથી ડગલે ને પગલે ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા પ્રગટ થતો હતો. (૧૩)

---

૧. પ્રા. પા. – વિષ્ણુ૦ । ૨. પ્રા. પા. – ભગવાનુપહૂતો મહર્ષિભિઃ । ૩. શૌણ્ડ આદદે । ૪. પ્રા. પા. – ગીયમાનં ચ પુરતઃ । ૫. પ્રા. પા. – ૦સૂચનમ્ ।

આત્માનં ચ પરિત્રાતમશ્વત્થામ્નોઽસ્ત્રતેજસઃ ।
સ્નેહં ચ વૃષ્ણિપાર્થાનાં તેષાં ભક્તિં ચ કેશવે ॥ ૧૪॥

તેભ્યઃ પરમસન્તુષ્ટઃ પ્રીત્યુજ્જૃમ્ભિતલોચનઃ ।
મહાધનાનિ વાસાંસિ દદૌ હારાન્ મહામનાઃ ॥ ૧૫॥

સારથ્યપારષદસેવનસખ્યદૌત્ય-
વીરાસનાનુગમનસ્તવનપ્રણામાન્ ।
સ્નિગ્ધેષુ પાણ્ડુષુ જગત્પ્રણતિં ચ[1] વિષ્ણો-
ર્ભક્તિં કરોતિ નૃપતિશ્ચરણારવિન્દે ॥ ૧૬॥

તસ્યૈવં વર્તમાનસ્ય પૂર્વેષાં વૃત્તિમન્વહમ્ ।
નાતિદૂરે કિલાશ્ચર્યં યદાસીત્ તન્નિબોધ મે ॥ ૧૭॥

ધર્મઃ પદૈકેન ચરન્ વિચ્છાયામુપલભ્ય ગામ્ ।
પૃચ્છતિ સ્માશ્રુવદનાં વિવત્સામિવ માતરમ્ ॥ ૧૮॥

ધર્મ ઉવાચ[2]

કચ્ચિદ્ભદ્રેઽનામયમાત્મનસ્તે
વિચ્છાયાસિ મ્લાયતેષન્મુખેન ।
આલક્ષયે ભવતીમન્તરાધિં
દૂરે બન્ધું શોચસિ કઞ્ચનામ્બ ॥ ૧૯॥

પાદૈર્ન્યૂનં[3] શોચસિ મૈકપાદ-
માત્માનં[4] વા વૃષલૈર્ભોક્ષ્યમાણમ્ ।
આહો સુરાદીન્ હૃતયજ્ઞભાગાન્
પ્રજા ઉતસ્વિન્મઘવત્યવર્ષતિ ॥ ૨૦॥

અરક્ષ્યમાણાઃ સ્ત્રિય ઉર્વિ બાલાન્
શોચસ્યથો પુરુષાદૈરિવાર્તાન્ ।
વાચં દેવીં બ્રહ્મકુલે કુકર્મ-
ણ્યબ્રહ્મણ્યે રાજકુલે કુલાગ્ર્યાન્ ॥ ૨૧॥

આની સાથે જ તેમને એ પણ સાંભળવા મળતું હતું કે ભગવાન શ્રીકૃષ્ણે એમનું અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રની જ્વાળામાંથી કેવી રીતે રક્ષણ કર્યું હતું, યદુવંશીઓ અને પાંડવોમાં કેટલો પ્રેમ હતો તથા પાંડવોની ભગવાન શ્રીકૃષ્ણમાં કેટલી ભક્તિ હતી. (૧૪) જે લોકો તેમને આ ચરિત્રો સંભળાવતા તેમના પર મહામના રાજા પરીક્ષિત ઘણા પ્રસન્ન થતા હતા; તેમનાં નેત્રો પ્રેમથી ખીલી ઊઠતાં હતાં; તેઓ અત્યંત ઉદારતાપૂર્વક તેમને બહુમૂલ્ય વસ્ત્રો અને મણિઓના હાર ઉપહારરૂપે આપતા હતા. (૧૫) તેઓ સાંભળતા કે ભગવાન શ્રીકૃષ્ણે પ્રેમ-પરવશ થઈને પાંડવોના સારથિનું કામ કર્યું, તેમના સભાસદ બન્યા, અરે, ત્યાં સુધી કે તેમની ઇચ્છા અનુસાર કામ કરીને તેમની સેવા પણ કરી; તેમના મિત્ર તો હતા જ, દૂત પણ બન્યા; તેઓ રાત્રે શસ્ત્ર લઈને વીરાસનમાં બેસી જતા અને છાવણીનો પહેરો ભરતા હતા, તેમની પાછળ-પાછળ ચાલતા હતા, સ્તુતિ કરતા હતા તથા પ્રણામ કરતા હતા; એટલું જ નહીં, પોતાના પ્રેમી પાંડવોનાં ચરણોમાં તેમણે આખા જગતને નમાવી દીધું હતું. આવી આનંદદાયક વાતો સાંભળીને પરીક્ષિતની ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળો પ્રત્યેની ભક્તિ વિશેષ વધી જતી હતી. (૧૬) આ રીતે તેઓ રોજેરોજ પાંડવોના આચરણનું અનુકરણ કરતા રહીને દિગ્વિજય કરી રહ્યા હતા. તે દિવસોમાં તેમની છાવણીથી થોડેક જ દૂર એક આશ્ચર્યજનક બનાવ બન્યો. તે હે શૌનકાદિ ઋષિઓ! હું તમને સંભળાવું છું. (૧૭) ધર્મ વૃષભ (બળદ)નું રૂપ ધારણ કરીને એક પગે ભમી રહ્યો હતો. એક સ્થળે તેને ગાયના રૂપમાં પૃથ્વીનો ભેટો થયો. પુત્રના મૃત્યુથી દુઃખી માતાની જેમ તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં, તેનું શરીર તેજહીન થઈ ગયું હતું. ધર્મે પૃથ્વીને પૂછ્યું. (૧૮)

**ધર્મે કહ્યું** – હે કલ્યાણી! કુશળ તો છે ને? તારું મુખ થોડુંક મ્લાન થઈ રહ્યું છે, તું તેજહીન બની રહી છે; લાગે છે કે તારા હૃદયમાં કંઈ ને કંઈ દુઃખ જરૂર છે. શું તારું કોઈ સંબંધી દૂરના દેશમાં ચાલ્યું ગયું છે, કે જેના માટે તું આટલી ચિંતા કરી રહી છે? (૧૯) ક્યાંક તું મારી તો ચિંતા નથી કરી રહી ને, કે આના ત્રણ પગ તૂટી ગયા છે અને હવે એક જ પગ રહેવા પામ્યો છે? સંભવ છે કે તું પોતાના માટે શોક કરી રહી હોય કે હવે શૂદ્રો તારા પર શાસન કરશે. તને તે દેવતાઓ માટે પણ ખેદ થવાનું શક્ય છે કે જેમને હવે યજ્ઞોમાં આહુતિ આપવામાં આવતી નથી અથવા તે પ્રજા માટે પણ ખેદ થતો હોય કે જે વર્ષા નહીં થવાને કારણે દુકાળ અને ભૂખમરાથી પીડિત થઈ રહી છે. (૨૦) હે દેવી! શું તું રાક્ષસ જેવા મનુષ્યો વડે સતાવવામાં આવેલી અરક્ષિત સ્ત્રીઓ માટે તથા દુઃખાર્ત

૧. પ્રા. પા. – સ્મ । ૨. પ્રાચીન પ્રતમાં 'ધર્મ ઉવાચ' નથી. ૩. પ્રા. પા. – પાદન્યૂનં । ૪. પ્રા. પા. – યુતાત્માનં વૃષ૦ ।

કિં ક્ષત્રબન્ધૂન્ કલિનોપસૃષ્ટાન્
રાષ્ટ્રાણિ વા તૈરવરોપિતાનિ ।
ઇતસ્તતો વાશનપાનવાસઃ[1]-
સ્નાનવ્યવાયોન્મુખજીવલોકમ્ ॥ ૨૨॥

યદ્વામ્બ તે ભૂરિભરાવતાર-
કૃતાવતારસ્ય હરેર્ધરિત્રિ ।
અન્તર્હિતસ્ય સ્મરતી વિસૃષ્ટા
કર્માણિ નિર્વાણવિલમ્બિતાનિ ॥ ૨૩॥

ઇદં મમાચક્ષ્વ તવાધિમૂલં
વસુન્ધરે યેન વિકર્શિતાસિ ।
કાલેન વા તે બલિનાં બલીયસા
સુરાર્ચિતં કિં હૃતમમ્બ સૌભગમ્ ॥ ૨૪॥

ધરણ્યુવાચ[2]

ભવાન્[3] હિ વેદ તત્સર્વં યન્માં ધર્માનુપૃચ્છસિ ।
ચતુર્ભિર્વર્તસે યેન પાદૈર્લોકસુખાવહૈઃ ॥ ૨૫॥

સત્યં શૌચં દયા ક્ષાન્તિસ્ત્યાગઃ[4] સન્તોષ આર્જવમ્ ।
શમો દમસ્તપઃ[5] સામ્યં તિતિક્ષોપરતિઃ શ્રુતમ્ ॥ ૨૬॥

જ્ઞાનં વિરક્તિરૈશ્વર્યં શૌર્યં તેજો બલં સ્મૃતિઃ ।
સ્વાતન્ત્ર્યં કૌશલં કાન્તિર્ધૈર્યં[6] માર્દવમેવ ચ ॥ ૨૭॥

પ્રાગલ્ભ્યં પ્રશ્રયઃ શીલં સહ ઓજો બલં ભગઃ ।
ગામ્ભીર્યં સ્થૈર્યમાસ્તિક્યં કીર્તિર્માનોઽનહઙ્કૃતિઃ ॥ ૨૮॥

એતે[7] ચાન્યે ચ ભગવન્નિત્યા યત્ર મહાગુણાઃ ।
પ્રાર્થ્યા મહત્ત્વમિચ્છદ્ભિર્ન વિયન્તિ સ્મ કર્હિચિત્ ॥ ૨૯॥

તેનાહં ગુણપાત્રેણ શ્રીનિવાસેન સામ્પ્રતમ્ ।
શોચામિ રહિતં લોકં પાપ્મના કલિનેક્ષિતમ્ ॥ ૩૦॥

આત્માનં ચાનુશોચામિ ભવન્તં ચામરોત્તમમ્ ।
દેવાન્ પિતૄનૃષીન્ સાધૂન્
સર્વાન્ વર્ણાંસ્તથાઽઽશ્રમાન્ ॥ ૩૧॥

બાળકો માટે શોક કરી રહી છે? વિદ્યા હવે કુકર્મી બ્રાહ્મણોના સકંજામાં પડી ગઈ છે અને બ્રાહ્મણો વિપ્રદ્રોહી રાજાઓની સેવા કરવા લાગ્યા છે; સંભવ છે, એનું તને દુઃખ હોય. (૨૧) આજના નામ-માત્રના રાજાઓ તો સંપૂર્ણપણે કળિયુગી થઈ ગયા છે, તેમણે મોટા-મોટા દેશોને પણ ઉજ્જડ કરી નાખ્યા છે. શું તું તે રાજાઓ અથવા તે દેશો માટે શોક કરી રહી છે? આજની પ્રજા ખાણી-પીણી, વસ્ત્ર, સ્નાન, સ્ત્રી-સહવાસ વગેરેમાં શાસ્ત્રોક્ત નિયમોનું પાલન નહીં કરતાં સ્વેચ્છાચાર પ્રમાણે તેમાં જ રત રહે છે, શું તું એ માટે દુઃખી છે? (૨૨) મા પૃથ્વી! હવે સમજમાં આવ્યું; હોય ન હોય, તને ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ થઈ રહ્યું હશે; કારણ કે તેમણે તારો ભાર ઉતારવા માટે જ અવતાર લીધો હતો અને એવી લીલાઓ કરી હતી કે જે મોક્ષનું પણ અવલંબન છે. તેમણે હવે લીલાઓ સમેટી લીધી હોવાથી, તેમના પરિત્યાગથી તું દુઃખી થઈ રહી છે? (૨૩) હે વસુંધરા! તારા ક્લેશનું કારણ શું છે તે જણાવ, જેથી તું આટલી દુર્બળ થઈ ગઈ છે. હે દેવી! શું બળવાનોમાં બળવાન એવા કાળે તારા એ સૌભાગ્યનું હરણ તો નથી કર્યું કે જે ભગવાનના ચરણોથી અલંકૃત તારા સૌભાગ્યને જોઈને દેવતાલોક પણ તારી પૂજા કરતા હતા. (૨૪)

**પૃથ્વીએ કહ્યું** – હે ધર્મ! તમે મને જે કંઈ પૂછી રહ્યા છો તે બધું તમે સ્વયં જાણો છો. જે ભગવાનના આશ્રયે તમે સમસ્ત સંસારને સુખ આપનારા પોતાનાં ચારે ચરણોથી યુક્ત હતા, જેમનામાં સત્ય, પવિત્રતા, દયા, ક્ષમા, ત્યાગ, સંતોષ, સરળતા, શમ, દમ, તપ, સમતા, તિતિક્ષા, ઉપરતિ, શાસ્ત્રવિચાર, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, વીરતા, તેજ, બળ, સ્મૃતિ, સ્વતંત્રતા, કૌશલ, કાન્તિ, ધૈર્ય, કોમળતા, નિર્ભીકતા, વિનય, શીલ, સાહસ, ઉત્સાહ, બળ, સૌભાગ્ય, ગંભીરતા, સ્થિરતા, આસ્તિકતા, કીર્તિ, ગૌરવ અને નિરહંકારપણું – આ ઓગણચાલીસ દિવ્ય ગુણો તથા મહત્ત્વાકાંક્ષી મનુષ્યો વડે વાંછનીય (શરણાગત-વત્સલતા વગેરે) બીજા પણ ઘણાબધા મહાન ગુણો તેમની સેવા કરવા માટે નિત્ય-નિરંતર નિવાસ કરે છે, એક ક્ષણ માટે પણ તેમનાથી અલગ થતા નથી – તે સમસ્ત ગુણોના આશ્રયભૂત, સૌંદર્યધામ ભગવાન શ્રીકૃષ્ણે આ સમયે આ લોકમાંથી પોતાની લીલાઓ સમેટી લીધી અને આ સંસાર પાપમય કળિયુગની કુદૃષ્ટિનો શિકાર થઈ ગયો છે. આ જ જોઈને મને ઘણો શોક થઈ રહ્યો છે. (૨૫-૩૦) પોતાના માટે, દેવતાઓમાં શ્રેષ્ઠ એવા તમારા માટે, દેવતા, પિતૃઓ, ઋષિઓ, સાધુઓ અને સમસ્ત વર્ણો તથા આશ્રમોના મનુષ્યો માટે હું શોકગ્રસ્ત થઈ રહી છું.

---

૧. પ્રા. પા. – વાસના ઉત વ્યવા૦ । ૨. પ્રા. પા. – ધરોવાચ । ૩. પ્રા. પા. – ભવાનેવ હિ તદ્વેદ યન્માં । ૪. પ્રા. પા. – દાનં ત્યાગઃ । ૫. પ્રા. પા. – ધૃતિઃ । ૬. પ્રા. પા. – કાન્તિઃ સૌભાગ્યં માર્દવં ક્ષમા । ૭. પ્રા. પા. – ઇમે ।

બ્રહ્માદયો બહુતિથં[1] યદપાઙ્ગમોક્ષ-
કામાસ્તપઃ[2] સમચરન્ ભગવત્પ્રપન્નાઃ ।
સા શ્રીઃ સ્વવાસમરવિન્દવનં વિહાય
યત્પાદસૌભગમલં ભજતેઽનુરક્તા ॥ ૩૨॥

તસ્યાહમબ્જકુલિશાઙ્કુશકેતુકેતૈઃ
શ્રીમત્પદૈર્ભગવતઃ સમલઙ્કૃતાઙ્ગી ।
ત્રીનત્યરોચ ઉપલભ્ય તતો વિભૂતિં[3]
લોકાન્ સ માં વ્યસૃજદુત્સ્મયતીં તદન્તે ॥ ૩૩॥

યો વૈ મમાતિભરમાસુરવંશરાજ્ઞા-
મક્ષૌહિણીશતમપાનુદદાત્મતન્ત્રઃ ।
ત્વાં દુઃસ્થમૂનપદમાત્મનિ પૌરુષેણ
સમ્પાદયન્ યદુષુ રમ્યમબિભ્રદઙ્ગમ્ ॥ ૩૪॥

કા વા સહેત વિરહં પુરુષોત્તમસ્ય
પ્રેમાવલોકરુચિરસ્મિતવલ્ગુજલ્પૈઃ ।
સ્થૈર્યં સમાનમહરન્મધુમાનિનીનાં
રોમોત્સવો મમ યદઙ્ઘ્રિવિટઙ્કિતાયાઃ ॥ ૩૫॥

તયોરેવં કથયતોઃ પૃથિવીધર્મયોસ્તદા ।
પરીક્ષિન્નામ રાજર્ષિઃ પ્રાપ્તઃ પ્રાચીં સરસ્વતીમ્ ॥ ૩૬॥

(૩૧) જેમની કૃપાદૃષ્ટિ મેળવવા માટે બ્રહ્મા વગેરે દેવતાઓ ભગવાનના શરણાગત થઈને ઘણા દિવસો સુધી તપ કરતા રહ્યા તે જ લક્ષ્મીજી પોતાના કમળવનના નિવાસસ્થાનનો પરિત્યાગ કરીને ખૂબ પ્રેમથી જેમનાં ચરણકમળોની સુભગ છત્રછાયાનું સેવન કરે છે તે જ ભગવાનનાં કમળ, વજ્ર, અંકુશ, ધજા વગેરે ચિહ્નોથી યુક્ત શ્રીચરણોથી વિભૂષિત થવાને કારણે મને મહાન વૈભવ પ્રાપ્ત થયો હતો અને મારી શોભા ત્રણે લોક કરતાં વધી ગઈ હતી; પરંતુ મારા સૌભાગ્યનો હવે અંત આવી ગયો! ભગવાને મુજ અભાગણીને ત્યજી દીધી! લાગે છે કે મને પોતાના સૌભાગ્ય પર ગર્વ થઈ ગયો હતો તેથી તેમણે મને આ સજા કરી છે. (૩૨-૩૩)

જે અસુર રાજાઓના સમુદાયોની સેના સેંકડો અક્ષૌહિણીમાં હતી, જે મુજ પૃથ્વી માટે અત્યંત ભારરૂપ હતી તે ભારને પોતાની ઈચ્છાથી જ શ્રીકૃષ્ણે ઉતારી નાખ્યો અને એમણે અવતાર લીધો એ પહેલાં તમારી દુઃખદ સ્થિતિ જોઈએ તમારા પગ જે ઓછા થઈ ગયા હતા તેને તેમણે પોતાના જ પરાક્રમથી પોતાનામાં તમને ચારે પગથી પૂર્ણ કર્યા અને યદુવંશમાં અત્યંત રમણીય શ્યામસુંદર વિગ્રહથી તેઓ પ્રગટ થયા. (૩૪) જેમણે પોતાની પ્રેમભરી દૃષ્ટિ, મનોહર સ્મિત અને મીઠી-મીઠી વાતોથી સત્યભામા વગેરે જેમને પોતાની સુંદરતાનો ગર્વ હતો તે ગર્વને છીનવી લીધો અને તેઓ એવું માનતી હતી કે, અમે જે રીતે ભગવાન સાથે પ્રેમ કરીએ છીએ તેવી રીતે ભગવાન પણ અમારી સાથે પ્રેમ કરે છે એવો જે પ્રેમની સમાનતાનો ગર્વ હતો તેને પણ છીનવી લીધો. અને જેમનાં ચરણકમળોના સ્પર્શથી હું નિરંતર આનંદથી પુલકિત રહેતી હતી તે પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનો વિરહ ભલા, કોણ સહી શકે? (૩૫)

ધર્મ અને પૃથ્વી આ પ્રમાણે પરસ્પર વાતચીત કરી રહ્યાં હતાં, બરાબર તે જ સમયે રાજર્ષિ પરીક્ષિત પૂર્વવાહિની સરસ્વતીના તટ પર આવી પહોંચ્યા. (૩૬)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે પૃથ્વીધર્મસંવાદો[4] નામ ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત પૃથ્વીધર્મસંવાદ નામનો સોળમો અધ્યાય સમાપ્ત.**

═★═

# સત્તરમો અધ્યાય

## મહારાજ પરીક્ષિતે કરેલું કળિયુગનું દમન

*સૂત ઉવાચ*

તત્ર ગોમિથુનં રાજા હન્યમાનમનાથવત્ ।
દણ્ડહસ્તં ચ વૃષલં દદૃશે નૃપલાઞ્છનમ્ ॥ ૧॥

**સૂતજી કહે છે** — હે શૌનકજી! ત્યાં પહોંચીને રાજા પરીક્ષિતે જોયું કે એક રાજવેશધારી શૂદ્ર હાથમાં ડંડો લીધેલો છે અને ગાય તથા બળદની એક જોડને એવી રીતે પીટતો રહ્યો છે કે જાણે તેમનો કોઈ માલિક છે જ નહીં. (૧)

૧. પ્રા. પા. – યદનિશં । ૨. પ્રા. પા. – તપોવ્રતધરા ભગવ૦ । ૩. પ્રા. પા. – તપોવિભૂતિં । ૪. પ્રા. પા. – પારિક્ષિતે પોડ૦।

વૃષં મૃણાલધવલં મેહન્તમિવ બિભ્યતમ્ ।
વેપમાનં પદૈકેન સીદન્તં શૂદ્રતાડિતમ્[1] ॥ ૨॥

ગાં ચ ધર્મદુઘાં દીનાં ભૃશં શૂદ્રપદાહતામ્ ।
વિવત્સાં સાશ્રુવદનાં ક્ષામાં[2] યવસમિચ્છતીમ્ ॥ ૩॥

પપ્રચ્છ રથમારૂઢઃ કાર્તસ્વરપરિચ્છદમ્ ।
મેઘગમ્ભીરયા વાચા સમારોપિતકાર્મુકઃ ॥ ૪॥

કસ્ત્વં મચ્છરણે લોકે બલાદ્ધંસ્યબલાન્ બલી ।
નરદેવોઽસિ વેષેણ નટવત્કર્મણાઽદ્વિજઃ ॥ ૫॥

યસ્ત્વં કૃષ્ણે ગતે દૂરં સહ ગાણ્ડીવધન્વના ।
શોચ્યોઽસ્યશોચ્યાન્ રહસિ પ્રહરન્ વધમર્હસિ ॥ ૬॥

ત્વં વા મૃણાલધવલઃ પાદૈર્ન્યૂનઃ પદા ચરન્ ।
વૃષરૂપેણ કિં કશ્ચિદ્ દેવો નઃ પરિખેદયન્ ॥ ૭॥

ન જાતુ પૌરવેન્દ્રાણાં દોર્દણ્ડપરિરમ્ભિતે ।
ભૂતલેઽનુપતન્ત્યસ્મિન્ વિના તે પ્રાણિનાં શુચઃ ॥ ૮॥

મા સૌરભેયાનુશુચો વ્યેતુ તે વૃષલાદ્ ભયમ્ ।
મા રોદીરમ્બ ભદ્રં તે ખલાનાં મયિ શાસ્તરિ ॥ ૯॥

યસ્ય રાષ્ટ્રે પ્રજાઃ સર્વાસ્ત્રસ્યન્તે[3] સાધ્વ્યસાધુભિઃ ।
તસ્ય મત્તસ્ય નશ્યન્તિ કીર્તિરાયુર્ભગો ગતિઃ ॥ ૧૦॥

એષ રાજ્ઞાં[4] પરો ધર્મો હ્યાર્તાનામાર્તિનિગ્રહઃ ।
અત એનં વધિષ્યામિ ભૂતદ્રુહમસત્તમમ્ ॥ ૧૧॥

કોઽવૃશ્ચત્ તવ પાદાંસ્ત્રીન્ સૌરભેય ચતુષ્પદ[5] ।
મા ભૂવંસ્ત્વાદૃશા રાષ્ટ્રે રાજ્ઞાં કૃષ્ણાનુવર્તિનામ્ ॥ ૧૨॥

આખ્યાહિ વૃષ ભદ્રં વઃ સાધૂનામકૃતાગસામ્ ।
આત્મવૈરૂપ્યકર્તારં પાર્થાનાં કીર્તિદૂષણમ્ ॥ ૧૩॥

જનેઽનાગસ્યઘં યુઞ્જન્ સર્વતોઽસ્ય ચ મદ્ભયમ્ ।
સાધૂનાં ભદ્રમેવ સ્યાદસાધુદમને કૃતે ॥ ૧૪॥

તે શ્વેત રંગનો બળદ કમળતંતુની જેમ એક પગે ઊભેલો ધ્રૂજી રહ્યો હતો તથા શૂદ્રની મારપીટથી પીડિત અને ભયભીત થઈને મૂત્રત્યાગ કરી રહ્યો હતો. (૨) ધર્મોપયોગી દૂધ, ઘી વગેરે હવિષ્ય પદાર્થો આપનારી તે ગાય પણ વારંવાર શૂદ્રના પગોની લાતો ખાઈને અત્યંત દીન બની રહી હતી. એક તો તે જાતે જ દૂબળી-પાતળી હતી અને બીજું તેનું વાછરડું પણ તેની પાસે ન હતું. તેને ભૂખ લાગી હતી અને તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. (૩) સુવર્ણજડિત રથ પર ચઢેલા રાજા પરીક્ષિતે પોતાનું ધનુષ્ય ચડાવીને મેઘ જેવી ગંભીર વાણીથી તે (શૂદ્ર)ને લલકાર્યો. (૪) 'અરે! તું કોણ છે? આ બધા મારા શરણમાં છે. તું બળવાન દેખાય છે અને મારા રાજ્યનાં આ દુર્બળ પ્રાણીઓને બળપૂર્વક કેમ મારી રહ્યો છે? તેં નટ (અભિનેતા)ની જેમ વેશ તો રાજા જેવો બનાવી રાખ્યો છે, પણ કર્મથી તો તું શૂદ્ર જ જણાય છે. (૫) અમારા દાદા અર્જુન સહિત ભગવાન શ્રીકૃષ્ણ પરમધામમાં પધારી ગયા છે તેથી તું આ પ્રમાણે કરી રહ્યો છે? આ રીતે નિર્જન સ્થાનમાં નિર્દોષો પર પ્રહાર કરનારો તું અપરાધી છે, તેથી વધને પાત્ર છે.' (૬)

**તેમણે ધર્મને પૂછ્યું** — કમળની નાળ જેવો તમારો શ્વેત વર્ણ છે. ત્રણ પગ નહીં હોવા છતાં પણ તમે એક જ પગે હરો-ફરો છો. આ જોઈને મને ઘણું દુઃખ થઈ રહ્યું છે. બતાવો, તમે બળદના રૂપમાં શું કોઈ દેવતા છો? (૭) અત્યારે આ ભૂમંડળ કુરુવંશી રાજાઓના બાહુબળથી સુરક્ષિત છે. એમાં તમારા સિવાય અન્ય કોઈ પણ પ્રાણીની આંખોમાંથી શોકનાં આંસુ વહેતાં મેં જોયાં નથી. (૮) હે ધેનુપુત્ર! હવે તમે શોક ન કરો. આ શૂદ્રથી નિર્ભય થઈ જાઓ. હે ગાયમાતા! હું દુષ્ટોને સજા કરનારો છું. હવે તમે રડો નહીં. તમારું કલ્યાણ થાઓ. (૯) હે દેવી! જે રાજાના રાજ્યમાં દુષ્ટોના ઉપદ્રવથી સઘળી પ્રજા ત્રસ્ત રહે છે તે મદોન્મત્ત રાજાનાં કીર્તિ, આયુષ્ય, ઐશ્વર્ય અને પરલોક નષ્ટ થઈ જાય છે. (૧૦) રાજાઓનો પરમ ધર્મ એ જ છે કે તેઓ દુઃખીઓનાં દુઃખ દૂર કરે. આ મહાદુષ્ટ છે અને પ્રાણીઓને દુઃખી કરનારો છે, તેથી હું અત્યારે જ આને મારી નાખીશ. (૧૧) હે સુરભિનંદન! તમે તો ચાર પગવાળા જીવ છો. તમારા ત્રણ પગ કોણે કાપી નાખ્યા છે? શ્રીકૃષ્ણના અનુયાયી રાજાઓના રાજ્યમાં કદી કોઈ પણ તમારી જેમ દુઃખી ન થાઓ. (૧૨) હે વૃષભ! તમારું કલ્યાણ થાઓ. બતાવો, તમારા જેવા નિર્દોષ સાધુઓનો અંગ-ભંગ કરીને કયા દુષ્ટે પાંડવોની કીર્તિમાં કલંક લગાડ્યું છે? (૧૩) કોઈ નિર્દોષ પ્રાણીને જે સતાવે છે તેને, ભલે ને તે ક્યાંય પણ રહે, મારો ભય અવશ્ય હશે. દુષ્ટોનું દમન કરવાથી સાધુઓનું કલ્યાણ જ થાય

૧. પ્રા. પા. – ૦પીડિતમ્ । ૨. પ્રા. પા. – કૃશાં । ૩. પ્રા. પા. – માતર્હિસ્યન્તે । ૪. પ્રા. પા. – રાજ્ઞઃ । ૫. પ્રા. પા. – ચતુષ્પદઃ ।

અનાગસ્સ્વિહ ભૂતેષુ ય આગસ્કૃન્નિરઙ્કુશઃ ।
આહર્તાસ્મિ ભુજં સાક્ષાદમર્ત્યસ્યાપિ સાઙ્ગદમ્ ॥ ૧૫॥

રાજ્ઞો હિ પરમો ધર્મઃ સ્વધર્મસ્થાનુપાલનમ્ ।
શાસતોઽન્યાન્ યથાશાસ્ત્રમનાપદ્યુત્પથાનિહ ॥ ૧૬॥

*ધર્મ ઉવાચ*

એતદ્ વઃ પાણ્ડવેયાનાં યુક્તમાર્તાભયં વચઃ ।
યેષાં ગુણગણૈઃ કૃષ્ણો દૌત્યાદૌ ભગવાન્ કૃતઃ ॥ ૧૭॥

ન વયં ક્લેશબીજાનિ યતઃ[1] સ્યુઃ પુરુષર્ષભ ।
પુરુષં તં વિજાનીમો વાક્યભેદવિમોહિતાઃ ॥ ૧૮॥

કેચિદ્ વિકલ્પવસના આહુરાત્માનમાત્મનઃ[2] ।
દૈવમન્યે પરે કર્મ સ્વભાવમપરે પ્રભુમ્[3] ॥ ૧૯॥

અપ્રતર્ક્યાદનિર્દેશ્યાદિતિ કેષ્વપિ નિશ્ચયઃ ।
અત્રાનુરૂપં રાજર્ષે વિમૃશ સ્વમનીષયા ॥ ૨૦॥

*સૂત ઉવાચ*

એવં ધર્મે પ્રવદતિ સ સમ્રાડ્ દ્વિજસત્તમ[4] ।
સમાહિતેન મનસા વિખેદઃ પર્યચષ્ટ[5] તમ્ ॥ ૨૧॥

*રાજોવાચ*[6]

ધર્મં બ્રવીષિ ધર્મજ્ઞ ધર્મોઽસિ વૃષરૂપધૃક્ ।
યદધર્મકૃતઃ[7] સ્થાનં સૂચકસ્યાપિ તદ્ભવેત્ ॥ ૨૨॥

અથવા દેવમાયાયા નૂનં ગતિરગોચરા ।
ચેતસો[8] વચસશ્ચાપિ ભૂતાનામિતિ નિશ્ચયઃ ॥ ૨૩॥

તપઃ શૌચં દયા સત્યમિતિ પાદાઃ કૃતે કૃતાઃ ।
અધર્માંશૈસ્ત્રયો ભગ્નાઃ સ્મયસઙ્ગમદૈસ્તવ ॥ ૨૪॥

ઈદાનીં ધર્મ પાદસ્તે સત્યં નિર્વર્તયેદ્યતઃ ।
તં જિઘૃક્ષત્યધર્મોઽયમનૃતેનૈધિતઃ કલિઃ ॥ ૨૫॥

છે. (૧૪) જે ઉદંડ વ્યક્તિ નિર્દોષ પ્રાણીઓને દુઃખ આપે છે તે ભલે ને સાક્ષાત્ દેવતા પણ કેમ ન હોય, હું તેની બાજુબંધથી વિભૂષિત ભુજાને કાપી નાખીશ. (૧૫) આપત્તિકાળ ન હોય તોપણ જેઓ મર્યાદાનું ઉલ્લંઘન કરે તેમને શાસ્ત્રાનુસાર સજા કરીને પોતાના ધર્મમાં સ્થિત પ્રજાનું પાલન કરવું એ રાજાઓનો પરમ ધર્મ છે. (૧૬)

**ધર્મે કહ્યું** – હે રાજન્! તમે મહારાજ પાંડુના વંશજ છો. તમારું આ રીતે દુઃખીઓને આશ્વાસન આપવું તમને ઉચિત જ છે; કારણ કે તમારા પૂર્વજોના શ્રેષ્ઠ ગુણોએ ભગવાન શ્રીકૃષ્ણને તેમના સારથિ, દૂત વગેરે બનાવ્યા હતા. (૧૭) હે નરેન્દ્ર! આ ક્લેશોનું કારણ શું છે, તે ક્યાંથી આવે છે અને કયો પુરુષ આપે છે અને કયો પુરુષ આપે છે તે જાણતો નથી. શાસ્ત્રોમાં તો ભિન્ન ભિન્ન પ્રકારના વાક્યો છે તેમાં મોહિત થવાને કારણે હું જાણતો નથી (કે મારા ત્રણ પગ કોણે કાપી નાખ્યા?) (૧૮) કોઈ તાર્કિકો કહે છે કે, આપણા દુઃખનું કારણ આપણે સ્વયં છીએ, કોઈ પ્રારબ્ધને, કોઈ કર્મને અને કોઈ વળી ઈશ્વરને દુઃખનું કારણ માને છે. (૧૯) કોઈ-કોઈનો એવો પણ નિશ્ચય હોય છે કે દુઃખનું કારણ નથી તો તર્ક દ્વારા જાણી શકાતું અને નથી તો વાણી દ્વારા બતાવી શકાતું. હે રાજર્ષિ! હવે આ બધામાં કયો મત યોગ્ય છે તે તમે પોતાની બુદ્ધિથી વિચારી લો. (હું આ બાબતમાં કશું કહી શકતો નથી.) (૨૦)

**સૂતજી કહે છે** – હે ઋષિશ્રેષ્ઠ શૌનકજી! ધર્મનું આ પ્રવચન સાંભળીને સમ્રાટ પરીક્ષિત ઘણા પ્રસન્ન થયા અને તેમનો ખેદ ટળી ગયો. તેમણે શાંતચિત્તના બનીને તે ધર્મને કહ્યું. (૨૧)

**પરીક્ષિતે કહ્યું** – ધર્મનું તત્ત્વ જાણનારા હે વૃષભદેવ! તમે ધર્મ વિશે બોલી રહ્યા છો, અવશ્ય તમે વૃષભના રૂપમાં સ્વયં ધર્મ છો. [પોતાને દુઃખ આપનારનું નામ તમે એ માટે નથી બતાવ્યું કે] અધર્મ આચરનારને જે નરક વગેરે મળે છે તે જ નામ સૂચવનારને પણ મળે છે. (૨૨) અથવા એ નિશ્ચિત સિદ્ધાંત છે કે પ્રાણીઓના મન અને વાણી વડે પરમેશ્વરની માયાનું સ્વરૂપ વર્ણવી શકાતું નથી. (૨૩) હે ધર્મદેવ! સત્યયુગમાં તમારાં ચાર ચરણ હતાં : તપ, પવિત્રતા, દયા અને સત્ય. આ સમયે અધર્મના અંશ એવા ગર્વ, આસક્તિ અને મદથી ત્રણ ચરણ નષ્ટ થઈ ચૂક્યાં છે. (૨૪) અત્યારે તમારું માત્ર ચોથું ચરણ 'સત્ય' જ બચ્યું છે. તેના જ બળ પર તમે જીવિત છો. અસત્યથી પુષ્ટ થયેલો આ અધર્મરૂપી કળિયુગ તેનો પણ કોળિયો કરી જવા માગે છે. (૨૫)

૧. પ્રા. પા. – યતસ્વ । ૨. પ્રા. પા. – માત્મના । ૩. પ્રા. પા. – વિભુમ્ । ૪. પ્રા. પા. – દ્વિજસત્તમાઃ । ૫. પ્રા. પા. – પ્રત્યચષ્ટ । ૬. પ્રાચીન પ્રતમાં નથી. ૭. પ્રા. પા. – ૦કૃતં । ૮. પ્રા. પા. – વચસો મનસશ્ચાપિ ।

ઇયં ચ ભૂર્ભગવતા ન્યાસિતોરુભરા સતી ।
શ્રીમદ્ભિસ્તત્પદન્યાસૈઃ સર્વતઃ કૃતકૌતુકા ॥ ૨૬॥

શોચત્યશ્રુકલા સાધ્વી દુર્ભગેવોજ્ઝિતાઽધુના ।
અબ્રહ્મણ્યા નૃપવ્યાજાઃ શૂદ્રા ભોક્ષ્યન્તિ મામિતિ ॥ ૨૭॥

ઇતિ ધર્મં મહીં ચૈવ સાન્ત્વયિત્વા મહારથઃ ।
નિશાતમાદદે ખડ્ગં કલયેઽધર્મહેતવે ॥ ૨૮॥

તં જિઘાંસુમભિપ્રેત્ય[1] વિહાય નૃપલાઞ્છનમ્ ।
તત્પાદમૂલં શિરસા સમગાદ્ ભયવિહ્વલઃ ॥ ૨૯॥

પતિતં પાદયોર્વીક્ષ્ય કૃપયા દીનવત્સલઃ ।
શરણ્યો નાવધીચ્છ્લોક્ય આહ ચેદં હસન્નિવ ॥ ૩૦॥

આ ગાયમાતા સાક્ષાત્ પૃથ્વી છે. તેનો ઘણો ભાર ભગવાને ઉતારી દીધો હતો અને આ તેમનાં (ભગવાનનાં) ભરપૂર સૌંદર્ય વેરનારાં ચરણચિહ્નોથી સર્વત્ર ઉત્સવમય બની ગઈ હતી. (૨૬) પરંતુ હવે આ સાધ્વી (પૃથ્વી) અભાગણીની જેમ આંખોમાં પાણી ભરીને એવી ચિંતા કરી રહી છે કે ભગવાન તો મને છોડીને ચાલ્યા ગયા અને હવે બ્રાહ્મણદ્રોહી શૂદ્રો રાજાનો સ્વાંગ રચીને મને ભોગવશે. (૨૭)

મહારથી પરીક્ષિતે આ પ્રમાણે ધર્મ અને પૃથ્વીને સાન્ત્વના આપી. પછી તેમણે અધર્મના કારણરૂપ કળિયુગને મારવા માટે તલવાર ઉપાડી. (૨૮) કળિયુગ જાણી ગયો કે આ તો હવે મને મારી જ નાખવા ઇચ્છે છે, તેથી તેણે ઝટપટ પોતાનાં રાજચિહ્નો ઉતારી નાખ્યાં અને ભયવિહ્વળ થઈને તેણે તેમનાં ચરણોમાં પોતાનું માથું મૂકી દીધું. (૨૯) પરીક્ષિત ઘણા યશસ્વી, દીનવત્સલ અને શરણાગતરક્ષક હતા. તેમણે જ્યારે કળિયુગને પોતાના પગોમાં પડેલો જોયો, તો કૃપા કરીને તેને માર્યો નહિ, બલકે હસતાં-હસતાં તેને કહ્યું. (૩૦)

*રાજોવાચ*

ન તે ગુડાકેશયશોધરાણાં
બદ્ધાઞ્જલેર્વૈ[2] ભયમસ્તિ કિઞ્ચિત્ ।
ન વર્તિતવ્યં ભવતા કથઞ્ચન
ક્ષેત્રે મદીયે ત્વમધર્મબન્ધુઃ ॥ ૩૧॥

ત્વાં વર્તમાનં નરદેવદેહે-
ષ્વનુ પ્રવૃત્તોઽયમધર્મપૂગઃ ।
લોભોઽનૃતં ચૌર્યમનાર્યમંહો
જ્યેષ્ઠા ચ માયા કલહશ્ચ દમ્ભઃ ॥ ૩૨॥

ન વર્તિતવ્યં તદધર્મબન્ધો
ધર્મેણ સત્યેન ચ વર્તિતવ્યે ।
બ્રહ્માવર્તે યત્ર યજન્તિ યજ્ઞૈ-
ર્યજ્ઞેશ્વરં યજ્ઞવિતાનવિજ્ઞાઃ ॥ ૩૩॥

યસ્મિન્ હરિર્ભગવાનિજ્યમાન
[3]ઇજ્યામૂર્તિર્યજતાં શં તનોતિ ।
કામાનમોઘાન્ સ્થિરજઙ્ગમાના-
મન્તર્બહિર્વાયુરિવૈષ આત્મા ॥ ૩૪॥

**પરીક્ષિત બોલ્યા** – જ્યારે તું હાથ જોડીને શરણે આવી ગયો છે ત્યારે અર્જુનના યશસ્વી વંશમાં જન્મેલા કોઈ પણ વીર તરફથી તને કોઈ ભય નથી. પરંતુ તું અધર્મનો સહાયક છે, તેથી તારે મારા રાજ્યમાં બિલકુલ રહેવાનું નથી. (૩૧) રાજાઓના શરીરમાં તારા રહેવાથી જ લોભ, અસત્ય, ચોરી, દુષ્ટતા, સ્વધર્મ-ત્યાગ, લક્ષ્મીની મોટી બેન અલક્ષ્મી (દરિદ્રતા), કપટ, કલહ, દંભ અને બીજાં પાપોની વૃદ્ધિ થઈ રહી છે. (૩૨) તેથી, હે અધર્મના સાથી! તારે આ બ્રહ્માવર્તમાં એક ક્ષણ માટે પણ રહેવું નહીં; કારણ કે આ ધર્મ અને સત્યનું નિવાસસ્થાન છે. આ ક્ષેત્રમાં યજ્ઞવિધિના જ્ઞાતા મહાત્માઓ યજ્ઞો વડે યજ્ઞપુરુષ ભગવાનની આરાધના કરતા રહે છે. (૩૩) આ દેશમાં ભગવાન શ્રીહરિ યજ્ઞો-રૂપે નિવાસ કરે છે, યજ્ઞો વડે તેમની પૂજા થાય છે અને તેઓ યજ્ઞ કરનારાઓનું કલ્યાણ કરે છે. તે સર્વાત્મા ભગવાન વાયુની જેમ સમસ્ત ચરાચર જીવોની અંદર અને બહાર એકરસ સ્થિત રહીને તેમની કામનાઓ પૂરી કરતા રહે છે. (૩૪)

*સૂત ઉવાચ*[4]

પરીક્ષિતૈવમાદિષ્ટઃ સ કલિર્જાતવેપથુઃ ।
તમુદ્યતાસિમાહેદં દણ્ડપાણિમિવોદ્યતમ્ ॥ ૩૫॥

**સૂતજી કહે છે** – પરીક્ષિતની આ આજ્ઞા સાંભળીને કળિયુગ ધ્રૂજી ગયો. યમરાજની જેમ મારવા માટે ઉદ્યત, હાથમાં તલવાર ધારણ કરી રહેલા પરીક્ષિતને તે કહેવા લાગ્યો. (૩૫)

૧. પ્રા. પા. – ૦પ્રેક્ષ્ય । ૨. પ્રા. પા. – બદ્ધાઞ્જલેસ્તે । ૩. પ્રા. પા. – ઇષ્ટાત્મમૂર્તિ૦ । ૪. પ્રાચીન પ્રતમાં નથી.

*કલિરુવાચ*

**યત્ર ક્વચન[1] વત્સ્યામિ સાર્વભૌમ તવાજ્ઞયા ।**
**લક્ષયે તત્ર તત્રાપિ ત્વામાત્તેષુશરાસનમ્ ॥ ૩૬॥**

**તન્મે ધર્મભૃતાં શ્રેષ્ઠ સ્થાનં નિર્દેષ્ટુમર્હસિ ।**
**યત્રૈવ નિયતો વત્સ્ય આતિષ્ઠંસ્તેઽનુશાસનમ્ ॥ ૩૭॥**

*સૂત ઉવાચ*

**અભ્યર્થિતસ્તદા તસ્મૈ સ્થાનાનિ કલયે દદૌ ।**
**દ્યૂતં પાનં સ્ત્રિયઃ સૂના યત્રાધર્મશ્ચતુર્વિધઃ ॥ ૩૮॥**

**પુનશ્ચ યાચમાનાય જાતરૂપમદાત્પ્રભુઃ ।**
**તતોઽનૃતં મદં[2] કામં રજો વૈરં ચ પઞ્ચમમ્ ॥ ૩૯॥**

**અમૂનિ પઞ્ચ સ્થાનાનિ હ્યધર્મપ્રભવઃ કલિઃ ।**
**ઔત્તરેયેણ દત્તાનિ ન્યવસત્ તન્નિદેશકૃત્ ॥ ૪૦॥**

**અથૈતાનિ ન સેવેત બુભૂષુઃ પુરુષઃ ક્વચિત્ ।**
**વિશેષતો ધર્મશીલો રાજા લોકપતિર્ગુરુઃ ॥ ૪૧॥**

**વૃષસ્ય નષ્ટાંસ્ત્રીન્ પાદાન્ તપઃ શૌચં દયામિતિ ।**
**પ્રતિસન્દધ આશ્વાસ્ય[3] મહીં ચ સમવર્ધયત્ ॥ ૪૨॥**

**સ એષ એતર્હ્યધ્યાસ્ત[4] આસનં પાર્થિવોચિતમ્ ।**
**પિતામહેનોપન્યસ્તં રાજ્ઞારણ્યં વિવિક્ષતા ॥ ૪૩॥**

**આસ્તેઽધુના સ રાજર્ષિઃ કૌરવેન્દ્રશ્રિયોલ્લસન્ ।**
**ગજાહ્વયે મહાભાગશ્ચક્રવર્તી બૃહચ્છ્રવાઃ ॥ ૪૪॥**

**ઇત્થમ્ભૂતાનુભાવોઽયમભિમન્યુસુતો નૃપઃ ।**
**યસ્ય પાલયતઃ ક્ષોણીં યૂયં સત્રાય દીક્ષિતાઃ ॥ ૪૫॥**

**કળિએ કહ્યું** – હે મહારાજ! હું જોઉં છું ત્યાં ધનુષ્ય-બાણથી સજ્જ આપ જ દેખાઓ છો, તેથી આપ મને આજ્ઞા કરો ત્યાં હું રહીશ. (૩૬) તેથી હે ધાર્મિક-શિરોમણિ! તમે મને એવું સ્થળ બતાવો કે જ્યાં હું તમારી આજ્ઞાનું પાલન કરતો રહીને સ્થિર થઈને રહી શકું. (૩૭)

**સૂતજી કહે છે** – કળિયુગની પ્રાર્થના સ્વીકારીને રાજા પરીક્ષિતે તેને ચાર સ્થાન આપ્યાં : દ્યૂત, મદ્યપાન, સ્ત્રીસંગ અને હિંસા. આ સ્થાનોમાં અનુક્રમે અસત્ય, મદ, આસક્તિ અને નિર્દયતા – આ ચાર પ્રકારના અધર્મ નિવાસ કરે છે. (૩૮) તેણે બીજાં પણ સ્થાન માગ્યાં, ત્યારે સમર્થ પરીક્ષિતે તેને રહેવા માટે એક બીજું સ્થાન 'સુવર્ણ' (ધન) આપ્યું. આ રીતે કળિયુગનાં પાંચ નિવાસસ્થાન થયાં – અસત્ય, મદ, કામ, વેર અને રજોગુણ. (૩૯) પરીક્ષિતે આપેલાં આ જ સ્થાનોમાં અધર્મના મૂળ કારણભૂત કળિ તેમની આજ્ઞાઓનું પાલન કરતો રહીને રહેવા લાગ્યો. (૪૦) તેથી આત્મકલ્યાણની કામના કરનાર મનુષ્યે આ પાંચે સ્થાનોનું ક્યારેય સેવન કરવું જોઈએ નહીં. ધાર્મિક રાજાએ, પ્રજાવર્ગના લૌકિક નેતાએ અને ધર્મોપદેશ કરનારા ગુરુઓએ તો આમનો ખૂબ સાવધાનીપૂર્વક ત્યાગ કરવો જોઈએ. (૪૧) આ પછી રાજા પરીક્ષિતે વૃષભરૂપી ધર્મનાં તપસ્યા, શૌચ અને દયા – એ ત્રણે ચરણ જોડી દીધાં અને પૃથ્વીને પણ આશ્વાસન આપીને સંવર્ધન કર્યું. (૪૨) તે જ મહારાજા પરીક્ષિત આ સમયે પોતાના રાજ્યસિંહાસન પર વિરાજમાન છે, કે જે તેમના પિતામહ મહારાજ યુધિષ્ઠિરે વનમાં જતી વખતે તેમને આપ્યું હતું. (૪૩) તે પરમયશસ્વી સૌભાગ્યશાળી ચક્રવર્તી સમ્રાટ રાજર્ષિ પરીક્ષિત આ સમયે હસ્તિનાપુરમાં કૌરવકુળની રાજ્યલક્ષ્મીથી શોભાયમાન છે. (૪૪) અભિમન્યુસુત રાજા પરીક્ષિત વાસ્તવમાં એવા જ પ્રભાવશાળી છે, (ધર્મને ચાર પગવાળો કર્યો, પૃથ્વીને આશ્વાસિત કરી સંવર્ધિત કરી અને કલિયુગને દંડ આપીને તેના સ્થાનને મર્યાદિત કર્યું.) જેમના શાસનકાળમાં તમે આ દીર્ઘકાલીન યજ્ઞ માટે દીક્ષિત થયા છો.* (૪૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે[5] કલિનિગ્રહો નામ સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥**
**પહેલા સ્કંધ-અંતર્ગત કલિનિગ્રહ નામનો સત્તરમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – ક્વ ચાથ । ૨. પ્રા. પા. – મદઃ કામો । ૩. પ્રા. પા. – આસ્થાય । ૪. પ્રા. પા. – એતદધ્યાસ્ત । ૫. પ્રાચીન પ્રતમાં 'પારિક્ષિતે પર્વણિ' એટલો પાઠ વધુ છે.

* ૪૩માથી ૪૫મા સુધીના શ્લોકોમાં મહારાજ પરીક્ષિત હયાત હોય એમ વર્ણન કરવામાં આવ્યું છે. 'વર્તમાનસામીપ્યે વર્તમાનવદ્વા' (પા. સૂ. ૩/૩/૧૩૧) – આ પાણિનિસૂત્ર પ્રમાણે, વર્તમાનના નિકટવર્તી ભૂતકાળ માટે અને ભવિષ્યકાળ માટે પણ વર્તમાનકાળનો પ્રયોગ કરી શકાય છે. જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજી મહારાજે પોતાની ટીકામાં લખ્યું છે કે પરીક્ષિતનું મૃત્યુ થઈ ચૂક્યું હોવા છતાં પણ તેમની કીર્તિ અને પ્રભાવ વર્તમાનની જેમ જ વિદ્યમાન હતાં. તેમના પ્રત્યે અત્યંત શ્રદ્ધા ઉપજાવવા માટે તેમનું દૂરત્વ અહીં મટાવી દેવામાં આવ્યું છે. તેમને ભગવાનનું સાયુજ્ય પ્રાપ્ત થઈ ચૂક્યું હતું, તેથી પણ સૂતજીને તેઓ પોતાની સન્મુખ જ જોઈ રહ્યા છે. માત્ર તેમને જ નહીં, બલકે સૌને આ વાતની પ્રતીતિ થઈ રહી છે. 'આત્મા વૈ જાયતે પુત્રઃ' – આ શ્રુતિવચન પ્રમાણે જનમેજયના રૂપમાં પણ તે જ સિંહાસન પર બેઠેલા છે. આ બધાં કારણોથી વર્તમાનના રૂપમાં થયેલું તેમનું વર્ણન પણ કથારસને પુષ્ટ જ કરે છે.

# અઢારમો અધ્યાય

## રાજા પરીક્ષિતને શૃંગી ઋષિનો શાપ

સૂત ઉવાચ

યો વૈ દ્રૌણ્યસ્ત્રવિપ્લુષ્ટો ન માતુરુદરે મૃતઃ ।
અનુગ્રહાદ્ ભગવતઃ કૃષ્ણસ્યાદ્ભુતકર્મણઃ ॥ ૧॥

બ્રહ્મકોપોત્થિતાદ્ યસ્તુ તક્ષકાત્પ્રાણવિપ્લવાત્ ।
ન સમ્મુમોહોરુભયાદ્ ભગવત્યર્પિતાશયઃ ॥ ૨॥

ઉત્સૃજ્ય સર્વતઃ સઙ્ગં વિજ્ઞાતાજિતસંસ્થિતિઃ ।
વૈયાસકેર્જહૌ શિષ્યો ગઙ્ગાયાં સ્વં કલેવરમ્ ॥ ૩॥

નોત્તમશ્લોકવાર્તાનાં જુષતાં[1] તત્કથામૃતમ્ ।
સ્યાત્સમ્ભ્રમોઽન્તકાલેઽપિ સ્મરતાં તત્પદામ્બુજમ્ ॥ ૪॥

તાવત્કલિર્ન પ્રભવેત્ પ્રવિષ્ટોઽપીહ સર્વતઃ ।
યાવદીશો મહાનુર્વ્યામાભિમન્યવ એકરાટ્ ॥ ૫॥

યસ્મિન્નહનિ યર્હ્યેવ ભગવાનુત્સસર્જ ગામ્ ।
તદૈવેહાનુવૃત્તોઽસાવધર્મપ્રભવઃ કલિઃ ॥ ૬॥

[2]નાનુદ્વેષ્ટિ કલિં સમ્રાટ્ સારઙ્ગ ઇવ સારભુક્ ।
કુશલાન્યાશુ સિદ્ધ્યન્તિ નેતરાણિ કૃતાનિ યત્ ॥ ૭॥

કિં નુ બાલેષુ શૂરેણ કલિના ધીરભીરુણા ।
અપ્રમત્તઃ પ્રમત્તેષુ યો વૃકો[3] નૃષુ વર્તતે ॥ ૮॥

ઉપવર્ણિતમેતદ્[4] વઃ પુણ્યં પારીક્ષિતં મયા ।
વાસુદેવકથોપેતમાખ્યાનં યદપૃચ્છત ॥ ૯॥

યા યાઃ કથા ભગવતઃ કથનીયોરુકર્મણઃ ।
ગુણકર્માશ્રયાઃ પુમ્ભિઃ સંસેવ્યાસ્તા બુભૂષુભિઃ ॥ ૧૦॥

ઋષય ઊચુઃ

સૂત જીવ સમાઃ સૌમ્ય શાશ્વતીર્વિશદં યશઃ ।
યસ્ત્વં શંસસિ કૃષ્ણસ્ય મર્ત્યાનામમૃતં હિ નઃ ॥ ૧૧॥

**સૂતજી કહે છે** – અદ્‌ભુતકર્મી ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી રાજા પરીક્ષિત પોતાની માતાના ઉદરમાં અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જવા છતાં મર્યા નહીં. (૧) જે સમયે બ્રાહ્મણના શાપને કારણે તેમને ડંખવા માટે તક્ષક આવ્યો તે સમયે તેઓ પ્રાણસંકટના મહાન ભયથી ભયભીત થયા નહીં; કારણ કે તેમણે પોતાનું ચિત્ત ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં સમર્પિત કરી દીધેલું હતું. (૨) તેમણે સર્વથા આસક્તિ ત્યજી દીધી હતી, ગંગાકિનારે જઈને શ્રીશુકદેવજી પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો અને એ રીતે ભગવાનના સ્વરૂપને જાણીને પોતાના શરીરને ત્યજી દીધું. (૩) જે લોકો ભગવાન શ્રીકૃષ્ણની કીર્તિ સંબંધે વાતો કર્યા કરે છે, તેમની કથામૃતનું પાન કરતા રહે છે અને તેમનાં ચરણકમળોનું સ્મરણ કરતા રહે છે તેમને અંતકાળે પણ મોહ થતો નથી. (૪) જ્યાં સુધી પૃથ્વી પર અભિમન્યુસુત મહારાજ પરીક્ષિત સમ્રાટ રહ્યા ત્યાં સુધી, ચારે તરફ વ્યાપ્ત થઈ જવા છતાં પણ કળિયુગનો કશો પણ પ્રભાવ ન હતો. (૫) એમ તો જે દિવસે, જે ક્ષણે શ્રીકૃષ્ણે પૃથ્વીનો પરિત્યાગ કર્યો તે જ સમયે પૃથ્વી પર અધર્મના મૂળ કારણભૂત કળિયુગ આવી ગયો હતો. (૬) ભ્રમરના જેવા સારગ્રાહી સમ્રાટ પરીક્ષિત કળિયુગ પ્રત્યે કોઈ દ્વેષ ધરાવતા ન હતા; કારણ કે એનામાં (કળિયુગમાં) એ એક ઘણો મોટો ગુણ છે કે પુણ્યકર્મો તો સંકલ્પમાત્રથી જ ફળીભૂત થઈ જાય છે; પરંતુ પાપકર્મોનું ફળ શરીર વડે કરવામાં આવે તો જ મળે છે, સંકલ્પ કરવા-માત્રથી નહીં. (૭) એ બાળકો પ્રત્યે શૂરવીર છે, પણ ધૈર્યવાન પુરુષો માટે ભીરુ છે. તે જ પ્રમાણે કલિ પ્રમાદી મનુષ્યોને વરુની જેમ પોતાના વશમાં કરવા હંમેશાં સાવધાન રહે છે. (૮) હે શૌનકાદિ ઋષિજનો! આપ લોકોએ મને જે પૂછ્યું હતું તે મેં તમને ભગવાનની કથા સાથે જોડાયેલું રાજા પરીક્ષિતનું પવિત્ર ચરિત્ર કહી સંભળાવ્યું. (૯) ભગવાન શ્રીકૃષ્ણ કીર્તન-યોગ્ય ઘણીબધી લીલાઓ કરે છે, તેથી તેમના ગુણ અને લીલાઓ સાથે સંબંધિત જેટલી પણ કથાઓ છે તે બધીયનું કલ્યાણવાંછુ મનુષ્યોએ સેવન કરવું જોઈએ. (૧૦)

**ઋષિઓએ કહ્યું** – હે સૌમ્યસ્વભાવના સૂતજી! તમે યુગોયુગ જીવો; કારણ કે મૃત્યુના પ્રવાહમાં પડેલા અમને તમે ભગવાન શ્રીકૃષ્ણની અમૃત જેવી ઉજ્જ્વળ કીર્તિ

---

૧. પ્રા. પા. – કુર્વતાં । ૨. પ્રા. પા. – નાભિ૰ । ૩. પ્રા. પા. – નૃપો । ૪. પ્રા. પા. – ૰મેતદ્ધિ ।

કર્મણ્યસ્મિન્નનાશ્વાસે ધૂમધૂમ્રાત્મનાં ભવાન્ ।
આપાયયતિ ગોવિન્દપાદપદ્માસવં મધુ ॥ ૧૨॥

તુલયામ લવેનાપિ ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।
ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥ ૧૩॥

કો નામ તૃપ્યેદ્ રસવિત્કથાયાં
મહત્તમૈકાન્તપરાયણસ્ય ।
નાન્તં ગુણાનામગુણસ્ય જગ્મુ-
ર્યોગેશ્વરા યે ભવપાદ્મમુખ્યાઃ ॥ ૧૪॥

તન્નો[1] ભવાન્ વૈ ભગવત્પ્રધાનો
મહત્તમૈકાન્તપરાયણસ્ય ।
હરેરુદારં ચરિતં વિશુદ્ધં
શુશ્રૂષતાં નો વિતનોતુ વિદ્વન્[2] ॥ ૧૫॥

સ વૈ મહાભાગવતઃ પરીક્ષિદ્
યેનાપવર્ગાખ્યમદભ્રબુદ્ધિઃ ।
જ્ઞાનેન વૈયાસકિશબ્દિતેન
ભેજે ખગેન્દ્રધ્વજપાદમૂલમ્ ॥ ૧૬॥

તન્નઃ પરં પુણ્યમસંવૃતાર્થ-
માખ્યાનમત્યદ્ભુતયોગનિષ્ઠમ્ ।
આખ્યાહ્યનન્તાચરિતોપપન્નં
પારીક્ષિતં ભાગવતાભિરામમ્ ॥ ૧૭॥

*સૂત ઉવાચ*

અહો વયં જન્મભૃતોઽદ્ય હાસ્મ
વૃદ્ધાનુવૃત્ત્યાપિ વિલોમજાતાઃ ।
દૌષ્કુલ્યમાધિં વિધુનોતિ શીઘ્રં
મહત્તમાનામભિધાનયોગઃ ॥ ૧૮॥

કુતઃ પુનર્ગૃણતો નામ તસ્ય
મહત્તમૈકાન્તપરાયણસ્ય ।
યોઽનન્તશક્તિર્ભગવાનનન્તો
મહદ્ગુણત્વાદ્ યમનન્તમાહુઃ ॥ ૧૯॥

સંભળાવો છો. (૧૧) યજ્ઞો કરી-કરીને તેના ધુમાડાથી અમારાં શરીર ધુમાડિયાં થઈ ગયાં છે, તોપણ આ કર્મ-ફળનો કોઈ વિશ્વાસ નથી. અહીં તો તમે વર્તમાનમાં જ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોનું માદક અને મધુર મધ પિવડાવીને અમને તૃપ્ત કરી રહ્યા છો. (૧૨) ભગવત્પ્રેમી ભક્તોના લેશમાત્ર સત્સંગ સાથે સ્વર્ગ અને મોક્ષની પણ તુલના કરી શકાતી નથી; અને એ સત્સંગ અમને આપની પાસેથી મળી રહ્યો છે. તો પછી મનુષ્યોના તુચ્છ ભોગોની તો વાત જ શી? (૧૩) એવો કોણ રસ-મર્મજ્ઞ હશે કે જે મહાપુરુષોના એકમાત્ર જીવનસર્વસ્વ એવા શ્રીકૃષ્ણની લીલાકથાઓથી તૃપ્ત થઈ જાય? સમસ્ત પ્રાકૃત ગુણોથી અતીત ભગવાનના અચિંત્ય-અનંત કલ્યાણમય ગુણોનો પાર તો બ્રહ્મા, શંકર વગેરે મોટા મોટા યોગેશ્વરો પણ પામી શક્યા નથી. (૧૪) હે વિદ્વાન! તમે ભગવાનને જ પોતાના જીવનના ધ્રુવતારક માનો છો; તેથી તમે સત્પુરુષોના એકમાત્ર આશ્રય એવા ભગવાનનાં ઉદાર અને વિશુદ્ધ ચરિત્રોનું અમ શ્રદ્ધાળુ શ્રોતાઓ માટે વિસ્તારપૂર્વક વર્ણન કરો. (૧૫) ભગવાનના પરમ પ્રેમી મહાબુદ્ધિમાન પરીક્ષિતે શ્રીશુકદેવજીએ ઉપદેશેલા જે જ્ઞાન થકી મોક્ષરૂપી ભગવત્-ચરણકમળોને પ્રાપ્ત કર્યાં તે જ જ્ઞાનનું અને પરીક્ષિતના પવિત્ર ઉપાખ્યાનનું કૃપા કરીને તમે વર્ણન કરો; એમાં કાંઈ ગુપ્ત ન રાખતાં સ્પષ્ટરૂપે કહો કેમકે તેમાં ભગવત્પ્રેમની અદ્ભુત યોગનિષ્ઠાનું નિરૂપણ કર્યું હશે, તેમાં ડગલે ને પગલે ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું વર્ણન થયું હશે. ભગવાનના પ્રિયભક્તોને એવા પ્રસંગો સાંભળવામાં ઘણો રસ પડે છે. (૧૬-૧૭)

**સૂતજી કહે છે** – અહો! વિલોમ* જાતિમાં જન્મ લેવા છતાં પણ મહાત્માઓની સેવા કરવાને કારણે આજે મારો જન્મ સફળ થઈ ગયો; કારણ કે મહાપુરુષોની સાથે વાર્તાલાપ કરવા માત્રથી જ નીચ કુળમાં જન્મ થયાની મનોવ્યથા તરત જ નષ્ટ થાય છે. (૧૮) તો પછી એવાં લોકોની તો વાત જ શી કરવી, કે જેઓ સત્પુરુષોના એકમાત્ર આશ્રયભૂત ભગવાનનું નામ લે છે! ભગવાનની શક્તિ અનંત છે, તેઓ સ્વયં અનંત છે. વાસ્તવમાં તેમના ગુણોની અનંતતાને કારણે જ તેમને 'અનંત' કહેવામાં આવ્યા છે. (૧૯)

---

૧. પ્રા. પા. – તતો । ૨. પ્રા. પા. – વિદ્વાન્ ।

* ઉચ્ચ વર્ણની માતા અને નિમ્ન વર્ણના પિતાથી જન્મેલા સંતાનને 'વિલોમજ' કહે છે. સૂત જાતિની ઉત્પત્તિ આ જ રીતે બ્રાહ્મણ-માતા અને ક્ષત્રિય-પિતાથી થવાને લીધે તેને શાસ્ત્રોમાં 'વિલોમ' જાતિ માનવામાં આવી છે.

એતાવતાઽલં ननु[1] સૂચિતેન
ગુણૈરસામ્યાનતિશાયનસ્ય[2] ।
હિત્વેતરાન્ પ્રાર્થયતો વિભૂતિ-
ર્યસ્યાઙ્ઘ્રિરેણું જુષતેઽનભીપ્સોઃ ॥ ૨૦॥

અથાપિ યત્પાદનખાવસૃષ્ટં
જગદ્વિરિઞ્ચોપહૃતાર્હણામ્ભઃ ।
સેશં પુનાત્યન્યતમો મુકુન્દાત્
કો નામ લોકે ભગવત્પદાર્થઃ ॥ ૨૧॥

યત્રાનુરક્તાઃ સહસૈવ ધીરા
વ્યપોહ્ય દેહાદિષુ સઙ્ગમૂઢમ્ ।
વ્રજન્તિ [3]તત્પારમહંસ્યમન્ત્યં
યસ્મિન્નહિંસોપશમઃ સ્વધર્મઃ ॥ ૨૨॥

અહં હિ પૃષ્ટોઽર્યમણો ભવદ્ભિ-
રાચક્ષ આત્માવગમોઽત્ર યાવાન્ ।
નભઃ પતન્ત્યાત્મસમં પતત્રિણ-
સ્તથા સમં વિષ્ણુગતિં વિપશ્ચિતઃ ॥ ૨૩॥

એકદા ધનુરુદ્યમ્ય વિચરન્ મૃગયાં વને ।
મૃગાનનુગતઃ શ્રાન્તઃ ક્ષુધિતસ્તૃષિતો ભૃશમ્ ॥ ૨૪॥

જલાશયમચક્ષાણઃ પ્રવિવેશ તમાશ્રમમ્ ।
દદર્શ મુનિમાસીનં શાન્તં મીલિતલોચનમ્ ॥ ૨૫॥

પ્રતિરુદ્ધેન્દ્રિયપ્રાણમનોબુદ્ધિમુપારતમ્ ।
સ્થાનત્રયાત્પરં પ્રાપ્તં બ્રહ્મભૂતમવિક્રિયમ્ ॥ ૨૬॥

વિપ્રકીર્ણજટાચ્છન્નં રૌરવેણાજિનેન ચ ।
વિશુષ્યત્તાલુરુદકં તથાભૂતમયાચત ॥ ૨૭॥

અલબ્ધતૃણભૂમ્યાદિરસમ્પ્રાપ્તાર્ઘ્યસૂનૃતઃ ।
અવજ્ઞાતમિવાત્માનં મન્યમાનશ્ચુકોપ હ ॥ ૨૮॥

ભગવાનના ગુણોની સમાનતા પણ જ્યારે કોઈ કરી શકતું નથી ત્યારે તેમનાથી ચઢિયાતું તો હોઈ જ કોણ શકે? તેમના ગુણોની આવી વિશેષતા સમજાવવા માટે એટલું જ કહેવું પૂરતું છે કે લક્ષ્મીજી તેમને મેળવવાની ઇચ્છાથી પ્રાર્થના કરનારા દેવતાઓને છોડીને, ભગવાનના નહીં ઇચ્છવા છતાંય તેમનાં ચરણકમળોની રજનું સેવન કરે છે. (૨૦) બ્રહ્માજીએ ભગવાનનાં ચરણોનું પ્રક્ષાલન કરવા માટે જે જળ સમર્પિત કર્યું હતું તે જ તેમનાં ચરણોના નખમાંથી નીકળીને ગંગારૂપે વહેતું થયું. આ જળ મહાદેવજી સહિત સમસ્ત જગતને પવિત્ર કરે છે. આવી સ્થિતિમાં ત્રિભુવનમાં 'ભગવાન' શબ્દનો 'શ્રીકૃષ્ણ' સિવાય બીજો વળી કયો અર્થ હોઈ શકે? (૨૧) જેમનો પ્રેમ મેળવીને ધીર મનુષ્યો કોઈ પણ ખચકાટ વગર શરીર વગેરેની દૃઢ આસક્તિને ત્યજી દે છે અને તે અંતિમ પરમહંસ-આશ્રમને અપનાવી લે છે, કે જેમાં કોઈનેય કષ્ટ નહીં આપવું અને બધી તરફથી પૂરી રીતે શાંત થઈ જવું એ જ સ્વ-ધર્મ હોય છે. (૨૨) હે સૂર્ય જેવા તેજસ્વી મહાત્માઓ! તમે મને જે કંઈ પૂછ્યું છે તે વિશે હું પોતાની સમજ પ્રમાણે કહી સંભળાવું છું. જેમ પક્ષીઓ પોતાની શક્તિ પ્રમાણે આકાશમાં ઊડે છે તેવી જ રીતે વિદ્વાનો પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જ શ્રીકૃષ્ણની લીલાનું વર્ણન કરે છે. (૨૩)

એક દિવસે રાજા પરીક્ષિત ધનુષ્ય લઈને વનમાં મૃગયા માટે વિચરતા હતા. હરણોની પાછળ દોડતાં-દોડતાં તેઓ થાકી ગયા અને તેમને ઘણી ભૂખ અને તરસ લાગ્યાં. (૨૪) જ્યારે ક્યાંય તેમને કોઈ જળાશય ન મળ્યું ત્યારે તેઓ નજીકમાં જ એક ઋષિના આશ્રમમાં પ્રવેશ્યા. તેમણે જોયું કે ત્યાં એક મુનિ આંખો બંધ કરીને શાંતભાવે આસન પર બેઠા હતા. (૨૫) ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિનો નિરોધ થઈ જવાથી તેઓ સંસારથી પર થઈ ગયા હતા. તેઓ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ – એ ત્રણે અવસ્થાઓથી રહિત, નિર્વિકાર બ્રહ્મરૂપ તુરીય અવસ્થામાં સ્થિત હતા. (૨૬) તેમનું શરીર વિખેરાયેલી જટાઓથી અને કૃષ્ણ-મૃગચર્મથી ઢંકાયેલું હતું. રાજા પરીક્ષિતે આવી જ સ્થિતિમાં તેમની પાસે પાણી માગ્યું; કારણ કે તરસને લીધે તેમનું ગળું સુકાતું હતું. (૨૭) રાજાને જ્યારે ત્યાં બેસવા માટે તણખલા જેટલું પણ આસન મળ્યું નહીં, કોઈએ તેમને જમીન પર પણ બેસવાનું કહ્યું નહીં – અર્ઘ્ય અને આદરયુક્ત મીઠી વાતો તો મળે જ ક્યાંથી? – ત્યારે પોતાને અપમાનિત થયેલા જાણીને તેઓ ક્રોધાયમાન

૧. પ્રા. પા. – બત । ૨. પ્રા. પા. – ૦રસામ્યૈરતિ૦ । ૩. પ્રા. પા. – તે ।

અભૂતપૂર્વઃ સહસા ક્ષુત્તૃડ્ભ્યામર્દિતાત્મનઃ ।
બ્રાહ્મણં પ્રત્યભૂદ્ બ્રહ્મન્ મત્સરો મન્યુરેવ ચ ॥ ૨૯॥

સ[1] તુ બ્રહ્મઋષેરંસે ગતાસુમુરગં રુષા ।
વિનિર્ગચ્છન્ધનુષ્કોટ્યા નિધાય પુરમાગમત્[2] ॥ ૩૦॥

એષ કિં નિભૃતાશેષકરણો મીલિતેક્ષણઃ ।
મૃષાસમાધિરાહોસ્વિત્કિં નુ સ્યાત્ક્ષત્રબન્ધુભિઃ ॥ ૩૧॥

તસ્ય પુત્રોઽતિતેજસ્વી વિહરન્ બાલકોઽર્ભકૈઃ ।
રાજ્ઞાઽઘં પ્રાપિતં તાતં શ્રુત્વા તત્રેદમબ્રવીત્ ॥ ૩૨॥

અહો અધર્મઃ પાલાનાં પીવ્નાં બલિભુજામિવ ।
સ્વામિન્યઘં યદ્ દાસાનાં દ્વારપાનાં શુનામિવ ॥ ૩૩॥

બ્રાહ્મણૈઃ ક્ષત્રબન્ધુર્હિ દ્વારપાલો[3] નિરૂપિતઃ ।
સ કથં તદ્ગૃહે દ્વાઃસ્થઃ સભાણ્ડં[4] ભોક્તુમર્હતિ ॥ ૩૪॥

કૃષ્ણે ગતે ભગવતિ શાસ્તર્યુત્પથગામિનામ્ ।
તદ્ભિન્નસેતૂનદ્યાહં[5] શાસ્મિ પશ્યત મે બલમ્ ॥ ૩૫॥

ઇત્યુક્ત્વા રોષતામ્રાક્ષો વયસ્યાનૃષિબાલકઃ ।
કૌશિક્યાપ ઉપસ્પૃશ્ય વાગ્વજ્રં વિસસર્જ હ ॥ ૩૬॥

ઇતિ[6] લઙ્ઘિતમર્યાદં તક્ષકઃ સપ્તમેઽહનિ ।
દઙ્ક્ષ્યતિ સ્મ કુલાઙ્ગારં ચોદિતો મે તતદ્રુહમ્[7] ॥ ૩૭॥

તતોઽભ્યેત્યાશ્રમં બાલો ગલે સર્પકલેવરમ્ ।
પિતરં વીક્ષ્ય[8] દુઃખાર્તો મુક્તકણ્ઠો રુરોદ હ ॥ ૩૮॥

સ વા[9] આઙ્ગિરસો બ્રહ્મન્ શ્રુત્વા સુતવિલાપનમ્ ।
ઉન્મીલ્ય શનકૈર્નેત્રે દૃષ્ટ્વા સ્વાંસે[10] મૃતોરગમ્ ॥ ૩૯॥

વિસૃજ્ય પુત્રં પપ્રચ્છ વત્સ કસ્માદ્ધિ રોદિષિ ।
કેન વા તેઽપકૃતમિત્યુક્તઃ સ ન્યવેદયત્ ॥ ૪૦॥

થયા. (૨૮) હે શૌનકજી! તેઓ ભૂખ અને તરસથી તરફડતા હતા, તેથી તેમને બ્રાહ્મણ પ્રત્યે એકાએક ઈર્ષ્યા થઈ અને ક્રોધ થઈ આવ્યો. તેમના જીવનમાં આ પ્રકારનો આ પહેલો જ પ્રસંગ હતો. (૨૯) ત્યાંથી પાછા ફરતી વખતે તેમણે ક્રોધવશ થઈને એક મરેલો સાપ ધનુષ્યની અણીથી ઉપાડીને ઋષિના ગળામાં નાખ્યો અને પોતાના નગરમાં આવી ગયા. (૩૦) તેમના મનમાં એવી કલ્પના આવી કે 'તે ઋષિએ પોતાની આંખો બંધ કરી રાખી છે તો તેમણે ખરેખર પોતાની બધી ઇન્દ્રિયનો શું નિરોધ કરી લીધો? કે પછી આ સામાન્ય રાજાઓથી અમારે શું પ્રયોજન?' એમ વિચારીને તેમણે જાણી જોઈને સમાધિનો ઢોંગ રચ્યો છે. (૩૧)

તે શમીક ઋષિનો પુત્ર ઘણો તેજસ્વી હતો. તે બીજા ઋષિકુમારો સાથે નજીકમાં જ રમતો હતો. જ્યારે તે બાળકે સાંભળ્યું કે રાજાએ મારા પિતા સાથે દુર્વ્યવહાર કર્યો છે ત્યારે તેણે આ પ્રમાણે કહ્યું – (૩૨) 'રાજા કહેવડાવનારા આ લોકો છાંડેલું ખાનારા કાગડાઓની જેમ ઘમંડી થઈને કેવો અન્યાય કરે છે! બ્રાહ્મણોના દાસ હોવા છતાં પણ તેઓ દરવાજે પહેરો ભરનાર કૂતરાની જેમ પોતાના માલિકનો જ તિરસ્કાર કરે છે. (૩૩) બ્રાહ્મણોએ ક્ષત્રિયોને પોતાના દ્વારપાળ બનાવ્યા છે. તેમણે દરવાજા પર રહીને રક્ષણ કરવું જોઈએ, ઘરમાં ઘૂસીને માલિકનાં વાસણોમાં ખાવાનો તેમને અધિકાર નથી. (૩૪) તેથી અધમ માર્ગે જનારાઓના શાસક ભગવાન શ્રીકૃષ્ણના પરમધામમાં ગયા પછી મર્યાદા તોડનાર આ લોકોને આજે હું દંડ આપું છું. મારું તપોબળ જુઓ.' (૩૫) પોતાના સાથી બાળકોને આમ કહીને, ક્રોધથી લાલઘૂમ થયેલી આંખોવાળા તે ઋષિકુમારે કૌશિકી નદીના જળથી આચમન કરીને પોતાની વાણીરૂપી વજ્રનો પ્રયોગ કર્યો. (૩૬) 'કુલાંગાર પરીક્ષિતે મારા પિતાનું અપમાન કરીને મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે, તેથી મારી પ્રેરણાથી તક્ષક નાગ આજથી સાતમા દિવસે તેને ડસશે.' (૩૭)

ત્યારપછી તે બાળક પોતાના આશ્રમમાં આવ્યો અને પિતાના ગળામાં સાપ જોઈને દુઃખાર્ત થયેલો તે ગળું ફાડીને રડવા લાગ્યો. (૩૮) હે વિપ્રવર શૌનકજી! પોતાના પુત્રનું રડવું-કકળવું સાંભળીને શમીક મુનિએ ધીરે ધીરે પોતાની આંખો ખોલી અને જોયું કે પોતાના ગળામાં એક મરેલો સાપ પડ્યો છે. (૩૯) તેને ફેંકી દઈને તેમણે પોતાના પુત્રને કહ્યું – 'બેટા! તું શા માટે રડે છે? શું કોઈએ તારો અપકાર કર્યો છે?' તેમના આમ પૂછવાથી બાળકે બધી બીના કહી સંભળાવી. (૪૦)

૧. પ્રા. પા. – તસ્ય બ્રહ્મર્ષેરંસે । ૨. પ્રા. પા. – ૦માગતઃ । ૩. પ્રા. પા. – ગૃહપાલો । ૪. પ્રા. પા. – ભક્ષ્તુ૦ । ૫. પ્રા. પા. – ૦સેતુમદ્યા૦ । ૬. પ્રા. પા. – અતો । ૭. પ્રા. પા. – પિતૃદ્રુહમ્ । ૮. પ્રા. પા. – પ્રેક્ષ્ય । ૯. પ્રા. પા. – સ વૈવાઙ્ગિરસો । ૧૦. પ્રા. પા. – ચાંસે ।

निशम्य शप्तमतदर्हं नरेन्द्रं
स ब्राह्मणो नात्मजमभ्यनन्दत् ।
अहो बतांहो महदद्य ते कृत-
मल्पीयसि द्रोह उरुर्दमो धृतः ॥ ४१॥
न वै नृभिर्नरदेवं पराख्यं
सम्मातुमर्हस्यविपक्वबुद्धे[1] ।
यत्तेजसा दुर्विषहेण गुप्ता
विन्दन्ति भद्राण्यकुतोभयाः प्रजाः ॥ ४२॥
अलक्ष्यमाणे नरदेवनाम्नि
रथाङ्गपाणावयमङ्ग लोकः ।
तदा हि चौरप्रचुरो विनङ्क्ष्य-
त्यरक्ष्यमाणोऽविवरूथवत्[2] क्षणात् ॥ ४३॥
तदद्य नः पापमुपैत्यनन्वयं
यन्नष्टनाथस्य[3] वसोर्विलुम्पकात् ।
परस्परं घ्नन्ति शपन्ति वृञ्जते
पशून् स्त्रियोऽर्थान् पुरुदस्यवो जनाः ॥ ४४॥
[4]तदाऽऽर्यधर्मश्च विलीयते नृणां
वर्णाश्रमाचारयुतस्त्रयीमयः ।
ततोऽर्थकामाभिनिवेशितात्मनां
शुनां कपीनामिव वर्णसङ्करः ॥ ४५॥
धर्मपालो नरपतिः स तु सम्राड् बृहच्छ्रवाः ।
साक्षान्महाभागवतो राजर्षिर्हयमेधयाट् ।
क्षुत्तृट्श्रमयुतो दीनो नैवास्मच्छापमर्हति ॥ ४६॥
अपापेषु स्वभृत्येषु बालेनापक्वबुद्धिना ।
पापं कृतं तद्भगवान् सर्वात्मा क्षन्तुमर्हति ॥ ४७॥
तिरस्कृता विप्रलब्धाः शप्ताः क्षिप्ता हता अपि ।
नास्य तत् प्रतिकुर्वन्ति तद्भक्ताः प्रभवोऽपि हि ॥ ४८॥
इति पुत्रकृताघेन सोऽनुतप्तो महामुनिः ।
स्वयं विप्रकृतो राज्ञा नैवाघं तदचिन्तयत् ॥ ४९॥
प्रायशः साधवो लोके परैर्द्वन्द्वेषु योजिताः ।
न व्यथन्ति न हृष्यन्ति यत आत्माऽगुणाश्रयः ॥ ५०॥

(બ્રહ્મર્ષિ શમીકે રાજાને અપાયેલા શાપની વાત સાંભળીને પોતાના પુત્રને અભિનંદન ન આપ્યાં. તેમની દૃષ્ટિમાં પરીક્ષિત શાપ-પાત્ર ન હતા. તેમણે કહ્યું – 'અરે, મૂર્ખ બાળક! તેં મોટું પાપ કર્યું! ખેદ છે કે તેમની નાની-સરખી ભૂલ માટે તેં તેમને આવડો મોટો દંડ આપ્યો. (૪૧) તારી બુદ્ધિ હજી અપરિપક્વ છે. ભગવત્સ્વરૂપ રાજાને તારે સાધારણ મનુષ્યો જેવા ન સમજવા જોઈએ; કારણ કે રાજાના દુઃસહ તેજથી સુરક્ષિત અને નિર્ભય રહીને જ પ્રજા પોતાનું કલ્યાણ સંપન્ન કરે છે. (૪૨) જ્યારે ભગવાન રાજાનું રૂપ ધારણ કરીને પૃથ્વી પર દેખાશે નહીં ત્યારે ચોરો વધી જશે અને અરક્ષિત ઘેટાંઓની જેમ લોકોનો પળવારમાં નાશ થઈ જશે. (૪૩) રાજાનો નાશ થઈ જવાથી ધન વગેરે લૂંટનારા ચોરો જે પાપ કરશે તેની સાથે આપણી કોઈ નિસ્બત નહીં હોવા છતાં પણ તે આપણને પણ લાગુ પડશે; કારણ કે રાજા નહીં રહેવાથી લૂંટારાઓ વધી જાય છે અને તેઓ પરસ્પર મારપીટ, ગાળાગાળી કરે છે, સાથે જ પશુઓ, સ્ત્રીઓ અને ધનસંપત્તિ પણ લૂંટી લે છે. (૪૪) એવા સમયે મનુષ્યોના વર્ણ-આશ્રમ અનુસારના આચરણવાળા વૈદિક આર્યધર્મનો લોપ થઈ જાય છે તથા ધનલાલસાથી અને કામવાસનાથી વિવશ થઈને લોકો કૂતરાં-વાંદરાંઓ જેવાં વર્ણસંકર થઈ જાય છે. (૪૫) સમ્રાટ પરીક્ષિત્ તો અત્યંત યશસ્વી અને ધર્મપાલક છે. તેમણે ઘણાબધા અશ્વમેધ યજ્ઞો કર્યા છે અને તેઓ ભગવાનના પરમપ્રિય ભક્ત છે. તે જ રાજર્ષિ ભૂખ-તરસથી વ્યાકુળ થઈને આપણા આશ્રમમાં આવ્યા હતા. તેઓ કદાપિ શાપ-પાત્ર નથી. (૪૬) આ અબુધ બાળકે આપણા નિષ્પાપ સેવક રાજાનો અપરાધ કર્યો છે. સર્વાત્મા ભગવાન કૃપા કરીને તેને ક્ષમા કરે. (૪૭) ભગવદ્ભક્તોમાં બદલો લેવાની શક્તિ હોય છે તોપણ તેઓ બીજાઓએ કરેલા અપમાન, દગાબાજી, ગાળાગાળી, આક્ષેપ અને મારપીટનો કોઈ બદલો લેતા નથી.' તેથી આપણે પણ કોઈ બદલો ન લેવો જોઈએ કારણ કે આપણે પણ ભગવદ્ભક્ત છીએ. (૪૮) મહામુનિ શમીકને પુત્રના અપરાધનો ઘણો પશ્ચાત્તાપ થયો. રાજા પરીક્ષિતે તેમનું જે અપમાન કર્યું હતું તેને તેમણે અપકાર માન્યો જ નહીં. (૪૯) મહાત્માઓનો સ્વભાવ જ એવો હોય છે કે સંસારમાં જ્યારે બીજા લોકો તેમને સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોમાં નાખે છે ત્યારે પણ તેઓ ઘણું કરીને સુખી કે દુઃખી થતા નથી; કારણ કે આત્માનું સ્વરૂપ તો સર્વથા ગુણાતીત છે. (૫૦)

═★═

**इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां प्रथमस्कन्धे[5] विप्रशापोपलम्भनं नामाष्टादशोऽध्यायः ॥ १८॥**

**પહેલા સ્કંધ-અંતર્ગત વિપ્રશાપ-ઉપાલંભ નામનો અઢારમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – ब्बुद्धिः । ૨. પ્રા. પા. – हि विरुद्धलक्षणात् । ૩. પ્રા. પા. – नष्टस्य नाथस्य । ૪. પ્રા. પા. – तदाशु धर्मः सुविली०।
૫. પ્રા. પા. – 'पारमहंस्यां संहितायां पारिक्षितोपाख्याने' એટલું વધુ છે, 'विप्र' શબ્દના સ્થાને 'ब्रह्म' શબ્દ છે.

# ઓગણીસમો અધ્યાય

## પરીક્ષિતનું અનશન-વ્રત અને શુકદેવજીનું આગમન

સૂત ઉવાચ

મહીપતિસ્ત્વથ તત્કર્મ ગર્હ્યં
વિચિન્તયન્નાત્મકૃતં સુદુર્મનાઃ ।
અહો મયા નીચમનાર્યવત્કૃતં
નિરાગસિ બ્રહ્મણિ ગૂઢતેજસિ ॥ ૧॥

ધ્રુવં તતો મે કૃતદેવહેલનાદ્
દુરત્યયં વ્યસનં નાતિદીર્ઘાત્ ।
તદસ્તુ કામં [૧]ત્વઘનિષ્કૃતાય મે
યથા ન કુર્યાં પુનરેવમદ્ધા[૨] ॥ ૨॥

અદ્યૈવ રાજ્યં [૩]બલમૃદ્ધકોશં
પ્રકોપિતબ્રહ્મકુલાનલો મે ।
દહત્વભદ્રસ્ય પુનર્ન મેઽભૂત્[૪]
પાપીયસી ધીર્દ્વિજદેવગોભ્યઃ ॥ ૩॥

સ[૫]ચિન્તયન્નિત્થમથાશૃણોદ્ યથા
મુનેઃસુતોક્તો નિર્ઋતિસ્તક્ષકાખ્યઃ ।
સ સાધુ મેને નચિરેણ [૬]તક્ષકા-
નલં પ્રસક્તસ્ય વિરક્તિકારણમ્ ॥ ૪॥

અથો વિહાયેમમમું ચ લોકં
વિમર્શિતૌ હેયતયા પુરસ્તાત્ ।
કૃષ્ણાઙ્ઘ્રિસેવામધિમન્યમાન
ઉપાવિશત્ પ્રાયમમર્ત્યનદ્યામ્ ॥ ૫॥

યા વૈ લસચ્છ્રીતુલસીવિમિશ્ર-
કૃષ્ણાઙ્ઘ્રિરેણ્વભ્યધિકામ્બુનેત્રી ।
પુનાતિ લોકાનુભયત્ર સેશાન્
કસ્તાં ન સેવેત મરિષ્યમાણઃ ॥ ૬॥

ઇતિ વ્યવચ્છિદ્ય સ પાણ્ડવેયઃ
પ્રાયોપવેશં પ્રતિ વિષ્ણુપદ્યામ્ ।
દધ્યૌ મુકુન્દાઙ્ઘ્રિમનન્યભાવો
મુનિવ્રતો મુક્તસમસ્તસઙ્ગઃ ॥ ૭॥

**સૂતજી કહે છે** – રાજધાનીમાં પહોંચ્યા પછી રાજા પરીક્ષિતને પોતે કરેલા તે નિંદ્ય કર્મ માટે ઘણો પસ્તાવો થયો. તેઓ અત્યંત ઉદાસ થઈ ગયા અને વિચારવા લાગ્યા – 'મેં નિર્દોષ અને ગૂઢ-તેજયુક્ત બ્રાહ્મણની સાથે અનાર્ય પુરુષો જેવો ઘણો જ નીચ વ્યવહાર કર્યો એ ભારે ખેદજનક છે. (૧) તે મહાત્માના અપમાનના ફળસ્વરૂપે ખૂબ જ જલદીથી મારા ઉપર જરૂરથી કોઈ ભયંકર વિપત્તિ આવશે. હું પણ એવું જ ઇચ્છું છું; કારણ કે તેથી મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જશે અને ત્યારબાદ ક્યારેય હું આવું કામ કરવાનું દુઃસાહસ નહીં કરું. (૨) બ્રાહ્મણોનો ક્રોધાગ્નિ આજે જ મારા રાજ્ય, સેના અને સમૃદ્ધ ખજાનાને ભલે બાળીને ભસ્મ કરી દે, કે જેથી ફરીથી ક્યારેય મારા જેવા દુષ્ટની બ્રાહ્મણો, દેવતાઓ અને ગાયો પ્રત્યે આવી પાપ-બુદ્ધિ ન થાય.' (૩) તેઓ આ પ્રમાણે વિચારતા હતા ત્યારે જ તેમને ખબર પડી કે ઋષિકુમારના શાપથી 'મને તક્ષક ડંખશે.' તેમને સાક્ષાત્ મૃત્યુરૂપી તક્ષકના ડંખવાના શાપની વાતને હિતકર માની. તેમણે વિચાર્યું કે ઘણા દિવસોથી હું સંસારમાં આસક્ત થઈ રહ્યો હતો, મારા માટે આ વિરક્તિનું સુંદર કારણ મળી ગયું. (૪) કારણ કે આ લોક અને સ્વર્ગાદિ પરલોકના ભોગો બધા જ ત્યાજ્ય છે એવું તેઓ પહેલેથી જ માનતા હતા તેથી ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની સેવાને જ સર્વોપરી માનીને, આમરણ અનશન-વ્રત લઈને તેઓ ગંગાકિનારે જઈ બેઠા. (૫) ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની પરાગ લઈને વહેતું ગંગાજીનું નીર જે શ્રીતુલસીની ગંધથી મિશ્રિત છે. અને જે લોકપાલો સહિત ઉપરનાં અને નીચેનાં સમસ્ત લોકોને પવિત્ર કરે છે. એવો કયો મરણાસન્ન મનુષ્ય હશે કે જે તેમનું (ગંગાજીનું) સેવન ના કરે? (૬)

આ રીતે ગંગાકિનારે આમરણ અનશનનો નિશ્ચય કરીને તેમણે તમામ આસક્તિઓનો પરિત્યાગ કરી દીધો અને તેઓ મુનિઓનું વ્રત અપનાવીને અનન્ય ભાવથી

૧. પ્રા. પા. – હ્યઘ૰ । ૨. પ્રા. પા. – પુનરેવ સદ્યઃ । ૩. પ્રા. પા. – બલમૂર્જ૰ । ૪. પ્રા. પા. – મેઽસ્તુ । ૫. પ્રા. પા. – ચિન્તયન્નિષ્ટમથા૰ । ૬. પ્રા. પા. – તક્ષકાદલં ।

તત્રોપજગ્મુર્ભુવનં પુનાના
મહાનુભાવા મુનયઃ સશિષ્યાઃ ।
પ્રાયેણ તીર્થાભિગમાપદેશૈઃ
સ્વયં હિ તીર્થાનિ પુનન્તિ સન્તઃ ॥ ૮॥

અત્રિર્વસિષ્ઠશ્ચ્યવનઃ શરદ્વા-
નરિષ્ટનેમિર્ભૃગુરઙ્ગિરાશ્ચ ।
પરાશરો ગાધિસુતોઽથ રામ
ઉતથ્ય ઈન્દ્રપ્રમદેધ્મવાહૌ[1] ॥ ૯॥

મેધાતિથિર્દેવલ આર્ષ્ટિષેણો
ભારદ્વાજો ગૌતમઃ પિપ્પલાદઃ ।
મૈત્રેય ઔર્વઃ કવષઃ[2] કુમ્ભયોનિ-
ર્દ્વૈપાયનો ભગવાન્નારદશ્ચ ॥ ૧૦॥

અન્યે ચ [3]દેવર્ષિબ્રહ્મર્ષિવર્યા
રાજર્ષિવર્યા અરુણાદયશ્ચ ।
નાનાર્ષેયપ્રવરાન્[4] સમેતા-
નભ્યર્ચ્ય રાજા શિરસા વવન્દે ॥ ૧૧॥

સુખોપવિષ્ટેષ્વથ તેષુ ભૂયઃ
કૃતપ્રણામઃ સ્વચિકીર્ષિતં યત્[5] ।
વિજ્ઞાપયામાસ વિવિક્તચેતા
ઉપસ્થિતોઽગ્રેઽભિગૃહીતપાણિઃ ॥ ૧૨॥

રાજોવાચ

અહો વયં ધન્યતમા નૃપાણાં
મહત્તમાનુગ્રહણીયશીલાઃ ।
રાજ્ઞાં કુલં બ્રાહ્મણપાદશૌચાદ્[6]
દૂરાદ્ વિસૃષ્ટં બત ગર્હ્યકર્મ ॥ ૧૩॥

તસ્યૈવ મેઽઘસ્ય પરાવરેશો
વ્યાસક્તચિત્તસ્ય ગૃહેષ્વભીક્ષ્ણમ્ ।
નિર્વેદમૂલો દ્વિજશાપરૂપો
યત્ર પ્રસક્તો ભયમાશુ ધત્તે ॥ ૧૪॥

તં મોપયાતં પ્રતિયન્તુ વિપ્રા
ગઙ્ગા ચ દેવી ધૃતચિત્તમીશે ।

શ્રીકૃષ્ણનાં ચરણકમળોનું ધ્યાન કરવા લાગ્યા. (૭) તે સમયે ત્રિલોકને પવિત્ર કરનારા મોટા મોટા મહાનુભાવ ઋષિમુનિઓ પોતાના શિષ્યો સાથે ત્યાં પધાર્યા. સંતો ઘણું કરીને તીર્થયાત્રાના નિમિત્તે સ્વયં તે તીર્થસ્થાનોને જ પવિત્ર કરતા હોય છે. (૮) તે સમયે ત્યાં અત્રિ, વસિષ્ઠ, ચ્યવન, શરદ્વાન, અરિષ્ટનેમિ, ભૃગુ, અંગિરા, પરાશર, વિશ્વામિત્ર, પરશુરામ, ઉતથ્ય, ઈન્દ્રપ્રમદ, ઇધ્મવાહ, મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, અગસ્ત્ય, ભગવાન વ્યાસ, નારદ તથા એ સિવાય અન્ય પણ કેટલાક દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ અને અરુણ વગેરે રાજર્ષિશ્રેષ્ઠોનું શુભાગમન થયું. આ પ્રમાણે વિભિન્ન ગોત્રોના મુખ્ય-મુખ્ય ઋષિઓને એકત્ર થયેલા જોઈને રાજાએ તે સૌનો યથાયોગ્ય સત્કાર કર્યો અને તેમનાં ચરણોમાં માથું મૂકીને વંદન કર્યાં. (૯-૧૧) જ્યારે બધા શાંતિપૂર્વક પોતપોતાના આસન પર બેસી ગયા ત્યારે મહારાજ પરીક્ષિતે તેમને ફરીથી પ્રણામ કર્યા અને તેમની સામે ઊભા થઈને શુદ્ધ હૃદયથી હાથ જોડીને પોતે જે કંઈ કરવા ઇચ્છતા હતા તે તેમને કહી સંભળાવ્યું. (૧૨)

**રાજા પરીક્ષિતે કહ્યું** – અહો! સમસ્ત રાજાઓમાં હું ધન્ય છું, ધન્યતમ છું; કારણ કે પોતાના શીલ-સ્વભાવને કારણે હું આપના જેવા મહાપુરુષોની કૃપાને પાત્ર બન્યો છું. રાજકુળના લોકો ઘણું કરીને નિંદ્ય કર્મ કરવાને કારણે બ્રાહ્મણોનાં ચરણપ્રક્ષાલનથી વંચિત રહી જાય છે – એ કેટલા ખેદની વાત છે! (૧૩) હું પણ એવો અપરાધી રાજા જ છું. નિત્ય ઘરપરિવારમાં આસક્ત રહેવાને કારણે હું પણ પાપરૂપ જ બની ગયો છું, એટલે સ્વયં ભગવાન જ બ્રાહ્મણના શાપરૂપે મારા પર કૃપા કરવા પધાર્યા છે. આ શાપ વૈરાગ્ય ઉપજાવનારો છે; કારણ કે આ પ્રકારના શાપથી સંસારમાં આસક્ત મનુષ્યો ભયભીત બનીને વિરક્ત થઈ જતા હોય છે. (૧૪) હે બ્રાહ્મણો! હવે મેં પોતાનું ચિત્ત ભગવાનનાં ચરણોમાં સમર્પિત કરી દીધું છે. મને શરણાગત સમજીને આપ સૌ અને મા ગંગાજી મારા પર અનુગ્રહ કરો. બ્રાહ્મણકુમારના શાપથી પ્રેરિત કોઈ અન્ય

૧. પ્રા. પા. – ઈન્દ્રપ્રમતિઃ સુવાહુઃ । ૨. પ્રા. પા. – કવયઃ । ૩. પ્રા. પા. – દેવર્ષિમહર્ષિ૦ । ૪. પ્રા. પા. – નાનર્ષિસઙ્ઘાન્ પુરતઃ । ૫. પ્રા. પા. – મહત્ । ૬. પ્રા. પા. ૦શૌચાદારાદ્વિસૃષ્ટં ।

દ્વિજોપસૃષ્ટઃ કુહકસ્તક્ષકો વા
દશત્વલં ગાયત વિષ્ણુગાથાઃ ॥ ૧૫॥

પુનશ્ચ ભૂયાદ્ભગવત્યનન્તે
રતિઃ[1] પ્રસઙ્ગશ્ચ તદાશ્રયેષુ ।
મહત્સુ યાં યામુપયામિ સૃષ્ટિં
મૈત્ર્યસ્તુ સર્વત્ર નમો દ્વિજેભ્યઃ ॥ ૧૬॥

ઈતિ સ્મ રાજાધ્યવસાયયુક્તઃ
પ્રાચીનમૂલેષુ કુશેષુ ધીરઃ ।
ઉદઙ્મુખો દક્ષિણકૂલ આસ્તે
સમુદ્રપત્ન્યાઃસ્વસુતન્યસ્તભારઃ ॥ ૧૭॥

એવં ચ[2] તસ્મિન્નરદેવદેવે
પ્રાયોપવિષ્ટે દિવિ દેવસઙ્ઘાઃ ।
પ્રશસ્ય ભૂમૌ વ્યકિરન્ પ્રસૂનૈ-
ર્મુદા મુહુર્દુન્દુભયશ્ચ નેદુઃ ॥ ૧૮॥

મહર્ષયો[3] વૈ સમુપાગતા યે
પ્રશસ્ય સાધ્વિત્યનુમોદમાનાઃ ।
ઊચુઃ પ્રજાનુગ્રહશીલસારા
યદુત્તમશ્લોકગુણાભિરૂપમ્[4] ॥ ૧૯॥

ન વા ઈદં રાજર્ષિવર્ય ચિત્રં
ભવત્સુ[5] કૃષ્ણં સમનુવ્રતેષુ ।
યેઽધ્યાસનં રાજકિરીટજુષ્ટં
સદ્યો જહુર્ભગવત્પાર્શ્વકામાઃ ॥ ૨૦॥

સર્વે વયં તાવદિહાસ્મહેઽદ્ય[6]
કલેવરં યાવદસૌ વિહાય ।
લોકં પરં વિરજસ્કં વિશોકં
યાસ્યત્યયં ભાગવતપ્રધાનઃ ॥ ૨૧॥

કપટપૂર્વક તક્ષકનું રૂપ લઈને મને ડસે અથવા સ્વયં તક્ષક આવીને ડસી લે એની મને જરીકે પરવા નથી. તમે સૌ કૃપા કરીને ભગવાનની રસમયી લીલાઓનું ગાન કરો. (૧૫) હું આપના, બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રણામ કરીને ફરીથી એ જ પ્રાર્થના કરું છું કે મારે કર્મવશાત્ ભલે કોઈ પણ યોનિમાં જન્મ લેવો પડે, પણ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં મારો અનુરાગ થાઓ, તેમના ચરણાશ્રિત મહાત્માઓ સાથે પ્રીતિ થાઓ અને સંસારનાં સમસ્ત પ્રાણીઓ પ્રત્યે મારી એકસમાન મૈત્રી રહો. આપ સૌ મને આવા આશીર્વાદ આપો.. (૧૬)

મહારાજ પરીક્ષિત પરમ ધીર હતા. તેઓ આવો દૃઢ નિશ્ચય કરીને ગંગાજીના દક્ષિણ તટ પર પૂર્વાગ્ર દર્ભાસન પર ઉત્તરાભિમુખ થઈને બેઠા. રાજકારભારનો ભાર તો તેમણે પહેલાંથી જ પોતાના પુત્ર જનમેજયને સોંપી દીધો હતો. (૧૭) પૃથ્વીના ચક્રવર્તી સમ્રાટ પરીક્ષિત જ્યારે આ રીતે આમરણ અનશનના નિશ્ચય સાથે બેઠા ત્યારે આકાશમાં સ્થિત દેવતાઓ અત્યંત આનંદથી તેમની પ્રશંસા કરતા રહીને ત્યાં પૃથ્વી પર પુષ્પવર્ષા કરવા લાગ્યા તથા વારંવાર તેમનાં નગારાં વાગવા લાગ્યાં. (૧૮) બધા જ ઉપસ્થિત મહર્ષિઓએ પરીક્ષિતના નિશ્ચયની પ્રશંસા કરી અને 'ધન્ય, ધન્ય!' કહીને તેમનું સમર્થન કર્યું. ઋષિજનો તો સ્વભાવથી જ લોકો પર કૃપાવર્ષા કરતા રહે છે; એટલું જ નહીં, તેમની તમામ શક્તિ લોકો ઉપર કૃપા કરવા માટે જ હોય છે. તે ઋષિઓએ ભગવાન શ્રીકૃષ્ણના ગુણોથી પ્રભાવિત પરીક્ષિતને તેમને અનુરૂપ વચનો કહ્યાં. (૧૯) 'હે રાજર્ષિશ્રેષ્ઠ! આપ ભગવાન શ્રીકૃષ્ણના સેવક અને અનુયાયી પાંડવોના વંશજ છો. તેથી આ કોઈ આશ્ચર્યની વાત નથી; કારણ કે તમે બધાએ ભગવાનનું સાંનિધ્ય મેળવવાની આકાંક્ષાથી તે રાજ્યસિંહાસનનો એક જ ક્ષણમાં પરિત્યાગ કર્યો છે, કે જેની સેવા મોટા મોટા રાજાઓ પોતાના મુગટોથી કરતા હતા. (૨૦) અમે બધા ત્યાં સુધી અહીં જ રહીશું કે જ્યાં સુધી ભગવાનના પરમ ભક્ત આ પરીક્ષિત પોતાનો નશ્વર દેહ છોડીને માયાદોષ તેમ જ શોકથી રહિત થઈને ભગવાનના ધામમાં ન સિધાવી જાય.' (૨૧)

---

૧. પ્રા. પા. – રતિપ્રસઙ્ગશ્ચ । ૨. પ્રા. પા. – તુ । ૩. પ્રા. પા. – મહર્ષયસ્તે । ૪. પ્રા. પા. – ૦ગુણાનુરૂપમ્ । ૫. પ્રા. પા. – ભવેદ્ધ્રુવં કૃષ્ણમનુવ્રતેષુ । ૬. પ્રા. પા. – ૦ઽથ ।

આશ્રુત્ય તદૃષિગણવચઃ[1] પરીક્ષિત્
સમં મધુચ્યુદ્ ગુરુ ચાવ્યલીકમ્ ।
[2]આભાષતૈનાનભિનન્દ્ય યુક્તાન્[3]
શુશ્રૂષમાણશ્ચરિતાનિ વિષ્ણોઃ ॥ ૨૨॥

સમાગતાઃ સર્વત એવ સર્વે
વેદા યથા મૂર્તિધરાસ્ત્રિપૃષ્ઠે[4] ।
નેહાથવામુત્ર ચ કશ્ચનાર્થ
ઋતે પરાનુગ્રહમાત્મશીલમ્ ॥ ૨૩॥

તતશ્ચ વઃ પૃચ્છ્યમિમં વિપૃચ્છે
વિશ્રભ્ય વિપ્રા ઈતિકૃત્યતાયામ્ ।
સર્વાત્મના મ્રિયમાણૈશ્ચ કૃત્યં
શુદ્ધં ચ તત્રામૃશતાભિયુક્તાઃ ॥ ૨૪॥

તત્રાભવદ્ભગવાન્ વ્યાસપુત્રો
યદૃચ્છયા ગામટમાનોઽનપેક્ષઃ ।
અલક્ષ્યલિઙ્ગો નિજલાભતુષ્ટો
વૃતશ્ચ બાલૈરવધૂતવેષઃ ॥ ૨૫॥

તં દ્વ્યષ્ટવર્ષં સુકુમારપાદ-
કરોરુબાહ્વંસકપોલગાત્રમ્ ।
[5]ચાર્વાયતાક્ષોન્નસતુલ્યકર્ણ
સુભ્ર્વાનનં કમ્બુસુજાતકણ્ઠમ્ ॥ ૨૬॥

નિગૂઢજત્રું પૃથુતુઙ્ગવક્ષસ-
માવર્તનાભિં વલિવલ્ગૂદરં ચ ।
દિગમ્બરં વક્ત્રવિકીર્ણકેશં
પ્રલમ્બબાહું સ્વમરોત્તમાભમ્ ॥ ૨૭॥

શ્યામં [6]સદાઽપીચ્યવયોઽઙ્ગલક્ષ્મ્યા
સ્ત્રીણાં મનોજ્ઞં રુચિરસ્મિતેન[7] ।
પ્રત્યુત્થિતાસ્તે મુનયઃ સ્વાસનેભ્ય-
સ્તલ્લક્ષણજ્ઞા અપિ ગૂઢવર્ચસમ્ ॥ ૨૮॥

ઋષિઓનાં આ વચનો ઘણાં જ મધુર, ગંભીર, સત્યપૂર્ણ અને સમતાયુક્ત હતાં. તે સાંભળીને રાજા પરીક્ષિતે તે યોગી મુનિઓનું અભિનંદન કર્યું અને ભગવાનનાં મનોહર ચરિત્રો સાંભળવાની ઇચ્છાથી તેમને પ્રાર્થના કરી. (૨૨) 'હે મહાત્માઓ! તમે બધા ચોતરફથી અહીં પધાર્યા છો. તમે સત્યલોકમાં રહેનારા મૂર્તિમંત વેદો સમાન છો. બીજાઓ પર કૃપા કરવી એ તમારો સ્વભાવ જ છે, તેના સિવાય તમારો કોઈ સ્વાર્થ આ લોક કે પરલોકમાં નથી. (૨૩) હે વિપ્રવરો! તમારામાં સંપૂર્ણ વિશ્વાસ કરીને હું પોતાના કર્તવ્ય વિશે આ પૂછવા યોગ્ય પ્રશ્ન પૂછું છું. તમે બધા જ વિદ્વાનો પરસ્પર વિચાર કરીને એ બતાવો કે બધા માટે બધી પરિસ્થિતિઓમાં અને ખાસ કરીને જેનું મૃત્યુ નિકટ છે તેવા મનુષ્યો માટે અંતઃકરણ અને શરીરથી કરવા યોગ્ય વિશુદ્ધ કર્મ કયું છે?'* (૨૪)

તે જ સમયે પૃથ્વી પર સ્વેચ્છાએ વિચરણ કરતા કરતા, કશાયની કોઈ અપેક્ષા નહીં રાખનારા વ્યાસપુત્ર ભગવાન શ્રીશુકદેવજી મહારાજ ત્યાં પ્રગટ થયા. તેઓ વર્ણ અને આશ્રમનાં બાહ્ય ચિહ્નોથી રહિત તેમ જ આત્મ-અનુભૂતિમાં સંતુષ્ટ હતા. બાળકો કુતૂહલપૂર્વક તેમની પાછળ-પાછળ આવતા હતા. તેમનો વેશ અવધૂતનો હતો. (૨૫) સોળ વર્ષની ઉંમર હતી; હાથ, પગ, જાંઘ, ભુજાઓ, ગાલ તથા અન્ય સર્વ અંગો અત્યંત સુકોમળ હતાં. વિશાળ અને મનોહર આંખો હતી. નાક થોડુંક ઊંચું હતું. કાન પ્રમાણસરના હતા. સુંદર ભ્રમરો હતી, એનાથી મુખ અત્યંત શોભતું હતું. કંઠ તો જાણે સુંદર શંખ જ હતો. (૨૬) હાંસડી ઢંકાયેલી, છાતી પહોળી અને ભરાવદાર, નાભિ વમળ જેવી ઊંડી તથા પેટ ઘણું સુંદર ત્રિવલી (ત્રણ કરચલીઓ)-યુક્ત હતું. લાંબી ભુજાઓ હતી અને મુખ પર વાંકડિયા વાળ વિખરાયેલા હતા. આ દિગંબર વેશમાં તેઓ શ્રેષ્ઠ દેવતાઓની જેમ તેજસ્વી લાગતા હતા. (૨૭) વર્ણ શામળો હતો. ચિત્ત ચોરનારું ભરયૌવન હતું. દેહ-છટા અને મધુર સ્મિતથી તેઓ સ્ત્રીઓને હંમેશાં મનોહર

૧. પ્રા. પા. – તદૃષિગણસ્ય વચઃ । ૨. પ્રા. પા. – અભા૦ । ૩. પ્રા. પા. – યુક્તઃ । ૪. પ્રા. પા. – ત્રિપિષ્ટે । ૫. પ્રા. પા. – ચાર્વારુણાક્ષોન્નસતુલ્યકર્ણ શુભ્રાનનમ્ । ૬. પ્રા. પા. – ૦પીનવયો૦ । ૭. પ્રા. પા. – ૦સ્મયેન ।

* આ જગ્યાએ રાજાએ બ્રાહ્મણોને બે પ્રશ્નો કર્યા છે. પહેલો પ્રશ્ન એ છે કે જીવે હરહંમેશ શું કરવું જોઈએ; અને બીજો એ કે જેઓ નજીકના જ સમયમાં મરનારા છે તેમનું શું કર્તવ્ય છે? આ જ બે પ્રશ્નો તેમણે શ્રીશુકદેવજીને પણ પૂછ્યા તથા ક્રમ મુજબ આ જ બે પ્રશ્નોનો ઉત્તર બીજા સ્કંધથી માંડીને બારમા સ્કંધ સુધીમાં શ્રીશુકદેવજીએ આપ્યો છે.

સ વિષ્ણુરાતોઽતિથય[1] આગતાય
તસ્મૈ સપર્યાં શિરસાઽઽજહાર ।
તતો નિવૃત્તા હ્યબુધાઃ સ્ત્રિયોઽર્ભકા
મહાસને સોપવિવેશ પૂજિતઃ ॥ ૨૯॥

સ સંવૃતસ્તત્ર મહાન્ મહીયસાં
બ્રહ્મર્ષિરાજર્ષિદેવર્ષિસઙ્ઘૈઃ ।
વ્યરોચતાલં ભગવાન્ યથેન્દુ-
ર્ગ્રહર્ક્ષતારાનિકરૈઃ પરીતઃ ॥ ૩૦॥

પ્રશાન્તમાસીનમકુણ્ઠમેધસં
મુનિં નૃપો ભાગવતોઽભ્યુપેત્ય ।
પ્રણમ્ય મૂર્ધ્નાઽવહિતઃ કૃતાઞ્જલિ-
ર્નત્વા ગિરા સૂનૃતયાઽન્વપૃચ્છત્ ॥ ૩૧॥

*પરીક્ષિદુવાચ*

અહો અદ્ય વયં બ્રહ્મન્ સત્સેવ્યાઃ ક્ષત્રબન્ધવઃ ।
કૃપયાઽતિથિરૂપેણ ભવદ્ભિસ્તીર્થકાઃ કૃતાઃ ॥ ૩૨॥

યેષાં સંસ્મરણાત્ પુંસાં[2] સદ્યઃ શુદ્ધ્યન્તિ વૈ ગૃહાઃ ।
કિં પુનર્દર્શનસ્પર્શપાદશૌચાસનાદિભિઃ ॥ ૩૩॥

સાંનિધ્યાત્તે મહાયોગિન્ પાતકાનિ મહાન્ત્યપિ ।
સદ્યો નશ્યન્તિ વૈ પુંસાં વિષ્ણોરિવ સુરેતરાઃ ॥ ૩૪॥

અપિ મે ભગવાન્ પ્રીતઃ કૃષ્ણઃ પાણ્ડુસુતપ્રિયઃ ।
પૈતૃષ્વસેયપ્રીત્યર્થં તદ્ગોત્રસ્યાત્તબાન્ધવઃ ॥ ૩૫॥

અન્યથા તેઽવ્યક્તગતેર્દર્શનં નઃ કથં નૃણામ્ ।
નિતરાં મ્રિયમાણાનાં સંસિદ્ધસ્ય વનીયસઃ[2] ॥ ૩૬॥

લાગતા હતા. જોકે તેમણે પોતાનું તેજ છુપાવી રાખ્યું હતું તોપણ તેમનાં લક્ષણો જાણનારા મુનિઓએ તેમને ઓળખી લીધા અને તે બધા પોતપોતાનું આસન છોડીને તેમના સમ્માન માટે ઊભા થઈ ગયા. (૨૮)

રાજા પરીક્ષિતે અતિથિરૂપે પધારેલા શ્રીશુકદેવજીને માથું નમાવીને પ્રણામ કર્યા અને તેમની પૂજા કરી. તેમના સ્વરૂપને નહીં જાણનારાં બાળકો અને સ્ત્રીઓ તેમનો આવો મહિમા જોયા પછી ત્યાંથી પાછાં ગયાં. બધાંથી સમ્માનિત થઈને શ્રીશુકદેવજી શ્રેષ્ઠ આસન પર વિરાજમાન થયા. (૨૯) બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજર્ષિઓના સમૂહથી વીંટળાયેલા શ્રીશુકદેવજી ગ્રહો, નક્ષત્રો અને તારાઓથી ઘેરાયેલા ચંદ્રમાની જેમ અત્યંત શોભાયમાન થયા. વાસ્તવમાં તેઓ મહાત્માઓના પણ આદરણીય હતા. (૩૦) જ્યારે પ્રખરમેધાવી શ્રીશુકદેવજી શાંતભાવે બેઠા ત્યારે ભગવાનના પરમ ભક્ત પરીક્ષિતે તેમની નજીક જઈને, ચરણોમાં માથું મૂકીને પ્રણામ કર્યા. પછી ઊભા થઈ, હાથ જોડીને નમસ્કાર કર્યા. ત્યારપછી અત્યંત મધુર વાણીથી તેમને આ પ્રમાણે પૂછ્યું. (૩૧)

**પરીક્ષિતે કહ્યું** – હે બ્રહ્મસ્વરૂપ ભગવન્! આજે હું ધન્ય થયો; કારણ કે અપરાધી ક્ષત્રિય હોવા છતાં પણ મને સંત-સમાગમનો અધિકારી સમજવામાં આવ્યો. આજે કૃપાપૂર્વક અતિથિરૂપે પધારીને આપે મને તીર્થતુલ્ય પવિત્ર બનાવ્યો છે. (૩૨) આપના જેવા મહાત્માઓના સ્મરણમાત્રથી જ ગૃહસ્થોનાં ઘર તત્કાળ પવિત્ર થઈ જાય છે; તો પછી દર્શન, સ્પર્શ, પાદપ્રક્ષાલન, આસનદાન વગેરેનો સુઅવસર મળે તો કહેવું જ શું? (૩૩) હે મહાયોગી! જેમ ભગવાન વિષ્ણુ સમક્ષ દૈત્યો ટકી શકતા નથી તેવી જ રીતે આપના સાન્નિધ્યથી મોટાં-મોટાં પાપ પણ તરત નાશ પામે છે. (૩૪) પાંડવોના સુહૃદ્ ભગવાન શ્રીકૃષ્ણ મારા પર અત્યંત પ્રસન્ન છે; તેમણે પોતાના ફોઈયાત ભાઈઓની પ્રસન્નતા માટે, તેમના કુળમાં જન્મેલા મારી સાથે પણ પોતાપણાનો (આત્મીય) વ્યવહાર કર્યો છે. (૩૫) ભગવાન શ્રીકૃષ્ણની કૃપા ન હોત તો આપના જેવા એકાન્ત-વનવાસી, અલક્ષ્ય-ગતિ, પરમ સિદ્ધપુરુષ સ્વયં પધારીને, આ મૃત્યુ-ટાણે મારા જેવા પ્રાકૃત મનુષ્યને

૧. પ્રા. પા. – ૦રાતો મુનયે । ૨. પ્રા. પા. – પુંસઃ । ૨. પ્રા. પા. – વરીયસઃ ।

અતઃ પૃચ્છામિ સંસિદ્ધિં યોગિનાં પરમં ગુરુમ્ ।
પુરુષસ્યેહ યત્કાર્યં મ્રિયમાણસ્ય સર્વથા ॥ ૩૭॥

યચ્છ્રોતવ્યમથો જપ્યં યત્કર્તવ્યં નૃભિઃ પ્રભો ।
સ્મર્તવ્યં ભજનીયં વા બ્રૂહિ યદ્વા વિપર્યયમ્ ॥ ૩૮॥

નૂનં ભગવતો બ્રહ્મન્ ગૃહેષુ ગૃહમેધિનામ્ ।
ન લક્ષ્યતે હ્યવસ્થાનમપિ ગોદોહનં ક્વચિત્ ॥ ૩૯॥

સૂત ઉવાચ

એવમાભાષિતઃ પૃષ્ટઃ સ રાજ્ઞા શ્લક્ષ્ણયા ગિરા ।
પ્રત્યભાષત ધર્મજ્ઞો ભગવાન્ બાદરાયણિઃ ॥ ૪૦॥

શા માટે દર્શન દેત? (૩૬) આપ યોગીઓના પરમ ગુરુ છો, તેથી હું આપને પરમ સિદ્ધિના સ્વરૂપ વિશે અને તેના સાધન વિશે પ્રશ્ન પૂછી રહ્યો છું. જે મનુષ્ય સર્વથા મરણાસન્ન હોય તેણે શું કરવું જોઈએ? (૩૭) હે ભગવન્! સાથે-સાથે એ પણ બતાવો કે મનુષ્યમાત્રે શું કરવું જોઈએ? મનુષ્યોએ કોનું શ્રવણ, કોનો જપ, કોનું સ્મરણ અને કોનું ભજન કરવું જોઈએ તથા તેમણે કોનો ત્યાગ કરવો જોઈએ? (૩૮) હે ભગવત્સ્વરૂપ મુનિવર! આપનું દર્શન અત્યંત દુર્લભ છે; કારણ કે જેટલો સમય એક ગાય દોહવામાં આવે છે તેટલો સમય આપ ગૃહસ્થોના ઘેર રોકાઓ છો, વધારે રોકાતા નથી. (૩૯)

**સૂતજી કહે છે** – જ્યારે રાજાએ અત્યંત મધુર વાણીમાં આ પ્રમાણે વાર્તાલાપ કર્યો અને પ્રશ્નો પૂછ્યા ત્યારે સમસ્ત ધર્મોના મર્મજ્ઞ વ્યાસનંદન ભગવાન શ્રીશુકદેવજી ઉત્તર આપવા માંડ્યા. (૪૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં પ્રથમસ્કન્ધે શુકાગમનં નામૈકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥
પહેલા સ્કંધ-અંતર્ગત શુક-આગમન નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

═★═

**ઇતિ પ્રથમઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।**

**પહેલો સ્કંધ સમાપ્ત.**

॥ હરિઃ ૐ તત્સત્ ॥

═★═

॥ ॐ તત્સત્ ॥
॥ શ્રીગણેશાય નમઃ ॥

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

## બીજો સ્કંધ

### પહેલો અધ્યાય

ધ્યાનવિધિ અને ભગવાનના વિરાટ સ્વરૂપનું વર્ણન

ૐ નમો ભગવતે વાસુદેવાય[1]

*શ્રીશુક ઉવાચ*

વરીયાનેષ તે પ્રશ્નઃ કૃતો લોકહિતો નૃપ ।
આત્મવિત્સમ્મતઃ પુંસાં શ્રોતવ્યાદિષુ યઃ પરઃ ॥ ૧॥

શ્રોતવ્યાદીનિ રાજેન્દ્ર નૃણાં સન્તિ સહસ્રશઃ ।
અપશ્યતામાત્મતત્ત્વં ગૃહેષુ ગૃહમેધિનામ્ ॥ ૨॥

નિદ્રયા હ્રિયતે નક્તં વ્યવાયેન ચ વા વયઃ ।
દિવા ચાર્થેહયા રાજન્ કુટુમ્બભરણેન વા ॥ ૩॥

દેહાપત્યકલત્રાદિષ્વાત્મસૈન્યેષ્વસત્સ્વપિ[2] ।
તેષાં પ્રમત્તો નિધનં પશ્યન્નપિ ન પશ્યતિ ॥ ૪॥

તસ્માદ્ભારત સર્વાત્મા ભગવાનીશ્વરો હરિઃ ।
શ્રોતવ્યઃ કીર્તિતવ્યશ્ચ સ્મર્તવ્યશ્ચેચ્છતાભયમ્[3] ॥ ૫॥

એતાવાન્ સાઙ્ખ્યયોગાભ્યાં સ્વધર્મપરિનિષ્ઠયા ।
જન્મલાભઃ પરઃ પુંસામન્તે નારાયણસ્મૃતિઃ ॥ ૬॥

પ્રાયેણ મુનયો રાજન્નિવૃત્તા વિધિષેધતઃ ।
નૈર્ગુણ્યસ્થા રમન્તે સ્મ ગુણાનુકથને હરેઃ ॥ ૭॥

ઇદં ભાગવતં નામ પુરાણં બ્રહ્મસમ્મિતમ્ ।
અધીતવાન્ દ્વાપરાદૌ પિતુર્દ્વૈપાયનાદહમ્ ॥ ૮॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! લોકકલ્યાણ માટે કરાયેલો તમારો આ પ્રશ્ન ઘણો જ ઉત્તમ છે. મનુષ્યો માટે જેટલી પણ સાંભળવાની, સ્મરણ કરવાની અને કીર્તન કરવાની વાતો છે તેમાં આ વાત સૌથી શ્રેષ્ઠ છે. આત્મજ્ઞાની મહાપુરુષો આવા પ્રશ્નનો ઘણો આદર કરે છે. (૧) હે રાજેન્દ્ર! જે ગૃહસ્થો ઘરના કામ-ધંધાઓમાં ગૂંચવાયેલા છે, પોતાના સ્વરૂપને જાણતા નથી તેમના માટે હજારો પ્રાપંચિક વાતો કહેવા-સાંભળવાની, વિચારવાની અને અમલમાં મૂકવાની રહે છે. (૨) તેમનું આખું આયખું એમ જ વીતી જાય છે. તેમની રાત નિદ્રામાં કે સ્ત્રી-સમાગમમાં વીતે છે અને દિવસ ધનની હાય-હાયમાં કે પરિવારજનોના ભરણપોષણમાં ખતમ થઈ જાય છે. (૩) સંસારમાં જેમને પોતાના અત્યંત ઘનિષ્ઠ સંબંધી કહેવામાં આવે છે તે શરીર, પુત્ર, પત્ની વગેરે કશું નથી, તે અસત્ છે; છતાં જીવ તેમના મોહમાં એટલો ઘેલો થઈ જાય છે કે રાત-દિવસ તેમને મૃત્યુનો કોળિયો થતાં જોઈને પણ ચેતતો નથી. (૪) તેથી હે પરીક્ષિત! જે મનુષ્ય અભયપદ પામવા ઇચ્છે છે તેણે તો સર્વાત્મા, સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું જ શ્રવણ, સ્મરણ અને કીર્તન કરવું જોઈએ. (૫) મનુષ્ય-જન્મનો એ જ - એટલો જ લાભ છે કે ગમે તે રીતે પણ, જ્ઞાનયોગ, ભક્તિયોગ અથવા પોતાના ધર્મ પ્રમાણે નિષ્કામભાવે શાસ્ત્રની આજ્ઞા અનુસાર કર્તવ્ય કર્મ કરવું. આ પ્રમાણે જીવન બનાવી લેવામાં આવે તો મૃત્યુ-વેળાએ ભગવાનનું સ્મરણ થાય છે. (૬) હે પરીક્ષિત! જેઓ નિર્ગુણ સ્વરૂપમાં સ્થિત છે તે મોટા-મોટા ઋષિમુનિઓ પણ ઘણું કરીને ભગવાનના અનંત કલ્યાણમય ગુણોના કથન-વર્ણનમાં રમમાણ રહે છે. (૭) દ્વાપરયુગના અંતમાં આ ભગવદ્રૂપ અથવા વેદતુલ્ય શ્રીમદ્‌ભાગવત નામના

૧. પ્રાચીન પ્રતમાં 'ૐ નમો ભગવતે વાસુદેવાય' એટલો પાઠ નથી. ૨. પ્રા. પા. – ૦સૌખ્યેષ્વ૦ । ૩. પ્રા. પા. – ૦સ્મર્તવ્યઃ સ્વેચ્છયા વિભુઃ ।

પરિનિષ્ઠિતોઽપિ નૈર્ગુણ્યે ઉત્તમશ્લોકલીલયા ।
ગૃહીતચેતા રાજર્ષે આખ્યાનં યદધીતવાન્ ॥ ૯॥

તદહં તેઽભિધાસ્યામિ મહાપૌરુષિકો ભવાન્ ।
યસ્ય શ્રદ્દધતામાશુ સ્યાન્મુકુન્દે મતિઃ સતી ॥ ૧૦॥

એતન્નિર્વિદ્યમાનાનામિચ્છતામકુતોભયમ્ ।
યોગિનાં નૃપ[1] નિર્ણીતં હરેર્નામાનુકીર્તનમ્ ॥ ૧૧॥

કિં પ્રમત્તસ્ય બહુભિઃ પરોક્ષૈર્હાયનૈરિહ ।
વરં મુહૂર્તં વિદિતં ઘટેત[2] શ્રેયસે યતઃ ॥ ૧૨॥

ખટ્વાઙ્ગો નામ રાજર્ષિર્જ્ઞાત્વેયત્તામિહાયુષઃ ।
મુહૂર્તાત્સર્વમુત્સૃજ્ય ગતવાનભયં હરિમ્ ॥ ૧૩॥

તવાપ્યેતર્હિ કૌરવ્ય સપ્તાહં જીવિતાવધિઃ ।
ઉપકલ્પય તત્સર્વં તાવદ્યત્સામ્પરાયિકમ્ ॥ ૧૪॥

અન્તકાલે તુ[3] પુરુષ આગતે ગતસાધ્વસઃ ।
છિન્દ્યાદસઙ્ગશસ્ત્રેણ સ્પૃહાં દેહેઽનુ[4] યે ચ તમ્ ॥ ૧૫॥

ગૃહાત્ પ્રવ્રજિતો ધીરઃ પુણ્યતીર્થજલાપ્લુતઃ[5] ।
શુચૌ વિવિક્ત આસીનો વિધિવત્કલ્પિતાસને ॥ ૧૬॥

અભ્યસેન્મનસા શુદ્ધં ત્રિવૃદ્બ્રહ્માક્ષરં પરમ્ ।
મનો યચ્છેજ્જિતશ્વાસો બ્રહ્મબીજમવિસ્મરન્[6] ॥ ૧૭॥

નિયચ્છેદ્વિષયેભ્યોઽક્ષાન્મનસા બુદ્ધિસારથિઃ ।
મનઃ કર્મભિરાક્ષિપ્તં શુભાર્થે ધારયેદ્ધિયા ॥ ૧૮॥

તત્રૈકાવયવં ધ્યાયેદવ્યુચ્છિન્નેન ચેતસા ।
મનો નિર્વિષયં યુક્ત્વા તતઃ કિઞ્ચન ન સ્મરેત્ ।
પદં તત્પરમં વિષ્ણોર્મનો યત્ર પ્રસીદતિ ॥ ૧૯॥

મહાપુરાણનું મેં મારા પિતા શ્રીવ્યાસજી પાસેથી અધ્યયન કર્યું હતું. (૮) હે રાજર્ષિ! મારી નિર્ગુણસ્વરૂપ પરમાત્મામાં પૂર્ણ નિષ્ઠા છે, તોપણ ભગવાન શ્રીકૃષ્ણની મધુર લીલાઓએ મારા હૃદયને બળપૂર્વક પોતાની તરફ આકર્ષી લીધું. એ જ કારણ છે કે મેં આ પુરાણનું અધ્યયન કર્યું. (૯) તમે ભગવાનના પરમ ભક્ત છો, તેથી હું તમને તે સંભળાવીશ. જેઓ તેના પ્રત્યે શ્રદ્ધા રાખે છે તેમની શુદ્ધ ચિત્તવૃત્તિ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં અત્યંત પ્રેમ સાથે ઘણી જલદી પરોવાઈ જાય છે. (૧૦) જે મનુષ્યો આ લોક કે પરલોકની કોઈ પણ વસ્તુની ઇચ્છા રાખે છે અથવા એનાથી વિરુદ્ધ, સંસારમાં દુઃખનો અનુભવ કરીને જેઓ સંસારથી વિરક્ત થઈ ગયા છે અને નિર્ભય મોક્ષપદ મેળવવા ઇચ્છે છે તેવા સાધકો માટે તથા યોગસંપન્ન સિદ્ધ જ્ઞાનીઓ માટે પણ સમસ્ત શાસ્ત્રોનો એ જ નિર્ણય છે કે તેઓ ભગવાનનાં નામોનું પ્રેમપૂર્વક સંકીર્તન કરે. (૧૧) પોતાના કલ્યાણ માટેના સાધન પ્રત્યે ગાફેલ રહેનાર મનુષ્યનું વર્ષો-લાંબું આયુષ્ય પણ અજ્ઞાનમાં જ વ્યર્થ વીતી જાય છે. એનાથી શો લાભ? સાવધાનીથી જ્ઞાનપૂર્વક વિતાવેલી ઘડી, બે ઘડી પણ શ્રેષ્ઠ છે; કારણ કે તેના થકી પોતાના કલ્યાણની ચેષ્ટા તો કરી શકાય છે. (૧૨) રાજર્ષિ ખટ્વાંગ પોતાના આયુષ્યની સમાપ્તિનો સમય જાણીને, બે ઘડીમાં જ બધું ત્યજી દઈને ભગવાનના અભય-પદને પામ્યા હતા. (૧૩) હે પરીક્ષિત! હજી તો તમારા જીવનની સાત દિવસની અવધિ છે, એ દરમિયાન જ તમે પોતાના પરમ કલ્યાણ માટે જે કંઈ કરવું જોઈએ તે કરી લો. (૧૪)

મૃત્યુનો સમય આવે ત્યારે મનુષ્યે ગભરાવું નહીં. તેણે વૈરાગ્યના શસ્ત્રથી શરીર પ્રત્યેની અને તેની સાથે સંબંધ રાખનારાઓ પ્રત્યેની મમતાને કાપી નાખવી જોઈએ. (૧૫) ધૈર્યપૂર્વક ઘરમાંથી નીકળીને પવિત્ર તીર્થજળમાં સ્નાન કરવું જોઈએ અને પવિત્ર તથા એકાંત સ્થળે વિધિપૂર્વક આસન લગાવીને બેસી જવું જોઈએ. (૧૬) ત્યારપછી પરમ પવિત્ર 'અ ઉ મ' એ ત્રણ માત્રાઓથી યુક્ત પ્રણવનો મનોમન જપ કરવો જોઈએ. પ્રાણવાયુને વશ કરીને મનનું દમન કરવું જોઈએ અને એક ક્ષણ માટે પણ પ્રણવને ભૂલવો નહીં. (૧૭) બુદ્ધિની સહાયથી મન વડે ઇન્દ્રિયોને તેમના વિષયોમાંથી વાળી લેવી જોઈએ અને કર્મની વાસનાઓથી ચંચળ થયેલા ચિત્તનો વિચાર વડે નિરોધ કરીને તેને ભગવાનના મંગલમય રૂપમાં પરોવવું જોઈએ. (૧૮) ભગવાનના શ્રીવિગ્રહમાંના કોઈ એક અંગનું સ્થિર ચિત્તે ધ્યાન કરવું જોઈએ. આ પ્રમાણે

૧. પ્રા. પા. – નૃપતે ગીતં । ૨. પ્રા. પા. – યતતે । ૩. પ્રા. પા. – ૦ઽપિ । ૪. પ્રા. પા. – દેહાનુયાયિનીમ્ । ૫. પ્રા. પા. – ૦પરિપ્લુતઃ । ૬. પ્રા. પા. – ૦મનુસ્મ૦ ।

રજસ્તમોભ્યામાક્ષિપ્તં વિમૂઢં મન આત્મનઃ ।
યચ્છેદ્ધારણયા ધીરો હન્તિ યા તત્કૃતં મલમ્ ॥ ૨૦॥

યસ્યાં સન્ધાર્યમાણાયાં યોગિનો ભક્તિલક્ષણઃ ।
આશુ સમ્પદ્યતે યોગ આશ્રયં ભદ્રમીક્ષતઃ ॥ ૨૧॥

*રાજોવાચ*

યથા સન્ધાર્યતે બ્રહ્મન્ ધારણા યત્ર સમ્મતા ।
યાદૃશી વા હરેદાશુ પુરુષસ્ય મનોમલમ્ ॥ ૨૨॥

*શ્રીશુક ઉવાચ*

જિતાસનો જિતશ્વાસો જિતસઙ્ગો જિતેન્દ્રિયઃ ।
સ્થૂલે ભગવતો રૂપે મનઃ સન્ધારયેદ્ધિયા ॥ ૨૩॥

વિશેષસ્તસ્ય દેહોઽયં સ્થવિષ્ઠશ્ચ સ્થવીયસામ્ ।
યત્રેદં દૃશ્યતે વિશ્વં ભૂતં ભવ્યં ભવચ્ચ સત્ ॥ ૨૪॥

આણ્ડકોશે[1] શરીરેઽસ્મિન્ સપ્તાવરણસંયુતે[2] ।
વૈરાજઃ પુરુષો યોઽસૌ ભગવાન્ ધારણાશ્રયઃ ॥ ૨૫॥

પાતાલમેતસ્ય હિ પાદમૂલં
પઠન્તિ પાર્ષ્ણિપ્રપદે રસાતલમ્ ।
મહાતલં વિશ્વસૃજોઽથ ગુલ્ફૌ
તલાતલં વૈ પુરુષસ્ય જઙ્ઘે ॥ ૨૬॥

દ્વે જાનુની સુતલં વિશ્વમૂર્તે-
રૂરુદ્વયં વિતલં ચાતલં ચ ।
મહીતલં તજ્જઘનં[3] મહીપતે
નભસ્તલં નાભિસરો ગૃણન્તિ ॥ ૨૭॥

ઉરઃસ્થલં જ્યોતિરનીકમસ્ય
ગ્રીવા મહર્વદનં વૈ જનોઽસ્ય ।
તપો [4]રરાટીં વિદુરાદિપુંસઃ
સત્યં તુ શીર્ષાણિ સહસ્રશીર્ષ્ણઃ ॥ ૨૮॥

ઈન્દ્રાદયો બાહવ આહુરુસ્રાઃ
કર્ણૌ દિશઃ શ્રોત્રમમુષ્ય શબ્દઃ ।

એક-એક અંગનું ધ્યાન કરતાં કરતાં, વિષયવાસના-રહિત મનને પૂર્ણપણે ભગવાનમાં એવું તલ્લીન કરી દેવું જોઈએ કે પછી અન્ય કોઈ વિષયનું ચિંતન જ ન થાય. તે જ ભગવાન વિષ્ણુનું પરમ પદ છે, જેને પ્રાપ્ત કરીને મન ભગવત્પ્રેમ-રૂપી આનંદથી ભરાઈ જાય છે. (૧૯) જો ભગવાનનું ધ્યાન કરતી વખતે મન રજોગુણથી વિક્ષુબ્ધ થાય અથવા તમોગુણથી મૂઢ બની જાય તો ગભરાવું નહીં. ધૈર્યપૂર્વક યોગધારણા વડે તેને વશ કરવું જોઈએ; કારણ કે ધારણા તે બંને ગુણોના દોષોને નાબૂદ કરે છે. (૨૦) ધારણા સ્થિર થઈ જવાથી જ્યારે યોગી ધ્યાનમાં પોતાના પરમ મંગળમય આશ્રય (ભગવાન)ને જુએ છે ત્યારે તેને તરત જ ભક્તિયોગની પ્રાપ્તિ થઈ જાય છે. (૨૧)

**પરીક્ષિતે પૂછ્યું** – હે બ્રહ્મન્! તે ધારણા કયા સાધનથી કઈ વસ્તુમાં કઈ રીતે કરવામાં આવે છે અને તેનું શું સ્વરૂપ માનવામાં આવ્યું છે કે જે તરત જ મનુષ્યના મનનો મેલ દૂર કરી દે છે? (૨૨)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! આસન, શ્વાસ, આસક્તિ અને ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરીને, પછી બુદ્ધિ વડે મનને ભગવાનના સ્થૂળ રૂપમાં પરોવવું જોઈએ. (૨૩) મોટામાં મોટું આ જે વિશેષરૂપે દૃશ્યમાન સ્થૂળ વિરાટ બ્રહ્માંડ છે, તે જ વિશ્વરૂપમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન સમયમાં દેખાઈ રહ્યું છે એવું અનંતકોટિનું બ્રહ્માંડ જ વિરાટપુરુષનો સ્થૂળ દેહ છે. (૨૪) આ વિશ્વબ્રહ્માંડના રૂપમાં રહેનારો વિરાટ પુરુષ પૃથ્વીના જળ, અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિ – આ સાત આવરણોથી ઘેરાયેલો છે એને વિરાટ પુરુષ કહે છે, તેમાં જ ભગવાનના સમસ્ત અંગોની ધારણા કરવામાં આવે છે. (૨૫) તત્ત્વજ્ઞાની મનુષ્યો તે વિરાટ પુરુષનું આ પ્રમાણે વર્ણન કરે છે – એ વિરાટ પુરુષનાં તળિયાં પાતાળ છે, તેમની એડીઓ અને પંજા રસાતલ છે, બંને ઘૂંટીઓ – એડી ઉપરની ગાંઠો મહાતલ છે, તેમના પગની પીંડીઓ તલાતલ છે. (૨૬) વિશ્વ-મૂર્તિ ભગવાનના બંને ગોઠણ સુતલ છે, જાંઘો વિતલ અને અતલ છે, પેઢુ ભૂતલ છે; અને હે પરીક્ષિત! તેમના નાભિરૂપી સરોવરને જ આકાશ કહે છે. (૨૭) આદિપુરુષ પરમાત્માની છાતીને સ્વર્ગલોક, ગળાને મહર્લોક, મુખને જનલોક અને લલાટને તપોલોક કહે છે. તે સહસ્ર શિરવાળા ભગવાનના મસ્તક-સમૂહને સત્યલોક કહે છે. (૨૮) ઈન્દ્ર વગેરે દેવતાઓ તેમની ભુજાઓ છે. દિશાઓ કાન અને શબ્દ શ્રવણેન્દ્રિય છે. બંને

૧. પ્રા. પા. – અણ્ડકોશે । ૨. પ્રા. પા. – લસંયુતઃ । ૩. પ્રા. પા. – તજ્જવને । ૪. પ્રા. પા. – લલાટં ।

નાસત્યદસ્રૌ પરમસ્ય નાસે[1]
 ઘ્રાણોઽસ્ય[2] ગન્ધો મુખમગ્નિરિદ્ધઃ ॥ ૨૯॥
દ્યૌરક્ષિણી ચક્ષુરભૂત્પતઙ્ગઃ
 પક્ષ્માણિ વિષ્ણોરહની ઉભે ચ ।
તદ્ભ્રૂવિજૃમ્ભઃ પરમેષ્ઠિધિષ્ણ્ય-
 માપોઽસ્ય તાલૂ રસ એવ જિહ્વા ॥ ૩૦॥
છન્દાંસ્યનન્તસ્ય શિરો ગૃણન્તિ
 દંષ્ટ્રા યમઃ સ્નેહકલા[3] દ્વિજાનિ ।
હાસો જનોન્માદકરી ચ[4] માયા
 દુરન્તસર્ગો યદપાઙ્ગમોક્ષઃ ॥ ૩૧॥
વ્રીડોત્તરોષ્ઠોઽધર એવ લોભો
 ધર્મઃ સ્તનોઽધર્મપથોઽસ્ય[5] પૃષ્ઠમ્ ।
કસ્તસ્ય મેઢ્રં વૃષણૌ ચ મિત્રૌ[6]
 કુક્ષિઃ સમુદ્રા ગિરયોઽસ્થિસઙ્ઘાઃ ॥ ૩૨॥
નદ્યોઽસ્ય નાડ્યોઽથ તનૂરુહાણિ
 મહીરુહા વિશ્વતનોર્નૃપેન્દ્ર ।
અનન્તવીર્યઃ શ્વસિતં માતરિશ્વા
 ગતિર્વયઃ કર્મ ગુણપ્રવાહઃ ॥ ૩૩॥
ઈશસ્ય કેશાન્ વિદુરમ્બુવાહાન્
 વાસસ્તુ સન્ધ્યાં કુરુવર્ય ભૂમ્નઃ ।
અવ્યક્તમાહુર્હૃદયં મનશ્ચ
 સ ચન્દ્રમાઃ સર્વવિકારકોશઃ ॥ ૩૪॥
વિજ્ઞાનશક્તિં મહિમામનન્તિ
 સર્વાત્મનોઽન્તઃકરણં ગિરિત્રમ્ ।
અશ્વાશ્વતર્યુષ્ટ્રગજા નખાનિ
 સર્વે મૃગાઃ પશવઃ શ્રોણિદેશે ॥ ૩૫॥
વયાંસિ તદ્વ્યાકરણં વિચિત્રં
 મનુર્મનીષા મનુજો નિવાસઃ ।
ગન્ધર્વવિદ્યાધરચારણાપ્સરઃ
 સ્વરસ્મૃતીરસુરાનીકવીર્યઃ[7] ॥ ૩૬॥
બ્રહ્માનનં ક્ષત્રભુજો મહાત્મા
 વિડૂરુરઙ્ઘ્રિશ્રિતકૃષ્ણવર્ણઃ ।
નાનાભિધાભીજ્યગણોપપન્નો
 દ્રવ્યાત્મકઃ કર્મ વિતાનયોગઃ ॥ ૩૭॥

અશ્વિનીકુમારો તેમની નાસિકા છે; ગંધ ઘ્રાણેન્દ્રિય છે અને પ્રજ્વલિત અગ્નિ તેમનું મુખ છે. (૨૯) ભગવાન વિષ્ણુનાં નેત્રો અંતરિક્ષ છે, તેમની જોવાની શક્તિ સૂર્ય છે, બંને પોપચાં રાત અને દિવસ છે, એમનો ભ્રૂકુટિવિલાસ બ્રહ્મલોક છે; તાળવું જળ અને જીભ રસ છે. (૩૦) વેદોને ભગવાનનું બ્રહ્મરંધ્ર અને યમને દાઢો કહે છે. બધી જાતના સ્નેહ દાંત છે અને તેમની જગન્મોહિની માયાને જ તેમનું સ્મિત કહે છે. આ અનંત સૃષ્ટિ તે જ માયાનો કટાક્ષ-વિક્ષેપ છે. (૩૧) લજ્જા એ ઉપરનો હોઠ અને લોભ એ નીચેનો હોઠ છે. ધર્મ સ્તન અને અધર્મ પીઠ છે. પ્રજાપતિ તેમની મૂત્રેન્દ્રિય છે, મિત્રાવરુણ એ બે અંડકોશ છે, સમુદ્ર પેટ છે અને મોટા-મોટા પર્વતો તેમનાં અસ્થિસમૂહ છે. (૩૨) હે રાજન્! નદીઓ વિશ્વમૂર્તિ વિરાટ પુરુષની નાડીઓ છે, વૃક્ષો રુવાંટાં છે, પરમ પ્રબળ વાયુ શ્વાસ છે, કાળ તેમની ચાલ છે અને ગુણોનું ચક્કર ચલાવ્યે રાખવું એ તેમનું કર્મ છે. (૩૩) હે પરીક્ષિત! વાદળો તેમના કેશ મનાય છે. સંધ્યા તે અનંતનું વસ્ત્ર છે. મહાત્માઓએ અવ્યક્ત (મૂળ પ્રકૃતિ)ને જ તેમનું હૃદય કહ્યું છે અને બધા વિકારોનો ખજાનો એવા ચંદ્રમાને તેમનું મન કહેવામાં આવ્યો છે. (૩૪) મહત્તત્ત્વને સર્વાત્મા ભગવાનનું ચિત્ત કહે છે અને રુદ્ર તેમનો અહંકાર છે. ઘોડા, ખચ્ચર, ઊંટ અને હાથી તેમના નખ છે. વનમાં રહેનારાં બધાં મૃગો અને પશુઓ તેમના કટિપ્રદેશમાં સ્થિત છે. (૩૫) જાત-જાતનાં પક્ષીઓની રચના તેમની અદ્‌ભુત શિલ્પકળા છે. સ્વાયંભુવ મનુ તેમની બુદ્ધિ છે અને મનુનાં સંતાન મનુષ્યો તેમનાં નિવાસસ્થાન છે. ગંધર્વ, વિદ્યાધર, ચારણો અને અપ્સરાઓ તેમના ષડ્જ વગેરે સાત સ્વરોની (સારેગમપધનિસા) સ્મૃતિ છે. દૈત્યોની સેના તેમનું વીર્ય છે. (૩૬) બ્રાહ્મણ મુખ છે, ક્ષત્રિય ભુજાઓ છે, વૈશ્ય જાંઘો છે અને શૂદ્ર તે વિરાટ પુરુષનાં ચરણ છે. વિવિધ દેવતાઓના નામે જે મોટા મોટા દ્રવ્યયજ્ઞો કરવામાં આવે છે તે તેમનાં કર્મો છે. (૩૭)

૧. પ્રા. પા. – નાસા । ૨. પ્રા. પા. – ઘ્રાણં ચ । ૩. પ્રા. પા. – સ્વેદકલા દ્વિજાલયઃ । ૪. પ્રા. પા. – હિ । ૫. પ્રા. પા. – ધર્મપથઃ સ્વપૃષ્ઠઃ । ૬. પ્રા. પા. – મિત્રઃ । ૭. પ્રા. પા. – સ્વરઃ સ્મૃતિર્વૈ ભાસુરાનીકવીર્યઃ ।

ઈયાનસાવીશ્વરવિગ્રહસ્ય
યઃ સન્નિવેશઃ કથિતો મયા તે ।
સન્ધાર્યતેડસ્મિન્ વપુષિ સ્થવિષ્ઠે
મનઃ સ્વબુદ્ધ્યા ન યતોડસ્તિ કિઞ્ચિત્ ॥ ૩૮॥

હે પરીક્ષિત! વિરાટ ભગવાનના સ્થૂળ શરીરનું આ જ સ્વરૂપ છે, તે મેં તમને કહી સંભળાવ્યું. તે સ્વરૂપમાં મુમુક્ષુ મનુષ્ય બુદ્ધિ વડે મનને સ્થિર કરે છે; કારણ કે એનાથી ભિન્ન અન્ય કોઈ વસ્તુ નથી. (૩૮) તે ભગવાન જ જગતમાં જેટલા પણ પ્રાણીઓ છે તે બધાંની બુદ્ધિઓ દ્વારા તમામ રૂપોમાં થઈને તે જ બધા પદાર્થોનો અને વિષયોનો અનુભવ કરે છે. તે ભગવાન બધા પ્રાણીઓના આત્મા છે. (ભગવાન પ્રાણીઓથી અલગ હોઈ શકતા નથી. તે જ પ્રાણીઓના દ્વારા બધો ક્રિયા-કલાપ કરે છે. સામાન્યતઃ આપણે તેનો અનુભવ કરી શકતા નથી. આ વાત અનુભવમાં આવી જાય તો બ્રાહ્મી સ્થિતિ થઈ જાય) ઉદાહરણ તરીકે સ્વપ્નમાં સ્વપ્ન જોનારો વ્યક્તિ એક જ હોય છે, પરંતુ તે જ પોતાથી પોતાનામાં અનેક રૂપોમાં થઈને સ્વપ્ન જુએ છે. સ્વપ્ન તૂટતાં જ તે જાણે છે કે આ બધું મિથ્યા છે. એ જ રીતે મોહનિદ્રાથી જાગેલો મનુષ્ય એક પરમાત્માનું જ દર્શન કરે છે. સત્ય તત્ત્વ એક જ છે, તે આનંદનો સાગર છે, તેનું જ ભજન કરવું જોઈએ. ક્યાંય પણ આસક્ત થવું ન જોઈએ. આસક્તિ જ પતનનું કારણ છે. (૩૯)

સ સર્વધીવૃત્ત્યનુભૂતસર્વ
આત્મા યથા સ્વપ્નજનેક્ષિતૈકઃ ।
તં સત્યમાનન્દનિધિં ભજેત
નાન્યત્ર સજ્જેદ્ યત આત્મપાતઃ ॥ ૩૯॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે મહાપુરુષસંસ્થાનુવર્ણને[૧] પ્રથમોડધ્યાયઃ ॥ ૧॥

બીજા સ્કંધ-અંતર્ગત મહાપુરુષસંસ્થાનુવર્ણનનો પહેલો અધ્યાય સમાપ્ત.

=★=

## બીજો અધ્યાય

### ભગવાનનાં સ્થૂળ અને સૂક્ષ્મ રૂપોની ધારણા તથા ક્રમમુક્તિ અને સદ્યઃમુક્તિનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

એવં પુરા ધારણયાડડત્મયોનિ-
ર્નષ્ટાં સ્મૃતિં પ્રત્યવરુધ્ય તુષ્ટાત્ ।
તથા સસર્જેદમમોઘદૃષ્ટિ-
ર્યથાપ્યયાત્[૨] પ્રાગ્ વ્યવસાયબુદ્ધિઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** — સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્માજીએ આ જ ધારણા વડે પ્રસન્ન થયેલા ભગવાન પાસેથી તે સૃષ્ટિવિષયક સ્મૃતિ મેળવી હતી, કે જે અગાઉ પ્રલયકાળમાં લોપ પામી હતી. આનાથી તેમની દૃષ્ટિ અમોઘ અને બુદ્ધિ નિશ્ચયાત્મક બની ગઈ ત્યારે તેમણે આ જગતને તેવું જ રચ્યું કે જેવું તે પ્રલયકાળની પહેલાં હતું. (૧)

શાબ્દસ્ય[૩] હિ બ્રહ્મણ એષ પન્થા
યન્નામભિર્ધ્યાયતિ ધીરપાર્થૈઃ ।
પરિભ્રમંસ્તત્ર ન વિન્દતેડર્થાન્
માયામયે વાસનયા શયાનઃ ॥ ૨॥

જેટલા પણ શબ્દો છે તે બધાંને શબ્દબ્રહ્મ કહેવાય છે. શબ્દના દ્વારા જ તમામ પ્રાણી-પદાર્થોના નામ અને ફળનું જ્ઞાન થાય છે. નામ દ્વારા જ અમુક-અમુક પ્રાપંચિક અપાર વસ્તુઓનું બુદ્ધિ દ્વારા જીવ ચિંતન કરે છે. પરંતુ ત્યાં ભ્રમણ કરનારું ચિત્ત અર્થસ્વરૂપ પરમાત્મ તત્ત્વને પ્રાપ્ત કર્યા વિના વાસનાઓથી બંધાયેલા માયામય જગતમાં સ્વપ્નદ્રષ્ટાની જેમ ભ્રમણ કરતું રહે છે. (૨)

અતઃ કવિર્નામસુ યાવદર્થઃ
સ્યાદપ્રમત્તો વ્યવસાયબુદ્ધિઃ ।
સિદ્ધેડન્યથાર્થે ન યતેત તત્ર
પરિશ્રમં તત્ર[૪] સમીક્ષમાણઃ ॥ ૩॥

તેથી વિદ્વાન મનુષ્યે તે વિવિધ નામોવાળા પદાર્થો સાથે એટલો જ વ્યવહાર કરવો જોઈએ કે જેટલું પ્રયોજન

૧. પ્રાચીન પ્રતમાં 'મહા' પાઠ નથી. ૨. પ્રા. પા. — યતાશ્રયાત્પ્રાગ । ૩. પ્રા. પા. — શબ્દસ્ય । ૪. પ્રા. પા. — ત્વત્ર ।

સત્યાં ક્ષિતૌ કિં કશિપોઃ પ્રયાસૈ-
બાંહૌ સ્વસિદ્ધે[1] હ્યુપબર્હણૈઃ કિમ્ ।
સત્યઞ્જલૌ કિં પુરુધાઽન્નપાત્ર્યા
દિગ્વલ્કલાદૌ સતિ કિં દુકૂલૈઃ ॥ ૪॥

ચીરાણિ કિં પથિ ન સન્તિ દિશન્તિ ભિક્ષાં
નૈવાઙ્ઘ્રિપાઃ પરભૃતઃ[2] સરિતોઽપ્યશુષ્યન્ ।
રુદ્ધા ગુહાઃ કિમજિતોઽવતિ નોપસન્નાન્
કસ્માદ્ ભજન્તિ કવયો ધનદુર્મદાન્ધાન્ ॥ ૫॥

એવં સ્વચિત્તે સ્વત એવ સિદ્ધ
આત્મા પ્રિયોઽર્થો[3] ભગવાનનન્તઃ ।
તં[4] નિર્વૃતો નિયતાર્થો ભજેત
સંસારહેતૂપરમશ્ચ યત્ર ॥ ૬॥

કસ્તાં ત્વનાદૃત્ય પરાનુચિન્તા-
મૃતે પશૂનસતીં નામ યુઞ્જ્યાત્ ।
પશ્યઞ્જનં પતિતં વૈતરણ્યાં
સ્વકર્મજાન્ પરિતાપાઞ્જુષાણમ્ ॥ ૭॥

કેચિત્ સ્વદેહાન્તર્હૃદયાવકાશે[5]
પ્રાદેશમાત્રં પુરુષં વસન્તમ્ ।
ચતુર્ભુજં કઞ્જરથાઙ્ગશઙ્ખ-
ગદાધરં ધારણયા સ્મરન્તિ ॥ ૮॥

પ્રસન્નવક્ત્રં નલિનાયતેક્ષણં
કદમ્બકિઞ્જલ્કપિશઙ્ગવાસસમ્ ।
લસન્મહારત્નહિરણ્મયાઙ્ગદં[6]
સ્ફુરન્મહારત્નકિરીટકુણ્ડલમ્ ॥ ૯॥

હોય. પોતાની બુદ્ધિને તે પદાર્થોની નિઃસારતાના નિશ્ચયથી પરિપૂર્ણ રાખવી અને એક ક્ષણ માટે પણ અસાવધાન રહેવું નહીં. જો સંસારના પદાર્થો પ્રારબ્ધવશાત્ અનાયાસ મળી જાય તો ત્યારે તેમના ઉપાર્જનનો પરિશ્રમ વ્યર્થ છે એમ સમજીને તેમને મેળવવા કોઈ પ્રયત્ન કરવો નહીં. (૩) જો જમીન પર સૂવાથી કામ ચાલી શકતું હોય તો પલંગ માટે પ્રયત્ન કરવાનું શું પ્રયોજન? જો ભુજાઓ આપણને ભગવાનની કૃપાથી મળેલી જ છે તો તકિયાઓની શી જરૂર? જો અંજલિ (ખોબા)થી કામ ચાલી શકતું હોય તો ઘણાંબધાં વાસણોનું શું પ્રયોજન? વૃક્ષની છાલ પહેરીને જીવન ટકાવી શકાતું હોય તો વસ્ત્રોની શી જરૂર છે? (૪) પહેરવા માટે શું રસ્તાઓમાં ચીંથરાં નથી? ભૂખ લાગવાથી, બીજાંઓ માટે જ શરીર ધારણ કરનારાં વૃક્ષો શું ફળ-ફૂલોની ભિક્ષા નથી આપતાં? જળ ઇચ્છનારાઓ માટે શું નદીઓ બિલકુલ સુકાઈ ગઈ છે? રહેવા માટે પહાડોની ગુફાઓ શું બંધ કરી દેવામાં આવી છે? અરે ભાઈ! બધું ભલે ન હોય, પણ શું ભગવાન પણ પોતાના શરણાગતોનું રક્ષણ નથી કરતા? આવી સ્થિતિમાં બુદ્ધિમાન લોકો પણ ધનના નશામાં ચૂર ઘમંડી ધનિકોની ખુશામત કેમ કરે છે? (૫) આ પ્રમાણે પોતાના હૃદયમાં નિત્ય વિરાજમાન, સ્વતઃસિદ્ધ, આત્મસ્વરૂપ, પરમ પ્રિયતમ, પરમ સત્ય જે અનંત ભગવાન છે તેમનું જ ઘણા પ્રેમ અને આનંદથી દૃઢ નિશ્ચય કરીને ભજન કરવું; કારણ કે તેમના ભજનથી જન્મ-મરણના ચકરાવામાં નાખનારી અજ્ઞાનમૂલક વાસનાનો નાશ થઈ જાય છે. (૬) મનુષ્યોમાં ભલા એવો કોણ છે કે જે લોકોને આ સંસારરૂપી વૈતરણી નદીમાં પડી, પોતાનાં કર્મજન્ય દુઃખો ભોગવતા જોઈને પણ ભગવાનનું મંગલમય ચિંતન નહીં કરે અને આ અસત્ વિષયભોગોમાં જ પોતાના ચિત્તને ભટકવા દેશે? ભગવાનનું ચિન્તન કરવું એ જ મનુષ્યત્વ છે, તે સિવાય મનુષ્ય હોવા છતાં પશુ જ છે. (૭)

કોઈ-કોઈ સાધકો પોતાના શરીરની ભીતર હૃદયાવકાશમાં વિરાજમાન ભગવાનના પ્રાદેશ-માત્ર સ્વરૂપની ધારણા કરે છે. તેઓ એવું ધ્યાન કરે છે કે ભગવાનની ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. (૮) તેમના મુખ પર પ્રસન્નતા ઝળકી રહી છે. કમળ જેવાં વિશાળ અને કોમળ નેત્રો છે. કદંબ-પુષ્પના કેસર જેવાં પીળાં વસ્ત્રો ધારણ કરેલાં છે. ભુજાઓમાં શ્રેષ્ઠ રત્નો જડેલા સુવર્ણના

૧. પ્રા. પા. – બાહૌ ચ સિદ્ધે । ૨. પ્રા. પા. – ફલભૃતઃ । ૩. પ્રા. પા. – પ્રિયાર્થો । ૪. પ્રા. પા. – સુનિર્વૃતો । ૫. પ્રા. પા. – કેચિત્સ્વદેહેઽન્તર્હૃદોઽવકાશે । ૬. પ્રા. પા. – ૦મહાહારહિરણ્મયા૦ ।

ઉન્નિદ્રહૃત્પઙ્કજકર્ણિકાલયે[1]
યોગેશ્વરાસ્થાપિતપાદપલ્લવમ્ ।
શ્રીલક્ષ્મણં કૌસ્તુભરત્નકન્ધર-
મમ્લાનલક્ષ્મ્યા વનમાલયાઽઽચિતમ્ ॥ ૧૦॥

વિભૂષિતં મેખલયાઙ્ગુલીયકૈ-
ર્મહાધનૈર્નૂપુરકઙ્કણાદિભિઃ ।
સ્નિગ્ધામલાકુઞ્ચિતનીલકુન્તલૈ-[2]
ર્વિરોચમાનાનનહાસપેશલમ્ ॥ ૧૧॥

અદીનલીલાહસિતેક્ષણોલ્લસદ્-
ભ્રૂભઙ્ગસંસૂચિતભૂર્યનુગ્રહમ્ ।
ઈક્ષેત ચિન્તામયમેનમીશ્વરં[3]
યાવન્મનો ધારણયાઽવતિષ્ઠતે ॥ ૧૨॥

એકૈકશોઽઙ્ગાનિ ધિયાનુભાવયેત્[4]
પાદાદિ યાવદ્ધસિતં ગદાભૃતઃ ।
જિતં જિતં સ્થાનમપોહ્ય ધારયેત્
પરં પરં શુદ્ધ્યતિ[5] ધીર્યથા યથા ॥ ૧૩॥

યાવન્ન જાયેત પરાવરેઽસ્મિન્
વિશ્વેશ્વરે દ્રષ્ટરિ ભક્તિયોગઃ ।
તાવત્ સ્થવીયઃ પુરુષસ્ય રૂપં
ક્રિયાવસાને પ્રયતઃ સ્મરેત ॥ ૧૪॥

સ્થિરં સુખં ચાસનમાશ્રિતો યતિ-
ર્યદા જિહાસુરિમમઙ્ગ લોકમ્ ।
કાલે ચ દેશે ચ મનો ન સજ્જયેત્
પ્રાણાન્ નિયચ્છેન્મનસા જિતાસુઃ ॥ ૧૫॥

મનઃ[6] સ્વબુદ્ધ્યાઽમલયા નિયમ્ય
ક્ષેત્રજ્ઞ[7] એતાં નિનયેત્ તમાત્મનિ ।
આત્માનમાત્મન્યવરુધ્ય ધીરો
લબ્ધોપશાન્તિર્વિરમેત કૃત્યાત્ ॥ ૧૬॥

ન યત્ર કાલોઽનિમિષાં પરઃ[8] પ્રભુઃ
કુતો નુ દેવા જગતાં ય ઈશિરે ।
ન યત્ર સત્ત્વં ન રજસ્તમશ્ચ
ન વૈ વિકારો[9] ન મહાન્ પ્રધાનમ્ ॥ ૧૭॥

બાજુબંધ શોભી રહ્યા છે. મસ્તક પર ઘણો જ સુંદર મુગટ છે અને કાનોમાં કુંડળ છે, જેમાં જડેલાં મહામૂલ્ય રત્નો ઝગમગી રહ્યાં છે. (૯) વિકસિત હૃદયકમળની કર્ણિકાની વચ્ચે ભગવાનનું નિવાસસ્થાન છે. યોગેશ્વર ભગવાનના પાદપલ્લવને તેમાં સ્થાપિત કરવા. તેમના હૃદય પર શ્રીવત્સનું ચિહ્ન છે. ગળામાં કૌસ્તુભમણિ છે. વક્ષઃસ્થળ ક્યારેય નહીં કરમાનારી વનમાળાથી છવાયેલું છે. (૧૦) તેમણે કમરમાં કટિમેખલા, આંગળીઓમાં કીમતી વીંટીઓ, ચરણોમાં નૂપુર અને હાથોમાં કંકણ (કડું) વગેરે આભૂષણો પહેરેલાં છે. તેમના વાળની લટો સ્નિગ્ધ, નિર્મળ, વાંકડિયાળી અને નીલવર્ણી છે. તેમનું મુખકમળ મંદ-મંદ સ્મિતથી ખીલી રહ્યું છે. એવી તેમની માધુર્યમૂર્તિ છે. (૧૧) લીલાપૂર્ણ ખુલ્લા હાસ્ય અને દૃષ્ટિથી શોભતી ભ્રમરો વડે તેઓ ભક્તો પર અનંત કૃપાવર્ષા કરી રહ્યા છે. જ્યાં સુધી મન આવી ધારણા વડે સ્થિર ન થઈ જાય ત્યાં સુધી આ ચિંતનસ્વરૂપ ભગવાનને વારંવાર જોતા રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. (૧૨) ભગવાનનાં ચરણકમળોથી શરૂ કરી તેમના સ્મિતયુક્ત મુખકમળ સુધીનાં સમસ્ત અંગોની, એક-એક કરીને બુદ્ધિ વડે ધારણા કરવી જોઈએ. જેમ જેમ બુદ્ધિ શુદ્ધ થતી જશે તેમ તેમ ચિત્ત સ્થિર થતું જશે. જ્યારે એક અંગનું ધ્યાન બરાબર થવા લાગે ત્યારે તેને છોડીને બીજા અંગનું ધ્યાન કરવું જોઈએ. (૧૩) આ વિશ્વેશ્વર ભગવાન દૃશ્ય નથી, દ્રષ્ટા છે. સગુણ, નિર્ગુણ – બધાં એમનાં જ સ્વરૂપ છે. જ્યાં સુધી એમનામાં અનન્ય પ્રેમમય ભક્તિયોગ ન થઈ જાય ત્યાં સુધી સાધકે નિત્ય-નૈમિત્તિક કર્મો કર્યા પછી એકાગ્રતાપૂર્વક ભગવાનના ઉપર્યુક્ત સ્થૂળ રૂપનું જ ચિંતન કરવું જોઈએ. (૧૪)

હે પરીક્ષિત! જ્યારે યોગી પુરુષ આ મનુષ્યલોકને છોડવા ઇચ્છે ત્યારે તેણે કોઈ ખાસ દેશ-કાળમાં મન પરોવવું નહીં. સ્થિર આસનમાં સુખપૂર્વક બેસીને પ્રાણને જીતીને મનથી ઇન્દ્રિયોનો સંયમ કરવો. (૧૫) ત્યારબાદ પોતાની નિર્મળ બુદ્ધિથી મનનું નિયમન કરીને મન સહિત બુદ્ધિને ક્ષેત્રજ્ઞમાં અને ક્ષેત્રજ્ઞને અંતરાત્મામાં લીન કરી દેવાં. પછી અંતરાત્માને પરમાત્મામાં લીન કરીને ધીર પુરુષે પરમ શાંતિમય અવસ્થામાં સ્થિર થઈ જવું. એ પછી તેના માટે કોઈ કર્તવ્ય બાકી રહેતું નથી. (૧૬) તે પરમાત્મામાં લીન થઈ ગયા પછી તેના પર દેવતાઓ પર પણ શાસન કરનાર કાળનો પણ પ્રભાવ પડતો નથી; પછી સામાન્ય દેવતાઓનો તો ક્યાંથી પડે? ત્યાં સત્ત્વ, રજ અને તમોગુણ

૧. પ્રા. પા. – ૦કર્ણિકાલયમ્ । ૨. પ્રા. પા. – સ્નિગ્ધામલૈઃ । ૩. પ્રા. પા. – ૦મયમેતમીશ્વ૦ । ૪. પ્રા. પા. – ૦ભાવયન્ । ૫. પ્રા. પા. – ચાત્મનિ । ૬. પ્રા. પા. – મનશ્ચ બુદ્ધ્યા૦ । ૭. પ્રા. પા. – ક્ષેત્રજ્ઞમેતં નિનયેદ્ ય આત્મનિ । ૮. પ્રા. પા. – પ્રભુઃ । ૯. પ્રા. પા. – વિકારાઃ ।

પરં[1] પદં વૈષ્ણવમામનન્તિ તદ્
યન્નેતિ નેતીત્યતદુત્સિસૃક્ષવઃ ।
વિસૃજ્ય દૌરાત્મ્યમનન્યસૌહૃદા
હૃદોપગુહ્યાર્હપદં પદે પદે ॥ ૧૮॥

ઇત્થં મુનિસ્તૂપરમેદ્ વ્યવસ્થિતો
વિજ્ઞાનદૃગ્વીર્યસુરન્ધિતાશયઃ ।
સ્વપાર્ષ્ણિનાઽઽપીડ્ય ગુદં તતોઽનિલં
સ્થાનેષુ ષટ્ સૂન્નમયેજ્જિતક્લમઃ ॥ ૧૯॥

નાભ્યાં સ્થિતં હૃદ્યધિરોપ્ય તસ્મા-
દુદાનગત્યોરસિ તં નયેન્મુનિઃ ।
તતોઽનુસન્ધાય ધિયા મનસ્વી
સ્વતાલુમૂલં શનકૈર્નયેત ॥ ૨૦॥

તસ્માદ્ ભ્રુવોરન્તરમુન્નયેત
નિરુદ્ધસપ્તાયતનોઽનપેક્ષઃ ।
સ્થિત્વા મુહૂર્તાર્ધમકુણ્ઠદૃષ્ટિ-
ર્નિર્ભિદ્ય મૂર્ધન્ વિસૃજેત્પરં ગતઃ ॥ ૨૧॥

યદિ પ્રયાસ્યન્ નૃપ[2] પારમેષ્ઠ્યં
વૈહાયસાનામુત યદ્ વિહારમ્[3] ।
અષ્ટાધિપત્યં ગુણસન્નિવાયે
સહૈવ ગચ્છેન્મનસેન્દ્રિયૈશ્ચ ॥ ૨૨॥

યોગેશ્વરાણાં ગતિમાહુરન્ત-
ર્બહિસ્ત્રિલોક્યાઃપવનાન્તરાત્મનામ્ ।
ન[4] કર્મભિસ્તાં ગતિમાપ્નુવન્તિ
વિદ્યાતપોયોગસમાધિભાજામ્ ॥ ૨૩॥

વૈશ્વાનરં યાતિ વિહાયસા ગતઃ
સુષુમ્ણયા બ્રહ્મપથેન[5] શોચિષા[6] ।
વિધૂતકલ્કોઽથ હરેરુદસ્તાત્
પ્રયાતિ ચક્રં નૃપ શૈશુમારમ્ ॥ ૨૪॥

– ત્રણે ગુણો રહેતા નથી. ત્યાં અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિનું પણ અસ્તિત્વ રહેતું નથી. (૧૭) યોગીઓ 'આ નહીં, આ નહીં' એ રીતે પરમાત્માથી ભિન્ન પદાર્થોનો ત્યાગ કરવા ઇચ્છે છે અને શરીર તથા તેની સાથે સંબંધિત પદાર્થોમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરીને હૃદય વડે ડગલે-પગલે ભગવાનના જે પરમપૂજ્ય સ્વરૂપનું આલિંગન કરતા રહીને અનન્ય પ્રેમથી પરિપૂર્ણ રહે છે તે જ ભગવાન વિષ્ણુનું પરમ પદ છે – આ બાબતમાં સમસ્ત શાસ્ત્રોની સંમતિ છે. (૧૮)

જ્ઞાનદૃષ્ટિના બળથી જેના ચિત્તની વાસના નાશ પામી હોય છે તે બ્રહ્મનિષ્ઠ યોગીએ આ પ્રમાણે પોતાના શરીરનો ત્યાગ કરવો જોઈએ : પહેલાં એડીથી પોતાની ગુદાને દબાવી સ્થિર થવું અને ત્યારે ગભરાયા વગર પ્રાણવાયુને ષટ્ચક્રભેદનની પદ્ધતિએ ઉપર લઈ જવો. (૧૯) મનસ્વી યોગીએ નાભિચક્ર મણિપૂરકમાં સ્થિત વાયુને હૃદયચક્ર અનાહતમાં, ત્યાંથી ઉદાન વાયુ દ્વારા વક્ષઃસ્થળ ઉપર વિશુદ્ધ ચક્રમાં, પછી ત્યાંથી તે વાયુને ધીરે ધીરે તાળવાના મૂળમાં (વિશુદ્ધ ચક્રના અગ્રભાગમાં) ચડાવી લેવો જોઈએ. (૨૦) ત્યારપછી બે આંખો, બે કાન, બે નસકોરાં અને મોં – આ સાતે છિદ્રોનો નિરોધ કરીને તાળવાના મૂળમાં રહેલા વાયુને ભમરોની વચ્ચે આજ્ઞા-ચક્રમાં લઈ જવો. જો કોઈ લોકમાં જવાની ઇચ્છા ન હોય તો તે વાયુને અડધી ઘડી સુધી ત્યાં જ રોકીને, સ્થિર લક્ષ્ય સાથે, તેને સહસ્રારમાં લઈ જવો અને પરમાત્મામાં સ્થિત થઈ જવું. ત્યારબાદ બ્રહ્મરંધ્રનું ભેદન કરીને શરીર-ઇન્દ્રિયો વગેરેનો ત્યાગ કરવો. આ રીતે યોગી પરમપદને પ્રાપ્ત થાય છે. (૨૧)

હે પરીક્ષિત! જો યોગીની એવી ઇચ્છા હોય કે હું બ્રહ્મલોકમાં જાઉં, આઠે સિદ્ધિઓ પ્રાપ્ત કરીને આકાશવિહારી સિદ્ધોની સાથે વિહાર કરું અથવા ત્રિગુણમય બ્રહ્માંડના કોઈ પણ પ્રદેશમાં વિચરણ કરું, તો તેણે મન અને ઇન્દ્રિયોને સાથે જ લઈને શરીરમાંથી નીકળવું જોઈએ. (૨૨) યોગીઓનું શરીર વાયુ જેવું સૂક્ષ્મ હોય છે. ઉપાસના, તપ, યોગ અને જ્ઞાનનું સેવન કરનારા યોગીઓને ત્રિલોકની બહાર અને અંદર, સર્વત્ર સ્વચ્છંદપણે વિચરવાનો અધિકાર છે. માત્ર કર્મો વડે આ રીતે વિના-અવરોધ વિચરવાનું બનતું નથી. (૨૩) હે પરીક્ષિત! યોગી જ્યોતિર્મય સુષુમ્ણાના માર્ગ દ્વારા બ્રહ્મલોક ભણી પ્રસ્થાન કરે છે ત્યારે પહેલાં તો તે આકાશ-માર્ગે અગ્નિલોકમાં

૧. પ્રા. પા. – પદં પરં । ૨. પ્રા. પા. – પ્રયાસ્યન્નથ । ૩. પ્રા. પા. – વિહારાન્ । ૪. પ્રા. પા. – તત્કર્મ૦ । ૫. પ્રા. પા. – બ્રહ્મપદેન । ૬. પ્રા. પા. – ષોડર્ચિષા ।

તદ્ વિશ્વનાભિં ત્વતિવર્ત્ય વિષ્ણો-
રણીયસા વિરજેનાત્મનૈકઃ ।
નમસ્કૃતં બ્રહ્મવિદામુપૈતિ
કલ્પાયુષો યદ્[1] વિબુધા રમન્તે ॥ ૨૫॥

અથો અનન્તસ્ય મુખાનલેન
દન્દહ્યમાનં સ નિરીક્ષ્ય વિશ્વમ્ ।
નિર્યાતિ સિદ્ધેશ્વરજુષ્ટધિષ્ણ્યં[2]
યદ્ દ્વૈપરાર્ધ્યં તદુ પારમેષ્ઠ્યમ્ ॥ ૨૬॥

ન યત્ર શોકો ન જરા ન મૃત્યુ-
ર્નાર્તિર્ન ચોદ્વેગ ઋતે કુતશ્ચિત્ ।
યચ્ચિત્તતોદઃ કૃપયાઽનિદંવિદાં
દુરન્તદુઃખપ્રભવાનુદર્શનાત્ ॥ ૨૭॥

તતો વિશેષં પ્રતિપદ્ય નિર્ભય-
સ્તેનાત્મનાઽપોઽનલમૂર્તિરત્વરન્ ।
જ્યોતિર્મયો વાયુમુપેત્ય કાલે
વાય્વાત્મના ખં બૃહદાત્મલિઙ્ગમ્ ॥ ૨૮॥

ઘ્રાણેન ગન્ધં રસનેન વૈ રસં
રૂપં તુ દૃષ્ટ્યા શ્વસનં ત્વચૈવ ।
શ્રોત્રેણ ચોપેત્ય નભોગુણત્વં
પ્રાણેન ચાકૂતિમુપૈતિ યોગી ॥ ૨૯॥

સ[3] ભૂતસૂક્ષ્મેન્દ્રિયસન્નિકર્ષં
મનોમયં દેવમયં વિકાર્યમ્ ।
સંસાદ્ય ગત્યા સહ તેન યાતિ
વિજ્ઞાનતત્ત્વં ગુણસન્નિરોધમ્ ॥ ૩૦॥

જાય છે; ત્યાં તેના વધ્યાઘટ્યા મળ પણ બળી જાય છે. ત્યારબાદ તે ત્યાંથી ઉપર ભગવાન શ્રીહરિના શિશુમાર નામના જ્યોર્તિમય ચક્રમાં જઈ પહોંચે છે. (૨૪) ભગવાન વિષ્ણુનું આ શિશુમારચક્ર વિશ્વબ્રહ્માંડના ભ્રમણનું કેન્દ્ર છે. તેનું અતિક્રમણ કરીને અત્યંત સૂક્ષ્મ અને નિર્મળ શરીરથી તે (યોગી) એકલો જ મહર્લોકમાં જાય છે. તે લોક બ્રહ્મવિદો વડે વંદિત છે અને તેમાં કલ્પપર્યંત જીવનારા દેવો વિહાર કરે છે. (૨૫) પછી, જ્યારે પ્રલયકાળ આવે છે ત્યારે શેષના મુખમાંથી નીકળતી આગ વડે, નીચેના લોકોને ભસ્મ થતા જોઈને તે (યોગી) બ્રહ્મલોકમાં જાય છે, કે જે બ્રહ્મલોકમાં મોટા મોટા સિદ્ધેશ્વરો વિમાનો પર નિવાસ કરે છે. તે બ્રહ્મલોકનું આયુષ્ય બ્રહ્માના આયુષ્ય જેટલું જ, બે પરાર્ધનું છે. (૨૬) ત્યાં નથી શોક કે નથી દુઃખ, નથી વૃદ્ધત્વ કે નથી મૃત્યુ; તો પછી ત્યાં કોઈ પ્રકારનો ઉદ્વેગ કે ભય તો હોઈ જ કેમ શકે? ત્યાં જો દુઃખ છે તો માત્ર એક જ વાતનું કે આ પરમપદને નહીં જાણનારા લોકોનાં જન્મ-મૃત્યુમય અત્યંત ઘોર સંકટ જોઈને ત્યાંના લોકોને દયાને લીધે મનમાં ઘણી વ્યથા થાય છે. (૨૭) સત્યલોકમાં પહોંચ્યા પછી તે યોગી નિર્ભય થઈને પોતાના સૂક્ષ્મ શરીરને પૃથ્વીમાં મેળવી દે છે અને પછી કશીય ઉતાવળ નહીં કરતાં સાત આવરણોને ભેદે છે. પૃથ્વીરૂપે જળને અને જળરૂપે અગ્નિમય આવરણોને પ્રાપ્ત કરીને તે જ્યોતિરૂપે વાયુરૂપ આવરણમાં આવે છે અને ત્યાંથી સમય આવ્યે બ્રહ્મની અનંતતાનો બોધ કરાવનારા આકાશરૂપી આવરણને પ્રાપ્ત કરે છે. (૨૮) આ પ્રમાણે સ્થૂળ આવરણોને પાર કરતી વખતે તેની ઇન્દ્રિયો પણ પોતાના સૂક્ષ્મ અધિષ્ઠાનમાં લીન થતી જાય છે. ઘ્રાણેન્દ્રિય ગંધ-તન્માત્રામાં, રસના (જિહ્વા) રસ-તન્માત્રામાં, નેત્ર રૂપ-તન્માત્રામાં, ત્વચા સ્પર્શ-તન્માત્રામાં, શ્રોત્ર (કર્ણ) શબ્દ-તન્માત્રામાં અને કર્મેન્દ્રિયો પોતપોતાની ક્રિયાશક્તિમાં ભળી જઈને પોતપોતાના સૂક્ષ્મ સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. (૨૯) આ પ્રમાણે યોગી પંચભૂતોમાં સ્થૂળ-સૂક્ષ્મ આવરણોને પાર કરીને અહંકારમાં પ્રવેશ કરે છે. ત્યાં તે સૂક્ષ્મ ભૂતોને તામસ-અહંકારમાં, ઇન્દ્રિયોને રાજસ-અહંકારમાં અને મન તથા ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને સાત્ત્વિક-

૧. પ્રા. પા. – વિબુધા યદ્રમન્તે । ૨. પ્રા. પા. – વિશ્વેશ્વર૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'સ ભૂતસૂક્ષ્મે૦'થી માંડીને '૦ઽવસાને' સુધીના દોઢ શ્લોકની જગ્યાએ થોડા ફેરફાર સાથે બે ચરણ વધુ વધારેલા પૂરા બે શ્લોકો મળે છે, જેમ કે –

સ ભૂતસૂક્ષ્મેન્દ્રિયસન્નિકર્ષાત્ સનાતનોઽસૌ ભગવાનનાદિઃ ।
અનામયં દેવમયં વિકાર્યં સંસાદ્ય ગત્યા સહ તેન યાતિ ॥ ૧॥
વિજ્ઞાનતત્ત્વં ગુણસન્નિરોધં તેનાત્મનાત્માનમુપૈતિ શાન્તમ્ ।
આનન્દમાનન્દમયોઽવસાને સર્વાત્મકે બ્રહ્મણિ વાસુદેવે ॥ ૨॥

આનાથી આગળનો પાઠ મૂળ પ્રમાણે જ છે.

તેનાત્મનાઽઽત્માનમુપૈતિ શાન્ત-
માનન્દમાનન્દમયોઽવસાને ।
એતાં ગતિં ભાગવતીં ગતો યઃ
સ વૈ પુનર્નેહ વિષજ્જતેઽઙ્ગ ॥ ૩૧॥

એતે સૃતી તે નૃપ વેદગીતે
ત્વયાઽભિપૃષ્ટે હ[1] સનાતને ચ ।
યે[2] વૈ પુરા બ્રહ્મણ આહ પૃષ્ટ
આરાધિતો ભગવાન્ વાસુદેવઃ ॥ ૩૨॥

ન હ્યતોઽન્યઃ શિવઃ પન્થા વિશતઃ સંસૃતાવિહ ।
વાસુદેવે ભગવતિ ભક્તિયોગો યતો ભવેત્ ॥ ૩૩॥

ભગવાન્ બ્રહ્મ કાર્ત્સ્ન્યેન ત્રિરન્વીક્ષ્ય મનીષયા ।
તદધ્યવસ્યત્ કૂટસ્થો રતિરાત્મન્ યતો ભવેત્ ॥ ૩૪॥

ભગવાન્ સર્વભૂતેષુ લક્ષિતઃ સ્વાત્મના હરિઃ ।
દૃશ્યૈર્બુદ્ધ્યાદિભિર્દ્રષ્ટા લક્ષણૈરનુમાપકૈઃ ॥ ૩૫॥

તસ્માત્ સર્વાત્મના રાજન્ હરિઃ સર્વત્ર સર્વદા ।
શ્રોતવ્યઃ કીર્તિતવ્યશ્ચ સ્મર્તવ્યો ભગવાન્નૃણામ્ ॥ ૩૬॥

પિબન્તિ યે ભગવત આત્મનઃ સતાં
કથામૃતં શ્રવણપુટેષુ[3] સમ્ભૃતમ્ ।
પુનન્તિ તે વિષયવિદૂષિતાશયં
વ્રજન્તિ તચ્ચરણસરોરુહાન્તિકમ્ ॥ ૩૭॥

અહંકારમાં લીન કરી દે છે. ત્યારબાદ અહંકાર સહિત લયરૂપી ગતિ વડે તે મહત્તત્ત્વમાં પ્રવેશીને અંતે સમસ્ત ગુણોના લયસ્થાન એવા પ્રકૃતિરૂપી આવરણમાં જઈ મળે છે. (૩૦) હે પરીક્ષિત! મહાપ્રલયના સમયે પ્રકૃતિરૂપી આવરણનો પણ લય થઈ ગયા પછી તે યોગી સ્વયં આનંદસ્વરૂપ બનીને, પોતાના તે અનાવરણરૂપથી આનંદસ્વરૂપ શાંત પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. જેને આ ભગવન્મયી ગતિ પ્રાપ્ત થઈ જાય છે તેણે ફરી આ સંસારમાં આવવું પડતું નથી. (૩૧) હે પરીક્ષિત! તમે જે પૂછ્યું હતું તેના ઉત્તરમાં મેં વેદોક્ત બે પ્રકારના સનાતન માર્ગો – સદ્યઃમુક્તિ અને ક્રમમુક્તિનું તમને વર્ણન કહી સંભળાવ્યું. અગાઉ બ્રહ્માજીએ ભગવાન વાસુદેવની આરાધના કરીને જ્યારે પ્રશ્ન પૂછ્યો હતો ત્યારે તેમણે ઉત્તરમાં આ જ બે માર્ગો બ્રહ્માજીને કહી જણાવ્યા હતા. (૩૨)

સંસારચક્રમાં પડેલા મનુષ્યો માટે, જે સાધન વડે તેને ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય પ્રેમમયી ભક્તિ પ્રાપ્ત થઈ જાય તે સાધન સિવાય અન્ય કોઈ પણ કલ્યાણકારી માર્ગ નથી. (૩૩) ભગવાન બ્રહ્માએ એકાગ્ર ચિત્તે તમામ વેદોનું ત્રણ વાર અનુશીલન કરીને, પોતાની બુદ્ધિથી એ જ નિશ્ચય કર્યો કે જેનાથી સર્વાત્મા ભગવાન શ્રીકૃષ્ણમાં અનન્ય પ્રેમ પ્રાપ્ત થાય, તે જ સર્વશ્રેષ્ઠ ધર્મ છે. (૩૪) સમસ્ત ચરાચર પ્રાણીઓમાં તેમના આત્મારૂપે ભગવાન શ્રીકૃષ્ણ જ લક્ષિત હોય છે; કારણ કે આ બુદ્ધિ વગેરે દૃશ્ય પદાર્થો તેમનું અનુમાન કરાવનારાં લક્ષણો છે, તેઓ આ બધાંના સાક્ષી, એકમાત્ર દ્રષ્ટા છે. (૩૫) હે પરીક્ષિત! માટે, મનુષ્યોએ બધા સમયે અને બધી જ સ્થિતિઓમાં પોતાની સંપૂર્ણ શક્તિથી ભગવાન શ્રીહરિનું જ શ્રવણ, સ્મરણ અને કીર્તન કરવું જોઈએ. (૩૬) હે રાજન્! સંતપુરુષો આત્મસ્વરૂપ ભગવાનની કથાનું મધુર અમૃત વહેંચતા જ રહે છે, તેમના હૃદયમાંથી વિષયોનો ઝેરી પ્રભાવ જતો રહે છે, તેઓ શુદ્ધ થઈ જાય છે અને તેઓ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોનું સાન્નિધ્ય પ્રાપ્ત કરી લે છે. (૩૭)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે પુરુષસંસ્થાવર્ણનં[4] નામ[5] દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥

**બીજા સ્કંધ-અંતર્ગત પુરુષસંસ્થાવર્ણન નામનો બીજો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – યદ્વૈ । ૩. પ્રા. પા. – ૦પુટેન । ૪. પ્રા. પા. – મહાપુરુષ૦ । ૫. પ્રાચીન પ્રતમાં 'નામ' શબ્દ નથી.

# ત્રીજો અધ્યાય

## કામનાઓ અનુસાર વિભિન્ન દેવતાઓની ઉપાસના તથા ભગવદ્ભક્તિના પ્રાધાન્યનું નિરૂપણ

*શ્રીશુક ઉવાચ*

**એવમેતન્નિગદિતં પૃષ્ટવાન્ યદ્ભવાન્ મમ ।**
**નૃણાં યન્મ્રિયમાણાનાં મનુષ્યેષુ મનીષિણામ્ ॥ ૧॥**

**બ્રહ્મવર્ચસકામસ્તુ યજેત બ્રહ્મણસ્પતિમ્ ।**
**ઇન્દ્રમિન્દ્રિયકામસ્તુ[૧] પ્રજાકામઃ પ્રજાપતીન્ ॥ ૨॥**

**દેવીં માયાં તુ શ્રીકામસ્તેજસ્કામો વિભાવસુમ્ ।**
**વસુકામો વસૂન્ રુદ્રાન્ વીર્યકામોઽથ વીર્યવાન્ ॥ ૩॥**

**અન્નાદ્યકામસ્ત્વદિતિં[૨] સ્વર્ગકામોઽદિતેઃ સુતાન્ ।**
**વિશ્વાન્દેવાન્ રાજ્યકામઃ સાધ્યાન્સંસાધકો વિશામ્ ॥ ૪॥**

**આયુષ્કામોઽશ્વિનૌ દેવૌ પુષ્ટિકામ ઇલાં યજેત્ ।**
**પ્રતિષ્ઠાકામઃ પુરુષો રોદસી લોકમાતરૌ ॥ ૫॥**

**રૂપાભિકામો ગન્ધર્વાન્ સ્ત્રીકામોઽપ્સરઉર્વશીમ્ ।**
**આધિપત્યકામઃ સર્વેષાં યજેત પરમેષ્ઠિનમ્ ॥ ૬॥**

**યજ્ઞં યજેદ્ યશસ્કામઃ કોશકામઃ પ્રચેતસમ્ ।**
**વિદ્યાકામસ્તુ ગિરિશં દામ્પત્યાર્થ[૩] ઉમાં સતીમ્ ॥ ૭॥**

**ધર્માર્થ[૪] ઉત્તમશ્લોકં તન્તું[૫] તન્વન્ પિતૄન્ યજેત્ ।**
**રક્ષાકામઃ પુણ્યજનાનોજસ્કામો મરુદ્ગણાન્ ॥ ૮॥**

**રાજ્યકામો મનૂન્ દેવાન્ નિર્ઋતિં ત્વભિચરન્ યજેત્[૬] ।**
**કામકામો યજેત્ સોમમકામઃ પુરુષં પરમ્[૭] ॥ ૯॥**

**અકામઃ સર્વકામો વા મોક્ષકામ ઉદારધીઃ ।**
**તીવ્રેણ ભક્તિયોગેન યજેત પુરુષં પરમ્ ॥ ૧૦॥**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! તમે મને જે પૂછ્યું હતું કે બુદ્ધિમાન મનુષ્યે મરતી વખતે શું કરવું જોઈએ, તેનો ઉત્તર મેં તમને આપ્યો. (૧) જે બ્રહ્મતેજની ઇચ્છાવાળો હોય તેણે બ્રહ્માની, જેને ઇન્દ્રિયોની વિશેષ શક્તિની કામના હોય તેણે ઇન્દ્રની અને જેને સંતાનની લાલસા હોય તેણે પ્રજાપતિઓની ઉપાસના કરવી. (૨) જેને લક્ષ્મી જોઈએ તેણે માયા દેવીની, જેને તેજ જોઈએ તેણે અગ્નિની, જેને ધન જોઈએ તેણે વસુઓની અને જે પ્રભાવશાળી મનુષ્યને વીરતાની ઇચ્છા હોય તેણે રુદ્રોની ઉપાસના કરવી જોઈએ. (૩) જેને ઘણું અન્ન મેળવવાની ઇચ્છા હોય તેણે અદિતિની, જેને સ્વર્ગની કામના હોય તેણે અદિતિના પુત્ર દેવતાઓની, જેને રાજ્યની અભિલાષા હોય તેણે વિશ્વેદેવોની અને જે પ્રજાને પોતાને અનુકૂળ બનાવવાની ઇચ્છા રાખતો હોય તેણે સાધ્ય દેવતાઓની આરાધના કરવી જોઈએ. (૪) આયુષ્યની ઇચ્છા હોય તો અશ્વિનીકુમારોનું, પોષણની ઇચ્છા હોય તો પૃથ્વીનું અને પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તો લોકમાતા પૃથ્વી અને દ્યૌ (આકાશ)નું સેવન કરવું જોઈએ. (૫) સૌંદર્યની ઇચ્છા હોય તો ગંધર્વોની, પત્ની-પ્રાપ્તિ માટે અપ્સરા ઉર્વશીની અને સૌના સ્વામી બનવા માટે બ્રહ્માની આરાધના કરવી જોઈએ. (૬) જેને યશની ઇચ્છા હોય તેણે યજ્ઞપુરુષની, જેને ખજાનાની લાલસા હોય તેણે વરુણની, જેને વિદ્યાપ્રાપ્તિની આકાંક્ષા હોય તેણે ભગવાન શંકરની અને પતિ-પત્ની વચ્ચે પરસ્પર પ્રેમ જાળવી રાખવા માટે પાર્વતીજીની ઉપાસના કરવી જોઈએ. (૭) ધર્મનું ઉપાર્જન કરવા માટે વિષ્ણુ ભગવાનની, વંશ-પરંપરાના રક્ષણ માટે પિતૃઓની, વિઘ્નોથી બચવા માટે યક્ષોની અને બળવાન બનવા માટે મરુદ્ગણોની આરાધના કરવી જોઈએ. (૮) રાજ્ય માટે મન્વન્તરોના અધિપતિ દેવોનું, અભિચાર માટે નિર્ઋતિનું (રાક્ષસોનું), ભોગો માટે ચંદ્રમાનું અને નિષ્કામતાની પ્રાપ્તિ માટે પરમ પુરુષ નારાયણનું ભજન કરવું જોઈએ. (૯) અને જે બુદ્ધિમાન મનુષ્ય હોય – ભલે પછી તે નિષ્કામ હોય, સમસ્ત કામનાઓથી યુક્ત હોય કે પછી મોક્ષ ઇચ્છતો હોય – તેણે તો તીવ્ર ભક્તિયોગ વડે કેવળ પુરુષોત્તમ ભગવાનની જ આરાધના કરવી

૧. પ્રા. પા. – કામાય । ૨. પ્રા. પા. – ત્વતિથિં । ૩. પ્રા. પા. – ત્યાર્થમુમાં । ૪. પ્રા. પા. – ધર્માર્થમુત્તમ૦ । ૫. પ્રા. પા. – તન્તુકામઃ પિતૄન્ । ૬. પ્રા. પા. – નરઃ । ૭. પ્રા. પા. – પુમાન્ ।

એતાવાનેવ યજતામિહ નિઃશ્રેયસોદયઃ ।
ભગવત્યચલો ભાવો યદ્ ભાગવતસઙ્ગતઃ ॥ ૧૧॥

જ્ઞાનં યદા પ્રતિનિવૃત્તગુણોર્મિચક્ર-
માત્મપ્રસાદ [1]ઉત યત્ર ગુણેષ્વસઙ્ગઃ ।
કૈવલ્યસમ્મતપથસ્ત્વથ ભક્તિયોગઃ
કો નિર્વૃતો હરિકથાસુ રતિં ન કુર્યાત્ ॥ ૧૨॥

*શૌનક ઉવાચ*

ઇત્યભિવ્યાહૃતં રાજા નિશમ્ય ભરતર્ષભઃ ।
કિમન્યત્પૃષ્ટવાન્ભૂયો વૈયાસકિમૃષિં કવિમ્ ॥ ૧૩॥

એતચ્છુશ્રૂષતાં વિદ્વન્ સૂત નોઽર્હસિ ભાષિતુમ્ ।
કથા હરિકથોદર્કાઃ સતાં સ્યુઃ સદસિ ધ્રુવમ્ ॥ ૧૪॥

સ વૈ ભાગવતો રાજા પાણ્ડવેયો મહારથઃ ।
બાલક્રીડનકૈઃ ક્રીડન્ કૃષ્ણક્રીડાં ય આદદે ॥ ૧૫॥

વૈયાસકિશ્ચ ભગવાન્ વાસુદેવપરાયણઃ ।
ઉરુગાયગુણોદારાઃ સતાં સ્યુર્હિ સમાગમે ॥ ૧૬॥

આયુર્હરતિ વૈ પુંસામુદ્યન્નસ્તં ચ યન્નસૌ ।
તસ્યર્તે યત્ક્ષણો નીત ઉત્તમશ્લોકવાર્તયા ॥ ૧૭॥

તરવઃ કિં ન જીવન્તિ ભસ્ત્રાઃ કિં ન શ્વસન્ત્યુત ।
ન ખાદન્તિ ન મેહન્તિ કિં ગ્રામપશવોઽપરે ॥ ૧૮॥

શ્વવિડ્વરાહોષ્ટ્રખરૈઃ સંસ્તુતઃ પુરુષઃ પશુઃ ।
ન યત્કર્ણપથોપેતો જાતુ નામ ગદાગ્રજઃ ॥ ૧૯॥

બિલે બતોરુક્રમવિક્રમાન્ યે
ન શૃણ્વતઃ કર્ણપુટે નરસ્ય ।
જિહ્વાઽસતી દાર્દુરિકેવ સૂત
ન ચોપગાયત્યુરુગાયગાથાઃ ॥ ૨૦॥

જોઈએ. (૧૦) જેટલા પણ ઉપાસકો છે તે બધાનું સૌથી મોટું હિત એમાં જ છે કે તેઓ ભગવત્પ્રેમી ભક્તોનો સંગ કરીને ભગવાનમાં અવિચળ પ્રેમ પ્રાપ્ત કરી લે. (૧૧) આવા મનુષ્યોના સત્સંગમાં ભગવાનની જે લીલા-કથાઓ થાય છે તેમનાથી એવા દુર્લભ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે કે જેના થકી સંસારરૂપી સાગરની ત્રિગુણમયી તરંગમાળાઓની થપાટો શાંત થઈ જાય છે, હૃદય શુદ્ધ થઈને આનંદનો અનુભવ થવા લાગે છે, ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિ રહેતી નથી અને કૈવલ્ય-મોક્ષનો સર્વસંમત માર્ગ એવો ભક્તિયોગ પ્રાપ્ત થઈ જાય છે. ભગવાનની આવી રસપૂર્ણ લીલા-કથાઓમાં રસ પડ્યા પછી ભલા, એવું કોણ હોય કે તેમને પ્રેમ ન કરે? (૧૨)

**શૌનકજીએ કહ્યું** – હે સૂતજી! આ પ્રમાણે સાંભળીને ભરતશ્રેષ્ઠ રાજા પરીક્ષિતે વ્યાસનંદન, સર્વજ્ઞ, ઋષિ શુકદેવજીને બીજું શું પૂછ્યું? (૧૩) હે સૂતજી! તમે તો બધું જ જાણો છો, અમે તેમની તે વાતચીત ખૂબ પ્રેમથી સાંભળવા ઇચ્છીએ છીએ; તમે કૃપા કરીને અવશ્ય કહી સંભળાવો, કારણ કે સંતોની સભામાં એવી જ વાતો થતી હોય છે કે જેનું પરિણામ ભગવાનની રસમયી લીલા-કથામાં જ થાય છે. (૧૪) પાંડવેય મહારથી રાજા પરીક્ષિત મોટા ભગવદ્ભક્ત હતા. બાળપણમાં રમકડાં રમતી વખતે પણ તેઓ શ્રીકૃષ્ણલીલાનો જ રસ લેતા હતા. (૧૫) ભગવન્મય શ્રીશુકદેવજી પણ જન્મથી જ વાસુદેવ-પરાયણ છે. તેથી આવા સંતોના સત્સંગમાં ભગવાનના મંગળમય ગુણોની/ દિવ્ય ચર્ચા અવશ્ય થઈ જ હશે. (૧૬) જેનો સમય ભગવાન શ્રીકૃષ્ણના ગુણો ગાવા કે સાંભળવામાં વ્યતીત થતો હોય છે તેના સિવાય બધા મનુષ્યોનું આયુષ્ય વ્યર્થ જતું હોય છે. આ ભગવાન સૂર્ય દરરોજ પોતાના ઉદય અને અસ્તથી તેમનું આયુષ્ય છીનવી લેતા રહે છે. (૧૭) શું વૃક્ષો જીવતાં નથી? શું લુહારની ધમણ શ્વાસ લેતી નથી? ગામનાં અન્ય પાલતુ પશુઓ શું ખાતાં-પીતાં કે મૈથુન નથી કરતાં? (૧૮) જે મનુષ્યોના કાને ભગવાન શ્રીકૃષ્ણની કથા પડતી નથી તે મનુષ્યની તુલના કૂકર-શૂકર, ઊંટ-ગધેડા જેવા પશુઓ સાથે કરવામાં આવી છે. (૧૯)

હે સૂતજી! ઘણા દુઃખની વાત છે કે, જે મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણની કથા ક્યારેય સાંભળતો નથી તેના કાન બાકોરા જેવા છે. જે જીભ ભગવાનની લીલાઓનું ગાન કરતી નથી તે દેડકાની જીભ જેવી ટર્ર ટર્ર કરનારી છે, એ

૧. પ્રા. પા. – ઉભયત્ર । આ પાઠાંતર શ્રીધરસ્વામીએ પણ સ્વીકાર્યું છે.

ભારઃ પરં પટ્ટકિરીટજુષ્ટ-
મપ્યુત્તમાઙ્ગં ન નમેન્મુકુન્દમ્ ।
શાવૌ કરૌ નો કુરુતઃ સપર્યાં
હરેર્લસત્કાઞ્ચનકઙ્કણૌ વા ॥ ૨૧॥
બર્હાયિતે તે નયને નરાણાં
લિઙ્ગાનિ વિષ્ણોર્ન નિરીક્ષતો યે ।
પાદૌ નૃણાં તૌ દ્રુમજન્મભાજૌ
ક્ષેત્રાણિ નાનુવ્રજતો[1] હરેર્યૌ ॥ ૨૨॥
જીવઞ્છવો ભાગવતાઙ્ઘ્રિરેણું
ન જાતુ મર્ત્યોઽભિલભેત યસ્તુ ।
શ્રીવિષ્ણુપદ્યા[2] મનુજસ્તુલસ્યાઃ
શ્વસઞ્છવો યસ્તુ ન વેદ ગન્ધમ્ ॥ ૨૩॥
તદશ્મસારં હૃદયં બતેદં
યદ્ ગૃહ્યમાણૈર્હરિનામધેયૈઃ ।
ન વિક્રિયેતાથ યદા વિકારો
નેત્રે જલં ગાત્રરુહેષુ હર્ષઃ ॥ ૨૪॥
અથાભિધેહ્યઙ્ગ મનોઽનુકૂલં
પ્રભાષસે ભાગવતપ્રધાનઃ[3] ।
યદાહ વૈયાસકિરાત્મવિદ્યા-
વિશારદો નૃપતિં સાધુ પૃષ્ટઃ ॥ ૨૫॥

તો ન હોય તો જ સારું. (૨૦) જે માથું ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં ક્યારેય નમતું નથી તે રાજમુકુટયુક્ત હોય તોપણ માત્ર બોજો જ છે. જે હાથ ભગવાનની સેવાપૂજા કરતા નથી તે સોનાના કડાંથી શોભિત હોય તોપણ શબ સમાન છે. (૨૧) જે આંખો ભગવાનનું સ્મરણ કરાવનાર મૂર્તિ, તીર્થ, નદી વગેરેનું દર્શન કરતી નથી તે મોરનાં પીછાંમાં બનેલાં આંખનાં ચિહ્નો જેવી નિરર્થક છે. જે પગ ભગવાનનાં લીલાસ્થાનોની યાત્રા કરતા નથી તે મનુષ્ય-પગ ચાલવાની શક્તિ ધરાવતા હોવા છતાં પણ નહીં ચાલનારાં ઝાડ જેવા જ છે. (૨૨) જે મનુષ્યે ભગવાનના પ્રેમી સંતોનાં ચરણોની ધૂળ ક્યારેય (પોતાના) માથે ચઢાવી નથી તે જીવતો છતાં મરેલો છે. જે મનુષ્યે ભગવાનનાં ચરણોમાં ચડેલી તુલસીની સુગંધ લીધી નથી કે તેનાં વખાણ કર્યાં નથી તે શ્વાસ લેતો હોવા છતાં પણ શ્વાસરહિત શબ જેવો છે. (૨૩) હે સૂતજી! તે હૃદય નથી, લોઢું છે કે જે ભગવાનનાં માંગલ્યપૂર્ણ નામોનું શ્રવણ-કીર્તન કરવા છતાં પણ પીગળીને તેમના તરફ વહેતું નથી. જે સમયે હૃદય પીગળે છે તે સમયે આંખોમાં આંસુ ઊભરાવા લાગે છે અને શરીરનાં રોમેરોમ ખીલી ઊઠે છે. (૨૪) પ્રિય સૂતજી! તમારી વાણી અમારા હૃદયને મધુરતાથી ભરી દે છે. તેથી ભગવાનના પરમ ભક્ત, આત્મવિદ્યાવિશારદ શ્રીશુકદેવજીએ, પરીક્ષિતના સુંદર પ્રશ્ન કરવાથી, જે કંઈ કહ્યું હતું તે વાર્તાલાપ તમે કૃપા કરીને અમને કહી સંભળાવો. (૨૫)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે[4] તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥
બીજા સ્કંધ-અંતર્ગત (મહાપુરુષવર્ણન નામનો) ત્રીજો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – ૦વ્રજતા । ૨. પ્રા. પા. – યો વિષ્ણુ૦ । ૩. પ્રા. પા. – ભાગવતઃ પ્ર૦ । ૪. પ્રાચીન પ્રતમાં આ સ્થાને 'મહાપુરુષવર્ણનં' એટલો વધુ પાઠ છે.

# ચોથો અધ્યાય

## રાજાનો સૃષ્ટિવિષયક પ્રશ્ન અને શુકદેવજી દ્વારા કથા-આરંભ

*સૂત ઉવાચ*

**વૈયાસકેરિતિ વચસ્તત્ત્વનિશ્ચયમાત્મનઃ ।**
**ઉપધાર્ય મતિં કૃષ્ણે ઔત્તરેયઃ સતીં વ્યધાત્ ॥ ૧॥**

**આત્મજાયાસુતાગારપશુદ્રવિણબન્ધુષુ ।**
**રાજ્યે ચાવિકલે નિત્યં વિરૂઢાં મમતાં જહૌ ॥ ૨॥**

**પપ્રચ્છ ચેમમેવાર્થં યન્માં પૃચ્છથ સત્તમાઃ ।**
**કૃષ્ણાનુભાવશ્રવણે શ્રદ્દધાનો મહામનાઃ[1] ॥ ૩॥**

**સંસ્થાં વિજ્ઞાય સંન્યસ્ય[2] કર્મ ત્રૈવર્ગિકં ચ યત્ ।**
**વાસુદેવે ભગવતિ આત્મભાવં દૃઢં ગતઃ ॥ ૪॥**

*રાજોવાચ*

**સમીચીનં વચો બ્રહ્મન્ સર્વજ્ઞસ્ય તવાનઘ ।**
**તમો વિશીર્યતે મહ્યં હરેઃ કથયતઃ કથામ્ ॥ ૫॥**

**ભૂય એવ વિવિત્સામિ ભગવાનાત્મમાયયા ।**
**યથેદં સૃજતે વિશ્વં દુર્વિભાવ્યમધીશ્વરૈઃ ॥ ૬॥**

**યથા ગોપાયતિ વિભુર્યથા સંયચ્છતે પુનઃ ।**
**યાં યાં શક્તિમુપાશ્રિત્ય પુરુશક્તિઃ પરઃ પુમાન્ ।**
**આત્માનં ક્રીડયન્ ક્રીડન્ કરોતિ વિકરોતિ ચ ॥ ૭॥**

**નૂનં ભગવતો બ્રહ્મન્ હરેરદ્ભુતકર્મણઃ ।**
**દુર્વિભાવ્યમિવાભાતિ કવિભિશ્ચાપિ ચેષ્ટિતમ્ ॥ ૮॥**

**યથા ગુણાંસ્તુ પ્રકૃતેર્યુગપત્ ક્રમશોઽપિ વા ।**
**બિભર્તિ ભૂરિશસ્ત્વેકઃ કુર્વન્ કર્માણિ જન્મભિઃ ॥ ૯॥**

**સૂતજી કહે છે** — શ્રીશુકદેવજીનાં વચનો ભગવાનના તત્ત્વનો નિશ્ચય કરાવનારાં હતાં. ઉત્તરાસુત રાજા પરીક્ષિતે તે વચનો સાંભળીને પોતાની શુદ્ધ બુદ્ધિ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં અનન્યભાવે સમર્પી દીધી. (૧) નિત્યના અભ્યાસને કારણે શરીર, પત્ની, પુત્ર, મહેલ, પશુ, ધન, ભાઈભાંડુ અને નિષ્કંટક રાજ્યમાં તેમની દૃઢ મમતા હતી, તેનો તેમણે એક ક્ષણમાં જ ત્યાગ કરી દીધો. (૨) હે શૌનકાદિ ઋષિઓ! મહામનસ્વી પરીક્ષિતે પોતાના મૃત્યુનો નિશ્ચિત સમય જાણી લીધો હતો, તેથી તેમણે ધર્મ, અર્થ અને કામ સાથે સંબંધ રાખનારાં જેટલાં પણ કર્મો હતાં તે બધાંનો સંન્યાસ કરી દીધો. ત્યારબાદ ભગવાન શ્રીકૃષ્ણમાં સુદૃઢ આત્મભાવ પ્રાપ્ત કરી લઈને, અત્યંત શ્રદ્ધાપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા સાંભળવા માટે તેમણે શ્રીશુકદેવજીને આ જ પ્રશ્ન પૂછ્યો કે જે તમે મને પૂછ્યો છે. (૩-૪)

**પરીક્ષિતે કહ્યું** — હે ભગવત્સ્વરૂપ મુનિવર! તમે પરમ પવિત્ર અને સર્વજ્ઞ છો. તમે જે કંઈ કહ્યું તે સત્ય અને યોગ્ય છે. તમે જેમ જેમ ભગવાનની કથા કહી રહ્યા છો તેમ તેમ મારા અજ્ઞાનનું આવરણ દૂર થઈ રહ્યું છે. (૫) એમ છતાં હું તમારી પાસેથી એ જાણવા માગું છું કે ભગવાન પોતાની માયા વડે કેવી રીતે આ સંસારસૃષ્ટિ કરે છે. આ સંસારની રચના એટલી તો રહસ્યપૂર્ણ છે કે બ્રહ્મા વગેરે લોકપાલો પણ તેને સમજી શકતા નથી. (૬) ભગવાન કેવી રીતે આ વિશ્વનું રક્ષણ કરે છે અને પછી તેનો વિનાશ કરે છે? અનંતશક્તિના પરમાત્મા કઈ કઈ શક્તિઓનો આશ્રય લઈને પોતે જ પોતાને રમકડાં બનાવીને રમી રહ્યા છે? તેઓ બાળકોનાં બનાવેલાં ઘરોની જેમ બ્રહ્માંડોને કેવી રીતે બનાવે છે અને પછી કેવી રીતે રમત-રમતમાં નષ્ટ કરે છે? (૭) ભગવાન શ્રીહરિની લીલાઓ ઘણી જ અદ્‌ભુત-અચિંત્ય છે. એમાં સંદેહ નથી કે મોટા મોટા વિદ્વાનો માટે પણ એમની લીલાઓનું રહસ્ય સમજવું ઘણું અઘરું છે. (૮) ભગવાન તો એક છે પરંતુ તેઓ સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા પ્રકૃતિના ત્રણે ગુણોને ક્યારેક એકી સાથે ધારણ કરીને અનેક કર્મો કરે છે. (જેમકે શ્રીરામ, શ્રીકૃષ્ણ વગેરે રૂપમાં). [ઉદા. તરીકે તે જ ભગવાન માત્ર સત્ત્વગુણ ધારણ કરીને ભગવાન કપિલની જેમ, રજોગુણ ધારણ કરીને મત્સ્ય ભગવાનની જેમ

૧. પ્રા. પા. — મહાશયાઃ । ૨. પ્રા. પા. — વિન્યસ્ય ।

વિચિકિત્સિતમેતન્મે બ્રવીતુ ભગવાન્ યથા ।
શાબ્દે બ્રહ્મણિ નિષ્ણાતઃ પરસ્મિંશ્ચ ભવાન્ખલુ ॥ ૧૦॥

*સૂત ઉવાચ*

ઈત્યુપામન્ત્રિતો રાજ્ઞા ગુણાનુકથને હરેઃ[1] ।
હૃષીકેશમનુસ્મૃત્ય પ્રતિવક્તું પ્રચક્રમે ॥ ૧૧॥

*શ્રીશુક ઉવાચ*

નમઃ પરસ્મૈ પુરુષાય ભૂયસે
સદુદ્ભવસ્થાનનિરોધલીલયા ।
ગૃહીતશક્તિત્રિતયાય દેહિના-
મન્તર્ભવાયાનુપલક્ષ્યવર્ત્મને ॥ ૧૨॥

ભૂયો નમઃ સદ્વૃજિનચ્છિદેઽસતા-
મસમ્ભવાયાખિલસત્ત્વમૂર્તયે ।
પુંસાં પુનઃ પારમહંસ્ય આશ્રમે
વ્યવસ્થિતાનામનુમૃગ્યદાશુષે ॥ ૧૩॥

નમો નમસ્તેઽસ્ત્વૃષભાય સાત્વતાં
વિદૂરકાષ્ઠાય મુહુઃ કુયોગિનામ્ ।
નિરસ્તસામ્યાતિશયેન રાધસા
સ્વધામનિ બ્રહ્મણિ રંસ્યતે નમઃ ॥ ૧૪॥

યત્કીર્તનં યત્સ્મરણં યદીક્ષણં
યદ્વન્દનં યચ્છ્રવણં યદર્હણમ્ ।
લોકસ્ય સદ્યો વિધુનોતિ કલ્મષં
તસ્મૈ સુભદ્રશ્રવસે નમો નમઃ ॥ ૧૫॥

વિચક્ષણા યચ્ચરણોપસાદનાત્
સઙ્ગં વ્યુદસ્યોભયતોઽન્તરાત્મનઃ ।
વિન્દન્તિ હિ બ્રહ્મગતિં ગતક્લમા-
સ્તસ્મૈ સુભદ્રશ્રવસે નમો નમઃ ॥ ૧૬॥

તપસ્વિનો દાનપરા યશસ્વિનો
મનસ્વિનો મન્ત્રવિદઃ સુમઙ્ગલાઃ ।
ક્ષેમં ન વિન્દન્તિ વિના યદર્પણં
તસ્મૈ સુભદ્રશ્રવસે નમો નમઃ ॥ ૧૭॥

તમોગુણ ધારણ કરીને નરસિંહ અને પરશુરામ ભગવાનની જેમ લીલા કરતા રહે છે. ભગવાન પૂર્ણાવતારમાં ત્રણ ગુણોને ધારણ કરે છે પરંતુ અંશાવતારમાં આવશ્યક ગુણને ધારણ કરે છે.] (૯) હે મુનિવર! તમે વેદો અને બ્રહ્મતત્ત્વ - બંનેના સંપૂર્ણ મર્મજ્ઞ છો, તેથી મારી આ જિજ્ઞાસાનું સમાધાન કરો. (૧૦)

**સૂતજી કહે છે** – જ્યારે રાજા પરીક્ષિતે શ્રીશુકદેવજીને ભગવાનના ગુણોનું વર્ણન કરવા આ રીતે પ્રાર્થના કરી ત્યારે શ્રીશુકદેવજીએ ભગવાન શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ કરીને પોતાનું પ્રવચન શરૂ કર્યું. (૧૧)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – તે પુરુષોત્તમ ભગવાનના ચરણકમળોમાં મારા કોટિકોટિ પ્રણામ છે, જેમનો મહિમા અપરિમિત છે. જેઓ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની લીલા કરવા સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપી ત્રણે શક્તિઓનો સ્વીકાર કરીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનાં રૂપ ધારણ કરે છે; જેઓ સમસ્ત ચરાચર પ્રાણીઓનાં હૃદયમાં અંતર્યામીરૂપે વિરાજમાન છે; જેમનાં સ્વરૂપ અને તેમની પ્રાપ્તિનો માર્ગ બુદ્ધિનો વિષય નથી. (૧૨) જેઓ સત્પુરુષોનાં દુઃખ દૂર કરીને તેમને પોતાના પ્રેમનું દાન કરે છે, દુષ્ટોનું દમન કરીને તેમને પણ મુક્તિ આપે છે તે પરબ્રહ્મ પરમાત્માને હું વારંવાર પ્રણામ કરું છું. જેઓ સજ્જનોનાં પાપ-તાપને દૂર કરીને તેમને પ્રેમ પ્રદાન કરે છે. દુષ્ટોનું દમન કરે છે અને સમસ્ત પ્રાણીઓના રૂપમાં આપ જ વિરાજમાન છો. પરમહંસ ભક્તોની મંડળીમાં જે છે તે ભક્તોને ઇચ્છિત પરમતત્ત્વની પ્રાપ્તિ કરાવનારા છે. (૧૩) જેઓ અત્યંત ભક્તવત્સલ છે અને હઠપૂર્વક ભક્તિહીન સાધન કરનારા લોકો જેમનો છાંયડો પણ પામી શકતા નથી; જેમના જેવું કોઈનુંય ઐશ્વર્ય નથી, તો એનાથી વધુ તો હોઈ જ કેમ શકે; તથા જેઓ બ્રહ્મસ્વરૂપમાં નિરંતર રમમાણ હોય છે તે ભગવાન શ્રીકૃષ્ણને હું વારંવાર નમસ્કાર કરું છું. (૧૪) જેમનું સ્મરણ, કીર્તન, દર્શન, વંદન, શ્રવણ અને પૂજન જીવોનાં પાપોનો તત્કાળ નાશ કરી દે છે તે પુણ્યકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર. (૧૫) જેમનાં ચરણકમળોનું શરણ લઈને વિવેકી મનુષ્યો પોતાના હૃદયમાંથી આ લોકની અને પરલોકની આસક્તિને કાઢી નાખે છે અને કોઈ પરિશ્રમ વગર જ બ્રહ્મપદને પ્રાપ્ત કરી લે છે તે મંગળમય કીર્તિવાળા ભગવાન શ્રીકૃષ્ણને અનેક વાર નમસ્કાર છે. (૧૬) મોટા મોટા તપસ્વી, દાની, યશસ્વી, મનસ્વી, સદાચારી અને મંત્રવેત્તાઓ જ્યાં સુધી

૧. પ્રા. પા. – વિભોઃ ।

કિરાતહૂણાન્ધ્રપુલિન્દપુલ્કસા
આભીરકઙ્કા યવનાઃ ખસાદયઃ ।
યેઽન્યે ચ પાપા યદુપાશ્રયાશ્રયાઃ
શુધ્યન્તિ તસ્મૈ પ્રભવિષ્ણવે નમઃ ॥ ૧૮॥

સ એષ આત્માઽઽત્મવતામધીશ્વર-
સ્ત્રયીમયો ધર્મમયસ્તપોમયઃ ।
ગતવ્યલીકૈરજશઙ્કરાદિભિ-
ર્વિતર્ક્યલિઙ્ગો[1] ભગવાન્ પ્રસીદતામ્ ॥ ૧૯॥

શ્રિયઃ પતિર્યજ્ઞપતિઃ પ્રજાપતિ-
ર્ધિયાં પતિર્લોકપતિર્ધરાપતિઃ ।
પતિર્ગતિશ્ચાન્ધકવૃષ્ણિસાત્વતાં
પ્રસીદતાં મે ભગવાન્ સતાં પતિઃ ॥ ૨૦॥

યદઙ્ઘ્ર્યભિધ્યાનસમાધિધૌતયા
ધિયાઽનુપશ્યન્તિ હિ તત્ત્વમાત્મનઃ ।
વદન્તિ ચૈતત્ કવયો યથારુચં
સ મે મુકુન્દો ભગવાન્ પ્રસીદતામ્ ॥ ૨૧॥

પ્રચોદિતા યેન પુરા સરસ્વતી
વિતન્વતાઽજસ્ય[2] સતીં સ્મૃતિં હૃદિ ।
સ્વલક્ષણા[3] પ્રાદુરભૂત્ કિલાસ્યતઃ
સ મે ઋષીણામૃષભઃ પ્રસીદતામ્ ॥ ૨૨॥

ભૂતૈર્મહદ્ભિર્ય ઇમાઃ પુરો વિભુ-
ર્નિર્માય શેતે યદમૂષુ પૂરુષઃ ।
ભુઙ્ક્તે ગુણાન્ષોડશ ષોડશાત્મકઃ
સોઽલઙ્કૃષીષ્ટ ભગવાન્ વચાંસિ મે ॥ ૨૩॥

પોતાની સાધનાનું તથા પોતાની જાતનું તેમનાં ચરણોમાં સમર્પણ કરી દેતા નથી ત્યાં સુધી તેમને કલ્યાણ-પ્રાપ્તિ થતી નથી. જેમના પ્રત્યે આત્મસમર્પણનો આવો મહિમા છે તે કલ્યાણમયી કીર્તિવાળા ભગવાનને વારંવાર નમસ્કાર. (૧૭) કિરાત, હૂણ, આંધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન, ખસ વગેરે નીચ જાતિઓ તથા બીજા પાપીઓ જેમના શરણાગત ભક્તોનું શરણ લેવાથી જ પવિત્ર થઈ જાય છે તે સર્વશક્તિમાન ભગવાનને વારંવાર નમસ્કાર. (૧૮) તે જ ભગવાન જ્ઞાનીઓના આત્મા છે, ભક્તોના સ્વામી છે, કર્મકાંડીઓ માટે વેદમૂર્તિ છે, ધાર્મિકો માટે ધર્મમૂર્તિ છે અને તપસ્વીઓ માટે તપસ્વરૂપ છે. બ્રહ્મા, શંકર વગેરે મોટા મોટા દેવતાઓ પણ પોતાના શુદ્ધ હૃદયથી તેમના સ્વરૂપનું ચિંતન કરે છે અને આશ્ચર્યચકિત થઈને જોતા રહે છે, પરંતુ તેમના સ્વરૂપસંબંધે તર્ક કરી શકતા નથી. તેઓ મારા પર પોતાના અનુગ્રહની – પ્રસાદની વર્ષા કરે. (૧૯) જેઓ સમસ્ત સંપત્તિઓની સ્વામિની એવી લક્ષ્મીના પતિ છે, સમસ્ત યજ્ઞોના ભોક્તા અને ફળદાતા છે, પ્રજાના રક્ષક છે, સૌના અંતર્યામી છે અને સમસ્ત લોકોના પાલનહાર છે તથા પૃથ્વીના સ્વામી છે, જેમણે યદુવંશમાં પ્રગટ થઈને અંધક, વૃષ્ણિ અને યદુવંશના લોકોનું રક્ષણ કર્યું છે તથા જેઓ તે લોકોના એકમાત્ર આશ્રય રહેલા છે તે ભક્તવત્સલ, સંતજનોના સર્વસ્વ શ્રીકૃષ્ણ મારા પર પ્રસન્ન થાય. (૨૦) જેમનાં ચરણકમળોના ચિંતનરૂપી સમાધિથી શુદ્ધ થયેલી બુદ્ધિ વડે વિદ્વાન પુરુષો આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે અને તેમનું દર્શન થયા પછી પોતપોતાની મતિ અને રુચિ અનુસાર જેમના સ્વરૂપનું વર્ણન કરતા રહે છે તે પ્રેમ અને મુક્તિની લહાણ કરનારા ભગવાન શ્રીકૃષ્ણ મારા પર પ્રસન્ન થાય. (૨૧) જેમણે સૃષ્ટિ-સર્જનના સમયે બ્રહ્માના હૃદયમાં પૂર્વકલ્પની સ્મૃતિ જાગ્રત કરવા જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવીને પ્રેરણા કરી અને તે પોતાનાં અંગો સહિત વેદરૂપે તેમના મુખે પ્રગટ થઈ તે જ્ઞાનના મૂળ કારણભૂત ભગવાન મારા પર કૃપા કરે, મારા હૃદયમાં પ્રગટ થાય. (૨૨) ભગવાન જ પંચ-મહાભૂતોથી આ શરીરોનું નિર્માણ કરીને તેમનામાં જીવરૂપે શયન (પ્રવેશ) કરે છે અને તે જ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ અને એક મન – આ સોળ કળાઓથી યુક્ત થઈને તેમના વડે સોળ વિષયોનો ભોગ કરે છે, તે સર્વભૂતમય ભગવાન મારી વાણીને પોતાના ગુણોથી અલંકૃત કરે. (૨૩)

૧. પ્રા. પા. – વ્યતર્ક્ય૦ । ૨. પ્રા. પા. – વિતન્વતોઽજસ્ય । ૩. પ્રા. પા. – વિલક્ષણા ।

નમસ્તસ્મૈ ભગવતે વાસુદેવાય વેધસે ।
પપુર્જ્ઞાનમયં સૌમ્યા યન્મુખામ્બુરુહાસવમ્ ॥ ૨૪॥

સંત પુરુષો જેમના મુખકમળમાંથી મકરંદની જેમ ઝરતી જ્ઞાનમયી સુધાનું પાન કરતા રહે છે તે શાસ્ત્રોના રચયિતા વાસુદેવના અવતાર સર્વજ્ઞ ભગવાન વ્યાસનાં ચરણોમાં મારા વારંવાર નમસ્કાર. (૨૪)

એતદેવાત્મભૂ રાજન્ નારદાય વિપૃચ્છતે ।
વેદગર્ભોઽભ્યધાત્સાક્ષાત્[1] યદાહ હરિરાત્મનઃ ॥ ૨૫॥

હે પરીક્ષિત! વેદગર્ભ સ્વયંભૂ બ્રહ્માજીએ નારદજીના પૂછવાથી આ વાત કહી હતી, જેનો સ્વયં ભગવાન નારાયણે બ્રહ્માજીને ઉપદેશ કર્યો હતો (તે જ હું તમને કહી રહ્યો છું). (૨૫)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે[2] ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥
બીજા સ્કંધ-અંતર્ગત (પુરુષસંસ્થાનુવર્ણન નામનો) ચોથો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંચમો અધ્યાય

## સૃષ્ટિ-વર્ણન

*નારદ ઉવાચ*

દેવદેવ નમસ્તેઽસ્તુ ભૂતભાવન પૂર્વજ ।
તદ્ વિજાનીહિ યજ્જ્ઞાનમાત્મતત્ત્વનિદર્શનમ્ ॥ ૧॥

યદ્રૂપં યદધિષ્ઠાનં યતઃ સૃષ્ટમિદં પ્રભો ।
યત્સંસ્થં યત્પરં યચ્ચ તત્તત્ત્વં વદ તત્ત્વતઃ ॥ ૨॥

સર્વં હ્યેતદ્ ભવાન્ વેદ ભૂતભવ્યભવત્પ્રભુઃ ।
કરામલકવદ્ વિશ્વં વિજ્ઞાનાવસિતં તવ ॥ ૩॥

યદ્વિજ્ઞાનો યદાધારો યત્પરસ્ત્વં યદાત્મકઃ ।
એકઃ સૃજસિ ભૂતાનિ ભૂતૈરેવાત્મમાયયા ॥ ૪॥

આત્મન્ ભાવયસે તાનિ ન પરાભાવયન્ સ્વયમ્ ।
આત્મશક્તિમવષ્ટભ્ય ઊર્ણનાભિરિવાક્લમઃ[3] ॥ ૫॥

નાહં વેદ પરં [4]હ્યસ્મિન્નાપરં ન સમં વિભો ।
નામરૂપગુણૈર્ભાવ્યં સદસત્ કિઞ્ચિદન્યતઃ ॥ ૬॥

**નારદજીએ પૂછ્યું** – હે પિતાજી! આપ માત્ર મારા જ નહીં, સૌના પિતા છો, સમસ્ત દેવતાઓ કરતાં શ્રેષ્ઠ અને સર્જનહાર છો. આપને મારા પ્રણામ છે. આપ મને એ જ્ઞાન આપો, કે જેનાથી આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થઈ જાય છે. (૧) હે પિતાજી! આ સંસારનું શું લક્ષણ છે? એનો આધાર શો છે? એનું નિર્માણ કોણે કર્યું છે? એનો પ્રલય શામાં થાય છે? એ કોને આધીન છે? અને વાસ્તવમાં એ શી વસ્તુ છે? આપ તેનું તત્ત્વ જણાવો. (૨) આપ તો આ સર્વ કાંઈ જાણો છો; કારણ કે જે કંઈ થયું છે, થઈ રહ્યું છે અને થશે, તેના સ્વામી આપ જ છો. આ સઘળો સંસાર હથેળીમાં રાખેલા આમળાની જેમ આપની જ્ઞાન-દૃષ્ટિની અંતર્ગત જ છે. (૩) હે પિતાજી! આપને આ જ્ઞાન ક્યાંથી મળ્યું? આપ કોના આધારે રહેલા છો? આપના સ્વામી કોણ છે? અને આપનું સ્વરૂપ શું છે? આપ એકલા જ પોતાની માયાથી પંચ-ભૂતો વડે પ્રાણીઓનું સર્જન કરો છો, એ કેટલું અદ્‌ભુત છે! (૪) જેમ કરોળિયો અનાયાસે જ પોતાના મોઢામાંથી જાળ કાઢીને તેમાં રમવા લાગે છે, તે જ રીતે આપ પોતાની શક્તિના આશ્રયથી જીવોને પોતાનામાં ઉત્પન્ન કરો છો અને તેમ છતાં આપનામાં કોઈ વિકાર થતો નથી. (૫) જગતમાં નામ, રૂપ અને ગુણોથી જે કંઈ જાણવામાં આવે છે તેમાં મને એવી કોઈ સત્, અસત્, ઉત્તમ, મધ્યમ કે અધમ વસ્તુ

૧. પ્રા. પા. – સર્વં યદાહ હરિરીશ્વરઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'પુરુષસંસ્થાનુવર્ણનં' એટલો પાઠ વધારે છે. ૩. પ્રા. પા. – સૂત્રનાભિ૦ ।
૪. પ્રા. પા. – તસ્મિં૦ ।

સ ભવાનચરદ્ ઘોરં યત્ તપઃ સુસમાહિતઃ ।
તેન ખેદયસે નસ્ત્વં પરાશઙ્કાં પ્રયચ્છસિ ॥ ૭॥

એતન્મે પૃચ્છતઃ સર્વં સર્વજ્ઞ સકલેશ્વર ।
વિજાનીહિ યથૈવેદમહં બુદ્ધ્યેઽનુશાસિતઃ ॥ ૮॥

બ્રહ્મોવાચ

સમ્યક્ કારુણિકસ્યેદં વત્સ તે વિચિકિત્સિતમ્ ।
યદહં ચોદિતઃ સૌમ્ય ભગવદ્વીર્યદર્શને ॥ ૯॥

નાનૃતં તવ તચ્ચાપિ યથા માં પ્રબ્રવીષિ ભોઃ ।
અવિજ્ઞાય પરં મત્ત[1] એતાવત્ત્વં યતો હિ મે ॥ ૧૦॥

યેન સ્વરોચિષા વિશ્વં રોચિતં રોચયામ્યહમ્ ।
યથાઽર્કોઽગ્નિર્યથા સોમો યથર્ક્ષગ્રહતારકાઃ ॥ ૧૧॥

તસ્મૈ નમો ભગવતે વાસુદેવાય ધીમહિ ।
યન્માયયા દુર્જયયા[2] માં બ્રુવન્તિ જગદ્ગુરુમ્ ॥ ૧૨॥

વિલજ્જમાનયા યસ્ય સ્થાતુમીક્ષાપથેઽમુયા ।
વિમોહિતા વિકત્થન્તે મમાહમિતિ દુર્ધિયઃ ॥ ૧૩॥

દ્રવ્યં કર્મ ચ કાલશ્ચ સ્વભાવો જીવ એવ ચ ।
વાસુદેવાત્પરો બ્રહ્મન્ન ચાન્યોઽર્થોઽસ્તિ તત્ત્વતઃ ॥ ૧૪॥

નારાયણપરા વેદા દેવા નારાયણાઙ્ગજાઃ ।
નારાયણપરા લોકા નારાયણપરા મખાઃ ॥ ૧૫॥

નારાયણપરો યોગો નારાયણપરં તપઃ ।
નારાયણપરં જ્ઞાનં નારાયણપરા ગતિઃ ॥ ૧૬॥

તસ્યાપિ દ્રષ્ટુરીશસ્ય કૂટસ્થસ્યાખિલાત્મનઃ ।
સૃજ્યં સૃજામિ સૃષ્ટોઽહમીક્ષયૈવાભિચોદિતઃ ॥ ૧૭॥

દેખાતી નથી, કે જે આપના સિવાય અન્ય કોઈથી ઉત્પન્ન થઈ હોય. (૬) આ પ્રમાણે સૌના ઈશ્વર હોવા છતાં પણ આપે એકાગ્ર ચિત્તે ઘોર તપસ્યા કરી, એ વાતથી મને મોહ અને સાથે જ મોટી શંકા પણ થઈ રહી છે કે શું આપનાથી પણ કોઈ મોટું છે ખરું? (૭) હે પિતાજી! આપ સર્વજ્ઞ અને સર્વેશ્વર છો. હું જે કંઈ પૂછી રહ્યો છું તે બધું આપ કૃપા કરીને એ રીતે સમજાવો કે જેથી હું આપનો ઉપદેશ બરાબર સમજી શકું. (૮)

**બ્રહ્માજીએ કહ્યું** – બેટા નારદ! જીવો પ્રત્યે કરુણાભાવ-સભર તમે આ ઘણો જ સુંદર પ્રશ્ન કર્યો છે; કારણ કે તેનાથી મને ભગવાનના ગુણોનું વર્ણન કરવાની પ્રેરણા મળી છે. (૯) તમે મારા વિષે (સર્વેશ્વર સર્વજ્ઞ આદિ) જે કંઈ કહ્યું તે તમારું કહેવું અસત્ય તો નથી જ; કારણ કે જ્યાં સુધી મારાથી પર તત્ત્વ – જે સ્વયં ભગવાન જ છે – જાણી લેવામાં આવતું નથી ત્યાં સુધી આ બધો મારો જ પ્રભાવ દેખાય છે. (૧૦) સંપૂર્ણ જગને પ્રકાશિત કરનાર ભગવાનના પ્રકાશથી પ્રકાશિત થઈને હું જગતનું સર્જન કરું છું અને તેમના જ પ્રકાશથી પ્રકાશિત થઈને સૂર્ય, અગ્નિ, ચન્દ્ર, નક્ષત્રો અને તારા વગેરે બધા જગતમાં પ્રકાશ ફેલાવે છે. (૧૧) તે ભગવાન વાસુદેવની હું વંદના કરું છું અને ધ્યાન પણ, કે જેમની દુર્જય માયાથી મોહિત થઈને લોકો મને જગદ્ગુરુ કહે છે. ખરેખર તો જગદ્ગુરુ ભગવાન છે. (કૃષ્ણં વંદે જગદ્ગુરુમ્) (૧૨) માયા તેમની સામે લજ્જાયમાન થઈને ડરતી રહે છે; પરંતુ સંસારના અજ્ઞાની મનુષ્યો તે માયાથી મોહિત થઈને 'આ હું છું', 'આ મારું છે' એમ બક્યા કરે છે. (૧૩) ભગવત્સ્વરૂપ નારદ! દ્રવ્ય, કર્મ, કાળ, સ્વભાવ અને જીવ આ બધું વાસ્તવમાં ભગવાનથી અલગ બીજી કોઈ વસ્તુ નથી. (૧૪) વેદો નારાયણ-પરાયણ છે, દેવતાઓ પણ નારાયણનાં જ અંગોમાં કલ્પિત છે અને સમસ્ત યજ્ઞો પણ નારાયણની જ પ્રસન્નતા માટે છે તથા તેમનાથી જે લોકોની પ્રાપ્તિ થાય છે તે બધા પણ નારાયણમાં જ કલ્પિત છે. (૧૫) બધા પ્રકારના યોગ પણ નારાયણ-પ્રાપ્તિના જ હેતુ છે; બધી તપસ્યાઓ નારાયણ ભણી જ લઈ જનારી છે; જ્ઞાન વડે પણ નારાયણ જ જ્ઞાત થાય છે; સમસ્ત સાધ્ય અને સાધનોનું પર્યવસાન ભગવાન નારાયણમાં જ છે. (૧૬) તેઓ દ્રષ્ટા છે અને ઈશ્વર પણ છે, બધાંના સ્વામી છે; નિર્વિકાર છે છતાંય સર્વસ્વરૂપ છે. તેમણે જ મને બનાવ્યો છે અને તેમની દૃષ્ટિથી જ પ્રેરાઈને હું તેમની

૧. પ્રા. પા. – તત્ત્વમેતાવત્ત્વં । ૨. પ્રા. પા. – દુર્જયયા માં વદન્તિ ।

સત્ત્વં રજસ્તમ ઇતિ નિર્ગુણસ્ય ગુણાસ્ત્રયઃ ।
સ્થિતિસર્ગનિરોધેષુ ગૃહીતા માયયા વિભોઃ ॥ ૧૮॥

કાર્યકારણકર્તૃત્વે દ્રવ્યજ્ઞાનક્રિયાશ્રયાઃ ।
બધ્નન્તિ નિત્યદા મુક્તં માયિનં પુરુષં ગુણાઃ ॥ ૧૯॥

સ એષ ભગવાઁલ્લિઙ્ગૈસ્ત્રિભિરેભિરધોક્ષજઃ ।
સ્વલક્ષિતગતિર્બ્રહ્મન્ સર્વેષાં મમ ચેશ્વરઃ ॥ ૨૦॥

કાલં કર્મ સ્વભાવં ચ માયેશો માયયા સ્વયા ।
આત્મન્ યદૃચ્છયા પ્રાપ્તં વિબુભૂષુરુપાદદે ॥ ૨૧॥

કાલાદ્ ગુણવ્યતિકરઃ પરિણામઃ સ્વભાવતઃ ।
કર્મણો જન્મ મહતઃ પુરુષાધિષ્ઠિતાદભૂત્ ॥ ૨૨॥

મહતસ્તુ વિકુર્વાણાદ્રજઃસત્ત્વોપબૃંહિતાત્ ।
તમઃપ્રધાનસ્ત્વભવદ્ દ્રવ્યજ્ઞાનક્રિયાત્મકઃ ॥ ૨૩॥

સોઽહઙ્કાર ઇતિ પ્રોક્તો વિકુર્વન્ સમભૂત્ત્રિધા[1] ।
વૈકારિકસ્તૈજસશ્ચ તામસશ્ચેતિ યદ્ભિદા ।
દ્રવ્યશક્તિઃ ક્રિયાશક્તિર્જ્ઞાનશક્તિરિતિ પ્રભો ॥ ૨૪॥

તામસાદપિ ભૂતાદેર્વિકુર્વાણાદભૂન્નભઃ ।
તસ્ય માત્રા ગુણઃ શબ્દો લિઙ્ગં યદ્ દ્રષ્ટૃદૃશ્યયોઃ ॥ ૨૫॥

નભસોઽથ વિકુર્વાણાદભૂત્ સ્પર્શગુણોઽનિલઃ ।
પરાન્વયાચ્છબ્દવાંશ્ચ પ્રાણ ઓજઃ સહો બલમ્ ॥ ૨૬॥

વાયોરપિ વિકુર્વાણાત્ કાલકર્મસ્વભાવતઃ ।
ઉદપદ્યત તેજો વૈ રૂપવત્ સ્પર્શશબ્દવત્ ॥ ૨૭॥

તેજસસ્તુ વિકુર્વાણાદાસીદમ્ભો રસાત્મકમ્ ।
રૂપવત્ સ્પર્શવચ્ચામ્ભો ઘોષવચ્ચ પરાન્વયાત્ ॥ ૨૮॥

વિશેષસ્તુ વિકુર્વાણાદમ્ભસો ગન્ધવાનભૂત્ ।
પરાન્વયાદ્ રસસ્પર્શશબ્દરૂપગુણાન્વિતઃ ॥ ૨૯॥

ઇચ્છા અનુસાર સૃષ્ટિનું સર્જન કરું છું. (૧૭) ભગવાન માયાના ગુણોથી રહિત અને અનંત છે. સર્જન, સ્થિતિ (અસ્તિત્વ) અને પ્રલય માટે રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ – આ ત્રણે ગુણ માયા વડે તેમનામાં સ્વીકારાયેલા છે. (૧૮) આ જ ત્રણે ગુણ દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયાનો આશ્રય લઈને માયાથી અતીત, નિત્ય-મુક્ત મનુષ્યને પણ માયામાં સ્થિત થવાને લીધે કાર્ય, કારણ અને કર્તૃત્વના અભિમાનથી બાંધી લે છે. (૧૯) હે નારદ! આ ત્રણે ગુણોના આવરણને કારણે જ ભગવાન કે જે ઇન્દ્રિયોથી પર છે તે ઢંકાઈ ગયા છે; તેથી તેમનું સત્યસ્વરૂપ લક્ષિત થતું નથી, ગુણ દેખાય છે - ભગવાન દેખાતા નથી. સંપૂર્ણ સંસારના અને મારા પણ એક માત્ર સ્વામી તે પરમાત્મા જ છે. (૨૦)

માયાપતિ ભગવાને પોતે જ અનેક થવાની ઇચ્છા કરતાં, પોતાની માયાથી પોતાના સ્વરૂપમાં પોતે જ સ્થિત કાળ, કર્મ અને સ્વભાવનો સ્વીકાર કરી લીધો. (૨૧) કાળે ભગવાનની શક્તિથી જ ત્રણે ગુણોમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો, સ્વભાવે તેમને રૂપાંતરિત કરી દીધા અને કર્મે મહત્તત્ત્વને જન્મ આપ્યો. (૨૨) રજોગુણ અને સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી મહત્તત્ત્વનો જે વિકાર થયો તેનાથી જ્ઞાન, ક્રિયા અને દ્રવ્યરૂપી તમઃપ્રધાન વિકાર ઉત્પન્ન થયો. (૨૩) તે અહંકાર કહેવાયો અને વિકાર પામીને તે ત્રણ પ્રકારનો થયો. તે પ્રકાર છે : વૈકારિક, તૈજસ અને તામસ. હે નારદ! તે (અહંકારો અનુક્રમે) જ્ઞાનશક્તિપ્રધાન, ક્રિયાશક્તિપ્રધાન અને દ્રવ્યશક્તિપ્રધાન છે. (૨૪) પંચ-મહાભૂતોના કારણરૂપ તામસ અહંકારમાં જ્યારે વિકાર થયો ત્યારે તેનાથી આકાશની ઉત્પત્તિ થઈ. આકાશની તન્માત્રા અને ગુણ ‘શબ્દ’ છે. આ ‘શબ્દ’ થકી જ દ્રષ્ટા અને દૃશ્યનો બોધ થાય છે. (૨૫) આકાશમાં જ્યારે વિકાર થયો ત્યારે તેનાથી વાયુની ઉત્પત્તિ થઈ; તેનો ગુણ ‘સ્પર્શ’ છે. પોતાના કારણનો ગુણ આવી જવાથી આ શબ્દયુક્ત પણ છે. ઇન્દ્રિયોમાં સ્ફૂર્તિ, શરીરમાં જીવન-શક્તિ, ઓજ અને બળ આનાં રૂપ છે. (૨૬) કાળ, કર્મ અને સ્વભાવથી વાયુમાં પણ વિકાર થયો, તેનાથી તેજની ઉત્પત્તિ થઈ. તેનો પ્રધાન ગુણ ‘રૂપ’ છે. સાથે જ તેના કારણભૂત આકાશ અને વાયુના ગુણ ‘શબ્દ’ અને ‘સ્પર્શ’ પણ તેનામાં છે. (૨૭) તેજનો વિકાર થતાં જળની ઉત્પત્તિ થઈ, તેનો ગુણ ‘રસ’ છે; કારણભૂત તત્ત્વોના ગુણ ‘શબ્દ’, ‘સ્પર્શ’ અને ‘રૂપ’ પણ એનામાં છે. (૨૮) જળનો વિકાર થવાથી

૧. પ્રા. પા. – સોઽભવત્ત્રિધા ।

વૈકારિકાન્મનો જજ્ઞે દેવા વૈકારિકા દશ ।
દિગ્વાતાર્કપ્રચેતોઽશ્વિવહ્નીન્દ્રોપેન્દ્રમિત્રકાઃ ॥ ૩૦॥

તૈજસાત્તુ વિકુર્વાણાદિન્દ્રિયાણિ દશાભવન્ ।
જ્ઞાનશક્તિઃ ક્રિયાશક્તિર્બુદ્ધિઃ પ્રાણશ્ચ તૈજસૌ ।
શ્રોત્રં ત્વગ્ઘ્રાણદૃગ્જિહ્વાવાગ્દોર્મેઢ્રાઙ્ઘ્રિપાયવઃ ॥ ૩૧॥

યદૈતેઽસઙ્ગતા[૧] ભાવા ભૂતેન્દ્રિયમનોગુણાઃ ।
યદાયતનનિર્માણે ન શેકુર્બ્રહ્મવિત્તમ ॥ ૩૨॥

તદા સંહત્ય ચાન્યોન્યં ભગવચ્છક્તિચોદિતાઃ ।
સદસત્ત્વમુપાદાય ચોભયં સસૃજુર્હ્યદઃ ॥ ૩૩॥

વર્ષપૂગસહસ્રાન્તે તદણ્ડમુદકેશયમ્ ।
કાલકર્મસ્વભાવસ્થો જીવોઽજીવમજીવયત્ ॥ ૩૪॥

સ એવ પુરુષસ્તસ્માદણ્ડં નિર્ભિદ્ય નિર્ગતઃ ।
સહસ્રોર્વઙ્ઘ્રિબાહ્વક્ષઃ સહસ્રાનનશીર્ષવાન્ ॥ ૩૫॥

યસ્યેહાવયવૈર્લોકાન્ કલ્પયન્તિ મનીષિણઃ ।
કટ્યાદિભિરધઃ સપ્ત સપ્તોર્ધ્વં જઘનાદિભિઃ ॥ ૩૬॥

પુરુષસ્ય મુખં બ્રહ્મ ક્ષત્રમેતસ્ય બાહવઃ ।
ઊર્વોર્વૈશ્યો ભગવતઃ પદ્ભ્યાં શૂદ્રોઽભ્યજાયત ॥ ૩૭॥

ભૂર્લોકઃ કલ્પિતઃ પદ્ભ્યાં ભુવર્લોકોઽસ્ય નાભિતઃ ।
હૃદા સ્વર્લોક ઉરસા મહર્લોકો મહાત્મનઃ ॥ ૩૮॥

ગ્રીવાયાં જનલોકશ્ચ તપોલોકઃ સ્તનદ્વયાત્ ।
મૂર્ધભિઃ સત્યલોકસ્તુ બ્રહ્મલોકઃ સનાતનઃ ॥ ૩૯॥

પૃથ્વીની ઉત્પત્તિ થઈ, તેનો ગુણ 'ગંધ' છે; કારણોના ગુણ કાર્યમાં આવે છે – એ ન્યાયે 'શબ્દ', 'સ્પર્શ', 'રૂપ' અને 'રસ' – એ ચારે ગુણ પણ આનામાં વિદ્યમાન છે. (૨૯) વૈકારિક અહંકારથી મનની તથા ઇન્દ્રિયોના દશ અધિષ્ઠાતૃ દેવતાઓની પણ ઉત્પત્તિ થઈ. તેમનાં નામ છે – દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમારો, અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, મિત્ર અને પ્રજાપતિ. (૩૦) તૈજસ અહંકારના વિકારથી શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ – આ પાંચ જ્ઞાનેન્દ્રિયો તેમ જ વાક્, હસ્ત, પાદ, ગુદા અને જનનેન્દ્રિય – આ પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થઈ. સાથે જ જ્ઞાનશક્તિરૂપી બુદ્ધિ અને ક્રિયાશક્તિરૂપી પ્રાણ પણ તૈજસ અહંકારથી જ ઉત્પન્ન થયા. (૩૧)

હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા! જે સમયે આ પંચ-ભૂતો, ઇન્દ્રિયો, મન અને સત્ત્વ વગેરે ત્રણે ગુણ પરસ્પર સંગઠિત ન હતાં તે સમયે પોતાના રહેવા માટે ભોગોનાં સાધનરૂપ શરીરની રચના કરી શક્યાં નહીં. (૩૨) જ્યારે ભગવાને પોતાની શક્તિથી પ્રેરિત કર્યાં ત્યારે તે તત્ત્વો પરસ્પર એકબીજા સાથે મળી ગયાં અને તેમણે અરસ-પરસમાં કાર્ય-કારણભાવ સ્વીકારીને વ્યક્તિ-સમષ્ટિરૂપ પિંડ અને બ્રહ્માંડ બંનેની રચના કરી.* (૩૩) તે બ્રહ્માંડરૂપી ઇંડું એક સહસ્ર વર્ષો સુધી નિર્જીવરૂપે જળમાં પડી રહ્યું; પછી કાળ, કર્મ અને સ્વભાવનો સ્વીકાર કરનારા ભગવાને તેમાં પ્રવેશ કરીને તેને જીવિત કરી દીધું. (૩૪) તે ઇંડાને ફોડીને તેનામાંથી તે જ વિરાટ પુરુષ નીકળ્યો, કે જેનાં જાંઘ, ચરણ, ભુજાઓ, નેત્રો, મુખ અને માથાં હજારોની સંખ્યામાં છે. (૩૫) વિદ્વાન પુરુષો (ઉપાસના માટે) તેનાં જ અંગોમાં સમસ્ત લોકોની અને તેમાં રહેનારી વસ્તુઓની કલ્પના કરે છે. તેની કમરથી નીચેનાં અંગોમાં સાતે પાતાળોની અને તેનો પેડુ (નાભિ નીચેના ભાગ)થી ઉપરનાં અંગોમાં સાતે સ્વર્ગોની કલ્પના કરવામાં આવે છે. (૩૬) બ્રાહ્મણો આ વિરાટ પુરુષનાં મુખ છે, ક્ષત્રિયો ભુજાઓ છે, વૈશ્યો જાંઘોમાંથી અને શૂદ્રો પગોમાંથી ઉત્પન્ન થયેલા છે. (૩૭) પગોથી માંડીને કમર સુધી સાતે પાતાળની તથા પૃથ્વીલોકની કલ્પના કરવામાં આવી છે; નાભિમાં ભુવર્લોકની, હૃદયમાં સ્વર્લોકની અને પરમાત્માના વક્ષઃસ્થળમાં મહર્લોકની કલ્પના કરવામાં આવી છે. (૩૮) તેના ગળામાં જનલોક, બંને સ્તનોમાં તપોલોક અને મસ્તકમાં બ્રહ્માનું નિત્ય-નિવાસસ્થાન - સત્યલોક

૧. પ્રા. પા. – ય એતે ।

* આ બધાં તત્ત્વો એકબીજાના શત્રુ જ છે, પરંતુ ભગવાનની નિયંત્રણ-શક્તિથી પરસ્પર મળીને સૃષ્ટિ નિર્માણ કરે છે. જે કેટલા આશ્ચર્યની વાત છે! તેથી બધા લોકોએ પરસ્પર પ્રેમપૂર્વક રહેવાનો ઉપદેશ લેવો જોઈએ. જુઓ તો ખરા! અગ્નિ બધાંને બાળી દેનારો, વાયુ બધાંને ઉડાડી દેનારો અને પાણી બધાંને ડુબાડી દેનારું હોવા છતાં સંગઠિત થઈને સૃષ્ટિના નિર્માણમાં સહાયક બને છે!

તત્કટ્યાં ચાતલં ક્લૃપ્તમૂરુભ્યાં વિતલં વિભોઃ ।
જાનુભ્યાં સુતલં શુદ્ધં જઙ્ઘાભ્યાં તુ તલાતલમ્ ॥ ૪૦॥

મહાતલં તુ ગુલ્ફાભ્યાં પ્રપદાભ્યાં રસાતલમ્ ।
પાતાલં પાદતલત ઈતિ લોકમયઃ પુમાન્ ॥ ૪૧॥

ભૂર્લોકઃ[1] કલ્પિતઃપદ્‌ભ્યાં ભુવર્લોકોઽસ્ય નાભિતઃ ।
સ્વર્લોકઃ કલ્પિતો મૂર્ધ્ના ઈતિ વા લોકકલ્પના ॥ ૪૨॥

છે. (૩૯) તે વિરાટ પુરુષની કમરમાં અતલ, જાંઘોમાં વિતલ, ઘૂંટણોમાં પવિત્ર સુતલ અને જંઘાઓમાં તલાતલની કલ્પના કરવામાં આવી છે. (૪૦) એડીની ઉપરની ગાંઠોમાં (ઘૂંટીઓમાં) મહાતલ, પંજાઓ અને એડીઓ (પાનીઓ)માં રસાતલ અને તળિયાઓમાં પાતાળ લોક સમજવાના છે. આ રીતે વિરાટ પુરુષ સર્વ-લોકમય છે. (૪૧) વિરાટ ભગવાનનાં અંગોમાં એ પ્રમાણે ત્રણે લોકોની કલ્પના પણ કરવામાં આવે છે કે તેમનાં ચરણોમાં પૃથ્વી છે, નાભિમાં ભુવર્લોક છે અને મસ્તકમાં સ્વર્લોક છે. આ પ્રમાણે અલગ અલગ માન્યતાઓ છે. (૪૨)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે પઞ્ચમોઽધ્યાયઃ[2] ॥ ૫॥

બીજા સ્કંધ-અંતર્ગત (પુરુષસંસ્થાનુવર્ણન નામનો) પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

# છઠ્ઠો અધ્યાય

## વિરાટસ્વરૂપની વિભૂતિઓનું વર્ણન

*બ્રહ્મોવાચ*

વાચાં વહ્નેર્મુખં ક્ષેત્રં છન્દસાં સપ્ત ધાતવઃ ।
હવ્યકવ્યામૃતાન્નાનાં જિહ્વા સર્વરસસ્ય ચ ॥ ૧॥

સર્વાસૂનાં ચ વાયોશ્ચ તન્નાસે પરમાયને ।
અશ્વિનોરોષધીનાં ચ ઘ્રાણો મોદપ્રમોદયોઃ ॥ ૨॥

રૂપાણાં તેજસાં ચક્ષુર્દિવઃ સૂર્યસ્ય ચાક્ષિણી ।
કર્ણૌ દિશાં ચ તીર્થાનાં શ્રોત્રમાકાશશબ્દયોઃ ।
તદ્‌ગાત્રં વસ્તુસારાણાં સૌભગસ્ય ચ ભાજનમ્ ॥ ૩॥

ત્વગસ્ય સ્પર્શવાયોશ્ચ સર્વમેધસ્ય ચૈવ હિ ।
રોમાણ્યુદ્ભિજ્જજાતીનાં યૈર્વા યજ્ઞસ્તુ સમ્ભૃતઃ ॥ ૪॥

કેશશ્મશ્રુનખાન્યસ્ય શિલાલોહાભ્રવિદ્યુતામ્ ।
બાહવો લોકપાલાનાં પ્રાયશઃ ક્ષેમકર્મણામ્ ॥ ૫॥

**બ્રહ્માજી કહે છે** – તે જ વિરાટ પુરુષના મુખમાંથી વાણી અને તેના અધિષ્ઠાતૃ દેવતા અગ્નિ ઉત્પન્ન થયેલા છે. સાતે છંદ* તેમની સાત ધાતુઓમાંથી નીકળેલા છે. મનુષ્યો, પિતૃઓ અને દેવતાઓને ભોજન કરવા યોગ્ય અન્ન, બધા પ્રકારના રસ, રસનેન્દ્રિય અને તેના અધિષ્ઠાતૃ દેવતા વિરાટ પુરુષની જિહ્વામાંથી ઉત્પન્ન થયેલ છે. (૧) તેમનાં નસકોરાંમાંથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન - આ પાંચે પ્રાણ અને વાયુ તથા ઘ્રાણેન્દ્રિયમાંથી અશ્વિનીકુમારો, સમસ્ત ઔષધિઓ તેમજ સાધારણ તથા વિશિષ્ટ ગંધ ઉત્પન્ન થયેલ છે. (૨) તેમની નેત્ર-ઈન્દ્રિય રૂપ અને તેજની તથા તેમનાં નેત્ર-ગોલક સ્વર્ગ અને સૂર્યની જન્મભૂમિ છે. સમસ્ત દિશાઓ અને પવિત્ર કરનારાં તીર્થો કાનોમાંથી તથા આકાશ અને શબ્દ શ્રોત્ર-ઈન્દ્રિયમાંથી નીકળેલાં છે. તેમનું શરીર સંસારની બધી જ વસ્તુઓના સારભાગનો તથા સૌંદર્યનો ખજાનો છે. (૩) તે વિરાટ પુરુષની ત્વચા સ્પર્શ અને વાયુ છે. બધી ઈન્દ્રિયોનું સ્થાન તેમની ત્વચા છે. જમીનમાંથી ઉત્પન્ન થનારાં બધાં પદાર્થો - જેનાથી યજ્ઞ સંપાદન થાય છે - તે વિરાટપુરુષનાં રોમ (રુવાંટાં) છે. (૪) તેમના કેશ, દાઢી-મૂછ અને નખોમાંથી

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોક નથી. ૨. પ્રાચીન પ્રતમાં આની પહેલાં 'પુરુષસંસ્થાનુવર્ણનં' એટલો પાઠ વધારે છે.
★ ગાયત્રી, ત્રિષ્ટુપ, અનુષ્ટુપ, ઉષ્ણિક્, બૃહતી, પંક્તિ અને જગતી – આ સાત છંદ છે.

વિક્રમો ભૂર્ભુવઃ સ્વશ્ચ ક્ષેમસ્ય શરણસ્ય ચ ।
સર્વકામવરસ્યાપિ હરેશ્ચરણ આસ્પદમ્ ॥ ૬॥

અપાં વીર્યસ્ય સર્ગસ્ય પર્જન્યસ્ય પ્રજાપતેઃ ।
પુંસઃ શિશ્ન ઉપસ્થસ્તુ પ્રજાત્યાનન્દનિર્વૃતેઃ ॥ ૭॥

પાયુર્યમસ્ય મિત્રસ્ય પરિમોક્ષસ્ય નારદ ।
હિંસાયા નિર્ઋતેર્મૃત્યોર્નિરયસ્ય ગુદઃ સ્મૃતઃ ॥ ૮॥

પરાભૂતેરધર્મસ્ય તમસશ્ચાપિ પશ્ચિમઃ ।
નાડ્યો નદનદીનાં તુ ગોત્રાણામસ્થિસંહતિઃ ॥ ૯॥

અવ્યક્તરસસિન્ધૂનાં ભૂતાનાં નિધનસ્ય ચ ।
ઉદરં વિદિતં પુંસો હૃદયં મનસઃ પદમ્ ॥ ૧૦॥

ધર્મસ્ય મમ તુભ્યં ચ કુમારાણાં ભવસ્ય ચ ।
વિજ્ઞાનસ્ય ચ સત્ત્વસ્ય પરસ્યાત્મા પરાયણમ્ ॥ ૧૧॥

અહં ભવાન્ ભવશ્ચૈવ ત[1] ઇમે મુનયોઽગ્રજાઃ ।
સુરાસુરનરા નાગાઃ ખગા મૃગસરીસૃપાઃ ॥ ૧૨॥

ગન્ધર્વાપ્સરસો યક્ષા રક્ષોભૂતગણોરગાઃ ।
પશવઃ પિતરઃ સિદ્ધા વિદ્યાધ્રાશ્ચારણા દ્રુમાઃ ॥ ૧૩॥

અન્યે ચ વિવિધા જીવા જલસ્થલનભૌકસઃ ।
ગ્રહર્ક્ષકેતવસ્તારાસ્તડિતઃ સ્તનયિત્નવઃ ॥ ૧૪॥

સર્વં પુરુષ એવેદં ભૂતં ભવ્યં ભવચ્ચ યત્ ।
તેનેદમાવૃતં વિશ્વં વિતસ્તિમધિતિષ્ઠતિ ॥ ૧૫॥

સ્વધિષ્ણ્યં પ્રતપન્[2] પ્રાણો બહિશ્ચ પ્રતપત્યસૌ ।
એવં વિરાજં પ્રતપંસ્તપત્યન્તર્બહિઃ પુમાન્ ॥ ૧૬॥

સોઽમૃતસ્યાભયસ્યેશો મર્ત્યમન્નં યદત્યગાત્ ।
મહિમૈષ તતો બ્રહ્મન્ પુરુષસ્ય દુરત્યયઃ ॥ ૧૭॥

મેઘ, વીજળી, શિલા તેમ જ લોઢું આદિ ધાતુઓ તથા તેમની ભુજાઓમાંથી ઘણું કરીને સસાંરનું રક્ષણ કરનારા લોકપાલો પ્રગટ થયેલા છે. (૫) ભૂઃ ભુવઃ સ્વઃ - ત્રણે લોક તેમની ગતિ છે. ભગવાનનાં ચરણકમળ સર્વ પ્રકારે કલ્યાણ માટે, શરણ માટે અને સર્વકામનાઓની પૂર્તિ માટેનું સ્થાન છે. (૬) વિરાટ પુરુષનું લિંગ જળ, વીર્ય, સૃષ્ટિ, મેઘ અને પ્રજાપતિનો આધાર છે તથા તેમની જનનેન્દ્રિય પ્રજનન, આનંદ અને સુખનું ઊગમસ્થાન છે. (૭) હે નારદ! વિરાટ પુરુષની પાયુ-ઇન્દ્રિય યમ, મિત્ર અને મળત્યાગનું તથા તેનું ગુદાદ્વાર હિંસા, નિર્ઋતિ, મૃત્યુ અને નરકનું ઉત્પત્તિસ્થાન છે. (૮) તેમની પીઠમાંથી પરાજય, અધર્મ અને અજ્ઞાન, નાડીઓમાંથી નદ-નદીઓ અને અસ્થિઓમાંથી પર્વતોનું નિર્માણ થયેલું છે. (૯) તેમના ઉદરમાં મૂળ પ્રકૃતિ, રસ નામની ધાતુ તથા સમુદ્રો, સમસ્ત પ્રાણીઓ અને તેમનાં મૃત્યુ સમાયેલાં છે. તેમનું હૃદય જ મનની જન્મભૂમિ છે. (૧૦) હે નારદ! હું, તમે, ધર્મ, સનકાદિ, શંકર, વિજ્ઞાન અને અંતઃકરણ – આ તમામનું આશ્રયસ્થાન પરમાત્મા જ છે. (૧૧) (કેટલું ગણાવીએ?) હું, તમે, તમારા મોટાભાઈ સનકાદિ, શંકર, દેવતાઓ, દૈત્યો મનુષ્યો, નાગો, પક્ષીઓ, મૃગો, સરીસૃપ જીવો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષ, રાક્ષસ, ભૂત-પ્રેત, સાપ, પશુ, પિતૃ, સિદ્ધ, વિદ્યાધર, ચારણ, વૃક્ષ અને અનેક પ્રકારના જીવ – કે જે આકાશ, જળ અથવા સ્થળમાં રહે છે, ગૃહ-નક્ષત્રો, કેતુ (પૂંછડિયા) તારા, વીજળી અને વાદળાં – આ તમામે તમામ વિરાટપુરુષ જ છે. આ સંપૂર્ણ વિશ્વ – જે કંઈ પણ હતું, છે અને હશે – સર્વમાં તે જ વ્યાપ્ત છે અને તેની અંદર આ વિશ્વ તેના કેવળ દશ આંગળના★ પરિમાણમાં જ રહેલ છે. (૧૨-૧૫) જેમ સૂર્ય પોતાના મંડળને પ્રકાશિત કરતો રહીને જ બહાર પણ પ્રકાશ વેરે છે તે જ રીતે પુરાણપુરુષ પરમાત્મા પણ સંપૂર્ણ વિરાટ વિગ્રહને પ્રકાશિત કરતા રહીને જ તેની બહાર-અંદર - સર્વત્ર એકરસ પ્રકાશિત થઈ રહ્યા છે. (૧૬)

તે વિરાટ પુરુષ મોક્ષ અને અભયના સ્વામી છે. જે મર્ત્ય અન્ન છે અર્થાત્ મનુષ્ય પોતાની ક્રિયા અને સંકલ્પથી જે પણ નિર્માણ કરે છે તે બધાથી તે પરે છે. તેથી જ કોઈ પણ તેના મહિમાનો પાર પામી શકતું નથી. (૧૭)

૧. પ્રા. પા. – ય ઇમે । ૨. પ્રા. પા. – પ્રાતપત્પ્રાણો ।

★ બ્રહ્માંડનાં સાત આવરણોનું વર્ણન કરતાં વેદાન્તપ્રક્રિયામાં એવું માન્યું છે કે – પૃથ્વીથી (જમીનથી) દસ ગણું જળ છે, જળથી દસ ગણો અગ્નિ છે, અગ્નિથી દસ ગણો વાયુ છે, વાયુથી દસ ગણું આકાશ છે, આકાશથી દસ ગણો અહંકાર છે, અહંકારથી દસ ગણું મહત્તત્ત્વ છે અને મહત્તત્ત્વથી દસ ગણી મૂળ પ્રકૃતિ છે. તે પ્રકૃતિ ભગવાનના માત્ર એક પાદમાં છે. આ રીતે ભગવાનની મહત્તા પ્રગટ કરવામાં આવી છે. આને 'દશાંગુલ-ન્યાય' કહેવામાં આવે છે.

પાદેષુ સર્વભૂતાનિ પુંસઃ સ્થિતિપદો વિદુઃ ।
અમૃતં ક્ષેમમભયં ત્રિમૂર્ધ્નોઽધાયિ[1] મૂર્ધસુ ॥ ૧૮॥

પાદાસ્ત્રયો બહિશ્ચાસન્નપ્રજાનાં[2] ય આશ્રમાઃ ।
અન્તસ્ત્રિલોક્યાસ્ત્વપરો ગૃહમેધોઽબૃહદ્વ્રતઃ[3] ॥ ૧૯॥

સૃતી વિચક્રમે વિષ્વઙ્[4] સાશનાનશને ઉભે ।
યદવિદ્યા ચ વિદ્યા ચ પુરુષસ્તૂભયાશ્રયઃ ॥ ૨૦॥

યસ્માદણ્ડં વિરાડ્ જજ્ઞે ભૂતેન્દ્રિયગુણાત્મકઃ[5] ।
તદ્ દ્રવ્યમત્યગાદ્ વિશ્વં ગોભિઃ સૂર્ય ઈવાતપન્[6] ॥ ૨૧॥

યદાઽસ્ય નાભ્યાન્નલિનાદહમાસં મહાત્મનઃ ।
નાવિદં યજ્ઞસમ્ભારાન્ પુરુષાવયવાદૃતે ॥ ૨૨॥

તેષુ યજ્ઞસ્ય[7] પશવઃ સવનસ્પતયઃ કુશાઃ ।
ઈદં ચ દેવયજનં કાલશ્ચોરુગુણાન્વિતઃ ॥ ૨૩॥

વસ્તૂન્યોષધયઃ સ્નેહા રસલોહમૃદો જલમ્ ।
ઋચો યજૂંષિ સામાનિ ચાતુર્હોત્રં ચ સત્તમ ॥ ૨૪॥

નામધેયાનિ મન્ત્રાશ્ચ દક્ષિણાશ્ચ વ્રતાનિ ચ ।
દેવતાનુક્રમઃ કલ્પઃ સઙ્કલ્પસ્તન્ત્રમેવ ચ ॥ ૨૫॥

ગતયો મતયઃ શ્રદ્ધા પ્રાયશ્ચિત્તં સમર્પણમ્ ।
પુરુષાવયવૈરેતે[8] સમ્ભારાઃ સમ્ભૃતા મયા ॥ ૨૬॥

ઈતિ સમ્ભૃતસમ્ભારઃ પુરુષાવયવૈરહમ્ ।
તમેવ પુરુષં યજ્ઞં તેનૈવાયજમીશ્વરમ્ ॥ ૨૭॥

તતસ્તે ભ્રાતર ઈમે પ્રજાનાં પતયો નવ ।
અયજન્ વ્યક્તમવ્યક્તં પુરુષં સુસમાહિતાઃ ॥ ૨૮॥

સમસ્ત લોકો ભગવાનના એક પાદ-માત્રમાં સ્થિત છે તથા તેમના અંશમાત્ર લોકોમાં સમસ્ત પ્રાણીઓ નિવાસ કરે છે. ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકની ઉપર મહર્લોક છે. તેનાથી પણ ઉપર જનલોક, તપલોક અને સત્યલોકમાં અનુક્રમે અમૃત, ક્ષેમ અને અભયનો નિત્ય નિવાસ છે. (૧૮)

જન, તપ અને સત્ય — આ ત્રણે લોકોમાં બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થો અને સંન્યાસીઓ નિવાસ કરે છે. દીર્ઘકાલીન બ્રહ્મચર્યહીન ગૃહસ્થો ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકમાં નિવાસ કરે છે. (૧૯) શાસ્ત્રોમાં બે માર્ગ બતાવ્યા છે : એક અવિદ્યારૂપ કર્મમાર્ગ કે જે સકામ મનુષ્યો માટે છે અને બીજો ઉપાસનારૂપ વિદ્યામાર્ગ કે જે નિષ્કામ ઉપાસકો માટે છે. મનુષ્ય એ બંનેમાંથી કોઈ એકનો આશ્રય લઈને ભોગ મેળવી આપનારા દક્ષિણ-માર્ગે અથવા મોક્ષ મેળવી આપનારા ઉત્તર-માર્ગે યાત્રા કરે છે; પરંતુ પુરુષોત્તમ ભગવાન બંનેના આધારભૂત છે. (૨૦) જેમ સૂર્ય પોતાનાં કિરણોથી સૌને પ્રકાશિત કરતો હોવા છતાં પણ સૌથી અલગ છે તેવી જ રીતે જે પરમાત્માથી આ અંડની (વિરાટ પુરુષની) અને પંચભૂતો, અગિયાર ઈન્દ્રિયો અને ગુણમય વિરાટની ઉત્પત્તિ થઈ છે — તે પ્રભુ પણ આ સમસ્ત વસ્તુઓની અંદર અને તેમના રૂપમાં રહેવા છતાં પણ તેમનાથી સર્વથા અતીત છે. (૨૧)

જે સમયે આ વિરાટ પુરુષના નાભિકમળમાંથી મારો જન્મ થયો તે સમયે તે પુરુષનાં અંગો સિવાય મને અન્ય કોઈ પણ યજ્ઞની સામગ્રી મળી નહીં. (૨૨) ત્યારે મેં તેમનાં અંગોમાં જ યજ્ઞોનાં પશુ, યૂપ (સ્તંભ), કુશ, આ યજ્ઞભૂમિ અને યજ્ઞોચિત ઉત્તમ કાળની કલ્પના કરી. (૨૩) હે ઋષિશ્રેષ્ઠ! યજ્ઞ માટે આવશ્યક પાત્રો વગેરે વસ્તુઓ, જવ, અક્ષત, આદિ ઔષધિઓ, ઘી વગેરે સ્નિગ્ધ પદાર્થો, છ રસો, લોઢું, માટી, જળ, ઋક્, યજુઃ, સામ, ચાતુર્હોત્ર, યજ્ઞોનાં નામ, મંત્ર, દક્ષિણા, વ્રત, દેવતાઓનાં નામ, પદ્ધતિગ્રંથ (કલ્પ), સંકલ્પ, તંત્રપદ્ધતિ (અનુષ્ઠાન-રીતિ), ગતિ, મતિ, શ્રદ્ધા, પ્રાયશ્ચિત્ત અને સમર્પણ — આ સમસ્ત યજ્ઞસામગ્રી મેં વિરાટ પુરુષનાં અંગોમાંથી એકઠી કરી. (૨૪-૨૬) આ પ્રમાણે વિરાટ પુરુષનાં અંગોમાંથી જ સઘળી સામગ્રીનો સંગ્રહ કરીને મેં તે સામગ્રીઓ વડે તે યજ્ઞસ્વરૂપ પરમાત્માનું યજ્ઞ દ્વારા યજન કર્યું. (૨૭) ત્યારપછી તમારા મોટા ભાઈ આ નવ પ્રજાપતિઓએ પોતાના ચિત્તને પૂર્ણપણે સમાહિત કરીને વ્યક્તરૂપમાં વિરાટ પુરુષની અને અવ્યક્તરૂપમાં અંતર્યામીરૂપે રહેલા

૧. પ્રા. પા. — વાપિ । ૨. પ્રા. પા. — બહિસ્ત્વાસન્ પ્રજાનાં ત્રય આશ્રમાઃ । ૩. પ્રા. પા. — મહદ્વ્રતમ્ । ૪. પ્રા. પા. — વિષ્વક્ । ૫. પ્રા. પા. — ૦ગુણાશ્રયઃ । ૬. પ્રા. પા. — ઈવાતપત્ । ૭. પ્રા. પા. — યજ્ઞેષુ । ૮. પ્રા. પા. — રેતૈઃ ।

તતશ્ચ મનવઃ કાલે[1] ઈજિરે ઋષયોઽપરે ।
પિતરો વિબુધા દૈત્યા મનુષ્યાઃ ક્રતુભિર્વિભુમ્ ॥ ૨૯॥

નારાયણે ભગવતિ તદિદં વિશ્વમાહિતમ્ ।
ગૃહીતમાયોરુગુણઃ સર્ગાદાવગુણઃ સ્વતઃ ॥ ૩૦॥

સૃજામિ તન્નિયુક્તોઽહં હરો હરતિ તદ્વશઃ ।
વિશ્વં પુરુષરૂપેણ પરિપાતિ ત્રિશક્તિધૃક્ ॥ ૩૧॥

ઈતિ તેઽભિહિતં તાત યથેદમનુપૃચ્છસિ ।
નાન્યદ્ભગવતઃ કિંચિદ્ભાવ્યં સદસદાત્મકમ્ ॥ ૩૨॥

ન ભારતી મેઽઙ્ગ મૃષોપલક્ષ્યતે
ન[2] વૈ ક્વચિન્મે મનસો મૃષા ગતિઃ ।
ન મે હૃષીકાણિ પતન્ત્યસત્પથે
યન્મે હૃદૌત્કણ્ઠ્યવતા ધૃતો હરિઃ ॥ ૩૩॥

સોઽહં સમામ્નાયમયસ્તપોમયઃ
પ્રજાપતીનામભિવન્દિતઃ પતિઃ ।
આસ્થાય યોગં નિપુણં સમાહિત-
સ્તં નાધ્યગચ્છં યત આત્મસમ્ભવઃ ॥ ૩૪॥

નતોઽસ્મ્યહં તચ્ચરણં સમીયુષાં
ભવચ્છિદં સ્વસ્ત્યયનં સુમઙ્ગલમ્ ।
યો[3] હ્યાત્મમાયાવિભવં સ્મ પર્યગાદ્
યથા નભઃ સ્વાન્તમથાપરે કુતઃ ॥ ૩૫॥

નાહં ન યૂયં યદૃતાં ગતિં વિદુ-
ર્ન વામદેવઃ કિમુતાપરે સુરાઃ ।
તન્માયયા મોહિતબુદ્ધયસ્ત્વિદં
વિનિર્મિતં ચાત્મસમં વિચક્ષ્મહે ॥ ૩૬॥

યસ્યાવતારકર્માણિ ગાયન્તિ હ્યસ્મદાદયઃ ।
ન યં વિદન્તિ તત્ત્વેન તસ્મૈ ભગવતે નમઃ ॥ ૩૭॥

તે પુરુષની આરાધના કરી. (૨૮) ત્યારપછી અવાર-નવાર મનુ, ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, દૈત્યો અને મનુષ્યોએ યજ્ઞો દ્વારા ભગવાનની આરાધના કરી. (૨૯) હે નારદ! આ સંપૂર્ણ વિશ્વ તે જ ભગવાન નારાયણમાં સ્થિત છે, કે જેઓ સ્વયં તો પ્રાકૃત ગુણોથી રહિત છે, પરંતુ સૃષ્ટિના પ્રારંભમાં માયા વડે ઘણાબધા ગુણો ગ્રહણ કરી લે છે. (૩૦) તેમની જ પ્રેરણાથી હું આ સંસારની રચના કરું છું. તેમને જ આધીન થઈને રુદ્ર (શંકર) તેનો સંહાર કરે છે અને તેઓ સ્વયં વિષ્ણુના રૂપમાં તેનું પાલન કરે છે; કારણ કે તેમણે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની ત્રણ શક્તિઓ સ્વીકારેલી છે. (૩૧) બેટા! જે કંઈ તમે પૂછ્યું હતું તેનો ઉત્તર મેં તમને આપ્યો છે. ભાવ કે અભાવ, કાર્ય કે કારણના રૂપમાં એવી કોઈ પણ વસ્તુ નથી, કે જે ભગવાનથી ભિન્ન હોય. (૩૨)

પ્રિય નારદ! હું પ્રેમપૂર્ણ અને ઉત્કંઠિત હૃદયથી ભગવત્સ્મરણમાં મગ્ન રહું છું, તેથી જ મારી વાણી ક્યારેય અસત્ય થતી જણાતી નથી, મારું મન ક્યારેય અસત્ય સંકલ્પ કરતું નથી અને મારી ઈન્દ્રિયો પણ ક્યારેય મર્યાદાનું ઉલ્લંઘન કરીને કુમાર્ગે જતી નથી. (૩૩) હું વેદમૂર્તિ છું, મારું જીવન તપોમય છે, મોટા મોટા પ્રજાપતિઓ મારી વંદના કરે છે અને હું તેમનો સ્વામી છું. પહેલાં મેં ખૂબ નિષ્ઠાપૂર્વક યોગનું સર્વાંગ અનુષ્ઠાન કર્યું હતું, પરંતુ હું પોતાના મૂળ કારણભૂત પરમાત્માના સ્વરૂપને જાણી શક્યો નહીં. (કારણ કે તેઓ તો એકમાત્ર ભક્તિથી જ પ્રાપ્ત થાય છે.) (૩૪) હું તો પરમ મંગલમય અને શરણે આવેલા ભક્તોને જન્મ-મૃત્યુમાંથી છોડાવનારા પરમ કલ્યાણસ્વરૂપ ભગવાનનાં ચરણોને જ નમસ્કાર કરું છું. તેમની માયાની શક્તિ અપાર છે. જેમ આકાશ પોતાનો અંત (છેડો) જાણતું નથી તેવી જ રીતે તેઓ પણ પોતાના મહિમાનો વ્યાપ જાણતા નથી. આવી સ્થિતિમાં બીજાઓ તો તેનો પાર પામી જ કેમ શકે? (૩૫) હું, તમે મારા પુત્રો અને શંકરજી પણ તેમના સત્ય-સ્વરૂપને જાણતા નથી, ત્યારે બીજા દેવતાઓ તો તેમને જાણી જ કેમ શકે? આપણે સૌ એ રીતે મોહિત થયેલા છીએ કે તેમની માયા વડે રચાયેલા જગતને પણ બરાબર સમજી શકતા નથી, પોતપોતાની બુદ્ધિ મુજબ જ તેમનું વર્ણન કરે છે. (૩૬)

આપણે જેમના અવતારોની લીલાઓનું ગાન જ માત્ર કરતા રહીએ છીએ તેમના તત્ત્વને જાણતા નથી; તે ભગવાનનાં શ્રીચરણોમાં હું નમસ્કાર કરું છું. (૩૭)

૧. પ્રા. પા. – કાલમીજિરે । ૨. પ્રા. પા. – ન કર્હિચિન્મે । ૩. પ્રા. પા. – યત્સ્વાત્મમાયાવિભવં સ્વયં ગતો યથા ।

સ એષ આદ્યઃ પુરુષઃ કલ્પે કલ્પે સૃજત્યજઃ[1] ।
આત્માઽઽત્મન્યાત્મનાઽઽત્માનં સંયચ્છતિ[2] ચ પાતિ ચ ॥ ૩૮॥

વિશુદ્ધં કેવલં જ્ઞાનં પ્રત્યક્ સમ્યગવસ્થિતમ્ ।
સત્યં પૂર્ણમનાદ્યન્તં નિર્ગુણં નિત્યમદ્વયમ્ ॥ ૩૯॥

ઋષે વિદન્તિ મુનયઃ પ્રશાન્તાત્મેન્દ્રિયાશયાઃ ।
યદા તદેવાસત્તર્કૈસ્તિરોધીયેત વિપ્લુતમ્ ॥ ૪૦॥

આદ્યોઽવતારઃ પુરુષઃ પરસ્ય
કાલઃ સ્વભાવઃ સદસન્મનશ્ચ ।
દ્રવ્યં વિકારો ગુણ ઇન્દ્રિયાણિ
વિરાટ્ સ્વરાટ્ સ્થાસ્નુ ચરિષ્ણુ ભૂમ્નઃ ॥ ૪૧॥

અહં ભવો યજ્ઞ ઇમે પ્રજેશા
દક્ષાદયો યે ભવદાદયશ્ચ ।
સ્વર્લોકપાલાઃ ખગલોકપાલા
નૃલોકપાલાસ્તલલોકપાલાઃ ॥ ૪૨॥

ગન્ધર્વવિદ્યાધરચારણેશા
યે યક્ષરક્ષોરગનાગનાથાઃ ।
યે વા ઋષીણામૃષભાઃ[3] પિતૃણાં
દૈત્યેન્દ્રસિદ્ધેશ્વરદાનવેન્દ્રાઃ ।
અન્યે ચ યે પ્રેતપિશાચભૂત-
કૂષ્માણ્ડયાદોમૃગપક્ષ્યધીશાઃ ॥ ૪૩॥

યત્કિઞ્ચ લોકે ભગવન્મહસ્વ-
દોજઃસહસ્વદ્ બલવત્ ક્ષમાવત્ ।
શ્રીહ્રીવિભૂત્યાત્મવદદ્ભુતાર્ણં
તત્ત્વં પરં રૂપવદસ્વરૂપમ્ ॥ ૪૪॥

પ્રાધાન્યતો યાનૃષ આમનન્તિ
લીલાવતારાન્ પુરુષસ્ય ભૂમ્નઃ ।
આપીયતાં કર્ણકષાયશોષા-
નનુક્રમિષ્યે ત ઇમાન્ સુપેશાન્ ॥ ૪૫॥

તેઓ અજન્મા અને પુરુષોત્તમ છે. પ્રત્યેક કલ્પમાં તેઓ સ્વયં પોતે જ પોતાનામાં સ્વયં પોતાની જ સૃષ્ટિ રચે છે, તેનું રક્ષણ કરે છે અને તેનો સંહાર કરે છે. (૩૮) તેઓ માયારહિત, કેવળ જ્ઞાનસ્વરૂપ છે અને અંતરાત્મારૂપે એકરસ સ્થિત છે. તેઓ ત્રણે કાળમાં સત્ય અને સંપૂર્ણ છે; નથી તેમનો આરંભ કે નથી અંત. તેઓ ત્રિગુણ-રહિત, સનાતન અને અદ્વિતીય છે. (૩૯) હે નારદ! મહાત્માજનો જે સમયે પોતાનાં બુદ્ધિ, ઇન્દ્રિયો અને ચિત્તને શાન્ત કરી લે છે તે સમયે તેમનો સાક્ષાત્કાર કરે છે; પરંતુ જ્યારે એ પરમાત્માના વિષયમાં અસત્પુરુષો કુતર્કો કરે છે ત્યારે તેમનાં દર્શન થવા પામતાં નથી. (૪૦)

પરમાત્માનો પહેલો અવતાર વિરાટ પુરુષનો છે. તેના સિવાય કાળ, સ્વભાવ, કાર્ય, કારણ, મન, પંચભૂતો, અહંકાર, ત્રણે ગુણ, ઇન્દ્રિયો, અનેકરૂપોમાં પ્રકાશિત થનાર બ્રહ્માંડ-શરીર, વિરાટમાં રહેનારા પરમાત્મા, સ્થાવર અને જંગમ જીવ – એ તમામ તે અનંત ભગવાનનાં જ રૂપ છે. (૪૧) હું, શંકર, વિષ્ણુ, આ દક્ષ વગેરે પ્રજાપતિઓ, તમે અને તમારા જેવા અન્ય ભક્તજનો, સ્વર્ગલોકના રક્ષકો, પક્ષીઓના રાજા, મનુષ્યલોકના રાજા, નીચેના લોકોના અધિપતિઓ, ગંધર્વો, વિદ્યાધરો અને ચારણોના અધિનાયકો; યક્ષ, રાક્ષસ, સાપ અને નાગોના સ્વામી; મહર્ષિ, પિતૃપતિ, દૈત્યેન્દ્ર, સિદ્ધેશ્વર, દાનવરાજ; એ ઉપરાંત પ્રેત-પિશાચ, ભૂત-કૂષ્માંડ, જળજંતુ, મૃગ અને પક્ષીઓના સ્વામી; તેમ જ સંસારમાં અન્ય પણ જેટલી વસ્તુઓ ઐશ્વર્ય, તેજ, ઇન્દ્રિયબળ, મનોબળ, શરીરબળ કે ક્ષમાથી યુક્ત છે; અથવા જે પણ વસ્તુઓ વિશેષ સૌંદર્ય, લજ્જા, વૈભવ તથા વિભૂતિઓથી યુક્ત છે; તેમ જ જેટલી પણ વસ્તુઓ અદ્ભુત વર્ણવાળી, રૂપવાળી કે રૂપ વિનાની છે – તે તમામે તમામ પરમતત્ત્વમય ભગવત્સ્વરૂપ જ છે. (૪૨-૪૪) હે નારદ! આ સિવાયના પરમ પુરુષ પરમાત્માના પરમપવિત્ર તથા મુખ્ય-મુખ્ય લીલા-અવતારો પણ શાસ્ત્રોમાં વર્ણવાયેલા છે. તેમનું હું (હવે) ક્રમશઃ વર્ણન કરું છું. તેમનાં ચરિત્ર સાંભળવામાં અતિ-મધુર છે અને શ્રવણેન્દ્રિયના દોષોને દૂર કરનારાં છે. તમે સાવધાન થઈને તેનો રસ માણો. (૪૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે ષષ્ઠોઽધ્યાયઃ[4] ॥ ૬॥
બીજા સ્કંધ-અંતર્ગત (પુરુષસંસ્થાનુવર્ણન નામનો) છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ૦ઽસૃજત્પ્રજાઃ । ૨. પ્રા. પા. – સમં ગચ્છતિ પાતિ । ૩. પ્રા. પા. – ૦મૃષયઃ । ૪. પ્રાચીન પ્રતમાં આની પહેલાં 'પુરુષસંસ્થાનુવર્ણનં' એટલો પાઠ વધારે છે.

# સાતમો અધ્યાય

## ભગવાનના લીલા-અવતારોની કથા

*બ્રહ્મોવાચ*

યત્રોદ્યતઃ ક્ષિતિતલોદ્ધરણાય બિભ્રત્
ક્રૌડીં તનું સકલયજ્ઞમયીમનન્તઃ ।
અન્તર્મહાર્ણવ ઉપાગતમાદિદૈત્યં
તં દંષ્ટ્રયાદ્રિમિવ વજ્રધરો દદાર ॥ ૧ ॥

જાતો રુચેરજનયત્ સુયમાન્ સુયજ્ઞ
આકૂતિસૂનુરમરાનથ દક્ષિણાયામ્ ।
લોકત્રયસ્ય મહતીમહરદ્ યદાડડર્તિં
સ્વાયમ્ભુવેન મનુના હરિરિત્યનૂક્તઃ ॥ ૨ ॥

જજ્ઞે ચ કર્દમગૃહે દ્વિજ દેવહૂત્યાં
સ્ત્રીભિઃ સમં નવભિરાત્મગતિં સ્વમાત્રે ।
ઊચે યયાડડત્મશમલં ગુણસઙ્ગપઙ્ક-
મસ્મિન્ વિધૂય કપિલસ્ય ગતિં પ્રપેદે ॥ ૩ ॥

અત્રેરપત્યમભિકાઙ્ક્ષત આહ તુષ્ટો
દત્તો મયાહમિતિ યદ્ ભગવાન્ સ દત્તઃ ।
યત્પાદપઙ્કજપરાગપવિત્રદેહા
યોગર્દ્ધિમાપુરુભયીં યદુહૈહયાદ્યાઃ ॥ ૪ ॥

તપ્તં તપો વિવિધલોકસિસૃક્ષયા મે[૧]
આદૌ સનાત્ સ્વતપસઃ સ ચતુઃસનોડભૂત્ ।
પ્રાક્કલ્પસમ્પ્લવવિનષ્ટમિહાત્મતત્ત્વં
સમ્યગ્ જગાદ મુનયો યદચક્ષતાત્મન્ ॥ ૫ ॥

ધર્મસ્ય દક્ષદુહિતર્યજનિષ્ટ[૨] મૂર્ત્યાં
નારાયણો નર ઇતિ સ્વતપઃપ્રભાવઃ[૩] ।
દૃષ્ટ્વાડડત્મનો ભગવતો નિયમાવલોપં
દેવ્યસ્ત્વનઙ્ગપૃતના ઘટિતું ન શેકુઃ ॥ ૬ ॥

બ્રહ્માજી કહે છે – અનંત ભગવાને પ્રલયજળમાં ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે સમસ્ત યજ્ઞમય વરાહ-શરીર ધારણ કર્યું હતું. આદિદૈત્ય હિરણ્યાક્ષ જળમાં જ લડવા માટે તેમની સામે આવ્યો. જેમ ઇન્દ્રે પોતાના વજ્રથી પર્વતોની પાંખો કાપી નાખી હતી તે જ રીતે વરાહ ભગવાને પોતાની દાઢોથી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. (૧)

પછી તે પ્રભુએ રુચિ નામના પ્રજાપતિની પત્ની આકૂતીના ગર્ભથી સુયજ્ઞના રૂપમાં અવતાર ધારણ કર્યો. તે અવતારમાં તેમણે દક્ષિણા નામની પત્નીથી સુયમ નામના દેવતાઓ ઉત્પન્ન કર્યા અને ત્રણે લોકોનાં મહાસંકટ હરી લીધાં. તેથી જ સ્વાયંભુવ મનુએ તેમને 'હરિ'ના નામે પોકાર્યા. (૨)

હે નારદ! કર્દમ પ્રજાપતિના ઘેર દેવહૂતિના ગર્ભથી નવ બહેનો સાથે ભગવાને કપિલના રૂપમાં અવતાર લીધો. તેમણે પોતાની માતાને તે આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, જેનાથી તેણે આ જ જન્મમાં પોતાના હૃદયને – ત્રણે ગુણોની આસક્તિથી ઉત્પન્ન થનાર મળને ધોઈને કપિલ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને પ્રાપ્ત કરી લીધું. (૩)

મહર્ષિ અત્રિ ભગવાનને પુત્રરૂપે પ્રાપ્ત કરવા માગતા હતા. તેમના પર પ્રસન્ન થઈને ભગવાને તેમને એક દિવસે કહ્યું કે 'મેં સ્વયં પોતાને તમને દઈ દીધા'. તેથી અવતાર લેવાથી ભગવાનનું નામ 'દત્ત' (દત્તાત્રેય) પડ્યું. તેમનાં ચરણકમળોના પરાગથી પોતાના શરીરને પવિત્ર કરીને રાજા યદુ અને સહસ્રાર્જુન વગેરેએ યોગ દ્વારા ભોગ અને મોક્ષ એ બંનેય સિદ્ધિઓ પ્રાપ્ત કરી. (૪)

હે નારદ! સૃષ્ટિના પ્રારંભમાં વિવિધ લોક રચવાની ઇચ્છાથી મેં તપ કર્યું. મારા તે અખંડ તપથી પ્રસન્ન થઈને ભગવાને 'તપ' અર્થવાળા 'સન' નામથી યુક્ત સનક, સનન્દન, સનાતન અને સનત્કુમારના રૂપમાં અવતાર લીધો. આ અવતારમાં તેમણે પ્રલયને કારણે પહેલા કલ્પના ભુલાયેલા આત્મજ્ઞાનનો ઋષિઓને યથાવત્ ઉપદેશ કર્યો, જેનાથી તે બધાએ પોતાના હૃદયમાં તત્કાળ પરમતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો. (૫)

ધર્મની પત્ની દક્ષકન્યા મૂર્તિના ગર્ભથી તેઓ નર-નારાયણના રૂપમાં પ્રગટ થયા. તેમના તપનો પ્રભાવ તેમના જેવો જ છે. ઇન્દ્રે મોકલેલી કામની સેના - અપ્સરાઓ તેમની સામે જતાં જ પોતાનો સ્વભાવ ખોઈ બેઠી; તેઓ

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – ભવત્સ્વમૂર્ત્યાં । ૩. પ્રા. પા. – પ્રભાવાત્ ।

કામં દહન્તિ કૃતિનો નનુ રોષદૃષ્ટ્યા
રોષં દહન્તમુત તે ન દહન્ત્યસહ્યમ્ ।
સોઽયં યદન્તરમલં પ્રવિશન્ બિભેતિ
કામઃ કથં નુ પુનરસ્ય મનઃ શ્રયેત ॥ ૭॥

વિદ્ધઃ સપત્ન્યુદિતપત્રિભિરન્તિ રાજ્ઞો
બાલોઽપિ સન્નુપગતસ્તપસે વનાનિ ।
તસ્મા અદાદ્ ધ્રુવગતિં ગૃણતે પ્રસન્નો
દિવ્યાઃ સ્તુવન્તિ મુનયો યદુપર્યધસ્તાત્ ॥ ૮॥

યદ્વેનમુત્પથગતં દ્વિજવાક્યવજ્ર-
વિપ્લુષ્ટપૌરુષભગં નિરયે પતન્તમ્ ।
ત્રાત્વાઽર્થિતો જગતિ પુત્રપદં ચ લેભે
દુગ્ધા વસૂનિ વસુધા સકલાનિ યેન ॥ ૯॥

નાભેરસાવૃષભ આસ સુદેવિસૂનુ-
ર્યો વૈ ચચાર સમદૃગ્ જડયોગચર્યામ્ ।
યત્પારમહંસ્યમૃષયઃ પદમામનન્તિ
સ્વસ્થઃ પ્રશાન્તકરણઃ પરિમુક્તસઙ્ગઃ ॥ ૧૦॥

સત્રે મમાસ ભગવાન્ હયશીરષાઽથો[1]
સાક્ષાત્ સ યજ્ઞપુરુષસ્તપનીયવર્ણઃ ।
છન્દોમયો મખમયોઽખિલદેવતાત્મા
વાચો બભૂવુરુશતીઃ શ્વસતોઽસ્ય નસ્તઃ ॥ ૧૧॥

મત્સ્યો યુગાન્તસમયે મનુનોપલબ્ધઃ
ક્ષોણીમયો નિખિલજીવનિકાયકેતઃ ।
વિસ્રંસિતાનુરુભયે સલિલે મુખાન્મે[2]
આદાય તત્ર વિજહાર હ વેદમાર્ગાન્ ॥ ૧૨॥

પોતાના હાવભાવથી તે આત્મસ્વરૂપ ભગવાનના તપમાં વિઘ્ન નાખી શકી નહીં. (૬) નારદ! શંકર વગેરે મહાનુભાવો પોતાની રોષભરી દૃષ્ટિથી કામદેવને બાળી નાખે છે, પરંતુ સ્વયં પોતાને બાળનારા અસહ્ય ક્રોધને તેઓ બાળી શકતા નથી. તે જ ક્રોધ નર-નારાયણના નિર્મળ હૃદયમાં પ્રવેશ કરતા પહેલાં જ ડરનો માર્યો કાંપી ઊઠે છે; તો પછી ભલા, તેમના હૃદયમાં કામનો પ્રવેશ તો થઈ જ કેમ શકે? (૭)

પોતાના પિતા રાજા ઉત્તાનપાદની પાસે બેસેલા પાંચ વર્ષના બાળક ધ્રુવને તેમની સાવકી માતા સુરુચિએ પોતાનાં વચન-બાણોથી વીંધ્યા; આટલી નાની અવસ્થા હોવા છતાંય તેઓ તે ગ્લાનિને લીધે તપ કરવા વનમાં ગયા. તેમની પ્રાર્થનાથી પ્રસન્ન થઈને ભગવાન પ્રગટ થયા અને તેમણે ધ્રુવને ધ્રુવપદનું વરદાન આપ્યું. આજે પણ દિવ્ય મહર્ષિઓ ધ્રુવની ઉપર-નીચે પ્રદક્ષિણા કરતાં કરતાં તેમની સ્તુતિ કરતા રહે છે. (૮)

કુમાર્ગગામી વેનનાં ઐશ્વર્ય અને પૌરુષ બ્રાહ્મણોના હુંકારરૂપી વજ્રથી બળીને ભસ્મ થઈ ગયાં. તે નરકમાં પડવા લાગ્યો. ઋષિઓની પ્રાર્થનાથી ભગવાને તેના શરીરમંથનથી પૃથુના રૂપમાં અવતાર ધારણ કરીને તેને નરકોમાંથી ઉગાર્યો અને આ પ્રમાણે 'પુત્ર'* શબ્દને ચરિતાર્થ કર્યો. તે જ અવતારમાં પૃથ્વીને ગાય બનાવીને તેમણે તેમાંથી જગત માટે સમસ્ત ઔષધિઓનું દોહન કર્યું. (૯)

રાજા નાભિની પત્ની સુદેવીના ગર્ભથી ભગવાને ઋષભદેવના રૂપમાં જન્મ લીધો. આ અવતારમાં સમસ્ત આસક્તિઓથી રહિત થઈને, પોતાની ઇન્દ્રિયો અને મનનું અત્યંત શમન કરીને તથા પોતાના સ્વરૂપમાં સ્થિત થઈને સમદર્શીના રૂપમાં તેમણે જડની જેમ યોગચર્યાનું આચરણ કર્યું. આ સ્થિતિને મહર્ષિઓ પરમહંસપદ અથવા અવધૂતચર્યા કહે છે. (૧૦)

આ પછી સ્વયં તે જ યજ્ઞપુરુષે મારા યજ્ઞમાં સ્વર્ણ જેવી કાન્તિવાળા હયગ્રીવના રૂપમાં અવતાર લીધો. ભગવાનનો તે વિગ્રહ વેદમય, યજ્ઞમય અને સર્વદેવમય છે. તેમની જ નાસિકામાંથી શ્વાસરૂપે વેદવાણી પ્રગટ થઈ. (૧૧)

ચાક્ષુષ મન્વંતરના અંતમાં ભાવી મનુ સત્યવ્રતે મત્સ્યના રૂપમાં ભગવાનને પ્રાપ્ત કર્યા. તે સમયે પૃથ્વીરૂપી નૌકાનો આશ્રય હોવાને કારણે તેઓ જ સમસ્ત જીવોના આશ્રય બન્યા. પ્રલયના તે ભયંકર જળમાં, મારા મુખમાંથી ઝરેલા વેદોને લઈને તેઓ તેમાં જ વિહાર કરતા રહ્યા. (૧૨)

૧. પ્રા. પા. – શીર્ષશીર્ષા । ૨. પ્રા. પા. – મખાત્મા ।
* 'પુત્ર' શબ્દનો અર્થ જ છે 'પુત્' નામના નરકમાંથી બચાવનાર.

ક્ષીરોદધાવમરદાનવયૂથપાના-
મુન્મથ્નતામમૃતલબ્ધય આદિદેવઃ ।
પૃષ્ઠેન કચ્છપવપુર્વિદધાર ગોત્રં
નિદ્રાક્ષણોઽદ્રિપરિવર્તકષાણકણ્ડૂઃ[1] ॥ ૧૩॥

જ્યારે મુખ્ય-મુખ્ય દેવતાઓ અને દાનવો અમૃતપ્રાપ્તિ માટે ક્ષીરસાગરનું મંથન કરી રહ્યા હતા ત્યારે ભગવાને કચ્છપ (કાચબા)ના રૂપમાં પોતાની પીઠ ઉપર મંદરાચળ ધારણ કર્યો. તે સમયે પર્વતના ઘૂમવાને કારણે તેના ઘસાવાથી તેમની પીઠની ખંજવાળ થોડી મટી, જેને લીધે તેઓ થોડીક ક્ષણો સુધી આરામથી ઊંઘી ગયા. (૧૩)

ત્રૈવિષ્ટપોરુભયહા સ નૃસિંહરૂપં
કૃત્વા ભ્રમદ્ભ્રુકુટિદંષ્ટ્રકરાલવક્ત્રમ્ ।
દૈત્યેન્દ્રમાશુ ગદયાઽભિપતન્તમારા-
દૂરૌ નિપાત્ય વિદદાર નખૈઃ સ્ફુરન્તમ્ ॥ ૧૪॥

ત્રિલોકીનો મહાન ભય હરી લેવા માટે તેમણે નૃસિંહ (નરસિંહ)નું રૂપ ધારણ કર્યું. ફડફડતી ભમરો (આંખનાં ભવાં) અને તીક્ષ્ણ દાઢોથી તેમનું મુખ ઘણું ભયાનક લાગતું હતું.તેમને જોતાં જ હિરણ્યકશિપુ હાથમાં ગદા લઈને તેમના પર તૂટી પડ્યો; અને તેથી ભગવાન નૃસિંહે દૂરથી જ તેને પકડી લઈને પોતાની જાંઘોમાં નાખ્યો અને તે તરફડતો રહ્યો હોવા છતાંય પોતાના નખોથી તેનું પેટ ચીરી નાખ્યું. (૧૪)

અન્તઃસરસ્યુરુબલેન પદે ગૃહીતો
ગ્રાહેણ યૂથપતિરમ્બુજહસ્ત આર્તઃ ।
આહેદમાદિપુરુષાખિલલોકનાથ
તીર્થશ્રવઃ શ્રવણમઙ્ગલનામધેય ॥ ૧૫॥

ઘણા ઊંડા સરોવરમાં મહાબળવાન ગ્રાહે (મગરમચ્છે) ગજેન્દ્રનો પગ પકડી લીધો. જ્યારે તે (ગજેન્દ્ર) ઘણો થાક્યો અને ગભરાઈ ગયો ત્યારે તેણે પોતાની સૂંઢમાં કમળ લઈને ભગવાનને પોકાર્યા – 'હે આદિપુરુષ! હે સમસ્ત લોકોના સ્વામી! હે શ્રવણમાત્રથી કલ્યાણ કરનાર!' (૧૫) તેનો પોકાર સાંભળીને અનંતશક્તિના ભગવાન ચક્રપાણિ નારાયણ ગરુડની પીઠ પર ચઢીને ત્યાં આવ્યા અને તેમણે પોતાના ચક્રથી ગ્રાહનું મસ્તક છેદી નાખ્યું. આ રીતે કૃપાળુ ભગવાને પોતાના શરણાગત ગજેન્દ્રની સૂંઢ સાહીને તેનો તે વિપત્તિમાંથી ઉદ્ધાર કર્યો. (૧૬)

શ્રુત્વા [2]હરિસ્તમરણાર્થિનમપ્રમેય-
શ્ચક્રાયુધઃ પતગરાજભુજાધિરૂઢઃ ।
ચક્રેણ નક્રવદનં વિનિપાટ્ય તસ્મા-
દ્ધસ્તે પ્રગૃહ્ય ભગવાન્ કૃપયોજ્જહાર ॥ ૧૬॥

જ્યાયાન્ ગુણૈરવરજોઽપ્યદિતેઃ સુતાનાં
લોકાન્ વિચક્રમ ઈમાન્ યદથાધિયજ્ઞઃ ।
ક્ષ્માં વામનેન જગૃહે ત્રિપદચ્છલેન
યાચ્ઞામૃતે પથિ ચરન્ પ્રભુભિર્ન ચાલ્યઃ ॥ ૧૭॥

ભગવાન વામન અદિતિના પુત્રોમાં સૌથી નાના હતા, પરંતુ ગુણોની દૃષ્ટિએ તેઓ સૌથી મહાન હતા; કારણ કે યજ્ઞપુરુષ ભગવાને આ અવતારમાં બલિનો સંકલ્પ છૂટતાં જ સમસ્ત લોકોને પોતાનાં ચરણોથી માપી લીધા હતા. વામન બનીને તેમણે ત્રણ ડગલાં ભૂમિના બહાને બલિ પાસેથી બધી પૃથ્વી લઈ લીધી, પરંતુ એનાથી એ વાત પણ સિદ્ધ કરી દીધી કે સન્માર્ગ પર ચાલનારા મનુષ્યો પાસેથી ભગવાન હોય તો પણ તેમણે માંગીને જ લેવું જોઈએ. સમર્થ પુરુષોએ પણ તેને ઐશ્વર્યથી ચ્યુત કરવો જોઈએ નહીં. (૧૭)

નાર્થો બલેરયમુરુક્રમપાદશૌચ-
માપઃ શિખા ધૃતવતો વિબુધાધિપત્યમ્ ।
યો વૈ પ્રતિશ્રુતમૃતે ન ચિકીર્ષદન્ય-
દાત્માનમઙ્ગ શિરસા[3] હરયેઽભિમેને ॥ ૧૮॥

ભગવાનના ચરણોના પવિત્ર જળને પોતાના મસ્તક પર ધારણ કરનાર બલિને દેવોનું આધિપત્ય પ્રાપ્ત હતું. એને તે કોઈ મોટી વાત માનતો ન હતો; પણ તેણે પ્રતિજ્ઞા કર્યા પછી બીજું કશું જ ન ઇચ્છ્યું એટલું જ નહીં, 'હું ભગવાનને માટે જ છું' એવું જેણે પોતાના અંતર્મનથી માન્યું અને ભગવાનનાં ચરણકમળ પોતાના મસ્તક ઉપર પધરાવ્યાં. એ જ એનો સાચો પુરુષાર્થ હતો. (૧૮)

૧. પ્રા. પા. – નિદ્રે૦ । ૨. પ્રા. પા. – હરિઃ સ્વમ૦ । ૩. પ્રા. પા. – મનસા ।

તુભ્યં ચ નારદ ભૃશં ભગવાન્ વિવૃદ્ધ-
ભાવેન સાધુપરિતુષ્ટ ઉવાચ યોગમ્ ।
જ્ઞાનં ચ ભાગવતમાત્મસતત્ત્વદીપં
યદ્વાસુદેવશરણા વિદુરઞ્જસૈવ ॥ ૧૯॥

હે નારદ! તમારા અત્યંત પ્રેમભાવથી પરમ પ્રસન્ન થઈને હંસના રૂપમાં ભગવાને તમને યોગ, જ્ઞાન અને આત્મતત્ત્વને પ્રકાશિત કરનારા ભાગવતધર્મનો ઉપદેશ આપ્યો, કે જે કેવળ ભગવાનના શરણાગત ભક્તોને જ સરળતાથી મળે છે. (૧૯)

ચક્રં ચ દિક્ષ્વવિહતં દશસુ સ્વતેજો
મન્વન્તરેષુ મનુવંશધરો બિભર્તિ ।
દુષ્ટેષુ રાજસુ દમં વ્યદધાત્ સ્વકીર્તિં
સત્યે ત્રિપૃષ્ઠ ઉશતીં પ્રથયંશ્ચરિત્રૈઃ ॥ ૨૦॥

સ્વાયંભુવ વગેરે મન્વંતરોમાં મનુના રૂપમાં અવતાર લઈને મનુવંશનું રક્ષણ કરતા રહીને, દસે દિશાઓમાં અકુંઠિત તેજ અને સુદર્શનચક્રને ધારણ કરનારા ભગવાન નિષ્કંટક શાસન કરે છે. ત્રણે લોકોની ઉપર સત્યલોક સુધી તેમનાં ચરિત્રોની કમનીય કીર્તિ ફેલાય છે અને તે જ રૂપે તેઓ અવારનવાર પૃથ્વીના ભારરૂપ દુષ્ટ રાજાઓનું દમન પણ કરતા રહે છે. (૨૦)

ધન્વન્તરિશ્ચ ભગવાન્ સ્વયમેવ કીર્તિ-
ર્નામ્ના નૃણાં પુરુરુજાં રુજ આશુ હન્તિ ।
યજ્ઞે ચ ભાગમમૃતાયુરવાવરુન્ધ[1]
આયુશ્ચ વેદમનુશાસ્ત્યવતીર્ય લોકે ॥ ૨૧॥

ધન્વંતરિ ભગવાન સ્વયં મૂર્તિમાન કીર્તિસ્વરૂપ છે. તેમના નામથી જ મોટા મોટા રોગીઓના રોગોનો તત્કાળ નાશ કરે છે. દૈત્યો વડે હરી લેવાયેલ તેમનો યજ્ઞ-ભાગ, જે યજ્ઞમાં અમૃતમય આયુષ્ય પ્રદાન કરનાર છે તેને તેમણે ફરીથી પ્રાપ્ત કર્યો. તેમણે જ અવતાર લઈને સંસારમાં આયુર્વેદનું પ્રવર્તન કર્યું. (૨૧)

ક્ષત્રં ક્ષયાય વિધિનોપભૃતં મહાત્મા
બ્રહ્મધ્રુગુજ્ઝિતપથં નરકાર્તિલિપ્સુ ।
[2]ઉદ્ધન્ત્યસાવવનિકણ્ટકમુગ્રવીર્ય-
સ્ત્રિઃસપ્તકૃત્વ ઉરુધારપરશ્વધેન ॥ ૨૨॥

એ જ ભગવાને, ઉગ્રપરાક્રમવાળા મહાત્મા પરશુરામરૂપે, ભાગ્યવશાત્ વિનાશ માટે જ વધી ગયેલા, બ્રાહ્મણોનો દ્રોહ કરનારા અને જેમણે પોતાનો માર્ગ છોડી દીધો છે તેના ફળસ્વરૂપે નરકની પીડાને પ્રાપ્ત થનારા તથા પૃથ્વી માટે કંટકરૂપ એવા ક્ષત્રિય–સમુદાયનો પોતાના ઘોર પરશુની તીક્ષ્ણ ધારથી ૩×૭=૨૧ વાર સંહાર કર્યો. (૨૨)

અસ્મત્પ્રસાદસુમુખઃ કલયા કલેશ
ઈક્ષ્વાકુવંશ અવતીર્ય ગુરોર્નિદેશે ।
તિષ્ઠન્ વનં સદયિતાનુજ આવિવેશ
યસ્મિન્ વિરુધ્ય દશકન્ધર આર્તિમાર્ચ્છત્ ॥ ૨૩॥

માયાપતિ ભગવાને આપણા પર અનુગ્રહ (કૃપા-કરુણા) કરવા માટે પોતાની કળાઓ – ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણની સાથે શ્રીરામના રૂપમાં ઈક્ષ્વાકુવંશમાં અવતાર લઈને પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરવા પોતાની પત્ની અને ભાઈ સાથે વનમાં નિવાસ કર્યો. તે જ સમયે તેમનાથી વિરોધ કરવાથી રાવણ તેમના હાથે માર્યો ગયો. (૨૩)

યસ્મા અદાદુદધિરૂઢભયાઙ્ગવેપો
માર્ગં સપદ્યરિપુરં હરવદ્ દિધક્ષોઃ ।
દૂરેસુહૃન્મથિતરોષસુશોણદૃષ્ટ્યા
તાતપ્યમાનમકરોરગનક્રચક્રઃ ॥ ૨૪॥

ત્રિપુર વિમાનને બાળી મૂકવા ઉદ્યત થયેલા શંકરની જેમ ભગવાન શ્રીરામ જે સમયે શત્રુની નગરી લંકાને ભસ્મ કરવા માટે સમુદ્રકિનારે પહોંચ્યા તે સમયે તેમનાં પ્રિય પત્ની સીતાજીના વિયોગને કારણે વૃદ્ધિ પામેલા ક્રોધાગ્નિથી તેમની આંખો એટલી લાલ થઈ ગઈ કે તેમની દૃષ્ટિથી જ સમુદ્રના મગરમચ્છ, સાપ, ગ્રાહ વગેરે જીવો સંતપ્ત થવા લાગ્યા અને ભયથી થરથર કંપતા સમુદ્રે ઝટપટ તેમને માર્ગ આપી દીધો. (૨૪)

૧. પ્રા. પા. – ૰રવાપ દુઃખમાયુશ્ચ । ૨. પ્રા. પા. – ઉધન્નસાવ૰ ।

[1]વક્ષઃસ્થલસ્પર્શરુગ્ણમહેન્દ્રવાહ-
દન્તૈર્વિડ[2]મ્બિતકકુબ્જુષ[3] ઊઢહાસમ્ ।
સદ્યોઽસુભિઃ સહ વિનેષ્યતિ દારહર્તુ-
ર્વિસ્ફૂર્જિતૈર્ધનુષ ઉચ્ચરતોઽધિસૈન્યે[4] ॥ ૨૫॥

ભૂમેઃ સુરેતરવરૂથવિમર્દિતાયાઃ
ક્લેશવ્યયાય કલયા સિતકૃષ્ણકેશઃ ।
જાતઃ કરિષ્યતિ જનાનુપલક્ષ્યમાર્ગઃ
કર્માણિ ચાત્મમહિમોપનિબન્ધનાનિ ॥ ૨૬॥

તોકેન જીવહરણં યદુલૂકિકાયા-
સ્ત્રૈમાસિકસ્ય ચ પદા શકટોઽપવૃત્તઃ ।
યદ્ રિઙ્ગતાઽન્તરગતેન દિવિસ્પૃશોર્વા
ઉન્મૂલનં ત્વિતરથાઽર્જુનયોર્ન ભાવ્યમ્ ॥ ૨૭॥

યદ્ વૈ વ્રજે વ્રજપશૂન્ વિષતોયપીથાન્
પાલાંસ્ત્વજીવયદનુગ્રહદૃષ્ટિવૃષ્ટ્યા ।
તચ્છુદ્ધયેઽતિવિષવીર્યવિલોલજિહ્વ-
મુચ્ચાટયિષ્યદુરગં વિહરન્ હ્રદિન્યામ્ ॥ ૨૮॥

તત્ કર્મ દિવ્યમિવ યન્નિશિ નિઃશયાનં
દાવાગ્નિના શુચિવને પરિદહ્યમાને ।
ઉન્નેષ્યતિ વ્રજમતોઽવસિતાન્તકાલં[5]
નેત્રે પિધાપ્ય સબલોઽનધિગમ્યવીર્યઃ ॥ ૨૯॥

ગૃહ્ણીત યદ્ યદુપબન્ધમમુષ્ય માતા
શુલ્બં સુતસ્ય ન તુ તત્ તદમુષ્ય માતિ ।
યજ્જૃમ્ભતોઽસ્ય વદને ભુવનાનિ ગોપી
સંવીક્ષ્ય શઙ્કિતમનાઃ પ્રતિબોધિતાઽઽસીત્ ॥ ૩૦॥

રાવણના કઠોર વક્ષઃસ્થળથી ભટકાઈને ઇન્દ્રના વાહન ઐરાવતનાં દાંત તૂટીને ચૂર-ચૂર થઈ ચારે દિશાઓમાં વિખેરાઈ ગયા, તેથી દિશાઓ પણ સફેદ થઈ ગઈ. ત્યારે ઘમંડથી ફુલાઈને અટ્ટહાસ કરનારો રાવણ જ્યારે શ્રીરામચંદ્રજીના પત્ની સીતાજીને હરી લાવ્યો ત્યારે શ્રીરામની સામે યુદ્ધભૂમિમાં ગર્વપૂર્વક લડવા આવ્યો, અને ભગવાન શ્રીરામના ધનુષ્ય-ટંકારથી જ તેનો ઘમંડ, અને પ્રાણ ગુમાવી બેઠો. (૨૫)

જે સમયે વિપુલમાત્રામાં દૈત્યો પૃથ્વીને ત્રસ્ત કરશે તે સમયે તેનો ભાર ઉતારવા માટે ભગવાન પોતાના ગૌરવવર્ણ અને કૃષ્ણવર્ણના રૂપમાં બળરામ અને શ્રીકૃષ્ણના રૂપમાં કલા-અવતાર ધારણ કરશે.* તેઓ પોતાનો મહિમા પ્રગટ કરવા માટે એટલાં અદ્ભુત ચરિત્રો કરશે કે સંસારના મનુષ્યો તેમની લીલાઓનું રહસ્ય બિલકુલ સમજી શકશે નહીં. (૨૬) બાળપણમાં જ પૂતનાના પ્રાણ હરી લેવા, ત્રણ મહિનાની ઉંમરે જ પગ ઉલાળીને ઘણું ભારે શકટ (ગાડું) ઉલટાવી નાખવું અને ગોઠણભેર ચાલતાં ચાલતાં આકાશને અડનારાં યમલાર્જુન વૃક્ષોની વચ્ચે પેસીને તેમને ઉખેડી નાખવાં – આ બધાં એવાં કામ છે કે જે ભગવાન સિવાય અન્ય કોઈ કરી શકે નહીં. (૨૭) જ્યારે કાલિય નાગના વિષથી દૂષિત થયેલાં યમુનાનાં જળ પીને વાછરડાં અને ગોપબાળકો મરી જશે ત્યારે તેઓ પોતાની સુધાપૂર્ણ કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી જ તેમને જીવતાં કરી દેશે અને યમુનાનાં જળને શુદ્ધ કરવા માટે તેઓ તેમાં વિહાર કરશે તથા અત્યંત ભયાનક ઝેરવાળા, પરાક્રમી અને જીભ લપકારતા કાલિય નાગને ત્યાંથી કાઢી મૂકશે. (૨૮) આ ભગવાનનું કેવું દિવ્ય કર્મ હશે કે - તે જ દિવસે રાત્રિના સમયે બળરામસહિત બધા લોકો યમુનાકિનારે સૂકા ઘાસના વનમાં મીઠી નિદ્રામાં સૂતા હશે ત્યારે એકાએક ચારે બાજુ દાવાનળ સળગતાં વ્રજવાસીઓના પ્રાણસંકટમાં આવી પડતાં (હે કૃષ્ણ! હે કૃષ્ણ! બચાવો, બચાવો. અમારું રક્ષણ કરો, રક્ષણ કરો. એવો પોકાર કરતાં) તેમની આંખો બંધ કરાવી દાવાગ્નિથી બચાવી ભગવાન તેમને વ્રજમાં લઈ જશે. (આ જ તો ભગવાનની અકળ લીલા છે!) (૨૯) (જે કોઈના બંધનમાં ક્યારેય આવતા નથી) તે ભગવાનને બાંધવા માટે જ્યારે માતા જશોદાજી જે જે દોરડાં લાવશે તે બધાં ટૂંકા પડશે. (છેવટે તો કૃપા કરી બંધાઈ જ જશે.) ત્યાર પછી શ્રીકૃષ્ણને બગાસું

૧. પ્રા. પા. – ૦ભગ્નમહે૦ । ૨. પ્રા. પા. – વિલમ્બિત૦ । ૩. પ્રા. પા. – ૦જ્યરૂઢ૦ । ૪. પ્રા. પા. – ૦તોઽરિ૦ । ૫. પ્રા. પા. – ૦કાલે ।

* કેશવાળો અવતાર કહેવાનો અર્થ એ છે કે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ભગવાનનો એક કેશ પણ પર્યાપ્ત છે; આ સિવાય, શ્રીબળરામજી અને શ્રીકૃષ્ણના વર્ણોને સૂચવવા માટે પણ તેમને અનુક્રમે સફેદ અને કાળા કેશવાળો અવતાર કહેવામાં આવ્યા છે. વાસ્તવમાં શ્રીકૃષ્ણ તો પૂર્ણપુરુષ સ્વયં ભગવાન છે – કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્ ।

**નન્દં ચ મોક્ષ્યતિ ભયાદ્ વરુણસ્ય પાશાદ્**
**ગોપાન્ બિલેષુ પિહિતાન્ મયસૂનુના ચ ।**
**અહ્ન્યાપૃતં નિશિ શયાનમતિશ્રમેણ**
**લોકં વિકુણ્ઠમુપનેષ્યતિ[1] ગોકુલં સ્મ ॥ ૩૧॥**

**ગોપૈર્મખે પ્રતિહતે વ્રજવિપ્લવાય**
**દેવેઽભિવર્ષતિ પશૂન્ કૃપયા રિરક્ષુઃ ।**
**ધર્તોચ્છિલીન્ધ્રમિવ સપ્ત દિનાનિ સપ્ત-**
**વર્ષો મહીધ્રમનઘૈકકરે સલીલમ્ ॥ ૩૨॥**

**ક્રીડન્ વને નિશિ નિશાકરરશ્મિગૌર્યાં**
**રાસોન્મુખઃ કલપદાયતમૂર્ચ્છિતેન ।**
**ઉદ્દીપિતસ્મરરુજાં વ્રજભૃદ્વધૂનાં**
**હર્તુર્હરિષ્યતિ શિરો ધનદાનુગસ્ય ॥ ૩૩॥**

**યે ચ પ્રલમ્બખરદર્દુરકેશ્યરિષ્ટ-**
**મલ્લેભકંસયવનાઃ કુજપૌણ્ડ્રકાદ્યાઃ ।**
**અન્યે ચ શાલ્વકપિબલ્વલદન્તવક્ત્ર-**
**સપ્તોક્ષશમ્બરવિદૂરથરુક્મિમુખ્યાઃ ॥ ૩૪॥**

**યે વા મૃધે સમિતિશાલિન આત્તચાપાઃ**
**કામ્બોજમત્સ્યકુરુકૈકયસૃઞ્જયાદ્યાઃ[2] ।**
**યાસ્યન્ત્યદર્શનમલં બલપાર્થભીમ[3]-**
**વ્યાજાહ્વયેન હરિણા નિલયં તદીયમ્ ॥ ૩૫॥**

**કાલેન મીલિતધિયામવમૃશ્ય નૃણાં**
**સ્તોકાયુષાં સ્વનિગમો બત દૂરપારઃ ।**
**આવિર્હિતસ્ત્વનુયુગં સ હિ સત્યવત્યાં**
**વેદદ્રુમં વિટપશો વિભજિષ્યતિ સ્મ ॥ ૩૬॥**

આવતાં મા જશોદાજી તેમના મુખમાં અનેક બ્રહ્માંડો જોઈને વિસ્મિત થઈ જશે ત્યારે ભગવાન તેમને જ્ઞાન આપી તેમના મનનું સમાધાન કરશે. (૩૦) તેઓ નંદબાબાને અજગરના ભયમાંથી અને વરુણના પાશ (બંધન)માંથી છોડાવશે. મય દાનવનો પુત્ર વ્યોમાસુર જ્યારે ગોપબાળકોને પહાડની ગુફાઓમાં પૂરી દેશે ત્યારે તેઓ તેમને પણ ત્યાંથી બચાવી લાવશે. ગોકુળના લોકોને, કે જેઓ આખો દિવસ તો કામધંધામાં વ્યાકુળ રહે છે અને રાત્રે અત્યંત થાકીને સૂઈ જાય છે, તેમને, તેઓ સાધનાહીન હોવા છતાંય એ પોતાના પરમધામમાં લઈ જશે. (૩૧) હે નિષ્પાપ નારદ! જ્યારે શ્રીકૃષ્ણની સલાહથી ગોપલોકો ઇન્દ્રનો યજ્ઞ બંધ કરી દેશે ત્યારે ઇન્દ્ર વ્રજભૂમિનો વિનાશ કરવા માટે ચારે બાજુથી મુસળધાર વરસાદ વરસાવશે. તેમાંથી તેમનું અને તેમનાં પશુઓનું રક્ષણ કરવા માટે ભગવાન કૃપાધીન થઈને (પોતાની) સાત વર્ષની ઉંમરે જ સાત દિવસો સુધી ગોવર્ધન પર્વતને એક જ હાથે છત્રકપુષ્પ (બિલાડીના ટોપ)ની જેમ રમત-રમતમાં (સહેલાઈથી) જ ધારણ કરી લેશે. (૩૨) વૃન્દાવનમાં વિહાર કરતાં કરતાં શરદપૂર્ણિમાની રાત્રિના સમયે ચન્દ્રમાની ચારેબાજુ ખીલેલી ઉજ્જ્વળ ચાંદનીમાં રાસ રમવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણ દ્વારા ગોપીઓને આમંત્રિત કરનારા મધુર વેણુનાદને સાંભળીને શ્રીકૃષ્ણ-મિલનની તીવ્ર લાલસાથી અને શ્રીકૃષ્ણ સાથેના મહારાસ દ્વારા પરમાનંદની અનુભૂતિ કરનારી ગોપીઓને જ્યારે કુબેરનો પુત્ર શંખચૂડ હરી જશે ત્યારે ભગવાન તેનું મસ્તક છેદી ગોપીઓને છોડાવશે. (૩૩) બીજા પણ ઘણાબધા – પ્રલંબાસુર, ધેનુકાસુર બકાસુર, કેશી, અરિષ્ટાસુર વગેરે દૈત્યો; ચાણૂર વગેરે પહેલવાનો, કુવલયાપીડ હાથી, કંસ, કાલયવન, ભૌમાસુર, મિથ્યાવાસુદેવ, શાલ્વ, દ્વિવિદવાનર, બલ્વલ, દંતવક્ત્ર, રાજા નગ્નજિતના સાત બળદ, શંબરાસુર, વિદૂરથ, રુક્મી વગેરે તથા કામ્બોજ, મત્સ્ય, કુરુ, કૈકય, સૃંજય વગેરે દેશોના રાજાઓ તેમ જ જે પણ યોદ્ધાઓ ધનુષ્ય ધારણ કરીને યુદ્ધભૂમિમાં સામે આવશે તે બધા બળરામ, ભીમસેન, અર્જુન વગેરે નામોની ઓથે સ્વયં ભગવાન વડે જ માર્યા જશે અને તેમના ધામમાં પ્રાપ્ત થશે. (૩૪-૩૫)

કાળક્રમે લોકોની સમજ ઓછી થઈ જાય છે, આયુષ્ય પણ ટૂંકું થવા લાગે છે; તે સમયે ભગવાન જ્યારે જુએ છે કે હવે આ લોકો મારું તત્ત્વ બતાવનારી વેદવાણીને સમજવામાં અસમર્થ છે ત્યારે પ્રત્યેક કલ્પમાં સત્યવતીના ગર્ભથી વ્યાસરૂપે પોતે જ પ્રગટ થઈને વેદરૂપી વૃક્ષનું વિભિન્ન શાખાઓના રૂપમાં વિભાજન કરે છે. (૩૬)

૧. પ્રા. પા. – ઉપધાસ્યતિ । ૨. પ્રા. પા. – ०કુરુસૃઞ્જયકૈકયાદ્યાઃ । ૩. પ્રા. પા. – યુધિ પાર્થભીમવ્યા० ।

દેવદ્વિષાં નિગમવર્ત્મનિ નિષ્ઠિતાનાં
પૂર્ભિર્મયેન વિહિતાભિરદશ્યતૂર્ભિઃ[1] ।
લોકાન્ ઘ્નતાં મતિવિમોહમતિપ્રલોભં
વેષં વિધાય બહુ ભાષ્યત ઔપધર્મ્યમ્ ॥ ૩૭॥

દેવતાઓના શત્રુ દૈત્યો, જેમને વૈદિક કર્મનો અધિકાર નથી તે પણ વેદમાર્ગનો સહારો લઈને, મયદાનવે બનાવેલાં અદૃશ્ય વેગવાળાં નગરોમાં રહીને યજ્ઞો કરશે અને લોકોનો સત્યાનાશ (વિનાશ) કરશે ત્યારે ભગવાન લોકોની બુદ્ધિમાં મોહ અને અતિલોભ ઉત્પન્ન કરનારો વેશ ધારણ કરીને બુદ્ધના રૂપમાં ઘણાબધા ઉપધર્મોનો ઉપદેશ કરશે. (૩૭)

યર્હ્યાલયેષ્વપિ સતાં ન હરેઃ[2] કથાઃ સ્યુઃ
પાખણ્ડિનો દ્વિજજના વૃષલા નૃદેવાઃ ।
સ્વાહા સ્વધા વષડિતિ સ્મ ગિરો ન યત્ર
શાસ્તા ભવિષ્યતિ કલેર્ભગવાન્ યુગાન્તે ॥ ૩૮॥

કળિયુગના અંતે જ્યારે સત્પુરુષોનાં ઘરોમાં પણ ભગવત્કથા થવામાં વિઘ્નો ઊભાં થવા લાગશે; બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો પાખંડી થઈ જશે તથા શૂદ્રો રાજા બની જશે, ત્યાં સુધી કે ક્યાંય પણ 'સ્વાહા', 'સ્વધા' અને 'વષટ્કાર'નો ધ્વનિ – દેવો-પિતૃઓના યજ્ઞશ્રાદ્ધની વાત સુધ્ધાં સાંભળવા મળશે નહીં ત્યારે કળિયુગનું શાસન કરવા માટે ભગવાન કલ્કિ અવતાર ધારણ કરશે. (૩૮)

સર્ગે તપોઽહમૃષયો નવ યે પ્રજેશાઃ
સ્થાને ચ ધર્મમખમન્વમરાવનીશાઃ ।
અન્તે ત્વધર્મહરમન્યુવશાસુરાદ્યા
માયાવિભૂતય ઇમાઃ પુરુશક્તિભાજઃ ॥ ૩૯॥

જ્યારે સૃષ્ટિ-રચનાનો સમય હોય છે ત્યારે તપસ્યા, નવ પ્રજાપતિઓ, મરીચિ આદિ ઋષિઓના અને મારા રૂપમાં; જ્યારે સૃષ્ટિ-રક્ષણનો સમય હોય છે ત્યારે ધર્મ, વિષ્ણુ, મનુ, દેવતાઓ અને રાજાઓના રૂપમાં; તથા જ્યારે સૃષ્ટિ-પ્રલયનો સમય હોય છે ત્યારે અધર્મ, રુદ્ર અને ક્રોધવશ નામના સર્પના તેમ જ દૈત્યો વગેરેના રૂપમાં સર્વશક્તિમાન ભગવાનની માયાવિભૂતિઓ જ પ્રગટ થાય છે. (૩૯)

વિષ્ણોર્નુ વીર્યગણનાં કતમોઽર્હતીહ
યઃ પાર્થિવાન્યપિ કવિર્વિમમે રજાંસિ ।
ચસ્કમ્ભ યઃ સ્વરંહસાઽસ્ખલતા ત્રિપૃષ્ઠં
યસ્માત્ ત્રિસામ્યસદનાદુરુ કમ્પયાનમ્ ॥ ૪૦॥

કોઈ વ્યક્તિ ભલે પૃથ્વીના રજકણોની ગણતરી કદાચ (એ સંભવ જ નથી.) કરી શકે, પરંતુ ભગવાનના પરાક્રમોની ગણતરી કરવી સંભવ નથી. ભગવાન જ્યારે ત્રિવિક્રમ અવતારમાં ત્રિલોકીને બે ડગલામાં માપી રહ્યા હતા ત્યારે તેમના ચરણોના અદમ્ય વેગથી સમસ્ત બ્રહ્માંડ ધ્રુજવાની સ્થિતિમાં હતું, પરંતુ ભગવાને તેને સ્થિર રાખ્યું હતું. આ તેમનું કેવું અદ્ભુત પરાક્રમ છે? (૪૦)

નાન્તં વિદામ્યહમમી મુનયોઽગ્રજાસ્તે
માયાબલસ્ય પુરુષસ્ય કુતોઽપરે યે ।
ગાયન્ ગુણાન્ દશશતાનન આદિદેવઃ
શેષોઽધુનાપિ સમવસ્યતિ નાસ્ય પારમ્ ॥ ૪૧॥

સમસ્ત સૃષ્ટિની રચના અને સંહાર કરનારી માયા તેમની એક શક્તિ છે. એવી-એવી અનંત શક્તિઓના આશ્રયભૂત તેમના સ્વરૂપને નથી હું જાણતો અને નથી તો તમારા મોટાભાઈ સનકાદિ વગેરે જાણતા, પછી બીજાઓની તો વાત જ ક્યાં રહી? આદિદેવ ભગવાન શેષ પોતાનાં સહસ્ર મુખોથી તેમનાં ગુણગાન કરતા રહ્યા છે, પરંતુ તેઓ હજી પણ તેમના અંતની કલ્પના કરી શક્યા નથી. (૪૧)

યેષાં સ એવ ભગવાન્ દયયેદનન્તઃ[3]
સર્વાત્મનાઽઽશ્રિતપદો યદિ નિર્વ્યલીકમ્ ।
તે દુસ્તરામતિતરન્તિ ચ દેવમાયાં
નૈષાં મમાહમિતિ ધીઃ શ્વશૃગાલભક્ષ્યે ॥ ૪૨॥

જેઓ નિષ્કપટભાવે ભગવાનના ચરણારવિંદના આશ્રિત થઈ જાય છે, અનંત ભગવાન તેમના પર દયા કરે છે અને તેઓ જ ભગવાનની દુસ્તર એવી દેવમાયાને પાર કરી જાય છે. અને તેમની કૂતરા-શિયાળના ભક્ષણ એવા શરીર, ઘર, પત્ની-પુત્રમાં 'હું અને મારું' એવી આસક્તિ રહેતી નથી. (૪૨)

૧. પ્રા. પા. – ૦રદશ્યમૂર્તિઃ । ૨. પ્રા. પા. – કથા હરેઃ । ૩. પ્રા. પા. – દયયા હ્યનન્તઃ ।

વેદાહમઙ્ગ પરમસ્ય હિ યોગમાયાં
યૂયં ભવશ્ચ ભગવાનથ દૈત્યવર્યઃ ।
પત્ની મનોઃ સ ચ મનુશ્ચ તદાત્મજાશ્ચ
પ્રાચીનબર્હિર્ઋભુરઙ્ગ ઉત ધ્રુવશ્ચ ॥ ૪૩॥

ઇક્ષ્વાકુરૈલમુચુકુન્દવિદેહગાધિ-
રઘ્વમ્બરીષસગરા ગયનાહુષાદ્યાઃ ।
માન્ધાત્રલર્કશતધન્વનુરન્તિદેવા
દેવવ્રતો બલિરમૂર્ત્તરયો દિલીપઃ ॥ ૪૪॥

સૌભર્યુતઙ્કશિબિદેવલપિપ્પલાદ[૧]-
સારસ્વતોદ્ધવપરાશરભૂરિષેણાઃ ।
યેઽન્યે વિભીષણહનૂમદુપેન્દ્રદત્ત[૨]-
પાર્થાર્ષ્ટિષેણવિદુરશ્રુતદેવવર્યાઃ[૩] ॥ ૪૫॥

તે વૈ વિદન્ત્યતિતરન્તિ ચ દેવમાયાં
સ્ત્રીશૂદ્રહૂણશબરા અપિ પાપજીવાઃ ।
યદ્યદ્ભુતક્રમપરાયણશીલશિક્ષા-
સ્તિર્યગ્જના અપિ કિમુ શ્રુતધારણા યે ॥ ૪૬॥

શશ્વત્ પ્રશાન્તમભયં પ્રતિબોધમાત્રં
શુદ્ધં સમં સદસતઃ પરમાત્મતત્ત્વમ્ ।
શબ્દો ન યત્ર પુરુકારકવાન્ ક્રિયાર્થો
માયા પરૈત્યભિમુખે ચ વિલજ્જમાના ॥ ૪૭॥

તદ્ વૈ પદં ભગવતઃ પરમસ્ય પુંસો
બ્રહ્મેતિ યદ્ વિદુરજસ્રસુખં વિશોકમ્ ।
સધ્ર્યઙ્[૪] નિયમ્ય યતયો યમકર્તહેતિં
જહ્યુઃ સ્વરાડિવ નિપાનખનિત્રમિન્દ્રઃ ॥ ૪૮॥

સ શ્રેયસામપિ વિભુર્ભગવાન્ યતોઽસ્ય
ભાવસ્વભાવવિહિતસ્ય સતઃ પ્રસિદ્ધિઃ ।
દેહે સ્વધાતુવિગમેઽનુવિશીર્યમાણે
વ્યોમેવ તત્ર પુરુષો ન વિશીર્યતેઽજઃ[૫] ॥ ૪૯॥

પ્રિય નારદ! પરમ પુરુષની તે યોગમાયાને કોણ કોણ જાણે છે તે કહું છું. હું તથા તમે બધા - ભગવાન શંકર, દૈત્યકુલભૂષણ પ્રહ્લાદ, શતરૂપા, મનુ, મનુપુત્રો પ્રિયવ્રત વગેરે, પ્રાચીનબર્હિષ્ (ઇન્દ્ર), ઋભુ અને ધ્રુવ, અને (૪૩) આ સિવાય ઇક્ષ્વાકુ, પુરૂરવા, મુચુકુંદ, જનક, ગાધિ, રઘુ, અંબરીષ, સગર, ગય, યયાતિ વગેરે તથા માંધાતા, અલર્ક, શતધન્વા, અનુ, રન્તિદેવ, ભીષ્મ, બલિ, અમૂર્તરય, દિલીપ, સૌભરિ, ઉત્તંક, શિબિ, દેવલ, પિપ્પલાદ, સારસ્વત, ઉદ્ધવ, પરાશર, ભૂરિષેણ તેમ જ વિભીષણ, હનુમાન, શુકદેવ, અર્જુન, આર્ષ્ટિષેણ, વિદુર, શ્રુતદેવ વગેરે મહાત્માઓ પણ જાણે છે. (૪૪-૪૫) ભગવાનના પ્રેમી ભક્તોના જેવો સ્વભાવ બનાવવાનો જેમને બોધ મળ્યો છે તે સ્ત્રીઓ, હૂણો, ભીલો અને પાપને કારણે પશુ-પક્ષી વગેરે યોનિઓમાં રહેનારાઓ પણ ભગવાનની માયાનું રહસ્ય જાણી જાય છે અને આ સંસાર-સાગરમાંથી હંમેશ માટે પાર ઊતરી જાય છે; તો પછી જે મનુષ્યો વૈદિક સદાચારનું પાલન કરે છે તેમની બાબતમાં તો કહેવાનું જ શું હોય? (૪૬)

પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ એકરસ, શાંત, અભય તેમ જ કેવળ જ્ઞાનસ્વરૂપ છે, શુદ્ધ અને સમ છે, સત્-અસત્ બંનેથી પર છે. કોઈ પણ વૈદિક કે લૌકિક શબ્દનું તેને વર્ણવવાનું સામર્થ્ય નથી. અનેક પ્રકારનાં સાધનોથી સંપન્ન થનારાં કર્મોનું ફળ પરમાત્મતત્ત્વ નથી. (તેનાથી તો પ્રપંચની જ પ્રાપ્તિ થાય છે.) બીજું તો શું, સ્વયં માયા પણ તે (પરમાત્મ-સ્વરૂપ)ની સામે જવા પામતી નથી, લજવાઈને દૂર ભાગી જાય છે. (૪૭) પરમપુરુષ ભગવાનનું તે જ પરમપદ છે. મહાત્માઓ તેનો શોકરહિત અનંત આનંદસ્વરૂપ બ્રહ્મના રૂપમાં સાક્ષાત્કાર કરે છે. સંયમશીલ મનુષ્યો તેનામાં પોતાના મનને સમાહિત કરીને સ્થિત થઈ જાય છે. જેમ ઇન્દ્ર સ્વયં મેઘ-રૂપે વિદ્યમાન હોવાને કારણે, પાણી માટે કૂવો ખોદવાની કોદાળી રાખતા નથી, તેવી જ રીતે મહાપુરુષોને પરમાત્મામાં શાશ્વત સ્થિતિ પ્રાપ્ત કરી લેવાથી કોઈ સાધનની જરૂર રહેતી નથી. (૪૮)

તે પરમ પુરુષ પરમાત્મા સર્વશ્રેષ્ઠ કર્મોના પ્રભુ છે, ભગવાન છે. મનુષ્યોના ભાવ અને સ્વભાવ પ્રમાણે જેમ શાસ્ત્રોમાં કહ્યું છે તે સત્કર્મોની પ્રસિદ્ધિ (ઉત્પત્તિ) ભગવાનથી જ થાય છે. તે અજન્મા પરમાત્મા ક્ષેત્રજ્ઞના રૂપમાં સર્વવ્યાપી છે. આ શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી. તે આકાશવત્ સર્વવ્યાપી છે. (૪૯)

૧. પ્રા. પા. – પિપ્પલાદાઃ । ૨. પ્રા. પા. – ઽદત્તાઃ । ૩. પ્રા. પા. – ઽદેવભૂપાઃ । ૪. પ્રા. પા. – સમ્યક્ । ૫. પ્રા. પા. – ઽઽતઃ ।

**સોઽયં તેઽભિહિતસ્તાત ભગવાન્ વિશ્વભાવનઃ ।**
**સમાસેન હરેર્નાન્યદન્યસ્માત્ સદસચ્ચ યત્ ॥ ૫૦॥**

પુત્ર નારદ! સંકલ્પથી વિશ્વની રચના કરનારા, છ ઐશ્વર્યોથી સંપન્ન શ્રીહરિનું મેં તમારી આગળ સંક્ષેપમાં વર્ણન કર્યું. જે કંઈ કાર્ય-કારણ અથવા ભાવ-અભાવ છે તે બધું ભગવાનથી ભિન્ન નથી; અને તેમ છતાં ભગવાન તો તેનાથી અલગ પણ છે જ. (૫૦)

**ઈદં ભાગવતં નામ યન્મે ભગવતોદિતમ્ ।**
**સઙ્ગ્રહોઽયં વિભૂતીનાં ત્વમેતદ્[1] વિપુલીકુરુ ॥ ૫૧॥**

ભગવાને મને જે ઉપદેશ કર્યો હતો તે જ આ 'ભાગવત' છે. આમાં ભગવાનની વિભૂતિઓનું સંક્ષિપ્ત વર્ણન છે. તમે એનો વિસ્તાર કરો. (૫૧)

**યથા હરૌ ભગવતિ નૃણાં ભક્તિર્ભવિષ્યતિ ।**
**સર્વાત્મન્યખિલાધારે ઈતિ સઙ્કલ્પ્ય [2]વર્ણય ॥ ૫૨॥**

કોઈ પણ રીતે સૌના આશ્રય અને સર્વસ્વરૂપ ભગવાન શ્રીહરિમાં લોકોની પ્રેમપૂર્ણ ભક્તિ થાય તેવો નિશ્ચય કરીને એનું વર્ણન કરો. (૫૨)

**માયાં વર્ણયતોઽમુષ્ય ઈશ્વરસ્યાનુમોદતઃ ।**
**શૃણ્વતઃ શ્રદ્ધયા નિત્યં માયયાઽઽત્મા ન મુહ્યતિ ॥ ૫૩॥**

જે મનુષ્યો ભગવાનની અચિંત્ય શક્તિ - માયાના વર્ણનનું અથવા બીજાઓએ કરેલા વર્ણનનું અનુમોદન (સમર્થન) કરે છે અથવા શ્રદ્ધાપૂર્વક નિત્ય શ્રવણ કરે છે તેમનું ચિત્ત ક્યારેય માયાથી મોહિત થતું નથી. (૫૩)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે બ્રહ્મનારદસંવાદે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥**
**બીજા સ્કંધ-અંતર્ગત બ્રહ્મનારદસંવાદનો સાતમો અધ્યાય સમાપ્ત.**

═★═

# આઠમો અધ્યાય

## રાજા પરીક્ષિતના વિવિધ પ્રશ્નો

*રાજોવાચ*

**બ્રહ્મણા ચોદિતો બ્રહ્મન્ ગુણાખ્યાનેઽગુણસ્ય ચ ।**
**યસ્મૈ યસ્મૈ યથા પ્રાહ નારદો દેવદર્શનઃ ॥ ૧॥**

**એતદ્ વેદિતુમિચ્છામિ તત્ત્વં વેદવિદાં વર ।**
**હરેરદ્ભુતવીર્યસ્ય કથા લોકસુમઙ્ગલાઃ[3] ॥ ૨॥**

**રાજા પરીક્ષિતે કહ્યું** – હે ભગવાન! તમે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ છો. હું તમારી પાસેથી એ જાણવા ઈચ્છું છું કે જ્યારે બ્રહ્માજીએ નિર્ગુણ ભગવાનના ગુણોનું વર્ણન કરવા માટે નારદજીને આદેશ કર્યો ત્યારે તેમણે કોને કોને કયા રૂપમાં ઉપદેશ આપ્યો? એક તો, અચિંત્ય શક્તિઓના આશ્રયભૂત ભગવાનની કથાઓ જ લોકોનું પરમ મંગળ કરનારી છે; અને બીજું, સૌને ભગવાનનાં દર્શન કરાવવાનો દેવર્ષિ નારદનો સ્વભાવ છે. તમે તેમની વાતો મને અવશ્ય સંભળાવો. (૧-૨)

**કથયસ્વ મહાભાગ યથાહમખિલાત્મનિ ।**
**કૃષ્ણે નિવેશ્ય નિઃસઙ્ગં મનસ્ત્યક્ષ્યે કલેવરમ્ ॥ ૩॥**

મહાભાગ્યવાન શુકદેવજી! તમે મને એવો ઉપદેશ કરો કે હું પોતાના આસક્તિરહિત મનને સર્વાત્મા ભગવાન શ્રીકૃષ્ણમાં તલ્લીન કરીને પોતાનું શરીર ત્યજી શકું. (૩)

**શૃણ્વતઃ શ્રદ્ધયા નિત્યં ગૃણતશ્ચ સ્વચેષ્ટિતમ્ ।**
**કાલેન નાતિદીર્ઘેણ ભગવાન્ વિશતે હૃદિ ॥ ૪॥**

જે મનુષ્યો તેમની લીલાઓનું શ્રદ્ધાપૂર્વક નિત્ય શ્રવણ અને કથન કરે છે તેમના હૃદયમાં તત્કાળ ભગવાન પ્રગટ થાય છે. (૪)

**પ્રવિષ્ટઃ કર્ણરન્ધ્રેણ સ્વાનાં ભાવસરોરુહમ્ ।**
**ધુનોતિ શમલં કૃષ્ણઃ સલિલસ્ય યથા શરત્ ॥ ૫॥**

શ્રીકૃષ્ણ કાનનાં છિદ્રો મારફત (પ્રવેશીને) પોતાના ભક્તોના ભાવપૂર્ણ હૃદય-કમળ પર જઈ બેસે છે અને જેમ શરદ ઋતુ જળનું ગંદાપણું દૂર કરી દે છે તેવી જ રીતે તેઓ ભક્તોના મનના મેલનો નાશ કરે છે. (૫)

૧. તદેતદ્ । ૨. પ્રા. પા. – વર્ણ્યતામ્ । ૩. પ્રા. પા. – યોગે સુમઙ્ગલાઃ ।

ધૌતાત્મા પુરુષઃ કૃષ્ણપાદમૂલં ન મુઞ્ચતિ ।
મુક્તસર્વપરિક્લેશઃ[1] પાન્થઃ સ્વશરણં યથા ॥ ૬॥

યદધાતુમતો બ્રહ્મન્ દેહારમ્ભોઽસ્ય ધાતુભિઃ ।
યદૃચ્છયા હેતુના વા ભવન્તો જાનતે યથા ॥ ૭॥

આસીદ્ યદુદરાત્ પદ્મં લોકસંસ્થાનલક્ષણમ્ ।
યાવાનયં વૈ પુરુષ ઈયત્તાવયવૈઃ પૃથક્ ।
તાવાનસાવિતિ પ્રોક્તઃ સંસ્થાવયવવાનિવ ॥ ૮॥

અજઃ સૃજતિ ભૂતાનિ ભૂતાત્મા યદનુગ્રહાત્ ।
દદૃશે યેન તદ્રૂપં નાભિપદ્મસમુદ્ભવઃ ॥ ૯॥

સ ચાપિ યત્ર પુરુષો વિશ્વસ્થિત્યુદ્ભવાપ્યયઃ ।
મુક્ત્વાઽઽત્મમાયાં માયેશઃ શેતે સર્વગુહાશયઃ ॥ ૧૦॥

પુરુષાવયવૈર્લોકાઃ સપાલાઃ પૂર્વકલ્પિતાઃ ।
લોકૈરમુષ્યાવયવાઃ સપાલૈરિતિ શુશ્રુમ ॥ ૧૧॥

યાવાન્[2] કલ્પો વિકલ્પો વા યથા કાલોઽનુમીયતે ।
ભૂતભવ્યભવચ્છબ્દ આયુર્માનં ચ યત્ સતઃ ॥ ૧૨॥

કાલસ્યાનુગતિર્યા[3] તુ લક્ષ્યતેઽણ્વી બૃહત્યપિ ।
યાવત્યઃ કર્મગતયો યાદૃશીર્દ્વિજસત્તમ ॥ ૧૩॥

યસ્મિન્ કર્મસમાવાયો યથા યેનોપગૃહ્યતે ।
ગુણાનાં ગુણિનાં ચૈવ પરિણામમભીપ્સતામ્ ॥ ૧૪॥

ભૂપાતાલકકુબ્વ્યોમગ્રહનક્ષત્રભૂભૃતામ્ ।
સરિત્સમુદ્રદ્વીપાનાં સમ્ભવશ્ચૈતદોકસામ્ ॥ ૧૫॥

પ્રમાણમણ્ડકોશસ્ય બાહ્યાભ્યન્તરભેદતઃ[4] ।
મહતાં ચાનુચરિતં[5] વર્ણાશ્રમવિનિશ્ચયઃ ॥ ૧૬॥

જેમ માર્ગના સમસ્ત ક્લેશોથી છૂટીને ઘરે આવેલો પથિક (પછી) પોતાના ઘરને છોડતો નથી તેમ જેનું હૃદય શુદ્ધ થઈ જાય છે તે એક ક્ષણ માટે પણ શ્રીકૃષ્ણનાં ચરણકમળોને છોડતો નથી. (૬)

(હે ભગવન્! જીવનો પંચભૂતો સાથે કોઈ સંબંધ નથી; અને તેમ છતાં તેનું શરીર પંચભૂતોથી જ બને છે. તો શું સ્વભાવથી જ આમ બને છે કે પછી કશા કારણથી? – આ વાતનો મર્મ તમે સંપૂર્ણપણે જાણો છો. (૭) (તમે બતાવ્યું કે) ભગવાનની નાભિમાંથી તે કમળ પ્રગટ થયું, જેમાં લોક-રચના થઈ. આ જીવ પોતાના સીમિત અવયવોથી જેમ મર્યાદિત છે તેમ જ પરમાત્મા પણ સીમિત અવયવોથી મર્યાદિત છે શું? (આ પ્રશ્નથી વિરાટ પુરુષના સ્વરૂપને તેઓ જાણવા ઇચ્છે છે.) (૮) જેમની કૃપાથી સર્વભૂતમય બ્રહ્માજી પ્રાણીઓનું સર્જન કરે છે; જેમના નાભિ-કમળમાંથી ઉત્પન્ન થવા છતાં પણ, જેમની કૃપાથી જ એ તેમના રૂપનું દર્શન કરી શક્યા હતા તે સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના હેતુભૂત સર્વાન્તર્યામી અને માયાપતિ પરમ પુરુષ પરમાત્મા પોતાની માયાનો ત્યાગ કરીને કોનામાં કયા રૂપે નિવાસ કરે છે? (૯-૧૦) પહેલાં તમે બતાવ્યું હતું કે વિરાટ પુરુષનાં અંગોમાંથી લોક અને લોકપાલોની રચના થઈ; અને પછી એમ પણ બતાવ્યું કે લોક અને લોકપાલોના રૂપમાં તેનાં અંગોની કલ્પના થઈ. આ બંને વાતોનું તાત્પર્ય શું છે? (૧૧)

મહાકલ્પો અને તેમની અંતર્ગત અવાન્તર કલ્પો કેટલા છે? ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું અનુમાન કઈ રીતે કરવામાં આવે છે? શું સ્થૂળ-દેહાભિમાની જીવોનું આયુષ્ય પણ બંધાયેલું છે? (૧૨) હે બ્રાહ્મણશ્રેષ્ઠ! કાળની સૂક્ષ્મ ગતિ ત્રુટિ વગેરે અને સ્થૂળ ગતિ વર્ષ વગેરે – કઈ રીતે જાણવામાં આવે છે? વિવિધ કર્મોથી જીવોની કેટલી અને કેવી ગતિઓ થાય છે? (૧૩) દેવ, મનુષ્ય વગેરે યોનિઓ સત્ત્વ, રજસ્, તમસ્ – આ ત્રણ ગુણોના ફળ સ્વરૂપે જ મળે છે. તે યોનિઓને ઇચ્છતા જીવોમાંથી કયા કયા (જીવો) કઈ કઈ યોનિઓ મેળવવા માટે કઈ કઈ રીતે કયાં કયાં કર્મો સ્વીકારે છે? (૧૪) પૃથ્વી, પાતાળ, દિશા, આકાશ, ગ્રહો, નક્ષત્રો, પર્વતો, નદીઓ, સમુદ્રો, દ્વીપોની અને તેમનામાં રહેનારા જીવોની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? (૧૫) બ્રહ્માંડનું પરિમાણ - અંદર અને બહાર એમ બંને પ્રકારે બતાવો. સાથે સાથે જ મહાપુરુષનાં ચરિત્ર, વર્ણાશ્રમના પ્રકારો અને તેમના ધર્મોનું નિરૂપણ કરો. (૧૬)

૧. પ્રા. પા. – મુક્તઃ સર્વપરિક્લેશૈઃ । ૨. પ્રા. પા. – યાવત્કલ્પો । ૩. પ્રા. પા. – ૦નુમતિર્યાવલ્લક્ષ્યતે૦ । ૪. પ્રા. પા. – ૦ભ્યન્તરવસ્તુનઃ । ૫. પ્રા. પા. – ચારુ ચરિતં ।

યુગાનિ યુગમાનં ચ ધર્મો યશ્ચ યુગે યુગે ।
અવતારાનુચરિતં યદાશ્ચર્યતમં[1] હરેઃ ॥ ૧૭॥

નૃણાં સાધારણો ધર્મઃ સવિશેષશ્ચ યાદૃશઃ ।
શ્રેણીનાં રાજર્ષીણાં ચ ધર્મઃ કૃચ્છ્રેષુ જીવતામ્ ॥ ૧૮॥

તત્ત્વાનાં પરિસઙ્ખ્યાનં લક્ષણં હેતુલક્ષણમ્ ।
પુરુષારાધનવિધિર્યોગસ્યાધ્યાત્મિકસ્ય ચ ॥ ૧૯॥

યોગેશ્વરૈશ્વર્યગતિર્લિઙ્ગભઙ્ગસ્તુ યોગિનામ્ ।
વેદોપવેદધર્માણામિતિહાસપુરાણયોઃ ॥ ૨૦॥

સમ્પ્લવઃ સર્વભૂતાનાં વિક્રમઃ પ્રતિસઙ્ક્રમઃ ।
ઈષ્ટાપૂર્તસ્ય કામ્યાનાં ત્રિવર્ગસ્ય ચ યો વિધિઃ ॥ ૨૧॥

યશ્ચાનુશાયિનાં સર્ગઃ પાખણ્ડસ્ય ચ સમ્ભવઃ ।
આત્મનો બન્ધમોક્ષૌ ચ વ્યવસ્થાનં સ્વરૂપતઃ ॥ ૨૨॥

યથાઽઽત્મતન્ત્રો ભગવાન્ વિક્રીડત્યાત્મમાયયા ।
વિસૃજ્ય વા યથા માયામુદાસ્તે સાક્ષિવદ્ વિભુઃ ॥ ૨૩॥

સર્વમેતચ્ચ ભગવન્ પૃચ્છતે મેઽનુપૂર્વશઃ ।
તત્ત્વતોઽર્હસ્યુદાહર્તું પ્રપન્નાય મહામુને[2] ॥ ૨૪॥

અત્ર પ્રમાણં હિ[3] ભવાન્ પરમેષ્ઠી યથાઽઽત્મભૂઃ ।
પરે[4] ચેહાનુતિષ્ઠન્તિ પૂર્વેષાં પૂર્વજૈઃ કૃતમ્ ॥ ૨૫॥

ન મેઽસવઃ પરાયન્તિ બ્રહ્મન્નનશનાદમી ।
પિબતોઽચ્યુતપીયૂષમન્યત્ર કુપિતાદ્ દ્વિજાત્ ॥ ૨૬॥

*સૂત ઉવાચ*

સ ઉપામન્ત્રિતો રાજ્ઞા કથાયામિતિ સત્પતેઃ ।
બ્રહ્મરાતો ભૃશં પ્રીતો વિષ્ણુરાતેન સંસદિ ॥ ૨૭॥

પ્રાહ[5] ભાગવતં નામ પુરાણં બ્રહ્મસમ્મિતમ્ ।
બ્રહ્મણે ભગવત્પ્રોક્તં[6] બ્રહ્મકલ્પ ઉપાગતે ॥ ૨૮॥

યુગોના પ્રકારો, તેમનાં પરિમાણ અને તેમના અલગ-અલગ ધર્મો તથા ભગવાનનાં વિભિન્ન અવતારોનાં પરમ આશ્ચર્યપૂર્ણ ચરિત્રો પણ કહી બતાવો. (૧૭) મનુષ્યોના સામાન્ય અને વિશેષ ધર્મો કયા કયા છે? વિભિન્ન વ્યવસાયવાળા લોકોના, રાજર્ષિઓના અને વિપત્તિગ્રસ્ત લોકોના ધર્મોનો પણ ઉપદેશ કરો. (૧૮) તત્ત્વોની સંખ્યા કેટલી છે? તેમનાં સ્વરૂપ અને લક્ષણો શાં છે? ભગવાનની આરાધનાની અને અધ્યાત્મયોગની વિધિ શી છે? (૧૯) યોગેશ્વરોને કયાં કયાં ઐશ્વર્યો પ્રાપ્ત થાય છે અને અંતે તેમને કેવી ગતિ મળે છે? યોગીઓનું લિંગશરીર કેવી રીતે ભગ્ન થાય છે? વેદ, ઉપવેદ, ધર્મશાસ્ત્ર, ઇતિહાસ અને પુરાણોનું સ્વરૂપ અને તાત્પર્ય શું છે? (૨૦) સમસ્ત પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કેવી રીતે થાય છે? વાવ-કૂવા ખોદાવવાં વગેરે સ્માર્ત, યજ્ઞ-યાગ વગેરે વૈદિક તેમ જ કામ્ય કર્મોની તથા અર્થ-ધર્મ-કામનાં સાધનોની વિધિ શી છે? (૨૧) પ્રલયના સમયે જે જીવો પ્રકૃતિમાં લીન રહે છે તેમની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? પાખંડની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? આત્માના બંધન અને મોક્ષનું સ્વરૂપ શું છે? અને તે પોતાના સ્વરૂપમાં કેવી રીતે સ્થિત થાય છે? (૨૨) ભગવાન તો પરમ સ્વતંત્ર છે. તેઓ પોતાની માયા થકી કેવી રીતે ક્રીડા કરે છે અને તેને ત્યજીને સાક્ષીની જેમ ઉદાસીન કેવી રીતે થઈ જાય છે? (૨૩) હે ભગવન્! હું આ બધું તમને પૂછી રહ્યો છું; હું તમારે શરણે આવ્યો છું. હે મહામુનિ! તમે કૃપા કરીને આ બધી વાતોનું ક્રમશઃ તાત્ત્વિક નિરૂપણ કરો. (૨૪) આ બાબતમાં તમે સ્વયંભૂ બ્રહ્મા સમાન પરમ પ્રમાણ છો. બીજા લોકો તો પોતાની પૂર્વ-પરંપરાથી કહેલી-સાંભળેલી વાતોનું જ અનુષ્ઠાન કરે છે. (૨૫) હે બ્રહ્મન્! તમે મારી ભૂખ-તરસની ચિંતા ન કરો. મારા પ્રાણ કોપિત બ્રાહ્મણના શાપ સિવાય અન્ય કોઈ કારણે નીકળી નહીં શકે; કારણ કે હું તમારા મુખારવિંદમાંથી નીકળનારી ભગવાનની અમૃતમયી લીલાકથાનું પાન કરી રહ્યો છું. (૨૬)

**સૂતજી કહે છે** – હે શૌનકાદિ ઋષિઓ! જ્યારે રાજા પરીક્ષિતે સંતોની સભામાં ભગવાનની લીલા-કથા સાંભળવા સારુ આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે શ્રીશુકદેવજીને ઘણી પ્રસન્નતા થઈ. (૨૭) તેમણે તેમને (પરીક્ષિતને) તે જ વેદતુલ્ય શ્રીમદ્ભાગવત-મહાપુરાણ સંભળાવ્યું કે જે બ્રાહ્મકલ્પના આરંભ સમયે સ્વયં ભગવાને બ્રહ્માજીને સંભળાવ્યું હતું. (૨૮)

૧. પ્રા. પા. – ૦મયં । ૨. પ્રા. પા. – મહામતે । ૩. પ્રા. પા. – ભગવાન્ પર૦ । ૪. પ્રા. પા. – અપરે હ્યનુતિષ્ઠન્તિ ।
૫. પ્રા. પા. – આહ । ૬. પ્રા. પા. – ભગવતા પ્રોક્તં ।

યદ્ યત્ પરીક્ષિદૃષભઃ પાણ્ડૂનામનુપૃચ્છતિ ।
આનુપૂર્વ્યેણ તત્સર્વમાખ્યાતુમુપચક્રમે ॥ ૨૯॥

પાંડુવંશશિરોમણિ પરીક્ષિતે તેમને જે જે પ્રશ્નો કર્યા હતા તે બધાના ઉત્તરો તેઓ ક્રમશઃ આપવા લાગ્યા. (૨૯)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે પ્રશ્નવિધિર્નામાષ્ટમોઽધ્યાયઃ[1] ॥ ૮॥
બીજા સ્કંધ-અંતર્ગત પ્રશ્નવિધિ નામનો આઠમો અધ્યાય સમાપ્ત.

==★==

# નવમો અધ્યાય

**બ્રહ્માજીએ કરેલું ભગવાનના ધામનું દર્શન અને ભગવાને તેમને કરેલો ચતુઃશ્લોકી ભાગવતનો ઉપદેશ**

*શ્રીશુક ઉવાચ*

આત્મમાયામૃતે રાજન્ પરસ્યાનુભવાત્મનઃ ।
ન ઘટેતાર્થસમ્બન્ધઃ સ્વપ્નદ્રષ્ટુરિવાઞ્જસા ॥ ૧॥

બહુરૂપ ઇવાભાતિ માયયા બહુરૂપયા ।
રમમાણો ગુણેષ્વસ્યા મમાહમિતિ મન્યતે ॥ ૨॥

યર્હિ વાવ મહિમ્નિ સ્વે પરસ્મિન્ કાલમાયયોઃ ।
રમેત ગતસમ્મોહસ્ત્યક્ત્વોદાસ્તે તદોભયમ્ ॥ ૩॥

આત્મતત્ત્વવિશુદ્ધ્યર્થં યદાહ ભગવાનૃતમ્ ।
બ્રહ્મણે દર્શયન્ રૂપમવ્યલીકવ્રતાદૃતઃ ॥ ૪॥

સ આદિદેવો જગતાં[2] પરો ગુરુઃ
સ્વધિષ્ણ્યમાસ્થાય સિસૃક્ષયૈક્ષત ।
તાં નાધ્યગચ્છદ્ દૃશમત્ર સમ્મતાં
પ્રપઞ્ચનિર્માણવિધિર્યયા ભવેત્ ॥ ૫॥

સ ચિન્તયન્ દ્વ્યક્ષરમેકદામ્ભ-
સ્યુપાશૃણોદ્ દ્વિર્ગદિતં વચો વિભુઃ ।
સ્પર્શેષુ યત્ષોડશમેકવિંશં
નિષ્કિઞ્ચનાનાં નૃપ યદ્ ધનં વિદુઃ ॥ ૬॥

નિશમ્ય તદ્વક્તૃદિદૃક્ષયા દિશો
વિલોક્ય તત્રાન્યદપશ્યમાનઃ ।
સ્વધિષ્ણ્યમાસ્થાય વિમૃશ્ય તદ્ધિતં
તપસ્યુપાદિષ્ટ ઇવાદધે મનઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! જેમ સ્વપ્નમાં જોવામાં આવતા પદાર્થો સાથે સ્વપ્નદ્રષ્ટાનો કોઈ સંબંધ હોતો નથી, તેવી જ રીતે શરીર વગેરેથી અતીત એવા અનુભવસ્વરૂપ આત્માનો માયા વિના દૃશ્ય પદાર્થો સાથે કોઈ સંબંધ હોઈ શકતો નથી. (૧) વિવિધરૂપા માયાને કારણે આત્મા વિવિધ રૂપવાળો પ્રતીત થાય છે અને જ્યારે જીવ તેના ગુણોમાં રમમાણ થાય છે ત્યારે 'આ હું છું, આ મારું છે' એ પ્રમાણે માનવા લાગે છે.* (૨) પરંતુ, જ્યારે આ આત્મા ગુણોને ક્ષુબ્ધ કરનારો કાળ અને મોહ ઉત્પન્ન કરનારી માયા – આ બંનેથી પર થઈને પોતાના અનંત સ્વરૂપમાં નિર્મોહી થઈને રમણ કરવા લાગે છે, આત્મારામ થઈ જાય છે ત્યારે એ 'હું, મારું'નો ભાવ છોડીને પૂર્ણ ઉદાસીન - ગુણાતીત થઈ જાય છે. (૩) બ્રહ્માજીના નિષ્કપટ તપથી પ્રસન્ન થઈને ભગવાને તેમને પોતાના રૂપનું દર્શન કરાવ્યું અને આત્મતત્ત્વના જ્ઞાન માટે તેમને પરમ સત્ય પરમાર્થ વસ્તુનો ઉપદેશ કર્યો (એ જ વાત હું તમને કહી સંભળાવું છું). (૪)

ત્રણે લોકોના પરમ ગુરુ આદિદેવ બ્રહ્માજી પોતાના ઉત્પત્તિસ્થાન કમળ પર બેસીને સર્જનની ઇચ્છાથી વિચારવા લાગ્યા; પરંતુ જે જ્ઞાનદૃષ્ટિથી સૃષ્ટિનું નિર્માણ થઈ શકે એમ હતું અને જે સર્જનવ્યાપાર માટે ઇષ્ટ છે તે દૃષ્ટિ તેમને પ્રાપ્ત ન થઈ. (૫) એક દિવસે તેઓ એવું જ ચિંતન કરી રહ્યા હતા કે પ્રલયના સમુદ્રમાં તેમણે વ્યંજનોમાંના સોળમો અને એકવીસમો એ વર્ણો – 'ત' અને 'પ'ને, 'તપ, તપ' ('તપ કરો') એમ બે વાર સાંભળ્યા. હે પરીક્ષિત! મહાત્માઓ આ તપને જ ત્યાગીઓનું પરમ ધન માને છે. (૬) આ સાંભળીને બ્રહ્માજીએ (તે વર્ણો) બોલનારને જોવાની ઇચ્છાથી ચારે તરફ જોયું, પણ ત્યાં બીજું કોઈ દેખાયું નહીં. તેઓ પોતાના કમળ પર બેસી ગયા અને 'મને તપ કરવાની પ્રત્યક્ષ આજ્ઞા મળી છે' એમ નિશ્ચયપૂર્વક

૧. પ્રા. પા. – વિવક્ષિતાનુપ્રશ્નોઽષ્ટમો૦ । ૨. પ્રા. પા. – ભજતાં ।
★ જીવનું વાસ્તવિક સ્વરૂપ નિર્વિકાર છે. જે પ્રમાણે સ્ફટિક શુભ્રવર્ણનો હોવા છતાં પણ તેની પાસે રાખેલા ફૂલના રંગથી પ્રભાવિત થાય છે. બરાબર તે જ પ્રમાણે પ્રકૃતિના તાદાત્મ્યને કારણે તે પોતાના સ્વરૂપને ભૂલી જાય છે.

દિવ્યં સહસ્રાબ્દમમોઘદર્શનો
જિતાનિલાત્મા વિજિતોભયેન્દ્રિયઃ ।
અતપ્યત સ્માખિલલોકતાપનં
તપસ્તપીયાંસ્તપતાં સમાહિતઃ ॥ ૮॥
તસ્મૈ સ્વલોકં ભગવાન્ સભાજિતઃ
સન્દર્શયામાસ પરં ન યત્પરમ્ ।
વ્યપેતસઙ્ક્લેશવિમોહસાધ્વસં
સ્વદૃષ્ટવદ્ભિર્વિબુધૈરભિષ્ટુતમ્ ॥ ૯॥
પ્રવર્તતે યત્ર રજસ્તમસ્તયોઃ
સત્ત્વં ચ મિશ્રં ન ચ કાલવિક્રમઃ[1] ।
ન યત્ર માયા કિમુતાપરે હરે-
રનુવ્રતા યત્ર સુરાસુરાર્ચિતાઃ ॥ ૧૦॥
શ્યામાવદાતાઃ શતપત્રલોચનાઃ
પિશઙ્ગવસ્ત્રાઃ સુરુચઃ સુપેશસઃ ।
સર્વે ચતુર્બાહવ ઉન્મિષન્મણિ-
પ્રવેકનિષ્કાભરણાઃ સુવર્ચસઃ ।
પ્રવાલવૈદૂર્યમૃણાલવર્ચસઃ
પરિસ્ફુરત્કુણ્ડલમૌલિમાલિનઃ ॥ ૧૧॥
ભ્રાજિષ્ણુભિર્યઃ પરિતો વિરાજતે
લસદ્વિમાનાવલિભિર્મહાત્મનામ્ ।
વિદ્યોતમાનઃ પ્રમદોત્તમાદ્યુભિઃ
સવિદ્યુદભ્રાવલિભિર્યથા નભઃ ॥ ૧૨॥
શ્રીર્યત્ર રૂપિણ્યુરુગાયપાદયોઃ
કરોતિ માનં બહુધા વિભૂતિભિઃ ।
પ્રેઙ્ખં શ્રિતા યા કુસુમાકરાનુગૈ-
ર્વિગીયમાના પ્રિયકર્મ ગાયતી ॥ ૧૩॥
દદર્શ તત્રાખિલસાત્વતાં પતિં
શ્રિયઃ પતિં યજ્ઞપતિં જગત્પતિમ્ ।
સુનન્દનન્દપ્રબલાર્હણાદિભિઃ[2]
સ્વપાર્ષદમુખ્યૈઃ[3] પરિસેવિતં વિભુમ્ ॥ ૧૪॥
ભૃત્યપ્રસાદાભિમુખં દૃગાસવં
પ્રસન્નહાસારુણલોચનાનનમ્ ।
કિરીટિનં કુણ્ડલિનં ચતુર્ભુજં
પીતામ્બરં[4] વક્ષસિ લક્ષિતં શ્રિયા ॥ ૧૫॥

માનીને અને તેમ કરવામાં જ પોતાનું હિત છે એમ સમજીને તેમણે પોતાનું મન તપમાં પરોવ્યું. (૭) બ્રહ્માજી તપસ્વીઓમાં સૌથી મહાન તપસ્વી છે. તેમનું જ્ઞાન અમોઘ છે. તેમણે તે સમયે એક હજાર દિવ્ય વર્ષો સુધી એકાગ્ર ચિત્તે પોતાનાં પ્રાણ, મન, કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને વશ કરીને એવું તપ કર્યું કે જેથી તેઓ સમસ્ત લોકોને પ્રકાશિત કરવાને સમર્થ થઈ શક્યા. (૮)

તેમના તપથી પ્રસન્ન થઈને ભગવાને તેમને તે લોક બતાવ્યો, કે જે સર્વશ્રેષ્ઠ છે અને જેનાથી પર અન્ય કોઈ લોક નથી. તે લોકમાં કોઈ પણ પ્રકારના ક્લેશ, મોહ અને ભય નથી. જેમને ક્યારેય, એક વાર પણ તેના દર્શનનું સૌભાગ્ય મળ્યું છે તે દેવતાઓ તેની વારંવાર સ્તુતિ કરતા રહે છે. (૯) તેમાં રજોગુણ, તમોગુણ અને એમનાથી મિશ્રિત સત્ત્વગુણ પણ નથી. તેમાં કાળનો અને માયાનો પ્રભાવ નથી તો પછી માયાજન્ય પદાર્થોનો પ્રભાવ તો કઈ રીતે હોઈ શકે? તેમાં ભગવાનના તે પાર્ષદો વસે છે કે જેમનું પૂજન દેવતાઓ અને દૈત્યો – બંનેય કરે છે. ભગવાનના તે પાર્ષદો ભગવાનના જ વર્ણના છે. (૧૦) તેમનું શામળું શરીર છે, કમળ જેવાં કોમળ નેત્રો છે અને પીતાંબરથી શોભે છે; તેઓ અત્યંત કાંતિમાન અને કોમળ છે. બધાયને ચાર-ચાર ભુજાઓ છે. તેઓ સ્વયં તો અત્યંત તેજસ્વી છે જ, (વધુમાં) મણિજડિત સુવર્ણનાં તેજોમય આભૂષણો પણ ધારણ કરતા રહે છે. તેમની છબિ પ્રવાલ (રત્ન), વૈદૂર્યમણિ અને ઉજ્જ્વળ કમળતંતુ જેવી છે. તેમના કાનોમાં કુંડળ, માથા પર મુગટ અને ગળામાં માળાઓ શોભે છે. (૧૧) જે રીતે આકાશ વીજળીસહિત વાદળોથી શોભે છે તેવી જ રીતે તે લોક મનોહર કામિનીઓની કાન્તિથી યુક્ત, મહાત્માઓનાં દિવ્ય તેજોમય વિમાનો થકી ઠેર-ઠેર સુશોભિત થતું રહે છે. (૧૨) તે વૈકુંઠલોકમાં લક્ષ્મીજી સુંદર રૂપ ધારણ કરીને પોતાની વિવિધ વિભૂતિઓ વડે ભગવાનનાં ચરણકમળોની અનેક પ્રકારે સેવા કરતાં રહે છે. ક્યારેક ક્યારેક તેઓ હીંડોળા પર બેસીને જ્યારે પોતાના પ્રિયતમ ભગવાનની લીલાઓનું ગાન કરવા લાગે છે ત્યારે તેમના સૌંદર્ય અને સૌરભથી ઉન્મત્ત થઈને સ્વયં ભ્રમરો પણ તે લક્ષ્મીજીનું ગુણગાન કરવા લાગે છે. (૧૩)

બ્રહ્માજીએ જોયું કે તે દિવ્ય લોકમાં સમસ્ત ભક્તોના રક્ષક, લક્ષ્મીપતિ, યજ્ઞપતિ અને વિશ્વપતિ ભગવાન વિરાજેલા છે; સુનંદ, નંદ, પ્રબલ, અર્હણ વગેરે મુખ્ય-મુખ્ય પાર્ષદો તે પ્રભુની સેવા કરી રહ્યા છે. (૧૪) તેમનું મુખકમળ પ્રસાદયુક્ત મધુર સ્મિતવાળું છે; આંખોમાં લાલ-લાલ રેખાઓ છે; ઘણી મોહક અને મધુર દૃષ્ટિ છે. એવું જણાય છે કે હમણાં જ પોતાના પ્રેમી ભક્તને સર્વસ્વનું દાન કરી દેશે. મસ્તક પર મુગટ, કાનોમાં કુંડળ અને ખભા પર પીતાંબર ઝગમગી રહ્યાં છે. વક્ષઃસ્થળ પર

૧. પ્રા. પા. – કાલવિભ્રમઃ । ૨. પ્રા. પા. – ૦પ્રમુખા૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'સ્વ' પદ નથી. । ૪. પ્રા. પા. – પીતાંશુકં ।

અર્ધ્યર્હણીયાસનમાસ્થિતં પરં
વૃતં ચતુઃષોડશપઞ્ચશક્તિભિઃ ।
યુક્તં ભગૈઃ સ્વૈરિતરત્ર ચાધ્રુવૈઃ
સ્વ એવ ધામન્ રમમાણમીશ્વરમ્ ॥ ૧૬॥

તદ્દર્શનાહ્લાદપરિપ્લુતાન્તરો
હૃષ્યત્તનુઃ પ્રેમભરાશ્રુલોચનઃ ।
નનામ પાદામ્બુજમસ્ય વિશ્વસૃગ્
યત્ પારમહંસ્યેન પથાઽધિગમ્યતે ॥ ૧૭॥

તં પ્રીયમાણં સમુપસ્થિતં તદા
પ્રજાવિસર્ગે નિજશાસનાર્હણમ્ ।
બભાષ ઈષત્સ્મિતશોચિષા ગિરા
પ્રિયઃ પ્રિયં પ્રીતમનાઃ કરે સ્પૃશન્ ॥ ૧૮॥

*શ્રીભગવાનુવાચ*

ત્વયાહં તોષિતઃ સમ્યગ્ વેદગર્ભ સિસૃક્ષયા ।
ચિરં ભૃતેન તપસા દુસ્તોષઃ કૂટયોગિનામ્ ॥ ૧૯॥

વરં વરય ભદ્રં તે વરેશં માઽભિવાઞ્છિતમ્ ।
બ્રહ્મઞ્છ્રેયઃપરિશ્રામઃ પુંસો મદ્દર્શનાવધિઃ ॥ ૨૦॥

મનીષિતાનુભાવોઽયં મમ લોકાવલોકનમ્ ।
યદુપશ્રુત્ય રહસિ ચકર્થ પરમં તપઃ ॥ ૨૧॥

પ્રત્યાદિષ્ટં[1] મયા તત્ર ત્વયિ કર્મવિમોહિતે ।
તપો મે હૃદયં સાક્ષાદાત્માહં તપસોઽનઘ ॥ ૨૨॥

સૃજામિ તપસૈવેદં ગ્રસામિ તપસા પુનઃ ।
બિભર્મિ તપસા વિશ્વં વીર્યં મે દુશ્ચરં તપઃ ॥ ૨૩॥

*બ્રહ્મોવાચ*

ભગવન્ સર્વભૂતાનામધ્યક્ષોઽવસ્થિતો ગુહામ્ ।
વેદ હ્યપ્રતિરુદ્ધેન પ્રજ્ઞાનેન ચિકીર્ષિતમ્ ॥ ૨૪॥

એક સોનેરી રેખારૂપે શ્રીલક્ષ્મીજી વિરાજમાન છે અને સુંદર ચાર ભુજાઓ છે. (૧૫) તેઓ એક સર્વોત્તમ અને બહુમૂલ્ય આસન પર વિરાજેલા છે. પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, મન, દસ ઇન્દ્રિયો, શબ્દ આદિ પાંચ તન્માત્રાઓ અને પંચભૂતો – આ પચ્ચીસ શક્તિઓ મૂર્તિમંત થઈને તેમની ચારે બાજુએ ઊભી છે. સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, કીર્તિ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય – આ છ નિત્યસિદ્ધ સ્વરૂપભૂત શક્તિઓથી તેઓ સર્વદા યુક્ત રહે છે. એ સિવાય, અન્યત્ર ક્યાંય પણ આ (શક્તિઓ) નિત્યપણે નિવાસ કરતી નથી. તે સર્વેશ્વર પ્રભુ પોતાના નિત્યાનંદી સ્વરૂપમાં જ નિત્ય નિરંતર નિમગ્ન રહે છે. (આવા પોતાના ધામમાં રમમાણ ભગવાનની બ્રહ્માજીએ ઝાંખી કરી.) (૧૬) તેમનું દર્શન કરતાં જ બ્રહ્માજીનું અંતઃકરણ આનંદના અતિરેકથી છલોછલ ભરાઈ ગયું; શરીર પુલકિત થઈ ગયું; આંખોમાં પ્રેમાશ્રુ છલકાઈ આવ્યાં. બ્રહ્માજીએ ભગવાનનાં તે ચરણકમળોમાં, કે જેમને પરમહંસોના નિવૃત્તિમાર્ગે પ્રાપ્ત કરી શકાય છે – શિર નમાવીને પ્રણામ કર્યા. (૧૭) બ્રહ્માજીના પ્રિય ભગવાન પોતાના પ્રિય બ્રહ્માને પ્રેમ અને દર્શનના આનંદમાં નિમગ્ન થયેલા, શરણે આવેલા અને પ્રજાના સર્જન સારુ આદેશ આપવા-પાત્ર જોઈને ઘણા પ્રસન્ન થયા. તેમણે બ્રહ્માજી સાથે હાથ મેળવ્યા અને મંદ સ્મિતપૂર્વક અલંકૃત વાણીમાં કહ્યું – (૧૮)

**શ્રીભગવાને કહ્યું** – હે બ્રહ્માજી! તમારા હૃદયમાં તો સમસ્ત વેદોનું જ્ઞાન વિદ્યમાન છે. તમે સૃષ્ટિની રચના કરવાની ઇચ્છાથી દીર્ઘકાળ સુધી તપ કરીને મને સમ્યક્પણે સંતુષ્ટ કરી દીધો છે. મનમાં કપટ રાખીને યોગ-સાધન કરનારાઓ મને ક્યારેય પ્રસન્ન કરી શકતા નથી. (૧૯) તમારું કલ્યાણ થાઓ. તમારી જે અભિલાષા હોય, તે વરદાન મારી પાસેથી માગી લો; કારણ કે હું ઇચ્છિત વસ્તુ આપવાને સમર્થ છું. હે બ્રહ્માજી! જીવનું કલ્યાણ કરનારાં સમસ્ત સાધનોનું અંતિમ ફળ મારા દર્શનમાં જ છે. (૨૦) તમે મને જોયા વિના જ, મારી વાણી સાંભળીને જ આટલું ઘોર તપ કર્યું છે, એથી મારી ઇચ્છાથી તમને મારા લોકનું દર્શન થયું છે. (૨૧) તમે તે સમયે સૃષ્ટિ-રચનાનું કાર્ય કરવા બાબતે કિંકર્તવ્યમૂઢ બની રહ્યા હતા; ત્યારે મેં તમને તપ કરવાની આજ્ઞા આપી હતી; કારણ કે, હે નિષ્પાપ! તપ મારું હૃદય છે અને સ્વયં હું તપનો આત્મા છું. (૨૨) હું તપથી જ આ સંસારનું સર્જન કરું છું, તપથી જ તેનું ધારણ-પોષણ કરું છું અને પછી તપથી જ તેને પોતાનામાં લીન કરી દઉં છું. તપ મારી એક દુર્લંઘ્ય (ઓળંગવી-અતિક્રમવી દુષ્કર) શક્તિ છે. (૨૩)

**બ્રહ્માજીએ કહ્યું** – હે ભગવન્! આપ સમસ્ત પ્રાણીઓના અંતઃકરણમાં સાક્ષીરૂપે વિરાજમાન રહો છો. આપે એ અકુંઠિત

૧. પ્રાચીન પ્રતમાં 'પ્રત્યાદિષ્ટં મયા તત્ર'થી માંડીને 'વીર્યં મે દુશ્ચરં તપઃ।' સુધીના બે શ્લોક નથી.

તથાપિ[1] નાથમાનસ્ય નાથ[2] નાથય નાથિતમ્ ।
પરાવરે યથા રૂપે જાનીયાં તે ત્વરૂપિણઃ ॥ ૨૫॥

યથાऽऽત્મમાયાયોગેન નાનાશક્ત્યુપબૃંહિતમ્ ।
વિલુમ્પન્ વિસૃજન્ ગૃહ્ણન્ બિભ્રદાત્માનમાત્મના ॥ ૨૬॥

ક્રીડસ્યમોઘસઙ્કલ્પ ઊર્ણનાભિર્યથોર્ણુતે ।
તથા તદ્વિષયાં ધેહિ મનીષાં મયિ[3] માધવ ॥ ૨૭॥

ભગવચ્છિક્ષિતમહં કરવાણિ હ્યતન્દ્રિતઃ ।
નેહમાનઃ પ્રજાસર્ગં બધ્યેયં યદનુગ્રહાત્ ॥ ૨૮॥

યાવત્ સખા સખ્યુરિવેશ તે કૃતઃ
પ્રજાવિસર્ગે વિભજામિ ભો જનમ્ ।
અવિક્લવસ્તે પરિકર્મણિ સ્થિતો
મા મે સમુન્નદ્ધમદોઽજમાનિનઃ ॥ ૨૯॥

*શ્રીભગવાનુવાચ*

જ્ઞાનં પરમગુહ્યં મે યદ્ વિજ્ઞાનસમન્વિતમ્ ।
સરહસ્યં તદઙ્ગં ચ ગૃહાણ ગદિતં મયા ॥ ૩૦॥

યાવાનહં યથાભાવો યદ્રૂપગુણકર્મકઃ ।
તથૈવ તત્ત્વવિજ્ઞાનમસ્તુ તે મદનુગ્રહાત્ ॥ ૩૧॥

અહમેવાસમેવાગ્રે નાન્યદ્ યત્ સદસત્ પરમ્ ।
પશ્ચાદહં યદેતચ્ચ યોઽવશિષ્યેત સોઽસ્મ્યહમ્ ॥ ૩૨॥

ઋતેઽર્થં યત્ પ્રતીયેત ન પ્રતીયેત ચાત્મનિ ।
તદ્વિદ્યાદાત્મનો માયાં યથાऽऽભાસો યથા તમઃ ॥ ૩૩॥

યથા મહાન્તિ ભૂતાનિ ભૂતેષૂચ્ચાવચેષ્વનુ[4] ।
પ્રવિષ્ટાન્યપ્રવિષ્ટાનિ તથા તેષુ ન તેષ્વહમ્ ॥ ૩૪॥

જ્ઞાન થકી 'હું શું કરવા ઇચ્છું છું' તે આપે જાણી લીધું. (૨૪) હે નાથ! આપ કૃપા કરીને મુજ યાચકની એ માગણી પૂર્ણ કરો કે હું રૂપરહિત એવા તમારાં સગુણ અને નિર્ગુણ - એ બંનેય રૂપોને જાણી શકું. (૨૫) આપ માયાપતિ છો, આપનો સંકલ્પ ક્યારેય વ્યર્થ થતો નથી. જેમ કરોળિયો પોતાના મોંમાંથી જાળ કાઢીને તેમાં ક્રીડા કરે છે અને પછી તેને પોતાનામાં લીન કરી દે છે તેવી જ રીતે આપ પોતાની માયાનો આશ્રય લઈને વિવિધ શક્તિસંપન્ન એવા આ જગતની ઉત્પત્તિ, તેનું પાલન અને તેનો સંહાર કરવા માટે સ્વયં પોતાને જ અનેક રૂપોમાં સર્જો છો અને ક્રીડા કરો છો. આમ આપ કઈ રીતે કરો છો, તે મર્મ હું જાણી શકું એવું જ્ઞાન મને આપો. (૨૬-૨૭) આપ મારા પર એવી કૃપા કરો કે હું સજાગ રહીને આપની આજ્ઞાનું પાલન કરી શકું અને સૃષ્ટિની રચના કરતી વખતે પણ કર્તાપણાના અભિમાનથી બંધાઈ ન જાઉં. (૨૮)

હે ભગવન્! આપે મારો મિત્ર તરીકે સ્વીકાર કર્યો છે તે આપની કેટલી કૃપા છે? આપે મને પ્રજાની સૃષ્ટિ કરવા માટે અને જે તે લોકોના ગુણ-કર્મ અનુસાર વિભાગ કરવા માટે નિયુક્ત કર્યો છે તો હું ખૂબ જ સાવધાનીપૂર્વક તે કાર્ય કરીશ. મારી એટલી જ માગણી છે કે, સૃષ્ટિ કરતી વખતે હું અજન્મા છું અને 'સર્વોપરિ છું' એવો ગર્વ ન કરી બેસું. (૨૯)

**શ્રી ભગવાને કહ્યું** — મારું જે પરમ ગોપનીય વિજ્ઞાન સહિત જ્ઞાન છે, તેનું તથા રહસ્ય સહિત તેનાં અંગોનું મારા દ્વારા વર્ણન કરવામાં આવે છે, તેને તમે ગ્રહણ કરો. (૩૦)

હું જેટલો છું. જે ભાવોથી યુક્ત છું, જે રૂપ, ગુણ અને લીલાઓથી સમન્વિત છું તે બધાના તત્ત્વનું વિજ્ઞાન તમને મારી કૃપાથી જેમનું તેમ પ્રાપ્ત થઈ જાઓ. (૩૧) સૃષ્ટિના પૂર્વે પણ હું જ હતો, મારાથી ભિન્ન કશું પણ ન હતું અને (સૃષ્ટિના ઉત્પન્ન થયા પછી) જે કંઈ પણ આ દશ્ય થનારાં પદાર્થો છે, (તે હું જ છું.) જે સત્ (અક્ષર), અસત્ (ક્ષર) અને તેનાથી પર (પુરુષોત્તમ) છે, (તે બધું હું જ છું.) (તથા) સૃષ્ટિની સીમા પછી પણ હું જ છું. (અને આ બધાનો નાશ થઈ ગયા પછી) જે કંઈ રહે છે તે (બધું પણ) હું (જ) છું. (૩૨) જેમ આભાસ અર્થાત્ કોઈ વસ્તુનું પ્રતિબિંબ ખરેખર કોઈ વસ્તુ નથી, પ્રતીતિમાત્ર જ છે (તે જ પ્રમાણે) (મારા) પરમાર્થ વસ્તુરૂપ પરમાત્મા સિવાય પરમાત્મામાં જે કંઈ પ્રતીત થાય છે (તે વાસ્તવમાં કશું નથી.) તથા જેમ (વિદ્યમાન હોવા છતાં પણ) તમ અર્થાત્ રાહુ ગ્રહની પ્રતીતિ થતી નથી (એ જ પ્રમાણે વાસ્તવમાં સત્ હોવા છતાં પણ જે મુજ પરમાત્માની પ્રતીતિ થતી નથી). આ બંને પ્રકારની મારી માયા છે — એ સમજવું જોઈએ. (૩૩) જેમ પ્રાણીઓનાં નાનાં-મોટાં શરીરોમાં (આકાશાદિ) પાંચ મહાભૂત પ્રવિષ્ટ પણ

૧. પ્રા. પા. — અથાપિ । ૨. પ્રા. પા. — નાથનાથ જનાર્થિત । ૩. પ્રા. પા. — મમ । ૪. પ્રા. પા. — ૦વચેષુ ચ ।

એતાવદેવ જિજ્ઞાસ્યં તત્ત્વજિજ્ઞાસુનાઽઽત્મનઃ ।
અન્વયવ્યતિરેકાભ્યાં યત્ સ્યાત્ સર્વત્ર સર્વદા ॥ ૩૫॥

એતન્મતં સમાતિષ્ઠ પરમેણ સમાધિના ।
ભવાન્ કલ્પવિકલ્પેષુ ન વિમુહ્યતિ કર્હિચિત્ ॥ ૩૬॥

*શ્રીશુક ઉવાચ*[1]

સમ્પ્રદિશ્યૈવમજનો જનાનાં પરમેષ્ઠિનમ્ ।
પશ્યતસ્તસ્ય તદ્ રૂપમાત્મનો ન્યરુણદ્ધરિઃ ॥ ૩૭॥

અન્તર્હિતેન્દ્રિયાર્થાય હરયે વિહિતાઞ્જલિઃ ।
સર્વભૂતમયો વિશ્વં સસર્જેદં સ પૂર્વવત્ ॥ ૩૮॥

પ્રજાપતિર્ધર્મપતિરેકદા નિયમાન્ યમાન્ ।
ભદ્રં પ્રજાનામન્વિચ્છન્નાતિષ્ઠત્ સ્વાર્થકામ્યયા ॥ ૩૯॥

તં નારદઃ પ્રિયતમો રિક્થાદાનામનુવ્રતઃ ।
શુશ્રૂષમાણઃ શીલેન પ્રશ્રયેણ દમેન ચ ॥ ૪૦॥

માયાં વિવિદિષન્ વિષ્ણોર્માયેશસ્ય મહામુનિઃ ।
મહાભાગવતો રાજન્ પિતરં પર્યતોષયત્ ॥ ૪૧॥

તુષ્ટં નિશામ્ય પિતરં લોકાનાં પ્રપિતામહમ્ ।
દેવર્ષિઃ પરિપપ્રચ્છ ભવાન્ યન્માઽનુપૃચ્છતિ[2] ॥ ૪૨॥

તસ્મા ઇદં ભાગવતં પુરાણં દશલક્ષણમ્ ।
પ્રોક્તં ભગવતા પ્રાહ પ્રીતઃ પુત્રાય ભૂતકૃત્ ॥ ૪૩॥

નારદઃ પ્રાહ મુનયે સરસ્વત્યાસ્તટે નૃપ ।
ધ્યાયતે બ્રહ્મ પરમં વ્યાસાયામિતતેજસે ॥ ૪૪॥

યદુતાહં ત્વયા પૃષ્ટો વૈરાજાત્ પુરુષાદિદમ્ ।
યથાઽઽસીત્તદુપાખ્યાસ્યે પ્રશ્નાનન્યાંશ્ચ કૃત્સ્નશઃ ॥ ૪૫॥

છે (અને) પ્રવિષ્ટ નથી પણ, એ જ પ્રમાણે તેમનામાં (હું પ્રવિષ્ટ પણ છું) (અને વાસ્તવમાં) હું પ્રવિષ્ટ નથી પણ. (૩૪) પરમાત્માના તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા મનુષ્યે વિધિરૂપે અર્થાત્ 'પરમાત્મા આવા છે,' 'પરમાત્મા આવા છે,' - એવા ભાવથી તથા નિષેધરૂપે અર્થાત્ 'પરમાત્મા આવા પણ નથી,' 'પરમાત્મા આવા પણ નથી' - એવા ભાવથી એટલું જ જાણવું જરૂરી છે કે (પરમાત્મા જ) સર્વદેશ અને સર્વકાળમાં વિદ્યમાન છે. (૩૫) તમે ઉત્કૃષ્ટ સમાધિ દ્વારા મારા આ સિદ્ધાંતમાં સારી રીતે સ્થિત થઈ જાઓ. (એનાથી તમે) કલ્પકલ્પાન્તરોમાં પણ ક્યારેય અને ક્યાંય પણ મોહિત થશો નહીં. (૩૬)

**શ્રીશુકદેવજી કહે છે** — લોકપિતામહ બ્રહ્માજીને આ રીતે ઉપદેશ આપીને અજન્મા ભગવાને તેમના જોત-જોતામાં જ પોતાના તે રૂપને અદૃશ્ય કરી લીધું. (૩૭) સર્વભૂતસ્વરૂપ બ્રહ્માજીએ જ્યારે જોયું કે ભગવાને પોતાના દૃષ્ટિગોચર સ્વરૂપને મારાં નેત્રો આગળથી દૂર કર્યું છે ત્યારે તેમણે અંજલિ બાંધીને (હાથ જોડીને) તેમને પ્રણામ કર્યા અને પહેલાં કલ્પમાં જેવી સૃષ્ટિ હતી તે જ રૂપમાં આ વિશ્વની રચના કરી. (૩૮) એક વાર ધર્મપતિ, પ્રજાપતિ બ્રહ્માજીએ સમસ્ત પ્રજાનું કલ્યાણ થાય એવા પોતાના સ્વાર્થની પૂર્તિ કરવા વિધિપૂર્વક યમ-નિયમો ધારણ કર્યા. (૩૯) તે સમયે તેમના પુત્રોમાં સર્વાધિક પ્રિય પરમ ભક્ત નારદજીએ માયાપતિ ભગવાનની માયાનું તત્ત્વ જાણવાની ઇચ્છાથી ઘણા સંયમ, વિનય અને સૌમ્યતાથી અનુગત (લાયક) થઈને તેમની સેવા કરી અને તેમણે સેવાથી બ્રહ્માજીને અત્યંત સંતુષ્ટ કર્યા. (૪૦-૪૧) હે પરીક્ષિત! જ્યારે દેવર્ષિ નારદે જોયું કે મારા લોકપિતામહ પિતાજી મારા પર પ્રસન્ન છે ત્યારે તેમણે તેમને આ જ પ્રશ્ન કર્યો, કે જે તમે મને કરી રહ્યા છો. (૪૨) તેમના પ્રશ્નથી બ્રહ્માજી વિશેષ પ્રસન્ન થયા. પછી તેમણે આ દસ લક્ષણોવાળું ભાગવતપુરાણ પોતાના પુત્ર નારદને કહી સંભળાવ્યું, કે જેનો સ્વયં ભગવાને તેમને ઉપદેશ કર્યો હતો. (૪૩) હે પરીક્ષિત! જે સમયે મારા પરમ તેજસ્વી પિતા વ્યાસજી સરસ્વતીતટે બેસીને પરમાત્માના ધ્યાનમાં મગ્ન હતા તે સમયે દેવર્ષિ નારદજીએ તે જ ભાગવત તેમને કહી સંભળાવ્યું હતું. (૪૪) તમે મને એવો જ પ્રશ્ન કર્યો છે કે વિરાટ પુરુષ વડે આ જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ, તથા અન્ય પણ જે ઘણા બધા પ્રશ્નો કર્યા છે તે બધાનો ઉત્તર હું તે જ ભાગવતપુરાણના રૂપમાં આપું છું. (૪૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે[3] નવમોઽધ્યાયઃ ॥ ૯॥**
**બીજા સ્કંધ-અંતર્ગત (પુરુષસંસ્થાનુવર્ણન નામનો) નવમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રાચીન પ્રતમાં નથી. ૨. પ્રા. પા. – ભવાન્ યદનુ૦ । ૩. પ્રાચીન પ્રતમાં અહીં 'પુરુષસંસ્થાનુવર્ણનં' એટલો પાઠ વધારે છે.

# દસમો અધ્યાય

## ભાગવતનાં દસ લક્ષણો

*શ્રીશુક ઉવાચ*[૧]

અત્ર સર્ગો વિસર્ગશ્ચ સ્થાનં પોષણમૂતયઃ ।
મન્વન્તરેશાનુકથા નિરોધો મુક્તિરાશ્રયઃ ॥ ૧॥

દશમસ્ય વિશુદ્ધ્યર્થં નવાનામિહ લક્ષણમ્ ।
વર્ણયન્તિ મહાત્માનઃ શ્રુતેનાર્થેન ચાઽઞ્જસા ॥ ૨॥

ભૂતમાત્રેન્દ્રિયધિયાં જન્મ સર્ગ ઉદાહૃતઃ ।
બ્રહ્મણો ગુણવૈષમ્યાદ્ વિસર્ગઃ પૌરુષઃ સ્મૃતઃ ॥ ૩॥

સ્થિતિર્વૈકુણ્ઠવિજયઃ પોષણં તદનુગ્રહઃ ।
મન્વન્તરાણિ સદ્ધર્મ ઊતયઃ કર્મવાસનાઃ ॥ ૪॥

અવતારાનુચરિતં હરેશ્ચાસ્યાનુવર્તિનામ્[૨] ।
સતામીશકથાઃ પ્રોક્તા નાનાખ્યાનોપબૃંહિતાઃ ॥ ૫॥

નિરોધોઽસ્યાનુશયનમાત્મનઃ સહ શક્તિભિઃ ।
મુક્તિર્હિત્વાઽન્યથારૂપં સ્વરૂપેણ વ્યવસ્થિતિઃ ॥ ૬॥

આભાસશ્ચ નિરોધશ્ચ યતશ્ચાધ્યવસીયતે[૩] ।
સ આશ્રયઃ પરં બ્રહ્મ પરમાત્મેતિ શબ્દ્યતે[૪] ॥ ૭॥

યોઽધ્યાત્મિકોઽયં પુરુષઃ સોઽસાવેવાધિદૈવિકઃ ।
યસ્તત્રોભયવિચ્છેદઃ પુરુષો[૫] હ્યાધિભૌતિકઃ ॥ ૮॥

એકમેકતરાભાવે યદા નોપલભામહે ।
ત્રિતયં તત્ર યો વેદ સ આત્મા સ્વાશ્રયાશ્રયઃ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! આ ભાગવત-પુરાણમાં દસ વિષયોનું વર્ણન છે - સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વંતર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય – (૧) આમાંનું જે દસમું 'આશ્રય'-તત્ત્વ છે તેનું પૂર્ણ જ્ઞાન થાય તે માટે ક્યાંક શ્રુતિથી, ક્યાંક તાત્પર્યથી અને ક્યાંક બંનેના અનુકૂળ અનુભવથી મહાત્માઓએ અન્ય નવ વિષયોનું ઘણી સુગમ રીતે વર્ણન કર્યું છે. (૨) ઈશ્વરની પ્રેરણાથી ગુણોમાં ક્ષોભ થતાં રૂપાંતરો થવાથી જે આકાશ વગેરે પાંચ મહાભૂતો, શબ્દ વગેરે તન્માત્રાઓ, ઇન્દ્રિયો, અહંકાર અને મહત્તત્ત્વની ઉત્પત્તિ થાય છે તેને 'સર્ગ' કહે છે. તે વિરાટ પુરુષથી ઉત્પન્ન બ્રહ્માજી વડે જે વિભિન્ન જડ-ચેતન સૃષ્ટિઓનું નિર્માણ થાય છે તેનું નામ છે 'વિસર્ગ'. (૩) પ્રત્યેક પગલે નાશ તરફ આગળ વધતી સૃષ્ટિને એક મર્યાદામાં સ્થિર રાખવાથી ભગવાન વિષ્ણુની જે શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે તેનું નામ સ્થિતિ છે. ભગવાન વડે સુરક્ષિત સૃષ્ટિમાં ભક્તો ઉપર તેમની જે કૃપા થાય છે તેનું નામ છે 'પોષણ'. મન્વંતરોના અધિપતિ ભગવદ્ભક્તિ અને પ્રજાપાલનરૂપી શુદ્ધ ધર્મનું જે અનુષ્ઠાન કરે છે તેને 'મન્વંતર' કહે છે. જીવોની તેવી વાસનાઓ કે જે કર્મો દ્વારા તેમને બંધનમાં નાખે છે તેઓ 'ઊતિ' નામે ઓળખાય છે. (૪) ભગવાનના વિભિન્ન અવતારોની અને તેમના પ્રેમી ભક્તોની, વિવિધ આખ્યાનોવાળી કથાઓ 'ઈશકથા' છે. (૫) ભગવાન જ્યારે યોગનિદ્રા અપનાવીને શયન કરે છે ત્યારે આ જીવનું પોતાની ઉપાધિઓ સહિત તેમનામાં લીન થવું એ 'નિરોધ' છે. અજ્ઞાન-કલ્પિત કર્તાપણું, ભોક્તાપણું વગેરે અનાત્મભાવનો પરિત્યાગ કરીને પોતાના વાસ્તવિક સ્વરૂપ પરમાત્મામાં સ્થિત થવું એ જ 'મુક્તિ' છે. (૬) હે પરીક્ષિત! આ ચરાચર જગતની ઉત્પત્તિ અને પ્રલય જે તત્ત્વથી પ્રકાશિત થાય છે તે પરમ બ્રહ્મ જ 'આશ્રય' છે. શાસ્ત્રોમાં એને જ પરમાત્મા કહ્યા છે. (૭) નેત્ર વગેરે ઈન્દ્રયોનો અભિમાની દ્રષ્ટા જીવ છે, તે જ ઈન્દ્રિયોના અધિકારી દેવતા સૂર્ય વગેરેના રૂપમાં પણ છે અને નેત્રગોલક વગેરેથી યુક્ત જે દશ્ય શરીર છે તે જ તે બંનેને અલગ પાડે છે. (૮) આ ત્રણેમાંથી જો એકનો પણ અભાવ થઈ જાય તો બીજા બેની પ્રાપ્તિ થઈ શકતી નથી. તેથી, જે આ ત્રણેયને જાણે છે તે પરમાત્મા જ બધાનું અધિષ્ઠાન 'આશ્રય' તત્ત્વ છે. તેનો આશ્રય તે પોતે જ છે, અન્ય કોઈ નહીં. (૯)

૧. પ્રા. પા. – શ્રીબાદરાયણિરુવાચ । ૨. પ્રા. પા. – ઽનુવર્ણિતમ્ । ૩. પ્રા. પા. – તપસ્તદ્ યત્ર ગીયતે । ૪. પ્રા. પા. – જપ્યતે । ૫. પ્રા. પા. – સ સ્મૃતો ।

પુરુષોઽણ્ડં વિનિર્ભિદ્ય યદાસૌ સ વિનિર્ગતઃ[1] ।
આત્મનોઽયનમન્વિચ્છન્નપોઽસ્રાક્ષીચ્છુચિઃ શુચીઃ ॥ ૧૦॥

તાસ્વવાત્સીત્ સ્વસૃષ્ટાસુ સહસ્રપરિવત્સરાન્ ।
તેન નારાયણો નામ યદાપઃ પુરુષોદ્ભવાઃ ॥ ૧૧॥

દ્રવ્યં કર્મ ચ કાલશ્ચ સ્વભાવો જીવ એવ ચ ।
યદનુગ્રહતઃ સન્તિ ન સન્તિ યદુપેક્ષયા ॥ ૧૨॥

એકો નાનાત્વમન્વિચ્છન્ યોગતલ્પાત્ સમુત્થિતઃ ।
વીર્યં હિરણ્મયં દેવો માયયા વ્યસૃજત્ ત્રિધા ॥ ૧૩॥

અધિદૈવમથાધ્યાત્મમધિભૂતમિતિ પ્રભુઃ ।
યથૈકં પૌરુષં વીર્યં ત્રિધાઽભિદ્યત તચ્છૃણુ ॥ ૧૪॥

અન્તઃશરીર આકાશાત્ પુરુષસ્ય વિચેષ્ટતઃ ।
ઓજઃસહો બલં જજ્ઞે[2] તતઃપ્રાણો મહાનસુઃ ॥ ૧૫॥

અનુપ્રાણન્તિ યં પ્રાણાઃ પ્રાણન્તં સર્વજન્તુષુ ।
અપાનન્તમપાનન્તિ નરદેવમિવાનુગાઃ ॥ ૧૬॥

પ્રાણેન ક્ષિપતા ક્ષુત્ તૃડન્તરા જાયતે પ્રભોઃ[3] ।
પિપાસતો જક્ષતશ્ચ પ્રાઙ્મુખં નિરભિદ્યત ॥ ૧૭॥

મુખતસ્તાલુ નિર્ભિન્નં જિહ્વા તત્રોપજાયતે ।
તતો નાનારસો જજ્ઞે જિહ્વયા યોઽધિગમ્યતે ॥ ૧૮॥

વિવક્ષોર્મુખતો ભૂમ્નો વહ્નિર્વાગ્ વ્યાહૃતં તયોઃ ।
જલે વૈ તસ્ય[4] સુચિરં નિરોધઃ સમજાયત ॥ ૧૯॥

નાસિકે નિરભિદ્યેતાં દોધૂયતિ નભસ્વતિ ।
તત્ર વાયુર્ગન્ધવહો ઘ્રાણો નસિ જિઘૃક્ષતઃ ॥ ૨૦॥

યદાઽઽત્મનિ નિરાલોકમાત્માનં ચ દિદૃક્ષતઃ ।
નિર્ભિન્ને હ્યક્ષિણી[5] તસ્ય જ્યોતિશ્ચક્ષુર્ગુણગ્રહઃ ॥ ૨૧॥

પૂર્વોક્ત વિરાટ પુરુષ જ્યારે બ્રહ્માંડ ફોડીને બહાર આવ્યો ત્યારે તે પોતાનું રહેવાનું સ્થાન ખોળવા લાગ્યો અને સ્થાન (મેળવવા)ની ઇચ્છાથી તે શુદ્ધ સંકલ્પવાળા પુરુષે અત્યંત પવિત્ર જળનું સર્જન કર્યું. (૧૦) વિરાટ પુરુષરૂપી 'નર' થકી ઉત્પન્ન થવાને કારણે જ જળનું નામ 'નાર' પડ્યું અને તે પુરુષ પોતે ઉત્પન્ન કરેલા તે નારમાં એક હજાર વર્ષ રહ્યા, તેથી તેમનું નામ 'નારાયણ' થયું. (૧૧) તે નારાયણ ભગવાનની કૃપાથી જ દ્રવ્ય, કર્મ, કાળ, સ્વભાવ, જીવ વગેરેની સત્તા (અસ્તિત્વ) છે. તેમની ઉપેક્ષા કરવાથી અન્ય કોઈનું અસ્તિત્વ રહેતું નથી. (૧૨) તે અદ્વિતીય ભગવાન નારાયણે યોગનિદ્રામાંથી જાગીને (પોતે) અનેક થવા ઇચ્છ્યું ત્યારે તેમણે પોતાની માયા વડે અખિલ બ્રહ્માંડના બીજસ્વરૂપ પોતાના સુવર્ણમય વીર્યનું ત્રણ ભાગોમાં વિભાજન કર્યું – અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત. હે પરીક્ષિત! તે વિરાટ પુરુષના એક જ વીર્યનું ત્રણ ભાગોમાં વિભાજન કેવી રીતે થયું તે સાંભળો. (૧૩-૧૪)

વિરાટ પુરુષના હલન-ચલનથી તેમના શરીરમાં રહેનારા આકાશમાંથી ઇન્દ્રિયબળ, મનોબળ અને શરીરબળની ઉત્પત્તિ થઈ અને એમનામાંથી એ બધાંનો રાજા પ્રાણ ઉત્પન્ન થયો. (૧૫) જેમ સેવક પોતાના સ્વામી રાજાની પાછળ-પાછળ ચાલે છે તેવી જ રીતે બધાંનાં શરીરોમાં પ્રાણનું પ્રાબલ્ય રહેવાથી જ બધી ઇન્દ્રિયો પ્રબળ રહે છે અને જ્યારે તે પ્રાણ મંદ પડી જાય છે ત્યારે તે બધી ઇન્દ્રિયો પણ મંદ પડી જાય છે. (૧૬) જ્યારે પ્રાણ જોરથી આવવા-જવા લાગ્યો ત્યારે વિરાટ પુરુષને ભૂખ-તરસની અનુભૂતિ થઈ. ખાવા-પીવાની ઇચ્છા થતાં જ સૌપ્રથમ તેમના શરીરમાં મુખ પ્રગટ થયું. (૧૭) મુખથી તાળવું અને તાળવાથી રસનેન્દ્રિય (જિહ્વા) પ્રગટ થઈ. ત્યારબાદ અનેક પ્રકારના રસ ઉત્પન્ન થયા, કે જેમને રસના (જીભ) ગ્રહણ કરે છે. (૧૮) જ્યારે તેમને બોલવાની ઇચ્છા થઈ ત્યારે વાગ્-ઇન્દ્રિય, તેના અધિષ્ઠાતા દેવતા અગ્નિ અને તેમનો વિષય બોલવું – એ ત્રણે પ્રગટ થયાં. ત્યારબાદ ઘણા સમય સુધી તે જળમાં જ તેઓ રોકાઈ રહ્યા. (૧૯) શ્વાસના વેગથી નસકોરાં પ્રગટ થયાં. જ્યારે તેમને સૂંઘવાની ઇચ્છા થઈ ત્યારે તેમની ઘ્રાણેન્દ્રિય-નાક આવી મળ્યું અને તેના અધિષ્ઠાતા દેવતા ગંધ ફેલાવનાર વાયુદેવ પ્રગટ થયા. (૨૦) પહેલાં તેમના શરીરમાં પ્રકાશ ન હતો; પણ પછી જ્યારે પોતાને તથા બીજી વસ્તુઓને જોવાની તેમને ઇચ્છા થઈ ત્યારે નેત્રછિદ્રો, તેમના અધિષ્ઠાતા દેવતા સૂર્ય અને નેત્રેન્દ્રિય પ્રગટ થયાં અને તેમના વડે રૂપનું ગ્રહણ થવા લાગ્યું. (૨૧)

૧. પ્રા. પા. – વિસર્ગતઃ । ૨. પ્રા. પા. – તેજસ્તતઃ । ૩. પ્રા. પા. – વિભોઃ । ૪. પ્રા. પા. – સુચિરં તસ્ય । ૫. પ્રા. પા. – અક્ષિણી ।

બોધ્યમાનસ્ય ઋષિભિરાત્મનસ્તજ્જિઘૃક્ષતઃ ।
કર્ણૌ ચ નિરભિદ્યેતાં દિશઃ શ્રોત્રં ગુણગ્રહઃ ॥ ૨૨॥

વસ્તુનો મૃદુકાઠિન્યલઘુગુર્વોષ્ણશીતતામ્ ।
જિઘૃક્ષતસ્ત્વઙ્‌નિર્ભિન્ના તસ્યાં રોમમહીરુહાઃ ।
તત્ર ચાન્તર્બહિર્વાતસ્ત્વચા લબ્ધગુણો વૃતઃ ॥ ૨૩॥

હસ્તૌ રુરુહતુસ્તસ્ય નાનાકર્મચિકીર્ષયા ।
તયોસ્તુ બલમિન્દ્રશ્ચ[1] આદાનમુભયાશ્રયમ્ ॥ ૨૪॥

ગતિં જિગીષતઃ પાદૌ રુરુહાતેઽભિકામિકામ્ ।
પદ્ભ્યાં યજ્ઞઃ સ્વયં હવ્યં કર્મભિઃ ક્રિયતે નૃભિઃ[2] ॥ ૨૫॥

નિરભિદ્યત શિશ્નો વૈ પ્રજાનન્દામૃતાર્થિનઃ ।
ઉપસ્થ આસીત્ કામાનાં પ્રિયં તદુભયાશ્રયમ્ ॥ ૨૬॥

ઉત્સિસૃક્ષોર્ધાતુમલં નિરભિદ્યત વૈ ગુદમ્ ।
તતઃ પાયુસ્તતો મિત્ર ઉત્સર્ગ ઉભયાશ્રયઃ ॥ ૨૭॥

આસિસૃપ્સોઃ પુરઃ પુર્યા નાભિદ્વારમપાનતઃ ।
તત્રાપાનસ્તતો મૃત્યુઃ પૃથક્ત્વમુભયાશ્રયમ્ ॥ ૨૮॥

આદિત્સોરન્નપાનાનામાસન્ કુક્ષ્યન્ત્રનાડયઃ ।
નદ્યઃ સમુદ્રાશ્ચ તયોસ્તુષ્ટિઃ પુષ્ટિસ્તદાશ્રયે ॥ ૨૯॥

નિદિધ્યાસોરાત્મમાયાં હૃદયં નિરભિદ્યત ।
તતો મનસ્તતશ્ચન્દ્રઃ[3] સઙ્કલ્પઃ કામ એવ ચ ॥ ૩૦॥

ત્વક્ચર્મમાંસરુધિરમેદોમજ્જાસ્થિધાતવઃ ।
ભૂમ્યપ્તેજોમયાઃ સપ્ત પ્રાણો વ્યોમામ્બુવાયુભિઃ ॥ ૩૧॥

જ્યારે વેદરૂપી ઋષિઓ તે વિરાટ પુરુષને સ્તુતિઓ વડે જગાડવા લાગ્યા ત્યારે તેમને સાંભળવાની ઇચ્છા થઈ. તે સમયે કાન, તેમના અધિષ્ઠાતા દેવતા દિશાઓ અને કર્ણેન્દ્રિય પ્રગટ થયાં. તેનાથી જ શબ્દ સંભળાય છે. (૨૨) જ્યારે તેમણે વસ્તુઓનું કોમળપણું, કઠણપણું, હલકાપણું, ભારેપણું, ગરમપણું, ઠંડાપણું વગેરે જાણવા ઇચ્છ્યું ત્યારે તેમના શરીરમાં ત્વચા પ્રગટ થઈ. ધરતીમાંથી જેમ વૃક્ષો ઊગી નીકળે છે તેમ તે ત્વચામાંથી રુવાં પેદા થયાં અને તેની અંદર-બહાર રહેનારો વાયુ પણ પ્રગટ થયો. સ્પર્શનો અનુભવ કરનાર ત્વક્‌ઇન્દ્રિય પણ એ સાથે જ શરીરમાં ચારે તરફ લપેટાઈ ગઈ અને તેથી તેમને સ્પર્શની અનુભૂતિ થવા લાગી. (૨૩) જ્યારે તેમને અનેક પ્રકારનાં કર્મ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમને હાથ ઊગી આવ્યા. તે હાથોમાં ગ્રહણશક્તિ, હસ્તેન્દ્રિય તથા તેમના અધિદેવતા ઇન્દ્ર પ્રગટ થયા અને બંનેના આશ્રયે થનાર ગ્રહણરૂપી કર્મ પણ પ્રગટ થયું. (૨૪) જ્યારે તેમને અભીષ્ટ સ્થાને જવાની ઇચ્છા થઈ ત્યારે તેમના શરીરમાં પગ ઊગી આવ્યા. પગોની સાથે જ ચરણેન્દ્રિયના અધિષ્ઠાતારૂપે સ્વયં યજ્ઞપુરુષ ભગવાન વિષ્ણુ ત્યાં સ્થિત થયા અને એમનાથી ચાલવારૂપી કર્મ પ્રગટ થયું. મનુષ્યો આ જ ચરણેન્દ્રિયથી ચાલીને યજ્ઞસામગ્રી એકઠી કરે છે. (૨૫) સંતાન, રતિ અને સ્વર્ગભોગની ઇચ્છા થતાં વિરાટ પુરુષના શરીરમાં લિંગની ઉત્પત્તિ થઈ. તેમાં ઉપસ્થેન્દ્રિય અને પ્રજાપતિ દેવતાનો તથા તે બંનેના આશ્રયે રહેનારા કામસુખનો પ્રાદુર્ભાવ થયો. (૨૬) જ્યારે તેમને મળત્યાગની ઇચ્છા થઈ ત્યારે ગુદા પ્રગટ થઈ. ત્યારપછી તેમાં પાયુ-ઇન્દ્રિય અને મિત્રદેવતા ઉત્પન્ન થયા. એ બંને વડે મળત્યાગની ક્રિયા થાય છે. (૨૭) અપાન-માર્ગ દ્વારા એક શરીરમાંથી બીજા શરીરમાં જવાની ઇચ્છા થતાં નાભિદ્વાર પ્રગટ થયું. તેનાથી અપાન અને મૃત્યુ- દેવતા પ્રગટ થયા. એ બંનેના આશ્રયે જ પ્રાણ અને અપાનનો વિયોગ અર્થાત્ મૃત્યુ થાય છે. (૨૮) જ્યારે વિરાટ પુરુષને અન્ન-જળ લેવાની ઇચ્છા થઈ ત્યારે ઉદર, આંતરડાં અને નાડીઓ ઉત્પન્ન થઈ. સાથે જ કુક્ષિના (ઉદરના) દેવતા સમુદ્ર, નાડીઓના દેવતા નદીઓ તથા તુષ્ટિ અને પુષ્ટિ એ બંને તેમના આશ્રિત વિષયો ઉત્પન્ન થયાં. (૨૯) જ્યારે તેમણે પોતાની માયા વિશે વિચારવા ચાહ્યું ત્યારે હૃદયની ઉત્પત્તિ થઈ. તેમાંથી મનરૂપી ઇન્દ્રિય અને મનથી તેના દેવતા ચંદ્રમા તથા તેના વિષયો કામના અને સંકલ્પ પ્રગટ થયાં. (૩૦) વિરાટ પુરુષના શરીરમાં પૃથ્વી, જળ અને તેજથી ત્વચા, ચામડી, માંસ, રક્ત, મેદ, મજ્જા અને અસ્થિ એ સાત ધાતુઓ પ્રગટ થઈ. એજ પ્રમાણે આકાશ, જળ અને વાયુથી

૧. પ્રા. પા. – બલવાનિન્દ્ર આદા૦ । ૨. પ્રા. પા. – ત્રિભિઃ । ૩. પ્રા. પા. – મનશ્ચન્દ્ર ઇતિ ।

ગુણાત્મકાનીન્દ્રિયાણિ[1] ભૂતાદિપ્રભવા ગુણાઃ ।
મનઃ સર્વવિકારાત્મા બુદ્ધિર્વિજ્ઞાનરૂપિણી ॥ ૩૨॥

એતદ્ભગવતો રૂપં સ્થૂલં તે વ્યાહૃતં મયા ।
મહ્યાદિભિશ્ચાવરણૈરષ્ટભિર્બહિરાવૃતમ્ ॥ ૩૩॥

અતઃ પરં સૂક્ષ્મતમમવ્યક્તં નિર્વિશેષણમ્ ।
અનાદિમધ્યનિધનં નિત્યં વાઙ્મનસઃ પરમ્ ॥ ૩૪॥

અમુની ભગવદ્રૂપે મયા તે અનુવર્ણિતે ।
ઉભે અપિ ન ગૃહ્ણન્તિ માયાસૃષ્ટે વિપશ્ચિતઃ ॥ ૩૫॥

સ વાચ્યવાચકતયા ભગવાન્ બ્રહ્મરૂપધૃક્ ।
નામરૂપક્રિયા ધત્તે સકર્માકર્મકઃ પરઃ ॥ ૩૬॥

પ્રજાપતીન્મનૂન્દેવાનૃષીન્પિતૃગણાન્પૃથક્ ।
સિદ્ધચારણગન્ધર્વાન્ વિદ્યાધ્રાસુરગુહ્યકાન્ ॥ ૩૭॥

કિન્નરાપ્સરસો નાગાન્ સર્પાન્ કિમ્પુરુષોરગાન્ ।
માતૃ[2] રક્ષઃપિશાચાંશ્ચ પ્રેતભૂતવિનાયકાન્ ॥ ૩૮॥

કૂષ્માણ્ડોન્માદવેતાલાન્યાતુધાનાન્ગ્રહાનપિ ।
ખગાન્મૃગાન્પશૂન્વૃક્ષાન્ગિરીન્નૃપ સરીસૃપાન્ ॥ ૩૯॥

દ્વિવિધાશ્ચતુર્વિધા યેઽન્યે જલસ્થલનભૌકસઃ ।
કુશલાકુશલા[3] મિશ્રાઃ કર્મણાં ગતયસ્ત્વિમાઃ ॥ ૪૦॥

સત્ત્વં રજસ્તમ ઇતિ તિસ્રઃ સુરનૃનારકાઃ ।
તત્રાપ્યેકૈકશો રાજન્ ભિદ્યન્તે ગતયસ્ત્રિધા ।
યદૈકૈકતરોઽન્યાભ્યાં સ્વભાવ ઉપહન્યતે ॥ ૪૧॥

સ એવેદં જગદ્ધાતા ભગવાન્ ધર્મરૂપધૃક્ ।
પુષ્ણાતિ સ્થાપયન્વિશ્વં તિર્યઙ્નરસુરાત્મભિઃ[4] ॥ ૪૨॥

તતઃ કાલાગ્નિરુદ્રાત્મા યત્સૃષ્ટમિદમાત્મનઃ ।
સંનિયચ્છતિ કાલેન[5] ઘનાનીકમિવાનિલઃ ॥ ૪૩॥

પ્રાણોની ઉત્પત્તિ થઈ. (૩૧) ઇન્દ્રિયો વિષયોને ગ્રહણ કરનારી છે. તે વિષયો અહંકારથી ઉત્પન્ન થયેલા છે. મન બધા વિચારોનું ઉદ્‌ભવસ્થાન છે અને બુદ્ધિ તમામ પદાર્થોનો બોધ કરાવનારી છે. (૩૨)

મેં ભગવાનના આ સ્થૂળ રૂપનું વર્ણન તમને સંભળાવ્યું છે. આ રૂપ બાહ્ય રીતે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિ – આ આઠ આવરણોથી ઘેરાયેલું છે. (૩૩) આનાથી પર એવું ભગવાનનું સૂક્ષ્મ રૂપ છે, તે અવ્યક્ત, નિર્વિશેષ, આદિ-મધ્ય-અંતરહિત અને નિત્ય છે. ત્યાં પહોંચવાનું વાણી અને મનનું સામર્થ્ય નથી. (૩૪)

મેં તમને ભગવાનનાં સ્થૂળ અને સૂક્ષ્મ – વ્યક્ત અને અવ્યક્ત – બે રૂપોનું વર્ણન સંભળાવ્યું, તે બંનેય ભગવાનની માયા વડે રચાયેલાં છે; તેથી આ બંનેયનો સ્વીકાર વિદ્વાન પુરુષો કરતા નથી. (૩૫) વાસ્તવમાં ભગવાન નિષ્ક્રિય છે, પોતાની શક્તિથી જ તેઓ સક્રિય બને છે; અને પછી તો તેઓ બ્રહ્માનું અથવા વિરાટ રૂપ ધારણ કરીને વાચ્ય અને વાચકના – શબ્દ અને અર્થના રૂપમાં પ્રગટ થાય છે અને અનેક નામો, રૂપો અને ક્રિયાઓ અપનાવે છે. (૩૬) હે પરીક્ષિત! પ્રજાપતિ, મનુ, દેવતા, ઋષિ, પિતૃ, સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર, અસુર, યક્ષ, કિન્નર, અપ્સરા, નાગ, સર્પ, કિંપુરુષ, ઉરગ, માતૃકા, રાક્ષસ, પિશાચ, પ્રેત, ભૂત, વિનાયક, કૂષ્માંડ, ઉન્માદ, વેતાલ, યાતુધાન, ગ્રહ, પક્ષી, મૃગ, પશુ, વૃક્ષ, પર્વત, સરીસૃપ ઇત્યાદિ જેટલાં પણ નામરૂપો સંસારમાં છે તે બધાં ભગવાનનાં જ સ્વરૂપ છે. (૩૭-૩૯) સંસારમાં ચર અને અચરના ભેદને લીધે બે પ્રકારનાં તથા જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જના ભેદને લીધે ચાર પ્રકારનાં જેટલાં પણ જળચર, થળચર અને ખેચર પ્રાણીઓ છે તે તમામે તમામ શુભ, અશુભ અને શુભાશુભમિશ્ર કર્મોનું ફળ છે. (૪૦) સત્ત્વગુણના પ્રાધાન્યથી દેવતા, રજોગુણના પ્રાધાન્યથી મનુષ્ય અને તમોગુણના પ્રાધાન્યથી નારકીય યોનિઓ મળે છે. આ ગુણોમાં પણ જ્યારે એક ગુણ બીજા બે ગુણોથી અભિભૂત થાય છે ત્યારે તે પ્રત્યેક ગતિના પણ વળી ત્રણ-ત્રણ પ્રકારો પડે છે. (૪૧)

તે ભગવાન જગતના ધારણ-પોષણ માટે ધર્મમય વિષ્ણુરૂપે દેવતા, મનુષ્ય, પશુ-પક્ષી વગેરે રૂપોમાં અવતાર લે છે તથા વિશ્વનું પાલન-પોષણ કરે છે. (૪૨) પ્રલયનો સમય આવતાં તે જ ભગવાન કાલાગ્નિસ્વરૂપ રુદ્રનું રૂપ લઈને, પોતે જ બનાવેલા આ વિશ્વને પોતાનામાં લીન કરી દે છે, જેમ વાયુ મેઘમાળાને લીન કરે છે તેમ. (૪૩)

૧. પ્રા. પા. – ભૂતાત્મ૦ । ૨. પ્રા. પા. – માતૃરક્ષઃ૦ । ૩. પ્રા. પા. – કુશલાકુશલમિશ્રાણાં । ૪. પ્રા. પા. – ૦સુરાદિભિઃ । ૫. પ્રા. પા. – તત્કાલે ।

ઇત્થંભાવેન કથિતો ભગવાન્ ભગવત્તમઃ ।
નેત્થંભાવેન હિ પરં દ્રષ્ટુમર્હન્તિ સૂરયઃ ॥ ૪૪॥

નાસ્ય કર્મણિ જન્માદૌ પરસ્યાનુવિધીયતે ।
કર્તૃત્વપ્રતિષેધાર્થં માયયારોપિતં હિ તત્ ॥ ૪૫॥

અયં તુ બ્રહ્મણઃ કલ્પઃ સવિકલ્પ ઉદાહૃતઃ ।
વિધિઃ સાધારણો યત્ર સર્ગાઃ પ્રાકૃતવૈકૃતાઃ ॥ ૪૬॥

પરિમાણં ચ કાલસ્ય કલ્પલક્ષણવિગ્રહમ્ ।
યથા પુરસ્તાદ્વ્યાખ્યાસ્યે પાદ્મં કલ્પમથો[1] શૃણુ ॥ ૪૭॥

શૌનક ઉવાચ

યદાહ નો ભવાન્ સૂત ક્ષત્તા ભાગવતોત્તમઃ ।
ચચાર તીર્થાનિ ભુવસ્ત્યક્ત્વા બન્ધૂન્[2] સુદુસ્ત્યજાન્ ॥ ૪૮॥

કુત્ર કૌષારવેસ્તસ્ય સંવાદોઽધ્યાત્મસંશ્રિતઃ[3] ।
યદ્વા સ ભગવાંસ્તસ્મૈ પૃષ્ટસ્તત્ત્વમુવાચ હ ॥ ૪૯॥

બ્રૂહિ નસ્તદિદં સૌમ્ય વિદુરસ્ય વિચેષ્ટિતમ્ ।
બન્ધુત્યાગનિમિત્તં ચ તથૈવાગતવાન્ પુનઃ ॥ ૫૦॥

સૂત ઉવાચ

રાજ્ઞા પરીક્ષિતા પૃષ્ટો યદવોચન્મહામુનિઃ ।
તદ્વોઽભિધાસ્યે શૃણુત રાજ્ઞઃ પ્રશ્નાનુસારતઃ ॥ ૫૧॥

હે પરીક્ષિત! મહાત્માઓએ અચિંત્ય ઐશ્વર્યવાન ભગવાનનું આ રીતે વર્ણન કર્યું છે; પરંતુ તત્ત્વજ્ઞાની મનુષ્યોએ માત્ર સર્જન, પાલન અને પ્રલય કરનાર તરીકે જ તેમનું દર્શન ન કરવું જોઈએ; કારણ કે તેઓ તો એનાથી પર પણ છે. (૪૪) સૃષ્ટિ-રચના વગેરે કર્મોનું નિરૂપણ કરીને પરમાત્મા સાથે કર્મનો કે કર્તૃત્વનો સંબંધ જોડ્યો નથી. એ તો માયાથી આરોપિત હોવાને કારણે કર્તૃત્વનો નિષેધ કરવા માટે જ છે. (૪૫) આ મેં બ્રહ્માજીના મહાકલ્પના અવાન્તર કલ્પો સાથે વર્ણન કર્યું છે. સૃષ્ટિનો ક્રમ બધા કલ્પોમાં એકસરખો છે. જુદાપણું છે તો માત્ર એટલું જ કે મહાકલ્પના પ્રારંભમાં પ્રકૃતિમાંથી ક્રમશઃ મહત્તત્ત્વ વગેરેની ઉત્પત્તિ થાય છે અને કલ્પોના પ્રારંભમાં પ્રાકૃત સૃષ્ટિ તો જેમની તેમ જ રહે છે, ચરાચર પ્રાણીઓની વૈકૃત સૃષ્ટિ નવા રૂપે થાય છે. (૪૬) હે પરીક્ષિત! કાળના પરિમાણનું તથા કલ્પ અને તેની અંતર્ગત મન્વંતરોનું વર્ણન આગળ ઉપર કરીશું. હવે તમે પાદ્મ કલ્પનું વર્ણન સાવધાન થઈને સાંભળો. (૪૭)

**શૌનકજીએ પૂછ્યું** – હે સૂતજી! તમે અમને કહ્યું હતું કે ભગવાનના પરમ ભક્ત વિદુરજીએ પોતાનાં ત્યજવાં અતિદુષ્કર એવાં કુટુંબીજનોને ત્યજીને પૃથ્વીનાં વિભિન્ન તીર્થોમાં વિચરણ કર્યું હતું. (૪૮) તે યાત્રામાં મૈત્રેય ઋષિ સાથે તેમની અધ્યાત્મવિષયક વાતચીત ક્યાં થઈ અને તેમના પૂછવાથી મૈત્રેયજીએ કયા તત્ત્વનો ઉપદેશ કર્યો? (૪૯) હે સૂતજી! તમારો સ્વભાવ ઘણો જ સૌમ્ય છે. તમે અમને વિદુરજીનું તે ચરિત્ર સંભળાવો. તેમણે પોતાના ભાઈભાંડુઓનો ત્યાગ શા માટે કર્યો અને પછી તેઓ પાછા શા માટે આવ્યા? (૫૦)

**સૂતજીએ કહ્યું** – હે શૌનકાદિ ઋષિઓ! રાજા પરીક્ષિતે પણ આ જ પ્રશ્ન કર્યો હતો. તેમના પ્રશ્નના ઉત્તરમાં શ્રીશુકદેવજી મહારાજે જે કંઈ કહ્યું હતું તે જ હું તમને કહું છું. સાવધાન થઈને સાંભળો. (૫૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં[4] પારમહંસ્યાં સંહિતાયાં દ્વિતીયસ્કન્ધે પુરુષસંસ્થાનુવર્ણનં નામ દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥**

**બીજા સ્કંધ-અંતર્ગત પુરુષસંસ્થાનુવર્ણન નામનો દસમો અધ્યાય સમાપ્ત.**

═★═

**ઇતિ દ્વિતીયઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।**

**બીજો સ્કંધ સમાપ્ત**

ૐ ૐ ૐ

૧. પ્રા. પા. – કલ્પમિમં । ૨. પ્રા. પા. – કૃત્સ્નં ચ દુસ્ત્યજમ્ । ૩. પ્રા. પા. – સંશ્રયઃ । ૪. પ્રાચીન પ્રતમાં 'અષ્ટાદશસાહસ્ર્યાં સંહિતાયાં' આટલો પાઠ નથી.

॥ ॐ તત્સત્ ॥
॥ શ્રીગણેશાય નમઃ ॥

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

## ત્રીજો સ્કંધ

## પહેલો અધ્યાય

### ઉદ્ધવ અને વિદુરજીનો મેળાપ

*શ્રીશુક ઉવાચ*

**એવમેતત્પુરા પૃષ્ટો મૈત્રેયો ભગવાન્ કિલ ।**
**ક્ષત્ત્રા વનં પ્રવિષ્ટેન ત્યક્ત્વા સ્વગૃહમૃદ્ધિમત્ ॥ ૧ ॥**
**યદ્વા અયં મન્ત્રકૃદ્વો ભગવાનખિલેશ્વરઃ ।**
**પૌરવેન્દ્રગૃહં હિત્વા પ્રવિવેશાત્મસાત્કૃતમ્ ॥ ૨ ॥**

*રાજોવાચ*

**કુત્ર ક્ષત્તુર્ભગવતા મૈત્રેયેણાઽઽસ સઙ્ગમઃ ।**
**કદા વા સહ સંવાદ એતદ્વર્ણય નઃ પ્રભો ॥ ૩ ॥**
**ન હ્યલ્પાર્થોદયસ્તસ્ય વિદુરસ્યામલાત્મનઃ ।**
**તસ્મિન્ વરીયસિ પ્રશ્નઃ સાધુવાદોપબૃંહિતઃ ॥ ૪ ॥**

*સૂત ઉવાચ*

**સ એવમૃષિવર્યોઽયં[1] પૃષ્ટો રાજ્ઞા પરીક્ષિતા ।**
**પ્રત્યાહ તં સુબહુવિત્પ્રીતાત્મા શ્રૂયતામિતિ ॥ ૫ ॥**

*શ્રીશુક ઉવાચ[2]*

**યદા તુ રાજા સ્વસુતાનસાધૂન્**
**પુષ્ણન્નધર્મેણ વિનષ્ટદૃષ્ટિઃ ।**
**ભ્રાતુર્યવિષ્ઠસ્ય સુતાન્ વિબન્ધૂન્**
**પ્રવેશ્ય લાક્ષાભવને દદાહ ॥ ૬ ॥**
**યદા સભાયાં કુરુદેવદેવ્યાઃ**
**કેશાભિમર્શં સુતકર્મ ગર્હ્યમ્ ।**
**ન વારયામાસ નૃપઃ સ્નુષાયાઃ**
**સ્વાસ્ત્રૈર્હરન્ત્યાઃ કુચકુઙ્કુમાનિ ॥ ૭ ॥**
**દ્યૂતે ત્વધર્મેણ જિતસ્ય સાધોઃ**
**સત્યાવલમ્બસ્ય વનાગતસ્ય ।**
**ન યાચતોઽદાત્સમયેન દાયં**
**તમોજુષાણો યદજાતશત્રોઃ ॥ ૮ ॥**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! જે વાત તમે પૂછી છે તે જ વાત અગાઉ પોતાના સુખસમૃદ્ધિપૂર્ણ ઘરનો ત્યાગ કરીને વનમાં ગયેલા વિદુરજીએ ભગવાન મૈત્રેયજીને પૂછી હતી. (૧) જ્યારે સર્વેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ પાંડવોના દૂત બનીને ગયા હતા ત્યારે તેઓ દુર્યોધનના મહાલયો છોડીને તે જ વિદુરના ઘેર, તેમને પોતાના જ સમજીને વણ-બોલાવ્યા ગયા હતા. (૨)

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે પ્રભુ! એ તો બતાવો કે ભગવાન મૈત્રેયજી સાથે વિદુરજીનો મેળાપ ક્યાં અને ક્યારે થયો હતો. (૩) પવિત્રાત્મા વિદુરજીએ મહાત્મા મૈત્રેયજીને કોઈ સાધારણ પ્રશ્ન તો નહીં જ પૂછ્યો હોય; કારણ કે મૈત્રેયજી જેવા સાધુશિરોમણિએ અભિનંદનપૂર્વક ઉત્તર આપીને તે પ્રશ્નનો મહિમા કર્યો હતો. (૪)

**સૂતજી કહે છે** – રાજા પરીક્ષિતના આમ પૂછવાથી સર્વજ્ઞ શુકદેવજીએ અત્યંત પ્રસન્ન થઈને જે કહ્યું તે સાંભળો. (૫)

**શ્રીશુકદેવજી કહેવા લાગ્યા** – હે પરીક્ષિત! આ તે દિવસોની વાત છે કે જ્યારે અંધ રાજા ધૃતરાષ્ટ્રે પોતાના દુષ્ટ પુત્રોનું અન્યાયપૂર્વક પાલનપોષણ કરતા રહીને, પોતાના નાના ભાઈ પાંડુના અનાથ પુત્રોને લાક્ષાભવનમાં મોકલીને આગ ચંપાવી હતી. (૬) જ્યારે તેમની પુત્રવધૂ અને મહારાજ યુધિષ્ઠિરની પટરાણી દ્રૌપદીના કેશ દુઃશાસને ભરસભામાં ખેંચ્યા ત્યારે દ્રૌપદીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તે અશ્રુપ્રવાહથી તેના વક્ષઃસ્થળ પર લેપ કરાયેલું કેસર (કુંકુમ) પણ રેલાવા લાગ્યું; પરંતુ ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રને કુકર્મથી વાર્યો નહીં. (૭) દુર્યોધને સત્યપરાયણ અને ભલાભોળા યુધિષ્ઠિરનું રાજ્ય દ્યૂતમાં અન્યાયપૂર્વક જીતી લીધું અને તેમને વનમાં મોકલ્યા. પરંતુ વનમાંથી પાછા આવ્યેથી, શરત મુજબ, તેમણે જ્યારે પોતાનો ન્યાયોચિત પૈતૃક

---

૧. પ્રા. પા. – એવં મુનિવર્યોઽયં । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રી' નથી.

યદા ચ પાર્થપ્રહિતઃ સભાયાં
જગદ્ગુરુર્યાનિ જગાદ કૃષ્ણઃ ।
ન તાનિ પુંસામમૃતાયનાનિ
રાજોરુ મેને ક્ષતપુણ્યલેશઃ ॥૯॥

યદોપહૂતો ભવનં પ્રવિષ્ટો
મન્ત્રાય પૃષ્ટઃ કિલ પૂર્વજેન ।
અથાહ તન્મન્ત્રદૃશાં વરીયાન્
યન્મન્ત્રિણો વૈદુરિકં વદન્તિ ॥૧૦॥

અજાતશત્રોઃ પ્રતિયચ્છ દાયં
તિતિક્ષતો દુર્વિષહં તવાગઃ ।
સહાનુજો[1] યત્ર વૃકોદરાહિઃ
શ્વસન્ રુષા યત્ત્વમલં બિભેષિ ॥૧૧॥

પાર્થાંસ્તુ દેવો ભગવાન્મુકુન્દો
ગૃહીતવાન્ સક્ષિતિદેવદેવઃ ।
આસ્તે સ્વપુર્યાં યદુદેવદેવો
વિનિર્જિતાશેષનૃદેવદેવઃ ॥૧૨॥

સ એષ દોષઃ પુરુષદ્વિડાસ્તે
ગૃહાન્ પ્રવિષ્ટો યમપત્યમત્યા ।
પુષ્ણાસિ કૃષ્ણાદ્વિમુખો ગતશ્રી-
સ્ત્યજાશ્વશૈવં કુલકૌશલાય ॥૧૩॥

ઈત્યૂચિવાંસ્તત્ર સુયોધનેન
પ્રવૃદ્ધકોપસ્ફુરિતાધરેણ ।
અસત્કૃતઃ સત્સ્પૃહણીયશીલઃ[2]
ક્ષત્તા સકર્ણાનુજસૌબલેન ॥૧૪॥

ક એનમત્રોપજુહાવ જિહ્મં
દાસ્યાઃ સુતં યદ્બલિનૈવ પુષ્ટઃ ।
તસ્મિન્ પ્રતીપઃ પરકૃત્ય આસ્તે
નિર્વાસ્યતામાશુ પુરાચ્છ્વસાનઃ ॥૧૫॥

સ ઈત્થમત્યુલ્બણકર્ણબાણૈ-
ર્ભ્રાતુઃ પુરો મર્મસુ તાડિતોઽપિ ।
સ્વયં ધનુર્દ્વારિ નિધાય માયાં
ગતવ્યથોઽયાદુરુ માનયાનઃ ॥૧૬॥

ભાગ માગ્યો ત્યારે પણ મોહવશ ધૃતરાષ્ટ્રે અજાતશત્રુ યુધિષ્ઠિરને તેમનો ભાગ આપ્યો નહીં. (૮) મહારાજ યુધિષ્ઠિરના મોકલ્યા જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે કૌરવોની સભામાં હિતભર્યાં સુમધુર વચન કહ્યાં, જે ભીષ્મ વગેરે સજ્જનોને અમૃતતુલ્ય લાગ્યાં, પણ કુરુરાજે તેમના કથનનો કશોય આદર કર્યો નહીં. કરે પણ કેવી રીતે? એમનાં તો તમામ પુણ્ય નષ્ટ થઈ ચૂક્યાં હતાં. (૯) પછી જ્યારે સલાહ લેવા વિદુરજીને બોલાવવામાં આવ્યા ત્યારે મંત્રીશ્રેષ્ઠ વિદુરજીએ રાજભવનમાં જઈને, મોટાભાઈ ધૃતરાષ્ટ્રના પૂછવાથી તેમને એ સદ્બોધ આપ્યો કે જેને નીતિશાસ્ત્રજ્ઞ મનુષ્યો 'વિદુરનીતિ' કહે છે. (૧૦)

તેમણે કહ્યું, 'મહારાજ! તમે અજાતશત્રુ મહાત્મા યુધિષ્ઠિરને તેમનો ભાગ આપી દો. તમારો અસહ્ય અપરાધ છે. તેને પણ તે સહી રહ્યા છે. ભીમરૂપી કાળા નાગથી તો તમે પણ ઘણા ગભરાઓ છો; જુઓ, પોતાના નાના ભાઈઓ સહિત તે બદલો લેવા ફૂંફાડા મારી રહ્યો છે. (૧૧) તમને ખબર નથી, ભગવાન શ્રીકૃષ્ણે પાંડવોને અપનાવી લીધા છે. યદુવીરોના આરાધ્યદેવ તેઓ અત્યારે પોતાની રાજધાની દ્વારકાપુરીમાં વિરાજમાન છે. તેમણે પૃથ્વીના બધા જ રાજાઓને પોતાને અધીન કરી લીધા છે તથા બ્રાહ્મણો અને દેવતાઓ પણ તેમના જ પક્ષે છે. (૧૨) જેને તમે પુત્ર માનીને પોષી રહ્યા છો અને જેની હામાં હા ભણી રહ્યા છો તે દુર્યોધનના રૂપમાં તો મૂર્તિમંત દોષ જ તમારા ઘરમાં ભરાઈ બેઠો છે. એ તો સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણનો પણ દ્વેષ કરનારો છે. એના જ કારણે તમે ભગવાન શ્રીકૃષ્ણથી વિમુખ થઈને શ્રીહીન થઈ રહ્યા છો. તેથી, તમે જો પોતાના કુળનું હિત ઇચ્છતા હો તો તે દુષ્ટનો તરત જ ત્યાગ કરી દો.' (૧૩)

વિદુરજીનો સ્વભાવ એવો સુંદર હતો કે સાધુજનો પણ તેને અંગીકાર કરવા ઇચ્છતા હતા; પણ તેમની આ વાત સાંભળીને કર્ણ, દુઃશાસન અને શકુનિ સહિત દુર્યોધનના હોઠ ક્રોધથી ધ્રૂજવા લાગ્યા અને તેણે તેમનો તિરસ્કાર કરતાં કહ્યું – 'અરે, આ કુટિલ દાસીપુત્રને અહીં કોણે બોલાવ્યો છે? આ જેમના ટુકડા ખાઈ-ખાઈને જીવે છે તેમનો જ વિરોધી થઈને શત્રુનું કામ સાધવા માગે છે. એના પ્રાણ તો ન લો, પણ તેને અમારા નગરમાંથી તરત બહાર કાઢી મૂકો.' (૧૪-૧૫) ભાઈની સામે જ, કાનોમાં બાણ જેવાં લાગનારાં આ અત્યંત કઠોર વચનોથી મર્માઘાત પામીને પણ વિદુરજીએ કશું ખોટું લગાડ્યું નહીં

૧. પ્રાચીન મૂળ પ્રતમાં 'સહાનુજો...'થી માંડીને '૦નૃદેવદેવઃ' સુધીનો દોઢ શ્લોક નથી, પછીથી લખાયેલી ટીપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – સંસ્પૃહ૦ ।

સ નિર્ગતઃ કૌરવપુણ્યલબ્ધો
ગજાહ્વયાત્તીર્થપદઃ પદાનિ ।
અન્વાક્રમત્પુણ્યચિકીર્ષયોર્વ્યાં
સ્વધિષ્ઠિતો યાનિ સહસ્રમૂર્તિઃ ॥ ૧૭॥

પુરેષુ પુણ્યોપવનાદ્રિકુઞ્જે-
ષ્વપઙ્કતોયેષુ સરિત્સરઃસુ ।
અનન્તલિઙ્ગૈઃ સમલઙ્કૃતેષુ
ચચાર તીર્થાયતનેષ્વનન્યઃ ॥ ૧૮॥

ગાં પર્યટન્મેધ્યવિવિક્તવૃત્તિઃ
સદાઽઽપ્લુતોઽધઃશયનોઽવધૂતઃ ।
અલક્ષિતઃ સ્વૈરવધૂતવેષો
વ્રતાનિ ચેરે હરિતોષણાનિ ॥ ૧૯॥

ઈત્થં વ્રજન્ ભારતમેવ વર્ષં
કાલેન યાવદ્ગતવાન્ પ્રભાસમ્ ।
તાવચ્છશાસ ક્ષિતિમેકચક્રા-
મેકાતપત્રામજિતેન પાર્થઃ ॥ ૨૦॥

તત્રાથ[1] શુશ્રાવ સુહૃદ્વિનષ્ટિં
વનં યથા વેણુજવહ્નિસંશ્રયમ્[2] ।
સંસ્પર્ધયા દગ્ધમથાનુશોચન્
સરસ્વતીં પ્રત્યગિયાય[3] તૂષ્ણીમ્ ॥ ૨૧॥

તસ્યાં ત્રિતસ્યોશનસો મનોશ્ચ
પૃથોરથાગ્નેરસિતસ્ય વાયોઃ ।
તીર્થં સુદાસસ્ય ગવાં ગુહસ્ય
યચ્છ્રાદ્ધદેવસ્ય સ આસિષેવે ॥ ૨૨॥

અન્યાનિ ચેહ દ્વિજદેવદેવૈઃ
કૃતાનિ નાનાયતનાનિ વિષ્ણોઃ ।
પ્રત્યઙ્ગમુખ્યાઙ્કિતમન્દિરાણિ
યદ્દર્શનાત્કૃષ્ણમનુસ્મરન્તિ ॥ ૨૩॥

તતસ્ત્વતિવ્રજ્ય સુરાષ્ટ્રમૃદ્ધં
સૌવીરમત્સ્યાન્ કુરુજાઙ્ગલાંશ્ચ ।
કાલેન તાવદ્યમુનામુપેત્ય
તત્રોદ્ધવં ભાગવતં દદર્શ ॥ ૨૪॥

સ વાસુદેવાનુચરં પ્રશાન્તં
બૃહસ્પતેઃ પ્રાપ્તનયં પ્રતીતમ્ ।

અને ભગવાનની માયા પ્રબળ છે એમ સમજીને પોતાનું ધનુષ્ય (રાજભવનના) દરવાજે મૂકીને તેઓ હસ્તિનાપુરમાંથી ચાલી નીકળ્યા. (૧૬) કૌરવોને વિદુર જેવા મહાત્મા મોટા પુણ્યબળે મળ્યા હતા. તેઓ હસ્તિનાપુરમાંથી નીકળીને પુણ્ય કરવાની ઇચ્છા સાથે ભૂમંડળમાં તીર્થપાદ ભગવાનનાં ક્ષેત્રોમાં વિચરવા લાગ્યા, કે જ્યાં શ્રીહરિ, બ્રહ્મા, રુદ્ર, અનંત વગેરે અનેક મૂર્તિઓરૂપે વિરાજમાન છે. (૧૭) જ્યાં જ્યાં ભગવાનની મૂર્તિઓથી સુશોભિત તીર્થસ્થાનો, નગરો, પવિત્ર વનો, પર્વતો, નિકુંજો, નિર્મળ જળ ભરેલાં નદી-સરોવરો વગેરે હતાં તે બધાં જ સ્થળોમાં તેઓ એકલા જ વિચરણ કરતા રહ્યા. (૧૮) તેઓ અવધૂતવેશે સ્વચ્છંદપણે પૃથ્વી પર વિચરતા હતા, જેથી આત્મીય જનો તેમને ઓળખી ન શકે. તેઓ શરીર શણગારતા ન હતા, પવિત્ર અને સાધારણ ભોજન કરતા હતા, શુદ્ધવૃત્તિથી જીવનનિર્વાહ કરતા હતા, પ્રત્યેક તીર્થમાં સ્નાન કરતા હતા, જમીન પર સૂતા હતા અને ભગવાનને પ્રસન્ન કરનારાં વ્રતોનું પાલન કરતા રહેતા હતા. (૧૯)

આ પ્રમાણે ભારતવર્ષમાં જ વિચરણ કરતાં કરતાં જ્યારે તેઓ પ્રભાસપાટણ જઈ પહોંચ્યા, ત્યાં સુધીમાં તો ભગવાન શ્રીકૃષ્ણની સહાયથી મહારાજ યુધિષ્ઠિરે પૃથ્વીનું એકછત્રી અખંડ રાજ્ય કરવા માંડ્યું હતું. (૨૦) ત્યાં તેમણે પોતાના કૌરવભાઈઓના વિનાશના સમાચાર સાંભળ્યા, કે જેઓ અંદરોઅંદરના કલહને કારણે પરસ્પર લડી-ઝઘડીને એવી રીતે નષ્ટ થઈ ગયા હતા, જેવી રીતે પોતાના જ ઘર્ષણથી ઉત્પન્ન થયેલી આગથી વાંસનું સઘળું જંગલ બળીને ખાખ થઈ જાય છે. આ સાંભળીને શોક કરતા તેઓ ચૂપચાપ પૂર્વવાહિની સરસ્વતીને તીરે આવ્યા. (૨૧) ત્યાં તેમણે ત્રિત, ઉશના, મનુ, પૃથુ, અગ્નિ, અસિત, વાયુ, સુદાસ, ગૌ, ગુહ અને શ્રાદ્ધદેવના નામે પ્રસિદ્ધ અગિયાર તીર્થોનું સેવન કર્યું. અને પોતાના મૃત્યુ પામેલા સ્વજનોને જલાંજલિ આપી. (૨૨) આ સિવાય, પૃથ્વી પર બ્રાહ્મણો અને દેવતાઓએ સ્થાપેલાં, ભગવાન વિષ્ણુનાં અન્ય પણ જે અનેક મંદિરો હતાં, કે જેમનાં શિખરો ઉપર ભગવાનના મુખ્ય આયુધ એવા ચક્રનાં ચિહ્ન હતાં અને જેમના દર્શનમાત્રથી શ્રીકૃષ્ણનું સ્મરણ થઈ આવતું હતું – તેમનું પણ સેવન કર્યું. (૨૩) ત્યાંથી નીકળીને તેઓ ધનધાન્યપૂર્ણ સૌરાષ્ટ્ર, સૌવીર, મત્સ્ય, કુરુજાંગલ વગેરે દેશોમાં થઈને થોડાક દિવસોમાં જ્યારે યમુનાતટે પહોંચ્યા ત્યારે ત્યાં તેમને પરમ ભાગવત ઉદ્ધવજીનું દર્શન થયું. (૨૪) ઉદ્ધવજી ભગવાન શ્રીકૃષ્ણના પ્રસિદ્ધ સેવક હતા અને અત્યંત શાંત

૧. પ્રા. પા. – તદાથ । ૨. પ્રા. પા. – ૦વહ્નિનાશ્રયમ્ । ૩. પ્રા. પા. – પ્રત્યગિયાત્તતશ્ચ ।

આલિઙ્ગ્ય ગાઢં પ્રણયેન ભદ્રં
સ્વાનામપૃચ્છદ્ભગવત્પ્રજાનામ્ ॥ ૨૫॥
કચ્ચિત્પુરાણૌ પુરુષૌ સ્વનાભ્ય-
પાદ્માનુવૃત્ત્યેહ કિલાવતીર્ણૌ ।
આસાત ઉર્વ્યાઃ કુશલં વિધાય
કૃતક્ષણૌ કુશલં શૂરગેહે ॥ ૨૬॥
કચ્ચિત્કુરૂણાં પરમઃ સુહૃન્નો
ભામઃ સ આસ્તે સુખમઙ્ગ શૌરિઃ ।
યો વૈ સ્વસૄણાં પિતૃવદ્દદાતિ
વરાન્ વદાન્યો વરતર્પણેન ॥ ૨૭॥
કચ્ચિદ્વરૂથાધિપતિર્યદૂનાં
પ્રદ્યુમ્ન આસ્તે સુખમઙ્ગ વીરઃ ।
યં રુક્મિણી ભગવતોઽભિલેભે
આરાધ્ય વિપ્રાન્ સ્મરમાદિસર્ગે ॥ ૨૮॥
કચ્ચિત્સુખં સાત્વતવૃષ્ણિભોજ-
દાશાર્હકાણામધિપઃ સ આસ્તે ।
યમભ્યષિઞ્ચચ્છતપત્રનેત્રો
નૃપાસનાશાં પરિહૃત્ય દૂરાત્ ॥ ૨૯॥
કચ્ચિદ્ધરેઃ સૌમ્ય સુતઃ સદૃક્ષ
આસ્તેઽગ્રણી રથિનાં સાધુ સામ્બઃ ।
અસૂત યં જામ્બવતી વ્રતાઢ્યા
દેવં ગુહં યોઽમ્બિકયા ધૃતોઽગ્રે ॥ ૩૦॥
ક્ષેમં સ કચ્ચિદ્યુયુધાન આસ્તે
યઃ ફાલ્ગુનાલ્લબ્ધધનૂરહસ્યઃ ।
લેભેઽઞ્જસાઽધોક્ષજસેવયૈવ
ગતિં તદીયાં યતિભિર્દુરાપામ્ ॥ ૩૧॥
કચ્ચિદ્ બુધઃ સ્વસ્ત્યનમીવ આસ્તે
શ્વફલ્કપુત્રો ભગવત્પ્રપન્નઃ ।
યઃ કૃષ્ણપાદાઙ્કિતમાર્ગપાંસુ-
ષ્વચેષ્ટત પ્રેમવિભિન્નધૈર્યઃ ॥ ૩૨॥
કચ્ચિચ્છિવં દેવકભોજપુત્ર્યા
વિષ્ણુપ્રજાયા ઈવ દેવમાતુઃ ।
યા વૈ સ્વગર્ભેણ દધાર દેવં
ત્રયી યથા યજ્ઞવિતાનમર્થમ્ ॥ ૩૩॥

સ્વભાવના હતા. તેમણે અગાઉ બૃહસ્પતિજી પાસે નીતિશાસ્ત્રનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું અને તેઓ હંમેશાં આનંદમાં મગ્ન રહેતા હતા. તેમને જોઈને વિદુરજીએ પ્રેમથી ગાઢ આલિંગન કર્યું અને પોતાના આરાધ્ય ભગવાન શ્રીકૃષ્ણના તથા તેમનાં આશ્રિત આત્મીય સ્વજનોના કુશળ સમાચાર પૂછ્યા. (૨૫)

વિદુરજી કહેવા લાગ્યા, 'ઉદ્ધવજી! પુરાણપુરુષ બળરામજી અને શ્રીકૃષ્ણે પોતાના જ નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીની પ્રાર્થનાથી આ જગતમાં અવતાર લીધો છે. પૃથ્વીનો ભાર ઉતારીને સૌને આનંદ આપતા તેઓ અત્યારે શ્રીવસુદેવજીના ઘરમાં કુશળ તો છે ને? (૨૬) હે અતિપ્રિય! અમારા - કુરુવંશજોના પરમ સુહૃદ્ અને પૂજનીય વસુદેવજી, કે જેઓ પિતાતુલ્ય ઉદારતાપૂર્વક પોતાની કુન્તી વગેરે બહેનોને તેમના સ્વામીઓ થકી સંતુષ્ટ કરાવતા રહીને તેમની બધી મનોવાંછિત વસ્તુઓ આપતા રહ્યા છે – તેઓ આનંદમાં તો છે ને? (૨૭) પ્રિય ઉદ્ધવજી! યાદવોના અધિપતિ વીરશ્રેષ્ઠ પ્રદ્યુમ્નજી, કે જેઓ પૂર્વજન્મમાં કામદેવ હતા અને જેમને દેવી રુક્મિણીજીએ બ્રાહ્મણોની આરાધના કરીને ભગવાન પાસેથી પુત્રરૂપે પ્રાપ્ત કર્યા હતા - તેઓ પ્રસન્ન તો છે ને? (૨૮) સાત્વત, વૃષ્ણિ, ભોજ અને દાશાર્હના વંશજ યાદવોના અધિપતિ મહારાજ ઉગ્રસેન, કે જેમણે રાજ્યપ્રાપ્તિની આકાંક્ષાનો સર્વથા પરિત્યાગ કર્યો હતો, પણ કમલનયન ભગવાન શ્રીકૃષ્ણે ફરી રાજ્યસિંહાસને બેસાડ્યા હતા – તેઓ સુખી તો છે ને? (૨૯) હે સૌમ્ય! પોતાના પિતા શ્રીકૃષ્ણની જેમ સમસ્ત રથીઓમાં અગ્રગણ્ય, શ્રીકૃષ્ણસુત સામ્બ, કે જેઓ પહેલાં પાર્વતીજી વડે ગર્ભમાં ધારણ કરાયેલા કાર્તિકસ્વામી હતા અને જેમને જાંબવતીએ અનેક વ્રતો કરીને જન્મ આપ્યો હતો – તેઓ કુશળ તો છે ને? (૩૦) જેમણે અર્જુન પાસેથી રહસ્યયુક્ત ધનુર્વિદ્યાનું શિક્ષણ મેળવ્યું હતું તે સાત્યકિ પણ કુશળ તો છે ને? તેઓ ભગવાન શ્રીકૃષ્ણની સેવા વડે અનાયાસે જ, ભગવજ્જનોની તે ઉન્નત સ્થિતિ પર પહોંચેલા છે કે જે મોટા મોટા યોગીઓને પણ દુર્લભ છે. (૩૧) ભગવાનના શરણાગત નિર્મળ ભક્ત, બુદ્ધિમાન અક્રૂરજી, કે જેઓ શ્રીકૃષ્ણનાં ચરણચિહ્નોથી અંકિત વ્રજના માર્ગની ધૂળમાં પ્રેમથી અધીરા થઈને આળોટવા લાગ્યા હતા – તેઓ પણ પ્રસન્ન તો છે ને? (૩૨) ભોજવંશીય દેવકનાં પુત્રી દેવકીજી, કે જેઓ દેવોનાં માતા અદિતિની જેમ જ સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનાં માતા છે અને જેમણે એવી રીતે ભગવાન શ્રીકૃષ્ણને પોતાના ગર્ભમાં ધારણ કર્યા હતા, કે જેવી રીતે વેદત્રયી યજ્ઞવિસ્તારરૂપી અર્થને પોતાના

અપિસ્વિદાસ્તે ભગવાન્ સુખં વો
યઃ સાત્વતાં કામદુઘોઽનિરુદ્ધઃ ।
યમામનન્તિ સ્મ હ[1] શબ્દયોનિં
મનોમયં સત્ત્વતુરીયતત્ત્વમ્ ॥ ૩૪॥

અપિસ્વિદન્યે ચ નિજાત્મદૈવ-
મનન્યવૃત્ત્યા સમનુવ્રતા યે ।
હૃદીકસત્યાત્મજચારુદેષ્ણ-
ગદાદયઃ સ્વસ્તિ ચરન્તિ સૌમ્ય ॥ ૩૫॥

અપિ સ્વદોર્ભ્યાં વિજયાચ્યુતાભ્યાં
ધર્મેણ ધર્મઃ પરિપાતિ સેતુમ્ ।
દુર્યોધનોઽતપ્યત યત્સભાયાં
સામ્રાજ્યલક્ષ્મ્યા વિજયાનુવૃત્ત્યા ॥ ૩૬॥

કિં વા કૃતાઘેષ્વઘમત્યમર્ષી
ભીમોઽહિવદ્દીર્ઘતમં વ્યમુઞ્ચત્ ।
યસ્યાઙ્ઘ્રિપાતં રણભૂર્ન સેહે
માર્ગં ગદાયાશ્ચરતો વિચિત્રમ્ ॥ ૩૭॥

કચ્ચિદ્યશોધા રથયૂથપાનાં
ગાણ્ડીવધન્વોપરતારિરાસ્તે ।
અલક્ષિતો યચ્છરકૂટગૂઢો
માયાકિરાતો ગિરિશસ્તુતોષ ॥ ૩૮॥

યમાવુતસ્વિત્તનયૌ પૃથાયાઃ
પાર્થૈર્વૃતો પક્ષ્મભિરક્ષિણીવ ।
રેમાત ઉદ્દાય મૃધે સ્વરિક્થં
પરાત્સુપર્ણાવિવ વજ્રિવક્ત્રાત્ ॥ ૩૯॥

અહો પૃથાપિ ધ્રિયતેઽર્ભકાર્થે
રાજર્ષિવર્યેણ વિનાપિ તેન ।
યસ્ત્વેકવીરોઽધિરથો[2] વિજિગ્યે
ધનુર્દ્વિતીયઃ કકુભશ્ચતસ્રઃ ॥ ૪૦॥

સૌમ્યાનુશોચે તમધઃપતન્તં
ભ્રાત્રે પરેતાય વિદુદ્રુહે[3] યઃ ।
નિર્યાપિતો યેન સુહૃત્સ્વપુર્યા
અહં સ્વપુત્રાન્ સમનુવ્રતેન ॥ ૪૧॥

મંત્રોમાં ધારણ કરતી રહે છે – એ દેવકીજી કુશળ તો છે ને? (૩૩) તમારી - ભક્તજનોની ઇચ્છાઓ પૂર્ણ કરનારા ભગવાન અનિરુદ્ધજી, કે જેમને શાસ્ત્રો વેદોના આદિકારણ કહે છે અને અંતઃકરણ-ચતુષ્ટયના ચોથા અંશ એવા મનના અધિષ્ઠાતા બતાવે છે* – તેઓ પણ સુખી છે ને? (૩૪) હે સૌમ્યસ્વભાવના ઉદ્ધવજી! પોતાના હૃદયેશ્વર ભગવાન શ્રીકૃષ્ણનું અનન્યભાવે અનુસરણ કરનારા હૃદીક, સત્યભામાનંદન ચારુદેષ્ણ, ગદ વગેરે ભગવાનના બીજા પુત્રો – એ બધા પણ કુશળ તો છે ને? (૩૫)

મહારાજ યુધિષ્ઠિર, કે જેમનો મયદાનવે બનાવેલી સભામાંનો રાજવૈભવ અને ભપકો જોઈને દુર્યોધનને ભારે ડંખ લાગ્યો હતો – તેઓ અર્જુન અને શ્રીકૃષ્ણ-રૂપી બંને ભુજાઓની સહાયથી ધર્મમર્યાદાનું ન્યાયપૂર્વક પાલન તો કરે છે ને? (૩૬) અપરાધીઓ પ્રત્યે અત્યંત અસહિષ્ણુ ભીમસેન, કે જે ગદાયુદ્ધમાં જ્યારે વિભિન્ન પ્રકારે પેંતરા બદલતો હતો ત્યારે તેના પગોના ધમકારાથી ધરતી ધ્રૂજવા લાગતી હતી – તેણે સર્પતુલ્ય દીર્ઘકાલીન ક્રોધ છોડી તો દીધો છે ને? (૩૭) જેનાં બાણોની જાળથી બચવા કિરાત-વેશ ધારણ કરનારા અને તેથી કોઈથીય ન ઓળખાતા ભગવાન શંકર (જેના પર) પ્રસન્ન થયા હતા તે રથી અને યૂથપતિઓનો સુયશ વધારનાર, ગાંડીવધારી અર્જુન પ્રસન્ન તો છે ને? હવે તો તેના બધા જ શત્રુઓ શાન્ત પડી ગયા હશે? (૩૮) પાંપણો જે રીતે નેત્રોનું રક્ષણ કરે છે તે જ રીતે યુધિષ્ઠિર વગેરે કુન્તીપુત્રો જેમની હંમેશાં સંભાળ રાખે છે અને જેમનું લાલન-પાલન કુન્તીએ જ કર્યું છે તે માદ્રીના બંને પુત્રો – નકુળ અને સહદેવ, કે જેમણે યુદ્ધમાં શત્રુઓ પાસેથી પોતાનું રાજ્ય એવી રીતે આંચકી લીધું હતું, કે જેવી રીતે બે ગરુડો ઈન્દ્રના મુખમાંથી અમૃત કાઢી લાવે – તે બંને કુશળ તો છે ને? (૩૯) અહો! તેમના પોષણની જવાબદારી રાજર્ષિ પાંડુના મૃત્યુ સમયે તેમના પુત્રો નાના હતા અને તેમના પોષણની જવાબદારી કુંતી પર હોવાથી જ પતિના મૃત્યુ પછી તેમણે સહગમન ન કર્યું અર્થાત્ પુત્રપ્રેમને લીધે જ તે જીવિત રહી હતી. રથીઓમાં શ્રેષ્ઠ મહારાજ પાંડુ એવા અનુપમ વીર હતા કે તેમણે એકમાત્ર ધનુષ્ય લઈને એકલાએ જ ચારે દિશાઓ જીતી લીધી હતી. (૪૦) સૌમ્યસ્વભાવના ઉદ્ધવજી! મને તો અધઃપતન તરફ જનારા તે ધૃતરાષ્ટ્ર માટે વારંવાર ખેદ થાય છે કે જેમણે પાંડવોરૂપે પોતાના પરલોકવાસી ભાઈ પાંડુનો જ દ્રોહ કર્યો તથા પોતાના પુત્રોની હામાં હા ભણીને પોતાના હિતચિંતક

૧. પ્રા. પા. – હિ । ૨. પ્રા. પા. – ઙ્કવિરથો । ૩. પ્રા. પા. – ચ દ્રુદ્રુહે યઃ ।
* ચિત્ત, અહંકાર, બુદ્ધિ અને મન – એ અંતઃકરણના ચાર અંશ છે. તેમના અધિષ્ઠાતા અનુક્રમે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ છે.

સોઽહં હરેર્મર્ત્યવિડમ્બનેન
દૃશો નૃણાં ચાલયતો વિધાતુઃ ।
નાન્યોપલક્ષ્યઃ પદવીં પ્રસાદા-
ચ્ચરામિ પશ્યન્ ગતવિસ્મયોઽત્ર ॥ ૪૨॥

નૂનં નૃપાણાં ત્રિમદોત્પથાનાં
મહીં મુહુશ્ચાલયતાં ચમૂભિઃ ।
વધાત્પ્રપન્નાર્તિજિહીર્ષયેશો-
ઽપ્યુપૈક્ષતાઘં ભગવાન્ કુરૂણામ્ ॥ ૪૩॥

અજસ્ય જન્મોત્પથનાશનાય
કર્માણ્યકર્તુર્ગ્રહણાય પુંસામ્ ।
ન ન્વન્યથા કોઽર્હતિ દેહયોગં
પરો ગુણાનામુત કર્મતન્ત્રમ્ ॥ ૪૪॥

તસ્ય પ્રપન્નાખિલલોકપાના-
મવસ્થિતાનામનુશાસને સ્વે ।
અર્થાય[1] જાતસ્ય યદુષ્વજસ્ય
વાર્તાં સખે કીર્તય તીર્થકીર્તેઃ ॥ ૪૫॥

એવા મને પણ નગરમાંથી કઢાવી મૂક્યો. (૪૧) પણ ભાઈ! મને એનો કશો જ ખેદ કે આશ્ચર્ય નથી. વિશ્વવિધાતા ભગવાન શ્રીકૃષ્ણ જ મનુષ્યોના જેવી લીલાઓ કરીને લોકોની મનોવૃત્તિઓને ભ્રમમાં નાખી દે છે. હું તો તેમની જ કૃપાથી તેમના મહિમાને જોતો રહીને, બીજાઓની દૃષ્ટિથી દૂર રહીને આનંદપૂર્વક વિચરી રહ્યો છું. (૪૨) જોકે કૌરવોએ તેમના ઘણાબધા અપરાધ કર્યા તોપણ ભગવાને તેમની એટલા માટે ઉપેક્ષા કરી દીધી હતી કે તેઓ તે કૌરવોની સાથે તે દુષ્ટ રાજાઓને પણ મારીને પોતાના શરણાગતોનું દુઃખ દૂર કરવા માગતા હતા, કે જે (દુષ્ટ રાજા)ઓ ધન, વિદ્યા અને જાતિના મદથી આંધળા થઈને કુમાર્ગગામી બની રહ્યા હતા અને પોતાની સેનાઓથી વારંવાર ધરતી ધ્રુજાવી રહ્યા હતા. (૪૩) હે ઉદ્ધવજી! ભગવાન શ્રીકૃષ્ણ અજન્મા અને કર્મરહિત છે, અજન્મા હોવા છતાં પણ ભગવાને લોકોને કુમાર્ગથી વારી સન્માર્ગે પ્રેરિત કરવા જન્મધારણની લીલા કરી તેમ જ અકર્તા હોવા છતાં લોકસંગ્રહ માટે કર્મો કરીને કર્મમાર્ગનો ઉપદેશ આપ્યો. આ પણ તેમના અવતારનું એક કારણ છે. અન્યથા શ્રેષ્ઠ હોવા છતાં, ગુણોથી પર હોવા છતાં કર્માધીન દેહનો શા માટે સ્વીકાર કરે? (૪૪) હે મિત્ર! જેમણે (પોતે) અજન્મા હોવા છતાં પણ પોતાના શરણમાં આવેલા સમસ્ત લોકપાલો અને આજ્ઞાંકિત ભક્તજનોનું પ્રિય (કાર્ય) કરવા માટે યદુકુળમાં જન્મ લીધો છે તે પવિત્રકીર્તિ એવા શ્રીહરિની વાતો સંભળાવો. (૪૫)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વિદુરોદ્ધવસંવાદે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત 'વિદુર-ઉદ્ધવ-સંવાદ'માંનો પહેલો અધ્યાય સમાપ્ત.

==★==

# બીજો અધ્યાય

## ઉદ્ધવજીએ કરેલું ભગવાનની બાળલીલાઓનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*[2]

ઇતિ ભાગવતઃ પૃષ્ટઃ ક્ષત્ત્રા વાર્તાં પ્રિયાશ્રયામ્ ।
પ્રતિવક્તું ન ચોત્સેહ ઔત્કણ્ઠ્યાત્સ્મારિતેશ્વરઃ ॥ ૧॥

યઃ પઞ્ચહાયનો માત્રા પ્રાતરાશાય યાચિતઃ ।
તન્નૈચ્છદ્રચયન્ યસ્ય સપર્યાં બાલલીલયા ॥ ૨॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – જ્યારે વિદુરજીએ પરમ ભક્ત ઉદ્ધવને આ રીતે પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણ સંબંધી વાતો પૂછી ત્યારે ઉદ્ધવજીને પોતાના સ્વામીનું સ્મરણ થઈ આવ્યું અને હૃદય ભરાઈ આવવાને કારણે તેઓ કશો જ ઉત્તર આપી શક્યા નહીં. (૧) જ્યારે પોતે પાંચ વર્ષના હતા ત્યારે બાળકોની જેમ રમતમાં જ શ્રીકૃષ્ણની મૂર્તિ બનાવીને તેની સેવા-પૂજામાં એવા તલ્લીન થઈ જતા હતા કે શિરામણ માટે માતા બોલાવે તોપણ તેને છોડીને જવા

૧. પ્રા. પા. – અથોપજાતસ્ય । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રી' નથી.

સ કથં સેવયા તસ્ય કાલેન જરસં[1] ગતઃ ।
પૃષ્ટો વાર્તાં પ્રતિબ્રૂયાદ્ભર્તુઃ પાદાવનુસ્મરન્ ॥ ૩॥

સ મુહૂર્તમભૂત્તૂષ્ણીં કૃષ્ણાઙ્ઘ્રિસુધયા ભૃશમ્ ।
તીવ્રેણ ભક્તિયોગેન નિમગ્નઃ સાધુ નિર્વૃતઃ ॥ ૪॥

પુલકોદ્ભિન્નસર્વાઙ્ગો મુઞ્ચન્મીલદ્દૃશા શુચઃ ।
પૂર્ણાર્થો લક્ષિતસ્તેન સ્નેહપ્રસરસમ્પ્લુતઃ ॥ ૫॥

શનકૈર્ભગવલ્લોકાન્નૃલોકં પુનરાગતઃ ।
વિમૃજ્ય નેત્રે વિદુરં પ્રત્યાહોદ્ધવ ઉત્સ્મયન્ ॥ ૬॥

ઉદ્ધવ ઉવાચ

કૃષ્ણદ્યુમણિનિમ્લોચે ગીર્ણેષ્વજગરેણ હ ।
કિં નુ[2] નઃ કુશલં બ્રૂયાં ગતશ્રીષુ ગૃહેષ્વહમ્ ॥ ૭॥

દુર્ભગો બત લોકોઽયં યદવો નિતરામપિ ।
યે સંવસન્તો ન વિદુર્હરિં મીના ઇવોડુપમ્ ॥ ૮॥

ઇઙ્ગિતજ્ઞાઃ પુરુપ્રૌઢા એકારામાશ્ચ સાત્વતાઃ ।
સાત્વતામૃષભં સર્વે ભૂતાવાસમમંસત ॥ ૯॥

દેવસ્ય માયયા સ્પૃષ્ટા યે ચાન્યદસદાશ્રિતાઃ ।
ભ્રામ્યતે ધીર્ન તદ્વાક્યૈરાત્મન્યુપ્તાત્મનો હરૌ ॥ ૧૦॥

પ્રદર્શ્યાતપ્તતપસામવિતૃપ્તદૃશાં નૃણામ્ ।
આદાયાન્તરધાદ્યસ્તુ સ્વબિમ્બં લોકલોચનમ્ ॥ ૧૧॥

યન્મર્ત્યલીલૌપયિકં સ્વયોગ-
માયાબલં દર્શયતા ગૃહીતમ્ ।
વિસ્માપનં સ્વસ્ય ચ સૌભગર્દ્ધેઃ
પરં પદં ભૂષણભૂષણાઙ્ગમ્ ॥ ૧૨॥

ઇચ્છતા ન હતા. (૨) અત્યારે તો દીર્ઘકાળથી તેમની સેવામાં રહેતાં-રહેતાં તેઓ વૃદ્ધ થઈ ચૂક્યા હતા, તેથી વિદુરજીના પૂછવાથી તેમને પોતાના પ્રિય પ્રભુનાં ચરણકમળોનું સ્મરણ થઈ આવ્યું, તેમનું ચિત્ત વિરહથી વ્યાકુળ બની ગયું. પછી, તેઓ કેવી રીતે ઉત્તર આપી શકે? (૩) ઉદ્ધવજી શ્રીકૃષ્ણનાં ચરણકમળની મકરંદ-સુધાથી તરબોળ થઈ બે ઘડી સુધી તો કંઈ પણ બોલી શક્યા નહીં. તીવ્ર ભક્તિયોગથી તેમાં ડૂબીને તેઓ આનંદમગ્ન થઈ ગયા. (૪) તેમના આખાય શરીરમાં રોમાંચ થઈ આવ્યો. આંખો બંધ થઈ ગઈ. આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. ઉદ્ધવજીને આ રીતે પ્રેમપ્રવાહમાં ડૂબેલા જોઈને વિદુરજીએ તેમને કૃતકૃત્ય માન્યા. (૫) થોડા સમય પછી ઉદ્ધવજી ભગવાનના પ્રેમ-ધામમાંથી ઊતરીને ફરી ધીરે-ધીરે પાછા આવ્યા. ભગવાનની લીલાઓનું સ્મરણ થઈ આવતાં તેમને વિસ્મય થયું કે 'હું ભગવાનના ધામમાંથી અહી ક્યાં આવી ગયો!' આંખો લૂછીને તે કહેવા લાગ્યા. (૬)

**ઉદ્ધવજી બોલ્યા –** વિદુરજી! શ્રીકૃષ્ણરૂપી સૂર્યના અસ્ત થવાથી અમારાં ઘરોને કાળરૂપી અજગર ગળી ગયો છે, તે શ્રીહીન થઈ ગયાં છે. હવે હું તેમના શા કુશળક્ષેમ કહી સંભળાવું? (૭) ઓહ! આ મનુષ્યલોક ઘણો જ અભાગિયો છે; એમાં પણ યાદવો તો અત્યંત ભાગ્યહીણા છે, કે જેમણે નિરંતર શ્રીકૃષ્ણ સાથે રહેવા છતાંય તેમને ઓળખ્યા નહીં, જેવી રીતે અમૃતમય ચંદ્રમાના સમુદ્રમાં રહેવા છતાં માછલીઓ તેમને ઓળખી શકી ન હતી. (૮) સંકેતને પારખનારા બુદ્ધિમાન યાદવો ભગવાનની સાથે રહેતા હતા અને ભગવાનના ભક્ત હતા. અને શ્રીકૃષ્ણને તેમના પ્રમુખ અને સર્વભૂતોમાં નિવાસ કરનારા પરમાત્મા માનતા હતા. (૯) અસત્‌ના ઉપાસક અને માયાથી મોહિત થયેલા શિશુપાલ જેવા રાજાઓ દ્વારા શ્રીકૃષ્ણની વિરુદ્ધમાં કહેવાયેલા નિંદાસૂચક વચનો સાંભળીને ભગવત્પરાયણ યાદવો ભ્રમમાં પડતા ન હતા. (૧૦) જેમણે ક્યારેય તપ કર્યું નથી તેવા લોકોને પણ આટલા દિવસો સુધી દર્શન આપીને, હવે, તેમની દર્શનલાલસાને તૃપ્ત કર્યા વિના જ તે ભગવાન શ્રીકૃષ્ણ પોતાનો ત્રિભુવન-મોહન શ્રીવિગ્રહ દેખાડીને અંતર્ધાન થઈ ગયા છે અને એમ કરીને તેમણે જાણે તેમનાં નેત્ર જ છીનવી લીધાં છે. (૧૧) ભગવાને પોતાની યોગમાયાનો પ્રભાવ દેખાડવા માટે માનવલીલા-અનુરૂપ જે દિવ્ય શ્રીવિગ્રહ (દેહ) પ્રગટ કર્યો હતો તે એટલો સુંદર હતો કે તેને જોઈને સઘળું જગત તો મોહિત થઈ જ જતું હતું,

૧. પ્રા. પા. – રજસં । ૨. પ્રા. પા. – કિં પુનઃ ।

યદ્ધર્મસૂનોર્બત રાજસૂયે
નિરીક્ષ્ય દૃક્સ્વસ્ત્યયનં ત્રિલોકઃ ।
કાર્ત્સ્ન્યેન ચાદ્યેહ[1] ગતં વિધાતુ-
ર્વાક્સૃતૌ કૌશલમિત્યમન્યત ॥ ૧૩॥

યસ્યાનુરાગપ્લુતહાસરાસ-
લીલાવલોકપ્રતિલબ્ધમાનાઃ ।
વ્રજસ્ત્રિયો દૃગ્ભિરનુપ્રવૃત્ત-
ધિયોઽવતસ્થુઃ કિલ કૃત્યશેષાઃ ॥ ૧૪॥

સ્વશાન્તરૂપેષ્વિતરૈઃ[2] સ્વરૂપૈ-
રભ્યર્દ્યમાનેષ્વનુકમ્પિતાત્મા ।
પરાવરેશો મહદંશયુક્તો
હ્યજોઽપિ જાતો ભગવાન્ યથાગ્નિઃ ॥ ૧૫॥

માં ખેદયત્યેતદજસ્ય જન્મ-
વિડમ્બનં યદ્વસુદેવગેહે ।
વ્રજે ચ વાસોઽરિભયાદિવ સ્વયં
પુરાદ્ વ્યવાત્સીદ્યદનન્તવીર્યઃ ॥ ૧૬॥

દુનોતિ ચેતઃ સ્મરતો મમૈતદ્
યદાહ પાદાવભિવન્દ્ય પિત્રોઃ ।
તાતામ્બ કંસાદુરુશઙ્કિતાનાં
પ્રસીદતં નોઽકૃતનિષ્કૃતીનામ્ ॥ ૧૭॥

કો વા અમુષ્યાઙ્ઘ્રિસરોજરેણું
વિસ્મર્તુમીશીત પુમાન્ વિજિઘ્રન્ ।
યો વિસ્ફુરદ્ભ્રૂવિટપેન ભૂમે-
ર્ભારં કૃતાન્તેન તિરશ્ચકાર ॥ ૧૮॥

દૃષ્ટા ભવદ્ભિર્નનુ રાજસૂયે
ચૈદ્યસ્ય કૃષ્ણં દ્વિષતોઽપિ સિદ્ધિઃ ।
યાં યોગિનઃ સંસ્પૃહયન્તિ સમ્યગ્
યોગેન કસ્તદ્વિરહં સહેત ॥ ૧૯॥

તથૈવ ચાન્યે નરલોકવીરા
ય આહવે કૃષ્ણમુખારવિન્દમ્ ।
નેત્રૈઃ પિબન્તો નયનાભિરામં
પાર્થાસ્ત્રપૂતાઃ પદમાપુરસ્ય ॥ ૨૦॥

તેઓ પોતે પણ ચકિત થઈ જતા હતા. સૌભાગ્ય અને સૌંદર્યની પરાકાષ્ઠા હતી તે રૂપમાં. તેનાથી આભૂષણો (અંગો પરનાં ઘરેણાં) પણ વિભૂષિત થઈ જતાં હતાં. (૧૨)

ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ-પ્રસંગે જ્યારે ભગવાનના આ નયનાભિરામ રૂપ પર લોકોની દૃષ્ટિ પડી ત્યારે ત્રિલોકીએ એમ જ માન્યું હતું કે માનવસૃષ્ટિની રચના બાબતે વિધાતાની જેટલી ચતુરાઈ છે તે બધી આ જ રૂપ (-નિર્માણ)માં પૂરી થઈ ગઈ છે. (૧૩) તેમના પ્રેમપૂર્ણ હાસ્યવિનોદથી અને લીલામય દૃષ્ટિથી સમ્માનિત થતાં વ્રજબાળાઓની આંખો તેમના જ પ્રત્યે ચોંટી જતી હતી અને તેમનાં ચિત્ત પણ એવાં તલ્લીન થઈ જતાં હતાં કે તેમના ઘરનાં કામકાજ છૂટી જતાં હતાં. (૧૪) ચરાચર જગત અને પ્રકૃતિના સ્વામી ભગવાને જ્યારે પોતાના શાંતરૂપ મહાત્માઓને પોતાના જ ઘોરરૂપ અસુરોથી સતાવતા જોયા ત્યારે તેઓ કરુણાભાવથી દ્રવી ઊઠ્યા અને અજન્મા હોવા છતાં પણ પોતાના અંશ બળરામજી સહિત, કાષ્ઠમાં અગ્નિ પ્રગટે તેમ પ્રગટ થયા. (૧૫)

અજન્મા હોવા છતાં પણ વસુદેવજીને ત્યાં જન્મ લેવાની લીલા કરવી, સૌને અભય આપનારા હોવા છતાં પણ જાણે કંસના ભયથી વ્રજમાં જઈ સંતાવું અને અત્યંત પરાક્રમી હોવા છતાં પણ કાળયવન સામેથી મથુરાનગરી છોડીને ભાગી જવું – ભગવાનની આ કેવી અદ્‌ભુત લીલાઓ છે. જ્યારે હું તેમની લીલાઓને યાદ કરું છું ત્યારે તે મને બેચેન કરી મૂકે છે. (૧૬) તેમણે દેવકી-વસુદેવનાં ચરણોને વંદન કરીને જે એમ કહ્યું હતું કે – 'પિતાજી, માતાજી! કંસનો ભારે ભય રહેવાને કારણે મારાથી તમારી કોઈ સેવા થઈ શકી નહીં, તમે મારો આ અપરાધ ધ્યાનમાં ન લેતાં મારા પર પ્રસન્ન થાઓ' – શ્રીકૃષ્ણની આ વાતો જ્યારે યાદ આવે છે ત્યારે આજે પણ મારા ચિત્તને ધમરોળી મૂકે છે. (૧૭) જેમણે કાળરૂપ પોતાના ભ્રૂકુટિ-વિલાસથી જ પૃથ્વીનો સઘળો ભાર ઉતારી લીધો હતો તે શ્રીકૃષ્ણના પાદ-પદ્મ-પરાગનું સેવન કરનારો એવો કયો મનુષ્ય હોય, જે તેને ભૂલી શકે? (૧૮) તમે બધાએ રાજસૂય યજ્ઞ-પ્રસંગે પ્રત્યક્ષ જ જોયું હતું કે શ્રીકૃષ્ણ સાથે દ્વેષ કરનારા શિશુપાલને એવી સિદ્ધિ મળી ગઈ, કે જેને પામવા મોટા મોટા યોગીઓ સમ્યક્‌પણે યોગસાધના કરીને સ્પૃહા કરતા રહે છે. તેમનો વિરહ ભલા, કોણ સહી શકે? (૧૯) મહાભારતના યુદ્ધમાં શિશુપાલની જેમ જે બીજા યોદ્ધાઓએ પોતાની આંખોથી ભગવાન શ્રીકૃષ્ણના નયનાભિરામ મુખ-કમળ-મકરંદનું પાન કરતાં કરતાં,

૧ પ્રા. પા. – ચાદ્યૈવ । ૨. પ્રા. પા. – પ્રશાન્ત૦ ।

સ્વયં ત્વસામ્યાતિશયસ્ત્ર્યધીશઃ
સ્વારાજ્યલક્ષ્મ્યાપ્તસમસ્તકામઃ[1] ।
બલિં હરદ્ભિશ્ચિરલોકપાલૈઃ
કિરીટકોટ્યેડિતપાદપીઠઃ ॥ ૨૧॥

તત્તસ્ય કૈઙ્કર્યમલં ભૃતાન્નો
વિગ્લાપયત્યઙ્ગ યદુગ્રસેનમ્ ।
તિષ્ઠન્નિષણ્ણં પરમેષ્ઠિધિષ્ણ્યે
ન્યબોધયદ્દેવ નિધારયેતિ ॥ ૨૨॥

અહો બકી યં સ્તનકાલકૂટં
જિઘાંસયાઽપાયયદપ્યસાધ્વી ।
લેભે ગતિં ધાત્ર્યુચિતાં તતોઽન્યં
કં વા દયાલું શરણં વ્રજેમ ॥ ૨૩॥

મન્યેઽસુરાન્ ભાગવતાંસ્ત્ર્યધીશે
સંરમ્ભમાર્ગાભિનિવિષ્ટચિત્તાન્ ।
યે સંયુગેઽચક્ષત તાર્ક્ષ્યપુત્ર-
મંસેસુનાભાયુધમાપતન્તમ્ ॥ ૨૪॥

વસુદેવસ્ય દેવક્યાં જાતો ભોજેન્દ્રબન્ધને ।
ચિકીર્ષુર્ભગવાનસ્યાઃ શમજેનાભિયાચિતઃ ॥ ૨૫॥

તતો નન્દવ્રજમિતઃ પિત્રા કંસાદ્વિબિભ્યતા ।
એકાદશ સમાસ્તત્ર ગૂઢાર્ચિઃ સબલોઽવસત્ ॥ ૨૬॥

પરીતો વત્સપૈર્વત્સાંશ્ચારયન્ વ્યહરદ્વિભુઃ[2] ।
યમુનોપવને કૂજદ્દ્વિજસઙ્કુલિતાઙ્ઘ્રિપે ॥ ૨૭॥

કૌમારીં દર્શયંશ્ચેષ્ટાં પ્રેક્ષણીયાં વ્રજૌકસામ્ ।
રુદન્નિવ હસન્મુગ્ધબાલસિંહાવલોકનઃ ॥ ૨૮॥

સ એવ ગોધનં લક્ષ્મ્યા નિકેતં સિતગોવૃષમ્ ।
ચારયન્નનુગાન્ ગોપાન્ રણદ્વેણુરરીરમત્ ॥ ૨૯॥

અર્જુનનાં બાણોથી વીંધાઈને પ્રાણત્યાગ કર્યો તે તમામ ભગવાનના પરમ ધામને પામ્યા. (૨૦) સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ ત્રણે લોકના અધીશ્વર છે. તેમના જેવું પણ કોઈ જ નથી, તો તેમનાથી ચડિયાતું તો હોય જ કોણ? તેઓ પોતાના સ્વયંસિદ્ધ ઐશ્વર્યથી જ હંમેશ પૂર્ણકામ છે. ઇન્દ્ર વગેરે અસંખ્ય લોકપાલો અનેક પ્રકારની ભેટો લાવી લાવીને પોતપોતાના મુગટોના અગ્રભાગથી તેમનાં ચરણકમળ મૂકવાની પીઠિકાને પ્રણામ કરતા રહે છે. (૨૧) વિદુરજી! એ જ ભગવાન શ્રીકૃષ્ણ રાજસિંહાસન પર બેઠેલા ઉગ્રસેન સામે સ્વયં ઊભા રહીને નિવેદન કરતા હતા કે 'હે દેવ! અમારી વિનંતી સાંભળો.' (એક સેવક રાજાને નિવેદન કરતો હોય તેવી) સ્વયં ત્રિલોકીનાથ હોવા છતાં ઉગ્રસેન સાથે આવી સેવક જેવી–કિંકર જેવી નમ્ર વાત કરતા, તેનું સ્મરણ થતાં મારા મનમાં ઊથલ-પાથલ મચી જાય છે. (૨૨) પાપિણી પૂતનાએ પોતાના થાનો પર હળાહળ વિષ લગાડીને, શ્રીકૃષ્ણને મારી નાખવાની દાનતથી તેમને સ્તનપાન કરાવ્યું હતું, તેને પણ ભગવાને પરમ ગતિ આપી, કે જે ધાયને મળવી જોઈએ. એવા ભગવાન શ્રીકૃષ્ણના સિવાય અન્ય કોણ કૃપાળુ છે કે જેનું શરણ લઈએ? (૨૩) હું અસુરોને પણ ભગવાનના ભક્તો જ માનું છું; કારણ કે વેરભાવજન્ય ક્રોધને કારણે તેમનું ચિત્ત હંમેશાં શ્રીકૃષ્ણમાં જ લીન રહેતું હતું અને તેમને રણભૂમિમાં સુદર્શનચક્ર-ધારી ભગવાનને ખભે ચઢાવીને વેગે ઊડતા ગરુડજીનાં દર્શન થયા કરતાં હતાં. (૨૪)

બ્રહ્માજીની પ્રાર્થનાથી પૃથ્વીનો ભાર ઉતારીને તેને સુખી કરવા માટે કંસના કારાગૃહમાં વસુદેવ-દેવકીને ત્યાં ભગવાને અવતાર લીધો હતો. (૨૫) તે સમયે તેમને પિતા વસુદેવજીએ કંસના ભયને લીધે વ્રજમાં નંદબાબાને ત્યાં પહોંચાડી દીધા હતા. ત્યાં તેઓ બળરામજીની સાથે અગિયાર વર્ષ સુધી એવી રીતે છુપાઈને રહ્યા કે તેમનો પ્રભાવ વ્રજની બહાર કોઈના પર પ્રગટ થયો નહીં. (૨૬) જેનાં હર્યાંભર્યાં વૃક્ષો પર કલરવ કરતાં પક્ષીઓનાં ટોળે-ટોળાં વસે છે તેવા યમુનાના ઉપવનમાં ભગવાન શ્રીકૃષ્ણે ગાય-વાછરડાં ચરાવતા ગોપબાળોની ટોળી સાથે વિહાર કર્યો હતો. (૨૭) તેમની એવી મનોહર લીલાઓ થતી હતી કે જે વ્રજવાસીઓ માટે દર્શનીય બની રહેતી. જેવી કે - તેઓ ક્યારેક રોવા લાગતા, ક્યારેક હસી ઊઠતા, તો ક્યારેક સિંહબાળની જેમ મુગ્ધ નજરે જોયા કરતા. (૨૮) તેઓ મોટા થયા ત્યારે પોતાનું શોભાની મૂર્તિસમું ગોધન–

૧. પ્રા. પા. – સામ્રાજ્ય૦। ૨. પ્રા. પા. – વ્યચરદ્ ભુવિ।

પ્રયુક્તાન્ ભોજરાજેન માયિનઃ કામરૂપિણઃ ।
લીલયા વ્યનુદત્તાંસ્તાન્ બાલઃ ક્રીડનકાનિવ ॥ ૩૦॥

વિપન્નાન્ વિષપાનેન નિગૃહ્ય ભુજગાધિપમ્ ।
ઉત્થાપ્યાપાયયદ્ગાવસ્તત્તોયં પ્રકૃતિસ્થિતમ્ ॥ ૩૧॥

અયાજયદ્ગોસવેન ગોપરાજં દ્વિજોત્તમૈઃ ।
વિત્તસ્ય ચોરુભારસ્ય ચિકીર્ષન્ સદ્વ્યયં વિભુઃ ॥ ૩૨॥

વર્ષતીન્દ્રે વ્રજઃ કોપાદ્ભગ્નમાનેઽતિવિહ્વલઃ ।
ગોત્રલીલાતપત્રેણ ત્રાતો ભદ્રાનુગૃહ્ણતા ॥ ૩૩॥

શરચ્છશિકરૈર્મૃષ્ટં માનયન્ રજનીમુખમ્ ।
ગાયન્ કલપદં રેમે સ્ત્રીણાં મણ્ડલમણ્ડનઃ ॥ ૩૪॥

સાક્ષાત્ લક્ષ્મી જેવી ગાયો અને આકર્ષક શ્વેત વાછડાંઓને ચરાવતા રહીને પોતાના સાથી ગોવાળિયાઓને વાંસળી વગાડી-વગાડીને રીઝવવા લાગ્યા. (૨૯) તે દરમિયાન, જ્યારે કંસે તેમને મારવા માટે કામરૂપી ઘણાબધા માયાવી રાક્ષસો મોકલ્યા ત્યારે ભગવાને તેમને રમત-રમતમાં (સહેલાઈથી) મારી નાખ્યા – બાળક રમકડાંને તોડી-ફોડી નાખે છે તેમ. (૩૦) કાલિય નાગનું દમન કરીને, વિષ ભળેલું પાણી પીવાથી મરેલા ગોપબાળો અને ગાયોને જીવતાં કરીને, તેમને કાલિય-નાગ વિનાનું શુદ્ધ પાણી પીવાની સુવિધા કરી આપી. (૩૧) ભગવાન શ્રીકૃષ્ણે વૃદ્ધિ પામેલા ધનનો સદ્વ્યય કરાવવાની ઇચ્છાથી નંદબાબા પાસે શ્રેષ્ઠ બ્રાહ્મણો દ્વારા ગોવર્ધન-પૂજારૂપે ગો-યજ્ઞ કરાવ્યો. (૩૨) હે ભદ્ર! એનાથી પોતાનો માનભંગ થવાને કારણે ઇન્દ્રે જ્યારે ક્રોધિત થઈને વ્રજનો વિનાશ કરવા માટે મુશળધાર વરસાદ વરસાવવાનો આરંભ કર્યો ત્યારે કરુણાધીન ભગવાને રમત-રમતમાં છત્રીની જેમ ગોવર્ધન પર્વતને ઊંચકી લીધો અને અત્યંત ગભરાયેલા વ્રજવાસીઓનું અને તેમનાં પશુઓનું રક્ષણ કર્યું. (૩૩) સંધ્યાવેળાએ જ્યારે આખાય વૃંદાવનમાં શરદના ચંદ્રમાની ચાંદની છવાઈ જતી ત્યારે શ્રીકૃષ્ણ તે (ચંદ્રમા)નું સમ્માન કરતા કરતા મધુર ગાન કરતા હતા અને ગોપમંડળીની શોભા વધારતા, તેમની સાથે રાસલીલા કરતા હતા. (૩૪)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વિદુરોદ્ધવસંવાદે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત 'વિદુર-ઉદ્ધવ સંવાદ'માંનો બીજો અધ્યાય સમાપ્ત.

==★==

# ત્રીજો અધ્યાય

## ભગવાનનાં અન્ય લીલા-ચરિત્રોનું વર્ણન

*ઉદ્ધવ ઉવાચ*

તતઃ સ આગત્ય પુરં સ્વપિત્રો-
શ્ચિકીર્ષયા શં બલદેવસંયુતઃ ।
નિપાત્ય તુઙ્ગાદ્રિપુયૂથનાથં
હતં વ્યકર્ષદ્ વ્યસુમોજસોર્વ્યામ્ ॥ ૧॥

સાન્દીપનેઃ સકૃત્પ્રોક્તં બ્રહ્માધીત્ય સવિસ્તરમ્ ।
તસ્મૈ પ્રાદાદ્વરં પુત્રં મૃતં પઞ્ચજનોદરાત્ ॥ ૨॥

સમાહુતા ભીષ્મકકન્યયા યે
શ્રિયઃ સવર્ણેન બુભૂષયૈષામ્ ।

ઉદ્ધવજી કહે છે – ત્યારબાદ શ્રીકૃષ્ણ પોતાનાં માતાપિતા દેવકી-વસુદેવને સુખ આપવાની ઇચ્છાથી બળદેવજીની સાથે મથુરામાં પધાર્યા અને તેમણે શત્રુસમુદાયના સ્વામી કંસને ઊંચા સિંહાસન પરથી નીચે પટકીને તથા તેના પ્રાણ હરીને તેનું શબ ઘણા વેગથી જમીન પર ઘસડ્યું. (૧) સાંદીપનિ મુનિ વડે એક વાર ઉચ્ચારાયેલા વેદનું સાંગોપાંગ અધ્યયન કર્યા પછી દક્ષિણારૂપે, તેમના મૃત પુત્રને પંચજન નામના રાક્ષસના પેટમાંથી (યમપુરીમાંથી) પાછો લાવીને તેમને સોંપ્યો. (૨)

શ્રીકૃષ્ણના અદ્ભુત પરાક્રમ અને અનુપમ સૌન્દર્યને સાંભળીને રુક્મિણીજીએ નિશ્ચય કરી લીધો હતો કે 'હું

ગાન્ધર્વવૃત્ત્યા મિષતાં સ્વભાગં
જહ્રે પદં મૂર્ધ્નિ દધત્સુપર્ણઃ[1] ॥ ૩॥

કકુદ્મતોઽવિદ્ધનસો દમિત્વા
સ્વયંવરે નાગ્નજિતીમુવાહ[2] ।
તદ્ભગ્નમાનાનપિ ગૃધ્યતોઽજ્ઞા-
ઞ્જઘ્નેઽક્ષતઃ શસ્ત્રભૃતઃ સ્વશસ્ત્રૈઃ ॥ ૪॥

પ્રિયં પ્રભુર્ગ્રામ્ય ઈવ પ્રિયાયા
વિધિત્સુરાર્ચ્છદ્ દ્યુતરું યદર્થે ।
વજ્ર્યાદ્રવત્તં સગણો રુષાન્ધઃ
ક્રીડામૃગો નૂનમયં વધૂનામ્ ॥ ૫॥

સુતં મૃધે ખં વપુષા ગ્રસન્તં
દૃષ્ટ્વા સુનાભોન્મથિતં ધરિત્ર્યા ।
આમન્ત્રિતસ્તત્તનયાય શેષં[3]
દત્ત્વા તદન્તઃપુરમાવિવેશ ॥ ૬॥

તત્રાહૃતાસ્તા નરદેવકન્યાઃ
કુજેન દૃષ્ટ્વા હરિમાર્તબન્ધુમ્ ।
ઉત્થાય સદ્યો જગૃહુઃ પ્રહર્ષ-
વ્રીડાનુરાગપ્રહિતાવલોકૈઃ[4] ॥ ૭॥

આસાં મુહૂર્ત એકસ્મિન્નાનાગારેષુ યોષિતામ્ ।
સવિધં જગૃહે પાણીનનુરૂપઃ[5] સ્વમાયયા ॥ ૮॥

તાસ્વપત્યાન્યજનયદાત્મતુલ્યાનિ સર્વતઃ[6] ।
એકૈકસ્યાં દશ દશ પ્રકૃતેર્વિબુભૂષયા ॥ ૯॥

કાલમાગધશાલ્વાદીનનીકૈ રુન્ધતઃ પુરમ્ ।
અજીઘનત્સ્વયં દિવ્યં સ્વપુંસાં તેજ આદિશત્ ॥ ૧૦॥

શમ્બરં દ્વિવિદં બાણં મુરં બલ્વલમેવ ચ ।
અન્યાંશ્ચ દન્તવક્ત્રાદીનવધીત્કાંશ્ચ ઘાતયત્[7] ॥ ૧૧॥

અથ તે ભ્રાતૃપુત્રાણાં પક્ષયોઃ પતિતાન્નૃપાન્ ।
ચચાલ ભૂઃ કુરુક્ષેત્રં યેષામાપતતાં બલૈઃ ॥ ૧૨॥

તેમની જ બની જાઉં.' તેથી રુક્મિણી સ્વયંવરમાં આવેલા તમામ રાજાઓનાં માથાં પર પગ મૂકીને ભગવાન શ્રીકૃષ્ણે ગાંધર્વવૃત્તિથી પોતાના ભાગ એવા રુક્મિણીજીનું હરણ કર્યું અને બધા રાજાઓ જોતાં જ રહી ગયા. (૩) સ્વયંવરમાં નાથ્યા વિનાના સાત બળદોને નાથીને નાગ્નજિતી (સત્યા) સાથે લગ્ન કર્યાં. આ પ્રમાણે માનભંગ થવાથી મૂર્ખ રાજાઓએ શસ્ત્રો ઉપાડીને રાજકુમારીને ઝૂંટવી લેવા ઈચ્છ્યું, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે લેશમાત્ર ઈજા પામ્યા વિના પોતાનાં શસ્ત્રોથી તેમને મારી નાખ્યા. (૪) પોતાની પત્ની સત્યભામાનું પ્રિય કરવાની ઈચ્છાથી વિષયી પુરુષો જેવી લીલા કરતાં ભગવાન સત્યભામા સાથે સ્વર્ગમાં ગયા અને જ્યારે કલ્પવૃક્ષ ઉખાડીને લાવી રહ્યા હતા ત્યારે ક્રોધિત થઈને પોતાના સૈનિકો સાથે ઈન્દ્રે ભગવાન પર આક્રમણ કર્યું અને કહેવા લાગ્યો કે 'જુઓ તો ખરા! આ કૃષ્ણ પોતાની પત્નીના હાથનું રમકડું બની ગયો છે! (૫) ભગવાન સાથે યુદ્ધ કરતાં કરતાં આકાશને ગળી જતો હોય તેવો વિશાળકાય રાક્ષસ ભૌમાસુર ભગવાનના હાથે મૃત્યુ પામ્યો ત્યારે પૃથ્વીની પ્રાર્થનાથી ભગવાને ભૌમાસુરના પુત્ર ભગદત્તને બચેલું રાજ્ય સોંપ્યું અને ભગવાને તેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. (૬) ત્યાં ભૌમાસુર વડે હરી લેવાયેલી ઘણીબધી રાજકુમારીઓ હતી. તેઓ દીનબંધુ શ્રીકૃષ્ણચંદ્રને જોતાં જ ઊભી થઈ ગઈ અને તે સૌએ અત્યંત હર્ષ, લજ્જા અને પ્રેમપૂર્ણ નજરે તત્ક્ષણ જ ભગવાનને પતિરૂપે વરી લીધા. (૭) ત્યારે ભગવાને પોતાની નિજ-શક્તિ યોગમાયા વડે તે કન્યાઓને અનુરૂપ એટલાં જ રૂપ ધરીને તે બધીઓનું અલગ-અલગ મહેલોમાં એક જ મુહૂર્તે વિધિવત્ પાણિગ્રહણ કર્યું. (૮) પોતાની લીલાનો વિસ્તાર કરવા માટે તેમણે તેઓ પૈકીની પ્રત્યેકના ગર્ભથી, બધા ગુણોમાં પોતાના જેવા જ, દસ-દસ પુત્રો ઉત્પન્ન કર્યા. (૯) જ્યારે કાલયવન, જરાસંધ, શાલ્વ વગેરેએ પોતાની સેનાઓથી મથુરા અને દ્વારકાપુરીને ઘેરી લીધી હતી ત્યારે તેમને ભગવાને પોતાની સેનાને અલૌકિક શક્તિ આપીને સ્વયં મારી નંખાવ્યા હતા. (૧૦) શંબર, દ્વિવિદ, બાણાસુર, મુર, બલ્વલ, દંતવક્ત્ર વગેરે અન્ય યોદ્ધાઓમાંના કેટલાકને તેમણે પોતે માર્યા હતા અને કેટલાકને બીજાઓ વડે મરાવ્યા હતા. (૧૧) ત્યારબાદ તેમણે તમારા બંધુ ધૃતરાષ્ટ્ર અને પાંડુપુત્રોનો પક્ષ લઈને આવેલા રાજાઓનો, કે જેમનું સેનાસહિત કુરુક્ષેત્રમાં આગમન થતાં જ ધરતી ડગમગવા લાગી હતી – તેમનો પણ સંહાર કર્યો. (૧૨)

૧. પ્રા. પા. – દદત્ । ૨. પ્રા. પા. – નાગ્નજિતીં વ્યુવાહ । ૩. પ્રા. પા. – રાજ્યં । ૪. પ્રા. પા. – લોકાઃ । ૫. પ્રા. પા. – પાણીનુરુરૂપઃ । ૬. પ્રા. પા. – સર્વશઃ । ૭. પ્રા. પા. – ઘાતયન્ ।

સ કર્ણદુશ્શાસનસૌબલાનાં
કુમન્ત્રપાકેન હતશ્રિયાયુષમ્[૧] ।
સુયોધનં સાનુચરં[૨] શયાનં
ભગ્નોરુમૂર્વ્યાં ન નનન્દ પશ્યન્ ॥ ૧૩॥

કિયાન્ ભુવોઽયં ક્ષપિતોરુભારો
યદ્દ્રોણભીષ્માર્જુનભીમમૂલૈઃ ।
અષ્ટાદશાક્ષૌહિણિકો મદંશૈ-
રાસ્તે બલં દુર્વિષહં યદૂનામ્ ॥ ૧૪॥

મિથો યદૈષાં ભવિતા વિવાદો
મધ્વામદાતામ્રવિલોચનાનામ્[૩] ।
નૈષાં વધોપાય ઈયાનતોઽન્યો
મય્યુદ્યતેઽન્તર્દધતે સ્વયં સ્મ ॥ ૧૫॥

એવં સઞ્ચિન્ત્ય ભગવાન્ સ્વરાજ્યે સ્થાપ્ય ધર્મજમ્ ।
નન્દયામાસ સુહૃદઃ સાધૂનાં વર્ત્મ દર્શયન્ ॥ ૧૬॥

ઉત્તરાયાં ધૃતઃ પૂરોર્વંશઃ સાધ્વભિમન્યુના ।
સ વૈ દ્રૌણ્યસ્ત્રસઞ્છિન્નઃ પુનર્ભગવતા ધૃતઃ ॥ ૧૭॥

અયાજયદ્ધર્મસુતમશ્વમેધૈસ્ત્રિભિર્વિભુઃ ।
સોઽપિ ક્ષ્મામનુજૈ રક્ષન્ રેમે કૃષ્ણમનુવ્રતઃ ॥ ૧૮॥

ભગવાનપિ વિશ્વાત્મા લોકવેદપથાનુગઃ ।
કામાન્ સિષેવે[૪] દ્વાર્વત્યામસક્તઃ સાઙ્ખ્યમાસ્થિતઃ ॥ ૧૯॥

સ્નિગ્ધસ્મિતાવલોકેન વાચા પીયૂષકલ્પયા ।
ચરિત્રેણાનવદ્યેન[૫] શ્રીનિકેતેન ચાત્મના ॥ ૨૦॥

ઈમં લોકમમું ચૈવ રમયન્ સુતરાં યદૂન્ ।
રેમે ક્ષણદયા દત્તક્ષણસ્ત્રીક્ષણસૌહૃદઃ ॥ ૨૧॥

તસ્યૈવં[૬] રમમાણસ્ય સંવત્સરગણાન્ બહૂન્ ।
ગૃહમેધેષુ યોગેષુ વિરાગઃ સમજાયત ॥ ૨૨॥

દૈવાધીનેષુ કામેષુ દૈવાધીનઃ સ્વયં પુમાન્ ।
કો વિસ્રમ્ભેત યોગેન યોગેશ્વરમનુવ્રતઃ ॥ ૨૩॥

કર્ણ, દુઃશાસન અને શકુનિની ખોટી સલાહથી જેનું આયુષ્ય અને સંપત્તિ બંને નષ્ટ થઈ ચૂક્યાં હતાં તથા જેની જાંઘ ભીમસેનની ગદાથી ભાંગી ચૂકી હતી તે દુર્યોધનને પોતાના સાથીઓ સમેત પૃથ્વી પર પડેલો જોઈને પણ તેઓ પ્રસન્ન થયા નહીં. (૧૩) તેઓ વિચારતા હતા – દ્રોણ, ભીષ્મ, અર્જુન અને ભીમ વડે આ અઢાર અક્ષૌહિણી સેનાનો વિપુલ સંહાર તો થયો છે, પણ તેનાથી પૃથ્વીનો ભાર ખરેખર કેટલો હલકો થયો? હજી તો મારા અંશરૂપ પ્રદ્યુમ્ન વગેરેના બળથી વધી ગયેલા યાદવોનું દુઃસહ્ય દળ તો યથાવત્ છે. (૧૪) તેઓ જ્યારે મદ્યપાનથી મત્ત બનીને લાલઘૂમ આંખો કરીને અંદરોઅંદર લડવા માંડશે ત્યારે તેનાથી જ તેમનો નાશ થશે. એ સિવાય અન્ય કોઈ ઉપાય નથી. ખરેખર તો મારા સંકલ્પ કરવાથી તેઓ સ્વયં નષ્ટ થઈ જશે. (૧૫)

આમ વિચારીને ભગવાને યુધિષ્ઠિરને તેમની પૈતૃક (બાપીકી) રાજગાદી પર બેસાડ્યા અને પોતાના બધા જ સગાસંબંધીઓને સત્પુરુષોનો માર્ગ બતાવીને આનંદિત કર્યા. (૧૬) ઉત્તરાના ઉદરમાં અભિમન્યુએ જે બીજ સ્થાપિત કર્યું હતું તે પણ બ્રહ્માસ્ત્રથી નષ્ટવત્ થઈ ચૂક્યું હતું; પરંતુ ભગવાને તેને બચાવી લીધું. (૧૭) તેમણે ધર્મરાજ યુધિષ્ઠિર પાસે ત્રણ અશ્વમેધ યજ્ઞો કરાવ્યા અને તેઓ પણ શ્રીકૃષ્ણના અનુગામી થઈને, પોતાના નાના ભાઈઓની સહાયથી પૃથ્વીનું રક્ષણ કરતા રહીને ખૂબ આનંદપૂર્વક રહેવા લાગ્યા. (૧૮) વિશ્વાત્મા ભગવાને પણ દ્વારકાપુરીમાં રહીને લોક અને વેદની મર્યાદાનું પાલન કરતા રહીને બધા પ્રકારના ભોગ ભોગવ્યા; પણ સાંખ્યયોગની સ્થાપના કરવા સારુ, તેમનામાં ક્યારેય આસક્ત થયા નહીં. (૧૯) મધુર સ્મિત, સ્નેહસભર દૃષ્ટિ, સુધામય વાણી, નિર્મળ ચરિત્ર તથા સમસ્ત શોભા અને સૌંદર્યના નિવાસ એવા પોતાના શ્રીવિગ્રહથી લોક-પરલોકને અને વિશેષ તો યાદવોને આનંદિત કર્યા તેમ જ રાત્રિટાણે પોતાની પ્રિયાઓ સાથે ક્ષણિક અનુરાગી થઈને સમયોચિત વિહાર કર્યા અને એ રીતે તેમને પણ સુખ આપ્યું. (૨૦-૨૧) આ પ્રમાણે ઘણાં વર્ષો સુધી વિહાર કરતાં કરતાં તેમને ગૃહસ્થાશ્રમ-સંબંધિત ભોગ-સામગ્રીઓમાંથી વૈરાગ્ય થયો. (૨૨) એ ભોગ-સામગ્રીઓ ઈશ્વરને આધીન છે અને જીવ પણ તેમને આધીન છે. જ્યારે યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણને જ તેમનામાંથી વૈરાગ્ય થયો, ત્યારે ભક્તિયોગ વડે તેમનું અનુગમન કરનારો ભક્ત તો તેમના (તે

૧. પ્રા. પા. – ૦શ્રિયાજુષામ્ । ૨. પ્રા. પા. – સાનુબલં । ૩. પ્રા. પા. – મધ્વામદાર્તામ્બુજલોચ૦ । ૪. પ્રા. પા. – નિષેવે ।
૫. પ્રા. પા. – ચારિત્ર્યેણા૦ । ૬. પ્રા. પા. – તસ્યેત્થં ।

પુર્યાં કદાચિત્ક્રીડદ્ભિર્યદુભોજકુમારકૈઃ ।
કોપિતા મુનયઃ શેપુર્ભગવન્મતકોવિદાઃ ॥ ૨૪॥

તતઃ કતિપયૈર્માસૈર્વૃષ્ણિભોજાન્ધકાદયઃ ।
યયુઃ પ્રભાસં સંહૃષ્ટા રથૈર્દેવવિમોહિતાઃ ॥ ૨૫॥

તત્ર સ્નાત્વા પિતૄન્દેવાનૃષીંશ્ચૈવ તદમ્ભસા ।
તર્પયિત્વાऽથ વિપ્રેભ્યો ગાવો બહુગુણા દદુઃ ॥ ૨૬॥

હિરણ્યં રજતં શય્યાં વાસાંસ્યજિનકમ્બલાન્ ।
યાનં[1] રથાનિભાન્ કન્યા ધરાં વૃત્તિકરીમપિ ॥ ૨૭॥

અન્નં ચોરુરસં તેભ્યો દત્ત્વા ભગવદર્પણમ્ ।
ગોવિપ્રાર્થાસવઃ શૂરાઃ પ્રણેમુર્ભુવિ મૂર્ધભિઃ ॥ ૨૮॥

ભોગસામગ્રીઓ) પર વિશ્વાસ જ કેમ કરશે? (૨૩)

એક વાર દ્વારકાપુરીમાં રમતાં-રમતાં યદુવંશી અને ભોજવંશી બાળકોએ રમત-રમતમાં કેટલાક મુનીશ્વરોને ક્રોધિત કર્યા; ત્યારે યાદવકુળનો નાશ જ ભગવાનને અભિપ્રેત છે એમ સમજીને તે ઋષિઓએ બાળકોને શાપ દઈ દીધો. (૨૪) પછી થોડા જ મહિના બાદ ભાવિવશ વૃષ્ણિવંશી, ભોજવંશી અને અંધકવંશી યાદવો ભારે હર્ષ સાથે રથોમાં સવાર થઈને પ્રભાસક્ષેત્રમાં ગયા. (૨૫) ત્યાં સ્નાન કરીને તેમણે તે તીર્થના જળથી પિતૃઓ, દેવતાઓ અને ઋષિઓનું તર્પણ કર્યું તથા બ્રાહ્મણોને શ્રેષ્ઠ ગાયોનું દાન કર્યું. (૨૬) તેમણે સોનું, ચાંદી, શય્યા, વસ્ત્રો, મૃગચર્મ, શાલ, પાલખી, રથ, હાથી, કન્યાઓ અને જેનાથી આજીવિકા મળી રહે તેવી ભૂમિ તેમ જ વિવિધ પ્રકારનાં સરસ અન્ન પણ ભગવદ્-અર્પણ કરીને બ્રાહ્મણોને આપ્યાં. ત્યારબાદ ગાયો અને બ્રાહ્મણો માટે જ પ્રાણ ધારણ કરનારા તે વીરોએ પૃથ્વી પર માથું ટેકવીને બ્રાહ્મણોને પ્રણામ કર્યા. (૨૭-૨૮)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વિદુરોદ્ધવસંવાદે તૃતીયોऽધ્યાયઃ ॥ ૩॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત 'વિદુર-ઉદ્ધવ-સંવાદ'માંનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોથો અધ્યાય

## ઉદ્ધવજીની વિદાય લઈને વિદુરજીનું મૈત્રેય ઋષિ પાસે જવું

*ઉદ્ધવ ઉવાચ*

અથ તે તદનુજ્ઞાતા ભુક્ત્વા પીત્વા ચ વારુણીમ્ ।
તયા વિભ્રંશિતજ્ઞાના દુરુક્તૈર્મર્મ પસ્પૃશુઃ ॥ ૧॥

તેષાં મૈરેયદોષેણ વિષમીકૃતચેતસામ્ ।
નિમ્લોચતિ રવાવાસીદ્વેણૂનામિવ મર્દનમ્ ॥ ૨॥

ભગવાન્ સ્વાત્મમાયાયા ગતિં તામવલોક્ય સઃ ।
સરસ્વતીમુપસ્પૃશ્ય વૃક્ષમૂલમુપાવિશત્ ॥ ૩॥

અહં ચોક્તો ભગવતા પ્રપન્નાર્તિહરેણ હ ।
બદરીં ત્વં પ્રયાહીતિ સ્વકુલં સઞ્જિહીર્ષુણા ॥ ૪॥

અથાપિ તદભિપ્રેતં જાનન્નહમરિન્દમ ।
પૃષ્ઠતોऽન્વગમં ભર્તુઃ પાદવિશ્લેષણાક્ષમઃ ॥ ૫॥

**ઉદ્ધવજીએ કહ્યું** – પછી બ્રાહ્મણોની આજ્ઞા મેળવીને યાદવોએ ભોજન કર્યું અને વારુણી (મદિરા) પીધી. તેનાથી તેમનું જ્ઞાન નષ્ટ થયું અને તેઓ અપશબ્દોથી એકબીજાનાં હૃદયને આઘાત પહોંચાડવા લાગ્યા. (૧) મદિરાના નશાથી તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ અને જેમ અંદરોઅંદરના ઘર્ષણથી વાંસવનમાં આગ લાગે છે તે જ રીતે સૂર્યાસ્ત થતાં પહેલાં તો તેમનામાં મારકાપ શરૂ થઈ ગઈ. (૨) ભગવાન પોતાની માયાની આ વિચિત્ર ગતિ જોઈને, સરસ્વતીના જળથી આચમન કરીને એક વૃક્ષ નીચે જઈ બેઠા. (૩) આની પહેલાં જ શરણાગતોનું દુઃખ દૂર કરનારા ભગવાન શ્રીકૃષ્ણે, પોતાના કુળનો સંહાર કરવાની ઇચ્છા થવાથી, મને કહી દીધું હતું કે તમે બદરિકાશ્રમ ચાલ્યા જાઓ. (૪) હે વિદુરજી! જોકે હું તેમનો આશય સમજી ગયો હતો, તેમ છતાં સ્વામીનાં ચરણોનો વિયોગ ન સહી

૧. પ્રા. પા. – હયાન્રથાનિભાન્કન્યાં ।

અદ્રાક્ષમેકમાસીનં વિચિન્વન્ દયિતં પતિમ્ ।
શ્રીનિકેતં સરસ્વત્યાં કૃતકેતમકેતનમ્ ॥ ૬॥
શ્યામાવદાતં વિરજં પ્રશાન્તારુણલોચનમ્ ।
દોર્ભિશ્ચતુર્ભિર્વિદિતં પીતકૌશામ્બરેણ ચ ॥ ૭॥
વામ ઊરાવધિશ્રિત્ય દક્ષિણાઙ્ઘ્રિસરોરુહમ્ ।
અપાશ્રિતાર્ભકાશ્વત્થમકૃશં ત્યક્તપિપ્પલમ્ ॥ ૮॥
તસ્મિન્મહાભાગવતો દ્વૈપાયનસુહૃત્સખા ।
લોકાનનુચરન્ સિદ્ધ આસસાદ યદૃચ્છયા ॥ ૯॥
તસ્યાનુરક્તસ્ય મુનેર્મુકુન્દઃ
પ્રમોદભાવાનતકન્ધરસ્ય ।
આશૃણ્વતો મામનુરાગહાસ-
સમીક્ષયા વિશ્રમયન્નુવાચ ॥ ૧૦॥

*શ્રીભગવાનુવાચ*

વેદાહમન્તર્મનસીપ્સિતં[1] તે
દદામિ યત્તદ્ દુરવાપમન્યૈઃ ।
સત્રે પુરા વિશ્વસૃજાં વસૂનાં
મત્સિદ્ધિકામેન વસો ત્વયેષ્ટઃ ॥ ૧૧॥
સ એષ સાધો ચરમો ભવાના-
માસાદિતસ્તે મદનુગ્રહો યત્[2] ।
યન્માં નૃલોકાન્[3] રહ ઉત્સૃજન્તં
દિષ્ટ્યા દદૃશ્વાન્ વિશદાનુવૃત્ત્યા ॥ ૧૨॥
પુરા મયા પ્રોક્તમજાય નાભ્યે
પદ્મે નિષણ્ણાય મમાદિસર્ગે ।
જ્ઞાનં પરં મન્મહિમાવભાસં
યત્સૂરયો ભાગવતં વદન્તિ ॥ ૧૩॥
ઇત્યાદૃતોક્તઃ પરમસ્ય પુંસઃ
પ્રતિક્ષણાનુગ્રહભાજનોઽહમ્ ।
સ્નેહોત્થરોમા સ્ખલિતાક્ષરસ્તં
મુઞ્ચઞ્છુચઃ પ્રાઞ્જલિરાબભાષે ॥ ૧૪॥
કો ન્વીશ તે પાદસરોજભાજાં
સુદુર્લભોઽર્થેષુ ચતુર્ષ્વપીહ ।
તથાપિ નાહં પ્રવૃણોમિ ભૂમન્[4]
ભવત્પદામ્ભોજનિષેવણોત્સુકઃ ॥ ૧૫॥

શકવાને કારણે હું તેમની પાછળ-પાછળ પ્રભાસક્ષેત્રમાં જઈ પહોંચ્યો. (૫) ત્યાં મેં જોયું કે જેઓ સૌનો આશ્રય છે, પણ જેમનો પોતાનો કોઈ અન્ય આશ્રય નથી તે સૌંદર્યધામ શ્યામસુંદર પ્રિયતમ પ્રભુ સરસ્વતીતટે એકલા જ બેઠેલા છે. (૬) દિવ્ય, વિશુદ્ધ, સત્ત્વમય અત્યંત સુંદર શામળું શરીર છે, શાંતિસભર રતુમડી આંખો છે. તેમની ચાર ભુજાઓ અને રેશમી પીતાંબર જોઈને તેમને મેં દૂરથી જ ઓળખી લીધા કે આ શ્રીકૃષ્ણ છે. (૭) તેઓ પીપળાના એક નાના-સરખા વૃક્ષનો સહારો લઈને ડાબી જાંઘ પર જમણું ચરણકમળ રાખીને બેઠા હતા. ખાવા-પીવાનું છોડી દીધું હોવા છતાં પણ તેઓ આનંદથી પ્રફુલ્લિત બની રહ્યા હતા. (૮) તે જ સમયે વ્યાસજીના પ્રિય મિત્ર પરમ ભાગવત સિદ્ધ મૈત્રેયજી ભુવનોમાં સ્વચ્છંદ વિચરણ કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા. (૯) મૈત્રેય મુનિ ભગવાનના પ્રેમી ભક્ત છે. આનંદ અને ભક્તિભાવથી તેમની ડોક નમેલી હતી. તેમની સામે જ શ્રીહરિએ પ્રેમ-સભર અને સ્મિતયુક્ત દૃષ્ટિથી મને આનંદિત કરતાં કહ્યું. (૧૦)

**શ્રીભગવાને કહ્યું** – 'હું તમારી આંતરિક અભિલાષા જાણું છું; તેથી હું તમને તે સાધન આપું છું, જે બીજાઓ માટે અત્યંત દુર્લભ છે. હે ઉદ્ધવ! તમે પૂર્વજન્મમાં વસુ હતા. વિશ્વની રચના કરનારા પ્રજાપતિ વસુઓના યજ્ઞમાં મને પામવાની ઈચ્છાથી જ તમે મારી આરાધના કરી હતી. (૧૧) હે સાધુસ્વભાવના ઉદ્ધવ! સંસારમાં તમારો આ અંતિમ જન્મ છે; કારણ કે આ જન્મમાં તમે મારી કૃપા પ્રાપ્ત કરી લીધી છે. હવે હું આ મર્ત્યલોક છોડીને સ્વધામ જવા ઈચ્છું છું. અત્યારે અહીં એકાંતમાં તમે પોતાની અનન્ય ભક્તિને કારણે જ મારું દર્શન પામ્યા છો, એ મોટા સૌભાગ્યની વાત છે. (૧૨) પૂર્વકાળ (પાદ્મ-કલ્પ)ના આરંભમાં મેં પોતાના નાભિ-કમળ પર બેઠેલા બ્રહ્માને, પોતાના મહિમાને પ્રગટ કરતા શ્રેષ્ઠ જ્ઞાનનો જે ઉપદેશ કર્યો હતો અને જેને વિવેકી લોકો 'ભાગવત' કહે છે તે જ તમને હું આપું છું.' (૧૩)

**(ઉદ્ધવજી કહે છે)** – વિદુરજી! મારા પર તો તે પરમ પુરુષની કૃપા પ્રતિક્ષણ વરસ્યા કરતી હતી. તે સમયે તેમના આમ આદરપૂર્વક કહેવાથી સ્નેહવશ થયેલા મને રોમાંચ થઈ આવ્યો, મારી વાણી ગળગળી બની ગઈ અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે સમયે હાથ જોડીને મેં તેમને કહ્યું. (૧૪) 'હે સ્વામી! આપનાં ચરણકમળોની સેવા કરનારા મનુષ્યોને આ સંસારમાં ધર્મ, અર્થ, કામ, મોક્ષ – આ ચારેમાંથી કોઈ પણ વસ્તુ દુર્લભ નથી; તોપણ

૧. પ્રા. પા. – ૦મનસેપ્સિતં । ૨. પ્રા. પા. – યઃ । ૩. પ્રા. પા. – ૦કાનિહ । ૪. પ્રા. પા. – નૂનં ।

કર્માણ્યનીહસ્ય ભવોઽભવસ્ય તે
દુર્ગાશ્રયોઽથારિભયાત્પલાયનમ્ ।
કાલાત્મનો યત્પ્રમદાયુતાશ્રયઃ
સ્વાત્મન્રતેઃ ખિદ્યતિ ધીર્વિદામિહ ॥ ૧૬॥

મન્ત્રેષુ માં વા ઉપહૂય યત્ત્વ-
મકુણ્ઠિતાખણ્ડસદાત્મબોધઃ ।
પૃચ્છેઃ પ્રભો મુગ્ધ ઈવાપ્રમત્ત-
સ્તન્નો મનો મોહયતીવ દેવ ॥ ૧૭॥

જ્ઞાનં પરં સ્વાત્મરહઃપ્રકાશં
પ્રોવાચ કસ્મૈ ભગવાન્ સમગ્રમ્ ।
અપિ ક્ષમં નો ગ્રહણાય ભર્ત-
ર્વદાઞ્જસા યદ્ વૃજિનં તરેમ ॥ ૧૮॥

ઈત્યાવેદિતહાર્દાય મહ્યં સ ભગવાન્ પરઃ ।
આદિદેશારવિન્દાક્ષ આત્મનઃ પરમાં સ્થિતિમ્ ॥ ૧૯॥

સ એવમારાધિતપાદતીર્થા-
દધીતતત્ત્વાત્મવિબોધમાર્ગઃ ।
પ્રણમ્ય પાદૌ પરિવૃત્ય દેવ-
મિહાગતોઽહં વિરહાતુરાત્મા ॥ ૨૦॥

સોઽહં તદ્દર્શનાહ્લાદવિયોગાર્તિયુતઃ પ્રભો ।
ગમિષ્યે દયિતં તસ્ય બદર્યાશ્રમમણ્ડલમ્ ॥ ૨૧॥

યત્ર નારાયણો દેવો નરશ્ચ ભગવાનૃષિઃ ।
મૃદુ તીવ્રં તપો દીર્ઘં તેપાતે લોકભાવનૌ ॥ ૨૨॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુદ્ધવાદુપાકર્ણ્ય સુહૃદાં દુઃસહં વધમ્ ।
જ્ઞાનેનાશમયત્ક્ષત્તા શોકમુત્પતિતં બુધઃ ॥ ૨૩॥

સ તં મહાભાગવતં વ્રજન્તં કૌરવર્ષભઃ ।
વિશ્રમ્ભાદભ્યધત્તેદં મુખ્યં કૃષ્ણપરિગ્રહે ॥ ૨૪॥

મને એમનામાંથી કોઈની પણ કામના નથી. હું તો આપનાં ચરણકમળોની માત્ર સેવા માટે જ તરસ્યા કરું છું. (૧૫) હે પ્રભુ! આપ નિઃસ્પૃહ હોવા છતાં પણ કર્મ કરો છો, અજન્મા હોવા છતાં પણ જન્મ લો છો, કાળરૂપ હોવા છતાં પણ શત્રુના ભયથી ભાગો છો અને દ્વારકાના કિલ્લામાં ભરાઈ સંતાઈ રહો છો તથા સ્વાત્મારામ હોવા છતાં પણ સોળ હજાર પત્નીઓ સાથે રમણ કરો છો. – આ બધી આપની કેવી અદ્ભુત લીલાઓ છે કે જેને જોઈને વિદ્વાનોની બુદ્ધિ પણ ભરમાય છે. (૧૬) હે દેવ! આપનું સ્વરૂપજ્ઞાન સર્વથા અકુંઠિત અને અખંડ છે, તોપણ આપ સલાહ લેવા મને બોલાવીને, ભોળા માણસોની જેમ ખૂબ સાવધાનીપૂર્વક મારો જે અભિપ્રાય પૂછતા રહેતા હતા, હે પ્રભુ! તે આપની લીલા મારા મનને મુગ્ધ કરી દે છે. (૧૭) હે સ્વામી! પોતાના સ્વરૂપનું ગૂઢ રહસ્ય પ્રગટ કરનારું શ્રેષ્ઠ અને સંપૂર્ણ જે જ્ઞાન આપે બ્રહ્માજીને બતાવ્યું હતું તે જો મારે સમજવા યોગ્ય હોય તો મને પણ કહી સંભળાવો, કે જેથી હું પણ આ દુઃખરૂપી સંસારને સુગમતાથી પાર કરી જાઉં.' (૧૮)

જ્યારે મેં આ રીતે પોતાના હૃદયનો ભાવ જણાવ્યો ત્યારે પરમપુરુષ કમલનયન ભગવાન શ્રીકૃષ્ણે મને પોતાના સ્વરૂપની પરમ સ્થિતિનો ઉપદેશ કર્યો. (૧૯) આ પ્રમાણે, પૂજ્યપાદ ગુરુ શ્રીકૃષ્ણ પાસેથી આત્મતત્ત્વની પ્રાપ્તિનું સાધન સાંભળીને તથા તે પ્રભુનાં ચરણોની વંદના અને પરિક્રમા કરીને હું અહીં આવ્યો છું. અત્યારે મારું ચિત્ત તેમના વિરહથી અત્યંત વ્યાકુળ થઈ રહ્યું છે. (૨૦) વિદુરજી! પહેલાં તો તેમનાં દર્શન પામીને મને આનંદ થયો હતો, પરંતુ હવે તો તેમના વિરહની વ્યથા મારા હૃદયને અત્યંત પીડી રહી છે. હવે હું તેમના પ્રિય ક્ષેત્ર બદરિકાશ્રમમાં જઈ રહ્યો છું, કે જ્યાં (કરુણામૂર્તિ) ભગવાન શ્રી નર-નારાયણ - એ બંનેય ઋષિરૂપે લોકો પર અનુગ્રહ (કૃપા) કરવા માટે દીર્ઘકાળથી સૌમ્ય, બીજાઓને સુખકર અને કઠોર તપ કરી રહ્યા છે. (૨૧-૨૨)

**શ્રીશુકદેવજી કહે છે** – આ પ્રમાણે ઉદ્ધવજીના મુખેથી પોતાના પ્રિયબાંધવોના વિનાશના અસહ્ય સમાચાર સાંભળીને પરમજ્ઞાની વિદુરજીને જે શોક ઊપજ્યો તેનું તેમણે જ્ઞાન વડે શમન કર્યું. (૨૩) ભગવાન શ્રીકૃષ્ણના સ્વજનોમાં મુખ્ય, મહાભાગવત ઉદ્ધવજી જ્યારે બદરિકાશ્રમ ભણી જવા નીકળ્યા ત્યારે કુરુશ્રેષ્ઠ વિદુરજીએ શ્રદ્ધાપૂર્વક તેમને પૂછ્યું. (૨૪)

*વિદુર ઉવાચ*[1]

જ્ઞાનં પરં સ્વાત્મરહઃપ્રકાશં
યદાહ યોગેશ્વર ઈશ્વરસ્તે ।
વક્તું ભવાન્નોઽર્હતિ યદ્ધિ વિષ્ણો-
ર્ભૃત્યાઃ સ્વભૃત્યાર્થકૃતશ્ચરન્તિ ॥ ૨૫॥

*ઉદ્ધવ ઉવાચ*

નનુ[2] તે તત્ત્વસંરાધ્ય ઋષિઃ કૌષારવોઽન્તિ મે ।
સાક્ષાદ્‌ભગવતાઽઽદિષ્ટો મર્ત્યલોકં જિહાસતા ॥ ૨૬॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ સહ વિદુરેણ વિશ્વમૂર્તે-
ર્ગુણકથયા સુધયા પ્લાવિતોરુતાપઃ ।
ક્ષણમિવ પુલિને યમસ્વસુસ્તાં
સમુષિત ઔપગવિર્નિશાં તતોઽગાત્ ॥ ૨૭॥

*રાજોવાચ*

નિધનમુપગતેષુ વૃષ્ણિભોજે-
ષ્વધિરથયૂથપયૂથપેષુ મુખ્યઃ ।
સ તુ કથમવશિષ્ટ ઉદ્ધવો ય-
દ્ધરિરપિ તત્યજ આકૃતિં ત્ર્યધીશઃ ॥ ૨૮॥

*શ્રીશુક ઉવાચ*

બ્રહ્મશાપાપદેશેન કાલેનામોઘવાઞ્છિતઃ ।
સંહૃત્ય સ્વકુલં નૂનં ત્યક્ષ્યન્દેહમચિન્તયત્ ॥ ૨૯॥

અસ્માલ્લોકાદુપરતે મયિ જ્ઞાનં મદાશ્રયમ્ ।
અર્હત્યુદ્ધવ એવાદ્ધા સમ્પ્રત્યાત્મવતાં વરઃ ॥ ૩૦॥

નોદ્ધવોઽણ્વપિ મન્ન્યૂનો યદ્‌ગુણૈર્નાર્દિતઃ પ્રભુઃ ।
અતો મદ્વયુનં લોકં ગ્રાહયન્નિહ તિષ્ઠતુ ॥ ૩૧॥

એવં ત્રિલોકગુરુણા સન્દિષ્ટઃ શબ્દયોનિના ।
બદર્યાશ્રમમાસાદ્ય હરિમીજે સમાધિના ॥ ૩૨॥

વિદુરોઽપ્યુદ્ધવાચ્છ્રુત્વા કૃષ્ણસ્ય પરમાત્મનઃ ।
ક્રીડયોપાત્તદેહસ્ય કર્માણિ શ્લાઘિતાનિ ચ ॥ ૩૩॥

**વિદુરજીએ કહ્યું** – હે ઉદ્ધવજી! યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે પોતાના સ્વરૂપના ગૂઢ રહસ્યને પ્રગટ કરનારું જે પરમ જ્ઞાન આપને કહ્યું હતું તે આપ અમને પણ સંભળાવો; કારણ કે ભગવાનનો સેવક તો પોતાના સેવકોનું કાર્ય સિદ્ધ કરવા માટે જ વિચરણ કરતો રહે છે. (૨૫)

**ઉદ્ધવજીએ કહ્યું** – તે તત્ત્વજ્ઞાન માટે (તો) તમારે મુનિવર મૈત્રેયજીનું આરાધન કરવું જોઈએ. આ મર્ત્યલોક છોડતી વખતે, મારી સામે સ્વયં ભગવાને જ તમને ઉપદેશ કરવાની આજ્ઞા તેમને આપી હતી. (૨૬)

**શ્રીશુકદેવજી કહે છે** – આ પ્રમાણે વિદુરજીની સાથે વિશ્વમૂર્તિ ભગવાન શ્રીકૃષ્ણના ગુણોની ચર્ચા થવાથી તે કથામૃત વડે ઉદ્ધવજીના વિયોગજનિત મહાન દુઃખનું શમન થઈ ગયું. યમુનાજીના તીરે તેમની તે રાત્રિ એક ક્ષણની જેમ વીતી ગઈ. પછી, પ્રાતઃકાળ થતાં જ તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા. (૨૭)

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! વૃષ્ણિવંશ અને ભોજવંશના બધા જ રથીઓ અને યૂથપતિઓના પણ યૂથપતિ નષ્ટ થઈ ગયા હતા, ત્યાં સુધી કે ત્રિલોકીનાથ શ્રીહરિએ પણ પોતાનું તે રૂપ છોડવું પડ્યું હતું; તો પછી તે બધાના અગ્રણી ઉદ્ધવજી જ (એકલા) કેમ બચવા પામ્યા? (૨૮)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – જેમની ઇચ્છા ક્યારેય વ્યર્થ નથી થતી તે શ્રીહરિએ બ્રાહ્મણોના શાપરૂપી કાળના નિમિત્તે પોતાના કુળનો સંહાર કર્યા પછી પોતાના શ્રીવિગ્રહને છોડતી વખતે વિચાર કર્યો. (૨૯) – 'આ લોકમાંથી મારા ચાલ્યા ગયા પછી ઉદ્ધવ જ મારા જ્ઞાનને ગ્રહણ કરવાના સાચા અધિકારી છે. વર્તમાનકાળમાં આત્મજ્ઞાનીઓમાં તે જ શ્રેષ્ઠ છે. (૩૦) ઉદ્ધવ મારા કરતાં અણુમાત્ર પણ ઊણા નથી, કારણ કે તેઓ આત્મજયી છે, વિષયોથી ક્યારેય વિચલિત થયા નથી. તેથી લોકોને મારા જ્ઞાનનો બોધ આપતા રહીને તેઓ અહીં જ રહે.' (૩૧) વેદોના મૂળ કારણભૂત જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણે આ પ્રમાણે આજ્ઞા આપી, તેથી ઉદ્ધવજી બદરિકાશ્રમમાં જઈને સમાધિયોગ વડે શ્રીહરિની આરાધના કરવા લાગ્યા. (૩૨) હે કુરુશ્રેષ્ઠ પરીક્ષિત! પરમાત્મા શ્રીકૃષ્ણે લીલાથી જ પોતાનો શ્રીવિગ્રહ પ્રગટ કર્યો હતો અને લીલાથી જ તેને અંતર્ધાન પણ કરી લીધો. તેમનું તે અંતર્ધાન થવું એ પણ ધીર પુરુષોનો ઉત્સાહ વધારનારું હતું અને તે અન્ય

૧. પ્રાચીન પ્રતમાં 'વિદુર ઉવાચ' નથી. ૨. પ્રાચીન મૂળ પ્રતમાં 'નનુ તે...'થી માંડીને 'આકૃતિં ત્ર્યધીશઃ' સુધીના ત્રણ શ્લોક તથા વચ્ચેનો 'ઉવાચ' વગેરે આખો પાઠ નથી, ટિપ્પણીમાં છે. કદાચ લખતી વખતે ભૂલથી રહી ગયો હોય અને પછી ટિપ્પણી-રૂપે તે સુધારી લીધો હોય.

દેહન્યાસં ચ તસ્યૈવં ધીરાણાં ધૈર્યવર્ધનમ્ ।
અન્યેષાં દુષ્કરતરં પશૂનાં વિક્લવાત્મનામ્ ॥ ૩૪॥

આત્માનં ચ કુરુશ્રેષ્ઠ કૃષ્ણેન મનસેક્ષિતમ્ ।
ધ્યાયન્ ગતે ભાગવતે રુરોદ પ્રેમવિહ્વલઃ ॥ ૩૫॥

કાલિન્દ્યાઃ[1] કતિભિઃસિદ્ધ અહોભિર્ભરતર્ષભઃ[2] ।
પ્રાપદ્યત સ્વઃસરિતં યત્ર મિત્રાસુતો મુનિઃ ॥ ૩૬॥

પશુતુલ્ય (અજ્ઞાની) પુરુષો માટે (સમજવું) અત્યંત દુષ્કર હતું. પરમ ભાગવત ઉદ્ધવજીના મુખેથી તેમનાં પ્રશંસનીય કર્મો વિશેના અને એ પ્રમાણે અંતર્ધાન થયાના સમાચાર સાંભળીને તથા એ જાણીને કે ભગવાને પરમધામમાં જતી વખતે મને પણ યાદ કર્યો હતો, વિદુરજી શ્રીકૃષ્ણના પ્રેમને યાદ કરીને ઉદ્ધવજીના ચાલી ગયા પછી પ્રેમથી વિહ્વળ થઈને ખૂબ રડ્યા. (૩૩-૩૫) ત્યારપછી સિદ્ધશિરોમણિ વિદુરજી યમુનાતટેથી ચાલી નીકળી થોડા દિવસોમાં ગંગાજીના કિનારે જઈ પહોંચ્યા, જ્યાં શ્રીમૈત્રેયજી રહેતા હતા. (૩૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વિદુરોદ્ધવસંવાદે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત 'વિદુર-ઉદ્ધવ-સંવાદ'માંનો ચોથો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંચમો અધ્યાય

## વિદુરજીનો પ્રશ્ન અને મૈત્રેયજીએ કરેલું સૃષ્ટિક્રમનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

દ્વારિ દ્યુનદ્યા ઋષભઃ કુરૂણાં
મૈત્રેયમાસીનમગાધબોધમ્ ।
ક્ષત્તોપસૃત્યાચ્યુતભાવશુદ્ધઃ
પપ્રચ્છ સૌશીલ્યગુણાભિતૃપ્તઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – ત્યાં (હરિદ્વાર ક્ષેત્રમાં) પરમ જ્ઞાની મૈત્રેય મુનિ વિરાજમાન હતા. ભગવદ્ભક્તિથી શુદ્ધ થયેલા હૃદયના વિદુરજી તેમની પાસે જઈ પહોંચ્યા અને તેમના સાધુ-સ્વભાવથી પ્રેમસભર થઈને તેમને પૂછ્યું. (૧)

*વિદુર ઉવાચ*

સુખાય કર્માણિ કરોતિ લોકો
ન તૈઃ સુખં વાઽન્યદુપારમં[3] વા ।
વિન્દેત ભૂયસ્તત એવ દુઃખં
યદત્ર યુક્તં ભગવાન્ વદેન્નઃ ॥ ૨॥
જનસ્ય કૃષ્ણાદ્વિમુખસ્ય દૈવા-
દધર્મશીલસ્ય સુદુઃખિતસ્ય ।
અનુગ્રહાયેહ ચરન્તિ નૂનં
ભૂતાનિ ભવ્યાનિ જનાર્દનસ્ય ॥ ૩॥
તત્સાધુવર્યાદિશ વર્ત્મ[4] શં નઃ
સંરાધિતો ભગવાન્ યેન પુંસામ્ ।
હૃદિ સ્થિતો યચ્છતિ ભક્તિપૂતે
જ્ઞાનં સતત્ત્વાધિગમં પુરાણમ્ ॥ ૪॥
કરોતિ કર્માણિ કૃતાવતારો
યાન્યાત્મતન્ત્રો ભગવાંસ્ત્ર્યધીશઃ ।

**વિદુરજીએ કહ્યું** – હે ભગવન્! સંસારમાં બધા લોકો સુખ મેળવવા કર્મો કરે છે, પણ તેમનાથી નથી તો તેમને સુખ મળતું કે નથી તો તેમનું દુઃખ પણ દૂર થતું, બલકે તેનાથી પણ તેમના દુઃખમાં વધારો જ થાય છે. તેથી આ બાબતમાં શું કરવું યોગ્ય છે તે તમે કૃપા કરીને મને બતાવો. (૨) જે લોકો દુર્ભાગ્યવશ ભગવાન શ્રીકૃષ્ણથી વિમુખ છે, અધર્મપરાયણ છે અને અત્યંત દુઃખી છે તેમના પર કૃપા કરવા માટે જ આપના જેવા ભાગ્યશાળી ભગવદ્ભક્તો સંસારમાં વિચરણ કરે છે. (૩) હે સાધુવર્ય! આપ મને તે શાંતિપ્રદ સાધનનો ઉપદેશ આપો, કે જેના અનુસાર આરાધના કરવાથી ભગવાન પોતાના ભક્તોના ભક્તિપાવન હૃદયમાં આવીને વિરાજમાન થઈ જાય છે અને પોતાના સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ કરાવનારું સનાતન જ્ઞાન પ્રદાન કરે છે. (૪) ત્રિલોકનિયંતા અને પરમસ્વતંત્ર શ્રીહરિ અવતાર લઈને જે જે લીલાઓ કરે છે; જે રીતે અકર્તા હોવા

૧. પ્રા. પા. – કાલિન્દ્યાં । ૨. પ્રા. પા. – ભાગવતર્ષભઃ । ૩. પ્રા. પા. – ૦પારમેદ્વા । ૪. પ્રા. પા. – સાધુવર્ત્મ સંરા૦ ।

યથા સસર્જાગ્ર ઇદં નિરીહઃ
સંસ્થાપ્ય વૃત્તિં જગતો વિધત્તે ॥ ૫॥
યથા પુનઃ સ્વે ખ ઇદં નિવેશ્ય
શેતે ગુહાયાં સ નિવૃત્તવૃત્તિઃ ।
યોગેશ્વરાધીશ્વર એક એત-
દનુપ્રવિષ્ટો બહુધા યથાઽઽસીત્ ॥ ૬॥
ક્રીડન્ વિધત્તે દ્વિજગોસુરાણાં
ક્ષેમાય કર્માણ્યવતારભેદૈઃ[1] ।
મનો ન તૃપ્યત્યપિ[2] શૃણ્વતાં નઃ
સુશ્લોકમૌલેશ્ચરિતામૃતાનિ ॥ ૭॥
યૈસ્તત્ત્વભેદૈરધિલોકનાથો
લોકાનલોકાન્ સહ લોકપાલાન્ ।
અચીક્લૃપદ્ યત્ર હિ સર્વસત્ત્વ-
નિકાયભેદોઽધિકૃતઃ પ્રતીતઃ ॥ ૮॥
યેન પ્રજાનામુત આત્મકર્મ-
રૂપાભિધાનાં ચ ભિદાં વ્યધત્ત ।
નારાયણો વિશ્વસૃડાત્મયોનિ-
રેતચ્ચ નો વર્ણય વિપ્રવર્ય ॥ ૯॥
પરાવરેષાં ભગવન્ વ્રતાનિ
શ્રુતાનિ મે વ્યાસમુખાદભીક્ષ્ણમ્ ।
અતૃપ્નુમ ક્ષુલ્લસુખાવહાનાં
તેષામૃતે કૃષ્ણકથામૃતૌઘાત્ ॥ ૧૦॥
કસ્તૃપ્નુયાત્તીર્થપદોઽભિધાનાત્
સત્રેષુ વઃ સૂરિભિરીડ્યમાનાત્ ।
યઃ કર્ણનાડીં પુરુષસ્ય યાતો
ભવપ્રદાં ગેહરતિં છિનત્તિ ॥ ૧૧॥
મુનિર્વિવક્ષુર્ભગવદ્ગુણાનાં
સખાપિ તે ભારતમાહ કૃષ્ણઃ ।
યસ્મિન્નૃણાં ગ્રામ્યસુખાનુવાદૈ-
ર્મતિર્ગૃહીતા નુ હરેઃ કથાયામ્ ॥ ૧૨॥
સા શ્રદ્દધાનસ્ય વિવર્ધમાના
વિરક્તિમન્યત્ર કરોતિ પુંસઃ[3] ।

છતાં પણ તેમણે કલ્પના આરંભમાં આ સૃષ્ટિની રચના કરી, જે રીતે એને સ્થાપિત કરીને તેઓ જગતના જીવોની આજીવિકાનું વિધાન કરે છે, પછી જે રીતે તેને પોતાના હૃદયાકાશમાં લીન કરીને વૃત્તિરહિત થઈને યોગમાયાનો આશ્રય લઈને શયન કરે છે અને જે રીતે તે યોગેશ્વરોનાં પણ ઈશ્વર પ્રભુ એક જ હોવા છતાં પણ આ બ્રહ્માંડમાં અન્તર્યામીરૂપે અનુપ્રવિષ્ટ થઈને અનેક રૂપોમાં પ્રગટ થાય છે – તે બધું રહસ્ય આપ અમને સમજાવો. (૫-૬) બ્રાહ્મણો, ગાયો અને દેવતાઓના કલ્યાણ માટે જેઓ અનેક અવતારો ધારણ કરીને લીલાપૂર્વક જ વિભિન્ન પ્રકારનાં દિવ્ય કર્મો કરે છે – તે પણ અમને કહી સંભળાવો. યશસ્વીઓના મુકુટમણિ શ્રીહરિના લીલા-અમૃતનું પાન કરતાં કરતાં અમારું મન તૃપ્ત થતું નથી. (૭)

અમને એ પણ સંભળાવો કે સમસ્ત લોકપતિઓના સ્વામી તે શ્રીહરિએ આ લોકો, લોકપાલો અને લોકાલોકપર્વતની બહારના ભાગો, કે જેમનામાં આ બધા પ્રકારનાં પ્રાણીઓના, અધિકાર-અનુસાર ભિન્ન ભિન્ન ભેદ જણાય છે તે કયાં તત્ત્વોથી રચ્યાં છે. (૮) હે દ્વિજશ્રેષ્ઠ! તે વિશ્વકર્તા સ્વયંભૂ શ્રીનારાયણે પોતાની પ્રજાઓના સ્વભાવ, કર્મ, રૂપ અને નામોના ભેદની કેવી રીતે રચના કરી છે? હે ભગવન્! મેં શ્રીવ્યાસજીના મુખેથી ઊંચ-નીચ વર્ણોના ધર્મો તો ઘણીવાર સાંભળ્યા છે, પરંતુ હવે શ્રીકૃષ્ણ-કથામૃતની ધારા છોડીને સ્વલ્પ-સુખદાયક અન્ય ધર્મોથી મારું મન કંટાળી ગયું છે. (૯-૧૦) તે તીર્થપાદ શ્રીહરિના ગુણાનુવાદથી તૃપ્ત થઈ પણ કોણ શકે? તેમનું તો નારદ વગેરે મહાત્માઓ પણ તમારા જેવા સાધુઓના સમાજમાં કીર્તન કરે છે તથા જ્યારે તેઓ મનુષ્યોના કર્ણછિદ્રોમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓ તેમની સંસારચક્રમાં નાખનારી ઘરગૃહસ્થીની આસક્તિને કાપી નાખે છે. (૧૧) હે ભગવન્! આપના મિત્ર મુનિવર કૃષ્ણદ્વૈપાયન વ્યાસજીએ પણ ભગવાનના ગુણોનું વર્ણન કરવાની ઇચ્છાથી જ 'મહાભારત' રચ્યું છે. તેમાં પણ વિષયસુખોનો ઉલ્લેખ કરતા રહીને મનુષ્યોની બુદ્ધિને ભગવાનની કથાઓમાં જોડવાનો જ પ્રયત્ન કરવામાં આવ્યો છે. (૧૨) ભગવત્કથાની આ રુચિ શ્રદ્ધાળુ મનુષ્યના હૃદયમાં જ્યારે વધવા લાગે છે ત્યારે તે તેને અન્ય વિષયોમાંથી વિરક્ત કરી દે છે;

૧. પ્રા. પા. – ત્તારરૂપૈઃ । ૨. પ્રા. પા. – ત્યપિશૃણ્વતાં । ૩. પ્રા. પા. – પુંસાં ।

હરેઃ પદાનુસ્મૃતિનિર્વૃતસ્ય
સમસ્તદુઃખાત્યયમાશુ ધત્તે ॥ ૧૩॥

તે ભગવાનનાં ચરણોના નિરંતર ચિંતનથી આનંદમગ્ન થઈ જાય છે અને તેનાં બધાં જ દુઃખોનો તત્કાળ અંત આવી જાય છે. (૧૩)

તાઞ્છોચ્યશોચ્યાનવિદોઽનુશોચે
હરેઃ કથાયાં વિમુખાનઘેન ।
ક્ષિણોતિ દેવોઽનિમિષસ્તુ યેષા-
માયુર્વૃથાવાદગતિસ્મૃતીનામ્ ॥ ૧૪॥

મને તો શોચનીયોમાં પણ શોચનીય તે અજ્ઞાની મનુષ્યો માટે નિરંતર ખેદ થાય છે કે જેઓ પોતાનાં પૂર્વકૃત પાપોને કારણે શ્રીહરિની કથાઓથી વિમુખ રહે છે. અરે રે! કાળ ભગવાન તેમના અમૂલ્ય જીવનને કાપી રહ્યા છે અને તેઓ તન, મન અને વચનથી વ્યર્થ ક્રિયા, વ્યર્થ ચિંતન અને વ્યર્થ વાદવિવાદમાં રત રહે છે. (૧૪)

તદસ્ય કૌષારવ શર્મદાતુ-
ર્હરેઃ કથામેવ કથાસુ સારમ્ ।
ઉદ્ધૃત્ય પુષ્પેભ્ય ઈવાર્તબન્ધો
શિવાય નઃ કીર્તય તીર્થકીર્તેઃ ॥ ૧૫॥

હે મૈત્રેયજી! તમો દીનજનો પર કૃપા કરનારા છો તેથી, જેમ ભ્રમર ફૂલોમાંથી રસ કાઢી લે છે તે જ રીતે આ લૌકિક કથાઓમાંથી તે સારભૂત પરમકલ્યાણકારી, પવિત્રકીર્તિ શ્રીહરિકથાઓ અલગ તારવીને અમારા કલ્યાણ માટે સંભળાવો. (૧૫)

સ વિશ્વજન્મસ્થિતિસંયમાર્થે
કૃતાવતારઃ પ્રગૃહીતશક્તિઃ ।
ચકાર કર્માણ્યતિપૂરુષાણિ
યાનીશ્વરઃ કીર્તય તાનિ મહ્યમ્ ॥ ૧૬॥

તે સર્વેશ્વરે સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવા માટે પોતાની માયાશક્તિને અપનાવીને રામ-કૃષ્ણ વગેરે અવતારો દ્વારા જે અનેક અલૌકિક લીલાઓ કરી છે તે બધી મને સંભળાવો. (૧૬)

*શ્રીશુક ઉવાચ*

સ એવં ભગવાન્ પૃષ્ટઃ ક્ષત્ત્રા કૌષારવિર્મુનિઃ ।
પુંસાં નિઃશ્રેયસાર્થેન તમાહ બહુ માનયન્ ॥ ૧૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે વિદુરજીએ જીવોના કલ્યાણ માટે આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે મુનિશ્રેષ્ઠ ભગવાન મૈત્રેયજીએ તેમની ભારે પ્રશંસા કરતાં આમ કહ્યું. (૧૭)

*મૈત્રેય ઉવાચ*

સાધુ પૃષ્ટં ત્વયા સાધો લોકાન્ સાધ્વનુગૃહ્ણતા ।
કીર્તિં વિતન્વતા લોકે આત્મનોઽધોક્ષજાત્મનઃ ॥ ૧૮॥

**શ્રીમૈત્રેયજી બોલ્યા** – હે સાધુસ્વભાવના વિદુરજી! તમે બધા જીવો પર અત્યંત કૃપા કરીને આ ઘણી સારી વાત પૂછી છે. તમારું ચિત્ત તો હંમેશાં શ્રીભગવાનમાં જ લીન રહે છે, તેમ છતાં તમારો આ પ્રશ્ન આત્મરૂપ અધોક્ષજ ભગવાનની અને આપણી કીર્તિને વધારનારો છે. (૧૮)

નૈતચ્ચિત્રં ત્વયિ ક્ષત્તર્બાદરાયણવીર્યજે ।
ગૃહીતોઽનન્યભાવેન યત્ત્વયા હરિરીશ્વરઃ ॥ ૧૯॥

તમે શ્રીવ્યાસજીના ઔરસ પુત્ર છો, તેથી તમારે માટે આ કોઈ મોટી વાત નથી કે તમે અનન્યભાવે સર્વેશ્વર શ્રીહરિના જ આશ્રિત થઈ ગયા છો. (૧૯)

માણ્ડવ્યશાપાદ્ભગવાન્ પ્રજાસંયમનો યમઃ ।
ભ્રાતુઃ ક્ષેત્રે ભુજિષ્યાયાં જાતઃ સત્યવતીસુતાત્ ॥ ૨૦॥

તમે પ્રજાને દંડ (સજા) આપનારા ભગવાન યમ જ છો. માંડવ ઋષિનો શાપ હોવાને કારણે જ તમે શ્રીવ્યાસજીના તેજથી તેમના ભાઈ વિચિત્રવીર્યની દાસીના ગર્ભમાંથી જન્મ લીધો છે. (૨૦)

ભવાન્ ભગવતો નિત્યં સમ્મતઃ સાનુગસ્ય ચ ।
યસ્ય[1] જ્ઞાનોપદેશાય માઽઽદિશદ્ભગવાન્ વ્રજન્ ॥ ૨૧॥

તમે હંમેશાં શ્રીભગવાનના અને તેમના ભક્તોના અત્યંત પ્રિય છો, તેથી ભગવાન નિજધામે પધારતી વેળાએ, તમને જ્ઞાનનો

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોકાર્ધ આ પ્રમાણે છે – યજ્જ્ઞાનાદેશયે ચૈવ માઽઽદિશદ્ભગવાનિહ ।

અથ તે ભગવલ્લીલા યોગમાયોપબૃંહિતાઃ ।
વિશ્વસ્થિત્યુદ્ભવાન્તાર્થા વર્ણયામ્યનુપૂર્વશઃ ॥ ૨૨॥

ભગવાનેક આસેદમગ્ર આત્માઽઽત્મનાં વિભુઃ ।
આત્મેચ્છાનુગતાવાત્માઽનાનામત્યુપલક્ષણઃ ॥ ૨૩॥

સ વા એષ તદા દ્રષ્ટા નાપશ્યદ્ દૃશ્યમેકરાટ્ ।
મેનેઽસન્તમિવાત્માનં સુપ્તશક્તિરસુપ્તદૃક્ ॥ ૨૪॥

સા વા એતસ્ય સન્દ્રષ્ટુઃ શક્તિઃ સદસદાત્મિકા ।
માયા નામ મહાભાગ યયેદં નિર્મમે વિભુઃ ॥ ૨૫॥

કાલવૃત્ત્યા તુ માયાયાં ગુણમય્યામધોક્ષજઃ ।
પુરુષેણાત્મભૂતેન વીર્યમાધત્ત વીર્યવાન્ ॥ ૨૬॥

તતોઽભવન્ મહત્તત્ત્વમવ્યક્તાત્કાલચોદિતાત્ ।
વિજ્ઞાનાત્માઽઽત્મદેહસ્થં વિશ્વં વ્યઞ્જંસ્તમોનુદઃ ॥ ૨૭॥

સોઽપ્યંશગુણકાલાત્મા ભગવદ્દૃષ્ટિગોચરઃ ।
આત્માનં વ્યકરોદાત્મા વિશ્વસ્યાસ્ય સિસૃક્ષયા ॥ ૨૮॥

મહત્તત્ત્વાદ્વિકુર્વાણાદહંતત્ત્વં વ્યજાયત ।
કાર્યકારણકર્ત્રાત્મા ભૂતેન્દ્રિયમનોમયઃ[1] ॥ ૨૯॥

વૈકારિકસ્તૈજસશ્ચ તામસશ્ચેત્યહં ત્રિધા ।
અહંતત્ત્વાદ્વિકુર્વાણાન્મનો વૈકારિકાદભૂત્ ।
વૈકારિકાશ્ચ યે દેવા અર્થાભિવ્યઞ્જનં યતઃ ॥ ૩૦॥

તૈજસાનીન્દ્રિયાણ્યેવ જ્ઞાનકર્મમયાનિ ચ ।
તામસો ભૂતસૂક્ષ્માદિર્યતઃ ખં લિઙ્ગમાત્મનઃ ॥ ૩૧॥

કાલમાયાંશયોગેન ભગવદ્વીક્ષિતં નભઃ ।
નભસોઽનુસૃતં સ્પર્શં વિકુર્વન્નિર્મમેઽનિલમ્ ॥ ૩૨॥

ઉપદેશ કરવાની મને આજ્ઞા આપી ગયા છે. (૨૧) તેથી, હવે હું જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે યોગમાયાએ વિસ્તારેલી ભગવાનની વિભિન્ન લીલાઓનું ક્રમશઃ વર્ણન કરું છું. (૨૨)

સર્વવ્યાપી પરમાત્મા કે જે પ્રાણીમાત્રના આત્મા છે, આ સૃષ્ટિના નિર્માણ પૂર્વે એકમાત્ર તે જ હતા. ભગવાને સંકલ્પ કર્યો કે 'હું જ અનેક થઈ જાઉં' ત્યારે એમની ઇચ્છાનું અનુસરણ કર્યા પછી તેમનું સ્વરૂપ અનેક રૂપોમાં થઈ ગયું. અને તેમની બુદ્ધિ પણ તેને અનુરૂપ વિવિધ પ્રકારની થઈ ગઈ. (૨૩) તે જ પરમાત્મા દ્રષ્ટારૂપે અનેક રૂપોમાં જે થયા તે જ ચારે બાજુ પ્રકાશિત થઈ રહ્યા હતા. પરંતુ તે સમયે દૃશ્ય ન હતું. તેથી તેમણે પોતાને શૂન્ય જેવા માન્યા. તેમની શક્તિઓ પોતાનામાં સુપ્ત હતી પરંતુ જ્ઞાન સુપ્ત ન હતું. અર્થાત્ જ્ઞાન જાગ્રત હતું. (૨૪) હે મહાભાગ વિદુરજી! આ પ્રમાણે ભગવાને સંકલ્પ કરતાં જ ભગવાનની કાર્ય-કારણરૂપા દ્રષ્ટા અને દૃશ્યનું અનુસંધાન કરનારી અને ભગવાનના સંકેતને ઝીલનારી શક્તિ–માયાએ આ જડ-ચેતનાત્મક વિશ્વનું નિર્માણ કર્યું. (૨૫) ઇન્દ્રિયાતીત ચિન્મય પરમાત્માએ કાલ અનુકૂળ થવાને કારણે ત્રિગુણમયી માયામાં પોતાના અંશરૂપ પુરુષરૂપે પ્રવેશ કરીને ચિત્‌શક્તિરૂપી બીજને સ્થાપિત કર્યું. (૨૬) ત્યારે કાળની પ્રેરણાથી તે અવ્યક્ત માયામાંથી મહત્તત્ત્વ પ્રગટ થયું. તે અજ્ઞાનનું નાશક છે અને વિજ્ઞાનસ્વરૂપ છે. તથા પોતાનામાં સૂક્ષ્મરૂપે રહેલા પ્રપંચની અભિવ્યક્તિ કરનારું છે. (૨૭) ચિદ્અંશ, ત્રણે ગુણ તથા કાલસ્વરૂપ મહત્તત્ત્વને ભગવાને જોયું ત્યારે ભગવાનની સૃષ્ટિ કરવાની ઇચ્છાથી તેણે પોતે પોતાનું રૂપાંતર કર્યું. (૨૮) મહત્તત્ત્વ વિકૃત થતાં અહંકારની ઉત્પત્તિ થઈ, જે કાર્ય (અધિભૂત), કારણ (અધ્યાસ) અને કર્તા (અધિદૈવ)-રૂપ હોવાથી ભૂતો, ઇન્દ્રિયો અને મનનું કારણ છે. (૨૯) તે અહંકાર વૈકારિક (સાત્ત્વિક), તૈજસ (રાજસ) અને તામસ એવા ભેદને લીધે ત્રણ પ્રકારનો છે; તેથી અહંતત્ત્વમાં વિકાર થતાં વૈકારિક અહંકારથી મન તથા જેમના વડે વિષય-જ્ઞાન થાય છે તે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ ઉત્પન્ન થયા. (૩૦) તૈજસ અહંકારથી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો થઈ તથા તામસ અહંકારથી સૂક્ષ્મ ભૂતોનું કારણ શબ્દ-તન્માત્ર થયું અને તેનાથી દૃષ્ટાંતરૂપે આત્માનો બોધ કરાવનાર આકાશ ઉત્પન્ન થયું. (૩૧) ભગવાનની દૃષ્ટિ જ્યારે આકાશ પર પડી ત્યારે તેમાંથી વળી કાળ, માયા અને ચિત્‌શક્તિના યોગથી સ્પર્શ-તન્માત્ર થયું અને તે વિકૃત થવાથી તેનાથી

૧. પ્રા. પા. – ૦મનોભાવઃ ।

અનિલોઽપિ વિકુર્વાણો નભસોરુબલાન્વિતઃ ।
સસર્જ રૂપતન્માત્રં જ્યોતિર્લોકસ્ય લોચનમ્ ॥ ૩૩॥
અનિલેનાન્વિતં જ્યોતિર્વિકુર્વત્પરવીક્ષિતમ્ ।
આધત્તામ્ભો રસમયં કાલમાયાંશયોગતઃ ॥ ૩૪॥
જ્યોતિષામ્ભોઽનુસંસૃષ્ટં વિકુર્વદ્બ્રહ્મવીક્ષિતમ્ ।
મહીં ગન્ધગુણામાધાત્કાલમાયાંશયોગતઃ ॥ ૩૫॥
ભૂતાનાં નભઆદીનાં યદ્યદ્ભવ્યાવરાવરમ્[1] ।
તેષાં પરાનુસંસર્ગાદ્યથાસઙ્ખ્યં ગુણાન્ વિદુઃ ॥ ૩૬॥
એતે દેવાઃકલા વિષ્ણોઃ કાલમાયાંશલિઙ્ગિનઃ ।
નાનાત્વાત્સ્વક્રિયાઽનીશાઃ પ્રોચુઃ પ્રાઞ્જલયો વિભુમ્ ॥ ૩૭॥

*દેવા ઊચુઃ*

નમામ તે દેવ પદારવિન્દં
પ્રપન્નતાપોપશમાતપત્રમ્ ।
યન્મૂલકેતા યતયોઽઞ્જસોરુ
સંસારદુઃખં બહિરુત્ક્ષિપન્તિ ॥ ૩૮॥
ધાતર્યદસ્મિન્ ભવ ઈશ જીવા-
સ્તાપત્રયેણોપહતા ન શર્મ ।
આત્મઁલ્લભન્તે ભગવંસ્તવાઙ્ઘ્રિ-
ચ્છાયાં સવિદ્યામત આશ્રયેમ ॥ ૩૯॥
માર્ગન્તિ યત્તે મુખપદ્મનીડૈ-
શ્છન્દઃસુપર્ણૈર્ઋષયો વિવિક્તે ।
યસ્યાઘમર્ષોદસરિદ્વરાયાઃ
પદં પદં તીર્થપદઃ[2] પ્રપન્નાઃ ॥ ૪૦॥
યચ્છ્રદ્ધયા શ્રુતવત્યા ચ ભક્ત્યા
સમ્મૃજ્યમાને હૃદયેઽવધાય ।
જ્ઞાનેન વૈરાગ્યબલેન ધીરા
વ્રજેમ[3] તત્તેઽઙ્ઘ્રિસરોજપીઠમ્ ॥ ૪૧॥
વિશ્વસ્ય જન્મસ્થિતિસંયમાર્થે
કૃતાવતારસ્ય પદામ્બુજં તે ।
વ્રજેમ સર્વે શરણં યદીશ
સ્મૃતં પ્રયચ્છત્યભયં સ્વપુંસામ્ ॥ ૪૨॥
યત્સાનુબન્ધેઽસતિ દેહગેહે
મમાહમિત્યૂઢદુરાગ્રહાણામ્ ।
પુંસાં સુદૂરં વસતોઽપિ પુર્યાં
ભજેમ તત્તે ભગવન્ પદાબ્જમ્ ॥ ૪૩॥

વાયુ ઉત્પન્ન થયો. (૩૨) અત્યંત બળવાન વાયુએ આકાશ સહિત વિકૃત થઈને રૂપ-તન્માત્રની રચના કરી અને તેનાથી સંસારને અજવાળનારું તેજ ઉત્પન્ન થયું. (૩૩) પછી પરમાત્માની દૃષ્ટિ પડતાં વાયુયુક્ત તેજે કાળ, માયા અને ચિદંશના યોગથી વિકૃત થઈને રસ-તન્માત્રના કાર્યભૂત જળને ઉત્પન્ન કર્યું. (૩૪) ત્યારપછી તેજયુક્ત જળે બ્રહ્મની દૃષ્ટિ પડતાં કાળ, માયા અને ચિદંશના યોગથી ગંધગુણમયી પૃથ્વી ઉત્પન્ન કરી. (૩૫) હે વિદુરજી! આ આકાશ વગેરે ભૂતોમાંથી જે જે ભૂતો પાછળ-પાછળ ઉત્પન્ન થયાં છે તેમનામાં ક્રમશઃ પોતાનાં અગાઉનાં ભૂતોના ગુણ પણ અનુગત સમજવાના છે. (૩૬) ઉપર્યુક્ત બધાં તત્ત્વો ભગવાન વિષ્ણુના જ અંશ છે. કાળ, માયા અને ચિત્-અંશથી યુક્ત છે. અનેક રૂપોમાં હોવા છતાં પણ પરસ્પર સંગઠિત ન હોવાને કારણે કશું જ કરી ન શક્યાં અને ભગવાનની હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા. (૩૭)

**દેવતાઓએ કહ્યું** – હે દેવ! અમે આપનાં ચરણકમળોની વંદના કરીએ છીએ; આ (ચરણકમળો) પોતાના શરણાગત જીવોનું દુઃખ (તાપ) દૂર કરવાને છત્ર સમાન છે તથા એમનો આશ્રય લેવાથી યતિજનો સંસારનાં અનંત દુઃખોને સહેલાઈથી દૂર ફેંકી દે છે. (૩૮) હે જગત્કર્તા જગદીશ્વર! આ સંસારમાં ત્રિવિધ તાપથી વ્યાકુળ રહેવાને કારણે જીવોને જરા પણ શાંતિ મળતી નથી. તેથી હે આત્મન્! હે ભગવન્! અમે આપનાં ચરણોની જ્ઞાનમયી છાયાનો આશ્રય લઈએ છીએ. (૩૯) મુનિજનો એકાંત સ્થળે રહીને આપના મુખકમળનો આશ્રય લેનાર વેદમંત્રોરૂપી પક્ષીઓ થકી જેમનું અનુસંધાન કરે છે તથા જેઓ સંપૂર્ણ પાપનાશક નદીઓમાં શ્રેષ્ઠ ગંગાજીનું ઉદ્‌ગમસ્થાન છે તેવાં આપનાં આ પરમપાવન ચરણકમળોનો અમે આશ્રય (શરણું) લઈએ છીએ. (૪૦) અમે આપનાં ચરણકમળોની તે પીઠિકાનું શરણ લઈએ છીએ કે જેને ભક્તો શ્રદ્ધાથી અને શ્રવણ-કીર્તન વગેરે-રૂપી ભક્તિથી વિશુદ્ધ થયેલા અંતઃકરણમાં ધારણ કરીને વૈરાગ્યપુષ્ટ જ્ઞાન વડે પરમ ધીર બની જાય છે. (૪૧) હે ઈશ્વર! આપ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર માટે જ અવતાર લો છો; તેથી અમે સૌ આપનાં તે ચરણકમળોનું શરણ લઈએ છીએ કે જેઓ આપનું સ્મરણ કરનારા ભક્તોને અભય કરી દે છે. (૪૨) જે મનુષ્યોનો શરીર, ઘર અને તત્સંબંધિત અન્ય તુચ્છ પદાર્થોમાં અહંતા-મમતાનો દૃઢ દુરાગ્રહ છે તેમના શરીરમાં (આપ અંતર્યામીરૂપે) રહેતા હોવા છતાં જે ઘણાં દૂર છે તે આપનાં પાદામ્બુજોને અમે ભજીએ છીએ. (૪૩)

૧. પ્રા. પા. – દ્દ્રાવ્યં ચરાચરમ્ । ૨. પ્રા. પા. – તીર્થપદં । ૩. પ્રા. પા. – વ્રજન્તિ ।

તાન્[1] વૈ હ્યસદ્વૃત્તિભિરક્ષિભિર્યે
પરાહૃતાન્તર્મનસઃ પરેશ ।
અથો ન પશ્યન્ત્યુરુગાય નૂનં
યે તે પદન્યાસવિલાસલક્ષ્મ્યાઃ ॥ ૪૪॥

પાનેન તે દેવ કથાસુધાયાઃ
પ્રવૃદ્ધભક્ત્યા વિશદાશયા યે ।
વૈરાગ્યસારં પ્રતિલભ્ય બોધં
યથાઽઞ્જસાઽન્વીયુરકુણ્ઠધિષ્ણ્યમ્ ॥ ૪૫॥

તથાઽપરે ચાત્મસમાધિયોગ-
બલેન જિત્વા પ્રકૃતિં બલિષ્ઠામ્ ।
ત્વામેવ ધીરાઃ પુરુષં વિશન્તિ
તેષાં શ્રમઃ સ્યાન્ન તુ સેવયા તે ॥ ૪૬॥

તત્તે વયં લોકસિસૃક્ષયાઽઽદ્ય
ત્વયાઽનુસૃષ્ટાસ્ત્રિભિરાત્મભિઃ સ્મ ।
સર્વે વિયુક્તાઃ સ્વવિહારતન્ત્રં
ન શક્નુમસ્તત્પ્રતિહર્તવે[2] તે ॥ ૪૭॥

યાવદ્બલિં તેઽજ હરામ કાલે
યથા વયં ચાન્નમદામ યત્ર ।
યથોભયેષાં ત ઈમે હિ લોકા
બલિં હરન્તોઽન્નમદન્ત્યનૂહાઃ ॥ ૪૮॥

ત્વં નઃ સુરાણામસિ સાન્વયાનાં
કૂટસ્થ આદ્યઃ પુરુષઃ પુરાણઃ ।
ત્વં દેવ શક્ત્યાં ગુણકર્મયોનૌ
રેતસ્ત્વજાયાં કવિમાદધેઽજઃ ॥ ૪૯॥

તતો વયં સત્પ્રમુખા યદર્થે
બભૂવિમાત્મન્ કરવામ કિં તે ।
ત્વં નઃ સ્વચક્ષુઃ પરિદેહિ શક્ત્યા
દેવ ક્રિયાર્થે યદનુગ્રહાણામ્[3] ॥ ૫૦॥

હે પરમકીર્તિ પરમેશ્વર! ઇન્દ્રિયોના વિષયાભિમુખ રહેવાને કારણે જેઓનું મન હંમેશાં બહાર જ ભટક્યા કરે છે તેવા પામર લોકો આપના વિલાસપૂર્ણ પાદવિન્યાસની શોભાના વિશેષજ્ઞ ભક્તોનું દર્શન પણ કરવા પામતા નથી, તેથી જ તેઓ આપનાં ચરણોથી દૂર રહે છે. (૪૪) હે દેવ! આપના કથામૃતનું પાન કરવાથી ઊભરાયેલી ભક્તિને કારણે જેમનું અંતઃકરણ નિર્મળ થઈ ગયું છે તે મનુષ્યો, વૈરાગ્ય જ જેનો સાર છે તેવું આત્મજ્ઞાન પામી લઈને અનાયાસ જ આપના વૈકુંઠધામમાં પ્રયાણ કરે છે. એ આપની ભક્તિનો મહિમા છે. (૪૫) આ સિવાયના બીજા જે ધીર મનુષ્યો ચિત્ત-નિરોધરૂપી સમાધિના બળથી આપની બળવાન માયાને જીતીને આપનામાં જ લીન તો થઈ જાય છે, પણ તેમને શ્રમ ઘણો પડે છે; પરંતુ આપની સેવા (ભક્તિ)ના માર્ગમાં કોઈ જ કષ્ટ નથી. (૪૬)

'હે આદિદેવ! આપે આપના ત્રણે ગુણો વડે સૃષ્ટિની રચના કરવાની ઇચ્છાથી અમારું સર્જન કર્યું છે, તેથી વિભિન્ન સ્વભાવવાળા હોવાને કારણે અમે પરસ્પર મેળ સાધી શકતા નથી અને તેથી આપની ક્રીડાના સાધનરૂપી બ્રહ્માંડની રચના કરી તેનું આપને સમર્પણ કરવામાં અસમર્થ બની રહ્યા છીએ. (૪૭) તેથી હે અજન્મા ભગવન્! જેનાથી અમે બ્રહ્માંડ રચીને સર્વ પ્રકારના ભોગો આપને સમયસર સમર્પિત કરી શકીએ અને જ્યાં રહીને અમે પણ પોતાની યોગ્યતા પ્રમાણે અન્ન ગ્રહણ કરી શકીએ તથા આ બધા જીવો પણ સર્વ પ્રકારનાં વિઘ્નો-અડચણોથી દૂર રહીને અમને અને આપને - બંનેને ભોગ સમર્પિત કરતા રહીને પોત-પોતાનું અન્ન ખાઈ શકે – એવો કોઈ ઉપાય કરો. (૪૮) નિર્વિકાર પુરાણપુરુષ આપ જ અન્ય કાર્યસમૂહ સમેત અમ દેવતાઓના આદિ-કારણ છો. હે દેવ! પહેલાં અજન્મા એવા આપે જ સત્ત્વ વગેરે ગુણોના અને જન્મ વગેરે કર્મોના કારણ-રૂપી માયા-શક્તિમાં જ્ઞાનમય વીર્ય સ્થાપિત કર્યું છે. (૪૯) હે પરમાત્મદેવ! મહત્તત્ત્વ વગેરે-રૂપી અમે દેવતાઓને જે કાર્ય માટે ઉત્પન્ન કર્યા છે તે બાબતમાં અમે શું કરીએ? હે દેવ! અમારા પર આપ જ કૃપા કરનારા છો; તેથી બ્રહ્માંડની રચના કરવા માટે આપ અમને ક્રિયાશક્તિ-સહિત પોતાની જ્ઞાનશક્તિ પ્રદાન કરો. (૫૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – તત્ત્વા । ૨. પ્રા. પા. – હર્તુરતે । ૩. પ્રા. પા. – ગ્રહેણ ।

# છઠ્ઠો અધ્યાય

## વિરાટ શરીરની ઉત્પત્તિ

ઋષિરુવાચ

**ઇતિ તાસાં સ્વશક્તીનાં સતીનામસમેત્ય સઃ ।**
**પ્રસુપ્તલોકતન્ત્રાણાં[1] નિશામ્ય[2] ગતિમીશ્વરઃ ॥ ૧॥**

**કાલસઞ્જ્ઞાં તદા દેવીં બિભ્રચ્છક્તિમુરુક્રમઃ ।**
**ત્રયોવિંશતિતત્ત્વાનાં ગણં યુગપદાવિશત્ ॥ ૨॥**

**સોઽનુપ્રવિષ્ટો ભગવાંશ્ચેષ્ટારૂપેણ તં ગણમ્ ।**
**ભિન્નં સંયોજયામાસ સુપ્તં કર્મ પ્રબોધયન્ ॥ ૩॥**

**પ્રબુદ્ધકર્મા દૈવેન ત્રયોવિંશતિકો ગણઃ ।**
**પ્રેરિતોઽજનયત્સ્વાભિર્માત્રાભિરધિપૂરુષમ્[3] ॥ ૪॥**

**પરેણ વિશતા સ્વસ્મિન્માત્રયા વિશ્વસૃગ્ગણઃ ।**
**ચુક્ષોભાન્યોન્યમાસાદ્ય યસ્મિઁલ્લોકાશ્ચરાચરાઃ ॥ ૫॥**

**હિરણ્મયઃ સ પુરુષઃ સહસ્રપરિવત્સરાન્ ।**
**આણ્ડકોશ[4] ઉવાસાપ્સુ સર્વસત્ત્વોપબૃંહિતઃ ॥ ૬॥**

**સ વૈ વિશ્વસૃજાં ગર્ભો દેવકર્માત્મશક્તિમાન્ ।**
**વિબભાજાત્મનાઽઽત્માનમેકધા દશધા ત્રિધા ॥ ૭॥**

**એષ હ્યશેષસત્ત્વાનામાત્માંશઃ પરમાત્મનઃ ।**
**આદ્યોઽવતારો યત્રાસૌ ભૂતગ્રામો વિભાવ્યતે ॥ ૮॥**

**સાધ્યાત્મઃ સાધિદૈવશ્ચ[5] સાધિભૂત ઇતિ ત્રિધા ।**
**વિરાટ્ પ્રાણો દશવિધ એકધા હૃદયેન ચ ॥ ૯॥**

**સ્મરન્[6] વિશ્વસૃજામીશો વિજ્ઞાપિતમધોક્ષજઃ ।**
**વિરાજમતપત્સ્વેન તેજસૈષાં વિવૃત્તયે ॥ ૧૦॥**

**મૈત્રેય ઋષિએ કહ્યું** — સર્વશક્તિમાન ભગવાને જ્યારે જોયું કે પરસ્પર સંગઠિત નહીં હોવાને કારણે આ મહત્તત્ત્વ વગેરે મારી શક્તિઓ વિશ્વરચનાના કાર્યમાં અસમર્થ બની રહી છે ત્યારે તેઓ કાળશક્તિને અપનાવીને એકસાથે જ મહત્તત્ત્વ, અહંકાર, પંચભૂતો, પાંચ તન્માત્રાઓ અને મન સમેત અગિયાર ઇન્દ્રિયો — એ ત્રેવીસ તત્ત્વોના સમુદાયમાં પ્રવેશ્યા. (૧-૨) તેમનામાં પ્રવેશીને તેમણે જીવોના સુષુપ્ત અદૃષ્ટને જગાડ્યું અને પરસ્પર નોખા થયેલા તે તત્ત્વસમુદાયને પોતાની ક્રિયાશક્તિ વડે પરસ્પર મેળવી દીધો. (૩) આ પ્રમાણે ભગવાને જ્યારે અદૃષ્ટને કાર્યાભિમુખ કર્યું ત્યારે તે ત્રેવીસ તત્ત્વોના સમુદાયે ભગવાનની પ્રેરણાથી પોતાના અંશો વડે અધિપુરુષ - વિરાટને ઉત્પન્ન કર્યો. (૪) અર્થાત્ — જ્યારે ભગવાને અંશરૂપે પોતાના તે શરીરમાં પ્રવેશ કર્યો ત્યારે વિશ્વ-રચના કરનારો મહત્તત્ત્વ વગેરેનો તે સમુદાય એકબીજામાં મળીને પરિણામ પામ્યો. એ તત્ત્વોનું આ પરિણામ એ જ વિરાટ પુરુષ, કે જેમાં ચરાચર જગત વિદ્યમાન છે. (૫) જળમાં અંડરૂપી જે આશ્રયસ્થાન હતું તેમાં તે હિરણ્યમય વિરાટ પુરુષ સમસ્ત જીવોને સાથે લઈને એક હજાર દિવ્ય વર્ષો સુધી રહ્યો. (૬) તે વિશ્વરચના કરનારાં તત્ત્વોનો ગર્ભ (કાર્ય) હતો તથા જ્ઞાન, ક્રિયા અને આત્મશક્તિથી સંપન્ન હતો. તે શક્તિઓથી તેણે સ્વયં પોતાના ક્રમશઃ એક (હૃદયરૂપ), દસ (પ્રાણરૂપ) અને ત્રણ (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક) એવા વિભાગ કર્યા. (૭) આ વિરાટ પુરુષ જ પ્રથમ જીવ હોવાને કારણે સમસ્ત જીવોનો આત્મા, જીવરૂપ હોવાને કારણે પરમાત્માનો અંશ અને પ્રથમ અભિવ્યક્ત (પ્રગટ) થવાને કારણે ભગવાનનો આદિ-અવતાર છે. આ સમસ્ત ભૂતસમુદાય તેનામાં જ પ્રકાશિત થાય છે. (૮) આ (વિરાટ પુરુષ) અધ્યાત્મ, અધિભૂત અને અધિદેવતારૂપે ત્રણ પ્રકારનો, પ્રાણરૂપે દશ પ્રકારનો* અને હૃદયરૂપે એક પ્રકારનો છે. (૯)

પછી, વિશ્વની રચના કરનારા મહત્તત્ત્વ વગેરેના અધિપતિ શ્રીભગવાને તેમની પ્રાર્થના યાદ કરીને તેમની વૃત્તિઓને જગાડવા માટે પોતાના ચેતનરૂપી તેજથી તે વિરાટ પુરુષને પ્રકાશિત કર્યો, તેને જગાડ્યો. (૧૦)

૧. પ્રા. પા. — પ્રસુપ્તો લો૦ । ૨. પ્રા. પા. — નિશમ્ય । ૩. પ્રા. પા. — પ્રેરિતો જનિતસ્તાભિર્માત્રા૦ । ૪. પ્રા. પા. — અણ્ડકોશ૦ । ૫. પ્રા. પા. — સાધિભૂતશ્ચ સાધિદૈવ ઇતિ । ૬. પ્રા. પા. — સ્વ૦ ।

* દસ ઇન્દ્રિયો સહિત મન અધ્યાત્મ છે, ઇન્દ્રિયો વગેરેના વિષયો અધિભૂત છે, ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ અધિદેવ છે તથા પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય — એ દસ પ્રાણ છે.

અથ તસ્યાભિતપ્તસ્ય કતિ ચાયતનાનિ હ ।
નિરભિદ્યન્ત દેવાનાં તાનિ મે ગદતઃ શૃણુ ॥ ૧૧॥

તસ્યાગ્નિરાસ્યં નિર્ભિન્નં લોકપાલોઽવિશત્પદમ્ ।
વાચા સ્વાંશેન વક્તવ્યં યયાઽસૌ પ્રતિપદ્યતે ॥ ૧૨॥

નિર્ભિન્નં તાલુ વરુણો લોકપાલોઽવિશદ્ધરેઃ ।
જિહ્વયાંશેન ચ રસં[1] યયાઽસૌ પ્રતિપદ્યતે ॥ ૧૩॥

નિર્ભિન્ને અશ્વિનૌ નાસે વિષ્ણોરાવિશતાં પદમ્ ।
ઘ્રાણેનાંશેન ગન્ધસ્ય પ્રતિપત્તિર્યતો ભવેત્ ॥ ૧૪॥

નિર્ભિન્ને અક્ષિણી ત્વષ્ટા લોકપાલોઽવિશદ્વિભોઃ ।
ચક્ષુષાંશેન રૂપાણાં પ્રતિપત્તિર્યતો ભવેત્ ॥ ૧૫॥

નિર્ભિન્નાન્યસ્ય ચર્માણિ[2] લોકપાલોઽનિલોઽવિશત્ ।
પ્રાણેનાંશેન સંસ્પર્શં યેનાસૌ પ્રતિપદ્યતે ॥ ૧૬॥

કર્ણાવસ્ય વિનિર્ભિન્નૌ ધિષ્ણ્યં સ્વં વિવિશુર્દિશઃ ।
શ્રોત્રેણાંશેન શબ્દસ્ય સિદ્ધિં યેન પ્રપદ્યતે ॥ ૧૭॥

ત્વચમસ્ય વિનિર્ભિન્નાં વિવિશુર્ધિષ્ણ્યમોષધીઃ ।
અંશેન રોમભિઃ કણ્ડૂં યૈરસૌ પ્રતિપદ્યતે ॥ ૧૮॥

મેઢ્રં તસ્ય વિનિર્ભિન્નં સ્વધિષ્ણ્યં ક ઉપાવિશત્ ।
રેતસાંશેન યેનાસાવાનન્દં પ્રતિપદ્યતે ॥ ૧૯॥

ગુદં પુંસો વિનિર્ભિન્નં મિત્રો લોકેશ આવિશત્ ।
પાયુનાંશેન યેનાસૌ વિસર્ગં પ્રતિપદ્યતે ॥ ૨૦॥

હસ્તાવસ્ય વિનિર્ભિન્નાવિન્દ્રઃ સ્વર્પતિરાવિશત્ ।
વાર્તયાંશેન પુરુષો યયા વૃત્તિં પ્રપદ્યતે ॥ ૨૧॥

પાદાવસ્ય વિનિર્ભિન્નૌ લોકેશો વિષ્ણુરાવિશત્ ।
ગત્યા સ્વાંશેન પુરુષો યયા પ્રાપ્યં પ્રપદ્યતે ॥ ૨૨॥

બુદ્ધિં ચાસ્ય વિનિર્ભિન્નાં વાગીશો ધિષ્ણ્યમાવિશત્ ।
બોધેનાંશેન બોદ્ધવ્યપ્રતિપત્તિર્યતો ભવેત્ ॥ ૨૩॥

હૃદયં ચાસ્ય નિર્ભિન્નં ચન્દ્રમા ધિષ્ણ્યમાવિશત્ ।
મનસાંશેન યેનાસૌ વિક્રિયાં પ્રતિપદ્યતે ॥ ૨૪॥

તેના જાગતાં જ દેવતાઓ માટે કેટલાં સ્થાન પ્રગટ થયાં એ હું બતાવું છું; સાંભળો. (૧૧) વિરાટ પુરુષને સૌપ્રથમ મુખ પ્રગટ થયું; તેમાં લોકપાલ અગ્નિ પોતાની અંશભૂત વાક્-ઇન્દ્રિય સમેત પ્રવેશ્યા, જેનાથી આ જીવ બોલે છે. (૧૨) પછી વિરાટ પુરુષને તાળવું ઉત્પન્ન થયું; જેમાં લોકપાલ વરુણ પોતાની અંશભૂત રસના-ઇન્દ્રિય સમેત સ્થિત થયા, જેનાથી આ જીવ રસ ગ્રહણ કરે છે. (૧૩) ત્યારપછી તે વિરાટ પુરુષને નસકોરાં પ્રગટ થયાં; તેમનામાં બંને અશ્વિનીકુમારો પોતાનાં અંશભૂત ઘ્રાણ-ઇન્દ્રિય સમેત પ્રવેશ્યા, જેનાથી આ જીવ ગંધ ગ્રહણ કરે છે. (૧૪) એ જ રીતે તે વિરાટના શરીરમાં જ્યારે આંખો પ્રગટ થઈ ત્યારે તેમનામાં લોકપતિ સૂર્ય પોતાની અંશભૂત નેત્ર-ઇન્દ્રિય સમેત પ્રવેશ્યા, જે નેત્રેન્દ્રિયથી જીવને વિવિધ રૂપોનું જ્ઞાન થાય છે. (૧૫) પછી તે વિરાટના વિગ્રહમાં ત્વચા ઉત્પન્ન થઈ; તેમાં વાયુ પોતાની અંશભૂત ત્વક્-ઇન્દ્રિય સમેત સ્થિત થયા, જે ત્વગિન્દ્રિયથી જીવ સ્પર્શ અનુભવે છે. (૧૬) જ્યારે તેને કર્ણછિદ્રો પ્રગટ થયાં ત્યારે તેમનામાં દિશાઓ પોતાની અંશભૂત શ્રવણ-ઇન્દ્રિય સમેત પ્રવેશી, જે શ્રવણેન્દ્રિયથી જીવને શબ્દનું જ્ઞાન થાય છે. (૧૭) પછી વિરાટના શરીરમાં ચર્મ ઉત્પન્ન થયું. તેમાં ઔષધિઓ પોતાનાં અંશભૂત રુવાંટાં સમેત સ્થિત થઈ, જે રુંવાટાંથી જીવ ખંજવાળ વગેરે અનુભવે છે. (૧૮) હવે તેને લિંગ ઉત્પન્ન થયું. પોતાના તે આશ્રયમાં પ્રજાપતિએ પોતાના અંશભૂત વીર્યસમેત પ્રવેશ કર્યો, જેનાથી જીવ આનંદ અનુભવે છે. (૧૯) પછી વિરાટ પુરુષને ગુદા પ્રગટ થઈ; તેમાં લોકપાલ મિત્ર પોતાની અંશભૂત પાયુ-ઇન્દ્રિય સમેત પ્રવેશ્યા, જેનાથી જીવ મળત્યાગ કરે છે. (૨૦) ત્યારપછી તેને હાથ પ્રગટ થયા; જેમનામાં દેવરાજ ઇન્દ્ર પોતાની ગ્રહણ-ત્યાગ-રૂપી શક્તિ સમેત પ્રવેશ્યા, જે શક્તિથી જીવ પોતાની આજીવિકા મેળવે છે. (૨૧) જ્યારે તેને ચરણ ઉત્પન્ન થયાં ત્યારે તેમનામાં લોકેશ્વર વિષ્ણુ પોતાની શક્તિ ગતિ સાથે પ્રવેશ્યા, આ ગતિશક્તિ વડે જીવ પોતાના ગન્તવ્યસ્થાને પહોંચે છે. (૨૨) પછી તેમને બુદ્ધિ ઉત્પન્ન થઈ; પોતાના આ સ્થાનમાં વાક્પતિ બ્રહ્મા પોતાની અંશભૂત બુદ્ધિશક્તિ સમેત પ્રવેશ્યા; આ બુદ્ધિશક્તિથી જીવ જાણવા-યોગ્ય વિષયોને જાણી શકે છે. (૨૩) પછી તેનામાં હૃદય પ્રગટ થયું; જેમાં ચંદ્ર પોતાના અંશભૂત મન સમેત સ્થિત થયો; આ મન-શક્તિ વડે જીવ સંકલ્પ-વિકલ્પરૂપે વિકારોને પામે છે. (૨૪)

૧. પ્રા. પા. – રસાન્ । ૨. પ્રા. પા. – મર્માણિ ।

આત્માનં ચાસ્ય નિર્ભિન્નમભિમાનોઽવિશત્પદમ્ ।
કર્મણાંશેન યેનાસૌ કર્તવ્યં પ્રતિપદ્યતે ॥ ૨૫॥

સત્ત્વં ચાસ્ય વિનિર્ભિન્નં મહાન્ધિષ્ણ્યમુપાવિશત્ ।
ચિત્તેનાંશેન યેનાસૌ વિજ્ઞાનં પ્રતિપદ્યતે ॥ ૨૬॥

શીર્ષ્ણોઽસ્ય દ્યૌર્ધરા પદ્ભ્યાં ખં નાભેરુદપદ્યત ।
ગુણાનાં વૃત્તયો યેષુ પ્રતીયન્તે સુરાદયઃ ॥ ૨૭॥

આત્યન્તિકેન સત્ત્વેન દિવં દેવાઃ પ્રપેદિરે ।
ધરાં રજઃસ્વભાવેન પણયો[1] યે ચ તાનનુ ॥ ૨૮॥

તાર્તીયેન સ્વભાવેન ભગવન્નાભિમાશ્રિતાઃ[2] ।
ઉભયોરન્તરં વ્યોમ યે રુદ્રપાર્ષદાં ગણાઃ[3] ॥ ૨૯॥

મુખતોઽવર્તત બ્રહ્મ પુરુષસ્ય કુરૂદ્વહ ।
યસ્તૂન્મુખત્વાદ્વર્ણાનાં મુખ્યોઽભૂદ્બ્રાહ્મણો ગુરુઃ ॥ ૩૦॥

બાહુભ્યોઽવર્તત ક્ષત્રં ક્ષત્રિયસ્તદનુવ્રતઃ ।
યો જાતસ્ત્રાયતે વર્ણાન્ પૌરુષઃ કણ્ટકક્ષતાત્ ॥ ૩૧॥

વિશોઽવર્તન્ત [4]તસ્યોર્વોર્લોકવૃત્તિકરીર્વિભોઃ ।
વૈશ્યસ્તદુદ્ભવો વાર્તાં નૃણાં યઃ સમવર્તયત્ ॥ ૩૨॥

પદ્ભ્યાં ભગવતો જજ્ઞે શુશ્રૂષા ધર્મસિદ્ધયે ।
તસ્યાં જાતઃ પુરા શૂદ્રો યદ્વૃત્ત્યા તુષ્યતે હરિઃ ॥ ૩૩॥

એતે વર્ણાઃ સ્વધર્મેણ યજન્તિ સ્વગુરું હરિમ્ ।
શ્રદ્ધયાઽઽત્મવિશુદ્ધ્યર્થં યજ્જાતાઃ સહ વૃત્તિભિઃ ॥ ૩૪॥

એતત્ક્ષત્તર્ભગવતો દૈવકર્માત્મરૂપિણઃ ।
કઃ શ્રદ્દધ્યાદુપાકર્તું યોગમાયાબલોદયમ્ ॥ ૩૫॥

ત્યારપછી વિરાટ પુરુષમાં અહંકાર ઉત્પન્ન થયો; પોતાના આ આશ્રયમાં અભિમાને (રુદ્રે) પોતાની ક્રિયાશક્તિ સમેત પ્રવેશ કર્યો, એનાથી જીવ પોતાનું કર્તવ્ય સ્વીકારે છે. (૨૫) હવે તેનામાં ચિત્ત પ્રગટ થયું; તેમાં મહત્તત્ત્વ (બ્રહ્મા) પોતાની ચિત્તશક્તિ સમેત સ્થિત થયું. આ ચિત્તશક્તિથી જીવ વિજ્ઞાન (ચેતના)ની પ્રાપ્તિ કરે છે. (૨૬) આ વિરાટ પુરુષના મસ્તકમાંથી સ્વર્ગલોક, પગોમાંથી પૃથ્વી અને નાભિમાંથી અંતરિક્ષ (આકાશ) ઉત્પન્ન થયાં; એમનામાં ક્રમશઃ સત્ત્વ, રજઃ અને તમઃ – આ ત્રણે ગુણોના પરિણામરૂપ દેવતા, મનુષ્ય, પ્રેત વગેરે જોવા મળે છે. (૨૭) આ પૈકી દેવતાઓ સત્ત્વગુણની અધિકતાને કારણે સ્વર્ગલોકમાં, મનુષ્યો અને તેમનાં ઉપયોગી ગાય વગેરે પ્રાણીઓ રજોગુણના પ્રાધાન્યને કારણે પૃથ્વી પર તથા તમોગુણી સ્વભાવવાળા હોવાથી રુદ્રના પાર્ષદો (ભૂત, પ્રેત વગેરે) બંનેની વચ્ચે રહેલા, ભગવાનના નાભિ-સ્થાનીય અંતરિક્ષલોકમાં રહે છે. (૨૮-૨૯)

હે વિદુરજી! વેદો અને બ્રાહ્મણો ભગવાનના મુખમાંથી પ્રગટ થયા. મુખમાંથી પ્રગટ થવાને કારણે જ બ્રાહ્મણ સર્વવર્ણોમાં શ્રેષ્ઠ અને સૌનો ગુરુ છે. (૩૦) તેમની ભુજાઓમાંથી ક્ષત્રિયવૃત્તિ અને તેનું અવલંબન કરનારો ક્ષત્રિય વર્ણ ઉત્પન્ન થયો, જે વિરાટ ભગવાનનો અંશ હોવાને કારણે જન્મ લઈને ચોર વગેરે ઉપદ્રવોમાંથી બધા વર્ણોનું રક્ષણ કરે છે. (૩૧) ભગવાનની બંને જાંઘોમાંથી બધા લોકોનો નિર્વાહ કરનારી વૈશ્યવૃત્તિ ઉત્પન્ન થઈ અને એમનામાંથી જ વૈશ્ય વર્ણ પણ ઉદ્ભવ્યો. આ વર્ણ પોતાની વૃત્તિથી બધા જીવોની આજીવિકા ચલાવે છે. (૩૨) પછી બધા ધર્મોની સિદ્ધિ માટે, ભગવાનનાં ચરણોમાંથી સેવાવૃત્તિ પ્રગટ થઈ અને તેમનામાંથી પહેલ-વહેલાં તે વૃત્તિનો અધિકારી શૂદ્ર વર્ણ પણ પ્રગટ થયો, જેની વૃત્તિથી જ શ્રીહરિ પ્રસન્ન થઈ જાય છે.* (૩૩) આ ચારે વર્ણો પોતપોતાની વૃત્તિઓ સહિત જેમનામાંથી ઉત્પન્ન થયા છે તેઓ પોતાના ગુરુ શ્રીહરિનું પોતપોતાના ધર્મો થકી, ચિત્તશુદ્ધિ માટે શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે. (૩૪) વિદુરજી! આ વિરાટ પુરુષ ભગવાનની કાળ, કર્મ અને સ્વ-ભાવશક્તિથી યુક્ત યોગમાયાના પ્રભાવને પ્રગટ કરનારો છે. તેના સ્વરૂપનું સંપૂર્ણ વર્ણન કરવાનું સાહસ કોણ કરી

૧. પ્રા. પા. – પ્રાણયોગેન ચૈવ તત્ । ૨. પ્રા. પા. – ભગવાન્નાભિમાશ્રિતઃ । ૩. પ્રાચીન પ્રતમાં આ શ્લોકનું ચોથું ચરણ આ પ્રમાણે છે – 'સરુદ્રાઃ પાર્ષદા ગણાઃ । ૪. પ્રા. પા. – ૫૦ ।

* બધા ધર્મોની સિદ્ધિનું મૂળ સેવા છે. સેવા કર્યા વિના કોઈ પણ ધર્મ સિદ્ધ થતો નથી. તેથી સર્વ ધર્મોની મૂળભૂત સેવા જ જેનો ધર્મ છે તે શૂદ્ર બધા વર્ણોમાં મહાન છે. બ્રાહ્મણનો ધર્મ મોક્ષ માટે છે, ક્ષત્રિયનો ધર્મ ભોગ (કામ) માટે છે, વૈશ્યનો ધર્મ અર્થ માટે છે અને શૂદ્રનો ધર્મ ધર્મ માટે છે. આ રીતે પ્રથમ ત્રણ વર્ણોના ધર્મો અન્ય પુરુષાર્થો માટે છે, પણ શૂદ્રનો ધર્મ સ્વ-પુરુષાર્થ (અર્થાત્ ધર્મ) માટે છે; તેથી તેની વૃત્તિથી જ ભગવાન પ્રસન્ન થાય છે.

અથાપિ કીર્તયામ્યઙ્ગ યથામતિ યથાશ્રુતમ્ ।
કીર્તિં હરેઃ સ્વાં સત્કર્તું ગિરમન્યાભિધાઽસતીમ્ ॥ ૩૬॥

એકાન્તલાભં વચસો નુ પુંસાં
સુશ્લોકમૌલેર્ગુણવાદમાહુઃ ।
શ્રુતેશ્ચ વિદ્વદ્‌ભિરુપાકૃતાયાં
કથાસુધાયામુપસમ્પ્રયોગમ્ ॥ ૩૭॥

આત્મનોઽવસિતો વત્સ મહિમા કવિનાઽઽદિના ।
સંવત્સરસહસ્રાન્તે ધિયા યોગવિપક્વયા ॥ ૩૮॥

અતો ભગવતો માયા માયિનામપિ મોહિની ।
યત્સ્વયં ચાત્મવર્ત્માત્મા ન વેદ કિમુતાપરે ॥ ૩૯॥

યતોઽપ્રાપ્ય ન્યવર્તન્ત વાચશ્ચ મનસા સહ ।
અહં ચાન્ય ઇમે દેવાસ્તસ્મૈ ભગવતે નમઃ ॥ ૪૦॥

શકે? (૩૫) તેમ છતાં પ્રિય વિદુરજી! અન્ય વ્યાવહારિક ચર્ચાઓથી અપવિત્ર થયેલી પોતાની વાણીને પવિત્ર કરવા માટે, જેવી મારી બુદ્ધિ છે અને જેવું મેં ગુરુમુખેથી સાંભળ્યું છે તેવું, શ્રીહરિના સુયશનું વર્ણન કરું છું. (૩૬) મહાપુરુષોનો મત છે કે પુણ્યશ્લોકશિરોમણિ શ્રીહરિના ગુણોનું ગાન કરવું એ જ મનુષ્યોની વાણીનો તથા વિદ્વાનોના મુખેથી ભગવાનના કથામૃતનું પાન કરવું એ જ તેમના કાનોનો સૌથી મોટો લાભ છે. (૩૭) વત્સ! અમે જ નહીં, આદિકવિ શ્રીબ્રહ્માજીએ એક હજાર દિવ્ય વર્ષો સુધી પોતાની યોગ-પરિપક્વ બુદ્ધિથી વિચાર કર્યો, તોપણ શું તેઓ ભગવાનના અસીમ મહિમાનો પાર પામી શક્યા? (૩૮) આમ, ભગવાનની માયા મોટા મોટા માયાવીઓને પણ મોહિત કરી મૂકનારી છે. ચકરાવામાં નાખનારી તેની ચાલ અનંત છે; તેથી સ્વયં ભગવાન પણ તેનો તાગ પામી શકતા નથી, તો પછી બીજાઓની તો વાત જ ક્યાં રહી? (૩૯) જ્યાં નહીં પહોંચીને મન-સહિત વાણી પણ પાછી વળી આવે છે તથા જેમનો પાર પામવામાં અહંકારના અભિમાની રુદ્ર અને અન્ય ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ પણ સમર્થ નથી તે શ્રીભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ. (૪૦)

═★═

ઇતિ શ્રીમદ્‌ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

═★═

# સાતમો અધ્યાય

## વિદુરજીના પ્રશ્નો

*શ્રીશુક ઉવાચ*

એવં બ્રુવાણં મૈત્રેયં દ્વૈપાયનસુતો બુધઃ ।
પ્રીણયન્નિવ ભારત્યા વિદુરઃ પ્રત્યભાષત ॥ ૧॥

*વિદુર ઉવાચ*

બ્રહ્મન્ કથં ભગવતશ્ચિન્માત્રસ્યાવિકારિણઃ ।
લીલયા ચાપિ યુજ્યેરન્નિર્ગુણસ્ય ગુણાઃ ક્રિયાઃ ॥ ૨॥
ક્રીડાયામુદ્યમોઽર્ભસ્ય કામશ્ચિક્રીડિષાન્યતઃ ।
સ્વતસ્તૃપ્તસ્ય ચ કથં નિવૃત્તસ્ય સદાઽન્યતઃ ॥ ૩॥
અસ્રાક્ષીદ્‌ભગવાન્ વિશ્વં ગુણમય્યાઽઽત્મમાયયા ।
તયા સંસ્થાપયત્યેતદ્‌ભૂયઃ[૧] પ્રત્યપિધાસ્યતિ[૨] ॥ ૪॥
દેશતઃ કાલતો યોઽસાવવસ્થાતઃ સ્વતોઽન્યતઃ ।
અવિલુપ્તાવબોધાત્મા સ યુજ્યેતાજયા કથમ્ ॥ ૫॥

**શ્રીશુકદેવજી કહે છે** — મૈત્રેયજીનું બોલવું સાંભળીને વ્યાસસુત બુદ્ધિમાન વિદુરજીએ તેમને પોતાની વાણીથી પ્રસન્ન કરતાં કહ્યું. (૧)

**વિદુરજીએ પૂછ્યું** — બ્રહ્મન્! ભગવાન તો શુદ્ધ બોધસ્વરૂપ, નિર્વિકાર અને નિર્ગુણ છે. તેમની સાથે લીલાપૂર્વક પણ ગુણ અને ક્રિયાનો સંબંધ કેવી રીતે હોઈ શકે? (૨) બાળકમાં તો કામના અને બીજાઓની સાથે રમવાની ઇચ્છા હોય છે, તેથી તે રમવા માટે ઉદ્યમ કરે છે; પરંતુ ભગવાન તો સ્વયં નિત્યતૃપ્ત-પૂર્ણકામ અને હંમેશ અસંગ છે, તેઓ ક્રીડા માટે પણ શા માટે સંકલ્પ કરે? (૩) ભગવાને પોતાની ગુણમયી માયાથી સંસારની રચના કરી છે, તેથી તેઓ તેનું પાલન કરે છે; અને તેઓ જ તેનો સંહાર કરે છે. (૪) જેમના જ્ઞાનનો દેશ, કાળ અથવા અવસ્થાથી, આપોઆપ જ અથવા અન્ય કોઈ નિમિત્તથી

૧. પ્રા. પા. — ત્યેષુ ભૂ૦ । ૨. પ્રા. પા. — પ્રત્યભિ૦ । આ પાઠાંતરનો શ્રીધરસ્વામીએ પણ ઉલ્લેખ કર્યો છે.

ભગવાનેક એવૈષ સર્વક્ષેત્રેષ્વવસ્થિતઃ ।
અમુષ્ય દુર્ભગત્વં વા ક્લેશો વા કર્મભિઃ કુતઃ ॥ ૬॥

એતસ્મિન્મે મનો વિદ્વન્ ખિદ્યતેઽજ્ઞાનસઙ્કટે ।
તન્નઃ પરાણુદ વિભો કશ્મલં માનસં મહત્ ॥ ૭॥

*શ્રીશુક ઉવાચ*

સ ઈત્થં ચોદિતઃ ક્ષત્ત્રા તત્ત્વજિજ્ઞાસુના મુનિઃ ।
પ્રત્યાહ ભગવચ્ચિત્તઃ સ્મયન્નિવ ગતસ્મયઃ ॥ ૮॥

*મૈત્રેય ઉવાચ*

સેયં ભગવતો માયા યન્નયેન વિરુધ્યતે ।
ઈશ્વરસ્ય વિમુક્તસ્ય કાર્પણ્યમુત બન્ધનમ્ ॥ ૯॥

યદર્થેન[1] વિનાઽમુષ્ય પુંસ આત્મવિપર્યયઃ ।
પ્રતીયત ઉપદ્રષ્ટુઃ સ્વશિરશ્છેદનાદિકઃ ॥ ૧૦॥

યથા જલે ચન્દ્રમસઃ કમ્પાદિસ્તત્કૃતો ગુણઃ ।
દૃશ્યતેઽસન્નપિ દ્રષ્ટુરાત્મનોઽનાત્મનો ગુણઃ ॥ ૧૧॥

સ વૈ નિવૃત્તિધર્મેણ વાસુદેવાનુકમ્પયા ।
ભગવદ્ભક્તિયોગેન તિરોધત્તે શનૈરિહ ॥ ૧૨॥

યદેન્દ્રિયોપરામોઽથ દ્રષ્ટ્રાત્મનિ પરે હરૌ ।
વિલીયન્તે તદા ક્લેશાઃ સંસુપ્તસ્યેવ કૃત્સ્નશઃ ॥ ૧૩॥

અશેષસઙ્ક્લેશશમં વિધત્તે
ગુણાનુવાદશ્રવણં મુરારેઃ ।
કુતઃ[2] પુનસ્તચ્ચરણારવિન્દ-
પરાગસેવારતિરાત્મલબ્ધા ॥ ૧૪॥

પણ ક્યારેય લોપ થતો નથી, તેમનો માયાની સાથે કેવી રીતે સંયોગ થઈ શકે? (૫) એકમાત્ર આ ભગવાન જ સમસ્ત ક્ષેત્રોમાં તેમના સાક્ષીરૂપે રહેલા છે, તો પછી એમને દુર્ભાગ્યની અથવા કોઈ પણ પ્રકારના કર્મજન્ય ક્લેશની પ્રાપ્તિ કેમ થઈ શકે? (દા.ત. રામાવતારમાં વનવાસ વગેરેનું તથા સીતાના વિરહનું દુઃખ સહન કર્યું આદિ ક્લેશ કેમ પ્રાપ્ત થયાં?) (૬) હે ભગવન્! આ અજ્ઞાન-સંકટમાં પડીને મારું મન ઘણું જ ખિન્ન થઈ રહ્યું છે. તમે મારા મનના આ મોહ (અજ્ઞાન)ને કૃપા કરીને દૂર કરો. (૭)

**શ્રીશુકદેવજી કહે છે** – તત્ત્વજિજ્ઞાસુ વિદુરજીથી આવી પ્રેરણા પામીને અહંકારરહિત શ્રીમૈત્રેયજીએ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં સસ્મિત કહ્યું. (૮)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – આત્મા સર્વદા મુક્તસ્વરૂપ છે, તે બધાંનો ઈશ્વર છે. તેનું દીનતાને પ્રાપ્ત થવું, બંધનને સ્વીકારવું (જેમકે સીતાના વિરહમાં શ્રીરામનું દુઃખી થવું, રણ છોડીને નાસી જવું) વગેરે ભગવાનની માયા જ છે. (આવી લીલા કરવી એ પણ ભક્તોને આનંદિત કરવા માટે જ હોય છે.) જોકે ભગવાનની આ ભગવત્તા વિરોધ ઉત્પન્ન કરે છે પરંતુ જ્યારે એમાં ભગવાનની લીલાનું રહસ્ય સમજાઈ જાય તો આનંદ થાય છે. કારણ કે ભગવાન આનંદસ્વરૂપ છે. (૯) જે રીતે સ્વપ્ન જોનારા મનુષ્યને પોતાનો શિરચ્છેદ વગેરે પ્રવૃત્તિઓ થતી નહીં હોવા છતાં પણ સત્ય જેવી ભાસે છે, તે જ રીતે આ જીવને બંધન વગેરે નહીં હોવા છતાં પણ અજ્ઞાનને લીધે એવો ભાસ થાય છે. (૧૦) જે રીતે પાણીમાં થતી કંપ વગેરે ક્રિયા, પાણીમાં દેખાતા ચંદ્ર-પ્રતિબિંબમાં નહીં હોવા છતાં પણ ભાસે છે, તેવી જ રીતે દેહાભિમાની જીવમાં જ દેહના મિથ્યા ધર્મોની પ્રતીતિ થાય છે, દ્રષ્ટા આત્મામાં થતી નથી. (૧૧) નિષ્કામભાવે પોતાના સ્વધર્મનું પાલન કરવાથી ભગવત્કૃપાથી, ભગવાનની ભક્તિનો યોગ થવાથી આ માયા ચૂપચાપ ત્યાંથી ચાલી જાય છે. (૧૨) જે સમયે ઈન્દ્રિયો વિષયોથી બિલકુલ ઉપરામ પામે છે અર્થાત્ વિષયો તરફ જતી નથી ત્યારે દ્રષ્ટાસ્વરૂપ જે આત્મા છે, તે જ પરમાત્મા અને તે જ હરિ છે, તેમાં વૃત્તિઓ એકાગ્ર થઈ જાય છે. ત્યારે અવિદ્યા વગેરે પંચક્લેશ વિલીન થઈ જાય છે. જે પ્રમાણે ગાઢ નિદ્રામાં ઈન્દ્રિયો રહેતી નથી. (૧૩) શ્રીકૃષ્ણના ગુણોનું વર્ણન અને શ્રવણ અશેષ (સંપૂર્ણ) દુઃખરાશિને (ક્લેશોને) શાંત કરી દે છે; તો પછી જો આપણા હૃદયમાં તેમનાં ચરણકમળોની રજના સેવનનો પ્રેમ જાગી જાય તો તો કહેવું જ શું? (૧૪)

૧. પ્રા. પા. – યદર્થમાત્મનાઽમુ૦ । ૨. પ્રા. પા. – કિં વા ।

*વિદુર ઉવાચ*

સઞ્છિન્નઃ સંશયો મહ્યં તવ સૂક્તાસિના વિભો ।
ઉભયત્રાપિ ભગવન્મનો મે સમ્પ્રધાવતિ ॥ ૧૫॥

સાધ્વેતદ્ વ્યાહૃતં વિદ્વન્નાત્મમાયાયનં હરેઃ ।
આભાત્યપાર્થં નિર્મૂલં વિશ્વમૂલં ન યદ્‌બહિઃ[1] ॥ ૧૬॥

યશ્ચ મૂઢતમો લોકે યશ્ચ બુદ્ધેઃ પરં ગતઃ ।
તાવુભૌ સુખમેધેતે ક્લિશ્યત્યન્તરિતો જનઃ ॥ ૧૭॥

અર્થાભાવં વિનિશ્ચિત્ય પ્રતીતસ્યાપિ[2] નાત્મનઃ ।
તાં ચાપિ યુષ્મચ્ચરણસેવયાઽહં પરાણુદે ॥ ૧૮॥

યત્સેવયા ભગવતઃ કૂટસ્થસ્ય મધુદ્વિષઃ ।
રતિરાસો ભવેત્તીવ્રઃ પાદયોર્વ્યસનાર્દનઃ ॥ ૧૯॥

દુરાપા હ્યલ્પતપસઃ સેવા વૈકુણ્ઠવર્ત્મસુ ।
યત્રોપગીયતે નિત્યં દેવદેવો જનાર્દનઃ ॥ ૨૦॥

સૃષ્ટ્વાગ્રે મહદાદીનિ સવિકારાણ્યનુક્રમાત્ ।
તેભ્યો વિરાજમુદ્‌ધૃત્ય તમનુ પ્રાવિશદ્વિભુઃ ॥ ૨૧॥

યમાહુરાદ્યં પુરુષં સહસ્રાઙ્ઘ્ર્યૂરુબાહુકમ્ ।
યત્ર વિશ્વ ઇમે લોકાઃ સવિકાશં સમાસતે ॥ ૨૨॥

યસ્મિન્ દશવિધઃ પ્રાણઃ સેન્દ્રિયાર્થેન્દ્રિયસ્ત્રિવૃત્ ।
ત્વયેરિતો યતો વર્ણાસ્તદ્વિભૂતીર્વદસ્વ નઃ ॥ ૨૩॥

**વિદુરજીએ કહ્યું** – હે ભગવન્! આપના દ્વારા ભગવાનનાં લીલાચરિત્રો, તેમના ગુણો વગેરેનું વર્ણન આદિ શ્રવણભક્તિથી મારા મનનું અજ્ઞાન દૂર થઈ જાય છે. આપની વાણી દ્વારા વહેતા અસ્ખલિત જ્ઞાનરૂપી ખડ્‌ગથી મારાં સર્વ સંશયો પણ છેદાઈ જાય છે. પરંતુ ભગવાન સ્વતંત્ર છે અને તેમનો જ અંશ હોવા છતાં જીવ પરતંત્ર છે, તો આ પરસ્પર વિરોધી વાત સાંભળીને મારું મન ભ્રમિત થઈ રહ્યું છે. કૃપા કરી આપ મારા આ સંશયનું નિરાકરણ કરો. (૧૫) હે વિદ્વન્! આપે એ વાત ઘણી યોગ્ય જ કહી કે જીવને ક્લેશ વગેરેની જે પ્રતીતિ થઈ રહી છે તેનું કારણ ભગવાનની કેવળ માયા જ છે. તે ક્લેશ મિથ્યા અને નિર્મૂળ છે; કારણ કે આ વિશ્વનું મૂળ કારણ માયા જ છે, તે સિવાય અન્ય કશું કારણ નથી. (૧૬) આ સંસારમાં બે જ પ્રકારના લોકો સુખી છે – કાં તો જેઓ અત્યંત મૂઢ (અજ્ઞાનગ્રસ્ત) છે અથવા તો જેઓ બુદ્ધિ વગેરેથી પર (અતીત) એ શ્રીભગવાનને પામી ચૂક્યા છે. વચ્ચેની હરોળના સંશયગ્રસ્ત લોકો તો દુઃખ જ ભોગવતા રહે છે. (૧૭) હે ભગવન્! આપની કૃપાથી મને એ નિશ્ચય થઈ ગયો કે આ અનાત્મ પદાર્થો વાસ્તવમાં છે જ નહીં, કેવળ પ્રતીત જ થાય છે. હવે હું આપના ચરણોની સેવાના પ્રભાવથી તે પ્રતીતિને પણ દૂર કરી દઈશ. (૧૮) આપના શ્રીચરણોની સેવાથી નિત્યસિદ્ધ ભગવાન શ્રીમધુસૂદનનાં ચરણકમળોમાં ઉત્કટ પ્રેમ અને આનંદની વૃદ્ધિ થાય છે, ભગવાન પ્રત્યે પ્રેમ થવો એ જ સર્વ સંકટોનો નાશ કરનારું છે. (૧૯) મહાત્માઓ તો ભગવાનને પામવાનો સાક્ષાત્ માર્ગ જ હોય છે, તેમને ત્યાં હંમેશ દેવોના દેવ શ્રીહરિના ગુણોનું ગાન થતું રહે છે. અલ્પપુણ્યના મનુષ્યને તેમની સેવાનો અવસર મળવો એ અત્યંત મુશ્કેલ છે. (૨૦)

હે ભગવન્! તમે કહ્યું કે સૃષ્ટિના પ્રારંભમાં ભગવાને ક્રમશઃ મહત્તત્ત્વ વગેરે તત્ત્વો અને તેમના વિકારો રચીને, પછી તેમના અંશોથી વિરાટ પુરુષને ઉત્પન્ન કર્યો અને ત્યારપછી તેઓ સ્વયં તેમાં પ્રવેશ્યા. (૨૧) તે વિરાટને હજારો પગ, જાંઘો અને બાહુઓ છે; વેદ તેમને આદિપુરુષ કહે છે; તેમનામાં જ આ બધા લોક વિસ્તૃતરૂપે મોકળાશથી રહેલા છે. (૨૨) તેમનામાં ઇન્દ્રિયો, વિષયો અને ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓ સહિત દશ પ્રકારના પ્રાણોનું તમે વર્ણન કર્યું છે, કે જે ઇન્દ્રિયબળ, મનોબળ અને શરીરબળ રૂપે એમ ત્રણ પ્રકારે છે; અને તેમનાથી જ બ્રાહ્મણ વગેરે વર્ણો પણ ઉત્પન્ન થયેલા છે. હવે તમે

૧. પ્રા. પા. – તઃ૦ । ૨. પ્રા. પા. – ત્વશ્વા૦ ।

યત્ર પુત્રૈશ્ચ પૌત્રૈશ્ચ નપ્તૃભિઃ સહ ગોત્રજૈઃ ।
પ્રજા વિચિત્રાકૃતય આસન્ યાભિરિદં તતમ્ ॥ ૨૪॥

પ્રજાપતીનાં સ પતિશ્ચક્લૃપે કાન્ પ્રજાપતીન્ ।
સર્ગાંશ્ચૈવાનુસર્ગાંશ્ચ મનૂન્મન્વન્તરાધિપાન્ ॥ ૨૫॥

એતેષામપિ વંશાંશ્ચ વંશાનુચરિતાનિ ચ ।
ઉપર્યધશ્ચ યે લોકા ભૂમેર્મિત્રાત્મજાऽऽસતે ॥ ૨૬॥

તેષાં સંસ્થાં પ્રમાણં ચ ભૂર્લોકસ્ય ચ વર્ણય ।
તિર્યઙ્માનુષદેવાનાં સરીસૃપપતત્ત્રિણામ્ ।
વદ નઃ સર્ગસંવ્યૂહં ગાર્ભસ્વેદદ્વિજોદ્ભિદામ્ ॥ ૨૭॥

ગુણાવતારૈર્વિશ્વસ્ય સર્ગસ્થિત્યપ્યયાશ્રયમ્[૧] ।
સૃજતઃ શ્રીનિવાસસ્ય વ્યાચક્ષ્વોદારવિક્રમમ્ ॥ ૨૮॥

વર્ણાશ્રમવિભાગાંશ્ચ રૂપશીલસ્વભાવતઃ ।
ઋષીણાં જન્મકર્માદિ[૨] વેદસ્ય ચ વિકર્ષણમ્ ॥ ૨૯॥

યજ્ઞસ્ય ચ વિતાનાનિ યોગસ્ય ચ પથઃ પ્રભો ।
નૈષ્કર્મ્યસ્ય ચ સાઙ્ખ્યસ્ય તન્ત્રં વા ભગવત્સ્મૃતમ્ ॥ ૩૦॥

પાખણ્ડપથવૈષમ્યં પ્રતિલોમનિવેશનમ્ ।
જીવસ્ય ગતયો યાશ્ચ યાવતીર્ગુણકર્મજાઃ ॥ ૩૧॥

ધર્માર્થકામમોક્ષાણાં નિમિત્તાન્યવિરોધતઃ ।
વાર્તાયા દણ્ડનીતેશ્ચ શ્રુતસ્ય ચ વિધિં પૃથક્ ॥ ૩૨॥

શ્રાદ્ધસ્ય ચ વિધિં બ્રહ્મન્ પિતૃણાં સર્ગમેવ ચ ।
ગ્રહનક્ષત્રતારાણાં કાલાવયવસંસ્થિતિમ્ ॥ ૩૩॥

દાનસ્ય તપસો વાપિ યચ્ચેષ્ટાપૂર્તયોઃ ફલમ્ ।
પ્રવાસસ્થસ્ય યો ધર્મો યશ્ચ પુંસ ઉતાપદિ ॥ ૩૪॥

યેન વા ભગવાંસ્તુષ્યેદ્ધર્મયોનિર્જનાર્દનઃ ।
સમ્પ્રસીદતિ વા યેષામેતદાખ્યાહિ ચાનઘ ॥ ૩૫॥

અનુવ્રતાનાં શિષ્યાણાં પુત્રાણાં ચ દ્વિજોત્તમ ।
અનાપૃષ્ટમપિ બ્રૂયુર્ગુરવો દીનવત્સલાઃ ॥ ૩૬॥

તત્ત્વાનાં ભગવંસ્તેષાં કતિધા પ્રતિસઙ્ક્રમઃ ।
તત્રેમં ક ઉપાસીરન્ ક ઉ સ્વિદનુશેરતે ॥ ૩૭॥

તેમની બ્રહ્માજી વગેરે વિભૂતિઓનું વર્ણન મને સંભળાવો, કે જેમનાથી પુત્ર, પૌત્ર, કુટુંબીજનો અને જ્ઞાતિજનો સહિત અનેકવિધ પ્રજાઓ ઉત્પન્ન થઈ અને તેનાથી આ સઘળું બ્રહ્માંડ ભરાઈ ગયું. (૨૩-૨૪) તે વિરાટ તો બ્રહ્મા વગેરે પ્રજાપતિઓના પણ પ્રભુ છે. તે વિરાટે કયા કયા પ્રજાપતિઓ ઉત્પન્ન કર્યા તથા સર્ગ, અનુસર્ગ અને મન્વંતરોના અધિપતિ મનુઓની પણ રચના કયા ક્રમે કરી? (૨૫) હે મૈત્રેયજી! તે મનુઓના વંશનું અને વંશધર રાજાઓનાં ચરિત્રોનું, પૃથ્વીની ઉપરના અને નીચેના લોકોનું તથા ભૂર્લોકના વિસ્તાર અને સ્થિતિનું પણ વર્ણન કરો તથા એ પણ બતાવો કે તિર્યક્, મનુષ્ય, દેવતા, સરીસૃપ (સર્પ વગેરે સરકીને ચાલતા પશુ) અને પક્ષી તથા જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ એ ચાર પ્રકારનાં પ્રાણીઓ કઈ રીતે ઉત્પન્ન થયાં? (૨૬-૨૭) શ્રીહરિએ સર્જન કરતી વખતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર માટે પોતાના ગુણાવતાર બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના રૂપમાં જે કલ્યાણકારી લીલાઓ કરી – તેમનું પણ વર્ણન કરો. (૨૮) વેશ, આચરણ અને સ્વભાવ અનુસાર વર્ણાશ્રમનું વિભાજન, ઋષિઓનાં જન્મ-કર્મ વગેરે, વેદોનું વિભાજન, યજ્ઞોનો વિસ્તાર, યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ અને તેના સાધનભૂત સાંખ્યમાર્ગ તથા ભગવાને કહેલાં નારદ-પાંચરાત્ર વગેરે તંત્રશાસ્ત્રો, વિભિન્ન પાખંડ-માર્ગોના પ્રચારથી થનારી વિષમતા, નીચ વર્ણના પુરુષથી ઉચ્ચ વર્ણની સ્ત્રીમાં જન્મનારાં સંતાનોના પ્રકાર તથા ભિન્ન-ભિન્ન ગુણો અને કર્મોને કારણે જીવની જેવી અને જેટલી ગતિઓ થાય છે – આ બધા વિશે અમને કહી સંભળાવો. (૨૯-૩૧)

હે બ્રહ્મન્! ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિનાં પરસ્પર અ-વિરોધી સાધનોનું, વાણિજ્ય, દંડનીતિ અને શાસ્ત્રશ્રવણની વિધિઓનું, શ્રાદ્ધની વિધિનું, પિતૃગણોની સૃષ્ટિનું તથા કાળચક્રમાં ગ્રહો, નક્ષત્રો અને તારાગણની સ્થિતિનું પણ અલગ-અલગ વર્ણન કરો. (૩૨-૩૩) દાન, તપ તથા ઇષ્ટ અને પૂર્ત* કર્મોનું શું ફળ છે? પ્રવાસ અને આપત્તિના સમયે મનુષ્યનો શો ધર્મ બને છે? (૩૪) હે નિષ્પાપ મૈત્રેયજી! ધર્મના મૂળ કારણ શ્રીજનાર્દન ભગવાન કયા આચરણથી સંતુષ્ટ થાય છે અને કોના પર કૃપા કરે છે – એ પણ વર્ણવો. (૩૫) હે દ્વિજોત્તમ! દીનવત્સલ ગુરુઓ પોતાના અનુયાયી શિષ્યો અને પુત્રોને વગર પૂછ્યે જ તેમના હિતની વાત બતાવતા રહે છે. (૩૬) હે ભગવન્! તે મહત્તત્ત્વ વગેરેનો પ્રલય કેટલા પ્રકારનો છે?

૧. પ્રા. પા. – ૦સ્થિત્યુદ્ભવા૦ । ૨. પ્રા. પા. – ૦કર્માણિ દેવસ્ય ।
* પૂર્તકર્મ = કૂવો, તળાવ, ધર્મશાળા વગેરે સાર્વજનિક સ્થાનોનું નિર્માણકાર્ય.

પુરુષસ્ય ચ સંસ્થાનં સ્વરૂપં વા પરસ્ય ચ ।
જ્ઞાનં ચ નૈગમં યત્તદ્ગુરુશિષ્યપ્રયોજનમ્ ॥ ૩૮॥

નિમિત્તાનિ ચ તસ્યેહ પ્રોક્તાન્યનઘ સૂરિભિઃ ।
સ્વતો જ્ઞાનં કુતઃ પુંસાં ભક્તિર્વૈરાગ્યમેવ વા ॥ ૩૯॥

એતાન્મે પૃચ્છતઃ પ્રશ્નાન્ હરેઃ કર્મવિવિત્સયા ।
બ્રૂહિ મેઽજ્ઞસ્ય મિત્રત્વાદજયા નષ્ટચક્ષુષઃ ॥ ૪૦॥

સર્વે વેદાશ્ચ યજ્ઞાશ્ચ તપો દાનાનિ ચાનઘ ।
જીવાભયપ્રદાનસ્ય ન કુર્વીરન્ કલામપિ ॥ ૪૧॥

શ્રીશુક ઉવાચ

સ ઇત્થમાપૃષ્ટપુરાણકલ્પઃ
કુરુપ્રધાનેન મુનિપ્રધાનઃ ।
પ્રવૃદ્ધહર્ષો ભગવત્કથાયાં
સઞ્ચોદિતસ્તં પ્રહસન્નિવાહ ॥ ૪૨॥

તથા ભગવાન જ્યારે યોગનિદ્રામાં શયન કરે છે ત્યારે તેમનામાંથી કયાં કયાં તત્ત્વો તેમની સેવા કરે છે અને તેમનામાં કોણ કોણ લીન થઈ જાય છે? (૩૭) જીવનું તત્ત્વ, પરમેશ્વરનું સ્વરૂપ, ઉપનિષદ્-પ્રતિપાદિત જ્ઞાન તથા ગુરુ-શિષ્યનું પરસ્પરનું પ્રયોજન – એ શું છે? (૩૮) પવિત્રાત્મા! વિદ્વાનોએ તે જ્ઞાનની પ્રાપ્તિના કયા કયા ઉપાયો બતાવ્યા છે? કારણ કે મનુષ્યોને જ્ઞાન, ભક્તિ કે વૈરાગ્યની પ્રાપ્તિ આપોઆપ તો થઈ નથી શકતી. (૩૯) હે બ્રહ્મન્! મોહ-માયાને કારણે મારી વિચાર-દૃષ્ટિ નાશ પામી છે; હું અજ્ઞ છું, આપ મારા પરમ સુહૃદ્ છો; તેથી શ્રીહરિ-લીલાનું જ્ઞાન પામવાની ઇચ્છાથી મેં જે પ્રશ્નો કર્યા છે તેના ઉત્તર મને આપો. (૪૦) હે પુણ્યમય મૈત્રેયજી! ભગવાનના તત્ત્વના ઉપદેશ વડે જીવને જન્મ-મૃત્યુમાંથી છોડાવીને તેને અભય કરી દેવાથી જે પુણ્ય થાય છે તેની તુલનામાં સમસ્ત વેદોના અધ્યયન, યજ્ઞ, તપ અને દાન વગેરેથી થનારું પુણ્ય સોળમા ભાગની બરાબર પણ થઈ શકતું નથી. (૪૧)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! કુરુશ્રેષ્ઠ વિદુરજીએ જ્યારે મુનિવર મૈત્રેયજીને આ પ્રમાણે પુરાણવિષયક પ્રશ્નો કર્યા ત્યારે ભગવદ્વિષયક ચર્ચા માટે પ્રેરિત કરી દેવાને કારણે તેઓ ઘણા પ્રસન્ન થયા અને સ્મિતમુદ્રામાં તેમને કહેવા લાગ્યા. (૪૨)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥**
**ત્રીજા સ્કંધ-અંતર્ગત સાતમો અધ્યાય સમાપ્ત.**

═★═

# આઠમો અધ્યાય

## બ્રહ્માજીની ઉત્પત્તિ

મૈત્રેય ઉવાચ

સત્સેવનીયો બત પૂરુવંશો
યલ્લોકપાલો ભગવત્પ્રધાનઃ ।
બભૂવિથેહાજિતકીર્તિમાલાં
પદે પદે નૂતનયસ્યભીક્ષ્ણમ્ ॥ ૧॥

સોઽહં નૃણાં ક્ષુલ્લસુખાય દુઃખં
મહદ્ગતાનાં વિરમાય તસ્ય[1] ।
પ્રવર્તયે ભાગવતં પુરાણં
યદાહ સાક્ષાદ્ભગવાનૃષિભ્યઃ ॥ ૨॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! તમે ભગવદ્ભક્તોમાં મુખ્ય એવા લોકપાલ યમરાજ જ છો; તમારા પુરુવંશમાં જન્મ લેવાને કારણે તે વંશ સાધુપુરુષો માટે પણ સેવનયોગ્ય બન્યો છે. ધન્ય છે! તમે નિરંતર, ડગલે ને પગલે શ્રીહરિની કીર્તિમય માળાને નિત્ય-નૂતન બનાવી રહ્યા છો. (૧) હવે હું, તુચ્છ વિષયસુખની કામનાથી મહાદુઃખ વહોરી લેનારા મનુષ્યોના દુઃખના નિવારણ માટે, શ્રીમદ્ભાગવત-પુરાણ કહેવાનો પ્રારંભ કરું છું, કે જેને સ્વયં શ્રીસંકર્ષણ (અનંત) ભગવાને સનકાદિ ઋષિઓને સંભળાવ્યું હતું. (૨)



૧. પ્રા. પા. – તુભ્યમ્ ।

આસીનમુર્વ્યાં ભગવન્તમાદ્યં
સઙ્કર્ષણં દેવમકુણ્ઠસત્ત્વમ્ ।
વિવિત્સવસ્તત્ત્વમતઃ પરસ્ય
કુમારમુખ્યા મુનયોઽન્વપૃચ્છન્ ॥ ૩॥
સ્વમેવ ધિષ્ણ્યં બહુ માનયન્તં
યં વાસુદેવાભિધમામનન્તિ ।
પ્રત્યગ્ધૃતાક્ષામ્બુજકોશમીષ-
દુન્મીલયન્તં વિબુધોદયાય ॥ ૪॥
સ્વર્ધુન્યુદાર્દ્રૈઃ સ્વજટાકલાપૈ-
રુપસ્પૃશન્તશ્ચરણોપધાનમ્ ।
પદ્મં યદર્ચન્ત્યહિરાજકન્યાઃ
સપ્રેમ નાનાબલિભિર્વરાર્થાઃ ॥ ૫॥
મુહુર્ગૃણન્તો વચસાનુરાગ-
સ્ખલત્પદેનાસ્ય કૃતાનિ તજ્જ્ઞાઃ ।
કિરીટસાહસ્રમણિપ્રવેક-
પ્રદ્યોતિતોદ્દામફણાસહસ્રમ્ ॥ ૬॥
પ્રોક્તં કિલૈતદ્ભગવત્તમેન
નિવૃત્તિધર્માભિરતાય તેન ।
સનત્કુમારાય સ ચાહ પૃષ્ટઃ
સાઙ્ખ્યાયનાયાઙ્ગ ધૃતવ્રતાય ॥ ૭॥
સાઙ્ખ્યાયનઃ પારમહંસ્યમુખ્યો
વિવક્ષમાણો ભગવદ્વિભૂતીઃ ।
જગાદ સોઽસ્મદ્ગુરવેઽન્વિતાય
પરાશરાયાથ બૃહસ્પતેશ્ચ ॥ ૮॥
પ્રોવાચ મહ્યં સ દયાલુરુક્તો
મુનિઃ પુલસ્ત્યેન પુરાણમાદ્યમ્ ।
સોઽહં તવૈતત્કથયામિ વત્સ
શ્રદ્ધાલવે નિત્યમનુવ્રતાય ॥ ૯॥
ઉદાપ્લુતં[1] વિશ્વમિદં તદાઽઽસીદ્
યન્નિદ્રયામીલિતદૃઙ્ ન્યમીલયત્ ।
અહીન્દ્રતલ્પેઽધિશયાન એકઃ
કૃતક્ષણઃ સ્વાત્મરતૌ[2] નિરીહઃ ॥ ૧૦॥
સોઽન્તઃશરીરેઽર્પિતભૂતસૂક્ષ્મઃ
કાલાત્મિકાં શક્તિમુદીરયાણઃ ।

અખંડ જ્ઞાન-સંપન્ન આદિદેવ ભગવાન શ્રીસંકર્ષણ પોતાના લોકમાં વિરાજમાન હતા. સનત્કુમાર વગેરે ઋષિઓએ પરમ પુરુષોત્તમ બ્રહ્મનું તત્ત્વ જાણવા માટે તેમને પ્રશ્ન કર્યો. (૩) તે સમયે શેષજી પોતાના આશ્રયસ્વરૂપ તે પરમાત્માની માનસી પૂજા કરી રહ્યા હતા, કે જેમનું વેદો વાસુદેવના નામે નિરૂપણ કરે છે. તેમનાં કમળ-કોશ જેવાં નેત્રો મીંચાયેલાં હતાં. પ્રશ્ન કરવાથી તેમણે સનત્કુમાર વગેરે જ્ઞાનીઓના આનંદ માટે અધખૂલાં નેત્રોથી જોયું. (૪)

શેષ ભગવાનનાં જે ચરણકમળોની નાગ-કન્યાઓ પ્રેમસભર થઈને અનેક ઉપહારો સાથે તેમને પતિરૂપે પ્રાપ્ત કરવા માટે પૂજા કરે છે, શેષ ભગવાનની એ પાદપીઠને દેવનદી ગંગાના જળથી ભીંજાયેલી જટાસમૂહવાળા સનત્કુમારોએ વંદન કર્યાં. (૫)

સનત્કુમાર વગેરે તેમની લીલાના મર્મજ્ઞ છે. તેમણે વારંવાર પ્રેમ-ગદ્‌ગદ વાણીથી તેમની લીલાઓનું ગાન કર્યું. તે સમયે શેષ ભગવાનની ઉન્નત સહસ્ર ફણાઓ મુગટોના હજારો મણિઓનાં પ્રસરાતાં કિરણોથી ઝગમગી રહી હતી. (૬) ભગવાન શ્રીસંકર્ષણે નિવૃત્તિપરાયણ સનત્કુમારજીને આ ભાગવત સંભળાવ્યું હતું – એ વાત પ્રસિદ્ધ છે. સનત્કુમારજીએ પછી આ (ભાગવત) પરમ વ્રતી સાંખ્યાયન મુનિને, તેમના પૂછવાથી, સંભળાવ્યું. (૭) પરમહંસોમાં મુખ્ય શ્રીસાંખ્યાયનજીને જ્યારે ભગવાનની વિભૂતિઓનું વર્ણન કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમણે પોતાના અનુયાયી શિષ્ય, અમારા ગુરુ શ્રીપરાશરજીને અને બૃહસ્પતિજીને આ (પુરાણ) સંભળાવ્યું. (૮) ત્યારપછી પરમ દયાળુ પરાશરજીએ પુલસ્ત્ય મુનિના કહેવાથી એ આદિપુરાણ મને કહ્યું. હે વત્સ! (તમને) શ્રદ્ધાળુ અને જિજ્ઞાસુ જોઈને હવે એ જ પુરાણ હું તમને સંભળાવું છું. (૯)

સૃષ્ટિ-રચના પહેલાં આ સંપૂર્ણ વિશ્વ જળમાં ડૂબેલું હતું. તે સમયે એકમાત્ર શ્રીનારાયણદેવ શેષશય્યા પર પોતાની જ્ઞાનશક્તિને અક્ષુણ્ણ (જાગ્રત) રાખીને, યોગનિદ્રાનો આશ્રય લઈ પોતાની આંખો બંધ રાખીને પોઢેલા હતા. સર્જનકાર્યથી નિવૃત્ત થઈને આત્માનંદમાં મગ્ન હતા. તેમનામાં કોઈ પણ ક્રિયાનું પ્રગટીકરણ ન હતું. (૧૦) જેવી રીતે અગ્નિ પોતાની દાહક શક્તિને છુપાવીને લાકડામાં વ્યાપ્ત રહે છે તેવી જ રીતે

૧. પ્રા. પા. – ઉદ્‌પ્લુતં । ૨. પ્રા. પા. – ૦રતાવનીહઃ ।

ઉવાસ તસ્મિન્ સલિલે પદે સ્વે
યથાઽનલો દારુણિ રુદ્ધવીર્યઃ ॥ ૧૧॥
ચતુર્યુગાનાં ચ સહસ્રમપ્સુ
સ્વપન્ સ્વયોદીરિતયા સ્વશક્ત્યા ।
કાલાખ્યયાઽઽસાદિતકર્મતન્ત્રો[1]
લોકાનપીતાન્દદૃશે સ્વદેહે ॥ ૧૨॥
તસ્યાર્થસૂક્ષ્માભિનિવિષ્ટદૃષ્ટે-
રન્તર્ગતોઽર્થો રજસા તનીયાન્ ।
ગુણેન કાલાનુગતેન વિદ્ધઃ
સૂષ્યંસ્તદાઽભિદ્યત નાભિદેશાત્ ॥ ૧૩॥
સ પદ્મકોશઃ સહસોદતિષ્ઠત્
કાલેન કર્મપ્રતિબોધનેન ।
સ્વરોચિષા તત્સલિલં વિશાલં
વિદ્યોતયન્નર્ક ઇવાત્મયોનિઃ ॥ ૧૪॥
તલ્લોકપદ્મં સ[2] ઉ એવ વિષ્ણુઃ
પ્રાવીવિશત્સર્વગુણાવભાસમ્ ।
તસ્મિન્ સ્વયં વેદમયો વિધાતા
સ્વયમ્ભુવં યં સ્મ વદન્તિ સોઽભૂત્ ॥ ૧૫॥
તસ્યાં સ ચામ્ભોરુહકર્ણિકાયા-
મવસ્થિતો લોકમપશ્યમાનઃ ।
પરિક્રમન્ વ્યોમ્નિ વિવૃત્તનેત્ર-
શ્ચત્વારિ લેભેઽનુદિશં મુખાનિ ॥ ૧૬॥
તસ્માદ્યુગાન્તશ્વસનાવઘૂર્ણ-
જલોર્મિચક્રાત્સલિલાદ્વિરૂઢમ્ ।
ઉપાશ્રિતઃ કઞ્જમુ લોકતત્ત્વં
નાત્માનમદ્ધાઽવિદદાદિદેવઃ ॥ ૧૭॥
ક એષ યોઽસાવહમબ્જપૃષ્ઠ
એતત્કુતો વાઽબ્જમનન્યદપ્સુ ।
અસ્તિ હ્યધસ્તાદિહ કિઞ્ચનૈત-
દધિષ્ઠિતં યત્ર સતા નુ ભાવ્યમ્ ॥ ૧૮॥
સ ઈત્થમુદ્વીક્ષ્ય તદબ્જનાલ-
નાડીભિરન્તર્જલમાવિવેશ[3] ।
નાર્વાગ્ગતસ્તત્ખરનાલનાલ-[4]
નાભિં વિચિન્વંસ્તદવિન્દતાજઃ ॥ ૧૯॥

શ્રીભગવાને સમસ્ત પ્રાણીઓનાં સૂક્ષ્મ શરીરોને પોતાના શરીરમાં લીન કરીને પોતાના આધારભૂત તે જળમાં શયન કર્યું, સૃષ્ટિકાળ આવ્યેથી તેમને ફરી જગાડવા માટે કેવળ કાળશક્તિને જાગતી રાખી. (૧૧) આ પ્રમાણે પોતાની સ્વરૂપભૂત ચિત્-શક્તિ સહિત એક હજાર ચતુર્યુગો સુધી જળમાં શયન કર્યા પછી જ્યારે તેમણે જ નિયુક્ત કરેલી તેમની તે કાળશક્તિએ તેમને જીવોનાં કર્મોની પ્રવૃત્તિ માટે પ્રેરિત કર્યા ત્યારે તેમણે પોતાના શરીરમાં લીન થયેલા અનંત લોક જોયા. (૧૨) જે સમયે ભગવાનની દૃષ્ટિ પોતાનામાં નિહિત લિંગ-શરીર વગેરે સૂક્ષ્મતત્ત્વ પર પડી તે સમયે તે (સૂક્ષ્મતત્ત્વ) કાલાશ્રિત રજોગુણથી ક્ષુબ્ધ થઈને સૃષ્ટિરચના-નિમિત્તે તેમના નાભિ-પ્રદેશમાંથી બહાર નીકળ્યું. (૧૩) કર્મશક્તિને જગાડનારા કાળ વડે વિષ્ણુ ભગવાનની નાભિમાંથી પ્રગટ થયેલું તે સૂક્ષ્મતત્ત્વ કમળકોશરૂપે એકદમ ઉન્નત થયું અને તેણે સૂર્યની જેમ પોતાના તેજથી તે અપાર જળરાશિને દેદીપ્યમાન કરી દીધો. (૧૪) સમસ્ત ગુણોને પ્રકાશિત કરનારા તે સર્વલોકમય કમળમાં તે વિષ્ણુ ભગવાન જ અન્તર્યામીરૂપે પ્રવેશ્યા. ત્યારે તેમાંથી, ભણાવ્યા વિના જ સ્વતઃ સંપૂર્ણ વેદોના જ્ઞાતા સાક્ષાત્ વેદમૂર્તિ શ્રીબ્રહ્માજી પ્રગટ થયા, કે જેમને લોકો સ્વયંભૂ કહે છે. (૧૫) તે કમળની કર્ણિકા (ગાદી)માં બેઠેલા બ્રહ્માજીને જ્યારે કોઈ લોક દેખાયો નહીં ત્યારે તેઓ વિસ્ફારિત નેત્રોથી આકાશમાં ચારે તરફ ગરદન ફેરવીને જોવા લાગ્યા, તેથી તેમને ચારે દિશાઓમાં ચાર મુખ થઈ ગયાં. (૧૬) તે સમયે પ્રલયકાલીન પવનની ઝાપટોથી ઊછળતી જળ-તરંગમાળાઓને કારણે તે જળરાશિની ઉપર આવેલા કમળ પર વિરાજમાન આદિદેવ બ્રહ્માજીને પોતાનું તથા તે લોક-તત્ત્વરૂપી કમળનું કશું જ રહસ્ય સમજાયું નહીં. (૧૭)

તેઓ વિચારવા લાગ્યા, 'આ કમળકર્ણિકા પર બેઠેલો હું કોણ છું? આ કમળ પણ અન્ય કશા આધાર વિના જળમાં ક્યાંથી ઉત્પન્ન થયું? તેની નીચે અવશ્ય કોઈ એવી વસ્તુ હોવી જોઈએ કે જેના આધારે આ રહેલું છે.' (૧૮)

આમ વિચારીને તેઓ તે કમળની નાળના સૂક્ષ્મ છિદ્રોમાં થઈને તે પાણીમાં પેઠા; પરંતુ તે નાળના આધારને શોધતા-શોધતા નાભિ-પ્રદેશની નજીક પહોંચ્યા તોપણ તેઓ

૧. પ્રા. પા. – કાલાત્યયોત્પાદિત૦ । ૨. પ્રા. પા. – સ્વકમેવ ધિષ્ણ્યં પ્રાવી૦ । ૩. પ્રા. પા. – નાલીભિ૦ । ૪. પ્રા. પા. – ખરનાલનાભિં સ વૈ વિચિ૦ ।

તમસ્યપારે વિદુરાત્મસર્ગં
વિચિન્વતોઽભૂત્સુમહાંસ્ત્રિણેમિઃ ।
યો દેહભાજાં ભયમીરયાણઃ
પરિક્ષિણોત્યાયુરજસ્ય હેતિઃ ॥ ૨૦॥

તતો નિવૃત્તોઽપ્રતિલબ્ધકામઃ
સ્વધિષ્ણ્યમાસાદ્ય પુનઃ સ દેવઃ ।
શનૈર્જિતશ્વાસનિવૃત્તચિત્તો
ન્યષીદદારૂઢસમાધિયોગઃ ॥ ૨૧॥

કાલેન સોઽજઃ પુરુષાયુષાઽભિ-
પ્રવૃત્તયોગેન વિરૂઢબોધઃ ।
સ્વયં તદન્તર્હૃદયેઽવભાત-
મપશ્યતાપશ્યત યન્ન પૂર્વમ્ ॥ ૨૨॥

મૃણાલગૌરાયતશેષભોગ-
પર્યઙ્ક એકં પુરુષં શયાનમ્ ।
ફણાતપત્રાયુતમૂર્ધરત્ન-
દ્યુભિર્હતધ્વાન્તયુગાન્તતોયે ॥ ૨૩॥

પ્રેક્ષાં ક્ષિપન્તં હરિતોપલાદ્રેઃ
સન્ધ્યાભ્રનીવેરુરુરુક્મમૂર્ધ્નઃ ।
રત્નોદધારૌષધિસૌમનસ્ય-
વનસ્રજો વેણુભુજાઙ્‌ઘ્રિપાઙ્‌ઘ્રેઃ ॥ ૨૪॥

આયામતો વિસ્તરતઃ સ્વમાન-
દેહેન લોકત્રયસઙ્ગ્રહેણ ।
વિચિત્રદિવ્યાભરણાંશુકાનાં
કૃતશ્રિયાપાશ્રિતવેષદેહમ્[1] ॥ ૨૫॥

પુંસાં સ્વકામાય વિવિક્તમાર્ગૈ-
રભ્યર્ચતાં કામદુઘાઙ્‌ઘ્રિપદ્મમ્ ।
પ્રદર્શયન્તં કૃપયા નખેન્દુ-
મયૂખભિન્નાઙ્ગુલિચારુપત્રમ્ ॥ ૨૬॥

તેને પામી શક્યા નહીં. (૧૯) હે વિદુરજી! તે અપાર અંધકારમાં પોતાના ઉત્પત્તિસ્થાનને શોધતાં-શોધતાં બ્રહ્માજીને ઘણો કાળ વીતી ગયો. આ કાળ જ ભગવાનનું ચક્ર છે, જે પ્રાણીઓને ભયભીત (કરતું રહીને તેમના આયુષ્યને ક્ષીણ) કરતું રહે છે. (૨૦) અંતે વિફળ-મનોરથના થઈને તેઓ ત્યાંથી પાછા વળ્યા અને ફરી પોતાના આધારભૂત કમળ પર બેસીને ધીરેધીરે પ્રાણવાયુને જીતીને ચિત્તને સંકલ્પશૂન્ય કર્યું અને સમાધિમાં સ્થિત થઈ ગયા. (૨૧) આ પ્રમાણે પુરુષના પૂરા આયુષ્ય બરાબરના સમય (અર્થાત્ દિવ્ય સો વર્ષ) સુધી સારી રીતે યોગાભ્યાસ કરવાથી બ્રહ્માજીને જ્ઞાન પ્રાપ્ત થયું; ત્યારે તેમણે પોતાના તે અધિષ્ઠાનને, કે જેને તેઓ પહેલાં ખોળવા છતાંય જોવા પામ્યા ન હતા – તેને પોતાના જ અંતઃકરણમાં પ્રકાશિત થતું જોયું. (૨૨) તેમણે જોયું કે તે પ્રલયકાલીન જળમાં શેષજીના કમળનાળ-સદૃશ ગોરા અને વિશાળ વિગ્રહની શય્યા પર પુરુષોત્તમ ભગવાન એકલા જ સૂતેલા છે. શેષજીની દસ હજાર ફણાઓ છત્રની જેમ ફેલાયેલી છે. તેમનાં મસ્તકો પર મુગટો શોભાયમાન છે, તેમનામાં જે મણિઓ જડેલા છે તેમની કાન્તિથી ચારે તરફનો અંધકાર દૂર થઈ ગયો છે. (૨૩) તેઓ પોતાના શામળા શરીરની આભા (તેજ)થી મરકતમણિ-પર્વતની શોભાને લજ્જિત કરી રહ્યા છે. તેમની કમર પરનો પીળો પટ પર્વતના ટોચના પ્રદેશમાં છવાયેલા સંધ્યાકાળના પીળા-પીળા ચમકીલા મેઘોની આભાને ઝાંખી પાડી રહ્યો છે. માથા પરનો સુશોભિત સોનાનો મુગટ સુવર્ણમય શિખરોનો ગર્વ ગાળી રહ્યો છે. તેમની વનમાળા પર્વતનાં રત્નો, જળધોધ, ઔષધિઓ અને પુષ્પોના સૌંદર્યને પરાજિત કરી રહી છે તથા તેમના ભુજદંડ વેણુદંડને અને ચરણો-વૃક્ષોને તિરસ્કારી રહ્યા છે. (૨૪) તેમનો તે શ્રીવિગ્રહ પોતાના પરિમાણથી લંબાઈ-પહોળાઈમાં ત્રિલોકીને સમાવી લઈ રહ્યો છે. તે પોતાની શોભાથી વિચિત્ર અને દિવ્ય વસ્ત્રાભૂષણોની શોભાને સુશોભિત કરનારો હોવા છતાં પણ પીતાંબર વગેરેથી યુક્ત પોતાની વેશભૂષાથી સુસજ્જિત છે. (૨૫) પોતપોતાની અભિલાષાની પૂર્તિ માટે ભિન્ન-ભિન્ન માર્ગે પૂજા કરનારા ભક્તોને કૃપાપૂર્વક ભક્તની ઈચ્છાના કલ્પતરુ એવાં ચરણકમળોનું દર્શન આપી રહ્યા છે, કે જેમના સુંદર આંગળીઓના સમુદાય નખ-ચંદ્રોની ચાંદનીથી નોખા-નોખા સ્પષ્ટ ચમક્યા કરે છે. (૨૬)

૧. પ્રા. પા. – ઽશ્રિતદેહવેષમ્ ।

મુખેન લોકાર્તિહરસ્મિતેન
પરિસ્ફુરત્કુણ્ડલમણ્ડિતેન ।
શોણાયિતેનાધરબિમ્બભાસા
પ્રત્યર્હયન્તં સુનસેન સુભ્રવા ॥ ૨૭॥

કદમ્બકિઞ્જલ્કપિશઙ્ગવાસસા[1]
સ્વલઙ્કૃતં મેખલયા નિતમ્બે ।
હારેણ ચાનન્તધનેન વત્સ
શ્રીવત્સવક્ષઃસ્થલવલ્લભેન ॥ ૨૮॥

પરાર્ધ્યકેયૂરમણિપ્રવેક-
પર્યસ્તદોર્દણ્ડસહસ્રશાખમ્ ।
અવ્યક્તમૂલં ભુવનાઙ્ઘ્રિપેન્દ્ર-
મહીન્દ્રભોગૈરધિવીતવલ્શમ્ ॥ ૨૯॥

ચરાચરૌકો ભગવન્મહીધ્ર-
મહીન્દ્રબન્ધું સલિલોપગૂઢમ્ ।
કિરીટસાહસ્રહિરણ્યશૃઙ્ગ-
માવિર્ભવત્કૌસ્તુભરત્નગર્ભમ્ ॥ ૩૦॥

નિવીતમામ્નાયમધુવ્રતશ્રિયા
સ્વકીર્તિમય્યા વનમાલયા હરિમ્ ।
સૂર્યેન્દુવાય્વગ્ન્યગમં ત્રિધામભિઃ
પરિક્રમત્પ્રાધનિકૈર્દુરાસદમ્ ॥ ૩૧॥

તર્હ્યેવ તન્નાભિસરઃસરોજ-[2]
માત્માનમમ્ભઃ શ્વસનં વિયચ્ચ ।
દદર્શ દેવો જગતો વિધાતા
નાતઃ પરં લોકવિસર્ગદૃષ્ટિઃ ॥ ૩૨॥

સ કર્મબીજં રજસોપરક્તઃ
પ્રજાઃ સિસૃક્ષન્નિયદેવ દૃષ્ટ્વા ।
અસ્તૌદ્વિસર્ગાભિમુખસ્તમીડ્ય-
મવ્યક્તવર્ત્મન્યભિવેશિતાત્મા ॥ ૩૩॥

સુંદર નાક, કૃપા વરસાવતાં ભવાં, કાનોમાં ઝળહળતાં કુંડળોની શોભા, બિમ્બફળ જેવા લાલ-લાલ હોઠોની કાન્તિ અને લોકપીડાહારી સ્મિતથી યુક્ત મુખારવિંદથી તેઓ પોતાના ભક્તોનું સમ્માન-અભિનંદન કરી રહ્યા છે. (૨૭) હે વત્સ! તેમના નિતંબ પર કદંબપુષ્પના કેસર જેવું પીળું વસ્ત્ર અને સુવર્ણમય કટિમેખલા (કંદોરો) શોભી રહ્યાં છે તથા વક્ષઃસ્થળ પર અમૂલ્ય હારની અને સોનેરી રેખાવાળા શ્રીવત્સ-ચિહ્નની અપૂર્વ શોભા દીપી રહી છે. (૨૮) તેઓ અપ્રગટ મૂળવાળા ચંદનવૃક્ષ જેવા છે; મહામોંઘા કેસર અને ઉત્તમોત્તમ મણિઓથી સુશોભિત તેમના વિશાળ ભુજદંડ જાણે કે તેની હજારો ડાળીઓ છે અને ચંદનનાં વૃક્ષોમાં જેમ મોટા મોટા સાપ લપેટાયેલા રહે છે તેવી જ રીતે તેમના ખભાઓ પર શેષજીની ફણાઓ લપેટી રહેલી છે. (૨૯) નાગરાજ અનંતના બાંધવ તે શ્રીનારાયણ એવા જણાય છે કે જાણે જળથી ઘેરાયેલો કોઈ પર્વતરાજ જ હોય! પર્વત પર જેમ અનેક જીવો રહે છે તે જ રીતે તેઓ સમસ્ત ચરાચરના આશ્રય છે; શેષજીની ફણાઓ પર જે હજારો મુગટ છે તે જાણે કે તે પર્વતનાં સુવર્ણમંડિત શિખરો જ છે તથા વક્ષઃસ્થળ પર વિરાજેલો કૌસ્તુભમણિ જાણે કે તે (પર્વત)ના ગર્ભમાંથી પ્રગટેલું રત્ન છે. (૩૦) પ્રભુના ગળામાં વેદરૂપી ભમરાઓથી ગુંજતી પોતાની કીર્તિમયી વનમાળા વિરાજી રહી છે. સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ વગેરે દેવતાઓની પણ ત્યાં સુધી પહોંચ નથી તથા ત્રણે લોકમાં વિના અવરોધ વિચરણ કરનાર સુદર્શન-ચક્ર વગેરે આયુધો પણ શ્રીપ્રભુની આજુબાજુ ઘૂમતાં જ રહે છે, તેમના માટે પણ તેઓ અત્યંત દુર્લભ જ છે. (૩૧)

તે સમયે વિશ્વ-રચનાની ઇચ્છાવાળા લોકવિધાતા બ્રહ્માજીએ ભગવાનના નાભિ-સરોવરમાંથી પ્રગટેલું તે કમળ, જળ, આકાશ, વાયુ અને નિજ-શરીર - કેવળ આ પાંચ જ વસ્તુઓ જોઈ; એ સિવાય અન્ય કશુંય તેમને દેખાયું નહીં. (૩૨) રજોગુણથી વ્યાપ્ત બ્રહ્માજી પ્રજાનું સર્જન કરવા ઇચ્છતા હતા. તેમણે જ્યારે સૃષ્ટિના કારણરૂપ માત્ર આ પાંચ જ વસ્તુઓ જોઈ ત્યારે તેઓ, લોક-રચના માટે ઉત્સુક હોવાને કારણે, અચિંત્ય-ગતિના શ્રીહરિમાં ચિત્ત પરોવીને તે પરમ પૂજનીય પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. (૩૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત આઠમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ૦સુપીતવાસસા । ૨. પ્રા. પા. – ૦સરોરુહ૦ ।

# નવમો અધ્યાય

## બ્રહ્માજીએ કરેલી ભગવાનની સ્તુતિ

*બ્રહ્મોવાચ*

જ્ઞાતોઽસિ મેઽદ્ય સુચિરાન્નનુ દેહભાજાં
ન જ્ઞાયતે ભગવતો ગતિરિત્યવદ્યમ્ ।
નાન્યત્ત્વદસ્તિ ભગવન્નપિ તન્ન[1] શુદ્ધં
માયાગુણવ્યતિકરાદ્યદુરુર્વિભાસિ ॥ ૧॥

રૂપં યદેતદવબોધરસોદયેન
શશ્વન્નિવૃત્તતમસઃ સદનુગ્રહાય ।
આદૌ ગૃહીતમવતારશતૈકબીજં
યન્નાભિપદ્મભવનાદહમાવિરાસમ્ ॥ ૨॥

નાતઃ પરં પરમ યદ્ભવતઃ સ્વરૂપ-
માનન્દમાત્રમવિકલ્પમવિદ્ધવર્ચઃ ।
પશ્યામિ વિશ્વસૃજમેકમવિશ્વમાત્મન્
ભૂતેન્દ્રિયાત્મકમદસ્ત[2] ઉપાશ્રિતોઽસ્મિ ॥ ૩॥

તદ્વા ઇદં ભુવનમઙ્ગલ મઙ્ગલાય
ધ્યાને સ્મ નો દર્શિતં ત ઉપાસકાનામ્ ।
તસ્મૈ નમો ભગવતેઽનુવિધેમ તુભ્યં
યોઽનાદૃતો નરકભાગ્ભિરસત્પ્રસઙ્ગૈઃ ॥ ૪॥

યે તુ ત્વદીયચરણામ્બુજકોશગન્ધં
જિઘ્રન્તિ કર્ણવિવરૈઃ શ્રુતિવાતનીતમ્ ।
ભક્ત્યા ગૃહીતચરણઃ પરયા ચ તેષાં
નાપૈષિ નાથ હૃદયામ્બુરુહાત્સ્વપુંસામ્ ॥ ૫॥

તાવદ્ભયં દ્રવિણગેહસુહૃન્નિમિત્તં[3]
શોકઃ સ્પૃહા પરિભવો વિપુલશ્ચ લોભઃ ।
તાવન્મમેત્યસદવગ્રહ આર્તિમૂલં
યાવન્ન તેઽઙ્ઘ્રિમભયં પ્રવૃણીત લોકઃ ॥ ૬॥

દૈવેન તે હતધિયો ભવતઃ પ્રસઙ્ગાત્
સર્વાશુભોપશમનાદ્વિમુખેન્દ્રિયા[4] યે ।
કુર્વન્તિ કામસુખલેશલવાય દીના
લોભાભિભૂતમનસોઽકુશલાનિ શશ્વત્ ॥ ૭॥

ક્ષુત્તૃટ્ત્રિધાતુભિરિમા મુહુરર્દ્યમાનાઃ
શીતોષ્ણવાતવર્ષૈરિતરેતરાચ્ચ ।

**બ્રહ્માજીએ કહ્યું** – હે પ્રભુ! સુદીર્ઘ કાળ વીત્યા પછી આજે હું આપને જાણી શક્યો છું. અહો! કેવું દુર્ભાગ્ય છે કે શરીરધારી જીવ આપના સ્વરૂપને જાણી શકતા નથી. હે ભગવન્! આપના સિવાય અન્ય કોઈ વસ્તુ છે જ નહીં. જે કંઈ પ્રતીત થાય છે તે પણ સ્વરૂપથી સત્ય નથી; કારણ કે માયાના ગુણોથી ક્ષુબ્ધ થવાને કારણે કેવળ આપ જ અનેકરૂપોમાં પ્રતીત થઈ રહ્યા છો. (૧) હે દેવ! આપની ચિત્-શક્તિ પ્રકાશિત રહેવાને કારણે અજ્ઞાન આપનાથી સદૈવ દૂર રહે છે. આપનું આ રૂપ, કે જેના નાભિકમળમાંથી હું પ્રગટ થયો છું – તે સેંકડો અવતારોનું મૂળ કારણ છે. તેને આપે સત્પુરુષો પર કૃપા કરવા માટે જ પહેલવહેલું પ્રગટ કર્યું છે. (૨) હે પરમાત્મા! આપનું કેવળ આનંદસ્વરૂપ, ભેદરહિત અને અખંડ તેજોમય (નિરાકાર) જે સ્વરૂપ છે તેને હું આનાથી ભિન્ન સમજતો નથી. આપ વિશ્વની રચના કરનારા હોવા છતાં પણ વિશ્વથી અતીત (પર) છો. ભૂત અને ઇન્દ્રિયોનું અધિષ્ઠાન પણ આપ જ છો, એવા આપને જ્ઞાનદૃષ્ટિથી હું જોઉં છું અને આપના આ રૂપની શરણમાં છું. (૩) હે વિશ્વકલ્યાણમય! આપનું ધ્યાન ધરી રહેલા અમારા જેવા ઉપાસકોના મંગળ માટે આપે આ રૂપ દેખાડ્યું છે. આપના આ રૂપને વિષયાસક્ત પામર મનુષ્યો પામી શકતા નથી. (૪) હે નાથ! જે લોકો વેદરૂપી વાયુથી લવાયેલી આપનાં ચરણરૂપી કમળ-કોશની સુવાસને પોતાના કર્મછિદ્રોથી ગ્રહણ કરે છે તેવા પોતાના ભક્તોના હૃદય-કમળમાં આપ આવીને વસી જાઓ છો. પછી ત્યાંથી જઈ શકતા નથી. ભ્રમરની જેમ ત્યાં અટકી જાઓ છો. કેમકે પરાભક્તિની દોરીથી ભક્તોએ પણ આપના પાદપદ્મને બાંધી રાખ્યા છે. (૫) મનુષ્ય જ્યાં સુધી આપનાં અભયપ્રદ ચરણકમળોનો આશ્રય લેતો નથી ત્યાં સુધી જ તેને ધન, ઘર અને બાંધવોને કારણે મળનાર ભય, શોક, લાલસા, દીનતા, અતિલોભ વગેરે સતાવે છે અને ત્યાં સુધી જ તેનો 'હું-મારું'નો દુરાગ્રહ રહે છે, કે જે દુઃખનું એકમાત્ર કારણ છે. (૬) જેઓ બધા પ્રકારનાં અમંગળોનો નાશ કરનારા આપના શ્રવણ-કીર્તન વગેરે ભક્તિ-પ્રસંગોથી દૂર રહે છે અને જેમની ઇન્દ્રિયો આપથી વિમુખ છે એવા લોકો દીન અને મનોમન વિષયાતુર થઈને નિરંતર કુકર્મોમાં રત રહે છે, તે બિચારાઓની બુદ્ધિ દૈવે હરી લીધી છે. (૭) હે અચ્યુત! ઉરુક્રમ! આ પ્રજાને ભૂખ-

૧. પ્રા. પા. – તત્ત્વશુદ્ધં । ૨. પ્રા. પા. – ૦સ્તમુપા૦ । ૩. પ્રા. પા. – દ્રવિણદેહ૦ । ૪. પ્રા. પા. – સર્વાસુખોપ૦ ।

કામાગ્નિનાઽચ્યુત રુષા ચ સુદુર્ભરેણ
સમ્પશ્યતો મન ઉરુક્રમ સીદતે મે ॥ ૮॥

યાવત્પૃથક્ત્વમિદમાત્મન[૧] ઈન્દ્રિયાર્થ-
માયાબલં ભગવતો જન ઈશ પશ્યેત્ ।
તાવન્ન સંસૃતિરસૌ પ્રતિસઙ્ક્રમેત
વ્યર્થાપિ[૨] દુઃખનિવહં વહતી ક્રિયાર્થા ॥ ૯॥

અહ્ન્યાપૃતાર્તકરણા નિશિ નિઃશયાના
નાનામનોરથધિયા ક્ષણભગ્નનિદ્રાઃ ।
દૈવાહતાર્થરચના ઋષયોઽપિ દેવ
યુષ્મત્પ્રસઙ્ગવિમુખા ઈહ સંસરન્તિ ॥ ૧૦॥

ત્વં ભાવયોગપરિભાવિતહૃત્સરોજ
આસ્સે શ્રુતેક્ષિતપથો નનુ નાથ પુંસામ્ ।
યદ્યદ્ધિયા ત ઉરુગાય વિભાવયન્તિ
તત્તદ્વપુઃ પ્રણયસે સદનુગ્રહાય[૩] ॥ ૧૧॥

નાતિપ્રસીદતિ તથોપચિતોપચારૈ-
રારાધિતઃ સુરગણૈર્હૃદિ બદ્ધકામૈઃ ।
યત્સર્વભૂતદયયાઽસદલભ્યયૈકો
નાનાજનેષ્વવહિતઃ સુહૃદન્તરાત્મા ॥ ૧૨॥

પુંસામતો વિવિધકર્મભિરધ્વરાદ્યૈ-
ર્દાનેન ચોગ્રતપસા વ્રતચર્યયા ચ ।
આરાધનં ભગવતસ્તવ સત્ક્રિયાર્થો
ધર્મોઽર્પિતઃ કર્હિચિદ્ધ્રિયતે ન યત્ર ॥ ૧૩॥

શશ્વત્સ્વરૂપમહસૈવ નિપીતભેદ-
મોહાય બોધધિષણાય[૪] નમઃ પરસ્મૈ ।
વિશ્વોદ્ભવસ્થિતિલયેષુ નિમિત્તલીલા-
રાસાય તે નમ ઈદં ચક્રમેશ્વરાય ॥ ૧૪॥

તરસ, વાત-પિત્ત-કફ, ઠંડી-ગરમી, પવન અને વરસાદને લીધે, પરસ્પર એકબીજાને લીધે તથા કામાગ્નિ અને દુઃસહ ક્રોધને લીધે વારંવાર દુઃખ પામતી જોઈને મારું મન ઘણું ઉદાસ થાય છે. (૮) હે સ્વામી! જ્યાં સુધી મનુષ્ય ઇન્દ્રિયોના અને વિષયરૂપી માયાના પ્રભાવથી પોતાને આપનાથી ભિન્ન જુએ છે ત્યાં સુધી તેના માટે આ સંસારચક્રનું નિવારણ નથી થતું. જોકે આ (સંસાર) મિથ્યા છે, તોપણ કર્મફળ-ભોગનું ક્ષેત્ર હોવાને કારણે તે આ પ્રજાને અનેક પ્રકારનાં દુઃખોમાં નાખતો રહે છે. (૯)

હે દેવ! જે લોકોની ઇન્દ્રિયો અનેક પ્રકારનાં કર્મોમાં ફસાયેલી રહેવાને કારણે દિવસભર ત્રસ્ત રહે છે, રાત્રિના સમયે ગાઢ નિદ્રામાં અચેત રહે છે, ક્યારેક અનેક પ્રકારના મનોરથોનું ચિંતન કરવાને કારણે વારંવાર તેમની નિદ્રા ભંગ થતી રહે છે. ભાગ્યવશાત્ આવા લોકોને અર્થસિદ્ધિ પણ પ્રાપ્ત થતી નથી. આવા ભગવત્પ્રાપ્તિ માટેના એકમાત્ર સાધન એવા ઋષિ જેવા મનુષ્યદેહને પ્રાપ્ત કરીને પણ આપની (ભગવાનની) ભક્તિથી વિમુખ થવાને કારણે આ સંસારમાં ભટક્યા કરે છે. (૧૦) હે નાથ! જે લોકોએ પોતાનો ભાવ આપની સાથે જોડી દીધો છે એવા ભક્તોના શુદ્ધ હૃદય-કમળમાં આપ નિવાસ કરો છો. એવા લોકો દ્વારા આપના ગુણોનું શ્રવણ કરવાથી આપનું સ્વરૂપ જાણી શકાય છે. હે પુણ્યશ્લોક પ્રભુ! આપના ભક્તો જે જે ભાવનાથી આપનું ચિંતન કરે છે તે સાધુજનો પર કૃપા કરવા માટે આપ તે તે રૂપ ધારણ કરી લો છો. (૧૧) હે ભગવાન! આપ એક (જ) છો તથા સમસ્ત પ્રાણીઓનાં અંતઃકરણોમાં રહેલા છો અને તેમના પરમ કલ્યાણકારી અંતરાત્મા છો. તેથી જો દેવતાઓ પણ હૃદયમાં જાતજાતની કામનાઓ રાખીને, વિવિધ પ્રકારની વિપુલ સામગ્રીઓથી આપનું પૂજન કરે છે તો તેનાથી આપ એટલા પ્રસન્ન થતા નથી, કે જેટલા પ્રાણીઓ પર દયા કરવાથી થાઓ છો. પરંતુ તે સર્વભૂત-દયા અસત્પુરુષોને અત્યંત દુર્લભ છે. (૧૨) જે કર્મ આપને અર્પણ કરી દેવામાં આવે છે તેનો ક્યારેય નાશ થતો નથી, તે અક્ષય થઈ જાય છે. તેથી વિભિન્ન પ્રકારનાં કર્મ—યજ્ઞ, દાન, કઠોર તપ, વ્રત વગેરે વડે આપની પ્રસન્નતા પ્રાપ્ત કરવી એ જ મનુષ્યનું સૌથી મોટું કર્મફળ છે; કારણ કે આપની પ્રસન્નતા થતાં એવું કયું ફળ છે કે જે સુલભ ન થઈ જાય? (૧૩) આપ સદૈવ પોતાના સ્વરૂપના પ્રકાશથી જ પ્રાણીઓના ભેદભ્રમ-રૂપી અંધકારનો નાશ કરતા રહો છો તથા (આપ જ)

૧. પ્રા. પા. — પૃથક્સ્થિતમિદં મન ઇન્દ્રિયાર્થં મા૦ । ૨. પ્રા. પા. — વ્યર્થાતિદુઃખ૦ । ૩. પ્રા. પા. — તદનુગ્રહાય । ૪. પ્રા. પા. — બોધવિષયાય ।

યસ્યાવતારગુણકર્મવિડમ્બનાનિ
નામાનિ યેઽસુવિગમે વિવશા ગૃણન્તિ ।
તે નૈકજન્મશમલં[1] સહસૈવ હિત્વા
સંયાન્ત્યપાવૃતમૃતં તમજં પ્રપદ્યે ॥ ૧૫॥

યો વા અહં ચ ગિરિશશ્ચ વિભુઃ સ્વયં ચ
સ્થિત્યુદ્ભવપ્રલયહેતવ આત્મમૂલમ્ ।
ભિત્ત્વા ત્રિપાદ્વવૃધ એક ઉરુપ્રરોહ-
સ્તસ્મૈ નમો ભગવતે ભુવનદ્રુમાય ॥ ૧૬॥

લોકો વિકર્મનિરતઃ કુશલે પ્રમત્તઃ
કર્મણ્યયં[2] ત્વદુદિતે ભવદર્ચને સ્વે ।
યસ્તાવદસ્ય બલવાનિહ જીવિતાશાં
સદ્યશ્છિનત્ત્યનિમિષાય નમોઽસ્તુ તસ્મૈ ॥ ૧૭॥

યસ્માદ્બિભેમ્યહમપિ દ્વિપરાર્ધધિષ્ણ્ય-
મધ્યાસિતઃ સકલલોકનમસ્કૃતં યત્ ।
તેપે તપો [3]બહુસવોઽવરુરુત્સમાન-
સ્તસ્મૈ નમો ભગવતેઽધિમખાય તુભ્યમ્ ॥ ૧૮॥

તિર્યઙ્મનુષ્યવિબુધાદિષુ જીવયોનિ-
ષ્વાત્મેચ્છયાઽઽત્મકૃતસેતુપરીપ્સયા યઃ ।
રેમે નિરસ્તરતિરપ્યવરુદ્ધદેહ-
સ્તસ્મૈ નમો ભગવતે પુરુષોત્તમાય ॥ ૧૯॥

યોઽવિદ્યયાનુપહતોઽપિ દશાર્ધવૃત્ત્યા
નિદ્રામુવાહ જઠરીકૃતલોકયાત્રઃ ।
અન્તર્જલેઽહિકશિપુસ્પર્શાનુકૂલાં[4]
ભીમોર્મિમાલિનિ જનસ્ય સુખં વિવૃણ્વન્ ॥ ૨૦॥

જ્ઞાનનું અધિષ્ઠાન, સાક્ષાત્ પરમપુરુષ છો. હું આપને નમસ્કાર કરું છું. સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના નિમિત્તે માયાની જે લીલા થાય છે તે આપનો જ ખેલ છે. તેથી આપ પરમેશ્વરને હું વારંવાર નમસ્કાર કરું છું. (૧૪) જેઓ પ્રાણત્યાગ કરતી વખતે આપના અવતાર, ગુણો અને કર્મો સૂચવનારાં દેવકીનંદન, જનાર્દન, કંસનિકંદન, પાર્થસારથિ વગેરે નામોનું વિવશ થઈને પણ ઉચ્ચારણ કરે છે તેઓ અનેક જન્મોનાં પાપોમાંથી તત્કાળ છૂટી જઈને માયા વગેરે આવરણોથી રહિત બ્રહ્મપદ પામે છે. આપ નિત્ય અજન્મા છો. હું આપનું શરણ લઉં છું. (૧૫) હે ભગવાન! આ વિશ્વવૃક્ષરૂપે આપ જ વિરાજમાન છો. આપ જ પોતાની મૂળ પ્રકૃતિ સ્વીકારીને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય માટે મારા (બ્રહ્માના), આપના પોતાના (વિષ્ણુના) અને મહાદેવજીના રૂપમાં ત્રણ મુખ્ય શાખાઓમાં વિભક્ત થયા છો અને પછી પ્રજાપતિઓ, મનુઓ વગેરે શાખા-ઉપશાખાઓ-રૂપે ફેલાઈને ઘણા વિસ્તૃત થયા છો. હું આપને નમસ્કાર કરું છું. (૧૬) હે ભગવાન! આપે આપની આરાધનાને જ લોકો માટે કલ્યાણકારી સ્વધર્મ બતાવી છે, પરંતુ લોકો એ તરફ ઉદાસીન રહીને સદૈવ વિપરીત (નિષિદ્ધ) કર્મોમાં રત રહે છે. આવી પ્રમાદ-અવસ્થામાં પડેલા આ જીવોની જિજીવિષા (જીવન-આશા)ને જે સદૈવ સાવધ રહીને અતિશીઘ્ર કાપતો રહે છે તે બળવાન કાળ પણ આપનું જ સ્વરૂપ છે. હું તે કાળને નમસ્કાર કરું છું. (૧૭) જોકે હું સત્યલોકનો અધિષ્ઠાતા છું, કે જે લોક બે પરાર્ધ સુધી રહેનારાઓનો અને સમસ્ત ભુવનોનો વંદનીય છે, તોપણ આપના તે કાળ-રૂપથી ડરતો રહું છું. તેનાથી બચવા અને આપને પ્રાપ્ત કરવા માટે જ મેં દીર્ઘકાળ સુધી તપ કર્યું છે. આપ જ અધિયજ્ઞરૂપે મારા આ તપના સાક્ષી છો. હું આપને નમસ્કાર કરું છું. (૧૮) આપ તિર્યક્, મનુષ્ય અને દેવ વગેરે યોનિઓમાં ધર્મની મર્યાદા રાખવા માટે સ્વેચ્છાથી અવતાર લો છો. અને તે દેહ સાથે કોઈ તાદાત્મ્ય ન હોવા છતાં આપ તે શરીરમાં રમમાણ થાઓ છો અને એક અભિનેતાની જેમ તે શરીરનો ત્યાગ પણ કરો છો. એવા લીલાવિહારી પુરુષોત્તમ પ્રભુને હું વારંવાર પ્રણામ કરું છું. (૧૯) હે પ્રભુ! આપ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ – આ પાંચેમાંથી કોઈને પણ આધીન નથી; તેમ છતાં અત્યારે સઘળા સંસારને પોતાના ઉદરમાં લીન કરીને ભયંકર તરંગમાળાઓથી વિક્ષુબ્ધ પ્રલયકાલીન જળમાં અનંત-વિગ્રહની કોમળ શય્યા પર જે શયન કરી

૧. પ્રા. પા. – ०જન્મજમલં । ૨. પ્રા. પા. – કર્મણ્યપિ । ૩. પ્રા. પા. – ०સવો વિરુ० । ૪. પ્રા. પા. – ०નુયોગાદ્ ।

યન્નાભિપદ્મભવનાદહમાસમીડ્ય
લોકત્રયોપકરણો યદનુગ્રહેણ ।
તસ્મૈ નમસ્ત ઉદરસ્થભવાય યોગ-
નિદ્રાવસાનવિકસન્નલિનેક્ષણાય ॥ ૨૧॥

સોઽયં સમસ્તજગતાં સુહૃદેક આત્મા
સત્ત્વેન યન્મૃડયતે ભગવાન્ ભગેન ।
તેનૈવ મે દૃશમનુસ્પૃશતાદ્યથાહં
સ્રક્ષ્યામિ પૂર્વવદિદં પ્રણતપ્રિયોઽસૌ[1] ॥ ૨૨॥

એષ પ્રપન્નવરદો રમયાઽઽત્મશક્ત્યા
યદ્યત્કરિષ્યતિ ગૃહીતગુણાવતારઃ[2] ।
તસ્મિન્ સ્વવિક્રમમિદં[3] સૃજતોઽપિ ચેતો
યુઞ્જીત કર્મશમલં ચ યથા વિજહ્યામ્ ॥ ૨૩॥

નાભિહ્રદાદિહ સતોઽમ્ભસિ યસ્ય પુંસો
વિજ્ઞાનશક્તિરહમાસમનન્તશક્તેઃ ।
રૂપં વિચિત્રમિદમસ્ય વિવૃણ્વતો મે
મા રીરિષીષ્ટ નિગમસ્ય ગિરાં વિસર્ગઃ ॥ ૨૪॥

સોઽસાવદભ્રકરુણો ભગવાન્ [4]વિવૃદ્ધ-
પ્રેમસ્મિતેન નયનામ્બુરુહં વિજૃમ્ભન્ ।
ઉત્થાય વિશ્વવિજયાય ચ નો વિષાદં
માધ્વ્યા ગિરાઽપનયતાત્પુરુષઃ પુરાણઃ ॥ ૨૫॥

મૈત્રેય ઉવાચ

સ્વસમ્ભવં નિશામ્યૈવં[5] તપોવિદ્યાસમાધિભિઃ ।
યાવન્મનોવચઃ સ્તુત્વા વિરરામ સ ખિન્નવત્ ॥ ૨૬॥

અથાભિપ્રેતમન્વીક્ષ્ય[6] બ્રહ્મણો મધુસૂદનઃ ।
વિષણ્ણચેતસં તેન કલ્પવ્યતિકરામ્ભસા ॥ ૨૭॥

લોકસંસ્થાનવિજ્ઞાન આત્મનઃ પરિખિદ્યતઃ ।
તમાહાગાધયા વાચા કશ્મલં શમયન્નિવ ॥ ૨૮॥

રહ્યા છો તે પૂર્વ-કલ્પોની કર્મપરંપરાથી થાકેલા જીવોને વિશ્રામ આપવા માટે જ છે. (અર્થાત્ આપની આ લીલામાં પણ જીવોના પ્રત્યે કરુણાભાવ છે.) (૨૦) હે પ્રભુ! આપના નાભિકમળરૂપી ભવનમાં મારો ઉદ્ભવ થયો છે. આ સંપૂર્ણ વિશ્વ આપના ઉદરમાં રહેલું છે. આપની કૃપાથી જ હું ત્રણે લોકોની રચના કરવાની સામગ્રીથી યુક્ત થયો છું. આ સમયે યોગનિદ્રાનો અંત થઈ જવાને કારણે આપનાં નયનકમળ વિકસિત થઈ રહ્યાં છે. એવા આપને મારા નમસ્કાર છે. (૨૧) આપ સંપૂર્ણ જગતના એકમાત્ર સુહૃદ્ અને આત્મા છો તથા શરણાગતો પર કૃપા કરનારા છો. તેથી પોતાના જે જ્ઞાન અને ઐશ્વર્યથી આપ વિશ્વને આનંદિત કરો છો તેનાથી મારી બુદ્ધિને યુક્ત કરો, કે જેનાથી હું પૂર્વકલ્પની જેમ જ આ વખતે પણ જગતની રચના કરી શકું. (૨૨) ભક્તોને વરદાન આપનારા આ ભગવાને પોતાની શક્તિ—લક્ષ્મીજીની સાથે અનેક ગુણાવતાર ધારણ કર્યાં છે. તેઓ જે અદ્ભુત કર્મ કરશે તેમાં વિશ્વનિર્માણ પણ એક અદ્ભુત કર્મ છે. હું ભગવાનને શરણે થઈને વિનંતી કરું છું કે તે પ્રભુ મારા મનને વિશ્વ-નિર્માણના કાર્યમાં યુક્ત કરે, તેથી હું સૃષ્ટિ-રચના વિશેના અભિમાનથી દૂર રહીને તે કામ કરી શકું. (૨૩) હે પ્રભુ! આ પ્રલયકાલીન જળમાં શયન કરતા આપ અનંતશક્તિ પરમપુરુષના નાભિકમળમાંથી મારો ઉદ્ભવ થયો છે અને હું છું પણ આપની જ વિજ્ઞાન-શક્તિ; તેથી આ જગતના વિલક્ષણ રૂપનો વિસ્તાર કરતી વખતે આપની કૃપાથી વેદરૂપી મારી વાણીનું ઉચ્ચારણ લોપ ન પામો. (૨૪) આપ અપાર કરુણામય પુરાણપુરુષ છો. આપ પરમ પ્રેમપૂર્ણ સ્મિત સાથે આપનાં નેત્રકમળ ખોલો અને શેષશય્યામાંથી ઊઠીને વિશ્વની ઉત્પત્તિ માટે, આપની સુમધુર વાણીથી મારો વિષાદ દૂર કરો. (૨૫)

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! આ પ્રમાણે તપ, વિદ્યા અને સમાધિ દ્વારા પોતાના ઉદ્ભવસ્થાન શ્રીભગવાનને જોઈને તથા પોતાના મન અને વાણીની શક્તિ અનુસાર તેમની સ્તુતિ કરીને બ્રહ્માજી થાક્યા હોય એમ મૌન થઈ ગયા. (૨૬) શ્રીમધુસૂદન ભગવાને જોયું કે બ્રહ્માજી આ પ્રલય-જળરાશિથી ઘણા ગભરાયેલા છે તથા વિશ્વ-રચના બાબતે કોઈ નિર્ણય નહીં થવાને કારણે તેમનું ચિત્ત ઘણું ઉદાસ છે. ત્યારે તેમનો અભિપ્રાય જાણીને તેઓ ગંભીર વાણીથી તેમના ખેદનું શમન કરતાં કહેવા લાગ્યા. (૨૭-૨૮)

૧. પ્રા. પા. — ૦પ્રિયોઽસ્મિ । ૨. પ્રા. પા. — ૦ગુણેષુ ગુણાઃ । ૩. પ્રા. પા. — ૦મિમં । ૪. પ્રા. પા. — પ્રવૃ૦ । ૫. પ્રા. પા. — નિશ૦ । ૬. પ્રા. પા. — પ્રેત્ય૦ ।

*શ્રીભગવાનુવાચ*

મા વેદગર્ભ ગાસ્તન્દ્રીં સર્ગ ઉદ્યમમાવહ ।
તન્મયાઽઽપાદિતં હ્યગ્રે યન્માં પ્રાર્થયતે ભવાન્ ॥ ૨૯॥

ભૂયસ્ત્વં તપ આતિષ્ઠ વિદ્યાં ચૈવ મદાશ્રયામ્ ।
તાભ્યામન્તર્હૃદિ બ્રહ્મન્ લોકાન્ દ્રક્ષ્યસ્યપાવૃતાન્ ॥ ૩૦॥

તત આત્મનિ લોકે ચ ભક્તિયુક્તઃ સમાહિતઃ ।
દ્રષ્ટાસિ માં તતં બ્રહ્મન્મયિ લોકાંસ્ત્વમાત્મનઃ ॥ ૩૧॥

યદા તુ સર્વભૂતેષુ દારુષ્વગ્નિમિવ સ્થિતમ્ ।
પ્રતિચક્ષીત[1] માં લોકો જહ્યાત્તર્હ્યેવ[2] કશ્મલમ્ ॥ ૩૨॥

યદા રહિતમાત્માનં ભૂતેન્દ્રિયગુણાશયૈઃ[3] ।
સ્વરૂપેણ મયોપેતં પશ્યન્ સ્વારાજ્યમૃચ્છતિ ॥ ૩૩॥

નાનાકર્મવિતાનેન પ્રજા બહ્વીઃ સિસૃક્ષતઃ ।
નાત્માવસીદત્યસ્મિંસ્તે [4]વર્ષીયાન્મદનુગ્રહઃ ॥ ૩૪॥

ઋષિમાદ્યં ન બધ્નાતિ પાપીયાંસ્ત્વાં રજોગુણઃ ।
યન્મનો મયિ નિર્બદ્ધં પ્રજાઃ સંસૃજતોઽપિ તે ॥ ૩૫॥

જ્ઞાતોઽહં ભવતા ત્વદ્ય દુર્વિજ્ઞેયોઽપિ દેહિનામ્ ।
યન્માં ત્વં મન્યસેઽયુક્તં ભૂતેન્દ્રિયગુણાત્મભિઃ ॥ ૩૬॥

તુભ્યં મદ્વિચિકિત્સાયામાત્મા મે[5] દર્શિતોઽબહિઃ ।
નાલેન સલિલે મૂલં પુષ્કરસ્ય વિચિન્વતઃ ॥ ૩૭॥

યચ્ચકર્થાઙ્ગ મત્સ્તોત્રં મત્કથાભ્યુદયાઙ્કિતમ્ ।
યદ્વા તપસિ તે નિષ્ઠા સ એષ મદનુગ્રહઃ ॥ ૩૮॥

પ્રીતોઽહમસ્તુ ભદ્રં તે લોકાનાં વિજયેચ્છયા ।
યદસ્તૌષીર્ગુણમયં નિર્ગુણં માઽનુવર્ણયન્ ॥ ૩૯॥

ય એતેન પુમાન્નિત્યં સ્તુત્વા સ્તોત્રેણ માં ભજેત્ ।
તસ્યાશુ સમ્પ્રસીદેયં સર્વકામવરેશ્વરઃ ॥ ૪૦॥

પૂર્તેન તપસા યજ્ઞૈર્દાનૈર્યોગસમાધિના ।
રાદ્ધં નિઃશ્રેયસં પુંસાં મત્પ્રીતિસ્તત્ત્વવિન્મતમ્[6] ॥ ૪૧॥

**શ્રીભગવાને કહ્યું** – હે વેદગર્ભ! તમે વિષાદને વશ થઈને આળસ ન કરો, સૃષ્ટિ-રચનાના ઉદ્યમ માટે તત્પર થઈ જાઓ. તમે મારી પાસેથી જે કંઈ ઇચ્છો છો તે તો હું પહેલાં જ કરી ચૂક્યો છું. (તમારે માત્ર નિમિત્ત બનવાનું છે.) (૨૯) તમે ફરી એક વાર તપ કરો અને ભાગવત-જ્ઞાનનું અનુષ્ઠાન કરો. તેમ કરવાથી તમે બધા લોકો (ભુવનો)ને પોતાના અંતઃકરણમાં સ્પષ્ટપણે જોવા પામશો. (૩૦) પછી ભક્તિયુક્ત અને સમાહિત-ચિત્તના બનીને તમે મને સમસ્ત લોકોમાં અને તમારા પોતાનામાં વ્યાપ્ત જોઈ શકશો તથા સમસ્ત લોકને અને સ્વયં પોતાને મારામાં જોવા પામશો. (૩૧) જીવ જ્યારે લાકડામાં વ્યાપ્ત અગ્નિની જેમ સમસ્ત ભૂતોમાં (પ્રાણીઓ-પદાર્થોમાં) મને જ રહેલો જુએ છે ત્યારે તે પોતના અજ્ઞાનરૂપી મળથી મુક્ત થઈ જાય છે. (૩૨) જ્યારે તે પોતાને ભૂતો, ઇન્દ્રિયો, ગુણો અને અંતઃકરણથી રહિત તથા સ્વરૂપથી મારાથી અભિન્ન (એકરૂપ) જુએ છે ત્યારે તે મોક્ષપદ મેળવી લે છે. (૩૩) હે બ્રહ્માજી! અનેક પ્રકારના કર્મસંસ્કારો અનુસાર અનેક પ્રકારની જીવસૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થવા છતાં પણ તમારું ચિત્ત મોહિત થતું નથી એ મારી અતિશય કૃપાનું જ ફળ છે. (૩૪) તમે સર્વપ્રથમ મંત્રદ્રષ્ટા છો. પ્રજાની ઉત્પત્તિ કરતી વખતે પણ તમારું મન મારામાં જ પરોવાયેલું રહે છે, તેથી જ પાપમય રજોગુણ તમને બાંધી શકતો નથી. (૩૫) તમે મને જાણી લીધો છે કે હું ભૂતો, ઇન્દ્રિયો, ગુણો અને અંતઃકરણથી રહિત છું, જોકે શરીરધારી જીવોને મારું જ્ઞાન થવાનું ઘણું મુશ્કેલ છે તોપણ તમે મને જાણી લીધો છે. (૩૬) 'મારો આધાર કોઈ છે કે નથી' – એવા સંશયથી તમે કમળ-નાળ દ્વારા જળમાં તેનું મૂળ ખોળી રહ્યા હતા, તે પોતાના આ સ્વરૂપને મેં તમને અંતઃકરણમાં જ દેખાડ્યું છે. (૩૭)

પ્રિય બ્રહ્માજી! મારી કથાઓના વૈભવથી યુક્ત એવી મારી જે સ્તુતિ તમે કરી છે અને તપમાં તમારી જે નિષ્ઠા છે તે પણ મારી જ કૃપાનું ફળ છે. (૩૮) વિશ્વરચનાની ઇચ્છાથી, સગુણ અને નિર્ગુણ રૂપમાં તમે મારી જે સ્તુતિ કરી છે તેનાથી હું ઘણો પ્રસન્ન થયો છું. તમારું કલ્યાણ થાઓ. (૩૯) હું સમસ્ત કામનાઓ અને મનોરથો પૂરા કરવાને સમર્થ છું. જે મનુષ્ય દરરોજ આ સ્તોત્ર દ્વારા સ્તુતિ કરીને મારું ભજન કરશે તેના પર હું શીઘ્ર પ્રસન્ન થઈ જઈશ. (૪૦) તત્ત્વવેત્તાઓનો મત છે કે પૂર્ત, તપ, યજ્ઞ, દાન, યોગ, સમાધિ વગેરે સાધનો થકી પ્રાપ્ત થનારું

૧. પ્રા. પા. – પ્રવિ૦ । ૨. પ્રા. પા. – જહ્યા ત૦ । ૩. પ્રા. પા. – ૦ગુણાશ્રયૈઃ । ૪. પ્રા. પા. – વરીયાન્ । ૫. પ્રા. પા. – સન્દર્શિ૦ । ૬. પ્રા. પા. – ૦મતા ।

અહમાત્માઽઽત્મનાં ધાતઃપ્રેષ્ઠઃસન્ પ્રેયસામપિ ।
અતો મયિ રતિં કુર્યાદ્દેહાદિર્યત્કૃતે પ્રિયઃ ॥ ૪૨॥

સર્વવેદમયેનેદમાત્મનાઽઽત્માઽઽત્મયોનિના ।
પ્રજાઃ સૃજ યથાપૂર્વં યાશ્ચ [૧]મય્યનુશેરતે ॥ ૪૩॥

*મૈત્રેય ઉવાચ*

તસ્મા એવં જગત્સ્રષ્ટ્રે પ્રધાનપુરુષેશ્વરઃ ।
વ્યજ્યેદં સ્વેન રૂપેણ કઞ્જનાભસ્તિરોદધે ॥ ૪૪॥

જે પરમ કલ્યાણમય ફળ છે તે મારી પ્રસન્નતા જ છે. (૪૧) હે બ્રહ્માજી! હું આત્માઓનો પણ આત્મા છું. જે આત્માને માટે દેહ વગેરે પ્રિય લાગે છે તે પણ હું જ છું. તેથી મને જ પ્રેમ કરવો જોઈએ. (૪૨) હે બ્રહ્માજી! ત્રિલોકને તથા જે પ્રજા અત્યારે મારામાં લીન છે તેની પૂર્વકલ્પોની જેમ, મારામાંથી ઉત્પન્ન થયેલા પોતાના સર્વવેદમય સ્વરૂપથી સ્વયં તમે જ રચના કરો. (૪૩)

**શ્રીમૈત્રેયજી કહે છે** – પ્રકૃતિ અને પુરુષના સ્વામી કમળનાભ ભગવાન સૃષ્ટિકર્તા બ્રહ્માજીને આ પ્રમાણે જગતની અભિવ્યક્તિ કરાવીને પોતાના તે નારાયણરૂપથી અદૃશ્ય થઈ ગયા. (૪૪)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે નવમોઽધ્યાયઃ ॥ ૯॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત નવમો અધ્યાય સમાપ્ત.

=★=

# દસમો અધ્યાય

## દસ પ્રકારની સૃષ્ટિનું વર્ણન

*વિદુર ઉવાચ*

અન્તર્હિતે ભગવતિ બ્રહ્મા લોકપિતામહઃ ।
પ્રજાઃ સસર્જ કતિધા દૈહિકીર્માનસીર્વિભુઃ ॥ ૧॥

યે ચ મે ભગવન્ પૃષ્ટાસ્ત્વય્યર્થા બહુવિત્તમ ।
તાન્ વદસ્વાનુપૂર્વ્યેણ છિન્ધિ નઃ સર્વસંશયાન્ ॥ ૨॥

**વિદુરજીએ કહ્યું** – હે મુનિવર! ભગવાન નારાયણ અંતર્ધાન થયા તે પછી સમસ્ત લોકોના પિતામહ બ્રહ્માજીએ પોતાના તન અને મનથી કેટલા પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરી? (૧) હે ભગવન્! આ સિવાય, મેં આપને અન્ય જે જે વાતો પૂછી છે તે બધાનું પણ ક્રમશઃ વર્ણન કરો અને મારા બધા સંશય દૂર કરો; કારણ કે આપ બધા જ બહુવિદો (વિદ્વાનો)માં શ્રેષ્ઠ છો. (૨)

*સૂત ઉવાચ*

એવં સઞ્ચોદિતસ્તેન ક્ષત્ત્રા કૌષારવો મુનિઃ ।
પ્રીતઃ પ્રત્યાહ તાન્ પ્રશ્નાન્ હૃદિસ્થાનથ ભાર્ગવ ॥ ૩॥

**સૂતજી કહે છે** – હે શૌનકજી! વિદુરજીના આ પ્રમાણે પૂછવાથી મુનિવર મૈત્રેયજી ખૂબ પ્રસન્ન થયા અને પોતાના હૃદયમાં રહેલા તે પ્રશ્નોના આ રીતે ઉત્તર આપવા લાગ્યા. (૩)

*મૈત્રેય ઉવાચ*

વિરિઞ્ચોઽપિ તથા ચક્રે દિવ્યં વર્ષશતં તપઃ ।
આત્મન્યાત્માનમાવેશ્ય યદાહ ભગવાનજઃ ॥ ૪॥

તદ્વિલોક્યાબ્જસમ્ભૂતો વાયુના યદધિષ્ઠિતઃ ।
પદ્મમમ્ભશ્ચ તત્કાલકૃતવીર્યેણ કમ્પિતમ્ ॥ ૫॥

તપસા હ્યેધમાનેન વિદ્યયા ચાત્મસંસ્થયા ।
વિવૃદ્ધવિજ્ઞાનબલો ન્યપાદ્ વાયું સહામ્ભસા ॥ ૬॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – અજન્મા ભગવાન શ્રીહરિએ જેવું કહ્યું હતું તે જ પ્રમાણે બ્રહ્માજીએ પણ ચિત્ત પોતાના આત્મા શ્રીનારાયણમાં જોડીને સો દિવ્ય વર્ષો સુધી તપ કર્યું. (૪) બ્રહ્માજીએ જોયું કે પ્રલયકાલીન પ્રબળ વાયુની ઝાપટોથી, તેઓ પોતે જેનાથી ઉત્પન્ન થયા છે તે તથા જેના પર પોતે બેઠા છે તે કમળ તથા જળ કંપી રહ્યાં છે. (૫) પ્રબળ તપથી અને હૃદયમાં રહેલા આત્મજ્ઞાનથી તેમનું વિજ્ઞાન-બળ વધવા પામ્યું અને તેઓ જળની સાથે

૧. પ્રા. પા. – મામનુ૰ ।

તદ્વિલોક્ય વિયદ્વ્યાપિ પુષ્કરં યદધિષ્ઠિતમ્ ।
અનેન લોકાન્ પ્રાગ્લીનાન્ કલ્પિતાસ્મીત્યચિન્તયત્ ॥ ૭॥

પદ્મકોશં તદાઽઽવિશ્ય ભગવત્કર્મચોદિતઃ ।
એકં વ્યભાઙ્ક્ષીદુરુધા ત્રિધા ભાવ્યં દ્વિસપ્તધા ॥ ૮॥

એતાવાઞ્જીવલોકસ્ય સંસ્થાભેદઃ સમાહૃતઃ[1] ।
ધર્મસ્ય હ્યનિમિત્તસ્ય વિપાકઃ પરમેષ્ઠ્યસૌ ॥ ૯॥

*વિદુર ઉવાચ*

યદાત્થ બહુરૂપસ્ય હરેરદ્ભુતકર્મણઃ ।
કાલાખ્યં લક્ષણં બ્રહ્મન્ યથા વર્ણય નઃ પ્રભો ॥ ૧૦॥

*મૈત્રેય ઉવાચ*

ગુણવ્યતિકરાકારો નિર્વિશેષોઽપ્રતિષ્ઠિતઃ[2] ।
પુરુષસ્તદુપાદાનમાત્માનં લીલયાઽસૃજત્ ॥ ૧૧॥

વિશ્વં વૈ બ્રહ્મતન્માત્રં સંસ્થિતં વિષ્ણુમાયયા ।
ઈશ્વરેણ પરિચ્છિન્નં કાલેનાવ્યક્તમૂર્તિના ॥ ૧૨॥

યથેદાનીં તથાગ્રે ચ પશ્ચાદપ્યેતદીદૃશમ્ ।
સર્ગો નવવિધસ્તસ્ય પ્રાકૃતો વૈકૃતસ્તુ યઃ ॥ ૧૩॥

કાલદ્રવ્યગુણૈરસ્ય ત્રિવિધઃ પ્રતિસઙ્ક્રમઃ ।
આદ્યસ્તુ મહતઃ સર્ગો ગુણવૈષમ્યમાત્મનઃ ॥ ૧૪॥

દ્વિતીયસ્ત્વહમો યત્ર દ્રવ્યજ્ઞાનક્રિયોદયઃ ।
ભૂતસર્ગસ્તૃતીયસ્તુ તન્માત્રો દ્રવ્યશક્તિમાન્ ॥ ૧૫॥

ચતુર્થ ઐન્દ્રિયઃ સર્ગો યસ્તુ જ્ઞાનક્રિયાત્મકઃ ।
વૈકારિકો દેવસર્ગઃ પઞ્ચમો યન્મયં[3] મનઃ ॥ ૧૬॥

ષષ્ઠસ્તુ તમસઃ[4] સર્ગો યસ્ત્વબુદ્ધિકૃતઃ પ્રભો ।
ષડિમે પ્રાકૃતાઃ સર્ગા વૈકૃતાનપિ મે શૃણુ ॥ ૧૭॥

વાયુને પણ પી ગયા. (૬) પછી જેના પર પોતે બેઠા હતા તે આકાશવ્યાપી કમળને જોઈને તેમણે વિચાર કર્યો કે 'પૂર્વકલ્પમાં લય પમેલા લોકો (ભુવનો)ને હું આનાથી રચીશ.' (૭) ત્યારે ભગવાન દ્વારા પ્રેરિત થઈને સૃષ્ટિ-કાર્યમાં નિયુક્ત કરાયેલા બ્રહ્માજીએ તે કમળકોશમાં પ્રવેશ કર્યો અને તે એકના જ ભૂઃ, ભુવઃ અને સ્વઃ એમ ત્રણ ભાગ કર્યા; જોકે તે કમળ એટલું મોટું હતું કે તેના ચૌદ ભુવનો અથવા એનાથીય વધુ લોકોના રૂપમાં વિભાગ કરી શકાય એમ હતું. (૮) (કર્મોથી બંધાયેલા) જીવો માટે આ ત્રણ લોક (ભૂઃ ભુવઃ સ્વઃ) પર્યાપ્ત છે એમ માનીને કર્મભોગસ્થાનો તરીકે આ ત્રણલોકનું તેમણે નિર્માણ કર્યું. એવું શાસ્ત્રોમાં વર્ણન થયું છે. જેઓ નિષ્કામ કર્મ કરનારા છે તેમને મહર્લોક, તપોલોક, જનલોક અને સત્યલોકરૂપી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. (૯)

**વિદુરજીએ કહ્યું** – હે બ્રહ્મન્! તમે અદ્‌ભુતકર્મા વિશ્વરૂપ શ્રીહરિની કાળ નામની જે શક્તિની વાત કહી હતી, પ્રભુ! તેનું કૃપા કરીને વિસ્તારપૂર્વક વર્ણન કરો. (૧૦)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિષયોનું રૂપાંતર (બદલાવું) એ જ કાળનો આકાર છે. પોતે તો નિર્વિશેષ, અનાદિ અને અનંત છે. તેને નિમિત્ત બનાવીને ભગવાન રમત-રમતમાં (લીલાપૂર્વક) સ્વયં પોતાને જ સૃષ્ટિના રૂપમાં પ્રગટ કરી દે છે. (૧૧) પહેલાં આ સમસ્ત વિશ્વ ભગવાનની માયાથી લય પામીને બ્રહ્મરૂપે રહેલું હતું. તેને ભગવાને અપ્રગટ-મૂર્તિના કાળ વડે ફરીથી પૃથક્ રૂપે પ્રગટ કર્યું છે. (૧૨) આ જગત જેવું અત્યારે છે તેવું જ પહેલાં પણ હતું અને ભવિષ્યમાં પણ તેવું જ રહેશે. તેની સૃષ્ટિ (સર્જન) નવ પ્રકારે થાય છે તથા પ્રાકૃત-વૈકૃત ભેદને લીધે એક વધુ દસમી સૃષ્ટિ પણ છે. (૧૩) અને તેનો પ્રલય-કાળ, દ્રવ્ય અને ગુણો થકી ત્રણ પ્રકારે થાય છે. (હવે પ્રથમ તો હું દસ પ્રકારના સર્જનનું વર્ણન કરું છું.) પહેલું સર્જન મહત્તત્ત્વ છે. ભગવાનની પ્રેરણાથી સત્ત્વ વગેરે ગુણોમાં વિષમતા થવી એ જ તેનું સ્વરૂપ છે. (૧૪) બીજું સર્જન અહંકાર છે, જેનાથી પૃથ્વી વગેરે પંચભૂતો તથા જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે. ત્રીજું સર્જન ભૂતસર્ગ છે, જેમાં પંચમહાભૂતોને ઉત્પન્ન કરનારો તન્માત્ર-સમૂહ રહે છે. (૧૫) ચોથું સર્જન ઇન્દ્રિયો છે, જે જ્ઞાન અને ક્રિયાશક્તિથી સંપન્ન હોય છે. પાંચમું સર્જન સાત્ત્વિક અહંકારથી ઊપજેલા ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ છે; મન પણ આ સર્જનની અંતર્ગત છે. (૧૬) છઠ્ઠું સર્જન અવિદ્યા છે. એમાં તામિસ્ર, અંધતામિસ્ર, તમ, મોહ અને મહામોહ – આ પાંચ ગ્રંથિઓ

[1] પ્રા. પા. – હિતઃ । [2] પ્રા. પા. – અપ્રમાણતઃ । [3] પ્રા. પા. – યન્મનોમયઃ । [4] પ્રા. પા. – તામસઃ ।

રજોભાજો ભગવતો લીલેયં[1] હરિમેધસઃ ।
સપ્તમો મુખ્યસર્ગસ્તુ ષડ્વિધસ્તસ્થુષાં ચ યઃ ॥ ૧૮॥

વનસ્પત્યોષધિલતાત્વક્સારા વીરુધો દ્રુમાઃ ।
ઉત્સ્રોતસસ્તમઃપ્રાયા અન્તઃસ્પર્શા વિશેષિણઃ ॥ ૧૯॥

તિરશ્ચામષ્ટમઃ સર્ગઃ સોઽષ્ટાવિંશદ્વિધો મતઃ ।
અવિદો ભૂરિતમસો ઘ્રાણજ્ઞા હૃદ્યવેદિનઃ[2] ॥ ૨૦॥

ગૌરજો મહિષઃ કૃષ્ણઃ સૂકરો ગવયો રુરુઃ ।
દ્વિશફાઃ પશવશ્ચેમે અવિરુષ્ટ્રશ્ચ સત્તમ ॥ ૨૧॥

ખરોઽશ્વોઽશ્વતરો ગૌરઃ શરભશ્ચમરી તથા ।
એતે ચૈકશફાઃ ક્ષત્તઃ શૃણુ પઞ્ચનખાન્ પશૂન્ ॥ ૨૨॥

શ્વા સૃગાલો વૃકો વ્યાઘ્રો માર્જારઃ શશશલ્લકૌ ।
સિંહઃ કપિર્ગજઃ કૂર્મો ગોધા ચ મકરાદયઃ ॥ ૨૩॥

કઙ્કગૃધ્રવટશ્યેનભાસભલ્લૂકબર્હિણઃ[3] ।
હંસસારસચક્રાહ્વકાકોલૂકાદયઃ ખગાઃ ॥ ૨૪॥

અર્વાક્સ્રોતસ્તુ નવમઃ ક્ષત્તરેકવિધો નૃણામ્ ।
રજોઽધિકાઃ કર્મપરા દુઃખે ચ સુખમાનિનઃ ॥ ૨૫॥

વૈકૃતાસ્ત્રય એવૈતે[4] દેવસર્ગશ્ચ સત્તમ ।
વૈકારિકસ્તુ યઃ પ્રોક્તઃ કૌમારસ્તૂભયાત્મકઃ ॥ ૨૬॥

(સમાવિષ્ટ) છે. આ અવિદ્યા જીવોની બુદ્ધિનું આવરણ અને વિક્ષેપ કરનારી છે. આ છ પ્રાકૃત સર્જનો છે. હવે વૈકૃત સર્જનોનું પણ વર્ણન સાંભળો. (૧૭)

ભગવાન પોતાનું ચિંતન કરનારાઓનાં સમસ્ત દુઃખોને હરી લે છે. તે બધી લીલા શ્રીહરિની છે. તેઓ જ બ્રહ્મારૂપે રજોગુણ સ્વીકારીને જગતની રચના કરે છે. છ પ્રકારનાં પ્રાકૃત સર્જનો પછીનું સાતમું મુખ્ય વૈકૃત સર્જન એ છ પ્રકારનાં સ્થાવર વૃક્ષો છે. (૧૮) વનસ્પતિ[1], ઔષધિ[2], લતા[3], ત્વક્સાર[4], વીરુધ્[5], અને દ્રુમ[6]; અને એમનું સંચરણ નીચે (મૂળ)થી ઉપર તરફ થાય છે. એમનામાં ઘણું કરીને જ્ઞાનશક્તિ પ્રગટ રહેતી નથી, આ (વૃક્ષો) અંદરોઅંદર કેવળ સ્પર્શ અનુભવે છે તથા એમનામાંના પ્રત્યેકમાં કોઈ વિશેષ ગુણ હોય છે. (૧૯) આઠમું સર્જન તિર્યક્યોનિ (પશુ-પક્ષીઓ) છે. તે અઠ્ઠાવીસ પ્રકારની માનવામાં આવી છે. તે યોનિઓને કાળનું જ્ઞાન હોતું નથી; તમોગુણની અધિકતાને કારણે તેઓ કેવળ ખાવું-પીવું, મૈથુન કરવું, ઊંઘવું વગેરે જ જાણે છે; તેમને સૂંઘવામાત્રથી વસ્તુઓનું જ્ઞાન થઈ જાય છે; તેમના હૃદયમાં વિચારશક્તિ કે દૂરંદેશિતા હોતી નથી. (૨૦) હે સાધુશ્રેષ્ઠ! આ તિર્યકોમાં ગાય, બકરો, ભેંસ, કાળિયાર (કૃષ્ણમૃગ), સૂવર, નીલગાય, રુરુ નામક મૃગ, ઘેટું અને ઊંટ – આ દ્વિશફ (બે ખરીવાળાં) પશુ કહેવાય છે. (૨૧) ગધેડું, ઘોડો, ખચ્ચર, ગૌરમૃગ, શરભ અને ચમરી – આ એક-શફ (એક ખરીવાળાં) છે. હવે પાંચ નખવાળાં પશુઓનાં નામ સાંભળો. (૨૨) કૂતરો, શિયાળ, વરુ, વાઘ, બિલાડો, સસલું, શાહુડી, સિંહ, વાંદરો, હાથી, કાચબો, ઘો, મગર વગેરે (પશુઓ પાંચ નખવાળાં છે). (૨૩) કંક (બગલો), ગીધ, બટેર, બાજ, કૂકડો, ભલ્લૂક, મોર, હંસ, સારસ, ચકવો (ચક્રવાક), કાગડો, ઘુવડ વગેરે ઊડનારા જીવો પક્ષી કહેવાય છે. (૨૪) હે વિદુરજી! નવમું સર્જન મનુષ્યો છે. આ એક જ પ્રકારનું છે. તેના આહારની ગતિ ઉપર (મોઢા)થી નીચે તરફ હોય છે. મનુષ્યો રજોગુણપ્રધાન, કર્મપરાયણ અને દુઃખરૂપ વિષયોમાં સુખ માનનારા હોય છે. (૨૫) સ્થાવર, પશુ-પક્ષી અને મનુષ્ય – આ ત્રણે પ્રકારનાં સર્જનો તથા હવે પછી કહેવામાં આવશે તે દેવસર્ગ વૈકૃત સર્જન છે તથા મહત્તત્ત્વ વગેરેરૂપી વૈકારિક દેવસર્ગ છે તેની ગણતરી અગાઉ પ્રાકૃત સર્જનમાં કરી દેવાઈ છે. આ સિવાય સનત્કુમાર વગેરે

૧. પ્રા. પા. – સીમેયં । ૨. પ્રા. પા. – હૃદિ વેદિનઃ । ૩. પ્રા. પા. – ૦વકશ્યે૦ । ૪. પ્રા. પા. – એતે વૈ ।

૧. જે મોર (મંજરી) આવ્યા વગર જ ફળે છે; જેમ કે ગુલમહોર, વડ, પીપળો વગેરે. ૨. જે પોતાનાં ફળ પાક્યા પછી નાશ પામે છે; જેમ કે ચોખા, ઘઉં, ચણા વગેરે. ૩. જે કોઈનો આધાર લઈને વૃદ્ધિ પામે છે; જેમ કે બ્રાહ્મી, ગિલોય (અમરવેલ) વગેરે. ૪. જેમની છાલ ઘણી કઠણ હોય છે; જેમ કે વાંસ વગેરે. ૫. જે વેલી જમીન પર જ ફેલાય છે, પરંતુ કઠણ હોવાથી ઉપર ચઢતી નથી; જેમ કે ટેટી, તડબૂચ વગેરે. ૬. જેમને પહેલાં ફૂલ બેસે છે, પછી તે ફૂલોના સ્થાને જ ફળ લાગે છે. જેમ કે આંબો, જાંબુ વગેરે.

દેવસર્ગશ્ચાષ્ટવિધો વિબુધાઃ પિતરોઽસુરાઃ ।
ગન્ધર્વાપ્સરસઃ સિદ્ધા યક્ષરક્ષાંસિ ચારણાઃ ॥ ૨૭॥

ભૂતપ્રેતપિશાચાશ્ચ વિદ્યાધ્રાઃ કિન્નરાદયઃ ।
દશૈતે વિદુરાખ્યાતાઃ સર્ગાસ્તે વિશ્વસૃક્કૃતાઃ ॥ ૨૮॥

અતઃ પરં પ્રવક્ષ્યામિ વંશાન્મન્વન્તરાણિ ચ ।
એવં રજઃપ્લુતઃ સ્રષ્ટા કલ્પાદિષ્વાત્મભૂર્હરિઃ ।
સૃજત્યમોઘસઙ્કલ્પ આત્મૈવાત્માનમાત્મના ॥ ૨૯॥

ઋષિઓનો જે કૌમારસર્ગ છે તે પ્રાકૃત અને વૈકૃત બંને પ્રકારનો છે. (૨૬)

દેવો, પિતૃઓ, અસુરો, ગંધર્વો-અપ્સરાઓ, યક્ષો-રાક્ષસો, સિદ્ધો-ચારણો-વિદ્યાધરો, ભૂત-પ્રેત-પિશાચ, કિન્નર-કિંપુરુષ-અશ્વમુખ વગેરે ભેદથી દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે. હે વિદુરજી! આ પ્રમાણે, જગત્કર્તા શ્રીબ્રહ્માજીએ રચેલું આ દસ પ્રકારનું સર્જન (સૃષ્ટિ) મેં તમને કહ્યું. (૨૭-૨૮) હવે આગળ હું વંશ અને મન્વન્તર વગેરેનું વર્ણન કરીશ. આ રીતે સર્જન કરનારા સત્યસંકલ્પ એવા શ્રીહરિ જ બ્રહ્મારૂપે પ્રત્યેક કલ્પના પ્રારંભમાં રજોગુણથી વ્યાપ્ત થઈને પોતે જ જગતના રૂપમાં પોતાની જ રચના કરે છે. (૨૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત દશમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## મન્વંતર વગેરે કાળ-વિભાજનનું વર્ણન

*મૈત્રેય ઉવાચ*

ચરમઃ સદ્વિશેષાણામનેકોઽસંયુતઃ સદા ।
પરમાણુઃ સ વિજ્ઞેયો નૃણામૈક્યભ્રમો યતઃ ॥ ૧॥

સત એવ પદાર્થસ્ય સ્વરૂપાવસ્થિતસ્ય યત્ ।
કૈવલ્યં પરમમહાનવિશેષો નિરન્તરઃ ॥ ૨॥

એવં કાલોઽપ્યનુમિતઃ સૌક્ષ્મ્યે[1] સ્થૌલ્યે ચ સત્તમ ।
સંસ્થાનભુક્ત્યા ભગવાનવ્યક્તો વ્યક્તભુગ્વિભુઃ ॥ ૩॥

સ કાલઃ પરમાણુર્વૈ યો ભુઙ્ક્તે પરમાણુતામ્ ।
સતોઽવિશેષભુગ્યસ્તુ સ[2] કાલઃ પરમો મહાન્ ॥ ૪॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! પૃથ્વી વગેરે કાર્ય-વર્ગનો જે સૂક્ષ્મતમ અંશ છે, કે જેનું બીજું વિભાજન થઈ શકતું નથી તથા જે કાર્યનું રૂપ પામેલો નથી અને જેનો અન્ય પરમાણુઓ સાથે સંયોગ પણ થયેલો નથી તેને પરમાણુ કહે છે. આ અનેક પરમાણુઓના પરસ્પર યોગથી (મળવાથી) જ મનુષ્યોને ભ્રાંતિવશ તેમના સમુદાયરૂપી એક અવયવી (અવયવ ધરાવનાર)ની પ્રતીતિ થાય છે. (૧) આ પરમાણુ જેનો સૂક્ષ્મતમ અંશ છે તે, સામાન્ય સ્વરૂપે રહેલી પૃથ્વી વગેરે કાર્યોની એકતા (સમૂહ કે સમગ્ર-રૂપ)નું નામ 'પરમ મહાન' છે. આ સમયે તેનામાં પ્રલય વગેરે અવસ્થા-ભેદની સ્ફૂર્તિ (સ્ફુરણા) પણ હોતી નથી અને નવું-જૂનું વગેરે કાળભેદનું ભાન પણ હોતું નથી તથા ઘટ-પટ વગેરે વસ્તુભેદની કલ્પના પણ હોતી નથી. (૨) હે સાધુશ્રેષ્ઠ! આ પ્રમાણે, વસ્તુના સૂક્ષ્મતમ અને મહત્તમ સ્વરૂપનો આ વિચાર થયો. આના સાદૃશ્યથી પરમાણુ વગેરે અવસ્થાઓમાં વ્યાપ્ત થઈને વ્યક્ત (પ્રગટ) પદાર્થોને ભોગવનારા, સર્જન વગેરે માટે સમર્થ, અવ્યક્ત-સ્વરૂપ ભગવાન કાળની પણ સૂક્ષ્મતા અને સ્થૂળતાનું અનુમાન કરી શકાય છે. (૩) જે કાળ પ્રપંચની પરમાણુ જેવી અવસ્થામાં વ્યાપ્ત રહે છે તે અત્યંત સૂક્ષ્મ છે અને સર્જનથી માંડીને પ્રલય સુધી તેની બધી જ અવસ્થાઓને ભોગવે છે. તે પરમ મહાન છે. (૪)

૧. પ્રા. પા. – સૂક્ષ્મે સ્થૂલે ચ । ૨. પ્રા. પા. – કાલઃ સ ।

અણુર્દ્વૌ[1] પરમાણૂ સ્યાત્ત્રસરેણુસ્ત્રયઃ સ્મૃતઃ ।
જાલાર્કરશ્મ્યવગતઃ[2] ખમેવાનુપતન્નગાત્[3] ॥ ૫॥

ત્રસરેણુત્રિકં ભુઙ્ક્તે યઃ કાલઃ સ ત્રુટિઃ સ્મૃતઃ ।
શતભાગસ્તુ વેધઃ સ્યાત્તૈસ્ત્રિભિસ્તુ લવઃ સ્મૃતઃ ॥ ૬॥

નિમેષસ્ત્રિલવો જ્ઞેય આમ્નાતસ્તે ત્રયઃ ક્ષણઃ ।
ક્ષણાન્ પઞ્ચ વિદુઃ કાષ્ઠાં લઘુ તા દશ પઞ્ચ ચ ॥ ૭॥

લઘૂનિ વૈ સમામ્નાતા દશ પઞ્ચ ચ નાડિકા ।
તે દ્વે મુહૂર્તઃ પ્રહરઃ ષડ્યામઃ સપ્ત વા નૃણામ્ ॥ ૮॥

દ્વાદશાર્ધપલોન્માનં ચતુર્ભિશ્ચતુરઙ્ગુલૈઃ[4] ।
સ્વર્ણમાષૈઃ કૃતચ્છિદ્રં યાવત્પ્રસ્થજલપ્લુતમ્ ॥ ૯॥

યામાશ્ચત્વારશ્ચત્વારો મર્ત્યાનામહની ઉભે ।
પક્ષઃ પઞ્ચદશાહાનિ શુક્લઃ કૃષ્ણશ્ચ માનદ ॥ ૧૦॥

તયોઃ સમુચ્ચયો માસઃ પિતૄણાં તદહર્નિશમ્ ।
દ્વૌ તાવૃતુઃ[5] ષડયનં દક્ષિણં ચોત્તરં દિવિ ॥ ૧૧॥

અયને ચાહની[6] પ્રાહુર્વત્સરો દ્વાદશ સ્મૃતઃ ।
સંવત્સરશતં નૃણાં પરમાયુર્નિરૂપિતમ્ ॥ ૧૨॥

ગ્રહર્ક્ષતારાચક્રસ્થઃ પરમાણ્વાદિના જગત્ ।
સંવત્સરાવસાનેન પર્યેત્યનિમિષો વિભુઃ ॥ ૧૩॥

સંવત્સરઃ પરિવત્સર ઇડાવત્સર એવ ચ ।
અનુવત્સરો વત્સરશ્ચ વિદુરૈવં પ્રભાષ્યતે ॥ ૧૪॥

બે 'પરમાણુ' મળીને એક 'અણુ' થાય છે અને ત્રણ અણુઓના મળવાથી એક 'ત્રસરેણુ' થાય છે, કે જે ઝરૂખાઓમાં થઈને આવેલાં સૂર્યકિરણોના પ્રકાશમાં આકાશમાં ઊડતો જોવા મળે છે. (૫) આવા ત્રણ ત્રસરેણુઓને પાર કરવામાં સૂર્યને જેટલો સમય લાગે છે તેને 'ત્રુટિ' કહે છે. આનાથી સો ગણો સમય 'વેધ' કહેવાય છે અને ત્રણ વેધનો એક 'લવ' થાય છે. (૬) ત્રણ લવને એક 'નિમેષ' કહે છે અને ત્રણ નિમેષને એક 'ક્ષણ' કહે છે. પાંચ ક્ષણની એક 'કાષ્ઠા' થાય છે અને પંદર કાષ્ઠાનો એક 'લઘુ' થાય છે. (૭) પંદર લઘુની એક 'નાડિકા' (દંડ) કહેવાય છે. બે નાડિકાનું એક 'મુહૂર્ત' થાય છે અને દિવસના ઘટવા-વધવા અનુસાર (દિવસ અને રાત્રિની બંને સંધિઓને બાદ કરતાં) છ અથવા સાત નાડિકાનો એક 'પ્રહર' (પહોર) થાય છે એ 'યામ' કહેવાય છે, જે મનુષ્યના દિવસ અથવા રાત્રિના ચોથા ભાગ બરાબર હોય છે. (૮) છ પળનું તાંબાનું એક એવું વાસણ બનાવવામાં આવે, કે જેમાં એક પ્રસ્થ જળ સમાઈ શકે; અને ચાર માસા સોનાની ચાર આંગળ લાંબી સળી બનાવીને તેના વડે તે વાસણના તળિયે છિદ્ર બનાવીને તેને પાણીમાં મૂકવામાં આવે - તો, જેટલા સમયમાં એક પ્રસ્થ જળ તે વાસણમાં ભરાઈ જાય અને વાસણ પાણીમાં ડૂબી જાય તેટલા સમયને 'નાડિકા' કહે છે. (૯) હે વિદુરજી! મનુષ્યનાં દિવસ-રાત્રિ ચાર-ચાર પ્રહરનાં હોય છે અને પંદર દિવસ-રાત્રિનો એક 'પક્ષ' (પખવાડિયું) થાય છે, જે શુક્લ અને કૃષ્ણ (અજવાળિયું અને અંધારિયું)ના ભેદને લીધે બે પ્રકારનો મનાયો છે. (૧૦) આ બંને પક્ષો મળીને એક 'માસ' થાય છે, જે પિતૃઓનાં એક દિવસ-રાત્રિ (બરાબર) છે. બે માસની એક 'ઋતુ' અને છ માસનો એક 'અયન' થાય છે. અયન 'દક્ષિણાયન' અને 'ઉત્તરાયન'ના ભેદથી બે પ્રકારના છે. (૧૧) આ બંને અયનો મળીને દેવતાઓનાં એક દિવસ-રાત્રિ થાય છે તથા મનુષ્યલોકમાં એ 'વર્ષ' અથવા દ્વાદશ માસ કહેવાય છે. આવાં સો વર્ષોનું મનુષ્યનું પરમ આયુષ્ય બતાવવામાં આવ્યું છે. (૧૨) ચંદ્રમા વગેરે ગ્રહો, અશ્વિની વગેરે નક્ષત્રો અને સમસ્ત તારામંડળના અધિષ્ઠાતા કાળ-સ્વરૂપ ભગવાન સૂર્ય પરમાણુથી માંડીને સંવત્સર સુધીના કાળમાં બાર 'રાશિ'ઓ-રૂપે સંપૂર્ણ ભુવનકોશની નિરંતર પરિક્રમા કર્યા કરે છે. (૧૩) હે વિદુરજી! સૂર્ય, બૃહસ્પતિ, સવન, ચંદ્રમા અને નક્ષત્ર સંબંધિત મહિનાઓના ભેદને લીધે આ વર્ષ જ સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર,

૧. પ્રા. પા. – અણૂ દ્વૌ દ્વ્યણુકઃ પ્રોક્તઃ ત્ર૦ । ૨. પ્રા. પા. – જાલાક્ષાર્કરશ્મિગતઃ । ૩. પ્રા. પા. ૦પતન્ન ગામ્ । આનો ઉલ્લેખ શ્રીધરસ્વામીએ પણ કર્યો છે. ૪. પ્રા. પા. – ૦ચતુરઙ્ગુલમ્ । ૫. પ્રા. પા. – તૌ ઋતુઃ । ૬. પ્રા. પા. – અયને અહની ।

યઃસૃજ્યશક્તિમુરુધોચ્છ્વસયન્સ્વશક્ત્યા
પુંસોઽભ્રમાય દિવિ ધાવતિ ભૂતભેદઃ ।
કાલાખ્યયા ગુણમયં ક્રતુભિર્વિતન્વં-
સ્તસ્મૈ બલિં હરત વત્સરપઞ્ચકાય ॥ ૧૫॥

*વિદુર ઉવાચ*

પિતૃદેવમનુષ્યાણામાયુઃ પરમિદં સ્મૃતમ્[1] ।
પરેષાં ગતિમાચક્ષ્વ યે સ્યુઃ કલ્પાદ્ બહિર્વિદઃ ॥ ૧૬॥

ભગવાન્ વેદ કાલસ્ય ગતિં ભગવતો નનુ ।
વિશ્વં વિચક્ષતે ધીરા યોગરાદ્ધેન ચક્ષુષા ॥ ૧૭॥

*મૈત્રેય ઉવાચ*

કૃતં ત્રેતા દ્વાપરં ચ કલિશ્ચેતિ ચતુર્યુગમ્ ।
દિવ્યૈર્દ્વાદશભિર્વર્ષૈઃ સાવધાનં નિરૂપિતમ્ ॥ ૧૮॥

ચત્વારિ ત્રીણિ દ્વે ચૈકં કૃતાદિષુ યથાક્રમમ્ ।
સઙ્ખ્યાતાનિ સહસ્રાણિ દ્વિગુણાનિ શતાનિ ચ ॥ ૧૯॥

સન્ધ્યાંશયોરન્તરેણ યઃ કાલઃ શતસઙ્ખ્યયોઃ ।
તમેવાહુર્યુગં તજ્જ્ઞા યત્ર ધર્મો વિધીયતે ॥ ૨૦॥

ધર્મશ્ચતુષ્પાન્મનુજાન્ કૃતે સમનુવર્તતે ।
સ એવાન્યેષ્વધર્મેણ વ્યેતિ પાદેન વર્ધતા ॥ ૨૧॥

ત્રિલોક્યા યુગસાહસ્રં બહિરાબ્રહ્મણો દિનમ્ ।
તાવત્યેવ નિશા તાત યન્નિમીલતિ વિશ્વસૃક્[2] ॥ ૨૨॥

અનુવત્સર અને વત્સર કહેવાય છે. (૧૪) હે વિદુરજી! આ સૂર્ય ભગવાન જ પાંચ પ્રકારનાં વર્ષોની પ્રવૃત્તિ કરનારા છે. તમે ઉપહાર વગેરે સમર્પિત કરીને તેમની પૂજા કરો. આ સૂર્યદેવ પંચભૂતોમાં તેજસ્વરૂપ છે અને પોતાની કાળશક્તિથી બીજ વગેરે પદાર્થોની અંકુર ઉત્પન્ન કરનારી શક્તિને અનેક પ્રકારે કાર્યોન્મુખ કરે છે. તેઓ (સૂર્યદેવ) મનુષ્યોના મોહ-નિવારણ માટે તેમના આયુષ્યનો ક્ષય કરતા રહીને આકાશમાં વિચરણ કરતા રહે છે તથા તેઓ જ સકામ મનુષ્યોને યજ્ઞ વગેરે કર્મોથી પ્રાપ્ત થનારાં સ્વર્ગ વગેરે મંગલમય ફળોનો વિસ્તાર કરે છે. (તેથી સૂર્ય ભગવાનની ઉપાસના રોજ કરવી જોઈએ.) (૧૫)

**વિદુરજીએ કહ્યું** – હે મુનિવર! તમે દેવતાઓ, પિતૃઓ અને મનુષ્યોના પરમ આયુષ્યનું વર્ણન તો કર્યું, (પણ) હવે સનક વગેરે જે જ્ઞાની મુનિજનો ત્રિલોકની બહાર કલ્પથીય વધુ સમય સુધી રહેનારા છે તેમના આયુષ્યનું પણ વર્ણન કરો. (૧૬) કાળ ભગવાનની ગતિને તમે સમ્યક્પણે જાણો છો, કારણ કે જ્ઞાનીજનો પોતાની યોગસિદ્ધ દિવ્ય દૃષ્ટિથી સઘળા સંસારને જોઈ લે છે. (૧૭)

**મૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિ – આ ચાર યુગ પોતાની સંધ્યા અને સંધ્યા-અંશો સહિત દેવતાઓનાં બાર હજાર વર્ષો સુધી પ્રવર્તે છે એવું બતાવવામાં આવ્યું છે. (૧૮) સત્યયુગ વગેરે આ ચાર યુગોમાં ક્રમશઃ ચાર હજાર, ત્રણ હજાર, બે હજાર અને એક હજાર દિવ્ય વર્ષો હોય છે અને પ્રત્યેકમાં જેટલા હજાર વર્ષો હોય છે તેનાથી બમણાં સો વર્ષ તેમની સંધ્યા અને સંધ્યા-અંશોમાં હોય છે.* (૧૯) યુગના આરંભમાં સંધ્યા હોય છે અને અંતમાં સંધ્યા-અંશ હોય છે. તેમની વર્ષ-ગણતરી સેંકડોની સંખ્યામાં બતાવવામાં આવી છે. તેમની વચ્ચેનો જે સમય હોય છે તેને કાળવિદોએ 'યુગ' કહ્યો છે. પ્રત્યેક યુગમાં એક–એક વિશેષ ધર્મનું વિધાન મળે છે. (૨૦) સત્યયુગના મનુષ્યોમાં ધર્મ પોતાના ચારે ચરણોથી રહે છે, પછી અન્ય યુગોમાં અધર્મની વૃદ્ધિ થવાથી તે (ધર્મ)નો એક-એક ચરણ ઘટતો જાય છે. (૨૧) પ્રિય વિદુરજી! ત્રિલોકની બહાર મહર્લોકથી માંડીને બ્રહ્મલોક સુધી અહીંની એક હજાર ચતુર્યુગીનો એક દિવસ હોય છે અને તેટલી જ મોટી રાત્રિ હોય છે, કે જેમાં જગત્-

૧. પ્રા. પા. – શ્રુતમ્ । ૨. પ્રા. પા. – ઽદૃક્ ।

* એટલે કે, સત્યયુગમાં ૪,૦૦૦ દિવ્ય વર્ષો યુગનાં અને ૮૦૦ દિવ્ય વર્ષો સંધ્યા અને સંધ્યા અંશોનાં – એમ ૪,૮૦૦ વર્ષ હોય છે. આ જ રીતે ત્રેતાયુગમાં ૩,૬૦૦, દ્વાપરયુગમાં ૨,૪૦૦ અને કળિયુગમાં ૧,૨૦૦ દિવ્ય વર્ષ હોય છે. મનુષ્યોનું એક વર્ષ એ દેવતાઓનો એક દિવસ હોય છે, તેથી દેવતાઓનું એક વર્ષ મનુષ્યોનાં ૩૬૦ વર્ષો બરાબર થાય. આ રીતે માનવીય પરિમાણથી કળિયુગનાં ૪,૩૨,૦૦૦ વર્ષ થાય તથા તેનાથી બમણાં વર્ષો દ્વાપરયુગનાં, ત્રણ ગણાં વર્ષો ત્રેતાયુગનાં અને ચાર ગણાં વર્ષો સત્યયુગનાં થાય છે.

નિશાવસાન આરબ્ધો લોકકલ્પોઽનુવર્તતે[1] ।
યાવદ્દિનં ભગવતો મનૂન્ ભુઞ્જંશ્ચતુર્દશ ॥ ૨૩॥

સ્વં સ્વં કાલં મનુર્ભુઙ્‌ક્તે સાધિકાં હ્યેકસપ્તતિમ્ ।
મન્વન્તરેષુ મનવસ્તદ્વંશ્યા ઋષયઃ સુરાઃ ।
ભવન્તિ ચૈવ[2] યુગપત્સુરેશાશ્ચાનુ યે ચ તાન્ ॥ ૨૪॥

એષ દૈનન્દિનઃ સર્ગો બ્રાહ્મસ્ત્રૈલોક્યવર્તનઃ ।
તિર્યઙ્‌નૃપિતૃદેવાનાં સમ્ભવો યત્ર કર્મભિઃ ॥ ૨૫॥

મન્વન્તરેષુ ભગવાન્ બિભ્રત્સત્ત્વં સ્વમૂર્તિભિઃ ।
મન્વાદિભિરિદં વિશ્વમવત્યુદિતપૌરુષઃ ॥ ૨૬॥

તમોમાત્રામુપાદાય પ્રતિસંરુદ્ધવિક્રમઃ ।
કાલેનાનુગતાશેષ આસ્તે તૂષ્ણીં દિનાત્યયે ॥ ૨૭॥

તમેવાન્વપિધીયન્તે લોકા ભૂરાદયસ્ત્રયઃ ।
નિશાયામનુવૃત્તાયાં[3] નિર્મુક્તશશિભાસ્કરમ્ ॥ ૨૮॥

ત્રિલોક્યાં દહ્યમાનાયાં શક્ત્યા સઙ્કર્ષણાગ્નિના ।
યાન્ત્યૂષ્મણા મહર્લોકાજ્જનં ભૃગ્વાદયોઽર્દિતાઃ ॥ ૨૯॥

તાવત્ત્રિભુવનં સદ્યઃ કલ્પાન્તૈધિતસિન્ધવઃ ।
પ્લાવયન્ત્યુત્કટાટોપચણ્ડવાતેરિતોર્મયઃ ॥ ૩૦॥

અન્તઃ સ તસ્મિન્ સલિલ આસ્તેઽનન્તાસનો હરિઃ ।
યોગનિદ્રાનિમીલાક્ષઃ સ્તૂયમાનો જનાલયૈઃ ॥ ૩૧॥

એવંવિધૈરહોરાત્રૈઃ કાલગત્યોપલક્ષિતૈઃ ।
[4]અપક્ષિતમિવાસ્યાપિ પરમાયુર્વયઃશતમ્ ॥ ૩૨॥

યદર્ધમાયુષસ્તસ્ય પરાર્ધમભિધીયતે ।
પૂર્વઃ પરાર્ધોઽપક્રાન્તો હ્યપરોઽદ્ય પ્રવર્તતે ॥ ૩૩॥

પૂર્વસ્યાદૌ પરાર્ધસ્ય બ્રાહ્મો નામ મહાનભૂત્ ।
કલ્પો યત્રાભવદ્‌બ્રહ્મા શબ્દબ્રહ્મેતિ યં વિદુઃ ॥ ૩૪॥

સ્રષ્ટા બ્રહ્માજી શયન કરે છે. (૨૨) તે રાત્રિનો અંત થતાં આ લોકનો કલ્પ આરંભાય છે; તેનો ક્રમ જ્યાં સુધી બ્રહ્માજીનો દિવસ રહે છે ત્યાં સુધી ચાલતો રહે છે. તેવા એક કલ્પમાં ચૌદ મનુઓ થાય છે. (૨૩) પ્રત્યેક મનુ ઇકોતેર ચતુર્યુગીઓથી કંઈક વધુ (૭૧.૬/૧૪ ચતુર્યુગીઓ સુધી) પોતાનો અધિકાર ભોગવે છે. પ્રત્યેક મન્વંતરમાં ભિન્ન-ભિન્ન મનુવંશી રાજાઓ, સપ્તર્ષિઓ, દેવતાઓ, ઇન્દ્રો અને તેમના અનુયાયી ગંધર્વો વગેરે પણ એ સાથે જ પોતાનો અધિકાર ભોગવે છે. (૨૪) બ્રહ્માજીનું આ સર્જન પ્રતિદિન થયા કરે છે, કે જેમાં ત્રણે લોક રચાય છે. તેમાં પશુ-પક્ષીઓ, મનુષ્યો, પિતૃઓ અને દેવતાઓની પોતપોતાનાં કર્મો અનુસાર ઉત્પત્તિ થાય છે. (૨૫) આ મન્વંતરોમાં ભગવાન સત્ત્વ-ગુણનો આશ્રય લઈને, પોતાની મનુ વગેરે મૂર્તિઓ દ્વારા પૌરુષ પ્રગટ કરતા રહીને આ વિશ્વનું પાલન કરે છે. (૨૬) કાળક્રમે જ્યારે બ્રહ્માજીનો દિવસ વીતી જાય છે ત્યારે તેઓ તમોગુણના સંપર્કને સ્વીકારીને સૃષ્ટિ-રચનારૂપી પોતાના પૌરુષને સ્થગિત કરીને નિશ્ચેષ્ટ-ભાવે સ્થિત થઈ જાય છે. (૨૭) તે સમયે સઘળું વિશ્વ તેમનામાં લય પામે છે. જ્યારે સૂર્ય-ચંદ્ર વિનાની પ્રલયરાત્રિ આવે છે ત્યારે ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણે લોક તે જ બ્રહ્માજીના શરીરમાં છુપાઈ જાય છે. (૨૮) તે પ્રસંગે ત્રણે લોક શેષજીના મુખમાંથી નીકળેલી ભગવાનની અગ્નિરૂપી શક્તિથી બળવા લાગે છે, તેથી તેના તાપથી વ્યાકુળ થઈને ભૃગુ વગેરે મુનીશ્વરો મહર્લોકમાંથી જનલોકમાં જાય છે. (૨૯) એ દરમિયાન સાતે સમુદ્રો પ્રલયકાળના પ્રચંડ પવનથી ઊભરાઈને પોતાનાં ઊછળતાં મોજાંઓથી ત્રિલોકને ડુબાડી દે છે. (૩૦) ત્યારે તે પાણીમાં શેષશય્યા પર સૂતેલા ભગવાન યોગનિદ્રામાં આંખો મીંચીને શયન કરે છે. તે સમયે જનલોકમાં વસતા મુનિજનો તેમની સ્તુતિ કરતા રહે છે. (૩૧) આ પ્રમાણે કાળની ગતિથી એક-એક હજાર ચતુર્યુગીના રૂપમાં પ્રતીત થતાં દિવસ-રાત્રિ બદલાવા પામતાં બ્રહ્માજીનું સો વર્ષનું પરમ-આયુષ્ય પણ વીતી ગયેલું હોય એમ દેખાય છે. (૩૨)

બ્રહ્માજીના આયુષ્યના અર્ધભાગને 'પરાર્ધ' કહે છે. અત્યાર સુધી પહેલો પરાર્ધ તો વીતી ચૂક્યો છે, બીજો પરાર્ધ ચાલી રહ્યો છે. (૩૩) અગાઉના પરાર્ધના આરંભમાં બ્રાહ્મ નામનો મહાન કલ્પ થયો હતો. તેમાં બ્રહ્માજીની ઉત્પત્તિ થઈ હતી. પંડિતો તેમને શબ્દબ્રહ્મ કહે છે. (૩૪)

૧. પ્રા. પા. – ૦વર્ધતે । ૨. પ્રા. પા. – ચૈકે । ૩. પ્રા. પા. – ૦મથ વૃત્તા૦ । ૪. પ્રા. પા. – અપે૦ ।

તસ્યૈવ ચાન્તે કલ્પોઽભૂદ્ યં પાદ્મમભિચક્ષતે ।
યદ્ધરેર્નાભિસરસ આસીલ્લોકસરોરુહમ્ ॥ ૩૫॥

અયં તુ કથિતઃ કલ્પો દ્વિતીયસ્યાપિ[1] ભારત ।
વારાહ ઈતિ વિખ્યાતો યત્રાસીત્સૂકરો હરિઃ ॥ ૩૬॥

કાલોઽયં દ્વિપરાર્ધાખ્યો નિમેષ ઉપચર્યતે ।
અવ્યાકૃતસ્યાનન્તસ્ય અનાદેર્જગદાત્મનઃ ॥ ૩૭॥

કાલોઽયં પરમાણ્વાદિર્દ્વિપરાર્ધાન્ત ઈશ્વરઃ ।
નૈવેશિતું પ્રભુર્ભૂમ્ન ઈશ્વરો ધામમાનિનામ્ ॥ ૩૮॥

વિકારૈઃ સહિતો યુક્તૈર્વિશેષાદિભિરાવૃતઃ ।
આણ્ડકોશો[2] બહિરયં પઞ્ચાશત્કોટિવિસ્તૃતઃ ॥ ૩૯॥

દશોત્તરાધિકૈર્યત્ર પ્રવિષ્ટઃ પરમાણુવત્ ।
લક્ષ્યતેઽન્તર્ગતાશ્ચાન્યે કોટિશો હ્યણ્ડરાશયઃ ॥ ૪૦॥

તદાહુરક્ષરં બ્રહ્મ સર્વકારણકારણમ્ ।
વિષ્ણોર્ધામ પરં સાક્ષાત્પુરુષસ્ય મહાત્મનઃ ॥ ૪૧॥

તે પરાર્ધના અંતમાં જે કલ્પ થયો હતો તેને પાદ્મકલ્પ કહે છે. એમાં ભગવાનના નાભિસરોવરમાંથી સર્વલોકયુક્ત કમળ પ્રગટ થયું હતું. (૩૫) હે વિદુરજી! આ સમયે જે કલ્પ ચાલી રહ્યો છે તે બીજા પરાર્ધનો આરંભક છે એમ બતાવવામાં આવે છે. આ વારાહકલ્પના નામે વિખ્યાત છે, આમાં ભગવાને સૂકર (વરાહ)નું રૂપ ધારણ કર્યું હતું. (૩૬) આ બે પરાર્ધના કાળને અવ્યક્ત, અનંત, અનાદિ, વિશ્વાત્મા શ્રીહરિના એક નિમેષ (આંખના પલકારા) જેટલો માનવામાં આવે છે. (૩૭) પરમાણુથી માંડીને દ્વિપરાર્ધ સુધી વિસ્તરેલો કાળ સર્વસમર્થ હોવા છતાં પણ સર્વાત્મા શ્રીહરિ કોઈ પ્રકારનું પ્રભુત્વ દાખવતો નથી. આ કાળ તો દેહ વગેરેનું અભિમાન રાખનારા જીવોનું જ શાસન કરવાને સમર્થ છે. (૩૮)

પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પંચ-તન્માત્રાઓ - આ આઠ પ્રકૃતિઓ સહિત દશ ઈન્દ્રિયો, મન અને પંચભૂતો– એમ સોળ વિકારો સાથે મળીને બનેલો આ બ્રહ્માંડકોશ અંદરથી પચાસ કરોડ જોજન વિસ્તારવાળો છે તથા તેની બહાર ચારે તરફ ઉત્તરોત્તર દસ-દસ ગણાં સાત આવરણ છે. તે બધાં સહિત આ બ્રહ્માંડકોશ જેમાં પરમાણુ જેવો પડી રહેલો દેખાય છે અને જેમાં આવી કરોડો બ્રહ્માંડરાશિઓ છે તે, આ પ્રધાન વગેરે સમસ્ત કારણોનું કારણ અક્ષરબ્રહ્મ કહેવાય છે અને આ જ પુરાણપુરુષ પરમાત્મા શ્રીવિષ્ણુ ભગવાનનું શ્રેષ્ઠ ધામ (સ્વરૂપ) છે. (૩૯-૪૧)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥**

**ત્રીજા સ્કંધ-અંતર્ગત અગિયારમો અધ્યાય સમાપ્ત.**

═★═

# બારમો અધ્યાય

## સૃષ્ટિનો વિસ્તાર

*મૈત્રેય ઉવાચ*

ઈતિ તે વર્ણિતઃ ક્ષત્તઃ કાલાખ્યઃ પરમાત્મનઃ ।
મહિમા વેદગર્ભોઽથ યથાસ્રાક્ષીન્નિબોધ મે ॥ ૧॥

સસર્જાગ્રેઽન્ધતામિસ્રમથ તામિસ્રમાદિકૃત્ ।
મહામોહં ચ મોહં ચ તમશ્ચાજ્ઞાનવૃત્તયઃ ॥ ૨॥

દૃષ્ટ્વા પાપીયસીં સૃષ્ટિં નાત્માનં બહ્વમન્યત ।
ભગવદ્ધ્યાનપૂતેન મનસાઽન્યાં તતોઽસૃજત્ ॥ ૩॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! અહીં સુધી મેં તમને ભગવાનનો કાળરૂપી મહિમા સંભળાવ્યો. હવે બ્રહ્માજીએ જે રીતે જગતની રચના કરી તે સાંભળો. (૧) તેમણે સૌથી પહેલાં અજ્ઞાનની પાંચ વૃત્તિઓ – તમ (અવિદ્યા), મોહ (અસ્મિતા), મહામોહ (રાગ), તામિસ્ર (દ્વેષ) અને અંધતામિસ્ર (અભિનિવેશ)ની રચના કરી. (૨) પરંતુ તે અત્યંત પાપમય સૃષ્ટિને જોઈને તેઓ પ્રસન્ન થયા નહીં, ત્યારે તેમણે પોતાના મનને ભગવાનના ધ્યાનથી પવિત્ર કરીને તેનાથી બીજી સૃષ્ટિની રચના કરી. (૩)

---

૧. પ્રા. પા. – ઽસ્યાથનન્તરઃ । ૨. પ્રા. પા. – અણ્ડ઼ઃ ।

સનકં ચ સનન્દં ચ સનાતનમથાત્મભૂઃ ।
સનત્કુમારં ચ મુનીન્નિષ્ક્રિયાનૂર્ધ્વરેતસઃ ॥ ૪॥

તાન્ બભાષે સ્વભૂઃ પુત્રાન્ પ્રજાઃ સૃજત પુત્રકાઃ ।
તન્નૈચ્છન્મોક્ષધર્માણો વાસુદેવપરાયણાઃ ॥ ૫॥

સોઽવધ્યાતઃ સુતૈરેવં પ્રત્યાખ્યાતાનુશાસનૈઃ ।
ક્રોધં દુર્વિષહં જાતં નિયન્તુમુપચક્રમે ॥ ૬॥

ધિયા નિગૃહ્યમાણોઽપિ ભ્રુવોર્મધ્યાત્પ્રજાપતેઃ ।
સદ્યોઽજાયત તન્મન્યુઃ[1] કુમારો નીલલોહિતઃ ॥ ૭॥

સ વૈ રુરોદ દેવાનાં પૂર્વજો ભગવાન્ ભવઃ ।
નામાનિ કુરુ મે ધાતઃ સ્થાનાનિ ચ જગદ્ગુરો ॥ ૮॥

ઇતિ તસ્ય વચઃ પાદ્મો ભગવાન્ પરિપાલયન્ ।
અભ્યધાદ્ ભદ્રયા વાચા મા રોદીસ્તત્કરોમિ તે ॥ ૯॥

યદરોદીઃ સુરશ્રેષ્ઠ સોદ્વેગ ઇવ બાલકઃ ।
તતસ્ત્વામભિધાસ્યન્તિ નામ્ના રુદ્ર ઇતિ પ્રજાઃ ॥ ૧૦॥

હૃદિન્દ્રિયાણ્યસુર્વ્યોમ વાયુરગ્નિર્જલં મહી ।
સૂર્યશ્ચન્દ્રસ્તપશ્ચૈવ સ્થાનાન્યગ્રે કૃતાનિ મે[2] ॥ ૧૧॥

મન્યુર્મનુર્મહિનસો[3] મહાઞ્છિવ ઋતધ્વજઃ ।
ઉગ્રરેતા[4] ભવઃ કાલો વામદેવો ધૃતવ્રતઃ ॥ ૧૨॥

ધીર્વૃત્તિરુશનોમા[5] ચ નિયુત્સર્પિરિલામ્બિકા ।
ઇરાવતી સુધા દીક્ષા રુદ્રાણ્યો રુદ્ર તે સ્ત્રિયઃ ॥ ૧૩॥

ગૃહાણૈતાનિ નામાનિ સ્થાનાનિ ચ સયોષણઃ ।
એભિઃ સૃજ પ્રજા બહ્વીઃ પ્રજાનામસિ યત્પતિઃ ॥ ૧૪॥

ઇત્યાદિષ્ટઃ સ ગુરુણા ભગવાન્નીલલોહિતઃ ।
સત્ત્વાકૃતિસ્વભાવેન સસર્જાત્મસમાઃ પ્રજાઃ ॥ ૧૫॥

રુદ્રાણાં રુદ્રસૃષ્ટાનાં સમન્તાદ્ ગ્રસતાં જગત્ ।
નિશામ્યાસઙ્ખ્યશો યૂથાન્ પ્રજાપતિરશઙ્કત ॥ ૧૬॥

અલં પ્રજાભિઃ સૃષ્ટાભિરીદૃશીભિઃ સુરોત્તમ ।
મયા સહ દહન્તીભિર્દિશશ્ચક્ષુર્ભિરુલ્બણૈઃ ॥ ૧૭॥

આ વખતે બ્રહ્માજીએ સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર – આ ચાર નિવૃત્તિપરાયણ ઊર્ધ્વરેતા મુનિઓ ઉત્પન્ન કર્યા. (૪) પોતાના આ પુત્રોને બ્રહ્માજીએ કહ્યું – 'પુત્રો! તમે સૃષ્ટિ ઉત્પન્ન કરો.' પરંતુ તેઓ જન્મથી જ મોક્ષમાર્ગ (નિવૃત્તિમાર્ગ)નું અનુસરણ કરનારા અને ભગવાનના ધ્યાનમાં તત્પર હતા, તેથી તેમણે એમ કરવા ઇચ્છા ન દર્શાવી. (૫) જ્યારે બ્રહ્માજીએ જોયું કે મારી આજ્ઞા નહીં માનીને મારા આ પુત્રો મારો તિરસ્કાર કરી રહ્યા છે ત્યારે તેમને અસહ્ય ક્રોધ ચડ્યો, જેને રોકવાનો તેમણે પ્રયત્ન કર્યો. (૬) પરંતુ બુદ્ધિ વડે તેમના બહુ રોકવા છતાં પણ તે ક્રોધ તત્કાળ પ્રજાપતિનાં ભવાં વચ્ચેથી એક નીલલોહિત (શ્યામ અને લાલ રંગના) બાળકરૂપે પ્રગટ થઈ ગયો. (૭) દેવતાઓના પૂર્વજ તે ભવ (રુદ્ર) ભગવાન રડી-રડીને કહેવા લાગ્યા – 'હે જગત્પિતા! વિધાતા! મારું નામ અને રહેવાનું ઠામ (સ્થાન) બતાવો.' (૮)

ત્યારે કમલયોનિ ભગવાન બ્રહ્માએ તે બાળકની પ્રાર્થના પૂરી કરવા માટે મધુર વાણીમાં કહ્યું – 'રડો નહીં, હું હમણાં જ તમારી ઇચ્છા પૂરી કરું છું. (૯) દેવશ્રેષ્ઠ! તમે જન્મતાં જ બાળકની જેમ (ડૂસકાં ભરીને) રડવા લાગ્યા, તેથી પ્રજા તમને 'રુદ્ર' નામે બોલાવશે. (૧૦) તમારા રહેવા માટે પહેલાંથી જ મેં હૃદય, ઇન્દ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, સૂર્ય, ચંદ્રમા અને તપ – એટલાં સ્થાનો રચી દીધાં છે. (૧૧) તમારાં નામ મન્યુ, મનુ, મહિનસ, મહાન, શિવ, ઋતધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાલ, વામદેવ અને ધૃતવ્રત હશે. (૧૨) તથા ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત્, સર્પિ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા – આ અગિયાર રુદ્રાણીઓ તમારી પત્નીઓ હશે. (૧૩) તમે ઉપર્યુક્ત નામો, સ્થાનો અને પત્નીઓ સ્વીકારો અને તેમના વડે ઘણીબધી પ્રજા ઉત્પન્ન કરો, કારણ કે તમે પ્રજાપતિ છો.' (૧૪)

લોકપિતા બ્રહ્માજી પાસેથી આવી આજ્ઞા મેળવીને નીલલોહિત ભગવાન બળ, આકાર અને સ્વરૂપમાં પોતાના જેવી જ પ્રજા ઉત્પન્ન કરવા લાગ્યા. (૧૫) રુદ્ર ભગવાન વડે ઉત્પન્ન થયેલા આ રુદ્રોને અસંખ્ય સમૂહો બનાવીને સમસ્ત સંસારનું ભક્ષણ કરતા જોઈ બ્રહ્માજીને ભારે શંકા થઈ. (૧૬) ત્યારે તેમણે રુદ્રને કહ્યું, 'હે દેવોત્તમ! તમારી પ્રજા તો પોતાની ભયંકર દૃષ્ટિથી મને અને સઘળી દિશાઓને બાળી રહી છે, માટે આવી સૃષ્ટિ ન રચો. બસ કરો. (૧૭)

૧. પ્રા. પા. – તન્મન્યોઃ । ૨. પ્રા. પા. – તે । ૩. પ્રા. પા. – મનુર્મહાન્સોમો મહાન્ । ૪. પ્રા. પા. – ઊર્ધ્વરેતા । ૫. પ્રા. પા. – ધીવૃત્તિરસરોમા ચ નિજસર્પિ૦ ।

તપ આતિષ્ઠ ભદ્રં તે સર્વભૂતસુખાવહમ્ ।
તપસૈવ યથાપૂર્વં સ્રષ્ટા વિશ્વમિદં ભવાન્ ॥ ૧૮॥

તપસૈવ પરં જ્યોતિર્ભગવન્તમધોક્ષજમ્ ।
સર્વભૂતગુહાવાસમઞ્જસા વિન્દતે પુમાન્ ॥ ૧૯॥

મૈત્રેય ઉવાચ

એવમાત્મભુવાઽઽદિષ્ટઃ પરિક્રમ્ય ગિરાં પતિમ્ ।
બાઢમિત્યમુમામન્ત્ર્ય વિવેશ તપસે વનમ્ ॥ ૨૦॥

અથાભિધ્યાયતઃ સર્ગં દશ પુત્રાઃ પ્રજજ્ઞિરે ।
ભગવચ્છક્તિયુક્તસ્ય[1] લોકસન્તાનહેતવઃ ॥ ૨૧॥

મરીચિરત્ર્યઙ્ગિરસૌ પુલસ્ત્યઃ પુલહઃ ક્રતુઃ ।
ભૃગુર્વસિષ્ઠો દક્ષશ્ચ દશમસ્તત્ર નારદઃ ॥ ૨૨॥

ઉત્સઙ્ગાન્નારદો જજ્ઞે દક્ષોઽઙ્ગુષ્ઠાત્સ્વયમ્ભુવઃ ।
પ્રાણાદ્વસિષ્ઠઃ સઞ્જાતો ભૃગુસ્ત્વચિ કરાત્ક્રતુઃ ॥ ૨૩॥

પુલહો નાભિતો જજ્ઞે પુલસ્ત્યઃ કર્ણયોર્ઋષિઃ ।
અઙ્ગિરા મુખતોઽક્ષ્ણોઽત્રિર્મરીચિર્મનસોઽભવત્ ॥ ૨૪॥

ધર્મઃ સ્તનાદ્દક્ષિણતો યત્ર નારાયણઃ સ્વયમ્ ।
અધર્મઃ પૃષ્ઠતો યસ્માન્મૃત્યુર્લોકભયઙ્કરઃ ॥ ૨૫॥

હૃદિ કામો ભ્રુવઃ ક્રોધો લોભશ્ચાધરદચ્છદાત્ ।
આસ્યાદ્વાક્સિન્ધવો મેઢ્રાન્નિર્ઋતિઃ પાયોરઘાશ્રયઃ ॥ ૨૬॥

છાયાયાઃ કર્દમો જજ્ઞે દેવહૂત્યાઃ પતિઃ પ્રભુઃ ।
મનસો દેહતશ્ચેદં જજ્ઞે વિશ્વકૃતો જગત્ ॥ ૨૭॥

વાચં દુહિતરં તન્વીં સ્વયમ્ભૂર્હરતીં મનઃ ।
અકામાં ચકમે ક્ષત્તઃ સકામ ઇતિ નઃ શ્રુતમ્ ॥ ૨૮॥

તમધર્મે કૃતમતિં વિલોક્ય પિતરં સુતાઃ ।
મરીચિમુખ્યા મુનયો વિશ્રમ્ભાત્પ્રત્યબોધયન્ ॥ ૨૯॥

નૈતત્પૂર્વૈઃ કૃતં ત્વદ્ય ન કરિષ્યન્તિ ચાપરે[2] ।
યત્ત્વં દુહિતરં ગચ્છેરનિગૃહ્યાઙ્ગજં[3] પ્રભુઃ ॥ ૩૦॥

તમારું કલ્યાણ થાઓ. હવે તમે સમસ્ત પ્રાણીઓને સુખ આપવા માટે તપ કરો. પછી તે તપના પ્રભાવે જ તમારે પહેલાંની જેમ આ સંસારની રચના કરવી. (૧૮) મનુષ્ય તપ વડે જ ઇન્દ્રિયાતીત, સર્વાન્તર્યામી, જ્યોતિસ્વરૂપ શ્રીહરિને સહેલાઈથી પ્રાપ્ત કરી શકે છે.' (૧૯)

**શ્રીમૈત્રેયજી કહે છે** – જ્યારે બ્રહ્માજીએ આવી આજ્ઞા આપી ત્યારે રુદ્ર ભગવાને 'ભલે' કહીને તે આજ્ઞા માથે ચઢાવી અને પછી તેમની અનુમતિ લઈને તથા તેમની પરિક્રમા કરીને તેઓ તપ કરવા માટે વનમાં ગયા. (૨૦)

ત્યારપછી ભગવાનની શક્તિથી સંપન્ન બ્રહ્માજીએ જ્યારે સર્જન માટે સંકલ્પ કર્યો ત્યારે તેમને વધુ દસ પુત્રો ઉત્પન્ન થયા. તેમનાથી જગતની ઘણી વૃદ્ધિ થઈ. (૨૧) તેમનાં નામ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને દસમા નારદ હતાં. (૨૨) આમાં નારદજી પ્રજાપતિ બ્રહ્માજીના ખોળામાંથી, દક્ષ અંગૂઠામાંથી, વસિષ્ઠ પ્રાણમાંથી, ભૃગુ ત્વચામાંથી, ક્રતુ હાથમાંથી, પુલહ નાભિમાંથી, પુલસ્ત્ય ઋષિ કાનોમાંથી, અંગિરા મુખમાંથી, અત્રિ આંખોમાંથી અને મરીચિ મનમાંથી ઉત્પન્ન થયા. (૨૩-૨૪) પછી તેમના ડાબા સ્તનમાંથી ધર્મ ઉત્પન્ન થયો, જેની પત્ની મૂર્તિથી સ્વયં નારાયણ અવતર્યા તથા તેમની પીઠમાંથી અધર્મનો જન્મ થયો અને તેનાથી સંસારને ભયભીત કરનાર મૃત્યુ ઉત્પન્ન થયું. (૨૫) આ જ રીતે બ્રહ્માજીના હૃદયમાંથી કામ, ભ્રમરોમાંથી ક્રોધ, નીચલા હોઠમાંથી લોભ, મુખમાંથી વાણીની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી, લિંગમાંથી સમુદ્ર, ગુદામાંથી પાપનું આશ્રયસ્થાન એવા (રાક્ષસોના અધિપતિ) નિર્ઋતિ ઉત્પન્ન થયા. છાયામાંથી દેવહૂતિના પતિ ભગવાન કર્દમ ઉત્પન્ન થયા. આ રીતે આ સઘળું જગત જગત્કર્તા બ્રહ્માજીના શરીર અને મનમાંથી ઉત્પન્ન થયું. (૨૬-૨૭)

હે વિદુરજી! ભગવાન બ્રહ્માની પુત્રી સરસ્વતી ઘણી જ સુકોમળ અને મનોહર હતી. અમે સાંભળ્યું છે કે એક વાર તેને જોઈને બ્રહ્માજી કામમોહિત થઈ ગયા હતા, જોકે તે પોતે તો વાસનારહિત હતી. (૨૮) તેમને આવો અધર્મમય વિચાર કરતા જોઈને તેમના પુત્રો મરીચિ વગેરે ઋષિઓએ તેમને સમજાવ્યા – (૨૯) 'પિતાજી! તમે સમર્થ છો, તોપણ પોતાના મનમાં ઉત્પન્ન થયેલા કામના વેગને નહિ રોકતાં પુત્રી-ગમન જેવું દુસ્તર પાપ કરવાનો વિચાર કરી રહ્યા છો! આવું તો તમારા પૂર્વ

૧. પ્રાચીન પ્રતમાં ૨૧મા શ્લોકના ઉત્તરાર્ધ 'ભગવચ્છક્તિયુક્તસ્ય...'થી માંડીને ૨૪મા શ્લોકમાંના 'અઙ્ગિરામુખ' સુધીનો પાઠ નથી. આ સિવાય, ૨૫મા શ્લોકનો 'દક્ષિણતો' શબ્દ અને ૨૬મા શ્લોકનો 'ભ્રુવઃ' શબ્દ નથી. લાગે છે કે તે ખંડિત થઈ ગયેલા છે અથવા લખવાના રહી ગયા છે. ૨. પ્રા. પા. – યે પરે । ૩. પ્રા. પા. – હ્યાત્મજાં પ્રભો ।

તેજીયસામપિ હ્યેતન્ન સુશ્લોક્યં જગદ્ગુરો ।
યદ્વૃત્તમનુતિષ્ઠન્ વૈ લોકઃ ક્ષેમાય કલ્પતે ॥ ૩૧॥

તસ્મૈ નમો ભગવતે ય ઇદં સ્વેન રોચિષા ।
આત્મસ્થં વ્યઞ્જયામાસ સ ધર્મં પાતુમર્હતિ ॥ ૩૨॥

સ ઇત્થં ગૃણતઃપુત્રાન્ પુરો દૃષ્ટ્વા પ્રજાપતીન્ ।
પ્રજાપતિપતિસ્તન્વં[1] તત્યાજ વ્રીડિતસ્તદા ।
તાં દિશો જગૃહુર્ઘોરાં નીહારં યદ્વિદુસ્તમઃ ॥ ૩૩॥

કદાચિદ્ ધ્યાયતઃસ્રષ્ટુર્વેદા આસંશ્ચતુર્મુખાત્ ।
કથં સ્રક્ષ્યામ્યહં લોકાન્ સમવેતાન્ યથા પુરા ॥ ૩૪॥

ચાતુર્હોત્રં કર્મતન્ત્રમુપવેદનયૈઃ સહ ।
ધર્મસ્ય પાદાશ્ચત્વારસ્તથૈવાશ્રમવૃત્તયઃ ॥ ૩૫॥

*વિદુર ઉવાચ*

સ વૈ વિશ્વસૃજામીશો વેદાદીન્ મુખતોઽસૃજત્ ।
યદ્ યદ્ યેનાસૃજદ્ દેવસ્તન્મે[2] બ્રૂહિ તપોધન ॥ ૩૬॥

*મૈત્રેય ઉવાચ*

ઋગ્યજુઃસામાથર્વાખ્યાન્ વેદાન્ પૂર્વાદિભિર્મુખૈઃ ।
શસ્ત્રમિજ્યાં સ્તુતિસ્તોમં પ્રાયશ્ચિત્તં વ્યધાત્ક્રમાત્ ॥ ૩૭॥

આયુર્વેદં ધનુર્વેદં ગાન્ધર્વં વેદમાત્મનઃ ।
સ્થાપત્યં ચાસૃજદ્ વેદં ક્રમાત્પૂર્વાદિભિર્મુખૈઃ ॥ ૩૮॥

ઇતિહાસપુરાણાનિ પઞ્ચમં વેદમીશ્વરઃ ।
સર્વેભ્ય એવ વક્ત્રેભ્યઃ સસૃજે સર્વદર્શનઃ ॥ ૩૯॥

ષોડશ્યુક્થૌ[3] પૂર્વવક્ત્રાત્પુરીષ્યગ્નિષ્ટુતાવથ ।
આપ્તોર્યામાતિરાત્રૌ ચ વાજપેયં સગોસવમ્ ॥ ૪૦॥

થયેલા કોઈ પણ બ્રહ્માએ કર્યું નથી અને ભવિષ્યમાં પણ કોઈ કરશે નહીં. (૩૦) હે જગદ્ગુરુ! તમારા જેવા તેજસ્વી પુરુષોને તો આવું કામ શોભતું નથી; કારણ કે તમારા જેવાઓનાં આચરણોનું અનુસરણ કરવાથી જ તો સંસારનું કલ્યાણ થાય છે. (૩૧) જે ભગવાને પોતાના સ્વરૂપમાં રહેલા આ જગતને પોતાના જ તેજથી પ્રગટ કર્યું છે તેમને નમસ્કાર છે. આ સમયે તેઓ જ ધર્મનું રક્ષણ કરી શકે છે.' (૩૨) પોતના પુત્રો મરીચિ વગેરે પ્રજાપતિઓને પોતાની સામે આ રીતે કહેતા જોઈને પ્રજાપતિઓના પતિ બ્રહ્માજી ઘણી લજ્જા પામ્યા અને તેમણે તે શરીર તે જ સમયે ત્યજી દીધું. ત્યારે દિશાઓએ તે ઘોર શરીર ગ્રહણ કરી લીધું. એ જ ધુમ્મસ થયું, જેને અંધકાર પણ કહે છે. (૩૩)

એક વખત બ્રહ્માજી એવું વિચારી રહ્યા હતા કે 'હું પહેલાંની જેમ સુવ્યવસ્થિતરૂપે બધા ભુવનોની રચના કેવી રીતે કરું?' - તે જ સમયે તેમના ચારે મુખોમાંથી ચાર વેદ પ્રગટ થયા. (૩૪) એ ઉપરાંત ઉપવેદ, ન્યાયશાસ્ત્ર, હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ અને બ્રહ્મા – આ ચાર ઋત્વિજોનાં કર્મો, યજ્ઞોનો વિસ્તાર, ધર્મનાં ચાર ચરણો અને ચારે આશ્રમ તથા તેમની વૃત્તિઓ – આ બધાં પણ બ્રહ્માજીનાં મુખોમાંથી જ ઉત્પન્ન થયાં. (૩૫)

**વિદુરજીએ પૂછ્યું** – હે તપોધન! જગત્સ્રષ્ટાઓના સ્વામી બ્રહ્માજીએ જ્યારે પોતાનાં મુખોમાંથી આ વેદ વગેરે રચ્યાં, તો તેમણે પોતાના કયા મુખથી કઈ વસ્તુ ઉત્પન્ન કરી એ તમે કૃપા કરીને મને બતાવો. (૩૬)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! બ્રહ્માજીએ પોતાનાં પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરનાં મુખોમાંથી અનુક્રમે ઋક્, યજુઃ, સામ અને અથર્વ વેદો રચ્યા તથા એ જ ક્રમે શસ્ત્ર (હોતાનું કર્મ), ઇજ્યા (અધ્વર્યુનું કર્મ), સ્તુતિસ્તોમ (ઉદ્ગાતાનું કર્મ) અને પ્રાયશ્ચિત્ત (બ્રહ્માનું કર્મ) - આ ચારેની રચના કરી. (૩૭) આ જ રીતે આયુર્વેદ (ચિકિત્સાશાસ્ત્ર), ધનુર્વેદ (શસ્ત્રવિદ્યા), ગાંધર્વવેદ (સંગીતશાસ્ત્ર) અને સ્થાપત્યવેદ (શિલ્પશાસ્ત્ર) – આ ચાર ઉપવેદો પણ અનુક્રમે તે પૂર્વ વગેરે મુખોમાંથી જ ઉત્પન્ન કર્યા. (૩૮) પછી સર્વદર્શી ભગવાન બ્રહ્માએ પોતાનાં ચારે મુખોમાંથી ઇતિહાસ-પુરાણરૂપી પાંચમો વેદ રચ્યો. (૩૯) આ જ ક્રમે ષોડશી અને ઉક્થ, ચયન અને અગ્નિષ્ટોમ, આપ્તોર્યામ અને અતિરાત્ર તથા વાજપેય અને ગોસવ – આ બે-બે યાગ પણ તેમના પૂર્વ વગેરે મુખોમાંથી જ ઉત્પન્ન થયા. (૪૦)

૧. પ્રા. પા. – તન્વીં । ૨. પ્રા. પા. – દિષ્ટ્વા તન્મે । ૩. પ્રા. પા. – ષોડશોક્ષઃ પૂર્વ૦ ।

વિદ્યા દાનં તપઃ સત્યં ધર્મસ્યેતિ પદાનિ ચ ।
આશ્રમાંશ્ચ યથાસઙ્ખ્યમસૃજત્સહ વૃત્તિભિઃ ॥ ૪૧॥

સાવિત્રં પ્રાજાપત્યં ચ બ્રાહ્મં ચાથ બૃહત્તથા ।
વાર્તાસઞ્ચયશાલીનશિલોઞ્છ ઇતિ વૈ ગૃહે ॥ ૪૨॥

વૈખાનસા વાલખિલ્યૌદુમ્બરાઃ ફેનપા વને ।
ન્યાસે[1] કુટીચકઃ પૂર્વં બહ્વોદો હંસનિષ્ક્રિયૌ ॥ ૪૩॥

આન્વીક્ષિકી ત્રયી વાર્તા દણ્ડનીતિસ્તથૈવ ચ ।
એવં વ્યાહૃતયશ્ચાસન્ પ્રણવો હ્યસ્ય દહ્રતઃ[2] ॥ ૪૪॥

તસ્યોષ્ણિગાસીલ્લોમભ્યો ગાયત્રી ચ ત્વચો વિભોઃ ।
ત્રિષ્ટુમ્માંસાત્સ્નુતોઽનુષ્ટુબ્જગત્યસ્થ્નઃ પ્રજાપતેઃ ॥ ૪૫॥

મજ્જાયાઃ પઙ્ક્તિરુત્પન્ના બૃહતી પ્રાણતોઽભવત્ ।
સ્પર્શસ્તસ્યાભવજ્જીવઃ સ્વરો દેહ ઉદાહૃતઃ ॥ ૪૬॥

ઊષ્માણમિન્દ્રિયાણ્યાહુરન્તઃસ્થા બલમાત્મનઃ ।
સ્વરાઃ સપ્ત વિહારેણ ભવન્તિ સ્મ પ્રજાપતેઃ ॥ ૪૭॥

શબ્દબ્રહ્માત્મનસ્તસ્ય વ્યક્તાવ્યક્તાત્મનઃ પરઃ ।
બ્રહ્માવભાતિ વિતતો નાનાશક્ત્યુપબૃંહિતઃ ॥ ૪૮॥

તતોઽપરામુપાદાય સ સર્ગાય મનો દધે ।
ઋષીણાં ભૂરિવીર્યાણામપિ સર્ગમવિસ્તૃતમ્ ॥ ૪૯॥

વિદ્યા, દાન, તપ અને સત્ય – ધર્મનાં આ ચાર ચરણો અને તેમની વૃત્તિઓ સહિત ચાર આશ્રમ પણ આ જ ક્રમે પ્રગટ થયા. (૪૧) સાવિત્ર[1], પ્રાજાપત્ય[2], બ્રાહ્મ[3] અને બૃહત્[4] – આ ચાર વૃત્તિઓ બ્રહ્મચારીની છે તથા વાર્તા[5], સંચય[6], શાલીન[7] અને શિલોંછ[8] – આ ચાર વૃત્તિઓ ગૃહસ્થની છે. (૪૨) આ જ પ્રમાણે વૃત્તિભેદે વૈખાનસ[9], વાલખિલ્ય[10], ઔદુમ્બર[11] અને ફેનપ[12] – આ ચાર પ્રકાર વાનપ્રસ્થોના છે તથા કુટીચક[13], બહૂદક[14], હંસ[15] અને નિષ્ક્રિય (પરમહંસ[16]) – આ ચાર પ્રકાર સંન્યાસીઓના છે. (૪૩) આ જ ક્રમે આન્વીક્ષિકી[17], ત્રયી[18], વાર્તા[19] અને દંડનીતિ[20] – આ ચાર વિદ્યાઓ તથા ચાર વ્યાહૃતીઓ[21] પણ બ્રહ્માજીનાં ચાર મુખોમાંથી ઉત્પન્ન થઈ તથા તેમના હૃદય-આકાશમાંથી ૐકાર પ્રગટ થયો. (૪૪) તેમનાં રુવાંટામાંથી ઉષ્ણિક્, ત્વચામાંથી ગાયત્રી, માંસમાંથી ત્રિષ્ટુપ્, સ્નાયુમાંથી અનુષ્ટુપ, અસ્થિઓમાંથી જગતી, મજ્જામાંથી પંક્તિ અને પ્રાણમાંથી બૃહતી છંદ ઉત્પન્ન થયા. એવી જ રીતે તેમના જીવ સ્પર્શવર્ણો ('ક' વર્ગ વગેરે પાંચ વર્ગો) અને શરીર સ્વરવર્ણો ('અ'કાર વગેરે) કહેવાયા. (૪૫-૪૬) તેમની ઇન્દ્રિયોને ઉષ્માક્ષરો (શ, ષ, સ, હ) અને બળને અંતઃસ્થાક્ષરો (ય, ર, લ, વ) કહે છે; તથા તેમની ક્રીડાથી નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ – આ સાત સ્વરો નીપજ્યા. (૪૭) હે તાત! બ્રહ્માજી શબ્દબ્રહ્મસ્વરૂપ છે. તેઓ વૈખરી (વાણી)રૂપે વ્યક્ત અને ૐકારરૂપે અવ્યક્ત છે; તથા તેમનાથી પર સર્વત્ર જે પરિપૂર્ણ પરબ્રહ્મ છે તે જ અનેક પ્રકારની શક્તિઓથી વિકસિત થઈને ઇન્દ્ર વગેરે રૂપે ભાસી રહ્યા છે. (૪૮)

વિદુરજી! જેનાથી ધુમ્મસ બન્યું હતું તે કામનાસક્ત પહેલું શરીર ત્યજી દીધા પછી બ્રહ્માજીએ બીજું શરીર ધારણ કરીને વિશ્વના વિસ્તરણનો વિચાર કર્યો. તેઓ જોઈ ચૂક્યા

---

૧. પ્રા. પા. – ન્યાસી । ૨. પ્રા. પા. – દક્ષતઃ ।

૧. ઉપનયન-સંસ્કાર કર્યા પછી ગાયત્રીનું અધ્યયન કરવા માટે ધારણ કરવામાં આવતું ત્રણ દિવસનું બ્રહ્મચર્યવ્રત. ૨. એક વર્ષનું બ્રહ્મચર્યવ્રત. ૩. વેદ-અધ્યયનની સમાપ્તિ સુધી પળાતું બ્રહ્મચર્યવ્રત. ૪. આયુષ્યપર્યંત (આજીવન) પળાતું બ્રહ્મચર્યવ્રત. ૫. કૃષિ વગેરે શાસ્ત્રોક્ત વૃત્તિઓ. ૬. યાગ-યજ્ઞ વગેરે કર્મ. ૭. અયાચિત-વૃત્તિ. ૮. ફસલ લણી લીધા પછી પૃથ્વી પર પડેલા તથા અનાજ-બજારમાં વેરાયેલા દાણા વીણીને ગુજારો કરવો. ૯. વણખેડી-વણવાવેલી જમીનમાંથી નીપજેલા પદાર્થોથી નિર્વાહ કરનારા. ૧૦. નવું અનાજ મળતાં, પહેલાં સંઘરી રાખેલું અનાજ દાનમાં આપી દેનારા. ૧૧. સવારે ઊઠતી વેળા જે દિશા તરફ મુખ હોય તે તરફથી જ ફળ વગેરે લાવીને નિર્વાહ કરનારા. ૧૨. આપોઆપ ખરી પડેલાં ફળ વગેરે ખાઈને ગુજારો કરનારા. ૧૩. ઝૂંપડી બનાવીને એક જગ્યાએ રહેનારા અને આશ્રમધર્મોનું પૂર્ણ પાલન કરાવનારા. ૧૪. કર્મ પ્રત્યે ગૌણદૃષ્ટિ રાખીને જ્ઞાનને જ પ્રધાન (મુખ્ય) માનનારા. ૧૫. જ્ઞાનના અભ્યાસી. ૧૬. જ્ઞાની જીવન્મુક્ત. ૧૭. મોક્ષ પ્રાપ્ત કરનારી આત્મવિદ્યા. ૧૮. સ્વર્ગ વગેરે ફળ આપનારી કર્મવિદ્યા. ૧૯. કૃષિ-વાણિજ્ય વગેરે-સંબંધી વિદ્યા. ૨૦. રાજનીતિ. ૨૧. ભૂઃ, ભુવઃ અને સ્વઃ – આ ત્રણ અને ચોથી મહઃ મળીને, આ પ્રમાણે ચાર વ્યાહૃતિઓ આશ્વલાયને પોતાનાં ગૃહ્યસૂત્રોમાં બતાવી છે – 'એવં વ્યાહૃતયઃ પ્રોક્તા વ્યસ્તાઃ સમસ્તાઃ ।' અથવા ભૂઃ, ભુવઃ સ્વઃ અને મહઃ – આ ચાર વ્યાહૃતિઓ, જેમ કે – શ્રુતિ કહે છે, 'ભૂર્ભુવઃ સુવરિતિ વા એતાસ્તિસ્રો વ્યાહૃતયસ્તાસામુ હ સ્મૈતાં ચતુર્થીમાહ । વાચમસ્ય પ્રવેદયતે મહઃ ઇત્યાદિ ।'

જ્ઞાત્વા તદ્ધૃદયે ભૂયશ્ચિન્તયામાસ કૌરવ ।
અહો અદ્ભુતમેતન્મે વ્યાપૃતસ્યાપિ નિત્યદા ॥ ૫૦॥

ન હ્યેધન્તે પ્રજા નૂનં દૈવમત્ર વિઘાતકમ્ ।
એવં યુક્તકૃતસ્તસ્ય દૈવં ચાવેક્ષતસ્તદા ॥ ૫૧॥

કસ્ય રૂપમભૂદ્ દ્વેધા યત્કાયમભિચક્ષતે ।
તાભ્યાં રૂપવિભાગાભ્યાં મિથુનં સમપદ્યત ॥ ૫૨॥

યસ્તુ તત્ર પુમાન્ સોઽભૂન્મનુઃ સ્વાયમ્ભુવઃ સ્વરાટ્ ।
સ્ત્રી યાઽઽસીચ્છતરૂપાખ્યા[1] મહિષ્યસ્ય[2] મહાત્મનઃ ॥ ૫૩॥

તદા મિથુનધર્મેણ પ્રજા હ્યેધામ્બભૂવિરે[3] ।
સ ચાપિ શતરૂપાયાં પઞ્ચાપત્યાન્યજીજનત્ ॥ ૫૪॥

પ્રિયવ્રતોત્તાનપાદૌ તિસ્રઃ કન્યાશ્ચ ભારત ।
આકૂતિર્દેવહૂતિશ્ચ પ્રસૂતિરિતિ સત્તમ ॥ ૫૫॥

આકૂતિં રુચયે પ્રાદાત્કર્દમાય તુ મધ્યમામ્ ।
દક્ષાયાદાત્પ્રસૂતિં ચ યત આપૂરિતં જગત્ ॥ ૫૬॥

હતા કે મરીચિ વગેરે મહા-શક્તિશાળી ઋષિઓ વડે પણ સૃષ્ટિનું વિસ્તરણ વધુ થયું નથી; તેથી તેઓ મનોમન ફરી ચિંતા કરવા લાગ્યા – 'અહો! મોટું આશ્ચર્ય છે કે મારા નિરંતર પ્રયત્ન કરવા છતાં પણ પ્રજાની વૃદ્ધિ થતી નથી. લાગે છે કે આમાં દૈવ જ કંઈક વિઘ્ન નાખી રહ્યું છે.' જે સમયે યથાયોગ્ય ક્રિયા કરનારા શ્રીબ્રહ્માજી દૈવ વિષે આ પ્રમાણે વિચારી રહ્યા હતા તે જ સમયે એકાએક તેમના શરીરના બે ભાગ પડી ગયા. 'ક' બ્રહ્માજીનું નામ છે, તેમનામાંથી વિભાજિત થવાને કારણે શરીરને 'કાય' કહે છે. તે બંને વિભાગોમાંથી સ્ત્રી-પુરુષનું એક યુગલ પ્રગટ થયું. (૪૯-૫૨) તેમાં જે પુરુષ હતો તે સાર્વભૌમ-સમ્રાટ સ્વાયંભુવ મનુ થયા અને જે સ્ત્રી હતી તે તેમની મહારાણી શતરૂપા થયાં. (૫૩) ત્યારથી મિથુનધર્મ (સ્ત્રીપુરુષ-સંભોગ)થી પ્રજાની વૃદ્ધિ થવા લાગી. મહારાજ સ્વાયંભુવ મનુએ શતરૂપાથી પાંચ સંતાન ઉત્પન્ન કર્યાં. (૫૪) હે સાધુશ્રેષ્ઠ વિદુરજી! તેમાં પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે પુત્રો હતા તથા આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એ ત્રણ પુત્રીઓ હતી. (૫૫) મનુજીએ આકૂતિનું લગ્ન રુચિ પ્રજાપતિ સાથે કર્યું, વચેટ પુત્રી દેવહૂતિ કર્દમજીને અને પ્રસૂતિ દક્ષ પ્રજાપતિને આપી. આ ત્રણે પુત્રીઓનાં સંતાનોથી સઘળો સંસાર ભરાઈ ગયો. (૫૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત બારમો અધ્યાય સમાપ્ત.

=★=

# તેરમો અધ્યાય

## વારાહ-અવતારની કથા

*શ્રીશુક ઉવાચ*

નિશમ્ય વાચં વદતો મુનેઃ પુણ્યતમાં નૃપ ।
ભૂયઃ પપ્રચ્છ કૌરવ્યો વાસુદેવકથાદૃતઃ ॥ ૧॥

*વિદુર ઉવાચ*

સ વૈ સ્વાયમ્ભુવઃ સમ્રાટ્ પ્રિયઃ પુત્રઃ સ્વયમ્ભુવઃ ।
પ્રતિલભ્ય પ્રિયાં પત્નીં કિં ચકાર તતો મુને ॥ ૨॥

ચરિતં તસ્ય રાજર્ષેરાદિરાજસ્ય સત્તમ ।
બ્રૂહિ મે શ્રદ્દધાનાય[4] વિષ્વક્સેનાશ્રયો હ્યસૌ ॥ ૩॥

શ્રુતસ્ય પુંસાં સુચિરશ્રમસ્ય[5]
નન્વઞ્જસા સૂરિભિરીડિતોઽર્થઃ ।

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! મુનિવર મૈત્રેયજીના મુખેથી આ પરમ પુણ્યમયી કથા સાંભળીને શ્રીવિદુરજીએ ફરી પૂછ્યું; કારણ કે ભગવાનની લીલાકથામાં એમનો અત્યંત અનુરાગ થઈ ગયો હતો. (૧)

**વિદુરજીએ કહ્યું** – હે મુનિ! સ્વયંભૂ બ્રહ્માજીના પ્રિય પુત્ર મહારાજ સ્વાયંભુવ મનુએ પોતાની પ્રિય પત્ની શતરૂપાને મેળવ્યા પછી શું કર્યું? (૨) હે સાધુશ્રેષ્ઠ! તમે મને આદ્યરાજ રાજર્ષિ સ્વાયંભુવ મનુનું પવિત્ર ચરિત્ર સંભળાવો. તેઓ શ્રીવિષ્ણુ ભગવાનના શરણાગત હતા, તેથી તેમનું ચરિત્ર સાંભળવામાં મારી ઘણી શ્રદ્ધા છે. (૩) જેમના હૃદયમાં શ્રીમુકુન્દનાં ચરણકમળ વિરાજે છે તે ભક્તજનોના ગુણોનું શ્રવણ કરવું એ જ મનુષ્યોના દીર્ઘકાળ

૧. પ્રા. પા. – વાસી૦ । ૨. પ્રા. પા. – મહિષ્યથ । ૩. પ્રા. પા. – હ્યેવં બભૂવિરે । ૪. પ્રા. પા. – શ્રદ્દધાનસ્ય । ૫. પ્રા. પા. – ૦ચિરં શ્ર૦ ।

યત્તદ્ગુણાનુશ્રવણં મુકુન્દ-
પાદારવિન્દં હૃદયેષુ યેષામ્ ॥ ૪॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ બ્રુવાણં વિદુરં વિનીતં
સહસ્રશીર્ષ્ણશ્ચરણોપધાનમ્ ।
પ્રહૃષ્ટરોમા ભગવત્કથાયાં
પ્રણીયમાનો મુનિરભ્યચષ્ટ ॥ ૫॥

*મૈત્રેય ઉવાચ*

યદા સ્વભાર્યયા સાકં જાતઃ સ્વાયમ્ભુવો મનુઃ ।
પ્રાઞ્જલિઃ પ્રણતશ્ચેદં વેદગર્ભમભાષત ॥ ૬॥

ત્વમેકઃ સર્વભૂતાનાં જન્મકૃદ્વૃત્તિદઃ[1] પિતા ।
અથાપિ નઃ પ્રજાનાં તે શુશ્રૂષા કેન વા ભવેત્ ॥ ૭॥

તદ્વિધેહિ નમસ્તુભ્યં કર્મસ્વીડ્યાત્મશક્તિષુ ।
યત્કૃત્વેહ યશો વિષ્વગમુત્ર ચ ભવેદ્ગતિઃ ॥ ૮॥

*બ્રહ્મોવાચ*

પ્રીતસ્તુભ્યમહં તાત સ્વસ્તિ સ્તાદ્વાં ક્ષિતીશ્વર ।
યન્નિર્વ્યલીકેન હૃદા શાધિ મેત્યાત્મનાઽર્પિતમ્ ॥ ૯॥

એતાવત્યાત્મજૈર્વીર[2] કાર્યા હ્યપચિતિર્ગુરૌ ।
શક્ત્યાઽપ્રમત્તૈર્ગૃહ્યેત સાદરં ગતમત્સરૈઃ ॥ ૧૦॥

સ ત્વમસ્યામપત્યાનિ સદૃશાન્યાત્મનો ગુણૈઃ ।
ઉત્પાદ્ય શાસ ધર્મેણ ગાં યજ્ઞૈઃ પુરુષં યજ ॥ ૧૧॥

પરં શુશ્રૂષણં મહ્યં સ્યાત્પ્રજારક્ષયા નૃપ ।
ભગવાંસ્તે પ્રજાભર્તુર્હૃષીકેશોઽનુતુષ્યતિ ॥ ૧૨॥

યેષાં ન તુષ્ટો ભગવાન્ યજ્ઞલિઙ્ગો જનાર્દનઃ ।
તેષાં શ્રમો હ્યપાર્થાય યદાત્મા નાદૃતઃ સ્વયમ્ ॥ ૧૩॥

*મનુરુવાચ*

આદેશેઽહં ભગવતો વર્તેયામીવસૂદન[3] ।
સ્થાનં ત્વિહાનુજાનીહિ પ્રજાનાં મમ ચ પ્રભો ॥ ૧૪॥

યદોકઃ સર્વસત્ત્વાનાં મહી મગ્ના મહામ્ભસિ ।
અસ્યા ઉદ્ધરણે યત્નો દેવ દેવ્યા વિધીયતામ્ ॥ ૧૫॥

સુધી કરેલા શાસ્ત્રાભ્યાસના શ્રમનું મુખ્ય ફળ છે – આવો વિદ્વાનોનો શ્રેષ્ઠ મત છે. (૪)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! વિદુરજી સહસ્રશીર્ષ ભગવાન શ્રીહરિના ચરણાશ્રિત ભક્ત હતા. તેમણે જ્યારે વિનયપૂર્વક ભગવત્કથા કહેવાની પ્રેરણા કરી ત્યારે મુનિવર મૈત્રેયજીનું રોમેરોમ ખીલી ઊઠ્યું. તેમણે કહ્યું – (૫)

**શ્રીમૈત્રેયજી બોલ્યા** – જ્યારે પોતાની પત્ની શતરૂપાની સાથે સ્વાયંભુવ મનુનો જન્મ થયો, ત્યારે તેમણે અત્યંત નમ્રતાપૂર્વક હાથ જોડીને શ્રીબ્રહ્માજીને કહ્યું – (૬) 'હે ભગવન્! એકમાત્ર તમે જ સમસ્ત જીવોના જન્મદાતા અને જીવિકા-પ્રદાતા પિતા છો. તોપણ અમે તમારાં સંતાનો એવું કયું કર્મ કરીએ કે જેથી તમારી સેવા થઈ શકે? (૭) હે પૂજ્યપાદ! અમે તમને નમસ્કાર કરીએ છીએ. અમારાથી થઈ શકે તેવું કોઈ કાર્ય કરવા અમને તમે આજ્ઞા આપો, કે જેથી આ લોકમાં સર્વત્ર અમારી કીર્તિ થાય અને પરલોકમાં સદ્ગતિ પ્રાપ્ત થઈ શકે.' (૮)

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે તાત! પૃથ્વીપતિ! તમારા બંનેનું કલ્યાણ થાઓ. હું તમારાથી ઘણો પ્રસન્ન છું; કારણ કે તમે નિષ્કપટ ભાવે 'મને આજ્ઞા આપો' એમ કહીને મને આત્મસમર્પણ કર્યું છે. (૯) હે વીર! પુત્રોએ આ જ પ્રકારે પોતાના પિતાની પૂજા કરવી જોઈએ. તેમને માટે એ યોગ્ય છે કે તેઓ બીજાઓ પ્રત્યે ઈર્ષ્યાભાવ નહીં રાખતાં, બને ત્યાં સુધી તેમની આજ્ઞાનું આદરપૂર્વક સાવધાનીથી પાલન કરે. (૧૦) તમે પોતાની આ પત્નીથી પોતાના જ જેવાં ગુણવાન સંતાનો ઉત્પન્ન કરીને પૃથ્વીનું ધર્મપૂર્વક પાલન કરો અને યજ્ઞો વડે શ્રીહરિની આરાધના કરો. (૧૧) હે રાજન્! પ્રજાપાલન કરવાથી મારી મોટી સેવા થશે અને તમને પ્રજાનું પાલન કરતા જોઈને ભગવાન શ્રીહરિ પણ તમારા પર પ્રસન્ન થશે. જેમના પર જનાર્દન ભગવાન પ્રસન્ન થતા નથી તેમનો સઘળો શ્રમ વ્યર્થ જાય છે; કારણ કે તેઓ તો એક પ્રકારે પોતાના આત્માનો જ અનાદર કરે છે. (૧૨-૧૩)

**મનુજીએ કહ્યું** – પાપનો નાશ કરનાર હે પિતાજી! હું તમારી આજ્ઞાનું અવશ્ય પાલન કરીશ; પરંતુ તમે આ જગતમાં મારા અને મારી ભાવી પ્રજાના રહેઠાણનું સ્થાન બતાવો. (૧૪) હે દેવ! બધા જીવોનું નિવાસસ્થાન એવી પૃથ્વી અત્યારે પ્રલયના જળમાં ડૂબેલી છે. તમે આ દેવી (પૃથ્વી)ના ઉદ્ધારનો પ્રયત્ન કરો. (૧૫)

૧. વૃત્તિદઃ ૨. પ્રા. પા. – ત્મજૈર્વરિઃ । ૩. પ્રા. પા. – વર્તેયમરિસૂદન ।

મૈત્રેય ઉવાચ

**પરમેષ્ઠી ત્વપાં મધ્યે તથા સન્નામવેક્ષ્ય ગામ્ ।**
**કથમેનાં સમુન્નેષ્ય ઇતિ દધ્યૌ ધિયા ચિરમ્ ॥ ૧૬॥**
**સૃજતો[1] મે ક્ષિતિર્વાર્ભિઃ પ્લાવ્યમાના રસાં ગતા ।**
**અથાત્ર કિમનુષ્ઠેયમસ્માભિઃ સર્ગયોજિતૈઃ ।**
**યસ્યાહં હૃદયાદાસં સ ઈશો વિદધાતુ મે ॥ ૧૭॥**
**ઇત્યભિધ્યાયતો નાસાવિવરાત્સહસાઽનઘ ।**
**વરાહતોકો નિરગાદઙ્ગુષ્ઠપરિમાણકઃ ॥ ૧૮॥**
**તસ્યાભિપશ્યતઃ ખસ્થઃ ક્ષણેન કિલ ભારત ।**
**ગજમાત્રઃ પ્રવવૃધે તદદ્ભુતમભૂન્મહત્ ॥ ૧૯॥**
**મરીચિપ્રમુખૈર્વિપ્રૈઃ કુમારૈર્મનુના સહ ।**
**દૃષ્ટ્વા તત્સૌકરં રૂપં તર્કયામાસ ચિત્રધા ॥ ૨૦॥**
**કિમેતત્સૌકરવ્યાજં સત્ત્વં દિવ્યમવસ્થિતમ્ ।**
**અહો બતાશ્ચર્યમિદં નાસાયા મે વિનિઃસૃતમ્ ॥ ૨૧॥**
**દૃષ્ટોઽઙ્ગુષ્ઠશિરોમાત્રઃ ક્ષણાદ્ગણ્ડશિલાસમઃ ।**
**અપિ સ્વિદ્ભગવાનેષ યજ્ઞો મે ખેદયન્મનઃ ॥ ૨૨॥**
**ઇતિ મીમાંસતસ્તસ્ય બ્રહ્મણઃ સહ સૂનુભિઃ ।**
**ભગવાન્ યજ્ઞપુરુષો જગર્જાગેન્દ્રસન્નિભઃ ॥ ૨૩॥**
**બ્રહ્માણં હર્ષયામાસ હરિસ્તાંશ્ચ દ્વિજોત્તમાન્ ।**
**સ્વગર્જિતેન કકુભઃ પ્રતિસ્વનયતા વિભુઃ ॥ ૨૪॥**
**નિશમ્ય તે ઘર્ઘરિતં સ્વખેદ-**
**ક્ષયિષ્ણુ માયામયસૂકરસ્ય ।**
**જનસ્તપઃસત્યનિવાસિનસ્તે**
**ત્રિભિઃ પવિત્રૈર્મુનયોઽગૃણન્ સ્મ ॥ ૨૫॥**
**તેષાં સતાં વેદવિતાનમૂર્તિ-**
**ર્બ્રહ્માવધાર્યાત્મગુણાનુવાદમ્ ।**
**વિનદ્ય ભૂયો વિબુધોદયાય**
**ગજેન્દ્રલીલો જલમાવિવેશ ॥ ૨૬॥**
**ઉત્ક્ષિપ્તવાલઃ ખચરઃ કઠોરઃ**
**સટા વિધુન્વન્ ખરરોમશત્વક્ ।**

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – પૃથ્વીને આ રીતે અતાગ જળમાં ડૂબેલી જોઈને બ્રહ્માજી દીર્ઘ કાળ સુધી મનમાં એમ વિચારતા રહ્યા કે 'આનો કેવી રીતે ઉદ્ધાર કરું? (૧૬) જે સમયે હું આ લોકની રચનામાં વ્યસ્ત હતો તે સમયે પૃથ્વી જળમાં ડૂબી જવાથી રસાતલમાં ચાલી ગઈ. અમે સર્જનકાર્યમાં નિયુક્ત છીએ, તેથી આ માટે અમારે શું કરવું જોઈએ? હવે તો, જેમના સંકલ્પમાત્રથી મારો જન્મ થયો છે તે સર્વશક્તિમાન શ્રીહરિ જ મારું આ કામ પૂરું કરે.' (૧૭)

હે નિષ્પાપ વિદુરજી! બ્રહ્માજી આ પ્રમાણે વિચારી રહ્યા હતા એટલામાં જ તેમના નસકોરામાંથી અચાનક જ અંગૂઠા જેવડા આકારનું એક વરાહ-શિશુ નીકળ્યું. (૧૮) હે ભારત! મોટા આશ્ચર્યની વાત તો એ બની કે આકાશમાં ઊભેલું તે વરાહ-બાળ બ્રહ્માજીના દેખતાં જ મોટું થઈને પળવારમાં હાથી જેવડું થઈ ગયું. (૧૯) તે વિશાળ વરાહ-મૂર્તિને જોઈને મરીચિ વગેરે મુનિઓ, સનક વગેરે અને સ્વાયંભુવ મનુ સહિત શ્રીબ્રહ્માજી જાત-જાતના વિચાર કરવા લાગ્યા. (૨૦) કે – 'અહો! વરાહના રૂપમાં આજે આ કયું દિવ્ય પ્રાણી અહીં પ્રગટ થયું છે? કેવું આશ્ચર્ય! આ હમણાં-હમણાં તો મારા નાકમાંથી નીકળ્યું હતું. (૨૧) પહેલાં તો આ અંગૂઠાના ટેરવા જેવડું દેખાતું હતું, પણ એક પળમાં જ મોટી શિલા જેવડું થઈ ગયું! અવશ્ય જ યજ્ઞમૂર્તિ ભગવાન અમારા મનને મોહી રહ્યા છે.' (૨૨) બ્રહ્માજી અને તેમના પુત્રો આ પ્રમાણે વિચારી રહ્યા હતા એટલામાં જ યજ્ઞપુરુષ વરાહ ભગવાન પર્વતાકાર બનીને ગર્જવા લાગ્યા. (૨૩) સર્વશક્તિમાન શ્રીહરિએ પોતાની ગર્જનાથી દિશાઓને પ્રતિધ્વનિત કરીને બ્રહ્મા અને બ્રાહ્મણશ્રેષ્ઠોને હર્ષિત કરી મૂક્યા. (૨૪) પોતાનો ખેદ દૂર કરનારો માયામય વરાહ ભગવાનનો ગડગડાટ સાંભળીને જનલોક, તપલોક અને સત્યલોકના નિવાસી મુનિગણો ત્રણે વેદોના પરમ પવિત્ર મંત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૨૫) ભગવાનના સ્વરૂપનું વેદોમાં વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તે મુનીશ્વરોએ જે સ્તુતિ કરી તેને વેદ-રૂપ માનીને ભગવાન ઘણા પ્રસન્ન થયા અને ફરી એક વાર ગર્જના કરીને, દેવતાઓના હિત માટે ગજરાજ જેવી લીલા કરતા- કરતા જળમાં પ્રવેશી ગયા. (૨૬) પહેલાં તો વરાહ-રૂપ તે ભગવાન પૂંછડી

૧. પ્રાચીન પ્રતમાં 'સૃજતો મે' આ શ્લોકની પહેલાં –
'પીતં મયા જલં સર્વં પૃથિવી વાપિ વેશિતા । પ્રજાદેવાસુરપિતૄન્ મનુષ્યપશુપક્ષિણઃ ॥
સરીસૃપા નગા નાગા ભૂતાન્યુચ્ચાવચાનિ ચ ।'
– આ દોઢ શ્લોક વધુ છે.

ખુરાહતાભ્રઃ સિતદંષ્ટ્ર[1] ઈક્ષા-
જ્યોતિર્બભાસે ભગવાન્મહીધ્રઃ ॥ ૨૭॥

ઘ્રાણેન પૃથ્વ્યાઃ પદવીં વિજિઘ્રન્
ક્રોડાપદેશઃ સ્વયમધ્વરાઙ્ગઃ ।
કરાલદંષ્ટ્રોઽપ્યકરાલદૃગ્ભ્યા-
મુદ્વીક્ષ્ય વિપ્રાન્ ગૃણતોઽવિશત્કમ્ ॥ ૨૮॥

સ વજ્રકૂટાઙ્ગનિપાતવેગ-
વિશીર્ણકુક્ષિઃ સ્તનયન્નુદન્વાન્ ।
ઉત્સૃષ્ટદીર્ઘોર્મિભુજૈરિવાર્ત[2]-
શ્ચુક્રોશ યજ્ઞેશ્વર પાહિ મેતિ ॥ ૨૯॥

ખુરૈઃ ક્ષુરપ્રૈર્દરયંસ્તદાઽઽપ
ઉત્પારપારં ત્રિપરૂ[3] રસાયામ્ ।
દદર્શ ગાં તત્ર સુષુપ્સુરગ્રે
યાં જીવધાનીં સ્વયમભ્યધત્ત ॥ ૩૦॥

સ્વદંષ્ટ્રયોદ્ધૃત્ય મહીં નિમગ્નાં[4]
સ ઉત્થિતઃ સંરુરુચે રસાયાઃ ।
તત્રાપિ દૈત્યં ગદયાઽઽપતન્તં
સુનાભસન્દીપિતતીવ્રમન્યુઃ[5] ॥ ૩૧॥

જઘાન રુન્ધાનમસહ્યવિક્રમં
સ લીલયેભં મૃગરાડિવામ્ભસિ ।
તદ્રક્તપઙ્કાઙ્કિતગણ્ડતુણ્ડો
યથા ગજેન્દ્રો જગતીં વિભિન્દન્ ॥ ૩૨॥

તમાલનીલં સિતદન્તકોટ્યા
ક્ષ્મામુત્ક્ષિપન્તં ગજલીલયાઽઙ્ગ ।
પ્રજ્ઞાય બદ્ધાઞ્જલયોઽનુવાકૈ-
ર્વિરિઞ્ચિમુખ્યા ઉપતસ્થુરીશમ્ ॥ ૩૩॥

ઊંચી કરીને ભારે વેગથી આકાશમાં ઊછળ્યા અને પોતાની ગરદનના વાળ ઝાટકીને એમના ખરીઓના પ્રહારોથી વાદળાંઓ વિખેરાઈ ગયા. તેમનું શરીર ઘણું રુક્ષ (કઠોર) હતું, ચામડી પર કડક વાળ હતા, દાઢો સફેદ હતી અને આંખોમાંથી તેજ નીકળી રહ્યું હતું. તે સમયે તેઓ ઘણા શોભાયમાન હતા. (૨૭) ભગવાન સ્વયં યજ્ઞપુરુષ છે, તેમ છતાં વરાહ-રૂપ ધારણ કરવાને કારણે પોતાના નાકથી સૂંઘી-સૂંઘીને પૃથ્વીની ભાળ મેળવી રહ્યા હતા. તેમની દાઢો ઘણી બિહામણી (કઠોર) હતી, એ પ્રમાણે તેઓ જોકે ઘણા ક્રૂર જણાતા હતા, તોપણ પોતાની સ્તુતિ કરનારા મરીચિ વગેરે મુનિઓ પ્રત્યે કરુણાભરી નજરે નિહાળતા રહીને તેમણે જળમાં પ્રવેશ કર્યો. (૨૮) જે સમયે તેમનું વ્રજમય, પર્વત જેવું કઠોર શરીર (કલેવર) પાણીમાં પડ્યું ત્યારે તેના વેગથી જાણે કે સમુદ્રનું પેટ ફાટી ગયું અને તેમાં વાદળાંઓના ગડગડાટ જેવો મહા-ભીષણ અવાજ થયો. તે સમયે એવું લાગતું હતું કે જાણે પોતાની પ્રચંડ તરંગરૂપી ભુજાઓને ઊંચી કરીને તે અત્યંત આર્તસ્વરે 'હે યજ્ઞેશ્વર! મારું રક્ષણ કરો' – એ પ્રમાણે પોકારી રહ્યો છે. (૨૯) ત્યારે ભગવાન યજ્ઞમૂર્તિ બાણ જેવી તીક્ષ્ણ પોતાની ખરીઓથી પાણીને ચીરતા-ચીરતા તે અપાર જળરાશિની પેલે પાર પહોંચ્યા. ત્યાં રસાતલમાં તેમણે સમસ્ત જીવોની આશ્રયભૂત પૃથ્વીને જોઈ, કે જેને કલ્પના અંતમાં શયન કરવા માટે તત્પર બનેલા શ્રીહરિએ સ્વયં પોતાના જ ઉદરમાં લીન કરી દીધી હતી. (૩૦)

પછી તેઓ જળમાં ડૂબેલી પૃથ્વીને પોતાની દાઢો પર લઈને રસાતલમાંથી ઉપર આવ્યા. તે સમયે તેઓ ઘણા શોભી રહ્યા હતા. જળમાંથી બહાર આવતી વખતે તેમના માર્ગમાં અવરોધ ઊભો કરવા માટે મહાપરાક્રમી હિરણ્યાક્ષે જળની અંદર જ તેમના પર ગદાનો પ્રહાર કર્યો. તેથી તેમનો ક્રોધ ચક્રની જેમ તીક્ષ્ણ થઈ ગયો અને તેમણે તેને લીલાપૂર્વક જ એવી રીતે મારી નાખ્યો કે જેમ સિંહ હાથીને મારી નાખે છે. તે સમયે તેના લોહીથી (તેમનાં) મોં અને લમણા ખરડાવાને કારણે તેઓ એવા લાગતા હતા કે જાણે કોઈ ગજરાજ લાલ માટીના ટેકરાને ટકરાઈને આવ્યો હોય. (૩૧-૩૨) પ્રિય વિદુર! જેમ ગજરાજ પોતાનાં દંતશૂળો પર કમળપુષ્પ ધારણ કરી લે તે જ રીતે પોતાના સફેદ દાંતોની અણી પર પૃથ્વીને ધારણ કરીને જળમાંથી બહાર નીકળેલા, તમાલપત્ર જેવા નીલવર્ણા વરાહ ભગવાનને જોઈને બ્રહ્મા, મરીચિ વગેરેને ખાતરી

૧. પ્રા. પા. – સિતશૃઙ્ગ । ૨. પ્રા. પા. – ર્મિકરૈ૦ । ૩. પ્રા. પા. – નૃપતે । ૪. પ્રા. પા. – વિમગ્નાં । ૫. પ્રા. પા. – સન્નાદસન્દી૦ ।

ઋષય ઊચુઃ

જિતં જિતં તેઽજિત યજ્ઞભાવન
ત્રયીં તનું સ્વાં પરિધુન્વતે નમઃ ।
યદ્રોમગર્તેષુ[1] નિલિલ્યુરધ્વરા-
સ્તસ્મૈ નમઃ કારણસૂકરાય તે[2] ॥ ૩૪॥

રૂપં તવૈતન્નનુ દુષ્કૃતાત્મનાં
દુર્દર્શનં[3] દેવ યદધ્વરાત્મકમ્ ।
છન્દાંસિ યસ્ય ત્વચિ બર્હિરોમ-
સ્વાજ્યં દૃશિ ત્વઙ્ઘ્રિષુ ચાતુર્હોત્રમ્ ॥ ૩૫॥

સ્રુક્તુણ્ડ આસીત્સ્રુવ ઈશ નાસયો-
રિડોદરે ચમસાઃ કર્ણરન્ધ્રે ।
પ્રાશિત્રમાસ્યે[4] ગ્રસને ગ્રહાસ્તુ તે
યચ્ચર્વણં તે ભગવન્નગ્નિહોત્રમ્ ॥ ૩૬॥

દીક્ષાઽનુજન્મોપસદઃ[5] શિરોધરં
ત્વં પ્રાયણીયોદયનીયદંષ્ટ્રઃ ।
જિહ્વા પ્રવર્ગ્યસ્તવ[6] શીર્ષકં ક્રતોઃ
સભ્યાવસથ્યં ચિતયોઽસવો[7] હિ તે ॥ ૩૭॥

સોમસ્તુ[8] રેતઃ સવનાન્યવસ્થિતિઃ
સંસ્થાવિભેદાસ્તવ દેવ ધાતવઃ ।
સત્રાણિ સર્વાણિ શરીરસન્ધિ-
સ્ત્વં સર્વયજ્ઞક્રતુરિષ્ટિબન્ધનઃ ॥ ૩૮॥

નમો નમસ્તેઽખિલમન્ત્રદેવતા-
દ્રવ્યાય સર્વક્રતવે ક્રિયાત્મને ।
વૈરાગ્યભક્ત્યાત્મજયાનુભાવિત-
જ્ઞાનાય વિદ્યાગુરવે નમો નમઃ ॥ ૩૯॥

દંષ્ટ્રાગ્રકોટ્યા ભગવંસ્ત્વયા ધૃતા
વિરાજતે ભૂધર ભૂઃ સભૂધરા ।
યથા વનાન્નિઃસરતો દતા ધૃતા
મતઙ્ગજેન્દ્રસ્ય સપત્રપદ્મિની ॥ ૪૦॥

થઈ ગઈ કે સ્વયં યજ્ઞમૂર્તિ ભગવાને જ વરાહરૂપે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. ત્યારે તેઓ હાથ જોડીને વેદવાક્યોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૩૩)

**ઋષિઓએ કહ્યું** – હે ભગવાન અજિત! આપનો જય હો, જય હો! હે યજ્ઞપતિ! આપ પોતાના વેદત્રયી-રૂપ વિગ્રહને ખંખેરી રહ્યા છો; આપને નમસ્કાર છે. આપના રોમકૂપમાં સંપૂર્ણ યજ્ઞ લીન (થયેલા) છે. આપે પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે જ આ વરાહરૂપ ધારણ કર્યું છે; આપને નમસ્કાર છે. (૩૪) હે દેવ! દુરાચારીઓને આપના આ શરીરનું દર્શન થવું અત્યંત મુશ્કેલ છે; કારણ કે આ યજ્ઞરૂપ છે. તેની ત્વચામાં ગાયત્રી વગેરે છંદો, રોમાવલીમાં કુશ, નેત્રોમાં ઘી તથા ચારે ચરણોમાં હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા – આ ચારે ઋત્વિજોનાં કર્મો છે. (૩૫) હે ઈશ! આપના મુખમાં સ્રુક્ છે, નસકોરાંમાં સ્રુવા છે, ઉદરમાં ઇડા (યજ્ઞનું ભક્ષણપાત્ર) છે, કાનોમાં ચમસ છે, મુખમાં પ્રાશિત્ર (બ્રહ્મભાગ-પાત્ર) છે અને કંઠમાં ગ્રહ (સોમપાત્ર) છે. હે ભગવાન! આપની જે ભક્ષણક્રિયા છે તે જ અગ્નિહોત્ર છે. (૩૬) વારંવાર અવતાર લેવો એ યજ્ઞસ્વરૂપ આપની દીક્ષણીય ઇષ્ટિ છે; ગરદન ઉપસદ (ત્રણ ઇષ્ટિઓ) છે; બંને દાઢો પ્રાયણીય ઇષ્ટિ (દીક્ષા પછીની ઇષ્ટિ) અને ઉદયનીય (યજ્ઞસમાપ્તિની) ઇષ્ટિ છે; જીભ પ્રવર્ગ્ય (પ્રત્યેક ઉપસદની પહેલાં કરવામાં આવતું મહાવીર નામનું કર્મ) છે; માથું સભ્ય (હોમરહિત અગ્નિ) અને આવસથ્ય (ઉપાસના માટેનો અગ્નિ) છે તથા પ્રાણ ચિતિ (ઇષ્ટકાનું ચયન) છે. (૩૭) હે દેવ! આપનું વીર્ય સોમ છે; આપનું ત્રણે સવન – પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં – એ આપનું બેસવું છે. સાતે ધાતુ અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, ષોડશી, વાજપેય, અતિરાત્ર અને આપ્તોર્યામ નામની સાત સંસ્થાઓ છે તથા શરીરની સંધિઓ (સાંધાઓ) સંપૂર્ણ સત્ર છે. આ પ્રમાણે આપ સંપૂર્ણ યજ્ઞ (સોમરહિત યાગ) અને ક્રતુ (સોમસહિત યાગ)-રૂપે છો. યજ્ઞ-અનુષ્ઠાનરૂપી ઇષ્ટિઓ આપનાં અંગોને જોડી રાખનાર ઇષ્ટિબંધન (માંસપેશીઓ) છે. (૩૮) સમસ્ત મંત્રો, દેવતાઓ, દ્રવ્યો, યજ્ઞો અને કર્મો (એ સર્વ) આપનાં જ સ્વરૂપ છે; આપને નમસ્કાર છે. વૈરાગ્ય, ભક્તિ અને મનની એકાગ્રતાથી જે જ્ઞાનનો અનુભવ થાય છે તે આપનું જ સ્વરૂપ છે તથા આપ જ બધાંના વિદ્યાગુરુ છો; આપને ફરી-ફરીથી નમસ્કાર છે. (૩૯) જે રીતે સરોવરમાંથી નીકળતા ગજરાજના દાંત ઉપર કમલિની વિંટાળાઈ વળે

૧. પ્રા. પા. – ૦કૂપેપુ । ૨. પ્રાચીન પ્રતમાં 'તે' નથી. ૩. પ્રા. પા. – ન રોચતે દેવ । ૪. પ્રા. પા. – પ્રોશિત્ર૦ । ૫. પ્રા. પા. – ૦ભુજજ્યોપ૦ । ૬. પ્રા. પા. – પ્રવસ્યાસ્તવ । ૭. પ્રા. પા. – અવરં તે । ૮. પ્રા. પા. – સોમશ્ચ ।

ત્રયીમયં રૂપમિદં ચ સૌકરં
ભૂમણ્ડલેનાથ દતા ધૃતેન તે ।
ચકાસ્તિ શૃઙ્ગોઢઘનેન ભૂયસા
કુલાચલેન્દ્રસ્ય યથૈવ વિભ્રમઃ ॥ ૪૧॥

સંસ્થાપયૈનાં જગતાં સતસ્થુષાં
લોકાય પત્નીમસિ માતરં પિતા ।
વિધેમ ચાસ્યૈ નમસા સહ ત્વયા
યસ્યાં સ્વતેજોઽગ્નિમિવારણાવધાઃ[1] ॥ ૪૨॥

કઃ શ્રદ્દધીતાન્યતમસ્તવ પ્રભો
રસાં ગતાયા ભુવ ઉદ્વિબર્હણમ્ ।
ન વિસ્મયોઽસૌ ત્વયિ વિશ્વવિસ્મયે
યો માયયેદં સસૃજેઽતિવિસ્મયમ્ ॥ ૪૩॥

વિધુન્વતા વેદમયં નિજં વપુ-
ર્જનસ્તપઃસત્યનિવાસિનો વયમ્ ।
સટાશિખોદ્ધૂતશિવામ્બુબિન્દુભિ-
ર્વિમૃજ્યમાના ભૃશમીશ પાવિતાઃ ॥ ૪૪॥

સ વૈ બત ભ્રષ્ટમતિસ્તવૈષ તે
યઃ કર્મણાં પારમપારકર્મણઃ ।
યદ્યોગમાયાગુણયોગમોહિતં
વિશ્વં સમસ્તં ભગવન્ વિધેહિ શમ્ ॥ ૪૫॥

મૈત્રેય ઉવાચ

ઇત્યુપસ્થીયમાનસ્તૈર્મુનિભિર્બ્રહ્મવાદિભિઃ ।
સલિલે સ્વખુરાક્રાન્ત ઉપાધત્તાવિતાડવનિમ્ ॥ ૪૬॥

સ ઇત્થં ભગવાનુર્વીં વિષ્વક્સેનઃ પ્રજાપતિઃ ।
રસાયા લીલયોન્નીતામપ્સુ ન્યસ્ય યયૌ હરિઃ ॥ ૪૭॥

ય એવમેતાં હરિમેધસો હરેઃ
કથાં સુભદ્રાં કથનીયમાયિનઃ ।
શૃણ્વીત ભક્ત્યા શ્રવયેત વોશતીં
જનાર્દનોઽસ્યાશુ[2] હૃદિ પ્રસીદતિ ॥ ૪૮॥

છે. (ગજરાજનો તેના માટે કોઈ આયાસ હોતો નથી.) તે જ પ્રમાણે આપ પર્વતો સહિત પૃથ્વીને પોતાના દાંતો પર મૂકીને લઈ આવ્યા. આપના માટે આ કેટલું સહજ છે! (૪૦) આપના દાંતો પર રાખેલો ભૂમંડળ સહિતનો આપનો આ વેદમય વરાહરૂપ વિગ્રહ એવો શોભી રહ્યો છે કે જેમ શિખરો પર છવાયેલી મેઘમાળાથી કુળપર્વત શોભી રહે છે. (૪૧) હે નાથ! ચરાચર જીવોના સુખેથી રહેવા માટે આપ પોતાની પત્ની – આ જગત્-માતા પૃથ્વીની જળ પર સ્થાપના કરો. આપ જગત્-પિતા છો અને અરણિમાં જે રીતે આપનું તેજ (અગ્નિ) સ્થાપિત છે તે જ રીતે આપે આપના ધારણ શક્તિરૂપી તેજને પૃથ્વીમાં સ્થાપિત કર્યું. અમે આપને અને આ પૃથ્વીમાતાને પ્રણામ કરીએ છીએ. (૪૨) હે પ્રભુ! રસાતલમાં ડૂબેલી આ પૃથ્વીને બહાર કાઢવાનું સાહસ આપના સિવાય અન્ય કોણ કરી શકે એમ હતું? પરંતુ આપ તો સમસ્ત આશ્ચર્યોના આશ્ચર્ય છો, આપને માટે આ કોઈ આશ્ચર્યની વાત નથી. આપે જ તો પોતાની માયાથી આ અતિ-આશ્ચર્યપૂર્ણ વિશ્વની રચના કરી છે. (૪૩) જ્યારે આપ પોતાના વેદમય વિગ્રહને ખંખેરો છો ત્યારે આપની ગરદનના વાળ પરથી ઝરતાં શીતળ જળબિંદુઓ અમારા ઉપર પડે છે. હે ઈશ! તેમનાથી ભીંજાઈને જનલોક, તપલોક અને સત્યલોકમાં રહેનારા અમે મુનિજનો સર્વથા પવિત્ર થઈ ગયા છીએ. (૪૪) જે મનુષ્ય આપનાં કર્મોનો પાર પામવા (તાગ મેળવવા) ઇચ્છે છે તેની બુદ્ધિ નષ્ટ થયેલી છે; કારણ કે આપનાં કર્મોનો કોઈ પાર જ નથી. આપની જ યોગમાયાના સત્ત્વ વગેરે ગુણોથી આ સઘળું જગત મોહિત થઈ રહ્યું છે. હે ભગવાન! આપ એનું કલ્યાણ કરો. (૪૫)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! તે બ્રહ્મવાદી મુનિઓ વડે આ પ્રમાણે સ્તુતિ કરાયાથી, સર્વનું રક્ષણ કરનારા વરાહ ભગવાને પોતાની ખરીઓથી જળને થંભાવી દઈને તેના પર પૃથ્વીનું સ્થાપન કરી દીધું. (૪૬) આ પ્રમાણે રસાતલમાંથી લીલાપૂર્વક બહાર લવાયેલી પૃથ્વીને જળ પર મૂકીને તે વિષ્વક્સેન પ્રજાપતિ ભગવાન શ્રીહરિ અન્તર્ધાન થઈ ગયા. (૪૭)

હે વિદુરજી! ભગવાનનું લીલાપૂર્ણ ચરિત્ર અત્યંત કીર્તનીય છે અને તેમનામાં પરોવાયેલી બુદ્ધિ તમામ પ્રકારનાં પાપો અને તાપો (દુઃખો)ને દૂર કરી દે છે. જે મનુષ્ય તેમની આ મંગલમયી મંજુલ કથા ભક્તિભાવપૂર્વક સાંભળે છે તેના પર ભક્તવત્સલ ભગવાન અંતઃકરણથી અતિશીઘ્ર પ્રસન્ન થઈ જાય છે. (૪૮)

૧. પ્રા. પા. – ૦ગ્નિરિવા૦ । ૨. પ્રા. પા. – ૦જનાર્દનસ્તસ્ય હૃદિ ।

તસ્મિન્ પ્રસન્ને સકલાશિષાં પ્રભૌ
કિં દુર્લભં તાભિરલં લવાત્મભિઃ ।
અનન્યદૃષ્ટ્યા ભજતાં ગુહાશયઃ
સ્વયં વિધત્તે સ્વગતિં પરઃ પરામ્ ॥ ૪૯॥

ભગવાન તો બધી જ કામનાઓ પૂરી કરવામાં સમર્થ છે. તેમના પ્રસન્ન થયા પછી સંસારમાં શું દુર્લભ હોય? પણ તે તુચ્છ કામનાઓની જરૂર જ શી છે? જે લોકો અનન્યભાવે તેમની ભક્તિ કરે છે તેમને તો તે અન્તર્યામી પરમાત્મા સ્વયં પોતાનું પરમ પદ જ આપી દે છે. (૪૯)

કો નામ લોકે પુરુષાર્થસારવિત્
પુરાકથાનાં ભગવત્કથાસુધામ્ ।
આપીય કર્ણાઞ્જલિભિર્ભવાપહા-
મહો વિરજ્યેત વિના નરેતરમ્ ॥ ૫૦॥

અરે! સંસારમાં પશુઓને બાદ કરતાં, પોતાના પુરુષાર્થનો સાર જાણનારો એવો કયો મનુષ્ય હશે કે જે આવાગમનમાંથી મુક્તિ અપાવનારી ભગવાનની પ્રાચીન કથાઓમાંથી કોઈ પણ અમૃતમયી કથાનું પોતાના કાનોથી એક વાર પાન કર્યા પછી તેમાંથી મનને વાળી શકે? (૫૦)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વરાહપ્રાદુર્ભાવાનુવર્ણને[1] ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત 'વરાહપ્રાદુર્ભાવ-અનુવર્ણન'માંનો તેરમો અધ્યાય સમાપ્ત.

==★==

# ચૌદમો અધ્યાય

## દિતિનું ગર્ભધારણ

*શ્રીશુક ઉવાચ*

નિશમ્ય કૌષારવિણોપવર્ણિતાં
હરેઃ કથાં કારણસૂકરાત્મનઃ ।
પુનઃ સ પપ્રચ્છ તમુદ્યતાઞ્જલિ-
ર્ન ચાતિતૃપ્તો વિદુરો ધૃતવ્રતઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! પ્રયોજનપૂર્વક વરાહ બનેલા શ્રીહરિની કથા મૈત્રેયજીના મુખેથી સાંભળ્યા પછી પણ ભક્તિવ્રતધારી વિદુરજીને પૂર્ણ તૃપ્તિ થઈ નહીં; તેથી તેમણે હાથ જોડીને ફરીથી પૂછ્યું. (૧)

*વિદુર ઉવાચ*

તેનૈવ તુ મુનિશ્રેષ્ઠ હરિણા યજ્ઞમૂર્તિના ।
આદિદૈત્યો હિરણ્યાક્ષો હત ઇત્યનુશુશ્રુમ ॥ ૨॥
તસ્ય ચોદ્ધરતઃ ક્ષોણીં સ્વદંષ્ટ્રાગ્રેણ લીલયા ।
દૈત્યરાજસ્ય ચ બ્રહ્મન્ કસ્માદ્ધેતોરભૂન્મૃધઃ ॥ ૩॥

**વિદુરજીએ કહ્યું** – હે મુનિશ્રેષ્ઠ! અમે હમણાં જ આપના મુખેથી એ વાત સાંભળી કે આદિદૈત્ય હિરણ્યાક્ષને યજ્ઞમૂર્તિ ભગવાને જ માર્યો હતો. (૨) હે બ્રહ્મન્! જે સમયે ભગવાન લીલાપૂર્વક જ પોતાની દાઢો પર રાખીને પૃથ્વીને જળમાંથી બહાર કાઢી રહ્યા હતા તે સમયે તેમની સાથે દૈત્યરાજ હિરણ્યાક્ષનું યુદ્ધ શા કારણે થયું? (૩)

*મૈત્રેય ઉવાચ*

સાધુ વીર ત્વયા પૃષ્ટમવતારકથાં હરેઃ ।
યત્ત્વં પૃચ્છસિ મર્ત્યાનાં મૃત્યુપાશવિશાતનીમ્ ॥ ૪॥
યયોત્તાનપદઃ પુત્રો મુનિના ગીતયાઽર્ભકઃ ।
મૃત્યોઃ કૃત્વૈવ મૂર્ધ્ન્યઙ્ઘ્રિમારુરોહ હરેઃ પદમ્ ॥ ૫॥
અથાત્રાપીતિહાસોઽયં શ્રુતો મે વર્ણિતઃ પુરા ।
બ્રહ્મણા દેવદેવેન દેવાનામનુપૃચ્છતામ્ ॥ ૬॥
દિતિર્દાક્ષાયણી ક્ષત્તર્મારીચં કશ્યપં પતિમ્ ।
અપત્યકામા ચકમે સન્ધ્યાયાં હૃચ્છયાર્દિતા ॥ ૭॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! તમારો પ્રશ્ન ઘણો જ સુંદર છે; કારણ કે તમે શ્રીહરિની અવતાર-કથા વિષે જ પૂછી રહ્યા છો, કે જે (કથા) મનુષ્યોના મૃત્યુપાશને કાપી નાખનારી છે. (૪) જુઓ, ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ બાળપણમાં શ્રીનારદજીએ સંભળાવેલી શ્રીહરિ-કથાના પ્રભાવે જ મૃત્યુના માથે પગ મૂકીને ભગવાનના પરમપદ પર આરૂઢ થઈ ગયો હતો. (૫) અગાઉના સમયે એક વાર વારાહ ભગવાન અને હિરણ્યાક્ષના આ જ યુદ્ધ વિષે દેવતાઓના પૂછવાથી દેવદેવ શ્રીબ્રહ્માજીએ તેમને આ ઇતિહાસ સંભળાવ્યો હતો અને એ જ પરંપરાથી મેં એ સાંભળ્યો છે. (૬) વિદુરજી! એક વાર દક્ષકન્યા દિતિએ

[1] પ્રાચીન પ્રતમાં 'વરાહપ્રાદુર્ભાવાનુવર્ણને' એટલો ભાગ નથી.

ઈષ્ટ્વાગ્નિજિહ્વં પયસા પુરુષં યજુષાં પતિમ્ ।
નિમ્લોચત્યર્ક આસીનમગ્ન્યગારે સમાહિતમ્ ॥ ૮॥

*દિતિરુવાચ*[1]

એષ માં ત્વત્કૃતે વિદ્વન્[2] કામ આત્તશરાસનઃ ।
દુનોતિ દીનાં વિક્રમ્ય રમ્ભામિવ મતઙ્ગજઃ ॥ ૯॥

તદ્ભવાન્દહ્યમાનાયાં સપત્નીનાં સમૃદ્ધિભિઃ ।
પ્રજાવતીનાં ભદ્રં તે મય્યાયુઙ્ક્તામનુગ્રહમ્ ॥ ૧૦॥

ભર્તર્યાપ્તોરુમાનાનાં લોકાનાવિશતે યશઃ ।
પતિર્ભવદ્વિધો યાસાં પ્રજયા નનુ જાયતે ॥ ૧૧॥

પુરા પિતા નો ભગવાન્દક્ષો દુહિતૃવત્સલઃ ।
કં વૃણીત વરં વત્સા ઈત્યપૃચ્છત નઃ પૃથક્ ॥ ૧૨॥

સ વિદિત્વાઽઽત્મજાનાં નો ભાવં સન્તાનભાવનઃ ।
ત્રયોદશાદદાત્તાસાં યાસ્તે શીલમનુવ્રતાઃ ॥ ૧૩॥

અથ મે કુરુ કલ્યાણ કામં કઞ્જવિલોચન ।
આર્તોપસર્પણં ભૂમન્નમોઘં હિ[3] મહીયસિ ॥ ૧૪॥

ઈતિ તાં વીર મારીચઃ કૃપણાં બહુભાષિણીમ્ ।
પ્રત્યાહાનુનયન્ વાચા પ્રવૃદ્ધાનઙ્ગકશ્મલામ્ ॥ ૧૫॥

એષ તેઽહં વિધાસ્યામિ પ્રિયં ભીરુ યદિચ્છસિ ।
તસ્યાઃ[4] કામં ન કઃ કુર્યાત્સિદ્ધિસ્ત્રૈવર્ગિકી યતઃ ॥ ૧૬॥

સર્વાશ્રમાનુપાદાય સ્વાશ્રમેણ કલત્રવાન્ ।
વ્યસનાર્ણવમત્યેતિ જલયાનૈર્યથાર્ણવમ્ ॥ ૧૭॥

યામાહુરાત્મનો હ્યર્ધં શ્રેયસ્કામસ્ય માનિનિ ।
યસ્યાં સ્વધુરમધ્યસ્ય[5] પુમાંશ્ચરતિ વિજ્વરઃ ॥ ૧૮॥

યામાશ્રિત્યેન્દ્રિયારાતીન્દુર્જયાનિતરાશ્રમૈઃ ।
વયં જયેમ હેલાભિર્દસ્યૂન્દુર્ગપતિર્યથા ॥ ૧૯॥

પુત્રપ્રાપ્તિની ઈચ્છાથી કામાતુર થઈને સંધ્યાકાળે જ પોતાના પતિ મરીચિસુત કશ્યપજીને પ્રાર્થના કરી. (૭) તે સમયે કશ્યપજી ખીરની આહુતિઓ વડે અગ્નિજિહ્વ ભગવાન યજ્ઞપતિની આરાધના કરીને, સૂર્યાસ્ત-વેળા થયેલી સમજીને અગ્નિશાળામાં ધ્યાનસ્થ બનીને બેઠા હતા. (૮)

**દિતિએ કહ્યું** – 'હે વિદ્વન્! જેમ મદમસ્ત હાથી કેળના વૃક્ષને મસળી નાખે છે તે જ રીતે આ પ્રસિદ્ધ ધનુર્ધારી કામદેવ મુજ અબળા પર બળ દાખવીને તમારે માટે મને બેચેન કરી રહ્યો છે. (૯) પોતાની પુત્રોવાળી શોક્યોની સુખસમૃદ્ધિ જોઈ હું ઈર્ષ્યાની આગથી બળી રહી છું. તેથી તમે મારા પર કૃપા કરો. તમારું કલ્યાણ થાઓ. (૧૦) જેમના ગર્ભથી તમારા જેવા પતિ પુત્રરૂપે જન્મે છે તે સ્ત્રીઓ જ પોતાના પતિઓથી સમ્માનિત થયેલી મનાય છે, તેમનો સુયશ સંસારમાં સર્વત્ર પ્રસરી જાય છે. (૧૧) અમારા પિતા દક્ષ પ્રજાપતિનો પોતાની પુત્રીઓ પર ઘણો જ સ્નેહ હતો. એક વાર તેમણે અમને બધીને અલગ-અલગ બોલાવીને પૂછ્યું કે 'તમે કોને પોતાનો પતિ બનાવવા ઈચ્છો છો?' (૧૨) તેઓ પોતાનાં સંતાનોની બધી રીતે ચિંતા સેવતા હતા. તેથી અમારો ભાવ જાણીને તેમણે તે પૈકીની અમને તેર પુત્રીઓને તમારી સાથે પરણાવી, કે જે બધી તમારા ગુણ-સ્વભાવને અનુરૂપ હતી. (૧૩) તેથી, હે મંગલમૂર્તિ! કમલલોચન! તમે મારી ઈચ્છા પૂરી કરો; કારણ કે, હે મહત્તમ! તમારા જેવા મહાપુરુષોની પાસે દીનજનોનું આવવું નિષ્ફળ થતું નથી.' (૧૪)

હે વિદુરજી! કામદેવના વેગને લીધે દિતિ અત્યંત બેચેન અને વિવશ થઈ રહી હતી. તેણે આ રીતે ઘણીબધી વાતો ઉપજાવીને દીન થઈને કશ્યપજીને પ્રાર્થના કરી, ત્યારે તેમણે સુમધુર વાણીથી તેને સમજાવતાં કહ્યું. (૧૫) 'ભીરુ! તારી ઈચ્છા અનુસાર હું હમણાં જ તારું પ્રિય (કાર્ય) અવશ્ય કરીશ. જેના થકી અર્થ, ધર્મ અને કામ એ ત્રણેની સિદ્ધિ થતી હોય તેવી પોતાની પત્નીની કામના કોણ પૂરી ન કરે? (૧૬) જેમ જહાજ પર ચઢીને મનુષ્ય મહાસાગર પાર કરી લે છે તે જ રીતે ગૃહસ્થાશ્રમી અન્ય આશ્રમોને આશ્રય આપતો રહીને પોતાના આશ્રમ થકી પોતે પણ દુઃખોના સમુદ્રને પાર કરી લે છે. (૧૭) હે માનિની! સ્ત્રીને તો ત્રિવિધ પુરુષાર્થની કામનાવાળા પુરુષનું અડધું અંગ કહેવામાં આવી છે. તેના પર ગૃહસ્થીની જવાબદારી નાખીને પુરુષ નિશ્ચિંત થઈને વિચરે છે. (૧૮) ઈન્દ્રિયોરૂપી

૧. પ્રાચીન પ્રતમાં 'દિતિરુવાચ' આ ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – બ્રહ્મન્ । ૩. પ્રા. પા. – કર્તુમર્હસિ । ૪. પ્રા. પા. – તસ્યાં । ૫. પ્રા. પા. – ૦મધ્યાસ્ય ।

ન વયં પ્રભવસ્તાં ત્વામનુકર્તું ગૃહેશ્વરિ ।
અપ્યાયુષા વા[1] કાર્ત્સ્ન્યેન યે ચાન્યે ગુણગૃધ્નવઃ[2] ॥ ૨૦॥

અથાપિ કામમેતં[3] તે પ્રજાત્યૈ કરવાણ્યલમ્ ।
યથા માં[4] નાતિવોચન્તિ મુહૂર્તં પ્રતિપાલય ॥ ૨૧॥

એષા ઘોરતમા વેલા ઘોરાણાં ઘોરદર્શના ।
ચરન્તિ યસ્યાં ભૂતાનિ ભૂતેશાનુચરાણિ હ ॥ ૨૨॥

એતસ્યાં સાધ્વિ સન્ધ્યાયાં ભગવાન્ ભૂતભાવનઃ ।
પરીતો ભૂતપર્ષદ્ભિર્વૃષેણાટતિ ભૂતરાટ્ ॥ ૨૩॥

શ્મશાનચક્રાનિલધૂલિધૂમ્ર-
વિકીર્ણવિદ્યોતજટાકલાપઃ ।
ભસ્માવગુણ્ઠામલરુક્મદેહો
દેવસ્ત્રિભિઃ પશ્યતિ દેવરસ્તે ॥ ૨૪॥

ન યસ્ય[5] લોકે સ્વજનઃ પરો વા
નાત્યાદૃતો નોત કશ્ચિદ્વિગર્હ્યઃ ।
વયં વ્રતૈર્યચ્ચરણાપવિદ્ધા-
માશાસ્મહેઽજાં બત ભુક્તભોગામ્ ॥ ૨૫॥

યસ્યાનવદ્યાચરિતં મનીષિણો
ગૃણન્ત્યવિદ્યાપટલં બિભિત્સવઃ ।
નિરસ્તસામ્યાતિશયોઽપિ યત્સ્વયં
પિશાચચર્યામચરદ્‌ગતિઃ સતામ્ ॥ ૨૬॥

હસન્તિ યસ્યાચરિતં હિ દુર્ભગાઃ
સ્વાત્મન્ રતસ્યાવિદુષઃ સમીહિતમ્ ।
યૈર્વસ્ત્રમાલ્યાભરણાનુલેપનૈઃ
શ્વભોજનં સ્વાત્મતયોપલાલિતમ્ ॥ ૨૭॥

બ્રહ્માદયો યત્કૃતસેતુપાલા
યત્કારણં વિશ્વમિદં ચ માયા ।
આજ્ઞાકરી તસ્ય પિશાચચર્યા
અહો વિભૂમ્નશ્ચરિતં વિડમ્બનમ્ ॥ ૨૮॥

શત્રુ અન્ય આશ્રમવાળાઓ માટે અત્યંત દુર્જેય છે; પરંતુ જે રીતે ગઢનો સ્વામી લુટારા શત્રુઓને સહેલાઈથી પોતાને આધીન કરી લે છે તે જ રીતે અમે પોતાની પરિણીત પત્નીનો આશ્રય લઈને આ ઇન્દ્રિયોરૂપી શત્રુઓને સહજપણે જ જીતી લઈએ છીએ. (૧૯) હે ગૃહેશ્વરી! તારા જેવી પત્નીના ઉપકારોનો બદલો તો અમે અથવા કોઈ પણ ગુણગ્રાહી પુરુષ પોતાના આયુષ્યમાં કે અન્ય જન્મમાં પણ સંપૂર્ણપણે ચૂકવી શકે તેમ નથી. (૨૦) તેમ છતાં સંતાનપ્રાપ્તિની તારી આ ઇચ્છા હું યથાશક્તિ અવશ્યપણે પૂર્ણ કરીશ. પણ અત્યારે તું એક મુહૂર્ત (બે ઘડી) માટે થોભી જા, કે જેથી લોકો મારી નિંદા ન કરે. (૨૧) આ અત્યંત ઘોર સમય રાક્ષસ વગેરે ભયંકર જીવોનો છે અને જોવામાં પણ તે ઘણો ભયાનક છે. એમાં ભગવાન ભૂતનાથના ભૂત-પ્રેત વગેરે ગણો (સમુદાયો) ઘૂમ્યા કરે છે. (૨૨) હે સાધ્વી! આ સંધ્યાકાળે ભૂતપ્રિય ભૂતપતિ ભગવાન શંકર પોતાના ભૂત-પ્રેતાદિ ગણને સાથે લઈને નંદી પર સવાર થઈને વિચરણ કરે છે. (૨૩) જેમનો જટાકલાપ સ્મશાનભૂમિમાંથી ઊઠેલા વંટોળિયાની ધૂળથી ધૂસરિત (ધૂળિયો) થઈને દેદીપ્યમાન થઈ રહ્યો છે તથા જેમના સુવર્ણ-તેજોમય ગૌર શરીર પર ભસ્મ લાગેલી છે તે તારા બનેવી મહાદેવજી પોતાનાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી ત્રણ નેત્રો વડે બધું જોઈ રહ્યા છે. (૨૪) સંસારમાં તેમનું કોઈ પોતાનું કે પરાયું નથી અને નથી કોઈ તેમનું આદરણીય કે નથી કોઈ નિંદનીય પણ. માયાને ભોગવીને એમણે પગથી લાત મારી હુકરાવી દીધી છે. આપણે ભગવાનની આરાધના કરીએ છીએ અને તેમની પાસે માયાની જ માગણી કરીએ છીએ. એ કેટલા દુઃખની વાત છે! (૨૫) વિવેકી મનુષ્યો અવિદ્યાના આવરણને દૂર કરવાની ઇચ્છાથી તેમના નિર્મળ ચરિત્રનું ગાન કર્યા કરે છે; તેમનાથી અધિક તો શું, તેમના સરખું પણ કોઈ જ નથી અને તેમના સુધી કેવળ સત્પુરુષો જ પહોંચી શકે છે. આ બધું હોવા છતાં પણ તેઓ સ્વયં પિશાચો જેવું આચરણ કરે છે. (૨૬) આ મનુષ્ય-શરીર કૂતરાઓનું ભોજન છે; જે અવિવેકી મનુષ્યો આત્મા માનીને વસ્ત્ર, આભૂષણ, માળા, ચંદન વગેરેથી તેને સજાવતા-શોભાવતા રહે છે – તેવા અભાગિયાઓ જ આત્મારામ ભગવાન શંકરના આચરણની મજાક કરે છે. (૨૭) અમે તો શું, બ્રહ્મા વગેરે લોકપાલો પણ તેમણે બાંધેલી ધર્મની મર્યાદાનું પાલન કરે છે; તેઓ જ આ વિશ્વનું અધિષ્ઠાન છે તથા

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – કામગૃધ્નવઃ । ૩. પ્રા. પા. – ૦મેતત્તે પ્રજાયૈ । ૪. પ્રા. પા. – યથા માનિનિ બોધન્તિ મુહૂ૦ । ૫. પ્રા. પા. – તસ્ય ।

*મૈત્રેય ઉવાચ*[1]

**સૈવં સંવિદિતે ભર્ત્રા મન્મથોન્મથિતેન્દ્રિયા ।**
**જગ્રાહ વાસો [2]બ્રહ્મર્ષેર્વૃષલીવ ગતત્રપા ॥ ૨૯॥**

**સ વિદિત્વાऽથ[3] ભાર્યાયાસ્તં નિર્બન્ધં વિકર્મણિ ।**
**નત્વા દિષ્ટાય રહસિ તયાથોપવિવેશ હ ॥ ૩૦॥**

**અથોપસ્પૃશ્ય સલિલં પ્રાણાનાયમ્ય વાગ્યતઃ ।**
**ધ્યાયઞ્જજાપ વિરજં બ્રહ્મ જ્યોતિઃ સનાતનમ્ ॥ ૩૧॥**

**દિતિસ્તુ વ્રીડિતા તેન કર્માવદ્યેન ભારત ।**
**ઉપસઙ્ગમ્ય વિપ્રર્ષિમધોમુખ્યભ્યભાષત ॥ ૩૨॥**

*દિતિરુવાચ*[4]

**મા મે ગર્ભમિમં બ્રહ્મન્ ભૂતાનામૃષભો વધીત્ ।**
**રુદ્રઃ પતિર્હિ ભૂતાનાં યસ્યાકરવમંહસમ્ ॥ ૩૩॥**

**નમો રુદ્રાય મહતે દેવાયોગ્રાય મીઢુષે ।**
**શિવાય ન્યસ્તદણ્ડાય ધૃતદણ્ડાય મન્યવે ॥ ૩૪॥**

**સ નઃ પ્રસીદતાં ભામો ભગવાનુર્વનુગ્રહઃ ।**
**વ્યાધસ્યાપ્યનુકમ્પ્યાનાં સ્ત્રીણાં દેવઃ સતીપતિઃ ॥ ૩૫॥**

*મૈત્રેય ઉવાચ*

**સ્વસર્ગસ્યાશિષં લોક્યામાશાસાનાં પ્રવેપતીમ્ ।**
**નિવૃત્તસન્ધ્યાનિયમો ભાર્યામાહ પ્રજાપતિઃ ॥ ૩૬॥**

*કશ્યપ ઉવાચ*

**અપ્રાયત્યાદાત્મનસ્તે દોષાન્મૌહૂર્તિકાદુત ।**
**મન્નિદેશાતિચારેણ દેવાનાં ચાતિહેલનાત્[5] ॥ ૩૭॥**

**ભવિષ્યતસ્તવાભદ્રાવભદ્રે જાઠરાધમૌ ।**
**લોકાન્ સપાલાંસ્ત્રીંશ્ચણ્ડિ મુહુરાક્રન્દયિષ્યતઃ ॥ ૩૮॥**

**પ્રાણિનાં હન્યમાનાનાં દીનાનામકૃતાગસામ્ ।**
**સ્ત્રીણાં નિગૃહ્યમાણાનાં કોપિતેષુ મહાત્મસુ ॥ ૩૯॥**

આ માયા પણ તેમની જ આજ્ઞાનું અનુસરણ કરનારી છે. આવા હોવા છતાં પણ તેઓ પ્રેતોના જેવું આચરણ કરે છે. અહો! તે જગદ્વ્યાપક પ્રભુની આ અદ્ભુત લીલા કશી સમજાતી નથી.' (૨૮)

**મૈત્રેયજી કહે છે** – પતિના આ પ્રમાણે સમજાવવા છતાં પણ કામાતુર દિતિએ વેશ્યાની જેમ નિર્લજ્જ થઈને બ્રહ્મર્ષિ કશ્યપજીનું વસ્ત્ર પકડી લીધું. (૨૯) ત્યારે કશ્યપજીએ તે નિંદિત કર્મ માટેનો પોતાની પત્નીનો ઘણો આગ્રહ જોઈને દૈવને નમસ્કાર કર્યા અને એકાંતમાં તેની સાથે સમાગમ કર્યો. (૩૦) પછી જળમાં સ્નાન કરીને, પ્રાણ અને વાણીનો સંયમ કરીને, વિશુદ્ધ જ્યોતિર્મય સનાતન બ્રહ્મનું ધ્યાન કરતા રહીને તેનો જપ કરવા લાગ્યા. (૩૧) હે વિદુરજી! દિતિને પણ તે નિંદિત કર્મને કારણે ભારે શરમ આવી અને તે બ્રહ્મર્ષિ પાસે જઈને, માથું નીચું નમાવીને આ પ્રમાણે કહેવા લાગી. (૩૨)

**દિતિ બોલી** – હે બ્રહ્મન્! ભગવાન રુદ્ર ભૂતોના સ્વામી છે, મેં તેમનો અપરાધ કર્યો છે, પરંતુ તે ભૂતશ્રેષ્ઠ મારા આ ગર્ભને નષ્ટ ન કરે. (૩૩) ભક્તવાંછા-કલ્પતરુ, ઉગ્ર અને રુદ્રરૂપ મહાદેવને હું નમસ્કાર કરું છું. તેઓ સત્પુરુષો માટે કલ્યાણકારી છે અને દંડ આપવાના ભાવથી રહિત છે, પરંતુ દુષ્ટો માટે (તો) ક્રોધમૂર્તિ દંડપાણિ છે. (૩૪) અમ સ્ત્રીઓ પર તો શિકારી પણ દયા કરે છે, વળી તે સતીપતિ તો મારા બનેવી અને પરમકૃપાળુ છે. તેથી તેઓ મારા પર પ્રસન્ન થાઓ. (૩૫)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! પ્રજાપતિ કશ્યપે સાયંકાલીન સંધ્યા-વંદન વગેરે કર્મોથી પરવાર્યા પછી જોયું કે થર-થર કાંપી રહેલી દિતિ, પોતાના સંતાનની લૌકિક અને પારલૌકિક ઉન્નતિ માટે પ્રાર્થના કરી રહી છે. ત્યારે તેમણે તેને કહ્યું. (૩૬)

**કશ્યપજીએ કહ્યું** – તારું ચિત્ત કામવાસનાથી મલિન હતું, તે સમય પણ યોગ્ય ન હતો અને તેં મારી વાત પણ માની નહીં અને દેવતાઓની પણ અવગણના કરી. (૩૭) હે અમંગલમયી ચંડી! તારી કૂખે ઘણા જ અમંગલમય અને અધમ બે પુત્રો જન્મશે. તેઓ સમસ્ત લોકોને અને લોકપાલોને પોતાના અત્યાચારોથી વારંવાર રડાવશે. (૩૮) જ્યારે તેમના હાથે ઘણાંબધાં નિરપરાધ અને લાચાર પ્રાણીઓ માર્યાં જવા લાગશે, સ્ત્રીઓ પર અત્યાચાર થવા લાગશે અને મહાત્માઓને ક્ષુબ્ધ કરતા રહેવામાં આવશે ત્યારે સમસ્ત લોકોનું રક્ષણ કરનારા

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – વિપ્રર્ષે૦ ૩. પ્રા. પા. – વિદિત્વા સ્વભાર્યાયા૦ ૪. પ્રાચીન પ્રતમાં 'દિતિરુવાચ' એટલો ભાગ નથી. ૫. પ્રા. પા. – ચૈવ હેલ૦ ।

તદા વિશ્વેશ્વરઃ ક્રુદ્ધો ભગવાઁલ્લોકભાવનઃ[1] ।
હનિષ્યત્યવતીર્યાસૌ યથાદ્રીન્ શતપર્વધૃક્ ॥ ૪૦॥

શ્રીજગદીશ્વર કોપિત થઈને અવતાર લેશે અને જેમ ઇન્દ્ર પર્વતોનું દમન કરે છે તે જ રીતે તેમનો વધ કરશે. (૩૯-૪૦)

*દિતિરુવાચ*

વધં ભગવતા સાક્ષાત્સુનાભોદારબાહુના ।
આશાસે પુત્રયોર્મહ્યં મા ક્રુદ્ધાદ્ બ્રાહ્મણાદ્વિભો[2] ॥ ૪૧॥

ન બ્રહ્મદણ્ડદગ્ધસ્ય ન ભૂતભયદસ્ય ચ ।
નારકાશ્ચાનુગૃહ્ણન્તિ યાં યાં યોનિમસૌ ગતઃ ॥ ૪૨॥

**દિતિએ કહ્યું** – પ્રભુ! હું પણ એવું જ ઇચ્છું છું કે જો મારા પુત્રોનો વધ થાય તો તે સાક્ષાત્ ચક્રપાણિ ભગવાનના હાથે જ થાય, કોપિત બ્રાહ્મણોના શાપ વગેરેથી ન થાય. (૪૧) જે જીવ બ્રાહ્મણોના શાપથી દાઝેલો અથવા પ્રાણીઓને ભય આપનારો હોય છે તે કોઈ પણ યોનિમાં જાય, તેના પર નારકીય જીવો પણ દયા કરતા નથી. (૪૨)

*કશ્યપ ઉવાચ*

કૃતશોકાનુતાપેન સદ્યઃ પ્રત્યવમર્શનાત્ ।
ભગવત્યુરુમાનાચ્ચ ભવે મય્યપિ[3] ચાદરાત્ ॥ ૪૩॥

પુત્રસ્યૈવ તુ[4] પુત્રાણાં ભવિતૈકઃ સતાં મતઃ ।
ગાસ્યન્તિ યદ્યશઃ શુદ્ધં ભગવદ્યશસા સમમ્ ॥ ૪૪॥

યોગૈર્હેમેવ દુર્વર્ણં ભાવયિષ્યન્તિ સાધવઃ ।
નિર્વૈરાદિભિરાત્માનં યચ્છીલમનુવર્તિતુમ્ ॥ ૪૫॥

યત્પ્રસાદાદિદં વિશ્વં પ્રસીદતિ યદાત્મકમ્ ।
સ સ્વદૃગ્ભગવાન્ યસ્ય તોષ્યતેઽનન્યયા દૃશા ॥ ૪૬॥

સ વૈ મહાભાગવતો મહાત્મા
મહાનુભાવો મહતાં મહિષ્ઠઃ ।
પ્રવૃદ્ધભક્ત્યા હ્યનુભાવિતાશયે
નિવેશ્ય વૈકુણ્ઠમિમં વિહાસ્યતિ ॥ ૪૭॥

અલમ્પટઃ શીલધરો ગુણાકરો
હૃષ્ટઃ પરર્દ્ધ્યા વ્યથિતો દુઃખિતેષુ ।
અભૂતશત્રુર્જગતઃ શોકહર્તા[5]
નૈદાઘિકં તાપમિવોડુરાજઃ ॥ ૪૮॥

અન્તર્બહિશ્ચામલમબ્જનેત્રં
સ્વપૂરુષેચ્છાનુગૃહીતરૂપમ્ ।
પૌત્રસ્તવ શ્રીલલનાલલામં
દ્રષ્ટા સ્ફુરત્કુણ્ડલમણ્ડિતાનનમ્ ॥ ૪૯॥

**કશ્યપજીએ કહ્યું** – હે દેવી! તેં પોતાના કરેલા (કર્મ) પર શોક અને પશ્ચાત્તાપ પ્રગટ કર્યો છે, તને તરત જ ઉચિત-અનુચિતનો ખ્યાલ પણ આવી ગયો તથા ભગવાન વિષ્ણુ, શિવ અને મારા પ્રત્યે પણ તારો ઘણો આદર જણાઈ આવે છે; તેથી તારા એક પુત્રના ચાર પુત્રોમાંથી એક એવો થશે કે જેનું સત્પુરુષો પણ માન (આદર) કરશે અને જેના પવિત્ર યશનું ગાન ભક્તજનો ભગવાનના ગુણોની સાથે કરશે. (૪૩-૪૪) જે રીતે ખોટા સોનાને વારંવાર તપાવીને શુદ્ધ કરવામાં આવે છે તે જ રીતે સાધુજનો તેના સ્વભાવનું અનુસરણ કરવા માટે નિર્વૈરતા વગેરે ઉપાયોથી પોતાના અંતઃકરણને શુદ્ધ કરશે. (૪૫) જેમની કૃપાથી તેમના સ્વરૂપભૂત એવું આ જગત આનંદિત થાય છે તે સ્વયંપ્રકાશ ભગવાન પણ તેની અનન્ય ભક્તિથી સંતુષ્ટ થઈ જશે. (૪૬) હે દિતિ! તે બાળક ઘણો મોટો ભગવદ્‌ભક્ત, ઉદારહૃદયી, પ્રભાવશાળી અને મહાપુરુષોનો પણ પૂજ્ય થશે તથા પ્રૌઢ ભક્તિભાવથી વિશુદ્ધ અને ભાવાન્વિત થયેલા અંતઃકરણમાં શ્રીભગવાનને સ્થાપિત કરીને દેહાભિમાન ત્યજી દેશે. (૪૭) તે વિષયોમાં અનાસક્ત, શીલવાન, ગુણોનો ભંડાર તથા બીજાઓની સમૃદ્ધિમાં સુખ અને દુઃખમાં દુઃખ માનનારો થશે. તેનો કોઈ શત્રુ હશે નહીં તથા ચંદ્રમા જેમ ગ્રીષ્મ ઋતુનો તાપ હરી લે છે તેવી જ રીતે તે સંસારના શોકને હરનારો થશે. (૪૮) જેઓ આ સંસારની અંદર-બહાર બધી બાજુએ વિરાજમાન છે, જેઓ પોતાના ભક્તોની ઇચ્છા પ્રમાણે અવારનવાર મંગળ વિગ્રહ પ્રગટ કરે છે અને જેઓ લક્ષ્મીરૂપી લાવણ્યમૂર્તિ લલનાની પણ શોભા વધારનારા છે તથા જેમનું મુખમંડળ ઝગમગતાં કુંડળોથી સુશોભિત છે તે પરમ પવિત્ર કમલનયન શ્રીહરિનાં તારા (તે) પૌત્રને પ્રત્યક્ષ દર્શન થશે. (૪૯)

૧. પ્રા. પા. – ભ્માવિતઃ । ૨. પ્રા. પા. – બ્રાહ્મણાત્પ્રભો । ૩. પ્રા. પા. – ભવે વાપ્યધિકાદરાત્ । ૪. પ્રા. પા. – ચ । ૫. પ્રા. પા. – શોકહન્તા ।

*મૈત્રેય ઉવાચ*

**શ્રુત્વા ભાગવતં પૌત્રમમોદત[1] દિતિર્ભૃશમ્ ।**
**પુત્રયોશ્ચ વધં કૃષ્ણાદ્વિદિત્વાઽઽસીન્મહામનાઃ ॥ ૫૦॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** – વિદુરજી! દિતિએ જ્યારે સાંભળ્યું કે મારો પૌત્ર ભગવાનનો ભક્ત થશે ત્યારે તેને ઘણો આનંદ થયો તથા એ જાણીને કે મારા પુત્રો સાક્ષાત્ શ્રીહરિના હાથે માર્યા જશે, તેને અધિક વિશેષ ઉત્સાહ થયો. (૫૦)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે દિતિકશ્યપસંવાદે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥**
**ત્રીજા સ્કંધ-અંતર્ગત દિતિકશ્યપસંવાદ-અંતર્ગત ચૌદમો અધ્યાય સમાપ્ત.**

═★═

# પંદરમો અધ્યાય

## જય-વિજયને સનકાદિનો શાપ

*મૈત્રેય ઉવાચ*

**પ્રાજાપત્યં તુ તત્તેજઃ પરતેજોહનં દિતિઃ ।**
**દધાર વર્ષાણિ શતં શઙ્કમાના સુરાર્દનાત્ ॥ ૧॥**

**લોકે તેન હતાલોકે[2] લોકપાલા હતૌજસઃ ।**
**ન્યવેદયન્ વિશ્વસૃજે ધ્વાન્તવ્યતિકરં દિશામ્ ॥ ૨॥**

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! દિતિને પોતાના પુત્રોને દેવતાઓ દ્વારા કષ્ટ પહોંચવાની આશંકા હતી તેથી તેણે બીજાઓના તેજનો નાશ કરનારા કશ્યપજીના તે તેજ (વીર્ય)ને સો વર્ષો સુધી પોતાના ઉદરમાં જ રાખ્યું. (૧) ગર્ભમાં રહેલા તે તેજથી જ લોકોમાં સૂર્ય વગેરેનો પ્રકાશ ક્ષીણ થવા લાગ્યો તથા ઇન્દ્ર વગેરે લોકપાલો પણ તેજહીન થઈ ગયા. ત્યારે તેમણે બ્રહ્માજી પાસે જઈને કહ્યું કે અંધકારને કારણે બધી દિશાઓમાં ભારે અવ્યવસ્થા થઈ રહી છે. (૨)

*દેવા ઊચુઃ[3]*

**તમ એતદ્વિભો વેત્થ સંવિગ્ના યદ્વયં ભૃશમ્ ।**
**ન હ્યવ્યક્તં ભગવતઃ કાલેનાસ્પૃષ્ટવર્ત્મનઃ ॥ ૩॥**

**દેવદેવ જગદ્ધાતર્લોકનાથશિખામણે[4] ।**
**પરેષામપરેષાં ત્વં ભૂતાનામસિ ભાવવિત્ ॥ ૪॥**

**નમો વિજ્ઞાનવીર્યાય માયયેદમુપેયુષે ।**
**ગૃહીતગુણભેદાય નમસ્તેઽવ્યક્તયોનયે ॥ ૫॥**

**યે ત્વાઽનન્યેન[5] ભાવેન ભાવયન્ત્યાત્મભાવનમ્ ।**
**આત્મનિ પ્રોતભુવનં પરં સદસદાત્મકમ્ ॥ ૬॥**

**તેષાં સુપક્વયોગાનાં જિતશ્વાસેન્દ્રિયાત્મનામ્ ।**
**લબ્ધયુષ્મત્પ્રસાદાનાં ન કુતશ્ચિત્પરાભવઃ ॥ ૭॥**

**દેવતાઓએ કહ્યું** – હે બ્રહ્માજી! કાળ આપની જ્ઞાનશક્તિને કુંઠિત કરી શકતો નથી, તેથી આપનાથી કોઈ વાત અજાણી નથી. આપ આ અંધકાર વિશે પણ જાણતા જ હશો; અમે તો તેનાથી ઘણા જ ભયભીત થઈ રહ્યા છીએ. (૩) હે દેવાધિદેવ! આપ જગતના રચનારા છો અને સમસ્ત લોકપાલોના મુકુટમણિ છો. આપ નાના-મોટા તમામ જીવોના ભાવ જાણો છો. (૪) હે દેવ! આપ વિજ્ઞાનબળથી સંપન્ન છો; આપે માયાથી જ આ ચતુર્મુખ રૂપ અને રજોગુણ અપનાવ્યાં છે; આપની ઉત્પત્તિના વાસ્તવિક કારણને કોઈ જાણી શકતું નથી. અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૫) આપનામાં સમસ્ત લોકો સ્થિત છે, કાર્ય-કારણરૂપી સઘળો પ્રપંચ આપનું શરીર છે; પરંતુ વાસ્તવમાં આપ તેનાથી પર (અતીત) છો. જેઓ સમસ્ત જીવોના ઉત્પત્તિસ્થાન એવા આપનું અનન્યભાવે ધ્યાન ધરે છે તે સિદ્ધ યોગીઓનો કોઈ પણ પ્રકારે હ્રાસ થઈ શકતો નથી; કારણ કે તેઓ આપના કૃપા-કટાક્ષથી કૃતકૃત્ય થઈ જાય છે તથા પ્રાણ, ઇન્દ્રિયો અને મનને જીતી લેવાને કારણે તેમનો યોગ પણ પરિપક્વ થઈ જાય છે. (૬-૭)

૧. પ્રા. પા. – પૌત્રં મુમોદ ચ દિતિ૦ । ૨. પ્રા. પા. – કૃતાલોકે । ૩. પ્રાચીન પ્રતમાં 'દેવા ઊચુઃ' એટલો ભાગ નથી. ૪. પ્રા. પા. – ન્શિરોમણે । ૫. પ્રા. પા. – યે ત્વામનન્યભાવેન ।

યસ્ય વાચા પ્રજાઃ સર્વા ગાવસ્તન્ત્યેવ યન્ત્રિતાઃ ।
હરન્તિ બલિમાયત્તાસ્તસ્મૈ મુખ્યાય[1] તે નમઃ ॥ ૮॥

સ ત્વં વિધત્સ્વ શં ભૂમંસ્તમસા[2] લુપ્તકર્મણામ્ ।
અદભ્રદયયા દૃષ્ટ્યા આપન્નાનર્હસીક્ષિતુમ્ ॥ ૯॥

એષ દેવ દિતેર્ગર્ભ ઓજઃ કાશ્યપમર્પિતમ્ ।
દિશસ્તિમિરયન્ સર્વા વર્ધતેઽગ્નિરિવૈધસિ[3] ॥ ૧૦॥

મૈત્રેય ઉવાચ

સ પ્રહસ્ય મહાબાહો ભગવાન્ શબ્દગોચરઃ ।
પ્રત્યાચષ્ટાત્મભૂર્દેવાન્ પ્રીણન્ રુચિરયા ગિરા ॥ ૧૧॥

બ્રહ્મોવાચ

માનસા મે સુતા યુષ્મત્પૂર્વજાઃ સનકાદયઃ ।
ચેરુર્વિહાયસા લોકાઁલ્લોકેષુ વિગતસ્પૃહાઃ ॥ ૧૨॥

ત એકદા ભગવતો વૈકુણ્ઠસ્યામલાત્મનઃ ।
યયુર્વૈકુણ્ઠનિલયં સર્વલોકનમસ્કૃતમ્ ॥ ૧૩॥

વસન્તિ યત્ર પુરુષાઃ સર્વે વૈકુણ્ઠમૂર્તયઃ ।
યેઽનિમિત્તનિમિત્તેન ધર્મેણારાધયન્ હરિમ્ ॥ ૧૪॥

યત્ર ચાદ્યઃ પુમાનાસ્તે ભગવાન્ શબ્દગોચરઃ ।
સત્ત્વં વિષ્ટભ્ય વિરજં સ્વાનાં નો મૃડયન્ વૃષઃ ॥ ૧૫॥

યત્ર નૈઃશ્રેયસં નામ વનં કામદુઘૈર્દ્રુમૈઃ ।
સર્વર્તુશ્રીભિર્વિભ્રાજત્કૈવલ્યમિવ મૂર્તિમત્ ॥ ૧૬॥

વૈમાનિકાઃ સલલનાશ્ચરિતાનિ યત્ર
ગાયન્તિ લોકશમલક્ષપણાનિ ભર્તુઃ ।
અન્તર્જલેઽનુવિકસન્મધુમાધવીનાં[4]
ગન્ધેન ખણ્ડિતધિયોઽપ્યનિલં ક્ષિપન્તઃ[5] ॥ ૧૭॥

દોરડાથી બંધાયેલા બળદોની જેમ આપની વેદવાણીથી જકડાયેલી સઘળી પ્રજા આપની આધીનતામાં નિયમ-અનુસાર કર્મોનું અનુષ્ઠાન કરીને આપને બલિ સમર્પિત કરે છે. આપ સૌના નિયંતા મુખ્ય પ્રાણ છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૮) હે ભૂમા! આ અંધકારને કારણે દિવસ-રાતનું વિભાજન અસ્પષ્ટ થઈ જવાથી લોકો (ભુવનો)નાં તમામ કર્મ લુપ્ત થતાં જઈ રહ્યાં છે, જેનાથી તેઓ દુઃખી થઈ રહ્યા છે; તેમનું કલ્યાણ કરો અને અમ શરણાગતો પ્રત્યે પોતાની અપાર કૃપાદૃષ્ટિથી નિહાળો. (૯) હે દેવ! આગ જે રીતે બળતણમાં પડીને વધતી રહે છે તે જ રીતે કશ્યપજીના વીર્યથી સ્થાપિત થયેલો દિતિનો આ ગર્ભ બધી દિશાઓને અંધકારમય કરતો રહીને ક્રમશઃ વધી રહ્યો છે. (૧૦)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે મહાબાહુ! દેવતાઓની પ્રાર્થના સાંભળીને ભગવાન બ્રહ્માજી હસ્યા અને પોતાની મધુર વાણીથી તેમને આનંદિત કરતા કહેવા લાગ્યા. (૧૧)

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે દેવતાઓ! તમારા પૂર્વજો, સનક વગેરે મારા માનસપુત્રો લોકોની આસક્તિ ત્યજીને સમસ્ત લોકોમાં આકાશમાર્ગે વિચરણ કરતા હતા. (૧૨) એક વાર તેઓ ભગવાન વિષ્ણુના, શુદ્ધ-સત્ત્વમય બધા લોકોના શિરોભાગમાં રહેલા વૈકુંઠધામમાં જઈ પહોંચ્યા. (૧૩) ત્યાં બધા જ લોકો વિષ્ણુરૂપ થઈને રહે છે અને તે પ્રાપ્ત પણ તેમને જ થાય છે, કે જેઓ અન્ય તમામ પ્રકારની કામનાઓને છોડીને કેવળ ભગવાનનાં ચરણોના શરણની પ્રાપ્તિ માટે જ પોતાના ધર્મ થકી તેમની આરાધના કરે છે. (૧૪) ત્યાં વેદાંત-પ્રતિપાદ્ય ધર્મમૂર્તિ શ્રીઆદિનારાયણ ભગવાન, અમે જે તેમના ભક્તો છીએ તેમને આપવા માટે શુદ્ધ-સત્ત્વમય સ્વરૂપ ધારણ કરીને હરહંમેશ વિરાજમાન રહે છે. (૧૫) તે લોકમાં નૈઃશ્રેયસ નામનું એક વન છે, જે સાક્ષાત્ કૈવલ્ય ધામ (મોક્ષધામ) જેવું જ જણાઈ આવે છે. તે તમામ પ્રકારની કામનાઓને પૂરી કરનારાં વૃક્ષોથી સુશોભિત છે, કે જેઓ સ્વયં હરહંમેશ છયે ઋતુઓની શોભાથી સંપન્ન રહે છે. (૧૬)

ત્યાં વિમાનચારી ગંધર્વગણ પોતાની પ્રિયાઓની સાથે પોતાના પ્રભુની પવિત્ર લીલાઓનું ગાન કરતા રહે છે, કે જે લીલાઓ લોકોના સમસ્ત પાપપુંજને ભસ્મ કરી દેનારી છે. તે સમયે સરોવરોમાં ખીલેલી મકરંદપૂર્ણ વાસંતિક માધવી લતાની સુમધુર ગંધ તેમના ચિત્તને પોતાના પ્રત્યે ખેંચવા ઇચ્છે છે, પરંતુ તેઓ તેના પ્રત્યે

૧. પ્રા. પા. – મુખ્યાત્મને નમઃ । ૨. પ્રા. પા. – ભૂમઁલ્લોકાનાં । ૩. પ્રા. પા. – ૦એધતે । ૪. પ્રા. પા. – જલે તુ વિક૦ ।
૫. પ્રા. પા. – ક્ષિપન્તિ ।

પારાવતાન્યભૃતસારસચક્રવાક-
દાત્યૂહહંસશુકતિત્તિરિબર્હિણાં યઃ ।
કોલાહલો વિરમતેઽચિરમાત્રમુચ્ચૈ-
ર્ભૃઙ્ગાધિપે હરિકથામિવ ગાયમાને ॥ ૧૮॥

મન્દારકુન્દકુરબોત્પલચમ્પકાર્ણ-
પુન્નાગનાગબકુલામ્બુજપારિજાતાઃ ।
ગન્ધેઽર્ચિતે[1] તુલસિકાભરણેન તસ્યા
યસ્મિંસ્તપઃસુમનસો બહુ માનયન્તિ ॥ ૧૯॥

યત્સઙ્કુલં હરિપદાનતિમાત્રદૃષ્ટૈ-
ર્વૈદૂર્યમારકતહેમમયૈર્વિમાનૈઃ ।
યેષાં બૃહત્કટિતટાઃ સ્મિતશોભિમુખ્યઃ
કૃષ્ણાત્મનાં ન રજ આદધુરુત્સ્મયાદ્યૈઃ ॥ ૨૦॥

શ્રી રૂપિણી ક્વણયતી ચરણારવિન્દં
લીલામ્બુજેન હરિસદ્મનિ મુક્તદોષા ।
સંલક્ષ્યતે સ્ફટિકકુડ્ય ઉપેતહેમ્નિ
સમ્માર્જતીવ યદનુગ્રહણેઽન્યયત્નઃ ॥ ૨૧॥

વાપીષુ વિદ્રુમતટાસ્વમલામૃતાપ્સુ
પ્રેષ્યાન્વિતા નિજવને તુલસીભિરીશમ્ ।
અભ્યર્ચતી સ્વલકમુન્નસમીક્ષ્ય વક્ત્ર-
મુચ્છેષિતં ભગવતેત્યમતાઙ્ગ યચ્છ્રીઃ ॥ ૨૨॥

ધ્યાન જ આપતા નથી, બલકે તે ગંધને ઉડાડી લાવનારા વાયુને તેમની એકાગ્રતાનો ભંગ કરનાર જાણી તેના પ્રત્યે અણગમો વ્યક્ત કરે છે. (૧૭)

તે વનમાં કબૂતર, કોયલ, સારસ, ચકવાક, બપૈયો, હંસ, પોપટ, તેતર અને મોર - આ બધાનો ખૂબ કલરવ થાય છે. ત્યારે લાગે છે કે તે બધાં હરિકથાનું ગાન કરી રહ્યાં છે. જ્યારે આ બધાંનો કોલાહલ થોડીવાર માટે બંધ થઈ જાય છે ત્યારે ભ્રમરરાજ ઊંચા સ્વરે ગુંજારવ કરવા માંડે છે. જાણે તે ભગવાનની હરિકથાનું ગાન કરે છે અને બધાં પક્ષીઓ મૌન થઈને, લવલીન થઈને હરિકથા સાંભળે છે. (૧૮) ભગવાનના શ્રીવિગ્રહ પર પોતાની સેવારૂપે અર્પણ થયેલાં પુષ્પો જેવાં કે - મંદાર, કુંદ, કુરબક (તિલકવૃક્ષ) ઉત્પલ (રાત્રે ખીલનારાં કમળ) ચંપક, સાગ, પુન્નાગ, નાગકેસર, બકુલ (બોરસલી), અંબુજ (દિવસે ખીલનારાં કમળ), પારિજાત વગેરે સુગંધયુક્ત હોવા છતાં ભગવાન કહે છે, 'આ તુલસીની માળાની સુગંધ કેટલી સુંદર છે?' ત્યારે બીજાં પુષ્પો પણ તુલસીની પ્રશંસા કરતાં કહે છે કે "આ તુલસીએ કેટલું ભારે તપ કર્યું હશે?" (૧૯) તે લોક વૈદૂર્ય, મરકત-મણિ (પન્ના) અને સુવર્ણનાં વિમાનોથી ભરેલો છે. આ બધાં કોઈ કર્મફળથી નહીં, બલકે એકમાત્ર શ્રીહરિનાં ચરણકમળોની વંદના કરવાથી જ પ્રાપ્ત થાય છે. આવા ભગવદ્-ભક્તો કે જેમનું ચિત્ત શ્રીકૃષ્ણમય બની ગયું છે તેમના મનમાં સુંદર સ્ત્રીઓ પણ પોતાના મંદ-મંદ સ્મિતથી અને મનોહર હાસ-પરિહાસથી કામવિકાર ઉત્પન્ન કરી શકતી નથી. (૨૦)

પરમ સૌંદર્યશાળી લક્ષ્મીજી, કે જેમની કૃપા મેળવવા માટે દેવતાઓ પણ પ્રયત્નશીલ રહે છે તેઓ શ્રીહરિના ભવનમાં ચંચળતારૂપી દોષનો ત્યાગ કરીને રહે છે. પોતાનાં ચરણકમળોનાં નૂપુરોનો ઝંકાર કરતાં તેઓ જ્યારે પોતાનાં લીલા-કમળ ઘુમાવે છે ત્યારે તે કનક-ભવનની સ્ફટિકમય દીવાલોમાં તેમનું પ્રતિબિંબ પડવાથી એવું જણાઈ આવે છે કે જાણે તેઓ તેમને વાળી રહ્યાં હોય. (૨૧) હે પ્રિય દેવતાઓ! દાસીઓને સાથે લઈને જ્યારે લક્ષ્મીજી પોતાના ક્રીડાવનમાં તુલસીદલ વડે ભગવાનનું પૂજન કરે છે ત્યારે ત્યાંનાં નિર્મળ જળથી ભરેલાં સરોવરોમાં, કે જેમના ઘાટ પરવાળા (કીમતી રત્નો)ના બનેલા છે તેમનામાં પોતાની સુંદર અલકાવલી (કેશની લટોના સમૂહ)થી અને ઊંચી નાસિકાથી સુશોભિત મુખારવિંદ જોઈને ભગવાનનું સ્મરણ થાય છે કે ભગવાને મને કેટલો પ્રેમ આપ્યો છે? આવું સ્મરણ થતાં તેઓ પોતાને ભાગ્યશાળી અને કૃતકૃત્ય માને છે. (૨૨)

૧. પ્રા. પા. – ગન્ધેઽન્વિતે ।

યન્ન વ્રજન્ત્યઘભિદો રચનાનુવાદા-
ચ્છૃણ્વન્તિ યેઽન્યવિષયાઃ કુકથા મતિઘ્નીઃ ।
યાસ્તુ શ્રુતા હતભગૈર્નૃભિરાત્તસારા[1]-
સ્તાંસ્તાન્ ક્ષિપન્ત્યશરણેષુ તમઃસુ હન્ત ॥ ૨૩॥

યેઽભ્યર્થિતામપિ[2] ચ નો નૃગતિં પ્રપન્ના
જ્ઞાનં ચ તત્ત્વવિષયં સહધર્મ યત્ર ।
નારાધનં ભગવતો વિતરન્ત્યમુષ્ય
સમ્મોહિતા વિતતયા બત[3] માયયા તે ॥ ૨૪॥

યચ્ચ વ્રજન્ત્યનિમિષામૃષભાનુવૃત્ત્યા
દૂરેયમા હ્યુપરિ નઃ સ્પૃહણીયશીલાઃ ।
ભર્તુર્મિથઃ સુયશસઃ કથનાનુરાગ-
વૈક્લવ્યબાષ્પકલયા પુલકીકૃતાઙ્ગાઃ ॥ ૨૫॥

તદ્વિશ્વગુર્વધિકૃતં [4]ભુવનૈકવન્દ્યં
દિવ્યં વિચિત્રવિબુધાગ્ર્યવિમાનશોચિઃ ।
આપુઃ પરાં મુદમપૂર્વમુપેત્ય યોગ-
માયાબલેન મુનયસ્તદથો વિકુણ્ઠમ્ ॥ ૨૬॥

તસ્મિન્નતીત્ય મુનયઃ ષડસજ્જમાનાઃ
કક્ષાઃ સમાનવયસાવથ સપ્તમાયામ્ ।
દેવાવચક્ષત ગૃહીતગદૌ પરાર્ધ્ય-
કેયૂરકુણ્ડલકિરીટવિટઙ્કવેષૌ ॥ ૨૭॥

મત્તદ્વિરેફવનમાલિકયા નિવીતૌ[5]
વિન્યસ્તયાઽસિતચતુષ્ટયબાહુમધ્યે ।
વક્ત્રં ભ્રુવા કુટિલયા સ્ફુટનિર્ગમાભ્યાં
રક્તેક્ષણેન ચ મનાગ્ રભસં દધાનૌ ॥ ૨૮॥

દ્વાર્યેતયોર્નિવિવિશુર્મિષતોરપૃષ્ટ્વા
પૂર્વા યથા પુરટવજ્રકપાટિકા યાઃ ।
[6]સર્વત્ર તેઽવિષમયા મુનયઃ [7]સ્વદૃષ્ટ્યા
યે સઞ્ચરન્ત્યવિહતા વિગતાભિશઙ્કાઃ ॥ ૨૯॥

જે મનુષ્યો ભગવાનની પાપોનું અપહરણ કરનારી લીલાકથાઓને (સાંભળવાનું) છોડીને બુદ્ધિને નષ્ટ કરનારી, અર્થ-કામ-સંબંધિત અન્ય નિંદિત કથાઓ સાંભળે છે તેઓ તે વૈકુંઠલોકમાં જઈ શકતા નથી. અરે રે! એ કેટલા દુઃખની વાત છે કે તે સારહીન વાતો સાંભળે છે ત્યારે એ તેમનાં પુણ્યોનો નાશ કરીને તેમને આશ્રયવિહોણાં ઘોર નરકોમાં નાખી દે છે. (૨૩) આ મનુષ્યયોનિ મળે એવી પ્રાર્થના કરીએ છીએ તો પણ અમને પ્રાપ્ત થતી નથી. જેમાં તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્નેની પ્રાપ્તિ થઈ શકે છે એવું દુર્લભ મનુષ્ય શરીર પામીને પણ જે મનુષ્યો ભગવાનની આરાધના કરતા નથી તેઓ વાસ્તવમાં તેમની સર્વત્ર ફેલાયેલી માયાથી જ મોહિત છે. આ મોટા દુઃખની વાત છે. (૨૪) દેવાધિદેવ શ્રીહરિનું નિરંતર ચિંતન કરતા રહેવાને કારણે જેમનાથી યમરાજ દૂર રહે છે, પરસ્પર પ્રભુના સુયશની ચર્ચા ચાલતી રહેવાથી જેમનાં નેત્રોમાંથી અનુરાગજન્ય વિહ્વળતાવશ અવિરત અશ્રુધારા વહેવા લાગે છે તથા શરીરમાં રોમાંચ થઈ આવે છે અને જેમના જેવા શીલ-સ્વભાવની આપણે પણ ચાહના કરીએ છીએ – તેવા પરમ ભાગવતો જ આપણા લોકોની ઉપરના તે વૈકુંઠધામમાં જાય છે. (૨૫) જે સમયે સનકાદિ મુનિઓ વિશ્વગુરુ શ્રીહરિના નિવાસસ્થાનમાં – સમસ્ત લોકોના વંદનીય અને શ્રેષ્ઠ દેવતાઓનાં વિચિત્ર વિમાનોથી વિભૂષિત તે પરમ દિવ્ય અને અદ્‌ભુત વૈકુંઠધામમાં પોતાના યોગબળથી પહોંચ્યા ત્યારે તેમને ઘણો જ આનંદ થયો. (૨૬)

ભગવાનના દર્શનની લાલસાથી અન્ય દર્શનીય સામગ્રીની ઉપેક્ષા કરતા રહીને જ્યારે તેઓ વૈકુંઠધામના છ ઉંબરા પાર કરીને સાતમા પર પહોંચ્યા ત્યારે ત્યાં તેમને હાથમાં ગદા લઈને ઊભેલા, બે, સરખી ઉંમરના દેવશ્રેષ્ઠો દેખાયા, કે જેઓ બાજુબંધ, કુંડળ, મુગટ વગેરે અનેક અમૂલ્ય આભૂષણોથી અલંકૃત હતા. (૨૭) તેમની ચાર શામળી ભુજાઓની વચ્ચે મત્ત મધુકરોથી ગુંજતી વનમાળા સુશોભિત હતી તથા વાંકી ભ્રૂકુટિ, ફફડતાં નસકોરાં અને લાલ આંખોને કારણે તેમના ચહેરા પર કંઈક ક્રોધના લક્ષણ દેખાયાં. (૨૮) એમના આ રીતે જોતા રહેવા છતાં પણ તે મુનિઓ તેમની સાથે કશી જ પૂછપરછ કર્યા વિના, જેવી રીતે સુવર્ણ અને વ્રજના દરવાજાઓવાળા પહેલા છ ઉંબરા ઓળંગીને આવ્યા હતા તે જ રીતે આ દરવાજામાં પણ ઘૂસી ગયા. તેમની દૃષ્ટિ

૧. પ્રા. પા. – ૦રાત્તવીર્યાં । ૨. પ્રા. પા. – ૦ઽભ્યર્થિતા૦ । ૩. પ્રા. પા. – નનુ । ૪-૫. પ્રાચીન પ્રતના મૂળમાં 'વિબુધાગ્ર્ય' શબ્દ પછી જ્યાં ચિહ્નથી માંડીને ૫મા ચિહ્ન સુધી અર્થાત્ 'નિવીતૌ' શબ્દના 'નિવી' સુધીનો સંપૂર્ણ વિષય લખવાનો રહી ગયો છે, તેથી ટિપ્પણીમાં લખવામાં આવ્યો છે. ૬. પ્રા. પા. – સર્વેઽપિ તે૦ । ૭. પ્રા. પા. – સ્વવૃત્ત્યા ।

તાન્ વીક્ષ્ય વાતરશનાંશ્ચતુરઃ કુમારાન્
વૃદ્ધાન્દશાર્ધવયસો વિદિતાત્મતત્ત્વાન્ ।
વેત્રેણ ચાસ્ખલયતામતદર્હણાંસ્તૌ
તેજો[1] વિહસ્ય ભગવત્પ્રતિકૂલશીલૌ ॥ ૩૦॥

તાભ્યાં મિષત્સ્વનિમિષેષુ નિષિધ્યમાનાઃ
સ્વર્હત્તમા હ્યપિ હરેઃ પ્રતિહારપાભ્યામ્ ।
ઊચુઃ સુહૃત્તમદિદૃક્ષિતભઙ્ગ ઈષ-
ત્કામાનુજેન સહસા ત ઉપપ્લુતાક્ષાઃ ॥ ૩૧॥

*મુનય ઊચુઃ*[2]

કો વામિહૈત્ય ભગવત્પરિચર્યયોચ્ચૈ-
સ્તદ્ધર્મિણાં[3] નિવસતાં વિષમઃ સ્વભાવઃ ।
તસ્મિન્ પ્રશાન્તપુરુષે ગતવિગ્રહે વાં
કો વાઽઽત્મવત્કુહકયોઃ પરિશઙ્કનીયઃ ॥ ૩૨॥

ન હ્યન્તરં ભગવતીહ સમસ્તકુક્ષા-
વાત્માનમાત્મનિ નભો નભસીવ ધીરાઃ ।
પશ્યન્તિ યત્ર યુવયોઃ સુરલિઙ્ગિનોઃ કિં
વ્યુત્પાદિતં હ્યુદરભેદિ ભયં યતોઽસ્ય ॥ ૩૩॥

તદ્વામમુષ્ય પરમસ્ય વિકુણ્ઠભર્તુઃ
કર્તું પ્રકૃષ્ટમિહ ધીમહિ મન્દધીભ્યામ્ ।
લોકાનિતો વ્રજતમન્તરભાવદૃષ્ટ્યા
પાપીયસસ્ત્રય ઈમે રિપવોઽસ્ય યત્ર ॥ ૩૪॥

તેષામિતીરિતમુભાવવધાર્ય ઘોરં
તં બ્રહ્મદણ્ડમનિવારણમસ્ત્રપૂગૈઃ ।
સદ્યો હરેરનુચરાવુરુ બિભ્યતસ્તત્
પાદગ્રહાવપતતામતિકાતરેણ ॥ ૩૫॥

તો સર્વત્ર સમાન હતી અને તેઓ નિઃશંક થઈને, કશી રોકટોક વિના સર્વત્ર વિચરતા હતા. (૨૯) તે ચારે કુમારો પૂર્ણ તત્ત્વજ્ઞ હતા તથા બ્રહ્માની સૃષ્ટિમાં ઉંમરમાં સૌથી મોટા હોવા છતાં પણ જોવામાં તો પાંચ વર્ષનાં બાળકો જેવા જણાતા હતા અને દિગંબર રહેતા હતા. તેમને આ રીતે નિઃસંકોચપણે અંદર જતા જોઈને તે દ્વારપાળોએ ભગવાનના શીલ-સ્વભાવથી વિપરીત, સનકાદિના તેજની મજાક ઉડાવતાં તેમને નેતરની સોટી (વેત્ર)થી રોકી લીધા, જોકે તેઓ આવા દુર્વ્યવહારને પાત્ર ન હતા. (૩૦) જ્યારે તે દ્વારપાળોએ વૈકુંઠવાસી દેવતાઓની નજર સામે અત્યંત પૂજનીય એવા તે કુમારોને આ રીતે રોક્યા ત્યારે પોતાના પ્રિયતમ પ્રભુના દર્શનમાં વિઘ્ન પડવાને કારણે તેમનાં નેત્રો ઓચિંતાં થોડાક ક્રોધને લીધે લાલ થઈ ઊઠ્યાં અને તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા. (૩૧)

**મુનિઓએ કહ્યું** – અરે દ્વારપાળો! જે લોકો ભગવાનની ઉચ્ચ સેવાના પ્રભાવથી આ લોક પામીને અહીં નિવાસ કરે છે તેઓ તો ભગવાન જેવા જ સમદર્શી હોય છે. તમે બંને પણ તેઓમાંના જ છો, છતાં તમારા સ્વભાવમાં આવી વિષમતા કેમ છે? ભગવાનનો પરમ શાંત-સ્વભાવ છે, તેમનો કોઈની સાથે વિરોધ પણ નથી, તો પછી અહીં એવું કોણ છે કે જેના પર શંકા કરી શકાય? તમે સ્વયં કુટિલ છો, તેથી જ પોતાના જ જેવા (કુટિલ) બીજાઓ છે, એવી શંકા કરો છો. (૩૨) ભગવાનના ઉદરમાં આ સઘળું બ્રહ્માંડ રહેલું છે; તેથી અહીં રહેનારા જ્ઞાનીજનો સર્વાત્મા હરિથી પોતાનો કોઈ તફાવત જોતા નથી, બલકે મહાકાશમાં ઘટાકાશની જેમ તેમનામાં પોતાનો અંતર્ભાવ જુએ છે. તમે તો દેવરૂપધારી છો; તેમ છતાં પણ તમને એવું શું દેખાય છે કે જેનાથી તમે ભગવાનની સાથે કશાક ભેદભાવને કારણે થનારા ભયની કલ્પના કરી લીધી? (૩૩) તમે છો તો તે ભગવાન વૈકુંઠનાથના પાર્ષદો, પરંતુ તમારી બુદ્ધિ ઘણી જ મંદ છે. તેથી જ તમને શુદ્ધ કરવાનો અમે વિચાર કરી રહ્યા છીએ. તમે પોતાની ભેદ-બુદ્ધિના દોષને લીધે આ વૈકુંઠલોકમાંથી નીકળીને તે પાપમયી યોનિઓમાં જાઓ કે જ્યાં કામ, ક્રોધ અને લોભ – પ્રાણીઓના આ ત્રણ શત્રુઓ નિવાસ કરે છે. (૩૪)

સનકાદિના આ કઠોર વચન સાંભળીને અને બ્રાહ્મણોનો શાપ કોઈ પણ પ્રકારના શસ્ત્રસમૂહથી નિવારણ-પાત્ર નથી એમ જાણીને શ્રીહરિના તે બંને પાર્ષદો અત્યંત દીનભાવે તેમનાં ચરણ પકડીને પૃથ્વી પર આળોટવા લાગ્યા. તેઓ જાણતા હતા કે તેમના સ્વામી શ્રીહરિ પણ

૧. પ્રા. પા. – સમ્યગ્વિહસ્ય । ૨. પ્રાચીન પ્રતમાં 'મુનયઃ ઊચુઃ' એટલો ભાગ નથી. ૩. પ્રા. પા. – તદ્ધર્મણાં ।

ભૂયાદઘોનિ ભગવદ્ભિરકારિ દણ્ડો
યો નૌ હરેત સુરહેલનમપ્યશેષમ્ ।
મા વોઽનુતાપકલયા ભગવત્સ્મૃતિઘ્નો
મોહો ભવેદિહ તુ નૌ વ્રજતોરધોઽધઃ ॥ ૩૬॥

એવં તદૈવ ભગવાનરવિન્દનાભઃ
સ્વાનાં વિબુધ્ય સદતિક્રમમાર્યહૃદ્યઃ[1] ।
તસ્મિન્ યયૌ પરમહંસમહામુનીના-
મન્વેષણીયચરણૌ ચલયન્ સહશ્રીઃ ॥ ૩૭॥

તં ત્વાગતં પ્રતિહતૌપયિકં[2] સ્વપુમ્ભિ-
સ્તેઽચક્ષતાક્ષવિષયં સ્વસમાધિભાગ્યમ્ ।
હંસશ્રિયોર્વ્યજનયોઃ શિવવાયુલોલ-
ચ્છુભ્રાતપત્રશશિકેસરશીકરામ્બુમ્ ॥ ૩૮॥

કૃત્સ્નપ્રસાદસુમુખં સ્પૃહણીયધામ
સ્નેહાવલોકકલયા હૃદિ સંસ્પૃશન્તમ્ ।
શ્યામે પૃથાવુરસિ શોભિતયા શ્રિયા સ્વ[3]-
શ્ચૂડામણિં સુભગયન્તમિવાત્મધિષ્ણ્યમ્ ॥ ૩૯॥

પીતાંશુકે પૃથુનિતમ્બિનિ વિસ્ફુરન્ત્યા
કાઞ્ચ્યાઽલિભિર્વિરુતયા વનમાલયા ચ ।
વલ્ગુપ્રકોષ્ઠવલયં વિનતાસુતાંસે
વિન્યસ્તહસ્તમિતરેણ ધુનાનમબ્જમ્ ॥ ૪૦॥

વિદ્યુત્ક્ષિપન્મકરકુણ્ડલમણ્ડનાર્હ[4]-
ગણ્ડસ્થલોન્નસમુખં મણિમત્કિરીટમ્ ।
દોર્દણ્ડષણ્ડવિવરે હરતા પરાર્ધ્ય-
હારેણ કન્ધરગતેન ચ કૌસ્તુભેન ॥ ૪૧॥

બ્રાહ્મણોથી ઘણા જ ડરે છે. (૩૫) પછી તેમણે અત્યંત આતુર થઈને કહ્યું – 'હે ભગવન્! અમે અવશ્ય અપરાધી છીએ; તેથી તમે અમને જે દંડ આપ્યો છે તે યોગ્ય જ છે અને તે અમને મળવો જ જોઈએ. અમે આપની અવગણના કરી છે તે આપના દંડથી પૂર્ણરૂપે ધોવાઈ જશે. અમારી આપને એક વિનંતી છે કે આપ આપના કરુણા-અંશથી એટલી કૃપા કરો કે અધમમાં અધમ યોનિઓમાં જવા છતાં પણ ભગવત્સ્મરણને નષ્ટ કરનારો મોહ અમને પ્રાપ્ત ન થાય. (૩૬)

તે સમયે સાધુજનોના હૃદયધન ભગવાન કમળનાભને જ્યારે ખબર પડી કે મારા દ્વારપાળોએ સનકાદિ સાધુઓનો અનાદર કર્યો છે ત્યારે તેઓ લક્ષ્મીજી સમેત પોતાનાં તે જ શ્રીચરણોથી ચાલીને જ ત્યાં પહોંચ્યા, કે જેમને પરમહંસ મુનિજનો પણ શોધતા રહે છે પણ સરળતાથી મેળવી શકતા નથી. (૩૭) સનકાદિકોએ જોયું કે તેમની સમાધિના વિષયભૂત શ્રીવૈકુંઠનાથ સ્વયં તેમને નેત્રગોચર (પ્રત્યક્ષ - દૃષ્ટિગોચર) થઈને પધાર્યા છે, તેમની સાથે જ પાર્ષદો છત્ર-ચામર વગેરે લઈને ચાલી રહ્યા છે તથા પ્રભુની બંને બાજુએ રાજહંસની પાંખો જેવાં બે શ્વેત ચામર ઢોળાઈ રહ્યાં છે. તેમના શીતળ વાયુથી, તેમના શ્વેત છત્રને લગાડેલી મોતીઓની ઝાલર ઝૂલતી રહીને એવી શોભી રહી છે કે જાણે ચંદ્રમાનાં કિરણોમાંથી અમૃતનાં બિંદુ ઝરી રહ્યાં હોય. (૩૮) પ્રભુ સમસ્ત સદ્ગુણોના આશ્રય છે; તેમની સૌમ્ય મુખમુદ્રા જોઈને જણાતું હતું કે જાણે તેઓ બધાં પર અવિરત કૃપા-સુધાનો વરસાદ વરસાવી રહ્યા છે. પોતાની સ્નેહસભર દૃષ્ટિથી તેઓ ભક્તોનાં હૃદયને સ્પર્શી રહ્યા હતા તથા તેમના સુવિશાળ શામળા વક્ષઃસ્થળ પર સુવર્ણરેખા-રૂપે સાક્ષાત્ લક્ષ્મીજી વિરાજમાન હતાં એવી પોતાની તે શોભાથી જાણે તેઓ સમસ્ત દિવ્ય લોકોના ચૂડામણિ વૈકુંઠધામને સુશોભિત કરી રહ્યા હતા. (એવા ભગવાનને તેમણે જોયા.) (૩૯) પીતાંબરથી મંડિત તેમના વિશાળ કટિપ્રદેશ પર ઝગમગતો કંદોરો અને ગળામાં ભ્રમરોથી મુખરિત (ગુંજતી) વનમાળા વિરાજી રહી હતી; તથા તેઓ કાંડાઓ પર સુંદર કંકણ પહેરેલો પોતાનો એક હાથ ગરુડજીની કાંધ પર મૂકીને બીજા હાથ વડે લીલા-કમળને ઘુમાવી રહ્યા હતા. તેમના અણમોલ ગાલ વીજળીની આભાને પણ તિરસ્કૃત કરનારા મકરાકૃતિવાળાં કુંડળોની શોભા વધારી રહ્યા હતા, ઉન્નત નાસિકા હતી, ઘણું સુંદર મુખ હતું, માથા પર મણિમય મુગટ વિરાજમાન હતો તથા ચારે ભુજાઓની વચ્ચે મહામૂલ્યવાન મનોહર

૧. પ્રા. પા. – તમભિક્રમ૦ । ૨. પ્રા. પા. – પ્રતિહતૌ૦ । ૩. પ્રા. પા. – ચ ચૂડા૦ । ૪. પ્રા. પા. – મણ્ડલાર્હ૦ ।

અત્રોપસૃષ્ટમિતિ ચોત્સ્મિતમિન્દિરાયાઃ
સ્વાનાં ધિયા વિરચિતં બહુસૌષ્ઠવાઢ્યમ્ ।
મહ્યં ભવસ્ય ભવતાં ચ ભજન્તમઙ્ગં
નેમુર્નિરીક્ષ્ય નવિતૃપ્તદશો મુદા કૈઃ ॥ ૪૨॥

તસ્યારવિન્દનયનસ્ય પદારવિન્દ-
કિઞ્જલ્કમિશ્રતુલસીમકરન્દવાયુઃ ।
અન્તર્ગતઃ સ્વવિવરેણ ચકાર તેષાં
સઙ્ક્ષોભમક્ષરજુષામપિ ચિત્તતન્વોઃ ॥ ૪૩॥

તે વા અમુષ્ય વદનાસિતપદ્મકોશ-
મુદ્વીક્ષ્ય સુન્દરતરાધરકુન્દહાસમ્ ।
લબ્ધાશિષઃ પુનરવેક્ષ્ય તદીયમઙ્ઘ્રિ-
દ્વન્દ્વં નખારુણમણિશ્રયણં નિદધ્યુઃ ॥ ૪૪॥

પુંસાં ગતિં મૃગયતામિહ યોગમાર્ગૈ-
ર્ધ્યાનાસ્પદં બહુમતં નયનાભિરામમ્ ।
પૌંસ્નં વપુર્દર્શયાનમનન્યસિદ્ધૈ-
રૌત્પત્તિકૈઃ સમગૃણન્ યુતમષ્ટભોગૈઃ ॥ ૪૫॥

*કુમારા ઊચુઃ*

યોઽન્તર્હિતો હૃદિ ગતોઽપિ દુરાત્મનાં ત્વં[1]
સોઽદ્યૈવ નો નયનમૂલમનન્ત રાદ્ધઃ ।
યર્હ્યેવ કર્ણવિવરેણ ગુહાં ગતો નઃ
પિત્રાનુવર્ણિતરહા ભવદુદ્ભવેન ॥ ૪૬॥

તં ત્વાં વિદામ ભગવન્ પરમાત્મતત્ત્વં
સત્ત્વેન સમ્પ્રતિ રતિં રચયન્તમેષામ્ ।
યત્તેઽનુતાપવિદિતૈર્દૃઢભક્તિયોગૈ[2]-
રુદ્ગ્રન્થયો હૃદિ વિદુર્મુનયો વિરાગાઃ ॥ ૪૭॥

હારની અને ગળામાં કૌસ્તુભમણિની અપૂર્વ શોભા હતી. (એવા ભગવાનને તેમણે જોયા.) (૪૦-૪૧) ભગવાનનો શ્રીવિગ્રહ ઘણો જ સૌંદર્યશાળી હતો. તેને જોઈને ભક્તોના મનમાં એવી કલ્પના થતી હતી કે તેની આગળ લક્ષ્મીજીના સૌંદર્યનો ઘમંડ પણ ગળી ગયો છે. બ્રહ્માજી કહે છે – દેવતાઓ! આ પ્રમાણે મારા, મહાદેવજીના અને તમારા માટે પરમ સુંદર વિગ્રહ ધારણ કરનારા શ્રીહરિને જોઈને સનક વગેરે મુનીશ્વરોએ નતમસ્તક થઈ તેમને પ્રણામ કર્યા. તે સમયે તેમની અદ્ભુત છબિ નિહાળતાં-નિહાળતાં તેમનાં નેત્રો તૃપ્ત થતાં ન હતાં. (૪૨)

સનકાદિ મુનીશ્વરો નિરંતર બ્રહ્માનંદમાં નિમગ્ન રહેતા હતા. પરંતુ જ્યારે ભગવાન કમલનયનનાં ચરણકમળોના મકરંદ સાથે મળેલી તુલસીની મંજરીની ગંધથી સુવાસિત (બનેલો) વાયુ નાસિકા દ્વારા તેમના અંતઃકરણમાં પ્રવેશ્યો ત્યારે તેઓ ભક્તિ-વિહ્વળ થઈને પોતાના શરીરને સંભાળી ન શક્યા. (૪૩) ભગવાનનું મુખ નીલકમળ જેવું હતું, અતિસુંદર અધર (હોઠ)થી અને કુંદ-કળી જેવા મનોહર સ્મિતથી તેમની શોભા અધિક વૃદ્ધિ પામેલી હતી. તેનું દર્શન કરીને તેઓ કૃતકૃત્ય થઈ ગયા; અને પછી પદ્મરાગ જેવા લાલ-લાલ નખોથી શોભતાં તેમનાં ચરણકમળ જોઈને તેઓ તેમનું જ ધ્યાન ધરવા લાગ્યા. (આ પ્રમાણે ભગવાનના મુખની છબિને જુએ છે તો તેમના ચરણ કમળો પરથી દૃષ્ટિ હટી જાય છે અને ચરણકમળોની શોભાને જુએ છે તો મુખકમળનું ધ્યાન છૂટી જાય છે. તેથી અંતઃકરણમાં બન્નેનું ધ્યાન ધરવા લાગ્યા.) (૪૪) મોક્ષ ઇચ્છનારા યોગીઓ જેને યોગમાર્ગ દ્વારા પ્રાપ્ત કરવા શોધ્યા કરે છે તથા ભક્તો જે સ્વરૂપનું આદરપૂર્વક ધ્યાન ધરે છે તેવા નેત્રોને લોભાવનારા અને અન્ય કોઈ પણ સાધનથી પ્રાપ્ત ન થનારા, સ્વાભાવિકરીતે અષ્ટ સિદ્ધિયુક્ત પોતાના શ્રીવિગ્રહને દેખાડનારા ભગવાનની સનકાદિ મુનિઓ સ્તુતિ કરે છે. (૪૫)

સનકાદિ મુનિઓએ કહ્યું અમારા પિતા બ્રહ્માજી જે આપનાથી જ ઉત્પન્ન થયા છે તેમણે અમને એકાંતમાં આપના રહસ્યનું જ્યારે વર્ણન કર્યું હતું તે જ વખતે અમારાં કર્ણછિદ્રો દ્વારા આપ અમારા હૃદયમાં આવીને બેસી ગયા હતા. હે અનંત! તે જ સ્વરૂપને આજે અમે અમારાં નેત્રો દ્વારા પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ. આપ અંતર્યામી રૂપે સર્વ લોકોના હૃદયમાં રહેલા હોવા છતાં અજ્ઞાનીઓ આપને જોઈ શકતા નથી. (૪૬) હે ભગવન્! સાક્ષાત્ પરમાત્મતત્ત્વ આપ જ છો એવું અમે જાણીએ છીએ. અત્યારે આપ આપના વિશુદ્ધ

૧. પ્રા. પા. – ત્વમદ્યૈવ । ૨. પ્રા. પા. – ૦ભક્તિયુક્તૈ૦ ।

નાત્યન્તિકં વિગણયન્ત્યપિ તે પ્રસાદં
કિન્ત્વન્યદર્પિતભયં ભ્રુવ ઉન્નયૈસ્તે ।
યેઽઙ્ગ [1]ત્વદઙ્ઘ્રિશરણા ભવતઃ કથાયાઃ
કીર્તન્યતીર્થયશસઃ કુશલા રસજ્ઞાઃ ॥ ૪૮॥

કામં ભવઃ સ્વવૃજિનૈર્નિરયેષુ નઃ સ્તા-
ચ્ચેતોઽલિવદ્યદિ નુ તે પદયો રમેત ।
વાચશ્ચ નસ્તુલસિવદ્યદિ તેઽઙ્ઘ્રિશોભાઃ
પૂર્યેત તે ગુણગણૈર્યદિ કર્ણરન્ધ્રઃ ॥ ૪૯॥

પ્રાદુશ્ચકર્થ યદિદં પુરુહૂત રૂપં
તેનેશ નિર્વૃતિમવાપુરલં દૃશો નઃ ।
તસ્મા[2] ઇદં ભગવતે નમ ઇદ્વિધેમ
યોઽનાત્મનાં દુરુદયો ભગવાન્ પ્રતીતઃ ॥ ૫૦॥

સત્ત્વમય વિગ્રહથી આ ભક્તોને આનંદિત કરી રહ્યા છો. આપની કૃપાથી પ્રાપ્ત થયેલ દૃઢ ભક્તિયોગ દ્વારા જેમની અહંકારવૃત્તિ ક્ષીણ થઈ ગઈ છે એવા વૈરાગી મુનિઓ જ આપના તત્ત્વને પોતાના હૃદયમાં જાણે છે. (૪૭) હે પ્રભુ! આપની સુકીર્તિ અત્યંત કીર્તનીય છે અને તે સાંસારિક દુઃખોનું નિવારણ કરનારી છે. આપનાં ચરણોના શરણમાં રહેનારા જે મહાભાગ્યશાળીઓ આપની કથાઓના રસિક છે તેઓ આપની આત્યંતિક કૃપા-સ્વરૂપ મોક્ષપદને પણ કંઈ અધિક ગણતા નથી, તો પછી સ્વર્ગ તેમના માટે કઈ મોટી વાત છે?; જ્યાં હંમેશા પતનનો ભય રહેલો જ છે. જ્યારે ભગવાનની કૃપા તો જન્મ-મરણરૂપી આવાગમનનો જ અંત કરી દે છે. (૪૮) હે ભગવાન! જો અમારું ચિત્ત ભમરાની જેમ આપનાં ચરણકમળોમાં જ રમણ કરતું રહે, અમારી વાણી તુલસીની જેમ આપનાં ચરણોના સંબંધથી જ સુશોભિત થાય અને અમારા કાન આપની સુકીર્તિની સુધાથી પરિપૂર્ણ રહે તો અમારાં પોતાનાં પાપોને કારણે ભલેને અમારો જન્મ નરક વગેરે યોનિઓમાં થાય – એની અમને કોઈ ચિંતા નથી. (૪૯) હે વિપુલકીર્તિ પ્રભુ! આપે અમારી સમક્ષ આ જે મનોહર રૂપ પ્રગટ કર્યું છે તેનાથી અમારી આંખોને ઘણું જ સુખ મળ્યું છે; વિષયાસક્ત, અજિતેન્દ્રિય મનુષ્યો માટે આપના આ રૂપનું દર્શન થવું અત્યંત મુશ્કેલ છે. આપ સાક્ષાત્ ભગવાન છો અને આ રીતે સ્પષ્ટપણે અમારી આંખો સામે પ્રગટ થયા છો. અમે આપને પ્રણામ કરીએ છીએ. (૫૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે જયવિજયયોઃ[3] સનકાદિશાપો નામ પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત જય-વિજયને સનકાદિનો શાપ નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.

═★═

# સોળમો અધ્યાય

## જય-વિજયનું વૈકુંઠમાંથી પતન

*બ્રહ્મોવાચ*

ઇતિ તદ્ ગૃણતાં[4] તેષાં મુનીનાં યોગધર્મિણામ્ ।
પ્રતિનન્દ્ય જગાદેદં વિકુણ્ઠનિલયો વિભુઃ ॥ ૧॥

*શ્રીભગવાનુવાચ*

એતૌ તૌ પાર્ષદૌ મહ્યં જયો વિજય એવ ચ ।
કદર્થીકૃત્ય માં યદ્વો બહ્વકાતામતિક્રમમ્ ॥ ૨॥

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે દેવગણ! સનકાદિ યોગનિષ્ઠ મુનિઓએ જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે વૈકુંઠવાસી શ્રીહરિએ તેમની પ્રશંસા કરતાં આ પ્રમાણે કહ્યું. (૧)

**શ્રીભગવાને કહ્યું** – હે મુનિઓ! આ જય-વિજય મારા પાર્ષદ છે. તેમણે મારી જરા પણ પરવા નહીં કરીને તમારો ઘણો ભારે અપરાધ કર્યો છે. (૨)

---

૧. પ્રા. પા. – યે વા । ૨. પ્રા. પા. – તસ્માદિદં । ૩. પ્રાચીન પ્રતમાં 'જયવિજયયોઃ સનકાદિશાપો નામ' એટલો ભાગ નથી.
૪. પ્રા. પા. – વદતાં ।

યસ્ત્વેતયોર્ધૃતો દણ્ડો ભવદ્ભિર્મામનુવ્રતૈઃ[1] ।
સ એવાનુમતોઽસ્માભિર્મુનયો દેવહેલનાત્ ॥ ૩॥

તદ્વઃ પ્રસાદયામ્યદ્ય બ્રહ્મ દૈવં પરં હિ મે ।
તદ્ધીત્યાત્મકૃતં મન્યે યત્સ્વપુમ્ભિરસત્કૃતાઃ ॥ ૪॥

યન્નામાનિ ચ ગૃહ્ણાતિ લોકો ભૃત્યે કૃતાગસિ ।
સોઽસાધુવાદસ્તત્કીર્તિં હન્તિ ત્વચમિવામયઃ ॥ ૫॥

યસ્યામૃતામલયશઃ શ્રવણાવગાહઃ
સદ્યઃ પુનાતિ જગદાશ્વપચાદ્વિકુણ્ઠઃ ।
સોઽહં ભવદ્ભ્ય ઉપલબ્ધસુતીર્થકીર્તિ-
શ્છિન્દ્યાં સ્વબાહુમપિ વઃ પ્રતિકૂલવૃત્તિમ્ ॥ ૬॥

યત્સેવયા ચરણપદ્મપવિત્રરેણું
સદ્યઃક્ષતાખિલમલં પ્રતિલબ્ધશીલમ્ ।
ન શ્રીર્વિરક્તમપિ માં વિજહાતિ યસ્યાઃ
પ્રેક્ષાલવાર્થ ઈતરે નિયમાન્ વહન્તિ ॥ ૭॥

નાહં તથાઽદ્મિ યજમાનહવિર્વિતાને
શ્ચ્યોતદ્ઘૃતપ્લુતમદન્ હુતભુઙ્મુખેન ।
યદ્બ્રાહ્મણસ્ય મુખતશ્ચરતોઽનુઘાસં
તુષ્ટસ્ય મય્યવહિતૈર્નિજકર્મપાકૈઃ ॥ ૮॥

યેષાં બિભર્મ્યહમખણ્ડવિકુણ્ઠયોગ-
માયાવિભૂતિરમલાઙ્ઘ્રિરજઃ[2] કિરીટૈઃ ।
વિપ્રાંસ્તુ કો ન વિષહેત યદર્હણામ્ભઃ
સદ્યઃ પુનાતિ સહચન્દ્રલલામલોકાન્ ॥ ૯॥

યે મે તનૂર્દ્વિજવરાન્દુહતીર્મદીયા
ભૂતાન્યલબ્ધશરણાનિ ચ ભેદબુદ્ધ્યા ।
દ્રક્ષ્યન્ત્યઘક્ષતદૃશો હ્યહિમન્યવસ્તાન્
ગૃધ્રા રુષા મમ કુષન્ત્યધિદણ્ડનેતુઃ ॥ ૧૦॥

તમે બધા પણ મારા અનુયાયી ભક્તો છો; તેથી આ રીતે મારી જ અવજ્ઞા કરવાને કારણે તમે તેમને (જય-વિજયને) જે દંડ આપ્યો છે તેમાં હું પણ સંમત છું. (૩) બ્રાહ્મણો મારા પરમ આરાધ્ય છે; મારા સેવકો વડે તમારો જે તિરસ્કાર થયો છે તેને હું મેં પોતે જ કરેલો માનું છું. તેથી હું તમારી પાસેથી પ્રસન્નતાની યાચના કરું છું. (૪) સેવકો અપરાધ કરે છે ત્યારે સંસાર તેમના સ્વામીનું જ નામ લે છે. તે અપયશ તેની કીર્તિને એવી રીતે કલંકિત કરી દે છે કે જેવી રીતે ત્વચાને ચર્મરોગ. કારણ કે સેવકના કરેલા કામનો યશ-અપયશ માલિકને ફાળે જાય છે. (૫) મારી નિર્મળ સુકીર્તિની સુધામાં ડૂબકી મારવાથી ચાંડાલ પર્યન્તનું સઘળું જગત તરત પવિત્ર થઈ જાય છે, તેથી જ હું 'વિકુંઠ' કહેવાઉં છું; પરંતુ આ પવિત્ર કીર્તિ મને તમારા-બ્રાહ્મણો થકી જ પ્રાપ્ત થયેલી છે. તેથી જે કોઈ તમારી વિરુદ્ધ આચરણ કરશે તે, મારી ભુજા પણ કેમ ન હોય, હું તેને તરત કાપી નાખીશ. (૬) તમારી સેવા કરવાથી જ મારી ચરણરજને એવી પવિત્રતા પ્રાપ્ત થઈ છે કે તે સઘળાં પાપોનો તત્કાળ નાશ કરી દે છે; અને મને એવો સુંદર સ્વભાવ મળ્યો છે કે મારા ઉદાસીન રહેવા છતાં પણ લક્ષ્મીજી મને એક ક્ષણ માટે પણ છોડતાં નથી – કે જેમનો લેશમાત્ર કૃપાકટાક્ષ પામવા બ્રહ્મા વગેરે અન્ય દેવતાઓ અનેક પ્રકારના નિયમો અને વ્રતોનું પાલન કરે છે (તોપણ). (૭) જેઓ પોતાનાં સંપૂર્ણ કર્મફળ મને અર્પણ કરીને હંમેશાં સંતુષ્ટ રહે છે તે નિષ્કામ બ્રાહ્મણો પ્રત્યેક કોળિયાથી તૃપ્ત થતા રહીને ઘીથી તરબોળ જાતજાતનાં પકવાનોનું જ્યારે ભોજન કરે છે ત્યારે તેમના મુખેથી હું જેટલો તૃપ્ત થાઉં છું તેટલો યજ્ઞમાં અગ્નિરૂપી મુખેથી યજમાને અર્પણ કરેલી આહુતિઓ ગ્રહણ કરીને થતો નથી. (૮) યોગમાયાનું અખંડ અને અપાર ઐશ્વર્ય મારે આધીન છે તથા મારાં ચરણોદકરૂપી ગંગાજી ચંદ્રમાને મસ્તક પર ધારણ કરનારા ભગવાન શંકર સમેત સમસ્ત લોકોને પવિત્ર કરે છે. આવો પરમ પવિત્ર અને પરમેશ્વર હોવા છતાં પણ હું જેમની પવિત્ર ચરણરજ પોતાના મુગટ પર ધારણ કરું છું તે બ્રાહ્મણોનું કર્મ કોણ સહન નહીં કરે? (તેથી આપે જય-વિજયને શાપ આપ્યો છે તેને યથાર્થ માનું છું.) (૯) બ્રાહ્મણો, દૂધ આપતી ગાયો અને અનાથ પ્રાણીઓ – એ મારાં જ શરીર છે. પાપોને લીધે વિવેકદૃષ્ટિ નષ્ટ થઈ જવાને કારણે જે મનુષ્યો તેમને મારાથી ભિન્ન સમજે છે તેમને, મારા વડે નિમાયેલા યમરાજના ગૃધ્ર (ગીધ) જેવા દૂતો કે જેઓ સર્પ જેવા ક્રોધી હોય છે – અત્યંત ક્રોધિત થઈને પોતાની ચાંચોથી

૧. પ્રા. પા. – ૦ર્મય્યનુવ્રતૈઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'રજઃ' શબ્દથી માંડીને ૧૧મા શ્લોકના 'ક્ષિપ૦' શબ્દ સુધીનો ભાગ લહિયાની ભૂલને લીધે મૂળમાં લખાયેલો નથી, ટિપ્પણીમાં છે.

યે બ્રાહ્મણાન્મયિ ધિયા ક્ષિપતોઽર્ચયન્ત-
સ્તુષ્યદ્દૃદઃ સ્મિતસુધોક્ષિતપદ્મવક્ત્રાઃ ।
વાણ્યાનુરાગકલયાઽઽત્મજવદ્ ગૃણન્તઃ
સમ્બોધયન્ત્યહમિવાહમુપાહૃતસ્તૈઃ ॥ ૧૧॥

તન્મે સ્વભર્તુરવસાયમલક્ષમાણૌ
યુષ્મદ્વ્યતિક્રમગતિં પ્રતિપદ્ય સદ્યઃ ।
ભૂયો મમાન્તિકમિતાં તદનુગ્રહો મે
યત્કલ્પતામચિરતો ભૃતયોર્વિવાસઃ ॥ ૧૨॥

બ્રહ્મોવાચ

અથ તસ્યોશતીં દેવીમૃષિકુલ્યાં સરસ્વતીમ્ ।
નાસ્વાદ્ય મન્યુદષ્ટાનાં તેષામાત્માપ્યતૃપ્યત ॥ ૧૩॥

સતીં વ્યાદાય શૃણ્વન્તો લઘ્વીં ગુર્વર્થગહ્વરામ્ ।
વિગાહ્યાગાધગમ્ભીરાં ન વિદુસ્તચ્ચિકીર્ષિતમ્ ॥ ૧૪॥

તે યોગમાયયાઽઽરબ્ધપારમેષ્ઠ્યમહોદયમ્ ।
પ્રોચુઃ પ્રાઞ્જલયો વિપ્રાઃ પ્રહૃષ્ટાઃ ક્ષુભિતત્વચઃ[1] ॥ ૧૫॥

ઋષય ઊચુઃ

ન વયં ભગવન્ વિદ્મસ્તવ દેવ ચિકીર્ષિતમ્ ।
કૃતો મેઽનુગ્રહશ્ચેતિ યદધ્યક્ષઃ પ્રભાષસે ॥ ૧૬॥

બ્રહ્મણ્યસ્ય પરં દૈવં બ્રાહ્મણાઃ કિલ તે પ્રભો ।
વિપ્રાણાં દેવદેવાનાં ભગવાનાત્મદૈવતમ્ ॥ ૧૭॥

ત્વત્તઃ સનાતનો ધર્મો રક્ષ્યતે તનુભિસ્તવ ।
ધર્મસ્ય પરમો ગુહ્યો નિર્વિકારો ભવાન્મતઃ ॥ ૧૮॥

તરન્તિ હ્યઞ્જસા મૃત્યું નિવૃત્તા યદનુગ્રહાત્ ।
યોગિનઃ સ ભવાન્ કિંસ્વિદનુગૃહ્યેત[2] યત્પરૈઃ ॥ ૧૯॥

ચૂંથે છે. (૧૦) બ્રાહ્મણ જો તિરસ્કારપૂર્વક કડવું પણ બોલે તેમ છતાં જે મનુષ્યો તેનામાં મારી ભાવના કરીને પ્રસન્નચિત્તે તથા અમૃતસભર સ્મિતયુક્ત મુખકમળથી તેનો આદર કરે છે તથા જેમ ગુસ્સે થયેલા પિતાને પુત્ર મનાવે છે તેવી જ રીતે જે મનુષ્યો પ્રેમપૂર્ણ વચનોથી પ્રાર્થના કરતા રહીને તે (બ્રાહ્મણ)ને શાંત કરે છે તેમણે મને વશ કરી લીધો છે. (૧૧) મારા આ સેવકોએ મારો અભિપ્રાય સમજ્યા વિના જ આપનું અપમાન કર્યું છે. તેથી મારી વિનંતીથી આપ મારા પર માત્ર એટલી કૃપા કરો કે આમનો નિર્વાસન-કાળ વહેલો સમાપ્ત થઈ જાય, આ લોકો પોતાના અપરાધને અનુરૂપ અધમ ગતિ ભોગવીને જલદીથી મારી પાસે આવી જાય. (આ બ્રાહ્મણો પ્રત્યે ભગવાનનો કેટલો આદર-ભાવ છે કે સ્વયં જગતના સ્વામી હોવા છતાં બ્રાહ્મણોને આટલું માન આપે છે? આ જ છે ભગવાનની ભગવત્તા.) (૧૨)

**શ્રીબ્રહ્માજી કહે છે** – હે દેવતાઓ! સનકાદિ મુનિઓ ક્રોધરૂપી સાપથી દંશ પામેલા હતા તોપણ તેમનું ચિત્ત અંતઃકરણને પ્રકાશિત કરનારી ભગવાનની મંત્રમયી સુમધુર વાણી સાંભળતાં તૃપ્ત થયું નહીં. (૧૩) ભગવાનનું કથન ઘણું જ મનોહર અને સંક્ષેપમાં હતું, પરંતુ તે એટલું અર્થસભર, સારયુક્ત, દુર્વિજ્ઞેય અને ગહન હતું કે ઘણું ધ્યાન દઈને સાંભળવા અને વિચારવા છતાં પણ તેઓ એ જાણી શક્યા નહીં કે ભગવાન શું કરવા ઇચ્છે છે. (૧૪) ભગવાનની આ અદ્ભુત ઉદારતા જોઈને તેઓ આનંદિત થયા અને તેમનું અંગેઅંગ પુલકિત થઈ ગયું. પછી યોગમાયાના પ્રભાવથી પોતાના ઐશ્વર્યનો પ્રભાવ પ્રગટ કરનારા પ્રભુને તેઓ હાથ જોડીને કહેવા લાગ્યા. (૧૫)

**મુનિઓએ કહ્યું** – હે સ્વયંપ્રકાશ ભગવન્! આપ સર્વેશ્વર હોવા છતાં પણ એમ જે કહી રહ્યા છો કે, 'તમે મારા પર કૃપા કરો' (કે આ બન્ને પોતાનો નિર્વાસનકાળ પૂરો કરીને મારી પાસે જલદી પાછા આવી જાય) તે કથનથી આપનો શો અભિપ્રાય છે – એ અમે જાણી શક્યા નથી. (૧૬) હે પ્રભુ! આપ બ્રાહ્મણોનું પરમ હિત કરનારા છો; તેથી લોકશિક્ષણ માટે આપ ભલેને એવું માનતા હો કે બ્રાહ્મણો મારા આરાધ્ય દેવ છે, પણ વસ્તુતઃ તો બ્રાહ્મણો તથા દેવતાઓના પણ દેવતા બ્રહ્માજીના પણ આપ જ આત્મા અને આરાધ્ય દેવ છો. (૧૭) સનાતન ધર્મ આપનાથી જ ઉત્પન્ન થયો છે, આપના અવતારો થકી જ અવારનવાર તેનું રક્ષણ થાય છે તથા નિર્વિકાર-સ્વરૂપ આપ જ ધર્મનું પરમ ગૂઢ રહસ્ય છો – આ શાસ્ત્રોનો મત છે. (૧૮) આપની કૃપાથી નિવૃત્તિપરાયણ યોગીઓ

૧. પ્રા. પા. – કુપિતં વચઃ । ૨. પ્રા. પા. – ઽદનુગ્રાહયતે પરમ્ ।

યં વૈ વિભૂતિરુપયાત્યનુવેલમન્યૈ-
  ર્થાર્થિભિઃ સ્વશિરસા ધૃતપાદરેણુઃ ।
ધન્યાર્પિતાઙ્ઘ્રિતુલસીનવદામધામ્નો
  લોકં મધુવ્રતપતેરિવ કામયાના ॥ ૨૦॥

યસ્તાં વિવિક્તચરિતૈરનુવર્તમાનાં[1]
  નાત્યાદ્રિયત્પરમભાગવતપ્રસઙ્ગઃ ।
સ ત્વં દ્વિજાનુપથપુણ્યરજઃ પુનીતઃ
  શ્રીવત્સલક્ષ્મ કિમગા ભગભાજનસ્ત્વમ્ ॥ ૨૧॥

ધર્મસ્ય તે ભગવતસ્ત્રિયુગ ત્રિભિઃ સ્વૈઃ
  પદ્ભિશ્ચરાચરમિદં દ્વિજદેવતાર્થમ્ ।
નૂનં ભૃતં તદભિઘાતિ રજસ્તમશ્ચ
  સત્ત્વેન નો વરદયા તનુવા નિરસ્ય ॥ ૨૨॥

ન ત્વં દ્વિજોત્તમકુલં યદિહાત્મગોપં
  ગોપ્તા વૃષઃ સ્વર્હણેન સસૂનૃતેન ।
તર્હ્યેવ નઙ્ક્ષ્યતિ શિવસ્તવ દેવ પન્થા
  લોકોઽગ્રહીષ્યદૃષભસ્ય હિ તત્પ્રમાણમ્ ॥ ૨૩॥

તત્તેઽનભીષ્ટમિવ સત્ત્વનિધેર્વિધિત્સોઃ
  ક્ષેમં જનાય નિજશક્તિભિરુદ્ધૃતારેઃ ।
નૈતાવતા ત્ર્યધિપતેર્બત વિશ્વભર્તુ-
  સ્તેજઃ ક્ષતં ત્વવનતસ્ય સ તે વિનોદઃ ॥ ૨૪॥

યં વાઽનયોર્દમમધીશ ભવાન્ વિધત્તે[2]
  વૃત્તિં નુ વા તદનુમન્મહિ નિર્વ્યલીકમ્ ।
અસ્માસુ વા ય ઉચિતો ધ્રિયતાં સ દણ્ડો
  યેઽનાગસૌ વયમયુઙ્ક્ષ્મહિ કિલ્બિષેણ ॥ ૨૫॥

સહજપણે જ મૃત્યુરૂપી સંસારસાગર તરી જાય છે; પછી ભલા, અન્ય કોઈ આપના પર શી કૃપા કરી શકે? (૧૯) હે ભગવાન! બીજા અર્થકામી મનુષ્યો જેમની ચરણરજને હંમેશાં પોતાના મસ્તક પર ધારણ કરે છે તેવાં લક્ષ્મીજી નિરંતર આપની સેવામાં સંલગ્ન રહે છે; તે એમ લાગે છે કે, ભાગ્યશાળી ભક્તો આપનાં ચરણોમાં જે તાજી તુલસીની માળાઓ અર્પણ કરે છે તેમના પર ગુંજન કરતા ભમરાઓની જેમ તે લક્ષ્મીજી પણ આપનાં ચરણકમળોને જ પોતાનું નિવાસસ્થાન બનાવવા ઇચ્છે છે. (૨૦) પરંતુ પોતાનાં પવિત્ર ચરિત્રોથી નિરંતર સેવા કરવા તત્પર રહેનારાં તે લક્ષ્મીજીનો પણ આપ વિશેષ આદર કરતા નથી, આપ તો પોતાના ભક્તો સાથે જ વિશેષ પ્રેમ રાખો છો. આપ પોતે જ સંપૂર્ણ સેવનીય ગુણોના આશ્રય છો. છતાં બ્રાહ્મણોના ચરણોથી પવિત્ર થયેલી રજ અને શ્રીવત્સ (ભૃગુચિહ્ન)થી શું આપ પવિત્ર થાઓ છો? આપ સ્વયં પરમ શ્રેષ્ઠ છો. આપે બ્રાહ્મણોને અપનાવ્યા છે. લક્ષ્મીજી આપની સેવા કરે છે, એવા ઐશ્વર્યના માલિક આપ હોવા છતાં બ્રાહ્મણોને આપ એટલો આદર આપો છો? (૨૧)

હે ભગવાન! આપ સાક્ષાત્ ધર્મસ્વરૂપ છો. આપ સત્યયુગ વગેરે ત્રણે યુગોમાં પ્રત્યક્ષરૂપે વિદ્યમાન રહો છો તથા બ્રાહ્મણો અને દેવતાઓ માટે તપ, શૌચ અને દયા – પોતાનાં આ ત્રણ ચરણોથી આ જડચેતન જગતનું રક્ષણ કરો છો. હવે આપ પોતાની શુદ્ધ સત્ત્વમયી વરદાયિની મૂર્તિથી અમારા ધર્મવિરોધી રજોગુણ-તમોગુણને દૂર કરો. (૨૨) હે દેવ! આ બ્રાહ્મણકુળ આપના વડે અવશ્ય રક્ષણપાત્ર છે. જો સાક્ષાત્ ધર્મરૂપ હોવા છતાં પણ આપ સુમધુર વાણી અને પૂજન વગેરે વડે જો આ ઉત્તમ કુળનું રક્ષણ નહીં કરો તો આપે નિશ્ચિત કરેલો કલ્યાણમાર્ગ જ નષ્ટ થઈ જશે; કારણ કે આ લોક તો શ્રેષ્ઠ પુરુષોના આચરણને જ પ્રમાણ તરીકે ગ્રહણ કરે છે. આપ બ્રાહ્મણોનો આદર કરો છો તે જોઈને અન્ય લોકો પણ તેમનો આદર કરે છે. (૨૩) હે પ્રભુ! આપ સત્ત્વગુણની ખાણ છો અને બધા જ જીવોનું કલ્યાણ કરવા ઉત્સુક છો. તેથી જ આપ પોતાની શક્તિરૂપી રાજા વગેરે દ્વારા ધર્મના શત્રુઓનો સંહાર કરો છો; કારણ કે વેદમાર્ગનો ઉચ્છેદ આપને અભિપ્રેત નથી. આપ ત્રિલોકપતિ અને જગત્પ્રતિપાલક હોવા છતાં પણ બ્રાહ્મણો પ્રત્યે એટલા નમ્ર રહો છો કે તેથી આપના તેજને કોઈ હાનિ થતી નથી; આ તો આપની લીલામાત્ર છે. (૨૪) હે સર્વેશ્વર! આ દ્વારપાળોને આપને યોગ્ય લાગે તેવો દંડ આપો અથવા તો પુરસ્કારરૂપે તેમની

૧. પ્રા. પા. – ઙમાનો । ૨. પ્રા. પા. – વિચષ્ટે ।

*શ્રીભગવાનુવાચ*

એતૌ સુરેતરગતિં પ્રતિપદ્ય સદ્યઃ
સંરમ્ભસમ્ભૃતસમાધ્યનુબદ્ધયોગૌ ।
ભૂયઃ સકાશમુપયાસ્યત આશુ યો વઃ
શાપો મયૈવ [1]નિમિતસ્તદવૈત વિપ્રાઃ ॥ ૨૬॥

*બ્રહ્મોવાચ*

અથ તે મુનયો દૃષ્ટ્વા નયનાનન્દભાજનમ્ ।
વૈકુણ્ઠં તદધિષ્ઠાનં વિકુણ્ઠં ચ સ્વયંપ્રભમ્ [2] ॥ ૨૭॥

ભગવન્તં પરિક્રમ્ય પ્રણિપત્યાનુમાન્ય [3] ચ ।
પ્રતિજગ્મુઃપ્રમુદિતાઃશંસન્તો વૈષ્ણવીં શ્રિયમ્ ॥ ૨૮॥

ભગવાનનુગાવાહ યાતં મા ભૈષ્ટમસ્તુ શમ્ ।
બ્રહ્મતેજઃ સમર્થોઽપિ હન્તું નેચ્છે મતં તુ મે ॥ ૨૯॥

એતત્પુરૈવ નિર્દિષ્ટં રમયા ક્રુદ્ધયા યદા ।
પુરાઽપવારિતા દ્વારિ વિશન્તી મય્યુપારતે ॥ ૩૦॥

મયિ સંરમ્ભયોગેન નિસ્તીર્ય બ્રહ્મહેલનમ્ ।
પ્રત્યેષ્યતં નિકાશં મે કાલેનાલ્પીયસા પુનઃ ॥ ૩૧॥

દ્વાઃસ્થાવાદિશ્ય ભગવાન્ વિમાનશ્રેણિભૂષણમ્ ।
સર્વાતિશયયા લક્ષ્મ્યા જુષ્ટં સ્વં ધિષ્ણ્યમાવિશત્ ॥ ૩૨॥

તૌ તુ ગીર્વાણઋષભૌ દુસ્તરાદ્ધરિલોકતઃ ।
હતશ્રિયૌ બ્રહ્મશાપાદભૂતાં વિગતસ્મયૌ ॥ ૩૩॥

તદા વિકુણ્ઠધિષણાત્તયોર્નિપતમાનયોઃ ।
હાહાકારો મહાનાસીદ્વિમાનાગ્ર્યેષુ પુત્રકાઃ ॥ ૩૪॥

તાવેવ હ્યધુના પ્રાપ્તૌ પાર્ષદપ્રવરૌ હરેઃ ।
દિતેર્જઠરનિર્વિષ્ટં કાશ્યપં તેજ ઉલ્બણમ્ ॥ ૩૫॥

તયોરસુરયોરદ્ય તેજસા યમયોર્હિ વઃ ।
આક્ષિપ્તં તેજ એતર્હિ ભગવાંસ્તદ્વિધિત્સતિ ॥ ૩૬॥

વૃત્તિને વધારો — અમે નિષ્કપટભાવે બધી રીતે આપની સાથે સહમત છીએ. અથવા અમે આપના આ નિરપરાધ સેવકોને શાપ આપ્યો છે માટે અમને યોગ્ય દંડ આપો એ પણ અમને સહર્ષ સ્વીકાર્ય છે. (૨૫)

**શ્રીભગવાને કહ્યું** — હે મુનિઓ! તમે આમને જે શાપ આપ્યો છે તે, સાચું માનજો કે મારી જ પ્રેરણાથી બન્યું છે. હવે આ બન્ને તત્કાળ દૈત્ય-યોનિ પામશે અને ત્યાં ક્રોધાવેગને લીધે વધેલી એકાગ્રતાને કારણે સુદૃઢ યોગથી સંપન્ન થઈને ફરી પાછા જલદીથી મારી પાસે આવી જશે. (૨૬)

**શ્રીબ્રહ્માજી કહે છે** — ત્યારપછી તે મુનીશ્વરોએ નયનાભિરામ, ભગવાન વિષ્ણુનાં અને તેમના સ્વયંપ્રકાશિત વૈકુંઠધામનાં દર્શન કરીને પ્રભુની પરિક્રમા કરી અને તેમને પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા મેળવીને ભગવાનના ઐશ્વર્યનું વર્ણન કરતા-કરતા આનંદિત થઈને ત્યાંથી પાછા વળી ગયા. (૨૭-૨૮) પછી ભગવાને પોતાના સેવકોને કહ્યું — 'જાઓ, મનમાં કોઈ પ્રકારનો ભય રાખશો નહીં, તમારું કલ્યાણ થશે. હું સર્વ કાંઈ કરવામાં સમર્થ હોવા છતાં પણ બ્રહ્મતેજને નષ્ટ કરી દેવા માગતો નથી; કારણ કે મને એવું જ માન્ય છે. (૨૯) એક વાર હું યોગનિદ્રામાં સ્થિત થયેલો હતો ત્યારે તમે દરવાજે પ્રવેશતાં લક્ષ્મીજીને રોક્યાં હતાં. તે સમયે તેમણે ક્રોધિત થઈને પહેલાંથી જ તમને આ શાપ આપી દીધો હતો. (૩૦) હવે દૈત્ય-યોનિમાં મારા પ્રત્યે ક્રોધાવિષ્ટ વૃત્તિ રહેવાને લીધે તમારી જે એકાગ્રતા થશે તેનાથી તમે આ બ્રાહ્મણતિરસ્કારજનિત પાપમાંથી મુક્ત થઈ જશો અને થોડા જ સમયમાં મારી પાસે પાછા આવી જશો. (૩૧) દ્વારપાળોને આ રીતે આજ્ઞા આપીને ભગવાને વિમાનોની શ્રેણીઓથી સજાયેલા સર્વાધિક શ્રીસંપન્ન સ્વ-ધામમાં પ્રવેશ કર્યો. (૩૨) તે દેવશ્રેષ્ઠ જય-વિજય તો બ્રાહ્મણોના શાપને કારણે ભગવાનના તે અનુલ્લંઘનીય ધામમાં જ શ્રીહીન થઈ ગયા તથા તેમનો બધો ગર્વ ગળી ગયો. (૩૩) હે પુત્રો! પછી જ્યારે તેઓ વૈકુંઠલોકમાંથી નીચે પડવા લાગ્યા ત્યારે ત્યાં શ્રેષ્ઠ વિમાનો પર આરૂઢ વૈકુંઠવાસીઓમાં મોટો હાહાકાર મચી ગયો. (૩૪) તે સમયે દિતિના ગર્ભમાં કશ્યપજીનું જે ઉગ્ર તેજ રહેલું હતું તેમાં ભગવાનના તે પાર્ષદશ્રેષ્ઠોએ જ પ્રવેશ કર્યો છે. (૩૫) તે બંને અસુરોના તેજને લીધે તમારા સૌનું તેજ ફીક્કું પડી

૧. પ્રા. પા. — નિહિત૦ । ૨. પ્રા. પા. — ૦પ્રભુઃ । ૩. પ્રા. પા. — ૦ભાવ્ય ચ ।

વિશ્વસ્ય યઃ સ્થિતિલયોદ્ભવહેતુરાદ્યો
યોગેશ્વરૈરપિ દુરત્યયયોગમાયઃ ।
ક્ષેમં વિધાસ્યતિ સ નો ભગવાંસ્ત્ર્યધીશ-
સ્તત્રાસ્મદીયવિમૃશેન કિયાનિહાર્થઃ ॥ ૩૭॥

ગયું છે. આ સમયે ભગવાન આવું જ કરવા ઇચ્છે છે. (૩૬) જે આદિપુરુષ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે, જેમની યોગમાયાનો મોટા-મોટા યોગીઓ પણ ઘણી મુશ્કેલીથી પાર પામી શકે છે તે સત્ત્વગુણ વગેરે ત્રણે ગુણોના નિયંતા શ્રીહરિ જ આપણું કલ્યાણ કરશે. હવે આ બાબતમાં આપણા વિશેષ વિચાર કરવાથી શો લાભ? (૩૭)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત સોળમો અધ્યાય સમાપ્ત.

==★==

# સત્તરમો અધ્યાય

## હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનો જન્મ તથા હિરણ્યાક્ષનો દિગ્વિજય

*મૈત્રેય ઉવાચ*

નિશમ્યાત્મભુવા ગીતં કારણં શઙ્કયોજ્ઝિતાઃ ।
તતઃ સર્વે ન્યવર્તન્ત ત્રિદિવાય દિવૌકસઃ ॥ ૧॥

દિતિસ્તુ ભર્તુરાદેશાદપત્યપરિશઙ્કિની ।
પૂર્ણે વર્ષશતે સાધ્વી પુત્રૌ પ્રસુષુવે યમૌ ॥ ૨॥

ઉત્પાતા બહવસ્તત્ર નિપેતુર્જાયમાનયોઃ ।
દિવિ ભુવ્યન્તરિક્ષે ચ લોકસ્યોરુભયાવહાઃ ॥ ૩॥

સહાચલા ભુવશ્ચેલુર્દિશઃ સર્વાઃ પ્રજજ્વલુઃ ।
સોલ્કાશ્ચાશનયઃ પેતુઃ કેતવશ્ચાર્તિહેતવઃ ॥ ૪॥

વવૌ વાયુઃ સુદુઃસ્પર્શઃ ફૂત્કારાનીરયન્મુહુઃ ।
ઉન્મૂલયન્નગપતીન્વાત્યાનીકો રજોધ્વજઃ ॥ ૫॥

ઉદ્ધસત્તડિદમ્ભોદઘટયા નષ્ટભાગણે ।
વ્યોમ્નિ પ્રવિષ્ટતમસા ન સ્મ વ્યાદશ્યતે પદમ્ ॥ ૬॥

ચુક્રોશ વિમના વાર્ધિરુદૂર્મિઃ[1] ક્ષુભિતોદરઃ ।
સોદપાનાશ્ચ સરિતશ્ચુક્ષુભુઃ શુષ્કપઙ્કજાઃ ॥ ૭॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! બ્રહ્માજીના કહેવાથી અંધકારનું કારણ જાણીને દેવતાઓની શંકાનું નિવારણ થઈ ગયું અને પછી તે બધા સ્વર્ગલોકમાં પાછા આવી ગયા. (૧)

આ બાજુ દિતિને પોતાના પતિદેવના કથન અનુસાર પુત્રો તરફથી ઉપદ્રવ વગેરેની આશંકા થતી રહેતી હતી; તેથી જ્યારે પૂરાં સો વર્ષ વીતી ગયાં ત્યારે તે સાધ્વીએ બે યમજ (જોડકા) પુત્રોને જન્મ આપ્યો. (૨) તેમના જન્મ લેવાના સમયે સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં અનેક ઉત્પાતો થવા લાગ્યા, જેનાથી લોકો અત્યંત ભયભીત થઈ ગયા. (૩) જ્યાં ને ત્યાં પૃથ્વી અને પર્વતો કંપવા લાગ્યાં, બધી દિશાઓ સળગવા લાગી, ઠેર-ઠેર ઉલ્કાપાત થવા લાગ્યો, વીજળીઓ પડવા લાગી અને આકાશમાં અનિષ્ટસૂચક ધૂમકેતુ (પૂંછડિયો તારો) દેખાવા લાગ્યો. (૪) વારંવાર સૂસવાટા મારતો અને મોટાં-મોટાં વૃક્ષોને ઉખાડી નાખતો ઘણો વિકરાળ અને અસહ્ય પવન ફૂંકાવા લાગ્યો. તે સમયે આંધી તેની સેના જેવી અને ઊડતી ધૂળ ધજા જેવી જણાતી હતી. (૫) વીજળી કડાકાબંધ ચમકીને જાણે ખિલખિલાટ કરતી હતી. વાદળાંઓએ એવું ગાઢ રૂપ ધારણ કર્યું કે સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહોનો લોપ થઈ જવાથી આકાશમાં ઘેરો અંધકાર છવાઈ ગયો. તે સમયે ક્યાંય કશું પણ દેખાતું ન હતું. (૬) સમુદ્ર દુઃખી મનુષ્યની જેમ ઘોંઘાટ કરવા લાગ્યો, તેમાં ઊંચાં-ઊંચાં મોજાં ઊઠવા લાગ્યાં અને તેની ભીતર રહેનારા જીવોમાં ભારે હલફલ થઈ ગઈ. નદીઓ

૧. પ્રા. પા. – ૦રૂર્મિભિઃ ક્ષુભિ૦ ।

મુહુ: પરિધયોઽભૂવન્ સરાહ્વો: શશિસૂર્યયો: ।
નિર્ઘાતા રથનિર્હ્રાદા વિવરેભ્ય: પ્રજજ્ઞિરે ॥ ૮॥

અન્તર્ગ્રામેષુ મુખતો વમન્ત્યો વહ્નિમુલ્બણમ્ ।
સૃગાલોલૂકટઙ્કારૈ: પ્રણેદુરશિવં[1] શિવા: ॥ ૯॥

સઙ્ગીતવદ્રોદનવદુન્નમય્ય શિરોધરામ્ ।
વ્યમુઞ્ચન્ વિવિધા વાચો ગ્રામસિંહાસ્તતસ્તત: ॥ ૧૦॥

ખરાશ્ચ કર્કશૈ: ક્ષત્ત: ખુરૈર્ઘ્નન્તો ધરાતલમ્ ।
ખાર્કારરભસા મત્તા: પર્યધાવન્ વરૂથશ: ॥ ૧૧॥

રુદન્તો રાસભત્રસ્તા નીડાદુદપતન્ ખગા: ।
ઘોષેઽરણ્યે ચ પશવ: શકૃન્મૂત્રમકુર્વત ॥ ૧૨॥

ગાવોઽત્રસન્નસૃગ્દોહાસ્તોયદા:પૂયવર્ષિણ: ।
વ્યરુદન્દેવલિઙ્ગાનિ દ્રુમા:પેતુર્વિનાઽનિલમ્ ॥ ૧૩॥

ગ્રહાન્ પુણ્યતમાનન્યે ભગણાંશ્ચાપિ દીપિતા: ।
અતિચેરુર્વક્રગત્યા યુયુધુશ્ચ પરસ્પરમ્ ॥ ૧૪॥

દૃષ્ટ્વાન્યાંશ્ચ મહોત્પાતાનતત્તત્ત્વવિદ:પ્રજા: ।
બ્રહ્મપુત્રાનૃતે ભીતા મેનિરે વિશ્વસમ્પ્લવમ્ ॥ ૧૫॥

તાવાદિદૈત્યૌ સહસા વ્યજ્યમાનાત્મપૌરુષૌ ।
વવૃધાતેઽશ્મસારેણ કાયેનાદ્રિપતી ઇવ ॥ ૧૬॥

દિવિસ્પૃશૌ હેમકિરીટકોટિભિ-
ર્નિરુદ્ધકાષ્ઠૌ સ્ફુરદઙ્ગદાભુજૌ[2] ।
ગાં કમ્પયન્તૌ ચરણૈ: પદે પદે
કટ્યા સુકાઞ્ચ્યાઽર્કમતીત્ય તસ્થતુ: ॥ ૧૭॥

અને બીજાં જળાશયોમાં પણ મોટો ખળભળાટ મચી ગયો અને તેમાંનાં કમળ સુકાઈ ગયાં. (૭) સૂર્ય અને ચંદ્રનો વારંવાર ગ્રાસ થવા લાગ્યો અને તેમની ચારે તરફ અમંગળસૂચક મંડળ રચાવા લાગ્યાં. વાદળાંઓ વિના જ ગર્જનનો અવાજ થવા લાગ્યો તથા ગુફાઓમાંથી રથના ઘરઘરાટ જેવો અવાજ નીકળવા લાગ્યો. (૮) ગામોમાં ગીધો અને ઘુવડોના ભયાનક શબ્દો સાથે જ શિયાળવાં મોંમાંથી ભભૂકતી આગ ઓકીને ભારે અમંગળ અવાજો કરવા લાગ્યાં. (૯) જ્યાં ને ત્યાં કૂતરાંઓ પોતાની ડોક ઊંચી કરીને ક્યારેક ગાતાં હોય તો ક્યારેક રોતાં હોય એમ જાતજાતના અવાજ કરવા લાગ્યાં. (૧૦) હે વિદુરજી! ટોળેટોળાંમાં ગધેડાંઓ પોતાની કઠોર ખરીઓથી જમીન ખોદતાં અને ભૂંકવાનો અવાજ કરતાં ગાંડાં થઈને અહીંતહીં દોડવા લાગ્યાં. (૧૧) ગધેડાંઓના ભૂંકવાથી ડરી જઈને પક્ષીઓ રડવા - કીકિયારીઓ કરવા લાગ્યાં અને માળાઓમાંથી ઊડી જવા લાગ્યાં. પોતાની ગમાણોમાં બંધાયેલાં અને વનમાં ચરતાં ગાય-બળદ વગેરે પશુઓએ ભયનાં માર્યાં મળ-મૂત્ર કરી દીધાં. (૧૨) ગાયો એવી ડરી ગઈ કે દોહવાથી તેમનાં થાનોમાંથી લોહી નીકળવા લાગ્યું, વાદળો પરુનો વરસાદ વરસાવવા લાગ્યાં, દેવમૂર્તિઓની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં અને વગર આંધીએ જ વૃક્ષો ઊખડી-ઊખડીને પડવા લાગ્યાં. (૧૩) શનિ, રાહુ વગેરે ક્રૂર ગ્રહો પ્રબળ થઈને ચંદ્ર, બૃહસ્પતિ (ગુરુ) વગેરે સૌમ્ય ગ્રહોને તથા ઘણાંબધાં નક્ષત્રોને અતિક્રમીને વક્ર ગતિએ ચાલવા લાગ્યા તથા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. (૧૪) આવા જ બીજા પણ અનેક ભયંકર ઉત્પાતો જોઈને સનકાદિ વગેરે સિવાયના બીજા બધા જ જીવો ભયભીત થઈ ગયા તથા તે ઉત્પાતોનું રહસ્ય નહીં જાણવાને કારણે તેઓ એમ સમજ્યા કે હવે સંસારનો પ્રલય થનાર છે. (૧૫)

તે બંને આદિ-દૈત્યો જન્મ્યા પછી તરત જ પોતાનાં વજ્ર જેવાં કઠોર શરીરે વધીને મોટા પર્વતો જેવા થઈ ગયા તથા તેમનું પૂર્વપરાક્રમ પણ પ્રગટ થઈ ગયું. (૧૬) તેઓ એટલા ઊંચા હતા કે તેમના સુવર્ણમય મુગટોનો અગ્રભાગ સ્વર્ગને સ્પર્શતો હતો અને તેમનાં વિશાળ શરીરોથી સઘળી દિશાઓ ઢંકાઈ જતી હતી. તેમની ભુજાઓ પર સુવર્ણના બાજુબંધ ચમકી રહ્યા હતા. તેઓ ધરતી પર જે એક-એક ડગ માંડતા હતા તેનાથી ભૂકંપ થવા લાગતો હતો અને જ્યારે તેઓ ઊભા રહી જતા હતા ત્યારે તેમની ઝગમગતી ચમકીલી કટિમેખલાથી

૧. પ્રા. પા. – ૦શિવા: । ૨. પ્રા. પા. – ૦દાવુભૌ ।

પ્રજાપતિર્નામ તયોરકાર્ષીદ્
યઃ પ્રાક્ સ્વદેહાદ્યમયોરજાયત ।
તં વૈ હિરણ્યકશિપું વિદુઃ પ્રજા
યં તં હિરણ્યાક્ષમસૂત સાગ્રતઃ ॥ ૧૮॥

ચક્રે હિરણ્યકશિપુર્દોર્ભ્યાં બ્રહ્મવરેણ ચ ।
વશે સપાલાઁલ્લોકાંસ્ત્રીનકુતોમૃત્યુરુદ્ધતઃ ॥ ૧૯॥

હિરણ્યાક્ષોઽનુજસ્તસ્ય પ્રિયઃ પ્રીતિકૃદન્વહમ્ ।
ગદાપાણિર્દિવં યાતો યુયુત્સુર્મૃગયન્ રણમ્ ॥ ૨૦॥

તં વીક્ષ્ય દુઃસહજવં રણત્કાઞ્ચનનૂપુરમ્ ।
વૈજયન્ત્યા સ્રજા જુષ્ટમંસન્યસ્તમહાગદમ્ ॥ ૨૧॥

મનોવીર્યવરોત્સિક્તમસૃણ્યમકુતોભયમ્ ।
ભીતા નિલિલ્યિરે દેવાસ્તાર્ક્ષ્યત્રસ્તા ઈવાહયઃ ॥ ૨૨॥

સ વૈ તિરોહિતાન્ દૃષ્ટ્વા મહસા સ્વેન દૈત્યરાટ્ ।
સેન્દ્રાન્દેવગણાન્ ક્ષીબાનપશ્યન્ વ્યનદદ્ ભૃશમ્ ॥ ૨૩॥

તતો નિવૃત્તઃ ક્રીડિષ્યન્ ગમ્ભીરં ભીમનિસ્વનમ્ ।
વિજગાહે મહાસત્ત્વો વાર્ધિં મત્ત ઈવ દ્વિપઃ ॥ ૨૪॥

તસ્મિન્ પ્રવિષ્ટે વરુણસ્ય સૈનિકા
યાદોગણાઃ સન્નધિયઃ સસાધ્વસાઃ ।
અહન્યમાના અપિ તસ્ય વર્ચસા
પ્રધર્ષિતા દૂરતરં પ્રદુદ્રુવુઃ ॥ ૨૫॥

સ વર્ષપૂગાનુદધૌ મહાબલ-
શ્ચરન્મહોર્મીઞ્છ્વસનેરિતાન્મુહુઃ[1] ।
મૌર્વ્યાભિજઘ્ને[2] ગદયા વિભાવરી-
માસેદિવાંસ્તાત પુરીં[3] પ્રચેતસઃ ॥ ૨૬॥

તત્રોપલભ્યાસુરલોકપાલકં
યાદોગણાનામૃષભં પ્રચેતસમ્ ।
સ્મયન્ પ્રલબ્ધું પ્રણિપત્ય નીચવ-
જ્જગાદ મે દેહ્યધિરાજ સંયુગમ્ ॥ ૨૭॥

સુશોભિત કમર પોતાના પ્રકાશથી સૂર્યને પણ પરાસ્ત કરતી હતી. (૧૭) તેઓ બંને યમજ (જોડિયા) હતા. પ્રજાપતિ કશ્યપજીએ તેમનું નામકરણ કર્યું. એમાંનો જે પહેલો તેમના વીર્યથી દિતિના ગર્ભમાં સ્થાપિત થયો હતો તેનું નામ હિરણ્યકશિપુ રાખ્યું અને દિતિના ગર્ભમાંથી જે પહેલો નીકળ્યો તે હિરણ્યાક્ષના નામે વિખ્યાત થયો. (૧૮)

હિરણ્યકશિપુ બ્રહ્માજીના વરદાનથી મૃત્યુના ભયથી મુક્ત થઈ જવાને કારણે ઘણો ઉદ્ધત બની ગયો હતો. તેણે પોતાના બાહુબળથી લોકપાલો સમેત ત્રણે લોકને પોતાને વશ કરી લીધા. (૧૯) તે પોતાના નાના ભાઈ હિરણ્યાક્ષને ઘણો પ્રેમ કરતો હતો અને તે (હિરણ્યાક્ષ) પણ હંમેશાં પોતાના મોટા ભાઈને ગમતું કાર્ય કરતો રહેતો હતો. એક દિવસે તે હિરણ્યાક્ષ હાથમાં ગદા લઈને યુદ્ધની તક ખોળતો-ખોળતો સ્વર્ગલોકમાં જઈ પહોંચ્યો. (૨૦) તેનો વેગ ભારે અસહ્ય હતો. તેના પગોમાં સોનાનાં નૂપુર ઝણકી રહ્યાં હતાં, ગળામાં વિજયસૂચક માળા પહેરેલી હતી અને ખભા પર વિશાળ ગદા રાખેલી હતી. (૨૧) તેના મનોબળે, શારીરિક શક્તિએ અને બ્રહ્માજીના વરદાને તેને ઉન્મત્ત કરી મૂક્યો હતો; તેથી તે સર્વથા નિરંકુશ અને નિર્ભય થઈ રહ્યો હતો. તેને જોઈને દેવતાઓ બીકના માર્યા એવી રીતે જ્યાં-ત્યાં સંતાઈ ગયા, જેમ ગરુડના ભયથી સર્પો સંતાઈ જાય છે. (૨૨) દૈત્યરાજ હિરણ્યાક્ષે જ્યારે જોયું કે મારા તેજ સામે મોટા-મોટા ગર્વિષ્ઠ ઈન્દ્ર વગેરે દેવતાઓ પણ સંતાઈ ગયા છે ત્યારે તેમને પોતાની સામે નહીં જોતાં તે વારંવાર ભયંકર ગર્જના કરવા લાગ્યો. (૨૩) પછી તે મહાબલી દૈત્ય ત્યાંથી પાછો ફરીને જળક્રીડા કરવા માટે મદમસ્ત હાથીની જેમ ઊંડા સમુદ્રમાં પેઠો કે જેમાં મોજાંની ઘણી ભયંકર ગર્જના થઈ રહી હતી. (૨૪) જેવો તેણે સમુદ્રમાં પગ મૂક્યો કે તરત બીકના માર્યા વરુણના સૈનિકો - જળચર જીવો હેબતાઈ ગયા અને કોઈ પણ પ્રકારનું અડપલું નહીં કરવા છતાં પણ તેઓ તેની ધાકથી જ ગભરાઈને ઘણા દૂર ભાગી ગયા. (૨૫) મહાબલી હિરણ્યાક્ષ અનેક વર્ષો સુધી સમુદ્રમાં જ ઘૂમતો રહ્યો અને સામે કોઈ પ્રતિપક્ષી નહીં મળતાં વારંવાર વાયુવેગથી તે સમુદ્રમાં ઊઠતાં પ્રચંડ મોજાંઓ પર જ પોતાની લોખંડી ગદાઓના પ્રહાર કરતો રહ્યો. આ રીતે ઘૂમતો ઘૂમતો તે વરુણની રાજધાની વિભાવરીપુરીમાં જઈ પહોંચ્યો. (૨૬) ત્યાં પાતાળલોકના સ્વામી, જળચરોના અધિપતિ વરુણજીને જોઈને તેમની મશ્કરી કરતો હોય તેમ તેણે નીચ મનુષ્યની જેમ પ્રણામ

૧. પ્રા. પા. – મહોર્મ્યુચ્છ્વસ૦ । ૨. પ્રા. પા. – મૌર્વ્યાનિજ૦ । ૩. પ્રા. પા. – પુરં ।

ત્વં લોકપાલોઽધિપતિર્બૃહચ્છ્રવા
વીર્યાપહો દુર્મદવીરમાનિનામ્ ।
વિજિત્ય લોકેઽખિલદૈત્યદાનવાન્[1]
યદ્રાજસૂયેન પુરાઽયજત્પ્રભો[2] ॥ ૨૮॥

સ એવમુત્સિક્તમદેન વિદ્વિષા
દૃઢં પ્રલબ્ધો ભગવાનપાં પતિઃ ।
રોષં સમુત્થં શમયન્ સ્વયા ધિયા
વ્યવોચદઙ્ગોપશમં ગતા વયમ્ ॥ ૨૯॥

પશ્યામિ નાન્યં પુરુષાત્પુરાતનાદ્
યઃ સંયુગે ત્વાં રણમાર્ગકોવિદમ્ ।
આરાધયિષ્યત્યસુરર્ષભેહિ તં
મનસ્વિનો યં ગૃણતે ભવાદૃશાઃ ॥ ૩૦॥

તં વીરમારાદભિપદ્ય વિસ્મયઃ
શયિષ્યસે વીરશયે શ્વભિર્વૃતઃ ।
યસ્ત્વદ્વિધાનામસતાં પ્રશાન્તયે
રૂપાણિ ધત્તે સદનુગ્રહેચ્છયા ॥ ૩૧॥

કર્યા અને કંઈક હસતાં હસતાં વ્યંગપૂર્વક કહ્યું – 'મહારાજ! મને યુદ્ધની ભિક્ષા આપો. (૨૭) પ્રભુ! તમે તો લોકપાલક, રાજા અને મહાન કીર્તિશાળી છો. જે લોકો પોતાને વીરબંકા સમજતા હતા તેમના મદને પણ તમે ઓગાળી ચૂક્યા છો અને પહેલાં એક વાર તમે સંસારના સમસ્ત દૈત્ય-દાનવોને જીતી રાજસૂય યજ્ઞ પણ કર્યો હતો.' (એવું મેં સાંભળ્યું છે.) (૨૮)

તે મદોન્મત શત્રુના આ પ્રમાણે ઉપહાસ કરવાથી ભગવાન વરુણને ક્રોધ તો ઘણો થઈ આવ્યો, પણ પોતાના બુદ્ધિબળે તેઓ તેને પી ગયા અને જવાબમાં તેને કહેવા લાગ્યા – 'ભાઈ! અમને તો હવે યુદ્ધ વગેરેમાં કોઈ રસ રહ્યો નથી. (૨૯) ભગવાન પુરાણપુરુષ સિવાય એવો કોઈ અમને દેખાતો પણ નથી કે જે તારા જેવા યુદ્ધકુશળ વીરને યુદ્ધમાં સંતુષ્ટ કરી શકે. દૈત્યરાજ! તું તેમની પાસે જા, તેઓ જ તારી કામના પૂરી કરશે. તારા જેવા વીરો તેમનાં જ ગુણગાન કર્યા કરે છે. (૩૦) તેઓ ઘણા વીર છે. તેમની પાસે પહોંચતાં જ તારી સઘળી ડંફાશ ખતમ થઈ જશે અને તું કૂતરાંઓથી ઘેરાઈને વીરશય્યા પર શયન કરીશ. તેઓ તારા જેવા દુષ્ટોને હણવા અને સત્પુરુષો પર કૃપા કરવા માટે અનેક પ્રકારના રૂપ ધારણ કરતા રહે છે.' (૩૧)

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે હિરણ્યાક્ષદિગ્વિજયે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત હિરણ્યાક્ષ-દિગ્વિજય-અંતર્ગત સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઢારમો અધ્યાય

## હિરણ્યાક્ષ સાથે વારાહ ભગવાનનું યુદ્ધ

*મૈત્રેય ઉવાચ*

તદેવમાકર્ણ્ય જલેશભાષિતં
મહામનાસ્તદ્વિગણય્ય દુર્મદઃ ।
હરેર્વિદિત્વા ગતિમઙ્ગ નારદાદ્
રસાતલં નિર્વિવિશે ત્વરાન્વિતઃ ॥ ૧॥

દદર્શ તત્રાભિજિતં ધરાધરં
પ્રોન્નીયમાનાવનિમગ્રદંષ્ટ્રયા ।
મુષ્ણન્તમક્ષ્ણા સ્વરુચોઽરુણશ્રિયા
જહાસ ચાહો વનગોચરો મૃગઃ ॥ ૨॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે તાત! વરુણજીની આ વાત સાંભળીને તે મદઘેલો દૈત્ય ઘણો પ્રસન્ન થયો. તેણે તેમના 'તું તેમના હાથે માર્યો જઈશ' એ કથન પર કંઈ પણ ધ્યાન આપ્યું નહીં અને તરત નારદજી પાસેથી શ્રીહરિનું ઠેકાણું મેળવીને તે રસાતલમાં પહોંચી ગયો. (૧) ત્યાં તેણે વિશ્વવિજયી વારાહ ભગવાનને પોતાની દાઢોની ટોચ પર પૃથ્વીને ઉપર લઈ જતા જોયા. તેઓ પોતાનાં લાલ-લાલ ચમકદાર નેત્રોથી તેના તેજને હરી લેતા હતા. તેમને જોઈને તે ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો – 'અરે, આ જંગલી પશુ અહીં જળમાં ક્યાંથી આવ્યું!' (૨)

---

૧. પ્રા. પા. – ૦ખિલદેવદાન૦ । ૨. પ્રા. પા. – પ્રભુઃ ।

આહૈનમેહ્યજ્ઞ મહીં વિમુઞ્ચ નો
રસૌકસાં વિશ્વસૃજેયમર્પિતા ।
ન સ્વસ્તિ યાસ્યસ્યનયા મમેક્ષતઃ
સુરાધમાસાદિતસૂકરાકૃતે[1] ॥ ૩॥

ત્વં નઃ સપત્નૈરભવાય[2] કિં ભૃતો
યો માયયા હન્ત્યસુરાન્ પરોક્ષજિત્ ।
ત્વાં યોગમાયાબલમલ્પપૌરુષં
સંસ્થાપ્ય મૂઢ પ્રમૃજે સુહૃચ્છુચઃ ॥ ૪॥

ત્વયિ સંસ્થિતે ગદયા શીર્ણશીર્ષ-
ણ્યસ્મદ્ભુજચ્યુતયા યે ચ તુભ્યમ્ ।
બલિં હરન્ત્યૃષયો યે ચ દેવાઃ
સ્વયં સર્વે ન ભવિષ્યન્ત્યમૂલાઃ ॥ ૫॥

સ તુદ્યમાનોઽરિદુરુક્તતોમરૈ-
ર્દંષ્ટ્રાગ્રગાં ગામુપલક્ષ્ય ભીતામ્ ।
તોદં મૃષન્નિરગાદમ્બુમધ્યાદ્
ગ્રાહાહતઃ સકરેણુર્યથેભઃ ॥ ૬॥

તં નિઃસરન્તં સલિલાદનુદ્રુતો
હિરણ્યકેશો દ્વિરદં યથા ઝષઃ ।
કરાલદંષ્ટ્રોઽશનિનિઃસ્વનોઽબ્રવીદ્
ગતહ્રિયાં કિં ત્વસતાં વિગર્હિતમ્ ॥ ૭॥

સ ગામુદસ્તાત્સલિલસ્ય ગોચરે
વિન્યસ્ય તસ્યામદધાત્સ્વસત્ત્વમ્ ।
અભિષ્ટુતો વિશ્વસૃજા પ્રસૂનૈ-
રાપૂર્યમાણો વિબુધૈઃ પશ્યતોઽરેઃ ॥ ૮॥

પરાનુષક્તં તપનીયોપકલ્પં
મહાગદં કાઞ્ચનચિત્રદંશમ્ ।
મર્માણ્યભીક્ષ્ણં પ્રતુદન્તં દુરુક્તૈઃ
પ્રચણ્ડમન્યુઃ પ્રહસંસ્તં[3] બભાષે ॥ ૯॥

*શ્રીભગવાનુવાચ*

સત્યં વયં ભો વનગોચરા મૃગા
યુષ્મદ્વિધાન્મૃગયે[4] ગ્રામસિંહાન્[5] ।
ન મૃત્યુપાશૈઃ પ્રતિમુક્તસ્ય વીરા
વિકત્થનં તવ ગૃહ્ણન્ત્યભદ્ર ॥ ૧૦॥

પછી વરાહજીને કહ્યું – 'અરે મૂર્ખ! અહીં આવ. આ પૃથ્વીને તું છોડી દે; તેને વિશ્વવિધાતા બ્રહ્માજીએ અમ રસાતલવાસીઓના હવાલે કરી દીધી છે. રે વરાહરૂપધારી અધમદેવ! મારા દેખતાં તું એને લઈને હેમખેમપણે નહિ લઈ જઈ શકે. (૩) તું માયાથી લપાઈ-છુપાઈને જ દૈત્યોને જીતી લે છે અને મારી નાખે છે. શું એને લીધે અમારા શત્રુઓએ અમારો નાશ કરવા માટે તને પાળ્યો છે? મૂઢ! તારું બળ તો યોગમાયા જ છે; અન્ય કોઈ પુરુષાર્થ તારામાં થોડો છે? આજે તને ખતમ કરીને હું પોતાના બાંધવોનો શોક દૂર કરીશ. (૪) મારા હાથમાંથી છૂટેલી ગદાના પ્રહારથી માથું ફાટી જવાને કારણે જ્યારે તું મરી જઈશ ત્યારે તારી આરાધના કરનારા જેટલા દેવો અને ઋષિઓ છે તે બધાય મૂળ-કપાયેલાં વૃક્ષોની જેમ પોતે જ નષ્ટ થઈ જશે.' (૫)

હિરણ્યાક્ષ દુર્વચનોનાં બાણોથી ભગવાનને છેદતો જઈ રહ્યો હતો, પણ તેમણે દાઢોની ટોચ પર રહેલી પૃથ્વીને ભયભીત (થયેલી) જોઈને તે આઘાત સહી લીધો તથા પાણીમાંથી એવી રીતે બહાર નીકળી આવ્યા કે જેમ મગરમચ્છના આઘાતથી ગજરાજ હાથણી સાથે નીકળી આવે છે. (૬) તેના પડકારનો કોઈ ઉત્તર નહીં આપતાં તેઓ જ્યારે જળમાંથી બહાર આવવા લાગ્યા ત્યારે જેમ મગરમચ્છ હાથીનો પીછો કરે છે તેવી જ રીતે પીળા કેશ અને તીણી દાઢોવાળા તે દૈત્યે તેમનો પીછો કર્યો તથા વજ્રની જેમ તાડૂકીને તે કહેવા લાગ્યો – 'તને ભાગી છૂટતાં શરમ નથી આવતી? સાચું છે, અસત્ પુરુષો માટે કયું કામ નહીં કરવા યોગ્ય છે?' (૭)

ભગવાને પૃથ્વીને લઈ જઈને જળની ઉપર વ્યવહાર-યોગ્ય સ્થાને સ્થાપિત કરી દીધી અને તેનામાં પોતાની આધારશક્તિનો સંચાર કર્યો. તે સમયે હિરણ્યાક્ષની સામે જ બ્રહ્માજીએ તેમની સ્તુતિ કરી અને દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. (૮) ત્યારે શ્રીહરિએ ઘણી ભારે ગદા લઈને પોતાની પાછળ-પાછળ આવી રહેલા હિરણ્યાક્ષને, કે જેણે સોનાનાં આભૂષણો અને અદ્ભુત કવચ ધારણ કરેલાં હતાં તથા જે પોતાનાં કટુ-વચનોથી તેમને અવિરતપણે મર્માઘાત કરી રહ્યો હતો - તેને અત્યંત ક્રોધપૂર્વક હસતાં-હસતાં કહ્યું. (૯)

**શ્રીભગવાને કહ્યું** – અરે! સાચે જ અમે જંગલી જીવ છીએ, કે જે તારા જેવા ગ્રામસિંહો (કૂતરાઓ)ને શોધતા ફરીએ છીએ. દુષ્ટ! તારા જેવા મૃત્યુપાશમાં બંધાયેલા અભાગિયા જીવોની આત્મશ્લાઘા (સ્વ-પ્રશંસા) પર વીર પુરુષો ધ્યાન આપતા નથી. (૧૦)

૧. પ્રા. પા. – ૦કૃતિઃ । ૨. પ્રા. પા. – ૦રભયાય । ૩. પ્રા. પા. – પ્રસભં તં । ૪. પ્રા. પા. – ૦દ્વિધં મૃગ૦ । ૫. પ્રા. પા. – ૦સિંહમ્ ।

એતે વયં ન્યાસહરા રસૌકસાં
ગતહ્રિયો ગદયા દ્રાવિતાસ્તે ।
તિષ્ઠામહેઽથાપિ[1] કથઞ્ચિદાજૌ
સ્થેયં ક્વ યામો[2] બલિનોત્પાદ્ય વૈરમ્ ॥ ૧૧॥

ત્વં પદ્રથાનાં કિલ યૂથપાધિપો
ઘટસ્વ નોઽસ્વસ્તય આશ્વનૂહઃ ।
સંસ્થાપ્ય ચાસ્માન્ પ્રમૃજાશ્રુ સ્વકાનાં
યઃ સ્વાં પ્રતિજ્ઞાં નાતિપિપર્ત્યસભ્યઃ ॥ ૧૨॥

મૈત્રેય ઉવાચ[3]

સોઽધિક્ષિપ્તો ભગવતા પ્રલબ્ધશ્ચ રુષા ભૃશમ્ ।
આજહારોલ્બણં ક્રોધં ક્રીડ્યમાનોઽહિરાડિવ ॥ ૧૩॥

સૃજન્નમર્ષિતઃ[4] શ્વાસાન્મન્યુપ્રચલિતેન્દ્રિયઃ ।
આસાદ્ય તરસા દૈત્યો ગદયાઽભ્યહનદ્ધરિમ્ ॥ ૧૪॥

ભગવાંસ્તુ ગદાવેગં વિસૃષ્ટં રિપુણોરસિ ।
અવઞ્ચયત્તિરશ્ચીનો યોગારૂઢ ઈવાન્તકમ્ ॥ ૧૫॥

પુનર્ગદાં સ્વામાદાય[5] ભ્રામયન્તમભીક્ષ્ણશઃ ।
અભ્યધાવદ્ધરિઃ ક્રુદ્ધઃ સંરમ્ભાદ્દષ્ટદચ્છદમ્ ॥ ૧૬॥

તતશ્ચ ગદયાઽરાતિં દક્ષિણસ્યાં ભ્રુવિ પ્રભુઃ ।
આજઘ્ને સ તુ[6] તાં સૌમ્ય ગદયા કોવિદોઽહનત્ ॥ ૧૭॥

એવં ગદાભ્યાં ગુર્વીભ્યાં હર્યક્ષો હરિરેવ ચ ।
જિગીષયા સુસંરબ્ધાવન્યોન્યમભિજઘ્નતુઃ ॥ ૧૮॥

તયોઃ સ્પૃધોસ્તિગ્મગદાહતાઙ્ગયોઃ[7]
ક્ષતાસ્રવઘ્રાણવિવૃદ્ધમન્વ્યોઃ[8] ।
વિચિત્રમાર્ગાંશ્ચરતોર્જિગીષયા
વ્યભાદિલાયામિવ શુષ્મિણોર્મૃધઃ ॥ ૧૯॥

દૈત્યસ્ય યજ્ઞાવયવસ્ય માયા-
ગૃહીતવારાહતનોર્મહાત્મનઃ ।
કૌરવ્ય મહ્યાં દ્વિષતોર્વિમર્દનં
દિદૃક્ષુરાગાદૃષિભિર્વૃતઃ સ્વરાટ્ ॥ ૨૦॥

હા, અમે રસાતલ-વાસીઓની થાપણ ચોરીને અને શરમ છોડીને તારી ગદાના ભયથી અહીં ભાગી આવ્યા છીએ. અમારામાં એવું સામર્થ્ય ક્યાંથી હોય કે તારા જેવા અદ્વિતીય વીરની સામે યુદ્ધમાં ઊભા રહી શકીએ? તેમ છતાં અમે તારી સામે ગમે-તેમ પણ ઊભા છીએ; તારા જેવા બળવાનો સાથે વેર બાંધીને અમે જઈ પણ ક્યાં શકીએ? (૧૧) તું પાયદળ વીરોનો સરદાર છે, તેથી હવે નિઃશંક થઈને, ગડભાંજ છોડીને અમારું અનિષ્ટ કરવાનો પ્રયત્ન કર અને અમને મારીને પોતાના ભાઈભાંડુઓનાં આંસુ લૂછ. એમાં હવે મોડું ના કર. જે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરતો નથી તે અસભ્ય છે – સારા માણસોમાં બેસવા લાયક નથી. (૧૨)

**શ્રીમૈત્રેયજી કહે છે** – વિદુરજી! ભગવાને રોષપૂર્વક તે દૈત્યનો આ રીતે જ્યારે ઘણો ઉપહાસ અને તિરસ્કાર કર્યો ત્યારે તે પકડીને રમાડવામાં આવતા સાપની જેમ ક્રોધથી ભડભડી ઊઠ્યો. (૧૩) તે ખિજાઈને લાંબા-લાંબા શ્વાસ લેવા લાગ્યો, તેની ઇન્દ્રિયો ક્રોધથી ખળભળી ઊઠી અને તે દુષ્ટ દૈત્યે ઘણા વેગથી દોડીને ભગવાન પર ગદાનો પ્રહાર કર્યો. (૧૪) પણ ભગવાને પોતાની છાતી પર ચલાવાયેલી શત્રુની ગદાનો પ્રહાર થોડાક વાંકા વળીને બચાવી લીધો, બરાબર એવી જ રીતે કે જેમ યોગસિદ્ધ પુરુષ મૃત્યુના આક્રમણથી પોતાને બચાવી લે છે. (૧૫) પછી જ્યારે તે ક્રોધથી હોઠ ચાવતો પોતાની ગદાને વારંવાર ઘુમાવવા લાગ્યો ત્યારે શ્રીહરિ કોપિત થઈને ભારે વેગપૂર્વક તેના તરફ ધસ્યા. (૧૬) હે સૌમ્યસ્વભાવ વિદુરજી! ત્યારે પ્રભુએ શત્રુની જમણી ભ્રમર પર ગદાનો પ્રહાર કર્યો, પણ ગદાયુદ્ધમાં કુશળ હિરણ્યાક્ષે તે પ્રહાર વચ્ચેથી જ પોતાની ગદા પર ઝીલી લીધો. (૧૭) આ પ્રમાણે શ્રીહરિ અને હિરણ્યાક્ષ એકબીજાને જીતવાની ઇચ્છાથી અત્યંત ક્રુદ્ધ થઈને પોતપોતાની ભારે ગદાઓથી એકબીજા પર પ્રહાર કરવા લાગ્યા. (૧૮) તે સમયે તે બંનેયમાં જીતવાની હોડ જામી ગઈ, બેયનાં અંગો ગદાઓના પ્રહારોથી ઘાયલ થઈ ગયાં હતાં, પોતાનાં અંગોને થયેલા ઘામાંથી વહેતા લોહીની ગંધથી બેયનો ક્રોધ વધતો જઈ રહ્યો હતો અને તે બંનેય જાતજાતના પેંતરા (દાવ) બદલી રહ્યા હતા. આ પ્રમાણે, ગાય માટે પરસ્પર લડતા બે સાંઢોની જેમ તે બંને વચ્ચે એકબીજાને જીતવાની ઇચ્છાથી ઘણું ભયંકર યુદ્ધ થયું. (૧૯) હે વિદુરજી! આ પ્રમાણે હિરણ્યાક્ષ અને માયાથી વરાહરૂપ ધારણ કરનારા ભગવાન યજ્ઞમૂર્તિ પૃથ્વી માટે

૧. પ્રા. પા. – તિષ્ઠામહે ચાપિ । ૨. પ્રા. પા. – ત્વયા । ૩. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૪. પ્રા. પા. – વિસૃ૦ । ૫. પ્રા. પા. – સમા૦ । ૬. પ્રા. પા. – ચ તં । ૭. પ્રા. પા. – તયોર્મૃધે તિગ્મગદાહ૦ । ૮. પ્રા. પા. – ૦યુદ્ધયોઃ ।

આસન્નશૌણ્ડીરમપેતસાધ્વસં
કૃતપ્રતીકારમહાર્યવિક્રમમ્ ।
વિલક્ષ્ય દૈત્યં ભગવાન્ સહસ્રણી-
ર્જગાદ નારાયણમાદિસૂકરમ્ ॥ ૨૧॥

વેર બાંધીને જ્યારે યુદ્ધ કરવા લાગ્યા ત્યારે તે જોવા માટે ઋષિઓ સહિત બ્રહ્માજી ત્યાં આવ્યા. (૨૦) તેઓ હજારો ઋષિઓથી વીંટળાયેલા હતા. જ્યારે તેમણે જોયું કે તે દૈત્ય મોટો શૂરવીર છે, તેનામાં ભયનું નામ સુધ્ધાં નથી, તે મુકાબલો કરવામાં પણ સમર્થ છે અને તેના પરાક્રમને તોડવું એ ઘણું મુશ્કેલ કામ છે ત્યારે તેઓ આદિ-વરાહરૂપ ભગવાન નારાયણને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૨૧)

બ્રહ્મોવાચ

એષ તે દેવ દેવાનામઙ્ઘ્રિમૂલમુપેયુષામ્ ।
વિપ્રાણાં સૌરભેયીણાં[1] ભૂતાનામપ્યનાગસામ્ ॥ ૨૨॥

આગસ્કૃદ્ભયકૃદ્દુષ્કૃદસ્મદ્રાદ્ધવરોઽસુરઃ[2] ।
અન્વેષન્નપ્રતિરથો લોકાનટતિ કણ્ટકઃ ॥ ૨૩॥

મૈનં[3] માયાવિનં દૃપ્તં નિરઙ્કુશમસત્તમમ્ ।
આક્રીડ બાલવદ્દેવ યથાઽઽશીવિષમુત્થિતમ્ ॥ ૨૪॥

ન યાવદેષ વર્ધેત સ્વાં વેલાં પ્રાપ્ય દારુણઃ ।
સ્વાં દેવ માયામાસ્થાય તાવજ્જહ્યઘમચ્યુત ॥ ૨૫॥

એષા ઘોરતમા સન્ધ્યા લોકચ્છમ્બટ્કરી[4] પ્રભો ।
ઉપસર્પતિ સર્વાત્મન્ સુરાણાં જયમાવહ ॥ ૨૬॥

અધુનૈષોઽભિજિન્નામ યોગો મૌહૂર્તિકો હ્યગાત્ ।
શિવાય નસ્ત્વં સુહૃદામાશુ નિસ્તર દુસ્તરમ્ ॥ ૨૭॥

દિષ્ટ્યા ત્વાં વિહિતં મૃત્યુમયમાસાદિતઃ સ્વયમ્ ।
વિક્રમ્યૈનં મૃધે હત્વા લોકાનાધેહિ શર્મણિ ॥ ૨૮॥

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે દેવ! મારી પાસેથી વરદાન મેળવીને આ દુષ્ટ દૈત્ય ઘણો પ્રબળ થઈ ગયો છે. અત્યારે આ તમારાં ચરણોના શરણે રહેનારા દેવતાઓ, બ્રાહ્મણો, ગાયો તથા અન્ય નિર્દોષ જીવોને ઘણી હાનિ પહોંચાડનારો, દુઃખદાયી અને ભયપ્રદ થઈ રહ્યો છે. એની તોલે આવે તેવો અન્ય કોઈ યોદ્ધો નથી, તેથી આ મહાકંટક પોતાનો મુકાબલો કરનારા વીરની શોધમાં સમસ્ત લોકોમાં ઘૂમી રહ્યો છે. (૨૨-૨૩) આ દુષ્ટ ઘણો જ માયાવી, ઘમંડી અને નિરંકુશ છે. બાળક જેમ ક્રોધે ભરાયેલા સાપ સાથે રમે છે તે રીતે તમે આની સાથે ખેલ ના કરો. (૨૪) હે દેવ! અચ્યુત! જ્યાં સુધીમાં આ દારુણ દૈત્ય પોતાની બળવૃદ્ધિની વેળાને પામીને પ્રબળ બને તેની પહેલાં જ તમે પોતાની યોગમાયા અપનાવીને આ પાપીને હણી નાખો. (૨૫) હે પ્રભુ! જુઓ, લોકોનો સંહાર કરનારી ભયંકર સંધ્યાવેળા થવાની તૈયારી છે. હે સર્વાત્મા! તમે તે પહેલાં જ આ અસુરને હણીને દેવતાઓને વિજય પ્રદાન કરો. (૨૬) અત્યારે અભિજિત્ નામના માંગલ્યપૂર્ણ મુહૂર્તનો પણ યોગ આવી ગયો છે. તેથી પોતાના સુહૃદ્ એવા અમારા કલ્યાણ માટે જલદીથી આ દુર્જય દૈત્ય સાથે નીપટી લો (તેને ખતમ કરો). (૨૭) હે પ્રભુ! તેનું મૃત્યુ તમારા જ હાથે નિર્માયેલું છે. અમારું મોટું ભાગ્ય છે કે આ પોતે જ પોતાના કાળરૂપ એવા તમારી પાસે આવી પહોંચ્યો છે. હવે તમે યુદ્ધમાં બળપૂર્વક તેને હણીને લોકોને શાંતિનું પ્રદાન કરો. (૨૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે હિરણ્યાક્ષવધેઽષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮॥**
**ત્રીજા સ્કંધ-અંતર્ગત હિરણ્યાક્ષવધ-અંતર્ગત અઢારમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – ૦સૌરભેયાણાં । ૨. પ્રાચીન પ્રતમાં 'આગસ્કૃદ્...' એ પૂર્વાર્ધ મૂળમાં નથી. ૩. પ્રા. પા. – નૈનં । ૪. પ્રા. પા. – ૦ચ્છપકરી ।

# ઓગણીસમો અધ્યાય

## હિરણ્યાક્ષનો વધ

*મૈત્રેય ઉવાચ*

અવધાર્ય વિરિઞ્ચસ્ય નિર્વ્યલીકામૃતં વચઃ ।
પ્રહસ્ય પ્રેમગર્ભેણ તદપાઙ્ગેન સોઽગ્રહીત્ ॥ ૧॥

તતઃ સપત્નં મુખતશ્ચરન્તમકુતોભયમ્ ।
જઘાનોત્પત્ય ગદયા હનાવસુરમક્ષજઃ[1] ॥ ૨॥

સા હતા તેન ગદયા વિહતા ભગવત્કરાત્ ।
વિઘૂર્ણિતાઽપતદ્ રેજે[2] તદદ્ભુતમિવાભવત્ ॥ ૩॥

સ તદા લબ્ધતીર્થોઽપિ ન બબાધે નિરાયુધમ્ ।
માનયન્ સ મૃધે ધર્મં વિષ્વક્સેનં પ્રકોપયન્ ॥ ૪॥

ગદાયામપવિદ્ધાયાં હાહાકારે વિનિર્ગતે[3] ।
માનયામાસ તદ્ધર્મં સુનાભં ચાસ્મરદ્વિભુઃ ॥ ૫॥

તં વ્યગ્રચક્રં દિતિપુત્રાધમેન
સ્વપાર્ષદમુખ્યેન વિષજ્જમાનમ્ ।
ચિત્રા વાચોઽતદ્વિદાં ખેચરાણાં
તત્રાસ્માસન્ સ્વસ્તિ તેઽમું જહીતિ ॥ ૬॥

સ તં નિશામ્યાત્તરથાઙ્ગમગ્રતો
વ્યવસ્થિતં પદ્મપલાશલોચનમ્ ।
વિલોક્ય ચામર્ષપરિપ્લુતેન્દ્રિયો
રુષા સ્વદન્તચ્છદમાદશચ્છ્વસન્ ॥ ૭॥

કરાલદંષ્ટ્રશ્ચક્ષુર્ભ્યાં સઞ્ચક્ષાણો દહન્નિવ ।
અભિપ્લુત્ય સ્વગદયા હતોઽસીત્યાહનદ્ધરિમ્ ॥ ૮॥

પદા સવ્યેન તાં સાધો ભગવાન્ યજ્ઞસૂકરઃ ।
લીલયા મિષતઃ શત્રોઃ પ્રાહરદ્વાતરંહસમ્ ॥ ૯॥

આહ ચાયુધમાધત્સ્વ ઘટસ્વ ત્વં જિગીષસિ ।
ઇત્યુક્તઃ સ તદા ભૂયસ્તાડયન્ વ્યનદદ્ ભૃશમ્ ॥ ૧૦॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! બ્રહ્માજીનાં આ નિષ્કપટ અમૃતમય વચનો સાંભળીને ભગવાને તેમના ભોળપણ પર સ્મિત કરીને પોતાના પ્રેમપૂર્ણ નેત્રકટાક્ષથી તેમની પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો. (૧) પછી તેમણે ઝપટીને પોતાની સામે નિર્ભયપણે વિચરતા શત્રુની હડપચી પર ગદાપ્રહાર કર્યો, પણ હિરણ્યાક્ષની ગદા સાથે ટકરાઈને તે ગદા ભગવાનના હાથમાંથી છટકી ગઈ અને ચક્કર કાપતી જમીન પર પડીને શોભવા લાગી. આ ઘણી અજબ જેવી ઘટના બની. (૨-૩) તે સમયે શત્રુ પર પ્રહાર કરવાનો સારો મોકો મળવા છતાં પણ હિરણ્યાક્ષે તેમને શસ્ત્રહીન જોઈને યુદ્ધ-ધર્મનું પાલન કરતો રહીને તેમના પર આક્રમણ કર્યું નહીં. તેણે ભગવાનનો ક્રોધ વધારવા માટે જ આમ કર્યું હતું. (૪) ગદા પડી ગયા પછી અને લોકોનો હાહાકાર બંધ થઈ ગયા પછી પ્રભુએ તેની ધર્મબુદ્ધિની પ્રશંસા કરી અને પોતાના સુદર્શન-ચક્રનું સ્મરણ કર્યું. (૫)

ચક્ર તરત જ ઉપસ્થિત થઈને ભગવાનના હાથમાં ફરવા લાગ્યું. પરંતુ તેઓ પોતાના મુખ્ય પાર્ષદ એવા દૈત્યાધમ હિરણ્યાક્ષની સાથે વિશેષરૂપે ક્રીડા કરવા લાગ્યા. ત્યારે તેમના પ્રભાવને નહીં જાણનારા દેવતાઓનાં આ વિલક્ષણ વચનો સંભળાવા લાગ્યાં – 'પ્રભુ! આપનો જય થાઓ! આને વધુ ન રમાડો, તરત જ મારી નાખો.' (૬) જ્યારે હિરણ્યાક્ષે જોયું કે કમલદલ-નયન શ્રીહરિ તેની સામે ચક્ર લઈને ઊભા છે ત્યારે તેની બધી ઇન્દ્રિયો ક્રોધથી છળી ઊઠી અને તે લાંબા શ્વાસ ભરતો પોતાના દાંતોથી હોઠ ચાવવા લાગ્યો. (૭) તે સમયે તે તીક્ષ્ણ દાઢોવાળો દૈત્ય પોતાની આંખોથી તેમના તરફ એવી રીતે ઘૂરવા લાગ્યો કે જાણે તે ભગવાનને (હમણાં જ) ભસ્મ કરી દેશે. તેણે ઊછળીને 'હવે તું નહીં બચી શકે, લે' એવો લલકાર કરીને શ્રીહરિ પર ગદાથી પ્રહાર કર્યો. (૮) હે સાધુસ્વભાવના વિદુરજી! યજ્ઞમૂર્તિ શ્રીવરાહ ભગવાને શત્રુના જોતાં લીલાપૂર્વક જ પોતાના ડાબા પગથી વાયુના જેવા વેગવાળી તેની તે ગદા પૃથ્વી પર પાડી નાખી અને તેને કહ્યું – 'અરે દૈત્ય! તું મને જીતવા માગે છે, તો પોતાનું શસ્ત્ર ઉપાડી લે અને એક વાર ફરીથી વાર કર.' ભગવાનના આ પ્રમાણે કહેવાથી તેણે ફરીથી ગદા ચલાવી અને મહાભીષણ ગર્જના કરવા લાગ્યો. (૯-૧૦)

૧. પ્રા. પા. – વિનનાદાથ સુસ્વરમ્ । ૨. પ્રાચીન પ્રતમાં 'વિઘૂર્ણિતા૦' એ ઉત્તરાર્ધ મૂળમાં નથી. ૩. પ્રા. પા. – ચ નિર્ગતે ।

તાં સ આપતતીં વીક્ષ્ય ભગવાન્ સમવસ્થિતઃ ।
જગ્રાહ લીલયા પ્રાપ્તાં ગરુત્માનિવ પન્નગીમ્ ॥ ૧૧॥

સ્વપૌરુષે પ્રતિહતે હતમાનો મહાસુરઃ ।
નૈચ્છદ્ ગદાં[1] દીયમાનાં હરિણા વિગતપ્રભઃ ॥ ૧૨॥

જગ્રાહ ત્રિશિખં શૂલં જ્વલજ્જ્વલનલોલુપમ્ ।
યજ્ઞાય ધૃતરૂપાય વિપ્રાયાભિચરન્ યથા ॥ ૧૩॥

તદોજસા દૈત્યમહાભટાર્પિતં
ચકાસદન્તઃ ખ ઉદીર્ણદીધિતિ ।
ચક્રેણ ચિચ્છેદ નિશાતનેમિના
હરિર્યથા તાર્ક્ષ્યપતત્ત્રમુજ્ઝિતમ્ ॥ ૧૪॥

વૃક્ણે સ્વશૂલે બહુધાઽરિણા હરેઃ
પ્રત્યેત્ય વિસ્તીર્ણમુરો વિભૂતિમત્ ।
પ્રવૃદ્ધરોષઃ સ કઠોરમુષ્ટિના
નદન્ પ્રહૃત્યાન્તરધીયતાસુરઃ ॥ ૧૫॥

તેનેત્થમાહતઃ ક્ષત્તર્ભગવાનાદિસૂકરઃ ।
નાકમ્પત મનાક્ ક્વાપિ સ્રજા હત ઈવ દ્વિપઃ ॥ ૧૬॥

અથોરુધાસૃજન્માયાં યોગમાયેશ્વરે હરૌ ।
યાં વિલોક્ય પ્રજાસ્ત્રસ્તા મેનિરેઽસ્યોપસંયમમ્ ॥ ૧૭॥

પ્રવવુર્વાયવશ્ચણ્ડાસ્તમઃ પાંસવમૈરયન્ ।
દિગ્ભ્યો નિપેતુર્ગ્રાવાણઃ ક્ષેપણૈઃ પ્રહિતા ઈવ ॥ ૧૮॥

દ્યૌર્નષ્ટભગણાભ્રૌઘૈઃ સવિદ્યુત્સ્તનયિત્નુભિઃ ।
વર્ષદ્ભિઃ પૂયકેશાસૃગ્વિણ્મૂત્રાસ્થીનિ ચાસકૃત્ ॥ ૧૯॥

ગિરયઃ પ્રત્યદૃશ્યન્ત નાનાયુધમુચોઽનઘ ।
દિગ્વાસસો યાતુધાન્યઃ શૂલિન્યો મુક્તમૂર્ધજાઃ ॥ ૨૦॥

ગદાને પોતાના તરફ આવતી જોઈને ભગવાને પોતે જ્યાં ઊભા હતા ત્યાંથી જ, તેને આવતાંવેંત અનાયાસ એવી રીતે પકડી લીધો કે જેમ ગરુડ સાપણને પકડી લે છે. (૧૧)

પોતાના પ્રયત્નને આ રીતે વ્યર્થ ગયેલો જોઈને તે મહાદૈત્યનો ઘમંડ ઠંડો પડી ગયો અને તેનું તેજ નષ્ટ થઈ ગયું. આ વખતે ભગવાનના આપવા છતાં પણ તેણે ગદા લેવાની ઇચ્છા ન કરી. (૧૨) પરંતુ કોઈ જે રીતે બ્રાહ્મણ પર નિષ્ફળ અભિચાર (મારણ વગેરે પ્રયોગ) કરે, મૂઠ વગેરે ચલાવે તે જ રીતે તેણે શ્રીયજ્ઞપુરુષ પર પ્રહાર કરવા માટે પ્રજ્વલિત અગ્નિ જેવું લપકારા મારતું એક ત્રિશૂળ લીધું. (૧૩) અત્યંત વેગપૂર્વક છોડાયેલું મહાબલી હિરણ્યાક્ષનું તે તેજસ્વી ત્રિશૂળ આકાશમાં ખૂબ ઝડપથી ચમકવા લાગ્યું. ત્યારે ભગવાને તેને પોતાની તીક્ષ્ણ ધારવાળા ચક્રથી એવી રીતે કાપી નાખ્યું કે જેમ ગરુડજીએ છોડેલી તેજસ્વી પાંખને ઇન્દ્રે કાપી નાખી હતી.* (૧૪) ભગવાનના ચક્રથી પોતાના ત્રિશૂળના ઘણાબધા ટુકડા થયેલા જોઈને તેને ઘણો ક્રોધ થયો. તેણે પાસે આવીને તેમના વિશાળ વક્ષઃસ્થળ પર, કે જેના પર શ્રીવત્સનું ચિહ્ન સુશોભિત છે – તેના પર બળપૂર્વક મુક્કો માર્યો અને પછી ખૂબ જોરથી ગરજીને તે અંતર્ધાન થઈ ગયો. (૧૫)

હે વિદુરજી! જેમ હાથી પર પુષ્પમાળાના પ્રહારની કોઈ અસર થતી નથી તેવી જ રીતે તેના આ રીતે મુક્કો મારવાથી ભગવાન આદિવરાહ સહેજ પણ વિચલિત થયા નહીં. (૧૬) ત્યારે તે મહામાયાવી દૈત્ય માયાપતિ શ્રીહરિ પર અનેક પ્રકારની માયાઓનો પ્રયોગ કરવા લાગ્યો, જેમને જોઈને સઘળી પ્રજા ઘણી ડરી ગઈ અને એમ સમજવા લાગી કે હવે સંસારનો પ્રલય થનાર છે. (૧૭) ભારે પ્રચંડ આંધી ફૂંકાવા લાગી, જેને કારણે ધૂળથી બધી બાજુ અંધકાર છવાઈ ગયો. બધી બાજુએથી પથ્થરોનો વરસાદ વરસવા લાગ્યો, કે જે પથ્થરો એવા લાગતા હતા કે જાણે કોઈ ક્ષેપણયંત્ર (ગલોલ)માંથી ફેંકવામાં આવી રહ્યા હોય. (૧૮) વીજળીના ચમકારા અને ગડગડાટ સાથે વાદળાંઓ ઘેરાઈ જવાથી આકાશમાં સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહો છુપાઈ ગયા તથા તે વાદળોમાંથી પરુ, વાળ, લોહી, વિષ્ઠા, મૂત્ર અને હાડકાંઓનો વરસાદ થવા લાગ્યો. (૧૯) હે વિદુરજી! એવા એવા પહાડ દેખાવા લાગ્યા કે જેઓ જાતજાતનાં અસ્ત્ર-શસ્ત્રો વરસાવી રહ્યા હતા. હાથમાં ત્રિશૂળ લીધેલી, વાળ ખોલી નાખેલી, નગ્ન રાક્ષસીઓ દેખાવા લાગી. (૨૦)

---

૧. પ્રા. પા. – નૈચ્છદ્ ગ્રહીતું સુગમાં હરિ૦ ।

* એક વાર ગરુડજી પોતાની માતા વિનતાને સર્પોની માતા કદ્રૂના દાસીપણામાંથી મુક્ત કરવા માટે દેવતાઓની પાસેથી અમૃત છીનવી લાવ્યા હતા. ત્યારે ઇન્દ્રે તેમના પર વજ્ર છોડ્યું. ઇન્દ્રનું વજ્ર ક્યારેય વ્યર્થ જતું નથી, તેથી તેનું માન રાખવા માટે ગરુડજીએ પોતાની એક પાંખ પાડી નાખી. તેને તે વજ્રે કાપી નાખી.

બહુભિર્યક્ષરક્ષોભિઃ પત્ત્યશ્વરથકુઞ્જરૈઃ ।
આતતાયિભિરુત્સૃષ્ટા હિંસ્રા વાચોઽતિવૈશસાઃ[1] ॥ ૨૧॥

પ્રાદુષ્કૃતાનાં માયાનામાસુરીણાં વિનાશયત્ ।
સુદર્શનાસ્ત્રં ભગવાન્ પ્રાયુઙ્ક્ત દયિતં ત્રિપાત્ ॥ ૨૨॥

તદા દિતેઃ સમભવત્સહસા હૃદિ વેપથુઃ ।
સ્મરન્ત્યા ભર્તુરાદેશં સ્તનાચ્ચાસૃક્ પ્રસુસ્રુવે ॥ ૨૩॥

વિનષ્ટાસુ[2] સ્વમાયાસુ ભૂયશ્ચાવ્રજ્ય કેશવમ્ ।
રુષોપગૂહમાનોઽમું દદૃશેઽવસ્થિતં બહિઃ ॥ ૨૪॥

તં મુષ્ટિભિર્વિનિઘ્નન્તં વજ્રસારૈરધોક્ષજઃ ।
કરેણ કર્ણમૂલેઽહન્ યથા ત્વાષ્ટ્રં મરુત્પતિઃ ॥ ૨૫॥

સ આહતો વિશ્વજિતા[3] હ્યવજ્ઞયા
પરિભ્રમદ્ ગાત્ર ઉદસ્તલોચનઃ ।
વિશીર્ણબાહ્વઙ્ઘ્રિશિરોરુહોઽપતદ્[4]
યથા નગેન્દ્રો લુલિતો નભસ્વતા ॥ ૨૬॥

ક્ષિતૌ શયાનં તમકુણ્ઠવર્ચસં
કરાલદંષ્ટ્રં પરિદષ્ટદચ્છદમ્ ।
અજાદયો વીક્ષ્ય શશંસુરાગતા
અહો ઈમાં કો[5] નુ લભેત સંસ્થિતિમ્ ॥ ૨૭॥

યં યોગિનો યોગસમાધિના રહો
ધ્યાયન્તિ લિઙ્ગાદસતો મુમુક્ષયા ।
તસ્યૈષ દૈત્યઋષભઃ પદાહતો
મુખં પ્રપશ્યંસ્તનુમુત્સસર્જ હ ॥ ૨૮॥

એતૌ તૌ પાર્ષદાવસ્ય શાપાદ્યાતાવસદ્ગતિમ્ ।
પુનઃ કતિપયૈઃ સ્થાનં પ્રપત્સ્યેતે હ જન્મભિઃ ॥ ૨૯॥

*દેવા ઊચુઃ*

નમો નમસ્તેઽખિલયજ્ઞતન્તવે
સ્થિતૌ ગૃહીતામલસત્ત્વમૂર્તયે ।
દિષ્ટ્યા હતોઽયં જગતામરુન્તુદ-
સ્ત્વત્પાદભક્ત્યા વયમીશ નિર્વૃતાઃ ॥ ૩૦॥

ઘણાબધા પાયદળ, ઘોડેસવારો, રથીઓ અને હાથીઓ પર આરૂઢ સૈનિકોની સાથે આતતાયી યક્ષ-રાક્ષસોનો 'મારો-મારો, કાપો-કાપો' એવો અત્યંત ક્રૂર અને હિંસામય કોલાહલ સંભળાવા લાગ્યો. (૨૧)

આ પ્રમાણે પ્રગટ થયેલી તે આસુરી માયાજાળનો નાશ કરવા માટે યજ્ઞમૂર્તિ ભગવાન વરાહે પોતાનું પ્રિય સુદર્શન ચક્ર છોડ્યું. (૨૨) તે સમયે પોતાના પતિના કથનનું સ્મરણ થઈ આવતાં દિતિનું હૃદય અચાનક કંપી ઊઠ્યું અને તેના થાનોમાંથી લોહી વહેવા લાગ્યું. (૨૩) પોતાની માયાજાળ નષ્ટ થઈ જવાથી તે દૈત્ય ફરી ભગવાન પાસે આવ્યો. તેણે તેમને ક્રોધથી દબાવીને પીસી નાખવાની ઈચ્છાથી ભુજાઓમાં ભરી લીધા, પરંતુ તેણે જોયું કે તેઓ તો બહાર જ ઊભા છે. (૨૪) હવે તે વજ્ર જેવા કઠોર મુક્કાઓથી ભગવાનને મારવા લાગ્યો. ત્યારે જેમ ઈન્દ્રે વૃત્રાસુર પર પ્રહાર કર્યો હતો તે રીતે ભગવાને તેના લમણા પર એક તમાચો માર્યો. (૨૫)

વિશ્વવિજયી ભગવાને જોકે ભારે ઉપેક્ષાપૂર્વક તમાચો માર્યો હતો તોપણ તેના પ્રહારથી હિરણ્યાક્ષનું શરીર ચકરાવા લાગ્યું, તેની આંખો બહાર નીકળી આવી તથા હાથ-પગ અને વાળ વેરણ-છેરણ થઈ ગયા અને તે નિષ્પ્રાણ થઈને વંટોળિયાથી ઊખડી પડેલા વૃક્ષની જેમ પૃથ્વી પર પટકાયો. (૨૬) હિરણ્યાક્ષનું તેજ હજી પણ ઝાંખું થયું ન હતું તે વિકરાળ દાઢોવાળા દૈત્યને દાંતોથી હોઠ પીસતો, પૃથ્વી પર પડેલો જોઈને, ત્યાં યુદ્ધ જોવા આવેલા બ્રહ્મા વગેરે દેવતાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા કે 'અહો, આવું અલભ્ય મૃત્યુ કોને મળી શકે?' (૨૭) પોતાની મિથ્યા ઉપાધિથી છૂટવા માટે યોગીજનો સમાધિયોગ વડે એકાન્તમાં જેમનું ધ્યાન કરે છે તેમનાં ચરણોના પ્રહારથી, તેમનું મુખ જોતાં-જોતાં, દૈત્યરાજે પોતાનું શરીર છોડ્યું. (૨૮) આ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ ભગવાનના જ પાર્ષદો છે, તેમને શાપવશાત્ આ અધોગતિ પ્રાપ્ત થયેલી છે. હવે કેટલાક જન્મો પછી તેઓ ફરી પોતાના સ્થાને પહોંચી જશે. (૨૯)

**દેવતાઓ કહેવા લાગ્યા** – હે પ્રભુ! આપને વારંવાર નમસ્કાર છે. આપ સમસ્ત યજ્ઞોનો વિસ્તાર કરનારા છો તથા સંસારની સ્થિતિ (હયાતી) માટે શુદ્ધ-સત્ત્વમય મંગળવિગ્રહ પ્રગટ કરો છો. ઘણા આનંદની વાત છે કે સંસારને કષ્ટ આપનારો આ દુષ્ટ દૈત્ય માર્યો ગયો. હવે આપનાં ચરણોની ભક્તિના પ્રભાવથી અમને પણ સુખ-શાંતિ મળી ગઈ. (૩૦)

૧. પ્રા. પા. – ०ઽભિવૈ० । ૨. પ્રા. પા. – વ્યુદસ્તાસુ ચ માયાસુ । ૩. પ્રા. પા. – વિશ્વસૃજા । ૪. પ્રા. પા. – વિકીર્ણબાહ્વઙ્ઘ્રિશિરોધરો० । ૫. પ્રા. પા. – કોઽત્ર ।

*મૈત્રેય ઉવાચ*[1]

એવં હિરણ્યાક્ષમસહ્યવિક્રમં
સ સાદયિત્વા હરિરાદિસૂકરઃ ।
જગામ લોકં સ્વમખણ્ડિતોત્સવં
સમીડિતઃ[2] પુષ્કરવિષ્ટરાદિભિઃ ॥ ૩૧॥

મયા યથાઽનૂક્તમવાદિ તે હરેઃ
કૃતાવતારસ્ય સુમિત્ર ચેષ્ટિતમ્ ।
યથા હિરણ્યાક્ષ ઉદારવિક્રમો
મહામૃધે ક્રીડનવન્નિરાકૃતઃ ॥ ૩૨॥

*સૂત ઉવાચ*

ઇતિ કૌષારવાખ્યાતામાશ્રુત્ય ભગવત્કથામ્ ।
ક્ષત્તાઽઽનન્દં પરં લેભે મહાભાગવતો દ્વિજ ॥ ૩૩॥

અન્યેષાં પુણ્યશ્લોકાનામુદ્દામયશસાં સતામ્ ।
ઉપશ્રુત્ય ભવેન્મોદઃ શ્રીવત્સાઙ્કસ્ય કિં પુનઃ ॥ ૩૪॥

યો ગજેન્દ્રં ઝષગ્રસ્તં ધ્યાયન્તં ચરણામ્બુજમ્ ।
ક્રોશન્તીનાં કરેણૂનાં કૃચ્છ્રતોઽમોચયદ્ દ્રુતમ્ ॥ ૩૫॥

તં સુખારાધ્યમૃજુભિરનન્યશરણૈર્નૃભિઃ ।
કૃતજ્ઞઃ કો ન સેવેત દુરારાધ્યમસાધુભિઃ ॥ ૩૬॥

યો વૈ હિરણ્યાક્ષવધં મહાદ્ભુતં
વિક્રીડિતં કારણસૂકરાત્મનઃ ।
શૃણોતિ ગાયત્યનુમોદતેઽઞ્જસા
વિમુચ્યતે[3] બ્રહ્મવધાદપિ દ્વિજાઃ[4] ॥ ૩૭॥

એતન્મહાપુણ્યમલં[5] પવિત્રં
ધન્યં યશસ્યં પદમાયુરાશિષામ્ ।
પ્રાણેન્દ્રિયાણાં યુધિ શૌર્યવર્ધનં
નારાયણોઽન્તે ગતિરઙ્ગ શૃણ્વતામ્ ॥ ૩૮॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! આ પ્રમાણે મહાપરાક્રમી હિરણ્યાક્ષનો વધ કરીને ભગવાન આદિવરાહ પોતાના અખંડ-આનંદમય ધામમાં પધારી ગયા. તે સમયે બ્રહ્મા વગેરે દેવતાઓ તેમની સ્તુતિ કરી રહ્યા હતા. (૩૧) મિત્ર વિદુરજી! ભગવાન અવતાર લઈને જેવી લીલાઓ કરે છે અને જેવી રીતે તેમણે ભયંકર યુદ્ધમાં મહાપરાક્રમી હિરણ્યાક્ષનો રમકડાની જેમ વધ કરી નાખ્યો તે બધું ચરિત્ર મેં ગુરુમુખેથી જેવું સાંભળ્યું હતું તે તમને કહી સંભળાવ્યું. (૩૨)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! મૈત્રેયજીના મુખેથી ભગવાનની આ કથા સાંભળીને પરમ ભાગવત વિદુરજીને ઘણો આનંદ થયો. (૩૩) પવિત્રકીર્તિવાન અને પરમ યશસ્વી એવા અન્ય મહાપુરુષોનાં ચરિત્ર સાંભળવાથી પણ જો ઘણો આનંદ થતો હોય છે તો પછી શ્રીવત્સધારી ભગવાનની લલિત-મધુર લીલાઓની તો વાત જ શી કરવી? (૩૪) જે સમયે મગરમચ્છના પકડવાથી ગજરાજ પ્રભુનાં ચરણોનું ધ્યાન ધરવા લાગ્યો અને તેની હાથણીઓ દુઃખથી ગાંગરવા લાગી, તે સમયે તેમને દુઃખમાંથી જેમણે તત્કાળ છોડાવ્યાં અને જેઓ બધી બાજુએથી નિરાશ થઈને પોતાના શરણે આવેલા સરળહૃદયી ભક્તો પર સહેજે પ્રસન્ન થઈ જાય છે, પણ (જેઓ) દુર્જનો માટે અત્યંત દુરારાધ્ય છે - તેમના પર જલદી પ્રસન્ન થતા નથી તે શ્રીપ્રભુના ઉપકારોને જાણનારો એવો મનુષ્ય કયો હોય કે તેમનું સેવન ના કરે? (૩૫-૩૬) હે શૌનકાદિ ઋષિજનો! પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે વરાહનું રૂપ ધારણ કરનારા શ્રીહરિની હિરણ્યાક્ષ-વધ નામની આ પરમ અદ્ભુત લીલાને જે મનુષ્ય સાંભળે છે, ગાય છે અને સમર્થ છે તે બ્રહ્મહત્યા જેવા ઘોર પાપમાંથી પણ સહેજે છુટકારો મેળવી લે છે. (૩૭) આ ચરિત્ર અત્યંત પુણ્ય આપનારું, પરમ પવિત્ર, ધન-યશની પ્રાપ્તિ કરાવનારું, આયુષ્ય વધારનારું અને કામનાઓને પૂરી કરનારું તથા યુદ્ધવેળાએ પ્રાણ અને ઇન્દ્રિયોની શક્તિને વધારનારું છે. જે લોકો આ (ચરિત્ર)ને સાંભળે છે તેમને અંતમાં શ્રીભગવાનનો આશ્રય પ્રાપ્ત થાય છે. (૩૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે હિરણ્યાક્ષવધો[6] નામૈકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥**

**ત્રીજા સ્કંધ-અંતર્ગત હિરણ્યાક્ષવધ નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એ પાઠ નથી. ૨. પ્રા. પા. – સમીલિતઃ । ૩. પ્રા. પા. – સ મુચ્યતે । ૪. પ્રા. પા. – ધ્રુવમ્ । ૫. પ્રા. પા. – ફલં । ૬. પ્રાચીન પ્રતમાં '૦વધો નામ'ની જગ્યાએ '૦વધે' પાઠ છે.

# વીસમો અધ્યાય

## બ્રહ્માજીએ રચેલી અનેકવિધ સૃષ્ટિનું વર્ણન

*શૌનક ઉવાચ*

મહીં પ્રતિષ્ઠામધ્યસ્ય[1] સૌતે સ્વાયમ્ભુવો મનુઃ ।
કાન્યન્વતિષ્ઠદ્દ્વારાણિ માર્ગાયાવરજન્મનામ્ ॥ ૧॥

ક્ષત્તા મહાભાગવતઃ કૃષ્ણસ્યૈકાન્તિકઃ સુહૃત્ ।
યસ્તત્યાજાગ્રજં કૃષ્ણે સાપત્યમઘવાનિતિ ॥ ૨॥

દ્વૈપાયનાદનવરો મહિત્વે તસ્ય દેહજઃ ।
સર્વાત્મના શ્રિતઃ કૃષ્ણં તત્પરાંશ્ચાપ્યનુવ્રતઃ ॥ ૩॥

કિમન્વપૃચ્છન્મૈત્રેયં વિરજાસ્તીર્થસેવયા ।
ઉપગમ્ય કુશાવર્ત આસીનં તત્ત્વવિત્તમમ્ ॥ ૪॥

તયોઃ સંવદતોઃ સૂત પ્રવૃત્તા હ્યમલાઃ કથાઃ ।
આપો ગાઙ્ગા ઈવાઘઘ્નીર્હરેઃ પાદામ્બુજાશ્રયાઃ ॥ ૫॥

તા નઃ કીર્તય ભદ્રં તે કીર્તન્યોદારકર્મણઃ ।
રસજ્ઞઃ કો નુ તૃપ્યેત હરિલીલામૃતં પિબન્ ॥ ૬॥

એવમુગ્રશ્રવાઃ પૃષ્ટ ઋષિભિર્નૈમિષાયનૈઃ ।
ભગવત્યર્પિતાધ્યાત્મસ્તાનાહ શ્રૂયતામિતિ ॥ ૭॥

*સૂત ઉવાચ*

હરેર્ધૃતક્રોડતનોઃ સ્વમાયયા
નિશમ્ય ગોરુદ્ધરણં રસાતલાત્ ।
લીલાં હિરણ્યાક્ષમવજ્ઞયા હતં
સઞ્જાતહર્ષો મુનિમાહ ભારતઃ[2] ॥ ૮॥

*વિદુર ઉવાચ*

પ્રજાપતિપતિઃ સૃષ્ટ્વા પ્રજાસર્ગે પ્રજાપતીન્ ।
કિમારભત મે બ્રહ્મન્ પ્રબ્રૂહ્યવ્યક્તમાર્ગવિત્ ॥ ૯॥

યે મરીચ્યાદયો વિપ્રા યસ્તુ સ્વાયમ્ભુવો મનુઃ ।
તે વૈ બ્રહ્મણ આદેશાત્કથમેતદભાવયન્ ॥ ૧૦॥

સદ્વિતીયાઃ કિમસૃજન્ સ્વતન્ત્રા ઉત કર્મસુ ।
આહોસ્વિત્સંહતાઃ સર્વ ઈદં સ્મ[3] સમકલ્પયન્ ॥ ૧૧॥

**શૌનકજી કહે છે** – હે સૂતજી! પૃથ્વીરૂપી આધાર મેળવીને સ્વાયંભુવ મનુએ આગળ ઉપર થનારી પ્રજાને ઉત્પન્ન કરવા માટે કયા કયા ઉપાયોનો આધાર લીધો? (૧) વિદુરજી ઘણા મોટા ભગવદ્ભક્ત હતા અને ભગવાન શ્રીકૃષ્ણના અનન્ય સુહૃદ્ હતા. તેથી તેમણે પોતાના મોટા ભાઈ ધૃતરાષ્ટ્રનો, તેમના પુત્ર દુર્યોધન સમેત, ભગવાન શ્રીકૃષ્ણનો અનાદર કરવાને કારણે (તેમને) અપરાધી સમજીને, ત્યાગ કરી દીધો હતો. (૨) તેઓ મહર્ષિ દ્વૈપાયનના પુત્ર હતા અને મહિમામાં તેમના કરતાં કોઈ પણ રીતે ઊતરતા ન હતા તથા બધી રીતે ભગવાન શ્રીકૃષ્ણના આશ્રિત અને કૃષ્ણભક્તોના અનુગામી હતા. (૩) તીર્થોનું સેવન કરવાથી તેમનું અંતઃકરણ વિશેષ શુદ્ધ થયું હતું. તેમણે કુશાવર્ત્ત-ક્ષેત્ર (હરિદ્વાર)માં બેઠેલા, તત્ત્વજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ મૈત્રેયજી પાસે જઈને (તેમને) બીજું શું પૂછ્યું? (૪) સૂતજી! તેમની વચ્ચે વાર્તાલાપ થતાં, શ્રીહરિનાં ચરણો સંબંધિત ઘણી પવિત્ર વાતો થઈ હશે, કે જે તેમનાં ચરણોમાંથી નીકળેલા ગંગાજળ જેવી, સંપૂર્ણ પાપોનો નાશ કરનારી છે. (૫) સૂતજી! તમારું મંગળ થાઓ, તમે ભગવાનની તે પવિત્ર વાતો (કથાઓ) અમને સંભળાવો. પ્રભુનાં ઉદાર ચરિત્રો તો કીર્તનીય હોય છે. ભલા, એવો રસિક કોણ હશે કે જે શ્રીહરિની લીલાઓરૂપી અમૃતનું પાન કરતાં-કરતાં તૃપ્ત થઈ જાય? (૬)

નૈમિષારણ્યવાસી મુનિઓના આ પ્રમાણે પૂછવાથી ઉગ્રશ્રવા સૂતજીએ ભગવાનમાં ચિત્ત જોડીને તેમને કહ્યું – 'સાંભળો.' (૭)

**સૂતજીએ કહ્યું** – હે મુનિઓ! પોતાની માયાથી વરાહનું રૂપ ધારણ કરનારા શ્રીહરિની રસાતલમાંથી પૃથ્વીને બહાર કાઢવાની અને રમત-રમતમાં જ તિરસ્કારપૂર્વક હિરણ્યાક્ષને હણી નાખવાની લીલા સાંભળીને વિદુરજીને ઘણો આનંદ થયો અને તેમણે મુનિશ્રેષ્ઠ મૈત્રેયજીને કહ્યું. (૮)

**વિદુરજીએ કહ્યું** – હે બ્રહ્મન્! તમે પરોક્ષ વિષયોને પણ જાણનારા છો; તેથી એ બતાવો કે પ્રજાપતિઓના સ્વામી શ્રીબ્રહ્માજીએ મરીચિ વગેરે પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા પછી સૃષ્ટિને વધારવા માટે શું કર્યું? (૯) મરીચિ વગેરે મુનીશ્વરોએ અને સ્વાયંભુવ મનુએ પણ બ્રહ્માજીની આજ્ઞાથી પ્રજાની વૃદ્ધિ કેવી રીતે કરી? (૧૦) શું તેમણે

૧. પ્રા. પા. – ૦મધ્યાસ્ય । ૨. પ્રા. પા. – સારવિત્ । ૩. પ્રા. પા. – સર્વમકલ્પયન્ ।

*મૈત્રેય ઉવાચ*

**દૈવેન દુર્વિતર્ક્યેણ પરેણાનિમિષેણ ચ ।**
**જાતક્ષોભાદ્ભગવતો મહાનાસીદ્ગુણત્રયાત્ ॥ ૧૨॥**

**રજઃપ્રધાનાન્મહતસ્ત્રિલિઙ્ગો દૈવચોદિતાત્ ।**
**જાતઃ સસર્જ [1]ભૂતાદિર્વિયદાદીનિ પઞ્ચશઃ ॥ ૧૩॥**

**તાનિ ચૈકૈકશઃ સ્રષ્ટુમસમર્થાનિ ભૌતિકમ્ ।**
**સંહત્ય દૈવયોગેન હૈમમણ્ડમવાસૃજન્ ॥ ૧૪॥**

**સોઽશયિષ્ટાબ્ધિસલિલે આણ્ડકોશો નિરાત્મકઃ ।**
**સાગ્રં વૈ વર્ષસાહસ્રમન્વવાત્સીત્તમીશ્વરઃ ॥ ૧૫॥**

**તસ્ય નાભેરભૂત્પદ્મં સહસ્રાર્કોરુદીધિતિ ।**
**સર્વજીવનિકાયૌકો યત્ર સ્વયમભૂત્સ્વરાટ્ ॥ ૧૬॥**

**સોઽનુવિષ્ટો ભગવતા યઃ શેતે સલિલાશયે ।**
**લોકસંસ્થાં યથાપૂર્વં નિર્મમે સંસ્થયા સ્વયા ॥ ૧૭॥**

**સસર્જચ્છાયયાઽવિદ્યાં પઞ્ચપર્વાણમગ્રતઃ ।**
**તામિસ્રમન્ધતામિસ્રં તમો મોહો [2] મહાતમઃ ॥ ૧૮॥**

**વિસસર્જાત્મનઃ કાયં નાભિનન્દંસ્તમોમયમ્ ।**
**જગૃહુર્યક્ષરક્ષાંસિ રાત્રિં ક્ષુત્તૃટ્સમુદ્ભવામ્ ॥ ૧૯॥**

**ક્ષુત્તૃડ્ભ્યામુપસૃષ્ટાસ્તે તં જગ્ધુમભિદુદ્રુવુઃ ।**
**મા રક્ષતૈનં જક્ષધ્વમિત્યૂચુઃ[3] ક્ષુત્તૃડર્દિતાઃ ॥ ૨૦॥**

**દેવસ્તાનાહ સંવિગ્નો મા માં જક્ષત રક્ષત ।**
**અહો મે યક્ષરક્ષાંસિ પ્રજા યૂયં બભૂવિથ ॥ ૨૧॥**

આ જગતને પત્નીઓના સહયોગથી ઉત્પન્ન કર્યું કે પછી પોતપોતાના કાર્યમાં સ્વતંત્ર રહીને અથવા બધાએ એકસાથે મળીને આ જગતની રચના કરી? (૧૧)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! જેની ગતિને જાણવાનું અત્યંત મુશ્કેલ છે - તે જીવોના પ્રારબ્ધ, પ્રકૃતિ-નિયંતા પુરુષ અને કાળ – આ ત્રણે હેતુઓથી તથા ભગવાનના સાંનિધ્યથી ત્રિગુણમયી પ્રકૃતિમાં ક્ષોભ થવાથી, તેનાથી મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. (૧૨) દૈવની પ્રેરણાથી રજઃપ્રધાન મહત્તત્ત્વથી વૈકારિક (સાત્ત્વિક), રાજસ અને તામસ – ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો. તેણે આકાશ વગેરે પાંચ-પાંચ તત્ત્વોના અનેક વર્ગ* ઉત્પન્ન કર્યા. (૧૩) તેઓ બધા અલગ-અલગ રહીને ભૂતોના કાર્યરૂપ બ્રહ્માંડની રચના કરી શકતા ન હતા; તેથી તેમણે ભગવાનની શક્તિથી પરસ્પર સંગઠિત થઈને એક સુવર્ણવર્ણી અંડની રચના કરી. (૧૪) તે અંડ અચેતન અવસ્થામાં એક હજાર વર્ષોથી પણ વધુ સમય સુધી કારણાબ્ધિના જળમાં પડ્યો રહ્યો. પછી ભગવાને તેનામાં પ્રવેશ કર્યો. (૧૫) તેનામાં અધિષ્ઠિત થવાથી તેમની (ભગવાનની) નાભિમાંથી સહસ્ર સૂર્યો જેટલું અત્યંત દેદીપ્યમાન એક કમળ પ્રગટ થયું, કે જે સમસ્ત જીવ-સમુદાયનો આશ્રય હતું. તેનામાંથી સ્વયં બ્રહ્માજીનો પણ પ્રાદુર્ભાવ થયો છે. (૧૬)

બ્રહ્માંડના ગર્ભરૂપી જળમાં શયન કરનારા શ્રીનારાયણદેવે જ્યારે બ્રહ્માજીના અંતઃકરણમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓ અગાઉના કલ્પોમાં પોતે જ નિશ્ચિત કરેલી નામ-રૂપમયી વ્યવસ્થા અનુસાર લોકોની રચના કરવા લાગ્યા. (૧૭) સૌથી પહેલાં તેમણે પોતાની છાયાથી તામિસ્ર, અંધતામિસ્ર, તમ, મોહ અને મહામોહ – એમ પાંચ પ્રકારની અવિદ્યા ઉત્પન્ન કરી. (૧૮) બ્રહ્માજીને પોતાનું તે તમોમય શરીર સારું લાગ્યું નહીં, તેથી તેમણે તેને ત્યજી દીધું. ત્યારે, જેનાથી ભૂખ-તરસની ઉત્પત્તિ થાય છે એવા રાત્રિરૂપી શરીરને, તેનાથી ઉત્પન્ન થયેલા યક્ષો અને રાક્ષસોએ અપનાવી લીધું. (૧૯) તે સમયે ભૂખ-તરસથી વ્યાકુળ થઈને તેઓ બ્રહ્માજીને ખાવા દોડ્યા અને કહેવા લાગ્યા – 'આને ખાઈ જાઓ, આનું રક્ષણ ના કરો;' કારણ કે તેઓ ભૂખ-તરસથી વ્યાકુળ થઈ રહ્યા હતા. (૨૦) બ્રહ્માજીએ ગભરાઈ જઈને તેમને કહ્યું – 'અરે યક્ષ-રાક્ષસો! તમે મારાં સંતાન છો. તેથી મારું ભક્ષણ ન કરો, મારું રક્ષણ કરો.' (તેમનામાંથી જેમણે કહ્યું કે 'ભક્ષણ કરો' તેઓ યક્ષ થયા અને જેમણે કહ્યું

૧. પ્રા. પા. – ભૂતાનિ વિષ૦ । ૨. પ્રા. પા. – મોહં । ૩. પ્રા. પા. – ત્યુચ્યૈઃ ।

* પાંચ તન્માત્રાઓ, પાંચ મહાભૂતો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને તેમના પાંચ-પાંચ દેવતાઓ – આ છ વર્ગોનો સંકેત અહીં સમજવો જોઈએ.

દેવતાઃ પ્રભયા યા યા દીવ્યન્પ્રમુખતોઽસૃજત્ ।
તે[1] અહાર્ષુર્દેવયન્તો વિસૃષ્ટાં તાં પ્રભામહઃ ॥ ૨૨॥

દેવોઽદેવાઞ્જઘનતઃ સૃજતિ સ્માતિલોલુપાન્ ।
ત એનં લોલુપતયા મૈથુનાયાભિપેદિરે ॥ ૨૩॥

તતો હસન્ સ ભગવાનસુરૈર્નિરપત્રપૈઃ ।
અન્વીયમાનસ્તરસા ક્રુદ્ધો ભીતઃ પરાપતત્ ॥ ૨૪॥

સ ઉપવ્રજ્ય વરદં પ્રપન્નાર્તિહરં હરિમ્ ।
અનુગ્રહાય ભક્તાનામનુરૂપાત્મદર્શનમ્ ॥ ૨૫॥

પાહિ માં પરમાત્મંસ્તે પ્રેષણેનાસૃજં પ્રજાઃ ।
તા ઈમા યભિતું પાપા ઉપાક્રામન્તિ માં પ્રભો ॥ ૨૬॥

ત્વમેકઃ[2] કિલ લોકાનાં ક્લિષ્ટાનાં ક્લેશનાશનઃ ।
ત્વમેકઃ ક્લેશદસ્તેષામનાસન્નપદાં તવ ॥ ૨૭॥

સોઽવધાર્યાસ્ય કાર્પણ્યં વિવિક્તાધ્યાત્મદર્શનઃ ।
વિમુઞ્ચાત્મતનું ઘોરામિત્યુક્તો વિમુમોચ હ ॥ ૨૮॥

તાં ક્વણચ્ચરણામ્ભોજાં મદવિહ્વલલોચનામ્ ।
કાઞ્ચીકલાપવિલસદ્દુકૂલચ્છન્નરોધસમ્ ॥ ૨૯॥

અન્યોન્યશ્લેષયોત્તુઙ્ગનિરન્તરપયોધરામ્ ।
સુનાસાં સુદ્વિજાં સ્નિગ્ધહાસલીલાવલોકનામ્ ॥ ૩૦॥

ગૂહન્તીં વ્રીડયાઽઽત્માનં નીલાલકવરૂથિનીમ્ ।
ઉપલભ્યાસુરા ધર્મ સર્વે સમ્મુમુહુઃ સ્ત્રિયમ્ ॥ ૩૧॥

અહો રૂપમહો ધૈર્યમહો અસ્યા નવં વયઃ ।
મધ્યે કામયમાનાનામકામેવ વિસર્પતિ ॥ ૩૨॥

કે 'રક્ષણ ન કરો' તેઓ રાક્ષસ કહેવાયા.) (૨૧)

પછી બ્રહ્માજીએ સાત્ત્વિક તેજથી દેદીપ્યમાન થઈને મુખ્ય-મુખ્ય દેવતાઓની રચના કરી. તેમણે ક્રીડા કરતાં-કરતાં, બ્રહ્માજીના ત્યજી દેવાથી તેમનું તે દિવસરૂપી પ્રકાશમય શરીર અપનાવી લીધું. (૨૨) ત્યારપછી બ્રહ્માજીએ પોતાના જઘન-ભાગમાંથી (નાભિનો નિમ્ન ભાગ) કામાસક્ત અસુરો ઉત્પન્ન કર્યા. તેઓ અત્યંત કામલોલુપ હોવાને કારણે ઉત્પન્ન થતાં જ મૈથુન માટે બ્રહ્માજી તરફ ગયા. (૨૩) આ જોઈને પહેલાં તો તેઓ હસ્યા, પણ પછી તે નિર્લજ્જ અસુરોને પોતાની પાછળ પડેલા જોઈને ભયભીત અને ક્રોધિત થઈને ઘણા વેગથી ભાગ્યા. (૨૪) ત્યારે તેમણે ભક્તો પર કૃપા કરવા માટે તેમની ભાવના અનુસાર દર્શન આપનારા, શરણાગત-વત્સલ વરદાયક શ્રીહરિ પાસે જઈને કહ્યું. (૨૫) 'હે પરમાત્મા! મારું રક્ષણ કરો. મેં તો આપની આજ્ઞાથી જ પ્રજા ઉત્પન્ન કરી હતી, પણ આ તો પાપમાં પ્રવૃત્ત થઈને મને જ હેરાન કરવા માંડી છે. (૨૬) હે નાથ! એકમાત્ર આપ જ દુઃખી જીવોનું દુઃખ દૂર કરનારા છો અને જેઓ તમારાં ચરણોના શરણે આવતા નથી તેમને દુઃખ આપનારા પણ એકમાત્ર આપ જ છો.' (૨૭)

પ્રભુ તો પ્રત્યક્ષવત્ સૌના હૃદયની વાત જાણનારા છે. તેમણે બ્રહ્માજીની આતુરતા જોઈને કહ્યું – 'તમે પોતાના આ કામ-કલુષિત શરીરનો ત્યાગ કરો.' ભગવાનના આમ કહેતાં જ તેમણે તે શરીરને પણ છોડી દીધું. (૨૮)

(બ્રહ્માજીએ છોડી દીધેલું તે શરીર એક સુંદર સ્ત્રી -સંધ્યાદેવીના રૂપમાં પરિણત થઈ ગયું.) તેનાં ચરણકમળોનાં ઝાંઝર ઝણઝણી રહ્યાં હતાં, તેની આંખો મદીલી થઈ રહી હતી અને કમર કટિમેખલાની ઘૂઘરીઓથી સુશોભિત સજેલી સાડીથી ઢંકાયેલી હતી. (૨૯) તેના ઊપસેલા સ્તન એવી રીતે એકબીજા સાથે જોડાયેલા હતા કે તેમની વચ્ચે કોઈ અંતર જ રહેવા પામ્યું ન હતું. તેનું નાક અને તેની દંતાવલી ઘણાં જ સુઘડ હતાં તથા તે મધુર-મધુર સ્મિત કરતી અસુરો પ્રત્યે હાવભાવપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી હતી. (૩૦) શ્યામ-શ્યામ અલકાવલી (કેશની લટો)થી સુશોભિત તે સુકુમારી જાણે કે લજ્જાની મારી પોતાના પાલવમાં જ સંકોચાઈ જતી હતી. હે વિદુરજી! તે સુંદરીને જોઈને તે બધા જ અસુરો મોહિત થઈ ગયા. (૩૧) 'અહો! આનું કેવું વિચિત્ર રૂપ છે! કેવું અલૌકિક ધૈર્ય છે અને કેવી નૂતન વય છે! જુઓ, કામપીડિત એવા અમારી વચ્ચે આ કેવી બેપરવા જેવી વિચરી રહી છે!' (૩૨)

૧. પ્રા. પા. – તેઽહારિપુર્દે૦ । ૨. પ્રા. પા. – ત્વમેવ ।

વિતર્કયન્તો બહુધા તાં સન્ધ્યાં પ્રમદાકૃતિમ્ ।
અભિસમ્ભાવ્ય વિશ્રમ્ભાત્પર્યપૃચ્છન્ કુમેધસઃ ॥ ૩૩॥

કાસિ કસ્યાસિ રમ્ભોરુ કો વાર્થસ્તેઽત્ર ભામિનિ ।
રૂપદ્રવિણપણ્યેન દુર્ભગાન્નો વિબાધસે ॥ ૩૪॥

યા વા કાચિત્ત્વમબલે[1] દિષ્ટ્યા સન્દર્શનં તવ ।
ઉત્સુનોષીક્ષમાણાનાં કન્દુકક્રીડયા મનઃ ॥ ૩૫॥

નૈકત્ર તે જયતિ શાલિનિ પાદપદ્મં
ઘ્નન્ત્યા મુહુઃ કરતલેન પતત્પતઙ્ગમ્ ।
મધ્યં વિષીદતિ બૃહત્સ્તનભારભીતં[2]
શાન્તેવ દૃષ્ટિરમલા[3] સુશિખાસમૂહઃ ॥ ૩૬॥

ઇતિ સાયન્તનીં સન્ધ્યામસુરાઃ પ્રમદાયતીમ્ ।
પ્રલોભયન્તીં જગૃહુર્મત્વા મૂઢધિયઃ સ્ત્રિયમ્ ॥ ૩૭॥

પ્રહસ્ય ભાવગમ્ભીરં જિઘ્રન્ત્યાત્માનમાત્મના ।
કાન્ત્યા સસર્જ ભગવાન્ ગન્ધર્વાપ્સરસાં ગણાન્ ॥ ૩૮॥

વિસસર્જ તનું તાં વૈ જ્યોત્સ્નાં કાન્તિમતીં પ્રિયામ્ ।
ત એવ ચાદદુઃ પ્રીત્યા વિશ્વાવસુપુરોગમાઃ ॥ ૩૯॥

સૃષ્ટ્વા ભૂતપિશાચાંશ્ચ ભગવાનાત્મતન્દ્રિણા[4] ।
દિગ્વાસસો મુક્તકેશાન્ વીક્ષ્ય ચામીલયદ્ દૃશૌ ॥ ૪૦॥

જગૃહુસ્તદ્વિસૃષ્ટાં તાં જૃમ્ભણાખ્યાં તનું પ્રભોઃ[5] ।
નિદ્રામિન્દ્રિયવિક્લેદો યયા ભૂતેષુ દૃશ્યતે ।
યેનોચ્છિષ્ટાન્ ધર્ષયન્તિ તમુન્માદં પ્રચક્ષતે ॥ ૪૧॥

ઊર્જસ્વન્તં મન્યમાન આત્માનં ભગવાનજઃ ।
સાધ્યાન્ ગણાન્ પિતૃગણાન્ પરોક્ષેણાસૃજત્પ્રભુઃ ॥ ૪૨॥

ત આત્મસર્ગં તં કાયં પિતરઃ પ્રતિપેદિરે ।
સાધ્યેભ્યશ્ચ પિતૃભ્યશ્ચ કવયો યદ્વિતન્વતે ॥ ૪૩॥

આ પ્રમાણે તે કુબુદ્ધિના દૈત્યોએ સ્ત્રી-રૂપી સંધ્યા વિશે જાતજાતના તર્ક-વિતર્ક કર્યા પછી તેનો ઘણો આદર કરીને પ્રેમપૂર્વક પૂછ્યું – (૩૩) 'હે સુંદરી! તું કોણ છે અને કોની પુત્રી છે? હે ભામિની! અહીં આવવાનું તારું શું પ્રયોજન છે? તું પોતાના અનુપમ રૂપની આ અણમોલ સંપત્તિ બતાવીને અમ અભાગિયાઓને શા માટે તલસાવી રહી છે? (૩૪) અબળા! તું કોઈ પણ કેમ ન હોય, પણ અમને તારું દર્શન થયું એ મોટા સૌભાગ્યની વાત છે. તું પોતાની દડી ઉછાળી-ઉછાળીને તો અમ દર્શકોના મનને વલોવી નાખે છે. (૩૫) સુંદરી! ઊછળતી દડી પર તું જ્યારે પોતાની હથેળીની ટપલી મારે છે ત્યારે તારું ચરણકમળ એક જગ્યાએ સ્થિર રહેતું નથી; તારો કટિપ્રદેશ સ્થૂળ સ્તનોના ભારથી નમી જતો જણાય છે અને તારી નિર્મળ દૃષ્ટિમાંથી પણ થાક ઝળકતો જણાય છે. અહો, તારો કેશપાશ (અંબોડો) કેવો સુંદર છે!' (૩૬) આ પ્રમાણે સ્ત્રીરૂપે પ્રગટ થયેલી તે સાંજ-વેળાની સંધ્યાએ તેમને અત્યંત કામાસક્ત કરી દીધા અને તે મૂઢોએ તેને કોઈ રમણી-રત્ન સમજીને અપનાવી લીધી. (૩૭)

ત્યારબાદ બ્રહ્માજીએ ગંભીરભાવે હસીને પોતાની તેજોમય મૂર્તિમાંથી, કે જે પોતાના સૌંદર્યનું જાણે પોતે જ આસ્વાદન કરતી હતી - તેમાંથી ગંધર્વો અને અપ્સરાઓને ઉત્પન્ન કર્યાં. (૩૮) તેમણે જ્યોત્સ્ના (ચંદ્રિકા)રૂપી પોતાના તે તેજોમય પ્રિય શરીરનો ત્યાગ કર્યો, તેને જ વિશ્વાવસુ વગેરે ગંધર્વોએ પ્રસન્નતાપૂર્વક અપનાવી લીધું. (૩૯) તે પછી ભગવાન બ્રહ્માએ પોતાની તંદ્રામાંથી ભૂત-પિશાચ ઉત્પન્ન કર્યા. તેમને દિગંબર (વસ્ત્રહીન) અને વિખરેલા વાળવાળા જોઈને તેમણે આંખો મીંચી દીધી. (૪૦) બ્રહ્માજીએ ત્યજી દીધેલા તે આળસરૂપી શરીરને ભૂત-પિશાચોએ અપનાવી લીધું. તેને નિદ્રા પણ કહે છે, કે જેનાથી જીવોની ઇન્દ્રિયોમાં શિથિલતા આવતી જોવા મળે છે. જો કોઈ મનુષ્ય એંઠા મુખે સૂઈ જાય છે તો ભૂતપિશાચ વગેરે તેના પર આક્રમણ કરે છે, તેને જ ઉન્માદ કહે છે. (૪૧)

પછી ભગવાન બ્રહ્માએ ભાવના કરી કે હું તેજોમય છું અને તેમણે અદૃશ્યરૂપે સાધ્યો અને પિતૃઓને ઉત્પન્ન કર્યા. (૪૨) પિતૃઓએ પોતાની ઉત્પત્તિના સ્થાને તે અદૃશ્ય શરીરને અપનાવી લીધું. આને જ લક્ષ્યમાં રાખીને પંડિતો શ્રાદ્ધ વગેરે વડે પિતૃઓ અને સાધ્યોને અનુક્રમે કવ્ય (પિંડ) અને હવ્ય અર્પણ કરે છે. (૪૩)

૧. પ્રા. પા. – કા સ્યાસ્ત્વમ૦ । ૨. પ્રા. પા. – ૦ભીત્યા । ૩. પ્રા. પા. – ૦રચલા । ૪. પ્રા. પા. – ૦તન્દ્રિણઃ । ૫. પ્રા. પા. – વિભોઃ ।

સિદ્ધાન્ વિદ્યાધરાંશ્ચૈવ તિરોધાનેન સોઽસૃજત્ ।
તેભ્યોઽદદાત્તમાત્માનમન્તર્ધાનાખ્યમદ્ભુતમ્ ॥ ૪૪॥

પોતાની તિરોધાનશક્તિથી બ્રહ્માજીએ સિદ્ધો અને વિદ્યાધરોનું સર્જન કર્યું અને તેમને પોતાનું તે અંતર્ધાન નામનું અદ્‌ભુત શરીર આપ્યું. (૪૪) એક વાર બ્રહ્માજીએ પોતાનું પ્રતિબિંબ જોયું; ત્યારે પોતાને બહુ સુંદર માનીને તે પ્રતિબિંબમાંથી કિન્નરો અને કિંપુરુષો ઉત્પન્ન કર્યા. (૪૫) તેમણે બ્રહ્માજીના ત્યજી દેવાથી તેમનું તે પ્રતિબિંબ-શરીર અપનાવી લીધું. તેથી એ બધા ઉષાકાળે પોતાની પત્નીઓ સાથે મળીને બ્રહ્માજીનાં ગુણો, કર્મો વગેરેનું ગાન કરતા રહે છે. (૪૬)

સ કિન્નરાન્ કિમ્પુરુષાન્ પ્રત્યાત્મ્યેનાસૃજત્પ્રભુઃ ।
માનયન્નાત્મનાઽઽત્માનમાત્માભાસં વિલોકયન્ ॥ ૪૫॥

તે તુ તજ્જગૃહૂ રૂપં ત્યક્તં યત્પરમેષ્ઠિના ।
મિથુનીભૂય ગાયન્તસ્તમેવોષસિ કર્મભિઃ ॥ ૪૬॥

દેહેન વૈ ભોગવતા શયાનો બહુચિન્તયા ।
સર્ગેઽનુપચિતે ક્રોધાદુત્સસર્જ હ તદ્વપુઃ ॥ ૪૭॥

એક વાર બ્રહ્માજી સૃષ્ટિની વૃદ્ધિ નહીં થવાને કારણે ઘણા ચિંતિત થઈને હાથ-પગ વગેરે અવયવો ફેલાવીને સૂતા હતા અને પછી ક્રોધવશાત્ તે ભોગમય શરીરનો ત્યાગ કર્યો. (૪૭) તેનાથી જે વાળ ખરી પડ્યા તે અહિ થયા તથા તેના હાથ-પગ સંકોચીને ચાલવાથી ક્રૂરસ્વભાવવાળા સર્પો અને નાગો થયા, કે જેમનું શરીર ફણરૂપે ખભાની પાસે ઘણું ફેલાયેલું હોય છે. (૪૮)

યેઽહીયન્તામુતઃ[1] કેશા અહયસ્તેઽઙ્ગ[2] જજ્ઞિરે ।
સર્પાઃ પ્રસર્પતઃ ક્રૂરા નાગા ભોગોરુકન્ધરાઃ ॥ ૪૮॥

સ આત્માનં મન્યમાનઃ કૃતકૃત્યમિવાત્મભૂઃ ।
તદા મનૂન્ સસર્જાન્તે મનસા લોકભાવનાન્ ॥ ૪૯॥

એક વાર બ્રહ્માજીએ પોતે કૃતકૃત્ય થયા હોવાનું અનુભવ્યું. તે સમયે અંતમાં તેમણે પોતાના મનમાંથી મનુઓની ઉત્પત્તિ કરી. એ બધા પ્રજાની વૃદ્ધિ કરનારા છે. (૪૯) મનસ્વી બ્રહ્માજીએ તેમના માટે પોતાના પુરુષાકાર શરીરનો ત્યાગ કર્યો. મનુઓને જોઈને એમના પહેલાં ઉત્પન્ન થયેલા દેવતાઓ-ગંધર્વો વગેરે બ્રહ્માજીની સ્તુતિ કરવા લાગ્યા. (૫) તેઓ બોલ્યા – 'હે વિશ્વકર્તા બ્રહ્માજી! આપની આ (મનુઓની) સૃષ્ટિ ઘણી જ સુંદર છે. આમાં અગ્નિહોત્ર વગેરે બધાં જ કર્મો પ્રતિષ્ઠિત છે. તેની સહાયથી અમે પણ પોતાનું અન્ન (હવિર્ભાગ) ગ્રહણ કરી શકીશું.' (૫૧)

તેભ્યઃ સોઽત્યસૃજત્સ્વીયં[3] પુરં પુરુષમાત્મવાન્ ।
તાન્ દૃષ્ટ્વા યે પુરા સૃષ્ટાઃ પ્રશશંસુઃ પ્રજાપતિમ્ ॥ ૫૦॥

અહો એતજ્જગત્સ્રષ્ટઃ સુકૃતં બત તે કૃતમ્ ।
પ્રતિષ્ઠિતાઃ ક્રિયા યસ્મિન્ સાકમન્નમદામહે ॥ ૫૧॥

તપસા વિદ્યયા યુક્તો યોગેન સુસમાધિના[4] ।
ઋષીનૃષિર્હૃષીકેશઃ સસર્જાભિમતાઃ પ્રજાઃ ॥ ૫૨॥

પછી આદિઋષિ બ્રહ્માજીએ ઇન્દ્રિયસંયમપૂર્વક તપ, વિદ્યા, યોગ અને સમાધિથી સંપન્ન થઈને પોતાની પ્રિય સંતતિ એવા ઋષિજનોની રચના કરી અને તેમનામાંના પ્રત્યેકને સમાધિ, યોગ, ઐશ્વર્ય, તપ, વિદ્યા અને વૈરાગ્યમય પોતાના શરીરનો અંશ (હિસ્સો) આપ્યો. (૫૨-૫૩)

તેભ્યશ્ચૈકૈકશઃ સ્વસ્ય[5] દેહસ્યાંશમદાદજઃ ।
યત્તત્સમાધિયોગર્દ્ધિતપોવિદ્યાવિરક્તિમત્ ॥ ૫૩॥

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત વીસમો અધ્યાય સમાપ્ત.

==★==

૧. પ્રા. પા. – ૦ઽહીયન્તશિરઃ કેશા । ૨. પ્રા. પા. – તે ચ । ૩. પ્રા. પા. – ૦ઽસૃજદ્દેહં પુરં પુરુષમાત્મનઃ । ૪. પ્રા. પા. – સ સમા૦ । ૫. પ્રા. પા. – ૦કશસ્તસ્ય ।

# એકવીસમો અધ્યાય

## કર્દમજીની તપસ્યા અને ભગવાનનું વરદાન

*વિદુર ઉવાચ*

સ્વાયમ્ભુવસ્ય ચ મનોર્વંશઃ પરમસમ્મતઃ ।
કથ્યતાં ભગવન્ યત્ર મૈથુનેનૈધિરે પ્રજાઃ ॥ ૧॥

પ્રિયવ્રતોત્તાનપાદૌ સુતૌ સ્વાયમ્ભુવસ્ય વૈ ।
યથાધર્મં જુગુપતુઃ સપ્તદ્વીપવતીં મહીમ્ ॥ ૨॥

તસ્ય વૈ દુહિતા બ્રહ્મન્ દેવહૂતીતિ વિશ્રુતા ।
પત્ની પ્રજાપતેરુક્તા કર્દમસ્ય ત્વયાનઘ ॥ ૩॥

તસ્યાં સ વૈ મહાયોગી યુક્તાયાં યોગલક્ષણૈઃ ।
સસર્જ કતિધા વીર્યં તન્મે શુશ્રૂષવે વદ ॥ ૪॥

રુચિર્યો ભગવાન્ બ્રહ્મન્ દક્ષો વા બ્રહ્મણઃ સુતઃ ।
યથા સસર્જ ભૂતાનિ લબ્ધ્વા ભાર્યાં ચ માનવીમ્ ॥ ૫॥

*મૈત્રેય ઉવાચ*

પ્રજાઃ સૃજેતિ ભગવાન્ કર્દમો બ્રહ્મણોદિતઃ ।
સરસ્વત્યાં તપસ્તેપે સહસ્રાણાં સમા દશ ॥ ૬॥

તતઃ સમાધિયુક્તેન ક્રિયાયોગેન કર્દમઃ ।
સમ્પ્રપેદે હરિં ભક્ત્યા પ્રપન્નવરદાશુષમ્[1] ॥ ૭॥

તાવત્પ્રસન્નો ભગવાન્ પુષ્કરાક્ષઃ કૃતે યુગે ।
દર્શયામાસ તં ક્ષત્તઃ શાબ્દં બ્રહ્મ દધદ્વપુઃ ॥ ૮॥

સ તં વિરજમર્કાભં સિતપદ્મોત્પલસ્રજમ્ ।
સ્નિગ્ધનીલાલકવ્રાતવક્ત્રાબ્જં વિરજોઽમ્બરમ્ ॥ ૯॥

કિરીટિનં કુણ્ડલિનં શઙ્ખચક્રગદાધરમ્ ।
શ્વેતોત્પલક્રીડનકં મનઃસ્પર્શસ્મિતેક્ષણમ્ ॥ ૧૦॥

વિન્યસ્તચરણામ્ભોજમંસદેશે ગરુત્મતઃ ।
દૃષ્ટ્વા ખેઽવસ્થિતં વક્ષઃશ્રિયં કૌસ્તુભકન્ધરમ્ ॥ ૧૧॥

**વિદુરજીએ પૂછ્યું** – હે ભગવાન! સ્વાયંભુવ મનુનો વંશ ઘણો આદરણીય માનવામાં આવ્યો છે. તેમાં મૈથુન-ધર્મ દ્વારા પ્રજાની વૃદ્ધિ થઈ હતી. હવે તમે મને તેની કથા સંભળાવો. (૧) હે બ્રહ્મન્! તમે કહ્યું હતું કે સ્વાયંભુવ મનુના પુત્રો પ્રિયવ્રત અને ઉત્તાનપાદે સાતે દ્વીપોવાળી પૃથ્વીનું ધર્મપૂર્વક પાલનપોષણ કર્યું હતું તથા તેમની પુત્રી, કે જે દેવહૂતિ નામે વિખ્યાત હતી - તેને કર્દમ-પ્રજાપતિ સાથે પરણાવવામાં આવી હતી. (૨-૩) દેવહૂતિ યોગનાં યમ વગેરે લક્ષણોથી સંપન્ન હતી; તેનાથી મહાયોગી કર્દમજીએ કેટલાં સંતાન ઉત્પન્ન કર્યાં? તે સઘળો પ્રસંગ તમે મને કહી સંભળાવો, તે સાંભળવાની મારી ઘણી ઇચ્છા છે. (૪) આ પ્રમાણે ભગવાન રુચિ અને બ્રહ્માજીના પુત્ર દક્ષ-પ્રજાપતિએ પણ મનુજીની પુત્રીઓનું પાણિગ્રહણ કરીને તેમનાથી કેવી રીતે ક્યાં ક્યાં સંતાન ઉત્પન્ન કર્યાં - એ બધું ચરિત્ર પણ મને સંભળાવો. (૫)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! બ્રહ્માજીએ ભગવાન કર્દમજીને જ્યારે આજ્ઞા આપી કે તમે સંતાનો (પ્રજા)ની ઉત્પત્તિ કરો ત્યારે તેમણે દસ હજાર વર્ષો સુધી સરસ્વતી નદીના કિનારે તપસ્યા કરી. (૬) તેઓ એકાગ્રચિત્તે પ્રેમપૂર્વક પૂજન-ઉપચાર વડે શરણાગત-વરદાયી શ્રીહરિની આરાધના કરતા રહ્યા. (૭) હે વિદુરજી! ત્યારે સત્યયુગના આરંભમાં કમલનયન ભગવાન શ્રીહરિએ તેમની તપસ્યાથી પ્રસન્ન થઈને તેમને પોતાના શબ્દબ્રહ્મમય સ્વરૂપે મૂર્તિમાન થઈને દર્શન આપ્યાં. (૮)

ભગવાનની તે ભવ્ય મૂર્તિ સૂર્ય સમાન તેજોમયી હતી. તેમણે ગળામાં શ્વેત કમળ અને કુમુદનાં પુષ્પોની માળા ધારણ કરેલી હતી, તેમનું મુખકમળ શ્યામ અને સ્નિગ્ધ અલકાવલી (વાળની લટો)થી સુશોભિત હતું. તેમણે સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલાં હતાં. (૯) માથા પર સુવર્ણમય મુગટ, કાનોમાં કુંડળ અને કરકમળોમાં શંખ, ચક્ર, ગદા વગેરે આયુધ વિરાજમાન હતાં. તેમના એક હાથમાં ક્રીડા માટે શ્વેત કમળ શોભતું હતું. પ્રભુની મધુર સ્મિતયુક્ત દૃષ્ટિ ચિત્ત ચોરી લેતી હતી. (૧૦) તેમનાં ચરણકમળ ગરુડજીની કાંધો પર વિરાજમાન હતાં તથા વક્ષઃસ્થળ પર શ્રીલક્ષ્મીજી અને ગળામાં કૌસ્તુભમણિ શોભતાં હતાં. પ્રભુની આ આકાશસ્થિત મનોહર મૂર્તિનું દર્શન કરીને કર્દમજીને ઘણો હર્ષ થયો, જાણે કે તેમની બધી જ

૧. પ્રા. પા. – ૦દાશિષમ્ ।

જાતહર્ષોઽપતન્મૂર્ધ્ના ક્ષિતૌ લબ્ધમનોરથઃ ।
ગીર્ભિસ્ત્વભ્યગૃણાત્પ્રીતિસ્વભાવાત્મા કૃતાઞ્જલિઃ ॥ ૧૨॥

ઋષિરુવાચ

જુષ્ટં બતાદ્યાખિલસત્ત્વરાશેઃ[1]
સાંસિધ્યમક્ષ્ણોસ્તવ દર્શનાન્નઃ ।
યદ્દર્શનં જન્મભિરીડ્ય સદ્ભિ-
રાશાસતે યોગિનો રૂઢયોગાઃ ॥ ૧૩॥

યે માયયા તે હતમેધસસ્ત્વત્
પાદારવિન્દં ભવસિન્ધુપોતમ્ ।
ઉપાસતે કામલવાય તેષાં
રાસીશ કામાન્નિરયેઽપિ યે સ્યુઃ ॥ ૧૪॥

તથા સ ચાહં પરિવોઢુકામઃ
સમાનશીલાં ગૃહમેધધેનુમ્ ।
ઉપેયિવાન્મૂલમશેષમૂલં
દુરાશયઃ કામદુઘાઙ્ઘ્રિપસ્ય ॥ ૧૫॥

પ્રજાપતેસ્તે વચસાધીશ તન્ત્યા
લોકઃ કિલાયં કામહતોઽનુબદ્ધઃ ।
અહં ચ લોકાનુગતો વહામિ
બલિં ચ શુક્લાઽનિમિષાય તુભ્યમ્ ॥ ૧૬॥

લોકાંશ્ચ લોકાનુગતાન્ પશૂંશ્ચ
હિત્વા શ્રિતાસ્તે ચરણાતપત્રમ્ ।
પરસ્પરં ત્વદ્ગુણવાદસીધુ-
પીયૂષનિર્યાપિતદેહધર્માઃ ॥ ૧૭॥

ન તેઽજરાક્ષભ્રમિરાયુરેષાં[2]
ત્રયોદશારં ત્રિશતં ષષ્ટિપર્વ ।
ષણ્નેમ્યનન્તચ્છદિ યત્ત્રિણાભિ
કરાલસ્રોતો જગદાચ્છિદ્ય ધાવત્[3] ॥ ૧૮॥

એકઃ સ્વયં સઞ્જગતઃ સિસૃક્ષયા-
ઽદ્વિતીયયાઽઽત્મન્નધિયોગમાયયા ।
સૃજસ્યદઃ પાસિ પુનર્ગ્રસિષ્યસે
યથોર્ણનાભિર્ભગવન્ સ્વશક્તિભિઃ ॥ ૧૯॥

કામનાઓ પૂરી થઈ ગઈ. તેમણે આનંદસભર હૃદયથી પૃથ્વી પર માથું ટેકવીને ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પછી પ્રેમવિહ્વળ ચિત્તથી હાથ જોડીને સુમધુર વાણીથી તેઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૧૧-૧૨)

**કર્દમજીએ કહ્યું** – સ્તુતિયોગ્ય હે પરમેશ્વર! આપ સંપૂર્ણ સત્ત્વગુણના આધાર છો. યોગાભ્યાસ કરનારા યોગીઓ અનેક શુભ જન્મોમાં સાધના દ્વારા જેમના દર્શનની આકાંક્ષા સેવે છે. તેવા આપના દર્શન આજે મને થવાથી મારા નેત્રો સફળ થઈ ગયાં. (૧૩) હે ઈશ! આપના ચરણાવિંદ ભવસાગર પાર કરવાની નૌકા સમાન છે. જે મનુષ્યો સંસારની કામનાઓની પૂર્તિ માટે આપની ઉપાસના કરે છે તેમની બુદ્ધિ આપની માયા દ્વારા હરાયેલી છે. કારણ કે સંસારના તુચ્છ વિષયભોગો તો નરકમાં પણ મળે છે. (૧૪) હે પ્રભુ! આપ કલ્પવૃક્ષ છો. આપનાં ચરણ સમસ્ત મનોરથોને પૂરા કરનારાં છે. મારું હૃદય કામ-વાસનાથી યુક્ત છે. હું પણ પોતાને અનુરૂપ સ્વભાવની અને ગૃહસ્થધર્મનું પાલન કરવામાં સહાયક એવી શીલવતી કન્યા સાથે લગ્ન કરવાના હેતુથી આપનાં ચરણકમળોના શરણે આવ્યો છું. (૧૫) હે સર્વેશ્વર! જીવ વાસ્તવમાં કામવાસનાઓથી પીડિત છે. પ્રજાપતિસ્વરૂપ આપની વેદવાણીરૂપી લગામથી તે નિયંત્રિત છે. હે ધર્મમૂર્તિ! તેનું જ અનુગમન કરતો રહીને હું પણ આપના આજ્ઞાપાલનરૂપી ઉપહારથી આપની પૂજા કરું છું. (૧૬)

હે પ્રભુ! આપના ભક્તો વિષયાસક્ત લોકોને અને તેમના જ માર્ગનું અનુસરણ કરનારા મારા જેવાં કર્મ-જડ પશુઓને જરા પણ ગણતરીમાં લીધા વગર આપનાં ચરણોની જ છત્રછાયાનો આશ્રય લે છે તથા આપનાં ગુણગાનરૂપી માદક સુધાનું જ પરસ્પર પાન કરીને પોતાના ભૂખ-તરસ વગેરે દેહધર્મોનું શમન કરતા રહે છે. (૧૭) હે પ્રભુ! આ કાળ-ચક્ર ઘણું પ્રબળ છે. સાક્ષાત્ બ્રહ્મ જ તેના ઘૂમવાની ધરી છે. અધિક માસ સહિત તેર મહિનાઓ 'આરા' છે, ત્રણસો સાઠ દિવસો 'જોડ' છે, છ ઋતુઓ 'નેમિ' (ચક્રનો પરિઘ) છે, અનંત ક્ષણો-પળો વગેરે એમાં પત્રાકાર 'ધારાઓ' છે તથા ત્રણ ચાતુર્માસ તેની આધારભૂત 'નાભિ' છે. અત્યંત વેગવાન સંવત્સરરૂપી આ કાળચક્ર જડ-ચેતન જગતના આયુષ્યનું છેદન કરતું રહીને ઘૂમ્યા કરે છે, પરંતુ તે આપના ભક્તોના આયુષ્યનો હ્રાસ કરી શકતું નથી. (૧૮) હે ભગવન્! જેવી રીતે કરોળિયો પોતે જ જાળને ફેલાવે છે, તેનું રક્ષણ કરે છે અને અંતે તેને ગળી જાય છે તેવી જ રીતે આપ એકલા જ જગતની રચના

૧. પ્રા. પા. – ૦તત્ત્વરાશેઃ । ૨. પ્રા. પા. – ૦ભ્રમિવાયુ૦ । ૩. પ્રા. પા. – ધાવતુ ।

નૈતદ્બતાધીશ પદં તવેપ્સિતં
યન્માયયા નસ્તનુષે ભૂતસૂક્ષ્મમ્ ।
અનુગ્રહાયાસ્ત્વપિ યર્હિ માયયા
લસત્તુલસ્યા તનુવા[1] વિલક્ષિતઃ ॥ ૨૦॥

તં ત્વાઽનુભૂત્યોપરતક્રિયાર્થં
સ્વમાયયા વર્તિતલોકતન્ત્રમ્ ।
નમામ્યભીક્ષ્ણં નમનીયપાદ-
સરોજમલ્પીયસિ કામવર્ષમ્ ॥ ૨૧॥

*ઋષિરુવાચ*

ઈત્યવ્યલીકં પ્રણુતોઽબ્જનાભ-
સ્તમાબભાષે વચસાઽમૃતેન ।
સુપર્ણપક્ષોપરિ રોચમાનઃ
પ્રેમસ્મિતોદ્વીક્ષણવિભ્રમદ્ભ્રૂઃ ॥ ૨૨॥

*શ્રીભગવાનુવાચ*

વિદિત્વા તવ ચૈત્યં મે પુરૈવ સમયોજિ તત્ ।
યદર્થમાત્મનિયમૈસ્ત્વયૈવાહં સમર્ચિતઃ ॥ ૨૩॥

ન વૈ જાતુ મૃષૈવ સ્યાત્પ્રજાધ્યક્ષ મદર્હણમ્ ।
ભવદ્વિધેષ્વતિતરાં મયિ સઙ્ગૃભિતાત્મનામ્ ॥ ૨૪॥

પ્રજાપતિસુતઃ સમ્રાણ્મનુર્વિખ્યાતમઙ્ગલઃ ।
બ્રહ્માવર્તં યોઽધિવસન્ શાસ્તિ સપ્તાર્ણવાં મહીમ્ ॥ ૨૫॥

સ ચેહ વિપ્ર રાજર્ષિર્મહિષ્યા શતરૂપયા ।
આયાસ્યતિ દિદૃક્ષુસ્ત્વાં પરશ્વો ધર્મકોવિદઃ ॥ ૨૬॥

આત્મજામસિતાપાઙ્ગીં વયઃશીલગુણાન્વિતામ્ ।
મૃગયન્તીં પતિં દાસ્યત્યનુરૂપાય તે પ્રભો ॥ ૨૭॥

સમાહિતં[2] તે હૃદયં યત્રેમાન્ પરિવત્સરાન્ ।
સા ત્વાં બ્રહ્મન્નૃપવધૂઃ કામમાશુ ભજિષ્યતિ ॥ ૨૮॥

યા ત આત્મભૃતં વીર્યં નવધા પ્રસવિષ્યતિ ।
વીર્યે ત્વદીયે ઋષય આધાસ્યન્ત્યઞ્જસાઽઽત્મનઃ ॥ ૨૯॥

કરવા માટે પોતાનાથી અભિન્ન પોતાની યોગમાયાનો સ્વીકાર કરીને, તેનાથી અભિવ્યક્ત થયેલી પોતાની સત્ત્વગુણ વગેરે શક્તિઓ વડે પોતે જ આ જગતનાં સર્જન, પાલન અને સંહાર કરો છો. (૧૯) હે પ્રભુ! બ્રહ્મરૂપે સર્વવ્યાપી હોવા છતાં આપે પ્રસન્ન થઈને અમને પોતાની તુલસીમાલા-મંડિત, માયાને લીધે પરિચ્છિન્ન જેવી દેખાતી સગુણ-મૂર્તિરૂપે દર્શન આપ્યાં છે. આપ અમને ભક્તોને જે શબ્દાદિ વિષયસુખો આપો છો તેઓ માયિક હોવાને કારણે જોકે આપને રુચતાં નથી તોપણ પરિણામે અમારું શુભ કરવા માટે તે (વિષયસુખો) અમને પ્રાપ્ત થાઓ. (૨૦)

હે નાથ! આપ સ્વરૂપથી નિષ્ક્રિય છો, છતાં પણ માયા દ્વારા સઘળા સંસારનો વ્યવહાર ચલાવનારા છો તથા થોડી-સરખી ઉપાસના કરનારા પર પણ અભીષ્ટ વસ્તુઓની વર્ષા કરતા રહો છો. આપનાં ચરણકમળ વંદનીય છે; હું આપને વારંવાર નમસ્કાર કરું છું. (૨૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** – આ પ્રમાણે કર્દમ ઋષિએ પ્રેમપૂર્વક ભગવાનની સ્તુતિ કરી ત્યારે ભગવાનની ભ્રમરો સ્મિતસભર કટાક્ષથી ચંચળ થઈ રહી હતી તેવા ગરુડ પર વિરાજેલા કમળનાભ ભગવાન પોતાની અમૃતતુલ્ય વાણીથી કહેવા લાગ્યા. (૨૨)

**શ્રીભગવાને કહ્યું** – જેના માટે તમે આત્મસંયમ વગેરે દ્વારા મારી આરાધના કરી છે તેની વ્યવસ્થા મેં તમારા હૃદયના ભાવને જાણી લઈને પહેલેથી જ કરેલી છે. (૨૩) હે પ્રજાપતિ! મારી આરાધના તો ક્યારેય નિષ્ફળ જતી નથી; વળી, જેમનું ચિત્ત નિરંતર એકાન્તરૂપે મારામાં જ જોડાયેલું રહે છે તેવા તમારા જેવા મહાત્માઓ વડે કરાયેલી ઉપાસના તો સવિશેષપણે અધિક ફળ આપનારી છે. (૨૪) પ્રસિદ્ધ યશસ્વી સમ્રાટ સ્વાયંભુવ મનુ બ્રહ્માવર્તમાં રહીને સાત સમુદ્રોવાળી સઘળી પૃથ્વીનું શાસન કરે છે. (૨૫) વિપ્રવર! તે પરમ ધર્મજ્ઞ મહારાજ મનુ મહારાણી શતરૂપા સાથે તમને મળવા માટે પરમ દિવસે અહીં આવશે. (૨૬) તેમની રૂપ-યૌવન, શીલ અને ગુણોથી સંપન્ન, શ્યામલોચના એક પુત્રી આ સમયે વિવાહયોગ્ય છે. હે પ્રજાપતિ! તમે સર્વથા તેને યોગ્ય છો, તેથી તેઓ તમને જ તે કન્યા અર્પણ કરશે. (૨૭) હે બ્રહ્મન્! ગત અનેક વર્ષોથી તમારું અંતઃકરણ જેવી પત્ની મેળવવા સમાહિત (ઇચ્છુક) રહ્યું છે, હવે તરત જ તે રાજકન્યા તેવી જ પત્ની થઈને તમારી ઇચ્છા પ્રમાણે સેવા કરશે. (૨૮) તે તમારા તેજને પોતાના ગર્ભમાં ધારણ કરીને તેનાથી નવ પુત્રીઓને જન્મ આપશે અને પછી તમારી તે પુત્રીઓથી, લોકરીતિ અનુસાર, મરીચિ વગેરે ઋષિઓ પુત્રો ઉત્પન્ન કરશે. (૨૯)

૧. પ્રા. પા. – ભગવાન્ વિ૦ । ૨. પ્રા. પા. – સમ્મોહિતં ।

ત્વં ચ સમ્યગનુષ્ઠાય નિદેશં મ ઉશત્તમઃ ।
મયિ તીર્થીકૃતાશેષક્રિયાર્થો માં પ્રપત્સ્યસે ॥ ૩૦॥

કૃત્વા દયાં ચ જીવેષુ દત્ત્વા ચાભયમાત્મવાન્ ।
મય્યાત્માનં સહ જગદ્દ્રક્ષ્યસ્યાત્મનિ ચાપિ મામ્ ॥ ૩૧॥

સહાહં સ્વાંશકલયા ત્વદ્વીર્યેણ મહામુને[1] ।
તવ ક્ષેત્રે દેવહૂત્યાં પ્રણેષ્યે તત્ત્વસંહિતામ્ ॥ ૩૨॥

મૈત્રેય ઉવાચ[2]

એવં તમનુભાષ્યાથ ભગવાન્ પ્રત્યગક્ષજઃ ।
જગામ બિન્દુસરસઃ સરસ્વત્યા પરિશ્રિતાત્ ॥ ૩૩॥

નિરીક્ષતસ્તસ્ય યયાવશેષ-
સિદ્ધેશ્વરાભિષ્ટુતસિદ્ધમાર્ગઃ ।
આકર્ણયન્ પત્રરથેન્દ્રપક્ષૈ-
રુચ્ચારિતં સ્તોમમુદીર્ણસામ ॥ ૩૪॥

અથ સમ્પ્રસ્થિતે શુક્લે કર્દમો ભગવાનૃષિઃ ।
આસ્તે સ્મ[3] બિન્દુસરસિ તં કાલં પ્રતિપાલયન્ ॥ ૩૫॥

મનુઃ સ્યન્દનમાસ્થાય શાતકૌમ્ભપરિચ્છદમ્ ।
આરોપ્ય સ્વાં દુહિતરં સભાર્યઃ પર્યટન્મહીમ્ ॥ ૩૬॥

તસ્મિન્ સુધન્વન્નહનિ[4] ભગવાન્ યત્સમાદિશત્ ।
ઉપાયાદાશ્રમપદં મુનેઃ શાન્તવ્રતસ્ય તત્ ॥ ૩૭॥

યસ્મિન્ ભગવતો નેત્રાન્ન્યપતન્નશ્રુબિન્દવઃ[5] ।
કૃપયા સમ્પરીતસ્ય પ્રપન્નેઽર્પિતયા ભૃશમ્ ॥ ૩૮॥

તદ્વૈ બિન્દુસરો નામ સરસ્વત્યા પરિપ્લુતમ્ ।
પુણ્યં શિવામૃતજલં મહર્ષિગણસેવિતમ્ ॥ ૩૯॥

પુણ્યદ્રુમલતાજાલૈઃ કૂજત્પુણ્યમૃગદ્વિજૈઃ ।
સર્વર્તુફલપુષ્પાઢ્યં વનરાજિશ્રિયાન્વિતમ્ ॥ ૪૦॥

મત્તદ્વિજગણૈર્ઘુષ્ટં[6] મત્તભ્રમરવિભ્રમમ્ ।
મત્તબર્હિનટાટોપમાહ્વયન્મત્તકોકિલમ્[7] ॥ ૪૧॥

તમે પણ મારી આજ્ઞાનું સારી રીતે પાલન કરવાથી શુદ્ધચિત્તના થઈને, પોતાનાં બધાં કર્મોનું ફળ મને અર્પણ કરીને મને જ પ્રાપ્ત કરશો. (૩૦) જીવો પર દયા કરતા રહીને તમે આત્મજ્ઞાન પ્રાપ્ત કરશો અને પછી સૌને અભયદાન આપીને પોતાના સમેત સમસ્ત જગતને મારામાં અને મને તમારામાં સ્થિત જોશો. (૩૧) હે મહામુનિ! હું પણ પોતાની અંશ-કલારૂપે તમારા તેજ દ્વારા તમારી પત્ની દેવહૂતિના ગર્ભમાં અવતરીને સાંખ્યશાસ્ત્રની રચના કરીશ. (૩૨)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! કર્દમ ઋષિ સાથે આ પ્રમાણે વાર્તાલાપ કરીને, ઇન્દ્રિયોના અંતર્મુખ થવાથી પ્રગટ થનારા શ્રીહરિ સરસ્વતી નદીથી ઘેરાયેલા બિંદુસરોવર-તીર્થ (કે જ્યાં કર્દમ ઋષિ તપ કરી રહ્યા હતા)માંથી પોતાના લોકમાં પધારી ગયા. (૩૩) ભગવાનના સિદ્ધમાર્ગ (વૈકુંઠમાર્ગ)ની બધા જ સિદ્ધેશ્વરો પ્રશંસા કરે છે. કર્દમજીના દેખતાં તેઓ પોતાના લોકમાં સિધાવી ગયા. તે સમયે ગરુડજીની પાંખોમાંથી સામવેદની જે આધારભૂત ઋચાઓ નીકળી રહી હતી તેમને તેઓ સાંભળતા જતા હતા. (૩૪)

હે વિદુરજી! શ્રીહરિના સિધાવી ગયા પછી ભગવાન કર્દમ તેમના બતાવેલા સમયની પ્રતીક્ષા કરતા રહીને બિંદુસરોવર પર જ રોકાઈ રહ્યા. (૩૫) હે વીરશ્રેષ્ઠ! આ બાજુ મનુમહારાજ પણ મહારાણી શતરૂપા સાથે સુવર્ણજડિત રથ પર સવાર થઈને તથા તે રથ પર પોતાની પુત્રીને પણ બેસાડીને પૃથ્વી પર વિચરણ કરતા કરતા, જે દિવસ ભગવાને બતાવ્યો હતો તે જ દિવસે શાંતિપરાયણ મહર્ષિ કર્દમના તે આશ્રમે જઈ પહોંચ્યા. (૩૬-૩૭) સરસ્વતીના જળથી ભરેલું આ બિંદુસરોવર તે સ્થાન છે કે જ્યાં પોતાના શરણાગત ભક્ત કર્દમ પ્રત્યે ઉત્પન્ન થયેલી અત્યંત કરુણાથી વશીભૂત થયેલા ભગવાનનાં નેત્રોમાંથી આંસુઓનાં બિંદુ પડ્યાં હતાં. આ તીર્થ ઘણું પવિત્ર છે, તેનું જળ કલ્યાણમય અને અમૃત-તુલ્ય મધુર છે તથા મહર્ષિઓ હંમેશાં તેનું સેવન કરે છે. (૩૮-૩૯) તે સમયે બિંદુસરોવર પવિત્ર વૃક્ષો અને વેલીઓથી ઘેરાયેલું હતું, કે જેમનામાં જાત-જાતની બોલી બોલનારાં પવિત્ર પશુ-પક્ષીઓ રહેતાં હતાં. તે સ્થાન બધી જ ઋતુઓનાં ફળો અને ફૂલોથી સંપન્ન હતું અને સુંદર વનરાજી પણ તેની શોભા વધારતી હતી. (૪૦) ત્યાં ટોળેટોળાં મત્ત પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં, મત્ત ભમરાઓ ઘુમરાઈ રહ્યા હતા, ઉન્મત્ત મયૂરો પોતાનાં પીંછાં ફેલાવીને નટની જેમ નૃત્ય કરી રહ્યા હતા અને મત્ત કોકિલ કુહૂ-કુહૂ કરીને જાણે કે એકબીજાને બોલાવી રહ્યા હતા. (૪૧)

---

૧. પ્રા. પા. – મહામતે । ૨. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી. । ૩. પ્રા. પા. – આસ્તેઽસ્મિન્ । ૪. પ્રા. પા. – સુધન્વે ન્વહનિ । ૫. પ્રા. પા. – ૦પતન્હર્ષબિન્દવઃ । ૬. પ્રા. પા. – ૦ગણૈર્જુષ્ટં । ૭. પ્રા. પા. – ૦બર્હિણવ્યાઘોષમા૦ ।

કદમ્બચમ્પકાશોકકરઞ્જબકુલાસનૈઃ[1] ।
કુન્દમન્દારકુટજૈશ્ચૂતપોતૈરલઙ્કૃતમ્ ॥ ૪૨॥

કારણ્ડવૈઃ પ્લવૈર્હંસૈઃ કુરરૈર્જલકુક્કુટૈઃ ।
સારસૈશ્ચક્રવાકૈશ્ચ ચકોરૈર્વલ્ગુકૂજિતમ્ ॥ ૪૩॥

તથૈવ હરિણૈઃ ક્રોડૈઃ શ્વાવિદ્ગવયકુઞ્જરૈઃ ।
ગોપુચ્છૈર્હરિભિર્મર્કૈર્નકુલૈર્નાભિભિર્વૃતમ્ ॥ ૪૪॥

પ્રવિશ્ય તત્તીર્થવરમાદિરાજઃ સહાત્મજઃ[2] ।
દદર્શ મુનિમાસીનં તસ્મિન્ હુતહુતાશનમ્ ॥ ૪૫॥

વિદ્યોતમાનં વપુષા તપસ્યુગ્રયુજા[3] ચિરમ્ ।
નાતિક્ષામં ભગવતઃ સ્નિગ્ધાપાઙ્ગાવલોકનાત્ ।
તદ્વ્યાહૃતામૃતકલાપીયૂષશ્રવણેન ચ ॥ ૪૬॥

પ્રાંશું પદ્મપલાશાક્ષં જટિલં ચીરવાસસમ્ ।
ઉપસંસૃત્ય મલિનં યથાર્હણમસંસ્કૃતમ્ ॥ ૪૭॥

અથોટજમુપાયાતં નૃદેવં પ્રણતં પુરઃ ।
સપર્યયા પર્યગૃહ્ણાત્પ્રતિનન્દ્યાનુરૂપયા ॥ ૪૮॥

ગૃહીતાર્હણમાસીનં સંયતં પ્રીણયન્મુનિઃ ।
સ્મરન્ ભગવદાદેશમિત્યાહ શ્લક્ષ્ણયા ગિરા ॥ ૪૯॥

નૂનં ચઙ્ક્રમણં દેવ સતાં સંરક્ષણાય તે ।
વધાય ચાસતાં યસ્ત્વં હરેઃ શક્તિર્હિ પાલિની ॥ ૫૦॥

યોઽર્કેન્દ્વગ્નીન્દ્રવાયૂનાં યમધર્મપ્રચેતસામ્ ।
રૂપાણિ સ્થાન આધત્સે તસ્મૈ શુક્લાય તે નમઃ ॥ ૫૧॥

ન યદા રથમાસ્થાય જૈત્રં મણિગણાર્પિતમ્ ।
વિસ્ફૂર્જચ્ચણ્ડકોદણ્ડો રથેન ત્રાસયન્નઘાન્ ॥ ૫૨॥

સ્વસૈન્યચરણક્ષુણ્ણં વેપયન્મણ્ડલં ભુવઃ ।
વિકર્ષન્ બૃહતીં[4] સેનાં પર્યટસ્યંશુમાનિવ ॥ ૫૩॥

તે આશ્રમ કદંબ, ચંપક, અશોક, કરંજ (કણજી), બકુલ (બોરસલી), અસન, કુંદ, મંદાર, કુટજ અને નવાં નવાં આમ્રવૃક્ષોથી અલંકૃત હતો. (૪૨) ત્યાં કારંડવ, બતક વગેરે જળ પર તરનારાં પક્ષી, હંસ, કુરર (ક્રૌંચ), જળમરઘો, સારસ, ચક્રવાક અને ચકોર મધુર સ્વરે કલરવ કરી રહ્યાં હતાં. (૪૩) હરણ, સૂવર, શાહુડી, નીલગાય, હાથી, લંગૂર, સિંહ, વાનર, નોળિયા, કસ્તૂરીમૃગ વગેરે પશુઓથી પણ તે આશ્રમ ઘેરાયેલો હતો. (૪૪)

આદિરાજ મહારાજ મનુએ પુત્રી સહિત તે ઉત્તમ તીર્થમાં પહોંચીને જોયું કે મુનિવર કર્દમ અગ્નિહોત્રથી પરવારીને બેઠેલા છે. (૪૫) ઘણા દિવસો સુધી ઉગ્ર તપસ્યા કરવાને કારણે તેઓ શરીરે ઘણા તેજસ્વી દેખાતા હતા તથા ભગવાનનાં સ્નેહપૂર્ણ નેત્રકટાક્ષ (દૃષ્ટિ)નાં દર્શન કરવાથી અને તેમણે ઉચ્ચારેલાં કર્ણામૃતસમાં સુમધુર વચનો સાંભળવાથી, આટલા દિવસો સુધી તપસ્યા કરવા છતાં પણ તેઓ ખાસ દુર્બળ થયેલા જણાતા ન હતા. (૪૬) તેમનું શરીર લાંબું હતું, નેત્રો કમલદલ જેવાં વિશાળ અને મનોહર હતાં, માથા પર જટા શોભતી હતી અને કમરમાં ચીરવસ્ત્ર હતું. નજીકથી જોતાં તેઓ સરાણ પર ચઢ્યા વગરના મહામૂલ્ય મણિ જેવા મેલા જણાતા હતા. (૪૭) મહારાજ સ્વાયંભુવ મનુને પોતાની કુટિરમાં આવીને પ્રણામ કરતા જોઈને તેમણે તેમને આશીર્વાદથી પ્રસન્ન કર્યા અને યથાયોગ્ય આતિથ્યથી તેમનો સ્વાગત-સત્કાર કર્યો. (૪૮)

તેમની પૂજા સ્વીકારીને જ્યારે મનુ સ્વસ્થ-ચિત્તે આસન પર બેઠા ત્યારે મુનિવર કર્દમે ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરીને તેમને મધુર વાણીથી પ્રસન્ન કરતાં આ પ્રમાણે કહ્યું. (૪૯) 'હે દેવ! તમે ભગવાન વિષ્ણુની પાલનશક્તિરૂપે રાજા છો, તેથી તમારું હરવું-ફરવું નિઃસંદેહપણે સજ્જનોના રક્ષણ માટે અને દુષ્ટોના સંહાર માટે જ હોય છે. (૫૦) તમે સાક્ષાત્ વિશુદ્ધ વિષ્ણુસ્વરૂપ છો તથા ભિન્ન-ભિન્ન કાર્યો માટે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ઈન્દ્ર, વાયુ, યમ, ધર્મ, વરુણ વગેરે રૂપ ધારણ કરો છો; તમને નમસ્કાર છે. (૫૧) તમે મણિજડિત જયદાયક રથ પર સવાર થઈને, પોતાના પ્રચંડ ધનુષ્યનો ટંકાર કરતા રહીને તે રથના ગડગડાટથી જ પાપીઓને ભયભીત કરી મૂકો છો અને પોતાના સૈન્યનાં ચરણોથી રગદોળાયેલા ભૂમંડળને કંપાવતા-કંપાવતા પોતાની તે વિશાળ સેનાને સાથે લઈને પૃથ્વી પર સૂર્યની જેમ વિચરણ કરો છો. જો તમે આમ ન કરો તો ચોર-લુટારાઓ ભગવાને બનાવેલી

૧. પ્રા. પા. – કદમ્બબકુલાશોકકરઞ્જવઞ્જુલાસનૈઃ । ૨. પ્રા. પા. – સહાનુગઃ । ૩. પ્રા. પા. – ઽરુજા । ૪. પ્રા. પા. – મહતીં ।

તદૈવ સેતવઃ સર્વે વર્ણાશ્રમનિબન્ધનાઃ ।
ભગવદ્‌રચિતા[1] રાજન્ ભિદ્યેરન્ બત દસ્યુભિઃ ॥ ૫૪॥

અધર્મશ્ચ સમેધેત લોલુપૈર્વ્યઙ્કુશૈર્નૃભિઃ ।
શયાને ત્વયિ લોકોઽયં દસ્યુગ્રસ્તો વિનઙ્ક્ષ્યતિ ॥ ૫૫॥

અથાપિ પૃચ્છે ત્વાં વીર યદર્થં ત્વમિહાગતઃ ।
તદ્વયં નિર્વ્યલીકેન પ્રતિપદ્યામહે હૃદા ॥ ૫૬॥

વર્ણાશ્રમધર્મની મર્યાદાને તત્કાળ નષ્ટ કરી દે તથા વિષયલોલુપ નિરંકુશ મનુષ્યો થકી સર્વત્ર અધર્મ ફેલાઈ જાય. જો તમે સંસાર પરત્વે નિશ્ચિંત થઈ જાઓ તો આ લોક દુરાચારીઓના સકંજામાં સપડાઈને નષ્ટ થઈ જાય. (૫૨-૫૫) તેમ છતાં, હે વીરશ્રેષ્ઠ! હું તમને પૂછું છું કે અત્યારે અહીં તમારું આગમન કયા પ્રયોજનથી થયું છે; મારા માટે જે (કોઈ) આજ્ઞા હશે તેને હું નિષ્કપટભાવે સહર્ષ સ્વીકારી લઈશ. (૫૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત એકવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# બાવીસમો અધ્યાય

## દેવહૂતિ સાથે કર્દમ પ્રજાપતિનું લગ્ન

*મૈત્રેય ઉવાચ*

એવમાવિષ્કૃતાશેષગુણકર્મોદયો મુનિમ્ ।
સવ્રીડ ઇવ તં સમ્રાડુપારતમુવાચ હ ॥ ૧॥

*મનુરુવાચ*

બ્રહ્માસૃજત્સ્વમુખતો યુષ્માનાત્મપરીપ્સયા ।
છન્દોમયસ્તપોવિદ્યાયોગયુક્તાનલમ્પટાન્ ॥ ૨॥

તત્ત્રાણાયાસૃજચ્ચાસ્માન્દોઃસહસ્રાત્સહસ્રપાત્ ।
હૃદયં તસ્ય હિ બ્રહ્મ[2] ક્ષત્રમઙ્ગં પ્રચક્ષતે ॥ ૩॥

અતો હ્યન્યોન્યમાત્માનં બ્રહ્મ ક્ષત્રં ચ રક્ષતઃ ।
રક્ષતિ સ્માવ્યયો દેવઃ સ યઃ સદસદાત્મકઃ ॥ ૪॥

તવ સન્દર્શનાદેવ છિન્ના મે સર્વસંશયાઃ ।
યત્સ્વયં ભગવાન્ પ્રીત્યા ધર્મમાહ રિરક્ષિષોઃ ॥ ૫॥

દિષ્ટ્યા મે ભગવાન્ દૃષ્ટો દુર્દર્શો યોઽકૃતાત્મનામ્ ।
દિષ્ટ્યા પાદરજઃ સ્પૃષ્ટં શીર્ષ્ણા મે ભવતઃ શિવમ્ ॥ ૬॥

દિષ્ટ્યા ત્વયાનુશિષ્ટોઽહં કૃતશ્ચાનુગ્રહો મહાન્ ।
અપાવૃતૈઃ કર્ણરન્ધ્રૈર્જુષ્ટા દિષ્ટ્યોશતીર્ગિરઃ ॥ ૭॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! આ પ્રમાણે જ્યારે કર્દમજીએ મનુના સમસ્ત ગુણો અને કર્મોની શ્રેષ્ઠતાનું વર્ણન કર્યું ત્યારે તેમણે (મનુએ) થોડા સંકોચ સાથે તે નિવૃત્તિપરાયણ મુનિને કહ્યું. (૧)

**મનુએ કહ્યું** — હે મુનિવર! વેદમૂર્તિ ભગવાન બ્રહ્માએ પોતાના વેદમય વિગ્રહના રક્ષણ માટે તપ, વિદ્યા અને યોગથી સંપન્ન તથા વિષયોમાં અનાસક્ત એવા તમને બ્રાહ્મણોને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા છે અને પછી તે સહસ્ર ચરણોવાળા વિરાટ પુરુષે તમારા રક્ષણ માટે જ પોતાની સહસ્ર ભુજાઓમાંથી અમને ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે. આ પ્રમાણે બ્રાહ્મણો તેમનું હૃદય અને ક્ષત્રિયો તેમનું શરીર કહેવાય છે. (૨-૩) આમ, એક જ શરીરથી સંબંધિત હોવાને કારણે પોતપોતાનું અને એકબીજાનું રક્ષણ કરનારા તે બ્રાહ્મણો અને ક્ષત્રિયોનું રક્ષણ વાસ્તવમાં તો શ્રીહરિ જ કરે છે, કે જેઓ સમસ્ત કાર્ય-કારણરૂપ હોવા છતાં પણ વાસ્તવમાં નિર્વિકાર છે. (૪) તમારા દર્શનમાત્રથી જ મારા બધા સંદેહ દૂર થઈ ગયા છે, કારણ કે તમે મારી પ્રશંસાના બહાને પોતે જ પ્રજાપાલનની ઇચ્છાવાળા રાજાના ધર્મોનું ઘણા પ્રેમથી નિરૂપણ કર્યું છે. (૫) તમારું દર્શન અજિતેન્દ્રિય પુરુષો માટે અત્યંત દુર્લભ છે. મારું મહાભાગ્ય છે કે મને તમારું દર્શન થયું અને હું તમારાં ચરણોની મંગલમયી રજને પોતાને માથે ચડાવી શક્યો. (૬) મારા ભાગ્યોદયથી જ તમે મને રાજધર્મોનો બોધ આપીને મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે અને મેં પણ શુભ પ્રારબ્ધનો ઉદય થવાથી જ તમારી પવિત્ર વાણી કાન ખોલીને સાંભળી છે. (૭)

૧. પ્રા. પા. — ભગવદ્ગ્રથિતા । ૩. પ્રા. પા. — બ્રહ્મન્નુત્તમાઙ્ગં પ્ર૦ ।

સ ભવાન્ દુહિતૃસ્નેહપરિક્લિષ્ટાત્મનો મમ ।
શ્રોતુમર્હસિ દીનસ્ય શ્રાવિતં કૃપયા મુને ॥ ૮॥

પ્રિયવ્રતોત્તાનપદોઃ સ્વસેયં દુહિતા મમ ।
અન્વિચ્છતિ પતિં યુક્તં વયઃશીલગુણાદિભિઃ ॥ ૯॥

યદા તુ ભવતઃ શીલશ્રુતરૂપવયોગુણાન્ ।
અશૃણોન્નારદાદેષા ત્વય્યાસીત્કૃતનિશ્ચયા ॥ ૧૦॥

તત્પ્રતીચ્છ દ્વિજાગ્ર્યેમાં શ્રદ્ધયોપહૃતાં મયા ।
સર્વાત્મનાઽનુરૂપાં તે ગૃહમેધિષુ કર્મસુ ॥ ૧૧॥

ઉદ્યતસ્ય હિ કામસ્ય પ્રતિવાદો ન શસ્યતે ।
અપિ નિર્મુક્તસઙ્ગસ્ય કામરક્તસ્ય કિં પુનઃ ॥ ૧૨॥

ય ઉદ્યતમનાદૃત્ય કીનાશમભિયાચતે ।
ક્ષીયતે તદ્યશઃ સ્ફીતં માનશ્ચાવજ્ઞયા હતઃ ॥ ૧૩॥

અહં ત્વાઽશૃણવં વિદ્વન્[1] વિવાહાર્થં સમુદ્યતમ્ ।
અતસ્ત્વમુપકુર્વાણઃ પ્રત્તાં[2] પ્રતિગૃહાણ મે ॥ ૧૪॥

હે મુનિ! આ પુત્રી પ્રત્યેના સ્નેહને લીધે મારું ચિત્ત ઘણું જ ચિંતાગ્રસ્ત રહ્યા કરે છે; તેથી તમે મુજ દીનની આ પ્રાર્થના કૃપાપૂર્વક સાંભળો. (૮) મારી આ પુત્રી, કે જે પ્રિયવ્રત અને ઉત્તાનપાદની બહેન છે – તે વય, શીલ, ગુણ વગેરે બાબતે પોતાને યોગ્ય પતિ મેળવવા ઇચ્છે છે. (૯) એણે નારદજીના મુખેથી તમારા શીલ, વિદ્યા, રૂપ, વય અને ગુણોનું વર્ણન જ્યારથી સાંભળ્યું છે ત્યારથી જ એ તમને પોતાના પતિ બનાવવાનો નિશ્ચય કરી ચૂકી છે. (૧૦) હે દ્વિજશ્રેષ્ઠ! હું ઘણી શ્રદ્ધાપૂર્વક તમને આ કન્યા સમર્પિત કરું છું; તમે એનો સ્વીકાર કરો. એ ગૃહસ્થોચિત કાર્યો માટે બધી રીતે તમારે યોગ્ય છે. (૧૧) જે ભોગ આપમેળે જ આવી મળે તેની અવગણના કરવી એ વિરક્ત પુરુષ માટે પણ ઉચિત નથી, તો પછી વિષયાસક્તની તો વાત જ શી કરવી? (૧૨) જે પુરુષ આપમેળે આવી મળેલા ભોગનો નિરાદર કરીને, પછી કોઈ કૃપણ આગળ હાથ ફેલાવે છે તેનો અતિ-પ્રસરિત યશ પણ ક્ષય પામે છે અને તે બીજાઓના તિરસ્કાર થકી માનભંગ પણ થાય છે. (૧૩) હે વિદ્વન્! મેં સાંભળ્યું છે કે તમે લગ્ન કરવાને તત્પર છો. તેથી હવે તમે આ કન્યાનો સ્વીકાર કરો. આને હું તમને અર્પિત કરું છું. (૧૪)

ઋષિરુવાચ

બાઢમુદ્વોઢુકામોઽહમપ્રત્તા ચ તવાત્મજા ।
આવયોરનુરૂપોઽસાવાદ્યો વૈવાહિકો વિધિઃ ॥ ૧૫॥

કામઃ સ ભૂયાન્નરદેવ તેઽસ્યાઃ
પુત્ર્યાઃ સમામ્નાયવિધૌ પ્રતીતઃ ।
ક એવ તે તનયાં નાદ્રિયેત
સ્વયૈવ કાન્ત્યા ક્ષિપતીમિવ શ્રિયમ્ ॥ ૧૬॥

યાં હર્મ્યપૃષ્ઠે ક્વણદઙ્ઘ્રિશોભાં
વિક્રીડતીં કન્દુકવિહ્વલાક્ષીમ્ ।
વિશ્વાવસુર્ન્યપતત્સ્વાદ્વિમાના-
દ્વિલોક્ય સમ્મોહવિમૂઢચેતાઃ ॥ ૧૭॥

તાં પ્રાર્થયન્તીં લલનાલલામ-
મસેવિતશ્રીચરણૈરદૃષ્ટામ્ ।
વત્સાં મનોરુચ્ચપદઃ સ્વસારં
કો નાનુમન્યેત બુધોઽભિયાતામ્ ॥ ૧૮॥

**શ્રીકર્દમ મુનિએ કહ્યું** – સારું, હું લગ્ન કરવા ઇચ્છું છું અને તમારી પુત્રીનું હજી સુધી કોઈની સાથે વાગ્દાન (વેવિશાળ) થયું નથી, તેથી અમારા બંનેનું સર્વશ્રેષ્ઠ બ્રાહ્મ* વિધિપૂર્વક લગ્ન થાય તો એ ઉચિત જ થશે. (૧૫) હે રાજન્! વેદોક્ત લગ્નવિધિમાં પ્રસિદ્ધ **'ગૃભ્ણામિ તે'** ઇત્યાદિ મંત્રોમાં દર્શાવેલો જે કામ (સંતાનોત્પત્તિરૂપ મનોરથ) છે તે તમારી આ પુત્રી સાથે મારો સંબંધ થવાથી સફળ થશે. જે પોતાની દેહકાન્તિથી આભૂષણો વગેરેની શોભાને પણ તિરસ્કૃત કરી રહી છે તેવી તમારી આ પુત્રીનો આદર કોણ નહીં કરે? (૧૬) એક વાર એ પોતાના મહેલની છત પર દડો રમી રહી હતી. દડા પાછળ અહીં-તહીં દોડવાને કારણે એની આંખો ચંચળ બની રહી હતી તથા પગનાં ઝાંઝર મધુર ઝંકાર કરતાં હતાં. તે સમયે તેને જોઈને ગંધર્વ વિશ્વાવસુ મોહવશ બેભાન થઈને પોતાના વિમાનમાંથી હેઠો પડ્યો હતો. (૧૭) તે જ આ અત્યારે અહીં પોતે આવીને પ્રાર્થના કરી રહી છે; આવી પરિસ્થિતિમાં કયો સમજુ પુરુષ એનો સ્વીકાર ન કરે? આ તો તમારી - સાક્ષાત્ શ્રીસ્વાયંભુવ મનુ મહારાજની લાડકી પુત્રી અને ઉત્તાનપાદની વહાલી બહેન છે તથા રમણીઓમાં

૧. પ્રા. પા. – વિદ્વન્નુદ્વાહાર્થં । ૨. પ્રા. પા. – પ્રપન્નાં પ્રતિગૃહ્ણ મે ।

* મનુસ્મૃતિમાં આઠ પ્રકારનાં લગ્નોનો ઉલ્લેખ મળે છે – (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ અને (૮) પૈશાચ. તેમનાં લક્ષણો ત્યાં ત્રીજા અધ્યાયમાં જોવાં જોઈએ. આમાં પહેલા પ્રકારનું લગ્ન (બ્રાહ્મ) સૌથી શ્રેષ્ઠ મનાયું છે, એમાં પિતા કન્યાનું યોગ્ય વરને દાન કરે છે.

અતો ભજિષ્યે[1] સમયેન સાધ્વીં
યાવત્તેજો બિભૃયાદાત્મનો મે ।
અતો ધર્માન્ પારમહંસ્યમુખ્યાન્
શુક્લપ્રોક્તાન્ બહુ મન્યેઽવિહિંસ્રાન્ ॥ ૧૯॥

યતોઽભવદ્વિશ્વમિદં વિચિત્રં
સંસ્થાસ્યતે યત્ર ચ વાઽવતિષ્ઠતે ।
પ્રજાપતીનાં પતિરેષ મહ્યં
પરં પ્રમાણં ભગવાનનન્તઃ ॥ ૨૦॥

*મૈત્રેય ઉવાચ*[2]

સ ઉગ્રધન્વન્નિયદેવાબભાષે[3]
આસીચ્ચ તૂષ્ણીમરવિન્દનાભમ્ ।
ધિયોપગૃહ્ણન્ સ્મિતશોભિતેન
મુખેન ચેતો લુલુભે દેવહૂત્યાઃ ॥ ૨૧॥

સોઽનુ જ્ઞાત્વા વ્યવસિતં મહિષ્યા દુહિતુઃ સ્ફુટમ્ ।
તસ્મૈ ગુણગણાઢ્યાય દદૌ તુલ્યાં પ્રહર્ષિતઃ ॥ ૨૨॥

શતરૂપા મહારાજ્ઞી પારિબર્હાન્મહાધનાન્[4] ।
દમ્પત્યોઃ પર્યદાત્પ્રીત્યા ભૂષાવાસઃ પરિચ્છદાન્ ॥ ૨૩॥

પ્રત્તાં[5] દુહિતરં સમ્રાટ્ સદૃક્ષાય ગતવ્યથઃ ।
ઉપગુહ્ય ચ બાહુભ્યામૌત્કણ્ઠ્યોન્મથિતાશયઃ ॥ ૨૪॥

અશક્નુવંસ્તદ્વિરહં મુઞ્ચન્ બાષ્પકલાં મુહુઃ ।
આસિઞ્ચદમ્બ[6] વત્સેતિ નેત્રોદૈર્દુહિતુઃ શિખાઃ ॥ ૨૫॥

આમન્ત્ર્ય તં મુનિવરમનુજ્ઞાતઃ સહાનુગઃ ।
પ્રતસ્થે રથમારુહ્ય સભાર્યઃ સ્વપુરં નૃપઃ ॥ ૨૬॥

ઉભયોર્ઋષિકુલ્યાયાઃ સરસ્વત્યાઃ સુરોધસોઃ ।
ઋષીણામુપશાન્તાનાં પશ્યન્નાશ્રમસમ્પદઃ ॥ ૨૭॥

તમાયાન્તમભિપ્રેત્ય બ્રહ્માવર્તાત્પ્રજાઃ પતિમ્ ।
ગીતસંસ્તુતિવાદિત્રૈઃ પ્રત્યુદીયુઃ પ્રહર્ષિતાઃ ॥ ૨૮॥

બર્હિષ્મતી નામ પુરી સર્વસમ્પત્સમન્વિતા ।
ન્યપતન્ યત્ર રોમાણિ યજ્ઞસ્યાઙ્ગં વિધુન્વતઃ ॥ ૨૯॥

રત્નતુલ્ય છે. જે લોકોએ ક્યારેય શ્રીલક્ષ્મીજીનાં ચરણોની ઉપાસના કરી નથી તેમને તો આનું દર્શન પણ ન થઈ શકે. (૧૮) તેથી હું તમારી આ સાધ્વી પુત્રીનો અવશ્ય સ્વીકાર કરીશ; પણ એક શરત સાથે, કે જ્યાં સુધી તેને સંતાન નહીં થાય ત્યાં સુધી જ હું ગૃહસ્થ-ધર્મ અનુસાર તેની સાથે રહીશ અને ત્યારપછી ભગવાને બતાવેલા સંન્યાસપ્રધાન, હિંસારહિત શમ-દમ વગેરે ધર્મોને જ વધુ મહત્ત્વ આપીશ. (૧૯) જેમનાથી આ વિલક્ષણ જગતની ઉત્પત્તિ થઈ છે, જેમનામાં એ લીન થઈ જાય છે અને જેમના આશ્રયે એ સ્થિત છે તે પ્રજાપતિઓના પણ પતિ એવા ભગવાન શ્રીઅનંત જ મને તો સૌથી અધિક માન્ય છે. (૨૦)

**શ્રીમૈત્રેયજી કહે છે** – પ્રચંડ ધનુર્ધારી વિદુરજી! કર્દમજી ફક્ત આટલું જ કહી શક્યા; પછી તેઓ હૃદયમાં ભગવાન કમલનાભનું ધ્યાન ધરતા ધરતા મૌન થઈ ગયા. તે સમયે તેમના મંદ સ્મિતયુક્ત મુખકમળને જોઈને દેવહૂતિનું ચિત્ત લોભાયું. (૨૧) મનુએ જોયું કે આ સંબંધમાં મહારાણી શતરૂપા અને રાજકુમારીની સ્પષ્ટ સંમતિ છે, તેથી તેમણે અનેક ગુણોથી સંપન્ન કર્દમજીને તેમના જ જેવી ગુણવતી કન્યાનું પ્રસન્નતાપૂર્વક દાન કરી દીધું. (૨૨) મહારાણી શતરૂપાએ પણ પુત્રી અને જમાઈને ઘણા પ્રેમપૂર્વક ઘણાંબધાં કીમતી વસ્ત્રો, આભૂષણો અને ગૃહસ્થીને ઉપયોગી વાસણ વગેરે દહેજમાં આપ્યાં. (૨૩) આ પ્રમાણે સુયોગ્ય વરને પોતાની પુત્રી આપીને મહારાજ મનુ નિશ્ચિંત થઈ ગયા. પ્રસ્થાનવેળાએ તેનો વિયોગ નહીં સહી શકવાને કારણે તેમણે ઉત્કંઠાવશ વિહ્વળચિત્તના થઈને તેને છાતી સરસી ચાંપી અને 'બેટી, બેટી!' કહીને રડવા લાગ્યા. તેમની આંખોમાંથી આંસુઓની વર્ષા થઈ અને તેનાથી તેમણે દેવહૂતિના માથાના બધા વાળ ભીંજવી દીધા. (૨૪-૨૫) પછી તે મુનિશ્રેષ્ઠ કર્દમજીને પૂછીને, તેમની આજ્ઞા લઈને, રાણીની સાથે રથ પર સવાર થયા અને પોતાના સેવકો સહિત, ઋષિકુળ વડે સેવાયેલી સરસ્વતી નદીના બંને કિનારાઓ પરના મુનિઓના આશ્રમોનું સૌંદર્ય નિહાળતાં-નિહાળતાં પોતાની રાજધાનીમાં પ્રસ્થાન કરી ગયા. (૨૬-૨૭)

જ્યારે બ્રહ્માવર્તની પ્રજાને એ સમાચાર મળ્યા કે તેમના સ્વામી આવી રહ્યા છે ત્યારે તે અત્યંત આનંદિત થઈને સ્તુતિ, ગીતો અને વાદ્યવાદન સાથે તેમનું સ્વાગત કરવા માટે બ્રહ્માવર્તની રાજધાનીમાંથી બહાર આવી. (૨૮) બધા પ્રકારની સંપત્તિઓથી યુક્ત બર્હિષ્મતી નગરી મનુની રાજધાની હતી, કે જ્યાં પૃથ્વીને રસાતલમાંથી લઈ આવ્યા

૧. પ્રા. પા. – વરિષ્યે । ૨. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૩. પ્રા. પા. – ૦ધન્વન્નૃપ આબભા૦ । ૪. પ્રા. પા. – પારિહાર્યં મહાધનમ્ । ૫. પ્રા. પા. – પિતા । ૬. પ્રા. પા. – આસિઞ્ચન્નિવ ચાત્મેતિ નેત્રો૦ ।

કુશાઃ[1] કાશાસ્ત એવાસન્ શશ્વદ્ધરિતવર્ચસઃ ।
ઋષયો યૈઃ પરાભાવ્ય યજ્ઞઘ્નાન્ યજ્ઞમીજિરે ॥ ૩૦॥

કુશકાશમયં બર્હિરાસ્તીર્ય ભગવાન્મનુઃ ।
અયજદ્યજ્ઞપુરુષં લબ્ધા સ્થાનં યતો ભુવમ્[2] ॥ ૩૧॥

બર્હિષ્મતીં નામ વિભુર્યાં નિર્વિશ્ય સમાવસત્ ।
તસ્યાં પ્રવિષ્ટો ભવનં તાપત્રયવિનાશનમ્ ॥ ૩૨॥

સભાર્યઃ સપ્રજઃ કામાન્ બુભુજેઽન્યાવિરોધતઃ ।
સઙ્ગીયમાનસત્કીર્તિઃ સસ્ત્રીભિઃ સુરગાયકૈઃ ।
પ્રત્યૂષેષ્વનુબદ્ધેન હૃદા શૃણ્વન્ હરેઃ કથાઃ ॥ ૩૩॥

નિષ્ણાતં યોગમાયાસુ મુનિં[3] સ્વાયમ્ભુવં મનુમ્[4] ।
યદાભ્રંશયિતું ભોગા ન શેકુર્ભગવત્પરમ્ ॥ ૩૪॥

અયાતયામાસ્તસ્યાસન્ યામાઃ સ્વાન્તરયાપનાઃ ।
શૃણ્વતો ધ્યાયતો વિષ્ણોઃ કુર્વતો બ્રુવતઃ કથાઃ ॥ ૩૫॥

સ એવં સ્વાન્તરં નિન્યે યુગાનામેકસપ્તતિમ્ ।
વાસુદેવપ્રસઙ્ગેન પરિભૂતગતિત્રયઃ ॥ ૩૬॥

શારીરા માનસા દિવ્યા વૈયાસે યે ચ માનુષાઃ ।
ભૌતિકાશ્ચ કથં ક્લેશા બાધન્તે હરિસંશ્રયમ્ ॥ ૩૭॥

યઃ પૃષ્ટો મુનિભિઃ પ્રાહ ધર્માન્નાનાવિધાઞ્છુભાન્ ।
નૃણાં વર્ણાશ્રમાણાં ચ સર્વભૂતહિતઃ સદા ॥ ૩૮॥

એતત્ત આદિરાજસ્ય મનોશ્ચરિતમદ્ભુતમ્ ।
વર્ણિતં વર્ણનીયસ્ય તદપત્યોદયં શૃણુ ॥ ૩૯॥

પછી શરીર કંપાવતી વખતે શ્રીવરાહ ભગવાનનાં રુવાંટાં ખરી પડ્યાં હતાં. (૨૯) તે રુવાંટાં જ નિરંતર હર્યાંભર્યાં રહેનાર કુશ અને કાશ થયાં, કે જેમના વડે મુનિઓએ યજ્ઞમાં વિઘ્ન નાખનારા દૈત્યોનો તિરસ્કાર કરીને, યજ્ઞો વડે ભગવાન યજ્ઞપુરુષની આરાધના કરી છે. (૩૦) મહારાજ મનુએ પણ શ્રીવરાહ ભગવાન દ્વારા ભૂમિરૂપી નિવાસસ્થાન પ્રાપ્ત થવાથી આ જ સ્થાનમાં કુશ અને કાશની બર્હિ (ચટાઈ) બિછાવીને શ્રીયજ્ઞ ભગવાનની પૂજા કરી હતી. (૩૧)

જે બર્હિષ્મતી પુરીમાં મનુ નિવાસ કરતા હતા, તેમાં પહોંચીને તેમણે પોતાના ત્રિતાપ-નાશક ભવનમાં પ્રવેશ કર્યો. (૩૨) ત્યાં પોતાની પત્ની અને પોતાનાં સંતાનો સહિત તેઓ ધર્મ, અર્થ અને મોક્ષને અનુકૂળ ભોગો ભોગવવા લાગ્યા. પ્રાતઃકાળ થતાં પોતાની પત્નીઓ સમેત ગંધર્વો તેમનું ગુણગાન કરતા હતા; પરંતુ મનુ તેમાં આસક્ત ન થતાં પ્રેમપૂર્ણ હૃદયથી શ્રીહરિની કથાઓ જ સાંભળ્યા કરતા હતા. (૩૩) તેઓ ઇચ્છાનુસાર ભોગોનું નિર્માણ કરવામાં કુશળ હતા, પરંતુ મનનશીલ અને ભગવત્પરાયણ હોવાને કારણે ભોગો તેમને લેશમાત્ર પણ વિચલિત કરી શકતા ન હતા. (૩૪) ભગવાન વિષ્ણુની કથાઓનું શ્રવણ, ધ્યાન, રચના અને નિરૂપણ કરતા રહેતા હોવાને કારણે, મન્વંતરને વ્યતીત કરનારી તેમની ક્ષણો ક્યારેય વ્યર્થ જતી ન હતી. (૩૫).આ પ્રમાણે પોતાની જાગ્રત વગેરે ત્રણે અવસ્થાઓને અથવા (સત્ત્વ વગેરે) ત્રણે ગુણોને અભિભૂત કરીને તેમણે ભગવાન વાસુદેવના કથાપ્રસંગમાં પોતાના મન્વંતરના ઇકોતેર ચતુર્યુગ પૂરા કરી દીધા. (૩૬) વ્યાસસુત વિદુરજી! જે મનુષ્ય શ્રીહરિને આશ્રિત રહે છે તેને શારીરિક, માનસિક, દૈવિક, માનુષિક અથવા ભૌતિક દુઃખો કેવી રીતે કષ્ટ પહોંચાડી શકે? (૩૭) મનુ નિરંતર સમસ્ત પ્રાણીઓના હિતમાં રત રહેતા હતા. મુનિઓના પૂછવાથી તેમણે મનુષ્યોના તથા સમસ્ત વર્ણો અને આશ્રમોના અનેકવિધ મંગલમય ધર્મોનું પણ વર્ણન કર્યું (જે મનુસંહિતા-રૂપે અત્યારે પણ ઉપલબ્ધ છે). (૩૮)

જગતના સર્વપ્રથમ સમ્રાટ મનુ મહારાજ વાસ્તવમાં કીર્તનને યોગ્ય હતા. આ મેં તેમના અદ્ભુત ચરિત્રનું વર્ણન કર્યું. હવે, તેમની પુત્રી દેવહૂતિનો પ્રભાવ સાંભળો. (૩૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત બાવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – કુશકાશાસ્ત । ૨. પ્રા. પા. – ભુવઃ । ૩. પ્રા. પા. – મનું । ૪. પ્રા. પા. – મુનિમ્ ।

# ત્રેવીસમો અધ્યાય

## કર્દમ અને દેવહૂતિનો વિહાર

*મૈત્રેય ઉવાચ*

**પિતૃભ્યાં પ્રસ્થિતે સાધ્વી પતિમિઙ્ગિતકોવિદા ।**
**નિત્યં પર્યચરત્પ્રીત્યા ભવાનીવ ભવં પ્રભુમ્ ॥ ૧॥**

**વિશ્રમ્ભેણાત્મશૌચેન ગૌરવેણ દમેન ચ ।**
**શુશ્રૂષયા સૌહૃદેન વાચા મધુરયા ચ[1] ભોઃ ॥ ૨॥**

**વિસૃજ્ય કામં દમ્ભં ચ દ્વેષં લોભમઘં મદમ્ ।**
**અપ્રમત્તોદ્યતા નિત્યં તેજીયાંસમતોષયત્ ॥ ૩॥**

**સ વૈ દેવર્ષિવર્યસ્તાં માનવીં સમનુવ્રતામ્ ।**
**દૈવાદ્ ગરીયસઃ[2] પત્યુરાશાસાનાં મહાશિષઃ ॥ ૪॥**

**કાલેન ભૂયસા ક્ષામાં કર્શિતાં વ્રતચર્યયા ।**
**પ્રેમગદ્ગદયા વાચા પીડિતઃ કૃપયાઽબ્રવીત્ ॥ ૫॥**

*કર્દમ ઉવાચ*

**તુષ્ટોઽહમદ્ય તવ માનવિ માનદાયાઃ**
**શુશ્રૂષયા પરમયા પરયા ચ ભક્ત્યા ।**
**યો દેહિનામયમતીવ સુહૃત્સ્વદેહો**
**નાવેક્ષિતઃ સમુચિતઃ ક્ષપિતું મદર્થે ॥ ૬॥**

**યે મે સ્વધર્મનિરતસ્ય તપઃસમાધિ-**
**વિદ્યાત્મયોગવિજિતા ભગવત્પ્રસાદાઃ ।**
**તાનેવ તે મદનુસેવનયાઽવરુદ્ધાન્**
**દૃષ્ટિં પ્રપશ્ય વિતરામ્યભયાનશોકાન્ ॥ ૭॥**

**અન્યે પુનર્ભગવતો ભ્રુવ ઉદ્વિજૃમ્ભ-**
**વિભ્રંશિતાર્થરચનાઃ કિમુરુક્રમસ્ય ।**
**સિદ્ધાસિ ભુઙ્ક્ષ્વ વિભવાન્નિજધર્મદોહાન્[3]**
**દિવ્યાન્નરૈર્દુરધિગાન્નૃપવિક્રિયાભિઃ ॥ ૮॥**

**એવં બ્રુવાણમબલાખિલયોગમાયા-**
**વિદ્યાવિચક્ષણમવેક્ષ્ય ગતાધિરાસીત્ ।**
**સમ્પ્રશ્રયપ્રણયવિહ્વલયા ગિરેષદ્-**
**વ્રીડાવલોકવિલસદ્ધસિતાનનાઽઽહ ॥ ૯॥**

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** — હે વિદુરજી! માતા-પિતાના પ્રસ્થાન કરી ગયા પછી, પતિના અભિપ્રાયને સમજી લેવામાં કુશળ, સાધ્વી દેવહૂતિ કર્દમજીની દરરોજ પ્રેમપૂર્વક સેવા કરવા લાગી; બરાબર એવી જ રીતે કે જેમ શ્રીપાર્વતીજી ભગવાન શંકરની સેવા કરે છે. (૧) તેણે કામ-વાસના, દંભ, દ્વેષ, લોભ, પાપ અને મદનો ત્યાગ કરીને, ખૂબ સાવધાની અને લગનથી સેવામાં તત્પર રહીને વિશ્વાસ, પવિત્રતા, ગૌરવ, સંયમ, શુશ્રૂષા, પ્રેમ, મધુર વાણી વગેરે ગુણો વડે પોતાના પરમ તેજસ્વી પતિદેવને સંતુષ્ટ કરી દીધા. (૨-૩) દેવહૂતિ સમજતી હતી કે મારા પતિદેવ દૈવ કરતાં પણ ઉત્તમ છે, તેથી તે તેમની પાસેથી મોટી-મોટી આશાઓ રાખીને તેમની સેવામાં રત રહેતી હતી. આ પ્રમાણે ઘણા દિવસો સુધી પોતાનું અનુવર્તન કરનારી તે મનુ-પુત્રીને વ્રત વગેરેનું પાલન કરવાને લીધે દુર્બળ થયેલી જોઈને દેવર્ષિશ્રેષ્ઠ કર્દમજીને કરુણાવશ થોડોક ખેદ થયો અને તેમણે તે (દેવહૂતિ)ને પ્રેમ-ગદ્ગદ વાણીમાં કહ્યું. (૪-૫)

**કર્દમજી બોલ્યા** — હે મનુસુતા! તેં મારો ઘણો આદર કર્યો છે. હું તારી ઉત્તમ સેવા અને પરમ ભક્તિથી ખૂબ જ સંતુષ્ટ છું. બધાં જ શરીરધારીઓને પોતાનું શરીર ઘણું પ્રિય અને આદરની વસ્તુ હોય છે, પણ તેં મારી સેવા આગળ તેના ક્ષીણ થવાની પણ કોઈ પરવા કરી નથી. (૬) તેથી પોતાના ધર્મનું પાલન કરતા રહેવાથી મને તપ, સમાધિ, ઉપાસના અને યોગ થકી ભયમુક્ત અને શોકરહિત ભગવત્પ્રસાદ-સ્વરૂપ જે વિભૂતિઓ પ્રાપ્ત થઈ છે તેના પર (તેં કરેલી) મારી સેવાના પ્રભાવે હવે તારો પણ અધિકાર થઈ ગયો છે. હું તને દિવ્યદૃષ્ટિ આપું છું, તેના વડે તું તેમને જો. (૭) ઉરુક્રમ ભગવાનની ભ્રુકુટિ વાંકી થતાં જ પ્રાપંચિક ભોગો નષ્ટ થઈ જાય છે. એવા ભોગોની શું કિંમત? પાતિવ્રતધર્મના પ્રભાવથી તું સિદ્ધ બની ચૂકી છે. તેથી હું તને એવા દિવ્ય ભોગ આપું છું જે ક્યારેય નષ્ટ થતાં નથી અને શોકરહિત છે. તે ભોગ વિકારયુક્ત મનુષ્યોને રાજા હોય તો પણ પ્રાપ્ત થઈ શકતા નથી, એવા દિવ્ય વૈભવને તું ભોગવ. (૮)

કર્દમજીના આ પ્રમાણે કહેવાથી પોતાના પતિદેવને સંપૂર્ણ યોગમાયા અને વિદ્યાઓમાં કુશળ જાણીને દેવહૂતિની સઘળી ચિંતા દૂર થઈ ગઈ. તેનું મુખ કંઈક સંકોચભરી દૃષ્ટિથી અને મધુર સ્મિતથી ખીલી ઊઠ્યું અને તે વિનય અને પ્રેમપૂર્વક ગદ્ગદ વાણીમાં આ પ્રમાણે કહેવા લાગી. (૯)

૧. પ્રા. પા. — તથા । ૨. પ્રા. પા. — દયિતાં ગરીયસીં । ૩. પ્રા. પા. — નિજવર્ત્મદો૦ ।

દેવહૂતિરુવાચ

રાદ્ધં બત[1] દ્વિજવૃષૈતદમોઘયોગ-
માયાધિપે ત્વયિ વિભો તદવૈમિ ભર્તઃ ।
યસ્તેઽભ્યધાયિ સમયઃ સકૃદઙ્ગસઙ્ગો
ભૂયાદ્ ગરીયસિ ગુણઃ [2]પ્રસવઃ સતીનામ્ ॥ ૧૦॥

તત્રેતિકૃત્યમુપશિક્ષ યથોપદેશં
યેનૈષ મે કર્શિતોઽતિરિરંસયાઽઽત્મા ।
સિદ્ધ્યેત તે કૃતમનોભવધર્ષિતાયા
દીનસ્તદીશ ભવનં સદૃશં વિચક્ષ્વ ॥ ૧૧॥

મૈત્રેય ઉવાચ

પ્રિયાયાઃ પ્રિયમન્વિચ્છન્ કર્દમો યોગમાસ્થિતઃ ।
વિમાનં કામગં ક્ષત્તસ્તર્હ્યેવાવિરચીકરત્ ॥ ૧૨॥

સર્વકામદુઘં દિવ્યં સર્વરત્નસમન્વિતમ્ ।
સર્વર્દ્ધ્યુપચયોદર્કં મણિસ્તમ્ભૈરુપસ્કૃતમ્ ॥ ૧૩॥

દિવ્યોપકરણોપેતં સર્વકાલસુખાવહમ્ ।
પટ્ટિકાભિઃ પતાકાભિર્વિચિત્રાભિરલઙ્કૃતમ્ ॥ ૧૪॥

સ્રગ્ભિર્વિચિત્રમાલ્યાભિર્મઞ્જુશિઞ્જત્ષડઙ્ઘ્રિભિઃ[3] ।
દુકૂલક્ષૌમકૌશેયૈર્નાનાવસ્ત્રૈર્વિરાજિતમ્ ॥ ૧૫॥

ઉપર્યુપરિ વિન્યસ્તનિલયેષુ પૃથક્ પૃથક્ ।
ક્ષિપ્તૈઃ કશિપુભિઃ કાન્તં પર્યઙ્કવ્યજનાસનૈઃ ॥ ૧૬॥

તત્ર તત્ર વિનિક્ષિપ્તનાનાશિલ્પોપશોભિતમ્ ।
મહામરકતસ્થલ્યા જુષ્ટં વિદ્રુમવેદિભિઃ ॥ ૧૭॥

દ્વાઃસુ[4] વિદ્રુમદેહલ્યા ભાતં વજ્રકપાટવત્ ।
શિખરેષ્વિન્દ્રનીલેષુ હેમકુમ્ભૈરધિશ્રિતમ્ ॥ ૧૮॥

**દેવહૂતિએ કહ્યું** — હે દ્વિજશ્રેષ્ઠ! હે સ્વામી! એ તો આપના વિશે સિદ્ધ જ છે કે ક્યારેય નિષ્ફળ નહીં થનારી યોગશક્તિ અને ત્રિગુણમયી માયા પર અધિકાર રાખનારા તમને આ બધાં ઐશ્વર્યો મળેલાં છે. તે વાતને હું પણ જાણુ છું. પરંતુ પ્રભુ! તમે લગ્ન વખતે જે પ્રતિજ્ઞા કરી હતી કે 'ગર્ભાધાન થતાં સુધી હું તારી સાથે ગૃહસ્થ-સુખનો ઉપભોગ કરીશ', તેની હવે પૂર્તિ થવી જોઈએ; કારણ કે શ્રેષ્ઠ પતિ દ્વારા સંતાનપ્રાપ્તિ થવી એ પતિવ્રતા સ્ત્રી માટે મહાન લાભ છે. (૧૦) આ માટે શાસ્ત્ર અનુસાર જે કર્તવ્ય હોય તેનો તમે ઉપદેશ આપો અને ઉબટન, ગંધ, ભોજન વગેરે ઉપયોગી સામગ્રીઓની પણ વ્યવસ્થા કરો, કે જેથી સંતતિની ઇચ્છાથી અત્યંત દીન-દુર્બળ થયેલું મારું આ શરીર તમારા અંગ-સંગને યોગ્ય થઈ જાય; કારણ કે મારા હૃદયમાં ઉત્પન્ન થયેલી ઇચ્છાથી હું પીડિત થઈ રહી છું. તેથી સ્વામી! મારી આ ઇચ્છા પૂર્ણ કરો અને આ કાર્ય માટે એક યોગ્ય ભવન તૈયાર થઈ જાય એનો પણ વિચાર કરો. (૧૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! કર્દમ મુનિએ પોતાની પ્રિયાની ઇચ્છા પૂરી કરવા માટે તે જ સમયે યોગના પ્રભાવથી એક વિમાન રચ્યું, જે ઇચ્છાનુસાર સર્વત્ર જઈ શકતું હતું.* (૧૨) આ વિમાન બધા પ્રકારનાં ઇષ્ટ ભોગ-સુખો પ્રદાન કરનારું, અત્યંત સુંદર, સર્વ પ્રકારનાં રત્નોથી યુક્ત, બધી સંપત્તિઓની ઉત્તરોત્તર વૃદ્ધિથી સંપન્ન તથા મણિમય સ્તંભો વડે સુશોભિત હતું. (૧૩) તે બધી જ ઋતુઓમાં સુખદાયક હતું અને તેમાં જ્યાં ને ત્યાં બધા પ્રકારની દિવ્ય સામગ્રીઓ રાખેલી હતી તથા તેને ચિત્ર-વિચિત્ર રેશમી ધજા-પતાકાથી ખૂબ સજાવવામાં આવ્યું હતું. (૧૪) જેમના પર ભમરા મધુર ગુંજારવ કરી રહ્યા હતા એવાં રંગબેરંગી પુષ્પોની માળાઓથી તથા અનેકવિધ સૂતરાઉ અને રેશમી વસ્ત્રોથી તે અત્યંત શોભાયમાન થઈ રહ્યું હતું. (૧૫) એકના ઉપર એક (એ રીતે) બનાવાયેલા ઓરડાઓમાં અલગ-અલગ મૂકેલી શય્યાઓ, પલંગ, પંખા અને આસનોને કારણે તે ઘણું જ સુંદર જણાતું હતું. (૧૬) બધી બાજુ દીવાલોમાં કરેલી શિલ્પરચનાથી તેની શોભા અપૂર્વ બની રહી હતી. એમાં પન્નાની ફરસ (બનાવેલી) હતી અને બેસવા માટે મૂંગાની વેદીઓ (બેઠકો) બનાવવામાં આવી હતી. (૧૭) ડેલીઓ પણ મૂંગાની જ (બનાવેલી) હતી. તેના દરવાજાઓમાં હીરાનાં કમાડ હતાં તથા

૧. પ્રા. પા. — તવ । ૨. પ્રા. પા. — પ્રભવઃ । ૩. પ્રા. પા. — ૦માલાભિ૦ । ૪. પ્રા. પા. — દ્વાઃસ્થવિદ્રુ૦ ।

* કર્દમ મુનિનું યોગબળ એટલું પ્રબળ હતું કે સ્વયં ભગવાને પણ તેમની સમક્ષ પ્રગટ થવું પડ્યું, તો પછી વિમાન વગેરે પદાર્થોનું પ્રસ્તુત થવું કંઈ મોટી વાત છે?

ચક્ષુષ્મત્પદ્મરાગાગ્ર્યૈર્વજ્રભિત્તિષુ નિર્મિતૈઃ ।
જુષ્ટં વિચિત્રવૈતાનૈર્મહાર્હૈર્હેમતોરણૈઃ ॥ ૧૯॥

હંસપારાવતવ્રાતૈસ્તત્ર તત્ર નિકૂજિતમ્[૧] ।
કૃત્રિમાન્ મન્યમાનૈઃ[૨] સ્વાનધિરુહ્યાધિરુહ્ય ચ ॥ ૨૦॥

વિહારસ્થાનવિશ્રામસંવેશપ્રાઙ્ગણાજિરૈઃ ।
યથોપજોષં રચિતૈર્વિસ્માપનમિવાત્મનઃ ॥ ૨૧॥

ઈદૃગ્ગૃહં[૩] તત્પશ્યન્તીં નાતિપ્રીતેન ચેતસા ।
સર્વભૂતાશયાઽભિજ્ઞઃ પ્રાવોચત્કર્દમઃ[૪] સ્વયમ્ ॥ ૨૨॥

નિમજ્જ્યાસ્મિન્ હ્રદે ભીરુ વિમાનમિદમારુહ ।
ઈદં શુક્લકૃતં તીર્થમાશિષાં યાપકં[૫] નૃણામ્ ॥ ૨૩॥

સા તદ્ભર્તુઃ સમાદાય વચઃ કુવલયેક્ષણા ।
સરજં બિભ્રતી વાસો વેણીભૂતાંશ્ચ મૂર્ધજાન્ ॥ ૨૪॥

અઙ્ગં ચ મલપઙ્કેન સઞ્છન્નં શબલસ્તનમ્ ।
આવિવેશ સરસ્વત્યાઃ સરઃ શિવજલાશયમ્ ॥ ૨૫॥

સાન્તઃસરસિ વેશ્મસ્થાઃ શતાનિ દશ કન્યકાઃ ।
સર્વાઃ કિશોરવયસો દદર્શોત્પલગન્ધયઃ ॥ ૨૬॥

તાં દૃષ્ટ્વા સહસોત્થાય પ્રોચુઃ પ્રાઞ્જલયઃ સ્ત્રિયઃ ।
વયં કર્મકરીસ્તુભ્યં શાધિ નઃ કરવામ કિમ્ ॥ ૨૭॥

સ્નાનેન તાં મહાર્હેણ સ્નાપયિત્વા મનસ્વિનીમ્ ।
દુકૂલે નિર્મલે નૂત્ને[૬] દદુરસ્યૈ ચ માનદાઃ[૭] ॥ ૨૮॥

ભૂષણાનિ પરાર્ધ્યાનિ વરીયાંસિ દ્યુમન્તિ ચ ।
અન્નં સર્વગુણોપેતં પાનં ચૈવામૃતાસવમ્ ॥ ૨૯॥

અથાદર્શે સ્વમાત્માનં સ્રગ્વિણં વિરજામ્બરમ્ ।
વિરજં કૃતસ્વસ્ત્યયનં કન્યાભિર્બહુમાનિતમ્ ॥ ૩૦॥

ઇન્દ્રનીલમણિનાં શિખરો પર સોનાના કળશ મૂકેલા હતા. (૧૮) તેની હીરાની દીવાલોમાં શ્રેષ્ઠ લાલ (રત્નો) જડેલાં હતાં, કે જે એવાં જણાઈ આવતાં હતાં કે જાણે તે વિમાનની આંખ હોય તથા તેને રંગબેરંગી ચંદરવા અને કીમતી સોનેરી તોરણોથી સજાવવામાં આવ્યું હતું. (૧૯) તે વિમાનમાં જ્યાં ને ત્યાં કૃત્રિમ હંસ, કબૂતર વગેરે પક્ષીઓ બનાવવામાં આવ્યાં હતાં, કે જે બિલકુલ સજીવ જેવાં જણાતાં હતાં; તેમને પોતાનાં સજાતીય સમજીને ઘણાબધા હંસો અને કબૂતરો તેમની પાસે બેસી-બેસીને પોતાની બોલી બોલતાં હતાં. (૨૦) તેમાં સુવિધા અનુસાર ક્રીડાસ્થળ, શયનગૃહ, બેઠકો, આંગણું, ચોક વગેરે બનાવવામાં આવ્યાં હતાં – જે બધાને કારણે તે વિમાન સ્વયં કર્દમજીને પણ આશ્ચર્યચકિત કરી રહ્યું હતું. (૨૧)

આવા સુંદર ભવનને પણ જ્યારે દેવહૂતિએ અતિપ્રસન્ન-ચિત્તે જોયું નહીં ત્યારે બધાંના આંતરિક ભાવને પારખી લેનારા કર્દમજીએ પોતે જ કહ્યું – (૨૨) 'હે ભીરુ! તું આ બિંદુસરોવરમાં સ્નાન કરીને વિમાન પર ચઢી જા. આ વિષ્ણુ ભગવાને રચેલું તીર્થ છે, મનુષ્યોને બધી જ કામનાઓની તૃપ્તિ કરાવનારું છે.' (૨૩)

❧ કમલલોચના દેવહૂતિએ પોતાના પતિની વાત માની લીધી અને સરસ્વતીના પવિત્ર જળથી ભરેલા તે સરોવરમાં પ્રવેશ કર્યો. તે સમયે તેણે ઘણી મેલી સાડી પહેરેલી હતી, તેના માથાના વાળની જટા બની ગઈ હતી, શરીર પર મેલ જામી ગયો હતો તથા વક્ષઃસ્થળ કાન્તિહીન થઈ ગયું હતું. (૨૪-૨૫) સરોવરની વચ્ચે ડૂબકી મારવાથી તેણે એક આશ્ચર્ય ઉપજાવનારું દૃશ્ય જોયું. કે તેમાં એક મહેલમાં એક હજાર કન્યાઓ જોઈ, તે બધી કિશોર-અવસ્થાની હતી અને તેમનાં શરીરોમાંથી કમળની ગંધ આવતી હતી. (૨૬) દેવહૂતિને જોતાં જ તે બધી સ્ત્રીઓ એકદમ ઊભી થઈ ગઈ અને હાથ જોડીને કહેવા લાગી – 'અમે તમારી દાસીઓ છીએ; અમને આજ્ઞા આપો, અમે તમારી શી સેવા કરીએ?' (૨૭)

વિદુરજી! ત્યારે સ્વામિની (માલકણ)ને સમ્માન આપનારી તે રમણીઓએ કીમતી ગંધમિશ્રિત જળથી મનસ્વિની દેવહૂતિને સ્નાન કરાવ્યું તથા તેને બે નવાં અને નિર્મળ વસ્ત્રો પહેરવા આપ્યાં. (૨૮) પછી તેમણે ઘણાં મૂલ્યવાન, ઘણાં સુંદર અને તેજોમય આભૂષણો, સર્વગુણસંપન્ન ભોજન અને પીવા માટે અમૃતતુલ્ય આસવ પ્રસ્તુત કર્યાં. (૨૯) હવે, દેવહૂતિએ દર્પણમાં પોતાનું પ્રતિબિંબ જોયું તો તેને ખબર પડી કે તે જાત-જાતનાં

૧. પ્રા. પા. – વિકૂ૦ । ૨. પ્રા. પા. – સવિમાનાંશ્ચ સમન્તાદધિરુહ્ય । ૩. પ્રા. પા. – ઈત્થં ગૃહં તસ્ય પશ્યન્નતિપ્રીતેન । ૪. પ્રા. પા. – પ્રોવાચ કર્દમઃ । ૫. પ્રા. પા. – યદ્ભવેન્નૃ૦ । ૬. પ્રા. પા. – ભૂતે । ૭. પ્રા. પા. – માનિતાઃ ।

સ્નાતં કૃતશિરઃસ્નાનં સર્વાભરણભૂષિતમ્ ।
નિષ્કગ્રીવં વલયિનં કૂજત્કાઞ્ચનનૂપુરમ્ ॥ ૩૧॥

શ્રોણ્યોરધ્યસ્તયા કાઞ્ચ્યા કાઞ્ચન્યા બહુરત્નયા ।
હારેણ ચ મહાર્હેણ રુચકેન ચ ભૂષિતમ્ ॥ ૩૨॥

સુદતા[1] સુભ્રુવા શ્લક્ષ્ણસ્નિગ્ધાપાઙ્ગેન ચક્ષુષા ।
પદ્મકોશસ્પૃધા નીલૈરલકૈશ્ચ લસન્મુખમ્ ॥ ૩૩॥

યદા સસ્માર ઋષભમૃષીણાં દયિતં પતિમ્ ।
તત્ર ચાસ્તે[2] સહ સ્ત્રીભિર્યત્રાસ્તે સ પ્રજાપતિઃ ॥ ૩૪॥

ભર્તુઃ પુરસ્તાદાત્માનં સ્ત્રીસહસ્રવૃતં તદા ।
નિશામ્ય તદ્યોગગતિં સંશયં પ્રત્યપદ્યત ॥ ૩૫॥

સ તાં કૃતમલસ્નાનાં વિભ્રાજન્તીમપૂર્વવત્ ।
આત્મનો બિભ્રતીં રૂપં સંવીતરુચિરસ્તનીમ્ ॥ ૩૬॥

વિદ્યાધરીસહસ્રેણ સેવ્યમાનાં સુવાસસમ્ ।
જાતભાવો વિમાનં તદારોહયદમિત્રહન્ ॥ ૩૭॥

તસ્મિન્નલુપ્તમહિમા પ્રિયયાનુરક્તો
વિદ્યાધરીભિરુપચીર્ણવપુર્વિમાને ।
બભ્રાજ ઉત્કચકુમુદ્ગણવાનપીચ્ય[3]-
સ્તારાભિરાવૃત ઇવોડુપતિર્નભઃસ્થઃ ॥ ૩૮॥

તેનાષ્ટલોકપવિહારકુલાચલેન્દ્ર-
દ્રોણીષ્વનઙ્ગસખમારુતસૌભગાસુ[4] ।
સિદ્ધૈર્નુતો દ્યુધુનિપાતશિવસ્વનાસુ
રેમે ચિરં ધનદવલ્લલનાવરૂથી ॥ ૩૯॥

સુગંધિત ફૂલોના હારોથી વિભૂષિત છે, સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલાં છે, તેનું શરીર પણ નિર્મળ અને કાન્તિમાન થઈ ગયું છે તથા તે કન્યાઓએ ઘણા આદરપૂર્વક તેનો માંગલિક શૃંગાર કરેલો છે. (૩૦) તેને માથા-સહિત અભ્યંગ-સ્નાન કરાવવામાં આવ્યું છે, સ્નાન કરાવ્યા પછી અંગે-અંગમાં બધા પ્રકારનાં આભૂષણો સજાવવામાં આવ્યાં છે તથા તેના ગળામાં કીમતી હાર, હાથોમાં કંકણ અને પગોમાં છમ-છમ કરતાં સોનાનાં ઝાંઝર શોભી રહ્યાં છે. (૩૧) કમરમાં પહેરેલી સોનાની રત્નજડિત કટિમેખલાથી, કીમતી મણિઓના હારથી અને અંગે-અંગમાં લગાડેલા કુંકુમ વગેરે મંગળ દ્રવ્યોથી તેની શોભા અપૂર્વ બની રહી છે. (૩૨) તેનું મુખ સુંદર દંતપંક્તિ, મનોહર ભવાં, કમળકળી સાથે સ્પર્ધા કરનારાં પ્રેમકટાક્ષમય નેત્રો અને શ્યામ કેશાવલીથી ઘણું જ સુંદર જણાઈ આવે છે. (૩૩) વિદુરજી! જ્યારે દેવહૂતિએ પોતાના પ્રિય પતિદેવનું સ્મરણ કર્યું ત્યારે તેણે પોતાને સહેલીઓની સાથે ત્યાં જ ઉપસ્થિત જોઈ, કે જ્યાં પ્રજાપતિ કર્દમજી વિરાજમાન હતા. (૩૪) તે સમયે પોતાને સહસ્ર સ્ત્રીઓ સાથે પોતાના પ્રાણનાથની સામે (ઉપસ્થિત) જોઈને અને તેને તેમના યોગનો પ્રભાવ સમજીને દેવહૂતિને ઘણું આશ્ચર્ય થયું. (૩૫)

હે શત્રુવિજયી વિદુર! જ્યારે કર્દમજીએ જોયું કે દેવહૂતિનું શરીર સ્નાન કરવાથી અત્યંત નિર્મળ થઈ ગયું છે; અને લગ્નકાળ પહેલાં તેનું જેવું રૂપ હતું તે જ રૂપ પામીને તે અપૂર્વ શોભાથી સંપન્ન થઈ ગયું છે; તેનું સુંદર વક્ષઃસ્થળ ચોળીથી ઢંકાયેલું છે; હજારો વિદ્યાધરીઓ તેની સેવામાં રત છે તથા તેના શરીર પર ઉત્તમોત્તમ વસ્ત્રો શોભી રહ્યાં છે ત્યારે તેમણે તેને ખૂબ પ્રેમપૂર્વક વિમાન પર ચઢાવી. (૩૬-૩૭) તે સમયે પોતાની પ્રિયા પ્રત્યે અનુરક્ત થવા છતાં પણ કર્દમજીનો મહિમા (મન-ઇન્દ્રિયો પરનું પ્રભુત્વ) ઓછો થયો નહીં. વિદ્યાધરીઓ તેમના શરીરની સેવા કરી રહી હતી. ખીલેલાં કુમુદનાં પુષ્પોથી શૃંગાર કરીને અત્યંત સુંદર બનેલા તેઓ વિમાન પર એવા શોભી રહ્યા હતા કે જાણે આકાશમાં તારાઓથી ઘેરાયેલા ચંદ્રદેવ વિરાજમાન હોય. (૩૮) તે વિમાન પર નિવાસ કરીને તેમણે દીર્ઘકાળ સુધી કુબેરજીની જેમ મેરુ પર્વતની ઘાટીઓમાં વિહાર કર્યો. તે ઘાટીઓ આઠે લોકપાલોની વિહારભૂમિ છે; તેમાં કામદેવને સંવર્ધિત કરનારો શીતળ, મંદ, સુગંધિત વાયુ વહીને તેમની સુંદર શોભાનો વિસ્તાર કરે છે તથા સ્વર્ગલોકમાંથી શ્રીગંગાજીના પડવાનો મંગળમય ધ્વનિ નિરંતર ગૂંજતો રહે છે. તે સમયે પણ દિવ્ય

૧. પ્રા. પા. — સુભ્રુવા સુદતા । ૨. પ્રા. પા. — ચાસ્તિ તતઃ સ્ત્રી૦ । ૩. પ્રા. પા. — ૦વાન્પરાર્ધ્ય૦ । ૪. પ્રા. પા. — ૦સૌરભાસુ ।

વૈશ્રમ્ભકે સુરસને નન્દને પુષ્પભદ્રકે ।
માનસે ચૈત્રરથ્યે ચ સ રેમે રામયા રતઃ ॥ ૪૦॥

ભ્રાજિષ્ણુના વિમાનેન કામગેન મહીયસા ।
વૈમાનિકાનત્યશેત ચરઁલ્લોકાન્ યથાઽનિલઃ ॥ ૪૧॥

કિં દુરાપાદનં તેષાં પુંસામુદ્દામચેતસામ્ ।
યૈરાશ્રિતસ્તીર્થપદશ્ચરણો વ્યસનાત્યયઃ ॥ ૪૨॥

પ્રેક્ષયિત્વા ભુવો ગોલં પત્ન્યૈ યાવાન્ સ્વસંસ્થયા ।
બહ્વાશ્ચર્યં મહાયોગી સ્વાશ્રમાય ન્યવર્તત ॥ ૪૩॥

વિભજ્ય નવધાઽઽત્માનં માનવીં સુરતોત્સુકામ્ ।
રામાં નિરમયન્ રેમે વર્ષપૂગાન્મુહૂર્તવત્ ॥ ૪૪॥

તસ્મિન્ વિમાન ઉત્કૃષ્ટાં શય્યાં રતિકરીં શ્રિતા ।
ન ચાબુધ્યત તં કાલં પત્યાઽપીચ્યેન સઙ્ગતા ॥ ૪૫॥

એવં યોગાનુભાવેન દમ્પત્યો રમમાણયોઃ ।
શતં વ્યતીયુઃ શરદઃ[1] કામલાલસયોર્મનાક્ ॥ ૪૬॥

તસ્યામાધત્ત રેતસ્તાં[2] ભાવયન્નાત્મનાઽઽત્મવિત્ ।
નોધા[3] વિધાય રૂપં સ્વં સર્વસઙ્કલ્પવિદ્વિભુઃ ॥ ૪૭॥

અતઃ સા સુષુવે સદ્યો દેવહૂતિઃ સ્ત્રિયઃ પ્રજાઃ ।
સર્વાસ્તાશ્ચારુસર્વાઙ્ગ્યો લોહિતોત્પલગન્ધયઃ ॥ ૪૮॥

પતિં સા પ્રવ્રજિષ્યન્તં તદાઽઽલક્ષ્યોશતી સતી ।
સ્મયમાના વિક્લવેન હૃદયેન વિદૂયતા ॥ ૪૯॥

લિખન્ત્યધોમુખી ભૂમિં પદા નખમણિશ્રિયા ।
ઉવાચ લલિતાં વાચં નિરુધ્યાશ્રુકલાં શનૈઃ ॥ ૫૦॥

વિદ્યાધરીઓનો સમુદાય તેમની સેવામાં ઉપસ્થિત હતો અને સિદ્ધો વંદના કર્યા કરતા હતા. (૩૯)

આ પ્રમાણે પ્રાણપ્રિયા દેવહૂતિની સાથે તેમણે વૈશ્રમ્ભક, સુરસન, નંદન, પુષ્પભદ્ર, ચૈત્રરથ વગેરે અનેક દેવ-ઉદ્યાનોમાં તથા માનસ-સરોવરમાં અનુરાગપૂર્વક વિહાર કર્યો. (૪૦) કાન્તિમાન અને ઇચ્છાનુસાર ચાલનારા તે શ્રેષ્ઠ વિમાન પર આરૂઢ થઈને વાયુની જેમ બધા જ લોકોમાં વિચરતા રહીને કર્દમજી વિમાન-વિહારી દેવતાઓ કરતાં પણ આગળ વધી ગયા. (૪૧) વિદુરજી! જેમણે ભગવાનનાં ભવ-ભય-હારી પવિત્ર ચરણકમળોનો આશ્રય લીધો છે તે ધીર પુરુષો માટે ભલા, કઈ વસ્તુ કે શક્તિ દુર્લભ છે? (૪૨)

આ પ્રમાણે મહાયોગી કર્દમજી આ સઘળું ભૂમંડળ, કે જે દ્વીપ-વર્ષ વગેરેની વિલક્ષણ રચનાને કારણે ઘણું આશ્ચર્યપૂર્ણ પ્રતીત થાય છે તે પોતાની પ્રિયાને બતાવીને પોતાના આશ્રમમાં પાછા આવી ગયા. (૪૩) પછી તેમણે પોતાનું નવ રૂપોમાં વિભાજન કરીને, રતિસુખ માટે અત્યંત ઉત્સુક મનુકુમારી દેવહૂતિને આનંદિત કરતા રહીને તેની સાથે ઘણાં વર્ષો સુધી વિહાર કર્યો, પણ તેમનો આટલો દીર્ઘ સમય એક મુહૂર્ત (બે-ઘડી)ની જેમ વીતી ગયો. (૪૪) તે વિમાનમાં રતિસુખને વધારનારી ઘણી સુંદર શય્યાનો આશરો લઈને પોતાના પરમ રૂપાળા પ્રિયતમની સાથે રહેતી દેવહૂતિને આટલો સમય વીત્યાનો કશો જ ખ્યાલ ન રહ્યો. આ પ્રમાણે રમમાણ કરી રહેલાં દંપતીના પોતાના યોગબળે સેંકડો વર્ષો સુધી વિહાર કરતાં રહેવા છતાં પણ તે કાળ બહુ થોડા સમયની જેમ પસાર થયો. (૪૬) આત્મજ્ઞાની કર્દમજી બધા પ્રકારના સંકલ્પોને જાણતા હતા; તેથી દેવહૂતિને સંતાનપ્રાપ્તિ માટે ઉત્સુક જોઈને તથા ભગવાનના આદેશનું સ્મરણ કરીને તેમણે પોતાના સ્વરૂપના નવ વિભાગ કર્યા તથા કન્યાઓની ઉત્પત્તિ માટે એકાગ્રચિત્તે અર્ધાંગરૂપે પોતાની પત્નીની ભાવના કરતાં-કરતાં તેના ગર્ભમાં તેજ સ્થાપિત કર્યું. (૪૭) તેનાથી દેવહૂતિને એકસાથે જ નવ કન્યાઓ જન્મી. (આ પણ એક યોગનો જ પ્રભાવ હતો.) તે બધીય સર્વાંગ-સુંદર હતી અને તેમના શરીરમાંથી લાલ કમળના જેવી સુગંધ નીકળતી હતી. (૪૮)

તે જ સમયે શુદ્ધસ્વભાવની સતી દેવહૂતિએ જોયું કે અગાઉની પ્રતિજ્ઞા મુજબ તેના પતિદેવ સંન્યાસાશ્રમ ગ્રહણ કરીને વનમાં જવા ઇચ્છે છે; તેથી તેણે પોતાનાં આંસુ રોકીને બાહ્ય રીતે હસતાં પણ વ્યાકુળ અને દુઃખી હૃદયે અતિમધુર વાણીમાં ધીરે ધીરે કહ્યું. તે સમયે તે માથું નીચું નમાવીને પોતાના નખમણિમંડિત ચરણકમળથી

૧. પ્રા. પા. – શરદાં । ૨. પ્રા. પા. – રેતઃ સ્વં । ૩. પ્રા. પા. – નવધા ।

*દેવહૂતિરુવાચ*[1]

સર્વં તદ્ભગવાન્મહ્યમુપોવાહ પ્રતિશ્રુતમ્ ।
અથાપિ મે પ્રપન્નાયા અભયં દાતુમર્હસિ ॥ ૫૧॥

બ્રહ્મન્દુહિતૃભિસ્તુભ્યં વિમૃગ્યાઃપતયઃ સમાઃ ।
કશ્ચિત્સ્યાન્મે વિશોકાય ત્વયિ પ્રવ્રજિતે વનમ્ ॥ ૫૨॥

એતાવતાઽલં કાલેન વ્યતિક્રાન્તેન મે પ્રભો ।
ઈન્દ્રિયાર્થપ્રસઙ્ગેન પરિત્યક્તપરાત્મનઃ ॥ ૫૩॥

ઈન્દ્રિયાર્થેષુ સજ્જન્ત્યા પ્રસઙ્ગસ્ત્વયિ મે કૃતઃ ।
અજાનન્ત્યા પરં ભાવં તથાપ્યસ્ત્વભયાય મે ॥ ૫૪॥

સઙ્ગો યઃ સંસૃતેર્હેતુરસત્સુ વિહિતોઽધિયા ।
સ એવ સાધુષુ કૃતો નિઃસઙ્ગત્વાય કલ્પતે ॥ ૫૫॥

નેહ યત્કર્મ ધર્માય ન વિરાગાય કલ્પતે ।
ન તીર્થપદસેવાયૈ જીવન્નપિ મૃતો હિ સઃ ॥ ૫૬॥

સાહં ભગવતો નૂનં વઞ્ચિતા માયયા દૃઢમ્ ।
યત્ત્વાં વિમુક્તિદં પ્રાપ્ય ન મુમુક્ષેય બન્ધનાત્ ॥ ૫૭॥

ધરતી ખોતરી રહી હતી. (૪૯-૫૦)

**દેવહૂતિએ કહ્યું** – હે ભગવન્! તમે જે કંઈ પ્રતિજ્ઞા કરી હતી તે બધી તો પૂર્ણપણે નિભાવી લીધી છે, તેમ છતાં પણ હું તમારી શરણાગત છું, તેથી તમે મને વધુ અભયદાન આપો. (૫૧) હે બ્રહ્મન્! આ કન્યાઓ માટે યોગ્ય વર શોધવા પડશે અને તમારા વનમાં ચાલ્યા ગયા પછી મારા જન્મ-મરણરૂપી શોકને દૂર કરવા માટે પણ કોઈ તો હોવું જોઈએ ને! (૫૨) હે પ્રભુ! અત્યાર સુધી પરમાત્માથી વિમુખ રહીને મારો જે સમય ઇન્દ્રિયસુખ ભોગવવામાં વીત્યો છે તે તો નિરર્થક જ ગયો. (૫૩) તમારા પરમ પ્રભાવને નહીં જાણવાને કારણે જ મેં ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત રહીને તમારી સાથે અનુરાગ કર્યો; તેમ છતાં એ પણ મારા સંસારભયને દૂર કરનારો જ હોવો જોઈએ. (૫૪) અજ્ઞાનને લીધે અસત્પુરુષો સાથે કરેલો સંગ સંસારના બંધનનું કારણ બને છે, તે જ જો સત્પુરુષો સાથે કરવામાં આવે તો અસંગતા પ્રદાન કરે છે. (૫૫) સંસારમાં જે મનુષ્યનાં કર્મોથી નથી તો ધર્મનું સંપાદન થતું, નથી તો વૈરાગ્ય ઉત્પન્ન થતો અને નથી તો ભગવાનની સેવા પણ સંપન્ન થતી તે મનુષ્ય જીવતો છતાં મડદા સમાન છે. (૫૬) ખરેખર હું ભગવાનની માયાથી ઘણી છેતરાઈ છું, કે તમારા જેવા મુક્તિદાતા પતિને પામીને પણ મેં સંસારના બંધનમાંથી છૂટવાની ઇચ્છા ન કરી. (૫૭)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને[2] ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩॥**
**ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય-ઉપાખ્યાનમાંનો ત્રેવીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# ચોવીસમો અધ્યાય

## શ્રીકપિલદેવજીનો જન્મ

*મૈત્રેય ઉવાચ*

નિર્વેદવાદિનીમેવં મનોર્દુહિતરં મુનિઃ ।
દયાલુઃ શાલિનીમાહ શુક્લાભિવ્યાહૃતં સ્મરન્ ॥ ૧॥

*ઋષિરુવાચ*

મા ખિદો રાજપુત્રીત્થમાત્માનં પ્રત્યનિન્દિતે ।
ભગવાંસ્તેઽક્ષરો ગર્ભમદૂરાત્સમ્પ્રપત્સ્યતે ॥ ૨॥

ધૃતવ્રતાસિ[3] ભદ્રં તે દમેન[4] નિયમેન ચ ।
તપોદ્રવિણદાનૈશ્ચ શ્રદ્ધયા ચેશ્વરં ભજ ॥ ૩॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – ઉત્તમ ગુણોથી સુશોભિત મનુકન્યા દેવહૂતિએ જ્યારે આવી વૈરાગ્યયુક્ત વાતો કહી ત્યારે કૃપાળુ કર્દમ મુનિને ભગવાન વિષ્ણુના કથનનું સ્મરણ થઈ આવ્યું અને તેમણે તેને કહ્યું. (૧)

**કર્દમજી બોલ્યા** – હે નિર્દોષ રાજકન્યા! તું પોતાના વિષે આ પ્રમાણે ખેદ ના કર; તારા ગર્ભમાં અવિનાશી ભગવાન વિષ્ણુ જલદી પધારશે. (૨) હે પ્રિયા! તેં અનેકવિધ વ્રતોનું પાલન કર્યું છે, તેથી તારું કલ્યાણ થશે. હવે તું સંયમ, નિયમ, તપ, દાન વગેરે કરતી રહીને શ્રદ્ધાપૂર્વક ભગવાનની ભક્તિ કર. (૩)

૧. પ્રાચીન પ્રતમાં 'દેવહૂતિરુવાચ' મૂળમાં નથી, ટિપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – કાપિલોપા૦ । ૩. પ્રા. પા. – વ્રતા સુભદ્રં । ૪. પ્રા. પા. – યમેન ।

સ ત્વયાઽઽરાધિતઃ શુક્લો વિતન્વન્મામકં યશઃ ।
છેત્તા તે હૃદયગ્રન્થિમૌદર્યો બ્રહ્મભાવનઃ ॥ ૪॥

આ પ્રમાણે આરાધના કરવાથી શ્રીહરિ તારા ગર્ભમાંથી અવતાર લઈને મારો યશ વધારશે અને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપીને તારા હૃદયની અહંકારમયી ગ્રંથિ (ગાંઠ) છેદી નાખશે. (૪)

*મૈત્રેય ઉવાચ*

દેવહૂત્યપિ સન્દેશં ગૌરવેણ પ્રજાપતેઃ ।
સમ્યક્ શ્રદ્ધાય પુરુષં કૂટસ્થમભજદ્‌ગુરુમ્ ॥ ૫॥

તસ્યાં બહુતિથે કાલે ભગવાન્મધુસૂદનઃ ।
કાર્દમં વીર્યમાપન્નો જજ્ઞેઽગ્નિરિવ દારુણિ ॥ ૬॥

અવાદયંસ્તદા વ્યોમ્નિ વાદિત્રાણિ ઘનાઘનાઃ ।
ગાયન્તિ તં[1] સ્મ ગન્ધર્વા નૃત્યન્ત્યપ્સરસો મુદા ॥ ૭॥

પેતુઃ સુમનસો દિવ્યાઃ ખેચરૈરપવર્જિતાઃ ।
પ્રસેદુશ્ચ દિશઃ સર્વા અમ્ભાંસિ ચ મનાંસિ ચ ॥ ૮॥

તત્કર્દમાશ્રમપદં સરસ્વત્યા પરિશ્રિતમ્[2] ।
સ્વયમ્ભૂઃ સાકમૃષિભિર્મરીચ્યાદિભિરભ્યયાત્ ॥ ૯॥

ભગવન્તં પરં બ્રહ્મ સત્ત્વેનાંશેન શત્રુહન્ ।
તત્ત્વસઙ્ખ્યાનવિજ્ઞપ્ત્યૈ જાતં વિદ્વાનજઃ સ્વરાટ્ ॥ ૧૦॥

સભાજયન્ વિશુદ્ધેન ચેતસા તચ્ચિકીર્ષિતમ્ ।
પ્રહૃષ્યમાણૈરસુભિઃ કર્દમં ચેદમભ્યધાત્[3] ॥ ૧૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – વિદુરજી! પ્રજાપતિ કર્દમના આદેશમાં ગૌરવ-ભાવ હોવાથી દેવહૂતિએ તેના પર પૂરો ભરોસો રાખ્યો અને તે નિર્વિકાર, જગદ્‌ગુરુ ભગવાન શ્રીપુરુષોત્તમની આરાધના કરવા લાગી. (૫) આ પ્રમાણે ઘણો સમય વીતી ગયા પછી ભગવાન મધુસૂદન કર્દમજીના વીર્યનો આશ્રય લઈને તેના (દેવહૂતિના) ગર્ભમાંથી, જેમ કાષ્ઠમાંથી અગ્નિ પ્રગટે તેમ પ્રગટ થયા. (૬) તે સમયે આકાશમાં વાદળો જળ વરસાવતાં, ગર્જના કરી-કરીને વાજાં વગાડવા લાગ્યાં, ગંધર્વો ગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ આનંદિત થઈને નાચવા લાગી. (૭) આકાશમાંથી દેવતાઓએ વરસાવેલાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી; બધી દિશાઓમાં આનંદ છવાઈ ગયો, જળાશયોનું જળ નિર્મળ થઈ ગયું અને બધા જ જીવોનાં મન પ્રસન્ન થઈ ગયાં. (૮) એ જ સમયે કર્દમજીના સરસ્વતી નદીથી વીંટળાયેલા તે આશ્રમમાં મરીચિ વગેરે મુનિઓની સાથે શ્રીબ્રહ્માજી પધાર્યા. (૯) હે શત્રુદમનકારી વિદુરજી! સ્વયંસિદ્ધ જ્ઞાનથી સંપન્ન, અજન્મા બ્રહ્માજીને એ વાતની ખબર પડી ગઈ હતી કે સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન વિષ્ણુ સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કરવા માટે પોતાના વિશુદ્ધ સત્ત્વમય અંશથી અવતીર્ણ થયા છે. (૧૦)

તેથી, ભગવાન જે કાર્ય કરવા ઇચ્છતા હતા તેનું તેમણે વિશુદ્ધચિત્તે અનુમોદન કર્યું તથા તેનો આદર કર્યો અને પોતાની સમસ્ત ઇન્દ્રિયોથી પ્રસન્નતા પ્રગટ કરતાં કર્દમજીને આ પ્રમાણે કહ્યું. (૧૧)

*બ્રહ્મોવાચ*

ત્વયા મેઽપચિતિસ્તાત કલ્પિતા નિર્વ્યલીકતઃ ।
યન્મે સઞ્જગૃહે વાક્યં ભવાન્માનદ માનયન્ ॥ ૧૨॥

એતાવત્યેવ શુશ્રૂષા કાર્યા પિતરિ પુત્રકૈઃ ।
બાઢમિત્યનુમન્યેત ગૌરવેણ ગુરોર્વચઃ ॥ ૧૩॥

ઇમા દુહિતરઃ સભ્ય તવ વત્સ સુમધ્યમાઃ ।
સર્ગમેતં પ્રભાવૈઃ સ્વૈર્બૃંહયિષ્યન્ત્યનેકધા[4] ॥ ૧૪॥

અતસ્ત્વમૃષિમુખ્યેભ્યો યથાશીલં યથારુચિ ।
આત્મજાઃ પરિદેહ્યદ્ય વિસ્તૃણીહિ યશો ભુવિ ॥ ૧૫॥

વેદાહમાદ્યં પુરુષમવતીર્ણં સ્વમાયયા ।
ભૂતાનાં શેવધિં દેહં બિભ્રાણં કપિલં મુને ॥ ૧૬॥

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે પ્રિય કર્દમ! તમે બીજાઓને માન આપનારા છો. તમે મારું સમ્માન કરીને મારી આજ્ઞાનું જે પાલન કર્યું છે તેનાથી તમારા વડે નિષ્કપટભાવે મારી પૂજા સંપન્ન થઈ છે. (૧૨) પુત્રોએ પોતાના પિતાની સૌથી મોટી સેવા એ જ કરવી જોઈએ કે તેઓ 'જેવી આજ્ઞા' એમ કહીને તેમના આદેશનો આદરપૂર્વક સ્વીકાર કરે. (૧૩) હે પુત્ર! તમે સભ્ય છો. તમારી આ સુંદર પુત્રીઓ પોતાના વંશ થકી આ સૃષ્ટિને અનેક પ્રકારે વધારશે. (૧૪) હવે તમે મરીચિ વગેરે આ મુનિવરોને, તેમનાં સ્વભાવ-રુચિ અનુસાર પોતાની પુત્રીઓ સમર્પિત કરો અને સંસારમાં પોતાની સુકીર્તિ ફેલાવો. (૧૫) હે મુનિ! હું જાણું છું કે જેઓ સમસ્ત પ્રાણીઓના નિધિ છે, તેમના અભીષ્ટ મનોરથોને પૂરા કરનારા છે તે

૧. પ્રા. પા. – સ્મ સ ગન્ધર્વા । ૨. પ્રા. પા. – પરિશ્રુતમ્ । ૩. પ્રા. પા. – ૦મબ્રવીત્ । ૪. પ્રા. પા. – ૦ષ્યન્તિ નૈકધા ।

જ્ઞાનવિજ્ઞાનયોગેન કર્મણામુદ્ધરન્ જટાઃ ।
હિરણ્યકેશઃ પદ્માક્ષઃ પદ્મમુદ્રાપદામ્બુજઃ ॥ ૧૭॥

એષ માનવિ તે ગર્ભં પ્રવિષ્ટઃ કૈટભાર્દનઃ ।
અવિદ્યાસંશયગ્રન્થિં છિત્ત્વા ગાં વિચરિષ્યતિ ॥ ૧૮॥

અયં સિદ્ધગણાધીશઃ સાઙ્ખ્યાચાર્યૈઃ સુસમ્મતઃ ।
લોકે કપિલ ઇત્યાખ્યાં ગન્તા તે કીર્તિવર્ધનઃ ॥ ૧૯॥

મૈત્રેય ઉવાચ

તાવાશ્વાસ્ય જગત્સ્રષ્ટા કુમારૈઃ સહનારદઃ ।
હંસો હંસેન યાનેન ત્રિધામપરમં[1] યયૌ ॥ ૨૦॥

ગતે શતધૃતૌ[2] ક્ષત્તઃ કર્દમસ્તેન ચોદિતઃ ।
યથોદિતં સ્વદુહિતૄઃ[3] પ્રાદાદ્વિશ્વસૃજાં તતઃ ॥ ૨૧॥

મરીચયે કલાં પ્રાદાદનસૂયામથાત્રયે ।
શ્રદ્ધામઙ્ગિરસેઽયચ્છત્પુલસ્ત્યાય હવિર્ભુવમ્ ॥ ૨૨॥

પુલહાય ગતિં યુક્તાં ક્રતવે ચ ક્રિયાં સતીમ્ ।
ખ્યાતિં ચ[4] ભૃગવેઽયચ્છદ્વસિષ્ઠાયાપ્યરુન્ધતીમ્ ॥ ૨૩॥

અથર્વણેઽદદાચ્છાન્તિં યયા યજ્ઞો વિતન્યતે ।
વિપ્રર્ષભાન્ કૃતોદ્વાહાન્ સદારાન્ સમલાલયત્ ॥ ૨૪॥

તતસ્ત ઋષયઃ ક્ષત્તઃ કૃતદારા નિમન્ત્ર્ય તમ્ ।
પ્રાતિષ્ઠન્નન્દિમાપન્નાઃ સ્વં સ્વમાશ્રમમણ્ડલમ્ ॥ ૨૫॥

સ ચાવતીર્ણં ત્રિયુગમાજ્ઞાય વિબુધર્ષભમ્ ।
વિવિક્ત ઉપસઙ્ગમ્ય પ્રણમ્ય સમભાષત ॥ ૨૬॥

અહો પાપચ્યમાનાનાં નિરયે સ્વૈરમઙ્ગલૈઃ ।
કાલેન ભૂયસા નૂનં પ્રસીદન્તીહ દેવતાઃ ॥ ૨૭॥

બહુજન્મવિપક્વેન સમ્યગ્યોગસમાધિના ।
દ્રષ્ટું યતન્તે યતયઃ શૂન્યાગારેષુ યત્પદમ્ ॥ ૨૮॥

સ એવ ભગવાનદ્ય હેલનં નગણય્ય નઃ ।
ગૃહેષુ જાતો ગ્રામ્યાણાં યઃ[5] સ્વાનાં પક્ષપોષણઃ ॥ ૨૯॥

આદિપુરુષ નારાયણ જ પોતાની યોગમાયાથી કપિલના રૂપમાં અવતર્યા છે. (૧૬) (પછી તેમણે દેવહૂતિને કહ્યું–) હે રાજપુત્રી! સોનેરી વાળ, કમળ જેવાં વિશાળ નેત્રો અને કમલ-ચિહ્નિત ચરણકમળોવાળા શિશુના રૂપમાં કૈટભાસુરને હણનારા સાક્ષાત્ શ્રીહરિએ જ, જ્ઞાન-વિજ્ઞાન વડે કર્મોની વાસનાઓનાં મૂળોનું ઉચ્છેદન કરવા માટે, તારા ગર્ભમાં પ્રવેશ કર્યો છે. એ અવિદ્યાજનિત મોહની ગ્રંથિઓને છેદીને પૃથ્વી પર સ્વચ્છંદ વિચરણ કરશે.(૧૭-૧૮) એ સિદ્ધોના સ્વામી થશે અને સાંખ્યાચાર્યોના પણ માનનીય થશે. લોકમાં તમારી કીર્તિનો વિસ્તાર કરશે અને 'કપિલ'ના નામે વિખ્યાત થશે. (૧૯)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! જગતનું સર્જન કરનારા બ્રહ્માજી તે બંને (કર્દમ અને દેવહૂતિ)ને આ પ્રમાણે આશ્વાસન આપીને, નારદ અને સનક વગેરેને સાથે લઈને, હંસ પર આરૂઢ થઈને બ્રહ્મલોકમાં પ્રસ્થાન કરી ગયા. (૨૦) બ્રહ્માજીના ગયા પછી કર્દમજીએ તેમની આજ્ઞા અનુસાર મરીચિ વગેરે પ્રજાપતિઓની સાથે પોતાની પુત્રીઓનાં વિધિપૂર્વક લગ્ન કરી દીધાં. (૨૧) તેમણે પોતાની કલા નામની પુત્રી મરીચિને, અનસૂયા અત્રિને, શ્રદ્ધા અંગિરાને અને હવિર્ભૂ પુલસ્ત્યને સમર્પિત કરી. (૨૨) પુલહને તેમને અનુરૂપ ગતિ નામની પુત્રી અર્પિત કરી, ક્રતુની સાથે પરમ સાધ્વી ક્રિયાનું લગ્ન કર્યું, ખ્યાતિ ભૃગુજીને અને અરુંધતી વસિષ્ઠજીને સમર્પિત કરી. (૨૩) શાંતિ નામની પુત્રી અથર્વા ઋષિને અર્પિત કરી, કે જેનાથી યજ્ઞકર્મનો વિસ્તાર કરવામાં આવે છે. કર્દમજીએ તે વિવાહિત ઋષિઓનો તેમની પત્નીઓની સાથે ઘણો સત્કાર કર્યો. (૨૪) હે વિદુરજી! આ પ્રમાણે લગ્ન થઈ ગયા પછી તે બધા ઋષિઓ કર્દમજીની આજ્ઞા લઈને અતિ-આનંદપૂર્વક પોતપોતાના આશ્રમોમાં સિધાવી ગયા. (૨૫)

કર્દમજીએ જોયું કે તેમને ત્યાં સાક્ષાત્ દેવાધિદેવ શ્રીહરિએ જ અવતાર લીધો છે, તો તેઓ એકાન્તમાં તેમની પાસે ગયા અને તેમણે તેમને પ્રણામ કરીને આ પ્રમાણે કહ્યું. (૨૬) 'અહો! પોતાનાં પાપકર્મોને કારણે આ દુઃખમય સંસારમાં વિવિધ પ્રકારે પીડિત થતા રહેતા મનુષ્યો પર દેવતાઓ તો ઘણો સમય વીત્યા પછી પ્રસન્ન થાય છે; પરંતુ જેમના સ્વરૂપને યોગીઓ અનેક જન્મો પર્યંત સાધન કરવાથી સિદ્ધ થયેલી સમાધિ વડે એકાન્તમાં જોવાનો પ્રયત્ન કરે છે તે, પોતાના ભક્તોનું રક્ષણ કરનારા શ્રીહરિ જ, વિષયલોલુપ એવા અમારા થકી થનારી પોતાની અવજ્ઞાનો જરાયે ખ્યાલ કર્યા વગર જ અમારે ઘેર અવતર્યા છે. (૨૭-૨૯)

૧. પ્રા. પા. – ત્રિધામ પ્રત્યપદ્યત । ૨. પ્રા. પા. – સત્યવ્રતે । ૩. પ્રા. પા. – સુદ્રુ૦ । ૪. પ્રા. પા. – સ । ૫. પ્રા. પા. – યત્ ।

સ્વીયં વાક્યમૃતં કર્તુમવતીર્ણોઽસિ મે ગૃહે ।
ચિકીર્ષુર્ભગવાન્ જ્ઞાનં ભક્તાનાં માનવર્ધનઃ ॥ ૩૦॥

તાન્યેવ તેઽભિરૂપાણિ રૂપાણિ ભગવંસ્તવ ।
યાનિ યાનિ ચ રોચન્તે સ્વજનાનામરૂપિણઃ ॥ ૩૧॥

ત્વાં સૂરિભિસ્તત્ત્વબુભુત્સયાઽદ્ધા
સદાભિવાદાર્હણપાદપીઠમ્ ।
ઐશ્વર્યવૈરાગ્યયશોઽવબોધ-
વીર્યશ્રિયા પૂર્તમહં પ્રપદ્યે ॥ ૩૨॥

પરં પ્રધાનં પુરુષં મહાન્તં
કાલં કવિં ત્રિવૃતં લોકપાલમ્ ।
આત્માનુભૂત્યાઽનુગતપ્રપઞ્ચં
સ્વચ્છન્દશક્તિં કપિલં પ્રપદ્યે ॥ ૩૩॥

આ સ્માભિપૃચ્છેઽદ્ય પતિં પ્રજાનાં
ત્વયાઽવતીર્ણાર્ણ ઉતાપ્તકામઃ ।
પરિવ્રજત્પદવીમાસ્થિતોઽહં
ચરિષ્યે ત્વાં હૃદિ યુઞ્જન્[1] વિશોકઃ ॥ ૩૪॥

*શ્રીભગવાનુવાચ*

મયા પ્રોક્તં હિ લોકસ્ય પ્રમાણં સત્યલૌકિકે[2] ।
અથાજનિ મયા તુભ્યં યદવોચમૃતં મુને ॥ ૩૫॥

એતન્મે જન્મ લોકેઽસ્મિન્મુમુક્ષૂણાં દુરાશયાત્ ।
પ્રસઙ્ખ્યાનાય તત્ત્વાનાં સમ્મતાયાત્મદર્શને ॥ ૩૬॥

એષ આત્મપથોઽવ્યક્તો[3] નષ્ટઃ કાલેન ભૂયસા ।
તં પ્રવર્તયિતું દેહમિમં વિદ્ધિ મયા ભૃતમ્ ॥ ૩૭॥

ગચ્છ કામં મયાઽઽપૃષ્ટો મયિ સંન્યસ્તકર્મણા ।
જિત્વા સુદુર્જયં મૃત્યુમમૃતત્વાય માં ભજ ॥ ૩૮॥

મામાત્માનં સ્વયંજ્યોતિઃ સર્વભૂતગુહાશયમ્ ।
આત્મન્યેવાત્મના વીક્ષ્ય વિશોકોઽભયમૃચ્છસિ ॥ ૩૯॥

(હે પ્રભુ!) આપ વાસ્તવમાં પોતાના ભક્તોનું માન વધારનારા છો. આપે પોતાનાં વચનોને સત્ય કરવા અને સાંખ્ય-યોગનો ઉપદેશ કરવા માટે જ મારે ત્યાં અવતાર લીધો છે. (૩૦) હે ભગવન્! આપ પ્રાકૃત રૂપથી રહિત છો; આપનાં ચતુર્ભુજ વગેરે જે અલૌકિક રૂપો છે તે જ આપને યોગ્ય છે તથા મનુષ્ય-સદૃશ જે રૂપો આપના ભક્તોને પ્રિય લાગે છે તે પણ આપને રુચિકર પ્રતીત થાય છે. (૩૧) આપની પાદ-પીઠ (ચરણપાદુકા) તત્ત્વજ્ઞાનના ઇચ્છુક વિદ્વાનો વડે સદૈવ વંદનીય છે તથા આપ ઐશ્વર્ય, વૈરાગ્ય, યશ, જ્ઞાન, વીર્ય અને શ્રી – આ છયે ઐશ્વર્યોથી પૂર્ણ છો. હું આપના શરણે છું. (૩૨) હે ભગવન્! આપ પરબ્રહ્મ છો; સઘળી શક્તિઓ આપને આધીન છે; પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, કાળ, ત્રિવિધ અહંકાર, સમસ્ત લોકો અને લોકપાલોના રૂપમાં આપ જ પ્રગટ છો; તથા સર્વજ્ઞ પરમાત્મા એવા આપ જ આ સઘળા પ્રપંચ (માયામય સંસાર)ને ચેતનશક્તિ વડે પોતાનામાં લીન કરી લો છો. તેથી એ બધાંથી પર (સર્વાતીત) પણ આપ જ છો. હું આપ, ભગવાન કપિલનું શરણ લઉં છું. (૩૩)

હે પ્રભુ! આપે જન્મ લઈને મારા ઋણને ઉતારી દીધું કારણ કે પુત્ર થવાથી જ પિતૃઋણમાંથી મુક્ત થઈ શકાય છે. તે જ પ્રમાણે – મારા બધા જ મનોરથો પૂર્ણ થઈ ચૂક્યા છે. હવે હું સંન્યાસ-માર્ગ ગ્રહણ કરીને આપનું ચિંતન કરતો રહીને, શોકરહિત થઈને વિચરણ કરીશ. આપ સમસ્ત પ્રજાઓના સ્વામી છો, તેથી જ એ માટે હું આપની આજ્ઞા ઇચ્છું છું. (૩૪)

**શ્રીભગવાને કહ્યું** – હે મુનિ! વૈદિક અને લૌકિક તમામ કર્મોમાં સંસાર માટે મારું કહેવું જ પ્રમાણ છે; તેથી તમને જે કહ્યું હતું કે 'હું તમારે ત્યાં જન્મ લઈશ' તેને સત્ય સિદ્ધ કરવા માટે જ મેં આ અવતાર લીધો છે. (૩૫) આ લોકમાં મારો આ જન્મ લિંગશરીરથી મુક્ત થવાની ઇચ્છાવાળા મુનિઓ માટે આત્મદર્શનમાં ઉપયોગી પ્રકૃતિ વગેરે તત્ત્વોનું વિવેચન કરવા માટે જ થયો છે. (૩૬) આત્મજ્ઞાનનો આ સૂક્ષ્મ માર્ગ ઘણા સમયથી લોપ પામ્યો છે, તેને ફરીથી પ્રવર્તાવવા માટે જ મેં આ શરીર ધારણ કર્યું છે – એમ જાણો. (૩૭) હે મુનિ! હું આજ્ઞા આપું છું કે તમે ઇચ્છા પ્રમાણે જાઓ અને પોતાનાં સમસ્ત કર્મો મને અર્પણ કરતા રહીને, દુર્જય મૃત્યુને જીતીને મોક્ષપદ મેળવવા માટે મારી ભક્તિ કરો. (૩૮) હું સ્વયંપ્રકાશ છું અને સમસ્ત જીવોના અંતઃકરણમાં રહેનારો પરમાત્મા જ છું. તેથી જ્યારે તમે વિશુદ્ધ-ભાવે પોતાના અંતઃકરણમાં મારો સાક્ષાત્કાર કરી લેશો ત્યારે તમામ પ્રકારના શોકોમાંથી મુક્ત થઈને નિર્ભયપદ (મોક્ષ)ને પ્રાપ્ત

૧. પ્રા. પા. – યુઞ્જન્નશોકઃ । ૨. પ્રા. પા. – ०લૌકિકમ્ । ૩. પ્રા. પા. – ०પથો નષ્ટોઽવ્યક્તઃ ।

માત્ર આધ્યાત્મિકીં વિદ્યાં શમનીં સર્વકર્મણામ્ ।
વિતરિષ્યે યયા ચાસૌ ભયં ચાતિતરિષ્યતિ ॥ ૪૦॥

કરી લેશો. (૩૯) હું માતા દેવહૂતિને પણ સમસ્ત કર્મોથી મુક્તિ અપાવનારું આત્મજ્ઞાન આપીશ, કે જેનાથી આ સંસારરૂપી ભયમાંથી તેઓ પાર ઊતરી જશે. (૪૦)

*મૈત્રેય ઉવાચ*

એવં સમુદિતસ્તેન કપિલેન પ્રજાપતિઃ ।
દક્ષિણીકૃત્ય તં પ્રીતો વનમેવ જગામ હ ॥ ૪૧॥

વ્રતં સ આસ્થિતો મૌનમાત્મૈકશરણો મુનિઃ ।
નિઃસઙ્ગો વ્યચરત્ક્ષોણીમનગ્નિરનિકેતનઃ ॥ ૪૨॥

મનો બ્રહ્મણિ યુઞ્જાનો યત્તત્સદસતઃ પરમ્ ।
ગુણાવભાસે વિગુણ એકભક્ત્યાનુભાવિતે ॥ ૪૩॥

નિરહઙ્કૃતિર્નિર્મમશ્ચ[1] નિર્દ્વન્દ્વઃ સમદૃક્ સ્વદૃક્ ।
પ્રત્યક્પ્રશાન્તધીર્ધીરઃ પ્રશાન્તોર્મિરિવોદધિઃ ॥ ૪૪॥

વાસુદેવે ભગવતિ સર્વજ્ઞે પ્રત્યગાત્મનિ ।
પરેણ ભક્તિભાવેન લબ્ધાત્મા મુક્તબન્ધનઃ ॥ ૪૫॥

આત્માનં સર્વભૂતેષુ ભગવન્તમવસ્થિતમ્ ।
અપશ્યત્સર્વભૂતાનિ ભગવત્યપિ ચાત્મનિ ॥ ૪૬॥

ઈચ્છાદ્વેષવિહીનેન સર્વત્ર સમચેતસા ।
ભગવદ્ભક્તિયુક્તેન પ્રાપ્તા ભાગવતી ગતિઃ ॥ ૪૭॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — ભગવાન કપિલના આ પ્રમાણે કહેવાથી પ્રજાપતિ કર્દમજી તેમની પરિક્રમા કરીને પ્રસન્નતાપૂર્વક વનમાં પ્રયાણ કરી ગયા. (૪૧) ત્યાં અહિંસાપૂર્ણ સંન્યાસધર્મનું પાલન કરતા રહીને તેઓ એકમાત્ર ભગવાનના શરણે થઈ રહ્યા તથા અગ્નિ અને આશ્રમનો ત્યાગ કરીને નિઃસંગભાવે પૃથ્વી પર વિચરવા લાગ્યા. (૪૨) જે કાર્યકારણથી અતીત (પર) છે, સત્ત્વ વગેરે ગુણોના પ્રકાશક અને નિર્ગુણ છે તથા અનન્ય ભક્તિથી જ પ્રત્યક્ષ થાય છે તે પરબ્રહ્મમાં તેમણે પોતાનું મન જોડી દીધું. (૪૩) તેઓ અહંકાર, મમતા અને સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોથી મુક્ત થઈને સમદર્શી (ભેદદષ્ટિરહિત, તટસ્થ) થઈને સૌમાં પોતાનો જ આત્મા જોવા લાગ્યા. તેમની બુદ્ધિ અંતર્મુખ બની અને શાંત થઈ ગઈ. તે સમયે કર્દમજી શાંત મોજાંવાળા સમુદ્ર જેવા જણાઈ આવતા હતા. (૪૪)

પરમ ભક્તિભાવ વડે સર્વાન્તર્યામી સર્વજ્ઞ શ્રીવાસુદેવમાં ચિત્ત સ્થિર થઈ જવાથી તેઓ તમામ બંધનોમાંથી મુક્ત થઈ ગયા. (૪૫) સમસ્ત ભૂતોમાં પોતાના આત્મભૂત શ્રીભગવાનને અને સમસ્ત ભૂતોને આત્મસ્વરૂપ શ્રીહરિમાં સ્થિત જોવા લાગ્યા. (૪૬) આ પ્રમાણે ઇચ્છા અને દ્વેષથી રહિત, સર્વત્ર સમબુદ્ધિ અને ભગવદ્‌ભક્તિસંપન્ન થઈને શ્રીકર્દમજીએ ભગવાનનું પરમ પદ પ્રાપ્ત કરી લીધું. (૪૭)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયે[2] ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪॥**

**ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય ઉપાખ્યાનમાંનો ચોવીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# પચીસમો અધ્યાય

## દેવહૂતિનો પ્રશ્ન તથા ભગવાન કપિલે કરેલું ભક્તિયોગના મહિમાનું વર્ણન

*શૌનક ઉવાચ*

કપિલસ્તત્ત્વસઙ્ખ્યાતા ભગવાનાત્મમાયયા ।
જાતઃ સ્વયમજઃ સાક્ષાદાત્મપ્રજ્ઞપ્તયે નૃણામ્ ॥ ૧॥

ન[3] હ્યસ્ય વર્ષ્મણઃ પુંસાં વરિમ્ણઃ સર્વયોગિનામ્ ।
વિશ્રુતૌ શ્રુતદેવસ્ય ભૂરિ તૃપ્યન્તિ મેઽસવઃ ॥ ૨॥

યદ્યદ્ વિધત્તે ભગવાન્ સ્વચ્છન્દાત્માઽઽત્મમાયયા ।
તાનિ મે શ્રદ્દધાનસ્ય કીર્તન્યાન્યનુકીર્તય ॥ ૩॥

**શૌનકજીએ પૂછ્યું** — હે સૂતજી! તત્ત્વોની સંખ્યા કરનારા ભગવાન કપિલ સાક્ષાત્ અજન્મા નારાયણ હોવા છતાં પણ લોકોને આત્મજ્ઞાનનો ઉપદેશ કરવા માટે પોતાની માયાથી ઉત્પન્ન થયા હતા. (૧) મેં ભગવાનનાં ઘણાંબધાં ચરિત્રો સાંભળ્યાં છે, તેમ છતાં યોગીપ્રવર પુરુષશ્રેષ્ઠ કપિલજીની કીર્તિ સાંભળતાં-સાંભળતાં મારી ઇન્દ્રિયો તૃપ્ત થતી નથી. (૨) સર્વથા સ્વતંત્ર શ્રીહરિ પોતાની યોગમાયા વડે ભક્તોની ઇચ્છા અનુસાર શરીર ધારણ કરીને જે જે

૧. પ્રા. પા. — ૦કૃન્નિર્મમ૦ । ૨. પ્રા. પા. — કાપિલે । ૩. પ્રા. પા. — તદ્વ્યસ્ય ।

*સૂત ઉવાચ*

**દ્વૈપાયનસખસ્ત્વેવં મૈત્રેયો ભગવાંસ્તથા ।**
**પ્રાહેદં[1] વિદુરં પ્રીત આન્વીક્ષિક્યાં પ્રચોદિતઃ ॥ ૪॥**

*મૈત્રેય ઉવાચ*

**પિતરિ પ્રસ્થિતેઽરણ્યં માતુઃ પ્રિયચિકીર્ષયા ।**
**તસ્મિન્ બિન્દુસરેઽવાત્સીદ્ભગવાન્ કપિલઃ કિલ ॥ ૫॥**

**તમાસીનમકર્માણં તત્ત્વમાર્ગાગ્રદર્શનમ્[2] ।**
**સ્વસુતં દેવહૂત્યાહ ધાતુઃ સંસ્મરતી વચઃ ॥ ૬॥**

*દેવહૂતિરુવાચ[3]*

**નિર્વિણ્ણા નિતરાં ભૂમન્નસદિન્દ્રિયતર્ષણાત્ ।**
**યેન સમ્ભાવ્યમાનેન પ્રપન્નાઽન્ધં તમઃ પ્રભો ॥ ૭॥**

**તસ્ય ત્વં તમસોઽન્ધસ્ય દુષ્પારસ્યાદ્ય પારગમ્ ।**
**સચ્ચક્ષુર્જન્મનામન્તે લબ્ધં મે ત્વદનુગ્રહાત્ ॥ ૮॥**

**ય આદ્યો ભગવાન્ પુંસામીશ્વરો વૈ ભવાન્ કિલ ।**
**લોકસ્ય તમસાન્ધસ્ય ચક્ષુઃ સૂર્ય ઈવોદિતઃ ॥ ૯॥**

**અથ મે દેવ સમ્મોહમપાક્રષ્ટું ત્વમર્હસિ ।**
**યોઽવગ્રહોઽહંમમેતીત્યેતસ્મિન્ યોજિતસ્ત્વયા ॥ ૧૦॥**

**તં ત્વા ગતાઽહં શરણં શરણ્યં**
**સ્વભૃત્યસંસારતરોઃ કુઠારમ્ ।**
**જિજ્ઞાસયાઽહં પ્રકૃતેઃ પૂરુષસ્ય**
**નમામિ[4] સદ્ધર્મવિદાં વરિષ્ઠમ્ ॥ ૧૧॥**

*મૈત્રેય ઉવાચ[5]*

**ઈતિ સ્વમાતુર્નિરવદ્યમીપ્સિતં**
**નિશમ્ય પુંસામપવર્ગવર્ધનમ્ ।**
**ધિયાઽભિનન્દ્યાત્મવતાં સતાં ગતિ-**
**ર્બભાષ ઈષત્સ્મિતશોભિતાનનઃ ॥ ૧૨॥**

*શ્રીભગવાનુવાચ*

**યોગ આધ્યાત્મિકઃ પુંસાં મતો નિઃશ્રેયસાય મે ।**
**અત્યન્તોપરતિર્યત્ર દુઃખસ્ય ચ સુખસ્ય ચ ॥ ૧૩॥**

**તમિમં તે પ્રવક્ષ્યામિ યમવોચં પુરાઽનઘે ।**
**ઋષીણાં શ્રોતુકામાનાં યોગં સર્વાઙ્ગનૈપુણમ્ ॥ ૧૪॥**

લીલાઓ કરે છે તે બધી જ કીર્તન કરવા યોગ્ય છે; તેથી તમે મને તે બધી લીલાઓ સંભળાવો, મને તે સાંભળવામાં ઘણી શ્રદ્ધા છે. (૩)

**સૂતજી કહે છે** – હે મુનિઓ! તમારી જ જેમ વિદુરજીએ પણ જ્યારે આ આત્મજ્ઞાનવિષયક પ્રશ્ન પૂછ્યો હતો ત્યારે શ્રીવ્યાસજીના સખા ભગવાન મૈત્રેયજીએ પ્રસન્ન થઈને આ પ્રમાણે કહ્યું હતું. (૪)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! પિતાના વનમાં ચાલ્યા ગયા પછી ભગવાન કપિલજી માતાનું પ્રિય કરવાની ઈચ્છાથી તે બિંદુસરોવર-તીર્થમાં રહેવા લાગ્યા. (૫) એક દિવસે તત્ત્વસમૂહના પારદર્શી ભગવાન કપિલ ક્રિયાકલાપથી વિરત થઈને આસન પર વિરાજમાન થયેલા હતા, ત્યારે બ્રહ્માજીનાં વચનોને યાદ કરીને દેવહૂતિએ તેમને કહ્યું. (૬)

**દેવહૂતિ બોલ્યાં** – હે ભૂમન્! પ્રભુ! આ દુષ્ટ ઈન્દ્રિયોની વિષયલાલસાથી હું ખૂબ કંટાળી ગઈ છું અને તેમની ઈચ્છા પૂરી કરતી રહેવાથી જ ઘોર અજ્ઞાનરૂપી અંધકારમાં પડેલી છું. (૭) હવે તમારી કૃપાથી મારી જન્મ-પરંપરા સમાપ્ત થઈ ચૂકી છે, તેથી આ દુસ્તર અજ્ઞાનરૂપી અંધકારમાંથી પાર ઊતરવા માટે સુંદર નેત્રોરૂપી તમે પ્રાપ્ત થયા છો. (૮) તમે સમસ્ત જીવોના સ્વામી ભગવાન આદિપુરુષ છો તથા અજ્ઞાનરૂપી અંધકારમાંથી પાર ઊતરવા અંધ-મનુષ્યો માટે નેત્રસ્વરૂપ સૂર્યની જેમ ઉદય પામ્યા છો. (૯) હે દેવ! આ શરીર, ઘર વગેરેમાં હુંપણા-મારાપણાનો જે દુરાગ્રહ હોય છે તે પણ તમે જ કરાવેલો છે, તેથી હવે તમે મારા આ મહામોહને દૂર કરો. (૧૦) તમે પોતાના ભક્તોના સંસારરૂપી વૃક્ષ માટે કુહાડા સમાન છો. હું પ્રકૃતિ અને પુરુષનું જ્ઞાન પામવાની ઈચ્છાથી શરણાગત-વત્સલ એવા તમારા શરણમાં આવી છું. તમે ભાગવતધર્મના જ્ઞાતાઓમાં સર્વશ્રેષ્ઠ છો. હું તમને પ્રણામ કરું છું. (૧૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** – આ પ્રમાણે માતા દેવહૂતિએ પોતાની જે અભિલાષા વ્યક્ત કરી તે પરમપવિત્ર હતી અને લોકોનો મોક્ષમાર્ગમાં અનુરાગ ઉત્પન્ન કરનારી હતી, તે સાંભળીને આત્મજ્ઞાની સત્પુરુષોની ગતિરૂપ શ્રીકપિલજી તેની મનોમન પ્રશંસા કરવા લાગ્યા અને પછી મંદ-સ્મિતથી સુશોભિત મુખારવિંદથી આ પ્રમાણે બોલ્યા. (૧૨)

**ભગવાન કપિલજીએ કહ્યું** – માતા! આ મારો નિશ્ચય છે કે અધ્યાત્મયોગ જ મનુષ્યોના આત્યંતિક કલ્યાણનું મુખ્ય સાધન છે, કે જ્યાં દુઃખ અને સુખનું સર્વથા નિવારણ થઈ જાય છે. (૧૩) હે સાધ્વી! બધાં અંગોથી

૧. પ્રા. પા. – આહેદં । ૨. પ્રા. પા. – ૦માર્ગપ્રદર્શકમ્ । ૩. પ્રાચીન પ્રતમાં 'દેવહૂતિરુવાચ' એટલો ભાગ ટિપ્પણીમાં છે. ૪. પ્રા. પા. – જ્ઞાનેન । ૫. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એ પાઠ નથી.

ચેતઃ ખલ્વસ્ય બન્ધાય મુક્તયે ચાત્મનો મતમ્ ।
ગુણેષુ[1] સક્તં બન્ધાય રતં વા પુંસિ મુક્તયે ॥ ૧૫॥

અહંમમાભિમાનોત્થૈઃ કામલોભાદિભિર્મલૈઃ ।
વીતં યદા મનઃ શુદ્ધમદુઃખમસુખં સમમ્ ॥ ૧૬॥

તદા પુરુષ આત્માનં કેવલં પ્રકૃતેઃ પરમ્ ।
નિરન્તરં સ્વયંજ્યોતિરણિમાનમખણ્ડિતમ્ ॥ ૧૭॥

જ્ઞાનવૈરાગ્યયુક્તેન ભક્તિયુક્તેન ચાત્મના[2] ।
પરિપશ્યત્યુદાસીનં પ્રકૃતિં ચ હતૌજસમ્ ॥ ૧૮॥

ન યુજ્યમાનયા ભક્ત્યા ભગવત્યખિલાત્મનિ ।
સદૃશોઽસ્તિ શિવઃ પન્થા યોગિનાં બ્રહ્મસિદ્ધયે ॥ ૧૯॥

પ્રસઙ્ગમજરં પાશમાત્મનઃ કવયો વિદુઃ ।
સ એવ સાધુષુ કૃતો મોક્ષદ્વારમપાવૃતમ્ ॥ ૨૦॥

તિતિક્ષવઃ કારુણિકાઃ સુહૃદઃ સર્વદેહિનામ્ ।
અજાતશત્રવઃ શાન્તાઃ સાધવઃ સાધુભૂષણાઃ ॥ ૨૧॥

મય્યનન્યેન ભાવેન ભક્તિં કુર્વન્તિ યે દૃઢામ્ ।
મત્કૃતે ત્યક્તકર્માણસ્ત્યક્તસ્વજનબાન્ધવાઃ ॥ ૨૨॥

મદાશ્રયાઃ કથા મૃષ્ટાઃ શૃણ્વન્તિ કથયન્તિ ચ ।
તપન્તિ વિવિધાસ્તાપા નૈતાન્મદ્ગતચેતસઃ[3] ॥ ૨૩॥

ત એતે સાધવઃ સાધ્વિ સર્વસઙ્ગવિવર્જિતાઃ[4] ।
સઙ્ગસ્તેષ્વથ તે પ્રાર્થ્યઃ સઙ્ગદોષહરા હિ તે ॥ ૨૪॥

સતાં પ્રસઙ્ગાન્મમ વીર્યસંવિદો
ભવન્તિ હૃત્કર્ણરસાયનાઃ કથાઃ ।
તજ્જોષણાદાશ્વપવર્ગવર્ત્મનિ
શ્રદ્ધા રતિર્ભક્તિરનુક્રમિષ્યતિ ॥ ૨૫॥

ભક્ત્યા પુમાઞ્જાતવિરાગ ઐન્દ્રિયાદ્
દૃષ્ટશ્રુતાન્મદ્રચનાનુચિન્તયા ।
ચિત્તસ્ય યત્તો ગ્રહણે યોગયુક્તો
યતિષ્યતે ઋજુભિર્યોગમાર્ગૈઃ ॥ ૨૬॥

અસેવયાઽયં પ્રકૃતેર્ગુણાનાં
જ્ઞાનેન વૈરાગ્યવિજૃમ્ભિતેન ।

સંપન્ન આ યોગનું અગાઉ મેં નારદ વગેરે ઋષિઓ આગળ, તેમની સાંભળવાની ઇચ્છા હોવાથી, વર્ણન કર્યું હતું. તે જ હવે હું તમને સંભળાવું છું. (૧૪)

આ જીવના બંધનનું અને મોક્ષનું કારણ મન જ મનાયું છે. વિષયોમાં આસક્ત હોવાથી તે બંધનનો હેતુ બને છે અને પરમાત્મામાં અનુરાગી હોવાથી તે જ મોક્ષનું કારણ બની જાય છે. (૧૫) આ મન જ્યારે હુંપણા-મારાપણાનું કારણ એવા કામ-લોભ વગેરે વિકારોથી મુક્ત અને શુદ્ધ થઈ જાય છે ત્યારે તે સુખ અને દુઃખમાંથી છૂટીને સમ અવસ્થામાં આવી જાય છે. (૧૬) ત્યારે જીવ પોતાના જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિભર્યા હૃદયથી આત્માને પ્રકૃતિથી પર, એકમાત્ર (અદ્વિતીય), ભેદરહિત, સ્વયંપ્રકાશિત, સૂક્ષ્મ, અખંડ અને ઉદાસીન (સુખદુઃખભાવશૂન્ય) જુએ છે તથા પ્રકૃતિને શક્તિહીન અનુભવે છે. (૧૭-૧૮) યોગીઓ માટે ભગવત્પ્રાપ્તિને નિમિત્તે સર્વાત્મા શ્રીહરિ પ્રત્યે કરાયેલી ભક્તિ જેવો અન્ય કોઈ માર્ગ મંગલમય નથી. (૧૯) વિવેકી મનુષ્યો સંગ અને આસક્તિને જ આત્માનું અકાટ્ય બંધન માને છે, પણ તે જ સંગ અને આસક્તિ જ્યારે સંતો-મહાપુરુષો પ્રત્યે થઈ જાય ત્યારે મોક્ષનું બારણું ખુલી જાય છે. (૨૦)

જે લોકો સહનશીલ, દયાળુ, સમસ્ત શરીરધારીઓના અકારણ હિતચિંતક, કોઈનાય પ્રત્યે શત્રુભાવ નહીં રાખનારા, શાંત, સરળસ્વભાવયુક્ત અને સત્પુરુષોનું સમ્માન કરનારા હોય છે, જેઓ મારામાં અનન્યભાવે સુદૃઢ પ્રેમ કરે છે, મારા માટે સમસ્ત કર્મો તથા પોતાનાં સગાંસંબંધીઓને પણ ત્યજી દે છે અને મારે પરાયણ રહીને મારી પવિત્ર કથાઓનું શ્રવણ-કીર્તન કરે છે તથા મારામાં જ ચિત્ત જોડેલું રાખે છે તે ભક્તોને સંસારના અનેકવિધ તાપો કોઈ દુઃખ પહોંચાડતા નથી. (૨૧-૨૩) હે સાધ્વી! આવા-આવા સર્વસંગ-પરિત્યાગી મહાપુરુષો જ સાધુ હોય છે, તમારે તેમના સંગની ઇચ્છા કરવી જોઈએ; કારણ કે તેઓ આસક્તિથી ઉત્પન્ન થતા બધા દોષોને હરી લે છે. (૨૪) સત્પુરુષોના સંગથી મારા પરાક્રમોનું યથાર્થ જ્ઞાન કરાવનારી તથા હૃદય અને કાનોને પ્રિય લાગનારી જે કથાઓ છે તેમનું સેવન કરવાથી તરત જ મોક્ષમાર્ગમાં શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિનો ક્રમશઃ વિકાસ થાય છે. (૨૫) પછી મારી સર્જન વગેરે લીલાઓનું ચિંતન કરવાથી પ્રાપ્ત થયેલી ભક્તિ વડે, લૌકિક અને પારલૌકિક સુખોમાં વૈરાગ્ય થઈ જવાથી મનુષ્ય સાવધાનીપૂર્વક યોગના ભક્તિપ્રધાન સરળ ઉપાયોથી યુક્ત થઈને મનોનિગ્રહ માટે પ્રયત્ન કરે છે. (૨૬) આ પ્રમાણે

૧. પ્રા. પા. – ગુણે પ્રસક્તં । ૨. પ્રા. પા. – ચેતસા । ૩. પ્રા. પા. – નૈકાત્મગત૦ । ૪. પ્રા. પા. – ૦વિનિર્ગતાઃ ।

યોગેન મય્યર્પિતયા ચ ભક્ત્યા
માં પ્રત્યગાત્માનમિહાવરુન્ધે ॥ ૨૭॥

*દેવહૂતિરુવાચ*

કાચિત્ત્વય્યુચિતા ભક્તિઃ કીદૃશી મમ ગોચરા ।
યયા પદં તે નિર્વાણમઞ્જસાન્વાશ્નવા અહમ્ ॥ ૨૮॥

યો યોગો ભગવદ્બાણો નિર્વાણાત્મંસ્ત્વયોદિતઃ ।
કીદૃશઃ કતિ ચાઙ્ગાનિ યતસ્તત્ત્વાવબોધનમ્ ॥ ૨૯॥

તદેતન્મે વિજાનીહિ યથાહં મન્દધીર્હરે ।
સુખં બુદ્ધ્યેય દુર્બોધં યોષા ભવદનુગ્રહાત્ ॥ ૩૦॥

*મૈત્રેય ઉવાચ*

વિદિત્વાર્થં કપિલો માતુરિત્થં
જાતસ્નેહો યત્ર તન્વાભિજાતઃ ।
તત્ત્વામ્નાયં યત્પ્રવદન્તિ સાઙ્ખ્યં
પ્રોવાચ[1] વૈ ભક્તિવિતાનયોગમ્ ॥ ૩૧॥

*શ્રીભગવાનુવાચ*

દેવાનાં ગુણલિઙ્ગાનામાનુશ્રવિકકર્મણામ્ ।
સત્ત્વ એવૈકમનસો વૃત્તિઃ સ્વાભાવિકી તુ યા ॥ ૩૨॥

અનિમિત્તા ભાગવતી ભક્તિઃ સિદ્ધેર્ગરીયસી ।
જરયત્યાશુ યા કોશં નિગીર્ણમનલો યથા ॥ ૩૩॥

નૈકાત્મતાં મે સ્પૃહયન્તિ કેચિન્-
મત્પાદસેવાભિરતા મદીહાઃ ।
યેઽન્યોન્યતો ભાગવતાઃ પ્રસજ્ય
સભાજયન્તે મમ પૌરુષાણિ ॥ ૩૪॥

પશ્યન્તિ તે મે રુચિરાણ્યમ્બ સન્તઃ
પ્રસન્નવક્ત્રારુણલોચનાનિ ।
રૂપાણિ દિવ્યાનિ વરપ્રદાનિ
સાકં વાચં સ્પૃહણીયાં વદન્તિ ॥ ૩૫॥

તૈર્દર્શનીયાવયવૈરુદાર-
વિલાસહાસેક્ષિતવામસૂક્તૈઃ ।
હૃતાત્મનો હૃતપ્રાણાંશ્ચ ભક્તિ-
રનિચ્છતો મે ગતિમણ્વીં પ્રયુઙ્ક્તે ॥ ૩૬॥

પ્રકૃતિના ગુણોથી ઉત્પન્ન થયેલા શબ્દાદિ વિષયોનો ત્યાગ કરવાથી, વૈરાગ્યયુક્ત જ્ઞાનથી, યોગથી અને મારામાં કરેલી સુદૃઢ ભક્તિથી મનુષ્ય પોતાના અંતરાત્મા એવા મને આ શરીરમાં જ પ્રાપ્ત કરી લે છે. (૨૭)

**દેવહૂતિએ કહ્યું** – હે ભગવન્! તમારી સમુચિત ભક્તિનું સ્વરૂપ શું છે? અને મારા જેવી સ્ત્રીઓ માટે કેવા પ્રકારની ભક્તિ યોગ્ય છે? કે જેનાથી હું સરળતાથી તમારા નિર્વાણપદને પામી શકું? (૨૮) હે નિર્વાણસ્વરૂપ પ્રભુ! જેના થકી તત્ત્વજ્ઞાન થાય છે અને જે લક્ષ્યવેધી બાણની જેમ ભગવત્પ્રાપ્તિ કરાવનારો છે તે તમે કહેલો યોગ કેવો છે અને તેનાં કેટલાં અંગ છે? (૨૯) હે હરિ! આ બધું તમે મને એવી રીતે સમજાવો કે જેથી તમારી કૃપાથી હું - મંદબુદ્ધિની સ્ત્રીજાત પણ આ દુર્બોધ વિષયને સહેલાઈથી સમજી શકું. (૩૦)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! જેના શરીરમાંથી પોતે સ્વયં જન્મ લીધો હતો તે પોતાની માતાનો આવો અભિપ્રાય જાણીને કપિલજીના હૃદયમાં સ્નેહ ઊભરાઈ આવ્યો અને તેમણે જેને સાંખ્ય કહે છે તે પ્રકૃતિ વગેરે તત્ત્વોનું નિરૂપણ કરનારા શાસ્ત્રનો ઉપદેશ કર્યો. તે સાથે જ ભક્તિવિસ્તાર અને યોગનું પણ વર્ણન કર્યું. (૩૧)

**શ્રીભગવાને કહ્યું** – હે માતા! જેનું ચિત્ત એકમાત્ર ભગવાનમાં જ પરોવાયેલું છે એવા મનુષ્યની વેદવિહિત કર્મોમાં સંલગ્ન તથા વિષયોનું જ્ઞાન કરાવનારી (કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો – બંને પ્રકારની) ઇન્દ્રિયોની, સત્ત્વમૂર્તિરૂપ શ્રીહરિ પ્રત્યેની જે સ્વાભાવિક પ્રવૃત્તિ છે તે જ ભગવાનની નિર્હેતુક ભક્તિ છે. મુક્તિ કરતાં પણ આ (ભક્તિ) ઉત્તમ છે, કારણ કે જેમ જઠરાગ્નિ ખાધેલું અન્ન પચાવે છે તે જ રીતે આ (ભક્તિ) પણ કર્મસંસ્કારોના ભંડારરૂપી લિંગશરીરને તરત જ ભસ્મ કરી દે છે. (૩૨-૩૩) મારી ચરણસેવામાં પ્રેમ રાખનારા અને મારી જ પ્રસન્નતા માટે સમસ્ત કાર્યો કરનારા કેટલાયે ભાગ્યશાળી ભક્તો, કે જેઓ એકબીજાને મળીને મારાં જ પરાક્રમોની પ્રેમપૂર્વક ચર્ચા કરતા રહે છે – તેઓ મારી સાથેના એકાત્મભાવની (સાયુજ્ય-મોક્ષની) પણ કામના કરતા નથી. (૩૪) હે મા! તે સાધુજનો અરુણનયન અને મનોહર મુખારવિંદમાં મારાં પરમ સુંદર અને વરદાયી દિવ્ય રૂપોનું દર્શન કરે છે અને તેમની સાથે સપ્રેમ વાર્તાલાપ પણ કરે છે, કે જે માટે મોટા મોટા તપસ્વીઓ પણ ઉત્કંઠા કરતા રહે છે. (૩૫) દર્શનીય અંગ-પ્રત્યંગ, ઉદાર હાસ્યવિલાસ, મનોહર નેત્રકટાક્ષ (દૃષ્ટિ) અને સુમધુર વાણીવાળા મારાં તે રૂપોના માધુર્યમાં તેમનાં મન-ઇન્દ્રિયો

૧. પ્રા. પા. – પ્રાવોચદ્વૈ ।

અથો વિભૂતિં મમ માયાવિનસ્તા-
મૈશ્વર્યમષ્ટાઙ્ગમનુપ્રવૃત્તમ્ ।
શ્રિયં ભાગવતીં વાસ્પૃહયન્તિ ભદ્રાં
પરસ્ય મે તેઽશ્નુવતે તુ લોકે ॥ ૩૭॥

ન કર્હિચિન્મત્પરાઃ શાન્તરૂપે
નઙ્ક્ષ્યન્તિ નો મેઽનિમિષો લેઢિ હેતિઃ ।
યેષામહં પ્રિય આત્મા સુતશ્ચ
સખા ગુરુઃ સુહૃદો દૈવમિષ્ટમ્ ॥ ૩૮॥

ઇમં લોકં તથૈવામુમાત્માનમુભયાયિનમ્ ।
આત્માનમનુ યે ચેહ યે રાયઃ પશવો ગૃહાઃ ॥ ૩૯॥

વિસૃજ્ય સર્વાનન્યાંશ્ચ મામેવં વિશ્વતોમુખમ્ ।
ભજન્ત્યનન્યયા ભક્ત્યા તાન્મૃત્યોરતિપારયે[1] ॥ ૪૦॥

નાન્યત્ર મદ્ભગવતઃ પ્રધાનપુરુષેશ્વરાત્ ।
આત્મનઃ સર્વભૂતાનાં ભયં તીવ્રં[2] નિવર્તતે ॥ ૪૧॥

મદ્ભયાદ્વાતિ વાતોઽયં સૂર્યસ્તપતિ મદ્ભયાત્ ।
વર્ષતીન્દ્રો દહત્યગ્નિર્મૃત્યુશ્ચરતિ મદ્ભયાત્ ॥ ૪૨॥

જ્ઞાનવૈરાગ્યયુક્તેન ભક્તિયોગેન યોગિનઃ ।
ક્ષેમાય પાદમૂલં મે પ્રવિશન્ત્યકુતોભયમ્[3] ॥ ૪૩॥

એતાવાનેવ લોકેઽસ્મિન્ પુંસાં નિઃશ્રેયસોદયઃ ।
તીવ્રેણ ભક્તિયોગેન મનો મય્યર્પિતં સ્થિરમ્ ॥ ૪૪॥

ફસાઈ જાય છે. મારી આવી ભક્તિ, નહીં ઇચ્છવા છતાં પણ તેમને પરમપદની પ્રાપ્તિ કરાવી દે છે. (૩૬)

અવિદ્યાનું નિવારણ થઈ જવાથી તેઓ જોકે મુજ માયાપતિના સત્યલોક વગેરે લોકોની ભોગસંપત્તિની, ભક્તિની પ્રવૃત્તિ પછી સ્વયં પ્રાપ્ત થનારી અષ્ટસિદ્ધિની અથવા વૈકુંઠલોકના ભગવાનના ઐશ્વર્યની પણ ઇચ્છા કરતા નથી, તોપણ મારા ધામમાં પહોંચવાથી તેમને આ બધી વિભૂતિઓ આપોઆપ જ પ્રાપ્ત થઈ જાય છે. (૩૭) જેમનો એકમાત્ર હું જ પ્રિય, આત્મા, પુત્ર, મિત્ર, ગુરુ, સુહૃદ અને ઇષ્ટદેવ છું તે મારા જ આશ્રયે રહેનારા ભક્તો શાંતિમય વૈકુંઠધામમાં પહોંચીને કોઈ પણ પ્રકારે આ દિવ્ય ભોગોથી વંચિત રહેતા નથી અને મારું કાળચક્ર પણ તેમનો કોળિયો કરી શકતું નથી. (૩૮)

માતાજી! જે મનુષ્યો આ લોકમાં, પરલોકમાં અને આ બંને લોકોમાં સાથે જનારા લિંગદેહને તથા શરીર સાથે સંબંધ રાખનારા ધન, પશુ, ઘર વગેરે જે પદાર્થો છે તે બધાને અને અન્ય બીજા સંગ્રહોને પણ ત્યજી દઈને અનન્ય ભક્તિપૂર્વક બધી રીતે મારું જ ભજન કરે છે તેમને હું મૃત્યુરૂપી સંસારસાગરમાંથી પાર કરી દઉં છું. (૩૯-૪૦) હું સાક્ષાત્ ભગવાન છું, પ્રકૃતિ અને પુરુષનો પણ પ્રભુ છું તથા સમસ્ત પ્રાણીઓનો આત્મા છું; મારા સિવાય અન્ય કોઈનો પણ આશ્રય લેવાથી મૃત્યુરૂપી મહાભયમાંથી છુટકારો મળી શકતો નથી. (૪૧) મારા ભયથી આ વાયુ વહે છે, મારા ભયથી સૂર્ય તપે છે, મારા ભયથી ઇન્દ્ર વૃષ્ટિ કરે છે અને અગ્નિ પ્રજ્જ્વલિત થાય છે તથા મારા જ ભયથી મૃત્યુ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. (૪૨) યોગીઓ જ્ઞાન-વૈરાગ્યયુક્ત ભક્તિયોગ વડે શાંતિ પ્રાપ્ત કરવા માટે મારાં નિર્ભય ચરણકમળોનો આશ્રય લે છે. (૪૩) સંસારમાં મનુષ્ય માટે સૌથી મોટી કલ્યાણ-પ્રાપ્તિ એ જ છે કે તેનું ચિત્ત ઉત્કટ ભક્તિયોગ વડે મારામાં જોડાઈને સ્થિર થઈ જાય. (૪૪)

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને[4] પઞ્ચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫॥**

**ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેયોપાખ્યાનમાંનો પચીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રા. પા. – ૦રભિપારયે । ૨. પ્રા. પા. – સર્વં । ૩. પ્રા. પા. – ૦કુતોભયાઃ । ૪. પ્રાચીન પ્રતમાં 'કાપિલેયોપાખ્યાને' એટલો ભાગ નથી.

# છવ્વીસમો અધ્યાય

## મહત્ વગેરે ભિન્ન ભિન્ન તત્ત્વોની ઉત્પત્તિનું વર્ણન

*શ્રીભગવાનુવાચ*

અથ તે સમ્પ્રવક્ષ્યામિ તત્ત્વાનાં લક્ષણં પૃથક્ ।
યદ્વિદિત્વા વિમુચ્યેત પુરુષઃ પ્રાકૃતૈર્ગુણૈઃ ॥ ૧॥

જ્ઞાનં નિઃશ્રેયસાર્થાય પુરુષસ્યાત્મદર્શનમ્ ।
યદાહુર્વર્ણયે તત્તે હૃદયગ્રન્થિભેદનમ્ ॥ ૨॥

અનાદિરાત્મા પુરુષો નિર્ગુણઃ પ્રકૃતેઃ પરઃ ।
પ્રત્યગ્ધામા સ્વયંજ્યોતિર્વિશ્વં યેન સમન્વિતમ્[1] ॥ ૩॥

સ એષ પ્રકૃતિં સૂક્ષ્માં દૈવીં ગુણમયીં વિભુઃ ।
યદૃચ્છયૈવોપગતામભ્યપદ્યત લીલયા ॥ ૪॥

ગુણૈર્વિચિત્રાઃ સૃજતીં સ્વરૂપાઃ પ્રકૃતિં પ્રજાઃ ।
વિલોક્ય મુમુહે સદ્યઃ સ ઇહ જ્ઞાનગૂહયા ॥ ૫॥

એવં પરાભિધ્યાનેન કર્તૃત્વં પ્રકૃતેઃ પુમાન્ ।
કર્મસુ ક્રિયમાણેષુ ગુણૈરાત્મનિ મન્યતે ॥ ૬॥

તદસ્ય સંસૃતિર્બન્ધઃ પારતન્ત્ર્યં ચ તત્કૃતમ્ ।
ભવત્યકર્તુરીશસ્ય સાક્ષિણો નિર્વૃતાત્મનઃ ॥ ૭॥

કાર્યકારણકર્તૃત્વે કારણં પ્રકૃતિં વિદુઃ ।
ભોક્તૃત્વે સુખદુઃખાનાં પુરુષં[2] પ્રકૃતેઃ પરમ્ ॥ ૮॥

*દેવહૂતિરુવાચ*

પ્રકૃતેઃ પુરુષસ્યાપિ લક્ષણં પુરુષોત્તમ ।
બ્રૂહિ કારણયોરસ્ય સદસચ્ચ યદાત્મકમ્ ॥ ૯॥

*શ્રીભગવાનુવાચ*

યત્તત્ત્રિગુણમવ્યક્તં નિત્યં સદસદાત્મકમ્ ।
પ્રધાનં પ્રકૃતિં પ્રાહુરવિશેષં વિશેષવત્ ॥ ૧૦॥

પઞ્ચભિઃ પઞ્ચભિર્બ્રહ્મ ચતુર્ભિર્દશભિસ્તથા ।
એતચ્ચતુર્વિંશતિકં ગણં પ્રાધાનિકં વિદુઃ ॥ ૧૧॥

**શ્રીભગવાને કહ્યું** – હે માતા! હવે હું તમને પ્રકૃતિ વગેરે બધાં તત્ત્વોનાં ભિન્ન-ભિન્ન લક્ષણો બતાવું છું; તેમને જાણી લેવાથી મનુષ્ય પ્રકૃતિના ગુણોથી મુક્ત થઈ જાય છે. (૧) આત્મદર્શનરૂપી જ્ઞાન જ મનુષ્યના મોક્ષનું કારણ છે અને તે જ તેની અહંકારરૂપી હૃદયગ્રંથિને છેદનારું છે – એમ પંડિતજનો કહે છે. એ જ્ઞાનનું હું તમારી આગળ વર્ણન કરું છું. (૨) આ સઘળું જગત જેનાથી વ્યાપ્ત થઈને પ્રકાશિત થાય છે તે આત્મા જ પુરુષ છે; તે અનાદિ, નિર્ગુણ, પ્રકૃતિથી પર, અંતઃકરણમાં અનુભૂત થનારો અને સ્વયંપ્રકાશ છે. (૩) તે સર્વવ્યાપી પરમાત્માએ પોતાની પાસે લીલા-વિલાસપૂર્વક આવેલી અવ્યક્ત અને ત્રિગુણાત્મક વૈષ્ણવી માયાનો સ્વેચ્છાએ સ્વીકાર કરી લીધો. (તેથી પ્રકૃતિમાં ચૈતન્ય આવી ગયું.) (૪) લીલાપરાયણ પ્રકૃતિ પોતાના સત્ત્વ વગેરે ગુણો વડે તેમને જ અનુરૂપ પ્રજાનું સર્જન કરવા લાગી. આ જોઈને પુરુષ જ્ઞાનને ઢાંકી દેનારી તેની આવરણ-શક્તિથી મોહિત થઈ ગયો, પોતાના સ્વરૂપને ભૂલી ગયો. (૫) આ પ્રમાણે પોતાનાથી ભિન્ન પ્રકૃતિને જ પોતાનું સ્વરૂપ સમજી લેવાથી, પુરુષ પ્રકૃતિના ગુણો વડે કરવામાં આવતાં કર્મોનો પોતાને જ કર્તા માનવા લાગે છે. (૬) કર્તૃત્વના અભિમાનને લીધે જ અકર્તા, સ્વાધીન, સાક્ષી અને આનંદસ્વરૂપ પુરુષને જન્મ-મૃત્યુરૂપી બંધન અને પરતંત્રતાની પ્રાપ્તિ થાય છે. (૭) કાર્યરૂપી શરીર, કારણરૂપી ઇન્દ્રિયો તથા કર્તારૂપી ઇન્દ્રિય-અધિષ્ઠાતારૂપ દેવતાઓમાં પુરુષ પોતાપણાનું જે આરોપણ કરે છે તેમાં પંડિતો પ્રકૃતિને જ કારણ માને છે તથા વાસ્તવમાં પ્રકૃતિથી પર હોવા છતાં પણ પ્રકૃતિ-સ્થિત થઈ રહેલા પુરુષને સુખ-દુઃખોના ભોગનું કારણ માને છે. (૮)

**દેવહૂતિએ કહ્યું** – હે પુરુષોત્તમ! આ વિશ્વનાં સ્થૂળ-સૂક્ષ્મ કાર્યો જેમનાં સ્વરૂપ છે તથા એનાં જે કારણો છે તે પ્રકૃતિ અને પુરુષનાં લક્ષણ પણ આપ મને કહો. (૯)

**શ્રીભગવાને કહ્યું** – જે ત્રિગુણાત્મક, અવ્યક્ત, નિત્ય અને કાર્ય-કારણરૂપ છે તથા પોતે નિર્વિશેષ હોવા છતાં પણ તમામ વિશેષ ધર્મોનો આશ્રય છે તે 'પ્રધાન' નામના તત્ત્વને જ પ્રકૃતિ કહે છે. (૧૦) પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, ચાર અંતઃકરણો અને દસ ઇન્દ્રિયો – આ ચોવીસ તત્ત્વોના સમુદાયને વિદ્વાનો પ્રકૃતિનું કાર્ય માને છે. (૧૧)

[1] પ્રા. પા. – પ્રકાશિતમ્ । [2] પ્રા. પા. – પુરુષઃ પ્રકૃતેઃ પરઃ ।

મહાભૂતાનિ પઞ્ચૈવ ભૂરાપોઽગ્નિર્મરુન્નભઃ ।
તન્માત્રાણિ ચ તાવન્તિ ગન્ધાદીનિ મતાનિ મે ॥ ૧૨॥

ઇન્દ્રિયાણિ દશ શ્રોત્રં ત્વગ્દૃગ્રસનનાસિકાઃ ।
વાક્કરૌ ચરણૌ મેઢ્રં પાયુર્દશમ ઉચ્યતે ॥ ૧૩॥

મનો બુદ્ધિરહઙ્કારશ્ચિત્તમિત્યન્તરાત્મકમ્ ।
ચતુર્ધા લક્ષ્યતે ભેદો વૃત્ત્યા લક્ષણરૂપયા ॥ ૧૪॥

એતાવાનેવ સઙ્ખ્યાતો બ્રહ્મણઃ સગુણસ્ય હ ।
સન્નિવેશો મયા પ્રોક્તો યઃ કાલઃ પઞ્ચવિંશકઃ ॥ ૧૫॥

પ્રભાવં[1] પૌરુષં પ્રાહુઃ કાલમેકે યતો ભયમ્ ।
અહઙ્કારવિમૂઢસ્ય કર્તુઃ પ્રકૃતિમીયુષઃ ॥ ૧૬॥

પ્રકૃતેર્ગુણસામ્યસ્ય નિર્વિશેષસ્ય માનવિ ।
ચેષ્ટા યતઃ સ ભગવાન્ કાલ ઇત્યુપલક્ષિતઃ ॥ ૧૭॥

અન્તઃ પુરુષરૂપેણ કાલરૂપેણ યો બહિઃ ।
સમન્વેત્યેષ સત્ત્વાનાં ભગવાનાત્મમાયયા ॥ ૧૮॥

દૈવાત્ક્ષુભિતધર્મિણ્યાં સ્વસ્યાં યોનૌ પરઃ પુમાન્ ।
આધત્ત વીર્યં સાઽસૂત મહત્તત્ત્વં હિરણ્મયમ્ ॥ ૧૯॥

વિશ્વમાત્મગતં વ્યઞ્જન્ કૂટસ્થો જગદઙ્કુરઃ ।
સ્વતેજસાઽપિબત્તીવ્રમાત્મપ્રસ્વાપનં તમઃ ॥ ૨૦॥

યત્તત્સત્ત્વગુણં સ્વચ્છં શાન્તં ભગવતઃ પદમ્ ।
યદાહુર્વાસુદેવાખ્યં ચિત્તં તન્મહદાત્મકમ્ ॥ ૨૧॥

સ્વચ્છત્વમવિકારિત્વં શાન્તત્વમિતિ ચેતસઃ ।
વૃત્તિભિર્લક્ષણં પ્રોક્તં યથાઽપાં પ્રકૃતિઃ પરા ॥ ૨૨॥

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ – આ પાંચ મહાભૂતો છે; ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ – આ પાંચ તન્માત્ર માનવામાં આવ્યાં છે. (૧૨) શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, નાસિકા, વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ – આ દસ ઇન્દ્રિયો છે. (૧૩) મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર – આ ચાર રૂપે એક અંતઃકરણ પોતાની સંકલ્પ, નિશ્ચય, ચિંતા અને અભિમાન-રૂપી ચાર પ્રકારની વૃત્તિઓથી લક્ષિત થાય છે. (૧૪) આ પ્રમાણે તત્ત્વજ્ઞાની પુરુષોએ સગુણ બ્રહ્મનાં સન્નિવેશસ્થાનભૂત આ ચોવીસ તત્ત્વોની સંખ્યા બતાવી છે. આ સિવાય જે કાળ છે તે પચ્ચીસમું તત્ત્વ છે. (૧૫) કેટલાક લોકો કાળને પુરુષથી પૃથક્ તત્ત્વ નહીં માનતાં, તેને પુરુષનો પ્રભાવ અર્થાત્ ઈશ્વરની સંહારક શક્તિ કહે છે; કે જેનાથી માયાના કાર્યરૂપ શરીર વગેરેમાં પોતાપણાનું અભિમાન કરીને અહંકારથી મોહિત થયેલા અને પોતાને કર્તા માનનારા જીવને નિરંતર ભય રહ્યા કરે છે. (૧૬) હે મનુપુત્રી! જેમની પ્રેરણાથી ગુણોની સમાન-અવસ્થારૂપ નિર્વિશેષ પ્રકૃતિમાં ગતિ (સંચાર) ઉત્પન્ન થાય છે તે પુરુષ-રૂપ ભગવાનને જ વાસ્તવમાં 'કાળ' કહેવામાં આવે છે. (૧૭) આ પ્રમાણે જેઓ પોતાની માયા થકી બધાં પ્રાણીઓની અંદર જીવરૂપે અને બહાર કાળરૂપે વ્યાપેલા છે તે ભગવાન જ પચીસમું તત્ત્વ છે. (૧૮)

(જ્યારે પરમપુરુષ પરમાત્માએ જીવોના પ્રારબ્ધને લીધે ક્ષોભ પામેલી, સમસ્ત જીવોના ઉત્પત્તિસ્થાન એવી પોતાની માયામાં ચિત્-શક્તિરૂપી વીર્ય સ્થાપિત કર્યું ત્યારે તેનાથી તેજોમય મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. (૧૯) લય-વિક્ષેપ વગેરેથી રહિત તથા જગતના અંકુરરૂપ આ મહત્તત્ત્વે પોતાનામાં સ્થિત વિશ્વને પ્રગટ કરવા માટે, પોતાના સ્વરૂપને ઢાંકી દેનારા પ્રલયકાલીન અંધકારને પોતાના જ તેજ વડે પી લીધો. અર્થાત્ મહતત્ત્વ ઉત્પન્ન થતાં જ અંધકાર નષ્ટ થઈ ગયો. (૨૦)

સત્ત્વગુણમય, નિર્મળ, શાંત અને ભગવત્પ્રાપ્તિ-સ્થાન-રૂપી જે ચિત્ત છે તે જ મહત્તત્ત્વ છે અને તેને વાસુદેવ કહે છે.* (૨૧) જે રીતે પૃથ્વી વગેરે અન્ય પદાર્થોના સંસર્ગ પૂર્વે જળ પોતાની સ્વાભાવિક (ફીણ-મોજાંથી રહિત) અવસ્થામાં અત્યંત નિર્મળ, વિકારરહિત અને શાંત હોય છે તેવી જ રીતે ચિત્ત પણ સ્વાભાવિક રીતે જ નિર્મળ, અવિકારી અને શાંત

૧. પ્રા. પા. – પ્રધાનં પુરુષં પ્રા૦ ।

* અધ્યાત્મમાં જેને ચિત્ત કહે છે તેને અધિભૂતમાં મહત્તત્ત્વ કહેવામાં આવે છે. ચિત્તમાં અધિષ્ઠાતા 'ક્ષેત્રજ્ઞ' અને ઉપાસ્ય-દેવ 'વાસુદેવ' છે. આ જ પ્રમાણે અહંકારમાં અધિષ્ઠાતા 'રુદ્ર' અને ઉપાસ્ય-દેવ 'સંકર્ષણ' છે, બુદ્ધિમાં અધિષ્ઠાતા 'બ્રહ્મા' અને ઉપાસ્ય-દેવ 'પ્રદ્યુમ્ન' છે તથા મનમાં અધિષ્ઠાતા 'ચંદ્રમા' અને ઉપાસ્ય-દેવ 'અનિરુદ્ધ' છે.

મહત્તત્ત્વાદ્વિકુર્વાણાદ્ભગવદ્વીર્યસમ્ભવાત્ ।
ક્રિયાશક્તિરહઙ્કારસ્ત્રિવિધઃ સમપદ્યત ॥ ૨૩॥

વૈકારિકસ્તૈજસશ્ચ તામસશ્ચ યતો ભવઃ ।
મનસશ્ચેન્દ્રિયાણાં ચ ભૂતાનાં મહતામપિ ॥ ૨૪॥

સહસ્રશિરસં સાક્ષાદ્યમનન્તં પ્રચક્ષતે[1] ।
સઙ્કર્ષણાખ્યં પુરુષં ભૂતેન્દ્રિયમનોમયમ્ ॥ ૨૫॥

કર્તૃત્વં કરણત્વં ચ કાર્યત્વં ચેતિ લક્ષણમ્ ।
શાન્તઘોરવિમૂઢત્વમિતિ[2] વા સ્યાદહઙ્કૃતેઃ ॥ ૨૬॥

વૈકારિકાદ્વિકુર્વાણાન્મનસ્તત્ત્વમજાયત ।
યત્સઙ્કલ્પવિકલ્પાભ્યાં વર્તતે કામસમ્ભવઃ[3] ॥ ૨૭॥

યદ્વિદુર્હ્યનિરુદ્ધાખ્યં હૃષીકાણામધીશ્વરમ્ ।
શારદેન્દીવરશ્યામં સંરાધ્યં યોગિભિઃ શનૈઃ ॥ ૨૮॥

તૈજસાત્તુ વિકુર્વાણાદ્ બુદ્ધિતત્ત્વમભૂત્સતિ ।
દ્રવ્યસ્ફુરણવિજ્ઞાનમિન્દ્રિયાણામનુગ્રહઃ ॥ ૨૯॥

સંશયોઽથ વિપર્યાસો નિશ્ચયઃ સ્મૃતિરેવ ચ ।
સ્વાપ ઇત્યુચ્યતે બુદ્ધેર્લક્ષણં વૃત્તિતઃ પૃથક્[4] ॥ ૩૦॥

તૈજસાનીન્દ્રિયાણ્યેવ ક્રિયાજ્ઞાનવિભાગશઃ ।
પ્રાણસ્ય હિ ક્રિયા શક્તિર્બુદ્ધેર્વિજ્ઞાનશક્તિતા ॥ ૩૧॥

તામસાચ્ચ વિકુર્વાણાદ્ભગવદ્વીર્યચોદિતાત્ ।
શબ્દમાત્રમભૂત્તસ્માન્નભઃ[5] શ્રોત્રં તુ શબ્દગમ્ ॥ ૩૨॥

અર્થાશ્રયત્વં શબ્દસ્ય દ્રષ્ટુર્લિઙ્ગત્વમેવ ચ ।
તન્માત્રત્વં ચ નભસો લક્ષણં કવયો વિદુઃ ॥ ૩૩॥

ભૂતાનાં છિદ્રદાતૃત્વં બહિરન્તરમેવ ચ ।
પ્રાણેન્દ્રિયાત્મધિષ્ણ્યત્વં નભસો વૃત્તિલક્ષણમ્ ॥ ૩૪॥

નભસઃ શબ્દતન્માત્રાત્કાલગત્યા વિકુર્વતઃ ।
સ્પર્શોઽભવત્તતો વાયુસ્ત્વક્ સ્પર્શસ્ય ચ સઙ્ગ્રહઃ ॥ ૩૫॥

મૃદુત્વં કઠિનત્વં ચ શૈત્યમુષ્ણત્વમેવ ચ ।
એતત્સ્પર્શસ્ય સ્પર્શત્વં તન્માત્રત્વં નભસ્વતઃ ॥ ૩૬॥

હોય છે. (૨૨) ત્યારપછી ભગવાનની વીર્યરૂપી ચિત્-શક્તિથી ઉત્પન્ન થયેલા મહત્તત્ત્વના વિકૃત થવાથી તેમાંથી ક્રિયા-શક્તિપ્રધાન અહંકાર ઉત્પન્ન થયો; તે વૈકારિક, તૈજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો છે. તેનાથી ક્રમશઃ મન, ઇન્દ્રિયો અને પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થઈ. (૨૩-૨૪) આ ભૂતો, ઇન્દ્રિયો અને મનરૂપી અહંકારને જ પંડિતો સાક્ષાત્ 'સંકર્ષણ' નામના હજાર માથાંવાળા અનંતદેવ કહે છે. (૨૫) આ અહંકારનું લક્ષણ દેવતારૂપે કર્તૃત્વ, ઇન્દ્રિયોરૂપે કરણત્વ અને પંચભૂતોરૂપે કાર્યત્વ છે; તથા સત્ત્વ વગેરે ગુણોના સંબંધે તેનાં લક્ષણ શાંતત્વ, ઘોરત્વ અને મૂઢત્વ પણ છે. (૨૬) ઉપર્યુક્ત ત્રણ પ્રકારના અહંકાર પૈકીના વૈકારિક અહંકારના વિકૃત થવાથી તેનામાંથી મન (ઉત્પન્ન) થયું, કે જેના સંકલ્પ-વિકલ્પોથી કામનાઓની ઉત્પત્તિ થાય છે. (૨૭) આ મન-તત્ત્વ જ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા 'અનિરુદ્ધ'ના નામે પ્રસિદ્ધ છે. યોગીઓ શરદઋતુના નીલકમળ જેવા શ્યામવર્ણના આ અનિરુદ્ધજીની, ધીરે ધીરે મનને વશ કરીને, આરાધના કરે છે. (૨૮) હે સાધ્વી! પછી તૈજસ અહંકારમાં વિકાર થવાથી તેમાંથી બુદ્ધિ-તત્ત્વ ઉત્પન્ન થયું. વસ્તુનું સ્ફુરણા-રૂપ વિજ્ઞાન થવું અને ઇન્દ્રિયોના વ્યાપારમાં સહાયક થવું – પદાર્થોનું વિશેષ જ્ઞાન કરવું – આ બુદ્ધિનાં કાર્ય છે. (૨૯) વૃત્તિઓના ભેદની દૃષ્ટિએ સંશય, વિપર્યય (વિપરીત જ્ઞાન), નિશ્ચય, સ્મૃતિ અને નિદ્રા – આ પણ બુદ્ધિનાં જ લક્ષણ છે. આ બુદ્ધિતત્ત્વ જ 'પ્રદ્યુમ્ન' છે. (૩૦) ઇન્દ્રિયો પણ તૈજસ અહંકારનું જ કાર્ય છે. કર્મ અને જ્ઞાનના વિભાગની દૃષ્ટિએ તેમના કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો એમ બે પ્રકાર છે. તેમાં કર્મ એ પ્રાણની શક્તિ છે અને જ્ઞાન એ બુદ્ધિની શક્તિ છે. (૩૧)

ભગવાનની ચેતન-શક્તિની પ્રેરણાથી તામસ અહંકારના વિકૃત થવાથી તેનામાંથી શબ્દ-તન્માત્રનો પ્રાદુર્ભાવ થયો. શબ્દ-તન્માત્રમાંથી આકાશનું તથા શબ્દનું જ્ઞાન કરાવનારી શ્રોત્ર-ઇન્દ્રિય ઉત્પન્ન થઈ. (૩૨) અર્થ દ્વારા શબ્દ સમજાય છે અને શબ્દ દ્વારા વ્યક્તિ ઓળખાય છે. શબ્દ આકાશનું સૂક્ષ્મ તન્માત્ર છે. એવું વિદ્વાનોએ કહ્યું છે. (૩૩) ભૂતોને અવકાશ આપવો, સૌની અંદર-બહાર વિદ્યમાન રહેવું તથા પ્રાણ, ઇન્દ્રિયો અને મનના આશ્રય થવું – આ આકાશનાં વૃત્તિ (કાર્ય)રૂપ લક્ષણો છે. (૩૪)

એ પછી શબ્દ-તન્માત્રના કાર્યભૂત આકાશમાં કાળની ગતિને લીધે વિકાર થવાથી સ્પર્શ-તન્માત્રની ઉત્પત્તિ થઈ અને તેનાથી વાયુ તથા સ્પર્શ-ગ્રહણ કરાવનારી ત્વક્-ઇન્દ્રિય (ત્વચા) ઉત્પન્ન થઈ. (૩૫) કોમળતા, કઠોરતા, શીતળતા અને

૧. પ્રા. પા. – પ્રવર્તતે । ૨. પ્રા. પા. – શાન્તં ઘોરં વિ૦ । ૩. પ્રા. પા. – કાર્યસ૦ । ૪. પ્રા. પા. – ક્વચિત્ । ૫. પ્રા. પા. – તત્ત્વન્નભઃ ।

ચાલનં વ્યૂહનં પ્રાપ્તિર્નેતૃત્વં દ્રવ્યશબ્દયોઃ ।
સર્વેન્દ્રિયાણામાત્મત્વં વાયોઃ કર્માભિલક્ષણમ્ ॥ ૩૭॥

વાયોશ્ચ સ્પર્શતન્માત્રાદ્રૂપં દૈવેરિતાદભૂત્ ।
સમુત્થિતં તતસ્તેજશ્ચક્ષૂ રૂપોપલમ્ભનમ્ ॥ ૩૮॥

દ્રવ્યાકૃતિત્વં ગુણતા વ્યક્તિસંસ્થાત્વમેવ ચ ।
તેજસ્ત્વં તેજસઃ સાધ્વિ રૂપમાત્રસ્ય વૃત્તયઃ ॥ ૩૯॥

દ્યોતનં પચનં પાનમદનં હિમમર્દનમ્ ।
તેજસો વૃત્તયસ્ત્વેતાઃ શોષણં ક્ષુત્તૃડેવ ચ ॥ ૪૦॥

રૂપમાત્રાદ્વિકુર્વાણાત્તેજસો દૈવચોદિતાત્ ।
રસમાત્રમભૂત્તસ્માદમ્ભો જિહ્વા રસગ્રહઃ ॥ ૪૧॥

કષાયો મધુરસ્તિક્તઃ કટ્વમ્લ ઇતિ નૈકધા[1] ।
ભૌતિકાનાં વિકારેણ રસ એકો વિભિદ્યતે ॥ ૪૨॥

ક્લેદનં પિણ્ડનં તૃપ્તિઃ પ્રાણનાપ્યાયનોન્દનમ્ ।
તાપાપનોદો ભૂયસ્ત્વમમ્ભસો વૃત્તયસ્ત્વિમાઃ ॥ ૪૩॥

રસમાત્રાદ્વિકુર્વાણાદમ્ભસો દૈવચોદિતાત્ ।
ગન્ધમાત્રમભૂત્તસ્માત્પૃથ્વી ઘ્રાણસ્તુ ગન્ધગઃ ॥ ૪૪॥

કરમ્ભપૂતિસૌરભ્યશાન્તોગ્રામ્લાદિભિઃ[2] પૃથક્ ।
દ્રવ્યાવયવવૈષમ્યાદ્ ગન્ધ એકો વિભિદ્યતે ॥ ૪૫॥

ભાવનં બ્રહ્મણઃ સ્થાનં ધારણં સદ્વિશેષણમ્ ।
સર્વસત્ત્વગુણોદ્ભેદઃ પૃથિવીવૃત્તિલક્ષણમ્ ॥ ૪૬॥

ઉષ્ણતાનો અનુભવ થવો તથા વાયુનું સૂક્ષ્મ રૂપ થવું – આ સ્પર્શનાં લક્ષણ છે. (૩૬) વૃક્ષની ડાળીઓ વગેરેને હલાવવાં, તણખલાં વગેરેને એકઠાં કરવાં, સર્વત્ર પહોંચવું, ગંધ વગેરેથી યુક્ત દ્રવ્યોને ઘ્રાણેન્દ્રિય વગેરે ઇન્દ્રિયોની પાસે તથા શબ્દોને શ્રોત્રેન્દ્રિયની પાસે લઈ જવાં તથા સમસ્ત ઇન્દ્રિયોને કાર્યશક્તિ પ્રદાન કરવી – આ વાયુની વૃત્તિઓનાં લક્ષણ છે. (૩૭)

ત્યારબાદ દૈવની પ્રેરણાથી સ્પર્શ-તન્માત્રવિશિષ્ટ વાયુના વિકૃત થવાથી તેનામાંથી રૂપ-તન્માત્રની ઉત્પત્તિ થઈ અને તેનાથી તેજ અને રૂપની ઉપલબ્ધિ કરાવનારી નેત્ર-ઇન્દ્રિયનો પ્રાદુર્ભાવ થયો. (૩૮) હે સાધ્વી! વસ્તુના આકારનો બોધ કરાવવો, ગુણજ્ઞાન થવું અર્થાત્ દ્રવ્યનું અંગરૂપે પ્રતીત થવું, દ્રવ્યનો આકાર, પ્રકાર, પરિમાણ વગેરે જેવાં હોય તે જ રૂપે જણાઈ આવવાં તથા તેજનું સ્વરૂપભૂત થવું – આ બધી રૂપ-તન્માત્રની વૃત્તિઓ છે. (૩૯) ચમકવું, પકવવું, ઠંડી દૂર કરવી, સૂકવવું, ભૂખ-તરસ લગાડવાં અને તેના નિવારણ માટે ભોજન કરાવવું તથા પાણી પાવું – આ તેજની વૃત્તિઓ છે. (૪૦)

એ પછી દૈવની પ્રેરણાથી રૂપ-તન્માત્રમય તેજનો વિકાર થવાથી તેનામાંથી રસ-તન્માત્રની ઉત્પત્તિ થઈ અને તેનાથી જળ અને રસને ગ્રહણ કરનારી રસના-ઇન્દ્રિય (જીભ) ઉત્પન્ન થઈ. (૪૧) રસ પોતાના શુદ્ધ સ્વરૂપમાં એક જ છે; પરંતુ અન્ય ભૌતિક પદાર્થોનો સંયોગ થવાથી તે તૂરો, ગળ્યો, તીખો, કડવો, ખાટો, ખારો વગેરે પ્રકારનો બની જાય છે. (૪૨) પલાળવું, માટી વગેરેને ગોળાકાર બનાવવાં, તૃપ્તિ કરવી, જીવિત રાખવું, તરસ છિપાવવી, પદાર્થોને મુલાયમ બનાવવા, તાપનું નિવારણ કરવું અને કૂવા વગેરેમાંથી કાઢી લેવામાં આવે તોપણ ત્યાં વારંવાર પુનઃ પ્રગટ થવું – આ જળની વૃત્તિઓ છે. (૪૩)

ત્યારપછી દૈવની પ્રેરણાથી રસસ્વરૂપ જળનો વિકાર થવાથી તેનામાંથી ગંધ-તન્માત્રની ઉત્પત્તિ થઈ અને તેનાથી પૃથ્વી તથા ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણ-ઇન્દ્રિય પ્રગટ થઈ. (૪૪) ગંધ એક જ છે; પરંતુ પરસ્પર સંયોગ પામેલાં દ્રવ્યોના પ્રમાણના વત્તા-ઓછાપણાને લીધે તે મિશ્રગંધ, દુર્ગંધ, હળવી, તીવ્ર, અમ્લ (ખાટી વાસ) વગેરે અનેક પ્રકારની બની જાય છે. (૪૫) પ્રતિમા વગેરે રૂપે બ્રહ્મની સાકાર ભાવનાનો આશ્રય બનવું, જળ વગેરે કારણતત્ત્વોથી ભિન્ન કોઈ અન્ય આશ્રયની અપેક્ષા રાખ્યા વિના જ સ્થિત રહેવું, જળ વગેરે અન્ય પદાર્થો ધારણ કરવા, આકાશ વગેરેનું વિભાજન કરવું (ઘટાકાશ, મઠાકાશ વગેરે ભેદ કરવા.) તથા વિશેષ પરિણામરૂપે સમસ્ત પ્રાણીઓના (સ્ત્રીત્વ, પુરુષત્વ વગેરે) ગુણો પ્રગટ કરવા – આ પૃથ્વીનાં કાર્યરૂપી લક્ષણ છે. (૪૬)

૧. પ્રા. પા. – નૈકશઃ । ૨. પ્રા. પા. – ગ્રામ્લ૦ ।

નભોગુણવિશેષોઽર્થો યસ્ય તચ્છ્રોત્રમુચ્યતે ।
વાયોર્ગુણવિશેષોઽર્થો યસ્ય તત્સ્પર્શનં વિદુઃ ॥ ૪૭॥

તેજોગુણવિશેષોઽર્થો યસ્ય તચ્ચક્ષુરુચ્યતે ।
અમ્ભોગુણવિશેષોઽર્થો યસ્ય તદ્‌રસનં વિદુઃ ।
ભૂમેર્ગુણવિશેષોઽર્થો યસ્ય સ ઘ્રાણ ઉચ્યતે ॥ ૪૮॥

પરસ્ય દૃશ્યતે ધર્મો હ્યપરસ્મિન્ સમન્વયાત્ ।
અતો વિશેષો ભાવાનાં ભૂમાવેવોપલક્ષ્યતે[1] ॥ ૪૯॥

એતાન્યસંહત્ય યદા મહદાદીનિ સપ્ત વૈ ।
કાલકર્મગુણોપેતો જગદાદિરુપાવિશત્ ॥ ૫૦॥

તતસ્તેનાનુવિદ્ધેભ્યો યુક્તેભ્યોઽણ્ડમચેતનમ્ ।
ઉત્થિતં પુરુષો યસ્માદુદતિષ્ઠદસૌ વિરાટ્ ॥ ૫૧॥

એતદણ્ડં વિશેષાખ્યં ક્રમવૃદ્ધૈર્દશોત્તરૈઃ ।
તોયાદિભિઃ પરિવૃતં પ્રધાનેનાવૃતૈર્બહિઃ[2] ।
યત્ર લોકવિતાનોઽયં રૂપં ભગવતો હરેઃ ॥ ૫૨॥

હિરણ્મયાદણ્ડકોશાદુત્થાય સલિલેશયાત્ ।
તમાવિશ્ય મહાદેવો બહુધા નિર્બિભેદ ખમ્ ॥ ૫૩॥

નિરભિદ્યતાસ્ય પ્રથમં મુખં વાણી તતોઽભવત્ ।
વાણ્યા વહ્નિરથો નાસે પ્રાણોતો ઘ્રાણ એતયોઃ ॥ ૫૪॥

ઘ્રાણાદ્વાયુરભિદ્યેતામક્ષિણી[3] ચક્ષુરેતયોઃ ।
તસ્માત્સૂર્યો વ્યભિદ્યેતાં[4] કર્ણૌ શ્રોત્રં તતો દિશઃ ॥ ૫૫॥

નિર્બિભેદ વિરાજસ્ત્વગ્રોમશ્મશ્ર્વાદયસ્તતઃ ।
તત ઓષધયશ્ચાસન્ શિશ્નં નિર્બિભિદે તતઃ ॥ ૫૬॥

રેતસ્તસ્માદાપ આસન્નિરભિદ્યત વૈ ગુદમ્ ।
ગુદાદપાનોઽપાનાચ્ચ મૃત્યુર્લોકભયઙ્કરઃ ॥ ૫૭॥

આકાશનો વિશેષ ગુણ શબ્દ જેનો વિષય છે તે શ્રોત્રેન્દ્રિય (કાન) છે; વાયુનો વિશેષ ગુણ સ્પર્શ જેનો વિષય છે તે ત્વગિન્દ્રિય (ત્વચા) છે; તેજનો વિશેષ ગુણ રૂપ જેનો વિષય છે તે નેત્રેન્દ્રિય (ચક્ષુ) છે; જળનો વિશેષ ગુણ રસ જેનો વિષય છે તે રસનેન્દ્રિય (જીભ) છે અને પૃથ્વીનો વિશેષ ગુણ ગંધ જેનો વિષય છે તેને ઘ્રાણેન્દ્રિય (નાસિકા) કહે છે. (૪૭-૪૮) વાયુ વગેરે કાર્ય-તત્ત્વોમાં આકાશ વગેરે કારણ-તત્ત્વો વિદ્યમાન હોવાથી તેમના ગુણ પણ અનુગત જોવા મળે છે; તેથી સમસ્ત મહાભૂતોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ ગુણો માત્ર પૃથ્વીમાં જ જોવા મળે છે. (૪૯) જ્યારે મહત્તત્ત્વ, અહંકાર અને પંચભૂતો – આ સાત તત્ત્વો પરસ્પર મળીને એક થઈ શક્યાં નહીં – અલગ-અલગ જ રહી ગયાં ત્યારે જગતના આદિકારણ શ્રીનારાયણે તેમનામાં કાળ, અદૃષ્ટ અને સત્ત્વ વગેરે ગુણો સમેત પ્રવેશ કર્યો. (૫૦) પછી પરમાત્માના પ્રવેશવાથી ક્ષુબ્ધ થયેલા અને પરસ્પર ભળી ગયેલાં તે તત્ત્વોમાંથી એક અચેતન અંડ ઉત્પન્ન થયો. તે અંડથી આ વિરાટ પુરુષની અભિવ્યક્તિ થઈ. (૫૧) આ અંડનું નામ 'વિશેષ' છે, તેની અંતર્ગત શ્રીહરિનાં સ્વરૂપભૂત ચૌદ ભુવનોનો વિસ્તાર છે. એ ચારે બાજુએથી એકબીજાથી દસ-દસ ગણાં જળ, અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર અને મહત્તત્ત્વ – આ છ આવરણોથી વીંટળાયેલો છે. એ બધાંની બહાર સાતમું પ્રકૃતિનું આવરણ છે. (૫૨) કારણરૂપ જળમાં રહેલા તે તેજોમય અંડમાંથી ઊઠીને આ વિરાટ પુરુષે ફરી તેમાં પ્રવેશ કર્યો અને પછી તેમાં કેટલાક પ્રકારનાં છિદ્રો કર્યાં. (૫૩) સૌપ્રથમ એનામાં મુખ પ્રગટ થયું, તેનાથી વાક્-ઇન્દ્રિય અને પછી વાક્ (વાણી)નો અધિષ્ઠાતા અગ્નિ ઉત્પન્ન થયો. પછી નાકનાં છિદ્રો (નસકોરાં) પ્રગટ થયાં, તેનાથી પ્રાણસહિત ઘ્રાણ-ઇન્દ્રિય ઉત્પન્ન થઈ. (૫૪) ઘ્રાણ પછી તેનો અધિષ્ઠાતા વાયુ ઉત્પન્ન થયો. ત્યારપછી નેત્રગોલક પ્રગટ થયાં, તેમનામાંથી ચક્ષુ-ઇન્દ્રિય પ્રગટ થઈ અને તેની અંતર્ગત તેનો અધિષ્ઠાતા સૂર્ય ઉત્પન્ન થયો. પછી કાનનાં છિદ્રો પ્રગટ થયાં, તેનાથી તેમની ઇન્દ્રિય શ્રોત્ર અને તેના અભિમાની દિક્-દેવતા (દિશાઓ) પ્રગટ થયા. (૫૫) ત્યારબાદ તે વિરાટ પુરુષની ત્વચા ઉત્પન્ન થઈ. તેનાથી રુવાંટાં, મૂછ-દાઢી તથા માથાના વાળ પ્રગટ થયા અને તે પછી ત્વચાની અભિમાની ઔષધિઓ (અન્ન વગેરે) ઉત્પન્ન થઈ. ત્યારપછી લિંગ પ્રગટ થયું. (૫૬) તેનાથી વીર્ય અને વીર્ય પ્રગટ થયા પછી લિંગનું અભિમાની આપોદેવ (આપ-જળ) ઉત્પન્ન થયું. પછી ગુદા પ્રગટ થઈ, તેનાથી અપાન-વાયુ અને એ પછી તે અપાનના અભિમાની દેવતા,

૧. પ્રા. પા. – ૦લભ્યતે । ૨. પ્રા. પા. – નેન વૃતૈ૦ । ૩-૪. પ્રાચીન પ્રતમાં ચિહ્નાંક ૩ અને ૪ની વચ્ચેનો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે.

હસ્તૌ ચ નિરભિદ્યેતાં બલં તાભ્યાં તતઃ સ્વરાટ્ ।
પાદૌ ચ નિરભિદ્યેતાં ગતિસ્તાભ્યાં તતો હરિઃ ॥ ૫૮॥

નાડ્યોઽસ્ય નિરભિદ્યન્ત તાભ્યો લોહિતમાભૃતમ્[1] ।
નદ્યસ્તતઃ સમભવન્નુદરં નિરભિદ્યત ॥ ૫૯॥

ક્ષુત્પિપાસે તતઃ સ્યાતાં સમુદ્રસ્ત્વેતયોરભૂત્ ।
અથાસ્ય હૃદયં ભિન્નં હૃદયાન્મન ઉત્થિતમ્ ॥ ૬૦॥

મનસશ્ચન્દ્રમા જાતો બુદ્ધિર્બુદ્ધેર્ગિરાં પતિઃ ।
અહઙ્કારસ્તતો રુદ્રશ્ચિત્તં ચૈત્યસ્તતોઽભવત્ ॥ ૬૧॥

એતે હ્યભ્યુત્થિતા દેવા નૈવાસ્યોત્થાપનેઽશકન્ ।
પુનરાવિવિશુઃ ખાનિ તમુત્થાપયિતું ક્રમાત્ ॥ ૬૨॥

વહ્નિર્વાચા મુખં ભેજે નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
ઘ્રાણેન[2] નાસિકે વાયુર્નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૩॥

અક્ષિણી ચક્ષુષાઽઽદિત્યો નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
શ્રોત્રેણ કર્ણૌ ચ દિશો નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૪॥

ત્વચં રોમભિરોષધ્યો નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
રેતસા શિશ્નમાપસ્તુ નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૫॥

ગુદં મૃત્યુરપાનેન નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
હસ્તાવિન્દ્રો બલેનૈવ નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૬॥

વિષ્ણુર્ગત્યૈવ ચરણૌ નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
નાડીર્નદ્યો લોહિતેન નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૭॥

ક્ષુત્તૃડ્ભ્યામુદરં સિન્ધુર્નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
હૃદયં મનસા ચન્દ્રો નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૮॥

બુદ્ધ્યા બ્રહ્માપિ હૃદયં નોદતિષ્ઠત્તદા વિરાટ્ ।
રુદ્રોઽભિમત્યા હૃદયં નોદતિષ્ઠત્તદા વિરાટ્ ॥ ૬૯॥

ચિત્તેન હૃદયં ચૈત્યઃ ક્ષેત્રજ્ઞઃ પ્રાવિશદ્યદા ।
વિરાટ્ તદૈવ પુરુષઃ સલિલાદુદતિષ્ઠત ॥ ૭૦॥

લોકને ભયભીત કરનાર મૃત્યુદેવતા પ્રગટ થયા. (૫૭) ત્યારપછી હાથ પ્રગટ થયા, તેમનાથી બળ અને એ પછી હસ્ત-ઇન્દ્રિયના અભિમાની દેવતા ઇન્દ્ર ઉત્પન્ન થયા. પછી ચરણ પ્રગટ થયાં, તેમનાથી ગતિ (ચાલવાની ક્રિયા - ગમન) અને પછી પાદ-ઇન્દ્રિયના અભિમાની વિષ્ણુદેવતા ઉત્પન્ન થયા. (૫૮) આ પ્રમાણે વિરાટ પુરુષને નાડીઓ (રક્તવાહિનીઓ) પ્રગટ થઈ ત્યારે તેમનાથી રુધિર ઉત્પન્ન થયું અને તેનાથી નદીઓ (પ્રગટ) થઈ. પછી તેને ઉદર (પેટ) પ્રગટ થયું. (૫૯) તેનાથી ભૂખ-તરસની અભિવ્યક્તિ થઈ અને પછી ઉદરના અભિમાની સમુદ્રદેવતા ઉત્પન્ન થયા. ત્યારપછી તેમને હૃદય પ્રગટ થયું, હૃદયથી મનનું પ્રાગટ્ય થયું. (૬૦) મન પ્રગટ થયા પછી તેના અભિમાની દેવતા ચંદ્ર (પ્રગટ) થયા. પછી હૃદયથી જ બુદ્ધિ અને તે પછી તેના અભિમાની બ્રહ્મદેવતા (પ્રગટ) થયા. તે પછી અહંકાર અને ત્યારપછી તેના અભિમાની રુદ્રદેવતા ઉત્પન્ન થયા. ત્યારબાદ ચિત્ત અને તેના અભિમાની દેવતા ક્ષેત્રજ્ઞનું પ્રાગટ્ય થયું. (૬૧)

ક્ષેત્રજ્ઞ સિવાયના તે તમામ દેવતાઓ ઉત્પન્ન થઈને પણ જ્યારે વિરાટ પુરુષને ઉઠાડવામાં અસમર્થ રહ્યા ત્યારે તેને ઉઠાડવા માટે ફરી પાછા ક્રમશઃ પોતપોતાનાં ઉત્પત્તિસ્થાનોમાં પ્રવેશ કરવા લાગ્યા. (૬૨) અગ્નિએ વાણી સાથે મુખમાં પ્રવેશ કર્યો, પરંતુ તેનાથી વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. વાયુએ ઘ્રાણેન્દ્રિય સાથે નસકોરાંઓમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૩) સૂર્યે ચક્ષુ સાથે નેત્રોમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. દિશાઓએ શ્રવણેન્દ્રિય સાથે કાનોમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૪) ઔષધિઓએ રુવાંટાં સાથે ત્વચામાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. જળે વીર્ય સાથે લિંગમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૫) મૃત્યુએ અપાન સાથે ગુદામાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. ઇન્દ્રે બળ સાથે હાથોમાં પ્રવેશ કર્યો, પણ તેનાથીય વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૬) વિષ્ણુએ ગતિ સાથે ચરણોમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. નદીઓએ રુધિર સાથે નાડીઓમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૭) સમુદ્રે ભૂખ-તરસ સાથે ઉદર (પેટ)માં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. ચંદ્રમાએ મન સાથે હૃદયમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૮) બ્રહ્માએ બુદ્ધિ સહિત હૃદયમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. રુદ્રે અહંકાર સાથે તેના હૃદયમાં પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઊઠ્યો નહીં. (૬૯) પરંતુ જ્યારે ચિત્તના અધિષ્ઠાતા ક્ષેત્રજ્ઞે ચિત્ત સાથે હૃદયમાં પ્રવેશ કર્યો ત્યારે વિરાટ

૧. પ્રા. પા. – ૦માશ્રિતમ્ । ૨. પ્રાચીન પ્રતમાં અહીં આ ઉત્તરાર્ધ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે તથા ૬૫મા શ્લોકનાં 'રેતસા શિશ્નમા૦' એ ભાગ આની પહેલાં મૂળમાં પણ છે, પણ 'ઘ્રાણેન'ની જગ્યાએ 'પ્રાણેન' અને 'નાસિકે'ની જગ્યાએ 'નાસિકા' પાઠ છે.

યથા પ્રસુપ્તં પુરુષં પ્રાણેન્દ્રિયમનોધિયઃ ।
પ્રભવન્તિ વિના યેન નોત્થાપયિતુમોજસા ॥ ૭૧॥

તમસ્મિન્પ્રત્યગાત્માનં ધિયા યોગપ્રવૃત્તયા ।
ભક્ત્યા વિરક્ત્યા જ્ઞાનેન વિવિચ્યાત્મનિ ચિન્તયેત્ ॥ ૭૨॥

પુરુષ તે જ સમયે જળમાંથી ઊઠીને ઊભો થઈ ગયો. (૭૦) જેમ લોકમાં પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે ચિત્તના અધિષ્ઠાતા ક્ષેત્રજ્ઞની સહાય વિના, પોતાના બળથી, સૂતેલા પ્રાણીને ઊઠાડી શકતાં નથી તેવી જ રીતે તે ક્ષેત્રજ્ઞ પણ પરમાત્માની સહાય વિના વિરાટ પુરુષને ઉઠાડી શક્યા નહીં. (૭૧) તેથી ભક્તિ, વૈરાગ્ય અને ચિત્તની એકાગ્રતાથી પ્રગટ થયેલા જ્ઞાન વડે તે અંતરાત્મ-સ્વરૂપ ક્ષેત્રજ્ઞને આ શરીરથી ભિન્ન જાણીને તેનું ચિંતન કરવું જોઈએ. (૭૨)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયે તત્ત્વસમામ્નાયે ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬॥**

**ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય-તત્ત્વસમામ્નાયમાંનો છવ્વીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# સત્તાવીસમો અધ્યાય

## પ્રકૃતિ-પુરુષના વિવેકથી મોક્ષપ્રાપ્તિનું વર્ણન

*શ્રીભગવાનુવાચ*

પ્રકૃતિસ્થોઽપિ પુરુષો નાજ્યતે પ્રાકૃતૈર્ગુણૈઃ ।
અવિકારાદકર્તૃત્વાન્નિર્ગુણત્વાજ્જલાર્કવત્ ॥ ૧॥

સ એષ યર્હિ પ્રકૃતેર્ગુણેષ્વભિવિષજ્જતે ।
અહંક્રિયાવિમૂઢાત્મા કર્તાસ્મીત્યભિમન્યતે ॥ ૨॥

તેન સંસારપદવીમવશોઽભ્યેત્યનિર્વૃતઃ ।
પ્રાસઙ્ગિકૈઃ કર્મદોષૈઃ સદસન્મિશ્રયોનિષુ ॥ ૩॥

અર્થે હ્યવિદ્યમાનેઽપિ સંસૃતિર્ન નિવર્તતે ।
ધ્યાયતો વિષયાનસ્ય સ્વપ્નેઽનર્થાગમો[1] યથા ॥ ૪॥

અત[2] એવ શનૈશ્ચિત્તં પ્રસક્તમસતાં પથિ ।
ભક્તિયોગેન તીવ્રેણ વિરક્ત્યા ચ નયેદ્વશમ્ ॥ ૫॥

યમાદિભિર્યોગપથૈરભ્યસન્ શ્રદ્ધયાઽન્વિતઃ ।
મયિ ભાવેન સત્યેન મત્કથાશ્રવણેન ચ[3] ॥ ૬॥

સર્વભૂતસમત્વેન નિર્વૈરેણાપ્રસઙ્ગતઃ ।
બ્રહ્મચર્યેણ મૌનેન સ્વધર્મેણ બલીયસા[4] ॥ ૭॥

**શ્રીભગવાન કહે છે** – હે મા! જે રીતે જળમાં પ્રતિબિંબિત સૂર્યની સાથે જળના શીતળતા, ચંચળતા વગેરે ગુણોનો સંબંધ હોતો નથી તેવી જ રીતે પ્રકૃતિના કાર્યભૂત શરીરમાં સ્થિત રહેવા છતાં પણ આત્મા વાસ્તવમાં તેના સુખ-દુઃખ વગેરે ધર્મોથી લેપાતો નથી; કારણ કે તે સ્વભાવે નિર્વિકાર, અકર્તા અને નિર્ગુણ છે. (૧) પરંતુ તે જ પ્રાકૃત ગુણો સાથે તે જ્યારે પોતાનો સંબંધ સ્થાપી લે છે ત્યારે અહંકારથી મોહિત થઈને 'હું કર્તા છું' એવું માનવા લાગે છે. (૨) તે અહંકારને કારણે તે શરીરના સંસર્ગથી કરાયેલાં પુણ્ય-પાપરૂપી કર્મોના દોષને લીધે પોતાની સ્વાધીનતા અને શાંતિ ગુમાવી બેસે છે તથા ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિઓમાં ઉત્પન્ન થઈને સંસારચક્રમાં અટવાતો રહે છે. (૩) જે રીતે સ્વપ્નમાં ભય, શોક વગેરેનું કોઈ કારણ હોતું નથી છતાં પણ સ્વપ્નના પદાર્થોમાં આસ્થા થઈ જવાને કારણે દુઃખ ભોગવવું પડે છે તેવી જ રીતે ભય-શોક, હું-મારું તેમ જ જન્મ-મરણરૂપી સંસારની કોઈ સત્તા નહીં હોવા છતાં પણ અવિદ્યાને લીધે વિષયોનું ચિંતન કરતા રહેવાથી જીવનું સંસારચક્ર ક્યારેય નિવૃત્ત થતું નથી. (૪) તેથી બુદ્ધિમાન મનુષ્ય માટે એ જ યોગ્ય છે કે અસત્-માર્ગમાં ફસાયેલા ચિત્તને ઉત્કટ ભક્તિયોગ અને વૈરાગ્ય વડે ધીરે ધીરે પોતાને વશ કરવું. (૫)

યમ-નિયમ વગેરે યોગ-સાધનો વડે શ્રદ્ધાપૂર્વક સતત પ્રયત્ન કરવાથી – ચિત્તને વારંવાર એકાગ્ર કરતા રહીને મારામાં સાચો ભાવ રાખવાથી, મારી કથાનું શ્રવણ કરવાથી,

૧. પ્રા. પા. – સ્વપ્નેનાર્થાગ૦ । ૨. પ્રા. પા. – અતઃ શનૈઃ । ૩. પ્રા. પા. – તુ । ૪. પ્રા પા. – મહીયસા ।

**યદૃચ્છયોપલબ્ધેન સન્તુષ્ટો મિતભુઙ્ મુનિઃ ।**
**વિવિક્તશરણઃ શાન્તો મૈત્રઃ કરુણ આત્મવાન્ ॥ ૮॥**

**સાનુબન્ધે ચ દેહેઽસ્મિન્નકુર્વન્નસદાગ્રહમ્ ।**
**જ્ઞાનેન દૃષ્ટતત્ત્વેન પ્રકૃતેઃ પુરુષસ્ય ચ ॥ ૯॥**

**નિવૃત્તબુદ્ધ્યવસ્થાનો દૂરીભૂતાન્યદર્શનઃ ।**
**ઉપલભ્યાત્મનાઽઽત્માનં ચક્ષુષેવાર્કમાત્મદૃક્ ॥ ૧૦॥**

**મુક્તલિઙ્ગં સદાભાસમસતિ[1] પ્રતિપદ્યતે ।**
**સતો બન્ધુમસચ્ચક્ષુઃ સર્વાનુસ્યૂતમદ્વયમ્ ॥ ૧૧॥**

**યથા જલસ્થ આભાસઃ સ્થલસ્થેનાવદૃશ્યતે ।**
**સ્વાભાસેન તથા[2] સૂર્યો જલસ્થેન દિવિ સ્થિતઃ ॥ ૧૨॥**

**એવં ત્રિવૃદહઙ્કારો ભૂતેન્દ્રિયમનોમયૈઃ ।**
**સ્વાભાસૈર્લક્ષિતોઽનેન સદાભાસેન સત્યદૃક્ ॥ ૧૩॥**

**ભૂતસૂક્ષ્મેન્દ્રિયમનોબુદ્ધ્યાદિષ્વિહ નિદ્રયા ।**
**લીનેષ્વસતિ યસ્તત્ર વિનિદ્રો નિરહઙ્ક્રિયઃ ॥ ૧૪॥**

**મન્યમાનસ્તદાઽઽત્માનમનષ્ટો નષ્ટવન્મૃષા ।**
**નષ્ટેઽહઙ્કરણે દ્રષ્ટા નષ્ટવિત્ત ઇવાતુરઃ ॥ ૧૫॥**

**એવં પ્રત્યવમૃશ્યાસાવાત્માનં પ્રતિપદ્યતે ।**
**સાહઙ્કારસ્ય દ્રવ્યસ્ય યોઽવસ્થાનમનુગ્રહઃ ॥ ૧૬॥**

સૌ પ્રાણીઓમાં સમભાવ રાખવાથી, કોઈનીય સાથે વેર નહીં કરવાથી, આસક્તિ-ત્યાગ, બ્રહ્મચર્ય, મૌનવ્રત અને પ્રબળ (અર્થાત્ ભગવાનને સમર્પિત કરેલા) સ્વધર્મના પાલનથી જેને એવી સ્થિતિ પ્રાપ્ત થઈ ગઈ છે કે – પ્રારબ્ધ મુજબ જે કંઈ મળી રહે છે તેમાં જ સંતુષ્ટ રહે છે, પરિમિત (મર્યાદિત) ભોજન કરે છે, હંમેશાં એકાંતમાં રહે છે, સ્વભાવે શાંત રહે છે, સૌનો મિત્ર છે, દયાળુ અને ધૈર્યવાન છે, પ્રકૃતિ અને પુરુષના વાસ્તવિક સ્વરૂપના અનુભવથી પ્રાપ્ત થયેલા તત્ત્વજ્ઞાનને કારણે પત્ની-પુત્ર વગેરે સંબંધીઓ સમેત આ શરીરમાં 'હું-મારું'પણાનો મિથ્યા અભિનિવેશ (આગ્રહ) કરતો નથી, બુદ્ધિની જાગ્રત-વગેરે અવસ્થાઓથી પણ મુક્ત થઈ ગયો છે તથા પરમાત્મા સિવાય અન્ય કોઈ વસ્તુને જોતો નથી - તે આત્મદર્શી મુનિ નેત્રોથી સૂર્યને જોતો હોય તેમ પોતાના શુદ્ધ અંતઃકરણ વડે પરમાત્માનો સાક્ષાત્કાર કરીને તે અદ્વિતીય બ્રહ્મપદને પ્રાપ્ત કરી લે છે કે જે (બ્રહ્મપદ) દેહ વગેરે સમસ્ત ઉપાધિઓથી મુક્ત, અહંકાર વગેરે મિથ્યા વસ્તુઓમાં સત્યરૂપે ભાસનારું, જગત-કારણભૂત પ્રકૃતિનું અધિષ્ઠાન, મહત્ વગેરે કાર્ય-સમૂહનું પ્રકાશક છે અને કાર્ય-કારણરૂપી સમસ્ત પદાર્થોમાં વ્યાપ્ત છે. (૬-૧૧)

જે રીતે જળમાં પડેલા સૂર્ય-પ્રતિબિંબને દીવાલ પર પડેલા પોતાના પડછાયાના સંબંધથી જોઈ શકાય છે અને જળમાં દેખાનારા પ્રતિબિંબથી આકાશમાં રહેલા સૂર્યનું જ્ઞાન થાય છે તેવી જ રીતે વૈકારિક (સત્ત્વ, રજઃ, તમઃ) ભેદથી ત્રણ પ્રકારનો અહંકાર શરીર, ઇન્દ્રિયો અને મનમાં રહેલાં પોતાનાં પ્રતિબિંબોથી લક્ષિત થાય છે અને પછી સત્ પરમાત્માના પ્રતિબિંબથી યુક્ત આ અહંકાર વડે સત્ય-જ્ઞાનસ્વરૂપ પરમાત્માનું દર્શન થાય છે, કે જેઓ સુષુપ્તિ-વેળાએ નિદ્રાથી શબ્દ વગેરે સૂક્ષ્મ ભૂતો, ઇન્દ્રિયો, મન-બુદ્ધિ વગેરેના અવ્યાકૃતમાં લીન થઈ જવાથી પોતે જાગ્રત રહે છે અને સર્વથા અહંકારરહિત છે. (૧૨-૧૪) (જાગ્રત અવસ્થામાં આ આત્મા સૂક્ષ્મ ભૂતો વગેરે દૃશ્ય વર્ગના દ્રષ્ટારૂપે સ્પષ્ટપણે અનુભવાય છે; પરંતુ) નિદ્રામાં તે પોતાના ઉપાધિભૂત અહંકારનો નાશ થવાથી તે ભ્રાન્તિને લીધે પોતાને પણ નાશ પામેલો માની લે છે અને જે રીતે ધનનો નાશ થઈ જવાથી મનુષ્ય પોતાનો નાશ થઈ ગયો એવું માનીને અત્યંત વ્યાકુળ થઈ જાય છે, તે જ રીતે તે પણ અત્યંત વિવશ થઈને નષ્ટવત્ થઈ જાય છે. [illegible]મા! આ બધી વાતોનું મનન કરીને વિવેકી મનુષ્ય પોતાના આત્માનો અનુભવ કરી લે છે, કે જે (આત્મા) અહંકાર સહિતના સમસ્ત તત્ત્વોનું અધિષ્ઠાન છે અને તેનાથી જ બધું પ્રકાશિત થાય છે. (૧૬)

૧. પ્રા. પા. – ૦મગતિં । ૨. પ્રા. પા. – યથા ।

દેવહૂતિરુવાચ

પુરુષં પ્રકૃતિર્બ્રહ્મન્ન વિમુઞ્ચતિ કર્હિચિત્ ।
અન્યોન્યાપાશ્રયત્વાચ્ચ નિત્યત્વાદનયોઃ[1] પ્રભો ॥ ૧૭॥

યથા ગન્ધસ્ય ભૂમેશ્ચ ન ભાવો વ્યતિરેકતઃ ।
અપાં રસસ્ય ચ યથા તથા બુદ્ધેઃ પરસ્ય ચ ॥ ૧૮॥

અકર્તુઃ કર્મબન્ધોઽયં પુરુષસ્ય યદાશ્રયઃ ।
ગુણેષુ સત્સુ પ્રકૃતેઃ કૈવલ્યં તેષ્વતઃ કથમ્ ॥ ૧૯॥

ક્વચિત્[2] તત્ત્વાવમર્શેન નિવૃત્તં ભયમુલ્બણમ્[3] ।
[4]અનિવૃત્તનિમિત્તત્વાત્પુનઃ પ્રત્યવતિષ્ઠતે ॥ ૨૦॥

શ્રીભગવાનુવાચ[5]

અનિમિત્તનિમિત્તેન સ્વધર્મેણામલાત્મના ।
તીવ્રયા મયિ ભક્ત્યા ચ શ્રુતસમ્ભૃતયા ચિરમ્ ॥ ૨૧॥

જ્ઞાનેન દૃષ્ટતત્ત્વેન વૈરાગ્યેણ બલીયસા ।
તપોયુક્તેન યોગેન તીવ્રેણાત્મસમાધિના ॥ ૨૨॥

પ્રકૃતિઃ પુરુષસ્યેહ દહ્યમાના ત્વહર્નિશમ્ ।
તિરોભવિત્રી શનૈરગ્નેર્યોનિરિવારણિઃ ॥ ૨૩॥

ભુક્તભોગા પરિત્યક્તા દૃષ્ટદોષા ચ નિત્યશઃ ।
નેશ્વરસ્યાશુભં ધત્તે સ્વે મહિમ્નિ સ્થિતસ્ય ચ ॥ ૨૪॥

યથા હ્યપ્રતિબુદ્ધસ્ય પ્રસ્વાપો બહ્વનર્થભૃત્ ।
સ એવ પ્રતિબુદ્ધસ્ય ન વૈ મોહાય કલ્પતે ॥ ૨૫॥

એવં વિદિતતત્ત્વસ્ય પ્રકૃતિર્મયિ માનસમ્ ।
યુઞ્જતો નાપકુરુત આત્મારામસ્ય કર્હિચિત્ ॥ ૨૬॥

યદૈવમધ્યાત્મરતઃ કાલેન બહુજન્મના ।
સર્વત્ર જાતવૈરાગ્ય આબ્રહ્મભુવનાન્મુનિઃ ॥ ૨૭॥

મદ્ભક્તઃ પ્રતિબુદ્ધાર્થો મત્પ્રસાદેન ભૂયસા ।
નિઃશ્રેયસં સ્વસંસ્થાનં કૈવલ્યાખ્યં મદાશ્રયમ્ ॥ ૨૮॥

પ્રાપ્નોતીહાઞ્જસા ધીરઃ સ્વદૃશા છિન્નસંશયઃ ।
યદ્ગત્વા ન નિવર્તેત યોગી લિઙ્ગાદ્વિનિર્ગમે[6] ॥ ૨૯॥

**દેવહૂતિએ પૂછ્યું** – હે પ્રભુ! પુરુષ અને પ્રકૃતિ – બંનેય નિત્ય છે અને એકબીજાના આશ્રયે રહેનારાં છે, તેથી પ્રકૃતિ તો પુરુષને ક્યારેય છોડી જ શકતી નથી. (૧૭) હે બ્રહ્મન્! જે રીતે ગંધ અને પૃથ્વીની તથા રસ અને જળની અલગ-અલગ સ્થિતિ હોઈ શકતી નથી તેવી જ રીતે પુરુષ અને પ્રકૃતિ પણ એકબીજાને છોડીને રહી શકતાં નથી. (૧૮) તેથી, જેમના આશ્રયથી અકર્તા પુરુષને આ કર્મબંધન પ્રાપ્ત થયું છે તે પ્રકૃતિ-ગુણો રહે ત્યાં સુધી તેને કૈવલ્યપદ કેવી રીતે પ્રાપ્ત થાય? (૧૯) તત્ત્વોનો વિચાર કરવાથી જો ક્યારેક સંસારબંધનના આ તીવ્ર ભયનું નિવારણ થઈ પણ જાય, તોપણ તેના નિમિત્તભૂત પ્રાકૃત ગુણોનો અભાવ નહીં થવાને લીધે તે ભય ફરી પાછો ઉપસ્થિત થઈ શકે છે. (૨૦)

**શ્રીભગવાને કહ્યું** – મા! જે રીતે અગ્નિનું ઉત્પત્તિ-સ્થાન એવી અરણિ પોતાનાથી જ ઉત્પન્ન થયેલા અગ્નિથી બળીને ભસ્મ થઈ જાય છે તેવી જ રીતે સ્વધર્મના નિષ્કામભાવે કરેલા પાલન (આચરણ) થકી અંતઃકરણ શુદ્ધ થવાથી, દીર્ઘકાળ સુધી ભગવત્કથાના શ્રવણ વડે પુષ્ટ થયેલી મારી ઉત્કટ ભક્તિથી, તત્ત્વનો સાક્ષાત્કાર કરાવનારા જ્ઞાનથી, પ્રબળ વૈરાગ્યથી, વ્રત-નિયમ વગેરે સહિત કરેલા ધ્યાનના અભ્યાસથી અને ચિત્તની દૃઢ એકાગ્રતાથી પુરુષની પ્રકૃતિ (અવિદ્યા) રાત-દિવસ ક્ષીણ થતી-થતી ધીરે ધીરે લય પામી જાય છે. (૨૧-૨૩) પછી (તો), દરરોજ દોષ દેખાવાથી, ભોગવીને ત્યજી દીધેલી તે પ્રકૃતિ પોતાના સ્વરૂપમાં સ્થિત અને સ્વતંત્ર (બંધનમુક્ત) થયેલા તે પુરુષને કોઈ હાનિ પહોંચાડી શકતી નથી. (૨૪) જેમ સૂતેલા મનુષ્યે સ્વપ્નમાં કેટલાયે અનર્થોનો અનુભવ કરવો પડે છે, પરંતુ જાગી ગયા પછી તેને સ્વપ્નના તે અનુભવોથી કોઈ પણ પ્રકારનો મોહ થતો નથી, તેવી જ રીતે જેને તત્ત્વજ્ઞાન થઈ ગયું છે અને જે નિરંતર મારામાં જ મનને પરોવાયેલું રાખે છે તે આત્મારામ મુનિનું પ્રકૃતિ કશું જ નુકસાન કરી શકતી નથી. (૨૫-૨૬) જ્યારે મનુષ્ય અનેક જન્મોમાં દીર્ઘ કાળ સુધી આ રીતે આત્મચિંતનમાં જ નિમગ્ન રહે છે ત્યારે તેને બ્રહ્મલોક-પર્યંતના સર્વપ્રકારના ભોગોમાંથી વૈરાગ્ય થઈ જાય છે. (૨૭) મારો તે ધૈર્યવાન ભક્ત મારી જ મહાકૃપાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરીને આત્માના અનુભવ થકી તમામ સંશયોમાંથી મુક્ત થઈ જાય છે; અને પછી લિંગ-શરીરનો નાશ થતાં મારા જ આશ્રયે રહેલા પોતાના સ્વરૂપભૂત કૈવલ્ય-નામક મંગળમય પદને સહેજે પ્રાપ્ત કરી લે છે, કે જ્યાં પહોંચવાથી યોગી ફરી પાછો વળીને આવતો નથી. (૨૮-૨૯)

૧. પ્રા. પા. – નિત્યત્વાચ્ચા૦ । ૨. પ્રા. પા. – સકૃત્ । ૩. પ્રા. પા. – તત્ત્વમુ૦ । ૪. પ્રા. પા. – અનિમિત્ત૦ । ૫. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' એટલો ભાગ નથી. ૬. પ્રા. પા. – લિઙ્ગવિનિર્ગમે ।

યદા ન યોગોપચિતાસુ ચેતો
માયાસુ સિદ્ધસ્ય વિષજ્જતેઽઙ્ગ[1] ।
અનન્યહેતુષ્વથ મે ગતિઃ સ્યાદ્
આત્યન્તિકી યત્ર ન મૃત્યુહાસઃ ॥ ૩૦॥

હે મા! યોગીનું ચિત્ત યોગસાધનાથી વૃદ્ધિ પામેલી અણિમા-વગેરે માયામયી સિદ્ધિઓમાં, કે જેમની પ્રાપ્તિનું યોગ સિવાય અન્ય કોઈ સાધન નથી – તેમાં જો ફસાતો નથી, તો તે મારા અવિનાશી પરમપદને પ્રાપ્ત કરી લે છે, કે જ્યાં મૃત્યુનું કશું ઉપજતું નથી. (૩૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને[2] સપ્તવિંશોઽધ્યાયઃ ॥ ૨૭॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય-ઉપાખ્યાનમાંનો સત્તાવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અઠાવીસમો અધ્યાય

## અષ્ટાંગયોગની વિધિ

*શ્રીભગવાનુવાચ*

યોગસ્ય લક્ષણં વક્ષ્યે સબીજસ્ય નૃપાત્મજે ।
મનો યેનૈવ વિધિના પ્રસન્નં યાતિ સત્પથમ્ ॥ ૧॥

સ્વધર્માચરણં શક્ત્યા વિધર્માચ્ચ નિવર્તનમ્ ।
દૈવાલ્લબ્ધેન સન્તોષ આત્મવિચ્ચરણાર્ચનમ્ ॥ ૨॥

ગ્રામ્યધર્મનિવૃત્તિશ્ચ મોક્ષધર્મરતિસ્તથા ।
મિતમેધ્યાદનં શશ્વદ્વિવિક્તક્ષેમસેવનમ્ ॥ ૩॥

અહિંસા સત્યમસ્તેયં યાવદર્થપરિગ્રહઃ ।
બ્રહ્મચર્યં તપઃ શૌચં સ્વાધ્યાયઃ પુરુષાર્ચનમ્ ॥ ૪॥

મૌનં સદાઽઽસનજયસ્થૈર્યં પ્રાણજયઃ શનૈઃ ।
પ્રત્યાહારશ્ચેન્દ્રિયાણાં વિષયાન્મનસા હૃદિ ॥ ૫॥

સ્વધિષ્ણ્યાનામેકદેશે મનસા પ્રાણધારણમ્ ।
વૈકુણ્ઠલીલાભિધ્યાનં સમાધાનં તથાઽઽત્મનઃ ॥ ૬॥

એતૈરન્યૈશ્ચ પથિભિર્મનો દુષ્ટમસત્પથમ્ ।
બુદ્ધ્યા યુઞ્જીત શનકૈર્જિતપ્રાણો હ્યતન્દ્રિતઃ ॥ ૭॥

શુચૌ દેશે પ્રતિષ્ઠાપ્ય વિજિતાસન આસનમ્ ।
તસ્મિન્ સ્વસ્તિ[3] સમાસીન ઋજુકાયઃ સમભ્યસેત્ ॥ ૮॥

**કપિલ ભગવાન કહે છે** – મા! હવે હું તમને સ-બીજ (ધ્યેય-સ્વરૂપના આલંબનથી યુક્ત) યોગનું લક્ષણ બતાવું છું, કે જેના થકી ચિત્ત શુદ્ધ અને પ્રસન્ન થઈને પરમાત્માના માર્ગમાં પ્રવૃત્ત થઈ જાય છે. (૧) શક્તિ પ્રમાણે શાસ્ત્રવિહિત સ્વધર્મનું પાલન કરવું તથા શાસ્ત્રવિરુદ્ધ આચરણોનો પરિત્યાગ કરવો, પ્રારબ્ધ અનુસાર જે કંઈ મળી રહે તેમાં સંતુષ્ટ રહેવું, આત્મજ્ઞાનીઓનાં ચરણોની પૂજા કરવી; (૨) વિષયવાસના વધારનારાં કર્મોથી દૂર રહેવું, સંસારના બંધનમાંથી મુક્તિ અપાવનારા ધર્મોમાં પ્રેમ રાખવો, પવિત્ર અને પરિમિત (મર્યાદિત) ભોજન કરવું, નિરંતર એકાંત અને નિર્ભય સ્થાનમાં રહેવું; (૩) મન, વાણી અને શરીરથી કોઈ જીવને સતાવવો નહીં, સત્ય બોલવું, ચોરી કરવી નહીં, આવશ્યકતા કરતાં વધુ વસ્તુઓનો સંગ્રહ કરવો નહીં, બ્રહ્મચર્યનું પાલન કરવું, તપસ્યા કરવી (ધર્મપાલનાર્થ કષ્ટ સહેવું), ભીતર-બહાર પવિત્ર રહેવું, શાસ્ત્રોનું અધ્યયન કરવું, ભગવાનનું પૂજન કરવું; (૪) વાણીનો સંયમ જાળવવો, ઉત્તમ આસનોનો અભ્યાસ કરીને સ્થિરતાપૂર્વક બેસવું, ધીરે-ધીરે પ્રાણાયામ વડે શ્વાસને જીતવો, ઇન્દ્રિયોને મન વડે વિષયોમાંથી વાળીને પોતાના હૃદયમાં લઈ જવી; (૫) મૂલાધાર વગેરે કેન્દ્રો પૈકીના કોઈ એકમાં મન સહિત પ્રાણોને સ્થિર કરવા, ભગવાનની લીલાઓનું નિરંતર ચિંતન કરવું અને ચિત્ત તેમાં પરોવવું; (૬) આ સર્વ થકી તથા વ્રત-દાન વગેરે અન્ય સાધનોથી પણ સાવધાનીપૂર્વક પ્રાણોને જીતીને, બુદ્ધિ વડે પોતાના કુમાર્ગગામી દુષ્ટ ચિત્તને ધીરે-ધીરે એકાગ્ર કરવું, પરમાત્માના ધ્યાનમાં જોડવું. (૭)

પહેલાં આસનને જીતવું, પછી પ્રાણાયામના અભ્યાસ માટે પવિત્ર સ્થળમાં કુશ (દર્ભ), મૃગચર્મ વગેરેથી યુક્ત આસન પાથરવું; તેના પર શરીરને સીધું (ટટ્ટાર) અને સ્થિર

૧. પ્રા. પા. – વિષજ્જતે કથમ્ । ૨. પ્રાચીન પ્રતમાં 'કાપિલેયોપાખ્યાને' એટલો ભાગ નથી. ૩. પ્રા. પા. – સ્વસ્તિકમાસીનઃ ।

પ્રાણસ્ય શોધયેન્માર્ગં પૂરકુમ્ભકરેચકૈઃ ।
પ્રતિકૂલેન વા ચિત્તં યથા સ્થિરમચઞ્ચલમ્ ॥૯॥

મનોઽચિરાત્સ્યાદ્વિરજં જિતશ્વાસસ્ય યોગિનઃ ।
વાય્વગ્નિભ્યાં યથા લોહં ધ્માતં ત્યજતિ વૈ મલમ્ ॥ ૧૦॥

પ્રાણાયામૈર્દહેદ્દોષાન્ધારણાભિશ્ચ કિલ્બિષાન્[1] ।
પ્રત્યાહારેણ સંસર્ગાન્ધ્યાનેનાનીશ્વરાન્ ગુણાન્ ॥ ૧૧॥

યદા મનઃ સ્વં વિરજં યોગેન સુસમાહિતમ્ ।
કાષ્ઠાં ભગવતો ધ્યાયેત્સ્વનાસાગ્રાવલોકનઃ ॥ ૧૨॥

પ્રસન્નવદનામ્ભોજં પદ્મગર્ભારુણેક્ષણમ્ ।
નીલોત્પલદલશ્યામં શઙ્ખચક્રગદાધરમ્ ॥ ૧૩॥

લસત્પઙ્કજકિઞ્જલ્કપીતકૌશેયવાસસમ્ ।
શ્રીવત્સવક્ષસં ભ્રાજત્કૌસ્તુભામુક્તકન્ધરમ્ ॥ ૧૪॥

મત્તદ્વિરેફકલયા પરીતં વનમાલયા ।
પરાર્ધ્યહારવલયકિરીટાઙ્ગદનૂપુરમ્ ॥ ૧૫॥

કાઞ્ચીગુણોલ્લસચ્છ્રોણિં હૃદયામ્ભોજવિષ્ટરમ્ ।
દર્શનીયતમં શાન્તં મનોનયનવર્ધનમ્ ॥ ૧૬॥

અપીચ્યદર્શનં શશ્વત્સર્વલોકનમસ્કૃતમ્ ।
સન્તં વયસિ કૈશોરે ભૃત્યાનુગ્રહકાતરમ્[2] ॥ ૧૭॥

કીર્તન્યતીર્થયશસં પુણ્યશ્લોકયશસ્કરમ્ ।
ધ્યાયેદ્દેવં સમગ્રાઙ્ગં યાવન્ન ચ્યવતે મનઃ ॥ ૧૮॥

સ્થિતં વ્રજન્તમાસીનં શયાનં વા ગુહાશયમ્ ।
પ્રેક્ષણીયેહિતં ધ્યાયેચ્છુદ્ધભાવેન ચેતસા ॥ ૧૯॥

તસ્મિઁલ્લબ્ધપદં ચિત્તં સર્વાવયવસંસ્થિતમ્ ।
વિલક્ષ્યૈકત્ર સંયુજ્યાદઙ્ગે ભગવતો મુનિઃ ॥ ૨૦॥

રાખીને સુખપૂર્વક બેસીને અભ્યાસ કરવો. (૮) આરંભમાં પૂરક, કુંભક અને રેચક એ ક્રમથી અથવા તેથી ઊલટું રેચક, કુંભક અને પૂરક એ ક્રમથી પ્રાણના માર્ગનું શોધન કરવું – કે જેથી ચિત્ત સ્થિર અને નિશ્ચલ થઈ જાય. (૯)

જેમ પવન અને અગ્નિથી તપાવેલું સોનું પોતાનો મેલ છોડી દે છે તેવી જ રીતે જે યોગી પ્રાણવાયુને જીતી લે છે તેનું મન ઘણું જલદી શુદ્ધ થઈ જાય છે. (૧૦) તેથી, યોગી માટે એ ઉચિત છે કે તે પ્રાણાયામથી વાત-પિત્ત વગેરેથી નીપજતા દોષોને, ધારણાથી પાપોને, પ્રત્યાહારથી વિષયો સાથેના સંબંધને અને ધ્યાનથી ભગવદ્‌-વિમુખ કરનારા રાગ-દ્વેષ વગેરે દુર્ગુણોને દૂર કરે. (૧૧) યોગનો અભ્યાસ કરતાં-કરતાં જ્યારે ચિત્ત નિર્મળ અને એકાગ્ર થઈ જાય ત્યારે નાકના અગ્ર ભાગ પર દૃષ્ટિ જમાવીને ભગવાનની મૂર્તિનું આ પ્રમાણે ધ્યાન ધરવું. (૧૨)

ભગવાનનું મુખકમળ આનંદથી પ્રફુલ્લિત છે, નેત્રો કમળકોશ જેવાં રતુમડાં છે, શરીર નીલકમળ-દળ જેવું શ્યામ છે, હાથોમાં શંખ, ચક્ર અને ગદા ધારણ કરેલાં છે. (૧૩) કમળ-કેસર જેવું રેશમી પીતાંબર લહેરાઈ રહ્યું છે, વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે અને ગળામાં કૌસ્તુભમણિ ઝળહળી રહ્યો છે. (૧૪) વનમાળા ચરણો સુધી લટકી રહી છે, જેની ચારે બાજુ ભમરાઓ સુગંધથી મત્ત થઈને ગુંજારવ કરી રહ્યા છે; અંગ-પ્રત્યંગમાં કીમતી હાર, કંકણ, મુગટ, બાજુબંધ, નૂપુર વગેરે આભૂષણો વિરાજમાન છે. (૧૫) કમરમાં કટિમેખલાની ઘૂઘરીઓ તેની શોભા વધારી રહી છે; ભક્તોનાં હૃદયકમળ જ તેમનું આસન છે; તેમનું દર્શનીય શ્યામ-સુંદર સ્વરૂપ અત્યંત શાંત અને મન તથા આંખોને આનંદિત કરનારું છે. (૧૬) તેમની અત્યંત સુંદર કિશોર વય છે, તેઓ ભક્તો પર કૃપા કરવા આતુર થઈ રહ્યા છે. ઘણું મનોહર દર્શન છે. ભગવાન હંમેશાં સમસ્ત લોકો વડે વંદિત છે. (૧૭) તેમનો પવિત્ર યશ પરમ કીર્તનીય છે અને તેઓ રાજા બલિ વગેરે પરમ યશસ્વીઓના પણ યશને વધારનારા છે. આ પ્રમાણે શ્રીનારાયણદેવનું સમસ્ત અંગો સમેત ત્યાં સુધી ધ્યાન ધરવું કે જ્યાં સુધી ચિત્ત ત્યાંથી ખસે નહીં. (૧૮) ભગવાનની લીલાઓ ઘણી દર્શનીય છે; તેથી પોતાની રુચિ અનુસાર ઊભા રહેલા, ચાલતા, બેઠેલા, સૂતેલા અથવા અંતર્યામીરૂપે રહેલા તેમના સ્વરૂપનું વિશુદ્ધ ભાવભર્યા ચિત્તથી ચિંતન કરવું. (૧૯) આ પ્રમાણે યોગી જ્યારે એ સારી રીતે જોઈ લે કે ભગવાનના વિગ્રહમાં ચિત્ત સ્થિત થઈ ગયું છે ત્યારે તેણે તેમનાં સમસ્ત અંગોમાં સંલગ્ન થયેલા (પોતાના) ચિત્તને વિશેષપણે એક-એક અંગમાં પરોવવું. (૨૦)

૧. પ્રા. પા. – ન્કિલ્બિષમ્ । ૨. પ્રા. પા. – ભૃત્યા૦ ।

સઞ્ચિન્તયેદ્ભગવતશ્ચરણારવિન્દં
વજ્રાઙ્કુશધ્વજસરોરુહલાઞ્છનાઢ્યમ્ ।
ઉત્તુઙ્ગરક્તવિલસન્નખચક્રવાલ-
જ્યોત્સ્નાભિરાહતમહદ્ધૃદયાન્ધકારમ્ ॥ ૨૧॥

યચ્છૌચનિઃસૃતસરિત્પ્રવરોદકેન
તીર્થેન મૂર્ધ્ન્યધિકૃતેન શિવઃ શિવોઽભૂત્ ।
ધ્યાતુર્મનઃશમલશૈલનિસૃષ્ટવજ્રં
ધ્યાયેચ્ચિરં ભગવતશ્ચરણારવિન્દમ્ ॥ ૨૨॥

જાનુદ્વયં[1] જલજલોચનયા જનન્યા
લક્ષ્મ્યાઽખિલસ્ય સુરવન્દિતયા વિધાતુઃ ।
ઊર્વોર્નિધાય કરપલ્લવરોચિષા યત્
સંલાલિતં હૃદિ વિભોરભવસ્ય કુર્યાત્ ॥ ૨૩॥

ઊરૂ સુપર્ણભુજયોરધિશોભમાના-
વોજોનિધી અતસિકાકુસુમાવભાસૌ ।
વ્યાલમ્બિપીતવરવાસસિ વર્તમાન-
કાઞ્ચીકલાપપરિરમ્ભિ નિતમ્બબિમ્બમ્ ॥ ૨૪॥

નાભિહ્રદં ભુવનકોશગુહોદરસ્થં
યત્રાત્મયોનિધિષણાખિલલોકપદ્મમ્ ।
વ્યૂઢં [2]હરિન્મણિવૃષસ્તનયોરમુષ્ય
ધ્યાયેદ્ દ્વયં વિશદહારમયૂખગૌરમ્ ॥ ૨૫॥

વક્ષોઽધિવાસમૃષભસ્ય મહાવિભૂતેઃ
પુંસાં મનોનયનનિર્વૃતિમાદધાનમ્ ।
કણ્ઠં ચ કૌસ્તુભમણેરધિભૂષણાર્થં
કુર્યાન્મનસ્યખિલલોકનમસ્કૃતસ્ય ॥ ૨૬॥

બાહૂંશ્ચ મન્દરગિરેઃ પરિવર્તનેન
નિર્ણિક્તબાહુવલયાનધિલોકપાલાન્ ।
સઞ્ચિન્તયેદ્દશશતારમસહ્યતેજઃ
શઙ્ખં ચ તત્કરસરોરુહરાજહંસમ્[3] ॥ ૨૭॥

ભગવાનનાં ચરણકમળોનું ધ્યાન ધરવું જોઈએ. તેઓ વજ્ર, અંકુશ, ધજા અને કમળનાં માંગલ્યપૂર્ણ ચિહ્નોથી યુક્ત છે તથા તેઓ પોતાના ઊપસેલા લાલ-લાલ શોભાપૂર્ણ નખચંદ્રમંડળની ચંદ્રિકાથી, ધ્યાન ધરનારાઓના હૃદયના અજ્ઞાનરૂપી ઘોર અંધકારને દૂર કરી દે છે. (૨૧) તેમના ચરણોનું પ્રક્ષાલન કરવાથી નદીશ્રેષ્ઠ શ્રીગંગાજી પ્રગટ થયાં હતાં, કે જેમના પવિત્ર જળને મસ્તક પર ધારણ કરવાને કારણે સર્વમંગળ-રૂપ શ્રીમહાદેવજી વધુ મંગળમય થઈ ગયા. તેઓ પોતાનું ધ્યાન ધરનારાઓના પાપરૂપી પર્વતો પર છોડાયેલા ઈન્દ્રના વજ્ર જેવા છે. ભગવાનનાં આ ચરણ-કમળોનું દીર્ઘ કાળ સુધી ચિંતન કરવું. (૨૨)

ભવ-ભયને હરનારા અજન્મા શ્રીહરિની બંને પિંડીઓનું અને ગોઠણોનું ધ્યાન ધરવું, કે જેમને વિશ્વવિધાતા બ્રહ્માજીનાં માતા, દેવો વડે વંદિત, કમલ જેવી આંખોવાળાં લક્ષ્મીજી પોતાની જાંઘો પર મૂકીને પોતાના કાન્તિમાન કર-કિસલયોની કાન્તિ વડે લાડ લડાવતાં રહે છે. (૨૩) ભગવાનની જાંઘોનું ધ્યાન કરવું, કે જે અળસીના ફૂલ જેવી નીલવર્ણી અને બળનો ભંડાર છે તથા ગરુડજીની પીઠ પર શોભાયમાન છે. ભગવાનના નિતંબ-બિંબનું ધ્યાન કરવું, કે જે પાની સુધી લટકતા પીતાંબરથી ઢંકાયેલું છે અને તે પીતાંબર ઉપર પહેરેલી સુવર્ણમયી કટિમેખલાની ઘૂઘરીઓને આલિંગી રહ્યું છે. (૨૪)

સમસ્ત લોકોના આશ્રયસ્થાન શ્રીભગવાનના ઉદરભાગમાં રહેલા નાભિ-સરોવરનું ધ્યાન કરવું; એમાંથી જ બ્રહ્માજીના આધાર-ભૂત એવું સર્વલોકમય કમળ પ્રગટ થયેલું છે. પછી પ્રભુના શ્રેષ્ઠ મરકતમણિ-તુલ્ય બંને સ્તનોનું ચિંતન કરવું, કે જેઓ વક્ષઃસ્થળ પર રહેલા શુભ્ર હારોનાં કિરણોથી ધવલવર્ણી દેખાઈ રહ્યા છે. (૨૫) ત્યારપછી પુરુષોત્તમ ભગવાનના વક્ષઃસ્થળનું ધ્યાન કરવું, કે જે મહાલક્ષ્મીનું નિવાસસ્થાન છે અને લોકોનાં મન અને આંખોને આનંદ આપનારું છે. પછી સમસ્ત લોકોના વંદનીય ભગવાનના કંઠનું મનમાં ચિંતન કરવું, કે જે જાણે કૌસ્તુભમણિને પણ સુશોભિત કરવા માટે જ તેને ધારણ કરે છે. (૨૬)

સમસ્ત લોકપાલોની આશ્રયભૂત એવી ભગવાનની ચારેય ભુજાઓનું ધ્યાન ધરવું, કે જે (ભુજાઓ)માં ધારણ કરેલાં કંકણ વગેરે આભૂષણો સમુદ્રમંથન-વેળાએ મંદરાચલના ઘસાવાથી અધિક ઉજ્જવળ થઈ ગયેલાં છે. આ જ પ્રમાણે, જેના તેજને સહન કરી શકાતું નથી તે હજાર ધારોવાળા સુદર્શન-ચક્રનું તથા તેમના કરકમળમાં રાજહંસની જેમ વિરાજમાન શંખનું ચિંતન ધરવું. (૨૭)

૧. પ્રાચીન પ્રતમાં 'જાનુદ્વયં...'થી માંડીને '...કુર્યાત્' સુધીનો પૂરો એક શ્લોક મૂળમાં નથી, ટિપ્પણીમાં લખાયેલો છે. ૨. પ્રા. પા. – ०મણિદશસ્ત० । ૩. પ્રાચીન પ્રતમાં ચિહ્નાંક ૩થી શ્લોક ૨૯માંના ચિહ્નાંક ૧ સુધીનો વચ્ચેનો ભાગ મૂળમાં ખંડિત છે, ટિપ્પણીમાં લખેલો છે.

કૌમોદકીં ભગવતો દયિતાં સ્મરેત
દિગ્ધામરાતિભટશોણિતકર્દમેન ।
માલાં મધુવ્રતવરૂથગિરોપઘુષ્ટાં
ચૈત્યસ્ય તત્ત્વમમલં મણિમસ્ય કણ્ઠે ॥ ૨૮॥

ભૃત્યાનુકમ્પિતધિયેહ[૧] ગૃહીતમૂર્તેઃ
સઞ્ચિન્તયેદ્ભગવતો વદનારવિન્દમ્ ।
યદ્વિસ્ફુરન્મકરકુણ્ડલવલ્ગિતેન
વિદ્યોતિતામલકપોલમુદારનાસમ્ ॥ ૨૯॥

યચ્છ્રીનિકેતમલિભિઃ પરિસેવ્યમાનં
ભૂત્યા સ્વયા કુટિલકુન્તલવૃન્દજુષ્ટમ્ ।
મીનદ્વયાશ્રયમધિક્ષિપદબ્જનેત્રં
ધ્યાયેન્મનોમયમતન્દ્રિત ઉલ્લસદ્ભ્રુ ॥ ૩૦॥

તસ્યાવલોકમધિકં કૃપયાતિઘોર-
તાપત્રયોપશમનાય નિસૃષ્ટમક્ષ્ણોઃ ।
સ્નિગ્ધસ્મિતાનુગુણિતં વિપુલપ્રસાદં
ધ્યાયેચ્ચિરં વિતતભાવનયા ગુહાયામ્ ॥ ૩૧॥

હાસં હરેરવનતાખિલલોકતીવ્ર-
શોકાશ્રુસાગરવિશોષણમત્યુદારમ્ ।
સમ્મોહનાય રચિતં નિજમાયયાઽસ્ય
ભ્રૂમણ્ડલં મુનિકૃતે મકરધ્વજસ્ય ॥ ૩૨॥

ધ્યાનાયનં પ્રહસિતં [૨]બહુલાધરોષ્ઠ-
ભાસારુણાયિતતનુદ્વિજકુન્દપઙ્ક્તિ ।
ધ્યાયેત્સ્વદેહકુહરેઽવસિતસ્ય વિષ્ણો-
ર્ભક્ત્યાઽઽર્દ્રયાર્પિતમના ન પૃથગ્દિદૃક્ષેત્ ॥ ૩૩॥

એવં હરૌ ભગવતિ પ્રતિલબ્ધભાવો
ભક્ત્યા દ્રવદ્ધૃદય ઉત્પુલકઃ પ્રમોદાત્ ।
ઔત્કણ્ઠ્યબાષ્પકલયા મુહુરર્દ્યમાન-
સ્તચ્ચાપિ ચિત્તબડિશં શનકૈર્વિયુઙ્ક્તે ॥ ૩૪॥

પછી પ્રતિપક્ષી વીરોના રુધિરથી ખરડાયેલી પ્રભુની પ્રિય કૌમોદકી ગદાનું, ભમરાઓના નાદથી ગુંજાયમાન વનમાળાનું અને તેમના કંઠમાં શોભતા સમસ્ત જીવોના નિર્મળ-તત્ત્વરૂપી કૌસ્તુભમણિનું ધ્યાન ધરવું.* (૨૮)

ભક્તો પર કૃપા કરવા માટે જ અહીં (આ સંસારમાં) સાકાર રૂપ ધારણ કરનારા શ્રીહરિના મુખકમળનું ધ્યાન ધરવું, કે જે સુઘડ નાસિકા વડે સુશોભિત છે અને ઝગમગતાં મકરાકૃત કુંડળોના હાલવાથી અતિશય પ્રકાશમાન થતા સ્વચ્છ કપોલો (ગાલો)ને કારણે ઘણું જ મનોહર જણાઈ આવે છે. (૨૯) કાળી-કાળી વાંકડિયાળી કેશાવલીથી શણગાર પામેલું ભગવાનનું મુખમંડળ પોતાની છબિ વડે, ભમરાઓથી સેવાયેલા કમળકોશનો પણ તિરસ્કાર કરી રહ્યું છે અને તેમાંનાં કમળ-સદૃશ વિશાળ અને ચંચળ નેત્રો તે કમળકોશ પર, ઊછળતા માછલીઓના યુગ્મની શોભાને પરાસ્ત કરી રહ્યાં છે. ઉન્નત ભ્રૂલતાઓથી સુશોભિત ભગવાનના આવા મનોહર મુખારવિંદની મનમાં ધારણા કરીને, આળસરહિત થઈને તેનું જ ધ્યાન ધરવું. (૩૦)

હૃદયગુહામાં દીર્ઘકાળ સુધી ભક્તિભાવપૂર્વક ભગવાનનાં નેત્રોના કટાક્ષનું ધ્યાન ધરવું જોઈએ, કે જે કૃપાપૂર્વક અને પ્રેમભર્યા સ્મિતથી ક્ષણે-ક્ષણે વધુ ને વધુ વૃદ્ધિ પામતો રહે છે, વિપુલ પ્રસાદની વૃષ્ટિ કરતો રહે છે અને ભક્તોના અત્યંત ઘોર તાપોનું શમન કરવા માટે જ પ્રગટ થયેલો છે. (૩૧) શ્રીહરિનું હાસ્ય શરણાગતોના તીવ્રમાં તીવ્ર શોકના અશ્રુસાગરને સૂકવી દે છે અને અત્યંત ઉદાર છે. મુનિઓના કલ્યાણ સારુ કામદેવને મોહિત કરવા માટે જ શ્રીહરિએ પોતાની માયા વડે પોતાનું ભ્રૂ-મંડલ બનાવ્યું છે – તેનું ધ્યાન ધરવું. (૩૨) અત્યંત પ્રેમાર્દ્રભાવથી, પોતાના હૃદયમાં વિરાજમાન શ્રીહરિના ખડખડતા હાસ્યનું ધ્યાન ધરવું, કે જે ખરેખર ધ્યાનને જ યોગ્ય છે તથા જેમાં ઉપલા અને નીચલા – બંને અધરોની અત્યંત અરુણ કાન્તિને કારણે તેમના કુંદકળીઓ જેવા સફેદ નાના-નાના દાંતો પરની લાલિમા જેવું પ્રતીત થતું રહે છે. આ પ્રમાણે ધ્યાનમાં તન્મય થઈને, તેમના સિવાય અન્ય કોઈ પણ પદાર્થને જોવાની ઇચ્છા કરવી નહીં. (૩૩)

(આ પ્રમાણે ધ્યાનના અભ્યાસથી સાધકનો શ્રીહરિમાં પ્રેમ થઈ જાય છે, તેનું હૃદય ભક્તિથી દ્રવિત થઈ જાય છે, શરીરમાં આનંદના અતિરેકને કારણે રોમાંચ થવા લાગે છે, ઉત્કંઠાજનિત પ્રેમાશ્રુઓની ધારામાં તે વારંવાર પોતાના શરીરને નવડાવે છે અને પછી માછલી પકડવાના કાંટાની

૧. પ્રાચીન પ્રતમાં શ્લોક ૨૭માંના ચિહ્નાંક ૩થી અહીં સુધીનો વચ્ચેનો ભાગ મૂળમાં ખંડિત છે, ટિપ્પણીમાં લખેલો છે. ૨. પ્રા. પા. – બહલા૦ ।

* 'આત્માનમસ્ય જગતો નિર્લેપમગુણામલમ્ । બિભર્તિ કૌસ્તુભમણિં સ્વરૂપં ભગવાન્ હરિઃ ॥'

– અર્થાત્, આ જગતના નિર્લેપ, નિર્ગુણ, નિર્મળ તથા સ્વરૂપભૂત આત્માને કૌસ્તુભમણિના રૂપમાં ભગવાન ધારણ કરે છે.

મુક્તાશ્રયં યર્હિ નિર્વિષયં વિરક્તં
નિર્વાણમૃચ્છતિ મનઃ સહસા યથાર્ચિઃ ।
આત્માનમત્ર પુરુષોઽવ્યવધાનમેક-
મન્વીક્ષતે પ્રતિનિવૃત્તગુણપ્રવાહઃ ॥ ૩૫॥

સોઽપ્યેતયા ચરમયા મનસો નિવૃત્ત્યા
તસ્મિન્મહિમ્ન્યવસિતઃ સુખદુઃખબાહ્યે ।
હેતુત્વમપ્યસતિ કર્તરિ દુઃખયોર્યત્
સ્વાત્મન્ વિધત્ત ઉપલબ્ધપરાત્મકાષ્ઠઃ ॥ ૩૬॥

દેહં ચ[1] તં ન ચરમઃ સ્થિતમુત્થિતં વા
સિદ્ધો વિપશ્યતિ યતોઽધ્યગમત્સ્વરૂપમ્ ।
દૈવાદુપેતમથ દૈવવશાદપેતં[2]
વાસો યથા પરિકૃતં મદિરામદાન્ધઃ ॥ ૩૭॥

દેહોઽપિ દૈવવશગઃ ખલુ કર્મ યાવત્
સ્વારમ્ભકં પ્રતિસમીક્ષત એવ સાસુઃ ।
તં સપ્રપઞ્ચમધિરૂઢસમાધિયોગઃ
સ્વાપ્નં પુનર્ન ભજતે પ્રતિબુદ્ધવસ્તુઃ ॥ ૩૮॥

યથા પુત્રાચ્ચ વિત્તાચ્ચ પૃથઙ્મર્ત્યઃ પ્રતીયતે ।
અપ્યાત્મત્વેનાભિમતાદ્દેહાદેઃ પુરુષસ્તથા ॥ ૩૯॥

યથોલ્મુકાદ્વિસ્ફુલિઙ્ગાદ્ધૂમાદ્વાપિ સ્વસમ્ભવાત્ ।
અપ્યાત્મત્વેનાભિમતાદ્યથાગ્નિઃ પૃથગુલ્મુકાત્ ॥ ૪૦॥

ભૂતેન્દ્રિયાન્તઃકરણાત્પ્રધાનાજ્જીવસઞ્જ્ઞિતાત્ ।
આત્મા તથા પૃથગ્દ્રષ્ટા ભગવાન્ બ્રહ્મસઞ્જ્ઞિતઃ ॥ ૪૧॥

સર્વભૂતેષુ ચાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।
ઈક્ષેતાનન્યભાવેન ભૂતેષ્વિવ તદાત્મતામ્ ॥ ૪૨॥

જેમ તે શ્રીહરિને પોતાની તરફ ખેંચવાના સાધન તરીકે પોતાના ચિત્તને પણ ધીરે ધીરે ધ્યેય વસ્તુમાંથી વાળી લે છે. (૩૪) જેમ તેલ વગેરેના દીવાની જ્યોત પોતાના કારણરૂપી તેજના તત્ત્વમાં લીન થઈ જાય છે તેવી જ રીતે આશ્રય, વિષય અને રાગથી રહિત થઈને મન શાંત – બ્રહ્માકાર થઈ જાય છે. આવી અવસ્થા પ્રાપ્ત થતાં જીવ ગુણપ્રવાહરૂપી દેહ વગેરે ઉપાધિઓમાંથી નિવૃત્ત થઈ જવાને કારણે ધ્યાતા, ધ્યેય વગેરે વિભાગોથી રહિત અખંડ પરમાત્માને જ સર્વત્ર અનુગત જુએ છે. (૩૫) યોગના અભ્યાસથી પ્રાપ્ત થયેલી ચિત્તની આ અવિદ્યારહિત લયરૂપી નિવૃત્તિને લીધે પોતાના સુખદુઃખરહિત બ્રહ્મરૂપી મહિમામાં સ્થિત થઈને પરમાત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર કરી લેવાથી તે યોગી સુખદુઃખના જે ભોક્તાપણાને પહેલાં અજ્ઞાનને લીધે પોતાના સ્વરૂપમાં જોતો હતો તેને તે હવે અવિદ્યાકૃત અહંકારમાં જ જુએ છે. (૩૬) જેમ મદિરાના નશાથી ચકચૂર મનુષ્યને પોતાની કમર પર લપેટેલા વસ્ત્રના રહેવાનું કે પડી જવાનું કશું પણ ભાન રહેતું નથી તેવી જ રીતે ચરમ-અવસ્થાને પ્રાપ્ત કરનારા સિદ્ધ પુરુષને પણ પોતાના શરીરના બેસવા-ઊઠવામાં અથવા દૈવવશાત્ ક્યાંક જવામાં કે પાછા વળવામાં કશું પણ જ્ઞાન રહેતું નથી, કારણ કે તે પોતાના પરમાનંદમય સ્વરૂપમાં સ્થિત હોય છે. (૩૭) તેનું શરીર તો પૂર્વજન્મના સંસ્કારોને આધીન છે; તેથી જ્યાં સુધી તેનું પ્રારબ્ધ શેષ હોય છે ત્યાં સુધી તે ઇન્દ્રિયો સહિત જીવતો રહે છે; પરંતુ જેને સમાધિ સુધીની યોગની અવસ્થા પ્રાપ્ત થઈ ગયેલી છે અને જેણે પરમાત્માના તત્ત્વને પણ સમ્યક્પણે જાણી લીધું છે તે સિદ્ધ પુરુષ પુત્ર-પત્ની સહિત આ શરીરનો, સ્વપ્નમાં પ્રતીત થતાં શરીરોની જેમ ફરી સ્વીકાર કરતો નથી – પછી તેમાં અહંતા-મમતા કરતો નથી. (૩૮)

જે રીતે અત્યંત સ્નેહને કારણે પુત્ર અને ધન વગેરેમાં પણ સાધારણ જીવોની આત્મબુદ્ધિ રહે છે, પણ થોડો-સરખો વિચાર કરવાથી જ તે બધાં તે જીવોથી સ્પષ્ટપણે અલગ દેખાઈ આવે છે, તેવી જ રીતે જેમને આ (મનુષ્ય) પોતાનો આત્મા માની બેઠો છે તે દેહ વગેરેથી પણ તેમનો સાક્ષી પુરુષ અલગ જ છે. (૩૯) જેમ બળતા લાકડાથી, તણખાથી, સ્વયં અગ્નિથી જ પ્રગટ થયેલા ધુમાડાથી તથા અગ્નિરૂપ માનવામાં આવતા તે બળતા લાકડાથી પણ અગ્નિ ખરેખર તો અલગ જ છે, તેવી જ રીતે ભૂતો, ઇન્દ્રિયો અને અંતઃકરણથી તેમનો સાક્ષી આત્મા અલગ છે તથા જીવ કહેવાતા તે આત્માથી પણ બ્રહ્મ અલગ છે અને પ્રકૃતિથી તેના સંચાલક પુરુષોત્તમ અલગ છે. (૪૦-૪૧) જેમ દેહદૃષ્ટિથી જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ – ચારે પ્રકારનાં પ્રાણીઓ પંચભૂત-માત્ર છે તેવી જ રીતે સમસ્ત

૧. પ્રા. પા. – તુ । ૨. પ્રાચીન પ્રતમાં 'દૈવવશા૦'થી માંડીને ૩૯મા શ્લોકના '...નાભિમતા૦' સુધીનો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે.

સ્વયોનિષુ યથા જ્યોતિરેકં નાના પ્રતીયતે ।
યોનીનાં ગુણવૈષમ્યાત્તથાऽऽત્મા પ્રકૃતૌ સ્થિતઃ ॥ ૪૩॥

તસ્માદિમાં સ્વાં પ્રકૃતિં દૈવીં સદસદાત્મિકામ્ ।
દુર્વિભાવ્યાં પરાભાવ્ય સ્વરૂપેણાવતિષ્ઠતે ॥ ૪૪॥

જીવોમાં આત્માને અને આત્મામાં સમસ્ત જીવોને અનન્યભાવથી અનુગત જોવા. (૪૨) જેમ એક જ અગ્નિ ભિન્ન-ભિન્ન આશ્રયોમાં તેમની વિભિન્નતાને કારણે ભિન્ન-ભિન્ન આકારનો દેખાય છે તેવી જ રીતે દેવ-મનુષ્ય વગેરેનાં શરીરોમાં રહેનારો એક જ આત્મા પોતાના આશ્રયોના ગુણ-ભેદને કારણે ભિન્ન-ભિન્ન પ્રકારનો ભાસે છે. (૪૩) તેથી ભગવાનનો ભક્ત જીવના સ્વરૂપને સંતાડી દેનારી, કાર્યકારણરૂપે પરિણામ પામેલી ભગવાનની આ અચિંત્ય શક્તિમતી માયાનો ભગવાનની કૃપાથી જ જીતીને પોતાના વાસ્તવિક સ્વરૂપમાં-બ્રહ્મરૂપમાં સ્થિત થઈ જાય છે. (૪૪)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયે[1] સાધનાનુષ્ઠાનં નામાષ્ટાવિંશોऽધ્યાયઃ ॥ ૨૮॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય(ઉપાખ્યાન)માંનો સાધનાનુષ્ઠાન નામનો અઠ્ઠાવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઓગણત્રીસમો અધ્યાય

## ભક્તિનો મર્મ અને કાળનો મહિમા

*દેવહૂતિરુવાચ*

લક્ષણં મહદાદીનાં પ્રકૃતેઃ પુરુષસ્ય ચ ।
સ્વરૂપં લક્ષ્યતેऽમીષાં યેન તત્પારમાર્થિકમ્ ॥ ૧॥
યથા સાઙ્ખ્યેષુ કથિતં યન્મૂલં તત્પ્રચક્ષતે ।
ભક્તિયોગસ્ય મે માર્ગં બ્રૂહિ વિસ્તરશઃ[2] પ્રભો ॥ ૨॥
વિરાગો યેન પુરુષો ભગવન્ સર્વતો ભવેત્ ।
આચક્ષ્વ જીવલોકસ્ય વિવિધા મમ સંસૃતીઃ ॥ ૩॥
કાલસ્યેશ્વરરૂપસ્ય પરેષાં ચ પરસ્ય તે ।
સ્વરૂપં બત કુર્વન્તિ યદ્ધેતોઃ કુશલં જનાઃ ॥ ૪॥
લોકસ્ય મિથ્યાભિમતેરચક્ષુષ-
શ્ચિરં પ્રસુપ્તસ્ય તમસ્યનાશ્રયે ।
શ્રાન્તસ્ય કર્મસ્વનુવિદ્ધયા ધિયા
ત્વમાવિરાસીઃ કિલ યોગભાસ્કરઃ ॥ ૫॥

**દેવહૂતિએ પૂછ્યું** — હે પ્રભુ! પ્રકૃતિ, પુરુષ અને મહત્તત્ત્વ વગેરેનાં જે લક્ષણો સાંખ્યશાસ્ત્રમાં કહેવામાં આવ્યાં છે તથા જેમના થકી તેમનાં વાસ્તવિક સ્વરૂપો અલગ-અલગ જાણવામાં આવે છે અને ભક્તિયોગને જ જેનું પ્રયોજન કહેવામાં આવ્યું છે તે તમે મને બતાવ્યાં. હવે, કૃપા કરીને મને ભક્તિયોગનો માર્ગ વિસ્તારપૂર્વક બતાવો. (૧-૨) આ સિવાય, જીવોની જન્મ-મરણરૂપી અનેક પ્રકારની ગતિઓનું પણ વર્ણન કરો; જેમને સાંભળવાથી જીવને બધા પ્રકારની વસ્તુઓમાંથી વૈરાગ્ય થાય છે. (૩) જેના ભયથી મનુષ્યો શુભ કર્મોમાં પ્રવૃત્ત થાય છે અને જે બ્રહ્મા વગેરેનું શાસન કરનાર છે તે સર્વસમર્થ કાળના સ્વરૂપ વિશે પણ તમે મને કહો. (૪) જ્ઞાનદૃષ્ટિ લુપ્ત થઈ જવાને કારણે શરીર વગેરે મિથ્યા વસ્તુઓમાં જેમને આત્માભિમાન થઈ ગયું છે તથા બુદ્ધિ કર્મમાં આસક્ત રહેવાને કારણે અત્યંત પરિશ્રમી થઈને જેઓ દીર્ઘકાળથી અપાર અંધકારમય સંસારમાં સૂતેલા પડ્યા છે તેમને જગાડવા માટે તમે યોગ-પ્રકાશક સૂર્ય જ પ્રગટ થયા છો. (૫)

*મૈત્રેય ઉવાચ*

ઇતિ માતુર્વચઃ શ્લક્ષ્ણં પ્રતિનન્દ્ય મહામુનિઃ ।
આબભાષે કુરુશ્રેષ્ઠ પ્રીતસ્તાં કરુણાર્દિતઃ ॥ ૬॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે કુરુશ્રેષ્ઠ વિદુરજી! માતાનાં આ મનોહર વચનો સાંભળીને મહામુનિ કપિલજીએ તેમની પ્રશંસા કરી અને જીવો પ્રત્યે દયાથી દ્રવીભૂત થઈને ઘણી પ્રસન્નતા સાથે તેમને આ પ્રમાણે કહ્યું. (૬)

*શ્રીભગવાનુવાચ*

ભક્તિયોગો બહુવિધો માર્ગૈર્ભામિનિ ભાવ્યતે ।
સ્વભાવગુણમાર્ગેણ પુંસાં ભાવો વિભિદ્યતે ॥ ૭॥

**શ્રીભગવાન કપિલે કહ્યું** — મા! સાધકોના ભાવ અનુસાર ભક્તિયોગનો અનેક પ્રકારે પ્રકાશ થાય છે, કારણ કે સ્વભાવ અને ગુણોના ભેદને લીધે મનુષ્યોના ભાવમાં પણ

૧. પ્રાચીન પ્રતમાં 'કાપિલેયે સાધનાનુષ્ઠાનં નામ' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. — ન્રતઃ ।

અભિસન્ધાય યો હિંસાં દમ્ભં માત્સર્યમેવ વા[1] ।
સંરમ્ભી ભિન્નદગ્ભાવં મયિ કુર્યાત્સ તામસઃ ॥ ૮॥

વિષયાનભિસન્ધાય યશ ઐશ્વર્યમેવ વા ।
અર્ચાદાવર્ચયેદ્યો માં પૃથગ્ભાવઃ સ રાજસઃ ॥ ૯॥

કર્મનિર્હારમુદ્દિશ્ય પરસ્મિન્ વા તદર્પણમ્ ।
યજેદ્યષ્ટવ્યમિતિ વા પૃથગ્ભાવઃ સ સાત્ત્વિકઃ ॥ ૧૦॥

મદ્ગુણશ્રુતિમાત્રેણ મયિ સર્વગુહાશયે[2] ।
મનોગતિરવિચ્છિન્ના યથા ગઙ્ગામ્ભસોઽમ્બુધૌ ॥ ૧૧॥

લક્ષણં ભક્તિયોગસ્ય નિર્ગુણસ્ય હ્યુદાહૃતમ્ ।
અહૈતુક્યવ્યવહિતા યા ભક્તિઃ પુરુષોત્તમે ॥ ૧૨॥

સાલોક્યસાર્ષ્ટિસામીપ્યસારૂપ્યૈકત્વમપ્યુત ।
દીયમાનં ન ગૃહ્ણન્તિ વિના મત્સેવનં જનાઃ ॥ ૧૩॥

સ એવ ભક્તિયોગાખ્ય આત્યન્તિક ઉદાહૃતઃ ।
યેનાતિવ્રજ્ય ત્રિગુણં મદ્ભાવાયોપપદ્યતે ॥ ૧૪॥

નિષેવિતેનાનિમિત્તેન સ્વધર્મેણ મહીયસા ।
ક્રિયાયોગેન શસ્તેન નાતિહિંસ્રેણ નિત્યશઃ ॥ ૧૫॥

મદ્ધિષ્ણ્યદર્શનસ્પર્શપૂજાસ્તુત્યભિવન્દનૈઃ ।
ભૂતેષુ મદ્ભાવનયા સત્ત્વેનાસઙ્ગમેન ચ ॥ ૧૬॥

મહતાં બહુમાનેન દીનાનામનુકમ્પયા ।
મૈત્ર્યા ચૈવાત્મતુલ્યેષુ યમેન નિયમેન ચ ॥ ૧૭॥

આધ્યાત્મિકાનુશ્રવણાન્નામસઙ્કીર્તનાચ્ચ મે ।
આર્જવેનાર્યસઙ્ગેન નિરહઙ્ક્રિયયા તથા ॥ ૧૮॥

મદ્ધર્મણો ગુણૈરેતૈઃ પરિસંશુદ્ધ આશયઃ ।
પુરુષસ્યાઞ્જસાઽભ્યેતિ શ્રુતમાત્રગુણં હિ મામ્ ॥ ૧૯॥

યથા વાતરથો ઘ્રાણમાવૃઙ્ક્તે[3] ગન્ધ આશયાત્ ।
એવં યોગરતં ચેત આત્માનમવિકારિ યત્ ॥ ૨૦॥

વિભિન્નતા આવી જાય છે. (૭) જે ભેદદર્શી ક્રોધી મનુષ્ય હૃદયમાં હિંસા, દંભ અથવા મત્સરતાનો ભાવ રાખીને મને પ્રેમ કરે છે તે મારો તામસી ભક્ત છે. (૮) જે મનુષ્ય વિષય. યશ અને ઐશ્વર્ય મેળવવાની કામનાથી પ્રતિમા વગેરેમાં મારું ભેદભાવથી (સ્વામી-સેવક ભાવથી) પૂજન કરે છે તે મારો રાજસી ભક્ત છે.(૯) જે મનુષ્ય પાપોનો ક્ષય કરવા માટે, પરમાત્માને અર્પણ કરવા માટે અને પૂજન કરવું એ કર્તવ્ય છે એવી બુદ્ધિથી, મારું ભેદભાવથી પૂજન કરે છે તે મારો સાત્ત્વિક ભક્ત છે. (૧૦) જેમ ગંગાનો પ્રવાહ અખંડરૂપે સમુદ્ર તરફ વહેતો રહે છે તેવી જ રીતે મારા ગુણોના શ્રવણ-માત્રથી મનની ગતિનું તૈલધારાવત્ અવિચ્છિન્નરૂપે મુજ સર્વાન્તર્યામી તરફ થઈ જવું તથા મુજ પુરુષોત્તમમાં નિષ્કામ અને અનન્ય પ્રેમ થવો – આ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ છે એમ કહેવામાં આવ્યું છે. (૧૧-૧૨) આવા નિષ્કામ ભક્તો, તેમને આપવા છતાં પણ, મારી સેવા છોડીને સાલોક્ય[1], સાર્ષ્ટિ[2], સામીપ્ય[3], સારૂપ્ય[4] અને સાયુજ્ય[5] મોક્ષ સુધ્ધાં લેતા નથી. (૧૩) ભગવત્-સેવા માટે મોક્ષ (મુક્તિ)નો તિરસ્કાર કરનારા આ ભક્તિયોગને જ પરમ પુરુષાર્થ અથવા સાધ્ય કહેવામાં આવ્યો છે. એના થકી મનુષ્ય ત્રણે ગુણોને પાર કરીને મારા ભાવને – મારા પ્રેમરૂપ અપ્રાકૃત સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. (૧૪)

નિષ્કામભાવથી પોતાનાં નિત્ય-નૈમિત્તિક કર્તવ્યોનું શ્રદ્ધાપૂર્વક પાલન કરીને હરહંમેશ હિંસારહિત ઉત્તમ ક્રિયાયોગનું અનુષ્ઠાન કરવાથી; મારી મૂર્તિનું દર્શન, સ્પર્શ, પૂજન, સ્તુતિ અને વંદના કરવાથી; પ્રાણીઓમાં મારી ભાવના કરવાથી; ધૈર્ય અને વૈરાગ્યનું અવલંબન, મહાપુરુષોનો આદર, દીનજનો પર દયા અને સમાન સ્થિતિવાળાઓ પ્રત્યે મિત્રતાનો વ્યવહાર કરવાથી; યમ-નિયમોનું પાલન, અધ્યાત્મશાસ્ત્રોનું શ્રવણ અને મારાં નામોનું ઊંચા સ્વરે કીર્તન કરવાથી તથા મનની સરળતા, સત્પુરુષોનો સંગ અને અહંકારનો ત્યાગ વગેરેથી મારા ધર્મોનું (અર્થાત્ ભાગવત-ધર્મોનું) અનુષ્ઠાન કરનારા ભક્તજનનું ચિત્ત અત્યંત શુદ્ધ થઈને મારા ગુણોના શ્રવણ-માત્રથી અનાયાસ જ મારામાં જોડાઈ જાય છે. (૧૫-૧૯)

જેવી રીતે વાયુ વડે ઊડીને જનારી ગંધ પોતાના આશ્રયભૂત પુષ્પમાંથી (નીકળીને) ઘ્રાણેન્દ્રિય સુધી પહોંચી જાય છે તેવી જ રીતે ભક્તિયોગમાં તત્પર અને રાગ-દ્વેષ વગેરે વિકારોથી રહિત ચિત્ત પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. (૨૦)

---

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – ૦ગુણાશયે । ૩. પ્રા. પા. – ૦માભુઙ્ક્તે ।

૧. ભગવાનના નિત્યધામમાં નિવાસ. ૨. ભગવાનના જેવા ઐશ્વર્યભોગ. ૩. ભગવાનની નિત્ય-સમીપતા. ૪. ભગવાનના જેવું રૂપ. ૫. ભગવાનના વિગ્રહમાં સમાહિત થવું, સંલગ્ન થઈ જવું, તેમની સાથે એક થઈ જવું અથવા બ્રહ્મરૂપ પ્રાપ્ત કરી લેવું.

અહં સર્વેષુ ભૂતેષુ ભૂતાત્માઽવસ્થિતઃ સદા ।
તમવજ્ઞાય માં મર્ત્યઃ કુરુતેઽર્ચાવિડમ્બનમ્ ॥ ૨૧॥

યો માં સર્વેષુ ભૂતેષુ સન્તમાત્માનમીશ્વરમ્ ।
હિત્વાર્ચાં ભજતે મૌઢ્યાદ્ભસ્મન્યેવ જુહોતિ સઃ ॥ ૨૨॥

દ્વિષતઃ પરકાયે માં માનિનો ભિન્નદર્શિનઃ ।
ભૂતેષુ બદ્ધવૈરસ્ય ન મનઃ શાન્તિમૃચ્છતિ ॥ ૨૩॥

અહમુચ્ચાવચૈર્દ્રવ્યૈઃ ક્રિયયોત્પન્નયાઽનઘે[1] ।
નૈવ તુષ્યેઽર્ચિતોઽર્ચાયાં ભૂતગ્રામાવમાનિનઃ ॥ ૨૪॥

અર્ચાદાવર્ચયેત્તાવદીશ્વરં માં સ્વકર્મકૃત્ ।
યાવન્ન વેદ સ્વહૃદિ સર્વભૂતેષ્વવસ્થિતમ્[2] ॥ ૨૫॥

આત્મનશ્ચ પરસ્યાપિ યઃ કરોત્યન્તરોદરમ્ ।
તસ્ય ભિન્નદૃશો મૃત્યુર્વિદધે ભયમુલ્બણમ્ ॥ ૨૬॥

અથ માં સર્વભૂતેષુ ભૂતાત્માનં કૃતાલયમ્ ।
અર્હયેદ્દાનમાનાભ્યાં મૈત્ર્યાઽભિન્નેન ચક્ષુષા ॥ ૨૭॥

જીવાઃ શ્રેષ્ઠા હ્યજીવાનાં તતઃ પ્રાણભૃતઃ શુભે ।
તતઃ સચિત્તાઃ પ્રવરાસ્તતશ્ચેન્દ્રિયવૃત્તયઃ ॥ ૨૮॥

તત્રાપિ સ્પર્શવેદિભ્યઃ પ્રવરા રસવેદિનઃ ।
તેભ્યો ગન્ધવિદઃ શ્રેષ્ઠાસ્તતઃ શબ્દવિદો વરાઃ ॥ ૨૯॥

રૂપભેદવિદસ્તત્ર[3] તતશ્ચોભયતોદતઃ ।
તેષાં બહુપદાઃ શ્રેષ્ઠાશ્ચતુષ્પાદસ્તતો[4] દ્વિપાત્ ॥ ૩૦॥

તતો વર્ણાશ્ચ ચત્વારસ્તેષાં બ્રાહ્મણ ઉત્તમઃ ।
બ્રાહ્મણેષ્વપિ વેદજ્ઞો હ્યર્થજ્ઞોઽભ્યધિકસ્તતઃ ॥ ૩૧॥

હું આત્મા-રૂપે બધા જ જીવોમાં સદૈવ સ્થિત છું; તેથી જે મનુષ્યો મુજ સર્વભૂત-સ્થિત પરમાત્માનો અનાદર કરીને કેવળ મૂર્તિમાં જ મારું પૂજન કરે છે તેનું તે પૂજન સ્વાંગમાત્ર – આડંબર માત્ર છે. (૨૧) હું સૌનો આત્મા - પરમેશ્વર બધાં જ ભૂતોમાં સ્થિત છું; આવી સ્થિતિમાં જે મનુષ્ય મોહને લીધે મારી ઉપેક્ષા કરીને કેવળ મૂર્તિના પૂજનમાં જ રચ્યો પચ્યો રહે છે તે તો જાણે ભસ્મમાં જ હવન કરે છે. (૨૨) જે ભેદદર્શી અને અભિમાની મનુષ્ય બીજા જીવોની સાથે વેર બાંધે છે અને એ રીતે તે જીવોના શરીરમાં વિદ્યમાન મુજ આત્મા સાથે જ દ્વેષ કરે છે તેના મનને ક્યારેય શાંતિ મળી શકતી નથી. (૨૩) હે મા! જે મનુષ્ય બીજા જીવોનું અપમાન કરે છે તે ઘણીબધી નાની-મોટી બધી સામગ્રીઓ વડે અનેક પ્રકારનાં વિધિ-વિધાન સાથે મારી મૂર્તિનું પૂજન કરે છે તોપણ હું તેનાથી પ્રસન્ન થતો નથી. (૨૪) મનુષ્યે પોતાના ધર્મનું અનુષ્ઠાન કરતા રહીને ત્યાં સુધી મુજ ઈશ્વરની મૂર્તિ વગેરેનું પૂજન કરતા રહેવું જોઈએ, કે જ્યાં સુધી તેને પોતાના હૃદયમાં તેમ જ સમસ્ત પ્રાણીઓમાં સ્થિત પરમાત્માનો અનુભવ ન થઈ જાય. (૨૫) જે મનુષ્ય આત્મા અને પરમાત્મા વચ્ચે થોડુંક પણ અંતર કરે છે તે ભેદદર્શી માટે હું મૃત્યુરૂપે મહાન ભય ઊભો કરું છું. (૨૬) તેથી, સમસ્ત પ્રાણીઓની ભીતર ઘર બનાવીને તે પ્રાણીઓના જ રૂપમાં સ્થિત મુજ પરમાત્માનું યથાયોગ્ય દાન, આદર, મિત્રતાના વ્યવહાર વડે તથા સમદૃષ્ટિ દ્વારા પૂજન કરવું જોઈએ. (૨૭)

હે મા! પથ્થર વગેરે અચેતન પદાર્થો કરતાં વૃક્ષ વગેરે જીવો શ્રેષ્ઠ છે, તેમના કરતાં શ્વાસ લેનારાં પ્રાણી શ્રેષ્ઠ છે, તેમનામાં પણ મનવાળાં પ્રાણી ઉત્તમ છે અને તેમના કરતાં ઇન્દ્રિય-વૃત્તિઓથી યુક્ત પ્રાણીઓ શ્રેષ્ઠ છે. સેન્દ્રિય (ઇન્દ્રિયવાળાં) પ્રાણીઓમાં પણ કેવળ સ્પર્શનો અનુભવ કરનારાં પ્રાણીઓ કરતાં રસનું ગ્રહણ કરી શકનારાં મત્સ્ય વગેરે ઉત્કૃષ્ટ છે તથા રસવેત્તા એવાં તે પ્રાણીઓ કરતાં ગંધનો અનુભવ કરનારાં (ભ્રમર વગેરે) અને ગંધને ગ્રહણ કરનારાંઓ કરતાં પણ શબ્દને ગ્રહણ કરનારાં (સર્પ વગેરે) પ્રાણીઓ શ્રેષ્ઠ છે. (૨૮-૨૯) તેમના કરતાં પણ રૂપનો અનુભવ કરનારાં (કાગડો વગેરે) ઉત્તમ છે અને તેમના કરતાં જેમને ઉપર-નીચે બંને તરફ દાંત છે તેવા જીવો શ્રેષ્ઠ છે. તેમનામાં પણ પગ વિનાનાં કરતાં ઘણાંબધાં ચરણોવાળાં શ્રેષ્ઠ છે તથા ઘણાં ચરણોવાળાં કરતાં ચાર ચરણવાળાં પ્રાણીઓ અને ચાર ચરણવાળાં કરતાં પણ બે ચરણવાળા મનુષ્યો શ્રેષ્ઠ છે. (૩૦) મનુષ્યોમાં પણ ચાર વર્ણ શ્રેષ્ઠ છે;

૧. પ્રા. પા. – ક્રિયોત્પન્નેશ્ચ માનિનિ । ૨. પ્રા. પા. – ૦ભૂતેષ્વપિ સ્થિતિમ્ । ૩. પ્રા. પા. – ૦વિદસ્તેભ્યસ્તતશ્ચોભયવેદિનઃ । ૪. પ્રા. પા. – ૦પાદાસ્તતો ।

અર્થજ્ઞાત્સંશયચ્છેત્તા તતઃ શ્રેયાન્ સ્વકર્મકૃત્ ।
મુક્તસઙ્ગસ્તતો ભૂયાનદોગ્ધા ધર્મમાત્મનઃ ॥ ૩૨॥

તસ્માન્મય્યર્પિતાશેષક્રિયાર્થાત્મા નિરન્તરઃ ।
મય્યર્પિતાત્મનઃ પુંસો મયિ સંન્યસ્તકર્મણઃ ।
ન પશ્યામિ પરં ભૂતમકર્તુઃ સમદર્શનાત્ ॥ ૩૩॥

મનસૈતાનિ ભૂતાનિ પ્રણમેદ્ બહુ માનયન્ ।
ઈશ્વરો જીવકલયા પ્રવિષ્ટો ભગવાનિતિ ॥ ૩૪॥

ભક્તિયોગશ્ચ યોગશ્ચ મયા માનવ્યુદીરિતઃ ।
યયોરેકતરેણૈવ પુરુષઃ પુરુષં વ્રજેત્ ॥ ૩૫॥

એતદ્ભગવતો રૂપં બ્રહ્મણઃ પરમાત્મનઃ ।
પરં પ્રધાનં પુરુષં દૈવં કર્મવિચેષ્ટિતમ્ ॥ ૩૬॥

રૂપભેદાસ્પદં દિવ્યં કાલ ઈત્યભિધીયતે ।
ભૂતાનાં મહદાદીનાં યતો ભિન્નદૃશાં ભયમ્ ॥ ૩૭॥

યોઽન્તઃ પ્રવિશ્ય ભૂતાનિ ભૂતૈરત્ત્યખિલાશ્રયઃ[1] ।
સ વિષ્ણ્વાખ્યોઽધિયજ્ઞોઽસૌ કાલઃ કલયતાં પ્રભુઃ ॥ ૩૮॥

ન ચાસ્ય કશ્ચિદ્દયિતો ન દ્વેષ્યો ન ચ બાન્ધવઃ ।
આવિશત્યપ્રમત્તોઽસૌ પ્રમત્તં જનમન્તકૃત્ ॥ ૩૯॥

યદ્ભયાદ્વાતિ વાતોઽયં સૂર્યસ્તપતિ યદ્ભયાત્ ।
યદ્ભયાદ્વર્ષતે દેવો ભગણો ભાતિ યદ્ભયાત્ ॥ ૪૦॥

યદ્વનસ્પતયો ભીતા લતાશ્ચૌષધિભિઃ સહ ।
સ્વે સ્વે કાલેઽભિગૃહ્ણન્તિ પુષ્પાણિ ચ ફલાનિ ચ ॥ ૪૧॥

સ્રવન્તિ સરિતો ભીતા નોત્સર્પત્યુદધિર્યતઃ ।
અગ્નિરિન્ધે સગિરિભિર્ભૂર્ન મજ્જતિ યદ્ભયાત્ ॥ ૪૨॥

નભો દદાતિ શ્વસતાં પદં[2] યન્નિયમાદદઃ ।
લોકં સ્વદેહં તનુતે મહાન્ સપ્તભિરાવૃતમ્ ॥ ૪૩॥

તેમનામાં પણ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. બ્રાહ્મણોમાં વેદને જાણનારા ઉત્તમ છે અને વેદવેત્તાઓમાં પણ વેદનું તાત્પર્ય જાણનારા શ્રેષ્ઠ છે. (૩૧) તાત્પર્ય જાણનારાઓ કરતાં સંશય-નિવારણ કરનારા અને તેમના કરતાં પણ વર્ણાશ્રમોચિત પોતાના ધર્મનું પાલન કરનારા તથા તેમના કરતાં પણ આસક્તિ-ત્યાગપૂર્વક અને નિષ્કામભાવે સ્વધર્મનું આચરણ કરનારાઓ શ્રેષ્ઠ છે. (૩૨) તેમના કરતાં પણ જે મનુષ્યો પોતાનાં સમસ્ત કર્મો, તેનાં ફળ તથા પોતાના શરીરને મને જ અર્પણ કરીને ભેદભાવ છોડીને મારી ઉપાસના કરે છે તેઓ શ્રેષ્ઠ છે. આ પ્રમાણે મને જ ચિત્ત અને કર્મો સમર્પિત કરનારા અકર્તા અને સમદર્શી મનુષ્ય કરતાં શ્રેષ્ઠ અન્ય કોઈ પ્રાણી મને દેખાતું નથી. (૩૩) તેથી એમ માનીને કે જીવરૂપી પોતાના અંશથી સાક્ષાત્ ભગવાન જ સૌમાં અનુગત છે, આ સમસ્ત પ્રાણીઓને ખૂબ આદર સાથે મનથી પ્રણામ કરવા. (૩૪)

મા! આ પ્રમાણે મેં તમારે માટે ભક્તિયોગ અને અષ્ટાંગયોગનું વર્ણન કર્યું. તેમનામાંથી એકનું પણ સાધન કરવાથી જીવ પરમપુરુષ ભગવાનને પ્રાપ્ત કરી લે છે. (૩૫) ભગવાન પરમાત્મા પરબ્રહ્મનું અદ્‌ભુત પ્રભાવસંપન્ન તથા જાગતિક (લૌકિક) પદાર્થોના વૈચિત્ર્યનું હેતુભૂત સ્વરૂપવિશેષ જ કાળના નામે વિખ્યાત છે. પ્રકૃતિ અને પુરુષ તેનાં જ રૂપ છે અને તેમનાથી તે અલગ પણ છે. અનેક પ્રકારનાં કર્મોનું મૂળ અદૃષ્ટ પણ એ જ છે તથા એનાથી જ મહત્તત્ત્વ વગેરેનાં અભિમાની ભેદદર્શી પ્રાણીઓને હંમેશાં ભય રહ્યા કરે છે. (૩૬-૩૭) જે સૌનો આશ્રય હોવાને કારણે સમસ્ત પ્રાણીઓમાં અનુપ્રવિષ્ટ થઈને ભૂતો દ્વારા જ તેમનો સંહાર કરે છે. તે જગતનું શાસન કરનારા બ્રહ્મા વગેરેના પણ પ્રભુ ભગવાન કાળ જ યજ્ઞોનું ફળ આપનારા વિષ્ણુ છે. (૩૮) તેમનો કોઈ મિત્ર નથી, તેમનો કોઈ શત્રુ નથી અને તેમનું કોઈ સગું-સંબંધી પણ નથી. તેઓ હંમેશાં સજાગ રહે છે અને પોતાના સ્વરૂપભૂત શ્રીભગવાનને ભૂલી જઈને ભોગરૂપી પ્રમાદમાં પડેલાં પ્રાણીઓ પર આક્રમણ કરીને તેમનો સંહાર કરે છે. (૩૯) તેમના જ ભયથી વાયુ વહે છે, તેમના જ ભયથી સૂર્ય તપે છે, તેમના જ ભયથી ઈન્દ્ર વૃષ્ટિ કરે છે અને તેમના જ ભયથી તારા પ્રકાશે છે. (૪૦) તેમનાથી જ ભયભીત થઈને ઔષધિઓ સહિત લતાઓ અને તમામ વનસ્પતિઓ સમયે સમયે ફળ-ફૂલ ધારણ કરે છે. (૪૧) તેમના જ ડરથી નદીઓ વહે છે અને સમુદ્ર પોતાની મર્યાદા ઓળંગતો નથી. તેમના જ ભયથી અગ્નિ પ્રજ્વલિત થાય છે અને પર્વતો સહિત પૃથ્વી જળમાં ડૂબતી નથી. (૪૨) તેમના જ શાસનથી આ આકાશ જીવતાં પ્રાણીઓના શ્વાસોચ્છ્‌વાસ માટે અવકાશ આપે છે અને

૧. પ્રા. પા. – ૦રપ્યત્ત। ૨. પ્રા. પા. – માર્ગં યન્નિયમાચ્ચ ઘઃ।

ગુણાભિમાનિનો દેવાઃ સર્ગાદિષ્વસ્ય યદ્ભયાત્ ।
વર્તન્તેઽનુયુગં યેષાં વશ એતચ્ચરાચરમ્ ॥ ૪૪॥

મહત્તત્ત્વ અહંકારરૂપી શરીરનો સાત આવરણોવાળા બ્રહ્માંડરૂપે વિસ્તાર કરે છે. (૪૩) આ કાળના ભયથી જ સત્ત્વ વગેરે ગુણોના નિયામક વિષ્ણુ વગેરે દેવતાઓ, કે જેમના આધીન આ સઘળું ચરાચર (જડચેતનરૂપ) જગત છે તેઓ પોતાનાં સૃષ્ટિરચના વગેરે કાર્યોમાં યુગક્રમાનુસાર તત્પર રહે છે. (૪૪)

સોઽનન્તોઽન્તકરઃ કાલોઽનાદિરાદિકૃદવ્યયઃ ।
જનં જનેન જનયન્મારયન્મૃત્યુનાન્તકમ્ ॥ ૪૫॥

આ અવિનાશી કાળ સ્વયં અનાદિ છે છતાં બીજાઓના આદિ-કર્તા (ઉત્પાદક) છે તથા સ્વયં અનંત છે છતાં પણ બીજાઓનો અંત કરનાર છે. આ (કાળ) પિતાથી પુત્રની ઉત્પત્તિ કરાવતા રહીને સઘળા જગતની રચના કરે છે અને પોતાની સંહારશક્તિ મૃત્યુ વડે યમરાજને પણ મરાવીને તેનો અંત કરી દે છે. (૪૫)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે 'કાપિલેયોપાખ્યાને'[૧] એકોનત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૯॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત 'કાપિલેયોપાખ્યાન'માંનો ઓગણત્રીસમો અધ્યાય સમાપ્ત.

==★==

# ત્રીસમો અધ્યાય

## શરીર અને ઘરમાં આસક્ત મનુષ્યોની અધોગતિનું વર્ણન

*કપિલ ઉવાચ*

તસ્યૈતસ્ય જનો નૂનં નાયં વેદોરુવિક્રમમ્ ।
કાલ્યમાનોઽપિ બલિનો વાયોરિવ ઘનાવલિઃ ॥ ૧॥

યં યમર્થમુપાદત્તે દુઃખેન સુખહેતવે ।
તં તં ધુનોતિ ભગવાન્ પુમાઞ્છોચતિ યત્કૃતે ॥ ૨॥

યદધ્રુવસ્ય દેહસ્ય સાનુબન્ધસ્ય દુર્મતિઃ ।
ધ્રુવાણિ મન્યતે મોહાદ્ ગૃહક્ષેત્રવસૂનિ[૨] ચ ॥ ૩॥

જન્તુર્વૈ ભવ એતસ્મિન્ યાં યાં યોનિમનુવ્રજેત્ ।
તસ્યાં તસ્યાં સ લભતે નિર્વૃતિં ન વિરજ્યતે ॥ ૪॥

નરકસ્થોઽપિ દેહં વૈ ન પુમાંસ્ત્યક્તુમિચ્છતિ ।
નારક્યાં નિર્વૃતૌ સત્યાં દેવમાયાવિમોહિતઃ ॥ ૫॥

આત્મજાયાસુતાગારપશુદ્રવિણબન્ધુષુ ।
નિરૂઢમૂલહૃદય આત્માનં બહુ મન્યતે ॥ ૬॥

સન્દહ્યમાનસર્વાઙ્ગ એષામુદ્વહનાધિના ।
કરોત્યવિરતં મૂઢો દુરિતાનિ દુરાશયઃ ॥ ૭॥

આક્ષિપ્તાત્મેન્દ્રિયઃ સ્ત્રીણામસતીનાં ચ માયયા ।
રહોરચિતયાઽઽલાપૈઃ શિશૂનાં કલભાષિણામ્ ॥ ૮॥

**શ્રીકપિલ ભગવાન કહે છે** — હે મા! જેમ વાયુ વડે ઉડાવવામાં આવતો વાદળ-સમુદાય તે વાયુના બળને જાણતો નથી તેવી જ રીતે આ જીવ પણ ભગવાન કાળની પ્રેરણાથી ભિન્ન-ભિન્ન અવસ્થાઓમાં તથા યોનિઓમાં ભ્રમણ કરતો રહે છે, પણ તે કાળના પ્રબળ પરાક્રમને જાણતો નથી. (૧) સુખની અભિલાષાથી જીવ જે જે વસ્તુઓને ઘણા કષ્ટથી મેળવે છે તે તે વસ્તુઓનો ભગવાન કાળ નાશ કરી દે છે, કે જેને માટે તે જીવને ભારે શોક થાય છે. (૨) આનું કારણ એ છે કે આ મંદબુદ્ધિનો જીવ પોતાના આ નાશવંત શરીરને તથા તેનાથી સંબંધિત ઘર, જમીન, ધન વગેરેને મોહને લીધે નિત્ય માની લે છે. (૩) આ સંસારમાં આ જીવ જે જે યોનિમાં જન્મ લે છે તેમાં તેમાં તે આનંદ માનવા લાગે છે અને તેનાથી વિરક્ત થતો નથી. (૪) ભગવાનની માયાથી તે એવો મોહિત થઈ રહ્યો છે કે કર્મવશ નારકીય યોનિઓમાં જન્મ લેવા છતાં પણ ત્યાંના તુચ્છ ભોગોમાં જ સુખ માનતો હોવાને કારણે તેમને પણ છોડવા માગતો નથી. (૫) આ મૂર્ખ પોતાના શરીર, પત્ની, પુત્ર, ઘર, પશુ, ધન અને બંધુ-બાંધવોમાં અત્યંત આસક્ત થઈને તેમના વિશે વિવિધ પ્રકારના મનોરથો સેવતો રહીને પોતાને ઘણો ભાગ્યશાળી સમજે છે. (૬) તેમના ભરણપોષણની ચિંતાથી તેનાં સઘળાં અંગ બળતાં રહે છે; તેમ છતાં હૃદય દુર્વાસનાઓથી દૂષિત થયેલું હોવાને કારણે તે મૂઢ તેમના જ માટે નિરંતર જાતજાતનાં પાપ કરતો રહે છે. (૭) કુલટા સ્ત્રીઓ વડે એકાંતમાં સંભોગ

૧. પ્રાચીન પ્રતમાં 'કાપિલેયોપાખ્યાને' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. — ક્ષેત્રધનાનિ ચ ।

ગૃહેષુ કૂટધર્મેષુ દુઃખતન્ત્રેષ્વતન્દ્રિતઃ ।
કુર્વન્દુઃખપ્રતીકારં સુખવન્મન્યતે ગૃહી ॥ ૯॥

અથૈરાપાદિતૈર્ગુર્વ્યા હિંસયેતસ્તતશ્ચ તાન્ ।
પુષ્ણાતિ યેષાં પોષેણ શેષભુગ્યાત્યધઃ સ્વયમ્ ॥ ૧૦॥

વાર્તાયાં લુપ્યમાનાયામારબ્ધાયાં પુનઃપુનઃ ।
લોભાભિભૂતો નિઃસત્ત્વઃ પરાર્થે કુરુતે સ્પૃહામ્ ॥ ૧૧॥

કુટુમ્બભરણાકલ્પો મન્દભાગ્યો વૃથોદ્યમઃ[1] ।
શ્રિયા વિહીનઃ કૃપણો ધ્યાયઞ્છ્વસિતિ મૂઢધીઃ ॥ ૧૨॥

એવં સ્વભરણાકલ્પં તત્કલત્રાદયસ્તથા ।
નાદ્રિયન્તે યથા પૂર્વં કીનાશા ઇવ ગોજરમ્ ॥ ૧૩॥

તત્રાપ્યજાતનિર્વેદો ભ્રિયમાણઃ સ્વયમ્ભૃતૈઃ ।
જરયોપાત્તવૈરૂપ્યો[2] મરણાભિમુખો ગૃહે ॥ ૧૪॥

આસ્તેઽવમત્યોપન્યસ્તં ગૃહપાલ ઇવાહરન્ ।
આમયાવ્યપ્રદીપ્તાગ્નિરલ્પાહારોઽલ્પચેષ્ટિતઃ ॥ ૧૫॥

વાયુનોત્ક્રમતોત્તારઃ કફસંરુદ્ધનાડિકઃ[3] ।
કાસશ્વાસકૃતાયાસઃ[4] કણ્ઠે ઘુરઘુરાયતે ॥ ૧૬॥

શયાનઃ પરિશોચદ્ભિઃ પરિવીતઃ[5] સ્વબન્ધુભિઃ ।
વાચ્યમાનોઽપિ ન બ્રૂતે કાલપાશવશં ગતઃ ॥ ૧૭॥

એવં કુટુમ્બભરણે [6]વ્યાપૃતાત્માઽજિતેન્દ્રિયઃ ।
મ્રિયતે રુદતાં સ્વાનામુરુવેદનયાઽસ્તધીઃ ॥ ૧૮॥

યમદૂતૌ તદા પ્રાપ્તૌ ભીમૌ સરભસેક્ષણૌ ।
સ દૃષ્ટ્વા ત્રસ્તહૃદયઃ શકૃન્મૂત્રં વિમુઞ્ચતિ ॥ ૧૯॥

વગેરેના સમયે પ્રદર્શિત કરેલા કપટભર્યા પ્રેમમાં તથા બાળકોની મીઠી-મીઠી વાતોમાં મન અને ઇન્દ્રિયોના ફસાઈ જવાથી ગૃહસ્થ મનુષ્ય ઘરનાં દુઃખપ્રધાન કપટભર્યાં કર્મોમાં ફસાઈ જાય છે. તે સમયે ઘણી સાવધાની વર્તવાથી તેને જો કોઈ દુઃખનો પ્રતિકાર કરવામાં સફળતા મળી જાય છે તો તેને જ તે સુખ માની લે છે. (૮-૯) ભયંકર હિંસાવૃત્તિ વડે જ્યાં-ત્યાંથી ધન એકઠું કરીને તે એવા લોકોનું પોષણ કરે છે કે જેમના પોષણથી તે નરકમાં જાય છે. પોતે તો તેમના ખાતાં-પીતાં બચેલું જ અન્ન ખાઈને રહે છે. (૧૦) વારંવાર પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે તેનો કોઈ ગુજારો થવા પામતો નથી ત્યારે તે લોભને લીધે અધીર થઈ જતાં બીજાના ધનની લાલચ કરવા લાગે છે. (૧૧) જ્યારે મંદ-ભાગ્યને કારણે એનો કોઈ પ્રયત્ન બર આવતો નથી અને તે મંદબુદ્ધિવાળો ધનહીન થતાં કુટુંબનું ભરણપોષણ કરવામાં અસમર્થ બની જાય છે ત્યારે અત્યંત લાચાર અને ચિંતાતુર થઈને દીર્ઘ નિસાસા નાખવા માંડે છે. (૧૨)

એને પોતાનું ભરણપોષણ કરવામાં અસમર્થ જોઈને તે પત્ની-પુત્ર વગેરે એનો પહેલાંના જેવો આદર કરતાં નથી; જેમ કૃપણ ખેડૂતો ઘરડા બળદની ઉપેક્ષા કરી દે છે. (૧૩) આમ છતાં પણ એને વૈરાગ્ય થતો નથી. જેમને એણે પોતે પાળ્યાપોષ્યા હતા તેઓ જ હવે એનું પાલનપોષણ કરે છે, વૃદ્ધાવસ્થાને કારણે એનું રૂપ બગડી જાય છે, શરીર રોગી થઈ જાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, ભોજન અને પુરુષાર્થ બંનેય ઓછાં થઈ જાય છે. એ મરણોન્મુખ થઈને ઘરમાં પડ્યો રહે છે અને પત્ની-પુત્ર વગેરેએ અપમાનપૂર્વક આપેલા ટુકડા ખાઈને કૂતરાની જેમ જીવનનિર્વાહ કરે છે. (૧૪-૧૫) મૃત્યુનો સમય નજીક આવવાથી વાયુના ઉત્ક્રમણથી એની આંખની પૂતળીઓ ચડી જાય છે, શ્વાસોચ્છ્વાસની નળીઓ કફથી ભરાઈ જાય છે, ખાંસી ખાવામાં અને શ્વાસ લેવામાં પણ એને ઘણું કષ્ટ પડે છે તથા કફ વધી જવાને કારણે ગળામાં ઘરઘરાટી થવા લાગે છે. (૧૬) એ પોતાનાં શોકાતુર સગાંસંબંધીઓથી ઘેરાયેલો પડ્યો રહે છે અને મૃત્યુપાશને વશીભૂત થઈ જવાથી તેમના બોલાવ્યા છતાં પણ બોલી શકતો નથી. (૧૭)

આ પ્રમાણે જે મૂઢ મનુષ્ય ઇન્દ્રિયોને નહીં જીતીને નિરંતર કુટુંબના પોષણમાં રત રહે છે તે રડતાં રહેતાં સ્વજનોની વચ્ચે અત્યંત વેદનાથી અચેત થઈને મૃત્યુ પામે છે. (૧૮) આ પ્રસંગે તેને લેવા માટે અતિ ભયંકર અને રોષયુક્ત આંખોવાળા જે બે યમદૂતો આવે છે તેમને જોઈને ભયને કારણે તેને મળ-

૧. પ્રા. પા. – વૃથાશ્રમઃ । ૨. પ્રા. પા. – જરયા જાત૦ । ૩. પ્રા. પા. – ૦નાડિના । ૪. પ્રા. પા. – ૦યાસકણ્ઠો ઘુ૦ । ૫. પ્રા. પા. – પરિતશ્ચ સ્વ૦ । ૬. પ્રા. પા. – વ્યાવૃતા૦ ।

યાતનાદેહ આવૃત્ય પાશૈર્બદ્ધ્વા ગલે બલાત્ ।
નયતો દીર્ઘમધ્વાનં દણ્ડ્યં રાજભટા યથા ॥ ૨૦॥

તયોર્નિર્ભિન્નહૃદયસ્તર્જનૈર્જાતવેપથુઃ ।
પથિ શ્વભિર્ભક્ષ્યમાણ આર્તોઽઘં સ્વમનુસ્મરન્ ॥ ૨૧॥

ક્ષુત્તૃટ્પરીતોઽર્કદવાનલાનિલૈઃ
સન્તપ્યમાનઃ પથિ તપ્તવાલુકે ।
કૃચ્છ્રેણ પૃષ્ઠે કશયા ચ તાડિત-
શ્ચલત્યશક્તોઽપિ નિરાશ્રમોદકે ॥ ૨૨॥

તત્ર તત્ર પતઞ્છ્રાન્તો મૂર્ચ્છિતઃ પુનરુત્થિતઃ ।
પથા પાપીયસા નીતસ્તમસા યમસાદનમ્ ॥ ૨૩॥

યોજનાનાં સહસ્રાણિ નવતિં નવ ચાધ્વનઃ ।
ત્રિભિર્મુહૂર્તૈર્દ્વાભ્યાં વા નીતઃ પ્રાપ્નોતિ યાતનાઃ ॥ ૨૪॥

આદીપનં સ્વગાત્રાણાં વેષ્ટયિત્વોલ્મુકાદિભિઃ ।
આત્મમાંસાદનં ક્વાપિ સ્વકૃત્તં પરતોઽપિ વા ॥ ૨૫॥

જીવતશ્ચાન્ત્રાભ્યુદ્ધારઃ શ્વગૃધ્રૈર્યમસાદને ।
સર્પવૃશ્ચિકદંશાદ્યૈર્દશદ્ભિશ્ચાત્મવૈશસમ્ ॥ ૨૬॥

કૃન્તનં ચાવયવશો ગજાદિભ્યો ભિદાપનમ્ ।
પાતનં ગિરિશૃઙ્ગેભ્યો રોધનં ચામ્બુગર્તયોઃ ॥ ૨૭॥

યાસ્તામિસ્રાન્ધતામિસ્રા રૌરવાદ્યાશ્ચ યાતનાઃ ।
ભુઙ્ક્તે[1] નરો વા નારી વા મિથઃ સઙ્ગેન નિર્મિતાઃ ॥ ૨૮॥

અત્રૈવ નરકઃ સ્વર્ગ ઇતિ માતઃ પ્રચક્ષતે ।
યા યાતના વૈ નારક્યસ્તા ઇહાપ્યુપલક્ષિતાઃ ॥ ૨૯॥

એવં કુટુમ્બં બિભ્રાણ ઉદરમ્ભર એવ વા ।
વિસૃજ્યેહોભયં પ્રેત્ય ભુઙ્ક્તે તત્ફલમીદૃશમ્ ॥ ૩૦॥

એકઃ પ્રપદ્યતે ધ્વાન્તં હિત્વેદં સ્વકલેવરમ્ ।
કુશલેતરપાથેયો ભૂતદ્રોહેણ યદ્ ભૃતમ્ ॥ ૩૧॥

મૂત્ર થઈ જાય છે. (૧૯) તે યમદૂતો તેને યાતનાશરીરમાં નાખે છે અને પછી જેમ સિપાઈ કોઈ અપરાધીને લઈ જાય છે તેવી રીતે તેના ગળામાં દોરડું બાંધીને બળપૂર્વક યમલોકની લાંબી યાત્રાએ તેને લઈ જાય છે. (૨૦) તેમના ગુસ્સાભર્યા ઘાંટાઓથી તેનું હૃદય ફાટવા લાગે છે અને શરીર ધ્રૂજવા માંડે છે, માર્ગમાં કૂતરાઓ તેને બચકાં ભરે છે. તે સમયે પોતાનાં પાપ યાદ કરીને તે વ્યાકુળ થઈ ઊઠે છે. (૨૧) ભૂખ-તરસ તેને બેચેન કરી મૂકે છે તથા ગરમી, દાવાનળ અને લૂથી તે તપી જાય છે. આવી દશામાં જળ અને વિશ્રામસ્થાન વિનાના, તપેલી રેતી-ભર્યા તે માર્ગ પર જ્યારે એક ડગલું પણ આગળ વધવાની તેનામાં શક્તિ રહેતી નથી અને યમદૂતો તેની પીઠ પર કોરડા ઝીંકે છે ત્યારે તેણે ભારે કષ્ટપૂર્વક ચાલવું જ પડે છે. (૨૨) તે થાકીને જ્યાં ને ત્યાં ઢળી પડે છે, તેને મૂર્છા આવી જાય છે; ચેતના આવતાં ફરી ઊભો થાય છે. આ પ્રમાણે અતિ દુઃખપૂર્ણ અંધકારભર્યા માર્ગે અત્યંત ક્રૂર યમદૂતો તેને જલદીથી યમપુરીમાં લઈ જાય છે. (૨૩) યમલોકનો રસ્તો નવ્વાણું હજાર જોજન લાંબો છે. આટલો લાંબો રસ્તો બે-ત્રણ ઘડીમાં જ પાર કરીને તે નરકમાં જાતજાતની યાતનાઓ ભોગવે છે. (૨૪) ત્યાં તેના શરીરને ભડભડતાં લાકડાં વગેરેમાં નાખીને બાળવામાં આવે છે, ક્યાંક પોતાના વડે અને બીજાઓ વડે કાપી-કાપીને તેને પોતાનું જ માંસ ખવડાવવામાં આવે છે. (૨૫) યમપુરીના કૂતરાઓ અથવા ત્યાંનાં ગીધો વડે જીવતે જીવ તેનાં આંતરડાં ખેંચવામાં આવે છે. સાપ, વીંછી, ડાંસ (મચ્છર) વગેરે ડસનારા તથા ડંખ મારનારા જીવો વડે તેના શરીરને પીડા આપવામાં આવે છે. (૨૬) કાપી-કાપીને શરીરના ટુકડે-ટુકડા કરવામાં આવે છે. તેને હાથીઓ વડે ચિરાવવામાં આવે છે, પર્વતનાં શિખરો પરથી નીચે ગબડાવવામાં આવે છે અથવા પાણીમાં કે ખાડામાં નાખીને બંધ કરી દેવામાં આવે છે. (૨૭) આ બધી યાતનાઓ તથા આવા જ પ્રકારની તામિસ્ર, અંધતામિસ્ર તેમ જ રૌરવ વગેરે નરકોની અન્ય પણ અનેક પીડાઓ (યંત્રણાઓ) તે જીવને, તે સ્ત્રી હોય કે પુરુષ, પારસ્પરિક સંસર્ગથી થનારાં પાપોને કારણે ભોગવવી જ પડે છે. (૨૮) મા! કેટલાક લોકોનું કહેવું છે કે સ્વર્ગ અને નરક તો આ જ લોકમાં (મળે) છે; કારણ કે જે નારકી યાતનાઓ છે તે અહીં પણ જોવા મળે છે. (૨૯)

આ પ્રમાણે અનેક કષ્ટો ભોગવીને પોતાના કુટુંબનું જ પાલન કરનારો અથવા પોતાનું જ પેટ ભરનારો મનુષ્ય તે કુટુંબ અને તે શરીર – બંનેને અહીં જ છોડી જઈને, મર્યા પછી, પોતે કરેલાં પાપોનું આવું ફળ ભોગવે છે. (૩૦) પોતાના આ શરીરને અહીં જ છોડીને, પ્રાણીઓ સાથે દ્રોહ કરીને

૧. પ્રાચીન પ્રતમાં 'ભુઙ્ક્તે નરો વા નારી વા...'થી માંડીને 'ઇહાપ્યુપલક્ષિતાઃ' સુધીનો દોઢ શ્લોક નથી.

દૈવેનાસાદિતં તસ્ય શમલં નિરયે પુમાન્ ।
ભુઙ્ક્તે કુટુમ્બપોષસ્ય હૃતવિત્ત ઈવાતુરઃ ॥ ૩૨॥

કેવલેન હ્યધર્મેણ કુટુમ્બભરણોત્સુકઃ ।
યાતિ જીવોઽન્ધતામિસ્રં ચરમં તમસઃ પદમ્ ॥ ૩૩॥

અધસ્તાન્નરલોકસ્ય યાવતીર્યાતનાદયઃ[1] ।
ક્રમશઃ સમનુક્રમ્ય પુનરત્રાવ્રજેચ્છુચિઃ ॥ ૩૪॥

સંચિત કરેલાં પાપોરૂપી પાથેયને સાથે લઈને તે એકલો જ નરકમાં જાય છે. (૩૧) મનુષ્ય પોતાના કુટુંબનું ઉદરપોષણ કરવા પાછળ જે અન્યાય (અનુચિત કર્મ) કરે છે તેનું દૈવવિહિત કુફળ તે નરકમાં જઈને ભોગવે છે. તે સમયે તે એવો વ્યાકુળ થાય છે, જાણે કે તેનું સર્વસ્વ લૂંટાઈ ગયું હોય. (૩૨) જે મનુષ્યમાત્ર પાપની કમાણીથી જ પોતાના પરિવારનું પાલનપોષણ કરવામાં વ્યસ્ત રહે છે તે અંધતામિસ્ર નરકમાં જાય છે, જે નરક બધાં નરકોમાં ચરમ સીમાનું કષ્ટદાયી સ્થાન છે. (૩૩) મનુષ્ય-જન્મ મળ્યા પહેલાંની જેટલી પણ યાતનાઓ હોય છે તથા ભૂંડ-કૂતરાં વગેરે યોનિઓનાં જેટલાં કષ્ટ હોય છે તે બધાંને ક્રમશઃ ભોગવીને શુદ્ધ થઈ ગયા પછી તે પુનઃ મનુષ્યયોનિમાં જન્મ લે છે. (૩૪)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને કર્મવિપાકો[2] નામ ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૦॥

ત્રીજા સ્કંધ-અંતર્ગત 'કાપિલેયોપાખ્યાન'માંનો કર્મવિપાક નામનો ત્રીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# એકત્રીસમો અધ્યાય

## મનુષ્યયોનિને પામેલા જીવની ગતિનું વર્ણન

*શ્રીભગવાનુવાચ*

કર્મણા દૈવનેત્રેણ જન્તુર્દેહોપપત્તયે ।
સ્ત્રિયાઃ પ્રવિષ્ટ ઉદરં પુંસો રેતઃકણાશ્રયઃ ॥ ૧॥

કલલં ત્વેકરાત્રેણ પઞ્ચરાત્રેણ બુદ્બુદમ્ ।
દશાહેન તુ કર્કન્ધૂઃ પેશ્યણ્ડં વા તતઃ પરમ્ ॥ ૨॥

માસેન તુ શિરો દ્વાભ્યાં બાહ્વઙ્ઘ્ર્યાદ્યઙ્ગવિગ્રહઃ ।
નખલોમાસ્થિચર્માણિ લિઙ્ગચ્છિદ્રોદ્ભવસ્ત્રિભિઃ ॥ ૩॥

ચતુર્ભિર્ધાતવઃ સપ્ત પઞ્ચભિઃ ક્ષુત્તૃડુદ્ભવઃ ।
ષડ્ભિર્જરાયુણા વીતઃ કુક્ષૌ ભ્રામ્યતિ દક્ષિણે ॥ ૪॥

માતુર્જગ્ધાન્નપાનાદ્યૈરેધદ્ધાતુરસમ્મતે ।
શેતે વિણ્મૂત્રયોર્ગર્તે સ જન્તુર્જન્તુસમ્ભવે ॥ ૫॥

કૃમિભિઃ ક્ષતસર્વાઙ્ગઃ સૌકુમાર્યાત્પ્રતિક્ષણમ્ ।
મૂર્ચ્છામાપ્નોત્યુરુક્લેશસ્તત્રત્યૈઃ ક્ષુધિતૈર્મુહુઃ ॥ ૬॥

કટુતીક્ષ્ણોષ્ણલવણરૂક્ષામ્લાદિભિરુલ્બણૈઃ ।
માતૃભુક્તૈરુપસ્પૃષ્ટઃ સર્વાઙ્ગોત્થિતવેદનઃ ॥ ૭॥

**શ્રીભગવાન કપિલ કહે છે** – હે મા! જ્યારે જીવને મનુષ્યશરીરમાં જન્મ લેવાનું થાય છે ત્યારે તે ભગવાનની પ્રેરણાથી પોતાનાં પૂર્વકર્મો અનુસાર, દેહપ્રાપ્તિ માટે પુરુષના વીર્યબિંદુ દ્વારા સ્ત્રીના ગર્ભાશયમાં પ્રવેશ કરે છે. (૧) ત્યાં તે એક રાત્રિ સુધીમાં રજમાં ભળીને એકરૂપ કલલ બની જાય છે, પાંચ રાત્રિ સુધીમાં પરપોટારૂપ થઈ જાય છે, દસ દિવસમાં બોર જેવો થોડો કઠણ થઈ જાય છે અને ત્યારબાદ માંસપેશીના અથવા અંડજ પ્રાણીઓમાં ઈંડાના રૂપમાં પરિણમે છે. (૨) એક મહિનામાં તેને માથું નીકળી આવે છે, બે મહિનામાં હાથ-પગ વગેરે અંગોનો વિભાગ થઈ જાય છે અને ત્રણ મહિનામાં નખ, રુવાંટાં, અસ્થિ, ચામડી, સ્ત્રી-પુરુષનાં ચિહ્નો તથા અન્ય છિદ્રો ઉત્પન્ન થઈ જાય છે. (૩) ચાર મહિનામાં તેનામાં માંસ વગેરે સાતે ધાતુઓ પેદા થઈ જાય છે, પાંચમા મહિનામાં ભૂખ-તરસ લાગવા માંડે છે અને છઠ્ઠા મહિનામાં ઓર સાથે લપેટાઈને જમણી કૂખમાં ઘૂમવા લાગે છે. (૪) તે સમયે માતાએ આરોગેલાં અન્ન-જળ વગેરેથી તેની બધી ધાતુઓ પુષ્ટ થવા લાગે છે અને તે કૃમિ (કરમિયા) વગેરે જંતુઓના ઉત્પત્તિસ્થાન એવા કનિષ્ઠ (જઘન્ય) મળમૂત્રના ખાડામાં પડ્યો રહે છે. (૫) તે નાજુક તો હોય છે; તેથી જ્યારે ત્યાંના ભૂખ્યા કીડા તેના અંગ-પ્રત્યંગને ચટકાં ભરે છે ત્યારે અત્યંત ક્લેશને કારણે તે ક્ષણે ક્ષણે અચેત થઈ જાય છે. (૬) માતાએ ખાધેલા કડવા,

૧. પ્રા. પા. – ન્નાસ્તુ તાઃ । ૨. પ્રા. પા. – કે ત્રિંશ૦ ।

ઉલ્બેન સંવૃતસ્તસ્મિન્નન્ત્રૈશ્ચ બહિરાવૃતઃ ।
આસ્તે કૃત્વા શિરઃ કુક્ષૌ ભુગ્નપૃષ્ઠશિરોધરઃ ॥ ૮॥

અકલ્પઃ સ્વાઙ્ગચેષ્ટાયાં શકુન્ત ઇવ પઞ્જરે ।
તત્ર લબ્ધસ્મૃતિર્દૈવાત્કર્મ જન્મશતોદ્ભવમ્ ।
સ્મરન્દીર્ઘમનુચ્છ્વાસં શર્મ[1] કિં નામ વિન્દતે ॥ ૯॥

આરભ્ય સપ્તમાન્માસાલ્લબ્ધબોધોઽપિ[2] વેપિતઃ ।
નૈકત્રાસ્તે સૂતિવાતૈર્વિષ્ઠાભૂરિવ સોદરઃ[3] ॥ ૧૦॥

નાથમાન ઋષિર્ભીતઃ સપ્તવધ્રિઃ કૃતાઞ્જલિઃ ।
સ્તુવીત તં વિકલવયા વાચા યેનોદરેઽર્પિતઃ ॥ ૧૧॥

જન્તુરુવાચ[4]

તસ્યોપસન્નમવિતું જગદિચ્છયાત્ત-
નાનાતનોર્ભુવિ ચલચ્ચરણારવિન્દમ્ ।
સોઽહં વ્રજામિ શરણં હ્યકુતોભયં[5] મે
યેનેદૃશી ગતિરદર્શ્યસતોઽનુરૂપા ॥ ૧૨॥

યસ્ત્વત્ર બદ્ધ ઇવ કર્મભિરાવૃતાત્મા
[6]ભૂતેન્દ્રિયાશયમયીમવલમ્બ્ય માયામ્ ।
આસ્તે વિશુદ્ધમવિકારમખણ્ડબોધ-
માતપ્યમાનહૃદયેઽવસિતં નમામિ ॥ ૧૩॥

યઃ પઞ્ચભૂતરચિતે રહિતઃ શરીરે-
ચ્છન્નોઽયથેન્દ્રિયગુણાર્થચિદાત્મકોઽહમ્ ।
તેનાવિકુણ્ઠમહિમાનમૃષિં તમેનં
વન્દે પરં પ્રકૃતિપૂરુષયોઃ પુમાંસમ્ ॥ ૧૪॥

યન્માયયોરુગુણકર્મનિબન્ધનેઽસ્મિન્
સાંસારિકે પથિ ચરંસ્તદભિશ્રમેણ ।
નષ્ટસ્મૃતિઃ પુનરયં પ્રવૃણીત લોકં
યુક્ત્યા કયા મહદનુગ્રહમન્તરેણ ॥ ૧૫॥

તીખા, ગરમ, ખારા, રુક્ષ, ખાટા વગેરે ઉગ્ર પદાર્થોનો સ્પર્શ થવાથી તેના આખા શરીરમાં પીડા થવા લાગે છે. (૭) તે જીવ માતાના ગર્ભાશયમાં ઓરથી લપેટાયેલો અને આંતરડાંઓથી ઘેરાયેલો રહે છે. તેનું માથું પેટ તરફ તથા પીઠ અને ગરદન વર્તુળાકાર વળેલાં રહે છે. (૮)

તે પાંજરામાં બંધ કરાયેલા પક્ષી જેવો પરાધીન હોય છે તેમ જ અંગોને હલાવવા-ફેરવવામાં પણ અસમર્થ રહે છે. તે જ સમયે અદૃષ્ટની પ્રેરણાથી તેને સ્મરણશક્તિ પ્રાપ્ત થાય છે. ત્યારે (તેને) પોતાના સેંકડો જન્મોનાં કર્મો યાદ આવી જાય છે અને તે બેચેન થઈ જાય છે તથા તે ગુંગળામણ અનુભવે છે. આવી દશામાં તેને શું શાન્તિ મળી શકે ખરી? (૯) સાતમો મહિનો શરૂ થતાં તેનામાં જ્ઞાનશક્તિનો પણ ઉન્મેષ થઈ જાય છે; પણ પ્રસવ-વાયુથી ચલાયમાન રહેવાને કારણે તે એ જ ઉદરમાં પેદા થયેલા વિષ્ઠાના કીડાઓની જેમ એક જ સ્થળે રહી શકતો નથી. (૧૦) ત્યારે સપ્તધાતુમય સ્થૂળ શરીરથી બંધાયેલો તે દેહાત્મદર્શી જીવ અત્યંત ભયભીત થઈને દીન વાણીથી કૃપા-યાચના કરતો કરતો, હાથ જોડીને તે પ્રભુની સ્તુતિ કરતો રહે છે કે જેમણે તેને માતાના ગર્ભમાં નાખ્યો છે. (૧૧)

**જીવ કહે છે** — ભગવાન શરણે આવેલા આ નાશવંત જગતના રક્ષણ માટે જ અનેક પ્રકારનાં રૂપ ધારણ કરે છે; તેથી હું પણ ભૂતલ પર વિચરણ કરનારાં તેમનાં જ નિર્ભય ચરણકમળોનું શરણ લઉં છું. હું ઘણો અધમ છું; ભગવાને મને આ પ્રકારની જે ગતિ બતાવી છે તે મારે લાયક જ છે. (૧૨) જે હું (જીવ) આ માતાના ઉદરમાં શરીર, ઇન્દ્રિયો અને અંતઃકરણ-રૂપી માયાનો આશ્રય લઈને, પુણ્ય-પાપરૂપી કર્મોથી આચ્છાદિત રહેવાને કારણે બંધાયેલા જેવો છું તે જ હું અહીં પોતાના સંતપ્ત હૃદયમાં પ્રતીત થનારા તે વિશુદ્ધ (ઉપાધિરહિત), અવિકારી અને અખંડ બોધસ્વરૂપ પરમાત્માને નમસ્કાર કરું છું. (૧૩) હું વાસ્તવમાં શરીર વગેરેથી રહિત (અસંગ) હોવા છતાં પણ જોવામાં પાંચભૌતિક શરીરથી સંબદ્ધ છું અને તેથી ઇન્દ્રિયો, ગુણો, શબ્દ વગેરે વિષયો અને ચિદાભાસ (અહંકાર) રૂપ જણાઈ આવું છું. તેથી આ શરીર વગેરેના આવરણથી જેમનો મહિમા કુંઠિત થયો નથી તે પ્રકૃતિ અને પુરુષના નિયંતા સર્વજ્ઞ પરમપુરુષની હું વંદના કરું છું. (૧૪) તેમની જ માયાથી પોતાના સ્વરૂપની સ્મૃતિનો નાશ થઈ જવાને કારણે આ જીવ અનેક પ્રકારના સત્ત્વ વગેરે ગુણો અને કર્મોના બંધનથી બંધાયેલો આ સંસાર-માર્ગમાં જાત-જાતનાં કષ્ટો સહન કરતો કરતો ભટકતો રહે છે; તેથી તે પરમપુરુષ પરમાત્માની કૃપા વિના અન્ય કયા ઉપાયથી આ (જીવ)ને પોતાના સ્વરૂપનું જ્ઞાન

૧. પ્રા. પા. — સઙ્ગાત્ કિં । ૨. પ્રા. પા. — ઽકતિ । ૩. પ્રા. પા. — સોઽચરત્ । ૪. પ્રા. પા. — જીવ ઉવાચ । ૫. પ્રા. પા. — ન કુતો૦ । ૬. પ્રા. પા. — ન્ધાશ્રય૦ ।

જ્ઞાનં યદેતદદધાત્કતમઃ સ દેવ-
ત્રૈકાલિકં સ્થિરચરેષ્વનુવર્તિતાંશઃ ।
તં જીવકર્મપદવીમનુવર્તમાના-
સ્તાપત્રયોપશમનાય વયં ભજેમ ॥ ૧૬॥

દેહ્યન્યદેહવિવરે જઠરાગ્નિનાઽસૃગ્
વિણ્મૂત્રકૂપપતિતો ભૃશતપ્તદેહઃ ।
ઇચ્છન્નિતો વિવસિતું ગણયન્ સ્વમાસાન્
નિર્વાસ્યતે કૃપણધીર્ભગવન્ કદા નુ ॥ ૧૭॥

યેનેદૃશીં ગતિમસૌ દશમાસ્ય ઈશ
સઙ્ગ્રાહિતઃ પુરુદયેન ભવાદૃશેન ।
સ્વેનૈવ તુષ્યતુ કૃતેન સ દીનનાથઃ
કો નામ તત્પ્રતિ વિનાઽઞ્જલિમસ્ય કુર્યાત્ ॥ ૧૮॥

પશ્યત્યયં ધિષણયા નનુ સપ્તવધ્રિઃ
શારીરકે દમશરીર્યપરઃ સ્વદેહે ।
યત્સૃષ્ટયાઽઽસં તમહં પુરુષં પુરાણં
પશ્યે બહિર્હૃદિ ચ ચૈત્યમિવ[1] પ્રતીતમ્ ॥ ૧૯॥

સોઽહં વસન્નપિ વિભો બહુદુઃખવાસં
ગર્ભાન્ન નિર્જિગમિષે બહિરન્ધકૂપે ।
યત્રોપયાતમુપસર્પતિ દેવમાયા
મિથ્યામતિર્યદનુ સંસૃતિચક્રમેતત્ ॥ ૨૦॥

તસ્માદહં વિગતવિક્લવ ઉદ્ધરિષ્ય
આત્માનમાશુ તમસઃ સુહૃદાઽઽત્મનૈવ ।
ભૂયો યથા વ્યસનમેતદનેકરન્ધ્રં
મા મે ભવિષ્યદુપસાદિતવિષ્ણુપાદઃ ॥ ૨૧॥

*કપિલ ઉવાચ*

એવં કૃતમતિર્ગર્ભે દશમાસ્યઃ સ્તુવન્નૃષિઃ ।
સદ્યઃ ક્ષિપત્યવાચીનં પ્રસૂત્યૈ સૂતિમારુતઃ ॥ ૨૨॥

તેનાવસૃષ્ટઃ સહસા કૃત્વાઽવાક્શિર આતુરઃ ।
વિનિષ્ક્રામતિ કૃચ્છ્રેણ નિરુચ્છ્વાસો હતસ્મૃતિઃ ॥ ૨૩॥

થઈ શકે? (૧૫) મને આ જે ત્રિકાળ-જ્ઞાન થયું છે તે પણ તેમના સિવાય અન્ય કોણે આપ્યું છે? – કારણ કે સ્થાવર-જંગમ સમસ્ત પ્રાણીઓમાં એકમાત્ર તેઓ જ તો પોતાના અંશથી અંતર્યામીરૂપે વિદ્યમાન છે. તેથી કર્મજનિત અવસ્થાનું અનુવર્તન કરનારા જીવરૂપી અમે પોતાના ત્રિવિધ તાપોનું શમન કરવા માટે તેમનું જ ભજન કરીએ છીએ. (૧૬)

હે ભગવન્! આ શરીરધારી જીવ બીજા (માતાના) શરીરના ઉદરમાં મળ, મૂત્ર અને રક્તના કૂવામાં પડેલો છે, તેની જઠરાગ્નિથી તેનું શરીર અત્યંત સંતપ્ત થઈ રહ્યું છે. તેમાંથી નીકળવા ઇચ્છતો તે પોતાના મહિના ગણી રહ્યો છે. ભગવન્! હવે આ દીનને અહીંથી બહાર ક્યારે કાઢવામાં આવશે? (૧૭) હે સ્વામી! તમે ઘણા દયાળુ છો, આપના જેવા ઉદાર પ્રભુએ જ આ દસ માસના જીવને આવું ઉત્કૃષ્ટ જ્ઞાન આપ્યું છે! હે દીનબંધુ! આપે કરેલા આપના ઉપકારથી જ આપ પ્રસન્ન થાઓ; કારણ કે આપને હાથ જોડવા સિવાય આપના આ ઉપકારનો બદલો તો કોઈ આપી પણ શું શકે? (૧૮)

પ્રભુ! સંસારના આ પશુ-પક્ષી વગેરે અન્ય જીવો તો પોતાની મૂઢ બુદ્ધિ અનુસાર પોતાના શરીરમાં થનારાં સુખ-દુઃખ વગેરેનો જ અનુભવ કરે છે; પરંતુ હું તો આપની કૃપાથી શમ-દમ વગેરે સાધનોથી સંપન્ન શરીરવાળો થયેલો છું; તેથી આપની આપેલી વિવેકબુદ્ધિથી આપ પુરાણપુરુષનો, પોતાના શરીરની બહાર અને અંદર, અહંકારના આશ્રયભૂત આત્માની જેમ, પ્રત્યક્ષ અનુભવ કરું છું. (૧૯) હે ભગવાન! અત્યંત દુઃખથી ભરેલા આ ગર્ભાશયમાં જોકે હું ઘણા કષ્ટપૂર્વક વસી રહ્યો છું તોપણ આમાંથી બહાર નીકળીને સંસારમય અંધારા કૂવામાં પડવાની મને બિલકુલ ઇચ્છા નથી; કારણ કે તેમાં પડનારા જીવને આપની માયા ઘેરી લે છે, જેને કારણે શરીરમાં તેની અહંબુદ્ધિ થઈ જાય છે અને તેના પરિણામે તેણે ફરીથી આ સંસારચક્રમાં જ ફસાવું પડે છે. (૨૦) તેથી હું વ્યાકુળતા છોડીને, હૃદયમાં શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણોને સ્થાપિત કરીને પોતાની બુદ્ધિની સહાયથી જ પોતાને સત્વરે આ સંસારરૂપી સમુદ્રને પાર ઉતારી દઈશ, કે જેથી મને અનેક પ્રકારનાં દોષોથી યુક્ત આ સંસારદુઃખ ફરીથી મળે નહીં. (૨૧)

**શ્રીકપિલદેવજી કહે છે** – હે માતા! દસ મહિનાનો ઋષિ જેવી શુદ્ધબુદ્ધિવાળો તે જીવ ગર્ભમાં જ જ્યારે આ પ્રમાણે વિવેકસંપન્ન થઈને ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે પ્રસવકાળનો વાયુ તે અધોમુખ બાળકને બહાર આવવા માટે ધકેલે છે. (૨૨) તેના અચાનક ધકેલાવાથી તે બાળક અત્યંત વ્યાકુળ થઈને, માથું નીચે કરીને ઘણા કષ્ટપૂર્વક બહાર નીકળે છે. તે સમયે તેના શ્વાસની ગતિ થંભી જાય છે અને પૂર્વસ્મૃતિનો નાશ થઈ જાય

૧. પ્રા. પા. – દૈવમિતિ પ્રતીતઃ ।

પતિતો ભુવ્યસૃઙ્મૂત્રે વિષ્ઠાભૂરિવ ચેષ્ટતે ।
રોરૂયતિ[1] ગતે જ્ઞાને વિપરીતાં ગતિં ગતઃ ॥ ૨૪॥

પરચ્છન્દં ન વિદુષા પુષ્યમાણો જનેન સઃ ।
અનભિપ્રેતમાપન્નઃ પ્રત્યાખ્યાતુમનીશ્વરઃ ॥ ૨૫॥

શાયિતોઽશુચિપર્યઙ્કે જન્તુસ્વેદજદૂષિતે ।
નેશઃ કણ્ડૂયનેઽઙ્ગાનામાસનોત્થાનચેષ્ટને ॥ ૨૬॥

તુદન્ત્યામત્વચં દંશા મશકા મત્કુણાદયઃ ।
રુદન્તં વિગતજ્ઞાનં કૃમયઃ કૃમિકં યથા ॥ ૨૭॥

ઈત્યેવં શૈશવં ભુક્ત્વા દુઃખં પૌગણ્ડમેવ ચ ।
અલબ્ધાભીપ્સિતોઽજ્ઞાનાદિદ્ધમન્યુઃ શુચાર્પિતઃ ॥ ૨૮॥

સહ દેહેન માનેન વર્ધમાનેન મન્યુના ।
કરોતિ વિગ્રહં કામી કામિષ્વન્તાય ચાત્મનઃ ॥ ૨૯॥

ભૂતૈઃ પઞ્ચભિરારબ્ધે દેહે દેહ્યબુધોઽસકૃત્ ।
અહંમમેત્યસદ્ગ્રાહઃ કરોતિ કુમતિર્મતિમ્ ॥ ૩૦॥

તદર્થં કુરુતે કર્મ યદ્બદ્ધો યાતિ સંસૃતિમ્ ।
યોઽનુયાતિ દદત્ક્લેશમવિદ્યાકર્મબન્ધનઃ ॥ ૩૧॥

યદ્યસદ્ભિઃ પથિ પુનઃ શિશ્નોદરકૃતોદ્યમૈઃ ।
આસ્થિતો રમતે જન્તુસ્તમો વિશતિ પૂર્વવત્ ॥ ૩૨॥

સત્યં શૌચં દયા[2] મૌનં બુદ્ધિઃ શ્રીર્હ્રીર્યશઃ ક્ષમા ।
શમો દમો ભગશ્ચેતિ યત્સઙ્ગાદ્યાતિ સઙ્ક્ષયમ્ ॥ ૩૩॥

તેષ્વશાન્તેષુ મૂઢેષુ ખણ્ડિતાત્મસ્વસાધુષુ ।
સઙ્ગં ન કુર્યાચ્છોચ્યેષુ યોષિત્ક્રીડામૃગેષુ ચ ॥ ૩૪॥

છે. (૨૩) પૃથ્વી પર માતાના રક્ત અને મૂત્રમાં પડેલો તે બાળક વિષ્ઠાના કીડાની જેમ તરફડે છે. ગર્ભવાસ વેળાનું તેનું સઘળું જ્ઞાન નષ્ટ થઈ જાય છે અને તે વિપરીત ગતિ (દેહાભિમાનરૂપી અજ્ઞાન-દશા) પામીને વારંવાર જોર-જોરથી રડે છે. (૨૪)

પછી જે લોકો તેનો અભિપ્રાય સમજી શકતા નથી તેમના વડે તેનું પાલનપોષણ થાય છે. આવી દશામાં તેને જે પ્રતિકૂળતા પ્રાપ્ત થાય છે તેનો નિષેધ કરવાની શક્તિ પણ તેનામાં હોતી નથી. (૨૫) જ્યારે તે જીવને શિશુ-અવસ્થામાં અપવિત્ર ખાટલી પર સુવાડવામાં આવે છે, કે જેમાં માકણ વગેરે સ્વેદજ જીવો ચોંટેલા હોય છે, ત્યારે શરીરને ખંજવાળવાનું, ઉઠાવવાનું કે પડખું ફેરવવાનું પણ તેનામાં સામર્થ્ય નહીં હોવાને કારણે તે અત્યંત કષ્ટ પામે છે. (૨૬) તેની ત્વચા (ચામડી) ઘણી કોમળ હોય છે, તેને ડાંસ, મચ્છર, માકણ વગેરે એવી રીતે કરડતા રહે છે કે જેમ મોટા કીડાને નાના કીડાઓ (કરડે છે). તે સમયે તેનું ગર્ભાવસ્થાનું સઘળું જ્ઞાન જતું રહે છે; રોવા સિવાય તે કશુંય કરી શકતો નથી. (૨૭)

આ જ પ્રમાણે તે બાળક બાલ્ય (કૌમાર) અને પૌગંડ (કિશોર) - અવસ્થાઓનાં દુઃખો ભોગવીને યુવાવસ્થાએ પહોંચે છે. આ સમયે તેને જો કોઈ ઇચ્છિત ભોગ મળતો નથી તો અજ્ઞાનને લીધે તેનો ક્રોધ ઉદ્દીપ્ત થઈ ઊઠે છે અને તે શોકવિહ્વળ થઈ જાય છે. (૨૮) શરીરની સાથોસાથ જ અભિમાન અને ક્રોધ વધી જવાને કારણે કામ-પરવશ તે જીવ પોતાનો જ નાશ કરવા માટે બીજા કામી પુરુષો સાથે વેર બાંધે છે. (૨૯) મિથ્યા બુદ્ધિવાળો તે અજ્ઞાની જીવ પંચભૂતોથી રચાયેલા આ શરીરમાં મિથ્યા-અભિનિવેશને કારણે નિરંતર હુંપણા-મારાપણાનું અભિમાન કરવા લાગે છે. (૩૦) જે શરીર તેને વૃદ્ધાવસ્થા વગેરે અનેક પ્રકારનાં કષ્ટો જ આપે છે તથા અવિદ્યા અને કર્મના સૂત્રથી બંધાયેલો રહેવાને કારણે હંમેશાં એની (શરીરની) પાછળ પડેલો રહે છે; તેના જ માટે એ જાતજાતનાં કર્મ કરતો રહે છે – કે જેમનામાં બંધાઈ જવાને કારણે તેણે વારંવાર સંસારચક્રમાં ફસાવું પડે છે. (૩૧) સન્માર્ગે ચાલતાં-ચાલતાં જો એનો જિહ્વા અને ઉપસ્થ-ઇન્દ્રિયોના ભોગોમાં ફસાયેલા કોઈ વિષયી પુરુષો સાથે સમાગમ થઈ જાય છે અને એ તેમનામાં આસ્થા કરીને તેમનું અનુગમન (અનુસરણ) કરવા લાગે છે તો પહેલાંની જેમ જ ફરીથી નારકીય યોનિઓમાં પડે છે. (૩૨) જેમના સંગથી એના સત્ય, શૌચ (આંતરિક અને બાહ્ય પવિત્રતા), દયા, વાક્સંયમ, બુદ્ધિ, ધનસંપત્તિ, લજ્જા, યશ, ક્ષમા, મન-ઇન્દ્રિયોનો સંયમ તથા ઐશ્વર્ય વગેરે તમામ સદ્ગુણોનો નાશ થઈ જાય છે. તેથી અત્યંત શોચનીય, સ્ત્રીઓનાં ક્રીડામૃગ (રમકડાં), અશાંત, મૂઢ અને દેહાત્મદર્શી

૧. પ્રાચીન પ્રતમાં 'રોરૂયતિ...' આ ઉત્તરાર્ધથી માંડીને ૨૬મા શ્લોકના પૂર્વાર્ધ સુધીના પૂરા બે શ્લોક મૂળમાં નથી, ટિપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – તપો મૌનં બુદ્ધિર્હ્રીઃ શ્રીર્યશઃ ।

ન તથાઽસ્ય ભવેન્મોહો બન્ધશ્ચાન્યપ્રસઙ્ગતઃ[1] ।
યોષિત્સઙ્ગાદ્યથા પુંસો યથા તત્સઙ્ગિસઙ્ગતઃ ॥ ૩૫॥

પ્રજાપતિઃ સ્વાં દુહિતરં દૃષ્ટ્વા તદ્રૂપધર્ષિતઃ ।
રોહિદ્ભૂતાં સોઽન્વધાવદૃક્ષરૂપી હતત્રપઃ ॥ ૩૬॥

તત્સૃષ્ટસૃષ્ટસૃષ્ટેષુ કો ન્વખણ્ડિતધીઃ પુમાન્ ।
ઋષિં નારાયણમૃતે યોષિન્મય્યેહ માયયા ॥ ૩૭॥

બલં મે પશ્ય માયાયાઃ સ્ત્રીમય્યા જયિનો દિશામ્ ।
યા કરોતિ પદાક્રાન્તાન્[2] ભ્રૂવિજૃમ્ભેણ કેવલમ્ ॥ ૩૮॥

સઙ્ગં ન કુર્યાત્પ્રમદાસુ જાતુ
યોગસ્ય પારં પરમારુરુક્ષુઃ ।
મત્સેવયા પ્રતિલબ્ધાત્મલાભો
વદન્તિ યા નિરયદ્વારમસ્ય ॥ ૩૯॥

યોપયાતિ શનૈર્માયા યોષિદ્દેવવિનિર્મિતા ।
તામીક્ષેતાત્મનો મૃત્યું તૃણૈઃ કૂપમિવાવૃતમ્ ॥ ૪૦॥

યાં મન્યતે પતિં મોહાન્મન્માયામૃષભાયતીમ્ ।
સ્ત્રીત્વં સ્ત્રીસઙ્ગતઃ પ્રાપ્તો વિત્તાપત્યગૃહપ્રદમ્ ॥ ૪૧॥

તામાત્મનો વિજાનીયાત્પત્યપત્યગૃહાત્મકમ્ ।
દૈવોપસાદિતં મૃત્યું મૃગયોર્ગાયનં યથા ॥ ૪૨॥

દેહેન જીવભૂતેન લોકાલ્લોકમનુવ્રજન્ ।
ભુઞ્જાન એવ કર્માણિ કરોત્યવિરતં પુમાન્ ॥ ૪૩॥

જીવો હ્યસ્યાનુગો દેહો ભૂતેન્દ્રિયમનોમયઃ[3] ।
તન્નિરોધોઽસ્ય મરણમાવિર્ભાવસ્તુ સમ્ભવઃ ॥ ૪૪॥

(શરીરમાં 'એ હું છું' એમ જોનાર) એવા અસત્પુરુષોનો સંગ ક્યારેય કરવો જોઈએ નહીં. (૩૩-૩૪) કારણ કે આ જીવને કોઈ અન્યનો સંગ કરવાથી એટલો મોહ અને બંધન થતાં નથી કે જેટલાં તે સ્ત્રીઓનો અને સ્ત્રીઓનો સંગ કરનારાઓનો સંગ કરવાથી થાય છે. (૩૫) એક વાર પોતાની પુત્રી સરસ્વતીને જોઈને બ્રહ્માજી પણ તેના રૂપ-લાવણ્યથી મોહિત થઈ ગયા હતા અને તે મૃગીરૂપ બનીને ભાગવા લાગી ત્યારે તેઓ મૃગરૂપ થઈને નિર્લજ્જપણે તેની પાછળ દોડવા લાગ્યા હતા. (૩૬) તે જ બ્રહ્માજીએ મરીચિ વગેરે પ્રજાપતિઓનું, મરીચિ વગેરેએ કશ્યપ વગેરેનું અને કશ્યપ વગેરેએ દેવો-મનુષ્યો વગેરે પ્રાણીઓનું સર્જન કર્યું. તેથી એમનામાંના એક ઋષિશ્રેષ્ઠ નારાયણને બાદ કરતાં એવો કોણ પુરુષ હોઈ શકે કે જેની બુદ્ધિ સ્ત્રીરૂપી માયાથી મોહિત ન થાય? (૩૭) અહો! આ સ્ત્રીરૂપી મારી માયાની શક્તિ તો જુઓ, કે જે પોતાના ભ્રૂકુટિના વિલાસમાત્રથી મોટા-મોટા દિગ્વિજયી વીરોને પોતાના પગથી કચડી નાખે છે! (૩૮)

૯　જે મનુષ્ય યોગના પરમ પદ પર આરૂઢ થવા ઇચ્છે છે અથવા જેને મારી સેવા કરવાના પ્રભાવને લીધે આત્મા અને અનાત્મા વિશે વિવેક થઈ ગયો છે તેણે ક્યારેય સ્ત્રી-સંગ કરવો નહીં; કારણ કે તેમને (સ્ત્રીઓને) પુરુષને માટે નરકનું ખુલ્લું દ્વાર બતાવવામાં આવી છે. (૩૯) ભગવાને રચેલી આ જે સ્ત્રીરૂપી માયા છે તે સેવા વગેરેના બહાને ધીરે ધીરે પાસે આવે છે, એને (તો) ઘાસનાં પાંદડાંઓથી ઢંકાયેલા કૂવાની જેમ પોતાનું મૃત્યુ જ સમજવી જોઈએ. (૪૦)

સ્ત્રીમાં આસક્ત રહેવાને કારણે તથા અંતવેળાએ સ્ત્રીનું જ ધ્યાન રહેવાથી જીવને સ્ત્રીયોનિ મળે છે. આ પ્રમાણે સ્ત્રીયોનિને પામેલો જીવ પુરુષના રૂપમાં પ્રતીત થનારી મારી માયાને જ ધન, પુત્ર, ઘર આપનારો પોતાનો પતિ માનતો રહે છે; તે જેમ પારધીનું ગીત કાનોને પ્રિય લાગવાથી જ બિચારાં ભલાં-ભોળાં પશુ-પક્ષીઓને ફસાવીને તેમનો નાશ થવાનું જ કારણ બને છે તેવી જ રીતે તે પુત્ર, પતિ અને ઘર વગેરેને વિધાતાએ નક્કી કરેલું પોતાનું મૃત્યુ જ જાણવું. (૪૧-૪૨) હે દેવી! જીવના ઉપાધિભૂત લિંગશરીર દ્વારા મનુષ્ય એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે અને પોતાનાં પ્રારબ્ધકર્મોને ભોગવતો રહીને બીજાં શરીરો મેળવવા માટે નિરંતર બીજાં કર્મો કરતો રહે છે. (૪૩) જીવનું ઉપાધિભૂત લિંગશરીર તો મોક્ષ ન થાય ત્યાં સુધી તેની સાથે રહે છે તથા ભૂતો, ઇન્દ્રિયો અને મનનું કાર્યરૂપી સ્થૂળ શરીર તેના ભોગોનું અધિષ્ઠાન છે. આ બંને પરસ્પર સંગઠિત થઈને કર્મો ન કરે એ જ પ્રાણીનું 'મૃત્યુ' છે, અને એ બંનેનું એકસાથે

૧. પ્રા. પા. – ચાસ્ય પ્ર૦ । ૨. પ્રા. પા. – સદાયત્તાન્ ભ્રૂ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'મનોમયઃ ।' આ પૂર્વાર્ધની આગળ 'યશ્ચાયમસ્થિરો દેહો યસ્ય મોક્ષાય કૃત્યસૌ' એટલો પાઠ વધુ છે.

દ્રવ્યોપલબ્ધિસ્થાનસ્ય દ્રવ્યેક્ષાઽયોગ્યતા યદા ।
તત્પઞ્ચત્વમહંમાનાદુત્પત્તિર્દ્રવ્યદર્શનમ્[1] ॥ ૪૫॥

યથાઽક્ષ્ણોર્દ્રવ્યાવયવદર્શનાયોગ્યતા યદા ।
તદૈવ ચક્ષુષો દ્રષ્ટુર્દ્રષ્ટૃત્વાયોગ્યતાઽનયોઃ ॥ ૪૬॥

તસ્માન્ન કાર્યઃ સન્ત્રાસો ન કાર્પણ્યં ન સમ્ભ્રમઃ ।
બુદ્ધ્વા જીવગતિં ધીરો મુક્તસઙ્ગશ્ચરેદિહ ॥ ૪૭॥

સમ્યગ્દર્શનયા બુદ્ધ્યા યોગવૈરાગ્યયુક્તયા ।
માયાવિરચિતે લોકે ચરેન્ન્યસ્ય કલેવરમ્ ॥ ૪૮॥

જે પ્રગટ થવું એ 'જન્મ' કહેવાય છે. (૪૪) પદાર્થોની પ્રાપ્તિના સ્થાનરૂપી આ સ્થૂળ શરીરમાં જ્યારે તેમને ગ્રહણ કરવાની યોગ્યતા રહેતી નથી ત્યારે એ તેનું મૃત્યુ છે અને 'આ સ્થૂળ શરીર હું જ છું' એવા અભિમાન સાથે તેને (સ્થૂળ શરીરને) જોવું એ તેનો જન્મ છે. (૪૫) આંખોમાં જ્યારે કોઈ દોષને કારણે રૂપ વગેરેને જોવાની શક્તિ રહેતી નથી ત્યારે તેમનામાં રહેનારી ચક્ષુ-ઇન્દ્રિય પણ રૂપને જોવામાં અસમર્થ બની જાય છે; અને જ્યારે આંખો અને તેમનામાં રહેલી ચક્ષુ ઇન્દ્રિય– એ બંનેય રૂપને જોવામાં અસમર્થ થઈ જાય છે ત્યારે તેના બંનેના સાક્ષી જીવમાં પણ તે (જોવાની) યોગ્યતા રહેતી નથી. (૪૬) તેથી મુમુક્ષુ (મુક્તિ ઇચ્છનારા) મનુષ્યને મૃત્યુ વગેરેનો ભય, દૈન્ય અથવા મોહ થવાં જોઈએ નહીં. તેણે જીવના સ્વરૂપને જાણીને ધૈર્યપૂર્વક નિઃસંગભાવે વિચારવું જોઈએ તથા આ માયામય સંસારમાં યોગ-વૈરાગ્યયુક્ત સમ્યક્‌-જ્ઞાનમયી બુદ્ધિથી શરીરને થાપણની જેમ જાળવીને તેના પ્રત્યે અનાસક્ત રહીને વિચરણ કરવું જોઈએ. (૪૭-૪૮)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને[2] જીવગતિર્નામૈકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત 'કાપિલેયોપાખ્યાન'માંનો જીવગતિ નામનો એકત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# બત્રીસમો અધ્યાય

## ધૂમમાર્ગ અને અર્ચિરાદિ માર્ગે જનારાઓની ગતિનું તથા ભક્તિયોગની ઉત્કૃષ્ટતાનું વર્ણન

*કપિલ ઉવાચ*

અથ યો ગૃહમેધીયાન્ધર્માનેવાવસન્ ગૃહે ।
કામમર્થં ચ ધર્માન્ સ્વાન્ દોગ્ધિ ભૂયઃ પિપર્તિ તાન્ ॥ ૧॥

સ ચાપિ ભગવદ્ધર્માત્કામમૂઢઃ પરાઙ્મુખઃ ।
યજતે ક્રતુભિર્દેવાન્ પિતૄંશ્ચ શ્રદ્ધયાન્વિતઃ ॥ ૨॥

તચ્છ્રદ્ધયાક્રાન્તમતિઃ પિતૃદેવવ્રતઃ પુમાન્ ।
ગત્વા ચાન્દ્રમસં લોકં સોમપાઃ પુનરેષ્યતિ ॥ ૩॥

યદા ચાહીન્દ્રશય્યાયાં શેતેઽનન્તાસનો હરિઃ ।
તદા લોકા લયં યાન્તિ ત[3] એતે ગૃહમેધિનામ્ ॥ ૪॥

યે સ્વધર્માન્ન[4] દુહ્યન્તિ ધીરાઃ કામાર્થહેતવે ।
નિઃસઙ્ગા ન્યસ્તકર્માણઃ પ્રશાન્તાઃ શુદ્ધચેતસઃ ॥ ૫॥

**શ્રીકપિલદેવજી કહે છે** – હે માતાજી! જે મનુષ્ય ઘરમાં રહીને સકામભાવે ગૃહસ્થના ધર્મોનું પાલન કરે છે અને તેમના ફળસ્વરૂપે અર્થ તેમ જ કામનો ઉપભોગ કરીને પછી તેમનું અનુષ્ઠાન (ધર્માચરણ) કરતો રહે છે તે જાતજાતની કામનાઓથી મોહિત રહેવાને કારણે ભગવદ્‌વિષયક ધર્મોથી વિમુખ થઈ જાય છે અને યજ્ઞો વડે દેવતાઓ અને પિતૃઓની જ શ્રદ્ધાપૂર્વક આરાધના કરતો રહે છે. (૧-૨) તેની બુદ્ધિ તે જ પ્રકારની શ્રદ્ધાયુક્ત રહે છે, દેવતાઓ અને પિતૃઓ જ તેના ઉપાસ્ય રહે છે; તેથી તે ચંદ્રલોકમાં જઈને તેમની સાથે સોમપાન કરે છે અને પછી પુણ્ય ક્ષીણ થતાં આ જ લોકમાં પાછો આવી જાય છે. (૩) જે સમયે પ્રલયકાળમાં શેષશાયી ભગવાન શેષશય્યા પર શયન કરે છે તે સમયે સકામ ગૃહસ્થાશ્રમીઓને પ્રાપ્ત થનારા આ બધા લોકો પણ લય પામે છે. (૪)

જે વિવેકી મનુષ્યો પોતાના ધર્મોનો અર્થ અને ભોગવિલાસ માટે ઉપયોગ કરતા નથી, બલકે ભગવાનની પ્રસન્નતા માટે જ તે ધર્મોનું પાલન કરે છે તેવા અનાસક્ત, પ્રશાંત, શુદ્ધચિત્તના,

૧. પ્રાચીન પ્રતમાં 'તત્પઞ્ચત્વ...' વગેરે ઉત્તરાર્ધથી માંડીને 'દર્શનાયોગ્યતા યદા' આ પૂર્વાર્ધ સુધીનો ભાગ નથી. ૨. પ્રા. પા. – કાપિલેયં જીવગતિરેક૦ । ૩. પ્રા. પા. – તદૈતે । ૪. પ્રા. પા. – સ્વધર્મં ન ।

નિવૃત્તિધર્મનિરતા નિર્મમા નિરહઙ્કૃતાઃ ।
સ્વધર્માખ્યેન સત્ત્વેન પરિશુદ્ધેન ચેતસા ॥ ૬॥

સૂર્યદ્વારેણ તે યાન્તિ પુરુષં વિશ્વતોમુખમ્ ।
પરાવરેશં પ્રકૃતિમસ્યોત્પત્ત્યન્તભાવનમ્ ॥ ૭॥

દ્વિપરાર્દ્ધાવસાને[1] યઃ પ્રલયો બ્રહ્મણસ્તુ તે ।
તાવદધ્યાસતે લોકં પરસ્ય પરચિન્તકાઃ ॥ ૮॥

ક્ષ્મામ્ભોઽનલાનિલવિયન્મનઈન્દ્રિયાર્થ-
ભૂતાદિભિઃ પરિવૃતં પ્રતિસઞ્જિહીર્ષુઃ[2] ।
અવ્યાકૃતં વિશતિ યર્હિ ગુણત્રયાત્મા
કાલં પરાખ્યમનુભૂય પરઃ સ્વયમ્ભૂઃ ॥ ૯॥

એવં પરેત્ય ભગવન્તમનુપ્રવિષ્ટા
યે યોગિનો જિતમરુન્મનસો વિરાગાઃ ।
તેનૈવ સાકમમૃતં પુરુષં પુરાણં
બ્રહ્મ પ્રધાનમુપયાન્ત્યગતાભિમાનાઃ[3] ॥ ૧૦॥

અથ તં સર્વભૂતાનાં હૃત્પદ્મેષુ કૃતાલયમ્ ।
શ્રુતાનુભાવં શરણં વ્રજ ભાવેન ભામિનિ[4] ॥ ૧૧॥

આદ્યઃ સ્થિરચરાણાં યો વેદગર્ભઃ સહર્ષિભિઃ ।
યોગેશ્વરૈઃ કુમારાદ્યૈઃ સિદ્ધૈર્યોગપ્રવર્તકૈઃ ॥ ૧૨॥

ભેદદૃષ્ટ્યાઽભિમાનેન નિઃસઙ્ગેનાપિ કર્મણા ।
કર્તૃત્વાત્સગુણં બ્રહ્મ પુરુષં પુરુષર્ષભમ્ ॥ ૧૩॥

સ સંસૃત્ય પુનઃ કાલે કાલેનેશ્વરમૂર્તિના ।
જાતે ગુણવ્યતિકરે યથાપૂર્વં પ્રજાયતે ॥ ૧૪॥

ઐશ્વર્યં પારમેષ્ઠ્યં ચ[5] તેઽપિ ધર્મવિનિર્મિતમ્ ।
નિષેવ્ય પુનરાયાન્તિ ગુણવ્યતિકરે સતિ ॥ ૧૫॥

યે ત્વિહાસક્તમનસઃ કર્મસુ શ્રદ્ધયાન્વિતાઃ ।
કુર્વન્ત્યપ્રતિષિદ્ધાનિ નિત્યાન્યપિ ચ કૃત્સ્નશઃ ॥ ૧૬॥

રજસા કુણ્ઠમનસઃ કામાત્માનોઽજિતેન્દ્રિયાઃ ।
પિતૄન્ યજન્ત્યનુદિનં ગૃહેષ્વભિરતાશયાઃ ॥ ૧૭॥

નિવૃત્તિધર્મપરાયણ, મમતારહિત અને અહંકારશૂન્ય મનુષ્યો સ્વધર્મ-પાલનરૂપી સત્ત્વગુણ વડે સર્વથા શુદ્ધચિત્તના થઈ જાય છે. (૫-૬) તેઓ અંતમાં સૂર્યમાર્ગ (અર્ચિમાર્ગ અથવા દેવયાન) મારફતે સર્વવ્યાપી પૂર્ણપુરુષ શ્રીહરિને જ પ્રાપ્ત કરી લે છે; કે જેઓ કાર્ય-કારણરૂપી જગતના નિયંતા, સંસારનું ઉપાદાન-કારણ છે અને તેની ઉત્પત્તિ, પાલન તેમ જ સંહાર કરનારા છે. (૭) જે મનુષ્યો પરમાર્થ-દૃષ્ટિથી હિરણ્યગર્ભની ઉપાસના કરે છે તેઓ બે પરાર્દ્ધમાં થનારા બ્રહ્માજીના પ્રલય સુધી તેમના સત્યલોકમાં જ રહે છે. (૮) જે સમયે દેવતાઓ વગેરે કરતાં શ્રેષ્ઠ બ્રહ્માજી પોતાના બે પરાર્દ્ધના કાળનો અધિકાર ભોગવીને પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, ઈન્દ્રિયો, તેમના (શબ્દ વગેરે) વિષયો, અહંકાર વગેરે સહિત સમસ્ત જગતનો સંહાર કરવાની ઈચ્છાથી ત્રિગુણાત્મક પ્રકૃતિની સાથે એકરૂપ થઈને નિર્વિશેષ પરમાત્મામાં લીન થઈ જાય છે; તે સમયે પ્રાણ અને મનને જીતી ચૂકેલા તે વિરક્ત યોગીઓ પણ દેહત્યાગ કરીને તે ભગવાન બ્રહ્માજીમાં જ પ્રવેશ કરે છે અને પછી તેમની સાથે જ પરમાનંદસ્વરૂપ પુરાણપુરુષ પરબ્રહ્મમાં વિલય પામે છે. આ પહેલાં તેઓ ભગવાનમાં લીન થયેલા નથી હોતા, કારણ કે અત્યાર સુધી તેમનામાં અહંકાર શેષ હતો. (૯-૧૦) તેથી હે માતા! હવે તમે પણ અત્યંત ભક્તિભાવપૂર્વક તે શ્રીહરિનાં જ ચરણોના શરણે જાઓ; સમસ્ત પ્રાણીઓનાં હૃદયકમળ જ તેમનું મંદિર છે અને તમે પણ મારી પાસેથી તેમનો પ્રભાવ સાંભળી જ લીધો છે. (૧૧) વેદગર્ભ બ્રહ્માજી, કે જેઓ સમસ્ત સ્થાવર-જંગમ ભૂતો-પ્રાણીઓના આદિકારણ છે – તેઓ પણ મરીચિ વગેરે ઋષિઓ, યોગેશ્વરો, સનકાદિ વગેરે મુનિઓ તથા યોગપ્રવર્તક સિદ્ધો સમેત આદિપુરુષ પરમશ્રેષ્ઠ સગુણ બ્રહ્મને, નિષ્કામ કર્મો વડે, બ્રહ્મને પામેલા હોવા છતાં પણ ભેદદૃષ્ટિને લીધે તથા કર્તૃત્વના અભિમાનને કારણે, ભગવાનની ઈચ્છાથી, જ્યારે સર્ગકાળ આવી પહોંચે છે ત્યારે, કાળરૂપ ઈશ્વરની પ્રેરણાથી ગુણોમાં ક્ષોભ થવાથી ફરી પહેલાંની જેમ પ્રગટ થાય છે. (૧૨-૧૪) આ પ્રમાણે પૂર્વોક્ત ઋષિજનો પણ પોતપોતાનાં કર્મો અનુસાર બ્રહ્મલોકનું ઐશ્વર્ય ભોગવીને, ભગવાનની ઈચ્છાથી ગુણોમાં ક્ષોભ થવાથી ફરી આ લોકમાં આવી જાય છે. (૧૫)

જેમનું ચિત્ત આ લોકમાં આસક્ત છે અને જેઓ કર્મોમાં શ્રદ્ધા રાખે છે તેઓ વેદોમાં બતાવેલાં કામ્ય અને નિત્ય કર્મોનું સાંગોપાંગ અનુષ્ઠાન કરવામાં જ રત રહે છે. (૧૬) તેમની બુદ્ધિ રજોગુણની અધિકતાને કારણે કુંઠિત રહે છે, હૃદયમાં કામનાઓની જાળ ફેલાયેલી રહે છે અને ઈન્દ્રિયો તેમના વશમાં હોતી નથી; બસ, કેવળ પોતાનાં ઘરોમાં જ આસક્ત થઈને તેઓ દરરોજ પિતૃઓની પૂજામાં જ રત રહે છે. (૧૭)

૧. પ્રા. પા. – ૦સાનો યઃ । ૨. પ્રા. પા. – ૦જિઘૃક્ષુઃ । ૩. પ્રા. પા. – ૦યાન્તિ ગતા૦ । ૪. પ્રા. પા. – ભાવિની । ૫. પ્રા. પા. – તુ તેઽપિ ।

**ત્રૈવર્ગિકાસ્તે પુરુષા વિમુખા હરિમેધસઃ ।**
**કથાયાં[1] કથનીયોરુવિક્રમસ્ય મધુદ્વિષઃ ॥ ૧૮॥**

**નૂનં દૈવેન વિહતા યે ચાચ્યુતકથાસુધામ્ ।**
**હિત્વા શૃણ્વન્ત્યસદ્‌ગાથા પુરીષમિવ વિડ્‌ભુજઃ ॥ ૧૯॥**

**દક્ષિણેન પથાઽર્યમ્ણઃ[2] પિતૃલોકં વ્રજન્તિ તે[3] ।**
**પ્રજામનુ પ્રજાયન્તે શ્મશાનાન્તક્રિયાકૃતઃ[4] ॥ ૨૦॥**

**તતસ્તે ક્ષીણસુકૃતાઃ પુનર્લોકમિમં સતિ ।**
**પતન્તિ વિવશા દેવૈઃ સદ્યો વિભ્રંશિતોદયાઃ ॥ ૨૧॥**

**તસ્માત્ત્વં સર્વભાવેન ભજસ્વ પરમેષ્ઠિનમ્ ।**
**તદ્‌ગુણાશ્રયયા ભક્ત્યા ભજનીયપદામ્બુજમ્ ॥ ૨૨॥**

**વાસુદેવે ભગવતિ ભક્તિયોગઃ પ્રયોજિતઃ ।**
**જનયત્યાશુ વૈરાગ્યં જ્ઞાનં યદ્‌બ્રહ્મદર્શનમ્ ॥ ૨૩॥**

**યદાઽસ્ય ચિત્તમર્થેષુ સમેષ્વિન્દ્રિયવૃત્તિભિઃ ।**
**ન વિગૃહ્ણાતિ વૈષમ્યં પ્રિયમપ્રિયમિત્યુત ॥ ૨૪॥**

**સ તદૈવાત્મનાઽઽત્માનં નિઃસઙ્ગં[5] સમદર્શનમ્ ।**
**હેયોપાદેયરહિતમારૂઢં પદમીક્ષતે ॥ ૨૫॥**

**જ્ઞાનમાત્રં પરં બ્રહ્મ પરમાત્મેશ્વરઃ પુમાન્ ।**
**દૃશ્યાદિભિઃ પૃથગ્ભાવૈર્ભગવાનેક ઈયતે[6] ॥ ૨૬॥**

**એતાવાનેવ યોગેન સમગ્રેણેહ યોગિનઃ ।**
**યુજ્યતેઽભિમતો હ્યર્થો યદસઙ્ગસ્તુ કૃત્સ્નશઃ[7] ॥ ૨૭॥**

**જ્ઞાનમેકં [8]પરાચીનૈરિન્દ્રિયૈર્બ્રહ્મ નિર્ગુણમ્ ।**
**અવભાત્યર્થરૂપેણ ભ્રાન્ત્યા શબ્દાદિધર્મિણા ॥ ૨૮॥**

**યથા મહાનહંરૂપસ્ત્રિવૃત્પઞ્ચવિધઃ સ્વરાટ્ ।**
**એકાદશવિધસ્તસ્ય વપુરણ્ડં જગદ્યતઃ ॥ ૨૯॥**

આ મનુષ્યો અર્થ, ધર્મ અને કામને જ પરાયણ હોય છે અને તેથી જેમનાં મહાન પરાક્રમો અત્યંત કીર્તન કરવા યોગ્ય હોય છે તે ભવભયને હરનારા શ્રીમધુસૂદન ભગવાનની કથા-વાર્તાઓથી તો તેઓ વિમુખ જ રહે છે. (૧૮) અરે હાય! વિષ્ઠા-ભોગી કૂકર-શૂકર વગેરે જીવો જેમ વિષ્ઠાની જ ઇચ્છા કરે છે તેમ જે મનુષ્યો ભગવાનની કથાઓનું અમૃત છોડીને નિંદિત વિષયોની વાર્તાઓ સાંભળે છે – તેઓ તો વિધાતા વડે મરાયેલા જ છે, તેઓ ઘણા જ મંદભાગ્ય છે. (૧૯) ગર્ભાધાનથી શરૂ કરી અંત્યેષ્ટિ (મરણોત્તર ક્રિયા) સુધીના બધા સંસ્કારોને વિધિપૂર્વક કરનારા આ સકામ-કર્મી મનુષ્યો સૂર્યથી દક્ષિણ તરફના, પિતૃયાન અથવા ધૂમમાર્ગે, પિત્રીશ્વર અર્યમાના લોકમાં જાય છે અને પછી પોતાનાં જ સંતાનોના કુળમાં ઉત્પન્ન થાય છે. (૨૦) હે મા! પિતૃલોકના ભોગો ભોગવી લેવાથી જ્યારે તેમનાં પુણ્ય ક્ષીણ થઈ જાય છે ત્યારે દેવતાઓ તેમને ત્યાંના ઐશ્વર્યથી વંચિત કરી દે છે અને પછી તેમણે વિવશ થઈને તરત જ આ લોકમાં પતન પામવું પડે છે. (૨૧) તેથી હે મા! જેમનાં ચરણકમળ હંમેશાં ભજવા-યોગ્ય છે તે ભગવાનનું તમે તેમના જ ગુણોનો આશ્રય લેનારી ભક્તિ વડે, સર્વ પ્રકારે (મન, વાણી અને શરીરથી) ભજન કરો. (૨૨) ભગવાન વાસુદેવ પ્રત્યે કરાયેલો ભક્તિયોગ તરત જ સંસારમાંથી વૈરાગ્ય અને બ્રહ્મસાક્ષાત્કારરૂપી જ્ઞાનની પ્રાપ્તિ કરાવી દે છે. (૨૩) વસ્તુતઃ બધા જ વિષયો ભગવદ્-રૂપ હોવાને કારણે સરખા છે. તેથી જ્યારે ઇન્દ્રિયોની વૃત્તિઓ વડે પણ ભગવદ્‌ભક્તનું ચિત્ત તે વિષયોમાં પ્રિય-અપ્રિય એવી વિષમતા અનુભવતું નથી – સર્વત્ર ભગવાનનું જ દર્શન કરે છે – ત્યારે તે સંગરહિત, સૌમાં સમાનરૂપે સ્થિત, ત્યજવા અને ગ્રહણ કરવા યોગ્ય દોષો અને ગુણો વિનાના, પોતાના મહિમામાં આરૂઢ એવા પોતાના આત્માનો બ્રહ્મરૂપે સાક્ષાત્કાર કરે છે. (૨૪-૨૫) તે જ જ્ઞાનસ્વરૂપ છે, તે જ પરબ્રહ્મ છે, તે જ પરમાત્મા છે, તે જ ઈશ્વર છે, તે જ પુરુષ છે; તે જ એક ભગવાન સ્વયં જીવ, શરીર, વિષયો, ઇન્દ્રિયો વગેરે અનેક રૂપોમાં પ્રતીત થાય છે. (૨૬) સમસ્ત સંસારમાં આસક્તિનો અભાવ થઈ જવો – બસ, એ જ યોગીઓનાં બધા પ્રકારનાં યોગસાધનોનું એકમાત્ર અભીષ્ટ ફળ છે. (૨૭) બ્રહ્મ એક છે, જ્ઞાનસ્વરૂપ અને નિર્ગુણ છે, તોપણ તે બાહ્ય વૃત્તિઓવાળી ઇન્દ્રિયો વડે, ભ્રાન્તિને લીધે, શબ્દ વગેરે ધર્મોવાળા વિભિન્ન પદાર્થોરૂપે ભાસી રહ્યો છે. (૨૮) જે રીતે એક જ પરબ્રહ્મ મહત્તત્ત્વ, વૈકારિક, રાજસ અને તામસ – એ ત્રણ પ્રકારનો અહંકાર, પંચમહાભૂતો તેમ જ અગિયાર ઇન્દ્રિયસ્વરૂપ બની ગયો અને પછી તે જ સ્વયંપ્રકાશ (પરમ બ્રહ્મ) તે બધાંના સંયોગથી જીવ કહેવાયો, તે જ રીતે તે જીવના શરીરરૂપ આ બ્રહ્માંડ પણ વાસ્તવમાં તો બ્રહ્મ જ છે; કારણ કે

૧. પ્રા. પા. – કથાયાઃ । ૨. પ્રા. પા. – પથા તે તુ । ૩. પ્રા. પા. – વૈ । ૪. પ્રા. પા. – ૦ન્યકૃતક્રિયાઃ । ૫. પ્રા. પા. – નિઃસઙ્ગઃ સમદર્શનઃ । ૬. પ્રા. પા. – ઈક્ષતે । ૭. પ્રા. પા. – કૃત્સ્નતઃ । ૮. પ્રા. પા. – ૦રાધીનૈ૦ ।

એતદ્ધૈ શ્રદ્ધયા ભક્ત્યા યોગાભ્યાસેન નિત્યશઃ ।
સમાહિતાત્મા નિઃસઙ્ગો વિરક્ત્યા[1] પરિપશ્યતિ ॥ ૩૦॥

ઇત્યેતત્કથિતં ગુર્વિ જ્ઞાનં તદ્બ્રહ્મદર્શનમ્ ।
યેનાનુબુદ્ધ્યતે તત્ત્વં પ્રકૃતેઃ પુરુષસ્ય ચ ॥ ૩૧॥

જ્ઞાનયોગશ્ચ મન્નિષ્ઠો નૈર્ગુણ્યો ભક્તિલક્ષણઃ ।
દ્વયોરપ્યેક એવાર્થો ભગવચ્છબ્દલક્ષણઃ ॥ ૩૨॥

યથેન્દ્રિયૈઃ પૃથગ્દ્વારૈરર્થો બહુગુણાશ્રયઃ ।
એકો નાનેયતે તદ્વદ્ભગવાન્ શાસ્ત્રવર્ત્મભિઃ ॥ ૩૩॥

ક્રિયયા ક્રતુભિર્દાનૈસ્તપઃસ્વાધ્યાયમર્શનૈઃ[2] ।
આત્મેન્દ્રિયજયેનાપિ સંન્યાસેન ચ કર્મણામ્ ॥ ૩૪॥

યોગેન વિવિધાઙ્ગેન ભક્તિયોગેન ચૈવ હિ ।
ધર્મેણોભયચિહ્નેન યઃ પ્રવૃત્તિનિવૃત્તિમાન્ ॥ ૩૫॥

આત્મતત્ત્વાવબોધેન વૈરાગ્યેણ દૃઢેન ચ ।
ઈયતે ભગવાનેભિઃ સગુણો નિર્ગુણઃ સ્વદૃક્ ॥ ૩૬॥

પ્રાવોચં ભક્તિયોગસ્ય સ્વરૂપં તે ચતુર્વિધમ્ ।
કાલસ્ય ચાવ્યક્તગતેર્યોઽન્તર્ધાવતિ જન્તુષુ ॥ ૩૭॥

જીવસ્ય સંસૃતીર્બહ્વીરવિદ્યાકર્મનિર્મિતાઃ ।
યાસ્વઙ્ગ પ્રવિશન્નાત્મા ન વેદ ગતિમાત્મનઃ ॥ ૩૮॥

નૈતત્ખલાયોપદિશેન્નાવિનીતાય કર્હિચિત્ ।
ન સ્તબ્ધાય ન ભિન્નાય નૈવ ધર્મધ્વજાય ચ ॥ ૩૯॥

ન લોલુપાયોપદિશેન્ન ગૃહારૂઢચેતસે ।
નાભક્તાય ચ મે જાતુ[3] ન મદ્ભક્તદ્વિષામપિ ॥ ૪૦॥

શ્રદ્દધાનાય ભક્તાય વિનીતાયાનસૂયવે ।
ભૂતેષુ કૃતમૈત્રાય શુશ્રૂષાભિરતાય ચ ॥ ૪૧॥

બહિર્જાતવિરાગાય શાન્તચિત્તાય દીયતામ્[4] ।
નિર્મત્સરાય શુચયે યસ્યાહં પ્રેયસાં પ્રિયઃ ॥ ૪૨॥

ય ઇદં શૃણુયાદમ્બ શ્રદ્ધયા પુરુષઃ સકૃત્ ।
યો વાઽભિધત્તે મચ્ચિત્તઃ સ હ્યેતિ પદવીં ચ[5] મે ॥ ૪૩॥

બ્રહ્મમાંથી જ તેની ઉત્પત્તિ થઈ છે. (૨૯) પરંતુ, તેને બ્રહ્મરૂપે તે જ જોઈ શકે છે કે જે શ્રદ્ધા, ભક્તિ અને વૈરાગ્ય વડે તથા નિરંતર કરાતા યોગાભ્યાસ વડે એકાગ્રચિત્તનો અને અસંગબુદ્ધિનો થઈ ગયો હોય છે. (૩૦)

પૂજ્ય મા! મેં તમને બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ આ જ્ઞાન સંભળાવ્યું, તેના વડે પ્રકૃતિ અને પુરુષના યથાર્થ સ્વરૂપનો બોધ થઈ જાય છે. (૩૧) દેવી! નિર્ગુણબ્રહ્મ-વિષયક જ્ઞાનયોગ અને મારા પ્રત્યે કરેલો ભક્તિયોગ – આ બંનેનું ફળ એક જ છે; 'ભગવાન' નામથી પણ એ જ કહેવાયું છે. (૩૨) જેમ રૂપ, રસ, ગંધ વગેરે વગેરે અનેક ગુણોનો આશ્રયભૂત એક જ પદાર્થ ભિન્ન-ભિન્ન ઇન્દ્રિયો વડે ભિન્ન-ભિન્ન રૂપે અનુભવાય છે તેવી જ રીતે શાસ્ત્રોના વિભિન્ન માર્ગો વડે એક જ ભગવાનની અનેક પ્રકારે અનુભૂતિ થાય છે. (૩૩) અનેક પ્રકારના કર્મસમૂહો, યજ્ઞો, દાન, તપ, વેદોનું અધ્યયન, વેદવિચાર (મીમાંસા), મન અને ઇન્દ્રિયોનો સંયમ, કર્મોનો ત્યાગ, વિવિધ અંગોવાળા યોગ, ભક્તિયોગ, નિવૃત્તિ અને પ્રવૃત્તિરૂપી સકામ અને નિષ્કામ બંને પ્રકારના ધર્મો, આત્માના તત્ત્વનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય – આ બધાં જ સાધનોથી સગુણ-નિર્ગુણરૂપ સ્વયંપ્રકાશ એવા ભગવાનને જ પામી શકાય છે. (૩૪-૩૬)

હે મા! સાત્ત્વિક, રાજસ, તામસ અને નિર્ગુણ એ ચાર પ્રકારના ભક્તિયોગનું અને પ્રાણીઓના જન્મ વગેરે વિકારોનું જે કારણ છે તથા જેની ગતિ જાણી શકાતી નથી તે કાળનું સ્વરૂપ હું તમને કહી જ ચૂક્યો છું. (૩૭) દેવી! અવિદ્યાજનિત કર્મને કારણે જીવની અનેક ગતિઓ થાય છે; તે ગતિઓમાં જવાથી તે પોતાના સ્વરૂપને ઓળખી શકતો નથી. (૩૮) મેં તમને જે જ્ઞાન-ઉપદેશ આપ્યો છે તેને (તમારે) દુષ્ટ, દુર્વિનીત (વિનયશૂન્ય), ઘમંડી, દુરાચારી અને ધર્મધ્વજી (દંભી) મનુષ્યોને સંભળાવવો નહીં. (૩૯) જે વિષયલોલુપ હોય, ઘરમાં આસક્ત હોય, મારો ભક્ત ન હોય અથવા મારા ભક્તોનો દ્વેષ કરનારો હોય તેને પણ આ જ્ઞાનનો ઉપદેશ ક્યારેય કરવો નહીં. (૪૦) જે અત્યંત શ્રદ્ધાળુ, ભક્ત, વિનયી, બીજાઓ પ્રત્યે દોષદૃષ્ટિ નહીં રાખનારો, બધાં પ્રાણીઓ સાથે મિત્રતા રાખનારો, ગુરુની સેવામાં તત્પર, બાહ્ય વિષયોમાં અનાસક્ત, શાંતચિત્તનો મત્સર વિનાનો અને પવિત્રચિત્તનો હોય તથા મને પરમ પ્રિયતમ માનનારો હોય તેને આ જ્ઞાનનો ઉપદેશ અવશ્ય કરવો. (૪૧-૪૨) મા! જે મનુષ્ય મારામાં ચિત્ત જોડીને આ (જ્ઞાનોપદેશ)નું એક વાર પણ શ્રદ્ધાપૂર્વક શ્રવણ અથવા કથન કરશે તે મારા પરમપદને પામશે. (૪૩)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયે[6] દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૨॥

**ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય(ઉપાખ્યાન)માંનો બત્રીસમો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – વિરક્તઃ । ૨. પ્રા. પા. – ૦દર્શનૈઃ । ૩. પ્રા. પા. – જ્ઞાનં । ૪. પ્રા. પા. – દીયતે । ૫. પ્રા. પા. – મમ । ૬. પ્રા. પા. – કાપિલીયે ।

# તેત્રીસમો અધ્યાય

## દેવહૂતિને તત્ત્વજ્ઞાન તથા મોક્ષપદની પ્રાપ્તિ

મૈત્રેય ઉવાચ

એવં નિશમ્ય કપિલસ્ય વચો જનિત્રી
સા કર્દમસ્ય દયિતા કિલ દેવહૂતિઃ ।
વિસ્રસ્તમોહપટલા તમભિપ્રણમ્ય
તુષ્ટાવ તત્ત્વવિષયાઙ્કિતસિદ્ધિભૂમિમ્ ॥ ૧॥

મૈત્રેયજી કહે છે – હે વિદુરજી! શ્રીકપિલ ભગવાનનાં આ વચનો સાંભળીને કર્દમજીનાં પ્રિય પત્ની માતા દેવહૂતિના મોહનો પડદો ચિરાઈ ગયો અને તેઓ તત્ત્વપ્રતિપાદક સાંખ્યશાસ્ત્રના જ્ઞાનની આધારભૂમિ એવા ભગવાન શ્રીકપિલને પ્રણામ કરીને તેમની સ્તુતિ કરવા લાગ્યાં. (૧)

દેવહૂતિરુવાચ

અથાપ્યજોઽન્તઃસલિલે શયાનં
ભૂતેન્દ્રિયાર્થાત્મમયં વપુસ્તે ।
ગુણપ્રવાહં સદશેષબીજં
દધ્યૌ સ્વયં યજ્જઠરાબ્જજાતઃ ॥ ૨॥

સ એવ વિશ્વસ્ય ભવાન્ વિધત્તે
ગુણપ્રવાહેણ વિભક્તવીર્યઃ ।
સર્ગાદ્યનીહોઽવિતથાભિસન્ધિ-
રાત્મેશ્વરોઽતર્ક્યસહસ્રશક્તિઃ ॥ ૩॥

સ ત્વં ભૃતો મે જઠરેણ નાથ
કથં નુ યસ્યોદર એતદાસીત્ ।
વિશ્વં યુગાન્તે વટપત્ર એકઃ
શેતે સ્મ માયાશિશુરઙ્ઘ્રિપાનઃ ॥ ૪॥

ત્વં દેહતન્ત્રઃ પ્રશમાય પાપ્મનાં
નિદેશભાજાં ચ વિભો વિભૂતયે ।
યથાવતારાસ્તવ સૂકરાદય-
સ્તથાયમપ્યાત્મપથોપલબ્ધયે ॥ ૫॥

યન્નામધેયશ્રવણાનુકીર્તનાદ્
[1]યત્પ્રહ્વણાદ્યત્સ્મરણાદપિ ક્વચિત્ ।
શ્વાદોઽપિ સદ્યઃ સવનાય કલ્પતે
કુતઃ પુનસ્તે ભગવન્નુ દર્શનાત્ ॥ ૬॥

અહો બત શ્વપચોઽતો ગરીયાન્
યજ્જિહ્વાગ્રે વર્તતે નામ તુભ્યમ્ ।
તેપુસ્તપસ્તે જુહુવુઃ સસ્નુરાર્યા
બ્રહ્માનૂચુર્નામ ગૃણન્તિ યે તે ॥ ૭॥

દેવહૂતિએ કહ્યું – હે કપિલ! બ્રહ્માજી તમારા જ નાભિકમળમાંથી પ્રગટ થયા હતા. તેમણે પ્રલયવેળાના જળમાં શયન કરનારા તમારા પંચભૂતો, ઇન્દ્રિયો, શબ્દ વગેરે વિષયો અને મનોમય વિગ્રહનું, કે જે સત્ત્વ વગેરે ગુણોના પ્રવાહથી યુક્ત છે, સત્-સ્વરૂપ અને સર્વનું કારણ છે – તેનું ધ્યાન જ ધર્યું હતું. (૨) તમે નિષ્ક્રિય, સત્યસંકલ્પ, સમસ્ત જીવોના પ્રભુ છો તથા હજારો અચિંત્ય શક્તિઓથી સંપન્ન છો. પોતાની શક્તિને ગુણપ્રવાહરૂપે બ્રહ્મા વગેરે અનંત મૂર્તિઓમાં વિભાજિત કરીને, તેમના વડે તમે પોતે જ વિશ્વની રચના વગેરે કરો છો. (૩) હે નાથ! આ કેવી વિલક્ષણ વાત છે કે જેમના ઉદરમાં આ સઘળો પ્રપંચ પ્રલયકાળ આવતાં લીન થઈ જાય છે અને જેઓ કલ્પના અંતે માયામય બાળકનું રૂપ ધારણ કરીને પોતાના પગનો અંગૂઠો ચૂસતા-ચૂસતા એકલા જ, વડના વૃક્ષના પાંદડા પર શયન કરે છે તેવા તમને મેં ગર્ભમાં ધારણ કર્યા! (૪) હે વિભુ! તમે પાપીઓનું દમન કરવા અને પોતાના આજ્ઞાંકિત ભક્તોનો અભ્યુદય અને ઉદ્ધાર કરવા માટે સ્વેચ્છાથી દેહ ધારણ કરતા રહો છો. તેથી જેમ તમારા વરાહ વગેરે અવતાર થયા છે તે જ રીતે આ કપિલ-અવતાર પણ મુમુક્ષુઓ (મુક્તિ ઇચ્છનારાઓ)ને જ્ઞાનમાર્ગ બતાવવા માટે થયો છે. (૫) હે ભગવાન! તમારાં નામોનું શ્રવણ કે કીર્તન કરવાથી તથા ભૂલે-ચૂકે ક્યારેક-ક્યારેક તમારું વંદન કે સ્મરણ કરવાથી જ, કૂતરાનું માંસ ખાનારો ચાંડાલ પણ સોમયાજી (સોમયજ્ઞ કરનાર) બ્રાહ્મણ જેવો પૂજનીય થઈ શકે છે; પછી, તમારું દર્શન કરવાથી મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય, એમાં તો કહેવાનું જ શું હોય? (૬) અહો! તે ચાંડાલ પણ એ કારણે જ સર્વશ્રેષ્ઠ છે કે તેની જીભના અગ્ર-ભાગ પર તમારું નામ વિરાજમાન છે. જે શ્રેષ્ઠ મનુષ્યો તમારા નામનું ઉચ્ચારણ કરે છે તેમણે (તો) તપ,

[1] પ્રા. પા. – ન્નાનુસ્મ૦ ।

તં ત્વામહં બ્રહ્મ પરં પુમાંસં
પ્રત્યક્સ્રોતસ્યાત્મનિ સંવિભાવ્યમ્ ।
સ્વતેજસા ધ્વસ્તગુણપ્રવાહં
વન્દે વિષ્ણું કપિલં વેદગર્ભમ્ ॥ ૮॥

*મૈત્રેય ઉવાચ*

ઈડિતો ભગવાનેવં કપિલાખ્યઃ પરઃ પુમાન્ ।
વાચાઽવિક્લવયેત્યાહ માતરં માતૃવત્સલઃ ॥ ૯॥

*કપિલ ઉવાચ*

માર્ગેણાનેન માતસ્તે સુસેવ્યેનોદિતેન મે ।
આસ્થિતેન પરાં કાષ્ઠામચિરાદવરોત્સ્યસિ[1] ॥ ૧૦॥

શ્રદ્ધત્સ્વૈતન્મતં મહ્યં જુષ્ટં યદ્બ્રહ્મવાદિભિઃ ।
યેન મામભવં યાયા મૃત્યુમૃચ્છન્ત્યતદ્વિદઃ ॥ ૧૧॥

*મૈત્રેય ઉવાચ*

ઈતિ પ્રદર્શ્ય ભગવાન્ સતીં તામાત્મનો ગતિમ્ ।
સ્વમાત્રા બ્રહ્મવાદિન્યા કપિલોઽનુમતો યયૌ ॥ ૧૨॥

સા ચાપિ તનયોક્તેન યોગાદેશેન[2] યોગયુક્ ।
તસ્મિન્નાશ્રમ આપીડે[3] સરસ્વત્યાઃ સમાહિતા ॥ ૧૩॥

અભીક્ષ્ણાવગાહકપિશાન્[4] જટિલાન્ કુટિલાલકાન્ ।
આત્માનં ચોગ્રતપસા બિભ્રતી ચીરિણં કૃશમ્ ॥ ૧૪॥

પ્રજાપતેઃ કર્દમસ્ય તપોયોગવિજૃમ્ભિતમ્ ।
સ્વગાર્હસ્થ્યમનૌપમ્યં પ્રાર્થ્યં વૈમાનિકૈરપિ ॥ ૧૫॥

પયઃફેનનિભાઃ શય્યા દાન્તા રુક્મપરિચ્છદાઃ ।
આસનાનિ ચ હૈમાનિ સુસ્પર્શાસ્તરણાનિ ચ ॥ ૧૬॥

સ્વચ્છસ્ફટિકકુડ્યેષુ મહામારકતેષુ ચ ।
રત્નપ્રદીપા આભાન્તિ લલનારત્નસંયુતાઃ ॥ ૧૭॥

ગૃહોદ્યાનં કુસુમિતૈ રમ્યં બહ્વમરદ્રુમૈઃ ।
કૂજદ્વિહઙ્ગમિથુનં ગાયન્મત્તમધુવ્રતમ્ ॥ ૧૮॥

હવન, તીર્થસ્થાન, સદાચારનું પાલન અને વેદોનું અધ્યયન - સર્વ કાંઈ કરી જ લીધું. (૭) કપિલદેવજી! તમે સાક્ષાત્ પરબ્રહ્મ છો, તમે જ પરમ પુરુષ છો; વૃત્તિઓના પ્રવાહને અંતર્મુખ કરીને અંતઃકરણમાં તમારું જ ચિંતન કરવામાં આવે છે. તમે પોતાના તેજથી માયાના કાર્યભૂત ગુણપ્રવાહને શાંત કરી દો છો તથા તમારા જ ઉદરમાં સમસ્ત વેદતત્ત્વ નિહિત છે. આવા સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ તમને હું પ્રણામ કરું છું. (૮)

**મૈત્રેયજી કહે છે** – માતાએ આ પ્રમાણે સ્તુતિ કરી, પછી માતૃવત્સલ પરમપુરુષ ભગવાન કપિલદેવજીએ ગંભીર વાણીમાં તેમને કહ્યું. (૯)

**કપિલદેવજીએ કહ્યું** – મા! મેં તમને આ જે સુગમ માર્ગ બતાવ્યો છે તેનું અવલંબન કરવાથી તમે સત્વરે પરમપદ પ્રાપ્ત કરી લેશો. (૧૦) તમે મારા આ મતમાં વિશ્વાસ કરો; બ્રહ્મવાદી લોકોએ આ માર્ગનું સેવન કર્યું છે, એના વડે તમે મારા જન્મ-મરણરહિત સ્વરૂપને પ્રાપ્ત કરી લેશો. જે લોકો મારા આ મતને જાણતા નથી તેઓ જન્મ-મૃત્યુના ચકરાવામાં પડે છે. (૧૧)

**મૈત્રેયજી કહે છે** – આ પ્રમાણે પોતાના આત્મજ્ઞાનનો શ્રેષ્ઠ ઉપદેશ કરીને, પોતાની બ્રહ્મવાદી માતાની અનુમતિ લઈને શ્રીકપિલદેવ ત્યાંથી સિધાવી ગયા. (૧૨) ત્યારે દેવહૂતિજી પણ સરસ્વતીના મુગટ સમા પોતાના આશ્રમમાં, પોતાના પુત્રે ઉપદેશ કરેલા યોગસાધન દ્વારા યોગનો અભ્યાસ કરતાં-કરતાં સમાધિમાં સ્થિત થઈ ગયાં. (૧૩) ત્રિકાળ-સ્નાન કરવાથી તેમની વાંકડિયાળી લટો શ્વેત-શ્વેત જટાઓમાં પરિણમી તથા ચીર-વસ્ત્રોથી ઢંકાયેલું શરીર ઉગ્ર તપસ્યાને કારણે દુર્બળ થઈ ગયું. (૧૪) તેમણે પ્રજાપતિ કર્દમના તપ અને યોગબળથી મળેલા અનુપમ ગૃહસ્થીના સુખનો ત્યાગ કર્યો, કે જે સુખ માટે દેવતાઓ પણ તલસતા હતા. (૧૫) જેમાં દૂધના ફીણ જેવા સ્વચ્છ અને સુકોમળ પથારીવાળા હાથી-દાંતના પલંગ, સોનાનાં પાત્રો, સોનાનાં સિંહાસન અને તેમના પર કોમળ-કોમળ ગાદીઓ પાથરેલી હતી તથા જેની સ્વચ્છ સ્ફટિકમણિ અને મહામરકતમણિની ભીંતોમાં રત્નોની બનેલી રમણી-મૂર્તિઓ સહિત મણિમય દીપક ઝગમગી રહ્યા હતા, જે ફૂલોથી લચી પડેલાં અનેક દિવ્ય વૃક્ષોથી સુશોભિત હતો, જેમાં અનેક પ્રકારનાં પક્ષીઓનો કલરવ અને મદોન્મત્ત ભમરાઓનો ગુંજારવ થતો રહેતો હતો, જ્યાંની કમળગંધથી સુવાસિત વાવોમાં

૧. પ્રા. પા. – ૦દધિરો૦ । ૨. પ્રા. પા. – યોગમાર્ગેણ । ૩. પ્રા. પા. – આપીલે । ૪. પ્રા. પા. – નીરાવગાહકપિશં જટિલં કુટિલાલકમ્ ।

યત્ર પ્રવિષ્ટમાત્માનં વિબુધાનુચરા જગુઃ ।
વાપ્યામુત્પલગન્ધિન્યાં કર્દમેનોપલાલિતમ્ ॥ ૧૯॥

હિત્વા તદીપ્સિતતમમપ્યાખણ્ડલયોષિતામ્ ।
કિઞ્ચિચ્ચકાર વદનં પુત્રવિશ્લેષણાતુરા ॥ ૨૦॥

વનં પ્રવ્રજિતે પત્યાવપત્યવિરહાતુરા ।
જ્ઞાતતત્ત્વાઽપ્યભૂન્નષ્ટે વત્સે ગૌરિવ વત્સલા ॥ ૨૧॥

તમેવ ધ્યાયતી દેવમપત્યં કપિલં હરિમ્ ।
બભૂવાચિરતો વત્સ નિઃસ્પૃહા તાદૃશે ગૃહે ॥ ૨૨॥

ધ્યાયતી ભગવદ્રૂપં યદાહ ધ્યાનગોચરમ્ ।
સુતઃ પ્રસન્નવદનં સમસ્તવ્યસ્તચિન્તયા ॥ ૨૩॥

ભક્તિપ્રવાહયોગેન વૈરાગ્યેણ બલીયસા ।
યુક્તાનુષ્ઠાનજાતેન જ્ઞાનેન બ્રહ્મહેતુના ॥ ૨૪॥

વિશુદ્ધેન તદાઽઽત્માનમાત્મના વિશ્વતોમુખમ્ ।
સ્વાનુભૂત્યા તિરોભૂતમાયાગુણવિશેષણમ્ ॥ ૨૫॥

બ્રહ્મણ્યવસ્થિતમતિર્ભગવત્યાત્મસંશ્રયે ।
નિવૃત્તજીવાપત્તિત્વાત્ક્ષીણક્લેશાઽઽપ્તનિર્વૃતિઃ[1] ॥ ૨૬॥

નિત્યારૂઢસમાધિત્વાત્પરાવૃત્તગુણભ્રમા ।
ન સસ્માર તદાઽઽત્માનં સ્વપ્ને દૃષ્ટમિવોત્થિતઃ ॥ ૨૭॥

તદ્દેહઃ પરતઃ પોષોઽપ્યકૃશશ્ચાધ્યસમ્ભવાત્ ।
બભૌ મલૈરવચ્છન્નઃ સધૂમ ઇવ પાવકઃ ॥ ૨૮॥

સ્વાઙ્ગં તપોયોગમયં મુક્તકેશં ગતામ્બરમ્ ।
દૈવગુપ્તં ન બુબુધે વાસુદેવપ્રવિષ્ટધીઃ ॥ ૨૯॥

કર્દમજીની સાથે તેમનો પ્રેમ પામીને ક્રીડા માટે પ્રવેશવાથી તેમનાં (દેવહૂતિનાં) ગુણગાન ગંધર્વો કરતા રહેતા હતા અને જેને પામવા માટે ઇન્દ્રાણીઓ પણ લાલસા કરતી રહેતી હતી – તે ગૃહોદ્યાનની પણ મમતા તેમણે ત્યજી દીધી. પરંતુ પુત્રવિયોગથી વ્યાકુળ થવાને કારણે અવશ્ય તેમનું વદન થોડુંક ઉદાસ થઈ ગયું. (૧૬-૨૦)

પતિના વનમાં ગયા પછી પુત્રનો પણ વિયોગ થવાથી, તેઓ આત્મજ્ઞાન-સંપન્ન હોવા છતાં પણ એવાં વ્યાકુળ થઈ ગયાં, કે જેમ વાછરડું છૂટું પડી જવાથી તેને વહાલ કરનારી ગાય વ્યાકુળ થઈ જાય છે. (૨૧) વત્સ વિદુર! પોતાના પુત્ર કપિલદેવ-રૂપ ભગવાન શ્રીહરિનું જ ચિંતન કરતાં કરતાં તેઓ થોડાક જ દિવસોમાં આવા ઐશ્વર્યસંપન્ન ઘરથી પણ ઉપરત (વિરક્ત) થઈ ગયાં. (૨૨) પછી તેઓ, કપિલદેવજીએ ભગવાનના, ધ્યાન કરવા યોગ્ય જે પ્રસન્ન-વદનકમળ-યુક્ત સ્વરૂપનું વર્ણન કર્યું હતું તેના એક-એક અવયવનું તથા તે સમગ્ર રૂપનું પણ ચિંતન કરતાં કરતાં ધ્યાનમાં તત્પર થઈ ગયાં. (૨૩) ભગવદ્‌ભક્તિના પ્રવાહથી, પ્રબળ વૈરાગ્યથી અને કર્મોના યથાયોગ્ય અનુષ્ઠાનથી ઊપજેલા, બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારા જ્ઞાન વડે ચિત્ત શુદ્ધ થઈ જવાથી તેઓ તે સર્વવ્યાપક આત્માના ધ્યાનમાં મગ્ન થઈ ગયાં, કે જે (આત્મા) પોતાના સ્વરૂપના પ્રકાશથી માયાજનિત આવરણને દૂર કરી દે છે. (૨૪-૨૫) આ પ્રમાણે જીવના અધિષ્ઠાનભૂત પરબ્રહ્મ શ્રીભગવાનમાં જ બુદ્ધિની સ્થિતિ થઈ જવાથી તેમનો જીવભાવ નિવૃત્ત થઈ ગયો અને તેઓ સઘળા ક્લેશોથી મુક્ત થઈને પરમાનંદમાં નિમગ્ન થઈ ગયાં. (૨૬) હવે નિરંતર સમાધિમાં સ્થિત રહેવાને કારણે વિષયોના સત્યપણાની તેમની ભ્રાન્તિ દૂર થઈ અને પોતાના શરીરનું પણ સાન-ભાન રહ્યું નહીં – જેમ જાગી ગયેલા મનુષ્યને સ્વપ્નમાં જોયેલા પોતાના શરીરની સ્મૃતિ રહેતી નથી. (૨૭) તેમના શરીરનું પોષણ પણ બીજાંઓ વડે જ થતું હતું, પરંતુ કોઈ પણ પ્રકારનો માનસિક ક્લેશ નહીં હોવાને કારણે તે દુર્બળ થયું નહીં. તેમનું તેજ અધિક નીખરી ઊઠ્યું અને તે મેલને કારણે, ધુમાડાયુક્ત અગ્નિની જેમ સુશોભિત થવા લાગ્યું. તેમના વાળ વિખરાઈ ગયા હતા અને (માથા પરથી) વસ્ત્ર પણ સરકી ગયું હતું; તોપણ નિરંતર ભગવાનમાં જ ચિત્ત પરોવાયેલું રહેવાને કારણે તેમને પોતાના તપોયોગમય શરીરનું કશું જ સાનભાન ન હતું; કેવળ પ્રારબ્ધ જ તેમનું રક્ષણ કરતું હતું. (૨૮-૨૯)

૧. પ્રા. પા. – ૦સ્વાહીનક્લેશા૦ ।

એવં સા કપિલોક્તેન માર્ગેણાચિરતઃ પરમ્ ।
આત્માનં બ્રહ્મનિર્વાણં ભગવન્તમવાપ હ ॥ ૩૦॥

તદ્વીરાસીત્પુણ્યતમં ક્ષેત્રં ત્રૈલોક્યવિશ્રુતમ્ ।
નામ્ના સિદ્ધપદં યત્ર સા સંસિદ્ધિમુપેયુષી ॥ ૩૧॥

તસ્યાસ્તદ્યોગવિધુતમાર્ત્યં મર્ત્યમભૂત્સરિત્ ।
સ્રોતસાં પ્રવરા સૌમ્ય સિદ્ધિદા સિદ્ધસેવિતા[1] ॥ ૩૨॥

કપિલોઽપિ મહાયોગી ભગવાન્ પિતુરાશ્રમાત્ ।
માતરં સમનુજ્ઞાપ્ય પ્રાગુદીચીં દિશં યયૌ ॥ ૩૩॥

સિદ્ધચારણગન્ધર્વૈર્મુનિભિશ્ચાપ્સરોગણૈઃ ।
સ્તૂયમાનઃ સમુદ્રેણ દત્તાર્હણનિકેતનઃ ॥ ૩૪॥

આસ્તે યોગં સમાસ્થાય સાઙ્ખ્યાચાર્યૈરભિષ્ટુતઃ ।
ત્રયાણામપિ લોકાનામુપશાન્ત્યૈ[2] સમાહિતઃ ॥ ૩૫॥

એતન્નિગદિતં તાત યત્પૃષ્ટોઽહં તવાનઘ[3] ।
કપિલસ્ય ચ સંવાદો દેવહૂત્યાશ્ચ પાવનઃ ॥ ૩૬॥

ય ઇદમનુશૃણોતિ યોઽભિધત્તે
કપિલમુનેર્મતમાત્મયોગગુહ્યમ્ ।
ભગવતિ કૃતધીઃ સુપર્ણકેતા-
વુપલભતે ભગવત્પદારવિન્દમ્ ॥ ૩૭॥

વિદુરજી! આ પ્રમાણે કપિલદેવજીએ બતાવેલા માર્ગ વડે દેવહૂતિજીએ થોડાક જ સમયમાં નિત્યમુક્ત પરમાત્મસ્વરૂપ શ્રીભગવાનને પ્રાપ્ત કરી લીધા. (૩૦) હે વીરશ્રેષ્ઠ! જે સ્થળ પર તેમને સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી તે પરમપવિત્ર ક્ષેત્ર ત્રણે લોકમાં 'સિદ્ધપદ' નામે વિખ્યાત થયું. (૩૧) સાધુસ્વભાવના વિદુરજી! યોગસાધન થકી તેમના શરીરના સઘળા દૈહિક મળ દૂર થઈ ગયા હતા. તે એક નદીના રૂપમાં પરિણમ્યા, કે જે (નદી) સિદ્ધગણો વડે સેવાયેલી અને બધા પ્રકારની સિદ્ધિ આપનારી છે. (૩૨)

મહાયોગી ભગવાન કપિલજી પણ માતાજીની આજ્ઞા લીધા પછી પિતાજીના આશ્રમથી ઈશાન ખૂણા તરફ સિધાવી ગયા હતા. (૩૩) ત્યાં સ્વયં સમુદ્રે તેમનું પૂજન કરીને તેમને સ્થાન આપ્યું હતું. તેઓ ત્રણે લોકોને શાન્તિ પ્રદાન કરવા માટે યોગમાર્ગનું અવલંબન કરીને સમાધિમાં સ્થિત થઈ ગયા છે. સિદ્ધો, ચારણો, ગંધર્વો, મુનિઓ અને અપ્સરાઓ તેમની સ્તુતિ કરે છે તથા સાંખ્યાચાર્યો પણ તેમનું સર્વ પ્રકારે સ્તવન કરતા રહે છે. (૩૪-૩૫)

હે નિષ્પાપ વિદુરજી! તમારા પૂછવાથી મેં તમને ભગવાન કપિલ અને દેવહૂતિજીનો આ પરમ પવિત્ર સંવાદ સંભળાવ્યો. (૩૬) આ કપિલદેવજીનો મત (સાંખ્યમત) અધ્યાત્મયોગનું ગૂઢ રહસ્ય છે. જે મનુષ્ય તેનું શ્રવણ અથવા વર્ણન કરે છે તે, ભગવાન ગરુડધ્વજની ભક્તિથી યુક્ત થઈને સત્વરે શ્રીહરિનાં ચરણારવિંદોને પ્રાપ્ત કરે છે. (૩૭)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં તૃતીયસ્કન્ધે કાપિલેયોપાખ્યાને[4] ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૩॥
ત્રીજા સ્કંધ-અંતર્ગત કાપિલેય-ઉપાખ્યાનમાંનો તેત્રીસમો અધ્યાય સમાપ્ત.

═★═

ઇતિ તૃતીયઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।

ત્રીજો સ્કંધ સમાપ્ત.

═★═

॥ હરિઃ ૐ તત્સત્ ॥

---

૧. પ્રા. પા. – સિદ્ધિ૦ । ૨. પ્રા. પા. – લોકાનાં સુખાયાસ્તે સમા૦ । ૩. પ્રા. પા. – ત્વયા૦ । ૪. પ્રા. પા. – કાપિલેયે ।

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

## ચોથો સ્કંધ



અધ્રુવાય કૃતો યત્નો ધ્રુવાય પરિકલ્પિતઃ।
ધ્રુવસ્ય યત્પ્રસાદેન વાસુદેવં નતોઽસ્મિ તમ્॥

ॐ નમો ભગવતે વાસુદેવાય ।

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

## ચોથો સ્કંધ

### પહેલો અધ્યાય

**સ્વાયંભુવ મનુની પુત્રીઓના વંશનું વર્ણન**

*મૈત્રેય ઉવાચ*

**મનોસ્તુ શતરૂપાયાં તિસ્રઃ કન્યાશ્ચ જજ્ઞિરે ।**
**આકૂતિર્દેવહૂતિશ્ચ પ્રસૂતિરિતિ વિશ્રુતાઃ[1] ॥ ૧॥**

**આકૂતિં રુચયે પ્રાદાદપિ ભ્રાતૃમતીં નૃપઃ ।**
**પુત્રિકાધર્મમાશ્રિત્ય શતરૂપાનુમોદિતઃ ॥ ૨॥**

**પ્રજાપતિઃ સ ભગવાન્ રુચિસ્તસ્યામજીજનત્ ।**
**મિથુનં બ્રહ્મવર્ચસ્વી પરમેણ સમાધિના ॥ ૩॥**

**યસ્તયોઃ પુરુષઃ સાક્ષાદ્વિષ્ણુર્યજ્ઞસ્વરૂપધૃક્ ।**
**યા સ્ત્રી સા દક્ષિણા ભૂતેરંશભૂતાઽનપાયિની ॥ ૪॥**

**આનિન્યે સ્વગૃહં પુત્ર્યાઃ પુત્રં વિતતરોચિષમ્ ।**
**સ્વાયમ્ભુવો મુદા યુક્તો રુચિર્જગ્રાહ દક્ષિણામ્ ॥ ૫॥**

**તાં કામયાનાં ભગવાનુવાહ યજુષાં પતિઃ ।**
**તુષ્ટાયાં તોષમાપન્નોઽજનયદ્ દ્વાદશાત્મજાન્ ॥ ૬॥**

**તોષઃ પ્રતોષઃ સંતોષો ભદ્રઃ શાન્તિરિડસ્પતિઃ ।**
**ઇધ્મઃ કવિર્વિભુઃ સ્વહ્નઃ સુદેવો રોચનો દ્વિષટ્ ॥ ૭॥**

**તુષિતા નામ તે દેવા આસન્ સ્વાયમ્ભુવાન્તરે ।**
**મરીચિમિશ્રા ઋષયો યજ્ઞઃ સુરગણેશ્વરઃ ॥ ૮॥**

**પ્રિયવ્રતોત્તાનપાદૌ મનુપુત્રૌ મહૌજસૌ ।**
**તત્પુત્રપૌત્રનપ્તૄણામનુવૃત્તં તદન્તરમ્[2] ॥ ૯॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! સ્વાયંભુવ મનુનાં મહારાણી શતરૂપાની કૂખે પ્રિયવ્રત અને ઉત્તાનપાદ એ બે પુત્રો ઉપરાંત ત્રણ પુત્રીઓ પણ જન્મી હતી; તેઓ આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ નામે વિખ્યાત હતી. (૧) મહારાજ મનુએ મહારાણી શતરૂપાની અનુમતિથી આકૂતિના લગ્ન, આકૂતિને ભાઈઓ હોવા છતાં પુત્રિકાધર્મ* પ્રમાણે રુચિ પ્રજાપતિ સાથે કર્યાં. (૨)

ભગવાનના અનન્ય ચિંતનને કારણે પ્રજાપતિ રુચિ બ્રહ્મતેજથી સંપન્ન હતા. તેમણે આકૂતિના ગર્ભથી પુરુષ અને સ્ત્રીનું એક યુગલ ઉત્પન્ન કર્યું. (૩) તેમાં જે પુરુષ હતો તે યજ્ઞસ્વરૂપધારી સાક્ષાત્ ભગવાન વિષ્ણુ હતા અને જે સ્ત્રી હતી તે ભગવાનથી ક્યારેય અળગાં નહીં રહેનારાં શ્રીલક્ષ્મીજીની અંશસ્વરૂપા 'દક્ષિણા' હતી. (૪) પોતાની પુત્રી આકૂતિના તે પરમતેજસ્વી પુત્રને મનુ અત્યંત પ્રસન્નતાપૂર્વક પોતાને ઘરે લઈ આવ્યા અને દક્ષિણાને રુચિ પ્રજાપતિએ પોતાની પાસે રાખી. (૫) દક્ષિણા જ્યારે વિવાહયોગ્ય થઈ ત્યારે તેણે યજ્ઞ ભગવાનને જ પતિ તરીકે મેળવવાની ઇચ્છા કરી, તેથી ભગવાન યજ્ઞપુરુષે તેની સાથે લગ્ન કર્યાં. આથી દક્ષિણાને ઘણો સંતોષ થયો. ભગવાને પ્રસન્ન થઈને તેનાથી બાર પુત્રો ઉત્પન્ન કર્યા. (૬) તેમનાં નામ છે – તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વહ્ન, સુદેવ અને રોચન. (૭) આ બધા જ સ્વાયંભુવ મન્વંતરમાં 'તુષિત' નામના દેવતાઓ થયા. તે મન્વંતરમાં મરીચિ વગેરે સપ્તર્ષિઓ હતા, ભગવાન યજ્ઞ જ દેવતાઓના અધીશ્વર ઇન્દ્ર હતા અને મહાપ્રભાવશાળી પ્રિયવ્રત તેમ જ ઉત્તાનપાદ મનુપુત્રો હતા. તે મન્વંતર તે બંનેના જ પુત્રો, પૌત્રો, દૌહિત્રોના વંશથી છવાઈ ગયો. (૮-૯)

---

૧. પ્રા. પા. – સુવ્રતાઃ । ૨. પ્રા. પા. – યદ૦ ।

* 'પુત્રિકાધર્મ' અનુસાર કરવામાં આવતાં લગ્નમાં એવી શરત હોય છે કે પુત્રીને જે પહેલો પુત્ર જન્મે તેને તે પુત્રીના પિતા લઈ લ્યે.

દેવહૂતિમદાત્તાત કર્દમાયાત્મજાં મનુઃ ।
તત્સમ્બન્ધિ શ્રુતપ્રાયં ભવતા ગદતો મમ ॥ ૧૦॥

દક્ષાય બ્રહ્મપુત્રાય પ્રસૂતિં ભગવાન્મનુઃ ।
પ્રાયચ્છદ્યત્કૃતઃ સર્ગસ્ત્રિલોક્યાં વિતતો મહાન્ ॥ ૧૧॥

યાઃ કર્દમસુતાઃ પ્રોક્તા નવ[1] બ્રહ્મર્ષિપત્નયઃ ।
તાસાં પ્રસૂતિપ્રસવં પ્રોચ્યમાનં નિબોધ મે ॥ ૧૨॥

પત્ની મરીચેસ્તુ કલા સુષુવે કર્દમાત્મજા ।
કશ્યપં[2] પૂર્ણિમાનં ચ યયોરાપૂરિતં જગત્ ॥ ૧૩॥

પૂર્ણિમાઽસૂત વિરજં વિશ્વગં ચ પરન્તપ ।
દેવકુલ્યાં હરેઃ પાદશૌચાદ્યાઽભૂત્સરિદ્દિવઃ ॥ ૧૪॥

અત્રેઃ પત્ન્યનસૂયા ત્રીઞ્જજ્ઞે સુયશસઃ સુતાન્ ।
દત્તં દુર્વાસસં સોમમાત્મેશબ્રહ્મસમ્ભવાન્ ॥ ૧૫॥

*વિદુર ઉવાચ*

અત્રેર્ગૃહે સુરશ્રેષ્ઠાઃ સ્થિત્યુત્પત્ત્યન્તહેતવઃ ।
કિઞ્ચિચ્ચિકીર્ષવો જાતા એતદાખ્યાહિ મે ગુરો ॥ ૧૬॥

*મૈત્રેય ઉવાચ*

બ્રહ્મણા નોદિતઃ[3] સૃષ્ટાવત્રિર્બ્રહ્મવિદાં વરઃ ।
સહ પત્ન્યા યયાવૃક્ષં કુલાદ્રિં તપસિ સ્થિતઃ ॥ ૧૭॥

તસ્મિન્ પ્રસૂનસ્તબકપલાશાશોકકાનને ।
વાર્ભિઃ સ્રવદ્ભિરુદ્ઘુષ્ટે નિર્વિન્ધ્યાયાઃ સમન્તતઃ ॥ ૧૮॥

પ્રાણાયામેન સંયમ્ય મનો વર્ષશતં મુનિઃ ।
અતિષ્ઠદેકપાદેન નિર્દ્વન્દ્વોઽનિલભોજનઃ ॥ ૧૯॥

શરણં તં પ્રપદ્યેઽહં ય એવ જગદીશ્વરઃ ।
પ્રજામાત્મસમાં મહ્યં પ્રયચ્છત્વિતિ ચિન્તયન્ ॥ ૨૦॥

તપ્યમાનં ત્રિભુવનં પ્રાણાયામૈધસાગ્નિના ।
નિર્ગતેન મુનેર્મૂર્ધ્નઃ સમીક્ષ્ય પ્રભવસ્ત્રયઃ ॥ ૨૧॥

પ્રિય વિદુરજી! મનુએ પોતાની બીજી પુત્રી દેવહૂતિને કર્દમજી સાથે પરણાવી હતી. તેના વિશેની લગભગ બધી વાતો તમે મારી પાસેથી સાંભળી ચૂક્યા છો. (૧૦) ભગવાન મનુએ પોતાની ત્રીજી પુત્રી પ્રસૂતિનાં લગ્ન બ્રહ્માજીના પુત્ર દક્ષ પ્રજાપતિ સાથે કર્યાં હતાં; તેની વિશાળ વંશપરંપરા તો સમગ્ર ત્રિલોકમાં ફેલાયેલી છે. (૧૧)

હું કર્દમજીની નવ પુત્રીઓનું, કે જેમને નવ બ્રહ્મર્ષિઓ સાથે પરણાવવામાં આવી હતી - તેમનું વર્ણન અગાઉ કરી જ ચૂક્યો છું. હવે તેમની વંશપરંપરાનું વર્ણન કરું છું, તે સાંભળો. (૧૨) મરીચિ ઋષિની પત્ની, કર્દમજીની પુત્રી કલાથી કશ્યપ અને પૂર્ણિમા નામના બે પુત્રો થયા, જેમના વંશથી આ સઘળું જગત ભરેલું છે. (૧૩) હે પરંતપ (શત્રુ-તાપન) વિદુરજી! પૂર્ણિમાને વિરજ અને વિશ્વગ નામના બે પુત્રો તથા દેવકુલ્યા નામે એક પુત્રી થયાં. એ જ (પુત્રી) બીજા જન્મમાં શ્રીહરિનાં ચરણોના પ્રક્ષાલનથી દેવનદી ગંગારૂપે પ્રગટ થઈ. (૧૪) અત્રિની પત્ની અનસૂયાથી દત્તાત્રેય, દુર્વાસા અને ચંદ્રમા નામના ત્રણ પરમયશસ્વી પુત્રો થયા. તેઓ ક્રમશઃ ભગવાન વિષ્ણુ, શંકર અને બ્રહ્માના અંશથી ઉત્પન્ન થયા હતા. (૧૫)

**વિદુરજીએ પૂછ્યું** – ગુરુજી! કૃપા કરીને એ બતાવો કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા આ સર્વશ્રેષ્ઠ દેવોએ અત્રિ મુનિને ત્યાં કયું કાર્ય કરવાની ઇચ્છાથી અવતાર લીધો હતો? (૧૬)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – જ્યારે બ્રહ્માજીએ બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા મહર્ષિ અત્રિને સૃષ્ટિ રચવા માટે આજ્ઞા આપી, ત્યારે તેઓ પોતાની સહધર્મિણી સહિત, તપ કરવા માટે ઋક્ષ નામના કુળપર્વત પર ગયા. (૧૭) ત્યાં પલાશ અને અશોક વૃક્ષોનું એક વિશાળ વન હતું. તેનાં બધાં વૃક્ષો પુષ્પગુચ્છોથી લદાયેલાં હતાં તથા તેમાં ચારે કોર નિર્વિન્ધ્યા નદીના જળનો કલકલ ધ્વનિ ગૂંજતો રહેતો હતો. (૧૮) તે વનમાં તે મુનિશ્રેષ્ઠ પ્રાણાયામ વડે ચિત્તને વશ કરીને સો વર્ષ સુધી, કેવળ વાયુનું પાન કરીને, ઠંડી-ગરમી વગેરે દ્વંદ્વોની કશી જ પરવા કર્યા વગર એક જ પગે ઊભા રહ્યા. (૧૯) તે સમયે તેઓ મનોમન એ જ પ્રાર્થના કરતા હતા કે 'જે કોઈ સમસ્ત વિશ્વના ઈશ્વર છે, તેમના શરણમાં હું છું; તેઓ મને પોતાના જ જેવી સંતતિ પ્રદાન કરે.' (૨૦)

ત્યારે એ જોઈને કે પ્રાણાયામરૂપી ઈંધણથી પ્રજ્વલિત થયેલું અત્રિ મુનિનું તેજ તેમના મસ્તકમાંથી નીકળીને ત્રણે લોકોને તપાવી રહ્યું છે – બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ - ત્રણે જગત્પતિ તેમના આશ્રમે પધાર્યા. તે સમયે અપ્સરાઓ,

૧. પ્રા. પા. – ક્તાઃ બ્રહ્મર્ષિભ૦ । ૨. પ્રા. પા. – યશં ચ । ૩. પ્રા. પા. – ચો૦ ।

અપ્સરોમુનિગન્ધર્વસિદ્ધવિદ્યાધરોરગૈઃ ।
વિતાયમાનયશસસ્તદાશ્રમપદં યયુઃ ॥ ૨૨॥

તત્પ્રાદુર્ભાવસંયોગવિદ્યોતિતમના મુનિઃ ।
ઉત્તિષ્ઠન્નેકપાદેન દદર્શ વિબુધર્ષભાન્ ॥ ૨૩॥

પ્રણમ્ય દણ્ડવદ્ભૂમાવુપતસ્થેઽર્હણાઞ્જલિઃ[1] ।
વૃષહંસસુપર્ણસ્થાન્ સ્વૈઃ સ્વૈશ્ચિહ્નૈશ્ચ ચિહ્નિતાન્ ॥ ૨૪॥

કૃપાવલોકેન હસદ્વદનેનોપલમ્ભિતાન્ ।
તદ્રોચિષા પ્રતિહતે નિમીલ્ય મુનિરક્ષિણી ॥ ૨૫॥

ચેતસ્તત્પ્રવણં યુઞ્જન્નસ્તાવીત્સંહતાઞ્જલિઃ ।
શ્લક્ષ્ણયા સૂક્તયા વાચા સર્વલોકગરીયસઃ ॥ ૨૬॥

*અત્રિરુવાચ*

વિશ્વોદ્ભવસ્થિતિલયેષુ વિભજ્યમાનૈ-
ર્માયાગુણૈરનુયુગં વિગૃહીતદેહાઃ ।
તે બ્રહ્મવિષ્ણુગિરિશાઃ પ્રણતોઽસ્મ્યહં વ-
સ્તેભ્યઃ ક એવ ભવતાં મ ઇહોપહૂતઃ ॥ ૨૭॥

એકો મયેહ ભગવાન્ વિવિધપ્રધાનૈ-[2]
શ્ચિત્તીકૃતઃ પ્રજનનાય કથં નુ યૂયમ્ ।
અત્રાગતાસ્તનુભૃતાં મનસોઽપિ દૂરા
બ્રૂત પ્રસીદત મહાનિહ વિસ્મયો મે ॥ ૨૮॥

*મૈત્રેય ઉવાચ*[3]

ઇતિ તસ્ય વચઃ શ્રુત્વા ત્રયસ્તે વિબુધર્ષભાઃ ।
પ્રત્યાહુઃ શ્લક્ષ્ણયા વાચા પ્રહસ્ય તમૃષિં પ્રભો ॥ ૨૯॥

*દેવા ઊચુઃ*

યથા કૃતસ્તે સઙ્કલ્પો ભાવ્યં તેનૈવ નાન્યથા ।
સત્સઙ્કલ્પસ્ય તે બ્રહ્મન્ યદ્વૈ ધ્યાયતિ[4] તે વયમ્ ॥ ૩૦॥

અથાસ્મદંશભૂતાસ્તે આત્મજા લોકવિશ્રુતાઃ ।
ભવિતારોઽઙ્ગ ભદ્રં તે વિસ્રપ્સ્યન્તિ ચ તે યશઃ ॥ ૩૧॥

એવં કામવરં દત્ત્વા પ્રતિજગ્મુઃ સુરેશ્વરાઃ ।
સભાજિતાસ્તયોઃ સમ્યગ્દમ્પત્યોર્મિષતોસ્તતઃ ॥ ૩૨॥

મુનિઓ, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો અને નાગલોકો આ ત્રણે દેવોનો સુયશ ગાઈ રહ્યાં હતાં. (૨૧-૨૨) તે ત્રણેયનો એકસાથે જ પ્રાદુર્ભાવ થવાથી અત્રિ મુનિનું અંતઃકરણ પ્રકાશિત થઈ ઊઠ્યું. તેમણે એક પગ પર ઊભા ઊભા જ તે દેવ-દેવોને જોયા અને પછી પૃથ્વી પર દંડવત્ લાંબા થઈને પ્રણામ કર્યા બાદ અર્ઘ્ય-પુષ્પ વગેરે પૂજાસામગ્રી હાથમાં લઈને તેમની પૂજા કરી. તે ત્રણે પોતપોતાના વાહન - હંસ, ગરુડ અને ઋષભ પર આરૂઢ થયેલા હતા અને પોતાનાં કમંડલ, ચક્ર, ત્રિશૂળ વગેરે પ્રતીકોથી સુશોભિત હતા. (૨૩-૨૪) તેમની આંખોમાંથી કૃપાવર્ષા થઈ રહી હતી. તેમનાં મુખ પર મંદસ્મિતની રેખા હતી, જેમાંથી તેમની પ્રસન્નતા ઝળકી રહી હતી. તેમના તેજથી અંજાઈ જઈને મુનિવરે પોતાની આંખો મીંચી દીધી. (૨૫) તેઓ ચિત્તને તેમનામાં પરોવીને હાથ જોડીને અતિમધુર અને સુંદર ભાવસભર વચનોમાં, સર્વલોકોમાં સૌથી મહાન તે ત્રણે દેવોની સ્તુતિ કરવા લાગ્યા. (૨૬)

**અત્રિ મુનિએ કહ્યું** – હે ભગવન્! પ્રત્યેક કલ્પના આરંભમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે માયાના સત્ત્વ વગેરે ત્રણે ગુણોનું વિભાજન કરીને જેઓ ભિન્ન-ભિન્ન શરીર ધારણ કરે છે તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તમે જ છો. હું તમને પ્રણામ કરું છું. કહો, મેં જેમને બોલાવ્યા હતા તેઓ તમારામાંથી કયા મહાનુભાવ છે? (૨૭) કારણ કે મેં તો સંતાનપ્રાપ્તિની ઇચ્છાથી વિવિધ પ્રકારની પૂજાની સામગ્રી દ્વારા કેવળ એક સુરેશ્વર ભગવાનનું જ ચિંતન કર્યું હતું. તો પછી તમે ત્રણેએ અહીં પધારવાની કૃપા કેમ કરી? તમારા સુધી તો દેહધારીઓના મનની પણ ગતિ થતી નથી, તેથી મને ઘણું આશ્ચર્ય થઈ રહ્યું છે. તમે કૃપા કરીને મને આનું રહસ્ય બતાવો. (૨૮)

**શ્રીમૈત્રેયજી કહે છે** – સમર્થ વિદુરજી! અત્રિ મુનિનાં વચનો સાંભળીને તે ત્રણે દેવો હસ્યા અને તેમને સુમધુર વાણીમાં કહેવા લાગ્યા. (૨૯)

**દેવતાઓએ કહ્યું** – હે બ્રહ્મન્! તમે સત્યસંકલ્પ છો, તેથી તમે જેવો સંકલ્પ કર્યો હતો તેવું જ થવું જોઈએ. તેનાથી વિપરીત કેવી રીતે થઈ શકે? તમે જે 'જગદીશ્વર'નું ધ્યાન કરતા હતા તે અમે ત્રણે જ છીએ. (૩૦) પ્રિય મહર્ષિ! તમારું કલ્યાણ થાઓ. તમારે ત્યાં અમારા જ અંશસ્વરૂપે ત્રણ વિશ્વવિખ્યાત પુત્રો થશે અને તમારા સુયશનો વિસ્તાર કરશે. (૩૧)

તેમને આ પ્રમાણે મનવાંછ્યું વરદાન આપીને તથા (તે) પતિ-પત્ની વડે સમ્યક્પણે પૂજિત થઈને, તેમના દેખતાં જ ત્રણે સુરેશ્વરો પોતપોતાના લોકમાં સિધાવી ગયા. (૩૨)

૧. પ્રા. પા. – હસ્તે કૃતાઞ્જલિઃ । ૨. વિબુધપ્રધાનૈઃ । ૩. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૪. પ્રા. પા. – ધ્યાયસિ ।

સોમોઽભૂદ્‌બ્રહ્મણોંઽશેન દત્તો વિષ્ણોસ્તુ યોગવિત્ ।
દુર્વાસાઃ શઙ્કરસ્યાંશો નિબોધાઙ્ગિરસઃ પ્રજાઃ ॥ ૩૩॥

શ્રદ્ધા ત્વઙ્ગિરસઃ પત્ની ચતસ્રોઽસૂત કન્યકાઃ ।
સિનીવાલી કુહૂ રાકા ચતુર્થ્યનુમતિસ્તથા ॥ ૩૪॥

તત્પુત્રાવપરાવાસ્તાં ખ્યાતૌ સ્વારોચિષેઽન્તરે ।
ઉતથ્યો ભગવાન્ સાક્ષાદ્‌બ્રહ્મિષ્ઠશ્ચ બૃહસ્પતિઃ ॥ ૩૫॥

પુલસ્ત્યોઽજનયત્પત્ન્યામગસ્ત્યં ચ હવિર્ભુવિ ।
સોઽન્યજન્મનિ દહ્રાગ્નિર્વિશ્રવાશ્ચ મહાતપાઃ ॥ ૩૬॥

તસ્ય યક્ષપતિર્દેવઃ કુબેરસ્ત્વિડવિડાસુતઃ ।
રાવણઃ કુમ્ભકર્ણશ્ચ તથાન્યસ્યાં વિભીષણઃ ॥ ૩૭॥

પુલહસ્ય ગતિર્ભાર્યા ત્રીનસૂત સતી સુતાન્ ।
કર્મશ્રેષ્ઠં વરીયાંસં સહિષ્ણું ચ મહામતે ॥ ૩૮॥

ક્રતોરપિ ક્રિયા ભાર્યા વાલખિલ્યાનસૂયત ।
ઋષીન્ષષ્ટિસહસ્રાણિ જ્વલતો બ્રહ્મતેજસા ॥ ૩૯॥

ઊર્જાયાં જજ્ઞિરે પુત્રા વસિષ્ઠસ્ય પરન્તપ ।
ચિત્રકેતુપ્રધાનાસ્તે સપ્ત બ્રહ્મર્ષયોઽમલાઃ ॥ ૪૦॥

ચિત્રકેતુઃ સુરોચિશ્ચ વિરજા મિત્ર એવ ચ ।
ઉલ્બણો વસુભૃદ્યાનો દ્યુમાન્ શક્ત્યાદયોઽપરે ॥ ૪૧॥

ચિત્તિસ્ત્વથર્વણઃ પત્ની લેભે પુત્રં ધૃતવ્રતમ્ ।
દધ્યઞ્ચમશ્વશિરસં[1] ભૃગોર્વંશં નિબોધ મે ॥ ૪૨॥

ભૃગુઃ ખ્યાત્યાં મહાભાગઃ પત્ન્યાં પુત્રાનજીજનત્ ।
ધાતારં ચ વિધાતારં શ્રિયં ચ ભગવત્પરામ્ ॥ ૪૩॥

આયતિં નિયતિં ચૈવ સુતે મેરુસ્તયોરદાત્ ।
તાભ્યાં તયોરભવતાં મૃકણ્ડઃ પ્રાણ એવ ચ ॥ ૪૪॥

માર્કણ્ડેયો મૃકણ્ડસ્ય પ્રાણાદ્વેદશિરા મુનિઃ ।
કવિશ્ચ ભાર્ગવો યસ્ય ભગવાનુશના સુતઃ ॥ ૪૫॥

ત[2] એતે મુનયઃ ક્ષત્તર્લોકાન્ સર્ગૈરભાવયન્ ।
એષ કર્દમદૌહિત્રસન્તાનઃ કથિતસ્તવ ।
શૃણ્વતઃ શ્રદ્દધાનસ્ય સદ્યઃ પાપહરઃ પરઃ ॥ ૪૬॥

(પછી) બ્રહ્માજીના અંશથી ચંદ્રમા, વિષ્ણુના અંશથી યોગવેત્તા દત્તાત્રેયજી અને મહાદેવના અંશથી દુર્વાસા ઋષિ અત્રિના પુત્રોરૂપે પ્રગટ થયા. હવે અંગિરા ઋષિનાં સંતાનોનું વર્ણન સાંભળો. (૩૩)

અંગિરાનાં પત્ની શ્રદ્ધાએ સિનીવાલી, કુહૂ, રાકા અને અનુમતિ – એ ચાર પુત્રીઓને જન્મ આપ્યો. (૩૪) એ ઉપરાંત તેમને સાક્ષાત્ ભગવાન ઉતથ્યજી અને બ્રહ્મનિષ્ઠ બૃહસ્પતિજી – એ બે પુત્રો પણ થયા, કે જેઓ સ્વારોચિષ મન્વંતરમાં વિખ્યાત થયા. (૩૫) પુલસ્ત્યજીને તેમની પત્ની હવિર્ભૂથી મહર્ષિ અગસ્ત્ય અને મહાતપસ્વી વિશ્રવા – એ બે પુત્રો થયા. એમાંના અગસ્ત્યજી બીજા જન્મમાં જઠરાગ્નિ થયા. (૩૬) વિશ્રવા મુનિને ઇડવિડાના ગર્ભથી યક્ષપતિ કુબેરજી જન્મ્યા અને તેમનાં બીજાં પત્ની કેશિનીથી રાવણ, કુંભકર્ણ અને વિભીષણ જન્મ્યા. (૩૭)

હે મહામતિ! મહર્ષિ પુલહની પરમ સાધ્વી પત્ની ગતિથી કર્મશ્રેષ્ઠ, વરીયાન્ અને સહિષ્ણુ – એ ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. (૩૮) આ જ પ્રમાણે ક્રતુની પત્ની ક્રિયાએ બ્રહ્મતેજથી દેદીપ્યમાન વાલખિલ્ય વગેરે સાઠ હજાર ઋષિઓને જન્મ આપ્યો. (૩૯) હે પરંતપ વિદુરજી! વસિષ્ઠજીની પત્ની ઊર્જા (અરુંધતી)થી ચિત્રકેતુ વગેરે સાત વિશુદ્ધચિત્તના બ્રહ્મર્ષિઓનો જન્મ થયો. (૪૦) તેમનાં નામ ચિત્તકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્બણ, વસુભૃદ્યાન અને દ્યુમાન હતાં. એ ઉપરાંત તેમની બીજી પત્નીથી શક્તિ વગેરે બીજા પણ કેટલાક પુત્રો થયા. (૪૧) અથર્વા મુનિની પત્ની ચિત્તિએ દધ્યઙ્ (દધીચિ) નામના એક તપોનિષ્ઠ પુત્રને પ્રાપ્ત કર્યો, જેનું બીજું નામ અશ્વશિરા પણ હતું. હવે ભૃગુના વંશનું વર્ણન સાંભળો. (૪૨)

મહાભાગ ભૃગુજીએ પોતાની પત્ની ખ્યાતિથી ધાતા અને વિધાતા નામના બે પુત્રો તથા શ્રી (લક્ષ્મીજી) નામની એક ભગવત્પરાયણ પુત્રી ઉત્પન્ન કર્યાં. (૪૩) મેરુ ઋષિએ આયતિ અને નિયતિ નામની પોતાની પુત્રીઓને ક્રમશઃ ધાતા અને વિધાતાને પરણાવી; તેમનાથી તેમને મૃકંડ અને પ્રાણ નામના પુત્રો થયા. (૪૪) તે પૈકીના મૃકંડને ત્યાં માર્કંડેય અને પ્રાણને ત્યાં મુનિવર વેદશિરાનો જન્મ થયો. ભૃગુજીને કવિ નામના એક પુત્ર પણ હતા. તેમને ત્યાં ભગવાન ઉશના (શુક્રાચાર્ય) થયા. (૪૫) વિદુરજી! આ બધા મુનીશ્વરોએ પણ સંતાનો ઉત્પન્ન કરીને સૃષ્ટિનો વિસ્તાર કર્યો. આ પ્રમાણે મેં તમને કર્દમજીના દોહિત્રોનાં સંતાનોનું આ વર્ણન સંભળાવ્યું. જે મનુષ્ય એને શ્રદ્ધાપૂર્વક સાંભળે છે તેનાં પાપોને એ તત્કાળ નષ્ટ કરી દે છે. (૪૬)

૧. પ્રા. પા. – દધીચમશ્વ૦ । ૨. પ્રા. પા. – સર્વે તે મુન૦ ।

પ્રસૂતિં માનવીં દક્ષ ઉપયેમે હ્યજાત્મજઃ ।
તસ્યાં સસર્જ દુહિતૄઃ ષોડશામલલોચનાઃ ॥ ૪૭॥

ત્રયોદશાદાદ્ધર્માય તથૈકામગ્નયે વિભુઃ ।
પિતૃભ્ય એકાં યુક્તેભ્યો ભવાયૈકાં ભવચ્છિદે ॥ ૪૮॥

શ્રદ્ધા મૈત્રી દયા શાન્તિસ્તુષ્ટિઃ પુષ્ટિઃ ક્રિયોન્નતિઃ ।
બુદ્ધિર્મેધા તિતિક્ષા હ્રીર્મૂર્તિર્ધર્મસ્ય પત્નયઃ ॥ ૪૯॥

શ્રદ્ધાऽસૂત શુભં મૈત્રી પ્રસાદમભયં દયા ।
શાન્તિઃ સુખં મુદં તુષ્ટિઃ સ્મયં પુષ્ટિરસૂયત ॥ ૫૦॥

યોગં ક્રિયોન્નતિર્દર્પમર્થં બુદ્ધિરસૂયત ।
મેધા સ્મૃતિં તિતિક્ષા તુ ક્ષેમં હ્રીઃ પ્રશ્રયં સુતમ્ ॥ ૫૧॥

મૂર્તિઃ સર્વગુણોત્પત્તિર્નરનારાયણાવૃષી ॥ ૫૨॥

યયોર્જન્મન્યદો વિશ્વમભ્યનન્દત્સુનિર્વૃતમ્ ।
મનાંસિ કકુભો વાતાઃ પ્રસેદુઃ સરિતોऽદ્રયઃ ॥ ૫૩॥

દિવ્યવાદ્યન્ત તૂર્યાણિ પેતુઃ કુસુમવૃષ્ટયઃ ।
મુનયસ્તુષ્ટુવુસ્તુષ્ટા જગુર્ગન્ધર્વકિન્નરાઃ ॥ ૫૪॥

નૃત્યન્તિ સ્મ સ્ત્રિયો દેવ્ય આસીત્પરમમઙ્ગલમ્[1] ।
દેવા બ્રહ્માદયઃ સર્વે ઉપતસ્થુરભિષ્ટવૈઃ ॥ ૫૫॥

*દેવા ઊચુઃ[2]*

યો માયયા વિરચિતં નિજયાऽऽત્મનીદં
ખે રૂપભેદમિવ તત્પ્રતિચક્ષણાય ।
એતેન ધર્મસદને ઋષિમૂર્તિનાऽદ્ય
પ્રાદુશ્ચકાર પુરુષાય નમઃ પરસ્મૈ ॥ ૫૬॥

સોऽયં સ્થિતિવ્યતિકરોપશમાય સૃષ્ટાન્
સત્ત્વેન નઃ સુરગણાનનુમેયતત્ત્વઃ ।
દૃશ્યાદદભ્રકરુણેન વિલોકનેન
યચ્છ્રીનિકેતમમલં ક્ષિપતાऽરવિન્દમ્ ॥ ૫૭॥

એવં સુરગણૈસ્તાત ભગવન્તાવભિષ્ટુતૌ ।
લબ્ધાવલોકૈર્યયતુરર્ચિતૌ ગન્ધમાદનમ્ ॥ ૫૮॥

બ્રહ્માજીના પુત્ર દક્ષ પ્રજાપતિએ મનુપુત્રી પ્રસૂતિ સાથે લગ્ન કર્યું. તેનાથી તેમણે સુંદર આંખોવાળી સોળ પુત્રીઓ ઉત્પન્ન કરી. (૪૭) ભગવાન દક્ષે તેમાંથી તેર પુત્રીઓ ધર્મને, એક અગ્નિને, એક સમસ્ત પિતૃગણને અને એક પુત્રી સંસારનો સંહાર કરનારા તથા જન્મ-મૃત્યુમાંથી ઉગારનારા ભગવાન શંકરને આપી. (૪૮) શ્રદ્ધા, મૈત્રી, દયા, શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી અને મૂર્તિ – એ ધર્મની પત્નીઓ છે. (૪૯) એમાંની શ્રદ્ધાએ શુભ, મૈત્રીએ પ્રસાદ, દયાએ અભય, શાન્તિએ સુખ, તુષ્ટિએ મોદ અને પુષ્ટિએ અહંકારને જન્મ આપ્યો. (૫૦) ક્રિયાએ યોગ, ઉન્નતિએ દર્પ, બુદ્ધિએ અર્થ, મેધાએ સ્મૃતિ, તિતિક્ષાએ ક્ષેમ અને હ્રી (લજ્જા)એ પ્રશ્રય (વિનય) નામના પુત્ર ઉત્પન્ન કર્યા. (૫૧) સમસ્ત ગુણોની ખાણ મૂર્તિદેવીએ નર-નારાયણ ઋષિઓને જન્મ આપ્યો. (૫૨) તેમનો જન્મ થવાથી આ સમગ્ર વિશ્વે આનંદિત થઈને પ્રસન્નતા પ્રગટ કરી. તે સમયે લોકોનાં મન, દિશાઓ, વાયુ, નદીઓ અને પર્વતો – બધાંમાં પ્રસન્નતા છવાઈ ગઈ. (૫૩) આકાશમાં મંગળ વાદ્યો વાગવા લાગ્યાં, દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, મુનિઓ પ્રસન્ન થઈને સ્તુતિ કરવા લાગ્યા, ગંધર્વો અને કિન્નરો ગાન કરવા લાગ્યા. (૫૪) અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. આ પ્રમાણે તે સમયે ઘણું જ આનંદ-મંગળ થયું તથા બ્રહ્મા વગેરે સમસ્ત દેવતાઓ સ્તોત્રો વડે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. (૫૫)

**દેવતાઓએ કહ્યું** – જેમ આકાશમાં જાત-જાતનાં રૂપોની કલ્પના કરી લેવામાં આવે છે તેવી જ રીતે જેમણે પોતાની માયા વડે પોતાના જ સ્વરૂપની ભીતર આ સંસારની રચના કરી છે અને પોતાના તે સ્વરૂપને પ્રકાશિત કરવા માટે અત્યારે આ ઋષિ-વિગ્રહ સાથે ધર્મના ઘરમાં સ્વયં પોતાને પ્રગટ કર્યા છે તે પરમપુરુષને અમારા નમસ્કાર છે. (૫૬) જેમના તત્ત્વનું શાસ્ત્રના આધારે આપણે કેવળ અનુમાન જ કરીએ છીએ, પ્રત્યક્ષ કરવા પામતા નથી – તે જ ભગવાને સંસારની મર્યાદામાં કોઈ પ્રકારની અવ્યવસ્થા (ગરબડ) ન થાય એટલા માટે સત્ત્વગુણ થકી દેવતાઓને ઉત્પન્ન કર્યા છે. હવે તેઓ પોતાનાં કરુણાસભર નેત્રોથી, કે જેઓ સમસ્ત શોભા અને સૌંદર્યના નિવાસસ્થાન એવા નિર્મળ દિવ્ય કમળને પણ નીચું જોવડાવનારાં છે - તે નેત્રોથી અમારા તરફ નિહાળે. (૫૭)

વહાલા વિદુરજી! પ્રભુનું સાક્ષાત્ દર્શન પામીને દેવતાઓએ તેમની આ પ્રમાણે સ્તુતિ અને પૂજા કરી. ત્યારબાદ ભગવાન નર અને નારાયણ – બંને ગંધમાદન

૧. પ્રા. પા. – દિવ્યા આસીત્ પરમસઙ્ગમમ્ । ૨. પ્રાચીન પ્રતમાં 'દેવા ઊચુઃ' નથી.

તાવિમૌ વૈ ભગવતો હરેરંશાવિહાગતૌ ।
ભારવ્યયાય ચ ભુવઃ કૃષ્ણૌ યદુકુરૂદ્વહૌ ॥ ૫૯॥

સ્વાહાઽભિમાનિનશ્ચાગ્નેરાત્મજાંસ્ત્રીનજીજનત્ ।
પાવકં પવમાનં ચ શુચિં ચ હુતભોજનમ્ ॥ ૬૦॥

તેભ્યોઽગ્નયઃ સમભવન્ ચત્વારિંશચ્ચ પઞ્ચ ચ ।
ત એવૈકોનપઞ્ચાશત્સાકં પિતૃપિતામહૈઃ ॥ ૬૧॥

વૈતાનિકે કર્મણિ યન્નામભિર્બ્રહ્મવાદિભિઃ ।
આગ્નેય્ય ઈષ્ટયો યજ્ઞે નિરૂપ્યન્તેઽગ્નયસ્તુ તે ॥ ૬૨॥

અગ્નિષ્વાત્તા બર્હિષદઃ સૌમ્યાઃ પિતર આજ્યપાઃ ।
સાગ્નયોઽનગ્નયસ્તેષાં પત્ની દાક્ષાયણી સ્વધા ॥ ૬૩॥

તેભ્યો દધાર કન્યે દ્વે વયુનાં ધારિણીં સ્વધા ।
ઉભે તે બ્રહ્મવાદિન્યૌ જ્ઞાનવિજ્ઞાનપારગે ॥ ૬૪॥

ભવસ્ય પત્ની તુ સતી ભવં દેવમનુવ્રતા ।
આત્મનઃ સદૃશં પુત્રં ન લેભે ગુણશીલતઃ ॥ ૬૫॥

પિતર્યપ્રતિરૂપે સ્વે ભવાયાનાગસે રુષા ।
અપ્રૌઢૈવાત્મનાઽઽત્માનમજહાદ્યોગસંયુતા ॥ ૬૬॥

પર્વત પર સિધાવી ગયા. (૫૮) ભગવાન શ્રીહરિના અંશભૂત તે નારાયણ-નર જ આ સમયે પૃથ્વીનો ભાર ઉતારવા માટે યદુકુળભૂષણ શ્રીકૃષ્ણના રૂપમાં અને તેમના જ જેવા શ્યામવર્ણ, કુરુકુળતિલક અર્જુનના રૂપમાં અવતર્યા છે. (૫૯)

અગ્નિદેવની પત્ની સ્વાહાએ અગ્નિના જ અભિમાની પાવક, પવમાન અને શુચિ – એ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. એ ત્રણેય હવન કરાયેલા પદાર્થોનું ભક્ષણ કરનારા છે. (૬૦) આ ત્રણેમાંથી પિસ્તાળીસ પ્રકારના બીજા અગ્નિ ઉત્પન્ન થયા. આ બધા જ પોતાના ત્રણ પિતાઓ અને એક પિતામહને સાથે લઈને ઓગણપચાસ અગ્નિ કહેવાયા. (૬૧) વેદજ્ઞાતા બ્રાહ્મણો વૈદિક યજ્ઞકર્મમાં જે ઓગણપચાસ અગ્નિઓનાં નામોથી જે આગ્નેયી ઈષ્ટિઓ કરે છે તે આ જ છે. (૬૨)

અગ્નિષ્વાત્ત, બર્હિષદ્, સોમપ અને આજ્યપ – આ પિતૃઓ છે; એમનામાં સાગ્નિક પણ છે અને નિરગ્નિક પણ છે. આ બધા પિતૃઓની પત્ની દક્ષપુત્રી સ્વધા છે. (૬૩) આ પિતૃઓથી સ્વધાને ધારિણી અને વયુના નામની બે પુત્રીઓ થઈ. તે બંનેય જ્ઞાન-વિજ્ઞાનમાં પારંગત અને બ્રહ્મજ્ઞાનની ઉપદેશક થઈ. (૬૪) મહાદેવજીની પત્ની સતી હતાં, તેઓ સર્વથા પોતાના પતિદેવની સેવામાં સંલગ્ન રહેનારાં હતાં. પરંતુ તેમને પોતાના ગુણ અને શીલને અનુરૂપ કોઈ પુત્ર થયો નહીં. (૬૫) કારણ કે સતીના પિતા દક્ષે કોઈ પણ અપરાધ વિના જ ભગવાન શિવના વિરુદ્ધ (પ્રતિકૂળ) આચરણ કર્યું હતું, તેથી સતીએ યુવાવસ્થામાં જ ક્રોધવશ થઈને યોગ વડે પોતે જ પોતાના શરીરનો ત્યાગ કરી દીધો હતો. (૬૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે વિદુરમૈત્રેયસંવાદે[1] પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥

ચોથા સ્કંધ-અંતર્ગત 'વિદુરમૈત્રેયસંવાદ'માંનો પહેલો અધ્યાય સમાપ્ત.

=★=

# બીજો અધ્યાય

## ભગવાન શિવ અને દક્ષ પ્રજાપતિના વચ્ચે વૈમનસ્ય

*વિદુર ઉવાચ*

ભવે શીલવતાં શ્રેષ્ઠે દક્ષો દુહિતૃવત્સલઃ ।
વિદ્વેષમકરોત્કસ્માદનાદૃત્યાત્મજાં સતીમ્ ॥ ૧॥

કસ્તં ચરાચરગુરું નિર્વૈરં શાન્તવિગ્રહમ્ ।
આત્મારામં કથં દ્વેષ્ટિ જગતો દૈવતં મહત્ ॥ ૨॥

**વિદુરજીએ પૂછ્યું** – હે બ્રહ્મન્! પ્રજાપતિ દક્ષ તો પોતાની દીકરીઓ સાથે ઘણો જ સ્નેહ રાખતા હતા, તોપછી તેમણે પોતાની પુત્રી સતીનો અનાદર કરીને શીલવાનોમાં સૌથી શ્રેષ્ઠ શ્રીમહાદેવજી સાથે દ્વેષ શા માટે કર્યો? (૧) મહાદેવજી પણ ચરાચરના ગુરુ, નિર્વૈર, શાન્તમૂર્તિ, આત્મારામ અને જગતના પરમ આરાધ્ય દેવ છે. તેમની સાથે ભલા, કોઈ શા માટે વેર કરે? (૨)

૧. પ્રાચીન પ્રતમાં 'વિદુરમૈત્રેયસંવાદે'ના સ્થાને 'દાક્ષાયનં (?) નામ' એવો પાઠ છે.

એતદાખ્યાહિ મે બ્રહ્મન્ જામાતુઃ શ્વશુરસ્ય ચ ।
વિદ્વેષસ્તુ યતઃ પ્રાણાંસ્તત્યજે દુસ્ત્યજાન્ સતી ॥ ૩॥

હે ભગવન્! તે સસરા અને જમાઈમાં આટલો વિદ્વેષ શા માટે થયો, કે જેને કારણે સતીએ પોતાના દુષ્ત્યજય પ્રાણ સુધ્ધાંનો બલિ આપી દીધો? એ તમે મને કહો. (૩)

*મૈત્રેય ઉવાચ*

પુરા વિશ્વસૃજાં સત્રે સમેતાઃ પરમર્ષયઃ ।
તથાઽમરગણાઃ સર્વે સાનુગા મુનયોઽગ્નયઃ ॥ ૪॥

તત્ર પ્રવિષ્ટમૃષયો દૃષ્ટ્વાઽર્કમિવ રોચિષા ।
ભ્રાજમાનં વિતિમિરં કુર્વન્તં તન્મહત્સદઃ ॥ ૫॥

ઉદતિષ્ઠન્ સદસ્યાસ્તે સ્વધિષ્ણ્યેભ્યઃ સહાગ્નયઃ ।
ઋતે વિરિઞ્ચં શર્વં ચ તદ્ભાસાઽઽક્ષિપ્તચેતસઃ ॥ ૬॥

સદસસ્પતિભિર્દક્ષો ભગવાન્ સાધુસત્કૃતઃ ।
અજં[1] લોકગુરું નત્વા નિષસાદ તદાજ્ઞયા ॥ ૭॥

પ્રાઙ્નિષણ્ણં મૃડં દૃષ્ટ્વા નામૃષ્યત્તદનાદૃતઃ ।
ઉવાચ વામં ચક્ષુર્ભ્યામભિવીક્ષ્ય દહન્નિવ ॥ ૮॥

શ્રૂયતાં બ્રહ્મર્ષયો મે સહદેવાઃ સહાગ્નયઃ ।
સાધૂનાં બ્રુવતો વૃત્તં નાજ્ઞાનાન્ન ચ મત્સરાત્ ॥ ૯॥

અયં તુ લોકપાલાનાં યશોઘ્નો નિરપત્રપઃ ।
સદ્ભિરાચરિતઃ પન્થા યેન સ્તબ્ધેન દૂષિતઃ ॥ ૧૦॥

એષ મે શિષ્યતાં પ્રાપ્તો યન્મે દુહિતુરગ્રહીત્ ।
પાણિં વિપ્રાગ્નિમુખતઃ સાવિત્ર્યા ઇવ સાધુવત્ ॥ ૧૧॥

ગૃહીત્વા મૃગશાવાક્ષ્યાઃ પાણિં[2] મર્કટલોચનઃ ।
પ્રત્યુત્થાનાભિવાદાર્હે વાચાપ્યકૃત નોચિતમ્ ॥ ૧૨॥

લુપ્તક્રિયાયાશુચયે માનિને ભિન્નસેતવે ।
અનિચ્છન્નપ્યદાં બાલાં શૂદ્રાયેવોશતીં ગિરમ્ ॥ ૧૩॥

પ્રેતાવાસેષુ ઘોરેષુ પ્રેતૈર્ભૂતગણૈર્વૃતઃ ।
અટત્યુન્મત્તવન્નગ્નો વ્યુપ્તકેશો હસન્ રુદન્ ॥ ૧૪॥

ચિતાભસ્મકૃતસ્નાનઃ પ્રેતસ્રઙ્ન્રસ્થિભૂષણઃ ।
શિવાપદેશો હ્યશિવો મત્તો મત્તજનપ્રિયઃ ।
પતિઃ પ્રમથભૂતાનાં તમોમાત્રાત્મકાત્મનામ્ ॥ ૧૫॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! પહેલાં એક વાર પ્રજાપતિઓના યજ્ઞમાં બધા મોટા-મોટા ઋષિઓ, દેવતાઓ, મુનિઓ, અગ્નિઓ વગેરે પોતપોતાના અનુયાયીઓ સહિત એકઠા થયા હતા. (૪) તે જ સમયે દક્ષ પ્રજાપતિએ પણ તે સભામાં પ્રવેશ કર્યો. તેઓ પોતાના તેજથી સૂર્ય સમાન પ્રકાશમાન હતા અને તે વિશાળ સભા-ભવનનો અંધકાર દૂર કરી રહ્યા હતા. તેમને આવેલા જોઈને બ્રહ્માજી અને મહાદેવજી સિવાય, અગ્નિ સુધીના બધા જ સભાસદો તેમના તેજથી પ્રભાવિત થઈને પોતપોતાનાં આસનો પરથી ઊઠીને ઊભા થઈ ગયા. (૫-૬) આ પ્રમાણે સઘળા સભાસદો તરફથી સારી પેઠે સમ્માન મેળવીને તેજસ્વી દક્ષ જગત્પિતા બ્રહ્માજીને પ્રણામ કરીને તેમની આજ્ઞાથી પોતાના આસન પર બેઠા. (૭)

પરંતુ મહાદેવજીને પહેલાંથી જ બેઠેલા જોઈને તથા તેમના તરફથી અભ્યુત્થાન વગેરે રૂપે કશો પણ આદર ન મળતાં દક્ષ તેમનો તે વ્યવહાર સાંખી શક્યા નહીં. દક્ષે મહાદેવજી પ્રત્યે ત્રાંસી નજરે એવી રીતે જોયું કે જાણે તેઓ ક્રોધાગ્નિથી બાળી નાખશે. પછી તેઓ કહેવા લાગ્યા. (૮) 'દેવતાઓ અને અગ્નિઓ સહિત બ્રહ્મર્ષિઓ મારી વાત સાંભળો. હું અણસમજથી કે દ્વેષને લીધે કહેતો નથી, બલકે શિષ્ટાચારની વાત કહું છું. (૯) આ નિર્લજ્જ મહાદેવ સમસ્ત લોકપાલોની કીર્તિનું હનન કરી રહ્યો છે. જુઓ, આ ઘમંડીએ સત્પુરુષોના આચરણને કલંકિત અને ભ્રષ્ટ કર્યું છે. (૧૦) વાનરના જેવાં નેત્રોવાળા આણે સત્પુરુષો જેવી મારી સાવિત્રી તુલ્ય મૃગનયની પવિત્ર પુત્રીનું અગ્નિ અને બ્રાહ્મણો સમક્ષ પાણિગ્રહણ કર્યું હતું, તેથી આ એક રીતે મારા પુત્ર સમાન બની ગયેલો છે. યોગ્ય તો એ હતું કે આણે ઊઠીને મારું સ્વાગત કર્યું હોત અને મને પ્રણામ કર્યા હોત. પરંતુ આણે વાણીથી પણ મારું સ્વાગત કર્યું નહીં. (૧૧-૧૨) અરે! જેમ શૂદ્રને કોઈ વેદ ભણાવે તેવી જ રીતે મેં અનિચ્છા છતાં ભાગ્યવશ આને પોતાની પુત્રી આપી છે! આણે સત્કર્મનો લોપ કર્યો છે. આ હંમેશાં અપવિત્ર રહે છે, ઘણો ઘમંડી છે અને ધર્મની મર્યાદા તોડી રહ્યો છે. (૧૩) આ પ્રેતોના નિવાસસ્થાન એવા ભયંકર સ્મશાનોમાં ભૂતપ્રેતોને સાથે લઈને ભમતો રહે છે. સંપૂર્ણ પાગલની જેમ માથાના વાળ વિખેરેલો અને દિગંબર રહે છે, ક્યારેક હસે છે, ક્યારેક રડે છે. (૧૪) આ આખા શરીરે ચિતાની અપવિત્ર ભસ્મ લગાડેલો રહે છે, ગળામાં

૧. પ્રા. પા. – અથ । ૨. પ્રા. પા. – પાણિમર્કન્દુલોચનઃ ।

તસ્મા ઉન્માદનાથાય નષ્ટશૌચાય દુર્હૃદે ।
દત્તા બત મયા સાધ્વી ચોદિતે પરમેષ્ઠિના ॥ ૧૬॥

*મૈત્રેય ઉવાચ*

વિનિન્દ્યૈવં સ ગિરિશમપ્રતીપમવસ્થિતમ્ ।
દક્ષોઽથાપ[1] ઉપસ્પૃશ્ય ક્રુદ્ધઃ શપ્તું પ્રચક્રમે ॥ ૧૭॥

અયં તુ દેવયજન ઇન્દ્રોપેન્દ્રાદિભિર્ભવઃ ।
સહ[2] ભાગં ન લભતાં દેવૈર્દેવગણાધમઃ ॥ ૧૮॥

નિષિધ્યમાનઃ સ સદસ્યમુખ્યૈ-
ર્દક્ષો ગિરિત્રાય વિસૃજ્ય શાપમ્ ।
તસ્માદ્વિનિષ્ક્રમ્ય વિવૃદ્ધમન્યુ-
ર્જગામ કૌરવ્ય નિજં નિકેતનમ્ ॥ ૧૯॥

વિજ્ઞાય શાપં ગિરિશાનુગાગ્રણી-
ર્નન્દીશ્વરો રોષકષાયદૂષિતઃ ।
દક્ષાય શાપં વિસસર્જ દારુણં
યે ચાન્વમોદંસ્તદવાચ્યતાં દ્વિજાઃ ॥ ૨૦॥

ય એતન્મર્ત્યમુદ્દિશ્ય ભગવત્યપ્રતિદ્રુહિ ।
દ્રુહ્યત્યજ્ઞઃ પૃથગ્દૃષ્ટિસ્તત્ત્વતો વિમુખો ભવેત્ ॥ ૨૧॥

ગૃહેષુ કૂટધર્મેષુ સક્તો ગ્રામ્યસુખેચ્છયા ।
કર્મતન્ત્રં વિતનુતે વેદવાદવિપન્નધીઃ ॥ ૨૨॥

બુદ્ધ્યા પરાભિધ્યાયિન્યા વિસ્મૃતાત્મગતિઃ પશુઃ ।
સ્ત્રીકામઃ સોઽસ્ત્વતિતરાં દક્ષો બસ્તમુખોઽચિરાત્ ॥ ૨૩॥

વિદ્યાબુદ્ધિરવિદ્યાયાં કર્મમય્યામસૌ જડઃ ।
સંસરન્ત્વિહ યે ચામુમનુ શર્વાવમાનિનમ્ ॥ ૨૪॥

ગિરઃ શ્રુતાયાઃ પુષ્પિણ્યા મધુગન્ધેન ભૂરિણા ।
મથ્ના ચોન્મથિતાત્માનઃ સમ્મુહ્યન્તુ હરદ્વિષઃ ॥ ૨૫॥

ભૂતોના પહેરવા યોગ્ય નર-મુંડો (ખોપરીઓ)ની માળા અને આખા શરીરે હાડકાઓનાં ઘરેણાં પહેરેલો રહે છે. આ કેવળ નામમાત્રનો શિવ છે, વાસ્તવમાં તો છે સંપૂર્ણ અશિવ – અમંગળરૂપ. જેવો આ પોતે છકેલો છે તેવા જ છકેલાઓ આને વહાલા લાગે છે. ભૂત-પ્રેત-પ્રમથ વગેરે નર્યા તમોગુણી સ્વભાવવાળા જીવોનો આ નેતા છે. (૧૫) અરે! મેં કેવળ બ્રહ્માજીના કહેવાથી ભોળવાઈ જઈને આવા ભૂતોના આગેવાન, આચારહીન અને દુષ્ટ સ્વભાવવાળાને પોતાની ભલીભોળી દીકરી પરણાવી દીધી!' (૧૬)

**શ્રીમૈત્રેયજી કહે છે** – વિદુરજી! દક્ષે આ પ્રમાણે મહાદેવજીની ઘણીબધી નિંદા-ટીકા કરી, તોપણ તેમણે એનો કોઈ પ્રતિકાર કર્યો નહીં; તેઓ પહેલાંની જેમ જ નિશ્ચળભાવે બેસી રહ્યા. એનાથી દક્ષનો ક્રોધ એથીય અધિક વધી ગયો ને તેઓ હાથમાં જળ લઈને શિવજીને શાપ આપવા તત્પર થયા. (૧૭) દક્ષે કહ્યું – 'આ મહાદેવ દેવતાઓમાં ઘણો જ અધમ છે. હવેથી તેને ઇન્દ્ર-ઉપેન્દ્ર વગેરે દેવતાઓની સાથે યજ્ઞનો ભાગ ન મળે.' (૧૮) ઉપસ્થિત મુખ્ય-મુખ્ય સભાસદોએ તેમને ઘણી મનાઈ કરી, પણ તેમણે કોઈનું સાંભળ્યું નહીં; મહાદેવજીને શાપ દઈ જ દીધો. પછી હે વિદુરજી! તેઓ અત્યંત ક્રોધિત થઈને તે સભામાંથી નીકળીને પોતાના ઘરે ચાલ્યા ગયા. (૧૯)

જ્યારે શ્રીશંકરજીના અનુયાયીઓમાં અગ્રણી નંદીશ્વરને ખબર પડી કે દક્ષે શાપ આપ્યો છે ત્યારે તેઓ ક્રોધથી સમસમી ઊઠ્યા અને તેમણે દક્ષનાં દુર્વચનોનું જે બ્રાહ્મણોએ સમર્થન કર્યું હતું તેમને મહાભયંકર શાપ આપ્યો. (૨૦) તેઓ બોલ્યા – 'આ મર્ત્ય શરીરનું જ અભિમાન કરીને કોઈની પણ સાથે દ્વેષ નહીં કરનારા ભગવાન શંકર સાથે જે દ્વેષ કરે છે તે ભેદબુદ્ધિવાળો મૂર્ખ દક્ષ તત્ત્વજ્ઞાનથી વિમુખ જ રહે.(૨૧) 'ચાતુર્માસી યજ્ઞ કરનારાને અક્ષય પુણ્ય મળે છે' વગેરે અર્થવાદરૂપ વેદવાક્યોથી મોહિત અને વિવેકભ્રષ્ટ થઈને વિષયસુખની ઇચ્છાથી કપટધર્મ-સભર ગૃહસ્થાશ્રમમાં આસક્ત રહીને કર્મકાંડમાં જ (દક્ષ) પ્રવૃત્ત રહે છે. આની બુદ્ધિ શરીર આદિમાં આત્મભાવનું ચિંતન કરનારી છે; તેના વડે આણે આત્મસ્વરૂપને ભુલાવી દીધું છે; આ સાક્ષાત્ પશુ જેવો જ છે, તેથી તે અત્યંત સ્ત્રી-લંપટ થાય અને તેનું મોઢું બકરાનું થઈ જાય. (૨૨-૨૩) આ મૂર્ખ કર્મમયી અવિદ્યાને જ વિદ્યા સમજે છે; આથી આ અને અન્ય લોકો ભગવાન શંકરનું અપમાન કરવાવાળા આ દુષ્ટની પાછળ-પાછળ ચાલનારા છે, તેઓ બધા જન્મ-મરણરૂપ સંસારચક્રમાં પડ્યા રહે. (૨૪) વેદવાણીરૂપી લતા ફલશ્રુતિરૂપી પુષ્પોથી

૧. પ્રા. પા. – દક્ષો હ્યાપ । ૨. પ્રા. પા. – યજ્ઞે ।

સર્વભક્ષા દ્વિજા વૃત્ત્યૈ ધૃતવિદ્યાતપોવ્રતાઃ ।
વિત્તદેહેન્દ્રિયારામા યાચકા વિચરન્ત્વિહ ॥ ૨૬॥

તસ્યૈવં દદતઃ[1] શાપં શ્રુત્વા દ્વિજકુલાય વૈ ।
ભૃગુઃ પ્રત્યસૃજચ્છાપં બ્રહ્મદણ્ડં દુરત્યયમ્ ॥ ૨૭॥

ભવવ્રતધરા યે ચ યે ચ તાન્ સમનુવ્રતાઃ ।
પાખણ્ડિનસ્તે ભવન્તુ સચ્છાસ્ત્રપરિપન્થિનઃ ॥ ૨૮॥

નષ્ટશૌચા મૂઢધિયો જટાભસ્માસ્થિધારિણઃ ।
વિશન્તુ શિવદીક્ષાયાં યત્ર દૈવં સુરાસવમ્ ॥ ૨૯॥

બ્રહ્મ ચ બ્રાહ્મણાંશ્ચૈવ યદ્યૂયં પરિનિન્દથ ।
સેતું વિધારણં પુંસામતઃ પાખણ્ડમાશ્રિતાઃ ॥ ૩૦॥

એષ એવ હિ લોકાનાં શિવઃ પન્થાઃ સનાતનઃ ।
યં પૂર્વે ચાનુસન્તસ્થુર્યત્પ્રમાણં જનાર્દનઃ ॥ ૩૧॥

તદ્બ્રહ્મ પરમં શુદ્ધં સતાં વર્ત્મ સનાતનમ્ ।
વિગર્હ્ય યાત પાષણ્ડં દૈવં વો યત્ર ભૂતરાટ્ ॥ ૩૨॥

*મૈત્રેય ઉવાચ*

તસ્યૈવં વદતઃ શાપં ભૃગોઃ સ ભગવાન્ ભવઃ ।
નિશ્ચક્રામ તતઃ કિઞ્ચિદ્વિમના ઇવ સાનુગઃ ॥ ૩૩॥

તેઽપિ વિશ્વસૃજઃ સત્રં સહસ્રપરિવત્સરાન્ ।
સંવિધાય મહેષ્વાસ યત્રેજ્ય ઋષભો હરિઃ ॥ ૩૪॥

આપ્લુત્યાવભૃથં યત્ર ગઙ્ગા યમુનયાન્વિતા ।
વિરજેનાત્મના સર્વે સ્વં સ્વં ધામ યયુસ્તતઃ ॥ ૩૫॥

શોભાયમાન છે, તેના કર્મફળરૂપી મનમોહક ગંધથી આમનાં (બ્રાહ્મણોનાં) ચિત્ત ક્ષુબ્ધ થઈ રહ્યાં છે, આનાથી આ શંકરદ્રોહીઓ કર્મોની જાળમાં જ ફસાયેલા રહે. (૨૫) આ બ્રાહ્મણો ભક્ષ્ય-અભક્ષ્યનો વિચાર ત્યજીને કેવળ પેટ ભરવા માટે જ વિદ્યા, તપ અને વ્રત વગેરેનો આશરો લે તથા ધન, શરીર અને ઇન્દ્રિયોના સુખને જ સુખ માનીને, તેમના ગુલામ બનીને દુનિયામાં ભીખ માગતા ભટક્યા કરે.' (૨૬)

નંદીશ્વરના મુખેથી આ પ્રકારનો, બ્રાહ્મણકુળ માટેનો શાપ સાંભળીને તેના બદલામાં ભૃગુજીએ આ દુસ્તર શાપરૂપી બ્રહ્મદંડ આપ્યો. (૨૭) કે – 'જે લોકો શિવભક્ત છે તથા તે ભક્તોના જેઓ અનુયાયી છે તેઓ સત્-શાસ્ત્રોનાં વિરોધી આચરણ કરનારા અને પાખંડી થાય. (૨૮) જે લોકો શૌચાચારથી રહિત, મંદબુદ્ધિના તથા જટા, ભસ્મ અને હાડકાં ધારણ કરનારા છે તેઓ શૈવ સંપ્રદાયમાં જ દીક્ષિત થાય, કે જે (સંપ્રદાય)માં સુરા અને આસવ જ દેવતાઓની જેમ આદરણીય છે. (૨૯) અરે! ધર્મની મર્યાદાની સ્થાપના કરનારા તેમ જ વર્ણો અને આશ્રમોનું રક્ષણ કરનારા વેદો અને બ્રાહ્મણોની તમે નિંદા કરો છો, તેથી માલૂમ પડે છે કે તમે લોકોએ પાખંડનો આશરો લઈ રાખેલો છે. (૩૦) આ વેદ-માર્ગ જ લોકો માટે કલ્યાણકારી અને સનાતન માર્ગ છે. પૂર્વના મનુષ્યો આ જ માર્ગે ચાલતા આવ્યા છે અને એનું મૂળ શ્રીવિષ્ણુ ભગવાન છે. (૩૧) તમે લોકો સત્પુરુષોના પરમ પવિત્ર અને સનાતન માર્ગ એવા વેદોની નિંદા કરો છો, તેથી એ પાખંડ-માર્ગે જાઓ કે જે (માર્ગ)માં ભૂતોના આગેવાન, તમારા ઇષ્ટદેવ નિવાસ કરે છે.'

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ભૃગુ ઋષિના આ પ્રમાણે શાપ આપવાથી ભગવાન શંકર કંઈક ખિન્ન જેવા થઈને, ત્યાંથી પોતાના અનુયાયીઓ સાથે ચાલી નીકળ્યા. (૩૩) ત્યાં પ્રજાપતિઓ જે યજ્ઞ કરી રહ્યા હતા તેમાં પુરુષોત્તમ શ્રીહરિ જ ઉપાસ્યદેવ હતા અને તે યજ્ઞ એક હજાર વર્ષે સંપન્ન થનારો હતો. તે યજ્ઞ સમાપ્ત કરીને તે પ્રજાપતિઓએ શ્રીગંગા-યમુનાના સંગમમાં યજ્ઞાન્ત સ્નાન કર્યું અને પછી પ્રસન્નચિત્તે તેઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. (૩૪-૩૫)

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે દક્ષશાપો નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**

**ચોથા સ્કંધ-અંતર્ગત દક્ષશાપ નામનો બીજો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રા. પા. – વદતઃ ।

# ત્રીજો અધ્યાય

## સતીનો પિતાને ત્યાં યજ્ઞોત્સવમાં જવા માટે આગ્રહ કરવો

*મૈત્રેય ઉવાચ*

સદા વિદ્વિષતોરેવં કાલો વૈ ધ્રિયમાણયોઃ ।
જામાતુઃ શ્વશુરસ્યાપિ સુમહાનતિચક્રમે ॥ ૧॥
યદાભિષિક્તો દક્ષસ્તુ બ્રહ્મણા પરમેષ્ઠિના ।
પ્રજાપતીનાં સર્વેષામાધિપત્યે સ્મયોઽભવત્ ॥ ૨॥
ઈષ્ટ્વા સ વાજપેયેન બ્રહ્મિષ્ઠાનભિભૂય ચ ।
બૃહસ્પતિસવં નામ સમારેભે ક્રતૂત્તમમ્ ॥ ૩॥
તસ્મિન્ બ્રહ્મર્ષયઃ સર્વે દેવર્ષિપિતૃદેવતાઃ ।
આસન્ કૃતસ્વસ્ત્યયનાસ્તત્પત્ન્યશ્ચ સભર્તૃકાઃ ॥ ૪॥
તદુપશ્રુત્ય નભસિ ખેચરાણાં પ્રજલ્પતામ્ ।
સતી[1] દાક્ષાયણી દેવી પિતુર્યજ્ઞમહોત્સવમ્ ॥ ૫॥
વ્રજન્તીઃ સર્વતો દિગ્ભ્ય ઉપદેવવરસ્ત્રિયઃ ।
વિમાનયાનાઃ સપ્રેષ્ઠા નિષ્કકણ્ઠીઃ સુવાસસઃ ॥ ૬॥
દૃષ્ટ્વા સ્વનિલયાભ્યાશે લોલાક્ષીર્મૃષ્ટકુણ્ડલાઃ ।
પતિં ભૂતપતિં દેવમૌત્સુક્યાદભ્યભાષત ॥ ૭॥

*સત્યુવાચ[2]*

પ્રજાપતેસ્તે શ્વશુરસ્ય સામ્પ્રતં
નિર્યાપિતો યજ્ઞમહોત્સવઃ કિલ ।
વયં ચ તત્રાભિસરામ વામ તે
યદ્યર્થિતામી વિબુધા વ્રજન્તિ હિ ॥ ૮॥
તસ્મિન્ ભગિન્યો મમ ભર્તૃભિઃ સ્વકૈ-
ર્ધ્રુવં ગમિષ્યન્તિ સુહૃદિદૃક્ષવઃ ।
અહં ચ તસ્મિન્ ભવતાભિકામયે
સહોપનીતં પરિબર્હમર્હિતુમ્[3] ॥ ૯॥
તત્ર સ્વસૄર્મે નનુ ભર્તૃસમ્મિતા
માતૃષ્વસૄઃ ક્લિન્નધિયં ચ માતરમ્ ।
દ્રક્ષ્યે ચિરોત્કણ્ઠમના મહર્ષિભિ-
રુન્નીયમાનં ચ મૃડાધ્વરધ્વજમ્ ॥ ૧૦॥
ત્વય્યેતદાશ્ચર્યમજાત્મમાયયા
વિનિર્મિતં ભાતિ ગુણત્રયાત્મકમ્ ।
તથાપ્યહં યોષિદતત્ત્વવિચ્ચ તે
દીના દિદૃક્ષે ભવ મે ભવક્ષિતિમ્ ॥ ૧૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! આ પ્રમાણે તે સસરા અને જમાઈના પરસ્પર વેર-વિરોધમાં ઘણો વધુ સમય વીત્યો. (૧) એ જ સમયે બ્રહ્માજીએ દક્ષને સમસ્ત પ્રજાપતિઓના અધિપતિ બનાવ્યા. તેનાથી તેમનો ગર્વ વિશેષ વધી ગયો. (૨) તેમણે ભગવાન શંકર વગેરે બ્રહ્મનિષ્ઠોને યજ્ઞભાગ નહીં આપીને, તેમનો તિરસ્કાર કરતાં પહેલાં તો વાજપેય યજ્ઞ કર્યો અને પછી બૃહસ્પતિસવ નામનો મહાયજ્ઞ શરૂ કર્યો. (૩) તે યજ્ઞોત્સવમાં બધા જ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, પિતૃઓ, દેવતાઓ વગેરે પોતપોતાની પત્ની સાથે પધાર્યા, તે બધાઓએ મળીને ત્યાં માંગલિક કાર્યો સંપન્ન કર્યાં અને દક્ષ વડે તે બધાનો આદરસત્કાર કરવામાં આવ્યો. (૪)

તે સમયે આકાશમાર્ગે જતા દેવતાઓ પરસ્પર તે યજ્ઞની ચર્ચા કરતા-કરતા જઈ રહ્યા હતા. તેમના મુખેથી દક્ષપુત્રી સતીએ પોતાના પિતાના ઘરે થનારા યજ્ઞની વાત સાંભળી લીધી. (૫) તેમણે (સતીએ) જોયું કે અમારા નિવાસસ્થાન કૈલાસની પાસે થઈને ચારે બાજુએથી ચંચળ નેત્રોવાળી ગંધર્વો અને યક્ષોની પત્નીઓ ચમકદાર કુંડળ અને હાર પહેરેલી, ખૂબ બની-ઠનીને પોતપોતાના પતિઓ સાથે વિમાનો પર બેઠેલી તે યજ્ઞોત્સવમાં જઈ રહી છે. એનાથી તેમને પણ ઘણી ઉત્કંઠા થઈ અને તેમણે પોતાના પતિ ભગવાન ભૂતનાથને કહ્યું. (૬-૭)

**સતીએ કહ્યું** – હે પતિદેવ! સાંભળ્યું છે કે અત્યારે તમારા સસરા દક્ષ પ્રજાપતિને ત્યાં ઘણો મોટો યજ્ઞોત્સવ થઈ રહ્યો છે. જુઓ, આ બધા દેવતાઓ ત્યાં જ જઈ રહ્યા છે; જો તમારી ઈચ્છા હોય તો આપણે પણ જઈએ. (૮) અત્યારે પોતાનાં સ્વજનોને મળવા માટે મારી બહેનો પણ પોતપોતાના પતિઓ સાથે ત્યાં અવશ્ય જશે. હું પણ ઈચ્છું છું કે તમારી સાથે ત્યાં જઈને, માતા-પિતા દ્વારા અપાનારાં ઘરેણાં-કપડાં વગેરે ભેટનો સ્વીકાર કરું. (૯) પોતપોતાના પતિઓ વડે સમ્માનિત બહેનો, માશીઓ અને સ્નેહાર્દ્ર હૃદયની માતાને ત્યાં જોવા માટે મારું મન ઘણા દિવસોથી ઉત્સુક છે. હે કલ્યાણમય! આ ઉપરાંત, ત્યાં મહર્ષિઓએ રચેલો શ્રેષ્ઠ યજ્ઞ પણ જોવા મળશે. (૧૦) હે અજન્મા પ્રભુ! તમે જગતની ઉત્પત્તિના હેતુ છો. તમારી માયાથી રચાયેલું આ પરમ આશ્ચર્યપૂર્ણ ત્રિગુણાત્મક જગત તમારામાં જ ભાસી રહ્યું છે. પરંતુ હું તો સ્ત્રીસ્વભાવયુક્ત હોવાને કારણે તમારા તત્ત્વથી અનભિજ્ઞ (અજાણી) અને અત્યંત દીન છું. તેથી

૧. પ્રા. પા. – દાક્ષાયણી મહાદેવી પિતુર્યજ્ઞમહોત્સવે । ૨. પ્રાચીન પ્રતમાં 'સત્યુવાચ' નથી. ૩. પ્રા. પા. – મર્પિતુમ્ ।

પશ્ય પ્રયાન્તીરભવાન્યયોષિતો-
ઽપ્યલઙ્કૃતાઃ કાન્તસખા વરૂથશઃ।
યાસાં વ્રજદ્ભિઃ શિતિકણ્ઠ મણ્ડિતં
નભો વિમાનૈઃ કલહંસપાણ્ડુભિઃ ॥૧૨॥
કથં સુતાયાઃ પિતૃગેહકૌતુકં
નિશમ્ય દેહઃ સુરવર્ય નેઙ્ગતે।
અનાહુતા અપ્યભિયન્તિ સૌહૃદં
ભર્તુર્ગુરોર્દેહકૃતશ્ચ કેતનમ્ ॥૧૩॥
તન્મે પ્રસીદેદમમર્ત્ય વાઞ્છિતં
કર્તું ભવાન્કારુણિકો બતાર્હતિ।
[1]ત્વયાઽઽત્મનોઽર્ધેઽહમદભ્રચક્ષુષા
નિરૂપિતા માઽનુગૃહાણ યાચિતઃ ॥૧૪॥

ઋષિરુવાચ

એવં ગિરિત્રઃ પ્રિયયાઽભિભાષિતઃ
પ્રત્યભ્યધત્ત પ્રહસન્ સુહૃત્પ્રિયઃ।
સંસ્મારિતો મર્મભિદઃ કુવાગિષૂન્
યાનાહ કો વિશ્વસૃજાં સમક્ષતઃ ॥૧૫॥

શ્રીભગવાનુવાચ

ત્વયોદિતં શોભનમેવ શોભને
અનાહુતા અપ્યભિયન્તિ બન્ધુષુ।
તે યદ્યનુત્પાદિતદોષદૃષ્ટયો
બલીયસાઽનાત્મ્યમદેન મન્યુના ॥૧૬॥
વિદ્યાતપોવિત્તવપુર્વયઃકુલૈઃ
સતાં ગુણૈઃ ષડ્ભિરસત્તમેતરૈઃ।
સ્મૃતૌ હતાયાં ભૃતમાનદુર્દૃશઃ
સ્તબ્ધા ન પશ્યન્તિ હિ ધામ ભૂયસામ્ ॥૧૭॥
નૈતાદૃશાનાં સ્વજનવ્યપેક્ષયા
ગૃહાન્[2] પ્રતીયાદનવસ્થિતાત્મનામ્।
યેઽભ્યાગતાન્ વક્રધિયાઽભિચક્ષતે
આરોપિતભ્રૂભિરમર્ષણાક્ષિભિઃ ॥૧૮॥
તથારિભિર્ન વ્યથતે શિલીમુખૈઃ
શેતેઽર્દિતાઙ્ગો[3] હૃદયેન દૂયતા।
સ્વાનાં યથા વક્રધિયાં દુરુક્તિભિ-
ર્દિવાનિશં તપ્યતિ મર્મતાડિતઃ ॥૧૯॥

અત્યારે પોતાની જન્મભૂમિ જોવા માટે ઘણી ઉત્સુક થઈ રહી છું. (૧૧) હે જન્મરહિત નીલકંઠ! જુઓ, એમાં કેટલીય સ્ત્રીઓ તો એવી છે કે જેમનો દક્ષ સાથે કોઈ સંબંધ જ નથી, તેમ છતાં તેઓ પોતપોતાના પતિઓ સાથે ખૂબ બની-ઠનીને ટોળેટોળાં ત્યાં જઈ રહી છે. ત્યાં જઈ રહેલી આ દેવાંગનાઓનાં રાજહંસ જેવાં શ્વેત વિમાનોથી ગગનમંડળ કેવું સુશોભિત થઈ રહ્યું છે! (૧૨) હે સુરવર્ય (દેવશ્રેષ્ઠ)! આવી પરિસ્થિતિમાં પોતાના પિતાને ત્યાં (થઈ રહેલા) ઉત્સવના સમાચાર મેળવ્યા પછી તેની પુત્રીનું શરીર એમાં સંમિલિત થવા માટે કેમ ના આકર્ષાય? પતિ, ગુરુ અને માતા-પિતા વગેરે સુહૃદોને ત્યાં તો વણનોતરે પણ જઈ શકીએ છીએ. (૧૩) માટે, હે દેવ! તમે મારા પર પ્રસન્ન થાઓ. તમારે મારી આ ઇચ્છા અવશ્ય પૂરી કરવી જોઈએ. તમે ઘણા કરુણામય છો, તેથી જ તો પરમ જ્ઞાની હોવા છતાં પણ તમે મને પોતાના અડધા અંગમાં સ્થાન આપ્યું છે. અત્યારે મારી આ માગણી પર ધ્યાન આપીને મને અનુગૃહીત કરો. (૧૪)

**શ્રીમૈત્રેયજી કહે છે** – પ્રિયા સતીજીએ આ પ્રમાણે પ્રાર્થના કરી તેથી પોતાનાં આત્મીયજનોનું પ્રિય કરનારા ભગવાન શંકરને દક્ષ પ્રજાપતિનાં તે મર્મભેદી દુર્વચનોરૂપી બાણોનું સ્મરણ થઈ આવ્યું કે જે તેમણે સમસ્ત પ્રજાપતિઓ સન્મુખ કહ્યાં હતાં; ત્યારે તેઓ હસીને બોલ્યા. (૧૫)

**ભગવાન શંકરે કહ્યું** – સુંદરી! તમે જે એમ કહ્યું કે પોતાનાં સ્વજનને ત્યાં વણનોતરે પણ જઈ શકીએ છીએ, તે તો બરાબર જ છે; પરંતુ એવું ત્યારે જ કરવું જોઈએ કે જ્યારે તેમની દૃષ્ટિ અતિશય પ્રબળ દેહાભિમાનને લીધે ઉત્પન્ન થતા મદ અને ક્રોધને કારણે દ્વેષદોષથી યુક્ત ન હોય. (૧૬) વિદ્યા, તપ, ધન, સુદૃઢ શરીર, યુવાવસ્થા અને ઊંચું કુળ – આ છ, સત્પુરુષોના તો ગુણ છે, પરંતુ નીચ મનુષ્યોમાં આ જ અવગુણો બની જાય છે; કારણ કે આને કારણે તેમનું અભિમાન વધી જાય છે અને દૃષ્ટિ દોષયુક્ત થઈ જાય છે તેમ જ તેમની વિવેકશક્તિ નષ્ટ થઈ જાય છે. આ જ કારણે તેઓ મહાપુરુષોનો પ્રભાવ જોઈ શકતા નથી. (૧૭) એને લીધે જ જેઓ પોતાને ત્યાં આવેલા મનુષ્યોને કુટિલ બુદ્ધિથી ભવાં ચઢાવીને રોષભરી નજરે જુએ છે તેવા અવ્યવસ્થિત-ચિત્ત લોકોને ત્યાં 'આ અમારા સંબંધી છે' એમ સમજીને ક્યારેય જવું જોઈએ નહીં. (૧૮) દેવી! શત્રુઓનાં બાણોથી વીંધાઈ જવા છતાં પણ એવી વ્યથા થતી નથી, કે જેવી પોતાના કુટિલબુદ્ધિનાં સ્વજનોનાં કડવાં વેણથી થાય છે; કારણ કે બાણોથી શરીર છિન્નભિન્ન થઈ જવાથી તો જેમ-

૧. પ્રા. પા. – ત્વયા સહાર્ધે। ૨. પ્રા. પા. – ગૃહાત્। ૩. પ્રા. પા. – શેતે શતાઙ્ગે।

વ્યક્તં ત્વમુત્કૃષ્ટગતેઃ પ્રજાપતેઃ
પ્રિયાઽઽત્મજાનામસિ સુભ્રુ સમ્મતા ।
અથાપિ માનં ન પિતુઃ પ્રપત્સ્યસે
મદાશ્રયાત્કઃ પરિતપ્યતે યતઃ ॥ ૨૦॥

પાપચ્યમાનેન હૃદાઽઽતુરેન્દ્રિયઃ
સમૃદ્ધિભિઃ પૂરુષબુદ્ધિસાક્ષિણામ્ ।
અકલ્પ એષામધિરોઢુમઞ્જસા
પદં પરં દ્વેષ્ટિ યથાઽસુરા હરિમ્ ॥ ૨૧॥

પ્રત્યુદ્ગમપ્રશ્રયણાભિવાદનં
વિધીયતે સાધુ મિથઃ સુમધ્યમે ।
પ્રાજ્ઞૈઃ પરસ્મૈ પુરુષાય ચેતસા
ગુહાશયાયૈવ ન દેહમાનિને ॥ ૨૨॥

સત્ત્વં વિશુદ્ધં વસુદેવશબ્દિતં
યદીયતે તત્ર પુમાનપાવૃતઃ ।
સત્ત્વે ચ તસ્મિન્[1] ભગવાન્ વાસુદેવો
હ્યધોક્ષજો મે નમસા વિધીયતે ॥ ૨૩॥

તત્તે[2] નિરીક્ષ્યો ન પિતાપિ દેહકૃદ્
દક્ષો મમ દ્વિટ્ તદનુવ્રતાશ્ચ યે ।
યો વિશ્વસૃગ્યજ્ઞગતં વરોરુ મા-
મનાગસં દુર્વચસાઽકરોત્તિરઃ ॥ ૨૪॥

યદિ વ્રજિષ્યસ્યતિહાય મદ્વચો
ભદ્રં ભવત્યા ન તતો ભવિષ્યતિ ।
સમ્ભાવિતસ્ય સ્વજનાત્પરાભવો
યદા સ સદ્યો મરણાય કલ્પતે ॥ ૨૫॥

તેમ પણ ઊંઘ આવે છે, પણ કટુવચનથી મર્મસ્થાન વીંધાઈ જવાથી તો મનુષ્ય હૃદયની પીડાથી દિવસ-રાત બેચેન રહે છે. (૧૯)

સુંદરી! હું એ અવશ્ય જાણું છું કે તમે પરમ ઉન્નતિ પામેલા દક્ષ પ્રજાપતિને પોતાની પુત્રીઓમાં સૌથી અધિક પ્રિય છો, તેમ છતાં મારાં આશ્રિત હોવાને કારણે તમને પોતાના પિતા તરફથી આદર મળશે નહીં; કારણ કે તેઓ મારી સાથે ઘણો દ્વેષ કરે છે. (૨૦) જીવ અને અંતઃકરણને સાક્ષીભાવે જોનારા આત્મજ્ઞાની મહાપુરુષોની આત્મજ્ઞાનરૂપી સમૃદ્ધિ જોઈને જેના હૃદયમાં સંતાપ અને ઇન્દ્રિયોમાં વ્યથા થાય છે તે મનુષ્ય તેમની સ્થિતિને સુગમતાથી ઓળખી શકતો નથી; બસ, દૈત્યો જેમ શ્રીહરિ સાથે દ્વેષ રાખે છે તેવી જ રીતે તે તેમનો દ્વેષ કરતો રહે છે. (૨૧)

પ્રિયે! તમે પૂછી શકો છો કે 'તમે પ્રજાપતિઓની સભામાં તેમનો આદર કેમ ન કર્યો?' તો સ્વાગત કરવું, નમ્રતા દર્શાવવી, પ્રણામ કરવા વગેરે જે ક્રિયાઓ લોકવ્યવહારમાં પરસ્પર કરવામાં આવે છે તે તત્ત્વજ્ઞાનીઓ વડે ઘણી સારી રીતે કરવામાં આવે છે. તેઓ અંતર્યામીરૂપે સૌનાં અંતઃકરણમાં રહેલા પરમપુરુષ વાસુદેવને જ પ્રણામ કરે છે; દેહાભિમાની મનુષ્યોને કરતા નથી. (૨૨) વિશુદ્ધ અંતઃકરણનું નામ જ 'વસુદેવ' છે, કારણ કે તેનામાં જ ભગવાન વાસુદેવનો અપરોક્ષ (અર્થાત્ પ્રત્યક્ષ) અનુભવ થાય છે. શુદ્ધ ચિત્તમાં રહેલા તે ઇન્દ્રિયાતીત ભગવાન વાસુદેવને જ હું નમસ્કાર કરતો રહું છું. (૨૩) તેથી હે પ્રિયા! જેણે પ્રજાપતિઓના યજ્ઞમાં, મારો કોઈ અપરાધ નહીં હોવા છતાં પણ કડવાં વેણથી મારો તિરસ્કાર કર્યો હતો તે દક્ષ, જોકે તમારું શરીર ઉત્પન્ન કરનારા પિતા છે, તોપણ મારી સાથે શત્રુતા રાખતા હોવાને કારણે તમારે તેમને અથવા તેમના અનુયાયીઓને જોવાનો વિચાર પણ કરવો જોઈએ નહીં. (૨૪) જો તમે મારી વાત નહીં માનીને ત્યાં જશો, તો તમારું હિત નહીં થાય; કારણ કે જ્યારે કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિનું પોતાના સ્વજનો વડે અપમાન થાય છે ત્યારે તે તત્કાળ તેમના મૃત્યુનું કારણ બની જાય છે. (૨૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ઉમારુદ્રસંવાદે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥**
**ચોથા સ્કન્ધ-અંતર્ગત 'ઉમારુદ્રસંવાદ'માંનો ત્રીજો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – યસ્મિન્ । ૨. પ્રા. પા. – ત્વયા ।

# ચોથો અધ્યાય

## સતીનો અગ્નિપ્રવેશ

*મૈત્રેય ઉવાચ*

એતાવદુક્ત્વા વિરરામ શઙ્કરઃ
પત્ન્યઙ્ગનાશં હ્યુભયત્ર ચિન્તયન્ ।
સુહૃદિદૃક્ષુઃ પરિશઙ્કિતા ભવા-
ન્નિષ્ક્રામતી નિર્વિશતી દ્વિધાઽઽસ સા ॥ ૧॥

સુહૃદિદૃક્ષાપ્રતિઘાતદુર્મનાઃ
સ્નેહાદ્ રુદત્યશ્રુકલાઽતિવિહ્વલા ।
ભવં ભવાન્યપ્રતિપૂરુષં રુષા
પ્રધક્ષ્યતીવૈક્ષત જાતવેપથુઃ ॥ ૨॥

તતો વિનિઃશ્વસ્ય સતી વિહાય તં
શોકેન રોષેણ ચ દૂયતા હૃદા ।
પિત્રોરગાત્સ્ત્રૈણવિમૂઢધીર્ગૃહાન્[1]
પ્રેમ્ણાઽઽત્મનો યોઽર્ધમદાત્સતાં પ્રિયઃ ॥ ૩॥

તામન્વગચ્છન્ દ્રુતવિક્રમાં સતી-
મેકાં ત્રિનેત્રાનુચરાઃ સહસ્રશઃ ।
સપાર્ષદયક્ષા[2] મણિમન્મદાદયઃ
પુરો વૃષેન્દ્રાસ્તરસા ગતવ્યથાઃ ॥ ૪॥

તાં સારિકાકન્દુકદર્પણામ્બુજ[3]-
શ્વેતાતપત્રવ્યજનસ્રગાદિભિઃ ।
ગીતાયનૈર્દુન્દુભિશઙ્ખવેણુભિ-
ર્વૃષેન્દ્રમારોપ્ય વિટઙ્કિતા યયુઃ ॥ ૫॥

આબ્રહ્મઘોષોર્જિતયજ્ઞવૈશસં
વિપ્રર્ષિજુષ્ટં વિબુધૈશ્ચ સર્વશઃ ।
મૃદાર્વયઃકાઞ્ચનદર્ભચર્મભિ-
ર્નિસૃષ્ટભાણ્ડં યજનં સમાવિશત્ ॥ ૬॥

તામાગતાં તત્ર ન કશ્ચનાદ્રિયદ્
વિમાનિતાં યજ્ઞકૃતો ભયાજ્જનઃ ।
ઋતે સ્વસૄર્વૈ જનનીં ચ સાદરાઃ
પ્રેમાશ્રુકણ્ઠ્યઃ પરિષસ્વજુર્મુદા ॥ ૭॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! આટલું બોલીને ભગવાન શંકર મૌન થઈ ગયા. તેમણે જોયું કે દક્ષને ત્યાં જવા દેવામાં અથવા જતાં રોકવામાં – બંનેય પરિસ્થિતિઓમાં સતીના પ્રાણત્યાગની સંભાવના છે. આ બાજુ, સતીજી પણ ક્યારેક સ્વજનોને જોવા (મળવા) જવાની ઇચ્છાથી બહાર નીકળતાં અને ક્યારેક 'ભગવાન શંકર કદાચ રોષે ભરાશે' એવી શંકાથી ફરી પાછાં આવી જતાં. આ પ્રમાણે કોઈ એક વાતનો નિશ્ચય નહીં કરી શકવાને કારણે તેઓ દ્વિધાગ્રસ્ત બની ગયાં, ચંચળ થઈ ગયાં. (૧) સ્વજનોને મળવાની ઇચ્છામાં અવરોધ આવી પડવાથી તેઓ ઘણાં શૂન્યમનસ્ક થઈ ગયાં. સ્વજનોના સ્નેહને લીધે તેમનું હૃદય ભરાઈ આવ્યું અને તેઓ આંખોમાં આંસુ ભરીને, અત્યંત વ્યાકુળ થઈને રડવા લાગ્યાં. તેમનું શરીર થરથર કંપવા લાગ્યું અને તેઓ અપ્રતિમ પુરુષ ભગવાન શંકર તરફ એવી રોષપૂર્ણ દૃષ્ટિએ જોવા લાગ્યાં કે જાણે તેમને ભસ્મ કરી દેશે. (૨) શોક અને ક્રોધે તેમના ચિત્તને બિલકુલ બેચેન કરી દીધું તથા સ્ત્રીસ્વભાવને કારણે તેમની બુદ્ધિ બહેર મારી ગઈ. જેમણે પ્રેમવશ થઈને તેમને પોતાનું અડધું અંગ સુધ્ધાં આપી દીધું હતું તે, સત્પુરુષોના પ્રિય ભગવાન શંકરને પણ તરછોડીને તેઓ લાંબા-લાંબા શ્વાસ છોડતાં પોતાનાં માતાપિતાના ઘરે ચાલી નીકળ્યાં. (૩) સતીને અત્યંત સ્ફૂર્તિપૂર્વક એકલાં જતાં જોઈને શ્રીમહાદેવજીના મણિમાન તેમ જ મદ વગેરે હજારો અનુચરો ભગવાનના વાહન વૃષભરાજને આગળ કરીને તથા બીજા પણ અનેક પાર્ષદો અને યક્ષોને સાથે લઈને ઘણી ઝડપથી નિર્ભયતાપૂર્વક તેમની પાછળ થઈ ગયા. (૪) તેમને નંદીશ્વર આખલા પર સવાર કરાવી દીધાં તથા મેના પક્ષી, દડો, દર્પણ, કમળ વગેરે ક્રીડા-સામગ્રી; શ્વેત છત્ર, ચામર, માળા વગેરે રાજચિહ્નો અને દુંદુભિ, શંખ, વાંસળી વગેરે ગાવા-વગાડવાનાં સાહિત્યો (સાધન-સામાન)થી સુસજ્જિત થઈને તેઓ તેમની સાથે ચાલી નીકળ્યા. (૫)

ત્યારબાદ સતી પોતાના સઘળા સેવકોની સાથે દક્ષની યજ્ઞશાળામાં પહોંચ્યાં. ત્યાં વેદધ્વનિ કરતા બ્રાહ્મણોમાં પરસ્પર સ્પર્ધા થઈ રહી હતી કે સૌથી ઊંચા સ્વરે કોણ બોલે છે; બધી બાજુએ બ્રહ્મર્ષિઓ અને દેવતાઓ વિરાજમાન હતા તથા જ્યાં ને ત્યાં માટી, કાષ્ઠ, લોઢું, સોનું, દર્ભ અને ચર્મનાં પાત્રો મૂકેલાં હતાં. (૬) ત્યાં પહોંચ્યાં ત્યારે સતીની પિતા વડે અવગણના થઈ, એ જોઈને યજ્ઞ કરનારા દક્ષના ભયને લીધે

૧. પ્રા. પા. – ગૃહાત્ । ૨. પ્રા. પા. – સ્વપાર્ષદા યે । ૩. પ્રા. પા. – સૈનિકા રુદ્રકદર્પ૦ ।

સૌદર્યસમ્પ્રશ્નસમર્થવાર્તયા
માત્રા ચ માતૃષ્વસૃભિશ્ચ સાદરમ્ ।
દત્તાં સપર્યાં વરમાસનં ચ સા
નાદત્ત પિત્રાઽપ્રતિનન્દિતા સતી ॥ ૮॥

અરુદ્રભાગં તમવેક્ષ્ય ચાધ્વરં
પિત્રા ચ દેવે કૃતહેલનં વિભૌ ।
અનાદૃતા યજ્ઞસદસ્યધીશ્વરી
ચુકોપ લોકાનિવ ધક્ષ્યતી રુષા ॥ ૯॥

જગર્હ સાઽમર્ષવિપન્નયા ગિરા
શિવદ્વિષં ધૂમપથશ્રમસ્મયમ્ ।
સ્વતેજસા ભૂતગણાન્ સમુત્થિતાન્
નિગૃહ્ય દેવી જગતોઽભિશૃણ્વતઃ[1] ॥ ૧૦॥

*શ્રીદેવ્યુવાચ*

ન યસ્ય લોકેઽસ્ત્યતિશાયનઃ પ્રિય-
સ્તથાઽપ્રિયો દેહભૃતાં પ્રિયાત્મનઃ ।
તસ્મિન્ સમસ્તાત્મનિ[2] મુક્તવૈરકે
ઋતે ભવન્તં કતમઃ પ્રતીપયેત્ ॥ ૧૧॥

દોષાન્ પરેષાં હિ ગુણેષુ સાધવો
ગૃહ્ણન્તિ કેચિન્ન ભવાદૃશા દ્વિજ ।
ગુણાંશ્ચ ફલ્ગૂન્ બહુલીકરિષ્ણવો
મહત્તમાસ્તેષ્વવિદદ્ભવાનઘમ્ ॥ ૧૨॥

નાશ્ચર્યમેતદ્યદસત્સુ સર્વદા
મહદ્વિનિન્દા કુણપાત્મવાદિષુ ।
સેર્ષ્યં મહાપૂરુષપાદપાંસુભિ-
ર્નિરસ્તતેજઃસુ તદેવ શોભનમ્ ॥ ૧૩॥

યદ્ દ્વ્યક્ષરં નામ ગિરેરિતં નૃણાં
સકૃત્પ્રસઙ્ગાદઘમાશુ હન્તિ તત્ ।
પવિત્રકીર્તિં તમલઙ્ઘ્યશાસનં
ભવાનહો દ્વેષ્ટિ શિવં શિવેતરઃ ॥ ૧૪॥

સતીની માતા અને બહેનો સિવાય અન્ય કોઈ પણ મનુષ્યે તેમનો કશો જ આદરસત્કાર કર્યો નહીં. અલબત્ત, તેમની માતા અને બહેનો ઘણી પ્રસન્ન થઈ અને પ્રેમથી ગદ્ગદ થઈને તેઓ સતીજીને આદરપૂર્વક ભેટ્યાં. (૭) પરંતુ પિતા દ્વારા અપમાનિત થવાને કારણે સતીજીએ બહેનોના કુશળ-પૃચ્છા સહિતના પ્રેમપૂર્ણ વાર્તાલાપનો તથા માતા અને માસીઓએ સમ્માનપૂર્વક આપેલા ઉપહારો અને આસન વગેરેનો સ્વીકાર કર્યો નહીં. (૮)

સર્વલોકેશ્વરી દેવી સતીનો યજ્ઞમંડપમાં તો અનાદર થયો જ હતો, (વધુમાં) તેમણે જોયું કે તે યજ્ઞમાં ભગવાન શંકર માટે કોઈ ભાગ આપવામાં આવ્યો નથી અને પિતા દક્ષ તેમનું ભારે અપમાન કરી રહ્યા છે, તેથી તેમને ઘણો ક્રોધ થયો; એવું જણાઈ આવતું હતું કે જાણે તેઓ પોતાના રોષથી સમસ્ત ભુવનોને ભસ્મ કરી નાખશે. (૯) દક્ષને કર્મકાંડના અભ્યાસથી ઘણો ઘમંડ થઈ ગયો હતો. તેમને શિવજી સાથે દ્વેષ કરતા જોઈને, સતીની સાથે આવેલા ભૂતો જ્યારે દક્ષને મારવા માટે તૈયાર થઈ ગયા ત્યારે દેવી સતીએ તેમને પોતાના તેજથી રોકી દીધા અને બધા લોકોને સંભળાવીને પિતાની નિંદા કરતાં ક્રોધથી લથડતી વાણીમાં કહ્યું. (૧૦)

**દેવી સતીએ કહ્યું** – પિતાજી! ભગવાન શંકર કરતાં મોટું તો સંસારમાં કોઈ પણ નથી. તેઓ તો બધા જ દેહધારીઓના પ્રિય આત્મા છે. તેમને નથી કોઈ પ્રિય અને નથી તો કોઈ અપ્રિય; તેથી તેમનું કોઈ પણ પ્રાણી સાથે વેર નથી. તેઓ તો સૌના કારણ છે તેમ જ સર્વરૂપ છે. તમારા સિવાય અન્ય એવું કોણ છે, જે તેમનો વિરોધ કરશે? (૧૧) દ્વિજવર (દક્ષ!) તમારા જેવા લોકો બીજાઓના ગુણોમાં પણ દોષો જ જુએ છે, પણ કોઈ સાધુપુરુષો આવું કરતા નથી. જે લોકો, દોષ જોવાની વાત તો બાજુએ રહી, બીજાઓના નાના-સરખા ગુણને પણ મોટા રૂપમાં જોવા ઇચ્છે છે તેઓ સૌથી શ્રેષ્ઠ છે. ખેદ છે કે તમે આવા મહાપુરુષો પર પણ દોષારોપણ જ કર્યું છે. (૧૨) જે દુષ્ટ મનુષ્યો આ શબરૂપ જડ શરીરને જ આત્મા માને છે તેઓ જો ઈર્ષ્યાને લીધે હંમેશાં મહાપુરુષોની નિંદા કરતા રહે તો એ કોઈ આશ્ચર્યની વાત નથી. કારણ કે મહાપુરુષો તો તેમની આવી ચેષ્ટા પ્રત્યે કશું ધ્યાન આપતા નથી, પરંતુ તેમની ચરણરજ તે લોકોનો અપરાધ ન સહેતાં તેમના તેજનો નાશ કરી દે છે. તેથી મહાપુરુષોની નિંદા જેવું જઘન્ય કૃત્ય તે દુષ્ટ પુરુષોને જ શોભે છે. (૧૩) જેમનું 'શિવ' એવું બે અક્ષરોનું નામ પ્રસંગોપાત્ત એક વાર પણ મુખેથી ઉચ્ચારાય છે તો મનુષ્યનાં સમસ્ત પાપોનો તે તત્કાળ નાશ કરી દે છે અને જેમની આજ્ઞાનું

૧. પ્રા. પા. – ત્તો વિ૦ । ૨. પ્રા. પા. – વિમુક્તાત્મનિ ।

યત્પાદપદ્મં મહતાં મનોઽલિભિ-
નિષેવિતં બ્રહ્મરસાસવાર્થિભિઃ ।
લોકસ્ય યદ્વર્ષતિ ચાશિષોઽર્થિન-
સ્તસ્મૈ ભવાન્ દ્રુહ્યતિ વિશ્વબન્ધવે ॥ ૧૫॥

કિં વા શિવાખ્યમશિવં ન વિદુસ્ત્વદન્યે
બ્રહ્માદયસ્તમવકીર્ય જટાઃ શ્મશાને ।
તન્માલ્યભસ્મનૃકપાલ્યવસત્પિશાચૈ-
ર્યે મૂર્ધભિર્દધતિ તચ્ચરણાવસૃષ્ટમ્ ॥ ૧૬॥

કર્ણૌ પિધાય નિરયાદ્યદકલ્પ ઈશે
ધર્માવિતર્યસૃણિભિર્નૃભિરસ્યમાને ।
છિન્દ્યાત્પ્રસહ્ય રુશતીમસતીં પ્રભુશ્ચે-
જ્જિહ્વામસૂનપિ તતો વિસૃજેત્સ ધર્મઃ ॥ ૧૭॥

અતસ્તવોત્પન્નમિદં કલેવરં
ન ધારયિષ્યે શિતિકણ્ઠગર્હિણઃ ।
જગ્ધસ્ય મોહાદ્ધિ વિશુદ્ધિમન્ધસો
જુગુપ્સિતસ્યોદ્ધરણં પ્રચક્ષતે ॥ ૧૮॥

ન વેદવાદાનનુવર્તતે મતિઃ
સ્વ એવ લોકે રમતો મહામુનેઃ ।
યથા ગતિર્દેવમનુષ્યયોઃ પૃથક્
સ્વ એવ ધર્મે ન પરં ક્ષિપેત્સ્થિતઃ ॥ ૧૯॥

કર્મ પ્રવૃત્તં ચ નિવૃત્તમપ્યૃતં
વેદે વિવિચ્યોભયલિઙ્ગમાશ્રિતમ્ ।
વિરોધિ તદ્યૌગપદૈકકર્તરિ
દ્વયં તથા બ્રહ્મણિ કર્મ નર્ચ્છતિ ॥ ૨૦॥

ઉલ્લંઘન કોઈ પણ કરી શકતું નથી તેવા પવિત્રકીર્તિ માંગલ્યપૂર્ણ ભગવાન શંકર સાથે, અહો! તમે દ્વેષ કરો છો! ખરે જ તમે અમંગળરૂપ છો. (૧૪) અરે! મહાપુરુષના મનરૂપી મધુકર બ્રહ્માનંદમય રસનું પાન કરવાની ઇચ્છાથી જેમનાં ચરણકમળોનું નિરંતર સેવન કરતા રહે છે અને જેમનાં ચરણકમળ સકામી મનુષ્યોને તેમના અભીષ્ટ ભોગ પણ આપે છે તેવા વિશ્વબંધુ ભગવાન શિવ સાથે તમે વેર રાખો છો! (૧૫)

'તેઓ કેવળ નામમાત્રથી શિવ છે, તેમનો વેશ અશિવ-રૂપ અમંગળરૂપ છે' – આ વાતને તમારા સિવાય બીજા કોઈ દેવતાઓ સંભવતઃ જાણતા નથી; કારણ કે જે ભગવાન શિવ સ્મશાનભૂમિમાં સ્થિત છે, નરમુંડો (ખોપરીઓ)ની માળા, ચિતાની ભસ્મને ધારણ કરેલા, જટા વિખેરેલા ભૂત-પિશાચોની સાથે સ્મશાનમાં નિવાસ કરે છે તેમનાં ચરણો પરથી નીચે પડેલા નિર્માલ્યને બ્રહ્મા વગેરે દેવતાઓ પોતાના મસ્તક પર ધારણ કરે છે. (૧૬) જો નિરંકુશ મનુષ્યો ધર્મની મર્યાદાનું રક્ષણ કરનારા પોતાના પૂજનીય સ્વામીની નિંદા કરે તો તેમને દંડ આપવાની શક્તિ પોતાનામાં ન હોય તો તેમણે કાન બંધ કરીને ત્યાંથી ચાલ્યા જવું અને જો શક્તિ હોય તો બળપૂર્વક પકડીને તે બકવાસ કરનારાઓની અમંગળરૂપ દુષ્ટ જીભને કાપી નાખવી. આવું (સ્વામીનિંદાનું) પાપ થતું અટકાવવા માટે સ્વયં પોતાના પ્રાણ સુધ્ધાં આપી દેવા – એ જ ધર્મ છે. (૧૭) તમે ભગવાન નીલકંઠની નિંદા કરનારા છો, તેથી તમારાથી ઉત્પન્ન થયેલા આ શરીરને હવે હું રાખી શકું નહીં; જો ભૂલથી કોઈ નિંદિત વસ્તુ ખવાઈ જાય તો તેને ઊલટી કરીને કાઢી નાખવાથી જ મનુષ્યની શુદ્ધિ થાય છે એમ કહેવામાં આવે છે. (૧૮) જે મહામુનિઓ પોતાના સ્વરૂપમાં જ નિરંતર રમમાણ રહેતા હોય છે તેમની બુદ્ધિ વેદોમાં નિર્દેશેલા સકામ કર્મોના બખેડામાં પડતી નથી. જેમ દેવતાઓ અને મનુષ્યોની ગતિમાં ફરક રહે છે તેવી જ રીતે જ્ઞાની અને અજ્ઞાનીની સ્થિતિ પણ એકસરખી હોતી નથી. તેથી મનુષ્યે પોતાના જ ધર્મના માર્ગ પર સ્થિત રહેવાનું છે, પણ બીજાઓના ધર્મમાર્ગની નિંદા કરવી જોઈએ નહીં. (૧૯) પ્રવૃત્તિ (યજ્ઞ-યાગ વગેરે) અને નિવૃત્તિ (શમ-દમ વગેરે) રૂપે બંનેય પ્રકારનાં કર્મ ઉચિત છે. વેદમાં તેમના રાગી અને વિરાગી એમ બે પ્રકારના અલગ અલગ અધિકારી બતાવવામાં આવ્યા છે. પરસ્પર વિરોધી હોવાને કારણે ઉક્ત બંને પ્રકારનાં કર્મોનું આચરણ એકસાથે એક જ પુરુષ વડે કરી શકાતું નથી. ભગવાન શંકર તો પરબ્રહ્મ પરમાત્મા છે, તેમને આ બંનેમાંથી કોઈ પણ પ્રકારનું કર્મ કરવાની જરૂર નથી. (૨૦)

મા વઃ પદવ્યઃ પિતરસ્મદાસ્થિતા[1]
યા યજ્ઞશાલાસુ ન ધૂમવર્ત્મભિઃ ।
તદન્નતૃપ્તૈરસુભૃદ્ભિરીડિતા
અવ્યક્તલિઙ્ગા અવધૂતસેવિતાઃ ॥ ૨૧॥

નૈતેન દેહેન હરે કૃતાગસો
દેહોદ્ભવેનાલમલં કુજન્મના ।
વ્રીડા મમાભૂત્કુજનપ્રસઙ્ગત-
સ્તજ્જન્મ ધિગ્ યો[2] મહતામવદ્યકૃત્ ॥ ૨૨॥

ગોત્રં ત્વદીયં ભગવાન્ વૃષધ્વજો
દાક્ષાયણીત્યાહ યદા સુદુર્મનાઃ ।
વ્યપેતનર્મસ્મિતમાશુ તદ્ધ્યહં
વ્યુત્સ્રક્ષ્ય એતત્કુણપં ત્વદઙ્ગજમ્ ॥ ૨૩॥

મૈત્રેય ઉવાચ[3]

ઇત્યધ્વરે દક્ષમનૂદ્ય શત્રુહન્
ક્ષિતાવુદીચીં નિષસાદ શાન્તવાક્ ।
સ્પૃષ્ટ્વા જલં પીતદુકૂલસંવૃતા
નિમીલ્ય દગ્યોગપથં સમાવિશત્ ॥ ૨૪॥

કૃત્વા સમાનાવનિલૌ જિતાસના
સોદાનમુત્થાપ્ય ચ નાભિચક્રતઃ ।
શનૈર્હૃદિ સ્થાપ્ય ધિયોરસિ સ્થિતં
કણ્ઠાદ્ ભ્રુવોર્મધ્યમનિન્દિતાऽનયત્ ॥ ૨૫॥

એવં સ્વદેહં મહતાં મહીયસા
મુહુઃ સમારોપિતમઙ્કમાદરાત્ ।
જિહાસતી દક્ષરુષા મનસ્વિની
દધાર ગાત્રેષ્વનિલાગ્નિધારણામ્ ॥ ૨૬॥

તતઃ સ્વભર્તુશ્ચરણામ્બુજાસવં
જગદ્ગુરોશ્ચિન્તયતી ન ચાપરમ્ ।
દદર્શ દેહો હતકલ્મષઃ સતી
સદ્યઃ પ્રજજ્વાલ સમાધિજાગ્નિના ॥ ૨૭॥

તત્પશ્યતાં ખે ભુવિ ચાદ્ભુતં મહદ્
હાહેતિ વાદઃ સુમહાનજાયત ।
હન્ત પ્રિયા દૈવતમસ્ય દેવી
જહાવસૂન્ કેન સતી પ્રકોપિતા ॥ ૨૮॥

પિતાજી! અમારું ઐશ્વર્ય અવ્યક્ત છે, આત્મજ્ઞાની મહાપુરુષો જ તેનું સેવન કરી શકે છે. તમારી પાસે તેવું ઐશ્વર્ય નથી અને યજ્ઞશાળાઓમાં યજ્ઞના અન્નથી તૃપ્ત થઈને પ્રાણોનું પોષણ કરનારા કર્મકાંડી મનુષ્યો તેની પ્રશંસા પણ કરતા નથી. (૨૧) તમે ભગવાન શંકરનો અપરાધ કરનારા છો, તેથી તમારા શરીરથી ઉત્પન્ન થયેલા આ નિંદનીય શરીરને જાળવીને મારે શું કરવાનું? તમારા જેવા દુર્જન સાથેનો સંબંધ હોવાને કારણે હું લજવાઉં છું. જે મહાપુરુષોનો અપરાધ કરે છે તેના થકી થનારા જન્મને પણ ધિક્કાર છે! (૨૨) જે સમયે ભગવાન શિવ તમારી સાથેનો મારો સંબંધ દર્શાવતા મને હાસ-પરિહાસમાં 'દાક્ષાયણી' (દક્ષકન્યા)ના નામે બોલાવશે ત્યારે મને હાસ-પરિહાસ ન લાગતાં ભારે ખેદ થશે. તેથી એ પહેલાં જ હું તમારા શરીરથી ઉત્પન્ન થયેલા આ શબ-તુલ્ય શરીરને ત્યજી દઈશ. (૨૩)

**શ્રીમૈત્રેયજી કહે છે** — કામ વગેરે શત્રુઓને હણનારા હે વિદુરજી! તે યજ્ઞમંડપમાં દક્ષને આ પ્રમાણે કહીને સતી મૌન થઈ ગયાં અને ઉત્તર દિશામાં જમીન પર બેસી ગયાં. તેમણે આચમન કર્યું અને પીળું વસ્ત્ર ઓઢી લીધું તથા શરીરનો ત્યાગ કરવા માટે તેઓ આંખો મીંચીને યોગમાર્ગમાં સ્થિત થઈ ગયાં. (૨૪) તેમણે આસન સ્થિર કરીને પ્રાણાયામ વડે પ્રાણવાયુ અને અપાનવાયુને એકરૂપ કરીને નાભિચક્રમાં સ્થિત કર્યો; પછી ઉદાનવાયુને નાભિચક્રથી ઉપર લઈ જઈને ધીરે ધીરે બુદ્ધિસહિત હૃદયમાં સ્થાપિત કર્યો. ત્યારપછી અનિંદિતા સતી તે હૃદયસ્થિત વાયુને કંઠમાર્ગેથી ભ્રૂકુટિઓની વચ્ચેના ભાગે લઈ ગયાં. (૨૫) આ પ્રમાણે, જે શરીરને મહાપુરુષોના પણ પૂજનીય ભગવાન શંકરે કેટલીય વાર ઘણા આદર સાથે પોતાના ખોળામાં બેસાડ્યું હતું તે શરીરને, દક્ષ ઉપર કોપાયમાન થઈને, ત્યજવાની ઇચ્છાથી મહામનસ્વિની સતીએ પોતાનાં સમસ્ત અંગોમાં વાયુ અને અગ્નિની ધારણા કરી. (૨૬) પોતાના પતિ જગદ્ગુરુ ભગવાન શંકરના ચરણકમળ-મકરંદનું ચિંતન કરતાં કરતાં સતીએ અન્ય બધું જ ધ્યાન ભુલાવી દીધું; તેમને તે ચરણો સિવાય બીજું કશુંય દેખાયું નહીં. આનાથી તેઓ સર્વથા નિર્દોષ, એટલે કે 'હું દક્ષકન્યા છું' એવા અભિમાનથી પણ મુક્ત બની ગયાં અને તેમનું શરીર તરત જ યોગાગ્નિથી બળી ગયું. (૨૭)

તે સમયે ત્યાં આવેલા દેવતાઓ વગેરેએ જ્યારે સતીનું દેહત્યાગરૂપ આ મહાન આશ્ચર્યપૂર્ણ ચરિત્ર જોયું ત્યારે તે બધા જ હાહાકાર કરવા લાગ્યા અને તે ભયંકર ઘોંઘાટ આકાશમાં તેમ જ પૃથ્વીપટ પર સર્વત્ર વ્યાપી ગયો. બધી બાજુએ આ જ સંભળાતું હતું — 'હાય! દક્ષના દુર્વ્યવહારને

૧. પ્રા. પા. — પિતરઃ સદાસ્થિતા । ૨. પ્રા. પા. — યન્મ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી.

અહો અનાત્મ્યં મહદસ્ય પશ્યત
 પ્રજાપતેર્યસ્ય ચરાચરં પ્રજાઃ ।
જહાવસૂન્ યદ્વિમતાऽऽત્મજા સતી
 મનસ્વિની માનમભીક્ષ્ણમર્હતિ ॥ ૨૯॥

સોऽયં દુર્મર્ષહૃદયો બ્રહ્મધ્રુક્ ચ
 લોકેऽપકીર્તિં મહતીમવાપ્સ્યતિ ।
યદઙ્ગજાં સ્વાં પુરુષદ્વિડુદ્યતાં
 ન પ્રત્યષેધન્મૃતયેऽપરાધતઃ ॥ ૩૦॥

વદત્યેવં જને સત્યા દૃષ્ટ્વાऽસુત્યાગમદ્ભુતમ્ ।
દક્ષં તત્પાર્ષદા હન્તુમુદતિષ્ઠન્નુદાયુધાઃ ॥ ૩૧॥

તેષામાપતતાં વેગં નિશામ્ય ભગવાન્ ભૃગુઃ ।
યજ્ઞઘ્નઘ્નેન યજુષા દક્ષિણાગ્નૌ જુહાવ હ ॥ ૩૨॥

અધ્વર્યુણા હૂયમાને દેવા ઉત્પેતુરોજસા ।
ઋભવો નામ તપસા સોમં પ્રાપ્તાઃ સહસ્રશઃ ॥ ૩૩॥

તૈરલાતાયુધૈઃ સર્વે પ્રમથાઃ સહગુહ્યકાઃ ।
હન્યમાના દિશો ભેજુરુશદ્ભિર્બ્રહ્મતેજસા ॥ ૩૪॥

કારણે ક્રોધિત થઈને દેવાધિદેવ મહાદેવનાં પ્રિયા સતીએ પ્રાણ ત્યજી દીધા! (૨૮) જુઓ, સઘળા ચરાચર જીવો આ દક્ષ પ્રજાપતિનાં જ સંતાનો છે; તેમ છતાં આણે કેવી ઘોર દુષ્ટતા આચરી છે! આનાં પુત્રી શુદ્ધહૃદયા સતી સદૈવ માન મેળવવાને પાત્ર હતાં, પરંતુ આણે તેમનો એવો અનાદર કર્યો કે તેમણે પ્રાણ ત્યજી દીધા. (૨૯) વાસ્તવમાં દક્ષ ઘણો જ અસહિષ્ણુ અને બ્રાહ્મણદ્રોહી છે. હવે સંસારમાં તેની ભારે અપકીર્તિ થશે. જ્યારે આની પુત્રી સતી આના જ અપરાધને લીધે પ્રાણત્યાગ કરવા તૈયાર થયાં ત્યારે પણ આ શંકરદ્રોહીએ તેમને તેમ કરતાં અટકાવ્યાં સુધ્ધાં નહીં.' (૩૦)

જે સમયે બધા લોકો આવું કહી રહ્યા હતા તે જ સમયે શિવજીના પાર્ષદો સતીનો આ અદ્ભુત પ્રાણત્યાગ જોઈને, અસ્ત્ર-શસ્ત્ર લઈને દક્ષને મારી નાખવા તત્પર થઈ ગયા. (૩૧) તેમના આક્રમણનો વેગ જોઈને ભગવાન ભૃગુએ યજ્ઞમાં વિઘ્ન નાખનારાઓનો નાશ કરવા માટે 'અપહતં રક્ષ...' ઈત્યાદિ મંત્રોનું ઉચ્ચારણ કરતાં દક્ષિણાગ્નિમાં આહુતિ આપી. (૩૨) અધ્વર્યુ ભૃગુએ જ્યારે આહુતિ આપી કે તરત જ યજ્ઞકુંડમાંથી ઋભુ નામના હજારો તેજસ્વી દેવતાઓ પ્રગટ થઈ ગયા, કે જેમણે પોતાની તપસ્યાના પ્રભાવથી ચંદ્રલોક પ્રાપ્ત કર્યો હતો. (૩૩) બ્રહ્મતેજથી સંપન્ન એવા તે દેવતાઓએ બળતાં લાકડાંઓ વડે આક્રમણ કર્યું, તો સમસ્ત ગુહ્યકો અને પ્રમથો આમ-તેમ ભાગી છૂટ્યા. (૩૪)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે સતીદેહોત્સર્ગો નામ ચતુર્થોऽધ્યાયઃ ॥ ૪॥**

**ચોથા સ્કન્ધ-અંતર્ગત સતીદેહોત્સર્ગ નામનો ચોથો અધ્યાય સમાપ્ત.**

═★═

# પાંચમો અધ્યાય

## વીરભદ્રે કરેલો દક્ષયજ્ઞનો વિધ્વંસ અને દક્ષવધ

*મૈત્રેય ઉવાચ*

ભવો ભવાન્યા નિધનં પ્રજાપતે-
 રસત્કૃતાયા અવગમ્ય નારદાત્ ।
સ્વપાર્ષદસૈન્યં[1] ચ તદધ્વરર્ભુભિ-
 ર્વિદ્રાવિતં ક્રોધમપારમાદધે ॥ ૧॥
ક્રુદ્ધઃ સુદષ્ટોષ્ઠપુટઃ સ ધૂર્જટિ-
 ર્જટાં તડિદ્વહ્નિસટોગ્રરોચિષમ્ ।
ઉત્કૃત્ય રુદ્રઃ સહસોત્થિતો હસન્
 ગમ્ભીરનાદો વિસસર્જ તાં ભુવિ ॥ ૨॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – મહાદેવજીએ જ્યારે દેવર્ષિ નારદના મુખેથી સાંભળ્યું કે પોતાના પિતા દક્ષ દ્વારા અપમાનિત થવાને કારણે દેવી સતીએ પ્રાણ ત્યજી દીધા છે અને તેની યજ્ઞવેદીમાંથી પ્રગટ થયેલા ઋભુઓએ તેમના પાર્ષદોની સેનાને મારીને ભગાડી મૂકી છે, ત્યારે તેમને ઘણો જ ક્રોધ થઈ આવ્યો. (૧) તેમણે ઉગ્ર રૂપ ધારણ કરીને ક્રોધના માર્યા હોઠ પીસતાં-પીસતાં પોતાની એક જટા ખેંચી ઉખાડી, કે જે વીજળી અને અગ્નિની જ્વાળા જેવી પ્રકાશિત થઈ રહી હતી; અને એકાએક ઊભા થઈ જઈને ઘણા ગંભીર અટ્ટહાસ્ય સાથે તેને પૃથ્વી પર પટકી. (૨)

૧. પ્રા. પા. – તત્પા૦ ।

તતોઽતિકાયસ્તનુવા સ્પૃશન્દિવં
સહસ્રબાહુર્ઘનરુક્ ત્રિસૂર્યદૃક્ ।
કરાલદંષ્ટ્રો જ્વલદગ્નિમૂર્ધજઃ
કપાલમાલી વિવિધોદ્યતાયુધઃ ॥ ૩॥

તં કિં કરોમીતિ ગૃણન્તમાહ
બદ્ધાઞ્જલિં ભગવાન્ ભૂતનાથઃ ।
દક્ષં સયજ્ઞં જહિ મદ્ભટાનાં
ત્વમગ્રણી રુદ્ર ભટાંશકો મે ॥ ૪॥

આજ્ઞપ્ત એવં કુપિતેન મન્યુના
સ દેવદેવં પરિચક્રમે વિભુમ્ ।
મેને તદાઽઽત્માનમસઙ્ગરંહસા
મહીયસાં તાત સહઃસહિષ્ણુમ્[1] ॥ ૫॥

અન્વીયમાનઃ સ તુ રુદ્રપાર્ષદૈ-
ર્ભૃશં નદદ્ભિર્વ્યનદત્સુભૈરવમ્ ।
ઉદ્યમ્ય શૂલં જગદન્તકાન્તકં
સ પ્રાદ્રવદ્ ઘોષણભૂષણાઙ્ઘ્રિઃ[2] ॥ ૬॥

અથર્ત્વિજો યજમાનઃ સદસ્યાઃ
કકુભ્યુદીચ્યાં પ્રસમીક્ષ્ય રેણુમ્ ।
તમઃ કિમેતત્કુત એતદ્ રજોઽભૂ-
દિતિ દ્વિજા દ્વિજપત્ન્યશ્ચ દધ્યુઃ[3] ॥ ૭॥

વાતા ન વાન્તિ ન હિ સન્તિ દસ્યવઃ
પ્રાચીનબર્હિર્જીવતિ હોગ્રદણ્ડઃ ।
ગાવો ન કાલ્યન્ત ઇદં કુતો રજો
લોકોઽધુના કિં પ્રલયાય કલ્પતે ॥ ૮॥

પ્રસૂતિમિશ્રાઃ સ્ત્રિય ઉદ્વિગ્નચિત્તા
ઊચુર્વિપાકો વૃજિનસ્યૈષ[4] તસ્ય ।
યત્પશ્યન્તીનાં[5] દુહિતૄણાં પ્રજેશઃ
સુતાં સતીમવદધ્યાવનાગામ્ ॥ ૯॥

યસ્ત્વન્તકાલે વ્યુપ્તજટાકલાપઃ
સ્વશૂલસૂચ્યર્પિતદિગ્ગજેન્દ્રઃ ।
વિતત્ય નૃત્યત્યુદિતાસ્ત્રદોર્ધ્વજા-
નુચ્ચાટ્ટહાસસ્તનયિત્નુભિન્નદિક્ ॥ ૧૦॥

તેથી તરત જ એક ઘણો ભારે લાંબો-પહોળો પુરુષ ઉત્પન્ન થયો. તેનું શરીર એટલું વિશાળ હતું કે તે સ્વર્ગને સ્પર્શી રહ્યો હતો. તેને હજાર ભુજાઓ હતી; મેઘ સમાન શ્યામ વર્ણ હતો, સૂર્ય સમાન પ્રજ્વલિત ત્રણ નેત્રો હતાં, વિકરાળ દાઢો હતી અને અગ્નિની જ્વાળાઓ સમાન લાલ-લાલ જટાઓ હતી. તેના ગળામાં નરમુંડો (ખોપરીઓ)ની માળા હતી અને હાથોમાં જાત-જાતનાં અસ્ત્ર-શસ્ત્ર હતાં. (૩) તેણે જ્યારે હાથ જોડીને પૂછ્યું, 'ભગવાન! હું શું કરું?' ત્યારે ભગવાન ભૂતનાથે કહ્યું – 'હે વીર રુદ્ર! તું મારો અંશ છે, તેથી મારા પાર્ષદોનો અધિનાયક બનીને તું તરત જ જા અને દક્ષનો તથા તેના યજ્ઞનો નાશ કરી દે.' (૪)

પ્રિય વિદુરજી! દેવાધિદેવ ભગવાન શંકરે ક્રોધે ભરાઈને જ્યારે આવી આજ્ઞા કરી ત્યારે વીરભદ્ર તેમની પરિક્રમા કરીને પ્રસ્થાન માટે તૈયાર થઈ ગયા. તે સમયે તેમને એવું લાગવા માંડ્યું કે મારા વેગનો સામનો કરનારો આ સંસારમાં કોઈ નથી અને હું મહાનમાં મહાન વીરનું પણ બળ સહન કરી શકું (એમ) છું. (૫) તેઓ ભયંકર સિંહગર્જના કરતા-કરતા એક અતિ કરાળ ત્રિશૂળ હાથમાં લઈને દક્ષના યજ્ઞમંડપ તરફ દોડ્યા. તેમનું ત્રિશૂળ સંસારનો સંહાર કરનારા મૃત્યુનો પણ સંહાર કરવાને સમર્થ હતું. ભગવાન રુદ્રના અન્ય પણ ઘણાબધા સેવકો ગર્જના કરતા-કરતા તેમની પાછળ થઈ ગયા. તે સમયે વીરભદ્રના પગનાં નૂપુર વગેરે આભૂષણોનો ઘણો મોટો ધ્વનિ થઈ રહ્યો હતો. (૬)

આ તરફ, યજ્ઞશાળામાં બેઠેલા ઋત્વિજો, યજમાનો, સભાજનો તથા બીજા બ્રાહ્મણો અને બ્રાહ્મણ-પત્નીઓએ જ્યારે ઉત્તર દિશા તરફ ધૂળ ઊડતી જોઈ ત્યારે તેઓ વિચારવા લાગ્યાં – 'અરે, આ અંધારા જેવું કેમ થતું આવી રહ્યું છે? આ ધૂળ ક્યાંથી છવાઈ ગઈ? (૭) આ સમયે તો આંધી પણ ફૂંકાતી નથી અને ઉગ્રદંડ આપનારા પ્રાચીનબર્હિ રાજા પણ જીવિત હોવાથી ક્યાંય લુટારાઓ ત્રાટકવાનો ભય પણ અસ્થાને છે. હમણાં તો ગાયોના આવવાનો પણ સમય થયો નથી, તો પછી આ ધૂળ આવી ક્યાંથી? શું આ જ સમયે સંસારનો પ્રલય તો નથી થનારો ને?' (૮) ત્યારે દક્ષપત્ની પ્રસૂતિ તેમ જ અન્ય સ્ત્રીઓએ વ્યાકુળ થઈને કહ્યું – 'પ્રજાપતિ દક્ષે પોતાની બધી પુત્રીઓની સામે બિચારી નિરપરાધ સતીનો તિરસ્કાર કર્યો હતો, લાગે છે કે આ એ જ પાપનું ફળ છે. (૯) (અથવા હોય ન હોય, પણ સંહારમૂર્તિ ભગવાન રુદ્રના અનાદરનું જ આ પરિણામ છે.) પ્રલયકાળ ઉપસ્થિત થવાથી જે સમયે તેઓ (ભગવાન રુદ્ર) પોતાના જટાજૂટને વિખેરી નાખીને તથા શસ્ત્રો-અસ્ત્રોથી સુસજ્જ

૧. પ્રા. પા. – મહિર્મહિષ્વઃ । ૨. પ્રા. પા. – ૦ભૂષિતા૦ । ૩. પ્રા. પા. – ચકુશુઃ । ૪. પ્રા. પા. – ૦સ્યૈવ । ૫. પ્રા. પા. – પ્રપ૦ ।

અમર્ષયિત્વા તમસહ્યતેજસં
મન્યુપ્લુતં દુર્વિષહં ભ્રુકુટ્યા ।
કરાલદંષ્ટ્રાભિરુદસ્તભાગણં
સ્યાત્સ્વસ્તિ કિં કોપયતો વિધાતુઃ ॥ ૧૧॥

બહ્વેવમુદ્વિગ્નદૃશોચ્યમાને
જનેન દક્ષસ્ય મુહુર્મહાત્મનઃ ।
ઉત્પેતુરુત્પાતતમાઃ સહસ્રશો
ભયાવહા દિવિ ભૂમૌ ચ પર્યક્ ॥ ૧૨॥

તાવત્સ રુદ્રાનુચરૈર્મખો મહાન્
નાનાયુધૈર્વામનકૈરુદાયુધૈઃ ।
પિઙ્ગૈઃ[1] પિશઙ્ગૈર્મકરોદરાનનૈઃ
પર્યાદ્રવદ્ભિર્વિદુરાન્વરુધ્યત ॥ ૧૩॥

કેચિદ્ બભઞ્જુઃ પ્રાગ્વંશં પત્નીશાલાં તથાપરે ।
સદ આગ્નીધ્રશાલાં ચ તદ્વિહારં મહાનસમ્ ॥ ૧૪॥

રુરુજુર્યજ્ઞપાત્રાણિ[2] તથૈકેઽગ્નીનનાશયન્ ।
કુણ્ડેષ્વમૂત્રયન્ કેચિદ્બિભિદુર્વેદિમેખલાઃ ॥ ૧૫॥

અબાધન્ત મુનીનન્યે[3] એકે પત્નીરતર્જયન્ ।
અપરે જગૃહુર્દેવાન્પ્રત્યાસન્નાન્પલાયિતાન્ ॥ ૧૬॥

ભૃગું બબન્ધ મણિમાન્ વીરભદ્રઃ પ્રજાપતિમ્ ।
ચણ્ડીશઃ પૂષણં દેવં ભગં નન્દીશ્વરોઽગ્રહીત્ ॥ ૧૭॥

સર્વ એવર્ત્વિજો દૃષ્ટ્વા સદસ્યાઃ સદિવૌકસઃ ।
તૈરર્દ્યમાનાઃ સુભૃશં ગ્રાવભિર્નૈકધાઽદ્રવન્ ॥ ૧૮॥

જુહ્વતઃ સ્રુવહસ્તસ્ય શ્મશ્રૂણિ ભગવાન્ ભવઃ ।
ભૃગોર્લુલુઞ્ચે સદસિ યોઽહસચ્છ્મશ્રુ દર્શયન્ ॥ ૧૯॥

પોતાની ભુજાઓને ધજાની જેમ ફેલાવીને તાંડવનૃત્ય કરે છે તે સમયે તેમના ત્રિશૂળનાં ફળોથી દિગ્ગજો વીંધાઈ જાય છે તથા તેમના મેઘગર્જના જેવા ભયંકર અટ્ટહાસ્યથી દિશાઓ ચિરાઈ જાય છે. તે સમયે તેમનું તેજ અસહ્ય બની જાય છે, તેઓ પોતાનાં ભવાં ત્રાંસાં કરવાને કારણે ઘણાં દુર્ધર્ષ જણાઈ આવે છે અને તેમની વિકરાળ દાઢોથી તારાઓ અસ્તવ્યસ્ત થઈ જાય છે. ક્રોધે ભરાયેલા તે ભગવાન શંકરને વારંવાર ક્રોધિત કરનારો મનુષ્ય સાક્ષાત્ વિધાતા જ કેમ ન હોય, શું ક્યારેય તેનું કલ્યાણ થઈ શકે? (૧૦-૧૧)

જે લોકો મહાત્મા દક્ષના યજ્ઞમાં બેઠા હતા તેઓ ભયને કારણે એકબીજા તરફ કાતર (દયામણી) નજરે નિહાળી રહ્યા હતા અને એવી જ જાત-જાતની વાતો કરી રહ્યા હતા, એટલામાં જ આકાશ અને પૃથ્વીમાં બધી બાજુએ હજારો ભયંકર ઉત્પાત થવા લાગ્યા. (૧૨) વિદુરજી! એ જ સમયે ધસી આવેલા રુદ્રસેવકોએ મહાન યજ્ઞમંડપને બધી બાજુએથી ઘેરી લીધો. તે બધાએ જાત-જાતનાં અસ્ત્ર-શસ્ત્ર ધારણ કરેલા હતા. તેમનામાં કેટલાક ઠીંગણા, કેટલાક ભૂરા રંગના, કેટલાક પીળા અને કેટલાક મગરના જેવાં પેટ અને મોઢાવાળા હતા. (૧૩) તેમનામાંના કેટલાકે પ્રાગ્વંશ (અર્થાત્ યજ્ઞશાળાના પૂર્વ અને પશ્ચિમના થાંભલાઓની વચ્ચે આડા મૂકેલા ડંડા)ને તોડી નાખ્યો, કેટલાકે યજ્ઞશાળાની પશ્ચિમ બાજુએ રહેલી પત્નીશાળાને નષ્ટ કરી દીધી, કેટલાકે યજ્ઞશાળાની સામેના સભામંડપને તથા મંડપની આગળ ઉત્તર બાજુએ રહેલી આગ્નીધ્રશાળાને તોડી નાખી, કેટલાકે યજમાનગૃહ અને પાકશાળા (રસોઈઘર)ને નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ્યાં. (૧૪) કોઈએ યજ્ઞનાં પાત્રો ફોડી નાખ્યાં, કોઈએ અગ્નિઓ હોલવી નાખ્યા, કોઈએ યજ્ઞકુંડોમાં પેશાબ કર્યો, કેટલાકે વેદીની સીમાનાં દોરડાંઓ તોડી નાખ્યાં. (૧૫) કેટલાક વળી મુનિઓને હેરાન કરવા લાગ્યા, કેટલાક સ્ત્રીઓને ડરાવવા-ધમકાવવા લાગ્યા અને કોઈએ પોતાની પાસે થઈને ભાગતા દેવતાઓને પકડી લીધા. (૧૬) મણિમાને ભૃગુ ઋષિને બાંધી દીધા, વીરભદ્રે પ્રજાપતિ દક્ષને કેદ કરી લીધો તથા ચંડીશે પૂષાને અને નંદીશ્વરે ભગ દેવતાને પકડી લીધા. (૧૭)

ભગવાન શંકરના પાર્ષદોની આ ભયંકર (ધ્વંસ-) લીલા જોઈને તથા તેમણે કરેલા કાંકરા-પથ્થરોના મારાથી ઘણા તંગ આવીને, ત્યાં જેટલા ઋત્વિજો, સભાજનો અને દેવતાઓ હતા તે તમામે તમામ આમ-તેમ ભાગી છૂટ્યા. (૧૮) ભૃગુજી હાથમાં સ્રુવા લઈ હવન કરી રહ્યા હતા, વીરભદ્રે તેમની દાઢી-મૂછ ખેંચી લીધી; કારણ કે તેમણે પ્રજાપતિઓની સભામાં મૂછો આમળીને મહાદેવજીનો

૧. પ્રા. પા. – નેત્રૈઃ । ૨. પ્રા. પા. – બભઞ્જુ૦ । ૩. પ્રા. પા. – મુનીનેકે ।

ભગસ્ય નેત્રે ભગવાન્ પાતિતસ્ય રુષા ભુવિ ।
ઉજ્જહાર સદઃસ્થોઽક્ષ્ણા યઃ શપન્તમસૂસુચત્[1] ॥ ૨૦॥

પૂષ્ણશ્ચાપાતયદ્દન્તાન્ કાલિઙ્ગસ્ય યથા બલઃ ।
શપ્યમાને ગરિમણિ યોઽહસદ્દર્શયન્દતઃ[2] ॥ ૨૧॥

આક્રમ્યોરસિ દક્ષસ્ય શિતધારેણ હેતિના ।
છિન્દન્નપિ તદુદ્ધર્તું નાશક્નોત્ત્ર્યમ્બકસ્તદા ॥ ૨૨॥

શસ્ત્રૈરસ્ત્રાન્વિતૈરેવમનિર્ભિન્નત્વચં હરઃ ।
વિસ્મયં પરમાપન્નો દધ્યૌ પશુપતિશ્ચિરમ્ ॥ ૨૩॥

દૃષ્ટ્વા સઞ્જ્ઞપનં યોગં પશૂનાં સ પતિર્મખે ।
યજમાનપશોઃ કસ્ય કાયાત્તેનાહરચ્છિરઃ ॥ ૨૪॥

સાધુવાદસ્તદા તેષાં કર્મ તત્તસ્ય શંસતામ્ ।
ભૂતપ્રેતપિશાચાનામન્યેષાં તદ્વિપર્યયઃ ॥ ૨૫॥

જુહાવૈતચ્છિરસ્તસ્મિન્દક્ષિણાગ્નાવમર્ષિતઃ ।
તદ્દેવયજનં દગ્ધ્વા પ્રાતિષ્ઠદ્ ગુહ્યકાલયમ્ ॥ ૨૬॥

ઉપહાસ કર્યો હતો. (૧૯) તેમણે ક્રોધે ભરાઈને ભગ દેવતાને પૃથ્વી પર પટકી દીધા અને તેમની આંખો કાઢી લીધી; કારણ કે જ્યારે દક્ષ દેવસભામાં શ્રીમહાદેવજીની નિંદા કરતા રહીને શાપ આપી રહ્યા હતા ત્યારે એમણે દક્ષને ઈશારો કરીને (આંખ મચકારીને) ઉશ્કેર્યા હતા. (૨૦) ત્યારપછી જેમ અનિરુદ્ધના લગ્ન વખતે બળરામજીએ કલિંગરાજના દાંત ઉખાડી નાખ્યા હતા તેવી જ રીતે તેમણે પૂષાના દાંત તોડી નાખ્યા; કારણ કે જ્યારે દક્ષે મહાદેવજીને ગાળો આપી હતી તે સમયે એ દાંત કાઢીને હસ્યા હતા. (૨૧) પછી તેઓ દક્ષની છાતી પર ચડી બેસીને તીક્ષ્ણ તલવારથી તેનું માથું કાપવા લાગ્યા, પણ ઘણો પ્રયત્ન કરવા છતાં પણ તેઓ તે સમયે તેને ધડથી અલગ કરી શક્યા નહીં. (૨૨) જ્યારે કોઈ પણ પ્રકારે અસ્ત્રો-શસ્ત્રોથી દક્ષની ચામડી કપાઈ નહીં ત્યારે વીરભદ્રને ભારે આશ્ચર્ય થયું અને તેઓ ઘણી વાર સુધી વિચારતા રહ્યા. (૨૩) જ્યારે તેમણે યજ્ઞમંડપમાં યજ્ઞનાં બલિ-પશુઓને જે રીતે મરાતાં જોયાં હતાં તે જ રીતે દક્ષરૂપી તે યજમાન પશુનું મસ્તક ધડથી અલગ કરી દીધું. (૨૪) આ જોઈને ભૂત, પ્રેત, પિશાચ વગેરે તો તેમના આ કાર્યની પ્રશંસા કરતા વાહ-વાહ કરવા લાગ્યા અને દક્ષના પક્ષના લોકોમાં હાહાકાર મચી ગયો. (૨૫) વીરભદ્રે અત્યંત ક્રોધિત થઈને દક્ષનું માથું યજ્ઞના દક્ષિણાગ્નિમાં નાખી દીધું અને તે યજ્ઞશાળામાં આગ લગાડીને યજ્ઞનો વિધ્વંસ કર્યો; અને પછી તેઓ કૈલાસ પર્વત પર પાછા ગયા. (૨૬)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે દક્ષયજ્ઞવિધ્વંસો[3] નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત દક્ષયજ્ઞવિધ્વંસ નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.

==★==

# છઠ્ઠો અધ્યાય

## બ્રહ્મા વગેરે દેવતાઓનું કૈલાસ જવું અને મહાદેવજીને મનાવવા

*મૈત્રેય ઉવાચ*

અથ દેવગણાઃ સર્વે રુદ્રાનીકૈઃ પરાજિતાઃ ।
શૂલપટ્ટિશનિસ્ત્રિંશગદાપરિઘમુદ્ગરૈઃ ॥ ૧॥

સઞ્છિન્નભિન્નસર્વાઙ્ગાઃ સર્ત્વિક્સભ્યા ભયાકુલાઃ ।
સ્વયમ્ભુવે નમસ્કૃત્ય કાર્ત્સ્ન્યેનૈતન્ન્યવેદયન્ ॥ ૨॥

ઉપલભ્ય પુરૈવૈતદ્ભગવાનબ્જસમ્ભવઃ ।
નારાયણશ્ચ વિશ્વાત્મા ન કસ્યાધ્વરમીયતુઃ[4] ॥ ૩॥

**શ્રીમૈત્રેયજી કહે છે – હે વિદુરજી!** આ પ્રમાણે જ્યારે રુદ્રના સેવકોએ દેવતાઓને હરાવી દીધા અને તેમનાં સઘળાં અંગપ્રત્યંગો ભૂત-પ્રેતોનાં ત્રિશૂળ, પટ્ટિશ, ખડ્ગ, ગદા, પરિઘ, મુદ્‌ગર વગેરે હથિયારોથી છિન્ન-ભિન્ન થઈ ગયાં ત્યારે તે ઋત્વિજો અને સભાજનો સહિત ઘણા જ ડરી જઈને બ્રહ્માજી પાસે જઈ પહોંચ્યા અને પ્રણામ કરીને તેમને બધી હકીકત કહી સંભળાવી. (૧-૨) ભગવાન બ્રહ્માજી અને સર્વાન્તર્યામી નારાયણ પહેલાંથી જ આ ભાવી ઉત્પાતને જાણતા હતા, તેથી જ તેઓ દક્ષના યજ્ઞમાં ગયા ન હતા. (૩)

૧. પ્રા. પા. – ઽમસૂચયત્ । ૨. પ્રાચીન પ્રતમાં 'પૂષ્ણશ્ચા...હસદ્દર્શયન્દતઃ' આ શ્લોક આગલા બે શ્લોકો પછી છે. ૩. પ્રા. પા. – દક્ષપ્રશમનં પઞ્ચમોઽધ્યાયઃ । ૪. પ્રા. પા. – તસ્યા૦ ।

તદાકર્ણ્ય વિભુઃ પ્રાહ તેજીયસિ કૃતાગસિ ।
ક્ષેમાય[1] તત્ર સા ભૂયાન્ન પ્રાયેણ બુભૂષતામ્ ॥ ૪॥

અથાપિ યૂયં કૃતકિલ્બિષા ભવં
યે બર્હિષો ભાગભાજં પરાદુઃ ।
પ્રસાદયધ્વં પરિશુદ્ધચેતસા[2]
ક્ષિપ્રપ્રસાદં પ્રગૃહીતાઙ્ઘ્રિપદ્મમ્ ॥ ૫॥

આશાસાના જીવિતમધ્વરસ્ય
લોકઃ સપાલઃ કુપિતે ન યસ્મિન્ ।
તમાશુ દેવં પ્રિયયા વિહીનં
ક્ષમાપયધ્વં હૃદિ વિદ્ધં દુરુક્તૈઃ ॥ ૬॥

નાહં ન યજ્ઞો ન ચ યૂયમન્યે
યે દેહભાજો મુનયશ્ચ તત્ત્વમ્ ।
વિદુઃ પ્રમાણં બલવીર્યયોર્વા
યસ્યાત્મતન્ત્રસ્ય[3] ક ઉપાયં વિધિત્સેત્ ॥ ૭॥

સ ઇત્થમાદિશ્ય સુરાનજસ્તૈઃ
સમન્વિતઃ પિતૃભિઃ સપ્રજેશૈઃ ।
યયૌ સ્વધિષ્ણ્યાન્નિલયં પુરદ્વિષઃ
કૈલાસમદ્રિપ્રવરં પ્રિયં પ્રભોઃ ॥ ૮॥

જન્મૌષધિતપોમન્ત્રયોગસિદ્ધૈર્નરેતરૈઃ[4] ।
જુષ્ટં[5] કિન્નરગન્ધર્વૈરપ્સરોભિર્વૃતં સદા ॥ ૯॥

નાનામણિમયૈઃ શૃઙ્ગૈર્નાનાધાતુવિચિત્રિતૈઃ ।
નાનાદ્રુમલતાગુલ્મૈર્નાનામૃગગણાવૃતૈઃ ॥ ૧૦॥

નાનાઽમલપ્રસ્રવણૈર્નાનાકન્દરસાનુભિઃ ।
રમણં વિહરન્તીનાં રમણૈઃ[6] સિદ્ધયોષિતામ્ ॥ ૧૧॥

મયૂરકેકાભિરુતં મદાન્ધાલિવિમૂર્ચ્છિતમ્ ।
પ્લાવિતૈ[7] રક્તકણ્ઠાનાં કૂજિતૈશ્ચ પતત્રિણામ્ ॥ ૧૨॥

આહ્વયન્તમિવોદ્ધસ્તૈર્દ્વિજાન્ કામદુઘૈર્દ્રુમૈઃ ।
વ્રજન્તમિવ માતઙ્ગૈર્ગૃણન્તમિવ નિર્ઝરૈઃ ॥ ૧૩॥

હવે દેવતાઓના મુખેથી ત્યાંની બધી વાત સાંભળીને તેમણે કહ્યું, 'દેવતાઓ! દેવતાઓ! પરમ સમર્થ તેજસ્વી પુરુષ વડે કોઈ દોષ થઈ જાય તો પણ કલ્યાણવાંછુ પુરુષ દ્વારા દોષ કરનાર વ્યક્તિ સાથે પ્રતિશોધની ભાવનાથી આચરણ કરવું જોઈએ નહીં. તેમ છતાં જો કરે તો તેનું કલ્યાણ થતું નથી. (૪) વળી, તમે તો યજ્ઞમાં ભગવાન શંકરનો પ્રાપ્ય ભાગ નહીં આપીને તેમનો ઘણો મોટો અપરાધ કર્યો છે. પણ શંકરજી ઘણા જલદી પ્રસન્ન થનારા છે, તેથી તમે શુદ્ધ હૃદયથી તેમના ચરણોના શરણે જઈને તેમને પ્રસન્ન કરો - તેમની ક્ષમા માગો. (૫) દક્ષે દુર્વચનોરૂપી બાણોથી તેમનું હૃદય તો પહેલાંથી જ વીંધી નાખ્યું હતું, હવે વધારામાં તેમનાં પ્રિયા સતીજીનો વિયોગ થઈ ગયો છે. તેથી જો તમે ઇચ્છતા હો કે તે યજ્ઞ ફરીથી આરંભાઈને પૂર્ણ થાય તો પહેલાં જલદી જઈને તેમની પાસે પોતાના અપરાધો બદલ ક્ષમા માગો. અન્યથા, તેમના ક્રુદ્ધ થવાથી લોકપાલો સમેત આ સમસ્ત લોકોનું પણ બચવું અસંભવ છે. (૬) ભગવાન શંકરનું શક્તિ-સામર્થ્ય છે તે તેમનું પોતાનું છે. તેમના આ સામર્થ્યને ઋષિમુનિઓ, દેવતાઓ અને યજ્ઞસ્વરૂપ દેવરાજ ઇન્દ્ર પણ નથી જાણતા અને નથી તો હું સ્વયં પણ જાણતો; પછી બીજાઓની તો વાત જ શી કરવી? આવી પરિસ્થિતિમાં તેમને શાંત કરવાનો ઉપાય કોણ કરી શકે?' (૭)

દેવતાઓને આ પ્રમાણે કહીને બ્રહ્માજી તેમને, પ્રજાપતિઓને અને પિતૃઓને સાથે લઈને પોતાના લોકમાંથી (નીકળીને) પર્વતશ્રેષ્ઠ કૈલાસમાં ગયા, કે જે ભગવાન શંકરનું પ્રિય ધામ છે. (૮) તે કૈલાસ પર ઔષધિ, તપ, મંત્ર, યોગ વગેરે ઉપાયોથી સિદ્ધિ પામેલા અને જન્મથી જ સિદ્ધ દેવતાઓ નિત્ય નિવાસ કરે છે; કિન્નરો, ગંધર્વો, અપ્સરાઓ વગેરે હંમેશાં ત્યાં વિદ્યમાન રહે છે. (૯) તેને મણિમય શિખરો છે, જે વિવિધ પ્રકારની ધાતુઓથી રંગબેરંગી લાગે છે. તેના પર અનેક પ્રકારનાં વૃક્ષો, લતાઓ, ઝાડીઓ વગેરે છવાયેલાં છે, કે જેમાં ટોળેટોળાં જંગલી પશુઓ વિચરતાં રહે છે. (૧૦) ત્યાં નિર્મળ જળનાં અનેક ઝરણાં વહે છે અને ઘણીબધી ગહન ગુફાઓ અને ઊંચા શિખરો હોવાને કારણે તે પર્વત પોતાના પ્રિયતમોની સાથે વિહાર કરી રહેલી સિદ્ધપત્નીઓનું ક્રીડાસ્થળ બનેલો છે. (૧૧) તે બધી બાજુએ મયૂરોની કેકા, મદાંધ ભમરાઓના ગુંજન, કોયલોના કુહૂ-કુહૂ ધ્વનિ તથા અન્ય બીજાં પક્ષીઓના કલરવથી ગૂંજી રહ્યો છે. (૧૨) તેનાં કલ્પવૃક્ષો પોતાની ઊંચી-ઊંચી ડાળીઓ હલાવી-હલાવીને જાણે કે પક્ષીઓને નોતરી રહ્યાં છે તથા હાથીઓના હરવા-ફરવાને કારણે તે કૈલાસ સ્વયં ચાલતો

૧. પ્રા. પા. – ભવાય ભૂયસે ભૂયા૦ । ૨. પ્રા. પા. – પરિશુદ્ધસત્ત્વં । ૩. પ્રા. પા. – તસ્યાત્મ૦ । ૪. પ્રા. પા. – ર્નિરન્તરૈઃ । ૫. પ્રા. પા. – યક્ષકિન્નર૦ । ૬. પ્રા. પા. – સિદ્ધચારણયોષિતામ્ । ૭. પ્રા. પા. – સુચિતૈ ।

મન્દારૈઃ પારિજાતૈશ્ચ સરલૈશ્ચોપશોભિતમ્ ।
તમાલૈઃ શાલતાલૈશ્ચ કોવિદારાસનાર્જુનૈઃ ॥ ૧૪॥

ચૂતૈઃ[1] કદમ્બૈર્નીપૈશ્ચ નાગપુન્નાગચમ્પકૈઃ ।
પાટલાશોકબકુલૈઃ કુન્દૈઃ કુરબકૈરપિ ॥ ૧૫॥

સ્વર્ણાર્ણશતપત્રૈશ્ચ વરરેણુકજાતિભિઃ ।
કુબ્જકૈર્મલ્લિકાભિશ્ચ માધવીભિશ્ચ મણ્ડિતમ્ ॥ ૧૬॥

પનસોદુમ્બરાશ્વત્થપ્લક્ષન્યગ્રોધહિઙ્ગુભિઃ ।
ભૂર્જૈરોષધિભિઃ પૂગૈ રાજપૂગૈશ્ચ જમ્બુભિઃ[2] ॥ ૧૭॥

ખર્જૂરામ્રાતકામ્રાદ્યૈઃ[3] પ્રિયાલમધુકેઙ્ગુદૈઃ ।
દ્રુમજાતિભિરન્યૈશ્ચ રાજિતં વેણુકીચકૈઃ ॥ ૧૮॥

કુમુદોત્પલકહ્લારશતપત્રવનર્દ્ધિભિઃ ।
નલિનીષુ[4] કલં કૂજત્ખગવૃન્દોપશોભિતમ્ ॥ ૧૯॥

મૃગૈઃ શાખામૃગૈઃ ક્રોડૈર્મૃગેન્દ્રૈર્ઋક્ષશલ્યકૈઃ[5] ।
ગવયૈઃ શરભૈર્વ્યાઘ્રૈ રુરુભિર્મહિષાદિભિઃ ॥ ૨૦॥

[6]કર્ણાન્ત્રૈકપદાશ્વાસ્યૈર્નિર્જુષ્ટં વૃકનાભિભિઃ ।
કદલીખણ્ડસંરુદ્ધનલિનીપુલિનશ્રિયમ્ ॥ ૨૧॥

પર્યસ્તં નન્દયા સત્યાઃ સ્નાનપુણ્યતરોદયા ।
વિલોક્ય ભૂતેશગિરિં વિબુધા વિસ્મયં યયુઃ ॥ ૨૨॥

દદૃશુસ્તત્ર[7] તે રમ્યામલકાં નામ વૈ પુરીમ્ ।
વનં સૌગન્ધિકં ચાપિ યત્ર તન્નામ પઙ્કજમ્ ॥ ૨૩॥

નન્દા ચાલકનન્દા ચ સરિતૌ બાહ્યતઃ પુરઃ ।
તીર્થપાદપદામ્ભોજરજસાઽતીવ પાવને ॥ ૨૪॥

યયોઃ સુરસ્ત્રિયઃ ક્ષત્તરવરુહ્ય સ્વધિષ્ણ્યતઃ ।
ક્રીડન્તિ પુંસઃ સિઞ્ચન્ત્યો વિગાહ્ય રતિકર્શિતાઃ[8] ॥ ૨૫॥

યયોસ્તત્સ્નાનવિભ્રષ્ટનવકુઙ્કુમપિઞ્જરમ્ ।
વિતૃષોઽપિ પિબન્ત્યમ્ભઃ પાયયન્તો ગજા ગજીઃ ॥ ૨૬॥

હોય તેવો અને ઝરણાંઓના કલકલ-ધ્વનિને લીધે (સ્વયં) વાતચીત કરતો હોય તેવો પ્રતીત થાય છે. (૧૩)

મંદાર, પારિજાત, સરલ (સરુ), તમાલ, શાલ, તાડ, કાંચનાર, અસન, અર્જુન વગેરે વૃક્ષોને લીધે તે પર્વત ઘણો જ સોહામણો લાગે છે. (૧૪) આંબા, કદંબ, નીપ, નાગ, પુન્નાગ, ચંપો, ગુલાબ, અશોક, બોરસલી, કુંદ, કુરબક, સોનેરી શતદલ કમળ, ઈલાયચી અને માલતીની મનોહર લતાઓ તથા કુબ્જક, મોગરો અને માધવીની વેલો પણ તેની શોભા વધારે છે. (૧૫-૧૬) ફણસ, ગુલમહોર, પીપળ, અંજીર, વડ, ગૂગળ, ભોજવૃક્ષ, ઔષધ-જાતનાં વૃક્ષો (કેળ વગેરે, જે ફળ આવ્યા પછી કાપી નંખાય છે), સોપારી, રાજપૂગ, જાંબુ, ખજૂર, આમળાં, આંબા, પ્રિયાલ, મહુડા, ઈંગોરિયા વગેરે વિભિન્ન પ્રકારનાં વૃક્ષો તથા પોલા અને નક્કર વાંસની ઝાડીઓથી તે પર્વત ઘણો જ મનોહર જણાય છે. (૧૭-૧૮) તેનાં સરોવરોમાં કુમુદ, ઉત્પલ, કહ્લાર, શત્રપત્ર વગેરે અનેકજાતનાં કમળ ખીલેલાં રહે છે. તેમની શોભાથી મુગ્ધ થઈને કલરવ કરતાં ટોળેટોળાં પક્ષીઓથી તે ઘણો જ સુંદર લાગે છે. (૧૯) ત્યાં અહીં-તહીં હરણ, વાનર, સૂવર, સિંહ, રીંછ, સાહૂડી, નીલગાય, શરભ, વાઘ, કાળિયાર, મહિષ, કર્ણાન્ત્ર, એકપદ, અશ્વમુખ, વરુ અને કસ્તુરીમૃગો ઘૂમતાં રહે છે તથા ત્યાંનાં સરોવરોના કાંઠા કેળોની હારોથી ઘેરાયેલા હોવાને કારણે ઘણી શોભા પામે છે. તેની ચારે તરફ નંદા નામની નદી વહે છે, જેનું પવિત્ર જળ દેવી સતીના સ્નાન કરવાથી એથીય અધિક પવિત્ર અને સુગંધિત થયેલું છે. ભગવાન ભૂતનાથના નિવાસસ્થાન એવા આ કૈલાસ પર્વતની આવી રમણીયતા જોઈને દેવતાઓને ઘણું આશ્ચર્ય થયું. (૨૦-૨૨)

ત્યાં તેમણે અલકા નામની એક સુરમ્ય નગરી જોઈ. સૌગન્ધિક વન પણ જોયું, કે જેમાં સર્વત્ર સુગંધ ફેલાવનારાં સૌગન્ધિક નામનાં કમળ ખીલેલાં હતાં. (૨૩) તે નગરીની બહાર નંદા અને અલકનંદા નામની બે નદીઓ છે, જે તીર્થપાદ શ્રીહરિની ચરણરજના સંયોગથી અત્યંત પવિત્ર થયેલી છે. (૨૪) વિદુરજી! તે નદીઓમાં, રતિવિલાસથી થાકેલી દેવાંગનાઓ પોતપોતાના નિવાસસ્થાનેથી આવીને જલક્રીડા કરે છે અને તેમાં પ્રવેશીને પોતાના પ્રિયતમો પર જળ ઉલેચે છે. (૨૫) સ્નાનના સમયે તેમનું તાજેતરમાં લગાડેલું કુંકુમ ઓગળવાથી જળ પીળું થઈ જાય છે. તે કુંકુમમિશ્રિત જળને હાથીઓ તરસ નહીં લાગવા છતાં પણ ગંધની લાલચમાં પોતે પીએ છે અને પોતાની હાથણીઓને પિવડાવે છે. (૨૬)

---

૧. પ્રા. પા. – વૃતૈઃ કદમ્બનિમ્બૈશ્ચ । ૨. પ્રા. પા. – ૦ગૈઃ પત્રૈશ્ચ ધવજમ્બુભિઃ । ૩. પ્રા. પા. – કાશ્મર્યામ્રા૦ । ૪. પ્રા. પા. – નલિનીપુલિને કૂજ૦ । ૫. પ્રા. પા. – ૦શલ્લ૦ । ૬. પ્રા. પા. – કલ્લોલૂષપદૈશ્ચાન્યૈર્નિર્વિષ્ટં મૃગનાભિભિઃ । ૭. પ્રા. પા. – તસ્ય તે । ૮. પ્રા. પા. – રતિતર્પિતાઃ ।

તારહેમમહારત્નવિમાનશતસઙ્કુલામ્ ।
જુષ્ટાં પુણ્યજનસ્ત્રીભિર્યથા ખં સતડિદ્ઘનમ્ ॥ ૨૭॥

હિત્વા યક્ષેશ્વરપુરીં વનં સૌગન્ધિકં ચ તત્ ।
દ્રુમૈઃ કામદુઘૈર્હૃદ્યં[1] ચિત્રમાલ્યફલચ્છદૈઃ ॥ ૨૮॥

રક્તકણ્ઠખગાનીકસ્વરમણ્ડિતષટ્પદમ્ ।
કલહંસકુલપ્રેષ્ઠં ખરદણ્ડજલાશયમ્ ॥ ૨૯॥

વનકુઞ્જરસઙ્ઘૃષ્ટહરિચન્દનવાયુના[2] ।
અધિ પુણ્યજનસ્ત્રીણાં મુહુરુન્મથયન્મનઃ[3] ॥ ૩૦॥

વૈદૂર્યકૃતસોપાના વાપ્ય ઉત્પલમાલિનીઃ ।
પ્રાપ્તાઃ કિમ્પુરુષૈર્દૃષ્ટ્વા ત આરાદ્દદૃશુર્વટમ્ ॥ ૩૧॥

સ[4] યોજનશતોત્સેધઃ પાદોનવિટપાયતઃ ।
પર્યક્કૃતાચલચ્છાયો નિર્નીડસ્તાપવર્જિતઃ ॥ ૩૨॥

તસ્મિન્મહાયોગમયે મુમુક્ષુશરણે સુરાઃ ।
દદૃશુઃ શિવમાસીનં ત્યક્તામર્ષમિવાન્તકમ્ ॥ ૩૩॥

સનન્દનાદ્યૈર્મહાસિદ્ધૈઃ[5] શાન્તૈઃ સંશાન્તવિગ્રહમ્ ।
ઉપાસ્યમાનં સખ્યા ચ ભર્ત્રા ગુહ્યકરક્ષસામ્ ॥ ૩૪॥

વિદ્યાતપોયોગપથમાસ્થિતં તમધીશ્વરમ્ ।
ચરન્તં વિશ્વસુહૃદં વાત્સલ્યાલ્લોકમઙ્ગલમ્ ॥ ૩૫॥

લિઙ્ગં ચ તાપસાભીષ્ટં ભસ્મદણ્ડજટાજિનમ્ ।
અઙ્ગેન સન્ધ્યાભ્રરુચા ચન્દ્રલેખાં ચ બિભ્રતમ્ ॥ ૩૬॥

ઉપવિષ્ટં દર્ભમય્યાં બૃસ્યાં બ્રહ્મ સનાતનમ્ ।
નારદાય પ્રવોચન્તં પૃચ્છતે શૃણ્વતાં સતામ્ ॥ ૩૭॥

કૃત્વોરૌ દક્ષિણે સવ્યં પાદપદ્મં ચ જાનુનિ ।
બાહું પ્રકોષ્ઠેઽક્ષમાલામાસીનં તર્કમુદ્રયા ॥ ૩૮॥

અલકાપુરી ઉપર ચાંદી, સુવર્ણ અને બહુમૂલ્ય મણિઓનાં બનેલાં સેંકડો વિમાન છવાયેલાં હતાં, જેમાં અનેક યક્ષપત્નીઓ નિવાસ કરતી હતી. એમને કારણે તે વિશાળ નગરી વીજળી અને વાદળોથી છવાયેલા આકાશ જેવી જણાઈ આવતી હતી. (૨૭) યક્ષરાજ કુબેરની રાજધાની તે અલકાપુરીને પાછળ છોડીને દેવતાઓ સૌગન્ધિક વનમાં પ્રવેશ્યા. તે વન રંગબેરંગી ફળો, ફૂલો અને પાંદડાંઓવાળાં અનેક કલ્પવૃક્ષોથી સુશોભિત હતું.(૨૮) તેમાં કોકિલ વગેરે પક્ષીઓનો કલરવ અને ભમરાઓનો ગુંજારવ થઈ રહ્યો હતો તથા (તે વનમાં) રાજહંસોનાં પરમપ્રિય કમળપુષ્પોથી સુશોભિત અનેક સરોવરો હતાં. (૨૯) તે વન જંગલી હાથીઓનાં શરીરનો ઘસારો લાગવાથી ઘસાયેલાં હરિચંદન વૃક્ષોને સ્પર્શીને વાતા સુગંધિત વાયુ વડે યક્ષપત્નીઓનાં મનને વિશેષરૂપે વલોવી નાખતું હતું. (૩૦) ત્યાંની વાવડીઓનાં પગથિયાં વૈદૂર્યમણિઓનાં બનેલાં હતાં. તેમાં ઘણાંબધાં કમળ ખીલેલાં રહેતાં હતાં. ત્યાં અનેક કિન્નરો મોજ કરવા આવેલા હતા. આ પ્રમાણે તે વનની શોભા નિહાળતા દેવતાઓ થોડા આગળ વધ્યા, ત્યારે તેમને નજીકમાં જ વડનું એક વૃક્ષ દેખાયું. (૩૧)

તે વટવૃક્ષ સો જોજન ઊંચું હતું તથા તેની ડાળીઓ પંચોતેર જોજન સુધી ફેલાયેલી હતી. તેની ચારે તરફ હંમેશાં અવિચળ છાંયો થયેલો રહેતો હતો, તેથી ગરમીનું કષ્ટ ક્યારેય થતું ન હતું; તથા તેમાં કોઈ (પક્ષીનો) માળો પણ ન હતો. (૩૨)

તે મહાયોગમય અને મુમુક્ષુઓના આશ્રયભૂત વૃક્ષની નીચે દેવતાઓએ ભગવાન શંકરને વિરાજમાન જોયા. તેઓ સાક્ષાત્ ક્રોધહીન કાળ જેવા દેખાતા હતા. (૩૩) ભગવાન ભૂતનાથનું શ્રીઅંગ ઘણું જ શાંત હતું. સનકાદિ શાંત સિદ્ધો અને સખા સ્વયં કુબેર – યક્ષરાક્ષસોના સ્વામી તેમની સેવા કરી રહ્યા હતા. (૩૪) જગત્પતિ મહાદેવજી સમસ્ત સંસારના સુહૃદ છે, સ્નેહવશ સૌનું કલ્યાણ કરનારા છે; તેઓ લોકકલ્યાણ માટે જ ઉપાસના, ચિત્તની એકાગ્રતા, સમાધિ વગેરે સાધનોનું આચરણ કરતા રહે છે. (૩૫) સંધ્યાકાળના મેઘના જેવી કાન્તિવાળા શરીર પર તેઓ તપસ્વીઓનાં ચિહ્નો - ભસ્મ, દંડ, જટા અને મૃગચર્મ તેમ જ મસ્તક પર ચંદ્રકલા (બીજનો ચંદ્રમા) ધારણ કરેલા છે. (૩૬) તેઓ એક દર્ભાસન પર બેઠા હતા અને અનેક સાધુ શ્રોતાઓ વચ્ચે શ્રીનારદજીના પૂછવાથી સનાતન બ્રહ્મનો ઉપદેશ આપી રહ્યા હતા. (૩૭) તેમનો ડાબો પગ જમણી જાંઘ પર રાખેલો હતો. તેઓ ડાબો હાથ ડાબા ઢીંચણ પર રાખી, હાથના કાંડામાં રુદ્રાક્ષની માળા

૧. પ્રા. પા. – ૦દુઘૈર્જુષ્ટં । ૨. પ્રા. પા. – ૦સમ્મૃષ્ટ૦ । ૩. પ્રા. પા. – ૦મન્મથઃ । ૪. પ્રા. પા. – શતયોજનમુત્સેધઃ । ૫. પ્રા. પા. – સનકાદ્યૈ૦ ।

તં બ્રહ્મનિર્વાણસમાધિમાશ્રિતં
વ્યુપાશ્રિતં ગિરિશં[1] યોગકક્ષામ્ ।
સલોકપાલા મુનયો મનૂના-
માદ્યં મનું પ્રાઞ્જલયઃ પ્રણેમુઃ ॥ ૩૯॥
સ તૂપલભ્યાગતમાત્મયોનિં
સુરાસુરેશૈરભિવન્દિતાઙ્ઘ્રિઃ ।
ઉત્થાય ચક્રે શિરસાભિવન્દન[2]-
મર્હત્તમઃ કસ્ય યથૈવ વિષ્ણુઃ ॥ ૪૦॥
તથાપરે સિદ્ધગણા મહર્ષિભિ-
ર્યે વૈ સમન્તાદનુ નીલલોહિતમ્ ।
નમસ્કૃતઃ પ્રાહ શશાઙ્કશેખરં
કૃતપ્રણામં પ્રહસન્નિવાત્મભૂઃ ॥ ૪૧॥

બ્રહ્મોવાચ

જાને ત્વામીશં વિશ્વસ્ય જગતો યોનિબીજયોઃ ।
શક્તેઃ શિવસ્ય ચ પરં યત્તદ્‌બ્રહ્મ નિરન્તરમ્ ॥ ૪૨॥
ત્વમેવ ભગવન્નેતચ્છિવશક્ત્યોઃ સરૂપયોઃ ।
વિશ્વં સૃજસિ પાસ્યત્સિ ક્રીડન્નૂર્ણપટો[3] યથા ॥ ૪૩॥
ત્વમેવ ધર્માર્થદુઘાભિપત્તયે
દક્ષેણ સૂત્રેણ સસર્જિથાધ્વરમ્ ।
ત્વયૈવ લોકેઽવસિતાશ્ચ સેતવો
યાન્બ્રાહ્મણાઃ શ્રદ્દધતે ધૃતવ્રતાઃ ॥ ૪૪॥
ત્વં કર્મણાં મઙ્ગલ મઙ્ગલાનાં
કર્તુઃ સ્મ લોકં તનુષે સ્વઃ પરં વા ।
અમઙ્ગલાનાં ચ તમિસ્રમુલ્બણં
વિપર્યયઃ કેન તદેવ કસ્યચિત્ ॥ ૪૫॥
ન વૈ સતાં ત્વચ્ચરણાર્પિતાત્મનાં
ભૂતેષુ સર્વેષ્વભિપશ્યતાં તવ[4] ।
ભૂતાનિ ચાત્મન્યપૃથગ્દિદૃક્ષતાં
પ્રાયેણ રોષોઽભિભવેદ્યથા પશુમ્ ॥ ૪૬॥
પૃથગ્ધિયઃ કર્મદૃશો દુરાશયાઃ
પરોદયેનાર્પિતહૃદ્‌રુજોઽનિશમ્ ।
પરાન્ દુરુક્તૈર્વિતુદન્ત્યરુન્તુદા-
સ્તાન્મા વધીદ્દૈવવધાન્[5] ભવદ્વિધઃ ॥ ૪૭॥

નાખી તર્કમુદ્રા*માં વિરાજમાન હતા. (૩૮) તેઓ યોગપટ્ટ (લાકડાની બનેલી હાથ-ટેકણી)નો સહારો લઈ, એકાગ્રચિત્તે બ્રહ્માનંદ અનુભવી રહ્યા હતા. લોકપાલો સહિત સમસ્ત મુનિઓએ મનનશીલોમાં સર્વશ્રેષ્ઠ ભગવાન શંકરને હાથ જોડીને પ્રણામ કર્યા. (૩૯) જોકે સમસ્ત દેવતાઓ અને દૈત્યોના અધિપતિ પણ શ્રીમહાદેવજીનાં ચરણકમળોની વંદના કરે છે તોપણ તેઓ પોતાના સ્થાને શ્રીબ્રહ્માજીને આવેલા જોઈને તરત ઊભા થઈ ગયા અને જેમ વામન-અવતારમાં પરમપૂજ્ય વિષ્ણુ ભગવાને કશ્યપજીની વંદના કરી હતી તેવી જ રીતે માથું નમાવીને તેમને પ્રણામ કર્યા. (૪૦) આ પ્રમાણે શંકરજીની ચારે બાજુએ મહર્ષિઓ સમેત જે બીજા બધા સિદ્ધો બેઠા હતા તેમણે પણ બ્રહ્માજીને પ્રણામ કર્યા. બધાએ નમસ્કાર કરી લીધા એ પછી બ્રહ્માજીએ જેઓ અત્યાર સુધી પ્રણામની મુદ્રામાં જ ઊભા હતા, ચંદ્રમૌલિ ભગવાનને હસતાં-હસતાં કહ્યું. (૪૧)

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે દેવ! હું જાણું છું કે તમે સમસ્ત જગતના સ્વામી છો; કારણ કે વિશ્વની યોનિ એવી શક્તિ (પ્રકૃતિ) અને તેના બીજ એવા શિવ (પુરુષ)થી પર જે એકરસ બ્રહ્મ છે તે તમે જ છો. (૪૨) હે ભગવન્! તમે કરોળિયાની જેમ જ પોતાના સ્વરૂપભૂત શિવ-શક્તિરૂપે ક્રીડા કરતા રહીને લીલાપૂર્વક જ સંસારની રચના, પાલન અને સંહાર કરતા રહો છો. (૪૩) તમે જ ધર્મ અને અર્થની પ્રાપ્તિ કરાવનારા વેદોના રક્ષણ માટે દક્ષને નિમિત્ત બનાવીને યજ્ઞ પ્રગટ કર્યો છે. તમારી જ બાંધેલી આ વર્ણાશ્રમની મર્યાદાઓ છે, કે જેમનું નિયમનિષ્ઠ બ્રાહ્મણો શ્રદ્ધાપૂર્વક પાલન કરે છે. (૪૪) હે મંગલમય મહેશ્વર! તમે શુભ કર્મો કરનારાઓને સ્વર્ગલોક અથવા મોક્ષપદ આપો છો અને પાપકર્મો કરનારાઓને ઘોર નરકોમાં નાખો છો. તો પછી કોઈ-કોઈ વ્યક્તિ માટે તે કર્મોનું ફળ ઊલટું કેમ થાય છે? (૪૫)

જે મહાનુભાવો પોતાને તમારાં ચરણોમાં સમર્પિત કરી દે છે, જેઓ સઘળાં પ્રાણીઓમાં તમારું જ દર્શન કરે છે અને સઘળા જીવોને અભેદદૃષ્ટિથી આત્મામાં જ જુએ છે તેઓ પશુઓની જેમ ક્રોધને આધીન થતા નથી. (૪૬) આ સિવાય જે લોકો ભેદબુદ્ધિના હોવાને કારણે કર્મોમાં જ આસક્ત છે, જેમનું અંતઃકરણ શુદ્ધ નથી, જેમનું ચિત્ત બીજાની ઉન્નતિ જોઈને રાતદિવસ બળતું રહે છે અને જે અજ્ઞાનીઓ મર્મભેદી દુર્વચનોથી બીજાઓનાં ચિત્ત દૂભવ્યા કરે છે તેવાઓને પણ મારવા એ તમારા જેવા મહાપુરુષો માટે ઉચિત નથી; કારણ

૧. પ્રા. પા. – યોગસમાધિકક્ષામ્ । ૨. પ્રા. પા. – ન્ભિવાદન૦ । ૩. પ્રા. પા. – ક્રીડયોર્ણ૦ । ૪. પ્રા. પા. – ભવ । ૫. પ્રા. પા. – દૈવહતાન્ ।

* તર્જનીને અંગુઠા સાથે જોડીને બીજી આંગળીઓને પરસ્પર ભેગી કરીને ફેલાવી દેવાથી જે બંધ સિદ્ધ થાય છે તેને 'તર્કમુદ્રા' કહે છે. આનું નામ 'જ્ઞાનમુદ્રા' પણ છે.

યસ્મિન્ યદા પુષ્કરનાભમાયયા
દુરન્તયા[1] સ્પૃષ્ટધિયઃ પૃથગ્દૃશઃ ।
કુર્વન્તિ તત્ર હ્યનુકમ્પયા કૃપાં
ન સાધવો દૈવબલાત્કૃતે ક્રમમ્ ॥ ૪૮॥

કે તે બિચારાઓ તો વિધાતાના મારેલા જ છે. (૪૭) હે દેવાધિદેવ! ભગવાન કમળનાભની પ્રબળ માયાથી મોહિત થઈ જવાને કારણે જો કોઈ મનુષ્યની ક્યારેક કોઈ સ્થાને ભેદબુદ્ધિ થાય છે તોપણ સાધુજનો પોતાના પરદુઃખ-કાતર સ્વભાવને કારણે તેના પર કૃપા જ કરે છે; ભાગ્યવશ જે કંઈ બનવા પામે છે તેને રોકવાનો તેઓ પ્રયત્ન કરતા નથી. (૪૮)

ભવાંસ્તુ પુંસઃ પરમસ્ય માયયા
દુરન્તયાઽસ્પૃષ્ટમતિઃ સમસ્તદૃક્ ।
તયા હતાત્મસ્વનુકર્મચેતઃ-
સ્વનુગ્રહં કર્તુમિહાર્હસિ પ્રભો ॥ ૪૯॥

હે પ્રભુ! તમે સર્વજ્ઞ છો. પરમ પુરુષ ભગવાનની દુસ્તર માયા તમારી બુદ્ધિને સ્પર્શી પણ શકી નથી; તેથી જેમનું ચિત્ત તેને વશીભૂત થઈને કર્મમાર્ગમાં આસક્ત થઈ રહ્યું છે તેમના વડે અપરાધ થઈ જાય તોપણ તેમના પર તમારે કૃપા જ કરવી જોઈએ. (૪૯)

કુર્વધ્વરસ્યોદ્ધરણં હતસ્ય ભો-
સ્ત્વયાઽસમાપ્તસ્ય મનો પ્રજાપતેઃ ।
ન યત્ર ભાગં તવ[2] ભાગિનો દદુઃ
કુયજ્વિનો યેન મખો નિનીયતે ॥ ૫૦॥

હે ભગવન્! તમે જ સઘળા યજ્ઞોને પૂર્ણ કરનારા છો. યજ્ઞભાગ મેળવવાનો પણ તમને પૂરો અધિકાર છે. તેમ છતાં દક્ષયજ્ઞના આ બુદ્ધિહીન યાજકોએ તમને યજ્ઞભાગ આપ્યો નથી. એને લીધે જ આ યજ્ઞ તમારા દ્વારા વિધ્વસ્ત થયો છે. હવે તમે આ અધૂરા યજ્ઞનો પુનરુદ્ધાર કરવાની કૃપા કરો. (૫૦)

જીવતાદ્યજમાનોઽયં પ્રપદ્યેતાક્ષિણી ભગઃ ।
ભૃગોઃ શ્મશ્રૂણિ રોહન્તુ પૂષ્ણો દન્તાશ્ચ પૂર્વવત્ ॥ ૫૧॥

હે પ્રભુ! એવું કરો, કે જેથી યજમાન દક્ષ ફરી જીવતો થાય, ભગદેવતાને આંખો મળી જાય, ભૃગુજીને દાઢી-મૂછ આવી જાય અને પૂષાના પહેલાં હતા તેવા જ દાંત ફૂટી આવે. (૫૧)

દેવાનાં ભગ્નગાત્રાણામૃત્વિજાં ચાયુધાશ્મભિઃ ।
ભવતાઽનુગૃહીતાનામાશુ મન્યોઽસ્ત્વનાતુરમ્ ॥ ૫૨॥

હે રુદ્રદેવ! અસ્ત્ર-શસ્ત્ર અને પથ્થરોની ઝડીથી જે દેવતાઓ અને ઋત્વિજોના અંગ-પ્રત્યંગ ઘાયલ થઈ ગયાં છે તે તમારી કૃપાથી ફરી બરાબર થઈ જાય. (૫૨)

એષ તે રુદ્ર ભાગોઽસ્તુ યદુચ્છિષ્ટોઽધ્વરસ્ય વૈ ।
યજ્ઞસ્તે રુદ્ર ભાગેન કલ્પતામદ્ય યજ્ઞહન્ ॥ ૫૩॥

યજ્ઞ સંપન્ન થવાથી જે કંઈ શેષ રહેશે તે સદાને માટે તમારો યજ્ઞભાગ હશે. હે યજ્ઞવિધ્વંસક! આજે આ યજ્ઞ તમારા જ ભાગથી પૂર્ણ થાઓ.* (૫૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે રુદ્રસાન્ત્વનં નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥
**ચોથા સ્કન્ધ-અંતર્ગત રુદ્રસાન્ત્વન નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

═★═

# સાતમો અધ્યાય

## દક્ષયજ્ઞની પૂર્તિ

*મૈત્રેય ઉવાચ*

ઇત્યજેનાનુનીતેન ભવેન પરિતુષ્યતા ।
અભ્યધાયિ મહાબાહો પ્રહસ્ય શ્રૂયતામિતિ ॥ ૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે મહાબાહુ વિદુરજી! બ્રહ્માએ આ પ્રમાણે પ્રાર્થના કરી, તેથી ભગવાન શંકરે પ્રસન્નતાપૂર્વક હસતાં હસતાં કહ્યું – 'સાંભળો.' (૧)

*શ્રીમહાદેવ ઉવાચ*[3]

નાઘં પ્રજેશ[4] બાલાનાં વર્ણયે નાનુચિન્તયે ।
દેવમાયાભિભૂતાનાં દણ્ડસ્તત્ર[5] ધૃતો મયા ॥ ૨॥

**શ્રીમહાદેવજીએ કહ્યું** – હે પ્રજાપતિ! ભગવાનની માયાથી મોહિત થયેલા દક્ષ જેવા નાદાનોના અપરાધનું હું સ્મરણ પણ કરતો નથી તો પછી તેની ચર્ચા કરવાનો તો પ્રશ્ન જ નથી. ફક્ત તેમને થોડોક ઉચિત દંડ જ આપ્યો છે.

૧. પ્રા. પા. – દુર્લક્ષ્યયા । ૨. પ્રા. પા. – ભવ । ૩. પ્રાચીન પ્રતમાં 'શ્રીમહાદેવ ઉવાચ' એ પાઠ નથી. ૪. પ્રા. પા. – પરેશ । ૫. પ્રા. પા. – દણ્ડસ્તુ વિધૃતો ।

* દક્ષે શાપ આપ્યો હતો કે, તમને યજ્ઞભાગ નહીં મળે પરંતુ બ્રહ્માજીએ કહ્યું કે તમને (શંકરજીને) યજ્ઞભાગ સદાને માટે મળશે.

પ્રજાપતેર્દગ્ધશીર્ષ્ણો ભવત્વજમુખં શિરઃ ।
મિત્રસ્ય ચક્ષુષેક્ષેત ભાગં સ્વં બર્હિષો ભગઃ ॥ ૩॥

પૂષા તુ યજમાનસ્ય દદ્ભિર્જક્ષતુ[1] પિષ્ટભુક્ ।
દેવાઃ પ્રકૃતસર્વાઙ્ગા યે મ ઉચ્છેષણં દદુઃ ॥ ૪॥

બાહુભ્યામશ્વિનોઃ પૂષ્ણો હસ્તાભ્યાં કૃતબાહવઃ ।
ભવન્ત્વધ્વર્યવશ્ચાન્યે બસ્તશ્મશ્રુર્ભૃગુર્ભવેત્ ॥ ૫॥

*મૈત્રેય ઉવાચ*

તદા સર્વાણિ ભૂતાનિ શ્રુત્વા મીઢુષ્ટમોદિતમ્ ।
પરિતુષ્ટાત્મભિસ્તાત સાધુ સાધ્વિત્યથાબ્રુવન્ ॥ ૬॥

તતો મીઢ્વાંસમામન્ત્ર્ય શુનાસીરાઃ સહર્ષિભિઃ ।
ભૂયસ્તદેવયજનં સમીઢ્વદ્વેધસો યયુઃ ॥ ૭॥

વિધાય કાર્ત્સ્ન્યેન ચ તદ્યદાહ ભગવાન્ ભવઃ ।
સન્દધુઃ કસ્ય કાયેન સવનીયપશોઃ શિરઃ ॥ ૮॥

સન્ધીયમાને શિરસિ[2] દક્ષો રુદ્રાભિવીક્ષિતઃ ।
સદ્યઃ સુપ્ત ઈવોત્તસ્થૌ દદૃશે ચાગ્રતો મૃડમ્ ॥ ૯॥

તદા વૃષધ્વજદ્વેષકલિલાત્મા પ્રજાપતિઃ ।
શિવાવલોકાદભવચ્છરદ્ધ્રદ ઈવામલઃ ॥ ૧૦॥

ભવસ્તવાય કૃતધીર્નાશક્નોદનુરાગતઃ ।
ઔત્કણ્ઠ્યાદ્બાષ્પકલયા સમ્પરેતાં સુતાં[3] સ્મરન્ ॥ ૧૧॥

કૃચ્છ્રાત્સંસ્તભ્ય ચ મનઃ પ્રેમવિહ્વલિતઃ સુધીઃ ।
શશંસ નિર્વ્યલીકેન ભાવેનેશં પ્રજાપતિઃ ॥ ૧૨॥

*દક્ષ ઉવાચ*

ભૂયાનનુગ્રહ અહો ભવતા કૃતો મે
દણ્ડસ્ત્વયા મયિ ભૃતો યદપિ પ્રલબ્ધઃ ।
ન બ્રહ્મબન્ધુષુ ચ વાં ભગવન્નવજ્ઞા
તુભ્યં હરેશ્ચ કુત એવ ધૃતવ્રતેષુ ॥ ૧૩॥

વિદ્યાતપોવ્રતધરાન્ મુખતઃ સ્મ વિપ્રાન્
બ્રહ્માઽઽત્મતત્ત્વમવિતું પ્રથમં ત્વમસ્રાક્ ।
તદ્બ્રાહ્મણાન્ પરમ સર્વવિપત્સુ પાસિ
પાલઃ પશૂનિવ વિભો પ્રગૃહીતદણ્ડઃ ॥ ૧૪॥

(૨) દક્ષ પ્રજાપતિનું મસ્તક બળી ગયું છે, તેથી તેને બકરાનું માથું લગાડવામાં આવે; ભગદેવ, સૂર્યદેવતાની આંખોથી પોતાનો યજ્ઞભાગ જુએ. (૩) પૂષા પીસેલું અન્ન ખાનારા છે, તેઓ યજમાનના દાંતોથી તેનું ભક્ષણ કરે તથા અન્ય બધા દેવતાઓનાં અંગ-પ્રત્યંગ પણ સ્વસ્થ થઈ જાય; કારણ કે યજ્ઞશિષ્ટ પદાર્થો મને મળે એવું તેમણે નક્કી કર્યું છે. (૪) અધ્વર્યુ વગેરે યાજ્ઞિકોમાંથી જેમની ભુજાઓ તૂટી ગઈ છે તેઓ અશ્વિનીકુમારોની ભુજાઓથી અને જેમના હાથ નષ્ટ થઈ ગયા છે તેઓ પૂષાના હાથોથી કામ કરે તથા ભૃગુજીને બકરાના જેવી દાઢી-મૂછ થઈ જાય. (૫)

**શ્રીમૈત્રેયજી કહે છે** – પ્રિય વિદુર! ત્યારે ભગવાન શંકરનાં વચનો સાંભળીને બધા લોકો પ્રસન્નચિત્તે 'ધન્ય! ધન્ય!' કહેવા લાગ્યા. (૬) પછી બધા જ દેવતાઓ અને ઋષિઓએ મહાદેવજીને દક્ષની યજ્ઞશાળામાં પધારવા પ્રાર્થના કરી અને ત્યારે તેઓ તે બધાને તથા બ્રહ્માજીને સાથે લઈને ત્યાં ગયા. (૭) ત્યાં જેવું-જેવું ભગવાન શંકરે કહ્યું હતું તે જ પ્રમાણે બધું કરીને તેમણે દક્ષના ધડ સાથે યજ્ઞપશુ (બકરા)નું મસ્તક જોડી દીધું. (૮) મસ્તક જોડાઈ ગયા પછી રુદ્રદેવની દૃષ્ટિ પડતાં જ દક્ષ ઊંઘીને જાગ્યા હોય તેમ તત્કાળ જીવતા થયા અને પોતાની સામે ભગવાન શિવને જોયા. (૯) દક્ષનું શંકરજીના દ્રોહની કાલિમાથી કલુષિત હૃદય તેમનું દર્શન કરવાથી શરદકાળના સરોવર જેવું શુદ્ધ થઈ ગયું. (૧૦) તેમણે મહાદેવજીની સ્તુતિ કરવા ઇચ્છ્યું, પણ પોતાની મૃત પુત્રી સતીનું સ્મરણ થઈ આવવાથી સ્નેહ અને ઉત્કંઠાને લીધે તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેમના મુખેથી શબ્દ પણ નીકળી શક્યો નહીં. (૧૧) પ્રેમવિહ્વળ, પરમ બુદ્ધિમાન પ્રજાપતિએ જેમ-તેમ પોતાના હૃદયનો આવેગ રોકીને વિશુદ્ધભાવે ભગવાન શિવની સ્તુતિ કરવાનું શરૂ કર્યું. (૧૨)

**દક્ષે કહ્યું** – હે ભગવન્! મેં તમારો અપરાધ કર્યો હતો, પરંતુ તમે તે બદલ મને દંડ દ્વારા શિક્ષા કરીને ઘણી જ કૃપા કરી છે. અહો! તમે અને શ્રીહરિ તો બ્રાહ્મણોના એવા ભક્ત છો કે અધમ બ્રાહ્મણોની પણ ઉપેક્ષા કરતા નથી, તો પછી અમારા જેવા યજ્ઞ-યાગ વગેરે કરનારાઓને કઈ રીતે ભૂલી શકો? (૧૩) હે વિભુ! તમે બ્રહ્મા થઈને સૌપ્રથમ, આત્મતત્ત્વના રક્ષણ માટે પોતાના મુખમાંથી વિદ્યા, તપ, વ્રત વગેરે ધારણ કરનારા બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા. જેમ ભરવાડ (ગાયો ચરાવનાર) હાથમાં લાકડી લઈને ગાયોનું રક્ષણ કરે છે તેવી જ રીતે તમે તે બ્રાહ્મણોનું બધી વિપત્તિઓમાંથી રક્ષણ કરો છો. (૧૪)

૧. પ્રા. પા. – જક્ષિતિ । ૨. પ્રા. પા. – શીર્ષ્ણીહ । ૩. પ્રા. પા. – સતીં ।

યોઽસૌ મયાઽવિદિતતત્ત્વદૃશા સભાયાં
ક્ષિપ્તો દુરુક્તિવિશિખૈરગણય્ય તન્મામ્ ।
અર્વાક્ પતન્તમર્હત્તમનિન્દયાઽપાદ્
દૃષ્ટ્યાઽઽર્દ્રયા સ ભગવાન્ સ્વકૃતેન તુષ્યેત્ ॥ ૧૫॥

હું તમારા તત્ત્વને જાણતો ન હતો, તેથી જ મેં ભરી સભામાં પોતાનાં વાગ્બાણોથી તમને વીંધ્યા હતા. પરંતુ તમે મારા તે અપરાધનો કોઈ વિચાર કર્યો નહીં. હું તો તમારા જેવા પૂજ્યતમ મહાનુભાવોનો અપરાધ કરવાને કારણે નરક વગેરે અધમ લોકોમાં પડનારો હતો, પણ તમે પોતાની કરુણામય દૃષ્ટિથી મને ઉગારી લીધો. અત્યારે પણ તમને પ્રસન્ન કરવાને યોગ્ય મારામાં કોઈ ગુણ નથી. બસ, તમે પોતાના ઉદારતાપૂર્ણ વ્યવહારથી જ મારા પર પ્રસન્ન થાઓ. (૧૫)

*મૈત્રેય ઉવાચ*

ક્ષમાપ્યૈવં સ મીઢ્વાંસં બ્રહ્મણા ચાનુમન્ત્રિતઃ ।
કર્મ સન્તાનયામાસ સોપાધ્યાયર્ત્વિગાદિભિઃ ॥ ૧૬॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – આશુતોષ શંકર પાસેથી આ પ્રમાણે પોતાનો અપરાધ માફ કરાવીને દક્ષે બ્રાહ્મણોના કહેવાથી ઉપાધ્યાયો, ઋત્વિજો વગેરેની સહાયથી યજ્ઞકાર્યનો આરંભ કર્યો. (૧૬)

વૈષ્ણવં યજ્ઞસન્તત્યૈ ત્રિકપાલં દ્વિજોત્તમાઃ ।
પુરોડાશં નિરવપન્ વીરસંસર્ગશુદ્ધયે ॥ ૧૭॥

ત્યારે બ્રાહ્મણોએ યજ્ઞ સંપન્ન કરવાના ઉદેશ્યથી રુદ્રગણ-સંબંધી ભૂત-પિશાચોના સંસર્ગજન્ય દોષોના શમન માટે ત્રણ પાત્રોમાં, વિષ્ણુ ભગવાન માટે તૈયાર કરાયેલા પુરોડાશ નામના ચરુનો હવન કર્યો. (૧૭)

અધ્વર્યુણાઽઽત્તહવિષા યજમાનો વિશામ્પતે ।
ધિયા વિશુદ્ધયા દધ્યૌ તથા પ્રાદુરભૂદ્ધરિઃ ॥ ૧૮॥

વિદુરજી! તે હવિને હાથમાં લઈને ઊભેલા અધ્વર્યુની સાથે દક્ષે જેવું વિશુદ્ધ ચિત્તથી શ્રીહરિનું ધ્યાન કર્યું કે તરત જ ભગવાન વિષ્ણુ ત્યાં પ્રગટ થઈ ગયા. (૧૮)

તદા સ્વપ્રભયા[1] તેષાં દ્યોતયન્ત્યા દિશો દશ ।
મુષ્ણંસ્તેજ ઉપાનીતસ્તાર્ક્ષ્યેણ સ્તોત્રવાજિના ॥ ૧૯॥

'બૃહત્' અને 'રથંતર' નામનાં સામ-સ્તોત્રો જેમની પાંખો છે તે ગરુડજી વડે નજીક લવાયેલા ભગવાને દશે દિશાઓને પ્રકાશિત કરતી પોતાની દેહકાન્તિથી બધા દેવતાઓનું તેજ હરી લીધું – તેમની સામે બધાની કાન્તિ ફીકી પડી ગઈ. (૧૯)

શ્યામો હિરણ્યરશનોઽર્કકિરીટજુષ્ટો
નીલાલકભ્રમરમણ્ડિતકુણ્ડલાસ્યઃ ।
[2]કમ્બ્વબ્જચક્રશરચાપગદાસિચર્મ-
વ્યગ્રૈર્હિરણ્મયભુજૈરિવ કર્ણિકારઃ ॥ ૨૦॥

તેમનો વર્ણ શામળો હતો; કમરમાં સુવર્ણની કટિમેખલા તથા પીતાંબર સુશોભિત હતાં; મસ્તક પર સૂર્ય સમાન દેદીપ્યમાન મુગટ હતો; મુખકમળ ભમરાઓના જેવી નીલવર્ણી અલકાવલી અને તેજોમય કુંડળોથી શોભાયમાન હતું; તેમને સુવર્ણમય આભૂષણોથી વિભૂષિત આઠ ભુજાઓ હતી, કે જે ભક્તોના રક્ષણ માટે હંમેશાં તત્પર રહે છે. આઠે ભુજાઓમાં તેમણે શંખ, ચક્ર, પદ્મ, બાણ, ધનુષ્ય, ગદા, ખડ્ગ અને ઢાલ ધારણ કરેલા હતા તથા આ બધાં આયુધોને કારણે તેઓ પુષ્પોથી ભરપૂર કરેણના વૃક્ષની જેમ શોભી રહ્યા હતા. (૨૦)

વક્ષસ્યધિશ્રિતવધૂર્વનમાલ્યુદાર-
હાસાવલોકકલયા રમયંશ્ચ વિશ્વમ્ ।
પાર્શ્વભ્રમદ્વ્યજનચામરરાજહંસઃ
શ્વેતાતપત્રશશિનોપરિ રજ્યમાનઃ ॥ ૨૧॥

પ્રભુના હૃદય પર શ્રીવત્સનું ચિહ્ન હતું અને સુંદર વનમાળા શોભતી હતી. તેઓ પોતાના ઉદાર સ્મિત અને લીલાપૂર્ણ નેત્રકટાક્ષથી સઘળા સંસારને આનંદમગ્ન કરી રહ્યા હતા. પાર્ષદો બંને બાજુએ રાજહંસ જેવા સફેદ પંખા અને ચામર ઢોળી રહ્યા હતા. ભગવાનના મસ્તક પર ચંદ્રમા જેવું શુભ્ર છત્ર શોભા આપી રહ્યું હતું. (૨૧)

તમુપાગતમાલક્ષ્ય સર્વે સુરગણાદયઃ ।
પ્રણેમુઃ સહસોત્થાય બ્રહ્મેન્દ્રત્ર્યક્ષનાયકાઃ ॥ ૨૨॥

ભગવાન પધાર્યા છે – એ જોઈને ઈન્દ્ર, બ્રહ્મા, મહાદેવજી વગેરે દેવેશ્વરો સહિત સમસ્ત દેવતાઓ, ગંધર્વો, ઋષિઓ વગેરેએ એકાએક ઊભા થઈને તેમને પ્રણામ કર્યા. (૨૨)

૧. પ્રા. પા. – તત્પ્રભયા । ૨. પ્રા. પા. – શઙ્ખાબ્જ૦ ।

તત્તેજસા હતરુચઃ સન્નજિહ્વાઃ સસાધ્વસાઃ ।
મૂર્ધ્ના ધૃતાઞ્જલિપુટા ઉપતસ્થુરધોક્ષજમ્ ॥ ૨૩॥

અપ્યર્વાગ્વૃત્તયો યસ્ય મહિ ત્વાત્મભુવાદયઃ ।
યથામતિ ગૃણન્તિ સ્મ કૃતાનુગ્રહવિગ્રહમ્ ॥ ૨૪॥

દક્ષો ગૃહીતાર્હણસાદનોત્તમં
યજ્ઞેશ્વરં વિશ્વસૃજાં પરં ગુરુમ્ ।
સુનન્દનન્દાદ્યનુગૈર્વૃતં મુદા
ગૃણન્ પ્રપેદે પ્રયતઃ કૃતાઞ્જલિઃ ॥ ૨૫॥

*દક્ષ ઉવાચ*

શુદ્ધં સ્વધામ્ન્યુપરતાખિલબુદ્ધ્યવસ્થં
ચિન્માત્રમેકમભયં પ્રતિષિધ્ય માયામ્ ।
તિષ્ઠંસ્તયૈવ પુરુષત્વમુપેત્ય તસ્યા-
માસ્તે ભવાનપરિશુદ્ધ ઈવાત્મતન્ત્રઃ ॥ ૨૬॥

*ઋત્વિજ ઊચુઃ*

તત્ત્વં ન તે વયમનઞ્જન રુદ્રશાપાત્
કર્મણ્યવગ્રહધિયો[૧] ભગવન્વિદામઃ ।
ધર્મોપલક્ષણમિદં ત્રિવૃદધ્વરાખ્યં
જ્ઞાતં યદર્થમધિદૈવમદોવ્યવસ્થાઃ ॥ ૨૭॥

*સદસ્યા ઊચુઃ*

ઉત્પત્ત્યધ્વન્યશરણ ઉરુક્લેશદુર્ગેઽન્તકોગ્ર-
વ્યાલાન્વિષ્ટે[૨] વિષયમૃગતૃષ્યાત્મગેહોરુભારઃ ।
દ્વન્દ્વશ્વભ્રે ખલમૃગભયે શોકદાવેઽજ્ઞસાર્થઃ
પાદૌકસ્તે શરણદ કદા યાતિ કામોપસૃષ્ટઃ ॥ ૨૮॥

એકાએક પ્રસરેલા તેમના તેજને કારણે બધાની કાન્તિ ફીકી પડી ગઈ, વાણી મૂક થઈ ગઈ અને તે બધા ચકિત રહી ગયા. ત્યાર પછી મસ્તક પર બે હાથ જોડીને ભગવાન આગળ ઊભા રહી ગયા. (૨૩) જોકે ભગવાનના મહિમા સુધી બ્રહ્મા વગેરેની બુદ્ધિ પણ પહોંચી શકતી નથી, તોપણ ભક્તો પર કૃપા કરવા માટે દિવ્યરૂપે પ્રગટ થયેલા શ્રીહરિની તેઓ પોતપોતાની બુદ્ધિ અનુસાર સ્તુતિ કરવા લાગ્યા. (૨૪) સૌથી પહેલાં પ્રજાપતિ દક્ષ એક ઉત્તમ પાત્રમાં પૂજા-સામગ્રી લઈને, નંદ-સુનંદ વગેરે પાર્ષદોથી ઘેરાયેલા, પ્રજાપતિઓના પરમ ગુરુ ભગવાન યોગેશ્વર પાસે ગયા અને અત્યંત આનંદિત થઈને વિનીતભાવે હાથ જોડીને પ્રાર્થના કરતા-કરતા પ્રભુના શરણાગત થયા. (૨૫)

**દક્ષે કહ્યું** - હે ભગવન્! આપ સ્વતંત્રરૂપે બિરાજમાન છો. આપ આ માયાનો તિરસ્કાર કરીને શુદ્ધસ્વરૂપે આપના ધામમાં બિરાજો છો. આપ બુદ્ધિની જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ - ત્રણે અવસ્થાઓથી પર છો. આપ કેવલસ્વરૂપ (એકમેવાદ્વિતીય) છો અર્થાત્ આપ એક જ છો અને શરણાગત માટે નિર્ભયસ્થાન છો. પરંતુ જ્યારે આપ માયાથી સાકારરૂપ ધારણ કરો છો - પુરુષ રૂપે પ્રગટ થાઓ છો ત્યારે સામાન્ય મનુષ્ય જેવા ભાસો છો. (૨૬)

**ઋત્વિજોએ કહ્યું** - હે ભગવન્! હે શુદ્ધસ્વરૂપ પરમાત્મા! ભગવાન રુદ્રના મુખ્ય અનુચર નન્દીના શાપને કારણે અમારી બુદ્ધિ માત્ર કર્મકાંડમાં જ પ્રવૃત્ત થઈ ગઈ છે, તેથી અમે આપના શુદ્ધ સ્વરૂપને - આપના તત્ત્વને જાણતા નથી. પરંતુ અમે વેદત્રયી દ્વારા પ્રતિપાદિત એવા યજ્ઞ-યાગાદિ અર્થાત્ ધાર્મિક ક્રિયાઓ દ્વારા જે જે દેવતાઓનું યજન-પૂજન કરીએ છીએ તે બધાં આપનાં જ સ્વરૂપ છે. અર્થાત્ આપનાથી ભિન્ન તો નથી જ. જેને ધર્મ કહ્યો છે. (૨૭)

**સભાસદોએ કહ્યું** – હે આશ્રયદાતા પ્રભુ! આ સંસારમાં એકપણ સ્થાન શરણ લેવા યોગ્ય નથી. આ સંસાર તો ભયંકર ક્લેશોનો ભંડાર છે. અહીં ભયંકર કાલરૂપી સર્પ તાકીને બેઠો છે. જીવ સુખ પ્રાપ્ત કરવા માટે વિષયોની પાછળ દોડે છે પરંતુ તેને દુઃખ જ પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત તેના ઉપર શરીર અને પરિવારનો મોટો બોજો છે, તેમાં સુખ-દુઃખના જોડકાંરૂપી મોટી ખીણો છે. દુર્જનરૂપી જંગલી પશુઓનો ભય છે, શોકરૂપી દાવાનળ સળગી રહ્યો છે, અજ્ઞાનીઓના ટોળા છે અને વધારામાં કામનાઓની પીડા છે. આ પ્રમાણે સંસારમાં જન્મ-મરણના ચકરાવામાં ફસાયેલો જીવ, હે કરુણામૂર્તિ! આપના શરણમાં ક્યારે આવશે? (૨૮)

૧. પ્રા. પા. – કર્મણ્યવિગ્નહૃદયા । ૨. પ્રા. પા. – વ્યાલકૃષ્ટે ।

રુદ્ર ઉવાચ

તવ વરદ વરાઙ્ઘ્રાવાશિષેહાખિલાર્થે[1]
હ્યપિ મુનિભિરસક્તૈરાદરેણાર્હણીયે ।
યદિ રચિતધિયં માવિદ્યલોકોઽપવિદ્ધં
જપતિ ન ગણયે તત્ત્વત્પરાનુગ્રહેણ ॥ ૨૯॥

ભૃગુરુવાચ

યન્માયયા ગહનયાઽપહૃતાત્મબોધા
બ્રહ્માદયસ્તનુભૃતસ્તમસિ સ્વપન્તઃ ।
નાત્મન્[2] શ્રિતં તવ વિદન્ત્યધુનાઽપિ તત્ત્વં
સોઽયં પ્રસીદતુ ભવાન્ પ્રણતાત્મબન્ધુઃ ॥ ૩૦॥

બ્રહ્મોવાચ

નૈતત્સ્વરૂપં ભવતોઽસૌ પદાર્થ-
ભેદગ્રહૈઃ પુરુષો યાવદીક્ષેત્ ।
જ્ઞાનસ્ય ચાર્થસ્ય ગુણસ્ય ચાશ્રયો
માયામયાદ્ વ્યતિરિક્તો યતસ્ત્વમ્ ॥ ૩૧॥

ઈન્દ્ર ઉવાચ

ઈદમપ્યચ્યુત વિશ્વભાવનં
વપુરાનન્દકરં મનોદૃશામ્ ।
સુરવિદ્વિટ્ક્ષપણૈરુદાયુધૈ-
ર્ભુજદણ્ડૈરુપપન્નમષ્ટભિઃ ॥ ૩૨॥

પત્ન્ય ઊચુઃ

યજ્ઞોઽયં તવ યજનાય કેન સૃષ્ટો
વિધ્વસ્તઃ પશુપતિનાઽદ્ય દક્ષકોપાત્ ।
તં નસ્ત્વં શવશયનાભશાન્તમેધં
યજ્ઞાત્મન્નલિનરુચા દૃશા પુનીહિ ॥ ૩૩॥

ઋષય ઊચુઃ

અનન્વિતં તે ભગવન્ વિચેષ્ટિતં
યદાત્મનાઽઽચરસિ હિ કર્મ નાજ્યસે ।
વિભૂતયે યત ઉપસેદુરીશ્વરીં
ન મન્યતે સ્વયમનુવર્તતીં ભવાન્ ॥ ૩૪॥

સિદ્ધા ઊચુઃ

અયં [3]ત્વત્કથામૃષ્ટપીયૂષનદ્યાં
મનોવારણઃ ક્લેશદાવાગ્નિદગ્ધઃ ।
તૃષાર્તોઽવગાઢો ન સસ્માર દાવં[4]
ન નિષ્ક્રામતિ બ્રહ્મસમ્પન્નવન્નઃ ॥ ૩૫॥

**રુદ્રે કહ્યું** – હે વરદાયી પ્રભુ! તમારાં ઉત્તમ ચરણો આ સંસારમાં સકામ મનુષ્યોને સઘળા પુરુષાર્થોની પ્રાપ્તિ કરાવનારાં છે; અને જેમને કોઈ પણ પદાર્થની કામના નથી તે નિષ્કામ મુનિજનો પણ તે ચરણોનું આદરપૂર્વક પૂજન કરે છે. હું આપના તે જ ચરણોનું ધ્યાન કરું છું - અજ્ઞાની લોકો જો મને આચારભ્રષ્ટ કહે છે તો તેઓ ભલે કહે; મારું તો આપના પરમ અનુગ્રહને કારણે તેમના કહેવા-સાંભળવા પર કોઈ લક્ષ જતું નથી. (૨૯)

**ભૃગુજીએ કહ્યું** – આપની ગહન માયાને લીધે આત્મજ્ઞાનનો લોપ થઈ જવાને કારણે જેઓ અજ્ઞાનની નિદ્રામાં સૂતેલા છે તે બ્રહ્મા વગેરે દેહધારીઓ આત્માનું જ્ઞાન થવામાં ઉપયોગી એવા આપના તત્ત્વને હજી સુધી જાણી શક્યા નથી. એમ હોવા છતાં પણ આપ પોતાના શરણાગત ભક્તોના તો આત્મા અને સુહૃદ છો, તેથી આપ મારા પર પ્રસન્ન થાઓ. (૩૦)

**બ્રહ્માજીએ કહ્યું** – હે પ્રભુ! આ પુરુષ ભિન્ન-ભિન્ન પદાર્થોને જાણનારી ઇન્દ્રિયો વડે જે કંઈ જુએ છે તે આપનું સ્વરૂપ નથી; કારણ કે જ્ઞાનના, વિષયોના અને વિષયોને પ્રકાશિત કરનારી ઇન્દ્રિયોના આશ્રય આપ જ છો. તેમ છતાં આપ આ તમામ માયામય પ્રપંચથી સર્વથા ભિન્ન છો. (૩૧)

**ઈન્દ્રે કહ્યું** – હે અચ્યુત! જગતને પ્રકાશિત કરનારું આપનું આ રૂપ દેવદ્રોહીઓનો સંહાર કરનારી આઠ ભુજાઓથી સુશોભિત છે, આપ આ ભુજાઓમાં સદૈવ અનેક પ્રકારનાં આયુધ ધારણ કરો છો. આ રૂપ અમારાં મન અને નેત્રોને પરમ આનંદ આપનારું છે. (૩૨)

**યાજ્ઞિકપત્નીઓએ કહ્યું** – હે ભગવન્! બ્રહ્માજીએ આપના પૂજન માટે જ આ યજ્ઞ રચ્યો હતો, પરંતુ દક્ષ પર ક્રુદ્ધ થવાને કારણે તેનો ભગવાન પશુપતિએ અત્યારે નાશ કરી દીધેલો છે. હે યજ્ઞમૂર્તિ! સ્મશાનભૂમિ જેવા ઉત્સવહીન થયેલા અમારા આ યજ્ઞને આપ નીલકમળ જેવી કાન્તિવાળાં તમારાં નેત્રોથી નિહાળીને પવિત્ર કરો. (૩૩)

**ઋષિઓએ કહ્યું** – હે ભગવન્! આપની લીલા ઘણી જ અનોખી છે; કારણ કે આપ કર્મો કરતા હોવા છતાં પણ તેમનાથી નિર્લેપ રહો છો. જે લક્ષ્મીજીની ઉપાસના બીજા લોકો વૈભવની તૃષ્ણાને કારણે કરે છે તે સ્વયં આપની સેવામાં રત રહે છે; તોપણ આપ તેમનું માન કરતા નથી, તેમનાથી નિઃસ્પૃહ રહો છો. (૩૪)

**સિદ્ધોએ કહ્યું** – હે પ્રભુ! આ અમારો મનરૂપી હાથી અનેક પ્રકારના ક્લેશોરૂપી દાવાનળથી દાઝીને તેમ જ અત્યંત તરસ્યો થઈને આપની કથારૂપી વિશુદ્ધ અમૃતમયી

૧. પ્રા. પા. – ૦શિષાં ચાખિલા૦ । ૨. પ્રા. પા. – નાત્માશ્રિતં । ૩. પ્રા. પા. – તે કથા૦ । ૪. પ્રા. પા. – દાહં ।

*યજમાન્યુવાચ*

**સ્વાગતં તે પ્રસીદેશ તુભ્યં નમઃ**
**શ્રીનિવાસ શ્રિયા કાન્તયા ત્રાહિ નઃ ।**
**ત્વામૃતેઽધીશ નાઙ્ગૈર્મખઃ શોભતે**
**શીર્ષહીનઃ કબન્ધો યથા પૂરુષઃ ॥ ૩૬॥**

*લોકપાલા ઊચુઃ*

**દૃષ્ટઃ કિં નો દૃગ્ભિરસદ્ગ્રહૈસ્ત્વં**
**પ્રત્યગ્દ્રષ્ટા દૃશ્યતે યેન દૃશ્યમ્ ।**
**માયા હ્યેષા ભવદીયા હિ ભૂમન્**
**યસ્ત્વં ષષ્ઠઃ પઞ્ચભિર્ભાસિ ભૂતૈઃ ॥ ૩૭॥**

*યોગેશ્વરા ઊચુઃ*

**પ્રેયાન્ન તેઽન્યોઽસ્ત્યમુતસ્ત્વયિ પ્રભો**
**વિશ્વાત્મનીક્ષેન્ન પૃથગ્ય આત્મનઃ ।**
**અથાપિ ભક્ત્યેશતયોપધાવતા-**
**મનન્યવૃત્ત્યાઽનુગૃહાણ વત્સલ ॥ ૩૮॥**

**જગદુદ્ભવસ્થિતિલયેષુ દૈવતો**
**બહુભિદ્યમાનગુણયાઽઽત્મમાયયા ।**
**રચિતાત્મભેદમતયે સ્વસંસ્થયા**
**વિનિવર્તિતભ્રમગુણાત્મને[1] નમઃ ॥ ૩૯॥**

*બ્રહ્મોવાચ*

**નમસ્તે શ્રિતસત્ત્વાય ધર્માદીનાં ચ સૂતયે ।**
**નિર્ગુણાય ચ યત્કાષ્ઠાં નાહં વેદાપરેઽપિ ચ ॥ ૪૦॥**

*અગ્નિરુવાચ*

**યત્તેજસાઽહં સુસમિદ્ધતેજા**
**હવ્યં વહે સ્વધ્વર આજ્યસિક્તમ્ ।**
**તં યજ્ઞિયં પઞ્ચવિધં ચ પઞ્ચભિઃ**
**સ્વિષ્ટં યજુર્ભિઃ પ્રણતોઽસ્મિ યજ્ઞમ્ ॥ ૪૧॥**

સરિતામાં પેસીને ડૂબકી લગાવીને બેઠો છે. ત્યાં બ્રહ્માનંદમાં લીન જેવો થઈ જવાને કારણે તેને દાવાનળની વાત જ પૂરેપૂરી વિસરાઈ ગઈ. અને તે હવે આપના કથામૃતરૂપી નદીમાંથી બહાર નીકળવા ઇચ્છતો પણ નથી. (૩૫)

**યજમાનપત્નીએ કહ્યું** – હે સર્વસમર્થ પરમેશ્વર! આપનું સ્વાગત છે. હું આપને નમસ્કાર કરું છું. આપ મારા પર પ્રસન્ન થાઓ. હે લક્ષ્મીપતિ! પોતાની પ્રિયા લક્ષ્મીજી સાથે આપ અમારું રક્ષણ કરો. હે યજ્ઞેશ્વર! જેમ મસ્તક વિનાનું મનુષ્યનું ધડ સારું લાગતું નથી તેમ અન્ય અંગોથી પૂર્ણ હોવા છતાં પણ આપના વિના યજ્ઞ શોભતો નથી. (૩૬)

**લોકપાલોએ કહ્યું** – હે અનંત પરમાત્મા! આપ સમસ્ત અંતઃકરણોના સાક્ષી છો. આ સઘળું જગત આપના દ્વારા જ જોવામાં આવે છે. તો શું માયિક પદાર્થોને ગ્રહણ કરનારી અમારી આ નેત્ર વગેરે ઇન્દ્રિયોથી ક્યારેય આપ પ્રત્યક્ષ થઈ શક્યા છો? વાસ્તવમાં આપ છો તો પંચભૂતોથી અલગ, તોપણ વસ્તુતઃ આપ આ પંચભૂતોથી અલગ, છઠ્ઠા હોઈને પણ આ પંચભૂતો દ્વારા જ આપ જાણી શકાઓ છો, આ આપની માયા જ છે. (૩૭)

**યોગેશ્વરોએ કહ્યું** – હે પ્રભુ! જે મનુષ્ય સમસ્ત વિશ્વના આત્મા એવા આપનામાં અને પોતાનામાં કોઈ ભેદ જોતો નથી તેના કરતાં અધિક પ્રિય આપને કોઈ નથી; તોપણ હે ભક્તવત્સલ! જે લોકો આપનામાં સ્વામીભાવ રાખે છે અને અનન્યભક્તિથી આપની સેવા કરે છે તેમના પર આપ કૃપા કરો. (૩૮)

આપ આપની માયા વડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયકાર્ય માટે બ્રહ્માદિ રૂપો ધારણ કરીને અનેક પ્રકારના જીવોને તેમના અદૃષ્ટ કર્મો (પ્રારબ્ધ) અનુસાર ઉત્પન્ન કરો છો અને તેમની બુદ્ધિઓમાં સત્ત્વાદિ ગુણોરૂપે અનેક પ્રકારના ભેદ ઉત્પન્ન થાય છે. આ બધા ભેદોનું નિર્માણ પણ આપના દ્વારા જ થયું છે અને તે માયારૂપી પ્રપંચને આપ પોતાના સ્વરૂપમાં વિલીન કરી દો છો ત્યારે આ તમામ ભેદબુદ્ધિ નષ્ટ થઈ જાય છે. આવા માયાથી સર્વથા પર એવા આપ પરમાત્માને અમારા નમસ્કાર છે. (૩૯)

**બ્રહ્મસ્વરૂપ વેદોએ કહ્યું** – આપ જ ધર્મ વગેરેની ઉત્પત્તિ માટે શુદ્ધ સત્ત્વને અપનાવો છો, સાથે જ આપ નિર્ગુણ પણ છો; તેથી આપના તત્ત્વને નથી તો હું જાણતો અને નથી તો બ્રહ્મા વગેરે કોઈ અન્ય પણ જાણતા. આપને નમસ્કાર છે. (૪૦)

**અગ્નિદેવે કહ્યું** – હે ભગવન્! આપના જ તેજથી પ્રજ્જ્વલિત થઈને હું શ્રેષ્ઠ યજ્ઞોમાં દેવતાઓને ઘી-મિશ્રિત

૧. પ્રા. પા. – હ્યતિવ૦ ।

*દેવા ઊચુઃ*

**પુરા કલ્પાપાયે સ્વકૃતમુદરીકૃત્ય વિકૃતં**
**ત્વમેવાદ્યસ્તસ્મિન્ સલિલ ઉરગેન્દ્રાધિશયને ।**
**પુમાન્ શેષે સિદ્ધૈર્હૃદિ વિમૃશિતાધ્યાત્મપદવિઃ**
**સ એવાદ્યાક્ષ્ણોર્યઃ પથિ ચરસિ ભૃત્યાનવસિ નઃ ॥ ૪૨॥**

*ગન્ધર્વા ઊચુઃ*

**અંશાંશાસ્તે દેવ મરીચ્યાદય એતે**
**બ્રહ્મેન્દ્રાદ્યા દેવગણા રુદ્રપુરોગાઃ ।**
**ક્રીડાભાણ્ડં વિશ્વમિદં યસ્ય વિભૂમન્**
**તસ્મૈ નિત્યં નાથ નમસ્તે કરવામ ॥ ૪૩॥**

*વિદ્યાધરા ઊચુઃ*

**ત્વન્માયયાર્થમભિપદ્ય કલેવરેઽસ્મિન્**
**કૃત્વા મમાહમિતિ દુર્મતિરુત્પથૈઃ સ્વૈઃ ।**
**ક્ષિપ્તોઽપ્યસદ્વિષયલાલસ આત્મમોહં**
**યુષ્મત્કથામૃતનિષેવક ઉદ્ વ્યુદસ્યેત્ ॥ ૪૪॥**

*બ્રાહ્મણા ઊચુઃ*

**ત્વં ક્રતુસ્ત્વં હવિસ્ત્વં હુતાશઃ સ્વયં**
**ત્વં હિ મન્ત્રઃ સમિદ્દર્ભપાત્રાણિ ચ ।**
**ત્વં સદસ્યર્ત્વિજો દમ્પતી દેવતા**
**અગ્નિહોત્રં સ્વધા સોમ આજ્યં પશુઃ ॥ ૪૫॥**

**ત્વં પુરા ગાં રસાયા મહાસૂકરો**
**દંષ્ટ્રયા પદ્મિનીં વારણેન્દ્રો યથા ।**
**સ્તૂયમાનો નદઁલ્લીલયા યોગિભિ-**
**ર્વ્યુજ્જહર્થ ત્રયીગાત્ર યજ્ઞક્રતુઃ ॥ ૪૬॥**

**સ પ્રસીદ ત્વમસ્માકમાકાઙ્ક્ષતાં**
**દર્શનં તે પરિભ્રષ્ટસત્કર્મણામ્ ।**
**કીર્ત્યમાને નૃભિર્નામ્નિ યજ્ઞેશ તે**
**યજ્ઞવિઘ્નાઃ ક્ષયં યાન્તિ તસ્મૈ નમઃ ॥ ૪૭॥**

હવિ પહોંચાડું છું. આપ સાક્ષાત્ યજ્ઞપુરુષ અને યજ્ઞરક્ષક છો. અગ્નિહોત્ર, દર્શ, પૌર્ણમાસ, ચાતુર્માસ અને પશુ-સોમ – આ પાંચ પ્રકારના યજ્ઞો આપના જ સ્વરૂપ છે તથા 'આશ્રાવય', 'અસ્તુ શ્રૌષટ્', 'યજે', 'યે યજામહે' અને 'વષટ્' – આ પાંચ પ્રકારના યજુર્મંત્રોથી આપનું જ પૂજન થાય છે. હું આપને પ્રણામ કરું છું. (૪૧)

**દેવતાઓએ કહ્યું** – હે દેવ! આપ આદિપુરુષ છો. પૂર્વકલ્પનો અંત થતાં પોતાના કાર્યરૂપ આ પ્રપંચને ઉદરમાં લીન કરીને આપે જ પ્રલયકાલીન જળમાં શેષનાગની ઉત્તમ શય્યા પર શયન કર્યું હતું. આપના આધ્યાત્મિક સ્વરૂપનું જનલોક વગેરેમાં વસનારા સિદ્ધો પણ પોતાના હૃદયમાં ચિંતન કરે છે. અહો! તે જ આપ આજે અમારાં નેત્રોનો વિષય થઈને પોતાના ભક્તોનું રક્ષણ કરી રહ્યા છો. (૪૨)

**ગંધર્વોએ કહ્યું** – 'હે દેવ! મરીચિ વગેરે ઋષિઓ અને આ બ્રહ્મા, ઈન્દ્ર, રુદ્ર વગેરે દેવતાઓ આપના અંશના પણ અંશ છે. હે મહત્તમ! આ સમસ્ત વિશ્વ આપની ક્રીડા-સામગ્રી છે. હે નાથ! આવા આપને અમે નિત્ય પ્રણામ કરીએ છીએ. (૪૩)

**વિદ્યાધરોએ કહ્યું** – હે પ્રભુ! પરમ પુરુષાર્થની પ્રાપ્તિ માટેના સાધનરૂપ આ માનવદેહને પામીને પણ જીવ આપની માયાથી મોહિત થઈને એનામાં 'હું-મારું'નું અભિમાન કરી બેસે છે; પછી તે દુર્બુદ્ધિનો પોતાના આત્મીયજનોથી તિરસ્કૃત થતો હોવા છતાં પણ અસત્ (મિથ્યા) વિષયોની જ લાલસા કરતો રહે છે. પરંતુ આવી સ્થિતિમાં પણ જે જીવ આપના કથામૃતનું સેવન કરે છે તેના અંતઃકરણનો મોહ સર્વથા નાશ પામે છે. (૪૪)

**બ્રાહ્મણોએ કહ્યું** – હે ભગવન્! આપ જ યજ્ઞ છો, આપ જ હવિ છો, આપ જ અગ્નિ છો, સ્વયં આપ જ મંત્ર છો; આપ જ સમિધ, કુશ અને યજ્ઞપાત્ર છો તથા આપ જ સભાજન, ઋત્વિજ, યજમાન અને તેની ધર્મપત્ની, દેવતા, અગ્નિહોત્ર, સ્વધા, સોમરસ, ઘી અને પશુ છો. (૪૫) હે વેદમૂર્તિ! યજ્ઞ અને તેનો સંકલ્પ – બંને આપ જ છો. પૂર્વકાળમાં આપ જ અતિવિશાળ વરાહરૂપ ધારણ કરીને, રસાતલમાં ડૂબેલી પૃથ્વીને લીલાપૂર્વક જ પોતાની દાઢો પર ઉઠાવીને એ રીતે બહાર કાઢી લાવ્યા હતા કે જે રીતે કોઈ ગજરાજ કમલિનીને ઉઠાવી લાવે છે. તે સમયે આપ લીલાપૂર્વક ગર્જના કરી રહ્યા હતા અને યોગીઓ આપનો એ પુરુષાર્થ જોઈને આપની સ્તુતિ કરતા હતા. (૪૬) હે યજ્ઞેશ્વર! જ્યારે લોકો આપના નામનું કીર્તન કરે છે ત્યારે યજ્ઞનાં સઘળાં વિઘ્નો નષ્ટ થઈ જાય છે. અમારું આ યજ્ઞરૂપ સત્કર્મ નષ્ટ થઈ ગયું, તેથી અમે આપનાં દર્શનની ઈચ્છા કરી રહ્યા હતા. હવે આપ અમારા પર પ્રસન્ન થાઓ. આપને નમસ્કાર છે. (૪૭)

*મૈત્રેય ઉવાચ*[1]

**ઇતિ દક્ષઃ કવિર્યજ્ઞં ભદ્ર રુદ્રાવમર્શિતમ્ ।**
**કીર્ત્યમાને હૃષીકેશે સંનિન્યે[2] યજ્ઞભાવને ॥ ૪૮॥**

**ભગવાન્ સ્વેન ભાગેન સર્વાત્મા સર્વભાગભુક્ ।**
**દક્ષં બભાષ આભાષ્ય પ્રીયમાણ ઇવાનઘ ॥ ૪૯॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** – ભાઈ વિદુર! આ પ્રમાણે જ્યારે બધા લોકો યજ્ઞરક્ષક ભગવાન હૃષીકેશની સ્તુતિ કરવા લાગ્યા ત્યારે પરમ ચતુર દક્ષે રુદ્રના પાર્ષદ વીરભદ્ર વડે ધ્વસ્ત કરાયેલો યજ્ઞ ફરી આરંભી દીધો. (૪૮) સર્વાન્તર્યામી શ્રીહરિ આમ તો સૌનાય ભાગોના ભોક્તા છે, તોપણ ત્રિકપાલ-પુરોડાશરૂપ પોતાના ભાગથી અતિ પ્રસન્ન થયા અને દક્ષને સંબોધીને કહ્યું. (૪૯)

*શ્રીભગવાનુવાચ*[3]

**અહં બ્રહ્મા ચ શર્વશ્ચ જગતઃ કારણં પરમ્ ।**
**આત્મેશ્વર ઉપદ્રષ્ટા સ્વયંદૃગવિશેષણઃ ॥ ૫૦॥**

**આત્મમાયાં સમાવિશ્ય સોઽહં ગુણમયીં દ્વિજ ।**
**સૃજન્ રક્ષન્ હરન્ વિશ્વં દધ્રે સઞ્જ્ઞાં ક્રિયોચિતામ્ ॥ ૫૧॥**

**તસ્મિન્ બ્રહ્મણ્યદ્વિતીયે કેવલે પરમાત્મનિ ।**
**બ્રહ્મરુદ્રૌ[4] ચ ભૂતાનિ ભેદેનાજ્ઞોઽનુપશ્યતિ ॥ ૫૨॥**

**યથા પુમાન્ન સ્વાઙ્ગેષુ શિરઃપાણ્યાદિષુ[5] ક્વચિત્ ।**
**પારક્યબુદ્ધિં કુરુતે એવં ભૂતેષુ મત્પરઃ ॥ ૫૩॥**

**ત્રયાણામેકભાવાનાં યો ન પશ્યતિ વૈ ભિદામ્ ।**
**સર્વભૂતાત્મનાં બ્રહ્મન્ સ શાન્તિમધિગચ્છતિ ॥ ૫૪॥**

**શ્રીભગવાને કહ્યું** – જગતનું પરમ કારણ હું જ છું. બ્રહ્મા અને શિવ પણ હું જ છું; હું સૌનો આત્મા, ઈશ્વર અને સાક્ષી છું તથા સ્વયંપ્રકાશ અને ઉપાધિશૂન્ય છું. (૫૦) હે દ્વિજશ્રેષ્ઠ! પોતાની ત્રિગુણાત્મક માયાને અપનાવીને હું જ જગતની રચના, પાલન અને સંહાર કરતો રહું છું તથા મેં જ તે કર્મોને અનુરૂપ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ નામો ધારણ કરેલાં છે. (૫૧)

આવો ભેદરહિત વિશુદ્ધ પરબ્રહ્મસ્વરૂપ જે હું છું તેમાં જ અજ્ઞાની મનુષ્ય બ્રહ્મા, રુદ્ર તથા અન્ય સઘળા જીવોને વિભિન્ન રૂપથી જુએ છે. (૫૨) જેમ મનુષ્ય પોતાના મસ્તક, હાથ વગેરે અંગોમાં 'આ મારાથી ભિન્ન છે' એવી (ભેદ-) બુદ્ધિ ક્યારેય કરતો નથી તેવી જ રીતે મારો ભક્ત પ્રાણીમાત્રને મારાથી ભિન્ન જોતો નથી. (૫૩) હે બ્રહ્મન્! અમે – બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ – ત્રણે સ્વરૂપથી એક જ છીએ અને અમે જ સમસ્ત જીવ-રૂપ છીએ; તેથી જે મનુષ્ય અમારામાં કશોય ભેદ જોતો નથી તે જ શાંતિ પામે છે. (૫૪)

*મૈત્રેય ઉવાચ*

**એવં ભગવતાઽઽદિષ્ટઃ પ્રજાપતિપતિર્હરિમ્ ।**
**અર્ચિત્વા ક્રતુના સ્વેન દેવાનુભયતોઽયજત્[6] ॥ ૫૫॥**

**રુદ્રં ચ સ્વેન ભાગેન હ્યુપાધાવત્સમાહિતઃ ।**
**કર્મણોદવસાનેન[7] સોમપાનિતરાનપિ ।**
**ઉદવસ્ય સહર્ત્વિગ્ભિઃ સસ્નાવવભૃથં તતઃ ॥ ૫૬॥**

**તસ્મા અપ્યનુભાવેન સ્વેનૈવાવાપ્તરાધસે ।**
**ધર્મ એવ મતિં દત્ત્વા ત્રિદશાસ્તે દિવં યયુઃ ॥ ૫૭॥**

**એવં દાક્ષાયણી હિત્વા સતી પૂર્વકલેવરમ્ ।**
**જજ્ઞે હિમવતઃ ક્ષેત્રે મેનાયામિતિ શુશ્રુમ ॥ ૫૮॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** – ભગવાને આ પ્રકારે આજ્ઞા આપી તેથી પ્રજાપતિઓના સ્વામી દક્ષે તેમનું ત્રિકપાલ યજ્ઞ વડે પૂજન કર્યું અને પછી અંગભૂત અને પ્રધાન એમ બંને પ્રકારના યજ્ઞોથી અન્ય બધા દેવતાઓનું અર્ચન કર્યું. (૫૫) પછી એકાગ્રચિત્ત થઈને ભગવાન શંકરનું યજ્ઞશેષરૂપ તેમના ભાગથી યજન કર્યું તથા સમાપ્તિવેળાએ કરવામાં આવતા ઉદવસાન નામના કર્મથી અન્ય સોમપાયી તેમ જ બીજા દેવતાઓનું યજન કરીને યજ્ઞનો ઉપસંહાર કર્યો અને અંતે ઋત્વિજો સાથે અવભૃથ-સ્નાન કર્યું. (૫૬) પછી જેમને પોતાના પુરુષાર્થથી જ બધા પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થયેલી હતી તે દક્ષ પ્રજાપતિને 'તમારી નિત્ય ધર્મમાં બુદ્ધિ રહે' એવો આશીર્વાદ આપીને બધા દેવતાઓ સ્વર્ગલોકમાં સિધાવી ગયા. (૫૭)

હે વિદુરજી! સાંભળ્યું છે કે દક્ષપુત્રી સતીજીએ આ પ્રમાણે પોતાનું પૂર્વ-શરીર ત્યજી દીધા પછી હિમાલયની પત્ની મેનાના ગર્ભથી જન્મ લીધો હતો. (૫૮)

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૨. પ્રા. પા. – સાન્નિધ્યે । ૩. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' નથી. ૪. પ્રા. પા. – દેહાત્મબુદ્ધિર્ભૂતાનિ । ૫. પ્રા. પા. – ૦પાણ્યાદિના । ૬. પ્રા. પા. – દેવાન્ ભગવતોઽયજત્ । ૭. પ્રા. પા. – કર્મણો હ્યવ૦ ।

તમેવ દયિતં ભૂય આવૃઙ્ક્તે પતિમમ્બિકા ।
અનન્યભાવૈકગતિં શક્તિઃ સુપ્તેવ પૂરુષમ્ ॥ ૫૯॥

જેમ પ્રલયકાળમાં લીન થયેલી શક્તિ સૃષ્ટિના આરંભમાં ફરી ઈશ્વરનો જ આશ્રય લે છે, તેવી જ રીતે અનન્યપરાયણા શ્રીઅંબિકાજીએ તે જન્મમાં પણ પોતાના એકમાત્ર આશ્રય અને પ્રિયતમ ભગવાન શંકરનું જ વરણ કર્યું. (૫૯)

એતદ્ભગવતઃ[1] શમ્ભોઃ કર્મ દક્ષાધ્વરદ્રુહઃ ।
શ્રુતં ભાગવતાચ્છિષ્યાદુદ્ધવાન્મે બૃહસ્પતેઃ ॥ ૬૦॥

વિદુરજી! દક્ષ-યજ્ઞનો વિધ્વંસ કરનારા ભગવાન શિવનું આ ચરિત્ર મેં બૃહસ્પતિજીના શિષ્ય પરમ ભાગવત ઉદ્ધવજીના મુખેથી સાંભળ્યું હતું. (૬૦)

ઇદં પવિત્રં પરમીશચેષ્ટિતં
યશસ્યમાયુષ્યમઘૌઘમર્ષણમ્ ।
યો નિત્યદાઽઽકર્ણ્ય[2] નરોઽનુકીર્તયેદ્
ધુનોત્યઘં કૌરવ ભક્તિભાવતઃ ॥ ૬૧॥

હે કુરુનંદન! શ્રીમહાદેવજીનું આ પવિત્ર ચરિત્ર યશ અને આયુષ્ય વધારનારું તથા પાપપુંજનો નાશ કરનારું છે. જે મનુષ્ય ભક્તિભાવથી આનું દરરોજ શ્રવણ અને કીર્તન કરે છે તે પોતાના પાપસમૂહનો નાશ કરી દે છે. (૬૧)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે દક્ષયજ્ઞસન્ધાનં[3] નામ સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥

ચોથા સ્કન્ધ-અંતર્ગત દક્ષયજ્ઞસંધાન નામનો સાતમો અધ્યાય સમાપ્ત.

==★==

# આઠમો અધ્યાય

## ધ્રુવનું વન-ગમન

*મૈત્રેય ઉવાચ*

સનકાદ્યા નારદશ્ચ ઋભુર્હંસોઽરુણિર્યતિઃ ।
નૈતે ગૃહાન્ બ્રહ્મસુતા હ્યાવસન્નૂર્ધ્વરેતસઃ[4] ॥ ૧॥

મૃષાઽધર્મસ્ય ભાર્યાઽઽસીદ્દમ્ભં માયાં ચ શત્રુહન્ ।
અસૂત મિથુનં તત્તુ[5] નિર્ઋતિર્જગૃહેઽપ્રજઃ ॥ ૨॥

શ્રીમૈત્રેયજી કહે છે – હે શત્રુસૂદન વિદુરજી! સનકાદિ (ઋષિઓ), નારદ, ઋભુ, હંસ, અરુણિ અને યતિ – બ્રહ્માજીના આ નૈષ્ઠિક બ્રહ્મચારી પુત્રોએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો નહીં (તેથી તેઓને કોઈ સંતાન થયું નહીં). અધર્મ પણ બ્રહ્માજીનો જ પુત્ર હતો; તેની પત્નીનું નામ હતું મૃષા. તેને દંભ નામનો પુત્ર અને માયા નામની પુત્રી થયાં. તે બંનેને નિર્ઋતિ લઈ ગયો, કારણ કે તેને કોઈ સંતાન ન હતું. (૧-૨)

તયોઃ સમભવલ્લોભો નિકૃતિશ્ચ મહામતે ।
તાભ્યાં ક્રોધશ્ચ હિંસા ચ યદ્દુરુક્તિઃ સ્વસા કલિઃ ॥ ૩॥

દંભ અને માયાથી લોભ અને નિકૃતિ (શઠતા)નો જન્મ થયો. તેમનાથી ક્રોધ અને હિંસા તથા તેમનાથી કળિ (કલહ) અને તેની બહેન દુરુક્તિ (અપશબ્દ) ઉત્પન્ન થયાં. (૩)

દુરુક્તૌ કલિરાધત્ત ભયં મૃત્યું ચ સત્તમ ।
તયોશ્ચ મિથુનં જજ્ઞે યાતના નિરયસ્તથા ॥ ૪॥

હે સાધુશ્રેષ્ઠ! પછી કળિએ દુરુક્તિથી ભય અને મૃત્યુ ઉત્પન્ન કર્યાં તથા તે બંનેના સંયોગથી યાતના અને નિરય (નરક)નું જોડકું ઉત્પન્ન થયું. (૪)

સઙ્ગ્રહેણ મયાઽઽખ્યાતઃ પ્રતિસર્ગસ્તવાનઘ ।
ત્રિઃ શ્રુત્વૈતત્પુમાન્ પુણ્યં વિધુનોત્યાત્મનો મલમ્ ॥ ૫॥

હે નિષ્પાપ વિદુરજી! આ પ્રમાણે મેં તમને સંક્ષેપમાં પ્રલયના કારણરૂપ આ અધર્મનો વંશ કહી સંભળાવ્યો. આ અધર્મનો ત્યાગ કરાવે છે અને પુણ્યના સંપાદનમાં હેતુ બને છે; તેથી આનું વર્ણન ત્રણ વાર સાંભળીને મનુષ્ય પોતાના મનની મલિનતા દૂર કરી દે છે. (૫)

અથાતઃ કીર્તયે વંશં પુણ્યકીર્તેઃ કુરૂદ્વહ ।
સ્વાયમ્ભુવસ્યાપિ મનોર્હરેરંશાંશજન્મનઃ ॥ ૬॥

હે કુરુનંદન! હવે હું શ્રીહરિના અંશ (બ્રહ્માજી)ના અંશથી ઉત્પન્ન થયેલા પવિત્રકીર્તિ મહારાજ સ્વાયંભુવ મનુના પુત્રોના વંશનું વર્ણન કરું છું. (૬)

---

૧. પ્રા. પા. – એવં ભગ૦ । ૨. પ્રા. પા. – નિત્યમાકર્ણ્ય૦ । ૩. પ્રા. પા. – વ્યજ્ઞસમુદ્ભવઃ સપ્ત૦ । ૪. પ્રા. પા. – હ્યવ૦ । ૫. પ્રા. પા. – તત્ર ।

પ્રિયવ્રતોત્તાનપાદૌ શતરૂપાપતેઃ સુતૌ ।
વાસુદેવસ્ય કલયા રક્ષાયાં જગતઃ સ્થિતૌ ॥ ૭॥

જાયે ઉત્તાનપાદસ્ય સુનીતિઃ સુરુચિસ્તયોઃ ।
સુરુચિઃ પ્રેયસી પત્યુર્નેતરા યત્સુતો ધ્રુવઃ ॥ ૮॥

એકદા સુરુચેઃ પુત્રમઙ્કમારોપ્ય લાલયન્ ।
ઉત્તમં નારુરુક્ષન્તં ધ્રુવં રાજાઽભ્યનન્દત ॥ ૯॥

તથા ચિકીર્ષમાણં તં સપત્ન્યાસ્તનયં ધ્રુવમ્ ।
સુરુચિઃ શૃણ્વતો રાજ્ઞઃ સેર્ષ્યમાહાતિગર્વિતા ॥ ૧૦॥

ન વત્સ નૃપતેર્ધિષ્ણ્યં ભવાનારોઢુમર્હતિ ।
ન ગૃહીતો મયા યત્ત્વં કુક્ષાવપિ નૃપાત્મજઃ ॥ ૧૧॥

બાલોઽસિ બત નાત્માનમન્યસ્ત્રીગર્ભસમ્ભૃતમ્[1] ।
નૂનં વેદ ભવાન્ યસ્ય દુર્લભેઽર્થે મનોરથઃ ॥ ૧૨॥

તપસાઽઽરાધ્ય પુરુષં તસ્યૈવાનુગ્રહેણ મે ।
ગર્ભે ત્વં સાધયાત્માનં યદીચ્છસિ[2] નૃપાસનમ્ ॥ ૧૩॥

મૈત્રેય ઉવાચ

માતુઃ સપત્ન્યાઃ સ દુરુક્તિવિદ્ધઃ
શ્વસન્ રુષા દણ્ડહતો યથાઽહિઃ ।
હિત્વા મિષન્તં પિતરં સન્નવાચં
જગામ માતુઃ પ્રરુદન્ સકાશમ્ ॥ ૧૪॥

તં નિઃશ્વસન્તં સ્ફુરિતાધરોષ્ઠં
સુનીતિરુત્સઙ્ગ[3] ઉદૂહ્ય બાલમ્ ।
નિશમ્ય તત્પૌરમુખાન્નિતાન્તં
સા વિવ્યથે યદ્ગદિતં સપત્ન્યા ॥ ૧૫॥

સોત્સૃજ્ય ધૈર્યં વિલલાપ શોક-
દાવાગ્નિના દાવલતેવ બાલા ।
વાક્યં સપત્ન્યાઃ સ્મરતી સરોજ-
શ્રિયા દૃશા બાષ્પકલામુવાહ ॥ ૧૬॥

દીર્ઘં શ્વસન્તી વૃજિનસ્ય પાર-
મપશ્યતી બાલકમાહ બાલા ।
માઽમઙ્ગલં તાત પરેષુ મંસ્થા
ભુઙ્ક્તે જનો યત્પરદુઃખદસ્તત્ ॥ ૧૭॥

મહારાણી શતરૂપા અને તેમના પતિ સ્વાયંભુવ મનુથી પ્રિયવ્રત અને ઉત્તાનપાદ – એ બે પુત્રો થયા. ભગવાન વાસુદેવની કલાથી ઉત્પન્ન થયા હોવાને કારણે એ બંને સંસારનું રક્ષણ કરવામાં તત્પર રહેતા હતા. (૭) ઉત્તાનપાદને સુનીતિ અને સુરુચિ નામની બે પત્નીઓ હતી. તેમાંની સુરુચિ રાજાને વધુ પ્રિય હતી; સુનીતિ કે જેનો પુત્ર ધ્રુવ હતો તે તેમને તેવી પ્રિય ન હતી. (૮)

એક દિવસ રાજા ઉત્તાનપાદ સુરુચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડીને લાડ કરી રહ્યા હતા. તે જ સમયે ધ્રુવને પણ ખોળામાં બેસવાની ઇચ્છા થઈ, પરંતુ રાજાએ તેને આવકાર્યો નહીં. (૯) તે સમયે ઘમંડ ભરેલી સુરુચિએ પોતાની શોક્યના પુત્ર ધ્રુવને મહારાજના ખોળામાં આવવા પ્રયત્ન કરતો જોઈને તેની સામે જ તેને ઈર્ષ્યાપૂર્ણ શબ્દોમાં કહ્યું. (૧૦) 'દીકરા! તું રાજસિંહાસન પર બેસવાનો અધિકારી નથી. તું પણ રાજાનો જ પુત્ર છે, તેથી શું થયું? તને મેં તો મારી કૂખમાં ધારણ નથી કર્યોને! (૧૧) તું હજી નાદાન છે, તને ખબર નથી કે તેં કોઈ બીજી સ્ત્રીના ગર્ભમાંથી જન્મ લીધો છે. તું આવા દુર્લભ અર્થની ઇચ્છા કરી રહ્યો છે જે તારે કરવી જોઈએ નહીં. (૧૨) જો તું રાજસિંહાસન ઇચ્છતો હોય તો તપસ્યા કરીને પરમ પુરુષ શ્રીનારાયણની આરાધના કર અને તેમની કૃપાથી મારા ગર્ભમાં આવીને જન્મ લે.' (૧૩)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! જે રીતે લાકડીનો માર ખાઈને સાપ ફૂંફાડા મારવા લાગે છે તેવી જ રીતે પોતાની સાવકી માતાનાં કઠોર વેણથી ઘાયલ થઈને ધ્રુવ ક્રોધનો માર્યો લાંબા લાંબા શ્વાસ લેવા લાગ્યો. તેના પિતા ચૂપચાપ આ બધું જોતા રહ્યા. મોંમાંથી એક શબ્દ પણ બોલ્યા નહીં. ત્યારે પિતાને છોડીને ધ્રુવ રડતો રડતો પોતાની માતા પાસે આવ્યો. (૧૪) તેના બંને હોઠ ફફડી રહ્યા હતા અને તે ડૂસકાં ભરીને રડી રહ્યો હતો. સુનીતિએ દીકરાને ઊંચકીને ખોળામાં લીધો; અને જ્યારે મહેલનાં બીજાં લોકો પાસેથી પોતાની શોક્ય સુરુચિએ કહેલી વાતો સાંભળી ત્યારે તેને પણ ઘણું દુઃખ થયું. (૧૫) તેની ધીરજ તૂટી ગઈ. તે દાવાનળથી બળેલી વેલીની જેમ શોકથી સંતપ્ત થઈને કરમાઈ ગઈ તથા વિલાપ કરવા લાગી. શોક્યે કહેલી વાતો યાદ આવવાથી તેનાં કમળ જેવાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. (૧૬) તે બિચારીને પોતાના દુઃખના દરિયાનો ક્યાંય અંત દેખાતો ન હતો. તેણે ઊંડો શ્વાસ લઈને ધ્રુવને કહ્યું – 'બેટા! તું બીજાંઓ માટે કોઈ પ્રકારના અમંગળની કામના ન કર. જે મનુષ્ય બીજાંઓને દુઃખ આપે છે તેણે

૧. પ્રા. પા. – ઽસમ્ભવમ્ । ૨. પ્રા. પા. – યદીચ્છાસ્તિ નૃપાસને । ૩. પ્રા. પા. – સુતં નિજોત્સઙ્ગમુદૂહ્ય ।

સત્યં સુરુચ્યાઽભિહિતં ભવાન્મે
યદ્ દુર્ભગાયા ઉદરે ગૃહીતઃ ।
સ્તન્યેન વૃદ્ધશ્ચ વિલજ્જતે યાં
ભાર્યેતિ વા વોઢુમિડસ્પતિર્મામ્ ॥ ૧૮॥

આતિષ્ઠ તત્તાત વિમત્સરસ્ત્વ-
મુક્તં સમાત્રાપિ યદવ્યલીકમ્ ।
આરાધયાધોક્ષજપાદપદ્મં
યદીચ્છસેઽધ્યાસનમુત્તમો યથા ॥ ૧૯॥

યસ્યાઙ્ઘ્રિપદ્મં પરિચર્ય વિશ્વ-
વિભાવનાયાત્તગુણાભિપત્તેઃ ।
અજોઽધ્યતિષ્ઠત્ખલુ પારમેષ્ઠ્યં
પદં જિતાત્મશ્વસનાભિવન્દ્યમ્ ॥ ૨૦॥

તથા મનુર્વો ભગવાન્ પિતામહો
યમેકમત્યા પુરુદક્ષિણૈર્મખૈઃ ।
ઈષ્ટ્વાઽભિપેદે દુરવાપમન્યતો
ભૌમં સુખં દિવ્યમથાપવર્ગ્યમ્ ॥ ૨૧॥

તમેવ વત્સાશ્રય ભૃત્યવત્સલં
મુમુક્ષુભિર્મૃગ્યપદાબ્જપદ્ધતિમ્ ।
અનન્યભાવે નિજધર્મભાવિતે
મનસ્યવસ્થાપ્ય ભજસ્વ પૂરુષમ્ ॥ ૨૨॥

નાન્યં તતઃ પદ્મપલાશલોચનાદ્
દુઃખચ્છિદં તે મૃગયામિ કઞ્ચન ।
યો મૃગ્યતે હસ્તગૃહીતપદ્મયા
શ્રિયેતરૈરઙ્ગ વિમૃગ્યમાણયા ॥ ૨૩॥

મૈત્રેય[1] ઉવાચ

એવં સઞ્જલ્પિતં[2] માતુરાકર્ણ્યાર્થાગમં વચઃ ।
સંનિયમ્યાત્મનાઽઽત્માનં નિશ્ચક્રામ પિતુઃ પુરાત્ ॥ ૨૪॥

નારદસ્તદુપાકર્ણ્ય જ્ઞાત્વા તસ્ય ચિકીર્ષિતમ્ ।
સ્પૃષ્ટ્વા મૂર્ધન્યઘઘ્નેન પાણિના પ્રાહ વિસ્મિતઃ ॥ ૨૫॥

અહો તેજઃ ક્ષત્રિયાણાં માનભઙ્ગમમૃષ્યતામ્ ।
બાલોઽપ્યયં હૃદા ધત્તે યત્સમાતુરસદ્વચઃ ॥ ૨૬॥

પોતે જ તેનું ફળ ભોગવવું પડે છે. (૧૭) સુરુચિએ જે કંઈ કહ્યું છે તે બરાબર જ છે; કારણ કે મહારાજને મને પત્ની તરીકે બોલાવવામાં પણ લાજ આવે છે. તેં મુજ અભાગણીના જ ગર્ભથી જન્મ લીધો છે અને મારા જ દૂધથી તું ઊછર્યો છે. (૧૮) બેટા! સુરુચિએ તારી સાવકી મા હોવા છતાં પણ વાત બિલકુલ બરાબર કહી છે; તેથી જો તું રાજકુમાર ઉત્તમની જેમ રાજસિંહાસન પર બેસવા ઇચ્છતો હોય તો દ્વેષભાવ છોડીને તેના કથનનું પાલન કર. બસ, શ્રીઅધોક્ષજ ભગવાનનાં ચરણકમળોની આરાધના કરવા લાગી જા. (૧૯) સંસારનું પાલન કરવા માટે સત્ત્વગુણનો અંગીકાર કરનારા તે શ્રીહરિનાં ચરણોની આરાધના કરવાથી જ તારા પરદાદા શ્રીબ્રહ્માજીને તે સર્વશ્રેષ્ઠ પદ પ્રાપ્ત થયું છે કે જે મન અને પ્રાણને જીતનારા મુનિઓ વડે પણ વંદનીય છે. (૨૦) આ જ પ્રમાણે તારા દાદા સ્વાયંભુવ મનુએ પણ મોટી મોટી દક્ષિણાવાળા યજ્ઞો કરીને અનન્યભાવે તે જ ભગવાનની આરાધના કરી હતી; ત્યારે જ તેમને બીજાઓ માટે અતિદુર્લભ લૌકિક, અલૌકિક અને મોક્ષસુખની પ્રાપ્તિ થઈ. (૨૧) બેટા! તું પણ તે ભક્તવત્સલ શ્રીભગવાનનો જ આશ્રય લે. જન્મ-મૃત્યુના ચકરાવામાંથી છૂટવા ઇચ્છતા મુમુક્ષુઓ નિરંતર તેમનાં જ ચરણકમળોનો માર્ગ ખોળતા રહે છે. તું સ્વધર્મના પાલનથી પવિત્ર થયેલા પોતાના ચિત્તમાં શ્રીપુરુષોત્તમ ભગવાનને બેસાડી લે તથા બીજા બધાનું ચિંતન છોડીને કેવળ તેમની જ ભક્તિ કર. (૨૨) બેટા! તે કમલદલલોચન શ્રીહરિ સિવાય મને તો તારા દુઃખને દૂર કરનારું અન્ય કોઈ દેખાતું નથી. જો, જેમને પ્રસન્ન કરવા માટે બ્રહ્મા વગેરે બીજા બધા દેવતાઓ ખોળતા રહે છે, તે શ્રીલક્ષ્મીજી પણ હાથમાં કમળ લઈને નિરંતર તે જ શ્રીહરિને ખોળતાં રહે છે.' (૨૩)

(શ્રીમૈત્રેયજી કહે છે — માતા સુનીતિએ જે વચન કહ્યાં તે અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિનો માર્ગ બતાવનારાં હતાં. તેથી તે સાંભળીને ધ્રુવે બુદ્ધિ વડે પોતાના ચિત્તનું સમાધાન કર્યું. ત્યારપછી તેઓ પિતાના નગરમાંથી ચાલી નીકળ્યા. (૨૪) આ બધા સમાચાર સાંભળીને અને ધ્રુવ શું કરવા ઇચ્છે છે — એ વાત જાણવા માટે નારદજી ત્યાં આવ્યા. તેમણે ધ્રુવના માથે પોતાનો પાપનાશક કમલવત્ કર ફેરવતાં મનોમન વિસ્મિત થઈને કહ્યું. (૨૫) 'અહો! ક્ષત્રિયોનું કેવું અદ્ભુત તેજ છે! — તેઓ થોડો-સરખો પણ માનભંગ સહી શકતા નથી. જુઓ, હજી તો આ નાનો-સરખો બાળક છે, તોપણ તેના હૃદયમાં સાવકી માનાં કડવાં વેણ ઘર કરી ગયાં છે.' (૨૬)

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૨. પ્રા. પા. — સઙ્કલ્પિતં ।

નારદ ઉવાચ

**નાધુનાઽપ્યવમાનં તે સમ્માનં વાપિ પુત્રક ।**
**લક્ષયામઃ કુમારસ્ય સક્તસ્ય ક્રીડનાદિષુ ॥ ૨૭॥**

**વિકલ્પે વિદ્યમાનેઽપિ ન હ્યસન્તોષહેતવઃ ।**
**પુંસો મોહમૃતે ભિન્ના યલ્લોકે નિજકર્મભિઃ ॥ ૨૮॥**

**પરિતુષ્યેત્તતસ્તાત તાવન્માત્રેણ પૂરુષઃ ।**
**દૈવોપસાદિતં યાવદ્વીક્ષ્યેશ્વરગતિં બુધઃ ॥ ૨૯॥**

**અથ માત્રોપદિષ્ટેન યોગેનાવરુરુત્સસિ ।**
**યત્પ્રસાદં સ વૈ પુંસાં દુરારાધ્યો મતો મમ ॥ ૩૦॥**

**મુનયઃ પદવીં યસ્ય નિઃસઙ્ગેનોરુજન્મભિઃ ।**
**ન વિદુર્મૃગયન્તોઽપિ તીવ્રયોગસમાધિના ॥ ૩૧॥**

**અતો નિવર્તતામેષ નિર્બન્ધસ્તવ નિષ્ફલઃ ।**
**યતિષ્યતિ ભવાન્ કાલે શ્રેયસાં સમુપસ્થિતે ॥ ૩૨॥**

**યસ્ય યદ્ દૈવવિહિતં સ તેન સુખદુઃખયોઃ ।**
**આત્માનં તોષયન્દેહી તમસઃ પારમૃચ્છતિ ॥ ૩૩॥**

**ગુણાધિકાન્મુદં લિપ્સેદનુક્રોશં ગુણાધમાત્ ।**
**મૈત્રીં સમાનાદન્વિચ્છેન્ન તાપૈરભિભૂયતે ॥ ૩૪॥**

ધ્રુવ ઉવાચ

**સોઽયં શમો ભગવતા સુખદુઃખહતાત્મનામ્ ।**
**દર્શિતઃ કૃપયા પુંસાં દુર્દર્શોઽસ્મદ્વિધૈસ્તુ યઃ ॥ ૩૫॥**

**અથાપિ મેઽવિનીતસ્ય ક્ષાત્ત્રં ઘોરમુપેયુષઃ ।**
**સુરુચ્યા દુર્વચોબાણૈર્ન ભિન્ને શ્રયતે હૃદિ ॥ ૩૬॥**

**પદં ત્રિભુવનોત્કૃષ્ટં જિગીષોઃ સાધુ વર્ત્મ મે ।**
**બ્રૂહ્યસ્મત્પિતૃભિર્બ્રહ્મન્નન્યૈરપ્યનધિષ્ઠિતમ્ ॥ ૩૭॥**

**નૂનં ભવાન્ ભગવતો યોઽઙ્ગજઃ પરમેષ્ઠિનઃ ।**
**વિતુદન્નટતે વીણાં હિતાર્થં[1] જગતોઽર્કવત્ ॥ ૩૮॥**

**તે પછી નારદજીએ ધ્રુવને કહ્યું** – બેટા! હજી તો તું બાળક છે, ખેલકૂદમાં મસ્ત રહે છે; અમે નથી સમજતા કે આ ઉંમરમાં કોઈ વાતથી તારું સમ્માન કે અપમાન થઈ શકે. (૨૭) જો તને માન-અપમાનનો ખ્યાલ હોય જ તો, બેટા! વાસ્તવમાં મનુષ્યના અસંતોષનું કારણ મોહ સિવાય અન્ય કશું જ નથી. સંસારમાં મનુષ્ય પોતાનાં કર્મો અનુસાર જ માન-અપમાન કે સુખ-દુઃખ વગેરે મેળવે છે. (૨૮)

વત્સ! ભગવાનની ગતિ ઘણી વિલક્ષણ છે! તેથી તેના પર વિચાર કરીને બુદ્ધિમાન મનુષ્યે ભાગ્યવશાત્ પોતે જેવી પણ પરિસ્થિતિનો સામનો કરવો પડે તેમાં જ સંતુષ્ટ રહેવું જોઈએ. (૨૯) હમણાં, માતાના ઉપદેશથી તું યોગ-સાધન વડે જે ભગવાનની કૃપા મેળવવા જઈ રહ્યો છે, મારા વિચારમાં તો સાધારણ મનુષ્યો માટે તેમને પ્રસન્ન કરવા એ ઘણું જ મુશ્કેલ છે. (૩૦) યોગીજનો અનેક જન્મો સુધી અનાસક્ત રહીને સમાધિયોગ વડે મોટી મોટી કઠોર સાધનાઓ કરતા રહે છે, પરંતુ ભગવાનના માર્ગનો પત્તો મેળવવા પામતા નથી. (૩૧) તેથી તું આ વ્યર્થ હઠ છોડી દે અને ઘરે પાછો વળ; મોટો થાય ત્યારે, જ્યારે પરમાર્થ-સાધનનો સમય આવે ત્યારે તે માટે પ્રયત્ન કરજે. (૩૨) વિધાતાના વિધાન અનુસાર સુખ-દુઃખ જે કંઈ પણ પ્રાપ્ત થાય, તેમાં ચિત્તને સંતુષ્ટ રાખવું જોઈએ. આમ કરનારો મનુષ્ય સુખ-દુઃખથી પર થઈ જાય છે. (૩૩) મનુષ્યે પોતાનાથી અધિક ગુણવાનને જોઈને પ્રસન્ન થવું જોઈએ, જે ઓછા ગુણવાળો હોય તેના પર દયા કરવી જોઈએ અને જે પોતાના સમાન ગુણવાળો હોય તેની સાથે મિત્રતાનો ભાવ રાખવો જોઈએ. આમ કરવાથી તેને દુઃખો ક્યારેય દબાવી શકતાં નથી. (૩૪)

**ધ્રુવે કહ્યું** – હે ભગવન્! સુખ-દુઃખથી જેમનું ચિત્ત ચંચળ થઈ જાય છે તે લોકો માટે તમે કૃપા કરીને શાન્તિનો આ ઘણો સારો ઉપાય બતાવ્યો. પરંતુ મારા જેવા અજ્ઞાનીઓની દૃષ્ટિ અહીં સુધી પહોંચી શકતી નથી. (૩૫) આ ઉપરાંત, મને ભીષણ ક્ષત્રિય-સ્વભાવ મળેલો છે, તેથી મારામાં ઘણું કરીને વિનયનો અભાવ છે; સુરુચિએ પોતાનાં કટુ-વચનરૂપી બાણોથી મારું હૃદય ભેદી નાખ્યું છે; તેથી તેમાં તમારો આ ઉપદેશ ઠરવા પામતો નથી. (૩૬) હે બ્રહ્મન્! હું તે પદ પર અધિકાર કરવા ઇચ્છું છું કે જે ત્રણે લોકમાં સર્વશ્રેષ્ઠ પદ છે તથા જેના પર મારા બાપ-દાદા અને બીજા કોઈ પણ આરૂઢ થઈ શક્યા નથી. તમે મને તેની જ પ્રાપ્તિનો કોઈ સારો એવો માર્ગ બતાવો. (૩૭) તમે ભગવાન બ્રહ્માજીના પુત્ર છો અને સંસારના કલ્યાણ માટે જ વીણા વગાડતા-વગાડતા સૂર્યની જેમ ત્રણે લોકમાં વિચરણ કરતા રહો છો. (૩૮)

૧. પ્રા. પા. – હિતાય ।

મૈત્રેય ઉવાચ[1]

ઈત્યુદાહૃતમાકર્ણ્ય ભગવાન્નારદસ્તદા ।
પ્રીતઃ પ્રત્યાહ તં બાલં સદ્વાક્યમનુકમ્પયા ॥ ૩૯॥

નારદ ઉવાચ

જનન્યાઽભિહિતઃ પન્થાઃ સ વૈ નિઃશ્રેયસસ્ય તે ।
ભગવાન્ વાસુદેવસ્તં ભજ તત્પ્રવણાત્મના ॥ ૪૦॥

ધર્માર્થકામમોક્ષાખ્યં ય ઈચ્છેચ્છ્રેય આત્મનઃ ।
એકમેવ હરેસ્તત્ર કારણં પાદસેવનમ્ ॥ ૪૧॥

તત્તાત ગચ્છ ભદ્રં તે યમુનાયાસ્તટં શુચિ ।
પુણ્યં મધુવનં યત્ર સાન્નિધ્યં નિત્યદા હરેઃ ॥ ૪૨॥

સ્નાત્વાઽનુસવનં તસ્મિન્ કાલિન્દ્યાઃ સલિલે શિવે ।
કૃત્વોચિતાનિ નિવસન્નાત્મનઃ કલ્પિતાસનઃ ॥ ૪૩॥

પ્રાણાયામેન ત્રિવૃતા પ્રાણેન્દ્રિયમનોમલમ્ ।
શનૈર્વ્યુદસ્યાભિધ્યાયેન્મનસા ગુરુણા ગુરુમ્ ॥ ૪૪॥

પ્રસાદાભિમુખં શશ્વત્પ્રસન્નવદનેક્ષણમ્[2] ।
સુનાસં સુભ્રુવં ચારુકપોલં સુરસુન્દરમ્ ॥ ૪૫॥

તરુણં રમણીયાઙ્ગમરુણોષ્ઠેક્ષણાધરમ્ ।
પ્રણતાશ્રયણં નૃમ્ણં શરણ્યં કરુણાર્ણવમ્ ॥ ૪૬॥

શ્રીવત્સાઙ્કં ઘનશ્યામં પુરુષં વનમાલિનમ્ ।
શઙ્ખચક્રગદાપદ્મૈરભિવ્યક્તચતુર્ભુજમ્ ॥ ૪૭॥

કિરીટિનં કુણ્ડલિનં કેયૂરવલયાન્વિતમ્ ।
કૌસ્તુભાભરણગ્રીવં પીતકૌશેયવાસસમ્ ॥ ૪૮॥

કાઞ્ચીકલાપપર્યસ્તં લસત્કાઞ્ચનનૂપુરમ્ ।
દર્શનીયતમં શાન્તં મનોનયનવર્ધનમ્ ॥ ૪૯॥

પદ્ભ્યાં નખમણિશ્રેણ્યા વિલસદ્ભ્યાં સમર્ચતામ્[3] ।
હૃત્પદ્મકર્ણિકાધિષ્ણ્યમાક્રમ્યાત્મન્યવસ્થિતમ્ ॥ ૫૦॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – ધ્રુવની વાત સાંભળીને ભગવાન નારદજી ઘણા પ્રસન્ન થયા અને તેમના પર કૃપા કરીને તેમને આ પ્રમાણે સદુપદેશ આપ્યો. (૩૯)

**શ્રીનારદજીએ કહ્યું** – બેટા! તારી માતા સુનીતિએ તને જે કંઈ જણાવ્યું છે તે જ તારે માટે પરમ કલ્યાણનો માર્ગ છે. ભગવાન વાસુદેવ જ તે ઉપાય છે, તેથી તું ચિત્ત જોડીને તેમની જ ભક્તિ કર. (૪૦) જે મનુષ્યને પોતાને માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ પુરુષાર્થની અભિલાષા હોય તેને માટે તેમને પામવાનો ઉપાય એકમાત્ર શ્રીહરિનાં ચરણોનું સેવન જ છે. (૪૧) બેટા! તારું કલ્યાણ થશે. હવે તું શ્રીયમુનાજીના તટવર્તી પરમ પવિત્ર મધુવનમાં જા. ત્યાં શ્રીહરિનો નિત્ય-નિવાસ છે. (૪૨) ત્યાં શ્રીકાલિન્દીના નિર્મળ જળમાં ત્રણે સમય સ્નાન કરીને, નિત્યકર્મથી પરવારીને, યથાવિધિ આસન પાથરીને સ્થિરભાવે બેસજે. (૪૩) પછી રેચક, પૂરક અને કુંભક – ત્રણે પ્રકારના પ્રાણાયામથી ધીરે-ધીરે પ્રાણ, મન અને ઈન્દ્રિયોના દોષોને દૂર કરીને ધૈર્યયુક્ત મનથી પરમ ગુરુ શ્રીભગવાનનું આ પ્રમાણે ધ્યાન કરજે. (૪૪)

ભગવાનનાં નેત્રો અને મુખ નિરંતર પ્રસન્ન રહે છે; તેમને જોવાથી એવું માલૂમ થાય છે કે તેઓ પ્રસન્નતાપૂર્વક ભક્તને વરદાન આપવા માટે તત્પર છે. તેમની નાસિકા, તેમનાં ભવાં અને તેમના કપોલ ઘણાં જ સોહામણાં છે. તેઓ બધા જ દેવતાઓમાં પરમ સુંદર છે. (૪૫) તેમની અવસ્થા તરુણ છે; બધાં અંગો ઘણાં ઘાટીલાં છે; હોઠ લાલ-લાલ અને આંખો રતુમડી છે. તેઓ પ્રણત-જનોના આશ્રય-દાતા, અપાર સુખદાયક, શરણાગતવત્સલ અને દયાસાગર છે. (૪૬) તેમના વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે; તેમનું શરીર જળભર્યાં વાદળ જેવું શ્યામવર્ણ છે; તે પરમ પુરુષ શ્યામસુંદર ગળામાં વનમાળા ધારણ કરેલા છે અને તેમની ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ સુશોભિત છે. (૪૭) તેમનાં અંગ-પ્રત્યંગ મુગટ, કુંડળ, કેયૂર, કંકણ વગેરે આભૂષણોથી વિભૂષિત છે; ગળું કૌસ્તુભમણિની પણ શોભાને વધારી રહ્યું છે તથા તેમના શ્રીવિગ્રહ પર રેશમી પીતાંબર છે. (૪૮) તેમના કટિપ્રદેશમાં સુવર્ણની કટિમેખલા અને તેમનાં ચરણોમાં સુવર્ણમય નૂપુર સુશોભિત છે. ભગવાનનું સ્વરૂપ ઘણું જ દર્શનીય, શાન્ત તથા મન અને આંખોને આનંદિત કરનારું છે. (૪૯) જે લોકો પ્રભુની માનસ-પૂજા કરે છે તેમના અંતઃકરણમાં તેઓ હૃદયકમળની કર્ણિકા પર પોતાનાં નખ-મણિ-મંડિત મનોહર ચરણકમળોને સ્થાપિત

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ'થી માંડીને '૦મનુકમ્પયા' સુધીનો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – સમ્યક્પ્ર૦ । ૩. પ્રા. પા. – સમર્ચિતમ્ ।

સ્મયમાનમભિધ્યાયેત્સાનુરાગાવલોકનમ્ ।
નિયતેનૈકભૂતેન મનસા વરદર્ષભમ્ ॥ ૫૧॥

એવં ભગવતો રૂપં સુભદ્રં ધ્યાયતો મનઃ ।
નિર્વૃત્યા પરયા તૂર્ણં સમ્પન્નં ન નિવર્તતે ॥ ૫૨॥

જપ્યશ્ચ પરમો ગુહ્યઃ શ્રૂયતાં મે નૃપાત્મજ ।
યં સપ્તરાત્રં પ્રપઠન્ પુમાન્ પશ્યતિ ખેચરાન્ ॥ ૫૩॥

"ૐ નમો ભગવતે વાસુદેવાય" ।
મન્ત્રેણાનેન દેવસ્ય કુર્યાદ્ દ્રવ્યમયીં બુધઃ ।
સપર્યાં વિવિધૈર્દ્રવ્યૈર્દેશકાલવિભાગવિત્ ॥ ૫૪॥

સલિલૈઃ શુચિભિર્માલ્યૈર્વન્યૈર્મૂલફલાદિભિઃ ।
શસ્તાઙ્કુરાંશુકૈશ્ચાર્ચેત્તુલસ્યા પ્રિયયા પ્રભુમ્ ॥ ૫૫॥

લબ્ધ્વા દ્રવ્યમયીમર્ચાં ક્ષિત્યમ્બ્વાદિષુ વાઽર્ચયેત્ ।
આભૃતાત્મા મુનિઃ શાન્તો યતવાઙ્મિતવન્યભુક્ ॥ ૫૬॥

સ્વેચ્છાવતારચરિતૈરચિન્ત્યનિજમાયયા ।
કરિષ્યત્યુત્તમશ્લોકસ્તદ્ધ્યાયેદ્હૃદયઙ્ગમમ્[1] ॥ ૫૭॥

પરિચર્યા ભગવતો યાવત્યઃ પૂર્વસેવિતાઃ ।
તા મન્ત્રહૃદયેનૈવ પ્રયુઞ્જ્યાન્મન્ત્રમૂર્તયે ॥ ૫૮॥

એવં કાયેન મનસા વચસા ચ મનોગતમ્ ।
પરિચર્યમાણો ભગવાન્ ભક્તિમત્પરિચર્યયા ॥ ૫૯॥

પુંસામમાયિનાં સમ્યગ્ભજતાં ભાવવર્ધનઃ ।
શ્રેયો દિશત્યભિમતં યદ્ધર્માદિષુ દેહિનામ્ ॥ ૬૦॥

વિરક્તશ્ચેન્દ્રિયરતૌ ભક્તિયોગેન ભૂયસા ।
તં નિરન્તરભાવેન ભજેતાદ્ધા વિમુક્તયે ॥ ૬૧॥

ઈત્યુક્તસ્તં પરિક્રમ્ય પ્રણમ્ય ચ નૃપાર્ભકઃ ।
યયૌ મધુવનં પુણ્યં હરેશ્ચરણચર્ચિતમ્ ॥ ૬૨॥

કરીને વિરાજે છે. (૫૦) આ પ્રમાણે ધારણા કરતાં કરતાં જ્યારે ચિત્ત સ્થિર અને એકાગ્ર થઈ જાય ત્યારે તે વરદાયક પ્રભુનું એ પ્રમાણે ધ્યાન ધરવું કે તેઓ મારી તરફ અનુરાગભરી દૃષ્ટિથી નિહાળતા રહીને મંદમંદ મલકાઈ રહ્યા છે. (૫૧) ભગવાનની મંગલમયી મૂર્તિનું આ પ્રમાણે નિરંતર ધ્યાન ધરવાથી મન સત્વરે પરમ-આનંદમાં ડૂબીને તલ્લીન થઈ જાય છે અને પછી ત્યાંથી પાછું ફરતું નથી. (૫૨)

હે રાજકુમાર! આ ધ્યાનની સાથે જે પરમ ગોપનીય મંત્રનો જપ કરવો જોઈએ તે પણ બતાવું છું; સાંભળ. આ મંત્રનો સાત રાત્રિ જપ કરવાથી મનુષ્ય આકાશવિહારી સિદ્ધોનું દર્શન કરી શકે છે. (૫૩) એ મંત્ર છે – **'ૐ નમો ભગવતે વાસુદેવાય ।'** કયા દેશમાં અને કયા કાળમાં કઈ વસ્તુ ઉપયોગી છે એનો વિચાર કરીને બુદ્ધિમાન મનુષ્યે આ મંત્ર દ્વારા જાત-જાતની સામગ્રીઓથી ભગવાનની દ્રવ્યમયી પૂજા કરવી જોઈએ. (૫૪) પ્રભુની પૂજા વિશુદ્ધ જળ, પુષ્પમાળા, વન્ય મૂળ-ફળ વગેરે, પૂજા માટે વિહિત દૂર્વાંકુર, વનમાં જ પ્રાપ્ત થતાં વલ્કલ વસ્ત્ર અને તેમની પ્રેયસી તુલસી વડે કરવી જોઈએ. (૫૫) જો શિલા વગેરેની મૂર્તિ મળી શકે તો તેમાં, નહીં તો પૃથ્વી કે જળ વગેરેમાં જ ભગવાનની પૂજા કરવી. નિત્ય સંયતચિત્ત, મનનશીલ, શાંત અને મૌન રહેવું તથા વન્ય ફળ-મૂળ વગેરેનો મિતાહાર (પરિમિત-સીમિત ભોજન) કરવો. (૫૬) આ સિવાય, પુણ્યકીર્તિ શ્રીહરિ પોતાની અનિર્વચનીય માયા વડે પોતાની જ ઇચ્છાથી અવતાર લઈને જે જે મનોહર ચરિત્રો કરે છે તેમનું મનોમન ચિંતન કરતા રહેવું. (૫૭) પ્રભુની પૂજા માટે જે જે ઉપચારોનું વિધાન કરવામાં આવ્યું છે તે ઉપચારો મંત્રમૂર્તિ શ્રીહરિને દ્વાદશાક્ષરી મંત્ર દ્વારા જ અર્પણ કરવા. (૫૮)

આ પ્રમાણે જ્યારે હૃદયસ્થિત શ્રીહરિનું પૂજન મન, વાણી અને શરીરથી ભક્તિપૂર્વક કરવામાં આવે છે ત્યારે તેઓ નિષ્કપટભાવે સમ્યક્‌પણે ભજન કરનારા પોતાના ભક્તોનો ભાવ વધારી દે છે અને તેમને તેમની ઇચ્છા અનુસાર ધર્મ, અર્થ, કામ અથવા મોક્ષરૂપ કલ્યાણનું પ્રદાન કરે છે. (૫૯-૬૦) જો ઉપાસકને ઇન્દ્રિયો-સંબંધી ભોગોમાંથી વૈરાગ્ય થઈ ગયો હોય તો તેણે મોક્ષપ્રાપ્તિ માટે અત્યંત ભક્તિપૂર્વક અવિચ્છિન્ન (નિરંતર)ભાવે ભગવાનની ભક્તિ કરવી. (૬૧)

શ્રીનારદજી પાસેથી આ પ્રમાણે ઉપદેશ મેળવીને રાજકુમાર ધ્રુવે પરિક્રમા કરીને તેમને પ્રણામ કર્યા. ત્યારબાદ તેમણે ભગવાનનાં ચરણચિહ્નોથી અંકિત પરમ પવિત્ર મધુવનની યાત્રા કરી. (૬૨)

૧. પ્રા. પા. – હૃદયં ગતમ્ ।

તપોવનં ગતે તસ્મિન્પ્રવિષ્ટોઽન્તઃપુરં મુનિઃ ।
અર્હિતાર્હણકો[1] રાજ્ઞા સુખાસીન ઉવાચ તમ્ ॥ ૬૩॥

*નારદ ઉવાચ*

રાજન્ કિં ધ્યાયસે દીર્ઘં મુખેન પરિશુષ્યતા ।
કિં વા ન રિષ્યતે કામો ધર્મો વાર્થેન સંયુતઃ ॥ ૬૪॥

*રાજોવાચ*

સુતો મે બાલકો બ્રહ્મન્ સ્ત્રૈણેનાકરુણાત્મના ।
નિર્વાસિતઃ પઞ્ચવર્ષઃ સહ માત્રા મહાન્કવિઃ ॥ ૬૫॥

અપ્યનાથં વને બ્રહ્મન્માસ્માદન્ત્યર્ભકં[1] વૃકાઃ ।
શ્રાન્તં શયાનં ક્ષુધિતં પરિમ્લાનમુખામ્બુજમ્ ॥ ૬૬॥

અહો મે બત દૌરાત્મ્યં સ્ત્રીજિતસ્યોપધારય ।
યોઽઙ્કં પ્રેમ્ણાઽઽરુરુક્ષન્તં નાભ્યનન્દમસત્તમઃ ॥ ૬૭॥

*નારદ ઉવાચ*

મા[2] મા શુચઃ સ્વતનયં દેવગુપ્તં વિશામ્પતે ।
તત્પ્રભાવમવિજ્ઞાય પ્રાવૃઙ્ક્તે યદ્યશો જગત્ ॥ ૬૮॥

સુદુષ્કરં[3] કર્મ કૃત્વા લોકપાલૈરપિ પ્રભુઃ ।
એષ્યત્યચિરતો રાજન્ યશો વિપુલયંસ્તવ ॥ ૬૯॥

*મૈત્રેય[4] ઉવાચ*

ઇતિ દેવર્ષિણા પ્રોક્તં વિશ્રુત્ય જગતીપતિઃ ।
રાજલક્ષ્મીમનાદૃત્ય પુત્રમેવાન્વચિન્તયત્ ॥ ૭૦॥

તત્રાભિષિક્તઃ પ્રયતસ્તામુપોષ્ય વિભાવરીમ્ ।
સમાહિતઃ પર્યચરદૃષ્યાદેશેન પૂરુષમ્ ॥ ૭૧॥

ત્રિરાત્રાન્તે ત્રિરાત્રાન્તે કપિત્થબદરાશનઃ ।
આત્મવૃત્ત્યનુસારેણ માસં નિન્યેઽર્ચયન્હરિમ્ ॥ ૭૨॥

દ્વિતીયં ચ તથા માસં ષષ્ઠે ષષ્ઠેઽર્ભકો દિને ।
તૃણપર્ણાદિભિઃ[5] શીર્ણૈઃ કૃતાન્નોઽભ્યર્ચયદ્વિભુમ્ ॥ ૭૩॥

તૃતીયં ચાનયન્માસં નવમે નવમેઽહનિ ।
અબ્ભક્ષ ઉત્તમશ્લોકમુપાધાવત્સમાધિના ॥ ૭૪॥

ચતુર્થમપિ વૈ માસં દ્વાદશે દ્વાદશેઽહનિ ।
વાયુભક્ષો જિતશ્વાસો ધ્યાયન્દેવમધારયત્ ॥ ૭૫॥

ધ્રુવજી તપોવન ભણી ચાલી નીકળ્યા એ પછી નારદજી ઉત્તાનપાદના મહેલમાં જઈ પહોંચ્યા. રાજાએ યથોચિત ઉપચારોથી તેમની પૂજા કરી; ત્યારે તેમણે આરામથી આસન પર બેસીને રાજાને પૂછ્યું. (૬૩)

**શ્રીનારદજીએ કહ્યું** – હે રાજન્! તમારું મુખ શોષાઈ ગયું છે, તમે દીર્ઘકાળથી શો વિચાર કરી રહ્યા છો? તમારે ધર્મ, અર્થ અને કામ – એ પૈકી કોઈમાં કશી ઊણપ તો નથી આવીને? (૬૪)

**રાજાએ કહ્યું** – બ્રહ્મન્! હું ઘણો જ નિર્દય છું અને સ્ત્રીને વશ છું. અરે! મેં પોતાના પાંચ વર્ષના નાના બાળકને તેની માતા સાથે ઘરમાંથી કાઢી મૂક્યો. હે મુનિવર! તે ઘણો જ બુદ્ધિમાન હતો. (૬૫) તેનું કમળ જેવું મુખ ભૂખથી કરમાઈ ગયું હશે, તે થાકીને ક્યાંક રસ્તા પર ઢળી પડ્યો હશે. બ્રહ્મન્! તે અસહાય બાળકને વનમાં ક્યાંક વરુ ખાઈ ન જાય. (૬૬) અરે! હું કેવો સ્ત્રીને આધીન છું! મારી કુટિલતા તો જુઓ – તે બાળક પ્રેમવશ મારા ખોળામાં બેસવા ઈચ્છતો હતો, પણ મેં દુષ્ટે તેનો સહેજ પણ આદર કર્યો નહીં. (૬૭)

**શ્રીનારદજીએ કહ્યું** – હે રાજન્! તમે પોતાના બાળકની ચિંતા ન કરો. તેના રક્ષક ભગવાન છે. તમને તેના પ્રભાવની જાણ નથી, તેનો યશ સમસ્ત જગતમાં ફેલાઈ રહ્યો છે. (૬૮) તે બાળક ઘણો સમર્થ છે. જે કામ મોટા-મોટા લોકપાલો પણ કરી શક્યા નથી તેને પૂરું કરીને તે સત્વરે તમારી પાસે પાછો આવી જશે. તેને કારણે તમારો યશ પણ ઘણો વધશે. (૬૯)

**શ્રીમૈત્રેયજી કહે છે** – દેવર્ષિ નારદજીની વાત સાંભળીને મહારાજ ઉત્તાનપાદ રાજપાટ પ્રત્યે ઉદાસીન થઈને નિરંતર પુત્રની જ ચિંતા કરતા રહેતા હતા. (૭૦) આ બાજુ, ધ્રુવજીએ મધુવનમાં જઈ પહોંચીને યમુનાજીમાં સ્નાન કર્યું અને તે રાત્રે પવિત્રતાપૂર્વક ઉપવાસ કરીને, શ્રીનારદજીના ઉપદેશ અનુસાર એકાગ્રચિત્તે પરમપુરુષ શ્રીનારાયણની ઉપાસનાનો આરંભ કરી દીધો. (૭૧) તેમણે ત્રણ-ત્રણ રાત્રિઓના અંતરે શરીરનિર્વાહ માટે કેવળ કોઠું અને બોરનાં ફળ ખાઈને શ્રીહરિની ઉપાસના કરતા રહીને એક મહિનો વિતાવ્યો. (૭૨) બીજા મહિનામાં તેમણે છ-છ દિવસો પછી સૂકું ઘાસ અને પાંદડાં ખાઈને ભગવાનનું ભજન કર્યું. (૭૩) ત્રીજો મહિનો નવ-નવ દિવસો પછી કેવળ પાણી પીને સમાધિયોગ વડે શ્રીહરિની આરાધના કરતા રહીને વિતાવ્યો. (૭૪) ચોથા મહિનામાં તેમણે શ્વાસને જીતીને બાર-બાર

૧. પ્રા. પા. – અર્હિતોઽર્હણયા । ૧. પ્રા. પા. – ન ખાદન્ત્યર્ભકં । ૨. પ્રા. પા. – મા શુચસ્ત્વં સ્વતનયં । ૩. પ્રા. પા. – સ કૃત્વા દુષ્કરં કર્મ । ૪. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૫. પ્રા. પા. – વદિભિર્જીર્ણૈઃ ।

પઞ્ચમે માસ્યનુપ્રાપ્તે જિતશ્વાસો નૃપાત્મજઃ ।
ધ્યાયન્ બ્રહ્મ પદૈકેન તસ્થૌ સ્થાણુરિવાચલઃ ॥ ૭૬॥

સર્વતો મન આકૃષ્ય હૃદિ ભૂતેન્દ્રિયાશયમ્ ।
ધ્યાયન્ભગવતો રૂપં નાદ્રાક્ષીત્કિઞ્ચનાપરમ્ ॥ ૭૭॥

આધારં મહદાદીનાં પ્રધાનપુરુષેશ્વરમ્ ।
બ્રહ્મ ધારયમાણસ્ય ત્રયો લોકાશ્ચકમ્પિરે ॥ ૭૮॥

યદૈકપાદેન સ પાર્થિવાર્ભક-
સ્તસ્થૌ તદઙ્ગુષ્ઠનિપીડિતા મહી ।
નનામ તત્રાર્ધમિભેન્દ્રધિષ્ઠિતા
તરીવ સવ્યેતરતઃ પદે પદે ॥ ૭૯॥

તસ્મિન્નભિધ્યાયતિ વિશ્વમાત્મનો
દ્વારં નિરુધ્યાસુમનન્યયા ધિયા ।
લોકા નિરુચ્છ્વાસનિપીડિતા ભૃશં
સલોકપાલાઃ શરણં યયુર્હરિમ્ ॥ ૮૦॥

દેવા ઊચુઃ

નૈવં વિદામો ભગવન્ પ્રાણરોધં
ચરાચરસ્યાખિલસત્ત્વધામ્નઃ ।
વિધેહિ તન્નો વૃજિનાદ્વિમોક્ષં
પ્રાપ્તા વયં ત્વાં શરણં શરણ્યમ્ ॥ ૮૧॥

શ્રીભગવાનુવાચ[1]

મા ભૈષ્ટ બાલં તપસો દુરત્યયા-
ન્નિવર્તયિષ્યે પ્રતિયાત સ્વધામ ।
યતો હિ વઃ પ્રાણનિરોધ આસી-
દૌત્તાનપાદિર્મયિ સઙ્ગતાત્મા ॥ ૮૨॥

દિવસો પછી કેવળ વાયુ પીને ધ્યાનયોગ વડે ભગવાનની આરાધના કરી. (૭૫) પાંચમો મહિનો શરૂ થતાં રાજકુમાર ધ્રુવ શ્વાસને જીતીને, પરબ્રહ્મનું ચિંતન કરતા રહીને એક પગ પર, થાંભલાની જેમ નિશ્ચળભાવે ઊભા રહેવા લાગ્યા. (૭૬) તે સમયે તેમણે શબ્દ વગેરે વિષયોને અને ઇન્દ્રિયોના નિયામક પોતાના મનને ચારે બાજુએથી વાળી લીધું તથા હૃદયસ્થિત શ્રીહરિના સ્વરૂપનું ચિંતન કરતા રહીને ચિત્તને બીજે ક્યાંય જવા ન દીધું. (૭૭) જે સમયે તેમણે મહત્તત્ત્વ વગેરે સમસ્ત તત્ત્વોના આધાર તથા પ્રકૃતિ અને પુરુષના પણ અધીશ્વર પરબ્રહ્મની ધારણા કરી તે સમયે (તેમનું તેજ સહી નહીં શકવાને કારણે) ત્રણે લોક કંપી ઊઠ્યા. (૭૮) જ્યારે રાજકુમાર ધ્રુવ એક પગે ઊભા રહ્યા ત્યારે તેમના અંગૂઠાથી દબાઈને અડધી પૃથ્વી એવી રીતે નમી ગઈ, કે જેમ કોઈ ગજરાજના ચડવાથી નૌકા ડગલે ને પગલે જમણી-ડાબી તરફ ડગમગવા લાગે છે. (૭૯) ધ્રુવજી પોતાનાં ઇન્દ્રિય-દ્વારોને તથા પ્રાણને રોકીને અનન્યબુદ્ધિથી વિશ્વાત્મા શ્રીહરિનું ધ્યાન ધરતા રહ્યા. આ પ્રમાણે તેમની સમષ્ટિ-પ્રાણથી અભિન્નતા થઈ જવાને કારણે બધા જ જીવોના શ્વાસ-પ્રશ્વાસ રોકાઈ ગયા. એનાથી સમસ્ત લોકો અને લોકપાલોને ઘણી પીડા થઈ અને તે બધા ગભરાઈ જઈને શ્રીહરિના શરણે ગયા. (૮૦)

**દેવતાઓએ કહ્યું** – હે ભગવન્! ચરાચર જીવોનાં શરીરોના પ્રાણ એકસાથે જ રોકાઈ ગયા હોય એવું તો અમે પહેલાં ક્યારેય અનુભવ્યું નથી. તમે શરણાગતોનું રક્ષણ કરનારા છો, તમારા શરણે આવેલા અમને આ દુઃખમાંથી છોડાવો. (૮૧)

**શ્રીભગવાને કહ્યું** – હે દેવતાઓ! તમે ડરો નહીં. ઉત્તાનપાદના પુત્ર ધ્રુવે પોતાના ચિત્તને મુજ વિશ્વાત્મામાં લીન કરી દીધું છે, આ સમયે મારી સાથે તેની અભેદ-ધારણા સિદ્ધ થઈ ગઈ છે, એનાથી જ તેના પ્રાણનિરોધથી તમારા બધાના પ્રાણ પણ રોકાઈ ગયા છે. હવે તમે પોતપોતાના લોકોમાં જાઓ; હું તે બાળકને આ દુષ્કર તપમાંથી નિવૃત્ત કરી દઈશ. (૮૨)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ધ્રુવચરિતેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત ધ્રુવચરિતમાંનો આઠમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' પાઠ નથી.

# નવમો અધ્યાય

## વરદાન મેળવીને ધ્રુવનું ઘરે પાછા ફરવું

*મૈત્રેય ઉવાચ*

ત એવમુત્સન્નભયા ઉરુક્રમે
કૃતાવનામાઃ પ્રયયુસ્ત્રિવિષ્ટપમ્ ।
સહસ્રશીર્ષાપિ તતો ગરુત્મતા
મધોર્વનં ભૃત્યદિદૃક્ષયા ગતઃ ॥ ૧॥

સ વૈ ધિયા યોગવિપાકતીવ્રયા
હૃત્પદ્મકોશે સ્ફુરિતં તડિત્પ્રભમ્ ।
તિરોહિતં સહસૈવોપલક્ષ્ય
બહિઃસ્થિતં તદવસ્થં દદર્શ ॥ ૨॥

તદ્દર્શનેનાગતસાધ્વસઃ ક્ષિતા-
વવન્દતાઙ્ગં વિનમય્ય દણ્ડવત્ ।
દૃગ્ભ્યાં પ્રપશ્યન્ પ્રપિબન્નિવાર્ભક-
શ્ચુમ્બન્નિવાસ્યેન ભુજૈરિવાશ્લિષન્ ॥ ૩॥

સ તં વિવક્ષન્તમતદ્વિદં હરિ-
ર્જ્ઞાત્વાસ્ય સર્વસ્ય ચ હૃદ્યવસ્થિતઃ ।
કૃતાઞ્જલિં બ્રહ્મમયેન કમ્બુના
પસ્પર્શ બાલં કૃપયા કપોલે ॥ ૪॥

સ વૈ તદૈવ પ્રતિપાદિતાં ગિરં
દૈવીં પરિજ્ઞાતપરાત્મનિર્ણયઃ ।
તં ભક્તિભાવોઽભ્યગૃણાદસત્વરં
પરિશ્રુતોરુશ્રવસં ધ્રુવક્ષિતિઃ[1] ॥ ૫॥

*ધ્રુવ ઉવાચ*

યોઽન્તઃ પ્રવિશ્ય મમ વાચમિમાં પ્રસુપ્તાં
સઞ્જીવયત્યખિલશક્તિધરઃ સ્વધામ્ના ।
અન્યાંશ્ચ હસ્તચરણશ્રવણત્વગાદીન્
પ્રાણાન્નમો ભગવતે પુરુષાય તુભ્યમ્ ॥ ૬॥

એકસ્ત્વમેવ ભગવન્નિદમાત્મશક્ત્યા
માયાખ્યયોરુગુણયા મહદાદ્યશેષમ્ ।
સૃષ્ટ્વાઽનુવિશ્ય પુરુષસ્તદસદ્ગુણેષુ
નાનેવ દારુષુ વિભાવસુવદ્વિભાસિ ॥ ૭॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ભગવાને આ પ્રમાણે આશ્વાસન આપ્યું તેથી દેવતાઓનો ભય દૂર થઈ ગયો અને તેઓ તેમને પ્રણામ કરીને સ્વર્ગલોકમાં સિધાવી ગયા. ત્યારબાદ વિરાટસ્વરૂપ ભગવાન ગરુડ પર આરૂઢ થઈને પોતાના ભક્તને જોવા માટે મધુવનમાં ગયા. (૧) તે સમયે ધ્રુવજી તીવ્ર યોગાભ્યાસથી એકાગ્ર થઈને બુદ્ધિ વડે ભગવાનની વીજળી જેવી દેદીપ્યમાન જે મૂર્તિનું પોતાના હૃદયકમળમાં ધ્યાન કરી રહ્યા હતા તે (મૂર્તિ) એકાએક વિલીન થઈ ગઈ. એથી ગભરાઈને તેમણે જેવાં નેત્રો ખોલ્યાં કે તરત જ ભગવાનનું તે જ રૂપ પોતાની બહાર, પોતાની સામે ઊભેલું જોયું. (૨) પ્રભુના અચાનક દર્શનથી બાળક ધ્રુવને ભારે આશ્ચર્ય થયું, તેઓ પ્રેમવશ અધીર થઈ ગયા. તેમણે પૃથ્વી પર દંડવત્ આડા પડીને તેમને પ્રણામ કર્યા. પછી ધ્રુવજી પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેમના પ્રત્યે એવી રીતે જોવા લાગ્યા, કે જાણે તેમને આંખોથી પી જશે, મુખેથી ચૂમી લેશે અને ભુજાઓથી આલિંગન કરી લેશે. (૩) તેઓ હાથ જોડીને પ્રભુની સામે ઊભા હતા અને તેમની સ્તુતિ કરવા ઇચ્છતા હતા, પણ તે કેવી રીતે કરવી એ જાણતા ન હતા. સર્વાન્તર્યામી શ્રીહરિ તેમના મનનો ભાવ જાણી ગયા; તેમણે કૃપાપૂર્વક પોતાના વેદમય શંખનો તેમના ગાલને સ્પર્શ કરાવ્યો. (૪) ધ્રુવજી ભવિષ્યમાં અવિચળ પદ પ્રાપ્ત કરનારા હતા. આ સમયે શંખનો સ્પર્શ થતાં જ તેમને વેદમયી દિવ્યવાણી પ્રાપ્ત થઈ ગઈ અને જીવ તથા બ્રહ્મના સ્વરૂપનો પણ નિશ્ચય થઈ ગયો. તેઓ અત્યંત ભક્તિભાવથી ધૈર્યપૂર્વક વિશ્વવિખ્યાત કીર્તિમાન શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા. (૫)

**ધ્રુવજીએ કહ્યું** – હે પ્રભુ! આપ સર્વશક્તિસંપન્ન છો; આપ જ મારા અંતઃકરણમાં પ્રવેશીને પોતાના તેજથી મારી આ સૂતેલી વાણીને સજીવ કરો છો તથા હાથ, પગ, કાન, ત્વચા વગેરે અન્ય બીજી ઇન્દ્રિયોને તથા પ્રાણને પણ ચેતનતા આપો છો. હું આપને, અંતર્યામી ભગવાનને પ્રણામ કરું છું. (૬) હે ભગવાન! આપ એક જ છો, પરંતુ પોતાની અનંત ગુણમયી માયાશક્તિથી આ મહત્તત્ત્વ વગેરે સઘળો પ્રપંચ રચીને અંતર્યામીરૂપે તેમાં પ્રવેશ કરી જાઓ છો અને પછી તેના ઇન્દ્રિયો વગેરે અસત્ ગુણોમાં તેમના અધિષ્ઠાતા દેવતાઓ રૂપે સ્થિત થઈને અનેક રૂપવાળા દેખાઓ છો, બરાબર એવી જ રીતે કે જેમ જાતજાતનાં લાકડાંઓમાં પ્રગટેલો અગ્નિ પોતાની ઉપાધિઓ અનુસાર ભિન્ન-

૧. પ્રા. પા. – ૦સ્થિતિઃ ।

त्वद्दत्तया वयुनयेदमचष्ट विश्वं
सुप्तप्रबुद्ध इव नाथ भवत्प्रपन्नः ।
तस्यापवर्ग्यशरणं तव पादमूलं
विस्मर्यते कृतविदा कथमार्तबन्धो ॥ ८॥

नूनं विमुष्टमतयस्तव मायया ते
ये त्वां भवाप्ययविमोक्षणमन्यहेतोः ।
अर्चन्ति कल्पकतरुं कुणपोपभोग्य-
मिच्छन्ति यत्स्पर्शजं निरयेऽपि[1] नृणाम् ॥ ९॥

या निर्वृतिस्तनुभृतां तव पादपद्म-
ध्यानाद्भवज्जनकथाश्रवणेन वा स्यात् ।
सा ब्रह्मणि स्वमहिमन्यपि नाथ मा भूत्
किं त्वन्तकासिलुलितात्पततां विमानात् ॥ १०॥

भक्तिं मुहुः प्रवहतां त्वयि मे प्रसङ्गो
भूयादनन्त महताममलाशयानाम् ।
येनाञ्जसोल्बणमुरुव्यसनं भवाब्धिं
नेष्ये भवद्गुणकथामृतपानमत्तः ॥ ११॥

ते न स्मरन्त्यतितरां प्रियमीश मर्त्यं
ये चान्वदः सुतसुहृद्गृहवित्तदाराः ।
ये त्वब्जनाभ भवदीयपदारविन्द-
सौगन्ध्यलुब्धहृदयेषु कृतप्रसङ्गाः ॥ १२॥

तिर्यङ्नगद्विजसरीसृपदेवदैत्य-
मर्त्यादिभिः परिचितं सदसद्विशेषम् ।
रूपं [2]स्थविष्ठमज ते महदाद्यनेकं
नातः परं परम वेद्मि न यत्र वादः ॥ १३॥

कल्पान्त[3] एतदखिलं जठरेण गृह्णन्
शेते पुमान् स्वदृगनन्तसखस्तदङ्के ।
यन्नाभिसिन्धुरुहकाञ्चनलोकपद्म-
गर्भे द्युमान् भगवते प्रणतोऽस्मि तस्मै ॥ १४॥

ભિન્નરૂપે દેખાય છે. (૭) હે નાથ! સૃષ્ટિના આરંભમાં બ્રહ્માજીએ પણ આપનું શરણ લઈને આપે આપેલા જ્ઞાનના પ્રભાવથી જ આ જગતને ઊંઘીને ઊઠેલા મનુષ્યની જેમ જોયું હતું. હે દીનબંધુ! તે જ તમારાં ચરણતળનો આશ્રય મુક્ત મનુષ્ય પણ લે છે. કોઈ પણ કૃતજ્ઞ મનુષ્ય આપનાં તે ચરણ-કમળોને કેવી રીતે ભૂલી શકે? (૮) હે પ્રભુ! આ શબવત્ શરીરો થકી ભોગવવામાં આવતું, ઇન્દ્રિયો અને વિષયોના સંસર્ગથી ઉત્પન્ન થતું સુખ તો મનુષ્યોને નરકોમાં પણ મળે જ છે. જે લોકો આ વિષયસુખ માટે લાલાયિત રહે છે અને જેઓ જન્મ-મરણના બંધનમાંથી છોડાવનારા કલ્પતરુસ્વરૂપ તમારી ઉપાસના ભગવત્પ્રાપ્તિ સિવાયના કોઈ બીજા ઉદ્દેશ્યથી કરે છે તેમની બુદ્ધિ ચોક્કસ તમારી માયા વડે છેતરાઈ ગઈ છે. (૯) હે નાથ! આપના ચરણકમળોનું ધ્યાન ધરવાથી અને આપના ભક્તોનાં પવિત્ર ચરિત્રો સાંભળવાથી જીવોને જે આનંદ પ્રાપ્ત થાય છે તે નિજાનંદસ્વરૂપ બ્રહ્મમાં પણ મળી શકતો નથી. તો પછી જેમને કાળની તલવાર કાપી નાખે છે તેવા, સ્વર્ગીય વિમાનોમાંથી પતન પામનારા દેવોને તો તે સુખ મળી જ કેવી રીતે શકે? (૧૦)

હે અનંત પરમાત્મા! મને તો આપ તે વિશુદ્ધ હૃદયવાળા મહાત્મા ભક્તોનો સંગ આપો કે જેમનો આપનામાં (અવિરત) ભક્તિભાવ છે; તેમના સંગમાં હું તમારા ગુણો અને લીલાઓની કથાઓનું અમૃત પી-પીને ઉન્મત્ત થઈ જઈશ અને સહજમાં જ આ અનેક પ્રકારનાં દુઃખોથી ભરેલા ભયંકર સંસાર-સાગરની પેલે પાર પહોંચી જઈશ. (૧૧) હે કમળનાભ પ્રભુ! જેમનું ચિત્ત આપના ચરણકમળોની સુગંધમાં લલચાયેલું છે તે મહાનુભાવોનો સંગ જે લોકો કરે છે તેઓ પોતાના આ અત્યંત પ્રિય શરીરની અને તેનાથી સંબંધિત પુત્ર, મિત્ર, ઘર, પત્ની વગેરેનું મોટે ભાગે સ્મરણ પણ કરતા નથી. (૧૨) હે અજન્મા પરમેશ્વર! હું તો પશુ, પક્ષી, વૃક્ષ, પર્વતો, સરીસૃપ (સાપ વગેરે પેટ વડે ચાલતા પ્રાણી) તથા દેવતા, દૈત્ય અને મનુષ્ય વગેરેથી પરિપૂર્ણ જે આ ચરાચર જગત છે, એટલે કે જેમાં મહતત્ત્વથી લઈને નાના જંતુ સુધી અનેકરૂપોથી પૂર્ણ આપનું સ્થૂળ (વિરાટ)રૂપ છે, હું આને જાણી શકું છું પરંતુ આનાથી પર જે આપનું નિર્ગુણ-નિરાકાર પરબ્રહ્મ સ્વરૂપ છે તેને હું જાણતો નથી. (૧૩) હે ભગવન્! કલ્પનો અંત થવાથી યોગનિદ્રામાં સ્થિત જે પરમપુરુષ આ સમસ્ત વિશ્વને પોતાના ઉદરમાં લીન કરીને શેષજીની સાથે તેમના જ ખોળામાં શયન કરે છે તથા જેમના નાભિસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા સર્વલોકમય સુવર્ણવર્ણના કમળમાંથી તેજોમય બ્રહ્માજી ઉત્પન્ન થયા તે ભગવાન આપ જ છો. હું આપને પ્રણામ કરું છું. (૧૪)

૧. પ્રા. પા. – નરકે૦ । ૨. પ્રા. પા. – ચ વિશ્વમજ તે મહાદાદ્યશેષં । ૩. પ્રા. પા. – ન્તરે તદખિ૦ ।

ત્વં નિત્યમુક્તપરિશુદ્ધવિબુદ્ધ આત્મા
કૂટસ્થ આદિપુરુષો ભગવાંસ્ત્ર્યધીશઃ ।
યદ્બુદ્ધ્યવસ્થિતિમખણ્ડિતયા સ્વદૃષ્ટ્યા
દ્રષ્ટા સ્થિતાવધિમખો વ્યતિરિક્ત આસ્સે ॥ ૧૫॥

યસ્મિન્ વિરુદ્ધગતયો હ્યનિશં પતન્તિ
વિદ્યાદયો વિવિધશક્તય આનુપૂર્વ્યાત્ ।
તદ્બ્રહ્મ વિશ્વભવમેકમનન્તમાદ્ય-
માનન્દમાત્રમવિકારમહં પ્રપદ્યે ॥ ૧૬॥

સત્યાऽऽશિષો હિ ભગવંસ્તવ પાદપદ્મ-
માશીસ્તથાનુભજતઃ પુરુષાર્થમૂર્તેઃ ।
અપ્યેવમાર્ય[1] ભગવાન્ પરિપાતિ દીનાન્
વાશ્રેવ વત્સકમનુગ્રહકાતરોऽસ્માન્ ॥ ૧૭॥

મૈત્રેય ઉવાચ

અથાભિષ્ટુત એવં વૈ સત્સઙ્કલ્પેન ધીમતા ।
ભૃત્યાનુરક્તો ભગવાન્ પ્રતિનન્દ્યેદમબ્રવીત્ ॥ ૧૮॥

શ્રીભગવાનુવાચ

વેદાહં તે વ્યવસિતં હૃદિ રાજન્યબાલક ।
તત્પ્રયચ્છામિ ભદ્રં તે દુરાપમપિ સુવ્રત ॥ ૧૯॥

નાન્યૈરધિષ્ઠિતં ભદ્ર[2] યદ્ભ્રાજિષ્ણુ ધ્રુવક્ષિતિ[3] ।
યત્ર ગ્રહર્ક્ષતારાણાં જ્યોતિષાં ચક્રમાહિતમ્ ॥ ૨૦॥

મેઢ્યાં ગોચક્રવત્સ્થાસ્નુ પરસ્તાત્કલ્પવાસિનામ્ ।
ધર્મોऽગ્નિઃ કશ્યપઃ શુક્રો મુનયો યે વનૌકસઃ ।
ચરન્તિ દક્ષિણીકૃત્ય ભ્રમન્તો યત્સતારકાઃ ॥ ૨૧॥

હે પ્રભુ! આપ પોતાની અખંડ ચિન્મયી દૃષ્ટિથી બુદ્ધિની ત્રણે અવસ્થાઓના સાક્ષી છો તથા નિત્યમુક્ત, શુદ્ધ સત્ત્વમય, સર્વજ્ઞ, પરમાત્મસ્વરૂપ, નિર્વિકાર, આદિપુરુષ, ષડૈશ્વર્યોથી સંપન્ન તેમ જ (સત્ત્વ વગેરે) ત્રણે ગુણોના અધીશ્વર છો. આપ આ બધાથી સર્વથા ભિન્ન છો તથા સંસારની સ્થિતિ માટે યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુરૂપે વિરાજમાન છો. (૧૫) આપના થકી જ વિદ્યા-અવિદ્યા વગેરે વિપરીત ગતિઓવાળી અનેક શક્તિઓ આનુક્રમિક રૂપે નિરંતર પ્રગટ થતી રહે છે. આપ જગતના કારણભૂત, અખંડ, અનાદિ, અનંત, આનંદમય, નિર્વિકાર બ્રહ્મનું સ્વરૂપ છો. હું આપના શરણે છું. (૧૬) હે ભગવન્! આપ પરમ આનંદની મૂર્તિ છો – એમ સમજીને જે લોકો નિષ્કામભાવે આપનું નિરંતર ભજન કરતા રહે છે તેમના માટે રાજ્ય વગેરે ભોગો નહીં, પણ આપના ચરણકમળોની પ્રાપ્તિ જ ભજનનું સાચું ફળ છે. હે સ્વામી! જોકે વાત તો એવી જ છે તોપણ જેમ ગાય પોતાના તરતના જન્મેલા વાછરડાને દૂધ પિવડાવે છે તથા વાઘ-સિંહ વગેરેથી બચાવતી રહે છે તેવી જ રીતે આપ પણ ભક્તો પર કૃપા કરવા માટે નિરંતર વ્યાકુળ રહેતા હોવાને કારણે અમારા જેવા સકામ જીવોની પણ કામના પૂર્ણ કરીને ઐહિક સુખ પણ આપો છો અને સંસારના ભયમાંથી રક્ષણ કરીને પરમપદ પણ આપો છો. (૧૭)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! શુભ સંકલ્પવાળા મતિમાન ધ્રુવજીએ જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભક્તવત્સલ ભગવાને તેમની પ્રશંસા કરતા કહ્યું. (૧૮)

**શ્રીભગવાને કહ્યું** – ઉત્તમ વ્રતનું પાલન કરનાર હે રાજકુમાર! હું તારા હૃદયનો સંકલ્પ જાણું છું. જોકે તે પદ પ્રાપ્ત કરવાનું મુશ્કેલ છે, તોપણ હું તને તે પદ આપું છું. તારું કલ્યાણ થાઓ. (૧૯)

હે ભદ્ર! જે તેજોમય અવિનાશી લોક આજ સુધી કોઈને પ્રાપ્ત થયો નથી, જેની પરિક્રમા ગ્રહો, નક્ષત્રો અને તારકગણરૂપી જ્યોતિ-વર્તુળ એવી રીતે કરતાં રહે છે કે જેમ હાલરુંના મેઢ*ની ચારે તરફ બળદો ફર્યા કરે છે; અવાન્તર કલ્પ સુધી અસ્તિત્વમાં રહેનારા અન્ય લોકોનો નાશ થઈ ગયા પછી પણ જે લોક સ્થિર રહે છે તથા તારાગણ સમેત ધર્મ, અગ્નિ, કશ્યપ, શુક્ર વગેરે નક્ષત્રો તેમ જ સપ્તર્ષિઓ જેની પ્રદક્ષિણા કરતા રહે છે તે ધ્રુવલોક હું તને આપું છું. (૨૦-૨૧)

---

૧. પ્રા. પા. – ઽમાદ્ય । ૨. પ્રા. પા. – તત્ર । ૩. પ્રા. પા. – સ્થિતિ ।

* કાપણી કરેલ પાક ડાંગર, ઘઉં વગેરેને કચડવા માટે ફેરવવામાં આવતા બળદો ખળાની વચ્ચે રોપેલા જે થાંભલામાં બંધાયેલા હોય છે તેને મેઢ કહે છે.

પ્રસ્થિતે તુ વનં પિત્રા દત્ત્વા ગાં ધર્મસંશ્રયઃ ।
ષટ્ત્રિંશદ્વર્ષસાહસ્રં રક્ષિતાઽવ્યાહતેન્દ્રિયઃ ॥ ૨૨॥

ત્વદ્ભ્રાતર્યુત્તમે નષ્ટે મૃગયાયાં તુ તન્મનાઃ ।
અન્વેષન્તી વનં માતા દાવાગ્નિં સા પ્રવેક્ષ્યતિ ॥ ૨૩॥

ઈષ્ટ્વા માં યજ્ઞહૃદયં યજ્ઞૈઃ પુષ્કલદક્ષિણૈઃ ।
ભુક્ત્વા ચેહાશિષઃ સત્યા અન્તે માં સંસ્મરિષ્યસિ ॥ ૨૪॥

તતો ગન્તાસિ મત્સ્થાનં સર્વલોકનમસ્કૃતમ્ ।
ઉપરિષ્ટાદૃષિભ્યસ્ત્વં યતો નાવર્તતે ગતઃ[1] ॥ ૨૫॥

*મૈત્રેય ઉવાચ*

ઇત્યર્ચિતઃ સ ભગવાનતિદિશ્યાત્મનઃ પદમ્ ।
બાલસ્ય પશ્યતો ધામ સ્વમગાદ્ ગરુડધ્વજઃ ॥ ૨૬॥

સોઽપિ સઙ્કલ્પજં વિષ્ણોઃ પાદસેવોપસાદિતમ્ ।
પ્રાપ્ય સઙ્કલ્પનિર્વાણં નાતિપ્રીતોઽભ્યગાત્પુરમ્ ॥ ૨૭॥

*વિદુર ઉવાચ*

સુદુર્લભં યત્પરમં પદં હરે-
ર્માયાવિનસ્તચ્ચરણાર્ચનાર્જિતમ્ ।
લબ્ધ્વાપ્યસિદ્ધાર્થમિવૈકજન્મના
કથં સ્વમાત્માનમમન્યતાર્થવિત્ ॥ ૨૮॥

*મૈત્રેય ઉવાચ*

માતુઃ સપત્ન્યા વાગ્બાણૈર્હૃદિ વિદ્ધસ્તુ તાન્ સ્મરન્ ।
નૈચ્છન્મુક્તિપતેર્મુક્તિં તસ્માત્તાપમુપેયિવાન્ ॥ ૨૯॥

*ધ્રુવ ઉવાચ*

સમાધિના નૈકભવેન યત્પદં
વિદુઃ સનન્દાદય ઊર્ધ્વરેતસઃ ।
માસૈરહં ષડ્ભિરમુષ્ય પાદયો-
શ્છાયામુપેત્યાપગતઃ પૃથઙ્મતિઃ ॥ ૩૦॥

અહો બત મમાનાત્મ્યં મન્દભાગ્યસ્ય પશ્યત ।
ભવચ્છિદઃ પાદમૂલં ગત્વાઽયાચે યદન્તવત્ ॥ ૩૧॥

અહીં (આ લોકમાં) પણ, તારા પિતા જ્યારે તને રાજસિંહાસન સોંપીને વનમાં ચાલ્યા જશે ત્યારે તું છત્રીસ હજાર વર્ષો સુધી પૃથ્વીનું ધર્મપૂર્વક પાલન કરીશ. તારી ઇન્દ્રિયોની શક્તિ જેમની તેમ (યથાવત્) કાયમ રહેશે. (૨૨) આગળ જતાં કોઈ સમયે તારો ભાઈ ઉત્તમ શિકાર ખેલતાં માર્યો જશે ત્યારે તેની માતા સુરુચિ પુત્રપ્રેમમાં વ્યાકૂળ થઈને તેને વનમાં ખોળતી ખોળતી દાવાનળમાં પ્રવેશ કરી જશે. (૨૩) યજ્ઞ મારી પ્રિય મૂર્તિ છે, તું મોટી મોટી દક્ષિણાઓવાળા અનેક યજ્ઞો વડે મારું યજન કરીશ અને અહીં - આ લોકમાં ઉત્તમોત્તમ ભોગો ભોગવીને અંતે મારું જ સ્મરણ કરીશ. (૨૪) એનાથી તું અંતે સમસ્ત લોકોના વંદનીય અને સપ્તર્ષિઓ કરતાં પણ ઉપરના મારા નિજધામમાં જઈશ, કે જ્યાં પહોંચ્યા પછી ફરીથી સંસારમાં પાછા આવવાનું થતું નથી. (૨૫)

**શ્રીમૈત્રેયજી કહે છે** – બાળક ધ્રુવ વડે આ પ્રમાણે પુજાઈને અને તેમને પોતાનું પદ આપીને ભગવાન શ્રીગરુડધ્વજ તેના દેખતાં જ પોતાના લોકમાં સિધાવી ગયા. (૨૬) પ્રભુનાં ચરણોની સેવાથી સંકલ્પિત વસ્તુ પ્રાપ્ત થઈ જવાને કારણે, જોકે ધ્રુવજીના સંકલ્પનું તો નિરાકરણ થઈ ગયું, પણ તેમનું ચિત્ત વિશેષ પ્રસન્ન થયું નહીં. ત્યારપછી તેઓ પોતાના નગરમાં પાછા ગયા.

**વિદુરજીએ પૂછ્યું** – હે બ્રહ્મન્! માયાપતિ શ્રીહરિનું પરમપદ તો અત્યંત દુર્લભ છે અને તે તેમનાં ચરણકમળોની ઉપાસના કરવાથી જ મળે છે. ધ્રુવજી પણ સારાસારનો (સત્-અસત્નો) પૂર્ણ વિવેક રાખનારા હતા, તો પછી એક જ જન્મમાં તે પરમપદને પામી લીધા છતાં પણ તેમણે પોતાને અકૃતાર્થ કેમ માન્યા? (૨૮)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – ધ્રુવજીનું હૃદય પોતાની સાવકી માતાના વાગ્બાણોથી વીંધાઈ ગયું હતું તથા વરદાન માગતી વખતે પણ તેમને તેમની યાદ જળવાઈ રહેલી હતી, તેથી જ તેમણે મુક્તિદાતા શ્રીહરિ પાસેથી મુક્તિ માગી નહીં. હવે જ્યારે ભગવાનનાં દર્શન થતાં મનની મલિનતા દૂર થઈ ગઈ ત્યારે તેમને પોતાની આ ભૂલ માટે પશ્ચાત્તાપ થયો. (૨૯)

**ધ્રુવજી મનોમન કહેવા લાગ્યા** – અહો! સનકાદિ ઊર્ધ્વરેતા (નૈષ્ઠિક બ્રહ્મચારી) સિદ્ધો પણ જેમને સમાધિ વડે અનેક જન્મો પછી પ્રાપ્ત કરે છે, ભગવાનનાં ચરણોની તે છાયાને મેં છ મહિનામાં જ પ્રાપ્ત કરી લીધી, પરંતુ ચિત્તમાં બીજી વાસના રહી જવાને કારણે હું ફરી તેમનાથી દૂર થઈ ગયો. (૩૦) અહો! મુજ અભાગિયાની મૂઢતા તો જુઓ, મેં સંસારના બંધનને કાપી નાખનારાં શ્રીપ્રભુનાં ચરણકમળોમાં

૧. પ્રા. પા. – યતિઃ ।

મતિર્વિદૂષિતા દેવૈઃ પતદ્ભિરસહિષ્ણુભિઃ ।
યો નારદવચસ્તથ્યં નાગ્રાહિષમસત્તમઃ ॥ ૩૨॥

દૈવીં માયામુપાશ્રિત્ય પ્રસુપ્ત ઇવ ભિન્નદૃક્ ।
તપ્યે દ્વિતીયેઽપ્યસતિ ભ્રાતૃભ્રાતૃવ્યહૃદ્રુજા ॥ ૩૩॥

મયૈતત્પ્રાર્થિતં વ્યર્થં ચિકિત્સેવ ગતાયુષિ ।
પ્રસાદ્ય જગદાત્માનં તપસા દુષ્પ્રસાદનમ્ ।
ભવચ્છિદમયાચેઽહં ભવં ભાગ્યવિવર્જિતઃ ॥ ૩૪॥

સ્વારાજ્યં યચ્છતો મૌઢ્યાન્માનો મે ભિક્ષિતો બત ।
ઈશ્વરાત્ક્ષીણપુણ્યેન ફલીકારાનિવાધનઃ ॥ ૩૫॥

મૈત્રેય ઉવાચ

ન વૈ મુકુન્દસ્ય પદારવિન્દયો
　　રજોજુષસ્તાત ભવાદૃશા જનાઃ ।
વાઞ્છન્તિ તદ્દાસ્યમૃતેઽર્થમાત્મનો
　　યદૃચ્છયા લબ્ધમનઃસમૃદ્ધયઃ ॥ ૩૬॥

આકર્ણ્યાત્મજમાયાન્તં સમ્પરેત્ય યથાઽઽગતમ્ ।
રાજા ન શ્રદ્દધે ભદ્રમભદ્રસ્ય કુતો મમ ॥ ૩૭॥

શ્રદ્ધાય વાક્યં દેવર્ષેર્હર્ષવેગેન ધર્ષિતઃ ।
વાર્તાહર્તુરતિપ્રીતો હારં પ્રાદાન્મહાધનમ્ ॥ ૩૮॥

સદશ્વં રથમારુહ્ય કાર્તસ્વરપરિષ્કૃતમ્ ।
બ્રાહ્મણૈઃ કુલવૃદ્ધૈશ્ચ પર્યસ્તોઽમાત્યબન્ધુભિઃ[1] ॥ ૩૯॥

શઙ્ખદુન્દુભિનાદેન[2] બ્રહ્મઘોષેણ વેણુભિઃ ।
નિશ્ચક્રામ પુરાત્તૂર્ણમાત્મજાભીક્ષણોત્સુકઃ ॥ ૪૦॥

પહોંચ્યા પછી પણ તેમની પાસેથી નાશવંત વસ્તુની જ યાચના કરી! (૩૧) દેવતાઓને સ્વર્ગ ભોગવ્યા પછી નીચે પડવાનું થાય છે, તેથી તેઓ મારી ભગવત્પ્રાપ્તિરૂપી ઊંચી સ્થિતિ સહી શક્યા નહીં, માટે જ તેમણે મારી બુદ્ધિને નષ્ટ કરી દીધી. ત્યારે જ તો મેં દુષ્ટે નારદજીની યથાર્થ વાતોનો પણ સ્વીકાર કર્યો નહીં. (૩૨) જોકે સંસારમાં આત્મા સિવાય અન્ય કશું જ નથી, તોપણ સૂતેલો મનુષ્ય જેમ સ્વપ્નમાં પોતે જ કલ્પિત સિંહ વગેરેથી ભય પામે છે તેવી જ રીતે મેં પણ ભગવાનની માયાથી મોહિત થઈને ભાઈને જ શત્રુ માની લીધો અને વ્યર્થ જ દ્વેષરૂપી હૃદયના રોગથી બળવા લાગ્યો. (૩૩) જેમને પ્રસન્ન કરવા અત્યંત મુશ્કેલ છે તે જ વિશ્વાત્મા શ્રીહરિને તપસ્યા વડે પ્રસન્ન કરીને મેં જે કંઈ માગ્યું છે તે બધું વ્યર્થ છે; બરાબર એ જ રીતે કે જેમ પૂરા થયેલા આયુષ્યવાળા મનુષ્ય માટે ચિકિત્સા વ્યર્થ છે. ઓહ! હું ભારે અભાગિયો છું, કે સંસારના બંધનનો નાશ કરનારા શ્રીપ્રભુ પાસેથી મેં સંસાર જ માગ્યો! (૩૪) હું ઘણો જ પુણ્યહીન છું! જેમ કોઈ કંગાળ મનુષ્ય કોઈ ચક્રવર્તી સમ્રાટને પ્રસન્ન કરીને તેમની પાસેથી ભૂસા સાથે ચોખાની કણકી માગે તેવી જ રીતે મેં પણ આત્માનંદનું પ્રદાન કરનારા શ્રીહરિ પાસેથી મૂર્ખતાવશ, વ્યર્થનું અભિમાન વધારનારું ઊંચું પદ વગેરે જ માગ્યું છે! (૩૫)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે તાત! તમારી જેમ જે લોકો શ્રીમુકુન્દનાં પાદપદ્મોના મકરંદના જ મધુકર છે કે જેઓ નિરંતર શ્રીપ્રભુની ચરણરજનું જ સેવન કરે છે અને જેમનું મન આપોઆપ જ આવી મળેલી બધી જ પરિસ્થિતિઓમાં સંતુષ્ટ રહે છે તેઓ ભગવાન પાસેથી તેમની સેવા સિવાય અન્ય કોઈ પણ પદાર્થ પોતાને માટે માગતા નથી. (૩૬)

આ બાજુ, જ્યારે રાજા ઉત્તાનપાદે સાંભળ્યું કે તેમનો પુત્ર ધ્રુવ ઘરે પાછો આવી રહ્યો છે ત્યારે તેમને એ વાત પર વિશ્વાસ બેઠો નહીં; બરાબર એવી જ રીતે કે જેમ કોઈને કોઈના યમલોકમાંથી પાછા આવવાની વાત પર વિશ્વાસ બેસે નહીં. તેમણે એવું વિચાર્યું કે 'મુજ અભાગિયાનું આવું ભાગ્ય ક્યાંથી?' (૩૭) પણ પછી તેમને દેવર્ષિ નારદે કહેલી વાત યાદ આવી ગઈ. તેથી તેમને આ વાતમાં વિશ્વાસ બેઠો અને તેઓ આનંદના આવેગથી અધીરા થઈ ગયા. તેમણે અત્યંત પ્રસન્ન થઈને આ સમાચાર લાવનારાને એક અમૂલ્ય હાર આપ્યો. (૩૮) રાજા ઉત્તાનપાદ પુત્રનું મોં જોવા માટે ઉત્સુક થયા અને ઘણાબધા બ્રાહ્મણો, કુળના વૃદ્ધો-વડીલો, મંત્રીઓ અને સગાસંબંધીઓને સાથે લઈને તથા ઉત્તમ ઘોડાવાળા એક સુવર્ણજડિત રથ પર સવાર થઈને તેઓ ઝડપથી નગરની

૧. પ્રા. પા. – પરીતો૦ । ૨. પ્રા. પા. – ૦તૂર્યનિના૦ ।

સુનીતિઃ સુરુચિશ્ચાસ્ય મહિષ્યૌ રુક્મભૂષિતે ।
આરુહ્ય શિબિકાં સાર્ધમુત્તમેનાભિજગ્મતુઃ ॥ ૪૧॥

તં દૃષ્ટ્વોપવનાભ્યાશ આયાન્તં તરસા રથાત્ ।
અવરુહ્ય નૃપસ્તૂર્ણમાસાદ્ય પ્રેમવિહ્વલઃ ॥ ૪૨॥

પરિરેભેઽઙ્ગજં દોર્ભ્યાં દીર્ઘોત્કણ્ઠમનાઃ શ્વસન્ ।
વિષ્વક્સેનાઙ્ઘ્રિસંસ્પર્શહતાશેષાઘબન્ધનમ્ ॥ ૪૩॥

અથાજિઘ્રન્મુહુર્મૂર્ધ્નિ શીતૈર્નયનવારિભિઃ[1] ।
સ્નાપયામાસ તનયં જાતોદ્દામમનોરથઃ ॥ ૪૪॥

અભિવન્દ્ય[2] પિતુઃપાદાવાશીર્ભિશ્ચાભિમન્ત્રિતઃ[3] ।
નનામ માતરૌ શીર્ષ્ણા સત્કૃતઃ સજ્જનાગ્રણીઃ ॥ ૪૫॥

સુરુચિસ્તં સમુત્થાપ્ય પાદાવનતમર્ભકમ્ ।
પરિષ્વજ્યાહ જીવેતિ બાષ્પગદ્ગદયા ગિરા ॥ ૪૬॥

યસ્ય પ્રસન્નો ભગવાન્ ગુણૈર્મૈત્ર્યાદિભિર્હરિઃ ।
તસ્મૈ નમન્તિ ભૂતાનિ નિમ્નમાપ ઇવ સ્વયમ્ ॥ ૪૭॥

ઉત્તમશ્ચ ધ્રુવશ્ચોભાવન્યોન્યં પ્રેમવિહ્વલૌ ।
અઙ્ગસઙ્ગાદુત્પુલકાવસ્રૌઘં મુહુરૂહતુઃ ॥ ૪૮॥

સુનીતિરસ્ય જનની પ્રાણેભ્યોઽપિ પ્રિયં સુતમ્ ।
ઉપગુહ્ય જહાવાધિં તદઙ્ગસ્પર્શનિર્વૃતા ॥ ૪૯॥

પયઃ સ્તનાભ્યાં સુસ્રાવ નેત્રજૈઃ સલિલૈઃ શિવૈઃ ।
તદાભિષિચ્યમાનાભ્યાં વીર વીરસુવો મુહુઃ ॥ ૫૦॥

તાં શશંસુર્જના રાજ્ઞીં દિષ્ટ્યા તે પુત્ર આર્તિહા ।
પ્રતિલબ્ધશ્ચિરં નષ્ટો રક્ષિતા મણ્ડલં ભુવઃ ॥ ૫૧॥

અભ્યર્ચિતસ્ત્વયા નૂનં ભગવાન્ પ્રણતાર્તિહા ।
યદનુધ્યાયિનો ધીરા મૃત્યું જિગ્યુઃ સુદુર્જયમ્ ॥ ૫૨॥

બહાર આવ્યા. તેમની આગળ-આગળ વેદ-ધ્વનિ થતો હતો અને શંખ, દુંદુભિ તેમ જ વાંસળી વગેરે અનેક માંગલિક વાદ્યો વાગતાં હતાં. (૩૯-૪૦) તેમની બંને રાણીઓ સુનીતિ અને સુરુચિ પણ સુવર્ણમય આભૂષણોથી વિભૂષિત થઈને, રાજકુમાર ઉત્તમની સાથે પાલખીઓ પર ચઢીને જઈ રહી હતી. (૪૧) ધ્રુવજી ઉપવન પાસે આવી પહોંચ્યા. તેમને જોતાં જ મહારાજ ઉત્તાનપાદ તરત રથમાંથી ઊતરી પડ્યા. પુત્રને જોવા તેઓ ઘણા દિવસોથી ઉત્કંઠિત થઈ રહ્યા હતા. તેમણે ઝડપથી આગળ વધીને, પ્રેમાતુર થઈને, લાંબા લાંબા શ્વાસ ભરતા રહીને ધ્રુવને ભુજાઓમાં લઈ લીધા. અત્યારે તેઓ પહેલાંના ધ્રુવ ન હતા, પ્રભુનાં પરમપવિત્ર પાદપદ્મોનો સ્પર્શ થવાથી તેમનાં સમસ્ત પાપોનાં બંધન કપાઈ ગયાં હતાં. (૪૨-૪૩) રાજા ઉત્તાનપાદની એક ઘણી મોટી કામના પૂરી થઈ ગઈ. તેમણે વારંવાર પુત્રનું મસ્તક સૂંઘ્યું અને આનંદ તથા પ્રેમને કારણે નીકળતાં અતિ શીતળ* આંસુઓથી તેમને નવડાવી દીધા. (૪૪)

(ત્યારબાદ સજ્જનોમાં અગ્રણી ધ્રુવજીએ પિતાનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તેમના આશીર્વાદ પામીને, કુશળક્ષેમની પૃચ્છા વગેરેથી સમ્માનિત થઈને બંને માતાઓને પ્રણામ કર્યા. (૪૫) નાની માતા સુરુચિએ પોતાનાં ચરણોમાં નમેલા બાળક ધ્રુવને ઊભા કરીને છાતીએ લગાડ્યા અને અશ્રુસહ ગદ્ગદ વાણીથી 'ચિરંજીવી રહેજે' એવો આશીર્વાદ આપ્યો. (૪૬) જેમ પાણી જાતે જ નીચાણ તરફ વહેવા લાગે છે તેવી જ રીતે મૈત્રી વગેરે ગુણોને કારણે ભગવાન જેના પર પ્રસન્ન થઈ જાય છે તેની આગળ બધા જીવો નમી પડે છે. (૪૭) અહીં ઉત્તમ અને ધ્રુવ બંનેય પ્રેમવિહ્વળ થઈને મળ્યા; એકબીજાનાં અંગોનો સ્પર્શ પામીને તે બંનેયનાં શરીરમાં રોમાંચ થઈ આવ્યો તથા આંખોમાંથી વારંવાર આંસુઓની ધારા વહેવા લાગી. (૪૮) ધ્રુવની માતા સુનીતિ પોતાના પ્રાણથીય પ્રિય પુત્રને ગળે લગાડીને સઘળો સંતાપ વીસરી ગઈ. તેનાં સુકોમળ અંગોના સ્પર્શથી તેને ઘણો જ આનંદ મળ્યો. (૩૯) હે વીરશ્રેષ્ઠ વિદુરજી! વીરમાતા સુનીતિના થાન તેનાં નેત્રોમાંથી ઝરતાં મંગળમય આનંદનાં આંસુઓથી ભીંજાઈ ગયા અને તેમાંથી વારંવાર દૂધ વહેવા લાગ્યું. (૫૦) તે સમયે નગરવાસી લોકો તેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા, 'મહારાણીજી! તમારો લાલો ઘણા દિવસથી ખોવાયેલો હતો; સદ્ભાગ્યે તે હવે પાછો આવી ગયો છે, એ અમારા બધાનું દુઃખ દૂર કરનારો છે. તે દીર્ઘકાળ સુધી ભૂમંડળનું રક્ષણ કરશે. (૫૧) તમે અવશ્ય શરણાગતના

૧. પ્રા. પા. – શાન્તૈ૦ । ૨. પ્રા. પા. – ૦વાદ્ય । ૩. પ્રા. પા. – ચાનુમ૦ ।
* આનંદ કે પ્રેમને કારણે જે આંસુ આવે છે તે શીતળ હોય છે, જ્યારે શોકનાં આંસુ ઉષ્ણ હોય છે.

લાલ્યમાનં જનૈરેવં ધ્રુવં સભ્રાતરં નૃપઃ ।
આરોપ્ય કરિણીં હૃષ્ટઃ સ્તૂયમાનોઽવિશત્પુરમ્ ॥ ૫૩॥

તત્ર તત્રોપસઙ્ક્લૃપ્તૈર્લસન્મકરતોરણૈઃ ।
સવૃન્દૈઃ[1] કદલીસ્તમ્ભૈઃ પૂગપોતૈશ્ચ તદ્વિધૈઃ ॥ ૫૪॥

ચૂતપલ્લવવાસઃસ્રઙ્મુક્તાદામવિલમ્બિભિઃ ।
ઉપસ્કૃતં પ્રતિદ્વારમપાં કુમ્ભૈઃ સદીપકૈઃ ॥ ૫૫॥

પ્રાકારૈર્ગોપુરાગારૈઃ શાતકુમ્ભપરિચ્છદૈઃ ।
સર્વતોઽલઙ્કૃતં શ્રીમદ્વિમાનશિખરદ્યુભિઃ ॥ ૫૬॥

મૃષ્ટચત્વરરથ્યાટ્ટમાર્ગં ચન્દનચર્ચિતમ્ ।
લાજાક્ષતૈઃ પુષ્પફલૈસ્તણ્ડુલૈર્બલિભિર્યુતમ્ ॥ ૫૭॥

ધ્રુવાય પથિ દૃષ્ટાય તત્ર તત્ર પુરસ્ત્રિયઃ ।
સિદ્ધાર્થાક્ષતદધ્યમ્બુદૂર્વાપુષ્પફલાનિ ચ ॥ ૫૮॥

ઉપજહ્રુઃ પ્રયુઞ્જાના વાત્સલ્યાદાશિષઃ સતીઃ ।
શૃણ્વંસ્તદ્વલ્ગુગીતાનિ પ્રાવિશદ્ભવનં પિતુઃ ॥ ૫૯॥

મહામણિવ્રાતમયે સ તસ્મિન્ ભવનોત્તમે ।
લાલિતો નિતરાં પિત્રા ન્યવસદ્દિવિ દેવવત્ ॥ ૬૦॥

પયઃફેનનિભાઃ શય્યા દાન્તા રુક્મપરિચ્છદાઃ ।
આસનાનિ મહાર્હાણિ યત્ર રૌક્મા ઉપસ્કરાઃ ॥ ૬૧॥

યત્ર સ્ફટિકકુડ્યેષુ મહામારકતેષુ ચ ।
મણિપ્રદીપા આભાન્તિ લલનારત્નસંયુતાઃ ॥ ૬૨॥

ઉદ્યાનાનિ ચ રમ્યાણિ વિચિત્રૈરમરદ્રુમૈઃ ।
કૂજદ્વિહઙ્ગમિથુનૈર્ગાયન્મત્તમધુવ્રતૈઃ ॥ ૬૩॥

ભયને ભાગનારા શ્રીહરિની ઉપાસના કરી છે. તેમનું નિરંતર ધ્યાન ધરનારા ધીર મનુષ્યો પરમ દુર્જય મૃત્યુને પણ જીતી લે છે.' (૫૨)

હે વિદુરજી! આ પ્રમાણે જ્યારે બધા જ લોકો ધ્રુવજી પ્રત્યે પોતાનાં વહાલ-વાત્સલ્ય પ્રગટ કરી રહ્યાં હતાં તે જ સમયે તેમને ભાઈ ઉત્તમની સાથે હાથણી પર આરૂઢ કરાવીને મહારાજ ઉત્તાનપાદે ઘણા હર્ષ સાથે રાજધાનીમાં પ્રવેશ કર્યો. તે સમયે બધા લોકો તેમના ભાગ્યનાં વખાણ કરી રહ્યા હતા. (૫૩)

આ નગરી અનેક કોટ, ફાટકો અને મહેલોથી સુશોભિત હતી. તેને સુવર્ણ-સામગ્રીથી શણગારવામાં આવ્યાં હતાં તેમજ તેમનાં કાંગરા વિમાનોના શિખરો જેવા ચમકી રહ્યા હતા. ચારે તરફ મગરના આકારનાં સુંદર તોરણો બનાવવામાં આવ્યાં હતાં તથા ફળ-ફૂલોના ગુચ્છો સહિત કેળના સ્તંભો અને સોપારીના છોડવા સજાવવામાં આવ્યા હતા. (૫૪) ઘરોના બારણે-બારણે દીપક સાથેના જળના કળશ મૂકેલા હતા, જેઓ આંબાનાં પાન, વસ્ત્રો, પુષ્પમાળાઓ તથા મોતીઓની સેરોથી સુશોભિત હતા. (૫૫-૫૬) નગરના ચોક, ગલીઓ, અટારીઓ અને રસ્તાઓને વાળી-ઝૂડીને તેમના પર ચંદનનો છંટકાવ કરવામાં આવ્યો હતો અને ચારે કોર લાજા, અક્ષત, પુષ્પો, ફળો, જવ તેમ જ અન્ય માંગલિક ઉપહાર-સામગ્રીઓ સજાવીને મૂકેલી હતી. (૫૭) ધ્રુવજી રાજમાર્ગે પસાર થઈ રહ્યા હતા, તે સમયે ચારે બાજુથી નગરની શીલવતી સ્ત્રીઓ તેમને જોવા એકત્ર થઈ રહી હતી. તેમણે વાત્સલ્યભાવે અનેક શુભાશીર્વાદ આપ્યા અને તેમના પર સફેદ સરસવ, ચોખા, દહીં, જળ, દુર્વા, પુષ્પો અને ફળોનો વરસાદ વરસાવવામાં આવ્યો. આ પ્રમાણે તેમનાં મનોહર ગીતો સાંભળતાં સાંભળતાં ધ્રુવજી પોતાના પિતાના ભવનમાં પ્રવેશ્યા. (૫૮-૫૯)

તે શ્રેષ્ઠ રાજમહેલ મહામૂલ્ય મણિઓની સેરોથી સુસજ્જિત હતો. તેમાં પિતાજીના વહાલ-વાત્સલ્યનું સુખ ભોગવતા ધ્રુવજી એ રીતે આનંદપૂર્વક રહેવા લાગ્યા કે જેમ સ્વર્ગમાં દેવતાઓ રહે છે. (૬૦) ત્યાં દૂધના સફેદ ફીણ જેવી શય્યાઓ, હાથીદાંતના પલંગ, સોનેરી કિનારીવાળા પડદા, મોંઘાં આસન અને સોનાનો ઘણોબધો સામાન હતો. (૬૧) તે મહેલની સ્ફટિક અને મહામરકત-મણિઓની દીવાલોમાં રત્નોની બનેલી પૂતળીઓ ઉપર મૂકેલા મણિમય દીવડાઓ ઝગમગી રહ્યા હતા. (૬૨) તે મહેલની ચારે તરફ અનેક જાતનાં દિવ્ય વૃક્ષોથી સુશોભિત ઉદ્યાન હતાં, જેમાં નર-માદા પક્ષીઓનો કલરવ તથા મદમસ્ત ભમરાઓનો ગુંજારવ થતો

૧. પ્રા. પા. – સવૃન્તૈઃ ।

વાપ્યો વૈદૂર્યસોપાનાઃ પદ્મોત્પલકુમુદ્વતીઃ ।
હંસકારણ્ડવકુલૈર્જુષ્ટાશ્ચક્રાહ્વસારસૈઃ ॥ ૬૪॥

રહેતો હતો. (૬૩) તે બગીચાઓમાં વૈદૂર્યમણિ (પોખરાજ)નાં પગથિયાંઓથી સુશોભિત વાવડીઓ હતી, જેમાં લાલ, નીલાં અને શ્વેત રંગનાં કમળ ખીલેલાં રહેતાં હતાં તથા હંસ, સારસ, બતક, ચકવાક વગેરે પક્ષીઓ ક્રીડાઓ કરતાં રહેતાં હતાં. (૬૪)

ઉત્તાનપાદો રાજર્ષિઃ પ્રભાવં તનયસ્ય તમ્ ।
શ્રુત્વા દૃષ્ટ્વાઽદ્ભુતતમં પ્રપેદે વિસ્મયં પરમ્ ॥ ૬૫॥

રાજર્ષિ ઉત્તાનપાદે પોતાના પુત્રના અતિ અદ્ભુત પ્રભાવની વાત દેવર્ષિ નારદ પાસેથી પહેલાં જ સાંભળેલી હતી, હવે પ્રત્યક્ષ તેવો જ પ્રભાવ જોઈને તેમને ઘણું આશ્ચર્ય થયું. (૬૫)

વીક્ષ્યોઢવયસં તં[1] ચ પ્રકૃતીનાં ચ સમ્મતમ્ ।
અનુરક્તપ્રજં રાજા ધ્રુવં ચક્રે ભુવઃ પતિમ્ ॥ ૬૬॥

આત્માનં ચ પ્રવયસમાકલય્ય વિશામ્પતિઃ ।
વનં વિરક્તઃપ્રાતિષ્ઠદ્વિમૃશન્નાત્મનો ગતિમ્ ॥ ૬૭॥

પછી એ જોઈને કે હવે ધ્રુવ તરુણ અવસ્થા પામી ગયા છે, અમાત્યવર્ગ તેમને આદરની દૃષ્ટિએ જુએ છે તથા પ્રજાનો પણ તેમના ઉપર પ્રેમ છે, તેમણે તેમનો સંપૂર્ણ ભૂમંડળના રાજ્ય પર અભિષેક કર્યો. (૬૬) અને પોતે વૃદ્ધાવસ્થા આવેલી જાણીને આત્મસ્વરૂપનું ચિંતન કરતા કરતા સંસારમાંથી વિરક્ત થઈને વનમાં ચાલી નીકળ્યા. (૬૭)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ધ્રુવરાજ્યાભિષેકવર્ણનં[2] નામ નવમોઽધ્યાયઃ ॥ ૯॥**

**ચોથા સ્કન્ધ-અંતર્ગત ધ્રુવરાજ્યાભિષેકવર્ણન નામનો નવમો અધ્યાય સમાપ્ત.**

═★═

# દસમો અધ્યાય

## ઉત્તમનું માર્યા જવું તથા ધ્રુવનું યક્ષો સાથે યુદ્ધ

*મૈત્રેય ઉવાચ*

પ્રજાપતેર્દુહિતરં શિશુમારસ્ય વૈ ધ્રુવઃ ।
ઉપયેમે ભ્રમિં[3] નામ તત્સુતૌ કલ્પવત્સરૌ ॥ ૧॥

ઇલાયામપિ ભાર્યાયાં વાયોઃ પુત્ર્યાં મહાબલઃ ।
પુત્રમુત્કલનામાનં [4]યોષિદ્રત્નમજીજનત્ ॥ ૨॥

ઉત્તમસ્ત્વકૃતોદ્વાહો મૃગયાયાં બલીયસા ।
હતઃ પુણ્યજનેનાદ્રૌ તન્માતાસ્ય ગતિં ગતા ॥ ૩॥

ધ્રુવો ભ્રાતૃવધં શ્રુત્વા [5]કોપામર્ષશુચાર્પિતઃ ।
જૈત્રં સ્યન્દનમાસ્થાય ગતઃ પુણ્યજનાલયમ્ ॥ ૪॥

ગત્વોદીચીં દિશં રાજા રુદ્રાનુચરસેવિતામ્ ।
દદર્શ હિમવદ્દ્રોણ્યાં પુરીં ગુહ્યકસઙ્કુલામ્ ॥ ૫॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! ધ્રુવે પ્રજાપતિ શિશુમારની પુત્રી ભ્રમિ સાથે લગ્ન કર્યું, તેનાથી તેમને કલ્પ અને વત્સર નામના બે પુત્રો થયા. (૧) મહાબલી ધ્રુવની બીજી પત્ની વાયુપુત્રી ઇલા હતી, તેનાથી તેમને ઉત્કલ નામનો પુત્ર અને એક કન્યારત્નનો જન્મ થયો. (૨) ઉત્તમનાં હજુ લગ્ન પણ થયાં ન હતાં કે એક દિવસે શિકાર ખેલતી વખતે તેને હિમાલય પર્વત પર એક બળવાન યક્ષે મારી નાખ્યો. તેની સાથે તેની માતા પણ પરલોક સિધાવી ગઈ. (૩)

ધ્રુવે જ્યારે ભાઈના માર્યા જવાના સમાચાર સાંભળ્યા ત્યારે ક્રોધ, શોક અને ઉદ્વેગ ભર્યા તેઓ વિજય અપાવનાર એક રથ પર સવાર થઈને યક્ષોના દેશમાં જઈ પહોંચ્યા. (૪) તેમણે ઉત્તર દિશામાં જઈને હિમાલયની ઘાટીમાં યક્ષોથી ભરેલી અલકાપુરી જોઈ, તેમાં ભૂત-પ્રેત-પિશાચ વગેરે રુદ્રના અનેક અનુચરો રહેતા હતા. (૫)

---

૧. પ્રા. પા. — પુત્રં પ્રકૃ૦ । ૨. પ્રા. પા. — ધ્રુવચરિતે નવરાજ્યા૦ । ૩. પ્રા. પા. — ભૂતિં । ૪. પ્રા. પા. — યોગેશ્વરમજી૦ ।
૫. પ્રા. પા. — ક્રોધામ૦ ।

દધ્મૌ શઙ્ખં બૃહદ્બાહુઃ ખં દિશશ્ચાનુનાદયન્ ।
યેનોદ્વિગ્નદૃશઃ ક્ષત્તરુપદેવ્યોઽત્રસન્ભૃશમ્ ॥ ૬॥

તતો નિષ્ક્રમ્ય બલિન ઉપદેવમહાભટાઃ[1] ।
અસહન્તસ્તન્નિનાદમભિપેતુરુદાયુધાઃ ॥ ૭॥

સ તાનાપતતો વીર ઉગ્રધન્વા મહારથઃ ।
એકૈકં યુગપત્સર્વાનહન્ બાણૈસ્ત્રિભિસ્ત્રિભિઃ ॥ ૮॥

તે વૈ લલાટલગ્નૈસ્તૈરિષુભિઃ સર્વ એવ હિ ।
મત્વા નિરસ્તમાત્માનમાશંસન્[2] કર્મ તસ્ય તત્ ॥ ૯॥

તેઽપિ ચામુમમૃષ્યન્તઃ પાદસ્પર્શમિવોરગાઃ ।
શરૈરવિધ્યન્ યુગપદ્ દ્વિગુણં પ્રચિકીર્ષવઃ ॥ ૧૦॥

તતઃ પરિઘનિસ્ત્રિંશૈઃ પ્રાસશૂલપરશ્વધૈઃ ।
શક્ત્યૃષ્ટિભિર્ભુશુણ્ડીભિશ્ચિત્રવાજૈઃ શરૈરપિ ॥ ૧૧॥

અભ્યવર્ષન્ પ્રકુપિતાઃ સરથં સહસારથિમ્ ।
ઇચ્છન્તસ્તત્પ્રતીકર્તુમયુતાનિ ત્રયોદશ ॥ ૧૨॥

ઔત્તાનપાદિઃ[3] સ તદા શસ્ત્રવર્ષેણ ભૂરિણા ।
ન ઉપાદૃશ્યત ચ્છન્ન આસારેણ યથા ગિરિઃ ॥ ૧૩॥

હાહાકારસ્તદૈવાસીત્સિદ્ધાનાં દિવિ પશ્યતામ્ ।
હતોઽયં માનવઃ સૂર્યો મગ્નઃ પુણ્યજનાર્ણવે ॥ ૧૪॥

નદત્સુ યાતુધાનેષુ જયકાશિષ્વથો મૃધે ।
ઉદતિષ્ઠદ્ રથસ્તસ્ય નીહારાદિવ ભાસ્કરઃ ॥ ૧૫॥

ધનુર્વિસ્ફૂર્જયન્દિવ્યં[4] દ્વિષતાં ખેદમુદ્વહન્ ।
અસ્ત્રૌઘં વ્યધમદ્બાણૈર્ઘનાનીકમિવાનિલઃ ॥ ૧૬॥

તસ્ય તે ચાપનિર્મુક્તા ભિત્ત્વા વર્માણિ રક્ષસામ્ ।
કાયાનાવિવિશુસ્તિગ્મા ગિરીનશનયો યથા ॥ ૧૭॥

હે વિદુરજી! ત્યાં પહોંચીને મહાબાહુ ધ્રુવે શંખનાદ કર્યો તેથી સમસ્ત આકાશ અને દિશાઓ ગુંજી ઊઠી. તે શંખધ્વનિથી યક્ષપત્નીઓ ઘણી જ ગભરાઈ ગઈ, તેમની આંખો ભયથી દયામણી બની ગઈ. (૬)

હે વીરશ્રેષ્ઠ વિદુરજી! મહાબળવાન યક્ષવીરો તે શંખનાદ સહી શક્યા નહીં, તેથી તેઓ જાતજાતનાં અસ્ત્ર-શસ્ત્રો લઈને નગરની બહાર નીકળી આવ્યા અને ધ્રુવ પર તૂટી પડ્યા. (૭) મહારથી ધ્રુવ પ્રચંડ ધનુર્ધર હતા. તેમણે તે યક્ષોમાંના પ્રત્યેકને એકીસાથે જ ત્રણ-ત્રણ બાણ માર્યાં. (૮) તે બધાએ જ્યારે પોતપોતાનાં મસ્તકોમાં ત્રણ-ત્રણ બાણ લાગેલાં જોયાં ત્યારે તેમને એવી ખાતરી થઈ ગઈ કે અવશ્ય અમારી હાર થશે. તેઓ ધ્રુવજીના આ અદ્ભુત પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યા. (૯) પછી જેમ સાપ કોઈના પગની લાત સહી શકતો નથી તેવી જ રીતે ધ્રુવનું આ પરાક્રમ નહીં સહેવાતાં તેમણે પ્રતિશોધની ઇચ્છાથી તેમનાં બાણોના જવાબમાં એકીસાથે જ તેમનાથી બમણાં – છ-છ બાણ છોડ્યાં. (૧૦) યક્ષોની સંખ્યા તેર અયુત (એક લાખ ત્રીસ હજાર) હતી. ધ્રુવજીનો બદલો લેવા માટે અત્યંત ક્રુદ્ધ થઈને રથો અને સારથિઓ સહિત તેમણે ધ્રુવજી પર પરિઘ, ખડ્ગ, પ્રાસ, ત્રિશૂળ, ફરશી, શક્તિ, ઋષ્ટિ, ભુશુંડી તથા ચિત્રવિચિત્ર પાંખોવાળાં બાણોનો વરસાદ વરસાવ્યો. (૧૧-૧૨) આ ભીષણ શસ્ત્રવર્ષાથી ધ્રુવજી સાવ ઢંકાઈ ગયા. ત્યારે લોકોને તેમનું દેખાવું એવી રીતે બંધ થઈ ગયું કે જેમ ભારે વરસાદથી પર્વતનું દેખાવું બંધ થાય છે. (૧૩) તે સમયે જે સિદ્ધો આકાશમાં સ્થિત થઈને આ દૃશ્ય જોઈ રહ્યા હતા તેઓ બધા હાહાકાર કરીને કહેવા લાગ્યા – 'આજે યક્ષસેનારૂપી સમુદ્રમાં ડૂબીને આ માનવ-સૂર્ય અસ્ત થઈ ગયો!' (૧૪) યક્ષો પોતાના વિજયની ઘોષણા કરતા યુદ્ધક્ષેત્રમાં સિંહની જેમ ગરજવા લાગ્યા. એ દરમિયાન ધ્રુવજીનો રથ એકાએક એ જ રીતે પ્રગટ થઈ ગયો, કે જેમ ધુમ્મસમાંથી સૂર્ય ભગવાન નીકળી આવે છે. (૧૫)

ધ્રુવજીએ પોતાના દિવ્ય ધનુષ્યનો ટંકાર કરીને શત્રુઓનાં હૈયાં હચમચાવી નાખ્યાં અને પછી પ્રચંડ બાણોનો વરસાદ વરસાવીને તેમનાં અસ્ત્ર-શસ્ત્રોને એવી રીતે છિન્ન-ભિન્ન કરી નાખ્યાં કે જેમ આંધી વાદળાંઓને વેરણછેરણ કરી નાખે છે. (૧૬) તેમના ધનુષ્યમાંથી છૂટેલાં તીક્ષ્ણ બાણ યક્ષરાક્ષસોનાં કવચોને ભેદીને એ રીતે તેમનાં શરીરોમાં ઘૂસી ગયાં કે જેમ ઇન્દ્રે છોડેલું વજ્ર પર્વતોમાં પ્રવેશી ગયું હતું. (૧૭)

૧. પ્રા. પા. – ઉપદેવા મહાભયાઃ । ૨. પ્રા. પા. – ત્માનં શશંસુઃ કર્મ । ૩. પ્રા. પા. – અથ ઔત્તાનપાદિઃ સશસ્ત્ર૦ । ૪. પ્રા. પા. – ર્વિસ્ફારયરન્નુગ્રં દ્વિષ૦ ।

ભલ્લૈઃસન્છિદ્યમાનાનાં શિરોભિશ્ચારુકુણ્ડલૈઃ ।
ઊરુભિર્હેમતાલાભૈર્દોર્ભિર્વલયવલ્ગુભિઃ ॥ ૧૮॥

હારકેયૂરમુકુટૈરુષ્ણીષૈશ્ચ મહાધનૈઃ ।
આસ્તૃતાસ્તા રણભુવો રેજુર્વીરમનોહરાઃ ॥ ૧૯॥

વિદુરજી! મહારાજ ધ્રુવનાં બાણોથી કપાયેલાં યક્ષોનાં સુંદર કુંડલમંડિત મસ્તકોથી, સોનેરી તાડવૃક્ષો જેવી જાંઘોથી, કંકણોથી શોભતા બાહુઓથી, હાર, ભુજબંધ, મુગટ અને બહુમૂલ્ય પાઘડીઓથી છવાયેલી તે વીરોનાં મનને લોભાવનારી યુદ્ધભૂમિ ઘણી શોભા પામી રહી હતી. (૧૮-૧૯)

હતાવશિષ્ટા ઈતરે રણાજિરાદ્
રક્ષોગણાઃ ક્ષત્રિયવર્યસાયકૈઃ ।
પ્રાયો વિવૃક્ણાવયવા[1] વિદુદ્રુવુ-
ર્મૃગેન્દ્રવિક્રીડિતયૂથપા ઈવ ॥ ૨૦॥

જે યક્ષો ગમે તેમ પણ જીવતા બચ્યા તેઓ ક્ષત્રિયશ્રેષ્ઠ ધ્રુવજીનાં બાણોથી લગભગ તમામ અંગો છિન્નભિન્ન થઈ જવાને કારણે, યુદ્ધના ખેલમાં સિંહથી પરાભવ પામેલા ગજરાજની જેમ મેદાન છોડીને ભાગી ગયા. (૨૦)

અપશ્યમાનઃ સ તદાऽऽતતાયિનં
મહામૃધે કઞ્ચન માનવોત્તમઃ ।
પુરીં દિદૃક્ષન્નપિ[2] નાવિશદ્ દ્વિષાં
ન માયિનાં વેદ ચિકીર્ષિતં જનઃ ॥ ૨૧॥

ઈતિ બ્રુવંશ્ચિત્રરથઃ સ્વસારથિં
યત્તઃ પરેષાં પ્રતિયોગશઙ્કિતઃ ।
શુશ્રાવ શબ્દં જલધેરિવેરિતં
નભસ્વતો દિક્ષુ રજોऽન્વદૃશ્યત ॥ ૨૨॥

નરશ્રેષ્ઠ ધ્રુવજીએ જોયું કે તે વિશાળ યુદ્ધભૂમિમાં હવે એક પણ શત્રુ અસ્ત્ર-શસ્ત્ર લઈને તેમની સામે નથી, ત્યારે તેમને અલકાપુરી જોવાની ઈચ્છા થઈ; પણ તેઓ પુરીની અંદર ગયા નહીં; 'આ માયાવીઓ શું કરવા ઈચ્છે છે એ વાતની મનુષ્યને ખબર પડી શકતી નથી' – આ પ્રમાણે સારથિને કહીને તે વિચિત્ર રથમાં જ બેસી રહ્યા તથા શત્રુઓના નવા આક્રમણની આશંકાથી સાવધાન થઈ રહ્યા. એટલામાં જ તેમને સમુદ્રની ગર્જના જેવો આંધીનો ભયંકર અવાજ સંભળાયો તથા દિશાઓમાંથી ઊડતી ધૂળ પણ દેખાઈ. (૨૧-૨૨)

ક્ષણેનાચ્છાદિતં વ્યોમ ઘનાનીકેન સર્વતઃ ।
વિસ્ફુરત્તડિતા દિક્ષુ ત્રાસયત્સ્તનયિત્નુના ॥ ૨૩॥
વવૃષૂ રુધિરૌઘાસૃક્પૂયવિણ્મૂત્રમેદસઃ ।
નિપેતુર્ગગનાદસ્ય કબન્ધાન્યગ્રતોऽનઘ ॥ ૨૪॥

તતઃખેऽદૃશ્યત ગિરિર્નિપેતુઃ સર્વતોદિશમ્ ।
ગદાપરિઘનિસ્ત્રિંશમુસલાઃસાશ્મવર્ષિણઃ[3] ॥ ૨૫॥

અહયોऽશનિનિઃશ્વાસા વમન્તોऽગ્નિં રુષાऽક્ષિભિઃ ।
અભ્યધાવન્ ગજા મત્તાઃ સિંહવ્યાઘ્રાશ્ચ યૂથશઃ ॥ ૨૬॥

સમુદ્ર ઊર્મિભિર્ભીમઃપ્લાવયન્ સર્વતો ભુવમ્ ।
આસસાદ મહાહ્રાદઃ કલ્પાન્ત ઈવ ભીષણઃ ॥ ૨૭॥

એવંવિધાન્યનેકાનિ ત્રાસનાન્યમનસ્વિનામ્ ।
સસૃજુસ્તિગ્મગતય આસુર્યા માયયાऽસુરાઃ ॥ ૨૮॥

ધ્રુવે પ્રયુક્તામસુરૈસ્તાં માયામતિદુસ્તરામ્ ।
નિશામ્ય તસ્ય મુનયઃશમાશંસન્ સમાગતાઃ ॥ ૨૯॥

એક ક્ષણમાં જ આખું આકાશ મેઘમાળાથી ઘેરાઈ ગયું. ચારે તરફ ભયંકર ગડગડાટ સાથે વીજળી ચમકવા લાગી. (૨૩) હે નિષ્પાપ વિદુરજી! તે વાદળાંઓમાંથી લોહી, કફ, પરુ, વિષ્ઠા, મૂત્ર તેમ જ ચરબીનો વરસાદ વરસવા લાગ્યો અને ધ્રુવજીની આગળ આકાશમાંથી ઘણાંબધાં ધડ પડવા લાગ્યાં. (૨૪) પછી આકાશમાં એક પહાડ દેખાયો અને બધી જ દિશાઓમાં પથ્થરોના વરસાદની સાથે ગદા, પરિઘ, તલવારો અને મૂસળ, પડવા લાગ્યાં. (૨૫) તેમણે જોયું કે ઘણાબધા સાપ વજ્રની જેમ ફૂંફાડા મારતા રોષભરી આંખોમાંથી આગના તણખા ઓકતા આવી રહ્યા છે; ટોળેટોળાં મદમસ્ત હાથીઓ, સિંહો અને વાઘ પણ દોડતા આવી રહ્યા છે. (૨૬) પ્રલયકાળના જેવો ભયંકર સમુદ્ર પોતાનાં પ્રચંડ મોજાંઓથી પૃથ્વીને ચારે બાજુએથી ડુબાડતો મહાભીષણ ગર્જના સાથે તેમની તરફ આગળ વધી રહ્યો છે. (૨૭) ક્રૂર સ્વભાવવાળા અસુરોએ પોતાની આસુરી માયાથી એવાં ઘણાંબધાં કૌતુકો દેખાડ્યાં કે જેમનાથી કાયરોનાં મન કંપી ઊઠે છે. (૨૮) ધ્રુવજી પર અસુરોએ પોતાની દુસ્તર માયા ફેલાવી છે - એ સાંભળીને ત્યાં કેટલાક મુનિઓ આવ્યા અને ધ્રુવજી માટે મંગલ કામના કરી. (૨૯)

૧. પ્રા. પા. – નિકૃત્તાવયવાઃ । ૨. પ્રા. પા. – ૦ક્ષાન્નિવ । ૩. પ્રા. પા. – ૦વર્ષણાઃ ।

મુનય ઊચુ:[1]

ઔત્તાનપાદે ભગવાંસ્તવ શાર્ઙ્ગધન્વા
દેવઃ ક્ષિણોત્વવનતાર્તિહરો વિપક્ષાન્ ।
યન્નામધેયમભિધાય નિશમ્ય ચાદ્ધા
લોકોઽઞ્જસા તરતિ દુસ્તરમઙ્ગ મૃત્યુમ્ ॥ ૩૦॥

**મુનિઓએ કહ્યું** – હે ઉત્તાનપાદનંદન ધ્રુવ! શરણાગતના ભયને નષ્ટ કરનાર શાર્ઙ્ગપાણિ ભગવાન નારાયણ તમારા શત્રુઓનો સંહાર કરો. ભગવાનનું તો નામ જ એવું છે કે જેને સાંભળવા અને કીર્તન કરવા માત્રથી મનુષ્ય દુસ્તર મૃત્યુના મુખમાંથી અનાયાસે જ બચી જાય છે. (૩૦)

═★═

ઇતિ[2] શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત દસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## ધ્રુવજીને યુદ્ધ બંધ કરવા સ્વાયંભુવ મનુનું સમજાવવું

મૈત્રેય ઉવાચ[3]

નિશમ્ય ગદતામેવમૃષીણાં ધનુષિ ધ્રુવઃ ।
સન્દધેઽસ્ત્રમુપસ્પૃશ્ય યન્નારાયણનિર્મિતમ્ ॥ ૧॥
સન્ધીયમાન એતસ્મિન્માયા ગુહ્યકનિર્મિતાઃ ।
ક્ષિપ્રં વિનેશુર્વિદુર ક્લેશા જ્ઞાનોદયે યથા ॥ ૨॥
તસ્યાર્ષાસ્ત્રં[4] ધનુષિ પ્રયુઞ્જતઃ
સુવર્ણપુઙ્ખાઃ કલહંસવાસસઃ ।
વિનિઃસૃતા[5] આવિવિશુર્દ્વિષદ્બલં
યથા વનં ભીમરવાઃ શિખણ્ડિનઃ ॥ ૩॥
તૈસ્તિગ્મધારૈઃ પ્રધને શિલીમુખૈ-
રિતસ્તતઃ પુણ્યજના ઉપદ્રુતાઃ ।
તમભ્યધાવન્ કુપિતા ઉદાયુધાઃ
સુપર્ણમુન્નદ્ધફણા ઇવાહયઃ ॥ ૪॥
સ તાન્ પૃષત્કૈરભિધાવતો મૃધે
નિકૃત્તબાહૂરુશિરોધરોદરાન્ ।
નિનાય લોકં પરમર્કમણ્ડલં
વ્રજન્તિ નિર્ભિદ્ય યમૂર્ધ્વરેતસઃ ॥ ૫॥
તાન્ હન્યમાનાનભિવીક્ષ્ય ગુહ્યકા-
નનાગસશ્ચિત્રરથેન ભૂરિશઃ ।
ઔત્તાનપાદિં કૃપયા પિતામહો
મનુર્જગાદોપગતઃ[6] સહર્ષિભિઃ ॥ ૬॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ઋષિઓનું આવું કથન સાંભળીને ધ્રુવજીએ આચમન કરીને શ્રીનારાયણે નિર્માણ કરેલું નારાયણાસ્ત્ર પોતાના ધનુષ્ય પર ચઢાવ્યું. (૧) તે બાણ ચઢાવતાં જ, યક્ષો વડે રચાયેલી અનેકવિધ માયા તે જ ક્ષણે નષ્ટ થઈ ગઈ, જેમ જ્ઞાનનો ઉદય થવાથી અવિદ્યા વગેરે ક્લેશો નષ્ટ થઈ જાય છે. (૨) ઋષિવર નારાયણ વડે આવિષ્કૃત થયેલા તે અસ્ત્રને ધનુષ્ય પર ચડાવતાં જ તેમાંથી રાજહંસના જેવી પાંખો અને સોનાનાં પૂંખલાંવાળાં અત્યંત તીક્ષ્ણ બાણ નીકળ્યાં અને જેમ મયૂરો કેકારવ કરતા વનમાં ઘૂસી જાય છે તેવી જ રીતે ભયાનક 'સાંય-સાંય' અવાજ કરતાં તે બાણ શત્રુઓની સેનામાં ઘૂસી ગયાં. (૩) તે તીક્ષ્ણ ધારવાળાં બાણોએ શત્રુઓને બેચેન કરી દીધા. ત્યારે તે સમરાંગણમાં અનેક યક્ષોએ અત્યંત ક્રુદ્ધ થઈને પોતાનાં અસ્ત્ર-શસ્ત્રો સંભાળ્યાં અને જેમ ગરુડના છંછેડવાથી મોટા મોટા સાપ ફણ ઊંચાં કરીને તેમની તરફ દોડે છે તેવી જ રીતે તે યક્ષો ચારે બાજુથી ધ્રુવજી પર તૂટી પડ્યા. (૪) તેમને સામા આવતા જોઈને ધ્રુવજીએ પોતાનાં બાણોથી તેમની ભુજાઓ, જાંઘો, ખભા, પેટ વગેરે અંગ-પ્રત્યંગોને છિન્નભિન્ન કરી દઈને તેમને તે સર્વશ્રેષ્ઠ લોક (સત્યલોક)માં મોકલી દીધા, કે જ્યાં ઊર્ધ્વરેતા (નૈષ્ઠિક બ્રહ્મચારી) મુનિઓ સૂર્યમંડળને ભેદીને જાય છે. (૫) હવે તેમના પિતામહ સ્વાયંભુવ મનુએ જોયું કે આશ્ચર્યજનક રથ પર આરૂઢ થયેલા ધ્રુવ અનેક નિરપરાધ યક્ષોને હણી રહ્યા છે તો તેમને તેમના પર ઘણી દયા આવી. તેઓ ઘણાબધા ઋષિઓને સાથે લઈને ત્યાં આવ્યા અને પોતાના પૌત્ર ધ્રુવને સમજાવવા લાગ્યા. (૬)

---

૧. પ્રાચીન પ્રતમાં 'મુનય ઊચુઃ' નથી. ૨. પ્રાચીન પ્રતમાં આ સ્થળે અધ્યાય સમાપ્ત થતો નથી. ૩. પ્રા. પા. – સૂત ઉવાચ । ૪. પ્રા. પા. – તસ્યાપ્યથાસ્ત્રં । ૫. પ્રા. પા. – ૦સૃતાશ્ચાવિવિ૦ । ૬. પ્રા. પા. – ૦ગતો મહર્ષિભિઃ ।

મનુરુવાચ

અલં વત્સાતિરોષેણ તમોદ્વારેણ પાપ્મના ।
યેન પુણ્યજનાનેતાનવધીસ્ત્વમનાગસઃ ॥ ૭॥

નાસ્મત્કુલોચિતં તાત કર્મૈતત્સદ્વિગર્હિતમ્ ।
વધો યદુપદેવાનામારબ્ધસ્તેઽકૃતૈનસામ્ ॥ ૮॥

નન્વેકસ્યાપરાધેન પ્રસઙ્ગાદ્[1] બહવો હતાઃ ।
ભ્રાતુર્વધાભિતપ્તેન ત્વયાઙ્ગ ભ્રાતૃવત્સલ ॥ ૯॥

નાયં માર્ગો હિ સાધૂનાં હૃષીકેશાનુવર્તિનામ્ ।
યદાત્માનં પરાગ્ગૃહ્ય પશુવદ્ભૂતવૈશસમ્ ॥ ૧૦॥

સર્વભૂતાત્મભાવેન ભૂતાવાસં હરિં ભવાન્ ।
આરાધ્યાપ દુરારાધ્યં વિષ્ણોસ્તત્પરમં પદમ્ ॥ ૧૧॥

સ ત્વં હરેરનુધ્યાતસ્તત્પુંસામપિ સમ્મતઃ ।
કથં ત્વવદ્યં કૃતવાનનુશિક્ષન્ સતાં વ્રતમ્ ॥ ૧૨॥

તિતિક્ષયા કરુણયા મૈત્ર્યા ચાખિલજન્તુષુ ।
સમત્વેન ચ સર્વાત્મા ભગવાન્ સમ્પ્રસીદતિ ॥ ૧૩॥

સમ્પ્રસન્ને ભગવતિ પુરુષઃ પ્રાકૃતૈર્ગુણૈઃ ।
વિમુક્તો જીવનિર્મુક્તો બ્રહ્મ નિર્વાણમૃચ્છતિ ॥ ૧૪॥

ભૂતૈઃ પઞ્ચભિરારબ્ધૈર્યોષિત્પુરુષ એવ હિ ।
[2]તયોર્વ્યવાયાત્સમ્ભૂતિર્યોષિત્પુરુષયોરિહ ॥ ૧૫॥

એવં પ્રવર્તતે સર્ગઃ સ્થિતિઃ સંયમ એવ ચ ।
ગુણવ્યતિકરાદ્ રાજન્ માયયા પરમાત્મનઃ ॥ ૧૬॥

નિમિત્તમાત્રં તત્રાસીન્નિર્ગુણઃ પુરુષર્ષભઃ ।
વ્યક્તાવ્યક્તમિદં વિશ્વં યત્ર ભ્રમતિ લોહવત્ ॥ ૧૭॥

સ ખલ્વિદં ભગવાન્ કાલશક્ત્યા
ગુણપ્રવાહેણ વિભક્તવીર્યઃ ।
કરોત્યકર્તૈવ નિહન્ત્યહન્તા
ચેષ્ટા વિભૂમ્નઃ ખલુ દુર્વિભાવ્યા ॥ ૧૮॥

**મનુએ કહ્યું** — બેટા! બસ કર. અધિક ક્રોધ કરવો એ સારું નહીં. એ પાપી (ક્રોધ) નરકનું દ્વાર છે. એના વશીભૂત થઈને તેં આ નિરપરાધ યક્ષોનો વધ કર્યો છે. (૭) હે તાત! તું નિર્દોષ યક્ષોનો સંહાર કરવા ઉદ્યત થયો છે તે આપણા કુળ માટે ઉચિત કર્મ નથી; સાધુ પુરુષો આ વાતની ભારે નિંદા કરે છે. (૮) બેટા! તારો પોતાના ભાઈ પર ભારે અનુરાગ હતો, એ તો બરાબર છે; પણ જો, તેના વધથી સંતપ્ત થઈને તેં એક યક્ષના અપરાધ કરવા પર પ્રસંગાધીન કેટલાઓની હત્યા કરી નાખી! (૯) આ જડ શરીરને જ આત્મા માનીને તેના માટે પશુઓની જેમ પ્રાણીઓની હિંસા કરવી એ ભગવાનનું સેવન કરનારા સાધુજનોનો માર્ગ નથી. (૧૦) પ્રભુની આરાધના કરવી ઘણી કપરી છે, પણ તેં તો બાળપણમાં જ સમસ્ત ભૂત-પ્રાણીઓના આશ્રયસ્થાન શ્રીહરિની સર્વભૂતાત્મ-ભાવે આરાધના કરી છે અને તેમનું પરમ પદ પ્રાપ્ત કરી લીધું છે. (૧૧) તને તો પ્રભુ પણ પોતાનો પ્રિય ભક્ત માને છે તથા ભક્તજનો પણ તારો આદર કરે છે. તું સાધુજનોનો પથપ્રદર્શક છે; તેમ છતાં પણ તેં આવું નિંદનીય કર્મ કેમ કર્યું? (૧૨) સર્વાત્મા શ્રીહરિ તો પોતાનાથી મોટાં મનુષ્યો પ્રત્યે સહનશીલતા, નાનાંઓ પ્રત્યે અનુકંપા, સમવયસ્કો સાથે મિત્રતા અને સઘળા જીવો સાથે સમતાનો વ્યવહાર કરવાથી જ પ્રસન્ન થાય છે. (૧૩) અને પ્રભુના પ્રસન્ન થઈ જવાથી મનુષ્ય પ્રાકૃત ગુણો અને તેમના કાર્યરૂપ લિંગશરીરથી છૂટીને પરમાનંદસ્વરૂપ બ્રહ્મપદ પ્રાપ્ત કરી લે છે. (૧૪)

બેટા ધ્રુવ! દેહ વગેરેના રૂપમાં પરિણમેલાં પંચભૂતોથી સ્ત્રી-પુરુષનો આવિર્ભાવ થાય છે અને પછી તેમના પારસ્પરિક સમાગમથી બીજાં સ્ત્રી-પુરુષો ઉત્પન્ન થાય છે. (૧૫) હે ધ્રુવ! આ પ્રમાણે ભગવાનની માયાથી સત્ત્વ વગેરે ગુણોમાં વધતો-ઓછો ભાવ થવાને લીધે જ જેમ ભૂતો દ્વારા શરીરની રચના થાય છે તેવી જ રીતે તેમની સ્થિતિ અને તેમનો વિલય પણ થાય છે. (૧૬) હે પુરુષશ્રેષ્ઠ! આ બધામાં નિર્ગુણ પરમાત્મા તો કેવળ નિમિત્તમાત્ર છે; તેમના આશ્રયે આ કાર્યકારણાત્મક જગત એવી રીતે ભમતું રહે છે કે જેમ ચુંબકના આશ્રયે લોઢું. (૧૭) કાળ-શક્તિ દ્વારા ક્રમશઃ સત્ત્વ વગેરે ગુણોમાં ક્ષોભ થવાથી લીલામય ભગવાનની શક્તિ પણ સૃષ્ટિ વગેરેના રૂપમાં વિભાજિત થઈ જાય છે; તેથી ભગવાન (પોતે) અકર્તા હોવા છતાં પણ જગતની રચના કરે છે અને (પોતે) સંહારક નહીં હોવા છતાં પણ તેનો સંહાર કરે છે. સાચે જ તે અનંત પ્રભુની લીલા સર્વથા અચિંતનીય છે. (૧૮)

૧. પ્રા. પા. — તત્સઙ્ગાત્ । ૨. પ્રા. પા. — ર્વ્યવાયસં૦ ।

સોઽનન્તોઽન્તકરઃ કાલોઽનાદિરાદિકૃદવ્યયઃ ।
જનં જનેન જનયન્મારયન્મૃત્યુનાઽન્તકમ્ ॥ ૧૯॥

ન વૈ સ્વપક્ષોઽસ્ય વિપક્ષ એવ વા
પરસ્ય મૃત્યોર્વિશતઃ સમં પ્રજાઃ ।
તં ધાવમાનમનુધાવન્ત્યનીશા
યથા રજાંસ્યનિલં ભૂતસઙ્ઘાઃ ॥ ૨૦॥

આયુષોઽપચયં જન્તોસ્તથૈવોપચયં વિભુઃ ।
ઉભાભ્યાં રહિતઃ સ્વસ્થો દુઃસ્થસ્ય વિદધાત્યસૌ ॥ ૨૧॥

કેચિત્કર્મ વદન્ત્યેનં સ્વભાવમપરે નૃપ ।
એકે કાલં પરે દૈવં પુંસઃ કામમુતાપરે ॥ ૨૨॥

અવ્યક્તસ્યાપ્રમેયસ્ય નાનાશક્ત્યુદયસ્ય ચ ।
ન વૈ ચિકીર્ષિતં તાત કો વેદાથ[1] સ્વસમ્ભવમ્ ॥ ૨૩॥

ન ચૈતે પુત્રક ભ્રાતુર્હન્તારો ધનદાનુગાઃ ।
વિસર્ગાદાનયોસ્તાત પુંસો દૈવં હિ કારણમ્ ॥ ૨૪॥

સ એવ વિશ્વં સૃજતિ સ એવાવતિ હન્તિ ચ ।
અથાપિ હ્યનહઙ્કારાન્નાજ્યતે ગુણકર્મભિઃ ॥ ૨૫॥

એષ ભૂતાનિ ભૂતાત્મા ભૂતેશો ભૂતભાવનઃ ।
સ્વશક્ત્યા માયયા યુક્તઃ સૃજત્યત્તિ ચ પાતિ ચ ॥ ૨૬॥

તમેવ મૃત્યુમમૃતં તાત દૈવં
સર્વાત્મનોપેહિ જગત્પરાયણમ્ ।
યસ્મૈ બલિં વિશ્વસૃજો હરન્તિ
ગાવો યથા વૈ નસિ દામયન્ત્રિતાઃ ॥ ૨૭॥

યઃ પઞ્ચવર્ષો જનનીં ત્વં વિહાય
માતુઃ સપત્ન્યા વચસા ભિન્નમર્મા ।
વનં ગતસ્તપસા પ્રત્યગક્ષ-
મારાધ્ય લેભે મૂર્ધ્નિ પદં ત્રિલોક્યાઃ ॥ ૨૮॥

હે ધ્રુવ! તે કાળસ્વરૂપ અવ્યય પરમાત્મા જ સ્વયં અંતરહિત હોવા છતાં પણ જગતનો અંત કરનારા છે તથા અનાદિ હોવા છતાં પણ સૌના આદિ-કર્તા છે. તેઓ જ એક જીવથી બીજા જીવને ઉત્પન્ન કરીને સંસારનું સર્જન કરે છે તથા મૃત્યુ વડે, મારનારાને પણ મરાવીને તેનો સંહાર કરે છે. (૧૯) તે કાળ ભગવાન સઘળી સૃષ્ટિમાં સમાનરૂપે અનુપ્રવિષ્ટ છે. તેમનો ન તો કોઈ મિત્રપક્ષ છે અને નથી તો કોઈ શત્રુપક્ષ જેમ પવનના વહેવાથી ધૂળ તેની સાથે સાથે ઊડે છે તેવી જ રીતે સઘળા જીવો પોતપોતાનાં કર્મોને આધીન થઈને કાળની ગતિનું અનુસરણ કરે છે – પોતપોતાનાં કર્મો અનુસાર સુખ-દુઃખ વગેરે ફળો ભોગવે છે. (૨૦)

સર્વસમર્થ શ્રીહરિ કર્મના બંધનમાં બંધાયેલા જીવના આયુષ્યની વૃદ્ધિનું અને એના ક્ષયનું વિધાન કરે છે; પરંતુ તેઓ પોતે તો આ બંને (વૃદ્ધિ અને ક્ષય) વિનાના છે અને પોતાના સ્વરૂપમાં સ્થિત છે. (૨૧) હે રાજન્! આ પરમાત્માને જ મીમાંસકો 'કર્મ', કહે છે, ચાર્વાક લોકો 'સ્વભાવ' કહે છે, વૈશેષિક મતનું અવલંબન કરનારાઓ 'કાળ' કહે છે, જ્યોતિષીઓ 'દૈવ' અને કામશાસ્ત્રીઓ 'કામ' કહે છે. (૨૨) તે પરમાત્મા કોઈ પણ ઇન્દ્રિયના કે પ્રમાણના વિષય નથી. મહત્તત્ત્વ વગેરે અનેક શક્તિઓ પણ તેમનામાંથી જ પ્રગટ થઈ છે. તેઓ શું કરવા ઈચ્છે છે એ વાત પણ સંસારમાં કોઈ જાણતું નથી; તો પછી જે પાછળથી ઉત્પન્ન થયા છે તે પોતાના મૂળ કારણ પરમાત્માને તો જાણી જ કઈ રીતે શકે? (૨૩)

બેટા! કુબેરના આ અનુચરો તારા ભાઈને મારનારા નથી; કારણ કે મનુષ્યના જન્મ અને મરણનું વાસ્તવિક કારણ તો ઈશ્વર છે. (૨૪) એકમાત્ર તેઓ જ સંસારને રચે છે, તેને પાળે છે અને તેનો નાશ કરે છે; જોકે અહંકારરહિત હોવાને કારણે આ સંસારના ગુણો અને કર્મોથી તો તેઓ નિત્ય નિર્લેપ જ રહે છે. (૨૫) સમસ્ત પ્રાણીઓના અંતરાત્મા, નિયંતા અને રક્ષણહાર તે પ્રભુ જ પોતાની માયાશક્તિથી યુક્ત થઈને સમસ્ત જીવોનું સર્જન, પાલન અને સંહાર કરે છે. (૨૬) જેમ નાકમાં નાથ ઘાલેલો બળદ પોતાના માલિકનો બોજ ખેંચતો રહે છે તેવી જ રીતે જગતની રચના કરનારા બ્રહ્મા વગેરે પણ નામરૂપ દોરડીથી બંધાયેલા રહીને તેમની જ આજ્ઞાનું પાલન કરે છે. તેઓ અ-ભક્તો માટે મૃત્યુરૂપ અને ભક્તો માટે અમૃતરૂપ છે. તથા સંસારના એકમાત્ર આશ્રય છે. હે તાત! તું બધી રીતે તે જ પરમાત્માનું શરણ લે. (૨૭) તું પાંચ વર્ષની જ ઉંમરે પોતાની સાવકી માતાનાં વાગ્બાણોથી મર્માઘાત પામીને માનો ખોળો

૧. પ્રા. પા. – વેદાસ્ય ચ સમ્ભ૦ ।

તમેનમઙ્ગાત્મનિ[1] મુક્તવિગ્રહે
વ્યપાશ્રિતં નિર્ગુણમેકમક્ષરમ્ ।
આત્માનમન્વિચ્છ વિમુક્તમાત્મદૃગ્
યસ્મિન્નિદં ભેદમસત્ પ્રતીયતે ॥ ૨૯॥

છોડીને વનમાં ચાલ્યો ગયો હતો. ત્યાં તપસ્યા વડે જે હૃષીકેશ ભગવાનની આરાધના કરીને તેં ત્રણે લોકથી ઉપરનું ધ્રુવપદ પ્રાપ્ત કર્યું છે અને જેઓ તારા વેરભાવરહિત સરળ હૃદયમાં વાત્સલ્યવશ વિશેષરૂપે વિરાજમાન થયા હતા તે નિર્ગુણ, અદ્વિતીય, અવિનાશી અને નિત્યમુક્ત પરમાત્માને અધ્યાત્મદૃષ્ટિથી પોતાના અંતઃકરણમાં ખોળ. તેમનામાં આ ભેદભાવમય પ્રપંચ નથી, છતાંય તે હોવાનું પ્રતીત થાય છે. (૨૮-૨૯)

ત્વં પ્રત્યગાત્મનિ તદા ભગવત્યનન્ત
આનન્દમાત્ર ઉપપન્નસમસ્તશક્તૌ ।
ભક્તિં વિધાય પરમાં શનકૈરવિદ્યા-
ગ્રન્થિં વિભેત્સ્યસિ મમાહમિતિ પ્રરૂઢમ્ ॥ ૩૦॥

આમ કરવાથી સર્વશક્તિસંપન્ન, પરમાનંદસ્વરૂપ, સર્વાન્તર્યામી ભગવાન અનંતમાં તારી ભક્તિ સુદૃઢ થશે અને તેના પ્રભાવથી તું 'હું-મારું'પણાના રૂપમાં દૃઢ થયેલી અવિદ્યાની ગાંઠને કાપી નાખીશ. (૩૦)

સંયચ્છ રોષં ભદ્રં તે પ્રતીપં શ્રેયસાં પરમ્ ।
શ્રુતેન ભૂયસા રાજન્નગદેન યથાऽऽમયમ્ ॥ ૩૧॥

હે રાજન્! જે રીતે ઔષધિથી રોગનું શમન કરવામાં આવે છે તેવી જ રીતે મેં તને જે કંઈ ઉપદેશ આપ્યો છે તેના પર વિચાર કરીને તું પોતાના ક્રોધનું શમન કર. ક્રોધ કલ્યાણ-માર્ગનો અતિ મહાન વિરોધી છે. ભગવાન તારું મંગળ કરો. (૩૧)

યેનોપસૃષ્ટાત્પુરુષાલ્લોક ઉદ્વિજતે ભૃશમ્ ।
ન બુધસ્તદ્વશં ગચ્છેદિચ્છન્નભયમાત્મનઃ ॥ ૩૨॥

ક્રોધને વશીભૂત થયેલા મનુષ્ય તરફથી બધાં જ લોકોને મોટો ભય રહે છે; તેથી જે બુદ્ધિમાન મનુષ્ય એવું ઇચ્છે છે કે મારાથી કોઈ પણ પ્રાણીને ભય ન થાય, અને મને પણ કોઈથી ભય ન રહે, તેણે ક્યારેય ક્રોધને વશ થવું જોઈએ નહીં. (૩૨)

હેલનં ગિરિશભ્રાતુર્ધનદસ્ય ત્વયા કૃતમ્ ।
યજ્જઘ્નિવાન્ પુણ્યજનાન્ ભ્રાતૃઘ્નાનિત્યમર્ષિતઃ ॥ ૩૩॥

તેં આ લોકો મારા ભાઈને મારનારા છે એમ સમજીને આટલા યક્ષોનો જે સંહાર કર્યો છે, તેનાથી તારા વડે ભગવાન શંકરના સખા કુબેરજીનો મોટો અપરાધ થયો છે. (૩૩)

તં પ્રસાદય વત્સાશુ સન્નત્યા પ્રશ્રયોક્તિભિઃ ।
ન[2] યાવન્મહતાં તેજઃ કુલં નોऽભિભવિષ્યતિ ॥ ૩૪॥

તેથી બેટા! મહાપુરુષોનું તેજ આપણા કુળને આક્રાન્ત કરી લે, તેના પહેલાં જ વિનમ્ર ભાષણ અને વિનય વડે સત્વરે તેમને પ્રસન્ન કરી લે. (૩૪)

એવં સ્વાયમ્ભુવઃ પૌત્રમનુશાસ્ય મનુર્ધ્રુવમ્ ।
તેનાભિવન્દિતઃ સાકમૃષિભિઃ સ્વપુરં યયૌ ॥ ૩૫॥

આ પ્રમાણે સ્વાયંભુવ મનુએ પોતાના પૌત્ર ધ્રુવને ઉપદેશ આપ્યો. ત્યારે ધ્રુવજીએ તેમને પ્રણામ કર્યા. ત્યારપછી મનુ મહર્ષિઓ સાથે પોતાના લોકમાં સિધાવી ગયા. (૩૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે એકાદશોऽધ્યાયઃ ॥ ૧૧॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત અગિયારમો અધ્યાય સમાપ્ત.

═★═

# બારમો અધ્યાય

## ધ્રુવજીને કુબેરનું વરદાન અને વિષ્ણુલોકની પ્રાપ્તિ

મૈત્રેય ઉવાચ

ધ્રુવં નિવૃત્તં પ્રતિબુદ્ધ્ય વૈશસા-
દપેતમન્યું ભગવાન્ ધનેશ્વરઃ ।
તત્રાગતશ્ચારણયક્ષકિન્નરૈઃ
સંસ્તૂયમાનોऽભ્યવદત્કૃતાઞ્જલિમ્ ॥ ૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ધ્રુવનો ક્રોધ શાંત થઈ ગયો છે અને તેઓ યક્ષોનો વધ કરવામાંથી નિવૃત્ત થઈ ગયા છે એ જાણીને ભગવાન કુબેર ત્યાં આવ્યા. તે સમયે યક્ષો, ચારણો અને કિન્નરો તેમની સ્તુતિ કરી રહ્યા હતા. તેમને જોતાં જ ધ્રુવજી હાથ જોડીને ઊભા થઈ ગયા. ત્યારે કુબેરજીએ કહ્યું. (૧)

૧. પ્રા. પા. – ૦મેવમ૦ । ૨. પ્રા. પા. – ન ચ યાવન્મહાતેજાઃ । ૩. પ્રા. પા. – ધ્રુવવિજયો નામ દશમોऽધ્યાયઃ ।

ધનદ ઉવાચ

ભો ભોઃ ક્ષત્રિયદાયાદ પરિતુષ્ટોઽસ્મિ તેઽનઘ ।
યસ્ત્વં પિતામહાદેશાદ્વૈરં દુસ્ત્યજમત્યજઃ ॥ ૨॥

ન ભવાનવધીદ્ યક્ષાન્ન યક્ષા ભ્રાતરં તવ ।
કાલ એવ હિ ભૂતાનાં પ્રભુરપ્યયભાવયોઃ ॥ ૩॥

અહં ત્વમિત્યપાર્થા ધીરજ્ઞાનાત્પુરુષસ્ય હિ ।
સ્વાપ્નીવાભાત્યતદ્ધ્યાનાદ્યયા બન્ધવિપર્યયૌ ॥ ૪॥

તદ્ગચ્છ ધ્રુવ ભદ્રં તે ભગવન્તમધોક્ષજમ્ ।
સર્વભૂતાત્મભાવેન સર્વભૂતાત્મવિગ્રહમ્ ॥ ૫॥

ભજસ્વ ભજનીયાઙ્ઘ્રિમભવાય ભવચ્છિદમ્ ।
યુક્તં વિરહિતં શક્ત્યા ગુણમય્યાઽઽત્મમાયયા ॥ ૬॥

વૃણીહિ કામં નૃપ યન્મનોગતં
મત્તસ્ત્વમૌત્તાનપદેઽવિશઙ્કિતઃ ।
વરં વરાર્હોઽમ્બુજનાભપાદયો[1]-
રનન્તરં ત્વાં વયમઙ્ગ શુશ્રુમ ॥ ૭॥

મૈત્રેય ઉવાચ

સ રાજરાજેન વરાય ચોદિતો
ધ્રુવો મહાભાગવતો મહામતિઃ ।
હરૌ સ વવ્રેઽચલિતાં સ્મૃતિં યયા
તરત્યયત્નેન દુરત્યયં તમઃ ॥ ૮॥

તસ્ય પ્રીતેન મનસા તાં દત્ત્વૈડવિડસ્તતઃ ।
પશ્યતોઽન્તર્દધે સોઽપિ સ્વપુરં પ્રત્યપદ્યત ॥ ૯॥

અથાયજત યજ્ઞેશં ક્રતુભિર્ભૂરિદક્ષિણૈઃ ।
દ્રવ્યક્રિયાદેવતાનાં કર્મ કર્મફલપ્રદમ્ ॥ ૧૦॥

સર્વાત્મન્યચ્યુતેઽસર્વે તીવ્રૌઘાં ભક્તિમુદ્વહન્ ।
દદર્શાત્મનિ ભૂતેષુ તમેવાવસ્થિતં વિભુમ્ ॥ ૧૧॥

તમેવં શીલસમ્પન્નં બ્રહ્મણ્યં દીનવત્સલમ્ ।
ગોપ્તારં ધર્મસેતૂનાં મેનિરે પિતરં પ્રજાઃ ॥ ૧૨॥

ષટ્ત્રિંશદ્વર્ષસાહસ્રં શશાસ ક્ષિતિમણ્ડલમ્ ।
ભોગૈઃ પુણ્યક્ષયં કુર્વન્નભોગૈરશુભક્ષયમ્ ॥ ૧૩॥

**શ્રીકુબેરજી બોલ્યા** – હે શુદ્ધહૃદયના ક્ષત્રિયકુમાર! તમે પોતાના દાદાના ઉપદેશથી આવું દુસ્તજ્ય વેર ત્યજી દીધું, તેથી હું તમારા પર ઘણો જ પ્રસન્ન થયો છું. (૨) વાસ્તવમાં તમે નથી તો યક્ષોને માર્યા અને નથી તો યક્ષોએ તમારા ભાઈને માર્યા. સઘળા જીવોની ઉત્પત્તિ અને વિનાશનું કારણ તો એકમાત્ર કાળ જ છે. (૩) આ 'હું-તું' વગેરે અસત્ (મિથ્યા) બુદ્ધિ તો અજ્ઞાનને લીધે જીવમાં સ્વપ્નવત્ શરીર વગેરેને આત્મા માનવાથી જ ઉત્પન્ન થાય છે. એનાથી જ મનુષ્યને બંધન તેમ જ દુઃખ વગેરે પ્રતિકૂળ પરિસ્થિતિઓ પ્રાપ્ત થાય છે. (૪)

ધ્રુવ! હવે તમે જાઓ, ભગવાન તમારું મંગળ કરો. તમે સંસારબંધનમાંથી મુક્ત થવા માટે બધા જીવોમાં સમદષ્ટિ રાખીને સર્વભૂતોના આત્મા શ્રીહરિનું ભજન કરો. તેઓ સંસારના બંધનને કાપનારા છે તથા સંસારની ઉત્પત્તિ વગેરે માટે ત્રિગુણાત્મક માયાશક્તિથી યુક્ત હોવા છતાં પણ વાસ્તવમાં તેનાથી પર છે. તેમનાં ચરણકમળો જ સૌને માટે ભજન કરવા યોગ્ય છે. (૫-૬) હે પ્રિયવર! અમે સાંભળ્યું છે કે તમે નિત્ય ભગવાન કમળનાભનાં ચરણકમળોની સમીપ રહેનારા છો; તેથી તમે અવશ્ય વરદાન મેળવવાને યોગ્ય છો. ધ્રુવ! તમને જે વરદાનની ઇચ્છા હોય તે મારી પાસેથી નિઃસંકોચ અને નિઃશંક થઈને માગી લો. (૭)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! યક્ષરાજ કુબેરજીએ જ્યારે વરદાન માગવા માટે આ પ્રમાણે આગ્રહ કર્યો ત્યારે મહાભાગવત, મહામતિ ધ્રુવજીએ તેમની પાસેથી એ જ માગ્યું કે 'મને શ્રીહરિની અખંડ સ્મૃતિ બની રહે કે, જેનાથી મનુષ્ય સહજમાં જ દુસ્તર સંસારસાગરને પાર કરી લે છે. (૮) ઇડવિડાના પુત્ર કુબેરજીએ અત્યંત પ્રસન્ન મનથી તેમને ભગવત્સ્મૃતિનું પ્રદાન કર્યું. પછી ધ્રુવજીના દેખતાં જ તેઓ અંતર્ધાન થઈ ગયા. ત્યારપછી ધ્રુવજી પણ પોતાની રાજધાનીમાં પાછા આવી ગયા. (૯) ત્યાં રહીને તેમણે મોટી મોટી દક્ષિણાવાળા યજ્ઞોથી ભગવાન યજ્ઞપુરુષની આરાધના કરી; ભગવાન જ દ્રવ્ય, ક્રિયા અને દેવતાવિષયક સમસ્ત કર્મ અને તેનું ફળ છે તથા કર્મફળને આપનારા પણ તેઓ જ છે. (૧૦) સર્વ ઉપાધિઓથી રહિત સર્વાત્મા શ્રીઅચ્યુતમાં પ્રબળ વેગયુક્ત ભક્તિભાવ રાખતા ધ્રુવજી પોતાનામાં અને સઘળાં પ્રાણીઓમાં સર્વવ્યાપક શ્રીહરિને જ વિરાજી રહેલા જોવા લાગ્યા. (૧૧) ધ્રુવજી ઘણા જ શીલસંપન્ન, બ્રાહ્મણભક્ત, દીનવત્સલ અને ધર્મમર્યાદાના રક્ષક હતા. તેમનાં પ્રજાજનો તેમને સાક્ષાત્ પિતા તુલ્ય માનતાં હતાં. (૧૨) આ પ્રમાણે જાતજાતના ઐશ્વર્યભોગોથી પુણ્યનો અને ભોગોના ત્યાગપૂર્વક

[1] પ્રા. પા. – વરાર્હોઽસ્યજ૦ ।

એવં બહુસવં કાલં મહાત્માઽવિચલેન્દ્રિયઃ ।
ત્રિવર્ગૌપયિકં નીત્વા પુત્રાયાદાન્નૃપાસનમ્ ॥ ૧૪॥

મન્યમાન ઇદં વિશ્વં માયારચિતમાત્મનિ ।
અવિદ્યારચિતસ્વપ્નગન્ધર્વનગરોપમમ્ ॥ ૧૫॥

આત્મસ્ત્ર્યપત્યસુહૃદો બલમૃદ્ધકોશ-
મન્તઃપુરં પરિવિહારભુવશ્ચ રમ્યાઃ ।
ભૂમણ્ડલં જલધિમેખલમાકલય્ય
કાલોપસૃષ્ટમિતિ સ પ્રયયૌ વિશાલામ્ ॥ ૧૬॥

તસ્યાં વિશુદ્ધકરણઃ શિવવાર્વિગાહ્ય
બદ્ધ્વાઽઽસનં જિતમરુન્મનસાઽઽહૃતાક્ષઃ ।
સ્થૂલે દધાર ભગવત્પ્રતિરૂપ એતદ્
ધ્યાયંસ્તદવ્યવહિતો વ્યસૃજત્સમાધૌ ॥ ૧૭॥

ભક્તિં હરૌ ભગવતિ પ્રવહન્નજસ્ર-
માનન્દબાષ્પકલયા મુહુરર્દ્યમાનઃ ।
વિક્લિદ્યમાનહૃદયઃ પુલકાચિતાઙ્ગો[1]
નાત્માનમસ્મરદસાવિતિ મુક્તલિઙ્ગઃ[2] ॥ ૧૮॥

સ દદર્શ વિમાનાગ્ર્યં નભસોઽવતરદ્ ધ્રુવઃ ।
વિભ્રાજયદ્દશ દિશો રાકાપતિમિવોદિતમ્ ॥ ૧૯॥

તત્રાનુ દેવપ્રવરૌ ચતુર્ભુજૌ
શ્યામૌ કિશોરાવરુણામ્બુજેક્ષણૌ ।
સ્થિતાવવષ્ટભ્ય ગદાં સુવાસસૌ
કિરીટહારાઙ્ગદચારુકુણ્ડલૌ ॥ ૨૦॥

વિજ્ઞાય તાવુત્તમગાયકિઙ્કરા-
વભ્યુત્થિતઃ સાધ્વસવિસ્મૃતક્રમઃ ।
નનામ નામાનિ ગૃણન્મધુદ્વિષઃ
પાર્ષત્પ્રધાનાવિતિ સંહતાઞ્જલિઃ ॥ ૨૧॥

તં કૃષ્ણપાદાભિનિવિષ્ટચેતસં
બદ્ધાઞ્જલિં પ્રશ્રયનમ્રકન્ધરમ્ ।
સુનન્દનન્દાવુપસૃત્ય સસ્મિતં
પ્રત્યૂચતુઃ પુષ્કરનાભસમ્મતૌ ॥ ૨૨॥

યજ્ઞ વગેરે કર્મોના અનુષ્ઠાનથી ઉપવાસ વ્રત વગેરે દ્વારા પાપનો ક્ષય કરતાં કરતાં તેમણે છત્રીસ હજાર વર્ષો સુધી પૃથ્વીનું શાસન કર્યું. (૧૩) જિતેન્દ્રિય મહાત્મા ધ્રુવજીએ આ જ રીતે અર્થ, ધર્મ અને કામના સંપાદનમાં ઘણાંબધાં વર્ષો વિતાવ્યાં અને પછી પોતાના પુત્ર ઉત્કલને રાજસિંહાસન સોંપી દીધું. (૧૪) આ સમસ્ત દૃશ્ય-પ્રપંચને અવિદ્યારચિત સ્વપ્ન અને ગંધર્વનગર જેવો, માયાથી પોતાનામાં જ કલ્પિત માનીને અને શરીર, પત્ની, પુત્ર, મિત્ર, સેના, ભરપૂર ખજાનો, રાણીવાસ, સુરમ્ય વિહારભૂમિ તથા સમુદ્રપર્યંત ભૂમંડળનું રાજ્ય – આ બધું જ કાળના મુખમાં પડેલું છે એમ સમજીને તેઓ બદરિકાશ્રમમાં ચાલ્યા ગયા. (૧૫-૧૬)

ત્યાં તેમણે પવિત્ર જળમાં સ્નાન કરીને ઇન્દ્રિયોને વિશુદ્ધ કરી. પછી સ્થિર આસનથી બેસીને પ્રાણાયામ દ્વારા શ્વાસને વશ કર્યો. ત્યારબાદ મન વડે ઇન્દ્રિયોને બાહ્ય વિષયોમાંથી ખસેડીને મનને ભગવાનના સ્થૂળ વિરાટસ્વરૂપમાં સ્થિર કરી દીધું. તે જ વિરાટસ્વરૂપનું ચિંતન કરતા કરતા તેઓ અંતમાં ધ્યાતા અને ધ્યાનના ભેદ વિનાની નિર્વિકલ્પ સમાધિમાં લીન થઈ ગયા અને તે અવસ્થામાં વિરાટસ્વરૂપનો પણ પરિત્યાગ કરી દીધો. (૧૭) આ પ્રમાણે ભગવાન શ્રીહરિ પ્રત્યે નિરંતર ભક્તિભાવનો પ્રવાહ વહેતો રહેવાથી તેમની આંખોમાં વારંવાર આનંદનાં આંસુઓનું પૂર ઊમટી પડતું હતું. એનાથી તેમનું હૃદય દ્રવીભૂત થઈ ગયું અને શરીરમાં રોમાંચ થઈ આવ્યો. પછી દેહાભિમાન ઓગળી જવાથી તેમને 'હું ધ્રુવ છું' એની સ્મૃતિ પણ રહી નહીં. (૧૮)

આ જ સમયે ધ્રુવજીએ આકાશમાંથી એક ખૂબ મોટું સુંદર વિમાન ઊતરતું જોયું. તે પોતાના પ્રકાશથી દશે દિશાઓને પ્રકાશિત કરી રહ્યું હતું, જાણે કે પૂર્ણિમાના ચંદ્રનો જ ઉદય થયો હોય! (૧૯) તેમાં બે શ્રેષ્ઠ પાર્ષદો ગદાઓનો ટેકો લઈને ઊભા હતા. તેમને ચાર ભુજાઓ હતી, સુંદર શ્યામ શરીર હતાં, કિશોર અવસ્થા હતી અને અરુણ કમળ જેવી આંખો હતી. તેઓ સુંદર વસ્ત્રો, મુગટ, હાર, ભુજબંધ અને અતિ-મનોહર કુંડળો ધારણ કરેલા હતા. (૨૦) તેમને પુણ્યશ્લોક શ્રીહરિના સેવકો જાણીને ધ્રુવજી ચકિત થઈને પૂજા વગેરેનો ક્રમ વીસરીને એકાએક ઊભા થઈ ગયા. આ ભગવાનના પાર્ષદોમાં મુખ્ય છે એમ સમજીને તેમણે શ્રીમધુસૂદનનાં નામોનું કીર્તન કરતાં કરતાં તેમને હાથ જોડીને પ્રણામ કર્યા. (૨૧) ધ્રુવજીનું મન ભગવાનનાં ચરણકમળોમાં તલ્લીન થઈ ગયું અને તેઓ હાથ જોડીને ઘણી નમ્રતાથી માથું નમાવીને ઊભા રહી ગયા. ત્યારે શ્રીહરિના પ્રિય પાર્ષદો – સુનંદ અને નંદે તેમની પાસે જઈને હસતાં હસતાં કહ્યું. (૨૨)

૧. પ્રા. પા. – ૦કાન્વિતા । ૨. પ્રા. પા. – મુક્તસઙ્ગઃ ।

*સુનન્દનન્દાવૂચતુઃ*[1]

ભો ભો રાજન્ સુભદ્રં તે વાચં[2] નોઽવહિતઃ શૃણુ ।
યઃ[3] પઞ્ચવર્ષસ્તપસા ભવાન્દેવમતીતૃપત્ ॥ ૨૩॥

તસ્યાખિલજગદ્ધાતુરાવાં[4] દેવસ્ય શાર્ઙ્ગિણઃ ।
પાર્ષદાવિહ સમ્પ્રાપ્તૌ નેતું ત્વાં ભગવત્પદમ્[5] ॥ ૨૪॥

સુદુર્જયં વિષ્ણુપદં જિતં ત્વયા
યત્સૂરયોઽપ્રાપ્ય વિચક્ષતે પરમ્ ।
આતિષ્ઠ તચ્ચન્દ્રદિવાકરાદયો
ગ્રહર્ક્ષતારાઃ પરિયન્તિ દક્ષિણમ્ ॥ ૨૫॥

અનાસ્થિતં તે પિતૃભિરન્યૈરપ્યઙ્ગ કર્હિચિત્ ।
આતિષ્ઠ જગતાં વન્દ્યં તદ્વિષ્ણોઃ પરમં પદમ્ ॥ ૨૬॥

એતદ્વિમાનપ્રવરમુત્તમશ્લોકમૌલિના ।
ઉપસ્થાપિતમાયુષ્મન્નધિરોઢું ત્વમર્હસિ ॥ ૨૭॥

*મૈત્રેય ઉવાચ*

નિશમ્ય વૈકુણ્ઠનિયોજ્યમુખ્યયો-
ર્મધુચ્યુતં વાચમુરુક્રમપ્રિયઃ ।
કૃતાભિષેકઃ કૃતનિત્યમઙ્ગલો[6]
મુનીન્ પ્રણમ્યાશિષમભ્યવાદયત્ ॥ ૨૮॥

પરીત્યાભ્યર્ચ્ય ધિષ્ણ્યાગ્ર્યં પાર્ષદાવભિવન્દ્ય ચ ।
ઇયેષ તદધિષ્ઠાતું બિભ્રદ્રૂપં હિરણ્મયમ્ ॥ ૨૯॥

તદોત્તાનપદઃ[7] પુત્રો દદર્શાન્તકમાગતમ્ ।
મૃત્યોર્મૂર્ધ્નિ પદં દત્ત્વા આરુરોહાદ્ભુતં ગૃહમ્ ॥ ૩૦॥

તદા દુન્દુભયો નેદુર્મૃદઙ્ગપણવાદયઃ ।
ગન્ધર્વમુખ્યાઃ પ્રજગુઃ પેતુઃ કુસુમવૃષ્ટયઃ ॥ ૩૧॥

સ ચ સ્વર્લોકમારોક્ષ્યન્ સુનીતિં જનનીં ધ્રુવઃ ।
અન્વસ્મરદગં હિત્વા દીનાં યાસ્યે[8] ત્રિવિષ્ટપમ્ ॥ ૩૨॥

ઇતિ વ્યવસિતં તસ્ય વ્યવસાય સુરોત્તમૌ ।
દર્શયામાસતુર્દેવીં પુરો યાનેન ગચ્છતીમ્ ॥ ૩૩॥

**સુનંદ અને નંદ કહેવા લાગ્યા** – હે રાજન્! તમારું કલ્યાણ થાઓ. તમે સાવધાન થઈને અમારી વાત સાંભળો. તમે પાંચ વર્ષની વયે જ તપસ્યા કરીને સર્વેશ્વર ભગવાનને પ્રસન્ન કરી લીધા હતા. (૨૩) અમે તે જ અખિલ જગતના નિયંતા શાર્ઙ્ગપાણિ ભગવાન વિષ્ણુના સેવકો છીએ અને તમને ભગવાનના ધામમાં લઈ જવા માટે અહીં આવ્યા છીએ. (૨૪) તમે પોતાની ભક્તિના પ્રભાવથી વિષ્ણુલોકનો અધિકાર મેળવ્યો છે, કે જે બીજાઓ માટે ઘણો દુર્લભ છે. પરમજ્ઞાની સપ્તર્ષિઓ પણ ત્યાં સુધી પહોંચી શક્યા નથી, તેઓ નીચેથી તેને માત્ર જોતા રહે છે. સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહો, નક્ષત્રો અને તારાઓ પણ તેની પ્રદક્ષિણા કરતા રહે છે. ચાલો, તમે તે જ વિષ્ણુલોકમાં નિવાસ કરો. (૨૫) પ્રિયવર! આજ સુધી તમારા પૂર્વજો તથા અન્ય કોઈ પણ તે પદ પર ક્યારેય પહોંચી શક્યા નથી. ભગવાન વિષ્ણુનું તે પરમ ધામ સઘળા સંસાર માટે વંદનીય છે, તમે ત્યાં પધારીને વિરાજમાન થાઓ. (૨૬) હે આયુષ્મન્! આ શ્રેષ્ઠ વિમાન પુણ્યશ્લોક-શિરોમણિ શ્રીહરિએ તમારે માટે જ મોકલ્યું છે, તમે તેના પર આરૂઢ થવાને યોગ્ય છો. (૨૭)

**શ્રીમૈત્રેયજી કહે છે** – ભગવાનના પ્રમુખ પાર્ષદોનાં આ અમૃતમય વચનો સાંભળીને પરમ ભાગવત ધ્રુવજીએ સ્નાન કર્યું, પછી સંધ્યા-વંદન આદિ નિત્યકર્મોથી પરવારીને માંગલિક અલંકારો વગેરે ધારણ કર્યા. બદરિકાશ્રમમાં રહેનારા મુનિઓને પ્રણામ કરીને, તેમના આશીર્વાદ લીધા. (૨૮) ત્યારબાદ તેમણે તે શ્રેષ્ઠ વિમાનની પૂજા અને પ્રદક્ષિણા કરી તથા પાર્ષદોને પ્રણામ કરીને સુવર્ણસમું કાન્તિમાન દિવ્ય રૂપ ધારણ કરીને તે વિમાન પર ચઢવા તેઓ તૈયાર થયા. (૨૯) એ દરમિયાન જ ધ્રુવજીએ જોયું કે કાળ મૂર્તિમંત થઈને તેમની સામે ઊભો છે. ત્યારે તેઓ મૃત્યુના માથા પર પગ મૂકીને તે સમયે અદ્‌ભુત વિમાન પર ચઢી ગયા. (૩૦) તે સમયે આકાશમાં દુંદુભિ, મૃદંગ, ઢોલ વગેરે વાદ્યો વાગવા લાગ્યાં, શ્રેષ્ઠ ગંધર્વો ગાન કરવા લાગ્યા અને પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. (૩૧)

વિમાન પર બેસીને ધ્રુવજી જેવા ભગવાનના ધામમાં જવા તૈયાર થયા કે તરત જ તેમને પોતાની માતા સુનીતિનું સ્મરણ થઈ આવ્યું. તેઓ વિચારવા લાગ્યા, 'શું હું બિચારી માતાને છોડીને એકલો જ દુર્લભ વૈકુંઠધામમાં જઈશ?' (૩૨)

નંદ અને સુનંદે ધ્રુવના હૃદયની વાત જાણીને તેમને બતાવ્યું કે જુઓ! દેવી સુનીતિ આગળ-આગળ બીજા

[1] પ્રાચીન પ્રતમાં નથી. । [2] પ્રા. પા. – વાચો । [3] પ્રા. પા. – યં । [4] પ્રા. પા. – લ્દ્વાતુર્દેવદેવસ્ય । [5] પ્રા. પા. – ૦વત્પુરમ્ । [6] પ્રા. પા. – કૃતકૃત્યમ૦ । [7] પ્રાચીન પ્રતમાં 'તદોત્તાન...'થી માંડીને 'ગૃહમ્ ॥' સુધીનો આખોય શ્લોક નથી. [8] પ્રા. પા. – યાસ્યન્ ।

**તત્ર તત્ર પ્રશંસદ્ભિઃ પથિ વૈમાનિકૈઃ સુરૈઃ ।**
**અવકીર્યમાણો દદૃશે કુસુમૈઃ ક્રમશો ગ્રહાન્ ॥ ૩૪॥**

**ત્રિલોકીં દેવયાનેન સોઽતિવ્રજ્ય મુનીનપિ ।**
**પરસ્તાદ્યદ્ ધ્રુવગતિર્વિષ્ણોઃપદમથાભ્યગાત્ ॥ ૩૫॥**

**યદ્[1] ભ્રાજમાનં સ્વરુચૈવ સર્વતો**
**લોકાસ્ત્રયો હ્યનુ વિભ્રાજન્ત એતે ।**
**યન્નાવ્રજઞ્જન્તુષુ[2] યેઽનનુગ્રહા**
**વ્રજન્તિ ભદ્રાણિ ચરન્તિ યેઽનિશમ્ ॥ ૩૬॥**

**શાન્તાઃ સમદૃશઃ શુદ્ધાઃ સર્વભૂતાનુરઞ્જનાઃ[3] ।**
**યાન્ત્યઞ્જસાઽચ્યુતપદમચ્યુતપ્રિયબાન્ધવાઃ ॥ ૩૭॥**

**ઇત્યુત્તાનપદઃ પુત્રો ધ્રુવઃ કૃષ્ણપરાયણઃ ।**
**અભૂત્ત્રયાણાં લોકાનાં ચૂડામણિરિવામલઃ ॥ ૩૮॥**

**ગમ્ભીરવેગોઽનિમિષં જ્યોતિષાં ચક્રમાહિતમ્[4] ।**
**યસ્મિન્ ભ્રમતિ કૌરવ્ય મેઢ્યામિવ ગવાં ગણઃ ॥ ૩૯॥**

**મહિમાનં વિલોક્યાસ્ય નારદો ભગવાનૃષિઃ ।**
**આતોદ્યં વિતુદન્ શ્લોકાન્ સત્રેઽગાયત્પ્રચેતસામ્ ॥ ૪૦॥**

નારદ ઉવાચ[5]

**નૂનં સુનીતેઃ પતિદેવતાયા-**
**સ્તપઃપ્રભાવસ્ય સુતસ્ય તાં ગતિમ્ ।**
**દૃષ્ટ્વાઽભ્યુપાયાનપિ વેદવાદિનો**
**નૈવાધિગન્તું પ્રભવન્તિ કિં નૃપાઃ ॥ ૪૧॥**

**યઃ પઞ્ચવર્ષો ગુરુદારવાક્શરૈ-**
**ર્ભિન્નેન યાતો હૃદયેન દૂયતા ।**
**વનં મદાદેશકરોઽજિતં પ્રભું[6]**
**જિગાય તદ્ભક્તગુણૈઃ[7] પરાજિતમ્ ॥ ૪૨॥**

**યઃ ક્ષત્રબન્ધુર્ભુવિ તસ્યાધિરૂઢ-**
**મન્વારુરુક્ષેદપિ વર્ષપૂગૈઃ ।**
**ષટ્પઞ્ચવર્ષો[8] યદહોભિરલ્પૈઃ**
**પ્રસાદ્ય વૈકુણ્ઠમવાપ તત્પદમ્ ॥ ૪૩॥**

વિમાનમાં જઈ રહ્યાં છે. (૩૩) તેમણે ક્રમશઃ સૂર્ય વગેરે બધા જ ગ્રહો જોયા. માર્ગમાં જ્યાં ને ત્યાં વિમાનો પર બેઠેલા દેવતાઓ તેમની પ્રશંસા કરતાં કરતાં પુષ્પવૃષ્ટિ કરતા હતા. (૩૪) તે દિવ્ય વિમાન પર બેસીને ધ્રુવજી ત્રણે લોકોને પાર કરીને સપ્તર્ષિમંડળની પણ ઉપરના ભગવાન વિષ્ણુના નિત્યધામમાં પહોંચ્યા. આ પ્રમાણે તેમણે અવિચળ ગતિ પ્રાપ્ત કરી. (૩૫) આ દિવ્ય ધામ પોતાના જ પ્રકાશથી પ્રકાશિત છે. આના પ્રકાશથી જ ત્રણે લોક પ્રકાશિત થાય છે. આમાં જીવો પ્રત્યે ક્રૂરતા દાખવનારા મનુષ્યો જઈ શકતા નથી. અહીં તો એ લોકો જ પહોંચે છે કે જેઓ પ્રાણીઓના કલ્યાણ માટે રાત-દિવસ શુભ કર્મો જ કરતા રહે છે. (૩૬) જેઓ શાન્ત, સમદર્શી, શુદ્ધ અને બધાં પ્રાણીઓને પ્રસન્ન રાખનારા છે તથા ભગવાનના ભક્તોને જ પોતાના એકમાત્ર સુહૃદ માને છે તેવા લોકો સુગમતાપૂર્વક જ ભગવાનના આ ધામને પ્રાપ્ત કરી લે છે. (૩૭)

આ પ્રમાણે ઉત્તાનપાદના પુત્ર ભગવત્પરાયણ શ્રીધ્રુવજી ત્રણે લોકોની ઉપર મુગટમાં ચૂડામણિની જેમ વિરાજીને શોભી રહ્યા હતા. (૩૮) હે કુરુનંદન! જેમ હાલરું ચલાવતી વખતે થાંભલીની ચારે બાજુ બળદો ફરતા રહે છે તે જ રીતે ગંભીર ગતિવાળું આ જ્યોતિ-ચક્ર તે અવિનાશી લોકના આશ્રયે જ નિરંતર ફરતું રહે છે. (૩૯) તેનો મહિમા જોઈને દેવર્ષિ નારદે પ્રચેતાઓની યજ્ઞશાળામાં વીણા વગાડીને આ ત્રણ શ્લોક ગાયા હતા. (૪૦)

**નારદજીએ કહ્યું હતું –** એમાં સંદેહ નથી કે પતિપરાયણ સુનીતિના પુત્ર ધ્રુવે તપસ્યા વડે અદ્ભુત શક્તિ સંચિત કરીને જે ગતિ મેળવી છે તે ગતિ ભાગવત-ધર્મોની આલોચના કરીને વેદવાદી મુનિઓ પણ મેળવી શકતા નથી; તો પછી રાજાઓની તો વાત જ શી કરવી? (૪૧) અહો! તેઓ પાંચ વર્ષની વયે જ સાવકી માતાનાં વાગ્બાણોથી મર્માઘાત પામીને દુઃખી હૃદયે વનમાં ચાલ્યા ગયા અને મારા ઉપદેશ અનુસાર જ આચરણ કરીને તે અજેય પ્રભુને જીતી લીધા, કે જેઓ કેવળ પોતાના ભક્તોના ગુણોથી જ વશ થાય છે. (૪૨) ધ્રુવજીએ તો પાંચ-છ વર્ષની વયે જ થોડા દિવસોની જ તપસ્યાથી ભગવાનને પ્રસન્ન કર્યા અને તેમનું પરમપદ મેળવી લીધું; પરંતુ તેમણે અધિકૃત કરેલું આ પદ (સમસ્ત) ભૂમંડળમાં કોઈ બીજો ક્ષત્રિય વર્ષો સુધી તપસ્યા કરીને પણ શું મેળવી શકે ખરો? (૪૩)

૧. પ્રા. પા. – વિભ્રા૦ । ૨. પ્રા. પા. – યે વત્સલા જન્તુષુ યેષ્વનુગ્રહં । ૩. પ્રા. પા. – ૦રઞ્જકાઃ । ૪. પ્રા. પા. – ૦મર્પિતમ્ । ૫. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' એ પાઠ નથી. ૬. પ્રા. પા. – વિભું । ૭. પ્રા. પા. – તદ્ભક્તગણૈઃ । ૮. પ્રા. પા. – ષત્પઞ્ચ૦ ।

મૈત્રેય ઉવાચ

**એતત્તેઽભિહિતં સર્વં યત્પૃષ્ટોઽહમિહ ત્વયા ।**
**ધ્રુવસ્યોદ્દામયશસશ્ચરિતં સમ્મતં સતામ્ ॥ ૪૪॥**

**ધન્યં યશસ્યમાયુષ્યં પુણ્યં સ્વસ્ત્યયનં મહત્ ।**
**સ્વર્ગ્યં ધ્રૌવ્યં સૌમનસ્યં પ્રશસ્યમઘમર્ષણમ્ ॥ ૪૫॥**

**[1]શ્રુત્વૈતચ્છ્રદ્ધયાઽભીક્ષ્ણમચ્યુતપ્રિયચેષ્ટિતમ્ ।**
**ભવેદ્ભક્તિર્ભગવતિ યયા[2] સ્યાત્ક્લેશસઙ્ક્ષયઃ ॥ ૪૬॥**

**મહત્ત્વમિચ્છતાં[3] તીર્થં શ્રોતુઃ શીલાદયો ગુણાઃ ।**
**યત્ર તેજસ્તદિચ્છૂનાં માનો યત્ર મનસ્વિનામ્ ॥ ૪૭॥**

**પ્રયતઃ કીર્તયેત્પ્રાતઃ સમવાયે દ્વિજન્મનામ્ ।**
**સાયં ચ પુણ્યશ્લોકસ્ય ધ્રુવસ્ય ચરિતં મહત્ ॥ ૪૮॥**

**પૌર્ણમાસ્યાં સિનીવાલ્યાં દ્વાદશ્યાં શ્રવણેઽથવા ।**
**દિનક્ષયે વ્યતીપાતે સઙ્ક્રમેઽર્કદિનેઽપિ[4] વા ॥ ૪૯॥**

**શ્રાવયેચ્છ્રદ્દધાનાનાં તીર્થપાદપદાશ્રયઃ ।**
**નેચ્છંસ્તત્રાત્મનાઽઽત્માનં સન્તુષ્ટ ઇતિ સિધ્યતિ ॥ ૫૦॥**

**જ્ઞાનમજ્ઞાતતત્ત્વાય યો દદ્યાત્સત્પથેઽમૃતમ્[5] ।**
**કૃપાલોર્દીનનાથસ્ય દેવાસ્તસ્યાનુગૃહ્ણતે ॥ ૫૧॥**

**ઇદં મયા તેઽભિહિતં કુરૂદ્વહ**
**ધ્રુવસ્ય વિખ્યાતવિશુદ્ધકર્મણઃ ।**
**હિત્વાઽર્ભકઃ ક્રીડનકાનિ માતુ-**
**ર્ગૃહં ચ વિષ્ણું શરણં યો[6] જગામ ॥ ૫૨॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! તમે મને ઉદારકીર્તિ ધ્રુવજીના ચરિત્ર વિષે પૂછ્યું હતું, તે મેં તમને પૂરેપૂરું કહી સંભળાવ્યું. સાધુપુરુષો આ ચરિત્રની ઘણી પ્રશંસા કરે છે. (૪૪) આ (ધ્રુવચરિત્ર) ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિ કરનારું, પરમ પવિત્ર અને અત્યંત મંગળમય છે. આના (શ્રવણ)થી સ્વર્ગ અને અવિનાશી પદ મળી શકે છે. આ દેવત્વની પ્રાપ્તિ કરાવનારું, ઘણું જ પ્રશંસનીય અને સમસ્ત પાપોનો નાશ કરનારું છે. (૪૫) ભગવાનના ભક્ત ધ્રુવનું આ પવિત્ર ચરિત્ર જેઓ શ્રદ્ધાપૂર્વક વારંવાર સાંભળે છે તેમને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય છે, કે જેનાથી તેમનાં બધાં જ દુઃખોનો નાશ થઈ જાય છે. (૪૬) એનું શ્રવણ કરનારાને શીલ વગેરે ગુણોની પ્રાપ્તિ થાય છે, જેઓ મહત્તા ઇચ્છે છે તેમને મહત્તાની પ્રાપ્તિ કરાવનારું પદ મળે છે, જેઓ તેજ ઇચ્છે છે તેમને તેજ પ્રાપ્ત થાય છે અને મનસ્વીઓનું માન વધે છે. (૪૭) પવિત્રકીર્તિ ધ્રુવજીના આ મહાન ચરિત્રનું સવારે અને સાંજે બ્રાહ્મણ વગેરે દ્વિજાતિઓના સમાજમાં એકાગ્રચિત્તે કીર્તન કરવું જોઈએ. (૪૮) ભગવાનનાં પરમ પવિત્ર ચરણોના શરણમાં રહેનારો જે મનુષ્ય આ ચરિત્ર નિષ્કામભાવે પૂર્ણિમા, અમાવાસ્યા, બારસ, શ્રવણ નક્ષત્ર, તિથિક્ષય, વ્યતીપાત, સંક્રાન્તિ અથવા રવિવારના દિવસે શ્રદ્ધાળુ મનુષ્યોને સંભળાવે છે તે સ્વયં પોતાના આત્મામાં જ સંતુષ્ટ રહેવા લાગે છે અને સિદ્ધ થઈ જાય છે. (૪૯-૫૦) આ (ધ્રુવચરિત્ર) સાક્ષાત્ ભગવદ્વિષયક અમૃતમય જ્ઞાન છે. જે લોકો ભગવાનના માર્ગના મર્મથી અજાણ છે તેમને જે કોઈ આ જ્ઞાન આપે છે તે દીનવત્સલ કૃપાળુ મનુષ્ય પર દેવતાઓ કૃપા કરે છે. (૫૧)

ધ્રુવજીનાં કર્મો સર્વત્ર પ્રસિદ્ધ અને પરમ પવિત્ર છે; તેઓ પોતાની બાલ્યાવસ્થામાં જ માતાના ઘર અને રમકડાંનો મોહ છોડીને શ્રીવિષ્ણુ ભગવાનના શરણે ચાલ્યા ગયા હતા. હે કુરુનંદન! તેમનું આ પરમ પવિત્ર ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. (૫૨)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ધ્રુવચરિતં[7] નામ દ્વાદશોઽધ્યાયઃ[8] ॥ ૧૨॥**

**ચોથા સ્કન્ધ-અંતર્ગત ધ્રુવચરિત નામનો બારમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – શ્રુત્વેમં શ્રદ્ધ૦ । ૨. પ્રા. પા. – યસ્ય । ૩. પ્રા. પા. – ૦ચ્છતોઽત્યર્થં શ્રોતુઃ । ૪. પ્રા. પા. – ૦ઽથવા । ૫. પ્રા. પા. – દદ્યાચ્છ્રદ્ધધીમતે । ૬. પ્રાચીન પ્રતમાં 'યો' નથી. ૭. પ્રા. પા. – ધ્રુવારોહણં । ૮. પ્રા. પા. – એકાદશો૦ ।

# તેરમો અધ્યાય

## ધ્રુવના વંશનું વર્ણન તથા રાજા અંગનું ચરિત્ર

*સૂત ઉવાચ*

નિશમ્ય કૌષારવિણોપવર્ણિતં
ધ્રુવસ્ય વૈકુણ્ઠપદાધિરોહણમ્ ।
પ્રરૂઢભાવો ભગવત્યધોક્ષજે
પ્રષ્ટું પુનસ્તં વિદુરઃ પ્રચક્રમે ॥ ૧॥

*વિદુર ઉવાચ*

કે તે પ્રચેતસો નામ કસ્યાપત્યાનિ સુવ્રત ।
કસ્યાન્વવાયે પ્રખ્યાતાઃ કુત્ર વા સત્રમાસત ॥ ૨॥

મન્યે મહાભાગવતં નારદં દેવદર્શનમ્ ।
યેન પ્રોક્તઃ ક્રિયાયોગઃ પરિચર્યાવિધિર્હરેઃ ॥ ૩॥

સ્વધર્મશીલૈઃ પુરુષૈર્ભગવાન્ યજ્ઞપૂરુષઃ ।
ઈજ્યમાનો ભક્તિમતા[1] નારદેનેરિતઃ કિલ ॥ ૪॥

યાસ્તા દેવર્ષિણા તત્ર વર્ણિતા ભગવત્કથાઃ ।
મહ્યં શુશ્રૂષવે બ્રહ્મન્ કાર્ત્સ્ન્યેનાચષ્ટુમર્હસિ ॥ ૫॥

*મૈત્રેય ઉવાચ*

ધ્રુવસ્ય ચોત્કલઃ પુત્રઃ પિતરિ પ્રસ્થિતે વનમ્ ।
સાર્વભૌમશ્રિયં નૈચ્છદધિરાજાસનં પિતુઃ ॥ ૬॥

સ જન્મનોપશાન્તાત્મા નિઃસઙ્ગઃ સમદર્શનઃ ।
દદર્શ લોકે વિતતમાત્માનં લોકમાત્મનિ ॥ ૭॥

આત્માનં બ્રહ્મ નિર્વાણં પ્રત્યસ્તમિતવિગ્રહમ્ ।
અવબોધરસૈકાત્મ્યમાનન્દમનુસન્તતમ્ ॥ ૮॥

અવ્યવચ્છિન્નયોગાગ્નિદગ્ધકર્મમલાશયઃ ।
સ્વરૂપમવરુન્ધાનો નાત્મનોઽન્યં તદૈક્ષત ॥ ૯॥

જડાન્ધબધિરોન્મત્તમૂકાકૃતિરતન્મતિઃ ।
લક્ષિતઃ પથિ બાલાનાં પ્રશાન્તાર્ચિરિવાનલઃ ॥ ૧૦॥

મત્વા તં જડમુન્મત્તં કુલવૃદ્ધાઃ સમન્ત્રિણઃ ।
વત્સરં ભૂપતિં ચક્રુર્યવીયાંસં ભ્રમેઃ સુતમ્ ॥ ૧૧॥

સ્વર્વીથિર્વત્સરસ્યેષ્ટા ભાર્યાઽસૂત ષડાત્મજાન્ ।
પુષ્પાર્ણં તિગ્મકેતું ચ ઇષમૂર્જં વસું જયમ્ ॥ ૧૨॥

**શ્રીસૂતજી કહે છે** — હે શૌનકજી! શ્રીમૈત્રેય મુનિના મુખેથી ધ્રુવજી વિષ્ણુપદ પર આરૂઢ થયા તે વૃત્તાન્ત સાંભળીને વિદુરજીના હૃદયમાં ભગવાન વિષ્ણુની ભક્તિનો ઊભરો આવ્યો અને તેમણે મૈત્રેયજીને ફરી પ્રશ્નો પૂછવાની શરૂઆત કરી. (૧)

**વિદુરજીએ પૂછ્યું** — હે ભગવત્પરાયણ મુનિ! આ પ્રચેતાઓ કોણ હતા? તેઓ કોના પુત્ર હતા? કોના વંશમાં પ્રસિદ્ધ હતા અને તેમણે ક્યાં યજ્ઞ કર્યો હતો? (૨) ભગવાનના દર્શનથી કૃતાર્થ થયેલા નારદજી પરમ ભાગવત છે એમ હું માનું છું. તેમણે પાંચરાત્રનું નિર્માણ કરીને શ્રીહરિની પૂજા-પદ્ધતિરૂપ ક્રિયાયોગનો ઉપદેશ કર્યો છે. (૩) જે સમયે પ્રચેતાઓ સ્વધર્મનું આચરણ કરતા રહીને ભગવાન યજ્ઞેશ્વરની આરાધના કરી રહ્યા હતા તે જ સમયે ભક્તશ્રેષ્ઠ નારદજીએ ધ્રુવજીનું ગુણગાન કર્યું હશે. (૪) હે બ્રહ્મન્! તે સ્થળે તેમણે ભગવાનની જે જે લીલાપૂર્ણ કથાઓનું વર્ણન કર્યું હોય તે બધી કથાઓ મને સંભળાવો; મને તે સાંભળવાની ઘણી ઇચ્છા છે. (૫)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** — હે વિદુરજી! મહારાજ ધ્રુવ વનમાં ચાલ્યા ગયા તે પછી તેમના પુત્ર ઉત્કલે પોતાના પિતાના સાર્વભૌમ વૈભવ અને રાજ્યસિંહાસનનો અસ્વીકાર કરી દીધો. (૬) તે જન્મથી જ શાંતચિત્તના, આસક્તિરહિત અને સમદર્શી હતા તથા સમસ્ત લોકોને પોતાના આત્મામાં અને પોતાના આત્માને સમસ્ત લોકોમાં સ્થિત જોતા હતા. (૭) તેમના અંતઃકરણનો વાસનારૂપી મળ અખંડ યોગના અગ્નિથી ભસ્મ થઈ ગયો હતો; તેથી તેઓ પોતાના આત્માને વિશુદ્ધ બોધરસ સહિત અભિન્ન, આનંદમય અને સર્વત્ર-વ્યાપ્ત જોતા હતા. બધા જ પ્રકારના ભેદો વિનાના પ્રશાંત બ્રહ્મને જ તેઓ પોતાનું સ્વરૂપ સમજાવતો હતો તથા પોતાના આત્માથી ભિન્ન કશું જ નથી એમ જોતો હતો. (૮-૯) તેઓ અજ્ઞાની લોકોને મૂર્ખ, અંધ, બધીર, છકેલા અથવા મૂંગા જેવા લાગતા હતા પરંતુ વાસ્તવમાં તેઓ એવા ન હતા. તેમનું જે તેજ હતું તે એવી રીતે ઢંકાયેલું હતું કે જેમ વિના જ્વાળાનો અગ્નિ હોય. (૧૦) તેથી કુળના વૃદ્ધો-વડીલો તથા મંત્રીઓએ તેમને મૂર્ખ અને પાગલ સમજીને તેમના નાના ભાઈ ભ્રમિપુત્ર વત્સરને રાજા બનાવ્યો. (૧૧)

વત્સરની પ્રિય પત્ની સ્વર્વીથિના ગર્ભથી પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઇષ, ઊર્જ, વસુ અને જય નામના છ પુત્રો થયા.

૧. પ્રા. પા. — ભગવતા ।

પુષ્પાર્ણસ્ય પ્રભા ભાર્યા દોષા ચ દ્વે બભૂવતુઃ ।
પ્રાતર્મધ્યન્દિનં સાયમિતિ હ્યાસન્ પ્રભાસુતાઃ ॥ ૧૩॥
પ્રદોષો નિશિથો વ્યુષ્ટ ઇતિ દોષાસુતાસ્ત્રયઃ ।
વ્યુષ્ટઃ સુતં પુષ્કરિણ્યાં સર્વતેજસમાદધે ॥ ૧૪॥
સ ચક્ષુઃ સુતમાકૂત્યાં પત્ન્યાં મનુમવાપ હ ।
મનોરસૂત મહિષી વિરજાન્નડ્વલા સુતાન્ ॥ ૧૫॥
પુરું કુત્સં ત્રિતં દ્યુમ્નં સત્યવન્તમૃતં વ્રતમ્ ।
અગ્નિષ્ટોમમતીરાત્રં પ્રદ્યુમ્નં શિબિમુલ્મુકમ્ ॥ ૧૬॥
ઉલ્મુકોઽજનયત્પુત્રાન્પુષ્કરિણ્યાં ષડુત્તમાન્ ।
અઙ્ગં સુમનસં ખ્યાતિં ક્રતુમઙ્ગિરસં ગયમ્ ॥ ૧૭॥
સુનીથાઙ્ગસ્ય યા પત્ની સુષુવે વેનમુલ્બણમ્ ।
યદ્દૌઃશીલ્યાત્સ રાજર્ષિર્નિર્વિણ્ણો નિરગાત્પુરાત્ ॥ ૧૮॥
યમઙ્ગ શેપુઃ કુપિતા વાગ્વજ્રા મુનયઃ કિલ ।
ગતાસોસ્તસ્ય ભૂયસ્તે મમન્થુર્દક્ષિણં કરમ્ ॥ ૧૯॥
અરાજકે તદા લોકે દસ્યુભિઃ પીડિતાઃ પ્રજાઃ ।
જાતો નારાયણાંશેન પૃથુરાદ્યઃ ક્ષિતીશ્વરઃ ॥ ૨૦॥

*વિદુર ઉવાચ*

તસ્ય શીલનિધેઃ સાધોર્બ્રહ્મણ્યસ્ય મહાત્મનઃ ।
રાજ્ઞઃ કથમભૂદ્દુષ્ટા પ્રજા યદ્વિમના યયૌ ॥ ૨૧॥
કિં વાંહો વેન ઉદ્દિશ્ય બ્રહ્મદણ્ડમયૂયુજન્ ।
દણ્ડવ્રતધરે રાજ્ઞિ મુનયો ધર્મકોવિદાઃ ॥ ૨૨॥
નાવધ્યેયઃ પ્રજાપાલઃ પ્રજાભિરઘવાનપિ ।
યદસૌ લોકપાલાનાં બિભર્ત્યોજઃ સ્વતેજસા ॥ ૨૩॥
એતદાખ્યાહિ મે બ્રહ્મન્ સુનીથાત્મજચેષ્ટિતમ્ ।
શ્રદ્દધાનાય ભક્તાય ત્વં પરાવરવિત્તમઃ ॥ ૨૪॥

*મૈત્રેય ઉવાચ*

અઙ્ગોઽશ્વમેધં રાજર્ષિરાજહાર મહાક્રતુમ્ ।
નાજગ્મુર્દેવતાસ્તસ્મિન્નાહૂતા બ્રહ્મવાદિભિઃ ॥ ૨૫॥
તમૂચુર્વિસ્મિતાસ્તત્ર[1] યજમાનમથર્ત્વિજઃ ।
હવીંષિ હૂયમાનાનિ ન તે ગૃહ્ણન્તિ દેવતાઃ ॥ ૨૬॥
રાજન્ હવીંષ્યદુષ્ટાનિ શ્રદ્ધયાઽઽસાદિતાનિ તે ।
છન્દાંસ્યયાતયામાનિ યોજિતાનિ ધૃતવ્રતૈઃ ॥ ૨૭॥

(૧૨) પુષ્પાર્ણને પ્રભા અને દોષા નામની બે પત્નીઓ હતી; તેમાંની પ્રભાને પ્રાતઃ, મધ્યંદિન અને સાયં – એ ત્રણ પુત્રો થયા. (૧૩) દોષાને પ્રદોષ, નિશીથ અને વ્યુષ્ટ – એ ત્રણ પુત્રો થયા. વ્યુષ્ટે પોતાની પત્ની પુષ્કરિણીથી સર્વતેજસ્ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. (૧૪) તેની પત્ની આકૂતિથી ચક્ષુસ્ નામનો પુત્ર થયો. ચાક્ષુષ મન્વંતરમાં તે જ મનુ થયા. ચક્ષુ-મનુની પત્ની નડ્વલાથી પુરુ, કુત્સ, ત્રિત, દ્યુમ્ન, સત્યવાન, ઋત, વ્રત, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, પ્રદ્યુમ્ન, શિબિ અને ઉલ્મુક – એ બાર સત્ત્વગુણી પુત્રો થયા. (૧૫-૧૬) એમાંના ઉલ્મુકે પોતાની પત્ની પુષ્કરિણીથી અંગ, સુમનસ, ખ્યાતિ, ક્રતુ, અંગિરા અને ગય – એ છ ઉત્તમ પુત્રો ઉત્પન્ન કર્યા. (૧૭) અંગની પત્ની સુનીથાએ ક્રૂરકર્મી વેનને જન્મ આપ્યો, જેની દુષ્ટતાથી ઉદ્વિગ્ન થઈને રાજર્ષિ અંગ નગર છોડીને ચાલ્યા ગયા હતા. (૧૮) પ્રિય વિદુરજી! મુનિઓનાં વચનો વજ્ર જેવાં અમોઘ હોય છે. તેમણે (અંગે) ક્રુદ્ધ થઈને વેનને શાપ આપ્યો અને જ્યારે તે મૃત્યુ પામ્યો ત્યારે કોઈ રાજા નહીં રહેવાને કારણે જગતમાં લુટારાઓ દ્વારા પ્રજાજનોને ઘણું કષ્ટ પડવા લાગ્યું. એ જોઈને તેમણે વેનની જમણી ભુજાનું મંથન કર્યું જેથી ભગવાન વિષ્ણુના અંશાવતાર આદિસમ્રાટ મહારાજ પૃથુ પ્રગટ થયા. (૧૯-૨૦)

**વિદુરજીએ પૂછ્યું** – હે બ્રહ્મન્! મહારાજ અંગ તો શીલસંપન્ન, સાધુસ્વભાવના, બ્રાહ્મણોના ભક્ત અને મોટા મહાત્મા હતા; તો તેમને વેન જેવો દુષ્ટ પુત્ર કેમ થયો, કે જેને કારણે દુઃખી થઈને તેમણે નગર છોડવું પડ્યું? (૨૧) રાજદંડ ધારણ કરનારા વેનનો એવો તે કયો અપરાધ હતો કે ધર્મજ્ઞાની મુનીશ્વરોએ તેના પ્રત્યે શાપરૂપી બ્રહ્મદંડનો પ્રયોગ કર્યો? (૨૨) પ્રજાનું કર્તવ્ય છે કે તે પ્રજાપાલક રાજાથી કોઈ પાપ થવા પામે તોપણ તેનો તિરસ્કાર ન કરે; કારણ કે તે પોતાના પ્રભાવથી આઠ લોકપાલોનું તેજ ધારણ કરતો હોય છે. (૨૩) હે બ્રહ્મન્! તમે ભૂત-ભવિષ્યની વાતો જાણનારાઓમાં સર્વશ્રેષ્ઠ છો, તેથી તમે મને સુનીથાના પુત્ર વેનનાં બધાં કરતૂતો કહી સંભળાવો. હું તમારો શ્રદ્ધાળુ ભક્ત છું. (૨૪)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! એક વાર રાજર્ષિ અંગે અશ્વમેધ મહાયજ્ઞનું અનુષ્ઠાન કર્યું. તેમાં વેદવાદી બ્રાહ્મણોએ આવાહન કર્યું તેમ છતાં પણ દેવતાઓ પોતાનો ભાગ લેવા આવ્યા નહીં. (૨૫) ત્યારે ઋત્વિજો વિસ્મિત થયા અને તેમણે યજમાન અંગને કહ્યું – 'રાજન્! અમે આહુતિઓના રૂપમાં તમારા ઘી વગેરે પદાર્થોનો જે હવન કરીએ છીએ તેનો દેવતાઓ સ્વીકાર કરતા નથી. (૨૬) અમે જાણીએ છીએ કે તમારી હવન-સામગ્રી દૂષિત નથી, તમે તે સામગ્રી ઘણી શ્રદ્ધાથી એકઠી કરેલી છે અને વેદમંત્રો પણ કોઈ પ્રકારે નિર્બળ

૧. પ્રા. પા. – તદૂચુ૦ ।

**ન વિદામેહ દેવાનાં હેલનં વયમણ્વપિ ।**
**યન્ન ગૃહ્ણન્તિ ભાગાન્ સ્વાન્ યે દેવાઃ કર્મસાક્ષિણઃ ॥ ૨૮॥**

*મૈત્રેય ઉવાચ*

**અઙ્ગો દ્વિજવચઃ શ્રુત્વા યજમાનઃ સુદુર્મનાઃ ।**
**તત્પ્રષ્ટું વ્યસૃજદ્વાચં સદસ્યાંસ્તદનુજ્ઞયા ॥ ૨૯॥**

**નાગચ્છન્ત્યાહુતા દેવા ન ગૃહ્ણન્તિ ગ્રહાનિહ ।**
**સદસસ્પતયો બ્રૂત કિમવદ્યં મયા કૃતમ્ ॥ ૩૦॥**

*સદસસ્પતય ઊચુઃ*

**નરદેવેહ ભવતો[1] નાઘં તાવન્મનાક્ સ્થિતમ્ ।**
**અસ્ત્યેકં પ્રાક્તનમઘં[2] યદિહેદૃક્ ત્વમપ્રજઃ ॥ ૩૧॥**

**તથા સાધય ભદ્રં તે આત્માનં સુપ્રજં નૃપ ।**
**ઇષ્ટસ્તે પુત્રકામસ્ય પુત્રં દાસ્યતિ યજ્ઞભુક્ ॥ ૩૨॥**

**તથા સ્વભાગધેયાનિ ગ્રહીષ્યન્તિ દિવૌકસઃ ।**
**યદ્યજ્ઞપુરુષઃ સાક્ષાદપત્યાય હરિર્વૃતઃ ॥ ૩૩॥**

**તાંસ્તાન્ કામાન્ હરિર્દદ્યાદ્યાન્ યાન્ કામયતે જનઃ ।**
**આરાધિતો તથૈવૈષ યથા પુંસાં ફલોદયઃ ॥ ૩૪॥**

**ઇતિ વ્યવસિતા વિપ્રાસ્તસ્ય રાજ્ઞઃ પ્રજાતયે ।**
**પુરોડાશં નિરવપન્ શિપિવિષ્ટાય વિષ્ણવે ॥ ૩૫॥**

**તસ્માત્પુરુષ ઉત્તસ્થૌ હેમમાલ્યમલામ્બરઃ ।**
**હિરણ્મયેન પાત્રેણ સિદ્ધમાદાય પાયસમ્ ॥ ૩૬॥**

**સ વિપ્રાનુમતો રાજા ગૃહીત્વાઞ્જલિનૌદનમ્ ।**
**અવઘ્રાય મુદા યુક્તઃ પ્રાદાત્પત્ન્યા ઉદારધીઃ ॥ ૩૭॥**

**સા[3] તત્પુંસવનં રાજ્ઞી પ્રાશ્ય વૈ પત્યુરાદધે ।**
**ગર્ભં કાલ ઉપાવૃત્તે કુમારં સુષુવેઽપ્રજા ॥ ૩૮॥**

**સ બાલ એવ પુરુષો માતામહમનુવ્રતઃ ।**
**અધર્માંશોદ્ભવં મૃત્યું તેનાભવદધાર્મિકઃ ॥ ૩૯॥**

**સ શરાસનમુદ્યમ્ય મૃગયુર્વનગોચરઃ ।**
**હન્ત્યસાધુર્મૃગાન્ દીનાન્ વેનોઽસાવિત્યરૌજ્જનઃ ॥ ૪૦॥**

નથી; કારણ કે તેમનો પ્રયોગ કરનારા ઋત્વિજો યાજક માટે યોગ્ય એવા બધા જ નિયમોનું સંપૂર્ણપણે પાલન કરી રહ્યા છે. (૨૭) અમને એવી કોઈ વાત દેખાતી નથી કે યજ્ઞમાં દેવતાઓનો આ યજ્ઞમાં જરાક પણ તિરસ્કાર થયો હોય, તો તેમ છતાં પણ કર્માધ્યક્ષ દેવતાઓ શા માટે પોતાનો ભાગ ગ્રહણ કરતા નથી?' (૨૮)

**શ્રીમૈત્રેયજી કહે છે** – ઋત્વિજોની વાત સાંભળીને યજમાન અંગ ઘણા ઉદાસ થયા. ત્યારે તેમણે યાજકોની અનુમતિ લઈને, મૌન તોડીને સભાજનોને પૂછ્યું. (૨૯) 'હે સભાજનો! દેવતાઓ આવાહન કરવા છતાં પણ યજ્ઞમાં આવતા નથી અને નથી તો સોમપાત્ર પણ ગ્રહણ કરતા; તો તમે બતાવો કે મારાથી એવો કયો અપરાધ થયો છે?' (૩૦)

**સભાજનોએ કહ્યું** – રાજન્! આ જન્મમાં તો તમારાથી જરા જેટલો પણ અપરાધ થયો નથી, પણ હા, પૂર્વજન્મમાં એક અપરાધ અવશ્ય થયેલો છે, કે જેને કારણે તમે આવા સર્વગુણસંપન્ન હોવા છતાં પણ પુત્રહીન છો. (૩૧) તમારું કલ્યાણ થાય એ માટે પહેલાં તમે સુપુત્ર મેળવવા માટે કોઈ ઉપાય કરો. જો તમે પુત્રની કામનાથી યજ્ઞ કરશો તો ભગવાન યોગેશ્વર તમને અવશ્ય પુત્ર પ્રદાન કરશે. (૩૨) જ્યારે સંતાન માટે સાક્ષાત્ યજ્ઞપુરુષ શ્રીહરિનું આવાહન કરવામાં આવશે ત્યારે દેવતાઓ પોતે જ પોતપોતાનો યજ્ઞભાગ ગ્રહણ કરી લેશે. (૩૩) ભક્ત જે જે વસ્તુની કામના કરે છે, શ્રીહરિ તેને તે તે જ વસ્તુ આપે છે. તેમની જે રીતે આરાધના કરવામાં આવે છે તે જ પ્રમાણે ઉપાસકને ફળ પણ મળે છે. (૩૪)

આ પ્રમાણે રાજા અંગને પુત્રપ્રાપ્તિ કરાવવાનો નિશ્ચય કરીને ઋત્વિજોએ રશ્મિઓમાં રહેલા શ્રીવિષ્ણુ ભગવાનની પૂજા માટે પુરોડાશ નામનો ચરુ સમર્પણ કર્યો. (૩૫) યજ્ઞમાં આહુતિ નાખતાં જ અગ્નિકુંડમાંથી સોનાના હાર અને સફેદ વસ્ત્રોથી વિભૂષિત એક પુરુષ પ્રગટ થયા, તેઓ એક સુવર્ણપાત્રમાં સિદ્ધ કરેલી ખીર લીધેલા હતા. (૩૬) ઉદારબુદ્ધિના રાજા અંગે યાજકોની અનુમતિથી પોતાના ખોબામાં તે ખીર લીધી અને તેને પોતે સૂંઘીને પ્રસન્નતાપૂર્વક પોતાની પત્નીને આપી. (૩૭) પુત્રહીન રાણીએ તે પુત્ર આપનારી ખીર આરોગી અને ગર્ભ ધારણ કર્યો, તેનાથી યોગ્ય સમયે તેને એક પુત્ર થયો. (૩૮) તે બાળક બાલ્યાવસ્થાથી જ અધર્મના વંશમાં ઉત્પન્ન થયેલા પોતાના નાના (અર્થાત્ માતાના પિતા) મૃત્યુનો અનુયાયી હતો (સુનીથા મૃત્યુની જ પુત્રી હતી); તેથી તે પણ અધાર્મિક જ થયો. (૩૯)

તે દુષ્ટ વેન ધનુષ્યબાણ ચઢાવીને વનમાં જતો અને પારધીની જેમ બિચારાં ભલાંભોળાં હરણોની હત્યા કરતો

૧. પ્રા. પા. – ભવતા ચાવદ્યં કિં ક્રિયાન્વિતમ્ । ૨. પ્રા. પા. – પ્રાક્તનાવદ્યમ્ । ૩. પ્રા. પા. – યાવત્પુંસ૦ ।

આક્રીડે ક્રીડતો બાલાન્[1] વયસ્યાનતિદારુણઃ ।
પ્રસહ્ય નિરનુક્રોશઃ પશુમારમમારયત્ ॥ ૪૧॥

તં વિચક્ષ્ય ખલં પુત્રં શાસનૈર્વિવિધૈર્નૃપઃ ।
યદા ન શાસિતું કલ્પો ભૃશમાસીત્સુદુર્મનાઃ ॥ ૪૨॥

પ્રાયેણાભ્યર્ચિતો દેવો યેઽપ્રજા ગૃહમેધિનઃ ।
કદપત્યભૃતં[2] દુઃખં યે ન વિન્દન્તિ દુર્ભરમ્ ॥ ૪૩॥

યતઃ પાપીયસી કીર્તિરધર્મશ્ચ મહાન્નૃણામ્ ।
યતો વિરોધઃ સર્વેષાં યત આધિરનન્તકઃ ॥ ૪૪॥

કસ્તં પ્રજાપદેશં વૈ મોહબન્ધનમાત્મનઃ ।
પણ્ડિતો બહુ મન્યેત યદર્થાઃ ક્લેશદા ગૃહાઃ ॥ ૪૫॥

કદપત્યં વરં મન્યે સદપત્યાચ્છુચાં પદાત્ ।
નિર્વિદ્યેત ગૃહાન્મર્ત્યો યત્ક્લેશનિવહા ગૃહાઃ ॥ ૪૬॥

એવં સ નિર્વિણ્ણમના નૃપો ગૃહા-
ન્નિશીથ ઉત્થાય મહોદયોદયાત્ ।
અલબ્ધનિદ્રોઽનુપલક્ષિતો નૃભિ-
ર્હિત્વા ગતો વેનસુવં પ્રસુપ્તામ્ ॥ ૪૭॥

વિજ્ઞાય નિર્વિદ્ય ગતં પતિં પ્રજાઃ
પુરોહિતામાત્યસુહૃદ્ગણાદયઃ ।
વિચિક્યુરુર્વ્યામતિશોકકાતરા
યથા નિગૂઢં પુરુષં કુયોગિનઃ ॥ ૪૮॥

અલક્ષયન્તઃ પદવીં પ્રજાપતે-
ર્હતોદ્યમાઃ પ્રત્યુપસૃત્ય તે પુરીમ્ ।
ઋષીન્ સમેતાનભિવન્દ્ય સાશ્રવો
ન્યવેદયન્ પૌરવ ભર્તૃવિપ્લવમ્ ॥ ૪૯॥

હતો. તેને જોતાં જ પુરવાસી લોકો 'વેન આવ્યો! વેન આવ્યો!' એમ પોકારી ઊઠતા હતા. (૪૦) તે એવો ક્રૂર અને નિર્દય હતો કે મેદાનમાં રમતાં પોતાનાં સમવયસ્ક બાળકોને પશુઓની જેમ બળપૂર્વક મારી નાખતો હતો. (૪૧) વેનની આવી દુષ્ટ પ્રકૃતિ જોઈને મહારાજ અંગે તેને વિવિધ રીતે સુધારવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓ તેને સુમાર્ગ પર લાવવા સમર્થ થયા નહીં. એનાથી તેમને ઘણું જ દુઃખ થયું. (૪૨) (તેઓ મનોમન કહેતા હતા –) 'જે ગૃહસ્થોને પુત્રો નથી તેમણે ચોક્કસ પૂર્વજન્મમાં શ્રીહરિની આરાધના કરી હશે; તેનાથી તેમણે કુપુત્રનાં કુકર્મોથી થતો અસહ્ય ક્લેશ સહન કરવો પડતો નથી. (૪૩) જેની કરણીથી માતાપિતાનો સઘળો યશ ધૂળમાં મળી જાય, તેમણે અધર્મના ભાગી થવું પડે, સૌની સાથે વિરોધ (વેર) થઈ જાય, ક્યારેય નહીં છૂટતી ચિંતા વહોરી લેવી પડે અને ઘર પણ દુઃખદાયી થઈ પડે એવા કહેવા ખાતરના જ સંતાનને માટે કયો સમજુ મનુષ્ય લલચાશે? તે તો આત્માને માટે એક પ્રકારનું મોહમય બંધન જ છે. (૪૪-૪૫) હું તો સુપુત્ર કરતાં કુપુત્રને જ સારો સમજું છું; કારણ કે સુપુત્રનો ત્યાગ કરવામાં ભારે ક્લેશ થાય છે, જ્યારે કુપુત્ર ઘરને નરક બનાવી દે છે અને તેથી તેનાથી સહેજે છુટકારો થઈ જાય છે.' (૪૬)

આ પ્રમાણે વિચારતાં વિચારતાં મહારાજ અંગને રાત્રે ઊંઘ આવી નહીં. તેમનું ચિત્ત ગૃહસ્થીમાંથી વિરક્ત થઈ ગયું. તેઓ અડધી રાતની વેળાએ પથારીમાંથી ઊભા થયા. તે સમયે વેનની માતા ઊંઘમાં બેસુધ પડી હતી. રાજાએ બધાનો મોહ છોડી દીધો અને તે જ સમયે, કોઈનેય ખબર ન પડે એ રીતે, ચૂપચાપ મહાન ઐશ્વર્યભર્યા તે રાજમહેલમાંથી નીકળીને વનમાં ચાલ્યા ગયા. (૪૭) મહારાજ વિરક્ત થઈને ઘરમાંથી નીકળી ગયા છે એ જાણીને બધા જ પ્રજાજનો, પુરોહિતો, મંત્રીઓ, સુહૃદજનો વગેરે અત્યંત શોકવિહ્વળ થઈને પૃથ્વી પર તેમની શોધ કરવા લાગી ગયા; બરાબર એવી જ રીતે કે જેમ યોગનું યથાર્થ રહસ્ય નહીં જાણનારા મનુષ્યો પોતાના હૃદયમાં સંતાયેલા ભગવાનને બહાર શોધે છે. (૪૮) જ્યારે તેમને પોતાના સ્વામીનો ક્યાંય પત્તો ન લાગ્યો ત્યારે તેઓ નિરાશ થઈને નગરમાં પાછા આવી ગયા અને ત્યાં જે મુનિઓ એકઠા થયા હતા તેમને યથોચિત પ્રણામ કરીને તેમણે આંખોમાં આંસુ ભરીને મહારાજના નહીં મળવાનો વૃત્તાંત સંભળાવ્યો. (૪૯)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત તેરમો અધ્યાય સમાપ્ત.

==★==

૧. પ્રાચીન પ્રતમાં 'બાલાન્ વયસ્યાનતિદારુણઃ' એટલો ભાગ ખંડિત છે. ૨. પ્રા. પા. – ભ્યશ્રિતં ।

# ચૌદમો અધ્યાય

## રાજા વેનની કથા

*મૈત્રેય ઉવાચ*

ભૃગ્વાદયસ્તે[1] મુનયો લોકાનાં ક્ષેમદર્શિનઃ ।
ગોપ્તર્યસતિ વૈ નૃણાં પશ્યન્તઃ પશુસામ્યતામ્ ॥ ૧॥

વીર માતરમાહૂય સુનીથાં બ્રહ્મવાદિનઃ ।
પ્રકૃત્યસમ્મતં વેનમભ્યષિઞ્ચન્ પતિં ભુવઃ ॥ ૨॥

શ્રુત્વા નૃપાસનગતં વેનમત્યુગ્રશાસનમ્ ।
નિલિલ્યુર્દસ્યવઃ સદ્યઃ સર્પત્રસ્તા ઈવાખવઃ ॥ ૩॥

સ આરૂઢનૃપસ્થાન ઉન્નદ્ધોઽષ્ટવિભૂતિભિઃ ।
અવમેને મહાભાગાન્ સ્તબ્ધઃ સમ્ભાવિતઃ સ્વતઃ ॥ ૪॥

એવં મદાન્ધ ઉત્સિક્તો નિરઙ્કુશ ઈવ દ્વિપઃ ।
પર્યટન્ રથમાસ્થાય કમ્પયન્નિવ રોદસી ॥ ૫॥

ન યષ્ટવ્યં ન દાતવ્યં ન હોતવ્યં દ્વિજાઃ ક્વચિત્ ।
ઈતિ ન્યવારયદ્ધર્મં ભેરીઘોષેણ સર્વશઃ[2] ॥ ૬॥

વેનસ્યાવેક્ષ્ય[3] મુનયો દુર્વૃત્તસ્ય વિચેષ્ટિતમ્ ।
વિમૃશ્ય લોકવ્યસનં કૃપયોચુઃ સ્મ સત્રિણઃ[4] ॥ ૭॥

અહો ઉભયતઃ પ્રાપ્તં લોકસ્ય વ્યસનં મહત્ ।
દારુણ્યુભયતો દીપ્તે ઈવ તસ્કરપાલયોઃ ॥ ૮॥

અરાજકભયાદેષ[5] કૃતો રાજાઽતદર્હણઃ ।
તતોઽપ્યાસીદ્ભયં ત્વદ્ય કથં સ્યાત્સ્વસ્તિ દેહિનામ્ ॥ ૯॥

અહેરિવ પયઃપોષઃ પોષકસ્યાપ્યનર્થભૃત્[6] ।
વેનઃ પ્રકૃત્યૈવ ખલઃ સુનીથાગર્ભસમ્ભવઃ ॥ ૧૦॥

નિરૂપિતઃ પ્રજાપાલઃ સ જિઘાંસતિ વૈ પ્રજાઃ ।
તથાપિ સાન્ત્વયેમામું નાસ્માંસ્તત્પાતકં સ્પૃશેત્ ॥ ૧૧॥

તદ્વિદ્વદ્ભિરસદ્વૃત્તો વેનોઽસ્માભિઃ કૃતો નૃપઃ ।
સાન્ત્વિતો યદિ નો વાચં ન ગ્રહીષ્યત્યધર્મકૃત્ ॥ ૧૨॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વીરશ્રેષ્ઠ વિદુરજી! અંગ રાજાના ચાલ્યા ગયા પછી બધા જ લોકોનું ક્ષેમકુશળ ઈચ્છનારા ભૃગુ વગેરે મુનિઓએ જોયું કે હવે પૃથ્વીનું રક્ષણ કરનારું કોઈ જ રહેવા પામ્યું નથી, બધા લોકો પશુઓ જેવા ઉચ્છૃંખલ થઈ ગયા છે, ત્યારે તેમણે માતા સુનીથાની સંમતિથી, મંત્રીઓની સંમતિ નહીં હોવા છતાં પણ વેનનો ભૂમંડળના રાજ્યપદ પર અભિષેક કર્યો. (૧-૨) વેન ઘણો કઠોર શાસક હતો. જ્યારે ચોર-લુટારાઓએ સાંભળ્યું કે તે જ રાજ્યસિંહાસન પર બેઠો છે ત્યારે સાપથી બીધેલા ઉંદરોની જેમ તેઓ બધા તરત જ જ્યાં-ત્યાં સંતાઈ ગયા. (૩) રાજ્યસિંહાસન મળવાથી વેન આઠે લોકપાલોની ઐશ્વર્યકલા (મળવા)ને કારણે ઉન્મત્ત થઈ ગયો અને અભિમાનને લીધે પોતાને જ સૌથી મહાન માનીને મહાપુરુષોનું અપમાન કરવા લાગ્યો. (૪) તે ઐશ્વર્યના મદથી આંધળો થઈને રથ પર ચઢીને નિરંકુશ ગજરાજની જેમ પૃથ્વી અને આકાશને ધ્રુજાવતો સર્વત્ર વિચરવા લાગ્યો. (૫) '<u>કોઈ</u> પણ દ્વિજાતીય વર્ણના મનુષ્યે ક્યારેય કોઈ પણ પ્રકારનાં યજ્ઞ, દાન અને હવન કરવાં નહીં' – આવો ઢંઢેરો પોતાના રાજ્યમાં પિટાવીને તેણે બધાં ધર્મ-કર્મ બંધ કરાવી દીધાં. (૬)

દુષ્ટ વેનનો આવો અત્યાચાર જોઈને બધા ઋષિમુનિઓ એકઠા થયા અને સંસાર પર સંકટ આવેલું સમજીને કરુણાવશ પરસ્પરને કહેવા લાગ્યા. (૭) 'અહો! જેમ બંને તરફ બળતાં લાકડાંની વચ્ચે રહેનારાં કીડી વગેરે જીવજંતુઓ મહાન સંકટમાં પડી જાય છે તેવી જ રીતે આ સમયે બધાં પ્રજાજનો એક તરફ રાજાના અને બીજી તરફ ચોર લુટારાઓના અત્યાચારથી મહાન સંકટમાં પડી રહ્યાં છે. (૮) અમે અરાજકતાના ભયથી જ, અયોગ્ય હોવા છતાં પણ વેનને રાજા બનાવ્યો હતો, પરંતુ હવે તેનાથી પણ પ્રજાને ભય થઈ ગયો છે. આવી દશામાં પ્રજાજનોને કઈ રીતે સુખશાંતિ મળી શકે? (૯) સુનીથાની કૂખેથી જન્મેલો આ વેન સ્વભાવથી જ દુષ્ટ છે. પરંતુ સાપને દૂધ પિવડાવવાની જેમ આને પાળવા-પોષવાનું પાળનારાઓ માટે અનર્થનું કારણ બની ગયું છે. (૧૦) અમે આને પ્રજાનું રક્ષણ કરવા માટે નિયુક્ત કર્યો હતો, પણ આ આજે પ્રજાને જ નષ્ટ કરવા કટિબદ્ધ થયો છે. આટલું બધું હોવા છતાં પણ અમારે એને અવશ્ય સમજાવવો જોઈએ; એમ કરવાથી એણે કરેલાં પાપ અમને સ્પર્શશે નહીં. (૧૧) આ દુરાચારી છે એવું જાણવા છતાં અમે વેનને રાજા બનાવ્યો હતો; પરંતુ જો હવે સમજાવવા છતાં

[1] પ્રા. પા. – ૦યસ્તુ ઋષયો । [2] પ્રા. પા. – સર્વતઃ । [3] પ્રા. પા. – ૦વેત્ય । [4] પ્રા. પા. – મન્ત્રિણઃ । [5] પ્રા. પા. – ૦દેવ । [6] પ્રા. પા. – ૦કૃત્ ।

લોકધિક્કારસન્દગ્ધં[1] દહિષ્યામઃસ્વતેજસા ।
એવમધ્યવસાયૈનં મુનયો ગૂઢમન્યવઃ ।
ઉપવ્રજ્યાબ્રુવન્ વેનં સાન્ત્વયિત્વા ચ[2] સામભિઃ ॥ ૧૩॥

*મુનય ઊચુઃ*[3]

નૃપવર્ય નિબોધૈતદ્યત્તે વિજ્ઞાપયામ ભોઃ ।
આયુઃશ્રીબલકીર્તીનાં તવ તાત વિવર્ધનમ્ ॥ ૧૪॥

ધર્મ આચરિતઃપુંસાં વાઙ્મનઃકાયબુદ્ધિભિઃ[4] ।
લોકાન્ વિશોકાન્ વિતરત્યથાનન્ત્યમસઙ્ગિનામ્ ॥ ૧૫॥

સ તે મા વિનશેદ્વીર પ્રજાનાં ક્ષેમલક્ષણઃ ।
યસ્મિન્ વિનષ્ટે નૃપતિરૈશ્વર્યાદવરોહતિ ॥ ૧૬॥

રાજન્નસાધ્વમાત્યેભ્યશ્ચોરાદિભ્યઃપ્રજા નૃપઃ ।
રક્ષન્ યથા બલિં ગૃહ્ણન્નિહ પ્રેત્ય ચ મોદતે ॥ ૧૭॥

યસ્ય રાષ્ટ્રે પુરે ચૈવ ભગવાન્ યજ્ઞપૂરુષઃ ।
ઈજ્યતે સ્વેન ધર્મેણ જનૈર્વર્ણાશ્રમાન્વિતૈઃ[5] ॥ ૧૮॥

તસ્ય રાજ્ઞો મહાભાગ[6] ભગવાન્ ભૂતભાવનઃ ।
પરિતુષ્યતિ વિશ્વાત્મા તિષ્ઠતો નિજશાસને ॥ ૧૯॥

તસ્મિંસ્તુષ્ટે કિમપ્રાપ્યં જગતામીશ્વરેશ્વરે ।
લોકાઃ સપાલા હ્યેતસ્મૈ હરન્તિ બલિમાદૃતાઃ ॥ ૨૦॥

તં સર્વલોકામરયજ્ઞસઙ્ગ્રહં
ત્રયીમયં દ્રવ્યમયં તપોમયમ્ ।
યજ્ઞૈર્વિચિત્રૈર્યજતો ભવાય તે
રાજન્ સ્વદેશાનનુરોદ્ધુમર્હસિ ॥ ૨૧॥

યજ્ઞેન યુષ્મદ્વિષયે દ્વિજાતિભિ-
ર્વિતાયમાનેન સુરાઃ કલા હરેઃ ।
સ્વિષ્ટાઃ સુતુષ્ટાઃ પ્રદિશન્તિ વાઞ્છિતં
તદ્ધેલનં નાર્હસિ વીર ચેષ્ટિતુમ્ ॥ ૨૨॥

*વેન ઉવાચ*

બાલિશા બત યૂયં વા[7] અધર્મે ધર્મમાનિનઃ ।
યે વૃત્તિદં પતિં હિત્વા જારં પતિમુપાસતે ॥ ૨૩॥

પણ એ અમારી વાત નહીં માને તો સંસારના ધિક્કારથી દાઝેલા એ દુષ્ટને અમે પોતાના તેજથી ભસ્મ કરી દઈશું.' – આવો વિચાર કરીને મુનિજનો વેન પાસે ગયા અને પોતાના ક્રોધને ગુપ્ત રાખીને તેને પ્રિય વચનોથી સમજાવતાં આ પ્રમાણે કહેવા લાગ્યા. (૧૨-૧૩)

**મુનિઓએ કહ્યું** – હે રાજન્! અમે તમને જે વાત કહીએ તેના પર ધ્યાન આપો. એનાથી તમારું આયુષ્ય, શ્રી-સમૃદ્ધિ, બળ અને કીર્તિમાં વૃદ્ધિ થશે. (૧૪) હે તાત! જો મનુષ્ય મન, વાણી, શરીર અને બુદ્ધિથી ધર્મનું આચરણ કરે છે તો તેને સ્વર્ગ વગેરે શોકરહિત લોકોની પ્રાપ્તિ થાય છે. જો તેનો નિષ્કામભાવ હોય, તો તો તે જ ધર્મ તેને અનંત મોક્ષપદ પર પહોંચાડી દે છે. (૧૫) તેથી હે વીરશ્રેષ્ઠ! પ્રજાના કલ્યાણરૂપ તે ધર્મ તમારે કારણે નષ્ટ થવો જોઈએ નહીં. ધર્મના નષ્ટ થવાથી રાજા પણ ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ જાય છે. (૧૬) હે રાજન્! જે રાજા દુષ્ટ મંત્રીઓ તેમ જ ચોરો વગેરેથી પોતાની પ્રજાનું રક્ષણ કરતો રહીને ન્યાયને અનુકૂળ (શાસન) કરતો રહે છે તે આ લોકમાં અને પરલોકમાં – બંને સ્થળે સુખ પામે છે. (૧૭) જેના રાજ્યમાં કે નગરમાં વર્ણાશ્રમના ધર્મોનું પાલન કરનારા મનુષ્યો સ્વધર્મના પાલન વડે ભગવાન યજ્ઞપુરુષની આરાધના કરે છે, હે મહાભાગ્યવાન! જે ભગવાનની આજ્ઞાનું પાલન કરે છે તે રાજા પર ભગવાન પ્રસન્ન રહે છે; કારણ કે તેઓ જ સઘળા વિશ્વના આત્મા તથા સમસ્ત ભૂતપ્રાણીઓના રક્ષક છે. (૧૮-૧૯) ભગવાન બ્રહ્મા વગેરે જગદીશ્વરોના પણ ઈશ્વર છે, તેમના પ્રસન્ન થવાથી કોઈ પણ વસ્તુ દુર્લભ રહેવા પામતી નથી. ત્યારે જ તો ઈન્દ્ર વગેરે લોકપાલો સહિત સમસ્ત લોકો (ભુવનો) તેમને ઘણા આદરથી પૂજા-ઉપહાર સમર્પિત કરે છે. (૨૦) હે રાજન્! ભગવાન શ્રીહરિ સમસ્ત લોકો, લોકપાલો અને યજ્ઞોના નિયંતા છે; તેઓ વેદત્રયીરૂપ, દ્રવ્યરૂપ અને તપઃસ્વરૂપ છે. તેથી તમારા જે દેશવાસીઓ તમારી ઉન્નતિ માટે અનેક પ્રકારના યજ્ઞોથી ભગવાનનું યજન કરે છે તેમને અનુકૂળ જ તમારે રહેવું જોઈએ. (૨૧) જ્યારે તમારા રાજ્યમાં બ્રાહ્મણો યજ્ઞોનું અનુષ્ઠાન કરશે ત્યારે તેમની પૂજાથી પ્રસન્ન થઈને ભગવાનના અંશસ્વરૂપ દેવતાઓ તમને મનોવાંછિત ફળ આપશે. તેથી હે વીરશ્રેષ્ઠ! તમારે યજ્ઞ વગેરે ધર્મનાં અનુષ્ઠાનો બંધ કરીને દેવતાઓનો તિરસ્કાર નહીં કરવો જોઈએ. (૨૨)

**વેને કહ્યું** – તમે લોકો મહામૂર્ખ છો! ખેદ છે કે તમે અધર્મમાં જ ધર્મબુદ્ધિ કરી રાખી છે; ત્યારે જ તમે જીવિકા આપનારા મુજ સાક્ષાત્ પતિને છોડીને કોઈ બીજા જારપતિની

૧. પ્રા. પા. – ૦દિગ્ધં । ૨. પ્રા. પા. – ૦ત્વાકથ । ૩. પ્રાચીન પ્રતમાં 'મુનય ઊચુઃ' એટલો ભાગ નથી. ૪. પ્રા. પા. – ૦બુદ્ધિભિઃ । ૫. પ્રા. પા. – ૦શ્રમાત્મકૈઃ । ૬. પ્રા. પા. – ૦રાજ । ૭. પ્રા. પા. – વૈ ।

અવજાનન્ત્યમી મૂઢા નૃપરૂપિણમીશ્વરમ્ ।
નાનુવિન્દન્તિ તે ભદ્રમિહ લોકે પરત્ર ચ ॥ ૨૪॥

કો યજ્ઞપુરુષો નામ યત્ર વો ભક્તિરીદૃશી ।
ભર્તૃસ્નેહવિદૂરાણાં યથા જારે કુયોષિતામ્ ॥ ૨૫॥

વિષ્ણુર્વિરિઞ્ચો ગિરિશ ઈન્દ્રો વાયુર્યમો રવિઃ ।
પર્જન્યો ધનદઃ સોમઃ ક્ષિતિરગ્નિરપામ્પતિઃ ॥ ૨૬॥

એતે ચાન્યે ચ વિબુધાઃ પ્રભવો વરશાપયોઃ ।
દેહે ભવન્તિ નૃપતેઃ સર્વદેવમયો નૃપઃ ॥ ૨૭॥

તસ્માન્માં કર્મભિર્વિપ્રા યજધ્વં ગતમત્સરાઃ ।
બલિં ચ મહ્યં હરત મત્તોઽન્યઃ કોઽગ્રભુક્ પુમાન્ ॥ ૨૮॥

મૈત્રેય ઉવાચ[1]

ઈત્થં વિપર્યયમતિઃ પાપીયાનુત્પથં ગતઃ ।
અનુનીયમાનસ્તદ્યાચ્ઞાં ન ચક્રે[2] ભ્રષ્ટમઙ્ગલઃ ॥ ૨૯॥

ઈતિ તેઽસત્કૃતાસ્તેન દ્વિજાઃ પણ્ડિતમાનિના ।
ભગ્નાયાં ભવ્યયાચ્ઞાયાં તસ્મૈ વિદુર ચુક્રુધુઃ ॥ ૩૦॥

હન્યતાં હન્યતામેષ પાપઃ પ્રકૃતિદારુણઃ ।
જીવઞ્જગદસાવાશુ કુરુતે ભસ્મસાદ્ ધ્રુવમ્ ॥ ૩૧॥

નાયમર્હત્યસદ્વૃત્તો નરદેવવરાસનમ્ ।
યોઽધિયજ્ઞપતિં વિષ્ણું[3] વિનિન્દત્યનપત્રપઃ ॥ ૩૨॥

કો વૈનં[4] પરિચક્ષીત[5] વેનમેકમૃતેઽશુભમ્ ।
પ્રાપ્ત ઈદૃશમૈશ્વર્યં યદનુગ્રહભાજનઃ ॥ ૩૩॥

ઈત્થં વ્યવસિતા હન્તુમૃષયો રૂઢમન્યવઃ ।
નિજઘ્નુર્હુઙ્કૃતૈર્વેનં હતમચ્યુતનિન્દયા ॥ ૩૪॥

ઋષિભિઃ સ્વાશ્રમપદં ગતે પુત્રકલેવરમ્ ।
સુનીથા પાલયામાસ વિદ્યાયોગેન શોચતી ॥ ૩૫॥

ઉપાસના કરો છો. (૨૩) જે લોકો મૂર્ખતાને લીધે રાજારૂપી પરમેશ્વરનો અનાદર કરે છે તેમને નથી તો સુખ મળતું આ લોકમાં અને નથી તો મળતું પરલોકમાં. (૨૪) અરે! જેનામાં તમારા બધાની આટલી ભક્તિ છે તે યજ્ઞપુરુષ છે કોણ? આ તો એવી જ વાત થઈ કે જેમ કુલટા સ્ત્રીઓ પોતાના પરણેલા પતિ સાથે પ્રેમ નહીં કરતાં કોઈ પરપુરુષમાં આસક્ત થઈ જાય. (૨૫) વિષ્ણુ, બ્રહ્મા, મહાદેવ, ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, મેઘ, કુબેર, ચંદ્રમા, પૃથ્વી, અગ્નિ અને વરુણ તથા આ સિવાય બીજા જેઓ વરદાન અને શાપ આપવામાં સમર્થ દેવતાઓ છે તે તમામે તમામ રાજાના શરીરમાં રહે છે; તેથી રાજા સર્વદેવમય છે અને દેવતાઓ તેના અંશમાત્ર છે. (૨૬-૨૭) તેથી હે બ્રાહ્મણો! તમે મત્સરતા છોડીને પોતાનાં સઘળાં કર્મો વડે એકમાત્ર મારું જ પૂજન કરો અને મને જ બલિ સમર્પિત કરો. ભલા, મારા સિવાય અન્ય કોણ અગ્રપૂજાનો અધિકારી હોઈ શકે? (૨૮)

**શ્રીમૈત્રેયજી કહે છે** — આ પ્રમાણે વિપરીત બુદ્ધિ થવાને કારણે તે અત્યંત પાપી અને કુમાર્ગગામી થઈ ગયો હતો. તેનું પુણ્ય ક્ષીણ થઈ ચૂક્યું હતું, તેથી મુનિઓએ ઘણા વિનયપૂર્વક પ્રાર્થના કરી તોપણ તેણે તેમની વાત પર ધ્યાન આપ્યું નહીં. (૨૯)

કલ્યાણરૂપ વિદુરજી! પોતાને મહાન બુદ્ધિમાન સમજનારા વેને જ્યારે તે મુનિઓની આ પ્રમાણે અવમાનના કરી ત્યારે પોતાની વાજબી માગણીને વ્યર્થ ગયેલી જોઈને તેઓ તેના પર અત્યંત કોપિત થઈ ગયા. (૩૦) 'મારી નાખો! સ્વભાવથી જ દુષ્ટ આ પાપીને મારી નાખો! આ જો જીવતો રહી ગયો તો થોડા જ દિવસમાં સંસારને અવશ્ય ભસ્મ કરી નાખશે. (૩૧) આ દુરાચારી કોઈ પણ પ્રકારે રાજસિંહાસનને લાયક નથી; કારણ કે આ નફ્ફટ સાક્ષાત્ યજ્ઞપતિ શ્રીવિષ્ણુ ભગવાનની નિંદા કરે છે. (૩૨) અહો! જેમની કૃપાથી આને આટલું ઐશ્વર્ય મળ્યું છે તે શ્રીહરિની નિંદા આ અભાગિયા વેન સિવાય અન્ય કોણ કરી શકે?' (૩૩)

આ પ્રમાણે પોતાના ગોપવેલા ક્રોધને પ્રગટ કરીને તેમણે તેને મારવાનો નિશ્ચય કરી લીધો. તે (વેન) તો ભગવાનની નિંદા કરવાને કારણે પહેલાંથી મરી ચૂકેલો હતો, તેથી કેવળ હુંકારાથી જ તેમણે તેને પતાવી દીધો. (૩૪) પછી મુનિઓ પોતપોતાના આશ્રમોમાં ચાલ્યા ગયા ત્યારે અહીં વેનની શોકવિહ્વળ માતા સુનીથા મંત્રો વગેરેની શક્તિથી તથા બીજી યુક્તિઓથી પોતાના પુત્રના શબનું રક્ષણ કરતી રહી. (૩૫)

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. — ભેજે । ૩. પ્રા. પા. — દેવં । ૪. પ્રા. પા. — વૈતં । ૫. પ્રા. પા. — પરિરક્ષેત ।

એકદા મુનયસ્તે તુ સરસ્વત્સલિલાપ્લુતાઃ[1] ।
હુત્વાડગ્નીન્ સત્કથાશ્ચક્રુરુપવિષ્ટાઃ સરિત્તટે ॥ ૩૬॥

એક દિવસ તે મુનિઓ સરસ્વતીના પવિત્ર જળમાં સ્નાન કરીને અગ્નિહોત્રથી પરવારીને નદીના કાંઠે બેઠા હતા અને શ્રીહરિની ચર્ચા કરતા હતા. (૩૬)

વીક્ષ્યોત્થિતાંસ્તદોત્પાતાનાહુર્લોકભયઙ્કરાન્[2] ।
અપ્યભદ્રમનાથાયા દસ્યુભ્યો ન ભવેદ્ભુવઃ ॥ ૩૭॥

તે દિવસોમાં લોકો (ભુવનો)માં આતંક ફેલાવનારા ઘણાબધા ઉપદ્રવો થતા જોઈને તેઓ પરસ્પર કહેતા હતા – 'આજકાલ પૃથ્વીનું રક્ષણ કરનાર કોઈ નથી; તેથી ચોર-લુટારાઓને કારણે એનું કંઈ અમંગળ તો નહીં થાય ને?' (૩૭)

એવં મૃશન્ત ઋષયો ધાવતાં સર્વતોદિશમ્ ।
પાંસુઃ સમુત્થિતો ભૂરિશ્ચોરાણામભિલુમ્પતામ્ ॥ ૩૮॥

ઋષિજનો આવો વિચાર કરી રહ્યા હતા ત્યારે જ તેમણે ચારે દિશાઓમાં હુમલો કરનારા ચોરો અને લુટારાઓને કારણે ઊડેલી ઘણી પારાવાર ધૂળ જોઈ. (૩૮)

તદુપદ્રવમાજ્ઞાય લોકસ્ય વસુ લુમ્પતામ્ ।
ભર્તર્યુપરતે તસ્મિન્નન્યોન્યં ચ જિઘાંસતામ્ ॥ ૩૯॥

ચોરપ્રાયં જનપદં હીનસત્ત્વમરાજકમ્ ।
લોકાન્નાવારયચ્છક્તા અપિ તદ્દોષદર્શિનઃ ॥ ૪૦॥

જોતાં જ તેઓ સમજી ગયા કે રાજા વેનના મરી જવાને કારણે દેશમાં અરાજકતા ફેલાઈ ગઈ છે, રાજ્ય શક્તિહીન થઈ ગયું છે અને ચોરલુટારાઓ વધી ગયા છે. આ સઘળો ઉપદ્રવ લોકોનું ધન લૂંટી લેનારા તથા એકબીજાના લોહીના તરસ્યા લુટારાઓનો જ છે. પોતાના તેજથી અથવા તપોબળથી લોકોને આવી કુ-પ્રવૃત્તિ કરતા અટકાવવામાં પોતે સમર્થ હતા તોપણ એમ કરવામાં હિંસા વગેરે દોષ જોઈને તેમણે આનું કોઈ નિવારણ કર્યું નહીં. (૩૯-૪૦)

બ્રાહ્મણઃ સમદૃક્ શાન્તો દીનાનાં સમુપેક્ષકઃ ।
સ્રવતે બ્રહ્મ તસ્યાપિ ભિન્નભાણ્ડાત્પયો યથા ॥ ૪૧॥

પછી વિચાર્યું કે 'બ્રાહ્મણ સમદર્શી અને શાંતસ્વભાવનો પણ હોય, છતાં પણ જો તે દીનજનોની ઉપેક્ષા કરે છે તો તેનું તપ એ રીતે નષ્ટ થઈ જાય છે કે જેમ ફૂટેલા ઘડામાંથી પાણી વહી જાય છે. (૪૧)

નાઙ્ગસ્ય વંશો રાજર્ષેરેષ સંસ્થાતુમર્હતિ ।
અમોઘવીર્યા હિ નૃપા વંશેડસ્મિન્ કેશવાશ્રયાઃ ॥ ૪૨॥

વળી, રાજર્ષિ અંગનો વંશ પણ નષ્ટ થવો જોઈએ નહીં; કારણ કે એમાં અમોઘ-શક્તિયુક્ત અને ભગવત્પરાયણ અનેક રાજાઓ થઈ ચૂક્યા છે.' (૪૨)

વિનિશ્ચિત્યૈવમૃષયો વિપન્નસ્ય મહીપતેઃ ।
મમન્થુરૂરું તરસા તત્રાસીદ્બાહુકો નરઃ ॥ ૪૩॥

આવો નિશ્ચય કરીને તેમણે મૃત રાજાની જાંઘનું ઘણા જોરથી મંથન કર્યું. તો તેમાંથી એક ઠીંગણો પુરુષ ઉત્પન્ન થયો. (૪૩)

કાકકૃષ્ણોડતિહ્રસ્વાઙ્ગો હ્રસ્વબાહુર્મહાહનુઃ[3] ।
હ્રસ્વપાન્નિમ્નનાસાગ્રો રક્તાક્ષસ્તામ્રમૂર્ધજઃ ॥ ૪૪॥

તે કાગડા જેવો કાળો હતો; તેનાં બધાં અંગો અને વિશેષ કરીને ભુજાઓ ઘણી નાની હતી; જડબાં ઘણાં મોટાં, પગ ટૂંકા, નાક ચપટું, આંખો લાલ અને વાળ તાંબાના જેવા રંગના હતા. (૪૪)

તં તુ તેડવનતં દીનં કિં કરોમીતિ વાદિનમ્ ।
નિષીદેત્યબ્રુવંસ્તાત સ નિષાદસ્તતોડભવત્ ॥ ૪૫॥

તેણે અત્યંત દીનતા અને નમ્રભાવે પૂછ્યું કે 'હું શું કરું?' - તો ઋષિઓએ કહ્યું, 'નિષીદ (અર્થાત્ બેસી જા).' તેનાથી તે 'નિષાદ' કહેવાયો. (૪૫)

તસ્ય વંશ્યાસ્તુ નૈષાદા ગિરિકાનનગોચરાઃ ।
યેનાહરજ્જાયમાનો[4] વેનકલ્મષમુલ્બણમ્ ॥ ૪૬॥

તેણે જન્મ લેતાં જ રાજા વેનનાં ભયંકર પાપો પોતાના માથે લઈ લીધાં, તેથી તેનાં વંશજો નૈષાદો પણ હિંસા, લૂંટફાટ વગેરે પાપકર્મોમાં રત રહે છે. તેથી તેઓ ગામ અને નગરમાં ન રહેતાં જંગલો તથા પર્વતોમાં જ નિવાસ કરે છે. (૪૬)

=★=

ઇતિ[5] શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પૃથુચરિતે નિષાદોત્પત્તિર્નામ ચતુર્દશોડધ્યાયઃ ॥ ૧૪॥

ચોથા સ્કન્ધ-અંતર્ગત પૃથુચરિતમાંનો નિષાદોત્પત્તિ નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – સરિત્સ્વચ્છજલા૦ । ૨. પ્રા. પા. – ૦ભયાન્તરાન્ । ૩. પ્રા. પા. – ભ્રુકુટીકુટિલાનનઃ । ૪. પ્રા. પા. – યોડપાહરજ્જાયમાનો । ૫. પ્રાચીન પ્રતમાં 'ઇતિ શ્રી...'થી માંડીને આગળના અધ્યાયના 'મૈત્રેય ઉવાચ' સુધીનો ભાગ નથી.

# પંદરમો અધ્યાય

## મહારાજ પૃથુનો આવિર્ભાવ અને રાજ્યાભિષેક

*મૈત્રેય ઉવાચ*

અથ તસ્ય પુનર્વિપ્રૈરપુત્રસ્ય મહીપતેઃ ।
બાહુભ્યાં મથ્યમાનાભ્યાં મિથુનં સમપદ્યત ॥ ૧॥

તદ્ દૃષ્ટ્વા[1] મિથુનં જાતમૃષયો બ્રહ્મવાદિનઃ ।
ઊચુઃ પરમસન્તુષ્ટા વિદિત્વા ભગવત્કલામ્ ॥ ૨॥

*ઋષય ઊચુઃ*

એષ વિષ્ણોર્ભગવતઃ કલા ભુવનપાલિની ।
ઈયં ચ લક્ષ્મ્યાઃ સમ્ભૂતિઃ પુરુષસ્યાનપાયિની ॥ ૩॥

અત્ર તુ પ્રથમો રાજ્ઞાં પુમાન્ પ્રથયિતા યશઃ ।
પૃથુર્નામ મહારાજો ભવિષ્યતિ પૃથુશ્રવાઃ ॥ ૪॥

ઈયં ચ સુદતી[2] દેવી ગુણભૂષણભૂષણા ।
અર્ચિર્નામ વરારોહા પૃથુમેવાવરુન્ધતી ॥ ૫॥

એષ સાક્ષાદ્ધરેરંશો જાતો લોકરિરક્ષયા ।
ઈયં ચ તત્પરા હિ શ્રીરનુજજ્ઞેઽનપાયિની ॥ ૬॥

*મૈત્રેય ઉવાચ[3]*

પ્રશંસન્તિ સ્મ તં વિપ્રા ગન્ધર્વપ્રવરા જગુઃ ।
મુમુચુઃ સુમનોધારાઃ સિદ્ધા નૃત્યન્તિ સ્વઃસ્ત્રિયઃ ॥ ૭॥

શઙ્ખતૂર્યમૃદઙ્ગાદ્યા નેદુર્દુન્દુભયો દિવિ ।
તત્ર સર્વ ઉપાજગ્મુર્દેવર્ષિપિતૃણાં ગણાઃ ॥ ૮॥

બ્રહ્મા જગદ્ગુરુર્દેવૈઃ સહાસૃત્ય સુરેશ્વરૈઃ ।
વૈન્યસ્ય દક્ષિણે હસ્તે દૃષ્ટ્વા ચિહ્નં ગદાભૃતઃ ॥ ૯॥

પાદયોરરવિન્દં ચ તં વૈ મેને હરેઃ કલામ્ ।
યસ્યાપ્રતિહતં ચક્રમંશઃ સ પરમેષ્ઠિનઃ ॥ ૧૦॥

તસ્યાભિષેક આરબ્ધો બ્રાહ્મણૈર્બ્રહ્મવાદિભિઃ ।
આભિષેચનિકાન્યસ્મૈ[4] આજહ્રુઃ સર્વતો જનાઃ ॥ ૧૧॥

સરિત્સમુદ્રા ગિરયો નાગા ગાવઃ ખગા મૃગાઃ ।
દ્યૌઃ ક્ષિતિઃ સર્વભૂતાનિ સમાજહ્રુરુપાયનમ્ ॥ ૧૨॥

સોઽભિષિક્તો મહારાજઃ સુવાસાઃ સાધ્વલઙ્કૃતઃ ।
પત્ન્યાઽર્ચિષાઽલઙ્કૃતયા વિરેજેઽગ્નિરિવાપરઃ ॥ ૧૩॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! ત્યારબાદ બ્રાહ્મણોએ પુત્રહીન રાજા વેનની ભુજાઓનું મંથન કર્યું ત્યારે તેમાંથી સ્ત્રી-પુરુષનું એક જોડકું ઉત્પન્ન થયું. (૧) બ્રહ્મવાદી ઋષિઓ ઉત્પન્ન થયેલા આ જોડકાને જોઈને તથા તેને ભગવાનનો અંશ જાણીને ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા. (૨)

**ઋષિઓએ કહ્યું** — આ પુરુષ ભગવાન વિષ્ણુની વિશ્વપાલક કલાથી પ્રગટ થયો છે અને આ સ્ત્રી તે પરમપુરુષની અનપાયિની (ક્યારેય અલગ ન થનારી) શક્તિ લક્ષ્મીજીનો અવતાર છે. (૩) આમાંનો જે પુરુષ છે તે પોતાના સુયશનું પ્રથન (વિસ્તરણ) કરવાને કારણે પરમ યશસ્વી 'પૃથુ' નામનો સમ્રાટ થશે. રાજાઓમાં આ જ સૌથી શ્રેષ્ઠ હશે. (૪) આ સુંદર દાંતવાળી તેમ જ ગુણો અને આભૂષણોને પણ આભૂષિત કરનારી સુંદરી (દેવી) આ પૃથુને જ પોતાનો પતિ બનાવશે. તેનું નામ અર્ચિ થશે. (૫) પૃથુના રૂપમાં સાક્ષાત્ શ્રીહરિના અંશે જ સંસારના રક્ષણ માટે અવતાર લીધો છે અને અર્ચિના રૂપમાં નિરંતર ભગવાનની સેવામાં રહેનારાં તેમનાં નિત્ય-સહચરી શ્રીલક્ષ્મીજી જ પ્રગટ થયાં છે. (૬)

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! તે સમયે બ્રાહ્મણો પૃથુની સ્તુતિ કરવા લાગ્યા, શ્રેષ્ઠ ગંધર્વોએ ગુણગાન કર્યું, સિદ્ધોએ પુષ્પવૃષ્ટિ કરી, અપ્સરાઓ નાચવા લાગી. (૭) આકાશમાં શંખ, તૂરી, મૃદંગ, દુંદુભિ વગેરે વાંજિત્રો વાગવા લાગ્યાં. સમસ્ત દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓ પોતપોતાના લોકમાંથી ત્યાં આવ્યા. (૮) જગદ્ગુરુ બ્રહ્માજી દેવતાઓ અને દેવેશ્વરો સાથે પધાર્યા. તેમણે વેનપુત્ર પૃથુના જમણા હાથમાં ભગવાન વિષ્ણુની હસ્તરેખાઓ અને ચરણોમાં કમલચિહ્ન જોઈને તેમને શ્રીહરિનો જ અંશ સમજ્યા; કારણ કે જેના હાથમાં બીજી રેખાઓ વિનાનું કપાયેલા ચક્રનું ચિહ્ન હોય છે તે ભગવાનનો જ અંશ હોય છે. (૯-૧૦)

વેદવાદી બ્રાહ્મણોએ મહારાજ પૃથુના અભિષેકનું આયોજન કર્યું. બધા લોકો તે માટેની સામગ્રી એકઠી કરવા લાગી ગયા. (૧૧) તે સમયે નદી, સમુદ્ર, પર્વત, સર્પ, ગાય, પક્ષી અને મૃગ તથા સ્વર્ગ અને પૃથ્વીનાં અન્ય બધાં પ્રાણીઓએ પણ તેમને અનેક પ્રકારના ઉપહારોની ભેટ આપી. (૧૨) સુંદર વસ્ત્રો અને આભૂષણોથી અલંકૃત મહારાજ પૃથુનો વિધિવત્ રાજ્યાભિષેક થયો. તે સમયે અનેક અલંકારોથી સજાવેલી મહારાણી અર્ચિ સાથે તેઓ બીજા અગ્નિદેવ જેવા જણાતા હતા. (૧૩)

---

૧. પ્રાચીન પ્રતમાં 'તદ્દૃષ્ટ્વા..'થી માંડીને ત્રીજા શ્લોકના '...પુરુષસ્યાનપાયિની' સુધીનો ભાગ નથી. ૨. પ્રા. પા. — દેવી સુદતી । ૩. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી. ૪. પ્રા. પા. — અભિષેચ૦ ।

તસ્મૈ જહાર ધનદો હૈમં વીર વરાસનમ્ ।
વરુણઃ સલિલસ્રાવમાતપત્રં શશિપ્રભમ્ ॥ ૧૪॥

વાયુશ્ચ વાલવ્યજને[1] ધર્મઃ કીર્તિમયીં[2] સ્રજમ્ ।
ઇન્દ્રઃ કિરીટમુત્કૃષ્ટં દણ્ડં સંયમનં યમઃ ॥ ૧૫॥

બ્રહ્મા બ્રહ્મમયં વર્મ[3] ભારતી હારમુત્તમમ્ ।
હરિઃ સુદર્શનં ચક્રં તત્પત્ન્યવ્યાહતાં શ્રિયમ્ ॥ ૧૬॥

દશચન્દ્રમસિં રુદ્રઃ શતચન્દ્રં તથાડમ્બિકા ।
સોમોડમૃતમયાનશ્વાંસ્ત્વષ્ટા રૂપાશ્રયં રથમ્ ॥ ૧૭॥

અગ્નિરાજગવં ચાપં સૂર્યો રશ્મિમયાનિષૂન્ ।
ભૂઃપાદુકે યોગમય્યૌ[4] દ્યૌઃપુષ્પાવલિમન્વહમ્ ॥ ૧૮॥

નાટ્યં સુગીતં વાદિત્રમન્તર્ધાનં ચ ખેચરાઃ ।
ઋષયશ્ચાશિષઃસત્યાઃસમુદ્રઃશઙ્ખમાત્મજમ્ ॥ ૧૯॥

સિન્ધવઃ પર્વતા નદ્યો રથવીથીર્મહાત્મનઃ ।
સૂતોડથ માગધો વન્દી તં સ્તોતુમુપતસ્થિરે ॥ ૨૦॥

સ્તાવકાંસ્તાનભિપ્રેત્ય પૃથુર્વૈન્યઃપ્રતાપવાન્ ।
મેઘનિર્હ્રાદયા વાચા પ્રહસન્નિદમબ્રવીત્ ॥ ૨૧॥

પૃથુરુવાચ

ભોઃ સૂત હે[5] માગધ સૌમ્ય વન્દિઁ-
લ્લોકેડધુનાડસ્પષ્ટગુણસ્ય મે સ્યાત્ ।
કિમાશ્રયો મે સ્તવ એષ યોજ્યતાં
મા મય્યભૂવન્ વિતથા ગિરો વઃ ॥ ૨૨॥

તસ્માત્પરોક્ષેડસ્મદુપશ્રુતાન્યલં[6]
કરિષ્યથ સ્તોત્રમપીચ્યવાચઃ ।
સત્યુત્તમશ્લોકગુણાનુવાદે
જુગુપ્સિતં ન સ્તવયન્તિ સભ્યાઃ ॥ ૨૩॥

મહદ્ગુણાનાત્મનિ કર્તુમીશઃ
કઃ સ્તાવકૈઃ સ્તાવયતેડસતોડપિ ।
તેડસ્યાભવિષ્યન્નિતિ[7] વિપ્રલબ્ધો
જનાવહાસં કુમતિર્ન વેદ ॥ ૨૪॥

વીર વિદુરજી! તેમને કુબેરે ઘણું જ સુંદર સુવર્ણનું સિંહાસન આપ્યું તથા વરુણે ચંદ્રમા જેવું શ્વેત અને પ્રકાશમય છત્ર આપ્યું, કે જેમાંથી નિરંતર જળનાં ફોરાં ટપક્યા કરતાં હતાં. (૧૪) વાયુએ બે ચામર, ધર્મે કીર્તિમયી માળા, ઇન્દ્રે મનોહર મુગટ, યમે દમન કરનારો દંડ, બ્રહ્માએ વેદમય કવચ, સરસ્વતીએ સુંદર હાર, વિષ્ણુ ભગવાને સુદર્શન ચક્ર, વિષ્ણુપ્રિયા લક્ષ્મીજીએ અવિચળ સંપત્તિ, રુદ્ર દેવે દશ ચંદ્રાકાર ચિહ્નોવાળી તલવાર, અંબિકાજીએ સો ચન્દ્રાકાર ચિહ્નોવાળી ઢાલ, ચંદ્રમાએ અમૃતમય અશ્વ, ત્વષ્ટા (વિશ્વકર્મા)એ સુંદર રથ, અગ્નિએ આજગવ નામનું સુદૃઢ ધનુષ્ય, સૂર્યે તેજોમય બાણ, પૃથ્વીએ ચરણસ્પર્શ-માત્રથી અભીષ્ટ સ્થળે પહોંચાડી દેનારી યોગમયી પાદુકાઓ, આકાશના અભિમાની દ્યૌ દેવતાએ નિત્યનૂતન પુષ્પોની માળા, આકાશવિહારી સિદ્ધો-ગંધર્વો વગેરેએ નાચવા-ગાવાની, વગાડવાની અને અંતર્ધાન થઈ જવાની શક્તિઓ, ઋષિઓએ અમોઘ આશીર્વાદ, સમુદ્રે પોતાનામાંથી ઉત્પન્ન થયેલો શંખ તથા સાતે સમુદ્રો, પર્વતો અને નદીઓએ તેમના રથ માટે વિના-અવરોધ માર્ગ ઉપહારમાં આપ્યાં. ત્યારપછી સૂતો, માગધો અને બંદીજનો તેમની સ્તુતિ કરવા માટે ઉપસ્થિત થયા. (૧૫-૨૦) ત્યારે તે સ્તુતિ કરનારાઓનો અભિપ્રાય સમજીને વેનપુત્ર પરમ પ્રતાપી મહારાજ પૃથુએ સ્મિત કરીને મેઘ સમાન ગંભીર વાણીમાં કહ્યું. (૨૧)*

**પૃથુએ કહ્યું** – હે સૌમ્ય સૂતો, માગધો અને બંદીજનો! હજી તો આ લોકમાં મારો કોઈ પણ ગુણ પ્રગટ થયો નથી, તો પછી તમે કયા ગુણોને લઈને મારી સ્તુતિ કરશો? મારા વિષેની તમારી વાણી વ્યર્થ જવી જોઈએ નહીં. તેથી મારાથી ભિન્ન કોઈ અન્યની સ્તુતિ કરો. (૨૨) હે મૃદુભાષીઓ! કાળાન્તરે મારા અપ્રગટ ગુણ જ્યારે પ્રગટ થઈ જાય ત્યારે પોતાની મધુર વાણીથી મારી સ્તુતિ પેટ ભરીને કરજો. જુઓ, શિષ્ટ મનુષ્યો પવિત્રકીર્તિ શ્રીહરિના ગુણાનુવાદ વિદ્યમાન છે ત્યારે તુચ્છ મનુષ્યોની સ્તુતિ કરતા હોતા નથી. (૨૩) મહાન ગુણો ધારણ કરવામાં પોતે સમર્થ હોય તોપણ એવો કોણ બુદ્ધિમાન મનુષ્ય હોય કે જે તેમના વિદ્યમાન ન હોવા છતાં પણ કેવળ સંભાવના-માત્રથી સ્તુતિ કરનારાઓ વડે પોતાની સ્તુતિ કરાવશે? – આ પ્રકારની સ્તુતિ કરવાથી તો મનુષ્યની વંચના જ થાય છે. તે કમભાગી એ નથી સમજતો કે આ પ્રમાણે તો લોકો તેનો ઉપહાસ જ કરી રહ્યા છે. (૨૪)

૧. પ્રા. પા. – ૦જનં । ૨. પ્રા. પા. – ૦મિવ । ૩. પ્રા. પા. – ધર્મં । ૪. પ્રા. પા. – ૦માયા । ૫. પ્રા. પા. – ભો । ૬. પ્રા. પા. – ૦દુપાશ્રિતં હ્યલં । ૭. પ્રા. પા. – ગુણા ભવિષ્ય૦ ।

* મહારાજ પૃથુનું ચરિત્ર અત્યંત દિવ્ય છે. તેઓ અયોનિજ છે. સાક્ષાત્ લક્ષ્મીજીની સાથે પ્રગટ થયા છે. તેમના પ્રગટ થવાના સમયે બ્રહ્માજી બધા દેવતાઓની સાથે આવ્યા છે અને તેમનો અભિષેક કર્યો.

પ્રભવો હ્યાત્મનઃ સ્તોત્રં જુગુપ્સન્ત્યપિ વિશ્રુતાઃ ।
હ્રીમન્તઃ પરમોદારાઃ પૌરુષં વા વિગર્હિતમ્ ॥ ૨૫॥

જેમ લજ્જાશીલ ઉદાર મનુષ્ય પોતાના કોઈ નિંદ્ય પરાક્રમની ચર્ચા થાય તેને ગુપ્ત રાખવા ઇચ્છે છે તેવી જ રીતે લોકવિખ્યાત સમર્થ મનુષ્ય પોતાની સ્તુતિને પણ ગુપ્ત રાખવી પસંદ કરે છે. (૨૫) હે સૂતજનો! અત્યારે તો અમે પોતાનાં શ્રેષ્ઠ કર્મો વડે લોકમાં અપ્રસિદ્ધ જ છીએ; અમે હજી સુધી કોઈ પણ એવું કામ કર્યું નથી કે જેની પ્રશંસા કરી શકાય. તો તમારી પાસેથી બાળકોની જેમ પોતાની કીર્તિનું ગાન કેવી રીતે કરાવીએ? (૨૬)

વયં ત્વવિદિતા લોકે સૂતાદ્યાપિ વરીમભિઃ ।
કર્મભિઃ કથમાત્માનં ગાપયિષ્યામ બાલવત્ ॥ ૨૬॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પૃથુચરિતે પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પૃથુચરિતમાંનો પંદરમો અધ્યાય સમાપ્ત.

═★═

# સોળમો અધ્યાય

## બંદીજનોએ કરેલી મહારાજ પૃથુની સ્તુતિ

*મૈત્રેય ઉવાચ*

ઇતિ બ્રુવાણં નૃપતિં ગાયકા મુનિચોદિતાઃ ।
તુષ્ટુવુસ્તુષ્ટમનસસ્તદ્વાગમૃતસેવયા ॥ ૧॥

નાલં વયં તે મહિમાનુવર્ણને
યો દેવવર્યોઽવતતાર માયયા ।
વેનાઙ્ગજાતસ્ય ચ પૌરુષાણિ તે
વાચસ્પતીનામપિ બભ્રમુર્ધિયઃ ॥ ૨॥

અથાપ્યુદારશ્રવસઃ પૃથોર્હરેઃ
કલાવતારસ્ય કથામૃતાદૃતાઃ ।
યથોપદેશં મુનિભિઃ પ્રચોદિતાઃ
શ્લાઘ્યાનિ કર્માણિ વયં વિતન્મહિ ॥ ૩॥

એષ ધર્મભૃતાં શ્રેષ્ઠો લોકં ધર્મેઽનુવર્તયન્ ।
ગોપ્તા ચ ધર્મસેતૂનાં શાસ્તા તત્પરિપન્થિનામ્ ॥ ૪॥

એષ વૈ લોકપાલાનાં બિભર્ત્યેકસ્તનૌ તનૂઃ ।
કાલે કાલે યથાભાગં લોકયોરુભયોર્હિતમ્ ॥ ૫॥

વસુ કાલ ઉપાદત્તે કાલે ચાયં વિમુઞ્ચતિ ।
સમઃ સર્વેષુ ભૂતેષુ પ્રતપન્ સૂર્યવદ્વિભુઃ ॥ ૬॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – મહારાજ પૃથુએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે તેમના વચનામૃતનું આસ્વાદન કરીને સૂત વગેરે ગાયક લોકો ઘણા પ્રસન્ન થયા. પછી તેઓ મુનિઓની પ્રેરણાથી તેમની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. (૧) "તમે સાક્ષાત્ દેવશ્રેષ્ઠ શ્રીનારાયણ જ છો, કે જેઓ પોતાની માયાથી અવતીર્ણ થયેલા છે. અમે તમારા મહિમાનું વર્ણન કરવા સમર્થ નથી. તમે જન્મ તો રાજા વેનના મૃત શરીરમાંથી લીધો છે, પણ તમારા પૌરુષનું (પરાક્રમોનું) વર્ણન કરવામાં બ્રહ્મા વગેરેની બુદ્ધિ પણ ભ્રમમાં પડી જાય છે. (૨) તેમ છતાં પણ તમારા કથામૃતના આસ્વાદનમાં આદરભાવ રાખીને મુનિઓના ઉપદેશ અનુસાર તેમની જ પ્રેરણાથી અમે તમારાં પરમ પ્રશંસનીય કર્મોનો થોડો વિસ્તાર (વર્ણન) કરવા ઇચ્છીએ છીએ. તમે શ્રીહરિના કલાવતાર છો અને તમારી કીર્તિ ઘણી ઉદાર છે. (૩)

"ધર્મધારકોમાં શ્રેષ્ઠ આ મહારાજ પૃથુ સંસારને ધર્મમાં પ્રવૃત્ત કરીને ધર્મની મર્યાદાનું રક્ષણ કરશે તથા તેમના વિરોધીઓને દંડ આપશે. (૪) આ એકલા જ અવારનવાર પ્રજાના પાલન-પોષણ અને અનુરંજન વગેરે કાર્યો અનુસાર પોતાના શરીરમાં વિભિન્ન લોકપાલોની મૂર્તિઓ ધારણ કરશે તથા યજ્ઞ વગેરેના પ્રચાર થકી સ્વર્ગલોકનું અને વૃષ્ટિની વ્યવસ્થા વડે પૃથ્વીલોકનું – એમ બંનેયનું હિત સાધશે. (૫) આ સૂર્ય જેવા અલૌકિક મહિમાયુક્ત પ્રતાપી અને સમદર્શી થશે. જેમ સૂર્યદેવ આઠ મહિના તપતા રહીને જળ ખેંચે છે અને વર્ષાઋતુમાં તે જળ વરસાવી દે છે તેવી જ રીતે આ કરવેરા વગેરે વડે ક્યારેક ધનનો સંચય

તિતિક્ષત્યક્રમં વૈન્ય ઉપર્યાક્રમતામપિ ।
ભૂતાનાં કરુણઃ શશ્વદાર્તાનાં ક્ષિતિવૃત્તિમાન્ ॥ ૭॥

દેવેઽવર્ષત્યસૌ દેવો નરદેવવપુર્હરિઃ ।
કૃચ્છ્રપ્રાણાઃ પ્રજા હ્યેષ રક્ષિષ્યત્યઞ્જસેન્દ્રવત્ ॥ ૮॥

આપ્યાયયત્યસૌ લોકં વદનામૃતમૂર્તિના ।
સાનુરાગાવલોકેન વિશદસ્મિતચારુણા ॥ ૯॥

અવ્યક્તવર્ત્મૈષ નિગૂઢકાર્યો
ગમ્ભીરવેધા ઉપગુપ્તવિત્તઃ ।
અનન્તમાહાત્મ્યગુણૈકધામા
પૃથુઃ પ્રચેતા ઇવ સંવૃતાત્મા ॥ ૧૦॥

દુરાસદો દુર્વિષહ આસન્નોઽપિ વિદૂરવત્ ।
નૈવાભિભવિતું શક્યો વેનારણ્યુત્થિતોઽનલઃ ॥ ૧૧॥

અન્તર્બહિશ્ચ ભૂતાનાં પશ્યન્ કર્માણિ ચારણૈઃ ।
ઉદાસીન ઇવાધ્યક્ષો વાયુરાત્મેવ દેહિનામ્ ॥ ૧૨॥

નાદણ્ડ્યં દણ્ડયત્યેષ [1]સુતમાત્મદ્વિષામપિ ।
દણ્ડયત્યાત્મજમપિ દણ્ડ્યં ધર્મપથે સ્થિતઃ ॥ ૧૩॥

અસ્યાપ્રતિહતં ચક્રં પૃથોરામાનસાચલાત્ ।
વર્તતે ભગવાનર્કો યાવત્તપતિ ગોગણૈઃ ॥ ૧૪॥

રઞ્જયિષ્યતિ યલ્લોકમયમાત્મવિચેષ્ટિતૈઃ ।
અથામુમાહૂ રાજાનં મનોરઞ્જનકૈઃ પ્રજાઃ ॥ ૧૫॥

દૃઢવ્રતઃ સત્યસન્ધો બ્રહ્મણ્યો વૃદ્ધસેવકઃ ।
શરણ્યઃ સર્વભૂતાનાં માનદો દીનવત્સલઃ ॥ ૧૬॥

કરશે અને ક્યારેક તે ધનનો પ્રજાના હિત માટે વ્યય કરી નાખશે. (૬) આ ઘણા દયાળુ થશે. જો ક્યારેક કોઈ દીન મનુષ્ય આમના મસ્તક પર પગ પણ મૂકશે તોપણ આ (ક્ષમાશીલ) પૃથ્વીની જેમ તે મનુષ્યના એ અનુચિત વ્યવહારને હંમેશ માટે સહી લેશે. (૭) ક્યારેક વરસાદ નહીં થાય અને ત્યારે પ્રજાના પ્રાણ સંકટમાં પડી જશે ત્યારે આ રાજવેશધારી શ્રીહરિ, ઇન્દ્રની જેમ જળ વરસાવીને અનાયાસે જ પ્રજાનું રક્ષણ કરશે. (૮) આ પોતાનાં અમૃતમય મુખચંદ્રનાં મનોહર સ્મિત અને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી સમસ્ત લોકો (ભુવનો)ને આનંદમગ્ન કરશે. (૯) આમની ગતિને કોઈ સમજી શકશે નહીં, આમનાં કાર્યો પણ ગુપ્ત હશે તથા તે કાર્યોને સંપન્ન કરવાની રીત પણ ઘણી ગહન હશે. આમનું ધન નિત્ય સુરક્ષિત રહેશે. આ અનંત માહાત્મ્ય અને ગુણોના એકમાત્ર આશ્રય હશે. આ પ્રમાણે (આ) મનસ્વી પૃથુનું સ્વરૂપ વરુણની જેમ છુપાયેલું છે. (૧૦) (મહારાજ પૃથુ વેનરૂપી અરણીના મંથનથી પ્રગટ થયેલા અગ્નિ સમાન છે. શત્રુઓ તેમના પરાક્રમ સામે ટકી શકતા નથી. તેમનું પરાક્રમ અગ્નિ સમાન પ્રચંડ છે. રાજનીતિ અનુસાર ગોપનીય રાખવા યોગ્ય પ્રત્યેક કાર્યને તેઓ એવી રીતે કરશે કે જેથી અત્યંત નિકટમાં રહેનાર પણ તેને સમજી શકશે નહીં. પોતાના પરાક્રમથી તેમને કોઈ હરાવી શકશે નહીં. (૧૧) જેમ પ્રાણીઓની ભીતર રહેનારો પ્રાણરૂપી સૂત્રાત્મા શરીરના આંતરિક અને બાહ્ય સમસ્ત વ્યાપારો (પ્રવૃત્તિઓ-વ્યવહારો) જોતો રહેવા છતાં પણ ઉદાસીન રહે છે તેવી જ રીતે આ ગુપ્તચરો મારફતે પ્રાણીઓના ગુપ્ત અને પ્રગટ બધા જ પ્રકારની ક્રિયાઓ જોતા રહેવા છતાં પણ પોતાની નિંદા, સ્તુતિ વગેરે પ્રત્યે ઉદાસીન જેવા રહેશે. (૧૨) આ ધર્મમાર્ગમાં સ્થિત રહીને પોતાના શત્રુના પુત્રને પણ જો તે દંડને પાત્ર નહીં હોય તો કોઈ દંડ આપશે નહીં અને દંડને પાત્ર પોતાનો પુત્ર હશે તો પણ તેને દંડ આપશે. (૧૩) ભગવાન સૂર્ય માનસોત્તર પર્વત સુધી જેટલા પ્રદેશને પોતાનાં કિરણોથી પ્રકાશિત કરે છે તે સઘળા ક્ષેત્રમાં આમનું નિષ્કંટક રાજ્ય રહેશે. (૧૪) આ પોતાનાં કાર્યોથી બધા લોકો (ભુવનો)ને સુખી કરશે, તેમનું રંજન કરશે; આમના મનોરંજક ક્રિયા-કલાપોને કારણે પ્રજાજનો આમને 'રાજા' કહેશે. (૧૫) આ ઘણા દૃઢસંકલ્પ, સત્યપ્રતિજ્ઞ, બ્રાહ્મણભક્ત, વૃદ્ધોના સેવક, શરણાગતવત્સલ, સર્વ પ્રાણીઓને માન આપનારા અને દીનજનો પર વાત્સલ્ય દાખવનારા થશે. (૧૬)

૧. પ્રા. પા. – પુત્ર૦ ।

માતૃભક્તિઃ પરસ્ત્રીષુ પત્ન્યામર્ધ ઈવાત્મનઃ ।
પ્રજાસુ પિતૃવત્સ્નિગ્ધઃ કિઙ્કરો બ્રહ્મવાદિનામ્ ॥ ૧૭॥
દેહિનામાત્મવત્પ્રેષ્ઠઃ સુહૃદાં નન્દિવર્ધનઃ ।
મુક્તસઙ્ગપ્રસઙ્ગોઽયં દણ્ડપાણિરસાધુષુ ॥ ૧૮॥
અયં તુ સાક્ષાદ્ભગવાંસ્ત્ર્યધીશઃ
કૂટસ્થ આત્મા કલયાવતીર્ણઃ ।
[1]યસ્મિન્નવિદ્યારચિતં નિરર્થકં
પશ્યન્તિ નાનાત્વમપિ પ્રતીતમ્ ॥ ૧૯॥
અયં ભુવો મણ્ડલમોદયાદ્રે-
ર્ગોપ્તૈકવીરો નરદેવનાથઃ ।
આસ્થાય જૈત્રં રથમાત્તચાપઃ
પર્યસ્યતે દક્ષિણતો યથાઽર્કઃ ॥ ૨૦॥
અસ્મૈ નૃપાલાઃ કિલ તત્ર તત્ર
બલિં હરિષ્યન્તિ સલોકપાલાઃ ।
મંસ્યન્ત એષાં સ્ત્રિય આદિરાજં
ચક્રાયુધં તદ્યશ ઉદ્ધરન્ત્યઃ ॥ ૨૧॥
અયં મહીં ગાં દુદુહેઽધિરાજઃ
પ્રજાપતિર્વૃત્તિકરઃ પ્રજાનામ્ ।
યો લીલયાઽદ્રીન્ સ્વશરાસકોટ્યા
ભિન્દન્ સમાં ગામકરોદ્યથેન્દ્રઃ ॥ ૨૨॥
વિસ્ફૂર્જયન્નાજગવં ધનુઃ સ્વયં
યદાઽચરત્ક્ષ્મામવિષહ્યમાજૌ ।
તદા નિલિલ્યુર્દિશિ દિશ્યસન્તો
લાઙ્ગૂલમુદ્યમ્ય યથા મૃગેન્દ્રઃ ॥ ૨૩॥
એષોઽશ્વમેધાન્ શતમાજહાર
સરસ્વતી પ્રાદુરભાવિ યત્ર ।
અહારષીદ્યસ્ય હયં પુરન્દરઃ
શતક્રતુશ્ચરમે વર્તમાને ॥ ૨૪॥
એષ સ્વસદ્મોપવને સમેત્ય
સનત્કુમારં ભગવન્તમેકમ્ ।
આરાધ્ય ભક્ત્યાઽલભતામલં તજ્-
જ્ઞાનં યતો બ્રહ્મ પરં વિદન્તિ[2] ॥ ૨૫॥
તત્ર તત્ર ગિરસ્તાસ્તા ઈતિ વિશ્રુતવિક્રમઃ ।
શ્રોષ્યત્યાત્માશ્રિતા ગાથાઃ પૃથુઃ પૃથુપરાક્રમઃ ॥ ૨૬॥

આ પરસ્ત્રીઓમાં માતૃવત્ ભક્તિ દાખવશે, પત્નીને પોતાના અડધા અંગ સમાન માનશે, પ્રજા પર પિતૃવત્ પ્રેમાળ અને બ્રહ્મવાદીઓના સેવક થશે. (૧૭) બીજાં પ્રાણીઓ આમને એટલો જ પ્રેમ કરશે કે જેટલો પોતાના શરીરને કરે છે. આ સુહૃદોના આનંદની વૃદ્ધિ કરશે. આ હંમેશાં વૈરાગી મનુષ્યો સાથે વિશેષ પ્રેમ કરશે અને દુષ્ટોને દંડપાણિ યમરાજની જેમ હંમેશાં દંડ આપવામાં ઉદ્યત રહેશે. (૧૮)

"ત્રણે ગુણોના અધિષ્ઠાતા અને નિર્વિકાર સાક્ષાત્ શ્રીનારાયણે જ પૃથુના રૂપમાં પોતાના અંશથી અવતાર લીધો છે, તેઓ સર્વના આત્મા છે. જ્ઞાનીઓને તેમના દ્વારા થનારી ક્રિયાઓ ભગવાનની લીલાના રૂપમાં દેખાય છે. પરંતુ અજ્ઞાનીઓને અવિદ્યાને લીધે તેમની ક્રિયામાં મિથ્યા ભેદબુદ્ધિની પ્રતીતિ થાય છે. (૧૯) આ અદ્વિતીય વીર તથા એક-છત્ર (ચક્રવર્તી) સમ્રાટ થશે અને ઉદયાચલ-પર્યંત સમસ્ત ભૂમંડળનું એકલા જ રક્ષણ કરશે તથા પોતાના જયશીલ રથ પર ચઢીને ધનુષ્ય હાથમાં લઈને, પ્રદક્ષિણા કરશે. (૨૦) તે સમયે સર્વત્ર બધા જ લોકપાલો અને પૃથ્વીપાળ આમને ઉપહાર સમર્પિત કરશે, તેમની પત્નીઓ આમનું ગુણગાન કરશે અને આ આદિરાજને સાક્ષાત્ શ્રીહરિ જ સમજશે. (૨૧) આ પ્રજાનું પાલન કરનારા રાજાધિરાજ થઈને પ્રજાના જીવનનિર્વાહ માટે ગાયનું રૂપ ધારણ કરનારી પૃથ્વીનું દોહન કરશે અને ઈન્દ્રની જેમ પોતાનાં ધનુષ્યની અણીથી સહજપણે (લીલાપૂર્વક) પર્વતોને તોડીફોડીને પૃથ્વીને સમતળ કરશે. (૨૨) યુદ્ધભૂમિમાં કોઈ પણ આમનો વેગ સહી શકશે નહીં. જે સમયે આ જંગલમાં પૂછડું ઊંચું રાખીને વિહરતા સિંહની જેમ પોતાના આજગવ (નામના) ધનુષ્યનો ટંકાર કરતા ભૂમંડળમાં વિચરણ કરશે તે સમયે બધા જ દુષ્ટજનો પલાયન થઈ જશે. (૨૩) આ સરસ્વતીના ઉદ્ગમ-સ્થાને સો અશ્વમેધ યજ્ઞો કરશે. ત્યારે છેલ્લા યજ્ઞના અનુષ્ઠાનના સમયે ઈન્દ્ર આમનો ઘોડો હરીને લઈ જશે. (૨૪) પોતાના મહેલના ઉપવનમાં આમનો એક વાર ભગવાન સનત્કુમાર સાથે મેળાપ થશે. આ એકલા તેમની ભક્તિપૂર્વક સેવા કરીને એવું નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરશે કે જેના થકી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૨૫) આ પ્રમાણે જ્યારે પૃથુરાજાના પરાક્રમો પ્રજાજનોના ધ્યાનમાં આવશે ત્યારે આ પરમ પરાક્રમી મહારાજ સર્વત્ર પોતાના ચરિત્રની જ ચર્ચા સાંભળશે. (૨૬)

૧. પ્રાચીન પ્રતમાં 'યસ્મિન્નવિદ્યા...'થી માંડીને એકવીસમા શ્લોકની સમાપ્તિ સુધીનો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં લખેલો છે.
૨. પ્રા. પા. – વદન્તિ ।

દિશો વિજિત્યાપ્રતિરુદ્ધચક્રઃ
સ્વતેજસોત્પાટિતલોકશલ્યઃ ।
સુરાસુરેન્દ્રૈરુપગીયમાન[1]-
મહાનુભાવો ભવિતા પતિર્ભુવઃ ॥ ૨૭॥

આમની આજ્ઞાનો અનાદર કોઈ પણ કરી શકશે નહીં તથા આ સઘળી દિશાઓને જીતીને અને પોતાના તેજથી પ્રજાના ક્લેશોરૂપી કાંટાઓને કાઢીને સમસ્ત ભૂમંડળનું શાસન કરનારા થશે. તે સમયે દેવતાઓ અને અસુરો પણ આમના વિપુલ પ્રભાવનું વર્ણન કરશે." (૨૭)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે[2] ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત (પૃથુચરિતમાંનો) સોળમો અધ્યાય સમાપ્ત.

==★==

# સત્તરમો અધ્યાય

## મહારાજ પૃથુનો પૃથ્વી પર ક્રોધ અને પૃથ્વીએ કરેલી પૃથુની સ્તુતિ

*મૈત્રેય ઉવાચ*

એવં સ ભગવાન્ વૈન્યઃ ખ્યાપિતો ગુણકર્મભિઃ ।
છન્દયામાસ તાન્ કામૈઃ પ્રતિપૂજ્યાભિનન્દ્ય ચ ॥ ૧॥

બ્રાહ્મણપ્રમુખાન્ વર્ણાન્ ભૃત્યામાત્યપુરોધસઃ ।
પૌરાઞ્જાનપદાન્[3] શ્રેણીઃ પ્રકૃતીઃ સમપૂજયત્ ॥ ૨॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — આ પ્રમાણે જ્યારે બંદીજનોએ મહારાજ પૃથુના ગુણો અને કર્મોનાં વખાણ કરીને તેમની પ્રશંસા કરી ત્યારે તેમણે પણ તેમનું અભિનંદન કરીને તથા તેમને મનોવાંછિત વસ્તુઓ આપીને સંતુષ્ટ કર્યા. (૧) તેમણે બ્રાહ્મણ વગેરે ચારે વર્ણોનો, સેવકો, મંત્રીઓ, પુરોહિતો, પુરવાસીઓ, દેશવાસીઓ, ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિના લોકોનો સત્કાર કર્યો (૨)

*વિદુર ઉવાચ*

કસ્માદધાર ગોરૂપં ધરિત્રી બહુરૂપિણી ।
યાં દુદોહ પૃથુસ્તત્ર કો વત્સો દોહનં ચ કિમ્ ॥ ૩॥

પ્રકૃત્યા વિષમા દેવી કૃતા તેન સમા કથમ્ ।
તસ્ય મેધ્યં હયં દેવઃ કસ્ય હેતોરપાહરત્ ॥ ૪॥

સનત્કુમારાદ્ભગવતો બ્રહ્મન્ બ્રહ્મવિદુત્તમાત્ ।
લબ્ધ્વા જ્ઞાનં સવિજ્ઞાનં રાજર્ષિઃ કાં ગતિં ગતઃ ॥ ૫॥

યચ્ચાન્યદપિ કૃષ્ણસ્ય ભવાન્ ભગવતઃ પ્રભોઃ ।
શ્રવઃ સુશ્રવસઃ પુણ્યં પૂર્વદેહકથાશ્રયમ્ ॥ ૬॥

ભક્તાય મેઽનુરક્તાય તવ ચાધોક્ષજસ્ય ચ ।
વક્તુમર્હસિ યોઽદુહ્યદ્વૈન્યરૂપેણ ગામિમામ્ ॥ ૭॥

**વિદુરજીએ પૂછ્યું** — હે બ્રહ્મન્! પૃથ્વી તો અનેક રૂપો ધારણ કરી શકે છે; તેણે ગાયનું જ રૂપ શા માટે ધારણ કર્યું? અને જ્યારે મહારાજ પૃથુએ તેનું દોહન કર્યું ત્યારે વાછરડો કોણ બન્યું? અને દોહવાનું પાત્ર કયું થયું? (૩) દેવી પૃથ્વી તો પહેલાં સ્વભાવથી જ ઊંચી-નીચી હતી, તેને તેમણે સમતલ કેવી રીતે બનાવી? અને ઇન્દ્ર તેમના યજ્ઞ-સંબંધિત ઘોડાને શા માટે હરી ગયા? (૪) બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ભગવાન સનત્કુમાર પાસેથી જ્ઞાન અને વિજ્ઞાન મેળવીને તે રાજર્ષિ (પૃથુ) કઈ ગતિ પામ્યા? (૫) પૃથુના રૂપમાં સર્વેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે જ અવતાર લીધો હતો, એથી પુણ્યકીર્તિ શ્રીહરિના તે પૃથુ-અવતાર સાથે સંબંધિત જે અન્ય પણ પવિત્ર ચરિત્રો હોય તે બધાં જ તમે મને કહો. હું તમારો અને શ્રીકૃષ્ણચંદ્રનો ઘણો અનુરાગી ભક્ત છું. (૬-૭)

*સૂત ઉવાચ*

ચોદિતો વિદુરેણૈવં વાસુદેવકથાં પ્રતિ ।
પ્રશસ્ય તં પ્રીતમના મૈત્રેયઃ પ્રત્યભાષત ॥ ૮॥

**શ્રીસૂતજી કહે છે** — જ્યારે વિદુરજીએ ભગવાન વાસુદેવની કથા કહેવા માટે આ પ્રમાણે પ્રેરિત કર્યા ત્યારે શ્રીમૈત્રેયજી પ્રસન્નચિત્તે તેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા. (૮)

---

૧. પ્રા. પા. — ન્દ્રૈરનુગીયમાનો મ૦ । ૨. પ્રાચીન પ્રતમાં આના પછી 'પૃથુચરિતે' એટલો વધુ પાઠ છે. ૩. પ્રા. પા. — પૌરજા૦ ।

મૈત્રેય ઉવાચ[1]

યદાઽભિષિક્તઃ પૃથુરઙ્ગ વિપ્રૈ-
રામન્ત્રિતો જનતાયાશ્ચ પાલઃ ।
પ્રજા નિરન્ને ક્ષિતિપૃષ્ઠ એત્ય
ક્ષુત્ક્ષામદેહાઃ પતિમભ્યવોચન્ ॥ ૯॥

વયં રાજઞ્જાઠરેણાભિતપ્તા
યથાઽગ્નિના કોટરસ્થેન વૃક્ષાઃ ।
ત્વામદ્ય યાતાઃ શરણં શરણ્યં
યઃ સાધિતો વૃત્તિકરઃ પતિર્નઃ ॥ ૧૦॥

તન્નો ભવાનીહતુ રાતવેઽન્નં
ક્ષુધાર્દિતાનાં નરદેવદેવ ।
યાવન્ન નઙ્ક્ષ્યામહ ઉજ્ઝિતોર્જા
વાર્તાપતિસ્ત્વં કિલ લોકપાલઃ ॥ ૧૧॥

મૈત્રેય ઉવાચ

પૃથુઃ પ્રજાનાં કરુણં નિશમ્ય પરિદેવિતમ્ ।
દીર્ઘં દધ્યૌ કુરુશ્રેષ્ઠ નિમિત્તં સોઽન્વપદ્યત ॥ ૧૨॥

ઇતિ વ્યવસિતો બુદ્ધ્યા પ્રગૃહીતશરાસનઃ ।
સન્દધે વિશિખં ભૂમેઃ ક્રુદ્ધસ્ત્રિપુરહા યથા ॥ ૧૩॥

પ્રવેપમાના ધરણી નિશામ્યોદાયુધં ચ[2] તમ્ ।
ગૌઃ સત્યપાદ્રવદ્ભીતા મૃગીવ મૃગયુદ્રુતા ॥ ૧૪॥

તામન્વધાવત્તદ્વૈન્યઃ[3] કુપિતોઽત્યરુણેક્ષણઃ ।
શરં ધનુષિ સન્ધાય યત્ર યત્ર પલાયતે ॥ ૧૫॥

સા દિશો વિદિશો દેવી રોદસી ચાન્તરં તયોઃ ।
ધાવન્તી તત્ર તત્રૈનં દદર્શાનૂદ્યતાયુધમ્ ॥ ૧૬॥

લોકે નાવિન્દત ત્રાણં વૈન્યાન્મૃત્યોરિવ પ્રજાઃ ।
ત્રસ્તા તદા નિવવૃતે હૃદયેન વિદૂયતા ॥ ૧૭॥

ઉવાચ ચ મહાભાગં ધર્મજ્ઞાપન્નવત્સલ ।
ત્રાહિ મામપિ ભૂતાનાં પાલનેઽવસ્થિતો ભવાન્ ॥ ૧૮॥

સ ત્વં જિઘાંસસે કસ્માદ્દીનામકૃતકિલ્બિષામ્ ।
અહનિષ્યત્કથં યોષાં ધર્મજ્ઞ ઇતિ યો મતઃ ॥ ૧૯॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! બ્રાહ્મણોએ મહારાજ પૃથુનો રાજ્યાભિષેક કરીને તેમને પ્રજારક્ષક જાહેર કર્યા. તે દિવસોમાં પૃથ્વી અન્નહીન થઈ ગઈ હતી, તેથી ભૂખને કારણે પ્રજાજનોનાં શરીર સુકાઈને નિર્બળ થઈ ગયાં હતાં. તે બધાએ પોતાના સ્વામી પૃથુ પાસે આવીને કહ્યું. (૯) 'હે રાજન્! જેમ વૃક્ષની બખોલમાં સળગતી આગથી વૃક્ષો બળી જાય છે તેવી જ રીતે અમે પેટની ભીષણ જ્વાળા (જઠરાગ્નિ)થી બળી રહ્યા છીએ. તમે શરણાગતોનું રક્ષણ કરનારા છો અને અમારા અન્નદાતા સ્વામી (પ્રભુ) બનાવવામાં આવેલા છો, તેથી અમે તમારા શરણે આવ્યા છીએ. (૧૦) તમે સમસ્ત લોકોનું રક્ષણ કરનારા છો, તમે જ અમારી જીવિકાના પણ સ્વામી છો, તેથી હે રાજરાજેશ્વર! તમે અમ ક્ષુધાપીડિતોને સત્વરે અન્ન આપવાની વ્યવસ્થા કરો; એવું ન બને કે અન્ન મળે એ પહેલાં જ ભૂખને લીધે અમારું મૃત્યુ થઈ જાય. (૧૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે કુરુશ્રેષ્ઠ! પ્રજાજનોનું કરુણ ક્રંદન સાંભળીને મહારાજ પૃથુ ઘણા સમય સુધી વિચાર કરતા રહ્યા. અંતે તેમને અન્નના અભાવના કારણની ખબર પડી ગઈ. (૧૨) 'પૃથ્વીએ જાતે જ અન્ન અને ઔષધિઓને પોતાનામાં ગોપવી દીધાં છે' – પોતાની બુદ્ધિથી આ વાતનો નિશ્ચય કરીને તેમણે પોતાનું ધનુષ્ય ઉપાડ્યું અને ત્રિપુરનો વિનાશ કરનારા ભગવાન શંકરની જેમ અત્યંત ક્રુદ્ધ થઈને પૃથ્વીને લક્ષ્ય બનાવીને બાણ ચઢાવ્યું. (૧૩) તેમને શસ્ત્ર ઉપાડેલા જોઈને જેમ શિકારી પીછો કરે ત્યારે હરિણી ભયથી ભાગે છે તેવી જ રીતે પૃથ્વી ભય પામીને ગાયનું રૂપ ધારણ કરીને ભાગવા લાગી. (૧૪)

આ જોઈને મહારાજ પૃથુની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ. જ્યાં-જ્યાં પૃથ્વી ગઈ ત્યાં-ત્યાં ધનુષ્ય પર બાણ ચઢાવીને તેઓ તેનો પીછો કરતા રહ્યા. (૧૫) દિશા, વિદિશા, સ્વર્ગ, પૃથ્વી અને અંતરિક્ષમાં – જ્યાં-જ્યાં પણ તે દોડીને જતી ત્યાં તેને પોતાની પાછળ હથિયાર ઉઠાવેલા મહારાજ પૃથુ દેખાતા હતા. (૧૬) જેમ મનુષ્યને મૃત્યુથી કોઈ બચાવી શકતું નથી તેવી જ રીતે તેને ત્રણે લોકમાં આ વેનપુત્ર પૃથુથી બચાવનારું કોઈ પણ મળ્યું નહીં. ત્યારે તે અત્યંત ભયભીત થઈને દુઃખી ચિત્તે પાછી વળી. (૧૭) અને મહાભાગ પૃથુજીને કહેવા લાગી – 'ધર્મના તત્ત્વને જાણનારા હે શરણાગત-વત્સલ રાજન્! તમે તો બધાં જ પ્રાણીઓનું રક્ષણ કરવામાં તત્પર રહો છો, તમે મારું પણ રક્ષણ કરો. (૧૮) હું અત્યંત દીન અને નિરપરાધ છું; તમે મને શા માટે મારવા ઇચ્છો છો? આ ઉપરાંત, તમે

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' નથી. ૨. પ્રા. પા. – પૃથુમ્ । ૩. પ્રા. પા. – તામેવાનુદ્રવદ્વૈન્યઃ ।

પ્રહરન્તિ ન વૈ સ્ત્રીષુ કૃતાગઃસ્વપિ જન્તવઃ ।
કિમુત ત્વદ્વિધા રાજન્ કરુણા દીનવત્સલાઃ ॥ ૨૦॥

માં વિપાટ્યાજરાં નાવં યત્ર વિશ્વં પ્રતિષ્ઠિતમ્ ।
આત્માનં ચ પ્રજાશ્ચેમાઃ કથમમ્ભસિ[1] ધાસ્યસિ ॥ ૨૧॥

પૃથુરુવાચ

વસુધે ત્વાં વધિષ્યામિ મચ્છાસનપરાઙ્મુખીમ્ ।
ભાગં બર્હિષિ યા વૃઙ્ક્તે ન તનોતિ ચ નો વસુ ॥ ૨૨॥

યવસં જગ્ધ્યનુદિનં નૈવ દોગ્ધ્યૌધસં પયઃ ।
તસ્યામેવં હિ દુષ્ટાયાં દણ્ડો નાત્ર ન શસ્યતે ॥ ૨૩॥

ત્વં ખલ્વોષધિબીજાનિ પ્રાક્સૃષ્ટાનિ સ્વયમ્ભુવા ।
ન મુઞ્ચસ્યાત્મરુદ્ધાનિ મામવજ્ઞાય મન્દધીઃ ॥ ૨૪॥

અમૂષાં ક્ષુત્પરીતાનામાર્તાનાં પરિદેવિતમ્ ।
શમયિષ્યામિ મદ્બાણૈર્ભિન્નાયાસ્તવ મેદસા ॥ ૨૫॥

પુમાન્ યોષિદુત ક્લીબ આત્મસમ્ભાવનોઽધમઃ ।
ભૂતેષુ નિરનુક્રોશો નૃપાણાં તદ્વધોઽવધઃ ॥ ૨૬॥

ત્વાં સ્તબ્ધાં દુર્મદાં નીત્વા માયાગાં તિલશઃ શરૈઃ ।
આત્મયોગબલેનેમા ધારયિષ્યામ્યહં પ્રજાઃ ॥ ૨૭॥

એવં મન્યુમયીં મૂર્તિં કૃતાન્તમિવ બિભ્રતમ્ ।
પ્રણતા પ્રાઞ્જલિઃ પ્રાહ મહી સઞ્જાતવેપથુઃ ॥ ૨૮॥

ધરોવાચ[2]

નમઃ પરસ્મૈ પુરુષાય માયયા
વિન્યસ્તનાનાતનવે[3] ગુણાત્મને ।
નમઃ સ્વરૂપાનુભવેન નિર્ધુત-
દ્રવ્યક્રિયાકારકવિભ્રમોર્મયે ॥ ૨૯॥

યેનાહમાત્માયતનં વિનિર્મિતા
ધાત્રા યતોઽયં ગુણસર્ગસઙ્ગ્રહઃ ।
સ એવ માં હન્તુમુદાયુધઃ સ્વરા-
ડુપસ્થિતોઽન્યં શરણં કમાશ્રયે ॥ ૩૦॥

તો ધર્મને જાણનારાઓમાં પ્રસિદ્ધ છો; તો પછી મુજ સ્ત્રીનો વધ તમે કેમ કરી શકશો? (૧૯) સ્ત્રીઓ કોઈ અપરાધ કરે છે તો સાધારણ જીવ પણ તેમના પર હાથ ઉઠાવતા નથી, તો પછી તમારા જેવા કરુણામય અને દીનવત્સલ તો એવું કરી જ કેમ શકે? (૨૦) હું તો એક સુદૃઢ નૌકા જેવી છું, સઘળું જગત મારા જ આધાર પર સ્થિત છે. મને ભાંગીને તમે પોતાને અને પોતાની પ્રજાને જળ ઉપર કેવી રીતે રાખશો?' (૨૧)

**મહારાજ પૃથુએ કહ્યું** – હે પૃથ્વી! તું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી છે. તું યજ્ઞમાં દેવતારૂપે ભાગ તો લે છે, પરંતુ તેના બદલામાં અમને અન્ન આપતી નથી; તેથી આજે હું તને મારી નાખીશ. (૨૨) તું દરરોજ લીલું-લીલું ઘાસ ખાઈ જાય છે અને પોતાના આંચળનું દૂધ આપતી નથી – આવી દુષ્ટતા કરવાને કારણે તને દંડ આપવામાં આવે તે અનુચિત કહી શકાય નહીં. (૨૩) તું નાદાન છે; તેં પૂર્વકાળમાં બ્રહ્માજીએ પેદા કરેલાં અન્નાદિ ઔષધિઓને પોતાનામાં લીન કરી લીધાં છે અને હવે મારી પણ પરવા નહીં કરીને તેને તું પોતાના ગર્ભમાંથી બહાર કાઢતી નથી. (૨૪) હવે હું પોતાનાં બાણોથી તને છિન્ન-ભિન્ન કરીને તારા મેદથી આ ક્ષુધા- પીડિત અને દીન પ્રજાજનોના કરુણ ક્રંદનનું શમન કરીશ. (૨૫) જે દુષ્ટ પોતાનું જ પોષણ કરનારાઓ તથા અન્ય પ્રાણીઓ પ્રત્યે નિર્દય હોય તે પુરુષ, સ્ત્રી અથવા નપુંસક કોઈ પણ હોય, તેને મારવો એ રાજાઓ માટે નહીં મારવા બરાબર જ છે. (૨૬) તું ઘણી ઘમંડી અને મદોન્મત્ત છે; આ સમયે માયાથી જ આ ગાયનું રૂપ બનાવેલું છે. હું બાણોથી તારા ટુકડે-ટુકડા કરીને પોતાના યોગબળથી પ્રજાજનોને ધારણ કરીશ. (૨૭)

આ સમયે મહારાજ પૃથુ કાળની જેમ ક્રોધમયી મૂર્તિ ધારણ કરેલા હતા. તેમના આ શબ્દો સાંભળીને ભૂદેવી કંપવા લાગી અને તેણે અત્યંત વિનમ્રભાવે હાથ જોડીને કહ્યું. (૨૮)

**પૃથ્વીએ કહ્યું** – તમે સાક્ષાત્ પરમપુરુષ છો તથા પોતાની માયાથી અનેક પ્રકારનાં શરીર ધારણ કરીને અર્થાત્ અવતાર લઈને ગુણમય જેવા જણાઓ છો; અહંકારથી ઉત્પન્ન થનારા અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ સંબંધી અભિમાન અને તેનાથી ઉત્પન્ન થનારા રાગ-દ્વેષાદિથી આપ સર્વથા રહિત છો. આપના આવા સ્વરૂપનો અનુભવ થઈ જતાં રાગ-દ્વેષાદિ વિકારોનો વેગ શાંત થઈ જાય છે. એવા આપ પરમપુરુષને નમસ્કાર કરું છું. (૨૯)

તમે સમસ્ત જગતના વિધાતા છો; તમે જ આ ત્રિગુણાત્મક સૃષ્ટિ રચેલી છે અને મને સમસ્ત જીવોનો

૧. પ્રા. પા. – કથં સન્ધારયિષ્યસિ । ૨. પ્રા. પા. – પ્રાચીન પ્રતમાં 'ધરોવાચ' નથી. ૩. પ્રા. પા. – વિન્યસ્તમાયાત૦ ।

ય એતદાદાવસૃજચ્ચરાચરં
સ્વમાયયાઽઽત્માશ્રયયાઽવિતર્ક્યયા ।
તયૈવ સોઽયં કિલ ગોપ્તુમુદ્યતઃ
કથં નુ માં ધર્મપરો જિઘાંસતિ ॥ ૩૧॥

નૂનં બતેશસ્ય સમીહિતં જનૈ-
સ્તન્માયયા દુર્જયયાઽકૃતાત્મભિઃ ।
ન લક્ષ્યતે યસ્ત્વકરોદકારયદ્
યોઽનેક એકઃ પરતશ્ચ ઈશ્વરઃ ॥ ૩૨॥

સર્ગાદિ યોઽસ્યાનુરુણદ્ધિ શક્તિભિ-
ર્દ્રવ્યક્રિયાકારકચેતનાત્મભિઃ ।
તસ્મૈ સમુન્નદ્ધનિરુદ્ધશક્તયે[1]
નમઃ પરસ્મૈ પુરુષાય વેધસે ॥ ૩૩॥

સ વૈ ભવાનાત્મવિનિર્મિતં જગદ્
ભૂતેન્દ્રિયાન્તઃકરણાત્મકં વિભો ।
સંસ્થાપયિષ્યન્નજ માં રસાતલા-
દભ્યુજ્જહારામ્ભસ આદિસૂકરઃ ॥ ૩૪॥

અપામુપસ્થે મયિ નાવ્યવસ્થિતાઃ
પ્રજા ભવાનદ્ય રિરક્ષિષુઃ કિલ ।
સ વીરમૂર્તિઃ સમભૂદ્ધરાધરો
યો માં પયસ્યુગ્રશરો જિઘાંસસિ ॥ ૩૫॥

નૂનં જનૈરીહિતમીશ્વરાણા-
મસ્મદ્વિધૈસ્તદ્ગુણસર્ગમાયયા ।
ન જ્ઞાયતે મોહિતચિત્તવર્ત્મભિ[2]-
સ્તેભ્યો નમો વીરયશસ્કરેભ્યઃ ॥ ૩૬॥

આશ્રય બનાવેલી છે. તમે સર્વથા સ્વતંત્ર છો. હે પ્રભુ! જ્યારે તમે જ અસ્ત્ર-શસ્ત્ર લઈને મને મારવા માટે તૈયાર થઈ ગયા છો ત્યારે હું બીજા કોના શરણે જાઉં? (૩૦) કલ્પના આરંભમાં તમે પોતાને આશ્રિત રહેનારી અનિર્વચનીય માયાથી જ આ ચરાચર જગતની રચના કરી હતી અને તે માયા વડે જ તમે તેનું પાલનપોષણ કરવા માટે તૈયાર થયેલા છો. તમે ધર્મપરાયણ છો, તોપણ ગાયનું રૂપ ધારણ કરનારી મને શા માટે મારવા ઇચ્છો છો? (૩૧) તમે એક જ છો તેમ છતાં માયાને લીધે અનેક રૂપોમાં જણાઓ છો તથા તમે સ્વયં બ્રહ્માજીની રચના કરીને તેમના દ્વારા વિશ્વની રચના કરાવી છે. તમે સાક્ષાત્ સર્વેશ્વર છો. તમારી લીલાઓને અજિતેન્દ્રિય લોકો કેવી રીતે જાણી શકે? તેમની બુદ્ધિ તો તમારી દુર્જય માયાથી વિક્ષિપ્ત રહે છે. (૩૨) તમે જ પંચભૂતો, ઇન્દ્રિયો અને તેમના અધિષ્ઠાતા દેવતાઓ, બુદ્ધિ અને અહંકારરૂપ પોતાની શક્તિઓ વડે ક્રમશઃ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરો છો. ભિન્ન-ભિન્ન કાર્યો માટે અવારનવાર તમારી શક્તિઓનો આવિર્ભાવ અને તિરોભાવ થયા કરે છે. તમે સાક્ષાત્ પરમપુરુષ અને વિશ્વવિધાતા છો. તમને મારા નમસ્કાર છે. (૩૩) હે અજન્મા પ્રભુ! તમે જ પોતાનાં રચેલાં (પંચ-)ભૂતો, ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપ જગતની સ્થિતિ માટે આદિવરાહ-રૂપ ધારણ કરીને મને રસાતલમાંથી બહાર લાવ્યા હતા. (૩૪) આ પ્રમાણે એક વાર તો મારો ઉદ્ધાર કર્યો હતો અને 'ધરાધર' (અથવા 'ધરણીધર') નામ મેળવ્યું હતું; આજે તે જ તમે વીરમૂર્તિ-સમા, જળ ઉપર રહેલી નૌકાની જેમ સ્થિત મારા જ આશ્રયે રહેનારી પ્રજાનું રક્ષણ કરવાના ઉદ્દેશ્યથી તીખાં-તીણાં બાણ ચઢાવીને, દૂધ નહીં આપવાના અપરાધમાં મને મારવા ઇચ્છો છો. (૩૫) આ ત્રિગુણાત્મક સૃષ્ટિની રચના કરનારી તમારી માયાથી મારા જેવા સાધારણ જીવોનાં ચિત્ત મોહગ્રસ્ત થઈ રહ્યાં છે. મારા જેવા લોકો તો તમારી લીલાઓનો આશય સમજતા નથી, હે વીર! આપની લીલા આપનો યશ વધારનારી છે. એવા આપને મારા હૃદયપૂર્વક નમસ્કાર છે. (૩૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પૃથુવિજયે[3] ધરિત્રીનિગ્રહો નામ સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત 'પૃથુવિજય'માંનો ધરિત્રીનિગ્રહ નામનો સત્તરમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ૦વિરુદ્ધ૦ । ૨. પ્રા. પા. – ૦ચિત્તકર્મ૦ । ૩. પ્રા. પા. – પૃથુચરિતે ધરાનિગ્રહઃ સપ્ત૦ ।

# અઢારમો અધ્યાય

## પૃથ્વીનું દોહન

*મૈત્રેય ઉવાચ*

ઈત્થં પૃથુમભિષ્ટૂય રુષા પ્રસ્ફુરિતાધરમ્ ।
પુનરાહાવનિર્ભીતા સંસ્તભ્યાત્માનમાત્મના ॥ ૧॥

સંનિયચ્છાભિભો મન્યું[1] નિબોધ શ્રાવિતં ચ મે ।
સર્વતઃ સારમાદત્તે યથા મધુકરો બુધઃ ॥ ૨॥

અસ્મિઁલ્લોકેઽથવામુષ્મિન્મુનિભિસ્તત્ત્વદર્શિભિઃ ।
દૃષ્ટા યોગાઃ પ્રયુક્તાશ્ચ પુંસાં શ્રેયઃપ્રસિદ્ધયે ॥ ૩॥

તાનાતિષ્ઠતિ યઃ સમ્યગુપાયાન્ પૂર્વદર્શિતાન્ ।
અવરઃ[2] શ્રદ્ધયોપેત ઉપેયાન્ વિન્દતેઽઞ્જસા ॥ ૪॥

તાનનાદૃત્ય યોઽવિદ્વાનર્થાનારભતે સ્વયમ્ ।
તસ્ય વ્યભિચરન્ત્યર્થા આરબ્ધાશ્ચ[3] પુનઃપુનઃ ॥ ૫॥

પુરા સૃષ્ટા હ્યોષધયો બ્રહ્મણા યા વિશામ્પતે ।
ભુજ્યમાના મયા દૃષ્ટા અસદ્ભિરધૃતવ્રતૈઃ ॥ ૬॥

અપાલિતાઽનાદૃતા ચ ભવદ્ભિર્લોકપાલકૈઃ ।
ચોરીભૂતેઽથ લોકેઽહં યજ્ઞાર્થેઽગ્રસમોષધીઃ ॥ ૭॥

નૂનં તા વીરુધઃ ક્ષીણા મયિ કાલેન ભૂયસા ।
તત્ર યોગેન[4] દૃષ્ટેન ભવાનાદાતુમર્હતિ ॥ ૮॥

વત્સં કલ્પય મે વીર યેનાહં વત્સલા તવ ।
ધોક્ષ્યે ક્ષીરમયાન્ કામાનનુરૂપં ચ દોહનમ્ ॥ ૯॥

દોગ્ધારં ચ મહાબાહો ભૂતાનાં ભૂતભાવન ।
અન્નમીપ્સિતમૂર્જસ્વદ્ભગવાન્ વાઞ્છતે યદિ ॥ ૧૦॥

સમાં ચ કુરુ માં રાજન્ દેવવૃષ્ટં યથા પયઃ ।
અપર્તાવપિ ભદ્રં તે ઉપાવર્તેત મે વિભો ॥ ૧૧॥

ઈતિ પ્રિયં હિતં વાક્યં ભુવ આદાય ભૂપતિઃ ।
વત્સં[5] કૃત્વા મનું પાણાવદુહત્સકલૌષધીઃ ॥ ૧૨॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! આ સમયે મહારાજ પૃથુના હોઠ ક્રોધથી કંપી રહ્યા હતા. તેમની આ પ્રમાણે સ્તુતિ કરીને પૃથ્વીએ પોતાના હૃદયને વિચારપૂર્વક સમાહિત (સ્વસ્થ) કર્યું અને બીતાં-બીતાં કહ્યું.(૧) 'હે પ્રભુ! તમે પોતાના ક્રોધને શાંત કરો અને હું જે પ્રાર્થના કરું છું તે ધ્યાન દઈને સાંભળો. બુદ્ધિમાન પુરુષો ભ્રમરની જેમ બધી જ જગ્યાએથી સાર ગ્રહણ કરી લે છે. (૨) તત્ત્વદર્શી મુનિઓએ આ લોક અને પરલોકમાં મનુષ્યોનું કલ્યાણ કરવા માટે કૃષિ, અગ્નિહોત્ર વગેરે ઘણાબધા ઉપાયો ખોળી કાઢ્યા છે અને તેમને કાર્યાન્વિત કર્યા છે. (૩) તે પ્રાચીન ઋષિઓએ બતાવેલા ઉપાયોનું આ સમયે પણ જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક સારી પેઠે આચરણ કરે છે તે સહેલાઈથી અભીષ્ટ ફળ પ્રાપ્ત કરી લે છે. (૪) પરંતુ જે અજ્ઞાની મનુષ્ય તે ઉપાયોનો અનાદર કરીને પોતાના મનથી કલ્પેલા ઉપાયોનો આશ્રય લે છે તેના બધા જ ઉપાયો અને પ્રયત્નો વારંવાર નિષ્ફળ થતા રહે છે. (૫) હે રાજન્! પૂર્વકાળમાં બ્રહ્માજીએ જે ધાન્યો વગેરે ઉત્પન્ન કર્યાં હતાં, મેં જોયું કે યમ-નિયમો વગેરે વ્રતોનું પાલન નહીં કરનારા દુરાચારી લોકો જ તેમને ભક્ષણ કરી રહ્યા છે. (૬) હે લોકરક્ષક! તમે રાજાઓએ મારું પાલન અને મારો આદર કરવાનું છોડી દીધું; તેથી બધા લોકો ચોરોના જેવા થઈ ગયા છે. તેથી જ યજ્ઞ માટેની ઔષધિઓને મેં પોતાનામાં લીન કરી લીધી છે. (૭) અત્યારે, અધિક સમય વીતી જવાને કારણે અવશ્ય તે ધાન્યો મારા ઉદરમાં જીર્ણ થઈ ગયાં છે; તમે તેમને પૂર્વાચાર્યોએ બતાવેલા ઉપાયથી બહાર કાઢી લો. (૮) હે લોકપાલક વીર! જો તમને સમસ્ત પ્રાણીઓના અભીષ્ટની તેમ જ બળની વૃદ્ધિ કરનારા અન્નની આવશ્યકતા હોય તો તમે મારે લાયક વાછરડું, દોહવાનું પાત્ર, દોહનાર વ્યક્તિ વગેરેની વ્યવસ્થા કરો. હું તે વાછરડાના સ્નેહથી થાન ઊભરાવીને દૂધના રૂપમાં તમને બધી જ વસ્તુઓ આપી દઈશ. (૯-૧૦) હે રાજન્! એક વાત બીજી પણ છે; તમારે મને સમતલ કરવી પડશે, કે જેથી વર્ષાઋતુ વીતી જવા છતાં પણ મારા ઉપર ઈન્દ્રે વરસાવેલું જળ સર્વત્ર કાયમ રહે – મારા અંદરની ભીનાશ સુકાવા ન પામે. આ તમારા માટે ઘણું મંગળકારી થશે.' (૧૧)

પૃથ્વીએ કહેલાં આ પ્રિય અને હિતકારી વચનોને સ્વીકારી લઈને મહારાજ પૃથુએ સ્વાયંભુવ મનુને વાછરડો બનાવ્યા અને પોતાના હાથે જ સમસ્ત ધાન્યો દોહી લીધાં. (૧૨)

૧. પ્રા. પા. – ક્રોધં । ૨. પ્રા. પા. – અથવા । ૩. પ્રા. પા. – પ્રારબ્ધા૦ । ૪. પ્રા. પા. – દૃષ્ટેન યોગેન । ૫. પ્રાચીન પ્રતમાં 'વત્સં કૃત્વા...' આ ઉત્તરાર્ધ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે.

તથા પરે ચ સર્વત્ર સારમાદદતે બુધાઃ ।
તતોઽન્યે[1] ચ યથાકામં દુદુહુઃ પૃથુભાવિતામ્ ॥ ૧૩॥

ઋષયો દુદુહુર્દેવીમિન્દ્રિયેષ્વથ સત્તમ ।
વત્સં બૃહસ્પતિં કૃત્વા પયશ્છન્દોમયં શુચિ ॥ ૧૪॥

કૃત્વા વત્સં સુરગણા ઇન્દ્રં સોમમદૂદુહન્ ।
હિરણ્મયેન પાત્રેણ વીર્યમોજો બલં પયઃ ॥ ૧૫॥

દૈતેયા દાનવા વત્સં પ્રહ્લાદમસુરર્ષભમ્ ।
વિધાયાદૂદુહન્ ક્ષીરમયઃપાત્રે સુરાસવમ્ ॥ ૧૬॥

ગન્ધર્વાપ્સરસોઽધુક્ષન્ પાત્રે પદ્મમયે પયઃ ।
વત્સં વિશ્વાવસું કૃત્વા ગાન્ધર્વં મધુ સૌભગમ્[2] ॥ ૧૭॥

વત્સેન પિતરોઽર્યમ્ણા કવ્યં ક્ષીરમધુક્ષત ।
આમપાત્રે મહાભાગાઃ શ્રદ્ધયા શ્રાદ્ધદેવતાઃ ॥ ૧૮॥

પ્રકલ્પ્ય વત્સં કપિલં સિદ્ધાઃ સઙ્કલ્પનામયીમ્ ।
સિદ્ધિં નભસિ વિદ્યાં ચ યે ચ વિદ્યાધરાદયઃ ॥ ૧૯॥

અન્યે ચ માયિનો માયામન્તર્ધાનાદ્ભુતાત્મનામ્ ।
મયં પ્રકલ્પ્ય વત્સં તે દુદુહુર્ધારણામયીમ્ ॥ ૨૦॥

યક્ષરક્ષાંસિ ભૂતાનિ પિશાચાઃ પિશિતાશનાઃ ।
ભૂતેશવત્સા દુદુહુઃ કપાલે ક્ષતજાસવમ્ ॥ ૨૧॥

તથાઽહયો દન્દશૂકાઃ સર્પા નાગાશ્ચ તક્ષકમ્ ।
વિધાય વત્સં દુદુહુર્બિલપાત્રે વિષં પયઃ ॥ ૨૨॥

પશવો યવસં ક્ષીરં વત્સં કૃત્વા ચ ગોવૃષમ્ ।
અરણ્યપાત્રે ચાધુક્ષન્મૃગેન્દ્રેણ ચ દંષ્ટ્રિણઃ ॥ ૨૩॥

ક્રવ્યાદાઃ પ્રાણિનઃ ક્રવ્યં દુદુહુઃ સ્વે[3] કલેવરે ।
સુપર્ણવત્સા વિહગાશ્ચરં ચાચરમેવ ચ ॥ ૨૪॥

વટવત્સા વનસ્પતયઃ પૃથગ્ રસમયં પયઃ ।
ગિરયો હિમવદ્વત્સા નાનાધાતૂન્ સ્વસાનુષુ ॥ ૨૫॥

સર્વે સ્વમુખ્યવત્સેન સ્વે સ્વે પાત્રે પૃથક્ પયઃ ।
સર્વકામદુઘાં પૃથ્વીં દુદુહુઃ પૃથુભાવિતામ્ ॥ ૨૬॥

પૃથુની જેમ બીજા વિજ્ઞજનો પણ બધી જગ્યાએથી સાર-ગ્રહણ કરી લે છે, તેથી તેમણે પણ પૃથુજી વડે વશ કરાયેલી વસુંધરામાંથી પોતાની અભીષ્ટ વસ્તુઓ દોહી લીધી. (૧૩) ઋષિઓએ બૃહસ્પતિજીને વાછરડો બનાવ્યા અને ઇન્દ્રિયો (વાણી, મન અને શ્રોત્ર)-રૂપ પાત્રમાં પૃથ્વીદેવીમાંથી વેદરૂપ પવિત્ર દૂધ દોહ્યું. (૧૪) દેવતાઓએ ઇન્દ્રને વાછરડાના રૂપમાં કલ્પિત કર્યા અને સુવર્ણમય પાત્રમાં અમૃત, વીર્ય (મનોબળ), ઓજ (ઇન્દ્રિયબળ) અને શારીરિક બળરૂપ દૂધ દોહ્યું. (૧૫) દૈત્યો અને દાનવોએ અસુરશ્રેષ્ઠ પ્રહ્‌લાદજીને વાછરડો બનાવ્યા અને લોઢાના પાત્રમાં મદિરા અને આસવ-રૂપ દૂધ દોહ્યું. (૧૬) ગંધર્વો અને અપ્સરાઓએ વિશ્વાવસુને વાછરડો બનાવ્યા અને કમળરૂપ પાત્રમાં સંગીતમાધુર્ય તથા સૌંદર્ય-રૂપ દૂધ દોહ્યું. (૧૭) શ્રાદ્ધના અધિષ્ઠાતા મહાભાગ પિતૃઓએ અર્યમા નામના પિત્રીશ્વરને વાછરડો બનાવ્યા અને માટીના કાચા પાત્રમાં શ્રદ્ધાપૂર્વક કવ્ય (પિતૃઓને અર્પણ કરવામાં આવતું અન્ન)-રૂપ દૂધ દોહ્યું. (૧૮) પછી કપિલદેવજીને વાછરડો બનાવ્યા અને આકાશરૂપ પાત્રમાં સિદ્ધોએ અણિમા વગેરે અષ્ટસિદ્ધિઓ તથા વિદ્યાધરોએ આકાશગમન વગેરે વિદ્યાઓનું દોહન કર્યું. (૧૯) કિંપુરુષ વગેરે અન્ય માયાવીઓએ મયદાનવને વાછરડો બનાવ્યો અને અંતર્ધાન થવું, વિચિત્ર રૂપ ધારણ કરી લેવું વગેરે સંકલ્પમયી માયાઓને દૂધરૂપે દોહી. (૨૦)

આ જ પ્રમાણે યક્ષ-રાક્ષસો તથા ભૂત-પિશાચ વગેરે માંસાહારીઓએ ભૂતનાથ રુદ્રને વાછરડો બનાવ્યા અને કપાલ-રૂપ પાત્રમાં રુધિર-આસવ-રૂપ દૂધ દોહ્યું. (૨૧) ફણા વિનાના સાપ, ફણાવાળા સાપ, નાગ, વીંછી વગેરે ઝેરી પ્રાણીઓએ તક્ષકનાગને વાછરડો બનાવ્યો અને મુખરૂપ પાત્રમાં વિષરૂપ દૂધ દોહ્યું. (૨૨) પશુઓએ ભગવાન રુદ્રના વાહન નંદીને વાછરડો બનાવ્યો અને વનરૂપ પાત્રમાં ઘાસરૂપ દૂધ દોહ્યું. મોટી-મોટી દાઢોવાળા માંસભક્ષી જીવોએ સિંહરૂપ વાછરડા વડે પોતાના શરીરરૂપ પાત્રમાં કાચા માંસરૂપ દૂધ દોહ્યું તથા ગરુડજીને વાછરડો બનાવીને પક્ષીઓએ કીટ-પતંગિયાં વગેરે ચર અને ફળો વગેરે અચર પદાર્થોને દૂધરૂપે દોહ્યા. (૨૩-૨૪) વૃક્ષોએ વડને વાછરડો બનાવીને અનેક પ્રકારના રસરૂપ દૂધ દોહ્યું અને પર્વતોએ હિમાલયરૂપ વાછરડા વડે પોતાનાં શિખરરૂપ પાત્રમાં અનેક પ્રકારની ધાતુઓ દોહી. (૨૫) પૃથ્વી તો બધી જ અભીષ્ટ વસ્તુઓ આપનારી છે અને આ સમયે તે પૃથુજીને આધીન હતી; તેથી તેનામાંથી, બધાઓએ પોતપોતાની જાતિના અગ્રણીને વાછરડો બનાવીને અલગ-અલગ પાત્રોમાં ભિન્ન-ભિન્ન પ્રકારના પદાર્થોને દૂધના

૧. પ્રા. પા. – તતઃ સર્વે । ૨. પ્રા. પા. – ગન્ધં મધુ સસૌભગમ્ । ૩. પ્રા. પા. – સ્વકલે૦ ।

એવં પૃથ્વાદયઃપૃથ્વીમન્નાદાઃસ્વન્નમાત્મનઃ ।
દોહવત્સાદિભેદેન ક્ષીરભેદં કુરૂદ્વહ ॥ ૨૭॥

તતો મહીપતિઃ પ્રીતઃ સર્વકામદુઘાં પૃથુઃ ।
દુહિતૃત્વે ચકારેમાં પ્રેમ્ણા દુહિતૃવત્સલઃ ॥ ૨૮॥

ચૂર્ણયન્[1] સ્વધનુષ્કોટ્યા ગિરિકૂટાનિ રાજરાટ્ ।
ભૂમણ્ડલમિદં વૈન્યઃ પ્રાયશ્ચક્રે સમં વિભુઃ ॥ ૨૯॥

અથાસ્મિન્ ભગવાન્ વૈન્યઃ પ્રજાનાં વૃત્તિદઃ પિતા ।
નિવાસાન્[2] કલ્પયાઞ્ચક્રે તત્ર તત્ર યથાર્હતઃ ॥ ૩૦॥

ગ્રામાન્ પુરઃ પત્તનાનિ દુર્ગાણિ વિવિધાનિ ચ ।
ઘોષાન્ વ્રજાન્ સશિબિરાનાકરાન્ ખેટખર્વટાન્ ॥ ૩૧॥

પ્રાક્પૃથોરિહ નૈવૈષા[3] પુરગ્રામાદિકલ્પના ।
યથાસુખં વસન્તિ સ્મ તત્ર તત્રાકુતોભયાઃ ॥ ૩૨॥

રૂપમાં દોહી લીધા. (૨૬)

હે કુરુશ્રેષ્ઠ વિદુરજી! આ પ્રમાણે પૃથુ વગેરે બધા જ અન્નભોજન કરનારાઓએ ભિન્ન-ભિન્ન દોહનપાત્રો અને વાછરડાંઓ વડે પોતપોતાનાં વિભિન્ન અન્ન-રૂપ દૂધ પૃથ્વીમાંથી દોહ્યું. (૨૭) આનાથી મહારાજ પૃથુ એવા પ્રસન્ન થયા કે સર્વકામદુહા પૃથ્વી પ્રત્યે તેમનો પુત્રીવત્ સ્નેહ થઈ ગયો અને તેને તેમણે પોતાની પુત્રીરૂપે સ્વીકારી લીધી. (૨૮) પછી રાજાધિરાજ પૃથુએ પોતાના ધનુષ્યની અણીથી પર્વતોને ફોડીને આ સમસ્ત ભૂમંડળને લગભગ સમતળ કરી દીધું. (૨૯) તેઓ પિતાની જેમ પોતાની પ્રજાના પાલન-પોષણની વ્યવસ્થામાં સંલગ્ન થયેલા હતા. તેમણે આ સમતળ ભૂમિમાં પ્રજાજનો માટે અનેક જગાએ યથાયોગ્ય નિવાસસ્થાનોનું વિભાજન કર્યું. (૩૦) અનેક ગામો, કસબા, નગરો, દુર્ગો, આહીરોની વસ્તીઓ, પશુઓને રહેવાનાં સ્થાનો, છાવણીઓ, ખાણો, ખેડૂતોનાં ગામો અને પહાડોની તળેટીનાં ગામો વસાવ્યાં. (૩૧) મહારાજ પૃથુની પહેલાં આ પૃથ્વીતળ ઉપર પુર-ગ્રામ વગેરેનું વિભાજન ન હતું; બધા લોકો પોતાની સુવિધા અનુસાર નિઃસંકોચપણે ગમે ત્યાં વસી જતા હતા. (૩૨)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે [4]પૃથુવિજયેઽષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮॥

ચોથા સ્કન્ધ-અંતર્ગત પૃથુવિજયમાંનો અઢારમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઓગણીસમો અધ્યાય

## મહારાજ પૃથુના સો અશ્વમેધ યજ્ઞો

*મૈત્રેય ઉવાચ*

અથાદીક્ષત રાજા[5] તુ હયમેધશતેન સઃ ।
બ્રહ્માવર્તે મનોઃ ક્ષેત્રે યત્ર પ્રાચી સરસ્વતી ॥ ૧॥

તદભિપ્રેત્ય ભગવાન્ કર્માતિશયમાત્મનઃ ।
શતક્રતુર્ન મમૃષે પૃથોર્યજ્ઞમહોત્સવમ્ ॥ ૨॥

યત્ર યજ્ઞપતિઃ સાક્ષાદ્ભગવાન્ હરિરીશ્વરઃ ।
અન્વભૂયત સર્વાત્મા સર્વલોકગુરુઃ પ્રભુઃ ॥ ૩॥

અન્વિતો બ્રહ્મશર્વાભ્યાં લોકપાલૈઃ સહાનુગૈઃ ।
ઉપગીયમાનો ગન્ધર્વૈર્મુનિભિશ્ચાપ્સરોગણૈઃ ॥ ૪॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! મહારાજ મનુના બ્રહ્માવર્ત ક્ષેત્રમાં, જ્યાં સરસ્વતી નદી પૂર્વમુખી થઈને વહે છે; રાજા પૃથુએ સો અશ્વમેધ યજ્ઞોની દીક્ષા લીધી. (૧) આ જોઈને ભગવાન ઈન્દ્રને વિચાર થયો કે આ પ્રમાણે તો પૃથુનાં કર્મો મારાં કર્મો કરતાં પણ વધી જશે. તેથી તેઓ પૃથુના યજ્ઞ-મહોત્સવને સાંખી શક્યા નહીં. (૨) મહારાજ પૃથુના યજ્ઞમાં સૌના અંતરાત્મા, સર્વલોકો માટે પૂજ્ય જગદીશ્વર ભગવાન શ્રીહરિએ યજ્ઞેશ્વરરૂપે સાક્ષાત્ દર્શન આપ્યાં હતાં. (૩) તેમની સાથે બ્રહ્મા, રુદ્ર તથા પોતપોતાના અનુચરો સહિત લોકપાલો પણ પધાર્યા હતા. તે સમયે ગંધર્વો, મુનિઓ અને અપ્સરાઓ પ્રભુનાં યશોગાન કરી રહ્યાં હતાં. (૪)

---

૧. પ્રા. પા. — ચૂર્ણયંશ્ચ ધનુ૦ । ૨. પ્રા. પા. — નિવાસં । ૩. પ્રા. પા. — નૈવેમાઃ પુરગ્રામાદિકલ્પનાઃ । ૪. પ્રા. પા. — ૦ચરિતે૦ । ૫. પ્રા. પા. — રાજર્ષિર્હ૦ ।

સિદ્ધા વિદ્યાધરા દૈત્યા દાનવા ગુહ્યકાદયઃ ।
સુનન્દનન્દપ્રમુખાઃ પાર્ષદપ્રવરા હરેઃ ॥ ૫॥

કપિલો નારદો દત્તો યોગેશાઃ[1] સનકાદયઃ ।
તમન્વીયુર્ભાગવતા યે ચ તત્સેવનોત્સુકાઃ ॥ ૬॥

યત્ર ધર્મદુઘા ભૂમિઃ સર્વકામદુઘા સતી ।
દોગ્ધિ[2] સ્માભીપ્સિતાનર્થાન્ યજમાનસ્ય ભારત ॥ ૭॥

ઊહુઃ સર્વરસાન્નદ્યઃ ક્ષીરદધ્યન્નગોરસાન્ ।
તરવો ભૂરિવર્ષ્માણઃ પ્રાસૂયન્ત[3] મધુચ્યુતઃ ॥ ૮॥

સિન્ધવો રત્નનિકરાન્ ગિરયોऽન્નં ચતુર્વિધમ્ ।
ઉપાયનમુપાજહ્રુઃ સર્વે લોકાઃ સપાલકાઃ ॥ ૯॥

ઇતિ ચાધોક્ષજેશસ્ય પૃથોસ્તુ પરમોદયમ્ ।
અસૂયન્ ભગવાનિન્દ્રઃ પ્રતિઘાતમચીકરત્ ॥ ૧૦॥

ચરમેણાશ્વમેધેન યજમાને યજુષ્પતિમ્ ।
વૈન્યે યજ્ઞપશું સ્પર્ધન્નપોવાહ તિરોહિતઃ ॥ ૧૧॥

તમત્રિર્ભગવાનૈક્ષત્ત્વરમાણં વિહાયસા ।
આમુક્તમિવ પાખણ્ડં યોऽધર્મે ધર્મવિભ્રમઃ ॥ ૧૨॥

અત્રિણા ચોદિતો[4] હન્તું પૃથુપુત્રો મહારથઃ ।
અન્વધાવત સઙ્કુદ્ધસ્તિષ્ઠ તિષ્ઠેતિ ચાબ્રવીત્ ॥ ૧૩॥

તં તાદૃશાકૃતિં વીક્ષ્ય મેને ધર્મં શરીરિણમ્ ।
જટિલં ભસ્મનાચ્છન્નં તસ્મૈ બાણં ન મુઞ્ચતિ ॥ ૧૪॥

વધાન્નિવૃત્તં તં ભૂયો હન્તવેऽત્રિરચોદયત્[5] ।
જહિ યજ્ઞહનં તાત મહેન્દ્રં વિબુધાધમમ્ ॥ ૧૫॥

એવં વૈન્યસુતઃ પ્રોક્તસ્ત્વરમાણં વિહાયસા ।
અન્વદ્રવદભિક્રુદ્ધો રાવણં[6] ગૃધ્રરાડિવ ॥ ૧૬॥

સિદ્ધો, વિદ્યાધરો, દૈત્યો, દાનવો, યક્ષો, સુનંદ-નંદ વગેરે ભગવાનના પ્રમુખ પાર્ષદો અને જેઓ નિત્ય ભગવાનની સેવા માટે ઉત્સુક રહે છે તે કપિલ, નારદ, દત્તાત્રેય તેમ જ સનકાદિ યોગેશ્વરો પણ તેમની સાથે પધાર્યા હતા. (૫-૬) હે ભારત! તે યજ્ઞમાં યજ્ઞ-સામગ્રીઓ આપનારી ભૂમિએ કામધેનુરૂપ થઈને યજમાનની બધી કામનાઓ પૂરી કરી હતી. (૭) નદીઓ સર્વ પ્રકારના રસો વહાવી લાવતી હતી તથા જેમનામાંથી મધ ટપકતું રહે છે તેવાં મોટાં મોટાં વૃક્ષો દૂધ, દહીં, ઘી, અન્ન વગેરે જાતજાતની સામગ્રીઓ અર્પણ કરતાં હતાં. (૮) સમુદ્રો ઘણી રત્નરાશિઓ, પર્વતો ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય અને લેહ્ય - એ ચારે પ્રકારનાં અન્ન તથા લોકપાલો સમેત સમસ્ત લોકો જાતજાતના ઉપહારો તેમને સમર્પણ કરતા હતા. (૯)

મહારાજ પૃથુ તો એકમાત્ર શ્રીહરિને જ પોતાના પ્રભુ માનતા હતા. તેમની કૃપાથી તે યજ્ઞના અનુષ્ઠાનમાં તેમનો ઘણો ઉત્કર્ષ થયો. પરંતુ આ વાત દેવરાજ ઇન્દ્રથી સાંખી શકાઈ નહીં અને તેમણે તેમાં વિઘ્ન નાખવાનો પ્રયત્ન પણ કર્યો. (૧૦) જે સમયે મહારાજ પૃથુ અંતિમ યજ્ઞ વડે ભગવાન યજ્ઞપતિની આરાધના કરી રહ્યા હતા ત્યારે ઇન્દ્રે ઈર્ષ્યાને લીધે ગુપ્ત રીતે તેમના યજ્ઞનો ઘોડો ચોરી લીધો. (૧૧) ઇન્દ્રે પોતાના રક્ષણ માટે કવચરૂપે પાખંડીનો વેશ ધારણ કર્યો હતો, કે જે અધર્મમાં ધર્મનો ભ્રમ ઉત્પન્ન કરે છે અને જેનો આશ્રય લઈને પાપી મનુષ્ય પણ ધર્માત્મા જેવો જણાય છે. આ વેશમાં તેઓ ઘોડો લઈને અત્યંત ઝડપથી આકાશ માર્ગેથી જઈ રહ્યા હતા, ત્યાં જ તેમના પર ભગવાન અત્રિની નજર પડી ગઈ. તેમના કહેવાથી મહારાજ પૃથુનો મહારથી પુત્ર ઇન્દ્રને મારવા તેમની પાછળ દોડ્યો અને અત્યંત ક્રોધથી બોલ્યો – 'અરે, ઊભો રહે! ઊભો રહે!' (૧૨-૧૩) ઇન્દ્રે માથા પર કેશજટા અને શરીરે ભસ્મ ધારણ કરેલાં હતાં. તેમનો આવો વેશ જોઈને પૃથુકુમાર તેમને મૂર્તિમંત ધર્મ સમજ્યો, તેથી તેમના પર બાણ છોડ્યું નહીં. (૧૪) જ્યારે તે ઇન્દ્ર પર વાર કર્યા વિના જ પાછો આવ્યો ત્યારે મહર્ષિ અત્રિએ ઇન્દ્રને મારવા માટે તેને ફરીથી આજ્ઞા આપી – 'વત્સ! આ દેવતાઓમાં અધમ ઇન્દ્રે તમારા યજ્ઞમાં વિઘ્ન નાખ્યું છે, તું તેને મારી નાખ!' (૧૫)

અત્રિ મુનિના આ પ્રમાણે પ્રોત્સાહિત કરવાથી વેનનો પૌત્ર (પૃથુપુત્ર) ક્રોધે ભરાયો. ઇન્દ્ર તીવ્ર ગતિથી આકાશમાં જઈ રહ્યા હતા, તેમની પાછળ તે એવી રીતે દોડ્યો

૧. પ્રા. પા. – યોગીશાઃ । ૨. પ્રા. પા. – દુગ્ધા સાભી૦ । ૩. પ્રા. પા. – પ્રાચ્યવન્ત । ૪. પ્રા. પા. – સૂચિતં । ૫. પ્રા. પા. – હન્તુમત્રિર૦ । ૬. પ્રા. પા. – ગૃધ્રરાડિવ રાવણમ્ ।

સોઽશ્વં રૂપં ચ તદ્ધિત્વા તસ્મા અન્તર્હિતઃ સ્વરાટ્ ।
વીરઃ સ્વપશુમાદાય પિતુર્યજ્ઞમુપેયિવાન્ ॥ ૧૭॥

તત્તસ્ય ચાદ્ભુતં કર્મ વિચક્ષ્ય પરમર્ષયઃ ।
નામધેયં દદુસ્તસ્મૈ વિજિતાશ્વ ઈતિ પ્રભો ॥ ૧૮॥

ઉપસૃજ્ય તમસ્તીવ્રં જહારાશ્વં પુનર્હરિઃ ।
ચષાલયૂપતશ્છન્નો હિરણ્યરશનં વિભુઃ ॥ ૧૯॥

અત્રિઃ સન્દર્શયામાસ ત્વરમાણં વિહાયસા ।
કપાલખટ્વાઙ્ગધરં વીરો નૈનમબાધત ॥ ૨૦॥

અત્રિણા ચોદિતસ્તસ્મૈ સન્દધે વિશિખં રુષા ।
સોઽશ્વં રૂપં ચ તદ્ધિત્વા તસ્થાવન્તર્હિતઃ સ્વરાટ્ ॥ ૨૧॥

વીરશ્ચાશ્વમુપાદાય પિતૃયજ્ઞમથાવ્રજત્ ।
તદવદ્યં હરે રૂપં જગૃહુર્જ્ઞાનદુર્બલાઃ ॥ ૨૨॥

યાનિ રૂપાણિ જગૃહે ઈન્દ્રો હયજિહીર્ષયા ।
તાનિ પાપસ્ય ખણ્ડાનિ લિઙ્ગં ખણ્ડમિહોચ્યતે ॥ ૨૩॥

એવમિન્દ્રે હરત્યશ્વં વૈન્યયજ્ઞજિઘાંસયા ।
તદ્ગૃહીતવિસૃષ્ટેષુ પાખણ્ડેષુ મતિર્નૃણામ્ ॥ ૨૪॥

ધર્મ ઈત્યુપધર્મેષુ નગ્નરક્તપટાદિષુ ।
પ્રાયેણ સજ્જતે ભ્રાન્ત્યા પેશલેષુ ચ વાગ્મિષુ ॥ ૨૫॥

તદભિજ્ઞાય ભગવાન્ પૃથુઃ પૃથુપરાક્રમઃ ।
ઈન્દ્રાય કુપિતો બાણમાદત્તોદ્યતકાર્મુકઃ ॥ ૨૬॥

તમૃત્વિજઃ શક્રવધાભિસન્ધિતં[1]
　　વિચક્ષ્ય દુષ્પ્રેક્ષ્યમસહ્યરંહસમ્ ।
નિવારયામાસુરહો મહામતે
　　ન યુજ્યતેઽત્રાન્યવધઃ પ્રચોદિતાત્ ॥ ૨૭॥

કે જેમ રાવણની પાછળ જટાયુ. (૧૬) સ્વર્ગપતિ ઈન્દ્ર તેને પાછળ આવતો જોઈને તે વેશ અને ઘોડો છોડીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા અને તે વીર પોતાના યજ્ઞીય અશ્વ (ઘોડા)ને લઈને પિતાની યજ્ઞશાળામાં પાછો આવી ગયો. (૧૭) હે શક્તિમાન વિદુરજી! તેનું આ અદ્ભુત પરાક્રમ જોઈને મહર્ષિઓએ તેનું નામ વિજિતાશ્વ રાખ્યું. (૧૮)

તે યજ્ઞીયઅશ્વને ચષાલ અને યૂપ*માં બાંધી દેવામાં આવ્યો હતો. શક્તિમાન ઈન્દ્રે ઘોર અંધકાર ફેલાવી દીધો અને તેમાં જ છુપાઈને તે ફરીથી તે ઘોડાને તેની સોનાની સાંકળ સમેત લઈ ગયો. (૧૯) અત્રિ મુનિએ ફરીથી તેમને આકાશમાર્ગે ઘણા વેગથી જતા જોઈ લીધા, પરંતુ તેમની પાસે કપાલ અને ખટ્વાંગ જોઈને પૃથુપુત્રે તેમના માર્ગમાં કોઈ અડચણ ઊભી કરી નહીં. (કારણ કે રાજકુમાર તેમને શિવ સમજ્યા.) (૨૦) ત્યારે અત્રિએ રાજકુમારને ફરીથી ઉશ્કેર્યો અને તેણે ગુસ્સે થઈને ઈન્દ્રને લક્ષ્ય બનાવીને પોતાનું બાણ ચઢાવ્યું. આ જોતાં જ દેવરાજ તે વેશ અને ઘોડો (પડતાં) મૂકીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. (૨૧) વીર વિજિતાશ્વ પોતાના ઘોડાને લઈને પિતાની યજ્ઞશાળામાં પાછો આવ્યો. ત્યારથી ઈન્દ્રનો તે નિંદ્ય વેશ મંદબુદ્ધિવાળા મનુષ્યોએ ગ્રહણ કરી લીધો. (૨૨) ઈન્દ્રે અશ્વહરણની ઈચ્છાથી જે જે રૂપ ધારણ કર્યાં હતાં તે પાપના ખંડ (ટુકડા) હોવાને કારણે પાખંડ કહેવાયાં. અહીં 'ખંડ' શબ્દ લિંગ અર્થાત્ ચિહ્નનો વાચક છે. (૨૩) આ પ્રમાણે પૃથુના યજ્ઞનો વિધ્વંસ કરવા માટે યજ્ઞપશુને ચોરતી વખતે ઈન્દ્રે જેમને કેટલીય વાર ગ્રહણ કરીને ત્યજ્યા હતા તે નગ્ન, રક્તામ્બર, કાપાલિક વગેરે પાખંડમય આચારોમાં મનુષ્યોની બુદ્ધિ મહદંશે મોહિત થઈ જાય છે; કારણ કે આ નાસ્તિક મતો દેખાવે સુંદર છે અને મોટી મોટી યુક્તિઓ અર્થાત્ તર્કપ્રમાણોથી પોતાના પક્ષનું સમર્થન કરે છે. વાસ્તવમાં આ ધર્મ નથી, ધર્મ જેવા લાગે છે. તેથી લોકો તેમને ભ્રાન્તિને લીધે ધર્મ માનીને તેમનામાં આસક્ત થઈ જાય છે. (૨૪ -૨૫)

ઈન્દ્રની આ કુટિલ ચાલનો ખ્યાલ આવી જવાથી પરમ પરાક્રમી મહારાજ પૃથુને ઘણો ક્રોધ થયો. તેમણે પોતાનું ધનુષ્ય ઉઠાવીને તેના પર બાણ ચઢાવ્યું. (૨૬) તે સમયે ક્રોધના આવેગને કારણે તેમના તરફ જોઈ શકાતું ન હતું. જ્યારે ઋત્વિજોએ જોયું કે અસહ્ય પરાક્રમી મહારાજ પૃથુ ઈન્દ્રનો વધ કરવા તત્પર થયા છે ત્યારે તેમને (તેમ કરતા) અટકાવીને કહ્યું – 'રાજન્! તમે તો ઘણા બુદ્ધિમાન

---

૧. પ્રા. પા. – મર્પિતં ।

* યજ્ઞમંડપમાં યજ્ઞપશુને બાંધવા માટે જે ખૂંટો હોય છે તેને 'યૂપ' કહે છે અને યૂપની આગળ મૂકેલા વર્તુળાકાર લાકડાને 'ચષાલ' કહે છે.

વયં મરુત્વન્તમિહાર્થનાશનં
ह्वयामहे ત્વચ્છ્રવસા[1] હતત્વિષમ્ ।
અયાતયામોપહવૈરનન્તરં[2]
પ્રસહ્ય રાજન્ જુહવામ તેऽહિતમ્ ॥ ૨૮॥

છો. યજ્ઞની દીક્ષા લઈ લીધા પછી યજ્ઞપશુ સિવાય અન્ય કોઈનો પણ વધ કરવો ઉચિત નથી. (૨૭) આ યજ્ઞકાર્યમાં વિઘ્ન નાખનારો તમારો શત્રુ ઇન્દ્ર તો તમારા સુયશથી જ ઈર્ષ્યાને લીધે નિસ્તેજ થઈ રહ્યો છે. અમે અમોઘ આવાહન-મંત્રો વડે તેને અહીં બોલાવી લઈએ છીએ અને બળપૂર્વક અગ્નિમાં હવન કરી દઈએ છીએ.' (૨૮)

ઈત્યામન્ત્ર્ય ક્રતુપતિં વિદુરાસ્યર્ત્વિજો રુષા ।
સ્રુગ્ઘસ્તાઞ્જુહ્વતોऽભ્યેત્ય સ્વયમ્ભૂઃ પ્રત્યષેધત ॥ ૨૯॥

હે વિદુરજી! યજમાન સાથે આ પ્રમાણે સલાહ-મસલત કરીને તેના યાજકોએ ક્રોધપૂર્વક ઈન્દ્રનું આવાહન કર્યું. તે સ્રુવા વડે આહુતિ નાખવા જ ઇચ્છતા હતા, ત્યારે બ્રહ્માજીએ ત્યાં આવીને તેમને અટકાવી દીધા. (૨૯) તેઓ બોલ્યા – 'યાજકો! તમારે ઈન્દ્રનો વધ નહીં કરવો જોઈએ કારણ કે ઈન્દ્ર તો યજ્ઞરૂપમાં ભગવાનની જ મૂર્તિ છે. તમે યજ્ઞ દ્વારા જે દેવતાઓની આરાધના કરી રહ્યા છો તેઓ ઈન્દ્રનાં જ અંગો છે અને તેને તમે યજ્ઞ દ્વારા મારવા ઇચ્છો છો! (૩૦)

ન વધ્યો ભવતામિન્દ્રો યદ્યજ્ઞો ભગવત્તનુઃ ।
યં જિઘાંસથ[3] યજ્ઞેન યસ્યેષ્ટાસ્તનવઃ સુરાઃ ॥ ૩૦॥

તદિદં પશ્યત મહદ્ધર્મવ્યતિકરં દ્વિજાઃ ।
ઈન્દ્રેણાનુષ્ઠિતં રાજ્ઞઃ કર્મૈતદ્વિજિઘાંસતા ॥ ૩૧॥

પૃથુના આ યજ્ઞના અનુષ્ઠાનમાં વિઘ્ન નાખવા માટે ઈન્દ્રે જે પાખંડ ફેલાવ્યું છે તે ધર્મનું ઉચ્છેદન કરનારું છે. આ વાત પર તમે ધ્યાન આપો. હવે એની સાથે વધુ વિરોધ ન કરો; નહિતર તે હજી વધુ પાખંડ-માર્ગોનો પ્રચાર કરશે. (૩૧) સારું, મહારાજ પૃથુના સોમાં એક યજ્ઞ ઓછો જ રહેવા દો' પછી રાજર્ષિ પૃથુને કહ્યું,

પૃથુકીર્તેઃ પૃથોર્ભૂયાત્તર્હ્યેકોનશતક્રતુઃ[4] ।
અલં તે ક્રતુભિઃ સ્વિષ્ટૈર્યદ્ભવાન્મોક્ષધર્મવિત્ ॥ ૩૨॥

'હે રાજન્! તમે તો મોક્ષધર્મને જાણનારા છો; ઈન્દ્રના પદની તો તમારે અભિલાષા જ નથી. તેથી હવે તમે આ સોમો યજ્ઞ કરીને શું કરશો? (૩૨) તમારું મંગળ થાઓ.

નૈવાત્મને[5] મહેન્દ્રાય રોષમાહર્તુમર્હસિ ।
ઉભાવપિ હિ ભદ્રં તે ઉત્તમશ્લોકવિગ્રહૌ ॥ ૩૩॥

તમે અને ઈન્દ્ર – બંનેની પવિત્ર કીર્તિ ભગવાન શ્રીહરિનું શરીર છે; તેથી તમારા જ શરીરભૂત ઈન્દ્ર પ્રત્યે તમારે ક્રોધ કરવો જોઈએ નહીં. (૩૩) તમારો આ યજ્ઞ નિર્વિઘ્નપણે સંપન્ન નહીં થયો એ માટે તમે ચિંતા ન કરો. અમારી વાત તમે આદરપૂર્વક સ્વીકારી લો. જુઓ, જે મનુષ્ય વિધાતાએ બગાડેલા કાર્યને સુધારવાનો વિચાર કરે છે તેનું મન અત્યંત ક્રોધે ભરાઈને ભયંકર મોહમાં ફસાઈ જાય છે. (૩૪)

માસ્મિન્મહારાજ[6] કૃથાઃ સ્મ ચિન્તાં
નિશામયાસ્મદ્વચ આદૃતાત્મા ।
યદ્ધ્યાયતો દૈવહતં નુ કર્તું
મનોऽતિરુષ્ટં વિશતે તમોऽન્ધમ્ ॥ ૩૪॥

ક્રતુર્વિરમતામેષ દેવેષુ દુરવગ્રહઃ ।
ધર્મવ્યતિકરો યત્ર પાખણ્ડૈરિન્દ્રનિર્મિતૈઃ ॥ ૩૫॥

બસ, આ યજ્ઞ બંધ કરી દો. આના જ કારણે ઈન્દ્રે પ્રવર્તાવેલાં પાખંડોથી ધર્મનો નાશ થઈ રહ્યો છે; કારણ કે દેવતાઓમાં ઘણો દુરાગ્રહ હોય છે. (૩૫) જરા જુઓ તો ખરા, જે ઈન્દ્ર તમારો ઘોડો ચોરીને તમારા યજ્ઞમાં વિઘ્ન નાખી રહ્યો હતો તેનાં જ રચેલાં આ મનોહર પાખંડો તરફ બધી પ્રજા ખેંચાતી જઈ રહી છે. (૩૬)

એભિરિન્દ્રોપસંસૃષ્ટૈઃ પાખણ્ડૈર્હારિભિર્જનમ્ ।
હ્રિયમાણં[7] વિચક્ષ્વૈનં યસ્તે યજ્ઞધ્રુગશ્વમુટ્ ॥ ૩૬॥

ભવાન્ પરિત્રાતુમિહાવતીર્ણો
ધર્મં જનાનાં સમયાનુરૂપમ્ ।
વેનાપચારાદવલુપ્તમદ્ય
તદ્દેહતો વિષ્ણુકલાસિ વૈન્ય ॥ ૩૭॥

તમે સાક્ષાત્ વિષ્ણુના અંશ છો. વેનના દુરાચારથી ધર્મ લોપ પામી રહ્યો હતો, તે ધર્મના સમયોચિત રક્ષણ માટે જ તમે તેના શરીરથી અવતાર લીધો છે. (૩૭)

૧. પ્રા. પા. – ત્વદ્યચસા । ૨. પ્રા. પા. – ૦હવૈસ્તુ સંશ્રયે । ૩. પ્રા. પા. – જિઘાંસત । ૪. પ્રા. પા. – ૦તત્રૈકો૦ । ૫. પ્રા. પા. – નૈવાત્મા । ૬. પ્રા. પા. – ૦ભાગ । ૭. પ્રા. પા. – ક્રિયમાણં ।

સ ત્વં વિમૃશ્યાસ્ય ભવં પ્રજાપતે
સઙ્કલ્પનં વિશ્વસૃજાં પિપીપૃહિ ।
ઐન્દ્રીં ચ માયામુપધર્મમાતરં
પ્રચણ્ડપાખણ્ડપથં પ્રભો જહિ ॥ ૩૮॥

તો, હે પ્રજાપાલક પૃથુજી! પોતાના આ અવતારના ઉદ્દેશ્યનો ખ્યાલ કરીને તમે ભૃગુ વગેરે વિશ્વનું નિર્માણ કરનારા મુનીશ્વરોનો સંકલ્પ પૂરો કરો. આ પ્રચંડ પાખંડ-માર્ગરૂપ ઈન્દ્રની માયા અધર્મની જનેતા છે, તમે તેનો નાશ કરી દો.' (૩૮)

*મૈત્રેય ઉવાચ*[1]

ઈત્થં સ લોકગુરુણા સમાદિષ્ટો વિશામ્પતિઃ ।
તથા ચ કૃત્વા[2] વાત્સલ્યં મઘોનાપિ ચ સન્દધે ॥ ૩૯॥

કૃતાવભૃથસ્નાનાય પૃથવે ભૂરિકર્મણે ।
વરાન્ દદુસ્તે વરદા યે તદ્બર્હિષિ તર્પિતાઃ ॥ ૪૦॥

વિપ્રાઃ સત્યાશિષસ્તુષ્ટાઃ શ્રદ્ધયા લબ્ધદક્ષિણાઃ ।
આશિષો યુયુજુઃ ક્ષત્તરાદિરાજાય સત્કૃતાઃ ॥ ૪૧॥

ત્વયાઽઽહૂતા મહાબાહો સર્વ એવ સમાગતાઃ ।
પૂજિતા દાનમાનાભ્યાં પિતૃદેવર્ષિમાનવાઃ ॥ ૪૨॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – જગદ્‌ગુરુ ભગવાન બ્રહ્માજીના આ પ્રમાણે સમજાવવાથી પ્રબળ પરાક્રમી મહારાજ પૃથુએ યજ્ઞનો આગ્રહ છોડી દીધો અને ઈન્દ્રની સાથે પ્રેમપૂર્વક સંધિ પણ કરી લીધી. (૩૯) ત્યારપછી જ્યારે તેઓ યજ્ઞના અંતે કરાતા સ્નાનથી પરવાર્યા ત્યારે તેમના યજ્ઞોથી તૃપ્ત થયેલા દેવતાઓએ તેમને અભીષ્ટ વરદાન આપ્યાં. (૪૦) આદિરાજ પૃથુએ અત્યંત શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણોને દક્ષિણાઓ આપી તથા તેમના સત્કારથી સંતુષ્ટ થઈને બ્રાહ્મણોએ તેમને અમોઘ આશીર્વાદ આપ્યા. (૪૧) તેમણે કહ્યું, 'હે મહાબાહુ! તમારા આવાહનથી જે પિતૃઓ, દેવતાઓ, ઋષિઓ, મનુષ્યો વગેરે આવ્યા હતા તે બધાયનો તમે દાન-માન આપીને ઘણો સત્કાર કર્યો છે.' (૪૨)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પૃથુવિજયે[3] એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પૃથવિજયમાંનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# વીસમો અધ્યાય

## મહારાજ પૃથુની યજ્ઞશાળામાં શ્રીવિષ્ણુ ભગવાનનો પ્રાદુર્ભાવ

*મૈત્રેય ઉવાચ*[4]

ભગવાનપિ વૈકુણ્ઠઃ સાકં મઘવતા વિભુઃ ।
યજ્ઞૈર્યજ્ઞપતિસ્તુષ્ટો[5] યજ્ઞભુક્ તમભાષત ॥ ૧॥

*શ્રીભગવાનુવાચ*[6]

એષ તેઽકારષીદ્ભઙ્ગં હયમેધશતસ્ય હ ।
ક્ષમાપયત આત્માનમમુષ્ય ક્ષન્તુમર્હસિ ॥ ૨॥

સુધિયઃ સાધવો લોકે નરદેવ નરોત્તમાઃ ।
નાભિદ્રુહ્યન્તિ ભૂતેભ્યો યર્હિ[7] નાત્મા કલેવરમ્ ॥ ૩॥

પુરુષા યદિ મુહ્યન્તિ ત્વાદૃશા દેવમાયયા ।
શ્રમ એવ પરં જાતો દીર્ઘયા વૃદ્ધસેવયા ॥ ૪॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! મહારાજ પૃથુએ કરેલા નવ્વાણું યજ્ઞોથી યજ્ઞભોક્તા યજ્ઞેશ્વર ભગવાન વિષ્ણુને પણ ઘણો સંતોષ થયો. ઈન્દ્રની સાથે ત્યાં ઉપસ્થિત થઈને તેમણે મહારાજ પૃથુને કહ્યું. (૧)

**શ્રીભગવાને કહ્યું** – હે રાજન્! તમારા સો અશ્વમેધ યજ્ઞો પૂરા કરવાના સંકલ્પમાં (ઈન્દ્રે) વિઘ્ન નાખ્યું છે. હવે એ તમારી ક્ષમા ઇચ્છે છે, તમે તેમને ક્ષમા કરી દો. (૨) હે નરદેવ! જે શ્રેષ્ઠ મનુષ્યો સાધુ અને સદ્‌બુદ્ધિસંપન્ન હોય છે તેઓ બીજા જીવો સાથે દ્રોહ કરતા નથી; કારણ કે આ શરીર એ જ આત્મા નથી. (૩) જો તમારા જેવા લોકો પણ મારી માયાથી મોહિત થઈ જાય તો સમજવું જોઈએ કે દીર્ઘકાળ સુધી જ્ઞાનીજનોની કરેલી સેવાનો માત્ર શ્રમ જ હાથ લાગ્યો. (૪)

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – કૃતવાન્ સખ્યં । ૩. પ્રા. પા. – પૃથુચરિતે આશ્વમેધે । ૪. પ્રા. પા. – ઋષિરુવાચ । ૫. પ્રા. પા. – ૦પતિઃ સ્વિષ્ટો । ૬. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' એટલો ભાગ નથી. ૭. પ્રા. પા. – ગર્હન્નાત્મકલેવરમ્ ।

અતઃ કાયમિમં[1] વિદ્વાનવિદ્યાકામકર્મભિઃ ।
આરબ્ધ ઇતિ નૈવાસ્મિન્ પ્રતિબુદ્ધોઽનુષજ્જતે ॥ ૫॥

અસંસક્તઃ શરીરેઽસ્મિન્નમુનોત્પાદિતે ગૃહે ।
અપત્યે દ્રવિણે વાપિ કઃ કુર્યાન્મમતાં બુધઃ ॥ ૬॥

એકઃ શુદ્ધઃ સ્વયંજ્યોતિર્નિર્ગુણોઽસૌ ગુણાશ્રયઃ ।
સર્વગોઽનાવૃતઃ સાક્ષી નિરાત્માઽઽત્માઽઽત્મનઃ પરઃ ॥ ૭॥

ય એવં સન્તમાત્માનમાત્મસ્થં વેદ પૂરુષઃ ।
નાજ્યતે પ્રકૃતિસ્થોઽપિ તદ્‌ગુણૈઃ સ મયિ સ્થિતઃ ॥ ૮॥

યઃ સ્વધર્મેણ માં નિત્યં નિરાશીઃ શ્રદ્ધયાન્વિતઃ ।
ભજતે શનકૈસ્તસ્ય મનો રાજન્ પ્રસીદતિ ॥ ૯॥

પરિત્યક્તગુણઃ સમ્યગ્દર્શનો વિશદાશયઃ ।
શાન્તિં મે સમવસ્થાનં બ્રહ્મ કૈવલ્યમશ્નુતે ॥ ૧૦॥

ઉદાસીનમિવાધ્યક્ષં દ્રવ્યજ્ઞાનક્રિયાત્મનામ્ ।
કૂટસ્થમિમમાત્માનં યો વેદાપ્નોતિ શોભનમ્ ॥ ૧૧॥

ભિન્નસ્ય લિઙ્ગસ્ય ગુણપ્રવાહો
દ્રવ્યક્રિયાકારકચેતનાત્મનઃ ।
દૃષ્ટાસુ સમ્પત્સુ વિપત્સુ સૂરયો
ન વિક્રિયન્તે મયિ બદ્ધસૌહૃદાઃ ॥ ૧૨॥

સમઃ સમાનોત્તમમધ્યમાધમઃ
સુખે ચ દુઃખે ચ જિતેન્દ્રિયાશયઃ ।
મયોપક્લૃપ્તાખિલલોકસંયુતો
વિધત્સ્વ વીરાખિલલોકરક્ષણમ્ ॥ ૧૩॥

શ્રેયઃ પ્રજાપાલનમેવ રાજ્ઞો
યત્સામ્પરાયે સુકૃતાત્[2] ષષ્ઠમંશમ્ ।
હર્તાઽન્યથા હૃતપુણ્યઃ પ્રજાના-
મરક્ષિતા કરહારોઽઘમત્તિ ॥ ૧૪॥

એવં દ્વિજાગ્ર્યાનુમતાનુવૃત્ત-
ધર્મપ્રધાનોઽન્યતમોઽવિતાઽસ્યાઃ ।
હ્રસ્વેન કાલેન ગૃહોપયાતાન્
દ્રષ્ટાસિ સિદ્ધાનનુરક્તલોકઃ ॥ ૧૫॥

જ્ઞાની મનુષ્ય આ શરીરને અવિદ્યા, વાસના અને કર્મોનું જ પૂતળું સમજે છે અને તેનામાં આસક્ત થતો નથી. (૫) આ પ્રમાણે જે આ શરીરમાં આસક્ત જ નથી તે વિવેકશીલ મનુષ્ય એનાથી ઉત્પન્ન થયેલ ઘર, પુત્ર, ધન વગેરેમાં પણ મમતા કેવી રીતે રાખી શકે? (૬)

આ આત્મા એક, શુદ્ધ, સ્વયંપ્રકાશ, નિર્ગુણ, ગુણોનો આશ્રયભૂત, સર્વવ્યાપક, આવરણરહિત, સૌનો સાક્ષી (દ્રષ્ટા) અને બીજા આત્માથી રહિત છે; તેથી શરીરથી ભિન્ન છે. (૭) જે મનુષ્ય દેહમાં રહેલા આ આત્માને આ પ્રમાણે શરીરથી ભિન્ન જાણે છે તે પ્રકૃતિ સાથે સંબંધ રાખતો હોવા છતાં પણ તેના ગુણોથી લેપાતો નથી; કારણ કે તેની સ્થિતિ મુજ પરમાત્મામાં રહે છે. (૮) હે રાજન્! જે મનુષ્ય કોઈ પણ પ્રકારની કામના રાખતો નથી અને પોતાના વર્ણાશ્રમોચિત ધર્મો દ્વારા દરરોજ શ્રદ્ધાપૂર્વક મારી આરાધના કરે છે તેનું ચિત્ત ધીરે ધીરે શુદ્ધ થઈ જાય છે. (૯) ચિત્ત શુદ્ધ થઈ જવાથી તેનો વિષયો સાથે સંબંધ રહેતો નથી તથા તેને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે. પછી તો તે મારી સમતારૂપ સ્થિતિ પ્રાપ્ત કરી લે છે; આ જ પરમ શાંતિ, બ્રહ્મ અથવા કૈવલ્ય છે. (૧૦) જે મનુષ્ય એ જાણે છે કે શરીર, જ્ઞાન, ક્રિયા અને મનનો સાક્ષી હોવા છતાં પણ કૂટસ્થ આત્મા તે બધાંથી નિર્લેપ જ રહે છે, તે મનુષ્ય કલ્યાણમય મોક્ષપદ પ્રાપ્ત કરી લે છે. (૧૧)

હે રાજન્! ગુણપ્રવાહ-રૂપ આવાગમન તો ભૂતો, ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓ અને ચિદાભાસ - આ બધાંના સમૂહ, પરિચ્છિન્ન (વ્યષ્ટિ) લિંગશરીરનું જ થતું રહે છે; એનો સર્વના સાક્ષી આત્મા સાથે કોઈ સંબંધ નથી. મારામાં દૃઢ અનુરાગ રાખનારા મનુષ્યો સંપત્તિ અને વિપત્તિ પ્રાપ્ત થવા છતાં પણ ક્યારેય હર્ષ-શોક વગેરે વિકારોથી વશીભૂત થતા નથી. (૧૨) તેથી હે વીરશ્રેષ્ઠ! તમે ઉત્તમ, મધ્યમ અને અધમ મનુષ્યો પ્રત્યે સમભાવ રાખીને સુખ અને દુઃખને પણ એકસરખાં સમજો તથા મન અને ઇન્દ્રિયોને જીતીને, મેં જ નિયુક્ત કરેલા મંત્રીઓ વગેરે રાજકીય મનુષ્યોની મદદથી સમસ્ત લોકોનું રક્ષણ કરો. (૧૩) રાજાનું કલ્યાણ પ્રજાનું પાલનપોષણ કરવામાં જ છે. એનાથી તેને પરલોકમાં પ્રજાના પુણ્યનો છઠ્ઠો ભાગ મળે છે. આનાથી ઊલટું, જે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી, પણ તેની પાસેથી કર વસૂલ કરતો રહે છે તેનું સઘળું પુણ્ય તો પ્રજા પડાવી લે છે અને બદલામાં તેણે પ્રજાના પાપના ભાગીદાર થવું પડે છે. (૧૪) આવું વિચારીને તમે જો શ્રેષ્ઠ બ્રાહ્મણોની સંમતિભૂત અને પૂર્વપરંપરાથી પ્રાપ્ત થયેલા ધર્મને મુખ્યત્વે

૧. પ્રા. પા. – કાર્યં૦ । ૨. પ્રા. પા. – સુકૃતં ।

વરં ચ મત્ કશ્ચન માનવેન્દ્ર
વૃણીષ્વ તેઽહં ગુણશીલયન્ત્રિતઃ ।
નાહં મખૈર્વૈ સુલભસ્તપોભિ-
ર્યોગેન વા યત્સમચિત્તવર્તી ॥ ૧૬॥

*મૈત્રેય ઉવાચ*

સ ઈત્થં લોકગુરુણા વિષ્વક્સેનેન વિશ્વજિત્ ।
અનુશાસિત આદેશં શિરસા જગૃહે હરેઃ ॥ ૧૭॥

સ્પૃશન્તં પાદયોઃ પ્રેમ્ણા વ્રીડિતં સ્વેન કર્મણા ।
શતક્રતું પરિષ્વજ્ય વિદ્વેષં વિસસર્જ હ ॥ ૧૮॥

ભગવાનથ વિશ્વાત્મા પૃથુનોપહૃતાર્હણઃ ।
સમુજ્જિહાનયા ભક્ત્યા ગૃહીતચરણામ્બુજઃ ॥ ૧૯॥

પ્રસ્થાનાભિમુખોઽપ્યેનમનુગ્રહવિલમ્બિતઃ ।
પશ્યન્ પદ્મપલાશાક્ષો ન પ્રતસ્થે સુહૃત્સતામ્ ॥ ૨૦॥

સ આદિરાજો રચિતાઞ્જલિર્હરિં
વિલોકિતું નાશકદશ્રુલોચનઃ ।
ન કિઞ્ચનોવાચ સ બાષ્પવિક્લવો
હૃદોપગુહ્યામુમધાદવસ્થિતઃ ॥ ૨૧॥

અથાવમૃજ્યાશ્રુકલા[1] વિલોકયન્
અતૃપ્તદૃગ્ગોચરમાહ પૂરુષમ્ ।
પદા સ્પૃશન્તં ક્ષિતિમંસ ઉન્નતે
વિન્યસ્તહસ્તાગ્રમુરઙ્ગવિદ્વિષઃ ॥ ૨૨॥

*પૃથુરુવાચ*

વરાન્ વિભો ત્વદ્વરદેશ્વરાદ્ બુધઃ
કથં વૃણીતે ગુણવિક્રિયાત્મનામ્ ।
યે નારકાણામપિ સન્તિ દેહિનાં
તાનીશ કૈવલ્યપતે વૃણે ન ચ ॥ ૨૩॥

ન કામયે નાથ તદપ્યહં ક્વચિન્
ન યત્ર યુષ્મચ્ચરણામ્બુજાસવઃ ।
મહત્તમાન્તર્હૃદયાન્મુખચ્યુતો[2]
વિધત્સ્વ કર્ણાયુતમેષ[3] મે વરઃ[4] ॥ ૨૪॥

અપનાવી લો છો અને ક્યાંય પણ આસક્ત થયા વિના આ પૃથ્વીનું ન્યાયપૂર્વક શાસન કરતા રહેશો તો બધા લોકો તમને પ્રેમ કરશે અને થોડા જ સમયમાં તમને ઘેર બેઠાં જ સનકાદિ સિદ્ધોનાં દર્શન થશે. (૧૫) હે રાજન્! તમારા ગુણોએ અને સ્વભાવે મને વશ કરી લીધો છે. તેથી તમારી જે ઇચ્છા હોય, મારી પાસેથી તે વરદાન માગી લો. આ ક્ષમા વગેરે ગુણો વિનાના યજ્ઞ, તપ અથવા યોગ વડે મને પામવો એ સહેલું નથી; હું તો તેમનાં જ હૃદયમાં રહું છું કે જેમના ચિત્તમાં સમતા રહે છે. (૧૬)

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! સર્વલોકોના ગુરુ શ્રીહરિના આ પ્રમાણે કહેવાથી વિશ્વવિજયી મહારાજ પૃથુએ તેમની આજ્ઞા માથે ચડાવી. (૧૭) દેવરાજ ઇન્દ્ર પોતાના કર્મથી લજવાઈને તેમનાં ચરણોમાં નમી પડવા જતા હતા ત્યાં જ તેમને રાજાએ પ્રેમપૂર્વક છાતીએ લગાડ્યા અને મનની મલિનતા કાઢી નાખી. (૧૮) પછી મહારાજ પૃથુએ વિશ્વાત્મા ભક્તવત્સલ ભગવાનની પૂજા કરી અને ક્ષણે-ક્ષણ ઊભરાતા ભક્તિભાવમાં નિમગ્ન થઈને પ્રભુનાં ચરણકમળો પકડી લીધાં. (૧૯) શ્રીહરિ ત્યાંથી વિદાય થવા ઇચ્છતા હતા, પણ તેમનો પૃથુ પ્રત્યે જે વાત્સલ્યભાવ હતો તેણે તેમને રોકી લીધા. તેઓ પોતાનાં કમળદળ જેવાં નેત્રોથી તેમને જોતા જ રહી ગયા અને ત્યાંથી જઈ શક્યા નહીં. (૨૦) આદિરાજ મહારાજ પૃથુ પણ આંખોમાં આંસુ ભરાઈ આવવાને કારણે ભગવાનનાં દર્શન પણ કરી શક્યા નહીં અને કંઠ ગદ્ગદ થઈ જવાને કારણે કંઈ બોલી પણ શક્યા નહીં. તેમને છાતીએ લગાડીને ઘણીવાર સુધી પકડી રહ્યા અને હાથ જોડીને જેમના તેમ ઊભા જ રહી ગયા. (૨૧) શ્રીપ્રભુ પોતાનાં ચરણકમળોથી પૃથ્વીને સ્પર્શ કરીને ઊભા હતા; તેમના હાથનો અગ્રભાગ ગુરુજીની ઊંચી કાંધ પર મૂકેલો હતો. મહારાજ પૃથુ આંખોનાં આંસુ લૂછીને, અતૃપ્ત નજરે તેમને જોતા રહીને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૨૨)

**મહારાજ પૃથુ બોલ્યા** — હે મોક્ષપતિ પ્રભુ! તમે વરદાન આપનારા બ્રહ્મા વગેરે દેવતાઓને પણ વરદાન આપવામાં સમર્થ છો. કોઈ પણ બુદ્ધિમાન મનુષ્ય તમારી પાસેથી દેહાભિમાનીઓ માટે ભોગ્ય પદાર્થો કેવી રીતે માગી શકે? એ પદાર્થો તો નારકી જીવોને પણ મળે જ છે. તેથી હું તે તુચ્છ પદાર્થો (વિષયો) તમારી પાસે માગતો નથી. (૨૩) મને તો તે મોક્ષપદની પણ ઇચ્છા નથી કે જેમાં મહાપુરુષોના હૃદયમાંથી તેમના મુખ દ્વારા નીકળેલો આપનાં ચરણકમળોનો મકરંદ નથી — જ્યાં તમારી યશગાથા સાંભળવાનું સુખ મળતું નથી. તેથી મારી તો એ જ પ્રાર્થના

૧. પ્રા. પા. — ૦કલાં । ૨. પ્રા. પા. — ૦ચ્યુતં । ૩. પ્રા. પા. — કર્ણામૃત૦ । ૪. પ્રા. પા. — વચઃ ।

સ ઉત્તમશ્લોક મહન્મુખચ્યુતો[1]
ભવત્પદામ્ભોજસુધાકણાનિલઃ ।
સ્મૃતિં પુનર્વિસ્મૃતતત્ત્વવર્ત્મનાં[2]
કુયોગિનાં નો વિતરત્યલં વરૈઃ ॥ ૨૫॥

યશઃ શિવં સુશ્રવ આર્યસઙ્ગમે
યદૃચ્છયા ચોપશૃણોતિ તે સકૃત્ ।
કથં ગુણજ્ઞો વિરમેદ્વિના[3] પશું
શ્રીર્યત્પ્રવવ્રે ગુણસઙ્ગ્રહેચ્છયા ॥ ૨૬॥

અથાભજે[4] ત્વાઽખિલપૂરુષોત્તમં
ગુણાલયં પદ્મકરેવ લાલસઃ ।
અપ્યાવયોરેકપતિસ્પૃધોઃ કલિ-
ર્ન સ્યાત્કૃતત્વચ્ચરણૈકતાનયોઃ ॥ ૨૭॥

જગજ્જનન્યાં જગદીશ વૈશસં
સ્યાદેવ યત્કર્મણિ નઃ સમીહિતમ્ ।
કરોષિ ફલ્ગ્વપ્યુરુ દીનવત્સલઃ
સ્વ એવ ધિષ્ણ્યેઽભિરતસ્ય કિં તયા ॥ ૨૮॥

ભજન્ત્યથ ત્વામત એવ સાધવો
વ્યુદસ્તમાયાગુણવિભ્રમોદયમ્ ।
ભવત્પદાનુસ્મરણાદૃતે સતાં
નિમિત્તમન્યદ્ભગવન્ન વિદ્મહે ॥ ૨૯॥

મન્યે ગિરં તે જગતાં વિમોહિનીં
વરં વૃણીષ્વેતિ ભજન્તમાત્થ યત્ ।
વાચા નુ તન્ત્યા યદિ તે જનોઽસિતઃ
કથં પુનઃ કર્મ કરોતિ મોહિતઃ[5] ॥ ૩૦॥

ત્વન્માયયાઽદ્ધા જન ઈશ ખણ્ડિતો
યદન્યદાશાસ્ત ઋતાત્મનોઽબુધઃ ।
યથા ચરેદ્બાલહિતં પિતા સ્વયં
તથા ત્વમેવાર્હસિ નઃ સમીહિતુમ્ ॥ ૩૧॥

છે કે તમે મને દસ હજાર કાન આપો, કે જેમનાથી હું તમારી લીલાઓના ગુણો અવિરત સાંભળતો જ રહું. (અને આપની કીર્તિ સાંભળતાં સાંભળતાં હું તૃપ્તિ ન પામું.) (૨૪) હે પુણ્યકીર્તિ પ્રભુ! તમારાં ચરણકમળમકરંદ-રૂપી અમૃતકણોને લીધે મહાપુરુષોના મુખેથી જે વાયુ નીકળે છે તેનામાં જ એટલી શક્તિ હોય છે કે તે તત્ત્વને વીસરી ગયેલા અમ કુયોગીઓને ફરીથી તત્ત્વનું જ્ઞાન કરાવી દે છે. તેથી અમને બીજાં વરદાનોની કોઈ આવશ્યકતા નથી. (૨૫) હે ઉત્તમ-કીર્તિમાન પ્રભુ! સત્સંગમાં તમારી માંગલ્યપૂર્ણ સુકીર્તિ દૈવવશાત્ એક વાર પણ કોઈ પશુવત્ બુદ્ધિવાળો મનુષ્ય સાંભળી લે તો તે ભલેને તૃપ્ત થઈ જાય, પણ ગુણગ્રાહી મનુષ્ય તેને કેવી રીતે છોડી શકે? બધા પ્રકારના પુરુષાર્થોની સિદ્ધિ માટે સ્વયં લક્ષ્મીજી પણ તમારી સુકીર્તિ સાંભળવા ઇચ્છે છે. આથી તેઓ ખૂબ જ ઉમળકાથી ગુણોનો સંગ્રહ કરવાની ઇચ્છાથી આપને વર્યાં છે. (૨૬) અત્યારે લક્ષ્મીજીની જેમ હું પણ અત્યંત ઉત્સુકતાપૂર્વક સર્વગુણોના ધામરૂપ આપ પુરુષોત્તમની સેવા જ કરવા ઇચ્છું છું. પરંતુ (કદાચ) એવું ન બને કે એક જ પતિની સેવા મેળવવાની સ્પર્ધા થવાને કારણે તમારાં ચરણકમળોમાં જ મનને એકાગ્ર કરનાર અમારા બંનેમાં ઝઘડો થઈ જાય! (૨૭) હે જગદીશ! જગજ્જનની લક્ષ્મીજીના હૃદયમાં મારા પ્રત્યે વિરોધભાવ હોવાની સંભાવના તો છે જ; કારણ કે તમારા જે સેવાકાર્યમાં તેમનો અનુરાગ છે તે જ સેવાકાર્ય માટે હું પણ ઉત્સુક છું; પરંતુ તમે દીનજનો પર દયા કરો છો, દીનવત્સલ છો. તેમનાં અલ્પ કર્મોને પણ વધારે કરીને માનો છો; તેથી મને આશા છે કે અમારા ઝઘડામાં પણ તમે મારો જ પક્ષ લેશો. તમે તો પોતાના સ્વરૂપમાં જ રમણ કરો છો; તમારે ભલા, લક્ષ્મીજી પાસેથી શું લેવાનું છે? (૨૮) તેથી જ નિષ્કામ મહાત્માઓ જ્ઞાનપ્રાપ્તિ થઈ ગયા પછી પણ તમારું ભજન કરે છે. તમારામાં માયાનાં કાર્ય, અહંકાર વગેરેનો સર્વથા અભાવ છે. હે ભગવન્! મને તો તમારાં ચરણકમળોનું ચિંતન કરવા સિવાય સત્પુરુષોનું અન્ય કોઈ જ પ્રયોજન જણાતું નથી. (૨૯) હું પણ કશીય ઇચ્છા વિના જ તમારું ભજન કરું છું. તમે મને જે કહ્યું કે 'વરદાન માગો', તે તમારી આ વાણીને તો હું સંસારના મોહમાં નાખનારી જ માનું છું. આ જ શું, તમારી વેદરૂપ વાણીએ પણ જગતને બંધનમાં જ નાખેલું છે. જો તે વેદવાણીરૂપી દોરડાથી લોકો બંધાયેલા ન હોત, તો તેઓ મોહાધીન થઈને સકામ કર્મો શા માટે કરત? (૩૦) હે પ્રભુ! તમારી માયાને લીધે જ મનુષ્ય પોતાના વાસ્તવિક રૂપ એવા તમારાથી વિમુખ થઈને

૧. પ્રા. પા. – ૦મુખાચ્યુતો । ૨. પ્રા. પા. – ૦કર્મણાં । ૩. પ્રા. પા. – વિરમેદતે । ૪. પ્રા. પા. – યથા । ૫. પ્રા. પા. – મોચિતઃ ।

મૈત્રેય ઉવાચ[૧]

ઇત્યાદિરાજેન નુતઃ સ વિશ્વદૃક્
તમાહ રાજન્ મયિ ભક્તિરસ્તુ તે ।
દિષ્ટ્યેદૃશી ધીર્મયિ તે કૃતા યયા
માયાં મદીયાં તરતિ સ્મ દુસ્ત્યજામ્ ॥ ૩૨॥

તત્ ત્વં કુરુ મયાઽઽદિષ્ટમપ્રમત્તઃ પ્રજાપતે ।
મદાદેશકરો લોકઃ સર્વત્રાપ્નોતિ શોભનમ્ ॥ ૩૩॥

મૈત્રેય ઉવાચ

ઇતિ વૈન્યસ્ય રાજર્ષેઃ પ્રતિનન્દ્યાર્થવદ્વચઃ[૨] ।
પૂજિતોઽનુગૃહીત્વૈનં ગન્તું ચક્રેઽચ્યુતો મતિમ્ ॥ ૩૪॥

દેવર્ષિપિતૃગન્ધર્વસિદ્ધચારણપન્નગાઃ ।
કિન્નરાપ્સરસો મર્ત્યાઃ ખગા[૩] ભૂતાન્યનેકશઃ ॥ ૩૫॥

યજ્ઞેશ્વરધિયા રાજ્ઞા વાગ્વિત્તાઞ્જલિભક્તિતઃ ।
સભાજિતા યયુઃ સર્વે વૈકુણ્ઠાનુગતાસ્તતઃ ॥ ૩૬॥

ભગવાનપિ રાજર્ષેઃ સોપાધ્યાયસ્ય ચાચ્યુતઃ ।
હરન્નિવ મનોઽમુષ્ય સ્વધામ પ્રત્યપદ્યત[૪] ॥ ૩૭॥

અદૃષ્ટાય નમસ્કૃત્ય નૃપઃ સન્દર્શિતાત્મને ।
અવ્યક્તાય[૫] ચ દેવાનાં દેવાય સ્વપુરં યયૌ ॥ ૩૮॥

અજ્ઞાનવશ પત્ની-પુત્ર વગેરેની ઇચ્છા કરે છે; તોપણ જેમ પિતા પુત્રની પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા વગર જ પોતાની મેળે પુત્રનું કલ્યાણ કરે છે, તેવી જ રીતે તમે પણ અમારી ઇચ્છાની અપેક્ષા રાખ્યા વગર જ જેનાથી મારું પરમ હિત થાય તે આપવાની કૃપા કરો. (૩૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** – આદિરાજ પૃથુએ આ પ્રમાણે સ્તુતિ કરી, તેથી સર્વસાક્ષી શ્રીહરિએ તેમને કહ્યું – 'હે રાજન્! મારામાં તમારી ભક્તિ થાઓ. મોટા સૌભાગ્યની વાત છે કે તમારું ચિત્ત આ પ્રમાણે મારામાં જોડાયેલું છે. આવું થવાથી તો મનુષ્ય સહજમાં જ મારી તે માયાને પાર કરી લે છે કે જેને છોડવાનું અથવા જેના બંધનમાંથી છૂટવાનું અત્યંત મુશ્કેલ છે. હવે તમે સાવધાનીપૂર્વક મારી આજ્ઞાનું પાલન કરતા રહો. પ્રજાપાલક નરેશ! જે મનુષ્ય મારી આજ્ઞાનું પાલન કરે છે તેનું સર્વત્ર મંગળ થાય છે.' (૩૨-૩૩)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! આ પ્રમાણે ભગવાને રાજર્ષિ પૃથુના સારગર્ભિત વચનોનો આદર કર્યો. પછી પૃથુએ તેમની પૂજા કરી અને શ્રીપ્રભુ તેમના પર બધી રીતે કૃપા કરીને ત્યાંથી પ્રસ્થાન કરવા તૈયાર થયા. (૩૪) મહારાજ પૃથુએ જે દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, ગંધર્વો, સિદ્ધો, ચારણો, નાગો, કિન્નરો, અપ્સરાઓ, મનુષ્યો અને પક્ષીઓ વગેરે અનેક જાતનાં પ્રાણીઓ તેમ જ ભગવાનના પાર્ષદો આવ્યા હતા તે બધાંનું ભગવદ્બુદ્ધિથી ભક્તિપૂર્વક વાણી અને ધન વડે હાથ જોડીને પૂજન કર્યું. ત્યારબાદ તે બધાં પોતપોતાના સ્થાને સિધાવી ગયાં. (૩૫-૩૬) ભગવાન અચ્યુત પણ રાજા પૃથુ અને તેમના પુરોહિતોનાં ચિત્ત ચોરીને પોતાના ધામમાં સિધાવી ગયા. (૩૭) ત્યારપછી પોતાનું સ્વરૂપ બતાવીને અંતર્ધાન થયેલા અવ્યક્ત-સ્વરૂપ દેવાધિદેવ ભગવાનને નમસ્કાર કરીને મહારાજ પૃથુ પણ પોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા. (૩૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે વિંશોઽધ્યાયઃ[૬] ॥ ૨૦॥**
**ચોથા સ્કન્ધ-અંતર્ગત (પૃથુચરિતમાંનો) વીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ'થી તેત્રીસમા શ્લોકના 'સર્વત્રાપ્નોતિ શોભનમ્' સુધીનો ભાગ નથી. ૨. પ્રા. પા. – રાજર્ષેરભિનન્દ્યા૦ । ૩. પ્રા. પા. – ખાન્યનીકાન્યનેકશઃ । ૪. પ્રા. પા. – પ્રત્યગાત્પુનઃ । ૫. પ્રા. પા. – વાસુદેવાય દેવાનાં । ૬. પ્રા. પા. – પૃથુચરિતે વિંશતિતમોઽધ્યાયઃ ।

# એકવીસમો અધ્યાય

## મહારાજ પૃથુનો પોતાની પ્રજાને ઉપદેશ

*મૈત્રેય ઉવાચ*

મૌક્તિકૈઃ કુસુમસ્રગ્ભિર્દુકૂલૈઃ સ્વર્ણતોરણૈઃ ।
મહાસુરભિભિર્ધૂપૈર્મણ્ડિતં તત્ર તત્ર વૈ ॥ ૧॥

ચન્દનાગુરુતોયાર્દ્રરથ્યાચત્વરમાર્ગવત્ ।
પુષ્પાક્ષતફલૈસ્તોક્મૈર્લાજૈરર્ચિર્ભિરર્ચિતમ્ ॥ ૨॥

સવૃન્દૈઃ કદલીસ્તમ્ભૈઃ પૂગપોતૈઃ પરિષ્કૃતમ્ ।
તરુપલ્લવમાલાભિઃ સર્વતઃ સમલઙ્કૃતમ્ ॥ ૩॥

પ્રજાસ્તં દીપબલિભિઃ સમ્ભૃતાશેષમઙ્ગલૈઃ ।
અભીયુર્મૃષ્ટકન્યાશ્ચ મૃષ્ટકુણ્ડલમણ્ડિતાઃ ॥ ૪॥

શઙ્ખદુન્દુભિઘોષેણ બ્રહ્મઘોષેણ ચર્ત્વિજામ્ ।
વિવેશ ભવનં વીરઃ સ્તૂયમાનો ગતસ્મયઃ ॥ ૫॥

પૂજિતઃ પૂજયામાસ તત્ર તત્ર મહાયશાઃ ।
પૌરાઞ્જાનપદાંસ્તાંસ્તાન્ પ્રીતઃ પ્રિયવરપ્રદઃ ॥ ૬॥

સ એવમાદીન્યનવદ્યચેષ્ટિતઃ
કર્માણિ ભૂયાંસિ મહાન્મહત્તમઃ ।
કુર્વન્ શશાસાવનિમણ્ડલં યશઃ
સ્ફીતં નિધાયારુરુહે પરં પદમ્ ॥ ૭॥

*સૂત ઉવાચ*[1]

તદાદિરાજસ્ય[2] યશો વિજૃમ્ભિતં
ગુણૈરશેષૈર્ગુણવત્સભાજિતમ્ ।
ક્ષત્તા મહાભાગવતઃ સદસ્પતે
કૌષારવિં પ્રાહ ગૃણન્તમર્ચયન્ ॥ ૮॥

*વિદુર ઉવાચ*

સોઽભિષિક્તઃ પૃથુર્વિપ્રૈર્લબ્ધાશેષસુરાર્હણઃ ।
બિભ્રત્ સ વૈષ્ણવં તેજો બાહ્વોર્યાભ્યાં દુદોહ ગામ્ ॥ ૯॥

કો ન્વસ્ય કીર્તિં ન શૃણોત્યભિજ્ઞો
યદ્વિક્રમોચ્છિષ્ટમશેષભૂપાઃ ।

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! તે સમયે મહારાજ પૃથુનું નગર સર્વત્ર મોતીઓની સેરો, ફૂલોની માળાઓ, રંગબેરંગી વસ્ત્રો, સુવર્ણના દરવાજા અને અત્યંત સુગંધિત ધૂપોથી સુશોભિત હતું. (૧) તેની ગલીઓ, ચોક અને રસ્તાઓ ચંદન અને અગરુના જળથી સીંચવામાં આવ્યાં હતાં તથા નગરને પુષ્પ, અક્ષત, ફળ, દુર્વા, ધાન્યના અંકુર, લાજા, દીપક વગેરે માંગલિક પદાર્થોથી સજાવવામાં આવ્યું હતું. (૨) તે નગર ઠેકઠેકાણે મૂકવામાં આવેલા ફળ-ફૂલના ગુચ્છો સાથેના કેળના થાંભલાઓ અને સોપારીના છોડવાઓથી ઘણું જ મનોહર જણાઈ આવતું હતું તથા બધી બાજુએ આંબા વગેરે વૃક્ષોનાં તાજાં પાંદડાંઓનાં તોરણોથી શણગારાયેલું હતું. (૩) જ્યારે મહારાજે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે આરતી અને અનેક પ્રકારની પૂજાની માંગલિક સામગ્રીઓ લઈને પ્રજાજનોએ તથા મનોહર કુંડળોથી સુશોભિત સુંદર કન્યાઓએ તેમનું સામૈયું કર્યું. (૪) અને શંખ, દુંદુભિ વગેરે વાજિંત્રો વાગવા લાગ્યાં, ઋત્વિજો વેદપાઠનો ઘોષ કરવા લાગ્યા અને બંદીજનોએ સ્તુતિગાન શરૂ કરી દીધું. આ બધું જોઈને તથા સાંભળીને પણ તેમને કોઈ પણ પ્રકારનો અહંકાર થયો નહીં. આ પ્રમાણે વીરશ્રેષ્ઠ પૃથુએ રાજમહેલમાં પ્રવેશ કર્યો. (૫) રસ્તામાં ચારે બાજુ નગરવાસીઓ અને દેશવાસીઓએ તેમનું પ્રસન્નતાપૂર્વક અભિનંદન કર્યું. પરમ યશસ્વી મહારાજે પણ તેમને અભીષ્ટ વરદાનો આપીને સંતુષ્ટ કર્યાં. (૬) મહારાજ પૃથુ મહાપુરુષ અને સૌના પૂજનીય હતા. તેમણે આ પ્રકારનાં અનેક ઉમદા કાર્યો કરતા રહીને પૃથ્વીનું શાસન કર્યું અને અંતે પોતાનો વિપુલ યશ ફેલાવીને ભગવાનનું પરમપદ પ્રાપ્ત કર્યું. (૭)

**શ્રીસૂતજી કહે છે** – હે મુનિવર શૌનકજી! આ પ્રમાણે ભગવાન શ્રીમૈત્રેયજીના મુખેથી આદિરાજ પૃથુનો અનેક પ્રકારના ગુણોથી સંપન્ન અને ગુણીજનો વડે પ્રશંસિત વિસ્તૃત સુયશ સાંભળીને પરમ ભાગવત વિદુરજીએ તેમનું અભિનંદન કરતાં કહ્યું. (૮)

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્! બ્રાહ્મણોએ પૃથુનો અભિષેક કર્યો. સમસ્ત દેવતાઓએ તેમને ઉપહાર આપ્યા. તેમણે પોતાની ભુજાઓમાં વૈષ્ણવ તેજ ધારણ કર્યું અને તેનાથી પૃથ્વીનું દોહન કર્યું. (૯) તેમના તે પરાક્રમના જ ઉચ્છિષ્ટ (અવશેષ)-રૂપ ભોગપદાર્થોનો આજે પણ સઘળા રાજાઓ અને લોકપાલો ઉપભોગ કરે છે અને સઘળું વિશ્વ

૧. પ્રાચીન પ્રતમાં 'સૂત ઉવાચ' એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – તદાધિરા૦ ।

લોકાઃ સપાલા ઉપજીવન્તિ[1] કામ-
મધ્યાપિ તન્મે વદ કર્મ શુદ્ધમ્ ॥૧૦॥

ઇચ્છાનુસાર જીવન-નિર્વાહ કરે છે. ભલા, એવો તે કોણ સમજુ મનુષ્ય હશે કે જે તેમની પવિત્ર કીર્તિ સાંભળવાનું નહીં ઇચ્છે? તેથી હવે તમે મને તેમનું હજુ પણ વધુ પવિત્ર ચરિત્ર સંભળાવો. (૧૦)

મૈત્રેય ઉવાચ

ગઙ્ગાયમુનયોર્નદ્યોરન્તરાક્ષેત્રમાવસન્ ।
આરબ્ધાનેવ બુભુજે ભોગાન્ પુણ્યજિહાસયા ॥૧૧॥

સર્વત્રાસ્ખલિતાદેશઃ સપ્તદ્વીપૈકદણ્ડધૃક્[2] ।
અન્યત્ર બ્રાહ્મણકુલાદન્યત્રાચ્યુતગોત્રતઃ ॥૧૨॥

એકદાઽઽસીન્મહાસત્રદીક્ષા તત્ર[3] દિવૌકસામ્ ।
સમાજો બ્રહ્મર્ષીણાં ચ રાજર્ષીણાં ચ સત્તમ ॥૧૩॥

તસ્મિન્નર્હત્સુ સર્વેષુ સ્વર્ચિતેષુ યથાર્હતઃ ।
ઉત્થિતઃ સદસો મધ્યે તારાણામુડુરાડિવ ॥૧૪॥

પ્રાંશુઃ પીનાયતભુજો ગૌરઃ કઞ્જારુણેક્ષણઃ ।
સુનાસઃ સુમુખઃ સૌમ્યઃ પીનાંસઃ સુદ્વિજસ્મિતઃ ॥૧૫॥

વ્યૂઢવક્ષા બૃહચ્છ્રોણિર્વલિવલ્ગુદલોદરઃ ।
આવર્તનાભિરોજસ્વી કાઞ્ચનોરુરુદગ્રપાત્ ॥૧૬॥

સૂક્ષ્મવક્રાસિતસ્નિગ્ધમૂર્ધજઃ કમ્બુકન્ધરઃ ।
મહાધને દુકૂલાગ્ર્યે પરિધાયોપવીય ચ ॥૧૭॥

વ્યઞ્જિતાશેષગાત્રશ્રીર્નિયમે ન્યસ્તભૂષણઃ ।
કૃષ્ણાજિનધરઃ શ્રીમાન્ કુશપાણિઃ કૃતોચિતઃ ॥૧૮॥

શિશિરસ્નિગ્ધતારાક્ષઃ સમૈક્ષત સમન્તતઃ ।
ઊચિવાનિદમુર્વીશઃ સદઃ સંહર્ષયન્નિવ ॥૧૯॥

ચારુ ચિત્રપદં શ્લક્ષ્ણં મૃષ્ટં ગૂઢમવિક્લવમ્ ।
સર્વેષામુપકારાર્થં[4] તદા અનુવદન્નિવ ॥૨૦॥

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે સાધુશ્રેષ્ઠ વિદુરજી! મહારાજ પૃથુ ગંગા અને યમુનાની વચ્ચેના પ્રદેશમાં નિવાસ કરતા હતા અને પોતાનાં પુણ્યકર્મોના ક્ષયની ઇચ્છાથી પ્રારબ્ધવશ પ્રાપ્ત થતા ભોગો જ ભોગવતા હતા. (૧૧) બ્રાહ્મણકુળ અને ભગવાનથી સંબંધિત વિષ્ણુભક્તો સિવાય, સાતેય દ્વીપોના તમામ મનુષ્યો પર તેમનું અખંડ અને અબાધ શાસન હતું. (૧૨) એક વાર તેમણે એક મહાસત્રની દીક્ષા લીધી; તે સમયે ત્યાં દેવતાઓ, બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓનો ઘણો મોટો સમાજ એકઠો થયો. (૧૩) તે સમાજમાં મહારાજ પૃથુએ તે પૂજનીય અતિથિઓનો યથાયોગ્ય સત્કાર કર્યો અને પછી તેઓ તે સભામાં, નક્ષત્રમંડળમાં ચંદ્રમાની જેમ ઊભા થયા. (૧૪) તેમનું શરીર ઊંચું, ભુજાઓ પુષ્ટ અને વિશાળ, રંગ ગોરો, નેત્ર કમળ જેવાં સુંદર અને અરુણવર્ણનાં, નાસિકા સુઘડ, મુખ મનોહર, સ્વરૂપ સૌમ્ય, ખભા ઊંચા અને સ્મિતયુક્ત દંતપંક્તિ ઘણી સુંદર લાગતી હતી. (૧૫) તેમની છાતી પહોળી, કમરનો પૃષ્ઠભાગ સ્થૂળ અને ઉદર (પેટ) પીપળાના પાન જેવું સુડોળ તથા વળ પડેલા હોવાને લીધે અધિક વિશેષ સુંદર જણાઈ આવતું હતું. નાભિ વમળ જેવી ગહન હતી, શરીર તેજસ્વી હતું, જાંઘો સુવર્ણ જેવી દેદીપ્યમાન હતી તથા પગના પંજા ઊપસેલા હતા. (૧૬) તેમના કેશ નાના, વાંકડિયાળા, કાળા અને સ્નિગ્ધ હતા; ગરદન શંખ જેવી ઉતાર-ચઢાવવાળી અને રેખાયુક્ત હતી અને તેઓ ઉત્તમ બહુમૂલ્ય રેશમી વસ્ત્ર પહેરેલા અને તેવી જ શાલ ઓઢેલા હતા. (૧૭) દીક્ષાના નિયમ અનુસાર તેમણે બધાં આભૂષણો ઉતારી દીધાં હતાં, તેનાથી તેમના શરીરના અંગ-પ્રત્યંગની શોભા પોતાના સ્વાભાવિક રૂપમાં સ્પષ્ટ ઝળકી રહી હતી. તેમણે શરીર પર કૃષ્ણ મૃગચર્મ અને હાથોમાં કુશ ધારણ કરેલાં હતાં. તેને લીધે તેમના શરીરનું તેજ વિશેષ વધી ગયેલું હતું. તેઓ પોતાનાં સઘળાં નિત્યકર્મો યથાવિધિ સંપન્ન કરી ચૂક્યા હતા. (૧૮) રાજા પૃથુએ જાણે સમગ્ર સભાને હર્ષ-તરબોળ કરતા હોય તેમ પોતાની શીતળ અને સ્નેહસભર આંખોથી ચારે તરફ જોયું અને પછી પોતાનું ભાષણ શરૂ કર્યું. (૧૯) તેમનું ભાષણ અત્યંત સુંદર, મનોહર પદાવલિવાળું, સ્પષ્ટ, મધુર, ગંભીર અને અસંદિગ્ધ (સ્પષ્ટ) હતું. જાણે કે તે સમયે તેઓ સૌનો ઉપકાર કરવા માટે પોતાના અનુભવનો જ અનુવાદ કરી રહ્યા હોય એમ લાગતું હતું. (૨૦)

૧. પ્રા. પા. ઉપયન્તિ । ૨. પ્રા. પા. સર્વ૦ । ૩. પ્રા. પા. સા હિ । ૪. પ્રાચીન પ્રતમાં 'સર્વેષામુપકારાર્થં તદા અનુવદન્નિવ' એટલો ભાગ નથી.

રાજોવાચ

સભ્યાઃ શૃણુત ભદ્રં વઃ સાધવો ય ઈહાગતાઃ ।
સત્સુ જિજ્ઞાસુભિર્ધર્મમાવેદ્યં સ્વમનીષિતમ્ ॥ ૨૧॥

અહં દણ્ડધરો રાજા[1] પ્રજાનામિહ યોજિતઃ ।
રક્ષિતા વૃત્તિદઃ સ્વેષુ સેતુષુ સ્થાપિતા પૃથક્ ॥ ૨૨॥

તસ્ય મે તદનુષ્ઠાનાદ્યાનાહુર્બ્રહ્મવાદિનઃ[2] ।
લોકાઃ સ્યુઃ કામસન્દોહા યસ્ય તુષ્યતિ દિષ્ટદૃક્ ॥ ૨૩॥

ય ઉદ્ધરેત્કરં રાજા પ્રજા ધર્મેષ્વશિક્ષયન્[3] ।
પ્રજાનાં શમલં ભુઙ્‌ક્તે ભગં[4] ચ સ્વં જહાતિ સઃ ॥ ૨૪॥

તત્ પ્રજા ભર્તૃપિણ્ડાર્થં સ્વાર્થમેવાનસૂયવઃ ।
કુરુતાધોક્ષજધિયસ્તર્હિ મેઽનુગ્રહઃ કૃતઃ ॥ ૨૫॥

યૂયં તદનુમોદધ્વં પિતૃદેવર્ષયોઽમલાઃ ।
કર્તુઃ શાસ્તુરનુજ્ઞાતુસ્તુલ્યં યત્પ્રેત્ય તત્ફલમ્ ॥ ૨૬॥

અસ્તિ યજ્ઞપતિર્નામ કેષાઞ્ચિદર્હસત્તમાઃ[5] ।
ઈહામુત્ર ચ લક્ષ્યન્તે[6] જ્યોત્સ્નાવત્યઃ ક્વચિદ્ભુવઃ ॥ ૨૭॥

મનોરુત્તાનપાદસ્ય ધ્રુવસ્યાપિ મહીપતેઃ ।
પ્રિયવ્રતસ્ય રાજર્ષેરઙ્ગસ્યાસ્મત્પિતુઃ પિતુઃ ॥ ૨૮॥

ઈદૃશાનામથાન્યેષામજસ્ય ચ ભવસ્ય ચ ।
પ્રહ્લાદસ્ય બલેશ્ચાપિ કૃત્યમસ્તિ ગદાભૃતા ॥ ૨૯॥

દૌહિત્રાદીનૃતે મૃત્યોઃ શોચ્યાન્ ધર્મવિમોહિતાન્ ।
વર્ગસ્વર્ગાપવર્ગાણાં પ્રાયેણૈકાત્મ્યહેતુના[7] ॥ ૩૦॥

યત્પાદસેવાભિરુચિસ્તપસ્વિના-
મશેષજન્મોપચિતં મલં ધિયઃ ।
સદ્યઃ ક્ષિણોત્યન્વહમેધતી સતી
યથા પદાઙ્‌ગુષ્ઠવિનિઃસૃતા સરિત્ ॥ ૩૧॥

**રાજા પૃથુએ કહ્યું** – હે સજ્જનો! તમારું કલ્યાણ થાઓ. તમે મહાનુભાવો, જે અહીં પધાર્યા છો, મારી પ્રાર્થના સાંભળો – જિજ્ઞાસુ મનુષ્યોએ સંતોના સમાજમાં પોતાના નિશ્ચયનું નિવેદન કરવું જોઈએ. (૨૧) આ લોકમાં પ્રજાજનોનું શાસન, તેમનું રક્ષણ, તેમના જીવનનિર્વાહનો પ્રબંધ કરવા તેમ જ તેમને અલગ-અલગ રીતે પોતાની મર્યાદામાં રાખવા માટે મને રાજા બનાવવામાં આવ્યો છે. (૨૨) તેથી તે બધાનું યથાયોગ્ય પાલન કરવાથી મને તે જ મનોરથો પૂરા કરનારા લોકોની પ્રાપ્તિ થવી જોઈએ કે જે વેદવાદી મુનિઓના મત અનુસાર સમસ્ત કર્મોના સાક્ષી શ્રીહરિના પ્રસન્ન થવાથી થાય છે. (૨૩) જે રાજા પ્રજાને ધર્મના માર્ગનો બોધ આપતો નથી અને કેવળ તેમની પાસેથી કર વસૂલ કરવામાં જ લાગેલો રહે છે તે પ્રજાનાં કેવળ પાપોનો જ ભાગી થાય છે તથા પોતાનું ઐશ્વર્ય ગુમાવી બેસે છે. (૨૪) તેથી પ્રિય પ્રજાજનો! પોતાના આ રાજાનું પરલોકમાં હિત કરવા માટે તમે બધા પરસ્પર પ્રત્યેની દોષ-દૃષ્ટિ છોડીને, હૃદયથી ભગવાનને યાદ રાખતા રહીને પોતપોતાના કર્તવ્યનું પાલન કરતા રહો; કારણ કે તમારું હિત પણ એમાં જ છે અને આ રીતે તમારો મારા પર પણ મોટો અનુગ્રહ થશે. (૨૫) હે વિશુદ્ધ દેવતાઓ, પિતૃઓ અને મહર્ષિઓ! તમે પણ મારી આ પ્રાર્થનાનું સમર્થન કરો; કારણ કે કર્મ કોઈ પણ હોય, મર્યા પછી તેના કર્તા, ઉપદેશક અને સમર્થકને તેનું સરખું ફળ મળે છે. (૨૬) માનનીય સજ્જનો! કેટલાક શ્રેષ્ઠ મહાનુભાવોના મતે તો કર્મોનું ફળ આપનારા ભગવાન યજ્ઞપતિ જ છે; કારણ કે આ લોક અને પરલોકમાં – બંનેય જગ્યાએ કોઈ-કોઈ લોકો બહુ તેજસ્વી હોય છે તે, પોતાના કર્મોથી હોય છે. (૨૭) મનુ, ઉત્તાનપાદ, પૃથ્વીપતિ ધ્રુવ, રાજર્ષિ પ્રિયવ્રત, અમારા દાદા અંગ તથા બ્રહ્મા, શિવ, પ્રહ્લાદ, બલિ અને આવી જ કક્ષાના અન્ય બીજા જેટલા પણ મહાનુભાવો છે તે બધાનો એક જ મત છે કે, ધર્મ-અર્થ-કામ-મોક્ષરૂપ ચતુર્વર્ગ તથા સ્વર્ગ અને અપવર્ગના સ્વાધીન નિયામક, ભગવાન જ છે, અને ભગવાન જ બધાના કર્મફળને આપનારા છે તેથી ભગવાન ગદાધરની આવશ્યકતા છે જ. આ બાબતમાં તો કેવળ મૃત્યુના દૌહિત્ર (ભાણેજ) વેન જ એક અપવાદ છે. તો એવા શોચનીય અને ધર્મવિમૂઢ લોકોના મતનું વિશેષ મહત્ત્વ હોઈ શકે નહીં. (૨૮-૩૦)

જેમના ચરણકમળોની સેવા માટે નિરંતર વધતી જતી અભિલાષા, તેમના જ ચરણનખથી નીકળેલી ગંગાજી સમાન,

૧. પ્રા. પા. – ધાત્રા । ૨. પ્રા. પા. – ૦ધ્યદાહુ૦ । ૩. પ્રા. પા. – ધર્મમશિક્ષયન્ । ૪. પ્રા. પા. – ભગવન્તં જહા૦ । ૫. પ્રા. પા. – ૦સત્તમઃ । ૬. પ્રા. પા. – દૃશ્યન્તે । ૭. પ્રાચીન પ્રતમાં ૩૦મા શ્લોકનો ઉત્તરાર્ધનો ભાગ પહેલાં અને પૂર્વાર્ધનો ભાગ પછી લખાયેલા છે.

વિનિર્ધુતાશેષમનોમલઃ પુમા-
નસઙ્ગવિજ્ઞાનવિશેષવીર્યવાન્ ।
યદઙ્ઘ્રિમૂલે કૃતકેતનઃ પુન-
ર્ન સંસૃતિં ક્લેશવહાં પ્રપદ્યતે ॥ ૩૨॥

તમેવ યૂયં ભજતાત્મવૃત્તિભિ-
ર્મનોવચઃકાયગુણૈઃ સ્વકર્મભિઃ ।
અમાયિનઃ કામદુઘાઙ્ઘ્રિપઙ્કજં
યથાધિકારાવસિતાર્થસિદ્ધયઃ ॥ ૩૩॥

અસાવિહાનેકગુણોઽગુણોઽધ્વરઃ
પૃથગ્વિધદ્રવ્યગુણક્રિયોક્તિભિઃ ।
સમ્પદ્યતેઽર્થાશયલિઙ્ગનામભિ-
ર્વિશુદ્ધવિજ્ઞાનઘનઃ સ્વરૂપતઃ ॥ ૩૪॥

પ્રધાનકાલાશયધર્મસઙ્ગ્રહે
શરીર એષ પ્રતિપદ્ય ચેતનામ્ ।
ક્રિયાફલત્વેન વિભુર્વિભાવ્યતે
યથાઽનલો દારુષુ તદ્ગુણાત્મકઃ ॥ ૩૫॥

અહો મમામી વિતરન્ત્યનુગ્રહં
હરિં ગુરું યજ્ઞભુજામધીશ્વરમ્[1] ।
સ્વધર્મયોગેન યજન્તિ મામકા
નિરન્તરં ક્ષોણિતલે દૃઢવ્રતાઃ ॥ ૩૬॥

મા જાતુ તેજઃ પ્રભવેન્મહર્દ્ધિભિ-
સ્તિતિક્ષયા તપસા વિદ્યયા ચ ।
દેદીપ્યમાનેઽજિતદેવતાનાં
કુલે સ્વયં રાજકુલાદ્[2] દ્વિજાનામ્ ॥ ૩૭॥

બ્રહ્મણ્યદેવઃ પુરુષઃ પુરાતનો
નિત્યં હરિર્યચ્ચરણાભિવન્દનાત્ ।
અવાપ લક્ષ્મીમનપાયિનીં યશો
જગત્પવિત્રં ચ મહત્તમાગ્રણીઃ ॥ ૩૮॥

યત્સેવયાશેષગુહાશયઃ સ્વરાડ્
વિપ્રપ્રિયસ્તુષ્યતિ કામમીશ્વરઃ ।
તદેવ તદ્ધર્મપરૈર્વિનીતૈઃ[3]
સર્વાત્મના બ્રહ્મકુલં નિષેવ્યતામ્ ॥ ૩૯॥

સંસારના તાપથી સંતપ્ત જીવોના સમસ્ત જન્મોના સંચિત મનના દોષોને તુરંત નષ્ટ કરી દે છે, જેમના ચરણોનો આશ્રય લેનાર પુરુષ તમામ પ્રકારના માનસિક દોષોથી મુક્ત થઈ વૈરાગ્ય અને તત્ત્વસાક્ષાત્કારરૂપી બળ પ્રાપ્ત કરીને ફરીથી આ દુઃખમય સંસારચક્રમાં પડતો નથી. જેમના ચરણકમળ સર્વ પ્રકારની કામનાઓને પૂર્ણ કરવાવાળા છે - તે પ્રભુનું તમે લોકો પોતપોતાની આજીવિકા માટે ઉપયોગી વર્ણાશ્રમ પ્રમાણે અધ્યાપન વગેરે કર્મો તથા ધ્યાન, સ્તુતિ, પૂજા વગેરે માનસિક, વાચિક અને શારીરિક ક્રિયાઓ દ્વારા ભજન કરો. હૃદયમાં કોઈ પ્રકારનું કપટ ન રાખો તથા એવું નિશ્ચિતપણે માનો કે અમને પોત-પોતાના અધિકાર પ્રમાણે આનું ફળ અવશ્ય મળશે. (૩૧-૩૩)

ભગવાન સ્વરૂપથી વિશુદ્ધ વિજ્ઞાનઘન અને સમસ્ત વિશેષણોથી રહિત છે; પરંતુ આ કર્મમાર્ગમાં તેઓ જવ-ચોખા વગેરે વિવિધ દ્રવ્યો, શુક્લાદિ ગુણો, અવઘાત (કૂટવું) વગેરે ક્રિયાઓ તથા મંત્રો દ્વારા અને અર્થ, આશય (સંકલ્પ), લિંગ (પદાર્થ-શક્તિ) તથા જ્યોતિષ્ટોમ વગેરે નામોથી સંપન્ન થનારા, અનેક વિશેષણયુક્ત યજ્ઞોના રૂપમાં પ્રકાશિત થાય છે. (૩૪)

જેમ એક જ અગ્નિ જુદાં જુદાં લાકડાંઓમાં તેમના જ આકાર વગેરેને અનુરૂપ દેખાય છે તેવી જ રીતે તે સર્વવ્યાપી પ્રભુ, પોતે પરમાનંદસ્વરૂપ હોવા છતાં પણ પ્રકૃતિ, કાળ, વાસના અને અદૃષ્ટ (માયા)થી ઉત્પન્ન થયેલા શરીરમાં વિષયાકાર બનેલી બુદ્ધિમાં સ્થિત થઈને તે યજ્ઞ-યાગ વગેરે ક્રિયાઓના ફળરૂપે અનેક પ્રકારના જણાય છે. (૩૫) અહો! આ પૃથ્વી તટ પર મારા જે પ્રજાજનો યજ્ઞને ભોગવનારાઓના અધીશ્વર સર્વ-ગુરુ શ્રીહરિનું એકનિષ્ઠભાવથી પોતપોતાના ધર્મો વડે નિરંતર પૂજન કરે છે તેઓ મારા પર મોટી કૃપા કરે છે. (૩૬) સહનશીલતા, તપસ્યા અને જ્ઞાન - આ વિશિષ્ટ વિભૂતિઓને કારણે વૈષ્ણવો અને બ્રાહ્મણોનાં કુળ સ્વભાવથી જ ઉજ્જ્વળ હોય છે. તેમના પર રાજકુળનું તેજ, ધન, ઐશ્વર્ય વગેરે સમૃદ્ધિઓને કારણે પોતાનો પ્રભાવ ન પાડો. (૩૭) બ્રહ્મા વગેરે સમસ્ત મહાપુરુષોમાં અગ્રગણ્ય, બ્રાહ્મણભક્ત, પુરાણપુરુષ શ્રીહરિએ પણ નિરંતર તેમનાં જ ચરણોની વંદના કરીને અવિચળ લક્ષ્મી અને સંસારને પવિત્ર કરનારી કીર્તિ મેળવી છે. (૩૮) તમે લોકો ભગવાનના લોકસંગ્રહરૂપ ધર્મનું પાલન કરનારા છો. સર્વાન્તર્યામી, સ્વયંપ્રકાશ, બ્રાહ્મણપ્રિય શ્રીહરિ વિપ્રવંશની સેવા કરવાથી જ પરમ સંતુષ્ટ થાય છે, તેથી તમારે સૌએ બધા પ્રકારે વિનયપૂર્વક

૧. પ્રા. પા. – ૦ભુજાં મહેશ્વરમ્ । ૨. પ્રા. પા. – ૦કુલં દ્વિજાનામ્ । ૩. પ્રા. પા. – ૦પરૈર્હિ નઃ સદા ।

પુમાઁલ્લભેતાનતિવેલમાત્મનઃ
 પ્રસીદતોઽત્યન્તશમં[1] સ્વતઃસ્વયમ્ ।
યન્નિત્યસમ્બન્ધનિષેવયા ततः
 પરં કિમત્રાસ્તિ મુખં હવિર્ભુજામ્[2] ॥ ૪૦॥

બ્રાહ્મણકુળની સેવા કરવી જોઈએ. (૩૯) તેમની નિત્ય સેવા કરવાથી સત્વરે ચિત્ત શુદ્ધ થાય છે અને એ કારણે મનુષ્ય પોતે જ (જ્ઞાન, અભ્યાસ વગેરે વિના જ) પરમ શાન્તિરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે. તેથી આ લોકમાં આ બ્રાહ્મણો કરતાં શ્રેષ્ઠ કોણ છે કે જે હવિષ્યના ભોગવનારા દેવતાઓનું મુખ થઈ શકે? (૪૦) ઉપનિષદોનાં જ્ઞાનપરક

અશ્નાત્યનન્તઃ ખલુ તત્ત્વકોવિદૈઃ
 શ્રદ્ધાહુતં યન્મુખ ઈજ્યનામભિઃ ।
ન વૈ તથા ચેતનયા બહિષ્કૃતે
 હુતાશને પારમહંસ્યપર્યગુઃ ॥ ૪૧॥

વચનો એકમાત્ર જેમનામાં કૃતાર્થ થાય છે તે સર્વાન્તર્યામી ભગવાન અમૃત, યજ્ઞમાં ઇન્દ્રાદિ દેવતાઓના નામે તત્ત્વજ્ઞાનીઓ વડે શ્રદ્ધાપૂર્વક અગ્નિમાં હવન કરાયેલા પદાર્થોને એટલી રુચિથી ગ્રહણ કરતા નથી જેટલી રુચિથી બ્રાહ્મણોના મુખમાં શ્રદ્ધાપૂર્વક અર્પણ કરાયેલા પદાર્થોને ગ્રહણ કરે છે. (૪૧) હે સભ્યશ્રીઓ! જેમ સ્વચ્છ દર્પણમાં

યદ્‌બ્રહ્મ નિત્યં વિરજં સનાતનં
 શ્રદ્ધાતપોમઙ્ગલમૌનસંયમૈઃ ।
સમાધિના બિભ્રતિ હાર્થદૃષ્ટયે
 યત્રેદમાદર્શ ઈવાવભાસતે ॥ ૪૨॥

પ્રતિબિંબનું ભાન થાય છે તેવી જ રીતે જેનાથી આ સમસ્ત પ્રપંચનું ઠીક-ઠીક જ્ઞાન થાય છે તે નિત્ય, શુદ્ધ અને સનાતન બ્રહ્મ (વેદ)ને જેઓ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ માટે શ્રદ્ધા, તપ, મંગલમય આચરણ, સ્વાધ્યાયવિરોધી વાર્તાલાપ (ચર્ચા)નો ત્યાગ તથા સંયમ અને સમાધિના અભ્યાસ વડે

તેષામહં પાદસરોજરેણુ-[3]
 માર્યા વહેયાધિકિરીટમાઽઽયુઃ ।
યં નિત્યદા બિભ્રત આશુ પાપં
 નશ્યત્યમું સર્વગુણા ભજન્તિ ॥ ૪૩॥

ધારણ કરે છે તે બ્રાહ્મણોનાં ચરણકમળોની ધૂળને હું આયુષ્યપર્યંત પોતાના મુગટ પર ધારણ કરું; કારણ કે તેને નિત્ય મસ્તક પર ચડાવતા રહેવાથી મનુષ્યનાં સમસ્ત પાપોનો તત્કાળ નાશ થઈ જાય છે અને સમસ્ત ગુણો તેની સેવા કરવા લાગે છે. (૪૨-૪૩) તે ગુણવાન,

ગુણાયનં શીલધનં કૃતજ્ઞં
 વૃદ્ધાશ્રયં સંવૃણતેઽનુ સમ્પદઃ ।
પ્રસીદતાં બ્રહ્મકુલં ગવાં ચ
 જનાર્દનઃ સાનુચરશ્ચ મહ્યમ્ ॥ ૪૪॥

શીલસંપન્ન, કૃતજ્ઞ અને ગુરુજન-સેવક મનુષ્યને બધી સંપદાઓ આપોઆપ આવી મળે છે. તેથી મારી તો એ જ અભિલાષા છે કે બ્રાહ્મણકુળ, ગોવંશ અને ભક્તો સહિત શ્રીભગવાન મારા પર સર્વદા પ્રસન્ન રહે. (૪૪)

મૈત્રેય ઉવાચ

ઈતિ બ્રુવાણં નૃપતિં પિતૃદેવદ્વિજાતયઃ ।
તુષ્ટુવુર્હૃષ્ટમનસઃ સાધુવાદેન સાધવઃ ॥ ૪૫॥

શ્રીમૈત્રેયજી કહે છે — મહારાજ પૃથુનું આ ભાષણ સાંભળીને દેવતાઓ, પિતૃઓ, બ્રાહ્મણો વગેરે સાધુજનો ઘણા પ્રસન્ન થયા અને 'સરસ! વાહ, સરસ!' એમ કહેતા તેમની પ્રશંસા કરવા લાગ્યા. (૪૫) તેમણે કહ્યું, 'પુત્ર દ્વારા પિતા

પુત્રેણ જયતે લોકાનિતિ સત્યવતી શ્રુતિઃ ।
બ્રહ્મદણ્ડહતઃ પાપો યદ્વેનોઽત્યતરત્તમઃ ॥ ૪૬॥

પુણ્યલોકોને પ્રાપ્ત કરી લે છે — આ શ્રુતિવાક્ય યથાર્થ છે; પાપી વેન બ્રાહ્મણોના શાપથી માર્યો ગયો હતો, તોપણ તેમના પુણ્યબળથી તેનો નરકમાંથી ઉગાર થઈ ગયો. (૪૬)

હિરણ્યકશિપુશ્ચાપિ ભગવન્નિન્દયા તમઃ ।
વિવિક્ષુરત્યગાત્સૂનોઃ પ્રહ્લાદસ્યાનુભાવતઃ ॥ ૪૭॥

આ જ રીતે હિરણ્યકશિપુ પણ ભગવાનની નિંદા કરવાને કારણે નરકોમાં જઈ પડનારો જ હતો કે પોતાના પુત્ર પ્રહ્લાદના પ્રભાવથી તેમને પાર કરી ગયો. (૪૭) હે વીરવર

વીરવર્ય પિતઃ[4] પૃથ્વ્યાઃ સમાઃ સઞ્જીવ શાશ્વતીઃ ।
યસ્યેદશ્યચ્યુતે ભક્તિઃ સર્વલોકૈકભર્તરિ ॥ ૪૮॥

પૃથુજી! તમે તો પૃથ્વીના પિતા છો અને બધા લોકોના એકમાત્ર સ્વામી શ્રીહરિમાં પણ તમારી એવી જ અવિચળ ભક્તિ છે, તેથી તમે અનંત વર્ષો સુધી જીવિત રહો. (૪૮)

---

૧. પ્રા. પા. — ૦ઽત્યન્તમનન્તમવ્યયમ્ । ૨. પ્રા. પા. — હવિર્ભુજઃ । ૩. પ્રા. પા. — ૦રેણુના પર્યાવહે૦ । ૪. પ્રા. પા. — પિતુઃ શ્રેષ્ઠ ।

અહો વયં હ્યદ્ય પવિત્રકીર્તે
ત્વયૈવ નાથેન મુકુન્દનાથાઃ ।
ય ઉત્તમશ્લોકતમસ્ય વિષ્ણો-
ર્બ્રહ્મણ્યદેવસ્ય કથાં વ્યનક્તિ ॥ ૪૯॥

નાત્યદ્ભુતમિદં નાથ તવાજીવ્યાનુશાસનમ્ ।
પ્રજાનુરાગો મહતાં પ્રકૃતિઃ કરુણાત્મનામ્ ॥ ૫૦॥

અદ્ય નસ્તમસઃપારસ્ત્વયોપાસાદિતઃપ્રભો ।
ભ્રામ્યતાં નષ્ટદૃષ્ટીનાં કર્મભિર્દૈવસઞ્જ્ઞિતૈઃ ॥ ૫૧॥

નમો વિવૃદ્ધસત્ત્વાય પુરુષાય મહીયસે ।
યો બ્રહ્મ ક્ષત્રમાવિશ્ય બિભર્તીદં સ્વતેજસા ॥ ૫૨॥

તમારો સુયશ ઘણો પવિત્ર છે; તમે ઉદારકીર્તિના બ્રહ્મણ્યદેવ શ્રીહરિની કથાઓનો પ્રચાર કરો છો. અમારું મોટું સૌભાગ્ય છે કે આજે તમને પોતાના સ્વામી તરીકે મેળવીને અમે પોતાને ભગવાનના જ રાજ્યમાં રહેલા સમજીએ છીએ. (૪૯) હે સ્વામી! પોતાના આશ્રિતોને આ પ્રકારનો શ્રેષ્ઠ ઉપદેશ આપવો એ તમારે માટે કોઈ આશ્ચર્યની વાત નથી; કારણ કે પોતાની પ્રજા પર પ્રેમ રાખવો એ તો કરુણામય મહાપુરુષોનો સ્વભાવ જ હોય છે. (૫૦) અમે પ્રારબ્ધવશાત્ વિવેકહીન થઈને સંસારના અરણ્યમાં ભટકી રહ્યા હતા, તે હે પ્રભુ! આજે તમે અમને અજ્ઞાનના અંધકારમાંથી ઉગારી દીધા છે. (૫૧) તમે શુદ્ધ સત્ત્વમય પરમપુરુષ છો, કે જે તમે બ્રાહ્મણજાતિમાં પ્રવિષ્ટ થઈને ક્ષત્રિયોનું અને ક્ષત્રિયજાતિમાં પ્રવિષ્ટ થઈને બ્રાહ્મણોનું તથા તે બંને જાતિઓમાં પ્રતિષ્ઠિત થઈને સમસ્ત જગતનું રક્ષણ કરો છો. અમારા તમને નમસ્કાર છે.' (૫૨)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત એકવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# બાવીસમો અધ્યાય

## મહારાજ પૃથુને સનકાદિનો ઉપદેશ

*મૈત્રેય ઉવાચ*

જનેષુ પ્રગૃણત્સ્વેવં પૃથું પૃથુલવિક્રમમ્ ।
તત્રોપજગ્મુર્મુનયશ્ચત્વારઃ સૂર્યવર્ચસઃ ॥ ૧॥

તાંસ્તુ સિદ્ધેશ્વરાન્ રાજા વ્યોમ્નોઽવતરતોઽર્ચિષા ।
લોકાનપાપાન્ કુર્વત્યા સાનુગોઽચષ્ટ લક્ષિતાન્ ॥ ૨॥

તદ્દર્શનોદ્‌ગતાન્ પ્રાણાન્ પ્રત્યાદિત્સુરિવોત્થિતઃ ।
સસદસ્યાનુગો વૈન્ય ઇન્દ્રિયેશો ગુણાનિવ ॥ ૩॥

ગૌરવાદ્યન્ત્રિતઃ સભ્યઃ પ્રશ્રયાનતકન્ધરઃ ।
વિધિવત્પૂજયાઞ્ચક્રે ગૃહીતાધ્યર્હણાસનાન્ ॥ ૪॥

તત્પાદશૌચસલિલૈર્માર્જિતાલકબન્ધનઃ ।
તત્ર શીલવતાં વૃત્તમાચરન્માનયન્નિવ ॥ ૫॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – જે સમયે પ્રજાજનો પરમ પરાક્રમી પૃથ્વીપાલક પૃથુની આ પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા હતા તે જ સમયે ત્યાં સૂર્ય સમાન તેજસ્વી ચાર મુનીશ્વરો પધાર્યા. (૧) રાજા અને તેમના સેવકોએ તેમને જોયા અને ઓળખી લીધા કે તે સિદ્ધેશ્વરો પોતાની દિવ્ય કાન્તિથી સમસ્ત લોકોને પાપ-વિમુક્ત કરતા રહીને આકાશમાંથી ઊતરી આવી રહ્યા છે. (૨) રાજાના પ્રાણ તે સનકાદિનાં દર્શન કરતાં જ, જેમ વિષયી જીવ વિષયો તરફ દોડે છે તેમ તેના તરફ ચાલી નીકળ્યા – જાણે કે પ્રાણોને પાછા લાવવા માટે જ તેઓ પોતાના સભાજનો અને અનુયાયીઓની સાથે એકાએક ઊઠીને ઊભા થઈ ગયા. (૩) જ્યારે તે મુનીશ્વરો શ્રેષ્ઠ આસનો પર વિરાજમાન થયા ત્યારે શિષ્ટાચારશિરોમણિ પૃથુએ તેમના ગૌરવથી પ્રભાવિત થઈને વિનયપૂર્વક ડોક નમાવીને તેમની વિધિવત્ પૂજા કરી. (૪) પછી તેમનું ચરણોદક પોતાના મસ્તક પર છાંટ્યું. આ પ્રમાણે શિષ્ટપુરુષને યોગ્ય આચારનો આદર અને તેનું પાલન કરીને તેમણે એ જ દર્શાવ્યું કે બધા જ સત્પુરુષોએ આવો વ્યવહાર કરવો જોઈએ. (૫)

હાટકાસન આસીનાન્ સ્વધિષ્ણ્યેષ્વિવ પાવકાન્ ।
શ્રદ્ધાસંયમસંયુક્તઃ પ્રીતઃ પ્રાહ ભવાગ્રજાન્ ॥ ૬॥

પૃથુરુવાચ

અહો આચરિતં કિં મે મઙ્ગલં મઙ્ગલાયનાઃ ।
યસ્ય વો દર્શનં હ્યાસીદ્દુર્દર્શાનાં ચ યોગિભિઃ ॥ ૭॥

કિં તસ્ય દુર્લભતરમિહ લોકે પરત્ર ચ ।
યસ્ય વિપ્રાઃ પ્રસીદન્તિ શિવો વિષ્ણુશ્ચ સાનુગઃ ॥ ૮॥

નૈવ લક્ષયતે લોકો લોકાન્ પર્યટતોઽપિ યાન્ ।
યથા સર્વદૃશં સર્વ આત્માનં યેઽસ્ય હેતવઃ ॥ ૯॥

અધના[1] અપિ તે ધન્યાઃ સાધવો ગૃહમેધિનઃ ।
યદ્ગૃહા હ્યર્હવર્યામ્બુતૃણભૂમીશ્વરાવરાઃ[2] ॥ ૧૦॥

વ્યાલાલયદ્રુમા વૈ[3] તેઽપ્યરિક્તાખિલસમ્પદઃ ।
યદ્ગૃહાસ્તીર્થપાદીયપાદતીર્થવિવર્જિતાઃ ॥ ૧૧॥

સ્વાગતં વો દ્વિજશ્રેષ્ઠા યદ્વ્રતાનિ મુમુક્ષવઃ ।
ચરન્તિ શ્રદ્ધયા ધીરા બાલા એવ બૃહન્તિ ચ[4] ॥ ૧૨॥

કચ્ચિન્નઃ કુશલં નાથા ઇન્દ્રિયાર્થાર્થવેદિનામ્ ।
વ્યસનાવાપ એતસ્મિન્ પતિતાનાં સ્વકર્મભિઃ ॥ ૧૩॥

ભવત્સુ કુશલપ્રશ્ન આત્મારામેષુ નેષ્યતે ।
કુશલાકુશલા યત્ર ન સન્તિ મતિવૃત્તયઃ ॥ ૧૪॥

તદહં કૃતવિશ્રમ્ભઃ સુહૃદો વસ્તપસ્વિનામ્ ।
સમ્પૃચ્છે ભવ એતસ્મિન્ ક્ષેમઃ કેનાઞ્જસા ભવેત્ ॥ ૧૫॥

વ્યક્તમાત્મવતામાત્મા ભગવાનાત્મભાવનઃ ।
સ્વાનામનુગ્રહાયેમાં સિદ્ધરૂપી ચરત્યજઃ ॥ ૧૬॥

સનકાદિ મુનીશ્વરો ભગવાન શંકરના પણ અગ્રજ છે. સુવર્ણ-સિંહાસનો પર તેઓ એવી રીતે સુશોભિત થયા કે જેમ પોતપોતાનાં સ્થાનો પર અગ્નિદેવતાઓ. મહારાજ પૃથુએ અત્યંત શ્રદ્ધા અને સંયમ સાથે પ્રેમપૂર્વક તેમને કહ્યું. (૬)

**પૃથુજીએ કહ્યું** – હે મંગલમૂર્તિ મુનીશ્વરો! તમારાં દર્શન તો યોગીઓને પણ દુર્લભ છે. મારાથી એવું કયું પુણ્ય થયું છે કે જેનાથી આપમેળે જ તમારાં દર્શન પ્રાપ્ત થયાં? (૭) જેના પર બ્રાહ્મણો અથવા અનુચરો સહિત શ્રીશંકર કે ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય તેને માટે આ લોક અને પરલોકમાં કઈ વસ્તુ દુર્લભ હોય? (૮) આ દૃશ્યપ્રપંચને કારણે મહત્તત્ત્વ વગેરે તત્ત્વો જોકે સર્વમાં રહેલાં છે તોપણ તેઓ સર્વસાક્ષી આત્માને જોઈ શકતાં નથી; એવી જ રીતે જોકે તમે સમસ્ત લોકોમાં વિચરો છો તોપણ અનધિકારી લોકો તમારું દર્શન કરવા પામતા નથી. (૯) જે ગૃહસ્થ અથવા તેના સેવકો દ્વારા જળ, આસન, પૃથ્વી વગેરે કોઈ પણ પદાર્થોનો તમારા જેવા પૂજ્ય પુરુષો સ્વીકાર કરે છે તે ગૃહસ્થો નિર્ધન હોવા છતાં પણ ધન્ય છે. (૧૦) જે ઘરોમાં ભગવાનના ભક્તોના પરમપવિત્ર ચરણોદકના ક્યારેય છાંટા પડ્યા નથી તે બધા પ્રકારની રિદ્ધિ-સિદ્ધિઓથી ભરેલાં હોવા છતાં પણ એવાં વૃક્ષો જેવાં છે કે જેમના પર સાપ રહે છે. (૧૧) હે મુનીશ્વરો! તમારું સ્વાગત છે. તમે તો બાલ્યાવસ્થાથી જ મુમુક્ષુઓના માર્ગનું અનુસરણ કરતા રહીને એકાગ્રચિત્તથી બ્રહ્મચર્ય વગેરે મહાન વ્રતોનું અત્યંત શ્રદ્ધાપૂર્વક આચરણ કરી રહ્યા છો. (૧૨) હે સ્વામીજનો! અમે પોતાનાં કર્મોને વશીભૂત થઈને વિપત્તિઓના ક્ષેત્ર એવા આ સંસારમાં પડેલા કેવળ ઈન્દ્રિયો-સંબંધિત ભોગોને જ પરમ પુરુષાર્થ માની રહ્યા છીએ; તો શું અમારા ઉદ્ધારનો પણ કોઈ ઉપાય છે ખરો? (૧૩) તમને કુશળ-ક્ષેમ પૂછવાં એ યોગ્ય નથી; કારણ કે તમે નિરંતર આત્મામાં જ રમણ કરો છો. તમારામાં 'આ કુશળ છે' અને 'આ કુશળ નથી' એ પ્રકારની વૃત્તિઓ ક્યારેય હોતી જ નથી. (૧૪) તમે સંસારના અગ્નિથી સંતપ્ત જીવોના પરમ સુહૃદ છો, તેથી તમારામાં વિશ્વાસ કરીને હું એ પૂછવા ઈચ્છું છું કે આ સંસારમાં મનુષ્યનું કેવી રીતે સુગમતાથી કલ્યાણ થઈ શકે છે? (૧૫) એ તો નક્કી જ છે કે જેઓ આત્મવાન (ધીર) પુરુષોમાં 'આત્મા'-રૂપે પ્રકાશિત થાય છે અને ઉપાસકોના અંતઃકરણમાં પોતાના સ્વરૂપને પ્રગટ કરનારા છે તે અજન્મા ભગવાન નારાયણ જ પોતાના ભક્તો પર કૃપા કરવા માટે તમારા જેવા સિદ્ધપુરુષો રૂપે આ પૃથ્વી પર વિચરણ કરતા રહે છે. (૧૬)

૧. પ્રા. પા. – અધન્યા । ૨. પ્રા. પા. – ઽશ્વરાશ્વરાઃ । ૩. પ્રા. પા. – ઽદ્રુમાશ્ચૈતે । ૪. પ્રા. પા. – વૈ ।

મૈત્રેય ઉવાચ

પૃથોસ્તત્સૂક્તમાકર્ણ્ય[1] સારં સુષ્ઠુ મિતં મધુ[2] ।
સ્મયમાન ઈવ પ્રીત્યા કુમારઃ પ્રત્યુવાચ હ ॥ ૧૭॥

સનત્કુમાર ઉવાચ[3]

સાધુ પૃષ્ટં મહારાજ સર્વભૂતહિતાત્મના ।
ભવતા વિદુષા ચાપિ સાધૂનાં મતિરીદૃશી ॥ ૧૮॥

સઙ્ગમઃ ખલુ સાધૂનામુભયેષાં ચ સમ્મતઃ ।
યત્સમ્ભાષણસમ્પ્રશ્નઃ સર્વેષાં વિતનોતિ શમ્ ॥ ૧૯॥

અસ્ત્યેવ રાજન્ ભવતો મધુદ્વિષઃ
પાદારવિન્દસ્ય ગુણાનુવાદને ।
રતિર્દુરાપા વિધુનોતિ નૈષ્ઠિકી
કામં કષાયં મલમન્તરાત્મનઃ ॥ ૨૦॥

શાસ્ત્રેષ્વિયાનેવ સુનિશ્ચિતો નૃણાં
ક્ષેમસ્ય સધ્ર્યગ્વિમૃશેષુ હેતુઃ ।
અસઙ્ગ આત્મવ્યતિરિક્ત આત્મનિ
દૃઢા [4]રતિર્બ્રહ્મણિ નિર્ગુણે ચ યા ॥ ૨૧॥

સા શ્રદ્ધયા ભગવદ્ધર્મચર્યયા
જિજ્ઞાસયાઽઽધ્યાત્મિકયોગનિષ્ઠયા ।
યોગેશ્વરોપાસનયા ચ નિત્યં
પુણ્યશ્રવઃકથયા પુણ્યયા ચ ॥ ૨૨॥

અર્થેન્દ્રિયારામસગોષ્ઠ્યતૃષ્ણયા
તત્સમ્મતાનામપરિગ્રહેણ ચ ।
વિવિક્તરુચ્યા પરિતોષ આત્મન્
વિના હરેર્ગુણપીયૂષપાનાત્ ॥ ૨૩॥

અહિંસયા પારમહંસ્યચર્યયા
સ્મૃત્યા મુકુન્દાચરિતાગ્ર્યસીધુના ।
યમૈરકામૈર્નિયમૈશ્ચાપ્યનિન્દયા
નિરીહયા દ્વન્દ્વતિતિક્ષયા ચ ॥ ૨૪॥

હરેર્મુહુસ્તત્પરકર્ણપૂર-
ગુણાભિધાનેન વિજૃમ્ભમાણયા ।
ભક્ત્યા હ્યસઙ્ગઃ સદસત્યનાત્મનિ
સ્યાન્નિર્ગુણે બ્રહ્મણિ ચાઞ્જસા રતિઃ ॥ ૨૫॥

**શ્રીમૈત્રેયજી કહે છે –** રાજા પૃથુનાં આ તર્કપ્રમાણ-યુક્ત, ગંભીર, સંક્ષિપ્ત અને મધુર વચનો સાંભળીને શ્રીસનત્કુમારજી ઘણા પ્રસન્ન થયા અને સહેજ મલકાઈને કહેવા લાગ્યા. (૧૭)

**શ્રીસનત્કુમારજીએ કહ્યું –** હે મહારાજ! બધું જાણતા હોવા છતાં તમે સમસ્ત પ્રાણીઓના કલ્યાણના ખ્યાલથી ઘણી સારી વાત પૂછી છે. સાચું જ છે કે સાધુપુરુષોની બુદ્ધિ આવી જ રહેતી હોય છે. (૧૮) સત્પુરુષોનો સમાગમ શ્રોતા અને વક્તા બંનેયને માટે કલ્યાણકારી હોય છે; કારણ કે તેમનો વાર્તાલાપ અને પ્રશ્નોત્તર બધાંનું મંગલ કરનાર હોય છે. (૧૯) હે રાજન્! ભગવાન શ્રીમધુસૂદનનાં ચરણકમળોના ગુણાનુવાદમાં તમારો અવશ્ય અવિચળ પ્રેમ છે. હર કોઈને આવી પ્રીતિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે અને તે પ્રાપ્ત થવાથી હૃદયમાં રહેલા તે વાસનારૂપી મળનો સર્વથા નાશ કરી દે છે, કે જે અન્ય કોઈ ઉપાયથી જલદી છૂટતો નથી. (૨૦) શાસ્ત્રો જીવોના કલ્યાણ માટે સમ્યક્પણે વિચાર કરે છે અને એમનામાં એવું જ કલ્યાણનું સાધન નિશ્ચિત કરવામાં આવ્યું છે કે જેનાથી આત્માથી ભિન્ન શરીર વગેરે પ્રત્યે વૈરાગ્ય થાય તથા પોતાના આત્મસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મમાં સુદૃઢ અનુરાગ થાય. (૨૧) શાસ્ત્રો એવું પણ કહે છે કે ગુરુ અને શાસ્ત્રનાં વચનોમાં વિશ્વાસ રાખવો, ભાગવત-ધર્મોનું આચરણ કરવું, તત્ત્વ-જિજ્ઞાસા હોવી, જ્ઞાનયોગમાં નિષ્ઠા હોવી, યોગેશ્વર શ્રીહરિની ઉપાસના કરવી, અને દરરોજ પુણ્યકીર્તિ શ્રીભગવાનની પાવન કથાઓ સાંભળવી જોઈએ. (૨૨) જે લોકો ધન અને ઇન્દ્રિયોના ભોગોમાં જ રત છે તેમની ગોષ્ઠીમાં પ્રેમ નહીં રાખવો, તેમને પ્રિય લાગતા પદાર્થોનો આસક્તિપૂર્વક સંગ્રહ નહીં કરવો, ભગવાનના ગુણોનું અમૃતપાન કરતા રહીને આત્મામાં જ સંતુષ્ટ રહેવું, એકાંતસેવનમાં પ્રેમ રાખવો; (૨૩) કોઈ પણ જીવને કષ્ટ નહીં આપવું, નિવૃત્તિમાં નિષ્ઠા રાખવી, આત્મકલ્યાણનું અનુસંધાન કરતા રહીને, શ્રીહરિના પવિત્ર ચરિત્રરૂપ શ્રેષ્ઠ અમૃતનો આસ્વાદ કરવો, નિષ્કામભાવે યમ-નિયમોનું પાલન કરવું, ક્યારેય કોઈની નિંદા નહીં કરવી, કોઈ પણ પદાર્થની કામના નહીં રાખવી, શીત-ઉષ્ણ વગેરે દ્વંદ્વોને સહન કરવાં; (૨૪) ભક્તોના કાનોને સુખ આપનારા શ્રીહરિના ગુણોનું વારંવાર વર્ણન કરવું – આમ કરવાથી અને વધતા જતા ભક્તિભાવથી- મનુષ્યનો કાર્ય-કારણરૂપ સમસ્ત જડ-પ્રપંચમાંથી વૈરાગ્ય થઈ જાય છે અને આત્મસ્વરૂપ નિર્ગુણ પરબ્રહ્મમાં અનાયાસે જ પ્રીતિ થઈ જાય છે. (૨૫)

૧. પ્રા. પા. – પૃથોસ્તુ સૂક્ત૦ । ૨. પ્રા. પા. – પ્રભુઃ । ૩. પ્રાચીન પ્રતમાં 'સનત્કુમાર ઉવાચ' એટલો ભાગ નથી. ૪. પ્રા. પા. – મતિ૦ ।

યદા રતિર્બ્રહ્મણિ નૈષ્ઠિકી પુમા-
નાચાર્યવાન્ જ્ઞાનવિરાગરંહસા ।
દહત્યવીર્યં હૃદયં જીવકોશં[૧]
પઞ્ચાત્મકં યોનિમિવોત્થિતોઽગ્નિઃ ॥ ૨૬॥

દગ્ધાશયો મુક્તસમસ્તતદ્ગુણો
નૈવાત્મનો બહિરન્તર્વિચષ્ટે ।
પરાત્મનોર્યદ્ વ્યવધાનં પુરસ્તાત્
સ્વપ્ને યથા પુરુષસ્તદ્વિનાશે ॥ ૨૭॥

આત્માનમિન્દ્રિયાર્થં ચ પરં યદુભયોરપિ ।
સત્યાશય ઉપાધૌ વૈ પુમાન્ પશ્યતિ નાન્યદા ॥ ૨૮॥

નિમિત્તે સતિ સર્વત્ર જલદાવપિ પૂરુષઃ ।
આત્મનશ્ચ પરસ્યાપિ ભિદાં પશ્યતિ નાન્યદા ॥ ૨૯॥

ઇન્દ્રિયૈર્વિષયાકૃષ્ટૈરાક્ષિપ્તં ધ્યાયતાં મનઃ ।
ચેતનાં હરતે બુદ્ધેઃ સ્તમ્બસ્તોયમિવ હ્રદાત્ ॥ ૩૦॥

ભ્રશ્યત્યનુ સ્મૃતિશ્ચિત્તં જ્ઞાનભ્રંશઃ સ્મૃતિક્ષયે ।
તદ્રોધં કવયઃ પ્રાહુરાત્માપહ્નવમાત્મનઃ ॥ ૩૧॥

નાતઃ પરતરો લોકે પુંસઃ સ્વાર્થવ્યતિક્રમઃ ।
યદધ્યન્યસ્ય પ્રેયસ્ત્વમાત્મનઃ સ્વવ્યતિક્રમાત્ ॥ ૩૨॥

અર્થેન્દ્રિયાર્થાભિધ્યાનં સર્વાર્થાપહ્નવો નૃણામ્ ।
ભ્રંશિતો જ્ઞાનવિજ્ઞાનાદ્યેનાવિશતિ મુખ્યતામ્ ॥ ૩૩॥

ન કુર્યાત્કર્હિચિત્સઙ્ગં તમસ્તીવ્રં તિતીરિષુઃ ।
ધર્માર્થકામમોક્ષાણાં યદત્યન્તવિઘાતકમ્ ॥ ૩૪॥

તત્રાપિ મોક્ષ એવાર્થ આત્યન્તિકતયેષ્યતે ।
ત્રૈવર્ગ્યોઽર્થો યતો નિત્યં કૃતાન્તભયસંયુતઃ ॥ ૩૫॥

પરબ્રહ્મમાં સુદૃઢ પ્રીતિ થઈ જવાથી મનુષ્ય સદ્ગુરુનું શરણ લે છે; પછી જ્ઞાન અને વૈરાગ્યના પ્રબળ વેગને કારણે વાસનારહિત થયેલા પોતાના અવિદ્યા વગેરે પાંચ પ્રકારના ક્લેશોથી મુક્ત અહંકારાત્મક પોતાના લિંગ- શરીરને તે એવી રીતે જ ભસ્મ કરી દે છે કે જેમ અગ્નિ લાકડાથી પ્રગટ થાય છે અને પછી તેને જ બાળી નાખે છે. (૨૬) તે પ્રમાણે લિંગશરીરનો નાશ થઈ જવાથી તે તેના કર્તૃત્વ વગેરે બધા ગુણોથી મુક્ત થઈ જાય છે. પછી તો જેમ સ્વપ્નાવસ્થામાં જાત-જાતના પદાર્થો જોવા છતાં પણ તેમાંથી જાગ્રત થઈ ગયા પછી તેમનામાંનો કોઈ પદાર્થ દેખાતો નથી, તેવી જ રીતે તે મનુષ્ય શરીરની બહાર દેખાતાં ઘટ-પટ વગેરે અને ભીતરમાં અનુભવાતાં સુખ-દુઃખ વગેરેને પણ જોતો નથી. આ સ્થિતિ પ્રાપ્ત થાય તે પહેલાં આ પદાર્થો જ જીવાત્મા અને પરમાત્માની વચ્ચે રહીને તેમનો ભેદ કરી રહ્યા હતા. (૨૭)

જ્યાં સુધી અંતઃકરણરૂપ ઉપાધિ રહે છે ત્યાં સુધી જ મનુષ્યને જીવાત્મા, ઇન્દ્રિયોના વિષયો અને એ બંને સાથે સંબંધ કરાવનારા અહંકારનો અનુભવ થાય છે; ત્યાર પછી નહીં. (૨૮) બાહ્ય જગતમાં પણ જોવામાં આવે છે કે જળ, દર્પણ વગેરે નિમિત્તોના રહેવાથી જ પોતાના બિંબ અને પ્રતિબિંબનો ભેદ દેખાય છે, અન્ય સમયે નહીં. (૨૯) જે લોકો વિષયોના ચિંતનમાં રત રહે છે તેમની ઇન્દ્રિયો વિષયોમાં ફસાઈ જાય છે તથા મનને પણ તેમની તરફ ખેંચી લઈ જાય છે. પછી તો જેમ જળાશયના કાંઠે ઊગેલાં કુશ વગેરે પોતાનાં મૂળિયાં વડે તેનું પાણી ખેંચતાં રહે છે તેવી જ રીતે તે ઇન્દ્રિયોમાં આસક્ત મન બુદ્ધિની વિચારશક્તિને ક્રમશઃ હરી લે છે. (૩૦) વિચારશક્તિનો નાશ થઈ જવાથી પૂર્વાપરનું સ્મરણ જતું રહે છે અને સ્મૃતિનો નાશ થઈ જવાથી જ્ઞાન રહેતું નથી. આ જ્ઞાનના નાશને જ પંડિતો 'પોતે જ પોતાનો નાશ કરવો' કહે છે. (૩૧) જેના ઉદ્દેશ્યથી અન્ય બધા પદાર્થોમાં પ્રિયતાનો બોધ થાય છે તે આત્માનો પોતાના જ થકી નાશ થવાથી જે સ્વાર્થહાનિ થાય છે એનાથી અધિક આ લોકમાં જીવની અન્ય કોઈ હાનિ નથી. (૩૨)

ધન અને ઇન્દ્રિયોનું વિષયચિંતન મનુષ્યના તમામ પુરુષાર્થોનો નાશ કરનારું છે; કારણ કે તેમના ચિંતનથી તે જ્ઞાન અને વિજ્ઞાનથી ભ્રષ્ટ થઈને વૃક્ષ વગેરે સ્થાવર યોનિઓમાં જન્મ પામે છે. (૩૩) તેથી જેને અજ્ઞાનના અંધકારને પાર કરવાની ઇચ્છા હોય તે મનુષ્યે ક્યારેય વિષયોમાં આસક્તિ રાખવી જોઈએ નહીં; કારણ કે આ (આસક્તિ) ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થવામાં ઘણી અવરોધક છે. (૩૪) આ ચાર પુરુષાર્થોમાં પણ સૌથી શ્રેષ્ઠ મોક્ષ જ માનવામાં આવે

૧. પ્રા. પા. – પાઞ્ચકોશં ।

પરેડવરે[1] ચ યે ભાવા ગુણવ્યતિકરાદનુ[2] ।
ન તેષાં વિદ્યતે ક્ષેમમીશવિધ્વંસિતાશિષામ્ ॥ ૩૬॥

તત્ત્વં[3] નરેન્દ્ર જગતામથ તસ્થુષાં ચ
દેહેન્દ્રિયાસુધિષણાત્મભિરાવૃતાનામ્ ।
યઃ ક્ષેત્રવિત્તપતયા હૃદિ વિષ્વગાવિઃ
પ્રત્યક્ ચકાસ્તિ ભગવાંસ્તમવેહિ સોઽસ્મિ[4] ॥ ૩૭॥

યસ્મિન્નિદં સદસદાત્મતયા વિભાતિ[5]
માયા વિવેકવિધુતિ સ્રજિ વાઽહિબુદ્ધિઃ ।
તં નિત્યમુક્તપરિશુદ્ધવિબુદ્ધતત્ત્વં
પ્રત્યૂઢકર્મકલિલપ્રકૃતિં પ્રપદ્યે ॥ ૩૮॥

યત્પાદપઙ્કજપલાશવિલાસભક્ત્યા
કર્માશયં ગ્રથિતમુદ્ગ્રથયન્તિ સન્તઃ ।
તદ્વન્ન રિક્તમતયો યતયોઽપિ રુદ્ધ-
સ્રોતોગણાસ્તમરણં ભજ વાસુદેવમ્ ॥ ૩૯॥

કૃચ્છ્રો મહાનિહ ભવાર્ણવમપ્લવેશાં[6]
ષડ્વર્ગનક્રમસુખેન તિતીરષન્તિ ।
તત્ ત્વં[7] હરેર્ભગવતો ભજનીયમઙ્ઘ્રિં
કૃત્વોડુપં વ્યસનમુત્તર દુસ્તરાર્ણમ્ ॥ ૪૦॥

*મૈત્રેય ઉવાચ*

સ એવં બ્રહ્મપુત્રેણ કુમારેણાત્મમેધસા ।
દર્શિતાત્મગતિઃ સમ્યક્પ્રશસ્યોવાચ તં નૃપઃ ॥ ૪૧॥

*રાજોવાચ*

કૃતો મેઽનુગ્રહઃ પૂર્વં હરિણાઽઽર્તાનુકમ્પિના ।
તમાપાદયિતું બ્રહ્મન્ ભગવન્ યૂયમાગતાઃ ॥ ૪૨॥

નિષ્પાદિતશ્ચ કાર્ત્સ્ન્યેન ભગવદ્ભિર્ઘૃણાલુભિઃ ।
સાધૂચ્છિષ્ટં હિ મે[8] સર્વમાત્મના સહ કિં દદે ॥ ૪૩॥

છે; કારણ કે અન્ય ત્રણ પુરુષાર્થોમાં હંમેશાં કાળનો ભય લાગેલો રહે છે. (૩૫)

પ્રકૃતિમાં ગુણક્ષોભ થયા પછી જેટલા પણ ઉત્તમ અને અધમ ભાવો-પદાર્થો પ્રગટ થયેલા છે તે તમામ વિનાશી છે, શાશ્વત કોઈ જ નથી. કાળ ભગવાન તે બધાંનાં કુશળોને કચડતા રહે છે. (૩૬)

તેથી હે રાજન્! જે ભગવાન શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, બુદ્ધિ અને અહંકારથી આવૃત બધાં જ સ્થાવર-જંગમ પ્રાણીઓનાં હૃદયોમાં અન્તર્યામી થઈને ક્ષેત્રજ્ઞરૂપે અને સર્વના નિયામક હોવાથી સર્વત્ર પ્રકાશિત થઈ રહ્યા છે તેમને તમે 'તે હું જ છું' એમ જાણો. (૩૭) જે રીતે દોરડાનું જ્ઞાન થઈ ગયા પછી તેનામાં સર્પબુદ્ધિ રહેતી નથી, તેવી જ રીતે વિવેક પ્રાપ્ત થઈ ગયા પછી જેનો ક્યાંય પત્તો જડતો નથી તેવો આ માયામય પ્રપંચ જેનામાં કાર્ય-કારણરૂપે પ્રતીત થઈ રહ્યો છે અને જે સ્વયં કર્મથી દૂષિત પ્રકૃતિથી પર છે તે નિત્યમુક્ત, નિર્મળ અને જ્ઞાનસ્વરૂપ પરમાત્માને હું પામી રહ્યો છું. (૩૮) ભગવાનની ભક્તિનું મહત્ત્વ એવું છે કે તેમનાં ચરમકમળરૂપી કમળદળનું સ્મરણ કરીને સંતજનો કર્મોની મજબૂત ગાંઠને પણ છિન્ન-ભિન્ન કરી દે છે પરંતુ જ્ઞાનમાર્ગીઓ કે, જેમણે ઇન્દ્રિયોના વિષયો તરફના પ્રવાહને રોકી લીધો છે, તેઓ પણ આ રીતે કર્મગ્રંથીને કાપી શકતા નથી. (તેમનામાં ધારણાની સ્થિરતા ન રહેવાને કારણે પતનની સંભાવના રહે છે.) તેથી વાસુદેવ ભગવાનની શરણાગતિ સ્વીકારો. (૩૯) જે લોકો મન અને ઇન્દ્રિયોરૂપી મગરમચ્છોથી ભરેલા આ સંસારસાગરને ભક્તિમાર્ગ સિવાય અન્ય યોગ વગેરે દુષ્કર સાધનો વડે પાર કરવા ઇચ્છે છે તેમનું પેલે પાર પહોંચવું મુશ્કેલ જ છે; કારણ કે તેમને કર્ણધારરૂપી શ્રીહરિનો આશ્રય નથી. તેથી તમે તો ભગવાનનાં આરાધ્ય ચરણકમળોને નૌકા બનાવીને અનાયાસે જ આ દુસ્તર સંસાર-સાગરને પાર કરી લો. (૪૦)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! બ્રહ્માજીના પુત્ર આત્મજ્ઞાની સનત્કુમારજી પાસેથી આ રીતે આત્મતત્ત્વનો ઉપદેશ પામીને મહારાજ પૃથુએ તેમની ઘણી પ્રશંસા કરતાં કહ્યું. (૪૧)

**રાજા પૃથુએ કહ્યું** – હે ભગવન્! દીનદયાળ શ્રીહરિએ મારા પર પહેલાં કૃપા કરી હતી, તેને જ પૂર્ણ કરવા માટે તમે પધાર્યા છો. (૪૨) તમે ઘણા જ દયાળુ છો. જે કાર્ય કરવા માટે તમે પધાર્યા હતા તેને તમે સારી રીતે સંપન્ન કરી દીધું. હવે, આના બદલામાં હું તમને શું આપું? મારી

૧. પ્રા. પા. – પરાવરે । ૨. પ્રા. પા. – ૦કરાદતઃ । ૩. પ્રા. પા. – સ ત્વં । ૪. પ્રા. પા. – સોઽસ્તિ । ૫. પ્રા. પા. – ૦વભાતિ । ૬. પ્રા. પા. – ૦મપ્લવેન । ૭. પ્રા. પા. – સ ત્વં । ૮. પ્રા. પા. – સર્વં મે હ્યાત્મના ।

પ્રાણા દારાઃ સુતા બ્રહ્મન્ ગૃહાશ્ચ સપરિચ્છદાઃ ।
રાજ્યં બલં[1] મહી કોશ ઈતિ સર્વં નિવેદિતમ્ ॥ ૪૪॥

સૈનાપત્યં ચ રાજ્યં ચ દણ્ડનેતૃત્વમેવ ચ ।
સર્વલોકાધિપત્યં ચ વેદશાસ્ત્રવિદર્હતિ ॥ ૪૫॥

સ્વમેવ બ્રાહ્મણો ભુઙ્ક્તે સ્વં વસ્તે સ્વં દદાતિ ચ ।
તસ્યૈવાનુગ્રહેણાન્નં ભુઞ્જતે ક્ષત્રિયાદયઃ ॥ ૪૬॥

યૈરીદૃશી ભગવતો ગતિરાત્મવાદે
એકાન્તતો નિગમિભિઃ પ્રતિપાદિતા નઃ ।
તુષ્યન્ત્વદભ્રકરુણાઃ સ્વકૃતેન નિત્યં
કો નામ તત્પ્રતિકરોતિ વિનોદપાત્રમ્ ॥ ૪૭॥

મૈત્રેય[2] ઉવાચ

ત આત્મયોગપતય આદિરાજેન પૂજિતાઃ ।
શીલં તદીયં શંસન્તઃ ખેડભૂવન્મિષતાં નૃણામ્ ॥ ૪૮॥

વૈન્યસ્તુ ધુર્યો મહતાં સંસ્થિત્યાધ્યાત્મશિક્ષયા ।
આપ્તકામમિવાત્માનં મેન આત્મન્યવસ્થિતઃ ॥ ૪૯॥

કર્માણિ ચ યથાકાલં યથાદેશં યથાબલમ્ ।
યથોચિતં યથાવિત્તમકરોદ્બ્રહ્મસાત્કૃતમ્ ॥ ૫૦॥

ફલં બ્રહ્મણિ વિન્યસ્ય નિર્વિષઙ્ગઃ સમાહિતઃ ।
કર્માધ્યક્ષં ચ મન્વાન આત્માનં પ્રકૃતેઃ પરમ્ ॥ ૫૧॥

ગૃહેષુ વર્તમાનોઽપિ સ સામ્રાજ્યશ્રિયાન્વિતઃ ।
નાસજ્જતેન્દ્રિયાર્થેષુ નિરહંમતિરર્કવત્ ॥ ૫૨॥

એવમધ્યાત્મયોગેન કર્માણ્યનુસમાચરન્ ।
પુત્રાનુત્પાદયામાસ પઞ્ચાર્ચિષ્યાત્મસમ્મતાન્ ॥ ૫૩॥

વિજિતાશ્વં ધૂમ્રકેશં હર્યક્ષં દ્રવિણં વૃકમ્ ।
સર્વેષાં લોકપાલાનાં દધારૈકઃ પૃથુર્ગુણાન્ ॥ ૫૪॥

પાસે તો શરીર અને એની સાથે જે કંઈ છે તે બધું મહાપુરુષોનો જ પ્રસાદ (કૃપા) છે. (૪૩) હે બ્રહ્મન્! પ્રાણ, પત્ની, પુત્ર – સર્વ પ્રકારની સામગ્રીઓથી ભરેલાં ભવન, રાજ્ય, સેના, પૃથ્વી અને ખજાનો – આ સર્વ કાંઈ તમારું જ છે. તેથી તમારાં જ શ્રીચરણોમાં અર્પિત છે. (૪૪) વાસ્તવમાં તો સેનાપતિપણું, રાજ્ય, દંડવિધાન અને સમસ્ત લોકોના શાસનનો અધિકાર વેદશાસ્ત્રોના જ્ઞાતા બ્રાહ્મણોને જ છે. (૪૫) બ્રાહ્મણ પોતાનું જ ખાય છે, પોતાનું જ પહેરે છે અને પોતાની જ વસ્તુનું દાન કરે છે. બીજું, ક્ષત્રિયો વગેરે તો તેની જ કૃપાથી અન્ન ખાવા પામે છે. (૪૬) તમે વેદના પારંગત છો. તમે અધ્યાત્મતત્ત્વનો વિચાર કરીને અમને નિશ્ચિતપણે સમજાવી દીધું છે કે ભગવાન પ્રત્યેની આ પ્રકારની અભેદ-ભક્તિ જ તેમને પામવાનું મુખ્ય સાધન છે. તમે પરમ કૃપાળુ છો. તેથી દીનોના ઉદ્ધારરૂપી પોતાના આ કર્મથી જ હંમેશાં સંતુષ્ટ રહો. તમારા આ ઉપકારનો બદલો કોઈ શું આપી શકવાનું છે? તે માટે પ્રયત્ન કરવો એ પણ પોતાનો ઉપહાસ કરાવવો જ કહેવાય. (૪૭)

**શ્રીમૈત્રેયજી કહે છે –** હે વિદુરજી! એ પછી આદિરાજ પૃથુએ આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ સનકાદિ મુનિઓની પૂજા કરી અને તે મુનિઓ પૃથુના શીલની પ્રશંસા કરતા કરતા બધા લોકોની સામે જ આકાશમાર્ગે પ્રયાણ કરી ગયા. (૪૮) મહાત્માઓમાં અગ્રગણ્ય મહારાજ પૃથુ તેમની પાસેથી આત્મવિષયક ઉપદેશ મેળવીને ચિત્તની એકાગ્રતાથી આત્મામાં જ સ્થિત રહેવાને કારણે પોતાને કૃતકૃત્ય-વત્ અનુભવવા લાગ્યા. (૪૯) તેઓ બ્રહ્માર્પણ-બુદ્ધિથી સમય, સ્થળ, શક્તિ, ન્યાય અને ધર્મ અનુસાર સઘળાં કાર્યો કરતા હતા. (૫૦) આ પ્રમાણે એકાગ્રચિત્તથી સમસ્ત કર્મોનું ફળ પરમાત્માને અર્પણ કરીને, આત્માને કર્મોના સાક્ષીભૂત તેમ જ પ્રકૃતિથી અતીત જોવાને કારણે તેઓ સર્વથા નિર્લેપ રહ્યા. (૫૧) જેમ સૂર્યદેવ સર્વત્ર પ્રકાશ કરવા છતાં પણ વસ્તુઓના ગુણ-દોષથી નિર્લેપ રહે છે તેવી જ રીતે (પોતે) સાર્વભૌમ સામ્રાજ્ય-લક્ષ્મીથી સંપન્ન અને ગૃહસ્થાશ્રમી હોવા છતાં પણ અહંકારરહિત હોવાને કારણે તેઓ ઈન્દ્રિયોના વિષયોમાં આસક્ત થયા નહીં. (૫૨)

આ પ્રમાણે આત્મનિષ્ઠામાં સ્થિત થઈને બધાં જ કર્મોનું યથાયોગ્ય રીતે અનુષ્ઠાન કરતા રહીને તેમણે પોતાની પત્ની અર્ચિના ગર્ભથી પોતાને અનુરૂપ પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. (૫૩) તેમનાં નામ હતાં – વિજિતાશ્વ, ધૂમ્રકેશ, હર્યક્ષ, દ્રવિણ અને વૃક. મહારાજ પૃથુ ભગવાનના અંશ હતા. તેઓ સમયાન્તરે, જ્યારે જ્યારે જરૂર જણાતી ત્યારે, જગતનાં

૧. પ્રા. પા. – મહી બલં । ૨. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ' એટલો ભાગ નથી.

ગોપીથાય જગત્સૃષ્ટેઃ કાલે સ્વે સ્વેઽચ્યુતાત્મકઃ ।
મનોવાગ્વૃત્તિભિઃ સૌમ્યૈર્ગુણૈઃ સંરઞ્જયન્ પ્રજાઃ ॥ ૫૫॥

રાજેત્યધાન્નામધેયં સોમરાજ ઈવાપરઃ ।
સૂર્યવદ્વિસૃજન્ ગૃહ્ણન્ પ્રતપંશ્ચ ભુવો વસુ ॥ ૫૬॥

દુર્ધર્ષસ્તેજસેવાગ્નિર્મહેન્દ્ર ઈવ દુર્જયઃ ।
તિતિક્ષયા ધરિત્રીવ દ્યૌરિવાભીષ્ટદો નૃણામ્ ॥ ૫૭॥

વર્ષતિ સ્મ યથાકામં પર્જન્ય ઈવ તર્પયન્ ।
સમુદ્ર ઈવ દુર્બોધઃ સત્ત્વેનાચલરાડિવ ॥ ૫૮॥

ધર્મરાડિવ શિક્ષાયામાશ્ચર્યે હિમવાનિવ ।
કુબેર ઈવ કોશાઢ્યો ગુપ્તાર્થો વરુણો યથા ॥ ૫૯॥

માતરિશ્વેવ સર્વાત્મા બલેન સહસૌજસા[1] ।
અવિષહ્યતયા દેવો ભગવાન્ ભૂતરાડિવ ॥ ૬૦॥

કન્દર્પ ઈવ સૌન્દર્યે મનસ્વી મૃગરાડિવ ।
વાત્સલ્યે મનુવન્નૃણાં પ્રભુત્વે ભગવાનજઃ ॥ ૬૧॥

બૃહસ્પતિર્બ્રહ્મવાદે આત્મવત્ત્વે સ્વયં હરિઃ ।
ભક્ત્યા ગોગુરુવિપ્રેષુ વિષ્વક્સેનાનુવર્તિષુ ।
હ્રિયા પ્રશ્રયશીલાભ્યામાત્મતુલ્યઃ પરોદ્યમે ॥ ૬૨॥

કીર્ત્યોર્ધ્વગીતયા પુમ્ભિસ્ત્રૈલોક્યે તત્ર તત્ર હ[2] ।
પ્રવિષ્ટઃ કર્ણરન્ધ્રેષુ સ્ત્રીણાં રામઃ સતામિવ ॥ ૬૩॥

પ્રાણીઓના રક્ષણ માટે પોતે એકલા જ સમસ્ત લોકપાલોના ગુણો ધારણ કરી લેતા હતા. પોતાના ઉદાર મન, પ્રિય અને હિતકારી વચનો,મનોહર મૂર્તિ અને સૌમ્ય ગુણો વડે પ્રજાનું રંજન કરતા રહેતા હતા તેથી બીજા ચંદ્રમા જેવા તેમનું 'રાજા' એ નામ સાર્થક થયું. સૂર્ય જેમ ગરમીમાં પૃથ્વીનું જળ ખેંચીને વર્ષાકાળમાં તેને ફરી પૃથ્વી પર વરસાવે છે તથા પોતાનાં કિરણોથી સૌને તાપ પહોંચાડે છે, તેવી જ રીતે તેઓ કર-રૂપે પ્રજાનું ધન લઈને તેને દુષ્કાળ વગેરેના સમયે છુટ્ટા હાથે પ્રજાના હિતમાં લગાવી દેતા હતા તથા તેમનો સર્વ પર પ્રભાવ હતો. (૫૪-૫૬) તેઓ તેજમાં અગ્નિ જેવા દુર્ધર્ષ, ઈન્દ્ર જેવા અજેય, પૃથ્વી જેવા ક્ષમાશીલ અને સ્વર્ગ જેવા મનુષ્યોની સમસ્ત કામનાઓ પૂરી કરનારા હતા. (૫૭) સમયાન્તરે પ્રજાજનોને તૃપ્ત કરવા માટે તેઓ મેઘની જેમ તેમના અભીષ્ટ અર્થોને ખુલ્લા હાથે લુટાવતા રહેતા હતા. તેઓ સમુદ્ર જેવા ગંભીર અને પર્વતરાજ સુમેરુ જેવા ધૈર્યવાન પણ હતા. (૫૮)

મહારાજ પૃથુ દુષ્ટોનું દમન કરવામાં યમરાજ જેવા, આશ્ચર્યપૂર્ણ વસ્તુઓના સંગ્રહમાં હિમાલય જેવા, કોશને સમૃદ્ધ કરવામાં કુબેર જેવા અને ધનને છુપાવવામાં વરુણ જેવા હતા. (૫૯) શારીરિક બળ, પરાક્રમમાં, ઈન્દ્રિય બળમાં તથા માનસિક બળમાં સર્વત્ર ગતિશીલ વાયુ જેવા અને તેજની અસહ્યતામાં ભગવાન શંકર જેવા હતા. (૬૦) સૌંદર્યમાં કામદેવ જેવા, ઉત્સાહમાં સિંહ જેવા, વાત્સલ્યમાં મનુ જેવા અને મનુષ્યોના આધિપત્યમાં સર્વસમર્થ બ્રહ્માજી જેવા હતા. (૬૧) બ્રહ્મવિચારમાં બૃહસ્પતિ, ઈન્દ્રિય-જયમાં સાક્ષાત્ શ્રીહરિ તથા ગાય, બ્રાહ્મણ, ગુરુજન તેમ જ ભગવદ્ભક્તોની ભક્તિ, લજ્જા, વિનય, શીલ, પરોપકાર વગેરે ગુણોમાં અદ્વિતીય હતા. (૬૨) લોકો ત્રણે ભુવનોમાં સર્વત્ર ઊંચા સ્વરે તેમની કીર્તિનું ગાન કરતા હતા, એનાથી તેઓ સ્ત્રીઓ સુધ્ધાનાં કાનોમાં એવી જ રીતે પ્રવેશ પામી ગયા હતા કે જેમ સત્પુરુષોના હૃદયમાં શ્રીરામ. (૬૩)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પૃથુચરિતે[3] દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨॥

ચોથા સ્કન્ધ-અંતર્ગત પૃથુચરિતમાંનો બાવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ચ મહૌજસા । ૨. ૧. પ્રા. પા. – હિ । ૩. પ્રાચીન પ્રતમાં 'પૃથુચરિતે' એટલો ભાગ નથી.

# તેવીસમો અધ્યાય

## રાજા પૃથુની તપસ્યા અને તેમનું પરલોક-ગમન

મૈત્રેય ઉવાચ

દૃષ્ટ્વાઽઽત્માનં પ્રવયસમેકદા વૈન્ય આત્મવાન્ ।
આત્મના વર્ધિતાશેષસ્વાનુસર્ગઃ પ્રજાપતિઃ ॥ ૧॥

જગતસ્તસ્થુષશ્ચાપિ વૃત્તિદો ધર્મભૃત્સતામ્ ।
નિષ્પાદિતેશ્વરાદેશો યદર્થમિહ જજ્ઞિવાન્ ॥ ૨॥

આત્મજેષ્વાત્મજાં ન્યસ્ય વિરહાદ્ રુદતીમિવ ।
પ્રજાસુ વિમનઃસ્વેકઃ સદારોઽગાત્તપોવનમ્ ॥ ૩॥

તત્રાપ્યદાભ્યનિયમો વૈખાનસસુસમ્મતે ।
આરબ્ધ ઉગ્રતપસિ યથા સ્વવિજયે પુરા ॥ ૪॥

કન્દમૂલફલાહારઃ શુષ્કપર્ણાશનઃ ક્વચિત્ ।
અબ્ભક્ષઃ[1] કતિચિત્પક્ષાન્ વાયુભક્ષસ્તતઃ પરમ્ ॥ ૫॥

ગ્રીષ્મે પઞ્ચતપા વીરો વર્ષાસ્વાસારષાણ્મુનિઃ[2] ।
આકણ્ઠમગ્નઃ શિશિરે ઉદકે સ્થણ્ડિલેશયઃ ॥ ૬॥

તિતિક્ષુર્યતવાગ્દાન્ત ઊર્ધ્વરેતા જિતાનિલઃ ।
આરિરાધયિષુઃ કૃષ્ણમચરત્તપ ઉત્તમમ્ ॥ ૭॥

તેન ક્રમાનુસિદ્ધેન ધ્વસ્તકર્મામલાશયઃ ।
પ્રાણાયામૈઃ સન્નિરુદ્ધષડ્વર્ગશ્છિન્નબન્ધનઃ ॥ ૮॥

સનત્કુમારો ભગવાન્ યદાહાધ્યાત્મિકં પરમ્ ।
યોગં તેનૈવ પુરુષમભજત્પુરુષર્ષભઃ ॥ ૯॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – આ પ્રમાણે મહામનસ્વી પૃથુએ પોતે જ અન્ન વગેરેની તથા નગર-ગામ વગેરે સર્ગ (વિભાગો)ની વ્યવસ્થા કરીને, સ્થાવર-જંગમ (જડ-ચેતન) સૌની આજીવિકાની સુવિધા કરી દીધી તથા સાધુપુરુષોના માટેના ધર્મોનું પણ ખૂબ પાલન કર્યું. 'મારી અવસ્થા કંઈક ઢળવા માંડી છે અને જે માટે મેં આ લોકમાં જન્મ લીધો હતો તે પ્રજાના રક્ષણરૂપ ઈશ્વરની આજ્ઞાનું પાલન પણ થઈ ચૂક્યું છે, તેથી હવે મારે અંતિમ પુરુષાર્થ - મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ' – આમ વિચારીને તેમણે પોતાના વિરહમાં રડતી પોતાની પુત્રી-રૂપ પૃથ્વીનો ભાર (પોતાના) પુત્રોને સોંપી દીધો અને સઘળી પ્રજાને રડતી-કકળતી છોડીને તેઓ પોતાની પત્ની સહિત એકલા જ તપોવનમાં ચાલી નીકળ્યા. (૧-૩) ત્યાં પણ તેઓ વાનપ્રસ્થ-આશ્રમના નિયમો અનુસાર એ જ રીતે કઠોર તપસ્યામાં રત બની ગયા, કે જેમ પહેલાં ગૃહસ્થ-આશ્રમમાં અખંડ (અવિરત) વ્રતપૂર્વક પૃથ્વી પર વિજય મેળવવામાં રત રહેતા હતા. (૪) કેટલાક દિવસો તો તેમણે કંદ-મૂળ-ફળ ખાઈને વિતાવ્યા, કેટલોક સમય સૂકાં પાંદડાં ખાઈને રહ્યા, પછી કેટલાંક પખવાડિયાં સુધી પાણીથી જ નિર્વાહ કરતા રહ્યા અને એ પછી તો કેવળ વાયુથી જ નિર્વાહ કરવા લાગ્યા. (૫) આ વીરશ્રેષ્ઠ (પૃથુ) મુનિ-વૃત્તિથી રહેતા હતા. ગરમીના દિવસોમાં તેમણે પંચાગ્નિઓનું સેવન કર્યું, વર્ષાઋતુમાં ખુલ્લા મેદાનમાં રહીને પોતાના શરીર પર જળધારાઓ સહન કરી અને ઠંડી (શિશિર)માં કંઠ-પર્યંત પાણીમાં ડૂબેલા રહ્યા; અને તેઓ દરરોજ માટીની વેદી (સ્થંડિલ) પર જ શયન કરતા હતા. (૬) તેમણે શીત-ઉષ્ણ વગેરે બધા પ્રકારના દ્વંદ્વો સહ્યા તથા વાણી અને મનનો સંયમ કરીને બ્રહ્મચર્યવ્રતનું પાલન કરતા રહીને પ્રાણોને પોતાને આધીન કર્યા. આ પ્રમાણે શ્રીકૃષ્ણની આરાધના કરવા માટે તેમણે ઉત્તમ તપ કર્યું. (૭) આવા ક્રમને લીધે તેમની તપસ્યા ઘણી પુષ્ટ થઈ ગઈ અને તેના પ્રભાવથી કર્મમળ નષ્ટ થઈ ગયો અને તેમનું ચિત્ત સર્વથા શુદ્ધ થઈગયું. પ્રાણાયામ વડે મન અને ઇન્દ્રિયોનો સમ્યક્ નિરોધ થઈ જવાથી તેમનું વાસનાજનિત બંધન પણ છેદાઈ ગયું. (૮) ત્યારે, ભગવાન સનત્કુમારે તેમને પરમ-ઉત્કૃષ્ટ અધ્યાત્મયોગનો જે બોધ આપ્યો હતો તે અનુસાર જ રાજા પૃથુ પુરુષોત્તમ શ્રીહરિની આરાધના કરવા લાગ્યા. (૯)

૧. પ્રાચીન પ્રતમાં પાંચમા શ્લોકના ઉત્તરાર્ધનો 'અબ્ભક્ષઃ'ની પછીનો બધો ભાગ ખંડિત છે. ૨. પ્રા. પા. – વ્સારવાન્મુનિઃ ।

ભગવદ્ધર્મિણઃ સાધોઃ શ્રદ્ધયા યતતઃ સદા ।
ભક્તિર્ભગવતિ બ્રહ્મણ્યનન્યવિષયાઽભવત્ ॥ ૧૦॥

તસ્યાનયા ભગવતઃ પરિકર્મશુદ્ધ-
સત્ત્વાત્મનસ્તદનુ સંસ્મરણાનુપૂર્ત્યા ।
જ્ઞાનં વિરક્તિમદભૂન્નિશિતેન યેન
ચિચ્છેદ સંશયપદં નિજજીવકોશમ્ ॥ ૧૧॥

છિન્નાન્યધીરધિગતાત્મગતિર્નિરીહ[1]-
સ્તત્તત્યજેઽચ્છિનદિદં વયુનેન યેન ।
તાવન્ન યોગગતિભિર્યતિરપ્રમત્તો
યાવદ્ગદાગ્રજકથાસુ રતિં ન કુર્યાત્ ॥ ૧૨॥

એવં સ વીરપ્રવરઃ સંયોજ્યાત્માનમાત્મનિ ।
બ્રહ્મભૂતો દૃઢં કાલે તત્યાજ સ્વં કલેવરમ્ ॥ ૧૩॥

સમ્પીડ્ય પાયું પાર્ષ્ણિભ્યાં વાયુમુત્સારયઞ્છનૈઃ[2] ।
નાભ્યાં કોષ્ઠેષ્વવસ્થાપ્ય હૃદુરઃ કણ્ઠશીર્ષણિ ॥ ૧૪॥

ઉત્સર્પયંસ્તુ તં મૂર્ધ્નિ ક્રમેણાવેશ્ય નિઃસ્પૃહઃ ।
વાયું[3] વાયૌ ક્ષિતૌ કાયં તેજસ્તેજસ્યયૂયુજત્ ॥ ૧૫॥

ખાન્યાકાશે દ્રવં તોયે યથાસ્થાનં વિભાગશઃ ।
ક્ષિતિમમ્ભસિ તત્તેજસ્યદો વાયૌ નભસ્યમુમ્ ॥ ૧૬॥

ઇન્દ્રિયેષુ મનસ્તાનિ તન્માત્રેષુ યથોદ્ભવમ્ ।
ભૂતાદિનાઽમૂન્યુત્કૃષ્ય મહત્યાત્મનિ સન્દધે ॥ ૧૭॥

તં સર્વગુણવિન્યાસં જીવે માયામયે ન્યધાત્ ।
તં ચાનુશયમાત્મસ્થમસાવનુશયી પુમાન્ ।
જ્ઞાનવૈરાગ્યવીર્યેણ [4]સ્વરૂપસ્થોઽજહાત્પ્રભુઃ ॥ ૧૮॥

આ રીતે ભગવત્પરાયણ થઈને શ્રદ્ધાપૂર્વક સદાચારનું પાલન કરતા રહીને નિરંતર સાધન કરવાથી તેમની પરબ્રહ્મ પરમાત્મામાં અનન્ય ભક્તિ થઈ ગઈ. (૧૦)

આ પ્રમાણે ભગવાનની ઉપાસનાથી અન્તઃકરણ શુદ્ધ-સાત્ત્વિક થઈ જવાથી નિરંતર ભગવત્-ચિંતનના પ્રભાવથી પ્રાપ્ત થયેલી આ અનન્ય ભક્તિથી તેમને વૈરાગ્ય-સહિત જ્ઞાનની પ્રાપ્તિ થઈ અને પછી તે ઉત્કટ જ્ઞાન થકી તેમણે જીવના ઉપાધિભૂત અહંકારને, કે જે બધા પ્રકારના સંશય-વિપર્યયનો આશ્રય છે – તેને નષ્ટ કરી દીધો. (૧૧) આના પછી શરીરમાં આત્મબુદ્ધિની નિવૃત્તિ અને પરમાત્મસ્વરૂપ શ્રીકૃષ્ણની અનુભૂતિ થવાથી, અન્ય સર્વ પ્રકારની સિદ્ધિ વગેરેથી પણ ઉદાસીન થઈ જવાને કારણે તેમણે તે તત્ત્વ-જ્ઞાન માટે પણ પ્રયત્ન કરવાનું છોડી દીધું, કે જેની સહાયથી આ પહેલાં પોતાના જીવકોશનો નાશ કર્યો હતો; કારણ કે સાધકને જ્યાં સુધી યોગમાર્ગ દ્વારા શ્રીકૃષ્ણ-કથામૃતમાં અનુરાગ થતો નથી ત્યાં સુધી કેવળ યોગસાધના થકી તેનો મોહજનિત પ્રમાદ દૂર થતો નથી, ભ્રમ મટતો નથી. (૧૨) પછી, જ્યારે અંતકાળ આવી ઊભો ત્યારે વીરવર પૃથુએ પોતાના ચિત્તને દૃઢતાપૂર્વક પરમાત્મામાં સ્થિર કરીને બ્રહ્મભાવમાં સ્થિત થઈને પોતાનું શરીર ત્યજી દીધું. (૧૩)। તેમણે પાનીથી ગુદા-દ્વારને અવરોધીને પ્રાણવાયુને ધીરે-ધીરે મૂલાધાર ચક્રથી ઉપર તરફ લેતા જઈને તેને ક્રમશઃ નાભિમાં, હૃદયમાં, વક્ષઃસ્થળ, કંઠ અને મસ્તકમાં સ્થિત કર્યો. (૧૪) પછી તે વાયુને વધુ ઉપર તરફ લઈ જઈને, ક્રમશઃ બ્રહ્મરંધ્રમાં સ્થિર કર્યો. હવે તેમને કોઈ પ્રકારના સાંસારિક ભોગોની લાલસા રહી નહીં. પછી સ્થાન પ્રમાણે વિભાજન કરીને તેમણે પ્રાણવાયુને સમષ્ટિ-વાયુમાં, પાર્થિવ શરીરને પૃથ્વીમાં અને શરીરના તેજને સમષ્ટિ-તેજમાં લીન કરી દીધાં. (૧૫) હૃદયાકાશને મહાકાશમાં અને શરીરમાં રહેલા રુધિર વગેરે પ્રવાહી અંશને સમષ્ટિ-જળમાં લીન કર્યાં. પછી, આ જ પ્રમાણે પૃથ્વીને જળમાં, જળને તેજમાં, તેજને વાયુમાં અને વાયુને આકાશમાં લીન કર્યાં. (૧૬) ત્યારબાદ મનને ઇન્દ્રિયોમાં, ઇન્દ્રિયોને તેમના કારણભૂત તન્માત્રાઓમાં અને સૂક્ષ્મભૂતોના કારણ અહંકાર દ્વારા આકાશ, ઇન્દ્રિયો અને તન્માત્રાઓને તે જ અહંકારમાં લીન કરીને, તે અહંકારને મહત્તત્ત્વમાં લીન કર્યો. (૧૭) પછી સઘળા ગુણોની અભિવ્યક્તિ કરનારા તે મહત્તત્ત્વને માયા-ઉપાધિભૂત જીવમાં સ્થિત કર્યું. ત્યારબાદ તે માયારૂપ જીવની ઉપાધિને પણ તેમણે જ્ઞાન અને વૈરાગ્યના

૧. પ્રાચીન પ્રતમાં 'છિન્નાન્યધીરધિગતાત્મગતિર્નિરીહઃ' ભાગ ખંડિત છે. ૨. પ્રા. પા. – વાયુમુત્સર્પય૦ । ૩. પ્રા. પા. – વાયૌ વાયું । ૪. પ્રા. પા. – સ્વરૂપસ્થો વ્યધાત્ ।

અર્ચિર્નામ મહારાજ્ઞી તત્પત્ન્યનુગતા વનમ્ ।
સુકુમાર્યતદર્હા ચ યત્પદ્ભ્યાં સ્પર્શનં ભુવઃ ॥ ૧૯॥

અતીવ ભર્તુર્વ્રતધર્મનિષ્ઠયા
શુશ્રૂષયા ચારષદેહયાત્રયા[1] ।
નાવિન્દતાર્તિં પરિકર્શિતાપિ સા
પ્રેયસ્કરસ્પર્શનમાનનિર્વૃતિઃ ॥ ૨૦॥

દેહં વિપન્નાખિલચેતનાદિકં
પત્યુઃ પૃથિવ્યા દયિતસ્ય ચાત્મનઃ ।
આલક્ષ્ય કિઞ્ચિચ્ચ વિલપ્ય સા સતી
ચિતામથારોપયદદ્રિસાનુનિ ॥ ૨૧॥

વિધાય કૃત્યં હ્રદિનીજલાપ્લુતા[2]
દત્ત્વોદકં[3] ભર્તુરુદારકર્મણઃ ।
નત્વા દિવિસ્થાંસ્ત્રિદશાંસ્ત્રિઃ પરીત્ય
વિવેશ વહ્નિં ધ્યાયતી ભર્તૃપાદૌ[4] ॥ ૨૨॥

વિલોક્યાનુગતાં સાધ્વીં પૃથું વીરવરં પતિમ્ ।
તુષ્ટુવુર્વરદા દેવૈર્દેવપત્ન્યઃ સહસ્રશઃ ॥ ૨૩॥

કુર્વત્યઃ કુસુમાસારં તસ્મિન્મન્દરસાનુનિ ।
નદત્સ્વમરતૂર્યેષુ ગૃણન્તિ સ્મ પરસ્પરમ્ ॥ ૨૪॥

*દેવ્ય ઊચુઃ*

અહો ઈયં વધૂર્ધન્યા યા ચૈવં ભૂભુજાં પતિમ્ ।
સર્વાત્મના પતિં ભેજે યજ્ઞેશં શ્રીર્વધૂરિવ ॥ ૨૫॥

સૈષા નૂનં વ્રજત્યૂર્ધ્વમનુ વૈન્યં પતિં સતી ।
પશ્યતાસ્માનતીત્યાર્ચિર્દુર્વિભાવ્યેન કર્મણા ॥ ૨૬॥

તેષાં દુરાપં કિં ત્વન્યન્મર્ત્યાનાં ભગવત્પદમ્ ।
ભુવિ લોલાયુષો યે વૈ નૈષ્કર્મ્યં સાધયન્ત્યુત ॥ ૨૭॥

સ વઞ્ચિતો બતાત્મધ્રુક્ કૃચ્છ્રેણ મહતા ભુવિ ।
લબ્ધ્વાપવર્ગ્યં માનુષ્યં વિષયેષુ વિષજ્જતે ॥ ૨૮॥

પ્રભાવથી પોતાના શુદ્ધ બ્રહ્મસ્વરૂપમાં સ્થિત થઈને ત્યજી દીધી. (૧૮)

મહારાજ પૃથુની પત્ની મહારાણી અર્ચિ પણ તેમની સાથે વનમાં ગયાં ગયાં. તેઓ ઘણાં સુકોમળ હતાં, પગથી જમીનને સ્પર્શ કરવાને પણ યોગ્ય ન હતાં. (૧૯) તેમ છતાં તેમણે પોતાના સ્વામીનાં વ્રત-નિયમો વગેરેનું પાલન કરતાં રહીને તેમની ખૂબ સેવા કરી અને મુનિવૃત્તિ અનુસાર કંદ-મૂળ વગેરેથી નિર્વાહ કર્યો. આનાથી જોકે તેઓ ઘણાં દૂબળાં બની ગયાં હતાં, તોપણ પ્રિયતમના કરસ્પર્શથી સમ્માનિત થઈને, તેમાં જ આનંદ માનતાં હોવાને કારણે તેમને કોઈ પ્રકારનું કષ્ટ થતું ન હતું. (૨૦) અત્યારે પૃથ્વીના સ્વામી અને પોતાના પ્રિયતમ મહારાજ પૃથુના શરીરને ચેતના વગેરે સર્વ જીવનધર્મોથી રહિત (થયેલું) જોઈને તે સતીએ થોડો સમય વિલાપ કર્યો. પછી પર્વત ઉપર ચિતા ખડકીને તેના પર તે શરીર ગોઠવ્યું. (૨૧) ત્યારપછી તે વેળાની સઘળી ક્રિયાઓ કરીને નદીના જળમાં સ્નાન કર્યું. પોતાના પરમ પરાક્રમી પતિને જલાંજલિ આપીને આકાશસ્થિત દેવતાઓની વંદના કરી તથા ચિતાની ત્રણ વાર પરિક્રમા કરીને પતિદેવનાં ચરણોનું ધ્યાન ધરતાં રહીને અગ્નિપ્રવેશ કરી ગયાં. (૨૨) પરમસાધ્વી અર્ચિને આ પ્રમાણે પોતાના પતિ વીરશ્રેષ્ઠ પૃથુનું અનુગમન કરતાં જોઈને હજારો વરદાયિની દેવીઓએ પોતપોતાના પતિઓ સાથે તેમની સ્તુતિ કરી. (૨૩) ત્યાં દેવતાઓનાં વાજાં વાગવા લાગ્યાં. તે સમયે તે મંદરાચળના શિખર પર તે દેવાંગનાઓ પુષ્પવૃષ્ટિ કરતાં-કરતાં પરસ્પર આ પ્રમાણે કહેવા લાગી. (૨૪)

**દેવીઓએ કહ્યું** – અહો! આ સ્ત્રી ધન્ય છે! એણે પોતાના પતિ રાજરાજેશ્વર પૃથુની મન, વાણી અને શરીરથી બરાબર એ જ રીતે સેવા કરી છે કે જેમ શ્રીલક્ષ્મીજી યજ્ઞેશ્વર ભગવાન વિષ્ણુની સેવા કરે છે. (૨૫) અવશ્ય પોતાના અચિંત્ય કર્મના પ્રભાવથી આ સતી આપણને પણ અતિક્રમીને પોતાના પતિ સાથે ઉચ્ચતર લોકોમાં જઈ રહી છે. (૨૬) આ લોકમાં થોડાક જ દિવસોનું જીવન છે તેમ છતાં પણ જે મનુષ્યો ભગવાનના પરમપદની પ્રાપ્તિ કરાવનારું આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લે છે તેમના માટે સંસારમાં કયો પદાર્થ દુર્લભ છે? (૨૭) તેથી, જે મનુષ્ય ભૂલોકમાં મોક્ષના સાધનરૂપ મનુષ્ય-શરીરને ઘણી મુશ્કેલીથી પામીને પણ વિષયોમાં આસક્ત રહે છે તે નક્કી આત્મહત્યારો છે; અરે! તે છેતરાઈ ગયો છે! (૨૮)

૧. પ્રા. પા. – કર્ષિતદેહ૦ । ૨. પ્રા. પા. – ૦જલપ્લુતા । ૩. પ્રા. પા. – કૃત્વોદકં । ૪. પ્રા. પા. – ૦પાદમ્ ।

*મૈત્રેય ઉવાચ*

**સ્તુવતીષ્વમરસ્ત્રીષુ પતિલોકં ગતા વધૂઃ ।**
**યં[1] વાઆત્મવિદાં ધુર્યો વૈન્યઃપ્રાપાચ્યુતાશયઃ[2] ॥ ૨૯॥**

**ઈત્થંભૂતાનુભાવોઽસૌ પૃથુ : સ[3] ભગવત્તમઃ ।**
**કીર્તિતં તસ્ય ચરિતમુદામચરિતસ્ય[4] તે ॥ ૩૦॥**

**ય ઈદં સુમહત્પુણ્યં શ્રદ્ધયાઽવહિતઃ પઠેત્ ।**
**શ્રાવયેચ્છૃણુયાદ્વાપિ સ પૃથોઃ પદવીમિયાત્ ॥ ૩૧॥**

**બ્રાહ્મણો બ્રહ્મવર્ચસ્વી રાજન્યો જગતીપતિઃ ।**
**વૈશ્યઃપઠન્ વિટ્પતિઃસ્યાચ્છૂદ્રઃ[5] સત્તમતામિયાત્ ॥ ૩૨॥**

**ત્રિકૃત્વ ઈદમાકર્ણ્ય નરો નાર્યથવાઽઽદૃતા ।**
**અપ્રજઃ સુપ્રજતમો નિર્ધનો ધનવત્તમઃ ॥ ૩૩॥**

**અસ્પષ્ટકીર્તિઃ સુયશા મૂર્ખો ભવતિ પણ્ડિતઃ ।**
**ઈદં સ્વસ્ત્યયનં પુંસામમઙ્ગલ્યનિવારણમ્ ॥ ૩૪॥**

**ધન્યં યશસ્યમાયુષ્યં સ્વર્ગ્યં કલિમલાપહમ્ ।**
**ધર્માર્થકામમોક્ષાણાં સમ્યક્સિદ્ધિમભીપ્સુભિઃ ।**
**શ્રદ્ધયૈતદનુશ્રાવ્યં ચતુર્ણાં કારણં પરમ્ ॥ ૩૫॥**

**વિજયાભિમુખો રાજા શ્રુત્વૈતદભિયાતિ યાન્ ।**
**બલિં તસ્મૈ હરન્ત્યગ્રે રાજાનઃ પૃથવે યથા ॥ ૩૬॥**

**મુક્તાન્યસઙ્ગો ભગવત્યમલાં ભક્તિમુદ્વહન્ ।**
**વૈન્યસ્ય ચરિતં પુણ્યં શૃણુયાચ્છ્રાવયેત્પઠેત્ ॥ ૩૭॥**

**વૈચિત્રવીર્યાભિહિતં મહન્માહાત્મ્યસૂચકમ્ ।**
**અસ્મિન્ કૃતમતિર્મર્ત્યઃ પાર્થવીં ગતિમાપ્નુયાત્ ॥ ૩૮॥**

**અનુદિનમિદમાદરેણ શૃણ્વન્**
**પૃથુચરિતં પ્રથયન્ વિમુક્તસઙ્ગઃ ।**
**ભગવતિ ભવસિન્ધુપોતપાદે**
**સ ચ નિપુણાં લભતે રતિં મનુષ્યઃ ॥ ૩૯॥**

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! દેવાંગનાઓ આ પ્રમાણે સ્તુતિ કરી રહી હતી ત્યારે, આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ, ભગવાનના પ્રાણરૂપ મહારાજ પૃથુ ભગવાનના જે પરમધામમાં ગયા, તે જ પતિલોકમાં મહારાણી અર્ચિ પણ ગયાં. (૨૯) પરમ ભાગવત પૃથુજી આવા જ પ્રભાવશાળી હતા. તેમનાં ચરિત્રો ઘણાં ઉદાર છે, મેં તમારી આગળ તેમનું વર્ણન કર્યું. (૩૦) જે મનુષ્ય આ પરમ પવિત્ર ચરિત્રને શ્રદ્ધાપૂર્વક (નિષ્કામભાવે) એકાગ્રચિત્તે વાંચે છે, સાંભળે છે અથવા સંભળાવે છે તે પણ મહારાજ પૃથુના પદને – ભગવાનના પરમધામને પામે છે. (૩૧) આનો સકામભાવે પાઠ કરવાથી બ્રાહ્મણ બ્રહ્મતેજ પ્રાપ્ત કરે છે, ક્ષત્રિય પૃથ્વીપતિ બની જાય છે, વૈશ્ય વેપારીઓમાં મુખ્ય બની જાય છે અને શૂદ્રમાં સાધુતા આવી જાય છે. (૩૨) સ્ત્રી હોય કે પુરુષ, જે કોઈ આને આદરપૂર્વક ત્રણ વાર સાંભળે છે તે સંતાનહીન હોય તો પુત્રવાન, ધનહીન હોય તો મહાધનવાન, કીર્તિહીન હોય તો યશસ્વી અને મૂર્ખ હોય તો પંડિત બની જાય છે. આ ચરિત્ર મનુષ્યમાત્રનું કલ્યાણ કરનારું અને અમંગળને દૂર કરનારું છે. (૩૩-૩૪) આ (ચરિત્ર) ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિ કરનારું, સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારું અને કળિયુગના દોષોનો નાશ કરનારું છે. આ ધર્મ વગેરે ચતુર્વર્ગ (ચારે પુરુષાર્થો)ને પ્રાપ્ત કરવામાં પણ ઘણું સહાયક છે; તેથી જે લોકો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સારી પેઠે - સમ્યક્પણે સિદ્ધ કરવા ઈચ્છે છે તેમણે આનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવું જોઈએ. (૩૫) જે રાજા વિજય માટે પ્રસ્થાન કરતી વેળાએ આ ચરિત્રને સાંભળીને પ્રયાણ કરે છે તેની આગળ આવી-આવીને (અન્ય) રાજાઓ એવી રીતે ભેટસોગાદો મૂકે છે કે જેમ તેઓ પૃથુની આગળ મૂકતા હતા. (૩૬) મનુષ્યે અન્ય તમામ પ્રકારની આસક્તિ છોડી દઈને ભગવાનમાં વિશુદ્ધ, નિષ્કામ ભક્તિભાવ રાખીને મહારાજ પૃથુનું આ નિર્મળ ચરિત્ર સાંભળવું, સંભળાવવું અને વાંચવું જોઈએ. (૩૭) હે વિદુરજી! ભગવાનના માહાત્મ્યને પ્રગટ કરનારું આ પવિત્ર ચરિત્ર મેં તમને સંભળાવ્યું. આ ચરિત્રમાં પ્રેમ રાખનારો મનુષ્ય મહારાજ પૃથુના જેવી ગતિ પામે છે. (૩૮) જે મનુષ્ય આ પૃથુ-ચરિત્રનું દરરોજ આદરપૂર્વક નિષ્કામભાવે શ્રવણ અને કીર્તન કરે છે તેનો શ્રીહરિમાં સુદૃઢ અનુરાગ થઈ જાય છે, કે જેમનાં ચરણકમળ સંસારસાગરને પાર કરવા માટે નૌકા સમાન છે. (૩૯)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩॥**
**ચોથા સ્કન્ધ-અંતર્ગત તેવીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – યો વા । ૨. પ્રા. પા. – ૦તાશ્રયઃ । ૩. પ્રા. પા. – સોઽભવદ્દુત્તમઃ । ૪. પ્રાચીન પ્રતમાં '૦મુદામચરિત૦' એટલો ભાગ ખંડિત છે. ૫. પ્રા. પા. – ૦ચ્છૂદ્ર ઉત્તમતા૦ ।

# ચોવીસમો અધ્યાય

## પૃથુની વંશપરંપરા તથા પ્રચેતાઓને ભગવાન રુદ્રનો ઉપદેશ

*મૈત્રેય ઉવાચ*

વિજિતાશ્વોઽધિરાજાઽઽસીત્પૃથુપુત્રઃ પૃથુશ્રવાઃ ।
યવીયોભ્યોઽદદાત્કાષ્ઠા ભ્રાતૃભ્યો ભ્રાતૃવત્સલઃ ॥ ૧॥

હર્યક્ષાયાદિશત્પ્રાચીં ધૂમ્રકેશાય દક્ષિણામ્ ।
પ્રતીચીં વૃકસઞ્જ્ઞાય તુર્યાં દ્રવિણસે વિભુઃ ॥ ૨॥

અન્તર્ધાનગતિં શક્રાલ્લબ્ધ્વાન્તર્ધાનસઞ્જ્ઞિતઃ ।
અપત્યત્રયમાધત્ત શિખણ્ડિન્યાં સુસમ્મતમ્ ॥ ૩॥

પાવકઃ પવમાનશ્ચ શુચિરિત્યગ્નયઃ પુરા ।
વસિષ્ઠશાપાદુત્પન્નાઃ પુનર્યોગગતિં ગતાઃ ॥ ૪॥

અન્તર્ધાનો નભસ્વત્યાં હવિર્ધાનમવિન્દત ।
ય ઈન્દ્રમશ્વહર્તારં વિદ્વાનપિ ન જઘ્નિવાન્ ॥ ૫॥

રાજ્ઞાં વૃત્તિં કરાદાનદણ્ડશુલ્કાદિદારુણામ્ ।
મન્યમાનો દીર્ઘસત્રવ્યાજેન વિસસર્જ હ ॥ ૬॥

તત્રાપિ હંસં પુરુષં પરમાત્માનમાત્મદૃક્ ।
યજંસ્તલ્લોકતામાપ કુશલેન સમાધિના ॥ ૭॥

હવિર્ધાનાદ્ધવિર્ધાની વિદુરાસૂત ષટ્ સુતાન્ ।
બર્હિષદં ગયં શુક્લં કૃષ્ણં સત્યં જિતવ્રતમ્ ॥ ૮॥

બર્હિષત્ સુમહાભાગો હાવિર્ધાનિઃ પ્રજાપતિઃ ।
ક્રિયાકાણ્ડેષુ નિષ્ણાતો યોગેષુ ચ કુરૂદ્વહ ॥ ૯॥

યસ્યેદં દેવયજનમનુ યજ્ઞં વિતન્વતઃ ।
પ્રાચીનાગ્રૈઃ કુશૈરાસીદાસ્તૃતં વસુધાતલમ્ ॥ ૧૦॥

સામુદ્રીં દેવદેવોક્તામુપયેમે શતદ્રુતિમ્ ।
યાં વીક્ષ્ય ચારુસર્વાઙ્ગીં કિશોરીં સુષ્ઠ્વલઙ્કૃતામ્ ।
પરિક્રમન્તીમુદ્વાહે ચકમેઽગ્નિઃ શુકીમિવ ॥ ૧૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! મહારાજ પૃથુ પછી તેમના પુત્ર પરમ યશસ્વી વિજિતાશ્વ રાજા થયા. તેમને પોતાના નાના ભાઈઓ પર ઘણો સ્નેહ હતો, તેથી તેમણે તે ચારેયને એક-એક દિશાનો અધિકાર સોંપ્યો. (૧) રાજા વિજિતાશ્વે હર્યક્ષને પૂર્વ, ધૂમ્રકેશને દક્ષિણ, વૃકને પશ્ચિમ અને દ્રવિણને ઉત્તર દિશાનું રાજ્ય આપ્યું. (૨) તેમણે ઈન્દ્ર પાસેથી અન્તર્ધાન થવાની શક્તિ મેળવી હતી, તેથી તેઓ 'અન્તર્ધાન' પણ કહેવાતા હતા. તેમની પત્નીનું નામ શિખંડિની હતું. તેનાથી તેમને ત્રણ સુપુત્રો થયા. (૩) તેમનાં નામ પાવક, પવમાન અને શુચિ હતાં. પૂર્વકાળમાં વસિષ્ઠજીનો શાપ હોવાથી ઉપર્યુક્ત નામના અગ્નિઓએ જ તેમના રૂપમાં જન્મ લીધો હતો. આગળ જતાં યોગમાર્ગથી તેઓ ફરી અગ્નિરૂપ થઈ ગયા હતા. (૪)

અન્તર્ધાનને નભસ્વતી નામની પત્નીથી એક અન્ય પુત્રરત્ન હવિર્ધાન પ્રાપ્ત થયો હતો. મહારાજ અન્તર્ધાન ઘણા ઉદાર પુરુષ હતા. તેમના પિતાના અશ્વમેધયજ્ઞના ઘોડાને જ્યારે ઈન્દ્ર હરીને લઈ ગયા હતા, ત્યારે તેમને તેની જાણ થઈ જવા છતાં પણ તેમણે ઈન્દ્રનો વધ કર્યો ન હતો. (૫) રાજા અન્તર્ધાને કર લેવો, સજા આપવી, દંડ વસૂલ કરવો વગેરે કર્તવ્યોને ઘણાં કઠોર તેમ જ બીજાઓ માટે કષ્ટદાયક સમજીને, એક દીર્ઘકાલીન યજ્ઞમાં દીક્ષિત થવાના બહાને પોતાનું રાજકાજ છોડી દીધું. (૬) યજ્ઞકાર્યમાં સંલગ્ન રહેવા છતાં પણ તે આત્મજ્ઞાની રાજાએ ભક્તોનો ભય ભાંગનારા પૂર્ણતમ પરમાત્માની આરાધના કરીને, સુદૃઢ સમાધિ દ્વારા ભગવાનનો દિવ્યલોક પ્રાપ્ત કર્યો. (૭)

હે વિદુરજી! હવિર્ધાનની પત્ની હવિર્ધાનીએ બર્હિષદ્, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય અને જિતવ્રત નામના છ પુત્રો ઉત્પન્ન કર્યા. (૮) હે કુરુશ્રેષ્ઠ વિદુરજી! એમાંના હવિર્ધાનના પુત્ર મહાભાગ બર્હિષદ્ યજ્ઞ વગેરે કર્મકાંડોમાં અને યોગના અભ્યાસમાં કુશળ હતા. તેમણે પ્રજાપતિનું પદ પ્રાપ્ત કર્યું. (૯) તેમણે એક સ્થાને, પછી બીજે સ્થાને એમ લાગલગાટ એટલા યજ્ઞો કર્યા કે આ સઘળી ભૂમિ પૂર્વ તરફ અગ્રભાગ કરીને ફેલાયેલા કુશોથી છવાઈ ગઈ હતી. (આને લીધે જ આગળ જતાં તેઓ 'પ્રાચીનબર્હિ' નામે વિખ્યાત થયા.) (૧૦)

રાજા પ્રાચીનબર્હિએ બ્રહ્માજીના કહેવાથી સમુદ્રની પુત્રી શતદ્રુતિ સાથે લગ્ન કર્યું હતું. સર્વાંગસુંદરી કિશોરી શતદ્રુતિ સુંદર વસ્ત્રાભૂષણોનો શણગાર સજીને લગ્નમંડપમાં જ્યારે વિવાહ માટે મંગલ ફેરાની પરિક્રમા કરતી હતી ત્યારે

વિબુધાસુરગન્ધર્વમુનિસિદ્ધનરોરગાઃ ।
વિજિતાઃ સૂર્યયા દિક્ષુ ક્વણયન્ત્યૈવ નૂપુરૈઃ ॥ ૧૨॥

પ્રાચીનબર્હિષઃ પુત્રાઃ શતદ્રુત્યાં દશાભવન્ ।
તુલ્યનામવ્રતાઃ સર્વે ધર્મસ્નાતાઃ[1] પ્રચેતસઃ ॥ ૧૩॥

પિત્રાઽઽદિષ્ટાઃ પ્રજાસર્ગે તપસેઽર્ણવમાવિશન્ ।
દશવર્ષસહસ્રાણિ[2] તપસાઽઽર્ચંસ્તપસ્પતિમ્ ॥ ૧૪॥

યદુક્તં પથિ દૃષ્ટેન ગિરિશેન પ્રસીદતા ।
તદ્ધ્યાયન્તો જપન્તશ્ચ પૂજયન્તશ્ચ સંયતાઃ ॥ ૧૫॥

*વિદુર ઉવાચ*

પ્રચેતસાં ગિરિત્રેણ યથાઽઽસીત્પથિ સઙ્ગમઃ ।
યદુતાહ હરઃ પ્રીતસ્તન્નો બ્રહ્મન્ વદાર્થવત્ ॥ ૧૬॥

સઙ્ગમઃ ખલુ વિપ્રર્ષે શિવેનેહ શરીરિણામ્ ।
દુર્લભો મુનયો દધ્યુરસઙ્ગાદ્યમભીપ્સિતમ્ ॥ ૧૭॥

આત્મારામોઽપિ યસ્ત્વસ્ય લોકકલ્પસ્ય રાધસે ।
શક્ત્યા યુક્તો વિચરતિ ઘોરયા ભગવાન્ ભવઃ ॥ ૧૮॥

*મૈત્રેય ઉવાચ*

પ્રચેતસઃ પિતુર્વાક્યં શિરસાઽઽદાય સાધવઃ ।
દિશં પ્રતીચીં પ્રયયુસ્તપસ્યાદૃતચેતસઃ ॥ ૧૯॥

સમુદ્રમુપ વિસ્તીર્ણમપશ્યન્ સુમહત્સરઃ ।
મહન્મન ઈવ સ્વચ્છં પ્રસન્નસલિલાશયમ્ ॥ ૨૦॥

નીલરક્તોત્પલામ્ભોજકહ્લારેન્દીવરાકરમ્ ।
હંસસારસચક્રાહ્વકારણ્ડવનિકૂજિતમ્[3] ॥ ૨૧॥

મત્તભ્રમરસૌસ્વર્યહૃષ્ટરોમલતાઙ્ઘ્રિપમ્ ।
પદ્મકોશરજો દિક્ષુ વિક્ષિપત્પવનોત્સવમ્ ॥ ૨૨॥

સ્વયં અગ્નિદેવ પણ મોહિત થઈ ગયા અને જેમ શુકીને ચાહી હતી તેમ ચાહવા લાગ્યા. (૧૧) નવોઢા શતદ્રુતિએ પોતાનાં નૂપુરોના ઝણકારથી જ દિશા-વિદિશાઓના દેવતાઓ, અસુરો, ગંધર્વો, મુનિઓ, સિદ્ધો, મનુષ્યો અને નાગો – તમામને વશ કરી લીધા હતા. (૧૨) શતદ્રુતિના ગર્ભથી પ્રાચીનબર્હિને પ્રચેતાઓ નામે દસ પુત્રો થયા. તેઓ ઘણા જ ધર્મજ્ઞાની તથા એક-જેવાં નામ અને આચરણવાળા હતા. (૧૩) જ્યારે પિતાએ તેમને સંતાન ઉત્પન્ન કરવાનો આદેશ આપ્યો ત્યારે તે બધાએ તપસ્યા કરવા માટે સમુદ્રમાં પ્રવેશ કર્યો. ત્યાં દસ હજાર વર્ષ સુધી તપ કરતા રહીને તેમણે તપનું ફળ આપનારા શ્રીહરિની આરાધના કરી. (૧૪) ઘરેથી તપસ્યા કરવા માટે જતી વખતે માર્ગમાં શ્રીમહાદેવજીએ તેમને દર્શન આપીને કૃપાપૂર્વક જે તત્ત્વનો ઉપદેશ આપ્યો હતો તે (તત્ત્વ)નું તેઓ એકાગ્રતાપૂર્વક ધ્યાન, જપ અને પૂજન કરતા રહ્યા. (૧૫)

**વિદુરજીએ પૂછ્યું** – હે બ્રહ્મન્! માર્ગમાં પ્રચેતાઓનો શ્રીમહાદેવજી સાથે કેવી રીતે સંગમ થયો અને તેમના પર પ્રસન્ન થઈને ભગવાન શંકરે તેમને શો ઉપદેશ આપ્યો તે સારયુક્ત વાત તમે કૃપા કરીને મને કહો. (૧૬) હે બ્રહ્મર્ષિ! શિવજીની સાથે સંગમ થવો તો દેહધારીઓ માટે ઘણો મુશ્કેલ છે. બીજાઓની તો વાત જ શી કરવી, મુનિજનો પણ બધા પ્રકારની આસક્તિ છોડીને તેમને પામવા માટે તેમનું નિરંતર ધ્યાન કરતા જ રહે છે, છતાં સહજ રીતે પામતા નથી. (૧૭) જોકે ભગવાન શંકર આત્મારામ છે, તેમણે પોતાના માટે નથી કંઈ કરવાનું કે નથી મેળવવાનું, તેમ છતાં પણ આ લોક-સૃષ્ટિના રક્ષણ માટે તેઓ પોતાની વિકરાળ શક્તિ - શિવા સાથે સર્વત્ર વિચરતા રહે છે. (૧૮)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – વિદુરજી! સાધુસ્વભાવના પ્રચેતાઓ પિતાની આજ્ઞા માથે ચડાવીને તપસ્યામાં ચિત્ત પરોવીને પશ્ચિમ ભણી ચાલી નીકળ્યા. (૧૯) ચાલતાં ચાલતાં તેમણે સમુદ્ર જેવું એક વિશાળ સરોવર જોયું, તે મહાપુરુષોના ચિત્ત જેવું ઘણું જ સ્વચ્છ હતું તથા તેમાં રહેનારા મત્સ્ય વગેરે પાણીના જીવો (જળચરો) પણ પ્રસન્ન જણાઈ આવતા હતા. (૨૦) તેમાં નીલકમળો, લાલ-કમળો, રાત્રે, દિવસે અને સંધ્યાકાળે ખીલતાં કમળો તથા ઈન્દીવર વગેરે અન્ય ઘણા પ્રકારનાં કમળો સુશોભિત હતાં. તેના કાંઠાઓ પર હંસ, સારસ, ચક્રવાક અને કારંડવ વગેરે જળચર પક્ષીઓ કૂજન કરતાં હતાં. (૨૧) તેની ચારે બાજુએ જાતજાતનાં વૃક્ષો અને વેલીઓ હતાં, તેમના પર મદોન્મત્ત

૧. પ્રા. પા. – બદ્ધસ્નેહાઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'દશવર્ષસહસ્રાણિ...'થી માંડીને ૧૭મા શ્લોકના અંત સુધીનો આખો ભાગ મૂળમાં નથી. ૩. પ્રા. પા. – ૦ચક્રાક્ષકા૦ ।

તત્ર ગાન્ધર્વમાકર્ણ્ય દિવ્યમાર્ગમનોહરમ્ ।
વિસિસ્મ્યૂ રાજપુત્રાસ્તે મૃદઙ્ગપણવાદ્યનુ ॥ ૨૩॥

તર્હ્યેવ સરસસ્તસ્માન્નિષ્ક્રામન્તં સહાનુગમ્ ।
ઉપગીયમાનમમરપ્રવરં વિબુધાનુગૈઃ ॥ ૨૪॥

તપ્તહેમનિકાયાભં શિતિકણ્ઠં ત્રિલોચનમ્ ।
પ્રસાદસુમુખં વીક્ષ્ય પ્રણેમુર્જાતકૌતુકાઃ ॥ ૨૫॥

સ તાન્ પ્રપન્નાર્તિહરો ભગવાન્ધર્મવત્સલઃ ।
ધર્મજ્ઞાન્શીલસમ્પન્નાન્પ્રીતઃપ્રીતાનુવાચહ ॥ ૨૬॥

શ્રીરુદ્ર ઉવાચ

યૂયં વેદિષદઃ[1] પુત્રા વિદિતં વશ્ચિકીર્ષિતમ્ ।
અનુગ્રહાય ભદ્રં વ એવં મે દર્શનં કૃતમ્ ॥ ૨૭॥

યઃપરં રંહસઃસાક્ષાત્ત્રિગુણાજ્જીવસઞ્જ્ઞિતાત્ ।
ભગવન્તં વાસુદેવં પ્રપન્નઃ સ પ્રિયો હિ મે ॥ ૨૮॥

સ્વધર્મનિષ્ઠઃ શતજન્મભિઃ પુમાન્
વિરિઞ્ચતામેતિ તતઃ પરં હિ મામ્ ।
અવ્યાકૃતં[2] ભાગવતોऽથ[3] વૈષ્ણવં
પદં યથાહં વિબુધાઃ કલાત્યયે ॥ ૨૯॥

અથ ભાગવતા યૂયં પ્રિયાઃસ્થ ભગવાન્યથા ।
ન મદ્ભાગવતાનાં ચ પ્રેયાનન્યોऽસ્તિ કર્હિચિત્ ॥ ૩૦॥

ઇદં વિવિક્તં જપ્તવ્યં પવિત્રં મઙ્ગલં પરમ્ ।
નિઃશ્રેયસકરં ચાપિ શ્રૂયતાં તદ્વદામિ[4] વઃ ॥ ૩૧॥

મૈત્રેય ઉવાચ[5]

ઇત્યનુક્રોશહૃદયો ભગવાનાહ તાન્ શિવઃ ।
બદ્ધાઞ્જલીન્ રાજપુત્રાન્નારાયણપરો વચઃ ॥ ૩૨॥

ભમરાઓ ગૂંજી રહ્યા હતા. તેમના મધુર ધ્વનિથી હર્ષિત થઈને, જાણે કે તેમને રોમાંચ થઈ રહ્યો હતો. કમળકોશની પરાગરજ પવનની લહેરોને લીધે ચારેબાજુ ઊડી રહી હતી, જાણે કે ત્યાં કોઈ ઉત્સવ થઈ રહ્યો હોય! (૨૨) ત્યાં મૃદંગ, પણવ વગેરે વાદ્યો સાથે ગવાતાં અનેક દિવ્ય રાગ-રાગિણીઓનો, ક્રમશઃ મધુર ધ્વનિ સાંભળીને તે રાજકુમારોને ભારે આશ્ચર્ય થયું. (૨૩) એટલામાં જ તેમણે જોયું કે દેવાધિદેવ ભગવાન શંકર પોતાના અનુચરો સાથે તે સરોવરમાંથી બહાર આવી રહ્યા છે. તેમનું શરીર તપેલા સુવર્ણરાશિ જેવું કાન્તિમાન છે, કંઠ નીલવર્ણ છે તથા ત્રણ વિશાળ નેત્રો છે. તેઓ પોતાના ભક્તો પર અનુગ્રહ કરવા માટે તત્પર છે. અનેક ગંધર્વો તેમનો સુયશ ગાઈ રહ્યા છે. તેમનું અચાનક જ દર્શન પામીને પ્રચેતાઓને ઘણું કુતૂહલ થયું અને તેમણે શંકરજીનાં ચરણોમાં પ્રણામ કર્યા.(૨૪-૨૫) ત્યારે શરણાગતના ભયને હરનારા ધર્મવત્સલ ભગવાન શંકરે પોતાના દર્શનથી પ્રસન્ન થયેલા તે ધર્મજ્ઞાની અને શીલસંપન્ન રાજકુમારોને પ્રીતિપૂર્વક કહ્યું. (૨૬)

✗ [શ્રીમહાદેવજી બોલ્યા – તમે બધા યજ્ઞવેદી પર બેસનારા પ્રાચીનબર્હિના પુત્ર છો, તમારું કલ્યાણ થાઓ. તમે જે કંઈ કરવા ઇચ્છો છો તેની પણ મને ખબર છે. અત્યારે તમારા પર કૃપા કરવા માટે જ મેં તમને આ રીતે દર્શન આપ્યાં છે.(૨૭) જે વ્યક્તિ અવ્યક્ત પ્રકૃતિ તથા જીવસંજ્ઞક પુરુષ – એ બંનેના નિયામક ભગવાન વાસુદેવનું શરણ લે છે તે મને પરમ પ્રિય છે. (૨૮) પોતાના વર્ણાશ્રમધર્મનું સારી પેઠે પાલન કરનારો મનુષ્ય સો જન્મો પછી બ્રહ્માનું પદ પ્રાપ્ત કરે છે અને એના કરતાં પણ અધિક પુણ્ય થવાથી તે મને પ્રાપ્ત કરે છે. પરંતુ જે ભગવાનનો અનન્ય ભક્ત છે તે તો મૃત્યુ પછી સીધું જ ભગવાન વિષ્ણુનું સર્વ-પ્રપંચોથી પર તે પરમપદ પામી લે છે, કે જેને રુદ્રરૂપમાં રહેલો હું તથા અન્ય અધિકૃત દેવતાઓ પોતપોતાના અધિકારની સમાપ્તિ પછી પામીશું. (૨૯) તમે બધા ભગવાનના ભક્ત હોવાના સંબંધે મને ભગવાનના જેટલા જ પ્રિય છો. એ જ પ્રમાણે ભગવાનના ભક્તોને પણ મારા કરતાં અધિક અન્ય કોઈ ક્યારેય પ્રિય હોતું નથી. (૩૦) હવે હું તમને એક ઘણું જ પવિત્ર, મંગળમય અને કલ્યાણકારી સ્તોત્ર સંભળાવું છું. આનો તમે બધા શુદ્ધભાવે જપ કરજો. (૩૧)

**શ્રીમૈત્રેયજી કહે છે** – ત્યારે નારાયણ-પરાયણ કરુણાર્દ્રહૃદયના ભગવાન શિવે પોતાની સામે હાથ જોડીને ઊભેલા તે રાજ-પુત્રોને તે સ્તોત્ર સંભળાવ્યું. (૩૨)

૧. પ્રા. પા. – બર્હિષદઃ । ૨. પ્રા. પા. – અવ્યાહતં । ૩. પ્રા. પા. – ૦વતં સવૈષ્ણવં । ૪. પ્રા. પા. – યદ્ધ૦ । ૫. પ્રાચીન પ્રતમાં 'મૈત્રેય ઉવાચ'થી માંડીને 'શ્રીરુદ્ર ઉવાચ' સુધીનો સંપૂર્ણ ભાગ મૂળમાં નથી.

*શ્રીરુદ્ર ઉવાચ*

જિતં ત આત્મવિદ્ધુર્યસ્વસ્તયે સ્વસ્તિરસ્તુ મે ।
ભવતા રાધસા રાદ્ધં સર્વસ્મા આત્મને નમઃ ॥ ૩૩॥

નમઃ પઙ્કજનાભાય ભૂતસૂક્ષ્મેન્દ્રિયાત્મને ।
વાસુદેવાય શાન્તાય કૂટસ્થાય સ્વરોચિષે ॥ ૩૪॥

સઙ્કર્ષણાય સૂક્ષ્માય દુરન્તાયાન્તકાય ચ ।
નમો વિશ્વપ્રબોધાય પ્રદ્યુમ્નાયાન્તરાત્મને ॥ ૩૫॥

નમો નમોઽનિરુદ્ધાય હૃષીકેશેન્દ્રિયાત્મને ।
નમઃ પરમહંસાય પૂર્ણાય નિભૃતાત્મને ॥ ૩૬॥

સ્વર્ગાપવર્ગદ્વારાય નિત્યં શુચિષદે નમઃ ।
નમો હિરણ્યવીર્યાય ચાતુર્હોત્રાય તન્તવે ॥ ૩૭॥

નમ ઊર્જ ઇષે ત્રય્યાઃ પતયે યજ્ઞરેતસે ।
તૃપ્તિદાય ચ જીવાનાં નમઃ સર્વરસાત્મને ॥ ૩૮॥

સર્વસત્ત્વાત્મદેહાય વિશેષાય સ્થવીયસે ।
નમસ્ત્રૈલોક્યપાલાય સહઓજોબલાય ચ ॥ ૩૯॥

અર્થલિઙ્ગાય નભસે નમોઽન્તર્બહિરાત્મને ।
નમઃ પુણ્યાય લોકાય અમુષ્મૈ ભૂરિવર્ચસે ॥ ૪૦॥

પ્રવૃત્તાય નિવૃત્તાય પિતૃદેવાય કર્મણે ।
નમોઽધર્મવિપાકાય[1] મૃત્યવે દુઃખદાય ચ ॥ ૪૧॥

નમસ્ત આશિષામીશ મનવે કારણાત્મને ।
નમો ધર્માય બૃહતે કૃષ્ણાયાકુણ્ઠમેધસે ।
પુરુષાય પુરાણાય સાઙ્ખ્યયોગેશ્વરાય ચ ॥ ૪૨॥

**ભગવાન રુદ્ર સ્તુતિ કરવા લાગ્યા** – હે ભગવન્! તમારો ઉત્કર્ષ ઉચ્ચ કોટિના આત્મજ્ઞાનીઓના કલ્યાણ માટે - નિજાનંદલાભ માટે છે, તેનાથી મારું પણ કલ્યાણ થાઓ. આપ સદૈવ પોતાના નિરતિશય પરમાનંદ-સ્વરૂપમાં જ સ્થિત રહો છો; એવા સર્વાત્મક આત્મસ્વરૂપ આપને નમસ્કાર છે. (૩૩) આપ પદ્મનાભ અર્થાત્ સમસ્ત લોકોના આદિ-કારણ છો; ભૂતસૂક્ષ્મ (તન્માત્ર) અને ઇન્દ્રિયોના નિયંતા, શાન્ત, એકરસ અને સ્વયંપ્રકાશ વાસુદેવ (ચિત્તના અધિષ્ઠાતા) પણ આપ જ છો. આપને નમસ્કાર છે. (૩૪) આપ જ સૂક્ષ્મ (અવ્યક્ત), અનંત અને મુખાગ્નિ થકી સમસ્ત લોકોનો સંહાર કરનારા અહંકારના અધિષ્ઠાતા સંકર્ષણ તથા જગતના પ્રકૃષ્ટ જ્ઞાનના ઉદ્‌ગમસ્થાન બુદ્ધિના અધિષ્ઠાતા પ્રદ્યુમ્ન છો. આપને નમસ્કાર છે. (૩૫) આપ જ ઇન્દ્રિયોના સ્વામી, મનના તત્ત્વના અધિષ્ઠાતા ભગવાન અનિરુદ્ધ છો. આપને વારંવાર નમસ્કાર છે. આપ પોતાના તેજથી જગતને વ્યાપ્ત કરનારા સૂર્યદેવ છો; પૂર્ણ હોવાને કારણે આપનાં વૃદ્ધિ અને ક્ષય થતાં નથી. આપને નમસ્કાર છે. (૩૬) આપ સ્વર્ગ અને મોક્ષનાં દ્વાર છો તથા નિરંતર પવિત્ર હૃદયમાં રહેનારા છો. આપને નમસ્કાર છે. આપ જ સુવર્ણરૂપ વીર્યથી યુક્ત અને ચાતુર્હોત્ર કર્મનું સાધન તથા વિસ્તરણ કરનારા અગ્નિદેવ છો. આપને નમસ્કાર છે. (૩૭) આપ પિતૃઓ અને દેવતાઓના પોષક સોમ છો તથા ત્રણે વેદોના અધિષ્ઠાતા છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. આપ જ સમસ્ત પ્રાણીઓને તૃપ્ત કરનારા સર્વરસ (જળ)રૂપ છો. આપને નમસ્કાર છે. (૩૮) આપ સમસ્ત પ્રાણીઓના દેહ, પૃથ્વી અને વિરાટસ્વરૂપ છો તથા ત્રણે લોકનું રક્ષણ કરનારા માનસિક, ઐન્દ્રિયિક અને શારીરિક શક્તિસ્વરૂપ વાયુ (પ્રાણ) છો. આપને નમસ્કાર છે. (૩૯) આપ જ પોતાના શબ્દગુણ વડે સમસ્ત પદાર્થોનું જ્ઞાન કરાવનારા તથા બહારનો અને અંદરનો ભેદ કરનારા આકાશ છો તથા આપ જ મહાન પુણ્યોથી પ્રાપ્ત થતા પરમ તેજોમય સ્વર્ગ-વૈકુંઠ વગેરે લોક છો. આપને ફરી-ફરી નમસ્કાર છે. (૪૦) આપ પિતૃલોકની પ્રાપ્તિ કરાવનાર પ્રવૃત્તિ-કર્મરૂપ છો અને દેવલોકની પ્રાપ્તિના સાધનભૂત નિવૃત્તિ-કર્મરૂપ છો તથા આપ જ અધર્મના ફળસ્વરૂપ દુઃખદાયક મૃત્યુ છો. આપને નમસ્કાર છે. (૪૧) હે નાથ! આપ જ પુરાણપુરુષ તથા સાંખ્ય અને યોગના અધીશ્વર ભગવાન શ્રીકૃષ્ણ છો. આપ બધા પ્રકારની કામનાઓની પૂર્તિના કારણ, સાક્ષાત્ મંત્રમૂર્તિ અને મહાન ધર્મસ્વરૂપ છો. આપની જ્ઞાનશક્તિ કોઈ પણ પ્રકારે કુંઠિત થતી નથી. આપને વારંવાર નમસ્કાર છે. (૪૨)

[1] પ્રા. પા. – ધર્માધર્મવિવેકાય ।

શક્તિત્રયસમેતાય મીઢુષેઽહઙ્કૃતાત્મને ।
ચેતઆકૂતિરૂપાય નમો વાચોવિભૂતયે ॥ ૪૩॥

દર્શનં નો દિદૃક્ષૂણાં દેહિ ભાગવતાર્ચિતમ્ ।
રૂપં પ્રિયતમં[1] સ્વાનાં સર્વેન્દ્રિયગુણાઞ્જનમ્ ॥ ૪૪॥

સ્નિગ્ધપ્રાવૃડ્ઘનશ્યામં સર્વસૌન્દર્યસઙ્ગ્રહમ્ ।
ચાર્વાયતચતુર્બાહું સુજાતરુચિરાનનમ્ ॥ ૪૫॥

પદ્મકોશપલાશાક્ષં સુન્દરભ્રુ સુનાસિકમ્ ।
સુદ્વિજં સુકપોલાસ્યં સમકર્ણવિભૂષણમ્ ॥ ૪૬॥

પ્રીતિપ્રહસિતાપાઙ્ગમલકૈરુપશોભિતમ્ ।
લસત્પઙ્કજકિઞ્જલ્કદુકૂલં મૃષ્ટકુણ્ડલમ્ ॥ ૪૭॥

સ્ફુરત્કિરીટવલયહારનૂપુરમેખલમ્ ।
શઙ્ખચક્રગદાપદ્મમાલામણ્યુત્તમર્દ્ધિમત્[2] ॥ ૪૮॥

સિંહસ્કન્ધત્વિષો બિભ્રત્સૌભગગ્રીવકૌસ્તુભમ્ ।
શ્રિયાનપાયિન્યા ક્ષિપ્તનિકષાશ્મોરસોલ્લસત્ ॥ ૪૯॥

પૂરરેચકસંવિગ્નવલિવલ્ગુદલોદરમ્ ।
પ્રતિસઙ્ક્રામયદ્ વિશ્વં નાભ્યાઽઽવર્તગભીરયા ॥ ૫૦॥

શ્યામશ્રોણ્યધિરોચિષ્ણુદુકૂલસ્વર્ણમેખલમ્ ।
સમચાર્વઙ્ઘ્રિજઙ્ઘોરુનિમ્નજાનુસુદર્શનમ્ ॥ ૫૧॥

પદા શરત્પદ્મપલાશરોચિષા
નખદ્યુભિર્નોઽન્તરઘં વિધુન્વતા ।
પ્રદર્શય સ્વીયમપાસ્તસાધ્વસં
પદં ગુરો માર્ગગુરુસ્તમોજુષામ્ ॥ ૫૨॥

આપ જ કર્તા, કરણ અને કર્મ – ત્રણે શક્તિઓના એકમાત્ર આશ્રય છો. આપ જ અહંકારના અધિષ્ઠાતા રુદ્ર છો. આપ જ જ્ઞાન અને ક્રિયાસ્વરૂપ છો તથા આપનાથી જ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી – ચાર પ્રકારની વાણીની અભિવ્યક્તિ થાય છે. આપને નમસ્કાર છે. (૪૩)

હે પ્રભુ! અમને આપના દર્શનની અભિલાષા છે. તેથી આપના ભક્તો જેનું પૂજન કરે છે અને જે આપના આત્મીયજનોને અત્યંત પ્રિય છે તે આપના અનુપમ રૂપની ઝાંખી આપ અમને કરાવો. આપનું તે રૂપ પોતાના ગુણોથી સમસ્ત ઇન્દ્રિયોને તૃપ્ત કરનારું છે. (૪૪) તે (રૂપ) વર્ષાઋતુના મેઘ જેવું સ્નિગ્ધ, શ્યામ અને સમસ્ત સૌંદર્યોનું સાર-સર્વસ્વ છે. સુંદર ચાર વિશાળ ભુજાઓ, અતિમનોહર મુખારવિંદ, કમળદળ જેવા નેત્રો, સુંદર ભ્રમરો, સુઘડ નાસિકા, મનમોહક દંતપંક્તિ, સુન્દર કપોલ, મનોહર મુખમંડળ અને ખૂબ જ સુંદર આપના કર્ણ છે. (૪૫-૪૬) પ્રસન્નતાપૂર્ણ ઉન્મુક્ત હાસ્ય, વાંકી દૃષ્ટિ, કાળી-કાળી વાંકડિયાળી કેશાવલિ (લટો), કમળકુસુમના કેસર જેવું લહેરાતું પીતામ્બર, ઝગમગતાં કુંડળ, તગતગતાં મુગટ, કંકણ, હાર, નૂપુર, મેખલા વગેરે મનોહર આભૂષણો તથા શંખ, ચક્ર, ગદા, પદ્મ, વનમાળા અને કૌસ્તુભમણિને કારણે તે (રૂપ)ની અપૂર્વ શોભા છે. (૪૭-૪૮) તેને સિંહના જેવા પુષ્ટ સ્કંધ છે, જેમના પર હાર, કેયૂર તેમ જ કુંડલ વગેરેનું તેજ ઝગમગી રહ્યું છે; તથા કૌસ્તુભમણિના તેજથી સુશોભિત મનોહર ગ્રીવા છે. તેમનું શામળું વક્ષઃસ્થળ શ્રીવત્સચિહ્ન-રૂપે લક્ષ્મીજીનું નિત્ય નિવાસસ્થાન હોવાને કારણે કસોટી-પથ્થરની શોભાને પણ પરાજિત કરે છે. (૪૯) તેનું ઉદર ત્રણ રેખાઓથી સુશોભિત, પીપળાના પાંદડા જેવું ઘાટીલું, શ્વાસના આવાગમનથી હાલતું ઘણું જ મનોહર જણાય છે. તેમાં વમળ જેવી જે વર્તુળાકાર નાભિ છે. તે એટલી ઊંડી છે કે તેમાંથી ઉત્પન્ન થયેલું આ વિશ્વ જાણે કે ફરી તેમાં જ લીન થવા ઇચ્છે છે. (૫૦) શામવર્ણના કટિપ્રદેશમાં પીતામ્બર અને સુવર્ણ-મેખલા (કંદોરો) શોભી રહ્યાં છે. સરખાં અને સુંદર ચરણો, પીંડલીઓ, જાંઘો અને ઘૂંટણોને કારણે આપનો દિવ્યવિગ્રહ ઘણો જ સુઘડ જણાય છે. (૫૧) આપના ચરણકમળોની શોભા શરદઋતુના કમળ-દળની કાન્તિનો પણ તિરસ્કાર કરે છે. તેમની નખદ્યુતિ જીવોના અંતઃકરણના અંધકારને તત્કાળ નષ્ટ કરી દે છે. અમને આપ કૃપા કરીને ભક્તોના ભયને હરનારા અને આશ્રયસ્વરૂપ તે જ રૂપનું દર્શન કરાવો. હે જગદ્‌ગુરુ! અમને, અજ્ઞાનથી

૧. પ્રા. પા. – પ્રિયતરં । ૨. પ્રાચીન પ્રતમાં 'શઙ્ખચક્રગદાપદ્મ...'થી માંડીને ૫૧મા શ્લોકના પૂર્વાર્ધ (...દુકૂલસ્વર્ણમેખલમ્) સુધીનો આખો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે.

એતદ્રૂપમનુધ્યેયમાત્મશુદ્ધિમભીપ્સતામ્ ।
યદ્ભક્તિયોગોઽભયદઃ સ્વધર્મમનુતિષ્ઠતામ્ ॥ ૫૩॥

ભવાન્ ભક્તિમતા લભ્યો દુર્લભઃ સર્વદેહિનામ્ ।
સ્વારાજ્યસ્યાપ્યભિમત એકાન્તેનાત્મવિદ્ગતિઃ ॥ ૫૪॥

તં દુરારાધ્યમારાધ્ય સતામપિ દુરાપયા ।
એકાન્તભક્ત્યા કો વાઞ્છેત્પાદમૂલં વિના બહિઃ ॥ ૫૫॥

યત્ર નિર્વિષ્ટમરણં કૃતાન્તો નાભિમન્યતે ।
વિશ્વં વિધ્વંસયન્ વીર્યશૌર્યવિસ્ફૂર્જિતભ્રુવા ॥ ૫૬॥

ક્ષણાર્ધેનાપિ તુલયે ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।
ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય[1] મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥ ૫૭॥

અથાનઘાઙ્ઘ્રેસ્તવ કીર્તિતીર્થયો-
રન્તર્બહિઃસ્નાનવિધૂતપાપ્મનામ્ ।
ભૂતેષ્વનુક્રોશસુસત્ત્વશીલિનાં
સ્યાત્સઙ્ગમોઽનુગ્રહ એષ નસ્તવ ॥ ૫૮॥

ન યસ્ય ચિત્તં બહિરર્થવિભ્રમં
તમોગુહાયાં ચ વિશુદ્ધમાવિશત્ ।
યદ્ભક્તિયોગાનુગૃહીતમઞ્જસા
મુનિર્વિચષ્ટે નનુ તત્ર તે ગતિમ્ ॥ ૫૯॥

યત્રેદં વ્યજ્યતે વિશ્વં વિશ્વસ્મિન્નવભાતિ યત્ ।
તત્ત્વં બ્રહ્મ પરં જ્યોતિરાકાશમિવ[2] વિસ્તૃતમ્[3] ॥ ૬૦॥

યો માયયેદં પુરુરૂપયાઽસૃજદ્
બિભર્તિ ભૂયઃ ક્ષપયત્યવિક્રિયઃ ।
યદ્ભેદબુદ્ધિઃ સદિવાત્મદુઃસ્થયા
તમાત્મતન્ત્રં ભગવન્ પ્રતીમહિ ॥ ૬૧॥

છવાયેલા પ્રાણીઓને માટે પોતાની પ્રાપ્તિનો માર્ગ બતાવનારા આપ જ અમારા ગુરુ છો. (૫૨)

હે પ્રભુ! ચિત્તશુદ્ધિની અભિલાષા કરનારા મનુષ્યે આપના તે રૂપનું નિરંતર ધ્યાન ધરવું જોઈએ; આપની ભક્તિ જ સ્વધર્મનું પાલન કરનારા મનુષ્યને અભય આપી દે છે. (૫૩) સ્વર્ગનું શાસન કરનારો ઈન્દ્ર પણ આપને જ પામવા ઇચ્છે છે તથા વિશુદ્ધ આત્મજ્ઞાનીઓની ગતિ પણ આપ જ છો. આ પ્રમાણે આપ બધાં જ શરીરધારીઓ માટે અત્યંત દુર્લભ છો, કેવળ ભક્તિમાન મનુષ્યો જ આપને પામી શકે છે. (૫૪) સત્પુરુષો માટે પણ દુર્લભ અનન્યભક્તિથી ભગવાનને પ્રસન્ન કરીને, કે જેમની પ્રસન્નતા કોઈ અન્ય સાધનથી દુર્લભ છે – એવો કોણ હશે કે જે તેમનાં ચરણકમળોના શરણ સિવાય અન્ય કશાની ઇચ્છા કરશે? (૫૫) પરાક્રમી કાળ પોતાના ભવાંના ઇશારાથી સમસ્ત સંસારનો સંહાર કરે છે, પરંતુ આપના ચરણોનું શરણ લેનાર ભક્તો પર તે પોતાનો પ્રભાવ પાડી શકતો નથી. (૫૬) આવા ભગવત્પ્રેમી ભક્તોનો જો અડધી ક્ષણ માટે પણ સંગ થઈ જાય તો તેની સામે સ્વર્ગ અને મોક્ષને હું નગણ્ય સમજું છું, તો પછી મર્ત્યલોકના તુચ્છ ભોગોની તો વાત જ ક્યાં રહી? (૫૭) હે પ્રભુ! આપના ચરણ સમસ્ત પાપરાશિને હરી લેનારાં છે. અમે તો કેવળ એ જ ઇચ્છીએ છીએ કે જેમણે આપની કીર્તિ અને તીર્થ (ગંગાજી)માં આંતરિક અને બાહ્ય સ્નાન કરીને માનસિક અને શારીરિક બંને પ્રકારનાં પાપ ધોઈ નાખ્યાં છે તથા જેઓ જીવો પ્રત્યે દયા, રાગદ્વેષ-શૂન્ય ચિત્ત, સરળતા વગેરે ગુણોથી યુક્ત છે, આપના તે ભક્તોનો સંગ અમને હંમેશાં પ્રાપ્ત થતો રહે. આ જ અમારા પર આપની મોટી કૃપા હશે. (૫૮) જે સાધકનું ચિત્ત ભક્તિયોગથી અનુગૃહીત અને વિશુદ્ધ થઈને બાહ્ય વિષયોમાં ભટકતું પણ નથી અને અજ્ઞાનની ગુફારૂપ પ્રકૃતિમાં લીન પણ થતું નથી તે અનાયાસે જ આપના સ્વરૂપનું દર્શન પ્રાપ્ત કરી લે છે. (૫૯) જેમાં આ સઘળું જગત ભાસે છે અને જે સ્વયં સમસ્ત જગતમાં ભાસી રહ્યું છે તે આકાશ જેવું વિસ્તૃત અને પરમ પ્રકાશમય બ્રહ્મતત્ત્વ આપ જ છો. (૬૦)

હે ભગવન્! આપની માયા અનેક પ્રકારનાં રૂપ ધારણ કરે છે; તેના જ વડે આપ આ રીતે જગતનું સર્જન, પાલન અને સંહાર કરો છો, પરંતુ એનાથી આપનામાં કોઈ પણ પ્રકારનો વિકાર આવતો નથી. માયાને કારણે બીજા લોકોમાં પણ ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે, આપ પરમાત્મા પર તે પોતાનો પ્રભાવ પાડવામાં અસમર્થ રહે છે. આપને તો અમે પરમ સ્વતંત્ર જ સમજીએ છીએ. (૬૧)

૧. પ્રા. પા. – ૦સઙ્ગાનાં । ૨. પ્રા. પા. – ૦રાકાશ ઇવ । ૩. પ્રા. પા. – વિસ્તૃતઃ ।

ક્રિયાકલાપૈરિદમેવ યોગિનઃ
શ્રદ્ધાન્વિતાઃ સાધુ યજન્તિ સિદ્ધયે ।
ભૂતેન્દ્રિયાન્તઃકરણોપલક્ષિતં[1]
વેદે ચ તન્ત્રે ચ ત એવ કોવિદાઃ ॥ ૬૨॥

ત્વમેક આદ્યઃ પુરુષઃ સુપ્તશક્તિ-
સ્તયા રજઃસત્ત્વતમો વિભિદ્યતે ।
મહાનહં ખં મરુદગ્નિવાર્ધરાઃ
સુરર્ષયો ભૂતગણા ઇદં યતઃ ॥ ૬૩॥

સૃષ્ટં સ્વશક્ત્યેદમનુપ્રવિષ્ટ-
શ્ચતુર્વિધં પુરમાત્માંશકેન ।
અથો વિદુસ્તં પુરુષં સન્તમન્ત-
ર્ભુઙ્ક્તે હૃષીકૈર્મધુ સારઘં યઃ[2] ॥ ૬૪॥

સ એષ લોકાનતિચણ્ડવેગો
વિકર્ષસિ ત્વં ખલુ કાલયાનઃ[3] ।
ભૂતાનિ ભૂતૈરનુમેયતત્ત્વો
ઘનાવલીર્વાયુરિવાવિષહ્યઃ ॥ ૬૫॥

પ્રમત્તમુચ્ચૈરિતિકૃત્યચિન્તયા
પ્રવૃદ્ધલોભં વિષયેષુ લાલસમ્ ।
ત્વમપ્રમત્તઃ સહસાભિપદ્યસે
ક્ષુલ્લેલિહાનોઽહિરિવાખુમન્તકઃ ॥ ૬૬॥

કસ્ત્વત્પદાબ્જં વિજહાતિ પણ્ડિતો
યસ્તેઽવમાનવ્યયમાનકેતનઃ ।
વિશઙ્કયાસ્મદ્ગુરુરર્ચતિ સ્મ યદ્
વિનોપપત્તિં મનવશ્ચતુર્દશ ॥ ૬૭॥

અથ ત્વમસિ નો બ્રહ્મન્ પરમાત્મન્ વિપશ્ચિતામ્ ।
વિશ્વં રુદ્રભયધ્વસ્તમકુતશ્ચિદ્ભયા ગતિઃ ॥ ૬૮॥

આપ જ પંચભૂતો, ઇન્દ્રિયો અને અંતઃકરણના પ્રેરક છો. જે કર્મમાર્ગી મનુષ્યો સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે જાત-જાતનાં કર્મો વડે આપના આ સગુણ-સાકાર સ્વરૂપનું શ્રદ્ધાપૂર્વક સમ્યક્પણે પૂજન કરે છે તેઓ જ વેદ અને શાસ્ત્રોના મર્મજ્ઞ છે. (૬૨) હે પ્રભુ! આપ જ અદ્વિતીય આદિપુરુષ છો. સૃષ્ટિપૂર્વે આપની માયાશક્તિ સુષુપ્ત રહે છે, પછી તેના જ થકી સત્ત્વ, રજ અને તમરૂપ ગુણોનો ભેદ થાય છે અને એ પછી તે જ ગુણોથી મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, દેવતાઓ, ઋષિઓ અને સમસ્ત પ્રાણીઓથી યુક્ત આ જગતની ઉત્પત્તિ થાય છે. (૬૩) પછી આપ પોતાની જ માયા-શક્તિથી રચેલાં આ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ-ભેદે ચાર પ્રકારનાં શરીરોમાં અંશરૂપે પ્રવિષ્ટ થઈ જાઓ છો અને જે રીતે મધમાખીઓ પોતાના જ ઉત્પન્ન કરેલા મધનું આસ્વાદન કરે છે તેવી જ રીતે આપનો તે અંશ તે શરીરોમાં રહીને ઇન્દ્રિયો વડે આ તુચ્છ વિષયોનો ભોગ કરે છે. આપના તે અંશને જ પુરુષ અથવા જીવ કહે છે. (૬૪)

હે પ્રભુ! આપના તત્ત્વનું જ્ઞાન પ્રત્યક્ષ નહીં, અનુમાનથી થાય છે. પ્રલયકાળ આવી પહોંચતાં કાળસ્વરૂપ એવા આપ જ પોતાના પ્રચંડ અને અસહ્ય વેગથી પૃથ્વી વગેરે ભૂતોને અન્ય ભૂતોથી વિચલિત કરાવીને લોકોનો સંહાર કરો છો – જેમ વાયુ પોતાના અસહ્ય અને પ્રચંડ ઝપાટાઓથી વાદળો વડે જ વાદળોને વેરણછેરણ કરીને નષ્ટ કરી નાખે છે. (૬૫) હે ભગવન્! આ મોહગ્રસ્ત જીવ પ્રમાદને લીધે હરહંમેશ એ જ ચિંતામાં રહે છે કે 'અમુક કાર્ય કરવાનું છે.' તેનો લોભ વધી ગયો છે અને તેને વિષયોની જ લાલસા રહ્યા કરે છે. પરંતુ આપ સદૈવ સજાગ રહો છો; ભૂખને લીધે જીભ લપકારતો સાપ જેમ ઉંદરને એકાએક ગળી જાય છે તેવી જ રીતે આપ પોતાના કાળસ્વરૂપથી તે જીવનો અંત લાવી દો છો. (૬૬) આ નાશવાન શરીરને ધારણ કરનાર એવો કયો વિદ્વાન હશે જે આપની અવગણના કરશે અને આપના ચરણકમળોને વીસરશે? આપના ચરણકમળોનું પૂજન અમારા પિતા બ્રહ્માજી શ્રદ્ધાપૂર્વક નિઃશંકપણે કરતા રહે છે તેમજ ચૌદ મનુઓ પણ હેતુવિનાની ભક્તિ કરતા રહે છે. (૬૭)

હે બ્રહ્મન્! આ પ્રમાણે સઘળું જગત રુદ્રરૂપ કાળના ભયથી વ્યાકુળ છે. તેથી હે પરમાત્મા! આ તત્ત્વને જાણનારા અમારા તો આ સમયે આપ જ સર્વથા ભયરહિત આશ્રય છે. (૬૮)

૧. પ્રા. પા. – ૦પલક્ષણં । ૨. પ્રા. પા. – સારવં પયઃ । ૩. પ્રા. પા. – કામયાનઃ ।

ઇદં જપત ભદ્રં વો વિશુદ્ધા નૃપનન્દનાઃ ।
સ્વધર્મમનુતિષ્ઠન્તો ભગવત્યર્પિતાશયાઃ ॥ ૬૯॥

તમેવાત્માનમાત્મસ્થં સર્વભૂતેષ્વવસ્થિતમ્[1] ।
પૂજયધ્વં ગૃણન્તશ્ચ ધ્યાયન્તશ્ચાસકૃદ્ધરિમ્ ॥ ૭૦॥

યોગાદેશમુપાસાદ્ય ધારયન્તો મુનિવ્રતાઃ ।
સમાહિતધિયઃ સર્વ એતદભ્યસતાદતાઃ ॥ ૭૧॥

ઇદમાહ પુરાસ્માકં ભગવાન્ વિશ્વસૃક્પતિઃ ।
ભૃગ્વાદીનામાત્મજાનાં સિસૃક્ષુઃ સંસિસૃક્ષતામ્ ॥ ૭૨॥

તે વયં નોદિતાઃ સર્વે પ્રજાસર્ગે પ્રજેશ્વરાઃ ।
અનેન ધ્વસ્તતમસઃ સિસૃક્ષ્મો વિવિધાઃ પ્રજાઃ ॥ ૭૩॥

અથેદં નિત્યદા યુક્તો જપન્નવહિતઃ પુમાન્ ।
અચિરાચ્છ્રેય આપ્નોતિ વાસુદેવપરાયણઃ ॥ ૭૪॥

શ્રેયસામિહ સર્વેષાં જ્ઞાનં નિઃશ્રેયસં પરમ્ ।
સુખં તરતિ દુષ્પારં જ્ઞાનનૌર્વ્યસનાર્ણવમ્ ॥ ૭૫॥

ય ઇમં શ્રદ્ધયા યુક્તો મદ્ગીતં ભગવત્સ્તવમ્ ।
અધીયાનો દુરારાધ્યં હરિમારાધયત્યસૌ ॥ ૭૬॥

વિન્દતે પુરુષોઽમુષ્માદ્યદ્યદિચ્છત્યસત્વરમ્ ।
મદ્ગીતાત્સુપ્રીતાચ્છ્રેયસામેકવલ્લભાત્ ॥ ૭૭॥

ઇદં યઃ કલ્ય ઉત્થાય પ્રાઞ્જલિઃ શ્રદ્ધયાન્વિતઃ ।
શૃણુયાચ્છ્રાવયેન્મર્ત્યો મુચ્યતે કર્મબન્ધનૈઃ ॥ ૭૮॥

ગીતં મયેદં[2] નરદેવનન્દનાઃ
પરસ્ય પુંસઃ પરમાત્મનઃ સ્તવમ્ ।
જપન્ત એકાગ્રધિયસ્તપો મહ-
ચ્ચરધ્વમન્તે તત આપ્સ્યથેપ્સિતમ્[3] ॥ ૭૯॥

હે રાજકુમારો! આપ વિશુદ્ધભાવે સ્વધર્મનું આચરણ કરતા રહીને ભગવાનમાં ચિત્ત જોડીને મારા કહેલા આ સ્તોત્રનો જપ કરતા રહો; ભગવાન તમારું મંગળ કરશે. (૬૯) આપ પોતાના અંતઃકરણમાં સ્થિત તે સર્વભૂતપ્રાણીઓના અંતર્યામી પરમાત્મા શ્રીહરિનું જ વારંવાર સ્તવન અને ચિંતન કરતા રહીને પૂજન કરો. (૭૦) મેં આપને આ 'યોગાદેશ' નામનું સ્તોત્ર સંભળાવ્યું છે. આપ તેને મનથી ધારણ કરીને, મુનિવ્રતનું આચરણ કરતા રહીને તેનો એકાગ્રતાથી આદરપૂર્વક અભ્યાસ કરો. (૭૧) આ સ્તોત્ર પૂર્વકાળમાં જગતનો વિસ્તાર કરવાની ઇચ્છાવાળા, પ્રજાપતિઓના પતિ ભગવાન બ્રહ્માજીએ પ્રજાની ઉત્પત્તિ કરવાની ઇચ્છાવાળા અમને, ભૃગુ વગેરે પોતાના પુત્રોને સંભળાવ્યું હતું. (૭૨) જ્યારે અમને - પ્રજાપતિઓને પ્રજાનો વિસ્તાર કરવાની આજ્ઞા કરવામાં આવી ત્યારે આના જ થકી અમે પોતાના અજ્ઞાનનું નિવારણ કરીને અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરી હતી. (૭૩) અત્યારે પણ જે ભગવત્પરાયણ મનુષ્ય આનો એકાગ્રચિત્તે દરરોજ જપ કરશે તેનું સત્વરે કલ્યાણ થઈ જશે. (૭૪) આ લોકમાં કલ્યાણનાં બધા પ્રકારનાં સાધનોમાં સૌથી શ્રેષ્ઠ તો મોક્ષ આપનારું જ્ઞાન જ છે. જ્ઞાનની નૌકા પર આરૂઢ મનુષ્ય અનાયાસે જ આ દુસ્તર સંસારસાગરને પાર કરી લે છે. (૭૫) જોકે ભગવાનની આરાધના ઘણી મુશ્કેલ છે, પરંતુ મારા કહેલા આ સ્તોત્રનો જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક પાઠ કરશે તે સુગમતાપૂર્વક ભગવાનની પ્રસન્નતા મેળવી લેશે. (૭૬) ભગવાન જ સઘળાં કલ્યાણકારી સાધનોના એકમાત્ર પ્રિય-પ્રાપ્તવ્ય છે. તેથી મારા ગાયેલા આ સ્તોત્રના ગાનથી તેમને પ્રસન્ન કરીને તે (મનુષ્ય) સ્થિરચિત્તનો થઈને તેમની પાસેથી જે કંઈ ઇચ્છશે તેને પ્રાપ્ત કરી લેશે. (૭૭) જે મનુષ્ય ઉષાકાળે ઊઠીને આ સ્તોત્ર શ્રદ્ધાપૂર્વક હાથ જોડીને સાંભળે કે સંભળાવે છે તે બધા પ્રકારનાં કર્મ-બંધનોમાંથી મુક્ત થઈ જાય છે. (૭૮) હે રાજકુમારો! મેં તમને પરમપુરુષ પરમાત્માનું આ જે સ્તોત્ર સંભળાવ્યું છે તેને એકાગ્રચિત્તે જપતા રહીને તમે મહાન તપસ્યા કરો. તપસ્યા પૂરી થતાં આનાથી તમને અભીષ્ટ ફળ પ્રાપ્ત થઈ જશે. (૭૯)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે રુદ્રગીતં નામ ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત રુદ્રગીત નામનો ચોવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – ષ્વપિ સ્થિતમ્ । ૨. પ્રા. પા. – મયૈતન્નર૦ । ૩. પ્રા. પા. – થેપ્સિતામ્ ।

# પચીસમો અધ્યાય

## પુરંજન-ઉપાખ્યાનનો પ્રારંભ

મૈત્રેય ઉવાચ

ઇતિ સન્દિશ્ય ભગવાન્ બાર્હિષદૈરભિપૂજિતઃ ।
પશ્યતાં રાજપુત્રાણાં તત્રૈવાન્તર્દધે હરઃ ॥ ૧॥

રુદ્રગીતં ભગવતઃ સ્તોત્રં સર્વે પ્રચેતસઃ ।
જપન્તસ્તે તપસ્તેપુર્વર્ષાણામયુતં જલે ॥ ૨॥

પ્રાચીનબર્હિષં ક્ષત્તઃ કર્મસ્વાસક્તમાનસમ્[1] ।
નારદોઽધ્યાત્મતત્ત્વજ્ઞઃ કૃપાલુઃ પ્રત્યબોધયત્ ॥ ૩॥

શ્રેયસ્ત્વં કતમદ્રાજન્ કર્મણાઽઽત્મન ઈહસે ।
દુઃખહાનિઃ સુખાવાપ્તિઃ શ્રેયસ્તન્નેહ ચેષ્યતે[2] ॥ ૪॥

રાજોવાચ

ન જાનામિ મહાભાગ પરં કર્માપવિદ્ધધીઃ ।
બ્રૂહિ મે વિમલં જ્ઞાનં યેન મુચ્યેય કર્મભિઃ ॥ ૫॥

ગૃહેષુ કૂટધર્મેષુ પુત્રદારધનાર્થધીઃ ।
ન પરં વિન્દતે મૂઢો ભ્રામ્યન્ સંસારવર્ત્મસુ ॥ ૬॥

નારદ ઉવાચ

ભો ભોઃ પ્રજાપતે રાજન્ પશૂન્ પશ્ય ત્વયાઽધ્વરે ।
સઞ્જ્ઞાપિતાઞ્જીવસઙ્ઘાન્નિર્ઘૃણેન સહસ્રશઃ ॥ ૭॥

એતે ત્વાં સમ્પ્રતીક્ષન્તે સ્મરન્તો વૈશસં તવ ।
સમ્પરેતમયઃકૂટૈશ્છિન્દન્ત્યુત્થિતમન્યવઃ ॥ ૮॥

અત્ર તે કથયિષ્યેઽમુમિતિહાસં પુરાતનમ્ ।
પુરઞ્જનસ્ય ચરિતં નિબોધ ગદતો મમ ॥ ૯॥

આસીત્પુરઞ્જનો નામ રાજા રાજન્ બૃહચ્છ્રવાઃ ।
તસ્યાવિજ્ઞાતનામાઽઽસીત્સખાઽવિજ્ઞાતચેષ્ટિતઃ ॥ ૧૦॥

સોઽન્વેષમાણઃ શરણં બભ્રામ પૃથિવીં પ્રભુઃ ।
નાનુરૂપં યદાવિન્દદભૂત્સ વિમના ઇવ ॥ ૧૧॥

**શ્રીમૈત્રેયજી કહે છે** — હે વિદુરજી! આ પ્રમાણે ભગવાન શંકરે પ્રચેતાઓને ઉપદેશ આપ્યો. પછી પ્રચેતાઓએ ઘણા ભક્તિભાવથી શંકરજીની પૂજા કરી. ત્યારપછી તેઓ તે રાજકુમારોની સામે જ અંતર્ધાન થઈ ગયા. (૧) (પછી) બધા જ પ્રચેતાઓ પાણીમાં ઊભા રહીને ભગવાન રુદ્રના બતાવેલા સ્તોત્રનો જપ કરતા કરતા દશ હજાર વર્ષ સુધી તપસ્યા કરતા રહ્યા. (૨) તે દિવસોમાં રાજા પ્રાચીનબર્હિનું ચિત્ત કર્મકાંડમાં ઘણું જ રમમાણ હતું. તેમને અધ્યાત્મવિદ્યા-વિશારદ પરમકૃપાળુ નારદજીએ ઉપદેશ આપ્યો. (૩) તેમણે કહ્યું કે 'રાજન્! આ કર્મો વડે તમે પોતાનું કયું કલ્યાણ કરવા ઇચ્છો છો? દુઃખના આત્યંતિક નાશનું અને પરમાનંદની પ્રાપ્તિનું નામ કલ્યાણ છે; તે તો કર્મોથી મળતું નથી.' (૪)

**રાજાએ કહ્યું** — હે મહાભાગ નારદજી! મારી બુદ્ધિ કર્મમાં ફસાયેલી છે, તેથી મને પરમ કલ્યાણની કશી જાણકારી નથી. તમે મને વિશુદ્ધ જ્ઞાનનો ઉપદેશ આપો, કે જેથી હું આ કર્મબંધનમાંથી છૂટી જાઉં. (૫) જે મનુષ્ય કપટધર્મ-પૂર્ણ ગૃહસ્થાશ્રમમાં જ રહીને પુત્ર, પત્ની અને ધનને જ પરમ પુરુષાર્થ માને છે તે અજ્ઞાનને લીધે સંસારરૂપી અરણ્યમાં જ ભટકતો રહેતો હોવાને કારણે પરમ કલ્યાણને પ્રાપ્ત કરી શકતો નથી. (૬)

**શ્રીનારદજીએ કહ્યું** — જુઓ, રાજન્! તમે યજ્ઞમાં નિર્દયતાપૂર્વક જે હજારો પ્રાણીઓનો બલિ આપ્યો છે તે બધા જુઓ, પેલા આકાશમાં સ્થિત છે. (૭) એ બધાં તમારા થકી પ્રાપ્ત થયેલી પીડાઓને યાદ કરતાં અત્યંત ક્રોધપૂર્વક બદલો લેવા માટે તમારી વાટ જોઈ રહ્યાં છે. જ્યારે તમે મર્યા પછી પરલોકમાં જશો ત્યારે તેઓ તમને પોતાનાં વજ્ર જેવાં શીંગડાંઓથી છેદી નાખશે. (૮) વારુ, આ બાબતમાં હું તમને એક પ્રાચીન ઉપાખ્યાન સંભળાવું છું. તે રાજા પુરંજનનું ચરિત્ર છે, તે તમે મારી પાસેથી સાવધાન થઈને સાંભળો. (૯)

હે રાજન્! પહેલાંના સમયમાં પુરંજન નામનો એક મહાન યશસ્વી રાજા હતો. તેનો અવિજ્ઞાત નામનો એક મિત્ર હતો. તેની ચેષ્ટાઓને કોઈ પણ સમજી શકતું ન હતું. (૧૦) રાજા પુરંજન પોતાનું રહેવા લાયક સ્થાન ખોળવા આખી પૃથ્વી પર ફરી વળ્યો, તોપણ તેને કોઈ અનુરૂપ સ્થાન મળ્યું નહીં, ત્યારે તે થોડો ઉદાસીન જેવો થઈ ગયો. (૧૧)

૧. પ્રા. પા. — ત્ચેતસમ્ । ૨. પ્રા. પા. — ઇષ્યતે ।

ન સાધુ મેને તાઃ સર્વા ભૂતલે યાવતીઃ પુરઃ ।
કામાન્ કામયમાનોઽસૌ તસ્ય તસ્યોપપત્તયે ॥ ૧૨॥

સ એકદા હિમવતો દક્ષિણેષ્વથ સાનુષુ ।
દદર્શ નવભિર્દ્વાર્ભિઃ[1] પુરં લક્ષિતલક્ષણામ્ ॥ ૧૩॥

પ્રાકારોપવનાટ્ટાલપરિખૈરક્ષતોરણૈઃ ।
સ્વર્ણરૌપ્યાયસૈઃ શૃઙ્ગૈઃ સઙ્કુલાં સર્વતો ગૃહૈઃ ॥ ૧૪॥

નીલસ્ફટિકવૈદૂર્યમુક્તામરકતારુણૈઃ ।
ક્લૃપ્તહર્મ્યસ્થલીં દીપ્તાં શ્રિયા ભોગવતીમિવ ॥ ૧૫॥

સભાચત્વરરથ્યાભિરાક્રીડાયતનાપણૈઃ ।
ચૈત્યધ્વજપતાકાભિર્યુક્તાં વિદ્રુમવેદિભિઃ ॥ ૧૬॥

પુર્યાસ્તુ[2] બાહ્યોપવને દિવ્યદ્રુમલતાકુલે ।
નદદ્વિહઙ્ગાલિકુલકોલાહલજલાશયે[3] ॥ ૧૭॥

હિમનિર્ઝરવિપ્રુષ્મત્કુસુમાકરવાયુના ।
ચલત્પ્રવાલવિટપનલિનીતટસમ્પદિ ॥ ૧૮॥

નાનારણ્યમૃગ[4]વ્રાતૈરનાબાધે[5] મુનિવ્રતૈઃ ।
આહૂતં મન્યતે પાન્થો યત્ર કોકિલકૂજિતૈઃ ॥ ૧૯॥

યદૃચ્છયાઽઽગતાં તત્ર દદર્શ પ્રમદોત્તમામ્ ।
ભૃત્યૈર્દશભિરાયાન્તીમેકૈકશતનાયકૈઃ ॥ ૨૦॥

પઞ્ચશીર્ષાહિના ગુપ્તાં પ્રતીહારેણ સર્વતઃ ।
અન્વેષમાણામૃષભમપ્રૌઢાં કામરૂપિણીમ્ ॥ ૨૧॥

સુનાસાં સુદતીં બાલાં સુકપોલાં[6] વરાનનામ્ ।
સમવિન્યસ્તકર્ણાભ્યાં બિભ્રતીં કુણ્ડલશ્રિયમ્ ॥ ૨૨॥

પિશઙ્ગનીવીં સુશ્રોણીં શ્યામાં કનકમેખલામ્ ।
પદ્ભ્યાં ક્વણદ્ભ્યાં ચલતીં નૂપુરૈર્દેવતામિવ ॥ ૨૩॥

તેને જાત-જાતના ભોગોની લાલસા હતી, તેમને ભોગવવા માટે તેણે સંસારમાં જેટલાં નગર જોયાં તેમનામાંનું કોઈ પણ તેને ઉચિત જણાયું નહીં. (૧૨)

એક દિવસ તેણે હિમાલયના દક્ષિણતટે આવેલાં શિખરો પર કર્મભૂમિ ભારતખંડમાં નવ દરવાજાઓવાળું એક નગર જોયું. તે બધા પ્રકારનાં સુલક્ષણોથી સંપન્ન હતું. (૧૩) બધી બાજુએ તે કોટ, બગીચા, અટારીઓ, ખાઈઓ, ઝરૂખા અને રાજદ્વારોથી સુશોભિત હતું; અને સોના, ચાંદી તથા લોઢાનાં શિખરોવાળાં વિશાળ ભવનો (મહેલો)થી ખીચોખીચ ભરેલું હતું. (૧૪) તેના મહેલોની ફરસો નીલમ, સ્ફટિક, વૈદૂર્ય, મોતી, પન્ના અને લાલ (રત્નો)ની બનેલી હતી. પોતાની કાન્તિને કારણે તે નાગલોકોની રાજધાની ભોગવતીપુરી જેવું જણાતું હતું. (૧૫) તેમાં અનેક સભાભવનો, ચોક, સડકો, ક્રીડાભવનો, બજાર, વિશ્રામસ્થાનો, ધજા-પતાકાઓ, પરવાળાના ચબૂતરા વગેરે સુશોભિત હતાં. (૧૬)

તે નગરની બહાર દિવ્ય વૃક્ષો અને વેલીઓથી ભરેલો એક સુંદર બાગ હતો. તેની વચ્ચે એક સરોવર સુશોભિત હતું. તેની આસપાસ અનેક પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં તથા ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. (૧૭) સરોવરના કિનારે જે વૃક્ષો હતાં તેમની ડાળીઓ અને પાંદડાંઓ શીતળ ઝરણાંઓનાં જળબિંદુઓ સાથે ભળેલા વાસંતી પવનની લહેરોથી હાલી રહ્યાં હતાં. અને એ રીતે તેઓ તટવર્તી ભૂમિની શોભા વધારી રહ્યાં હતાં. (૧૮) ત્યાંનાં વન્ય પશુઓ પણ મુનિજનોને યોગ્ય અહિંસા વગેરે વ્રતોનું પાલન કરનારાં હતાં, તેથી તેમનાથી કોઈને કંઈ કષ્ટ પહોંચતું ન હતું. ત્યાં વારંવાર કોકિલોનો જે કુહૂરવ થતો હતો તેને લીધે માર્ગ પર ચાલનારા પથિકોને એવો ભ્રમ થતો હતો કે જાણે તે બગીચો તેમને વિશ્રામ કરવા માટે નોતરી રહ્યો છે. (૧૯)

રાજા પુરંજને તે અદ્ભુત વનમાં ફરતાં ફરતાં એક સુંદરીને આવતી જોઈ, કે જે અચાનક જ આ તરફ ચાલી આવી હતી. તેની સાથે દસ સેવકો હતા, જેમનામાંનો પ્રત્યેક જણ સો-સો નાયિકાઓનો પતિ હતો. (૨૦) પાંચ ફણાવાળો એક સાપ તેનો દ્વારપાળ હતો. તે જ તેનું બધી બાજુએથી રક્ષણ કરતો હતો. તે સુંદર ભલીભોળી કિશોરી હતી અને લગ્ન માટે શ્રેષ્ઠ પુરુષ ખોળી રહી હતી. (૨૧) તેનું નાક, દંતપક્તિ, ગાલ અને મુખ – ઘણાં સુંદર હતાં. તેના સમાન કાનોમાં કુંડળ ઝગમગી રહ્યાં હતાં. (૨૨) તેનો વર્ણ શામળો હતો. તેનો કટિપ્રદેશ સુંદર હતો. તેણે પીળા રંગની સાડી અને સોનાનાં કંકણ પહેરેલાં હતાં તથા ચાલતી વખતે

૧. પ્રા. પા. – ૦ર્દ્વારૈઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'સ્તુ' - એટલો ભાગ નથી. ૩. પ્રા. પા. – ૦વિહઙ્ગમાલિ૦ । ૪. પ્રા. પા. – ૦મૃગવ્યાલૈ૦ । ૫. પ્રા. પા. – ૦રનાબાધૈર્મુનિ૦ । ૬. પ્રા. પા. – સકપોલવરાન૦ ।

સ્તનૌ વ્યઞ્જિતકૈશોરૌ સમવૃત્તૌ નિરન્તરૌ ।
વસ્ત્રાન્તેન નિગૂહન્તીં વ્રીડયા ગજગામિનીમ્ ॥ ૨૪॥

તામાહ લલિતં વીરઃ સવ્રીડસ્મિતશોભનામ્ ।
સ્નિગ્ધેનાપાઙ્ગપુઙ્ખેન સ્પૃષ્ટઃ પ્રેમોદ્ભ્રમદ્ભ્રુવા ॥ ૨૫॥

કા ત્વં કઞ્જપલાશાક્ષિ કસ્યાસીહ કુતઃ સતિ ।
ઈમામુપપુરીં ભીરુ કિં ચિકીર્ષસિ શંસ મે ॥ ૨૬॥

ક એતેઽનુપથા[1] યે ત એકાદશ મહાભટાઃ ।
એતા વા[2] લલનાઃ સુભ્રુ કોઽયં તેઽહિઃ પુરઃસરઃ ॥ ૨૭॥

ત્વં હ્રીર્ભવાન્યસ્યથ[3] વાગ્રમાપતિં[4]
વિચિન્વતી કિં મુનિવદ્ રહો વને ।
ત્વદઙ્ઘ્રિકામાપ્તસમસ્તકામં[5]
ક્વ પદ્મકોશઃ પતિતઃ કરાગ્રાત્ ॥ ૨૮॥

નાસાં વરોર્વન્યતમા ભુવિસ્પૃક્
પુરીમિમાં વીરવરેણ સાકમ્ ।
અર્હસ્યલઙ્કર્તુમદભ્રકર્મણા
લોકં પરં શ્રીરિવ યજ્ઞપુંસા ॥ ૨૯॥

યદેષ માઽપાઙ્ગવિખણ્ડિતેન્દ્રિયં
સવ્રીડભાવસ્મિતવિભ્રમદ્ભ્રુવા ।
ત્વયોપસૃષ્ટો ભગવાન્મનોભવઃ
પ્રબાધતેઽથાનુગૃહાણ[6] શોભને ॥ ૩૦॥

ત્વદાનનં સુભ્રુ સુતારલોચનં[7]
વ્યાલમ્બિનીલાલકવૃન્દસંવૃતમ્[8] ।
ઉન્નીય મે દર્શય વલ્ગુવાચકં
યદ્વ્રીડયા નાભિમુખં શુચિસ્મિતે ॥ ૩૧॥

નારદ ઉવાચ[9]

ઈત્થં પુરઞ્જનં નારી યાચમાનમધીરવત્ ।
અભ્યનન્દત તં વીરં હસન્તી વીર મોહિતા ॥ ૩૨॥

ચરણોમાંથી નૂપુરોનો ઝણકાર કરતી જતી હતી. વધુ તો શું, તે સાક્ષાત્ કોઈ દેવી જેવી જણાતી હતી. (૨૩) તે ગજગામિની બાળા કિશોરાવસ્થા સૂચવતા, પોતાના ગોળ-ગોળ, ઘાટીલા અને પરસ્પર અડોઅડ રહેલા સ્તનોને લજ્જાવશ વારંવાર પાલવથી ઢાંકતી જતી હતી. (૨૪)

તેનાં પ્રેમથી મટકતાં ભવાં અને પ્રેમસભર ત્રાંસી દૃષ્ટિ (નેત્રકટાક્ષ)ના બાણથી ઘાયલ થઈને વીર પુરંજને લજ્જાયુક્ત સ્મિતથી સુંદર લાગતી દેવીને મધુર વાણીમાં કહ્યું. (૨૫) 'હે કમલદલ-લોચના! મને બતાવ, તું કોણ છે? કોની પુત્રી છે? હે સાધ્વી! અત્યારે ક્યાંથી આવી રહી છે? ભીરુ! આ પુરીમાં તું શું કરવા ઇચ્છે છે? (૨૬) હે સુંદર ભ્રૂકુટિવાળી! તારી સાથે આ અગિયારમા મહાન શૂરવીર વડે સંચાલિત આ દસ સેવકો કોણ છે અને આ સખીઓ તથા તારી આગળ-આગળ ચાલતો આ સાપ કોણ છે?* (૨૭) હે સુંદરી! તું સાક્ષાત્ લજ્જા-દેવી છે, કે પછી ઉમા, રમા અને બ્રહ્માણી પૈકીની કોઈ છે? અહીં વનમાં મુનિઓની જેમ એકાંતવાસ સેવીને શું તું પોતાના પતિદેવને ખોળી રહી છે? તું જેમનાં ચરણોની કામના કરે છે તે તારા પ્રાણનાથ તો એટલાથી જ પૂર્ણકામ થઈ જશે. વારુ, જો તું સાક્ષાત્ કમલાદેવી છે તો તારા હાથનું ક્રીડાકમળ ક્યાં પડી ગયું? (૨૮)

હે સુભગા! તું એમાંથી તો કોઈ છે નહીં; કારણ કે તારાં ચરણ પૃથ્વીને સ્પર્શી રહ્યાં છે. વારુ, જો તું કોઈ માનવવ્યક્તિ જ છે, તો જેમ લક્ષ્મીજી ભગવાન વિષ્ણુની સાથે વૈકુંઠની શોભામાં વૃદ્ધિ કરે છે તેવી જ રીતે તું મારી સાથે આ શ્રેષ્ઠ નગરીને અલંકૃત કર. જો, હું મહાન વીર અને પરાક્રમી છું; પરંતુ આજે તારા નેત્રકટાક્ષોએ મારા મનને બેકાબૂ કરી દીધું છે. તારા શરમાળ અને રતિભાવસભર સ્મિત સહિત ભવાંઓનો સંકેત પામીને આ શક્તિમાન કામદેવ મને પીડિત કરી રહ્યો છે. તેથી હે સુંદરી! હવે તારે મારા પર કૃપા કરવી જોઈએ. (૩૦) હે પાવનસ્મિતા! સુંદર ભવાં અને સુઘડ નેત્રોથી સુશોભિત તારું મુખારવિંદ આ સુદીર્ઘ કાળા કેશની લટોથી ઘેરાયેલું છે; તારા મુખમાંથી નીકળેલાં વાક્યો ઘણાં જ મધુર અને મનોહારી છે, પરંતુ તે મુખ તો શરમનું માર્યું મારી તરફ થતું જ નથી. જરા ઊંચું કરીને પોતાના તે સુંદર મુખડાનું મને દર્શન તો કરાવ.' (૩૧)

**શ્રીનારદજીએ કહ્યું** – હે વીર! રાજા પુરંજને જ્યારે અધીર થઈને આ પ્રમાણે યાચના કરી ત્યારે તે બાળાએ પણ

---

૧. પ્રા. પા. – એતે તુ પુરોગા યે । ૨. પ્રા. પા. – એતાશ્ચ । ૩. પ્રા. પા. – શ્રીર્ભવાન્ય૦ । ૪. પ્રા. પા. – વા ઉમાપતિં । ૫. પ્રાચીન પ્રતમાં '૦સમસ્ત૦' - એ ભાગ ખંડિત છે. ૬. પ્રા. પા. – ૦તે માનુગૃહાણ । ૭. પ્રા. પા. – સુનાસ૦ । ૮. પ્રા. પા. – ૦સઙ્કુલમ્ । ૯. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' - એટલો ભાગ નથી.

* આ રૂપકમાં મહાભટ મન છે, તેના સેવકો - દસ ઇન્દ્રિયો છે, તેમની સખીઓ ઇન્દ્રિયોની વૃત્તિઓ છે, આગળ-આગળ ચાલનારો સર્પ એ પ્રાણ છે.

ન[1] વિદામ વયં સમ્યક્કર્તારં પુરુષર્ષભ ।
આત્મનશ્ચ પરસ્યાપિ ગોત્રં નામ ચ યત્કૃતમ્ ॥ ૩૩॥

ઇહાદ્ય સન્તમાત્માનં વિદામ ન તતઃ પરમ્ ।
યેનેયં નિર્મિતા વીર પુરી શરણમાત્મનઃ ॥ ૩૪॥

એતે સખાયઃ સખ્યો મે નરા નાર્યશ્ચ માનદ ।
સુપ્તાયાં મયિ જાગર્તિ નાગોઽયં પાલયન્ પુરીમ્ ॥ ૩૫॥

દિષ્ટ્યાઽઽગતોઽસિ ભદ્રં તે ગ્રામ્યાન્ કામાનભીપ્સસે ।
ઉદ્વહિષ્યામિ તાંસ્તેઽહં સ્વબન્ધુભિરરિન્દમ ॥ ૩૬॥

ઇમાં ત્વમધિતિષ્ઠસ્વ પુરીં નવમુખીં વિભો ।
મયોપનીતાન્ ગૃહ્ણાનઃ કામભોગાન્ શતં સમાઃ ॥ ૩૭॥

કં નુ ત્વદન્યં રમયે હ્યરતિજ્ઞમકોવિદમ્ ।
અસમ્પરાયાભિમુખમશ્વસ્તનવિદં[2] પશુમ્ ॥ ૩૮॥

ધર્મો હ્યત્રાર્થકામૌ ચ પ્રજાનન્દોઽમૃતં યશઃ ।
લોકા વિશોકા વિરજા યાન્ ન કેવલિનો વિદુઃ ॥ ૩૯॥

પિતૃદેવર્ષિમર્ત્યાનાં ભૂતાનામાત્મનશ્ચ હ ।
ક્ષેમ્યં[3] વદન્તિ શરણં ભવેઽસ્મિન્ યદ્ ગૃહાશ્રમઃ ॥ ૪૦॥

કા નામ વીર વિખ્યાતં વદાન્યં પ્રિયદર્શનમ્ ।
ન વૃણીત પ્રિયં[4] પ્રાપ્તં માદૃશી ત્વાદૃશં પતિમ્[5] ॥ ૪૧॥

કસ્યા મનસ્તે ભુવિ ભોગિભોગયોઃ
સ્ત્રિયા ન સજ્જેદ્ભુજયોર્મહાભુજ ।
યોઽનાથવર્ગાધિમલં ઘૃણોદ્ધત-
સ્મિતાવલોકેન ચરત્યપોહિતુમ્ ॥ ૪૨॥

નારદ ઉવાચ[6]

ઇતિ તૌ દમ્પતી તત્ર સમુદ્ય સમયં મિથઃ ।
તાં પ્રવિશ્ય પુરીં રાજન્મુમુદાતે શતં સમાઃ ॥ ૪૩॥

હસીને તેનું સમર્થન કર્યું. તે પણ રાજાને જોઈને મોહિત થઈ ચૂકી હતી. (૩૨) તેણે કહ્યું – 'હે નરશ્રેષ્ઠ! મને ઉત્પન્ન કરનારને હુ બરાબર જાણતી નથી અને હું પોતાના કે કોઈ બીજાના નામ કે ગોત્રને પણ જાણતી નથી. (૩૩) હે વીરવર! આજે અમે બધાં આ પુરીમાં છીએ – આ સિવાય હું બીજું કશું જાણતી નથી. મને એની પણ ખબર નથી કે અમારા રહેવા માટે આ પુરી કોણે બનાવી છે. (૩૪) હે પ્રિયવર! આ પુરુષો મારા મિત્રો છે અને સ્ત્રીઓ મારી સખીઓ છે તથા આ સાપ જ્યારે હું સૂઈ જાઉં છું ત્યારે તે જાગતો રહે છે અને આ પુરીનું રક્ષણ કરે છે. (૩૫) હે શત્રુદમન! તમે અહીં પધાર્યા એ મારે માટે સૌભાગ્યની વાત છે. તમારું મંગળ થાઓ. તમને વિષયભોગોની ઇચ્છા છે, તે પૂર્ણ કરવા માટે પોતાના સાથીઓ સમેત હું બધા જ પ્રકારના ભોગો પ્રસ્તુત કરતી રહીશ. (૩૬) હે પ્રભુ! નવ દરવાજાઓવાળી આ નગરીમાં મારા પ્રસ્તુત કરાવેલા ઇચ્છિત ભોગો ભોગવતા રહીને તમે સેંકડો વર્ષો સુધી નિવાસ કરો. (૩૭) ભલા, તમને છોડીને હું અન્ય કોની સાથે રમણ કરીશ? અન્ય લોકો નથી તો રતિસુખને જાણતા, નથી તો વિહિત ભોગોય ભોગવતા કે નથી તો પરલોકનો વિચાર પણ કરતા, તેમ જ કાલે શું થશે એનું ધ્યાન પણ રાખતા નથી; તેથી પશુતુલ્ય છે. (૩૮) અહો! આ લોકમાં ગૃહસ્થાશ્રમમાં જ ધર્મ, અર્થ, કામ, સંતાનસુખ, મોક્ષ, સુયશ અને સ્વર્ગ વગેરે દિવ્ય લોકોની પ્રાપ્તિ થઈ શકે છે. સંસારને ત્યજી દેનારા યતિજનો તો આ બધાની કલ્પના પણ કરી શકતા નથી. (૩૯) મહાપુરુષોનું કથન છે કે આ લોકમાં પિતૃઓ, દેવો, ઋષિઓ, મનુષ્યો તથા સઘળાં પ્રાણીઓના તથા પોતાના પણ કલ્યાણનો આશ્રય એકમાત્ર ગૃહસ્થાશ્રમ જ છે. (૪૦) હે વીરશિરોમણિ! આ લોકમાં મારા જેવી કોણ સ્ત્રી હશે કે જે આપમેળે જ પ્રાપ્ત થયેલા તમારા જેવા સુપ્રસિદ્ધ, ઉદારચિત્ત અને સુંદર પતિનું વરણ ન કરે? (૪૧) હે મહાબાહુ! આ પૃથ્વી પર તમારી સાપ જેવી ગોળાકાર સુકોમળ ભુજાઓમાં સ્થાન પામવા માટે કઈ કામિનીનું ચિત્ત નહીં લલચાય? તમે તો પોતાની મધુર સ્મિતમય કરુણાસભર દૃષ્ટિથી મારા જેવી અનાથ અબળાઓના માનસિક સંતાપનું શમન કરવા માટે જ પૃથ્વી પર વિચરણ કરી રહ્યા છો.' (૪૨)

**શ્રીનારદજી કહે છે** – હે રાજન્! તે સ્ત્રી-પુરુષોએ આ રીતે એકબીજાની વાતનું સમર્થન કર્યું અને પછી સો વર્ષો સુધી તે પુરીમાં રહીને આનંદ ભોગવ્યો. (૪૩)

૧. પ્રા. પા. – વિદામ ન । ૨. પ્રા. પા. – ત્પદં । ૩. પ્રા. પા. – ક્ષેમં । ૪. પ્રા. પા. – પતિં । ૫. પ્રા. પા. – સ્વયમ્ ।
૬. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' - એટલો ભાગ નથી.

ઉપગીયમાનો લલિતં તત્ર તત્ર ચ ગાયકૈઃ ।
ક્રીડન્ પરિવૃતઃ સ્ત્રીભિર્હ્રદિનીમાવિશચ્છુચૌ ॥ ૪૪॥

સપ્તોપરિ કૃતા દ્વારઃ પુરસ્તસ્યાસ્તુ દ્વે અધઃ ।
પૃથગ્વિષયગત્યર્થં તસ્યાં યઃ કશ્ચનેશ્વરઃ ॥ ૪૫॥

પઞ્ચ દ્વારસ્તુ પૌરસ્ત્યા દક્ષિણૈકા તથોત્તરા ।
પશ્ચિમે દ્વે અમૂષાં તે નામાનિ નૃપ વર્ણયે ॥ ૪૬॥

ખદ્યોતાઽઽવિર્મુખી ચ પ્રાગ્દ્વારાવેકત્ર નિર્મિતે ।
વિભ્રાજિતં જનપદં યાતિ તાભ્યાં દ્યુમત્સખઃ ॥ ૪૭॥

નલિની નાલિની ચ પ્રાગ્દ્વારાવેકત્ર નિર્મિતે ।
અવધૂતસખસ્તાભ્યાં વિષયં યાતિ સૌરભમ્ ॥ ૪૮॥

મુખ્યા નામ પુરસ્તાદ્ દ્વાસ્તયાઽઽપણબહૂદનૌ ।
વિષયૌ યાતિ પુરરાડ્રસજ્ઞવિપણાન્વિતઃ ॥ ૪૯॥

પિતૃહૂર્નૃપ પુર્યા દ્વાર્દક્ષિણેન પુરઞ્જનઃ ।
રાષ્ટ્રં દક્ષિણપઞ્ચાલં યાતિ શ્રુતધરાન્વિતઃ[1] ॥ ૫૦॥

દેવહૂર્નામ પુર્યા દ્વા ઉત્તરેણ પુરઞ્જનઃ ।
રાષ્ટ્રમુત્તરપઞ્ચાલં યાતિ શ્રુતધરાન્વિતઃ ॥ ૫૧॥

આસુરી નામ પશ્ચાદ્ દ્વાસ્તયા યાતિ પુરઞ્જનઃ ।
ગ્રામકં નામ વિષયં દુર્મદેન સમન્વિતઃ ॥ ૫૨॥

નિર્ઋતિર્નામ પશ્ચાદ્ દ્વાસ્તયા યાતિ પુરઞ્જનઃ ।
વૈશસં નામ વિષયં લુબ્ધકેન સમન્વિતઃ ॥ ૫૩॥

અન્ધાવમીષાં[2] પૌરાણાં નિર્વાક્પેશસ્કૃતાવુભૌ ।
અક્ષણ્વતામધિપતિસ્તાભ્યાં યાતિ કરોતિ ચ ॥ ૫૪॥

સ[3] યર્હ્યન્તઃપુરગતો વિષૂચીનસમન્વિતઃ ।
મોહં પ્રસાદં હર્ષં વા યાતિ જાયાત્મજોદ્ભવમ્ ॥ ૫૫॥

એવં કર્મસુ સંસક્તઃ કામાત્મા વઞ્ચિતોઽબુધઃ ।
મહિષી યદ્યદીહેત તત્તદેવાન્વવર્તત ॥ ૫૬॥

ક્વચિત્પિબન્ત્યાં પિબતિ મદિરાં મદવિહ્વલઃ ।
અશ્નન્ત્યાં ક્વચિદશ્નાતિ જક્ષત્યાં સહ જક્ષતિ ॥ ૫૭॥

ગાયકો સુમધુર સ્વરે ચારે તરફ રાજા પુરંજનની કીર્તિ ગાયા કરતા હતા. જ્યારે ગ્રીષ્મઋતુ આવતી ત્યારે તે અનેક સ્ત્રીઓ સાથે સરોવરમાં પ્રવેશીને જળક્રીડા કરતો હતો. (૪૪) તે નગરીમાં જે નવ દરવાજા હતા તેમાંના સાત નગરીની ઉપર અને બે નગરીની નીચે હતા. તે નગરીનો જે કોઈ રાજા થતો તેના અલગ-અલગ દેશોમાં જવા માટે આ દરવાજા બનાવવામાં આવ્યા હતા. (૪૫) હે રાજન્! તેમાંના પાંચ પૂર્વ તરફ, એક દક્ષિણ તરફ, એક ઉત્તર તરફ અને બે પશ્ચિમ તરફ હતા. તેમનાં નામોનું હું વર્ણન કરું છું. (૪૬) પૂર્વ તરફ ખદ્યોતા અને આવિર્મુખી નામના બે દરવાજા એક જ જગ્યાએ બનાવવામાં આવ્યા હતા. તેમાં થઈને રાજા પુરંજન પોતાના મિત્ર દ્યુમાનની સાથે વિભ્રાજિત નામના દેશમાં (અવારનવાર) જતો હતો. (૪૭) એ જ રીતે તે તરફ નલિની અને નાલિની નામના બીજા પણ બે દરવાજા એક જ જગ્યાએ બનાવવામાં આવ્યા હતા. તેમાં થઈને તે અવધૂતની સાથે સૌરભ નામના દેશમાં જતો હતો. (૪૮) પૂર્વ દિશા તરફ મુખ્યા નામનો જે પાંચમો દરવાજો હતો તેમાં થઈને તે રસજ્ઞ અને વિપણની સાથે ક્રમશઃ બહૂદન અને આપણ નામના દેશોમાં જતો હતો. (૪૯) પુરીની દક્ષિણ બાજુએ પિતૃહૂ નામનો જે દરવાજો હતો તેમાં થઈને રાજા પુરંજન શ્રુતધરની સાથે દક્ષિણ-પાંચાલ દેશમાં જતો હતો. (૫૦) ઉત્તર તરફ દેવહૂ નામનો જે દરવાજો હતો તેમાં થઈને તે શ્રુતધરની જ સાથે ઉત્તર-પાંચાલ દેશમાં જતો હતો. (૫૧) પશ્ચિમ દિશામાં આસુરી નામનો દરવાજો હતો, તેમાં થઈને તે દુર્મદ સાથે ગ્રામક દેશમાં જતો હતો. (૫૨) તથા નિર્ઋતિ નામનો જે બીજો પશ્ચિમનો દરવાજો હતો તેમાં થઈને તે લુબ્ધકની સાથે વૈશસ નામના દેશમાં જતો હતો. (૫૩) તે નગરના નિવાસીઓમાં નિર્વાક અને પેશસ્કૃત - આ બે નાગરિકો આંધળા હતા. રાજા પુરંજન આંખોવાળા નાગરિકોનો અધિપતિ હોવા છતાં પણ આમની મદદથી બધી બાજુ જતો હતો અને બધા પ્રકારનાં કામ કરતો હતો. (૫૪)

જ્યારે ક્યારેક પોતાના મુખ્ય સેવક વિષૂચીનની સાથે તે અંતઃપુરમાં જતો ત્યારે તેને પત્ની અને પુત્રોને કારણે થતા મોહ, પ્રસન્નતા, હર્ષ વગેરે વિકારોનો અનુભવ થતો. (૫૫) તેનું ચિત્ત જાતજાતનાં કર્મોમાં ફસાયેલું હતું અને કામમાં આસક્ત હોવાને કારણે રમણી વડે તે અબુધ છેતરાયો હતો. તેની રાણી જે જે કામ કરતી હતી તે જ કામો તે પણ કરવા લાગતો હતો. (૫૬) તે જ્યારે મદ્યપાન કરતી ત્યારે તે પણ મદિરા પીતો હતો અને મદોન્મત્ત થઈ જતો હતો. જ્યારે તે

૧. પ્રા. પા. – શ્રુતિ૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'અન્ધાવમીષાં'થી શરૂ કરીને 'કરોતિ ચ' સુધી (૫૪મો શ્લોક) નથી. ૩. પ્રાચીન પ્રતમાં ૫૫મા શ્લોકનો પૂર્વાર્ધ ભાગ નથી.

ક્વચિદ્‌ગાયતિ ગાયન્ત્યાં રુદત્યાં રુદતિ ક્વચિત્ ।
ક્વચિદ્ધસન્ત્યાં હસતિ જલ્પન્ત્યામનુ જલ્પતિ ॥ ૫૮॥

ક્વચિદ્ધાવતિ ધાવન્ત્યાં તિષ્ઠન્ત્યામનુ તિષ્ઠતિ ।
અનુ શેતે શયાનાયામન્વાસ્તે ક્વચિદાસતીમ્ ॥ ૫૯॥

ક્વચિચ્છૃણોતિ શૃણ્વન્ત્યાં પશ્યન્ત્યામનુ પશ્યતિ ।
ક્વચિજ્જિઘ્રતિ જિઘ્રન્ત્યાં સ્પૃશન્ત્યાં સ્પૃશતિ ક્વચિત્ ॥ ૬૦॥

ક્વચિચ્ચ શોચતીં જાયામનુશોચતિ દીનવત્ ।
અનુ હૃષ્યતિ હૃષ્યન્ત્યાં મુદિતામનુ મોદતે ॥ ૬૧॥

વિપ્રલબ્ધો મહિષ્યૈવં સર્વપ્રકૃતિવઞ્ચિતઃ ।
નેચ્છન્નનુકરોત્યજ્ઞઃ ક્લૈબ્યાત્ક્રીડામૃગો યથા ॥ ૬૨॥

ભોજન કરતી ત્યારે તે પણ ભોજન કરવા લાગતો હતો અને તે જ્યારે કંઈ ચાવતી ત્યારે તે પણ તે જ વસ્તુ ચાવવા લાગતો હતો. (૫૭) આ જ પ્રમાણે ક્યારેક તે ગાતી તો ગાવા માંડતો, રોતી તો રોવા માંડતો, હસતી તો હસવા લાગતો અને બોલતી તો બોલવા લાગતો. (૫૮) તે દોડતી ત્યારે તે પણ દોડવા લાગતો, ઊભી રહેતી તો તે પણ ઊભો રહી જતો; તે સૂતી તો તે પણ તેની સાથે સૂઈ જતો અને બેસતી તો બેસી જતો. (૫૯) ક્યારેક તે સાંભળવા લાગતી તો તે પણ સાંભળવા લાગતો, જોતી તો જોવા લાગતો, સૂંઘતી તો સૂંઘવા લાગતો અને કોઈ વસ્તુને અડકતી તો તે પણ અડકવા લાગતો. (૬૦) ક્યારેક તેની તે પ્રિયા શોકવિહ્વળ થતી તો તે પણ અત્યંત દીન જેવો વ્યાકુળ થઈ જતો; જ્યારે તે પ્રસન્ન થતી ત્યારે તે પણ પ્રસન્ન થતો અને તેના આનંદિત થવાથી તે પણ આનંદિત થતો. (૬૧) (આ પ્રમાણે) રાજા પુરંજન પોતાની રૂપાળી રાણી દ્વારા છેતરાઈ ગયો. સઘળો પ્રકૃતિસમૂહ - વાતાવરણ જ તેને દગો દેવા લાગ્યું. તે મૂર્ખ વિવશ થઈને, ઇચ્છા નહીં હોવા છતાં પણ ખેલ કરવા ઘરમાં પાળેલા વાંદરાની જેમ અનુકરણ કરતો રહેતો હતો. (૬૨)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પુરઞ્જનોપાખ્યાને પઞ્ચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પુરંજન-ઉપાખ્યાનમાંનો પચીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# છવ્વીસમો અધ્યાય

## રાજા પુરંજનનું શિકાર ખેલવા વનમાં જવું અને રાણીનું ક્રુદ્ધ થવું

નારદ ઉવાચ[1]

સ એકદા મહેષ્વાસો રથં પઞ્ચાશ્વમાશુગમ્ ।
દ્વીષં દ્વિચક્રમેકાક્ષં ત્રિવેણું પઞ્ચબન્ધુરમ્ ॥ ૧॥

એકરશ્મ્યેકદમનમેકનીડં દ્વિકૂબરમ્ ।
પઞ્ચપ્રહરણં સપ્તવરૂથં પઞ્ચવિક્રમમ્ ॥ ૨॥

હૈમોપસ્કરમારુહ્ય સ્વર્ણવર્માઽક્ષયેષુધિઃ ।
એકાદશચમૂનાથઃ પઞ્ચપ્રસ્થમગાદ્વનમ્ ॥ ૩॥

ચચાર મૃગયાં તત્ર દૃપ્ત આત્તેષુકાર્મુકઃ ।
વિહાય જાયામતદર્હાં મૃગવ્યસનલાલસઃ ॥ ૪॥

**શ્રીનારદજી કહે છે** – હે રાજન્! એક દિવસ રાજા પુરંજન પોતાનું વિશાળ ધનુષ્ય, સોનાનું કવચ અને અક્ષય ભાથો ધારણ કરીને પોતાના અગિયારમા સેનાપતિ સાથે, પાંચ ઘોડાઓવાળા શીઘ્રગામી રથમાં બેસીને પંચપ્રસ્થ નામના વનમાં ગયો. તે રથમાં બે ઈષાદંડ (બંબુ), બે પૈડાં, એક ધરી, ત્રણ ધ્વજદંડ, પાંચ દોરીઓ, એક લગામ, એક સારથિ, એક બેઠક, બે ધૂંસરી (કૂબર), પાંચ આયુધ અને સાત આવરણ હતાં. તે પાંચ પ્રકારની ચાલે ચાલતો હતો તથા તેનો બધો સાજ-શણગાર સોનેરી હતો. (૧-૩) જોકે રાજા માટે પોતાની પ્રિયાને ક્ષણવાર પણ છોડવી મુશ્કેલ હતું, પણ તેને તે દિવસે શિકારનો એવો શોખ જાગ્યો કે તેની પણ પરવા નહીં કરીને ભારે ગર્વપૂર્વક ધનુષ્યબાણ ચડાવીને શિકાર કરવા લાગ્યો. (૪)

[1] પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' - એટલો ભાગ નથી.

આસુરીં વૃત્તિમાશ્રિત્ય ઘોરાત્મા નિરનુગ્રહઃ ।
ન્યહનન્નિશિતૈર્બાણૈર્વનેષુ વનગોચરાન્ ॥ ૫॥

તીર્થેષુ પ્રતિદષ્ટેષુ રાજા મેધ્યાન્[1] પશૂન્ વને ।
યાવદર્થમલં લુબ્ધો હન્યાદિતિ નિયમ્યતે ॥ ૬॥

ય એવં કર્મ નિયતં વિદ્વાન્ કુર્વીત માનવઃ ।
કર્મણા તેન રાજેન્દ્ર જ્ઞાનેન ન સ લિપ્યતે ॥ ૭॥

અન્યથા કર્મ કુર્વાણો માનારૂઢો નિબધ્યતે ।
ગુણપ્રવાહપતિતો નષ્ટપ્રજ્ઞો વ્રજત્યધઃ ॥ ૮॥

તત્ર નિર્ભિન્નગાત્રાણાં ચિત્રવાજૈઃ શિલીમુખૈઃ ।
વિપ્લવોઽભૂદ્દુઃખિતાનાં દુઃસહઃ કરુણાત્મનામ્ ॥ ૯॥

શશાન્ વરાહાન્ મહિષાન્ગવયાન્ રુરુશલ્યકાન્ ।
મેધ્યાનન્યાંશ્ચ[2] વિવિધાન્ વિનિઘ્નન્શ્રમમધ્યગાત્ ॥ ૧૦॥

તતઃ ક્ષુત્તૃટ્પરિશ્રાન્તો નિવૃત્તો ગૃહમેયિવાન્ ।
કૃતસ્નાનોચિતાહારઃ સંવિવેશ ગતક્લમઃ ॥ ૧૧॥

આત્માનમર્હયાઞ્ચક્રે ધૂપાલેપસ્રગાદિભિઃ ।
સાધ્વલઙ્કૃતસર્વાઙ્ગો મહિષ્યામાદધે મનઃ ॥ ૧૨॥

તૃપ્તો હૃષ્ટઃ સુદૃપ્તશ્ચ કન્દર્પાકૃષ્ટમાનસઃ ।
ન વ્યચષ્ટ વરારોહાં ગૃહિણીં ગૃહમેધિનીમ્ ॥ ૧૩॥

અન્તઃપુરસ્ત્રિયોઽપૃચ્છદ્વિમના ઇવ વેદિષત્ ।
અપિ વઃ કુશલં રામાઃ સેશ્વરીણાં યથા પુરા ॥ ૧૪॥

ન તથૈતર્હિ રોચન્તે ગૃહેષુ ગૃહસમ્પદઃ ।
યદિ ન સ્યાદ્ ગૃહે માતા પત્ની વા પતિદેવતા ।
વ્યઙ્ગે રથ ઇવ પ્રાજ્ઞઃ કો નામાસીત દીનવત્ ॥ ૧૫॥

ક્વ વર્તતે સા લલના મજ્જન્તં વ્યસનાર્ણવે ।
યા મામુદ્ધરતે પ્રજ્ઞાં દીપયન્તી પદે પદે ॥ ૧૬॥

તે સમયે આસુરી વૃત્તિ વધી જવાને કારણે તેનું ચિત્ત ઘણું કઠોર અને ક્રૂર (દયાશૂન્ય) થઈ ગયું હતું, તેથી તેણે પોતાનાં તીક્ષ્ણ બાણોથી ઘણાંબધાં નિર્દોષ જંગલી પશુઓનો વધ કરી નાખ્યો. (૫) જો રાજાની માંસમાં અત્યંત આસક્તિ હોય તો પણ તેણે કેવળ શાસ્ત્રોમાં બતાવાયેલાં કર્મો કરવા માટે વનમાં જઈને જરૂરિયાત મુજબ અનિષિદ્ધ પશુઓનો વધ કરવો, વ્યર્થ પશુહિંસા કરવી નહીં. શાસ્ત્ર આ પ્રમાણે ઉચ્છૃંખલ (ઉદ્ધત) પ્રવૃત્તિને નિયંત્રિત કરે છે. (આ વાત જીવની જન્મ-જન્માન્તરથી ચાલી આવેલી હિંસાપ્રવૃત્તિ પર નિયંત્રણ કરવા માટે જ આ પ્રમાણે કહેવામાં આવી છે. શાસ્ત્ર અહિંસાનો જ સંદેશ આપે છે.) (૬) હે રાજન્! જે વિદ્વાન આ પ્રમાણે શાસ્ત્રનિયત કર્મોનું આચરણ કરે છે તે તેવાં કર્મોના અનુષ્ઠાનથી પ્રાપ્ત થતા જ્ઞાનનાં કારણભૂત કર્મોથી લેપાતો નથી. (૭) અન્યથા, મનમાન્યાં કર્મ કરવાથી મનુષ્ય અભિમાનને વશીભૂત થઈને કર્મોમાં બંધાઈ જાય છે તથા ગુણોના પ્રવાહરૂપ સંસારના ચકરાવામાં ફસાઈને, વિવેકબુદ્ધિનો નાશ થઈ જવાથી, આ અધમ યોનિઓમાં જન્મ લે છે. (૮)

પુરંજનનાં જાત-જાતનાં પૂંખડાંવાળાં બાણોથી છિન્નભિન્ન થઈને અનેક જીવો (પ્રાણીઓ) ઘણા કષ્ટ સાથે પ્રાણ છોડવા લાગ્યા. તેનો નિર્દયતાપૂર્વકનો તે જીવ-સંહાર જોઈને બધા જ દયાળુ મનુષ્યો ઘણા દુઃખી થયા. તેઓ તેને સહી શક્યા નહીં. (૯) આ પ્રમાણે ત્યાં સસલાં, સૂવર, આખલા, નીલગાયો, કાળિયાર મૃગો, શાહુડી તથા બીજાં પણ ઘણાંબધાં નિર્દોષ પશુઓનો વધ કરતો કરતો રાજા પુરંજન ઘણો થાકી ગયો. (૧૦) ત્યારે તે ભૂખ-તરસને લીધે અત્યંત શિથિલ થઈને વનમાંથી પાછો ફરીને રાજમહેલમાં આવ્યો. ત્યાં તેણે યથાયોગ્ય રીતે સ્નાન અને ભોજનથી પરવારીને, થોડો વિશ્રામ કરીને થાક દૂર કર્યો. (૧૧) પછી ગંધ, ચંદન, માળા વગેરેથી સુસજ્જિત થઈને તેણે બધાં અંગો પર સુંદર સુંદર આભૂષણો પહેર્યાં. ત્યારે તેને પોતાની પ્રિયાનું સ્મરણ થઈ આવ્યું. (૧૨) તે ભોજન વગેરેથી તૃપ્ત થઈને, હૃદયમાં આનંદ પામીને, મદથી ઉન્મત્ત અને કામથી વ્યથિત થઈને પોતાની સુંદરી પત્નીને ખોળવા લાગ્યો; પરંતુ તેને તે ક્યાંય પણ દેખાઈ નહીં. (૧૩)

હે પ્રાચીનબર્હિ! ત્યારે તે ચિત્તમાં થોડો ઉદાસ થયો અને તેણે અંતઃપુરની સ્ત્રીઓને પૂછ્યું, 'સુંદરીઓ! પોતાની સ્વામિની સહિત તમે સર્વે પહેલાંની જેમ જ કુશળ તો છો ને? (૧૪) એવું શું કારણ છે કે આજે આ ઘરની સંપત્તિ પહેલાંના જેવી સોહામણી જણાતી નથી? ઘરમાં માતા અથવા પતિપરાયણ પત્ની ન હોય તો તે ઘર પૈડાં વગરના રથ જેવું થઈ જાય છે; પછી તેમાં કયો બુદ્ધિમાન દીન મનુષ્યોની જેમ રહેવાનું પસંદ કરશે? (૧૫) તો કહો, તે સુંદરી ક્યાં છે કે જે દુઃખસમુદ્રમાં

૧. પ્રા. પા. – મેધ્યપશૂન્ । ૨. પ્રા. પા. – નન્યાનમેધ્યાંશ્ચ વિનિ૦ ।

રામા ઊચુઃ

**નરનાથ ન જાનીમસ્ત્વત્પ્રિયા યદ્ વ્યવસ્યતિ ।**
**ભૂતલે નિરવસ્તારે શયાનાં પશ્ય શત્રુહન્ ॥ ૧૭॥**

નારદ ઉવાચ[1]

**પુરઞ્જનઃ સ્વમહિષીં નિરીક્ષ્યાવધુતાં ભુવિ ।**
**તત્સઙ્ગોન્મથિતજ્ઞાનો વૈક્લવ્યં પરમં યયૌ ॥ ૧૮॥**

**સાન્ત્વયન્ શ્લક્ષ્ણયા વાચા હૃદયેન વિદૂયતા ।**
**પ્રેયસ્યાઃ સ્નેહસંરમ્ભલિઙ્ગમાત્મનિ નાભ્યગાત્ ॥ ૧૯॥**

**અનુનિન્યેઽથ શનકૈર્વીરોઽનુનયકોવિદઃ ।**
**પસ્પર્શ પાદયુગલમાહ ચોત્સઙ્ગલાલિતામ્ ॥ ૨૦॥**

પુરઞ્જન ઉવાચ[2]

**નૂનં ત્વકૃતપુણ્યાસ્તે ભૃત્યા યેષ્વીશ્વરાઃ શુભે ।**
**કૃતાગસ્સ્વાત્મસાત્કૃત્વા શિક્ષાદણ્ડં ન યુઞ્જતે ॥ ૨૧॥**

**પરમોઽનુગ્રહો દણ્ડો ભૃત્યેષુ પ્રભુણાઽર્પિતઃ ।**
**બાલો ન વેદ તત્તન્વિ બન્ધુકૃત્યમમર્ષણઃ ॥ ૨૨॥**

**સા ત્વં મુખં સુદતિ સુભ્ર્વનુરાગભાર-**
**વ્રીડાવિલમ્બવિલસદ્ધસિતાવલોકમ્ ।**
**નીલાલકાલિભિરુપસ્કૃતમુન્નસં નઃ**
**સ્વાનાં પ્રદર્શય મનસ્વિનિ વલ્ગુવાક્યમ્ ॥ ૨૩॥**

**તસ્મિન્દધે દમમહં તવ વીરપત્નિ**
**યોઽન્યત્ર ભૂસુરકુલાત્કૃતકિલ્બિષસ્તમ્ ।**
**પશ્યે ન વીતભયમુન્મુદિતં ત્રિલોક્યા-**
**મન્યત્ર વૈ મુરરિપોરિતરત્ર દાસાત્ ॥ ૨૪॥**

**વક્ત્રં ન તે વિતિલકં મલિનં વિહર્ષં**
**સંરમ્ભભીમમવિમૃષ્ટમપેતરાગમ્ ।**
**પશ્યે સ્તનાવપિ શુચોપહતૌ સુજાતૌ**
**બિમ્બાધરં વિગતકુઙ્કુમપઙ્કરાગમ્ ॥ ૨૫॥**

ડૂબતી મારી વિવેકબુદ્ધિને ડગલે ને પગલે જાગ્રત કરીને મને તે સંકટમાંથી ઉગારી લે છે?' (૧૬)

**સ્ત્રીઓએ કહ્યું** – હે નરપતિ! ખબર નહીં, આજે તમારી પ્રિયાએ શું ધાર્યું છે. હે શત્રુદમન! જુઓ, તેઓ પાથરણા વિના જ, જમીન પર જ સૂતાં પડેલાં છે. (૧૭)

**શ્રીનારદજી કહે છે** – હે રાજન્! તે સ્ત્રીના સંગને લીધે રાજા પુરંજનનો વિવેક નષ્ટ થઈ ચૂક્યો હતો; તેથી પોતાની રાણીને જમીન પર અસ્તવ્યસ્ત પડેલી જોઈને તે અત્યંત વ્યાકુળ થઈ ગયો. (૧૮) તેણે દુઃખી હૃદયે મધુર વચનોથી તેને ઘણી સમજાવી, પરંતુ તેને પોતાની પ્રેયસીમાં પોતાના પ્રત્યેના પ્રણયકોપનું કોઈ ચિહ્ન દેખાયું નહીં. (૧૯) પુરંજન મનાવવામાં પણ ઘણો ચતુર હતો, તેથી તેણે તેને ધીરે ધીરે મનાવવાનું શરૂ કર્યું. તેણે પહેલાં તેનો ચરણસ્પર્શ કર્યો અને પછી ખોળામાં બેસાડીને ખૂબ વહાલથી કહેવા લાગ્યો. (૨૦)

**પુરંજન બોલ્યો** – હે સુંદરી! તે સેવકો તો નક્કી ઘણા અભાગિયા છે કે જેમના વડે અપરાધ થવા છતાં પણ સ્વામી તેમને પોતાના સમજીને શિક્ષા માટે યોગ્ય દંડ આપતા નથી. (૨૧) સેવકને આપવામાં આવેલો સ્વામીનો દંડ તો તેના પરનો મોટો અનુગ્રહ જ હોય છે. જેઓ મૂર્ખ છે તેમને ક્રોધને કારણે પોતાના હિતકારી સ્વામીએ કરેલા તે ઉપકારનો ખ્યાલ આવતો નથી. (૨૨) સુંદર દંતપંક્તિ અને મનોહર ભવાંથી શોભતી હે મનસ્વિની! હવે આ ક્રોધ દૂર કર અને એકવાર મને પોતાનો સમજીને, પ્રણયભાર અને શરમથી ઝૂકેલું તેમ જ મધુર સ્મિતમયી દૃષ્ટિથી સુશોભિત પોતાનું મુખડું બતાવ. અહો! ભ્રમરપંક્તિ જેવી શ્યામ કેશલટો, ઉન્નત નાક અને સુમધુર વાણીને કારણે તારું મુખારવિંદ કેવું મનમોહક જણાય છે! (૨૩) હે વીરપત્ની! જો કોઈ બીજાએ તારો કોઈ અપરાધ કર્યો હોય તો તે બતાવ; જો તે અપરાધી બ્રાહ્મણકુળનો નહીં હોય તો હું તેને અત્યારે જ દંડ આપું છું. મને તો ભગવાનના ભક્તો સિવાય ત્રણે લોકમાં અથવા તેની બહાર પણ એવું કોઈ દેખાતું નથી કે જે તારો અપરાધ કરીને નિર્ભયતાથી અને આનંદપૂર્વક રહી શકે. (૨૪) હે પ્રિયા! મેં આજ સુધી તારું મુખ ચાંદલા વિનાનું, ઉદાસ, કરમાયેલું, ક્રોધને કારણે બિહામણું, તેજ વિનાનું અને પ્રેમરહિત ક્યારેય જોયું નથી; અને તારા સુંદર સ્તનોને પણ શોકનાં આંસુઓથી ભીંજાયેલા તથા પાકેલા ઘિલોડા જેવા અધરોને પણ સ્નિગ્ધ કેસરની લાલિમા વિનાના ક્યારેય જોયા નથી. (૨૫)

૧. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' - એટલો ભાગ નથી. ૨. પ્રાચીન પ્રતમાં 'પુરઞ્જન ઉવાચ' - એટલો ભાગ નથી.

તન્મે પ્રસીદ સુહૃદઃ કૃતકિલ્બિષસ્ય
સ્વૈરં ગતસ્ય મૃગયાં વ્યસનાતુરસ્ય ।
કા દેવરં વશગતં કુસુમાસ્ત્રવેગ-
[૧]વિસ્રસ્તપૌંસ્નમુશતી ન ભજેત કૃત્યે ॥ ૨૬॥

હું વ્યસનને લીધે તને પૂછ્યા વિના જ શિકાર ખેલવા ચાલ્યો ગયો, તેથી અવશ્ય (તારો) અપરાધી છું; તોપણ પોતાનો સમજીને તું મારા પર પ્રસન્ન થઈ જા, (કેમ કે) કામદેવનાં વિષમ બાણોથી અધીર થઈને જે હંમેશાં પોતાને આધીન રહે છે તેવા પોતાના પ્રિય પતિનો ઉચિત કાર્ય માટે ભલા, કઈ કામિની સ્વીકાર કરતી નથી? (૨૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પુરઞ્જનોપાખ્યાને ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પુરંજન-ઉપાખ્યાનમાંનો છવ્વીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# સત્તાવીસમો અધ્યાય

## પુરંજનપુરી પર ચંડવેગની ચડાઈ તથા કાળકન્યાનું ચરિત્ર

નારદ ઉવાચ

ઇત્થં પુરઞ્જનં સમ્યગ્વશમાનીય વિભ્રમૈઃ ।
પુરઞ્જની મહારાજ રેમે રમયતી પતિમ્ ॥ ૧॥
સ રાજા મહિષીં રાજન્ સુસ્નાતાં રુચિરાનનામ્[૨] ।
કૃતસ્વસ્ત્યયનાં તૃપ્તામભ્યનન્દદુપાગતામ્ ॥ ૨॥
તયોપગૂઢઃ પરિરબ્ધકન્ધરો
રહોઽનુમન્ત્રૈરપકૃષ્ટચેતનઃ ।
ન કાલરંહો બુબુધે દુરત્યયં
દિવા નિશેતિ પ્રમદાપરિગ્રહઃ ॥ ૩॥
શયાન ઉન્નદ્ધમદો મહામના
મહાર્હતલ્પે મહિષીભુજોપધિઃ ।
તામેવ વીરો મનુતે પરં[૩] યત-
સ્તમોઽભિભૂતો ન નિજં પરં ચ યત્ ॥ ૪॥
તયૈવં રમમાણસ્ય કામકશ્મલચેતસઃ ।
ક્ષણાર્ધમિવ રાજેન્દ્ર વ્યતિક્રાન્તં નવં વયઃ ॥ ૫॥
[૪]તસ્યામજનયત્પુત્રાન્ પુરઞ્જન્યાં પુરઞ્જનઃ ।
શતાન્યેકાદશ વિરાડાયુષોઽર્ધમથાત્યગાત્ ॥ ૬॥
દુહિતૄર્દશોત્તરશતં પિતૃમાતૃયશસ્કરીઃ ।
શીલૌદાર્યગુણોપેતાઃ પૌરઞ્જન્યઃ પ્રજાપતે ॥ ૭॥
સ પઞ્ચાલપતિઃ[૫] પુત્રાન્ પિતૃવંશવિવર્ધનાન્ ।
દારૈઃ સંયોજયામાસ દુહિતૄઃ સદૃશૈર્વરૈઃ ॥ ૮॥

**શ્રીનારદજી કહે છે** — હે મહારાજ! આ પ્રમાણે તે સુંદરી અનેક નખરાંથી પુરંજનને સંપૂર્ણપણે પોતાને વશ કરીને તેને આનંદિત કરતી રહીને વિહાર કરવા લાગી. (૧) તેણે સારી રીતે સ્નાન કરીને અનેક પ્રકારના માંગલિક શણગાર કર્યા તથા ભોજન વગેરેથી તૃપ્ત થઈને તે રાજા પાસે આવી. રાજાએ તે મનોહરમુખી રાજમહિષીનું આદરસહિત અભિનંદન કર્યું. (૨) પુરંજનીએ રાજાનું આલિંગન કર્યું અને રાજાએ તેને ગળે લગાવી. પછી એકાંતમાં મનને અનુકૂળ રહસ્યની વાતો કરતો કરતો તે એવો મોહિત થઈ ગયો કે તેનું કામિનીમાં જ ચિત્ત રમમાણ રહેવાને કારણે તેને દિવસ-રાત્રિના ભેદપૂર્વક નિરંતર વીતતા જતા કાળની દુસ્તર ગતિનો પણ કોઈ ખ્યાલ રહ્યો નહીં. (૩) મદથી છકેલો મનસ્વી પુરંજન પોતાની પ્રિયાની ભુજાઓ પર માથું મૂકીને મહામૂલ્ય શય્યા પર પડી રહેતો હતો. તેને તો તે રમણી જ જીવનનું પરમ ફળ જણાતી હતી. અજ્ઞાનથી આવૃત થઈ જવાને કારણે તેને આત્મા અથવા પરમાત્માનું કોઈ જ્ઞાન રહ્યું નહીં. (૪)

હે રાજન્! આ પ્રમાણે કામાતુર ચિત્તથી તેની સાથે વિહાર કરતાં કરતાં રાજા પુરંજનની યુવાની અડધી ક્ષણની જેમ વીતી ગઈ. (૫) હે પ્રજાપતિ! તે પુરંજનીથી રાજા પુરંજનને અગિયારસો પુત્રો અને એકસો દસ પુત્રીઓ થઈ, તે બધી જ પુત્રીઓ માતાપિતાનો સુયશ વધારનારી અને સુશીલતા, ઉદારતા વગેરે ગુણોથી સંપન્ન હતી. તેઓ પૌરંજની નામે વિખ્યાત થઈ. એટલામાં જ તે સમ્રાટના લાંબા આયુષ્યનો અડધો ભાગ વીતી ગયો. (૬-૭) પછી પાંચાલરાજ પુરંજને પિતૃવંશની વૃદ્ધિ કરનારા પુત્રોનાં વધૂઓ

૧. પ્રા. પા. — વિસ્રમ્ભપૌષ્પ૦ । ૨. પ્રા. પા. — રુચિરામ્બરામ્ । ૩. પ્રા. પા. — બુધો । ૪. પ્રા. પા. — ૦મજીજનત્ । ૫. પ્રા. પા. — પાઞ્ચાલ૦ ।

**પુત્રાણાં ચાભવન્ પુત્રા એકૈકસ્ય શતં શતમ્ ।**
**યૈર્વૈ પૌરઞ્જનો વંશઃ પઞ્ચાલેષુ સમેધિતઃ ॥ ૯॥**

**તેષુ તદ્રિક્થહારેષુ ગૃહકોશાનુજીવિષુ ।**
**નિરૂઢેન મમત્વેન વિષયેષ્વન્વબધ્યત[1] ॥ ૧૦॥**

**ઈજે[2] ચ ક્રતુભિર્ઘોરૈર્દીક્ષિતઃ પશુમારકૈઃ ।**
**દેવાન્ પિતૄન્ ભૂતપતીન્નાનાકામો યથા ભવાન્ ॥ ૧૧॥**

**યુક્તેષ્વેવં પ્રમત્તસ્ય કુટુમ્બાસક્તચેતસઃ ।**
**આસસાદ[3] સ વૈ કાલો યોઽપ્રિયઃ પ્રિયયોષિતામ્ ॥ ૧૨॥**

**ચણ્ડવેગ ઈતિ ખ્યાતો ગન્ધર્વાધિપતિર્નૃપ ।**
**ગન્ધર્વાસ્તસ્ય બલિનઃ ષષ્ટ્યુત્તરશતત્રયમ્ ॥ ૧૩॥**

**ગન્ધર્વ્યસ્તાદશીરસ્ય મૈથુન્યશ્ચ સિતાસિતાઃ ।**
**પરિવૃત્ત્યા વિલુમ્પન્તિ સર્વકામવિનિર્મિતામ્ ॥ ૧૪॥**

**તે ચણ્ડવેગાનુચરાઃ પુરઞ્જનપુરં[4] યદા ।**
**હર્તુમારેભિરે તત્ર પ્રત્યષેધત્પ્રજાગરઃ ॥ ૧૫॥**

**સ સપ્તભિઃ શતૈરેકો વિંશત્યા ચ શતં સમાઃ ।**
**પુરઞ્જનપુરાધ્યક્ષો ગન્ધર્વૈર્યુયુધે બલી ॥ ૧૬॥**

**ક્ષીયમાણે સ્વસમ્બન્ધે એકસ્મિન્ બહુભિર્યુધા ।**
**ચિન્તાં પરાં જગામાર્તઃ સરાષ્ટ્રપુરબાન્ધવઃ ॥ ૧૭॥**

**સ એવ પુર્યાં મધુભુક્પઞ્ચાલેષુ સ્વપાર્ષદૈઃ ।**
**ઉપનીતં[5] બલિં ગૃહ્ણન્ સ્ત્રીજિતો નાવિદદ્ભયમ્ ॥ ૧૮॥**

**કાલસ્ય દુહિતા કાચિત્ત્રિલોકીં વરમિચ્છતી ।**
**પર્યટન્તી ન બર્હિષ્મન્ પ્રત્યનન્દત કશ્ચન ॥ ૧૯॥**

**દૌર્ભાગ્યેનાત્મનો[6] લોકે વિશ્રુતા દુર્ભગેતિ સા ।**
**યા[7] તુષ્ટા રાજર્ષયે તુ[8] વૃતાઽદાત્પૂરવે વરમ્ ॥ ૨૦॥**

**કદાચિદટમાના સા બ્રહ્મલોકાન્મહીં ગતમ્ ।**
**વવ્રે બૃહદ્વ્રતં માં તુ જાનતી કામમોહિતા ॥ ૨૧॥**

સાથે અને પુત્રીઓનાં તેમને યોગ્ય પતિઓ સાથે લગ્ન કરી દીધાં. (૮) પુત્રોમાંના પ્રત્યેકને સો-સો પુત્રો થયા. તેમનાથી વૃદ્ધિ પામીને પુરંજનનો વંશ સમસ્ત પાંચાલ દેશમાં ફેલાઈ ગયો. (૯) એ પુત્રો, પૌત્રો, ઘર, ધનભંડાર, સેવકો, મંત્રીઓ વગેરેમાં દૃઢ મમતા થઈ જવાથી તે આ વિષયોમાં જ બંધાઈ ગયો. (૧૦) પછી (હે રાજન્!) તમારી જેમ તેણે પણ અનેક પ્રકારના ભોગોની કામનાથી યજ્ઞની દીક્ષા લઈને જાતજાતના પશુહિંસામય ઘોર યજ્ઞોથી દેવતાઓ, પિતૃઓ અને ભૂતપતિઓની આરાધના કરી. (૧૧) આ પ્રમાણે તે આત્માનું કલ્યાણ કરનારાં કર્મો પ્રત્યે જીવનભર અસાવધ રહ્યો અને કુટુંબને પાળવા-પોષવામાં વ્યસ્ત રહ્યો. અંતે વૃદ્ધાવસ્થાનો તે સમય આવી પહોંચ્યો કે જે સ્ત્રીલંપટ પુરુષોને ઘણો અપ્રિય હોય છે. (૧૨)

હે રાજન્! ચંડવેગ નામનો એક ગંધર્વરાજ છે. તેને આધીન ત્રણસો સાઠ મહાબળવાન ગંધર્વો રહે છે. (૧૩) તેમની સાથે મિથુનભાવે રહેતી કૃષ્ણ અને શ્વેત વર્ણની એટલી જ ગંધર્વીઓ પણ છે. તેઓ વારાફરતી ચક્કર લગાવીને ભોગવિલાસની સામગ્રીઓથી ભરીભાદરી નગરીને લૂંટતી રહે છે. (૧૪) ગંધર્વરાજ ચંડવેગના તે અનુચરોએ જ્યારે રાજા પુરંજનના નગરને લૂંટવાનું શરૂ કર્યું ત્યારે તેમને પાંચ ફણાવાળા સર્પ પ્રજાગરે અટકાવ્યા. (૧૫) પુરંજનપુરીની રખેવાળી કરનારો આ મહાબળવાન સાપ સો વર્ષ સુધી એકલો જ તે સાતસો વીસ ગંધર્વ-ગંધર્વીઓ સાથે યુદ્ધ કરતો રહ્યો. (૧૬) ઘણાબધા વીરો સાથે એકલો જ યુદ્ધ કરવાને કારણે, પોતાના એકમાત્ર સંબંધી પ્રજાગરને નિર્બળ થયેલો જોઈને રાજા પુરંજનને પોતાના રાષ્ટ્ર અને નગરનાં રહેવાસી અન્ય બંધુજનો સમેત ભારે ચિંતા થઈ. (૧૭) તે આટલા દિવસો સુધી પાંચાલ દેશના તે નગરમાં પોતાના દૂતો વડે લવાયેલો કર લઈને વિષયભોગોમાં મસ્ત રહ્યો હતો. સ્ત્રીને વશ રહેવાને કારણે આ અચૂક આવી પડનારા ભયનો તેને ખ્યાલ જ ન આવ્યો. (૧૮)

હે બર્હિષ્મન્! તે જ દિવસોમાં કાળની એક પુત્રી વરની શોધમાં ત્રણે લોકમાં ભટકતી રહી, તોપણ તેને કોઈએ અપનાવી નહીં. (૧૯) તે કાળકન્યા (વૃદ્ધાવસ્થા) ઘણી ભાગ્યહીન હતી, તેથી લોકો તેને 'દુર્ભગા' કહેતા હતા. એકવાર રાજર્ષિ પૂરુએ પિતાને પોતાનું યૌવન આપવા માટે પોતાની મરજીથી જ તેનું વરણ કર્યું હતું, એનાથી પ્રસન્ન થઈને તેણે તેમને રાજ્યપ્રાપ્તિનું વરદાન આપ્યું હતું. (૨૦) એક દિવસ હું બ્રહ્મલોકમાંથી પૃથ્વી પર આવ્યો, તો તે ફરતી

૧. પ્રા. પા. – વિષયાનન્વ० । ૨. પ્રાચીન પ્રતમાં ૧૧મો શ્લોક નથી. ૩. પ્રા. પા. – આસસાદાથ વૈ । ૪. પ્રા. પા. – ०પુરીં । ૫. પ્રા. પા. – ઉપાનીતં । ૬. પ્રા. પા. – દૌર્ભગેના० । ૭. પ્રા. પા. – યા સન્તુષ્ટા । ૮. પ્રાચીન પ્રતમાં 'તુ' - એટલો ભાગ નથી.

મયિ સંરભ્ય વિપુલમદાચ્છાપં સુદુઃસહમ્ ।
સ્થાતુમર્હસિ નૈકત્ર મદ્યાચ્ઞાવિમુખો મુને ॥ ૨૨॥

તતો વિહતસઙ્કલ્પા[1] કન્યકા યવનેશ્વરમ્ ।
મયોપદિષ્ટમાસાદ્ય વવ્રે નામ્ના ભયં પતિમ્ ॥ ૨૩॥

ઋષભં યવનાનાં ત્વાં વૃણે વીરેપ્સિતં પતિમ્ ।
સઙ્કલ્પસ્ત્વયિ ભૂતાનાં કૃતઃ કિલ ન રિષ્યતિ ॥ ૨૪॥

દ્વાવિમાવનુશોચન્તિ બાલાવસદવગ્રહૌ ।
યલ્લોકશાસ્ત્રોપનતં ન રાતિ ન તદિચ્છતિ ॥ ૨૫॥

અથો ભજસ્વ માં ભદ્ર ભજન્તીં મે દયાં કુરુ ।
એતાવાન્ પૌરુષો ધર્મો યદાર્તાનનુકમ્પતે ॥ ૨૬॥

કાલકન્યોદિતવચો નિશમ્ય યવનેશ્વરઃ ।
ચિકીર્ષુર્દેવગુહ્યં[2] સ સસ્મિતં તામભાષત ॥ ૨૭॥

મયા નિરૂપિતસ્તુભ્યં પતિરાત્મસમાધિના ।
નાભિનન્દતિ લોકોઽયં ત્વામભદ્રામસમ્મતામ્ ॥ ૨૮॥

ત્વમવ્યક્તગતિર્ભુઙ્ક્ષ્વ લોકં કર્મવિનિર્મિતમ્ ।
યાહિ મે પૃતનાયુક્તા પ્રજાનાશં પ્રણેષ્યસિ ॥ ૨૯॥

પ્રજ્વારોઽયં મમ ભ્રાતા ત્વં ચ મે ભગિની ભવ ।
ચરામ્યુભાભ્યાં લોકેઽસ્મિન્નવ્યક્તો ભીમસૈનિકઃ ॥ ૩૦॥

ફરતી મને જ મળી ગઈ. ત્યારે તેણે મને નૈષ્ઠિક બ્રહ્મચારી જાણવા છતાં પણ પોતે કામાતુર હોવાને કારણે વરવાની ઇચ્છા કરી. (૨૧) મેં તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહીં. તેથી તેણે અત્યંત ક્રુદ્ધ થઈને મને એવો દુઃસહ શાપ આપ્યો કે 'તમે મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નથી, તેથી તમે એક સ્થળે વધુ સમય સુધી રહી શકશો નહીં.' (૨૨)

ત્યારે મારા તરફથી નિરાશ થઈને તે કન્યાએ મારી સંમતિથી યવનરાજ ભયની પાસે જઈને તેનું પતિ તરીકે વરણ કર્યું. (૨૩) અને કહ્યું, 'વીરવર! તમે યવનોમાં શ્રેષ્ઠ છો, હું તમને પ્રેમ કરું છું અને પતિ બનાવવા ઇચ્છું છું. તમારા પ્રત્યે કરાયેલો જીવોનો સંકલ્પ ક્યારેય અસફળ થતો નથી. (૨૪) જે મનુષ્ય સંસાર અને શાસ્ત્રની દૃષ્ટિએ આપવા યોગ્ય વસ્તુનું દાન કરતો નથી અને જે શાસ્ત્રદૃષ્ટિએ અધિકારી હોવા છતાં પણ આવું દાન લેતો નથી તે બંનેય જણ દુરાગ્રહી અને મૂઢ છે; તેથી શોચનીય છે. (૨૫) હે ભદ્ર! આ સમયે હું તમારી સેવામાં ઉપસ્થિત થઈ છું, તમે મારો સ્વીકાર કરીને મને અનુગૃહીત કરો. મનુષ્યનો સૌથી મોટો ધર્મ દીનજનો પર દયા કરવી એ જ છે.' (૨૬)

કાળકન્યાની વાત સાંભળીને યવનરાજે વિધાતાનું એક ગુપ્ત કાર્ય કરાવવાની ઇચ્છાથી હસતાં હસતાં તેને કહ્યું. (૨૭) 'મેં યોગદૃષ્ટિથી જોઈને તારા માટે એક પતિ નક્કી કર્યો છે. તું બધાંનું અનિષ્ટ કરનારી છે, તેથી કોઈને પણ ગમતી નથી અને તેથી જ લોકો તારો સ્વીકાર કરતા નથી. તેથી આ કર્મજનિત સંસારને તું અલક્ષિત થઈને પરાણે ભોગવ. તું મારી સેના લઈને જા, તેની મદદથી તું સમસ્ત પ્રજાનો નાશ કરવામાં સમર્થ થઈશ, કોઈ પણ તારો પ્રતિકાર કરી શકશે નહીં. (૨૮-૨૯) આ પ્રજ્વાર નામનો મારો ભાઈ છે અને તું મારી બહેન બની જા. તમારા બંનેની સાથે હું અપ્રગટ ગતિથી ભયંકર સેના લઈને સમસ્ત લોકોમાં વિચરણ કરીશ.' (૩૦)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પુરઞ્જનોપાખ્યાને સપ્તવિંશોઽધ્યાયઃ ॥ ૨૭॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પુરંજન-ઉપાખ્યાનમાંનો સત્તાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઠ્ઠાવીસમો અધ્યાય

## પુરંજનને સ્ત્રીયોનિ પ્રાપ્ત થવી અને અવિજ્ઞાતના ઉપદેશથી તેની મુક્તિ થવી

*નારદ ઉવાચ*

સૈનિકા ભયનામ્નો યે બર્હિષ્મન્ દિષ્ટકારિણઃ ।
પ્રજ્વારકાલકન્યાભ્યાં વિચેરુરવનીમિમામ્ ॥ ૧॥

શ્રીનારદજી કહે છે — હે રાજન્! પછી ભય નામના યવનરાજના આજ્ઞાંકિત સૈનિકો પ્રજ્વાર અને કાળકન્યાની સાથે આ પૃથ્વીપટ પર સર્વત્ર વિચરવા લાગ્યા. (૧)

૧. પ્રા. પા. – વિગત૦ । ૨. પ્રા. પા. – ચિકીર્ષિતં દેવગુહ્યં સસ્મિતાં તા૦ ।

ત એકદા તુ રભસા પુરઞ્જનપુરીં નૃપ ।
રુરુધુર્ભૌમભોગાઢ્યાં જરત્પન્નગપાલિતામ્ ॥ ૨॥

કાલકન્યાપિ બુભુજે પુરઞ્જનપુરં બલાત્ ।
યયાભિભૂતઃ પુરુષઃ સદ્યો નિઃસારતામિયાત્ ॥ ૩॥

તયોપભુજ્યમાનાં વૈ યવનાઃ સર્વતોદિશમ્ ।
દ્વાર્ભિઃ પ્રવિશ્ય સુભૃશં પ્રાર્દયન્ સકલાં પુરીમ્ ॥ ૪॥

તસ્યાં પ્રપીડ્યમાનાયામભિમાની પુરઞ્જનઃ ।
અવાપોરુવિધાંસ્તાપાન્[1] કુટુમ્બી મમતાકુલઃ ॥ ૫॥

કન્યોપગૂઢો નષ્ટશ્રીઃ કૃપણો વિષયાત્મકઃ ।
નષ્ટપ્રજ્ઞો હૃતૈશ્વર્યો ગન્ધર્વયવનૈર્બલાત્ ॥ ૬॥

વિશીર્ણાં સ્વપુરીં વીક્ષ્ય પ્રતિકૂલાનનાદૃતાન્ ।
પુત્રાન્ પૌત્રાનુગામાત્યાઞ્જાયાં ચ ગતસૌહૃદામ્ ॥ ૭॥

આત્માનં કન્યયા ગ્રસ્તં પઞ્ચાલાનરિદૂષિતાન્ ।
દુરન્તચિન્તામાપન્નો ન લેભે તત્પ્રતિક્રિયામ્ ॥ ૮॥

કામાનભિલષન્ દીનો યાતયામાંશ્ચ કન્યયા ।
વિગતાત્મગતિસ્નેહઃ પુત્રદારાંશ્ચ લાલયન્ ॥ ૯॥

ગન્ધર્વયવનાક્રાન્તાં કાલકન્યોપમર્દિતામ્ ।
હાતું પ્રચક્રમે રાજા[2] તાં પુરીમનિકામતઃ ॥ ૧૦॥

ભયનામ્નોઽગ્રજો ભ્રાતા પ્રજ્વારઃ પ્રત્યુપસ્થિતઃ ।
દદાહ તાં પુરીં કૃત્સ્નાં ભ્રાતુઃ પ્રિયચિકીર્ષયા ॥ ૧૧॥

તસ્યાં સન્દહ્યમાનાયાં સપૌરઃ સપરિચ્છદઃ ।
કૌટુમ્બિકઃ કુટુમ્બિન્યા ઉપાતપ્યત સાન્વયઃ ॥ ૧૨॥

યવનોપરુદ્ધાયતનો ગ્રસ્તાયાં કાલકન્યયા ।
પુર્યાં પ્રજ્વારસંસૃષ્ટઃ પુરપાલોઽન્વતપ્યત ॥ ૧૩॥

ન શેકે સોઽવિતું તત્ર પુરુકૃચ્છ્રોરુવેપથુઃ ।
ગન્તુમૈચ્છત્તતો વૃક્ષકોટરાદિવ સાનલાત્ ॥ ૧૪॥

એક વાર તેમણે ભારે વેગપૂર્વક ઘરડા સાપથી સુરક્ષિત અને સંસારની સર્વ પ્રકારની સુખસામગ્રીથી સંપન્ન પુરંજનપુરીને ઘેરી લીધી. (૨) ત્યારે, જેની ચુંગાલમાં ફસાઈને પુરુષ તરત જ સત્ત્વહીન (નિઃસાર) બની જાય છે તે કાળકન્યા પરાણે તે પુરીની પ્રજાનો ભોગ કરવા લાગી. (૩) તે સમયે તે યવનો (રોગો) પણ કાળકન્યા (વૃદ્ધાવસ્થા) વડે ભોગવાઈ રહેલી તે પુરીમાં ચારે તરફથી ભિન્નભિન્ન દરવાજાઓમાં થઈને ઘૂસી ગયા અને તેનો વિધ્વંસ કરવા લાગ્યા. (૪) પુરીને આ રીતે પીડિત કરવામાં આવતાં તેના સ્વામિત્વનું અભિમાન રાખનારા તથા મમતાગ્રસ્ત, બહુકુટુંબી રાજા પુરંજનને પણ અનેક પ્રકારના ક્લેશો પરેશાન કરવા લાગ્યા. (૫)

કાળકન્યાના આલિંગન કરવાથી તેની સારી શ્રી (સંપત્તિ-શોભા) નષ્ટ થઈ ગઈ તથા અત્યંત વિષયાસક્ત હોવાને કારણે તે ઘણો જ દીન થઈ ગયો, તેની વિવેકશક્તિ નષ્ટ થઈ ગઈ. ગંધર્વો અને યવનોએ બળપૂર્વક તેનું સઘળું ઐશ્વર્ય લૂંટી લીધું. (૬) તેણે જોયું કે સઘળું નગર નષ્ટ-ભ્રષ્ટ થઈ ગયું છે; પુત્રો, પૌત્રો, નોકરચાકરો અને અમાત્યગણ પ્રતિકૂળ થઈને અનાદર કરવા લાગ્યા છે; પત્ની પ્રેમરહિત થઈ ગઈ છે; પોતાના શરીરને કાળકન્યાએ વશ કરી લીધું છે અને પાંચાલદેશ શત્રુઓના હાથમાં પડીને ભ્રષ્ટ થઈ ગયો છે. આ બધું જોઈને રાજા પુરંજન અપાર ચિંતામાં ડૂબી ગયો અને તે વિપત્તિમાંથી છુટકારો મેળવવાનો કોઈ ઉપાય તેને દેખાયો નહીં. (૭-૮) કાળકન્યાએ જેમને સત્ત્વહીન કરી દીધા હતા તે જ ભોગોની લાલસાથી તે દીન હતો. પોતાની પારલૌકિક ગતિ અને બંધુજનોના સ્નેહથી વંચિત રહીને તેનું ચિત્ત કેવળ પત્ની અને પુત્રોના લાલનપાલનમાં જ રમમાણ હતું. (૯) આવી દશામાં તેમનાથી વિખૂટા પડવાની ઇચ્છા નહીં હોવા છતાં પણ તેણે તે પુરીનો ત્યાગ કરવા બાધ્ય થવું પડ્યું; કારણ કે તેને ગંધર્વો અને યવનોએ ઘેરી રાખી હતી તથા કાળકન્યાએ કચડી નાખી હતી. (૧૦) એટલામાં જ યવનરાજ ભયના મોટા ભાઈ પ્રજ્વારે પોતાના ભાઈનું પ્રિય (કાર્ય) કરવાની ઇચ્છાથી તે સઘળી નગરીને આગ ચાંપી દીધી. (૧૧)

જ્યારે તે નગરી બળવા લાગી ત્યારે નગરવાસીઓ, સેવકસમુદાય, સંતાનો અને કુટુંબની સ્વામિની સહિત કુટુંબપ્રેમી પુરંજનને ભારે દુઃખ થયું. (૧૨) નગરને કાળકન્યાના હાથમાં સપડાયેલું જોઈને, તેનું રક્ષણ કરનારા સર્પને પણ ઘણી પીડા થઈ, કારણ કે તેના નિવાસસ્થાન પર પણ યવનોએ અધિકાર કરી લીધો હતો અને પ્રજ્વાર તેના પર પણ આક્રમણ કરી રહ્યો હતો. (૧૩) તે નગરનું રક્ષણ કરવામાં જ્યારે તે સર્વથા અસમર્થ થઈ ગયો ત્યારે, જેમ

૧. પ્રા. પા. – આવાપો૦ । ૨. પ્રા. પા. – રાજન્ તાં પુરીમભિનિકામતઃ ।

શિથિલાવયવો યર્હિ ગન્ધર્વૈર્હતપૌરુષઃ ।
યવનૈરરિભી રાજન્નુપરુદ્ધો રુરોદ હ ॥ ૧૫॥

દુહિતૃઃપુત્રપૌત્રાંશ્ચ જામિજામાતૃપાર્ષદાન્[1] ।
સ્વત્વાવશિષ્ટં યત્કિઞ્ચિદ્ ગૃહકોશપરિચ્છદમ્ ॥ ૧૬॥

અહં મમેતિ સ્વીકૃત્ય ગૃહેષુ કુમતિર્ગૃહી ।
દધ્યૌ પ્રમદયા દીનો વિપ્રયોગ ઉપસ્થિતે ॥ ૧૭॥

લોકાન્તરં ગતવતિ મય્યનાથા કુટુમ્બિની ।
વર્તિષ્યતે કથં ત્વેષા[2] બાલકાનનુશોચતી ॥ ૧૮॥

ન મય્યનાશિતે ભુઙ્ક્તે નાસ્નાતે સ્નાતિ મત્પરા ।
મયિ રુષ્ટે સુસન્ત્રસ્તા[3] ભર્ત્સિતે યતવાગ્ભયાત્ ॥ ૧૯॥

પ્રબોધયતિ માઽવિજ્ઞં વ્યુષિતે શોકકર્શિતા ।
વર્ત્મૈતદ્ ગૃહમેધીયં વીરસૂરપિ[4] નેષ્યતિ ॥ ૨૦॥

કથં નુ દારકા દીના દારકીર્વાઽપરાયણાઃ ।
વર્તિષ્યન્તે મયિ ગતે[5] ભિન્નનાવ ઈવોદધૌ ॥ ૨૧॥

એવં કૃપણયા બુદ્ધ્યા શોચન્તમતદર્હણમ્ ।
ગ્રહીતું કૃતધીરેનં ભયનામાઽભ્યપદ્યત ॥ ૨૨॥

પશુવદ્યવનૈરેષ નીયમાનઃ સ્વકં ક્ષયમ્ ।
અન્વદ્રવન્નનુપથાઃ શોચન્તો ભૃશમાતુરાઃ ॥ ૨૩॥

બળતા વૃક્ષની બખોલમાં રહેનારો સાપ તેમાંથી નીકળી જવા ઇચ્છે છે તેવી જ રીતે તેણે પણ મહાકષ્ટથી કાંપતાં-કાંપતાં ત્યાંથી ભાગી જવા ઇચ્છ્યું. (૧૪) તેનાં અંગ-પ્રત્યંગ ઢીલાં પડી ગયાં હતાં તથા ગંધર્વોએ તેની બધી શક્તિ નષ્ટ કરી દીધી હતી; તેથી જ્યારે યવન શત્રુઓએ તેને જતો જોઈને અટકાવી દીધો ત્યારે તે દુઃખી થઈને રોવા લાગ્યો. (૧૫)

ગૃહસ્થીમાં આસક્ત પુરંજન શરીર-ઘર વગેરેમાં 'હું-મારું'પણાનો ભાવ રાખવાથી અત્યંત બુદ્ધિહીન થઈ ગયો હતો. પત્નીના પ્રેમપાશમાં ફસાઈને તે ઘણો દીન થઈ ગયો હતો. હવે જ્યારે તેમનાથી વિખૂટા પડવાનો સમય ઉપસ્થિત થયો ત્યારે તે પોતાની પુત્રીઓ, પુત્રો, પૌત્રો, પુત્રવધૂઓ, જમાઈઓ, નોકર-ચાકરો અને ઘર, ખજાનો તથા અન્ય બીજા જે પદાર્થોમાં તેની મમતા હજી શેષ હતી (તેમનો ભોગ તો ક્યારનોય છૂટી ગયો હતો), તે બધાંને માટે આ પ્રમાણે ચિંતા કરવા લાગ્યો. (૧૬-૧૭) 'અરે રે! મારી પત્ની તો ઘણી ઘરગૃહસ્થીવાળી છે. જ્યારે હું પરલોકમાં ચાલ્યો જઈશ ત્યારે એ અસહાય થતાં કેવી રીતે પોતાનો ગુજારો કરશે? એને આ બાળબચ્ચાંની ચિંતા જ ખાઈ જશે. (૧૮) એ મારા ભોજન કર્યા વિના ભોજન કરતી ન હતી અને મારા સ્નાન કર્યા વિના સ્નાન કરતી ન હતી, હંમેશાં મારી જ સેવામાં તત્પર રહેતી હતી. હું ક્યારેક રિસાઈ જતો હતો તો એ ઘણી ભયભીત થઈ જતી હતી અને ક્યારેક ધમકાવતો હતો ત્યારે તે ડરની મારી ચૂપ રહી જતી હતી. (૧૯) મારાથી કોઈ ભૂલ થઈ જતી હતી તો એ મને સચેત કરી દેતી હતી. મારામાં એનો એટલો અધિક સ્નેહ છે કે જો હું ક્યારેક પરદેશ ચાલ્યો જતો હતો તો એ વિરહવ્યથાથી કૃશ થઈ જતી હતી. આમ તો એ વીરમાતા છે, તોપણ મારા ગયા પછી શું એ ગૃહસ્થીનો વ્યવહાર ચલાવી શકશે? (૨૦) મારા ચાલ્યા ગયા પછી એકમાત્ર મારે જ સહારે રહેનારાં આ પુત્રો-પુત્રીઓ પણ કેવી રીતે જીવન ધારણ કરશે? એ તો સમુદ્રની વચમાં નાવ તૂટી જવાથી વ્યાકુળ થયેલાં મુસાફરોની જેમ વળખાં મારવા લાગશે.' (૨૧)

જોકે જ્ઞાનદૃષ્ટિએ રાજા પુરંજન માટે શોક કરવાનું ઉચિત ન હતું, તોપણ અજ્ઞાનને લીધે તે આ પ્રમાણે દીનબુદ્ધિથી પોતાનાં પત્ની-પુત્રો વગેરે માટે શોકવિહ્વળ થઈ રહ્યો હતો. આ જ સમયે તેને પકડવા માટે ત્યાં ભય નામનો યવનરાજ આવી પહોંચ્યો. (૨૨) જ્યારે યવનો તેને પશુની જેમ બાંધીને પોતાના સ્થાન ભણી લઈ ચાલ્યા ત્યારે તેના અનુચરો અત્યંત આતુર અને શોકાકુલ થઈને તેની સાથે થઈ ગયા. (૨૩)

૧. પ્રા. પા. – જામાતૃમિત્રપાર્ષદાન્ । ૨. પ્રા. પા. – ત્વેકા । ૩. પ્રા. પા. – તુ સન્ત્ર૦ । ૪. પ્રા. પા. – ૦રભિનેષ્યતિ । ૫. પ્રા. પા. – મૃતે ।

પુરીં વિહાયોપગત ઉપરુદ્ધો ભુજઙ્ગમઃ ।
યદા તમેવાનુ પુરી વિશીર્ણા પ્રકૃતિં ગતા ॥ ૨૪॥

વિકૃષ્યમાણઃ પ્રસભં યવનેન બલીયસા ।
નાવિન્દત્તમસાઽઽવિષ્ટઃ સખાયં સુહૃદં પુરઃ ॥ ૨૫॥

તં યજ્ઞપશવોઽનેન સઞ્જ્ઞપ્તા યેઽદયાલુના ।
કુઠારૈશ્ચિચ્છિદુઃ ક્રુદ્ધાઃ સ્મરન્તોઽમીવમસ્ય તત્[1] ॥ ૨૬॥

અનન્તપારે તમસિ મગ્નો નષ્ટસ્મૃતિઃ સમાઃ ।
શાશ્વતીરનુભૂયાર્તિં પ્રમદાસઙ્ગદૂષિતઃ ॥ ૨૭॥

તામેવ મનસા ગૃહ્ણન્ બભૂવ પ્રમદોત્તમા ।
અનન્તરં[2] વિદર્ભસ્ય રાજસિંહસ્ય વેશ્મનિ ॥ ૨૮॥

ઉપયેમે વીર્યપણાં વૈદર્ભીં મલયધ્વજઃ ।
યુધિ નિર્જિત્ય રાજન્યાન્ પાણ્ડ્યઃ પરપુરઞ્જયઃ ॥ ૨૯॥

તસ્યાં સ જનયાઞ્ચક્ર આત્મજામસિતેક્ષણામ્ ।
યવીયસઃ સપ્ત સુતાન્ સપ્ત દ્રવિડભૂભૃતઃ[3] ॥ ૩૦॥

એકૈકસ્યાભવત્તેષાં રાજન્નર્બુદમર્બુદમ્ ।
ભોક્ષ્યતે યદ્વંશધરૈર્મહી મન્વન્તરં પરમ્ ॥ ૩૧॥

અગસ્ત્યઃ પ્રાગ્દુહિતરમુપયેમે ધૃતવ્રતામ્ ।
યસ્યાં દૃઢચ્યુતો જાત ઇધ્મવાહાત્મજો મુનિઃ ॥ ૩૨॥

વિભજ્ય તનયેભ્યઃ ક્ષ્માં રાજર્ષિર્મલયધ્વજઃ ।
આરિરાધયિષુઃ કૃષ્ણં સ જગામ કુલાચલમ્ ॥ ૩૩॥

હિત્વા ગૃહાન્ સુતાન્ ભોગાન્ વૈદર્ભી મદિરેક્ષણા ।
અન્વધાવત પાણ્ડ્યેશં જ્યોત્સ્નેવ રજનીકરમ્ ॥ ૩૪॥

તત્ર ચન્દ્રવસા[4] નામ તામ્રપર્ણી વટોદકા[5] ।
તત્પુણ્યસલિલૈર્નિત્યમુભયત્રાત્મનો મૃજન્ ॥ ૩૫॥

કન્દાષ્ટિભિર્મૂલફલૈઃ[6] પુષ્પપર્ણૈસ્તૃણોદકૈઃ ।
વર્તમાનઃ શનૈર્ગાત્રકર્શનં તપ આસ્થિતઃ ॥ ૩૬॥

યવનો વડે રોકી લેવામાં આવેલો સાપ પણ તે નગરી છોડીને તે બધાની સાથે ચાલી નીકળ્યો. તેના જતાં જ સઘળું નગર છિન્નભિન્ન થઈને પોતાની પ્રકૃતિમાં લીન થઈ ગયું. (૨૪) આ પ્રમાણે મહાબળવાન યવનરાજ વડે બળપૂર્વક ખેંચાવા છતાં પણ રાજા પુરંજને અજ્ઞાનને લીધે પોતાના હિતૈષી અને જૂના મિત્ર અવિજ્ઞાતને યાદ કર્યો નહીં. (૨૫)

તે નિર્દયી રાજાએ જે યજ્ઞપશુઓનો બલિ આપ્યો હતો તેઓ તેણે આપેલી પીડાને યાદ કરીને તેને ક્રોધપૂર્વક કુહાડાઓથી કાપવા લાગ્યાં. (૨૬) તે વર્ષો સુધી વિવેકહીન અવસ્થામાં અપાર અંધકારમાં પડેલો નિરંતર કષ્ટ ભોગવતો રહ્યો. સ્ત્રીની આસક્તિને લીધે તેની આ દુર્ગતિ થઈ હતી. (૨૭) અંતકાળમાં પણ પુરંજનને તેનું જ ચિંતન થતું રહ્યું હતું, તેથી તે નૃપશ્રેષ્ઠ બીજા જન્મમાં વિદર્ભરાજને ત્યાં સુંદર પુત્રી બનીને જન્મ્યો. (૨૮) જ્યારે એ વિદર્ભપુત્રી લગ્નયોગ્ય થઈ ત્યારે વિદર્ભરાજે ઘોષણા કરી દીધી કે એને સર્વશ્રેષ્ઠ પરાક્રમી વીર જ પરણી શકશે. ત્યારે શત્રુઓનાં નગરોને જીતનારા પાંડ્યનરેશ મહારાજ મલયધ્વજે યુદ્ધભૂમિમાં સમસ્ત રાજાઓને જીતીને તેની સાથે લગ્ન કર્યું. (૨૯) તેનાથી મહારાજ મલયધ્વજે એક શ્યામલોચના પુત્રી અને એના કરતાં નાના સાત પુત્રો ઉત્પન્ન કર્યા, જેઓ આગળ જતાં દ્રવિડદેશના સાત રાજા થયા. (૩૦) હે રાજન્! પછી તેમાંના પ્રત્યેક પુત્રના ઘણાબધા પુત્રો ઉત્પન્ન થયા, કે જેમના વંશજો આ પૃથ્વીને મન્વંતરના અંત સુધી તથા ત્યારપછી પણ ભોગવશે. (૩૧) રાજા મલયધ્વજની પહેલી પુત્રી મહાન વ્રતશીલા હતી. તેની સાથે અગસ્ત્ય ઋષિનાં લગ્ન થયાં. તેનાથી તેમને દૃઢચ્યુત નામનો પુત્ર થયો અને દૃઢચ્યુતને ઇધ્મવાહ (નામનો પુત્ર) થયો. (૩૨)

અંતમાં રાજર્ષિ મલયધ્વજ પુત્રો વચ્ચે પૃથ્વીની વહેંચણી કરીને ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરવાની ઇચ્છાથી મલય પર્વત પર ચાલ્યા ગયા. (૩૩) તે સમયે, જેમ ચંદ્રિકા ચંદ્રદેવનું અનુસરણ કરે છે તેવી જ રીતે મત્તલોચના વૈદર્ભીએ પોતાના ઘર, પુત્રો અને સમસ્ત ભોગોને તિલાંજલિ આપીને પાંડ્યનરેશનું અનુગમન કર્યું. (૩૪) ત્યાં ચંદ્રવસા, તામ્રપર્ણી અને વટોદકા નામની ત્રણ નદીઓ હતી. તેમના પવિત્ર જળમાં સ્નાન કરીને તેઓ દરરોજ પોતાના શરીર અને અંતઃકરણને નિર્મળ કરતા હતા. (૩૫) ત્યાં રહીને તેમણે કંદ, બીજ, મૂળ, ફળ, પુષ્પ, પાન, તૃણ અને જળથી જ ગુજારો કરીને ઘણું કઠોર તપ કર્યું. એનાથી ધીરેધીરે તેમનું શરીર ઘણું જ કૃશ થઈ ગયું. (૩૬)

૧. પ્રા. પા. – યત્ । ૨. પ્રાચીન પ્રતમાં 'અનન્તરં' વગેરે ૨૮મા શ્લોકનો ઉત્તરાર્ધ ભાગ નથી. ૩. પ્રા. પા. – સપ્તદ્રુમિલ૦ । ૪. પ્રા. પા. – ચાન્દ્રમસી । ૫. પ્રા. પા. – બહૂદકા । ૬. પ્રા. પા. – કન્દાદિભિ૦ ।

શીતોષ્ણવાતવર્ષાણિ ક્ષુત્પિપાસે પ્રિયાપ્રિયે ।
સુખદુઃખે ઇતિ દ્વન્દ્વાન્યજયત્સમદર્શનઃ ॥ ૩૭॥

તપસા વિદ્યયા પક્વકષાયો નિયમૈર્યમૈઃ ।
યુયુજે બ્રહ્મણ્યાત્માનં વિજિતાક્ષાનિલાશયઃ ॥ ૩૮॥

આસ્તે સ્થાણુરિવૈકત્ર દિવ્યં વર્ષશતં સ્થિરઃ ।
વાસુદેવે ભગવતિ નાન્યદ્વેદોદ્વહન્ રતિમ્ ॥ ૩૯॥

સ વ્યાપકતયાऽऽત્માનં વ્યતિરિક્તતયાऽऽત્મનિ ।
વિદ્વાન્ સ્વપ્ન ઇવામર્શસાક્ષિણં વિરરામ હ ॥ ૪૦॥

સાક્ષાદ્ભગવતોક્તેન ગુરુણા હરિણા નૃપ ।
વિશુદ્ધજ્ઞાનદીપેન સ્ફુરતા વિશ્વતોમુખમ્ ॥ ૪૧॥

પરે બ્રહ્મણિ ચાત્માનં પરં બ્રહ્મ તથાऽऽત્મનિ ।
વીક્ષમાણો[1] વિહાયેક્ષામસ્માદુપરરામ[2] હ ॥ ૪૨॥

પતિં પરમધર્મજ્ઞં વૈદર્ભી મલયધ્વજમ્ ।
પ્રેમ્ણા પર્યચરદ્ધિત્વા ભોગાન્ સા પતિદેવતા ॥ ૪૩॥

ચીરવાસા વ્રતક્ષામા વેણીભૂતશિરોરુહા ।
બભાવુપ પતિં શાન્તા શિખા શાન્તમિવાનલમ્ ॥ ૪૪॥

અજાનતી પ્રિયતમં યદોપરતમઙ્ગના ।
સુસ્થિરાસનમાસાદ્ય યથાપૂર્વમુપાચરત્ ॥ ૪૫॥

યદા નોપલભેતાઙ્ઘ્રાવૂષ્માણં પત્યુરર્ચતી ।
આસીત્સંવિગ્નહૃદયા યૂથભ્રષ્ટા મૃગી યથા ॥ ૪૬॥

આત્માનં શોચતી દીનમબન્ધું વિક્લવાશ્રુભિઃ ।
સ્તનાવાસિચ્ય વિપિને સુસ્વરં પ્રરુરોદ સા ॥ ૪૭॥

ઉત્તિષ્ઠોત્તિષ્ઠ રાજર્ષે ઇમામુદધિમેખલામ્ ।
દસ્યુભ્યઃ ક્ષત્રબન્ધુભ્યો બિભ્યતીં પાતુમર્હસિ ॥ ૪૮॥

એવં વિલપતી બાલા વિપિનેऽનુગતા પતિમ્ ।
પતિતા પાદયોર્ભર્તૂ રુદત્યશ્રૂણ્યવર્તયત્ ॥ ૪૯॥

મહારાજ મલયધ્વજે સર્વત્ર સમદષ્ટિ રાખીને ઠંડી-ગરમી, વર્ષા-વાયુ, ભૂખ-તરસ, પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ વગેરે તમામ દ્વંદ્વો પર વિજય મેળવ્યો. (૩૭) તપ અને ઉપાસનાથી વાસનાઓને નિર્મૂળ કરીને તથા યમ-નિયમ વગેરે વડે ઇન્દ્રિયો, પ્રાણ અને મનને વશ કરીને તેઓ આત્મામાં બ્રહ્મભાવના કરવા લાગ્યા. (૩૮) આ પ્રમાણે સો દિવ્ય વર્ષો સુધી સ્થાણુની જેમ નિશ્ચળભાવે એક જ સ્થાન પર બેઠેલા રહ્યા. ભગવાન વાસુદેવમાં સુદઢ પ્રેમ થઈ જવાને કારણે આટલા સમય સુધી તેમને શરીર વગેરેનું પણ ભાન ન રહ્યું. (૩૯) હે રાજન્! ગુરુસ્વરૂપ સાક્ષાત્ શ્રીહરિએ ઉપદેશ કરેલા તથા પોતાના અંતઃકરણમાં બધી તરફ સ્ફુરિત થતા વિશુદ્ધ જ્ઞાનના-દીપકથી તેમણે જોયું કે અંતઃકરણની વૃત્તિનો પ્રકાશક આત્મા સ્વપ્નાવસ્થાની જેમ દેહ વગેરે સમસ્ત ઉપાધિઓમાં વ્યાપ્ત છે તથા તેમનાથી અલગ પણ છે. આવો અનુભવ કરીને તેઓ બધી તરફથી ઉદાસીન થઈ ગયા. (૪૦-૪૧) પછી પોતાના આત્માને પરબ્રહ્મમાં અને પરબ્રહ્મને આત્મામાં અભિન્નરૂપે જોયા અને અંતે આ અભેદચિંતનનો પણ ત્યાગ કરીને તેઓ સર્વથા શાંત થઈ ગયા. (૪૨)

હે રાજન્! આ સમયે પતિપરાયણ વૈદર્ભી બધા પ્રકારના ભોગોને ત્યજીને પોતાના પરમધર્મજ્ઞ પતિ મલયધ્વજની સેવા ઘણા પ્રેમથી કરતી હતી. (૪૩) તે ચીર-વસ્ત્રો ધારણ કરતી, વ્રત-ઉપવાસ વગેરેને કારણે તેનું શરીર અત્યંત કૃશ થઈ ગયું હતું અને તેના માથાના વાળ પરસ્પર ગૂંચાઈ જવાને કારણે તેમાં લટો પડી ગઈ હતી. તે સમયે પોતાના પતિદેવની પાસે તે અંગારભાવને પામેલા ધૂમાડા-રહિત અગ્નિ પાસે અગ્નિની શાંત જ્યોત જેવી સુશોભિત થઈ રહી હતી. (૪૪) તેના પતિ પરલોકવાસી થઈ ચૂક્યા હતા, પરંતુ પૂર્વવત્ સ્થિર આસનમાં વિરાજમાન હતા. આ રહસ્યને નહીં જાણવાને કારણે તે તેમની પાસે જઈને તેમની પહેલાંની જેમ જ સેવા કરવા લાગી. (૪૫) ચરણસેવા કરતી વખતે જ્યારે તેને પોતાના પતિનાં ચરણોમાં ઉષ્મા બિલકુલ નહીં હોવાની ખબર પડી, ત્યારે તો તે ટોળામાંથી વિખૂટી પડી ગયેલી હરણીની જેમ હૃદયથી અત્યંત વ્યાકુળ થઈ ગઈ. (૪૬) તે વેરાન વનમાં પોતાને એકલી અને દીન દશામાં જોઈને તે ઘણી શોકાકુલ થઈ ગઈ અને આંસુઓની ધારાથી સ્તનો ભીંજવતી મોટા અવાજે રડવા લાગી. (૪૭) તે બોલી, 'રાજર્ષિ! ઊઠો, ઊઠો. સમુદ્રથી ઘેરાયેલી આ પૃથ્વી લુટારાઓ અને અધર્મમય રાજાઓથી ભયભીત થઈ રહી છે, તમે તેનું રક્ષણ કરો.' (૪૮) પતિની સાથે વનમાં ગયેલી તે અબળા આ પ્રમાણે વિલાપ કરતી પતિનાં ચરણોમાં પડી અને રડી-

૧. પ્રા. પા. – ઈક્ષમાણો । ૨. પ્રા. પા. – વિહાયેમામસ્મા૦ ।

ચિતિં[1] દારુમયીં ચિત્વા તસ્યાં પત્યુઃ કલેવરમ્ ।
આદીપ્ય ચાનુમરણે વિલપન્તી મનો દધે ॥ ૫૦॥

તત્ર પૂર્વતરઃ કશ્ચિત્સખા બ્રાહ્મણ આત્મવાન્ ।
સાન્ત્વયન્ વલ્ગુના સામ્ના તામાહ રુદતીં પ્રભો ॥ ૫૧॥

*બ્રાહ્મણ ઉવાચ*[2]

કા ત્વં કસ્યાસિ કો વાઽયં શયાનો યસ્ય શોચસિ ।
જાનાસિ[3] કિં સખાયં માં યેનાગ્રે વિચચર્થ[4] હ ॥ ૫૨॥

અપિ સ્મરસિ ચાત્માનમવિજ્ઞાતસખં સખે ।
હિત્વા માં પદમન્વિચ્છન્ ભૌમભોગરતો ગતઃ ॥ ૫૩॥

હંસાવહં ચ ત્વં ચાર્ય સખાયૌ માનસાયનૌ ।
અભૂતામન્તરા વૌકઃ સહસ્રપરિવત્સરાન્ ॥ ૫૪॥

સ ત્વં વિહાય માં બન્ધો ગતો ગ્રામ્યમતિર્મહીમ્ ।
વિચરન્ પદમદ્રાક્ષીઃ કયાચિન્નિર્મિતં સ્ત્રિયા ॥ ૫૫॥

પઞ્ચારામં નવદ્વારમેકપાલં ત્રિકોષ્ઠકમ્ ।
ષટ્કુલં પઞ્ચવિપણં પઞ્ચપ્રકૃતિ સ્ત્રીધવમ્ ॥ ૫૬॥

પઞ્ચેન્દ્રિયાર્થા આરામા દ્વારઃ પ્રાણા નવ પ્રભો ।
તેજોઽબન્નાનિ કોષ્ઠાનિ કુલમિન્દ્રિયસઙ્ગ્રહઃ ॥ ૫૭॥

વિપણસ્તુ ક્રિયાશક્તિર્ભૂતપ્રકૃતિરવ્યયા ।
શક્ત્યધીશઃ પુમાંસ્ત્વત્ર[5] પ્રવિષ્ટો નાવબુધ્યતે ॥ ૫૮॥

તસ્મિંસ્ત્વં રામયા સ્પૃષ્ટો રમમાણોઽશ્રુતસ્મૃતિઃ ।
તત્સઙ્ગાદીદૃશીં પ્રાપ્તો દશાં પાપીયસીં પ્રભો ॥ ૫૯॥

ન ત્વં વિદર્ભદુહિતા નાયં વીરઃ સુહૃત્તવ ।
ન પતિસ્ત્વં પુરઞ્જન્યા રુદ્ધો નવમુખે યયા ॥ ૬૦॥

માયા હ્યેષા મયા સૃષ્ટા યત્પુમાંસં સ્ત્રિયં સતીમ્[6] ।
મન્યસે નોભયં યદ્વૈ હંસૌ પશ્યાવયોર્ગતિમ્ ॥ ૬૧॥

રડીને આંસુ વહેવડાવવા લાગી. (૪૯) લાકડાંની ચિતા બનાવીને તેણે તેના પર પતિનું શબ મૂક્યું અને તેને આગ લગાડીને વિલાપ કરતાં કરતાં પોતે સતી થવાનો નિશ્ચય કર્યો. (૫૦) હે રાજન્! આ જ સમયે તેનો કોઈ જૂનો મિત્ર એક આત્મજ્ઞાની બ્રાહ્મણ ત્યાં આવ્યો. તેણે તે રડતી અબળાને મધુર વાણીથી સમજાવતાં કહ્યું. (૫૧)

**બ્રાહ્મણે કહ્યું** – તું કોણ છે? કોની પુત્રી છે? અને જેના માટે તું શોક કરી રહી છે તે આ સૂતેલો પુરુષ કોણ છે? શું તું મને નથી જાણતી? હું તે જ તારો મિત્ર છું, કે જેની સાથે તું પહેલાં વિચરણ કર્યા કરતી હતી. (૫૨) મિત્ર! શું તને પોતાની યાદ આવે છે, કે કોઈ વખતે હું તારો અવિજ્ઞાત નામનો મિત્ર હતો? તું પૃથ્વીનો ભોગ ભોગવવા માટે નિવાસસ્થાનને ખોળવા માટે મને છોડીને ચાલ્યો ગયો હતો. (૫૩) હે આર્ય! પૂર્વકાળમાં તું અને હું એક-બીજાના મિત્રો અને માનસનિવાસી હંસ હતા. આપણે બંને હજારો વર્ષો સુધી કોઈ નિવાસસ્થાન વગર જ રહ્યા હતા. (૫૪) પરંતુ મિત્ર! તું વિષયભોગોની ઇચ્છાથી મને છોડીને અહીં પૃથ્વી પર ચાલ્યો આવ્યો! અહીં ઘૂમતાં ઘૂમતાં તેં એક સ્ત્રીએ રચેલું સ્થાન જોયું. (૫૫) તેમાં પાંચ બગીચા, નવ દરવાજા, એક દ્વારપાળ, ત્રણ કોઠા, છ વૈશ્યકુળ અને પાંચ બજાર હતાં. તે (નગર) પાંચ ઉપાદાન-કારણોથી બનેલું હતું અને તેની સ્વામિની એક સ્ત્રી હતી. (૫૬) હે મહારાજ! ઇન્દ્રિયોના પાંચ વિષયો તેના બગીચા હતા; નવ ઇન્દ્રિયછિદ્રો દરવાજા હતા; તેજ, જળ અને અન્ન ત્રણ કોઠાઓ હતા; મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયો - એ છ વૈશ્યકુળ હતાં; ક્રિયાશક્તિરૂપ કર્મેન્દ્રિયો જ (પાંચ) બજાર હતાં; પાંચ ભૂતો જ તેનાં ક્યારેય ક્ષીણ ન થતાં ઉપાદાન-કારણ હતાં અને બુદ્ધિશક્તિ જ તેની સ્વામિની હતી. આ એવું નગર હતું કે જેમાં પ્રવેશ કરવાથી પુરુષ જ્ઞાનશૂન્ય થઈ જાય છે - પોતાના સ્વરૂપને ભૂલી જાય છે. (૫૭-૫૮) ભાઈ! તે નગરમાં તેની સ્વામિનીના ફંદામાં પડીને તેની સાથે વિહાર કરતાં કરતાં તું પણ પોતાના સ્વરૂપને ભૂલી ગયો અને તેના જ સંગથી તારી આ દુર્દશા થઈ છે. (૫૯)

જો, તું નથી તો વિદર્ભરાજની પુત્રી અને નથી તો આ વીર મલયધ્વજ તારો પતિ. જેણે તને નવ દરવાજાઓવાળા નગરમાં બંધ કર્યો હતો તે પુરંજનીનો પતિ પણ તું નથી. (૬૦) તું પહેલા જન્મમાં પોતાને પુરુષ સમજતો હતો અને હવે સતી સ્ત્રી માને છે – એ બધી મારી જ ફેલાવેલી માયા છે. વાસ્તવમાં તું નથી તો પુરુષ કે નથી તો સ્ત્રી. આપણે બંને તો હંસ છીએ; આપણું જે ખરેખરું સ્વરૂપ છે તેનો તું અનુભવ કર. (૬૧)

૧. પ્રા. પા. – ચિતાં । ૨. પ્રાચીન પ્રતમાં 'બ્રાહ્મણ ઉવાચ' - એટલો ભાગ નથી. ૩. પ્રા. પા. – કિં જાનાસિ । ૪. પ્રા. પા. – વિચરેમ હિ । ૫. પ્રા. પા. – પુમાનત્ર । ૬. પ્રા. પા. – તતઃ ।

અહં ભવાન્ન ચાન્યસ્ત્વં ત્વમેવાહં વિચક્ષ્વ ભોઃ ।
ન નૌ પશ્યન્તિ કવયશ્છિદ્રં જાતુ મનાગપિ ॥ ૬૨॥

યથા પુરુષ આત્માનમેકમાદર્શચક્ષુષોઃ ।
દ્વિધાભૂતમવેક્ષેત તથૈવાન્તરમાવયોઃ ॥ ૬૩॥

એવં સ માનસો હંસો હંસેન પ્રતિબોધિતઃ ।
સ્વસ્થસ્તદ્વ્યભિચારેણ નષ્ટામાપ પુનઃસ્મૃતિમ્ ॥ ૬૪॥

બર્હિષ્મન્નેતદધ્યાત્મં પારોક્ષ્યેણ પ્રદર્શિતમ્ ।
યત્પરોક્ષપ્રિયો દેવો ભગવાન્ વિશ્વભાવનઃ ॥ ૬૫॥

હે મિત્ર! જે હું (ઈશ્વર) છું તે જ તું (જીવ) છે. તું મારાથી ભિન્ન નથી અને તું વિચારપૂર્વક જો કે હું પણ તે જ છું, જે તું છે. જ્ઞાની મનુષ્યો આપણા બંનેમાં ક્યારેય જરા જેટલો પણ ફરક જોતા નથી. (૬૨) જેમ એક મનુષ્ય પોતાના શરીરની છાયાને દર્પણમાં અને કોઈ વ્યક્તિની આંખમાં ભિન્ન-ભિન્ન રૂપે જુએ છે તેવી જ રીતે એક જ આત્મા વિદ્યા અને અવિદ્યાની ઉપાધિના ભેદને લીધે પોતાને ઈશ્વર અને જીવના રૂપમાં – બે પ્રકારે જોઈ રહ્યો છે. (૬૩)

આ પ્રમાણે જ્યારે હંસે (ઈશ્વરે) તેને સાવધાન કર્યો ત્યારે તે માનસરોવરનો હંસ (જીવ) પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ ગયો અને તેને પોતાના મિત્રના વિયોગને લીધે ભુલાયેલું આત્મજ્ઞાન ફરીથી પ્રાપ્ત થઈ ગયું. (૬૪) હે પ્રાચીનબર્હિ! મેં તમને પરોક્ષરૂપે આ આત્મજ્ઞાનનું દિગ્દર્શન કરાવ્યું છે; કારણ કે જગતકર્તા જગદીશ્વરને પરોક્ષ વર્ણન જ અધિક પ્રિય છે. (૬૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે પુરઞ્જનોપાખ્યાનેઽષ્ટાવિંશોઽધ્યાયઃ ॥ ૨૮॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત પુરંજન-ઉપાખ્યાનમાંનો અઠ્ઠાવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઓગણત્રીસમો અધ્યાય

## પુરંજન-ઉપાખ્યાનનું તાત્પર્ય

*પ્રાચીનબર્હિરુવાચ*

ભગવંસ્તે વચોઽસ્માભિર્ન સમ્યગવગમ્યતે ।
કવયસ્તદ્વિજાનન્તિ ન વયં કર્મમોહિતાઃ ॥ ૧॥

*નારદ ઉવાચ*

પુરુષં પુરઞ્જનં વિદ્યાદ્યદ્ વ્યનક્ત્યાત્મનઃ[1] પુરમ્ ।
એકદ્વિત્રિચતુષ્પાદં બહુપાદમપાદકમ્ ॥ ૨॥

યોઽવિજ્ઞાતાહૃતસ્તસ્ય પુરુષસ્ય સખેશ્વરઃ ।
યન્ન વિજ્ઞાયતે પુમ્ભિર્નામભિર્વા ક્રિયાગુણૈઃ ॥ ૩॥

યદા જિઘૃક્ષન્ પુરુષઃ કાર્ત્સ્ન્યેન પ્રકૃતેર્ગુણાન્ ।
નવદ્વારં દ્વિહસ્તાઙ્ઘ્રિ તત્રામનુત[2] સાધ્વિતિ ॥ ૪॥

બુદ્ધિં તુ પ્રમદાં વિદ્યાન્મમાહમિતિ યત્કૃતમ્ ।
યામધિષ્ઠાય દેહેઽસ્મિન્ પુમાન્ ભુઙ્ક્તેઽક્ષભિર્ગુણાન્ ॥ ૫॥

સખાય ઇન્દ્રિયગણા જ્ઞાનં કર્મ ચ યત્કૃતમ્ ।
સખ્યસ્તદ્વૃત્તયઃ પ્રાણઃ પઞ્ચવૃત્તિર્યથોરગઃ ॥ ૬॥

**રાજા પ્રાચીનબર્હિએ કહ્યું** – હે ભગવન્! તમારાં વચનોનું પૂરેપૂરું તાત્પર્ય મારી સમજમાં આવતું નથી. વિવેકી મનુષ્યો જ તે વચનોનું તાત્પર્ય સમજી શકે છે, અમે કર્મમોહિત જીવો નહીં. (૧)

**શ્રીનારદજીએ કહ્યું** – હે રાજન્! પુરંજન (નગરનિર્માતા) એ જીવ છે, જે પોતાના માટે એક, બે, ત્રણ, ચાર અથવા ઘણા પગવાળા કે પગ વિનાના શરીર-રૂપી નગર તૈયાર કરી લે છે. (૨) તે જીવનો મિત્ર, કે જેને અવિજ્ઞાત નામે વર્ણવવામાં આવ્યો છે તે ઈશ્વર છે; કારણ કે કોઈ પ્રકારનાં નામ, ગુણ અથવા કર્મોથી જીવોને તેની જાણ થતી નથી. (૩) જીવે જ્યારે સુખ-દુઃખરૂપી બધા જ પ્રાકૃત વિષયોને ભોગવવાની ઇચ્છા કરી ત્યારે તેણે બીજાં શરીરોને બદલે નવ દ્વાર (ઇન્દ્રિયછિદ્રો) તથા બે હાથ અને બે પગવાળું માનવશરીર જ પસંદ કર્યું. (૪) બુદ્ધિ અથવા અવિદ્યાને જ તમે પુરંજની નામની સ્ત્રી જાણો; એના જ કારણે દેહ, ઇન્દ્રિયો વગેરેમાં હુંપણા-મારાપણાનો ભાવ ઉત્પન્ન થાય છે અને મનુષ્ય તેનો જ આશ્રય લઈને શરીરમાં ઇન્દ્રિયો વડે વિષયોનો ભોગ કરે છે. (૫) દસ ઇન્દ્રિયો એ જ તેના મિત્રો છે, કે જેમના થકી બધા પ્રકારનાં જ્ઞાન અને ક્રિયાઓ થાય છે. ઇન્દ્રિયોની વૃત્તિઓ એ જ તેની સખીઓ છે અને પ્રાણ-અપાન-

૧. પ્રા. પા. – ત્મના પુરમ્ । ૨. પ્રા. પા. – ઽમન્યત ।

બૃહદ્બલં મનો વિદ્યાદુભયેન્દ્રિયનાયકમ્ ।
પઞ્ચાલાઃ પઞ્ચ વિષયા યન્મધ્યે નવખં પુરમ્ ॥ ૭॥

અક્ષિણી નાસિકે કર્ણૌ મુખં શિશ્નગુદાવિતિ ।
દ્વે દ્વે દ્વારૌ બહિર્યાતિ યસ્તદિન્દ્રિયસંયુતઃ ॥ ૮॥

અક્ષિણી નાસિકે આસ્યમિતિ પઞ્ચ પુરઃ કૃતાઃ ।
દક્ષિણા દક્ષિણઃ કર્ણ ઉત્તરા ચોત્તરઃ સ્મૃતઃ ॥ ૯॥

પશ્ચિમે ઈત્યધોદ્વારૌ ગુદં શિશ્નમિહોચ્યતે[1] ।
ખદ્યોતાઽઽવિર્મુખી ચાત્ર નેત્રે એકત્ર નિર્મિતે ।
રૂપં વિભ્રાજિતં તાભ્યાં વિચષ્ટે[2] ચક્ષુષેશ્વરઃ ॥ ૧૦॥

નલિની નાલિની નાસે ગન્ધઃ સૌરભ ઉચ્યતે ।
ઘ્રાણોઽવધૂતો મુખ્યાસ્યં વિપણો વાગ્રસવિદ્રસઃ ॥ ૧૧॥

આપણો વ્યવહારોઽત્ર ચિત્રમન્ધો બહૂદનમ્ ।
પિતૃહૂર્દક્ષિણઃ કર્ણ ઉત્તરો દેવહૂઃ સ્મૃતઃ ॥ ૧૨॥

પ્રવૃત્તં[3] ચ નિવૃત્તં ચ શાસ્ત્રં પઞ્ચાલસઞ્જ્ઞિતમ્ ।
પિતૃયાનં દેવયાનં શ્રોત્રાચ્છ્રુતધરાદ્વ્રજેત્ ॥ ૧૩॥

આસુરી મેઢ્રમર્વાગ્દ્વાર્વ્યવાયો ગ્રામિણાં રતિઃ ।
ઉપસ્થો દુર્મદઃ પ્રોક્તો નિર્ઋતિર્ગુદ ઉચ્યતે ॥ ૧૪॥

વૈશસં નરકં પાયુર્લુબ્ધકોઽન્ધૌ તુ મે શૃણુ ।
હસ્તપાદૌ પુમાંસ્તાભ્યાં યુક્તો યાતિ કરોતિ ચ ॥ ૧૫॥

અન્તઃપુરં ચ હૃદયં વિષૂચિર્મન ઉચ્યતે ।
તત્ર મોહં પ્રસાદં વા હર્ષં પ્રાપ્નોતિ તદ્ગુણૈઃ ॥ ૧૬॥

વ્યાન-ઉદાન-સમાનરૂપી પાંચ વૃત્તિઓવાળો પ્રાણવાયુ એ જ નગરનું રક્ષણ કરનારો પાંચ ફણાવાળો સર્પ છે. (૬) બંને પ્રકારની (જ્ઞાન અને કર્મની) ઇન્દ્રિયોના નાયક મનને જ અગિયારમો મહાબળવાન યોદ્ધો જાણવો જોઈએ. શબ્દ વગેરે પાંચ વિષયો એ જ પાંચાલદેશ છે, જેની વચ્ચે તે નવ દરવાજાઓવાળું નગર વસેલું છે. (૭)

તે નગરમાં એક-એક સ્થળે જે બે-બે દરવાજા બતાવવામાં આવ્યા હતા તે બે નેત્રગોલકો, બે નાસિકાછિદ્રો અને બે કર્ણછિદ્રો છે. તેમની સાથે મુખ, લિંગ અને ગુદા - એ અન્ય ત્રણને સાથે ગણતાં કુલ નવ દ્વાર છે. તેમનામાં જ થઈને તે જીવ ઇન્દ્રિયોની સાથે બાહ્ય વિષયોમાં જાય છે. (૮) એમાં બે નેત્રગોલકો, બે નાસિકાછિદ્રો અને એક મુખ – એ પાંચ પૂર્વાભિમુખ દ્વાર છે; જમણા કાનને દક્ષિણનું અને ડાબા કાનને ઉત્તરનું દ્વાર સમજવું જોઈએ. (૯) ગુદા અને લિંગ – એ નીચેનાં બે છિદ્રો પશ્ચિમનાં દ્વાર છે. ખદ્યોતા અને આવિર્મુખી નામના જે બે દરવાજા એક જ સ્થળે બતાવ્યા હતા તે નેત્રગોલકો છે તથા રૂપ એ વિભ્રાજિત નામનો દેશ છે, જેનો અનુભવ જીવ આ દ્વારોથી ચક્ષુ-ઇન્દ્રિયની મદદથી કરે છે. (ચક્ષુ-ઇન્દ્રિયને જ પહેલાં દ્યુમાન નામનો મિત્ર કહેવામાં આવ્યો છે.) (૧૦) બે નાસિકાછિદ્રો એ જ નલિની અને નાલિની નામના દરવાજા છે અને નાસિકાનો વિષય ગંધ એ જ સૌરભદેશ છે તથા ઘ્રાણેન્દ્રિય એ જ અવધૂત નામનો મિત્ર છે. મુખ એ મુખ્ય નામનો દરવાજો છે, તેમાં રહેનારી વાક્-ઇન્દ્રિય વિપણ એ પહેલો મિત્ર છે અને રસના-ઇન્દ્રિય એ રસવિદ (રસજ્ઞ) નામનો બીજો મિત્ર છે. (૧૧) વાણીનો વ્યાપાર એ આપણ છે અને જાતજાતનાં અન્ન એ બહૂદન છે; તથા જમણો કાન પિતૃહૂ અને ડાબો કાન દેવહૂ કહેવામાં આવ્યો છે. (૧૨) કર્મકાંડરૂપ પ્રવૃત્તિમાર્ગનું શાસ્ત્ર અને ઉપાસનાકાંડરૂપ નિવૃત્તિમાર્ગનું શાસ્ત્ર એ જ ક્રમશઃ દક્ષિણ પાંચાલ અને ઉત્તર પાંચાલ દેશ છે. તેમને શ્રવણેન્દ્રિયરૂપ શ્રુતધરની મદદથી સાંભળીને જીવ ક્રમશઃ પિતૃયાન માર્ગે અને દેવયાન માર્ગે જાય છે. (૧૩) લિંગ એ જ આસુરી નામનું પશ્ચિમનું દ્વાર છે, સ્ત્રીપ્રસંગ એ ગ્રામક નામનો દેશ છે અને લિંગમાં રહેનારી ઉપસ્થ-ઇન્દ્રિય એ જ દુર્મદ નામનો મિત્ર છે. ગુદા એ નિર્ઋતિ નામનું પશ્ચિમનું દ્વાર છે. (૧૪) નરક એ વૈશસ નામનો દેશ છે અને ગુદામાં રહેનારી પાયુ-ઇન્દ્રિય એ લુબ્ધક નામનો મિત્ર છે. આ સિવાય બે પુરુષો અંધ બતાવવામાં આવ્યા હતા, તેમનું રહસ્ય પણ સાંભળો. તેઓ હાથ અને પગ છે; તેમની જ મદદથી જીવ ક્રમશઃ બધાં કામ કરે છે અને જ્યાં-ત્યાં ગમન કરે છે. (૧૫) હૃદય એ અંતઃપુર છે, તેમાં રહેનારું મન એ જ વિષૂચિ (વિષૂચીન) નામનો મુખ્ય સેવક છે. જીવ તે મનના સત્ત્વ વગેરે

૧. પ્રા. પા. – લ્મિહોદિતે । ૨. પ્રા. પા. – વિચક્ષે । ૩. પ્રાચીન પ્રતમાં 'પ્રવૃત્તં ચ' વગેરે ૧૩મા શ્લોકથી માંડીને ૨૦મા શ્લોકના પૂર્વાર્ધ સુધીનો ભાગ અહીં નહીં, ૨૩મા શ્લોક પછી લખ્યો છે.

**યથા યથા વિક્રિયતે ગુણાક્તો વિકરોતિ વા ।**
**તથા તથોપદ્રષ્ટાઽઽત્મા તદ્વૃત્તીરનુકાર્યતે ॥ ૧૭॥**

**દેહો રથસ્ત્વિન્દ્રિયાશ્વઃ સંવત્સરરયોઽગતિઃ ।**
**દ્વિકર્મચક્રસ્ત્રિગુણધ્વજઃ પઞ્ચાસુબન્ધુરઃ ॥ ૧૮॥**

**મનોરશ્મિર્બુદ્ધિસૂતો હૃન્નીડો દ્વન્દ્વકૂબરઃ ।**
**પઞ્ચેન્દ્રિયાર્થપ્રક્ષેપઃ સપ્તધાતુવરૂથકઃ ॥ ૧૯॥**

**આકૂતિર્વિક્રમો બાહ્યો મૃગતૃષ્ણાં પ્રધાવતિ ।**
**એકાદશેન્દ્રિયચમૂઃ પઞ્ચસૂનાવિનોદકૃત્ ॥ ૨૦॥**

**સંવત્સરશ્ચણ્ડવેગઃ કાલો યેનોપલક્ષિતઃ ।**
**તસ્યાહાનીહ ગન્ધર્વા ગન્ધર્વ્યો રાત્રયઃ સ્મૃતાઃ ।**
**હરન્ત્યાયુઃ પરિક્રાન્ત્યા ષષ્ટ્યુત્તરશતત્રયમ્ ॥ ૨૧॥**

**કાલકન્યા જરા સાક્ષાલ્લોકસ્તાં નાભિનન્દતિ ।**
**સ્વસારં જગૃહે મૃત્યુઃ ક્ષયાય યવનેશ્વરઃ ॥ ૨૨॥**

**આધયો વ્યાધયસ્તસ્ય સૈનિકા યવનાશ્ચરાઃ ।**
**ભૂતોપસર્ગાશુરયઃ પ્રજ્વારો દ્વિવિધો જ્વરઃ ॥ ૨૩॥**

**એવં બહુવિધૈર્દુઃખૈર્દૈવભૂતાત્મસમ્ભવૈઃ ।**
**ક્લિશ્યમાનઃ શતં વર્ષં દેહે દેહી તમોવૃતઃ ॥ ૨૪॥**

**પ્રાણેન્દ્રિયમનોધર્માનાત્મન્યધ્યસ્ય નિર્ગુણઃ ।**
**શેતે કામલવાન્ ધ્યાયન્મમાહમિતિ કર્મકૃત્ ॥ ૨૫॥**

ગુણોને કારણે જ પ્રસન્નતા, હર્ષરૂપ વિકાર અથવા મોહ પામે છે. (૧૬) બુદ્ધિ (રાજમહિષી પુરંજની) જે જે પ્રકારે સ્વપ્નાવસ્થામાં વિકાર પામે છે અને જાગ્રતાવસ્થામાં ઇન્દ્રિયોને વિકૃત કરે છે તેના ગુણોથી લેપાઈને આત્મા (જીવ) પણ તે તે રૂપમાં જ તેની વૃત્તિઓનું અનુકરણ કરવાને બાધ્ય થાય છે – જોકે વાસ્તવમાં તો તે તેમનો વિકારરહિત સાક્ષીમાત્ર જ છે. (૧૭)

શરીર એ જ રથ છે. તેમાં જ્ઞાનેન્દ્રિયોરૂપી પાંચ ઘોડા જોતરેલા છે. જોવામાં સંવત્સરરૂપ કાળના જેવો જ તેનો અપ્રતિહત વેગ (ગતિ) છે, વાસ્તવમાં તો તે ગતિહીન છે. પુણ્ય અને પાપ – આ બે પ્રકારનાં કર્મો એ જ તેનાં પૈડાં છે, ત્રણ ગુણો એ ધજાઓ છે, પાંચ પ્રાણ એ દોરીઓ છે. (૧૮) મન એ લગામ છે, બુદ્ધિ એ સારથિ છે, હૃદય એ બેઠક છે, સુખદુઃખ વગેરે દ્વંદ્વો એ ધૂંસરી છે, ઇન્દ્રિયોના પાંચ વિષયો એ તેમાં રાખેલાં આયુધ છે અને ત્વચા વગેરે સાત ધાતુઓ એ તેનાં આવરણ છે. (૧૯) પાંચ કર્મેન્દ્રિયો એ તેની પાંચ પ્રકારની ગતિ છે. આ રથ પર ચઢીને રથીરૂપી આ જીવ મૃગતૃષ્ણા જેવા મિથ્યા વિષયો તરફ દોડે છે. અગિયાર ઇન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને એક મન) એ તેની સેના છે તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો વડે તે તે ઇન્દ્રિયોના વિષયોને અન્યાયપૂર્વક ગ્રહણ કરવા એ જ તેનું શિકાર ખેલવું છે. (૨૦)

જેના વડે કાળનું જ્ઞાન થાય છે તે સંવત્સર એ જ ચંડવેગ નામનો ગંધર્વરાજ છે. તેને આધીન જે ત્રણસો સાઠ ગંધર્વો બતાવવામાં આવ્યા હતા તેઓ દિવસો છે અને ત્રણસો સાઠ ગંધર્વીઓ એ રાત્રિઓ છે. એ ક્રમાનુસાર ચક્કર લગાવતાં રહીને મનુષ્યના આયુષ્યને હરતાં રહે છે. (૨૧) વૃદ્ધાવસ્થા એ જ સાક્ષાત્ કાળકન્યા છે, તેને કોઈ પણ પુરુષ પસંદ કરતો નથી. ત્યારે મૃત્યુરૂપ યવનરાજે જગતનો સંહાર કરવા માટે તેનો બહેન માનીને સ્વીકાર કરી લીધો. (૨૨) આધિ (માનસિક ક્લેશો) અને વ્યાધિ (રોગ વગેરે શારીરિક દુઃખો) એ જ તે યવનરાજના પગપાળા ચાલનારા સૈનિકો છે તથા પ્રાણીઓને પીડા પહોંચાડીને સત્વરે મૃત્યુના મુખમાં લઈ જનારો શીત અને ઉષ્ણ બે પ્રકારનો જ્વર (ટાઢિયો અને ઊનો તાવ) એ જ પ્રજ્વાર નામનો તેનો ભાઈ છે. (૨૩)

આ પ્રમાણે આ દેહાભિમાની જીવ અજ્ઞાનથી આચ્છાદિત થઈને અનેક પ્રકારનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક કષ્ટો ભોગવતો સો વર્ષ સુધી મનુષ્યશરીરમાં પડ્યો રહે છે. (૨૪) વાસ્તવમાં તો તે નિર્ગુણ છે, પરંતુ પ્રાણ, ઇન્દ્રિયો અને મનના ધર્મોને પોતાનામાં આરોપિત કરીને હુંપણા-મારાપણાના અભિમાનથી બંધાઈને ક્ષુદ્ર વિષયોનું ચિંતન કરતો રહીને જાત-જાતનાં કર્મો કરતો રહે છે. (૨૫)

યદાઽઽત્માનમવિજ્ઞાય ભગવન્તં પરં ગુરુમ્ ।
પુરુષસ્તુ વિષજ્જેત ગુણેષુ પ્રકૃતેઃ સ્વદૃક્ ॥ ૨૬॥

ગુણાભિમાની સ તદા કર્માણિ કુરુતેઽવશઃ ।
શુક્લં કૃષ્ણં લોહિતં વા[1] યથાકર્માભિજાયતે ॥ ૨૭॥

શુક્લાત્પ્રકાશભૂયિષ્ઠાઁલ્લોકાનાપ્નોતિ[2] કર્હિચિત્ ।
દુઃખોદર્કાન્ ક્રિયાયાસાંસ્તમઃ શોકોત્કટાન્ ક્વચિત્ ॥ ૨૮॥

ક્વચિત્પુમાન્ ક્વચિચ્ચ સ્ત્રી ક્વચિન્નોભયમન્ધધીઃ ।
દેવો મનુષ્યસ્તિર્યગ્વા યથાકર્મગુણં[3] ભવઃ ॥ ૨૯॥

ક્ષુત્પરીતો યથા દીનઃ સારમેયો ગૃહં ગૃહમ્ ।
ચરન્ વિન્દતિ યદ્દિષ્ટં દણ્ડમોદનમેવ વા ॥ ૩૦॥

તથા કામાશયો જીવ ઉચ્ચાવચપથા ભ્રમન્ ।
ઉપર્યધો વા મધ્યે વા યાતિ[4] દિષ્ટં પ્રિયાપ્રિયમ્ ॥ ૩૧॥

દુઃખેષ્વેકતરેણાપિ દૈવભૂતાત્મહેતુષુ ।
જીવસ્ય ન વ્યવચ્છેદઃ સ્યાચ્ચેત્તત્તત્પ્રતિક્રિયા ॥ ૩૨॥

યથા હિ પુરુષો ભારં શિરસા ગુરુમુદ્વહન્ ।
તં સ્કન્ધેન સ આધત્તે તથા સર્વાઃ પ્રતિક્રિયાઃ ॥ ૩૩॥

નૈકાન્તતઃ પ્રતીકારઃ કર્મણાં કર્મ કેવલમ્ ।
દ્વયં હ્યવિદ્યોપસૃતં સ્વપ્ને સ્વપ્ન ઈવાનઘ ॥ ૩૪॥

અર્થે હ્યવિદ્યમાનેઽપિ સંસૃતિર્ન નિવર્તતે ।
મનસા લિઙ્ગરૂપેણ સ્વપ્ને વિચરતો યથા ॥ ૩૫॥

અથાત્મનોઽર્થભૂતસ્ય યતોઽનર્થપરમ્પરા ।
સંસૃતિસ્તદ્વ્યવચ્છેદો ભક્ત્યા પરમયા ગુરૌ ॥ ૩૬॥

આ (જીવ) જોકે સ્વયંપ્રકાશિત છે, તોપણ જ્યાં સુધી સૌના પરમગુરુ આત્મસ્વરૂપ શ્રીભગવાનના સ્વરૂપને જાણતો નથી ત્યાં સુધી પ્રકૃતિના ગુણોમાં જ બંધાયેલો રહે છે. (૨૬) તે ગુણોનો અભિમાની હોવાથી તે (જીવ) વિવશ થઈને સાત્ત્વિક, રાજસી અને તામસી કાર્યો કરે છે તથા તે કર્મો અનુસાર ભિન્ન-ભિન્ન યોનિઓમાં જન્મ લે છે. (૨૭) તે ક્યારેક સાત્ત્વિક કર્મો વડે પ્રકાશબહુલ સ્વર્ગ વગેરે લોક પ્રાપ્ત કરે છે; ક્યારેક રાજસી કર્મો વડે દુઃખમય રજોગુણી લોકોમાં જાય છે, જ્યાં તેણે જાતજાતનાં કર્મોના કલેશ ભોગવવા પડે છે; અને ક્યારેક તમોગુણી કર્મો વડે શોકબહુલ તમોમયી યોનિઓમાં જન્મ લે છે. (૨૮) આ પ્રમાણે પોતાનાં કર્મો અને ગુણો અનુસાર દેવયોનિ, મનુષ્યયોનિ અથવા પશુપક્ષીયોનિમાં જન્મ લઈને તે અજ્ઞાનને લીધે અંધ જીવ ક્યારેક પુરુષ, ક્યારેક સ્ત્રી અને ક્યારેક નપુંસક થાય છે. (૨૯) જેમ ભૂખથી વ્યાકુળ લાચાર કૂતરો ઘરે-ઘરે ભટકતો રહીને પોતાના પ્રારબ્ધ અનુસાર ક્યાંક દંડો ખાય છે અને ક્યાંક ભાત ખાય છે તેવી જ રીતે આ જીવ ચિત્તમાં અનેક પ્રકારની વાસનાઓને લઈને ઊંચા-નીચા માર્ગે ઉપરના, નીચેના અથવા મધ્યના લોકોમાં ભટકતો રહે છે અને પોતાનાં કર્મો અનુસાર સુખદુઃખ ભોગવતો રહે છે. (૩૦-૩૧)

આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક – એ ત્રણ પ્રકારનાં દુઃખોમાંના કોઈ પણ એકમાંથી જીવનો સર્વથા છુટકારો થઈ શકતો નથી. જો ક્યારેક તેવું થતું જણાઈ આવે છે તો તે કેવળ તત્કાળ પૂરતું નિવારણ જ (હોય) છે. (૩૨) તે (નિવારણ) એવું જ છે કે જેમ માથા પર ભારે બોજ વહીને લઈ જનારો કોઈ મનુષ્ય તેને ખભા પર રાખી લે છે. આવી જ રીતે બધી જ પ્રતિક્રિયાઓ (દુઃખનિવારણો) વિશે સમજવું જોઈએ – જો કોઈ ઉપાયથી મનુષ્ય એક પ્રકારના દુઃખમાંથી છુટકારો મેળવે છે તો બીજું દુઃખ આવીને તેના માથા પર સવાર થઈ જાય છે. (૩૩) હે શુદ્ધહૃદયના નરેન્દ્ર! જેમ સ્વપ્નમાં થતું સ્વપ્નાંતર (બીજું સ્વપ્ન આવવું) એ તે સ્વપ્નમાંથી સર્વથા છૂટવાનો ઉપાય નથી તેવી જ રીતે કર્મફળના ભોગમાંથી સર્વથા છૂટવાનો ઉપાય કેવળ કર્મ કરવું એ હોઈ શકે નહીં; કારણ કે કર્મો અને કર્મફળોનો ભોગ એ બંનેય અવિદ્યાયુક્ત હોય છે. (૩૪) જેમ સ્વપ્નાવસ્થામાં પોતાના મનોમય લિંગશરીરથી વિચરનારા પ્રાણીને સ્વપ્નમાંના પદાર્થો નહીં હોવા છતાં પણ ભાસે છે તેવી જ રીતે આ દૃશ્યપદાર્થો વાસ્તવમાં નહીં હોવા છતાં પણ, જ્યાં સુધી અજ્ઞાન-નિદ્રા તૂટતી નથી ત્યાં સુધી ટકેલા જ રહે છે અને જીવને જન્મ-મરણરૂપ સંસારમાંથી મુક્તિ મળતી નથી. (તેથી તે દુઃખોના આત્યંતિક નિવારણનો ઉપાય એકમાત્ર આત્મજ્ઞાન થવું એ જ છે.) (૩૫)

હે રાજન્! જે અવિદ્યાને કારણે પરમાર્થસ્વરૂપ આત્માને

૧. પ્રા. પા. – ચ યથા સમભિજાયતે । ૨. પ્રા. પા. – ૦લ્લોકાન્ પ્રાપ્નોતિ । ૩. પ્રા. પા. – ૦કર્તૃગુણં । ૪. પ્રા. પા. – યાવદિષ્ટં ।

વાસુદેવે ભગવતિ ભક્તિયોગઃ સમાહિતઃ ।
સધ્રીચીનેન વૈરાગ્યં જ્ઞાનં ચ જનયિષ્યતિ ॥ ૩૭॥

સોઽચિરાદેવ રાજર્ષે સ્યાદચ્યુતકથાશ્રયઃ ।
શૃણ્વતઃ શ્રદ્દધાનસ્ય નિત્યદા સ્યાદધીયતઃ ॥ ૩૮॥

યત્ર ભાગવતા રાજન્ સાધવો વિશદાશયાઃ ।
ભગવદ્‌ગુણાનુકથનશ્રવણવ્યગ્રચેતસઃ ॥ ૩૯॥

તસ્મિન્મહન્મુખરિતા મધુભિચ્ચરિત્ર-
પીયૂષશેષસરિતઃ[1] પરિતઃ સ્રવન્તિ ।
તા યે પિબન્ત્યવિતૃષો નૃપ ગાઢકર્ણૈ-
સ્તાન્ન સ્પૃશન્ત્યશનતૃડ્‌ભયશોકમોહાઃ ॥ ૪૦॥

એતૈરુપદ્રુતો નિત્યં જીવલોકઃ સ્વભાવજૈઃ ।
ન કરોતિ હરેર્નૂનં કથામૃતનિધૌ રતિમ્ ॥ ૪૧॥

પ્રજાપતિપતિઃ સાક્ષાદ્ભગવાન્ ગિરિશો મનુઃ ।
દક્ષાદયઃ પ્રજાધ્યક્ષા નૈષ્ઠિકાઃ સનકાદયઃ ॥ ૪૨॥

મરીચિરત્ર્યઙ્ગિરસૌ પુલસ્ત્યઃ પુલહઃ ક્રતુઃ ।
ભૃગુર્વસિષ્ઠ ઇત્યેતે મદન્તા બ્રહ્મવાદિનઃ ॥ ૪૩॥

અદ્યાપિ વાચસ્પતયસ્તપોવિદ્યાસમાધિભિઃ ।
પશ્યન્તોઽપિ ન પશ્યન્તિ પશ્યન્તં પરમેશ્વરમ્ ॥ ૪૪॥

શબ્દબ્રહ્મણિ દુષ્પારે ચરન્ત ઉરુવિસ્તરે ।
મન્ત્રલિઙ્ગૈર્વ્યવચ્છિન્નં[2] ભજન્તો ન વિદુઃ પરમ્ ॥ ૪૫॥

યદા યમનુગૃહ્ણાતિ ભગવાનાત્મભાવિતઃ ।
સ જહાતિ મતિં લોકે વેદે ચ પરિનિષ્ઠિતામ્ ॥ ૪૬॥

તસ્માત્કર્મસુ બર્હિષ્મન્નજ્ઞાનાદર્થકાશિષુ ।
માઽર્થદૃષ્ટિં કૃથાઃ શ્રોત્રસ્પર્શિષ્વસ્પૃષ્ટવસ્તુષુ ॥ ૪૭॥

સ્વં લોકં ન વિદુસ્તે વૈ યત્ર દેવો જનાર્દનઃ ।
આહુર્ધૂમ્રધિયો વેદં સકર્મકમતદ્વિદઃ ॥ ૪૮॥

આસ્તીર્ય દર્ભૈઃ પ્રાગગ્રૈઃ કાર્ત્સ્ન્યેન ક્ષિતિમણ્ડલમ્ ।
સ્તબ્ધો બૃહદ્વધાન્માની કર્મ નાવૈષિ યત્પરમ્ ।
તત્કર્મ હરિતોષં યત્સા વિદ્યા તન્મતિર્યયા ॥ ૪૯॥

આ જન્મ-મરણરૂપી અનર્થ-પરંપરા પ્રાપ્ત થઈ છે તે અવિદ્યાની નિવૃત્તિનો ઉપાય ગુરુસ્વરૂપ શ્રીહરિમાં સુદૃઢ ભક્તિ જ છે. (૩૬) ભગવાન વાસુદેવમાં એકાગ્રતાપૂર્વક સમ્યક્ રીતે કરેલો ભક્તિભાવ જ્ઞાન અને વૈરાગ્યનો આવિર્ભાવ કરી દે છે. (૩૭) હે રાજર્ષિ! આ ભક્તિભાવ ભગવાનની કથાઓને આશ્રિત રહે છે. તેથી જે મનુષ્ય તેમને દરરોજ શ્રદ્ધાપૂર્વક સાંભળે છે અથવા વાંચે છે તેને સત્વરે જ્ઞાન-વૈરાગ્યની પ્રાપ્તિ થઈ જાય છે. (૩૮) હે રાજન્! જ્યાં ભગવાનના ગુણોને કહેવા અને સાંભળવામાં તત્પર વિશુદ્ધચિત્તના ભક્તજનો રહે છે તે સાધુસમાજમાં બધી તરફ મહાપુરુષોના મુખમાંથી નીકળેલાં શ્રીમધુસૂદન ભગવાનનાં ચરિત્રો-રૂપી શુદ્ધ અમૃતની અનેક નદીઓ વહેતી રહે છે. જે લોકો અતૃપ્ત-ચિત્તે શ્રવણમાં તત્પર પોતાનાં કર્ણવિવરો વડે તે અમૃતનું મત્ત થઈને પાન કરે છે તેમને ભૂખ, તરસ, ભય, શોક, મોહ વગેરે કશો પણ અવરોધ પહોંચાડી શકતાં નથી. (૩૯-૪૦) અરેરે! સ્વાભાવિક જ પ્રાપ્ત થતાં આ ભૂખ-તરસ વગેરે વિઘ્નોથી હંમેશાં ઘેરાયેલો જીવસમુદાય શ્રીહરિની કથાઓના અમૃતસાગર સાથે પ્રેમ કરતો નથી! (૪૧) પ્રજાપતિઓના પતિ સાક્ષાત્ બ્રહ્મા, ભગવાન શંકર, સ્વાયંભુવ મનુ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, સનકાદિ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને હું – આ જેટલા બ્રહ્મવાદી મુનિઓ છે તેઓ સમસ્ત વાઙ્મયના અધિપતિ હોવા છતાં પણ તપ, ઉપાસના અને સમાધિ વડે ખોળી-ખોળીને હારી ગયા તોપણ તે સર્વસાક્ષી પરમેશ્વરને આજ સુધી જોઈ શક્યા નથી. (૪૨-૪૪) વેદ અપાર છે, તેમનો પાર પામવો મુશ્કેલ છે. તેમાં કર્મોનો વિસ્તાર પણ બહુ છે. તે વેદોના સંબંધમાં બહુ અભ્યાસ કરવા છતાં પણ મંત્રોમાં જેમનું લક્ષણ બતાવવામાં આવ્યું છે તે (જેમકે ઇન્દ્રના હાથમાં વજ્ર છે, વરુણના હાથમાં પાશ છે વગેરે) મંત્રો દ્વારા યજન તો ભગવાનનું કરે છે, પરંતુ ભગવાનને જાણી શકતા નથી. (૪૫) હૃદયમાં વારંવાર ચિંતન કરવાથી ભગવાન જે સમયે જે જીવ પર કૃપા કરે છે તે જ સમયે તેના લૌકિક વ્યવહારો અને વૈદિક કર્મકાંડની આસ્થા આપમેળે છૂટી જાય છે. (૪૬)

હે બર્હિષ્મન્! તમે આ કર્મોમાં પરમાર્થબુદ્ધિ ન કરો. એ સાંભળવામાં જ પ્રિય જણાય છે, પરમાર્થનો તો સ્પર્શ પણ કરતાં નથી. આ કર્મો પરમાર્થ જેવાં દેખાય છે તેમાં કેવળ અજ્ઞાન જ કારણ છે. (૪૭) જે મલિનમતિ કર્મવાદી લોકો વેદને કર્મપરક બતાવે છે તેઓ વાસ્તવમાં તેનો મર્મ જાણતા નથી. આનું કારણ એ જ છે કે તેઓ પોતાના સ્વરૂપભૂત લોક (આત્મતત્ત્વ)ને જાણતા નથી, કે જ્યાં સાક્ષાત્ શ્રીજનાર્દન ભગવાન વિરાજમાન છે. (૪૮) પૂર્વ તરફ અગ્રભાગવાળા કુશોથી સમસ્ત ભૂમંડળને આચ્છાદિત કરીને, અનેક પશુઓનો વધ કરવાથી તમે ઘણા

૧. પ્રા. પા. – ૦ત્તોયસરિતઃ । ૨. પ્રા. પા. – ૦ર્વ્યવચ્છિન્નૈર્બ્રહ્મ૦ ।

હરિર્દેહભૃતામાત્મા સ્વયં પ્રકૃતિરીશ્વરઃ ।
તત્પાદમૂલં શરણં યતઃ ક્ષેમો નૃણામિહ ॥ ૫૦॥

સ વૈ પ્રિયતમશ્ચાત્મા યતો ન ભયમણ્વપિ ।
ઇતિ વેદ સ વૈ વિદ્વાન્ યો વિદ્વાન્ સ ગુરુર્હરિઃ ॥ ૫૧॥

નારદ ઉવાચ[1]

પ્રશ્ન એવં હિ સઞ્છિન્નો ભવતઃ પુરુષર્ષભ ।
અત્ર મે વદતો ગુહ્યં નિશામય સુનિશ્ચિતમ્ ॥ ૫૨॥

ક્ષુદ્રચ્ચરં સુમનસાં શરણે મિથિત્વા
રક્તં ષડઙ્ઘ્રિગણસામસુ લુબ્ધકર્ણમ્ ।
અગ્રે વૃકાનસુતૃપોઽવિગણય્ય યાન્તં
પૃષ્ઠે મૃગં મૃગય લુબ્ધકબાણભિન્નમ્ ॥ ૫૩॥

[અસ્યાર્થઃ]

સુમનઃસધર્મણાં સ્ત્રીણાં શરણ આશ્રમે પુષ્પમધુગન્ધવત્ક્ષુદ્રતમં કામ્યકર્મવિપાકજં કામસુખલવં જૈહ્વ્યૌપસ્થ્યાદિ વિચિન્વન્તં મિથુનીભૂય તદભિનિવેશિતમનસં ષડઙ્ઘ્રિગણસામગીતવદતિમનોહરવનિતાદિજનાલાપેષ્વતિતરા[2]મતિપ્રલોભિતકર્ણમગ્રે વૃકયૂથવદાત્મન આયુર્હરતોઽહોરાત્રાન્તાન્[3] કાલલવવિશેષાનવિગણય્ય ગૃહેષુ વિહરન્તં પૃષ્ઠત[4] એવ પરોક્ષમનુપ્રવૃત્તો લુબ્ધકઃ કૃતાન્તોઽન્તઃશરેણ યમિહ પરાવિધ્યતિ તમિમમાત્માનમહો રાજન્ ભિન્નહૃદયં દ્રષ્ટુમર્હસીતિ ॥ ૫૪॥

સ ત્વં વિચક્ષ્ય મૃગચેષ્ટિતમાત્મનોઽન્ત-
શ્ચિત્તં નિયચ્છ હૃદિ કર્ણધુનીં ચ ચિત્તે ।
જહ્યઙ્ગનાશ્રમમસત્તમયૂથગાથં
પ્રીણીહિ હંસશરણં વિરમ ક્રમેણ ॥ ૫૫॥

કર્માભિમાની અને ઉદ્ધત થઈ ગયા છો; પરંતુ વાસ્તવમાં તમને કર્મ અથવા ઉપાસના – કોઈના રહસ્ય ખબર નથી. વાસ્તવમાં કર્મ અને વિદ્યા તો એ જ છે કે જેનાથી શ્રીહરિને પ્રસન્ન કરી શકાય; અને ભગવાનમાં ચિત્ત જોડાઈ જાય. (૪૯) શ્રીહરિ સમસ્ત દેહધારીઓના આત્મા, નિયામક અને સ્વતંત્ર કારણ છે; તેથી તેમનાં ચરણકમળ જ મનુષ્યોનો એકમાત્ર આશ્રય છે અને તેમનાથી જ સંસારમાં સૌનું કલ્યાણ થઈ શકે છે. (૫૦) 'જેનાથી કોઈને અણુમાત્ર પણ ભય થતો નથી તે જ તેનો પ્રિયતમ આત્મા છે' – આવું જે મનુષ્ય જાણે છે તે જ જ્ઞાની છે અને જે જ્ઞાની છે તે જ ગુરુ તેમ જ સાક્ષાત્ શ્રીહરિ છે. (૫૧)

**શ્રીનારદજી કહે છે** – 'હે પુરુષશ્રેષ્ઠ! અહીં સુધી જે કંઈ કહેવામાં આવ્યું છે તેનાથી તમારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો. હવે હું સારી પેઠે નિશ્ચિત કરાયેલું એક ગુપ્ત સાધન બતાવું છું, તે ધ્યાન દઈને સાંભળો. (૫૨) 'પુષ્પવાટિકામાં પોતાની હરણી સાથે વિહાર કરતો એક હરણ મસ્ત ઘૂમી રહ્યો છે, તે દુર્વા વગેરે નાના નાના તૃણાંકુરો ચરી રહ્યો છે. તેના કાન ભમરાઓનો ગુંજારવ સાંભળવામાં રત છે. તેની સામે જ બીજા જીવોને મારીને પોતાનું પેટ પાળનારાં વરૂ લાગ જોતાં ઊભાં છે અને પાછળથી પારધીએ વીંધી નાખવા માટે તેના પર બાણ છોડ્યું છે; પરંતુ હરણ એટલો બેસુધ છે કે તેને તેની કંઈ પણ ખબર નથી.' આ હરણની દશાનો એકવાર વિચાર તો કરો. (૫૩)

હે રાજન્! આ રૂપકનું તાત્પર્ય સાંભળો. આ મૃતપ્રાય હરણ એ તમે જ છો, તમે પોતાની દશાનો વિચાર કરો. પુષ્પોની જેમ આ સ્ત્રીઓ કેવળ દેખાવમાં જ સુંદર છે. આ સ્ત્રીઓના રહેવાનું ઘર એ જ પુષ્પવાટિકા છે. આમાં રહીને તમે પુષ્પોનાં મધ અને ગંધ જેવાં ક્ષુદ્ર સકામ કર્મોનાં ફળરૂપ, જિહ્વા અને જનનેન્દ્રિયને પ્રિય લાગતા ભોજન તથા સ્ત્રીસંગ વગેરે તુચ્છ ભોગો ખોળી રહ્યા છો; સ્ત્રીઓથી ઘેરાયેલા રહો છો અને પોતાના મનને તમે તેમનામાં જ ફસાયેલું રાખ્યું છે. પત્ની-પુત્રોનું મીઠું બોલવું એ જ ભમરાઓનો મધુર ગુંજારવ છે, તમારા કાન તેમાં જ અત્યંત આસક્ત થઈ રહ્યા છે. સામે જ વરૂઓના ટોળા જેવા કાળના અંશ – રાત-દિવસ તમારા આયુષ્યને હરી રહ્યાં છે, પણ તમે તેની જરાય પરવા નહીં કરતાં ગૃહસ્થીનાં સુખોમાં મસ્ત થઈ રહ્યા છો. તમારી પાછળ ચૂપચાપ લાગ ખોળતો શિકારી (એટલે કે) કાળ પોતાના છાના બાણથી તમારા હૃદયને દૂરથી જ વીંધી નાખવા ઇચ્છે છે. (૫૪)

આ પ્રમાણે પોતાને હરણના જેવી દશામાં જુઓ અને તમે પોતાના ચિત્તનો હૃદયમાં નિરોધ કરો તથા નદીની જેમ વહેતી શ્રવણેન્દ્રિયની બાહ્યવૃત્તિને ચિત્તમાં સ્થાપિત કરો

૧. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' નથી. ૨. પ્રા. પા. – ૦તરાં પ્રલોભિત૦ । ૩. પ્રા. પા. – ૦રાત્રાદીન્ કાલવિશેષાન્ વિગણય્ય । ૪. પ્રા. પા. – પૃષ્ઠતઃ પરોક્ષમનુ૦ ।

રાજોવાચ

શ્રુતમન્વીક્ષિતં બ્રહ્મન્ ભગવાન્ યદભાષત ।
નૈતજ્જાનન્ત્યુપાધ્યાયાઃ કિં ન બ્રૂયુર્વિદુર્યદિ ॥ ૫૬॥

સંશયોઽત્ર તુ મે વિપ્ર સઞ્છિન્નસ્તત્કૃતો મહાન્ ।
ઋષયોઽપિ હિ મુહ્યન્તિ યત્ર નેન્દ્રિયવૃત્તયઃ ॥ ૫૭॥

કર્માણ્યારભતે યેન પુમાનિહ વિહાય તમ્ ।
અમુત્રાન્યેન દેહેન જુષ્ટાનિ સ યદશ્નુતે ॥ ૫૮॥

ઇતિ વેદવિદાં વાદઃ શ્રૂયતે તત્ર તત્ર હ ।
કર્મ યત્ક્રિયતે પ્રોક્તં પરોક્ષં ન પ્રકાશતે ॥ ૫૯॥

નારદ ઉવાચ

યેનૈવારભતે કર્મ તેનૈવામુત્ર તત્પુમાન્ ।
ભુઙ્‌ક્તે હ્યવ્યવધાનેન લિઙ્ગેન મનસા સ્વયમ્ ॥ ૬૦॥

શયાનમિમમુત્સૃજ્ય શ્વસન્તં પુરુષો યથા ।
કર્માત્મન્યાહિતં ભુઙ્‌ક્તે તાદૃશેનેતરેણ વા ॥ ૬૧॥

મમૈતે મનસા યદ્યદસાવહમિતિ બ્રુવન્ ।
ગૃહ્ણીયાત્તત્પુમાન્ રાદ્ધં કર્મ યેન પુનર્ભવઃ ॥ ૬૨॥

યથાનુમીયતે ચિત્તમુભયૈરિન્દ્રિયેહિતૈઃ ।
એવં પ્રાગ્દેહજં કર્મ લક્ષ્યતે ચિત્તવૃત્તિભિઃ ॥ ૬૩॥

નાનુભૂતં ક્વ ચાનેન દેહેનાદૃષ્ટમશ્રુતમ્ ।
કદાચિદુપલભ્યેત યદ્રૂપં યાદૃગાત્મનિ ॥ ૬૪॥

તેનાસ્ય તાદૃશં રાજઁલ્લિઙ્ગિનો દેહસમ્ભવમ્ ।
શ્રદ્ધત્સ્વાનનુભૂતોઽર્થો ન મનઃસ્પ્રષ્ટુમર્હતિ ॥ ૬૫॥

(અંતર્મુખી કરો). જ્યાં કામી મનુષ્યોની ચર્ચા થતી રહે છે તે ગૃહસ્થાશ્રમને ત્યજીને પરમહંસોના આશ્રય શ્રીહરિને પ્રસન્ન કરો અને ક્રમશઃ બધા જ વિષયોમાંથી વિરત થઈ જાઓ. (૫૫)

**રાજા પ્રાચીનબર્હિએ કહ્યું** – હે ભગવન્! તમે કૃપા કરીને મને જે ઉપદેશ આપ્યો તે મેં સાંભળ્યો અને તેના પર વિશેષપણે વિચાર પણ કર્યો. મને કર્મોનો ઉપદેશ આપનારા આ આચાર્યોને ચોક્કસ આનું જ્ઞાન નથી; જો તેઓ આ વિષય જાણતા હોત તો મને આનો ઉપદેશ કેમ ન કર્યો? (૫૬) હે વિપ્રવર! મારા ઉપાધ્યાયોએ આત્મતત્ત્વના વિષયમાં મારા હૃદયમાં જે મોટો સંશય ઊભો કર્યો હતો તેનું તમે સંપૂર્ણપણે છેદન કરી દીધું. આ વિષયમાં (તો) ઇન્દ્રિયોની ગતિ નહીં હોવાને કારણે મંત્રદ્રષ્ટા ઋષિઓને પણ મોહ થઈ જાય છે. (૫૭) વેદવાદીઓનું એ કથન ઠેર-ઠેર સાંભળવામાં આવે છે કે 'મનુષ્ય આ લોકમાં જેના થકી કર્મ કરે છે તે સ્થૂળ શરીરને અહીં જ છોડી જાય છે અને પરલોકમાં કર્મોથી જ બનેલા બીજા શરીરથી તે (કર્મો)નાં ફળ ભોગવે છે.' પણ આ વાત કેવી રીતે બની શકે? (કારણ કે તે કર્મોનો કર્તા - સ્થૂળ શરીર તો અહીં જ નષ્ટ થઈ જાય છે.) આ સિવાય, જે જે કર્મો અહીં કરવામાં આવે છે તેઓ તો બીજી જ ક્ષણે અદૃશ્ય થઈ જાય છે; તે કર્મો પરલોકમાં ફળ આપવા માટે કેવી રીતે ફરીથી પ્રગટ થઈ શકે? (૫૮-૫૯)

**શ્રીનારદજીએ કહ્યું** – હે રાજન્! (સ્થૂળ શરીર તો લિંગશરીરને આધીન છે, તેથી કર્મોની જવાબદારી તેની છે.) જે મનઃપ્રધાન લિંગશરીરની સહાયથી મનુષ્ય કર્મો કરે છે તે તો મર્યા પછી પણ તેની સાથે રહે જ છે; તેથી તે પરલોકમાં અપરોક્ષરૂપે સ્વયં તેના જ વડે તે કર્મફળો ભોગવે છે. (૬૦) સ્વપ્નાવસ્થામાં મનુષ્ય આ જીવિત શરીરનું અભિમાન તો છોડી દે છે, પરંતુ તેના જ જેવા અથવા તેના કરતાં ભિન્ન પ્રકારના પશુ-પક્ષી વગેરેના શરીરથી તે મનમાં સંસ્કારરૂપે રહેલાં કર્મોનું ફળ ભોગવતો રહે છે. (૬૧) આ મન વડે જીવ જે પત્ની-પુત્ર વગેરેને 'આ મારાં છે' અને શરીર વગેરેને 'આ હું છું' એમ કહીને માને છે તેમના વડે કરાયેલાં પાપ-પુણ્ય રૂપ કર્મોને પણ તે પોતાની ઉપર લઈ લે છે અને તે (કર્મો)ને કારણે તેણે વ્યર્થ ફરીથી જન્મ લેવો પડે છે. (૬૨) જેમ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો – બંનેનાં કાર્યોથી તેમના પ્રેરક ચિત્તનું અનુમાન કરવામાં આવે છે તે જ રીતે ચિત્તની ભિન્નભિન્ન પ્રકારની વૃત્તિઓથી પૂર્વજન્મનાં કર્મોનું પણ અનુમાન થાય છે. (તેથી કર્મો અદૃષ્ટરૂપે ફળ આપવા માટે કાળાન્તરે મોજૂદ રહે છે.) (૬૩) ક્યારેક ક્યારેક જોવામાં આવે છે કે જે વસ્તુઓનો આ શરીરથી ક્યારેય અનુભવ કર્યો નથી – ક્યારેય જેને જોઈ નથી, જેના વિષે સાંભળ્યું પણ નથી – તે વસ્તુનો સ્વપ્નમાં, તે જેવી હોય છે તેવો જ અનુભવ થઈ જાય છે. (૬૪) હે રાજન્! તમે નક્કી માનો કે લિંગદેહના

મન એવ મનુષ્યસ્ય પૂર્વરૂપાણિ શંસતિ ।
ભવિષ્યતશ્ચ ભદ્રં તે તથૈવ ન ભવિષ્યતઃ ॥ ૬૬॥

અદૃષ્ટમશ્રુતં ચાત્ર ક્વચિન્મનસિ દૃશ્યતે ।
યથા તથાનુમન્તવ્યં દેશકાલક્રિયાશ્રયમ્[1] ॥ ૬૭॥

સર્વે ક્રમાનુરોધેન મનસીન્દ્રિયગોચરાઃ ।
આયાન્તિ વર્ગશો[2] યાન્તિ સર્વે સમનસો જનાઃ ॥ ૬૮॥

સત્ત્વૈકનિષ્ઠે મનસિ ભગવત્પાર્શ્વવર્તિનિ ।
તમશ્ચન્દ્રમસીવેદમુપરજ્યાવભાસતે[3] ॥ ૬૯॥

નાહં મમેતિ ભાવોઽયં પુરુષે વ્યવધીયતે ।
યાવદ્ બુદ્ધિમનોઽક્ષાર્થગુણવ્યૂહો હ્યનાદિમાન્ ॥ ૭૦॥

સુપ્તિમૂર્ચ્છોપતાપેષુ પ્રાણાયનવિઘાતતઃ ।
નેહતેઽહમિતિ જ્ઞાનં મૃત્યુપ્રજ્વારયોરપિ ॥ ૭૧॥

ગર્ભે બાલ્યેઽપ્યપૌષ્કલ્યાદેકાદશવિધં તદા[4] ।
લિઙ્ગં ન દૃશ્યતે યૂનઃ કુહ્વાં ચન્દ્રમસો યથા ॥ ૭૨॥

અર્થે હ્યવિદ્યમાનેઽપિ સંસૃતિર્ન નિવર્તતે ।
ધ્યાયતો વિષયાનસ્ય સ્વપ્નેઽનર્થાગમો યથા ॥ ૭૩॥

અભિમાની જીવને તેનો અનુભવ પૂર્વજન્મમાં થઈ ચૂક્યો છે, કારણ કે જે વસ્તુ પહેલાં અનુભવી હોતી નથી તેની મનમાં વાસના પણ હોઈ શકતી નથી. (૬૫)

હે રાજન્! તમારું કલ્યાણ થાઓ. મન જ મનુષ્યનાં પહેલાંનાં રૂપો તથા ભવિષ્યનાં શરીર વગેરે પણ બતાવી દે છે; અને જેમનો ભવિષ્યનો જન્મ થવાનો હોતો નથી તે તત્ત્વવેત્તાઓની વિદેહમુક્તિની જાણ પણ તેમના મનથી જ થઈ જાય છે. (૬૬) ક્યારેક ક્યારેક સ્વપ્નમાં દેશ, કાળ અથવા ક્રિયા સંબંધી એવી વસ્તુઓ પણ જોવામાં આવે છે કે જે પહેલાં ક્યારેય જોઈ હોતી નથી કે જેના વિષે સાંભળ્યું હોતું નથી (જેમ કે – પર્વતની ટોચ પર સમુદ્ર, દિવસે તારાઓનું દર્શન અથવા પોતાનું માથું કપાયેલું દેખાવું વગેરે). આ વસ્તુઓના દેખાવામાં નિદ્રાદોષને જ કારણભૂત માનવો જોઈએ. (૬૭) મનની સામે ઇન્દ્રિયોથી અનુભવાવા યોગ્ય પદાર્થો જ ભોગરૂપે વારંવાર આવે છે અને ભોગ સમાપ્ત થતાં ચાલ્યા જાય છે; એવો કોઈ પદાર્થ આવતો નથી, કે જેનો ઇન્દ્રિયોથી અનુભવ જ ન થઈ શકે. આનું કારણ એ જ છે કે બધા જીવોમાં મન હોય છે. (૬૮) સામાન્ય રીતે તો બધા પદાર્થોનું ક્રમશઃ જ ભાન થાય છે, પરંતુ જો કોઈ સમયે ભગવાનના ચિંતનમાં પરોવાયેલું મન વિશુદ્ધ સત્ત્વમાં સ્થિત થઈ જાય તો તેમાં ભગવાનનો સંસર્ગ થવાથી એકસાથે સમસ્ત વિશ્વનું પણ ભાન થઈ શકે છે. જેમ કે, રાહુ દૃષ્ટિનો વિષય નહીં હોવા છતાં પણ, પ્રકાશાત્મક ચંદ્રના સંસર્ગને લીધે દેખાવા લાગે છે. (૬૯) હે રાજન્! જ્યાં સુધી ગુણોના પરિણામે તેમ જ બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને શબ્દ વગેરે વિષયોના સંસર્ગથી આ અનાદિ લિંગશરીર બનેલું છે ત્યાં સુધી જીવમાં સ્થૂળ શરીર પ્રત્યે 'હું-મારું'ના ભાવનો અભાવ થવા પામતો નથી. (૭૦) સુષુપ્તિ, મૂર્ચ્છા, અત્યંત દુઃખ તથા મૃત્યુ અને તીવ્ર જ્વર વગેરે સમયે પણ ઇન્દ્રિયોની વ્યાકુળતાને કારણે હુંપણા અને મારાપણાની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી; કારણ કે તે સમયે પણ તેનું અભિમાન તો ટકેલું જ રહે છે. (૭૧) જેમ અમાસની રાત્રિમાં ચંદ્રમા હોવા છતાં પણ દેખાતો નથી તેવી જ રીતે યુવાવસ્થામાં સ્પષ્ટ પ્રતીત થતું અગિયાર ઇન્દ્રિયોથી યુક્ત આ વિશિષ્ટ લિંગશરીર ગર્ભાવસ્થા અને બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ ઇન્દ્રિયોનો પૂરો વિકાસ નહીં થવાને કારણે પ્રતીત થતું નથી. (૭૨) જેમ સ્વપ્નમાં કોઈ વસ્તુનું અસ્તિત્વ નહીં હોવા છતાં પણ જાગ્રત થયા વિના સ્વપ્નજનિત અનર્થનું નિવારણ થતું નથી, તે જ રીતે સાંસારિક પદાર્થો જોકે અસત્ છે તોપણ અવિદ્યાને લીધે

૧. પ્રા. પા. – ળબલાશ્રયમ્ । ૨. પ્રા. પા. – બહુશો । ૩. પ્રા. પા. – ળ્વેહ ઉપ૦ । ૪. પ્રા. પા. – તથા ।

એવં પઞ્ચવિધં લિઙ્ગં ત્રિવૃત્ ષોડશવિસ્તૃતમ્ ।
એષ ચેતનયા યુક્તો જીવ ઈત્યભિધીયતે ॥ ૭૪॥

અનેન પુરુષો દેહાનુપાદત્તે[1] વિમુઞ્ચતિ ।
હર્ષં શોકં ભયં દુઃખં સુખં ચાનેન વિન્દતિ ॥ ૭૫॥

યથા તૃણજલૂકેયં નાપયાત્યપયાતિ ચ ।
ન ત્યજેન્મ્રિયમાણોઽપિ પ્રાગ્દેહાભિમતિં જનઃ ॥ ૭૬॥

યાવદન્યં ન વિન્દેત વ્યવધાનેન કર્મણામ્ ।
મન એવ મનુષ્યેન્દ્ર ભૂતાનાં ભવભાવનમ્ ॥ ૭૭॥

યદાક્ષૈશ્ચરિતાન્ ધ્યાયન્ કર્માણ્યાચિનુતેઽસકૃત્ ।
સતિ કર્મણ્યવિદ્યાયાં બન્ધઃ કર્મણ્યનાત્મનઃ ॥ ૭૮॥

અતસ્તદપવાદાર્થં[2] ભજ સર્વાત્મના હરિમ્ ।
પશ્યંસ્તદાત્મકં વિશ્વં સ્થિત્યુત્પત્ત્યપ્યયા યતઃ ॥ ૭૯॥

*મૈત્રેય ઉવાચ*

ભાગવતમુખ્યો ભગવાન્નારદો હંસયોર્ગતિમ્ ।
પ્રદર્શ્ય હ્યમુમામન્ત્ર્ય[3] સિદ્ધલોકં તતોઽગમત્ ॥ ૮૦॥

પ્રાચીનબર્હી રાજર્ષિઃ પ્રજાસર્ગાભિરક્ષણે ।
આદિશ્ય પુત્રાનગમત્તપસે કપિલાશ્રમમ્ ॥ ૮૧॥

તત્રૈકાગ્રમના વીરો ગોવિન્દચરણામ્બુજમ્ ।
વિમુક્તસઙ્ગોઽનુભજન્ ભક્ત્યા તત્સામ્યતામગાત્ ॥ ૮૨॥

એતદધ્યાત્મપારોક્ષ્યં ગીતં દેવર્ષિણાઽનઘ ।
યઃ શ્રાવયેદ્યઃ શૃણુયાત્સ લિઙ્ગેન વિમુચ્યતે ॥ ૮૩॥

એતન્મુકુન્દયશસા ભુવનં પુનાનં
દેવર્ષિવર્યમુખનિઃસૃતમાત્મશૌચમ્ ।
યઃ કીર્ત્યમાનમધિગચ્છતિ પારમેષ્ઠ્યં
નાસ્મિન્ ભવે ભ્રમતિ મુક્તસમસ્તબન્ધઃ ॥ ૮૪॥

જીવ તેમનું ચિંતન કરતો રહે છે; તેથી તેનો જન્મ-મરણરૂપી સંસારમાંથી છુટકારો થવા પામતો નથી. (૭૩)

આ પ્રમાણે પાંચ તન્માત્રાઓથી બનેલો તથા સોળ તત્ત્વોના રૂપમાં વિકસિત થયેલો આ ત્રિગુણમય સંઘાત જ લિંગશરીર છે. આ જ ચેતનાશક્તિથી યુક્ત થતાં જીવ કહેવાય છે. (૭૪) એના દ્વારા જ મનુષ્ય ભિન્ન-ભિન્ન શરીરો ગ્રહણ કરે છે અને ત્યજે છે તથા એનાથી જ તેને હર્ષ, શોક, ભય, દુઃખ, સુખ વગેરેની અનુભૂતિ થાય છે.(૭૫) જેમ જળો જ્યાં સુધી બીજા તણખલાને પકડી લેતી નથી ત્યાં સુધી પહેલાને છોડતી નથી, તેવી જ રીતે જીવ મરણ વખતે જ્યાં સુધી દેહાભિમાનને કારણે બીજું શરીર પ્રાપ્ત કરી લેતો નથી ત્યાં સુધી પહેલું શરીર છોડતો નથી. હે રાજન્! આ મનઃપ્રધાન લિંગશરીર જ જીવના જન્મ વગેરેનું કારણ છે. (૭૬-૭૭) જીવ જ્યારે ઇન્દ્રિયજનિત ભોગોનું ચિંતન કરતો રહીને વારંવાર તેમના જ માટે કર્મો કરે છે ત્યારે તે કર્મો થતાં રહેવાથી અવિદ્યાને લીધે તે શરીર વગેરેનાં કર્મોમાં બંધાઈ જાય છે. (૭૮) તેથી તે કર્મબંધનમાંથી છુટકારો પામવા માટે સમસ્ત વિશ્વ ભગવાનનું રૂપ છે એ રીતે જોતા રહીને બધી રીતે શ્રીહરિનું ભજન કરો. એમનાથી જ આ વિશ્વની ઉત્પત્તિ થાય છે, સ્થિતિ રહે છે અને તેમનામાં જ તેનો લય થાય છે. (૭૯)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ભક્તશ્રેષ્ઠ શ્રીનારદજીએ રાજા પ્રાચીનબર્હિને જીવ અને ઈશ્વરના સ્વરૂપનું દિગ્દર્શન કરાવ્યું. પછી તેઓ તેમની પાસેથી વિદાય લઈને સિદ્ધલોકમાં સિધાવી ગયા. (૮૦) ત્યારે રાજર્ષિ પ્રાચીનબર્હિ પણ પ્રજાપાલનની જવાબદારી પોતાના પુત્રોને સોંપીને તપસ્યા કરવા માટે કપિલાશ્રમમાં ગયા.(૮૧) ત્યાં તે વીરશ્રેષ્ઠે તમામ વિષયોની આસક્તિ ત્યજીને એકાગ્રચિત્તે ભક્તિપૂર્વક શ્રીહરિનાં ચરણકમળોનું ચિંતન કરતાં કરતાં સારૂપ્યપદ મેળવી લીધું. (૮૨)

હે નિષ્પાપ વિદુરજી! દેવર્ષિ નારદે પરોક્ષરૂપે કહેલું આત્મજ્ઞાન જે મનુષ્ય સાંભળશે કે સંભળાવશે તે સત્વરે લિંગશરીરના બંધનમાંથી મુક્ત થઈ જશે. (૮૩) દેવર્ષિ નારદના મુખેથી નીકળેલું આ આત્મજ્ઞાન ભગવાન મુકુન્દના યશ સાથે સંબદ્ધ હોવાને કારણે ત્રણે લોકને પવિત્ર કરનારું, અંતઃકરણની શુદ્ધિ કરનારું તથા પરમાત્મ-પદને પ્રકાશિત (પ્રગટ) કરનારું છે. જે મનુષ્ય આ કથા સાંભળશે તે તમામ બંધનોમાંથી મુક્ત થઈ જશે અને પછી તેણે આ સંસાર-ચક્રમાં ભટકવું પડશે નહીં. (૮૪)

૧. પ્રા. પા. – દેહમુપાદત્તે । ૨. પ્રા. પા. – તદપબાધાર્થં । ૩. પ્રા. પા. – નૃપમા૦।

**અધ્યાત્મપારોક્ષ્યમિદં મયાઽધિગતમદ્ભુતમ્ ।**
**એવં સ્ત્રિયાઽઽશ્રમઃ પુંસશ્છિન્નોઽમુત્ર ચ સંશયઃ ॥ ૮૫॥**

વિદુરજી! ગૃહસ્થાશ્રમી પુરંજનના રૂપકથી પરોક્ષરૂપે કહેવાયેલું આ અદ્‌ભુત આત્મજ્ઞાન મેં ગુરુની કૃપાથી મેળવ્યું હતું. આનું તાત્પર્ય સમજી લેવાથી બુદ્ધિયુક્ત જીવનું દેહાભિમાન નિવૃત્ત થઈ જાય છે તથા 'પરલોકમાં જીવ કેવી રીતે કર્મોનું ફળ ભોગવે?'–એવી તેની શંકાનું પણ નિવારણ થઈ જાય છે. (૮૫)

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે વિદુરમૈત્રેયસંવાદે પ્રાચીનબર્હિર્નારદસંવાદો[1] નામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૯॥**

**ચોથા સ્કન્ધ-અંતર્ગત વિદુરમૈત્રેયસંવાદમાંનો પ્રાચીનબર્હિ-નારદસંવાદ નામનો ઓગણત્રીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

# ત્રીસમો અધ્યાય

## પ્રચેતાઓને શ્રીવિષ્ણુ ભગવાનનું વરદાન

*વિદુર ઉવાચ*

**યે ત્વયાભિહિતા બ્રહ્મન્ સુતાઃ પ્રાચીનબર્હિષઃ ।**
**તે રુદ્રગીતેન હરિં સિદ્ધિમાપુઃ પ્રતોષ્ય કામ્ ॥ ૧॥**

**કિં બાર્હસ્પત્યેહ પરત્ર વાથ**
**કૈવલ્યનાથપ્રિયપાર્શ્વવર્તિનઃ ।**
**આસાદ્ય દેવં ગિરિશં યદૃચ્છયા**
**પ્રાપુઃ પરં નૂનમથ પ્રચેતસઃ ॥ ૨॥**

*મૈત્રેય ઉવાચ*

**પ્રચેતસોઽન્તરુદધૌ પિતુરાદેશકારિણઃ ।**
**જપયજ્ઞેન તપસા પુરઞ્જનમતોષયન્ ॥ ૩॥**

**દશવર્ષસહસ્રાન્તે પુરુષસ્તુ સનાતનઃ ।**
**તેષામાવિરભૂત્કૃચ્છ્રં શાન્તેન શમયન્ રુચા ॥ ૪॥**

**સુપર્ણસ્કન્ધમારૂઢો મેરુશૃઙ્ગમિવામ્બુદઃ ।**
**પીતવાસા મણિગ્રીવઃ કુર્વન્ વિતિમિરા દિશઃ ॥ ૫॥**

**કાશિષ્ણુના[2] કનકવર્ણવિભૂષણેન**
**ભ્રાજત્કપોલવદનો વિલસત્કિરીટઃ ।**
**અષ્ટાયુધૈરનુચરૈર્મુનિભિઃ સુરેન્દ્રૈ-**
**રાસેવિતો ગરુડકિન્નરગીતકીર્તિઃ ॥ ૬॥**

**પીનાયતાષ્ટભુજમણ્ડલમધ્યલક્ષ્મ્યા[3]**
**સ્પર્ધચ્છ્રિયા પરિવૃતો વનમાલયાઽઽદ્યઃ ।**
**બર્હિષ્મતઃ પુરુષ આહ સુતાન્ પ્રપન્નાન્**
**પર્જન્યનાદરુતયા સઘૃણાવલોકઃ ॥ ૭॥**

**વિદુરજીએ પૂછ્યું** – હે બ્રહ્મન્! તમે રાજા પ્રાચીનબર્હિના જે પુત્રોનું વર્ણન કર્યું હતું તેમણે રુદ્રગીત વડે શ્રીહરિની સ્તુતિ કરીને કઈ સિદ્ધિ મેળવી? (૧) હે મૈત્રેયજી! મોક્ષના અધિપતિ શ્રીનારાયણના અત્યંત પ્રિય ભગવાનનું અચાનક સાન્નિધ્ય પામીને પ્રચેતાઓએ મુક્તિ તો મેળવી જ લીધી હશે; તેથી પહેલાં તો એ બતાવવાની કૃપા કરો કે, આ લોકમાં અથવા તો પરલોકમાં પણ તેમણે શું મેળવ્યું? (૨)

**શ્રીમૈત્રેયજીએ કહ્યું** – હે વિદુરજી! પિતાના આજ્ઞાકારી પ્રચેતાઓએ સમુદ્ર (જળ)માં ઊભાં ઊભાં રુદ્રગીતના જપ-રૂપી યજ્ઞ અને તપસ્યા વડે તમામ શરીરોના ઉત્પાદક ભગવાન શ્રીહરિને પ્રસન્ન કર્યા. (૩) તપસ્યા કરતાં કરતાં દસ હજાર વર્ષ વીતી જતાં પુરાણપુરુષ શ્રીનારાયણ પોતાની મનોહર કાન્તિ દ્વારા તેમના તપસ્યાજનિત ક્લેશનું શમન કરતા સૌમ્ય વિગ્રહથી તેમની સામે પ્રગટ થયા. (૪) ગરુડજીની કાંધ પર બેઠેલા શ્રીભગવાન એવા જણાતા હતા કે જાણે સુમેરુના શિખર પર કોઈ શ્યામ મેઘ-ઘટા છવાયેલી હોય. તેમના શ્રીઅંગ પર મનોહર પીતાંબર અને કંઠમાં કૌસ્તુભમણિ સુશોભિત હતાં. પોતાના દિવ્ય તેજથી તેઓ બધી દિશાઓનો અંધકાર દૂર કરી રહ્યા હતા. (૫) ચમકદાર સુવર્ણમય આભૂષણોથી યુક્ત તેમનું કમનીય કપોલ અને મનોહર મુખમંડળ અપૂર્વ શોભી રહ્યાં હતાં. તેમના માથા પર ઝગમગતો મુગટ શોભતો હતો. પ્રભુની આઠ ભુજાઓમાં આઠ આયુધ (ધારણ કરેલાં) હતાં. દેવતાઓ, મુનિઓ અને પાર્ષદો (તેમની) સેવામાં હાજર હતા તથા ગરુડજી કિન્નરોની જેમ પાંખોના સામ-(સંગીત)મય ધ્વનિથી કીર્તિગાન કરી રહ્યા હતા. (૬) તેમની આઠ સુદીર્ઘ સ્થૂળ ભુજાઓની વચ્ચે લક્ષ્મીજી સાથે સ્પર્ધા કરતી વનમાળા વિરાજમાન હતી. આદિપુરુષ શ્રીનારાયણે આ રીતે પધારીને પોતાના શરણાગત પ્રચેતાઓ પ્રત્યે કૃપાદૃષ્ટિથી નિહાળતાં મેઘના જેવી ગંભીર વાણીમાં કહ્યું. (૭)

૧. પ્રા. પા. – નારદપ્રાચીનબર્હિઃસંવાદેઽધ્યાત્મપારોક્ષં નામ । ૨. પ્રા. પા. – ભ્રાજિષ્ણુના । ૩. પ્રા. પા. – લક્ષ્મી૦ ।

*શ્રીભગવાનુવાચ*[1]

વરં વૃણીધ્વં ભદ્રં વો યૂયં મે નૃપનન્દનાઃ ।
સૌહાર્દેનાપૃથગ્ધર્માસ્તુષ્ટોઽહં[2] સૌહૃદેન વઃ ॥ ૮॥

યોઽનુસ્મરતિ સન્ધ્યાયાં યુષ્માનનુદિનં નરઃ ।
તસ્ય ભ્રાતૃષ્વાત્મસામ્યં તથા ભૂતેષુ સૌહૃદમ્ ॥ ૯॥

યે તુ માં રુદ્રગીતેન સાયં પ્રાતઃ સમાહિતાઃ ।
સ્તુવન્ત્યહં કામવરાન્ દાસ્યે પ્રજ્ઞાં ચ શોભનામ્ ॥ ૧૦॥

યદ્યૂયં પિતુરાદેશમગ્રહીષ્ટ મુદાન્વિતાઃ ।
અથો વ[3] ઉશતી કીર્તિર્લોકાનનુ ભવિષ્યતિ ॥ ૧૧॥

ભવિતા વિશ્રુતઃ પુત્રોઽનવમો બ્રહ્મણો ગુણૈઃ ।
ય એતામાત્મવીર્યેણ ત્રિલોકીં પૂરયિષ્યતિ ॥ ૧૨॥

કણ્ડોઃ પ્રમ્લોચયા લબ્ધા કન્યા કમલલોચના ।
તાં ચાપવિદ્ધાં જગૃહુર્ભૂરુહા નૃપનન્દનાઃ ॥ ૧૩॥

ક્ષુત્ક્ષામાયા મુખે રાજા સોમઃ પીયૂષવર્ષિણીમ્ ।
દેશિનીં રોદમાનાયા નિદધે[4] સ દયાન્વિતઃ ॥ ૧૪॥

પ્રજાવિસર્ગ આદિષ્ટાઃ પિત્રા મામનુવર્તતા ।
તત્ર કન્યાં વરારોહાં તામુદ્વહત માચિરમ્ ॥ ૧૫॥

અપૃથગ્ધર્મશીલાનાં સર્વેષાં વઃ સુમધ્યમા ।
અપૃથગ્ધર્મશીલેયં ભૂયાત્પત્ન્યર્પિતાશયા ॥ ૧૬॥

દિવ્યવર્ષસહસ્રાણાં સહસ્રમહતૌજસઃ ।
ભૌમાન્ ભોક્ષ્યથ ભોગાન્ વૈ દિવ્યાંશ્ચાનુગ્રહાન્મમ ॥ ૧૭॥

અથ મય્યનપાયિન્યા ભક્ત્યા પક્વગુણાશયાઃ ।
ઉપયાસ્યથ મદ્ધામ નિર્વિદ્ય નિરયાદતઃ ॥ ૧૮॥

ગૃહેષ્વાવિશતાં[5] ચાપિ પુંસાં કુશલકર્મણામ્ ।
મદ્વાર્તાયાતયામાનાં ન[6] બન્ધાય ગૃહા મતાઃ ॥ ૧૯॥

**શ્રીભગવાને કહ્યું —** હે રાજપુત્રો! તમારું કલ્યાણ થાઓ. તમારા બધામાં પરસ્પર ઘણો પ્રેમ છે અને સ્નેહવશ તમે એક જ ધર્મનું પાલન કરી રહ્યા છો. તમારી આ આદર્શ સુહૃદતાથી હું ઘણો પ્રસન્ન છું. મારી પાસેથી વરદાન માગો. (૮) જે મનુષ્ય સંધ્યાકાળ વખતે દરરોજ તમારું સ્મરણ કરશે તેનો પોતાના ભાઈઓમાં પોતાના જેવો જ પ્રેમ થશે તથા સઘળા જીવો પ્રત્યે મિત્રતાનો ભાવ થઈ જશે. (૯) જે લોકો સાયંકાળે અને પ્રાતઃકાળે રુદ્રગીત વડે એકાગ્રચિત્તે મારી સ્તુતિ કરશે તેમને હું ઇચ્છિત વરદાન અને શુદ્ધ બુદ્ધિ આપીશ. (૧૦) તમે બધાએ અત્યંત પ્રસન્નતાપૂર્વક પોતાના પિતાની આજ્ઞા માથે ચડાવી છે તેથી તમારી સુંદર કીર્તિ સમસ્ત લોકોમાં ફેલાઈ જશે. (૧૧) તમને એક ઘણો જ વિખ્યાત પુત્ર થશે, તે ગુણોમાં બ્રહ્માજી કરતાં કોઈ પણ પ્રકારે ઓછો નહીં હોય તથા તે પોતાનાં સંતાનોથી ત્રણે લોકોને ભરી દેશે. (૧૨)

હે રાજપુત્રો! કંડુ ઋષિના તપનો નાશ કરવા માટે ઇન્દ્રે મોકલેલી પ્રમ્લોચા અપ્સરાથી એક કમળલોચના પુત્રી ઉત્પન્ન થઈ હતી, તેને છોડીને તે સ્વર્ગલોકમાં ચાલી ગઈ. ત્યારે વૃક્ષોએ તે કન્યાને અપનાવીને તેનું પાલનપોષણ કર્યું. (૧૩) જ્યારે ભૂખથી વ્યાકુળ થઈને તે રડવા લાગી ત્યારે ઔષધિઓના અધિપતિ (રાજા) ચંદ્રમાએ દયાવશ તેના મુખમાં પોતાની અમૃતવર્ષિણી તર્જની આંગળી આપી. (૧૪) તમારા પિતા આજકાલ મારી સેવા (ભક્તિ)માં રત રહેલા છે; તેમણે સંતાનો ઉત્પન્ન કરવાની તમને આજ્ઞા આપી છે. તો, તમે સત્વરે તે દેવતુલ્ય સુંદર કન્યા સાથે લગ્ન કરી લો. (૧૫) તમે બધા એક જ ધર્મમાં તત્પર છો અને તમારો સ્વભાવ પણ એકસરખો જ છે; તેથી તમારા જ જેવા ધર્મ અને સ્વભાવવાળી તે સુંદર કન્યા તમારા બધાયની પત્ની થશે તથા તમારા બધાયમાં તેનો સરખો અનુરાગ હશે. (૧૬) તમે બધા મારી કૃપાથી દસ લાખ દિવ્ય વર્ષો સુધી, સંપૂર્ણ સમર્થ રહીને અનેક પ્રકારના આ લોકના અને પરલોકના અનેક દિવ્ય ભોગો ભોગવશો. (૧૭) અંતે, મારી અવિચળ ભક્તિથી અંતઃકરણનો સઘળી વાસનાઓરૂપી મળ બળી જશે અને તમે આ લોકના તથા પરલોકના નરકતુલ્ય ભોગોથી ઉપરત (વિરક્ત) થઈને મારા પરમધામમાં જશો. (૧૮) જે લોકોનાં કર્મ ભગવદર્પણ-બુદ્ધિથી થાય છે અને જેમનો સઘળો સમય મારી કથાવાર્તાઓ (સાંભળવા-સંભળાવવા)માં વીતે છે તેઓ ગૃહસ્થાશ્રમમાં રહે તોપણ ઘર-ગૃહસ્થી તેમના બંધનનું કારણ થતી નથી. (૧૯)

---

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' - એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. — ઽપૃથગ્ભાવાનુ૦ । ૩. પ્રા. પા. — વઃ શાશ્વતી । ૪. પ્રા. પા. — સન્દધે । ૫. પ્રા. પા. — ગૃહેષ્વાવસતાં । ૬. પ્રા. પા. — બન્ધાય ન ।

નવ્યવદ્ હૃદયે યજ્જ્ઞો બ્રહ્મૈતદ્બ્રહ્મવાદિભિઃ ।
ન મુહ્યન્તિ ન શોચન્તિ ન હૃષ્યન્તિ યતો ગતાઃ ॥ ૨૦॥

મૈત્રેય ઉવાચ

એવં બ્રુવાણં પુરુષાર્થભાજનં
જનાર્દનં પ્રાઞ્જલયઃ પ્રચેતસઃ ।
તદ્દર્શનધ્વસ્તતમોરજોમલા
ગિરાઽગૃણન્ ગદ્ગદયા સુહૃત્તમમ્ ॥ ૨૧॥

પ્રચેતસ ઊચુઃ

નમો નમઃ ક્લેશવિનાશનાય
નિરૂપિતોદારગુણાહ્વયાય ।
મનોવચોવેગપુરોજવાય[1]
સર્વાક્ષમાર્ગૈરગતાધ્વને નમઃ ॥ ૨૨॥

શુદ્ધાય શાન્તાય નમઃ સ્વનિષ્ઠયા
મનસ્યપાર્થં વિલસદ્દ્વયાય ।
નમો જગત્સ્થાનલયોદયેષુ
ગૃહીતમાયાગુણવિગ્રહાય ॥ ૨૩॥

નમો વિશુદ્ધસત્ત્વાય હરયે હરિમેધસે ।
વાસુદેવાય કૃષ્ણાય પ્રભવે સર્વસાત્વતામ્ ॥ ૨૪॥

નમઃ કમલનાભાય નમઃ કમલમાલિને ।
નમઃ કમલપાદાય નમસ્તે કમલેક્ષણ ॥ ૨૫॥

નમઃ કમલકિઞ્જલ્કપિશઙ્ગામલવાસસે ।
સર્વભૂતનિવાસાય નમોઽયુઙ્ક્ષ્મહિ સાક્ષિણે ॥ ૨૬॥

રૂપં ભગવતા ત્વેતદશેષક્લેશસઙ્ક્ષયમ્ ।
આવિષ્કૃતં નઃ ક્લિષ્ટાનાં કિમન્યદનુકમ્પિતમ્ ॥ ૨૭॥

એતાવત્ત્વં હિ વિભુભિર્ભાવ્યં દીનેષુ વત્સલૈઃ ।
યદનુસ્મર્યતે કાલે સ્વબુદ્ધ્યાઽભદ્રરન્ધન ॥ ૨૮॥

તેઓ હરહંમેશ મારી લીલાકથાઓ સાંભળતા રહે છે, તેથી બ્રહ્મવાદી વક્તાઓ મારફતે હું જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ તેમના હૃદયમાં નિત્ય નવા-નવા જેવો દેખાતો રહું છું અને મને પ્રાપ્ત કરી લેવાથી જીવોને નથી તો મોહ થવા પામતો કે નથી તો હર્ષ અને શોક પણ થવા પામતો. (૨૦)

**શ્રીમૈત્રેયજી કહે છે** — ભગવાનનાં દર્શનથી પ્રચેતાઓના રજોગુણ-તમોગુણરૂપ મળ નષ્ટ થઈ ચૂક્યો હતો. જ્યારે તેમને સઘળા પુરુષાર્થોના આશ્રય અને સૌના પરમ સુહૃદ શ્રીહરિએ આ પ્રમાણે કહ્યું ત્યારે તેઓ હાથ જોડીને ગદ્ગદ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. (૨૧)

**પ્રચેતાઓએ કહ્યું** — હે પ્રભુ! તમે ભક્તોના ક્લેશ દૂર કરનારા છો, અમે તમને નમસ્કાર કરીએ છીએ. વેદ તમારા ઉદાર ગુણો અને નામોનું નિરૂપણ કરે છે. તમારો વેગ મન અને વાણીના વેગ કરતાં પણ અધિક છે તથા તમારું સ્વરૂપ બધી જ ઇન્દ્રિયોની ગતિથી પર છે. અમે તમને વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૨૨) તમે પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવાને કારણે નિત્ય શુદ્ધ અને શાંત છો, મન-રૂપ નિમિત્તને કારણે અમને તમારામાં આ મિથ્યા દ્વૈત ભાસી રહ્યું છે. વાસ્તવમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે તમે માયાના ગુણોને અપનાવીને જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ રૂપ ધારણ કરો છો. અમે તમને નમસ્કાર કરીએ છીએ. (૨૩) તમે વિશુદ્ધ સત્ત્વસ્વરૂપ છો, તમારું જ્ઞાન સંસારના બંધનને દૂર કરી દે છે. તમે જ સમસ્ત ભાગવતો (ભક્તો)ના પ્રભુ વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ છો. તમને નમસ્કાર છે. (૨૪) તમારી જ નાભિમાંથી બ્રહ્માંડરૂપી કમળ પ્રગટ થયું હતું. તમારા કંઠમાં કમળપુષ્પોની માળા સુશોભિત છે તથા તમારાં ચરણો કમળ જેવાં કોમળ છે. હે કમલનયન! તમને નમસ્કાર છે. (૨૫) તમે કમળપુષ્પની પરાગ જેવું સ્વચ્છ પીતાંબર ધારણ કરેલા છો, સઘળાં ભૂતપ્રાણીઓનું આશ્રયસ્થાન છો તથા સૌના સાક્ષી છો. અમે તમને નમસ્કાર કરીએ છીએ. (૨૬)

હે ભગવાન! તમારું આ સ્વરૂપ સઘળા ક્લેશોનું નિવારણ કરનારું છે; અવિદ્યા, અસ્મિતા, રાગ-દ્વેષ વગેરે ક્લેશોથી પીડિત એવા અમારી આગળ તમે તેને પ્રગટ કર્યું છે. આનાથી અધિક અમારા ઉપર અન્ય શી કૃપા હશે? (૨૭) અમંગળોના હરનારા હે પ્રભુ! દીનજનો પર દયા કરનારા સમર્થ મનુષ્યોએ એટલી જ કૃપા કરવાની છે કે અવારનવાર તેઓ તે દીનજનોને એવી રીતે યાદ કરતા રહે કે 'આ અમારા છે.' એનાથી જ તેમના આશ્રિતોનું ચિત્ત શાંત થઈ જાય છે. તમે તો ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીઓનાં અંતઃકરણોમાં પણ

[1] પ્રાચીન પ્રતમાં 'મનોવચો૦'થી માંડીને '૦વિગ્રહાય' સુધીનો ભાગ એટલે કે ૨૨મા શ્લોકનો ઉત્તરાર્ધ અને ૨૩મો શ્લોક નથી.

યેનોપશાન્તિર્ભૂતાનાં ક્ષુલ્લકાનામપીહતામ્ ।
અન્તર્હિતોઽન્તર્હૃદયે કસ્માન્નો વેદ નાશિષઃ ॥ ૨૯॥

અસાવેવ વરોઽસ્માકમીપ્સિતો જગતઃપતે ।
પ્રસન્નો ભગવાન્ યેષામપવર્ગગુરુર્ગતિઃ ॥ ૩૦॥

વરં વૃણીમહેઽથાપિ[1] નાથ ત્વત્પરતઃપરાત્ ।
ન હ્યન્તસ્ત્વદ્વિભૂતીનાં[2] સોઽનન્ત ઇતિ ગીયસે[3] ॥ ૩૧॥

પારિજાતેઽઞ્જસા લબ્ધે સારઙ્ગોઽન્યન્ન સેવતે ।
ત્વદઙ્ઘ્રિમૂલમાસાદ્ય સાક્ષાત્કિં કિં વૃણીમહિ ॥ ૩૨॥

યાવત્તે માયયા સ્પૃષ્ટા ભ્રમામ ઇહ કર્મભિઃ ।
તાવદ્ભવત્પ્રસઙ્ગાનાં સઙ્ગઃ સ્યાન્નો ભવે ભવે ॥ ૩૩॥

તુલયામ લવેનાપિ[4] ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।
ભગવત્સઙ્ગિસઙ્ગસ્ય[5] મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥ ૩૪॥

યત્રેડ્યન્તે કથા મૃષ્ટાસ્તૃષ્ણાયાઃપ્રશમો યતઃ ।
નિર્વૈરં યત્ર ભૂતેષુ નોદ્વેગો યત્ર કશ્ચન ॥ ૩૫॥

યત્ર નારાયણઃ સાક્ષાદ્ભગવાન્ન્યાસિનાં ગતિઃ ।
સંસ્તૂયતે સત્કથાસુ મુક્તસઙ્ગૈઃ પુનઃ પુનઃ ॥ ૩૬॥

તેષાં વિચરતાં પદ્ભ્યાં તીર્થાનાં પાવનેચ્છયા ।
ભીતસ્ય કિં ન રોચેત તાવકાનાં સમાગમઃ ॥ ૩૭॥

વયં તુ સાક્ષાદ્ભગવન્ ભવસ્ય
પ્રિયસ્ય સખ્યુઃ ક્ષણસઙ્ગમેન ।
સુદુશ્ચિકિત્સ્યસ્ય ભવસ્ય મૃત્યો-
ર્ભિષક્તમં ત્વાઽદ્ય ગતિં ગતાઃ સ્મઃ ॥ ૩૮॥

યન્નઃ સ્વધીતં ગુરવઃ પ્રસાદિતા
વિપ્રાશ્ચ વૃદ્ધાશ્ચ સદાનુવૃત્ત્યા ।
આર્યા નતાઃ સુહૃદો ભ્રાતરશ્ચ
સર્વાણિ ભૂતાન્યનસૂયયૈવ ॥ ૩૯॥

અંતર્યામીરૂપે વિરાજમાન રહો છો. તો પછી તમારા ઉપાસક એવા અમે જે જે કામનાઓ કરીએ છીએ તે અમારી કામનાઓને તમે કેમ જાણી નહીં લો? (૨૮-૨૯) હે જગદીશ્વર! તમે મોક્ષનો માર્ગ દેખાડનારા અને સ્વયં પુરુષાર્થસ્વરૂપ છો. તમે અમારા પર પ્રસન્ન છો, આનાથી અધિક અમને બીજું શું જોઈએ? બસ, અમારું અભીષ્ટ વરદાન તો તમારી પ્રસન્નતા જ છે. (૩૦) તેમ છતાં, હે નાથ! અમે એક વરદાન તમારી પાસેથી અવશ્ય માગીએ છીએ. પ્રભુ! તમે પ્રકૃતિ વગેરેથી પર છો અને તમારી વિભૂતિઓનો પણ કોઈ અંત નથી; તેથી તમે 'અનંત' કહેવાઓ છો. (૩૧) જો ભમરાને અનાયાસ જ કલ્પવૃક્ષ મળી જાય, તો શું તે કોઈ બીજા વૃક્ષનું સેવન કરશે ખરો? તો, તમારાં ચરણોના શરણે આવીને હવે અમે શું-શું માગીએ? (૩૨) અમે તમારી પાસેથી માત્ર એ જ માગીએ છીએ કે જ્યાં સુધી તમારી માયાથી મોહિત થઈને અમે પોતાનાં કર્મો અનુસાર સંસારમાં ભ્રમણ કરતા રહીએ ત્યાં સુધી જનમોજનમ અમને તમારા પ્રેમી ભક્તોનો સંગ મળતો રહે. (૩૩) અમે તો ભગવદ્ભક્તોના ક્ષણભરના સંગની સામે સ્વર્ગ અને મોક્ષ પણ કશું જ નથી એમ સમજીએ છીએ; તો પછી માનવીય ભોગોની તો વાત જ ક્યાં રહી? (૩૪) ભાગવતો (ભગવદ્ભક્તો)ના સમાજમાં હરહંમેશ ભગવાનની મધુર-મધુર કથાઓ થતી રહે છે, કે જેમના શ્રવણમાત્રથી ભોગોની તૃષ્ણા શાંત થઈ જાય છે. ત્યાં પ્રાણીઓમાં કોઈ પણ પ્રકારનો વેર-વિરોધ કે ઉદ્વેગ રહેતો નથી. (૩૫) ત્યાં સારા સારા કથાપ્રસંગો દ્વારા સંન્યાસીઓના એકમાત્ર આશ્રય સાક્ષાત્ શ્રીનારાયણ ભગવાનનું નિષ્કામભાવે વારંવાર ગુણગાન થતું રહે છે. (૩૬) તમારા તે ભક્તો તીર્થોને પવિત્ર કરવાના ઉદ્દેશ્યથી પૃથ્વી પર પગપાળા જ વિચરતા રહે છે. તેમનો સમાગમ સંસારથી ભયભીત થયેલા પુરુષોને, ભલા, કેમ રુચિકર નહીં થાય? (૩૭)

હે ભગવન્! તમારા પ્રિય સખા અને ભક્ત ભગવાન શંકરના ક્ષણભરના સમાગમથી જ આજે અમને તમારું સાક્ષાત્ દર્શન પ્રાપ્ત થયું છે. તમે જન્મ-મરણરૂપ દુઃસાધ્ય રોગના શ્રેષ્ઠતમ વૈદ્ય છો, એવા અમે આપને પ્રાપ્ત કરી શક્યા એ અમારું સૌભાગ્ય છે. તેથી અમારી વિનંતી છે કે આપના ભક્તોનો સમાગમ મળતો રહે. (૩૮) પ્રભુ! અમે સમાહિત ચિત્તથી જે કંઈ અધ્યયન કર્યું છે, નિરંતર સેવા-શુશ્રૂષા કરીને ગુરુ, બ્રાહ્મણો અને વૃદ્ધજનોને પ્રસન્ન કર્યા છે તથા દોષબુદ્ધિ ત્યજીને શ્રેષ્ઠ પુરુષો, સુહૃદજનો, બાંધવો તેમ જ સમસ્ત

૧. પ્રા. પા. – ઽવ્યાપિ । ૨. પ્રા. પા. – ન હ્યન્તો યદ્વિ૦ । ૩. પ્રા. પા. – ગીયતે । ૪. પ્રા. પા. – ક્ષણેનાપિ । ૫. પ્રા. પા. – ભવત્પ્રસઙ્ગિસઙ્ગસ્ય ।

યજ્ઞઃ સુતપ્તં તપ એતદીશ
નિરન્ધસાં કાલમદભ્રમપ્સુ ।
સર્વં તદેતત્પુરુષસ્ય ભૂમ્નો
વૃણીમહે તે પરિતોષણાય ॥ ૪૦॥

મનુઃ સ્વયમ્ભૂર્ભગવાન્ ભવશ્ચ
યેઽન્યે તપોજ્ઞાનવિશુદ્ધસત્ત્વાઃ ।
અદૃષ્ટપારા અપિ યન્મહિમ્નઃ
સ્તુવન્ત્યથો ત્વાઽઽત્મસમં ગૃણીમઃ ॥ ૪૧॥

નમઃ સમાય શુદ્ધાય પુરુષાય પરાય ચ ।
વાસુદેવાય સત્ત્વાય તુભ્યં ભગવતે નમઃ ॥ ૪૨॥

મૈત્રેય ઉવાચ

ઇતિ પ્રચેતોભિરભિષ્ટુતો હરિઃ
પ્રીતસ્તથેત્યાહ શરણ્યવત્સલઃ ।
અનિચ્છતાં યાનમતૃપ્તચક્ષુષાં
યયૌ સ્વધામાનપવર્ગવીર્યઃ[1] ॥ ૪૩॥

અથ નિર્યાય સલિલાત્પ્રચેતસ ઉદન્વતઃ ।
વીક્ષ્યાકુપ્યન્દ્રુમૈશ્છન્નાં ગાં ગાં રોદ્ધુમિવોચ્છ્રિતૈઃ ॥ ૪૪॥

તતોઽગ્નિમારુતૌ રાજન્નમુઞ્ચન્મુખતો રુષા ।
મહીં નિર્વીરુધં કર્તું સંવર્તક ઇવાત્યયે ॥ ૪૫॥

ભસ્મસાત્ક્રિયમાણાંસ્તાન્દ્રુમાન્ વીક્ષ્ય પિતામહઃ ।
આગતઃ શમયામાસ પુત્રાન્ બર્હિષ્મતો નયૈઃ ॥ ૪૬॥

તત્રાવશિષ્ટા યે વૃક્ષા ભીતા દુહિતરં તદા ।
ઉજ્જહ્રુસ્તે પ્રચેતોભ્ય ઉપદિષ્ટાઃ સ્વયમ્ભુવા ॥ ૪૭॥

તે ચ બ્રહ્મણ આદેશાન્મારિષામુપયેમિરે ।
યસ્યાં મહદવજ્ઞાનાદજન્યજનયોનિજઃ ॥ ૪૮॥

ચાક્ષુષે ત્વન્તરે પ્રાપ્તે પ્રાક્સર્ગે કાલવિદ્રુતે ।
યઃ સસર્જ પ્રજા ઇષ્ટાઃ[2] સ દક્ષો દૈવચોદિતઃ ॥ ૪૯॥

યો જાયમાનઃ સર્વેષાં તેજસ્તેજસ્વિનાં રુચા ।
સ્વયોપાદત્ત દાક્ષ્યાચ્ચ કર્મણાં દક્ષમબ્રુવન્ ॥ ૫૦॥

પ્રાણીઓની વંદના કરી છે અને અન્ન વગેરેનો ત્યાગ કરીને દીર્ઘકાળ સુધી જળમાં ઊભા રહીને તપસ્યા કરી છે, તે બધું સર્વવ્યાપક પુરુષોત્તમ સ્વરૂપ આપના સંતોષનું કારણ થાઓ – આ જ વરદાન માગીએ છીએ. (૩૯-૪૦) સ્વામી! તમારા મહિમાનો પાર નહીં પામવા છતાં પણ સ્વાયંભુવ મનુ, સ્વયં બ્રહ્માજી, ભગવાન શંકર તથા તપ અને જ્ઞાનથી શુદ્ધચિત્તના થયેલા અન્ય મનુષ્યો નિરંતર તમારી સ્તુતિ કરતા રહે છે. તેથી અમે પણ પોતાની બુદ્ધિ અનુસાર તમારું યશોગાન કરીએ છીએ. (૪૧) તમે સર્વત્ર-સમાન, શુદ્ધસ્વરૂપ અને પરમપુરુષ છો. અમે આપને - સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવને નમસ્કાર કરીએ છીએ. (૪૨)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! પ્રચેતાઓએ આ પ્રમાણે સ્તુતિ કરી તેથી શરણાગતવત્સલ શ્રીભગવાને પ્રસન્ન થઈને કહ્યું – 'તથાસ્તુ.' અપ્રતિહત પ્રભાવવાળા શ્રીહરિની મધુર મૂર્તિનાં દર્શનથી હજીય પ્રચેતાઓનાં નેત્રો તૃપ્ત થયાં ન હતાં, તેથી તેઓ તેમને જવા દેવા ઇચ્છતા ન હતા; તોપણ તેઓ પોતાના પરમધામમાં સિધાવી ગયા. (૪૩) આ પછી પ્રચેતાઓએ સમુદ્રજળમાંથી બહાર નીકળીને જોયું કે સમગ્ર પૃથ્વીને ઊંચા-ઊંચા વૃક્ષોએ ઢાંકી દીધી છે, તે જાણે કે સ્વર્ગમાં જવાના માર્ગને રોકવા માટે જ આટલાં વધી ગયાં હતાં. આ જોઈને તેઓ વૃક્ષો પર ઘણા કોપિત થયા. (૪૪) ત્યારે તેમણે પૃથ્વીને વૃક્ષ-વેલીઓ વગરની કરી દેવા માટે પોતાના મુખમાંથી પ્રચંડ વાયુ અને અગ્નિ છોડ્યાં, જેવાં કાલાગ્નિ-રુદ્ર પ્રલયકાળે છોડે છે. (૪૫) જ્યારે બ્રહ્માજીએ જોયું કે તેઓ તમામ વૃક્ષોને ભસ્મ કરી રહ્યા છે ત્યારે તેઓ ત્યાં આવ્યા અને તેમણે પ્રાચીનબર્હિના પુત્રોને યુક્તિપૂર્વક સમજાવીને શાંત કર્યા. (૪૬) પછી જે થોડાં વૃક્ષો ત્યાં બચ્યાં હતાં તેમણે ભયભીત થઈને, બ્રહ્માજીના કહેવાથી તે કન્યા લાવીને પ્રચેતાઓને આપી. (૪૭) પ્રચેતાઓએ પણ બ્રહ્માજીના આદેશથી તે મારિષા નામની કન્યા સાથે લગ્ન કરી લીધાં. તેના જ ગર્ભમાંથી, બ્રહ્માજીના પુત્ર દક્ષે, શ્રીમહાદેવજીની અવજ્ઞાને કારણે પોતાનું પૂર્વશરીર ત્યજી દઈને જન્મ લીધો. (૪૮) આ જ દક્ષે ચાક્ષુષ મન્વંતરનું આગમન થતાં, જ્યારે કાળક્રમે પૂર્વસર્ગ નષ્ટ થઈ ગયો ત્યારે ભગવાનની પ્રેરણાથી ઇચ્છા અનુસાર નવી પ્રજા ઉત્પન્ન કરી. (૪૯) તેમણે જન્મ લેતાંની સાથે જ પોતાના તેજથી સમસ્ત તેજસ્વીઓનું તેજ છીનવી લીધું. એ કર્મ કરવામાં ઘણા દક્ષ (કુશળ) હતા, તેથી જ તેમનું નામ 'દક્ષ' થયું. (૫૦)

૧. પ્રા. પા. – વિક્રમઃ । ૨. પ્રા. પા. – મૃષ્ટાઃ ।

તં પ્રજાસર્ગરક્ષાયામનાદિરભિષિચ્ય[1] ચ ।
યુયોજ યુયુજેઽન્યાંશ્ચ[2] સ વૈ સર્વપ્રજાપતીન્ ॥ ૫૧॥

બ્રહ્માજીએ તેમનો પ્રજાપતિઓના નાયકના પદ પર અભિષેક કર્યો અને સૃષ્ટિના રક્ષણ માટે તેમને નિયુક્ત કર્યા; અને તેમણે મરીચિ વગેરે અન્ય પ્રજાપતિઓને પોતપોતાના કાર્યમાં નિયુક્ત કર્યા. (૫૧)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે[3] ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૦॥
ચોથા સ્કન્ધ-અંતર્ગત ત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# એકત્રીસમો અધ્યાય

## શ્રીનારદજીનો પ્રચેતાઓને ઉપદેશ અને તેમને પરમપદનો લાભ થવો

*મૈત્રેય ઉવાચ*

તત ઉત્પન્નવિજ્ઞાના આશ્વધોક્ષજભાષિતમ્ ।
સ્મરન્ત આત્મજે ભાર્યાં વિસૃજ્ય પ્રાવ્રજન્ ગૃહાત્ ॥ ૧॥

દીક્ષિતા બ્રહ્મસત્રેણ સર્વભૂતાત્મમેધસા ।
પ્રતીચ્યાં દિશિ વેલાયાં સિદ્ધોઽભૂદ્યત્ર જાજલિઃ ॥ ૨॥

તાન્નિર્જિતપ્રાણમનોવચોદશો
જિતાસનાન્ શાન્તસમાનવિગ્રહાન્ ।
પરેઽમલે બ્રહ્મણિ યોજિતાત્મનઃ
સુરાસુરેડ્યો દદૃશે સ્મ નારદઃ ॥ ૩॥

તમાગતં ત ઉત્થાય પ્રણિપત્યાભિનન્દ્ય[4] ચ ।
પૂજયિત્વા યથાદેશં સુખાસીનમથાબ્રુવન્ ॥ ૪॥

*પ્રચેતસ ઊચુઃ*[5]

સ્વાગતં તે સુરર્ષેઽદ્ય[6] દિષ્ટ્યા નો દર્શનં ગતઃ ।
તવ ચઙ્ક્રમણં બ્રહ્મન્નભયાય યથા રવેઃ ॥ ૫॥

યદાદિષ્ટં ભગવતા શિવેનાધોક્ષજેન ચ ।
તદ્ ગૃહેષુ પ્રસક્તાનાં પ્રાયશઃ[7] ક્ષપિતં પ્રભો ॥ ૬॥

તન્નઃ પ્રદ્યોતયાધ્યાત્મજ્ઞાનં[8] તત્ત્વાર્થદર્શનમ્ ।
યેનાઞ્જસા તરિષ્યામો દુસ્તરં ભવસાગરમ્ ॥ ૭॥

*મૈત્રેય ઉવાચ*

ઇતિ પ્રચેતસાં પૃષ્ટો ભગવાન્નારદો મુનિઃ ।
ભગવત્યુત્તમશ્લોક આવિષ્ટાત્માઽબ્રવીન્નૃપાન્ ॥ ૮॥

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! (દસ લાખ વર્ષ વીતી ગયા પછી) જ્યારે પ્રચેતાઓને વિવેક થયો ત્યારે તેમને ભગવાનનાં વાક્યોનું સ્મરણ થઈ આવ્યું અને તેઓ પોતાની પત્ની મારિષાને પુત્રોની પાસે છોડીને તરત જ ઘરમાંથી નીકળી પડ્યા. (૧) તેઓ પશ્ચિમ દિશામાં સમુદ્ર તટ પર, કે જ્યાં જાજલિ મુનિએ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી – ત્યાં જઈ પહોંચ્યા અને જેનાથી 'સમસ્ત ભૂતપ્રાણીઓમાં એક જ આત્મતત્ત્વ વિરાજમાન છે' એવું જ્ઞાન થાય છે તે આત્મવિચારરૂપ બ્રહ્મસત્રનો સંકલ્પ કરીને બેસી ગયા. (૨) તેમણે પ્રાણ, મન, વાણી અને દૃષ્ટિને વશ કર્યાં તથા શરીરને નિશ્ચેષ્ટ, સ્થિર અને સીધું (ટટ્ટાર) રાખીને આસનને જીતીને ચિત્તને વિશુદ્ધ પરબ્રહ્મમાં લીન કરી દીધું. આવી સ્થિતિમાં તેમને દેવો અને અસુરો – બંનેયના વંદનીય શ્રીનારદજીએ જોયા. (૩) નારદજીને આવેલા જોઈને પ્રચેતાઓ ઊભા થઈ ગયા અને પ્રણામ કરીને આદરસત્કારપૂર્વક દેશ-કાળ અનુસાર તેમની વિધિવત્ પૂજા કરી. જ્યારે નારદજી આરામપૂર્વક બેસી ગયા ત્યારે તેઓ કહેવા લાગ્યા. (૪)

**પ્રચેતાઓએ કહ્યું** – હે દેવર્ષિ! તમારું સ્વાગત છે. આજે ઘણા ભાગ્યબળે અમને તમારું દર્શન થયું. બ્રહ્મન્! સૂર્યની જેમ તમારું વિચરણ પણ જ્ઞાનના આલોક (પ્રકાશ)થી સઘળા જીવોને અભય-દાન આપવા માટે જ થાય છે. (૫) પ્રભુ! ભગવાન શંકર અને ભગવાન શ્રીવિષ્ણુએ અમને જે ઉપદેશ આપ્યો હતો તેને અમે ગૃહસ્થીમાં આસક્ત રહેવાને કારણે ભૂલી ગયા છીએ. (૬) તેથી તમે અમારાં હૃદયોમાં પરમાર્થતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનારા તે અધ્યાત્મજ્ઞાનને ફરી પ્રકાશિત કરી દો, કે જેથી અમે સુગમતાપૂર્વક જ આ દુસ્તર સંસારસાગરને પાર કરી લઈએ. (૭)

**શ્રીમૈત્રેયજી કહે છે** – ભગવન્મય શ્રીનારદજીનું ચિત્ત હંમેશાં ભગવાન શ્રીકૃષ્ણમાં જ પરોવાયેલું રહે છે. તેઓ

૧. પ્રા. પા. – ઽમનાદિર્ભરતર્ષભ । ૨. પ્રા. પા. – યુયુજે તાન્વૈ સર્વાનન્યાન્ પ્રજેશ્વરાન્ । ૩. પ્રા. પા. – ઽસ્કન્ધે પ્રાચેતસે ચરિતે । ૪. પ્રા. પા. – ઽભિવાદ્ય ચ । ૫. પ્રાચીન પ્રતમાં 'પ્રચેતસ ઊચુઃ' – એટલો ભાગ નથી. ૬. પ્રા. પા. – પ્રાચીન પ્રતમાં 'ઽદ્ય' – એ ભાગ ખંડિત છે. ૭. પ્રા. પા. – પ્રાયો નઃ । ૮. પ્રા. પા. – ઽધ્યાત્મં જ્ઞાનં ।

નારદ ઉવાચ

તજ્જન્મ તાનિ કર્માણિ તદાયુસ્તન્મનો વચઃ ।
નૃણાં યેનેહ[1] વિશ્વાત્મા સેવ્યતે હરિરીશ્વરઃ ॥ ૯॥

કિં જન્મભિસ્ત્રિભિર્વેહ[2] શૌક્લસાવિત્રયાજ્ઞિકૈઃ[3] ।
કર્મભિર્વા ત્રયીપ્રોક્તૈઃ પુંસોઽપિ વિબુધાયુષા ॥ ૧૦॥

શ્રુતેન તપસા વા કિં વચોભિશ્ચિત્તવૃત્તિભિઃ ।
બુદ્ધ્યા વા કિં નિપુણયા બલેનેન્દ્રિયરાધસા[4] ॥ ૧૧॥

કિં વા યોગેન સાઙ્ખ્યેન ન્યાસસ્વાધ્યાયયોરપિ ।
કિં વા શ્રેયોભિરન્યૈશ્ચ ન યત્રાત્મપ્રદો હરિઃ ॥ ૧૨॥

શ્રેયસામપિ સર્વેષામાત્મા હ્યવધિરર્થતઃ ।
સર્વેષામપિ ભૂતાનાં હરિરાત્માઽઽત્મદઃ પ્રિયઃ[5] ॥ ૧૩॥

યથા તરોર્મૂલનિષેચનેન
તૃપ્યન્તિ તત્સ્કન્ધભુજોપશાખાઃ ।
પ્રાણોપહારાચ્ચ યથેન્દ્રિયાણાં
તથૈવ સર્વાર્હણમચ્યુતેજ્યા ॥ ૧૪॥

યથૈવ સૂર્યાત્પ્રભવન્તિ વારઃ
પુનશ્ચ તસ્મિન્ પ્રવિશન્તિ કાલે ।
ભૂતાનિ ભૂમૌ સ્થિરજઙ્ગમાનિ
તથા હરાવેવ ગુણપ્રવાહઃ ॥ ૧૫॥

એતત્પદં[6] તજ્જગદાત્મનઃ પરં
સકૃદ્વિભાતં સવિતુર્યથા પ્રભા ।
યથાઽસવો જાગ્રતિ સુપ્તશક્તયો
દ્રવ્યક્રિયાજ્ઞાનભિદાભ્રમાત્યયઃ ॥ ૧૬॥

યથા નભસ્યભ્રતમઃપ્રકાશા
ભવન્તિ ભૂપા[7] ન ભવન્ત્યનુક્રમાત્ ।
એવં પરે બ્રહ્મણિ શક્તયસ્ત્વમૂ
રજસ્તમઃસત્ત્વમિતિ પ્રવાહઃ ॥ ૧૭॥

પ્રચેતાઓના આ પ્રમાણે પૂછવાથી તેમને કહેવા લાગ્યા. (૮)

**શ્રીનારદજીએ કહ્યું** – હે રાજાઓ! આ લોકમાં મનુષ્યનો તે જ જન્મ, તે જ કર્મ, તે જ આયુષ્ય, તે જ મન અને તે જ વાણી સાર્થક છે, કે જેના વડે સર્વાત્મા સર્વેશ્વર શ્રીહરિનું સેવન કરવામાં આવે છે. (૯) પવિત્ર માતા-પિતાથી ઉત્પન્ન થવાથી, યજ્ઞોપવીત-સંસ્કારથી અને યજ્ઞદીક્ષાથી પ્રાપ્ત થનારા તે ત્રણ પ્રકારના શ્રેષ્ઠ જન્મોથી, વેદોક્ત કર્મોથી, દેવતાઓના જેવા દીર્ઘ આયુષ્યથી, શાસ્ત્રના જ્ઞાનથી, તપથી, વાણીની ચતુરાઈથી, અનેક પ્રકારની વાતો યાદ રાખવાની શક્તિથી, તીવ્ર બુદ્ધિથી, બળથી, ઇન્દ્રિયોના કૌશલથી, યોગથી, સાંખ્ય (આત્મા-અનાત્માના વિવેક)થી, સંન્યાસ અને વેદ-અધ્યયનથી તથા વ્રત-વૈરાગ્ય વગેરે અન્ય કલ્યાણકારી સાધનોથી પણ મનુષ્યને શો લાભ? કે જેના વડે પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનારા શ્રીહરિ મેળવી ન શકાય. (૧૦-૧૨) વાસ્તવમાં સમસ્ત કલ્યાણોની અવધિ આત્મા જ છે અને આત્મજ્ઞાનનું પ્રદાન કરનારા શ્રીહરિ જ સમસ્ત પ્રાણીઓના પ્રિય આત્મા છે. (૧૩) જેમ વૃક્ષના મૂળને સીંચવાથી તેનાં થડ, ડાળીઓ, પેટા-ડાળીઓ વગેરે બધાંયનું પોષણ થઈ જાય છે અને જેમ ભોજન વડે પ્રાણને તૃપ્ત કરવાથી સમસ્ત ઇન્દ્રિયો પુષ્ટ થઈ જાય છે તેવી જ રીતે શ્રીભગવાનની પૂજા બધાંની પૂજા છે. (૧૪) જેમ વર્ષાઋતુમાં જળ સૂર્યની ગરમીથી ઉત્પન્ન થાય છે અને ગ્રીષ્મઋતુમાં તેનાં જ કિરણોમાં ફરી પ્રવેશી જાય છે તથા જેમ સઘળાં ચરાચર ભૂતપ્રાણીઓ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને પછી તેમાં જ મળી જાય છે તેવી જ રીતે ચેતન-અચેતનાત્મક આ સઘળો પ્રપંચ શ્રીહરિમાંથી જ ઉત્પન્ન થાય છે અને તેમનામાં જ લીન થઈ જાય છે. (૧૫) વાસ્તવમાં આ વિશ્વ જ જગદાત્મા શ્રીભગવાનનું તે શાસ્ત્રપ્રસિદ્ધ સર્વ-ઉપાધિઓથી રહિત સ્વરૂપ છે. જેમ સૂર્યની પ્રભા તેનાથી ભિન્ન હોતી નથી તેવી જ રીતે આ જગત ભગવાનથી ભિન્ન નથી; તથા જેમ જાગ્રત અવસ્થામાં ઇન્દ્રિયો ક્રિયાશીલ રહે છે પરંતુ સુષુપ્ત અવસ્થામાં તેમની શક્તિઓ લીન થઈ જાય છે તેવી જ રીતે આ જગત સર્ગકાળમાં ભગવાનમાંથી પ્રગટ થાય છે અને કલ્પનો અંત થતાં તેમનામાં જ લીન થઈ જાય છે. સ્વરૂપથી તો ભગવાનમાં દ્રવ્ય, ક્રિયા અને જ્ઞાનરૂપી ત્રિવિધ અહંકારનાં કાર્યોની તથા તેમના નિમિત્તે થતા ભેદભ્રમોની સત્તા જ નથી. (૧૬) હે રાજાઓ! જેમ વાદળ, અંધકાર અને પ્રકાશ – એ ક્રમશઃ આકાશમાંથી પ્રકટ થાય છે અને તેનામાં જ લીન થઈ જાય છે, પરંતુ આકાશ તેમનાથી લેપાતું નથી; તેવી જ રીતે

૧. પ્રા. પા. – યેન હિ । ૨. પ્રા. પા. – ર્ભિસ્ત્રિભિર્વેદૈઃ । ૩. પ્રા. પા. – શુક્લસા૦ । ૪. પ્રા. પા. – ૦રોધસા । ૫. પ્રા. પા. – ૦રાત્મપદઃ પ્રિય । ૬. પ્રાચીન પ્રતમાં 'એતત્પદં'થી માંડીને '૦માત્યયઃ' સુધીનો ભાગ (૧૬મો શ્લોક) નથી. ૭ પ્રા. પા. – ભૂયો ।

તેનૈકમાત્માનમશેષદેહિનાં
કાલં પ્રધાનં પુરુષં પરેશમ્ ।
સ્વતેજસા ધ્વસ્તગુણપ્રવાહ-
માત્મૈકભાવેન ભજધ્વમદ્ધા ॥ ૧૮॥

દયયા સર્વભૂતેષુ સન્તુષ્ટ્યા યેન કેન વા ।
સર્વેન્દ્રિયોપશાન્ત્યા ચ તુષ્યત્યાશુ જનાર્દનઃ ॥ ૧૯॥

અપહતસકલૈષણામલાત્મ-
ન્યવિરતમેધિતભાવનોપહૂતઃ ।
નિજજનવશગત્વમાત્મનોઽય-
ન્ન સરતિ છિદ્રવદક્ષરઃ સતાં હિ ॥ ૨૦॥

ન ભજતિ કુમનીષિણાં સ ઈજ્યાં
હરિરધનાત્મધનપ્રિયો રસજ્ઞઃ ।
શ્રુતધનકુલકર્મણાં મદૈર્યે
વિદધતિ પાપમકિઞ્ચનેષુ સત્સુ ॥ ૨૧॥

શ્રિયમનુચરતીં[1] તદર્થિનશ્ચ
દ્વિપદપતીન્ વિબુધાંશ્ચ યત્સ્વપૂર્ણઃ[2] ।
ન ભજતિ નિજભૃત્યવર્ગતન્ત્રઃ
કથમમુમુદ્વિસૃજેત્પુમાન્ કૃતજ્ઞઃ ॥ ૨૨॥

મૈત્રેય ઉવાચ

ઈતિ પ્રચેતસો રાજન્નન્યાશ્ચ ભગવત્કથાઃ ।
શ્રાવયિત્વા બ્રહ્મલોકં યયૌ સ્વાયમ્ભુવો મુનિઃ ॥ ૨૩॥

તેઽપિ તન્મુખનિર્યાતં યશો લોકમલાપહમ્ ।
હરેર્નિશમ્ય તત્પાદં ધ્યાયન્તસ્તદ્ગતિં યયુઃ ॥ ૨૪॥

આ સત્ત્વ, રજ અને તમોમયી શક્તિઓ ક્યારેક પરબ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે અને ક્યારેક તેમનામાં જ લીન થઈ જાય છે. આ જ રીતે તેમનો પ્રવાહ ચાલતો રહે છે; પરંતુ આનાથી આકાશ જેવા અસંગ પરમાત્મામાં કોઈ વિકાર થતો નથી. (૧૭) તેથી તમે બ્રહ્મા વગેરે તમામ લોકપાલોના પણ અધીશ્વર શ્રીહરિને પોતાનાથી અભિન્ન માનો અને તેમને ભજો; કારણ કે તેઓ જ સમસ્ત દેહધારીઓના એકમાત્ર આત્મા છે. તેઓ જ જગતના નિમિત્ત-કારણ કાળ છે, ઉપાદાન-કારણ પ્રધાન અને નિયંતા પુરુષોત્તમ છે તથા તેઓ જ પોતાની કાળશક્તિથી ગુણોના પ્રવાહરૂપ આ પ્રપંચનો સંહાર કરી નાખે છે. (૧૮)

તે ભક્તવત્સલ ભગવાન સઘળા જીવો પર દયા કરવાથી, જે કંઈ મળી રહે તેમાં જ સંતુષ્ટ રહેવાથી તથા સમસ્ત ઇન્દ્રિયોને વિષયોમાંથી નિવૃત્ત કરીને શાંત કરી દેવાથી સત્વરે પ્રસન્ન થઈ જાય છે. (૧૯) પુત્રપ્રાપ્તિની ઇચ્છા વગેરે બધા પ્રકારની વાસનાઓ નીકળી જવાથી જેમનાં અંતઃકરણ શુદ્ધ થઈ ગયાં છે તેવા સંતોનાં હૃદયમાં તેમના નિરંતર વધતા રહેતા ચિંતનથી ખેંચાઈને અવિનાશી શ્રીહરિ (સ્વયં) આવી જાય છે અને પોતાના ભક્તાધીનપણાને ચરિતાર્થ કરતા રહીને હૃદય-આકાશની જેમ ત્યાંથી ખસતા નથી. (૨૦) ભગવાન તો પોતાને (ભગવાનને) જ સર્વસ્વ માનનારા નિર્ધન મનુષ્યોને જ પ્રેમ કરે છે; કારણ કે તેઓ પરમ રસજ્ઞ છે – તે અકિંચનોની અનન્ય આશ્રયભૂત નિર્હેતુક ભક્તિમાં કેટલી મધુરતા હોય છે તેને પ્રભુ સારી રીતે જાણે છે. જે લોકો પોતાનાં શાસ્ત્રજ્ઞાન, ધન, કુળ અને કર્મોના મદથી ઉત્પન્ન થઈને આવા અકિંચન સાધુજનોનો તિરસ્કાર કરે છે તે દુર્બુદ્ધિવાળાઓની પૂજાનો તો પ્રભુ સ્વીકાર કરતા જ નથી. (૨૧) ભગવાન સ્વરૂપાનંદથી જ પરિપૂર્ણ છે; તેમને પોતાની સેવામાં રહેતાં શ્રીલક્ષ્મીજીની તથા તેમની ઇચ્છા કરનારા રાજાઓ અને દેવતાઓની પણ કોઈ પરવા હોતી નથી. આટલું હોવા છતાંય તેઓ પોતાના ભક્તોને તો આધીન જ રહે છે. અહો! આવા કરુણાના સાગર શ્રીહરિને કોઈ પણ કૃતજ્ઞ મનુષ્ય થોડા સમય માટે પણ કેવી રીતે છોડી શકે? (૨૨)

**શ્રીમૈત્રેયજી કહે છે** – હે વિદુરજી! ભગવાન નારદે પ્રચેતાઓને આ ઉપદેશની સાથોસાથ ભગવાન વિષેની અન્ય પણ ઘણીબધી વાતો કહી સંભળાવી. ત્યારબાદ તેઓ બ્રહ્મલોકમાં સિધાવી ગયા. (૨૩) પ્રચેતાઓ પણ તેમના મુખેથી જગતમાં પાપ-રૂપી મળને દૂર કરનારાં ભગવાનનાં ચરિત્રો સાંભળ્યા પછી ભગવાનનાં ચરણકમળોનું જ ચિંતન કરવા લાગ્યા અને અંતે ભગવાનના ધામને પામ્યા. (૨૪)

૧. પ્રા. પા. – ૦મનુસરતસ્તદર્થિનશ્ચ । ૨. પ્રા. પા. – યત્સુપૂર્ણઃ ।

એતત્તેઽભિહિતં ક્ષત્તર્યન્માં ત્વં પરિપૃષ્ટવાન્ ।
પ્રચેતસાં નારદસ્ય સંવાદં હરિકીર્તનમ્ ॥ ૨૫॥

*શ્રીશુક ઉવાચ*[1]

ય એષ ઉત્તાનપદો માનવસ્યાનુવર્ણિતઃ ।
વંશઃ પ્રિયવ્રતસ્યાપિ નિબોધ નૃપસત્તમ[2] ॥ ૨૬॥

યો નારદાદાત્મવિદ્યામધિગમ્ય પુનર્મહીમ્ ।
ભુક્ત્વા વિભજ્ય પુત્રેભ્ય ઐશ્વરં સમગાત્પદમ્ ॥ ૨૭॥

ઈમાં તુ કૌષારવિણોપવર્ણિતાં
ક્ષત્તા નિશમ્યાજિતવાદસત્કથામ્ ।
પ્રવૃદ્ધભાવોઽશ્રુકલાકુલો[3] મુને-
ર્દધાર મૂર્ધ્ના ચરણં હૃદા હરેઃ ॥ ૨૮॥

*વિદુર ઉવાચ*

સોઽયમદ્ય મહાયોગિન્ ભવતા કરુણાત્મના ।
દર્શિતસ્તમસઃ પારો યત્રાકિઞ્ચનગો હરિઃ ॥ ૨૯॥

*શ્રીશુક ઉવાચ*[4]

ઈત્યાનમ્ય તમામન્ત્ર્ય વિદુરો ગજસાહ્વયમ્ ।
સ્વાનાં દિદૃક્ષુઃ પ્રયયૌ જ્ઞાતીનાં નિર્વૃતાશયઃ ॥ ૩૦॥

એતદ્યઃ શૃણુયાદ્રાજન્ રાજ્ઞાં હર્યર્પિતાત્મનામ્ ।
આયુર્ધનં યશઃ સ્વસ્તિ ગતિમૈશ્વર્યમાપ્નુયાત્ ॥ ૩૧॥

આ પ્રમાણે, તમે મને શ્રીનારદજી અને પ્રચેતાઓ વચ્ચે થયેલા ભગવાનની કથા સંબંધી સંવાદ વિષે જે પૂછ્યું હતું તે મેં તમને કહી સંભળાવ્યું. (૨૫)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! અહીં સુધી સ્વાયંભુવ મનુના પુત્ર ઉત્તાનપાદના વંશનું વર્ણન થયું; હવે પ્રિયવ્રતના વંશનું વર્ણન પણ સાંભળો. (૨૬) રાજા પ્રિયવ્રતે શ્રીનારદજી પાસેથી આત્મજ્ઞાનનો ઉપદેશ મેળવ્યા પછી પણ રાજ્યભોગ કર્યો હતો તથા અંતે આ સમગ્ર પૃથ્વી પોતાના પુત્રો વચ્ચે વહેંચીને તેમણે ભગવાનના પરમધામને પ્રાપ્ત કરી લીધું હતું. (૨૭)

હે રાજન્! આ તરફ, શ્રીમૈત્રેયજીના મુખેથી ભગવાનના ગુણાનુવાદ (કીર્તન)થી યુક્ત આ પવિત્ર કથા સાંભળીને વિદુરજી પ્રેમમગ્ન થઈ ગયા; ભક્તિભાવનો ઉદ્રેક થવાથી તેમની આંખોમાંથી પવિત્ર આંસુઓની ધારા વહેવા લાગી તથા તેમણે ભગવાનનાં ચરણોનું હૃદયમાં સ્મરણ કરતાં કરતાં પોતાનું માથું મુનિવર મૈત્રેયજીનાં ચરણોમાં મૂકી દીધું. (૨૮)

**વિદુરજી કહેવા લાગ્યા** – હે મહાયોગી! તમે ઘણા જ કરુણામય છો. આજે તમે મને અજ્ઞાનના અંધકારમાંથી પેલે પાર પહોંચાડી દીધો છે, કે જ્યાં અકિંચનોના સર્વસ્વ શ્રીહરિ વિરાજે છે. (૨૯)

**શ્રીશુકદેવજી કહે છે** – મૈત્રેયજીને કૃતજ્ઞતાસૂચક ઉપર્યુક્ત વચનો કહીને તથા તેમને પ્રણામ કરીને વિદુરજીએ તેમની પાસેથી આજ્ઞા લીધી અને પછી શાંતચિત્ત થઈને પોતાના બંધુજનોને મળવા માટે તેઓ હસ્તિનાપુરમાં ગયા. (૩૦) હે રાજન્! જે મનુષ્ય ભગવાનના શરણાગત પરમભાગવત રાજાઓનું આ પવિત્ર ચરિત્ર સાંભળશે તેને દીર્ઘ આયુષ્ય, ધન, સુયશ, ક્ષેમકુશળ, સદ્‌ગતિ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થશે. (૩૧)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે[5] મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં[6] પારમહંસ્યાં સંહિતાયાં ચતુર્થસ્કન્ધે[7] પ્રચેતસોપાખ્યાનં નામૈકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧॥

ચોથા સ્કન્ધ-અંતર્ગત પ્રચેતસ-ઉપાખ્યાન નામનો એકત્રીસમો અધ્યાય સમાપ્ત.

═★═

ઈતિ[8] ચતુર્થઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।
ચોથો સ્કંધ સમાપ્ત.
॥ હરિઃ ૐ તત્સત્ ॥

---

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' - એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – નૃપ સમ્મતમ્ । ૩. પ્રા. પા. – ૦ભાવાશ્રુ૦ । ૪. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૫. પ્રા. પા. – શ્રીભાગવતે । ૬. પ્રાચીન પ્રતમાં 'અષ્ટાદશસાહસ્ર્યાં' - એટલો ભાગ નથી. ૭. પ્રા. પા. – ચતુર્થે સ્કન્ધે । ૮. પ્રા. પા. – સમાપ્તશ્ચ ચતુર્થઃ સ્કન્ધઃ ।

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

## પાંચમો સ્કંધ



યત્રામી લોકવિસ્તારાસ્તારા ઈવ વિહાયસિ ।
ભાસન્તે તમહં વન્દે બાલગોપાલમાલયમ્‌ ॥

ॐ નમો ભગવતે વાસુદેવાય ।

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

=★=

# પાંચમો સ્કંધ

=★=

## પહેલો અધ્યાય

7

### પ્રિયવ્રતનું ચરિત્ર

રાજોવાચ

**પ્રિયવ્રતો ભાગવત આત્મારામઃ કથં મુને ।**
**ગૃહેઽરમત યન્મૂલઃ કર્મબન્ધઃ પરાભવઃ ॥ ૧॥**

**ન નૂનં મુક્તસઙ્ગાનાં તાદૃશાનાં દ્વિજર્ષભ ।**
**ગૃહેષ્વભિનિવેશોઽયં[1] પુંસાં ભવિતુમર્હતિ ॥ ૨॥**

**મહતાં ખલુ વિપ્રર્ષે ઉત્તમશ્લોકપાદયોઃ ।**
**છાયાનિર્વૃતચિત્તાનાં ન કુટુમ્બે સ્પૃહામતિઃ ॥ ૩॥**

**સંશયોઽયં મહાન્ બ્રહ્મન્ દારાગારસુતાદિષુ ।**
**સક્તસ્ય યત્સિદ્ધિરભૂત્કૃષ્ણે ચ મતિરચ્યુતા ॥ ૪॥**

શ્રીશુક ઉવાચ

**બાઢમુક્તં[2] ભગવત ઉત્તમશ્લોકસ્ય શ્રીમચ્ચરણારવિન્દમકરન્દરસ આવેશિતચેતસો ભાગવતપરમહંસદયિતકથાં કિઞ્ચિદન્તરાયવિહતાં સ્વાં શિવતમાં પદવીં ન પ્રાયેણ હિન્વન્તિ ॥ ૫॥ યર્હિ વાવ હ રાજન્ સ રાજપુત્રઃ પ્રિયવ્રતઃ પરમભાગવતો નારદસ્ય ચરણોપસેવયાઞ્જસાવગત-પરમાર્થસતત્ત્વો[3] બ્રહ્મસત્રેણ દીક્ષિષ્યમાણોઽવનિતલપરિપાલયામ્નાતપ્રવર-[4] ગુણગણૈકાન્તભાજનતયા સ્વપિત્રોપામન્ત્રિતો ભગવતિ વાસુદેવ એવાવ્યવધાનસમાધિયોગેન સમાવેશિતસકલકારકક્રિયાકલાપો નૈવાભ્ય-નન્દદ્યદ્યપિ[5] તદપ્રત્યામ્નાતવ્યં તદધિકરણ આત્મનોઽન્યસ્માદસતોઽપિ પરાભવ-મન્વીક્ષમાણઃ ॥ ૬॥**

**રાજા પરીક્ષિતે પૂછ્યું –** હે મુનિ! મહારાજ પ્રિયવ્રત તો મોટા ભગવદ્ભક્ત અને આત્મારામ હતા. ગૃહસ્થાશ્રમમાં તેમને રુચિ કેમ થઈ, કે જેમાં ફસાઈ જવાને કારણે મનુષ્યને પોતાના સ્વરૂપની વિસ્મૃતિ થાય છે અને તે કર્મોના બંધનમાં બંધાઈ જાય છે? (૧) હે વિપ્રવર! અલબત્ત, આવા નિઃસંગ મહાપુરુષોનો આ રીતે ગૃહસ્થાશ્રમમાં અભિનિવેશ થવો એ ઉચિત નથી. (૨) એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી કે જેમનું ચિત્ત પુણ્યકીર્તિ શ્રીહરિનાં ચરણોની શીતળ છાયાનો આશ્રય લઈને શાંત થઈ ગયું છે તે મહાપુરુષોની ક્યારેય કુટુંબ વગેરેમાં આસક્તિ થવા પામતી નથી. (૩) હે બ્રહ્મન્! મને એ વાતનો મોટો સંદેહ છે કે મહારાજ પ્રિયવ્રતે પત્ની, પુત્ર, ઘર વગેરેમાં આસક્ત રહીને પણ કેવી રીતે સિદ્ધિ મેળવી લીધી અને કેમ કરીને ભગવાન શ્રીકૃષ્ણમાં તેમની અવિચળ ભક્તિ થઈ. (૪)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! તમારું કહેવું ઘણું યોગ્ય છે. જેમનું ચિત્ત પવિત્રકીર્તિ શ્રીહરિના પરમ મધુર ચરણકમળમકરંદના રસમાં તરબોળ થઈ ગયું છે તેઓ કોઈ વિઘ્ન-અવરોધને કારણે રુકાવટ આવે તોપણ ભગવદ્ભક્ત પરમહંસોના પ્રિય શ્રીવાસુદેવ ભગવાનની કથાના શ્રવણરૂપી પરમ કલ્યાણમય માર્ગને ઘણું કરીને છોડતા નથી. (૫) રાજન્! રાજકુમાર પ્રિયવ્રત મોટા ભગવદ્ભક્ત હતા, શ્રીનારદજીનાં ચરણોની સેવા કરવાથી તેમને સહજપણે જ પરમાત્મતત્ત્વનો બોધ થઈ ગયો હતો. તેઓ બ્રહ્મસત્રની દીક્ષા – નિરંતર બ્રહ્મના અભ્યાસમાં જીવન વિતાવવાનો નિયમ – લેનારા જ હતા કે તે જ સમયે તેમના પિતા સ્વાયંભુવ મનુએ તેમને, પૃથ્વીનું પાલન કરવા માટે શાસ્ત્રમાં બતાવેલા બધા જ શ્રેષ્ઠ ગુણોથી સંપૂર્ણપણે સંપન્ન જોઈને રાજ્યશાસન કરવાની આજ્ઞા આપી. પરંતુ પ્રિયવ્રત તો અખંડસમાધિયોગ વડે પોતાની સમસ્ત ઇન્દ્રિયો અને ક્રિયાઓને ભગવાન વાસુદેવનાં ચરણોમાં જ સમર્પિત કરી ચૂક્યા હતા. તેથી પિતાની આજ્ઞા કોઈ રીતે ઉલ્લંઘન કરવા

૧. પ્રા. પા. – નિવાસોઽયમ્ । ૨. પ્રાચીન પ્રતમાં 'બાઢમુક્તં....'થી માંડીને 'હિન્વન્તિ' સુધીનો ભાગ નથી. ૩. પ્રા. પા. – પરમાત્મતત્ત્વો । ૪. પ્રા. પા. – ૦પ્રવરગુણૈકાન્ત૦ । ૫. પ્રા. પા. – ન વાભ્યનન્દદ્યદપિ તદપ્રત્યામ્નાતં ।

અથ[1] હ ભગવાનાદિદેવ એતસ્ય ગુણવિસર્ગસ્ય[2] પરિબૃંહણાનુધ્યાનવ્યવસિતસકલજગદભિપ્રાય આત્મયોનિરખિલનિગમનિજગણપરિવેષ્ટિતઃ[3] સ્વભવનાદવતતાર ॥ ૭॥ સ તત્ર[4] તત્ર ગગનતલ ઉડુપતિરિવ વિમાનાવલિભિરનુપથમમરપરિવૃઢૈરભિપૂજ્યમાનઃ[5] પથિ પથિ ચ વરૂથશઃ સિદ્ધગન્ધર્વસાધ્યચારણમુનિગણૈરુપગીયમાનો[6] ગન્ધમાદનદ્રોણીમવભાસયન્નુપસસર્પ ॥ ૮॥ તત્ર હ વા એનં દેવર્ષિર્હંસયાનેન પિતરં ભગવન્તં હિરણ્યગર્ભમુપલભમાનઃ સહસૈવોત્થાયાર્હણેન સહ પિતાપુત્રાભ્યામવહિતાઞ્જલિરુપતસ્થે ॥ ૯॥ ભગવાનપિ ભારત તદુપનીતાર્હણઃ સૂક્તવાકેનાતિતરામુદિતગુણગણાવતારસુજયઃ પ્રિયવ્રતમાદિપુરુષસ્તં સદયહાસાવલોક[7] ઇતિ હોવાચ[8] ॥ ૧૦॥

*શ્રીભગવાનુવાચ*

નિબોધ તાતેદમૃતં બ્રવીમિ
માઽસૂયિતું દેવમર્હસ્યપ્રમેયમ્[9] ।
વયં ભવસ્તે[10] તત એષ મહર્ષિ-[11]
ર્વહામ સર્વે વિવશા યસ્ય દિષ્ટમ્[12] ॥ ૧૧॥

ન તસ્ય કશ્ચિત્તપસા વિદ્યયા વા
ન યોગવીર્યેણ મનીષયા વા ।
નૈવાર્થધર્મૈઃ પરતઃ સ્વતો વા
કૃતં વિહન્તું તનુભૃદ્વિભૂયાત્ ॥ ૧૨॥

ભવાય નાશાય ચ કર્મ કર્તું
શોકાય મોહાય સદા ભયાય ।
સુખાય દુઃખાય ચ દેહયોગ-
મવ્યક્તદિષ્ટં જનતાઽઙ્ગ ધત્તે ॥ ૧૩॥

યોગ્ય ન હોવા છતાં એવું વિચારીને કે 'રાજ્યનો અધિકાર મેળવીને તો મારું જે આત્મસ્વરૂપ છે તે, પત્ની, પુત્ર વગેરે અસત્ (મિથ્યા) પ્રપંચથી ઢંકાઈ જશે – રાજ્ય અને કુટુંબની ચિંતામાં ફસાઈને હું પરમાર્થતત્ત્વને ઘણું કરીને ભૂલી જઈશ,' તેમણે તે આજ્ઞાનો સ્વીકાર કર્યો નહીં. (૬)

આદિદેવ સ્વયંભૂ ભગવાન બ્રહ્માજીને આ ગુણમય પ્રપંચની નિરંતર વૃદ્ધિ કરવાનો જ વિચાર રહ્યા કરે છે. તેઓ સઘળા સંસારના જીવોનો અભિપ્રાય જાણતા રહે છે. જ્યારે તેમણે પ્રિયવ્રતની આવી પ્રવૃત્તિ જોઈ ત્યારે તેઓ મૂર્તિમાન ચારે વેદ અને મરીચિ વગેરે પાર્ષદોને સાથે લઈને પોતાના લોકમાંથી ઊતર્યા. (૭) આકાશમાં ચારેબાજુ વિમાનો પર આરૂઢ થયેલા ઈન્દ્ર વગેરે મુખ્ય-મુખ્ય દેવતાઓએ તેમની પૂજા કરી તથા માર્ગમાં મંડળીઓ રચીને આવેલા સિદ્ધો, ગંધર્વો, સાધ્યો, ચારણો અને મુનિઓએ તેમનું સ્તવન કર્યું. આ પ્રમાણે ઠેર-ઠેર આદર-સત્કાર મેળવતા તેઓ નક્ષત્રપતિ ચંદ્રમાની જેમ ગંધમાદનની ઘાટી (પહાડી પ્રદેશ)ને પ્રકાશિત કરતા પ્રિયવ્રતની પાસે આવી પહોંચ્યા. (૮) ત્યાં પ્રિયવ્રતને આત્મવિદ્યાનો ઉપદેશ આપવા માટે નારદજી પણ આવેલા હતા. બ્રહ્માજીના ત્યાં જઈ પહોંચવાથી તેમના વાહન હંસને જોઈને નારદજીએ જાણ્યું કે અમારા પિતા ભગવાન બ્રહ્માજી પધાર્યા છે; તેથી તેઓ સ્વાયંભુવ મનુ અને પ્રિયવ્રત સહિત તરત જ ઊભા થઈ ગયા અને સૌએ હાથ જોડીને તેમને પ્રણામ કર્યા. (૯) હે પરીક્ષિત! નારદજીએ તેમની અનેકવિધ પૂજા કરી અને સુમધુર વચનોમાં તેમના ગુણો અને અવતારોની ઉત્કૃષ્ટતાનું વર્ણન કર્યું. ત્યારે આદિપુરુષ ભગવાન બ્રહ્માજીએ પ્રિયવ્રત તરફ મંદસ્મિતયુક્ત દયાદૃષ્ટિપૂર્વક જોઈને આ પ્રમાણે કહ્યું – (૧૦)

**શ્રીબ્રહ્માજીએ કહ્યું** – હે તાત પ્રિયવ્રત! હું તને સત્ય સિદ્ધાંતની વાત કહું છું, ધ્યાન દઈને સાંભળ. તારે અપ્રમેય શ્રીહરિ પ્રત્યે કોઈ પ્રકારની દોષદૃષ્ટિ રાખવી જોઈએ નહીં. તું જ શું, હું, મહાદેવજી, તારા પિતા સ્વાયંભુવ મનુ અને તારા ગુરુ આ મહર્ષિ નારદ પણ વિવશ થઈને તે શ્રીહરિની જ આજ્ઞાનું પાલન કરે છે. (૧૧) તેમના વિધાનને કોઈ પણ શરીરધારી નથી તો તપ, વિદ્યા, યોગબળ કે બુદ્ધિબળથી, નથી તો અર્થ કે ધર્મની શક્તિથી અને નથી તો પોતે કે કોઈ બીજાની સહાયથી ટાળી શકતો. (૧૨) પ્રિયવર! તે જ અવ્યક્ત ઈશ્વરે આપેલા શરીરને બધા જીવો જન્મ, મરણ, શોક, મોહ, ભય અને સુખદુઃખનો ભોગ ભોગવવા માટે તથા કર્મ કરવા માટે ધારણ

૧. પ્રાચીન પ્રતમાં 'અથ હ' પાઠ નથી. ૨. પ્રા. પા. – ૦સર્ગસ્ય બૃંહણા૦ । ૩. પ્રા. પા. – ૦રખિલનિજગણપરિવેષ્ટિતઃ । ૪. પ્રા. પા. – તત્ર ગગનતલે । ૫. પ્રા. પા. – ૦મમરપરિવૃન્દૈરભિપૂ૦ । ૬. પ્રાચીન પ્રતમાં 'ચારણમુનિ'થી માંડીને 'પુરુષસ્તં સદય' સુધીનો ભાગ ખંડિત છે. ૭. પ્રાચીન પ્રતમાં 'વલોક ઇ' – આટલો ભાગ ખંડિત છે. ૮. પ્રા. પા. – હોવાચ ભગવાન્ વાચમ્ । ૯. પ્રા. પા. – ૦મર્હસ્યમેયમ્ । ૧૦. પ્રા. પા. – ભવસ્તે ચ ઈમે । ૧૧. પ્રા. પા. – મહર્ષયો । ૧૨. પ્રાચીન પ્રતમાં 'દિષ્ટમ્' પાઠ નથી.

યદ્વાચિ તન્ત્યાં[1] ગુણકર્મદામભિઃ
સુદુસ્તરૈર્વત્સ વયં સુયોજિતાઃ ।
સર્વે વહામો બલિમીશ્વરાય
પ્રોતા નસીવ દ્વિપદે ચતુષ્પદઃ ॥ ૧૪॥

ઈશાભિસૃષ્ટં હ્યવરુન્ધ્મહેઙ્ગ
દુઃખં સુખં વા ગુણકર્મસઙ્ગાત્ ।
આસ્થાય તત્તદ્યદયુઙ્ક્ત નાથ-
શ્ચક્ષુષ્મતાન્ધા ઈવ નીયમાનાઃ ॥ ૧૫॥

મુક્તોઽપિ તાવદ્ બિભૃયાત્સ્વદેહ-
મારબ્ધમશ્નન્નભિમાનશૂન્યઃ ।
યથાનુભૂતં પ્રતિયાતનિદ્રઃ
કિં ત્વન્યદેહાય ગુણાન્ન વૃઙ્ક્તે ॥ ૧૬॥

ભયં પ્રમત્તસ્ય વનેષ્વપિ સ્યાદ્
યતઃ સ આસ્તે[2] સહષટ્સપત્નઃ ।
જિતેન્દ્રિયસ્યાત્મરતેર્બુધસ્ય
ગૃહાશ્રમઃ કિં નુ કરોત્યવદ્યમ્ ॥ ૧૭॥

યઃ ષટ્ સપત્નાન્ વિજિગીષમાણો
ગૃહેષુ નિર્વિશ્ય યતેત પૂર્વમ્ ।
અત્યેતિ[3] દુર્ગાશ્રિત ઊર્જિતારીન્
ક્ષીણેષુ કામં વિચરેદ્વિપશ્ચિત્ ॥ ૧૮॥

ત્વં ત્વબ્જનાભાઙ્ઘ્રિસરોજકોશ-
દુર્ગાશ્રિતો નિર્જિતષટ્સપત્નઃ ।
ભુઙ્ક્ષ્વેહ ભોગાન્ પુરુષાતિદિષ્ટાન્
વિમુક્તસઙ્ગઃ પ્રકૃતિં ભજસ્વ ॥ ૧૯॥

શ્રીશુક ઉવાચ[4]

ઈતિ સમભિહિતો મહાભાગવતો ભગવત-સ્ત્રિભુવનગુરોરનુશાસનમાત્મનો લઘુતયાવનત-શિરોધરો બાઢમિતિ સબહુમાનમુવાહ ॥ ૨૦॥ ભગવાનપિ મનુના યથાવદુપકલ્પિતાપચિતિઃ પ્રિયવ્રતનારદયોરવિષમમભિસમીક્ષમાણયોરાત્મ-સમવસ્થાનમવાઙ્મનસં ક્ષયમવ્યવહૃતં[5] પ્રવર્તયન્નગમત્ ॥ ૨૧॥

કરે છે. (૧૩) હે વત્સ! જેમ દોરડાથી નાથવામાં આવેલું પશુ મનુષ્યોનો બોજ ખેંચે છે તેવી જ રીતે પરમાત્માની વેદવાણીરૂપી મોટા દોરડામાં સત્ત્વ વગેરે ગુણો, સાત્ત્વિક વગેરે કર્મો અને તેમનાં બ્રાહ્મણ વગેરે વાક્યોના મજબૂત દોરડાથી જકડાયેલા આપણે બધા તે શ્રીહરિની જ ઈચ્છા અનુસાર કર્મોમાં રત રહીએ છીએ અને તેના વડે તેમની પૂજા કરતા રહીએ છીએ. (૧૪) આપણા ગુણો અને આપણાં કર્મો અનુસાર પ્રભુએ આપણને જે યોનિમાં નાખી દીધા છે તેને જ સ્વીકારી લઈને, તેઓ જેવો પ્રબંધ કરે છે તે જ અનુસાર આપણે સુખ અથવા દુઃખ ભોગવતા રહીએ છીએ. આપણે તેમની ઈચ્છાનું એ પ્રમાણે અનુસરણ કરવું પડે છે, કે જેમ કોઈ આંધળાએ આંખવાળા મનુષ્યનું અનુસરણ કરવું પડે છે. (૧૫)

મુક્તિ પામેલો મનુષ્ય પણ પ્રારબ્ધનો ભોગ ભોગવતો રહીને ભગવાનની ઈચ્છા અનુસાર પોતાના શરીરને ધારણ કરે જ છે; બરાબર તેવી જ રીતે કે જેમ મનુષ્યની નિદ્રા તૂટી ગયા પછી પણ સ્વપ્નમાં અનુભવેલા પદાર્થોનું સ્મરણ રહે છે. આવી અવસ્થામાં પણ તેને અભિમાન થતું નથી અને વિષય-વાસનાના જે સંસ્કારોને કારણે બીજો જન્મ થાય છે તેમનો તે સ્વીકાર કરતો નથી. (૧૬) જે મનુષ્ય ઈન્દ્રિયોને વશીભૂત છે તે વન-વનમાં વિચરણ કરતો રહે તોપણ તેને જન્મ-મરણનો ભય ટકેલો જ રહે છે; કારણ કે જીત્યા વિનાના મન અને (પાંચ) ઈન્દ્રિયોરૂપી તેના છ શત્રુઓ ક્યારેય તેનો પીછો છોડતા નથી. જે બુદ્ધિમાન મનુષ્ય ઈન્દ્રિયોને જીતીને પોતાના આત્મામાં જ રમમાણ રહે છે તેનું તો ગૃહસ્થાશ્રમ પણ શું અહિત કરી શકે? (૧૭) જેને આ છ શત્રુઓને જીતવાની ઈચ્છા હોય તેણે સૌપ્રથમ તો ઘર-ગૃહસ્થીમાં રહીને જ તેમનો અત્યંત નિરોધ કરતા રહીને તેમને વશ કરવાનો પ્રયત્ન કરવો. કિલ્લામાં સુરક્ષિત રહીને યુદ્ધ કરનારો રાજા પોતાના પ્રબળ શત્રુઓને પણ જીતી લે છે. પછી જ્યારે આ શત્રુઓનું બળ અત્યંત ક્ષીણ થઈ જાય ત્યારે વિદ્વાન મનુષ્ય (પોતાની) ઈચ્છા અનુસાર વિચરણ કરી શકે છે. (૧૮) તું જોકે શ્રીકમળનાભ ભગવાનના ચરણકમળની કળી-રૂપ કિલ્લાને આશ્રયે રહીને આ છયે શત્રુઓને જીતી ચૂક્યો છે, તોપણ પહેલાં તે ભગવાને આપેલા ભોગો ભોગવ; ત્યારબાદ નિઃસંગ થઈને તું પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત થઈ જજે. (૧૯)

**શ્રીશુકદેવજી કહે છે** – ત્રણે લોકના ગુરુ શ્રીબ્રહ્માજીએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે પરમ ભાગવત પ્રિયવ્રતે (પોતે) નાનો હોવાને કારણે નમ્રતાપૂર્વક માથું નમાવી દીધું અને 'જેવી આજ્ઞા' એમ કહીને ઘણા આદરપૂર્વક તેમની આજ્ઞા માથે ચડાવી. (૨૦) ત્યારે સ્વાયંભુવ મનુએ પ્રસન્ન થઈને

૧. પ્રા. પા. – તન્ત્યાં । ૨. પ્રાચીન પ્રતમાં 'આસ્તે' શબ્દ ખંડિત છે. ૩. પ્રા. પા. – યદ્યપિ દુર્ગા૦ । ૪. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૫. પ્રા. પા. – ૦મવ્યવહિતમગમત્ ।

મનુરપિ પરેણૈવં પ્રતિસન્ધિતમનોરથઃ સુરર્ષિવરાનુમતેનાત્મજમખિલધરામણ્ડલસ્થિતિગુપ્તય આસ્થાપ્ય સ્વયમતિવિષમવિષયવિષજલાશયાશાયા[1] ઉપરરામ ॥ ૨૨॥ ઇતિ હ વાવ સ જગતીપતિરીશ્વરેચ્છયાધિનિવેશિત[2]કર્માધિકારોઽખિલજગદ્બન્ધધ્વંસનપરાનુભાવસ્ય ભગવત આદિપુરુષસ્યાઙ્ઘ્રિયુગલાનવરતધ્યાનાનુભાવેન પરિરન્ધિતકષાયાશયોઽવદાતોઽપિ માનવર્ધનો મહતાં મહીતલમનુશશાસ ॥ ૨૩॥ અથ ચ[3] દુહિતરં પ્રજાપતેર્વિશ્વકર્મણ ઉપયેમે બર્હિષ્મતીં નામ તસ્યામુ હ વાવ [4]આત્મજાનાત્મસમાનશીલગુણકર્મરૂપવીર્યોદારાન્ દશ ભાવયામ્બભૂવ કન્યાં ચ યવીયસીમૂર્જસ્વતીં નામ ॥ ૨૪॥ આગ્નીધ્રેધ્મજિહ્વયજ્ઞબાહુમહાવીરહિરણ્યરેતોઘૃતપૃષ્ઠસવનમેધાતિથિવીતિહોત્રકવય ઇતિ સર્વ એવાગ્નિનામાનઃ ॥ ૨૫॥ એતેષાં કવિર્મહાવીરઃ સવન ઇતિ ત્રય આસન્નૂર્ધ્વરેતસસ્ત આત્મવિદ્યાયામર્ભભાવાદારભ્ય કૃતપરિચયાઃ પારમહંસ્યમેવાશ્રમમભજન્ ॥ ૨૬॥ તસ્મિન્નુ[5] હ વા ઉપશમશીલાઃ પરમર્ષયઃ સકલજીવનિકાયાવાસસ્ય ભગવતો વાસુદેવસ્ય ભીતાનાં શરણભૂતસ્ય શ્રીમચ્ચરણારવિન્દાવિરતસ્મરણાવિગલિતપરમભક્તિયોગાનુભાવેન પરિભાવિતાન્તર્હૃદયાધિગતે ભગવતિ[6] સર્વેષાં ભૂતાનામાત્મભૂતે પ્રત્યગાત્મન્યેવાત્મનસ્તાદાત્મ્યમવિશેષેણ[7] સમીયુઃ ॥ ૨૭॥ અન્યસ્યામપિ જાયાયાં ત્રયઃ પુત્રા આસન્નુત્તમસ્તામસો રૈવત ઇતિ મન્વન્તરાધિપતયઃ[8] ॥ ૨૮॥

ભગવાન બ્રહ્માજીની પૂજા કરી. ત્યારપછી તેઓ મન અને વાણીના અવિષય, પોતાના આશ્રય તથા સર્વ-વ્યવહારોથી અતીત એવા પરબ્રહ્મનું ચિંતન કરતાં કરતાં પોતાના લોકમાં ચાલ્યા ગયા. આ સમયે પ્રિયવ્રત અને નારદજી સરળભાવે તેમના તરફ જોઈ રહ્યા હતા. (૨૧)

મનુજીએ આ પ્રમાણે બ્રહ્માજીની કૃપાથી પોતાનો મનોરથ પૂરો થઈ ગયા પછી દેવર્ષિ નારદની આજ્ઞાથી પ્રિયવ્રતને સમગ્ર ભૂમંડળના રક્ષણની જવાબદારી સોંપી દીધી અને પોતે વિષયોરૂપી વિષયુક્ત જળથી ભરેલા, તરવા દુષ્કર એવા ગૃહસ્થાશ્રમરૂપી જળાશયના ભોગો ભોગવવાની કામનામાંથી નિવૃત્ત થઈ ગયા. (૨૨) હવે પૃથ્વીપતિ મહારાજ પ્રિયવ્રત ભગવાનની ઇચ્છાથી રાજ્યશાસનના કાર્યમાં નિયુક્ત થયા. જેઓ સમસ્ત જગતને બંધનમાંથી મુક્ત કરાવવામાં અત્યંત સમર્થ છે તે આદિપુરુષ શ્રીભગવાનના ચરણયુગ્મનું નિરંતર ધ્યાન ધરતા રહેવાથી તેમના રાગ વગેરે બધા જ મળ જોકે નષ્ટ થઈ ચૂક્યા હતા અને તેમનું હૃદય પણ અત્યંત શુદ્ધ હતું, તેમ છતાં મોટેરાઓનું માન રાખવા માટે તેઓ પૃથ્વીનું શાસન કરવા લાગ્યા. (૨૩) ત્યારબાદ તેમણે પ્રજાપતિ વિશ્વકર્માની પુત્રી બર્હિષ્મતી સાથે લગ્ન કર્યું. તેનાથી તેમને દસ પુત્રો થયા. તેઓ બધા તેમના (પિતાના) જેવા શીલવાન, ગુણશાળી, કર્મનિષ્ઠ, રૂપવાન અને પરાક્રમી હતા. તેમનાથી નાની ઊર્જસ્વતી નામની એક પુત્રી પણ થઈ. (૨૪) તે પુત્રોનાં નામ આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ હતાં. આ બધાં નામો અગ્નિનાં પણ છે. (૨૫) એમાંથી કવિ, મહાવીર અને સવન – આ ત્રણ નૈષ્ઠિક બ્રહ્મચારી થયા. તેઓ બાલ્યાવસ્થાથી આત્મવિદ્યાનો અભ્યાસ કરતા રહ્યા અને અંતે તેમણે સંન્યાસાશ્રમ સ્વીકાર્યો. (૨૬) એ નિવૃત્તિપરાયણ મહર્ષિઓએ સંન્યાસાશ્રમમાં જ રહીને સમસ્ત જીવોના અધિષ્ઠાન અને ભવબંધનથી બીધેલા લોકોના આશ્રય – ભગવાન વાસુદેવનાં પરમ સુંદર ચરણકમળોનું નિરંતર ચિંતન કર્યું. તેનાથી પ્રાપ્ત થયેલા અખંડ અને શ્રેષ્ઠ ભક્તિયોગથી તેમનું અંતઃકરણ સર્વથા શુદ્ધ થઈ ગયું અને તેમાં શ્રીભગવાનનો આવિર્ભાવ થયો. ત્યારે શરીર વગેરે ઉપાધિઓની નિવૃત્તિ થઈ જવાથી તેમના આત્મા સમસ્ત જીવોના આત્મસ્વરૂપ સર્વાન્તર્યામી પરમાત્મા સાથે તદ્રૂપ થઈ ગયા. (૨૭) મહારાજ પ્રિયવ્રતની બીજી પત્નીથી ઉત્તમ, તામસ અને રૈવત – આ ત્રણ પુત્રો ઉત્પન્ન થયા, કે જેઓ પોતાના નામવાળા મન્વંતરોના અધિપતિ થયા. (૨૮)

---

૧. પ્રા. પા. – જલાશયાદુપરરામ । ૨. પ્રા. પા. – વિનિવેશિત૦ । ૩. પ્રા. પા. – અથ દુહિતરં । ૪. પ્રાચીન પ્રતમાં 'આત્મજાનાત્મ' એટલો ભાગ નથી. ૫. પ્રા. પા. – તસ્મિન્નિહ । ૬. પ્રાચીન પ્રતમાં 'ભગવતિ' - પાઠ નથી. ૭. પ્રા. પા. – ૦વાત્મતાદાત્મ્યવિશે૦ । ૮. પ્રા. પા. – મન્વન્તરાધિપતયઃ સભક્તિયોગાનુભાવેન ।

એવમુપશમાયનેષુ સ્વતનયેષ્વથ જગતીપતિર્જગતીમર્બુદાન્યેકાદશ પરિવત્સરાણામવ્યાહતાખિલપુરુષકારસારસમ્ભૃતદોર્દણ્ડયુગલાપીડિતમૌર્વીગુણસ્તનિતવિરમિતધર્મપ્રતિપક્ષો બર્હિષ્મત્યાશ્ચાનુદિનમેધમાનપ્રમોદ[1]પ્રસરણયૌષિ[2]ણ્યવ્રીડાપ્રમુષિતહાસાવલોકરુચિરક્ષ્વેલ્યાદિભિઃ પરાભૂયમાનવિવેક[3] ઈવાનવબુધ્યમાન ઈવ મહામના બુભુજે ॥ ૨૯॥

યાવદવભાસયતિ[4] સુરગિરિમનુપરિક્રામન્ ભગવાનાદિત્યો વસુધાતલમર્ધેનૈવ પ્રતપત્યર્ધેનાવચ્છાદયતિ તદા હિ ભગવદુપાસનોપચિતાતિપુરુષપ્રભાવસ્તદનભિનન્દન્ સમજવેન રથેન જ્યોતિર્મયેન રજનીમપિ દિનં કરિષ્યામીતિ સપ્તકૃત્વસ્તરણિમનુ પર્યક્રામદ્ દ્વિતીય ઈવ પતઙ્ગઃ ॥ ૩૦॥ યે વા ઉ હ તદ્રથચરણનેમિકૃતપરિખાતાસ્તે સપ્ત[5] સિન્ધવ આસન્ યત એવ કૃતાઃ સપ્ત ભુવો દ્વીપાઃ ॥ ૩૧॥ જમ્બૂપ્લક્ષશાલ્મલિકુશક્રૌઞ્ચશાકપુષ્કરસઞ્જ્ઞાસ્તેષાં પરિમાણં પૂર્વસ્માત્પૂર્વસ્માદુત્તર ઉત્તરો યથાસઙ્ખ્યં દ્વિગુણમાનેન[6] બહિઃ સમન્તત ઉપક્લૃપ્તાઃ ॥ ૩૨॥ ક્ષારોદેક્ષુરસોદસુરોદઘૃતોદક્ષીરોદદધિમણ્ડોદશુદ્ધોદાઃ સપ્ત જલધયઃ સપ્તદ્વીપપરિખા[7] ઈવાભ્યન્તરદ્વીપસમાના એકૈકશ્યેન[8] યથાનુપૂર્વં સપ્તસ્વપિ બહિર્દ્વીપેષુ પૃથક્પરિત[9] ઉપકલ્પિતાસ્તેષુ[10] જમ્બ્વાદિષુ બર્હિષ્મતીપતિરનુવ્રતાનાત્મજાનાગ્નીધ્રેધ્મજિહ્વયજ્ઞબાહુહિરણ્યરેતોઘૃતપૃષ્ઠમેધાતિથિવીતિહોત્રસઞ્જ્ઞાન્[11] [12]યથાસઙ્ખ્યેનૈકૈકસ્મિન્નેકમેવાધિપતિં વિદધે ॥ ૩૩॥ દુહિતરં ચોર્જસ્વતીં નામોશનસે પ્રાયચ્છદ્ યસ્યામાસીદ્ દેવયાની નામ કાવ્યસુતા ॥ ૩૪॥

આ પ્રમાણે કવિ વગેરે ત્રણ પુત્રોના નિવૃત્તિપરાયણ થઈ જવાથી રાજા પ્રિયવ્રતે અગિયાર અર્બુદ (અર્થાત્ એકસો દસ કરોડ) વર્ષો સુધી પૃથ્વીનું શાસન કર્યું. જ્યારે તેઓ પોતાની અખંડ પુરુષાર્થમયી અને શક્તિશાળી ભુજાઓથી ધનુષ્યની દોરી ખેંચીને ટંકાર કરતા હતા ત્યારે બધા જ ધર્મદ્રોહીઓ ભયથી ન જાણે ક્યાં સંતાઈ જતા હતા. પ્રાણપ્રિયા બર્હિષ્મતીના દિવસે-દિવસે વધતા આનંદપ્રમોદ અને અભ્યુત્થાન વગેરે ક્રીડાઓને કારણે તથા તેના સ્ત્રીજનને અનુરૂપ હાવભાવ, શરમથી સંકુચિત મંદહાસ્યયુક્ત નેત્રકટાક્ષ, મનભાવન વિનોદ વગેરેથી મહામના પ્રિયવ્રત આત્મસ્વરૂપમાં સ્થિત હોવા છતાં પણ જાણે વિવેકહીન વ્યક્તિની જેમ ભોગો ભોગવતા હોય એમ લાગતું હતું. (૨૯)

એકવાર તેમણે જ્યારે એવું જોયું કે ભગવાન સૂર્ય સુમેરુની પરિક્રમા કરતા રહીને લોક-આલોકપર્યન્ત પૃથ્વીના જેટલા ભાગને પ્રકાશિત કરે છે તેમાંનો અડધો જ પ્રકાશમાં રહે છે અને અડધામાં અંધકાર છવાયેલો રહે છે, તો તેમને તે ગમ્યું નહીં. ત્યારે તેમણે 'હું રાત્રિને પણ દિવસ બનાવી દઈશ' એવો સંકલ્પ કરી લઈને સૂર્યના જેવા જ વેગવાળા એક જ્યોતિમય રથ પર ચઢીને, જાણે બીજો સૂર્ય હોય તેવી જ રીતે, તે સૂર્યની પાછળ-પાછળ પૃથ્વીની સાત પરિક્રમાઓ કરી નાખી. ભગવાનની ઉપાસના (કરવા)થી તેમનો અલૌકિક પ્રભાવ ઘણો વધી ગયો હતો. (૩૦) તે સમયે તેમના રથનાં પૈડાંઓથી જે ચાસ (ચીલા) પડી ગયા તે જ સાત સમુદ્ર થયા; તેમનાથી પૃથ્વી પર સાત દ્વીપ થઈ ગયા. (૩૧) તેમનાં નામ ક્રમશઃ જંબૂ, પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર દ્વીપ છે. એમાંના પહેલા-પહેલા કરતાં પછી-પછીના દ્વીપનું પરિમાણ (કદ-વિસ્તાર) બમણું છે અને એ સમુદ્રની બહારના ભાગમાં પૃથ્વીની ચારે બાજુએ ફેલાયેલા છે. (૩૨) સાત સમુદ્રો ક્રમશઃ ખારા પાણીથી, શેરડીના રસથી, મદિરાથી, ઘીથી, દૂધથી, દહીંથી અને મીઠા પાણીથી ભરેલા છે. આ સાતે (સમુદ્રો) દ્વીપોની ખાઈઓ જેવા છે અને પરિમાણમાં પોતાની અંદરના દ્વીપ જેવડા છે. આમાંનો પ્રત્યેક (સમુદ્ર) અલગ-અલગ સાતે દ્વીપોને બહારથી ઘેરીને રહેલો છે.* બર્હિષ્મતી-પતિ મહારાજ પ્રિયવ્રતે પોતાના અનુયાયી પુત્રો આગ્નીધ્ર, ઈધ્મજિહ્વ, યજ્ઞબાહુ, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ,

૧. પ્રા. પા. – ૦પ્રમોદમોદપ્રસરણ૦ । ૨. પ્રા. પા. – ૦યૌષણ્યવ્રીડાપ્રમોદિત૦ । ૩. પ્રા. પા. – વિવેકો નાવબુધ્યમા૦ । ૪. પ્રા. પા. – યદેવાભાસયતિ । ૫. પ્રા. પા. – સપ્ત સપ્ત સિન્ધ૦ । ૬. પ્રા. પા. – દ્વિગુણેન બહિઃ સમન્તતઃ । ૭. પ્રા. પા. – દ્વીપશિખાભ્યન્તરે દ્વીપ૦ । ૮. પ્રા. પા. – એકૈકસ્યૈવ । ૯. પ્રા. પા. – પૃથક્ પરિધય ઉપકલ્પિતા૦ । ૧૦. પ્રા. પા. – તેષુ બર્હિષ્મતીપતિ૦ । ૧૧. પ્રા. પા. – વાહ૦ । ૧૨. પ્રા. પા. – યથાસંખ્યક્રમેકૈકસ્મિન્નેકમેવાધિ૦ ।

* આ ક્રમ આ પ્રકારે જાણવો જોઈએ – પ્રથમ જંબૂદ્વીપ છે, તેની ચારે બાજુ ક્ષાર સમુદ્ર છે. તે પ્લક્ષદ્વીપથી ઘેરાયેલો છે, તેની ચારે બાજુ શેરડીના રસનો સમુદ્ર છે. તે શાલ્મલિદ્વીપથી ઘેરાયેલો છે. તેની ચારે બાજુ મદિરાનો સમુદ્ર છે. તે પછી કુશદ્વીપ છે, તે ઘીના સમુદ્રથી ઘેરાયેલો છે. તેની બહાર ક્રૌંચદ્વીપ છે, તેની ચારે બાજુ દૂધનો સમુદ્ર છે. ત્યારપછી શાકદ્વીપ છે, તેને મઠાના સમુદ્રે ઘેરેલો છે. તેની ચારે બાજુ પુષ્કરદ્વીપ છે, તે મીઠા પાણીના સમુદ્રથી ઘેરાયેલો છે.

નૈવંવિધઃ પુરુષકાર ઉરુક્રમસ્ય
પુંસાં તદઙ્‌ઘ્રિરજસા જિતષડ્‌ગુણાનામ્ ।
ચિત્રં વિદૂરવિગતઃ સકૃદાદદીત[1]
યન્નામધેયમધુના સ[2] જહાતિ બન્ધમ્ ॥ ૩૫॥

સ એવમપરિમિતબલપરાક્રમ એકદા તુ દેવર્ષિ-ચરણાનુશયનાનુપતિતગુણવિસર્ગસંસર્ગેણાનિર્વૃત-મિવાત્માનં મન્યમાન આત્મનિર્વેદ ઇદમાહ ॥ ૩૬॥ અહો અસાધ્વનુષ્ઠિતં યદભિનિવેશિતોઽહમિન્દ્રિયૈ-રવિદ્યારચિતવિષમવિષયાન્ધકૂપે તદલમલમમુષ્યા વનિતાયા વિનોદમૃગં માં ધિગ્ધિગિતિ ગર્હયાઞ્ચકાર ॥ ૩૭॥ પરદેવતાપ્રસાદાધિગતાત્મપ્રત્યવમર્શેનાનુ-પ્રવૃત્તેભ્યઃ[3] પુત્રેભ્ય ઇમાં યથાદાયં વિભજ્ય[4] ભુક્તભોગાં ચ મહિષીં મૃતકમિવ સહ મહાવિભૂતિમપહાય સ્વયં નિહિતનિર્વેદો હૃદિ ગૃહીતહરિવિહારાનુભાવો ભગવતો નારદસ્ય પદવીં પુનરેવાનુસસાર ॥ ૩૮॥

તસ્ય હ વા એતે શ્લોકાઃ –

પ્રિયવ્રતકૃતં કર્મ કો નુ કુર્યાદ્વિનેશ્વરમ્ ।
યો નેમિનિમ્નૈરકરોચ્છાયાં ઘ્નન્ સપ્ત વારિધીન્ ॥ ૩૯॥

ભૂસંસ્થાનં કૃતં યેન સરિદ્‌ગિરિવનાદિભિઃ ।
સીમા ચ ભૂતનિર્વૃત્યૈ દ્વીપે દ્વીપે વિભાગશઃ ॥ ૪૦॥

મેધાતિથિ અને વીતિહોત્રમાંથી ક્રમશઃ પ્રત્યેકને ઉક્ત જંબૂ વગેરે દ્વીપોમાંના પ્રત્યેકનો રાજા બનાવ્યો. (૩૩) તેમણે પોતાની પુત્રી ઊર્જસ્વતીનું લગ્ન શુક્રાચાર્યજી સાથે કર્યું; તેનાથી જ શુક્રપુત્રી દેવયાનીનો જન્મ થયો. (૩૪) હે રાજન્! જેમણે ભગવાનનાં ચરણકમળોની રજના પ્રભાવથી શરીરના ભૂખ, તરસ, શોક, મોહ, જરા (વૃદ્ધત્વ) અને મૃત્યુ – આ છ ગુણોને અથવા મન સહિત છ ઇન્દ્રિયોને જીતી લીધાં છે તે ભગવદ્‌ભક્તોનો આવો પુરુષાર્થ હોય એ કોઈ આશ્ચર્યની વાત નથી; કારણ કે વર્ણમાંથી બહિષ્કૃત કરાયેલો ચાંડાલ વગેરે નીચ યોનિનો મનુષ્ય પણ ભગવાનના નામનું માત્ર એકવાર ઉચ્ચારણ કરવાથી તત્કાળ સંસારના બંધનમાંથી મુક્ત થઈ જાય છે. (૩૫)

આવા અપરિમિત (અસીમ) બળ-પરાક્રમથી યુક્ત મહારાજ પ્રિયવ્રત એક વાર, એવું વિચારવા લાગ્યા કે હું દેવર્ષિ નારદનાં ચરણોના શરણે ગયા પછી પણ ફરીથી પ્રપંચમાં કઈ રીતે ફસાઈ ગયો? આવું વિચારીને પોતાને બેચેન જેવા જોઈને, વિરક્ત થઈને મનોમન આ પ્રમાણે કહેવા લાગ્યા – (૩૬) 'અરે! ઘણું ખરાબ થયું! મારી વિષયલોલુપ ઇન્દ્રિયોએ મને અવિદ્યાજનિત વિષમ વિષયરૂપી આ અંધારા કૂવામાં ફેંકી દીધો! બસ, બસ, હવે ઘણું થઈ ગયું! અરે... રે! હું તો સ્ત્રીનો ક્રીડામૃગ જ બની ગયો! તેણે મને માંકડાની જેમ નચાવ્યો! મને ધિક્કાર છે, ધિક્કાર છે!' આ પ્રમાણે તેમણે પોતાની ઘણીઘણી નિર્ભર્ત્સના કરી. (૩૭) પરમ આરાધ્ય શ્રીહરિની કૃપાથી તેમની વિવેકવૃત્તિ જાગ્રત થઈ ગઈ. તેમણે આ સઘળી પૃથ્વી યથાયોગ્ય રીતે પોતાના અનુગત પુત્રોને વહેંચી આપી અને જેની સાથે તેમણે જાત-જાતના ભોગ ભોગવ્યા હતા તે પોતાની રાજરાણીનો સામ્રાજ્યલક્ષ્મી સહિત, એ રીતે ત્યાગ કર્યો; જેમ આપણે મૃતકનો ત્યાગ કરીએ છીએ. તેઓ હૃદયમાં વૈરાગ્ય ધારણ કરીને, ભગવાનની લીલાઓનું ચિંતન કરતા રહીને, તેના પ્રભાવથી, શ્રીનારદજીએ બતાવેલા માર્ગનું ફરીથી અનુસરણ કરવા લાગ્યા. (૩૮)

મહારાજ પ્રિયવ્રત વિષે આ લોકોક્તિ પ્રસિદ્ધ છે –

'રાજા પ્રિયવ્રતે જે કર્મ કર્યાં તે કર્મો સર્વશક્તિમાન ઈશ્વર સિવાય બીજું કોણ કરી શકે છે? તેમણે રાત્રિના અંધકારને નષ્ટ કર્યો. અને પોતાના રથનાં પૈડાંથી પડેલા ચાસથી જ સાત સમુદ્રો બનાવી દીધા. (૩૯) અને પ્રાણીઓની સુવિધા માટે (જેનાથી તેમનામાં પરસ્પર ક્લેશ ન થાય એ માટે) દ્વીપો વડે પૃથ્વીના વિભાગ કર્યા અને પ્રત્યેક દ્વીપમાં અલગ-અલગ નદી, પર્વત અને વન વગેરેથી તેની હદ નક્કી કરી દીધી. (૪૦)

૧. પ્રા. પા. – સુકૃદાદદીત । ૨. પ્રા. પા. – સહજાતિતત્ત્વમ્ । ૩. પ્રા. પા. – પ્રત્યવમર્ષોઽનુપરિનિવૃત્તસ્વપુત્રે૦ । ૪. પ્રા. પા. – વિભજ્ય ભોગં ચ ।

ભૌમં દિવ્યં માનુષં ચ મહિત્વં કર્મયોગજમ્ ।
યશ્ચક્રે નિરયૌપમ્યં પુરુષાનુજનપ્રિયઃ ॥ ૪૧॥

તેઓ ભગવદ્‌ભક્ત નારદજીના પ્રેમીભક્ત હતા. તેમણે પાતાળલોકને, દેવલોકને, મર્ત્યલોકને તથા કર્મ અને યોગની શક્તિથી પ્રાપ્ત થયેલા ઐશ્વર્યને પણ નરકતુલ્ય માન્યાં હતાં.' (૪૧)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે પ્રિયવ્રતવિજયે[1] પ્રથમોऽધ્યાયઃ ॥ ૧॥
પાંચમા સ્કંધ-અંતર્ગત પ્રિયવ્રતવિજયમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.

=★=

# બીજો અધ્યાય

## આગ્નીધ્રનું ચરિત્ર

*શ્રીશુક ઉવાચ*[2]

એવં પિતરિ સમ્પ્રવૃત્તે[3] તદનુશાસને વર્તમાન આગ્નીધ્રો[4] જમ્બૂદ્વીપૌકસઃ પ્રજા ઔરસવદ્ધર્માવેક્ષમાણઃ પર્યગોપાયત્ ॥ ૧॥ સ ચ કદાચિત્પિતૃલોકકામઃ[5] સુરવરવનિતાક્રીડાચલદ્રોણ્યાં ભગવન્તં વિશ્વસૃજાં પતિમાભૃતપરિચર્યોપકરણ આત્મૈકાગ્ર્યેણ તપસ્વ્યારાધયામ્બભૂવ ॥ ૨॥ તદુપલભ્ય ભગવાનાદિપુરુષઃ સદસિ ગાયન્તીં પૂર્વચિત્તિં નામાપ્સરસમભિયાપયામાસ ॥ ૩॥ સા ચ તદાશ્રમોપવનમતિરમણીયં વિવિધનિબિડવિટપિવિટપનિકરસંશ્લિષ્ટપુરટલતા[6]રૂઢસ્થલવિહઙ્ગમમિથુનૈઃ[7] પ્રોચ્યમાનશ્રુતિભિઃ પ્રતિબોધ્યમાનસલિલકુક્કુટકારણ્ડવકલહંસાદિભિર્વિચિત્રમુપકૂજિતામલજલાશયકમલાકરમુપ બભ્રામ ॥ ૪॥

તસ્યાઃ સુલલિતગમનપદવિન્યાસગતિવિલાસાયાશ્ચાનુપદં ખણખણાયમાનરુચિરચરણાભરણસ્વનમુપાકર્ણ્ય નરદેવકુમારઃ સમાધિયોગેનામીલિતનયનનલિનમુકુલયુગલ[8]મીષદ્વિકચય્ય[9] વ્યચષ્ટ ॥ ૫॥ [10]તામેવાવિદૂરે મધુકરીમિવ સુમનસ[11] ઉપજિઘ્રન્તીં દિવિજમનુજમનો[12]નયનાહ્લાદદુઘૈર્ગતિવિહારવ્રીડાવિનયાવલોકસુસ્વરાક્ષરાવયવૈર્મનસિ નૃણાં કુસુમાયુધસ્ય વિદધતીં વિવરં

**શ્રીશુકદેવજી કહે છે** – પિતા પ્રિયવ્રત આ પ્રમાણે તપસ્યામાં સંલગ્ન થઈ ગયા ત્યારે રાજા આગ્નીધ્ર તેમની આજ્ઞાનું અનુસરણ કરતા રહીને જમ્બૂદ્વીપની પ્રજાનું ધર્મ અનુસાર પુત્રવત્ પાલન કરવા લાગ્યા. (૧) એક વાર તેઓ પિતૃલોક (પામવા)ની કામનાથી સત્પુત્રની પ્રાપ્તિ માટે પૂજાની બધી સામગ્રી એકઠી કરીને સુર-સુંદરીઓના ક્રીડાસ્થળ મંદરાચલની એક ઘાટી (પહાડી પ્રદેશ)માં ગયા અને તપસ્યામાં તત્પર થઈને એકાગ્રચિત્તે પ્રજાપતિઓના પતિ શ્રીબ્રહ્માજીની આરાધના કરવા લાગ્યા. (૨) આદિદેવ ભગવાન બ્રહ્માજીએ તેમની અભિલાષા જાણી લીધી. તેથી પોતાની સભાની ગાયિકા પૂર્વચિત્તિ નામની અપ્સરા તેમની પાસે મોકલી. (૩) આગ્નીધ્રજીના આશ્રમની પાસે એક અત્યંત રમણીય ઉપવન હતું. તેમાં તે અપ્સરા વિચરણ કરવા લાગી. તે ઉપવનમાં જાત-જાતનાં ગીચ વૃક્ષોની ડાળીઓ પર સોનેરી વેલીઓ ફેલાયેલી હતી. તેમના પર બેઠેલાં મોર વગેરે ઘણી જાતનાં સ્થળચર પક્ષીઓનાં યુગલો સમધુર બોલીઓ બોલી રહ્યાં હતાં. તેમનો ષડ્જ વગેરે સ્વરોથી યુક્ત ધ્વનિ સાંભળીને સચેત થયેલાં જળકૂકડી, કારંડવ, કલહંસ વગેરે જળચર પક્ષીઓ વિવિધ પ્રકારે કલરવ કરવા લાગતાં હતાં. એનાથી ત્યાંનાં કમળવનોથી સુશોભિત નિર્મળ સરોવરો ગુંજન કરવા લાગતાં હતાં. (૪)

પૂર્વચિત્તિની વિલાસપૂર્ણ સુ-લલિત ગતિવિધિથી અને પાદવિન્યાસ (ચાલ)ની શૈલીથી ડગલે-ડગલે તેનાં ચરણોનાં નૂપુરોનો ઝણકાર થઈ ઊઠતો હતો. તેનો મનોહર ધ્વનિ સાંભળીને રાજકુમાર આગ્નીધ્રે સમાધિયોગ વડે મીંચેલાં, કમળકળીઓ જેવાં સુંદર પોતાનાં નેત્રો જરાક જેટલાં ખોલીને જોયું તો પાસે જ તેમને તે અપ્સરા દેખાઈ. ભમરીની જેમ

૧. પ્રાચીન પ્રતમાં 'પ્રિયવ્રતવિજયે' – એટલો ભાગ નથી. ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' – એટલો ભાગ નથી. ૩. પ્રાચીન પ્રતમાં 'સમ્પ્રવૃત્તે' – એટલો ભાગ ખંડિત છે. ૪. પ્રા. પા. – અગ્નિધ્રો । ૫. પ્રાચીન પ્રતમાં 'પિતૃલોકકામઃ'થી માંડીને 'સદસિ ગાયન્તીં' સુધીનો ભાગ નથી. ૬. પ્રા. પા. – ૦વિટપિનિકટપુરટલતા૦ । ૭. પ્રા. પા. – વિહગ૦ । ૮. પ્રાચીન પ્રતમાં 'યુગલ' પાઠ નથી. ૯. પ્રા. પા. – ૦મીષદ્વિહસ્ય । ૧૦. પ્રા. પા. – તામેવ દૂરે । ૧૧. પ્રાચીન પ્રતમાં 'સુમનસ' પાઠ ખંડિત છે. ૧૨. પ્રાચીન પ્રતમાં '૦મનો૦' પાઠ નથી.

[1]નિજમુખવિગલિતામૃતાસવસહાસભાષણામોદ-મદાન્ધમધુકરનિકરોપરોધેન દ્રુતપદવિન્યાસેન[2] વલ્ગુસ્પન્દનસ્તનકલશકબરભારરશનાં દેવીં તદવલોકનેન વિવૃતાવસરસ્ય ભગવતો મકરધ્વજસ્ય વશમુપનીતો જડવદિતિ હોવાચ ॥ ૬॥

કા ત્વં ચિકીર્ષસિ ચ કિં મુનિવર્ય શૈલે[3]
માયાઽસિ કાપિ ભગવત્પરદેવતાયાઃ ।
વિજ્યે બિભર્ષિ ધનુષી સુહૃદાત્મનોઽર્થે
કિં વા મૃગાન્ મૃગયસે વિપિને પ્રમત્તાન્ ॥ ૭॥

બાણાવિમૌ ભગવતઃ શતપત્રપત્રૌ
શાન્તાવપુઙ્ખરુચિરાવતિતિગ્મદન્તૌ ।
કસ્મૈ યુયુઙ્ક્ષસિ વને વિચરન્ન વિદ્મઃ
ક્ષેમાય નો જડધિયાં તવ વિક્રમોઽસ્તુ ॥ ૮॥

શિષ્યા ઇમે ભગવતઃ પરિતઃ પઠન્તિ
ગાયન્તિ સામ સરહસ્યમજસ્રમીશમ્ ।
યુષ્મચ્છિખાવિલુલિતાઃ સુમનોઽભિવૃષ્ટીઃ
સર્વે ભજન્ત્યૃષિગણા ઇવ વેદશાખાઃ ॥ ૯॥

વાચં પરં ચરણપઞ્જરતિત્તિરીણાં
બ્રહ્મન્નરૂપમુખરાં શૃણવામ તુભ્યમ્ ।
લબ્ધા કદમ્બરુચિરઙ્કવિટઙ્કબિમ્બે
યસ્યામલાતપરિધિઃ ક્વ ચ વલ્કલં તે ॥ ૧૦॥

તે પ્રત્યેક પુષ્પ પાસે જઈને તેને સૂંઘતી હતી તથા દેવતાઓ અને મનુષ્યોનાં મન અને નયનોને આહ્લાદિત કરનારી પોતાની વિલાસપૂર્ણ ગતિ (ચાલ), ક્રીડા-ચાપલ્ય, લજ્જા અને વિનયયુક્ત દૃષ્ટિ, સુમધુર વાણી તથા મનોહર અંગો-અવયવોથી પુરુષોના હૃદયમાં કામદેવના પ્રવેશ માટે જાણે કે દ્વાર બનાવી દેતી હતી. જ્યારે તે હસી-હસીને બોલવા લાગતી ત્યારે એવું પ્રતીત થતું હતું કે જાણે તેના મુખમાંથી અમૃતમય માદક મધ ઝરી રહ્યું છે. તેના ઉચ્છ્વાસની ગંધથી મદાંધ થઈને ભમરાઓ તેના મુખકમળને ઘેરી લેતા હતા ત્યારે તે તેમનાથી બચવા માટે જલદી જલદી પગ ઉપાડીને ચાલતી, તો તેના કુચકળશ (કળશ જેવા સ્તન), વેણી અને કંદોરો હાલવાથી ઘણાં જ સોહામણાં લાગતાં હતાં. આ બધું જોવાથી ભગવાન કામદેવને આગ્નીધ્રના હૃદયમાં પ્રવેશવાની તક મળી ગઈ. તેઓ તેમને આધીન થઈને તે (અપ્સરા)ને પ્રસન્ન કરવા માટે ઉન્મત્તની જેમ આ પ્રમાણે કહેવા લાગ્યા – (૫-૬)

'હે મુનિવર્ય! તું કોણ છે? આ પર્વત પર તું શું કરવા ઇચ્છે છે? તું પરમપુરુષ શ્રીનારાયણની કોઈ માયા તો નથીને? (ભવાં તરફ સંકેત કરીને) મિત્ર! તેં દોરી (પ્રત્યંચા) વિનાનાં આ બે ધનુષ્ય શા માટે ધારણ કર્યાં છે? એમનાથી શું તારું પોતાનું કોઈ પ્રયોજન છે, કે પછી આ સંસાર-અરણ્યમાં મારા જેવાં મત્ત મૃગોનો શિકાર કરવા ઇચ્છે છે? (૭) (નેત્રકટાક્ષો તરફ સંકેત કરીને) તારાં આ બે બાણ તો ઘણાં સુંદર અને તીણાં છે. અહો! એમાં કમળદલની પાંખડીઓ છે, દેખાવમાં ઘણાં શાંત છે અને છે પણ પીંછાં* વિનાનાં. અહીં વનમાં વિચરતાં તું એમને કોના પર છોડવા ઇચ્છે છે એ અમે જાણતા નથી. મારી એટલી જ માગણી છે કે તારું આ પરાક્રમ અમારા જેવા જડબુદ્ધિઓ માટે કલ્યાણકારી થાઓ. (૮) (ભવાં તરફ જોઈને) હે ભગવન્! તારી ચારે બાજુએ આ જે શિષ્યો અધ્યયન કરી રહ્યા છે તેઓ તો નિરંતર રહસ્યયુક્ત સામ-ગાન કરતાં કરતાં જાણે ભગવાનની સ્તુતિ કરી રહ્યા હોય અને જેમ ઋષિઓ વેદની શાખાઓનું અનુકરણ કરે છે તેવી જ રીતે આ બધા તારા ચોટલામાંથી ખરેલાં પુષ્પોનું સેવન કરી રહ્યા છે. (૯) (નૂપુરધ્વનિ તરફ સંકેત કરીને) હે બ્રહ્મન્! તારાં ચરણોરૂપી પિંજરાંઓમાં જે તેતર પુરાયેલાં છે તેમનો ધ્વનિ તો સંભળાય છે પણ તેમનું રૂપ જોવામાં આવતું નથી. (કરધની સહિત પીળી સાડીમાં અંગની કાન્તિની ઉત્પ્રેક્ષા કરીને) તારા નિતંબો પર કદંબનાં પુષ્પો જેવી આ આભા ક્યાંથી આવી? એમની

---

૧. પ્રા. પા. – નિજમુખભાષણામોદમદા૦ । ૨. પ્રા. પા. – દ્રુતપદન્યાસેન । ૩. પ્રા. પા. – શીલે ।

* બાણનો પાછળનો ભાગ.

કિં સમ્ભૃતં રુચિરયોર્દ્વિજ શૃઙ્ગયોસ્તે
મધ્યે કૃશો વહસિ યત્ર દશિઃ શ્રિતા[૧] મે ।
પઙ્કોઽરુણઃ સુરભિરાત્મવિષાણ ઈદૃગ્
યેનાશ્રમં સુભગ મે સુરભીકરોષિ[૨] ॥ ૧૧॥

લોકં પ્રદર્શય સુહૃત્તમ તાવકં મે
યત્રત્ય ઈત્થમુરસાઽવયવાવપૂર્વૌ ।
અસ્મદ્વિધસ્ય મનઉન્નયનૌ[૩] બિભર્તિ
બહ્વદ્ભુતં [૪]સરસરાસસુધાદિ વક્ત્રે ॥ ૧૨॥

કા વાઽઽત્મવૃત્તિરદનાદ્ધવિરઙ્ગ વાતિ
વિષ્ણોઃ કલાસ્યનિમિષોન્મકરૌ ચ કર્ણૌ ।
ઉદ્વિગ્નમીનયુગલં દ્વિજપઙ્ક્તિશોચિ-
રાસન્નભૃઙ્ગનિકરં સરઈન્મુખં તે ॥ ૧૩॥

યોઽસૌ ત્વયા કરસરોજહતઃ પતઙ્ગો
દિક્ષુ ભ્રમન્ ભ્રમત એજયતેઽક્ષિણી મે[૫] ।
મુક્તં ન તે સ્મરસિ વક્રજટાવરૂથં
કષ્ટોઽનિલો હરતિ લમ્પટ એષ નીવીમ્ ॥ ૧૪॥

રૂપં તપોધન તપશ્ચરતાં તપોઘ્નં
હ્યેતત્તુ કેન તપસા ભવતોપલબ્ધમ્[૬] ।
ચર્તું તપોઽર્હસિ મયા સહ મિત્ર મહ્યં
કિં વા પ્રસીદતિ સ વૈ ભવભાવનો મે[૭] ॥ ૧૫॥

ન ત્વાં ત્યજામિ દયિતં[૮] દ્વિજ દેવદત્તં
યસ્મિન્મનો દૃગપિ નો ન વિયાતિ લગ્નમ્ ।
માં ચારુશૃઙ્ગ્યર્હસિ નેતુમનુવ્રતં તે
ચિત્તં યતઃ પ્રતિસરન્તુ શિવાઃ સચિવ્યઃ ॥ ૧૬॥

ઉપર તો અંગારાઓના મંડળ જેવું પણ દેખાય છે; પરંતુ તારું વલ્કલવસ્ત્ર ક્યાં છે? (૧૦) (ચંદનચર્ચિત સ્તનોને લક્ષિત કરીને) હે દ્વિજવર! તારાં આ બંને સુંદર શીંગોમાં શું ભરેલું છે? અવશ્ય તેમનામાં ઘણાં અમૂલ્ય રત્નો ભરેલાં છે, તેનાથી જ તો તારો મધ્યભાગ (કટિપ્રદેશ) આટલો કૃશ હોવા છતાં પણ તું એમનો બોજ વહી રહી છે. અહીં જઈને તો મારી દૃષ્ટિ પણ જાણે રોકાઈ ગઈ છે અને હે સુભગા! આ શીંગો પર તેં આ લાલ-લાલ લેપ જેવું શું લગાડ્યું છે? તેની ગંધથી તો મારો આખો આશ્રમ મહેકી ઊઠ્યો છે. (૧૧) હે મિત્રવર! મને તો તું પોતાનો દેશ બતાવ જ, કે જ્યાંના નિવાસીઓ પોતાનાં વક્ષઃસ્થળો પર આવાં અદ્‌ભુત અવયવો ધારણ કરે છે, જેમણે અમારા જેવાં પ્રાણીઓનાં ચિત્તોને ક્ષુબ્ધ કરી દીધાં છે તથા જેઓ મુખમાં વિચિત્ર હાવભાવ, સુંદર ભાષણ અને અધરામૃત જેવી અનોખી વસ્તુઓ રાખે છે. (૧૨)

હે પ્રિયવર! તારો આહાર શો છે, કે જેને આરોગવાથી તારા મુખેથી હવન-સામગ્રીના જેવી સુગંધ ફેલાઈ રહી છે? લાગે છે કે તું વિષ્ણુ ભગવાનની કોઈ કળા જ છે; તેથી તારા કાનોમાં ક્યારેય પલકારો નહીં મારનારાં મગરના આકારનાં બે કુંડળ છે. તારું મુખ એક સુંદર સરોવર જેવું છે. તેમાં તારી ચંચળ આંખો, કાંપતી બે માછલીઓ જેવી, દંતપંક્તિ હંસો જેવી અને વાંકડિયાળી કેશલટાઓ ભમરાઓ જેવી શોભાયમાન છે. (૧૩) તું જ્યારે પોતાનાં કરકમળો વડે થાપ (ટપલી) મારીને તે દડાને ઉછાળે છે ત્યારે એ દિશા-વિદિશાઓમાં જતો મારી આંખોને તો ચંચળ કરી જ મૂકે છે, સાથે સાથે મારા મનમાં પણ ખળભળાટ પેદા કરી દે છે. તારો વાંકો જટાસમૂહ ખૂલી ગયો છે, તું એને સંભાળતો નથી? અરે! આ ધૂર્ત વાયુ કેવો દુષ્ટ છે કે જે વારંવાર તારા કટિ-વસ્ત્રને ઉડાડી મૂકે છે! (૧૪) હે તપોધન! તપસ્વીઓના તપને ભ્રષ્ટ કરનારું આ અનુપમ રૂપ તેં કયા તપના પ્રભાવે મેળવ્યું છે? મિત્ર! આવ, થોડા દિવસ મારી સાથે રહીને તપસ્યા કર અથવા ક્યાંક વિશ્વનો વિસ્તાર કરવાની ઈચ્છાથી બ્રહ્માજીએ જ તો મારા પર કૃપા નથી કરીને! (૧૫) સાચે જ, તું બ્રહ્માજીએ જ આપેલી પ્રિય ભેટ છે; હવે હું તને છોડી શકું નહીં. તારામાં તો મારાં મન અને આંખો એવાં અટવાઈ ગયાં છે કે અન્યત્ર જવા જ ઈચ્છતાં નથી. હે સુંદર શીંગોવાળા! તારું જ્યાં (જવાનું) મન હોય, મને પણ ત્યાં જ લઈ જા. હું તો તારો અનુચર છું અને તારી આ મંગલમયી સખીઓ પણ (ભલે) આપણી સાથે જ રહે.' (૧૬)

૧. પ્રા. પા. – સૂતા મે । ૨. પ્રા. પા. – સુરભિં કરોષિ । ૩. પ્રા. પા. – ઉન્નયનૈર્બિભર્તિ । ૪. પ્રા. પા. – સ્મરસરાસસુધાદિ । ૫. પ્રા. પા. – તે । ૬. પ્રા. પા. – ભવતેહ લબ્ધમ્ । ૭. પ્રા. પા. – ૦ભાવનોઽસૌ । ૮. પ્રા. પા. – દયિતાં ।

*શ્રીશુક ઉવાચ*[૧]

**ઇતિ લલનાનુનયાતિવિશારદો ગ્રામ્યવૈદગ્ધ્યયા પરિભાષયા તાં વિબુધવધૂં વિબુધમતિરધિ સભાજયામાસ ॥ ૧૭॥ સા ચ તતસ્તસ્ય વીરયૂથપતેર્બુદ્ધિશીલરૂપવયઃશ્રિયૌદાર્યેણ[૨] પરાક્ષિપ્તમનાસ્તેન[૩] સહાયુતાયુતપરિવત્સરોપલક્ષણં[૪] કાલં[૫] જમ્બૂદ્વીપપતિના ભૌમસ્વર્ગભોગાન્[૬] બુભુજે ॥ ૧૮॥ તસ્યામુ હ વા આત્મજાન્[૭] સ રાજવર[૮] આગ્નીધ્રો નાભિકિમ્પુરુષહરિવર્ષેલાવૃત-[૯] રમ્યકહિરણ્મયકુરુભદ્રાશ્વકેતુમાલસઞ્જ્ઞાન્નવ પુત્રાનજનયત્ ॥ ૧૯॥**

**સા સૂત્વાઽથ સુતાન્નવાનુવત્સરં ગૃહ એવાપહાય પૂર્વચિત્તિર્ભૂય એવાજં દેવમુપતસ્થે ॥ ૨૦॥ આગ્નીધ્રસુતાસ્તે માતુરનુગ્રહાદૌત્પત્તિકેનૈવ સંહનનબલોપેતાઃ પિત્રા વિભક્તા આત્મતુલ્યનામાનિ યથાભાગં[૧૦] જમ્બૂદ્વીપવર્ષાણિ બુભુજુઃ ॥ ૨૧॥ આગ્નીધ્રો રાજાઽતૃપ્તઃ કામાનામપ્સરસમેવાનુદિનમધિ-[૧૧]મન્યમાનસ્તસ્યાઃ સલોકતાં શ્રુતિભિરવારુન્ધ યત્ર પિતરો માદયન્તે[૧૨] ॥ ૨૨॥ સમ્પરેતે પિતરિ નવ ભ્રાતરો મેરુદુહિતૄર્મેરુદેવીં પ્રતિરૂપામુગ્રદંષ્ટ્રીં લતાં રમ્યાં[૧૩] શ્યામાં નારીં ભદ્રાં દેવવીતિમિતિ[૧૪] સઞ્જ્ઞા નવોદવહન્[૧૫] ॥ ૨૩॥**

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્ ! આગ્નીધ્ર દેવો જેવા બુદ્ધિમાન અને સ્ત્રીઓને પ્રસન્ન કરવામાં ઘણા કુશળ હતા. તેમણે આ પ્રકારની રતિ-માધુર્યપૂર્ણ મીઠી-મીઠી વાતોથી તે અપ્સરાને પ્રસન્ન કરી દીધી. (૧૭) વીરસમાજમાં અગ્રગણ્ય આગ્નીધ્રની બુદ્ધિ, શીલ, રૂપ, અવસ્થા, લક્ષ્મી અને ઉદારતાથી આકર્ષાઇને તે અપ્સરા જમ્બૂદ્વીપના તે અધિપતિની સાથે કેટલાંક હજાર વર્ષો સુધી પૃથ્વી અને સ્વર્ગના ભોગ ભોગવતી રહી. (૧૮) ત્યાર બાદ નૃપશ્રેષ્ઠ આગ્નીધ્રે તેના ગર્ભથી નાભિ, કિંપુરુષ, હરિવર્ષ, ઇલાવૃત્ત, રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ અને કેતુમાલ નામના નવ પુત્રો ઉત્પન્ન કર્યા. (૧૯)

આ પ્રમાણે નવ વર્ષોમાં પ્રતિવર્ષ એકના ક્રમથી નવ પુત્રો ઉત્પન્ન કરીને પૂર્વચિત્તિ તેમને રાજભવનમાં જ છોડીને, ફરી બ્રહ્માજીની સેવામાં હાજર થઈ ગઈ. (૨૦) આગ્નીધ્રના આ પુત્રો માતાના અનુગ્રહથી સ્વાભાવિક જ સુડોળ અને સબળ શરીરવાળા હતા. આગ્નીધ્રે જંબૂદ્વીપના વિભાગ કરીને તેમના જ જેવા નામવાળા નવ વર્ષ (ભૂખંડ-દેશ) બનાવ્યા અને તેમને એક-એક પુત્રને સોંપી દીધા. ત્યારે તે બધા પોતપોતાના દેશનું રાજ્ય ભોગવવા લાગ્યા. (૨૧) મહારાજ આગ્નીધ્ર રોજેરોજ ભોગો ભોગવતા રહ્યા, છતાં પણ તેમનાથી અતૃપ્ત જ રહ્યા. તેઓ તે અપ્સરાને જ પરમ પુરુષાર્થ સમજતા હતા. તેથી તેમણે વૈદિક કર્મો વડે તે જ લોક પ્રાપ્ત કર્યો, કે જ્યાં પિતૃઓ પોતાનાં સુકૃતો (પુણ્યકર્મો) અનુસાર જાતજાતના ભોગોમાં મસ્ત રહે છે. (૨૨) પિતા પરલોક સિધાવી ગયા ત્યારે નાભિ વગેરે નવ ભાઈઓએ મેરુની મેરુદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા અને દેવવીતિ નામની નવ પુત્રીઓ સાથે લગ્ન કર્યાં. (૨૩)

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે[૧૬] આગ્નીધ્રવર્ણનં નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**

**પાંચમા સ્કંધ-અંતર્ગત આગ્નીધ્રવર્ણન નામનો બીજો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૨. પ્રા. પા. – ૦રૂપવિદ્યાવયઃ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'તે' પાઠ ખંડિત છે. ૪. પ્રાચીન પ્રતમાં 'યુ' પાઠ ખંડિત છે. ૫. પ્રાચીન પ્રતમાં 'કાલં' પાઠ ખંડિત છે. ૬. પ્રા. પા. – ભૂમિ૦ । ૭. પ્રાચીન પ્રતમાં '૦જાન્' પાઠ ખંડિત છે. ૮. પ્રા. પા. – રાજવર્ય । ૯. પ્રાચીન પ્રતમાં '૦વૃતરમ્યકહિરણ્મય'થી માંડીને 'આત્મતુલ્યનામાનિ' સુધીનો ભાગ ખંડિત છે. ૧૦. પ્રા. પા. – યથાવિભાગં । ૧૧. પ્રા. પા. – ૦મધિગમ્યમાન૦ । ૧૨. પ્રા. પા. – મોદયન્તે । ૧૩. પ્રા. પા. – રામાં નારીં । ૧૪. પ્રાચીન પ્રતમાં '૦મિતિ' પાઠ નથી. ૧૫. પ્રા. પા. – સંજ્ઞા અવહન્ । ૧૬. પ્રા. પા. – પઞ્ચમે સ્કન્ધે દ્વિતીયોઽધ્યાયઃ ।

# ત્રીજો અધ્યાય

## રાજા નાભિનું ચરિત્ર

*શ્રીશુક ઉવાચ*[1]

નાભિરપત્યકામોઽપ્રજયા મેરુદેવ્યા ભગવન્તં યજ્ઞપુરુષમવહિતાત્માઽયજત[2] ॥૧॥ તસ્ય[3] હ વાવ શ્રદ્ધયા વિશુદ્ધભાવેન યજતઃ પ્રવર્ગ્યેષુ પ્રચરત્સુ દ્રવ્યદેશકાલમન્ત્રર્ત્વિગ્દક્ષિણાવિધાનયોગોપપત્ત્યા દુરધિગમોઽપિ ભગવાન્ ભાગવતવાત્સલ્યતયા સુપ્રતીક આત્માનમપરાજિતં નિજજનાભિપ્રેતાર્થવિધિત્સયા[4] ગૃહીતહૃદયો હૃદયઙ્ગમં મનોનયનાનન્દનાવયવાભિરામમાવિશ્ચકાર ॥ ૨॥ અથ હ તમાવિષ્કૃતભુજયુગલદ્વયં હિરણ્મયં પુરુષવિશેષં કપિશકૌશેયામ્બરધરમુરસિ વિલસચ્છ્રીવત્સલલામં દરવરવનરુહવનમાલાચ્છૂર્યમૃતમણિગદાદિભિરુપલક્ષિતં સ્ફુટકિરણપ્રવરમુકુટકુણ્ડલકટકકટિસૂત્રહારકેયૂરનૂપુરાદ્યઙ્ગભૂષણવિભૂષિતમૃત્વિક્સદસ્યગૃહપતયોઽધના ઈવોત્તમધનમુપલભ્ય સબહુમાનમર્હણેનાવનતશીર્ષાણ ઉપતસ્થુઃ ॥ ૩॥

*ઋત્વિજ ઊચુઃ*[5]

અર્હસિ મુહુરર્હત્તમાર્હણમસ્માકમનુપથાનાં નમો નમ ઈત્યેતાવત્સદુપશિક્ષિતં કોઽર્હતિ પુમાન્ પ્રકૃતિગુણવ્યતિકરમતિરનીશ ઈશ્વરસ્ય[6] પરસ્ય પ્રકૃતિપુરુષયોરર્વાક્તનાભિર્નામરૂપાકૃતિભી રૂપનિરૂપણમ્ ॥ ૪॥ સકલજનનિકાયવૃજિનનિરસનશિવતમપ્રવરગુણગણૈકદેશકથનાદતે ॥ ૫॥ પરિજનાનુરાગવિરચિત-

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આગ્નીધ્રના પુત્ર નાભિને કોઈ સંતાન ન હતું, તેથી તેમણે પોતાની પત્ની મેરુદેવીની સાથે, પુત્રની કામનાથી ભગવાન યજ્ઞપુરુષનું એકાગ્રતાપૂર્વક યજન કર્યું. (૧) જોકે સુંદર અંગોવાળા શ્રીભગવાન દ્રવ્ય, દેશ, કાળ, મંત્ર, ઋત્વિજ, દક્ષિણા અને વિધિ - યજ્ઞનાં આ સાધનોથી સહજપણે મળતા નથી, તોપણ તેઓ ભક્તો પર કૃપા તો કરે જ છે. તેથી મહારાજ નાભિએ જ્યારે શ્રદ્ધાપૂર્વક વિશુદ્ધભાવે તેમની આરાધના કરી ત્યારે ભગવાનનું ચિત્ત પોતાના ભક્તનું અભીષ્ટ કાર્ય કરવા માટે ઉત્સુક થઈ ગયું. જોકે તેમનું સ્વરૂપ સર્વથા સ્વતંત્ર છે. તોપણ તેમણે પ્રવર્ગ્ય-કર્મનું અનુષ્ઠાન થતી વેળાએ તે સ્વરૂપને, મન અને નેત્રોને આનંદ આપતાં અવયવોવાળી અતિ સુંદર હૃદયાકર્ષક મૂર્તિમાં પ્રગટ કર્યું. (૨) તેમના શ્રીઅંગ પર રેશમી પીતાંબર હતું; વક્ષઃસ્થળ પર સુમનોહર શ્રીવત્સનું ચિહ્ન સુશોભિત હતું; ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ તથા ગળામાં વનમાળા અને કૌસ્તુભમણિની શોભા હતી. સમગ્ર શરીર અંગ-પ્રત્યંગની કાન્તિને વધારનારાં કિરણ સમૂહથી યુક્ત હતું. મુગટ, કુંડળ, કંકણ, કટિમેખલા, હાર, બાજુબંધ,નૂપુર વગેરે આભૂષણોથી વિભૂષિત હતું. આવા પરમ તેજસ્વી, ચતુર્ભુજ-મૂર્તિ પુરુષવિશેષને પ્રગટ થયેલા જોઈને ઋત્વિજ, સદસ્ય, યજમાન વગેરે તમામ લોકો એવા આહ્લાદિત થયા કે જેમ નિર્ધન મનુષ્ય અપાર ધનરાશિ મેળવીને ખુશીથી ફૂલ્યો સમાતો નથી. પછી બધાએ માથું નમાવીને અત્યંત આદરપૂર્વક અર્ઘ્ય વડે પ્રભુની પૂજા કરી અને ઋત્વિજોએ તેમની સ્તુતિ કરી. (૩)

**ઋત્વિજોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પૂજ્યતમ! અમે આપના અનુગત ભક્તો છીએ, આપ અમારા વારંવાર પૂજનીય છો. પરંતુ આપની પૂજા કરવાનું અમે શું જાણીએ? અમે તો વારંવાર આપને નમસ્કાર કરીએ છીએ – આટલું જ અમને મહાપુરુષોએ શીખવ્યું છે. આપ પ્રકૃતિ અને પુરુષથી પણ પર છો; તો પછી પ્રાકૃત ગુણોના કાર્યભૂત આ પ્રપંચમાં બુદ્ધિ ફસાઈ જવાથી, આપના ગુણગાન કરવામાં સર્વથા અસમર્થ એવો કયો મનુષ્ય છે કે જે પ્રાકૃત નામ, રૂપ અને આકૃતિ વડે આપના સ્વરૂપનું નિરૂપણ કરી શકે? આપ સાક્ષાત્ પરમેશ્વર છો. (૪) આપના પરમ મંગલમય ગુણો સમસ્ત પ્રજાનાં દુઃખોનું દમન કરનારા છે.

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૨. પ્રાચીન પ્રતમાં '૦મવ૦' પાઠ ખંડિત છે. ૩. પ્રા. પા. – તસ્ય હ વાવેતિ । ૪. પ્રા. પા. – ૦જનાભિપ્રાયાર્થ૦ । ૫. પ્રાચીન પ્રતમાં 'ઋત્વિજ ઊચુઃ' પાઠ નથી. ૬. પ્રાચીન પ્રતમાં 'ઈશ્વરસ્ય' પાઠ નથી.

[1]શબલસંશબ્દસલિલ[2]સિતકિસલય[3]તુલસિકાદૂર્વાઙ્કુરૈ-રપિ સમ્ભૃતયા[4] સપર્યયા કિલ પરમ પરિતુષ્યસિ ॥ ૬॥

અથાનયાઽપિ ન ભવત[5] ઈજ્યયોરુભારભરયા સમુચિતમર્થમિહોપલભામહે ॥ ૭॥આત્મન એવાનુસવન-મઞ્જસાઽવ્યતિરેકેણ[6] બોભૂયમાનાશેષપુરુષાર્થસ્વરૂપસ્ય કિન્તુ નાથાશિષ આશાસાનાનામેતદભિસંરાધનમાત્રં ભવિતુમર્હતિ ॥ ૮॥તદ્યથા બાલિશાનાં સ્વયમાત્મનઃ શ્રેયઃ[7]પરમવિદુષાં[8]પરમપરમપુરુષપ્રકર્ષકરુણયા સ્વમહિમાનં ચાપવર્ગાખ્યમુપકલ્પયિષ્યન્ સ્વયં નાપચિત એવેતરવદિહોપલક્ષિતઃ ॥ ૯॥અથાયમેવ વરો હ્યર્હત્તમ યર્હિ બર્હિષિ રાજર્ષેર્વરદર્ષભો ભવાન્નિજપુરુષેક્ષણવિષય આસીત્ ॥ ૧૦॥

અસઙ્ગનિશિતજ્ઞાનાનલવિધૂતાશેષમલાનાં[9] ભવત્સ્વભાવાનામાત્મારામાણાં મુનીનામનવરત-[10]પરિગુણિતગુણગણ પરમમઙ્ગલાયનગુણગણકથનો-ઽસિ ॥ ૧૧॥ અથ કથઞ્ચિત્સ્ખલનક્ષુત્પતનજૃમ્ભણ-દુરવસ્થાનાદિષુ[11] વિવશાનાં નઃ સ્મરણાય જ્વર-મરણદશાયામપિ[12] સકલકશ્મલનિરસનાનિ તવ ગુણકૃતનામધેયાનિ વચનગોચરાણિ ભવન્તુ ॥ ૧૨॥

જો કોઈ આપને વર્ણવવાનું સાહસ પણ કરે, તો તેમના માત્ર કોઈ એક અંશનું જ વર્ણન કરી શકશે. (૫) હે પ્રભુ! આપ એવા દયાસાગર છો કે, જો આપના ભક્તો પ્રેમ-ગદ્ગદ વાણીથી સ્તુતિ કરતા રહીને સામાન્ય જળ, વિશુદ્ધ પલ્લવ, તુલસી, દુર્વાંકુર વગેરે સુલભ સામગ્રી જે વિના મૂલ્ય મળે છે તેના વડે જ આપની પૂજા કરે છે, તોપણ આપ બધી રીતે સંતુષ્ટ થઈ જાઓ છો. (૬)

અમે જે યજ્ઞ કરી રહ્યા છીએ એનાથી આપનો કોઈ વિશેષ અર્થ સિદ્ધ થતો હોય એવું અમને જણાતું નથી. આપનો વિશેષ અનુરાગ જ અમારા પ્રતિ જણાય છે. (૭) તમારા આપમેળે જ ક્ષણે ક્ષણે થતા પુરુષાર્થોના ફળસ્વરૂપ જે પરમાનંદ સ્વાભાવિક જ નિરંતર પ્રાદુર્ભૂત થતો રહે છે, આપ સાક્ષાત્ તેનું જ સ્વરૂપ છો. આ પ્રમાણે જોકે આપને આ યજ્ઞ વગેરેથી કોઈ પ્રયોજન નથી, તોપણ કંઈક કામનાને લીધે જ આ યજ્ઞ વડે આપની આરાધના કરી રહ્યા છીએ. અને તે મનોરથની સિદ્ધિ પણ થવી જોઈએ. (૮) આપ બ્રહ્મા વગેરે પરમપુરુષો કરતાં પણ પરમ શ્રેષ્ઠ છો. અમે તો એ પણ જાણતા નથી કે અમારું પરમ કલ્યાણ શામાં છે અને નથી તો અમારાથી આપની યથાયોગ્ય પૂજા પણ થઈ શકી; તોપણ જેમ તત્ત્વજ્ઞાની મનુષ્યો બોલાવ્યા વિના પણ માત્ર કરુણાવશ થઈને અજ્ઞાની મનુષ્યોની પાસે પહોંચી જાય છે તેવી જ રીતે આપ પણ અમને મોક્ષ નામના પોતાના પરમપદનું અને અમારી અભીષ્ટ વસ્તુઓનું પ્રદાન કરવા માટે અન્ય સાધારણ યજ્ઞદર્શકોની જેમ અહીં પ્રગટ થયા છો. (૯) હે પૂજ્યતમ! અમને સૌથી મોટું વરદાન તો આપે એ જ આપી દીધું કે બ્રહ્મા વગેરે સઘળા વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ હોવાથી આપ રાજર્ષિ નાભિની આ યજ્ઞશાળામાં અમારી આંખો સામે જ સાક્ષાત્ પ્રગટ થયા છો! હવે અમે બીજું શું વરદાન માગીએ? (૧૦)

હે પ્રભુ! આપના ગુણસમુદાયનું ગાન પરમ મંગલમય છે. જેમણે વૈરાગ્યથી પ્રજ્વલિત થયેલા જ્ઞાનરૂપી અગ્નિ વડે પોતાના અંતઃકરણના રાગ-દ્વેષ વગેરે સમસ્ત મળ બાળી નાખ્યા છે અને તેથી જેમનો સ્વભાવ આપના જ જેવો શાંત છે તેવા આત્મારામ મુનિઓ પણ નિરંતર આપના ગુણોનું જ ગાન કરતા રહે છે. (૧૧) તેથી અમે આપની પાસેથી એ જ વરદાન માગીએ છીએ કે પડતાં-આખડતાં, છીંકતાં કે બગાસું ખાતાં તેમ જ સંકટ સમયે તથા જ્વર (તાવ-બીમારી) અને મરણ વગેરે અવસ્થાઓમાં આપનું સ્મરણ

૧. પ્રા. પા. – ૦સુબલસંશબ્દિતસલિલ૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'સિત' પાઠ નથી. ૩. પ્રા. પા. – ૦તુલસી૦ । ૪. પ્રા. પા. – સમ્ભૃતયા । ૫. પ્રા. પા. – તવ । ૬. પ્રા. પા. – ૦સવનમવ્યતિરેકેણ । ૭. પ્રાચીન પ્રતમાં 'પરમ' પાઠ નથી. ૮. પ્રાચીન પ્રતમાં 'પરમ' પાઠ નથી. ૯. પ્રા. પા. – ૦જ્ઞાનાનલવિશેષાશેષમલાનાં । ૧૦. પ્રા. પા. – પરિગણિત૦ । ૧૧. પ્રા. પા. – ૦પતનપરિજૃમ્ભણ૦ । ૧૨. પ્રા. પા. – જરામરણ૦ ।

કિઞ્ચાયં રાજર્ષિરપત્યકામઃ પ્રજાં ભવાદ્દશીમાશાસાન ઈશ્વરમાશિષાં સ્વર્ગાપવર્ગયોરપિ ભવન્તમુપધાવતિ પ્રજાયામર્થપ્રત્યયો ધનદમિવાધનઃ ફલીકરણમ્ ॥૧૩॥ કો વા ઈહ[1] તેઽપરાજિતોઽપરાજિતયા માયયાઽનવસિતપદવ્યાઽનાવૃતમતિર્વિષયવિષરયાનાવૃતપ્રકૃતિરનુપાસિતમહચ્ચરણઃ[2] ॥૧૪॥ યદુ[3] હ વાવ તવ પુનરદભ્રકર્તરિહ સમાહૂતસ્તત્રાર્થધિયાં મન્દાનાં નસ્તદ્યદ્દેવહેલનં દેવદેવાર્હસિ સામ્યેન સર્વાન્[4] પ્રતિવોઢુમવિદુષામ્ ॥૧૫॥

*શ્રીશુક ઉવાચ*[5]

ઈતિ નિગદેનાભિષ્ટૂયમાનો ભગવાનનિમિષર્ષભો વર્ષધરાભિવાદિતાભિવન્દિતચરણઃ[6] સદયમિદમાહ ॥૧૬॥

*શ્રીભગવાનુવાચ*[7]

અહો બતાહમૃષયો ભવદ્ભિરવિતથગીર્ભિર્વરમસુલભમભિયાચિતો યદમુષ્યાત્મજો મયા સદૃશો ભૂયાદિતિ મમાહમેવાભિરૂપઃ કૈવલ્યાદથાપિ બ્રહ્મવાદો ન મૃષા[8] ભવિતુમર્હતિ મમૈવ હિ મુખં યદ્ દ્વિજદેવકુલમ્ ॥૧૭॥ તત [9]આગ્નીધ્રીયેંઽશકલયાઽવતરિષ્યામ્યાત્મતુલ્યમનુપલભમાનઃ ॥૧૮॥

નહીં થઈ શકવા છતાં પણ, કોઈ પણ રીતે, આપના સકળ-કળિયુગના મળનો નાશ કરનારાં 'ભક્તવત્સલ', 'દીનબંધુ' વગેરે ગુણોને અનુરૂપ નામોનું ઉચ્ચારણ અમારી વાણી દ્વારા થાય. (૧૨)

આ સિવાય, કહેવા યોગ્ય નહીં હોવા છતાં પણ એક અન્ય પ્રાર્થના પણ છે. આપ સાક્ષાત્ પરમેશ્વર છો; સ્વર્ગ-અપવર્ગ વગેરે એવી કોઈ વસ્તુ નથી કે જે આપ આપી શકો નહીં. તોપણ જેમ કોઈ કંગાળ મનુષ્ય ધન લુટાવનારા કોઈ પરમ ઉદાર પુરુષની પાસે જઈ પહોંચીને પણ તેમની પાસેથી ભૂસું જ માગે, તેવી જ રીતે અમારા યજમાન આ રાજર્ષિ નાભિ સંતાનને જ પરમ પુરુષાર્થ માનીને આપના જ જેવો પુત્ર પ્રાપ્ત કરવા માટે આપની આરાધના કરી રહ્યા છે. (૧૩) આ કોઈ આશ્ચર્યની વાત નથી. આપની માયાનો નથી કોઈ પાર પામી શકતું કે નથી તો તેનું સ્વરૂપ કોઈ સમજી શકતું. જે લોકોએ મહાપુરુષોનાં ચરણોનો આશ્રય લીધો નથી તેઓમાં એવો કોણ છે કે જે માયાને વશ થતો નથી, જેની બુદ્ધિ પર માયાનો પડદો પડી જતો નથી અને જેના સ્વભાવને વિષયરૂપી વિષનો વેગ દૂષિત કરી દેતો નથી? (૧૪) હે દેવાધિદેવ! આપ ભક્તોનાં મોટાં-મોટાં કામ કરનારા છો. અમે મંદબુદ્ધિઓએ કામનાવશ થઈને આ તુચ્છ કામ માટે આપનું આવાહન કર્યું એ આપનો એક રીતે અનાદર જ (કર્યો) છે. પરંતુ આપ સમદર્શી છો, તેથી અજ્ઞાનીઓ એવા અમારા આ અવિનયને ક્ષમા કરો. (૧૫)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આ ભૂખંડના રાજા (વર્ષાધિપતિ) નાભિના પૂજ્ય ઋત્વિજોએ પ્રભુનાં ચરણોની વંદના કરીને જ્યારે પૂર્વોક્ત સ્તોત્ર વડે સ્તુતિ કરી ત્યારે દેવશ્રેષ્ઠ શ્રીહરિએ કરુણાવશ થઈને આ પ્રમાણે કહ્યું. (૧૬)

**શ્રીભગવાને કહ્યું** – હે ઋષિઓ! ભારે અસમંજસની (અર્થાત્ સમજી ન શકાય તેવી) વાત છે. તમે બધા સત્યવાદી મહાત્મા છો. તમે મારી પાસેથી આ ઘણું દુર્લભ વરદાન માગ્યું છે કે રાજર્ષિ નાભિને મારા જેવો પુત્ર થાય. મુનિઓ! મારા જેવો તો (કેવળ) હું જ છું, કારણ કે હું અદ્વિતીય છું. તેમ છતાં બ્રાહ્મણોનું વચન મિથ્યા થવું જોઈએ નહીં, (કેમ કે) દ્વિજકુળ (અર્થાત્ બ્રાહ્મણો) મારું જ તો મુખ છે.(૧૭) તેથી સ્વયં હું જ પોતાની અંશ-કળાથી આગ્નીધ્રપુત્ર નાભિને ત્યાં અવતાર લઈશ, કારણ કે મારા જેવો કોઈ અન્ય મને દેખાતો નથી. (૧૮)

૧. પ્રા. પા. – ઈહ તેઽપરાજિતયા । ૨. પ્રા. પા. – વ્વિષરયાનૃતપ્રકૃતિ૦ । ૩. પ્રા. પા. – યદિહ વાવ પુનરદભ્ર૦ । ૪. પ્રા. પા. – સર્વાત્મન્ । ૫. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૬. પ્રા. પા. – વર્ષવરાભિ૦ । ૭. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' પાઠ નથી. ૮. પ્રા. પા. – વૃથા । ૯. પ્રા. પા. – આગ્નીધ્રીયે સ્વકલયા૦ ।

*શ્રીશુક ઉવાચ*[1]

ઈતિ નિશામયન્ત્યા મેરુદેવ્યાઃ પતિમભિધાયાન્તર્દધે ભગવાન્ ॥ ૧૯॥ બર્હિષિ તસ્મિન્નેવ વિષ્ણુદત્ત ભગવાન્ પરમર્ષિભિઃ પ્રસાદિતો નાભેઃ પ્રિયચિકીર્ષયા તદવરોધાયને મેરુદેવ્યાં ધર્માન્ દર્શયિતુકામો વાત[2]-રશનાનાં શ્રમણાનામૃષીણામૂર્ધ્વમન્થિનાં શુક્લયા તનુવાઽવતતાર ॥ ૨૦॥

**શ્રીશુકદેવજી કહે છે** – મહારાણી મેરુદેવીના સાંભળતાં તેના પતિને આ પ્રમાણે કહીને ભગવાન અંતર્ધાન થઈ ગયા. (૧૯) હે વિષ્ણુદત્ત પરીક્ષિત! તે યજ્ઞમાં મહર્ષિઓ વડે આ પ્રમાણે પ્રસન્ન કરાયાથી શ્રીભગવાન મહારાજ નાભિનું પ્રિય (અભીષ્ટ કાર્ય - હિત) કરવા માટે તેમના રાણીવાસમાં મહારાણી મેરુદેવીને ત્યાં, દિગંબર સંન્યાસીઓ અને ઊર્ધ્વરેતા (નૈષ્ઠિક બ્રહ્મચારી) મુનિઓનો ધર્મ પ્રગટ કરવા માટે શુદ્ધ-સત્ત્વમય શ્રીવિગ્રહથી પ્રગટ થયા. (૨૦)

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે નાભિચરિતે ઋષભાવતારો નામ તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥

પાંચમા સ્કંધ-અંતર્ગત નાભિચરિતમાંનો ઋષભાવતાર નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોથો અધ્યાય

## ઋષભદેવજીનું રાજ્યશાસન

*શ્રીશુક ઉવાચ*[3]

અથ હ તમુત્પત્ત્યૈવાભિવ્યજ્યમાન-ભગવલ્લક્ષણં [4]સામ્યોપશમવૈરાગ્યૈશ્વર્યમહા-વિભૂતિભિરનુદિનમેધમાનાનુભાવં પ્રકૃતયઃ પ્રજા બ્રાહ્મણા[5] દેવતાશ્ચાવનિતલસમવનાયાતિતરાં જગૃધુઃ ॥૧॥ તસ્ય હ વા ઈત્થં વર્ષ્મણા વરીયસા બૃહચ્છ્લોકેન ચૌજસા બલેન શ્રિયા યશસા વીર્ય-શૌર્યાભ્યાં ચ પિતા ઋષભ ઈતીદં નામ ચકાર ॥ ૨॥

તસ્ય[6] હીન્દ્રઃ સ્પર્ધમાનો ભગવાન્ વર્ષે ન વવર્ષ તદવધાર્ય ભગવાનૃષભદેવો યોગેશ્વરઃ પ્રહસ્યાત્મયોગમાયયા[7] સ્વવર્ષમજનાભં નામાભ્ય-વર્ષત્ ॥ ૩॥ નાભિસ્તુ યથાઽભિલષિતં સુપ્રજસ્ત્વ-મવરુધ્યાતિપ્રમોદભરવિહ્વલો ગદ્‌ગદાક્ષરયા ગિરા સ્વૈરં ગૃહીતનરલોકસધર્મં[8] ભગવન્તં પુરાણપુરુષં માયા-વિલસિતમતિર્વત્સ તાતેતિ સાનુરાગમુપલાલયન્ પરાં નિર્વૃતિમુપગતઃ ॥ ૪॥

વિદિતાનુરાગમાપૌરપ્રકૃતિ જનપદો રાજા નાભિરાત્મજં સમયસેતુરક્ષાયામભિષિચ્ય બ્રાહ્મણે-ષૂપનિધાય સહ[9] મેરુદેવ્યા વિશાલાયાં પ્રસન્નનિપુણેન

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! નાભિપુત્રનાં અંગો જન્મથી જ ભગવાન વિષ્ણુનાં વજ્ર-અંકુશ વગેરે ચિહ્નોથી યુક્ત હતાં; સમતા, શાંતિ વૈરાગ્ય, ઐશ્વર્ય વગેરે મહાવિભૂતિઓને કારણે તેમનો પ્રભાવ દિવસે-દિવસે વધતો જતો હતો. આ જોઈને મંત્રી વગેરે પ્રકૃતિવર્ગ, પ્રજા, બ્રાહ્મણો અને દેવતાઓને એવી પ્રબળ અભિલાષા થવા લાગી કે ઋષભદેવજી જ પૃથ્વીનું શાસન કરે. (૧) તેમનું સુંદર અને સુડોળ શરીર, વિપુલ કીર્તિ, તેજ, બળ, ઐશ્વર્ય, યશ, પરાક્રમ, શૂરવીરતા વગેરે ગુણોને કારણે મહારાજ નાભિએ તેમનું નામ 'ઋષભ' (શ્રેષ્ઠ) રાખ્યું.(૨)

એક વાર ભગવાન ઈન્દ્રે ઈર્ષ્યાવશ તેમના રાજ્યમાં વૃષ્ટિ કરી નહીં. ત્યારે યોગેશ્વર ભગવાન ઋષભે ઈન્દ્રની મૂર્ખતા પર હસતાં હસતાં પોતાની યોગમાયાના પ્રભાવથી પોતાના વર્ષ (અર્થાત્ રાષ્ટ્ર) અજનાભ-ખંડમાં ખૂબ પાણી વરસાવ્યું. (૩) મહારાજ નાભિ પોતાની ઈચ્છા મુજબ શ્રેષ્ઠ પુત્ર પામીને અત્યંત આનંદમગ્ન થઈ ગયા અને પોતાની જ ઈચ્છાથી મનુષ્યશરીર ધારણ કરનારા પુરાણપુરુષ શ્રીહરિનું સપ્રેમ લાલનપાલન કરતાં કરતાં, તેમના જ લીલાવિલાસથી મુગ્ધ થઈને 'વત્સ! તાત!' એમ ગદ્‌ગદ વાણીમાં કહેતા અત્યંત સુખ અનુભવવા લાગ્યા. (૪)

જ્યારે તેમણે જોયું કે મંત્રીમંડળ, નાગરિકો અને રાષ્ટ્રની પ્રજા ઋષભદેવને ઘણો પ્રેમ કરે છે ત્યારે તેમણે ધર્મ-

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૨. પ્રા. પા. – વાતાશનાનાં । ૩. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૪. પ્રા. પા. – સૌમ્યોપશમ૦ । ૫. પ્રા. પા. – બ્રાહ્મણદેવતા૦ । ૬. પ્રા. પા. – યસ્ય । ૭. પ્રા. પા. – પ્રેમમાયયા વર્ષમજનાભં । ૮. પ્રા. પા. – નરલોકસાધર્મ્યં । ૯. પ્રા. પા. – સહ દેવ્યા ।

તપસા સમાધિયોગેન નરનારાયણાખ્યં ભગવન્તં વાસુદેવમુપાસીનઃ કાલેન[1] તન્મહિમાનમવાપ ॥ ૫॥

યસ્ય[2] હ પાણ્ડવેય શ્લોકાવુદાહરન્તિ –
કો[3] નુ તત્કર્મ રાજર્ષેર્નાભેરન્વાચરેત્પુમાન્ ।
અપત્યતામગાદ્ યસ્ય હરિઃ શુદ્ધેન કર્મણા ॥ ૬॥
બ્રહ્મણ્યોઽન્યઃ કુતો નાભેર્વિપ્રા મઙ્ગલપૂજિતાઃ ।
યસ્ય બર્હિષિ યજ્ઞેશં દર્શયામાસુરોજસા ॥ ૭॥

અથ[4] હ ભગવાનૃષભદેવઃ[5] સ્વવર્ષં કર્મક્ષેત્રમનુમન્યમાનઃ પ્રદર્શિતગુરુકુલવાસો લબ્ધવરૈર્ગુરુભિરનુજ્ઞાતો ગૃહમેધિનાં ધર્માનનુશિક્ષમાણો જયન્ત્યામિન્દ્રદત્તાયામુભયલક્ષણં કર્મ સમામ્નાયામ્નાતમભિયુઞ્જન્નાત્મજાનામાત્મસમાનાનાં[6] શતં જનયામાસ ॥ ૮॥ યેષાં[7] ખલુ મહાયોગી ભરતો જ્યેષ્ઠઃ શ્રેષ્ઠગુણ આસીદ્ યેનેદં વર્ષં ભારતમિતિ વ્યપદિશન્તિ ॥ ૯॥ તમનુ કુશાવર્ત ઇલાવર્તો બ્રહ્માવર્તો મલયઃ કેતુર્ભદ્રસેન ઇન્દ્રસ્પૃગ્વિદર્ભઃ કીકટ ઇતિ નવ નવતિપ્રધાનાઃ ॥ ૧૦॥
કવિર્હરિરન્તરિક્ષઃ પ્રબુદ્ધઃ પિપ્પલાયનઃ ।
આવિર્હોત્રોઽથ દ્રુમિલશ્ચમસઃ[8] કરભાજનઃ ॥ ૧૧॥

ઇતિ ભાગવતધર્મદર્શના નવ મહાભાગવતાસ્તેષાં સુચરિતં ભગવન્મહિમોપબૃંહિતં[9] વસુદેવનારદસંવાદમુપશમાયનમુપરિષ્ટાદ્વર્ણયિષ્યામઃ[10] ॥ ૧૨॥ યવીયાંસ એકાશીતિર્જાયન્તેયાઃ પિતુરાદેશકરા મહાશાલીના મહાશ્રોત્રિયા યજ્ઞશીલાઃ કર્મવિશુદ્ધા[11] બ્રાહ્મણા બભૂવુઃ ॥ ૧૩॥

મર્યાદાના રક્ષણ માટે તેમનો રાજ્યાભિષેક કરીને બ્રાહ્મણોની દેખરેખ હેઠળ છોડી દીધા; અને પોતે પોતાની પત્ની મેરુદેવી સહિત બદરિકાશ્રમમાં ચાલ્યા ગયા. ત્યાં અહિંસાવૃત્તિથી, જેનાથી કોઈને ઉદ્વેગ ન થાય તેવી કૌશલપૂર્ણ તપસ્યા અને સમાધિયોગ વડે ભગવાન વાસુદેવના નર-નારાયણરૂપની આરાધના કરતાં કરતાં, સમય આવ્યો ત્યારે તેમના જ સ્વરૂપમાં લીન થઈ ગયા. (૫)

હે પાંડુનંદન! રાજા નાભિ વિશે આ લોકોક્તિ પ્રસિદ્ધ છે –

'રાજર્ષિ નાભિનાં ઉદાર કર્મોનું આચરણ બીજો કયો પુરુષ કરી શકે? – કે જેમનાં શુદ્ધ કર્મોથી સંતુષ્ટ થઈને સાક્ષાત્ શ્રીહરિ તેમના પુત્ર થયા હતા. (૬) મહારાજ નાભિ જેવો બ્રાહ્મણભક્ત પણ કોણ હોઈ શકે? – કે જેમની દક્ષિણા વગેરેથી સંતુષ્ટ થયેલા બ્રાહ્મણોએ પોતાના મંત્રબળથી તેમને યજ્ઞશાળામાં સાક્ષાત્ શ્રીવિષ્ણુ ભગવાનનાં દર્શન કરાવ્યાં.' (૭)

ભગવાન ઋષભદેવે પોતાના દેશ અજનાભ-ખંડને કર્મભૂમિ માનીને લોકસંગ્રહ (અર્થાત્ લોકકલ્યાણ) માટે થોડાક સમય માટે ગુરુકુળમાં વાસ કર્યો. ગુરુદેવને યથાયોગ્ય દક્ષિણા આપીને ગૃહસ્થીમાં પ્રવેશવા માટે તેમની આજ્ઞા મેળવી. પછી લોકોને ગૃહસ્થધર્મનો બોધ કરાવવા માટે તેમણે દેવરાજ ઇન્દ્રે આપેલી તેમની પુત્રી જયન્તી સાથે લગ્ન કર્યું તથા શ્રુતિગત અને સ્મૃતિગત - બંને પ્રકારનાં શાસ્ત્રોમાં ઉપદેશ કરેલાં કર્મોનું આચરણ કરતા રહીને તેના ગર્ભથી પોતાના જેવા જ ગુણોવાળા સો પુત્રો ઉત્પન્ન કર્યા. (૮) તેમાંથી મહાયોગી ભરતજી સૌથી મોટા અને સૌથી અધિક ગુણવાન હતા. તેમના જ નામથી લોકો આ અજનાભ-ખંડને 'ભારતવર્ષ' કહેવા લાગ્યા. (૯) તેમનાથી નાના કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઇન્દ્રસ્પૃક્, વિદર્ભ અને કીકટ – આ નવ રાજકુમારો બાકીના નેવું ભાઈઓથી મોટા અને શ્રેષ્ઠ હતા. (૧૦) તેમનાથી નાના કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન – આ નવ રાજકુમારો ભાગવત ધર્મનો પ્રચાર કરનારા ભગવદ્ભક્તો હતા. ભગવાનના મહિમાથી માહિમાન્વિત અને પરમ શાંતિથી પૂર્ણ તેમનું પવિત્ર ચરિત્ર અમે નારદ-વસુદેવ-સંવાદના પ્રસંગ પછી આગળ ઉપર (અગિયારમા સ્કંધમાં) કહીશું. (૧૧-૧૨) તેમનાથી નાના જયન્તીના એક્યાશી પુત્રો પિતાની આજ્ઞાનું પાલન કરનારા, અતિ વિનમ્ર, મહાન વેદજ્ઞ અને નિરંતર યજ્ઞો કરનારા હતા.

૧. પ્રા. પા. – કાલે તન્મહિમા૦ । ૨. પ્રા. પા. – યત્ર । ૩. પ્રા. પા. – કસ્તત્કર્મ । ૪. પ્રાચીન પ્રતમાં 'અથ હ' પાઠ નથી. ૫. પ્રા. પા. – ભગવાનૃષભઃ સ્વ૦ । ૬. પ્રાચીન પ્રતમાં '૦મ્નાત' પાઠ ખંડિત છે. ૭. પ્રા. પા. – એષાં । ૮. પ્રા. પા. – દ્રવિડશ્ચમસઃ । ૯. પ્રાચીન પ્રતમાં 'ભગવન્મહિમોપબૃંહિતં' પાઠ નથી. ૧૦. પ્રા. પા. – ૦મુપશમેન સમુપરિષ્ટાદ્૦ । ૧૧. પ્રા. પા. – કર્મશુદ્ધા ।

ભગવાનૃષભસઞ્જ્ઞ[1] આત્મતન્ત્રઃ સ્વયં નિત્યનિવૃત્તાનર્થપરમ્પરઃ કેવલાનન્દાનુભવ[2] ઈશ્વર એવ વિપરીતવત્કર્માણ્યારભમાણઃ કાલેનાનુગતં ધર્મમાચરણેનોપશિક્ષયન્નતદ્વિદાં સમ ઉપશાન્તો મૈત્રઃ કારુણિકો ધર્માર્થયશઃપ્રજાનન્દામૃતાવરોધેન ગૃહેષુ લોકં[3] નિયમયત્ ॥ ૧૪॥ યદ્યચ્છીર્ષણ્યાચરિતં તત્તદનુવર્તતે લોકઃ ॥ ૧૫॥ યદ્યપિ સ્વવિદિતં સકલધર્મં[4] બ્રાહ્મં ગુહ્યં બ્રાહ્મણૈર્દર્શિતમાર્ગેણ સામાદિભિરુપાયૈર્જનતામનુશશાસ ॥ ૧૬॥

દ્રવ્યદેશકાલવયઃશ્રદ્ધર્ત્વિગ્વિવિધોદ્દેશોપચિતૈઃ સર્વૈરપિ ક્રતુભિર્યથોપદેશં શતકૃત્વ ઈયાજ ॥ ૧૭॥ ભગવતર્ષભેણ[5] પરિરક્ષ્યમાણ એતસ્મિન્ વર્ષે ન કશ્ચન પુરુષો વાઞ્છત્યવિદ્યમાન-મિવાત્મનોઽન્યસ્માત્કથઞ્ચન કિમપિ કર્હિચિદવેક્ષતે[6] ભર્તર્યનુસવનં વિજૃમ્ભિતસ્નેહાતિશયમન્તરેણ[7] ॥ ૧૮॥ સ કદાચિદટમાનો ભગવાનૃષભો બ્રહ્માવર્તગતો બ્રહ્મર્ષિપ્રવરસભાયાં પ્રજાનાં નિશામયન્તીનામાત્મજાનવહિતાત્મનઃ પ્રશ્રયપ્રણય-ભરસુયન્ત્રિતાનપ્યુપશિક્ષયન્નિતિ[8] હોવાચ ॥ ૧૯॥

તેઓ પુણ્યકર્મોનું અનુષ્ઠાન કરવાથી શુદ્ધ થઈને બ્રાહ્મણ થઈ ગયા હતા. (૧૩)

ભગવાન ઋષભદેવ, જોકે પરમ સ્વતંત્ર હોવાને કારણે પોતે સદૈવ બધા પ્રકારના અનર્થોની પરંપરાથી રહિત, કેવળ આનંદ-અનુભવ-સ્વરૂપ અને સાક્ષાત્ ઈશ્વર જ હતા, તોપણ અજ્ઞાનીઓની જેમ કર્મો કરતા રહીને તેમણે સમય અનુસાર પ્રાપ્ત ધર્મનું આચરણ કરીને, તેનું તત્ત્વ નહીં જાણનારા લોકોને તેનો બોધ આપ્યો. સાથોસાથ સમ, શાન્ત, સુહૃદ અને કરુણામય રહીને ધર્મ, અર્થ, યશ, સંતાન, ભોગ-સુખ અને મોક્ષનો સંગ્રહ કરતાં કરતાં લોકોને ગૃહસ્થાશ્રમમાં નિયમબદ્ધ બનાવ્યા. (૧૪) મહાપુરુષો જેવું-જેવું આચરણ કરે છે, બીજા લોકો તેનું જ અનુકરણ કરે છે. (૧૫) જોકે તેઓ બધા જ ધર્મોના સારરૂપ વેદના ગૂઢ રહસ્યને જાણતા હતા, તોપણ બ્રાહ્મણોએ બતાવેલી વિધિથી, સામ-દામ વગેરે નીતિ અનુસાર જ પ્રજાનું પાલન કરતા હતા. (૧૬) તેમણે શાસ્ત્રો અને બ્રાહ્મણોના ઉપદેશ અનુસાર ભિન્ન-ભિન્ન દેવતાઓના ઉદ્દેશ્યથી દ્રવ્ય, દેશ, કાળ, આયુષ્ય, શ્રદ્ધા, ઋત્વિજ વગેરેથી સુસંપન્ન બધા જ પ્રકારના સો-સો યજ્ઞો કર્યા. (૧૭) ભગવાન ઋષભદેવના શાસનકાળમાં તમામ પ્રજાજનો પોતાને માટે, કોઈની પણ પાસેથી, પોતાના પ્રભુ પ્રત્યે દિવસે-દિવસે વધતા જતા અનુરાગ સિવાય અન્ય કોઈ વસ્તુની ક્યારેય ઈચ્છા કરતા ન હતા. એટલું જ નહીં, પ્રભુ સિવાય કોઈ પદાર્થ વસ્તુ તરફ દૃષ્ટિપાત પણ કરતા ન હતા. (૧૮) એક વાર ભગવાન ઋષભદેવ ફરતા ફરતા બ્રહ્માવર્ત દેશમાં જઈ પહોંચ્યા. ત્યાં મોટા-મોટા બ્રહ્મર્ષિઓની સભામાં તેમણે પ્રજાની સામે જ, પોતાના સમાહિત-ચિત્તવાળા તથા વિનય અને પ્રેમના ભારથી સુસંયત પુત્રોને ઉપદેશ આપવા માટે આ પ્રમાણે કહ્યું. (૧૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥

પાંચમા સ્કંધ-અંતર્ગત ચોથો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ભગવાન્સર્વજ્ઞ આત્મ૦ । ૨. પ્રા. પા. – કેવલ આનન્દા૦ । ૩. પ્રા. પા. – લોકાનયમયત્ । ૪. પ્રા. પા. – સકલધર્માધર્મં બ્રાહ્મં । ૫. પ્રા. પા. – ભગવતા ઋષભેણ । ૬. પ્રા. પા. – ૦દપેક્ષતે । ૭. પ્રા. પા. – ૦સવનં જૃમ્ભિતસ્નેહા૦ । ૮. પ્રા. પા. – ૦પ્રણયમયસુ૦ ।

# પાંચમો અધ્યાય

## ઋષભદેવજીનો પોતાના પુત્રોને ઉપદેશ આપવો અને પોતે અવધૂતવૃત્તિ ગ્રહણ કરવી

ઋષભ ઉવાચ

નાયં દેહો દેહભાજાં નૃલોકે
　　કષ્ટાન્ કામાનર્હતે વિડ્ભુજાં યે ।
તપો દિવ્યં પુત્રકા[1] યેન સત્ત્વં
　　શુદ્ધ્યેદ્ યસ્માદ્ બ્રહ્મસૌખ્યં ત્વનન્તમ્[2] ॥ ૧॥
મહત્સેવાં[3] દ્વારમાહુર્વિમુક્તે-
　　સ્તમોદ્વારં યોષિતાં સઙ્ગિસઙ્ગમ્ ।
મહાન્તસ્તે સમચિત્તાઃ પ્રશાન્તા
　　વિમન્યવઃ સુહૃદઃ સાધવો યે ॥ ૨॥
યે વા મયીશે કૃતસૌહૃદાર્થા
　　જનેષુ દેહમ્ભરવાર્તિકેષુ ।
ગૃહેષુ જાયાત્મજરાતિમત્સુ[4]
　　ન પ્રીતિયુક્તા યાવદર્થાશ્ચ લોકે ॥ ૩॥
નૂનં પ્રમત્તઃ કુરુતે[5] વિકર્મ
　　યદિન્દ્રિયપ્રીતય આપૃણોતિ ।
ન સાધુ મન્યે યત આત્મનોઽય-
　　મસન્નપિ ક્લેશદ આસ[6] દેહઃ ॥ ૪॥
પરાભવસ્તાવદબોધજાતો
　　યાવન્ન જિજ્ઞાસત આત્મતત્ત્વમ્ ।
યાવત્ક્રિયાસ્તાવદિદં મનો વૈ
　　કર્માત્મકં યેન શરીરબન્ધઃ ॥ ૫॥
એવં[7] મનઃ કર્મવશં પ્રયુઙ્ક્તે
　　અવિદ્યયાઽઽત્મન્યુપધીયમાને ।
પ્રીતિર્ન યાવન્મયિ વાસુદેવે
　　ન મુચ્યતે દેહયોગેન તાવત્ ॥ ૬॥
યદા ન પશ્યત્યયથા ગુણેહાં
　　સ્વાર્થે પ્રમત્તઃ સહસા વિપશ્ચિત્ ।
ગતસ્મૃતિર્વિન્દતિ તત્ર તાપા-
　　નાસાદ્ય મૈથુન્યમગારમજ્ઞઃ ॥ ૭॥
પુંસઃ સ્ત્રિયા મિથુનીભાવમેતં
　　તયોર્મિથો હૃદયગ્રન્થિમાહુઃ ।

**શ્રીઋષભદેવજીએ કહ્યું** – હે પુત્રો! આ મર્ત્યલોકમાં આ મનુષ્યશરીર દુઃખમય વિષયભોગ ભોગવવા માટે જ નથી. આ ભોગો તો વિષ્ઠા ખાનારાં ભૂંડ-કૂતરાં વગેરેને પણ મળે જ છે. આ શરીરથી દિવ્ય તપસ્યા જ કરવી જોઈએ, કે જેથી અંતઃકરણ શુદ્ધ થાય; કારણ કે આનાથી જ બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે. (૧) શાસ્ત્રોએ મહાપુરુષોની સેવાને મુક્તિનું દ્વાર કહ્યું છે, અને સ્ત્રીનો સંગ કરનારા કામીજનોના સંગને નરકનું દ્વાર કહ્યું છે. મહાપુરુષો તેઓ જ છે કે જેઓ સમતાયુક્ત ચિત્તવાળા, પરમ શાંતિયુક્ત, ક્રોધરહિત, સૌના હિતચિંતક અને સદાચારથી સંપન્ન હોય; (૨) અથવા જેઓ કેવળ પરમાત્માના પ્રેમને જ એકમાત્ર પુરુષાર્થ માનતા હોય; કેવળ વિષયોની જ ચર્ચા કરનારા લોકોમાં તથા પત્ની, પુત્ર, ધન વગેરે સામગ્રીથી સંપન્ન ઘરોમાં જેમની અરુચિ હોય અને જેઓ લૌકિક (દુન્યવી) કાર્યોમાં માત્ર શરીરનિર્વાહ માટે જ પ્રવૃત્ત થતા હોય. (૩) મનુષ્ય પ્રમાદવશ અવશ્ય કુકર્મ કરે છે, તેની તે પ્રવૃત્તિ ઇન્દ્રિયોને તૃપ્ત કરવા માટે જ થાય છે. હું તેને સારું નથી માનતો; કારણ કે એના જ કારણે આ અસત્ અને દુઃખાત્મક શરીર પ્રાપ્ત થાય છે. (૪) જ્યાં સુધી જીવને આત્મતત્ત્વની જિજ્ઞાસા થતી નથી ત્યાં સુધી જ તે અજ્ઞાનને લીધે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી. તેથી તેનો પરાભવ થાય છે. જ્યાં સુધી એ લૌકિક-વૈદિક કર્મોમાં ફસાયેલો રહે છે ત્યાં સુધી મનમાં કર્મની વાસનાઓ પણ કાયમ રહે છે અને એમના લીધે જ દેહ-બંધન પ્રાપ્ત થાય છે. (૫) આ પ્રમાણે અવિદ્યા વડે આત્મસ્વરૂપના ઢંકાઈ જવાથી કર્મવાસનાઓને વશ થયેલું ચિત્ત મનુષ્યને ફરીથી કર્મોમાં જ પ્રવૃત્ત કરે છે. તેથી જ્યાં સુધી તેને મુજ વાસુદેવમાં પ્રીતિ થતી નથી ત્યાં સુધી તે દેહબંધનમાંથી છૂટી શકતો નથી. (૬) સ્વાર્થમાં પાગલ થયેલો જીવ જ્યાં સુધી વિવેકદૃષ્ટિનો આશ્રય લઈને ઇન્દ્રિયોની ચેષ્ટાઓને મિથ્યા જોતો નથી ત્યાં સુધી આત્મ-સ્વરૂપની સ્મૃતિ ખોઈ બેસવાને કારણે તે અજ્ઞાનને લીધે વિષયપ્રધાન ઘર વગેરેમાં આસક્ત રહે છે અને જાત-જાતના ક્લેશ ઉઠાવતો રહે છે. (૭)

સ્ત્રી અને પુરુષ – એ બંનેનો પરસ્પર જે દામ્પત્યભાવ છે તેને જ પંડિત લોકો તેમના હૃદયની બીજી સ્થૂળ અને દુર્ભેદ્ય ગ્રંથિ કહે છે. દેહાભિમાનરૂપી એક-એક સૂક્ષ્મ ગ્રંથિ તો તેમનામાં અલગ-અલગ રીતે પહેલાંથી જ છે. આને કારણે

૧. પ્રાચીન પ્રતમાં 'પુત્રકા' પાઠ ખંડિત છે. ૨. પ્રા. પા. – હ્યનન્તમ્ । ૩. પ્રા. પા. – મહાત્મનાં । ૪. પ્રાચીન પ્રતમાં 'રા' ભાગ ખંડિત છે. ૫. પ્રા. પા. – કુરુતે કર્મ દીનોઽયમિન્દ્રિ૦ । ૬. પ્રા. પા. – એષ । ૭. પ્રા. પા. – એનં મનઃ ।

અતો ગૃહક્ષેત્રસુતાપ્તવિત્તૈ-
ર્જનસ્ય મોહોઽયમહં મમેતિ ॥ ૮॥

યદા[1] મનોહૃદયગ્રન્થિરસ્ય
કર્માનુબદ્ધો દૃઢ આશ્લથેત ।
તદા જનઃ [2]સમ્પરિવર્તતેઽસ્માદ્
મુક્તઃ પરં યાત્યતિહાય હેતુમ્ ॥ ૯॥

હંસે[3] ગુરૌ મયિ ભક્ત્યાનુઽવૃત્ત્યા[4]
વિતૃષ્ણયા દ્વન્દ્વતિતિક્ષયા ચ ।
સર્વત્ર જન્તોર્વ્યસનાવગત્યા
જિજ્ઞાસયા તપસેહાનિવૃત્ત્યા ॥ ૧૦॥

મત્કર્મભિર્મત્કથયા ચ નિત્યં
મદ્દેવસઙ્ગાદ્ ગુણકીર્તનાન્મે ।
નિર્વૈરસામ્યોપશમેન પુત્રા
જિહાસયા[5] દેહગેહાત્મબુદ્ધેઃ ॥ ૧૧॥

અધ્યાત્મયોગેન વિવિક્તસેવયા
પ્રાણેન્દ્રિયાત્માભિજયેન[6] સધ્ર્યક્ ।
સચ્છ્રદ્ધયા બ્રહ્મચર્યેણ શશ્વદ્
અસમ્પ્રમાદેન યમેન વાચામ્ ॥ ૧૨॥

સર્વત્ર મદ્ભાવવિચક્ષણેન
જ્ઞાનેન વિજ્ઞાનવિરાજિતેન[7] ।
યોગેન ધૃત્યુદ્યમસત્ત્વયુક્તો
લિઙ્ગં વ્યપોહેત્કુશલોઽહમાખ્યમ્ ॥ ૧૩॥

કર્માશયં [8]હૃદયગ્રન્થિબન્ધ-[9]
મવિદ્યયાઽઽસાદિતમપ્રમત્તઃ ।
અનેન યોગેન યથોપદેશં
સમ્યગ્વ્યપોહ્યોપરમેત યોગાત્ ॥ ૧૪॥

પુત્રાંશ્ચ શિષ્યાંશ્ચ નૃપો ગુરુર્વા
મલ્લોકકામો મદનુગ્રહાર્થઃ ।
ઇત્થં વિમન્યુરનુશિષ્યાદતજ્જ્ઞાન્
ન યોજયેત્કર્મસુ કર્મમૂઢાન્[10] ।

જ જીવને શરીર, ઇન્દ્રિયો ઉપરાંત ઘર, ખેતર, પુત્ર, સ્વજન, ધન વગેરેમાં પણ 'હું' અને 'મારા'પણાનો મોહ થઈ જાય છે. (૮) કર્મવાસનાઓને કારણે બંધાયેલી તે જીવની આ દૃઢ હૃદય-ગ્રંથિ જે સમયે ઢીલી થાય છે તે જ સમયે તે દામ્પત્યભાવથી નિવૃત્ત થઈ જાય છે અને સંસારના કારણભૂત અહંકારને ત્યજી દઈને બધા પ્રકારનાં બંધનોમાંથી મુક્ત થઈને પરમપદ પ્રાપ્ત કરી લે છે. (૯) (પરમ પદની પ્રાપ્તિ માટે સાધન બતાવતાં કહે છે કે -) હે પુત્રો! સૌના આત્મા અને ગુરુસ્વરૂપ મુજ ભગવાનમાં ભક્તિભાવ રાખવાથી, મારે પરાયણ રહેવાથી, તૃષ્ણાનો ત્યાગ કરવાથી, સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોને સહન કરવાથી, 'જીવે બધી જ યોનિઓમાં દુઃખ જ ભોગવવું પડે છે' – એવા ખ્યાલથી, તત્ત્વ-જિજ્ઞાસાથી, તપથી, સકામ કર્મોનો ત્યાગ કરવાથી, મારા જ માટે કર્મ કરવાથી, મારી કથાઓનું દરરોજ શ્રવણ કરવાથી, મારા ભક્તોનો સંગ કરવાથી તથા મારા ગુણોનું કીર્તન કરવાથી, વેર ત્યજી દેવાથી, સમતાથી, શાંતિથી અને શરીર-ઘર વગેરેમાંના 'હું-મારા'પણાના ભાવને ત્યજવાની ઇચ્છાથી, અધ્યાત્મશાસ્ત્રના અનુશીલનથી, એકાન્ત-સેવનથી, પ્રાણ, ઇન્દ્રિયો અને મનના સારી રીતે સંયમથી, શાસ્ત્રોનાં અને સત્પુરુષોનાં વચનોમાં યથાર્થ બુદ્ધિ રાખવાથી, પૂર્ણ બ્રહ્મચર્યથી, કર્તવ્ય-કર્મોમાં નિરંતર સાવધાન રહેવાથી, વાણીના સંયમથી, સર્વત્ર મારી જ સત્તા (અસ્તિત્વ) જોવાથી, અનુભવ-જ્ઞાન સહિતના તત્ત્વવિચારથી અને યોગના સાધનથી ધૈર્ય, ઉદ્યમી અને સત્ત્વગુણથી યુક્ત થઈને અહંકારરૂપ પોતાના લિંગશરીરને લીન કરી દેવું જોઈએ. (૧૦-૧૩) મનુષ્યે પોતે સાવધાન રહીને અવિદ્યાને લીધે પ્રાપ્ત થતા આ હૃદયગ્રંથિરૂપ બંધનને શાસ્ત્રોમાં બતાવાયેલી રીતે આ બધાં સાધનો વડે સારી પેઠે કાપી નાખવું જોઈએ; કારણ કે આ જ કર્મ-સંસ્કારોના રહેવાનું સ્થાન છે. ત્યારબાદ સાધનનો પણ પરિત્યાગ કરી દેવો જોઈએ. (૧૪)

જેને મારા લોકની ઇચ્છા હોય અથવા જે મારા અનુગ્રહ (કૃપા-કરુણા)ની પ્રાપ્તિને જ પરમ પુરુષાર્થ માનતો હોય તે રાજા હોય તો પોતાની અબુધ પ્રજાને, ગુરુ હોય તો પોતાના શિષ્યોને અને પિતા હોય તો પોતાના પુત્રોને આવો જ ઉપદેશ આપે; અજ્ઞાનને કારણે જો તેઓ તે ઉપદેશ અનુસાર નહીં વર્તતાં, કર્મને જ પરમ પુરુષાર્થ માનતા રહે તોપણ તેમના પર ક્રોધ નહીં કરતાં તેમને સમજાવી-મનાવીને કર્મોમાં પ્રવૃત્ત ન થવા દે. તેમને વિષયની આસક્તિથી યુક્ત

૧. પ્રા. પા. – યદાત્મનો । ૨. પ્રા. પા. – સમ્પ્રતિવર્ત્તતે । ૩. પ્રા. પા. – હરૌ ગુરૌ મયિ । ૪. પ્રા. પા. – ભક્ત્યાનુવૃદ્ધ્યા । ૫. પ્રા. પા. – જિજ્ઞાસયા । ૬. પ્રાચીન પ્રતમાં 'ન્દ્રિ' – એટલો ભાગ ખંડિત છે. ૭. પ્રા. પા. – વિજ્ઞાનવિસ્ફારિતેન । ૮. પ્રાચીન પ્રતમાં 'હૃદય' – એટલો ભાગ ખંડિત છે. ૯. પ્રા. પા. – વિધ્વંસવિદ્યયા । ૧૦. પ્રાચીન પ્રતમાં 'મૂઢાન્' – એ ભાગ ખંડિત છે.

કં[1] યોજયન્મનુજોઽર્થં લભેત
નિપાતયન્નષ્ટદૃશં હિ ગર્તે ॥ ૧૫॥

લોકઃ સ્વયં શ્રેયસિ નષ્ટદૃષ્ટિ[2]-
ર્યોઽર્થાન્ સમીહેત નિકામકામઃ ।
અન્યોન્યવૈરઃ સુખલેશહેતો[3]-
રનન્તદુઃખં ચ ન વેદ મૂઢઃ ॥ ૧૬॥

કસ્તં સ્વયં તદભિજ્ઞો વિપશ્ચિદ્
અવિદ્યાયામન્તરે વર્તમાનમ્ ।
દૃષ્ટ્વા પુનસ્તં સઘૃણઃ કુબુદ્ધિં
પ્રયોજયેદુત્પથગં યથાઽન્ધમ્ ॥ ૧૭॥

ગુરુર્ન સ સ્યાત્સ્વજનો ન સ સ્યાત્
પિતા ન સ સ્યાજ્જનની ન સા સ્યાત્ ।
દૈવં[4] ન તત્સ્યાન્ન પતિશ્ચ સ સ્યા-
ન્ન મોચયેદ્ યઃ સમુપેતમૃત્યુમ્ ॥ ૧૮॥

ઇદં શરીરં મમ દુર્વિભાવ્યં
સત્ત્વં[5] હિ મે હૃદયં યત્ર ધર્મઃ ।
પૃષ્ઠે કૃતો મે યદધર્મ આરાદ્
અતો હિ મામૃષભં પ્રાહુરાર્યાઃ ॥ ૧૯॥

તસ્માદ્ભવન્તો હૃદયેન જાતાઃ
સર્વે મહીયાંસમમું સનાભમ્ ।
અક્લિષ્ટબુદ્ધ્યા ભરતં ભજધ્વં
શુશ્રૂષણં તદ્ભરણં પ્રજાનામ્ ॥ ૨૦॥

ભૂતેષુ વીરુદ્ભ્ય ઉદુત્તમા યે
સરીસૃપાસ્તેષુ સબોધનિષ્ઠાઃ[6] ।
તતો મનુષ્યાઃ પ્રમથાસ્તતોઽપિ[7]
ગન્ધર્વસિદ્ધા વિબુધાનુગા યે ॥ ૨૧॥

દેવાસુરેભ્યો મઘવત્પ્રધાના
દક્ષાદયો બ્રહ્મસુતાસ્તુ[8] તેષામ્ ।
ભવઃ પરઃ સોઽથ વિરિઞ્ચવીર્યઃ
સ મત્પરોઽહં દ્વિજદેવદેવઃ ॥ ૨૨॥

કામ્ય-કર્મોમાં જોડવા એ તો એવું જ છે કે જેમ કોઈ આંધળા માણસને જાણી-જોઈને ખાડામાં ધકેલી દેવામાં આવે. આનાથી ભલા, ક્યા પુરુષાર્થની સિદ્ધિ થઈ શકે? (૧૫) પોતાનું સાચું કલ્યાણ કઈ વાતમાં છે તે લોકો જાણતા નથી; તેથી જ તેઓ જાત-જાતની ભોગ-કામનાઓમાં ફસાઈને તુચ્છ ક્ષણિક સુખ માટે પરસ્પર વેર બાંધી લે છે અને નિરંતર વિષયભોગો (ભોગવવા) માટે જ પ્રયત્ન કરતા રહે છે. તે મૂર્ખાઓ એ વાત પર કશો જ વિચાર કરતા નથી કે આ વેર-વિરોધને કારણે નરક વગેરે અનંત ઘોર દુઃખો જ પ્રાપ્ત થશે. (૧૬) ખાડામાં પડવા માટે અવળા માર્ગે જતા મનુષ્યને જેમ આંખવાળો મનુષ્ય તે તરફ જવા દેતો નથી, તેવી જ રીતે અજ્ઞાની મનુષ્યને અવિદ્યામાં ફસાઈને દુઃખો તરફ જતો જોઈને, એવો કોણ દયાળુ અને જ્ઞાની મનુષ્ય હશે કે જે જાણી-જોઈને પણ તેને તે માર્ગ પર જવા દેશે અથવા જવા માટે પ્રેરિત કરશે? (૧૭) જે પોતાના પ્રિય સંબંધીને ભગવાનની ભક્તિનો ઉપદેશ આપતો નથી અને (એ રીતે તેને) મૃત્યુના ફાંસલામાંથી છોડાવતો નથી તે ગુરુ, ગુરુ નથી, સ્વજન, સ્વજન નથી, પિતા, પિતા નથી, માતા, માતા નથી, ઇષ્ટદેવ, ઇષ્ટદેવ નથી અને પતિ, પતિ નથી. (૧૮)

મારા આ અવતાર-શરીરનું રહસ્ય સાધારણ મનુષ્યો માટે બુદ્ધિગમ્ય નથી. શુદ્ધ સત્ત્વ જ મારું હૃદય છે અને તેમાં જ ધર્મ રહેલો છે. મેં અધર્મને પોતાનાથી ઘણો દૂર પાછળ તરફ ધકેલી દીધો છે, તેથી જ સત્પુરુષો મને 'ઋષભ' કહે છે. (૧૯) તમે બધા મારા તે શુદ્ધ સત્ત્વમય હૃદયમાંથી ઉત્પન્ન થયેલા છો, તેથી મત્સર છોડીને તમારા મોટાભાઈ ભરતની સેવા કરો. તેની સેવા કરવી એ મારી જ સેવા કરવા બરાબર છે અને એ જ તમારું પ્રજાપાલન-કાર્ય પણ છે. (૨૦) અન્ય બધાં ભૂતો કરતાં વૃક્ષો અત્યંત શ્રેષ્ઠ છે, તેમના કરતાં ચાલનારા જીવો શ્રેષ્ઠ છે અને તેમનામાં પણ કીટ વગેરે કરતાં જ્ઞાનયુક્ત પશુ શ્રેષ્ઠ છે; પશુઓ કરતાં મનુષ્ય, મનુષ્યો કરતાં પ્રમથગણ, પ્રમથો કરતાં ગંધર્વ, ગંધર્વો કરતાં સિદ્ધ અને સિદ્ધો કરતાં દેવતાઓના અનુયાયી કિન્નર વગેરે શ્રેષ્ઠ છે. (૨૧) અસુરો કરતાં દેવતા શ્રેષ્ઠ છે, દેવતાઓમાં પણ ઇન્દ્ર શ્રેષ્ઠ છે. ઇન્દ્ર કરતાં પણ બ્રહ્માજીના પુત્રો દક્ષ વગેરે પ્રજાપતિઓ શ્રેષ્ઠ છે, બ્રહ્માજીના પુત્રોમાં રુદ્ર સૌથી શ્રેષ્ઠ છે. તેઓ બ્રહ્માજીથી ઉત્પન્ન થયેલા છે તેથી તેમના કરતાં બ્રહ્માજી શ્રેષ્ઠ છે, તે (બ્રહ્માજી) પણ મારાથી ઉત્પન્ન થયેલા છે એ મારી ઉપાસના કરે છે, તેથી હું તેમના કરતાં પણ શ્રેષ્ઠ છું. પરંતુ

૧. પ્રાચીન પ્રતમાં 'કં યોજયન્'થી '૦દશં હિ ગર્તે' સુધીનો ભાગ નથી. ૨. પ્રાચીન પ્રતમાં 'નષ્ટદૃષ્ટિર્યોઽર્થાન્' એ ભાગ ખંડિત છે. ૩. પ્રાચીન પ્રતમાં '૦લેશહેતોર૦' પાઠ ખંડિત છે. ૪. પ્રાચીન પ્રતમાં 'દૈવં' ભાગ ખંડિત છે. ૫. પ્રા. પા. – તત્ત્વં । ૬. પ્રા. પા. – નિબોધનિષ્ઠાઃ । ૭. પ્રા. પા. – પ્રમથાસ્તત્રાપિ । ૮. પ્રા. પા. – ૦સુતા હિ તેષામ્ ।

ન બ્રાહ્મણૈસ્તુલયે ભૂતમન્યત્
પશ્યામિ વિપ્રાઃ કિમતઃ પરં તુ[1] ।
યસ્મિન્નૃભિઃ પ્રહુતં શ્રદ્ધયાऽહ-
મશ્નામિ કામં ન તથાऽગ્નિહોત્રે ॥ ૨૩॥

ધૃતા[2] તનૂરુશતી મે પુરાણી
યેનેહ સત્ત્વં પરમં પવિત્રમ્ ।
શમો દમઃ સત્યમનુગ્રહશ્ચ
તપસ્તિતિક્ષાऽનુભવશ્ચ યત્ર ॥ ૨૪॥

મત્તોऽપ્યનન્તાત્પરતઃ પરસ્માત્
સ્વર્ગાપવર્ગાધિપતેર્ન કિઞ્ચિત્ ।
યેષાં કિમુ સ્યાદિતરેણ તેષા-
મકિઞ્ચનાનાં મયિ ભક્તિભાજામ્ ॥ ૨૫॥

સર્વાણિ મદ્ધિષ્ણ્યતયા ભવદ્ભિ-
શ્ચરાણિ ભૂતાનિ સુતા ધ્રુવાણિ ।
સમ્ભાવિતવ્યાનિ પદે પદે વો
વિવિક્તદગ્ભિસ્તદુહાર્હણં[3] મે ॥ ૨૬॥

મનોવચોદક્કરણેહિતસ્ય
સાક્ષાત્કૃતં મે પરિબર્હણં હિ ।
વિના પુમાન્ યેન મહાવિમોહાત્
કૃતાન્તપાશાન્ન વિમોક્તુમીશેત્ ॥ ૨૭॥

*શ્રીશુક ઉવાચ*[4]

એવમનુશાસ્યાત્મજાન્ સ્વયમનુશિષ્ટાનપિ લોકાનુશાસનાર્થં મહાનુભાવઃ પરમસુહૃદ્ભગવાનૃષભાપદેશ ઉપશમશીલાનામુપરતકર્મણાં મહામુનીનાં ભક્તિજ્ઞાનવૈરાગ્યલક્ષણં પારમહંસ્યધર્મમુપશિક્ષમાણઃ સ્વતનયશતજ્યેષ્ઠં પરમભાગવતં ભગવજ્જનપરાયણં ભરતં ધરણિપાલનાયાભિષિચ્ય સ્વયં ભવન [5]એવોર્વરિતશરીરમાત્રપરિગ્રહ ઉન્મત્ત ઇવ ગગનપરિધાનઃ પ્રકીર્ણકેશ આત્મન્યારોપિતાહવનીયો બ્રહ્માવર્તાત્પ્રવવ્રાજ ॥ ૨૮॥ જડાન્ધ-

મારા કરતાં પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કારણ કે હું તેમને પૂજ્ય માનું છું. (૨૨)

(સભામાં ઉપસ્થિત બ્રાહ્મણોને સંબોધીને કહ્યું –) હે વિપ્રગણ! બીજા કોઈ પણ પ્રાણીને હું બ્રાહ્મણો જેવું પણ સમજતો નથી, તો પછી તેમના કરતાં અધિક તો માની જ કેવી રીતે શકું? લોકો શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણોના મુખમાં અન્ન વગેરેની જે આહુતિ આપે છે તેને હું જેટલી પ્રસન્નતાથી ગ્રહણ કરું છું તેટલી (પ્રસન્નતાથી) અગ્નિહોત્રમાં હોમાયેલી સામગ્રીનો સ્વીકાર કરતો નથી. (૨૩) જેમણે આ લોકમાં અધ્યયન વગેરે વડે વેદરૂપી મારી અતિ સુંદર અને પુરાતન મૂર્તિ ધારણ કરી રાખેલી છે તથા જેઓ પરમ પવિત્ર સત્ત્વગુણો – શમ, દમ, સત્ય, દયા, તપ, તિતિક્ષા અને જ્ઞાન એ આઠ ગુણોથી સંપન્ન છે તે બ્રાહ્મણો કરતાં અધિક શ્રેષ્ઠ કોઈ હોઈ શકે? (૨૪) હું બ્રહ્મા વગેરે કરતાં પણ શ્રેષ્ઠ છું, અનંત છું તથા સ્વર્ગ, મોક્ષ વગેરે આપવાનું પણ સામર્થ્ય ધરાવું છું; પરંતુ મારા અકિંચન ભક્તો એવા નિઃસ્પૃહ હોય છે કે તેઓ મારી પાસેથી પણ કશું જ ઇચ્છતા નથી, તો પછી રાજ્ય વગેરે ઇતર વસ્તુઓની તો તેઓ ઇચ્છા જ કેમ કરી શકે? (૨૫)

હે પુત્રો! તમે સમસ્ત ચરાચર (જડ-ચેતન) ભૂતપ્રાણીઓને મારું જ શરીર સમજીને શુદ્ધ બુદ્ધિથી ડગલે ને પગલે તેમની સેવા કરો, એ જ મારી સાચી પૂજા છે. (૨૬) મન, વચન, દૃષ્ટિ તથા અન્ય ઇન્દ્રિયો વગેરેની ક્રિયાઓનું સાક્ષાત્ ફળ એ મારી આ પ્રકારની પૂજા જ છે. એના વિના મનુષ્ય પોતાને મહા-મોહમય કાળ-પાશમાંથી છોડાવી શકતો નથી. (૨૭)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! ઋષભદેવજીના પુત્રો જોકે પોતે જ બધી રીતે સુશિક્ષિત હતા, તોપણ લોકોને ઉપદેશ આપવાના ઉદ્દેશ્યથી મહાપ્રભાવશાળી પરમ સુહૃદ ભગવાન ઋષભે તેમને આ પ્રમાણે ઉપદેશ આપ્યો. ઋષભદેવજીના સો પુત્રોમાં ભરત સૌથી મોટા હતા; તેઓ ભગવાનના પરમ ભક્ત હતા અને ભગવાનના ભક્તોને પરાયણ હતા. ઋષભદેવજીએ પૃથ્વીનું પાલન કરવા માટે તેમને રાજગાદીએ બેસાડ્યા અને પોતે ઉપશમશીલ નિવૃત્તિપરાયણ મહામુનિઓના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યરૂપ પરમહંસોને યોગ્ય ધર્મોનો ઉપદેશ આપવા માટે બિલકુલ વિરક્ત થઈ ગયા; કેવળ શરીર-માત્રનો પરિગ્રહ રાખ્યો અને સર્વ કાંઈનો ઘરમાં (ગૃહસ્થીમાં) રહેવા છતાં ત્યાગ કરી દીધો. તેઓ વસ્ત્રોનો પણ ત્યાગ કરીને સર્વથા દિગંબર

૧. પ્રા. પા. – પરં યત્ । ૨. પ્રા. પા. – ભૂત્યા । ૩. પ્રા. પા. – ઽદગ્ભિસ્તદિહાર્પણં મે । ૪. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૫. પ્રાચીન પ્રતમાં 'એ' ખંડિત છે.

મૂકબધિરપિશાચોન્માદકવદવધૂતવેષોઽભિભાષ્યમાણોઽપિ જનાનાં ગૃહીતમૌનવ્રતસ્તૂષ્ણીં બભૂવ ॥૨૯॥ તત્ર તત્ર પુરગ્રામાકરખેટવાટખર્વટશિબિરવ્રજઘોષસાર્થગિરિવનાશ્રમાદિષ્વનુપથમવનિચરાપસદૈઃપરિભૂયમાનો મક્ષિકાભિરિવ [1]વનગજસ્તર્જનતાડનાવમેહનષ્ઠીવનગ્રાવશકૃદ્રજઃપ્રક્ષેપપૂતિવાતદુરુક્તૈસ્તદવિગણયન્નેવાસત્સંસ્થાન એતસ્મિન્ દેહોપલક્ષણે સદપદેશ ઉભયાનુભવસ્વરૂપેણ સ્વમહિમાવસ્થાનેનાસમારોપિતાહંમમાભિમાનત્વાદવિખણ્ડિતમનાઃ પૃથિવીમેકચરઃ પરિબભ્રામ ॥૩૦॥ અતિસુકુમારકરચરણોરઃસ્થલવિપુલબાહ્વંસગલવદનાદ્યવયવવિન્યાસઃ[2] પ્રકૃતિસુન્દરસ્વભાવહાસસુમુખો નવનલિનદલાયમાનશિશિર[3]તારારુણાયતનયનરુચિરઃ સદૃશસુભગકપોલકર્ણકણ્ઠનાસો વિગૂઢસ્મિતવદનમહોત્સવેન પુરવનિતાનાં મનસિ કુસુમશરાસનમુપદધાનઃ પરાગવલમ્બ[4]માનકુટિલજટિલકપિશકેશભૂરિભારોઽવધૂતમલિનનિજશરીરેણ ગ્રહગૃહીત ઈવાદશ્યત ॥૩૧॥

થઈ ગયા. તે સમયે તેમના વાળ વિખરાયેલા હતા, ઉન્મત્તના જેવો (તેમનો) વેશ હતો. આવી સ્થિતિમાં તેઓ આહ્વનીય-અગ્નિહોત્રના અગ્નિઓને પોતાનામાં જ લીન કરીને સંન્યાસી થઈ ગયા અને બ્રહ્માવર્ત દેશમાંથી બહાર નીકળી ગયા. (૨૮) તેઓ સર્વથા મૌન થઈ ગયા હતા, કોઈ વાત કરવા ઈચ્છતું તો તેઓ બોલતા ન હતા. જડ, અંધ, બધિર, મૂંગા, પિશાચ અને ગાંડાઓના જેવી ચેષ્ટાઓ કરતા, અવધૂત બનીને તેઓ સર્વત્ર વિચરવા લાગ્યા. (૨૯) ક્યારેક નગરોમાં અને ગામોમાં જઈ પહોંચતા, તો ક્યારેક ખાણોમાં, ખેડૂતોની વસ્તીઓમાં, બગીચાઓમાં, પહાડી ગામોમાં, સૈન્યની છાવણીઓમાં, ગોશાળાઓમાં, ભરવાડોના નેસડાઓમાં અને ધર્મશાળાઓમાં વાસ કરતા હતા. ક્યારેક પહાડો, જંગલો, આશ્રમો વગેરેમાં વિચરતા હતા. તેઓ જે કોઈ રસ્તેથી જતા તો જેમ વનમાં વિચરનારા હાથીને માખીઓ સતાવે છે તેવી જ રીતે મૂર્ખ અને દુષ્ટ લોકો તેમની પાછળ પડતા અને તેમને હેરાન કરતા હતા. કોઈ ધમકી આપતા, કોઈ મારતા, કોઈ (તેમના પર) પેશાબ કરતા, કોઈ થૂંકતા, કોઈ ઢેખાળા મારતા, કોઈ વિષ્ઠા અને ધૂળ ફેંકતા, કોઈ અધોવાયુ છોડતા અને કોઈ ગાળો આપીને તેમનો તિરસ્કાર કરતા હતા. પરંતુ તેમનું આ બધા પર જરા પણ ધ્યાન જતું ન હતું. આનું કારણ એ હતું કે ભ્રમને લીધે સત્ય કહેવામાં આવતા આ મિથ્યા શરીરમાં તેમની જરા જેટલી પણ અહંતા-મમતા ન હતી. તેઓ કાર્ય-કારણરૂપ સમસ્ત પ્રપંચના સાક્ષી થઈને પોતાના પરમાત્મ-સ્વરૂપમાં જ સ્થિત હતા, તેથી અખંડ ચિત્તવૃત્તિપૂર્વક એકલા જ પૃથ્વી પર વિચરણ કર્યા કરતા હતા. (૩૦) જોકે તેમના હાથ, પગ, છાતી, લાંબી-લાંબી ભુજાઓ, ખભા, ગળું, મુખ વગેરે અંગોની રચના ઘણી જ સુકુમાર હતી; તેમનું સ્વાભાવિક જ સુંદર મુખ સ્વાભાવિક મધુર સ્મિતને લીધે અધિક મનોહર લાગતું હતું; તેમનાં નેત્રો નવીન કમળપાંદડીઓ જેવી સોહામણી, વિશાળ અને થોડીક લાલાશવાળી હતી; તેમની કીકીઓ શીતળ અને સંતાપને હરનારી હતી. તે આંખોને કારણે તેઓ અત્યંત મનોહર લાગતા હતા. કપોલ, કાન અને નાસિકા નાનાં-મોટાં નહીં, પણ સરખાં (માપસરનાં) અને સુંદર હતાં તથા તેમના અસ્ફુટ હાસ્યયુક્ત મનોહર મુખકમળની શોભા જોઈને નગરની સ્ત્રીઓના ચિત્તમાં કામદેવનો સંચાર થઈ જતો હતો, તેમ છતાં તેમના મુખ આગળ ભૂરા રંગની લાંબી-લાંબી વાંકડિયાળી કેશલટો લટકતી રહેતી હતી. તેમના ઘણા ભારને લીધે અને અવધૂતોના જેવા ધૂળથી

૧. પ્રા. પા. – મદગજ૦ । ૨. પ્રા. પા. – ૦બાહ્વંસયુગલ૦ । ૩. પ્રા. પા. – ૦શિશિરચાર્વરુણાયત૦ । ૪. પ્રા. પા. – ૦જટિલાલક૦ ।

યર્હિ વાવ સ ભગવાન્ લોકમિમં યોગસ્યાદ્ધા પ્રતીપમિવાચક્ષાણસ્તત્પ્રતિક્રિયા[1] કર્મબીભત્સિતમિતિ વ્રતમાજગરમાસ્થિતઃ શયાન એવાશ્નાતિ પિબતિ ખાદત્યવમેહતિ હદતિ[2] સ્મ ચેષ્ટમાન ઉચ્ચરિત આદિગ્ધોદ્દેશઃ ॥ ૩૨ ॥ તસ્ય હ યઃ પુરીષસુરભિસૌગન્ધ્યવાયુસ્તં[3] દેશં દશયોજનં સમન્તાત્ સુરભિં ચકાર ॥ ૩૩ ॥ એવં ગોમૃગકાકચર્યયા વ્રજંસ્તિષ્ઠન્નાસીનઃ શયાનઃ કાકમૃગગોચરિતઃ[4] પિબતિ ખાદત્યવમેહતિ સ્મ ॥ ૩૪ ॥ ઇતિ નાનાયોગચર્યાચરણો ભગવાન્ કૈવલ્યપતિર્ઋષભોऽવિરતપરમમહાનન્દાનુભવ આત્મનિ સર્વેષાં ભૂતાનામાત્મભૂતે ભગવતિ વાસુદેવ આત્મનોऽવ્યવધાનાનન્તરોદરભાવેન સિદ્ધસમસ્તાર્થપરિપૂર્ણો યોગૈશ્વર્યાણિ વૈહાયસમનોજવાન્તર્ધાનપરકાયપ્રવેશદૂરગ્રહણાદીનિ[5] યદૃચ્છયોપગતાનિ નાઞ્જસા નૃપ હૃદયેનાભ્યનન્દત્ ॥ ૩૫ ॥

ધૂળિયા બનેલા શરીરને કારણે તેઓ ગ્રહોથી ગ્રસ્ત મનુષ્યના જેવા જણાતા હતા. (૩૧)

જ્યારે ભગવાન ઋષભદેવે જોયું કે આ પ્રજા યોગનું સાધન કરવામાં વિઘ્નરૂપ છે અને એનાથી બચવાનો ઉપાય બીભત્સ વૃત્તિથી રહેવું એ જ છે, ત્યારે તેમણે અજગરવૃત્તિ ધારણ કરી લીધી. તેઓ સૂતાં-સૂતાં જ ખાવા-પીવા, ચાવવા અને મળ-મૂત્રનો ત્યાગ કરવા લાગ્યા. તેઓ પોતાના ત્યજેલા મળમાં આળોટી-આળોટીને તેનાથી શરીરને રગદોળતા હતા. (૩૨) (પણ) તેમના મળમાં દુર્ગંધ ન હતી, ભારે સુગંધ હતી; અને પવન તે ગંધ લઈને તેમની ચારે તરફ દસ જોજન સુધી સમગ્ર દેશને સુગંધિત કરી દેતો હતો. (૩૩) આ જ રીતે ગાય, મૃગ, કાગડો વગેરેની વૃત્તિઓ અપનાવીને તેઓ તેમની જ જેમ ક્યારેક ચાલતાં-ચાલતાં, ક્યારેક ઊભાં-ઊભાં, ક્યારેક બેઠાં-બેઠાં અને ક્યારેક સૂતાં-સૂતાં જ ખાતા-પીતા હતા અને મળ-મૂત્રનો ત્યાગ કરતા હતા. (૩૪) હે પરીક્ષિત! પરમહંસોને ત્યાગના આદર્શનો બોધ આપવા માટે આ પ્રમાણે મોક્ષપતિ ભગવાન ઋષભદેવે ઘણી જાતની યોગચર્યાઓનું આચરણ કર્યું. તેઓ સર્વશ્રેષ્ઠ મહા-આનંદનો નિરંતર અનુભવ કરતા રહેતા હતા. તેમની દૃષ્ટિમાં નિરુપાધિક-રૂપે સમસ્ત પ્રાણીઓના આત્મા પોતાના આત્મસ્વરૂપ ભગવાન વાસુદેવ સાથે કોઈ પ્રકારનો ભેદ ન હતો; તેથી તેમના સઘળાયે પુરુષાર્થ પૂર્ણ થઈ ચૂક્યા હતા. તેમની પાસે આકાશગમન, મનોજવ (મનની ગતિની જેમ જ શરીરનું પણ ઇચ્છા કરતાં જ સર્વત્ર જઈ પહોંચવું), અંતર્ધાન, પરકાયાપ્રવેશ (બીજાઓના શરીરમાં પ્રવિષ્ટ થવું), દૂરગ્રહણ (દૂર થતી વાતો સાંભળવી અને દૂરનાં દૃશ્ય જોવાં) વગેરે તમામ પ્રકારની સિદ્ધિઓ સ્વેચ્છાપૂર્વક જ સેવા કરવાને ઉપસ્થિત થઈ, પરંતુ તેમણે તેમનો મનથી આદર કે સ્વીકાર કર્યો નહીં. (૩૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ઋષભદેવાનુચરિતે પઞ્ચમોऽધ્યાયઃ ॥ ૫ ॥
પાંચમા સ્કંધ-અંતર્ગત ઋષભદેવ-અનુચરિતમાંનો પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – પ્રતિક્રિયાયાં । ૨. પ્રાચીન પ્રતમાં 'હદતિ' પાઠ નથી. ૩. પ્રા. પા. – વાયુસ્તાન્દેશાન્ દશયોજનાન્ સમન્તાત્સુરભીંશ્ચકાર । ૪. પ્રા. પા. – કાકમૃગગોવચ્ચરતિ પિબત્યવમેહતિ સ્મ । ૫. પ્રા. પા. – ૦પરકાયાવેશદૂર૦ ।

# છઠ્ઠો અધ્યાય

## ઋષભદેવજીનો દેહત્યાગ

*રાજોવાચ*

**ન નૂનં ભગવ[1] આત્મારામાણાં યોગસમીરિત-જ્ઞાનાવભર્જિતકર્મબીજાનામૈશ્વર્યાણિ[2] પુનઃ ક્લેશદાનિ ભવિતુમર્હન્તિ યદૃચ્છયોપગતાનિ ॥ ૧॥**

*ઋષિરુવાચ*

**સત્યમુક્તં કિન્ત્વિહ વા એકે[3] ન મનસોઽદ્ધા[4] વિશ્રમ્ભમનવસ્થાનસ્ય[5] શઠકિરાત ઈવ સઙ્ગચ્છન્તે[6] ॥ ૨॥ તથા ચોક્તમ્ –**

**ન કુર્યાત્કર્હિચિત્સખ્યં મનસિ હ્યનવસ્થિતે ।**
**યદ્વિશ્રમ્ભાચ્ચિરાચ્ચીર્ણં ચસ્કન્દ તપ ઐશ્વરમ્ ॥ ૩॥**

**નિત્યં દદાતિ કામસ્ય ચ્છિદ્રં તમનુ યેઽરયઃ ।**
**યોગિનઃ કૃતમૈત્રસ્ય પત્યુર્જાયેવ પુંશ્ચલી ॥ ૪॥**

**કામો મન્યુર્મદો લોભઃ શોકમોહભયાદયઃ ।**
**કર્મબન્ધશ્ચ યન્મૂલઃ સ્વીકુર્યાત્કો નુ[7] તદ્ બુધઃ ॥ ૫॥**

**અથૈવમખિલલોકપાલલલામોઽપિ[8] વિલક્ષણૈર્જડવદવધૂતવેષભાષાચરિતૈરવિલક્ષિત[9]-ભગવત્પ્રભાવો યોગિનાં સામ્પરાયવિધિમનુશિક્ષયન્ સ્વકલેવરં જિહાસુરાત્મન્યાત્માનમસંવ્ય-વહિતમનર્થાન્તરભાવેનાન્વીક્ષમાણ[10] ઉપરતાનુ-વૃત્તિરુપરરામ ॥ ૬॥ તસ્ય હ વા એવં મુક્તલિઙ્ગસ્ય ભગવત ઋષભસ્ય યોગમાયા-વાસનયા[11] દેહ ઈમાં જગતીમભિમાનાભાસેન સઙ્ક્રમમાણઃ [12]કોઙ્કવેઙ્કકુટકાન્ દક્ષિણ-કર્ણાટકાન્ દેશાન્ યદૃચ્છયોપગતઃ કુટકાચલોપવન આસ્યકૃતાશ્મકવલ[13] ઉન્માદ ઈવ મુક્તમૂર્ધજોઽસંવીત એવ વિચચાર ॥ ૭॥ અથ**

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! યોગરૂપી પવનથી પ્રજ્વલિત થયેલા જ્ઞાનરૂપી અગ્નિથી જેમનાં રાગ વગેરે-રૂપી કર્મબીજ બળી ગયાં છે તેવા આત્મારામ મુનિઓને જો દૈવવશ આપમેળે જ અણિમા વગેરે સિદ્ધિઓ મળી જાય તો તે તેમના રાગ-દ્વેષ વગેરે ક્લેશોનું કારણ તો કોઈ રીતે બની શકતી નથી; તો પછી ભગવાન ઋષભદેવે શા માટે તે (સિદ્ધિઓ) સ્વીકારી નહીં? (૧)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – તમારું કહેવું સાચું છે, પરંતુ સંસારમાં જેમ ચાલાક પારધી પોતે પકડેલા મૃગનો ભરોસો કરતો નથી તેવી જ રીતે બુદ્ધિમાન લોકો આ ચંચળ ચિત્તનો ભરોસો કરતા નથી. (૨) આવું જ કહેવાયું પણ છે – આ ચંચળ ચિત્ત સાથે ક્યારેય મૈત્રી કરવી જોઈએ નહીં. એનામાં વિશ્વાસ કરવાથી મોટા-મોટા યોગીઓનું દીર્ઘકાળનું સંચિત તપ ક્ષીણ થઈ જાય છે. (૩) જેમ વ્યભિચારિણી સ્ત્રી જાર (વ્યભિચારી) પુરુષોને તક આપીને તેમના હાથે, પોતાનામાં ભરોસો રાખનારા પતિનો વધ કરાવી દે છે, તેવી જ રીતે જે યોગીઓ મન પર વિશ્વાસ કરે છે તેમનું મન કામને તથા તેના સાથી ક્રોધ વગેરે શત્રુઓને આક્રમણ કરવાની તક આપીને તેમને નષ્ટભ્રષ્ટ કરી દે છે. (૪) કામ, ક્રોધ, મદ, લોભ, મોહ, ભય વગેરે શત્રુઓનું તથા કર્મબંધનનું મૂળ તો મન જ છે; એના પર કોઈ પણ બુદ્ધિમાન વ્યક્તિ કેવી રીતે વિશ્વાસ કરી શકે? (૫)

એટલે જ ભગવાન ઋષભદેવ જોકે ઈન્દ્ર વગેરે તમામ લોકપાલોના પણ ભૂષણસ્વરૂપ હતા, તોપણ તેઓ જડ મનુષ્યોની જેમ અવધૂતોના જેવા વિવિધ વેશ, ભાષા અને આચરણથી પોતાના ઈશ્વરીય પ્રભાવને છુપાવીને રહેતા હતા. અંતમાં તેમણે યોગીઓને દેહત્યાગની વિધિ શિખવાડવા માટે પોતાના શરીરનો ત્યાગ કરવા ઈચ્છ્યું. દૃશ્ય પ્રપંચમાત્ર અસત્ છે એવા દૃઢ નિર્ધારથી પોતાના અંતઃકરણમાં આત્મા-પરમાત્માને અભિન્નરૂપે જોતા રહીને લિંગશરીરના અભિમાનમાંથી મુક્ત થઈને તેઓ પૂર્ણ રીતે ઉપરામ થઈ ગયા. (૬) આ પ્રમાણે લિંગશરીરના અભિમાનમાંથી મુક્ત થયેલા ભગવાન શ્રીઋષભદેવજી યોગમાયાની વાસનાથી કેવળ અભિમાનના ભાસના આશ્રયે જ આ પૃથ્વીતટ પર વિચરતા રહ્યા. તે દૈવવશાત્ કોંક, વેંક, કુટક આદિ દક્ષિણ

૧. પ્રા. પા. – ભગવન્નાત્મરામા૦ । ૨. પ્રા. પા. – ૦જ્ઞાનાવર્જિત૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'એકે' પાઠ ખંડિત છે. ૪. પ્રાચીન પ્રતમાં '૦ઽદ્ધા' પાઠ નથી. ૫. પ્રા. પા. – ૦મનવસ્થાનસ્ય યોગિનઃ શઠ૦ । ૬. પ્રા. પા. – સઙ્ગચ્છન્તિ । ૭. પ્રા. પા. – વોઽત્ર તદ્બુધઃ । ૮. પ્રાચીન પ્રતમાં '૦ઽપિ' પાઠ નથી. ૯. પ્રા. પા. – ૦જડવદવધૂતભાષા૦ । ૧૦. પ્રા. પા. – ૦ભાવેનાનુવીક્ષ૦ । ૧૧. પ્રા. પા. – યોગમાયાવાસેન । ૧૨. પ્રા. પા. – કોઙ્કવેઙ્ક૦ । ૧૩. પ્રાચીન પ્રતમાં 'શ્મ' ખંડિત છે.

[1]સમીરવેગવિધૂતવેણુવિકર્ષણજાતોગ્રદાવાનલસ્તદ્વનમાલેલિહાનઃ સહ તેન દદાહ ॥ ૮॥

યસ્ય કિલાનુચરિતમુપાકર્ણ્ય કોઙ્કવેઙ્કકુટકાનાં[2] રાજાઽર્હન્નામોપશિક્ષ્ય કલાવધર્મ ઉત્કૃષ્યમાણે ભવિતવ્યેન વિમોહિતઃ સ્વધર્મપથમકુતોભયમપહાય કુપથપાખણ્ડમસમઞ્જસં નિજમનીષયા મન્દઃ સમ્પ્રવર્તયિષ્યતે ॥ ૯॥ યેન[3] હ વાવ કલૌ મનુજાપસદા દેવમાયામોહિતાઃ સ્વવિધિનિયોગશૌચચારિત્રવિહીના દેવહેલનાન્યપવ્રતાનિ નિજનિજેચ્છયા ગૃહ્ણાના અસ્નાનાનાચમનાશૌચકેશોલ્લુઞ્ચનાદીનિ કલિનાઽધર્મબહુલેનોપહતધિયો બ્રહ્મબ્રાહ્મણયજ્ઞપુરુષલોકવિદૂષકાઃ[4] પ્રાયેણ ભવિષ્યન્તિ ॥ ૧૦॥ તે[5] ચ હ્યર્વાક્તનયા નિજલોકયાત્રયાઽન્ધપરમ્પરયાઽઽશ્વસ્તાસ્તમસ્યન્ધે[6] સ્વયમેવ[7] પ્રપતિષ્યન્તિ[8] ॥ ૧૧॥

અયમવતારો રજસોપપ્લુતકૈવલ્યોપશિક્ષણાર્થઃ[9] ॥ ૧૨॥ તસ્યાનુગુણાન્ શ્લોકાન્ ગાયન્તિ—

અહો ભુવઃ સપ્તસમુદ્રવત્યા
દ્વીપેષુ વર્ષેષ્વધિપુણ્યમેતત્[10] ।
ગાયન્તિ યત્રત્યજના મુરારેઃ
કર્માણિ ભદ્રાણ્યવતારવન્તિ ॥ ૧૩॥

અહો નુ વંશો યશસાઽવદાતઃ
પ્રૈયવ્રતો યત્ર પુમાન્ પુરાણઃ ।
કૃતાવતારઃ પુરુષઃ સ આદ્ય-
શ્ચચાર ધર્મં યદકર્મહેતુમ્ ॥ ૧૪॥

કો ન્વસ્ય[11] કાષ્ઠામપરોઽનુગચ્છે-
ન્મનોરથેનાપ્યભવસ્ય યોગી ।
યો યોગમાયાઃ સ્પૃહયત્યુદસ્તા
હ્યસત્તયા યેન કૃતપ્રયત્નાઃ ॥ ૧૫॥

કર્ણાટકના દેશોમાં ગયા અને મોઢામાં પથ્થરનો ટુકડો નાખેલા તથા વાળ વિખેરેલા પાગલ(ઉન્મત્ત)ની જેમ દિગંબરરૂપે કુટકાચલના વનમાં વિચરવા લાગ્યા. (૭) આ જ સમયે ઝંઝાવાતથી હાલી ઊઠેલા વાંસોના ઘર્ષણને લીધે પ્રબળ દાવાગ્નિ ભભૂકી ઊઠ્યો અને તેણે આખા વનને પોતાની પ્રજ્વલિત જ્વાળાઓમાં લપેટી લઈને ઋષભદેવજી સમેત ભસ્મ કરી દીધું. (૮)

હે રાજન્! જ્યારે કળિયુગમાં અધર્મની વૃદ્ધિ થશે ત્યારે કોંક, વેંક અને કુટક દેશનો મંદમતિ રાજા અર્હત્ ત્યાંના લોકો પાસેથી ઋષભદેવજીના આશ્રમાતીત (ગૃહસ્થીથી પર) આચરણનું વૃત્તાંત સાંભળશે. અને પોતે તેનું ગ્રહણ કરશે. તેઓ લોકોનાં પૂર્વ-સંચિત પાપોના ફળરૂપ ભવિતવ્યને વશીભૂત થઈ જશે. તેઓ નિર્ભયપણે પોતાના ધર્મના માર્ગનો પરિત્યાગ કરીને, પોતાની બુદ્ધિ મુજબ અયોગ્ય અને પાખંડપૂર્ણ કુમાર્ગનો પ્રચાર કરશે. (૯) એનાથી કળિયુગમાં દેવ-માયાથી મોહિત થયેલા અનેક અધમ મનુષ્યો શાસ્ત્રવિહિત શૌચ-શુદ્ધિ અને આચરણનો ત્યાગ કરી બેસશે. અધર્મબહુલ કળિયુગના પ્રભાવથી બુદ્ધિહીન થઈ જવાને કારણે તેઓ સ્નાન નહીં કરવું, આચમન નહીં કરવું, અશુદ્ધ રહેવું, વાળ ચૂંટાવી લેવા વગેરે ઈશ્વરનો તિરસ્કાર કરનારા પાખંડી ધર્મોને મન ફાવે તે રીતે અપનાવશે અને ઘણું કરીને વેદો, બ્રાહ્મણો તેમ જ ભગવાન યજ્ઞપુરુષની નિંદા કરવા લાગશે. (૧૦) તેઓ પોતાની આ અવૈદિક, સ્વેચ્છાકૃત નવી પ્રવૃત્તિમાં આંધળી પરંપરાથી (અંધશ્રદ્ધાથી) વિશ્વાસ કરીને મત્ત રહેવાને કારણે પોતે જ ઘોર નરકમાં પડશે. (૧૧)

ભગવાન ઋષભદેવનો આ અવતાર રજોગુણથી ભરેલા લોકોને મોક્ષમાર્ગનો બોધ કરાવવા માટે જ થયો હતો. (૧૨) આના ગુણોનું વર્ણન કરતાં લોકો આ વાક્યો કહેતા રહે છે – 'અહો! સાત સમુદ્રોવાળી પૃથ્વીના તમામ દ્વીપો અને દેશોમાં આ ભારતવર્ષ મહાન પુણ્યભૂમિ છે, કારણ કે અહીંના લોકો શ્રીહરિના મંગળમય અવતારોનાં ચરિત્રોનું ગાન કરે છે. (૧૩) અહો! મહારાજ પ્રિયવ્રતનો વંશ ઘણો જ ઉજ્જ્વળ અને સુયશપૂર્ણ છે, જેમાં પુરાણપુરુષ શ્રીઆદિનારાયણે ઋષભ- અવતાર લઈને મોક્ષની પ્રાપ્તિ કરાવનારા પારમહંસ્ય ધર્મનું આચરણ કર્યું. (૧૪) અહો! અજન્મા ભગવાન ઋષભદેવના માર્ગ પર કોઈ બીજો યોગી

૧. પ્રા. પા. – ૦વેણુનિઘર્ષ૦ । ૨. પ્રાચીન પ્રતમાં '૦કુટકાનાં' પાઠ ખંડિત છે. ૩. પ્રા. પા. – યેનેહ વાવ । ૪. પ્રા. પા. – ૦યજ્ઞલોકપુરુષવિદૂષકાઃ । ૫. પ્રા. પા. – તથૈવ હ્યર્વાક્તનયા । ૬. પ્રા. પા. – તથૈવાતત્ત્વજ્ઞાસ્તમ૦ । ૭. પ્રાચીન પ્રતમાં 'સ્વયમેવ' પાઠ નથી. ૮. પ્રાચીન પ્રતમાં 'તિ' પાઠ ખંડિત છે. ૯. પ્રા. પા. – ૦શિક્ષણાર્થં । ૧૦. પ્રાચીન પ્રતમાં '૦મેતત્' ભાગ ખંડિત છે. ૧૧. પ્રા. પા. – કો હ્યસ્ય ।

ઇતિ હ સ્મ સકલવેદલોકદેવબ્રાહ્મણગવાં પરમગુરોર્ભગવત ઋષભાખ્યસ્ય વિશુદ્ધાચરિતમીરિતં[1] પુંસાં સમસ્તદુશ્ચરિતાભિહરણં પરમમહામઙ્ગલાયનમિદમનુશ્રદ્ધયોપચિતયાઽનુશૃણોત્યાશ્રાવયતિ વાઽવહિતો[2] ભગવતિ તસ્મિન્ વાસુદેવ એકાન્તતો ભક્તિરનયોરપિ સમનુવર્તતે ॥૧૬॥ યસ્યામેવ કવય આત્માનમવિરતં વિવિધવૃજિનસંસારપરિતાપોપતપ્યમાનમનુસવનં સ્નાપયન્તસ્તયૈવ પરયા નિર્વૃત્યા હ્યપવર્ગમાત્યન્તિકં પરમપુરુષાર્થમપિ સ્વયમાસાદિતં નો એવાદ્રિયન્તે[3] ભગવદીયત્વેનૈવ[4] પરિસમાપ્તસર્વાર્થાઃ ॥૧૭॥

રાજન્ પતિર્ગુરુરલં ભવતાં યદૂનાં
દૈવં પ્રિયઃ કુલપતિઃ ક્વ ચ કિઙ્કરો વઃ ।
અસ્ત્વેવમઙ્ગ ભગવાન્ ભજતાં મુકુન્દો
મુક્તિં દદાતિ કર્હિચિત્સ્મ[5] ન ભક્તિયોગમ્ ॥૧૮॥

નિત્યાનુભૂતનિજલાભનિવૃત્તતૃષ્ણઃ[6]
શ્રેયસ્યતદ્રચનયા ચિરસુપ્તબુદ્ધેઃ ।
લોકસ્ય યઃ કરુણયાઽભયમાત્મલોક-
માખ્યાન્નમો ભગવતે ઋષભાય તસ્મૈ ॥૧૯॥

મનથી પણ કેવી રીતે ચાલી શકે? – કારણ કે યોગીજનો જે યોગસિદ્ધિઓ માટે લલચાઈને નિરંતર પ્રયત્ન કરતા રહે છે તે આપોઆપ જ પ્રાપ્ત થયેલી હોવા છતાં પણ તેમને અસત્ (મિથ્યા) સમજીને તેમણે તેમનો ત્યાગ કરી દીધો હતો. (૧૫)

હે રાજન્! આ પ્રમાણે સમસ્ત વેદો, લોકો (ભુવનો), દેવતાઓ, બ્રાહ્મણો અને ગાયોના પરમગુરુ ભગવાન ઋષભદેવનું આ નિર્મળ ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું. આ (ચરિત્ર) મનુષ્યોનાં સમસ્ત પાપોને હરનારું છે. જે મનુષ્યો આ પરમ મંગલમય પવિત્ર ચરિત્ર નિરંતર એકાગ્રચિત્તે શ્રદ્ધાપૂર્વક સાંભળે છે અથવા સંભળાવે છે તે બંનેય (સાંભળનાર-સંભળાવનાર)ની ભગવાન વાસુદેવમાં અનન્ય ભક્તિ થઈ જાય છે.(૧૬) જાતજાતનાં પાપોથી ભરેલા, સાંસારિક તાપોથી અત્યંત તપેલા પોતાના અંતઃકરણને પંડિતજનો આ ભક્તિ-સરિતામાં જ નવડાવતા રહે છે. આનાથી તેમને જે પરમ શાંતિ મળે છે તે એટલી આનંદમયી હોય છે કે પછી તે લોકો આની આગળ, આપોઆપ જ પ્રાપ્ત થયેલા મોક્ષરૂપી પરમ પુરુષાર્થનો પણ આદર કરતા નથી. ભગવાનના નિજીજન (ભગવદીય) થઈ જવાથી જ તેમના સઘળા પુરુષાર્થ સિદ્ધ થઈ જાય છે. (૧૭)

(શ્રીશુકદેવજી કહે છે) હે રાજન્! ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં પાંડવોના તથા યદુવંશીઓ (યાદવો)ના રક્ષક, ગુરુ, ઇષ્ટદેવ, સુહૃદ અને કુલપતિ હતા; ત્યાં સુધી કે તેઓ ક્યારેક ક્યારેક તો આજ્ઞાંકિત સેવક પણ બની જતા હતા. આ જ પ્રમાણે ભગવાન બીજા ભક્તોનાં પણ અનેક કાર્યો કરે છે અને તેમને મુક્તિ પણ આપી દે છે; પરંતુ મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ જે ભક્તિયોગ છે તેને સહેલાઈથી આપતા નથી. (૧૮)

નિરંતર વિષયભોગોની અભિલાષા કરવાને કારણે પોતાના વાસ્તવિક શ્રેય પ્રત્યે દીર્ઘકાળ સુધી બેસુધ (અસાવધ) રહેલા લોકોને જેમણે કરુણાવશ નિર્ભય આત્મલોકનો ઉપદેશ આપ્યો અને જેઓ પોતે નિરંતર અનુભવાતા આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાને લીધે બધા પ્રકારની તૃષ્ણાઓથી મુક્ત હતા તે ભગવાન ઋષભદેવને નમસ્કાર છે. (૧૯)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ઋષભદેવાનુચરિતે ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥**
**પાંચમા સ્કંધ-અંતર્ગત ઋષભદેવ-અનુચરિતમાંનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – વિશુદ્ધાચરિતં પુંસાં૦ । ૨. પ્રા. પા. – વાઽવહિતસ્તસ્મિન્ વાસુદેવ । ૩. પ્રા. પા. – નૈવાદ્રિયન્તે । ૪. પ્રા. પા. – ભગવત્તત્ત્વેનૈવ । ૫. પ્રાચીન પ્રતમાં 'ચિત્' એ ભાગ ખંડિત છે. ૬. પ્રાચીન પ્રતમાં 'ત' - એ ભાગ ખંડિત છે.

# સાતમો અધ્યાય

## ભરતજીનું ચરિત્ર

*શ્રીશુક ઉવાચ*[1]

**ભરતસ્તુ મહાભાગવતો યદા ભગવતાડવનિતલ-પરિપાલનાય સઞ્ચિન્તિતસ્તદનુશાસનપરઃ પઞ્ચજનીં વિશ્વરૂપદુહિતરમુપયેમે ॥ ૧॥ તસ્યામુ હ વા આત્મજાન્ કાર્ત્સ્ન્યેનાનુરૂપાનાત્મનઃ પઞ્ચ જનયામાસ ભૂતાદિરિવ ભૂતસૂક્ષ્માણિ ॥ ૨॥ સુમતિં રાષ્ટ્રભૃતં સુદર્શનમાવરણં[2] ધૂમ્રકેતુમિતિ । અજનાભં[3] નામૈતદ્વર્ષં ભારતમિતિ યત આરભ્ય વ્યપદિશન્તિ ॥ ૩॥**

**સ[4] બહુવિન્મહીપતિઃ [5]પિતૃપિતામહ-વદુરુવત્સલતયા સ્વે સ્વે કર્મણિ વર્તમાનાઃ પ્રજાઃ સ્વધર્મમનુવર્તમાનઃ પર્યપાલયત્ ॥ ૪॥ ઈજે ચ ભગવન્તં યજ્ઞક્રતુરૂપં[6] ક્રતુભિરુચ્ચાવચૈઃ શ્રદ્ધયાડડહૃતાગ્નિહોત્રદર્શપૂર્ણમાસચાતુર્માસ્યપશુ-સોમાનાં પ્રકૃતિવિકૃતિભિરનુસવનં ચાતુર્હોત્ર-વિધિના ॥ ૫॥ સમ્પ્રચરત્સુ નાનાયાગેષુ[7] વિરચિતાઙ્ગક્રિયેષ્વપૂર્વં યત્તત્ક્રિયાફલં ધર્માખ્યં પરે બ્રહ્મણિ યજ્ઞપુરુષે સર્વદેવતાલિઙ્ગાનાં મન્ત્રાણા-મર્થનિયામકતયા સાક્ષાત્કર્તરિ પરદેવતાયાં ભગવતિ વાસુદેવ એવ[8] ભાવયમાન આત્મનૈપુણ્ય-મૃદિતકષાયો હવિઃષ્વધ્વર્યુભિર્ગૃહ્યમાણેષુ સ યજમાનો યજ્ઞભાજો દેવાંસ્તાન્ પુરુષાવયવેષ્વભ્યધ્યાયત્ ॥ ૬॥ એવં કર્મવિશુદ્ધ્યા વિશુદ્ધ-સત્ત્વસ્યાન્તર્હૃદયાકાશશરીરે[9] બ્રહ્મણિ ભગવતિ વાસુદેવે મહાપુરુષરૂપોપલક્ષણે[10] શ્રીવત્સકૌસ્તુભ-વનમાલાડરિદરગદાદિભિરુપલક્ષિતે નિજપુરુષ-હૃલ્લિખિતેનાત્મનિ પુરુષરૂપેણ વિરોચમાન[11] ઉચ્ચૈસ્તરાં ભક્તિરનુદિનમેધમાનરયાડજાયત ॥ ૭॥**

**શ્રીશુકદેવજી કહે છે** — હે રાજન્! મહારાજ ભરત ઘણા મહાન ભગવદ્ભક્ત હતા. ભગવાન ઋષભદેવે પોતાના સંકલ્પમાત્રથી તેમને પૃથ્વીનું રક્ષણ કરવા માટે નિયુક્ત કરી દીધા. તેમણે (ભરતે) તેમની આજ્ઞા માથે ચડાવીને વિશ્વરૂપની પુત્રી પંચજની સાથે લગ્ન કર્યું. (૧) જેમ અહંકારથી શબ્દ વગેરે પાંચ ભૂત-તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે પંચજનીના ગર્ભથી તેમને સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધૂમ્રકેતુ નામના પાંચ પુત્રો થયા, કે જેઓ સર્વથા તેમના જ જેવા હતા. આ રાષ્ટ્ર, કે જેનું પહેલાં અજનાભવર્ષ નામ હતું — તેને રાજા ભરતના સમયથી જ 'ભારતવર્ષ' કહે છે. (૨-૩)

મહારાજ ભરત બહુશ્રુત (બહુવિદ) હતા. તેમણે પોતપોતાનાં કર્મોમાં વ્યસ્ત પ્રજાનું, પોતાના બાપદાદાઓની જેમ જ પોતાના ધર્મમાં સ્થિત રહીને, અત્યંત વાત્સલ્યભાવે પાલન કર્યું. (૪) તેમણે હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા — આ ચાર ઋત્વિજો વડે કરવામાં આવતા પ્રકૃતિ અને વિકૃતિ* એ બંને પ્રકારના અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ, સોમ વગેરે નાના-મોટા યજ્ઞો (ક્રતુઓ)થી યથાયોગ્ય સમયે યજ્ઞ અને ક્રતુરૂપ શ્રીભગવાનનું શ્રદ્ધાપૂર્વક યજન કર્યું. (૫) આ પ્રમાણે અંગો અને ક્રિયાઓ સમેત ભિન્ન-ભિન્ન યજ્ઞોના અનુષ્ઠાન વેળાએ જ્યારે અધ્વર્યુઓ આહુતિ આપવા હાથમાં હવિ ધારણ કરતા ત્યારે યજમાન ભરત તે યજ્ઞકર્મથી થતા પુણ્યરૂપી ફળનું યજ્ઞપુરુષ ભગવાન વાસુદેવને અર્પણ કરી દેતા હતા. વાસ્તવમાં તે પરબ્રહ્મ જ, ઈન્દ્ર વગેરે સમસ્ત દેવતાઓના પ્રકાશક છે. તેઓ જ મંત્રો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય વાસ્તવિક તત્ત્વ પણ છે, તથા તે દેવતાઓના પણ નિયામક હોવાથી મુખ્ય કર્તા તેમ જ મુખ્ય દેવ છે. આ પ્રમાણે પોતાની ભગવદર્પણબુદ્ધિરૂપી કુશળતા થકી હૃદયના રાગ-દ્વેષ વગેરે મળોની શુદ્ધિ કરતા રહીને તેઓ સૂર્ય વગેરે તમામ યજ્ઞભોક્તા દેવતાઓનું ભગવાનના નેત્રો વગેરે અવયવો-રૂપે ચિંતન કરતા હતા. (૬) આ રીતે કર્મની શુદ્ધિથી તેમનું અંતઃકરણ શુદ્ધ થઈ ગયું; ત્યારે તેમને અંતર્યામીરૂપે વિરાજમાન, હૃદય-આકાશમાં જ અભિવ્યક્ત

---

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' એ પાઠ નથી. ૨. પ્રા. પા. — સુદર્શનં વાવરણં । ૩. પ્રાચીન પ્રતમાં 'ભં' એ ભાગ ખંડિત છે. ૪. પ્રા. પા. — સ હ બહુવિન્મહીપતિઃ । ૫. પ્રાચીન પ્રતમાં 'મહ' એ પાઠ નથી. ૬. પ્રા. પા. — યજ્ઞકર્તું ક્રતુભિરુચ્ચા૦ । ૭. પ્રા. પા. — નાનાયોગેષુ । ૮. પ્રા. પા. — એવમ્ । ૯. પ્રા. પા. — કર્મવિશુદ્ધિઃ સત્ત્વસ્યાન્તર્હૃદયાકા૦ । ૧૦. પ્રાચીન પ્રતમાં 'ણે' એ ભાગ ખંડિત છે. ૧૧. પ્રા. પા. — વિરાજમાન૦ ।

* પ્રકૃતિ અને વિકૃતિના ભેદથી અગ્નિહોત્ર વગેરે ક્રતુ બે પ્રકારના હોય છે. સઘળાં અંગોવાળા ક્રતુઓને 'પ્રકૃતિ' કહે છે અને જેમનામાં બધાં અંગો પૂરેપૂરાં હોતાં નથી, કોઈને કોઈ અંગની ઊણપ રહે છે તેમને 'વિકૃતિ' કહે છે.

એવં વર્ષાયુતસહસ્રપર્યન્તાવસિતકર્મ-નિર્વાણાવસરોઽધિભુજ્યમાનં[1] સ્વતનયેભ્યો રિક્થં પિતૃપૈતામહં[2] યથાદાયં વિભજ્ય સ્વયં સકલ-સમ્પન્નિકેતાત્સ્વનિકેતાત્ પુલહાશ્રમં[3] પ્રવવ્રાજ ॥ ૮॥ યત્ર હ વાવ ભગવાન્ હરિરદ્યાપિ તત્રત્યાનાં નિજજનાનાં વાત્સલ્યેન સન્નિધાપ્યત[4] ઈચ્છારૂપેણ ॥ ૯॥ યત્રાશ્રમપદાન્યુભયતોનાભિભિર્દૃષચ્ચક્રૈ-શ્ચક્રનદી નામ સરિત્પ્રવરા સર્વતઃ પવિત્રીકરોતિ ॥ ૧૦॥

તસ્મિન્ વાવ[5] કિલ સ એકલઃ પુલહાશ્રમોપવને વિવિધકુસુમકિસલયતુલસિકામ્બુભિઃ કન્દમૂલ-ફલોપહારૈશ્ચ સમીહમાનો ભગવત આરાધનં વિવિક્ત ઉપરતવિષયાભિલાષ ઉપભૃતોપશમઃ પરાં નિર્વૃતિમવાપ ॥ ૧૧॥ તયેત્થમવિરતપુરુષપરિચર્યયા ભગવતિ પ્રવર્ધમાનાનુરાગભરદ્રુતહૃદયશૈથિલ્યઃ પ્રહર્ષવેગેનાત્મ-ન્યુદ્ભિદ્યમાનરોમપુલકકુલક ઔત્કણ્ઠ્યપ્રવૃત્તપ્રણય-બાષ્પનિરુદ્ધાવલોકનયન એવં[6] નિજરમણારુણ-ચરણારવિન્દાનુધ્યાનપરિચિતભક્તિયોગેન પરિપ્લુત-પરમાહ્લાદગમ્ભીરહૃદયહ્રદાવગાઢધિષણસ્તામપિ ક્રિયમાણાં ભગવત્સપર્યાં ન સસ્માર ॥ ૧૨॥ઈત્થં ધૃતભગવદ્વ્રત ઐણેયાજિનવાસસાઽનુસવનાભિષેકાર્દ્રકપિશકુટિલ-જટાકલાપેન[7] ચ વિરોચમાનઃ સૂર્યર્ચા ભગવન્તં હિરણ્મયં પુરુષમુજ્જિહાને સૂર્યમણ્ડલેઽભ્યુપતિષ્ઠન્નેતદુ હોવાચ– ॥ ૧૩॥

થતા, બ્રહ્મસ્વરૂપ તેમ જ મહાપુરુષોનાં લક્ષણોથી ઉપલક્ષિત ભગવાન વાસુદેવમાં – કે જેઓ શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાળા, ચક્ર, શંખ, ગદા વગેરેથી સુશોભિત છે તથા જેઓ નારદ વગેરે આત્મીય ભક્તોનાં હૃદયોમાં ચિત્રવત્ નિશ્ચળભાવે સ્થિત રહે છે, તેમનામાં દિવસે-દિવસે વેગપૂર્વક વધતી રહેતી ઉત્કટ ભક્તિ પ્રાપ્ત થઈ. (૭)

આ પ્રમાણે એક કરોડ વર્ષ વીત્યા પછી તેમણે રાજ્યભોગનું પ્રારબ્ધ ક્ષીણ થયેલું જાણીને, પોતે ભોગવેલી વંશપરંપરાગત સંપત્તિ યથાયોગ્ય રીતે પુત્રોને વહેંચી આપી. પછી પોતાના સર્વ-સંપત્તિથી સંપન્ન રાજમહેલમાંથી નીકળીને તેઓ પુલહ મુનિના આશ્રમ (હરિહરક્ષેત્ર)માં ચાલ્યા ગયા. (૮) આ પુલહાશ્રમમાં રહેતા ભક્તો પર ભગવાનનું અત્યંત વાત્સલ્ય છે. તેઓ આજે પણ તે ભક્તોને તેમના ઇષ્ટરૂપમાં મળતા રહે છે. (૯) ત્યાં ચક્રનદી (ગંડકી) નામની પ્રસિદ્ધ નદી ગોળાકાર શાલિગ્રામ-શિલાઓથી, કે જેમની ઉપર-નીચે બંને તરફ નાભિ જેવાં ચિહ્ન હોય છે – તેમનાથી ઋષિઓના આશ્રમોને બધી બાજુએથી પવિત્ર કરતી રહે છે. (૧૦)

તેઓ પુલહાશ્રમના ઉપવનમાં, એકાન્ત સ્થાનમાં એકલા જ રહીને તે પત્ર, પુષ્પ, તુલસીદલ, જળ, કંદમૂળ-ફળ વગેરે અનેક પ્રકારના ઉપહારોથી ભગવાનની આરાધના કરવા લાગ્યા. આનાથી તેમનું અંતઃકરણ સમસ્ત વિષય-અભિલાષાઓમાંથી નિવૃત્ત થઈને શાંત થઈ ગયું અને તેમને પરમ આનંદ પ્રાપ્ત થયો. (૧૧) આ પ્રમાણે જ્યારે તેઓ નિયમપૂર્વક ભગવાનની પરિચર્યા કરવા લાગ્યા ત્યારે એનાથી પ્રેમનો વેગ વધતો ગયો, કે જેના થકી તેમનું હૃદય દ્રવીભૂત થઈને શાંત થઈ ગયું, આનંદના પ્રબળ વેગથી શરીરમાં રોમાંચ થવા લાગ્યો તથા ઉત્કંઠાને કારણે આંખોમાં પ્રેમનાં આંસુ ઊભરાઈ આવ્યાં - જેનાથી તેમની દૃષ્ટિ રોકાઈ ગઈ (સ્થિર - અચળ થઈ ગઈ). અંતે જ્યારે પોતાના પ્રિયતમનાં અરુણ ચરણકમળોના ધ્યાનથી ભક્તિયોગનો આવિર્ભાવ થયો ત્યારે પરમ આનંદથી છલોછલ હૃદયરૂપી ગહન સરોવરમાં બુદ્ધિના ડૂબી જવાથી તેમને નિયમપૂર્વક કરવામાં આવતી તે ભગવત્પૂજાનું પણ સ્મરણ રહ્યું નહીં. (૧૨) આ પ્રમાણે તેઓ ભગવાનની સેવાના નિયમમાં જ તત્પર રહેતા હતા, શરીરે કૃષ્ણમૃગચર્મ ધારણ કરતા હતા તથા ત્રિકાળસ્નાનને કારણે ભીંજાતા રહેવાને લીધે તેમના કેશ ભૂરી-ભૂરી વાંકડિયાળી લટોમાં પરિણમ્યા હતા, જેમનાથી તેઓ ઘણા જ સોહામણા લાગતા હતા. તેઓ ઉદય પામેલા સૂર્યમંડળમાં સૂર્યસંબંધિત ઋચાઓ વડે જ્યોતિર્મય

૧. પ્રા. પા. – ૦વસરો વિભુજ્યમાનં તનયેભ્યઃ પિતૃ૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'પૈ' - એ ભાગ ખંડિત છે. ૩. પ્રા. પા. – પુલહાશ્રમમેષ પ્ર૦ । ૪. પ્રાચીન પ્રતમાં 'પ્ય' - એ ભાગ ખંડિત છે. ૫. પ્રા. પા. – તસ્મિન્નેવ વાવ કિલ સ એવ આશ્રમોપવને । ૬. પ્રાચીન પ્રતમાં 'એવં' પાઠ નથી. ૭. પ્રાચીન પ્રતમાં 'ઐણેયાજિનવાસ૦'થી માંડીને '૦તિષ્ઠન્નેતદુ હોવાચ' સુધીનો ભાગ લખવાનો રહી ગયો છે.

પરોરજઃ સવિતુર્જાતવેદો
દેવસ્ય ભર્ગો મનસેદં જજાન ।
સુરેતસાદઃ[1] પુનરાવિશ્ય ચષ્ટે
હંસં[2] ગૃધ્રાણં નૃષદ્રિઙ્ગિરામિમઃ ॥ ૧૪॥

પરમપુરુષ ભગવાન નારાયણની આરાધના કરતા હતા અને આ પ્રમાણે સ્તુતિ કરીને કહેતા હતા – (૧૩) ભગવાન સૂર્ય-નારાયણનું તેજ પ્રકૃતિથી પર છે, તેઓ કર્મફળને આપનારા છે. તેમણે પોતાના સંકલ્પથી વિશ્વને ઉત્પન્ન કર્યું, પછી પોતાની ચિત્-શક્તિથી એમાં પ્રવેશ કર્યો. તેઓ જ આ વિશ્વને જુએ છે અર્થાત્ પાલન કરે છે. તમામ જીવોની ઇચ્છા પ્રમાણે તેમની બુદ્ધિને ગતિ આપે છે તેવા ભગવાન સૂર્યનારાયણના તેજનું અમે શરણ લઈએ છીએ. (૧૪)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભરતચરિતે ભગવત્પરિચર્યાયાં સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥**
**પાંચમા સ્કંધ-અંતર્ગત ભરતચરિત્રમાંનો ભગવત્પરિચર્યામાંનો સાતમો અધ્યાય સમાપ્ત.**

═★═

# આઠમો અધ્યાય

## મૃગના મોહમાં ફસાઈને ભરતજીનો મૃગયોનિમાં જન્મ લેવો

*શ્રીશુક ઉવાચ*

**એકદા તુ મહાનદ્યાં કૃતાભિષેક-નૈયમિકાવશ્યકો બ્રહ્માક્ષરમભિગૃણાનો મુહૂર્તત્રયમુદકાન્ત[3] ઉપવિવેશ ॥ ૧॥ તત્ર તદા રાજન્ હરિણી પિપાસયા [4]જલાશયાભ્યાશ-મેકૈવોપજગામ ॥ ૨॥ તયા પેપીયમાન[5] ઉદકે તાવદેવાવિદૂરેણ નદતો મૃગપતેરુન્નાદો લોકભયઙ્કર ઉદપતત્ ॥ ૩॥ તમુપશ્રુત્ય સા મૃગવધૂઃ પ્રકૃતિવિક્લવા ચકિતનિરીક્ષણા સુતરામપિ હરિભયાભિનિવેશ-વ્યગ્રહૃદયા પારિપ્લવદૃષ્ટિરગતતૃષા ભયાત્ સહસૈવોચ્ચક્રામ ॥ ૪॥**

**તસ્યા ઉત્પતન્ત્યા અન્તર્વત્ન્યા ઉરુભયાવગલિતો યોનિનિર્ગતો[6] ગર્ભઃ સ્રોતસિ નિપપાત ॥ ૫॥ તત્પ્રસવોત્સર્પણભયખેદાતુરા[7] સ્વગણેન વિયુજ્યમાના કસ્યાઞ્ચિદ્દર્યાં કૃષ્ણસારસતી નિપપાતાથ[8] ચ મમાર ॥ ૬॥**

**શ્રીશુકદેવજી કહે છે** – એક વાર ભરતજી ગંડકી નદીમાં સ્નાન કરીને, નિત્ય-નૈમિત્તિક તથા શૌચ વગેરે અન્ય આવશ્યક કર્મોમાંથી પરવારીને પ્રણવ (ૐકાર)નો જપ કરતા ત્રણ મુહૂર્ત સુધી નદીના જળપ્રવાહ પાસે બેસી રહ્યા. (૧) હે રાજન્! એ જ સમયે એક હરણી તરસથી વ્યાકુળ થઈને પાણી પીવા માટે એકલી જ તે નદીકિનારે આવી. (૨) હજી તો તે પાણી પી રહી હતી ત્યાં જ ગરજતા સિંહની જગતને ભય પમાડતી (લોકભયંકર) ત્રાડ સંભળાઈ. (૩) હરણની જાત તો સ્વભાવે જ ડરપોક હોય છે. તે હરણી પહેલાંથી જ ચકિત થઈને ચારે બાજુ જોતી રહેતી હતી. હવે જેવો તેના કાને તે ભયંકર શબ્દ પડ્યો કે તરત સિંહના ડરનું માર્યું તેનું કાળજું ધડકવા લાગ્યું અને તેની આંખો દયામણી (કાતર) થઈ ગઈ. તરસ હજી છિપાઈ ન હતી, પણ હવે તો જીવ બચાવવાની નોબત આવી પડી. તેથી તેણે ભયને લીધે નદી પાર કરવા માટે જોરથી છલાંગ મારી. (૪)

તેના પેટમાં ગર્ભ હતો; તેથી છલાંગ મારતી વેળાએ અત્યંત ભયને કારણે તેનો તે ગર્ભ પોતાના સ્થાનેથી ખસીને યોનિદ્વારમાંથી નીકળી જઈને નદીના પ્રવાહમાં પડ્યો. (૫) તે કાળિયાર હરણી અચાનક ગર્ભના પડી જવાને, લાંબી છલાંગ મારવાને તથા સિંહથી બીધેલી હોવાને કારણે ઘણી જ દુઃખાતુર થઈ ગઈ હતી. હવે પોતાના સમૂહમાંથી વિયોગ થઈ ગયો, તેથી

૧. પ્રા. પા. – સ્વતેજસાદઃ પુનરા૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'હંસં' પાઠ ખંડિત છે. ૩. પ્રા. પા. – ૦મુદકાન્તમ્ । ૪. પ્રાચીન પ્રતમાં 'શ' એ ભાગ ખંડિત છે. ૫. પ્રા. પા. – તથા પીયમાન ઉદકે । ૬. પ્રાચીન પ્રતમાં 'યોનિનિર્ગતઃ' પાઠ નથી. ૭. પ્રાચીન પ્રતમાં 'તત્પ્રસવ' એ ભાગ નથી. ૮. પ્રા. પા. – પપાતાથ ચ ।

તં ત્વેણકુણકં કૃપણં સ્રોતસાઽનૂહ્યમાનમભિવીક્ષ્યાપવિદ્ધં બન્ધુરિવાનુકમ્પયા[1] રાજર્ષિર્ભરત આદાય મૃતમાતરમિત્યાશ્રમપદમનયત્ ॥ ૭॥ તસ્ય હ વા એણકુણક ઉચ્ચૈરેતસ્મિન્ કૃતનિજાભિમાનસ્યાહરહસ્તત્પોષણપાલનલાલનપ્રીણનાનુધ્યાનેનાત્મનિયમાઃ સહયમાઃ પુરુષપરિચર્યાદય એકૈકશઃ કતિપયેનાહર્ગણેન વિયુજ્યમાનાઃ કિલ સર્વ એવોદવસન્ ॥ ૮॥ અહો બતાયં હરિણકુણકઃ કૃપણ ઈશ્વરરથચરણપરિભ્રમણરયેણ [2]સ્વગણસુહૃદ્બન્ધુભ્યઃ[3] પરિવર્જિતઃ શરણં ચ[4] મોપસાદિતો મામેવ માતાપિતરૌ ભ્રાતૃજ્ઞાતીન્ યૌથિકાંશ્ચૈવોપેયાય[5] નાન્યં કઞ્ચન વેદ [6]મય્યતિવિસ્રબ્ધશ્ચાત[7] એવ મયા મત્પરાયણસ્ય પોષણપાલનપ્રીણનલાલનમનસૂયુનાઽનુષ્ઠેયં શરણ્યોપેક્ષાદોષવિદુષા ॥ ૯॥ નૂનં હ્યાર્યાઃ સાધવ ઉપશમશીલાઃ કૃપણસુહૃદ એવંવિધાર્થે સ્વાર્થાનપિ ગુરુતરાનુપેક્ષન્તે ॥ ૧૦॥

ઈતિ કૃતાનુષઙ્ગ આસનશયનાટનસ્થાનાશનાદિષુ[8] સહ મૃગજહુના સ્નેહાનુબદ્ધહૃદય આસીત્ ॥ ૧૧॥ કુશકુસુમસમિત્પલાશફલમૂલોદકાન્યાહરિષ્યમાણો વૃકસાલાવૃકાદિભ્યો[9] ભયમાશંસમાનો યદા સહ હરિણકુણકેન વનં સમાવિશતિ[10] ॥ ૧૨॥ પથિષુ ચ મુગ્ધભાવેન[11] તત્ર તત્ર વિષક્તમતિપ્રણયભરહૃદયઃ કાર્પણ્યાત્સ્કન્ધેનોદ્વહતિ એવમુત્સઙ્ગ ઉરસિ ચાધાયોપલાલયન્ મુદં પરમામવાપ ॥ ૧૩॥ ક્રિયાયાં નિર્વર્ત્યમાનાયામન્તરાલેઽપ્યુત્થાયોત્થાય યદૈનમભિચક્ષીત તર્હિ વાવ સ વર્ષપતિઃ પ્રકૃતિસ્થેન મનસા તસ્મા આશિષ આશાસ્તે સ્વસ્તિ સ્તાદ્વત્સ તે સર્વત ઈતિ ॥ ૧૪॥

તે કોઈ ગુફામાં જઈ પડી અને ત્યાં જ મરી ગઈ. (૬)

રાજર્ષિ ભરતે જોયું કે બિચારું હરણીનું બચ્ચું પોતાની માથી વિખૂટું પડીને નદીના પ્રવાહમાં તણાઈ રહ્યું છે. આનાથી તેમને તેના પર ઘણી દયા આવી અને તેઓ સ્વજનની જેમ તે માતાવિહોણા બચ્ચાને પોતાના આશ્રમમાં લઈ આવ્યા. (૭) તે મૃગબાળ પ્રત્યે ભરતજીની મમતા ઉત્તરોત્તર વધતી જ ગઈ. તેઓ હંમેશાં તેના ખાવાપીવાની વ્યવસ્થા કરવી, વાઘ-સિંહ વગેરેથી તેને બચાવવું, લાડ લડાવવાં અને પુચકારવું – વગેરેની ચિંતામાં જ ડૂબેલા રહેવા લાગ્યા. થોડા જ દિવસોમાં તેમનાં યમ, નિયમ, ભગવત્પૂજન વગેરે આવશ્યક કર્મો એક પછી એક છૂટવા લાગ્યાં અને આખરે બધાં જ કર્મો છૂટી ગયાં.(૮) તેમને એવો વિચાર થયા કરતો કે – 'અહો! કેવી ખેદની વાત છે! આ બિચારા દીન મૃગબાળને કાળચક્રની ગતિએ પોતાના સમૂહ, સુહૃદો અને બંધુ-બાંધવોથી અળગું કરીને મારા શરણમાં પહોંચાડી દીધું છે. આ મને જ પોતાનાં માતાપિતા, ભાઈ-ભાંડુ અને સમૂહનો સાથી-સંગી સમજે છે. આને મારા સિવાય અન્ય કોઈની ખબર નથી અને મારામાં આનો વિશ્વાસ પણ ઘણો છે. હું પણ શરણાગતની ઉપેક્ષા કરવામાં જે દોષો છે તેમને જાણું છું. તેથી મારે હવે પોતાના આ આશ્રિતનું, બધા પ્રકારની દોષબુદ્ધિ ત્યજીને સારી રીતે પાલન-પોષણ કરવું જોઈએ, લાડ-પ્યાર કરવાં જોઈએ. (૯) ખરે જ શાંત સ્વભાવવાળા અને દીનદુઃખિયાંનું રક્ષણ કરનારા પરોપકારી સજ્જનો આવા શરણાગતના રક્ષણ ખાતર પોતાના મોટામાં મોટા સ્વાર્થની પણ પરવા કરતા નથી.' (૧૦)

આ પ્રમાણે હરણના તે બચ્ચામાં આસક્તિ વધી જવાથી બેસતાં, સૂતાં, હરતાંફરતાં, ઊભા રહેતાં તેમ જ ભોજન કરતી વખતે પણ તેમનું ચિત્ત તેના સ્નેહપાશમાં બંધાયેલું રહેતું હતું. (૧૧) જ્યારે તેમને દર્ભ, પુષ્પ, સમિધ, પત્ર, ફળ-કંદમૂળ વગેરે લાવવાનું થતું ત્યારે વરૂ અને કૂતરાઓની બીકને લીધે તેને તેઓ સાથે જ લઈને વનમાં જતા. (૧૨) રસ્તામાં જ્યાં ને ત્યાં કૂણું ઘાસ વગેરે જોઈને તે હરણબાળ મુગ્ધભાવે રોકાઈ જતું તો તેઓ અત્યંત પ્રેમપૂર્ણ હૃદયથી દયાવશ તેને પોતાના ખભે બેસાડી દેતા. આ પ્રમાણે ક્યારેક ખોળામાં લઈને, તો ક્યારેક છાતીએ વળગાડીને તેને લાડ કરવામાં પણ તેમને ઘણું સુખ મળતું. (૧૩) નિત્ય-નૈમિત્તિક કર્મો કરતી વખતે પણ રાજરાજેશ્વર ભરતજી વચ્ચે-વચ્ચે ઊઠી જઈને તે મૃગબાળને જોઈ લેતા અને જ્યારે તેના

૧. પ્રા. પા. – ૦રિવાનુકમ્પિતયા । ૨. પ્રાચીન પ્રતમાં 'સ્વ' પાઠ નથી. ૩. પ્રા. પા. – ૦સુહૃદ્બન્ધુભિઃ । ૪. પ્રા. પા. – શરણં મમોપસાદિતો । ૫. પ્રાચીન પ્રતમાં 'યાય' - એ ભાગ ખંડિત છે. ૬. પ્રાચીન પ્રતમાં 'મય્ય' - એ ભાગ ખંડિત છે. ૭. પ્રા. પા. – મય્યપિશ્રબ્ધ એવ । ૮. પ્રા. પા. – ૦શયનાટનકુસુમકુશાશનાદિષુ સહ મૃગજાતિના । ૯. પ્રા. પા. – વૃકશા૦ । ૧૦. પ્રા. પા. – સમાવિશત્ । ૧૧. પ્રા. પા. – શુદ્ધભાવેન ।

અન્યદા [1]ભૃશમુદ્વિગ્નમના નષ્ટદ્રવિણ ઈવ કૃપણઃ સકરુણમતિતર્ષેણ હરિણકુણકવિરહવિહ્વલહૃદયસન્તાપસ્તમેવાનુશોચન્ કિલ કશ્મલં મહદભિરમ્ભિત ઈતિ હોવાચ ॥ ૧૫॥ અપિ બત સ વૈ કૃપણ એણબાલકો મૃતહરિણીસુતોઽહો મમાનાર્યસ્ય શઠકિરાતમતેરકૃતસુકૃતસ્ય[2] કૃતવિસ્રમ્ભ આત્મપ્રત્યયેન તદવિગણયન્ સુજન[3] ઈવાગમિષ્યતિ ॥ ૧૬॥ અપિ ક્ષેમેણાસ્મિન્નાશ્રમોપવને શષ્પાણિ[4] ચરન્તં દેવગુપ્તં દ્રક્ષ્યામિ ॥ ૧૭॥ અપિ ચ[5] ન વૃકઃ સાલાવૃકોઽન્યતમો વા નૈકચર[6] એકચરો વા ભક્ષયતિ ॥ ૧૮॥ નિમ્લોચતિ[7] હ ભગવાન્ સકલજગત્ક્ષેમોદયસ્રય્યાત્માઽદ્યાપિ મમ ન મૃગવધૂન્યાસ આગચ્છતિ ॥ ૧૯॥ અપિસ્વિદકૃતસુકૃતમાગત્ય માં સુખયિષ્યતિ હરિણરાજકુમારો વિવિધરુચિરદર્શનીયનિજમૃગદારકવિનોદૈરસન્તોષં સ્વાનામપનુદન્ ॥ ૨૦॥ ક્ષ્વેલિકાયાં માં મૃષાસમાધિનાઽઽમીલિતદૃશં પ્રેમસંરમ્ભેણ ચકિતચકિત આગત્ય[8] પૃષદપરુષવિષાણાગ્રેણ લુઠતિ ॥ ૨૧॥ આસાદિતહવિષિ બર્હિષિ દૂષિતે મયોપાલબ્ધો ભીતભીતઃ સપદ્યુપરતરાસ[9] ઋષિકુમારવદવહિતકરણકલાપ આસ્તે ॥ ૨૨॥

કિં વા અરે આચરિતં તપસ્તપસ્વિન્યાઽનયા યદિયમવનિઃ સવિનયકૃષ્ણસારતનયતનુતરસુભગશિવતમાખરખુરપદપઙ્ક્તિભિર્દ્રવિણવિધુરાતુરસ્ય કૃપણસ્ય મમ[10] દ્રવિણપદવીં સૂચયન્ત્યાત્માનં ચ સર્વતઃ કૃતકૌતુકં દ્વિજાનાં સ્વર્ગાપવર્ગકામાનાં દેવયજનં કરોતિ ॥ ૨૩॥ અપિસ્વિદસૌ

પર તેમની નજર પડતી ત્યારે જ તેમના ચિત્તને શાંતિ મળતી. તે સમયે તેના માટે મંગળ કામના કરતાં તેઓ બોલી ઊઠતા – 'બેટા! તારું સર્વત્ર કલ્યાણ થાઓ.' (૧૪)

ક્યારેક જો તે જોવામાં આવતું નહીં તો, જેનું ધન લૂંટાઈ ગયું હોય તેવા લાચાર માણસની જેમ તેમનું ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન થઈ જતું અને પછી તેઓ હરણીના તે બચ્ચાના વિરહથી વ્યાકુળ અને સંતપ્ત થઈને કરુણાવશ અત્યંત ઉત્કંઠિત અને મોહાવિષ્ટ (મોહના આવેશથી ગ્રસ્ત) થઈ જતા તથા શોકમગ્ન થઈને આ પ્રમાણે બોલી ઊઠતા – (૧૫) 'અરે! શું કહી શકાય? શું તે મા- વિહોણું બિચારું મૃગબાળ દુષ્ટ કિરાતના જેવી બુદ્ધિવાળા, પુણ્યહીણા અનાર્ય એવા મારો વિશ્વાસ કરીને મને પોતાનો (આત્મીય) માનીને, મેં કરેલા અપરાધોને સત્પુરુષનોની જેમ ભૂલી જઈને ફરી પાછું તો આવશે ને? (૧૬) શું હું ફરી આ આશ્રમના ઉપવનમાં તેને, ભગવાનની કૃપાથી સુરક્ષિત (હેમખેમ) રહીને નિર્વિઘ્નપણે લીલી-લીલી ધરો ચરતું જોવા પામીશ? (૧૭) અરે! ક્યાંક એવું ના બને કે કોઈ વરુ, કૂતરો, ટોળે મળીને રખડનાર ભૂંડ વગેરે અથવા એકલા ઘૂમનાર વાઘ-સિંહ તેને ભરખી ન જાય! (૧૮) અરે! સમગ્ર જગતના ક્ષેમકુશળ માટે પ્રગટતા વેદત્રયીરૂપ સૂર્ય ભગવાન અસ્ત થવા પર છે, પણ હજી સુધી હરણીની તે થાપણ વળીને પાછી નથી આવી! (૧૯) શું તે મૃગરાજકુમાર પુણ્યહીણા એવા મારી પાસે આવીને મૃગબાળને અનુરૂપ પોતાની જાતજાતની મનોહર અને દર્શનીય ક્રીડાઓથી પોતાનાં સ્વજનોનો શોક દૂર કરતો મને આનંદિત તો કરશે ને? (૨૦) અહો! ક્યારેક હું જ્યારે પ્રણયકોપથી રમત ખાતર ખાલી- ખોટી સમાધિના બહાને આંખો મીંચીને બેસી જતો ત્યારે તે ચકિત ચિત્તથી મારી પાસે આવીને જળબિંદુ જેવી નાજુક અને નાની-નાની શીંગડીઓની અણીથી મારા અંગોને કેવું તો ખંજવાળવા લાગતો હતો! (૨૧) ક્યારેક હું દર્ભ પર હવન-સામગ્રી મૂકતો અને તે પોતાના દાંતોથી તેને ખેંચીને અપવિત્ર કરી મૂકતો, તો મારા ધમકાવવાથી તે અત્યંત ભયભીત થઈને તે જ સમયે ઊછળવા-કૂદવાનું છોડી દેતો અને ઋષિકુમારની જેમ પોતાની સમસ્ત ઈન્દ્રિયોનો નિરોધ કરીને ચૂપચાપ બેસી જતો હતો.' (૨૨)

(પછી જમીન પરનાં તે મૃગબાળની ખરીઓનાં નિશાન જોઈને કહેવા લાગતા –) 'અહો! આ તપસ્વિની ધરતીએ એવું તો કયું તપ કર્યું છે કે તે અતિ નમ્ર કાળિયાર-મૃગબાળનાં નાનાં નાનાં સુંદર, સુખદાયી અને સુકોમળ ખરીઓવાળાં ચરણોનાં ચિહ્નોથી મને, કે જે હું પોતાનું મૃગધન લૂંટાઈ જવાથી અત્યંત

૧. પ્રા. પા. – તુ ભૃશ૦ । ૨. પ્રા. પા. – શઠકિતવમતેરકૃતસુકૃતસ્ય । ૩. પ્રા. પા. – સ્વજન ઈવા૦ । ૪. પ્રા. પા. – સસ્યાનિ । ૫. પ્રા. પા. – અપિ ન વૃકઃ શાલાવૃકો વા । ૬. પ્રા. પા. – નૈકચરો વા ભક્ષયતિ । ૭. પ્રા. પા. – નિમ્લોચયતિ । ૮. પ્રા. પા. – આવૃત્ય । ૯. પ્રા. પા. – સપદ્યુપરતરાગ । ૧૦. પ્રા. પા. – મે ।

ભગવાનુદુપતિરેનં મૃગપતિભયાન્મૃતમાતરં મૃગબાલકં સ્વાશ્રમપરિભ્રષ્ટમનુકમ્પયા કૃપણજનવત્સલઃ પરિપાતિ ॥ ૨૪॥ કિં વાઽઽત્મજવિશ્લેષજ્વર-દવદહનશિખાભિરુપતપ્યમાનહૃદયસ્થલનલિનીકં મામુપસૃતમૃગીતનયં શિશિરશાન્તાનુરાગ-ગુણિતનિજવદનસલિલામૃતમયગભસ્તિભિઃ સ્વધયતીતિ ચ[1] ॥ ૨૫॥

એવમઘટમાનમનોરથાકુલહૃદયો મૃગદારકા-ભાસેન સ્વારબ્ધકર્મણા યોગારમ્ભણતો વિભ્રંશિતઃ સ યોગતાપસો ભગવદારાધનલક્ષણાચ્ચ કથ-મિતરથા જાત્યન્તર એણકુણક આસઙ્ગઃ સાક્ષાન્નિઃ-શ્રેયસપ્રતિપક્ષતયા પ્રાક્પરિત્યક્તદુસ્ત્યજહૃદયાભિ-જાતસ્ય તસ્યૈવમન્તરાયવિહતયોગારમ્ભણસ્ય રાજર્ષે-ર્ભરતસ્ય તાવન્મૃગાર્ભકપોષણપાલનપ્રીણનલાલના-નુષઙ્ગેણાવિગણયત આત્માનમહિરિવાખુબિલં દુરતિક્રમઃ કાલઃ કરાલરભસ આપદ્યત ॥ ૨૬॥ તદાનીમપિ પાર્શ્વવર્તિનમાત્મજમિવાનુશોચન્તમભિ-વીક્ષમાણો મૃગ એવાભિનિવેશિતમના વિસૃજ્ય લોકમિમં સહ મૃગેણ કલેવરં મૃતમનુ[2] ન મૃતજન્માનુસ્મૃતિરિતરવન્મૃગશરીરમવાપ[3] ॥ ૨૭॥

વ્યાકુળ અને દીન થઈ રહ્યો છું, તે ધનની (પુનઃ)પ્રાપ્તિનો માર્ગ બતાવી રહી છે અને તે પોતે પોતાના શરીરને પણ સર્વત્ર તે પદચિહ્નોથી વિભૂષિત કરીને સ્વર્ગ અને અપવર્ગના ઇચ્છુક બ્રાહ્મણો માટે યજ્ઞસ્થળ* બનાવી રહી છે?' (૨૩) (ચંદ્રમામાં મૃગના જેવું કાળું ચિહ્ન જોઈને, તેને પોતાનો જ મૃગ માનીને કહેવા લાગતા —) 'અહો! જેની માતા સિંહના ભયથી મરી ગઈ હતી તે જ મૃગશિશુ આજે પોતાના આશ્રમથી (પણ) વિખૂટું પડી ગયું છે, તેથી તેને અનાથ જોઈને શું આ દીનવત્સલ ભગવાન નક્ષત્રનાથ (ચંદ્રમા) દયાથી પ્રેરાઈને તેનું રક્ષણ કરી રહ્યા છે?' (૨૪) (પછી ચંદ્રમાનાં શીતળ કિરણોથી આહ્લાદિત થઈને કહેવા લાગતા —) 'કે પછી પોતાના પુત્રોના વિયોગરૂપી દાવાનળની વિષમ જ્વાળાથી હૃદયકમળ દાઝી જવાને કારણે મેં એક મૃગબાળનો સહારો લીધો હતો, હવે તેના ચાલ્યા જવાથી મારું હૃદય ફરીથી બળવા લાગ્યું છે તેથી શું આ (સુધાનાથ ચંદ્રમા) પોતાનાં શીતળ, શાંત, સ્નેહસભર અને વદન-સલિલરૂપી અમૃતમય કિરણો વડે મને શાંત કરી રહ્યા છે!' (૨૫)

હે રાજન્! આ પ્રમાણે જેમના પૂરા થવાનું સર્વથા અસંભવ હતું તે વિવિધ મનોરથોથી ભરતનું ચિત્ત વ્યાકુળ રહેવા લાગ્યું. મૃગબાળના રૂપમાં પ્રતીત થતા પોતાના પ્રારબ્ધકર્મને કારણે તપસ્વી ભરતજી ભગવાનની આરાધનાના કર્મમાંથી તેમ જ યોગના અનુષ્ઠાનમાંથી ચ્યુત થઈ ગયા. નહિતર તો જેમણે પોતાના જ હૃદયથી ઉત્પન્ન થયેલા અને ત્યજી દેવા દુષ્કર એવા પોતાના પુત્રોને પણ, તેઓ મોક્ષના માર્ગમાં સાક્ષાત્ વિઘ્નરૂપ છે એમ સમજીને ત્યજી દીધા હતા તેવા તેમની આ અન્યજાતીય મૃગબાળમાં આવી આસક્તિ શા માટે થવા પામત? આ પ્રમાણે રાજર્ષિ ભરત વિઘ્નોના વશીભૂત થઈને યોગના સાધનમાંથી ભ્રષ્ટ થઈ ગયા અને તે મૃગબાળના પાલનપોષણમાં અને લાડ-પ્યારમાં જ વ્યસ્ત રહીને આત્મ-સ્વરૂપને વીસરી ગયા. એ દરમિયાન જેનું ટળવું અત્યંત મુશ્કેલ છે તે પ્રબળ વેગવાળો વિકરાળ કાળ, જેમ ઉંદરના દરમાં સાપ ઘૂસી આવે તેવી જ રીતે તેમના માથા પર ચડી આવ્યો. (૨૬) તે વેળાએ પણ તે મૃગબાળ તેમની પાસે બેઠેલો પુત્રની જેમ શોકાતુર થઈ રહ્યો હતો. તેઓ તેને આ સ્થિતિમાં નીરખી રહ્યા હતા અને તેમનું ચિત્ત તેનામાં જ લાગેલું હતું. આ પ્રકારની આસક્તિમાં જ મૃગની સાથે તેમનું શરીર પણ છૂટી ગયું. ત્યારબાદ તેમને અંતકાળની ભાવના મુજબ અન્ય સાધારણ મનુષ્યોની જેમ મૃગશરીર જ મળ્યું. પરંતુ તેમની સાધના પૂરેપૂરી હતી, તેથી તેમની પૂર્વજન્મની સ્મૃતિનો નાશ થયો નહીં. (૨૭)

૧. પ્રાચીન પ્રતમાં 'ચ' પાઠ નથી. ૨. પ્રા. પા. – કલેવરં ન નુ મૃતજન્મા૦ ૩. પ્રાચીન પ્રતમાં 'રિ' ખંડિત છે.

* શાસ્ત્રોમાં ઉલ્લેખ આવે છે કે જે ભૂમિમાં કૃષ્ણમૃગ (કાળિયાર) વિચરે છે તે અત્યંત પવિત્ર અને યજ્ઞના અનુષ્ઠાન માટે યોગ્ય છે.

તત્રાપિ હ વા આત્મનો મૃગત્વકારણં ભગવદારાધનસમીહાનુભાવેનાનુસ્મૃત્ય ભૃશમનુતપ્યમાન આહ ॥ ૨૮॥ અહો કષ્ટં ભ્રષ્ટોઽહમાત્મવતામનુપથાદ્યદ્વિમુક્તસમસ્તસઙ્ગસ્ય વિવિક્તપુણ્યારણ્યશરણસ્યાત્મવત આત્મનિ[1] સર્વેષામાત્મનાં ભગવતિ વાસુદેવે તદનુશ્રવણમનનસઙ્કીર્તનારાધનાનુસ્મરણાભિયોગેનાશૂન્યસકલયામેન[2] કાલેન સમાવેશિતં સમાહિતં કાર્ત્સ્ન્યેન મનસ્તત્તુ પુનર્મમાબુધસ્યારાન્મૃગસુતમનુ પરિસુસ્રાવ ॥ ૨૯॥ ઈત્યેવં નિગૂઢનિર્વેદો[3] વિસૃજ્ય મૃગીં માતરં પુનર્ભગવત્ક્ષેત્રમુપશમશીલમુનિગણદયિતં[4] શાલગ્રામં પુલસ્ત્યપુલહાશ્રમં કાલઞ્જરાત્પ્રત્યાજગામ ॥ ૩૦॥ તસ્મિન્નપિ કાલં પ્રતીક્ષમાણઃ સઙ્ગાચ્ચ ભૃશમુદ્વિગ્ન આત્મસહચરઃ શુષ્કપર્ણતૃણવીરુધા વર્તમાનો મૃગત્વનિમિત્તાવસાનમેવ ગણયન્મૃગશરીરં તીર્થોદકક્લિન્નમુત્સસર્જ ॥ ૩૧॥

તે યોનિમાં પણ, પૂર્વજન્મની ભગવાનની આરાધનાના પ્રભાવથી પોતાના મૃગરૂપ થવાનું કારણ જાણીને તેઓ ઘણો જ પશ્ચાત્તાપ કરતાં કહેવા લાગ્યા – (૨૮) 'અહો! ઘણા ખેદની વાત છે કે, હું સંયમશીલ મહાનુભાવોના માર્ગમાંથી પતિત થઈ ગયો. મેં તો ધૈર્યપૂર્વક બધા પ્રકારની આસક્તિ ત્યજીને એકાંત અને પવિત્ર વનનો આશ્રય લીધો હતો. ત્યાં રહીને જે ચિત્તને મેં સર્વ પ્રાણીના આત્મા શ્રીવાસુદેવમાં, નિરંતર તેમના જ ગુણોનું શ્રવણ, મનન અને સંકીર્તન કરીને તથા પ્રત્યેક ક્ષણને તેમની જ આરાધના, સ્મરણ વગેરે થકી સફળ કરીને, સ્થિરભાવે સંપૂર્ણપણે જોડી દીધું હતું, અજ્ઞાની એવા મારું તે જ ચિત્ત અકસ્માત્ (એકાએક અણધાર્યું જ) એક નાનકડા મૃગબાળ પાછળ, પોતાના લક્ષ્યમાંથી ચ્યુત થઈ ગયું!' (૨૯)

આ પ્રમાણે મૃગ બનેલા રાજર્ષિ ભરતના હૃદયમાં જે વૈરાગ્યભાવ જાગ્રત થયો તેને છુપાવેલો રાખીને તેમણે પોતાની માતા હરણીનો ત્યાગ કર્યો અને પોતાની જન્મભૂમિ કાલંજર પર્વત પરથી તેઓ ફરી શાન્તસ્વભાવવાળા મુનિઓના પ્રિય એવા તે શાલિગ્રામતીર્થમાં, કે જે ભગવાનનું ક્ષેત્ર છે – ત્યાં પુલસ્ત્ય અને પુલહ ઋષિના આશ્રમમાં ચાલ્યા આવ્યા. (૩૦) ત્યાં રહીને પણ તેઓ કાળની જ પ્રતીક્ષા કરવા લાગ્યા. આસક્તિ તરફથી તેમને ભારે ભય લાગવા માંડ્યો હતો. (તેથી) માત્ર એકલા જ રહેતા અને સૂકાં પાંદડાં, ઘાસ વગેરે વડે ગુજારો કરતા રહીને, મૃગયોનિ પ્રાપ્ત કરાવનારા પ્રારબ્ધના ક્ષયની વાટ જોતા રહ્યા. અંતે તેમણે પોતાના શરીરનો અડધો ભાગ ગંડકીના પાણીમાં ડુબાડેલો રાખીને તે મૃગશરીરનું વિસર્જન કર્યું. (૩૧)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે[5] ભરતચરિતેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥**
**પાંચમા સ્કંધ-અંતર્ગત ભરતચરિત્રમાંનો આઠમો અધ્યાય સમાપ્ત.**

═★═

# નવમો અધ્યાય

## ભરતજીનો બ્રાહ્મણકુળમાં જન્મ

*શ્રીશુક ઉવાચ*

**અથ કસ્યચિદ્ દ્વિજવરસ્યાઙ્ગિરઃપ્રવરસ્ય શમદમતપઃસ્વાધ્યાયાધ્યયનત્યાગસન્તોષતિતિક્ષાપ્રશ્રયવિદ્યાનસૂયાત્મજ્ઞાનાનન્દયુક્તસ્યાત્મસદૃશશ્રુતશીલાચારરૂપૌદાર્યગુણા નવ સોદર્યા અઙ્ગજા બભૂવુ-**

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આંગિરસ ગોત્રમાં શમ, દમ, તપ, સ્વાધ્યાય, વેદોનું અધ્યયન, ત્યાગ (અતિથિ વગેરેને અન્નદાન), સંતોષ, તિતિક્ષા (સહિષ્ણુતા), વિનય, વિદ્યા (કર્મવિદ્યા), અનસૂયા (અન્યના ગુણોમાં દોષ નહીં ખોળવો - અદોષદૃષ્ટિ), આત્મજ્ઞાન (આત્માના કર્તૃત્વ અને ભોક્તૃત્વનું જ્ઞાન), આનંદ (ધર્મપાલન-જનિત સુખ) વગેરે

૧. પ્રાચીન પ્રતમાં 'આ' ખંડિત છે. ૨. પ્રા. પા. – ૦સકલકાલેન । ૩. પ્રા. પા. – નિરૂઢનિર્વેદો । ૪. પ્રા. પા. – ૦મુનિગણાર્ચિતં દયિતં । ૫. પ્રા. પા. – પઞ્ચમે સ્કન્ધે આદિભરતચરિતેઽષ્ટ૦ ।

મિથુનં ચ યવીયસ્યાં ભાર્યાયામ્ ॥ ૧॥ યસ્તુ તત્ર પુમાંસ્તં પરમભાગવતં રાજર્ષિપ્રવરં ભરતમુત્સૃષ્ટમૃગશરીરં ચરમશરીરેણ વિપ્રત્વં ગતમાહુઃ ॥ ૨॥ તત્રાપિ સ્વજનસઙ્ગાચ્ચ ભૃશમુદ્વિજમાનો[1] ભગવતઃ કર્મબન્ધ-વિધ્વંસનશ્રવણસ્મરણગુણવિવરણચરણારવિન્દયુગલં મનસા વિદધદાત્મનઃ પ્રતિઘાતમાશઙ્કમાનો ભગવ-દનુગ્રહેણાનુસ્મૃતસ્વપૂર્વજન્માવલિરાત્માનમુન્મત્ત[2]-જડાન્ધબધિરસ્વરૂપેણ દર્શયામાસ લોકસ્ય ॥ ૩॥ તસ્યાપિ હ વા આત્મજસ્ય[3] વિપ્રઃ પુત્રસ્નેહાનુબદ્ધમના આસમાવર્તનાત્સંસ્કારાન્ યથોપદેશં વિદધાન ઉપનીતસ્ય ચ પુનઃ શૌચાચમનાદીન્ કર્મનિયમા-નનભિપ્રેતાનપિ સમશિક્ષયદનુશિષ્ટેન હિ ભાવ્યં પિતુઃ પુત્રેણેતિ ॥ ૪॥ સ ચાપિ તદુ હ પિતૃસન્નિધાવે-વાસધ્રીચીનમિવ સ્મ કરોતિ છન્દાંસ્યધ્યાપયિષ્યન્ સહ વ્યાહૃતિભિઃ સપ્રણવશિરસ્ત્રિપદીં સાવિત્રીં ગ્રૈષ્મવાસન્તિકાન્[4] માસાનધીયાનમપ્યસમવેતરૂપં ગ્રાહયામાસ ॥ ૫॥

એવં સ્વતનુજ આત્મન્યનુરાગાવેશિતચિત્તઃ શૌચાધ્યયનવ્રતનિયમગુર્વનલશુશ્રૂષણાદ્યૌપ-કુર્વાણકકર્માણ્યનભિયુક્તાન્યપિ સમનુશિષ્ટેન ભાવ્યમિત્યસદાગ્રહઃ પુત્રમનુશાસ્ય સ્વયં તાવદનધિગતમનોરથઃ કાલેનાપ્રમત્તેન સ્વયં ગૃહ એવ[5] પ્રમત્ત ઉપસંહૃતઃ ॥ ૬॥ અથ યવીયસી

તમામ ગુણોથી સંપન્ન એક શ્રેષ્ઠ બ્રાહ્મણ હતા. તેમની મોટી પત્નીથી તેમના જ જેવા વિદ્યા, શીલ, આચાર, રૂપ, ઉદારતા વગેરે ગુણોવાળા નવ પુત્રો થયા તથા નાની પત્નીથી એક પુત્ર અને એક પુત્રી એમ જોડિયાં બાળકો જન્મ્યાં. (૧) તે બંનેમાં જે પુરુષ-બાળક હતો તે પરમ ભાગવત રાજર્ષિશ્રેષ્ઠ ભરત જ હતા. તેઓ મૃગશરીરનો પરિત્યાગ કરીને (આ) અંતિમ જન્મમાં બ્રાહ્મણ થયા હતા – એમ મહાપુરુષોનું કહેવું છે. (૨) આ જન્મમાં પણ ભગવાનની કૃપાથી પોતાની પૂર્વજન્મ-પરંપરાની સ્મૃતિ રહેવાને કારણે, તેઓ વળી પાછું કોઈ વિઘ્ન આવી ન પડે - એવી આશંકાથી, પોતાનાં સ્વજનોના સંગથી પણ ઘણા ડરતા હતા; અને હરહંમેશ, જેમનું શ્રવણ, સ્મરણ અને ગુણકીર્તન બધા પ્રકારના કર્મબંધનને કાપી નાખે છે તેવાં શ્રીભગવાનનાં યુગ્મ ચરણકમળોને જ હૃદયમાં ધારણ કરેલા રહેતા હતા તથા બીજાઓની દૃષ્ટિમાં પોતાને પાગલ (ઉન્મત્ત), જડ, અંધ અને બધિર-સ્વરૂપે દેખાડતા હતા. (૩)

પિતાનો તો તેમનામાં પણ તેવો જ સ્નેહ હતો, તેથી તે બ્રાહ્મણ દેવતાએ પોતાના આવા પુત્રના પણ, સમાવર્તન સુધીના, લગ્ન પહેલાંના બધા જ સંસ્કારો શાસ્ત્ર અનુસાર કરવાના ખ્યાલથી તેમનો ઉપનયનસંસ્કાર કર્યો. જોકે ભરતજીની તો ઇચ્છા ન હતી, તોપણ 'પિતાનું કર્તવ્ય છે કે પુત્રને ઉપદેશ આપવો' – એવા શાસ્ત્ર-વિધાન અનુસાર તે પિતાએ તેમને શૌચ-આચમન વગેરે આવશ્યક કર્મોનો ઉપદેશ આપ્યો. (૪) પરંતુ ભરતજી તો પિતાજીની સામે જ તેમના ઉપદેશથી વિરુદ્ધ આચરણો કરતા હતા. પિતા ઇચ્છતા હતા કે વર્ષાકાળમાં આને વેદના અધ્યયનનો આરંભ કરાવી દઉં; પરંતુ વસંત અને ગ્રીષ્મઋતુના ચૈત્ર, વૈશાખ, જેઠ અને અષાઢ – એ ચાર મહિનાઓ સુધી ભણાવતા રહ્યા તોપણ તેઓ તેમને વ્યાહૃતિ અને શિરોમંત્ર-પ્રણવ સહિત ત્રિપદા ગાયત્રી પણ સારી રીતે યાદ રખાવી શક્યા નહીં. (૫)

જોકે ભરતજીની ઇચ્છા ન હતી, આમ હોવા છતાં પણ પોતાના આ પુત્રમાં તેમને આત્મવત્ અનુરાગ હતો. તેથી 'પુત્રને સારી રીતે ઉપદેશ આપવો જોઈએ' – એવા અનુચિત આગ્રહ (હઠ)થી તેને શૌચ, વેદાધ્યયન, વ્રત, નિયમ તથા ગુરુ અને અગ્નિની સેવા – વગેરે બ્રહ્મચર્યાશ્રમના આવશ્યક નિયમોનો ઉપદેશ આપતા જ રહ્યા. પરંતુ પુત્રને સુશિક્ષિત જોવાનો તેમનો મનોરથ હજીય પૂરો થવા પામ્યો ન હતો અને પોતે પણ ભગવાનની ભક્તિના પોતાના મુખ્ય કર્તવ્ય પ્રત્યે અસાવધ રહીને કેવળ ઘરગૃહસ્થીમાં જ વ્યસ્ત હતા, ત્યારે જ,

૧. પ્રાચીન પ્રતમાં 'ભૃશમુદ્વિજમાનો' પાઠ નથી. ૨. પ્રા. પા. – ૦મત્તજડબધિરસ્વરૂપેણ । ૩. પ્રા. પા. – આત્મજસ્ય સ વિપ્રઃ । ૪. પ્રાચીન પ્રતમાં '૦કાન્' પાઠ ખંડિત છે. ૫. પ્રા. પા. – સ્વયં ગૃહે પ્રમત્ત ।

દ્વિજસતી સ્વગર્ભજાતં મિથુનં સપત્ન્યા ઉપન્યસ્ય સ્વયમનુસંસ્થયાં પતિલોકમગાત્ ॥ ૭॥

પિતર્યુપરતે ભ્રાતર એનમતત્પ્રભાવવિદસ્ત્રય્યાં વિદ્યાયામેવ પર્યવસિતમતયો ન પરવિદ્યાયાં જડમતિરિતિ ભ્રાતુરનુશાસનનિર્બન્ધાન્ન્યવૃત્સન્ત[1] ॥ ૮॥ સ ચ પ્રાકૃતૈર્દ્વિપદપશુભિરુન્મત્તજડબધિરેત્યભિભાષ્યમાણો યદા તદનુરૂપાણિ પ્રભાષતે કર્માણિ ચ સ કાર્યમાણઃ પરેચ્છયા કરોતિ વિષ્ટિતો વેતનતો વા યાચ્ઞયા યદચ્છયા વોપસાદિતમલ્પં બહુ મિષ્ટં કદન્નં વાડભ્યવહરતિ પરં નેન્દ્રિયપ્રીતિનિમિત્તમ્ । [2]નિત્યનિવૃત્તનિમિત્તસ્વસિદ્ધવિશુદ્ધાનુભવાનન્દસ્વાત્મલાભાધિગમઃ સુખદુઃખયોર્દ્વન્દ્વનિમિત્તયોરસમ્ભાવિતદેહાભિમાનઃ ॥ ૯॥ શીતોષ્ણવાતવર્ષેષુ વૃષ ઈવાનાવૃતાઙ્ગઃ[3] પીનઃ સંહનનાઙ્ગઃ સ્થણ્ડિલસંવેશનાનુન્મર્દનામજ્જનરજસા મહામણિરિવાનભિવ્યક્તબ્રહ્મવર્ચસઃ કુપટાવૃતકટિરુપવીતેનોરુમષિણા દ્વિજાતિરિતિ બ્રહ્મબન્ધુરિતિ[4] સઞ્જ્ઞયાડતજ્જ્ઞજનાવમતો વિચચાર ॥ ૧૦॥ યદા તુ પરત આહારં કર્મવેતનત[5] ઈહમાનઃ સ્વભ્રાતૃભિરપિ કેદારકર્મણિ[6] નિરૂપિતસ્તદપિ કરોતિ કિન્તુ ન સમં વિષમં ન્યૂનમધિકમિતિ વેદ કણપિણ્યાકફલીકરણકુલ્માષસ્થાલીપુરીષાદીન્યપ્યમૃતવદભ્યવહરતિ ॥ ૧૧॥

હંમેશાં સજાગ રહેનારા કાળ ભગવાને આક્રમણ કર્યું અને તેમનો અંત કરી દીધો. (૬) ત્યારે તેમની નાની પત્ની પોતાના ગર્ભથી ઉત્પન્ન થયેલાં બંને બાળકોને પોતાની શોક્યને સોંપીને પોતે સતી થઈને પતિલોકમાં સિધાવી ગઈ. (૭)

ભરતજીના ભાઈઓ કર્મકાંડને સૌથી શ્રેષ્ઠ સમજતા હતા, તેઓ બ્રહ્મજ્ઞાનરૂપ પરાવિદ્યાથી સાવ અજ્ઞાત હતા; તેથી તેમને ભરતજીના પ્રભાવની પણ જાણ હતી નહીં, તેઓ તેમને સાવ મૂર્ખ (જડબુદ્ધિ) સમજતા હતા. તેથી પિતાજીના પરલોકગમન પછી તેમણે તેમને ભણાવવાનો આગ્રહ છોડી દીધો. (૮) ભરતજીને માન-અપમાનનો કોઈ ખ્યાલ ન હતો. જ્યારે તેમને સાધારણ નરપશુ, ઉન્મત્ત, જડ કે બધિર કહીને બોલાવતા ત્યારે તેઓ પણ તે મુજબ જ બોલવા લાગતા. કોઈ પણ તેમની પાસે કંઈ પણ કામ કરાવવા ઇચ્છતું તો તેઓ તેમની ઇચ્છા મુજબ જ કરતા. વેઠરૂપે, મજૂરીરૂપે, માગવાથી કે વગર માગ્યે જે થોડું-ઘણું, સારું કે ખરાબ અન્ન તેમને મળી જતું તે જ, જીભના સ્વાદને સહેજ પણ લક્ષમાં લીધા વિના ખાઈ લેતા. અન્ય કોઈ કારણે નહીં નીપજનારું, સ્વતઃસિદ્ધ, કેવળ જ્ઞાનસ્વરૂપ આત્મજ્ઞાન તેમને પ્રાપ્ત થઈ ગયું હતું; તેથી ઠંડી-ગરમી, માન-અપમાન વગેરે દ્વંદ્વોને લીધે થતાં સુખ-દુઃખ વગેરેમાં તેમને દેહાભિમાનનું સ્ફુરણ થતું ન હતું. (૯) તેઓ ઠંડી, ગરમી, વરસાદ અને આંધી વખતે સાંઢની જેમ નગ્ન પડ્યા રહેતા હતા. તેમનાં બધાં જ અંગો હૃષ્ટપુષ્ટ અને માંસલ હતાં. તેઓ જમીન પર જ પડ્યા રહેતા હતા, ક્યારેય તેલ વગેરે શરીરને સજાવવાના પદાર્થોનો ઉપયોગ કરતા ન હતા અને ક્યારેય સ્નાન પણ કરતા ન હતા, એનાથી તેમના શરીરે મેલ જામી ગયો હતો. તેમનું બ્રહ્મતેજ ધૂળથી ઢંકાયેલા મૂલ્યવાન મણિની જેમ છુપાઈ ગયું હતું. તેઓ પોતાની કમરમાં એક ચીંથરું લપેટેલા રહેતા હતા. તેમનું યજ્ઞોપવીત (જનોઈ) પણ ઘણું જ મેલું થઈ ગયું હતું. તેથી અજ્ઞાની માણસો 'આ તો કોઈ દ્વિજ છે!' 'આ કોઈ અધમ બ્રાહ્મણ છે.' - એવું કહીને તેમનો તિરસ્કાર કરતા રહેતા હતા. પરંતુ તેઓ એનો કોઈ ખ્યાલ નહીં કરતાં સ્વચ્છંદપણે વિચરતા હતા. (૧૦) બીજાઓની મજૂરી કરીને પેટ-ગુજારો કરતા જોઈને જ્યારે તેમને તેમના ભાઈઓએ ખેતરના ક્યારા સરખા કરવાના કામમાં લગાડ્યા ત્યારે તેઓ તે કામ પણ કરવા લાગ્યા; પરંતુ તેમને એ વાતનું કશું જ ધ્યાન ન હતું કે તે ક્યારાઓની જમીન સમતલ છે કે ઊંચી-નીચી અથવા તે વધુ છે કે ઓછી. તેમના ભાઈઓ તેમને ચોખાની કણકી, ઓસામણ, ભૂસું, સડેલા અડદ કે પછી

૧. પ્રા. પા. – ૦નિર્બન્ધાન્ન્યવૃત્સ્યન્ત । ૨. પ્રા. પા. – નિત્યવૃત્તિનિમિત્ત૦ । ૩. પ્રા. પા. – ઈવાપાવૃતાઙ્ગઃ । ૪. પ્રા. પા. – ૦બન્ધુરિતિ સંજ્ઞોક્તજ્જ્ઞઃ । ૫. પ્રા. પા. – ૦વેતન ઈહમાનઃ । ૬. પ્રાચીન પ્રતમાં 'ર્મ' ભાગ ખંડિત છે.

અથ કદાચિત્કશ્ચિદ્ વૃષલપતિર્ભદ્રકાલ્યૈ[1] પુરુષપશુમાલભતાપત્યકામઃ ॥ ૧૨॥ તસ્ય હ દૈવમુક્તસ્ય પશોઃ પદવીં તદનુચરાઃ પરિધાવન્તો નિશિ નિશીથસમયે[2] તમસાઽઽવૃતાયામનધિગતપશવ આકસ્મિકેન વિધિના કેદારાન્ વીરાસનેન મૃગ-વરાહાદિભ્યઃ સંરક્ષમાણમઙ્ગિરઃપ્રવરસુતમપશ્યન્ ॥ ૧૩॥ અથ ત એનમનવદ્યલક્ષણમવમૃશ્ય ભર્તૃકર્મનિષ્પત્તિં મન્યમાના બદ્ધ્વા રશનયા ચણ્ડિકાગૃહમુપનિન્યુર્મુદા વિકસિતવદનાઃ ॥ ૧૪॥

અથ પણયસ્તં સ્વવિધિનાઽભિષિચ્યાહતેન વાસસાઽઽચ્છાદ્ય ભૂષણાલેપસ્રક્તિલકાદિભિરુપસ્કૃતં ભુક્તવન્તં [3]ધૂપદીપમાલ્યલાજકિસલયાઙ્કુર-ફલોપહારોપેતયા વૈશસસંસ્થયા મહતા ગીતસ્તુતિ-મૃદઙ્ગપણવઘોષેણ ચ[4] પુરુષપશું ભદ્રકાલ્યાઃ પુરત ઉપવેશયામાસુઃ ॥ ૧૫॥ અથ વૃષલરાજપણિઃ પુરુષપશોરસૃગાસવેન દેવીં ભદ્રકાલીં યક્ષ્યમાણ-સ્તદભિમન્ત્રિતમસિમતિકરાલનિશિતમુપાદદે ॥ ૧૬॥

ઇતિ તેષાં વૃષલાનાં રજસ્તમઃપ્રકૃતીનાં ધનમદરજ-ઉત્સિક્તમનસાં ભગવત્કલાવીરકુલં કદર્થીકૃત્યોત્પથેન સ્વૈરં વિહરતાં હિંસાવિહારાણાં કર્માતિદારુણં યદ્બ્રહ્મ-ભૂતસ્ય સાક્ષાદ્બ્રહ્મર્ષિસુતસ્ય નિર્વૈરસ્ય સર્વભૂતસુહૃદઃ સૂનાયામપ્યનનુમતમાલમ્ભનં[5] તદુપલભ્ય બ્રહ્મ-તેજસાઽતિદુર્વિષહેણ દન્દહ્યમાનેન વપુષા સહસોચ્ચચાટ[6] સૈવ દેવી ભદ્રકાલી ॥ ૧૭॥ [7]ભૃશમમર્ષરોષાવેશ-

વાસણોમાં ચોંટેલા દાઝી ગયેલા અન્નનો પોપડો (ખરેટો) જે કંઈ પણ આપતા તેને જ તેઓ અમૃતતુલ્ય માનીને ખાઈ લેતા હતા. (૧૧)

એક વખતની વાત છે, જેના સામંત શૂદ્ર જાતિના હતા તેવા ડાકૂઓના સરદારે પુત્ર(પ્રાપ્તિ)ની ઇચ્છાથી ભદ્રકાળીને મનુષ્યનો બલિ આપવાનો સંકલ્પ કર્યો. (૧૨) તેણે જે નરપશુ બલિ આપવા માટે પકડી મંગાવ્યો હતો તે ભાગ્યબળે તેના ફંદામાંથી છટકીને નાસી ગયો. તેને શોધવા માટે તેના સેવકો ચારે તરફ દોડ્યા, પણ અંધારી રાતે મધ્યરાત્રિના સમયે તેનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. તે જ સમયે નસીબજોગે અચાનક જ તેમની નજર તે આંગિરસગોત્રીય બ્રાહ્મણપુત્ર પર પડી, કે જે વીરાસનમાં બેઠા બેઠા હરણ-ભૂંડ વગેરે પ્રાણીઓથી (બચાવવા) ખેતરોની રખેવાળી કરી રહ્યા હતા.(૧૩) તે લોકોએ જોયું કે આ પશુ તો ઘણાં સારાં લક્ષણોવાળો છે, આનાથી અમારા માલિકનું કાર્ય અવશ્ય સિદ્ધ થઈ જશે. આમ વિચારતાં તેમનાં મુખ આનંદથી ખીલી ઊઠ્યાં અને તેઓ તેમને દોરડાંઓથી બાંધીને ચંડિકાના મંદિરમાં લઈ ગયા. (૧૪)

ત્યારબાદ તે ચોરોએ પોતાની રીત-રસમ મુજબ વિધિપૂર્વક તેમનો અભિષેક કર્યો અને સ્નાન કરાવીને તેમને કોરાં (વણવાપરેલાં, નવાં) વસ્ત્રો પહેરાવ્યાં. તથા વિવિધ પ્રકારનાં આભૂષણો, ચંદન, માળા, તિલક વગેરેથી શણગારીને સારી રીતે ભોજન કરાવ્યું. પછી ધૂપ, દીપ, માળા, લાજા (ડાંગરની ધાણી), કૂંપળ, અંકુર તથા ફળ વગેરે ઉપહાર-સામગ્રી સહિત આપવાના બલિદાનની વિધિ પ્રમાણે ગાન, સ્તુતિ અને મૃદંગ તેમ જ ઢોલ વગેરેનો મહાન ધ્વનિ કરતાં કરતાં તે નરપશુને ભદ્રકાળીની સામે, માથું નીચું કરાવીને બેસાડ્યો. (૧૫) એ પછી દસ્યુરાજના પુરોહિત બનેલા લુંટારાએ તે નરપશુના લોહીથી દેવીને તૃપ્ત કરવા માટે દેવીમંત્રોથી મંત્રેલું એક તીક્ષ્ણ ખડ્ગ ઉપાડ્યું. (૧૬)

તે લુટારાઓ સ્વભાવથી તો રજોગુણી-તમોગુણી હતા જ, ધનના મદથી તેઓનાં ચિત્ત વળી અધિક ઉન્મત્ત થઈ ગયાં હતાં. હિંસામાં પણ તેમની સ્વાભાવિક રુચિ હતી. આ સમયે તો તેઓ ભગવાનના અંશસ્વરૂપ બ્રાહ્મણકુળનો તિરસ્કાર કરીને સ્વચ્છંદતાપૂર્વક કુમાર્ગ ભણી આગળ વધી રહ્યા હતા. આપત્તિકાળમાં પણ જે હિંસાનું અનુમોદન કરવામાં આવ્યું છે તેમાં પણ બ્રાહ્મણવધનો સર્વથા નિષેધ છે; તોપણ તેઓ સાક્ષાત્ બ્રહ્મભાવને પામેલા નિર્વૈર તથા સમસ્ત પ્રાણીઓના સુહૃદ એવા એક બ્રહ્મર્ષિકુમારનો બલિ આપવા ઇચ્છતા હતા.

૧. પ્રા. પા. – ૦ભદ્રકાલ્યૈ પશુમાલભતા૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'નિં' ભાગ ખંડિત છે. ૩. પ્રા. પા. – ૦લાજા૦ । ૪. પ્રા. પા. – ચ તં પુરુષ૦ । ૫. પ્રા. પા. – ૦માલભનં । ૬. પ્રા. પા. – સહસોત્થાપ્ય બાઢં । ૭. પ્રા. પા. – નૃશંસામર્ષરોષાવેશસમુત્થભ્રુકુટિ૦ ।

રભસવિલસિતભ્રુકુટિવિટપકુટિલદંષ્ટ્રારુણેક્ષણાટોપાતિભયાનકવદના હન્તુકામેવેદં[1] મહાટ્ટહાસમતિસંરમ્ભેણ[2] વિમુઞ્ચન્તી તત ઉત્પત્ય પાપીયસાં દુષ્ટાનાં[3] તેનૈવાસિના વિવૃક્ણશીર્ષ્ણાં ગલાત્સ્રવન્તમસૃગાસવમત્યુષ્ણં સહ ગણેન નિપીયાતિપાનમદવિહ્વલોચ્ચૈસ્તરાં સ્વપાર્ષદૈઃ સહ જગૌ નનર્ત ચ[4] વિજહાર ચ શિરઃકન્દુકલીલયા ॥ ૧૮॥ એવમેવ[5] ખલુ મહદભિચારાતિક્રમઃ કાર્ત્સ્ન્યેનાત્મને[6] ફલતિ ॥ ૧૯॥ ન વા એતદ્વિષ્ણુદત્ત[7] મહદદ્ભુતં યદસમ્ભ્રમઃ સ્વશિરશ્છેદન આપતિતેઽપિ [8]વિમુક્તદેહાદ્યાત્મભાવસુદૃઢહૃદયગ્રન્થીનાં સર્વસત્ત્વસુહૃદાત્મનાં નિર્વૈરાણાં સાક્ષાદ્ભગવતાઽનિમિષારિવરાયુધેનાપ્રમત્તેન તૈસ્તૈર્ભાવૈઃ[9] પરિરક્ષ્યમાણાનાં તત્પાદમૂલમકુતશ્ચિદ્ભયમુપસૃતાનાં[10] ભાગવતપરમહંસાનામ્ ॥ ૨૦॥

આ ભયંકર કુકર્મ જોઈને દેવી ભદ્રકાળીના શરીરમાં અત્યંત દુઃસહ્ય બ્રહ્મતેજથી દાહ થવા લાગ્યો અને તેઓ એકાએક મૂર્તિને ફોડીને પ્રગટ થઈ ગયાં. (૧૭) અત્યંત અસહિષ્ણુતા અને ક્રોધને કારણે તેમનાં ભવાં ચડી ગયેલાં હતાં તથા વિકરાળ દાંત અને ચઢેલી લાલ આંખોને કારણે તેમનો ચહેરો ઘણો ભયંકર જણાતો હતો. તેમના તે વિકરાળ રૂપને જોઈને એવું લાગતું હતું કે જાણે તેઓ આ સંસારનો સંહાર કરી નાખશે. તેમણે ક્રોધથી તાડૂકીને ઘણું ભયંકર અટ્ટહાસ્ય કર્યું અને ઊછળીને તે મંત્રેલા ખડ્ગથી જ તે બધા પાપીઓનાં માથાં છેદી નાખ્યાં અને પોતાના ગણો સહિત (પોતે) તેમનાં ગળાંઓમાંથી વહેતા ગરમ-ગરમ લોહીરૂપી આસવ પીને, અત્યંત ઉન્મત્ત થઈને ઊંચા સ્વરે ગાતાં અને નાચતાં, તે માથાંઓને જ દડો બનાવીને રમવા લાગ્યાં. (૧૮) સાચું છે કે મહાપુરુષો પ્રત્યે કરેલો અત્યાચારનો અપરાધ આ જ રીતે જેમનો તેમ ઊલટો પોતાના જ ઉપર આવી પડે છે. (૧૯) હે પરીક્ષિત! જેમની દેહાભિમાનની સુદૃઢ હૃદયગ્રંથિ છૂટી ગઈ છે, જેઓ સમસ્ત પ્રાણીઓના સુહૃદ તેમ જ આત્મા છે અને વેરરહિત છે, જેમનું રક્ષણ સાક્ષાત્ ભગવાન જ ભદ્રકાળી વગેરે ભિન્ન-ભિન્ન રૂપો ધારણ કરીને, ક્યારેય (લક્ષ્ય) નહીં ચૂકનારા કાળચક્રરૂપ શ્રેષ્ઠ શસ્ત્રથી કરે છે અને જેમણે ભગવાનનાં નિર્ભય ચરણકમળોનો આશ્રય લઈ રાખ્યો છે તે ભગવદ્ભક્ત પરમહંસો માટે પોતાનું માથું કપાવાનો અવસર આવવા છતાં પણ કોઈ રીતે વ્યાકુળ નહીં થવું – એ કોઈ મોટા આશ્ચર્યની વાત નથી. (૨૦)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે જડભરતચરિતે નવમોઽધ્યાયઃ ॥ ૯॥

પાંચમા સ્કંધ-અંતર્ગત જડભરતચરિત્રમાંનો નવમો અધ્યાય સમાપ્ત.

=★=

## ૯ દસમો અધ્યાય

### જડભરત અને રાજા રહૂગણનો મેળાપ

*શ્રીશુક ઉવાચ*

અથ સિન્ધુસૌવીરપતે[11] રહૂગણસ્ય વ્રજત ઇક્ષુમત્યાસ્તટે તત્કુલપતિના [12]શિબિકાવાહપુરુષાન્વેષણસમયે[13] દૈવેનોપસાદિતઃ સ દ્વિજવર ઉપલબ્ધ એષ પીવા [14]યુવા સંહનનાઙ્ગો ગોખરવદ્ધુરં વોઢુમલમિતિ પૂર્વવિષ્ટિગૃહીતૈઃ સહ

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! એક વાર સિંધુસૌવીર દેશનો સ્વામી રાજા રહૂગણ પાલખી પર ચડીને જઈ રહ્યો હતો. જ્યારે તે ઇક્ષુમતી નદીના કિનારે પહોંચ્યો ત્યારે તેની પાલખી ઊંચકનારા કહારોના જમાદારને એક કહારની જરૂર પડી. કહાર ખોળતી વખતે નસીબજોગે તેને આ બ્રાહ્મણદેવતા મળી ગયા. આમને જોઈને તેણે વિચાર્યું – 'આ માણસ હૃષ્ટપુષ્ટ, યુવાન અને માંસલ અંગોવાળો છે. તેથી આ તો બળદ કે

૧. પ્રા. પા. – હન્તુકામૈવેદં । ૨. પ્રા. પા. – મહાટ્ટહાસસંરમ્ભેણ । ૩. પ્રા. પા. – વૃષલાનાં । ૪. પ્રા. પા. – નનર્ત વિજહાર ચ । ૫. પ્રા. પા. – એવં ખલુ । ૬. પ્રા. પા. – ૦નાત્મનિ ફલતિ । ૭. પ્રા. પા. – એવં વિષ્ણુદત્ત । ૮. પ્રા. પા. – ૦દેહાધ્યાત્મભાવ૦ । ૯. પ્રા. પા. – તૈસ્તૈર્ભાવૈરભિરક્ષ્યમાણાનાં । ૧૦. પ્રા. પા. – ૦મકુતશ્ચનભયમુપ૦ । ૧૧. પ્રા. પા. – સિન્ધુપતે । ૧૨. પ્રા. પા. – શિબિકાવાહક૦ । ૧૩. પ્રા. પા. – ૦પુરુષાન્વેષસમયે । ૧૪. પ્રા. પા. – યાવાન્ સંહનનાઙ્ગો ।

ગૃહીતઃ પ્રસભમતદર્હ[1] ઉવાહ શિબિકાં સ મહાનુભાવઃ ॥ ૧॥

યદા હિ દ્વિજવરસ્યેષુમાત્રાવલોકાનુગતેર્ન સમાહિતા પુરુષગતિસ્તદા વિષમગતાં સ્વશિબિકાં રહૂગણ ઉપધાર્ય પુરુષાનધિવહત આહ હે વોઢારઃ સાધ્વતિક્રમત કિમિતિ વિષમમુહ્યતે યાનમિતિ ॥ ૨॥

અથ ત[2] ઈશ્વરવચઃ સોપાલમ્ભમુપાકર્ણ્યોપાયતુરીયાચ્છઙ્કિતમનસસ્તં વિજ્ઞાપયામ્બભૂવુઃ ॥ ૩॥ ન વયં નરદેવ પ્રમત્તા ભવન્નિયમાનુપથાઃ સાધ્વેવ વહામઃ । અયમધુનૈવ નિયુક્તોઽપિ ન દ્રુતં વ્રજતિ નાનેન સહ વોઢુમુ[3] હ વયં પારયામ ઈતિ ॥ ૪॥

સાંસર્ગિકો દોષ એવ નૂનમેકસ્યાપિ સર્વેષાં સાંસર્ગિકાણાં[4] ભવિતુમર્હતીતિ નિશ્ચિત્ય[5] નિશમ્ય કૃપણવચો રાજા રહૂગણ ઉપાસિતવૃદ્ધોઽપિ નિસર્ગેણ બલાત્કૃત ઈષદુત્થિતમન્યુરવિસ્પષ્ટબ્રહ્મતેજસં જાતવેદસમિવ રજસાઽઽવૃતમતિરાહ ॥ ૫॥ અહો કષ્ટં ભ્રાતર્વ્યક્તમુરુ પરિશ્રાન્તો દીર્ઘમધ્વાનમેક[6] એવ ઊહિવાન્ સુચિરં નાતિપીવા ન સંહનનાઙ્ગો જરસા ચોપદ્રુતો[7] ભવાન્ સખે નો એવાપર એતે સઙ્ઘટ્ટિન ઈતિ બહુ વિપ્રલબ્ધોઽપ્યવિદ્યયા રચિત-[8]દ્રવ્યગુણકર્માશયસ્વચરમકલેવરેઽવસ્તુનિ સંસ્થાનવિશેષેઽહંમમેત્યનધ્યારોપિતમિથ્યાપ્રત્યયો બ્રહ્મભૂતસ્તૂષ્ણીં શિબિકાં પૂર્વવદુવાહ ॥ ૬॥

ગધેડાની જેમ સારી રીતે બોજ ખેંચી શકે.' આમ વિચારીને તેણે વેઠ માટે પકડેલા બીજા કહારોની સાથે આમને પણ બળપૂર્વક પકડીને પાલખીમાં જોતરી દીધા. મહાત્મા ભરતજી જોકે કોઈ રીતે આ કામને લાયક ન હતા, તોપણ તેઓ કશું બોલ્યા વિના ચૂપચાપ પાલખી ઉપાડીને ચાલવા લાગ્યા. (૧)

તે બ્રાહ્મણશ્રેષ્ઠ કોઈ જીવ રખેને પગ તળે દબાઈ જાય એવા ડરથી આગળની એક બાણ જેટલી ધરતી જોઈને ચાલતા હતા, તેથી બીજા કહારોની સાથે તેમની ચાલનો મેળ ખાતો ન હતો. તેથી જ્યારે પાલખી વાંકી-સીધી થવા લાગી ત્યારે એ જોઈને રાજા રહૂગણે પાલખી ઊંચકનારાઓને કહ્યું – 'અરે કહારો! બરાબર ચાલો, પાલખીને આ રીતે વાંકી-સીધી કરતા કેમ ચાલો છો?' (૨)

પોતાના માલિકનું આ આક્ષેપયુક્ત વચન સાંભળીને કહારોને બીક લાગી કે ક્યાંક રાજા તેમને સજા ન કરે. તેથી તેમણે રાજાને આ પ્રમાણે નિવેદન કર્યું – (૩) 'મહારાજ! અમે તમારી નિયમમર્યાદા મુજબ યોગ્ય રીતે જ પાલખી ઊંચકીને ચાલીએ છીએ. આમાં અમારી ગફલત નથી, આ એક નવો કહાર હમણાં-હમણાં જ પાલખીમાં જોતરવામાં આવ્યો છે, છતાં પણ એ ઝડપથી ચાલતો નથી. અમે બધા એના સાથમાં પાલખી લઈ જઈ શકતા નથી.' (૪)

કહારોનાં આ દીન (દયામણાં) વચન સાંભળીને રાજા રહૂગણે વિચાર્યું - 'સંસર્ગને લીધે ઉત્પન્ન થતો દોષ એક વ્યક્તિમાં હોવા છતાં પણ તેની સાથે સંબંધ રાખનારા બધા જ મનુષ્યોમાં આવી શકે છે. તેથી જો આનો પ્રતીકાર (ઉપાય) નહીં કરવામાં આવે તો ધીરે ધીરે આ બધા જ કહારો પોતાની ચાલ બગાડશે.' આમ વિચારતાં રાજા રહૂગણને થોડો ક્રોધ થઈ આવ્યો. જોકે તેણે મહાપુરુષોનું સેવન કર્યું હતું તોપણ (પોતાના) ક્ષત્રિય-સ્વભાવને લીધે બળપૂર્વક તેની બુદ્ધિ રજોગુણથી વ્યાપ્ત થઈ ગઈ અને તે, જેમનું બ્રહ્મતેજ રાખથી ઢંકાયેલા અગ્નિની જેમ પ્રગટ નહીં હતું તેવા તે બ્રાહ્મણશ્રેષ્ઠને વ્યંગ્યપૂર્ણ વચન કહેવા લાગ્યો – (૫) 'અરે ભાઈ! ઘણા ખેદની વાત છે, અવશ્ય તું ઘણો થાકી ગયો છે. લાગે છે કે તારા આ સાથીઓએ તને જરાયે સહારો આપ્યો નથી. આટલે દૂરથી તું એકલો જ ઘણા વખતથી પાલખી ઊંચકીને ચાલી રહ્યો છે. તારું તો શરીર પણ ખાસ સશક્ત અને હૃષ્ટપુષ્ટ નથી. અરે મિત્ર! ઘડપણે તને ઢીલો પાડી દીધો છે!' આ પ્રમાણે ઘણાં ટોણાં મારવા છતાં પણ તેઓ પહેલાંની જેમ જ ચૂપચાપ પાલખી ઊંચકીને ચાલતા રહ્યા. આનું તેમને કશું માઠું લાગ્યું નહીં; કારણ કે તેમની દૃષ્ટિએ તો

૧. પ્રા. પા. – ૦મતદર્પણ૦ । ૨. પ્રા. પા. – અથ ઈશ્વરવચઃ । ૩. પ્રા. પા. – વોઢું વયં । ૪. પ્રા. પા. – સંસર્ગિણાં । ૫. પ્રા. પા. – ભવિતુમર્હતીતિ નિશમ્ય । ૬. પ્રાચીન પ્રતમાં 'નમેક એવ' - એટલો ભાગ ખંડિત છે. ૭. પ્રા. પા. – જરસા દ્રુતો ભવાન્ સુખિનો યે વાઽપર । ૮. પ્રા. પા. – ૦કર્માતિશય૦ ।

અથ પુનઃસ્વશિબિકાયાં વિષમગતાયાં પ્રકુપિત ઉવાચ રહૂગણઃ કિમિદમરે ત્વં જીવન્મૃતો માં કદર્થીકૃત્ય ભર્તૃશાસનમતિચરસિ પ્રમત્તસ્ય ચ તે કરોમિ ચિકિત્સાં[1] દણ્ડપાણિરિવ જનતાયા યથા પ્રકૃતિં સ્વાં ભજિષ્યસ ઇતિ ॥ ૭॥

એવં બહ્વબદ્ધમપિ[2] ભાષમાણં નરદેવાભિમાનં રજસા તમસાઽનુવિદ્ધેન[3] મદેન તિરસ્કૃતાશેષભગવત્પ્રિયનિકેતં પણ્ડિતમાનિનં સ ભગવાન્ બ્રાહ્મણો બ્રહ્મભૂતઃ સર્વભૂતસુહૃદાત્મા યોગેશ્વરચર્યાયાં નાતિવ્યુત્પન્નમતિં સ્મયમાન ઇવ વિગતસ્મય ઇદમાહ ॥ ૮॥

બ્રાહ્મણ ઉવાચ

ત્વયોદિતં વ્યક્તમવિપ્રલબ્ધં
ભર્તુઃ સ મે સ્યાદ્ યદિ વીર ભારઃ ।
ગન્તુર્યદિ સ્યાદધિગમ્યમધ્વા
પીવેતિ રાશૌ ન વિદાં પ્રવાદઃ ॥ ૯॥

સ્થૌલ્યં કાર્શ્યં વ્યાધય આધયશ્ચ[4]
ક્ષુત્તૃડ્ભયં કલિરિચ્છા જરા ચ ।
નિદ્રા રતિર્મન્યુરહંમદઃ શુચો
દેહેન જાતસ્ય હિ મે ન સન્તિ ॥ ૧૦॥

જીવન્મૃતત્વં નિયમેન રાજન્
આદ્યન્તવદ્વિકૃતસ્ય દૃષ્ટમ્ ।
સ્વસ્વામ્યભાવો ધ્રુવ ઈડ્ય યત્ર
તર્હ્યુચ્યતેઽસૌ વિધિકૃત્યયોગઃ ॥ ૧૧॥

વિશેષબુદ્ધેર્વિવરં મનાક્ ચ
પશ્યામ યન્ન વ્યવહારતોઽન્યત્ ।
ક ઈશ્વરસ્તત્ર કિમીશિતવ્યં
તથાપિ રાજન્ કરવામ કિં તે ॥ ૧૨॥

પંચભૂતો, ઇન્દ્રિયો અને અંતઃકરણના યોગ(સંઘાત)રૂપ પોતાનું આ અંતિમ શરીર અવિદ્યાનું જ કાર્ય હતું. તે વિવિધ અંગોવાળું દેખાતું હોવા છતાં પણ વાસ્તવમાં તો હતું જ નહીં. તેથી તેમનો તેમાં 'હું-મારા'પણાનો મિથ્યા અધ્યાસ સર્વથા નિવૃત્ત થઈ ગયો હતો અને તેઓ બ્રહ્મરૂપ થઈ ગયા હતા. (૬)

(પરંતુ) પાલખી હજી પણ સીધી ચાલે ચાલતી નથી - એ જોઈને રાજા રહૂગણ ક્રોધાવિષ્ટ થઈ ગયો અને કહેવા લાગ્યો – 'અરે! આ શું છે? શું તું જીવતો જ મરી ગયો છે? તું મારો અનાદર કરીને (મારી) આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યો છે. લાગે છે કે તું સર્વથા પ્રમાદી (બેદરકાર) છે. અરે! જેમ દંડપાણિ યમરાજ જનસમુદાયને તેના અપરાધો બદલ દંડ આપે છે તેવી જ રીતે હું પણ હમણાં જ તારો ઇલાજ કરી દઉં છું; ત્યારે જ તારી સાન ઠેકાણે આવશે.' (૭)

રહૂગણને રાજા હોવાનું અભિમાન હતું, તેથી તે આ પ્રમાણે ઘણીબધી એલ-ફેલ વાતો બોલી ગયો. તે પોતાને મોટો પંડિત સમજતો હતો, તેથી રજ-તમ-યુક્ત અભિમાનને વશીભૂત થઈને તેણે ભગવાનના અનન્ય પ્રીતિપાત્ર ભક્તશ્રેષ્ઠ ભરતજીનો તિરસ્કાર કરી નાખ્યો. યોગેશ્વરોની અદ્‌ભુત કહેણી-કરણીને તો તે બિલકુલ જાણતો ન હતો. તેની આવી અપરિપક્વ બુદ્ધિ જોઈને સમસ્ત પ્રાણીઓના સુહૃદ અને આત્મા, બ્રહ્મભૂત તે બ્રાહ્મણદેવતા સ્હેજ મલકાઈને કોઈ પ્રકારનું અભિમાન કર્યા વિના આ પ્રમાણે કહેવા લાગ્યા. (૮)

**જડભરતે કહ્યું** – હે રાજન્! તમે જે કહ્યું છે તે સાચું જ છે, તેમાં કોઈ ઠેકડી અથવા ઉપહાસની વાત નથી. જો ભાર નામની કોઈ વસ્તુ છે તો તે ઊંચકનારા માટે છે (મારા માટે નહિ); જો માર્ગ છે તો તે ચાલવાવાળા માટે છે, (હું તો ચાલનારો નથી); તેમજ જાડાપણું પણ પંચભૂતોની રાશિસ્વરૂપ આ દેહનું છે – ક્ષેત્રજ્ઞ, આત્માનું નથી. (૯) સ્થૂળતા, કૃશતા, આધિ, વ્યાધિ, ભૂખ, તરસ, ભય, કલહ, ઇચ્છા, વૃદ્ધત્વ, નિદ્રા, પ્રેમ, ક્રોધ, અભિમાન અને શોક – આ બધા ધર્મો દેહાભિમાનને લીધે ઉત્પન્ન થનારા જીવના છે (હું દેહાભિમાની નથી), મારામાં તેઓ લેશમાત્ર પણ નથી. (૧૦) હે રાજન્! તમે જીવવા-મરવાની જે વાત કહી એ બંને વાતો તો જેટલા પણ વિકારી પદાર્થો છે તે બધાયમાં નિયમિતરૂપે જોવામાં આવે છે; કારણ કે તે બધાય આદિ અને અંતવાળા છે. હે યશસ્વી નરેશ! જ્યાં સ્વામી-સેવકભાવ સ્થિર હોય ત્યાં જ આજ્ઞાપાલન વગેરે જેવા નિયમો પણ લાગુ પડી શકે છે. (પરંતુ તે મને લાગુ પડતા નથી.) (૧૧) 'તમે રાજા છો અને હું પ્રજા છું' – આ પ્રકારના વ્યવહારમાં ભેદબુદ્ધિ સિવાય બીજું કાંઈ પણ હોવાનો જરા પણ

૧. પ્રા. પા. – ચિકિત્સાં તવ દણ્ડં । ૨. પ્રા. પા. – ઽમભિભાષમાણં । ૩. પ્રા. પા. – તમસાઽનુવૃદ્ધેન । ૪. પ્રાચીન પ્રતમાં 'આધયશ્ચ' - એટલો પાઠ લખવાનો રહી ગયો છે.

ઉન્મત્તમત્તજડવત્સ્વસંસ્થાં[1]
ગતસ્ય મે વીર ચિકિત્સિતેન ।
અર્થઃ[2] કિયાન્ ભવતા શિક્ષિતેન
સ્તબ્ધપ્રમત્તસ્ય ચ પિષ્ટપેષઃ ॥ ૧૩॥

અવકાશ નથી. પરમાર્થ-દષ્ટિએ જોવામાં આવે તો બે વસ્તુ જ નથી તો કોને સ્વામી કહેવો અને કોને સેવક કહેવો? તેમ છતાં હે રાજન્! તમને જો સ્વામીપણાનું અભિમાન છે તો બોલો, હું તમારી શી સેવા કરું? (૧૨) હે વીરશ્રેષ્ઠ! હું મત્ત, ઉન્મત્ત અને જડ જેવો પોતાની જ સ્થિતિમાં રહું છું. મારો ઇલાજ કરીને તમારા હાથમાં શું આવશે? જો હું વાસ્તવમાં જડ અને પ્રમાદી જ છું, તોપણ મને શિક્ષા કરવી એ તો વ્યર્થ પિષ્ટપેષણ જ થશે. (૧૩)

*શ્રીશુક ઉવાચ*

એતાવદનુવાદપરિભાષયા પ્રત્યુદીર્ય મુનિવર[3] ઉપશમશીલ ઉપરતાનાત્મ્યનિમિત્ત ઉપભોગેન[4] કર્મારબ્ધં વ્યપનયન્ રાજયાનમપિ તથોવાહ ॥૧૪॥ સ ચાપિ પાણ્ડવેય સિન્ધુસૌવીરપતિ-સ્તત્ત્વજિજ્ઞાસાયાં સમ્યક્શ્રદ્ધયાઽધિકૃતાધિકાર-સ્તદ્ધૃદયગ્રન્થિમોચનં દ્વિજવચ આશ્રુત્ય બહુયોગગ્રન્થસમ્મતં ત્વરયાઽવરુહ્ય શિરસા પાદમૂલમુપસૃતઃ ક્ષમાપયન્ વિગતનૃપદેવસ્મય ઉવાચ ॥ ૧૫॥

શ્રીશુકદેવજી કહે છે – હે પરીક્ષિત! મુનિશ્રેષ્ઠ ભરતજી યથાર્થ તત્ત્વનો ઉપદેશ કરતાં-કરતાં આટલો ઉત્તર આપીને મૌન થઈ ગયા. દેહાત્મબુદ્ધિના કારણભૂત તેમનું અજ્ઞાન નિવૃત્ત થઈ ચૂક્યું હતું, તેથી તેઓ બ્રાહ્મી સ્થિતિમાં હોવાથી પરમ શાંત હતા. તેથી આટલું કહીને, ભોગ વડે પ્રારબ્ધનો ક્ષય કરવા માટે તેઓ ફરી પાછા પહેલાંની જેમ જ તે પાલખી ખભા પર લઈને ચાલવા લાગ્યા. (૧૪) હે પરીક્ષિત! સિંધુસૌવીર-નરેશ રહૂગણ પણ પોતાની ઉત્તમ શ્રદ્ધાને કારણે તત્ત્વ-જિજ્ઞાસાનો સંપૂર્ણ અધિકારી હતો. જ્યારે તેણે તે બ્રાહ્મણશ્રેષ્ઠનાં, યોગસંબંધિત અનેક ગ્રંથો વડે સમર્પિત અને હૃદયની ગ્રંથિને કાપનારાં આ વચનો સાંભળ્યાં ત્યારે તે તરત જ પાલખીમાંથી નીચે ઊતર્યો. તેનો રાજ-મદ સર્વથા દૂર થઈ ગયો હતો અને તે તેમનાં ચરણોમાં માથું મૂકીને પોતાના અપરાધને માફ કરવા વીનવતો આ પ્રમાણે કહેવા લાગ્યો – (૧૫)

કસ્ત્વં નિગૂઢશ્ચરસિ દ્વિજાનાં
બિભર્ષિ સૂત્રં કતમોઽવધૂતઃ ।
કસ્યાસિ કુત્રત્ય ઇહાપિ કસ્માત્
ક્ષેમાય નશ્ચેદસિ નોત[5] શુક્લઃ ॥ ૧૬॥

"દેવ! તમે બ્રાહ્મણોનું ચિહ્ન યજ્ઞોપવીત ધારણ કરેલું છે. બતાવો, આ પ્રમાણે ગુપ્તવેશમાં વિચરનારા તમે કોણ છો? શું તમે દત્તાત્રેય વગેરે અવધૂતોમાંથી કોઈ છો? તમે કોના પુત્ર છો? તમારો જન્મ ક્યાં થયો છે? અને અહીં આપનાં પગલાં શા માટે થયાં છે? જો તમે અમારું કલ્યાણ કરવા પધાર્યા છો, તો શું તમે સાક્ષાત્ સત્ત્વમૂર્તિ ભગવાન કપિલજી જ તો નથી ને? (૧૬)

નાહં વિશઙ્કે સુરરાજવજ્રા-
ન્ન ત્ર્યક્ષશૂલાન્ન યમસ્ય દણ્ડાત્ ।
નાગ્ન્યર્કસોમાનિલવિત્તપાસ્ત્રા-
ચ્છઙ્કે ભૃશં બ્રહ્મકુલાવમાનાત્ ॥ ૧૭॥

મને ઇન્દ્રના વજ્રનો કોઈ ડર નથી અને નથી તો હું મહાદેવજીના ત્રિશૂળથી ડરતો કે નથી તો યમરાજના દંડથી પણ ડરતો. મને અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વાયુનો અને કુબેરનાં અસ્ત્રો-શસ્ત્રોનો પણ કોઈ ભય નથી; પરંતુ હું બ્રાહ્મણકુળના અપમાનથી ઘણો જ ડરું છું. (૧૭)

તદ્ બ્રૂહ્યસઙ્ગો જડવન્નિગૂઢ-
વિજ્ઞાનવીર્યો વિચરસ્યપારઃ[6] ।
વચાંસિ યોગગ્રથિતાનિ સાધો
ન નઃ ક્ષમન્તે મનસાઽપિ ભેત્તુમ્ ॥ ૧૮॥

માટે, કૃપા કરીને બતાવો કે આ પ્રમાણે પોતાની વિજ્ઞાનરૂપી શક્તિને છુપાવીને અજ્ઞાનીની જેમ વિચરનારા તમે કોણ છો? વિષયોથી તો તમે સર્વથા અનાસક્ત છો. તમારાં યોગયુક્ત વચનોને બુદ્ધિ વડે ચકાસતાં તમારી ગહનતાને મનથી જાણવી એ મુશ્કેલ થઈ રહ્યું છે અને મારો સંદેહ દૂર થતો નથી. હું આત્મજ્ઞાની મુનિઓના પરમ ગુરુ અને સાક્ષાત્ શ્રીહરિની જ્ઞાનશક્તિના અવતાર યોગેશ્વર ભગવાન કપિલજીને એ પૂછવા જઈ રહ્યો હતો કે આ લોકમાં એકમાત્ર શરણ લેવા

૧. પ્રા. પા. – ૦જડવત્સ્વસ્વસંસ્થાં । ૨. પ્રા. પા. – અથ કિયાન્ભવતા । ૩. પ્રા. પા. – સ મુનિવરઃ । ૪. પ્રા. પા. – ૦નિમિત્તમુપભોગેન । ૫. પ્રા. પા. – નોઽત્ર । ૬. પ્રાચીન પ્રતમાં 'વિચરસ્યપારઃ'થી શરૂ કરીને 'સાક્ષાદ્ધરિં' સુધીનો ભાગ ખંડિત છે.

અહં ચ યોગેશ્વરમાત્મતત્ત્વ-
વિદાં મુનીનાં પરમં ગુરું વૈ ।
પ્રષ્ટું પ્રવૃત્તઃ કિમિહારણં તત્
સાક્ષાદ્ધરિં જ્ઞાનકલાવતીર્ણમ્ ॥ ૧૯॥

સ[1] વૈ ભવાઁલ્લોકનિરીક્ષણાર્થ-
મવ્યક્તલિઙ્ગો વિચરત્યપિસ્વિત્ ।
યોગેશ્વરાણાં ગતિમન્ધબુદ્ધિઃ
કથં વિચક્ષીત ગૃહાનુબન્ધઃ ॥ ૨૦॥

દૃષ્ટઃ શ્રમઃ કર્મત આત્મનો વૈ
ભર્તુર્ગન્તુર્ભવતશ્ચાનુમન્યે[2] ।
યથાઽસતોદાનયનાદ્યભાવાત્
સમૂલ ઈષ્ટો વ્યવહારમાર્ગઃ ॥ ૨૧॥

સ્થાલ્યગ્નિતાપાત્પયસોઽભિતાપ-
સ્તત્તાપતસ્તણ્ડુલગર્ભરન્ધિઃ ।
દેહેન્દ્રિયાસ્વાશયસન્નિકર્ષાત્
તત્સંસૃતિઃ પુરુષસ્યાનુરોધાત્ ॥ ૨૨॥

શાસ્તાઽભિગોપ્તા નૃપતિઃ પ્રજાનાં
યઃ કિઙ્કરો વૈ ન પિનષ્ટિ પિષ્ટમ્ ।
સ્વધર્મમારાધનમચ્યુતસ્ય
યદીહમાનો વિજહાત્યઘૌઘમ્ ॥ ૨૩॥

તન્મે ભવાન્નરદેવાભિમાન-
મદેન તુચ્છીકૃતસત્તમસ્ય ।
કૃષીષ્ટ મૈત્રીદૃશમાર્તબન્ધો
યથા તરે સદવધ્યાનમંહઃ ॥ ૨૪॥

ન વિક્રિયા વિશ્વસુહૃત્સખસ્ય
સામ્યેન વીતાભિમતેસ્તવાપિ ।
મહદ્વિમાનાત્ સ્વકૃતાદ્ધિ[3] માદૃઙ્
નઙ્ક્ષ્યત્યદૂરાદપિ શૂલપાણિઃ ॥ ૨૫॥

યોગ્ય કોણ છે. (૧૮) શું તમે તે કપિલ મુનિ જ છો, કે જેઓ લોકોની દશા જોવા માટે આ રીતે પોતાનું રૂપ છુપાવીને વિચરી રહ્યા છે? ભલા, ઘરમાં આસક્ત રહેનારો વિવેકહીન મનુષ્ય યોગેશ્વરોની ગતિને કેવી રીતે જાણી શકે? (૨૦)

કર્મો કરવાથી આત્માને (દેહને) શ્રમ થાય છે તેવું મેં જોયું તેથી મારું અનુમાન છે કે વજન ઊંચકવાથી અને રસ્તે ચાલવાથી તેમને પણ અવશ્ય શ્રમ પહોંચતો હશે. (પરંતુ તમે તો કહ્યું હતું કે હું તો વજન ઊંચકનારો પણ નથી અને ચાલનારો પણ નથી, અને વ્યવહાર સિવાય મને કંઈ જણાતું નથી વગેરે) તો મને તો વ્યવહારમાર્ગ પણ સાચો જ જણાય છે, કારણ કે નકામા (ફૂટેલા) ઘડાથી પાણી લાવવું વગેરે કામ થતાં નથી. (૨૧) (દેહ વગેરેના ધર્મોનો આત્મા પર કોઈ પ્રભાવ હોતો નથી, એવી વાત પણ નથી.) ચૂલા પર મૂકેલી તપેલી જ્યારે અગ્નિથી તપવા લાગે છે ત્યારે તેમાંનું પાણી પણ ઊકળવા લાગે છે; અને પછી તે પાણીથી ચોખાનો અંદરનો ભાગ પણ પાકી જાય (રંધાઈ જાય) છે. એ જ પ્રમાણે દેહ, ઇન્દ્રિય અને અંતઃકરણના સાન્નિધ્યથી જીવનું સંસરણ થાય છે. જીવનો તે દેહથી સંબંધ છે તેથી તેમાં થનારા સુખ-દુઃખ, ઠંડી-ગરમી વગેરેને તથા તેના શ્રમ વગેરેનો આત્મા પણ અનુભવ કરે છે. (૨૨) તમે દંડ વગેરેનું જે વ્યર્થપણું બતાવ્યું, પણ રાજા તો પ્રજાનું શાસન અને પાલન કરવા માટે નિયુક્ત કરાયેલો તે પ્રજાનો સેવક જ છે. પરંતુ રાજા દ્વારા ઉન્મત્ત વગેરે લોકોને દંડ આપવો એ પિષ્ટપેષણ કહેવાય નહીં. કારણ કે પોતાના ધર્મનું આચરણ કરવું એ ભગવાનની સેવા જ છે, તેમ કરનારો માણસ પોતાના સમસ્ત પાપસમૂહને નષ્ટ કરી દે છે. (૨૩)

"હે દીનબંધુ! રાજવીપણાના અભિમાનથી ઉન્મત્ત થઈને મેં તમારા જેવા પરમસાધુની અવજ્ઞા કરી છે. હવે તમે મૈત્રીની ભાવના કરો અને એવી કૃપાદૃષ્ટિ કરો કે જેનાથી સાધુની અવજ્ઞા કરવાના આ અપરાધમાંથી હું મુક્ત થઈ જાઉં. (૨૪) તમે દેહાભિમાન-રહિત અને વિશ્વબંધુ શ્રીહરિના અનન્ય ભક્ત છો; તેથી સૌમાં સમદૃષ્ટિ છે. આપની અંદર માન-અપમાનને કારણે કોઈ વિકાર થઈ શકતો નથી. પરંતુ એક મહાપુરુષનું અપમાન કરવાને કારણે મારા જેવો મનુષ્ય, સાક્ષાત્ ત્રિશૂળપાણિ મહાદેવજી જેવો પ્રભાવશાળી હોવા છતાં પણ, પોતાના અપરાધને લીધે થોડા જ સમયમાં અવશ્ય નષ્ટ થઈ જશે." (૨૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે [4]દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥
પાંચમા સ્કંધ-અંતર્ગત દસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રાચીન પ્રતમાં 'સ વૈ' - પાઠ લખવાનો રહી ગયો છે. ૨. પ્રા. પા. – ભર્તુર્ગુરોર્ભવત૦ । ૩. પ્રા. પા. – સુકૃતાદ્ધિ । ૪. પ્રા. પા. – જડચરિતે દશમો૦ ।

# અગિયારમો અધ્યાય

X

## રાજા રહૂગણને ભરતજીનો ઉપદેશ

*બ્રાહ્મણ ઉવાચ*

અકોવિદઃ કોવિદવાદવાદાન્
વદસ્યથો નાતિવિદાં[1] વરિષ્ઠઃ ।
ન સૂરયો હિ વ્યવહારમેનં[2]
તત્ત્વાવમર્શેન સહામનન્તિ ॥ ૧॥
તથૈવ રાજન્નુરુગાર્હમેધ-
વિતાનવિદ્યોરુવિજૃમ્ભિતેષુ ।
ન વેદવાદેષુ હિ તત્ત્વવાદઃ
પ્રાયેણ શુદ્ધો નુ ચકાસ્તિ સાધુઃ ॥ ૨॥
ન તસ્ય તત્ત્વગ્રહણાય સાક્ષાદ્
વરીયસીરપિ[3] વાચઃ સમાસન્ ।
સ્વપ્ને નિરુક્ત્યા ગૃહમેધિસૌખ્યં
ન યસ્ય હેયાનુમિતં સ્વયં સ્યાત્ ॥ ૩॥
યાવન્મનો રજસા પૂરુષસ્ય
સત્ત્વેન વા તમસા વાઽનુરુદ્ધમ્ ।
ચેતોભિરાકૂતિભિરાતનોતિ
નિરઙ્કુશં કુશલં ચેતરં વા ॥ ૪॥
સ વાસનાત્મા વિષયોપરક્તો
ગુણપ્રવાહો વિકૃતઃ ષોડશાત્મા ।
બિભ્રત્પૃથઙ્નામભિ રૂપભેદ-
મન્તર્બહિષ્ટ્વં ચ પુરૈસ્તનોતિ ॥ ૫॥
દુઃખં સુખં વ્યતિરિક્તં ચ તીવ્રં
કાલોપપન્નં ફલમાવ્યનક્તિ ।
આલિઙ્ગ્ય માયારચિતાન્તરાત્મા
સ્વદેહિનં સંસૃતિચક્રકૂટઃ ॥ ૬॥
તાવાનયં વ્યવહારઃ[4] સદાવિઃ
ક્ષેત્રજ્ઞસાક્ષ્યો ભવતિ સ્થૂલસૂક્ષ્મઃ ।
તસ્માન્મનો લિઙ્ગમદો વદન્તિ
ગુણાગુણત્વસ્ય[5] પરાવરસ્ય ॥ ૭॥
ગુણાનુરક્તં વ્યસનાય જન્તોઃ
ક્ષેમાય નૈર્ગુણ્યમથો મનઃ સ્યાત્ ।

**જડભરતે કહ્યું** – હે રાજન્! તમે અજ્ઞાની હોવા છતાં પણ પંડિતોની જેમ ઉપર-ઉપરની તર્કવિતર્કયુક્ત વાતો કરી રહ્યા છો, તેથી શ્રેષ્ઠ જ્ઞાનીઓમાં તમારી ગણના થઈ શકે નહીં. તત્ત્વજ્ઞાની મનુષ્યો આ અવિચારસિદ્ધ સ્વામી-સેવક વગેરેના વ્યવહારને તત્ત્વનો વિચાર કરતી વખતે સ્વીકારતા નથી. (૧) હે રાજન્! એ જ પ્રમાણે ગૃહસ્થધર્મમાં કરવામાં આવતા મોટા-મોટા યજ્ઞોનું વેદોમાં બહુ વિસ્તારથી વર્ણન થયેલ છે. એવી તે વેદવાણીમાં સર્વથા શુદ્ધ, રાગ-દ્વેષ, તથા હિંસા આદિ દોષોથી રહિત તત્ત્વજ્ઞાનની વાત ઘણું કરીને કહેવામાં આવી નથી. (૨) જે મનુષ્યને ગૃહસ્થ-યોગ્ય યજ્ઞ વગેરે કર્મોથી પ્રાપ્ત થતું સ્વર્ગ વગેરેનું સુખ સ્વપ્નવત્ ત્યાજ્ય છે એમ નથી લાગતું તેને તત્ત્વનું જ્ઞાન કરાવવામાં સાક્ષાત્ ઉપનિષદ-વચન પણ સમર્થ નથી. (૩) જ્યાં સુધી મનુષ્યનું મન સત્ત્વગુણ, રજોગુણ અથવા તમોગુણથી વ્યાપ્ત રહે છે ત્યાં સુધી તે નિરંકુશપણે તેની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પાસે શુભ અને અશુભ કર્મો કરાવતું રહે છે. (૪) આ મન જ વાસનામય છે. અને વિષયોમાં આસક્ત છે. આ મનમાં ગુણોનો પ્રવાહ ચાલતો જ રહે છે અને તે રાગ-દ્વેષાદિ વિકારોથી યુક્ત છે. આ (પાંચ ભૂતોથી બનેલું) સ્થૂળ શરીર, દશ ઇન્દ્રિયો અને મન - આ સોળમાં આ (મન) મુખ્ય છે. આ મન જ દેવ, તિર્યક્ આદિ ઉત્તમ-અધમ ભિન્ન-ભિન્ન શરીરોનું નિર્માણ કરવામાં કારણ છે. (૫) આ માયામય મન સંસારચક્રમાં છેતરનારું છે. આ જ (મન) પોતાના શરીરના અભિમાની જીવ સાથે મળીને તેને કાળક્રમે પ્રાપ્ત થતાં સુખ-દુઃખો અને તેનાથી ભિન્ન તીવ્ર મોહરૂપી અવશ્યંભાવી ફળોની અભિવ્યક્તિ કરે છે. (૬) જ્યાં સુધી આ મન છે ત્યાં સુધી પ્રાપંચિક વ્યવહાર સદા આવિર્ભૂત થતો રહે છે. જાગ્રત અવસ્થાનો અને સ્વપ્નાવસ્થાનો વ્યવહાર પ્રકાશિત થાય છે તેમાં ક્ષેત્રજ્ઞ સાક્ષીરૂપે છે. મન જ ગુણયુક્ત પ્રપંચમાં ફસાવનારું છે અને તે જ મન ગુણાતીત થવાથી ઉત્કૃષ્ટ મોક્ષનું પણ કારણ છે. આ પ્રમાણે સારી-નરસી યોનિ પ્રાપ્ત થવામાં મનને જ કારણ કહ્યું છે. (૭) વિષયાસક્ત મન જીવને સંસારના સંકટમાં નાખી દે છે; વિષય-રહિત થયા પછી એ જ મન જીવને શાંતિમય મોક્ષપદની પ્રાપ્તિ કરાવી દે છે. જેમ ઘીથી ભીંજાયેલી વાટને ખાનારા દીપકમાંથી તો ધુમાડાવાળી જ્યોત નીકળતી રહે છે અને જ્યારે ઘી સમાપ્ત થઈ જાય છે ત્યારે તે પોતાના

---

૧. પ્રા. પા. – નાત્મવિદાં । ૨. પ્રા. પા. – વ્યવહારમેતં । ૩. પ્રા. પા. – ગરીયસીરપિ । ૪. પ્રા. પા. – વ્યવહારો યઃ સદાશિવઃ । ૫. પ્રા. પા. – ગુણાગુણત્વગ્ય ।

યથા પ્રદીપો ઘૃતવર્તિમશ્નન્
શિખાઃ સધૂમા ભજતિ હ્યન્યદા[1] સ્વમ્ ।
પદં તથા ગુણકર્માનુબદ્ધં[2]
વૃત્તીર્મનઃ શ્રયતેઽન્યત્ર તત્ત્વમ્ ॥ ૮॥

એકાદશાસન્મનસો[3] હિ વૃત્તય
આકૂતયઃ પઞ્ચ ધિયોઽભિમાનઃ[4] ।
માત્રાણિ કર્માણિ પુરં ચ તાસાં
વદન્તિ હૈકાદશ વીર[5] ભૂમીઃ ॥ ૯॥

ગન્ધાકૃતિસ્પર્શરસશ્રવાંસિ
વિસર્ગરત્યર્ત્યભિજલ્પશિલ્પાઃ ।
એકાદશં સ્વીકરણં મમેતિ
શય્યામહં દ્વાદશમેક આહુઃ ॥ ૧૦॥

દ્રવ્યસ્વભાવાશયકર્મકાલૈ-
રેકાદશામી મનસો વિકારાઃ ।
સહસ્રશઃ શતશઃ કોટિશશ્ચ
ક્ષેત્રજ્ઞતો ન મિથો ન સ્વતઃ સ્યુઃ ॥ ૧૧॥

ક્ષેત્રજ્ઞ એતા મનસો વિભૂતી-
ર્જીવસ્ય માયારચિતસ્ય નિત્યાઃ ।
આવિર્હિતાઃ ક્વાપિ તિરોહિતાશ્ચ
શુદ્ધો વિચષ્ટે હ્યવિશુદ્ધકર્તુઃ ॥ ૧૨॥

ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષઃ પુરાણઃ
સાક્ષાત્સ્વયંજ્યોતિરજઃ પરેશઃ ।
નારાયણો ભગવાન્ વાસુદેવઃ
સ્વમાયયાઽઽત્મન્યવધીયમાનઃ ॥ ૧૩॥

યથાઽનિલઃ સ્થાવરજઙ્ગમાના-
માત્મસ્વરૂપેણ નિવિષ્ટ ઈશેત્ ।
એવં પરો ભગવાન્ વાસુદેવઃ
ક્ષેત્રજ્ઞ આત્મેદમનુપ્રવિષ્ટઃ ॥ ૧૪॥

ન યાવદેતાં તનુભૃન્નરેન્દ્ર
વિધૂય માયાં વયુનોદયેન ।
વિમુક્તસઙ્ગો જિતષટ્સપત્નો
વેદાત્મતત્ત્વં ભ્રમતીહ તાવત્ ॥ ૧૫॥

કારણભૂત અગ્નિતત્ત્વમાં લીન થઈ જાય છે; તેવી જ રીતે વિષયો અને કર્મોથી આસક્ત થયેલું મન જાતજાતની વૃત્તિઓનો આશ્રય લેતું રહે છે અને તેમનામાંથી મુક્ત થઈ ગયા પછી તે પોતાના તત્ત્વમાં લીન થઈ જાય છે. (૮)

હે વીરશ્રેષ્ઠ! પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને એક અહંકાર – આ મનની અગિયાર વૃત્તિઓ છે તથા પાંચ પ્રકારનાં કર્મો, પાંચ તન્માત્રાઓ અને એક શરીર – આ તેના આધારભૂત અગિયાર વિષયો કહેવાય છે. (૯) ગંધ, રૂપ, સ્પર્શ, રસ અને શબ્દ – આ જ્ઞાનેન્દ્રિયોના પાંચ વિષયો છે; મળત્યાગ, સંભોગ, ગમન, ભાષણ (બોલવું) અને આપ-લે વગેરેનો વ્યાપાર – આ કર્મેન્દ્રિયોના પાંચ વિષયો છે; તથા શરીરનો 'આ મારું છે' એવી રીતે સ્વીકાર કરવો એ અહંકારનો વિષય છે. કેટલાક લોકો અહંકારને મનની બારમી વૃત્તિ અને તેના આશ્રયભૂત શરીરને બારમો વિષય માને છે. (૧૦) મનની આ અગિયાર વૃત્તિઓ દ્રવ્ય (વિષય), સ્વભાવ, આશય (સંસ્કાર), કર્મ અને કાળ વડે સેંકડો, હજારો અને કરોડો પ્રકારોમાં પરિણમે છે. પણ તેમની સત્તા (અસ્તિત્વ) ક્ષેત્રજ્ઞ આત્માની સત્તાને લીધે જ છે, આપમેળે અથવા પરસ્પર મળવાથી નથી. (૧૧) આમ હોવા છતાં પણ મન સાથે ક્ષેત્રજ્ઞ (આત્મા)નો કોઈ સંબંધ નથી. આ તો જીવની જ માયાનિર્મિત ઉપાધિ છે. આ (મન) ઘણું કરીને સંસારબંધનમાં નાખનારાં અ-વિશુદ્ધ કર્મો કરવામાં જ પ્રવૃત્ત રહે છે. આની ઉપર્યુક્ત વૃત્તિઓ પ્રવાહરૂપે કાયમ જ રહે છે; જાગ્રતાવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં તે (વૃત્તિઓ) પ્રગટ થઈ જાય છે અને સુષુપ્તાવસ્થામાં છુપાઈ જાય છે. આ બંનેય અવસ્થામાં ક્ષેત્રજ્ઞ (આત્મા), કે જે વિશુદ્ધ ચિન્માત્ર છે તે મનની આ વૃત્તિઓને દ્રષ્ટા (સાક્ષી)રૂપે જોતો રહે છે. (૧૨)

❁ આ ક્ષેત્રજ્ઞ પરમ-આત્મા સર્વવ્યાપક, જગતનું આદિકારણ, પરિપૂર્ણ, અપરોક્ષ (પ્રત્યક્ષ), સ્વયંપ્રકાશ, અજન્મા, બ્રહ્મા વગેરેનો પણ નિયંતા અને પોતાને આધીન રહેનારી માયા વડે સૌનાં અંતઃકરણોમાં રહીને જીવોને પ્રેરિત કરનાર, સમસ્ત ભૂતપ્રાણીઓના આશ્રયરૂપ ભગવાન વાસુદેવ છે. (૧૩) જેમ વાયુ સમસ્ત સ્થાવર-જંગમ પ્રાણીઓમાં પ્રાણરૂપે પ્રવિષ્ટ થઈને તેમને પ્રેરિત કરતો રહે છે તેવી જ રીતે તે પરમેશ્વર ભગવાન વાસુદેવ સર્વસાક્ષી આત્મસ્વરૂપે આ સમગ્ર પ્રપંચમાં ઓતપ્રોત છે. (૧૪) હે રાજન્! મનુષ્ય જ્ઞાનોદય વડે આ માયાનો તિરસ્કાર કરીને, બધામાંની આસક્તિ છોડીને તથા કામ-ક્રોધ વગેરે છ શત્રુઓને જીતીને જ્યાં સુધી આત્મ-તત્ત્વને જાણી લેતો નથી અને તે જ્યાં સુધી આત્માની

૧. પ્રા. પા. – હ્યન્યથા । ૨. પ્રા. પા. – ૦કર્માનુબદ્ધે મૂર્તિર્મનઃ । ૩. પ્રા. પા. – મનસસ્તુ વૃત્તયઃ । ૪. પ્રા. પા. – ધિયોઽભિમાનાઃ । ૫. પ્રાચીન પ્રતમાં 'વીર' - એ પાઠ ખંડિત છે.

ન યાવદેતન્મન આત્મલિઙ્ગં
સંસારતાપાવપનં જનસ્ય ।
યચ્છોકમોહામયરાગલોભ-
વૈરાનુબન્ધં મમતાં વિધત્તે ॥ ૧૬॥

ભ્રાતૃવ્યમેનં તદદભ્રવીર્ય-
મુપેક્ષયાઽધ્યેધિતમપ્રમત્તઃ[1] ।
ગુરોર્હરેશ્ચરણોપાસનાસ્ત્રો
જહિ વ્યલીકં સ્વયમાત્મમોષમ્ ॥ ૧૭॥

ઉપાધિરૂપ મનને સંસારનાં દુઃખોનું ક્ષેત્ર સમજતો નથી ત્યાં સુધી તે આ લોકમાં આમ જ ભટકતો રહે છે; કારણ કે આ મન તેના શોક, મોહ, રોગ, રાગ, લોભ, વેર વગેરેના સંસ્કારોની તથા મમતાની વૃદ્ધિ કરતું રહે છે. (૧૫-૧૬) આ તમારા ભાઈ જેવું ભાસતું મન જ તમારો મહાબળવાન શત્રુ છે. તમારાથી તેની ઉપેક્ષા થવાથી તેની શક્તિ વિશેષપણે વધી ગઈ છે. આ મન જોકે પોતે તો સર્વથા મિથ્યા છે તોપણ એણે તમારા આત્મસ્વરૂપને ઢાંકી રાખ્યું છે. તેથી તમે સાવધાન થઈને તેને શ્રીગુરુ અને શ્રીહરિનાં ચરણોની ઉપાસનારૂપી અસ્ત્ર વડે મારી નાખો. (૧૭)

==★==

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે બ્રાહ્મણરહૂગણસંવાદે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥**
**પાંચમા સ્કંધ-અંતર્ગત બ્રાહ્મણ-રહૂગણસંવાદમાંનો અગિયારમો અધ્યાય સમાપ્ત.**

==★==

# બારમો અધ્યાય

**રહૂગણનો પ્રશ્ન અને તેનું ભરતજીએ કરેલું સમાધાન**

*રહૂગણ ઉવાચ*[2]
નમો નમઃ કારણવિગ્રહાય
સ્વરૂપતુચ્છીકૃતવિગ્રહાય ।
નમોઽવધૂત દ્વિજબન્ધુલિઙ્ગ-
નિગૂઢનિત્યાનુભવાય તુભ્યમ્ ॥ ૧॥
જ્વરામયાર્તસ્ય યથાઽગદં સત્
નિદાઘદગ્ધસ્ય યથા હિમામ્ભઃ ।
કુદેહમાનાહિવિદષ્ટદૃષ્ટે-
ર્બ્રહ્મન્ વચસ્તેઽમૃતમૌષધં મે ॥ ૨॥
તસ્માદ્ભવન્તં મમ સંશયાર્થં
પ્રક્ષ્યામિ પશ્ચાદધુના સુબોધમ્ ।
અધ્યાત્મયોગગ્રથિતં તવોક્ત-
માખ્યાહિ કૌતૂહલચેતસો મે ॥ ૩॥
યદાહ યોગેશ્વર દૃશ્યમાનં
ક્રિયાફલં સદ્વ્યવહારમૂલમ્ ।
ન હ્યઞ્જસા તત્ત્વવિમર્શનાય
ભવાનમુષ્મિન્ ભ્રમતે મનો મે ॥ ૪॥
*બ્રાહ્મણ ઉવાચ*
અયં જનો નામ ચલન્ પૃથિવ્યાં
યઃ પાર્થિવઃ પાર્થિવ[3] કસ્ય હેતોઃ ।

**રાજા રહૂગણે કહ્યું** — હે ભગવન્! હું તમને નમસ્કાર કરું છું. તમે જગતનો ઉદ્ધાર કરવા માટે જ આ શરીર ધારણ કર્યું છે. હે યોગેશ્વર! પોતાના પરમાનંદમય સ્વરૂપનો અનુભવ કરીને તમે આ સ્થૂળ શરીરથી ઉદાસીન થઈ ગયા છો તથા એક જડ બ્રાહ્મણના વેશથી પોતાના નિત્ય જ્ઞાનમય સ્વરૂપને જનસાધારણની નજરથી અદૃશ્ય કરી રાખેલું છે. હું તમને વારંવાર નમસ્કાર કરું છું. (૧) હે બ્રહ્મન્! જેમ જ્વરથી પીડિત રોગી માટે ગળ્યું ઔષધ અને તડકાથી તપેલા માણસ માટે ઠંડું પાણી અમૃતતુલ્ય હોય છે તેવી જ રીતે જેની વિવેકબુદ્ધિને દેહાભિમાનરૂપી ઝેરી સાપે ડસી લીધી છે તેવા મારે માટે તમારાં વચનો અમૃતમય ઔષધિ સમાન છે. (૨) હે દેવ! હું તમારી પાસે મારા સંશયોનું નિવારણ તો પછીથી કરાવીશ, પણ એ પહેલાં અત્યારે તમે જે અધ્યાત્મયોગમય ઉપદેશ આપ્યો છે તે જ સરળ બનાવીને સમજાવો. તે સમજવાની મને ઘણી ઉત્કંઠા છે. (૩) હે યોગેશ્વર! તમે જે એમ કહ્યું કે બોજ ઊંચકવાની ક્રિયા તથા તેને લીધે શ્રમરૂપી જે ફળ હોય છે — તે બંનેય પ્રત્યક્ષ હોવા છતાં પણ કેવળ વ્યવહારમૂલક જ છે, વાસ્તવમાં સત્ય નથી — તત્ત્વવિચારની આગળ તેનું કોઈ મહત્ત્વ નથી — તો આ વિષયમાં મારું મન ચકરાવે ચડ્યું છે, તમારા ઉક્ત વચનનો મર્મ મારી સમજમાં આવતો નથી. (૪)

**જડભરતે કહ્યું** — હે પૃથ્વીપતિ! આ શરીર પૃથ્વીનો વિકાર છે. એમાં અને પથ્થર વગેરેમાં શો ફરક છે? જ્યારે

૧. પ્રા. પા. — ૦ધિતમપ્રવૃત્તઃ । ૨. પ્રા. પા. — રાહુગણ ઉવાચ । ૩. પ્રા. પા. — કશ્ચન કસ્ય ।

તસ્યાપિ ચાઙ્ઘ્રયોરધિ ગુલ્ફજઙ્ઘા-
જાનૂરુમધ્યોરશિરોધરાંસાઃ ॥ ૫॥
અંસેઽધિ દાર્વી શિબિકા ચ[1] યસ્યાં
સૌવીરરાજેત્યપદેશ આસ્તે ।
યસ્મિન્[2] ભવાન્ રૂઢનિજાભિમાનો
રાજાઽસ્મિ સિન્ધુષ્વિતિ દુર્મદાન્ધઃ ॥ ૬॥
શોચ્યાનિમાંસ્ત્વમધિકષ્ટદીનાન્
વિષ્ટ્યા નિગૃહ્ણન્નિરનુગ્રહોઽસિ ।
જનસ્ય ગોપ્તાસ્મિ વિકત્થમાનો
ન શોભસે વૃદ્ધસભાસુ ધૃષ્ટઃ[3] ॥ ૭॥
યદા ક્ષિતાવેવ[4] ચરાચરસ્ય
વિદામ નિષ્ઠાં પ્રભવં ચ નિત્યમ્[5] ।
તન્નામતોઽન્યદ્ વ્યવહારમૂલં
નિરૂપ્યતાં સત્ ક્રિયયાઽનુમેયમ્ ॥ ૮॥
એવં નિરુક્તં ક્ષિતિશબ્દવૃત્ત-
મસન્નિધાનાત્પરમાણવો[6] યે ।
અવિદ્યયા મનસા કલ્પિતાસ્તે
યેષાં[7] સમૂહેન કૃતો વિશેષઃ ॥ ૯॥
એવં કૃશં સ્થૂલમણુર્બૃહદ્ યદ્
અસચ્ચ સજ્જીવમજીવમન્યત્ ।
દ્રવ્યસ્વભાવાશયકાલકર્મ-
નામ્નાઽજયાઽવેહિ કૃતં દ્વિતીયમ્ ॥ ૧૦॥
જ્ઞાનં વિશુદ્ધં પરમાર્થમેક-
મનન્તરં ત્વબહિર્બ્રહ્મ સત્યમ્ ।
પ્રત્યક્ પ્રશાન્તં ભગવચ્છબ્દસઞ્જ્ઞં
યદ્વાસુદેવં કવયો વદન્તિ ॥ ૧૧॥
રહૂગણૈતત્તપસા[8] ન યાતિ
ન ચેજ્યયા નિર્વપણાદ્ ગૃહાદ્વા ।
ન ચ્છન્દસા નૈવ જલાગ્નિસૂર્યૈ-
ર્વિના મહત્પાદરજોઽભિષેકમ્ ॥ ૧૨॥
યત્રોત્તમશ્લોકગુણાનુવાદઃ
પ્રસ્તૂયતે ગ્રામ્યકથાવિઘાતઃ ।

આ (શરીર) કોઈ કારણથી પૃથ્વી ઉપર ચાલવા લાગે છે ત્યારે આનાં 'ભારવાહક' વગેરે નામ પડે છે. આને બે પગ છે; તેમના ઉપર ક્રમશઃ એડીઓ, પિંડીઓ, ઘૂંટણો, જાંઘો, કમર, વક્ષઃસ્થળ, ગરદન, ખભા વગેરે અંગો છે. (૫) ખભાઓ ઉપર લાકડાની પાલખી મૂકેલી છે; તેમાં પણ સૌવીરરાજ નામનો એક પાર્થિવ વિકાર જ છે, કે જેનામાં આત્મબુદ્ધિરૂપી અભિમાન કરવાથી તમે 'હું સિંધુ દેશનો રાજા છું' એવા પ્રબળ મદથી આંધળા થઈ રહ્યા છો. (૬) પરંતુ આનાથી તમારી કોઈ શ્રેષ્ઠતા સિદ્ધ થતી નથી; વાસ્તવમાં તો તમે ઘણા ક્રૂર અને ધૃષ્ટ જ છો. તમે આ બિચારા દીનદુઃખી કહારોને કેદ પકડીને પાલખીમાં જોતર્યા છે; અને પછી મહાપુરુષોની સભામાં વધારી-ચડાવીને કહ્યા કરો છો કે હું લોકોનું રક્ષણ કરનારો છું. આમ કરવું તમને શોભતું નથી. (૭) આપણે જોઈએ છીએ કે સઘળાં ચરાચર ભૂતપ્રાણીઓ હંમેશાં પૃથ્વીમાંથી જ ઉત્પન્ન થાય છે અને પૃથ્વીમાં જ લીન થાય છે, તેથી તેમના ક્રિયાભેદને કારણે અલગ-અલગ જે નામ પડ્યાં છે – બતાવો તો, એમના સિવાય વ્યવહારનું બીજું શું મૂળ છે? (૮)

આ પ્રમાણે 'પૃથ્વી' શબ્દનો વ્યવહાર પણ મિથ્યા જ છે, વાસ્તવિક નથી; કારણ કે એ પોતાના ઉપાદાન-કારણ સૂક્ષ્મ પરમાણુઓમાં લીન થઈ જાય છે અને જેમના મળવાથી (સંયોગથી) પૃથ્વીરૂપ કાર્યની સિદ્ધિ થાય છે તે પરમાણુઓ અવિદ્યાને લીધે મનથી કલ્પેલા છે; વાસ્તવમાં તેમની પણ સત્તા (અસ્તિત્વ) નથી. (૯) આ જ પ્રમાણે અન્ય પણ જે કંઈ પાતળું-જાડું (સૂક્ષ્મ-સ્થૂળ), નાનું-મોટું, કાર્ય-કારણ, ચેતન-અચેતન વગેરે ગુણોથી યુક્ત દ્વૈત પ્રપંચ છે તેને પણ દ્રવ્ય, સ્વભાવ, આશય, કાળ, કર્મ વગેરે નામોવાળી ભગવાનની માયાનું જ કાર્ય સમજો. (૧૦) વિશુદ્ધ પરમાર્થરૂપ, અદ્વિતીય તથા આંતર-બાહ્ય ભેદ વિનાનું પરિપૂર્ણ જ્ઞાન જ સત્ય વસ્તુ છે. તે સર્વ-અંતર્વર્તી અને સર્વથા નિર્વિકાર છે. તેનું જ નામ 'ભગવાન' છે અને તેને જ પંડિતજનો 'વાસુદેવ' કહે છે. (૧૧) હે રહૂગણ! મહાપુરુષોની ચરણરજથી પોતાને નવડાવ્યા વિના કેવળ તપ, યજ્ઞ વગેરે વૈદિક કર્મો, અન્ન વગેરેનાં દાન, અતિથિસેવા, દીનજનોની સેવા વગેરે ગૃહસ્થોચિત ધર્મોનું અનુષ્ઠાન, વેદોનું અધ્યયન અથવા જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના વગેરે કોઈ પણ સાધનથી આ પરમાત્મ જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. (૧૨) આનું કારણ એ છે કે મહાપુરુષોના સમાજમાં હંમેશાં પવિત્રકીર્તિ શ્રીહરિના ગુણોની ચર્ચા થતી રહેતી હોય

૧. પ્રા. પા. – શિબિકા યસ્યાં । ૨. પ્રા. પા. – તસ્મિન્ । ૩. પ્રા. પા. – દુષ્ટઃ । ૪. પ્રા. પા. – યદા દુઃખિતાવેવ । ૫. પ્રાચીન પ્રતમાં 'નિત્યમ્' - પાઠ ખંડિત છે. ૬. પ્રા. પા. – પરમાણવોઽથ યે । ૭. પ્રા. પા. – કલ્પિતાસ્તે સમૂહેન । ૮. પ્રા. પા. – રાહુગણૈતત્તપસા ।

નિષેવ્યમાણોઽનુદિનં[1] મુમુક્ષો-
ર્મતિં સતીં યચ્છતિ વાસુદેવે ॥ ૧૩॥

છે, જેથી વિષયોની વાત તો પાસે ફરકવા પણ પામતી નથી; અને જો દરરોજ ભગવાનની કથાનું સેવન કરવામાં આવે છે તો તે (કથા) મોક્ષની આકાંક્ષા ધરાવતા મનુષ્યની શુદ્ધ બુદ્ધિને ભગવાન વાસુદેવમાં લગાડી દે છે. (૧૩)

અહં પુરા ભરતો નામ રાજા
વિમુક્તદૃષ્ટશ્રુતસઙ્ગબન્ધઃ ।
આરાધનં ભગવત ઈહમાનો
મૃગોઽભવં મૃગસઙ્ગાદ્ધતાર્થઃ ॥ ૧૪॥

પૂર્વજન્મમાં હું ભરત નામનો રાજા હતો. ઐહિક અને પારલૌકિક બંને પ્રકારના વિષયોમાંથી વિરક્ત થઈને ભગવાનની આરાધનામાં જ રત રહેતો હતો, તોપણ એક મૃગમાં આસક્તિ થઈ જવાથી મારે પરમાર્થમાંથી ભ્રષ્ટ થઈને આગલા જન્મમાં મૃગ બનવું પડ્યું. (૧૪) પરંતુ ભગવાન શ્રીકૃષ્ણની આરાધનાના પ્રભાવથી તે મૃગયોનિમાં પણ મારી પૂર્વજન્મની સ્મૃતિ લુપ્ત ન થઈ. એથી જ હું અત્યારે જનસંસર્ગથી ડરીને હંમેશાં અસંગભાવથી ગુપ્તરૂપે જ વિચરતો રહું છું. (૧૫) સારાંશ એ છે કે વિરક્ત મહાપુરુષોના સત્સંગથી પ્રાપ્ત થયેલા જ્ઞાનરૂપી ખડ્ગ વડે મનુષ્યે આ લોકમાં જ પોતાના મોહબંધનને કાપી નાખવું જોઈએ. પછી શ્રીહરિની લીલાઓના કથન અને શ્રવણથી ભગવાનનું સ્મરણ કાયમ રહેવાને કારણે તે સહેલાઈથી જ સંસારમાર્ગને પાર કરીને ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. (૧૬)

સા માં સ્મૃતિર્મૃગદેહેઽપિ વીર
કૃષ્ણાર્ચનપ્રભવા નો જહાતિ ।
અથો અહં જનસઙ્ગાદસઙ્ગો
વિશઙ્કમાનોઽવિવૃતશ્ચરામિ ॥ ૧૫॥

તસ્માન્નરોઽસઙ્ગસુસઙ્ગજાત-
જ્ઞાનાસિનેહૈવ વિવૃક્ણમોહઃ ।
હરિં તદીહાકથનશ્રુતાભ્યાં
લબ્ધસ્મૃતિર્યાત્યતિપારમધ્વનઃ ॥ ૧૬॥

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે બ્રાહ્મણરહૂગણસંવાદે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥
પાંચમા સ્કંધ-અંતર્ગત બ્રાહ્મણ-રહૂગણસંવાદમાંનો બારમો અધ્યાય સમાપ્ત.

# તેરમો અધ્યાય

ભવાટવીનું વર્ણન અને રહૂગણના સંશયનો નાશ

*બ્રાહ્મણ ઉવાચ*

દુરત્યયેઽધ્વન્યજયા નિવેશિતો
રજસ્તમઃસત્ત્વવિભક્તકર્મદૃક્ ।
સ એષ સાર્થોઽર્થપરઃ પરિભ્રમન્
ભવાટવીં યાતિ ન શર્મ વિન્દતિ ॥ ૧॥

જડભરતે કહ્યું – હે રાજન્! આ જીવસમુદાય સુખરૂપી ધનમાં આસક્ત, દેશ-દેશાન્તરમાં ફરી-ફરીને વેપાર કરનારા વ્યાપારી-સમૂહ જેવો છે. માયાએ તેને દુસ્તર પ્રવૃત્તિમાર્ગમાં જોડી દીધો છે; તેથી તેની દૃષ્ટિ સાત્ત્વિક, રાજસ અને તામસ એ ભેદથી અનેક પ્રકારનાં કર્મો પર જાય છે. તે કર્મોમાં ભટકતો ભટકતો એ (જીવસમુદાય) આ સંસારરૂપી જંગલમાં – ભવાટવીમાં જઈ પહોંચે છે. ત્યાં તેને જરા પણ શાંતિ મળતી નથી. (૧) મહારાજ! તે જંગલમાં છ લુટારાઓ છે. આ વેપારી-સમાજનો નાયક ઘણો દુષ્ટ છે. તેના નેતૃત્વમાં આ (વેપારી-સમાજ) જ્યારે ત્યાં પહોંચે છે ત્યારે આ લુટારાઓ બળપૂર્વક આની બધી માલમત્તા લૂંટી લે છે તથા વરુઓ જે રીતે ઘેટાંઓના ટોળામાં ઘુસી જઈને તેમને ખેંચીને લઈ જાય છે તેવી જ રીતે આની સાથે રહેતાં વરુ જ આને અસાવધાન જોઈને આના ધનને અહીં-તહીં

યસ્યામિમે ષણ્નરદેવ દસ્યવઃ
સાર્થં વિલુમ્પન્તિ કુનાયકં બલાત્ ।
ગોમાયવો યત્ર હરન્તિ સાર્થિકં
પ્રમત્તમાવિશ્ય યથોરણં વૃકાઃ ॥ ૨॥

૧. પ્રાચીન પ્રતમાં 'ઽણોઽનુદિનં મમુક્ષોર્મતિં'થી માંડીને 'વિશઙ્કમાનો૦' સુધીનો પાઠ ખંડિત થઈ ગયો છે.

પ્રભૂતવીરુત્તૃણગુલ્મગહ્વરે
કઠોરદંશૈર્મશકૈરુપદ્રુતઃ ।
ક્વચિત્તુ ગન્ધર્વપુરં પ્રપશ્યતિ
ક્વચિત્ક્વચિચ્ચાશુરયોલ્મુકગ્રહમ્ ॥ ૩॥
નિવાસતોયદ્રવિણાત્મબુદ્ધિ-
સ્તતસ્તતો ધાવતિ ભો અટવ્યામ્ ।
ક્વચિચ્ચ વાત્યોત્થિતપાંસુધૂમ્રા
દિશો ન જાનાતિ રજસ્વલાક્ષઃ ॥ ૪॥
અદૃશ્યઝિલ્લીસ્વનકર્ણશૂલ
ઉલૂકવાગ્ભિર્વ્યથિતાન્તરાત્મા[1] ।
અપુણ્યવૃક્ષાન્ શ્રયતે ક્ષુધાર્દિતો
મરીચિતોયાન્યભિધાવતિ ક્વચિત્ ॥ ૫॥
ક્વચિદ્વિતોયાઃ સરિતોઽભિયાતિ
પરસ્પરં ચાલષતે નિરન્ધઃ[2] ।
આસાદ્ય દાવં ક્વચિદગ્નિતપ્તો
નિર્વિદ્યતે ક્વ ચ યક્ષૈર્હૃતાસુઃ ॥ ૬॥
શૂરૈર્હૃતસ્વઃ ક્વ ચ નિર્વિણ્ણચેતાઃ
શોચન્ વિમુહ્યન્નુપયાતિ કશ્મલમ્ ।
ક્વચિચ્ચ ગન્ધર્વપુરં પ્રવિષ્ટઃ
પ્રમોદતે નિર્વૃતવન્મુહૂર્તમ્ ॥ ૭॥
ચલન્ ક્વચિત્કણ્ટકશર્કરાઙ્ઘ્રિ-
ર્નગારુરુક્ષુર્વિમના[3] ઇવાસ્તે ।
પદે પદેઽભ્યન્તરવહ્નિનાઽર્દિતઃ
કૌટુમ્બિકઃ ક્રુધ્યતિ વૈ જનાય ॥ ૮॥
ક્વચિન્નિગીર્ણોઽજગરાહિના જનો
નાવૈતિ કિઞ્ચિદ્વિપિનેઽપવિદ્ધઃ ।
દષ્ટઃ સ્મ શેતે ક્વ ચ દન્દશૂકૈ-
રન્ધોઽન્ધકૂપે પતિતસ્તમિસ્રે ॥ ૯॥
કર્હિ સ્મ ચિત્ક્ષુદ્રરસાન્ વિચિન્વં-
સ્તન્મક્ષિકાભિર્વ્યથિતો વિમાનઃ ।
તત્રાતિકૃચ્છ્રાત્પ્રતિલબ્ધમાનો[4]
બલાદ્વિલુમ્પન્ત્યથ તં તતોઽન્યે ॥ ૧૦॥

ખેંચવા લાગે છે. (૨) તે જંગલ ઘણા-બધા વેલા, ઘાસ અને ઝાડ-ઝાંખરાંને કારણે ઘણું દુર્ગમ બનેલું છે. તેમાં તીવ્ર ડાંસ અને મચ્છરો આને આરામ લેવા દેતા નથી. ત્યાં આને ક્યારેક તો ગંધર્વનગર દેખાવા લાગે છે અને ક્યારેક ક્યારેક ચમચમતા અતિચંચળ આગિયા આંખો સામે આવી જાય છે. (૩) આ વેપારી-સમાજ આ જંગલમાં નિવાસસ્થાન, પાણી, ધન વગેરેમાં આસક્ત થઈને અહીં-તહીં ભટકતો રહે છે. ક્યારેક આંધીથી ઊડેલી ધૂળને લીધે જ્યારે બધી દિશાઓ ધુમાડાથી ઢંકાઈ ગયા જેવી થઈ જાય છે અને આની આંખોમાં ધૂળ ભરાઈ જાય છે, તો આને દિશાઓનું જ્ઞાન પણ રહેતું નથી. (૪) ક્યારેક આ (વેપારી-સમુદાય)ને નહીં દેખાતાં તમરાંઓનો કર્ણકટુ અવાજ સંભળાય છે, ક્યારેક ઘૂવડોની બોલીથી આનું ચિત્ત વ્યથિત થઈ જાય છે; ક્યારેક આને ભૂખ સતાવવા લાગે છે, તો આ નિંદનીય વૃક્ષોનો જ સહારો ખોળવા લાગે છે અને ક્યારેક તરસથી વ્યાકુળ થઈને મૃગજળ ભણી દોટ મૂકે છે. (૫) ક્યારેક પાણી વિનાની નદીઓ તરફ જાય છે, ક્યારેક અન્ન નહીં મળવાથી પરસ્પર એક-બીજા આગળ ભોજન મેળવવાની ઇચ્છા કરે છે; ક્યારેક દાવાનળમાં ઘૂસીને આગમાં અટવાઈ જાય છે અને ક્યારેક યક્ષલોકો આના પ્રાણ ખેંચવા લાગે છે તો આ ખિન્ન થઈ જાય છે. (૬) ક્યારેક પોતાનાથી વધુ બળવાન લોકો આનું ધન છીનવી લે છે, તો આ દુઃખી થઈને શોક અને મોહથી અચેત થઈ જાય છે અને ક્યારેક ગંધર્વનગરમાં પહોંચી જઈને ઘડીભર માટે બધું દુઃખ ભૂલીને ખુશી મનાવવા લાગે છે. (૭) ક્યારેક પર્વતો પર ચડવા ઇચ્છે છે તો કાંટા અને કાંકરાઓને લીધે પગ ચાળણી થઈ જવાથી ઉદાસ થઈ જાય છે. પરિવાર ઘણો વધી જાય છે અને ઉદરપૂર્તિ (પેટ-ગુજારા)નું સાધન નથી હોતું તો ભૂખની આગથી સંતપ્ત થઈને પોતાનાં જ બંધુ-બાંધવો પર ખિજાવા લાગે છે. (૮) ક્યારેક અજગર અથવા સાપનો કોળિયો બનીને જંગલમાં ફેંકી દેવાયેલા મડદા જેવો પડ્યો રહે છે, તે સમયે આને કોઈ સાન-ભાન રહેતું નથી. ક્યારેક બીજાં ઝેરી જંતુઓ આને કરડે છે તો તેમના ઝેરના પ્રભાવથી આંધળો થઈને આ કોઈ અંધારા કૂવામાં પડી જાય છે અને ઘોર દુઃખમય અંધકારમાં બેહોશ પડ્યો રહે છે. (૯) ક્યારેક મધ ખોળવા લાગે છે તો મધમાખીઓ આને કરડવા દોડે છે અને આનું સઘળું અભિમાન ઓગળી જાય છે. જો કોઈ પ્રકારે અનેક મુશ્કેલીઓનો સામનો કર્યા પછી તે (મધ) મળી પણ જાય

૧. પ્રાચીન પ્રતમાં 'ઉલૂક' શબ્દ લખવાનો રહી ગયો છે. ૨. પ્રા. પા. – નિરન્તરમ્ । ૩. પ્રા. પા. – ૦નગાનારુરુક્ષુર્વિમના । ૪. પ્રા. પા. – તત્રાતિકૃચ્છ્રં પ્રતિ૦ ।

ક્વચિચ્ચ શીતાતપવાતવર્ષ-
પ્રતિક્રિયાં કર્તુમનીશ આસ્તે ।
ક્વચિન્મિથો વિપણન્ યચ્ચ કિઞ્ચિદ્
વિદ્વેષમૃચ્છત્યુત વિત્તશાઠ્યાત્ ॥ ૧૧॥

ક્વચિત્ક્વચિત્ક્ષીણધનસ્તુ તસ્મિન્
શય્યાસનસ્થાનવિહારહીનઃ ।
યાચન્ પરાદપ્રતિલબ્ધકામઃ
પારક્યદૃષ્ટિર્લભતેઽવમાનમ્ ॥ ૧૨॥

અન્યોન્યવિત્તવ્યતિષઙ્ગવૃદ્ધ[1]-
વૈરાનુબન્ધો વિવહન્મિથશ્ચ ।
અધ્વન્યમુષ્મિન્નુરુકૃચ્છ્રવિત્ત-
બાધોપસર્ગૈર્વિહરન્ વિપન્નઃ ॥ ૧૩॥

તાંસ્તાન્ વિપન્નાન્ સ હિ તત્ર તત્ર
વિહાય જાતં પરિગૃહ્ય સાર્થઃ ।
આવર્તતેઽદ્યાપિ ન કશ્ચિદત્ર
વીરાધ્વનઃ પારમુપૈતિ યોગમ્ ॥ ૧૪॥

મનસ્વિનો નિર્જિતદિગ્ગજેન્દ્રા
મમેતિ સર્વે ભુવિ બદ્ધવૈરાઃ ।
મૃધે શયીરન્ન તુ તદ્વ્રજન્તિ
યન્ન્યસ્તદણ્ડો ગતવૈરોઽભિયાતિ ॥ ૧૫॥

પ્રસજ્જતિ ક્વાપિ લતાભુજાશ્રય-
સ્તદાશ્રયાવ્યક્તપદદ્વિજસ્પૃહઃ ।
ક્વચિત્કદાચિદ્ધરિચક્રતસ્ત્રસન્
સખ્યં વિધત્તે બકકઙ્કગૃધ્રૈઃ ॥ ૧૬॥

તૈર્વઞ્ચિતો હંસકુલં સમાવિશ-
ન્નરોચયન્ શીલમુપૈતિ વાનરાન્ ।
તજ્જાતિરાસેન સુનિર્વૃતેન્દ્રિયઃ[2]
પરસ્પરોદ્વીક્ષણવિસ્મૃતાવધિઃ ॥ ૧૭॥

દ્રુમેષુ રંસ્યન્ સુતદારવત્સલો
વ્યવાયદીનો વિવશઃ સ્વબન્ધને ।
ક્વચિત્પ્રમાદાદ્ ગિરિકન્દરે પતન્
વલ્લીં ગૃહીત્વા ગજભીત આસ્થિતઃ ॥ ૧૮॥

છે તો બીજા લોકો આની પાસેથી બળપૂર્વક છીનવી લે છે. (૧૦) ક્યારેક ટાઢ, તડકો, આંધી અને વરસાદથી પોતાનો બચાવ કરવામાં અસમર્થ થઈ જાય છે. ક્યારેક પરસ્પર થોડો-ઘણો વેપાર કરે છે તો ધનના લોભથી બીજાઓને દગો દઈને (છેતરીને) તેમની સાથે વેર બાંધી લે છે. (૧૧) ક્યારેક ક્યારેક તે સંસારરૂપી વનમાં આનું ધન નાશ પામે છે તો આની પાસે શય્યા, આસન, રહેવા માટેનું સ્થાન, સહેલ-સફર માટે સવારી (વાહન) વગેરે પણ રહેતાં નથી, ત્યારે બીજાંઓ પાસેથી યાચના કરે છે. માગવા છતાં પણ બીજા પાસેથી તેની ઇચ્છિત વસ્તુ મળતી નથી ત્યારે પારકી વસ્તુઓ પર અનુચિત નજર નાખવાને કારણે આણે ભારે તિરસ્કાર સહન કરવો પડે છે. (૧૨)

આ પ્રમાણે વ્યાવહારિક સંબંધને કારણે એક-બીજા સાથે દ્વેષભાવ વધી જવા છતાં પણ આ વેપારી-સમુદાય અરસપરસ લગ્ન વગેરે સંબંધો બાંધે છે અને પછી આ માર્ગમાં જાતજાતનાં કષ્ટો અને ધનસંપત્તિનો નાશ વગેરે સંકટો ભોગવતો શબવત્ થઈ જાય છે. (૧૩) સાથીઓમાંથી જે જે મરતા જાય છે તેમને જ્યાંના ત્યાં છોડીને નવાં પેદા થનારાંઓને સાથે લઈને આ વણઝારાઓનો સમુદાય બરાબર આગળ વધતો જ રહે છે. હે વીરવર! આમનામાંનું કોઈ પણ પ્રાણી નથી તો આજ સુધી વળીને પાછું આવ્યું અને નથી તો કોઈએ આ સંકટપૂર્ણ માર્ગને પાર કરીને પરમ-આનંદમય યોગનું શરણ પણ લીધું. (૧૪) જેમણે મોટા મોટા દિક્પાલોને જીતી લીધા છે તે ધીર-વીર પુરુષો પણ પૃથ્વી પર 'આ મારી છે' એવું અભિમાન કરીને પરસ્પર વેર બાંધીને સંગ્રામભૂમિમાં જંગ ખેલે છે અને તેમ છતાં તેમને ભગવાન વિષ્ણુનું તે અવિનાશી પદ મળતું નથી, કે જે નિર્વૈર પરમહંસોને મળે છે. (૧૫)

આ સંસારવન (ભવાટવી)માં ભટકનારો વણઝારાઓનો આ સમુદાય ક્યારેક કોઈ વેલીની ડાળીઓનો આશરો લે છે અને તેના પર રહેનારાં મધુર બોલીવાળાં પક્ષીઓના મોહમાં ફસાઈ જાય છે. ક્યારેક સિંહોના સમૂહથી ભય માનીને બગલા, કંક અને ગીધો સાથે પ્રેમ કરે છે. (૧૬) જ્યારે તેમનાથી દગાનો ભોગ બને છે ત્યારે હંસોના (સાધુ-સંતોના) કુળમાં પ્રવેશવા ઇચ્છે છે; પરંતુ તેને તેમનો આચાર રુચતો નથી, તેથી વાનરોમાં ભળી જઈને તેમના જાતિસ્વભાવ અનુસાર દામ્પત્યસુખમાં રત રહીને વિષયભોગોથી ઇન્દ્રિયોને તૃપ્ત કરતો રહે છે અને એક-બીજાનું મુખ જોતો-જોતો પોતાના આયુષ્યની અવધિને વીસરી જાય છે. (૧૭) ત્યાં વૃક્ષોમાં ક્રીડા કરતો રહીને પુત્ર અને પત્નીના સ્નેહપાશમાં બંધાઈ જાય છે. એનામાં મૈથુનની વાસના એટલી વધી જાય

૧. પ્રા. પા. — અન્યોન્યકર્મ૦ । ૨. પ્રા. પા. — સુનિર્જિતેન્દ્રિયઃ ।

અતઃ કથઞ્ચિત્સ વિમુક્ત આપદઃ
પુનશ્ચ સાર્થં પ્રવિશત્યરિન્દમ ।
અધ્વન્યમુષ્મિન્નજયા[1] નિવેશિતો
ભ્રમઞ્જનોઽદ્યાપિ ન વેદ કશ્ચન ॥૧૯॥

રહૂગણ ત્વમપિ હ્યધ્વનોઽસ્ય
સંન્યસ્તદણ્ડઃ કૃતભૂતમૈત્રઃ ।
અસજ્જિતાત્મા હરિસેવયા શિતં
જ્ઞાનાસિમાદાય તરાતિ પારમ્ ॥૨૦॥

*રાજોવાચ*

અહો નૃજન્માખિલજન્મશોભનં
કિં જન્મભિસ્ત્વપરૈરપ્યમુષ્મિન્ ।
ન યદ્ધૃષીકેશયશઃકૃતાત્મનાં
મહાત્મનાં વઃ પ્રચુરઃ સમાગમઃ ॥૨૧॥

ન હ્યદ્ભુતં ત્વચ્ચરણાબ્જરેણુભિ-
ર્હતાંહસો ભક્તિરધોક્ષજેઽમલા ।
મૌહૂર્તિકાદ્યસ્ય સમાગમાચ્ચ મે
દુસ્તર્કમૂલોઽપહતોઽવિવેકઃ ॥૨૨॥

નમો મહદ્ભ્યોઽસ્તુ નમઃ શિશુભ્યો
નમો યુવભ્યો નમ આ બટુભ્યઃ ।
યે બ્રાહ્મણા ગામવધૂતલિઙ્ગા-
શ્ચરન્તિ તેભ્યઃ શિવમસ્તુ રાજ્ઞામ્ ॥૨૩॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યેવમુત્તરામાતઃ સ વૈ બ્રહ્મર્ષિસુતઃ સિન્ધુપતય આત્મસતત્ત્વં[2] વિગણયતઃ પરાનુભાવઃ[3] પરમકારુણિકતયોપદિશ્ય રહૂગણેન સકરુણમભિવન્દિતચરણ આપૂર્ણાર્ણવ[4] ઈવ નિભૃતકરણોર્મ્યાશયો ધરણિમિમાં વિચચાર[5] ॥૨૪॥ સૌવીરપતિરપિ સુજનસમવગતપરમાત્મસતત્ત્વ આત્મન્યવિદ્યાધ્યારોપિતાં ચ દેહાત્મમતિં વિસસર્જ । એવં હિ નૃપ ભગવદાશ્રિતાશ્રિતાનુભાવઃ[6] ॥૨૫॥

છે કે જાતજાતના અઘટિત વ્યવહારોથી દીન (દયામણો) થવા છતાં પણ એ વિવશ થઈને પોતાના બંધનને તોડવાનું સાહસ કરી શકતો નથી. ક્યારેક અસાવધાનીથી પર્વતની ગુફામાં પટકાઈ પડે છે, તો તેમાં રહેતા હાથીથી ડરી જઈને કોઈ વેલીના સહારે લટકેલો રહે છે. (૧૮) હે શત્રુદમન! જો એને કોઈ રીતે આ આપત્તિમાંથી છુટકારો મળી જાય છે તો એ ફરી પાછો પોતાના કુંડાળામાં ભળી જાય છે.જે મનુષ્ય માયાની પ્રેરણાથી એક વાર આ માર્ગમાં પહોંચી જાય છે તેને ભટકતાં ભટકતાં અંત સુધી પોતાના પરમ પુરુષાર્થનો પત્તો લાગતો નથી. (૧૯) હે રહૂગણ! તમે પણ આ જ માર્ગમાં ભટકી રહ્યા છો. માટે, હવે પ્રજાને દંડ આપવાનું કામ છોડી દઈને સમસ્ત પ્રાણીઓના સુહૃદ થઈ જાઓ અને વિષયોમાં અનાસક્ત થઈને ભગવાનની સેવા થકી તીક્ષ્ણ ધાર કાઢેલું જ્ઞાનરૂપી ખડ્ગ લઈને આ માર્ગને પાર કરી લો. (૨૦)

રાજા રહૂગણે કહ્યું – અહો! સઘળી યોનિઓમાં આ મનુષ્ય-જન્મ જ શ્રેષ્ઠ છે. અન્ય બીજા લોકોમાં પ્રાપ્ત થતા દેવતા વગેરેના ઉત્કૃષ્ટ જન્મોથી પણ શો લાભ છે, કે જ્યાં ભગવાન હૃષીકેશના પવિત્ર યશથી શુદ્ધ અંતઃકરણવાળા તમારા જેવા મહાત્માઓનો અધિકાધિક સમાગમ થવા પામતો નથી? (૨૧) તમારાં ચરણકમળોની રજનું સેવન કરવાથી જેમનાં સઘળાં પાપો અને દુઃખો નાશ પામ્યાં છે તે મહાનુભાવોને ભગવાનની વિશુદ્ધ ભક્તિ પ્રાપ્ત થવી એ કોઈ વિચિત્ર વાત નથી. તમારા બે ઘડીના સત્સંગથી જ મારું તો સઘળું કુતર્ક-મૂલક અજ્ઞાન નષ્ટ થઈ ગયું છે. (૨૨) બ્રહ્મજ્ઞાનીઓમાં જેઓ વયોવૃદ્ધ હોય, તેમને નમસ્કાર છે; જેઓ બાળક હોય, તેમને નમસ્કાર છે; જેઓ યુવાન હોય, તેમને નમસ્કાર છે અને જેઓ ક્રીડારત બટુક (રમતાં બચ્ચાં) હોય, તેમને પણ નમસ્કાર છે. જે બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણો અવધૂતના વેશમાં પૃથ્વી પર વિચરણ કરે છે તેમના થકી અમારા જેવા ઐશ્વર્યથી ઉન્મત્ત બનેલા રાજાઓનું કલ્યાણ થાઓ. (૨૩)

**શ્રીશુકદેવજી કહે છે** – હે ઉત્તરાનંદન! આ પ્રમાણે તે પરમ પ્રભાવશાળી બ્રહ્મર્ષિપુત્રે (જડભરતે) પોતાનું અપમાન કરનારા સિંધુનરેશ રહૂગણને પણ અત્યંત કરુણાવશ થઈને આત્મતત્ત્વનો ઉપદેશ આપ્યો. ત્યારે રાજા રહૂગણે દીનભાવે તેમનાં ચરણોની વંદના કરી. પછી બ્રહ્મર્ષિશ્રેષ્ઠ ભરતજી પરિપૂર્ણ સમુદ્ર જેવા શાંતચિત્ત અને ઇન્દ્રિયોથી ઉપરત થઈને પૃથ્વી પર વિચરવા લાગ્યા. (૨૪) તેમના સત્સંગથી પરમાત્મતત્ત્વનું જ્ઞાન પામીને સૌવીરપતિ રહૂગણે પણ અવિદ્યાને લીધે અંતઃકરણમાં આરોપિત થયેલી દેહાત્મબુદ્ધિનો

૧. પ્રા. પા. – ૦મુષ્મિન્નજસા । ૨. પ્રા. પા. – આત્મસ્વતત્ત્વં । ૩. પ્રાચીન પ્રતમાં 'પરાનુભાવઃ' પાઠ નથી. ૪. પ્રા. પા. – ૦ચરણઃ પૂર્ણાર્ણવ ઈવ । ૫. પ્રા. પા. – ૦મિમાં ચચાર । ૬. પ્રા. પા. – ભગવદાશ્રિતાનુભાવઃ ।

*રાજોવાચ*

યો હ વા ઈહ બહુવિદા મહાભાગવત ત્વયાઽભિહિતઃ પરોક્ષેણ વચસા જીવલોકભવાધ્વા[1] સ હ્યાર્યમનીષયા કલ્પિતવિષયો નાઞ્જસાઽવ્યુત્પન્નલોકસમધિગમઃ। અથ તદેવૈતદ્દુરવગમં સમવેતાનુકલ્પેન નિર્દિશ્યતામિતિ ॥ ૨૬॥

ત્યાગ કર્યો. હે રાજન્! જે લોકો ભગવાનના આશ્રિત અનન્ય ભક્તોનું શરણ ગ્રહી લે છે તેમનો આવો જ પ્રભાવ હોય છે, તેમની પાસે અવિદ્યા ઊભી રહી શકતી નથી. (૨૫)

**રાજા પરીક્ષિતે કહ્યું** – હે મહાભાગવત (મુનિશ્રેષ્ઠ)! તમે પરમ વિદ્વાન છો. તમે રૂપક વગેરે વડે અપ્રત્યક્ષરૂપે જીવોના સંસારના જે માર્ગનું વર્ણન કર્યું તે વિષેની કલ્પના વિવેકી મનુષ્યોની બુદ્ધિએ કરી છે, તે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો વડે સરળતાથી સમજી શકાતી નથી. તેથી મારી પ્રાર્થના છે કે આ દુર્બોધ વિષયનું રૂપક સ્પષ્ટીકરણ કરતા શબ્દો વડે ખોલીને સમજાવો. (૨૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥
પાંચમા સ્કંધ-અંતર્ગત તેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# ચૌદમો અધ્યાય

## ભવાટવીનું સ્પષ્ટીકરણ

*સ હોવાચ*

ય એષ દેહાત્મમાનિનાં સત્ત્વાદિગુણવિશેષવિકલ્પિતકુશલાકુશલસમવહારવિનિર્મિતવિવિધદેહાવલિભિર્વિયોગસંયોગાદ્યનાદિસંસારાનુભવસ્ય દ્વારભૂતેન ષડિન્દ્રિયવર્ગેણ તસ્મિન્દુર્ગાધ્વવદસુગમેઽધ્વન્યાપતિત ઈશ્વરસ્ય ભગવતો વિષ્ણોર્વશવર્તિન્યા માયયા જીવલોકોઽયં યથા વણિક્સાર્થોઽર્થપરઃ સ્વદેહનિષ્પાદિતકર્માનુભવઃ શ્મશાનવદશિવતમાયાં સંસારાટવ્યાં ગતો નાદ્યાપિ વિફલબહુપ્રતિયોગેહસ્તત્તાપોપશમનીં[2] હરિગુરુચરણારવિન્દમધુકરાનુપદવીમવરુન્ધે યસ્યામુ હ વા એતે ષડિન્દ્રિયનામાનઃ કર્મણા દસ્યવ એવ તે ॥ ૧॥ તદ્યથા પુરુષસ્ય ધનં યત્કિઞ્ચિદ્ધર્મૌપયિકં[3] બહુકૃચ્છ્રાધિગતં સાક્ષાત્પરમપુરુષારાધનલક્ષણો[4] યોઽસૌ ધર્મસ્તં તુ સામ્પરાય ઉદાહરન્તિ। તદ્ધર્મ્યં ધનં [5]દર્શનસ્પર્શનશ્રવણાસ્વાદનાવઘ્રાણસઙ્કલ્પવ્યવસાયગૃહગ્રામ્યોપભોગેન

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! દેહના અભિમાની જીવો વડે સત્ત્વ વગેરે ગુણોના ભેદથી શુભ, અશુભ અને મિશ્ર (શુભાશુભ) – એ ત્રણ પ્રકારનાં કર્મો થતાં રહે છે. તે કર્મો દ્વારા જ નિર્માયેલો, અનેક પ્રકારનાં શરીરો સાથે થતો, સંયોગ-વિયોગ વગેરેરૂપે જે અનાદિ સંસાર જીવોને પ્રાપ્ત થાય છે તેના અનુભવનાં છ દ્વાર છે – મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયો. તેમને આધીન થઈને આ જીવસમૂહ માર્ગ ભૂલીને ભયંકર જંગલમાં ભટકતો રહીને, ધનના લોભી વણઝારાઓની જેમ, પરમસમર્થ ભગવાન વિષ્ણુને આશ્રિત રહેનારી માયાની પ્રેરણાથી ભયાનક જંગલ જેવા દુર્ગમ માર્ગે ચડીને સંસારરૂપી વનમાં જઈ પહોંચે છે. આ વન સ્મશાન જેવું અત્યંત અશુભ છે. આમાં ભટકતા જીવે પોતાના શરીરથી કરાયેલાં કર્મોનું ફળ ભોગવવું પડે છે. અહીં અનેક વિઘ્નોને કારણે તેને પોતાના કાર્ય-વ્યાપારમાં સફળતા મળતી નથી, તોપણ આ જીવ તેના શ્રમનું શમન કરનારા શ્રીહરિ અને ગુરુદેવનાં ચરણકમળોના મકરંદના મધના રસિક ભક્તોરૂપી ભમરાઓના માર્ગને અનુસરતો નથી. આ સંસારરૂપી વન (ભવાટવી)માં મન સહિત છ ઇન્દ્રિયો જ પોતાનાં કર્મોની દૃષ્ટિએ લુટારાઓ જેવી છે. (૧) મનુષ્ય ઘણુંબધું કષ્ટ વેઠીને જે ધન કમાય છે તેનો ઉપયોગ ધર્મમાં થવો જોઈએ. તે જ ધર્મ જો સાક્ષાત્ ભગવાન પરમપુરુષની આરાધનાના રૂપે થાય છે તો તે પરલોકમાં નિઃશ્રેયસનો હેતુ થાય છે એમ બતાવવામાં આવ્યું છે. પરંતુ જે મનુષ્યનો બુદ્ધિરૂપી સારથિ

૧. પ્રા. પા. – જીવલોકભાવાધ્વા। ૨. પ્રા. પા. – ૦પોપશમનાં। ૩. પ્રા. પા. – યત્કિઞ્ચિત્સાક્ષાદ્ધર્મૌપ૦। ૪. પ્રા. પા. – યત્ પરમપુરુષા૦। ૫. પ્રા. પા. – દર્શનસ્વાદનાવઘ્રાણસઙ્કલ્પસંવ્યવસાય૦।

કુનાથસ્યાજિતાત્મનો યથા સાર્થસ્ય[1] તથાઽજિતાત્મનો વિલુમ્પન્તિ ॥ ૨॥ અથ ચ યત્ર કૌટુમ્બિકા દારાપત્યાદયો નામ્ના કર્મણા વૃકસૃગાલા એવાનિચ્છતોઽપિ કદર્યસ્ય કુટુમ્બિન ઉરણકવત્સંરક્ષ્યમાણં મિષતોઽપિ[2] હરન્તિ ॥ ૩॥ યથા હ્યનુવત્સરં કૃષ્યમાણમપ્યદગ્ધબીજં ક્ષેત્રં પુનરેવાવપનકાલે ગુલ્મતૃણવીરુદ્ભિર્ગહ્વરમિવ ભવત્યેવમેવ ગૃહાશ્રમઃ કર્મક્ષેત્રં યસ્મિન્ન હિ કર્માણ્યુત્સીદન્તિ યદયં કામકરણ્ડ એષ આવસથઃ ॥ ૪॥

તત્ર ગતો[3] દંશમશકસમાપસદૈર્મનુજૈઃશલભશકુન્તતસ્કરમૂષકાદિભિરુપરુધ્યમાનબહિઃપ્રાણઃ ક્વચિત્ પરિવર્તમાનોઽસ્મિન્નધ્વન્યવિદ્યાકામકર્મભિરુપરક્તમનસાઽનુપપન્નાર્થં નરલોકં ગન્ધર્વનગરમુપપન્નમિતિ મિથ્યાદૃષ્ટિરનુપશ્યતિ[4] ॥ ૫॥ તત્ર[5] ચ ક્વચિદાતપોદકનિભાન્ વિષયાનુપધાવતિ પાનભોજનવ્યવાયાદિવ્યસનલોલુપઃ ॥ ૬॥ ક્વચિચ્ચાશેષદોષનિષદનં પુરીષવિશેષં તદ્વર્ણગુણનિર્મિતમતિઃ સુવર્ણમુપાદિત્સત્યગ્નિકામકાતર ઈવોલ્મુકપિશાચમ્ ॥ ૭॥ અથ કદાચિન્નિવાસપાનીયદ્રવિણાદ્યનેકાત્મોપજીવનાભિનિવેશ એતસ્યાં સંસારાટવ્યામિતસ્તતઃ પરિધાવતિ ॥ ૮॥ ક્વચિચ્ચ વાત્યૌપમ્યયા પ્રમદયાઽઽરોહમારોપિતસ્તત્કાલરજસા રજનીભૂતા ઈવાસાધુમર્યાદો રજસ્વલાક્ષોઽપિ દિગ્દેવતા અતિરજસ્વલમતિર્ન વિજાનાતિ ॥ ૯॥ ક્વચિત્સકૃદવગતવિષયવૈતથ્યઃ સ્વયં

વિવેકહીન હોય છે અને મન વશમાં હોતું નથી તેના તે ધર્મના ઉપયોગ માટેના ધનને આ મનસહિત છ ઇન્દ્રિયો દર્શન, સ્પર્શ, શ્રવણ, સ્વાદ, ઘ્રાણ, સંકલ્પ-વિકલ્પ અને નિશ્ચય – એ વૃત્તિઓ વડે ગૃહસ્થોચિત વિષયભોગોમાં ફસાવીને એવી રીતે લૂંટી લે છે કે જેમ બેઈમાન સરદારનું અનુગમન કરનારા તેમ જ અસાવધાન વણઝારાઓના ટોળાના ધનને ચોર-લુટારાઓ લૂંટીને લઈ જાય છે. (૨) એટલું જ નહીં, તે સંસારવનમાં રહેતાં તેનાં કુટુંબીઓ, કે જેઓ નામથી તો પત્ની-પુત્ર વગેરે કહેવાતાં હોય છે પણ જેમનાં કર્મો સાક્ષાત્ વરૂઓ અને ગીધો જેવાં હોય છે તે અર્થલોલુપ (ધનના લાલચુ) કુટુંબીઓના ધનને (પણ) તેમની ઇચ્છા નહીં હોવા છતાંય, તેના જોતાં જ એવી રીતે ઝૂંટવીને લઈ જાય છે કે જેમ વરૂઓ ભરવાડોથી સુરક્ષિત ઘેટાંઓને ઉપાડી લઈ જાય છે. (૩) જેમ ખેતરનાં કોઈ બીજને જો અગ્નિથી બાળી નાખવામાં આવ્યાં ન હોય તો દર વર્ષે ખેડી નાખવા છતાં પણ ખેતી (વાવણી)નો સમય આવતાં તે ખેતર ફરી પાછું ઝાડઝાંખરાં, વેલા, ઘાસ વગેરેથી ગીચ થઈ જાય છે, તેવી જ રીતે આ ગૃહસ્થાશ્રમ પણ કર્મોની ભૂમિ છે, એમાં પણ કર્મોનો સર્વથા ઉચ્છેદ ક્યારેય થતો નથી, કારણ કે આ ઘર (ગૃહસ્થી) કામનાઓનો પટારો છે. (૪)

ગૃહસ્થાશ્રમમાં આસક્ત થયેલી તે વ્યક્તિના ધનરૂપ બાહ્ય પ્રાણોને ડાંસ અને મચ્છરો જેવા નીચ મનુષ્યોથી તથા શલભ (તીડ), શકુન્ત (પક્ષી), ચોર, ઉંદર વગેરેથી હાનિ પહોંચતી રહે છે. ક્યારેક આ માર્ગમાં ભટકતી ભટકતી આ વ્યક્તિ અવિદ્યા, કામના અને કર્મોથી કલુષિત થયેલા પોતાના મનથી, દૃષ્ટિદોષને કારણે, ગંધર્વનગર જેવા અસત્ (મિથ્યા) એવા આ મર્ત્યલોકને સત્ય સમજવા લાગે છે. (૫) પછી ખાવું-પીવું અને સ્ત્રીસમાગમ વગેરે વ્યસનોમાં ફસાઈને મૃગજળ જેવા મિથ્યા (અસત્) વિષયો તરફ દોડવા લાગે છે. (૬) ક્યારેક બુદ્ધિના રજોગુણથી પ્રભાવિત થવાથી તમામ અનર્થોના મૂળ અગ્નિના મળરૂપ સુવર્ણને જ સુખનું સાધન સમજીને તેને પામવા માટે આતુર થઈને એવી રીતે દોડાદોડ કરવા લાગે છે કે જેમ વનમાં ઠંડીથી થથરતો માણસ આગ માટે વ્યાકુળ થઈને ઉલ્મૂક પિશાચ (આગિયા-વેતાળ) ભણી તેને આગ માનીને દોડે છે. (૭) ક્યારેક આ શરીરને જીવિત રાખનાર ઘર, અન્ન-જળ, ધન વગેરેમાં અભિનિવેશ કરીને આ સંસારરૂપી વનમાં અહીં-તહીં દોડધામ કરતો રહે છે. (૮) ક્યારેક આંધીની જેમ આંખોમાં ધૂળ ભરી દેનારી સ્ત્રી (પત્ની) ખોળામાં બેસાડી લે છે તો તત્કાળ પ્રેમાંધ બની જઈને સત્પુરુષોની મર્યાદાનો પણ વિચાર કરતો નથી. તે સમયે આંખોમાં રજોગુણની ધૂળ ભરાઈ

૧. પ્રા. પા. – યથા સાર્થિકસ્ય । ૨. પ્રા. પા. – નિમિષતો૦ । ૩. પ્રા. પા. – રતો દંશમશકાપસદૈ૦ । ૪. પ્રાચીન પ્રતમાં 'મિથ્યાદૃષ્ટિરનુપશ્યતિ' – એ ભાગ ખંડિત છે. ૫. પ્રાચીન પ્રતમાં 'તત્ર ચ' – એ પાઠ નથી.

પરાભિધ્યાયેન વિભ્રંશિતસ્મૃતિસ્તયૈવ મરીચિતોયપ્રાયાં- સ્તાનેવાભિધાવતિ ॥ ૧૦॥ ક્વચિદુલૂકઝિલ્લીસ્વન- વદતિપરુષરભસાટોપં[1] પ્રત્યક્ષં પરોક્ષં વા રિપુરાજ- કુલનિર્ભર્ત્સિતેનાતિવ્યથિતકર્ણમૂલહૃદયઃ ॥ ૧૧॥

સ યદા દુગ્ધપૂર્વસુકૃતસ્તદા કારસ્કરકાક- તુણ્ડાદ્યપુણ્યદ્રુમલતાવિષોદપાનવદુભયાર્થશૂન્ય- દ્રવિણાઞ્જીવન્મૃતાન્ સ્વયં જીવન્મ્રિયમાણ ઉપધાવતિ ॥ ૧૨॥ એકદાઽસત્પ્રસઙ્ગાન્નિકૃતમતિ- ર્વ્યુદકસ્રોતઃસ્ખલનવદુભયતોઽપિ[2] દુઃખદં પાખણ્ડમભિયાતિ ॥ ૧૩॥ યદા તુ પરબાધયાન્ધ આત્મને નોપનમતિ તદા હિ પિતૃપુત્રબર્હિષ્મતઃ પિતૃપુત્રાન્ વા સ ખલુ ભક્ષયતિ ॥ ૧૪॥ ક્વચિદાસાદ્ય ગૃહં દાવવત્પ્રિયાર્થવિધુરમસુખોદર્કં શોકાગ્નિના દહ્યમાનો ભૃશં નિર્વેદમુપગચ્છતિ ॥ ૧૫॥ ક્વચિત્કાલવિષમિત- રાજકુલરક્ષસાઽપહૃતપ્રિયતમધનાસુઃ પ્રમૃતક[3] ઇવ વિગતજીવલક્ષણ આસ્તે ॥ ૧૬॥ કદાચિન્મનોરથોપગતપિતૃપિતામહાદ્યસત્સદિતિ સ્વપ્ન- નિર્વૃતિલક્ષણમનુભવતિ ॥ ૧૭॥ ક્વચિદ્ ગૃહાશ્રમકર્મચોદનાતિભરગિરિમારુરુક્ષમાણો લોક- વ્યસનકર્ષિતમનાઃ કણ્ટકશર્કરાક્ષેત્રં પ્રવિશન્નિવ સીદતિ ॥ ૧૮॥ ક્વચિચ્ચ દુઃસહેન કાયાભ્યન્તરવહ્નિના ગૃહીતસારઃ[4] સ્વકુટુમ્બાય ક્રુધ્યતિ ॥ ૧૯॥ સ એવ પુનર્નિદ્રાજગરગૃહીતોઽન્ધે તમસિ મગ્નઃ શૂન્યારણ્ય ઇવ શેતે નાન્યત્ કિઞ્ચન વેદ શવ ઇવાપવિદ્ધઃ ॥ ૨૦॥

જવાથી બુદ્ધિ એવી મલિન થઈ જાય છે કે પોતાનાં કર્મોના સાક્ષી દિશાઓના દેવતાઓને પણ વિસારે પાડી દે છે. (૯) ક્યારેક આપોઆપ જ એકાદ વાર વિષયોનું મિથ્યાપણું જાણી લેવા છતાં પણ અનાદિકાળથી શરીરમાં આત્મબુદ્ધિ રહેવાથી વિવેકબુદ્ધિ નષ્ટ થઈ જવાને કારણે રણમાંના મૃગજળ જેવા વિષયો તરફ જ પાછો દોડવા લાગે છે. (૧૦) ક્યારેક પ્રત્યક્ષ બોલનારા ઘૂવડ જેવા શત્રુઓની અને પરોક્ષપણે બોલનારાં તમરાંઓ જેવા રાજાની અત્યંત કઠોર તેમ જ દિલને દઝાડનારી ભયાવહ ધાકધમકીથી તેના કાન અને મનને ઘણી વેદના થાય છે. (૧૧)

પૂર્વે કરેલાં પુણ્યો ક્ષીણ થઈ જવાથી આ જીવતો જ મરેલા (મડદા) જેવો થઈ જાય છે; અને જેઓ કારસ્કર, કાકતુંડ વગેરે ઝેરી ફળોવાળાં પાપ-વૃક્ષો, એવા જ પ્રકારની દૂષિત વેલીઓ અને ઝેરી કૂવાઓ જેવા છે તથા જેમનું ધન આ લોક અને પરલોક - બંનેય માટે કામમાં આવતું નથી અને જેઓ જીવિત હોવા છતાં શબવત્ છે - તેવા કૃપણ મનુષ્યોનો આશ્રય લે છે. (૧૨) ક્યારેક અસત્ (દુષ્ટ) મનુષ્યોના સંગથી બુદ્ધિ બગડી જવાને કારણે, સૂકી નદીમાં પડીને દુઃખી થયા જેવો એ લોક અને પરલોકમાં દુઃખ આપનારા પાખંડમાં જઈ પડે છે. (૧૩) બીજાંઓને સતાવવાથી એને જ્યારે અન્ન પણ મળતું નથી ત્યારે એ પોતાના સગા પિતા અને પુત્રોને અથવા જેમની પાસે પિતા, પુત્ર વગેરેનું એક તણખલું પણ જુએ છે તેમને ફાડી ખાવા તત્પર બની જાય છે. (૧૪) ક્યારેક પ્રિય વિષયો વિનાના અને પરિણામે દુઃખમય લાગતા ઘરમાં દાવાનળની જેમ જઈ પહોંચે છે તો ત્યાં ઇષ્ટજનોનો વિયોગ-વગેરેથી તેના શોકની આગ ભભૂકી ઊઠે છે; તેનાથી સંતપ્ત થઈને તે ઘણો જ ખિન્ન થવા લાગે છે. (૧૫) ક્યારેક કાળ જેવો ભયંકર રાજકુળરૂપ રાક્ષસ તેના પરમ પ્રિય ધનરૂપી પ્રાણને હરી લે છે ત્યારે તે શબવત્ નિર્જીવ થઈ જાય છે. (૧૬) ક્યારેક મનોરથના પદાર્થો જેવા અત્યંત મિથ્યા, પિતા-પિતામહ વગેરે સંબંધોને સત્ય માનીને તેમના સહવાસથી સ્વપ્નવત્ ક્ષણિક સુખ અનુભવે છે. (૧૭) ગૃહસ્થાશ્રમ માટે જે કર્મવિધિનો ઘણો વિસ્તાર કરવામાં આવ્યો છે તેનું અનુષ્ઠાન કોઈ પર્વતના કપરા ચઢાણ જેવું જ છે. લોકોને તે તરફ પ્રવૃત્તિ કરતા જોઈને તેમની દેખાદેખીથી જ્યારે આ પણ તે અનુષ્ઠાન પૂરું કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે જાતજાતની મુશ્કેલીઓથી ક્લેશ પામીને, કાંટા અને કાંકરાથી ભરેલી ભૂમિમાં જઈ પહોંચેલી વ્યક્તિની જેમ દુઃખી થઈ જાય છે. (૧૮) ક્યારેક પેટની અસહ્ય આગથી અધીરો થઈને પોતાના કુટુંબ પર ગુસ્સે થાય છે. (૧૯) પછી જ્યારે નિદ્રારૂપ

૧. પ્રા. પા. – ૦પરુષસંરભસાટોપં પ્રત્યક્ષં વા રિપુરાજ૦ । ૨. પ્રા. પા. – ૦મતિર્વિદિવસ્રોતઃસ્વનેન સ્ખલન૦ । ૩. પ્રા. પા. – ૦મૃત ઇવ । ૪. પ્રા. પા. – ગૃહીતગતસારઃ ।

કદાચિદ્[1] ભગ્નમાનદંષ્ટ્રો દુર્જનદન્દશૂકૈરલબ્ધ-નિદ્રાક્ષણો વ્યથિતહૃદયેનાનુક્ષીયમાણ-વિજ્ઞાનોઽન્ધકૂપેઽન્ધવત્પતતિ ॥ ૨૧॥ કર્હિ સ્મ[2] ચિત્કામમધુલવાન્ વિચિન્વન્ યદા પરદારપર-દ્રવ્યાણ્યવરુન્ધાનો રાજ્ઞા સ્વામિભિર્વા નિહતઃ પતત્ય-પારે નિરયે ॥ ૨૨॥ અથ ચ તસ્માદુભયથાઽપિ હિ કર્માસ્મિન્નાત્મનઃ સંસારાવપનમુદાહરન્તિ ॥ ૨૩॥ મુક્તસ્તતો યદિ બન્ધાદ્દેવદત્ત ઉપાચ્છિનત્તિ તસ્માદપિ વિષ્ણુમિત્ર ઇત્યનવસ્થિતિઃ ॥ ૨૪॥ ક્વચિચ્ચ શીતવાતાદ્યનેકાધિદૈવિકભૌતિકાત્મીયાનાં દશાનાં પ્રતિનિવારણેઽકલ્પો દુરન્તચિન્તયા વિષણ્ણ[3] આસ્તે ॥ ૨૫॥ ક્વચિન્મિથો વ્યવહરન્[4] યત્કિઞ્ચિદ્ધનમન્યેભ્યો વા કાકિણિકામાત્રમપ્યપહરન્ યત્કિઞ્ચિદ્વા વિદ્વેષમેતિ વિત્તશાઠ્યાત્ ॥ ૨૬॥

અધ્વન્યમુષ્મિન્નિમ ઉપસર્ગાસ્તથા સુખદુઃખ-રાગદ્વેષભયાભિમાનપ્રમાદોન્માદશોકમોહલોભ-માત્સર્યેર્ષ્યાવમાનક્ષુત્પિપાસાધિવ્યાધિજન્મજરા-મરણાદયઃ ॥ ૨૭॥ ક્વાપિ દેવમાયયા સ્ત્રિયા ભુજલતોપગૂઢઃ પ્રસ્કન્નવિવેકવિજ્ઞાનો[5] યદ્વિહાર-ગૃહારમ્ભાકુલહૃદયસ્તદાશ્રયાવસક્તસુતદુહિતૃકલત્ર-ભાષિતાવલોકવિચેષ્ટિતાપહૃતહૃદય[6] આત્માન-મજિતાત્માપારેઽન્ધે[7] તમસિ પ્રહિણોતિ ॥ ૨૮॥

અજગરની ચુંગાલમાં ફસાઈ જાય છે ત્યારે અજ્ઞાનરૂપ ઘોર અંધકારમાં ડૂબીને, સૂના વનમાં ફેંકી દીધેલા મડદા જેવો સૂતેલો પડી રહે છે. તે સમયે તેને કોઈ વાતનું ભાન રહેતું નથી. (૨૦)

ક્યારેક દુર્જનોરૂપી કરડનારા – દંશ દેનારા જીવ એટલા કરડે છે, તિરસ્કાર કરે છે કે જેમના વડે આ બીજાઓને કરડતો હતો, એના તે ગર્વરૂપી દાંત તૂટી જાય છે; ત્યારે આને અશાંતિને કારણે ઊંઘ પણ આવતી નથી તથા મર્મ-વેદનાને કારણે ક્ષણે-ક્ષણે વિવેકશક્તિ ક્ષીણ થતી રહેવાથી અંતે આંધળાની જેમ આ નરકરૂપ અંધારા કૂવામાં જઈ પડે છે. (૨૧) ક્યારેક વિષયસુખરૂપ મધુબિંદુઓને ખોળતો-ખોળતો આ જ્યારે છાનાં-છપનાં પરસ્ત્રી કે પરધનને તફડાવવા ઇચ્છે છે ત્યારે તેમના સ્વામીઓ કે રાજાના હાથે માર્યો જઈને એવા નરકમાં જઈ પડે છે કે જેનો કોઈ પાર-પત્તો નથી. (૨૨) આથી જ એવું કહેવાય છે કે પ્રવૃત્તિમાર્ગમાં રહીને કરેલાં લૌકિક અને વૈદિક બંનેય પ્રકારનાં કર્મો જીવને સંસારની જ પ્રાપ્તિ કરાવે છે. (૨૩) જો કોઈ રીતે રાજા વગેરેના બંધનમાંથી આ છૂટી પણ જાય, તો અન્યાયથી અપહરણ કરેલ તે સ્ત્રી કે ધનને દેવદત્ત નામની કોઈ બીજી વ્યક્તિ છીનવી લે છે અને તેની પાસેથી (વળી) વિષ્ણુમિત્ર નામની કોઈ ત્રીજી વ્યક્તિ આંચકી લે છે. આ પ્રમાણે તે ભોગો એક મનુષ્ય પાસેથી બીજા મનુષ્ય પાસે જતા રહેતા હોય છે, એક ઠેકાણે ઠરીને રહેતા નથી. (૨૪) ક્યારેક ક્યારેક ઠંડી, વાવાઝોડું વગેરે આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક અનેક દુઃખોની પરિસ્થિતિઓનું નિવારણ કરવામાં સમર્થ નહીં હોવાથી આ અપાર ચિંતાઓને કારણે ઉદાસ થઈ જાય છે. (૨૫) ક્યારેક પરસ્પર આપ-લેનો વ્યવહાર કરતી વખતે કોઈ બીજાનું થોડું-સરખું, પૈસાભાર અથવા એનાથી પણ ઓછું ધન ચોરી લે છે તો આ બેઈમાનીને કારણે તેની સાથે વેર બંધાઈ જાય છે. (૨૬)

હે રાજન્! આ માર્ગમાં અગાઉ કહ્યાં તે વિઘ્નો ઉપરાંત સુખ-દુઃખ, રાગ-દ્વેષ, ભય, અભિમાન, પ્રમાદ, ઉન્માદ, શોક, લોભ, મોહ, મત્સર, ઈર્ષ્યા, અપમાન, ભૂખ-તરસ, આધિ-વ્યાધિ, જન્મ, જરા (વૃદ્ધત્વ), મૃત્યુ વગેરે બીજાં પણ અનેક વિઘ્નો છે. (૨૭) (આ વિઘ્નપ્રચુર માર્ગમાં આ રીતે ભટકતો જીવ) કોઈ વખત દેવમાયારૂપી સ્ત્રીના બાહુપાશમાં પડીને વિવેકહીન થઈ જાય છે ત્યારે તેના માટે વિહારગૃહ વગેરે બનાવવાની ચિંતાથી ગ્રસ્ત રહે છે તથા તેના આશ્રયે રહેનારાં પુત્ર, પુત્રી અને અન્ય બીજી સ્ત્રીઓના મીઠા મીઠા બોલ, દૃષ્ટિ (નેત્રકટાક્ષ) અને ચેષ્ટાઓમાં આસક્ત થઈને, તેમનામાં જ ચિત્ત ફસાઈ જવાથી તે ઇન્દ્રિયોનો દાસ અપાર અંધકારમય નરકોમાં પડે છે. (૨૮)

૧. પ્રા. પા. – ક્વચિત્ । ૨. પ્રા. પા. – કર્હિચિત્ । ૩. પ્રા. પા. – આપન્ન । ૪. પ્રા. પા. – વ્યવહર વા કાકિણિકામાત્રમપ્યેવ હરિત યત્કિ૦ । ૫. પ્રા. પા. – ૦વિજ્ઞાનસ્તદ્વિહારગૃહા૦ । ૬. પ્રા. પા. – ૦ભાષિતાલોકવિચેષ્ટિતાહૃતહૃદય । ૭. પ્રા. પા. – ૦ત્માપારે તમસિ ।

કદાચિદીશ્વરસ્ય ભગવતો વિષ્ણોશ્ચક્રાત્ પરમાણ્વાદિદ્વિપરાર્ધાપવર્ગકાલોપલક્ષણાત્પરિવર્તિતેન[1] વયસા રંહસા હરત આબ્રહ્મતૃણસ્તમ્બાદીનાં ભૂતાનામનિમિષતો મિષતાં વિત્રસ્તહૃદયસ્તમેવેશ્વરં કાલચક્રનિજાયુધં સાક્ષાદ્ભગવન્તં યજ્ઞપુરુષમનાદૃત્ય પાખણ્ડદેવતાઃ કઙ્કગૃધ્રબકવટપ્રાયા[2] આર્યસમયપરિહૃતાઃ સાઙ્કેત્યેનાભિધત્તે ॥ ૨૯॥ યદા પાખણ્ડિભિરાત્મવઞ્ચિતૈસ્તૈરુરુ વઞ્ચિતો બ્રહ્મકુલં સમાવસંસ્તેષાં શીલમુપનયનાદિશ્રૌતસ્માર્તકર્માનુષ્ઠાનેન ભગવતો યજ્ઞપુરુષસ્યારાધનમેવ તદરોચયન્ શૂદ્રકુલં ભજતે નિગમાચારેઽશુદ્ધિતો યસ્ય મિથુનીભાવઃ કુટુમ્બભરણં યથા વાનરજાતેઃ ॥ ૩૦॥ તત્રાપિ નિરવરોધઃ સ્વૈરેણ વિહરન્નતિકૃપણબુદ્ધિરન્યોન્યમુખનિરીક્ષણાદિના ગ્રામ્યકર્મણૈવ વિસ્મૃતકાલાવધિઃ ॥ ૩૧॥ ક્વચિદ્ દ્રુમવદૈહિકાર્થેષુ ગૃહેષુ રંસ્યન્ યથા વાનરઃ સુતદારવત્સલો વ્યવાયક્ષણઃ ॥ ૩૨॥

એવમધ્વન્યવરુન્ધાનો મૃત્યુગજભયાત્તમસિ ગિરિકન્દરપ્રાયે ॥ ૩૩॥ ક્વચિચ્છીતવાતાદ્યનેકદૈવિકભૌતિકાત્મીયાનાં દુઃખાનાં પ્રતિનિવારણેઽકલ્પો દુરન્તવિષયવિષણ્ણ આસ્તે ॥ ૩૪॥ ક્વચિન્મિથો વ્યવહરન્ યત્કિઞ્ચિદ્ધનમુપયાતિ વિત્તશાઠ્યેન ॥ ૩૫॥ ક્વચિત્ક્ષીણધનઃ

કાળચક્ર સાક્ષાત્ ભગવાન વિષ્ણુનું આયુધ છે. તે પરમાણુથી માંડીને દ્વિપરાર્ધ સુધીના પળ-ઘડી વગેરે અવયવોથી યુક્ત છે. તે નિરંતર સાવધાન રહીને ઘૂમતું રહે છે, જલદી જલદી બદલાતી બાળપણ, યૌવન વગેરે અવસ્થાઓ જ તેની ગતિ છે. તેના વડે તે બ્રહ્માથી માંડીને ક્ષુદ્ર—અતિક્ષુદ્ર તણખલા સુધીનાં બધાં જ ભૂત-પ્રાણીપદાર્થોનો નિરંતર સંહાર કરતું રહે છે. તેની ગતિમાં કોઈ પણ અડચણ ઊભી કરી શકતું નથી. તેનો ભય રાખવા છતાં પણ, જેમનું આ કાળચક્ર નિજી આયુધ છે તે સાક્ષાત્ ભગવાન યજ્ઞપુરુષની આરાધના છોડીને આ મંદ બુદ્ધિનો મનુષ્ય પાખંડીઓના ચક્કરમાં પડીને તેમના કંક, ગીધ, બગ અને બટેર જેવા, આર્યશાસ્ત્રોએ બહિષ્કૃત કરેલા દેવતાઓનો આશ્રય લે છે – કે જેમનો માત્ર વેદ-બહારના અપ્રામાણિક આગમ-શાસ્ત્રોએ જ ઉલ્લેખ કર્યો છે. (૨૯) આ પાખંડીઓ તો પોતે જ છેતરાયેલા છે; જ્યારે આ પણ તેમની છેતરપિંડીમાં ભેરવાઈને દુઃખી થાય છે ત્યારે બ્રાહ્મણોનું શરણ લે છે. પરંતુ ઉપનયન-સંસ્કાર પછીનાં શ્રુતિ-સ્મૃતિ-કથિત કર્મોથી ભગવાન યજ્ઞપુરુષની આરાધના કરવી વગેરે તેમનાં (બ્રાહ્મણોનાં) જે શાસ્ત્રોક્ત આચરણ છે તે તેને સારાં લાગતાં નથી; તેથી વેદોક્ત આચરણોને અનુકૂળ શુદ્ધિ પોતાનામાં નહીં હોવાને કારણે આ કર્મો વિનાના શૂદ્ર-કુળમાં પ્રવેશે છે, કે જેનો સ્વભાવ વાનરોની જેમ કેવળ કુટુંબનું પોષણ અને સ્ત્રીનું સેવન કરવું એ જ છે. (૩૦) ત્યાં કોઈ રોક-ટોક વિના, સ્વચ્છંદ વિહાર કરવાથી આની બુદ્ધિ અત્યંત દીન થઈ જાય છે અને એક-બીજાનાં મુખ જોવાં વગેરે વિષયભોગોમાં ફસાઈને આને પોતાના મૃત્યુકાળનું પણ સ્મરણ થતું નથી. (૩૧) વૃક્ષોની જેમ જેમનું ફળ લૌકિક સુખ જ છે તેવાં ઘરોમાં જ સુખ માનીને વાનરોની જેમ પત્ની-પુત્ર વગેરેમાં આસક્ત થઈને આ પોતાનો સઘળો સમય મૈથુન વગેરે વિષયભોગોમાં જ વિતાવી દે છે. (૩૨)

આ પ્રમાણે પ્રવૃત્તિમાર્ગમાં અવરોધાયેલો સુખ-દુઃખ ભોગવતો આ જીવ રોગરૂપી પર્વતગુફામાં ફસાય છે અને તેમાં રહેતા મૃત્યુરૂપી હાથીથી ડરતો રહે છે. (૩૩) ક્યારેક ક્યારેક ઠંડી (હિમપાત), વાવાઝોડું વગેરે અનેક પ્રકારનાં આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક દુઃખોનું નિવારણ કરવામાં અસફળ થાય છે ત્યારે તે સમયે વિષયોની અપાર ચિંતાથી આ જીવ ખિન્ન બની જાય છે. (૩૪) ક્યારેક પરસ્પર ખરીદ-વેચાણ વગેરે વ્યાપાર કરતાં ઘણી કંજુસાઈ કરવાથી આને થોડુંક ધન મળી જાય છે. (૩૫) ક્યારેક ધનનો નાશ થવાથી જ્યારે આની પાસે સૂવા, બેસવા, ખાવા વગેરેની

૧. પ્રા. પા. – પરમાણ્વાદિપરાર્દ્ધા૦ । ૨. પ્રા. પા. – વટબક૦ ।

શય્યાસનાશનાદ્યુપભોગવિહીનો[1] યાવદપ્રતિલબ્ધ-[2] મનોરથોપગતાદાનેઽવસિતમતિસ્તતસ્તતોઽવમાનાદીનિ જનાદભિલભતે ॥ ૩૬॥ એવં વિત્તવ્યતિષઙ્ગવિવૃદ્ધ-વૈરાનુબન્ધોઽપિ પૂર્વવાસનયા મિથ ઉદ્વહત્યથાપવહતિ ॥ ૩૭॥ એતસ્મિન્ સંસારાધ્વનિ નાનાક્લેશોપસર્ગ-બાધિત આપન્નવિપન્નો યત્ર[3] યસ્તમુ હ વાવેતરસ્તત્ર[4] વિસૃજ્ય જાતં જાતમુપાદાય શોચન્મુહ્યન્ બિભ્યદ્વિવદન્[5] ક્રન્દન્ સંહૃષ્યન્ ગાયન્નહ્યમાનઃ[6] સાધુવર્જિતો નૈવાવર્તતેઽદ્યાપિ યત આરબ્ધ એષ નરલોકસાર્થો યમધ્વનઃ પારમુપદિશન્તિ ॥ ૩૮॥ યદિદં યોગાનુશાસનં ન વા[7] એત-દવરુન્ધતે યન્ન્યસ્તદણ્ડા મુનય ઉપશમશીલા ઉપરતાત્માનઃ સમવગચ્છન્તિ ॥ ૩૯॥ યદપિ દિગિભજયિનો યજ્વિનો યે વૈ રાજર્ષયઃ કિં તુ પરં મૃધે શયીરન્નસ્યામેવ મમેયમિતિ[8] કૃતવૈરાનુબન્ધા યાં વિસૃજ્ય સ્વયમુપસંહતાઃ ॥ ૪૦॥ કર્મવલ્લી-મવલમ્બ્ય તત આપદઃ કથઞ્ચિન્નરકાદ્વિમુક્તઃ પુન-રપ્યેવં સંસારાધ્વનિ વર્તમાનો નરલોકસાર્થમુપયાતિ એવમુપરિ ગતોઽપિ ॥ ૪૧॥

પણ કોઈ સામગ્રી રહેતી નથી ત્યારે પોતાના અભીપ્સિત ભોગો નહીં મળવાથી આ તેમને ચોરી વગેરે હીણા ઉપાયોથી મેળવવાનો નિશ્ચય કરે છે. આને લીધે આણે જ્યાં ને ત્યાં બીજાઓના હાથે ઘણું અપમાનિત થવું પડે છે. (૩૬) આ પ્રમાણે ધનની આસક્તિથી પરસ્પર વેરભાવ વધી જવાથી પણ આ પોતાની પૂર્વ-વાસનાઓથી વિવશ થઈને પરસ્પર લગ્ન વગેરે સંબંધ બાંધતો અને તોડતો રહે છે. (૩૭) આ સંસારમાર્ગમાં ચાલનારો આ જીવ અનેક પ્રકારના ક્લેશો અને વિઘ્નો-અડચણોથી બાધિત થવા છતાં પણ માર્ગમાં જેના પર જ્યાં સંકટ આવે છે અથવા જે કોઈ મરી જાય છે તેને ત્યાં જ છોડી દે છે તથા નવા જન્મેલાઓનો સાથ સાધે છે; ક્યારેક કોઈના માટે શોક કરે છે, કોઈનું દુઃખ જોઈને મૂર્છિત થઈ જાય છે, કોઈનો વિયોગ થવાની આશંકાથી ભયભીત થઈ જાય છે, કોઈની સાથે ઝઘડવા લાગે છે, કોઈ સંકટ આવે તો રોકકળ કરવા લાગે છે, ક્યારેક મનને અનુકૂળ કોઈ વાત બની જાય તો ખુશીનો માર્યો ફૂલ્યો સમાતો નથી, ક્યારેક ગાવા લાગે છે અને ક્યારેક તેમને ખાતર બંધનમાં પડવામાં પણ ખચકાતો નથી. સાધુઓ આની પાસે ક્યારેય આવતા નથી, આ સાધુઓના સંગથી હંમેશાં વંચિત રહે છે. આ પ્રમાણે આ નિરંતર આગળ જ વધતો રહે છે. જ્યાંથી આની યાત્રા શરૂ થઈ છે અને જેને આ માર્ગની અંતિમ અવધિ કહે છે તે પરમાત્મા પાસે આ આજ સુધી પાછો ફર્યો નથી. (૩૮) આ યોગશાસ્ત્ર (કર્મકાંડ) પરમાત્મા સુધી તો પહોંચાડી શકતું નથી; જેમણે બધા પ્રકારના દંડ (શાસન)નો ત્યાગ કરી દીધો છે તે નિવૃત્તિપરાયણ સંયત આત્માવાળા મુનિજનો તે (પરમાત્મા)ને પ્રાપ્ત કરી શકે છે. (૩૯) જેઓ દિગ્ગજોને જીતનારા અને મોટા-મોટા યજ્ઞોનું અનુષ્ઠાન કરનારા રાજર્ષિઓ છે તેમની પણ ત્યાં સુધી ગતિ નથી. તેઓ સંગ્રામભૂમિમાં શત્રુઓનો સામનો કરીને કેવળ પ્રાણોનો પરિત્યાગ જ કરે છે તથા જેમાં આ 'મારી' છે એવું અભિમાન કરીને વેર બાંધ્યું હતું તે પૃથ્વીમાં જ પોતાનું શરીર છોડીને પોતે પરલોકમાં ચાલ્યા જાય છે; તેઓ પણ આ સંસારને પાર કરી શકતા નથી. (૪૦) પોતાનાં પુણ્યકર્મોરૂપી લતાનો આશ્રય લઈને જો કોઈ પ્રકારે આ જીવ તે સંકટોમાંથી કે નરકમાંથી છુટકારો મેળવી પણ લે છે તો ફરી પાછો આ જ પ્રમાણે સંસારમાર્ગમાં ભટકતો-ભટકતો આ જનસમુદાયમાં ભળી જાય છે. આ જ દશા સ્વર્ગ વગેરે ઊર્ધ્વ લોકોમાં જનારાઓની પણ છે. (૪૧)

૧. પ્રા. પા. – ૦શનાદિકામભોગ્યવિહીનો । ૨. પ્રા. પા. – ૦લબ્ધમનોરથસ્તસ્યાદાનેઽવ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'યત્ર' પાઠ નથી. ૪. પ્રા. પા. – તત્ર તત્ર વિસૃજ્ય । ૫. પ્રા. પા. – વિરસન્ રુદન્નાદન્ સંહ૦ । ૬. પ્રા. પા. – મુહ્યમાનઃ । ૭. પ્રા. પા. – ન મે એતદેવ રુન્ધતે ન્યસ્તદણ્ડા મુનયઃ । ૮. પ્રા. પા. – મમેદમિતિ કૃતવૈરાનુબન્ધા વિસૃજ્ય ।

તસ્યેદમુપગાયન્તિ –

આર્ષભસ્યેહ રાજર્ષેર્મનસાપિ મહાત્મનઃ ।
નાનુવર્ત્માર્હતિ નૃપો મક્ષિકેવ ગરુત્મતઃ ॥ ૪૨॥

યો દુસ્ત્યજાન્દારસુતાન્ સુહૃદ્રાજ્યં હૃદિસ્પૃશઃ ।
જહૌ યુવૈવ મલવદુત્તમશ્લોકલાલસઃ ॥ ૪૩॥

યો દુસ્ત્યજાન્ ક્ષિતિસુતસ્વજનાર્થદારાન્
પ્રાર્થ્યાં શ્રિયં સુરવરૈઃ સદયાવલોકામ્ ।
નૈચ્છન્નૃપસ્તદુચિતં મહતાં મધુદ્વિટ્-
સેવાનુરક્તમનસામભવોઽપિ ફલ્ગુઃ ॥ ૪૪॥

યજ્ઞાય ધર્મપતયે વિધિનૈપુણાય
યોગાય સાઙ્ખ્યશિરસે પ્રકૃતીશ્વરાય ।
નારાયણાય હરયે નમ ઈત્યુદારં
હાસ્યન્મૃગત્વમપિ યઃ સમુદાજહાર ॥ ૪૫॥

ય ઈદં ભાગવતસભાજિતાવદાતગુણકર્મણો રાજર્ષેર્ભરતસ્યાનુચરિતં સ્વસ્ત્યયનમાયુષ્યં ધન્યં યશસ્યં સ્વર્ગ્યાપવર્ગ્યં[1] વાઽનુશૃણોત્યાખ્યાસ્યત્યભિનન્દતિ[2] ચ સર્વા એવાશિષ આત્મન આશાસ્તે ન કાઞ્ચન પરત ઈતિ ॥ ૪૬॥

હે રાજન્! રાજર્ષિ ભરત વિશે પંડિતજનો એવું કહે છે કે 'જેમ ગરુડની સ્પર્ધા કોઈ માખી કરી શકતી નથી, તેવી જ રીતે રાજર્ષિ મહાત્મા ભરતજીના માર્ગનું અનુસરણ કોઈ અન્ય રાજા મનથી પણ કરી શકતો નથી. (૪૨) તેમણે પુણ્યકીર્તિ શ્રીહરિમાં અનુરક્ત થઈને અતિમનોરમ પત્ની, પુત્રો, મિત્રો અને રાજ્ય વગેરેનો યુવાવસ્થામાં જ વિષ્ઠાની જેમ ત્યાગ કરી દીધો હતો; બીજાઓ માટે તો એ બધાનો ત્યાગ કરવો અત્યંત મુશ્કેલ છે. (૪૩) તેમણે ત્યજી દેવાં અતિ-મુશ્કેલ એવાં પૃથ્વી, પુત્રો, સ્વજનો, સંપત્તિ અને પત્નીની તથા જેના માટે મોટા મોટા દેવતાઓ પણ કરગરતા રહે છે પણ જે પોતે તેમના પ્રત્યે દયાદૃષ્ટિ કરવા તેમના પર દૃષ્ટિપાત કરતી રહે છે તે લક્ષ્મીની પણ લેશમાત્ર ઈચ્છા કરી નહીં. આ બધું તેમને યોગ્ય જ હતું; કારણ કે જે મહાનુભાવોનું ચિત્ત ભગવાન મધુસૂદનની સેવામાં અનુરક્ત થઈ ગયું હોય છે તેમની દૃષ્ટિમાં મોક્ષનું પદ પણ અત્યંત તુચ્છ છે. (૪૪) તેમણે મૃગ-શરીરનો ત્યાગ કરવાની ઈચ્છા થતાં ઊંચા અવાજે કહ્યું હતું કે ધર્મનું રક્ષણ કરનારા, ધર્મના અનુષ્ઠાનમાં નિપુણ, યોગ વડે જાણી શકાનારા, સાંખ્ય (યોગ)ના પ્રતિપાદ્ય, પ્રકૃતિના અધીશ્વર, યજ્ઞમૂર્તિ સર્વ-અંતર્યામી શ્રીહરિને નમસ્કાર છે.' (૪૫)

હે રાજન્! રાજર્ષિ ભરતના પવિત્ર ગુણો અને કર્મોની ભક્તજનો પણ પ્રશંસા કરે છે. તેમનું આ ચરિત્ર ઘણું કલ્યાણકારી, આયુષ્ય અને ધનની વૃદ્ધિ કરનારું, લોકમાં (સંસારમાં) સુયશ વધારનારું અને અંતે સ્વર્ગ તથા મોક્ષ મેળવી આપનારું છે. જે મનુષ્ય આ ચરિત્ર સાંભળે છે અથવા સંભળાવે છે અને આનું અભિનંદન કરે છે તેની સઘળી કામનાઓ આપમેળે જ પૂર્ણ થઈ જાય છે; બીજાઓ પાસેથી તેણે કશું જ માગવું પડતું નથી. (૪૬)

==★==

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભરતોપાખ્યાને પારોક્ષ્યવિવરણં નામ ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥
પાંચમા સ્કંધ-અંતર્ગત ભરત-ઉપાખ્યાનમાંનો પારોક્ષ્યવિવરણ નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

==★==

# પંદરમો અધ્યાય

## ભરતજીના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

ભરતસ્યાત્મજઃ સુમતિર્નામાભિહિતો યમુ હ વાવ કેચિત્પાખણ્ડિન ઋષભપદવીમનુવર્તમાનં ચાનાર્યા અવેદસમામ્નાતાં દેવતાં સ્વમનીષયા પાપીયસ્યા કલૌ કલ્પયિષ્યન્તિ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! ભરતજીનો પુત્ર સુમતિ હતો, એ પહેલાં કહેવાઈ ગયું છે. તેણે ઋષભદેવજીના માર્ગનું અનુસરણ કર્યું. તેથી કળિયુગમાં ઘણાબધા પાખંડી અનાર્ય મનુષ્યો પોતાની દુષ્ટ બુદ્ધિથી વેદથી વિપરીત કલ્પના કરીને તેને દેવતા માનશે. (૧) તેની પત્ની વૃદ્ધસેનાથી

૧. પ્રા. પા. – સ્વર્ગ્યાપવર્ગ્યમનુશૃ૦ । ૨. પ્રા. પા. – ૦ખ્યાસ્યતિ શ્લેવાભિનન્દતિ ।

તસ્માદ્ વૃદ્ધસેનાયાં દેવતાજિન્નામ પુત્રોઽભવત્ ॥ ૨॥ અથાસુર્યાં તત્તનયો દેવદ્યુમ્નસ્તતો ધેનુમત્યાં સુતઃ પરમેષ્ઠી તસ્ય સુવર્ચલાયાં પ્રતીહ[1] ઉપજાતઃ ॥ ૩॥ ય આત્મવિદ્યામાખ્યાય સ્વયં સંશુદ્ધો[2] મહાપુરુષમનુસસ્માર ॥ ૪॥ પ્રતીહાત્સુવર્ચલાયાં[3] પ્રતિહર્ત્રાદયસ્ત્રય આસન્નિજ્યાકોવિદાઃ સૂનવઃ પ્રતિહર્તુઃ સ્તુત્યામજભૂમાનાવજનિષાતામ્ ॥ ૫॥ ભૂમ્ન ઋષિકુલ્યાયામુદ્ગીથસ્તતઃ પ્રસ્તાવો દેવકુલ્યાયાં પ્રસ્તાવાન્નિયુત્સાયાં[4] હૃદયજ આસીદ્વિભુર્વિભો રત્યાં ચ પૃથુષેણસ્તસ્માન્નક્ત આકૂત્યાં જજ્ઞે નક્તાદ્ દ્રુતિપુત્રો ગયો રાજર્ષિપ્રવર ઉદારશ્રવા અજાયત સાક્ષાદ્ભગવતો વિષ્ણોર્જગદ્રિરક્ષિષયા ગૃહીતસત્ત્વસ્ય કલાઽઽત્મવત્ત્વાદિલક્ષણેન મહાપુરુષતાં પ્રાપ્તઃ ॥ ૬॥ સ વૈ સ્વધર્મેણ[5] પ્રજાપાલનપોષણપ્રીણનોપલાલનાનુશાસન-લક્ષણેનેજ્યાદિના ચ ભગવતિ મહાપુરુષે પરાવરે બ્રહ્મણિ સર્વાત્મનાઽર્પિતપરમાર્થલક્ષણેન બ્રહ્મ-વિચ્ચરણાનુસેવયાઽઽપાદિતભગવદ્ભક્તિયોગેન ચાભીક્ષ્ણશઃ પરિભાવિતાતિશુદ્ધમતિરુપ-રતાનાત્મ્ય આત્મનિ સ્વયમુપલભ્યમાનબ્રહ્માત્માનુ-ભવોઽપિ નિરભિમાન [6]એવાવનિમજૂગુપત્ ॥ ૭॥

તસ્યેમાં ગાથાં પાણ્ડવેય પુરાવિદ ઉપગાયન્તિ ॥ ૮॥

ગયં નૃપઃ કઃ પ્રતિયાતિ કર્મભિ-
ર્યજ્વાભિમાની બહુવિદ્ધર્મગોપ્તા ।
સમાગતશ્રીઃ સદસસ્પતિઃ સતાં
સત્સેવકોઽન્યો ભગવત્કલામૃતે ॥ ૯॥

યમભ્યષિઞ્ચન્ પરયા મુદા સતીઃ
સત્યાશિષો દક્ષકન્યાઃ સરિદ્ભિઃ ।
યસ્ય પ્રજાનાં દુદુહે ધરાઽઽશિષો
નિરાશિષો[7] ગુણવત્સસ્નુતોધાઃ ॥ ૧૦॥

દેવતાજિત નામનો પુત્ર થયો. (૨) દેવતાજિતને અસુરીના ગર્ભથી દેવદ્યુમ્ન, દેવદ્યુમ્નને ધેનુમતીના ગર્ભથી પરમેષ્ઠી અને તેને સુવર્ચલાના ગર્ભથી પ્રતીહ નામનો પુત્ર થયો. (૩) એણે અન્ય મનુષ્યોને આત્મવિદ્યાનો ઉપદેશ કરીને, પોતે શુદ્ધચિત્ત થઈને પરમપુરુષ શ્રીનારાયણનો સાક્ષાત્ અનુભવ કર્યો હતો. (૪) પ્રતીહની પત્ની સુવર્ચલાના ગર્ભથી પ્રતિહર્તા, પ્રસ્તોતા અને ઉદ્ગાતા નામના ત્રણ પુત્રો થયા. એ યજ્ઞ વગેરે કર્મોમાં ઘણા નિપુણ હતા. એમનામાંના પ્રતિહર્તાની પત્ની સ્તુતિ હતી, તેના ગર્ભથી અજ અને ભૂમા નામના બે પુત્રો થયા. (૫) ભૂમાને ઋષિકુલ્યાથી ઉદ્ગીથ, તેને દેવકુલ્યાથી પ્રસ્તાવ અને પ્રસ્તાવને નિયુત્સાના ગર્ભથી વિભુ નામનો પુત્ર થયો. વિભુને રતિના ઉદરથી પૃથુષેણ, પૃથુષેણને આકૂતિથી નક્ત અને નક્તને દ્રુતિના ગર્ભથી ઉદારકીર્તિ રાજર્ષિશ્રેષ્ઠ ગયનો જન્મ થયો. એ જગતના રક્ષણ માટે સત્ત્વગુણને અપનાવનારા સાક્ષાત્ ભગવાન વિષ્ણુના અંશ મનાતા હતા. સંયમ વગેરે અનેક ગુણોને કારણે એમની મહાપુરુષોમાં ગણતરી કરવામાં આવે છે. (૬) મહારાજ ગયે પ્રજાનું પાલન-પોષણ, રંજન, લાલન, અનુશાસન વગેરે કરીને તથા જાતજાતના યજ્ઞોનું અનુષ્ઠાન કરીને નિષ્કામભાવે, માત્ર ભગવાનની પ્રસન્નતા માટે પોતાના ધર્માનું આચરણ કર્યું. એનાથી તેમનાં બધાં જ કર્મો સર્વશ્રેષ્ઠ પરમપુરુષ પરમાત્મા શ્રીહરિને અર્પણ થઈને પરમાર્થરૂપ બની ગયાં હતાં. એનાથી તથા બ્રહ્મવેત્તા મહાપુરુષોનાં ચરણોની સેવાથી તેમને ભક્તિયોગની પ્રાપ્તિ થઈ; અને ત્યારે નિરંતર ભગવાનનું ચિંતન કરીને તેમણે પોતાનું ચિત્ત શુદ્ધ કર્યું અને શરીર વગેરે અનાત્મ પદાર્થોમાંથી અહંભાવ દૂર કરીને તેઓ પોતાના આત્માને બ્રહ્મરૂપ અનુભવવા લાગ્યા. આ બધું (સંપન્ન થયેલું) હોવા છતાં પણ તેઓ નિરભિમાની રહીને પૃથ્વીનું પાલન કરતા રહ્યા. (૭)

હે પરીક્ષિત! પ્રાચીન ઇતિહાસને જાણનારા મહાત્માઓએ રાજર્ષિ ગય વિશે આ ગાથા કહી છે– (૮) "અહો! પોતાનાં કર્મોથી મહારાજ ગયની બરાબરી અન્ય કયો રાજા કરી શકે? તેઓ સાક્ષાત્ ભગવાનની કલા જ હતા. તેમના સિવાય અન્ય આ પ્રમાણે કોણ યજ્ઞોનું વિધિવત્ અનુષ્ઠાન કરનારો, મનસ્વી, બહુશ્રુત, ધર્મનું રક્ષણ કરનારો, લક્ષ્મીનો પ્રિય પાત્ર, સાધુસમાજનો શિરોમણિ અને સત્પુરુષોનો સાચો સેવક હોઈ શકે?" (૯)

સત્યસંકલ્પવાળી પરમ સાધ્વી શ્રદ્ધા, મૈત્રી, દયા વગેરે દક્ષકન્યાઓએ ગંગા સહિતની અનેક નદીઓના જળથી

૧. પ્રા. પા. – પ્રતીહાર । ૨. પ્રા. પા. – શુદ્ધો । ૩. પ્રા. પા. – પ્રતીહારાત્સુ૰ । ૪. પ્રા. પા. – પ્રસ્તાવાદ્વિરુત્સાયાં હૃદયજય આસી૰ । ૫. પ્રા. પા. – સ વૈ ધર્મેણ પ્રજા૰ । ૬. પ્રા. પા. – ઈવાવ૰ । ૭. પ્રા. પા. – યથેપ્સિતા ।

છન્દાંસ્યકામસ્ય ચ યસ્ય કામાન્
દુદૂહુરાજહ્રુરથો બલિં નૃપાઃ ।
પ્રત્યઞ્ચિતા યુધિ ધર્મેણ[1] વિપ્રા
યદાશિષાં ષષ્ઠમંશં પરેત્ય ॥ ૧૧॥

યસ્યાધ્વરે ભગવાનધ્વરાત્મા
મઘોનિ માદ્યત્યુરુસોમપીથે ।
શ્રદ્ધાવિશુદ્ધાચલભક્તિયોગ-
સમર્પિતેજ્યાફલમાજહાર[2] ॥ ૧૨॥

યત્પ્રીણનાદ્ બર્હિષિ[3] દેવતિર્યઙ્
મનુષ્યવીરુત્તૃણમાવિરિઞ્ચ્યાત્ ।
પ્રીયેત સદ્યઃ સ હ વિશ્વજીવઃ
પ્રીતઃ સ્વયં પ્રીતિમગાદ્ ગયસ્ય ॥ ૧૩॥

ગયાદ્ ગયન્ત્યાં ચિત્રરથઃ સુગતિરવરોધન ઇતિ ત્રયઃ પુત્રા બભૂવુશ્ચિત્રરથાદૂર્ણાયાં સમ્રાડજનિષ્ટ ॥ ૧૪॥ તત ઉત્કલાયાં મરીચિર્મરીચેર્બિન્દુમત્યાં બિન્દુમાનુદપદ્યત તસ્માત્સરઘાયાં મધુર્નામાભવન્મધોઃ સુમનસિ[4] વીરવ્રતસ્તતો ભોજાયાં મન્થુપ્રમન્થૂ જજ્ઞાતે મન્થોઃ સત્યાયાં ભૌવનસ્તતો દૂષણાયાં ત્વષ્ટાડજનિષ્ટ ત્વષ્ટુર્વિરોચનાયાં વિરજો વિરજસ્ય શતજિત્પ્રવરં પુત્રશતં કન્યા ચ વિષૂચ્યાં[5] કિલ જાતમ્ ॥ ૧૫॥

તત્રાયં શ્લોકઃ –

પ્રૈયવ્રતં વંશમિમં વિરજશ્ચરમોદ્ભવઃ ।
અકરોદત્યલં કીર્ત્યા વિષ્ણુઃ સુરગણં યથા ॥ ૧૬॥

તેમનો અભિષેક કર્યો હતો તથા તેમની ઈચ્છા નહીં હોવા છતાં પણ વસુંધરાએ, જેમ ગાય વાછરડાને સ્નેહથી દૂધ પિવડાવે છે તેવી જ રીતે તેમના ગુણો પર રીઝીને પ્રજાને ધન-રત્નો વગેરે બધા જ અભીષ્ટ પદાર્થો આપ્યા હતા. (૧૦) તેમને કોઈ કામના ન હતી, તોપણ વેદોક્ત કર્મોએ તેમને બધા પ્રકારના ભોગ આપ્યા, રાજાઓએ યુદ્ધભૂમિમાં તેમનાં બાણોથી સત્કૃત થઈને (તેમને) અનેક પ્રકારની ભેટ-બક્ષિસો આપી તથા બ્રાહ્મણોએ (તેમના) દક્ષિણા વગેરે ધર્મોથી સંતુષ્ટ થઈને તેમને પરલોકમાં મળનારા પોતાના ધર્મોના ફળનો છઠ્ઠો ભાગ આપ્યો. (૧૧) તેમના યજ્ઞમાં વધુ પડતું સોમપાન કરવાથી ઈન્દ્ર ઉન્મત્ત થઈ ગયા હતા (છકી ગયા હતા) તથા તેમણે અત્યંત શ્રદ્ધાપૂર્વક તથા વિશુદ્ધ અને નિશ્ચળ ભક્તિભાવથી સમર્પિત કરેલા યજ્ઞફળનું ભગવાન યજ્ઞપુરુષે સાક્ષાત્ પ્રગટ થઈને ગ્રહણ કર્યું હતું. (૧૨) જેમના તૃપ્ત થવાથી બ્રહ્માજીથી માંડીને દેવતાઓ, મનુષ્યો, પશુપક્ષીઓ, વૃક્ષ, લતા સુધીના બધા જ જીવો તત્કાળ તૃપ્ત થઈ જાય છે તે વિશ્વાત્મા શ્રીહરિ નિત્ય-તૃપ્ત હોવા છતાં પણ રાજર્ષિ ગયના યજ્ઞમાં તૃપ્ત થઈ ગયા હતા. તેથી તેમની બરાબરી કોઈ બીજી વ્યક્તિ કેવી રીતે કરી શકે? (૧૩)

મહારાજ ગયના ગયંતીના ગર્ભથી ચિત્રરથ, સુગતિ અને અવરોધન નામના ત્રણ પુત્રો થયા. તેમાંના ચિત્રરથની પત્ની ઊર્ણાથી સમ્રાટનો જન્મ થયો. (૧૪)

સમ્રાટનો ઉત્કલાથી મરીચિ અને મરીચિનો બિંદુમતીથી બિંદુમાન નામનો પુત્ર થયો. તેનો સરઘાથી મધુ, મધુનો સુમનાથી વીરવ્રત અને વીરવ્રતના ભોજાથી મંથુ અને પ્રમંથુ નામના બે પુત્રો થયા. તેમાંના મંથુનો સત્યાના ગર્ભથી ભૌવન, ભૌવનનો દૂષણાના ઉદરથી ત્વષ્ટા, ત્વષ્ટાનો વિરોચનાથી વિરજ અને વિરજના વિષૂચી નામની પત્નીથી શતજિત વગેરે સો પુત્રો અને એક પુત્રી જન્મ્યાં. (૧૫) વિરજ વિશે આ શ્લોક પ્રસિદ્ધ છે – 'જેમ ભગવાન વિષ્ણુ દેવતાઓની શોભા વધારે છે તેવી જ રીતે આ પ્રિયવ્રતના વંશને એમાં સૌના પછી ઉત્પન્ન થયેલા રાજા વિરજે પોતાના સુયશથી વિભૂષિત કર્યો હતો.' (૧૬)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે પ્રિયવ્રતવંશાનુકીર્તનં નામ[6] પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥

**પાંચમા સ્કંધ-અંતર્ગત પ્રિયવ્રત-વંશ-અનુકીર્તન નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – ધર્મે ચ । ૨. પ્રા. પા. – સમર્થિતેજ્યા૦ । ૩. પ્રા. પા. – યત્પ્રીણનં વર્હિષિ । ૪. પ્રા. પા. – સુમનસા । ૫. પ્રા. પા. – રિપૂચ્યાં । ૬. પ્રા. પા. – ૦વંશાનુચરિતં ।

# સોળમો અધ્યાય

## ભુવનકોશનું વર્ણન

*રાજોવાચ*

ઉક્તસ્ત્વયા ભૂમણ્ડલાયામવિશેષો યાવદાદિત્યસ્તપતિ યત્ર ચાસૌ જ્યોતિષાં ગણૈશ્ચન્દ્રમા વા સહ દૃશ્યતે[1] ॥૧॥ તત્રાપિ પ્રિયવ્રતરથચરણપરિખાતૈઃ સપ્તભિઃ સપ્ત સિન્ધવ ઉપક્લૃપ્તાઃ યત એતસ્યાઃ[2] સપ્તદ્વીપવિશેષવિકલ્પસ્ત્વયા ભગવન્ ખલુ સૂચિત એતદેવાખિલમહં માનતો લક્ષણતશ્ચ સર્વં વિજિજ્ઞાસામિ ॥૨॥ ભગવતો ગુણમયે સ્થૂલરૂપ આવેશિતં મનો હ્યગુણેઽપિ સૂક્ષ્મતમ આત્મજ્યોતિષિ પરે બ્રહ્મણિ ભગવતિ વાસુદેવાખ્યે ક્ષમમાવેશિતું તદુ હૈતદ્ ગુરોઽર્હસ્યનુવર્ણયિતુમિતિ ॥૩॥

*ઋષિરુવાચ*

ન વૈ મહારાજ ભગવતો માયાગુણવિભૂતેઃ કાષ્ઠાં મનસા વચસા વાઽધિગન્તુમલં વિબુધાયુષાપિ પુરુષસ્તસ્માત્પ્રાધાન્યેનૈવ ભૂગોલકવિશેષં નામરૂપમાનલક્ષણતો વ્યાખ્યાસ્યામઃ ॥૪॥ યો[3] વાઽયં દ્વીપઃ કુવલયકમલકોશાભ્યન્તરકોશો નિયુતયોજનવિશાલઃ સમવર્તુલો યથા પુષ્કરપત્રમ્ ॥૫॥ યસ્મિન્નવ વર્ષાણિ નવયોજનસહસ્રાયામાન્યષ્ટભિર્મર્યાદાગિરિભિઃ સુવિભક્તાનિ ભવન્તિ ॥૬॥ એષાં મધ્યે ઈલાવૃતં નામાભ્યન્તરવર્ષં યસ્ય નાભ્યામવસ્થિતઃ સર્વતઃ સૌવર્ણઃ કુલગિરિરાજો મેરુર્દ્વીપાયામસમુન્નાહઃ કર્ણિકાભૂતઃ કુવલયકમલસ્ય મૂર્ધનિ દ્વાત્રિંશત્ સહસ્રયોજનવિતતો મૂલે ષોડશસહસ્રં[4] તાવતાઽન્તર્ભૂમ્યાં પ્રવિષ્ટઃ ॥૭॥ ઉત્તરોત્તરેણેલાવૃતં નીલઃ શ્વેતઃ શૃઙ્ગવાનિતિ ત્રયો રમ્યકહિરણ્મયકુરૂણાં[5] વર્ષાણાં મર્યાદાગિરયઃ પ્રાગાયતા ઉભયતઃ ક્ષારોદાવધયો દ્વિસહસ્રપૃથવ[6]

**રાજા પરીક્ષિત બોલ્યા** — હે મુનિવર! જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ છે અને જ્યાં સુધી તારાગણ સહિત ચંદ્રદેવ દેખાય છે ત્યાં (તે હદ) સુધી તમે ભૂમંડળનો વિસ્તાર બતાવ્યો છે. (૧) તેમાં પણ તમે બતાવ્યું છે કે મહારાજ પ્રિયવ્રતના રથનાં પૈડાંઓના સાત લીસોટાઓથી સાત સમુદ્રો બની ગયા હતા, કે જેમને કારણે આ ભૂમંડળમાં સાત દ્વીપોનું વિભાજન થયું. તેથી હે ભગવન્! હવે હું તે બધાંનાં પરિમાણ (કદ-માપ) અને લક્ષણો સહિત સંપૂર્ણ વિવરણ જાણવા ઇચ્છું છું; (૨) કારણ કે જે મન ભગવાનના આ ગુણમય સ્થૂળ વિગ્રહમાં જોડાઈ શકે છે તેનું તેમના (તે ભગવાનના) વાસુદેવ-નામક સ્વયંપ્રકાશ નિર્ગુણ બ્રહ્મરૂપ સૂક્ષ્મતમ સ્વરૂપમાં પણ જોડાવાનું સંભવિત છે. તેથી હે ગુરુદેવ! આ વિષયનું વિશદપણે વર્ણન કરવાની કૃપા કરો. (૩)

**શ્રીશુકદેવજી બોલ્યા** — મહારાજ! ભગવાનની માયાના ગુણોનો એટલો વિસ્તાર છે કે જો કોઈ મનુષ્ય દેવતાઓના જેટલું આયુષ્ય મેળવી લે, તોપણ મન કે વાણીથી તેનો પાર પામી શકતો નથી. તેથી અમે નામ, રૂપ, પરિમાણ અને લક્ષણો દ્વારા મુખ્ય-મુખ્ય વાતોને જ લઈને આ ભૂમંડળની વિશેષતાઓનું વર્ણન કરીશું. (૪) આ જંબૂદ્વીપ — જેમાં આપણે રહીએ છીએ — ભૂમંડળરૂપી કમળના કોશસ્થાનીય જે સાત દ્વીપો છે તેમાંનો સૌથી અંદરનો કોશ છે. આનો વિસ્તાર એક લાખ જોજન છે અને આ કમળપત્ર જેવો ગોળાકાર છે. (૫) આમાં નવ-નવ હજાર જોજનના વિસ્તારવાળા નવ વર્ષો (ખંડો) છે, કે જેઓ તેમની સીમાઓનું વિભાજન કરનારા આઠ પર્વતોથી વહેંચાયેલા છે. (૬) આમની વચ્ચોવચ ઇલાવૃત નામનો દશમો દેશ છે, જેની મધ્યમાં પર્વતોનો રાજા મેરુ પર્વત છે; તે જાણે કે ભૂમંડળરૂપી કમળની કર્ણિકા જ છે. તે ઉપરથી નીચે સુધી આખો ને આખો સુવર્ણમય છે અને એક લાખ જોજન ઊંચો છે. તેનો વિસ્તાર શિખરના ભાગે બત્રીસ હજાર જોજન અને તળેટીમાં સોળ હજાર જોજન છે તથા સોળ હજાર જોજન જેટલો જ તે ભૂમિની અંદર ઘૂસેલો છે (અર્થાત્ ભૂમિની બહાર તેની ઊંચાઈ ચોર્યાસી હજાર જોજન છે). (૭) ઇલાવૃતવર્ષની ઉત્તરે ક્રમશઃ નીલ, શ્વેત અને શૃંગવાન નામના ત્રણ પર્વતો છે, કે જેઓ રમ્યક, હિરણ્મય અને કુરુ નામના ખંડોની સીમા બાંધે છે. તેઓ પૂર્વથી પશ્ચિમ સુધી ખારા પાણીના સમુદ્ર સુધી

૧. પ્રા. પા. — દૃશ્યેત । ૨. પ્રા. પા. — એતસ્યાં । ૩. પ્રા. પા. — યાવાનયં દ્વીપઃ । ૪. પ્રા. પા. — ષોડશસહસ્રે । ૫. પ્રા. પા. — ૦કુરૂણાં ત્રયાણાં વર્ષાણાં । ૬. પ્રા. પા. — દ્વિસાહસ્રં ।

**એકૈકશઃ પૂર્વસ્માત્પૂર્વસ્માદુત્તર ઉત્તરો[1] દશાંશાધિકાંશેન દૈર્ઘ્ય એવ હ્રસન્તિ ॥ ૮॥**

ફેલાયેલા છે. તે પ્રત્યેકની પહોળાઈ બે હજાર જોજન છે તથા લંબાઈમાં પહેલા કરતાં પછીનો, ક્રમશઃ દસમા ભાગથી સહેજ વધુ એટલા માપમાં ઓછો છે; પહોળાઈ અને ઊંચાઈ તો બધાયની સરખી છે. (૮)

**એવં દક્ષિણેનેલાવૃતં નિષધો હેમકૂટો હિમાલય ઇતિ પ્રાગાયતા યથા નીલાદયોઽયુતયોજનોત્સેધા હરિવર્ષકિમ્પુરુષભારતાનાં યથાસઙ્ખ્યમ્ ॥ ૯॥ તથૈવેલાવૃતમપરેણ પૂર્વેણ ચ માલ્યવદ્ગન્ધમાદનાવાનીલનિષધાયતૌ દ્વિસહસ્રં[2] પપ્રથતુઃ કેતુમાલભદ્રાશ્વયોઃ સીમાનં વિદધાતે ॥ ૧૦॥ મન્દરો મેરુમન્દરઃ સુપાર્શ્વઃ કુમુદ ઇત્યયુતયોજનવિસ્તારોન્નાહા મેરોશ્ચતુર્દિશમવષ્ટમ્ભગિરય ઉપક્લૃપ્તાઃ ॥ ૧૧॥ ચતુર્ષ્વેતેષુ ચૂતજમ્બૂકદમ્બન્યગ્રોધાશ્ચત્વારઃ પાદપપ્રવરાઃ પર્વતકેતવ ઇવાધિસહસ્રયોજનોન્નાહાસ્તાવદ્ વિટપવિતતયઃ શતયોજનપરિણાહાઃ ॥ ૧૨॥ હ્રદાશ્ચત્વારઃ પયોમધ્વિક્ષુરસમૃષ્ટજલા યદુપસ્પર્શિન ઉપદેવગણા યોગૈશ્વર્યાણિ સ્વાભાવિકાનિ ભરતર્ષભ ધારયન્તિ ॥ ૧૩॥ દેવોદ્યાનાનિ ચ ભવન્તિ ચત્વારિ નન્દનં ચૈત્રરથં વૈભ્રાજકં સર્વતોભદ્રમિતિ ॥ ૧૪॥ યેષ્વમરપરિવૃઢાઃ[3] સહ સુરલલનાલલામયૂથપતય ઉપદેવગણૈરુપગીયમાનમહિમાનઃ કિલ વિહરન્તિ ॥ ૧૫॥**

આ જ પ્રમાણે ઇલાવૃત દેશની દક્ષિણે એક પછી એક નિષધ, હેમકૂટ અને હિમાલય નામના ત્રણ પર્વતો છે. નીલ વગેરે પર્વતોની જેમ આ પણ પૂર્વ-પશ્ચિમ તરફ ફેલાયેલા છે અને દસ-દસ હજાર જોજન ઊંચા છે. એમનાથી ક્રમશઃ હરિદેશ, કિંપુરુષ અને ભારતવર્ષની સીમાઓનું વિભાજન થાય છે. (૯) ઇલાવૃતની પૂર્વે અને પશ્ચિમે ઉત્તરમાં નીલપર્વત અને દક્ષિણમાં નિષધ પર્વત સુધી ફેલાયેલા ગંધમાદન અને માલ્યમાન નામના બે પર્વતો છે. આમની પહોળાઈ બે-બે હજાર જોજન છે અને આ ભદ્રાશ્વ તેમ જ કેતુમાલ નામના બે ખંડોની સીમા નિશ્ચિત કરે છે. (૧૦) આમના સિવાય મંદર, મેરુમંદર, સુપાર્શ્વ અને કુમુદ – આ ચાર દસ-દસ હજાર જોજન ઊંચા અને એટલા જ પહોળા પર્વતો મેરુ પર્વતની આધારભૂત થાંભલીઓ જેવા બનેલા છે. (૧૧) આ ચારેયની ઉપર તેમની ધજાઓ જેવાં ક્રમશઃ આંબો, જાંબુડો, કદંબ અને વડનાં ચાર વૃક્ષો છે. આમાંનું પ્રત્યેક વૃક્ષ અગિયારસો જોજન ઊંચું છે અને એટલો જ તેમની શાખાઓનો વિસ્તાર છે. આમની જાડાઈ સો-સો જોજન છે. (૧૨) હે ભરતશ્રેષ્ઠ! આ પર્વતો ઉપર ચાર સરોવરો પણ છે, જે ક્રમશઃ દૂધ, મધ, ઈક્ષુરસ (શેરડીનો રસ) અને મીઠા જળથી ભરેલાં છે. આમનું સેવન કરનારા યક્ષો-કિન્નરો વગેરે ઉપદેવોને સ્વાભાવિક જ યોગસિદ્ધિઓ મળેલી છે. (૧૩) આ પર્વતો ઉપર ક્રમશઃ નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક અને સર્વતોભદ્ર નામનાં ચાર દિવ્ય ઉપવનો (ઉદ્યાનો) પણ છે. (૧૪) આ ઉપવનોમાં મુખ્ય-મુખ્ય દેવતાઓ અનેક દેવાંગનાઓના નાયકો બનીને સાથે-સાથે વિહાર કરતા રહે છે. તે સમયે ગંધર્વો વગેરે ઉપદેવો તેમના મહિમાનાં વખાણ કરતા રહે છે. (૧૫)

**મન્દરોત્સઙ્ગ એકાદશશતયોજનોત્તુઙ્ગદેવચૂતશિરસો[4] ગિરિશિખરસ્થૂલાનિ ફલાન્યમૃતકલ્પાનિ પતન્તિ ॥ ૧૬॥ તેષાં વિશીર્યમાણાનામતિમધુરસુરભિસુગન્ધિબહુલારુણરસોદેનારુણોદા[5] નામ નદી મન્દરગિરિશિખરાન્નિપતન્તી પૂર્વેણેલાવૃતમુપપ્લાવયતિ ॥ ૧૭॥ યદુપજોષણાદ્ભવાન્યા અનુચરીણાં પુણ્યજનવધૂનામવયવસ્પર્શસુગન્ધવાતો દશયોજનં સમન્તાદનુવાસયતિ ॥ ૧૮॥**

મંદરાચલ (મંદર પર્વત)ના ખોળામાં અગિયારસો જોજન ઊંચું દેવતાઓનું જે આમ્રવૃક્ષ છે તેમાંથી ગિરિશિખર જેવડાં મોટાં-મોટાં અને અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળ પડે છે. (૧૬) જ્યારે તેઓ (પાકીને) ફાટે છે ત્યારે તેમનામાંથી ઘણો સુગંધિત અને મીઠો લાલ-લાલ રસ વહેવા લાગે છે; અને તે જ અરુણોદા નામની નદીમાં પરિણમે છે. આ નદી મંદરાચલના શિખર પરથી નીકળીને પોતાના જળથી ઇલાવૃત દેશના પૂર્વીય ભાગને સીંચે છે. (૧૭) શ્રીપાર્વતીજીની અનુચરી યક્ષપત્નીઓ આ જળનું સેવન કરે છે. આનાથી તેમનાં

૧. પ્રા. પા. – ઉત્તરેણ । ૨. પ્રા. પા. – દ્વિસાહસ્રં । ૩. પ્રા. પા. – તેષ્વમરપરિવૃઢાઃ । ૪. પ્રા. પા. – દેવગિરિશિરસો । ૫. પ્રા. પા. – રસોદેન નાનારુણોદા નામ ।

એવં જમ્બૂફલાનામત્યુચ્ચનિપાતવિશીર્ણાનામનસ્થિપ્રાયાણામિભકાયનિભાનાં રસેન જમ્બૂનામ નદી મેરુમન્દરશિખરાદયુતયોજનાદવનિતલે નિપતન્તી દક્ષિણેનાત્માનં યાવદિલાવૃતમુપસ્યન્દયતિ[1] ॥ ૧૯॥ તાવદુભયોરપિ રોધસોર્યા મૃત્તિકા તદ્રસેનાનુવિધ્યમાના[2] વાય્વર્કસંયોગવિપાકેન સદાઽમરલોકાભરણં[3] જામ્બૂનદં નામ સુવર્ણં ભવતિ ॥ ૨૦॥ યદુ હ વાવ વિબુધાદયઃ [4]સહ યુવતિભિર્મુકુટકટકકટિસૂત્રાદ્યાભરણરૂપેણ ખલુ ધારયન્તિ ॥ ૨૧॥

યસ્તુ મહાકદમ્બઃ સુપાર્શ્વનિરૂઢો[5] યાસ્તસ્ય કોટરેભ્યો વિનિઃસૃતાઃ પઞ્ચાયામપરિણાહાઃ પઞ્ચ મધુધારાઃ સુપાર્શ્વશિખરાત્પતન્ત્યોઽપરેણાત્માનમિલાવૃતમનુમોદયન્તિ[6] ॥ ૨૨॥ યા[7] હ્યુપયુઞ્જાનાનાં મુખનિર્વાસિતો[8] વાયુઃ સમન્તાચ્છતયોજનમનુવાસયતિ ॥ ૨૩॥

એવં કુમુદનિરૂઢો યઃ શતવલ્શો નામ વટસ્તસ્ય સ્કન્ધેભ્યો નીચીનાઃ[9] પયોદધિમધુઘૃતગુડાન્નાદ્યમ્બરશય્યાસનાભરણાદયઃ[10] સર્વ એવ કામદુઘા નદાઃ કુમુદાગ્રાત્પતન્તસ્તમુત્તરેણેલાવૃતમુપયોજયન્તિ ॥ ૨૪॥ યાનુપજુષાણાનાં ન કદાચિદપિ પ્રજાનાં વલીપલિતક્લમસ્વેદદૌર્ગન્ધ્યજરામયમૃત્યુશીતોષ્ણવૈવર્ણ્યોપસર્ગાદયસ્તાપવિશેષા ભવન્તિ યાવજ્જીવં સુખં નિરતિશયમેવ ॥ ૨૫॥

[11]કુરઙ્ગકુરરકુસુમ્ભવૈકઙ્કત્રિકૂટશિશિરપતઙ્ગરુચકનિષધશિનીવાસકપિલશઙ્ખવૈદૂર્યજારુધિહંસર્ષભનાગકાલઞ્જરનારદાદયો[12] વિંશતિગિરયો[13] મેરોઃ કર્ણિકાયા ઈવ કેસરભૂતા મૂલદેશે

અંગોમાંથી એવી સુગંધ નીકળે છે કે તેમને સ્પર્શીને વહેતા પવન તેમની ચારે તરફ દસ-દસ જોજન સુધી આખાય દેશને સુગંધથી ભરી દે છે. (૧૮) આ જ પ્રમાણે જાંબુડાના વૃક્ષમાંથી હાથી જેવડાં મોટાં-મોટાં ઘણું કરીને ઠળિયા વિનાનાં ફળ પડે છે. ઘણે ઊંચેથી પડવાને કારણે તેઓ ફાટી જાય છે. તેમના રસથી જંબૂ નામની નદી પ્રગટ થાય છે, કે જે મેરુમંદર પર્વતના દસ હજાર જોજન ઊંચા શિખર પરથી નીકળીને ઈલાવૃત દેશના દક્ષિણ ભૂખંડને સીંચે છે. (૧૯) તે નદીના બંને કાંઠાઓની માટી તે રસથી ભીંજાઈને જ્યારે પવન અને સૂર્યના સંયોગથી સુકાઈ જાય છે ત્યારે તે જ દેવલોકને વિભૂષિત કરનારું જાંબૂનદ નામનું સોનું બની જાય છે. (૨૦) આને પત્નીઓ સહિત દેવતાઓ, ગંધર્વો વગેરે મુગટ, કંકણ, કંદોરો વગેરે આભૂષણોરૂપે ધારણ કરે છે. (૨૧)

સુપાર્શ્વ પર્વત ઉપર જે વિશાળ કદંબ-વૃક્ષ છે તેની પાંચ બખોલોમાંથી મધની ખૂબ મોટી પાંચ ધારાઓ નીકળે છે. આ (ધારાઓ) સુપાર્શ્વના શિખર પરથી પડીને ઈલાવૃત દેશના પશ્ચિમ ભાગને પોતાની સુગંધથી સુવાસિત કરે છે. (૨૨) જે લોકો આ ધારાઓના મધનું પાન કરે છે તેમના મુખમાંથી નીકળેલો સુગંધિતવાયુ (શ્વાસ) પોતાની ચારે તરફ સો-સો જોજન સુધી મહેક ફેલાવી દે છે. (૨૩)

આ જ પ્રમાણે કુમુદ પર્વત પર શતવલ્શ નામનું જે વડનું વૃક્ષ છે તેની જટાઓ (વડવાઈઓ)માંથી નીચે તરફ વહેતા અનેક નદ (વહેળા) નીકળે છે, તે બધા ઇચ્છાનુસાર ભોગ આપનારા છે. તેમનામાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ, અન્ન, વસ્ત્ર, શય્યા, આસન, આભૂષણ વગેરે બધા જ પદાર્થો મળી રહે છે. આ બધા (નદ) કુમુદના શિખર પરથી નીકળીને ઈલાવૃત દેશના ઉત્તરીય ભાગને સીંચે છે. (૨૪) આમણે આપેલા પદાર્થોનો ઉપભોગ કરવાથી ત્યાંની પ્રજાની ચામડીમાં કરચલીઓ પડી જવી, વાળ પાકી જવા (પળિયાં આવવાં), થાક લાગવો, શરીરે પરસેવો થવો તથા દુર્ગંધ નીકળવી, ઘડપણ, રોગ, મૃત્યુ, ઠંડી-ગરમીની પીડા, શરીર ફિક્કું પડી જવું (તેજહીન થઈ જવું), અંગ તૂટવાં વગેરે કષ્ટો ક્યારેય સતાવતાં નથી અને તેમને જીવનપર્યંત પૂરેપૂરું સુખ મળે છે. (૨૫)

હે રાજન્! જેમ કમળની કર્ણિકાની ચારે તરફ કેસર (પરાગ) હોય છે તેવી જ રીતે મેરુના મૂળદેશમાં તેની ચારે તરફ કુરંગ, કુરર, કુસુંભ, વૈકંક, ત્રિકૂટ, શિશિર, પતંગ, રુચક, નિષધ,

---

૧. પ્રા. પા. – ૦વૃતમુપસ્યન્દતિ । ૨. પ્રા. પા. – રસેનાનુવિધ્યમાના ચ વાય્વ૦ । ૩. પ્રા. પા. – સદા ચામરલોકાભરણં । ૪. પ્રા. પા. – સહસ્રયુવતિભિ૦ । ૫. પ્રા. પા. – નિરૂઢસ્તસ્ય યાઃ કોટ૦ । ૬. પ્રા. પા. – ૦મનુમાદયન્તિ । ૭. પ્રા. પા. – યો હ્યુપ । ૮. પ્રા. પા. – મુખનિઃશ્વસિતો । ૯. પ્રા. પા. – નિલીનાઃ । ૧૦. પ્રા. પા. – ૦ગુડાન્નામ્બરશય્યા૦ । ૧૧. પ્રા. પા. – કુબર૦ । ૧૨. પ્રા. પા. – ૦નીરદાયામા । ૧૩. પ્રાચીન પ્રતમાં 'વિંશતિગિરયો' – આ પાઠ નથી.

પરિત ઉપક્લૃપ્તાઃ ॥ ૨૬॥ જઠરદેવકૂટૌ મેરું પૂર્વેણાષ્ટાદશયોજનસહસ્રમુદગાયતૌ[1] દ્વિસહસ્રં[2] પૃથુતુઙ્ગૌ ભવતઃ । એવમપરેણ પવનપારિયાત્રૌ દક્ષિણેન કૈલાસકરવીરૌ પ્રાગાયતાવેવમુત્તરતસ્ત્રિશૃઙ્ગમકરાવષ્ટભિરેતૈઃ પરિસ્તૃતોઽગ્નિરિવ પરિતશ્ચકાસ્તિ કાઞ્ચનગિરિઃ ॥ ૨૭॥ મેરોર્મૂર્ધનિ ભગવત આત્મયોનેર્મધ્યત ઉપક્લૃપ્તાં પુરીમયુતયોજનસાહસ્રીં સમચતુરસ્રાં શાતકૌમ્ભીં વદન્તિ ॥ ૨૮॥ તામનુ પરિતો લોકપાલાનામષ્ટાનાં યથાદિશં યથારૂપં તુરીયમાનેન પુરોઽષ્ટાવુપક્લૃપ્તાઃ ॥ ૨૯॥

શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જારુધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર અને નારદ – આ વીસ પર્વતો બીજા છે. (૨૬) આ ઉપરાંત મેરુની પૂર્વ તરફ જઠર અને દેવકૂટ નામના બે પર્વતો છે, કે જેઓ અઢાર-અઢાર જોજન લાંબા તથા બે-બે હજાર જોજન પહોળા અને ઊંચા છે. આ જ પ્રમાણે પશ્ચિમ તરફ પવન અને પારિયાત્ર, દક્ષિણ તરફ કૈલાસ અને કરવીર તથા ઉત્તર તરફ ત્રિશૃંગ અને મકર નામના પર્વતો છે. આ આઠ પહાડોથી ચારે બાજુએ ઘેરાયેલો સુવર્ણમય મેરુ પર્વત અગ્નિ જેવો ઝગમગતો રહે છે. (૨૭) કહે છે કે મેરુના શિખરના મધ્યમાં ભગવાન બ્રહ્માજીની સુવર્ણમયી નગરી છે, જે આકારમાં સમચોરસ તથા કરોડ જોજનના વિસ્તારવાળી છે. (૨૮) તેની નીચે પૂર્વ વગેરે આઠ દિશાઓ-ઉપદિશાઓમાં તેમના અધિપતિ ઈન્દ્ર વગેરે આઠ લોકપાલોની આઠ નગરીઓ છે. તેઓ પોતપોતાના સ્વામીને અનુરૂપ તે-તે દિશાઓમાં છે તથા પરિમાણમાં બ્રહ્માજીની નગરીના ચોથા ભાગ જેવડી છે. (૨૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભુવનકોશવર્ણનં નામ ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥
પાંચમા સ્કંધ-અંતર્ગત ભુવનકોશવર્ણન નામનો સોળમો અધ્યાય સમાપ્ત.

═★═

# સત્તરમો અધ્યાય

## ગંગાજીનું વિવરણ અને ભગવાન શંકરે કરેલી સંકર્ષણદેવની સ્તુતિ

*શ્રીશુક ઉવાચ*

તત્ર ભગવતઃ સાક્ષાદ્યજ્ઞલિઙ્ગસ્ય વિષ્ણોર્વિક્રમતો વામપાદાઙ્ગુષ્ઠનખનિર્ભિન્નોર્ધ્વાણ્ડકટાહવિવરેણાન્તઃપ્રવિષ્ટા યા બાહ્યજલધારા તચ્ચરણપઙ્કજાવનેજનારુણકિઞ્જલ્કોપરઞ્જિતાખિલજગદઘમલાપહોપસ્પર્શનામલા સાક્ષાદ્ભગવત્પદીત્યનુપલક્ષિતવચોઽભિધીયમાનાતિમહતા કાલેન યુગસહસ્રોપલક્ષણેન દિવો મૂર્ધન્યવતતાર યત્તદ્વિષ્ણુપદમાહુઃ ॥ ૧॥ યત્ર[3] હ વાવ વીરવ્રત ઔત્તાનપાદિઃ પરમભાગવતોઽસ્મત્કુલદેવતાચરણારવિન્દોદકમિતિ યામનુસવનમુત્કૃષ્યમાણભગવદ્ભક્તિયોગેન દૃઢં ક્લિદ્યમાનાન્તર્હૃદય ઔત્કણ્ઠ્યવિવશામીલિતલોચન[4]યુગલકુડ્મલવિગલિતામલબાષ્પકલયાઽભિવ્યજ્યમાનરોમપુલકકુલકોઽધુનાપિ પરમાદરેણ

શ્રીશુકદેવજી કહે છે – હે રાજન્! રાજા બલિની યજ્ઞશાળામાં સાક્ષાત્ યજ્ઞમૂર્તિ ભગવાન વિષ્ણુએ ત્રણે લોકને માપવા માટે જ્યારે પોતાનો ચરણ ફેલાવ્યો ત્યારે તેમના ડાબા ચરણના અંગૂઠાના નખથી બ્રહ્માંડ-કટાહનો ઉપરનો ભાગ ફાટી ગયો. તે છિદ્રમાં થઈને બ્રહ્માંડમાંથી બહારના જળની જે ધારા અંદર આવી, તે ભગવાનના ચરણકમળને ધોવાથી તેમાં લાગેલા કેસરના ભળવાથી લાલ થઈ ગઈ. તે નિર્મળ જળપ્રવાહનો સ્પર્શ થતાં જ સંસારનાં સઘળાં પાપ નષ્ટ થઈ જાય છે, પરંતુ તે (પોતે તો) સર્વથા નિર્મળ જ રહે છે. અગાઉ તેને અન્ય કોઈ નામે નહીં કહેતાં 'ભગવત્પદી' જ કહેવામાં આવતો હતો. તે પ્રવાહ હજારો યુગ વીત્યા પછી સ્વર્ગના શિરોભાગમાં આવેલા ધ્રુવલોકમાં ઊતર્યો, જેને 'વિષ્ણુપદ' પણ કહે છે. (૧) હે વીરવ્રત પરીક્ષિત! તે ધ્રુવલોકમાં ઉત્તાનપાદના પુત્ર પરમ ભાગવત ધ્રુવજી રહે છે. તેઓ પ્રતિદિન વધતા જતા ભક્તિભાવથી 'આ અમારા કુળદેવતાનું ચરણોદક છે' એવું માનીને આજે પણ તે જળને ઘણા આદરપૂર્વક મસ્તક પર ચડાવે છે. તે સમયે પ્રેમના આવેશને કારણે તેમનું હૃદય અત્યંત ગદ્ગદ થઈ જાય છે, ઉત્કંઠાને લીધે વિવશ થઈને મીંચેલાં બંને નેત્ર-કમળોમાંથી

૧. પ્રા. પા. – ૦સાહસ્ર૦ । ૨. પ્રા. પા. – દ્વિસાહસ્રં । ૩. પ્રા. પા. – યત્ર વા હ વાવ । ૪. પ્રા. પા. – ૦યુગલવિગલિતામલ૦ ।

શિરસા બિભર્તિ ॥ ૨॥

તતઃ સપ્ત ઋષયસ્તત્પ્રભાવાભિજ્ઞા યાં નનુ તપસ આત્યન્તિકી સિદ્ધિરેતાવતી ભગવતિ સર્વાત્મનિ વાસુદેવેઽનુપરતભક્તિયોગલાભેનૈવોપેક્ષિતાન્યાર્થાત્મગતયો મુક્તિમિવાગતાં મુમુક્ષવ ઈવ સબહુમાનમદ્યાપિ જટાજૂટૈરુદ્વહન્તિ ॥ ૩॥ તતોઽનેકસહસ્રકોટિવિમાનાનીકસઙ્કુલદેવયાનેનાવતરન્તીન્દુમણ્ડલમાવાર્ય[1] બ્રહ્મસદને નિપતતિ ॥ ૪॥

તત્ર ચતુર્ધા ભિદ્યમાના ચતુર્ભિર્નામભિશ્ચતુર્દિશમભિસ્પન્દન્તી નદનદીપતિમેવાભિનિવિશતિ[2] સીતાઽલકનન્દા ચક્ષુર્ભદ્રેતિ ॥ ૫॥ સીતા તુ બ્રહ્મસદનાત્કેસરાચલાદિગિરિશિખરેભ્યોઽધોઽધઃ પ્રસ્રવન્તી ગન્ધમાદનમૂર્ધસુ[3] પતિત્વાઽન્તરેણ ભદ્રાશ્વવર્ષં પ્રાચ્યાં દિશિ ક્ષારસમુદ્રમભિપ્રવિશતિ ॥ ૬॥ એવં માલ્યવચ્છિખરાન્નિષ્પતન્તી[4] તતોઽનુપરતવેગા કેતુમાલમભિ ચક્ષુઃ પ્રતીચ્યાં દિશિ સરિત્પતિં પ્રવિશતિ ॥ ૭॥ ભદ્રા ચોત્તરતો મેરુશિરસો નિપતિતા ગિરિશિખરાદ્ગિરિશિખરમતિહાય શ્રૃઙ્ગવતઃ શ્રૃઙ્ગાદવસ્પન્દમાના ઉત્તરાંસ્તુ કુરૂનભિત ઉદીચ્યાં[5] દિશિ જલધિમભિપ્રવિશતિ ॥ ૮॥ તથૈવાલકનન્દા દક્ષિણેન[6] બ્રહ્મસદનાદ્ બહૂનિ ગિરિકૂટાન્યતિક્રમ્ય[7] હેમકૂટાદ્ધૈમકૂટાન્યતિરભસતરરંહસા લુઠન્તી ભારતમભિવર્ષં[8] દક્ષિણસ્યાં દિશિ જલધિમભિપ્રવિશતિ[9] યસ્યાં[10] સ્નાનાર્થં ચાગચ્છતઃ પુંસઃ પદે પદેઽશ્વમેધરાજસૂયાદીનાં ફલં ન દુર્લભમિતિ ॥ ૯॥ અન્યે ચ નદા નદ્યશ્ચ વર્ષે વર્ષે[11] સન્તિ બહુશો મેર્વાદિગિરિદુહિતરઃ શતશઃ ॥ ૧૦॥

નિર્મળ આંસુની ધારા વહેવા લાગે છે અને શરીરમાં રોમાંચ થઈ આવે છે. (૨)

આના પછી આત્મનિષ્ઠ સપ્તર્ષિઓ તેમના પ્રભાવને જાણતા હોવાથી 'આ જ તપસ્યાની આત્યંતિક સિદ્ધિ છે' એવું માનીને તેને આજે પણ આ પ્રમાણે આદરપૂર્વક પોતાની જટામાં એવી જ રીતે ધારણ કરે છે કે જેમ મુમુક્ષુઓ (પોતાને) પ્રાપ્ત થયેલી મુક્તિને (માથે ચડાવે છે). આમ તો એ અત્યંત નિષ્કામ છે; સર્વાત્મા ભગવાન વાસુદેવની નિશ્ચળ ભક્તિને જ પોતાનું પરમ ધન માનીને એમણે બીજી બધી જ કામનાઓને ત્યજી દીધી છે, ત્યાં સુધી કે એ આત્મજ્ઞાનને પણ તેની સામે કોઈ ચીજ સમજતા નથી. (૩) ત્યાંથી ગંગાજી કરોડો વિમાનોથી ઘેરાયેલા આકાશમાંથી ઊતરીને ચંદ્રમંડળને ભીંજવતાં મેરુના શિખર પર બ્રહ્મપુરીમાં આવે છે. (૪)

ત્યાં તેઓ સીતા, અલકનંદા, ચક્ષુ અને ભદ્રા – એ નામની ચાર ધારાઓમાં વિભાજિત થઈ જાય છે તથા અલગ-અલગ ચારે દિશાઓમાં વહેતાં અંતે નદીઓના સ્વામી સમુદ્રમાં જઈ મળે છે. (૫)

આમાંની સીતા બ્રહ્મપુરીમાંથી નીકળીને કેસર-પર્વત વગેરે શિખરોમાં થઈને નીચે તરફ વહેતી ગંધમાદનનાં શિખરો પર આવે છે અને ભદ્રાશ્વ દેશને ભીંજવીને પૂર્વ તરફ ખારા સમુદ્રમાં જઈ મળે છે. (૬) આ જ પ્રમાણે ચક્ષુ નામની ધારા માલ્યવાન-પર્વતના શિખર પર જઈ પહોંચીને ત્યાંથી કશા અવરોધ વિના કેતુમાલ દેશમાં વહેતી પશ્ચિમ તરફ ક્ષાર સમુદ્રમાં મળી જાય છે. (૭) ભદ્રા નામની ધારા મેરુ પર્વતના શિખર પરથી ઉત્તર તરફ આવે છે તથા એક પર્વતથી બીજા પર્વત પર થઈને છેવટે શ્રૃંગવાન પર્વતના શિખરેથી નીચે ઊતરીને ઉત્તરકુરુ દેશમાં થઈને ઉત્તર તરફ વહેતી વહેતી સમુદ્રમાં જઈને મળે છે. (૮) અલકનંદા બ્રહ્મપુરીમાંથી દક્ષિણ તરફ ઊતરીને અનેક ગિરિશિખરોને વટાવતી હેમકૂટ પર્વત પર જઈ પહોંચે છે; ત્યાંથી અત્યંત તીવ્ર વેગથી હિમાલયનાં શિખરોને ચીરતી ભારતવર્ષમાં આવે છે અને પછી દક્ષિણ તરફ સમુદ્રમાં જઈ મળે છે. આમાં સ્નાન કરવા આવનારા મનુષ્યો માટે પદે-પદે (વારંવાર) થતા અશ્વમેધ, રાજસૂય વગેરે યજ્ઞોનું ફળ પણ દુર્લભ નથી (અર્થાત્ તે સહજપણે પ્રાપ્ત થાય છે). (૯) પ્રત્યેક ખંડમાં મેરુ વગેરે પર્વતોમાંથી નીકળતાં બીજાં પણ સેંકડો નદ-નદીઓ છે. (૧૦)

૧. પ્રા. પા. – ૦ન્તી ચન્દ્રમણ્ડલ૦ । ૨. પ્રા. પા. – નિવિશતે । ૩. પ્રા. પા. – ૦મૂર્ધનિ । ૪. પ્રા. પા. – નિષ્પતન્ત્યનુપરતવેગા । ૫. પ્રા. પા. – ઉદીચ્યાં પ્રવિશતિ । ૬. પ્રા. પા. – દક્ષિણેન તુ બ્રહ્મ૦ । ૭. પ્રાચીન પ્રતમાં 'ક્રમ્ય' – પાઠ ખંડિત છે. ૮. પ્રા. પા. – ભારતવર્ષં દક્ષિણસ્યાં । ૯. પ્રા. પા. – લવણજલધિમધિપ્રવિશતિ । ૧૦. પ્રાચીન પ્રતમાં 'યસ્યાં સ્નાનાર્થં'થી માંડીને 'ફલં ન દુર્લભમિતિ' સુધીનો ભાગ નથી. ૧૧. પ્રા. પા. – વર્ષે બહુશો ।

તત્રાપિ ભારતમેવ વર્ષં કર્મક્ષેત્રમન્યાન્યષ્ટ વર્ષાણિ સ્વર્ગિણાં પુણ્યશેષોપભોગસ્થાનાનિ ભૌમાનિ સ્વર્ગપદાનિ વ્યપદિશન્તિ ॥ ૧૧॥ એષુ પુરુષાણામયુતપુરુષાયુર્વર્ષાણાં દેવકલ્પાનાં નાગાયુતપ્રાણાનાં વજ્રસંહનનબલવયોમોદ-પ્રમુદિતમહાસૌરતમિથુનવ્યવાયાપવર્ગવર્ષધૃતૈકગર્ભ-કલત્રાણાં તત્ર તુ ત્રેતાયુગસમઃ કાલો વર્તતે ॥ ૧૨॥ યત્ર હ દેવપતયઃ સ્વૈઃ સ્વૈર્ગણ-નાયકૈર્વિહિતમહાર્હણાઃ સર્વર્તુકુસુમસ્તબક-ફલકિસલયશ્રિયાઽઽનમ્યમાનવિટપલતાવિટપિભિ-રુપશુમ્ભમાનરુચિરકાનનાશ્રમાયતનવર્ષગિરિ-દ્રોણીષુ[1] તથા ચામલજલાશયેષુ વિકચવિવિધ-[2]નવવનરુહામોદમુદિતરાજહંસજલકુક્કુટકારણ્ડવ-સારસચક્રવાકાદિભિર્મધુકરનિકરાકૃતિભિરુપ-કૂજિતેષુ જલક્રીડાદિભિર્વિચિત્રવિનોદૈઃ સુલલિતસુરસુન્દરીણાં કામકલિલવિલાસ-હાસલીલાવલોકાકૃષ્ટમનોદૃષ્ટયઃ [3]સ્વૈરં વિહરન્તિ ॥ ૧૩॥

આ બધા ખંડોમાં (એક) ભારતવર્ષ જ કર્મભૂમિ છે. બાકીના આઠ દેશો તો સ્વર્ગવાસી મનુષ્યોના સ્વર્ગભોગોમાંથી બચેલાં (શેષ) પુણ્યોને ભોગવવાનાં સ્થાન છે. તેથી તેમને પૃથ્વીલોકનાં સ્વર્ગ પણ કહે છે. (૧૧) ત્યાંના દેવતુલ્ય મનુષ્યોનું, માનવીય ગણતરી મુજબ, દસ હજાર વર્ષનું આયુષ્ય હોય છે; તેમનામાં દસ હજાર હાથીઓનું બળ હોય છે; તથા તેમના વજ્ર જેવા સુદૃઢ શરીરમાં જે શક્તિ, યૌવન અને ઉલ્લાસ હોય છે તેને કારણે તેઓ દીર્ઘકાળપર્યંત સાંસારિક વિષયો ભોગવતા રહે છે. અંતે ભોગ સમાપ્ત થતાં જ્યારે તેમના આયુષ્યનું ફક્ત એક જ વર્ષ શેષ રહે છે ત્યારે તેમની પત્નીઓ ગર્ભ ધારણ કરે છે. આ પ્રમાણે ત્યાં હંમેશાં ત્રેતાયુગના જેવો સમય બનેલો રહે છે. (૧૨) ત્યાં એવા આશ્રમો, ભવનો અને રાષ્ટ્રો, પર્વતોની ઘાટીઓ છે કે જેમનાં સુંદર વનો-ઉપવનો બધી ઋતુઓનાં ફૂલોના ગુચ્છ, ફળો અને નવીન પલ્લવોની શોભાના ભારથી ઝૂકેલી ડાળીઓવાળાં અને વેલીઓથી વીંટળાયેલાં વૃક્ષોથી સુશોભિત છે. ત્યાં નિર્મળ જળથી ભરેલાં એવાં જળાશયો પણ છે કે જેમાં જાત-જાતનાં નવીન કમળો ખીલેલાં રહે છે અને તે કમળોની સુગંધથી આનંદિત થઈને રાજહંસ, જળમરઘો, કારંડવ, સારસ, ચક્રવાક વગેરે પક્ષીઓ ભાતભાતની બોલીઓ બોલે છે તથા વિભિન્ન જાતોના મત્ત ભમરાઓ મધુર-મધુર ગુંજારવ કરતા રહે છે. તે આશ્રમો, ભવનો, ઘાટીઓ તથા જળાશયોમાં ત્યાંના દેવેશ્વરો (પોતાની) પરમ સુંદર દેવાંગનાઓ સાથે તેમના કામોન્માદસૂચક હાસ્યવિલાસ અને ક્રીડા-કટાક્ષોથી મન અને નયન આકૃષ્ટ થઈ જવાને કારણે જળક્રીડા વગેરે અનેક પ્રકારની ક્રીડાઓ કરતા સ્વચ્છંદ વિહાર કરે છે તથા તેમના મુખ્ય-મુખ્ય અનુચરો અનેક પ્રકારની સામગ્રીઓથી તેમનો આદરસત્કાર કરતા રહે છે. (૧૩)

નવસ્વપિ વર્ષેષુ ભગવાન્નારાયણો મહાપુરુષઃ પુરુષાણાં તદનુગ્રહાયાત્મતત્ત્વવ્યૂહેનાત્મનાઽદ્યાપિ[4] સન્નિધીયતે ॥ ૧૪॥ ઇલાવૃતે તુ ભગવાન્ ભવ એક એવ પુમાન્ન હ્યન્યસ્તત્રાપરો નિર્વિશતિ ભવાન્યાઃ શાપનિમિત્તજ્ઞો યત્પ્રવેક્ષ્યતઃ સ્ત્રી-ભાવસ્તત્પશ્ચાદ્વક્ષ્યામિ[5] ॥ ૧૫॥ ભવાનીનાથૈઃ સ્ત્રીગણાર્બુદસહસ્રૈરવરુધ્યમાનો[6] ભગવત-શ્ચતુર્મૂર્તેર્મહાપુરુષસ્ય તુરીયાં તામસીં મૂર્તિં પ્રકૃતિમાત્મનઃ સઙ્કર્ષણસઞ્જ્ઞામાત્મસમાધિરૂપેણ સન્નિધાપ્યૈતદભિગૃણન્ ભવ ઉપધાવતિ ॥ ૧૬॥

આ નવે દેશોમાં પરમપુરુષ ભગવાન નારાયણ ત્યાંના મનુષ્યો પર અનુગ્રહ (કૃપા, કરુણા) કરવા માટે આ સમયે પણ પોતાની વિભિન્ન મૂર્તિઓ થકી વિરાજમાન રહે છે. (૧૪) ઇલાવૃત દેશમાં એકમાત્ર ભગવાન શંકર જ પુરુષ છે. શ્રીપાર્વતીજીના શાપને જાણનારો કોઈ બીજો પુરુષ ત્યાં પ્રવેશ કરતો નથી; કારણ કે જે ત્યાં જાય છે તે સ્ત્રીરૂપ થઈ જાય છે. આ પ્રસંગનું અમે આગળ ઉપર (નવમા સ્કંધમાં) વર્ણન કરીશું. (૧૫) ત્યાં પાર્વતીજીથી તેમ જ તેમની અગણિત દાસીઓથી સેવિત ભગવાન શંકર પરમપુરુષ પરમાત્માની વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ – એ નામસંજ્ઞાઓવાળી ચતુર્વ્યૂહ-મૂર્તિઓમાંથી પોતાની પ્રવૃત્તિ-

૧. પ્રા. પા. – ૦રુચિરાશ્રમાયતન૦ । ૨. પ્રા. પા. – ૦મોદમદમુદિતરાજહંસકલહંસજલ૦ । ૩. પ્રા. પા. – લોકાઃ સ્વૈરં વિહરન્તિ । ૪. પ્રા. પા. – ૦વ્યૂહૈરાત્મનાદ્યાપિ । ૫. પ્રા. પા. – પશ્ચાદ્વક્ષ્યામઃ । ૬. પ્રા. પા. – ૦સહસ્રૈર્વ્યવરુદ્ધ્યમાનો ।

*શ્રીભગવાનુવાચ*

**ૐ નમો ભગવતે મહાપુરુષાય સર્વગુણ-સઙ્ખ્યાનાયાનન્તાયાવ્યક્તાય નમ ઈતિ ॥ ૧૭॥**

**ભજે ભજન્યારણપાદપઙ્કજં**
**ભગસ્ય કૃત્સ્નસ્ય પરં પરાયણમ્ ।**
**ભક્તેષ્વલં ભાવિતભૂતભાવનં**
**ભવાપહં ત્વા ભવભાવમીશ્વરમ્ ॥ ૧૮॥**

**ન યસ્ય માયાગુણચિત્તવૃત્તિભિ-**
**ર્નિરીક્ષતો હ્યણ્વપિ દૃષ્ટિરજ્યતે ।**
**ઈશે યથા નોઽજિતમન્યુરંહસાં**
**કસ્તં ન મન્યેત જિગીષુરાત્મનઃ ॥ ૧૯॥**

**અસદ્દૃશો યઃ પ્રતિભાતિ માયયા**
**ક્ષીબેવ મધ્વાસવતામ્રલોચનઃ ।**
**ન નાગવધ્વોઽર્હણ ઈશિરે હ્રિયા**
**યત્પાદયોઃ સ્પર્શનધર્ષિતેન્દ્રિયાઃ ॥ ૨૦॥**

**યમાહુરસ્ય સ્થિતિજન્મસંયમં**
**ત્રિભિર્વિહીનં યમનન્તમૃષયઃ ।**
**ન વેદ સિદ્ધાર્થમિવ ક્વચિત્સ્થિતં**
**ભૂમણ્ડલં મૂર્ધસહસ્રધામસુ ॥ ૨૧॥**

**યસ્યાદ્ય આસીદ્ ગુણવિગ્રહો મહાન્**
**વિજ્ઞાનધિષ્ણ્યો ભગવાનજઃ કિલ ।**
**યત્સમ્ભવોઽહં ત્રિવૃતા સ્વતેજસા**
**વૈકારિકં તામસમૈન્દ્રિયં સૃજે ॥ ૨૨॥**

**એતે વયં યસ્ય વશે મહાત્મનઃ**
**સ્થિતાઃ શકુન્તા ઈવ સૂત્રયન્ત્રિતાઃ ।**
**મહાનહં વૈકૃતતામસેન્દ્રિયાઃ**
**સૃજામ સર્વે યદનુગ્રહાદિદમ્ ॥ ૨૩॥**

**યન્નિર્મિતાં કર્હ્યપિ કર્મપર્વણીં**
**માયાં જનોઽયં ગુણસર્ગમોહિતઃ ।**

સ્વરૂપ સંકર્ષણ નામની તમઃપ્રધાન ચોથી મૂર્તિનું ધ્યાન ધરે છે અને મનમાં તેમને બેસાડીને ચિંતન કરે છે અને આ મંત્રનું ઉચ્ચારણ કરતા આ પ્રમાણે સ્તુતિ કરે છે.* (૧૬)

**ભગવાન શંકર કહે છે** – ૐ, જેમનાથી બધા જ ગુણોની અભિવ્યક્તિ થાય છે તે અનંત અને અવ્યક્તમૂર્તિ ઓંકાર-સ્વરૂપ પરમપુરુષ શ્રીભગવાનને નમસ્કાર છે. હે ભજનીય પ્રભુ! તમારાં ચરણકમળ ભક્તોને આશ્રય આપનારાં છે તથા તમે સ્વયં સમસ્ત ઐશ્વર્યોના પરમ આશ્રય છો. ભક્તો સમક્ષ તમે પોતાનું ભૂતભાવન સ્વરૂપ સંપૂર્ણપણે પ્રગટ કરી દો છો તથા તેમને સંસારના બંધનમાંથી મુક્ત પણ કરી દો છો, આપ સંસારનું સર્જન કરનારા છો. તમે જ સર્વેશ્વર છો, હું તમારું ભજન કરું છું. (૧૭-૧૮) હે પ્રભુ! અમે ક્રોધના આવેગને જીતી શક્યા નથી તથા અમારી દૃષ્ટિ તત્કાળ પાપથી લેપાઈ જાય છે; પરંતુ તમે તો સંસારનું નિયમન કરવા માટે તેના સઘળા વ્યાપારોને સાક્ષીરૂપે નિરંતર જોતા રહો છો; તોપણ અમારા પ્રત્યેની તમારી દૃષ્ટિ પર તે માયિક વિષયોનો તથા ચિત્તની વૃત્તિઓનો નામમાત્રનો પણ પ્રભાવ પડતો નથી. આવી સ્થિતિમાં પોતાના મનને વશ કરવાની ઇચ્છાવાળો કયો પુરુષ તમારો આદર નહીં કરે? (૧૯) તમે જે મનુષ્યોને મધુઆસવ વગેરેનું પાન કરવાને કારણે અરુણનયન અને મત્ત જણાઓ છો તેઓ માયાને વશ હોવાને કારણે જ આવું મિથ્યા દર્શન કરે છે; તથા તમારા ચરણસ્પર્શથી જ ચિત્ત ચંચળ થઈ જવાને કારણે નાગપત્નીઓ લજ્જાવશ તમારી પૂજા કરવામાં અસમર્થ થઈ જાય છે. (૨૦) વેદમંત્રો તમને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ બતાવે છે; પરંતુ તમે સ્વયં આ ત્રણે વિકારોથી રહિત છો, તેથી ઋષિઓ તમને 'અનંત' કહે છે. તમારાં સહસ્ર મસ્તકો પર આ ભૂમંડળ સરસવના દાણાની જેમ રહેલું છે અને તમને તો એ પણ ખબર નથી હોતી કે તે ક્યાં રહેલું છે. (૨૧) જેમનાથી ઉત્પન્ન થયેલો હું અહંકારરૂપ પોતાના ત્રિગુણમય તેજથી દેવતાઓ, ઇન્દ્રિયો અને ભૂતોની રચના કરું છું તે વિજ્ઞાનના આશ્રય ભગવાન બ્રહ્માજી પણ તમારા જ મહત્તત્ત્વ-નામક પ્રથમ-ગુણમય સ્વરૂપ છે. (૨૨) હે મહાત્મા! મહત્તત્ત્વ, અહંકાર-ઇન્દ્રિય-અભિમાની દેવતાઓ, ઇન્દ્રિયો, પંચભૂતો વગેરે (એટલે કે) અમે બધા જ દોરીમાં બંધાયેલા પક્ષીની જેમ તમારી ક્રિયાશક્તિને વશીભૂત રહીને, તમારી જ કૃપાથી આ જગતની રચના કરીએ છીએ. (૨૩) સત્ત્વ વગેરે ગુણોની સૃષ્ટિથી મોહિત થયેલો આ જીવ તમારી જ રચેલી તથા કર્મબંધનમાં બાંધનારી માયાને તો કદાચ – ક્યારેક જાણી પણ લે છે, પરંતુ તેનાથી મુક્ત થવાનો ઉપાય તેને સહેલાઈથી માલૂમ પડતો નથી. આ જગતની ઉત્પત્તિ અને

* ભગવાનનો વિગ્રહ શુદ્ધ ચિન્મય જ છે, પરંતુ સંહાર વગેરે તામસી કાર્યોનો હેતુ હોવાથી આને તામસી મૂર્તિ કહે છે.

ન વેદ નિસ્તારણયોગમઞ્જસા
તસ્મૈ નમસ્તે[1] વિલયોદયાત્મને ॥ ૨૪॥

પ્રલય એ પણ તમારાં જ રૂપ છે. આવા તમને હું વારંવાર નમસ્કાર કરું છું. (૨૪)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥
પાંચમા સ્કંધ-અંતર્ગત સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઢારમો અધ્યાય

## ભિન્ન-ભિન્ન વર્ષો (ખંડો)નું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

તથા ચ ભદ્રશ્રવા નામ ધર્મસુતસ્તત્કુલપતયઃ પુરુષા ભદ્રાશ્વવર્ષે સાક્ષાદ્ભગવતો વાસુદેવસ્ય પ્રિયાં તનું ધર્મમયીં હયશીર્ષાભિધાનાં પરમેણ સમાધિના સન્નિધાપ્યેદમભિગૃણન્ત ઉપધાવન્તિ ॥ ૧॥

*ભદ્રશ્રવસ ઊચુઃ*

ૐ નમો ભગવતે ધર્માયાત્મવિશોધનાય નમ ઇતિ ॥ ૨॥

અહો વિચિત્રં ભગવદ્વિચેષ્ટિતં
ઘ્નન્તં જનોઽયં હિ મિષન્ન પશ્યતિ ।
ધ્યાયન્નસદ્યર્હિ વિકર્મ સેવિતું
નિર્હૃત્ય પુત્રં પિતરં જિજીવિષતિ ॥ ૩॥

વદન્તિ[2] વિશ્વં કવયઃ સ્મ નશ્વરં
પશ્યન્તિ ચાધ્યાત્મવિદો વિપશ્ચિતઃ ।
તથાપિ મુહ્યન્તિ તવાજ માયયા[3]
સુવિસ્મિતં કૃત્યમજં નતોઽસ્મિ તમ્ ॥ ૪॥

વિશ્વોદ્ભવસ્થાનનિરોધકર્મ તે
હ્યકર્તુરઙ્ગીકૃતમપ્યપાવૃતઃ ।
યુક્તં ન ચિત્રં ત્વયિ કાર્યકારણે
સર્વાત્મનિ વ્યતિરિક્તે ચ વસ્તુતઃ[4] ॥ ૫॥

વેદાન્ યુગાન્તે તમસા તિરસ્કૃતાન્
રસાતલાદ્યો નૃતુરઙ્ગવિગ્રહઃ ।
પ્રત્યાદદે વૈ કવયેઽભિયાચતે
તસ્મૈ નમસ્તેઽવિતથેહિતાય ઇતિ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** — હે રાજન્! ભદ્રાશ્વ વર્ષમાં ધર્મપુત્ર ભદ્રશ્રવા અને તેમના મુખ્ય-મુખ્ય સેવકો ભગવાન વાસુદેવની હયગ્રીવ નામની ધર્મમયી પ્રિય મૂર્તિને અત્યંત સમાધિ-નિષ્ઠા વડે હૃદયમાં સ્થાપિત કરીને આ મંત્રનો જપ કરતા રહીને આ પ્રમાણે સ્તુતિ કરે છે — (૧)

**ભદ્રશ્રવા અને એમના સેવકો કહે છે** — ચિત્તને વિશુદ્ધ કરનારા ઓંકાર-સ્વરૂપ ભગવાન ધર્મને નમસ્કાર છે. (૨)

અહો! ભગવાનની કેવી વિચિત્ર લીલા છે, જેને કારણે આ જીવ સમસ્ત લોકોનો સંહાર કરનારા કાળને જોવા છતાં પણ જોતો નથી અને તુચ્છ વિષયોનું સેવન કરવા માટે પાપમય વિચારોમાં રચ્યો-પચ્યો રહે છે, પોતાના જ હાથે પોતાના પુત્ર, પિતા વગેરેનાં શબને બાળવા છતાં પણ પોતે જીવતો રહેવાની ઇચ્છા કરે છે! (૩) વિદ્વાનો જગતને નશ્વર બતાવે છે અને સૂક્ષ્મદર્શી આત્મજ્ઞાનીઓ એવું જ જુએ પણ છે, તોપણ હે અજન્મા પ્રભુ! તમારી માયાથી લોકો મોહિત થઈ જાય છે. તમે અનાદિ છો તથા તમારાં કાર્ય ઘણાં વિસ્મયજનક છે. હું તમને નમસ્કાર કરું છું. (૪) હે પરમાત્મા! તમે અકર્તા છો અને માયાના આવરણથી રહિત છો, તોપણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય — એ તમારાં જ કર્મ માનવામાં આવ્યાં છે; તે તો બરાબર જ છે; આમાં કોઈ આશ્ચર્યની વાત નથી, કારણ કે સર્વાત્મ-રૂપે તમે જ સઘળાં કાર્યોના કારણ છો અને પોતાના શુદ્ધ સ્વરૂપમાં આ કાર્ય-કારણ-ભાવથી સર્વથા પર (અતીત) છો. (૫) તમારો વિગ્રહ મનુષ્ય અને ઘોડાનું સંયુક્ત રૂપ છે. પ્રલયકાળમાં તમઃપ્રધાન દૈત્યો જ્યારે વેદોને ચોરી ગયા હતા ત્યારે બ્રહ્માજીએ પ્રાર્થના કરી હતી તેથી તમે તેમને રસાતલમાંથી લાવીને આપ્યા. આવા અમોઘ લીલા કરનારા સત્યસંકલ્પવાળા હયગ્રીવ ભગવાન! તમને નમસ્કાર કરું છું. (૬)

૧. પ્રા. પા. — નમસ્તદ્વિલયોદ૦ । ૨. પ્રા. પા. — વિદન્તિ । ૩. પ્રા. પા. — માયયાઽઽશુ વિસ્મિતં । ૪. પ્રા. પા. — વસ્તુનિ ।

હરિવર્ષે ચાપિ ભગવાન્નરહરિરૂપેણાસ્તે । તદ્રૂપગ્રહણનિમિત્તમુત્તરત્રાભિધાસ્યે । તદ્દયિતં રૂપં મહાપુરુષગુણભાજનો મહાભાગવતો દૈત્યદાનવકુલતીર્થીકરણશીલાચરિતઃ પ્રહ્લાદોઽવ્યવધાનાનન્યભક્તિયોગેન[1] સહ તદ્વર્ષપુરુષૈરુપાસ્તે ઇદં ચોદાહરતિ ॥ ૭॥ ૐ નમો ભગવતે નરસિંહાય નમસ્તેજસ્તેજસે આવિરાવિર્ભવ વજ્રનખ વજ્રદંષ્ટ્ર કર્માશયાન્ રન્ધય[2]રન્ધય તમો ગ્રસ ગ્રસ ૐસ્વાહા । અભયમભયમાત્મનિ ભૂયિષ્ઠા[3] ૐ ક્ષ્રૌમ્ ॥ ૮॥

સ્વસ્ત્યસ્તુ વિશ્વસ્ય ખલઃ પ્રસીદતાં
ધ્યાયન્તુ ભૂતાનિ શિવં મિથો ધિયા ।
મનશ્ચ ભદ્રં ભજતાદધોક્ષજે
આવેશ્યતાં નો મતિરપ્યહૈતુકી ॥ ૯॥

માઽગારદારાત્મજવિત્તબન્ધુષુ
સઙ્ગો યદિ સ્યાદ્ભગવત્પ્રિયેષુ નઃ ।
યઃ પ્રાણવૃત્ત્યા પરિતુષ્ટ આત્મવાન્
સિદ્ધ્યત્યદૂરાન્ન તથેન્દ્રિયપ્રિયઃ ॥ ૧૦॥

યત્સઙ્ગલબ્ધં નિજવીર્યવૈભવં
તીર્થં મુહુઃ સંસ્પૃશતાં હિ માનસમ્ ।
હરત્યજોઽન્તઃ શ્રુતિભિર્ગતોઽઙ્ગજં
કો વૈ ન સેવેત મુકુન્દવિક્રમમ્ ॥ ૧૧॥

યસ્યાસ્તિ ભક્તિર્ભગવત્યકિઞ્ચના
સર્વૈર્ગુણૈસ્તત્ર સમાસતે સુરાઃ ।
હરાવભક્તસ્ય કુતો મહદ્ગુણા
મનોરથેનાસતિ ધાવતો બહિઃ ॥ ૧૨॥

હરિર્હિ સાક્ષાદ્ભગવાન્ શરીરિણા-
માત્મા ઝષાણામિવ તોયમીપ્સિતમ્ ।
હિત્વા મહાંસ્તં યદિ સજ્જતે ગૃહે
તદા મહત્ત્વં વયસા દમ્પતીનામ્ ॥ ૧૩॥

હરિવર્ષ (ખંડ)માં ભગવાન નરસિંહરૂપે રહે છે. તેમણે આ રૂપ જે કારણે ધારણ કર્યું હતું તેનું વર્ણન આગળ ઉપર (સાતમા સ્કંધમાં) કરવામાં આવશે. ભગવાનના તે રૂપની ઉપાસના તે દેશના અન્ય મનુષ્યો સહિત મહાભાગવત પ્રહ્લાદજી અનન્ય ભક્તિભાવથી કરે છે. આ પ્રહ્લાદજી મહાપુરુષોને યોગ્ય ગુણોથી સંપન્ન છે તથા તેમણે પોતાના શીલ અને આચરણથી દૈત્યો અને દાનવોના કુળને પવિત્ર કરી દીધું છે. તેઓ આ મંત્ર તથા સ્તોત્રનો જપ-પાઠ કરે છે – (૭) "ઓંકાર સ્વરૂપ ભગવાન નરસિંહદેવને નમસ્કાર છે. તમે અગ્નિ વગેરે તેજોના પણ તેજ છો, તમને નમસ્કાર છે. હે વજ્રનખ! હે વજ્રદંતી! તમે અમારી સમક્ષ પ્રગટ થાઓ, પ્રગટ થાઓ; અમારી કર્મવાસનાઓને ભસ્મ કરી દો, અમારા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરો. ૐ સ્વાહા! અમારા અંતઃકરણમાં અભયદાન દેતા પ્રકાશિત થાઓ. ૐ ક્ષ્રૌમ્! (૮) હે નાથ! વિશ્વનું કલ્યાણ થાઓ, દુષ્ટોની બુદ્ધિ શુદ્ધ થાઓ, બધાં પ્રાણીઓમાં પરસ્પર સદ્ભાવના થાઓ, બધા જ એકબીજાના હિતનું ચિંતન કરો, અમારું ચિત્ત શુભ માર્ગમાં પ્રવૃત્ત થાઓ અને અમારી બુદ્ધિ નિષ્કામભાવે ભગવાન શ્રીહરિમાં પ્રવેશ કરો. (૯)

"હે પ્રભુ! પત્ની, પુત્ર, ઘર, ધનસંપત્તિ, ભાઈભાંડુઓમાં અમારી આસક્તિ ન થાઓ, જો થાય તો કેવળ ભગવાનના પ્રેમી ભક્તોમાં જ થાઓ. જે સંયમી મનુષ્ય કેવળ શરીરનિર્વાહને યોગ્ય અન્ન વગેરેથી સંતુષ્ટ રહે છે તેને જેટલી જલદીથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેવી ઇન્દ્રિયલોલુપ મનુષ્યને થતી નથી. (૧૦) ભગવાનના તે ભક્તોના સંગથી ભગવાનનાં તીર્થતુલ્ય પવિત્ર ચરિત્રો સાંભળવા મળે છે, કે જે તેમની અસાધારણ શક્તિનાં તેમ જ પ્રભાવનાં સૂચક હોય છે. તેમનું વારંવાર સેવન કરનારાઓના શ્રવણ માર્ગે ભગવાન હૃદયમાં પ્રવેશ કરે છે અને તેમના તમામ પ્રકારના શારીરિક અને માનસિક મળોનો નાશ કરી દે છે. પછી ભલા, ભગવાનના તે ભક્તોનો સંગ કરવાનું કોણ નહીં ઇચ્છે? (૧૧) જે મનુષ્યની ભગવાનમાં નિષ્કામ ભક્તિ છે તેના હૃદયમાં સમસ્ત દેવતાઓ ધર્મ-જ્ઞાન વગેરે સમસ્ત સદ્ગુણો સહિત નિત્ય નિવાસ કરે છે. પરંતુ જે ભગવાનનો ભક્ત નથી તેનામાં મહાપુરુષોના તે ગુણ આવી જ ક્યાંથી શકે? તે તો જાતજાતના સંકલ્પો કરીને નિરંતર તુચ્છ બાહ્ય વિષયો તરફ જ દોડતો રહે છે. (૧૨) જેમ માછલીઓને જળ અત્યંત પ્રિય હોય છે – તેમના જીવનનો આધાર હોય છે. તેવી જ રીતે સાક્ષાત્ શ્રીહરિ જ સમસ્ત શરીરધારીઓના પ્રિયતમ આત્મા છે. તેમને ત્યજીને જો કોઈ મહત્ત્વાભિમાની મનુષ્ય ઘરમાં આસક્ત રહે છે તો તે સ્થિતિમાં સ્ત્રી-પુરુષોનું

૧. પ્રા. પા. – ૦વ્યવધાનમનન્યભક્તિ૦ । ૨. પ્રા. પા. – ૦શયાન્ તમો ગ્રસ ૐ । ૩. પ્રા. પા. – ભૂયિષ્ઠાઃ ક્ષ્રૌમ્ ।

તસ્માદ્રજોરાગવિષાદમન્યુ-
માનસ્પૃહાભયદૈન્યાધિમૂલમ્ ।
હિત્વા ગૃહં સંસૃતિચક્રવાલં
નૃસિંહપાદં ભજતાકુતોભયમિતિ ॥ ૧૪॥

કેતુમાલેઽપિ ભગવાન્ કામદેવસ્વરૂપેણ લક્ષ્મ્યાઃ પ્રિયચિકીર્ષયા પ્રજાપતેર્દુહિતૃણાં પુત્રાણાં તદ્વર્ષપતીનાં પુરુષાયુષાહોરાત્ર-પરિસઙ્ખ્યાનાનાં યાસાં ગર્ભા મહાપુરુષમહાસ્ત્ર-તેજસોદ્વેજિતમનસાં વિધ્વસ્તા વ્યસવઃ સંવત્સરાન્તે વિનિપતન્તિ ॥ ૧૫॥ અતીવ સુલલિત-ગતિવિલાસવિલસિતરુચિરહાસલેશાવલોકલીલયા કિઞ્ચિદુત્તમ્ભિતસુન્દરભ્રૂમણ્ડલસુભગવદનારવિન્દશ્રિયા રમાં રમયન્નિન્દ્રિયાણિ રમયતે ॥ ૧૬॥

તદ્ભગવતો માયામયં રૂપં પરમસમાધિયોગેન રમા દેવી સંવત્સરસ્ય રાત્રિષુ પ્રજાપતેર્દુહિતૃભિરુપેતાહઃસુ ચ તદ્ભર્તૃભિરુપાસ્તે ઇદં ચોદાહરતિ ॥ ૧૭॥ ૐ હ્રાં હ્રીં હ્રૂં ૐ નમો ભગવતે હૃષીકેશાય સર્વગુણવિશેષૈર્વિલક્ષિતાત્મને આકૂતીનાં ચિત્તીનાં ચેતસાં વિશેષાણાં ચાધિપતયે ષોડશકલાય-ચ્છન્દોમયાયાન્નમયાયામૃતમયાય સર્વમયાય સહસે ઓજસે બલાય કાન્તાય કામાય નમસ્તે ઉભયત્ર ભૂયાત્ ॥ ૧૮॥

સ્ત્રિયો વ્રતૈસ્ત્વા હૃષિકેશ્વરં સ્વતો
હ્યારાધ્ય લોકે પતિમાશાસતેઽન્યમ્ ।
તાસાં ન તે વૈ પરિપાન્ત્યપત્યં
પ્રિયં ધનાયૂંષિ યતોઽસ્વતન્ત્રાઃ ॥ ૧૯॥

સ વૈ પતિઃ સ્યાદકુતોભયઃ સ્વયં
સમન્તતઃ પાતિ ભયાતુરં જનમ્ ।
સ એક એવેતરથા મિથો ભયં
નૈવાત્મલાભાદધિ મન્યતે પરમ્ ॥ ૨૦॥

મોટાપણું કેવળ આયુષ્ય (ઉંમર)ને લીધે જ માનવામાં આવે છે, ગુણોની દૃષ્ટિએ નહીં. (૧૩) તેથી હે અસુરો! તમે તૃષ્ણા, રાગ, વિષાદ, ક્રોધ, અભિમાન, ઇચ્છા, ભય, દીનતા અને માનસિક સંતાપનાં મૂળ તથા જન્મ-મરણરૂપી સંસારચક્રનાં વાહક ઘર વગેરેને ત્યજીને ભગવાન નરસિંહજીનાં નિર્ભય ચરણકમળોનો આશ્રય લો.'' (૧૪)

કેતુમાલ દેશમાં લક્ષ્મીજીનું તથા સંવત્સર નામના પ્રજાપતિનાં પુત્ર-પુત્રીઓનું પ્રિય (કાર્ય) કરવા માટે ભગવાન કામદેવરૂપે નિવાસ કરે છે. રાત્રિની અભિમાની દેવતારૂપ તે પુત્રીઓની અને દિવસના અભિમાની દેવતારૂપ તે પુત્રોની સંખ્યા મનુષ્યના સો વર્ષના આયુષ્યના દિવસો અને રાત્રિઓ જેટલી એટલે કે છત્રીસ-છત્રીસ હજાર છે અને તેઓ જ તે દેશના અધિપતિ છે. તે પુત્રીઓ પરમપુરુષ શ્રીનારાયણના શ્રેષ્ઠ અસ્ત્ર સુદર્શન-ચક્રના તેજથી ડરી જાય છે, તેથી પ્રત્યેક વર્ષના અંતે તેમના ગર્ભ નાશ પામીને પડી જાય છે. (૧૫) ભગવાન પોતાના સુલલિત ગતિવિલાસથી સુશોભિત મધુર-મધુર મંદસ્મિતથી, મનોહર લીલાસભર સુકુમાર નેત્રકટાક્ષથી, કંઈક ઊપસેલાં સુંદર ભવાંની રમણીય છટા વડે મુખકમળનું અપાર સૌંદર્ય ઉલેચીને સૌંદર્યદેવી શ્રીલક્ષ્મીને આનંદિત કરે છે અને પોતે પણ આનંદિત થતા રહે છે. (૧૬) શ્રીલક્ષ્મીજી પરમ સમાધિયોગ વડે ભગવાનના તે માયામય સ્વરૂપની, રાત્રિના સમયે, પ્રજાપતિ સંવત્સરની પુત્રીઓ સાથે અને દિવસે તેમના પતિઓ સાથે આરાધના કરે છે તથા તેઓ આ મંત્રનો જપ કરતાં રહીને ભગવાનની સ્તુતિ કરે છે – (૧૭) ''જેઓ ઇન્દ્રિયોના નિયંતા (નિયામક) અને તમામ શ્રેષ્ઠ વસ્તુઓના ભંડાર છે; ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ અને સંકલ્પ-શક્તિ વગેરે ચિત્તના ધર્મોના અને તેમના વિષયોના અધીશ્વર છે; અગિયાર ઇન્દ્રિયો અને પાંચ વિષયો – એ સોળ કળાઓથી યુક્ત છે; વેદોક્ત કર્મો કરવાથી પ્રાપ્ત થાય છે તથા અન્નમય, અમૃતમય અને સર્વમય છે – તે માનસિક, ઐન્દ્રિયિક તેમ જ શારીરિક બળ-સ્વરૂપ પરમસુંદર ભગવાન કામદેવને 'ૐ હ્રાં હ્રીં હ્રૂં' - આ બીજમંત્રો સહિત સર્વ બાજુથી નમસ્કાર છે. (૧૮)

''હે ભગવન્! તમે ઇન્દ્રિયોના અધીશ્વર છો. સ્ત્રીઓ જાતજાતનાં આકરાં વ્રતો વડે તમારી જ આરાધના કરીને અન્ય લૌકિક પતિઓ પામવા ઇચ્છતી રહે છે; પરંતુ તેઓ તેમના પુત્ર, ધન અને આયુષ્યનું રક્ષણ કરી શકતા નથી, કારણ કે તેઓ પોતે જ તો પરતંત્ર છે. (૧૯) સાચો પતિ (રક્ષક અથવા ઈશ્વર) તે જ છે કે જે પોતે સર્વથા નિર્ભય હોય અને અન્ય ભયભીત લોકોનું બધા પ્રકારે રક્ષણ કરી શકે. આવા પતિ એકમાત્ર તમે જ છો. જો એક કરતાં વધુ ઈશ્વર માનવામાં આવે તો તેમને એકબીજા તરફથી ભય થવાની

યા તસ્ય તે પાદસરોરુહાર્હણં
નિકામયેત્સાખિલકામલમ્પટા ।
તદેવ રાસીપ્સિતમીપ્સિતોઽર્ચિતો
યદ્ભગ્નયાચ્ञા ભગવન્ પ્રતપ્યતે ॥ ૨૧॥

મત્પ્રાપ્તયેઽજેશસુરાસુરાદય-
સ્તપ્યન્ત ઉગ્રં તપ ઐન્દ્રિયેધિયઃ ।
ઋતે ભવત્પાદપરાયણાન્ન માં
વિન્દન્ત્યહં ત્વદ્ધૃદયા યતોઽજિત ॥ ૨૨॥

સ ત્વં મમાપ્યચ્યુત શીર્ષ્ણિ વન્દિતં
કરામ્બુજં યત્ત્વદધાયિ સાત્વતામ્ ।
બિભર્ષિ માં લક્ષ્મ વરેણ્ય માયયા
ક ઈશ્વરસ્યેહિતમૂહિતું વિભુરિતિ ॥ ૨૩॥

રમ્યકે ચ ભગવતઃ પ્રિયતમં માત્સ્યમવતારરૂપં તદ્વર્ષપુરુષસ્ય મનોઃ પ્રાક્પ્રદર્શિતં સ ઇદાનીમપિ મહતા ભક્તિયોગેનારાધયતીદં ચોદાહરતિ ॥ ૨૪॥ ૐ નમો ભગવતે મુખ્યતમાય નમઃ સત્ત્વાય પ્રાણાયૌજસે સહસે બલાય મહામત્સ્યાય નમ ઇતિ ॥ ૨૫॥

અન્તર્બહિશ્ચાખિલલોકપાલકૈ-
રદૃષ્ટરૂપો વિચરસ્યુરુસ્વનઃ ।
સ ઈશ્વરસ્ત્વં ય ઇદં વશેઽનય-
ન્નામ્ના યથા દારુમયીં નરઃ સ્ત્રિયમ્ ॥ ૨૬॥

યં લોકપાલાઃ કિલ મત્સરજ્વરા
હિત્વા યતન્તોઽપિ પૃથક્ સમેત્ય ચ ।
પાતું[1] ન શેકુર્દ્વિપદશ્ચતુષ્પદઃ
સરીસૃપં સ્થાણુ યદત્ર દૃશ્યતે ॥ ૨૭॥

ભવાન્ યુગાન્તાર્ણવ ઊર્મિમાલિનિ
ક્ષોણીમિમામોષધિવીરુધાં નિધિમ્ ।
મયા સહોરુ ક્રમતેઽજ ઓજસા
તસ્મૈ જગત્પ્રાણગણાત્મને નમ ઇતિ ॥ ૨૮॥

સંભાવના છે. તેથી જ તમે પોતાની પ્રાપ્તિ કરતાં અધિક અન્ય કોઈ લાભ હોવાનું માનતા નથી. (૨૦) હે ભગવન્! જે સ્ત્રી તમારાં ચરણકમળોનું પૂજન જ ઇચ્છે છે તે અન્ય કશી વસ્તુની કામના કરતી નથી, તેની બધી જ કામનાઓ પૂર્ણ (સંપન્ન) થઈ જાય છે; પરંતુ જે સ્ત્રી કોઈ એક કામનાને લઈને તમારી ઉપાસના કરે છે તેને તમે ફક્ત તે જ વસ્તુ આપો છો; અને ભોગ સમાપ્ત થઈ જવાથી તે વસ્તુ નષ્ટ થઈ જાય છે ત્યારે તેના માટે તેણે સંતપ્ત (દુઃખી) થવું પડે છે. (૨૧) હે અજિત! મને પ્રાપ્ત કરવા માટે ઇન્દ્રિયસુખના અભિલાષી બ્રહ્મા, રુદ્ર વગેરે સમસ્ત દેવો-દાનવો ઘોર તપસ્યા કરતા રહે છે; પરંતુ તમારાં ચરણકમળોનો આશ્રય લેનારા ભક્તો સિવાય અન્ય કોઈ મને પામી શકતું નથી, કારણ કે મારું મન તો (કેવળ) તમારામાં જ લાગેલું રહે છે. (૨૨) હે અચ્યુત! તમે પોતાના જે વંદનીય કરકમળને ભક્તોના મસ્તક પર મૂકો છો તેને મારા મસ્તક પર પણ મૂકો. હે વરેણ્ય! તમે મને કેવળ શ્રીલાંછન-રૂપે પોતાના વક્ષઃસ્થળમાં જ ધારણ કરો છો તે તમે સર્વસમર્થ છો. તમે પોતાની માયાથી જે લીલાઓ કરો છો તેમનું રહસ્ય કોણ જાણી શકે છે?" (૨૩)

રમ્યક વર્ષ (ખંડ)માં ભગવાને ત્યાંના અધિપતિ મનુને અગાઉના સમયમાં પોતાનું પરમપ્રિય મત્સ્યરૂપ બતાવ્યું હતું. મનુજી આ સમયે પણ ભગવાનના તે જ રૂપની અત્યંત ભક્તિભાવપૂર્વક ઉપાસના કરે છે અને આ મંત્રનો જપ કરતા રહીને સ્તુતિ કરે છે – "સત્ત્વપ્રધાન મુખ્ય પ્રાણ સૂત્રાત્મા તથા મનોબળ, ઇન્દ્રિયબળ અને શરીરબળ ઓંકારપદના અર્થ સર્વશ્રેષ્ઠ ભગવાન મહામત્સ્યને વારંવાર નમસ્કાર છે. (૨૪-૨૫)

"હે પ્રભુ! નટ જે રીતે કઠપૂતળીઓને નચાવે છે તેવી જ રીતે તમે બ્રાહ્મણ વગેરે નામની દોરીથી સમસ્ત વિશ્વને પોતાને આધીન કરીને નચાવી રહ્યા છો. તેથી તમે જ સૌના પ્રેરક છો. તમને બ્રહ્મા વગેરે લોકપાલો પણ જોઈ શકતા નથી, તોપણ તમે સમસ્ત પ્રાણીઓની અંદર પ્રાણરૂપે અને બહાર વાયુરૂપે નિરંતર સંચાર કરતા રહો છો. વેદ જ તમારો મહાન શબ્દ છે. (૨૬) એક વાર ઇન્દ્ર વગેરે ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓને પ્રાણસ્વરૂપ તમારાથી દ્વેષ થયો ત્યારે તમારા અલગ થઈ જવાથી તેઓ અલગ-અલગ અથવા પરસ્પરમાં મળીને પણ મનુષ્ય, પશુ, સ્થાવર-જંગમ વગેરે જેટલાં શરીર દેખાય છે તેમાંના કોઈનું પણ ઘણો પ્રયત્ન કરવા છતાંય રક્ષણ કરી શક્યા નહીં. (૨૭) હે અજન્મા પ્રભુ! તમે મારા સહિત સમસ્ત ઔષધિઓ (વનસ્પતિઓ) અને વેલીઓના આશ્રયરૂપ આ પૃથ્વીને લઈને મોટાં-મોટાં પ્રચંડ મોજાંઓવાળા

૧. પ્રા. પા. – ત્રાતું ન શેકુ૦ ।

હિરણ્મયેઽપિ[1] ભગવાન્નિવસતિ કૂર્મતનું બિભ્રાણસ્તસ્ય તત્પ્રિયતમાં તનુમર્યમા સહ વર્ષપુરુષૈઃ પિતૃગણાધિપતિરુપધાવતિ[2] મન્ત્રમિમં ચાનુજપતિ ॥ ૨૯॥ ૐ નમો ભગવતે અકૂપારાય [3]સર્વસત્ત્વગુણવિશેષણાયાનુપલક્ષિત-સ્થાનાય નમો વર્ષ્મણે નમો ભૂમ્ને નમો નમોઽવસ્થાનાય નમસ્તે ॥ ૩૦॥

યદ્રૂપમેતન્નિજમાયયાઽર્પિત[4]-
મર્થસ્વરૂપં બહુરૂપરૂપિતમ્ ।
સઙ્ખ્યા ન યસ્યાસ્ત્યયથોપલમ્ભનાત્
તસ્મૈ નમસ્તેઽવ્યપદેશરૂપિણે ॥ ૩૧॥

જરાયુજં સ્વેદજમણ્ડજોદ્ભિદં
ચરાચરં દેવર્ષિપિતૃભૂતમૈન્દ્રિયમ્ ।
દ્યૌઃ ખં ક્ષિતિઃ શૈલસરિત્સમુદ્ર-
દ્વીપગ્રહર્ક્ષેત્યભિધેય એકઃ ॥ ૩૨॥

યસ્મિન્નસઙ્ખ્યેયવિશેષનામ-
રૂપાકૃતૌ કવિભિઃ કલ્પિતેયમ્ ।
સઙ્ખ્યા યયા તત્ત્વદૃશાઽપનીયતે
તસ્મૈ નમઃ સાઙ્ખ્યનિદર્શનાય તે ઇતિ ॥ ૩૩॥

ઉત્તરેષુ ચ કુરુષુ ભગવાન્ યજ્ઞપુરુષઃ કૃતવરાહરૂપ આસ્તે તં તુ દેવી હૈષા ભૂઃ સહ કુરુભિરસ્ખલિતભક્તિયોગેનોપધાવતિ ઇમાં ચ પરમામુપનિષદમાવર્તયતિ ॥ ૩૪॥ ૐ નમો ભગવતે મન્ત્રતત્ત્વલિઙ્ગાય યજ્ઞક્રતવે મહાધ્વરાવયવાય[5] મહાપુરુષાય નમઃ કર્મશુક્લાય ત્રિયુગાય નમસ્તે ॥ ૩૫॥

યસ્ય સ્વરૂપં કવયો વિપશ્ચિતો
ગુણેષુ દારુષ્વિવ જાતવેદસમ્ ।
મથ્નન્તિ મથ્ના મનસા દિદૃક્ષવો
ગૂઢં ક્રિયાર્થૈર્નમ ઈરિતાત્મને ॥ ૩૬॥

પ્રલયકાલીન સમુદ્રમાં ભારે ઉત્સાહથી વિહાર કર્યો હતો. તમે સંસારના સમસ્ત પ્રાણી-સમુદાયના નિયંતા છો. મારા તમને નમસ્કાર છે.' (૨૮)

હિરણ્મય દેશમાં ભગવાન કચ્છપરૂપ ધારણ કરીને રહે છે. ત્યાંના રહેવાસીઓ સહિત પિતૃરાજ અર્યમા ભગવાનની તે પ્રિયતમ મૂર્તિની ઉપાસના કરે છે અને આ મંત્રનો નિરંતર જપ કરતા રહીને (આ પ્રમાણે) સ્તુતિ કરે છે – (૨૯) "જેઓ સઘળા સત્ત્વગુણોથી યુક્ત છે, જળમાં વિચરતા રહેવાને કારણે જેમના સ્થાનનું કોઈ નિશ્ચિતપણું નથી તથા જેઓ કાળની મર્યાદાની બહાર છે તે ઓંકારસ્વરૂપ સર્વાધાર ભગવાન કચ્છપને વારંવાર નમસ્કાર છે. (૩૦)

"હે ભગવન્! અનેક રૂપોમાં પ્રતીત થતું આ દૃશ્યપ્રપંચ જોકે મિથ્યા જ છે, તેથી તેની વાસ્તવમાં કોઈ સંખ્યા નથી; તોપણ માયાથી પ્રકાશિત થનારું આપનું જ રૂપ છે. એવા અનિર્વચનીય-સ્વરૂપ તમને મારા નમસ્કાર છે. (૩૧) એકમાત્ર તમે જ જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ, જંગમ, સ્થાવર, દેવતા, ઋષિ, પિતૃ, ભૂત, ઇન્દ્રિય, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પર્વત, નદી, સમુદ્ર, દ્વીપ, ગ્રહ, તારા વગેરે વિભિન્ન નામોથી પ્રસિદ્ધ છો. (૩૨) તમે અસંખ્ય નામો, રૂપો અને આકૃતિઓવાળા છો; કપિલ વગેરે વિદ્વાનોએ તમારામાં ચોવીસ તત્ત્વોની સંખ્યાની કલ્પના કરી છે પરંતુ તત્ત્વજ્ઞાન થવાથી તે તત્ત્વોની પણ નિવૃત્તિ થઈ જાય છે. પછી તેને સર્વત્ર આપ જ દેખાઓ છો. સાંખ્યસિદ્ધાંતસ્વરૂપ તમને મારા નમસ્કાર છે." (૩૩)

ઉત્તરકુરુ વર્ષ (ખંડ)માં ભગવાન યજ્ઞપુરુષ વરાહનું રૂપ ધારણ કરેલા વિરાજમાન છે. ત્યાંના રહેવાસીઓ સહિત પૃથ્વીદેવી અવિચળ ભક્તિભાવપૂર્વક તેમની ઉપાસના કરે છે અને પરમ ઉત્કૃષ્ટ મંત્રનો જપ કરતી રહીને (આ પ્રમાણે) સ્તુતિ કરે છે – (૩૪) "જેમને તત્ત્વ મંત્રોથી જાણી શકાય છે, જેઓ યજ્ઞ અને ક્રતુરૂપ છે તથા મોટા-મોટા યજ્ઞો જેમનાં અંગ છે તે ઓંકારસ્વરૂપ શુક્લકર્મમય ત્રિયુગમૂર્તિ પુરુષોત્તમ વરાહ ભગવાનને વારંવાર નમસ્કાર છે." (૩૫)

"જેમ ઋત્વિજો અરણિના લાકડાના ટુકડાઓમાં છુપાયેલા અગ્નિને ઘર્ષણ વડે પ્રગટ કરે છે તેવી જ રીતે કર્મની આસક્તિ અને કર્મના ફળની કામનાને લીધે છુપાયેલા તમારા રૂપનું દર્શન કરવાની ઇચ્છાથી પરમ પ્રવીણ પંડિતો પોતાના વિવેકયુક્ત મનરૂપી વલોણાથી શરીર અને મનને વલોવી નાખે છે. આ પ્રકારે વલોવવાથી પોતાના સ્વરૂપને પ્રગટ કરનારા તમને નમસ્કાર છે. (૩૬)

૧. પ્રા. પા. – હિરણ્મયે તુ । ૨. પ્રા. પા. – પિતૄણાં ગણાધિપતિ૦ । ૩. પ્રા. પા. – ૦તત્ત્વગુણા૦ । ૪. પ્રા. પા. – ૦તં હ્યર્થસ્વરૂપં । ૫. પ્રા. પા. – મહાધ્વરાય ।

દ્રવ્યક્રિયાહેત્વયનેશકર્તૃભિ-
ર્માયાગુણૈર્વસ્તુનિરીક્ષિતાત્મને ।
અન્વીક્ષયાઙ્ગાતિશયાત્મબુદ્ધિભિ-
ર્નિરસ્તમાયાકૃતયે નમો નમઃ ॥ ૩૭॥

કરોતિ વિશ્વસ્થિતિસંયમોદયં
યસ્યેપ્સિતં નેપ્સિતમીક્ષિતુર્ગુણૈઃ ।
માયા યથાऽયો ભ્રમતે તદાશ્રયં
ગ્રાવ્ણો નમસ્તે ગુણકર્મસાક્ષિણે ॥ ૩૮॥

પ્રમથ્ય દૈત્યં પ્રતિવારણં મૃધે
યો માં રસાયા[1] જગદાદિસૂકરઃ ।
કૃત્વાऽગ્રદંષ્ટ્રે[2] નિરગાદુદન્વતઃ
ક્રીડન્નિવેભઃ પ્રણતાસ્મિ તં વિભુમિતિ ॥ ૩૯॥

ચિંતન તથા યમ-નિયમો વગેરે યોગનાં અંગોના સાધનથી જેમની બુદ્ધિ નિશ્ચયાત્મક થઈ ગઈ છે - તે મહાપુરુષો માયાનાં દ્રવ્ય (વિષય), ક્રિયા (ઇન્દ્રિય-વ્યાપાર), હેતુ (ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતા), અયન (શરીર), ઈશ, કાળ, કર્તા (અહંકાર) વગેરે કાર્યોને જોઈને તેમના અધિષ્ઠાનમાં રહેનારા પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનો નિશ્ચય કરે છે તેમને વારંવાર નમસ્કાર છે. (૩૭) જેમ લોઢું જડ હોવા છતાં પણ લોહચુંબકના સાંનિધ્ય-માત્રથી હાલવા-ચાલવા લાગે છે તેવી જ રીતે જે સર્વસાક્ષીની ઇચ્છામાત્રથી, કે જે (ઇચ્છા) પોતાને માટે નહીં, બલકે સમસ્ત પ્રાણીઓ માટેની હોય છે, પ્રકૃતિ પોતાના ગુણો વડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરતી રહે છે, એવા સમસ્ત ગુણો અને કર્મોના સાક્ષી તમને નમસ્કાર છે. (૩૮) તમે જગતના કારણભૂત આદિવરાહ છો. જેમ એક હાથી બીજા હાથીને પછાડે છે તેવી જ રીતે ગજરાજની જેમ ક્રીડા કરતા તમે યુદ્ધમાં પોતાના પ્રતિદ્વંદ્વી હિરણ્યાક્ષ દૈત્યને કચડી નાખીને, મને (પૃથ્વીને) પોતાની દાઢોની અણી પર રાખીને રસાતલથી પ્રલય-સમુદ્રમાંથી બહાર નીકળી આવ્યા હતા એવા સર્વશક્તિમાન પ્રભુ આપને હું વારંવાર નમસ્કાર કરું છું.'' (૩૯)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભુવનકોશવર્ણનં[3] નામાષ્ટાદશોऽધ્યાયઃ ॥ ૧૮॥
પાંચમા સ્કંધ-અંતર્ગત ભુવનકોશવર્ણન નામનો અઢારમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઓગણીસમો અધ્યાય

## કિંપુરુષવર્ષ અને ભારતવર્ષનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

કિમ્પુરુષે વર્ષે ભગવન્તમાદિપુરુષં લક્ષ્મણાગ્રજં સીતાભિરામં રામં તચ્ચરણસન્નિકર્ષાભિરતઃ પરમભાગવતો હનુમાન્ સહ કિમ્પુરુષૈરવિરતભક્તિરુપાસ્તે ॥ ૧॥ આર્ષ્ટિષેણેન સહ ગન્ધર્વૈરનુગીયમાનાં પરમકલ્યાણીં ભર્તૃભગવત્કથાં સમુપશૃણોતિ સ્વયં ચેદં ગાયતિ ॥ ૨॥ ૐ નમો ભગવતે ઉત્તમશ્લોકાય નમ આર્યલક્ષણશીલવ્રતાય નમ ઉપશિક્ષિતાત્મન ઉપાસિતલોકાય નમઃ સાધુવાદનિકષણાય[4] નમો બ્રહ્મણ્યદેવાય મહાપુરુષાય મહારાજાય નમ ઇતિ ॥ ૩॥

શ્રીશુકદેવજી કહે છે – હે રાજન્! કિંપુરુષવર્ષ (ખંડ)માં શ્રીલક્ષ્મણજીના મોટા ભાઈ, આદિપુરુષ, સીતાજીના હૃદયના અભિરામ ભગવાન શ્રીરામનાં ચરણોના સાંનિધ્યના રસિક, પરમ ભાગવત શ્રીહનુમાનજી અન્ય કિન્નરો સહિત અવિચળ ભક્તિભાવથી તેમની ઉપાસના કરે છે. (૧) ત્યાં અન્ય ગંધર્વોના પ્રમુખ આર્ષ્ટિષેણ તેમના સ્વામી ભગવાન શ્રીરામની પરમ કલ્યાણમયી ગુણગાથા ગાતા રહે છે. શ્રીહનુમાનજી તે સાંભળે છે અને પોતે પણ આ મંત્રનો જપ કરતા રહીને આ પ્રમાણે તેમની સ્તુતિ કરે છે – (૨) ''અમે ઓંકારસ્વરૂપ પવિત્રકીર્તિ ભગવાન શ્રીરામને નમસ્કાર કરીએ છીએ. તમારામાં સત્પુરુષોનાં લક્ષણો, શીલ અને આચરણ વિદ્યમાન છે. તમે અત્યંત સંયતચિત્ત, આપના ઉપાસકોને દર્શન આપવામાં તત્પર, સાધુતાની પરીક્ષા માટે

૧. પ્રા. પા. – રસાયાં । ૨. પ્રા. પા. – હિત્વોગ્રદંષ્ટ્રે । ૩. પ્રા. પા. – ૦કોશાનુવર્ણનં । ૪. પ્રા. પા. – ૦વાદષિષણાય ।

યત્તદ્વિશુદ્ધાનુભવમાત્રમેકં
 સ્વતેજસા ધ્વસ્તગુણવ્યવસ્થમ્ ।
પ્રત્યક્ પ્રશાન્તં સુધિયોપલમ્ભનં
 હ્યનામરૂપં નિરહં પ્રપદ્યે ॥૪॥

મર્ત્યાવતારસ્ત્વિહ મર્ત્યશિક્ષણં
 રક્ષોવધાયૈવ ન કેવલં વિભોઃ ।
કુતોઽન્યથા સ્યાદ્રમતઃ સ્વ આત્મનઃ
 સીતાકૃતાનિ વ્યસનાનીશ્વરસ્ય ॥૫॥

ન વૈ સ આત્માઽઽત્મવતાં સુહૃત્તમઃ
 સક્તસ્ત્રિલોક્યાં ભગવાન્ વાસુદેવઃ ।
ન સ્ત્રીકૃતં કશ્મલમશ્નુવીત
 ન લક્ષ્મણં ચાપિ વિહાતુમર્હતિ ॥૬॥

ન જન્મ નૂનં મહતો ન સૌભગં
 ન વાઙ્ ન બુદ્ધિર્નાકૃતિસ્તોષહેતુઃ ।
તૈર્યદ્વિસૃષ્ટાનપિ[1] નો વનૌકસ-
 શ્ચકાર સખ્યે બત લક્ષ્મણાગ્રજઃ ॥૭॥

સુરોઽસુરો વાપ્યથ વાનરો નરઃ
 સર્વાત્મના યઃ સુકૃતજ્ઞમુત્તમમ્ ।
ભજેત રામં મનુજાકૃતિં હરિં
 ય ઉત્તરાનનયત્કોસલાન્દિવમિતિ ॥૮॥

ભારતેઽપિ વર્ષે ભગવાન્નરનારાયણાખ્ય આકલ્પાન્તમુપચિતધર્મજ્ઞાનવૈરાગ્યૈશ્વર્યોપશમોપરમાત્મોપલમ્ભનમનુગ્રહાયાત્મવતામનુકમ્પયા તપોઽવ્યક્તગતિશ્ચરતિ ॥૯॥ તં ભગવાન્નારદો

કસોટીરૂપ અને મહાન બ્રાહ્મણભક્ત છો. આવા મહાપુરુષ મહારાજ શ્રીરામને અમારા પુનઃ પુનઃ પ્રણામ છે. (૩)

"હે ભગવન્! તમે વિશુદ્ધ બોધસ્વરૂપ, અદ્વિતીય, પોતાના સ્વરૂપના પ્રકાશથી ગુણોના કાર્યરૂપ જાગ્રત વગેરે તમામ અવસ્થાઓનો ધ્વંસ કરનારા, સૌના અંતરાત્મા, પરમ શાન્ત, શુદ્ધ બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય, નામ અને રૂપ વિનાના અને અહંકારરહિત છો. હું તમારે શરણે છું. (૪) હે પ્રભુ! તમારો મનુષ્ય-અવતાર માત્ર રાક્ષસોના વધ માટે જ નથી, (બલકે) એનું મુખ્ય ઉદ્દેશ્ય તો મનુષ્યોને બોધ આપવાનું છે. અન્યથા, પોતાના સ્વરૂપમાં જ રમણ કરનારા સાક્ષાત્ વિશ્વાત્મા વિશ્વેશ્વરને સીતાજીના વિયોગમાં આટલું દુઃખ કેવી રીતે થઈ શકતું હતું? (૫) તમે ધીરપુરુષોના આત્મા* અને પ્રિયતમ ભગવાન વાસુદેવ છો; ત્રણે લોકની કોઈ પણ વસ્તુમાં તમારી આસક્તિ નથી. તમે નથી તો સીતાજી માટે મોહ પામતા અને નથી તો લક્ષ્મણજીનો ત્યાગ પણ કરતા.+ (૬) તમારા આ વ્યવહારો તો માત્ર લોકશિક્ષણ માટે જ છે. હે લક્ષ્મણાગ્રજ (લક્ષ્મણજીના મોટા ભાઈ)! ઉત્તમ કુળમાં જન્મ, સુંદરતા, વાક્ચાતુરી, બુદ્ધિ અને શ્રેષ્ઠ યોનિ – આમાંનો કોઈ પણ ગુણ તમારી પ્રસન્નતાનું કારણ બની શકતો નથી, આ વાત બતાવવા માટે જ તમે આ બધા ગુણો વિનાના વનવાસી વાનરો, એવા અમારી સાથે મિત્રતા કરી છે. (૭) દેવ, દાનવ, મનુષ્ય કે વાનર – કોઈ પણ હોય છે, તેણે બધી રીતે શ્રીરામ-સ્વરૂપ તમારું જ ભજન કરવું જોઈએ; કારણ કે તમે નરના રૂપમાં સાક્ષાત્ શ્રીહરિ જ છો. અને કરેલા થોડા (ભજન)ને પણ ઘણું વધારે માનો છો. તમે આશ્રિતોના એવા પ્રેમી છો કે જ્યારે પોતે દિવ્યધામમાં સિધાવી ગયા હતા ત્યારે સઘળાં ઉત્તર-કોસલવાસીઓને પણ પોતાની સાથે જ લઈ ગયા હતા." (૮)

ભારતવર્ષમાં પણ ભગવાન દયાવશ નર-નારાયણ-રૂપ ધારણ કરીને સંયમશીલ મનુષ્યો પર અનુગ્રહ કરવા માટે અપ્રગટરૂપે કલ્પના અંત સુધી તપ કરતા રહે છે. તેમની આ તપસ્યા એવી છે કે જેના થકી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શાન્તિ અને ઉપરતિની ઉત્તરોત્તર વૃદ્ધિ

[1] પ્રા. પા. – ૦સૃષ્ટાન્વિપિને ।

* અહીં શંકા થાય છે કે ભગવાન તો સૌના આત્મા છે, તો પછી અહીં તેમને આત્મવાન (ધીર) મનુષ્યોના જ આત્મા કેમ બતાવવામાં આવ્યા છે? આનું કારણ એ જ છે કે તેઓ સર્વાત્મા હોવા છતાં પણ તેમને કેવળ આત્મજ્ઞાની મનુષ્યો જ પોતાના આત્મારૂપે અનુભવે છે, અન્ય મનુષ્યો નહીં. શ્રુતિમાં જ્યાં ક્યાંય આત્મસાક્ષાત્કારની વાત આવેલી છે ત્યાં આત્મવેત્તા માટે 'ધીર' શબ્દનો પ્રયોગ કરેલો છે. જેમ કે – 'કશ્ચિદ્ધીરઃ પ્રત્યગાત્માનમૈક્ષત' 'ઇતિ નઃ શુશ્રુમ ધીરાણામ્' વગેરે. તેથી અહીં પણ ભગવાનને આત્મવાન અથવા ધીરપુરુષના આત્મા બતાવ્યા છે.

+ એક વાર ભગવાન શ્રીરામ એકાંતમાં એક દેવદૂત સાથે વાતો કરી રહ્યા હતા. તે સમયે લક્ષ્મણજી પહેરો ભરતા હતા અને ભગવાનની આજ્ઞા હતી કે જો અત્યારે કોઈ અંદર આવશે તો તે મારા હાથે માર્યો જશે. એ દરમિયાન જ દુર્વાસા મુનિ આવ્યા અને તેમણે પોતાના આગમનની સૂચના આપવા અંદર જવા માટે લક્ષ્મણજીને વિવશ કર્યા. આનાથી પોતાની પ્રતિજ્ઞા અનુસાર ભગવાન ઘણા અસમંજસ (અવઢવ)માં પડી ગયા. ત્યારે વસિષ્ઠજીએ કહ્યું કે લક્ષ્મણજીના પ્રાણ નહીં લેતાં તેમનો ત્યાગ કરી દેવો જોઈએ; કારણ કે પોતાના પ્રિયજનનો ત્યાગ કરવો એ (તેને માટે) મૃત્યુદંડ બરાબર જ છે. એથી ભગવાને તેમનો ત્યાગ કર્યો.

વર્ણાશ્રમવતીભિર્ભારતીભિઃપ્રજાભિર્ભગવત્પ્રોક્તાભ્યાં સાઙ્ખ્યયોગાભ્યાં ભગવદનુભાવોપવર્ણનં સાવર્ણેરુપદેક્ષ્યમાણઃ પરમભક્તિભાવેનોપસરતિ ઈદં ચાભિગૃણાતિ ॥૧૦॥ ૐ નમો ભગવતે ઉપશમશીલાયોપરતાનાત્મ્યાય નમોઽકિઞ્ચનવિત્તાય ઋષિઋષભાય નરનારાયણાય પરમહંસપરમગુરવે[1] આત્મારામાધિપતયે નમો નમ ઈતિ ॥૧૧॥ ગાયતિ ચેદમ્–

કર્તાસ્ય સર્ગાદિષુ યો ન બધ્યતે
ન હન્યતે દેહગતોઽપિ દૈહિકૈઃ ।
દ્રષ્ટુર્ન દૃગ્યસ્ય ગુણૈર્વિદૂષ્યતે
તસ્મૈ નમોઽસક્તવિવિક્તસાક્ષિણે ॥૧૨॥

ઈદં હિ યોગેશ્વર યોગનૈપુણં
હિરણ્યગર્ભો ભગવાઞ્જગાદ યત્ ।
યદન્તકાલે ત્વયિ નિર્ગુણે મનો
ભક્ત્યા દધીતોજ્ઝિતદુષ્કલેવરઃ ॥૧૩॥

યથૈહિકામુષ્મિકકામલમ્પટઃ
સુતેષુ દારેષુ ધનેષુ ચિન્તયન્ ।
શઙ્કેત વિદ્વાન્ કુકલેવરાત્યયાદ્
યસ્તસ્ય યત્નઃ શ્રમ એવ કેવલમ્ ॥૧૪॥

તન્નઃ પ્રભો ત્વં કુકલેવરાર્પિતાં
ત્વન્માયયાઽહંમમતામધોક્ષજ ।
ભિન્દ્યામ યેનાશુ વયં સુદુર્ભિદાં
વિધેહિ યોગં ત્વયિ નઃ સ્વભાવમિતિ ॥૧૫॥

ભારતેઽપ્યસ્મિન્ વર્ષે સરિચ્છૈલાઃ સન્તિ બહવો મલયો મઙ્ગલપ્રસ્થો મૈનાકસ્ત્રિકૂટ ઋષભઃ કૂટકઃ કોલ્લકઃ[2] સહ્યો દેવગિરિર્ઋષ્યમૂકઃ શ્રીશૈલો વેઙ્કટો[3] મહેન્દ્રો વારિધારો વિન્ધ્યઃ શુક્તિમાનૃક્ષગિરિઃ પારિયાત્રો દ્રોણશ્ચિત્રકૂટો ગોવર્ધનો રૈવતકઃ કકુભો નીલો ગોકામુખ[4] ઈન્દ્રકીલઃ કામગિરિરિતિ ચાન્યે ચ શતસહસ્રશઃ શૈલાસ્તેષાં નિતમ્બપ્રભવા નદા નદ્યશ્ચ સન્ત્યસઙ્ખ્યાતાઃ ॥૧૬॥

થાય છે અને અંતે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઈ શકે છે. (૯) ત્યાં ભગવાન નારદજી સ્વયં શ્રીભગવાને જ કહેલા સાંખ્ય અને યોગશાસ્ત્ર સહિત ભગવાનના મહિમાને પ્રગટ કરનારા પાંચરાત્રદર્શનનો સાવર્ણિ મુનિને ઉપદેશ કરવા માટે, ભારતવર્ષની વર્ણાશ્રમ-ધર્મ પર અવલંબિત પ્રજા સહિત, અત્યંત ભક્તિભાવપૂર્વક ભગવાન શ્રીનર-નારાયણની ઉપાસના કરે છે તથા આ મંત્રનો જપ કરે છે અને સ્તોત્રનું ગાન કરીને તેમની સ્તુતિ કરે છે – (૧૦) 'ૐકારસ્વરૂપ, નિરહંકાર, નિર્ધનોના ધન, શાંતસ્વભાવ, ઋષિશ્રેષ્ઠ ભગવાન શ્રીનર-નારાયણને નમસ્કાર છે. તેઓ પરમહંસોના પરમ ગુરુ અને આત્મારામોના અધીશ્વર છે; તેમને વારંવાર નમસ્કાર છે.'' (૧૧) અને આ પ્રમાણે ગાય છે – ''જેઓ વિશ્વની ઉત્પત્તિ વગેરેમાં (સ્વયં) તેમના કર્તા હોવા છતાં પણ કર્તૃત્વના અભિમાનથી બંધાતા નથી, શરીરમાં રહેતા હોવા છતાં પણ તેના ભૂખ-તરસ વગેરે ધર્મોને વશીભૂત થતા નથી તથા દ્રષ્ટા હોવા છતાં પણ જેમની દૃષ્ટિ દૃશ્યના ગુણ-દોષોથી દૂષિત થતી નથી – તે અસંગ તેમ જ વિશુદ્ધ સાક્ષીસ્વરૂપ ભગવાન શ્રીનર-નારાયણને નમસ્કાર છે. (૧૨) હે યોગેશ્વર! હિરણ્યગર્ભ ભગવાન બ્રહ્માજીએ યોગ-સાધનની સૌથી મોટી નિપુણતા (ખૂબી) એ જ બતાવી છે કે મનુષ્યે (પોતાના) અંતકાળે દેહાભિમાન ત્યજીને ભક્તિપૂર્વક તમારા પ્રાકૃત ગુણોથી રહિત સ્વરૂપમાં પોતાનું મન જોડવું. (૧૩) લૌકિક અને પારલૌકિક ભોગોના લાલચુ મૂર્ખ (મૂઢ) મનુષ્યો જેમ પુત્ર, પત્ની અને ધનસંપત્તિની ચિંતા કરીને મોતથી ગભરાય છે તેવી જ રીતે જો વિદ્વાનને પણ આ નિંદ્ય શરીર છૂટી જવાનો ભય જ સદા રહે તો તેણે જ્ઞાન-પ્રાપ્તિ માટે કરેલો સઘળોય પ્રયત્ન કેવળ શ્રમ જ ગણાય. (૧૪) તેથી હે અધોક્ષજ! તમે અમને પોતાનો સ્વાભાવિક પ્રેમરૂપી ભક્તિયોગ જ આપો, કે જેથી હે પ્રભુ! આ નિંદ્ય શરીરમાં તમારી માયાને કારણે બદ્ધમૂળ થયેલી અહંતા-મમતાને અમે તરત કાપી નાખીએ.'' (૧૫)

હે રાજન્! આ ભારતવર્ષમાં પણ ઘણાબધા પર્વતો અને નદીઓ છે – જેવા કે મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેન્દ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન, ઋક્ષગિરિ, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્ધન, રૈવતક, કકુભ, નીલ, ગોકામુખ, ઈન્દ્રકીલ, કામગિરિ વગેરે. આવા જ અન્ય પણ સેંકડો - હજારો પર્વતો છે. તેમના તટપ્રદેશોમાંથી નીકળતાં નદ (વહેળા) અને નદીઓ પણ અસંખ્ય છે. (૧૬)

૧. પ્રા. પા. – પરમગુરુવરાયાત્મારામા૦ । ૨. પ્રા. પા. – કોલ્લઃ । ૩. પ્રાચીન પ્રતમાં 'વેઙ્કટો' – પાઠ નથી. ૪. પ્રા. પા. – કોકામુખઃ ।

એતાસામપો ભારત્યઃ પ્રજા નામભિરેવ પુનન્તીનામાત્મના ચોપસ્પૃશન્તિ ॥ ૧૭॥ ચન્દ્રવસા[1] તામ્રપર્ણી અવટોદા કૃતમાલા વૈહાયસી કાવેરી વેણી પયસ્વિની શર્કરાવર્તા તુઙ્ગભદ્રા કૃષ્ણા વેણ્યા[2] ભીમરથી ગોદાવરી નિર્વિન્ધ્યા પયોષ્ણી તાપી રેવા સુરસા નર્મદા ચર્મણ્વતી સિન્ધુરન્ધઃ[3] શોણશ્ચ નદૌ મહાનદી વેદસ્મૃતિર્ઋષિકુલ્યા ત્રિસામા કૌશિકી મન્દાકિની યમુના સરસ્વતી દૃષદ્વતી ગોમતી સરયૂ રોધસ્વતી[4] સપ્તવતી સુષોમા[5] શતદ્રૂશ્ચન્દ્રભાગા મરુદ્વૃધા વિતસ્તા અસિક્ની વિશ્વેતિ મહાનદ્યઃ ॥ ૧૮॥ અસ્મિન્નેવ વર્ષે પુરુષૈર્લબ્ધજન્મભિઃ શુક્લલોહિતકૃષ્ણવર્ણેન સ્વારબ્ધેન કર્મણા દિવ્યમાનુષનારકગતયો બહ્વ્ય આત્મન આનુપૂર્વ્યેણ સર્વા હ્યેવ સર્વેષાં વિધીયન્તે યથાવર્ણવિધાનમપવર્ગશ્ચાપિ ભવતિ ॥ ૧૯॥ યોઽસૌ ભગવતિ સર્વભૂતાત્મન્યનાત્મ્યેઽનિરુક્તેઽનિલયને પરમાત્મનિ વાસુદેવેઽનન્યનિમિત્તભક્તિયોગલક્ષણો નાનાગતિનિમિત્તાવિદ્યાગ્રન્થિરન્ધનદ્વારેણ યદા હિ મહાપુરુષપુરુષપ્રસઙ્ગઃ ॥ ૨૦॥

એતદેવ હિ દેવા ગાયન્તિ –
અહો અમીષાં કિમકારિ શોભનં
　પ્રસન્ન એષાં સ્વિદુત સ્વયં હરિઃ ।
યૈર્જન્મ લબ્ધં નૃષુ ભારતાજિરે[6]
　મુકુન્દસેવૌપયિકં સ્પૃહા હિ નઃ ॥ ૨૧॥

કિં દુષ્કરૈર્નઃ ક્રતુભિસ્તપોવ્રતૈ-
　ર્દાનાદિભિર્વા દ્યુજયેન ફલ્ગુના ।
ન યત્ર નારાયણપાદપઙ્કજ-
　સ્મૃતિઃ પ્રમુષ્ટાઽતિશયેન્દ્રિયોત્સવાત્ ॥ ૨૨॥

કલ્પાયુષાં સ્થાનજયાત્પુનર્ભવાત્
　ક્ષણાયુષાં ભારતભૂજયો વરમ્ ।
ક્ષણેન મર્ત્યેન કૃતં મનસ્વિનઃ
　સંન્યસ્ય સંયાન્ત્યભયં પદં હરેઃ ॥ ૨૩॥

આ નદીઓ પોતાનાં નામોથી જ જીવોને પવિત્ર કરી દે છે અને ભારતીય પ્રજા એમના જ જળમાં સ્નાન કરે છે. (૧૭) એમાંની મુખ્ય-મુખ્ય નદીઓ છે – ચંદ્રવસા, તામ્રપર્ણી, અવટોદા, કૃતમાલા, વૈહાયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરાવર્તા, તુંગભદ્રા, કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિંધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિંધુ, અંધ અને શોણ નામના બે નદ, મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, મંદાકિની, યમુના, સરસ્વતી, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રૂ, ચંદ્રભાગા, મરુદ્વૃધા, વિતસ્તા, અસિક્ની અને વિશ્વા. (૧૮) આ જ દેશ (ભારત)માં જન્મ લેનારા મનુષ્યોને પોતાનાં કરેલાં સાત્ત્વિક, રાજસ અને તામસ કર્મો અનુસાર ક્રમશઃ અનેક પ્રકારની દિવ્ય, માનુષ અને નારકી યોનિઓ પ્રાપ્ત થાય છે; કારણ કે કર્મો અનુસાર બધા જીવોને બધી જ યોનિઓ પ્રાપ્ત થઈ શકે છે. આ જ દેશમાં પોતપોતાના વર્ણ માટે નિયત કરેલા ધર્મોનું (આચારોનું) વિધિવત્ અનુષ્ઠાન કરવાથી મોક્ષ સુધ્ધાંની પ્રાપ્તિ થઈ શકે છે. (૧૯) હે પરીક્ષિત! સમસ્ત ભૂતપ્રાણીઓના આત્મા, રાગ વગેરે દોષો વિનાના, અનિર્વચનીય, સર્વાધાર પરમાત્મા ભગવાન વાસુદેવમાં અનન્ય અને નિર્હેતુક ભક્તિભાવ જ મોક્ષપદ છે. આ ભક્તિભાવ ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે અનેક પ્રકારની ગતિઓને પ્રગટ કરનારી અવિદ્યારૂપી હૃદયગ્રંથિ કપાઈ જતાં ભગવાનના પ્રેમી ભક્તોનો સંગ મળે છે. (૨૦)

દેવતાઓ પણ (ભારતવર્ષમાં જન્મેલા મનુષ્યોનો મહિમા) આ પ્રમાણે ગાય છે – ''અહો! જે જીવોએ ભારતવર્ષમાં ભગવાનની સેવાને યોગ્ય મનુષ્યજન્મ પ્રાપ્ત કર્યો છે તેમણે એવું કયું પુણ્ય કર્યું છે? અથવા તેમના પર શ્રીહરિ જ પ્રસન્ન થઈ ગયા છે? – આ પરમ સૌભાગ્ય માટે તો અમે (દેવતાઓ) પણ નિરંતર તલસતા રહીએ છીએ. (૨૧) અમે ઘણાં કઠોર યજ્ઞ-તપ-વ્રત-દાન વગેરે કરીને આ તુચ્છ સ્વર્ગનો જે અધિકાર મેળવ્યો છે એનાથી શો લાભ છે? અહીં તો ઇન્દ્રિય-ભોગોની અધિકતાને કારણે સ્મરણશક્તિ ક્ષીણ થઈ જાય છે, તેથી શ્રીનારાયણનાં ચરણકમળોનું સ્મરણ ક્યારેય થતું નથી. (૨૨) આ સ્વર્ગ તો શું, જ્યાંના નિવાસીઓનું એક-એક કલ્પનું આયુષ્ય હોય છે પણ જ્યાંથી ફરી સંસારચક્રમાં પાછા આવવું પડે છે તેવા બ્રહ્મલોક વગેરે લોક કરતાં પણ ભારતભૂમિમાં ભલે થોડા આયુષ્યવાળા હોઈએ તોપણ જન્મ લેવો એ સારું છે; કારણ કે અહીં ધીર પુરુષો (મનસ્વીઓ) પોતાના આ મર્ત્ય

૧. પ્રા. પા. – ચન્દ્રવંશ્યા । ૨. પ્રા. પા. – વેન્ના । ૩. પ્રા. પા. – ૦ન્ધુર્દૃષદ્વતી અન્ધઃ શોણશ્ચ । ૪. પ્રા. પા. – રોધવતી । ૫. પ્રા. પા. – શુષોમા । ૬. પ્રા. પા. – ૦તેઽજિરે ।

ન યત્ર વૈકુણ્ઠકથાસુધાપગા
ન સાધવો ભાગવતાસ્તદાશ્રયાઃ ।
ન યત્ર યજ્ઞેશમખા મહોત્સવાઃ
સુરેશલોકોઽપિ ન વૈ સ સેવ્યતામ્ ॥ ૨૪॥

પ્રાપ્તા નૃજાતિં ત્વિહ યે ચ જન્તવો
જ્ઞાનક્રિયાદ્રવ્યકલાપસમ્ભૃતામ્ ।
ન વૈ[1] યતેરન્નપુનર્ભવાય તે
ભૂયો વનૌકા ઇવ યાન્તિ બન્ધનમ્ ॥ ૨૫॥

યૈઃ શ્રદ્ધયા બર્હિષિ ભાગશો હવિ-
ર્નિરુપ્તમિષ્ટં વિધિમન્ત્રવસ્તુતઃ ।
એકઃ પૃથઙ્નામભિરાહુતો મુદા
ગૃહ્ણાતિ પૂર્ણઃ સ્વયમાશિષાં પ્રભુઃ ॥ ૨૬॥

સત્યં દિશત્યર્થિતમર્થિતો નૃણાં
નૈવાર્થદો યત્પુનરર્થિતા યતઃ ।
સ્વયં વિધત્તે ભજતામનિચ્છતા-
મિચ્છાપિધાનં નિજપાદપલ્લવમ્ ॥ ૨૭॥

યદ્યત્ર નઃ સ્વર્ગસુખાવશેષિતં[2]
સ્વિષ્ટસ્ય સૂક્તસ્ય કૃતસ્ય શોભનમ્ ।
તેનાજનાભે સ્મૃતિમજ્જન્મ નઃ સ્યાદ્
વર્ષે હરિર્યદ્ભજતાં શં તનોતિ ॥ ૨૮॥

*શ્રીશુક ઉવાચ*

જમ્બૂદ્વીપસ્ય ચ રાજન્નુપદ્વીપાનષ્ટૌ હૈક ઉપદિશન્તિ સગરાત્મજૈરશ્વાન્વેષણ ઇમાં મહીં પરિતો નિખનદ્ભિરુપ-કલ્પિતાન્ ॥ ૨૯॥ તદ્યથા સ્વર્ણપ્રસ્થશ્ચન્દ્રશુક્લ

શરીર થકી કરેલાં સમસ્ત કર્મો શ્રીભગવાનને અર્પણ કરીને એક ક્ષણમાં જ તેમનું અભય-પદ પ્રાપ્ત કરી શકે છે. (૨૩)

“જ્યાં ભગવાનની કથાની અમૃતસભર સરિતા વહેતી નથી, જ્યાં તેના ઉદ્‌ગમસ્થાન એવા ભગવદ્‌ભક્ત સાધુજનો વસતા નથી અને જ્યાં નૃત્ય-ગીત વગેરેની સાથે મોટા ઉત્સવ (સમારોહ)પૂર્વક ભગવાન યજ્ઞપુરુષની પૂજા-અર્ચના કરવામાં આવતી નથી – તે ભલેને બ્રહ્મલોક જ કેમ ન હોય, તેનું સેવન કરવું જોઈએ નહીં. (૨૪) જે જીવોએ આ ભારત- વર્ષમાં જ્ઞાન (વિવેકબુદ્ધિ), તેને અનુકૂળ કર્મ તથા તે કર્મને ઉપયોગી દ્રવ્યો વગેરે સામગ્રીથી સંપન્ન મનુષ્યજન્મ મેળવ્યો છે તેઓ જો આવાગમનના ચકરાવામાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરતા નથી તો, પારધીના ફંદામાંથી છૂટેલાં હોવા છતાં પણ ફળ વગેરે(ની પ્રાપ્તિ)ના લોભને લીધે તે જ વૃક્ષ પર વિહાર કરનારાં પક્ષીઓની જેમ, ફરીથી બંધનમાં પડી જાય છે. (૨૫)

“અહો! આ ભારતવાસીઓનું કેવું સૌભાગ્ય છે! આ (ભારતવાસીઓ) જ્યારે યજ્ઞમાં ભિન્ન-ભિન્ન દેવતાઓની પ્રસન્નતાના ઉદ્દેશ્યથી અલગ-અલગ (યજ્ઞ-)ભાગ રાખીને વિધિ, મંત્રો, દ્રવ્યો વગેરેના યોગથી શ્રદ્ધાપૂર્વક તે દેવતાઓને હવિનું પ્રદાન કરે છે ત્યારે આ પ્રમાણે ઇન્દ્ર વગેરે ભિન્ન-ભિન્ન નામે પોકારવાથી (આવાહન કરવાથી) સમસ્ત કામનાઓને પૂરી કરનારા, પૂર્ણકામ સ્વયં શ્રીહરિ પ્રસન્ન થાય છે અને તે હવિનું ગ્રહણ કરે છે. (૨૬) એ તો બરાબર છે કે ભગવાન સકામ મનુષ્યોના માગવાથી તેમને અભીષ્ટ વસ્તુઓ આપે છે, પરંતુ આ કાંઈ સાધક માટે વાસ્તવિક પ્રાપ્તિ દાન નથી; કારણ કે તે વસ્તુઓ મેળવી લીધા પછી પણ મનુષ્યના મનમાં ફરી ફરી કામનાઓ થતી જ રહે છે. આનાથી ઊલટું, જેઓ ભગવાનની નિષ્કામભાવે ભક્તિ કરે છે તેમને તો તેઓ સાક્ષાત્ પોતાનાં ચરણકમળની ભક્તિ જ આપી દે છે, કે જેઓ અન્ય સઘળી કામનાઓઓને સમાપ્ત કરી દેનારી છે. (૨૭)

“તેથી અત્યાર સુધી સ્વર્ગસુખ ભોગવી લીધા પછી, અમારાં પૂર્વે કરેલાં યજ્ઞ, પ્રવચન અને શુભ કર્મોમાંથી જો કંઈ પણ પુણ્ય બચ્યું હોય તો તેના પ્રભાવે અમને આ ભારતવર્ષમાં ભગવાનના સ્મરણ સહિતનો મનુષ્યજન્મ મળો; કારણ કે શ્રીહરિ પોતાની ભક્તિ કરનારાઓનું સર્વ પ્રકારે કલ્યાણ કરે છે.” (૨૮)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! રાજા સગરના પુત્રોએ પોતાના યજ્ઞના અશ્વને ખોળવા આ પૃથ્વીને ચારે બાજુએ ખોદી હતી. તેનાથી જંબૂદ્વીપમાં જ આઠ અન્ય ઉપદ્વીપ બન્યા, એમ કેટલાક લોકોનું કહેવું છે. (૨૯) તે (ઉપદ્વીપો) છે – સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્લ આવર્તન,

૧. પ્રા. પા. – ચેદ્ । ૨. પ્રા. પા. – સૃજ્યસુખા૦ ।

**આવર્તનો રમણકો મન્દરહરિણઃ[1] પાઞ્ચજન્યઃ સિંહલો લઙ્કેતિ ॥ ૩૦॥ એવં તવ ભારતોત્તમ જમ્બૂદ્વીપ-વર્ષવિભાગો યથોપદેશમુપવર્ણિત ઇતિ ॥ ૩૧॥**

રમણક, મંદરહરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા. (૩૦) હે ભરતશ્રેષ્ઠ! આ પ્રમાણે જેવું મેં ગુરુના મુખેથી સાંભળ્યું હતું, બરાબર તેવું જ તમને જંબૂદ્વીપના દેશોનું આ વિભાજન કહી સંભળાવ્યું. (૩૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે જમ્બૂદ્વીપવર્ણનં નામૈકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥**
**પાંચમા સ્કંધ-અંતર્ગત જંબૂદ્વીપવર્ણન નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# વીસમો અધ્યાય

## અન્ય છ દ્વીપોનું તથા લોકાલોક પર્વતનું વર્ણન

*શ્રીશુક ઉવાચ[2]*

**અતઃ પરં પ્લક્ષાદીનાં પ્રમાણલક્ષણસંસ્થાનતો વર્ષવિભાગ ઉપવર્ણ્યતે ॥ ૧॥ જમ્બૂદ્વીપોઽયં યાવત્પ્રમાણવિસ્તારસ્તાવતા[3] ક્ષારોદધિના પરિ-વેષ્ટિતો યથા મેરુર્જમ્બ્વાખ્યેન લવણોદધિરપિ તતો દ્વિગુણવિશાલેન પ્લક્ષાખ્યેન પરિક્ષિપ્તો યથા પરિખા બાહ્યોપવનેન । પ્લક્ષો જમ્બૂપ્રમાણો દ્વીપાખ્યાકરો[4] હિરણ્મય ઉત્થિતો યત્રાગ્નિરુપાસ્તે સપ્તજિહ્વસ્તસ્યાધિ-પતિઃ પ્રિયવ્રતાત્મજ ઇધ્મજિહ્વઃ સ્વં દ્વીપં સપ્તવર્ષાણિ વિભજ્ય સપ્તવર્ષનામભ્ય આત્મજેભ્ય આકલય્ય સ્વય-માત્મયોગેનોપરરામ ॥ ૨॥ શિવં યવસં સુભદ્રં શાન્તં ક્ષેમમમૃતમભયમિતિ વર્ષાણિ તેષુ ગિરયો નદ્યશ્ચ સપ્તૈવાભિજ્ઞાતાઃ[5] ॥ ૩॥**

**મણિકૂટો વજ્રકૂટ[6] ઇન્દ્રસેનો જ્યોતિષ્માન્ સુપર્ણો હિરણ્યષ્ઠીવો મેઘમાલ ઇતિ સેતુશૈલાઃ[7] । અરુણા નૃમ્ણાઽઽઙ્ગિરસી[8] સાવિત્રી સુપ્રભાતા ઋતમ્ભરા સત્યમ્ભરા ઇતિ મહાનદ્યઃ । યાસાં[9] જલોપસ્પર્શનવિધૂતરજસ્તમસો હંસ-પતઙ્ગોર્ધ્વાયનસત્યાઙ્ગસઞ્જ્ઞાશ્ચત્વારો વર્ણાઃ સહસ્રાયુષો વિબુધોપમસન્દર્શનપ્રજનનાઃ સ્વર્ગદ્વારં ત્રય્યા વિદ્યયા ભગવન્તં ત્રયીમયં સૂર્યમાત્માનં યજન્તે ॥ ૪॥**

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! હવે પરિમાણ (વિસ્તાર-માપ), લક્ષણો અને સ્થિતિ અનુસાર પ્લક્ષ વગેરે અન્ય દ્વીપોના દેશ-વિભાજનનું વર્ણન કરવામાં આવે છે. (૧) જેવી રીતે મેરુ પર્વત જંબૂદ્વીપથી ઘેરાયેલો છે તેવી જ રીતે જંબૂદ્વીપ પણ પોતાના જેટલા જ પરિમાણ અને વિસ્તારવાળા ખારા સમુદ્રથી ઘેરાયેલો છે. વળી જે રીતે ખાઈ બહારના ઉપવનથી ઘેરાયેલી રહી છે તેવી જ રીતે ખારો સમુદ્ર પણ પોતાનાથી બમણા વિસ્તારવાળા પ્લક્ષદ્વીપથી ઘેરાયેલો છે. જંબૂદ્વીપમાં જેવડું મોટું જંબૂ (જાંબુડા)નું વૃક્ષ છે તેટલા જ વિસ્તારવાળું અહીં સુવર્ણમય પ્લક્ષ (અંજીર)નું વૃક્ષ છે. એને જ કારણે આનું નામ પ્લક્ષદ્વીપ પડ્યું છે. અહીં સપ્તજિહ્વ અગ્નિદેવ વિરાજમાન છે. આ દ્વીપના અધિપતિ (રાજા) પ્રિયવ્રતના પુત્ર ઇધ્મજિહ્વ મહારાજ હતા. તેમણે જ આને સાત વર્ષો (ખંડો)માં વિભાજિત કર્યો અને તે ખંડો નામ જેવા જ નામવાળા પોતાના પુત્રોને સોંપ્યા અને પોતે અધ્યાત્મયોગનો આશ્રય લઈને ઉપરત થઈ ગયા. (૨) તે દેશોનાં નામ છે – શિવ, યવસ, સુભદ્ર, શાન્ત, ક્ષેમ, અમૃત અને અભય. આ દેશોમાં પણ સાત પર્વતો અને સાત નદીઓ પ્રસિદ્ધ છે. (૩) ત્યાં મણિકૂટ, વજ્રકૂટ, ઇન્દ્રસેન, જ્યોતિષ્માન્, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ અને મેઘમાલ – આ સાત મર્યાદા-પર્વતો છે તથા અરુણા, નૃમ્ણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને સત્યંભરા – આ સાત મહાનદીઓ છે. ત્યાં હંસ, પતંગ, ઊર્ધ્વાયન અને સત્યાંગ નામના ચાર વર્ણો છે. આ નદીઓમાં સ્નાન કરવાથી રજોગુણ અને તમોગુણ ક્ષીણ થતા રહે છે. તેમનું આયુષ્ય એક હજાર વર્ષનું હોય છે. તેમનાં શરીરોમાં દેવતાઓની જેમ જ થાક, પરસેવો વગેરે થતાં નથી અને સંતાનોની ઉત્પત્તિ પણ તેમના જ જેવી થાય છે. તેઓ ત્રયીવિદ્યા વડે, ત્રણે વેદોમાં વર્ણવેલા, સ્વર્ગના દ્વારભૂત,

૧. પ્રા. પા. – મન્દહરિણો । ૨. પ્રા. પા. – ઋષિરુવાચ । ૩. પ્રા. પા. – ૦વાન્ । ૪. પ્રા. પા. – ૦ખ્યાતિકરો । ૫. પ્રા. પા. – વ પતન્ત્યભિજ્ઞાતાઃ । ૬. પ્રા. પા. – ૦કૂટઃ શતશૃઙ્ગમિન્દ્ર૦ । ૭. પ્રા. પા. – સપ્તશૈલાઃ । ૮. પ્રા. પા. – મૃગગણાઽઙ્ગિ૦ । ૯. પ્રા. પા. – આસાં ।

પ્રત્નસ્ય વિષ્ણો રૂપં યત્સત્યસ્યર્તસ્ય બ્રહ્મણઃ ।
અમૃતસ્ય ચ મૃત્યોશ્ચ સૂર્યમાત્માનમીમહીતિ ॥ ૫॥

પ્લક્ષાદિષુ પઞ્ચસુ પુરુષાણામાયુરિન્દ્રિયમોજઃ સહો બલં બુદ્ધિર્વિક્રમ ઇતિ ચ સર્વેષામૌત્પત્તિકી સિદ્ધિરવિશેષેણ વર્તતે ॥ ૬॥

પ્લક્ષઃ[1] સ્વસમાનેનેક્ષુરસોદેનાવૃતો યથા તથા દ્વીપોઽપિ શાલ્મલો દ્વિગુણવિશાલઃ સમાનેન સુરોદેનાવૃતઃ પરિવૃઙ્‌ક્તે ॥ ૭॥ યત્ર હ વૈ શાલ્મલી પ્લક્ષાયામા યસ્યાં વાવ કિલ નિલયમાહુર્ભગવતશ્છન્દઃસ્તુતઃ પતત્રિરાજસ્ય સા દ્વીપહૂતયે ઉપલક્ષ્યતે ॥ ૮॥ તદ્‌દ્વીપાધિપતિઃ પ્રિયવ્રતાત્મજો યજ્ઞબાહુઃ સ્વસુતેભ્યઃ સપ્તભ્યસ્તન્નામાનિ સપ્તવર્ષાણિ વ્યભજત્સુરોચનં સૌમનસ્યં રમણકં દેવવર્ષં પારિભદ્રમાપ્યાયનમવિજ્ઞાતમિતિ ॥ ૯॥ તેષુ વર્ષાદ્રયો નદ્યશ્ચ સપ્તૈવાભિજ્ઞાતાઃ સ્વરસઃ શતશૃઙ્ગો વામદેવઃ કુન્દો મુકુન્દઃ[2] પુષ્પવર્ષઃ સહસ્રશ્રુતિરિતિ । અનુમતિઃ સિનીવાલી સરસ્વતી કુહૂ રજની નન્દા રાકેતિ ॥ ૧૦॥ તદ્વર્ષપુરુષાઃ શ્રુતધરવીર્યધરવસુન્ધરેષન્ધરસઞ્જ્ઞા[3] ભગવન્તં વેદમયં સોમમાત્માનં વેદેન યજન્તે ॥ ૧૧॥

સ્વગોભિઃ[4] પિતૃદેવેભ્યો વિભજન્ કૃષ્ણશુક્લયોઃ ।
પ્રજાનાં સર્વાસાં રાજાઽન્ધઃ સોમો ન આસ્ત્વિતિ ॥ ૧૨॥

એવં સુરોદાદ્‌બહિસ્તદ્‌દ્વિગુણઃ સમાનેનાવૃતો ઘૃતોદેન યથાપૂર્વઃ કુશદ્વીપો યસ્મિન્ કુશસ્તમ્બો દેવકૃતસ્તદ્‌દ્વીપાખ્યાકરો[5] જ્વલન ઇવાપરઃ સ્વશષ્પરોચિષા દિશો વિરાજયતિ[6] ॥ ૧૩॥ તદ્‌દ્વીપપતિઃ પ્રૈયવ્રતો રાજન્ હિરણ્યરેતા[7] નામ સ્વં દ્વીપં સપ્તભ્યઃ સ્વપુત્રેભ્યો યથાભાગં વિભજ્ય સ્વયં[8]

આત્મસ્વરૂપ ભગવાન સૂર્યની ઉપાસના કરે છે. (૪) તેઓ કહે છે (પ્રાર્થના કરે છે) કે "જેઓ સત્ય (અનુષ્ઠાનને યોગ્ય ધર્મ) અને ઋત (પ્રતીત થતો ધર્મ), વેદો અને શુભ તથા અશુભ કર્મફળના અધિષ્ઠાતા છે તે પુરાણપુરુષ, વિષ્ણુસ્વરૂપ ભગવાન સૂર્યના શરણમાં અમે જઈએ છીએ." (૫) પ્લક્ષ વગેરે પાંચ દ્વીપોમાં બધા જ મનુષ્યોને જન્મથી જ આયુષ્ય, ઇન્દ્રિયો, મનોબળ, ઇન્દ્રિયબળ, શારીરિક બળ, બુદ્ધિ અને પરાક્રમ સમાનરૂપે સિદ્ધ થયેલાં હોય છે. (૬)

પ્લક્ષદ્વીપ પોતાના જેટલા જ વિસ્તારવાળા શેરડીના રસના સમુદ્રથી ઘેરાયેલો છે. તેની આગળ તેનાથી બમણા પરિમાણવાળો શાલ્મલીદ્વીપ છે, જે એટલા જ વિસ્તારવાળા મદિરાના સમુદ્રથી ઘેરાયેલો છે. (૭) આ શાલ્મલીદ્વીપમાં પ્લક્ષ દ્વીપના પ્લક્ષના વૃક્ષ જેવડું જ શાલ્મલીનું વૃક્ષ છે. કહે છે કે આ જ વૃક્ષ પોતાની વેદમય પાંખોથી ભગવાનની સ્તુતિ કરનારા પક્ષીરાજ ભગવાન ગરુડનું નિવાસસ્થાન છે તથા આ જ વૃક્ષ આ દ્વીપના નામકરણનું કારણ છે. (૮) આ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના પુત્ર મહારાજ યજ્ઞબાહુ હતા. તેમણે જ આ દ્વીપના સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન અને અવિજ્ઞાત નામે સાત વિભાગ કર્યા અને તે એ જ નામના પોતાના પુત્રોને સોંપી દીધા. (૯) એમાં પણ સાત વર્ષ-પર્વતો અને સાત નદીઓ પ્રસિદ્ધ છે. પર્વતોનાં નામ છે સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પવર્ષ અને સહસ્રશ્રુતિ તથા નદીઓ છે – અનુમતિ, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા અને રાકા. (૧૦) આ વર્ષોમાં રહેતા શ્રુતધર, વીર્યધર, વસુંધર અને ઇષંધર નામના ચાર વર્ણો(ના લોકો) વેદમંત્રોથી વેદમય, આત્મસ્વરૂપ ભગવાન ચંદ્રમાની ઉપાસના કરે છે. (૧૧) (તેઓ પ્રાર્થના કરે છે –) "જેઓ કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષમાં પોતાનાં કિરણોથી વિભાજન કરીને દેવતાઓ, પિતૃઓ અને સમસ્ત પ્રાણીઓને અન્ન આપે છે તે ચંદ્રદેવ અમારું રંજન કરનારા (રાજા, રંજક) થાઓ." (૧૨)

આ જ પ્રમાણે મદિરાના સમુદ્રથી આગળ તેનાથી બમણા પરિમાણવાળો કુશદ્વીપ છે. અગાઉ કહેવાયેલા દ્વીપોના જેવો આ દ્વીપ પણ પોતાના જેટલા જ વિસ્તારવાળા ઘીના સમુદ્રથી ઘેરાયેલો છે. આમાં ભગવાને રચેલું કુશ સમૂહનું એક વૃક્ષ છે, એના નામથી જ આ દ્વીપનું નામ (કુશદ્વીપ) જાણીતું થયું છે. બીજા અગ્નિદેવ જેવું તે (વૃક્ષ) પોતાની કોમળ શિખાઓના તેજથી બધી જ દિશાઓને પ્રકાશિત કરતું રહે છે. (૧૩) હે રાજન્! આ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના

૧. પ્રા. પા. – પ્લક્ષસ્તુ । ૨. પ્રા. પા. – કુમુદઃ પુષ્પ૦ । ૩. પ્રા. પા. – ૦ધરેષુન્ધરસંજ્ઞા । ૪. પ્રાચીન પ્રતમાં 'સ્વગોભિઃ પિતૃદેવેભ્યો'થી માંડીને 'સોમો ન આસ્ત્વિતિ' સુધીનો પૂરો એક શ્લોક જ નથી. ૫. પ્રા. પા. – ૦ખ્યાયનો જ્વલન । ૬. પ્રા. પા. – વિરાજતિ । ૭. પ્રા. પા. – ૦ણ્યરોમા નામ । ૮. પ્રા. પા. – સ્વયં તુ તપ ।

તપ આતિષ્ઠત વસુવસુદાનદઢરુચિનાભિગુપ્તસ્તુત્યવ્રતવિવિક્તવામદેવનામભ્યઃ[1] ॥ ૧૪॥ તેષાં વર્ષેષુ સીમાગિરયો નદ્યશ્ચાભિજ્ઞાતાઃ[2] સપ્ત સપ્તૈવ ચક્રશ્ચતુઃશૃઙ્ગઃ કપિલશ્ચિત્રકૂટો[3] દેવાનીક ઊર્ધ્વરોમા દ્રવિણ ઈતિ રસકુલ્યા મધુકુલ્યા મિત્રવિન્દા શ્રુતવિન્દા દેવગર્ભા ઘૃતચ્યુતા મન્ત્રમાલેતિ ॥ ૧૫॥ યાસાં પયોભિઃ કુશદ્વીપૌકસઃ કુશલકોવિદાભિયુક્તકુલકસઞ્જ્ઞા ભગવન્તં જાતવેદસરૂપિણં કર્મકૌશલેન યજન્તે ॥ ૧૬॥

પરસ્ય બ્રહ્મણઃ[4] સાક્ષાજ્જાતવેદોઽસિ હવ્યવાટ્ ।
દેવાનાં પુરુષાઙ્ગાનાં યજ્ઞેન પુરુષં યજેતિ ॥ ૧૭॥

તથા[5] ઘૃતોદાદ્બહિઃ ક્રૌઞ્ચદ્વીપો દ્વિગુણઃ સ્વમાનેન ક્ષીરોદેન પરિત ઉપક્લૃપ્તો વૃતો યથા કુશદ્વીપો ઘૃતોદેન યસ્મિન્ ક્રૌઞ્ચો નામ પર્વતરાજો દ્વીપનામનિર્વર્તક આસ્તે ॥ ૧૮॥ યોઽસૌ ગુહપ્રહરણોન્મથિતનિતમ્બકુઞ્જોઽપિ ક્ષીરોદેનાસિચ્યમાનો ભગવતા વરુણેનાભિગુપ્તો વિભયો બભૂવ ॥ ૧૯॥ તસ્મિન્નપિ પ્રૈયવ્રતો ઘૃતપૃષ્ઠો નામાધિપતિઃ સ્વે[6] દ્વીપે વર્ષાણિ સપ્ત વિભજ્ય તેષુ પુત્રનામસુ સપ્ત રિક્થાદાન્ વર્ષપાન્નિવેશ્ય સ્વયં[7] ભગવાન્ ભગવતઃ પરમકલ્યાણયશસ આત્મભૂતસ્ય હરેશ્ચરણારવિન્દમુપજગામ ॥ ૨૦॥ આમો[8] મધુરુહો મેઘપૃષ્ઠઃ સુધામા ભ્રાજિષ્ઠો લોહિતાર્ણો વનસ્પતિરિતિ ઘૃતપૃષ્ઠસુતાસ્તેષાં વર્ષગિરયઃ[9] સપ્ત સપ્તૈવ નદ્યશ્ચાભિખ્યાતાઃ શુક્લો વર્ધમાનો ભોજન ઉપબર્હિણો નન્દો[10] નન્દનઃ સર્વતોભદ્ર ઈતિ અભયા અમૃતૌઘા આર્યકા તીર્થવતી વૃત્તિરૂપવતી[11]

પુત્ર મહારાજ હિરણ્યરેતા હતા. તેમણે આ (દ્વીપ)ના સાત વિભાગ કર્યા અને તેમાંનો એક-એક (વિભાગ) પોતાના સાત પુત્રો – વસુ, વસુદાન, દઢરુચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવને આપ્યો; અને પોતે તપ કરવા ચાલી નીકળ્યા. (૧૪) તે (વિભાગો)ની સીમાઓ નક્કી કરતા સાત પર્વતો અને સાત નદીઓ છે. પર્વતોનાં નામ છે – ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઊર્ધ્વરોમા અને દ્રવિણ. નદીઓનાં નામ છે – રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા,દેવગર્ભા, ઘૃતચ્યુતા અને મંત્રમાલા. (૧૫) આ (નદીઓ)માં સ્નાન કરીને કુશદ્વીપના નિવાસીઓ, કે જેઓ કુશળ, કોવિદ, અભિયુક્ત અને કુલક વર્ણના મનુષ્યો છે, જેઓ યજ્ઞ વગેરે કર્મકૌશલ વડે અગ્નિસ્વરૂપ ભગવાન શ્રીહરિનું પૂજન કરે છે; (૧૬) (તથા આ પ્રમાણે સ્તુતિ કરે છે –) "હે અગ્નિદેવ! તમે પરબ્રહ્મને પ્રત્યક્ષ હવિ પહોંચાડનારા છો; તેથી ભગવાનના અંગભૂત દેવતાઓનું યજન કરીને તમે તે પરમપુરુષનું જ યજન કરો." (૧૭)

હે રાજન્! પછી ઘીના સમુદ્ર (ઘૃતસમુદ્ર)થી આગળ તેના કરતાં બમણા પરિમાણવાળો ક્રૌંચદ્વીપ છે. જેમ કુશદ્વીપ ઘીના સમુદ્રથી ઘેરાયેલો છે તેવી જ રીતે આ (ક્રૌંચદ્વીપ) પોતાના જ જેટલા વિસ્તારવાળા દૂધના સમુદ્રથી ઘેરાયેલો છે. અહીં ક્રૌંચ નામનો એક ઘણો મોટો પર્વત છે, તેને જ કારણે આનું નામ ક્રૌંચદ્વીપ થયું છે. (૧૮) અગાઉના સમયમાં શ્રીકાર્તિકેય સ્વામીના શસ્ત્રપ્રહારથી આનો કટિપ્રદેશ અને લતા-નિકુંજ વગેરે નષ્ટભ્રષ્ટ થઈ ગયાં હતાં, પરંતુ ક્ષીરસમુદ્ર (દૂધના સમુદ્ર) વડે સીંચાવાથી અને વરુણદેવ વડે સુરક્ષિત થવાથી આ પર્વત ફરીથી નિર્ભય થઈ ગયો. (૧૯) આ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના પુત્ર મહારાજ ઘૃતપૃષ્ઠ હતા. તેઓ મહાન જ્ઞાની હતા. તેમણે આને સાત દેશોમાં વિભાજિત કરીને તેમના પર, તેમના જ જેવાં નામવાળા પોતાના સાત ઉત્તરાધિકારી પુત્રોની નિમણૂક કરી; અને પોતે સમસ્ત જીવોના અંતરાત્મા, પરમમંગલમય કીર્તિશાળી ભગવાન શ્રીહરિનાં પવિત્ર ચરણકમળનું શરણ લીધું. (૨૦) મહારાજ ઘૃતપૃષ્ઠને સાત પુત્રો હતા – આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ. તેમના વર્ષોમાં પણ સાત વર્ષપર્વતો અને સાત નદીઓ (હોવાનું) કહેવાય છે. પર્વતોનાં નામ છે – શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર. નદીઓનાં નામ છે – અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, પવિત્રવતી અને

૧. પ્રા. પા. – ૦રુચિરાભિગુપ્ત૦ । ૨. પ્રા. પા. – જ્ઞાતાઃ સપ્તૈવ ચક્ર૦ । ૩. પ્રા. પા. – ૦પિલો વિત્રકૂટો । ૪. પ્રાચીન પ્રતમાં 'પરસ્ય બ્રહ્મણઃ...' શ્લોક નથી. ૫. પ્રાચીન પ્રતમાં 'તથા ઘૃતોદાદ્બહિઃ' – પાઠ નથી. ૬. પ્રા. પા. – શ્વેતદ્વીપે । ૭. પ્રા. પા. – સ્વયં ભાગવતઃ પરમ૦ । ૮. પ્રા. પા. – આમ્રો । ૯. પ્રા. પા. – ગિરયઃ સપ્તૈવ નદ્ય૦ । ૧૦. પ્રા. પા. – નન્દનઃ સર્વ૦ । ૧૧. પ્રા. પા. – તૃપ્તિરૂપવતી ।

પવિત્રવતી શુક્લેતિ ॥ ૨૧॥ યાસામમ્ભઃ પવિત્રમમલમુપયુઞ્જાનાઃપુરુષઋષભદ્રવિણદેવકસઞ્જ્ઞા[1] વર્ષપુરુષા આપોમયં દેવમપાં પૂર્ણેનાઞ્જલિના યજન્તે ॥ ૨૨॥
આપઃ[2] પુરુષવીર્યાઃ સ્થ પુનન્તીર્ભૂર્ભુવઃ સુવઃ ।
તા નઃ પુનીતામીવઘ્નીઃ સ્પૃશતામાત્મના ભુવ ઇતિ ॥ ૨૩॥

એવં પુરસ્તાત્ક્ષીરોદાત્પરિત ઉપવેશિતઃ શાકદ્વીપો દ્વાત્રિંશલ્લક્ષયોજનાયામઃ સમાનેન ચ દધિમણ્ડોદેન પરીતો યસ્મિન્[3] શાકો નામ મહીરુહઃ સ્વક્ષેત્રવ્યપદેશકો યસ્ય હ મહાસુરભિગન્ધસ્તં દ્વીપમનુવાસયતિ ॥ ૨૪॥ તસ્યાપિ પ્રૈયવ્રત એવાધિપતિર્નામ્ના મેધાતિથિઃ સોઽપિ વિભજ્ય સપ્ત વર્ષાણિ પુત્રનામાનિ તેષુ સ્વાત્મજાન્ પુરોજવમનોજવ[4]પવમાનધૂમ્રાનીકચિત્રરેફબહુરૂપવિશ્વધારસઞ્જ્ઞાન્નિધાપ્યાધિપતીન્ સ્વયં ભગવત્યનન્ત આવેશિતમતિસ્તપોવનં પ્રવિવેશ ॥ ૨૫॥ એતેષાં વર્ષમર્યાદાગિરયો નદ્યશ્ચ સપ્ત સપ્તૈવ[5] ઈશાન ઉરુશૃઙ્ગો બલભદ્રઃ શતકેસરઃ સહસ્રસ્રોતો દેવપાલો મહાનસ ઇતિ અનઘાઽઽયુર્દા ઉભયસ્પૃષ્ટિરપરાજિતા પઞ્ચપદી સહસ્રસ્રુતિર્નિજધૃતિરિતિ[6] ॥ ૨૬॥ તદ્વર્ષપુરુષા ઋતવ્રતસત્યવ્રતદાનવ્રતાનુવ્રતનામાનો ભગવન્તં વાય્વાત્મકં પ્રાણાયામવિધૂત રજસ્તમસઃ પરમસમાધિના યજન્તે ॥ ૨૭॥

અન્તઃ[7] પ્રવિશ્ય ભૂતાનિ યો બિભર્ત્યાત્મકેતુભિઃ ।
અન્તર્યામીશ્વરઃ સાક્ષાત્પાતુ નો યદ્વશે સ્ફુટમ્ ॥ ૨૮॥

એવમેવ દધિમણ્ડોદાત્પરતઃ પુષ્કરદ્વીપસ્તતો દ્વિગુણાયામઃ સમન્તત ઉપકલ્પિતઃ સમાનેન સ્વાદૂદકેન[8] સમુદ્રેણ બહિરાવૃતો યસ્મિન્ બૃહત્પુષ્કરં[9] જ્વલનશિખામલકનકપત્રાયુતાયુતં ભગવતઃ કમલાસનસ્યાધ્યાસનં પરિકલ્પિતમ્ ॥ ૨૯॥

શુક્લા. (૨૧) તેમનાં પવિત્ર અને નિર્મળ જળનું સેવન કરનારા ત્યાંના પુરુષ, ઋષભ, દ્રવિણ અને દેવક નામના ચાર વર્ણોવાળા નિવાસીઓ જળ-ભરેલી અંજલિ વડે આપોદેવતા (જળદેવતા)ની ઉપાસના છે; (૨૨) (અને પ્રાર્થના કરે છે–) "હે જળદેવતા! તમને પરમાત્મા પાસેથી સામર્થ્ય મળેલું છે; તમે ભૂઃ, ભુવઃ અને સ્વઃ – ત્રણે લોકોને પવિત્ર કરો છો, કારણ કે (તમે) સ્વરૂપથી જ પાપોનો નાશ કરનારા છો. અમે પોતાનાં શરીરથી તમારો સ્પર્શ કરીએ છીએ, તમે અમારાં અંગોને પવિત્ર કરો." (૨૩)

આ જ પ્રમાણે ક્ષીરસમુદ્રથી આગળ પોતાની ચારે બાજુ બત્રીસ લાખ જોજનના વિસ્તારવાળો શાકદ્વીપ છે, જે પોતાના જેટલા જ પરિમાણવાળા દહીંના સમુદ્રથી ઘેરાયેલો છે. આમાં શાક નામનું એક ઘણું મોટું વૃક્ષ છે અને એ જ આ પ્રદેશના નામનું કારણ છે. તેની અત્યંત મનોહર સુગંધથી આખો દ્વીપ મહેકતો રહે છે. (૨૪) તેના મેધાતિથિ નામના અધિપતિ પણ રાજા પ્રિયવ્રતના જ પુત્ર હતા. તેમણે પણ પોતાનાં દ્વીપને સાત વર્ષોમાં વિભાજિત કર્યો અને તે વર્ષોમાં તેમના જ જેવાં નામવાળા પોતાના પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ અને વિશ્વધાર (નામના) પુત્રોની અધિપતિ તરીકે નિમણૂક કરીને પોતે ભગવાન અનંતમાં દત્તચિત્ત થઈને તપોવનમાં પ્રયાણ કરી ગયા. (૨૫) આ વર્ષોમાં પણ સાત મર્યાદાપર્વતો અને સાત નદીઓ છે. પર્વતોનાં નામ છે – ઈશાન, ઉરુશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્રસ્રોત, દેવપાલ અને મહાનસ. તથા નદીઓ છે – અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ અને નિજધૃતિ. (૨૬) તે વર્ષના ઋતવ્રત, સત્યવ્રત, દાનવ્રત અને અનુવ્રત નામના (વર્ણોના) મનુષ્યો પ્રાણાયામ વડે પોતાના રજોગુણ અને તમોગુણને ક્ષીણ કરીને મહાન સમાધિ વડે વાયુરૂપ શ્રીહરિની આરાધના કરે છે; (૨૭) (અને આ પ્રમાણે તેમની સ્તુતિ કરે છે –) "જેઓ પ્રાણ વગેરે વૃત્તિરૂપી પોતાની ધજાઓ સહિત પ્રાણીઓમાં પ્રવેશીને તેમનું પાલનપોષણ કરે છે તથા સમસ્ત દૃશ્ય જગત જેમના આધીન છે તે અંતર્યામી સાક્ષાત્ ભગવાન વાયુ અમારું રક્ષણ કરો." (૨૮)

આ જ પ્રમાણે દહીંના સમુદ્રથી આગળ તેની ચારે બાજુ તેનાથી બમણા વિસ્તારવાળો પુષ્કરદ્વીપ છે. તે ચારે બાજુએથી પોતાના જેટલા જ વિસ્તારવાળા મીઠા જળના સમુદ્રથી ઘેરાયેલો છે. ત્યાં અગ્નિની જ્યોત જેવું દેદીપ્યમાન, લાખો સ્વર્ણમય પાંખડીઓવાળું એક ઘણું મોટું પુષ્કર (કમળ) છે, કે જેને બ્રહ્માજીનું આસન માનવામાં આવે છે. (૨૯)

---

૧. પ્રા. પા. – પર્ષભ । ૨. પ્રાચીન પ્રતમાં 'આપઃ પુરુષવીર્યાઃ...' શ્લોક નથી. ૩. પ્રા. પા. – યસ્મિન્ હિ શા૦ । ૪. પ્રા. પા. – ૦વેપમાન૦ । ૫. પ્રા. પા. – સપ્ત ઈશાન । ૬. પ્રા. પા. – સહસૂતિર્નિજ૦ । ૭. પ્રાચીન પ્રતમાં 'અન્તઃ પ્રવિશ્ય...' શ્લોક નથી. ૮. પ્રા. પા. – ૦દંકસમુદ્રેણ । ૯. પ્રા. પા. – પુષ્કર જ્વલન૦ ।

તદ્દ્વીપમધ્યે માનસોત્તરનામૈક[1] [2]એવાર્વાચીન-પરાચીનવર્ષયોર્મર્યાદાચલોઽયુતયોજનોચ્છ્રાયાયામો યત્ર તુ ચતસૃષુ દિક્ષુ ચત્વારિ પુરાણિ લોકપાલાના-મિન્દ્રાદીનાં યદુપરિષ્ટાત્સૂર્યરથસ્ય મેરું પરિભ્રમતઃ સંવત્સરાત્મકં ચક્રં[3] દેવાનામહોરાત્રાભ્યાં પરિભ્રમતિ ॥ ૩૦॥ તદ્દ્વીપસ્યાપ્યધિપતિઃ પ્રૈયવ્રતો વીતિહોત્રો નામૈતસ્યાત્મજૌ રમણકધાતકિનામાનૌ[4] વર્ષપતી નિયુજ્ય સ સ્વયં પૂર્વજવદ્ભગવત્કર્મશીલ એવાસ્તે ॥ ૩૧॥ તદ્વર્ષપુરુષા ભગવન્તં બ્રહ્મરૂપિણં સકર્મકેણ કર્મણાઽઽરાધયન્તીદં ચોદાહરન્તિ ॥ ૩૨॥

યત્તત્કર્મમયં લિઙ્ગં બ્રહ્મલિઙ્ગં જનોઽર્ચયેત્ ।
એકાન્તમદ્વયં શાન્તં તસ્મૈ ભગવતે નમ ઈતિ ॥ ૩૩॥

ઋષિરુવાચ

તતઃ પરસ્તાલ્લોકાલોકનામાચલો લોકા-લોકયોરન્તરાલે પરિત ઉપક્ષિપ્તઃ ॥ ૩૪॥ યાવન્માનસોત્તરમેર્વોરન્તરં તાવતી ભૂમિઃ કાઞ્ચન્યન્યાઽઽદર્શતલોપમા યસ્યાં પ્રહિતઃ પદાર્થો ન કથઞ્ચિત્પુનઃ પ્રત્યુપલભ્યતે તસ્માત્સર્વસત્ત્વપરિહૃતાઽઽસીત્ ॥ ૩૫॥

લોકાલોક ઈતિ સમાખ્યા યદનેનાચલેન લોકાલોકસ્યાન્તર્વર્તિનાઽવસ્થાપ્યતે ॥ ૩૬॥ સ લોકત્રયાન્તે પરિત ઈશ્વરેણ વિહિતો યસ્માત્સૂર્યાદીનાં ધ્રુવાપવર્ગાણાં જ્યોતિર્ગણાનાં ગભસ્તયોઽર્વાચીનાં-સ્ત્રીંલ્લોકાનાવિતન્વાના ન કદાચિત્પરાચીના ભવિતુ-મુત્સહન્તે તાવદુન્નહનાયામઃ ॥ ૩૭॥

એતાવાઁલ્લોકવિન્યાસો માનલક્ષણસંસ્થાભિ-ર્વિચિન્તિતઃ કવિભિઃ સ તુ પઞ્ચાશત્કોટિગણિતસ્ય ભૂગોલસ્ય[5] તુરીયભાગોઽયં લોકાલોકાચલઃ ॥ ૩૮॥

તે દ્વીપની મધ્યમાં તેના પૂર્વના અને પશ્ચિમના વિભાગોની સરહદ નક્કી કરતો માનસોત્તર નામનો એક જ પર્વત છે. એ દશહજાર જોજન ઊંચો અને તેટલો જ લાંબો છે. તેના પર ચારે દિશાઓમાં ઇન્દ્ર વગેરે લોકપાલોની ચાર પુરીઓ (નગરો) છે. એમના પર મેરુ પર્વતની ચારે બાજુ ઘૂમતા સૂર્યના રથનું સંવત્સરરૂપી પૈડું દેવતાઓના દિવસ અને રાત એટલે કે ઉત્તરાયણ અને દક્ષિણાયનના ક્રમે હંમેશાં ઘૂમ્યા કરે છે. (૩૦) તે દ્વીપના અધિપતિ, પ્રિયવ્રતના પુત્ર વીતિહોત્ર પણ પોતાના રમણક અને ધાતકિ નામના (બે) પુત્રોને બંને દેશોના અધિપતિ બનાવીને પોતે પોતાના મોટા ભાઈઓની જેમ જ ભગવાનની સેવામાં તત્પર રહેવા લાગ્યા હતા. (૩૧) ત્યાંના નિવાસીઓ બ્રહ્મસાલોક્ય વગેરેની પ્રાપ્તિ કરાવનારાં કર્મો વડે બ્રહ્મારૂપ શ્રીહરિની આરાધના કરે છે અને આ પ્રમાણે સ્તુતિ કરે છે – (૩૨) "જેઓ સાક્ષાત્ કર્મફળસ્વરૂપ છે અને જેમની એક પરમેશ્વરમાં જ પૂર્ણ સ્થિતિ છે તથા જેમની બધા લોકો પૂજા કરે છે તે બ્રહ્મજ્ઞાન(પ્રાપ્તિ)ના સાધનભૂત, અદ્વિતીય અને શાંતસ્વરૂપ ભગવાન બ્રહ્મમૂર્તિને અમારા નમસ્કાર છે." (૩૩)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આની આગળ લોકાલોક નામનો પર્વત છે, એ પૃથ્વીની બધી બાજુએ સૂર્ય વગેરે વડે પ્રકાશિત અને અપ્રકાશિત પ્રદેશોની વચ્ચે તેમનું વિભાજન કરતો ઊભો છે. (૩૪) મેરુ પર્વતથી શરૂ કરીને માનસોત્તર પર્વત સુધીનું જેટલું અંતર છે તેટલી જ ભૂમિ શુદ્ધ જળના સમુદ્રની પેલે પાર છે. તેનાથી આગળ સુવર્ણમયી ભૂમિ છે, જે દર્પણ જેવી સ્વચ્છ છે. એમાં પડેલી કોઈ વસ્તુ ફરી મળતી નથી, તેથી ત્યાં દેવતાઓ સિવાય અન્ય કોઈ પ્રાણી રહેતાં નથી. (૩૫) લોકાલોક પર્વત સૂર્ય વગેરે વડે પ્રકાશિત ભૂખંડ અને અપ્રકાશિત ભૂખંડની વચ્ચે છે, તેથી એનું આ નામ પડ્યું છે. (૩૬) એને પરમાત્માએ ત્રણે લોકની બહાર તેમની ચારે બાજુની સરહદરૂપે સ્થાપિત કર્યો છે. એ એટલો ઊંચો અને લાંબો છે કે ત્રણે લોકને પ્રકાશિત કરનારાં સૂર્યનાં કિરણોથી માંડીને ધ્રુવ સુધ્ધાં સમસ્ત જ્યોતિર્મંડળનાં કિરણો પણ તેની એક બાજુથી બીજી બાજુ જઈ શકતાં નથી. (૩૭)

વિદ્વાનોએ પ્રમાણ, લક્ષણો અને સ્થિતિ પ્રમાણે સમસ્ત લોકોનો આટલો જ વિસ્તાર બતાવ્યો છે. આ સમસ્ત ભૂગોળ (ભૂમિવિસ્તાર) પચાસ કરોડ જોજન છે. એનો ચોથો ભાગ (અર્થાત્ સાડા બાર કરોડ જોજન વિસ્તારવાળો) આ લોકાલોક પર્વત છે. (૩૮)

૧. પ્રા. પા. – ૦સોત્તરો નામૈક । ૨. પ્રા. પા. – પ્રાચીનયોર્વર્ષયો૦ । ૩. પ્રા. પા. – ચક્રમહોરાત્રાભ્યાં । ૪. પ્રા. પા. – ૦ણકધાતકનામાનૌ । ૫. પ્રા. પા. – ભૂગોલકસ્ય ।

તદુપરિષ્ટાચ્ચતસૃષ્વાશાસ્વાત્મયોનિનાખિલજગદ્ગુરુણાધિનિવેશિતા[1] યે દ્વિરદપતય ઋષભઃ પુષ્કરચૂડો વામનોઽપરાજિત ઇતિ સકલલોકસ્થિતિહેતવઃ ॥ ૩૯॥ તેષાં સ્વવિભૂતીનાં[2] લોકપાલાનાં ચ વિવિધવીર્યોપબૃંહણાય ભગવાન્ પરમમહાપુરુષો મહાવિભૂતિપતિરન્તર્યામ્યાત્મનો વિશુદ્ધસત્ત્વં ધર્મજ્ઞાનવૈરાગ્યૈશ્વર્યાદ્યષ્ટમહાસિદ્ધ્યુપલક્ષણં વિષ્વક્સેનાદિભિઃ સ્વપાર્ષદપ્રવરૈઃ પરિવારિતો નિજવરાયુધોપશોભિતૈર્નિજભુજદણ્ડૈઃ[3] સન્ધારયમાણસ્તસ્મિન્ ગિરિવરે સમન્તાત્સકલલોકસ્વસ્તય આસ્તે ॥ ૪૦॥ આકલ્પમેવં[4] વેષં ગત એષ ભગવાનાત્મયોગમાયયા વિરચિતવિવિધલોકયાત્રાગોપીથાયેત્યર્થઃ[5] ॥ ૪૧॥ યોઽન્તર્વિસ્તાર એતેન હ્યલોકપરિમાણં ચ વ્યાખ્યાતં યદ્બહિર્લોકાલોકાચલાત્ । તતઃ પરસ્તાદ્યોગેશ્વરગતિં વિશુદ્ધામુદાહરન્તિ ॥ ૪૨॥

તેની ઉપર ચારે દિશાઓમાં સમસ્ત સંસારના ગુરુ સ્વયંભૂ શ્રીબ્રહ્માજીએ સમસ્ત લોકોની સ્થિતિ માટે ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર ગજરાજની નિયુક્તિ કરેલી છે. (૩૯) આ દિગ્ગજોની તથા પોતાના અંશસ્વરૂપ ઇન્દ્ર વગેરે લોકપાલોની વિવિધ શક્તિઓની વૃદ્ધિ માટે તથા સમસ્ત લોકો (ભુવનો)ના કલ્યાણ માટે પરમ ઐશ્વર્યના અધિપતિ, સર્વાન્તર્યામી પરમપુરુષ શ્રીહરિ પોતાના વિષ્વક્સેન વગેરે પાર્ષદો સહિત આ પર્વત ઉપર બધી બાજુએ વિરાજે છે. તેઓ પોતાના વિશુદ્ધ સત્ત્વને (શ્રીવિગ્રહને), કે જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય વગેરે મહા આઠ સિદ્ધિઓથી સંપન્ન છે – તેને ધારણ કરેલા છે. તેમનાં કરકમળોમાં શંખ-ચક્ર વગેરે આયુધો સુશોભિત છે. (૪૦) આ પ્રમાણે પોતાની યોગમાયાથી રચેલા વિવિધ લોકો (ભુવનો)ની વ્યવસ્થાને સુરક્ષિત રાખવા માટે તેઓ આ જ લીલામયરૂપે કલ્પના અંત સુધી ત્યાં બધી બાજુએ રહે છે. (૪૧) લોકાલોક પર્વતના અંતર્વર્તી ભૂ-ભાગનો જેટલો વિસ્તાર છે તેના પરથી તેની બીજી બાજુના અલોક (અપ્રકાશિત) પ્રદેશના પરિમાણનું પણ વિવરણ સમજી લેવું જોઈએ. તેનાથી આગળ તો કેવળ યોગેશ્વરોની જ બરાબર ગતિ થઈ શકે (અર્થાત્ આનાથી વિશેષ તો માત્ર યોગેશ્વરો જ જાણી શકે છે). (૪૨)

અણ્ડમધ્યગતઃ સૂર્યો દ્યાવાભૂમ્યોર્યદન્તરમ્ ।
સૂર્યાણ્ડગોલયોર્મધ્યે કોટ્યઃ સ્યુઃ પઞ્ચવિંશતિઃ ॥ ૪૩॥

મૃતેઽણ્ડ એષ એતસ્મિન્ યદભૂત્તતો માર્તણ્ડ ઇતિ વ્યપદેશઃ ।
હિરણ્યગર્ભ ઇતિ યદ્ધિરણ્યાણ્ડસમુદ્ભવઃ ॥ ૪૪॥

સૂર્યેણ હિ વિભજ્યન્તે દિશઃ ખં દ્યૌર્મહી ભિદા ।
સ્વર્ગાપવર્ગૌ નરકા રસૌકાંસિ ચ સર્વશઃ ॥ ૪૫॥

દેવતિર્યઙ્મનુષ્યાણાં સરીસૃપસવીરુધામ્[6] ।
સર્વજીવનિકાયાનાં સૂર્ય આત્મા દૃગીશ્વરઃ ॥ ૪૬॥

હે રાજન્! સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે બ્રહ્માંડનું જે કેન્દ્ર છે તે જ સૂર્યની સ્થિતિ છે. સૂર્ય અને બ્રહ્માંડગોલકની વચ્ચે બધી તરફથી પચીસ કરોડ જોજનનું અંતર છે. (૪૩) સૂર્ય આ 'મૃત' અર્થાત્ મરેલા (અચેતન) અંડમાં વૈરાજરૂપે વિરાજે છે, તેથી જ તેમનું નામ 'માર્તંડ' થયું છે. તેઓ હિરણ્યમય (જ્યોતિર્મય) બ્રહ્માંડમાંથી પ્રગટ થયેલા છે, તેથી તેમને 'હિરણ્યગર્ભ' પણ કહે છે. (૪૪) સૂર્ય થકી જ દિશા, આકાશ, દ્યુલોક (અંતરિક્ષ), ભૂર્લોક, સ્વર્ગ અને મોક્ષના પ્રદેશો, નરક અને રસાતલ તથા અન્ય સઘળા ભાગોનું વિભાજન થાય છે. (૪૫) સૂર્ય જ દેવતા, તિર્યક્ (પશુપંખી), મનુષ્ય, સરીસૃપ (પેટે ચાલનારા જીવ), લતા-વૃક્ષ વગેરે સમસ્ત જીવ-સમૂહોના આત્મા છે અને નેત્રેન્દ્રિયના અધિષ્ઠાતા છે. (૪૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભુવનકોશવર્ણને[7] સમુદ્રવર્ષસન્નિવેશ-પરિમાણલક્ષણો વિંશોઽધ્યાયઃ ॥ ૨૦॥

પાંચમા સ્કંધ-અંતર્ગત ભુવનકોશવર્ણનમાંનો સમુદ્રવર્ષસંનિવેશ-પરિમાણલક્ષણ (નામનો) વીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – ૦ભિનિવેશિતા । ૨. પ્રા. પા. – સ્વાધિપતીનાં મહેન્દ્રાદીનાં લોકપાલાનાં વિવિધ૦ । ૩. પ્રા. પા. – ૦ભિતૈર્ભુજદણ્ડૈઃ । ૪. પ્રા. પા. – ૦મેષ એવમાત્મયોગ૦ । ૫. પ્રા. પા. – ૦ત્રિવિધલોકયાત્રા૦ । ૬. પ્રા. પા. – ૦સૃપમૃગવીરુધામ્ । ૭. પ્રાચીન પ્રતમાં 'ભુવનકોશવર્ણને' પાઠ નથી.

# એકવીસમો અધ્યાય

## સૂર્યના રથનું અને તેની ગતિનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

**એતાવાનેવ ભૂવલયસ્ય સન્નિવેશઃ પ્રમાણલક્ષણતો વ્યાખ્યાતઃ ॥ ૧॥ એતેન[1] હિ દિવો મણ્ડલમાનં તદ્વિદ ઉપદિશન્તિ યથા દ્વિદલયોર્નિષ્પાવાદીનાં[2] તે અન્તરેણાન્તરિક્ષં તદુભયસન્ધિતમ્ ॥ ૨॥ યન્મધ્યગતો ભગવાંસ્તપતામ્પતિસ્તપન આતપેન ત્રિલોકીં[3] પ્રતપત્યવભાસયત્યાત્મભાસા સ એષ ઉદગયનદક્ષિણાયનવૈષુવતસઞ્જ્ઞાભિર્માન્દ્યશૈઘ્ર્ય-સમાનાભિર્ગતિભિરારોહણાવરોહણસમાનસ્થાનેષુ[4] યથાસવનમભિપદ્યમાનો મકરાદિષુ રાશિષ્વહોરાત્રાણિ દીર્ઘહ્રસ્વસમાનાનિ વિધત્તે ॥ ૩॥ યદા મેષતુલયોર્વર્તતે તદાઽહોરાત્રાણિ સમાનાનિ ભવન્તિ યદા વૃષભાદિષુ[5] પઞ્ચસુ ચ રાશિષુ ચરતિ તદાઽહાન્યેવ વર્ધન્તે[6] હ્રસતિ ચ માસિ માસ્યેકૈકા ઘટિકા રાત્રિષુ ॥ ૪॥ યદા વૃશ્ચિકાદિષુ પઞ્ચસુ વર્તતે તદાઽહોરાત્રાણિ વિપર્યયાણિ ભવન્તિ ॥ ૫॥ યાવદ્દક્ષિણાયનમહાનિ વર્ધન્તે યાવદુદગયનં રાત્રયઃ ॥ ૬॥**

**એવં નવ કોટય એકપઞ્ચાશલ્લક્ષાણિ યોજનાનાં માનસોત્તરગિરિપરિવર્તનસ્યોપદિશન્તિ તસ્મિન્નૈન્દ્રીં પુરીં પૂર્વસ્માન્મેરોર્દેવધાનીં નામ દક્ષિણતો યામ્યાં સંયમનીં નામ પશ્ચાદ્વારુણીં નિમ્લોચનીં નામ ઉત્તરતઃ સૌમ્યાં વિભાવરીં નામ તાસૂદયમધ્યાહ્નાસ્તમય-નિશીથાનીતિ ભૂતાનાં પ્રવૃત્તિનિવૃત્તિનિમિત્તાનિ સમય-વિશેષેણ મેરોશ્ચતુર્દિશમ્ ॥ ૭॥ તત્રત્યાનાં દિવસમધ્યઙ્ગત**

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! પરિમાણ અને લક્ષણો સહિત આ ભૂમંડળનો આટલો જ વિસ્તાર છે, તે તમને વર્ણવી બતાવ્યો. (૧) આને જ અનુસરીને વિદ્વાનો દ્યુલોકનું પણ પરિમાણ બતાવે છે. જેમ ચણા-વટાણા વગેરેનાં બે દળ (ફાડિયાં)માંથી એકનું સ્વરૂપ જાણી લેવાથી બીજાનું પણ (સ્વરૂપ) જાણી શકાય છે તેવી જ રીતે ભૂર્લોકના પરિમાણ પરથી જ દ્યુલોકનું પણ પરિમાણ જાણી લેવું જોઈએ. આ બંનેની વચ્ચે અન્તરિક્ષલોક છે. એ આ બંને (લોકો)નું સંધિસ્થાન છે. (૨) એના (અંતરિક્ષલોકના) મધ્યભાગમાં રહેલા ગ્રહો અને નક્ષત્રોના અધિપતિ ભગવાન સૂર્ય પોતાના તાપ (ગરમી) અને પ્રકાશથી ત્રણે લોકોને તપાવતા અને પ્રકાશિત કરતા રહે છે. તેઓ ઉત્તરાયણ, દક્ષિણાયન અને વિષુવત્ નામની ક્રમશઃ ધીમી, ઝડપી અને સમાન (મધ્યમ) ગતિઓથી ગતિ કરતા સમય-અનુસાર મકર વગેરે રાશિઓમાં ઊંચા, નીચા અને સમાન (સમતલ) સ્થાનોમાં જઈને દિવસ અને રાત્રિને મોટાં, નાનાં અને સમાન (સરખાં) કરે છે. (૩) સૂર્ય ભગવાન જ્યારે મેષ અથવા તુલા રાશિમાં આવે છે ત્યારે દિવસ અને રાત્રિ સરખાં થઈ જાય છે; જ્યારે વૃષભ વગેરે પાંચ રાશિઓમાં ગતિ કરે છે ત્યારે દર મહિને રાત્રિઓ (ઉત્તરોત્તર) એક-એક ઘડી જેટલી નાની થતી જાય છે અને તે જ હિસાબે દિવસ મોટા થતા જાય છે. (૪) (સૂર્ય) જ્યારે વૃશ્ચિક વગેરે પાંચ રાશિઓમાં ગતિ કરે છે ત્યારે દિવસો અને રાત્રિઓમાં (તેમના કાળમાનની વધઘટમાં) ઉપર્યુક્ત સ્થિતિ કરતાં ઊલટો ફેરફાર થાય છે. (૫) આ પ્રમાણે દક્ષિણાયનનો આરંભ થાય ત્યાં સુધી દિવસો મોટા થતા જાય છે, તો ઉત્તરાયણ આવી લાગે ત્યાં સુધી રાત્રિઓ (મોટી થતી જાય છે). (૬)

આ પ્રમાણે પંડિતો માનસોત્તર પર્વત પરની સૂર્યની પરિક્રમાનો માર્ગ નવ કરોડ એકાવન લાખ જોજનનો બતાવે છે. તે પર્વત પર મેરુ પર્વતની પૂર્વ તરફ ઇન્દ્રની દેવધાની, દક્ષિણ તરફ યમરાજની સંયમની, પશ્ચિમ તરફ વરુણની નિમ્લોચની અને ઉત્તર તરફ ચંદ્રમાની વિભાવરી નામની પુરીઓ (નગરીઓ) છે. આ પુરીઓમાં મેરુની ચારે તરફ સમય-અનુસાર સૂર્યોદય, મધ્યાહ્ન, સાયંકાળ અને મધ્યરાત્રિ થતાં રહે છે; અને એમને જ કારણે સમસ્ત જીવોની પ્રવૃત્તિ કે નિવૃત્તિ થતી રહે છે. (૭) હે રાજન્! જે લોકો સુમેરુ ઉપર રહે છે તેમને તો સૂર્યદેવ હંમેશાં મધ્યાહ્નકાલીન (બપોર-

૧. પ્રા. પા. – એતદેવ દિવો । ૨. પ્રા. પા. – વિદલયો૦ । ૩. પ્રા. પા. – ત્રીંલ્લોકાન્ । ૪. પ્રા. પા. – ૦શૈઘ્ર્યપ્રસમાનાભિર્ગતિભિરારોહણસ્થાનેષુ । ૫. પ્રા. પા. – વૃષાદિષુ । ૬. પ્રા. પા. – વિવર્ધન્તે ।

એવ સદાઽઽદિત્યસ્તપતિ સવ્યેનાચલં દક્ષિણેન કરોતિ ॥ ૮॥ યત્રોદેતિ તસ્ય હ સમાનસૂત્રનિપાતે નિમ્લોચતિ યત્ર ક્વચન સ્યન્દેનાભિતપતિ તસ્ય હૈષ સમાનસૂત્રનિપાતે પ્રસ્વાપયતિ[1] તત્ર ગતં ન પશ્યન્તિ યે તં સમનુપશ્યેરન્ ॥ ૯॥

યદા ચૈન્દ્ર્યાઃ પુર્યાઃ પ્રચલતે પઞ્ચદશ-ઘટિકાભિર્યામ્યાં[2] સપાદકોટિદ્વયં યોજનાનાં સાર્ધદ્વાદશલક્ષાણિ સાધિકાનિ ચોપયાતિ ॥ ૧૦॥ એવં તતો વારુણીં સૌમ્યામૈન્દ્રીં ચ પુનસ્તથાઽન્યે ચ ગ્રહાઃ સોમાદયો નક્ષત્રૈઃ સહ જ્યોતિશ્ચક્રે સમભ્યુદ્યન્તિ સહ વા[3] નિમ્લોચન્તિ ॥ ૧૧॥ એવં મુહૂર્તેન ચતુસ્ત્રિંશલ્લક્ષયોજના-ન્યષ્ટશતાધિકાનિ સૌરો રથસ્ત્રયીમયોઽસૌ ચતસૃષુ પરિવર્તતે પુરીષુ ॥ ૧૨॥

યસ્યૈકં ચક્રં દ્વાદશારં ષણ્નેમિ ત્રિણાભિ સંવત્સરાત્મકં સમામનન્તિ તસ્યાક્ષો મેરોર્મૂર્ધનિ કૃતો માનસોત્તરે કૃતેતરભાગો યત્ર પ્રોતં રવિરથચક્રં તૈલયન્ત્રચક્રવદ્ ભ્રમન્માનસોત્તરગિરૌ પરિભ્રમતિ ॥ ૧૩॥ તસ્મિન્નક્ષે કૃતમૂલો દ્વિતીયોઽક્ષસ્તુર્યમાનેન સમ્મિતસ્તૈલયન્ત્રાક્ષવદ્ ધ્રુવે કૃતોપરિભાગઃ ॥ ૧૪॥

રથનીડસ્તુ ષટ્ત્રિંશલ્લક્ષયોજનાયતસ્તત્તુરીય-ભાગવિશાલસ્તાવાન્ રવિરથયુગો યત્ર હયાશ્છન્દો-

વેળાના) જ રહીને તપાવતા રહે છે. તેઓ પોતાની ગતિ અનુસાર અશ્વિની વગેરે નક્ષત્રો તરફ ગતિ કરતાં જોકે મેરુને ડાબી બાજુ રાખીને ચાલે છે, તોપણ સમગ્ર જ્યોતિર્મંડળને ઘુમાવતા, નિરંતર ડાબી બાજુ વાતા પ્રબળ પવન (વાયુ) વડે તે ઘુમાવી દેવાતું હોવાને કારણે તેઓ (સૂર્યદેવ) તેને ડાબી બાજુએ રાખીને ગતિ કરતા જણાઈ આવે છે. (૮) જે પુરીમાં સૂર્યભગવાનનો ઉદય થાય છે તેની બરાબર બીજી તરફની પુરીમાં તેઓ અસ્ત પામતા માલૂમ પડશે અને જ્યાં તેઓ લોકોને પરસેવાથી રેબઝેબ કરતા તપાવી રહ્યા હશે તેની બરાબર સામેની પુરીમાં અડધી રાત (થયેલી) હોવાને કારણે ત્યાંનાં લોકોને તેઓએ નિદ્રાધીન કર્યાં હશે. જે લોકોને મધ્યાહ્ન સમયે તેઓ સ્પષ્ટ દેખાઈ રહ્યા હશે તે લોકો જ, સૂર્ય જ્યારે સૌમ્ય દિશામાં પહોંચશે ત્યારે તેમનું દર્શન કરી શકશે નહીં. (૯)

સૂર્યદેવ જ્યારે ઇન્દ્રની પુરી (દેવધાની)માંથી (આગળ વધી) યમરાજની પુરી (સંયમની) તરફ જાય છે ત્યારે તેઓ પંદર ઘડીમાં સવા બે કરોડ સાડા બાર લાખ જોજનની ગતિથી થોડી – પચીસ હજાર જોજન – વધુ ગતિથી ચાલે છે. (૧૦) એ પછી આ જ ક્રમે તેઓ વરુણની (નિમ્લોચની) અને ચંદ્રમાની (વિભાવરી) પુરીઓને પાર કરીને ફરી પાછા ઇન્દ્રની પુરીમાં પહોંચે છે. આ પ્રમાણે ચંદ્રમા વગેરે ગ્રહો પણ જ્યોતિર્મંડલમાં અન્ય નક્ષત્રોની સાથે સાથે ઉદય અને અસ્ત પામતા રહે છે. (૧૧) આ પ્રમાણે ભગવાન સૂર્યનો વેદમય રથ એક મુહૂર્ત (ઘડી)માં ચોત્રીસ લાખ આઠ સો જોજનની ગતિના હિસાબે ગતિ કરતો આ ચારે પુરીઓમાં ઘૂમતો રહે છે. (૧૨)

**0** આ (સૂર્ય-રથ)નું સંવત્સર નામનું એક ચક્ર બતાવવામાં આવે છે; તેમાં માસરૂપ બાર આરા છે, ઋતુ-રૂપ છ નેમીઓ છે, ત્રણ ચોમાસાં-રૂપ ત્રણ નાભિઓ છે. આ રથની ધરીનો એક છેડો મેરુ પર્વતના શિખર પર અને બીજો છેડો માનસોત્તર પર્વતના શિખર પર છે. એમાં જોડાયેલું આ પૈડું ઘાણીના પૈડાની જેમ ઘૂમતું ઘૂમતું માનસોત્તર પર્વત ઉપર ચક્કર લગાવે છે. (૧૩) આ ધરીમાં જેનો મૂળ ભાગ જોડાયેલો છે તેવી એક બીજી ધરી (પણ) છે; તે લંબાઈમાં તેના ચોથા ભાગ જેટલી છે અને તેનો ઉપરનો છેડો તેલની ઘાણીની ધરીની જેમ ધ્રુવલોક સાથે જોડાયેલો છે. (૧૪)

આ રથમાં બેસવાનું સ્થાન (બેઠક) છત્રીસ લાખ જોજન લાંબું અને નવ લાખ જોજન પહોળું છે. તેનો તુરીય ભાગ પણ છત્રીસ લાખ જોજન જ લાંબો છે. તે (રથ)માં અરુણ નામના સારથિએ ગાયત્રી વગેરે છંદોના જેવાં જ

૧. પ્રા. પા. – પ્રસ્થાપયતિ । ૨. પ્રા. પા. – ૦શભિર્ઘટિકાભિઃ । ૩. પ્રા. પા. – વાભિનિમ્લોચન્તિ ।

નામાનઃ સપ્તારુણયોજિતા વહન્તિ દેવમાદિત્યમ્ ॥ ૧૫॥ પુરસ્તાત્સવિતુરરુણઃ પશ્ચાચ્ચ નિયુક્તઃ સૌત્યે કર્મણિ કિલાસ્તે ॥ ૧૬॥ તથા વાલખિલ્યા ઋષયોઽઙ્ગુષ્ઠપર્વમાત્રાઃ ષષ્ટિસહસ્રાણિ પુરતઃ સૂર્યં સૂક્તવાકાય[1] નિયુક્તાઃ સંસ્તુવન્તિ ॥ ૧૭॥ તથાઽન્યે ચ ઋષયો ગન્ધર્વાપ્સરસો નાગા ગ્રામણ્યો યાતુધાના દેવા ઇત્યેકૈકશો ગણાઃ સપ્ત ચતુર્દશ[2] માસિ માસિ ભગવન્તં સૂર્યમાત્માનં[3] નાનાનામાનં પૃથઙ્નાનાનામાનઃ પૃથક્કર્મભિર્દ્વન્દ્વશ ઉપાસતે ॥ ૧૮॥ લક્ષોત્તરં સાર્ધનવકોટિયોજન-પરિમણ્ડલં[4] ભૂવલયસ્ય ક્ષણેન સગવ્યૂત્યુત્તરં[5] દ્વિસહસ્રયોજનાનિ સ ભુઙ્ક્તે ॥ ૧૯॥

નામવાળા સાત ઘોડા જોતરી રાખ્યા છે અને તેઓ જ આ રથ પર આરૂઢ થયેલા ભગવાન સૂર્યને લઈ ચાલે છે. (૧૫) સૂર્યદેવની આગળ, તેમના જ તરફ મુખ કરીને બેઠેલા અરુણ તેમના સારથિનું કામ કરે છે. (૧૬) ભગવાન સૂર્યની આગળ અંગૂઠાના વેઢા બરાબરના આકારવાળા વાલખિલ્ય વગેરે સાઠ હજાર ઋષિઓ સ્વસ્તિવાચન માટે નિમાયેલા છે. તેઓ તેમની સ્તુતિ કરતા રહે છે. (૧૭) એમના ઉપરાંત ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગલોકો, યક્ષો, રાક્ષસો અને દેવતાઓ પણ – જેઓ કુલ મળીને ચૌદ છે, પરંતુ યુગલરૂપે (જોડામાં) રહેવાને કારણે સાત ગણ કહેવામાં આવે છે – પ્રત્યેક માસમાં ભિન્ન-ભિન્ન નામોવાળા થઈને પોતપોતાનાં ભિન્ન-ભિન્ન કર્મોથી પ્રત્યેક માસમાં ભિન્ન-ભિન્ન નામ ધારણ કરતા આત્મસ્વરૂપ ભગવાન સૂર્યની ઉપાસના બે-બે મળીને કરે છે. (૧૮) આ પ્રમાણે ભગવાન સૂર્ય ભૂમંડળના નવ કરોડ એકાવન લાખ જોજન લાંબા ઘેરાવામાંથી પ્રત્યેક ક્ષણમાં બે હજાર બે જોજનનું અંતર પાર કરતા રહે છે. (૧૯)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે જ્યોતિશ્ચક્રસૂર્યરથમણ્ડલવર્ણનં[6] નામૈકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧॥

પાંચમા સ્કંધ-અંતર્ગત જ્યોતિશ્ચક્ર-સૂર્યરથમંડલ-વર્ણન નામનો એકવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# બાવીસમો અધ્યાય

## ભિન્ન-ભિન્ન ગ્રહોની સ્થિતિ અને ગતિનું વર્ણન

*રાજોવાચ*

યદેતદ્ભગવત આદિત્યસ્ય મેરું ધ્રુવં ચ પ્રદક્ષિણેન પરિક્રામતો રાશીનામભિમુખં પ્રચલિતં[7] ચાપ્રદક્ષિણં ભગવતોપવર્ણિતમમુષ્ય વયં કથમનુમિમીમહીતિ ॥ ૧॥

*સ હોવાચ*

યથા કુલાલચક્રેણ ભ્રમતા સહ ભ્રમતાં તદાશ્રયાણાં પિપીલિકાદીનાં ગતિરન્યૈવ[8] પ્રદેશાન્તરેષ્વપ્યુપલભ્યમાનત્વાદેવં નક્ષત્ર-રાશિભિરુપલક્ષિતેન કાલચક્રેણ ધ્રુવં મેરું ચ પ્રદક્ષિણેન[9] પરિધાવતા સહ પરિધાવમાનાનાં તદાશ્રયાણાં સૂર્યાદીનાં ગ્રહાણાં ગતિરન્યૈવ

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! તમે જે કહ્યું કે ભગવાન સૂર્ય જોકે રાશિઓ તરફ જતી વખતે મેરુ પર્વત અને ધ્રુવને જમણી બાજુએ રાખીને ગતિ કરતા જણાય છે પરંતુ વાસ્તવમાં તેમની ગતિ દક્ષિણાવર્તી હોતી નથી – આ બાબત અમે કેવી રીતે સમજીએ? (૧)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! જેમ કુંભારના ઘૂમતા ચાકડા પર બેઠેલી, તેની સાથે ઘૂમતી કીડી વગેરેની પોતાની ગતિ તેનાથી (તે ચાકડાની ગતિથી) ભિન્ન જ છે, કારણ કે તે જુદા જુદા સમયે તે ચાકડાની જુદી જુદી જગ્યાએ જોવામાં આવે છે; તેવી જ રીતે નક્ષત્રો અને રાશિઓમાં દેખાતા કાળચક્રમાં પડેલા, ધ્રુવ અને મેરુને જમણી બાજુએ રાખીને ઘૂમનારા સૂર્ય વગેરે ગ્રહોની ગતિ વાસ્તવમાં તેનાથી ભિન્ન જ છે; કારણ કે તેઓ કાળભેદે ભિન્ન ભિન્ન રાશિઓ

૧. પ્રા. પા. – સૂક્તવાક્યાય । ૨. પ્રા. પા. – ૦ર્દશ માસિ ભગવ૦ । ૩. પ્રા. પા. – ૦ત્માનં પૃથગાત્મનઃ પૃથ૦ । ૪. પ્રા. પા. – ૦યોજનમણ્ડલં । ૫. પ્રા. પા. – સગત્યુત્તરં । ૬. પ્રા. પા. – ૦ચક્રાનુવર્ણનં । ૭. પ્રા. પા. – ૦તં ભગવતોપવર્ણિત૦ । ૮. પ્રા. પા. – ૦ન્યા ચ । ૯. પ્રા. પા. – દક્ષિણતઃ ।

નક્ષત્રાન્તરે રાશ્યન્તરે ચોપલભ્યમાનત્વાત્ ॥૨॥ સ એષ ભગવાનાદિપુરુષ એવ સાક્ષાન્નારાયણો લોકાનાં સ્વસ્તય આત્માનં ત્રયીમયં કર્મવિશુદ્ધિનિમિત્તં કવિભિરપિ ચ વેદેન વિજિજ્ઞાસ્યમાનો[1] દ્વાદશધા વિભજ્ય ષટ્સુ વસન્તાદિષ્વૃતુષુ યથોપજોષમૃતુગુણાન્ વિદધાતિ ॥૩॥ તમેતમિહ પુરુષાસ્ત્રય્યા વિદ્યયા[2] વર્ણાશ્રમાચારાનુપથા ઉચ્ચાવચૈઃ કર્મભિરામ્નાતૈર્યોગવિતાનૈશ્ચ શ્રદ્ધયા યજન્તોઽઞ્જસા શ્રેયઃ સમધિગચ્છન્તિ ॥૪॥ અથ સ એષ આત્મા લોકાનાં દ્યાવાપૃથિવ્યોરન્તરેણ નભોવલયસ્ય કાલચક્રગતો દ્વાદશ માસાન્ ભુઙ્ક્તે રાશિસઞ્જ્ઞાન્ સંવત્સરાવયવાન્માસઃપક્ષદ્વયં[3] દિવા નક્તં ચેતિ સપાદર્ક્ષદ્વયમુપદિશન્તિ યાવતા ષષ્ઠમંશં ભુઞ્જીત સ વૈ ઋતુરિત્યુપદિશ્યતે સંવત્સરાવયવઃ ॥૫॥ અથ ચ યાવતાર્ધેન નભોવીથ્યાં[4] પ્રચરતિ તં કાલમયનમાચક્ષતે ॥૬॥ અથ ચ યાવન્નભોમણ્ડલં સ હ દ્યાવાપૃથિવ્યોર્મણ્ડલાભ્યાં કાર્ત્સ્ન્યેન સહ ભુઞ્જીત તં કાલં સંવત્સરં પરિવત્સરમિડાવત્સરમનુવત્સરં વત્સરમિતિ ભાનોર્માન્દ્યશૈઘ્ર્યસમગતિભિઃ સમામનન્તિ ॥૭॥

એવં ચન્દ્રમા અર્કગભસ્તિભ્ય ઉપરિષ્ટાલ્લક્ષયોજનત ઉપલભ્યમાનોઽર્કસ્ય સંવત્સરભુક્તિં પક્ષાભ્યાં માસભુક્તિં સપાદર્ક્ષાભ્યાં દિનેનૈવ પક્ષભુક્તિમગ્રચારી દ્રુતતરગમનો ભુઙ્ક્તે ॥૮॥ અથ ચાપૂર્યમાણાભિશ્ચ કલાભિરમરાણાં ક્ષીયમાણાભિશ્ચ કલાભિઃ પિતૃણામહોરાત્રાણિ પૂર્વપક્ષાપરપક્ષાભ્યાં વિતન્વાનઃ સર્વજીવનિવહપ્રાણો[5] જીવશ્ચૈકમેકં નક્ષત્રં ત્રિંશતા મુહૂર્તૈર્ભુઙ્ક્તે ॥૯॥ ય એષ ષોડશકલઃ પુરુષો ભગવાન્મનોમયોઽન્નમયોઽમૃતમયો દેવપિતૃમનુષ્યભૂતપશુપક્ષિસરીસૃપવીરુધાં પ્રાણાપ્યાયનશીલત્વાત્સર્વમય ઇતિ વર્ણયન્તિ ॥૧૦॥

અને નક્ષત્રોમાં દેખાઈ આવે છે. (૨) વેદો અને વિદ્વાનો પણ જેમની ગતિને જાણવા માટે ઉત્સુક રહે છે તે સાક્ષાત્ આદિપુરુષ ભગવાન નારાયણ જ સૂર્યરૂપે લોકોના કલ્યાણ માટે તથા કર્મોની શુદ્ધિ માટે પોતાના વેદમય વિગ્રહ કાળને બાર માસોમાં વિભાજિત કરીને વસંત વગેરે છ ઋતુઓમાં તેમના યથાયોગ્ય ગુણોનું વિધાન કરે છે. (૩) આ લોકમાં વર્ણાશ્રમધર્મનું અનુસરણ કરનારા મનુષ્યો ત્રણે વેદો વડે પ્રતિપાદિત નાનાં-મોટાં કર્મોથી ઈન્દ્ર વગેરે દેવતાઓરૂપે અને યોગનાં સાધનોથી અંતર્યામીરૂપે તેમની શ્રદ્ધાપૂર્વક આરાધના કરીને સહેલાઈથી પરમ પદને પ્રાપ્ત કરે છે. (૪) ભગવાન સૂર્ય સમસ્ત લોકોના આત્મા છે. તેઓ પૃથ્વી અને દ્યુલોકની વચ્ચે રહેલા આકાશમંડળની ભીતર કાળચક્રમાં સ્થિત થઈને બાર માસોને ભોગવે છે, કે જેઓ સંવત્સરના અવયવો છે અને મેષ વગેરે રાશિઓના નામે પ્રસિદ્ધ છે. એમનામાંથી પ્રત્યેક માસ ચંદ્રમાનથી શુક્લ અને કૃષ્ણ એમ બે પક્ષનો, પિતૃમાનથી એક રાત અને એક દિવસનો તથા સૌરમાનથી સવા-બે નક્ષત્રોનો બતાવવામાં આવે છે. જેટલા કાળમાં સૂર્યદેવ આ સંવત્સરનો છઠ્ઠો ભાગ ભોગવે છે તેનો તે અવયવ (અર્થાત્ તેટલો ભાગ) એક 'ઋતુ' કહેવાય છે. (૫) આકાશમાં ભગવાન સૂર્યનો જેટલો માર્ગ છે તેનો અડધો તેઓ જેટલા કાળમાં પાર કરી લે છે તેને એક 'અયન' કહે છે; (૬) તથા જેટલા કાળમાં તેઓ પોતાની મંદ, તીવ્ર અને સમાન ગતિથી સ્વર્ગ અને પૃથ્વીમંડળ સહિત પૂરા આકાશનું ચક્કર લગાવી લે છે તેને અવાન્તરભેદે સંવત્સર, પરિવત્સર, ઈડાવત્સર, અનુવત્સર અથવા વત્સર કહે છે. (૭)

આ જ પ્રમાણે સૂર્યનાં કિરણોથી એક લાખ જોજન ઉપર ચંદ્રમા છે, તેની ચાલ (ગતિ) ઘણી તીવ્ર છે તેથી તે બધાં નક્ષત્રોથી આગળ રહે છે. આ (ચંદ્રમા) સૂર્યના એક વર્ષના માર્ગને એક માસમાં, એક માસના માર્ગને સવા બે દિવસમાં અને એક પક્ષના માર્ગને એક જ દિવસમાં પાર કરી લે છે. (૮) આ (ચંદ્રમા) કૃષ્ણ પક્ષમાં ક્ષીણ થતી જતી કળાઓથી પિતૃગણનાં અને શુક્લ પક્ષમાં વૃદ્ધિ પામતી જતી કળાઓથી દેવતાઓનાં રાત્રિ-દિવસનું વિભાજન કરે છે; તથા ત્રીસ-ત્રીસ મુહૂર્તોમાં એક-એક નક્ષત્રને પાર કરે છે. આ જ અન્નમય અને અમૃતમય હોવાને કારણે સમસ્ત જીવોનો પ્રાણ અને જીવન છે. (૯) સોળ કળાઓવાળા આ જે મનોમય, અન્નમય, અમૃતમય પુરુષસ્વરૂપ ભગવાન ચંદ્રમા છે – એ જ દેવતાઓ, પિતૃઓ, મનુષ્યો, ભૂતો, પશુઓ, પક્ષીઓ, સરીસૃપો તેમ જ વૃક્ષો

૧. પ્રા. પા. – જિજ્ઞાસ્યમાનો । ૨. પ્રા. પા. – વિદ્યાયા । ૩. પ્રા. પા. – દ્વયં સપાદર્ક્ષદ્વયં દિવા નક્તમુપવદન્તિ યાવતા । ૪. પ્રા. પા. – ૦થ્યાઃ । ૫. પ્રા. પા. – ૦વહઃ પ્રાણો ।

તત ઉપરિષ્ટાત્રિલક્ષયોજનતો નક્ષત્રાણિ મેરું દક્ષિણેનૈવ કાલાયન ઈશ્વરયોજિતાનિ સહાભિજિતાઽષ્ટાવિંશતિઃ ॥ ૧૧॥ તત ઉપરિષ્ટાદુશના દ્વિલક્ષયોજનત[1] ઉપલભ્યતે પુરતઃ પશ્ચાત્સહૈવ વાઽર્કસ્ય શૈઘ્ર્યમાન્દ્યસામ્યાભિર્ગતિભિરર્કવચ્ચરતિ લોકાનાં[2] નિત્યદાઽનુકૂલ એવ પ્રાયેણ વર્ષયંશ્ચારેણાનુમીયતે સવૃષ્ટિવિષ્ટમ્ભગ્રહોપશમનઃ ॥ ૧૨॥

ઉશનસા બુધો વ્યાખ્યાતસ્તત ઉપરિષ્ટાદ્ દ્વિલક્ષયોજનતો બુધઃ સોમસુત ઉપલભ્યમાનઃ પ્રાયેણ શુભકૃદ્યદાર્કાદ્ વ્યતિરિચ્યેત તદાતિવાતાભ્રપ્રાયાનાવૃષ્ટ્યાદિભયમાશંસતે ॥ ૧૩॥ અત ઊર્ધ્વમઙ્ગારકોઽપિ યોજનલક્ષદ્વિતય ઉપલભ્યમાનસ્ત્રિભિસ્ત્રિભિઃ પક્ષૈરેકૈકશો રાશીન્ દ્વાદશાનુભુઙ્ક્તે યદિ ન વક્રેણાભિવર્તતે પ્રાયેણાશુભગ્રહોઽઘશંસઃ ॥ ૧૪॥ તત ઉપરિષ્ટાદ્ દ્વિલક્ષયોજનાન્તરગતો ભગવાન્ બૃહસ્પતિરેકૈકસ્મિન્ રાશૌ પરિવત્સરં પરિવત્સરં ચરતિ[3] યદિ ન વક્રઃ સ્યાત્પ્રાયેણાનુકૂલો[4] બ્રાહ્મણકુલસ્ય ॥ ૧૫॥

તત ઉપરિષ્ટાદ્યોજનલક્ષદ્વયાત્પ્રતીયમાનઃ શનૈશ્ચર એકૈકસ્મિન્ રાશૌ ત્રિંશન્માસાન્ વિલમ્બમાનઃ સર્વાનેવાનુપર્યેતિ તાવદ્ભિરનુવત્સરૈઃ પ્રાયેણ હિ સર્વેષામશાન્તિકરઃ ॥ ૧૬॥ તત ઉત્તરસ્માદૃષય એકાદશલક્ષયોજનાન્તર[5] ઉપલભ્યન્તે ય એવ[6] લોકાનાં શમનુભાવયન્તો ભગવતો વિષ્ણોર્યત્પરમં પદં પ્રદક્ષિણં[7] પ્રક્રમન્તિ ॥ ૧૭॥

વગેરે સમસ્ત પ્રાણીઓના પ્રાણોનું પોષણ કરે છે, તેથી તેમને 'સર્વમય' કહે છે. (૧૦)

ચંદ્રમાથી ત્રણ લાખ જોજન ઉપર અભિજિત સહિત અઠ્ઠાવીસ નક્ષત્રો છે. ભગવાને તેમને કાળચક્રમાં નિયુક્ત કરેલાં છે, તેથી એ મેરુને જમણી બાજુએ રાખીને ઘૂમતાં રહે છે. (૧૧) એમનાથી બે લાખ જોજન ઉપર શુક્ર દેખાઈ આવે છે. આ (શુક્ર) સૂર્યની તીવ્ર, મંદ અને સમાન ગતિઓ અનુસાર તેમની જ જેમ ક્યારેક આગળ, ક્યારેક પાછળ અને ક્યારેક સાથે-સાથે રહીને ગતિ કરે છે. આ વરસાદ વરસાવનારો ગ્રહ છે, તેથી લોકોને લગભગ હંમેશ માટે અનુકૂળ રહે છે. આની ગતિ પરથી એવું અનુમાન થાય છે કે આ વરસાદને અવરોધતા ગ્રહોને શાંત કરી દે છે. (૧૨)

શુક્રની ગતિની સાથોસાથ બુધ(ની ગતિ)નું પણ વિવરણ થઈ ગયું – શુક્રની ગતિ પ્રમાણે જ બુધની ગતિ પણ સમજી લેવી જોઈએ. ચંદ્રમાનો પુત્ર આ બુધ શુક્રથી બે લાખ જોજન ઉપર છે. આ ઘણું કરીને મંગલકારી જ છે, પરંતુ તે જ્યારે સૂર્યની ગતિનું ઉલ્લંઘન કરીને ગતિ કરે છે ત્યારે ઘણી મોટી આંધી, અતિવૃષ્ટિ કે દુષ્કાળના ભયનું સૂચન કરે છે. (૧૩) આનાથી બે લાખ જોજન ઉપર મંગળ છે. તે જો વક્ર ગતિએ ચાલતો નથી તો એક-એક રાશિને ત્રણ-ત્રણ પક્ષોમાં ભોગવતો રહીને બારે રાશિઓને પાર કરે છે. આ અશુભ ગ્રહ છે અને ઘણું કરીને અમંગળનો સૂચક છે. (૧૪) આની ઉપર બે લાખ જોજનના અંતરે ભગવાન બૃહસ્પતિજી (ગુરુનો ગ્રહ) છે. એ જો વક્રગતિથી ચાલતા નથી તો એક-એક રાશિને એક-એક વર્ષમાં ભોગવે છે. એ ઘણું કરીને બ્રાહ્મણકુળ માટે અનુકૂળ રહે છે. (૧૫)

બૃહસ્પતિથી બે લાખ જોજન ઉપર શનૈશ્ચર દેખાઈ આવે છે. એ એક-એક રાશિમાં ત્રીસ-ત્રીસ માસ સુધી રહે છે; તેથી એમને બધી રાશિઓને પાર કરવામાં ત્રીસ વર્ષ લાગે છે. એ ઘણું કરીને સૌને માટે અશાન્તિકારક છે. (૧૬) એમની ઉપર અગિયાર લાખ જોજનના અંતરે કશ્યપ વગેરે સપ્તર્ષિઓ દેખાઈ આવે છે. એ બધા લોકો માટે મંગલ-કામના કરતા રહીને ભગવાન વિષ્ણુના પરમપદ ધ્રુવલોકની પ્રદક્ષિણા કર્યા કરે છે. (૧૭)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે જ્યોતિશ્ચક્રવર્ણને[8] દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨॥

પાંચમા સ્કંધ-અંતર્ગત જ્યોતિશ્ચક્રવર્ણનમાંનો બાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – ૦જન ઉપલભ્યતે । ૨. પ્રા. પા. – ૦કાન્ નિત્યદા । ૩. પ્રા. પા. – પ્રચરતિ । ૪. પ્રા. પા. – પ્રાયશોઽનુ૦ । ૫. પ્રા. પા. – ૦ન્તારત ઉપલક્ષ્યન્તે । ૬. પ્રા. પા. – એવં । ૭. પ્રા. પા. – ૦ક્ષિણમુપક્રામન્તિ । ૮. પ્રા. પા. – ૦શ્ચક્રાનુવર્ણનો ।

# ત્રેવીસમો અધ્યાય

## શિશુમાર-ચક્રનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*[1]

અથ તસ્માત્પરતસ્ત્રયોદશલક્ષયોજનાન્તરતો યત્તદ્વિષ્ણોઃ પરમં પદમભિવદન્તિ યત્ર હ મહાભાગવતો ધ્રુવ ઔત્તાનપાદિરગ્નિનેન્દ્રેણ પ્રજાપતિના કશ્યપેન ધર્મેણ ચ સમકાલયુગ્ભિઃ સબહુમાનં દક્ષિણતઃ ક્રિયમાણ ઈદાનીમપિ કલ્પજીવિનામાજીવ્ય ઉપાસ્તે તસ્યેહાનુભાવ ઉપવર્ણિતઃ ॥૧॥ સ હિ સર્વેષાં જ્યોતિર્ગણાનાં ગ્રહનક્ષત્રાદીનામનિમિષેણાવ્યક્ત-રંહસા ભગવતા કાલેન ભ્રામ્યમાણાનાં સ્થાણુરિવાવષ્ટમ્ભ ઈશ્વરેણ વિહિતઃ શશ્વદવભાસતે[2] ॥૨॥

યથા મેઢીસ્તમ્ભ[3] આક્રમણપશવઃ સંયોજિતાસ્ત્રિભિસ્ત્રિભિઃ[4] સવનૈર્યથાસ્થાનં મણ્ડલાનિ ચરન્ત્યેવં ભગણા ગ્રહાદય એતસ્મિન્નન્તર્બહિર્યોગેન કાલચક્ર આયોજિતા ધ્રુવમેવાવલમ્બ્ય વાયુનોદીર્યમાણા આકલ્પાન્તં પરિચઙ્ક્રમન્તિ નભસિ યથા મેઘાઃ શ્યેનાદયો વાયુવશાઃ કર્મસારથયઃ પરિવર્તન્તે એવં જ્યોતિર્ગણાઃ પ્રકૃતિપુરુષસંયોગાનુગૃહીતાઃ કર્મનિર્મિતગતયો ભુવિ ન પતન્તિ ॥૩॥

કેચનૈતજ્જ્યોતિરનીકં શિશુમારસંસ્થાનેન ભગવતો વાસુદેવસ્ય યોગધારણાયામનુવર્ણયન્તિ ॥૪॥ યસ્ય પુચ્છાગ્રેઽવાક્શિરસઃ[5] કુણ્ડલીભૂતદેહસ્ય ધ્રુવ ઉપકલ્પિતસ્તસ્ય લાઙ્ગૂલે પ્રજાપતિરગ્નિરિન્દ્રો ધર્મ ઈતિ પુચ્છમૂલે ધાતા વિધાતા ચ કટ્યાં સપ્તર્ષયઃ। તસ્ય દક્ષિણાવર્તકુણ્ડલીભૂતશરીરસ્ય યાન્યુદગયનાનિ દક્ષિણપાર્શ્વે તુ નક્ષત્રાણ્યુપકલ્પયન્તિ દક્ષિણાયનાનિ તુ સવ્યે। યથા શિશુમારસ્ય કુણ્ડલાભોગસન્નિવેશસ્ય પાર્શ્વયોરુભયોરપ્યવયવાઃ સમસઙ્ખ્યા ભવન્તિ।પૃષ્ઠે ત્વજવીથી આકાશગઙ્ગા ચોદરતઃ ॥૫॥

શ્રીશુકદેવજી કહે છે – હે રાજન્! સપ્તર્ષિઓથી તેર લાખ જોજન ઉપર ધ્રુવલોક છે. આને ભગવાન વિષ્ણુનું પરમપદ કહે છે. અહીં ઉત્તાનપાદના પુત્ર પરમ ભગવદ્ભક્ત ધ્રુવજી વિરાજમાન છે. અગ્નિ, ઇન્દ્ર, પ્રજાપતિ કશ્યપ અને ધર્મ - આ બધા એકીસાથે અત્યંત આદરપૂર્વક એમની પ્રદક્ષિણા કરતા રહે છે. અત્યારે પણ કલ્પપર્યંત રહેતા લોક એમના જ આધારે સ્થિત (રહેલા) છે. એમના આ લોકનો પ્રભાવ અમે અગાઉ (ચોથા સ્કંધમાં) વર્ણવેલો છે. (૧) સદા જાગ્રત રહેતા અવ્યક્ત-ગતિ ભગવાન કાળ વડે ગ્રહો-નક્ષત્રો વગેરે જે જ્યોતિઃસમૂહો નિરંતર ઘુમાવવામાં આવે છે તે બધાના આધારસ્તંભરૂપે આ ધ્રુવલોકને જ ભગવાને નિયુક્ત કરેલો છે. તેથી આ (ધ્રુવ) એક જ સ્થાનમાં રહીને હંમેશાં પ્રકાશિત રહે છે. (૨)

જેમ મેઢીસ્થંભમાં (ડૂંડાંમાંથી દાણા છૂટા પાડવાની પ્રક્રિયામાં) અનાજ(નાં ડૂંડાઓ)ને ખૂંદનારાં પશુઓ ટૂંકી, લાંબી અને સમાન (મધ્યમ માપની) રાશ (દોરડા)થી બંધાઈને ક્રમશઃ નજીક, દૂર અને વચ્ચે રહીને થાંભલીની ચારે તરફ વર્તુળ બનાવીને ઘૂમતા રહે છે તેવી જ રીતે તમામ નક્ષત્રો અને ગ્રહો બહારના-અંદરના ક્રમે આ કાળચક્રમાં નિયુક્ત થઈને ધ્રુવલોકનો જ આશ્રય લઈને, વાયુથી પ્રેરિત થતા, કલ્પના અંત સુધી ઘૂમતા રહે છે. જેમ વાદળાં અને બાજ વગેરે પક્ષીઓ પોતાનાં કર્મોની સહાયથી, વાયુને આધીન રહીને, આકાશમાં ઊડતાં રહે છે તેવી જ રીતે આ જ્યોતિઃસમુદાયો પણ પ્રકૃતિ અને પુરુષના સંયોગને આધીન (રહીને) પોતપોતાનાં કર્મો અનુસાર ચક્કર મારતા રહે છે, પૃથ્વી પર પડતા નથી. (૩)

કેટલાક મનુષ્યો ભગવાનની યોગમાયાના આધારે રહેલા આ જ્યોતિશ્ચક્રનું શિશુમાર-રૂપે વર્ણન કરે છે. (૪) આ શિશુમાર કુંડલીભૂત (ગોળ વર્તુળ વળેલા) આકારમાં છે અને તેનું મુખ નીચે તરફ છે. આની પૂંછડીના છેડે ધ્રુવ છે; પૂંછડીના મધ્યભાગમાં પ્રજાપતિ, અગ્નિ, ઇન્દ્ર અને ધર્મ છે; પૂંછડીના મૂળમાં ધાતા અને વિધાતા છે. આની કેડના ભાગમાં સપ્તર્ષિઓ છે. આ શિશુમાર જમણી તરફ સંકોચાઈને કુંડળી વાળેલો છે. આવી સ્થિતિમાં અભિજિત્‌થી માંડીને પુનર્વસુ સુધીનાં ઉત્તરાયણનાં જે ચૌદ નક્ષત્રો છે તે (બધાં) આના જમણા ભાગમાં છે અને પુષ્યથી માંડીને ઉત્તરાષાઢા સુધીનાં દક્ષિણાયનનાં જે ચૌદ નક્ષત્રો છે તે (બધાં) ડાબા ભાગમાં છે. સંસારમાં પણ

૧. પ્રા. પા. – ઋષિરુવાચ। ૨. પ્રા. પા. – ૦દાભાસતે। ૩. પ્રા. પા. – મેધીસ્તમ્ભ। ૪. પ્રા. પા. – ૦તાસ્ત્રિભિઃ સવને૦। ૫. પ્રા. પા. – ૦ચ્છાગ્રેઽર્વાક્શિરસઃ।

પુનર્વસુપુષ્યૌ દક્ષિણવામયોઃ[1] શ્રોણ્યોરાર્દ્રાશ્લેષે ચ દક્ષિણવામયોઃ પશ્ચિમયોઃ પાદયોરભિજિદુત્તરાષાઢે દક્ષિણવામયોર્નાસિકયોર્યથાસઙ્ખ્યં શ્રવણ-પૂર્વાષાઢે દક્ષિણવામયોર્લોચનયોર્ધનિષ્ઠા મૂલં ચ દક્ષિણવામયોઃ[2] કર્ણયોર્મઘાદીન્યષ્ટ નક્ષત્રાણિ દક્ષિણાયનાનિ વામપાર્શ્વવઙ્ક્રિષુ[3] યુઞ્જીત તથૈવ મૃગશીર્ષાદીન્યુદગયનાનિ[4] દક્ષિણપાર્શ્વવઙ્ક્રિષુ[5] પ્રાતિલોમ્યેન પ્રયુઞ્જીત શતભિષાજ્યેષ્ઠે સ્કન્ધયોર્દક્ષિણવામયોર્ન્યસેત્ ॥ ૬॥ ઉત્તરાહનાવગસ્તિરધરાહનૌ[6] યમો મુખેષુ ચાઙ્ગારકઃ શનૈશ્ચર ઉપસ્થે બૃહસ્પતિઃ કકુદિ વક્ષસ્યાદિત્યો હૃદયે નારાયણો[7] મનસિ ચન્દ્રો નાભ્યામુશના સ્તનયોરશ્વિનૌ બુધઃ પ્રાણાપાનયો રાહુર્ગલે કેતવઃ સર્વાઙ્ગેષુ રોમસુ સર્વે તારાગણાઃ ॥ ૭॥

એતદુ હૈવ ભગવતો વિષ્ણોઃ સર્વદેવતામયં રૂપમહરહઃ સન્ધ્યાયાં પ્રયતો વાગ્યતો નિરીક્ષમાણ ઉપતિષ્ઠેત નમો[8] જ્યોતિર્લોકાય કાલાયનાયાનિમિષાં પતયે મહાપુરુષાયાભિધીમહીતિ ॥ ૮॥

ગ્રહર્ક્ષતારામયમાધિદૈવિકં
પાપાપહં મન્ત્રકૃતાં ત્રિકાલમ્ ।
નમસ્યતઃ સ્મરતો વા ત્રિકાલં
નશ્યેત તત્કાલજમાશુ પાપમ્ ॥ ૯॥

શિશુમાર જ્યારે કુંડલાકાર હોય છે ત્યારે તેની બંને બાજુનાં અંગોની સંખ્યા સરખી રહે છે તેવી જ રીતે અહીં નક્ષત્રોની સંખ્યામાં પણ સરખાપણું (ચૌદ-ચૌદ, બંને બાજુ) છે. આ (શિશુમાર)ની પીઠના ભાગમાં અજવીથી (એટલે કે મૂળ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા - એ ત્રણ નક્ષત્રોનો સમૂહ) છે અને આના ઉદરના ભાગમાં આકાશગંગા છે. (૫) હે રાજન્! આના જમણા અને ડાબા કટિભાગોમાં પુનર્વસુ અને પુષ્ય નક્ષત્રો છે, જમણા અને ડાબા ચરણોમાં પાછલા ભાગે આર્દ્રા અને આશ્લેષા નક્ષત્રો છે, તેમ જ જમણા અને ડાબા નસકોરાંમાં અનુક્રમે અભિજિત્ અને ઉતરાષાઢા (નક્ષત્રો) છે. આ જ પ્રમાણે જમણા અને ડાબા નેત્રોમાં અનુક્રમે શ્રવણ અને પૂર્વાષાઢા તથા જમણા અને ડાબા કાનોમાં અનુક્રમે ધનિષ્ઠા અને મૂળ નક્ષત્રો છે. દક્ષિણાયનનાં મઘા વગેરે આઠ નક્ષત્રો ડાબી પાંસળીઓમાં અને એનાથી ઊલટા ક્રમે ઉત્તરાયણનાં મૃગશિરા વગેરે આઠ નક્ષત્રો જમણી પાંસળીઓમાં છે. શતભિષા અને જ્યેષ્ઠા - આ બે નક્ષત્રો, ક્રમશઃ જમણા અને ડાબા ખભાઓના સ્થાને છે. (૬) આની ઉપરની હડપચીમાં અગસ્ત્ય, નીચેની હડપચીમાં નક્ષત્રરૂપ યમ, મુખમાં મંગળ, લિંગપ્રદેશમાં શનિ, ખૂંધમાં બૃહસ્પતિ (ગુરુ), છાતીમાં સૂર્ય, હૃદયમાં નારાયણ, મનમાં ચંદ્રમા, નાભિમાં શુક્ર, સ્તનોમાં (બે) અશ્વિનીકુમારો, પ્રાણ અને અપાનમાં બુધ, કંઠમાં રાહુ, સમસ્ત અંગોમાં કેતુ અને રુવાંટાંમાં સમસ્ત તારાઓ સ્થિત છે. (૭)

હે રાજન્! આ (શિશુમાર) ભગવાન વિષ્ણુનું સર્વદેવમય સ્વરૂપ છે. દરરોજ સાયંકાળ-સમયે પવિત્ર થઈને અને મૌન રહીને આનું દર્શન કરતાં-કરતાં ચિંતન કરવું જોઈએ તથા આ મંત્રનો જપ કરતાં-કરતાં ભગવાનની સ્તુતિ કરવી જોઈએ – 'સમસ્ત જ્યોતિર્ગણોના આશ્રય, કાળચક્ર-સ્વરૂપ, સર્વદેવોના અધિપતિ પરમપુરુષ પરમાત્માનું અમે નમસ્કારપૂર્વક ધ્યાન કરીએ છીએ.' (૮) ગ્રહો, નક્ષત્રો અને તારાઓ-રૂપે ભગવાનનું આધિદૈવિક રૂપ પ્રકાશિત થઈ રહ્યું છે; તે ત્રણે સમય ઉપર્યુક્ત મંત્રનો જપ કરનારા પુરુષોનાં પાપોનો નાશ કરી દે છે. જે મનુષ્ય સવારે, બપોરે અને સાંજે – ત્રણે સમય તેમના આ આધિદૈવિક સ્વરૂપનું રોજેરોજ ચિંતન અને વંદન કરે છે તેનાં કરેલાં પાપ તે સમયે તત્કાળ નાશ પામે છે. (૯)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે શિશુમારસંસ્થાવર્ણનં નામ ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩॥**

**પાંચમા સ્કંધ-અંતર્ગત શિશુમારસંસ્થાવર્ણન નામનો ત્રેવીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – ૦ણ્યોરાર્દ્રાશ્લેષે ચ । ૨. પ્રાચીન પ્રતમાં 'દક્ષિણવામયોઃ' પાઠ નથી. ૩. પ્રા. પા. – ૦પાર્શ્વવક્ષઃસુ । ૪. પ્રા. પા. – મૃગશીર્ષર્ક્ષાદીન્યુ૦ । ૫. પ્રા. પા. – ૦ક્ષિણપાર્શ્વેષુ પ્રાતિલોમ્યેન શતભિષાજ્યેષ્ઠે । ૬. પ્રા. પા. – ઉત્તરહનાવગસ્ત્યોઽધરહનૌ યમો મુખે ચા૦ । ૭. પ્રા. પા. – નાસાયામુશના સ્તનયોઃ । ૮. પ્રા. પા. – નમો નમો જ્યો૦ ।

# ચોવીસમો અધ્યાય

## રાહુ વગેરેની સ્થિતિ તથા અતલ વગેરે નીચેના લોકોનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

અધસ્તાત્સવિતુર્યોજનાયુતે સ્વર્ભાનુર્નક્ષત્રવચ્ચરતીત્યેકે યોઽસાવમરત્વં ગ્રહત્વં ચાલભત ભગવદનુકમ્પયા સ્વયમસુરાપસદઃ સૈંહિકેયો હ્યતદર્હસ્તસ્ય તાત જન્મ કર્માણિ ચોપરિષ્ટાદ્વક્ષ્યામઃ ॥ ૧॥ યદદસ્તરણેર્મણ્ડલં પ્રતપતસ્તદ્વિસ્તરતો યોજનાયુતમાચક્ષતે દ્વાદશસહસ્રં સોમસ્ય ત્રયોદશસહસ્રં રાહોર્યઃ પર્વણિ તદ્વ્યવધાનકૃદ્વૈરાનુબન્ધઃ સૂર્યાચન્દ્રમસાવભિધાવતિ ॥ ૨॥ તન્નિશમ્યોભયત્રાપિ ભગવતા રક્ષણાય પ્રયુક્તં સુદર્શનં નામ ભાગવતં દયિતમસ્ત્રં તત્તેજસા દુર્વિષહં મુહુઃ પરિવર્તમાનમભ્યવસ્થિતો મુહૂર્તમુદ્વિજમાનશ્ચકિતહૃદય આરાદેવ નિવર્તતે તદુપરાગમિતિ વદન્તિ લોકાઃ ॥ ૩॥

તતોઽધસ્તાત્સિદ્ધચારણવિદ્યાધરાણાં સદનાનિ તાવન્માત્ર એવ ॥ ૪॥ તતોઽધસ્તાદ્યક્ષરક્ષઃપિશાચપ્રેતભૂતગણાનાં વિહારાજિરમન્તરિક્ષં યાવદ્વાયુઃ પ્રવાતિ યાવન્મેઘા ઉપલભ્યન્તે ॥ ૫॥ તતોઽધસ્તાચ્છતયોજનાન્તર ઇયં પૃથિવી યાવદ્ધંસભાસશ્યેનસુપર્ણાદયઃ પતત્રિપ્રવરા ઉત્પતન્તીતિ ॥ ૬॥ ઉપવર્ણિતં ભૂમેર્યથાસન્નિવેશાવસ્થાનમવનેરપ્યધસ્તાત્ સપ્ત ભૂવિવરા એકૈકશો યોજનાયુતાન્તરેણાયામવિસ્તારેણોપક્લૃપ્તા[1] અતલં વિતલં સુતલં તલાતલં મહાતલં રસાતલં પાતાલમિતિ ॥ ૭॥ એતેષુ હિ બિલસ્વર્ગેષુ[2] સ્વર્ગાદપ્યધિકકામભોગૈશ્વર્યાનન્દભૂતિવિભૂતિભિઃ સુસમૃદ્ધ-

**શ્રીશુકદેવજી કહે છે** — હે પરીક્ષિત! કેટલાક લોકોનું કહેવું છે કે સૂર્યથી દસ હજાર જોજન નીચે રાહુ નક્ષત્રોની જેમ ઘૂમે છે. એણે ભગવાનની કૃપાથી જ દેવત્વ અને ગ્રહત્વ પ્રાપ્ત કરેલું છે, (અન્યથા) સિંહિકાપુત્ર તે પોતે તો અધમ અસુર હોવાને કારણે કોઈ પણ રીતે આ પદને લાયક ન હતો. તેના જન્મ અને તેનાં કર્મોનું વર્ણન અમે આગળ ઉપર કરીશું. (૧) સૂર્યનું અત્યંત તપતું આ જે મંડળ છે તેનો વિસ્તાર દસ હજાર જોજન બતાવવામાં આવે છે. આ જ પ્રમાણે ચંદ્રના મંડળનો વિસ્તાર બાર હજાર અને રાહુનો વિસ્તાર તેર હજાર જોજન છે. અમૃતપાન કરતી વખતે આ રાહુ દેવતાના વેશમાં સૂર્ય અને ચંદ્રની વચ્ચે આવીને બેસી ગયો હતો અને ત્યારે સૂર્ય અને ચંદ્રે આનો ભેદ ખોલી નાખ્યો હતો. તે વેર યાદ કરીને આ (રાહુ) અમાસ અને પૂર્ણિમાના દિવસે તેમના (સૂર્ય અને ચંદ્ર) પર આક્રમણ કરે છે. (૨) આ જોઈને ભગવાને સૂર્ય અને ચંદ્રના રક્ષણ માટે તે બંનેની પાસે પોતાના પ્રિય આયુધ સુદર્શન ચક્રની નિયુક્તિ કરેલી છે, તે નિરંતર ઘૂમતું રહે છે; તેથી રાહુ તેના અસહ્ય તેજથી ઉદ્વિગ્ન અને ચકિતચિત્ત થઈને ઘડીભર માટે તેમની સામે ટકીને પછી તરત પાછો ચાલ્યો જાય છે. આ રાહુના એટલા સમય માટે તેમની સામે ટકવાની ઘટનાને લોકો 'ગ્રહણ' કહે છે. (૩)

રાહુથી દસ હજાર જોજન નીચે સિદ્ધો, ચારણો, વિદ્યાધરો વગેરેનાં સ્થાન છે. (૪) તેમની નીચે જ્યાં સુધી વાયુ ગતિ કરે છે અને વાદળાં દેખાય છે તે અંતરિક્ષલોક છે. એ યક્ષો, રાક્ષસો, પિશાચો, પ્રેતો અને ભૂતોનું વિહારસ્થાન છે.(૫) તેનાથી નીચે સો જોજન દૂર આ પૃથ્વી છે. હંસ, ગીધ, બાજ, ગરુડ વગેરે મુખ્ય-મુખ્ય પક્ષીઓ જ્યાં સુધી ઊડી શકે છે ત્યાં સુધી તેની હદ છે. (૬) પૃથ્વીના વિસ્તારનું અને તેની સ્થિતિનું વર્ણન તો (અગાઉ) થયેલું જ છે. આ (પૃથ્વી)ની પણ નીચે અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાળ નામના સાત ભૂ-વિવરો (અર્થાત્ ભૂગર્ભમાં રહેલા લોક) છે. આ એકની નીચે એક દસ-દસ હજાર જોજનના અંતરે આવેલા છે અને એમાંના પ્રત્યેકની લંબાઈ-પહોળાઈ પણ દસ-દસ હજાર જોજન જેટલી જ છે. (૭) આ ભૂમિ વિવરો પણ એક પ્રકારનાં સ્વર્ગ જ છે. એમનામાં સ્વર્ગ કરતાં પણ વધુ વિષયભોગ, ઐશ્વર્ય, આનંદ, સંતાનસુખ અને ધનસંપત્તિ છે. અહીંનાં વૈભવપૂર્ણ ભવનો, ઉદ્યાનો અને ક્રીડાસ્થાનોમાં દૈત્યો, દાનવો અને નાગલોકો જાતજાતની માયામયી ક્રીડાઓ કરતા રહીને નિવાસ કરે છે. તે બધા ગૃહસ્થીધર્મનું પાલન કરે છે.

૧. પ્રા. પા. — ઙ્મવિસ્તારાઃ સિદ્ધચારણવિદ્યાધરાણાં સદનાનિ તાવન્માત્ર એવ તતોઽધસ્તાદુરગાણામુપક્લૃપ્તા અતલં । ૨. પ્રા. પા. — વિલસ્થલેષુ ।

ભવનોદ્યાનાક્રીડવિહારેષુ દૈત્યદાનવકાદ્રવેયા નિત્યપ્રમુદિતાનુરક્તકલત્રાપત્યબન્ધુસુહૃદનુચરા ગૃહપતય ઈશ્વરાદપ્યપ્રતિહતકામા માયાવિનોદા નિવસન્તિ ॥ ૮॥ યેષુ મહારાજ મયેન માયાવિના વિનિર્મિતાઃ[1] પુરો નાનામણિપ્રવરપ્રવેકવિરચિતવિચિત્રભવનપ્રાકારગોપુરસભાચૈત્યચત્વરાયતનાદિભિર્નાગાસુરમિથુનપારાવતશુકસારિકાકીર્ણકૃત્રિમ-[2] ભૂમિભિર્વિવરેશ્વરગૃહોત્તમૈઃ સમલઙ્કૃતાશ્ચકાસતિ ॥ ૯॥ ઉદ્યાનાનિ ચાતિતરાં[3] મનઇન્દ્રિયાનન્દિભિઃ કુસુમફલસ્તબકસુભગકિસલયાવનતરુચિરવિટપવિટપિનાં[4] લતાઙ્ગાલિઙ્ગિતાનાં શ્રીભિઃ સમિથુનવિવિધવિહઙ્ગમજલાશયાનામમલજલપૂર્ણાનાં ઝષકુલોલ્લઙ્ઘનક્ષુભિતનીરનીરજકુમુદકુવલય-[5] કહ્લારનીલોત્પલલોહિતશતપત્રાદિવનેષુ કૃતનિકેતનાનામેકવિહારાકુલમધુરવિવિધસ્વનાદિભિરિન્દ્રિયોત્સવૈરમરલોકશ્રિયમતિશયિતાનિ ॥ ૧૦॥ યત્ર હ વાવ ન ભયમહોરાત્રાદિભિઃ કાલવિભાગૈરુપલક્ષ્યતે ॥ ૧૧॥ યત્ર[6] હિ મહાહિપ્રવરશિરોમણયઃ સર્વં તમઃ પ્રબાધન્તે ॥ ૧૨॥ ન વા એતેષુ વસતાં દિવ્યૌષધિરસરસાયનાન્નપાનસ્નાનાદિભિરાધયો વ્યાધયો વલીપલિતજરાદયશ્ચ દેહવૈવર્ણ્યદૌર્ગન્ધ્યસ્વેદક્લમગ્લાનિરિતિ

તેમનાં પત્ની, પુત્ર, ભાઈ, સગાંવહાલાં અને સેવકો તેમને ઘણો પ્રેમ કરે છે અને તેઓ હંમેશાં પ્રસન્નચિત્ત રહે છે. તેમના ભોગો ભોગવવામાં અડચણ ઊભી કરવાનું સામર્થ્ય ઇન્દ્ર વગેરેમાં પણ નથી. (૮) હે મહારાજ! આ ભૂમિ-વિવરોમાં માયાવી મયદાનવે બનાવેલી અનેક નગરીઓ શોભાપૂર્વક ઝગમગી રહી છે, કે જે (નગરીઓ) અનેકવિધ સુંદર-સુંદર મણિઓ વડે રચાયેલાં ચિત્ર-વિચિત્ર ભવનો, કોટ, નગરના દરવાજાઓ, સભાભવનો, મંદિરો, મોટાં મોટાં પ્રાંગણો અને ઘરોથી સુશોભિત છે તથા જેમની કૃત્રિમ ભૂ-સપાટી (ફરશ) પર નાગ અને અસુરોનાં યુગલો તેમ જ કબૂતરો, પોપટ, મેના વગેરે પક્ષીઓ કિલ્લોલ કરતાં રહે છે. પાતાળના અધિપતિઓનાં આવાં ભવ્ય ભવનો તે નગરીઓની શોભા વધારે છે. (૯) ત્યાંના બાગબગીચાઓ પણ પોતાની શોભાથી દેવલોકના ઉદ્યાનોની શોભાને પરાજિત કરે છે. તેમાં અનેક વૃક્ષો છે, કે જેમની સુંદર ડાળીઓ ફળ-ફૂલોના ગુચ્છોના અને કોમળ કૂંપળોના ભારથી લચેલી રહે છે તથા જેમને જાતજાતની લતાઓએ પોતાના અંગપાશ વડે બાંધી રાખેલાં છે. ત્યાં નિર્મળ જળથી ભરેલાં જે અનેક જળાશયો છે તેમાં વિવિધ પક્ષીઓનાં યુગલો વિલાસ કરતાં રહે છે. આ વૃક્ષો અને જળાશયોના સૌંદર્યથી તે બગીચાઓ અત્યંત શોભી રહ્યા છે. તે જળાશયોમાં રહેતી માછલીઓ જ્યારે ક્રીડા કરતી ઊછળે છે ત્યારે તેમનાં જળમાં સ્પંદનો ઊઠે છે, એ સાથે જ જળ પર ઊગેલાં કમળ, કુમુદ, કુવલય, કહ્લાર (શ્વેતકમળ) નીલકમળ, રક્ત-કમલ, શતપાંખડી કમળ વગેરેના સમૂહો પણ હાલવા લાગે છે. આ કમળોના વનમાં રહેતાં પક્ષીઓ નિરંતર ક્રીડા-કૌતુક કરતાં રહીને જાત-જાતની અતિ-મધુર બોલીઓ બોલતાં રહે છે, જે સાંભળીને મન અને ઇન્દ્રિયોને ઘણો જ આહ્લાદ મળે છે; અને તે સમયે સમસ્ત ઇન્દ્રિયોમાં જાણે ઉત્સવ છવાઈ જાય છે. (૧૦) ત્યાં સૂર્યનો પ્રકાશ જતો નથી, તેથી દિવસ-રાત વગેરે કાળ-વિભાજનનો પણ કોઈ પ્રશ્ન ઊભો થતો નથી. (૧૧) ત્યાંના સમસ્ત અંધકારને મોટા મોટા નાગોનાં મસ્તકો પરના મણિઓ જ દૂર કરે છે. (૧૨) આ લોકોના રહેવાસીઓ જે ઔષધિ, રસ, રસાયણ, અન્ન, પાન, સ્નાન વગેરેનું સેવન કરે છે તે તમામ પદાર્થો દિવ્ય હોય છે; આ દિવ્ય પદાર્થોના સેવનથી તેમને માનસિક કે શારીરિક રોગ થતા નથી તથા કરચલીઓ પડવી, વાળ પાકી જવા, ઘડપણ આવવું, શરીર તેજહીન થઈ જવું, શરીરમાંથી દુર્ગંધ આવવી, પરસેવો ટપકવો, થાક લાગવો અથવા નબળાઈ આવી જવી તથા ઉમરના બદલાવા સાથે શરીરની અવસ્થામાં ફેરફાર થવો – આવા કોઈ વિકાર થતા નથી. તેઓ હંમેશાં સુંદર, સ્વસ્થ, યુવાન અને શક્તિસંપન્ન રહે

૧. પ્રા. પા. – નિર્મિતાઃ । ૨. પ્રા. પા. – ૦શારિકા૦ । ૩. પ્રા. પા. – નિતરાં । ૪. પ્રા. પા. – ૦ચિરવિટપિનાં । ૫. પ્રા. પા. – ૦નીલનીરજ૦ । ૬. પ્રા. પા. – યત્ર મહાહિ૦ ।

વયોઽવસ્થાશ્ચ ભવન્તિ ॥૧૩॥ ન હિ તેષાં કલ્યાણાનાં પ્રભવતિ કુતશ્ચન મૃત્યુર્વિના ભગવત્તેજસશ્ચક્રાપદેશાત્ ॥૧૪॥ યસ્મિન્ પ્રવિષ્ટેઽસુરવધૂનાં પ્રાયઃ પુંસવનાનિ ભયાદેવ સ્રવન્તિ પતન્તિ ચ ॥૧૫॥

અથાતલે મયપુત્રોઽસુરો બલો નિવસતિ યેન હ વા ઈહ સૃષ્ટાઃ ષણ્ણવતિર્માયાઃ કાશ્ચનાદ્યાપિ માયાવિનો ધારયન્તિ યસ્ય ચ જૃમ્ભમાણસ્ય મુખતસ્રયઃ સ્રીગણા ઉદપદ્યન્ત સ્વૈરિણ્યઃ કામિન્યઃ પુંશ્ચલ્ય ઈતિ યા વૈ વિલાયનં પ્રવિષ્ટં પુરુષં રસેન હાટકાખ્યેન સાધયિત્વા સ્વવિલાસાવલોકનાનુરાગસ્મિતસંલાપોપગૂહનાદિભિઃ સ્વૈરં કિલ રમયન્તિ યસ્મિન્નુપયુક્તે પુરુષ ઈશ્વરોઽહં સિદ્ધોઽહમિત્યયુતમહાગજબલમાત્માનમભિમન્યમાનઃ કત્થતે મદાન્ધ ઈવ ॥૧૬॥

તતોઽધસ્તાદ્વિતલે હરો ભગવાન્ હાટકેશ્વરઃ સ્વપાર્ષદભૂતગણાવૃતઃ[1] પ્રજાપતિસર્ગોપબૃંહણાય ભવો ભવાન્યા સહ મિથુનીભૂત[2] આસ્તે યતઃ પ્રવૃત્તા સરિત્પ્રવરા હાટકી નામ ભવયોર્વીર્યેણ[3] યત્ર ચિત્રભાનુર્માતરિશ્વના સમિધ્યમાન ઓજસા પિબતિ તન્નિષ્ઠ્યૂતં હાટકાખ્યં સુવર્ણં ભૂષણેનાસુરેન્દ્રાવરોધેષુ પુરુષાઃ સહ પુરુષીભિર્ધારયન્તિ ॥૧૭॥

તતોઽધસ્તાત્સુતલે ઉદારશ્રવાઃ પુણ્યશ્લોકો વિરોચનાત્મજો બલિર્ભગવતા મહેન્દ્રસ્ય પ્રિયં ચિકીર્ષમાણેનાદિતેર્લબ્ધકાયો ભૂત્વા બટુવામનરૂપેણ પરાક્ષિપ્તલોકત્રયો[4] ભગવદનુકમ્પયૈવ પુનઃ પ્રવેશિત ઈન્દ્રાદિષ્વવિદ્યમાનયા સુસમૃદ્ધયા શ્રિયાઽભિજુષ્ટઃ સ્વધર્મેણારાધયંસ્તમેવ ભગવન્તમારાધનીયમપગતસાધ્વસ આસ્તેઽધુનાપિ ॥૧૮॥ નો એવૈતત્સાક્ષાત્કારો[5] ભૂમિદાનસ્ય

છે. (૧૩) તે પુણ્યશાળી જનોનું ભગવાનના તેજરૂપ સુદર્શન ચક્ર સિવાય અન્ય કોઈ સાધનથી મૃત્યુ થઈ શકતું નથી. (૧૪) સુદર્શન ચક્રના તો આગમન-માત્રથી જ ભયને કારણે અસુર-રમણીઓને ગર્ભસ્રાવ અને ગર્ભપાત* થઈ જાય છે. (૧૫)

અતલ-લોકમાં મયદાનવનો પુત્ર બલ (નામનો) અસુર રહે છે. તેણે છન્નુ પ્રકારની માયા રચેલી છે. એમાંની કેટલીક તો આજે પણ માયાવી પુરુષોમાં જોવા મળે છે. તેણે એક વાર બગાસું ખાધું હતું, ત્યારે તેના મુખમાંથી સ્વૈરિણી (માત્ર પોતાના વર્ણના પુરુષો સાથે રમણ કરનારી), કામિની (અન્ય વર્ણોના પુરુષો સાથે પણ સમાગમ કરનારી) અને પુંશ્ચલી (અત્યંત ચંચળ સ્વભાવશાળી) – ત્રણ પ્રકારની સ્રીઓ ઉત્પન્ન થઈ હતી. આ સ્રીઓ તે લોકમાં રહેતા પુરુષોને હાટક નામનો રસ પિવડાવીને તેમને સંભોગ કરવા સમર્થ બનાવી દે છે; અને પછી તેમની સાથે પોતાની હાવભાવ-સભર દૃષ્ટિ (નેત્રકટાક્ષ), પ્રેમસભર સ્મિત, પ્રેમાલાપ અને આલિંગન વગેરે વડે યથેષ્ટ રમણ કરે છે. તે હાટક-રસ પીને મનુષ્ય મદાંધ જેવો થઈ જાય છે અને પોતાને દસ હજાર હાથીઓ જેટલો બળવાન માનીને 'હું ઈશ્વર છું, હું સિદ્ધ છું' - એ પ્રમાણે ગર્વથી ફુલાઈને વાતો કરવા લાગે છે. (૧૬)

આ અતલની નીચેના વિતલ-લોકમાં ભગવાન હાટકેશ્વર નામના મહાદેવજી પોતાના પાર્ષદ ભૂતગણો સાથે નિવાસ કરે છે. તેઓ પ્રજાપતિની સૃષ્ટિની વૃદ્ધિ માટે ભવાની સાથે વિહાર કરતા રહે છે. તે બંનેના તેજમાંથી ત્યાં હાટકી નામની એક શ્રેષ્ઠ નદી નીકળેલી છે. તેનું જળ વાયુથી ભભૂકી ઊઠેલો અગ્નિ અત્યંત ઉત્સાહથી પીએ છે. તે (અગ્નિ) હાટક નામનું જે સુવર્ણ થૂંકે છે, તેમાંથી બનેલાં આભૂષણોને દૈત્યરાજોનાં અંતઃપુરોમાંનાં બધાં જ સ્રી-પુરુષો ધારણ કરે છે. (૧૭)

વિતલની નીચે સુતલ-લોક છે. તેમાં વિરોચનનો મહાયશસ્વી, પરમકીર્તિવાન પુત્ર બલિ રહે છે. ઈન્દ્રનું પ્રિય (કાર્ય) કરવા માટે ભગવાને અદિતિના ગર્ભથી વટુ-વામનરૂપે અવતાર લઈને તેની પાસેથી ત્રણે લોક છીનવી લીધાં હતાં. પછી ભગવાનની કૃપાથી જ તેનો આ (સુતલ) લોકમાં પ્રવેશ થયેલો છે. અહીં તેને જેવી ઉત્કૃષ્ટ સંપત્તિ મળેલી છે તેવી ઈન્દ્ર વગેરે પાસે પણ નથી. તેથી તે એ જ પૂજ્યતમ પ્રભુની પોતાના ધર્માચરણ વડે આરાધના કરતો, અહીં આજે પણ નિર્ભયતાપૂર્વક રહે છે. (૧૮) હે રાજન્! સમસ્ત જીવોના નિયામક અને આત્મસ્વરૂપ પરમાત્મા ભગવાન વાસુદેવ જેવા પૂજ્યતમ, પવિત્રતમ પાત્રના આગમનથી તેમને પરમ શ્રદ્ધા અને આદર સાથે સ્થિર ચિત્તે કરેલા ભૂમિના દાનનું આ જ કોઈ મુખ્ય ફળ

૧. પ્રા. પા. – ૦પારિષદભૂ૦ । ૨. પ્રા. પા. – ૦ભૂય । ૩. પ્રા. પા. – તયોર્વીર્યેણ । ૪. પ્રા. પા. – પરિક્ષિપ્તસ્વર્લોકત્રયો । ૫. પ્રા. પા. – યદ્યેતત્સાક્ષાત્કારો ।

* 'આચતુર્થાદ્ભવેત્સ્રાવઃ પાતઃ પઞ્ચમષષ્ઠયોઃ' - અર્થાત્ ચોથા માસ સુધીમાં જે ગર્ભ પડી જાય છે તેને 'ગર્ભસ્રાવ' કહે છે, જ્યારે પાંચમા કે છઠ્ઠા માસમાં જે ગર્ભ પડી જાય છે તેને 'ગર્ભપાત' કહેવાય છે.

યત્તદ્ભગવત્યશેષજીવનિકાયાનાં જીવભૂતાત્મભૂતે પરમાત્મનિ વાસુદેવે તીર્થતમે પાત્ર ઉપપન્ને પરયા શ્રદ્ધયા પરમાદરસમાહિતમનસા સમ્પ્રતિપાદિતસ્ય સાક્ષાદપવર્ગદ્વારસ્ય યદ્બિલનિલયૈશ્વર્યમ્ ॥૧૯॥ યસ્ય હ વાવ ક્ષુતપતનપ્રસ્ખલનાદિષુ વિવશઃ સકૃન્નામાભિગૃણન્ પુરુષઃ કર્મબન્ધનમઞ્જસા વિધુનોતિ યસ્ય હૈવ પ્રતિબાધનં મુમુક્ષવોઽન્યથૈવોપલભન્તે[1] ॥૨૦॥ તદ્ભક્તાનામાત્મવતાં સર્વેષામાત્મન્યાત્મદ આત્મતયૈવ ॥૨૧॥ ન વૈ ભગવાન્નૂનમમુષ્યાનુજગ્રાહ યદુત પુનરાત્માનુસ્મૃતિમોષણં માયામયભોગૈશ્વર્યમેવાતનુતેતિ ॥૨૨॥ યત્તદ્ભગવતાઽનધિગતાઽન્યોપાયેન યાચ્ઞાચ્છલેનાપહૃતસ્વશરીરાવશેષિતલોકત્રયો વરુણપાશૈશ્ચ સમ્પ્રતિમુક્તો ગિરિદર્યાં ચાપવિદ્ધ ઈતિ હોવાચ ॥૨૩॥ નૂનં બતાયં ભગવાનર્થેષુ ન નિષ્ણાતો યોઽસાવિન્દ્રો યસ્ય સચિવો મન્ત્રાય[2] વૃત એકાન્તતો બૃહસ્પતિસ્તમતિહાય[3] સ્વયમુપેન્દ્રેણાત્માનમયાચતાત્મનશ્ચાશિષો નો એવ તદાસ્યમતિગમ્ભીરવયસઃ કાલસ્ય મન્વન્તરપરિવૃત્તં કિયલ્લોકત્રયમિદમ્ ॥૨૪॥ યસ્યાનુદાસ્યમેવાસ્મત્પિતામહઃ કિલ વવ્રે ન તુ સ્વપિત્ર્યં યદુતાકુતોભયં પદં દીયમાનં ભગવતઃ પરમિતિ ભગવતોપરતે ખલુ સ્વપિતરિ ॥૨૫॥ તસ્ય મહાનુભાવસ્યાનુપથમમૃજિતકષાયઃ કો વાઽસ્મદ્વિધઃ પરિહીણભગવદનુગ્રહ[4] ઉપજિગમિષતીતિ ॥૨૬॥ તસ્યાનુચરિતમુપરિષ્ટાદ્વિસ્તરિષ્યતે[5] યસ્ય ભગવાન્ સ્વયમખિલજગદ્ગુરુર્નારાયણો દ્વારિ ગદાપાણિરવતિષ્ઠતે નિજજનાનુકમ્પિતહૃદયો યેનાઙ્ગુષ્ઠેન પદા દશકન્ધરો યોજનાયુતાયુતં દિગ્વિજય ઉચ્ચાટિતઃ ॥૨૭॥

નથી કે બલિને સુતલ-લોકનું ઐશ્વર્ય મળી ગયું. આ ઐશ્વર્ય તો અનિત્ય છે; પરંતુ તે ભૂમિદાન તો સાક્ષાત્ મોક્ષનું જ દ્વાર છે. (૧૯) સહજરૂપે અર્થાત્ બગાસું કે છીંક આવતાં અથવા પડતાં-આથડતાં વિવશ થઈને પણ ભગવાનનું એક વાર નામ લેવાથી પણ મનુષ્ય એકાએક જ કર્મોના બંધનને કાપી નાખે છે; જ્યારે મુમુક્ષુજનો આ કર્મબંધનને યોગ-સાધન વગેરે અનેક અન્ય ઉપાયોનો આશ્રય લેવા છતાં ઘણી મુશ્કેલીથી કાપી શકે છે. (૨૦) ભગવાનનું જે આત્મભાવથી ભજન કરે તે તેને ભગવાન પોતાનું સ્વરૂપ પ્રદાન કરી દે છે. આ તેમની ભક્તિનો મહિમા છે, ભૂમિદાનનો નહીં. (૨૧) ભગવાને જો બલિને તેના સર્વસ્વના દાનના બદલામાં પોતાની વિસ્મૃતિ કરાવનાર આ માયામય ભોગ અને ઐશ્વર્ય જ આપ્યું તો તેના પર આ કોઈ અનુગ્રહ કર્યો નથી. (૨૨) જ્યારે અન્ય કોઈ ઉપાય ન દેખાતાં ભગવાને યાચનરૂપી છળથી તેનું ત્રણે લોકનું રાજ્ય છીનવી લીધું અને તેની પાસે ફક્ત તેનું શરીરમાત્ર જ રહેવા પામ્યું ત્યારે વરુણના પાશોમાં બાંધીને પર્વતની ગુફામાં નાખી દેવાતાં તેણે કહ્યું હતું – (૨૩) "ખેદની વાત છે કે, આ ઐશ્વર્યવાન ઈન્દ્ર વિદ્વાન હોવા છતાં પણ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં કુશળ નથી. તેણે મારી પાસેનું આ સ્વર્ગનું રાજ્ય છીનવી લેવા માટે બૃહસ્પતિજીને મંત્રી બનાવ્યા અને સ્વાર્થવશ તેમની અવગણના કરીને તેણે ભગવાન વિષ્ણુ પાસેથી તેમની ભક્તિ ન માગતાં મારી પાસેનું સ્વર્ગનું રાજ્ય અને ભોગો જ માંગ્યા. પરંતુ ઈન્દ્રને એ ખબર નથી કે, આ ત્રણ લોકનું રાજ્ય તો એક મન્વન્તર સુધી જ રહેશે, જે અનંતકાળનો માત્ર એક અંશ જ છે. ભગવાનના કિંકરપણાની સામે આ તુચ્છ ભોગોનું શું મૂલ્ય છે? (૨૪) અમારા પિતામહ પ્રહ્લાદજીએ ભગવાનના હાથે પોતાના પિતા હિરણ્યકશિપુના માર્યા ગયા પછી પ્રભુની સેવાનું જ વરદાન માગ્યું હતું. ભગવાન તેમને રાજ્ય આપવા ઈચ્છતા હતા તોપણ આ બધું ભગવાનથી દૂર કરનારું છે એમ સમજીને તેમણે પોતાના પિતાનું નિષ્કંટક રાજ્ય લેવાનો સ્વીકાર કર્યો ન હતો. (૨૫) તેઓ મોટા મહાનુભાવ હતા. તેમનું અનુકરણ કરવાનું પણ મારામાં સામર્થ્ય નથી. અને ભગવાનના અનુગ્રહથી પણ હું વંચિત છું. તો મારા જેવો કોણ તેમની પાસે પહોંચવાનું સાહસ કરી શકશે? (૨૬) હે રાજન્! આ બલિની ચરિત્રકથા અમે આગળ ઉપર (આઠમા સ્કંધમાં) વિસ્તારપૂર્વક કહીશું. ભગવાનનું હૃદય પોતાના ભક્તો માટે દયાપૂર્ણ જ રહે છે, તેથી જ અખિલ જગતના પરમ પૂજનીય ગુરુ ભગવાન નારાયણ હાથમાં ગદા ધારણ કરીને સુતલ-લોકમાં રાજા બલિના દ્વાર પર હંમેશાં ઉપસ્થિત રહે છે. એક વાર દિગ્વિજય કરતો કરતો ઘમંડી રાવણ જ્યારે ત્યાં જઈ પહોંચ્યો ત્યારે ભગવાને પોતાના પગના અંગૂઠાની ઠોકરથી જ તેને લાખો જોજન દૂર ફેંકી દીધો

૧. પ્રા. પા. – ૦ઽન્યથૈવેહોપ૦ । ૨. પ્રા. પા. – મન્ત્રાય એકાન્તતો વૃતો બૃહ૦ । ૩. પ્રા. પા. – ૦હાયોપેન્દ્રેણાત્માનમાશિષો નો એવ તદનુદાસ્યમતિ૦ । ૪. પ્રા. પા. – ૦ગ્રહમુપજિ૦ । ૫. પ્રા. પા. – મુત્તરસ્માદ્વિસ્તરિષ્યતે યદ્ભગવાન્ ।

તતોઽધસ્તાત્તલાતલે મયો નામ દાનવેન્દ્રસ્ત્રિપુરાધિપતિર્ભગવતા પુરારિણા[1] ત્રિલોકીશં ચિકીર્ષુણા નિર્દગ્ધસ્વપુરત્રયસ્તત્પ્રસાદાલ્લબ્ધપદો માયાવિનામાચાર્યો[2] મહાદેવેન પરિરક્ષિતો વિગતસુદર્શનભયો મહીયતે ॥ ૨૮॥

તતોઽધસ્તાન્મહાતલે કાદ્રવેયાણાં સર્પાણાં નૈકશિરસાં ક્રોધવશો નામ ગણઃ કુહકતક્ષકકાલિયસુષેણાદિપ્રધાના મહાભોગવન્તઃ પતત્રિરાજાધિપતેઃ પુરુષવાહાદનવરતમુદ્વિજમાનાઃ[3] સ્વકલત્રાપત્યસુહૃત્કુટુમ્બસઙ્ગેન ક્વચિત્પ્રમત્તા વિહરન્તિ ॥ ૨૯॥

તતોઽધસ્તાદ્રસાતલે દૈતેયા દાનવાઃ પણયો નામ નિવાતકવચાઃ કાલેયા હિરણ્યપુરવાસિન ઈતિ વિબુધપ્રત્યનીકા ઉત્પત્ત્યા મહૌજસો મહાસાહસિનો ભગવતઃ સકલલોકાનુભાવસ્ય હરેરેવ[4] તેજસા પ્રતિહતબલાવલેપા[5] બિલેશયા ઈવ વસન્તિ યે વૈ સરમયેન્દ્રદૂત્યા વાગ્ભિર્મન્ત્રવર્ણાભિરિન્દ્રાદ્ બિભ્યતિ ॥ ૩૦॥

તતોઽધસ્તાત્પાતાલે નાગલોકપતયો વાસુકિપ્રમુખાઃ શઙ્ખકુલિકમહાશઙ્ખશ્વેતધનઞ્જયધૃતરાષ્ટ્રશઙ્ખચૂડકમ્બલાશ્વતરદેવદત્તાદયો મહાભોગિનો મહામર્ષા[6] નિવસન્તિ યેષામુ હ વૈ પઞ્ચસપ્તદશશતસહસ્રશીર્ષાણાં ફણાસુ વિરચિતા મહામણયો રોચિષ્ણવઃ પાતાલવિવરતિમિરનિકરં સ્વરોચિષા વિધમન્તિ ॥ ૩૧॥

હતો. (૨૭)

સુતલ-લોકની નીચે તલાતલ-લોક છે. ત્યાં ત્રિપુરાધિપતિ મય નામનો દાનવરાજ રહે છે. પહેલાં ત્રણે લોકને શાંતિ પ્રદાન કરવા ભગવાન શંકરે તેનાં ત્રણે પુર (નગરો) ભસ્મ કરી દીધાં હતાં. પછી તેમની જ કૃપાથી તેને આ સ્થાન મળ્યું. તે (મય) માયાવીઓનો પરમ ગુરુ છે અને મહાદેવજી વડે સુરક્ષિત છે, તેથી તેને સુદર્શન ચક્રનો પણ કોઈ ભય નથી. ત્યાંના રહેવાસીઓ તેનો ઘણો આદર કરે છે. (૨૮)

તે (તલાતલ)ની નીચે આવેલા મહાતલ-લોકમાં કદ્રૂથી ઉત્પન્ન થયેલા અનેક શિરવાળા સર્પોનો ક્રોધવશ નામનો એક સમુદાય રહે છે. તેમાં કુહક, તક્ષક, કાલિય, સુષેણ વગેરે મુખ્ય છે. તેમને મોટી-મોટી ફણાઓ છે. તે બધા હંમેશાં ભગવાનના વાહન - પક્ષીરાજ ગરુડથી બીતા રહે છે, તોપણ ક્યારેક-ક્યારેક પોતાની પત્ની, પુત્ર, મિત્ર અને કુટુંબના સંગથી પ્રમત્ત થઈને વિહાર કરવા લાગે છે. (૨૯)

તે (મહાતલ)ની નીચે આવેલા રસાતલ-લોકમાં પણિ નામના દૈત્યો-દાનવો રહે છે. એ નિવાતકવચ, કાલેય અને હિરણ્યપુરવાસી પણ કહેવાય છે. તેમનો દેવતાઓ સાથે વિરોધ છે. એ બધા જન્મથી જ ઘણા બળવાન અને મહા સાહસિક હોય છે. પરંતુ જેમનો પ્રભાવ સમસ્ત લોકોમાં ફેલાયેલો છે તે શ્રીહરિના તેજથી બળના અભિમાનનો ચૂરો થઈ જવાને કારણે આ લોકો સાપોની જેમ લપાઈ-છુપાઈને રહે છે તથા ઈન્દ્રની દૂતી સરમાએ કહેલા મંત્રવર્ણરૂપ* વાક્યને કારણે સદૈવ ઈન્દ્રથી બીતા રહે છે. (૩૦)

રસાતલની નીચે પાતાળ-લોક છે. ત્યાં શંખ, કુલિક, મહાશંખ, શ્વેત, ધનંજય, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વતર, દેવદત્ત વગેરે અત્યંત ક્રોધી અને મોટી-મોટી ફણાઓવાળા નાગ રહે છે. એમાં વાસુકિ મુખ્ય છે. તેમાંના કેટલાકને પાંચ, કેટલાકને સાત, કેટલાકને દસ, કેટલાકને સો અને કેટલાકને હજાર માથાં છે. તેમના ફણાઓના તગતગતા મણિઓ પોતાના પ્રકાશથી પાતાળ-લોકના બધા અંધકારને નષ્ટ કરી દે છે. (૩૧)

=★=

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે રાહ્વાદિસ્થિતિબિલસ્વર્ગમર્યાદાનિરૂપણં[7] નામ ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪॥**

**પાંચમા સ્કંધ-અંતર્ગત રાહુ-આદિ-સ્થિતિ-બિલસ્વર્ગમર્યાદા-નિરૂપણ નામનો ચોવીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રા. પા. – ત્રિપુરારિણા ત્રિલોક્યર્થં । ૨. પ્રા. પા. – માયાનામાચાર્યો । ૩. પ્રા. પા. – ૦મુદ્વિગ્નમનસા સ્વક૦ । ૪. પ્રા. પા. – હરેરિવ । ૫. પ્રા. પા. – ૦હતાવલેપા બિલશયા ઈવ વસન્તિ યે વૈ સુરમયે૦ । ૬. પ્રા. પા. – ૦મર્ષાઃ સન્તિ । ૭. પ્રા. પા. – વિવરાવયવવર્ણનં નામ ।

* એક કથા (સાંભળવામાં) આવે છે કે જ્યારે પણિ નામના દૈત્યોએ પૃથ્વીને રસાતલમાં સંતાડી દીધી ત્યારે ઈન્દ્રે તેને શોધવા માટે સરમા નામની એક દૂતી મોકલી હતી. સરમા સાથે સંધિ કરી લેવાનું દૈત્યોએ ઈચ્છ્યું, પણ સરમાએ સંધિ કરી નહીં અને ઈન્દ્રની સ્તુતિ કરતાં કહ્યું હતું – 'હતા ઈન્દ્રેણ પણયઃ શયધ્વમ્ ।' (હે પણિઓ! તમે ઈન્દ્રના હાથે મરીને પૃથ્વી પર સૂઈ જાઓ.) આ જ શાપને કારણે તેમને હંમેશાં ઈન્દ્રનો ડર લાગેલો રહે છે.

# પચીસમો અધ્યાય

## શ્રીસંકર્ષણદેવનું વિવરણ અને સ્તુતિ

*શ્રીશુક ઉવાચ*

**તસ્ય મૂલદેશે ત્રિંશદ્યોજનસહસ્રાન્તર આસ્તે યા વૈ કલા ભગવતસ્તામસી સમાખ્યાતાઽનન્ત ઈતિ સાત્વતીયા દ્રષ્ટૃદૃશ્યયોઃ[1] સઙ્કર્ષણમહમિત્યભિમાનલક્ષણં યં સઙ્કર્ષણમિત્યાચક્ષતે ॥ ૧॥ યસ્યેદં[2] ક્ષિતિમણ્ડલં ભગવતોઽનન્તમૂર્તેઃ સહસ્રશિરસ એકસ્મિન્નેવ શીર્ષણિ ધ્રિયમાણં સિદ્ધાર્થ ઈવ લક્ષ્યતે ॥ ૨॥ યસ્ય હ વા ઈદં કાલેનોપસઞ્જિહીર્ષતોઽમર્ષવિરચિતરુચિરભ્રમદ્ભ્રુવોરન્તરેણ સાઙ્કર્ષણો[3] નામ રુદ્ર એકાદશવ્યૂહસ્ત્ર્યક્ષસ્ત્રિશિખં શૂલમુત્તમ્ભયન્નુદતિષ્ઠત્ ॥ ૩॥ યસ્યાઙ્ઘ્રિકમલયુગલારુણવિશદનખમણિષણ્ડમણ્ડલેષ્વહિપતયઃ[4] સહ સાત્વતર્ષભૈરેકાન્તભક્તિયોગેનાવનમન્તઃ[5] સ્વવદનાનિ પરિસ્ફુરત્કુણ્ડલપ્રભામણ્ડિતગણ્ડસ્થલાન્યતિમનોહરાણિ[6] પ્રમુદિતમનસઃ ખલુ વિલોકયન્તિ ॥ ૪॥ યસ્યૈવ હિ નાગરાજકુમાર્ય આશિષ આશાસાનાશ્ચાર્વઙ્ગવલયવિલસિતવિશદવિપુલધવલસુભગરુચિરભુજરજતસ્તમ્ભેષ્વગુરુચન્દનકુઙ્કુમપઙ્કાનુલેપે[7]નાવલિમ્પમાનાસ્તદભિમર્શનોન્મથિતહૃદયમકરધ્વજાવેશરુચિરલલિતસ્મિતાસ્તદનુરાગમદમુદિતમદવિઘૂર્ણિતારુણકરુણાવલોકનયનવદનારવિન્દં સવ્રીડં કિલ વિલોકયન્તિ ॥ ૫॥ સ[8] એવ ભગવાનનન્તોઽનન્તગુણાર્ણવ આદિદેવ ઉપસંહતામર્ષરોષવેગો લોકાનાં સ્વસ્તય આસ્તે ॥ ૬॥**

**ધ્યાયમાનઃ સુરાસુરોરગસિદ્ધગન્ધર્વવિદ્યાધરમુનિગણૈરનવરતમદમુદિતવિકૃતવિહ્વલલોચનઃ સુલલિત-**

**શ્રીશુકદેવજી કહે છે** — હે રાજન્! પાતાળ-લોકની નીચે ત્રીસ હજાર જોજનના અંતરે 'અનંત' નામથી વિખ્યાત, શ્રીભગવાનની તામસી નિત્ય કલા છે. દેહાભિમાની દ્રષ્ટા (જીવ) દૃશ્ય (જડવસ્તુ)ની સાથે તાદાત્મ્ય કરે છે, જેથી અહંકારરૂપી આ કલા દ્રષ્ટા અને દૃશ્યને અહંતા-મમતાને લીધે ખેંચીને એક કરી દે છે. તેથી પાંચરાત્ર આગમના અનુયાયી ભક્તો એને 'સંકર્ષણ' કહે છે. (૧) આ ભગવાન અનંતને એક હજાર મસ્તક છે. તે પૈકીના એક પર રાખેલું આ સઘળું ભૂમંડળ સરસવના દાણા જેવડું દેખાય છે. (૨) પ્રલયકાળ ઉપસ્થિત થતાં જ્યારે તેમને આ વિશ્વનો ઉપસંહાર (સમાપન) કરવાની ઈચ્છા થાય છે ત્યારે તેમની ક્રોધને લીધે ઘૂમતી મનોહર ભ્રૂકુટિઓના મધ્યભાગમાંથી સંકર્ષણ નામના રુદ્ર પ્રગટ થાય છે. તેમની વ્યૂહસંખ્યા અગિયાર છે. તે બધા જ ત્રણ નેત્રોવાળા છે અને હાથમાં ત્રિશૂળ ધારણ કરેલા હોય છે. (૩) ભગવાન સંકર્ષણનાં ચરણકમળોના ગોળ-ગોળ, સ્વચ્છ અને અરુણવર્ણી નખ મણિઓની હાર જેવા દેદીપ્યમાન છે. અન્ય મુખ્ય મુખ્ય ભક્તો સહિત અનેક નાગરાજો અનન્ય ભક્તિભાવથી જ્યારે તેમને પ્રણામ કરે છે ત્યારે તેમને તે નખરૂપી મણિઓમાં પોતાનાં, કુંડળોની કાન્તિથી યુક્ત કમનીય ગાલવાળાં મનોહર મુખારવિંદોનું મનને મોહી લેનારું દર્શન થાય છે અને તેમનું મન આનંદથી પરિપૂર્ણ થઈ જાય છે. (૪) તે નાગરાજોની અનેક કુમારિકાઓ વિવિધ કામનાઓથી તેમનાં અંગમંડળ પર ચાંદીના સ્થંભ જેવી સુશોભિત, તેમની કંકણ-મંડિત લાંબી-લાંબી શ્વેતવર્ણી સુંદર ભુજાઓ પર અગરુ, ચંદન અને કુમકુમનો લેપ કરે છે. તે સમયે અંગસ્પર્શ થવાથી તેમનાં હૃદયમાં પ્રેમનો સંચાર થઈ જાય છે અને ત્યારે તેઓ પોતાનાં મદ-વિહ્વળ સકરુણ અરુણવર્ણી નેત્રકમળોથી શોભતાં તથા પ્રેમના મદથી આનંદિત મુખારવિંદ ભણી મધુર-મનોહર સ્મિત સાથે લજ્જાયુક્ત ભાવથી નિહાળવા લાગે છે. (૫) અનંત ગુણોના સાગર તે આદિદેવ ભગવાન અનંત પોતાના અમર્ષ અને રોષના વેગને રોકી રાખીને, સમસ્ત લોકોના કલ્યાણ માટે ત્યાં વિરાજમાન છે. (૬)

દેવતાઓ, અસુરો, નાગલોકો, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો અને મુનિઓ ભગવાન અનંતનું ધ્યાન ધર્યા કરે છે. તેમનાં નેત્ર નિરંતર પ્રેમ-મદથી આનંદિત, ચંચળ અને વિહ્વળ રહે છે. તેઓ સુલલિત વચનોરૂપી અમૃતથી પોતાના પાર્ષદો અને

૧. પ્રા. પા. — દ્રષ્ટૃદર્શનયોઃ સન્નિકર્ષણ । ૨. પ્રા. પા. — તસ્યેદં । ૩. પ્રા. પા. — સઙ્કર્ષણો । ૪. પ્રા. પા. — મણ્ડલં હ્યધિપતયઃ । ૫. પ્રા. પા. — નમન્તિ સ્વ૦ । ૬. પ્રા. પા. — પરિસ્ફુરત્પ્રભામણ્ડલીમણ્ડિત૦ । ૭. પ્રા. પા. — ન વિલિમ્પમાનાઃ । ૮. પ્રા. પા. — સ ભગવાનન૦ ।

મુખરિકામૃતેનાપ્યાયમાનઃ[1] સ્વપાર્ષદવિબુધ-[2]યૂથપતીનપરિમ્લાનરાગનવતુલસિકામોદમધ્વાસવેન[3] માદ્યન્મધુકરવ્રાતમધુરગીતશ્રિયં વૈજયન્તીં સ્વાં વનમાલાં નીલવાસા એકકુણ્ડલો હલકકુદિ કૃતસુભગસુન્દરભુજો ભગવાન્માહેન્દ્રો વારણેન્દ્ર ઈવ કાઞ્ચનીં કક્ષામુદારલીલો બિભર્તિ ॥ ૭॥

ય એષ એવમનુશ્રુતો[4] ધ્યાયમાનો મુમુક્ષૂણા-મનાદિકાલકર્મવાસનાગ્રથિતમવિદ્યામયં[5] હૃદય-ગ્રન્થિં સત્ત્વરજસ્તમોમયમન્તર્હૃદયં ગત આશુ નિર્ભિનત્તિ તસ્યાનુભાવાન્[6] ભગવાન્ સ્વાયમ્ભુવો નારદઃ સહ તુમ્બુરુણા સભાયાં બ્રહ્મણઃ સંશ્લોકયામાસ ॥ ૮॥

ઉત્પત્તિસ્થિતિલયહેતવોઽસ્ય કલ્પાઃ
સત્ત્વાદ્યાઃ પ્રકૃતિગુણા યદીક્ષયાઽઽસન્ ।
યદ્રૂપં ધ્રુવમકૃતં યદેકમાત્મન્
નાનાધાત્કથમુ હ વેદ તસ્ય વર્ત્મ ॥ ૯॥

મૂર્તિં નઃ પુરુકૃપયા બભાર સત્ત્વં
સંશુદ્ધં સદસદિદં વિભાતિ યત્ર ।
યલ્લીલાં મૃગપતિરાદદેઽનવદ્યા-
માદાતું સ્વજનમનાંસ્યુદારવીર્યઃ ॥ ૧૦॥

યન્નામ શ્રુતમનુકીર્તયેદકસ્મા-
દાર્તો વા યદિ પતિતઃ પ્રલમ્ભનાદ્વા ।
હન્ત્યંહઃ સપદિ નૃણામશેષમન્યં
કં શેષાદ્ભગવત આશ્રયેન્મુમુક્ષુઃ ॥ ૧૧॥

મૂર્ધન્યર્પિતમણુવત્સહસ્રમૂર્ધ્નો
ભૂગોલં[7] સગિરિસરિત્સમુદ્રસત્ત્વમ્ ।
આનન્ત્યાદનિમિતવિક્રમસ્ય ભૂમ્નઃ
કો વીર્યાણ્યધિગણયેત્સહસ્રજિહ્વઃ[8] ॥ ૧૨॥

દેવગણરક્ષકોને સંતુષ્ટ કરતા રહે છે. તેમના અંગ પર નીલાંબર અને કાનોમાં માત્ર એક કુંડળ ઝગમગતું રહે છે; તથા તેમનો સુભગ અને સુંદર હાથ હળની મૂઠ પર રાખેલો રહે છે. તે ઉદાર લીલામય ભગવાન સંકર્ષણ ગળામાં વૈજયન્તીમાળા ધારણ કરેલા રહે છે, કે જે સાક્ષાત્ ઈન્દ્રના હાથી ઐરાવતના ગળામાં રહેલી સુવર્ણની સાંકળ જેવી જણાય છે. જેનું તેજ ક્યારેય ફીક્કું પડતું નથી એવી નવીન તુલસીની ગંધથી તથા મધુર મકરંદથી ઉન્મત્ત થયેલા ભમરાઓ નિરંતર મધુર ગુંજારવ કરતા રહીને તેની શોભા વધારતા રહે છે. (૭)

હે પરીક્ષિત! આ પ્રમાણે ભગવાન અનંત, તેમના માહાત્મ્યનું શ્રવણ અને ધ્યાન કરવાથી મુમુક્ષુઓના હૃદયમાં આવિર્ભૂત થાય છે અને અનાદિ કાળની કર્મ-વાસનાઓ સાથે ગંઠાયેલી તેમની સત્ત્વ, રજ અને તમોગુણાત્મક અવિદ્યામયી હૃદયગ્રંથિને તત્કાળ કાપી નાખે છે. તેમના ગુણોનું બ્રહ્માજીના પુત્ર ભગવાન નારદે તુમ્બુરુ ગંધર્વ સહિત એક વાર બ્રહ્માજીની સભામાં આ પ્રમાણે ગાન કર્યું હતું – (૮)

"ભગવાન એક જ છે, તેઓ જ અનેકરૂપ ધારણ કરે છે, સંકર્ષણ પણ તે જ છે, તેમની દૃષ્ટિ પડતાં જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણભૂત સત્ત્વ વગેરે પ્રાકૃત ગુણો પોતપોતાના કાર્યમાં સમર્થ થાય છે, જેમનું સ્વરૂપ ધ્રુવ (અનંત) અને અકૃત (અનાદિ) છે તથા જેઓ પોતે એકમાત્ર હોવા છતાં પણ આ અનેકવિધ પ્રપંચને પોતાનામાં ધારણ કરી રહેલા છે તે ભગવાન સંકર્ષણના તત્ત્વને કોણ કેવી રીતે જાણી શકે? (૯) જેમનામાં કાર્ય-કારણરૂપી આ સઘળો પ્રપંચ ભાસી રહ્યો છે તથા પોતાનાં આત્મીય જનોનાં ચિત્તને આકર્ષિત કરવા માટે કરેલી જેમની વીરતાપૂર્ણ લીલાને પરમ પરાક્રમી સિંહે આદર્શ માનીને અપનાવેલી છે તે ઉદારવીર્ય સંકર્ષણ ભગવાને અમારા પર મહાન કૃપા કરીને આ વિશુદ્ધ સત્ત્વમય સ્વરૂપ ધારણ કરેલું છે. (૧૦) જેમના સાંભળેલા-સંભળાવેલા નામનું કોઈ પીડિત કે પતિત મનુષ્ય અચાનક અથવા મજાક ખાતર પણ ઉચ્ચારણ કરે છે તો તે મનુષ્ય બીજાં મનુષ્યોનાં તમામ પાપોનો તત્કાળ નાશ કરી દે છે – એવા ભગવાન શેષને છોડીને મુમુક્ષુ મનુષ્ય અન્ય કોનો આશ્રય લઈ શકે? (૧૧) પર્વતો, નદીઓ, સમુદ્રો વગેરેથી પરિપૂર્ણ આ સંપૂર્ણ ભૂમંડળ તે સહસ્ર મસ્તકોવાળા ભગવાનના એક મસ્તક પર એક રજકણની જેમ રખાયેલું છે. તેઓ અનંત છે, તેથી તેમના પરાક્રમનું કોઈ પરિમાણ નથી (અર્થાત્ તેઓ અપરિમિત પરાક્રમી છે). કોઈને હજાર જીભ હોય તોપણ તે મનુષ્ય તે સર્વવ્યાપક ભગવાનનાં પરાક્રમોની ગણતરી કરવાનું

૧. પ્રા. પા. – ૦મુખવિકારામૃતેના૦ । ૨. પ્રા. પા. – ૦યૂથપતીનાં પરિ૦ । ૩. પ્રા. પા. – ૦વનતુલસિ૦ । ૪. પ્રા. પા. – ૦મનુશ્રુતોઽભિધ્યાય૦ । ૫. પ્રા. પા. – ૦કર્મણાં વા૦ । ૬. પ્રા. પા. – ૦ભાવમુદ્વહન્ ભગ૦ । ૭. પ્રા. પા. – ભૂગોલકં । ૮. પ્રા. પા. – વીર્યાણ્યભિગણ૦ ।

એવમ્પ્રભાવો ભગવાનનન્તો
દુરન્તવીર્યોરુગુણાનુભાવઃ[1] ।
મૂલે રસાયાઃ સ્થિત આત્મતન્ત્રો
યો લીલયા ક્ષ્માં સ્થિતયે બિભર્તિ ॥ ૧૩॥

એતા હ્યેવેહ નૃભિરુપગન્તવ્યા ગતયો યથાકર્મવિનિર્મિતા યથોપદેશમનુવર્ણિતાઃ કામાન્ કામયમાનૈઃ ॥ ૧૪॥ એતાવતીર્હિ રાજન્ પુંસઃ પ્રવૃત્તિલક્ષણસ્ય ધર્મસ્ય વિપાકગતય ઉચ્ચાવચા વિસદૃશા યથાપ્રશ્નં વ્યાચખ્યે કિમન્યત્કથયામ ઇતિ ॥ ૧૫॥

સાહસ કેવી રીતે કરી શકે? (૧૨) વાસ્તવમાં તેમનાં વીર્ય, અતિશય ગુણો અને પ્રભાવ અસીમ છે. આવા પ્રભાવશાળી ભગવાન અનંત રસાતલના મૂળમાં પોતાના જ મહિમામાં સ્થિત સ્વતંત્ર છે અને સમસ્ત લોકોની સ્થિતિ માટે લીલાપૂર્વક જ પૃથ્વીને ધારણ કરી રહ્યા છે.'' (૧૩)

હે રાજન્! ભોગોની કામનાવાળા મનુષ્યોની પોતાનાં કર્મો અનુસાર પ્રાપ્ત થતી ભગવાને રચેલી આ જ ગતિઓ છે. એમને મેં ગુરુના મુખેથી જે રીતે સાંભળી હતી તે જ રીતે તમને કહી સંભળાવી. (૧૪) પ્રવૃત્તિરૂપ ધર્મના પરિણામે મનુષ્યને પ્રાપ્ત થતી પરસ્પર ઉત્તમ અને અધમ જે ગતિઓ વિવિધ પ્રકારની છે, તે મેં તમને તમારા પ્રશ્ન અનુસાર કહી સંભળાવી. હવે કહો, અન્ય શું કહી સંભળાવું? (૧૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે ભૂવિવરવિધ્યુપવર્ણનં નામ પઞ્ચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫॥
પાંચમા સ્કંધ-અંતર્ગત ભૂવિવરવિધિ-ઉપવર્ણન નામનો પચીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# છવ્વીસમો અધ્યાય

## નરકોની વિભિન્ન ગતિઓનું વર્ણન

રાજોવાચ

મહર્ષ એતદ્વૈચિત્ર્યં લોકસ્ય કથમિતિ ॥ ૧ ॥

ઋષિરુવાચ[2]

ત્રિગુણત્વાત્કર્તુઃ[3] શ્રદ્ધયા કર્મગતયઃ પૃથગ્વિધાઃ સર્વા એવ સર્વસ્ય તારતમ્યેન ભવન્તિ ॥ ૨॥ અથેદાનીં પ્રતિષિદ્ધ-લક્ષણસ્યાધર્મસ્ય તથૈવ કર્તુઃ[4] શ્રદ્ધાયા વૈસાદૃશ્યાત્કર્મફલં વિસદૃશં ભવતિ યા હ્યનાદ્યવિદ્યયા[5] કૃતકામાનાં તત્પરિણામલક્ષણાઃ સૃતયઃ સહસ્રશઃ પ્રવૃત્તાસ્તાસાં પ્રાચુર્યેણાનુવર્ણયિષ્યામઃ ॥ ૩॥

રાજોવાચ

નરકા નામ ભગવન્ કિં દેશવિશેષા અથવા બહિસ્ત્રિલોક્યા આહોસ્વિદન્તરાલ ઇતિ ॥ ૪॥

ઋષિરુવાચ

અન્તરાલ એવ ત્રિજગત્યાસ્તુ દિશિ દક્ષિણસ્યામધસ્તાદ્ભૂમેરુપરિષ્ટાચ્ચ જલાદ્યસ્યામગ્નિષ્વા-

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે મહર્ષિ! લોકોને આ જે ઉત્તમ કે અધમ ગતિઓ પ્રાપ્ત થાય છે એમનામાં આટલી વિભિન્નતા શા માટે છે? (૧)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! કર્મ કરનારા મનુષ્યો સાત્ત્વિક, રાજસ અને તામસ – ત્રણ પ્રકારના હોય છે; તથા તેમની શ્રદ્ધાઓ પણ ભિન્ન-ભિન્ન પ્રકારની રહેલી હોય છે. આ પ્રમાણે સ્વભાવ અને શ્રદ્ધાની ભિન્નતાને લીધે તેમનાં કર્મોની ગતિ પણ ભિન્ન-ભિન્ન હોય છે અને ન્યૂનાધિક અંશે આ તમામ ગતિઓ બધા જ કર્મકર્તાઓને પ્રાપ્ત થાય છે. (૨) આ જ પ્રમાણે નિષિદ્ધ કર્મોરૂપી પાપ કરનારાઓને પણ તેમની શ્રદ્ધાના અસમાનપણાને કારણે એકસરખું ફળ મળતું નથી. તેથી અનાદિ અવિદ્યાને વશ થઈને કામનાપૂર્વક કરેલાં તે નિષિદ્ધ કર્મોના પરિણામે હજારો પ્રકારની જે નારકીય ગતિઓ (પ્રાપ્ત) થાય છે તેમનું અમે વિસ્તારપૂર્વક વર્ણન કરીશું. (૩)

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! આપ જેમનું વર્ણન કરવા ઇચ્છો છો તે નરકો આ જ પૃથ્વીના કોઈ વિશેષ ભૂ-ભાગ છે કે પછી ત્રિલોકથી બહાર અથવા એની જ અંદર કોઈ જગ્યાએ છે? (૪)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! તે નરકો ત્રણે

૧. પ્રા. પા. – ૦વીર્યો ગુણાનુભાવઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'ઋષિરુવાચ' પાઠ નથી. ૩. પ્રા. પા. – કર્તૃશ્રદ્ધાયાઃ । ૪. પ્રા. પા. – કર્તૃશ્રદ્ધાયાઃ । ૫. પ્રા. પા. – વિદ્યાકામાનાં ।

ત્તાદયઃ પિતૃગણા દિશિ સ્વાનાં ગોત્રાણાં પરમેણ સમાધિના સત્યા એવાશિષ આશાસાના નિવસન્તિ ॥ ૫॥ યત્ર હ વાવ ભગવાન્ પિતૃરાજો વૈવસ્વતઃ સ્વવિષયં પ્રાપિતેષુ સ્વપુરુષૈર્જન્તુષુ સમ્પરેતેષુ યથાકર્માવદ્યં દોષમેવાનુલ્લઙ્ઘિતભગવચ્છાસનઃ સગણો દમં ધારયતિ ॥ ૬॥ તત્ર હૈકે નરકાનેકવિંશતિં ગણયન્તિ । અથ તાંસ્તે રાજન્નામરૂપલક્ષણતોઽનુક્રમિષ્યામસ્તામિસ્રોઽન્ધતામિસ્રો રૌરવો મહારૌરવઃ કુમ્ભીપાકઃ કાલસૂત્રમસિપત્રવનં સૂકરમુખમન્ધકૂપઃ કૃમિભોજનઃ સન્દંશસ્તપ્તસૂર્મિર્વજ્રકણ્ટકશાલ્મલી વૈતરણી પૂયોદઃ પ્રાણરોધો વિશસનં લાલાભક્ષઃ સારમેયાદનમવીચિરયઃપાનમિતિ । કિઞ્ચ ક્ષારકર્દમો રક્ષોગણભોજનઃ શૂલપ્રોતો દન્દશૂકોઽવટનિરોધનઃ[1] પર્યાવર્તનઃ સૂચીમુખમિત્યષ્ટાવિંશતિર્નરકા વિવિધયાતનાભૂમયઃ ॥ ૭॥

તત્ર યસ્તુ પરવિત્તાપત્યકલત્રાણ્યપહરતિ સ હિ કાલપાશબદ્ધો યમપુરુષૈરતિભયાનકૈસ્તામિસ્રે નરકે બલાન્નિપાત્યતે અનશનાનુદપાનદણ્ડતાડનસન્તર્જનાદિભિર્યાતનાભિર્યાત્યમાનો જન્તુર્યત્ર કશ્મલમાસાદિત એકદૈવ મૂર્ચ્છામુપયાતિ તામિસ્રપ્રાયે ॥ ૮॥ એવમેવાન્ધતામિસ્રે યસ્તુ વઞ્ચયિત્વા[2] પુરુષં દારાદીનુપયુઙ્ક્તે યત્ર શરીરી નિપાત્યમાનો યાતનાસ્થો વેદનયા નષ્ટમતિર્નષ્ટદૃષ્ટિશ્ચ ભવતિ યથા[3] વનસ્પતિર્વૃશ્ચ્યમાનમૂલસ્તસ્માદન્ધતામિસ્રં તમુપદિશન્તિ ॥ ૯॥

યસ્ત્વિહ વા એતદહમિતિ મમેદમિતિ ભૂતદ્રોહેણ કેવલં સ્વકુટુમ્બમેવાનુદિનં પ્રપુષ્ણાતિ સ તદિહ વિહાય સ્વયમેવ તદશુભેન[4] રૌરવે નિપતતિ ॥ ૧૦॥ યે[5] ત્વિહ યથૈવામુના વિહિંસિતા જન્તવઃ પરત્ર યમયાતનામુપગતં[6] ત એવ રુરવો ભૂત્વા તથા તમેવ વિહિંસન્તિ તસ્માદ્ રૌરવમિત્યાહૂ રુરુરિતિ સર્પાદતિ[7]-

લોકની અંદર જ છે અને તે દક્ષિણ તરફ પૃથ્વીની નીચે પરંતુ જળની ઉપર આવેલાં છે. આ જ દિશામાં અગ્નિષ્વાત્ત વગેરે પિતૃઓ રહે છે અને તેઓ અત્યંત એકાગ્રતાપૂર્વક પોતાના વંશધરો માટે મંગલ કામના કર્યા કરે છે. (૫) તે નરકલોકમાં સૂર્યના પુત્ર પિતૃરાજ ભગવાન યમ પોતાના સેવકો સાથે રહે છે તથા ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરતાં, પોતાના દૂતો વડે ત્યાં લવાયેલાં મૃત પ્રાણીઓને તેમનાં દુષ્કર્મો અનુસાર પાપના ફળ તરીકે દંડ આપે છે. (૬) હે પરીક્ષિત! કેટલાક લોકો નરકોની સંખ્યા એકવીસ છે એમ જણાવે છે. હવે અમે નામ, રૂપ અને લક્ષણો અનુસાર તેમનું ક્રમશઃ વર્ણન કરીએ છીએ. તેમનાં નામ આ છે – તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સન્દંશ, તપ્તસૂર્મિ, વજ્રકંટકશાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ અને અયઃપાન. આ ઉપરાંત ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધન, પર્યાવર્તન અને સૂચીમુખ – આ સાત બીજાં મળીને કુલ અઠ્ઠાવીસ નરકો જાતજાતની યાતનાઓને ભોગવવાનાં સ્થાનો છે. (૭)

જે મનુષ્યો બીજાઓના ધન, સંતાન કે સ્ત્રીનું હરણ કરે છે તેને અત્યંત ભયાનક યમદૂતો કાળપાશથી બાંધીને જબરદસ્તીથી તામિસ્ર નરકમાં નાખે છે. તે અંધકારપૂર્ણ નરકમાં તેને અન્ન-જળ નહીં આપવાં, દંડા મારવા, ભય દેખાડવો વગેરે અનેક પ્રકારના દુઃખ આપવામાં આવે છે; એનાથી અત્યંત દુઃખી થઈને તે એકાએક મૂર્ચ્છિત થઈ જાય છે. (૮) આ જ પ્રમાણે જે મનુષ્ય કોઈ બીજા સાથે દગો કરીને તેની સ્ત્રી વગેરેનો ભોગ કરે છે તે અંધતામિસ્ર નરકમાં પડે છે. ત્યાંની યાતનાઓ ભોગવતો તે મૂળમાંથી કપાયેલા વૃક્ષની જેમ વેદનાનો માર્યો તમામ સાન-ભાન ખોઈ બેસે છે અને તેને કશું જ સૂઝતું નથી. આ કારણે જ તે નરકને અંધતામિસ્ર કહે છે. (૯)

જે મનુષ્ય આ સંસારમાં 'આ શરીર એ જ હું છું અને આ પત્ની-ધન વગેરે મારાં છે' એવી બુદ્ધિને લીધે બીજાં પ્રાણીઓ સાથે દ્રોહ કરીને નિરંતર પોતાના કુટુંબનું જ પાલન-પોષણ કરવામાં રત રહે છે તે પોતાના શરીરનો ત્યાગ કર્યા પછી પોતાના પાપને કારણે જાતે જ રૌરવ નરકમાં જઈ પડે છે. (૧૦) તેણે આ લોકમાં જે જીવોને જે રીતે દુઃખ પહોંચાડ્યું હોય છે, પરલોકમાં યમ-યાતનાનો સમય આવ્યે, તે જીવો 'રુરુ' થઈને તેને તે જ રીતે દુઃખ પહોંચાડે છે. તેથી તે નરકનું નામ 'રૌરવ' છે. 'રુરુ' સાપ કરતાં પણ વધુ

૧. પ્રા. પા. – શૂકોઽવટનિરોધનં પર્યાવર્તનં । ૨. પ્રા. પા. – વઞ્ચિત્વા । ૩. પ્રા. પા. – યથા હિ વનસ્પતિ૦ । ૪. પ્રા. પા. – તદશુભે રૌરવે । ૫. પ્રા. પા. – ને વેહ તથૈવામુના । ૬. પ્રા. પા. – યાતનાયતનમુપગતાસ્ત । ૭. પ્રા. પા. – સર્પવદતિક્રૂરસત્ત્વ૦ ।

ક્રૂરસત્ત્વસ્યાપદેશઃ ॥ ૧૧॥ એવમેવ મહારૌરવો યત્ર નિપતિતં પુરુષં ક્રવ્યાદા[1] નામ રુરવસ્તં ક્રવ્યેણ ઘાતયન્તિ યઃ કેવલં દેહમ્ભરઃ ॥ ૧૨॥

ક્રૂરસ્વભાવવાળા એક જીવનું નામ છે. (૧૧) મહારૌરવ નરકમાં પણ આવું જ છે. એમાં તે વ્યક્તિ જાય છે કે જે અન્ય કોઈનીય પરવા નહીં કરીને કેવળ પોતાના જ શરીરનું પાલનપોષણ કરે છે. ત્યાં તેને કાચું માંસ ખાનારાં રુરુઓ માંસના લોભથી કરડે છે. (૧૨)

યસ્ત્વિહ વા ઉગ્રઃ પશૂન્ પક્ષિણો વા પ્રાણત ઉપરન્ધયતિ તમપકરુણં પુરુષાદૈરપિ વિગર્હિતમમુત્ર યમાનુચરાઃ કુમ્ભીપાકે તપ્તતૈલે ઉપરન્ધયન્તિ ॥ ૧૩॥ યસ્ત્વિહ પિતૃવિપ્રબ્રહ્મધ્રુક્ સ કાલસૂત્રસઞ્જ્ઞકે નરકે અયુતયોજનપરિમણ્ડલે તામ્રમયે[2] તપ્તખલે ઉપર્યધસ્તાદગ્ન્યર્કાભ્યામતિતપ્યમાનેઽભિનિવેશિતઃ ક્ષુત્પિપાસાભ્યાં ચ દહ્યમાનાન્તર્બહિઃશરીર આસ્તે શેતે[3] ચેષ્ટતેઽવતિષ્ઠતિ પરિધાવતિ ચ યાવન્તિ પશુરોમાણિ તાવદ્વર્ષસહસ્રાણિ ॥ ૧૪॥

જે ક્રૂર મનુષ્ય આ લોકમાં પોતાનું પેટ ભરવા માટે જીવતાં પશુ કે પક્ષીઓને રાંધી ખાય છે તે હૃદયહીન, રાક્ષસો કરતાં પણ ગયા-ગુજર્યા મનુષ્યને યમદૂતો કુંભીપાક નરકમાં લઈ જાય છે અને તેને ઊકળતા તેલમાં રાંધે છે. (૧૩) જે મનુષ્ય આ લોકમાં માતા-પિતા, બ્રાહ્મણો અને વેદોનો વિરોધ કરે છે તેને યમદૂતો કાલસૂત્ર નરકમાં લઈ જાય છે. એનો ઘેરાવો દસ હજાર જોજનનો છે. એની ભૂમિ તાંબાની છે. એમાં જે મેદાન તપેલું છે તે ઉપરથી સૂર્યના અને નીચેથી અગ્નિના દાહને લીધે બળતું રહે છે. ત્યાં પહોંચાડવામાં આવેલો પાપી જીવ ભૂખ-તરસથી વ્યાકુળ થઈ જાય છે અને તેનું શરીર બહારથી ને અંદરથી બળવા લાગે છે. તેની બેચેની ત્યાં સુધી વધી જાય છે કે તે ક્યારેક બેસી જાય છે, ક્યારેક આળોટવા લાગે છે, ક્યારેક તરફડવા લાગે છે, ક્યારેક ઊભો થઈ જાય છે અને ક્યારેક અહીં-તહીં દોડવા માંડે છે. આ પ્રમાણે તે નરપશુના શરીરમાં જેટલાં રુવાંડાં હોય છે તેટલાં જ હજાર વર્ષો સુધી તેની આ દુર્ગતિ થતી રહે છે. (૧૪)

યસ્ત્વિહ[4] વૈ નિજવેદપથાદનાપદ્યપગતઃ પાખણ્ડં ચોપગતસ્તમસિપત્રવનં પ્રવેશ્ય કશયા પ્રહરન્તિ તત્ર હાસાવિતસ્તતો ધાવમાન ઉભયતોધારૈસ્તાલવનાસિપત્રૈશ્છિદ્યમાનસર્વાઙ્ગો હા હતોઽસ્મીતિ પરમયા વેદનયા મૂર્ચ્છિતઃ પદે પદે નિપતતિ સ્વધર્મહા પાખણ્ડાનુગતં[5] ફલં ભુઙ્ક્તે ॥ ૧૫॥

જે મનુષ્ય કોઈ પણ પ્રકારની આપત્તિ નહીં આવી પડવા છતાં પોતાના વૈદિક માર્ગને ત્યજીને અન્ય પાખંડપૂર્ણ ધર્મોનો આશ્રય લે છે તેને યમદૂતો અસિપત્રવનમાં લઈ જાય છે અને કોરડાઓથી મારે છે. આ મારથી બચવા જ્યારે તે અહીંતહીં દોડવા માંડે છે ત્યારે તેનાં બધાં અંગો તાલવનનાં તલવાર જેવાં ધારદાર પત્તાંઓથી, કે જેમને બંને બાજુ ધારો હોય છે – તેમનાથી ટુકડે ટુકડા થવા લાગે છે; અને ત્યારે તે વેદનાથી 'હાય! મરી ગયો રે!' એ પ્રમાણે ચીસો પાડતો ક્ષણે-ક્ષણે મૂર્ચ્છિત થઈને પટકાતો રહે છે. પોતાના ધર્મને ત્યજીને પાખંડના માર્ગે ચાલવાથી તેણે આ પ્રમાણે પોતાનાં કુકર્મોનું ફળ ભોગવવું પડે છે. (૧૫)

યસ્ત્વિહ વૈ રાજા રાજપુરુષો વા અદણ્ડ્યે દણ્ડં પ્રણયતિ બ્રાહ્મણે વા શરીરદણ્ડં સ પાપીયાન્નરકેઽમુત્ર સૂકરમુખે નિપતતિ તત્રાતિબલૈર્વિનિષ્પિષ્યમાણાવયવો યથૈવેહેક્ષુખણ્ડ આર્તસ્વરેણ સ્વનયન્ ક્વચિન્મૂર્ચ્છિતઃ કશ્મલમુપગતો યથૈવેહાદૃષ્ટદોષા ઉપરુદ્ધાઃ ॥ ૧૬॥

જે મનુષ્ય આ લોકમાં (પોતે) રાજા અથવા રાજ-કર્મચારી હોવાથી કોઈ નિર્દોષ મનુષ્યને દંડ આપે છે અથવા બ્રાહ્મણને શરીરદંડ આપે છે તે મહાપાપી મર્યા પછી સૂકરમુખ નરકમાં જઈ પડે છે. ત્યાં મહાબળવાન યમદૂતો જ્યારે તેનાં અંગોને કચડે છે ત્યારે તે ઘાણીમાં ઓરવામાં આવતા શેરડીના સાંઠાઓની જેમ પીડિત થાય છે અને આ લોકમાં તેના વડે રંજાડવામાં આવેલાં નિર્દોષ પ્રાણીઓ જે રીતે રોતાં-

૧. પ્રા. પા. – ક્વ્યાદા રુરવસ્તં । ૨. પ્રા. પા. – ૦મયે ખલે । ૩. પ્રા. પા. – શેતેઽવતિષ્ઠતિ । ૪. પ્રા. પા. – વસ્તૂ હ વૈ । ૫. પ્રા. પા. – પાખણ્ડાનુગમનં ।

યસ્ત્વિહ વૈ[1]ભૂતાનામીશ્વરોપકલ્પિતવૃત્તીના-મવિવિક્તપરવ્યથાનાં સ્વયં પુરુષો-પકલ્પિતવૃત્તિર્વિવિક્તપરવ્યથો વ્યથામાચરતિ સ પરત્રાન્ધકૂપે તદભિદ્રોહેણ નિપતતિ તત્ર હાસૌ તૈર્જન્તુભિઃ પશુમૃગપક્ષિસરીસૃપૈર્મશકયૂકામત્કુણ-મક્ષિકાદિભિર્યે કે ચાભિદ્રુગ્ધાસ્તૈઃ સર્વતોઽભિદ્રુહ્ય-માણસ્તમસિ વિહતનિદ્રાનિર્વૃતિરલબ્ધાવસ્થાનઃ પરિક્રામતિ યથા કુશરીરે જીવઃ ॥ ૧૭॥

યસ્ત્વિહ વા અસંવિભજ્યાશ્નાતિ[2] યત્કિઞ્ચનોપનતમનિર્મિતપઞ્ચયજ્ઞો વાયસસંસ્તુતઃ સ પરત્ર કૃમિભોજને નરકાધમે નિપતતિ તત્ર શતસહસ્રયોજને[3] કૃમિકુણ્ડે[4] કૃમિભૂતઃ સ્વયં કૃમિભિરેવ ભક્ષ્યમાણઃ કૃમિભોજનો યાવ-ત્તદપ્રત્તાપ્રહુતાદોઽનિર્વેશમાત્માનં યાતયતે ॥ ૧૮॥ યસ્ત્વિહ વૈ સ્તેયેન બલાદ્વા હિરણ્યરત્નાદીનિ બ્રાહ્મણસ્ય વાઽપહરત્યન્યસ્ય વાઽનાપદિ પુરુષસ્તમમુત્ર રાજન્ યમપુરુષા અયસ્મયૈરગ્નિપિણ્ડૈઃ[5] સન્દંશૈસ્ત્વચિ નિષ્કુષન્તિ ॥ ૧૯॥ યસ્ત્વિહ વા અગમ્યાં સ્ત્રિયમગમ્યં વા પુરુષં યોષિદભિગચ્છતિ[6] તાવમુત્ર કશયા તાડયન્તસ્તિગ્મયા[7] સૂર્મ્યા લોહમય્યા પુરુષમાલિઙ્ગયન્તિ સ્ત્રિયં ચ પુરુષરૂપયા[8]

બરાડતાં હતાં તેવી જ રીતે તે ક્યારેક આર્તસ્વરે ચીસો પાડે છે અને ક્યારેક મૂર્ચ્છિત થઈ જાય છે. (૧૬)

જે મનુષ્ય આ લોકમાં માકણ-મચ્છર વગેરે જીવોની હિંસા કરે છે તે તેમનો દ્રોહ કરવાને કારણે અંધકૂપ નરકમાં પડે છે; કારણ કે તે જંતુઓની રક્તપાન કરવાની વૃત્તિ ખુદ ભગવાને જ બનાવેલી છે અને તેમને એ કારણે બીજાંઓને કષ્ટ પહોંચે છે એનું જ્ઞાન પણ હોતું નથી, પરંતુ મનુષ્યની વૃત્તિ ભગવાને વિધિ-નિષેધપૂર્વક બનાવેલી છે (અર્થાત્ શું કરવું, શું ન કરવું તેનો વૃત્તિવિવેક આપેલો છે) અને તેને બીજાંઓને કષ્ટ પહોંચે છે એનું જ્ઞાન પણ હોય છે. ત્યાં (અંધકૂપ નરકમાં) તે પશુઓ, મૃગો, પક્ષીઓ, સાપ વગેરે ઘસડાઈને ચાલતાં જંતુઓ, મચ્છરો, જૂ, માકણ, માખી વગેરે જીવો, કે જેમનો તેણે દ્રોહ કર્યો હતો - તેઓ તેને બધી બાજુએ કરડે છે. એનાથી તેની નિદ્રા અને શાંતિનો ભંગ થઈ જાય છે અને ક્યાંય સ્થાન નહીં મળવાથી પણ બેચેનીને કારણે તે ઘોર અંધકારમાં એવી રીતે ભટકતો રહે છે કે જેમ રોગગ્રસ્ત શરીરમાં જીવ તરફડ્યા કરતો હોય છે. (૧૭)

જે મનુષ્ય આ લોકમાં પંચમહાયજ્ઞ કર્યા વિના તથા જે કંઈ મળે તેને કોઈ બીજાને આપ્યા વિના માત્ર પોતે જ ખાય છે તેને કાગડા જેવો કહેવામાં આવ્યો છે. તે પરલોકમાં કૃમિભોજન નામના અધમ નરકમાં પડે છે. ત્યાં એક લાખ જોજન લાંબો-પહોળો કીડાઓનો એક કુંડ છે, તેમાં તેણે પણ કીડો બનીને રહેવું પડે છે; અને પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત નહીં કરનારા તે પાપીની, આપ્યા વિના અને હવન કર્યા વિના ખાવાના કરેલા દોષમાંથી જ્યાં સુધી સારી રીતે શુદ્ધિ થઈ જતી નથી ત્યાં સુધી તે તેમાં જ પડ્યો પડ્યો દુઃખ ભોગવતો રહે છે. ત્યાં કીડાઓ તેને ચટકા ભરે છે અને તે કીડાઓને ખાય છે. (૧૮) હે રાજન્! જે મનુષ્ય આ લોકમાં ચોરી કરે છે અથવા બળજોરીથી બ્રાહ્મણનું કે આપત્તિનો સમય નહીં હોવા છતાં પણ કોઈ બીજા મનુષ્યનું સુવર્ણ, રત્ન વગેરે ધનનું હરણ કરે છે તેને તેના મર્યા પછી યમદૂતો સન્દંશ નામના નરકમાં લઈ જઈને તપાવેલા લોઢાના ગોળાઓથી ડામ દે છે અને સાણસીથી તેની ખાલ ચૂંટે છે. (૧૯) જો કોઈ પુરુષ આ લોકમાં અગમ્યા સ્ત્રી સાથે સંભોગ કરે છે અથવા કોઈ સ્ત્રી અગમ્ય પુરુષ સાથે વ્યભિચાર કરે છે તો યમદૂતો તેને તપ્તસૂર્મિ નામના નરકમાં લઈ જઈને કોરડાઓથી મારે છે તથા પુરુષને તપાવેલા લોઢાની સ્ત્રીમૂર્તિ સાથે અને સ્ત્રીને તપાવેલા લોઢાની પુરુષપ્રતિમા સાથે

૧. પ્રા. પા. – ૦મીશ્વરકલ્પિત૦ । ૨. પ્રા. પા. – સકૃદ્સંવિભજ્ય૦ । ૩. પ્રા. પા. – શતયોજને । ૪. પ્રા. પા. – ૦ણ્ડે કૃમિભિરેવ ભક્ષ્યમાણઃ । ૫. પ્રા. પા. – અશ્મમયૈરગ્નિ૦ । ૬. પ્રા. પા. – ૦દપિ ગચ્છતિ । ૭. પ્રા. પા. – તાડયેત્તિગ્મયા । ૮. પ્રા. પા. – પુરુષમૂર્ત્યા ।

સૂર્મ્યા ॥ ૨૦॥ યસ્ત્વિહ વૈ સર્વાભિગમસ્તમમુત્ર નિરયે વર્તમાનં વજ્રકણ્ટકશાલ્મલીમારોપ્ય નિષ્કર્ષન્તિ ॥ ૨૧॥

યે ત્વિહ વૈ રાજન્યા રાજપુરુષા વા અપાખણ્ડા ધર્મસેતૂન્[1] ભિન્દન્તિ તે સમ્પરેત્ય વૈતરણ્યાં નિપતન્તિ ભિન્નમર્યાદાસ્તસ્યાં નિરયપરિખાભૂતાયાં નદ્યાં યાદોગણૈરિતસ્તતો ભક્ષ્યમાણા આત્મના ન વિયુજ્યમાનાશ્ચાસુભિરુહ્યમાનાઃ સ્વાઘેન[2] કર્મપાકમનુસ્મરન્તો વિણ્મૂત્રપૂયશોણિતકેશ-નખાસ્થિમેદોમાંસવસાવાહિન્યામુપતપ્યન્તે ॥ ૨૨॥ યે ત્વિહ વૈ વૃષલીપતયો નષ્ટશૌચાચારનિયમાસ્ત્યક્તલજ્જાઃ પશુચર્યાં ચરન્તિ તે ચાપિ પ્રેત્ય પૂયવિણ્મૂત્રશ્લેષ્મમલાપૂર્ણાર્ણવે નિપતન્તિ તદેવાતિબીભત્સિતમશ્નન્તિ ॥ ૨૩॥ યે ત્વિહ વૈ શ્વગર્દભપતયો બ્રાહ્મણાદયો મૃગયાવિહારા અતીર્થે ચ મૃગાન્નિઘ્નન્તિ તાનપિ સમ્પરેતાઁલ્લક્ષ્ય-ભૂતાન્ યમપુરુષા ઈષુભિર્વિધ્યન્તિ ॥ ૨૪॥

યે ત્વિહ વૈ દામ્ભિકા દમ્ભયજ્ઞેષુ પશૂન્ વિશસન્તિ તાનમુષ્મિઁલ્લોકે વૈશસે નરકે પતિતાન્નિરયપતયો યાતયિત્વા વિશસન્તિ ॥ ૨૫॥ યસ્ત્વિહ વૈ સવર્ણાં ભાર્યાં દ્વિજો રેતઃ પાયયતિ કામમોહિતસ્તં પાપકૃતમમુત્ર રેતઃ કુલ્યાયાં પાતયિત્વા રેતઃ સમ્પાયયન્તિ[3] ॥ ૨૬॥ યે ત્વિહ વૈ દસ્યવોઽગ્નિદા ગરદા ગ્રામાન્ સાર્થાન્ વા વિલુમ્પન્તિ રાજાનો રાજભટા વા તાંશ્ચાપિ હિ પરેત્ય[4] યમદૂતા વજ્રદંષ્ટ્રાઃ શ્વાનઃ સપ્તશતાનિ વિંશતિશ્ચ સરભસં ખાદન્તિ ॥ ૨૭॥ યસ્ત્વિહ[5] વા અનૃતં વદતિ સાક્ષ્યે દ્રવ્યવિનિમયે દાને વા કથઞ્ચિત્સ વૈ પ્રેત્ય નરકેઽવીચિમત્યધઃશિરા[6] નિરવકાશે યોજનશતોચ્છ્રાયાદ્ ગિરિમૂર્ધ્નઃ સમ્પાત્યતે યત્ર[7]

આલિંગન કરાવે છે. (૨૦) જે મનુષ્ય આ લોકમાં પશુ વગેરે સૌ કોઈની સાથે વ્યભિચાર કરે છે તેને તેના મૃત્યુ પછી યમદૂતો વજ્રકંટકશાલ્મલી નામના નરકમાં નાખે છે અને વજ્ર જેવા કઠોર કાંટાવાળા શીમળાના વૃક્ષ પર ચઢાવીને નીચે તરફ ખેંચે છે. (૨૧)

જે રાજાઓ કે રાજપુરુષો આ લોકમાં શ્રેષ્ઠ કુળમાં જન્મ પામીને પણ ધર્મની મર્યાદાનું ઉચ્છેદન કરે છે તેઓને એવા મર્યાદાના ઉલ્લંઘનને કારણે વૈતરણી નદીમાં ફેંકવામાં આવે છે. આ નદી નરકોની ખાઈ જેવી છે; તેમાં મળ, મૂત્ર, પરુ, રક્ત, કેશ, નખ, હાડકાં, ચરબી, માંસ-મજ્જા વગેરે ગંદી ચીજો ભરેલી છે. તેમાં પડ્યા પછી તેમને જળચર જીવો બધી બાજુએથી ચટકા ભરે છે. પણ તેમ છતાંય તેમનું શરીર છૂટતું નથી, કરેલા પાપને કારણે તેમના પ્રાણ આ પીડાને વહન કરતા રહે છે અને તેઓ આ દુર્ગતિને પોતાની કરણીનું ફળ સમજીને મનોમન સંતપ્ત થતા રહે છે. (૨૨) જે લોકો શૌચ-શુદ્ધિ અને આચરણના નિયમોનો પરિત્યાગ કરીને તથા લાજમર્યાદાને તિલાંજલિ આપીને આ લોકમાં શૂદ્રાઓની સાથે સંબંધ જોડીને પશુઓના જેવું આચરણ કરે છે તેઓ પણ મર્યા પછી પરુ, વિષ્ઠા, મૂત્ર, કફ અને મળથી ભરેલા પૂયોદ નામના સમુદ્રમાં પડે છે અને તેઓ તે અત્યંત ઘૃણિત વસ્તુઓ જ ખાય છે. (૨૩) આ લોકમાં બ્રાહ્મણ વગેરે ઉચ્ચ વર્ણના જે લોકો કૂતરાં અને ગધેડાં પાળે છે અને શિકાર વગેરે (નિષિદ્ધ કર્મો)માં રત રહે છે તથા શાસ્ત્રથી વિપરીત પશુવધ કરે છે તેમને તેમના મર્યા પછી પ્રાણરોધ નામના નરકમાં નાખવામાં આવે છે અને ત્યાં યમદૂતો તેમને લક્ષ્ય બનાવીને બાણોથી વીંધે છે. (૨૪)

જે પાખંડી લોકો પાખંડપૂર્ણ યજ્ઞોમાં પશુઓનો વધ કરે છે તેમને પરલોકમાં વૈશસ (વિશસન) નામના નરકમાં નાખીને ત્યાંના અધિકારીઓ ઘણું કષ્ટ આપીને કાપે છે. (૨૫) જે બ્રાહ્મણ કામાતુર થઈને પોતાની સવર્ણા પત્નીને વીર્યપાન કરાવે છે તે પાપીને તેના મર્યા પછી યમદૂતો વીર્યની નદી (લાલાભક્ષ નામના નરક)માં નાખીને વીર્ય પિવડાવે છે. (૨૬) જે કોઈ ચોર લુટારા અથવા રાજા કે રાજપુરુષો આ લોકમાં કોઈના ઘરમાં આગ લગાડે છે, કોઈને ઝેર આપે છે અથવા ગામોને કે વેપારીઓની મંડળીઓને લૂંટે છે તેમને તેમના મર્યા પછી સારમેયાદન નામના નરકમાં (નાખીને) વજ્ર જેવી દાઢોવાળા સાતસો વીસ યમદૂતો કૂતરા બનીને ભારે વેગપૂર્વક કરડવા લાગે છે. (૨૭) જે મનુષ્ય આ લોકમાં કોઈની સાક્ષી આપવામાં, વેપારમાં અથવા દાન આપતી વખતે કોઈ પણ પ્રકારે જૂઠું બોલે છે તે મર્યા પછી આધારરહિત અવીચિમાન

૧. પ્રા. પા.—ધર્મસેતું । ૨. પ્રા. પા.—અધેન કર્મવિપાકમનુસ્મરન્ત ઉપતપ્યતે વિણ્મૂત્ર... વાહિન્યામ્ । ૩. પ્રા. પા.—આપાયયન્તિ । ૪. પ્રા. પા.—પરેતાન્ । ૫. પ્રા. પા.—યે ત્વિહ વા અનૃતં વદન્તિ સાક્ષ્યે દ્રવ્યવિનિમયે વા કથઞ્ચિત્ । ૬. પ્રા. પા.—૦વીચિમયેઽધશ્શિ૦ । ૭. પ્રા. પા.—યત્રજ્જલમિવ ।

જલમિવ સ્થલમશ્મપૃષ્ઠમવભાસતે તદવીચિમત્તિલશો વિશીર્યમાણશરીરો ન મ્રિયમાણઃ પુનરારોપિતો નિપતતિ ॥ ૨૮॥

યસ્ત્વિહ વૈ વિપ્રો રાજન્યો વૈશ્યો વા સોમપીથસ્તત્કલત્રં વા સુરાં વ્રતસ્થોઽપિ વા પિબતિ પ્રમાદતસ્તેષાં[1] નિરયં નીતાનામુરસિ પદાઽઽક્રમ્યાસ્યે વહ્નિના દ્રવમાણં કાર્ષ્ણાયસં નિષિઞ્ચન્તિ ॥ ૨૯॥ અથ ચ યસ્ત્વિહ[2] વા આત્મસમ્ભાવનેન સ્વયમધમો જન્મતપોવિદ્યાચારવર્ણાશ્રમવતો વરીયસો ન બહુ મન્યેત સ મૃતક એવ મૃત્વા ક્ષારકર્દમે નિરયેઽવાક્શિરા નિપાતિતો દુરન્તા યાતના હ્યશ્નુતે ॥ ૩૦॥

યે ત્વિહ વૈ પુરુષાઃ પુરુષમેધેન યજન્તે યાશ્ચ સ્ત્રિયો[3] નૃપશૂન્ ખાદન્તિ તાંશ્ચ તે પશવ ઈવ[4] નિહતા યમસદને યાતયન્તો રક્ષોગણાઃ સૌનિકા ઈવ સ્વધિતિનાઽવદાયાસૃક્[5] પિબન્તિ નૃત્યન્તિ ચ ગાયન્તિ ચ હૃષ્યમાણા યથેહ પુરુષાદાઃ ॥ ૩૧॥ યે ત્વિહ વા અનાગસોઽરણ્યે ગ્રામે વા વૈશ્રમ્ભકૈરુપસૃતાનુપવિશ્રમ્ભય્ય જિજીવિષૂન્ શૂલસૂત્રાદિષૂપપ્રોતાન્ ક્રીડનકતયા યાતયન્તિ તેઽપિ ચ પ્રેત્ય યમયાતનાસુ શૂલાદિષુ પ્રોતાત્માનઃ ક્ષુત્તૃડ્ભ્યાં ચાભિહતાઃ કઙ્કવટાદિભિશ્ચેતસ્તતસ્તિગ્મતુણ્ડૈરાહન્યમાના આત્મશમલં સ્મરન્તિ ॥ ૩૨॥

નામના નરકમાં પડે છે. ત્યાં તેને સો જોજન ઊંચા પર્વતના શિખર પરથી ઊંધા માથે નીચે નાખવામાં આવે છે. તે નરકની પથ્થરની ભૂમિ પાણી જેવી જણાય છે, તેથી તેનું નામ અવીચિમાન છે. ત્યાં નીચે નાખી દેવામાં આવતાં તેના શરીરના ટુકડે ટુકડા થઈ જાય છે છતાં પણ તેના પ્રાણ નીકળતા નથી; તેથી તેને વારંવાર ઉપર લઈ જઈને નીચે ફેંકવામાં આવે છે. (૨૮)

જે બ્રાહ્મણ કે બ્રાહ્મણી અથવા વ્રતપાલન કરતી અન્ય કોઈ પણ વ્યક્તિ પ્રમાદને લીધે મદ્યપાન કરે છે તથા જે ક્ષત્રિય કે વૈશ્ય સોમપાન* કરે છે તેમને યમદૂતો અયઃપાન નામના નરકમાં લઈ જાય છે અને તેમની છાતી પર પગ મૂકીને તેમના મોઢામાં આગમાં ઓગાળેલું લોઢું નાખે છે. (૨૯)

જે મનુષ્ય આ લોકમાં (પોતે) નિમ્ન કક્ષાનો હોવા છતાં પણ પોતાને મોટો (ઉત્કૃષ્ટ) માને છે અને તેને લીધે જન્મ, તપ, વિદ્યા, આચાર, વર્ણ કે આશ્રમમાં પોતાનાથી જેઓ મોટા હોય તેમનો વિશેષ સત્કાર કરતો નથી તે જીવતો હોવા છતાં પણ મરેલા જેવો છે. તેને તેના મર્યા પછી ક્ષારકર્દમ નામના નરકમાં ઊંધા માથે નાખવામાં આવે છે અને ત્યાં તેણે અત્યંત પીડાઓ ભોગવવી પડે છે. (૩૦) જે મનુષ્યો આ લોકમાં નરમેધયજ્ઞ વગેરે વડે ભૈરવ, યક્ષો, રાક્ષસો વગેરેનું યજન કરે છે અને જે સ્ત્રીઓ પશુઓની જેમ પુરુષોને ભરખી જાય છે તેમને, પશુઓની જેમ મારવામાં આવેલા તે પુરુષો યમલોકમાં રાક્ષસો થઈ જાત-જાતની યાતનાઓ આપે છે અને રક્ષોગણભોજન નામના નરકમાં કસાઈઓની જેમ કુહાડીથી કાપી કાપીને તેમનું લોહી પીએ છે; તથા તે માંસભક્ષી પુરુષો આ લોકમાં જે રીતે તેમના માંસનું ભક્ષણ કરીને આનંદિત થતા હતા તે જ રીતે તેઓ પણ તેમનું રક્તપાન કરે છે અને આનંદિત થઈને નાચગાન કરે છે. (૩૧) જે લોકો આ લોકમાં વન કે ગામના નિર્દોષ જીવોને – કે જે બધાય પોતાના પ્રાણ જાળવી રાખવા ઈચ્છતા હોય છે તેમને જાત-જાતની યુક્તિઓથી ફોસલાવીને પોતાની પાસે બોલાવી લે છે અને પછી કાંટાઓથી વીંધીને અથવા દોરડાથી બાંધીને ખેલ કરાવતા રહીને જાતજાતની પીડાઓ આપે છે તેમને પણ તેમના મર્યા પછી યમયાતનાઓ ભોગવવાના સમયે શૂલપ્રોત નામના નરકમાં શૂળોથી વીંધવામાં આવે છે. તે સમયે તેમને જ્યારે ભૂખ-તરસ સતાવે છે અને કંક, બટેર વગેરે તીક્ષ્ણ ચાંચોવાળાં ભયંકર નારકીય પક્ષીઓ ચટકા ભરવા લાગે છે ત્યારે તેમને પોતે કરેલાં બધાં પાપ યાદ આવી જાય છે. (૩૨)

૧. પ્રા. પા. – પુમાનતસ્તેષાં નિરયં । ૨. પ્રા. પા. – યસ્ત્વિહાત્મસમ્ભાવનેન । ૩. પ્રા. પા. – સ્વસ્ત્રિયો નૃપશૂન્ । ૪. પ્રા. પા. – ઈહ । ૫. પ્રા. પા. – દાર્વ્યાસૃક્ ।

* ક્ષત્રિયો તેમ જ વૈશ્યો માટે શાસ્ત્રમાં સોમપાનનો નિષેધ (મનાઈ) છે.

યે ત્વિહ ભૂતાન્યુદ્વેજયન્તિ નરા ઉલ્બણસ્વભાવા યથા દન્દશૂકાસ્તેઽપિ પ્રેત્ય નરકે દન્દશૂકાખ્યે નિપતન્તિ યત્ર નૃપ દન્દશૂકાઃ પઞ્ચમુખાઃ સપ્તમુખા ઉપસૃત્ય[1] ગ્રસન્તિ યથા બિલેશયાન્ ॥ ૩૩॥ યે ત્વિહ વા અન્ધાવટકુસૂલગુહાદિષુ ભૂતાનિ નિરુન્ધન્તિ તથાઽમુત્ર તેષ્વેવોપવેશ્ય સગરેણ વહ્નિના ધૂમેન નિરુન્ધન્તિ ॥ ૩૪॥ યસ્ત્વિહ વા અતિથીનભ્યાગતાન્ વા ગૃહપતિરસકૃદુપગતમન્યુર્દિધક્ષુરિવ પાપેન ચક્ષુષા નિરીક્ષતે તસ્ય ચાપિ નિરયે પાપદૃષ્ટેરક્ષિણી વજ્રતુણ્ડા[2] ગૃધ્રાઃ કઙ્કકાકવટાદયઃ પ્રસહ્યોરુબલાદુત્પાટયન્તિ ॥ ૩૫॥

હે રાજન્! આ લોકમાં સર્પો જેવા ઉગ્ર સ્વભાવવાળા જે મનુષ્યો બીજા જીવોને પીડા પહોંચાડે છે તેઓ મર્યા પછી દંદશૂક નામના નરકમાં પડે છે. ત્યાં પાંચ-પાંચ, સાત-સાત મોઢાવાળા સર્પો તેમની પાસે આવીને તેમને ઉંદરોની જેમ ગળી જાય છે. (૩૩) જે મનુષ્ય આ લોકમાં બીજાં પ્રાણીઓને અંધારી ખીણો, કોઠાઓ કે ગુફાઓમાં નાખી રાખે છે તેમને પરલોકમાં યમદૂતો તેવાં જ સ્થાનોમાં નાખી રાખીને ઝેરી આગના ધુમાડામાં ગુંગળાવી મારે છે. તેથી આ નરકને અવટનિરોધન કહે છે. (૩૪) જે ગૃહસ્થ પોતાના ઘરે આવેલા અતિથિઓ-અભ્યાગતો પ્રત્યે વારંવાર ક્રોધે ભરાઈને એવી કુટિલ દૃષ્ટિથી જુએ છે કે જાણે તે તેમને ભસ્મ કરી દેશે, તે જ્યારે નરકમાં જાય છે ત્યારે તેની પાપદૃષ્ટિવાળી તે આંખોને ગીધો, કંક, કાગડા, બટેર વગેરે વજ્ર જેવી કઠોર ચાંચોવાળાં પક્ષીઓ જબરદસ્તીથી કાઢી લે છે. આ નરકને પર્યાવર્તન કહે છે. (૩૫)

યસ્ત્વિહ વા આઢ્યાભિમતિરહઙ્કૃતિસ્તિર્યક્પ્રેક્ષણઃ સર્વતોઽભિવિશઙ્કી[3] અર્થવ્યયનાશચિન્તયા પરિશુષ્યમાણહૃદયવદનો નિર્વૃતિમનવગતો ગ્રહ ઇવાર્થમભિરક્ષતિ[4] સ ચાપિ પ્રેત્ય તદુત્પાદનોત્કર્ષણસંરક્ષણશમલગ્રહઃ[5] સૂચીમુખે નરકે નિપતતિ યત્ર હ વિત્તગ્રહં[6] પાપપુરુષં ધર્મરાજપુરુષા વાયકા ઇવ સર્વતોઽઙ્ગેષુ સૂત્રૈઃ પરિવયન્તિ ॥ ૩૬॥

✍ જે મનુષ્ય આ લોકમાં પોતાને મોટો ધનવાન સમજીને અભિમાનને લીધે સૌને વાંકી નજરે જુએ છે અને સૌના પર સંદેહ રાખે છે, જેમનાં હૃદય અને મુખ ધનસંપત્તિના વ્યય અને નાશની ચિંતાને લીધે શોષાયેલાં રહે છે અને તેથી જરા પણ સુખચેન નહીં પામીને યક્ષની જેમ ધનનું રક્ષણ કરવામાં જ પ્રવૃત્ત રહે છે તથા જે ધનના ઉપાર્જન માટે, તેમાં વધારો કરવા માટે અને તેને સાચવવા માટે જાતજાતનાં પાપ કરતો રહે છે તે નરાધમ મૃત્યુ પામ્યા પછી સૂચીમુખ નામના નરકમાં પડે છે. ત્યાં યમરાજના દૂતો તે અર્થપિશાચ પાપાત્માનાં બધાં અંગોને દરજીઓની જેમ સોય-દોરાથી સીવે છે. (૩૬)

એવંવિધા નરકા યમાલયે સન્તિ શતશઃ[7] સહસ્રશસ્તેષુ સર્વેષુ ચ સર્વ એવાધર્મવર્તિનો યે કેચિદિહોદિતા અનુદિતાશ્ચાવનિપતે પર્યાયેણ વિશન્તિ તથૈવ ધર્માનુવર્તિન ઇતરત્ર ઇહ તુ પુનર્ભવે ત ઉભયશેષાભ્યાં નિવિશન્તિ ॥ ૩૭॥

હે રાજન્! યમલોકમાં આ જ પ્રકારનાં સેંકડો-હજારો નરક છે. એ પૈકીનાં જેમનો અહીં ઉલ્લેખ થયો છે અને જેમના વિશે કશું કહેવામાં આવ્યું નથી તે બધાં (નરકો)માં બધા અધર્મ-પરાયણ જીવો પોતાનાં કર્મો અનુસાર ક્રમાનુસાર જાય છે. આ જ પ્રમાણે ધર્માત્મા મનુષ્યો સ્વર્ગ વગેરે લોકોમાં જાય છે. આ પ્રમાણે નરક અને સ્વર્ગના ભોગથી જ્યારે તેમનાં મોટા ભાગનાં પાપો અને પુણ્યો ક્ષીણ થઈ જાય છે ત્યારે બાકી બચેલાં પુણ્ય-પાપરૂપી કર્મોને લીધે તેઓ આ જ લોકમાં ફરીથી જન્મ લેવા માટે પાછા આવે છે. (૩૭)

નિવૃત્તિલક્ષણમાર્ગ આદાવેવ વ્યાખ્યાતઃ। એતાવાનેવાણ્ડકોશો યશ્ચતુર્દશધા પુરાણેષુ વિકલ્પિત ઉપગીયતે યત્તદ્ભગવતો નારાયણસ્ય સાક્ષાન્મહાપુરુષસ્ય સ્થવિષ્ઠં રૂપમાત્મમાયાગુણમયમનુવર્ણિત[8]માદૃતઃ પઠતિ શૃણોતિ શ્રાવયતિ સ ઉપગેયં ભગવતઃ પરમાત્મનોઽગ્રાહ્યમપિ શ્રદ્ધાભક્તિવિશુદ્ધબુદ્ધિર્વેદ ॥ ૩૮॥

આ ધર્મ અને અધર્મ – બંનેથી વિલક્ષણ એવો જે નિવૃત્તિ- માર્ગ છે તેનું તો પહેલાં જ (બીજા સ્કંધમાં) વર્ણન થઈ ગયું છે. પુરાણોમાં જેમનું ચૌદ ભુવનો તરીકે વર્ણન કરવામાં આવ્યું છે તે બ્રહ્માંડ કોશ આટલો જ છે. સાક્ષાત્ પરમપુરુષ શ્રીનારાયણનું પોતાની માયાના ગુણોથી યુક્ત આ અત્યંત સ્થૂળ સ્વરૂપ છે. આનું વર્ણન મેં તમને કહી સંભળાવ્યું.

૧. પ્રા. પા. – ઉપશ્લિષ્ય। ૨. પ્રા. પા. – વક્રતુણ્ડા। ૩. પ્રા. પા. – સર્વતઃ શઙ્કી વ્યયનાશચિન્તયા। ૪. પ્રા. પા. – ૦મતિરક્ષતિ। ૫. પ્રા. પા. – ૦રક્ષણસમલગ્રહઃ। ૬. પ્રા. પા. – ૦ગ્રહણં। ૭. પ્રા. પા. – શતસહસ્રશઃ। ૮. પ્રા. પા. – ૦ગુણમનુવર્ણિત૦।

શ્રુત્વા સ્થૂલં તથા સૂક્ષ્મં રૂપં ભગવતો યતિઃ ।
સ્થૂલે નિર્જિતમાત્માનં શનૈઃ સૂક્ષ્મં ધિયા નયેદિતિ ॥ ૩૯॥

પરમાત્મા ભગવાનનું ઉપનિષદોમાં વર્ણવાયેલું નિર્ગુણ સ્વરૂપ જોકે મન-બુદ્ધિની પહોંચની બહાર છે, તોપણ જે મનુષ્ય (તેમના) આ સ્થૂળ રૂપનું વર્ણન આદરપૂર્વક વાંચે છે, સાંભળે છે કે સંભળાવે છે તેની બુદ્ધિ શ્રદ્ધા અને ભક્તિને કારણે શુદ્ધ થઈ જાય છે અને તે ભગવાનના તે સૂક્ષ્મ રૂપનો પણ અનુભવ કરી શકે છે. (૩૮)

યતિજનોએ ભગવાનનાં સ્થૂળ અને સૂક્ષ્મ – બંને પ્રકારનાં રૂપોનું શ્રવણ કરીને પહેલાં ચિત્તને સ્થૂળ રૂપમાં સ્થિર કરવું જોઈએ અને પછી ધીરે ધીરે ચિત્તને ત્યાંથી હટાવીને સૂક્ષ્મ રૂપમાં જોડી દેવું જોઈએ. (૩૯)

ભૂદ્વીપવર્ષસરિદદ્રિનભઃસમુદ્ર-
પાતાલદિઙ્નરકભાગણલોકસંસ્થા ।
ગીતા મયા તવ નૃપાદ્ભુતમીશ્વરસ્ય
સ્થૂલં વપુઃ સકલજીવનિકાયધામ ॥ ૪૦॥

હે પરીક્ષિત! મેં તમારી આગળ પૃથ્વી, તેની અંતર્ગત દ્વીપો, વર્ષો (દેશો), નદીઓ, પર્વતો, આકાશ, સમુદ્રો, પાતાળ (વગેરે લોક), દિશા, નરકો, જ્યોર્તિગણ અને લોકો (ભુવનો)ની સ્થિતિનું વર્ણન કર્યું. આ જ ભગવાનનું અતિઅદ્ભુત સ્થૂળ રૂપ છે, કે જે સમસ્ત જીવસમુદાયોનો આશ્રય છે. (૪૦)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં પઞ્ચમસ્કન્ધે નરકાનુવર્ણનં નામ ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬॥**

**પાંચમા સ્કંધ-અંતર્ગત નરક-અનુવર્ણન નામનો છવ્વીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

**॥ ઇતિ પઞ્ચમઃ સ્કન્ધઃ સમાપ્તઃ ॥**
**પાંચમો સ્કંધ સમાપ્ત.**

**॥ હરિઃ ૐ તત્સત્ ॥**

ॐ નમો ભગવતે વાસુદેવાય ॥

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

═★═

# છઠ્ઠો સ્કંધ

═★═

## પહેલો અધ્યાય

### અજામિલ-ઉપાખ્યાનનો પ્રારંભ

*રાજોવાચ*

નિવૃત્તિમાર્ગઃ કથિત આદૌ ભગવતા યથા ।
ક્રમયોગોપલબ્ધેન બ્રહ્મણા યદસંસૃતિઃ ॥ ૧॥

પ્રવૃત્તિલક્ષણશ્ચૈવ ત્રૈગુણ્યવિષયો મુને ।
યોઽસાવલીનપ્રકૃતેર્ગુણસર્ગઃ પુનઃ પુનઃ ॥ ૨॥

અધર્મલક્ષણા નાના નરકાશ્ચાનુવર્ણિતાઃ ।
મન્વન્તરશ્ચ વ્યાખ્યાત આદ્યઃ સ્વાયમ્ભુવો યતઃ ॥ ૩॥

પ્રિયવ્રતોત્તાનપદોર્વંશસ્તચ્ચરિતાનિ ચ ।
દ્વીપવર્ષસમુદ્રાદ્રિનદ્યુદ્યાનવનસ્પતીન્ ॥ ૪॥

ધરામણ્ડલસંસ્થાનં ભાગલક્ષણમાનતઃ ।
જ્યોતિષાં વિવરાણાં ચ યથેદમસૃજદ્વિભુઃ ॥ ૫॥

અધુનેહ મહાભાગ યથૈવ નરકાન્નરઃ ।
નાનોગ્રયાતનાન્નેયાત્તન્મે વ્યાખ્યાતુમર્હસિ ॥ ૬॥

*શ્રીશુક ઉવાચ*[1]

ન ચેદિહૈવાપચિતિં યથાંહસઃ
કૃતસ્ય કુર્યાન્મનઉક્તિપાણિભિઃ ।
ધ્રુવં સ વૈ પ્રેત્ય નરકાનુપૈતિ
યે કીર્તિતા મે ભવતસ્તિગ્મયાતનાઃ ॥ ૭॥

તસ્માત્પુરૈવાશ્વિહ પાપનિષ્કૃતૌ
યતેત મૃત્યોરવિપદ્યતાઽઽત્મના ।
દોષસ્ય દૃષ્ટ્વા ગુરુલાઘવં યથા
ભિષક્ ચિકિત્સેત રુજાં નિદાનવિત્ ॥ ૮॥

**રાજા પરીક્ષિતે કહ્યું** – હે ભગવન્! તમે આ પહેલાં (બીજા સ્કંધમાં) નિવૃત્તિમાર્ગનું વર્ણન કરી ચૂક્યા છો તથા એ (પણ) બતાવી ચૂક્યા છો કે તે માર્ગ દ્વારા અર્ચિરાદિ માર્ગે જીવ ક્રમશઃ બ્રહ્મલોકમાં જઈ પહોંચે છે અને પછી બ્રહ્માની સાથે મુક્ત થઈ જાય છે. (૧) હે મુનિવર! આ સિવાય તમે તે પ્રવૃત્તિમાર્ગનું પણ (ત્રીજા સ્કંધમાં) સમ્યક્પણે (સારી પેઠે) વર્ણન કર્યું છે, કે જેના થકી ત્રિગુણમય સ્વર્ગ વગેરે લોકોની પ્રાપ્તિ થાય છે; અને પ્રકૃતિનો સંબંધ નહીં છૂટવાને કારણે જીવોએ વારંવાર જન્મ-મૃત્યુના ચકરાવામાં ફસાવું પડે છે. (૨) તમે એ પણ (પાંચમા સ્કંધમાં) બતાવ્યું છે કે અધર્મ કરવાથી અનેક નરકોની પ્રાપ્તિ થાય છે અને તે નરકોનું તમે વિસ્તારપૂર્વક વર્ણન પણ કર્યું છે. તમે તે પહેલાં (ચોથા સ્કંધમાં) મન્વંતરનું વર્ણન કર્યું, કે જેના અધિપતિ સ્વાયંભુવ મનુ હતા. (૩) એ સાથે જ (ચોથા અને પાંચમા સ્કંધમાં) પ્રિયવ્રત અને ઉત્તાનપાદના વંશોનું તથા તેમનાં ચરિત્રોનું તેમ જ દ્વીપો, વર્ષો (ખંડો), સમુદ્રો, પર્વતો, નદીઓ, ઉદ્યાનો અને વિભિન્ન દ્વીપોનાં વૃક્ષોનું પણ નિરૂપણ કર્યું છે. (૪) ભૂમંડળની સ્થિતિ, તેનું દ્વીપો–વર્ષો વગેરેમાં વિભાજન, તેમનાં પરિમાણ અને લક્ષણો, નક્ષત્રોની સ્થિતિ, અતલ-વિતલ વગેરે ભૂ-વિવરો (સાત પાતાળલોક) અને ભગવાને આ બધાનું જે રીતે સર્જન કર્યું - તેનું વર્ણન પણ કહી સંભળાવ્યું છે. (૫) હે મહાભાગ! હવે હું તે ઉપાય જાણવા ઈચ્છું છું કે જેના અનુષ્ઠાનથી મનુષ્યોએ અનેકાનેક ભયંકર યાતનાઓપૂર્ણ નરકોમાં જવું પડે નહીં. તમે કૃપા કરીને તેનો ઉપદેશ કરો. (૬)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – મનુષ્ય મન, વાણી અને શરીરથી પાપ કરે છે. તે જો તે પાપોનું આ જ જન્મમાં પ્રાયશ્ચિત્ત નથી કરી લેતો, તો મર્યા પછી તેણે અવશ્યપણે તે ભયંકર યાતનાપૂર્ણ નરકોમાં જવું પડે છે, કે જેમનું વર્ણન મેં તમને (પાંચમા સ્કંધના અંતમાં) કહી સંભળાવ્યું છે. (૭) તેથી ઘણી

[1] પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

રાજોવાચ

દૃષ્ટશ્રુતાભ્યાં યત્પાપં જાનન્નપ્યાત્મનોઽહિતમ્ ।
કરોતિ ભૂયો વિવશઃ પ્રાયશ્ચિત્તમથો કથમ્ ॥ ૯॥

ક્વચિન્નિવર્તતેઽભદ્રાત્ક્વચિચ્ચરતિ[1] તત્પુનઃ ।
પ્રાયશ્ચિત્તમતોઽપાર્થં મન્યે કુઞ્જરશૌચવત્ ॥ ૧૦॥

શ્રીશુક ઉવાચ[2]

કર્મણા કર્મનિર્હારો[3] ન હ્યાત્યન્તિક ઈષ્યતે ।
અવિદ્વદધિકારિત્વાત્પ્રાયશ્ચિત્તં[4] વિમર્શનમ્ ॥ ૧૧॥

નાશ્નતઃ પથ્યમેવાન્નં વ્યાધયોઽભિભવન્તિ હિ ।
એવં નિયમકૃદ્રાજન્ શનૈઃ ક્ષેમાય કલ્પતે ॥ ૧૨॥

તપસા બ્રહ્મચર્યેણ શમેન ચ દમેન ચ ।
ત્યાગેન સત્યશૌચાભ્યાં યમેન નિયમેન ચ ॥ ૧૩॥

દેહવાગ્બુદ્ધિજં ધીરા ધર્મજ્ઞાઃ શ્રદ્ધયાન્વિતાઃ ।
ક્ષિપન્ત્યઘં મહદપિ વેણુગુલ્મમિવાનલઃ ॥ ૧૪॥

કેચિત્કેવલયા ભક્ત્યા વાસુદેવપરાયણાઃ ।
અઘં ધુન્વન્તિ કાર્ત્સ્ન્યેન નીહારમિવ ભાસ્કરઃ ॥ ૧૫॥

ન તથા હ્યઘવાન્ રાજન્ પૂયેત તપઆદિભિઃ ।
યથા કૃષ્ણાર્પિતપ્રાણસ્તત્પૂરુષનિષેવયા[5] ॥ ૧૬॥

સધ્રીચીનો હ્યયં લોકે પન્થાઃ ક્ષેમોઽકુતોભયઃ ।
સુશીલાઃ સાધવો યત્ર નારાયણપરાયણાઃ ॥ ૧૭॥

પ્રાયશ્ચિત્તાનિ ચીર્ણાનિ નારાયણપરાઙ્મુખમ્ ।
ન નિષ્પુનન્તિ રાજેન્દ્ર સુરાકુમ્ભમિવાપગાઃ ॥ ૧૮॥

સાવધાની અને જાગૃતિ સાથે રોગ અને મૃત્યુ(ના આગમન) પહેલાં જ જલદીમાં જલદી પાપોની ગુરુતા અને લઘુતાનો વિચાર કરીને તેમનું પ્રાયશ્ચિત્ત કરી લેવું જોઈએ; જેમ મર્મજ્ઞ વૈદ્ય રોગોનું કારણ અને તેમની ગુરુતા-લઘુતાને જાણી લઈને તત્કાળ ચિકિત્સા કરે છે. (૮)

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! મનુષ્ય રાજદંડ, સમાજદંડ વગેરે લૌકિક અને નરક-ગમન વગેરે પારલૌકિક કષ્ટોને લીધે જાણે જ છે કે પાપ પોતાનો શત્રુ છે અને છતાંય પાપ-વાસનાઓથી વિવશ થઈને વારંવાર એવાં જ કર્મો કરવા પ્રવૃત્ત થાય છે; આવી સ્થિતિમાં તેનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે સંભવી શકે? (૯) મનુષ્ય ક્યારેક પ્રાયશ્ચિત્ત વગેરે વડે પાપોથી છુટકારો મેળવે છે, તો ક્યારેક પાછો એ જ પાપો કરવા લાગે છે. આવી સ્થિતિમાં હું સમજું છું કે જેમ સ્નાન કર્યા પછી ધૂળથી ખરડાવાને કારણે હાથીનું સ્નાન વ્યર્થ જાય છે તેવી જ રીતે મનુષ્યનું પ્રાયશ્ચિત્ત પણ વ્યર્થ જ છે. (૧૦)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – વાસ્તવમાં કર્મ વડે જ કર્મનો નિર્બીજ નાશ થતો નથી, કારણ કે કર્મનો અધિકારી અજ્ઞાની છે. અજ્ઞાન હોય તો પાપવાસનાઓ સર્વથા દૂર થઈ શકતી નથી. તેથી સાચું પ્રાયશ્ચિત્ત તો તત્ત્વજ્ઞાન જ છે. (૧૧) જે મનુષ્ય સુપથ્યનું જ સેવન કરે છે તેને રોગો પોતાને વશ કરી શકતા નથી, એ જ રીતે હે પરીક્ષિત! જે મનુષ્ય નિયમોનું પાલન કરે છે તે ધીરે ધીરે પાપવાસનાઓમાંથી મુક્ત થઈને કલ્યાણપ્રદ તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરવામાં સમર્થ થાય છે. (૧૨) જેમ વાંસની ઝાડીમાં લાગેલી આગ બધા વાંસોને બાળી નાખે છે તેવી જ રીતે ધર્મજ્ઞ અને શ્રદ્ધાવાન ધીરમનુષ્ય તપસ્યા, બ્રહ્મચર્ય, ઇંદ્રિયદમન, મનની સ્થિરતા, દાન, સત્ય, બહારની અને અંદરની પવિત્રતા તથા યમ અને નિયમ – આ નવ સાધનોથી મન, વાણી અને શરીર વડે કરાયેલાં મોટામાં મોટાં પાપોને પણ નષ્ટ કરી દે છે. (૧૩-૧૪) ભગવાનના શરણમાં રહેનારા ભક્તજનો, કે જેઓ વિરલ જ હોય છે - તેઓ કેવળ ભક્તિ વડે જ પોતાનાં તમામ પાપોને એવી રીતે ભસ્મ કરી નાખે છે કે જેમ સૂર્ય ધુમ્મસને નષ્ટ કરી દે છે. (૧૫) હે પરીક્ષિત! ભગવાનને આત્મસમર્પણ કરવાથી અને તેમના ભક્તોનું સેવન કરવાથી પાપી મનુષ્યની જેવી શુદ્ધિ થાય છે તેવી તપસ્યા વગેરે કરવાથી થતી નથી. (૧૬) સંસારમાં આ ભક્તિનો માર્ગ જ સર્વશ્રેષ્ઠ, ભયરહિત અને કલ્યાણસ્વરૂપ છે; કારણ કે આ માર્ગ પર ભગવત્પરાયણ સુશીલ સાધુજનો ચાલે છે.(૧૭) હે પરીક્ષિત! જેમ દારૂથી ભરેલા ઘડાને નદીઓ પવિત્ર કરી શકતી નથી તેવી જ રીતે મોટાં મોટાં પ્રાયશ્ચિત્તો વારંવાર કરવા છતાં પણ તેઓ ભગવાનથી વિમુખ

૧. પ્રા. પા. – ક્વ વા ચરતિ । ૨. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૩. પ્રા. પા. – કર્મનિર્વંગો ન ચાત્યન્તિક । ૪. પ્રા. પા. – ૦કારત્વા૦ । ૫. પ્રા. પા. – તત્પરસ્ય તુ સેવયા ।

સકૃન્મનઃ કૃષ્ણપદારવિન્દયો-
નિર્વેશિતં તદ્ગુણરાગિ યૈરિહ ।
ન તે યમં પાશભૃતશ્ચ તદ્ભટાન્
સ્વપ્નેઽપિ પશ્યન્તિ હિ ચીર્ણનિષ્કૃતાઃ ॥ ૧૯॥

અત્ર ચોદાહરન્તીમમિતિહાસં પુરાતનમ્ ।
દૂતાનાં વિષ્ણુયમયોઃ સંવાદસ્તં નિબોધ મે ॥ ૨૦॥

કાન્યકુબ્જે દ્વિજઃ કશ્ચિદાસીપતિરજામિલઃ ।
નામ્ના નષ્ટસદાચારો દાસ્યાઃ સંસર્ગદૂષિતઃ ॥ ૨૧॥

બન્દ્યક્ષકૈતવૈશ્ચૌર્યૈર્ગર્હિતાં[1] વૃત્તિમાસ્થિતઃ[2] ।
બિભ્રત્કુટુમ્બમશુચિર્યાતયામાસ દેહિનઃ ॥ ૨૨॥

એવં નિવસતસ્તસ્ય લાલયાનસ્ય તત્સુતાન્ ।
કાલોઽત્યગાન્મહાન્ રાજન્નષ્ટાશીત્યાયુષઃ સમાઃ ॥ ૨૩॥

તસ્ય પ્રવયસઃ પુત્રા દશ તેષાં તુ યોઽવમઃ ।
બાલો નારાયણો નામ્ના પિત્રોશ્ચ દયિતો ભૃશમ્ ॥ ૨૪॥

સ બદ્ધહૃદયસ્તસ્મિન્નર્ભકે કલભાષિણિ ।
નિરીક્ષમાણસ્તલ્લીલાં મુમુદે જરઠો ભૃશમ્ ॥ ૨૫॥

ભુઞ્જાનઃ પ્રપિબન્ ખાદન્ બાલકસ્નેહયન્ત્રિતઃ ।
ભોજયન્ પાયયન્મૂઢો ન વેદાગતમન્તકમ્ ॥ ૨૬॥

સ એવં વર્તમાનોઽજ્ઞો મૃત્યુકાલ ઉપસ્થિતે ।
મતિં ચકાર તનયે બાલે નારાયણાહ્વયે ॥ ૨૭॥

સ પાશહસ્તાંસ્ત્રીન્દૃષ્ટ્વા પુરુષાન્ ભૃશદારુણાન્ ।
વક્રતુણ્ડાનૂર્ધ્વરોમ્ણ આત્માનં નેતુમાગતાન્ ॥ ૨૮॥

દૂરે ક્રીડનકાસક્તં પુત્રં નારાયણાહ્વયમ્ ।
પ્લાવિતેન સ્વરેણોચ્ચૈરાજુહાવાકુલેન્દ્રિયઃ ॥ ૨૯॥

મનુષ્યને પવિત્ર કરવામાં અસમર્થ છે. (૧૮) જેમણે ભગવાનના ગુણોના અનુરાગી એવા પોતાના મનરૂપી મધુકરને ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણારવિંદના મકરંદ (પુષ્પ-મધુ)નું એકવાર પણ પાન કરાવી લીધું તેમણે બધાં પ્રાયશ્ચિત્ત કરી લીધાં (એમ જાણવું) અને તેવા મનુષ્યો સ્વપ્નમાં પણ યમરાજ અને તેમના પાશધારી દૂતોને જોવા પામતા નથી, પછી નરક પામવાની તો વાત જ ક્યાં રહી? (૧૯)

હે પરીક્ષિત! આ બાબતમાં મહાત્માઓ એક પ્રાચીન ઈતિહાસનું ઉદાહરણ આપે છે, જેમાં ભગવાન વિષ્ણુ અને યમરાજના દૂતોનો વાર્તાલાપ છે. તે તમે મારી પાસેથી સાંભળો. (૨૦) કાન્યકુબ્જ (કનોજ) નગરમાં એક દાસીપતિ બ્રાહ્મણ રહેતો હતો. તેનું નામ હતું અજામિલ. દાસીના સંસર્ગને લીધે દૂષિત થવાને કારણે તેનો સદાચાર નષ્ટ થઈ ચૂક્યો હતો. (૨૧) પતન પામેલો તે ક્યારેક વટેમાર્ગુઓને બાંધીને લૂંટી લેતો હતો, ક્યારેક લોકોને જુગારમાં છળકપટથી હરાવી દેતો હતો, કોઈનું ધન દગાખોરીથી લઈ લેતો હતો, તો કોઈનું ધન ચોરી લેતો હતો. આ પ્રમાણે અત્યંત નિંદનીય વૃત્તિનો આશ્રય લઈને તે પોતાના કુટુંબનું પાલનપોષણ કરતો હતો અને બીજા દેહધારીઓ (જીવો)ને ઘણું સતાવતો હતો. (૨૨) હે પરીક્ષિત! આ જ રીતે તે ત્યાં રહીને દાસીનાં બાળકોનું લાલન-પાલન કરતો રહ્યો અને એમ તેના આયુષ્યનો ઘણો મોટો ભાગ – અઠ્ઠાશી વર્ષ - વીતી ગયો. (૨૩) તે વૃદ્ધ અજામિલને દસ પુત્રો હતા. તેમાંના સૌથી નાનાનું નામ હતું નારાયણ. માબાપ તેને ઘણો પ્રેમ કરતાં હતાં. (૨૪) વૃદ્ધ અજામિલે અત્યંત મોહને કારણે પોતાનું સંપૂર્ણ હૃદય પોતાના બાળક નારાયણને સોંપી દીધું હતું. તે પોતાના બાળકની કાલી-ઘેલી બોલી સાંભળીને તથા તેની બાળસહજ ક્રીડાઓ જોઈ-જોઈને અત્યંત આનંદિત થતો રહેતો હતો. (૨૫) અજામિલ બાળકના સ્નેહબંધનમાં બંધાઈ ગયો હતો. તે જ્યારે પોતે ખાતો ત્યારે તેને પણ ખવડાવતો, જ્યારે પોતે પાણી પીતો ત્યારે તેને પણ પિવડાવતો. આ પ્રમાણે તે અત્યંત મૂઢ થઈ ગયો હતો અને તેને એ વાતની ખબર જ ન પડી કે મૃત્યુ મારા માથા પર આવી પહોંચ્યું છે. (૨૬)

તે મૂર્ખ આવી રીતે પોતાનું જીવન વિતાવી રહ્યો હતો ત્યાં જ મૃત્યુવેળા આવી પહોંચી. તે સમયે તે પોતાના બાળક પુત્ર નારાયણ વિશે જ વિચારતો અને ચિંતા કરતો હતો. (૨૭) એ દરમિયાન જ અજામિલે જોયું કે તેને લઈ જવા માટે અત્યંત ભયાનક ત્રણ યમદૂતો આવ્યા છે, તેમના હાથોમાં ફંદો (પાશ) છે, તેમનાં મોઢાં વાંકાંચૂકાં છે અને શરીરનાં રુવાડાં ઊભાં થઈ ગયેલાં છે. (૨૮) તે સમયે બાળક નારાયણ ત્યાંથી થોડેક દૂર રમી રહ્યો હતો. યમદૂતોને જોઈને

૧. પ્રા. પા. – ૦ક્ષૈઃ કૈતવૈ૦ । ૨. પ્રા. પા. – ૦માશ્રિતઃ ।

નિશમ્ય મ્રિયમાણસ્ય બ્રુવતો[1] હરિકીર્તનમ્ ।
ભર્તુર્નામ મહારાજ પાર્ષદાઃ સહસાઽપતન્ ॥ ૩૦॥

વિકર્ષતોઽન્તર્હૃદયાદ્દાસીપતિમજામિલમ્ ।
યમપ્રેષ્યાન્ વિષ્ણુદૂતા વારયામાસુરોજસા ॥ ૩૧॥

ઊચુર્નિષેધિતાસ્તાંસ્તે વૈવસ્વતપુરઃસરાઃ ।
કે યૂયં પ્રતિષેદ્ધારો ધર્મરાજસ્ય શાસનમ્ ॥ ૩૨॥

કસ્ય વા કુત આયાતાઃ કસ્માદસ્ય નિષેધથ ।
કિં દેવા ઉપદેવા વા યૂયં કિં સિદ્ધસત્તમાઃ ॥ ૩૩॥

સર્વે પદ્મપલાશાક્ષાઃ પીતકૌશેયવાસસઃ ।
કિરીટિનઃ કુણ્ડલિનો લસત્પુષ્કરમાલિનઃ ॥ ૩૪॥

સર્વે ચ નૂત્નવયસઃ[2] સર્વે ચારુચતુર્ભુજાઃ ।
ધનુર્નિષઙ્ગાસિગદાશઙ્ખચક્રામ્બુજશ્રિયઃ ॥ ૩૫॥

દિશો વિતિમિરાલોકાઃ કુર્વન્તઃ સ્વેન રોચિષા ।
કિમર્થં ધર્મપાલસ્ય કિઙ્કરાન્નો નિષેધથ ॥ ૩૬॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્તે યમદૂતૈસ્તૈર્વાસુદેવોક્તકારિણઃ ।
તાન્ પ્રત્યૂચુઃ પ્રહસ્યેદં મેઘનિર્હ્રાદયા ગિરા ॥ ૩૭॥

*વિષ્ણુદૂતા ઊચુઃ*

યૂયં વૈ ધર્મરાજસ્ય યદિ નિર્દેશકારિણઃ ।
બ્રૂત ધર્મસ્ય નસ્તત્ત્વં યચ્ચ ધર્મસ્ય લક્ષણમ્ ॥ ૩૮॥

કથંસ્વિદ્ ધ્રિયતે દણ્ડઃ કિં વાઽસ્ય સ્થાનમીપ્સિતમ્ ।
દણ્ડ્યાઃ કિં કારિણઃ સર્વે આહોસ્વિત્કતિચિન્નૃણામ્ ॥ ૩૯॥

*યમદૂતા ઊચુઃ*

વેદપ્રણિહિતો ધર્મો હ્યધર્મસ્તદ્વિપર્યયઃ ।
વેદો નારાયણઃ સાક્ષાત્સ્વયમ્ભૂરિતિ શુશ્રુમ ॥ ૪૦॥

યેન સ્વધામ્ન્યમી ભાવા રજઃસત્ત્વતમોમયાઃ ।
ગુણનામક્રિયારૂપૈર્વિભાવ્યન્તે યથાતથમ્ ॥ ૪૧॥

અજામિલ અત્યંત વ્યાકુળ થઈ ગયો અને તેણે ઘણા મોટા અવાજે સાદ દીધો – 'નારાયણ!' (૨૯) ભગવાનના પાર્ષદોએ જોયું કે આ મરતી વખતે અમારા સ્વામી ભગવાન નારાયણનું નામ લઈ રહ્યો છે, તેમના નામનું કીર્તન કરી રહ્યો છે; તેથી તે પાર્ષદો અતિશય વેગથી ત્યાં આવી પહોંચ્યા; (૩૦) કે જે સમયે યમરાજના દૂતો દાસીપતિ અજામિલના શરીરમાંથી તેના સૂક્ષ્મદેહને ખેંચી રહ્યા હતા. વિષ્ણુના દૂતોએ તેમને જબરદસ્તીથી અટકાવી દીધા. (૩૧) તેમના અટકાવવાથી યમરાજના દૂતોએ તેમને કહ્યું – "અરે, ધર્મરાજની આજ્ઞાનો નિષેધ કરનારા તમે કોણ છો? (૩૨) તમે કોના દૂત છો? ક્યાંથી આવ્યા છો? અને આને લઈ જતાં અમને તમે શા માટે રોકી રહ્યા છો? શું તમે કોઈ દેવતા, ઉપદેવતા કે સિદ્ધશ્રેષ્ઠ છો? (૩૩) અમે જોઈએ છીએ કે તમારા બધાની આંખો કમળદળ જેવી કોમળતાથી ભરેલી છે, તમે પીળાં રેશમી વસ્ત્રો પહેરેલા છો, તમારા મસ્તક પર મુગટ, કાનોમાં કુંડળ અને ગળાંમાં કમળના હાર લહેરાઈ રહ્યાં છે. (૩૪) તમારા બધાની યુવાન અવસ્થા છે, સુંદર ચાર-ચાર ભુજાઓ છે, બધાંનાં કરકમળોમાં ધનુષ્ય, તરકસ, તલવાર, ગદા, શંખ, ચક્ર, કમળ વગેરે શોભી રહ્યાં છે. (૩૫) તમારાં અંગની કાન્તિથી દિશાઓનો અંધકાર અને પ્રાકૃત પ્રકાશ પણ દૂર થઈ રહ્યો છે. અમે ધર્મરાજના સેવકો છીએ. તમે અમને શા માટે રોકી રહ્યા છો?" (૩૬)

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! તે યમદૂતોએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે ભગવાન નારાયણના આજ્ઞાંકિત પાર્ષદોએ હસીને મેઘ સમાન ગંભીર વાણીથી તેમને આ પ્રમાણે કહ્યું – (૩૭)

**ભગવાન વિષ્ણુના દૂતોએ કહ્યું** – હે યમદૂતો! જો તમે સાચેસાચ ધર્મરાજાના આજ્ઞાંકિત (સેવકો) છો તો તમે અમને ધર્મનું લક્ષણ અને ધર્મનું તત્ત્વ કહી સંભળાવો. (૩૮) દંડ કેવી રીતે આપવામાં આવે છે? દંડને પાત્ર કોણ છે? મનુષ્યોમાં શું બધા જ પાપાચારીઓ દંડને પાત્ર છે કે પછી તે પૈકીના અમુક જ છે ? (૩૯)

**યમદૂતોએ કહ્યું** – વેદોએ જે કર્મોનું વિધાન કર્યું છે તે (કર્મો કરવાં એ) ધર્મ છે અને જેમનો નિષેધ કર્યો છે તે (કર્મો કરવાં એ) અધર્મ છે. વેદો સ્વયં ભગવાનનું સ્વરૂપ છે, તેઓ તેમના સ્વાભાવિક શ્વાસોચ્છ્વાસ છે અને સ્વયંપ્રકાશ જ્ઞાન છે – એવું અમે સાંભળેલું છે. (૪૦) જગતના સત્ત્વમય, રજોમય ને તમોમય – બધા જ પદાર્થો, બધાં જ પ્રાણીઓ પોતાના પરમ આશ્રયભૂત ભગવાનમાં જ સ્થિત રહે છે. વેદો જ તેમનું તેમનાં ગુણો, નામો, કર્મો, રૂપો વગેરે અનુસાર યથાયોગ્ય વિભાજન

૧. પ્રા. પા. – મુખતો હરિકીર્તનમ્ । ૨. પ્રા. પા. – તુલ્યવયસઃ ।

સૂર્યોऽગ્નિઃ ખં મરુદ્ગાવઃ સોમઃ સન્ધ્યાહની દિશઃ ।
કં[1] કુઃ કાલો ધર્મ ઈતિ હ્યેતે દૈહ્યસ્ય સાક્ષિણઃ ॥ ૪૨॥

એતૈરધર્મો[2] વિજ્ઞાતઃ સ્થાનં દણ્ડસ્ય યુજ્યતે ।
સર્વે કર્માનુરોધેન દણ્ડમર્હન્તિ કારિણઃ ॥ ૪૩॥

સમ્ભવન્તિ હિ ભદ્રાણિ વિપરીતાનિ ચાનઘાઃ ।
કારિણાં ગુણસઙ્ગોऽસ્તિ દેહવાન્ ન હ્યકર્મકૃત્ ॥ ૪૪॥

યેન યાવાન્ યથાऽધર્મો ધર્મો વેહ સમીહિતઃ[3] ।
સ એવ તત્ફલં ભુઙ્ક્તે તથા તાવદમુત્ર વૈ ॥ ૪૫॥

યથેહ દેવપ્રવરાસ્ત્રૈવિધ્યમુપલભ્યતે ।
ભૂતેષુ ગુણવૈચિત્ર્યાત્તથાऽન્યત્રાનુમીયતે[4] ॥ ૪૬॥

વર્તમાનોऽન્યયોઃ કાલો[5] ગુણાભિજ્ઞાપકો યથા ।
એવં જન્માન્યયોરેતદ્ધર્માધર્મનિદર્શનમ્ ॥ ૪૭॥

મનસૈવ પુરે દેવઃ પૂર્વરૂપં વિપશ્યતિ ।
અનુમીમાંસતેऽપૂર્વં મનસા ભગવાનજઃ ॥ ૪૮॥

યથાऽજ્ઞસ્તમસા યુક્ત ઉપાસ્તે વ્યક્તમેવ હિ ।
ન વેદ પૂર્વમપરં નષ્ટજન્મસ્મૃતિસ્તથા ॥ ૪૯॥

પઞ્ચભિઃ કુરુતે સ્વાર્થાન્ પઞ્ચ વેદાથ પઞ્ચભિઃ ।
એકસ્તુ ષોડશેન ત્રીન્ સ્વયં સપ્તદશોऽશ્નુતે ॥ ૫૦॥

તદેતત્ ષોડશકલં લિઙ્ગં શક્તિત્રયં મહત્ ।
ધત્તેऽનુસંસૃતિં પુંસિ હર્ષશોકભયાર્તિદામ્ ॥ ૫૧॥

દેહ્યજ્ઞોऽજિતષડ્વર્ગો નેચ્છન્ કર્માણિ કાર્યતે ।
કોશકાર ઈવાત્માનં કર્મણાऽऽચ્છાદ્ય મુહ્યતિ ॥ ૫૨॥

કરે છે. (૪૧) જીવ શરીર થકી કે મનોવૃત્તિઓ થકી જેટલાં કર્મ કરે છે તેનાં સાક્ષી રહેતાં હોય છે – સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ઈન્દ્રિયો, ચંદ્રમા, સંધ્યા, રાત, દિવસ, દિશાઓ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ. (૪૨) એમના દ્વારા અધર્મની જાણ થાય છે અને ત્યારે દંડની પાત્રતાનો નિર્ણય થાય છે. પાપકર્મ કરનારાં બધાં જ મનુષ્યો પોતપોતાનાં કર્મો અનુસાર દંડને પાત્ર થાય છે. (૪૩) હે નિષ્પાપ જનો! જે પ્રાણીઓ કર્મ કરે છે તેમનો ગુણો સાથે સંબંધ રહેતો જ હોય છે. તેથી બધાં વડે થોડાંક પાપ અને થોડાંક પુણ્ય થાય જ છે; અને દેહધારી હોવાથી કોઈ પણ મનુષ્ય કર્મ કર્યા વિના રહી શકતો નથી. (૪૪) આ લોકમાં જે મનુષ્ય જે પ્રકારનો જેટલો અધર્મ અથવા ધર્મ કરે છે તે પરલોકમાં તેનું તેવું જ અને તેટલું જ ફળ ભોગવે છે. (૪૫) હે દેવશિરોમણિઓ! સત્ત્વ, રજ અને તમ – આ ત્રણ ગુણોના ભેદને કારણે આ લોકમાં પણ ત્રણ પ્રકારનાં મનુષ્યો જોવા મળે છે – પુણ્યાત્મા, પાપાત્મા અને પુણ્ય-પાપ બંનેથી યુક્ત; અથવા સુખી, દુઃખી અને સુખ-દુઃખ બંનેથી યુક્ત. તેવી જ રીતે પરલોકમાં પણ તેમની ત્રિવિધતા હોવાનું અનુમાન કરી શકાય છે. (૪૬) વર્તમાન સમય જ ભૂત અને ભવિષ્યનું અનુમાન કરાવી દે છે, તેવી જ રીતે વર્તમાન જન્મનાં પાપ-પુણ્ય પણ ભૂતકાળના અને ભવિષ્યના જન્મોનાં પાપ-પુણ્યનું અનુમાન કરાવી દે છે. (૪૭) અમારા સ્વામી અજન્મા, સર્વજ્ઞ ભગવાન યમરાજ બધાંનાં અંતઃકરણમાં વિરાજમાન છે. તેથી તેઓ પોતાના મનથી જ સૌનાં પૂર્વરૂપોને જોઈ લે છે, એ સાથે જ તેઓ તે સૌનાં ભાવિ સ્વરૂપોનો પણ વિચાર કરી લે છે. (૪૮) જેમ ઊંઘેલો અજ્ઞાની મનુષ્ય સ્વપ્ન-સમયે પ્રતીત થતા શરીરને જ પોતાનું વાસ્તવિક શરીર સમજે છે અને સૂતેલા કે જાગતા શરીરને ભૂલી જાય છે તેવી જ રીતે જીવ પણ પોતાના પૂર્વજન્મોનું સ્મરણ ભૂલી જાય છે અને વર્તમાન શરીર સિવાય, પહેલાંનાં અને પછીનાં શરીરો વિશે કશું જ જાણતો હોતો નથી. (૪૯) હે સિદ્ધજનો! જીવ આ શરીરમાં (રહીને) પાંચ કર્મેન્દ્રિયો વડે આપવું-લેવું, હાલવું-ચાલવું વગેરે કામ કરે છે, પાંચ જ્ઞાનેન્દ્રિયો વડે રૂપ-રસ વગેરે પાંચ વિષયોની અનુભૂતિ કરે છે અને સોળમા મનની સાથે સત્તરમો તે પોતે મળીને એકલો જ મન, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો – એ ત્રણેના વિષયોનો ભોગ કરે છે. (૫૦) જીવનું આ સોળકળાઓ અને સત્ત્વ વગેરે ત્રણ ગુણોવાળું લિંગશરીર અનાદિ છે. એ જ જીવને વારંવાર હર્ષ, શોક, ભય અને પીડા આપનાર જન્મ-મૃત્યુના ચકરાવામાં નાખે છે. (૫૧) જે જીવ અજ્ઞાનને લીધે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર – આ છ શત્રુઓ પર વિજય મેળવી લેતો નથી તેણે (તેની) ઈચ્છા ન

૧. પ્રા. પા. – કાલઃ સ્વયં ધર્મ ઈતિ । ૨. પ્રા. પા. – ૦ર્મોऽભિજ્ઞાતઃ । ૩. પ્રા. પા. – સમર્જિતઃ । ૪. પ્રા. પા. – ૦ત્ર્યાદ્યથા૦ । ૫. પ્રા. પા. – ૦માનોऽપ્યયં કાલો ।

ન હિ કશ્ચિત્ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્ ।
કાર્યતે હ્યવશઃ કર્મ ગુણૈઃ સ્વાભાવિકૈર્બલાત્ ॥ ૫૩॥

લબ્ધ્વા નિમિત્તમવ્યક્તં વ્યક્તાવ્યક્તં ભવત્યુત ।
યથાયોનિ યથાબીજં સ્વભાવેન બલીયસા ॥ ૫૪॥

એષ પ્રકૃતિસઙ્ગેન પુરુષસ્ય વિપર્યયઃ ।
આસીત્ સ એવ નચિરાદીશસઙ્ગાદ્વિલીયતે ॥ ૫૫॥

અયં હિ[1] શ્રુતસમ્પન્નઃ શીલવૃત્તગુણાલયઃ ।
ધૃતવ્રતો મૃદુર્દાન્તઃ સત્યવાન્મન્ત્રવિચ્છુચિઃ ॥ ૫૬॥

ગુર્વગ્ન્યતિથિવૃદ્ધાનાં શુશ્રૂષુર્નિરહઙ્કૃતઃ[2] ।
સર્વભૂતસુહૃત્સાધુર્મિતવાગનસૂયકઃ[3] ॥ ૫૭॥

એકદાઽસૌ વનં યાતઃ પિતૃસન્દેશકૃદ્[4] દ્વિજઃ ।
આદાય તત આવૃત્તઃ ફલપુષ્પસમિત્કુશાન્ ॥ ૫૮॥

દદર્શ કામિનં કઞ્ચિચ્છૂદ્રં સહ ભુજિષ્યયા ।
પીત્વા ચ મધુ મૈરેયં મદાઘૂર્ણિતનેત્રયા ॥ ૫૯॥

મત્તયા વિશ્લથન્નીવ્યા વ્યપેતં નિરપત્રપમ્ ।
ક્રીડન્તમનુ ગાયન્તં હસન્તમનયાઽન્તિકે ॥ ૬૦॥

દૃષ્ટ્વા તાં કામલિપ્તેન બાહુના પરિરમ્ભિતામ્[5] ।
જગામ હૃચ્છયવશં સહસૈવ વિમોહિતઃ ॥ ૬૧॥

સ્તમ્ભયન્નાત્મનાઽઽત્માનં યાવત્સત્ત્વં યથાશ્રુતમ્[6] ।
ન શશાક સમાધાતું મનો મદનવેપિતમ્ ॥ ૬૨॥

તન્નિમિત્તસ્મરવ્યાજગ્રહગ્રસ્તો વિચેતનઃ ।
તામેવ મનસા ધ્યાયન્ સ્વધર્માદ્ વિરરામ હ ॥ ૬૩॥

હોવા છતાં પણ વિભિન્ન વાસનાઓ અનુસાર અનેક કર્મો કરવાં પડે છે. આવી સ્થિતિમાં તે રેશમના કીડાની જેમ પોતાને કર્મની જાળમાં જકડી લે છે અને એ રીતે પોતાના જ હાથે મોહનો શિકાર થઈ જાય છે. (૫૨) કોઈ પણ શરીરધારી જીવ ક્યારેય, એક ક્ષણ માટે પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી. પ્રત્યેક પ્રાણીના સ્વાભાવિક ગુણો જબરદસ્તીથી વિવશ કરીને તેની પાસે કર્મ કરાવે છે. (૫૩) જીવ પોતાના પૂર્વજન્મોના પાપ-પુણ્યમય સંસ્કારો અનુસાર સ્થૂળ અને સૂક્ષ્મ શરીર પ્રાપ્ત કરે છે. તેની સ્વાભાવિક અને પ્રબળ વાસનાઓ ક્યારેક તેને માતાના જેવો (સ્ત્રીરૂપ) બનાવે છે, તો ક્યારેક પિતાના જેવો (પુરુષરૂપ). (૫૪) પ્રકૃતિનો સંસર્ગ થવાથી જ મનુષ્ય પોતાને પોતાના વાસ્તવિક સ્વરૂપથી વિપરીત લિંગશરીર માની લે છે. આ વિપર્યય ભગવાનની ભક્તિથી તરત જ દૂર થઈ જાય છે. (૫૫)

હે દેવતાઓ! તમે તો જાણો જ છો કે આ અજામિલ મહાન શાસ્ત્રજ્ઞ હતો. શીલ, સદાચાર અને સદ્ગુણોનો તો તે ભંડાર હતો. બ્રહ્મચારી, વિનયી, જિતેન્દ્રિય, સત્યનિષ્ઠ, મંત્રવેત્તા અને પવિત્ર પણ હતો. (૫૬) એણે ગુરુ, અગ્નિ, અતિથિ અને વૃદ્ધજનોની સેવા કરી હતી. અહંકાર તો એનામાં હતો જ નહીં. એ સમસ્ત પ્રાણીઓનું હિત ઈચ્છતો હતો, ઉપકાર કરતો હતો અને મિતભાષી હતો તથા કોઈનામાં દોષ જોવાની તેની દૃષ્ટિ ન હતી. (૫૭) એક દિવસે આ બ્રાહ્મણ પોતાના પિતાના આદેશથી વનમાં ગયો અને ત્યાંથી ફળ, ફૂલ, સમિધ તથા દર્ભ લઈને ઘરે પાછો વળ્યો. (૫૮) પાછા વળતાં તેણે જોયું કે એક ભ્રષ્ટ શૂદ્ર, કે જે ઘણો કામી અને નિર્લજ્જ હતો તે મદ્યપાન કરીને કોઈ વેશ્યાની સાથે વિહાર કરી રહ્યો છે; વેશ્યા પણ મદ્યપાન કરીને ઉન્મત્ત થયેલી છે, નશાને કારણે તેની આંખો નાચી રહી છે અને તે અર્ધનગ્ન અવસ્થામાં હતી. તે વેશ્યાની સાથે તે શૂદ્ર ક્યારેક ગાય છે, ક્યારેક હસે છે અને ક્યારેક વિભિન્ન ચેષ્ટાઓ કરીને તેને પ્રસન્ન કરી રહ્યો છે. (૫૯-૬૦) હે નિષ્પાપજનો! શૂદ્રના હાથોમાં અંગરાગ વગેરે કામોદ્દીપક પદાર્થોનો લેપ કરેલો હતો અને તેનાથી તે કુલટાને આલિંગી રહ્યો હતો. અજામિલ તેમને આવી હાલતમાં જોઈને એકદમ મોહિત અને કામવશ થઈ ગયો. (૬૧) જોકે અજામિલે પોતાના જ્ઞાન અને ધૈર્ય મુજબ, કામવેગથી વિચલિત થયેલા પોતાના મનને સંયમમાં રાખવાના ઘણા-ઘણા પ્રયત્નો કર્યા છતાં, પૂરી શક્તિ લગાડી દેવા છતાં તે પોતાના મનનું સમાધાન કરવામાં અસમર્થ રહ્યો; (૬૨) અને કામ-પિશાચે તે વેશ્યાને નિમિત્ત બનાવીને અજામિલના મનને ગ્રસી લીધું. તેની સદાચાર અને શાસ્ત્રવિષયક ચેતના નષ્ટ થઈ ગઈ. હવે તે મનોમન તે વેશ્યાનું જ ચિંતન

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – ૦પુરનહઙ્કૃતઃ । ૩. પ્રા. પા. – સાધુર્ઋતવાગન૦ । ૪. પ્રા. પા. – ૦કૃચ્છુચિઃ । ૫. પ્રા. પા. – પરિવર્તિતામ્ । ૬. પ્રા. પા. – યથાશ્રયમ્ ।

તામેવ તોષયામાસ પિત્ર્યેણાર્થેન યાવતા ।
ગ્રામ્યૈર્મનોરમૈઃ કામૈઃ પ્રસીદેત યથા[1] તથા ॥ ૬૪॥

વિપ્રાં[2] સ્વભાર્યામપ્રૌઢાં કુલે મહતિ લમ્ભિતામ્ ।
વિસસર્જાચિરાત્પાપઃ સ્વૈરિણ્યાપાઙ્ગવિદ્ધધીઃ[3] ॥ ૬૫॥

યતસ્તતશ્ચોપનિન્યે ન્યાયતોઽન્યાયતો ધનમ્ ।
બભારાસ્યાઃ કુટુમ્બિન્યાઃ કુટુમ્બં મન્દધીરયમ્ ॥ ૬૬॥

યદસૌ શાસ્ત્રમુલ્લઙ્ઘ્ય સ્વૈરચાર્યાર્યગર્હિતઃ ।
અવર્તત ચિરં કાલમઘાયુરશુચિર્મલાત્ ॥ ૬૭॥

તત એનં દણ્ડપાણેઃ સકાશં કૃતકિલ્બિષમ્ ।
નેષ્યામોઽકૃતનિર્વેશં[4] યત્ર દણ્ડેન શુદ્ધ્યતિ ॥ ૬૮॥

કરવા લાગ્યો અને પોતાના ધર્મથી વિમુખ થઈ ગયો. (૬૩) (પછી તો) જેનાથી તે ખુશ થતી તેવી સુંદર-સુંદર વસ્ત્રાભૂષણો વગેરે વસ્તુઓ લઈ આવતો; ત્યાં સુધી કે એણે પોતાના પિતાની સઘળી સંપત્તિ તેને આપી દઈને તેને રાજી રાખી. એ બ્રાહ્મણ એવી જ ચેષ્ટાઓ કરતો કે જેનાથી તે વેશ્યા પ્રસન્ન થાય. (૬૪) તે સ્વચ્છંદચારી કુલટાના વાંકા નેત્રકટાક્ષે તેના મનને એવું લુબ્ધ કરી દીધું કે તેણે પોતાની કુલીન નવયુવતી પરણેતર પત્ની સુધ્ધાંનો પણ પરિત્યાગ કરી દીધો. એના પાપાચરણની તો કોઈ સીમા જ ન રહી. (૬૫) એ કુબુદ્ધિ (અજામિલ) ન્યાયપૂર્વક, અન્યાયપૂર્વક – જે પણ રીતે જ્યાં-ક્યાંયથી પણ ધન મળતું તે ત્યાંથી ઉઠાવી લાવતો હતો. તે વેશ્યાના બહોળા કુટુંબનું પાલનપોષણ કરવામાં જ તે વ્યસ્ત રહેતો હતો. (૬૬) એવા આ પાપીએ શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન કરીને સ્વચ્છંદ આચરણ કર્યું છે. આ સત્પુરુષો વડે નિંદિત છે. આણે ઘણા સમય સુધી વેશ્યાના મળતુલ્ય અપવિત્ર અન્નથી પોતાનું જીવન વિતાવ્યું છે. આનું સઘળું જીવન જ પાપમય છે. (૬૭) આણે આજ સુધી પોતાનાં પાપોનું કોઈ પ્રાયશ્ચિત્ત પણ કર્યું નથી. તેથી હવે અમે આ પાપીને દંડપાણિ ભગવાન યમરાજ પાસે લઈ જઈશું, ત્યાં આ પોતાનો દંડ ભોગવીને શુદ્ધ થશે. (૬૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધેઽજામિલોપાખ્યાને પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥**
**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત અજામિલ-ઉપાખ્યાનમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.**

═★═

# બીજો અધ્યાય

## વિષ્ણુના દૂતોએ કરેલું ભાગવતધર્મનું નિરૂપણ અને અજામિલનું પરમધામ-ગમન

*શ્રીશુક ઉવાચ*[5]

એવં તે ભગવદ્દૂતા યમદૂતાભિભાષિતમ્ ।
ઉપધાર્યાથ તાન્ રાજન્ પ્રત્યાહુર્નયકોવિદાઃ[6] ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! ભગવાનના નીતિનિપુણ અને ધર્મનો મર્મ જાણનારા તે પાર્ષદોએ યમદૂતોનું આ વક્તવ્ય સાંભળીને તેમને આ પ્રમાણે કહ્યું. (૧)

*વિષ્ણુદૂતા ઊચુઃ*

અહો કષ્ટં ધર્મદૃશામધર્મઃ સ્પૃશતે સભામ્ ।
યત્રાદણ્ડ્યેષ્વપાપેષુ દણ્ડો યૈર્ધ્રિયતે વૃથા ॥ ૨॥

પ્રજાનાં પિતરો યે ચ શાસ્તારઃ સાધવઃ સમાઃ ।
યદિ સ્યાત્તેષુ વૈષમ્યં કં યાન્તિ શરણં પ્રજાઃ ॥ ૩॥

**વિષ્ણુના પાર્ષદોએ કહ્યું** – હે યમદૂતો! એ મોટા આશ્ચર્ય અને દુઃખની વાત છે કે ધર્મજ્ઞોની સભામાં અધર્મ પ્રવેશી રહ્યો છે; કારણ કે ત્યાં નિરપરાધ અને અદંડનીય વ્યક્તિઓને વ્યર્થમાં જ દંડ આપવામાં આવે છે (શિક્ષા કરવામાં આવે છે). (૨) જેઓ પ્રજાના રક્ષક છે, શાસક છે, સમદર્શી અને પરોપકારી છે તેઓ જ જો પ્રજા પ્રત્યે વિષમતાનો વ્યવહાર કરવા લાગે તો પછી પ્રજા કોનું શરણ લેશે? (૩)

૧. પ્રા. પા. – યથા યથા । ૨. પ્રા. પા. – પ્રિયાં સ્વભાર્યાં૦ । ૩. પ્રા. પા. – ૦ઙ્ગબદ્ધધીઃ । ૪. પ્રા. પા. – ૦નિર્વેદં । ૫. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૬. પ્રા. પા. – પ્રીત્યાઽઽહુર્નય૦ ।

**યદ્યદાચરતિ શ્રેયાનિતરસ્તત્તદીહતે[1] ।**
**સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુવર્તતે ॥૪॥**

સત્પુરુષો જેવું આચરણ કરે છે, સાધારણ લોકો પણ તેવું જ આચરણ કરે છે. તેઓ પોતાના આચરણ વડે જે કર્મને ધર્માનુકૂળ પ્રમાણિત કરે છે, લોકો તેનું જ અનુકરણ કરવા લાગે છે. (૪)

**યસ્યાઙ્કે શિર આધાય લોકઃ સ્વપિતિ નિર્વૃતઃ ।**
**સ્વયં ધર્મમધર્મં વા ન હિ વેદ યથા પશુઃ ॥૫॥**

સાધારણ લોકો પશુઓની જેમ ધર્મ અને અધર્મનું સ્વરૂપ જાણ્યા વગર જ કોઈ સત્પુરુષ પર વિશ્વાસ કરી લે છે અને તેના ખોળામાં માથું મૂકીને નિર્ભય અને નિશ્ચિંતપણે સૂઈ જાય છે. (૫)

**સ કથં ન્યર્પિતાત્માનં[2] કૃતમૈત્રમચેતનમ્ ।**
**વિશ્રમ્ભણીયો ભૂતાનાં સઘૃણો દ્રોગ્ધુમર્હતિ ॥૬॥**

એ દયાળુ સત્પુરુષ, કે જે પ્રાણીઓનો અત્યંત વિશ્વાસપાત્ર હોય છે અને જેને મિત્રભાવે પોતાનો હિતૈષી સમજીને તે લોકોએ આત્મસમર્પણ કરી દીધું હોય છે તે આ અજ્ઞાની જીવો સાથે કેવી રીતે વિશ્વાસઘાત કરી શકે? (૬)

**અયં હિ કૃતનિર્વેશો જન્મકોટ્યંહસામપિ ।**
**યદ્ વ્યાજહાર વિવશો નામ સ્વસ્ત્યયનં હરેઃ ॥૭॥**

હે યમદૂતો! આણે (અજામિલે) કરોડો-કરોડો જન્મોના પાપરાશિનું પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે, કારણ કે તેણે ભલેને વિવશ થઈને પણ, ભગવાનના પરમ કલ્યાણમય (મોક્ષપ્રદ) નામનું ઉચ્ચારણ તો કર્યું જ છે. (૭)

**એતેનૈવ હ્યઘોનોઽસ્ય કૃતં સ્યાદઘનિષ્કૃતમ્ ।**
**યદા નારાયણાયેતિ જગાદ ચતુરક્ષરમ્ ॥૮॥**

જે સમયે આણે 'નારાયણ' – એ ચાર અક્ષરોનું ઉચ્ચારણ કર્યું તે જ સમયે, માત્ર એટલાથી જ આ પાપીનાં સમસ્ત પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ ગયું. (૮)

**સ્તેનઃ સુરાપો મિત્રધ્રુગ્બ્રહ્મહા ગુરુતલ્પગઃ ।**
**સ્ત્રીરાજપિતૃગોહન્તા યે ચ પાતકિનોઽપરે ॥૯॥**

**સર્વેષામપ્યઘવતામિદમેવ સુનિષ્કૃતમ્ ।**
**નામવ્યાહરણં વિષ્ણોર્યતસ્તદ્વિષયા મતિઃ ॥૧૦॥**

ચોર, દારૂડિયા, મિત્રદ્રોહી, બ્રહ્મહત્યારા, ગુરુપત્ની-ગમન કરનારા – આવા લોકોના સંસર્ગમાં રહેનારો; સ્ત્રી, રાજા, પિતા કે ગાયની હત્યા કરનારો – ભલેને ગમે તેટલો મહાન પાપી કેમ ન હોય – તે બધાને માટે એ જ, એટલું જ સૌથી મોટું પ્રાયશ્ચિત્ત છે કે ભગવાનનાં નામોનું ઉચ્ચારણ* કરવામાં આવે; કારણ કે ભગવાનનાં નામોના ઉચ્ચારણથી મનુષ્યની બુદ્ધિ ભગવાનના ગુણોમાં, તેમની લીલામાં અને તેમના સ્વરૂપમાં રમમાણ થઈ જાય છે અને સ્વયં ભગવાનની તેના પ્રત્યે આત્મીય બુદ્ધિ થઈ જાય છે. (૯-૧૦)

**ન નિષ્કૃતૈરુદિતૈર્બ્રહ્મવાદિભિ[3]-**
**સ્તથા વિશુદ્ધ્યત્યઘવાન્ વ્રતાદિભિઃ ।**
**યથા હરેર્નામપદૈરુદાહૃતૈ-**
**સ્તદુત્તમશ્લોકગુણોપલમ્ભકમ્ ॥૧૧॥**

મોટા-મોટા બ્રહ્મવાદી ઋષિઓએ પાપોનાં ઘણાંબધાં પ્રાયશ્ચિત્તો – કૃચ્છ્ર, ચાન્દ્રાયણ વગેરે વ્રતો બતાવ્યાં છે; પરંતુ તે પ્રાયશ્ચિત્તોથી પાપીની એવી જડમૂળથી શુદ્ધિ થતી નથી કે જેવી ભગવાનનાં નામોનું, તે નામો સાથે ગૂંથાયેલાં પદો+નું ઉચ્ચારણ કરવાથી થાય છે; કારણ કે તે નામો પવિત્રકીર્તિ ભગવાનના ગુણોનું જ્ઞાન કરાવનારાં છે. (૧૧)

---

૧. પ્રા. પા. – ૦સ્તન્નિરીહતે । ૨. પ્રા. પા. – ૦હ્યર્પિતાત્માનં । ૩. પ્રા. પા. – ૦ષ્કૃતૈસ્તૈરુદિતૈઃ ।

* આ પ્રસંગમાં 'નામ-વ્યાહરણ'નો અર્થ કેવળ 'નામોનું ઉચ્ચારણ' જ છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે –

**યદ્ ગોવિન્દેતિ ચુક્રોશ કૃષ્ણા માં દૂરવાસિનમ્ । ઋણમેતત્ પ્રવૃદ્ધં મે હૃદયાન્નાપસર્પતિ ॥**

'મારા દૂર હોવાને કારણે દ્રૌપદીએ જોર-જોરથી 'હે ગોવિંદ! હે ગોવિંદ!' – આ પ્રમાણે કરુણ ક્રંદન કરીને મને પોકાર્યો, તે ઋણ મારા પર વધી ગયું છે અને તેનો ભાર મારા હૃદયમાંથી ક્ષણમાત્ર માટે પણ દૂર થતો નથી.'

\+ 'નામપદૈઃ' કહેવાનો અભિપ્રાય એ છે કે ભગવાનનું માત્ર નામ – 'રામ-રામ', 'કૃષ્ણ-કૃષ્ણ', 'હરિ-હરિ', 'નારાયણ-નારાયણ' જ અંતઃકરણની શુદ્ધિ માટે, પાપોના નિવારણ માટે પર્યાપ્ત છે. 'નમઃ નમામિ' વગેરે ક્રિયાઓ જોડવાની પણ કોઈ આવશ્યકતા નથી. નામની સાથે બહુવચનનો પ્રયોગ અહીં એવા આશયથી થયેલો છે કે ભગવાનનાં નામ ઘણાંબધાં છે, તે પૈકીના કોઈ પણ નામનું સંકીર્તન કરવામાં આવે; એક વ્યક્તિ બધાં નામોનું ઉચ્ચારણ કરે એવા આશયથી થયેલો નથી; કારણ કે ભગવાનનાં નામ અનંત છે; બધાં

નૈકાન્તિકં તદ્ધિ કૃતેઽપિ નિષ્કૃતે
મનઃ પુનર્ધાવતિ ચેદસત્પથે[1] ।
તત્કર્મનિર્હારમભીપ્સતાં હરે-
ર્ગુણાનુવાદઃ ખલુ સત્ત્વભાવનઃ ॥ ૧૨॥

જો પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ મન ફરીથી કુમાર્ગે વળે – પાપો તરફ દોડે તો તે ચરમ સીમાનું – પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત નથી. તેથી જે લોકો એવું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છે કે જેનાથી પાપકર્મો અને વાસનાઓનું મૂળ જ ઊખડી જાય તો તેમણે ભગવાનના ગુણોનું જ ગાન કરવું જોઈએ, કારણ કે તેનાથી ચિત્ત સર્વથા શુદ્ધ થઈ જાય છે. (૧૨)

અથૈનં માઽપનયત કૃતાશેષાઘનિષ્કૃતમ્ ।
યદસૌ ભગવન્નામ મ્રિયમાણઃ સમગ્રહીત્ ॥ ૧૩॥

માટે હે યમદૂતો! તમે અજામિલને ન લઈ જાઓ. આણે બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે, કારણ કે આણે મરતી વખતે* ભગવાનના નામનું ઉચ્ચારણ કર્યું છે. (૧૩)

સાઙ્કેત્યં પારિહાસ્યં વા સ્તોભં હેલનમેવ વા ।
વૈકુણ્ઠનામગ્રહણમશેષાઘહરં વિદુઃ ॥ ૧૪॥

મોટા મોટા મહાત્મા પુરુષો એ વાત જાણે છે કે સંકેત (અન્ય કોઈ અભિપ્રાય) ખાતર, ઉપહાસ ખાતર, રાગ આલાપવા ખાતર કે કોઈની અવગણના કરવા ખાતર પણ જો કોઈ મનુષ્ય ભગવાનનાં નામોનું ઉચ્ચારણ કરે છે તો તેનાં બધાં પાપો નષ્ટ થઈ જાય છે. (૧૪)

પતિતઃસ્ખલિતો ભગ્નઃસન્દષ્ટસ્તપ્ત આહતઃ ।
હરિરિત્યવશેનાહ પુમાન્નાર્હતિ યાતનામ્ ॥ ૧૫॥

જે મનુષ્ય પડતી વખતે, પગ લપસતી વખતે, શરીરભંગ થતી વખતે, સાપ ડસતી વખતે, આગમાં બળતી વખતે તથા ઘાયલ થતી વખતે પણ વિવશતાને લીધે 'હરિ! હરિ!' કહી ભગવાનના નામનું ઉચ્ચારણ કરે છે તે યમ-યાતનાને પાત્ર રહેતો નથી. (૧૫)

ગુરૂણાં ચ લઘૂનાં ચ ગુરૂણિ ચ લઘૂનિ ચ ।
પ્રાયશ્ચિત્તાનિ પાપાનાં જ્ઞાત્વોક્તાનિ મહર્ષિભિઃ ॥ ૧૬॥

મહર્ષિઓએ જાણી-સમજીને મોટાં પાપો માટે મોટાં અને નાનાં પાપો માટે નાનાં પ્રાયશ્ચિત્ત બતાવેલાં છે. (૧૬)

તૈસ્તાન્યઘાનિ પૂયન્તે તપોદાનજપાદિભિઃ ।
નાધર્મજં તદ્ધૃદયં તદપીશાઙ્ઘ્રિસેવયા ॥ ૧૭॥

એમાં તો શંકા છે જ નહીં કે તે તપસ્યા, દાન, જપ વગેરે (સ્વરૂપનાં) પ્રાયશ્ચિત્તોથી તે પાપો નાશ પામે છે, પરંતુ તે પાપોથી મલિન થયેલું તેનું હૃદય શુદ્ધ થતું નથી, ભગવાનનાં ચરણોની સેવાથી જ તે શુદ્ધ થાય છે. (૧૭)

અજ્ઞાનાદથવા જ્ઞાનાદુત્તમશ્લોકનામ યત્ ।
સઙ્કીર્તિતમઘં પુંસો દહેદેધો યથાઽનલઃ ॥ ૧૮॥

હે યમદૂતો! જેમ બળતણ સાથે જાણ્યે-અજાણ્યે અગ્નિનો સ્પર્શ થાય છે તો તે ભસ્મ થઈ જ જાય છે તેવી જ રીતે જાણી-સમજીને કે પછી અજાણતાં પણ ભગવાનનાં નામોનું સંકીર્તન કરવામાં આવે તો તેથી મનુષ્યનાં બધાં પાપો ભસ્મ થઈ જાય છે. (૧૮)

યથાઽગદં વીર્યતમમુપયુક્તં યદૃચ્છયા ।
અજાનતોઽપ્યાત્મગુણં કુર્યાન્મન્ત્રોઽપ્યુદાહૃતઃ ॥ ૧૯॥

જેમ કોઈ મનુષ્ય પરમ શક્તિશાળી અમૃતને તેના ગુણ જાણ્યા વિના અજાણતાં જ પીએ છે તોપણ પીનારને તે અવશ્યપણે ગુણદાયી થાય છે, તેવી જ રીતે અજાણતાં જ ઉચ્ચારણ કરવામાં આવે તોપણ ભગવાનનું નામ+ પોતાનું ફળ

[1] પ્રા. પા. – ઽસત્યપિ ।

નામોનું ઉચ્ચારણ શક્ય જ નથી. તાત્પર્ય એ છે કે ભગવાનના એક નામનું ઉચ્ચારણ કરવા માત્રથી બધાં પાપોનું નિવારણ થઈ જાય છે. પૂર્ણ વિશ્વાસ નહીં હોવાને કારણે તથા નામનું ઉચ્ચારણ કર્યા પછી પણ પાપ કરવાને કારણે જ તેનો અનુભવ થતો નથી.

* પાપના નિવારણ માટે ભગવાનના નામનો એક અંશ પણ પર્યાપ્ત છે, જેમ કે 'રામ'નો 'રા'. આણે તો સંપૂર્ણ નામનું ઉચ્ચારણ કરી લીધું. 'મરતી વખતે'નો અર્થ બરાબર મરવાની ક્ષણે જ એવો નથી; કારણ કે મરવાની ક્ષણે જેમ કૃચ્છ્ર, ચાંદ્રાયણ વગેરે કરવા માટે વિધિ થઈ શકતી નથી તેવી જ રીતે નામોચ્ચારણ પણ થઈ શકતું નથી. તેથી 'મ્રિયમાણ' શબ્દનો અભિપ્રાય અહીં એવો છે કે હવેથી આગળ ઉપર આના વડે કોઈ પાપ થવાની સંભાવના નથી.

+ વસ્તુની સ્વાભાવિક શક્તિ એ વાતની પ્રતીક્ષા કરતી નથી કે આ મારા પર શ્રદ્ધા રાખે છે કે નહીં; જેમ કે અગ્નિ કે અમૃત.

હરિર્હરતિ પાપાનિ દુષ્ટચિત્તૈરપિ સ્મૃતઃ । અનિચ્છયાપિ સંસ્પૃષ્ટો દહત્યેવ હિ પાવકઃ ॥

*શ્રીશુક ઉવાચ*

**ત એવં સુવિનિર્ણીય ધર્મં ભાગવતં નૃપ ।**
**તં યામ્યપાશાન્નિર્મુચ્ય વિપ્રં મૃત્યોરમૂમુચન્ ॥ ૨૦॥**

**ઇતિ પ્રત્યુદિતા યામ્યા દૂતા યાત્વા યમાન્તિકે ।**
**યમરાજ્ઞે યથા સર્વમાચચક્ષુરરિન્દમ ॥ ૨૧॥**

આપીને જ રહે છે. (વસ્તુની સ્વાભાવિક શક્તિ શ્રદ્ધાની અપેક્ષા રાખતી નથી.) (૧૯)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આ પ્રમાણે ભગવાન વિષ્ણુના પાર્ષદોએ ભાગવત-ધર્મનો પૂરેપૂરો નિર્ણય કહી સંભળાવ્યો અને અજામિલને યમદૂતોના પાશમાંથી છોડાવીને મૃત્યુમાંથી બચાવી લીધો. (૨૦) હે પ્રિય પરીક્ષિત! પાર્ષદો પાસેથી આ બધું સાંભળીને યમદૂતો યમરાજ પાસે ગયા અને તેમને આ આખોયે વૃત્તાન્ત યથાતથ કહી સંભળાવ્યો. (૨૧)

---

"દુષ્ટ ચિત્તવાળો મનુષ્ય સ્મરણ કરે તોપણ ભગવાન શ્રીહરિ તેનાં પાપોને હરી લે છે. જેમ કે – અજાણતામાં કે અનિચ્છાપૂર્વક સ્પર્શ કરવામાં આવે તોપણ અગ્નિ તો બાળે જ છે."

ભગવાનના નામનું ઉચ્ચારણમાત્ર પાપનું જ નિવારણ કરે છે, એનું અન્ય કોઈ ફળ નથી – આવી ધારણા ભ્રમભરેલી છે; કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે –

**સકૃદુચ્ચરિતં યેન હરિરિત્યક્ષરદ્વયમ્ । બદ્ધઃ પરિકરસ્તેન મોક્ષાય ગમનં પ્રતિ ॥**

"જેણે 'હરિ' – આ બે અક્ષરોનું એક વાર પણ ઉચ્ચારણ કરી લીધું તેણે મોક્ષ-પ્રાપ્તિ માટે પરિકર (વર્તુળ) બાંધી લીધો – કમર કસી લીધી." – આ શાસ્ત્રવચનથી એ સિદ્ધ થાય છે કે ભગવાનનું નામ મોક્ષપ્રાપ્તિનું પણ સાધન છે. મોક્ષપ્રાપ્તિની સાથોસાથ તે ધર્મ, અર્થ અને કામની પૂર્તિ માટેનું પણ સાધન છે; કારણ કે એવાં અનેક પ્રમાણો મળે છે કે જેમનામાં ત્રિવર્ગ (ધર્મ-અર્થ-કામ)ને સિદ્ધ કરવા સારુ પણ નામને જ કારણ બતાવવામાં આવ્યું છે –

**ન ગઙ્ગા ન ગયાસેતુર્ન કાશી ન ચ પુષ્કરમ્ । જિહ્વાગ્રે વર્તતે યસ્ય હરિરિત્યક્ષરદ્વયમ્ ॥**
**ઋગ્વેદોઽથ યજુર્વેદઃ સામવેદો હ્યથર્વણઃ । અધીતાસ્તેન યેનોક્તં હરિરિત્યક્ષરદ્વયમ્ ॥**
**અશ્વમેધાદિભિર્યજ્ઞૈર્નરમેધૈઃ સદક્ષિણૈઃ । યજિતં તેન યેનોક્તં હરિરિત્યક્ષરદ્વયમ્ ॥**
**પ્રાણપ્રયાણપાથેયં સંસારવ્યાધિભેષજમ્ । દુઃખક્લેશપરિત્રાણં હરિરિત્યક્ષરદ્વયમ્ ॥**

"જેની જીભના ટેરવે 'હરિ' – આ બે અક્ષરો રહે છે તેને ગંગા, ગયા, સેતુબંધ, કાશી અને પુષ્કરતીર્થની કોઈ આવશ્યકતા નથી, અર્થાત્ તે તીર્થોની યાત્રા, સ્નાન વગેરેનું ફળ ભગવાનના નામના ઉચ્ચારણથી જ મળી જાય છે. જેણે 'હરિ' – આ બે અક્ષરોનું ઉચ્ચારણ કર્યું તેણે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદનું અધ્યયન કરી લીધું. જેણે 'હરિ' – આ બે અક્ષરોનું ઉચ્ચારણ કર્યું તેણે દક્ષિણા સહિતના અશ્વમેધ વગેરે યજ્ઞોથી યજન કરી લીધું. 'હરિ' – આ બે અક્ષરો મૃત્યુ પછી પરલોકના માર્ગે પ્રયાણ કરનારા પ્રાણો માટે પાથેય (ભાથું - રસ્તા માટેની ભોજનસામગ્રી) છે, સંસારરૂપી રોગ માટે સિદ્ધ ઔષધ છે અને જીવનનાં દુઃખો અને ક્લેશો (સંતાપો) માટે પરિત્રાણ (રક્ષક છત્ર) છે."

આ વચનોથી એ સિદ્ધ થાય છે કે ભગવાનનું નામ અર્થ, ધર્મ અને કામ – આ ત્રણે વર્ગોને પણ સિદ્ધ કરી આપનારું છે. આ વાત 'હરિ', 'નારાયણ' વગેરે કેટલાંક વિશેષ નામોની બાબતમાં જ લાગુ પડતી નથી, બલકે બધાં જ નામો બાબતે લાગુ પડે છે; કારણ કે ઠેર-ઠેર સામાન્યરૂપે એમ કહેવામાં આવ્યું છે કે અનંતનાં નામ, વિષ્ણુનાં નામ, હરિનાં નામ – વગેરે ભગવાનનાં બધાં જ નામોમાં એક જ શક્તિ છે.

નામ-સંકીર્તન વગેરે કરવામાં વર્ણ, આશ્રમ વગેરેનો પણ કોઈ નિયમ (બાધ) નથી –

**બ્રાહ્મણાઃ ક્ષત્રિયા વૈશ્યાઃ સ્ત્રિયઃ શૂદ્રાન્ત્યજાતયઃ ।**
**યત્ર તત્રાનુકુર્વન્તિવિષ્ણોર્નામાનુકીર્તનમ્ । સર્વપાપવિનિર્મુક્તાસ્તેઽપિ યાન્તિ સનાતનમ્ ॥**

"બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ, અંત્યજો વગેરે જ્યાં ને ત્યાં ભગવાન વિષ્ણુના નામનું અનુકીર્તન કરતા રહે છે, તેઓ પણ સમસ્ત પાપોમાંથી મુક્ત થઈને સનાતન પરમાત્માને પ્રાપ્ત કરી લે છે."

નામ-સંકીર્તન કરવામાં દેશ અને કાળ વગેરેના નિયમો (બાધ) પણ નથી –

જેમ કે –

**ન દેશકાલનિયમઃ શૌચાશૌચવિનિર્ણયઃ । પરં સઙ્કીર્તનાદેવ રામ રામેતિ મુચ્યતે ॥**

× × × ×

દ્વિજઃ પાશાદ્વિનિર્મુક્તો ગતભીઃ પ્રકૃતિં ગતઃ ।
વવન્દે શિરસા વિષ્ણોઃકિઙ્કરાન્ દર્શનોત્સવઃ[1] ॥ ૨૨॥

તં વિવક્ષુમભિપ્રેત્ય મહાપુરુષકિઙ્કરાઃ ।
સહસા પશ્યતસ્તસ્ય તત્રાન્તર્દધિરેઽનઘ ॥ ૨૩॥

અજામિલ યમદૂતોના ફંદામાંથી છૂટીને નિર્ભય અને સ્વસ્થ થઈ ગયો. તેણે ભગવાનના પાર્ષદોના દર્શનથી નીપજેલા આનંદમાં મગ્ન થઈને મસ્તક નમાવીને તેમને પ્રણામ કર્યા. (૨૨) હે નિષ્પાપ પરીક્ષિત! ભગવાનના તે પાર્ષદોએ જોયું કે અજામિલ કશુંક કહેવા માગે છે,

૧. પ્રા. પા. – ન્નોત્સુકઃ ।

ન દેશનિયમો રાજન્ન કાલનિયમસ્તથા । વિદ્યતે નાત્ર સન્દેહો વિષ્ણોર્નામાનુકીર્તને ॥
કાલોઽસ્તિ યજ્ઞે દાને વા સ્નાને કાલોઽસ્તિ સજ્જપે । વિષ્ણુસઙ્કીર્તને કાલો નાસ્ત્યત્ર પૃથિવીપતે ॥
ગચ્છંસ્તિષ્ઠન્સ્વપન્વાપિ પિબન્ભુઞ્જઞ્જપંસ્તથા । કૃષ્ણ કૃષ્ણેતિ સઙ્કીર્ત્ય મુચ્યતે પાપકઞ્ચુકાત્ ॥

× × × ×

અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા । યઃ સ્મરેત્પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ ॥

"દેશ-કાળનો નિયમ (બાધ) નથી; શૌચ-અશૌચ વગેરે નક્કી કરવાની પણ આવશ્યકતા નથી. ફક્ત 'રામ! રામ!' એમ સંકીર્તન કરવા માત્રથી જીવ મુક્ત થઈ જાય છે. × × × ભગવાનના નામનું સંકીર્તન કરવામાં નથી તો દેશનો નિયમ કે નથી તો કાળનો નિયમ. આમાં કોઈ સંદેહ નથી. હે રાજન્! યજ્ઞ, દાન, તીર્થ-સ્નાન કે વિધિપૂર્વકના જપ કરવા માટે શુદ્ધ કાળ (પવિત્ર સમય) અપેક્ષિત છે, પરંતુ ભગવાનના નામના આ સંકીર્તનમાં સમય-શુદ્ધિની કોઈ આવશ્યકતા નથી. હરતાં-ફરતાં, ઊભા રહેતાં, સૂતાં, ખાતાં-પીતાં અને જપ કરતાં કરતાં પણ 'કૃષ્ણ! કૃષ્ણ!' એમ સંકીર્તન કરીને મનુષ્ય પાપમાંથી છૂટી જાય છે. × × × અપવિત્ર હોય કે પવિત્ર, તમામ અવસ્થાઓમાં (ગમે તે અવસ્થામાં) જે વ્યક્તિ કમલનયન ભગવાનનું સ્મરણ કરે છે તે બહાર અને અંદર પવિત્ર થઈ જાય છે."

કૃષ્ણેતિ મઙ્ગલં નામ યસ્ય વાચિ પ્રવર્તતે । ભસ્મીભવન્તિ સદ્યસ્તુ મહાપાતકકોટયઃ ॥
સર્વેષામપિ યજ્ઞાનાં લક્ષણાનિ વ્રતાનિ ચ । તીર્થસ્નાનાનિ સર્વાણિ તપાંસ્યનશનાનિ ચ ॥
વેદપાઠસહસ્રાણિ પ્રાદક્ષિણ્યં ભુવઃ શતમ્ । કૃષ્ણનામજપસ્યાસ્ય કલાં નાર્હન્તિ ષોડશીમ્ ॥

"જેની જીભ પર 'કૃષ્ણ' આ મંગળમય નામ પ્રવર્તતું રહે છે તેનો કરોડો-કરોડો મહાપાપોનો પુંજ તત્કાળ ભસ્મીભૂત થઈ જાય છે. સઘળા યજ્ઞો, લાખો વ્રતો, બધાં તીર્થ-સ્નાન, તપ, અનેક ઉપવાસ, હજારો વેદ-પાઠ, પૃથ્વીની શત-શત પ્રદક્ષિણા (એ સર્વ) 'કૃષ્ણ'-નામના જપના સોળમા ભાગની પણ બરોબરી કરી શકતાં નથી."

ભગવાનનાં નામોના કીર્તનમાં જ આ ફળ છે એવી જ વાત નથી, તે નામો સાંભળવામાં અને સ્મરણ કરવામાં પણ એ જ ફળ છે. દસમા સ્કંધના અંતમાં કહેવામાં આવશે – 'જેમના નામનું સ્મરણ અને ઉચ્ચારણ અમંગળનો ઘાત કરનારાં છે.' શિવગીતા અને પદ્મપુરાણમાં કહ્યું છે –

આશ્ચર્યે વા ભયે શોકે ક્ષતે વા મમ નામ યઃ । વ્યાજેન વા સ્મરેદ્યસ્તુ સ યાતિ પરમાં ગતિમ્ ॥
પ્રયાણે ચાપ્રયાણે ચ યન્નામ સ્મરતાં નૃણામ્ । સદ્યો નશ્યતિ પાપૌઘો નમસ્તસ્મૈ ચિદાત્મને ॥

"(ભગવાન કહે છે કે –) આશ્ચર્ય, ભય, શોક, ક્ષતિ (ઘાયલ થવું) વગેરે પ્રસંગે જે વ્યક્તિ મારું નામ પોકારી ઊઠે છે અથવા કોઈ હેતુથી મારા નામનું સ્મરણ કરે છે તે પરમગતિ પામે છે. મૃત્યુ કે જીવન - ગમે ત્યારે ક્યારેય પણ જે ભગવાનના નામનું સ્મરણ કરનારા મનુષ્યોનાં પાપોનો પુંજ તત્કાળ નાશ પામે છે તે ચિદાત્મા પ્રભુને નમસ્કાર છે."

'ઇતિહાસોત્તમ'માં કહેવામાં આવ્યું છે –

શ્રુત્વા નામાનિ તત્રસ્થાસ્તેનોક્તાનિ હરેર્દ્વિજ । નારકા નરકાન્મુક્તાઃ સદ્ય એવ મહામુને ॥

"હે મહામુનિ બ્રાહ્મણદેવ! નરકમાં રહેતા જીવોએ ભક્તરાજના મુખેથી શ્રીહરિના નામનું શ્રવણ કર્યું અને તેઓ તત્કાળ નરકમાંથી મુક્ત થઈ ગયા."

યજ્ઞ-યાગ વગેરે-રૂપી ધર્મ પોતાના અનુષ્ઠાન માટે જે પવિત્ર દેશ, કાળ, પાત્ર, શક્તિ, સામગ્રી, શ્રદ્ધા, મંત્ર, દક્ષિણા વગેરેની અપેક્ષા રાખે છે તે સંપન્ન થવાં આ કળિયુગમાં અત્યંત મુશ્કેલ છે. ભગવાનના નામના સંકીર્તન વડે તેનું ફળ અનાયાસે જ પ્રાપ્ત કરી શકાય છે. ભગવાન શંકર પાર્વતીજીને કહે છે –

અજામિલોઽપ્યથાકર્ણ્ય[1] દૂતાનાં યમકૃષ્ણયોઃ ।
ધર્મં ભાગવતં શુદ્ધં ત્રૈવિદ્યં ચ ગુણાશ્રયમ્ ॥ ૨૪॥

ભક્તિમાન્ ભગવત્યાશુ માહાત્મ્યશ્રવણાદ્ધરેઃ ।
અનુતાપો મહાનાસીત્સ્મરતોઽશુભમાત્મનઃ ॥ ૨૫॥

અહો મે પરમં કષ્ટમભૂદવિજિતાત્મનઃ ।
યેન વિપ્લાવિતં બ્રહ્મ વૃષલ્યાં જાયતાઽઽત્મના ॥ ૨૬॥

ધિઙ્માં વિગર્હિતં સદ્ભિર્દુષ્કૃતં કુલકજ્જલમ્ ।
હિત્વા બાલાં સતીં યોઽહં સુરાપામસતીમગામ્ ॥ ૨૭॥

ત્યારે તેઓ અચાનક તેની સામે જ ત્યાં અંતર્ધાન થઈ ગયા. (૨૩) આ પ્રસંગે અજામિલે ભગવાનના પાર્ષદો પાસેથી વિશુદ્ધ ભાગવત-ધર્મનું અને યમરાજના દૂતોના મુખેથી વેદોક્ત સગુણ (પ્રવૃત્તિવિષયક) ધર્મનું શ્રવણ કર્યું હતું. (૨૪) સર્વ પાપોને હરી લેનારો ભગવાનનો મહિમા સાંભળવાથી અજામિલના હૃદયમાં સત્વરે ભક્તિનો ઉદય થઈ ગયો. હવે તેને પોતાનાં પાપો યાદ કરતાં ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. (૨૫) (તે મનોમન વિચારવા લાગ્યો –) 'અરે! હું ઇન્દ્રિયોનો કેવો દાસ છું! મેં એક દાસીના ગર્ભથી પુત્ર ઉત્પન્ન કરીને પોતાનું બ્રાહ્મણત્વ નષ્ટ કરી દીધું – એ મોટા દુઃખની વાત છે. (૨૬) ધિક્કાર છે! મને વારંવાર ધિક્કાર છે! હું સંતો વડે નિંદિત છું, પાપાત્મા છું! મેં પોતાના કુળ પર કલંકનું ટીલું લગાવી દીધું! અરે હાય! મેં પોતાની સતીતુલ્ય અને અબોધ (ભોળી) પત્નીનો પરિત્યાગ કરી દીધો અને મદ્યપાન કરનારી કુલટાનો સંસર્ગ કર્યો. (૨૭)

---

૧. પ્રા. પા. – અથાજામિલ આકર્ણ્ય ।

ઈશોઽહં સર્વજગતાં નામ્નાં વિષ્ણોર્હિ જાપકઃ । સત્યં સત્યં વદામ્યેવ હરેર્નાન્યા ગતિર્નૃણામ્ ॥

''હું સમસ્ત જગતનો સ્વામી હોવા છતાં પણ ભગવાન વિષ્ણુના નામનો જ જપ કરું છું. હું તમને સાચેસાચું કહું છું કે, જીવો માટે ભગવાન શ્રીહરિ સિવાય, કર્મકાંડ વગેરે અન્ય કોઈ પણ રીતે ગતિ નથી.'' શ્રીમદ્ભાગવતમાં જ આ વાત આગળ ઉપર આવશે કે સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતાયુગમાં યજ્ઞથી અને દ્વાપરયુગમાં અર્ચન-પૂજનથી જે ફળ મળે છે તે ફળ કળિયુગમાં માત્ર ભગવાનના નામથી મળે છે. બીજું એ પણ છે કે કળિયુગ દોષોનો ભંડાર છે, પણ એમાં મહાન ગુણ એ છે કે શ્રીકૃષ્ણના સંકીર્તન-માત્રથી જ જીવ બંધનમુક્ત થઈને પરમાત્માને પ્રાપ્ત કરી લે છે.

આ પ્રમાણે એક વારના નામોચ્ચારણનો પણ અપાર મહિમા શાસ્ત્રોમાં કહેવામાં આવ્યો છે. અહીં મૂળ પ્રસંગમાં જ 'એકદાપિ' ('એક વાર પણ') કહેવામાં આવ્યું છે; 'સકૃદુચ્ચરિતં'નો ઉલ્લેખ કરી દેવાયો છે. વારંવાર નામોચ્ચારણનું જે વિધાન છે તે આગળ ઉપર પાપ ઉત્પન્ન ન થઈ જાય એને માટે છે. એવાં પણ વચનો મળે છે કે ભગવાનના નામનું ઉચ્ચારણ કરવાથી ભૂત, વર્તમાન અને ભવિષ્યનાં બધાં જ પાપો ભસ્મ થઈ જાય છે. જેમ કે –

વર્તમાનં ચ યત્ પાપં યદ્ ભૂતં યદ્ ભવિષ્યતિ । તત્સર્વં નિર્દહત્યાશુ ગોવિન્દાનલકીર્તનમ્ ॥

આમ છતાં પણ ભગવાનના પ્રેમી જીવે પાપોના નાશ તરફ અધિક દૃષ્ટિ રાખવી જોઈએ નહીં; તેણે તો ભક્તિભાવની દૃઢતા માટે, ભગવાનનાં ચરણોમાં વધુ ને વધુ પ્રેમ વધતો જાય એ દૃષ્ટિથી અહર્નિશ નિત્ય-નિરંતર ભગવાનનાં મધુર-મધુર નામો જપતા જ જવું જોઈએ. (આમાં) જેટલું વધુ નિષ્કામપણું હશે તેટલી તેટલી જ નામની પૂર્ણતા પ્રગટ થતી જશે, અનુભવમાં આવતી જશે.

અનેક તાર્કિકોના મનમાં એવી કલ્પના જાગે છે કે નામનો મહિમા વાસ્તવિક નથી, માત્ર અર્થવાદ જ છે. તેમના મનમાં એવી ધારણા તો થઈ જ જાય છે કે દારૂનું એક ટીપું પણ માણસને પતિત બનાવવા માટે પર્યાપ્ત છે, પરંતુ તેને એવો વિશ્વાસ નથી બેસતો કે ભગવાનનું એક નામ પણ પરમ કલ્યાણકારી છે. ભગવાનના નામના મહિમાને અર્થવાદ સમજવો એ પાપ છે એમ શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યું છે.

પુરાણેષ્વર્થવાદત્વં યે વદન્તિ નરાધમાઃ । તૈરર્જિતાનિ પુણ્યાનિ તદ્વદેવ ભવન્તિ હિ ॥

× × × ×

મન્નામકીર્તનફલં વિવિધં નિશમ્ય ન શ્રદ્દધાતિ મનુતે યદુતાર્થવાદમ્ ।
યો માનુષસ્તમિહ દુઃખચયે ક્ષિપામિ સંસારઘોરવિવિધાર્તિનિપીડિતાઙ્ગમ્ ॥

× × × ×

વૃદ્ધાવનાથૌ પિતરૌ નાન્યબન્ધૂ તપસ્વિનૌ ।
અહો[1] મયાઽધુના ત્યક્તાવકૃતજ્ઞેન નીચવત્ ॥ ૨૮॥

સોઽહં વ્યક્તં પતિષ્યામિ નરકે ભૃશદારુણે ।
ધર્મઘ્નાઃ કામિનો યત્ર[2] વિન્દન્તિ યમયાતનાઃ ॥ ૨૯॥

કિમિદં સ્વપ્ન આહોસ્વિત્ સાક્ષાદ્ દૃષ્ટમિહાદ્ભુતમ્ ।
ક્વ યાતા અદ્ય તે યે માં વ્યકર્ષન્ પાશપાણયઃ ॥ ૩૦॥

અથ તે ક્વ ગતાઃ સિદ્ધાશ્ચત્વારશ્ચારુદર્શનાઃ ।
વ્યમોચયન્નીયમાનં બદ્ધ્વા પાશૈરધો ભુવઃ ॥ ૩૧॥

અથાપિ મે દુર્ભગસ્ય વિબુધોત્તમદર્શને ।
ભવિતવ્યં મઙ્ગલેન યેનાત્મા મે પ્રસીદતિ ॥ ૩૨॥

અન્યથા મ્રિયમાણસ્ય નાશુચેર્વૃષલીપતેઃ ।
વૈકુણ્ઠનામગ્રહણં જિહ્વા વક્તુમિહાર્હતિ ॥ ૩૩॥

ક્વ ચાહં કિતવઃ પાપો બ્રહ્મઘ્નો નિરપત્રપઃ ।
ક્વ ચ નારાયણેત્યેતદ્ભગવન્નામ મઙ્ગલમ્ ॥ ૩૪॥

સોઽહં તથા યતિષ્યામિ યતચિત્તેન્દ્રિયાનિલઃ ।
યથા ન ભૂય આત્માનમન્ધે તમસિ મજ્જયે ॥ ૩૫॥

વિમુચ્ય તમિમં બન્ધમવિદ્યાકામકર્મજમ્ ।
સર્વભૂતસુહૃચ્છાન્તો મૈત્રઃ કરુણ આત્મવાન્ ॥ ૩૬॥

મોચયે ગ્રસ્તમાત્માનં યોષિન્મય્યાઽઽત્મમાયયા ।
વિક્રીડિતો યયૈવાહં[3] ક્રીડામૃગ ઇવાધમઃ ॥ ૩૭॥

હું કેટલો અધમ છું! મારાં માતા-પિતા ઘરડાં અને તપસ્વી હતાં, તેઓ સર્વથા અસહાય હતાં; તેમની સેવા-ચાકરી કરનારું અન્ય કોઈપણ ન હતું. મેં તેમનો પણ પરિત્યાગ કરી દીધો. અરે! હું કેટલો કૃતઘ્ન છું! (૨૮) હું હવે અવશ્યપણે અત્યંત ભયાનક નરકમાં પડીશ, કે જેમાં પડીને ધર્મહત્યારા પાપી જીવો એવા કામી પુરુષો અનેક પ્રકારની યમ-યાતનાઓ ભોગવે છે. (૨૯)

મેં હમણાં જે અદ્ભુત દૃશ્ય જોયું તે શું સ્વપ્ન છે? કે પછી જાગ્રત અવસ્થાનો જ પ્રત્યક્ષ અનુભવ છે? હમણાં હમણાં હાથમાં ફંદો લઈને જેઓ મને ખેંચી રહ્યા હતા તેઓ ક્યાં ચાલ્યા ગયા? (૩૦) હમણાં જ તો તેઓ મને પોતાના ફંદામાં ફસાવીને પૃથ્વીની નીચે લઈ જઈ રહ્યા હતા, પરંતુ અત્યંત સુંદર ચાર સિદ્ધોએ આવીને મને છોડાવી દીધો! હવે તેઓ ક્યાં ચાલ્યા ગયા? (૩૧) જોકે હું આ જન્મનો મહાપાપી છું તોપણ મેં પૂર્વના જન્મોમાં અવશ્યપણે શુભ કર્મો કર્યાં હશે; અને તેથી જ તો મને આ શ્રેષ્ઠ દેવતાઓનાં દર્શન થયાં. તેમના સ્મરણથી મારું હૃદય અત્યારે પણ આનંદથી ભરાઈ રહ્યું છે. (૩૨) હું કુલટા-ગમન કરનારો અને અત્યંત અપવિત્ર છું. જો પૂર્વજન્મોમાં મેં પુણ્યકર્મો કર્યાં ન હોત તો મરતી વખતે મારી જીભ ભગવાનના મનમોહક નામનું ઉચ્ચારણ કેવી રીતે કરવા પામત? (૩૩) ક્યાં મહાકપટી, પાપી, નિર્લજ્જ અને બ્રહ્મતેજને નષ્ટ કરનારો હું ને ક્યાં ભગવાનનું તે પરમ મંગલમય 'નારાયણ' નામ! (સાચે જ હું તો કૃતાર્થ થઈ ગયો.) (૩૪) હવે હું પોતાનાં મન, ઇન્દ્રિયો અને પ્રાણને વશ કરીને એવો પ્રયત્ન કરીશ કે જેથી ફરીથી પોતાનું ઘોર અંધકારમય નરકમાં પતન ન કરી બેસું. (૩૫) અજ્ઞાનને લીધે મેં પોતાને શરીર સમજીને તેના માટે મોટી મોટી કામનાઓ કરી અને તે કામનાઓને પૂરી કરવા અનેક કર્મો કર્યાં, તેનું જ ફળ છે આ બંધન! હવે હું તે (બંધન)ને કાપીને સમસ્ત પ્રાણીઓનું હિત કરીશ, વાસનાઓનું શમન કરી દઈશ, સૌની સાથે મિત્રતાનો વ્યવહાર કરીશ, દુઃખીઓ પર દયા કરીશ અને સંપૂર્ણપણે આત્મસંયત રહીશ. (૩૬) ભગવાનની માયાએ સ્ત્રીનું રૂપ ધારણ કરીને અધમ એવા મને ફંદામાં નાખ્યો અને ક્રીડામૃગની જેમ મને ઘણો ઘણો નચાવ્યો. (પણ) હવે હું પોતાની જાતને તે માયામાંથી મુક્ત કરીશ. (૩૭)

૧. પ્રા. પા. — અહોઽધુના મયા ત્યક્તા૦ । ૨. પ્રા. પા. — યત્તદ્વિન્દન્તિ । ૩. પ્રા. પા. — યથૈવાહં ।

અર્થવાદં હરેર્નામ્નિ સમ્ભાવયતિ યો નરઃ । સ પાપિષ્ઠો મનુષ્યાણાં નરકે પતતિ સ્ફુટમ્ ॥

"જે નરાધમો પુરાણોમાં અર્થવાદની કલ્પના કરે છે તેમના વડે ઉપાર્જિત પુણ્યો અનાયાસે જ થઈ જાય છે." × × × "જે મનુષ્ય મારા નામ-કીર્તનનાં વિવિધ ફળો સાંભળીને તેનામાં શ્રદ્ધા કરતો નથી અને તેને અર્થવાદ માને છે તેણે સંસારના વિવિધ ઘોર તાપોથી પીડિત થવું પડે છે અને હું તેને અનેક દુઃખોમાં નાખી દઉં છું." × × × "જે મનુષ્ય ભગવાનના નામમાં અર્થવાદની સંભાવના (ધારણા) કરે છે તે મનુષ્યોમાં અત્યંત પાપી છે અને તેણે નરકમાં પડવું પડે છે."

મમાહમિતિ દેહાદૌ[1] હિત્વાऽમિથ્યાર્થધીર્મતિમ્ ।
ધાસ્યે મનો ભગવતિ શુદ્ધં તત્કીર્તનાદિભિઃ ॥ ૩૮॥

ઇતિ જાતસુનિર્વેદઃ ક્ષણસઙ્ગેન સાધુષુ ।
ગઙ્ગાદ્વારમુપેયાય મુક્તસર્વાનુબન્ધનઃ ॥ ૩૯॥

*શ્રીશુક ઉવાચ*[2]

સ તસ્મિન્ દેવસદન આસીનો યોગમાશ્રિતઃ ।
પ્રત્યાહૃતેન્દ્રિયગ્રામો યુયોજ મન આત્મનિ ॥ ૪૦॥

તતો ગુણેભ્ય આત્માનં વિયુજ્યાત્મસમાધિના ।
યુયુજે ભગવદ્ધામ્નિ બ્રહ્મણ્યનુભવાત્મનિ ॥ ૪૧॥

યર્હ્યુપારતધીસ્તસ્મિન્નદ્રાક્ષીત્પુરુષાન્ પુરઃ ।
ઉપલભ્યોપલબ્ધાન્ પ્રાગ્વવન્દે શિરસા દ્વિજઃ ॥ ૪૨॥

હિત્વા કલેવરં તીર્થે ગઙ્ગાયાં દર્શનાદનુ ।
સદ્યઃ સ્વરૂપં જગૃહે ભગવત્પાર્શ્વવર્તિનામ્ ॥ ૪૩॥

સાકં વિહાયસા વિપ્રો મહાપુરુષકિઙ્કરૈઃ ।
હૈમં વિમાનમારુહ્ય યયૌ યત્ર શ્રિયઃ પતિઃ ॥ ૪૪॥

એવં સ વિપ્લાવિતસર્વધર્મા
દાસ્યાઃ[3] પતિઃ પતિતો ગર્હ્યકર્મણા ।
નિપાત્યમાનો નિરયે હતવ્રતઃ
સદ્યો વિમુક્તો ભગવન્નામ ગૃહ્ણન્ ॥ ૪૫॥

નાતઃ પરં કર્મનિબન્ધકૃન્તનં
મુમુક્ષતાં તીર્થપદાનુકીર્તનાત્ ।
ન યત્પુનઃ કર્મસુ સજ્જતે મનો
રજસ્તમોભ્યાં કલિલં તતોऽન્યથા ॥ ૪૬॥

મેં સત્ય વસ્તુ - પરમાત્માને ઓળખી લીધા છે; તેથી હવે હું શરીર વગેરેમાં 'હું' તથા 'મારા'પણાનો ભાવ ત્યજી દઈને ભગવાનના નામના કીર્તન વગેરેથી પોતાના મનને શુદ્ધ કરીશ અને તેને ભગવાનમાં પરોવી દઈશ.'' (૩૮)

શ્રીશુકદેવજી કહે છે – હે પરીક્ષિત! ભગવાનના તે પાર્ષદ મહાત્માઓનો થોડાક સમય માટે સત્સંગ થયો હતો, એટલા માત્રથી જ અજામિલના ચિત્તમાં સંસાર પ્રત્યે તીવ્ર વૈરાગ્ય થઈ ગયો. (પછી) તેઓ બધાંનો સંબંધ અને મોહ ત્યજીને હરદ્વારમાં ચાલ્યા ગયા. (૩૯) તે દેવસ્થાનમાં જઈને તેઓ ભગવાનના મંદિરમાં આસન જમાવીને બેસી ગયા અને તેમણે યોગમાર્ગનો આશ્રય લઈને પોતાની બધી ઇન્દ્રિયોને વિષયોમાંથી વાળી લઈને મનમાં લીન કરી દીધી અને મનને બુદ્ધિમાં લીન કરી દીધું. (૪૦) એ પછી આત્મચિંતન વડે તેમણે બુદ્ધિને વિષયોમાંથી અલગ કરી દીધી તથા તેને ભગવાનના ધામ અનુભવસ્વરૂપ પરબ્રહ્મમાં જોડી દીધી. (૪૧) આ પ્રમાણે અજામિલની બુદ્ધિ જ્યારે ત્રિગુણમયી પ્રકૃતિથી અતીત થઈને ભગવાનના સ્વરૂપમાં સ્થિત થઈ ગઈ ત્યારે તેમણે જોયું કે તે જ ચારે પાર્ષદો, કે જેમને તેમણે પહેલાં જોયા હતા તેઓ પોતાની સામે ઉપસ્થિત છે. અજામિલે માથું નમાવીને તેમને પ્રણામ કર્યા. (૪૨) તેમનું દર્શન પામ્યા પછી તેમણે તે તીર્થસ્થાનમાં ગંગાકિનારે પોતાના શરીરનો ત્યાગ કર્યો અને તત્કાળ ભગવાનના પાર્ષદનું સ્વરૂપ પ્રાપ્ત કરી લીધું. (૪૩) પછી તેઓ ભગવાનના પાર્ષદોની સાથે સ્વર્ણમય વિમાન પર આરૂઢ થઈને આકાશમાર્ગે ભગવાન લક્ષ્મીપતિના નિવાસસ્થાન વૈકુંઠમાં સિધાવી ગયા. (૪૪)

હે પરીક્ષિત! અજામિલે દાસીનો સહવાસ કરીને તમામ ધર્મ-કર્મને નષ્ટ કરી દીધાં હતાં. તેઓ પોતાના નિંદનીય કર્મને કારણે પતિત થઈ ગયા હતા. નિયમચ્યુત થવાને કારણે તેમને નરકમાં નાખવામાં આવી રહ્યા હતા, પરંતુ ભગવાનના એક નામનું ઉચ્ચારણ કરવા માત્રથી તેઓ તેમાંથી તત્કાળ મુક્ત થઈ ગયા. (૪૫) જે લોકો આ સંસારના બંધનમાંથી મુક્ત થવા ઇચ્છતા હોય તેમને માટે, પોતાના ચરણસ્પર્શથી તીર્થોને પણ તીર્થ બનાવનારા ભગવાનના નામ કરતાં ઉત્તમ અન્ય કોઈ સાધન નથી; કારણ કે (ભગવાનના) નામનો આશ્રય લેવાથી મનુષ્યનું મન ફરી પાછું કર્મોમાં પ્રવૃત્ત થતું નથી. ભગવાનના નામ સિવાયના, અન્ય કોઈ પ્રાયશ્ચિત્તનો આશ્રય લેવાથી મન રજોગુણ અને તમોગુણથી ગ્રસ્ત જ રહે છે તથા તેનાં પાપોનો પણ સંપૂર્ણપણે નાશ થતો નથી. (૪૬)

૧. પ્રા. પા. – દેહં નો હિત્વા । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૩. પ્રા. પા. – દાસીપતિઃ પતિતો ।

ય એવં[1] પરમં ગુહ્યમિતિહાસમઘાપહમ્ ।
શૃણુયાચ્છ્રદ્ધયા યુક્તો યશ્ચ ભક્ત્યાઽનુકીર્તયેત્ ॥ ૪૭॥

ન વૈ સ નરકં યાતિ નેક્ષિતો[2] યમકિઙ્કરૈઃ ।
યદ્યપ્યમઙ્ગલો મર્ત્યો વિષ્ણુલોકે મહીયતે ॥ ૪૮॥

મ્રિયમાણો હરેર્નામ ગૃણન્[3] પુત્રોપચારિતમ્ ।
અજામિલોઽપ્યગાદ્ધામ કિં પુનઃ શ્રદ્ધયા ગૃણન્ ॥ ૪૯॥

હે પરીક્ષિત! આ ઇતિહાસ અત્યંત ગોપનીય અને સમસ્ત પાપોનો નાશ કરનારો છે. જે મનુષ્ય શ્રદ્ધા અને ભક્તિ સાથે આનું શ્રવણ અને કીર્તન કરે છે તે ક્યારેય નરકમાં જતો નથી. યમરાજના દૂતો તો તેની સામે આંખ ઊંચી કરીને જોઈ પણ શકતા નથી. તે મનુષ્યનું જીવન ભલેને પાપમય જ કેમ ન હોય, તેની વૈકુંઠલોકમાં પૂજા થાય છે. (૪૭-૪૮) હે પરીક્ષિત! જુઓ, અજામિલ જેવા પાપીએ મૃત્યુવેળાએ પુત્ર-નિમિત્તે ભગવાનના નામનું ઉચ્ચારણ કર્યું, તો તેને પણ વૈકુંઠની પ્રાપ્તિ થઈ ગઈ, તો પછી જે લોકો શ્રદ્ધાપૂર્વક ભગવાનના નામનું નિરંતર ઉચ્ચારણ કરે છે તેમના વિશે તો કહેવાનું જ શું હોય? (૪૯)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં [4]ષષ્ઠસ્કન્ધેઽજામિલોપાખ્યાને દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત અજામિલ-ઉપાખ્યાનમાંનો બીજો અધ્યાય સમાપ્ત.

=★=

# ત્રીજો અધ્યાય

## યમ અને યમદૂતોનો સંવાદ

*રાજોવાચ*

નિશમ્ય દેવઃ સ્વભટોપવર્ણિતં
પ્રત્યાહ કિં તાન્[5] પ્રતિ ધર્મરાજઃ ।
એવં હતાજ્ઞો વિહતાન્મુરારે-
ર્નૈદેશિકૈર્યસ્ય વશે જનોઽયમ્ ॥ ૧॥

યમસ્ય દેવસ્ય ન દણ્ડભઙ્ગઃ
કુતશ્ચનર્ષે શ્રુતપૂર્વ આસીત્ ।
એતન્મુને વૃશ્ચતિ લોકસંશયં
ન હિ ત્વદન્ય ઇતિ મે વિનિશ્ચિતમ્ ॥ ૨॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! તમામ જીવો દેવાધિદેવ ધર્મરાજના વશમાં છે; પરંતુ ભગવાનના પાર્ષદોએ તેમની આજ્ઞાનો ભંગ કર્યો અને તેમના દૂતોને અપમાનિત કર્યા. તેમના દૂતોએ યમપુરીમાં જઈને જ્યારે તેમને અજામિલનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો ત્યારે તે બધું સાંભળીને તેમણે પોતાના દૂતોને શું કહ્યું? (૧) હે ઋષિવર! મેં અગાઉ એવી વાત ક્યારેય સાંભળી નથી કે કોઈએ કોઈ પણ કારણે ધર્મરાજના શાસનનો ભંગ કર્યો હોય. હે ભગવન્! આ બાબતમાં લોકો ઘણી શંકા કરશે અને તે (શંકા)નું નિવારણ તમારા સિવાય બીજું કોઈ કરી શકે તેમ નથી એવો મારો નિશ્ચિત મત છે. (૨)

*શ્રીશુક ઉવાચ*[6]

ભગવત્પુરુષૈ રાજન્ યામ્યાઃ પ્રતિહતોદ્યમાઃ ।
પતિં વિજ્ઞાપયામાસુર્યમં સંયમનીપતિમ્ ॥ ૩॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે પરીક્ષિત! ભગવાનના પાર્ષદોએ જ્યારે યમદૂતોનો પ્રયત્ન નિષ્ફળ કરી દીધો ત્યારે તે દૂતોએ સંયમનીપુરીના સ્વામી અને પોતાના શાસક યમરાજ પાસે જઈને નિવેદન કર્યું. (૩)

*યમદૂતા ઊચુઃ*

કતિ સન્તીહ શાસ્તારો જીવલોકસ્ય વૈ પ્રભો ।
ત્રૈવિધ્યં કુર્વતઃ કર્મ ફલાભિવ્યક્તિહેતવઃ ॥ ૪॥

યદિ સ્યુર્બહવો લોકે શાસ્તારો દણ્ડધારિણઃ ।
કસ્ય સ્યાતાં ન વા કસ્ય મૃત્યુશ્ચામૃતમેવ વા ॥ ૫॥

**યમદૂતોએ કહ્યું** – હે પ્રભુ! સંસારના જીવો ત્રણ પ્રકારનાં કર્મ કરે છે – પાપ, પુણ્ય અને મિશ્ર. આ જીવોને (તેમનાં) તે કર્મોનું ફળ આપનાર શાસકો સંસારમાં કેટલા છે? (૪) જો સંસારમાં દંડ આપનારા ઘણાબધા શાસકો હોય તો કોને સુખ મળે અને કોને દુઃખ, એની વ્યવસ્થા એકસમાન

૧. પ્રા. પા. – ઇમં । ૨. પ્રા. પા. – નિષ્કૃતો । ૩. પ્રા. પા. – ગૃહ્ણન્પુત્રપ્રચારિતમ્ । ૪. પ્રા. પા. – ૦સ્કન્ધે દ્વિતીયોઽધ્યાયઃ । ૫. પ્રા. પા. – તાનપિ । ૬. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

કિન્તુ શાસ્તૃબહુત્વે સ્યાદ્ બહૂનામિહ કર્મિણામ્ ।
શાસ્તૃત્વમુપચારો હિ યથા મણ્ડલવર્તિનામ્ ॥ ૬॥

અતસ્ત્વમેકો ભૂતાનાં સેશ્વરાણામધીશ્વરઃ ।
શાસ્તા દણ્ડધરો નૃણાં શુભાશુભવિવેચનઃ ॥ ૭॥

તસ્ય તે વિહતો દણ્ડો ન લોકે વર્તતેઽધુના ।
ચતુર્ભિરદ્ભુતૈઃ સિદ્ધૈરાજ્ઞા તે વિપ્રલમ્ભિતા ॥ ૮॥

નીયમાનં તવાદેશાદસ્માભિર્યાતનાગૃહાન્[1] ।
વ્યમોચયન્ પાતકિનં છિત્ત્વા પાશાન્ પ્રસહ્ય તે ॥ ૯॥

તાંસ્તે વેદિતુમિચ્છામો યદિ નો મન્યસે ક્ષમમ્ ।
નારાયણેત્યભિહિતે મા ભૈરિત્યાયયુર્દ્રુતમ્ ॥ ૧૦॥

*શ્રીશુક ઉવાચ[2]*

ઇતિ દેવઃ સ આપૃષ્ટઃ પ્રજાસંયમનો યમઃ ।
પ્રીતઃ સ્વદૂતાન્ પ્રત્યાહ સ્મરન્ પાદામ્બુજં હરેઃ ॥ ૧૧॥

*યમ ઉવાચ*

પરો મદન્યો જગતસ્તસ્થુષશ્ચ
ઓતં પ્રોતં પટવદ્ યત્ર વિશ્વમ્ ।
યદંશતોઽસ્ય સ્થિતિજન્મનાશા
નસ્યોતવદ્ યસ્ય વશે ચ લોકઃ ॥ ૧૨॥

યો નામભિર્વાચિ જનાન્નિજાયાં
બધ્નાતિ તન્ત્યામિવ દામભિર્ગાઃ ।
યસ્મૈ બલિં ત ઇમે નામકર્મ-
નિબન્ધબદ્ધાશ્ચકિતા વહન્તિ ॥ ૧૩॥

અહં મહેન્દ્રો નિર્ઋતિઃ પ્રચેતાઃ
સોમોઽગ્નિરીશઃ પવનોઽર્કો વિરિઞ્ચઃ ।
આદિત્યવિશ્વે વસવોઽથ સાધ્યા
મરુદ્ગણા રુદ્રગણાઃ સસિદ્ધાઃ ॥ ૧૪॥

થઈ શકશે નહીં. (૫) સંસારમાં કર્મ કરનારાઓ અનેક હોવાને કારણે જો તેમના શાસકો પણ અનેક હોય તો તે શાસકોનું શાસન નામ-માત્રનું જ હશે; જેમ કે એક સમ્રાટને આધીન ઘણાબધા નામ-માત્રના સામંત હોય છે. (૬) તેથી અમે તો એવું સમજીએ છીએ કે એકલા તમે જ સમસ્ત પ્રાણીઓના અને તેમના સ્વામીઓના પણ અધીશ્વર છો. તમે જ મનુષ્યોના પાપ અને પુણ્યનો નિર્ણય કરનારા, દંડ આપનારા અને શાસક છો. (૭) હે પ્રભુ! આજ સુધી સંસારમાં ક્યાંય પણ તમારા વડે નિર્ણીત થયેલા દંડની અવગણના થઈ નથી, પરંતુ આ સમયે આ ચાર અદ્ભુત સિદ્ધોએ તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. (૮) હે પ્રભુ! તમારી આજ્ઞાથી અમે એક પાપીને યાતનાગૃહ તરફ લઈ જઈ રહ્યા હતા, પરંતુ આ લોકોએ જબરદસ્તીથી તમારા બંધનને કાપી નાખીને તેને છોડાવી દીધો. (૯) અમે તમારી પાસેથી આનું રહસ્ય જાણવા ઇચ્છીએ છીએ. તમે જો અમને તે સાંભળવાને પાત્ર (અધિકારી) સમજતા હો તો તે કહી સંભળાવો. હે પ્રભુ! ઘણા જ આશ્ચર્યની ઘટના બની કે આ તરફ અજામિલના મુખમાંથી 'નારાયણ' એવો શબ્દ નીકળ્યો અને એ તરફથી તેઓ 'ડરો નહીં, ડરો નહીં!' કહેતા તત્ક્ષણ ત્યાં આવી પહોંચ્યા. (૧૦)

**શ્રીશુકદેવજી કહે છે** — તે દૂતોએ જ્યારે આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે પ્રજાના શાસક દેવશિરોમણિ ભગવાન યમરાજે પ્રસન્ન થઈને શ્રીહરિનાં ચરણકમળોનું સ્મરણ કરતાં-કરતાં તે દૂતોને કહ્યું. (૧૧)

**યમરાજે કહ્યું** — હે દૂતો! મારા સિવાય એક બીજા જ ચરાચર જગતના સ્વામી છે. તેમનામાં જ આ સંપૂર્ણ જગત સૂતરમાં વસ્ત્રની જેમ ઓતપ્રોત છે. તેમના જ અંશભૂત બ્રહ્મા, વિષ્ણુ અને શંકર આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે. તેમણે જ આ સમસ્ત જગતને નાથેલા બળદની જેમ પોતાને આધીન કરી રાખેલું છે. (૧૨) મારા પ્રિય દૂતો! જેમ ખેડૂત પોતાના બળદોને પહેલાં નાની નાની દોરડીઓથી બાંધે છે અને પછી તે દોરડીઓને એક મોટા આડા દોરડા સાથે બાંધી લે છે તેવી જ રીતે જગદીશ્વર ભગવાને પણ બ્રાહ્મણ વગેરે વર્ણો અને બ્રહ્મચર્ય વગેરે આશ્રમોરૂપી (નામની) નાની નાની દોરડીઓથી બાંધીને પછી બધાં નામોને વેદવાણીરૂપી મોટા દોરડામાં બાંધી રાખેલ છે. આ પ્રમાણે બધા જીવો નામ અને કર્મરૂપી બંધનમાં બંધાયેલા, ભયભીત થઈને તેમને જ પોતાનું સર્વસમર્પણ કરી દે છે. (૧૩) હે દૂતો! હું, ઇન્દ્ર, નિર્ઋતિ, વરુણ, ચંદ્રમા, અગ્નિ, શંકર, વાયુ, સૂર્ય, બ્રહ્મા, બાર આદિત્યો, વિશ્વેદેવતા, આઠ વસુ, સાધ્યો, ઓગણપચાસ મરુતો, સિદ્ધો, અગિયાર રુદ્રો, રજોગુણ-

૧. પ્રા. પા. — ॰ગૃહમ્ । ૨. પ્રા. પા. — બાદરાયણિરુવાચ ।

અન્યે ચ યે વિશ્વસૃજોઽમરેશા
ભૃગ્વાદયોઽસ્પૃષ્ટરજસ્તમસ્કાઃ ।
યસ્યેહિતં ન વિદુઃ સ્પૃષ્ટમાયાઃ
સત્ત્વપ્રધાના અપિ કિં તતોઽન્યે ॥ ૧૫॥

યં વૈ ન ગોભિર્મનસાઽસુભિર્વા
હૃદા ગિરા વાઽસુભૃતો[1] વિચક્ષતે ।
આત્માનમન્તર્હૃદિ સન્તમાત્મનાં
ચક્ષુર્યથૈવાકૃતયસ્તતઃ પરમ્ ॥ ૧૬॥

તસ્યાત્મતન્ત્રસ્ય હરેરધીશિતુઃ
પરસ્ય માયાધિપતેર્મહાત્મનઃ ।
પ્રાયેણ દૂતા ઇહ વૈ મનોહરા-
શ્ચરન્તિ તદ્રૂપગુણસ્વભાવાઃ ॥ ૧૭॥

ભૂતાનિ વિષ્ણોઃ સુરપૂજિતાનિ
દુર્દર્શલિઙ્ગાનિ મહાદ્ભુતાનિ ।
રક્ષન્તિ તદ્ભક્તિમતઃ પરેભ્યો
મત્તશ્ચ મર્ત્યાનથ સર્વતશ્ચ ॥ ૧૮॥

ધર્મં તુ સાક્ષાદ્ભગવત્પ્રણીતં
ન વૈ વિદુર્ઋષયો નાપિ દેવાઃ ।
ન સિદ્ધમુખ્યા અસુરા મનુષ્યાઃ
કુતશ્ચ[2] વિદ્યાધરચારણાદયઃ ॥ ૧૯॥

સ્વયમ્ભૂર્નારદઃ શમ્ભુઃ કુમારઃ કપિલો મનુઃ ।
પ્રહ્લાદો જનકો ભીષ્મો બલિર્વૈયાસકિર્વયમ્ ॥ ૨૦॥

દ્વાદશૈતે વિજાનીમો ધર્મં ભાગવતં ભટાઃ ।
ગુહ્યં વિશુદ્ધં દુર્બોધં યં જ્ઞાત્વાઽમૃતમશ્નુતે ॥ ૨૧॥

એતાવાનેવ લોકેઽસ્મિન્ પુંસાં ધર્મઃ પરઃ સ્મૃતઃ ।
ભક્તિયોગો ભગવતિ તન્નામગ્રહણાદિભિઃ ॥ ૨૨॥

નામોચ્ચારણમાહાત્મ્યં હરેઃ પશ્યત પુત્રકાઃ ।
અજામિલોઽપિ યેનૈવ મૃત્યુપાશાદમુચ્યત ॥ ૨૩॥

એતાવતાઽલમઘનિર્હરણાય[3] પુંસાં
સઙ્કીર્તનં ભગવતો ગુણકર્મનામ્નામ્ ।
વિક્રુશ્ય પુત્રમઘવાન્ યદજામિલોઽપિ
નારાયણેતિ મ્રિયમાણ ઇયાય[4] મુક્તિમ્ ॥ ૨૪॥

તમોગુણથી રહિત ભૃગુ વગેરે પ્રજાપતિઓ અને મોટા-મોટા દેવતાઓ – આ બધાયે સત્ત્વપ્રધાન હોવા છતાં પણ તેમની માયાને આધીન છે તથા તે ભગવાન ક્યારે, કયા રૂપમાં શું કરવા ઇચ્છે છે એ જાણતા નથી; તો પછી બીજાઓની તો વાત જ શી કરવી? (૧૪-૧૫) હે દૂતો! જેમ ઘડો, વસ્ત્ર વગેરે રૂપવાળા પદાર્થો પોતાનાં પ્રકાશક નેત્રોને જોઈ શકતા નથી તેવી જ રીતે પોતાના સાક્ષીરૂપે અંતઃકરણમાં સ્થિત પરમાત્માને કોઈ પણ પ્રાણી ઇન્દ્રિયો, મન, પ્રાણ, હૃદય, વાણી વગેરે કોઈ પણ સાધન વડે જાણી શકતું નથી. (૧૬) તે પ્રભુ સૌના સ્વામી છે અને સ્વયં પરમ સ્વતંત્ર છે. એ જ માયાપતિ ભગવાન પુરુષોત્તમના દૂતો તેમના જ જેવા મનોહર રૂપ, ગુણ અને સ્વભાવથી સંપન્ન થઈને આ સંસારમાં ઘણું કરીને વિચરણ કરતા રહે છે. (૧૭)

વિષ્ણુ ભગવાનના, દેવતાઓ થકી પૂજિત અને પરમ અલૌકિક પાર્ષદોનું દર્શન અત્યંત દુર્લભ છે. તેઓ ભગવાનના ભક્તોને તેમના શત્રુઓ તરફથી, મારા તરફથી અને અગ્નિ વગેરે બધી વિપત્તિઓ તરફથી સર્વથા સુરક્ષિત રાખે છે. (૧૮)

સ્વયં ભગવાને જ ધર્મની મર્યાદાનું નિર્માણ કર્યું છે, તેને નથી તો ઋષિઓ જાણતા કે નથી તો જાણતા દેવતાઓ કે સિદ્ધો. આવી સ્થિતિમાં તેને મનુષ્યો, વિદ્યાધરો, ચારણો, અસુરો વગેરે તો જાણી જ કેવી રીતે શકે? (૧૯) ભગવાન વડે નિર્માણ કરાયેલો ભાગવત-ધર્મ પરમ શુદ્ધ અને અત્યંત ગોપનીય છે. તેને જાણવો એ ઘણું જ મુશ્કેલ છે. જે તેને જાણી લે છે તે ભગવાનના સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. હે દૂતો! ભાગવત-ધર્મનું રહસ્ય અમે બાર જણ જ જાણીએ છીએ – બ્રહ્માજી, દેવર્ષિ નારદ, ભગવાન શંકર, સનત્કુમાર, કપિલમુનિ, સ્વાયંભુવ મનુ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ પિતામહ, બલિ, શુકદેવજી અને હું (ધર્મરાજ). (૨૦-૨૧) આ જગતમાં જીવો માટે સૌથી મોટું કર્તવ્ય - પરમ ધર્મ બસ આ જ છે કે તેઓ નામ-કીર્તન વગેરે ઉપાયોથી ભગવાનનાં ચરણોમાં ભક્તિભાવ (ભક્તિયોગ) સ્થાપિત કરે. (૨૨) પ્રિય દૂતો! ભગવાનના નામના ઉચ્ચારણનો મહિમા તો જુઓ, અજામિલ જેવા પાપીએ પણ એક વાર નામનું ઉચ્ચારણ કરવા માત્રથી મૃત્યુપાશમાંથી છુટકારો મેળવી લીધો! (૨૩) ભગવાનના ગુણ, તેમની લીલા અને તેમનાં નામોનું સમ્યક્‌પણે કરેલું કીર્તન મનુષ્યોનાં પાપોનો સર્વથા વિનાશ કરી દે એ એનું કોઈ ઘણું મોટું ફળ નથી; કારણ કે અત્યંત પાપી અજામિલે મરતી વખતે ચંચળ ચિત્તથી પોતાના પુત્રનું નામ 'નારાયણ' ઉચ્ચાર્યું અને આ નામના આભાસ-માત્રથી જ તેનાં બધાં પાપ તો ક્ષીણ થઈ જ ગયાં, એ સાથે મુક્તિની પ્રાપ્તિ પણ થઈ ગઈ. (૨૪)

૧. પ્રા. પા. – વાસુધૃતો । ૨. પ્રા. પા. – કુતો નુ । ૩. પ્રા. પા. – હ્યેન । ૪. પ્રા. પા. – અવાપ ।

પ્રાયેણ વેદ તદિદં ન મહાજનોઽયં
દેવ્યા વિમોહિતમતિર્બત માયયાઽલમ્ ।
ત્રય્યાં જડીકૃતમતિર્મધુપુષ્પિતાયાં
વૈતાનિકે મહતિ કર્મણિ યુજ્યમાનઃ ॥ ૨૫॥

એવં વિમૃશ્ય સુધિયો ભગવત્યનન્તે
સર્વાત્મના વિદધતે ખલુ ભાવયોગમ્ ।
તે મે ન દણ્ડમર્હન્ત્યથ યદ્યમીષાં
સ્યાત્ પાતકં તદપિ હન્ત્યુરુગાયવાદઃ ॥ ૨૬॥

તે દેવસિદ્ધપરિગીતપવિત્રગાથા
યે સાધવઃ સમદૃશો ભગવત્પ્રપન્નાઃ ।
તાન્ નોપસીદત હરેર્ગદયાઽભિગુપ્તાન્
નૈષાં વયં ન ચ વયઃ પ્રભવામ દણ્ડે ॥ ૨૭॥

તાનાનયધ્વમસતો વિમુખાન્ મુકુન્દ-
પાદારવિન્દમકરન્દરસાદજસ્રમ્ ।
નિષ્કિઞ્ચનૈઃ પરમહંસકુલૈ રસજ્ઞૈ-
ર્જુષ્ટાદ્ ગૃહે નિરયવર્ત્મનિ બદ્ધતૃષ્ણાન્ ॥ ૨૮॥

જિહ્વા ન વક્તિ ભગવદ્ગુણનામધેયં
ચેતશ્ચ ન સ્મરતિ તચ્ચરણારવિન્દમ્ ।
કૃષ્ણાય નો નમતિ યચ્છિર એકદાઽપિ
તાનાનયધ્વમસતોઽકૃતવિષ્ણુકૃત્યાન્ ॥ ૨૯॥

તત્ ક્ષમ્યતાં સ ભગવાન્ પુરુષઃ પુરાણો
નારાયણઃ સ્વપુરુષૈર્યદસત્કૃતં નઃ ।
સ્વાનામહો ન વિદુષાં રચિતાઞ્જલીનાં
ક્ષાન્તિર્ગરીયસિ નમઃ પુરુષાય ભૂમ્ને ॥ ૩૦॥

મોટા મોટા વિદ્વાનોની બુદ્ધિ (પણ) ક્યારેક ભગવાનની માયાથી મોહિત થઈ જાય છે; તેઓ કર્મોનાં મીઠાં-મીઠાં ફળોનું વર્ણન કરતી અર્થવાદ-રૂપી વેદવાણીમાં જ મોહિત થઈ જાય છે અને યજ્ઞ-યાગ વગેરે મોટાં મોટાં કર્મ કરવામાં જ પ્રવૃત્ત રહે છે તથા આ સુગમ - અતિસુગમ ભગવાનના નામના મહિમાને જાણતા નથી. આ કેટલા ખેદની વાત છે! (૨૫)

હે પ્રિય દૂતો! બુદ્ધિમાન મનુષ્યો આ પ્રમાણે વિચારીને ભગવાન અનંતમાં જ પૂરેપૂરા અંતઃકરણપૂર્વક પોતાનો ભક્તિભાવ સ્થાપિત કરે છે; તેઓ મારા દંડને પાત્ર (બનતા) નથી. પહેલી વાત તો એ છે કે તેઓ પાપ કરતા જ નથી, પરંતુ જો ક્યારેક સંજોગવશાત્ કોઈ પાપ થઈ પણ જાય તો તેને ભગવાનનું ગુણગાન તરત જ નષ્ટ કરી દે છે. (૨૬) જે સમદર્શી સાધુઓ ભગવાનને જ પોતાનું સાધ્ય અને સાધન – બંને સમજીને તેમના પર નિર્ભર રહે છે, તેમનાં પવિત્ર ચરિત્રોનું મોટા મોટા દેવતાઓ અને સિદ્ધો પ્રેમપૂર્વક ગાન કરતા રહે છે. હે મારા દૂતો! ભગવાનની ગદા તેવા સાધુઓનું હંમેશાં રક્ષણ કરતી રહે છે. તેવાઓની નજીકમાં તમે ક્યારેય ભૂલથી પણ ફરકશો નહીં. તેમને દંડ આપવાનું સામર્થ્ય નથી તો અમારામાં કે નથી તો સાક્ષાત્ કાળમાં. (૨૭) મોટા મોટા પરમહંસો દિવ્ય રસ(પ્રાપ્તિ)ના લોભથી સમસ્ત જગતમાંથી અને શરીર વગેરેમાંથી પણ પોતાની અહંતા-મમતા દૂર કરીને અકિંચન થઈને નિરંતર ભગવાન મુકુન્દનાં ચરણકમળોના મકરંદ-રસનું પાન કરતા રહે છે. જે દુષ્ટો તે દિવ્ય રસથી વિમુખ છે અને નરકના દ્વાર પર ઘર-ગૃહસ્થીની તૃષ્ણાનું પોટલું બાંધીને તેનું વહન કરી રહ્યા છે તેમને જ મારી પાસે વારંવાર લાવતા રહો. (૨૮) જેમની જીભ ભગવાનના ગુણો અને તેમનાં નામોનું ઉચ્ચારણ કરતી નથી, જેમનું ચિત્ત ભગવાનનાં ચરણકમળોનું ચિંતન કરતું નથી અને જેમનું મસ્તક એક વાર પણ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં નમતું નથી તેવા, ભગવાનની સેવાથી વિમુખ પાપીઓને જ મારી પાસે લાવતા રહો. (૨૯) આજે મારા દૂતોએ ભગવાનના પાર્ષદોનો અપરાધ કરીને સ્વયં ભગવાનનો જ અનાદર (અસત્કાર) કર્યો છે; આ મારો જ અપરાધ છે. પુરાણપુરુષ ભગવાન નારાયણ અમારો આ અપરાધ માફ કરે. અમે અજ્ઞાની હોવા છતાં પણ છીએ તો તેમના આત્મીયજન અને તેમની આજ્ઞા મેળવવાને હંમેશાં હાથ જોડીને ઉત્સુક રહીએ છીએ. તેથી પરમ મહિમાયુક્ત ભગવાન માટે એ જ યોગ્ય છે કે તેઓ અમને ક્ષમા કરે. હું તે સર્વાન્તર્યામી એકરસ અનંત પ્રભુને નમસ્કાર કરું છું. (૩૦)

તસ્માત્ સઙ્કીર્તનં વિષ્ણોર્જગન્મઙ્ગલમંહસામ્ ।
મહતામપિ કૌરવ્ય વિદ્ધ્યૈકાન્તિકનિષ્કૃતમ્ ॥ ૩૧॥

(શ્રીશુકદેવજી કહે છે—) હે પરીક્ષિત! માટે તમે એમ સમજી લો કે મોટામાં મોટા પાપોનું, અંતિમ અને પાપ-વાસનાઓને પણ નિર્મૂળ કરી દેનારું પ્રાયશ્ચિત્ત એ જ છે કે માત્ર ભગવાનના ગુણોનું, તેમની લીલાઓનું અને તેમનાં નામોનું કીર્તન કરવામાં આવે. આનાથી સંસારનું કલ્યાણ થઈ શકે છે. (૩૧)

શૃણ્વતાં ગૃણતાં વીર્યાણ્યુદામાનિ[1] હરેર્મુહુઃ ।
યથા સુજાતયા ભક્ત્યા શુદ્ધ્યેન્નાત્મા વ્રતાદિભિઃ ॥ ૩૨॥

જે લોકો ભગવાનનાં ઉદાર અને કૃપાસભર ચરિત્રોનું વારંવાર શ્રવણ અને કીર્તન કરે છે તેમના હૃદયમાં પ્રેમમયી ભક્તિનો ઉદય થઈ જાય છે. તે ભક્તિથી જેવી આત્મશુદ્ધિ થાય છે તેવી કૃચ્છ્ર-ચાન્દ્રાયણ વગેરે વ્રતો (કરવા)થી થતી નથી. (૩૨)

કૃષ્ણાઙ્ઘ્રિપદ્મમધુલિણ્ ન પુનર્વિસૃષ્ટ-
માયાગુણેષુ રમતે વૃજિનાવહેષુ ।
અન્યસ્તુ કામહત આત્મરજઃ પ્રમાર્ષ્ટુ-
મીહેત કર્મ યત એવ રજઃ પુનઃ સ્યાત્ ॥ ૩૩॥

જે મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં ચરણકમળોના મકરંદ-રસનો લોભી ભ્રમર છે તે સ્વાભાવિક રીતે જ માયાના આપાત-રમ્ય, (જોવામાં રમ્ય પણ પરિણામમાં દુઃખદ) એવા ત્યજી દીધેલા વિષયોમાં ફરીથી રમમાણ થતો નથી; કારણ કે તેમને ભગવાનનાં ચરણકમળોના રસનો ચસકો લાગી ગયો છે. પરંતુ જે લોકો તે દિવ્યરસથી વિમુખ છે, જેમની વિવેકબુદ્ધિને કામનાઓએ નષ્ટ કરી દીધી છે તેઓ પોતાનાં પાપોને ધોવા માટે ફરી પ્રાયશ્ચિત્તરૂપી કર્મો જ કરે છે. આનાથી થાય છે એવું કે તેમની કર્મોની વાસના મટતી નથી અને તેઓ ફરી પાછા તેવા જ દોષ કરી બેસે છે. (૩૩)

ઈત્થં સ્વભર્તૃગદિતં ભગવન્મહિત્વં
સંસ્મૃત્ય વિસ્મિતધિયો યમકિઙ્કરાસ્તે ।
નૈવાચ્યુતાશ્રયજનં પ્રતિ શઙ્કમાના
દ્રષ્ટું ચ બિભ્યતિ તતઃ પ્રભૃતિ સ્મ રાજન્ ॥ ૩૪॥

હે પરીક્ષિત! યમના દૂતોએ પોતાના સ્વામી ધર્મરાજના મુખેથી આ પ્રમાણે ભગવાન(ના નામ-કીર્તન)નો મહિમા જ્યારે સાંભળ્યો અને તેનું સ્મરણ કર્યું ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. બસ, ત્યારથી ધર્મરાજની વાતમાં વિશ્વાસ કરીને, તેમને ભગવાનના ભક્તો પ્રત્યે જરા પણ શંકા રહી નહીં. ભગવાનના આશ્રિત ભક્તો પાસે જતા નથી. બીજું તો શું, તેઓ તેમની સામે આંખ ઊંચી કરીને જોવામાં પણ બીતા રહે છે. (૩૪)

ઈતિહાસમિમં ગુહ્યં[2] ભગવાન્ કુમ્ભસમ્ભવઃ ।
કથયામાસ મલય આસીનો હરિમર્ચયન્ ॥ ૩૫॥

પ્રિય પરીક્ષિત! આ ઈતિહાસ પરમ ગોપનીય – અત્યંત રહસ્યમય છે. મલય પર્વત પર વિરાજમાન ભગવાન અગસ્ત્યજીએ શ્રીહરિની પૂજા કરતી વખતે મને આ (ઈતિહાસ) સંભળાવ્યો હતો. (૩૫)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે યમપુરુષસંવાદે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥
છઠ્ઠા સ્કંધ-અંતર્ગત યમપુરુષસંવાદમાંનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – પર્વાણ્યુત્તમાનિ । ૨. પ્રા. પા. – મહ્યં ।

# ચોથો અધ્યાય

## દક્ષે કરેલી ભગવાનની સ્તુતિ અને ભગવાનનો પ્રાદુર્ભાવ

રાજોવાચ

દેવાસુરનૃણાં સર્ગો નાગાનાં મૃગપક્ષિણામ્ ।
સામાસિકસ્ત્વયા પ્રોક્તો યસ્તુ સ્વાયમ્ભુવેઽન્તરે ॥ ૧॥

તસ્યૈવ વ્યાસમિચ્છામિ જ્ઞાતું તે ભગવન્ યથા ।
અનુસર્ગં યયા શક્ત્યા સસર્જ ભગવાન્ પરઃ ॥ ૨॥

સૂત ઉવાચ

ઇતિ સમ્પ્રશ્નમાકર્ણ્ય રાજર્ષેર્બાદરાયણિઃ ।
પ્રતિનન્દ્ય મહાયોગી[1] જગાદ મુનિસત્તમાઃ ॥ ૩॥

શ્રીશુક ઉવાચ[2]

યદા પ્રચેતસઃ પુત્રા દશ પ્રાચીનબર્હિષઃ ।
અન્તઃસમુદ્રાદુન્મગ્ના દદૃશુર્ગાં દ્રુમૈર્વૃતામ્ ॥ ૪॥

દ્રુમેભ્યઃ[3] ક્રુધ્યમાનાસ્તે તપોદીપિતમન્યવઃ ।
મુખતો વાયુમગ્નિં ચ સસૃજુસ્તદ્દિધક્ષયા ॥ ૫॥

તાભ્યાં નિર્દહ્યમાનાંસ્તાનુપલભ્ય કુરૂદ્વહ ।
રાજોવાચ મહાન્ સોમો મન્યું પ્રશમયન્નિવ ॥ ૬॥

મા દ્રુમેભ્યો મહાભાગા દીનેભ્યો દ્રોગ્ધુમર્હથ ।
વિવર્ધયિષવો યૂયં પ્રજાનાં પતયઃ સ્મૃતાઃ ॥ ૭॥

અહો પ્રજાપતિપતિર્ભગવાન્ હરિરવ્યયઃ ।
વનસ્પતીનોષધીશ્ચ સસર્જોર્જમિષં વિભુઃ ॥ ૮॥

અન્નં ચરાણામચરા હ્યપદઃ પાદચારિણામ્ ।
અહસ્તા હસ્તયુક્તાનાં દ્વિપદાં ચ ચતુષ્પદઃ ॥ ૯॥

યૂયં ચ પિત્રાઽન્વાદિષ્ટા[4] દેવદેવેન ચાનઘાઃ ।
પ્રજાસર્ગાય હિ કથં વૃક્ષાન્ નિર્દગ્ધુમર્હથ ॥ ૧૦॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** — હે ભગવન્! તમે સંક્ષેપમાં (ત્રીજા સ્કંધમાં) એ વાતનું વર્ણન કર્યું હતું કે સ્વાયંભુવ મન્વંતરમાં દેવતાઓ, દાનવો, મનુષ્યો, સર્પો, પશુપક્ષીઓ વગેરેની સૃષ્ટિ કેવી રીતે થઈ. (૧) હવે હું તેને વિસ્તારપૂર્વક જાણવા ઇચ્છું છું. પ્રકૃતિ વગેરે કારણોના પણ પરમ કારણભૂત ભગવાન પોતાની જે શક્તિથી જે રીતે એ પછીની સૃષ્ટિની રચના કરે છે તે જાણવાની પણ મારી ઇચ્છા છે. (૨)

**સૂતજી કહે છે** — હે શૌનક વગેરે ઋષિઓ! રાજર્ષિ પરીક્ષિતનો આ સુંદર પ્રશ્ન સાંભળીને પરમયોગી, વ્યાસનંદન શ્રીશુકદેવજીએ તેમનું અભિનંદન કર્યું અને આ પ્રમાણે કહ્યું. (૩)

**શ્રીશુકદેવજીએ કહ્યું** — રાજા પ્રાચીનબર્હિના દસ પુત્રો, કે જેમનાં નામ પ્રચેતાઓ હતાં, તેઓ જ્યારે પોતાની તપસ્યા પૂરી કરીને સમુદ્રમાંથી બહાર નીકળ્યા અને તેમણે જોયું કે અમારા પિતાજીના નિવૃત્તિપરાયણ થઈ જવાને કારણે સઘળી પૃથ્વી વૃક્ષોથી ઘેરાઈ ગઈ છે, (૪) તેમને વૃક્ષો પર ઘણો ક્રોધ આવ્યો. તેમના તપોબળે તો જાણે (ક્રોધની) આગમાં ઘી હોમ્યું! બસ, પછી તો તેમણે વૃક્ષોને બાળી નાખવા માટે પોતાના મોઢામાંથી વાયુ અને અગ્નિનું સર્જન કર્યું. (૫) હે પરીક્ષિત! પ્રચેતાઓએ છોડેલા અગ્નિ અને વાયુ જ્યારે તે વૃક્ષોને બાળવા લાગ્યા ત્યારે વૃક્ષોના રાજાધિરાજ ચંદ્રમાએ તેમના ક્રોધને શાંત કરતાં આ પ્રમાણે કહ્યું– (૬) "હે મહાભાગ્યવાન પ્રચેતાઓ! આ વૃક્ષો ઘણાં દયાપાત્ર છે. તમે એમનો દ્રોહ ન કરો; કારણ કે તમે તો પ્રજાની અભિવૃદ્ધિ કરવા ઇચ્છો છો અને સૌ જાણે છે કે તમે પ્રજાપતિ છો. (૭) અરે મહાત્મા પ્રચેતાઓ! પ્રજાપતિઓના અધિપતિ અવિનાશી ભગવાન શ્રીહરિએ તમામ વનસ્પતિઓ અને ઔષધિઓ પ્રજાના હિત માટે તેના ખાવા-પીવા માટે બનાવેલી છે. (૮)

સંસારમાં પાંખો વડે ઊડતાં ચર (ચેતન) પ્રાણીઓનું ભોજન ફળ-પુષ્પ વગેરે અચર પદાર્થો છે; પગ વડે ચાલતાં પ્રાણીઓનું ભોજન ઘાસ-તણખલાં વગેરે પગ વિનાના પદાર્થો છે; હાથવાળાં પ્રાણીઓનું ભોજન વૃક્ષ-વેલીઓ વગેરે (હાથ વિનાના) પદાર્થો છે અને બે પગવાળાં મનુષ્યો વગેરે માટે ધાન (ડાંગર), ઘઉં વગેરે અનાજ ભોજન છે. ચાર પગવાળાં બળદ, ઊંટ વગેરે પ્રાણીઓ ખેતી વગેરે થકી થતા અનાજના ઉત્પાદનમાં સહાયક છે. (૯) હે નિષ્પાપ પ્રચેતાઓ! તમારા પિતાએ અને દેવાધિદેવ ભગવાને તમને એવો આદેશ આપ્યો

૧. પ્રા. પા. – યથાયોગી । ૨. પ્રા. પા. – ઋષિરુવાચ । ૩. પ્રા. પા. – વૃક્ષેભ્યઃ । ૪. પ્રા. પા. – ત્વાદિષ્ટા ।

આતિષ્ઠત સતાં માર્ગં કોપં યચ્છત દીપિતમ્ ।
પિત્રા પિતામહેનાપિ જુષ્ટં વઃ પ્રપિતામહૈઃ ॥ ૧૧॥

તોકાનાં[1] પિતરૌ બન્ધુર્દૃશઃ પક્ષ્મ સ્ત્રિયાઃ પતિઃ ।
પતિઃ પ્રજાનાં ભિક્ષૂણાં ગૃહ્યજ્ઞાનાં બુધઃ સુહૃત્ ॥ ૧૨॥

અન્તર્દેહેષુ ભૂતાનામાત્માઽઽસ્તે[2] હરિરીશ્વરઃ ।
સર્વં તદ્ધિષ્ણ્યમીક્ષધ્વમેવં વસ્તોષિતો હ્યસૌ ॥ ૧૩॥

યઃ સમુત્પતિતં દેહ આકાશાન્મન્યુમુલ્બણમ્ ।
આત્મજિજ્ઞાસયા યચ્છેત્ સ ગુણાનતિવર્તતે ॥ ૧૪॥

અલં દગ્ધૈર્દ્રુમૈર્દીનૈઃ ખિલાનાં શિવમસ્તુ વઃ ।
વાર્ક્ષી હ્યેષા વરા કન્યા પત્નીત્વે પ્રતિગૃહ્યતામ્ ॥ ૧૫॥

ઇત્યામન્ત્ર્ય વરારોહાં કન્યામાપ્સરસીં નૃપ ।
સોમો રાજા યયૌ દત્ત્વા[3] તે ધર્મેણોપયેમિરે ॥ ૧૬॥

તેભ્યસ્તસ્યાં સમભવદ્દક્ષઃ પ્રાચેતસઃ કિલ ।
યસ્ય[4] પ્રજાવિસર્ગેણ લોકા આપૂરિતાસ્ત્રયઃ ॥ ૧૭॥

યથા સસર્જ ભૂતાનિ દક્ષો દુહિતૃવત્સલઃ ।
રેતસા મનસા ચૈવ તન્મમાવહિતઃ શૃણુ ॥ ૧૮॥

મનસૈવાસૃજત્પૂર્વં પ્રજાપતિરિમાઃ પ્રજાઃ ।
દેવાસુરમનુષ્યાદીન્નભઃસ્થલજલૌકસઃ ॥ ૧૯॥

તમબૃંહિતમાલોક્ય પ્રજાસર્ગં પ્રજાપતિઃ ।
વિન્ધ્યપાદાનુપવ્રજ્ય સોઽચરદ્ દુષ્કરં[5] તપઃ ॥ ૨૦॥

તત્રાઘમર્ષણં નામ તીર્થં પાપહરં પરમ્ ।
ઉપસ્પૃશ્યાનુસવનં તપસાઽતોષયદ્ધરિમ્ ॥ ૨૧॥

અસ્તૌષીદ્ધંસગુહ્યેન ભગવન્તમધોક્ષજમ્ ।
તુભ્યં તદભિધાસ્યામિ[6] કસ્યાતુષ્યદ્ યતો હરિઃ ॥ ૨૨॥

છે કે તમે પ્રજાનું સર્જન કરો. આવી સ્થિતિમાં તમે વૃક્ષોને બાળી નાખો એ કેમ યોગ્ય હોઈ શકે? (૧૦) તમે પોતાના ક્રોધનું શમન કરો અને પોતાના પિતા, પિતામહ, પ્રપિતામહ વગેરે વડે સેવાયેલા, સત્પુરુષોના માર્ગને અનુસરો. (૧૧) જેમ માબાપ બાળકોનું, પાંપણો આંખોનું, પતિ પત્નીનું, ગૃહસ્થ ભિક્ષુકોનું અને જ્ઞાનીજનો અજ્ઞાનીઓનું રક્ષણ કરે છે અને તેમનું કલ્યાણ ઇચ્છે છે તેવી જ રીતે પ્રજાના રક્ષણ અને કલ્યાણ માટે રાજા જવાબદાર હોય છે. (૧૨) હે પ્રચેતાઓ! સમસ્ત પ્રાણીઓના હૃદયમાં સર્વશક્તિમાન ભગવાન આત્મારૂપે વિરાજમાન છે. તેથી તમે સૌને ભગવાનનું નિવાસસ્થાન સમજો. જો તમે આમ કરશો તો ભગવાનને પ્રસન્ન કરી લેશો. (૧૩) જે મનુષ્ય હૃદયના ઊકળતા ભયંકર ક્રોધને આત્મવિચાર વડે શરીરમાં જ શાંત કરી દે છે, તેને બહાર નીકળવા દેતો નથી તે કાળક્રમે ત્રણે ગુણો પર વિજય મેળવી લે છે. (૧૪) હે પ્રચેતાઓ! આ દીન-હીન વૃક્ષોને હવે વધુ બાળો નહીં, જે થોડાંક બચેલાં છે તેમનું રક્ષણ કરો. આનાથી તમારું પણ કલ્યાણ થશે. આ શ્રેષ્ઠ કન્યાનું પાલનપોષણ આ વૃક્ષોએ જ કર્યું છે, તેનો તમે પત્ની તરીકે સ્વીકાર કરો." (૧૫)

હે પરીક્ષિત! વનસ્પતિઓના અધિપતિ ચંદ્રમાએ પ્રચેતાઓને આ પ્રમાણે સમજાવી-મનાવીને તેમને પ્રમ્લોચા અપ્સરાની સુંદરી પુત્રીનું દાન કર્યું અને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. પ્રચેતાઓએ ધર્મ અનુસાર તેનું પાણિગ્રહણ કર્યું. (૧૬) તે જ પ્રચેતાઓ વડે તે કન્યાના ગર્ભથી પ્રાચેતસ દક્ષની ઉત્પત્તિ થઈ. પછી એ દક્ષની પ્રજા-સૃષ્ટિથી ત્રણે લોક ભરાઈ ગયા. (૧૭) તેમનો પોતાની પુત્રી પર ખૂબ પ્રેમ હતો. તેમણે જે રીતે પોતાના સંકલ્પ અને વીર્યથી વિવિધ પ્રાણીઓનું જે સર્જન કર્યું તે હું કહી સંભળાવું છું; તમે સાવધાન થઈને તે સાંભળો. (૧૮)

હે પરીક્ષિત! પ્રજાપતિ દક્ષે સૌપ્રથમ તો જળ, સ્થળ અને આકાશમાં રહેનારા દેવતાઓ, અસુરો તેમ જ મનુષ્યો વગેરે પ્રજાની સૃષ્ટિ પોતાના સંકલ્પથી જ કરી. (૧૯) જ્યારે તેમણે જોયું કે તે સૃષ્ટિ વધતી જતી નથી ત્યારે તેમણે વિન્ધ્યાચળની નજીકના પર્વતો પર જઈને ઘણું ભીષણ તપ કર્યું. (૨૦) ત્યાં એક અત્યંત શ્રેષ્ઠ તીર્થ છે, જેનું નામ છે – અઘમર્ષણ. તે બધાં પાપ ધોઈ નાખે છે. પ્રજાપતિ દક્ષ તે તીર્થમાં ત્રિકાળ સ્નાન કરતા અને તપ વડે ભગવાનની આરાધના કરતા હતા. (૨૧) પ્રજાપતિ દક્ષે 'હંસગુહ્ય' નામના સ્તોત્રથી ઇન્દ્રિયાતીત ભગવાનની સ્તુતિ કરી હતી, એનાથી ભગવાન તેમના પર પ્રસન્ન થયા હતા. હું તમને તે સ્તુતિ કહી સંભળાવું છું. (૨૨)

૧. પ્રા. પા. – લોકાનાં । ૨. પ્રા. પા. – ભૂતાનાં શાસ્તાઽઽસ્તે । ૩. પ્રા. પા. – હૃષ્ટસ્તે । ૪. પ્રા. પા. – તસ્ય । ૫. પ્રા. પા. – દુશ્ચરં । ૬. પ્રા. પા. – સમભિધાસ્યામિ ।

પ્રજાપતિરુવાચ

નમઃ પરાયાવિતથાનુભૂતયે
ગુણત્રયાભાસનિમિત્તબન્ધવે ।
અદૃષ્ટધામ્ને ગુણતત્ત્વબુદ્ધિભિ-
ર્નિવૃત્તમાનાય દધે સ્વયમ્ભુવે ॥ ૨૩॥

ન યસ્ય સખ્યં પુરુષોઽવૈતિ સખ્યુઃ
સખા વસન્ સંવસતઃ પુરેઽસ્મિન્ ।
ગુણો યથા ગુણિનો વ્યક્તદૃષ્ટે-
સ્તસ્મૈ મહેશાય નમસ્કરોમિ ॥ ૨૪॥

દેહોઽસવોઽક્ષા મનવો ભૂતમાત્રા
નાત્માનમન્યં ચ વિદુઃ પરં યત્ ।
સર્વં પુમાન્ વેદ ગુણાંશ્ચ તજ્જ્ઞો
ન વેદ સર્વજ્ઞમનન્તમીડે ॥ ૨૫॥

યદોપરામો મનસો નામરૂપ-
રૂપસ્ય દૃષ્ટસ્મૃતિસમ્પ્રમોષાત્ ।
ય ઈયતે કેવલયા સ્વસંસ્થયા[1]
હંસાય તસ્મૈ શુચિસદ્મને નમઃ ॥ ૨૬॥

મનીષિણોઽન્તર્હૃદિ સન્નિવેશિતં
સ્વશક્તિભિર્નવભિશ્ચ ત્રિવૃદ્ભિઃ ।
વહ્નિં યથા દારુણિ પાઞ્ચદશ્યં
મનીષયા નિષ્કર્ષન્તિ ગૂઢમ્ ॥ ૨૭॥

સ વૈ મમાશેષવિશેષમાયા-
નિષેધનિર્વાણસુખાનુભૂતિઃ ।
સ સર્વનામા સ ચ વિશ્વરૂપઃ
પ્રસીદતામનિરુક્તાત્મશક્તિઃ ॥ ૨૮॥

યદ્યન્નિરુક્તં વચસા નિરૂપિતં
ધિયાઽક્ષભિર્વા મનસા વોત યસ્ય ।
મા ભૂત્ સ્વરૂપં ગુણરૂપં હિ તત્તત્
સ વૈ ગુણાપાયવિસર્ગલક્ષણઃ ॥ ૨૯॥

**દક્ષ પ્રજાપતિએ આ પ્રમાણે સ્તુતિ કરી** – હે ભગવન્! તમારી અનુભૂતિ, તમારી ચિત્-શક્તિ (જ્ઞાન) અમોઘ છે. તમે જીવ અને પ્રકૃતિથી પર, તેમના નિયામક અને તેમને સત્તા-સ્ફૂર્તિ આપનારા છો. જે જીવોએ ત્રિગુણમયી સૃષ્ટિને જ વાસ્તવિક સત્ય સમજી લીધી છે તેઓ તમારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શક્યા નથી; કારણ કે કોઈ પણ પ્રમાણથી આપને જાણવાનું મનુષ્યનું સામર્થ્ય નથી, તમારી કોઈ અવધિ – કોઈ સીમા નથી. તમે સ્વયંપ્રકાશ અને પરાત્પર છો. હું તમને નમસ્કાર કરું છું. (૨૩) આમ તો જીવ અને ઈશ્વર એકબીજાના સખા છે અને આ જ શરીરમાં એકસાથે રહે છે, પરંતુ જીવ સર્વશક્તિમાન એવા તમારા સખ્યભાવને જાણતો નથી – બરાબર એવી જ રીતે કે જેમ રૂપ, રસ, ગંધ વગેરે વિષયો પોતાને પ્રકાશિત (પ્રગટ) કરનારી નેત્ર, જિહ્વા, ઘ્રાણ વગેરે ઇન્દ્રિયવૃત્તિઓને જાણતા નથી; કારણ કે તમે જીવ અને જગતના દ્રષ્ટા છો, દૃશ્ય નહીં. હે મહેશ્વર! હું તમારાં શ્રીચરણોમાં નમસ્કાર કરું છું. (૨૪) દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, અંતઃકરણની વૃત્તિઓ, પાંચ મહાભૂતો અને તેમની તન્માત્રાઓ – આ બધાં જડ હોવાને કારણે પોતાને તથા પોતાના સિવાયનાને પણ જાણતાં નથી; પરંતુ જીવ (ક્ષેત્રજ્ઞ) આ બધાંને અને તેમના કારણભૂત સત્ત્વ, રજ અને તમ – આ ત્રણ ગુણોને પણ જાણે છે, પણ તે પણ દૃશ્ય કે જ્ઞેયરૂપે તમને તો નથી જ જાણી શકતો; કારણ કે તમે જ સર્વજ્ઞ અને અનન્ત છો. તેથી હે પ્રભુ! હું તો માત્ર તમારી સ્તુતિ જ કરું છું. (૨૫) સમાધિકાળમાં દૃષ્ટ અને સ્મરણરૂપી જ્ઞાન નષ્ટ થઈ જવાને કારણે નામ અને રૂપને જાણનારું મન જ્યારે ઉપરામ થઈ જાય છે, ત્યારે જે માત્ર આત્મજ્ઞાનથી જ પોતાની સ્વરૂપ-સ્થિતિથી પ્રકાશિત થાય છે, શુદ્ધ અંતઃકરણમાં રહેનારા એવા હંસરૂપ પરમાત્માને મારા નમસ્કાર છે. (૨૬) જેમ યાજ્ઞિકો કાષ્ઠમાં છુપાયેલા અગ્નિને 'સામિધેની'ના પંદર મંત્રો વડે પ્રગટ કરે છે, તેવી જ રીતે જ્ઞાનીજનો પોતાના સત્તાવીસ તત્ત્વોની ભીતર ગૂઢભાવે છુપાયેલા પોતાને પોતાની શુદ્ધ બુદ્ધિ વડે હૃદયમાં જ શોધી લે છે. (૨૭) જગતમાં જેટલી પણ ભિન્નતાઓ દેખાય છે તે બધી માયાની જ છે. માયાનો નિષેધ કરી દીધા પછી પરમસુખના સાક્ષાત્કારસ્વરૂપ તમે જ માત્ર અવશેષ રહો છો. આપની શક્તિનું નિરૂપણ કરવું અસંભવ છે. વિશ્વના બધાં નામ અને બધાં રૂપ તમારા જ છે. હે પ્રભુ! તમે મારા પર પ્રસન્ન થાઓ, (૨૮) હે પ્રભુ! વાણીથી જે કંઈ કહેવામાં આવે છે અથવા મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોથી જે કંઈ ગ્રહણ કરવામાં આવે છે તે તમારું સ્વરૂપ નથી; કારણ કે તે તો ગુણરૂપ છે અને તમે ગુણોની ઉત્પત્તિના તથા પ્રલયના અધિષ્ઠાન છો. તમારામાં

[1] પ્રા. પા. – સ્વસઞ્જ્ઞયા ।

યસ્મિન્ યતો યેન ચ યસ્ય યસ્મૈ
યદ્ યો યથા કુરુતે કાર્યતે ચ[1] ।
પરાવરેષાં પરમં પ્રાક્ પ્રસિદ્ધં
તદ્ બ્રહ્મ તદ્ધેતુરનન્યદેકમ્ ॥ ૩૦॥

યચ્છક્તયો વદતાં વાદિનાં વૈ
વિવાદસંવાદભુવો ભવન્તિ ।
કુર્વન્તિ ચૈષાં મુહુરાત્મમોહં
તસ્મૈ નમોઽનન્તગુણાય ભૂમ્ને ॥ ૩૧॥

અસ્તીતિ નાસ્તીતિ ચ વસ્તુનિષ્ઠયો-
રેકસ્થયોર્ભિન્નવિરુદ્ધધર્મયોઃ ।
અવેક્ષિતં કિઞ્ચન યોગસાઙ્ખ્યયોઃ
સમં પરં હ્યનુકૂલં બૃહત્તત્ ॥ ૩૨॥

યોઽનુગ્રહાર્થં ભજતાં પાદમૂલ-
મનામરૂપો ભગવાનનન્તઃ ।
નામાનિ રૂપાણિ ચ જન્મકર્મભિ-
ર્ભેજે સ મહ્યં પરમઃ પ્રસીદતુ ॥ ૩૩॥

યઃ પ્રાકૃતૈર્જ્ઞાનપથૈર્જનાનાં
યથાશયં દેહગતો વિભાતિ ।
યથાઽનિલઃ પાર્થિવમાશ્રિતો ગુણં
સ ઈશ્વરો મે કુરુતાન્મનોરથમ્ ॥ ૩૪॥

શ્રીશુક ઉવાચ[2]

ઇતિ સ્તુતઃ[3] સંસ્તુવતઃ સ તસ્મિન્નઘમર્ષણે ।
આવિરાસીત્[4] કુરુશ્રેષ્ઠ ભગવાન્ ભક્તવત્સલઃ ॥ ૩૫॥

કૃતપાદઃ સુપર્ણાંસે પ્રલમ્બાષ્ટમહાભુજઃ ।
ચક્રશઙ્ખાસિચર્મેષુધનુઃપાશગદાધરઃ ॥ ૩૬॥

પીતવાસા ઘનશ્યામઃ પ્રસન્નવદનેક્ષણઃ ।
વનમાલાનિવીતાઙ્ગો[5] લસચ્છ્રીવત્સકૌસ્તુભઃ ॥ ૩૭॥

તેમની કેવળ પ્રતીતિમાત્ર થાય છે. (૨૯) આ સમસ્ત વિશ્વ જેમાં છે, જેનાથી છે અને જેણે બનાવ્યું છે, જેનું છે અને જેના માટે છે અને જે છે, જેવી રીતે બનાવ્યું છે અથવા બનાવડાવાયું છે તે બધું કાર્ય-કારણથી પર પહેલાંથી જ પ્રસિદ્ધ બ્રહ્મ જ છે, તેના સિવાય બીજું કોઈ કારણ નથી, તે જ બધાનું કારણ છે અને તે એક જ છે. (૩૦) હે પ્રભુ! તમારી જ શક્તિઓ વાદી-પ્રતિવાદીઓના વિવાદનો અને સંવાદનો વિષય થાય છે અને તેમને વારંવાર મોહમાં નાખી દેતી રહે છે. તમે અનંત અપ્રાકૃત કલ્યાણ-ગુણસમુદાયથી યુક્ત છો અને સ્વયં અનંત છો. હું તમને નમસ્કાર કરું છું. (૩૧) હે ભગવન્! ભક્તિયોગી ઉપાસકો કહે છે કે અમારા ભગવાન હાથ-પગ વગેરે અંગોવાળા સાકાર વિગ્રહ છે અને સાંખ્યવાદીઓ કહે છે કે ભગવાન હાથ-પગ વગેરે અંગવિગ્રહ વિનાના નિરાકાર છે. જોકે આ પ્રમાણે તેઓ (બધા) એક જ વસ્તુના બે પરસ્પરવિરોધી ધર્મોનું વર્ણન કરે છે તેમ છતાં પણ એમાં વિરોધ નથી; કારણ કે તે બંનેમાં દેખાનારું તે પરબ્રહ્મ એક જ છે અને બંનેના વર્ણનનો વિષય પણ પરબ્રહ્મ જ છે. આમ બન્નેમાં એ સામ્ય છે. (૩૨) હે પ્રભુ! તમે અનંત છો. તમારું નથી તો કોઈ પ્રાકૃત નામ કે નથી તો કોઈ પ્રાકૃત રૂપ; અને છતાં પણ જેઓ તમારાં ચરણકમળોની ભક્તિ કરે છે તેમના પર અનુગ્રહ (કૃપા-કરુણા) કરવા માટે તમે અનેક રૂપોમાં પ્રગટ થઈને અનેક લીલાઓ કરો છો તથા તે-તે રૂપો અને લીલાઓ અનુસાર અનેક નામો ધારણ કરો છો. હે પરમાત્મા! તમે મારા પર કૃપા કરો, પ્રસન્ન થાઓ. (૩૩) લોકોની ઉપાસનાઓ ઘણું કરીને સાધારણ કક્ષાની હોય છે; તેથી તમે સૌના હૃદયમાં રહીને તેમની ભાવના અનુસાર ભિન્ન-ભિન્ન દેવતાઓના રૂપમાં પ્રતીત થતા રહો છો – બરાબર એવી જ રીતે કે જેમ હવા ગંધનો આશ્રય લઈને સુગંધિત પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવમાં તે સુગંધિત હોતી નથી. આવા, સૌની ભાવનાઓનું અનુસરણ કરનારા પ્રભુ મારી અભિલાષા પૂર્ણ કરો. (૩૪)

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! વિન્ધ્યાચળના અઘમર્ષણ તીર્થમાં પ્રજાપતિ દક્ષે જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભક્તવત્સલ ભગવાન તેમની સમ્મુખ પ્રગટ થયા. (૩૫) તે સમયે ભગવાને ગરુડની કાંધ પર ચરણ મૂકેલા હતા. વિશાળ અને હૃષ્ટપુષ્ટ આઠ ભુજાઓ હતી અને તેમાં ચક્ર, શંખ, તલવાર, ઢાલ, બાણ, ધનુષ્ય, પાશ અને ગદા ધારણ કરેલાં હતાં. (૩૬) વર્ષાઋતુના મેઘ જેવા શામળા શરીર પર પીતાંબર લહેરાઈ રહ્યું હતું. મુખમંડળ પ્રફુલ્લિત હતું. આંખોમાંથી કૃપાની વૃષ્ટિ થઈ રહી હતી. ઘૂંટણો સુધી

૧. પ્રા. પા. – વા । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૩. પ્રા. પા. – સ્તવં । ૪. પ્રા. પા. – પ્રાદુરા૦ । ૫. પ્રા. પા. – ર્વિચિત્રાઙ્ગો ।

મહાકિરીટકટકઃ સ્ફુરન્મકરકુણ્ડલઃ ।
કાઞ્ચ્યઙ્ગુલીયવલયનૂપુરાઙ્ગદભૂષિતઃ ॥ ૩૮॥

ત્રૈલોક્યમોહનં રૂપં બિભ્રત્ ત્રિભુવનેશ્વરઃ ।
વૃતો નારદનન્દાદ્યૈઃ પાર્ષદૈઃ સુરયૂથપૈઃ ॥ ૩૯॥

સ્તૂયમાનોઽનુગાયદ્ભિઃ સિદ્ધગન્ધર્વચારણૈઃ ।
રૂપં તન્મહદાશ્ચર્યં વિચક્ષ્યાગતસાધ્વસઃ ॥ ૪૦॥

નનામ દણ્ડવદ્ ભૂમૌ પ્રહૃષ્ટાત્મા પ્રજાપતિઃ ।
ન કિઞ્ચનોદીરયિતુમશકત્ તીવ્રયા મુદા ।
આપૂરિતમનોદ્વારૈર્હ્રદિન્ય ઇવ નિર્ઝરૈઃ ॥ ૪૧॥

તં તથાઽવનતં ભક્તં પ્રજાકામં પ્રજાપતિમ્ ।
ચિત્તજ્ઞઃ [1]સર્વભૂતાનામિદમાહ જનાર્દનઃ ॥ ૪૨॥

*શ્રીભગવાનુવાચ*

પ્રાચેતસ મહાભાગ સંસિદ્ધસ્તપસા ભવાન્ ।
યચ્છ્રદ્ધયા મત્પરયા મયિ ભાવં પરં ગતઃ ॥ ૪૩॥

પ્રીતોઽહં તે પ્રજાનાથ યત્તેઽસ્યોદ્બૃંહણં તપઃ ।
મમૈષ કામો ભૂતાનાં યદ્ ભૂયાસુર્વિભૂતયઃ ॥ ૪૪॥

બ્રહ્મા ભવો ભવન્તશ્ચ મનવો વિબુધેશ્વરાઃ ।
વિભૂતયો મમ હ્યેતા ભૂતાનાં ભૂતિહેતવઃ ॥ ૪૫॥

તપો મે હૃદયં બ્રહ્મંસ્તનુર્વિદ્યા ક્રિયાઽઽકૃતિઃ ।
અઙ્ગાનિ ક્રતવો જાતા ધર્મ આત્માસવઃ સુરાઃ ॥ ૪૬॥

અહમેવાસમેવાગ્રે નાન્યત્ કિઞ્ચાન્તરં બહિઃ ।
સઞ્જ્ઞાનમાત્રમવ્યક્તં પ્રસુપ્તમિવ વિશ્વતઃ ॥ ૪૭॥

મય્યનન્તગુણેઽનન્તે ગુણતો ગુણવિગ્રહઃ ।
યદાઽઽસીત્ તત એવાદ્યઃ સ્વયમ્ભૂઃ સમભૂદજઃ ॥ ૪૮॥

વનમાળા લટકી રહી હતી. વક્ષઃસ્થળ પર સોનેરી તેજરેખા – શ્રીવત્સચિહ્ન અને ગળામાં કૌસ્તુભમણિ ઝગમગી રહ્યાં હતાં. (૩૭) કીમતી મુગટ, કંકણ, મકરાકાર કુંડળ, કટિમેખલા, વીંટી, કડાં, નૂપુર અને બાજુબંધ પોતપોતાના સ્થાને શોભતાં હતાં. (૩૮) ત્રિભુવનપતિ ભગવાને ત્રણે લોકને મોહ પમાડતું રૂપ ધારણ કરેલું હતું. નારદ, નંદ, સુનંદ વગેરે પાર્ષદો તેમની ચારે બાજુએ ઊભા હતા. ઈન્દ્ર વગેરે દેવેશ્વરો સ્તુતિ કરી રહ્યા હતા તથા સિદ્ધો, ગંધર્વો અને ચારણો ભગવાનના ગુણોનું ગાન કરી રહ્યા હતા. આવું અત્યંત આશ્ચર્યમય અને અલૌકિક રૂપ જોઈને દક્ષ પ્રજાપતિ ચકિત થઈ ગયા. (૩૯-૪૦) દક્ષ પ્રજાપતિએ આનંદિત થઈને ભગવાનનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. જેમ ઝરણાંઓના જળથી નદીઓ ભરાય છે તેવી જ રીતે પરમાનંદની વિપુલતાથી તેમની એકેએક ઇન્દ્રિય ભરાઈ ગઈ અને આનંદવશ તેઓ કશું બોલી શક્યા નહીં. (૪૧) હે પરીક્ષિત! પ્રજાપતિ દક્ષ અત્યંત નમ્રતાપૂર્વક નમીને ભગવાનની સમ્મુખ ઊભા રહી ગયા. ભગવાન સૌના હૃદયની વાત જાણે જ છે; તેમણે દક્ષ પ્રજાપતિની ભક્તિ અને પ્રજાવૃદ્ધિની કામના જોઈને તેમને આ પ્રમાણે કહ્યું. (૪૨)

**શ્રીભગવાને કહ્યું** – હે પરમ ભાગ્યશાળી દક્ષ! હવે તમારું તપ સિદ્ધ થઈ ગયું; કારણ કે મારા પર શ્રદ્ધા કરવાથી તમારા હૃદયમાં મારા પ્રત્યેના પરમ પ્રેમભાવનો પ્રાદુર્ભાવ થઈ ગયો છે. (૪૩) હે પ્રજાપતિ! તમે આ જગતની વૃદ્ધિ માટે તપ કર્યું છે, તેથી હું તમારા પર પ્રસન્ન છું; કારણ કે એ મારી જ ઇચ્છા છે કે જગતનાં તમામ પ્રાણીઓ અભિવૃદ્ધિ પામે અને સમૃદ્ધ થાય. (૪૪) બ્રહ્મા, શંકર, તમારા જેવા પ્રજાપતિઓ, સ્વાયંભુવ વગેરે મનુઓ તથા ઈન્દ્ર વગેરે દેવેશ્વરો – આ બધા મારી વિભૂતિઓ છે અને બધાં જ પ્રાણીઓની અભિવૃદ્ધિ કરનારાઓ છે. (૪૫) હે બ્રહ્મન્! તપ મારું હૃદય છે, વિદ્યા શરીર છે, કર્મ આકૃતિ છે, યજ્ઞ અંગ છે, ધર્મ મન છે અને દેવતા પ્રાણ છે. (૪૬) જ્યારે આ સૃષ્ટિ ન હતી ત્યારે કેવળ એકમાત્ર હું જ હતો અને તે પણ નિષ્ક્રિયરૂપે બહાર-અંદર, ક્યાંય પણ અન્ય કશું જ ન હતું. ન તો હતો કોઈ દ્રષ્ટા કે ન હતું દૃશ્ય. હું જ માત્ર જ્ઞાનસ્વરૂપ અને અવ્યક્ત હતો. એમ જ સમજી લોને કે જાણે બધી તરફ સુષુપ્તિ જ સુષુપ્તિ છવાઈ ગઈ હતી. (૪૭) પ્રિય દક્ષ! હું અનંત ગુણોનો આધાર છું અને પોતે અનંત છું. જ્યારે ગુણમયી માયાના ક્ષુબ્ધ થવાથી આ બ્રહ્માંડ-શરીર પ્રગટ થયું ત્યારે આમાં અયોનિજ આદિપુરુષ બ્રહ્મા ઉત્પન્ન થયા. (૪૮)

૧. પ્રા. પા. – સર્વસત્ત્વાના૦ ।

**સ વૈ યદા મહાદેવો મમ વીર્યોપબૃંહિતઃ ।**
**મેને ખિલમિવાત્માનમુદ્યતઃ સર્ગકર્મણિ ॥ ૪૯॥**

અથ મેડભિહિતો દેવસ્તપોડતપ્યત દારુણમ્ ।
નવ વિશ્વસૃજો યુષ્માન્ યેનાદાવસૃજદ્વિભુઃ[1] ॥ ૫૦॥

એષા પઞ્ચજનસ્યાઙ્ગ દુહિતા વૈ પ્રજાપતેઃ ।
અસિક્ની નામ પત્નીત્વે પ્રજેશ[2] પ્રતિગૃહ્યતામ્ ॥ ૫૧॥

મિથુનવ્યવાયધર્મસ્ત્વં પ્રજાસર્ગમિમં પુનઃ ।
મિથુનવ્યવાયધર્મિણ્યાં ભૂરિશો ભાવયિષ્યસિ ॥ ૫૨॥

ત્વત્તોડધસ્તાત્[3] પ્રજાઃ સર્વા મિથુનીભૂય માયયા ।
મદીયયા ભવિષ્યન્તિ હરિષ્યન્તિ ચ મે બલિમ્ ॥ ૫૩॥

*શ્રીશુક ઉવાચ*[4]

ઈત્યુક્ત્વા મિષતસ્તસ્ય ભગવાન્ વિશ્વભાવનઃ ।
સ્વપ્નોપલબ્ધાર્થ ઈવ તત્રૈવાન્તર્દધે હરિઃ ॥ ૫૪॥

જ્યારે મેં તેમનામાં શક્તિ અને ચેતનાનો સંચાર કર્યો ત્યારે દેવશિરોમણિ બ્રહ્માજી સૃષ્ટિ-સર્જન કરવા માટે ઉદ્યત થયા. પરંતુ તેમણે સર્જન-કાર્ય માટે પોતાને અસમર્થ અનુભવ્યા. (૪૯) તે સમયે મેં તેમને આજ્ઞા આપી કે તપ કરો. ત્યારે તેમણે ભીષણ તપ કર્યું અને તે તપના પ્રભાવથી તેમણે સૌથી પહેલાં તો તમારું – નવ પ્રજાપતિઓનું સર્જન કર્યું. (૫૦)

પ્રિયદક્ષ! જુઓ, આ પંચજન પ્રજાપતિની પુત્રી અસિક્ની છે. તમે તેનું પત્ની તરીકે પાણિગ્રહણ કરો. (૫૧) હવે તમે ગૃહસ્થોચિત સ્ત્રી-સહવાસના ધર્મનો સ્વીકાર કરો. આ (અસિક્ની) પણ એ જ ધર્મનો સ્વીકાર કરશે અને ત્યારે તમે તેનાથી ઘણી બધી પ્રજા ઉત્પન્ન કરી શકશો. (૫૨) હે પ્રજાપતિ! અત્યાર સુધી તો માનસી-સૃષ્ટિસર્જન થતું હતું, પણ હવે તમારા પછીની સઘળી પ્રજા મારી માયાથી સ્ત્રી-પુરુષના સંયોગથી જ ઉત્પન્ન થશે અને મારી સેવામાં તત્પર રહેશે. (૫૩)

**શ્રીશુકદેવજી કહે છે** – વિશ્વના જીવનદાતા ભગવાન શ્રીહરિ આમ કહીને દક્ષની સામે જ એવી રીતે અંતર્ધાન થઈ ગયા કે જેમ સ્વપ્નમાં જોયેલી વસ્તુ સ્વપ્ન તૂટી જતાં જ લોપ પામે છે. (૫૪)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે[5] ચતુર્થોડધ્યાયઃ ॥ ૪॥
**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ચોથો અધ્યાય સમાપ્ત.**

═★═

# પાંચમો અધ્યાય

## શ્રીનારદજીના ઉપદેશથી દક્ષના પુત્રોનો વૈરાગ્ય તથા દક્ષનો નારદજીને શાપ

*શ્રીશુક ઉવાચ*[6]

તસ્યાં સ પાઞ્ચજન્યાં વૈ વિષ્ણુમાયોપબૃંહિતઃ ।
હર્યશ્વસઞ્જ્ઞાનયુતં પુત્રાનજનયદ્ વિભુઃ ॥ ૧॥

અપૃથગ્ધર્મશીલાસ્તે સર્વે દાક્ષાયણા નૃપ ।
પિત્રા પ્રોક્તાઃ પ્રજાસર્ગે પ્રતીચીં પ્રયયુર્દિશમ્ ॥ ૨॥

તત્ર નારાયણસરસ્તીર્થં સિન્ધુસમુદ્રયોઃ ।
સઙ્ગમો યત્ર સુમહન્મુનિસિદ્ધનિષેવિતમ્ ॥ ૩॥

તદુપસ્પર્શનાદેવ વિનિર્ધૂતમલાશયાઃ ।
ધર્મે પારમહંસ્યે ચ પ્રોત્પન્નમતયોડપ્યુત ॥ ૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! ભગવાને શક્તિસંચાર કર્યો તેથી દક્ષ પ્રજાપતિ પરમ સમર્થ થઈ ગયા. તેમણે પંચજનની પુત્રી અસિક્નીથી હર્યશ્વ નામના દશ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. (૧) હે રાજન્! દક્ષના આ બધા જ પુત્રો એકસમાન આચરણ કરનારા અને એકસમાન સ્વભાવવાળા હતા. તેમના પિતા દક્ષે જ્યારે તેમને સંતાન ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી ત્યારે તેઓ તપ કરવાના ખ્યાલથી પશ્ચિમ દિશા ભણી ચાલી નીકળ્યા. (૨) પશ્ચિમ દિશામાં સિંધુ નદી અને સમુદ્રના સંગમસ્થાને નારાયણ સરોવર નામનું એક મહાન તીર્થ છે. મોટા મોટા મુનિઓ અને સિદ્ધપુરુષો ત્યાં નિવાસ કરે છે. (૩) નારાયણ સરોવરમાં સ્નાન કરતાં જ હર્યશ્વોનાં અંતઃકરણ શુદ્ધ થઈ ગયાં અને તેમની બુદ્ધિ ભાગવતધર્મમાં જોડાઈ ગઈ. તેમ છતાં પોતાના પિતા દક્ષની આજ્ઞાથી

૧. પ્રા. પા. – પ્રભુઃ । ૨. પ્રા. પા. – પ્રસહ્ય । ૩. પ્રા. પા. – ત્વત્તો હિ વંશજાઃ સર્વા૦ । ૪. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૫. પ્રાચીન પ્રતમાં 'ભગવદ્દક્ષસંવાદઃ' – એટલો પાઠ વધુ છે. ૬. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

**તેપિરે[1] તપ એવોગ્રં પિત્રાદેશેન યન્ત્રિતાઃ ।**
**પ્રજાવિવૃદ્ધયે યત્તાન્ દેવર્ષિસ્તાન્ દદર્શ હ ॥ ૫॥**

**ઉવાચ ચાથ[2] હર્યશ્વાઃ કથં સ્રક્ષ્યથ વૈ પ્રજાઃ ।**
**અદૃષ્ટ્વાઽન્તં ભુવો યૂયં બાલિશા બત પાલકાઃ ॥ ૬॥**

**તથૈકપુરુષં રાષ્ટ્રં બિલં ચાદૃષ્ટનિર્ગમમ્ ।**
**બહુરૂપાં સ્ત્રિયં ચાપિ પુમાંસં પુંશ્ચલીપતિમ્ ॥ ૭॥**

**નદીમુભયતોવાહાં પઞ્ચપઞ્ચાદ્ભુતં ગૃહમ્ ।**
**ક્વચિદ્ધંસં ચિત્રકથં ક્ષૌરપવ્યં સ્વયં ભ્રમિમ્ ॥ ૮॥**

**કથં સ્વપિતુરાદેશમવિદ્વાંસો વિપશ્ચિતઃ ।**
**અનુરૂપમવિજ્ઞાય અહો સર્ગં કરિષ્યથ ॥ ૯॥**

*શ્રીશુક ઉવાચ*

**તન્નિશમ્યાથ હર્યશ્વા ઔત્પત્તિકમનીષયા ।**
**વાચઃકૂટં[3] તુ દેવર્ષેઃ સ્વયં વિમમૃશુર્ધિયા ॥ ૧૦॥**

**ભૂઃ ક્ષેત્રં જીવસઞ્જ્ઞં યદનાદિનિજબન્ધનમ્ ।**
**અદૃષ્ટ્વા તસ્ય નિર્વાણં કિમસત્કર્મભિર્ભવેત્[4] ॥ ૧૧॥**

**એક એવેશ્વરસ્તુર્યો ભગવાન્ સ્વાશ્રયઃ પરઃ ।**
**તમદૃષ્ટ્વાઽભવં પુંસઃ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૨॥**

**પુમાન્ નૈવૈતિ યદ્ ગત્વા બિલસ્વર્ગં[5] ગતો યથા ।**
**પ્રત્યગ્ધામાવિદ ઇહ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૩॥**

**નાનારૂપાઽઽત્મનો બુદ્ધિઃ સ્વૈરિણીવ ગુણાન્વિતા ।**
**તન્નિષ્ઠામગતસ્યેહ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૪॥**

બંધાયેલા હોવાને કારણે તેઓ ઉગ્ર તપ કરતા જ રહ્યા. જ્યારે દેવર્ષિ નારદે જોયું કે ભાગવતધર્મમાં રુચિ હોવા છતાં પણ આ (હર્યશ્વો) પ્રજાની વૃદ્ધિ કરવા માટે જ તત્પર છે ત્યારે તેમણે તેમની પાસે જઈને કહ્યું – ''અરે હર્યશ્વો! તમે પ્રજાપતિ છો તો શું થયું? વાસ્તવમાં તો તમે બધા મૂર્ખ જ છો. જરા બતાવો તો, તમે જ્યારે 'ભૂ'નો અંત જોયો જ નથી તો સૃષ્ટિ-સર્જન કેવી રીતે કરશો? આ તો ઘણા દુઃખની વાત છે! (૪-૬) જુઓ – એક એવો દેશ છે કે જેમાં એક જ પુરુષ છે; એક એવી ગુફા છે કે જેમાંથી બહાર નીકળવાનો રસ્તો જ નથી; એક એવી સ્ત્રી છે કે જે ઘણાં રૂપ ધારણ કરનારી છે; એક એવો પુરુષ છે કે જે વ્યભિચારિણી સ્ત્રીનો પતિ છે; એક એવી નદી છે કે જે આગળ અને પાછળ – બંને દિશાઓમાં વહે છે; એક એવું વિચિત્ર ઘર છે કે જે પચ્ચીસ પદાર્થોથી બનેલું છે; એક એવો હંસ છે કે જેની કથની ઘણી વિચિત્ર છે; એક એવું ચક્ર છે કે તે છરા અને વજ્રથી બનેલું છે અને આપોઆપ જ ઘૂમતું રહે છે. મૂર્ખ હર્યશ્વો! જ્યાં સુધી તમે પોતાના સર્વજ્ઞ પિતાના યોગ્ય આદેશને (બરાબર) સમજી નહીં લો અને ઉપર્યુક્ત બધી વસ્તુઓને જોશો નહીં ત્યાં સુધી તેમની આજ્ઞા પ્રમાણે તમે સૃષ્ટિ-સર્જન કેવી રીતે કરી શકશો?'' (૭-૯)

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! હર્યશ્વો જન્મથી જ ઘણા બુદ્ધિશાળી હતા. તેઓ દેવર્ષિ નારદનો આ કોયડો – આ ગૂઢ વચનો સાંભળીને પોતાની બુદ્ધિથી જાતે જ વિચારવા લાગ્યા – (૧૦) '(દેવર્ષિ નારદનું કહેવું સાચું છે) કે આ લિંગશરીર કે જેને સાધારણ રીતે જીવ કહે છે – એ જ ભૂ એટલે કે જીવસંજ્ઞક ક્ષેત્ર છે અને એ જ આત્માનું અનાદિ બંધન છે; એનો અંત (વિનાશ) જોયા વિના મોક્ષનાં અનુપયોગી કર્મો કરવામાં રત રહેવાથી શો લાભ? (૧૧) ઈશ્વર, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ-આ ત્રણેયથી પર, તુરીય છે. તેઓ એક જ છે. તેઓ પોતાનામાં જ રહેનારા સાક્ષીભૂત છે, પરમેશ્વર છે. ('અભવમ્') અર્થાત્ અજન્માને જોયા વિના મનુષ્યને અસત્ કર્મોથી શું ફાયદો? (૧૨) જેમ મનુષ્ય ગુફારૂપી પાતાળમાં પ્રવેશ્યા પછી ત્યાંથી પાછો આવી શકતો નથી તેવી જ રીતે જેમને પ્રાપ્ત કર્યા પછી જીવ ફરી સંસારમાં પાછો આવતો નથી અને જેઓ સ્વયં અંતર્જ્યોતિઃસ્વરૂપ છે તે અંતર્યામી પરમાત્માને જાણ્યા વિના વિનાશશીલ સ્વર્ગ વગેરે ફળો આપનારાં અસત્ કર્મોથી શો લાભ? (૧૩) પોતાની આ બુદ્ધિ જ ઘણાં રૂપ ધારણ કરનારી અને સત્ત્વ, રજ વગેરે ગુણોને ધારણ કરનારી સ્વેચ્છાચારી સ્ત્રી જેવી છે.

૧. પ્રા. પા. – તેપુસ્તે । ૨. પ્રા. પા. – તાન્સ । ૩. પ્રા. પા. – તદ્વાચઃકૂટં દેવર્ષેઃ । ૪. પ્રા. પા. – કિં નુ સ્યાત્કર્મ૦ । ૫. પ્રા. પા. – બિલં સર્ગં ।

તત્સઙ્ગભ્રંશિતૈશ્વર્યં સંસરન્તં કુભાર્યવત્ ।
તદ્ગતીરબુધસ્યેહ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૫॥

સૃષ્ટ્યપ્યયકરીં માયાં વેલાકૂલાન્તવેગિતામ્ ।
મત્તસ્ય તામવિજ્ઞસ્ય[1] કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૬॥

પઞ્ચવિંશતિતત્ત્વાનાં પુરુષોઽદ્ભુતદર્પણમ્[2] ।
અધ્યાત્મમબુધસ્યેહ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૭॥

ઐશ્વરં શાસ્ત્રમુત્સૃજ્ય બન્ધમોક્ષાનુદર્શનમ્ ।
વિવિક્તપદમજ્ઞાય[3] કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૮॥

કાલચક્રં ભ્રમિસ્તીક્ષ્ણં સર્વં નિષ્કર્ષયજ્જગત્ ।
સ્વતન્ત્રમબુધસ્યેહ કિમસત્કર્મભિર્ભવેત્ ॥ ૧૯॥

શાસ્ત્રસ્ય પિતુરાદેશં યો ન વેદ નિવર્તકમ્ ।
કથં તદનુરૂપાય ગુણવિશ્રમ્ભ્યુપક્રમેત્ ॥ ૨૦॥

ઇતિ વ્યવસિતા રાજન્ હર્યશ્વા એકચેતસઃ ।
પ્રયયુસ્તં પરિક્રમ્ય પન્થાનમનિવર્તનમ્ ॥ ૨૧॥

સ્વરબ્રહ્મણિ નિર્ભાતહૃષીકેશપદામ્બુજે ।
અખણ્ડં ચિત્તમાવેશ્ય લોકાનનુચરન્મુનિઃ[4] ॥ ૨૨॥

આ જીવનમાં આનો (આ બુદ્ધિનો) અંત જાણ્યા વિના - વિવેક(જ્ઞાન) પ્રાપ્ત કર્યા વિના અશાંતિને વધુ ને વધુ વધારનારાં અસત્ કર્મથી શો લાભ? (૧૪) આ બુદ્ધિ જ કુલટા સ્ત્રી જેવી છે; એના સંગથી જીવરૂપી મનુષ્યનું ઐશ્વર્ય – એનું સ્વસ્વરૂપ નષ્ટ થઈ ગયું છે. એની જ પાછળ-પાછળ તે મનુષ્ય કુલટા સ્ત્રીના પતિની જેમ કોણ જાણે ક્યાં ક્યાં ભટકી રહ્યો છે! એની વિચિત્ર ગતિને જાણ્યા વિના જ વિવેક વિનાનાં અસત્ કર્મો કરવાથી શો લાભ? (૧૫) માયા જ બન્ને બાજુ વહેનારી નદી છે તે સર્જન પણ કરે છે અને પ્રલય પણ કરે છે. જે લોકો આમાંથી બહાર નીકળવા માટે તપસ્યા, વિદ્યા વગેરે કિનારાઓનું અવલંબન લેવા માંડે છે, તેમને તેમ કરતાં રોકવા માટે અહંકાર વગેરેના રૂપમાં તે (નદી) વધારે વેગથી વહેવા લાગે છે. જે પુરુષ તેના વેગથી વિવશ અને અજાણ છે તેના માટે માયારૂપી અસત્ કર્મોથી શો લાભ? (૧૬) આ મનુષ્યદેહ જ પચીસ તત્ત્વોનું વિચિત્ર ઘર છે. તે પુરુષનો આશ્ચર્યરૂપ આશ્રય છે. જીવાત્મા દ્વારા પોતાના સ્વરૂપને જાણ્યા વિના સ્વેચ્છાપૂર્વક કરવામાં આવતાં અસત્ કર્મોથી શો લાભ? (૧૭) બંધન અને મોક્ષનું જ્ઞાન કરાવનારા ઈશ્વરીય શાસ્ત્રોનો આશ્રય છોડીને વિવેક દ્વારા ચિત્-જડ વસ્તુને જાણ્યા વિના બહિર્મુખ બનાવનારાં અસત્ કર્મો કરવાથી શો લાભ? (૧૮) આ કાળ જ એક ચક્ર છે. એ (કાળ-ચક્ર) નિરંતર ઘૂમતું રહે છે. એની ધાર છરા અને વજ્ર જેવી તીક્ષ્ણ છે અને એ આખા જગતને પોતાની તરફ ખેંચી રહ્યું છે. એને રોકનારું કોઈ નથી; એ પરમ સ્વતંત્ર છે. આ વાત જાણ્યા વિના, કર્મોનાં ફળને નિત્ય સમજીને જે લોકો સકામભાવે તેમનું અનુષ્ઠાન કરે છે તેમને તેવાં અનિત્ય કર્મો કરવાથી શો લાભ? (૧૯) શાસ્ત્ર જ પિતા છે; કારણ કે બીજો જન્મ શાસ્ત્ર (જ્ઞાન) થકી જ થાય છે અને તેની આજ્ઞા કર્મોમાં પ્રવૃત્ત થવા માટેની નહીં, પરંતુ કર્મોમાંથી નિવૃત્ત થવા માટે હોય છે. પરંતુ જેમનો સકામ કર્મોમાં વિશ્વાસ છે તેઓ તે કર્મોમાંથી નિવૃત્ત થવાની આજ્ઞાનું પાલન કેવી રીતે કરી શકે?" (૨૦)

હે પરીક્ષિત! હર્યશ્વોએ એકમતે આ જ નિશ્ચય કર્યો અને નારદજીની પરિક્રમા કરીને તેઓ તે મોક્ષ-પથના પથિક બની ગયા, કે જે પથ પર ચાલ્યા પછી પાછા આવવું પડતું નથી. (૨૧) ત્યારબાદ દેવર્ષિ નારદ સ્વરબ્રહ્મમાં – સંગીતલહરીમાં અભિવ્યક્ત થયેલા, ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં ચરણકમળોમાં પોતાના ચિત્તને અખંડરૂપે સ્થિર કરીને લોક-લોકાન્તરોમાં વિચરવા લાગ્યા. (૨૨)

૧. પ્રા. પા. – તદવિજ્ઞસ્ય । ૨. પ્રા. પા. – ૦દર્શનમ્ । ૩. પ્રા. પા. – ૦રૂપમ૦ । ૪. પ્રા. પા. – ૦ચરેન્મુ૦ ।

નાશં નિશમ્ય પુત્રાણાં નારદાચ્છીલશાલિનામ્ ।
અન્વતપ્યત કઃ શોચન્ સુપ્રજાસ્ત્વં શુચાં પદમ્ ॥ ૨૩॥

સ[૧] ભૂયઃપાઞ્ચજન્યાયામજેન પરિસાન્ત્વિતઃ ।
પુત્રાનજનયદ્ દક્ષઃ શબલાશ્વાન્ સહસ્રશઃ ॥ ૨૪॥

તેઽપિ પિત્રા સમાદિષ્ટાઃ પ્રજાસર્ગે ધૃતવ્રતાઃ ।
નારાયણસરો જગ્મુર્યત્ર સિદ્ધાઃ સ્વપૂર્વજાઃ ॥ ૨૫॥

તદુપસ્પર્શનાદેવ વિનિર્ધૂતમલાશયાઃ ।
જપન્તો બ્રહ્મ પરમં તેપુસ્તેઽત્ર મહત્ તપઃ ॥ ૨૬॥

અબ્ભક્ષાઃ કતિચિન્માસાન્ કતિચિદ્વાયુભોજનાઃ ।
આરાધયન્ મન્ત્રમિમમભ્યસ્યન્ત ઈડસ્પતિમ્ ॥ ૨૭॥

ૐ નમો નારાયણાય પુરુષાય મહાત્મને ।
વિશુદ્ધસત્ત્વધિષ્ણ્યાય મહાહંસાય ધીમહિ ॥ ૨૮॥

ઈતિ તાનપિ રાજેન્દ્ર પ્રતિસર્ગધિયો[૨] મુનિઃ ।
ઉપેત્ય નારદઃ પ્રાહ વાચઃકૂટાનિ પૂર્વવત્ ॥ ૨૯॥

દાક્ષાયણાઃ સંશૃણુત ગદતો નિગમં મમ ।
અન્વિચ્છતાનુપદવીં ભ્રાતૃણાં ભ્રાતૃવત્સલાઃ ॥ ૩૦॥

ભ્રાતૃણાં પ્રાયણં ભ્રાતા યોઽનુતિષ્ઠતિ ધર્મવિત્ ।
સ પુણ્યબન્ધુઃ પુરુષો મરુદ્ભિઃ સહ મોદતે ॥ ૩૧॥

એતાવદુક્ત્વા પ્રયયૌ નારદોઽમોઘદર્શનઃ ।
તેઽપિ ચાન્વગમન્માર્ગં ભ્રાતૃણામેવ મારિષ ॥ ૩૨॥

સધ્રીચીનં પ્રતીચીનં પરસ્યાનુપથં ગતાઃ ।
નાદ્યાપિ તે નિવર્તન્તે પશ્ચિમા યામિનીરિવ ॥ ૩૩॥

હે પરીક્ષિત! (પછી) જ્યારે દક્ષ પ્રજાપતિને ખબર પડી કે મારા શીલવાન પુત્રો નારદના ઉપદેશને લીધે કર્તવ્યચ્યુત થઈ ગયા છે ત્યારે તેઓ શોકથી વ્યાકુળ થઈ ગયા. તેમને ઘણો પશ્ચાત્તાપ થયો. આ ઉક્તિ બરાબર જ છે કે સારાં સંતાન હોવાં એ પણ શોકનું જ કારણ છે! (૨૩) બ્રહ્માજીએ દક્ષ પ્રજાપતિને ઘણું સાન્ત્વન આપ્યું. પછી તેમણે પંચજનની પુત્રી અસિક્નીના ગર્ભથી હજારો પુત્રો ઉત્પન્ન કર્યા, તેમનાં નામ હતાં શબલાશ્વ. (૨૪) તેઓ પણ પોતાના પિતા દક્ષ પ્રજાપતિની આજ્ઞા મેળવીને પ્રજાનું સર્જન કરવાના ઉદ્દેશ્યથી તપ કરવા માટે તે જ નારાયણ સરોવર પર ગયા, કે જ્યાં જઈને તેમના મોટા ભાઈઓ - હર્યશ્વોએ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. (૨૫) ત્યાં જઈને શબલાશ્વોએ તે સરોવરમાં સ્નાન કર્યું. સ્નાન કરવા માત્રથી જ તેમના અંતઃકરણના સઘળા મળ ધોવાઈ ગયા. પછી તેઓ પરબ્રહ્મસ્વરૂપ પ્રણવ (ૐકાર)ના જપ કરતા મહાન તપ કરવા લાગી ગયા. (૨૬) કેટલાક મહિનાઓ માત્ર પાણી અને કેટલાક મહિનાઓ માત્ર હવા પીને જ તેમણે 'અમે નમસ્કારપૂર્વક ઓંકારસ્વરૂપ ભગવાન નારાયણનું ધ્યાન ધરીએ છીએ, કે જેઓ વિશુદ્ધ અંતઃકરણમાં નિવાસ કરે છે, સૌના અંતર્યામી છે તથા સર્વવ્યાપક અને પરમહંસસ્વરૂપ છે' – આ મંત્રનું રટણ કરતા રહીને મંત્રાધિપતિ ભગવાનની આરાધના કરી. (૨૭-૨૮) હે પરીક્ષિત! આ પ્રમાણે દક્ષના પુત્રો શબલાશ્વો પ્રજાના સર્જન માટે તપમાં સંલગ્ન હતા, (ત્યારે) તેમની પાસે પણ દેવર્ષિ નારદ આવ્યા અને તેમણે પહેલાં જેવાં જ ગૂઢ વચનોથી તેમને ઉપદેશ આપ્યો. (૨૯) (તેમણે કહ્યું–) "દક્ષ પ્રજાપતિના પુત્રો! આ તમને જે ઉપદેશ આપું છું તે સાંભળો. તમે તમારા જ ભાઈઓના માર્ગનું જ અનુસંધાન કરો. (૩૦) જે ધર્મજ્ઞ ભાઈ પોતાના મોટા ભાઈઓના શ્રેષ્ઠ માર્ગનું અનુસરણ કરે છે તે જ સાચો ભાઈ છે! તે પુણ્યશાળી મનુષ્ય પરલોકમાં મરુત્-ગણો સાથે આનંદ ભોગવે છે." (૩૧) હે પરીક્ષિત! શબલાશ્વોને આ પ્રમાણે ઉપદેશ આપીને દેવર્ષિ નારદ ત્યાંથી ચાલ્યા ગયા અને તે શબલાશ્વોએ પોતાના ભાઈઓના માર્ગનું જ અનુગમન કર્યું; કારણ કે નારદજીનું દર્શન ક્યારેય વ્યર્થ જતું નથી. (૩૨) તેઓ તે પથના પથિક બન્યા, કે જે અંતર્મુખી વૃત્તિથી પ્રાપ્ય, અત્યંત સુંદર અને ભગવત્પ્રાપ્તિ માટે અનુકૂળ છે. આવા અંતર્મુખી તપસ્વીઓ વીતી ગયેલી રાત્રિઓની જેમ નથી તો હજી સુધી પાછા ફર્યા કે ન ભવિષ્યમાં પાછા ફરશે. (૩૩)

૧. પ્રા. પા. – તતઃ સ પાઞ્ચ૦ । ૨. પ્રા. પા. – પ્રજાસ૦ ।

એતસ્મિન્ કાલ ઉત્પાતાન્ બહૂન્ પશ્યન્ પ્રજાપતિઃ ।
પૂર્વવન્નારદકૃતં પુત્રનાશમુપાશૃણોત્ ॥ ૩૪॥

ચુક્રોધ નારદાયાસૌ પુત્રશોકવિમૂર્ચ્છિતઃ ।
દેવર્ષિમુપલભ્યાહ રોષાદ્વિસ્ફુરિતાધરઃ ॥ ૩૫॥

દક્ષ ઉવાચ

અહો અસાધો સાધૂનાં સાધુલિઙ્ગેન નસ્ત્વયા ।
અસાધ્વકાર્યર્ભકાણાં ભિક્ષોર્માર્ગઃ પ્રદર્શિતઃ ॥ ૩૬॥

ઋણૈસ્ત્રિભિરમુક્તાનામમીમાંસિતકર્મણામ્ ।
વિઘાતઃ શ્રેયસઃ પાપ લોકયોરુભયોઃ કૃતઃ ॥ ૩૭॥

એવં ત્વં નિરનુક્રોશો બાલાનાં મતિભિદ્ધરેઃ ।
પાર્ષદમધ્યે ચરસિ યશોહા નિરપત્રપઃ ॥ ૩૮॥

નનુ ભાગવતા નિત્યં ભૂતાનુગ્રહકાતરાઃ ।
ઋતે ત્વાં સૌહૃદઘ્નં વૈ વૈરઙ્કરમવૈરિણામ્ ॥ ૩૯॥

નેત્થં પુંસાં વિરાગઃ સ્યાત્ ત્વયા કેવલિના મૃષા ।
મન્યસે યદ્યુપશમં સ્નેહપાશનિકૃન્તનમ્ ॥ ૪૦॥

નાનુભૂય ન જાનાતિ પુમાન્ વિષયતીક્ષ્ણતામ્ ।
નિર્વિદ્યેત સ્વયં તસ્માન્ન તથા ભિન્નધીઃ પરૈઃ ॥ ૪૧॥

યન્નસ્ત્વં કર્મસન્ધાનાં સાધૂનાં ગૃહમેધિનામ્ ।
કૃતવાનસિ દુર્મર્ષં વિપ્રિયં તવ મર્ષિતમ્ ॥ ૪૨॥

તન્તુકૃન્તન યન્નસ્ત્વમભદ્રમચરઃ પુનઃ ।
તસ્માલ્લોકેષુ તે મૂઢ ન ભવેદ્ ભ્રમતઃ પદમ્ ॥ ૪૩॥

દક્ષ પ્રજાપતિએ જોયું કે આજ સુધી ઘણાબધા અપશુકન થતા રહ્યા છે. (તેથી) તેમના ચિત્તમાં પુત્રોના અનિષ્ટની આશંકા થઈ આવી. દરમિયાનમાં તેમને ખબર પડી કે પહેલાંની જેમ આ વખતે પણ નારદજીએ મારા પુત્રોને ભટકાવી દીધા છે. (૩૪) પોતાના પુત્રો કર્તવ્યચ્યુત થવાથી તેમને ઘણો શોક થયો અને તેઓ નારદજી પર ઘણા ક્રુદ્ધ થયા. નારદજી મળ્યા ત્યારે ક્રોધવશ દક્ષ પ્રજાપતિના હોઠ ફફડવા લાગ્યા અને આવેશમાં આવીને તેમણે નારદજીને કહ્યું. (૩૫)

**દક્ષ પ્રજાપતિએ કહ્યું** – અરે દુષ્ટ! તેં ખોટેખોટો સાધુઓનો વેશ ધારણ કરી રાખ્યો છે. અમારા ભલાભોળા બાળકોને ભિક્ષુકોનો માર્ગ બતાવીને તેં અમારો મોટો અપકાર કર્યો છે. (૩૬) હજી તો તેમણે બ્રહ્મચર્યથી ઋષિઓનું ઋણ, યજ્ઞથી દેવોનું ઋણ અને સંતાનોની ઉત્પત્તિથી પિતૃઓનું ઋણ ચૂકવ્યું નથી; હજી તેમણે કર્મફળની નશ્વરતા વિશે પણ કશું વિચાર્યું નથી, એ પહેલાં જ હે પાપાત્મા! તેં તેમના બંને લોકના સુખને નષ્ટ કરી દીધું છે. (૩૭) સાચે જ તારા હૃદયમાં દયાનો છાંટોય નથી. તું આ પ્રમાણે બાળકોની બુદ્ધિ ભ્રષ્ટ કરતો ફરે છે. તેં ભગવાનના પાર્ષદોમાં રહીને તેમની કીર્તિમાં કલંક જ લગાડ્યું છે. સાચે જ તું ઘણો નિર્લજ્જ છે. (૩૮) હું જાણું છું કે ભગવાનના પાર્ષદો હરહંમેશ દુઃખી પ્રાણીઓ પર દયા કરવા આતુર રહે છે, પણ તું તો પ્રેમભાવનો વિનાશ કરનારો છે. તું એવા લોકો સાથે પણ વેર રાખે છે કે જેઓ કોઈની સાથે વેર રાખતા નથી. (૩૯) જો તું એમ સમજે છે કે વૈરાગ્યથી જ સ્નેહપાશ - વિષયાસક્તિનું બંધન કપાઈ જાય છે તો તારો એ ખ્યાલ બરાબર નથી; કારણ કે તારા જેવા ખોટેખોટા વૈરાગ્યનો સ્વાંગ રચનારાઓથી કોઈને વૈરાગ્ય થઈ શકે નહીં. (૪૦) નારદ! મનુષ્ય વિષયોનો અનુભવ કર્યા સિવાય તેમની કટુતા જાણી શકે નહીં, તેથી વિષયોની દુઃખરૂપતાનો અનુભવ થતાં આપમેળે જેવો વૈરાગ્ય થાય છે તેવો બીજાઓના બહેકાવવાથી થતો નથી. (૪૧) અમે સદ્‌ગૃહસ્થો છીએ, પોતાના ધર્મની મર્યાદા પાળીએ છીએ. એક વાર આ પહેલાં પણ તેં અમારો અસહ્ય અપકાર કર્યો હતો. ત્યારે તો અમે તે સહી લીધો હતો. (૪૨) તું તો અમારી વંશપરંપરાનો ઉચ્છેદ કરવાને જ તત્પર બનેલો છે. તેં ફરીથી અમારી સાથે દુષ્ટતાનો એ જ વ્યવહાર કર્યો છે. તેથી હે મૂઢ! જા, લોક-લોકાન્તરોમાં ભટકતો રહે; ક્યાંય પણ તારે માટે ઠરવાનું ઠામ-ઠેકાણું નહીં હોય. (૪૩)

*શ્રીશુક ઉવાચ*

**પ્રતિજગ્રાહ તદ્ બાઢં નારદઃ સાધુસમ્મતઃ ।**
**એતાવાન્ સાધુવાદો હિ તિતિક્ષેતેશ્વરઃ સ્વયમ્ ॥ ૪૪॥**

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! સંતશિરોમણિ દેવર્ષિ નારદે 'ભલે, સારુ' કહીને દક્ષના શાપનો સ્વીકાર કરી લીધો. સંસારમાં બસ, સાધુતા એ જ છે કે બદલો લેવાનું સામર્થ્ય હોય તોપણ બીજાએ કરેલા અપકારને સહી લે. (૪૪)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે નારદશાપો[1] નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥**
**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત 'નારદને શાપ' નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.**

═★═

# છઠ્ઠો અધ્યાય

## દક્ષ પ્રજાપતિની સાઠ પુત્રીઓના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

**તતઃ પ્રાચેતસોઽસિક્ન્યામનુનીતઃ સ્વયમ્ભુવા ।**
**ષષ્ટિં સઞ્જનયામાસ દુહિતૄઃ પિતૃવત્સલાઃ ॥ ૧॥**

**દશ ધર્માય કાયેન્દોર્દ્વિષટ્[2] ત્રિણવ દત્તવાન્ ।**
**ભૂતાઙ્ગિરઃકૃશાશ્વેભ્યો દ્વે દ્વે તાર્ક્ષ્યાય ચાપરાઃ ॥ ૨॥**

**નામધેયાન્યમૂષાં ત્વં સાપત્યાનાં ચ મે શૃણુ ।**
**યાસાં [3]પ્રસૂતિપ્રસવૈર્લોકા આપૂરિતાસ્ત્રયઃ ॥ ૩॥**

**ભાનુર્લમ્બા કકુબ્જામિર્વિશ્વા સાધ્યા મરુત્વતી ।**
**વસુર્મુહૂર્તા સઙ્કલ્પા ધર્મપત્ન્યઃ સુતાન્ શૃણુ ॥ ૪॥**

**ભાનોસ્તુ દેવઋષભ[4] ઇન્દ્રસેનસ્તતો નૃપ ।**
**વિદ્યોત આસીલ્લમ્બાયાસ્તતશ્ચ સ્તનયિત્નવઃ ॥ ૫॥**

**કકુભઃ[5] સઙ્કટસ્તસ્ય કીકટસ્તનયો યતઃ ।**
**ભુવો દુર્ગાણિ જામેયઃ સ્વર્ગો નન્દિસ્તતોઽભવત્ ॥ ૬॥**

**વિશ્વેદેવાસ્તુ વિશ્વાયા અપ્રજાંસ્તાન્ પ્રચક્ષતે ।**
**સાધ્યો ગણસ્તુ સાધ્યાયા[6] અર્થસિદ્ધિસ્તુ તત્સુતઃ ॥ ૭॥**

**મરુત્વાંશ્ચ[7] જયન્તશ્ચ મરુત્વત્યાં બભૂવતુઃ ।**
**જયન્તો વાસુદેવાંશ ઉપેન્દ્ર ઇતિ યં વિદુઃ ॥ ૮॥**

**મૌહૂર્તિકા દેવગણા મુહૂર્તાયાશ્ચ જજ્ઞિરે ।**
**યે વૈ ફલં પ્રયચ્છન્તિ ભૂતાનાં સ્વસ્વકાલજમ્ ॥ ૯॥**

**સઙ્કલ્પાયાશ્ચ સઙ્કલ્પઃ કામઃ સઙ્કલ્પજઃ સ્મૃતઃ[8] ।**
**વસવોઽષ્ટૌ વસોઃ પુત્રાસ્તેષાં નામાનિ મે શૃણુ ॥ ૧૦॥**

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! ત્યારપછી બ્રહ્માજીના ઘણા આગ્રહને કારણે દક્ષ પ્રજાપતિએ પોતાની પત્ની અસિક્નીના ગર્ભથી સાઠ પુત્રીઓ ઉત્પન્ન કરી. તે બધી જ પોતાના પિતા દક્ષને ઘણો પ્રેમ કરતી હતી. (૧) દક્ષ પ્રજાપતિએ તે પુત્રીઓમાંથી દસ ધર્મ સાથે, તેર કશ્યપ સાથે, સત્તાવીસ ચંદ્રમા સાથે, બે ભૂત સાથે, બે અંગિરા સાથે, બે કૃશાશ્વ સાથે અને બાકીની ચાર તાર્ક્ષ્ય નામ ધારણ કરનારા કશ્યપ સાથે પરણાવી. (૨) હે પરીક્ષિત! તમે મારી પાસેથી દક્ષની તે પુત્રીઓ અને તેમનાં સંતાનોનાં નામ સાંભળો. તેમની વંશપરંપરા ત્રણે લોકમાં ફેલાયેલી છે. (૩)

ધર્મની દસ પત્નીઓ હતી – ભાનુ, લંબા, કકુભ, જામિ, વિશ્વા, સાધ્યા, મરુત્વતી, વસુ, મુહૂર્તા અને સંકલ્પા. તેમના પુત્રોનાં નામ સાંભળો. (૪) હે રાજન્! ભાનુનો પુત્ર દેવઋષભ અને તેનો પુત્ર ઇન્દ્રસેન થયો. લંબાનો પુત્ર વિદ્યોત થયો અને તેને પુત્રો થયા મેઘો. (૫) કકુભનો પુત્ર થયો સંકટ, તેનો કીકટ અને કીકટના પુત્રો થયા પૃથ્વીના સમસ્ત દુર્ગો (કિલ્લાઓ)ના અભિમાની દેવતાઓ. જામિના પુત્રનું નામ હતું સ્વર્ગ અને તેનો પુત્ર થયો નંદી. (૬) વિશ્વાના પુત્રો વિશ્વેદેવો થયા, તેમને કોઈ સંતાન ન થયાં. સાધ્યાથી સાધ્યો થયા અને તેમનો પુત્ર થયો અર્થસિદ્ધિ. (૭) મરુત્વતીના બે પુત્રો થયા – મરુત્વાન અને જયંત. જયંત ભગવાન વાસુદેવના અંશ છે. તેમને લોકો ઉપેન્દ્ર પણ કહે છે. (૮) મુહૂર્તાથી મુહૂર્તના અભિમાની દેવતા ઉત્પન્ન થયા; તેઓ પોત-પોતાના મુહૂર્તમાં જીવોને તેમનાં કર્મો અનુસાર ફળ આપે છે. (૯) સંકલ્પાનો પુત્ર સંકલ્પ અને તેનો પુત્ર કામ થયો. વસુના પુત્રો આઠ વસુ થયા, તેમનાં નામ મારી પાસેથી સાંભળો – (૧૦)

---

૧. પ્રા. પા. – દક્ષાન્નારદશાપઃ પઞ્ચ૦ । ૨. પ્રા. પા. – કશ્યપાય દ્વિ૦ । ૩. પ્રા. પા. – ૦પ્રભવૈ૦ । ૪. પ્રા. પા. – વેદ૦ । ૫. પ્રા. પા. – કકુદઃ । ૬. પ્રા. પા. – ૦યામર્થ૦ । ૭. પ્રા. પા. – ૦ત્વાંસ્તુ । ૮. પ્રા. પા. – સુતઃ ।

દ્રોણઃપ્રાણો ધ્રુવોઽર્કોઽગ્નિર્દોષો વસુર્વિભાવસુઃ ।
દ્રોણસ્યાભિમતેઃ[1] પત્ન્યા હર્ષશોકભયાદયઃ ॥ ૧૧॥

દ્રોણ, પ્રાણ, ધ્રુવ, અર્ક, અગ્નિ, દોષ, વસુ અને વિભાવસુ. દ્રોણની પત્નીનું નામ છે અભિમતિ. તેનાથી હર્ષ, શોક, ભય વગેરેના અભિમાની દેવતા ઉત્પન્ન થયા. (૧૧)

પ્રાણસ્યોર્જસ્વતી ભાર્યા સહ આયુઃ પુરોજવઃ ।
ધ્રુવસ્ય ભાર્યા ધરણિરસૂત વિવિધાઃ પુરઃ ॥ ૧૨॥

પ્રાણની પત્ની ઊર્જસ્વતીના ગર્ભથી સહ, આયુ અને પુરોજવ નામે ત્રણ પુત્રો થયા. ધ્રુવની પત્ની ધરણીએ અનેક નગરોના અભિમાની દેવતા ઉત્પન્ન કર્યા. (૧૨)

અર્કસ્ય વાસના ભાર્યા પુત્રાસ્તર્ષાદયઃ સ્મૃતાઃ ।
અગ્નેર્ભાર્યા વસોર્ધારા પુત્રા દ્રવિણકાદયઃ ॥ ૧૩॥

અર્કની પત્ની વાસનાના ગર્ભથી તર્ષ (તૃષ્ણા) વગેરે પુત્રો થયા. અગ્નિ નામના વસુની પત્ની ધારાના ગર્ભથી દ્રવિણક વગેરે ઘણા-બધા પુત્રો ઉત્પન્ન થયા. (૧૩)

સ્કન્દશ્ચ કૃત્તિકાપુત્રો યે વિશાખાદયસ્તતઃ ।
દોષસ્ય શર્વરીપુત્રઃ શિશુમારો હરેઃ કલા ॥ ૧૪॥

કૃત્તિકાનો પુત્ર સ્કંદ પણ અગ્નિથી જ ઉત્પન્ન થયો. એનાથી વિશાખ વગેરેનો જન્મ થયો. દોષની પત્ની શર્વરીના ગર્ભથી શિશુમારનો જન્મ થયો, તે ભગવાનનો કલા-અવતાર છે. (૧૪)

વસોરાઙ્ગિરસીપુત્રો[2] વિશ્વકર્માઽઽકૃતીપતિઃ ।
તતો મનુશ્ચાક્ષુષોઽભૂદ્ વિશ્વે સાધ્યા મનોઃ સુતાઃ ॥ ૧૫॥

વસુની પત્ની આંગિરસીથી શિલ્પકલાના અધિપતિ વિશ્વકર્માજી થયા. વિશ્વકર્માજીના તેમની પત્ની આકૃતીના ગર્ભથી ચાક્ષુષ મનુ થયા અને તેમના પુત્રો વિશ્વેદેવો અને સાધ્યો થયા. (૧૫)

વિભાવસોરસૂતોષા વ્યુષ્ટં રોચિષમાતપમ્ ।
પઞ્ચયામોઽથ ભૂતાનિ યેન જાગ્રતિ કર્મસુ ॥ ૧૬॥

વિભાવસુની પત્ની ઉષાથી ત્રણ પુત્રો થયા – વ્યુષ્ટ, રોચિષ અને આતપ. એમાંના આતપને પંચયામ (દિવસ) નામનો પુત્ર થયો, એના જ કારણે બધા જીવો પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત રહે છે. (૧૬)

સરૂપાઽસૂત[3] ભૂતસ્ય ભાર્યા રુદ્રાંશ્ચ કોટિશઃ ।
રૈવતોઽજો ભવો ભીમો વામ ઉગ્રો વૃષાકપિઃ ॥ ૧૭॥

અજૈકપાદહિર્બુધ્ન્યો બહુરૂપો મહાનિતિ ।
રુદ્રસ્ય પાર્ષદાશ્ચાન્યે ઘોરા[4] ભૂતવિનાયકાઃ ॥ ૧૮॥

ભૂતની પત્ની દક્ષપુત્રી સરૂપાએ કરોડ-કરોડ રુદ્રો ઉત્પન્ન કર્યા. એમાં રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર, વૃષાકપિ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, બહુરૂપ અને મહાન – એ અગિયાર મુખ્ય છે. ભૂતની બીજી પત્ની ભૂતાથી ભયંકર ભૂતો અને વિનાયકો વગેરેનો જન્મ થયો. આ બધા અગિયારમા મુખ્ય રુદ્ર મહાનના પાર્ષદો થયા. (૧૭-૧૮)

પ્રજાપતેરઙ્ગિરસઃ સ્વધા પત્ની પિતૄનથ ।
અથર્વાઙ્ગિરસં વેદં[5] પુત્રત્વે ચાકરોત્ સતી ॥ ૧૯॥

અંગિરા પ્રજાપતિની પહેલી પત્ની સ્વધાએ પિતૃઓને ઉત્પન્ન કર્યા અને બીજી પત્ની સતીએ અથર્વાંગિરસ નામના વેદને જ પુત્રરૂપે સ્વીકારી લીધો. (૧૯)

કૃશાશ્વોઽર્ચિષિ ભાર્યાયાં ધૂમ્રકેશમજીજનત્ ।
ધિષણાયાં[6] વેદશિરો દેવલં વયુનં મનુમ્ ॥ ૨૦॥

કૃશાશ્વની પત્ની અર્ચિથી ધૂમ્રકેશનો જન્મ થયો અને (બીજી પત્ની) ધિષણાથી વેદશિરા, દેવલ, વયુન અને મનુ – એ ચાર પુત્રો થયા. (૨૦)

તાર્ક્ષ્યસ્ય વિનતા કદ્રૂઃ પતઙ્ગી યામિનીતિ ચ ।
પતઙ્ગ્યસૂત પતગાન્ યામિની શલભાનથ ॥ ૨૧॥

તાર્ક્ષ્ય નામના કશ્યપને ચાર પત્નીઓ હતી – વિનતા, કદ્રૂ, પતંગી અને યામિની. પતંગીથી પક્ષીઓનો અને યામિનીથી શલભો (પતંગિયાં)નો જન્મ થયો. (૨૧)

સુપર્ણાઽસૂત ગરુડં સાક્ષાદ્ યજ્ઞેશવાહનમ્ ।
સૂર્યસૂતમનૂરું ચ કદ્રૂર્નાગાનનેકશઃ ॥ ૨૨॥

વિનતાના પુત્ર ગરુડ થયા, એ જ ભગવાન વિષ્ણુનું વાહન છે. વિનતાના જ બીજા પુત્ર અરુણ છે, જેઓ ભગવાન સૂર્યના સારથિ છે. કદ્રૂથી અનેક નાગો ઉત્પન્ન થયા. (૨૨)

કૃત્તિકાદીનિ નક્ષત્રાણીન્દોઃ પત્ન્યસ્તુ ભારત ।
દક્ષશાપાત્ સોઽનપત્યસ્તાસુ યક્ષ્મગ્રહાર્દિતઃ ॥ ૨૩॥

હે પરીક્ષિત! કૃત્તિકા વગેરે નક્ષત્રોની અભિમાની સત્તાવીસ દેવીઓ ચંદ્રમાની પત્નીઓ છે. તેમાંની રોહિણી

૧. પ્રા. પા. – ૦મતાઃ । ૨. પ્રા. પા. – ૦રસઃ પુ૦ । ૩. પ્રા. પા. – સુરૂપા૦ । ૪. પ્રા. પા. – ઘોરાઃ પ્રેતવિ૦ । ૫. પ્રા. પા. – દેવં । ૬. પ્રા. પા. – ધિષણા વેદશિરસં ।

પુનઃ પ્રસાદ્ય તં સોમઃ કલા લેભે ક્ષયે દિતાઃ ।
શ્રૃણુ નામાનિ લોકાનાં માતૃણાં શઙ્કરાણિ ચ ॥ ૨૪॥

અથ કશ્યપપત્નીનાં યત્પ્રસૂતમિદં જગત્ ।
અદિતિર્દિતિર્દનુઃ કાષ્ઠા અરિષ્ટા સુરસા ઈલા[1] ॥ ૨૫॥

મુનિઃ ક્રોધવશા તામ્રા સુરભિઃ સરમા તિમિઃ ।
તિમેર્યાદોગણા આસન્ શ્વાપદાઃ સરમાસુતાઃ ॥ ૨૬॥

સુરભેર્મહિષા ગાવો યે ચાન્યે દ્વિશફા નૃપ ।
તામ્રાયાઃ શ્યેનગૃધ્રાદ્યા[2] મુનેરપ્સરસાં ગણાઃ ॥ ૨૭॥

દન્દશૂકાદયઃ સર્પા રાજન્ ક્રોધવશાત્મજાઃ ।
ઈલાયા[3] ભૂરુહાઃ સર્વે યાતુધાનાશ્ચ સૌરસાઃ ॥ ૨૮॥

અરિષ્ટાયાશ્ચ[4] ગન્ધર્વાઃ કાષ્ઠાયા દ્વિશફેતરાઃ ।
સુતા દનોરેકષષ્ટિસ્તેષાં પ્રાધાનિકાન્[5] શ્રૃણુ ॥ ૨૯॥

દ્વિમૂર્ધા શમ્બરોઽરિષ્ટો હયગ્રીવો વિભાવસુઃ ।
અયોમુખઃશઙ્કુશિરાઃસ્વર્ભાનુઃકપિલોઽરુણઃ ॥ ૩૦॥

પુલોમા વૃષપર્વા ચ એકચક્રોઽનુતાપનઃ ।
ધૂમ્રકેશો વિરૂપાક્ષો વિપ્રચિત્તિશ્ચ[6] દુર્જયઃ ॥ ૩૧॥

સ્વર્ભાનોઃ સુપ્રભાં કન્યામુવાહ નમુચિઃ કિલ ।
વૃષપર્વણસ્તુ શર્મિષ્ઠાં યયાતિર્નાહુષો બલી ॥ ૩૨॥

વૈશ્વાનરસુતા યાશ્ચ ચતસ્ત્રશ્ચારુદર્શનાઃ ।
ઉપદાનવી હયશિરા પુલોમા કાલકા તથા ॥ ૩૩॥

ઉપદાનવીં હિરણ્યાક્ષઃ ક્રતુર્હયશિરાં નૃપ ।
પુલોમાં કાલકાં ચ દ્વે વૈશ્વાનરસુતે તુ કઃ ॥ ૩૪॥

ઉપયેમેઽથ[7] ભગવાન્ કશ્યપો બ્રહ્મચોદિતઃ ।
પૌલોમાઃ કાલકેયાશ્ચ દાનવા યુદ્ધશાલિનઃ ॥ ૩૫॥

તયોઃ[8] ષષ્ટિસહસ્રાણિ યજ્ઞઘ્નાસ્તે પિતુઃ પિતા ।
જઘાન સ્વર્ગતો રાજન્નેક ઈન્દ્રપ્રિયઙ્કરઃ ॥ ૩૬॥

સાથે વિશેષ પ્રેમ કરવાને કારણે ચંદ્રમાને પ્રજાપતિ દક્ષે શાપ આપ્યો, જેનાથી તેમને ક્ષયનો વ્યાધિ થઈ ગયો હતો. તેમને કોઈ સંતાન થયું નહીં. (૨૩) તેમણે દક્ષને ફરીથી પ્રસન્ન કરીને કૃષ્ણ પક્ષની ક્ષીણ કળાઓ શુક્લ પક્ષમાં પૂર્ણ થવાનું વરદાન મેળવી લીધું હતું (તેમ છતાં નક્ષત્રોની અભિમાની દેવીઓથી તેમને કોઈ સંતાન તો ન જ થયું). હવે તમે કશ્યપની પત્નીઓનાં મંગલમય નામ સાંભળો. તેઓ લોકમાતાઓ છે અને તેમનાથી જ આ સઘળી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. તેમનાં નામ છે – અદિતિ, દિતિ, દનુ, કાષ્ઠા, અરિષ્ટા, સુરસા, ઈલા, મુનિ, ક્રોધવશા, તામ્રા, સુરભિ, સરમા અને તિમિ. આમાંની તિમિનાં સંતાનો છે – જળચર જંતુઓ અને સરમાનાં સંતાનો છે વાઘ વગેરે હિંસક જીવો. (૨૪-૨૬) સુરભિનાં સંતાનો છે – ગાય વગેરે બે ખરીઓવાળાં પશુઓ. તામ્રાનાં સંતાન છે – બાજ, ગીધ વગેરે શિકારી પક્ષીઓ. મુનિથી અપ્સરાઓ ઉત્પન્ન થઈ. (૨૭) ક્રોધવશાનાં સંતાનો થયાં – સાપ, વીંછી વગેરે ઝેરી જંતુઓ. ઈલાથી વૃક્ષો, વેલીઓ વગેરે પૃથ્વીમાં ઉત્પન્ન થતી વનસ્પતિઓ થઈ અને સુરસાથી યાતુધાન (રાક્ષસો) પેદા થયા. (૨૮) અરિષ્ટાથી ગંધર્વો અને કાષ્ઠાથી ઘોડા વગેરે એક ખરીવાળાં પશુઓ ઉત્પન્ન થયાં. દનુના એકસઠ પુત્ર થયા, એમાંનાં મુખ્ય-મુખ્ય સંતાનોનાં નામ સાંભળો – (૨૯) દ્વિમૂર્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ, વિભાવસુ, અયોમુખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરુણ, પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન, ધૂમ્રકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ અને દુર્જય. (૩૦-૩૧) સ્વર્ભાનુની પુત્રી સુપ્રભા સાથે નમુચિએ અને વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા સાથે નહુષપુત્ર મહાબળવાન યયાતિએ લગ્ન કર્યાં. (૩૨) દનુના પુત્ર વૈશ્વાનરને ચાર સુંદર પુત્રીઓ હતી, તેમનાં નામ હતાં – ઉપદાનવી, હયશિરા, પુલોમા અને કાલકા. (૩૩) એમાંની ઉપદાનવી સાથે હિરણ્યાક્ષનું અને હયશિરા સાથે ક્રતુનું લગ્ન કર્યું. બ્રહ્માજીની આજ્ઞાથી પ્રજાપતિ ભગવાન કશ્યપે વૈશ્વાનરની બાકીની બે પુત્રીઓ – પુલોમા અને કાલકા સાથે લગ્ન થયું. એમનાથી પૌલોમ અને કાલકેય નામના સાઠ હજાર યુદ્ધવીર દાનવો થયા. એમનું જ બીજું નામ નિવાતકવચ હતું. તેઓ યજ્ઞ-કર્મમાં વિઘ્નો નાખતા હતા, તેથી હે પરીક્ષિત! તમારા દાદા (પિતામહ) અર્જુને ઈન્દ્રને પ્રસન્ન કરવા માટે તેમને મારી નાખ્યા હતા. આ તે દિવસોની વાત છે કે જ્યારે અર્જુન સ્વર્ગમાં ગયા હતા. (૩૪-૩૬)

૧. પ્રા. પા. – ઈરા । ૨. પ્રા. પા. – ગૃધ્રશ્યેનાદ્યાઃ । ૩. પ્રા. પા. – ઈરાયા । ૪. પ્રા. પા. – ત્યાસ્તુ । ૫. પ્રા. પા. – પ્રાધાનિકં । ૬. પ્રા. પા. – ત્ચિત્તિઃ સુદુ૦ । ૭. પ્રા. પા. – ઉપયેમે સ । ૮. પ્રા. પા. – સર્વે ।

વિપ્રચિત્તિઃ સિંહિકાયાં શતં[1] ચૈકમજીજનત્ ।
રાહુજ્યેષ્ઠં કેતુશતં ગ્રહત્વં ય ઉપાગતઃ ॥ ૩૭॥

વિપ્રચિત્તિની પત્ની સિંહિકાના ગર્ભથી એકસો એક પુત્રો ઉત્પન્ન થયા. એમાં સૌથી મોટો હતો રાહુ, કે જેની ગણના ગ્રહોમાં થવા પામી. બાકીના સો પુત્રો કેતુ એવા એક જ નામે જાણીતા હતા. (૩૭)

અથાતઃ શ્રૂયતાં વંશો યોઽદિતેરનુપૂર્વશઃ ।
યત્ર નારાયણો દેવઃ સ્વાંશેનાવતરદ્ વિભુઃ ॥ ૩૮॥

હે પરીક્ષિત! હવે ક્રમશઃ અદિતિની વંશપરંપરા સાંભળો. આ વંશમાં સર્વવ્યાપી દેવાધિદેવ નારાયણે પોતાના અંશથી વામન-રૂપે અવતાર લીધો હતો. (૩૮)

વિવસ્વાનર્યમા પૂષા ત્વષ્ટાઽથ સવિતા ભગઃ ।
ધાતા વિધાતા વરુણો મિત્રઃ શક્ર ઉરુક્રમઃ ॥ ૩૯॥

અદિતિના પુત્રો હતા – વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, ઇન્દ્ર અને ત્રિવિક્રમ (વામન). આ જ બાર આદિત્યો કહેવાયા. (૩૯)

વિવસ્વતઃ શ્રાદ્ધદેવં સઞ્જ્ઞાઽસૂયત વૈ મનુમ્ ।
મિથુનં ચ મહાભાગા યમં દેવં યમીં તથા ।
સૈવ ભૂત્વાઽથ વડવા નાસત્યૌ સુષુવે ભુવિ[2] ॥ ૪૦॥

વિવસ્વાનની પત્ની મહાભાગ્યશાળી સંજ્ઞાના ગર્ભથી શ્રાદ્ધદેવ (વૈવસ્વત) મનુ અને યમ-યમીનું જોડકું પેદા થયાં. સંજ્ઞાએ જ અશ્વિની (ઘોડી)નું રૂપ ધારણ કરીને ભગવાન સૂર્ય દ્વારા ભૂલોકમાં બંને અશ્વિનીકુમારોને જન્મ આપ્યો. (૪૦)

છાયા શનૈશ્ચરં લેભે સાવર્ણિં ચ મનું તતઃ ।
કન્યાં ચ તપતીં યા વૈ વવ્રે સંવરણં પતિમ્ ॥ ૪૧॥

વિવસ્વાનની બીજી પત્ની હતી છાયા. તેના શનૈશ્ચર અને સાવર્ણિ મનુ નામના બે પુત્રો થયા અને તપતી નામની એક પુત્રી ઉત્પન્ન થઈ. તપતીએ સંવરણને પતિ તરીકે વરણ કર્યા. (૪૧)

અર્યમ્ણો માતૃકા પત્ની તયોશ્ચર્ષણયઃ સુતાઃ ।
યત્ર વૈ માનુષી જાતિર્બ્રહ્મણા ચોપકલ્પિતા[3] ॥ ૪૨॥

અર્યમાની પત્ની માતૃકા હતી. તેના ગર્ભથી ચર્ષણી નામના પુત્ર થયા. તેઓ કર્તવ્ય-અકર્તવ્યના જ્ઞાનથી યુક્ત હતા. તેથી બ્રહ્માજીએ તેમના જ આધારે મનુષ્યજાતિની (અર્થાત્ બ્રાહ્મણ વગેરે વર્ણોની) કલ્પના કરી. (૪૨)

પૂષાનપત્યઃ પિષ્ટાદો ભગ્નદન્તોઽભવત્ પુરા ।
યોઽસૌ દક્ષાય કુપિતં[4] જહાસ વિવૃતદ્વિજઃ ॥ ૪૩॥

પૂષાને કોઈ સંતાન ન થયું. પ્રાચીન કાળમાં શિવજી જ્યારે દક્ષ પર ક્રોધિત થયા હતા ત્યારે (આ) પૂષા દાંત દેખાડીને હસ્યા હતા, તેથી (રુદ્ર) વીરભદ્રે આમના દાંત તોડી નાખ્યા હતા. ત્યારથી પૂષા પીસેલું અનાજ જ ખાય છે. (૪૩)

ત્વષ્ટુર્દૈત્યાનુજા ભાર્યા રચના[5] નામ કન્યકા ।
સન્નિવેશસ્તયોર્જજ્ઞે વિશ્વરૂપશ્ચ વીર્યવાન્ ॥ ૪૪॥

દૈત્યોની નાની બહેન કુમારી રચના ત્વષ્ટાની પત્ની હતી. રચનાના ગર્ભથી બે પુત્રો થયા – સંનિવેશ અને પરાક્રમી વિશ્વરૂપ. (૪૪)

તં વવ્રિરે સુરગણા સ્વસ્રીયં દ્વિષતામપિ ।
વિમતેન પરિત્યક્તા ગુરુણાઽઽઙ્ગિરસેન યત્ ॥ ૪૫॥

આ પ્રમાણે વિશ્વરૂપ જોકે શત્રુઓના ભાણેજ હતા, તોપણ દેવોના ગુરુ બૃહસ્પતિજીએ જ્યારે ઇન્દ્રથી અપમાનિત થઈને દેવોનો પરિત્યાગ કરી દીધો ત્યારે દેવોએ આ વિશ્વરૂપને જ પોતાના પુરોહિત બનાવ્યા હતા. (૪૫)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – શતમેકમ૦ । ૨. પ્રા. પા. – શુચિઃ । ૩. પ્રા. પા. – સુસમાહિતા૦ । ૪. પ્રા. પા. – કુપિતો । ૫. પ્રા. પા. – ચરમા૦ ।

# સાતમો અધ્યાય

## બૃહસ્પતિજીએ કરેલો દેવોનો ત્યાગ અને વિશ્વરૂપની દેવગુરુ તરીકે વરણી

રાજોવાચ

કસ્ય[1] હેતોઃ પરિત્યક્તા આચાર્યેણાત્મનઃ સુરાઃ[2] ।
એતદાચક્ષ્વ ભગવચ્છિષ્યાણામક્રમં ગુરૌ ॥ ૧॥

શ્રીશુક ઉવાચ[3]

ઈન્દ્રસ્ત્રિભુવનૈશ્વર્યમદોલ્લઙ્ઘિતસત્પથઃ ।
મરુદ્ભિર્વસુભી રુદ્રૈરાદિત્યૈર્ઋભુભિર્નૃપ[4] ॥ ૨॥

વિશ્વેદેવૈશ્ચ સાધ્યૈશ્ચ નાસત્યાભ્યાં પરિશ્રિતઃ ।
સિદ્ધચારણગન્ધર્વૈર્મુનિભિર્બ્રહ્મવાદિભિઃ ॥ ૩॥

વિદ્યાધરાપ્સરોભિશ્ચ કિન્નરૈઃ પતગોરગૈઃ ।
નિષેવ્યમાણો મઘવાન્ સ્તૂયમાનશ્ચ ભારત ॥ ૪॥

ઉપગીયમાનો લલિતમાસ્થાનાધ્યાસનાશ્રિતઃ ।
પાણ્ડુરેણાતપત્રેણ ચન્દ્રમણ્ડલચારુણા ॥ ૫॥

યુક્તશ્ચાન્યૈઃ પારમેષ્ઠ્યૈશ્ચામરવ્યજનાદિભિઃ ।
વિરાજમાનઃ પૌલોમ્યા સહાર્ધાસનયા ભૃશમ્ ॥ ૬॥

સ યદા પરમાચાર્યં દેવાનામાત્મનશ્ચ હ ।
નાભ્યનન્દત સમ્પ્રાપ્તં પ્રત્યુત્થાનાસનાદિભિઃ ॥ ૭॥

વાચસ્પતિં મુનિવરં સુરાસુરનમસ્કૃતમ્ ।
નોચ્ચચાલાસનાદિન્દ્રઃ પશ્યન્નપિ સભાગતમ્ ॥ ૮॥

તતો નિર્ગત્ય સહસા કવિરાઙ્ગિરસઃ પ્રભુઃ ।
આયયૌ સ્વગૃહં તૂષ્ણીં વિદ્વાન્ શ્રીમદવિક્રિયામ્ ॥ ૯॥

તર્હ્યેવ પ્રતિબુદ્ધ્યેન્દ્રો ગુરુહેલનમાત્મનઃ ।
ગર્હયામાસ સદસિ સ્વયમાત્માનમાત્મના ॥ ૧૦॥

અહો બત મમાસાધુ કૃતં વૈ દભ્રબુદ્ધિના ।
યન્મયૈશ્વર્યમત્તેન ગુરુઃ સદસિ કાત્કૃતઃ ॥ ૧૧॥

કો ગૃધ્યેત્ પણ્ડિતો લક્ષ્મીં ત્રિવિષ્ટપપતેરપિ ।
યયાઽહમાસુરં ભાવં નીતોઽદ્ય વિબુધેશ્વરઃ ॥ ૧૨॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! દેવોના આચાર્ય બૃહસ્પતિજીએ પોતાના પ્રિય શિષ્યો એવા દેવોનો કયા કારણે ત્યાગ કર્યો હતો? દેવોએ પોતાના ગુરુજીનો એવો કયો અપરાધ કર્યો હતો, તે તમે મને કહી બતાવો. (૧)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! ઈન્દ્રને ત્રણે લોકનું ઐશ્વર્ય મળવાથી ઘમંડ થયો હતો. આ ઘમંડને કારણે તેઓ ધર્મની મર્યાદાનું અને સદાચારનું ઉલ્લંઘન કરવા લાગ્યા હતા. એક દિવસની વાત છે – તેઓ ભરી સભામાં પોતાની પત્ની શચી સાથે ઊંચા સિંહાસન પર બેઠેલા હતા. ઓગણપચાસ મરુતો, આઠ વસુઓ, અગિયાર રુદ્રો, આદિત્યો, ઋભુઓ, વિશ્વેદેવો, સાધ્યો અને બંને અશ્વિનીકુમારો તેમની સેવામાં ઉપસ્થિત હતા. સિદ્ધો, ચારણો, ગંધર્વો, બ્રહ્મવાદી મુનિઓ, વિદ્યાધરો, અપ્સરાઓ, કિન્નરો, પક્ષીઓ અને નાગો તેમની સેવા અને સ્તુતિ કરી રહ્યાં હતાં. બધી બાજુએ લલિત સ્વરે દેવરાજ ઈન્દ્રની કીર્તિનું ગાન થઈ રહ્યું હતું. તેમની ઉપર ચંદ્રમંડળ જેવું સુંદર શ્વેત છત્ર શોભતું હતું. ચામર, ઝૂલણા વગેરે મહારાજને અનુરૂપ સામગ્રીઓ યથાસ્થાને સજાયેલી હતી. આ દિવ્ય સભામાં દેવરાજ ઘણા જ સુશોભિત થઈ રહ્યા હતા. (૨-૬) આ જ સમયે દેવરાજ ઈન્દ્રના અને સમસ્ત દેવોના પરમ આચાર્ય બૃહસ્પતિજી ત્યાં પધાર્યા. તેમને દેવો-દાનવો – બધા જ નમસ્કાર કરે છે. ઈન્દ્રે જોયું કે તેઓ સભામાં પધાર્યા છે, પરંતુ તેઓ ન તો ઊભા થયા કે ન તો આસન વગેરે આપીને ગુરુદેવનો સત્કાર પણ કર્યો. અરે, તેઓ પોતાના આસનમાંથી હાલ્યાચાલ્યા સુધ્ધાં પણ નહીં. (૭-૮) ત્રિકાળદર્શી સમર્થ બૃહસ્પતિજીએ જોયું કે આ ઐશ્વર્યના મદનો દોષ છે. બસ, તેઓ તરત જ ત્યાંથી બહાર નીકળી ગયા અને પોતાના ઘરે ચાલ્યા ગયા. (૯)

(હે પરીક્ષિત!) ત્યારે જ દેવરાજ ઈન્દ્રને ભાન થયું અને તેઓ સમજી ગયા કે મેં પોતાના ગુરુની અવગણના કરી છે. તેઓ સભામાં પોતે જ પોતાની નિંદા (નિર્ભર્ત્સના) કરવા લાગ્યા – (૧૦) "અરેરે, હાય! ભારે ખેદની વાત છે કે મેં મૂર્ખતાપૂર્વક ઐશ્વર્યના મદને લીધે સભામાં પોતાના ગુરુદેવનો તિરસ્કાર કર્યો. સાચે જ મારું આ કૃત્ય ઘણું જ નિંદનીય છે. (૧૧) ભલા, કયો વિવેકી મનુષ્ય આ સ્વર્ગીય રાજલક્ષ્મીને મેળવવાની ઈચ્છા કરશે? જુઓ તો ખરા, આજે એણે જ મને - દેવરાજને પણ અસુરોના જેવા રજોગુણી ભાવથી ભરી

૧. પ્રા. પા. – યસ્ય । ૨. પ્રા. પા. – સુતાઃ । ૩. પ્રા. પા. – શ્રીબાદરાયણિરુવાચ । ૪. પ્રા. પા. – ૦ઋષિભિર્નૃપ ।

**યે પારમેષ્ઠ્યં ધિષણમધિતિષ્ઠન્ ન[1] કઞ્ચન ।**
**પ્રત્યુત્તિષ્ઠેદિતિ બ્રૂયુર્ધર્મં તે ન પરં વિદુઃ ॥ ૧૩॥**

**તેષાં કુપથદેષ્ટૄણાં પતતાં તમસિ હ્યધઃ ।**
**યે શ્રદ્દધ્યુર્વચસ્તે વૈ મજ્જન્ત્યશ્મપ્લવા ઇવ ॥ ૧૪॥**

**અથાહમમરાચાર્યમગાધધિષણં દ્વિજમ્ ।**
**પ્રસાદયિષ્યે નિશઠઃ શીર્ષ્ણા તચ્ચરણં સ્પૃશન્ ॥ ૧૫॥**

**એવં ચિન્તયતસ્તસ્ય મઘોનો ભગવાન્ ગૃહાત્ ।**
**બૃહસ્પતિર્ગતોઽદૃષ્ટાં ગતિમધ્યાત્મમાયયા ॥ ૧૬॥**

**ગુરોર્નાધિગતઃ સંજ્ઞાં પરીક્ષન્ ભગવાન્ સ્વરાટ્ ।**
**ધ્યાયન્ ધિયા [2]સુરૈર્યુક્તઃ શર્મ નાલભતાત્મનઃ ॥ ૧૭॥**

**તચ્છ્રુત્વૈવાસુરાઃ સર્વ આશ્રિત્યૌશનસં મતમ્ ।**
**દેવાન્ પ્રત્યુદ્યમં ચક્રુર્દુર્મદા આતતાયિનઃ ॥ ૧૮॥**

**તૈર્વિસૃષ્ટેષુભિસ્તીક્ષ્ણૈર્નિર્ભિન્નાઙ્ગોરુબાહવઃ[3] ।**
**બ્રહ્માણં શરણં જગ્મુઃ સહેન્દ્રા નતકન્ધરાઃ ॥ ૧૯॥**

**તાંસ્તથાઽભ્યર્દિતાન્ વીક્ષ્ય ભગવાનાત્મભૂરજઃ ।**
**કૃપયા પરયા દેવ ઉવાચ પરિસાન્ત્વયન્ ॥ ૨૦॥**

*બ્રહ્મોવાચ*

**અહો બત સુરશ્રેષ્ઠા હ્યભદ્રં વઃ કૃતં મહત્ ।**
**બ્રહ્મિષ્ઠં બ્રાહ્મણં દાન્તમૈશ્વર્યાન્નાભ્યનન્દત ॥ ૨૧॥**

**તસ્યાયમનયસ્યાસીત્ પરેભ્યો વઃ પરાભવઃ ।**
**પ્રક્ષીણેભ્યઃ સ્વવૈરિભ્યઃ સમૃદ્ધાનાં ચ યત્ સુરાઃ ॥ ૨૨॥**

**મઘવન્ દ્વિષતઃ પશ્ય પ્રક્ષીણાન્ ગુર્વતિક્રમાત્ ।**
**સમ્પ્રત્યુપચિતાન્ ભૂયઃ કાવ્યમારાધ્ય ભક્તિતઃ ।**
**આદદીરન્ નિલયનં મમાપિ ભૃગુદેવતાઃ ॥ ૨૩॥**

દીધો! (૧૨) જે લોકો એવું કહે છે કે સાર્વભૌમ રાજ્યસિંહાસન પર બેઠેલા સમ્રાટે કોઈનું પણ આગમન થતાં રાજ્યસિંહાસન પરથી ઊભા ન થવું જોઈએ તેઓ ધર્મના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી. (૧૩) આવો ઉપદેશ કરનારાઓ કુમાર્ગ તરફ જ લઈ જાય છે. તેઓ સ્વયં ઘોર નરકમાં પડે છે અને તેમની વાતનો જે લોકો વિશ્વાસ કરે છે તેઓ પથ્થરની નાવની જેમ ડૂબી જાય છે. (૧૪) મારા ગુરુદેવ બૃહસ્પતિજી તો જ્ઞાનના અગાધ સમુદ્ર છે. મેં ભારે દુષ્ટતા આચરી છે. હવે હું તેમનાં ચરણોમાં મસ્તક ટેકવીને તેમને પ્રસન્ન કરીશ.'' (૧૫)

(હે પરીક્ષિત!) દેવરાજ ઇન્દ્ર આ પ્રમાણે વિચારી રહ્યા હતા ત્યારે જ ભગવાન બૃહસ્પતિજી પોતાના ઘરમાંથી બહાર નીકળીને, યોગબળથી અંતર્ધાન થઈ ગયા. (૧૬) દેવરાજ ઇન્દ્રે પોતાના ગુરુદેવને ઘણા શોધ્યા, પરંતુ તેમનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. ત્યારે તેઓ ગુરુદેવ વિના પોતે સુરક્ષિત નથી એમ સમજીને દેવોની સાથે (મળીને) પોતાની બુદ્ધિ અનુસાર સ્વર્ગના રક્ષણનો ઉપાય વિચારવા લાગ્યા, પરંતુ તેઓ કશું પણ વિચારી શક્યા નહીં. તેમના ચિત્તને શાંતિ મળી નહીં. (૧૭) (પછી તો) દૈત્યોને પણ દેવગુરુ બૃહસ્પતિજી અને દેવરાજ ઇન્દ્ર વચ્ચેના વિસંવાદની જાણ થઈ ગઈ. ત્યારે તે મદોન્મત્ત અને આતતાયી અસુરોએ પોતાના ગુરુ શુક્રાચાર્યના આદેશ મુજબ દેવો પર વિજય મેળવવા માટે આક્રમણ કર્યું. (૧૮) તેમણે દેવો પર એટલાં તીક્ષ્ણ બાણોનો વરસાદ વરસાવ્યો કે તેમનાં માથાં, જાંઘ, હાથ વગેરે અંગો વિચ્છિન્ન થઈને પડવા લાગ્યાં. ત્યારે ઇન્દ્રની સાથે બધા જ દેવો શિર નમાવીને બ્રહ્માજીના શરણે ગયા. (૧૯) સ્વયંભૂ અને સમર્થ બ્રહ્માજીએ જોયું કે દેવોની તો ખરેખર ભારે દુર્દશા થઈ રહી છે; અને તેથી તેમનું હૃદય અત્યંત કરુણાથી ભરાઈ ગયું. તેઓ દેવતાઓને સાંત્વના આપતાં કહેવા લાગ્યા. (૨૦)

**બ્રહ્માજીએ કહ્યું** – હે દેવતાઓ! આ ઘણા દુઃખની વાત છે. સાચે જ તમે લોકોએ બહુ અનુચિત કામ કર્યું છે. હરિ! હરિ! તમે ઐશ્વર્યના મદથી આંધળા થઈને બ્રહ્મજ્ઞાની, વેદવેત્તા અને સંયમી બ્રાહ્મણ (ગુરુ)નો સત્કાર કર્યો નહીં! (૨૧) દેવતાઓ! તમારી તે જ અનીતિનું આ ફળ છે કે સમૃદ્ધિશાળી હોવા છતાં પણ આજે તમારે પોતાના નિર્બળ શત્રુઓ સામે નીચું જોવું પડ્યું છે. (૨૨) (હે ઇન્દ્ર!) જુઓ, તમારા શત્રુઓ પણ પહેલાં તેમણે પોતાના ગુરુ શુક્રાચાર્યજીનો તિરસ્કાર કર્યો હતો એ કારણે અત્યંત નિર્બળ થઈ ગયા હતા, પરંતુ હવે તેમની ભક્તિભાવપૂર્વક આરાધના કરીને તેઓ

૧. પ્રા. પા. – કથઞ્ચન । ૨. પ્રા. પા. – શુચા યુક્તઃ । ૩. પ્રા. પા. – વસ્તિગ્મૈર્નિ૦ ।

ત્રિવિષ્ટપં કિં ગણયન્ત્યભેદ્ય-
મન્ત્રા [1]ભૃગૂણામનુશિક્ષિતાર્થાઃ ।
ન વિપ્રગોવિન્દગવીશ્વરાણાં
ભવન્ત્યભદ્રાણિ નરેશ્વરાણામ્ ॥ ૨૪॥

તદ્ વિશ્વરૂપં ભજતાશુ વિપ્રં
તપસ્વિનં ત્વાષ્ટ્રમથાત્મવન્તમ્ ।
સભાજિતોઽર્થાન્ સ વિધાસ્યતે વો
યદિ ક્ષમિષ્યધ્વમુતાસ્ય કર્મ ॥ ૨૫॥

*શ્રીશુક ઉવાચ*

ત એવમુદિતા રાજન્ બ્રહ્મણા વિગતજ્વરાઃ ।
ઋષિં ત્વાષ્ટ્રમુપવ્રજ્ય પરિષ્વજ્યેદમબ્રુવન્ ॥ ૨૬॥

*દેવા ઊચુઃ*

વયં તેઽતિથયઃ પ્રાપ્તા આશ્રમં ભદ્રમસ્તુ તે ।
કામઃ સમ્પાદ્યતાં તાત પિતૃણાં સમયોચિતઃ ॥ ૨૭॥

પુત્રાણાં હિ પરો ધર્મઃ પિતૃશુશ્રૂષણં સતામ્ ।
અપિ પુત્રવતાં બ્રહ્મન્ કિમુત બ્રહ્મચારિણામ્ ॥ ૨૮॥

આચાર્યો બ્રહ્મણો મૂર્તિઃ પિતા મૂર્તિઃ પ્રજાપતેઃ ।
ભ્રાતા મરુત્પતેર્મૂર્તિર્માતા સાક્ષાત્ ક્ષિતેસ્તનુઃ ॥ ૨૯॥

દયાયા ભગિની મૂર્તિર્ધર્મસ્યાત્માતિથિઃ સ્વયમ્ ।
અગ્નેરભ્યાગતો મૂર્તિઃ સર્વભૂતાનિ ચાત્મનઃ ॥ ૩૦॥

તસ્માત્ પિતૃણામાર્તાનામાર્તિં પરપરાભવમ્ ।
તપસાઽપનયંસ્તાત સન્દેશં કર્તુમર્હસિ ॥ ૩૧॥

વૃણીમહે ત્વોપાધ્યાયં બ્રહ્મિષ્ઠં બ્રાહ્મણં ગુરુમ્ ।
યથાઽઞ્જસા વિજેષ્યામઃ સપત્નાંસ્તવ તેજસા ॥ ૩૨॥

ન ગર્હયન્તિ હ્યર્થેષુ યવિષ્ઠાઙ્ઘ્ર્યભિવાદનમ્ ।
છન્દોભ્યોઽન્યત્ર ન બ્રહ્મન્ વયો જ્યૈષ્ઠ્યસ્ય કારણમ્ ॥ ૩૩॥

ફરીથી ધન-જનથી શક્તિશાળી થઈ ગયા છે. હે દેવો! મને તો એવું જણાઈ રહ્યું છે કે શુક્રાચાર્યજીને પોતાના આરાધ્યદેવ માનતા એ દૈત્યો થોડા દિવસોમાં મારો બ્રહ્મલોક પણ પડાવી લેશે. (૨૩) શુક્રાચાર્યજીએ એમને અર્થશાસ્ત્રનું સંપૂર્ણ શિક્ષણ આપેલું છે. એ જે કંઈ કરવા ઇચ્છે છે તેનો ભેદ તમે પામી શકતા નથી. તેમની સલાહમંત્રણા ઘણી ગુપ્ત હોય છે. આવી સ્થિતિમાં તેઓ સ્વર્ગને તો ગણતા જ નથી. તેઓ તો ઇચ્છે તે લોકને જીતી શકે છે. એ સાચું છે કે જે રાજાઓ બ્રાહ્મણો, ગોવિંદ અને ગાયોને પોતાનું સર્વસ્વ માને છે અને જેમના પર તેમની કૃપા રહે છે તેમનું ક્યારેય અમંગળ થતું નથી. (૨૪) તેથી, તમે બધા અત્યારે સત્વરે ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ પાસે જાઓ અને તેમની સેવા કરો. તેઓ સાચા બ્રાહ્મણ, તપસ્વી અને સંયમી છે. જો તમે તેમના અસુરો પ્રત્યેના પ્રેમને ક્ષમા કરી શકશો અને તેમનું સમ્માન કરશો તો તેઓ તમારું કામ બનાવી દેશે. (૨૫)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! જ્યારે બ્રહ્માજીએ દેવોને આ પ્રમાણે કહ્યું ત્યારે તેમની ચિંતા દૂર થઈ ગઈ. (પછી) તેઓ ત્વષ્ટાના પુત્ર ઋષિ વિશ્વરૂપ પાસે ગયા અને તેમને ભેટીને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૨૬)

**દેવોએ કહ્યું** – હે તાત! તમારું કલ્યાણ થાઓ. અમે તમારા આશ્રમમાં અતિથિ તરીકે આવ્યા છીએ. અમે એક રીતે તમારા વડીલ છીએ, તેથી તમે અમારી સમયોચિત અભિલાષા પૂરી કરો. (૨૭) જેમને સંતાન થઈ ગયાં હોય તેવા સત્પુત્રોનો પણ સૌથી મોટો ધર્મ એ જ છે કે તેઓ પોતાના પિતાની અને અન્ય વડીલોની સેવા કરે; તો પછી જેઓ બ્રહ્મચારી છે તેમની બાબતમાં તો કહેવાનું જ શું હોય? (૨૮) હે વત્સ! આચાર્ય વેદની, પિતા બ્રહ્માજીની, ભાઈ ઇન્દ્રની અને માતા પૃથ્વીની સાક્ષાત્ મૂર્તિ હોય છે; (૨૯) (એ જ પ્રમાણે) બહેન દયાની, અતિથિ ધર્મની, અભ્યાગત અગ્નિની અને જગતના બધાં પ્રાણીઓ પોતાના આત્માની જ મૂર્તિ અર્થાત્ આત્મસ્વરૂપ હોય છે. (૩૦) હે પુત્ર! અમે તમારા વડીલ છીએ. અત્યારે શત્રુઓએ અમને જીતી લીધા છે. અમે ઘણા દુ:ખી થઈ રહ્યા છીએ. તમે પોતાના તપોબળથી આ દુ:ખ, દારિદ્ર્ય અને પરાજયને દૂર કરી દો. પુત્ર! તમારે અમારી આજ્ઞાનું પાલન કરવું જોઈએ. (૩૧) તમે બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ છો, તેથી જન્મથી જ તમે અમારા ગુરુ છો. અમે તમારી આચાર્યરૂપે વરણી કરીને તમારી શક્તિથી શત્રુઓ પર અનાયાસ જ વિજય મેળવી લઈશું. (૩૨) પુત્ર! જરૂર પડ્યે પોતાનાથી ઉંમરમાં નાના હોય તેમને પણ નમન કરવું એ નિંદનીય નથી. અવસ્થાને લીધે કોઈ મોટું નથી, આપને

[1] પ્રા. પા. – ગુરૂણા૦ ।

*ઋષિરુવાચ*

**અભ્યર્થિતઃ સુરગણૈઃ પૌરોહિત્યે મહાતપાઃ ।**
**સ વિશ્વરૂપસ્તાનાહ પ્રસન્નઃ[1] શ્લક્ષ્ણયા ગિરા ॥ ૩૪॥**

*વિશ્વરૂપ ઉવાચ*

**વિગર્હિતં ધર્મશીલૈર્બ્રહ્મવર્ચઉપવ્યયમ્ ।**
**કથં નુ મદ્વિધો નાથા[2] લોકેશૈરભિયાચિતમ્ ।**
**પ્રત્યાખ્યાસ્યતિ તચ્છિષ્યઃ[3] સ એવ સ્વાર્થ ઉચ્યતે ॥ ૩૫॥**

**અકિઞ્ચનાનાં હિ ધનં શિલોઞ્છનં**
**તેનેહ નિર્વર્તિતસાધુસત્ક્રિયઃ ।**
**કથં વિગર્હ્યં નુ કરોમ્યધીશ્વરાઃ**
**પૌરોધસં હૃષ્યતિ યેન દુર્મતિઃ[4] ॥ ૩૬॥**

**તથાપિ ન પ્રતિબ્રૂયાં ગુરુભિઃ પ્રાર્થિતં કિયત્ ।**
**ભવતાં પ્રાર્થિતં સર્વં પ્રાણૈરર્થૈશ્ચ સાધયે ॥ ૩૭॥**

*શ્રીશુક ઉવાચ[5]*

**તેભ્ય એવં પ્રતિશ્રુત્ય વિશ્વરૂપો મહાતપાઃ ।**
**પૌરોહિત્યં વૃતશ્ચક્રે પરમેણ સમાધિના ॥ ૩૮॥**

**સુરદ્વિષાં શ્રિયં ગુપ્તામૌશનસ્યાપિ વિદ્યયા ।**
**આચ્છિદ્યાદાન્મહેન્દ્રાય વૈષ્ણવ્યા વિદ્યયા વિભુઃ ॥ ૩૯॥**

**યયા ગુપ્તઃ સહસ્રાક્ષો જિગ્યેઽસુરચમૂર્વિભુઃ[6] ।**
**તાં પ્રાહ સ મહેન્દ્રાય વિશ્વરૂપ ઉદારધીઃ ॥ ૪૦॥**

વેદોનું જ્ઞાન છે, તેથી આપ જ મોટા છો. (૩૩)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત) જ્યારે દેવોએ આ પ્રમાણે (પોતાનું) પુરોહિતપણું કરવા માટે વિશ્વરૂપને પ્રાર્થના કરી ત્યારે પ્રસન્ન થયેલા પરમ તપસ્વી વિશ્વરૂપે તેમને અત્યંત પ્રિય અને મધુર વાણીમાં કહ્યું. (૩૪)

**વિશ્વરૂપે કહ્યું** – પુરોહિતપદનું કામ બ્રહ્મતેજને ક્ષીણ કરે છે, તેથી ધર્મશીલ મહાત્માઓએ તેની નિંદા કરી છે. પરંતુ (હે દેવો!) તમે મારા સ્વામી છો અને પોતે લોકના ઈશ્વરો હોવા છતાં પણ મને તેના માટે પ્રાર્થના કરી રહ્યા છો. આવી સ્થિતિમાં મારા જેવી વ્યક્તિ ભલા, તેનો અનાદર કેવી રીતે કરી શકે? હું તો તમારો સેવક છું. તમારી આજ્ઞાઓનું પાલન કરવું એ જ મારો ધર્મ છે. (૩૫) હે દેવો! અમે તો અકિંચન છીએ. ખેતીની ફસલ લેવાઈ ગયા પછી અથવા અનાજની દુકાન ઉઠાવી લેવાયા પછી ત્યાં પડી રહેલા દાણા વીણી લાવીએ છીએ અને તેનાથી જ દેવોનું તથા પિતૃઓનું કાર્ય સંપન્ન કરી લઈએ છીએ. હે લોકપાલો! આ પ્રમાણે મારો નિર્વાહ થઈ જ રહ્યો છે, તો હું પુરોહિતપણાની નિંદનીય વૃત્તિ શા માટે કરું? એનાથી તો માત્ર તે લોકો જ પ્રસન્ન થાય છે કે જેમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ હોય. (૩૬) જે કામ તમે બધા મારી પાસે કરાવવા માગો છો તે નિંદનીય છે - છતાં પણ હું તમારું કામ કરવાની ના કહી શકતો નથી; કારણ કે તમારી પ્રાર્થના (માગણી) કેટલી સ્વલ્પ છે! તેથી તમારી પ્રાર્થના પ્રમાણેનું સર્વ કાંઈ હું સંપત્તિ અને પ્રાણ થકી સિદ્ધ કરીશ. (૩૭)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) વિશ્વરૂપ મહાન તપસ્વી હતા. દેવો સમક્ષ આવી પ્રતિજ્ઞા (સંકલ્પ) કરીને, તેમની વરણી કરવાથી તેઓ પરમ સમાધિપૂર્વક (અર્થાત્ પૂરેપૂરી લગનથી) તેમનું પુરોહિતપણું કરવા લાગ્યા. (૩૮) જોકે શુક્રાચાર્યજીએ પોતાના નીતિબળથી અસુરોની સંપત્તિ સુરક્ષિત કરી દીધેલી હતી તોપણ સમર્થ વિશ્વરૂપે વૈષ્ણવી વિદ્યાના પ્રભાવથી તેમની પાસેથી તે સંપત્તિ પડાવી લઈને દેવરાજ ઈન્દ્રને અપાવી દીધી. (૩૯) (હે રાજન્!) જે વિદ્યાથી સુરક્ષિત થઈને ઈન્દ્રે અસુરોની સેના પર વિજય મેળવ્યો હતો તેનો ઉપદેશ તેમને ઉદારબુદ્ધિ વિશ્વરૂપે જ કર્યો હતો. (૪૦)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥**

**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત સાતમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – પ્રહસન્૰ । ૨. પ્રા. પા. – નામ । ૩. પ્રા. પા. – સચ્છિષ્યઃ । ૪. પ્રા. પા. – દુર્મનાઃ । ૫. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૬. પ્રા. પા. – દ્વિજઃ ।

# આઠમો અધ્યાય

## નારાયણ-કવચનો ઉપદેશ

*રાજોવાચ*

યયા ગુપ્તઃ સહસ્રાક્ષઃ સવાહાન્ રિપુસૈનિકાન્ ।
ક્રીડન્નિવ વિનિર્જિત્ય ત્રિલોક્યા બુભુજે શ્રિયમ્ ॥ ૧॥

ભગવંસ્તન્મમાખ્યાહિ[૧] વર્મ નારાયણાત્મકમ્ ।
યથાऽऽતતાયિનઃ શત્રૂન્[૨] યેન ગુપ્તોऽજયન્મૃધે ॥ ૨॥

*શ્રીશુક ઉવાચ*[૩]

વૃતઃ પુરોહિતસ્ત્વાષ્ટ્રો મહેન્દ્રાયાનુપૃચ્છતે ।
નારાયણાખ્યં વર્માહ તદિહૈકમનાઃ શૃણુ ॥ ૩॥

*વિશ્વરૂપ ઉવાચ*

ધૌતાઙ્ઘ્રિપાણિરાચમ્ય સપવિત્ર ઉદઙ્મુખઃ ।
કૃતસ્વાઙ્ગકરન્યાસો મન્ત્રાભ્યાં વાગ્યતઃ શુચિઃ ॥ ૪॥

નારાયણમયં વર્મ સન્નહ્યેદ્ ભય આગતે ।
પાદયોર્જાનુનોરૂર્વોરુદરે હૃદ્યથોરસિ ॥ ૫॥

મુખે શિરસ્યાનુપૂર્વ્યાદોઙ્કારાદીનિ વિન્યસેત્ ।
ૐ નમો નારાયણાયેતિ વિપર્યયમથાપિ વા ॥ ૬॥

કરન્યાસં તતઃ કુર્યાદ્ દ્વાદશાક્ષરવિદ્યયા ।
પ્રણવાદિયકારાન્તમઙ્ગુલ્યઙ્ગુષ્ઠપર્વસુ ॥ ૭॥

ન્યસેદ્ધૃદય ઓઙ્કારં વિકારમનુ મૂર્ધનિ ।
ષકારં તુ ભ્રુવોર્મધ્યે ણકારં શિખયા દિશેત્[૪] ॥ ૮॥

વેકારં નેત્રયોર્યુઞ્જ્યાન્નકારં સર્વસન્ધિષુ ।
મકારમસ્ત્રમુદ્દિશ્ય મન્ત્રમૂર્તિર્ભવેદ્ બુધઃ ॥ ૯॥

સવિસર્ગં ફડન્તં તત્ સર્વદિક્ષુ વિનિર્દિશેત્ ।
ૐ વિષ્ણવે નમ ઇતિ ॥ ૧૦॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – (હે ભગવન્!) દેવરાજ ઈન્દ્રે જેનાથી સુરક્ષિત થઈને શત્રુઓની ચતુરંગી સેનાને અનાયાસે જ જીતીને ત્રણે લોકની રાજલક્ષ્મીનો ઉપભોગ કર્યો તે **નારાયણકવચ** તમે મને કહી સંભળાવો અને એ પણ બતાવો કે તેમણે તેનાથી સુરક્ષિત થઈને યુદ્ધભૂમિમાં આક્રમણકારી શત્રુઓ પર કેવી રીતે વિજય મેળવ્યો. (૧-૨)

**શુકદેવજીએ કહ્યું** – (હે પરીક્ષિત!) જ્યારે દેવોએ વિશ્વરૂપને (પોતાના) પુરોહિત બનાવ્યા ત્યારે દેવરાજ ઈન્દ્રના પૂછવાથી વિશ્વરૂપે તેમને નારાયણકવચનો ઉપદેશ કર્યો. તમે તે એકાગ્રચિત્તે સાંભળો. (૩)

**વિશ્વરૂપે (ઉપદેશ કરતાં) કહ્યું** – હે દેવરાજ ઈન્દ્ર! ભયનો પ્રસંગ આવી પડતાં નારાયણકવચ ધારણ કરીને પોતાના શરીરનું રક્ષણ કરવું જોઈએ. તેની વિધિ છે – સૌપ્રથમ હાથપગ ધોઈને આચમન કરવું, પછી હાથમાં દર્ભની પવિત્રી પહેરીને ઉત્તરાભિમુખ બેસવું. ત્યારપછી કવચ ધારણ કરતાં સુધી મૌન રાખવાનો નિશ્ચય કરીને પવિત્રતાપૂર્વક **'ૐ નમો નારાયણાય'** અને **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** – આ મંત્રો વડે હૃદય વગેરેમાં અંગ-ન્યાસ તથા અઙ્ગુષ્ઠાદિ કર-ન્યાસ કરવો. પહેલાં **'ૐ નમો નારાયણાય'** – આ આઠ અક્ષરના મંત્રના 'ૐ' વગેરે આઠ અક્ષરોનો ક્રમશઃ પગ, ઘૂંટણ, જાંઘ, પેટ, હૃદય, વક્ષઃસ્થળ, મુખ અને શિરમાં ન્યાસ કરવો; અથવા આ જ મંત્રના (છેલ્લા અક્ષર) 'ય'કારથી શરૂ કરી 'ૐ'કાર સુધીના આઠ અક્ષરોનો શિરથી શરૂ કરીને તે જ આઠ અંગોમાં ઊલટા ક્રમે ન્યાસ કરવો. (૪-૬) ત્યારપછી **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** – આ દ્વાદશાક્ષરી મંત્રના 'ૐ' વગેરે બાર અક્ષરોનો જમણી તર્જનીથી ડાબી તર્જની સુધીની બંને હાથની આઠ આંગળીઓમાં અને (હાથના) બંને અંગૂઠાઓના બંને વેઢાઓમાં ન્યાસ કરવો. (૭) એ પછી **'ૐ વિષ્ણવે નમઃ'** – આ મંત્રના પહેલા અક્ષર 'ૐ'નો હૃદયમાં, 'વિ'નો બ્રહ્મરંધ્રમાં, 'ષ્'નો ભવાંની મધ્યમાં, 'ણ'નો ચોટલી (શિખા)માં, 'વે'નો બંને આંખોમાં અને 'ન'નો શરીરની બધી સંધિઓમાં ન્યાસ કરવો. ત્યારપછી **'ૐ મઃ અસ્ત્રાય ફટ્'** કહીને દિગ્બંધ કરવો. આ પ્રમાણે ન્યાસ કરવાથી આ વિધિને જાણનારો મનુષ્ય મંત્રસ્વરૂપ થઈ જાય છે. (૮-૧૦)

૧. પ્રા. પા. – મમાચક્ષ્વ । ૨. પ્રા. પા. – શત્રૂન્સૈન્યે । ૩. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૪. પ્રા. પા. – ન્યસેત્ ।

આત્માનં પરમં ધ્યાયેદ્ ધ્યેયં ષટ્શક્તિભિર્યુતમ્ ।
વિદ્યાતેજસ્તપોમૂર્તિમિમં મન્ત્રમુદાહરેત્[1] ॥ ૧૧॥
ૐ હરિર્વિદધ્યાન્મમ સર્વરક્ષાં
ન્યસ્તાઙ્ઘ્રિપદ્મઃ પતગેન્દ્રપૃષ્ઠે ।
દરારિચર્માસિગદેષુચાપ-
પાશાન્ દધાનોઽષ્ટગુણોઽષ્ટબાહુઃ ॥ ૧૨॥
જલેષુ માં રક્ષતુ મત્સ્યમૂર્તિ-
ર્યાદોગણેભ્યો વરુણસ્ય પાશાત્ ।
સ્થલેષુ માયાબટુવામનોઽવ્યાત્
ત્રિવિક્રમઃ ખેઽવતુ વિશ્વરૂપઃ ॥ ૧૩॥
દુર્ગેષ્વટવ્યાજિમુખાદિષુ પ્રભુઃ
પાયાન્નૃસિંહોઽસુરયૂથપારિઃ ।
વિમુઞ્ચતો યસ્ય મહાટ્ટહાસં
દિશો વિનેદુર્ન્યપતંશ્ચ ગર્ભાઃ ॥ ૧૪॥
રક્ષત્વસૌ માઽધ્વનિ[2] યજ્ઞકલ્પઃ
સ્વદંષ્ટ્રયોન્નીતધરો વરાહઃ ।
રામોઽદ્રિકૂટેષ્વથ વિપ્રવાસે
સલક્ષ્મણોઽવ્યાદ્ ભરતાગ્રજોઽસ્માન્ ॥ ૧૫॥
મામુગ્રધર્માદખિલાત્ પ્રમાદા-
ન્નારાયણઃ પાતુ નરશ્ચ હાસાત્ ।
દત્તસ્ત્વયોગાદથ યોગનાથઃ
પાયાદ્ ગુણેશઃ કપિલઃ કર્મબન્ધાત્ ॥ ૧૬॥
સનત્કુમારોઽવતુ કામદેવા-
દ્ધયશીર્ષા માં પથિ દેવહેલનાત્ ।
દેવર્ષિવર્યઃ પુરુષાર્ચનાન્તરાત્
કૂર્મો હરિર્માં નિરયાદશેષાત્ ॥ ૧૭॥

એ પછી સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્યથી પરિપૂર્ણ ઇષ્ટદેવનું ધ્યાન ધરવું અને પોતે પણ તદ્રૂપ થઈ જવું. ત્યારપછી વિદ્યા, તેજ અને તપ-સ્વરૂપ આ કવચનો પાઠ કરવો – (૧૧)

"ભગવાન શ્રીહરિએ ગરુડજીની પીઠ પર પોતાનાં ચરણકમળ રાખેલાં છે. અણિમા વગેરે આઠે સિદ્ધિઓ તેમની સેવા કરી રહી છે. આઠ હાથોમાં શંખ, ચક્ર, ઢાલ, તલવાર, ગદા, બાણ, ધનુષ્ય અને પાશ ધારણ કરેલાં છે. તે જ ૐકારસ્વરૂપ પ્રભુ બધા પ્રકારે, બધી બાજુએથી મારું રક્ષણ કરે. (૧૨) મત્સ્ય-મૂર્તિ ભગવાન પાણીમાં જળજંતુઓમાંથી અને વરુણના પાશમાંથી મારું રક્ષણ કરે. માયાથી બ્રહ્મચારીનું રૂપ ધારણ કરનારા વામન ભગવાન પૃથ્વી પર અને વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમાં મારું રક્ષણ કરે. (૧૩) જેમના ભયાનક અટ્ટહાસ્યથી બધી દિશાઓ ગુંજી ઊઠી હતી અને દૈત્યોની ગર્ભવતી પત્નીઓના ગર્ભ પડી ગયા હતા તે, દૈત્ય-યૂથપતિઓના શત્રુ નરસિંહ ભગવાન કિલ્લા, જંગલ, રણભૂમિ વગેરે વિકટ સ્થાનોમાં મારું રક્ષણ કરે. (૧૪) પોતાની દાઢો (દંતશૂળો) પર પૃથ્વીને ધારણ કરનારા યજ્ઞમૂર્તિ વરાહ ભગવાન માર્ગમાં, પરશુરામજી પર્વતોના શિખરો પર અને લક્ષ્મણજી સહિત ભરતજીના મોટા ભાઈ શ્રીરામચંદ્ર ભગવાન પ્રવાસના સમયે મારું રક્ષણ કરે. (૧૫) નારાયણ ભગવાન મારણ-મોહન વગેરે ભયંકર અવિચારોમાંથી અને તમામ પ્રકારના પ્રમાદોમાંથી (સર્વ પ્રકારની આકસ્મિક દુર્ઘટનાઓથી) મારું રક્ષણ કરે. ઋષિશ્રેષ્ઠ નર ગર્વમાંથી, યોગેશ્વર દત્તાત્રેય ભગવાન યોગનાં વિઘ્નોમાંથી અને ત્રણે ગુણોના અધિપતિ કપિલ ભગવાન કર્મનાં બંધનોમાંથી મારું રક્ષણ કરે. (૧૬) પરમ ઋષિ સનત્કુમાર કામદેવ તરફથી, હયગ્રીવ ભગવાન માર્ગમાં ચાલતી વખતે દેવમૂર્તિઓને નમસ્કાર વગેરે નહીં કરવાના અપરાધમાંથી, દેવર્ષિ નારદજી સેવાના દોષો* માંથી અને કચ્છપ ભગવાન બધા પ્રકારનાં નરકોમાંથી મારું રક્ષણ કરે. (૧૭)

---

૧. પ્રા. પા. – ૦મુદીરયેત્ । ૨. પ્રા. પા. – માં પથિ યજ્ઞ૦ ।

* સેવાના દોષો બત્રીસ પ્રકારના માનવામાં આવ્યા છે – (૧) સવારી પર આરૂઢ થઈને અથવા પગોમાં પગરખાં પહેરીને શ્રીભગવાનના મંદિરમાં જવું. (૨) રથયાત્રા, જન્માષ્ટમી વગેરે ઉત્સવો નહીં ઊજવવા અથવા તેમનાં દર્શન નહીં કરવાં. (૩) શ્રીમૂર્તિનાં દર્શન કરીને પ્રણામ નહીં કરવા. (૪) અપવિત્ર (અશૌચ) અવસ્થામાં દર્શન કરવાં. (૫) એક (જ) હાથે પ્રણામ કરવા. (૬) પરિક્રમા કરતી વખતે ભગવાનની સમ્મુખ આવતાં થોડુંક નહીં રોકાતાં ફરી પાછી પરિક્રમા કરવી અથવા માત્ર (ભગવાનની) સમ્મુખ જ પરિક્રમા કર્યા કરવી. (૭) ભગવાનના શ્રીવિગ્રહની સામે પગ પહોળા કરીને બેસવું. (૮) ભગવાનના શ્રીવિગ્રહની સામે બંને ઢીંચણ ઊંચા રાખીને તેમને હાથ વીંટાળીને બેસવું. (૯) ભગવાનના શ્રીવિગ્રહની સામે સૂવું. (૧૦) ભગવાનના શ્રીવિગ્રહની સામે ભોજન કરવું. (૧૧) ભગવાનના શ્રીવિગ્રહની સામે જૂઠું બોલવું. (૧૨) ભગવાનના શ્રીવિગ્રહની સામે મોટેથી બોલવું. (૧૩) ભગવાનના શ્રીવિગ્રહની સામે અંદરોઅંદર વાતો કરવી. (૧૪) ભગવાનના શ્રીવિગ્રહની સામે ચીસો પાડવી. (૧૫) ભગવાનના શ્રીવિગ્રહની સામે ઝઘડો કરવો. (૧૬) ભગવાનના શ્રીવિગ્રહની સામે કોઈને કષ્ટ આપવું.

ધન્વન્તરિર્ભગવાન્ પાત્વપથ્યાદ્
દ્વન્દ્વાદ્ ભયાદૃષભો નિર્જિતાત્મા ।
યજ્ઞશ્ચ લોકાદવતાજ્જનાન્તાદ્[1]
બલો ગણાત્ ક્રોધવશાદહીન્દ્રઃ ॥ ૧૮॥

દ્વૈપાયનો ભગવાનપ્રબોધાદ્
બુદ્ધસ્તુ[2] પાખણ્ડગણાત્ પ્રમાદાત્ ।
કલ્કિઃ કલેઃ કાલમલાત્ પ્રપાતુ[3]
ધર્માવનાયોરુકૃતાવતારઃ ॥ ૧૯॥

માં કેશવો ગદયા પ્રાતરવ્યાદ્
ગોવિન્દ આસઙ્ગવમાત્તવેણુઃ ।
નારાયણઃ પ્રાહ્ણ[4] ઉદાત્તશક્તિ-
ર્મધ્યન્દિને વિષ્ણુરરીન્દ્રપાણિઃ ॥ ૨૦॥

દેવોઽપરાહ્ણે મધુહોગ્રધન્વા
સાયં ત્રિધામાઽવતુ માધવો મામ્ ।
દોષે હૃષીકેશ ઉતાર્ધરાત્રે
નિશીથ એકોઽવતુ પદ્મનાભઃ ॥ ૨૧॥

શ્રીવત્સધામાપરરાત્ર ઈશઃ
પ્રત્યૂષ ઈશોઽસિધરો જનાર્દનઃ ।
દામોદરોઽવ્યાદનુસન્ધ્યં પ્રભાતે
વિશ્વેશ્વરો ભગવાન્ કાલમૂર્તિઃ ॥ ૨૨॥

ચક્રં યુગાન્તાનલતિગ્મનેમિ
ભ્રમત્ સમન્તાદ્ ભગવત્પ્રયુક્તમ્ ।
દન્દગ્ધિ દન્દગ્ધ્યરિસૈન્યમાશુ
કક્ષં યથા વાતસખો[5] હુતાશઃ ॥ ૨૩॥

ધન્વંતરિ ભગવાન કુપથ્યમાંથી, જિતેન્દ્રિય ભગવાન ઋષભદેવજી સુખદુઃખ તથા ભયપ્રદ દ્વંદ્વોમાંથી, યજ્ઞ ભગવાન લોકનિંદામાંથી, શ્રીબળરામજી મનુષ્યનિર્મિત આપત્તિઓમાંથી અને શ્રીશેષજી ક્રોધવશ નામના સર્પોથી મારું રક્ષણ કરે. (૧૮) ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ અજ્ઞાનમાંથી તથા શ્રીબુદ્ધદેવ પાખંડીઓ તરફથી અને પ્રમાદમાંથી મારું રક્ષણ કરે. ધર્મના રક્ષણ માટે મહાન અવતાર ધારણ કરનારા કલ્કિ ભગવાન પાપપ્રધાન કળિકાળના દોષોમાંથી મારું રક્ષણ કરે. (૧૯) પ્રાતઃકાળે કેશવ ભગવાન પોતાની ગદા લઈને, પોતાની વાંસળી લઈને ગાયો ચરાવવા જતા શ્રી ગોવિંદ ભગવાન પોતાની તીક્ષ્ણ શક્તિ સાથે નારાયણ ભગવાન પૂર્વાહ્ણમાં (બપોર પહેલાં) અને વિષ્ણુ ભગવાન ચક્રરાજ સુદર્શન લઈને મધ્યાહ્નમાં મારું રક્ષણ કરે. (૨૦) મધુસૂદન ભગવાન પોતાનું પ્રચંડ ધનુષ્ય લઈને અપરાહ્ણમાં (ત્રીજા પહોરમાં) મારું રક્ષણ કરે. બ્રહ્મા વગેરે ત્રિમૂર્તિધારી માધવ સાયંકાળે, હૃષીકેશ ભગવાન સૂર્યાસ્ત પછીના સમયે અને પદ્મનાભ ભગવાન એકલા મધ્યરાત્રિ પહેલાં તથા મધ્યરાત્રિના સમયે મારું રક્ષણ કરે. (૨૧) શ્રીવત્સલાંછન શ્રીહરિ રાત્રિના પાછલા પહોરમાં, ખડ્ગધારી જનાર્દન ભગવાન ઉષાકાળે, શ્રીદામોદર ભગવાન સૂર્યોદય પહેલાંના સમયે અને કાળમૂર્તિ વિશ્વેશ્વર ભગવાન સમસ્ત સંધ્યાઓ વેળાએ મારું રક્ષણ કરે. (૨૨)

હે સુદર્શન! તમારો આકાર ચક્ર જેવો છે. તમારી કિનારીનો ભાગ પ્રલયવેળાના અગ્નિ જેવો અત્યંત તીક્ષ્ણ છે. તમે ભગવાનની પ્રેરણાથી બધી બાજુએ વિચરતા રહો છો. જેમ આગ વાયુની મદદથી સૂકાં ઘાસપાંદડાંને બાળી નાખે છે તેવી જ રીતે તમે અમારા શત્રુની સેનાને જલદીમાં જલદી બાળી નાખો, બાળી નાખો. (૨૩)

૧. પ્રા. પા. – જ્જાત્કૃતાન્તાદ્ । ૨. પ્રા. પા. – બુદ્ધશ્ચ । ૩. પ્રા. પા. – પ્રપાયાદ્ । ૪. પ્રા. પા. – પ્રાતરુદાત્ત૦ । ૫. પ્રા. પા. – વાયુ૦ ।

(૧૭) ભગવાનના શ્રીવિગ્રહની સામે કોઈના પર દયા દેખાડવી. (૧૮) ભગવાનના શ્રીવિગ્રહની સામે કોઈને નિર્દય વચનો કહેવાં. (૧૯) ભગવાનના શ્રીવિગ્રહની સામે કાંબળથી આખું શરીર ઢાંકી દેવું. (૨૦) ભગવાનના શ્રીવિગ્રહની સામે બીજાની નિંદા કરવી. (૨૧) ભગવાનના શ્રીવિગ્રહની સામે બીજાંની સ્તુતિ (પ્રશંસા) કરવી. (૨૨) ભગવાનના શ્રીવિગ્રહની સામે અશ્લીલ શબ્દો બોલવા. (૨૩) ભગવાનના શ્રીવિગ્રહની સામે અધોવાયુ છોડવો (વાછૂટ કરવી). (૨૪) શક્તિસંપન્નતા હોવા છતાં પણ ભગવાનની સેવાપૂજા ગૌણ એટલે કે સામાન્ય ઉપચારોથી કરવી. (૨૫) ભગવાનને ધરાવ્યા વિના જ કોઈ વસ્તુ ખાવી કે પીવી. (૨૬) જે ઋતુનું જે ફળ હોય તે સૌથી પહેલાં ભગવાનને ન ચઢાવવું. (૨૭) કોઈ શાક કે ફળ વગેરે તેના આગળના ભાગને તોડીને ભગવાનની વાનગીઓ માટે આપવું. (૨૮) ભગવાનના શ્રીવિગ્રહને પીઠ ટેકવીને બેસવું. (૨૯) ભગવાનના શ્રીવિગ્રહની સામે કોઈને પણ પ્રણામ કરવા. (૩૦) ગુરુદેવની અભ્યર્થના, કુશળ-પૃચ્છા અને તેમનું સ્તવન ન કરવું. (૩૧) પોતાના મુખે પોતાની પ્રશંસા કરવી અને (૩૨) કોઈ પણ દેવની નિંદા કરવી.

ગદેઽશનિસ્પર્શનવિસ્ફુલિઙ્ગે
નિષ્પિણ્ઢિ નિષ્પિણ્ઢ્યજિતપ્રિયાઽસિ ।
કૂષ્માણ્ડવૈનાયકયક્ષરક્ષો-
ભૂતગ્રહાંશ્ચૂર્ણય ચૂર્ણયારીન્ ॥ ૨૪॥

ત્વં યાતુધાનપ્રમથપ્રેતમાતૃ-
પિશાચવિપ્રગ્રહઘોરદૃષ્ટીન્ ।
દરેન્દ્ર વિદ્રાવય કૃષ્ણપૂરિતો
ભીમસ્વનોઽરેર્હૃદયાનિ કમ્પયન્ ॥ ૨૫॥

ત્વં તિગ્મધારાસિવરારિસૈન્ય-
મીશપ્રયુક્તો મમ છિન્ધિ છિન્ધિ ।
ચક્ષૂંષિ ચર્મઞ્છતચન્દ્ર છાદય
દ્વિષામઘોનાં હર પાપચક્ષુષામ્ ॥ ૨૬॥

યન્નો ભયં ગ્રહેભ્યોઽભૂત્ કેતુભ્યો નૃભ્ય એવ ચ ।
સરીસૃપેભ્યો દંષ્ટ્રિભ્યો [1]ભૂતેભ્યોંઽહોભ્ય એવ વા ॥ ૨૭॥

સર્વાણ્યેતાનિ ભગવન્નામરૂપાસ્ત્રકીર્તનાત્ ।
પ્રયાન્તુ સઙ્ક્ષયં સદ્યો યે નઃ શ્રેયઃપ્રતીપકાઃ ॥ ૨૮॥

ગરુડો ભગવાન્ સ્તોત્રસ્તોભશ્છન્દોમયઃ પ્રભુઃ ।
રક્ષત્વશેષકૃચ્છ્રેભ્યો વિષ્વક્સેનઃ સ્વનામભિઃ ॥ ૨૯॥

સર્વાપદ્ભ્યો હરેર્નામરૂપયાનાયુધાનિ નઃ ।
બુદ્ધીન્દ્રિયમનઃપ્રાણાન્ પાન્તુ પાર્ષદભૂષણાઃ ॥ ૩૦॥

યથા હિ ભગવાનેવ[2] વસ્તુતઃ સદસચ્ચ યત્ ।
સત્યેનાનેન નઃ સર્વે યાન્તુ નાશમુપદ્રવાઃ ॥ ૩૧॥

યથૈકાત્મ્યાનુભાવાનાં વિકલ્પરહિતઃ સ્વયમ્ ।
ભૂષણાયુધલિઙ્ગાખ્યા ધત્તે શક્તીઃ સ્વમાયયા ॥ ૩૨॥

તેનૈવ સત્યમાનેન સર્વજ્ઞો ભગવાન્ હરિઃ ।
પાતુ સર્વૈઃ સ્વરૂપૈર્નઃ સદા સર્વત્ર સર્વગઃ ॥ ૩૩॥

હે કૌમોદકી ગદા! તમારામાંથી છૂટતા તણખાઓનો સ્પર્શ વજ્રના જેવો અસહ્ય છે. તમે ભગવાન અજિતની પ્રિયા છો અને હું તેમનો સેવક છું; તેથી તમે કૂષ્માંડ, વિનાયક, યક્ષ, રાક્ષસ, ભૂત, પ્રેત વગેરે ગ્રહોને અત્યારે જ કચડી નાખો, કચડી નાખો તથા મારા શત્રુઓના ચૂરેચૂરા કરી નાખો. (૨૪) હે શંખશ્રેષ્ઠ! તમે ભગવાન શ્રીકૃષ્ણ વડે કરાયેલા ભયંકર (શંખનાદથી) ઘોષથી મારા શત્રુઓનાં હૈયાં થથરાવી દો તથા યાતુધાન, પ્રમથ, પ્રેત, માતૃકા, પિશાચ, બ્રહ્મરાક્ષસ વગેરે ભયાનક પ્રાણીઓને અહીંથી તરત જ ભગાડી મૂકો. (૨૫) ભગવાનની પ્રિય હે તલવાર! તમારી ધાર અત્યંત તીક્ષ્ણ છે. તમે ભગવાનની પ્રેરણાથી મારા શત્રુઓને છેદી નાખો, છિન્નભિન્ન કરી નાખો. ભગવાનની પ્રિય હે ઢાલ! તમારાં સેંકડો ચંદ્રાકાર મંડળ છે. તમે પાપી નજરવાળા પાપી આત્માવાળા મારા શત્રુઓની આંખોને આચ્છાદિત કરી દો. (૨૬)

સૂર્ય વગેરે ગ્રહો, ધૂમકેતુ (પૂંછડિયા તારા) વગેરે કેતુઓ, દુષ્ટ મનુષ્યો, સાપ વગેરે પેટે ચાલનારાં જીવજંતુઓ, દાઢોવાળાં હિંસક પશુઓ તેમ જ ભૂત-પ્રેત વગેરેના તથા પાપી પ્રાણીઓથી અમને જે જે ભય છે અને જેઓ જેઓ અમારા કલ્યાણમાં બાધારૂપ છે – તે બધાં જ ભગવાનનાં નામ, રૂપ અને આયુધોનું કીર્તન કરવાથી તત્કાળ નાશ પામે. (૨૭-૨૮) બૃહદ, રથંતર વગેરે સામવેદીય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરવામાં આવે છે તે વેદમૂર્તિ ભગવાન ગરુડ અને વિષ્વક્સેનજી પોતાના નામોચ્ચારના પ્રભાવથી અમારું બધા પ્રકારની આપત્તિઓમાંથી રક્ષણ કરે. (૨૯) શ્રીહરિનાં નામ, રૂપ, વાહન, આયુધો અને એમના શ્રેષ્ઠ પાર્ષદો અમારી બુદ્ધિ, ઇન્દ્રિયો, મન અને પ્રાણનું બધા પ્રકારની આપત્તિઓમાંથી રક્ષણ કરે. (૩૦)

'જેટલાં પણ કાર્યો છે અથવા કારણરૂપ જગત છે તે (સર્વ) વાસ્તવમાં ભગવાન જ છે' – આ સત્યના પ્રભાવે અમારા તમામ ઉપદ્રવોનો નાશ થઈ જાય. (૩૧) જે લોકોએ બ્રહ્મ અને આત્માના ઐક્યનો અનુભવ કરી લીધો છે તેમની દૃષ્ટિમાં ભગવાનનું સ્વરૂપ સમસ્ત વિકલ્પો-ભેદો વિનાનું છે; અને છતાંય તેઓ પોતાની માયાશક્તિ વડે ભૂષણ, આયુધ અને રૂપ નામની શક્તિઓ ધારણ કરે છે, આ વાત નિશ્ચિતપણે સાચી છે. આ કારણે સર્વજ્ઞ, સર્વવ્યાપક ભગવાન શ્રીહરિ સદૈવ સર્વત્ર બધાં સ્વરૂપોથી અમારું રક્ષણ કરે. (૩૨-૩૩)

૧. પ્રા. પા. – ૦ભ્યો ઘોરેભ્ય એવ ચ । ૨. પ્રા. પા. – ભગવાન્ દેવઃ સંસ્તુતઃ સદ૦ ।

વિદિક્ષુ દિક્ષૂર્ધ્વમધઃ સમન્તા-
દન્તર્બહિર્ભગવાન્ નારસિંહઃ ।
પ્રહાપયઁલ્લોકભયં સ્વનેન
સ્વતેજસા ગ્રસ્તસમસ્તતેજાઃ ॥ ૩૪॥

જેઓ પોતાના ભયંકર અટ્ટહાસ્યથી બધા લોકોના ભયને ભગાડી મૂકે છે અને પોતાના તેજથી બધાંના તેજને ગ્રસી લે છે તે ભગવાન નરસિંહ દિશા-વિદિશાઓમાં નીચે અને ઉપર, બહાર અને અંદર – બધી બાજુએ અમારું રક્ષણ કરે." (૩૪)

મઘવન્નિદમાખ્યાતં વર્મ નારાયણાત્મકમ્ ।
વિજેષ્યસ્યઞ્જસા યેન દંશિતોઽસુરયૂથપાન્ ॥ ૩૫॥

હે દેવરાજ ઇન્દ્ર! મેં તમને આ નારાયણકવચ કહી સંભળાવ્યું. આ કવચથી તમે પોતાને સુરક્ષિત કરી લો. પછી તમે અનાયાસે જ બધા દૈત્ય-યૂથપતિઓને જીતી લેશો. (૩૫)

એતદ્ ધારયમાણસ્તુ યં યં પશ્યતિ ચક્ષુષા ।
પદા વા સંસ્પૃશેત્ સદ્યઃ સાધ્વસાત્ સ વિમુચ્યતે ॥ ૩૬॥

આ નારાયણકવચ ધારણ કરનારો મનુષ્ય જેને પણ પોતાનાં નેત્રોથી જુએ છે અથવા પગથી સ્પર્શ કરે છે તે તરત જ બધા ભયોમાંથી મુક્ત થઈ જાય છે. (૩૬)

ન કુતશ્ચિદ્ ભયં તસ્ય વિદ્યાં ધારયતો ભવેત્ ।
રાજદસ્યુગ્રહાદિભ્યો વ્યાઘ્રાદિભ્યશ્ચ[1] કર્હિચિત્ ॥ ૩૭॥

જે મનુષ્ય આ વૈષ્ણવી વિદ્યાને ધારણ કરી લે છે તેને રાજા, લુટારા, પ્રેત-પિશાચ વગેરે તથા વાઘ વગેરે હિંસક જાનવરો તરફથી ક્યારેય કોઈ પણ પ્રકારનો ભય રહેતો નથી. (૩૭)

ઇમાં વિદ્યાં પુરા કશ્ચિત્ કૌશિકો ધારયન્ દ્વિજઃ ।
યોગધારણયા સ્વાઙ્ગં જહૌ સ મરુધન્વનિ ॥ ૩૮॥

હે દેવરાજ! પ્રાચીન કાળમાં એક કૌશિક બ્રાહ્મણે આ વિદ્યા ધારણ કરીને રણપ્રદેશમાં યોગધારણાપૂર્વક પોતાનો દેહત્યાગ કર્યો હતો. (૩૮)

તસ્યોપરિ વિમાનેન ગન્ધર્વપતિરેકદા ।
યયૌ ચિત્રરથઃ સ્ત્રીભિર્વૃતો યત્ર દ્વિજક્ષયઃ ॥ ૩૯॥

તે બ્રાહ્મણનો દેહ જ્યાં પડ્યો હતો તે સ્થળ ઉપરથી ગંધર્વરાજ ચિત્રરથ એક દિવસ પોતાની પત્નીઓ સાથે વિમાનમાં બેસીને જતા હતા. (૩૯)

ગગનાન્ન્યપતત્ સદ્યઃ સવિમાનો હ્યવાક્શિરાઃ ।
સ વાલખિલ્યવચનાદસ્થીન્યાદાય વિસ્મિતઃ ।
પ્રાસ્ય પ્રાચીસરસ્વત્યાં સ્નાત્વા ધામ સ્વમન્વગાત્ ॥ ૪૦॥

તેઓ તે સ્થળે આવતાં જ ઊંધા માથે આકાશમાંથી વિમાન સહિત પૃથ્વી પર પટકાઈ પડ્યા. આ ઘટના બનતાં તેમને ભારે આશ્ચર્ય થયું. જ્યારે તેમને વાલખિલ્ય મુનિઓએ બતાવ્યું કે નારાયણકવચ ધારણ કરવાનો જ આ પ્રભાવ છે, ત્યારે તેમણે તે બ્રાહ્મણદેવતાનાં અસ્થિ લઈ જઈને પૂર્વ વહેતી સરસ્વતી નદીના પ્રવાહમાં વહાવી દીધાં અને પછી તેઓ સ્નાન કરીને પોતાના લોકમાં સિધાવી ગયા. (૪૦)

*શ્રીશુક ઉવાચ*

ય ઇદં શૃણુયાત્ કાલે યો ધારયતિ ચાદૃતઃ ।
તં નમસ્યન્તિ ભૂતાનિ મુચ્યતે સર્વતો ભયાત્ ॥ ૪૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) જે મનુષ્ય આ નારાયણકવચ (યોગ્ય) સમયે સાંભળે છે અને જે એને આદરપૂર્વક ધારણ કરે છે તેની આગળ બધાં જ ભૂતપ્રાણીઓ આદરથી નમી પડે છે અને તે બધા પ્રકારના ભયમાંથી મુક્ત થઈ જાય છે. (૪૧)

એતાં વિદ્યામધિગતો વિશ્વરૂપાચ્છતક્રતુઃ ।
ત્રૈલોક્યલક્ષ્મીં બુભુજે વિનિર્જિત્ય મૃધેઽસુરાન્ ॥ ૪૨॥

શતક્રતુ ઇન્દ્રે આચાર્ય વિશ્વરૂપજી પાસેથી આ વૈષ્ણવી વિદ્યા મેળવીને યુદ્ધભૂમિમાં અસુરોને જીતી લીધા અને તેઓ ત્રણ લોકના ઐશ્વર્યનો ઉપભોગ કરવા લાગ્યા. (૪૨)

==★==

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે નારાયણવર્મકથનં નામાષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥**
**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત નારાયણવર્મકથન નામનો આઠમો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – વ્યાધ્યાદિભ્યશ્ચ ।

# નવમો અધ્યાય

## વિશ્વરૂપનો વધ, વૃત્રાસુર થકી દેવોનો પરાજય, દેવોએ કરેલી ભગવાનની સ્તુતિ અને ભગવાનની પ્રેરણાથી દેવોનું દધીચિ ઋષિ પાસે જવું

*શ્રીશુક ઉવાચ*[1]

તસ્યાસન્ વિશ્વરૂપસ્ય શિરાંસિ ત્રીણિ ભારત ।
સોમપીથં સુરાપીથમન્નાદમિતિ શુશ્રુમ ॥ ૧॥

સ વૈ બર્હિષિ દેવેભ્યો ભાગં પ્રત્યક્ષમુચ્ચકૈઃ ।
અવદદ્ યસ્ય પિતરો દેવાઃ સપ્રશ્રયં નૃપ ॥ ૨॥

સ એવ હિ દદૌ ભાગં પરોક્ષમસુરાન્ પ્રતિ ।
યજમાનોઽવહદ્ ભાગં માતૃસ્નેહવશાનુગઃ ॥ ૩॥

તદ્ દેવહેલનં તસ્ય ધર્માલીકં સુરેશ્વરઃ ।
આલક્ષ્ય તરસા ભીતસ્તચ્છીર્ષાણ્યચ્છિનદ્[2] રુષા ॥ ૪॥

સોમપીથં તુ યત્ તસ્ય શિર આસીત્ કપિઞ્જલઃ ।
કલવિઙ્કઃ સુરાપીથમન્નાદં યત્ સ તિત્તિરિઃ ॥ ૫॥

બ્રહ્મહત્યામઞ્જલિના જગ્રાહ યદપીશ્વરઃ[3] ।
સંવત્સરાન્તે તદઘં ભૂતાનાં સ વિશુદ્ધયે ।
ભૂમ્યમ્બુદ્રુમયોષિદ્ભ્યશ્ચતુર્ધા વ્યભજદ્ધરિઃ ॥ ૬॥

ભૂમિસ્તુરીયં જગ્રાહ ખાતપૂરવરેણ વૈ ।
ઈરિણં બ્રહ્મહત્યાયા રૂપં ભૂમૌ પ્રદૃશ્યતે ॥ ૭॥

તુર્યં છેદવિરોહેણ વરેણ જગૃહુર્દ્રુમાઃ ।
તેષાં નિર્યાસરૂપેણ બ્રહ્મહત્યા પ્રદૃશ્યતે ॥ ૮॥

શશ્વત્કામવરેણાંહસ્તુરીયં જગૃહુઃ સ્ત્રિયઃ ।
રજોરૂપેણ તાસ્વંહો માસિ માસિ પ્રદૃશ્યતે ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! અમે સાંભળ્યું છે કે વિશ્વરૂપને ત્રણ શિર હતાં. તેઓ એક મુખેથી સોમરસ તથા બીજા મુખેથી સુરા (મદ્ય) પીતા હતા અને ત્રીજા મુખેથી અન્ન આરોગતા હતા. (૧) તેમના પિતા ત્વષ્ટા વગેરે બાર આદિત્યદેવો હતા, તેથી તેઓ (વિશ્વરૂપજી) યજ્ઞ સમયે પ્રત્યક્ષપણે મોટા સ્વરે ઉચ્ચારણ કરીને અત્યંત વિનયપૂર્વક દેવતાઓને આહુતિ આપતા હતા; (૨) અને એ સાથે જ ગુપ્ત રીતે અસુરોને પણ આહુતિ આપતા રહેતા હતા. તેમની માતા અસુરકુળની હતી, તેથી જ તેઓ માતૃપ્રેમને વશ વર્તીને યજ્ઞ કરતી વખતે આ પ્રમાણે અસુરોને યજ્ઞભાગ પહોંચાડતા રહેતા હતા. (૩) દેવરાજ ઈન્દ્રે જોયું કે આ પ્રમાણે તેઓ દેવોનો અપરાધ અને ધર્મના બહાને અસત્ય આચરણ (કપટ) કરી રહ્યા છે. આનાથી ઈન્દ્રને ડર લાગ્યો અને ક્રોધે ભરાઈને તેમણે ખૂબ જ ત્વરાથી તેમનાં ત્રણે શિર છેદી નાખ્યાં. (૪) વિશ્વરૂપનું સોમરસ પીનારું શિર ચાતક, મદ્યપાન કરનારું શિર ગોરૈયો અને અન્ન આરોગનારું મુખ તેતર બની ગયાં. (૫) ઈન્દ્રે ઈચ્છ્યું હોત તો તેઓ વિશ્વરૂપના વધથી લાગેલું હત્યાનું પાપ દૂર કરી શકત, પરંતુ તેમણે એમ કરવું યોગ્ય ન માન્યું, બલકે હાથ જોડીને તેનો (તે પાપ-ફળનો) સ્વીકાર કરી લીધો અને એક વર્ષ સુધી, તેમાંથી છૂટવાનો કોઈ ઉપાય કર્યો નહીં. ત્યારપછી બધા લોકોની સામે પોતાની શુદ્ધિ માટે તેમણે પોતાની બ્રહ્મહત્યાને ચાર ભાગમાં વહેંચીને પૃથ્વી, જળ, વૃક્ષો અને સ્ત્રીઓને આપી. (૬) પૃથ્વીએ ઈન્દ્રની બ્રહ્મહત્યાનો ચોથો ભાગ સ્વીકારી લીધો અને બદલામાં એવું વરદાન મેળવી લીધું કે જ્યાં ક્યાંય પણ ખાડો હોય તે (યોગ્ય) સમયે આપોઆપ પુરાઈ જશે. આ જ (પૃથ્વીએ સ્વીકારેલી) બ્રહ્મહત્યા ક્યાંક ક્યાંક ઊષર (ક્ષારયુક્ત ભૂમિ)ના રૂપમાં દેખાઈ આવે છે. (૭) બીજો ચતુર્થાંશ વૃક્ષોએ (સ્વીકારી) લીધો અને તેમણે એવું વરદાન મેળવ્યું કે તેમનો કોઈ ભાગ કપાઈ જાય તોપણ તે પાછો જોડાઈ જશે. તેમનામાં અત્યારે પણ ગુંદરરૂપે બ્રહ્મહત્યા દેખાઈ આવે છે. (૮) સ્ત્રીઓએ તે બ્રહ્મહત્યાનો ત્રીજો ચતુર્થાંશ સ્વીકારી લીધો અને તેઓ સદૈવ પુરુષોનો સહવાસ કરી શકે એવું વરદાન મેળવ્યું. તેમની બ્રહ્મહત્યા દર મહિને રજરૂપે દેખાઈ આવે છે. (૯)

૧. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૨. પ્રા. પા. – ભીતઃ શીર્ષાણ્યસ્યાચ્છિનદ્ । ૩. પ્રા. પા. – યદપીશ્વરઃ ।

દ્રવ્યભૂયોવરેણાપસ્તુરીયં[1] જગૃહુર્મલમ્ ।
તાસુ બુદ્‌બુદફેનાભ્યાં દૃષ્ટં તદ્ધરતિ[2] ક્ષિપન્ ॥ ૧૦॥

હતપુત્રસ્તતસ્ત્વષ્ટા[3] જુહાવેન્દ્રાય શત્રવે ।
ઈન્દ્રશત્રો વિવર્ધસ્વ માચિરં જહિ વિદ્વિષમ્ ॥ ૧૧॥

અથાન્વાહાર્યપચનાદુત્થિતો ઘોરદર્શનઃ ।
કૃતાન્ત ઈવ લોકાનાં યુગાન્તસમયે યથા ॥ ૧૨॥

વિષ્વગ્વિવર્ધમાનં તમિષુમાત્રં દિને દિને ।
દગ્ધશૈલપ્રતીકાશં સન્ધ્યાભ્રાનીકવર્ચસમ્ ॥ ૧૩॥

તપ્તતામ્રશિખાશ્મશ્રું મધ્યાહ્નાર્કોગ્રલોચનમ્ ॥ ૧૪॥

દેદીપ્યમાને ત્રિશિખે શૂલ આરોપ્ય રોદસી ।
નૃત્યન્તમુન્નદન્તં ચ ચાલયન્તં પદા મહીમ્ ॥ ૧૫॥

દરીગમ્ભીરવક્ત્રેણ પિબતા ચ નભસ્તલમ્ ।
લિહતા જિહ્વયર્ક્ષાણિ ગ્રસતા ભુવનત્રયમ્ ॥ ૧૬॥

મહતા રૌદ્રદંષ્ટ્રેણ જૃમ્ભમાણં મુહુર્મુહુઃ ।
વિત્રસ્તા દુદ્રુવુર્લોકા વીક્ષ્ય સર્વે દિશો[4] દશ ॥ ૧૭॥

યેનાવૃતા ઈમે લોકાસ્તમસા[5] ત્વાષ્ટ્રમૂર્તિના ।
સ વૈ વૃત્ર ઈતિ પ્રોક્તઃ પાપઃ પરમદારુણઃ ॥ ૧૮॥

તં નિજઘ્નુરભિદ્રુત્ય સગણા વિબુધર્ષભાઃ ।
સ્વૈઃસ્વૈર્દિવ્યાસ્ત્રશસ્ત્રૌઘૈઃસોઽગ્રસત્તાનિ કૃત્સ્નશઃ ॥ ૧૯॥

તતસ્તે વિસ્મિતાઃ સર્વે વિષણ્ણા ગ્રસ્તતેજસઃ ।
પ્રત્યગ્ચમાદિપુરુષમુપતસ્થુઃ સમાહિતાઃ ॥ ૨૦॥

પાણીએ (જળ) બ્રહ્મહત્યાનો ચોથો ચતુર્થાંશ સ્વીકારી લીધો અને વરદાન મેળવી લીધું કે વપરાશ થવા છતાં પણ ઝરણું વગેરે રૂપે તેની વૃદ્ધિ થતી જ રહેશે. ફીણ, પરપોટા વગેરે રૂપે તે બ્રહ્મહત્યા દેખાઈ આવે છે; અને તેથી મનુષ્યો તેમને દૂર કરીને પાણી લેતા રહે છે. (૧૦)

વિશ્વરૂપજીના મૃત્યુ પછી તેમના પિતા ત્વષ્ટા 'હે ઈન્દ્રશત્રુ! તમારી અભિવૃદ્ધિ થાઓ અને જલદીમાં જલદી તમે શત્રુને મારી નાખો' – આ પ્રમાણે ઈન્દ્રનો શત્રુ પેદા કરવા માટે હવન કરવા લાગ્યા. (૧૧) યજ્ઞ સમાપ્ત થયા પછી અન્વાહાર્ય-પચન નામના અગ્નિ (દક્ષિણાગ્નિ)માંથી એક મોટો ભયાનક પુરુષ (દૈત્ય) પ્રગટ થયો. તે એવો દેખાતો હતો કે જાણે લોકોનો નાશ કરવા માટે પ્રલયકાલીન વિકરાળ કાળ જ ઉત્પન્ન થયો હોય. (૧૨) (હે પરીક્ષિત!) તે દરરોજ પોતાના શરીરની બધી બાજુએ એક બાણ જેટલો વધતો રહેતો હતો. તે બળેલા પહાડ જેવો કાળો અને ભારે શરીરવાળો હતો. તેના શરીરમાંથી સંધ્યાકાળનાં વાદળો જેવી આભા નીકળતી હતી. (૧૩) તેના માથાના વાળ અને દાઢીમૂછ તપેલા તાંબા જેવા લાલ રંગનાં હતાં તથા તેની આંખો મધ્યાહ્નના સૂર્ય જેવી ભડભડતી હતી. (૧૪) ચમકતી ત્રણ અણીઓવાળું ત્રિશૂળ લઈને જ્યારે તે નાચતો, બરાડતો અને કૂદતો હતો ત્યારે પૃથ્વી કંપી ઊઠતી હતી અને એવું લાગતું હતું કે તેણે તે ત્રિશૂળ પર અંતરિક્ષને ઉપાડી રાખેલું છે. (૧૫) તે વારંવાર બગાસાં ખાતો હતો, એનાથી ગુફા જેવું તેનું વિકરાળ મુખ જ્યારે ખૂલતું ત્યારે લાગતું હતું કે તે (જાણે) આખા આકાશને પી જશે, જીભથી બધાં નક્ષત્રોને ચાટી જશે અને પોતાની વિશાળ અને વિકરાળ દાઢોવાળા મોઢાથી ત્રણે લોકોને ગળી જશે. તેનું ભયાનક રૂપ જોઈને બધા લોકો ભયભીત થઈ ગયા અને આમ-તેમ ભાગવા લાગ્યા. (૧૬-૧૭)

(હે પરીક્ષિત!) ત્વષ્ટાના (આ) તમોગુણી પુત્રે બધા લોકને ઘેરી લીધા હતા, તેથી જ તે પાપી અને અત્યંત ક્રૂર પુરુષનું નામ વૃત્રાસુર પડ્યું. (૧૮) મોટા મોટા દેવો પોતપોતાના અનુયાયીઓ સહિત એકસામટા તેના પર તૂટી પડ્યા તથા પોતપોતાનાં દિવ્ય અસ્ત્રો-શસ્ત્રોથી પ્રહાર કરવા લાગ્યા; પરંતુ વૃત્રાસુર તેમનાં બધાં અસ્ત્રો-શસ્ત્રોને ગળી ગયો. (૧૯) ત્યારે તો દેવતાઓ અચંબામાં પડી ગયા, તેમનો પ્રભાવ ઓસરી ગયો. તે તમામ દીન-હીન અને ઉદાસ થઈ ગયા તથા પોતાના હૃદયમાં વિરાજમાન આદિપુરુષ ભગવાન નારાયણના, એકાગ્રચિત્ત થઈને, શરણે ગયા. (૨૦)

૧. પ્રા. પા.–દ્રવ્યરૂપવ૦ । ૨. પ્રા. પા.–તદ્ધરિરક્ષિપત્ । ૩. પ્રા. પા.–હતે પુત્રે તત૦ । ૪. પ્રા. પા.–દિવૌકસઃ । ૫. પ્રા. પા.–સ્તપસા ।

*દેવા ઊચુઃ*

**વાય્વમ્બરાગ્ન્યપ્ક્ષિતયસ્ત્રિલોકા**
**બ્રહ્માદયો યે વયમુદ્વિજન્તઃ ।**
**હરામ યસ્મૈ બલિમન્તકોઽસૌ**
**બિભેતિ યસ્માદરણં તતો નઃ ॥ ૨૧॥**

**અવિસ્મિતં તં પરિપૂર્ણકામં**
**સ્વેનૈવ લાભેન સમં પ્રશાન્તમ્ ।**
**વિનોપસર્પત્યપરં હિ બાલિશઃ**
**શ્વલાઙ્ગુલેનાતિતિતર્તિ સિન્ધુમ્ ॥ ૨૨॥**

**યસ્યોરુશૃઙ્ગે જગતીં સ્વનાવં**
**મનુર્યથાઽઽબધ્ય તતાર દુર્ગમ્ ।**
**સ એવ નસ્ત્વાષ્ટ્રભયાદ્ દુરન્તાત્**
**ત્રાતાઽઽશ્રિતાન્ વારિચરોઽપિ નૂનમ્ ॥ ૨૩॥**

**પુરા સ્વયમ્ભૂરપિ સંયમામ્ભ-**
**સ્યુદીર્ણવાતોર્મિરવૈઃ કરાલે ।**
**એકોઽરવિન્દાત્ પતિતસ્તતાર**
**તસ્માદ્ ભયાદ્ યેન સ નોઽસ્તુ પારઃ ॥ ૨૪॥**

**ય એક ઈશો નિજમાયયા નઃ**
**સસર્જ યેનાનુસૃજામ વિશ્વમ્ ।**
**વયં ન યસ્યાપિ પુરઃ સમીહતઃ**
**પશ્યામ લિઙ્ગં પૃથગીશમાનિનઃ ॥ ૨૫॥**

**યો નઃ સપત્નૈર્ભૃશમર્દ્યમાનાન્**
**દેવર્ષિતિર્યઙ્નૃષુ નિત્ય એવ ।**
**કૃતાવતારસ્તનુભિઃ સ્વમાયયા**
**કૃત્વાઽઽત્મસાત્ પાતિ યુગે યુગે ચ ॥ ૨૬॥**

**તમેવ દેવં વયમાત્મદૈવતં**
**પરં પ્રધાનં પુરુષં વિશ્વમન્યમ્ ।**
**વ્રજામ સર્વે શરણં શરણ્યં**
**સ્વાનાં સ નો ધાસ્યતિ શં મહાત્મા ॥ ૨૭॥**

**દેવો (ભગવાનને પ્રાર્થના કરતા) બોલ્યા** – વાયુ, આકાશ, અગ્નિ, જળ અને પૃથ્વી – આ પાંચે ભૂતો, તેમનાથી બનેલા ત્રણે લોક, તેમના અધિપતિઓ બ્રહ્માજી વગેરે તથા અમે બધા દેવો જે કાળથી ભય પામીને તેને પૂજા-સામગ્રી અર્પણ કરતા રહીએ છીએ તે જ કાળ ભગવાનથી ભયભીત રહે છે, તેથી હવે (તો) ભગવાન જ અમારા રક્ષક છે. અમે તે ભગવાનની શરણે આવ્યા છીએ. (૨૧) હે પ્રભુ! તમારે માટે કશું નવું નથી તેથી કશું પણ જોઈને તમે વિસ્મિત થતા નથી. તમે પોતાના સ્વરૂપના સાક્ષાત્કારથી જ સર્વથા પૂર્ણકામ, સમ અને શાંત છો. આપના સિવાય કોઈ અન્યનું શરણ લેનાર, કૂતરાની પૂંછડી પકડીને સમુદ્ર પાર કરવા ઈચ્છનાર જેવા મૂર્ખ છે. (૨૨) વૈવસ્વત મનુ કલ્પના અંતમાં જેમના વિશાળ શૃંગમાં પૃથ્વીરૂપી નૌકાને બાંધીને પ્રલયવેળાના સંકટમાંથી અનાયાસ જ ઊગરી ગયા હતા તે મત્સ્ય ભગવાન જ અમને - શરણાગત દેવોને, વૃત્રાસુરે ઊભા કરેલા દુસ્તર ભયમાંથી અવશ્ય ઉગારી લેશે. (૨૩) પ્રાચીનકાળમાં પ્રચંડ પવનનાં ઝાપટાંને લીધે ઊઠેલાં ઊંચાં ઊંચાં મોજાંઓની ગર્જનાને કારણે બ્રહ્માજી ભગવાન (શ્રીવિષ્ણુ)ના નાભિકમળમાંથી અત્યંત ભયાનક પ્રલયકાળના જળમાં પડી ગયા હતા અને જોકે પોતે લાચાર હતા તોપણ જેમની કૃપાથી તેઓ તે આફતમાંથી ઊગરી ગયા હતા તે જ ભગવાન અમને આ સંકટમાંથી પાર ઉતારે. (૨૪) તે જ શ્રીપ્રભુએ પોતે અદ્વિતીય હોવા છતાં પણ પોતાની માયાથી અમારી રચના કરી અને તેમની જ કૃપાથી અમે સૃષ્ટિ-રચનાનું સંચાલન કરીએ છીએ. જોકે તેઓ અમારી સામે જ બધા પ્રકારની ક્રિયાઓ કરે છે અને કરાવે છે તેમ છતાં ‘અમે સ્વતંત્ર ઈશ્વર છીએ’ એ પ્રમાણેના પોતાના અભિમાનને કારણે અમે તેમના સ્વરૂપને જાણી શકતા નથી. (૨૫) તે શ્રીપ્રભુ જ્યારે જુએ છે કે દેવો પોતાના શત્રુઓથી ઘણા દુ:ખી થઈ રહ્યા છે ત્યારે તેઓ (પોતે) નિર્વિકાર હોવા છતાં પણ પોતાની માયાનો આશ્રય લઈને દેવ, ઋષિ, પશુપક્ષી, મનુષ્ય વગેરે યોનિઓમાં અવતાર લે છે તથા યુગે-યુગે અમને પોતાના સમજીને અમારું રક્ષણ કરે છે. (૨૬) તેઓ જ સર્વના આત્મા એ પરમ આરાધ્યદેવ છે. તેઓ જ પ્રકૃતિ અને પુરુષરૂપે વિશ્વનું કારણ છે. તેઓ વિશ્વથી અલગ પણ છે અને વિશ્વરૂપ પણ છે. અમે બધા તે જ શરણાગત-વત્સલ ભગવાન શ્રીહરિનું શરણ લઈએ છીએ. તે મહાન આત્મા શ્રીપ્રભુ પોતાના સ્વજનો એવા અમારું - દેવતાઓનું અવશ્ય કલ્યાણ કરશે. (૨૭)

*શ્રીશુક ઉવાચ*[1]

**ઇતિ તેષાં મહારાજ સુરાણામુપતિષ્ઠતામ્**[2] **।**
**પ્રતીચ્યાં દિશ્યભૂદાવિઃ શઙ્ખચક્રગદાધરઃ ॥ ૨૮॥**

**આત્મતુલ્યૈઃષોડશભિર્વિના શ્રીવત્સકૌસ્તુભૌ ।**
**પર્યુપાસિતમુન્નિદ્રશરદમ્બુરુહેક્ષણમ્ ॥ ૨૯॥**

**દૃષ્ટ્વા તમવનૌ સર્વ ઈક્ષણાહ્લાદવિક્લવાઃ ।**
**દણ્ડવત્ પતિતા રાજઞ્છનૈરુત્થાય તુષ્ટુવુઃ ॥ ૩૦॥**

*દેવા ઊચુઃ*

**નમસ્તે યજ્ઞવીર્યાય વયસે ઉત તે નમઃ ।**
**નમસ્તે હ્યસ્તચક્રાય નમઃ સુપુરુહૂતયે ॥ ૩૧॥**

**યત્ તે ગતીનાં તિસૃણામીશિતુઃ પરમં પદમ્ ।**
**નાર્વાચીનો વિસર્ગસ્ય ધાતર્વેદિતુમર્હતિ ॥ ૩૨॥**

**ૐ નમસ્તેઽસ્તુ ભગવન્ નારાયણ વાસુદેવાદિપુરુષ મહાપુરુષ મહાનુભાવ પરમમઙ્ગલ પરમકલ્યાણ પરમકારુણિક કેવલ જગદાધાર લોકૈકનાથ સર્વેશ્વર લક્ષ્મીનાથ પરમહંસપરિવ્રાજકૈઃ પરમેણાત્મયોગસમાધિના પરિભાવિતપરિસ્ફુટપારમહંસ્યધર્મેણોદ્ઘાટિતતમઃકપાટદ્વારે ચિત્તેઽપાવૃત આત્મલોકે સ્વયમુપલબ્ધનિજસુખાનુભવો ભવાન્ ॥૩૩॥ દુરવબોધ ઇવ તવાયં વિહારયોગો યદશરણોઽશરીર ઇદમનવેક્ષિતાસ્મત્સમવાય આત્મનૈવાવિક્રિયમાણેન સગુણમગુણઃ સૃજસિ**

**શ્રીશુકદેવજી કહે છે** – હે મહારાજ! દેવોએ જ્યારે ભગવાનની આ પ્રમાણે સ્તુતિ-પ્રાર્થના કરી ત્યારે શંખ-ચક્ર-ગદા-પદ્મધારી ભગવાન સ્વયં તેમની સામે અંતર્દેશમાં પ્રગટ થયા. (૨૮) ભગવાનનાં નેત્રો શરદઋતુવેળાનાં કમળ જેવાં વિકસેલાં હતાં. તેમની સાથે સોળ પાર્ષદો તેમની સેવામાં પ્રવૃત્ત હતા. તેઓ દેખાવે બધી રીતે ભગવાનના જેવા જ હતા; સિવાય કે તેમનાં વક્ષઃસ્થળ પર શ્રીવત્સલાંછન અને ગળામાં કૌસ્તુભમણિ ન હતાં. (૨૯) હે રાજન્! ભગવાનનાં દર્શન પામીને તે બધા દેવો આનંદથી વિહ્વળ થઈ ગયા. તે બધાએ ધરતી પર આળોટીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને પછી ધીરે ધીરે ઊઠીને તેઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. (૩૦)

**દેવો (સ્તુતિ કરતા) બોલ્યા** – હે ભગવન્! યજ્ઞમાં સ્વર્ગ વગેરે આપવાની શક્તિ અને તેમનાં ફળની સીમા નક્કી કરનારા કાળ પણ તમે જ છો. યજ્ઞમાં વિઘ્નો નાખનારા દૈત્યોને આપ ચક્રથી છિન્નભિન્ન કરી નાખો છો, તેથી આપના નામો અપાર છે. અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૩૧) હે વિધાતા! સત્ત્વ, રજ અને તમ – આ ત્રણ ગુણો અનુસાર જે ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિઓ પ્રાપ્ત થાય છે તેમના નિયામક આપ જ છો. આપ પુરાણ પુરુષ છો. આ કાર્યરૂપ જગતનું કોઈ પણ પ્રાણી તમારા પરમ પદના વાસ્તવિક રૂપને જાણી શકતું નથી. (૩૨)

હે ભગવન્! નારાયણ! વાસુદેવ! આપ આદિ પુરુષ (જગતનું પરમ કારણ) અને મહાપુરુષ (પુરુષોત્તમ) છો. આપનો મહિમા અસીમ છે. આપ પરમ મંગલમય, પરમ કલ્યાણસ્વરૂપ અને પરમ દયાળુ છો. આપ જ સમસ્ત જગતના આધાર અને અદ્વિતીય છો. માત્ર આપ જ સમસ્ત જગતના સ્વામી છો. આપ સર્વેશ્વર છો, દેવી લક્ષ્મીપતિ છો. હે પ્રભુ! પરમહંસ પરિવ્રાજક વિરક્ત મહાત્માઓ જ્યારે આત્મસંયમરૂપી પરમ સમાધિપૂર્વક સારી પેઠે તમારું ચિંતન કરે છે ત્યારે તેમના શુદ્ધ અંતઃકરણમાં પરમહંસોના ધર્મરૂપ ભગવદ્ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. આનાથી તેમના હૃદયનાં અજ્ઞાનરૂપી દ્વાર ખૂલી જાય છે અને તેમના આત્મલોકમાં આપ આત્માનંદરૂપે કશાય આવરણ વિના પ્રગટ થાઓ છો આપ સર્વાન્તર્યામી હોવાથી તેમના હૃદયમાં પહેલેથી જ બિરાજમાન છો. અને તેઓ આપનો અનુભવ કરીને ધન્ય થઈ જાય છે. એવા આપને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૩૩) હે ભગવન્! આપની લીલાના રહસ્યને જાણવું ઘણું જ મુશ્કેલ છે; કારણ કે કોઈ પણ આશ્રય અને પ્રાકૃત શરીર વિના જ,

૧. પ્રા. પા. – ઋષિરુવાચ । ૨. પ્રા. પા. – ૦મભિતિ૦ ।

પાસિ હરસિ ॥ ૩૪॥ અથ તત્ર ભવાન્ કિં દેવદત્તવદિહ ગુણવિસર્ગપતિતઃ પારતન્ત્ર્યેણ સ્વકૃતકુશલાકુશલં ફલમુપાદદાત્યાહોસ્વિદાત્મારામ ઉપશમશીલઃ સમઞ્જસદર્શન ઉદાસ્ત ઇતિ હ વાવ ન વિદામઃ ॥ ૩૫॥ ન હિ વિરોધ ઉભયં ભગવત્યપરિગણિતગુણગણ ઈશ્વરેડનવગાહ્યમાહાત્મ્યેડર્વાચીનવિકલ્પવિતર્કવિચારપ્રમાણાભાસકુતર્કશાસ્ત્રકલિલાન્તઃકરણાશ્રયદુરવગ્રહવાદિનાં વિવાદાનવસર ઉપરતસમસ્તમાયામયે કેવલ એવાત્મમાયામન્તર્ધાય કોન્વર્થો દુર્ઘટ ઇવ ભવતિ સ્વરૂપદ્વયાભાવાત્ ॥ ૩૬॥ સમવિષમમતીનાં મતમનુસરસિ યથા રજ્જુખણ્ડઃ સર્પાદિધિયામ્ ॥ ૩૭॥ સ એવ હિ પુનઃ સર્વવસ્તુનિ વસ્તુસ્વરૂપઃ સર્વેશ્વરઃ સકલજગત્કારણકારણભૂતઃ સર્વપ્રત્યગાત્મત્વાત્ સર્વગુણાભાસોપલક્ષિત એક એવ પર્યવશેષિતઃ ॥ ૩૮॥ અથ હ વાવ તવ મહિમામૃતરસસમુદ્રવિપ્રુષા[1] સકૃદવલીઢયા[2] સ્વમનસિ [3]નિષ્યન્દમાનાનવરતસુખેન વિસ્મારિતદૃષ્ટશ્રુતવિષયસુખ-

અમારા સહયોગની અપેક્ષા નહીં રાખતાં, સ્વયં નિર્વિકાર રહીને નિર્ગુણ હોવા છતાં સ્વયં જ આ સગુણ જગતનું સર્જન, રક્ષણ અને સંહાર કરો છો. (૩૪) હે ભગવન્! આપ દેવદત્ત જેવા અર્થાત્ કોઈ વ્યક્તિ જેવા ગુણોના કાર્યરૂપ આ જગતમાં જીવરૂપે પ્રગટ થાઓ છો અને કર્મોને આધીન થઈને પોતે કરેલાં સારાં-ખોટાં કર્મોનું ફળ ભોગવો છો આપ આત્મારામ, શાંતસ્વભાવ તથા સર્વથી ઉદાસીન – સાક્ષીમાત્ર થઈ રહો છો તથા સૌને સમાન જુઓ છો. આવી આપની પરસ્પર વિરોધી લીલા અમારી સમજમાં આવતી નથી. (૩૫)

અમે સમજીએ છીએ કે જો આપનામાં આવી બે પ્રકારની લીલાઓ હોય તો તેનો કોઈ વિરોધ નથી કારણ કે આપ સ્વયં ભગવાન છો. આપના અનંત ગુણો છે, આપનો મહિમા અપાર છે અને આપ સર્વ શક્તિમાન છો. આપ પુરાણ પુરુષ છો. તેને જાણ્યા વિના ભેદદૃષ્ટિવાળા આધુનિક લોકો કે જેમનું અનેક પ્રકારના કુતર્કપૂર્ણ શાસ્ત્રોનો અભ્યાસ કરીને અંતઃકરણ દૂષિત થઈ ગયું છે તેઓ, આપના સંબંધમાં દુરાગ્રહપૂર્વક અવાસ્તવિક વાતો કરતા હોય છે, પરંતુ તેનાથી આપના પ્રભુત્વમાં કશો ફેર પડતો નથી. આપ તો સમસ્ત માયામય પદાર્થોથી ભિન્ન વિશુદ્ધસ્વરૂપ છો. જેમનું માયાનું આવરણ હટી ગયું છે તેવા ભક્તો આપના તે વિશુદ્ધસ્વરૂપને જાણે છે. ખરેખર, માયા વડે પોતાને છુપાવીને રાખનારા આપના માટે શું અશક્ય છે? આપ સર્વથી વિલક્ષણ અને અનિર્વચનીય છો. (૩૬)

જેમ એક જ દોરડાના ટુકડામાં મનુષ્યને સાપની ભ્રાન્તિ થાય છે પરંતુ જ્ઞાની મનુષ્યને દોરડું જ દેખાય છે, તેમ ભ્રાન્તિગ્રસ્ત લોકો આપને કર્તા, ભોક્તા આદિ અનેક રૂપોમાં જુએ છે પરંતુ જ્ઞાનીઓ આપને શુદ્ધ સચ્ચિદાનંદરૂપે જ જુએ છે. (૩૭)

વિચારપૂર્વક જોવાથી જણાય છે કે આપ જ જગતના તમામ પદાર્થોમાં સત્તારૂપે રહેલા છો, સર્વના સ્વામી, અને સંપૂર્ણ જગતના કારણ બ્રહ્માજી અને પ્રકૃતિ વગેરેના પણ કારણ છો. આપ સર્વના અંતર્યામી, અંતરાત્મા છો. તેથી જગતમાં જેટલા પણ ગુણોનો આભાસ થાય છે તે બધામાં અધિષ્ઠાનરૂપે આપની જ પ્રતીતિ થાય છે. તેથી શ્રુતિઓએ 'નેતિ નેતિ' દ્વારા જગતના સમસ્ત પદાર્થોનો નિષેધ કરીને છેવટે નિષેધની પરિસીમારૂપે આપ જ શેષ રહો છો એમ કહ્યું છે. (૩૮)

હે મધુસૂદન! આપનો મહિમા અમૃતરસનો સાગર છે. તેના એક બુંદનો પણ જેણે એકવાર પણ સ્વાદ ચાખી લીધો છે તેના હૃદયમાં નિત્ય-નિરંતર પરમાનંદની અખંડ

૧. પ્રા. પા. – મહિમમહામૃત૦ । ૨. પ્રા. પા. – સકૃલ્લીઢયા । ૩. પ્રા. પા. – ૦માનેનાનવ૦ ।

લેશાભાસાઃ પરમભાગવતા એકાન્તિનો ભગવતિ સર્વભૂતપ્રિયસુહૃદિ સર્વાત્મનિ નિતરાં નિરન્તરં નિર્વૃતમનસઃ કથમુ હ વા એતે મધુમથન પુનઃ સ્વાર્થકુશલા હ્યાત્મપ્રિયસુહૃદઃ સાધવસ્ત્વચ્ચરણામ્બુજાનુસેવાં વિસૃજન્તિ ન યત્ર પુનરયં સંસારપર્યાવર્તઃ ॥ ૩૯॥ ત્રિભુવનાત્મભવન ત્રિવિક્રમ ત્રિનયન ત્રિલોકમનોહરાનુભાવ તવૈવ વિભૂતયો દિતિજદનુજાદયશ્ચાપિ તેષામનુપક્રમસમયોऽયમિતિ સ્વાત્મમાયયા સુરનરમૃગમિશ્રિતજલચરાકૃતિભિર્યથાપરાધં દણ્ડં દણ્ડધર દધર્થ એવમેનમપિ[1] ભગવઞ્જહિ ત્વાષ્ટ્રમુત યદિ મન્યસે ॥ ૪૦॥ અસ્માકં તાવકાનાં તવ નતાનાં[2] તત તતામહ તવ ચરણનલિનયુગલધ્યાનાનુબદ્ધહૃદયનિગડાનાં સ્વલિઙ્ગવિવરણેનાત્મસાત્કૃતાનામનુકમ્પાનુરઞ્જિતવિશદરુચિરશિશિરસ્મિતાવલોકેન વિગલિતમધુરમુખરસામૃતકલયા ચાન્તસ્તાપમનઘાર્હસિ શમયિતુમ્ ॥ ૪૧॥ અથ ભગવંસ્તવાસ્માભિરખિલજગદુત્પત્તિસ્થિતિલયનિમિત્તાયમાનદિવ્યમાયાવિનોદસ્ય સકલજીવનિકાયાનામન્તર્હૃદયેષુ બહિરપિ ચ બ્રહ્મપ્રત્યગાત્મસ્વરૂપેણ પ્રધાનરૂપેણ ચ યથાદેશકાલદેહાવસ્થાનવિશેષં તદુપાદાનોપલમ્ભકતયાऽનુભવતઃ સર્વપ્રત્યયસાક્ષિણ આકાશશરીરસ્ય સાક્ષાત્પરબ્રહ્મણઃ પરમાત્મનઃ કિયાનિહ વા

ધારા વહેવા માંડે છે. આને કારણે આ લોક અને પરલોકના જેટલાં પણ સુખ સાંભળવામાં આવ્યાં છે. તે બધાં જ વિસરાઈ જાય છે. સમસ્ત પ્રાણીઓના પરમ હિતૈષી, સુહૃદ અને સર્વાત્મા એવા આપ પરમાત્મામાં જેણે પોતાના ચિત્તને નિરંતર પરોવી દીધું છે અને જેઓ આપના તે ચરણારવિંદરૂપી અમૃતનું પાન કરવારૂપી સ્વાર્થમાં કુશળ છે તેવા આપના તે પ્રિય અને સુહૃદ પરમ ભાગવત (ભક્ત)જનો મૃત્યુરૂપી આ સંસારચક્રમાંથી હંમેશને માટે છૂટી જાય છે. (૩૯) હે ત્રિવિક્રમ! હે ત્રિનયન! આ ત્રણે લોક આપનું ભવન છે. આપનું સામર્થ્ય ત્રણે લોકોને આનંદદાયી છે. દૈત્યો અને દાનવો પણ આપની જ વિભૂતિઓ છે. પરંતુ આ સમય તેમની ઉન્નતિનો નથી એવું વિચારીને અમારી આપને વિનંતી છે કે ઉપદ્રવીઓને દંડ આપવા માટે પોતાની માયાથી આપ દેવ, મનુષ્ય, મૃગ અને નર-સિંહ જેવા મિશ્ર પ્રાણી તથા મત્સ્યાદિ જળચરોના રૂપમાં સમય-સમય પર અવતાર ધારણ કરો છો તે રીતે હે પ્રભુ! આપ ઉચિત સમજો તો આ વૃત્રાસુરનો વધ કરો. (૪૦) હે ભગવન્! હે અનઘ! આપ અમારા પિતા, પિતામહ - સર્વ કાંઈ છો. અમે આપના આત્મીય છીએ અને નિરંતર આપની સામે મસ્તક નમાવેલા રહીએ છીએ. આપના ચરણકમળોનું ધ્યાન ધરતાં ધરતાં અમારું હૃદય તેમાં જ પ્રેમાસક્ત થઈ ગયું છે. આપે પોતાનો દિવ્ય ગુણોથી યુક્ત સાકાર શ્રીવિગ્રહ અમારી સામે પ્રગટ કરીને અમને અપનાવ્યા છે; તેથી હે પ્રભુ! અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે આપ દયાપૂર્ણ, નિર્મળ સુંદર અને શીતળ સ્મિતયુક્ત દૃષ્ટિથી તથા પોતાના મુખારવિંદમાંથી ટપકતાં મનોહર વાણીરૂપ સુમધુર સુધાબિંદુઓથી અમારા હૃદયના તાપનું શમન કરો અને અમારા અંતરાગ્નિને શાંત કરો. (૪૧) હે પ્રભુ! જેમ અગ્નિનો તણખો અગ્નિને પ્રકાશિત કરવામાં અસમર્થ છે તેવી જ રીતે અમે પણ આપને કોઈ પ્રાર્થના કરવામાં અસમર્થ છીએ. આપને તો કહેવાનું જ ન હોય! કારણ કે આપ અંતર્યામી છો. આપ સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી દિવ્ય માયાની સાથે વિનોદ કરતા રહો છો આપ બ્રહ્મરૂપે સર્વવ્યાપી છો તથા તમામ જીવોનાં અંતઃકરણમાં અંતર્યામીરૂપે વિરાજમાન છો. અને બહાર પણ પ્રકૃતિરૂપે આપ જ વિરાજમાન છો. જગતમાં જેટલાં પણ દેશ, કાળ, શરીર, વગેરેનો વિભાગ છે તેમના ઉપાદાન કારણ, નિમિત્ત કારણ, અને પ્રકાશકના રૂપમાં અનુભવ કરનાર પણ આપ જ છો. આપ જ બધી

૧. પ્રા. પા. – ત્નમપિ। ૨. પ્રા. પા. – રતાનાં હન્ત તવ।

અર્થવિશેષો વિજ્ઞાપનીયઃ સ્યાદ્ વિસ્ફુલિઙ્ગાદિભિરિવ હિરણ્યરેતસઃ ॥ ૪૨॥

અત એવ સ્વયં તદુપકલ્પયાસ્માકં ભગવતઃ પરમગુરોસ્તવ ચરણશતપલાશચ્છાયાં વિવિધ-વૃજિનસંસારપરિશ્રમોપશમનીમુપસૃતાનાં[1] વયં યત્કામેનોપસાદિતાઃ ॥ ૪૩॥

અથો ઈશ જહિ ત્વાષ્ટ્રં ગ્રસન્તં ભુવનત્રયમ્ ।
ગ્રસ્તાનિ યેન નઃ કૃષ્ણ તેજાંસ્યસ્ત્રાયુધાનિ ચ ॥ ૪૪॥

હંસાય દહ્રનિલયાય નિરીક્ષકાય
કૃષ્ણાય મૃષ્ટયશસે નિરુપક્રમાય ।
સત્સઙ્ગ્રહાય ભવપાન્થનિજાશ્રમાપ્તા-
વન્તે પરીષ્ટગતયે હરયે નમસ્તે ॥ ૪૫॥

*શ્રીશુક ઉવાચ*

અથૈવમીડિતો રાજન્ સાદરં ત્રિદશૈર્હરિઃ ।
સ્વમુપસ્થાનમાકર્ણ્ય પ્રાહ તાનભિનન્દિતઃ ॥ ૪૬॥

*શ્રીભગવાનુવાચ*

પ્રીતોઽહં વઃ સુરશ્રેષ્ઠા મદુપસ્થાનવિદ્યયા ।
આત્મૈશ્વર્યસ્મૃતિઃ પુંસાં ભક્તિશ્ચૈવ યયા મયિ ॥ ૪૭॥

કિં દુરાપં મયિ પ્રીતે તથાપિ વિબુધર્ષભાઃ ।
મય્યેકાન્તમતિર્નાન્યન્મત્તો વાઞ્છતિ તત્ત્વવિત્ ॥ ૪૮॥

ન વેદ કૃપણઃ શ્રેય આત્મનો ગુણવસ્તુદૃક્ ।
તસ્ય તાનિચ્છતો યચ્છેદ્ યદિ સોઽપિ તથાવિધઃ ॥ ૪૯॥

સ્વયં નિઃશ્રેયસં વિદ્વાન્ ન વક્ત્યજ્ઞાય કર્મ હિ ।
ન રાતિ રોગિણોઽપથ્યં વાઞ્છતો[2] હિ ભિષક્તમઃ ॥ ૫૦॥

મઘવન્ યાત ભદ્રં વો દધ્યઞ્ચમૃષિસત્તમમ્ ।
વિદ્યાવ્રતતપઃસારં ગાત્રં યાચત મા ચિરમ્ ॥ ૫૧॥

વૃત્તિઓના સાક્ષી છો. આપ આકાશની જેમ સર્વગત અને નિર્લેપ છો. માટે જ, અમે અમારું મંતવ્ય આપને નિવેદિત કરીએ એવી અપેક્ષા નહીં રાખતાં, જે કાર્ય માટે અમે અહીં આવ્યા છીએ તેને આપ પૂર્ણ કરો. આપ અચિંત્ય ઐશ્વર્યથી સંપન્ન અને જગતના પરમ ગુરુ છો. અમે આપના ચરણકમળોની શરણમાં આવ્યા છીએ, કે જે વિવિધ પાપોના ફળસ્વરૂપ જન્મ-મૃત્યુરૂપ સંસારના તાપને શાન્ત કરી દેનારા છે. (૪૨-૪૩) હે સર્વશક્તિમાન શ્રીકૃષ્ણ! વૃત્રાસુરે અમારા પ્રભાવને અને અસ્ત્રો-શસ્ત્રોને તો ગળી જ લીધાં છે, હવે તે ત્રણ લોકને પણ ભરખી જશે. આપ વધ કરો. (૪૪) હે પ્રભુ! આપ શુદ્ધસ્વરૂપ, હૃદયસ્થિત શુદ્ધ જ્યોતિર્મય આકાશ, સૌના સાક્ષી, અનાદિ, અનંત અને ઉજ્જ્વળ કીર્તિસંપન્ન છો. સંતો આપના ભજનરૂપી ધનનો જ સંગ્રહ કરે છે. સંસારપથના પ્રવાસીઓ ફરી-ફરીને જ્યારે આપના શરણમાં આવે છે ત્યારે આપ તેમને પરમાનંદસ્વરૂપ અભીષ્ટ ફળ આપો છો અને એ રીતે આપ તેમના જન્મ-જન્માંતરના કષ્ટને હરી લો છો. હે પ્રભુ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૪૫)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આ પ્રમાણે ઘણા આદરપૂર્વક દેવોએ જ્યારે ભગવાનની સ્તુતિ કરી ત્યારે તેઓ પોતાની સ્તુતિ સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તેમણે તેમને કહ્યું. (૪૬)

**શ્રીભગવાને કહ્યું** – હે શ્રેષ્ઠ દેવો! આપે સ્તુતિયુક્ત જ્ઞાનથી મારી ઉપાસના કરી છે, તેથી હું તમારા પર પ્રસન્ન છું. આ સ્તુતિ વડે જીવોને પોતાના વાસ્તવિક સ્વરૂપની સ્મૃતિ અને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે. (૪૭) હે દેવશિરોમણિઓ! મારા પ્રસન્ન થવાથી કોઈ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી; તોપણ મારા અનન્યપ્રેમી તત્ત્વવેત્તા ભક્તો મારી પાસેથી મારા સિવાય અન્ય કશું જ ઇચ્છતા નથી. (૪૮) જે મનુષ્ય જગતના વિષયોને સત્ય સમજે છે તે મૂર્ખ પોતાનું વાસ્તવિક કલ્યાણ (શામાં છે તે) જાણતો નથી. તેથી તે વિષયોને ચાહે છે વળી, કોઈ જાણનારો તેને વિષયભોગ જ આપે છે તો તે પણ તેવો જ મૂર્ખ છે. (૪૯) જે મનુષ્ય મુક્તિનું સ્વરૂપ જાણે છે તે (તો) અજ્ઞાનીને પણ કર્મોમાં ફસાવાનો ઉપદેશ આપતો નથી; જેમ કે રોગી ઇચ્છતો હોવા છતાં સારો વૈદ્ય તેને કુપથ્ય નથી આપતો. (૫૦) હે દેવરાજ ઇન્દ્ર! તમારા બધાનું કલ્યાણ થાઓ. હવે વિલંબ ન કરો. ઋષિશિરોમણિ દધીચિ પાસે જાઓ અને તેમની પાસેથી તેમનું શરીર, કે જે ઉપાસના, વ્રત તથા તપસ્યાને કારણે અત્યંત દૃઢ થઈ ગયું

૧. પ્રા. પા. – ૦મુપસક્તાનાં । ૨. પ્રા. પા. – ૦તોઽપિ ભિ૦ ।

સ વા અધિગતો દધ્યઙ્ઙશ્વિભ્યાં બ્રહ્મ નિષ્કલમ્[1] ।
યદ્ વા અશ્વશિરો નામ તયોરમરતાં વ્યધાત્ ॥ ૫૨॥

છે તે માગી લો. (૫૧) દધીચિ ઋષિ પૂર્ણ બ્રહ્મજ્ઞાની છે. બંને અશ્વિનીકુમારોને અશ્વના શિરેથી ઉપદેશ કરવાને કારણે તેમનું એક નામ 'અશ્વશિર*' પણ છે. તેમણે ઉપદેશ કરેલી આત્મવિદ્યાના પ્રભાવે જ બંને અશ્વિનીકુમારો જીવન્મુક્ત થઈ ગયા. (૫૨)

દધ્યઙ્ઙાથર્વણસ્ત્વષ્ટ્રે વર્માભેદ્યં મદાત્મકમ્ ।
વિશ્વરૂપાય યત્ પ્રાદાત્ ત્વષ્ટા યત્ ત્વમધાસ્તતઃ ॥ ૫૩॥

અથર્વવેદી દધીચિ ઋષિએ જ મારા સ્વરૂપભૂત અભેદ્ય નારાયણકવચનો સૌપ્રથમ ઉપદેશ ત્વષ્ટાને કર્યો હતો. તે જ ઉપદેશ ત્વષ્ટાએ વિશ્વરૂપને આપ્યો અને વિશ્વરૂપ પાસેથી તમને મળ્યો. (૫૩)

યુષ્મભ્યં યાચિતોઽશ્વિભ્યાં ધર્મજ્ઞોઽઙ્ગાનિ દાસ્યતિ ।
તતસ્તૈરાયુધશ્રેષ્ઠો વિશ્વકર્મવિનિર્મિતઃ ।
યેન વૃત્રશિરો હર્તા મત્તેજઉપબૃંહિતઃ ॥ ૫૪॥

દધીચિ ઋષિ ધર્મના પરમ મર્મજ્ઞ છે. તેઓ તમને લોકોને, ખાસ કરીને અશ્વિનીકુમારોના માગવાથી પોતાનાં શરીરનાં અંગો અવશ્ય આપી દેશે. ત્યારપછી વિશ્વકર્મા દ્વારા તે અંગોમાંથી એક શ્રેષ્ઠ આયુધ તૈયાર કરાવી લેજો. હે દેવરાજ! મારી શક્તિથી યુક્ત થઈને તમે તે જ આયુધ વડે વૃત્રાસુરનું મસ્તક છેદી લેશો. (૫૪)

તસ્મિન્ વિનિહતે યૂયં તેજોઽસ્ત્રાયુધસમ્પદઃ ।
ભૂયઃ પ્રાપ્સ્યથ ભદ્રં વો ન હિંસન્તિ ચ મત્પરાન્ ॥ ૫૫॥

હે દેવો! વૃત્રાસુરનું મૃત્યુ થવાથી તમે બધા ફરીથી તેજ, અસ્ત્રો-શસ્ત્રો અને સંપત્તિઓ પ્રાપ્ત કરી લેશો. અવશ્ય તમારું કલ્યાણ થશે, કારણ કે મારા શરણાગતોને કોઈ કષ્ટ આપી શકતું નથી. (૫૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે નવમોઽધ્યાયઃ ॥ ૯॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત નવમો અધ્યાય સમાપ્ત.

═★═

# દસમો અધ્યાય

## દેવતાઓ વડે દધીચિ ઋષિનાં અસ્થિઓથી વજ્રનું નિર્માણ અને વૃત્રાસુરની સેના પર આક્રમણ

*શ્રીશુક ઉવાચ*[2]

ઇન્દ્રમેવં સમાદિશ્ય ભગવાન્ વિશ્વભાવનઃ ।
પશ્યતામનિમેષાણાં તત્રૈવાન્તર્દધે હરિઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) વિશ્વના જીવનદાતા ભગવાન શ્રીહરિ ઇન્દ્રને આ પ્રમાણે આદેશ આપીને, દેવતાઓની સામે જ અંતર્ધાન થઈ ગયા. (૧)

---

૧. પ્રા. પા. – નિષ્કૃતમ્ । ૨. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

* આ કથા આ પ્રમાણે છે : દધીચિ ઋષિને પ્રવર્ગ્ય (યજ્ઞકર્મવિશેષ) અને બ્રહ્મવિદ્યાનું ઉત્તમ જ્ઞાન છે – એ જાણીને અશ્વિનીકુમારો એક વાર તેમની પાસે ગયા અને પોતાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા માટે તેમને પ્રાર્થના કરી. ત્યારે દધીચિ મુનિએ કહ્યું – 'અત્યારે તો હું એક કાર્યમાં વ્યસ્ત છું, તો ફરી વાર કોઈ સમયે આવજો.' તેથી અશ્વિનીકુમારો ચાલ્યા ગયા. તેમના ગયા પછી ઇન્દ્ર આવ્યા અને તેમણે મુનિને કહ્યું – 'હે મુનિ! અશ્વિનીકુમારો વૈદ્ય છે, તેમને તમે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરશો. જો તમે મારી વાત નહીં માનીને તેમને ઉપદેશ કરશો તો હું તમારું શિર કાપી નાખીશ.' આમ કહીને જ્યારે ઇન્દ્ર ચાલ્યા ગયા ત્યારે અશ્વિનીકુમારોએ આવીને ફરીથી તે જ પ્રાર્થના કરી. મુનિએ ઇન્દ્રનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળી અશ્વિનીકુમારોએ કહ્યું – 'અમે પહેલાંથી જ તમારું આ માથું કાપીને (તેને સ્થાને) ઘોડાનું માથું જોડી દઈએ, એનાથી તમે અમને ઉપદેશ કરો; અને ઇન્દ્ર જ્યારે તમારું ઘોડાનું માથું કાપી નાખશે ત્યારે અમે (તમારું) અસલ માથું ફરીથી જોડી દઈશું.' મુનિએ વ્યર્થ વિવાદના ભયને લીધે તેમનું કહેવું સ્વીકારી લીધું. આ પ્રમાણે અશ્વના મુખેથી ઉપદેશ કરવામાં આવ્યો. એને કારણે બ્રહ્મવિદ્યાનું નામ 'અશ્વશિરા' પડ્યું.

તથાડભિયાચિતો દેવૈર્ઋષિરાથર્વણો મહાન્ ।
મોદમાન ઉવાચેદં પ્રહસન્નિવ ભારત ॥ ૨॥

અપિ વૃન્દારકા યૂયં ન જાનીથ શરીરિણામ્ ।
સંસ્થાયાં યસ્ત્વભિદ્રોહો દુઃસહશ્ચેતનાપહઃ ॥ ૩॥

જિજીવિષૂણાં જીવાનામાત્મા પ્રેષ્ઠ ઈહેપ્સિતઃ ।
ક ઉત્સહેત તં દાતું ભિક્ષમાણાય વિષ્ણવે ॥ ૪॥

દેવા ઊચુઃ

કિં નુ તદ્ દુસ્ત્યજં બ્રહ્મન્ પુંસાં ભૂતાનુકમ્પિનામ્ ।
ભવદ્વિધાનાં મહતાં[1] પુણ્યશ્લોકેડ્યકર્મણામ્ ॥ ૫॥

નનુ[2] સ્વાર્થપરો લોકો ન વેદ પરસઙ્કટમ્ ।
યદિ વેદ ન યાચેત નેતિ નાહ યદીશ્વરઃ ॥ ૬॥

ઋષિરુવાચ

ધર્મં વઃ શ્રોતુકામેન યૂયં મે પ્રત્યુદાહૃતાઃ ।
એષ વઃ પ્રિયમાત્માનં ત્યજન્તં સન્ત્યજામ્યહમ્ ॥ ૭॥

યોડધ્રુવેણાત્મના નાથા ન ધર્મં ન યશઃ પુમાન્ ।
ઈહેત[3] ભૂતદયયા સ શોચ્યઃ સ્થાવરૈરપિ ॥ ૮॥

એતાવાનવ્યયો ધર્મઃ પુણ્યશ્લોકૈરુપાસિતઃ ।
યો ભૂતશોકહર્ષાભ્યામાત્મા[4] શોચતિ હૃષ્યતિ ॥ ૯॥

અહો દૈન્યમહો કષ્ટં પારક્યૈઃ ક્ષણભઙ્ગુરૈઃ ।
યન્નોપકુર્યાદસ્વાર્થૈર્મર્ત્યઃ સ્વજ્ઞાતિવિગ્રહૈઃ ॥ ૧૦॥

એ પછી દેવો ઉદારશિરોમણિ અથર્વવેદી દધીચિ ઋષિ પાસે ગયા અને ભગવાનની આજ્ઞા પ્રમાણે તેમને પ્રાર્થના કરી. દેવોની પ્રાર્થના સાંભળીને દધીચિ ઋષિને ઘણો આનંદ થયો. તેમણે હસીને દેવોને કહ્યું – (૨) "હે દેવો! તમને લોકોને કદાચ એ વાતની જાણ નથી કે મરતી વખતે પ્રાણીઓને ભારે કષ્ટ થાય છે. તેમને જ્યાં સુધી ભાન રહે છે ત્યાં સુધી ઘણી અસહ્ય પીડા સહન કરવી પડે છે અને અંતે તેઓ મૂર્ચ્છિત થઈ જાય છે. (૩) જે જીવો જગતમાં જીવતા રહેવા ઇચ્છે છે તેમના માટે શરીર અત્યંત અમૂલ્ય, પ્રિયતમ અને અભીષ્ટ વસ્તુ છે. આવી સ્થિતિમાં સ્વયં ભગવાન શ્રીવિષ્ણુ પણ જો જીવ પાસેથી તેનું શરીર માગે તો તે આપવા કોણ ઉત્સાહ બતાવે, ભલા?" (૪)

**દેવોએ કહ્યું** – હે બ્રહ્મન્! તમારા જેવા ઉદાર અને પ્રાણીઓ પર દયા કરનારા મહાપુરુષો, કે જેમનાં કર્મોની મોટા-મોટા યશસ્વી મહાનુભાવો પણ પ્રશંસા કરે છે - તેઓ પ્રાણીઓની ભલાઈ માટે કઈ વસ્તુ ન્યોછાવર નથી કરી શકતા! (૫) હે ભગવન્! એમાં સંદેહ નથી કે માગનારા લોકો સ્વાર્થી હોય છે, તેમનામાં આપનારાની મુશ્કેલીનો વિચાર કરવાની બુદ્ધિ હોતી નથી. જો તેમનામાં આટલી સમજ હોય તો તેઓ માગે જ શા માટે? એ જ પ્રમાણે આપનાર પણ માગનારાની વિપત્તિ જાણતો નથી હોતો, નહિતર તેના મુખેથી કદી પણ 'ના' ન નીકળે (તેથી તમે અમારી વિપત્તિ સમજીને અમારી યાચના પૂરી કરો). (૬)

**દધીચિ ઋષિએ કહ્યું** – હે દેવો! મેં તમારા બધાના મુખેથી ધર્મની વાત સાંભળવા માટે જ તમારી યાચના પ્રત્યે ઉપેક્ષા બતાવી હતી. આ લો, હું પોતાના પ્રિય શરીરનો તમારા બધાના ભલા માટે અત્યારે જ ત્યાગ કરી દઉં છું; કારણ કે એક દિવસ આ શરીર પોતે જ મારો ત્યાગ કરનાર છે. (૭) હે દેવશ્રેષ્ઠો! જે મનુષ્ય આ નાશવંત શરીર થકી, દુઃખી પ્રાણીઓ પર દયા કરીને મુખ્યરૂપે ધર્મને અને ગૌણરૂપે યશને સંપાદિત કરતો નથી તે તો જડ ઝાડઝાંખરાંથી પણ ગયો-ગુજર્યો છે. (૮) મોટા મોટા મહાત્માઓએ આ અવિનાશી ધર્મની ઉપાસના કરી છે. તે (ધર્મ)નું સ્વરૂપ તો બસ આટલું જ છે કે મનુષ્ય કોઈ પણ પ્રાણીના દુઃખમાં દુઃખ અને સુખમાં સુખ અનુભવે. (૯) જગતના ધન, જન, તન વગેરે પદાર્થો ક્ષણભંગુર છે. એ પોતાના કોઈ કામમાં ખપ લાગતા નથી, અંતે બીજાને જ ખપ લાગશે. અરે! આ તે કેવી કૃપણતા છે, કેટલા દુઃખની વાત છે કે આ મરણધર્મી મનુષ્ય એના થકી બીજાઓનું ભલું કરી લેતો નથી? (૧૦)

૧. પ્રા. પા. – સાધૂનાં । ૨. પ્રા. પા. – નૂનં । ૩. પ્રા. પા. – ઇચ્છેત । ૪. પ્રા. પા. – ભ્યાં ન શોચતિ ન હૃષ્યતિ ।

*શ્રીશુક ઉવાચ*[1]

**એવં કૃતવ્યવસિતો દધ્યઙ્‌ઙાથર્વણસ્તનુમ્ ।**
**પરે ભગવતિ બ્રહ્મણ્યાત્માનં સન્નયઞ્જહૌ ॥ ૧૧॥**

**યતાક્ષાસુમનોબુદ્ધિસ્તત્ત્વદૃગ્ ધ્વસ્તબન્ધનઃ ।**
**આસ્થિતઃ પરમં યોગં ન દેહં બુબુધે ગતમ્ ॥ ૧૨॥**

**અથેન્દ્રો વજ્રમુદ્યમ્ય નિર્મિતં વિશ્વકર્મણા ।**
**મુનેઃશુક્તિભિરુત્સિક્તો ભગવત્તેજસાઽન્વિતઃ ॥ ૧૩॥**

**વૃતો દેવગણૈઃ સર્વૈર્ગજેન્દ્રોપર્યશોભત ।**
**સ્તૂયમાનો મુનિગણૈસ્ત્રૈલોક્યં હર્ષયન્નિવ ॥ ૧૪॥**

**વૃત્રમભ્યદ્રવચ્છેત્તુમસુરાનીકયૂથપૈઃ ।**
**પર્યસ્તમોજસા રાજન્ ક્રુદ્ધો રુદ્ર ઈવાન્તકમ્ ॥ ૧૫॥**

**તતઃ સુરાણામસુરૈ રણઃ પરમદારુણઃ ।**
**ત્રેતામુખે નર્મદાયામભવત્ પ્રથમે યુગે ॥ ૧૬॥**

**રુદ્રૈર્વસુભિરાદિત્યૈરશ્વિભ્યાં પિતૃવહ્નિભિઃ ।**
**મરુદ્‌ભિર્ઋભુભિઃ સાધ્યૈર્વિશ્વેદેવૈર્મરુત્પતિમ્ ॥ ૧૭॥**

**દૃષ્ટ્વા વજ્રધરં શક્રં રોચમાનં સ્વયા શ્રિયા ।**
**નામૃષ્યન્નસુરા રાજન્ મૃધે વૃત્રપુરઃસરાઃ ॥ ૧૮॥**

**નમુચિઃ શમ્બરોઽનર્વા દ્વિમૂર્ધા ઋષભોઽમ્બરઃ ।**
**હયગ્રીવઃ શઙ્કુશિરા વિપ્રચિત્તિરયોમુખઃ ॥ ૧૯॥**

**પુલોમા વૃષપર્વા ચ પ્રહેતિર્હેતિરુત્કલઃ[2] ।**
**દૈતેયા દાનવા યક્ષા રક્ષાંસિ ચ સહસ્રશઃ ॥ ૨૦॥**

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આ પ્રમાણે નિશ્ચય કરીને અથર્વવેદી મહર્ષિ દધીચિએ પોતાને પરબ્રહ્મ પરમાત્મા શ્રીભગવાનમાં લીન કરીને પોતાના સ્થૂળ શરીરનો ત્યાગ કર્યો. (૧૧) તેમનાં ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ સંયત હતાં, તેમની દૃષ્ટિ તત્ત્વમયી હતી, તેમનાં બધાં બંધન કપાઈ ચૂક્યાં હતાં; તેથી તેઓ જ્યારે ભગવાન સાથે અત્યંત યુક્ત થઈને સ્થિત થઈ ગયા ત્યારે તેમને એ વાતનો ખ્યાલ પણ ન આવ્યો કે પોતાનું શરીર છૂટી ગયું છે. (૧૨)

(આ રીતે) ભગવાનની શક્તિ મેળવીને ઇન્દ્રનું બળ-પૌરુષ ઉન્નતિના શિખરે પહોંચી ગયું. હવે વિશ્વકર્માજીએ દધીચિ ઋષિનાં હાડકાંમાંથી વજ્ર બનાવીને તેમને આપ્યું અને તેઓ તેને હાથમાં લઈને ઐરાવત હાથી પર આરૂઢ થયા. તેમની સાથે સાથે બધા જ દેવો તૈયાર થઈ ગયા. (ત્યારે) મોટા મોટા ઋષિમુનિઓ દેવરાજ ઇન્દ્રની સ્તુતિ કરવા લાગ્યા. પછી તેમણે ત્રણે લોકને આનંદિત કરતાં કરતાં, વૃત્રાસુરનો વધ કરવા માટે પૂરું બળ પ્રયોજીને તેના પર આક્રમણ કર્યું – બરાબર એવી જ રીતે કે જાણે ભગવાન રુદ્ર ક્રોધિત થઈને સ્વયં કાળ પર જ આક્રમણ કરી રહ્યા હોય. હે રાજન્! ત્યારે તે વૃત્રાસુર પણ દૈત્ય-સેનાપતિઓની ઘણી મોટી સેના સહિત યુદ્ધમોરચે આવી પહોંચ્યો હતો. (૧૩-૧૫) જે વૈવસ્વત મન્વંતર આ સમયે પ્રવર્તમાન છે તેની પહેલી ચતુર્યુગીનો ત્રેતાયુગ આ સમયે જ શરૂ થયો હતો. તે જ સમયે નર્મદાકિનારે દેવોનું દૈત્યો સાથેનું આ ભયંકર યુદ્ધ થયું. (૧૬) તે સમયે હાથમાં વજ્ર ધારણ કરેલા દેવરાજ ઇન્દ્ર રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, પિતૃઓ, અગ્નિ, મરુદ્‌ગણ, ઋભુગણ, સાધ્યો, વિશ્વેદેવો વગેરે સહિત પોતાની કાન્તિથી શોભી રહ્યા હતા. વૃત્રાસુર વગેરે દૈત્યો તેમને પોતાની સામે આવેલા જોઈને આવેશમાં આવી ગયા. (૧૭-૧૮) અને તેથી તે નમુચિ, શંબર, અનર્વા, દ્વિમૂર્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, સુમાલી, માલી વગેરે હજારો દૈત્યો-દાનવો તેમ જ યક્ષો-રાક્ષસો સુવર્ણની સાધન-સામગ્રીથી સુસજ્જ થઈને દેવરાજ ઇન્દ્રની સેનાને આગળ વધતી

૧. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૨. પ્રા. પા. – ઽરુત્કટઃ ।

સુમાલિમાલિપ્રમુખાઃ કાર્તસ્વરપરિચ્છદાઃ ।
પ્રતિષિધ્યેન્દ્રસેનાગ્રં મૃત્યોરપિ દુરાસદમ્ ॥ ૨૧॥

અભ્યર્દયન્નસમ્ભ્રાન્તાઃ સિંહનાદેન દુર્મદાઃ ।
ગદાભિઃપરિઘૈર્બાણૈઃપ્રાસમુદ્ગરતોમરૈઃ[1] ॥ ૨૨॥

શૂલૈઃપરશ્વધૈઃખડ્ગૈઃશતઘ્નીભિર્ભુશુણ્ડિભિઃ ।
સર્વતોઽવાકિરન્ શસ્ત્રૈરસ્ત્રૈશ્ચ વિબુધર્ષભાન્ ॥ ૨૩॥

ન તેઽદૃશ્યન્ત સઞ્છન્નાઃ શરજાલૈઃ સમન્તતઃ ।
પુઙ્ખાનુપુઙ્ખપતિતૈર્જ્યોતીંષીવ નભોઘનૈઃ ॥ ૨૪॥

ન તે શસ્ત્રાસ્ત્રવર્ષૌઘા હ્યાસેદુઃ સુરસૈનિકાન્ ।
છિન્નાઃ સિદ્ધપથે દેવૈર્લઘુહસ્તૈઃ સહસ્રધા ॥ ૨૫॥

અથ ક્ષીણાસ્ત્રશસ્ત્રૌઘા ગિરિશૃઙ્ગદ્રુમોપલૈઃ ।
અભ્યવર્ષન્ સુરબલં ચિચ્છિદુસ્તાંશ્ચ પૂર્વવત્ ॥ ૨૬॥

તાનક્ષતાન્ સ્વસ્તિમતો નિશામ્ય
શસ્ત્રાસ્ત્રપૂગૈરથ વૃત્રનાથાઃ ।
દ્રુમૈર્દૃષદ્ભિર્વિવિધાદ્રિશૃઙ્ગૈ-
રવિક્ષતાંસ્તત્રસુરિન્દ્રસૈનિકાન્ ॥ ૨૭॥

સર્વે પ્રયાસા અભવન્ વિમોઘાઃ
કૃતાઃ કૃતા દેવગણેષુ દૈત્યૈઃ ।
કૃષ્ણાનુકૂલેષુ યથા મહત્સુ
ક્ષુદ્રૈઃ પ્રયુક્તા રુશતી રૂક્ષવાચઃ ॥ ૨૮॥

તે સ્વપ્રયાસં વિતથં નિરીક્ષ્ય
હરાવભક્તા હતયુદ્ધદર્પાઃ ।
પલાયનાયાજિમુખે વિસૃજ્ય
પતિં મનસ્તે દધુરાત્તસારાઃ ॥ ૨૯॥

અટકાવવા લાગ્યા. (હે પરીક્ષિત!) તે સમયે દેવોની સેના સ્વયં મૃત્યુ માટે પણ અજેય હતી. (૧૯-૨૧) અને બીજી બાજુ મદોન્મત્ત અસુરો સિંહગર્જના કરતા કરતા અત્યંત સાવધાનીપૂર્વક દેવોની સેના પર પ્રહારો કરવા લાગ્યા. તે લોકોએ ગદા, પરિઘ, બાણ, પ્રાસ, મગદળ, તોમર, શૂળ, પરશુ, તલવાર, શતઘ્ની (તોપ), ભુશુંડિ વગેરે અસ્ત્રો-શસ્ત્રો વરસાવીને દેવોને બધી બાજુએથી ઢાંકી દીધા. (૨૨-૨૩) એક પછી એક એટલાં બાણ ચારે બાજુથી આવી રહ્યાં હતાં કે તેમનાથી ઢંકાઈ જવાને કારણે દેવો દેખાતા પણ ન હતા, જેમ કે વાદળોથી ઢંકાઈ જવાથી આકાશના તારા દેખાતા નથી. (૨૪) હે પરીક્ષિત! જોકે તે અસ્ત્રો-શસ્ત્રોનો વરસાદ દેવ-સૈનિકોને સ્પર્શી પણ શક્યો નહીં અને તેમણે પોતાના હસ્તકૌશલથી આકાશમાં જ તેમના હજારો ટુકડા કરી દીધા. (૨૫) જ્યારે અસુરોનાં અસ્ત્રો-શસ્ત્રો સમાપ્ત થઈ ગયાં ત્યારે તેઓ દેવોની સેના પર પર્વતનાં શિખરો, વૃક્ષો અને પથ્થરો વરસાવવા લાગ્યા. પરંતુ તેમને પણ દેવોએ પહેલાંની જેમ તોડી પાડ્યાં. (૨૬)

(હે પરીક્ષિત!) જ્યારે વૃત્રાસુરના અનુયાયી અસુરોએ જોયું કે પોતાનાં અસંખ્ય અસ્ત્રો-શસ્ત્રો પણ દેવસેનાને કોઈ ક્ષતિ પહોંચાડી શક્યાં નથી – અરે, ત્યાં સુધી કે વૃક્ષો, પથ્થરશિલાઓ અને પર્વતોનાં મોટાં મોટાં શિખરોથી પણ તેમનાં શરીરોને સ્હેજ પણ ઇજા સુદ્ધાં પહોંચી નથી અને તેઓ બધા જ સકુશળ છે ત્યારે તે અસુરો ઘણા ગભરાઈ ગયા. તે દૈત્યો દેવોને પરાજિત કરવા માટે જે જે પ્રયત્નો કરતા રહ્યા તે તમામ નિષ્ફળ બનતા રહ્યા; બરાબર એવી જ રીતે કે ભગવાન શ્રીકૃષ્ણ વડે સુરક્ષિત ભક્તો પર ક્ષુદ્ર મનુષ્યોનાં કઠોર અને અમંગલમય વચનોનો કોઈ પ્રભાવ પડતો હોતો નથી. (૨૭-૨૮) ભગવાન-વિરોધી અસુરો પોતાના પ્રયત્નો વ્યર્થ ગયેલા જોઈને નિરુત્સાહ થઈ ગયા, તેમનો વીરતાનો ઘમંડ ઊતરી ગયો. ત્યારે તેઓ પોતાના નાયક વૃત્રાસુરને યુદ્ધભૂમિમાં જ ત્યજી દઈને ભાગી છૂટ્યા, કારણ કે દેવોએ તેમનું તમામ બળ-પૌરુષ છીનવી લીધું હતું. (૨૯)

૧. પ્રા. પા. – પ્રાસતોમરમુદ્ગરૈઃ ।

વૃત્રોઽસુરાંસ્તાનનુગાન્ મનસ્વી
પ્રધાવતઃ પ્રેક્ષ્ય બભાષ એતત્ ।
પલાયિતં પ્રેક્ષ્ય બલં ચ ભગ્નં
ભયેન તીવ્રેણ વિહસ્ય વીરઃ ॥ ૩૦॥

જ્યારે ધીર-વીર વૃત્રાસુરે જોયું કે મારા અનુયાયી અસુરો ભાગી જઈ રહ્યા છે અને અત્યંત ભયભીત થયેલી મારી સેના પણ નષ્ટભ્રષ્ટ અને વેરણછેરણ થઈ રહી છે ત્યારે તે હસીને કહેવા લાગ્યો. (૩૦)

કાલોપપન્નાં રુચિરાં મનસ્વિના-
મુવાચ વાચં પુરુષપ્રવીરઃ ।
હે વિપ્રચિત્તે નમુચે પુલોમન્
મયાનર્વઞ્છમ્બર મે શૃણુધ્વમ્ ॥ ૩૧॥

તે વીરશિરોમણિ વૃત્રાસુરે સમયને અનુરૂપ વીરોચિત વાણીથી વિપ્રચિત્તિ, નમુચિ, પુલોમા, મય, અનર્વા, શંબર વગેરે દૈત્યોને સંબોધીને કહ્યું – “હે અસુરો! ભાગો નહીં. મારી એક વાત સાંભળી લો. (૩૧)

જાતસ્ય મૃત્યુર્ધ્રુવ એષ સર્વતઃ
પ્રતિક્રિયા યસ્ય ન ચેહ ક્લૃપ્તા[1] ।
લોકો યશશ્ચાથ તતો યદિ હ્યમું
કો નામ મૃત્યું ન વૃણીત યુક્તમ્ ॥ ૩૨॥

એમાં સંદેહ નથી કે જે ઉત્પન્ન થયું છે તેણે એક ને એક દિવસે અવશ્ય મરવું જ પડશે. સંસારમાં વિધાતાએ મૃત્યુમાંથી બચવાનો કોઈ ઉપાય બતાવ્યો નથી. આવી સ્થિતિમાં જો મૃત્યુ મારફતે સ્વર્ગ વગેરે લોકો અને સાથે સુયશ પણ મળતો હોય તો એવો કોણ બુદ્ધિમાન હશે કે જે તે ઉત્તમ મૃત્યુને અપનાવશે નહીં? (૩૨)

દ્વૌ સમ્મતાવિહ મૃત્યૂ દુરાપૌ
યદ્ બ્રહ્મસન્ધારણયા જિતાસુઃ ।
કલેવરં યોગરતો વિજહ્યાદ્
યદગ્રણીર્વીરશયેઽનિવૃત્તઃ ॥ ૩૩॥

સંસારમાં બે પ્રકારનું મૃત્યુ પરમ દુર્લભ અને શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે – એક તો યોગીજનનો પોતાના પ્રાણોને વશ કરીને બ્રહ્મનું ચિંતન કરતાં કરતાં દેહત્યાગ કરવો અને બીજું, યુદ્ધભૂમિમાં સેનાની મોખરે રહીને, પીઠ નહીં બતાવતાં, ઝઝૂમીને મરવું. (તમે બધા આવો શુભ અવસર શા માટે ગુમાવી રહ્યા છો?) (૩૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ઇન્દ્રવૃત્રાસુરયુદ્ધવર્ણનં નામ દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ઇન્દ્ર-વૃત્રાસુરના યુદ્ધનું વર્ણન નામનો દસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## વૃત્રાસુરની વીરવાણી અને ભગવત્પ્રાપ્તિ

*શ્રીશુક ઉવાચ*

ત એવં શંસતો ધર્મં વચઃ પત્યુરચેતસઃ ।
નૈવાગૃહ્ણન્ ભયત્રસ્તાઃ પલાયનપરા નૃપ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! અસુરોની ભયભીત થયેલી સેના ભાગી જઈ રહી હતી. તેના સૈનિકો એટલા ચેતનારહિત થઈ રહ્યા હતા કે તેમણે પોતાના સ્વામીનાં ધર્મને અનુકૂળ (ધર્મોચિત) વચનો પર પણ ધ્યાન આપ્યું નહીં. (૧)

વિશીર્યમાણાં પૃતનામાસુરીમસુરર્ષભઃ ।
કાલાનુકૂલૈસ્ત્રિદશૈઃ કાલ્યમાનામનાથવત્ ॥ ૨॥

વૃત્રાસુરે જોયું કે સમય-સંજોગની અનુકૂળતાને કારણે દેવો દાનવસેનાને ખદેડી રહ્યા છે અને તે સેના એવી રીતે છિન્નભિન્ન થઈ રહી છે કે જાણે તે નાયક વિનાની હોય. (૨)

---

૧. પ્રા. પા. – કલ્પ્યતે ।

દૃષ્ટ્વાઽતપ્યત સઙ્ક્રુદ્ધ ઇન્દ્રશત્રુરમર્ષિતઃ ।
તાન્નિવાર્યૌજસા[1] રાજન્ નિર્ભર્ત્સ્યેદમુવાચ હ ॥ ૩॥

કિં વ ઉચ્ચરિતૈર્માતુર્ધાવદ્ભિઃ પૃષ્ઠતો હતૈઃ ।
ન હિ ભીતવધઃ શ્લાઘ્યો ન સ્વર્ગ્યઃ શૂરમાનિનામ્ ॥ ૪॥

યદિ વઃ પ્રધને શ્રદ્ધા સારં વા ક્ષુલ્લકા હૃદિ ।
અગ્રે તિષ્ઠત માત્રં મે ન ચેદ્ ગ્રામ્યસુખે સ્પૃહા ॥ ૫॥

એવં સુરગણાન્ ક્રુદ્ધો ભીષયન્ વપુષા રિપૂન્ ।
વ્યનદત્ સુમહાપ્રાણો યેન લોકા વિચેતસઃ ॥ ૬॥

તેન દેવગણાઃ સર્વે વૃત્રવિસ્ફોટનેન વૈ ।
નિપેતુર્મૂર્ચ્છિતા ભૂમૌ યથૈવાશનિના હતાઃ ॥ ૭॥

મમર્દ પદ્ભ્યાં સુરસૈન્યમાતુરં
નિમીલિતાક્ષં રણરઙ્ગદુર્મદઃ ।
ગાં કમ્પયન્નુદ્યતશૂલ ઓજસા
નાલં વનં યૂથપતિર્યથોન્મદઃ ॥ ૮॥

વિલોક્ય તં વજ્રધરોઽત્યમર્ષિતઃ
સ્વશત્રવેઽભિદ્રવતે મહાગદામ્ ।
ચિક્ષેપ તામાપતતીં સુદુઃસહાં
જગ્રાહ વામેન કરેણ લીલયા ॥ ૯॥

સ ઇન્દ્રશત્રુઃ કુપિતો ભૃશં તયા
મહેન્દ્રવાહં ગદયોગ્રવિક્રમઃ ।
જઘાન કુમ્ભસ્થલ ઉન્નદન્ મૃધે
તત્કર્મ સર્વે સમપૂજયન્નૃપ ॥ ૧૦॥

ઐરાવતો વૃત્રગદાભિમૃષ્ટો
વિઘૂર્ણિતોઽદ્રિઃ કુલિશાહતો યથા ।

હે રાજન્! આ જોઈને વૃત્રાસુર અસહિષ્ણુતા અને ક્રોધને લીધે તપી ઊઠ્યો. તેણે હિંમતપૂર્વક દેવોના સૈન્યને આગળ વધતું અટકાવી દીધું અને દેવોની નિર્ભર્ત્સના કરતાં તે બોલ્યો – (૩) "અરે પામર દેવો! યુદ્ધભૂમિમાં પીઠ બતાવનારા કાયર અસુરો પર પાછળથી ઘા કરવાથી શો લાભ? એ લોકો તો પોતાનાં માતાપિતાનાં મળ છે; પરંતુ પોતાને શૂરવીર માનનારા તમારા જેવા પુરુષો માટે પણ ડરપોક લોકોનો વધ કરવો એ કંઈ પ્રશંસનીય તો નથી જ ને! અને એમ કરવાથી તમને સ્વર્ગ પણ મળી શકશે નહીં. (૪) જો તમારા મનમાં યુદ્ધ કરવાનું બળ અને ઉત્સાહ છે તથા હજીય જીવતા રહીને વિષય-સુખો ભોગવવાની લાલસા નથી તો તમે ક્ષણ વાર માટે મારી સામે જામી પડો અને યુદ્ધની મજા માણી લો." (૫)

વૃત્રાસુર મહાબળવાન હતો. તે પોતાના શરીર થકી જ શત્રુ દેવતાઓને ભય પમાડવા લાગ્યો. તેણે ક્રોધે ભરાઈને એવી વિકરાળ સિંહગર્જના કરી કે ઘણાબધા તો તે સાંભળીને જ બેહોશ થઈ ગયા. (૬) વૃત્રાસુરની ભયંકર ગર્જનાથી બધા જ દેવો મૂર્ચ્છિત થઈને ધરતી પર ઢળી પડ્યા, જાણે કે તેમના પર વીજળી ત્રાટકી હોય. (૭) જેમ મદોન્મત્ત ગજરાજ કમળનાળના વનનો કચ્ચરઘાણ કાઢી નાખે છે તેવી જ રીતે તે રણબંકો વૃત્રાસુર હવે હાથમાં ત્રિશૂળ લઈને, ભયને લીધે આંખો મીંચીને પડેલી દેવસેનાને પગતળે કચડવા લાગ્યો. તેના વેગને લીધે ધરતી ડોલવા લાગી. (૮) ત્યારે વજ્રપાણિ દેવરાજ ઇન્દ્ર તેનું આ કૃત્ય સહી શક્યા નહીં. જ્યારે તે (વૃત્રાસુર) તેમના તરફ ધસ્યો ત્યારે તેમણે અત્યધિક રોષપૂર્વક પોતાના તે શત્રુ પર ઘણી મોટી ગદા ફેંકી. હજી તો તે અસહ્ય ગદા વૃત્રાસુર પાસે પહોંચી પણ નહોતી ત્યાં જ તેણે લીલાપૂર્વક (ઘણી આસાનીથી) પોતાના ડાબા હાથથી તેને પકડી લીધી. (૯) હે રાજન્! પરમ પરાક્રમી વૃત્રાસુરે ક્રોધથી કાળઝાળ થઈને તે જ ગદાથી ઇન્દ્રના વાહન ઐરાવતના માથા પર મોટેથી ત્રાડ પાડીને પ્રહાર કર્યો. તેના આ કાર્યની બધા પ્રશંસા કરવા લાગ્યા. (૧૦) વૃત્રાસુરના ગદાના પ્રહારથી ઐરાવત હાથી વજ્રથી ઘવાયેલા પર્વતની જેમ ધૂંધવાઈ ઊઠ્યો.

૧. પ્રાચીન પ્રતમાં 'તાન્નિવાર્યૌજસા...'થી માંડીને '...ક્ષુલ્લકા હૃદિ' સુધીનો પાઠ મૂળમાં રહી ગયો છે.

અપાસરદ્‌ ભિન્નમુખઃ સહેન્દ્રો
મુઞ્ચન્નસૃક્‌ સપ્તધનુર્ભૃશાર્તઃ ॥ ૧૧॥

ન સન્નવાહાય વિષણ્ણચેતસે
પ્રાયુઙ્‌ક્ત ભૂયઃ સ ગદાં મહાત્મા ।
ઇન્દ્રોઽમૃતસ્યન્દિકરાભિમર્શ[1]-
વીતવ્યથક્ષતવાહોઽવતસ્થે[2] ॥ ૧૨॥

સ તં નૃપેન્દ્રાહવકામ્યયા રિપું
વજ્રાયુધં ભ્રાતૃહણં વિલોક્ય ।
સ્મરંશ્ચ તત્કર્મ નૃશંસમંહઃ
શોકેન મોહેન હસઞ્જગાદ ॥ ૧૩॥

વૃત્ર ઉવાચ

દિષ્ટ્યા ભવાન્‌ મે સમવસ્થિતો રિપુ-
ર્યો બ્રહ્મહા ગુરુહા ભ્રાતૃહા ચ ।
દિષ્ટ્યાઽનૃણોઽદ્યાહમસત્તમ ત્વયા
મચ્છૂલનિર્ભિન્નદૃષદ્‌ધૃદાઽચિરાત્‌ ॥ ૧૪॥

યો નોઽગ્રજસ્યાત્મવિદો દ્વિજાતે-
ર્ગુરોરપાપસ્ય ચ દીક્ષિતસ્ય ।
વિશ્રભ્ય ખડ્‌ગેન શિરાંસ્યવૃશ્ચત્‌
પશોરિવાકરુણઃ સ્વર્ગકામઃ ॥ ૧૫॥

હ્રીશ્રીદયાકીર્તિભિરુજ્ઝિતં ત્વાં
સ્વકર્મણા પુરુષાદૈશ્ચ ગર્હ્યમ્‌ ।
કૃચ્છ્રેણ મચ્છૂલવિભિન્નદેહ-
મસ્પૃષ્ટવહ્નિં સમદન્તિ ગૃધ્રાઃ ॥ ૧૬॥

અન્યેઽનુ[3] યે ત્વેહ નૃશંસમજ્ઞા
યે હ્યુદ્યતાસ્ત્રાઃ પ્રહરન્તિ મહ્યમ્‌ ।
તૈર્ભૂતનાથાન્‌ સગણાન્‌ નિશાત-
ત્રિશૂલનિર્ભિન્નગલૈર્યજામિ ॥ ૧૭॥

(પોતાનું) માથું ફાટી જવાથી તે અત્યંત વ્યાકુળ થઈ ગયો અને લોહી ઓકતો તે ઇન્દ્રને લઈને અઠ્ઠાવીસ હાથ જેટલો પાછો પડી ગયો. (૧૧) પોતાના વાહન ઐરાવતના મૂર્છિત થઈ જવાથી દેવરાજ ઇન્દ્ર પોતે પણ વિષાદગ્રસ્ત થઈ ગયા. આ જોઈને યુદ્ધકર્મના મર્મને જાણનારા વૃત્રાસુરે તેમના ઉપર ફરીથી ગદા ચલાવી નહીં. એ દરમિયાન ઇન્દ્રે પોતાના અમૃતસ્રાવી હાથના સ્પર્શથી ઘાયલ ઐરાવતની પીડા મટાડી દીધી અને તેઓ ફરીથી યુદ્ધભૂમિમાં આવીને (યુદ્ધ માટે) જામી પડ્યા. (૧૨) હે રાજન્‌! પછી, જ્યારે વૃત્રાસુરે જોયું કે મારા ભાઈ વિશ્વરૂપનો વધ કરનારો શત્રુ ઇન્દ્ર યુદ્ધ કરવાને હાથમાં વજ્ર લઈને ફરીથી સામે આવી ગયો છે ત્યારે તેને તે ઇન્દ્રનું તે ક્રૂર પાપકર્મ યાદ આવી ગયું અને તે શોક અને મોહ-યુક્ત થઈને હસતાં-હસતાં તેમને કહેવા લાગ્યો.

**વૃત્રાસુરે કહ્યું** – આજે મારા માટે મહાન સૌભાગ્યનો દિવસ છે કે જેણે વિશ્વરૂપના રૂપમાં રહેલા બ્રાહ્મણ, પોતાના ગુરુ તેમ જ મારા ભાઈની હત્યા કરી છે તે તારા જેવો શત્રુ મારી સામે ઊભો છે. અરે દુષ્ટ! હવે અત્યંત સત્વરે હું તારા પથ્થર જેવા કઠોર હૃદયને પોતાના શૂળથી ચીરી નાખીને (પોતાના) ભાઈના ઋણમાંથી મુક્ત થઈશ. અહો! આ મારા માટે કેવા આનંદની વાત હશે! (૧૪) અરે ઇન્દ્ર! મારા આત્મવેત્તા અને નિષ્પાપ મોટાભાઈ, કે જે બ્રાહ્મણ હોવાની સાથોસાથ યજ્ઞમાં દીક્ષિત થયેલા અને તારા ગુરુ હતા તેમને ભોળવીને તેં પોતાની તલવારથી તેમનાં ત્રણે શિર બરાબર એવી જ રીતે ઉતારી લીધાં કે જેમ સ્વર્ગની કામનાવાળો નિર્દય મનુષ્ય યજ્ઞમાં પશુનું માથું કાપી નાખે છે. (૧૫) દયા, લાજમર્યાદા, લક્ષ્મી અને કીર્તિ તને છોડી દઈ ચૂક્યાં છે. તેં એવાં એવાં અધમ કૃત્યો કર્યાં છે કે જેમની નિંદા મનુષ્યો તો શું, રાક્ષસો સુધ્ધાં કરે છે. આજે મારા ત્રિશૂળથી તારું શરીર ટુકડે ટુકડા થઈ જશે. ભારે કષ્ટપૂર્વક તારું મોત થશે. તારા જેવા પાપીને તો આગ પણ નહીં બાળે, તને તો ગીધડાં જ ચૂંથી ખાશે. (૧૬) આ અજ્ઞાની દેવતાઓ તારા જેવા અધમ અને ક્રૂરના અનુયાયી બનીને મારા પર શસ્ત્રોથી પ્રહાર કરી રહ્યા છે. હું પોતાના તીક્ષ્ણ ત્રિશૂળથી તેમની ગરદનો કાપી નાખીશ અને ગણોસહિત ભૈરવ વગેરે ભૂતનાથોને તેમનો બલિ ચઢાવીશ. (૧૭)

૧. પ્રા. પા. – ૦ભિમર્ષાદીપદ્વ્યથઃ ક્ષ૦ । ૨. પ્રા. પા. – ૦વાહોઽભિતસ્થે । ૩. પ્રા. પા. – અન્યે ચ ।

અથો હરે મે કુલિશેન વીર
　　હર્તા પ્રમથ્યૈવ શિરો યદીહ ।
તત્રાનૃણો ભૂતબલિં વિધાય
　　મનસ્વિનાં પાદરજઃ પ્રપત્સ્યે ॥ ૧૮॥

સુરેશ કસ્માન્ન હિનોષિ વજ્રં
　　પુરઃ સ્થિતે વૈરિણિ મય્યમોઘમ્ ।
મા સંશયિષ્ઠા ન ગદેવ વજ્રં
　　સ્યાન્નિષ્ફલં કૃપણાર્થેવ યાચ્ઞા ॥ ૧૯॥

નન્વેષ વજ્રસ્તવ શક્ર તેજસા
　　હરેર્દધીચેસ્તપસા ચ તેજિતઃ ।
તેનૈવ શત્રું જહિ વિષ્ણુયન્ત્રિતો
　　યતો હરિર્વિજયઃ શ્રીર્ગુણાસ્તતઃ ॥ ૨૦॥

અહં સમાધાય મનો યથાઽઽહ
　　સઙ્કર્ષણસ્તચ્ચરણારવિન્દે ।
ત્વદ્વજ્રરંહોલુલિતગ્રામ્યપાશો
　　ગતિં મુનેર્યામ્યપવિદ્ધલોકઃ ॥ ૨૧॥

પુંસાં કિલૈકાન્તધિયાં સ્વકાનાં
　　યાઃ સમ્પદો દિવિ ભૂમૌ રસાયામ્ ।
ન રાતિ યદ્ દ્વેષ ઉદ્વેગ આધિ-
　　ર્મદઃ કલિર્વ્યસનં સમ્પ્રયાસઃ ॥ ૨૨॥

ત્રૈવર્ગિકાયાસવિઘાતમસ્મત્-
　　પતિર્વિધત્તે પુરુષસ્ય શક્ર ।
તતોઽનુમેયો[1] ભગવત્પ્રસાદો
　　યો દુર્લભોઽકિઞ્ચનગોચરોઽન્યૈઃ ॥ ૨૩॥

અહં હરે તવ પાદૈકમૂલ-
　　દાસાનુદાસો ભવિતાસ્મિ ભૂયઃ ।
મનઃ સ્મરેતાસુપતેર્ગુણાંસ્તે
　　ગૃણીત વાક્ કર્મ કરોતુ કાયઃ ॥ ૨૪॥

અને વીર ઇન્દ્ર! એવો પણ સંભવ છે કે તું મારી સેનાને છિન્નભિન્ન કરીને પોતાના વજ્રથી મારું માથું કાપી લે. તેમ થશે તો હું પોતાના શરીરનો બલિ પશુપક્ષીઓને સમર્પિત કરીને, કર્મબંધનમાંથી મુક્ત થઈને મહાપુરુષોની ચરણરજનો આશ્રય ગ્રહણ કરીશ અને જે લોકમાં મહાપુરુષો જાય છે ત્યાં પહોંચી જઈશ. (૧૮) હે દેવરાજ! હું તારો શત્રુ તારી સામે ઊભો છું, તો તું હજી મારા પર પોતાનું અમોઘ વજ્ર કેમ છોડતો નથી? તું એવી શંકા ન કર કે જેમ તારી ગદા નિષ્ફળ થઈ ગઈ તેવી જ રીતે કૃપણ પાસે કરેલી યાચનાની જેમ આ વજ્ર પણ નિષ્ફળ થઈ જશે. (૧૯) ઇન્દ્ર! તારું આ વજ્ર શ્રીહરિના તેજથી અને દધીચિ ઋષિના તપથી શક્તિમાન થઈ રહ્યું છે. વળી, મને મારવા માટે ભગવાન શ્રીવિષ્ણુએ તને આજ્ઞા પણ આપેલી છે. તેથી હવે તું તે જ વજ્રથી મારો વધ કર. કારણ કે જે પક્ષે ભગવાન શ્રીહરિ છે ત્યાં જ વિજય, લક્ષ્મી અને તમામ ગુણો નિવાસ કરે છે. (૨૦) દેવરાજ! ભગવાન શ્રીસંકર્ષણની આજ્ઞા અનુસાર હું પોતાનું ચિત્ત તેમનાં ચરણકમળોમાં લીન કરી દઈશ. તારા વજ્રનો વેગ મને નહીં, મારા વિષયભોગરૂપ ફંદાને કાપી નાખશે અને હું દેહત્યાગ કરીને મુનિજનોની જેમ ગતિ પ્રાપ્ત કરીશ. (૨૧) જે મનુષ્યો ભગવાનને અનન્ય પ્રેમ કરે છે, જેઓ તેમના આત્મીયજનો છે તેમને તેઓ સ્વર્ગ, પૃથ્વી કે રસાતલની સંપત્તિઓ નથી આપતા; કારણ કે તેમના થકી પરમાનંદની પ્રાપ્તિ તો નથી જ થતી, પણ એથી વિપરીત દ્વેષ, ઉદ્વેગ, અભિમાન, માનસિક પીડા, કલહ (ક્લેશ), દુઃખ અને પરિશ્રમ જ હાથ લાગે છે. (૨૨) ઇન્દ્ર! અમારા સ્વામી ભગવાન તો એવા દયાળુ છે કે, પોતાના ભક્તના અર્થ, ધર્મ અને કામ-સંબંધિત પ્રયત્નને વ્યર્થ બનાવી દે છે અને ખરું કહું તો એનાથી જ ભગવાનની કૃપાનું અનુમાન થાય છે; કારણ કે તેમનો આવો કૃપા-પ્રસાદ અકિંચન ભક્તો માટે જ અનુભવગમ્ય છે, બીજાઓ માટે તો તે અત્યંત દુર્લભ જ છે. (૨૩)

(ભગવાનની પ્રત્યક્ષ અનુભૂતિ કરતાં વૃત્રાસુરે પ્રાર્થના કરી કે –) “હે પ્રભુ! તમે મારા પર એવી કૃપા કરો કે તમારાં ચરણકમળોના અનન્યભાવે આશ્રિત થયેલા (તમારા) સેવકોની સેવા કરવાનો અવસર મને આગામી જન્મમાં પણ પ્રાપ્ત થાય. હે પ્રાણવલ્લભ! મારું ચિત્ત તમારા મંગલમય ગુણોનું સ્મરણ કરતું રહે, મારી વાણી તમારા જ ગુણગાન કરતી રહે અને મારું શરીર તમારી સેવામાં જ સંલગ્ન રહે. (૨૪)

૧. પ્રા. પા. – અતો૦ ।

ન નાકપૃષ્ઠં ન ચ પારમેષ્ઠ્યં
ન સાર્વભૌમં ન રસાધિપત્યમ્ ।
ન યોગસિદ્ધીરપુનર્ભવં વા
સમઞ્જસ ત્વા વિરહય્ય કાઙ્ક્ષે ॥ ૨૫॥

અજાતપક્ષા ઈવ માતરં ખગાઃ
સ્તન્યં યથા વત્સતરાઃ ક્ષુધાર્તાઃ ।
પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણા
મનોઽરવિન્દાક્ષ દિદૃક્ષતે ત્વામ્ ॥ ૨૬॥

મમોત્તમશ્લોકજનેષુ સખ્યં
સંસારચક્રે ભ્રમતઃ સ્વકર્મભિઃ ।
ત્વન્માયયાઽઽત્માત્મજદારગેહે-
ષ્વાસક્તચિત્તસ્ય[1] ન નાથ ભૂયાત્ ॥ ૨૭॥

હે સર્વસૌભાગ્યનિધિ! હું તમારાથી વિરહ પામીને સ્વર્ગ, બ્રહ્મલોક, ભૂમંડળનું સામ્રાજ્ય, રસાતલનું એકચક્રી રાજ્ય, યોગસિદ્ધિઓ – કશું જ, અરે ત્યાં સુધી કે મોક્ષ પણ ઇચ્છતો નથી. (૨૫) જેમ પક્ષીઓનાં પાંખ વિનાનાં બચ્ચાં પોતાની માતાની રાહ જોયા કરે છે, જેમ ભૂખ્યાં વાછરડાં પોતાની માતા (ગાય)નું દૂધ પીવાને આતુર રહે છે અને જેમ વિરહિણી પત્ની પ્રવાસે ગયેલા પોતાના પ્રિયતમને મળવાને ઉત્કંઠિત રહે છે તેવી જ રીતે હે કમલનયન! મારું ચિત્ત તમારાં દર્શનને માટે તરફડી રહ્યું છે. (૨૬) હે પ્રભુ! મારે મુક્તિ નથી જોઈતી; મારાં કર્મોના ફળસ્વરૂપે મારે વારંવાર જન્મ-મૃત્યુના ચક્કરમાં ભટકવું પડે એની પરવા નથી, પરંતુ હું જ્યાં-જ્યાં જાઉં, જે જે યોનિમાં જન્મું ત્યાં-ત્યાં ભગવાનના પ્રિય ભક્તો સાથે મારી પ્રેમપૂર્ણ મૈત્રી કાયમ રહે. હે સ્વામી! હું માત્ર એ જ ઇચ્છું છું કે જે લોકો તમારી માયાને લીધે શરીર, ઘર અને પત્ની-પુત્રો વગેરેમાં આસક્ત છે તેમની સાથે મારો ક્યારેય કોઈ પણ પ્રકારનો સંબંધ ન થાય.'' (૨૭)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે વૃત્રસ્યેન્દ્રોપદેશો નામૈકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત વૃત્રાસુરનો ઈન્દ્રને ઉપદેશ નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

═★═

# બારમો અધ્યાય

## વૃત્રાસુરનો વધ

*ઋષિરુવાચ*

એવં જિહાસુર્નૃપ દેહમાજૌ
મૃત્યું વરં વિજયાન્મન્યમાનઃ ।
શૂલં પ્રગૃહ્યાભ્યપતત્ સુરેન્દ્રં
યથા મહાપુરુષં કૈટભોઽપ્સુ ॥ ૧॥

તતો યુગાન્તાગ્નિકઠોરજિહ્વ-
માવિધ્ય શૂલં તરસાઽસુરેન્દ્રઃ ।
ક્ષિપ્ત્વા મહેન્દ્રાય વિનદ્ય વીરો
હતોઽસિ પાપેતિ રુષા જગાદ ॥ ૨॥

શ્રીશુકદેવજી કહે છે – હે રાજન્! વૃત્રાસુર યુદ્ધભૂમિમાં પોતાના શરીરનો ત્યાગ કરવા ઇચ્છતો હતો, કારણ કે તેના માટે ઈન્દ્ર પર વિજય મેળવીને સ્વર્ગ મેળવવું એના કરતાં ભગવાનને પ્રાપ્ત કરવા એ શ્રેષ્ઠ હતું. તેથી, જેમ પ્રલય કાળના જળમાં અસુર મધુ-કૈટભ ભગવાન શ્રીવિષ્ણુ પર પ્રહાર કરવા માટે દોડ્યા હતા તેવી જ રીતે આ વૃત્રાસુર ત્રિશૂળ ઉઠાવીને ઈન્દ્ર પર તૂટી પડ્યો. (૧) વીર વૃત્રાસુરે પ્રલય-વેળાની આગની જ્વાળાઓ જેવા તીક્ષ્ણ અણીઓવાળા ત્રિશૂળને ઘુમાવીને અત્યંત વેગથી તે ઈન્દ્ર પર ચલાવ્યું અને અત્યંત ક્રોધપૂર્વક સિંહગર્જના કરીને તે બોલ્યો – ''પાપી ઈન્દ્ર! હવે તું બચી શકીશ નહીં.'' (૨)

[1] પ્રા. પા. – ઽચિત્તેષુ ।

ખ આપતત્ તદ્ વિચલદ્ ગ્રહોલ્કવ-
ન્નિરીક્ષ્ય દુષ્પ્રેક્ષ્યમજાતવિક્લવઃ ।
વજ્રેણ વજ્રી શતપર્વણાચ્છિનદ્
ભુજં ચ તસ્યોરગરાજભોગમ્ ॥ ૩॥

તે ભયંકર ત્રિશૂળ ગ્રહો અને ઉલ્કાની જેમ ચક્કર લગાવતું આકાશમાર્ગે આવી રહ્યું છે એ જોવા છતાં પણ ઈન્દ્રે કોઈ પણ પ્રકારનું અધૈર્ય દર્શાવ્યું નહીં અને એ ત્રિશૂળને તથા એની સાથે જ વાસુકિ નાગ જેવી વૃત્રાસુરની વિશાળ ભુજાને પોતાના સો ગાંઠોવાળા વજ્રથી કાપી નાખી. (૩)

છિન્નૈકબાહુઃ પરિઘેણ વૃત્રઃ
સંરબ્ધ આસાદ્ય ગૃહીતવજ્રમ્ ।
હનૌ તતાડેન્દ્રમથામરેભં[1]
વજ્રં ચ હસ્તાન્ન્યપતન્મઘોનઃ ॥ ૪॥

એક ભુજા કપાઈ જવાથી વૃત્રાસુર અત્યંત ગુસ્સે થયો અને તેણે વજ્રધારી ઈન્દ્રની પાસે જઈને તેમની હડપચી (દાઢી) પર અને ગજરાજ ઐરાવત પર પરિઘથી એવો પ્રહાર કર્યો કે તેમના હાથમાંથી વજ્ર પડી ગયું. (૪)

વૃત્રસ્ય કર્માતિમહાદ્ભુતં તત્
સુરાસુરાશ્ચારણસિદ્ધસઙ્ઘાઃ ।
અપૂજયંસ્તત્ પુરુહૂતસઙ્કટં
નિરીક્ષ્ય હા હેતિ વિચુક્રુશુર્ભૃશમ્ ॥ ૫॥

વૃત્રાસુરનું આ અત્યંત અલૌકિક કામ જોઈને દેવો, અસુરો, ચારણો, સિદ્ધો વગેરે બધા જ તેની પ્રશંસા કરવા લાગ્યા, પરંતુ ઈન્દ્રનું આ સંકટ જોઈને એ જ બધા વારંવાર 'હાહાકાર' કહેતા ચીસો પાડવા લાગ્યા. (૫)

ઈન્દ્રો ન વજ્રં જગૃહે વિલજ્જિત-
શ્ચ્યુતં સ્વહસ્તાદરિસન્નિધૌ પુનઃ ।
તમાહ વૃત્રો હર આત્તવજ્રો
જહિ સ્વશત્રું ન વિષાદકાલઃ ॥ ૬॥

(હે પરીક્ષિત!) તે વજ્ર ઈન્દ્રના હાથમાંથી છૂટી જઈને વૃત્રાસુરની પાસે જ જઈ પડ્યું હતું; તેથી લજ્જિત થયેલા ઈન્દ્રે તેને ફરીથી ઉઠાવ્યું નહીં. ત્યારે વૃત્રાસુરે કહ્યું – "ઈન્દ્ર! તું વજ્ર ઉઠાવીને પોતાના શત્રુનો વધ કર. આ વિષાદ કરવાનો સમય નથી. (૬)

યુયુત્સતાં કુત્રચિદાતતાયિનાં
જયઃ સદૈકત્ર ન વૈ પરાત્મનામ્ ।
વિનૈકમુત્પત્તિલયસ્થિતીશ્વરં
સર્વજ્ઞમાદ્યં પુરુષં સનાતનમ્ ॥ ૭॥

(સાંભળ–) સર્વજ્ઞ, સનાતન, આદિપુરુષ શ્રીભગવાન જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાને સમર્થ છે. તેમના સિવાય, દેહાભિમાનીઓ અને યુદ્ધ માટે ઉત્સુક આતતાયીઓને હંમેશાં વિજય જ મળે છે એવું નથી. તેઓ ક્યારેક જીતે છે તો ક્યારેક હારે છે. (૭)

લોકાઃ સપાલા યસ્યેમે શ્વસન્તિ વિવશા વશે ।
દ્વિજા ઈવ શિચા બદ્ધાઃ સ કાલ ઈહ કારણમ્ ॥ ૮॥

આ બધા લોકો અને લોકપાલો જાળમાં ફસાયેલાં પક્ષીઓની જેમ જેની આધીનતામાં વિવશ થઈને ચેષ્ટાઓ કરે છે તે કાળ જ સૌના જય અને પરાજયનું કારણ છે. (૮)

ઓજઃ સહો બલં પ્રાણમમૃતં મૃત્યુમેવ ચ ।
તમજ્ઞાય જનો હેતુમાત્માનં મન્યતે જડમ્ ॥ ૯॥

તે કાળ જ મનુષ્યના મનોબળ, ઈન્દ્રિયબળ, શરીરબળ, પ્રાણ, જીવન અને મૃત્યુ-રૂપે રહેલો છે. મનુષ્ય તેને નહીં જાણતાં, જડ શરીરને જ જય-પરાજય વગેરેનું કારણ સમજે છે. (૯)

યથા દારુમયી નારી યથા યન્ત્રમયો મૃગઃ ।
એવં ભૂતાનિ મઘવન્નીશતન્ત્રાણિ વિદ્ધિ ભોઃ ॥ ૧૦॥

હે ઈન્દ્ર! જેમ કઠપૂતળી અને યાંત્રિક હરણ તેમના નચાવનારાને આધીન હોય છે તેવી જ રીતે તું સમસ્ત પ્રાણીઓને ભગવાનને આધીન જ સમજ. (૧૦)

---

૧. પ્રા. પા. – ઽરેશં વજ્રશ્ચ હસ્તાદપત૦ ।

પુરુષઃ પ્રકૃતિર્વ્યક્તમાત્મા[1] ભૂતેન્દ્રિયાશયાઃ ।
શક્નુવન્ત્યસ્ય સર્ગાદૌ ન વિના યદનુગ્રહાત્ ॥ ૧૧॥

અવિદ્વાનેવમાત્માનં મન્યતેઽનીશમીશ્વરમ્ ।
ભૂતૈઃ સૃજતિ ભૂતાનિ ગ્રસતે તાનિ તૈઃ[2] સ્વયમ્ ॥ ૧૨॥

આયુઃ શ્રીઃ કીર્તિરૈશ્વર્યમાશિષઃ પુરુષસ્ય યાઃ ।
ભવન્ત્યેવ હિ તત્કાલે યથાઽનિચ્છોર્વિપર્યયાઃ ॥ ૧૩॥

તસ્માદકીર્તિયશસોર્જયાપજયયોરપિ ।
સમઃ સ્યાત્ સુખદુઃખાભ્યાં મૃત્યુજીવિતયોસ્તથા ॥ ૧૪॥

સત્ત્વં રજસ્તમ ઈતિ પ્રકૃતેર્નાત્મનો ગુણાઃ ।
તત્ર સાક્ષિણમાત્માનં યો વેદ ન સ બધ્યતે ॥ ૧૫॥

પશ્ય માં નિર્જિતં શક્ર વૃક્ણાયુધભુજં મૃધે ।
ઘટમાનં યથાશક્તિ તવ પ્રાણજિહીર્ષયા ॥ ૧૬॥

પ્રાણગ્લહોઽયં સમર ઈષ્વક્ષો વાહનાસનઃ ।
અત્ર ન જ્ઞાયતેઽમુષ્ય જયોઽમુષ્ય પરાજયઃ ॥ ૧૭॥

*શ્રીશુક ઉવાચ*

ઈન્દ્રો વૃત્રવચઃ શ્રુત્વા ગતાલીકમપૂજયત્ ।
ગૃહીતવજ્રઃ પ્રહસંસ્તમાહ ગતવિસ્મયઃ ॥ ૧૮॥

*ઈન્દ્ર ઉવાચ*

અહો દાનવ સિદ્ધોઽસિ યસ્ય તે મતિરીદૃશી ।
ભક્તઃ સર્વાત્મનાઽઽત્માનં સુહૃદં જગદીશ્વરમ્ ॥ ૧૯॥

ભગવાનના કૃપા-પ્રસાદ વિના પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પંચમહાભૂતો, ઈન્દ્રિયો અને ચારેય અંતઃકરણો – આમાંનાં કોઈ પણ જગતની ઉત્પત્તિ વગેરે કાર્યો કરવાને સમર્થ થઈ શકતાં નથી. (૧૧) ભગવાન જ સૌનું નિયમન કરે છે એ વાત જે જાણતો નથી તે જ મનુષ્ય આ પરતંત્ર જીવને સ્વતંત્ર કર્તા અને ભોક્તા માની લે છે. વાસ્તવમાં તો સ્વયં ભગવાન જ પ્રાણીઓ વડે પ્રાણીઓની રચના કરે છે અને તેમના જ વડે તેમનો સંહાર કરે છે. (૧૨) જેમ ઈચ્છા ન હોવા છતાં પણ સમય વિપરીત હોવાને લીધે મનુષ્યને મૃત્યુ, અપયશ વગેરે પ્રાપ્ત થાય છે તેવી જ રીતે સમય સાનુકૂળ હોય તો ઈચ્છા ન હોવા છતાં પણ તેને આયુષ્ય, લક્ષ્મી, યશ, ઐશ્વર્ય વગેરે ભોગો પણ મળી જાય છે. (૧૩) તેથી યશ-અપયશ, જય-પરાજય, સુખ-દુઃખ, જીવન-મરણ – આ (દ્વંદ્વો) પૈકીના કોઈ એકની ઈચ્છા કે અનિચ્છા નહીં રાખતાં, બધી જ પરિસ્થિતિઓમાં સમભાવપૂર્વક રહેવું જોઈએ, હર્ષ કે શોકને વશીભૂત થવું જોઈએ નહીં. (૧૪) સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણ પ્રકૃતિના છે, આત્માના નહીં. તેથી જે મનુષ્ય આત્માને તેમનો સાક્ષીમાત્ર જાણે છે તે તેમના ગુણો કે દોષોથી લેપાતો નથી. (૧૫) હે દેવરાજ ઈન્દ્ર! મને જ જુઓને! તમે મારા હાથ અને શસ્ત્ર કાપી નાખીને એક રીતે તો મને પરાસ્ત કરી દીધો છે, તોપણ હું તમારા પ્રાણ લેવા માટે યથાશક્તિ પ્રયત્ન કરી જ રહ્યો છું. (૧૬) આ યુદ્ધ છે શું? એક પ્રકારનો જુગાર જ ને! આમાં પ્રાણ હરવાની હોડ લાગે છે, બાણોરૂપી પાસા નાખવામાં આવે છે અને વાહન જ ચોપાટ (શતરંજ) છે. આમાં પહેલેથી એ જાણી શકાતું નથી કે કોણ જીતશે અને કોણ હારશે?" (૧૭)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) વૃત્રાસુરનાં આ સત્ય અને નિખાલસ (કપટ વિનાનાં) વચનો સાંભળીને ઈન્દ્રે તેનો આદર કર્યો અને પોતાનું વજ્ર (જમીન પરથી) ઉપાડી લીધું. એ પછી કોઈ પ્રકારનું આશ્ચર્ય નહીં પામતાં તેમણે સ્મિતહાસ્યપૂર્વક (વૃત્રાસુરને) કહ્યું. (૧૮)

**દેવરાજ ઈન્દ્રે કહ્યું** – અહો દાનવરાજ! સાચે જ તમે સિદ્ધપુરુષ છો અને તેથી જ તો તમારું ધૈર્ય, નિશ્ચયભાવ અને ભગવદ્ભાવ આટલાં વિલક્ષણ છે. તમે સમસ્ત પ્રાણીઓના સુહૃદ આત્મસ્વરૂપ જગદીશ્વરની અનન્યભાવે ભક્તિ કરેલી

૧. પ્રા. પા. – ત્મભૂ૦ । ૨. પ્રા. પા. – વૈ ।

ભવાનતાર્ષીન્માયાં[1] વૈ વૈષ્ણવીં જનમોહિનીમ્ ।
યદ્ વિહાયાસુરં ભાવં મહાપુરુષતાં ગતઃ ॥ ૨૦॥

ખલ્વિદં મહદાશ્ચર્યં યદ્ રજઃપ્રકૃતેસ્તવ ।
વાસુદેવે ભગવતિ સત્ત્વાત્મનિ દૃઢા મતિઃ ॥ ૨૧॥

યસ્ય ભક્તિર્ભગવતિ હરૌ નિઃશ્રેયસેશ્વરે ।
વિક્રીડતોઽમૃતામ્ભોધૌ કિં ક્ષુદ્રૈઃ ખાતકોદકૈઃ ॥ ૨૨॥

*શ્રીશુક ઉવાચ*[2]

ઇતિ બ્રુવાણાવન્યોન્યં ધર્મજિજ્ઞાસયા નૃપ ।
યુયુધાતે મહાવીર્યાવિન્દ્રવૃત્રૌ યુધામ્પતી ॥ ૨૩॥

આવિધ્ય પરિઘં વૃત્રઃ કાર્ષ્ણાયસમરિન્દમઃ ।
ઇન્દ્રાય પ્રાહિણોદ્ ઘોરં વામહસ્તેન મારિષ ॥ ૨૪॥

સ તુ વૃત્રસ્ય પરિઘં કરં ચ કરભોપમમ્ ।
ચિચ્છેદ યુગપદ્ દેવો વજ્રેણ શતપર્વણા ॥ ૨૫॥

દોર્ભ્યામુત્કૃત્તમૂલાભ્યાં બભૌ રક્તસ્રવોઽસુરઃ ।
છિન્નપક્ષો યથા ગોત્રઃ ખાદ્ ભ્રષ્ટો વજ્રિણા હતઃ ॥ ૨૬॥

કૃત્વાઽધરાં હનું ભૂમૌ દૈત્યો દિવ્યુત્તરાં હનુમ્ ।
નભોગમ્ભીરવક્ત્રેણ લેલિહોલ્બણજિહ્વયા ॥ ૨૭॥

દંષ્ટ્રાભિઃ કાલકલ્પાભિર્ગ્રસન્નિવ જગત્ત્રયમ્ ।
અતિમાત્રમહાકાય આક્ષિપંસ્તરસા ગિરીન્ ॥ ૨૮॥

ગિરિરાટ્ પાદચારીવ પદ્ભ્યાં નિર્જરયન્ મહીમ્ ।
જગ્રાસ સ સમાસાદ્ય વજ્રિણં સહવાહનમ્ ॥ ૨૯॥

છે. (૧૯) લોકોને મોહિત કરનારી ભગવાનની માયાને તમે અવશ્ય પાર કરી ગયા છો અને તેથી જ તો તમે અસુરને અનુરૂપ ભાવો ત્યજીને મહાપુરુષ થઈ ગયા છો. (૨૦) અવશ્ય એ મોટા આશ્ચર્યની વાત છે કે તમે રજોગુણી પ્રકૃતિના હો તોપણ તમારી બુદ્ધિ વિશુદ્ધ સત્ત્વ-સ્વરૂપ ભગવાન શ્રીવાસુદેવમાં દૃઢતાથી જોડાયેલી છે. (૨૧) જે પરમ કલ્યાણના સ્વામી ભગવાન શ્રીહરિનાં ચરણોમાં પ્રેમમય ભક્તિભાવ રાખે છે તેને જગતના ભોગોની ભલા, શી જરૂર? જે અમૃતના સમુદ્રમાં વિહાર કરી રહ્યો છે તેને ક્ષુદ્ર ખાબોચિયાંના જળથી શું પ્રયોજન? (૨૨)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આ પ્રમાણે યોદ્ધાઓમાં શ્રેષ્ઠ મહાપરાક્રમી દેવરાજ ઇન્દ્ર અને વૃત્રાસુર (બંને જણ) ધર્મનું તત્ત્વ જાણવાની અભિલાષાથી એક-બીજા સાથે વાર્તાલાપ કરતા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. (૨૩) હવે શત્રુદમન વૃત્રાસુરે ડાબા હાથથી પોલાદનો બનેલો એક અત્યંત ભયાનક પરિઘ ઉઠાવીને આકાશમાં ઘુમાવ્યો અને તેનાથી ઇન્દ્ર પર પ્રહાર કર્યો. (૨૪) પરંતુ દેવરાજ ઇન્દ્રે વૃત્રાસુરના તે પરિઘને તથા હાથીની લાંબી સૂંઢ જેવી તે ભુજાને પોતાના સો ગાંઠોવાળા વજ્રથી એકસાથે છેદી નાખ્યાં. (૨૫) મૂળમાંથી બંને ભુજાઓ કપાઈ જવાથી વૃત્રાસુરના ડાબા અને જમણા - બંને ખભાઓમાંથી લોહીનો સ્રોત વહેવા લાગ્યો. તે સમયે તે એવો દેખાવા લાગ્યો કે જાણે ઇન્દ્રના વજ્રના પ્રહારથી પાંખો કપાઈ જતાં કોઈ પર્વત આકાશમાંથી પડી ગયો હોય. (૨૬) હવે પગે ચાલતા-ફરતા પર્વતરાજ જેવા અત્યંત મહાકાય વૃત્રાસુરે પોતાની હડપચીને ધરતી સાથે અને ઉપરના હોઠને સ્વર્ગલોક સાથે ફેલાવ્યો તથા આકાશ જેવડા ગહન મોઢાથી, સાપના જેવી ભયંકર જીભથી તેમ જ (સાક્ષાત્) મૃત્યુ જેવી વિકરાળ દાઢોથી જાણે કે ત્રણે લોકને ગળી જતો, પોતાના પગના પ્રહારોથી ધરતીને કચડતો અને પ્રબળ વેગથી પર્વતોને ઊલટા-સૂલટા કરતો તે ઇન્દ્રની પાસે આવ્યો અને તેમને તેમના વાહન ઐરાવત હાથી સહિત એવી રીતે ગળી ગયો, કે જેમ કોઈ પરમ પરાક્રમી અને અત્યંત બળવાન અજગર હાથીને ગળી જાય. પ્રજાપતિઓ અને મહર્ષિઓ સહિત દેવોએ જ્યારે જોયું કે વૃત્રાસુર ઇન્દ્રને ગળી ગયો છે ત્યારે તો તેઓ બધા અત્યંત દુઃખી થઈ ગયા અને દુઃખી

૧. પ્રા. પા. – ર્ષીધન્માયાં વૈષ્ણવીં । ૨. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

મહાપ્રાણો મહાવીર્યો મહાસર્પ ઈવ દ્વિપમ્ ।
વૃત્રગ્રસ્તં તમાલક્ષ્ય[1] સપ્રજાપતયઃ સુરાઃ ।
હા કષ્ટમિતિ નિર્વિણ્ણાશ્ચુક્રુશુઃ સમહર્ષયઃ ॥ ૩૦॥

નિગીર્ણોઽપ્યસુરેન્દ્રેણ ન મમારોદરં ગતઃ ।
મહાપુરુષસન્નદ્ધો યોગમાયાબલેન ચ ॥ ૩૧॥

ભિત્ત્વા વજ્રેણ તત્કુક્ષિં નિષ્ક્રમ્ય બલભિદ્ વિભુઃ ।
ઉચ્ચકર્ત શિરઃ શત્રોર્ગિરિશૃઙ્ગમિવૌજસા ॥ ૩૨॥

વજ્રસ્તુ તત્કન્ધરમાશુવેગઃ
કૃન્તન્ સમન્તાત્ પરિવર્તમાનઃ ।
ન્યપાતયત્ તાવદહર્ગણેન
યો જ્યોતિષામયને વાર્ત્રહત્યે ॥ ૩૩॥

તદા ચ ખે દુન્દુભયો વિનેદુ-
ર્ગન્ધર્વસિદ્ધાઃ સમહર્ષિસઙ્ઘાઃ ।
વાર્ત્રઘ્નલિઙ્ગૈસ્તમભિષ્ટુવાના
મન્ત્રૈર્મુદા કુસુમૈરભ્યવર્ષન્ ॥ ૩૪॥

વૃત્રસ્ય દેહાન્નિષ્ક્રાન્તમાત્મજ્યોતિરરિન્દમ ।
પશ્યતાં સર્વલોકાનામલોકં સમપદ્યત ॥ ૩૫॥

થઈને હાહાકાર કરવા લાગ્યા. અને મહાન અનર્થ થઈ ગયો એમ કહીને વિલાપ કરવા લાગ્યા. (૨૭-૩૦) બલ નામના દૈત્યનો સંહાર કરનારા દેવરાજ ઈન્દ્રે મહાપુરુષવિદ્યા (નારાયણકવચ)થી પોતાને સુરક્ષિત કરી રાખ્યા હતા અને પોતાની પાસે યોગમાયાનું બળ તો હતું જ; તેથી વૃત્રાસુરે તેમને ગળી લેવાથી, તેના પેટમાં જવા છતાં પણ તેઓ મર્યા નહીં. (૩૧) તેમણે પોતાના વજ્રથી તેનું પેટ ચીરી નાખ્યું અને તેના પેટમાંથી બહાર આવીને ભારે વેગપૂર્વક તેનું પર્વતના શિખર જેવડું ઊંચું મસ્તક છેદી નાખ્યું. (૩૨) સૂર્ય વગેરે ગ્રહોની ઉત્તરાયણ-દક્ષિણાયનની ગતિમાં જેટલા દિવસો લાગે છે તેટલા દિવસોમાં (એટલે કે પૂરા એક વર્ષમાં) વૃત્રાસુરના વધનો યોગ ઉપસ્થિત થતાં ઘૂમતા તે તીવ્ર ગતિવાળા વજ્રે તેની ગરદનને બધી બાજુએથી છેદી નાખીને તેને ધરતી પર ઢાળી દીધો. (૩૩)

તે સમયે આકાશમાં દુંદુભિઓ (નગારાં) વાગવા લાગ્યાં. મહર્ષિઓ સહિત ગંધર્વો, સિદ્ધો વગેરે વૃત્રાસુરનો વધ કરનારા ઈન્દ્રના પરાક્રમને સૂચિત કરતા મંત્રોથી તેમની સ્તુતિ કરીને ભારે હર્ષોલ્લાસ સાથે તેમના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. (૩૪) હે શત્રુદમન (પરીક્ષિત)! તે સમયે વૃત્રાસુરના શરીરમાંથી તેની આત્મજ્યોતિ બહાર નીકળી અને ઈન્દ્ર વગેરે સૌના જોતાં જ સર્વલોકાતીત શ્રીભગવાનના સ્વરૂપમાં લીન થઈ ગઈ. (૩૫)

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે વૃત્રવધો નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત વૃત્રાસુરનો વધ નામનો બારમો અધ્યાય સમાપ્ત.

=★=

# તેરમો અધ્યાય

## ઈન્દ્ર પર બ્રહ્મહત્યાનું આક્રમણ

*શ્રીશુક ઉવાચ*[2]

વૃત્રે હતે ત્રયો લોકા વિના શક્રેણ ભૂરિદ ।
સપાલા હ્યભવન્ સદ્યો વિજ્વરા નિર્વૃતેન્દ્રિયાઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે મહાદાની (પરીક્ષિત)! વૃત્રાસુરના હણાયાથી ઈન્દ્ર ઉપરાંત ત્રણે લોક અને (બધા) લોકપાલો તરત જ અત્યંત પ્રસન્ન થઈ ગયા. તેમના ભય અને સંતાપ વગેરેનું નિવારણ થઈ ગયું. (૧)

૧. પ્રા. પા. – સમાલક્ષ્ય । ૨. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

દેવર્ષિપિતૃભૂતાનિ દૈત્યા દેવાનુગાઃ[1] સ્વયમ્ ।
પ્રતિજગ્મુઃ સ્વધિષ્ણ્યાનિ બ્રહ્મેશેન્દ્રાદયસ્તતઃ ॥ ૨॥

યુદ્ધ સમાપ્ત થઈ જવાથી દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, ભૂતો, દૈત્યો, દેવોના અનુચર ગંધર્વો વગેરે પોતપોતાના લોકમાં પાછા ગયા. એ પછી બ્રહ્મા, શંકર અને ઇન્દ્ર પણ સિધાવી ગયા. (૨)

*રાજોવાચ*

ઇન્દ્રસ્યાનિર્વૃતેર્હેતું શ્રોતુમિચ્છામિ ભો મુને ।
યેનાસન્ સુખિનો દેવા હરેર્દુઃખં કુતોઽભવત્ ॥ ૩॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! હું દેવરાજ ઇન્દ્રની અપ્રસન્નતાનું કારણ સાંભળવા ઇચ્છું છું. વૃત્રાસુરના વધથી જ્યારે બધા દેવો સુખી થયા ત્યારે ઇન્દ્રને શા કારણે દુઃખ થયું? (૩)

*શ્રીશુક ઉવાચ*[2]

વૃત્રવિક્રમસંવિગ્નાઃ સર્વે દેવાઃ સહર્ષિભિઃ ।
તદ્વધાયાર્થયન્નિન્દ્રં નૈચ્છદ્ ભીતો બૃહદ્વધાત્ ॥ ૪॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – વૃત્રાસુરના પરાક્રમથી જ્યારે બધા દેવો અને ઋષિઓ-મહર્ષિઓ અત્યંત ભયગ્રસ્ત થઈ ગયા હતા ત્યારે તેનો વધ કરવા માટે તે બધાએ ઇન્દ્રને પ્રાર્થના કરી હતી, પરંતુ તેઓ બ્રહ્મહત્યા થવાના ભયને લીધે તેનો વધ કરવા ઇચ્છતા ન હતા. (૪)

*ઇન્દ્ર ઉવાચ*

સ્ત્રીભૂજલદ્રુમૈરેનો વિશ્વરૂપવધોદ્ભવમ્ ।
વિભક્તમનુગૃહ્ણદ્ભિર્વૃત્રહત્યાં[3] ક્વ માર્જ્મ્યહમ્ ॥ ૫॥

**ઇન્દ્રે તે બધાને કહ્યું** – હે દેવો! હે ઋષિઓ! વિશ્વરૂપનો વધ કરવાથી મને જે બ્રહ્મહત્યા લાગી હતી તેને તો સ્ત્રી, પૃથ્વી, જળ અને વૃક્ષોએ કૃપા કરીને વહેંચી લીધી હતી. પરંતુ હવે જો હું વૃત્રનો વધ કરું તો તેની હત્યાથી મારો છુટકારો કેમ થાય? (૫)

*શ્રીશુક ઉવાચ*

ઋષયસ્તદુપાકર્ણ્ય મહેન્દ્રમિદમબ્રુવન્ ।
યાજયિષ્યામ ભદ્રં તે હયમેધેન મા સ્મ ભૈઃ ॥ ૬॥

હયમેધેન પુરુષં પરમાત્માનમીશ્વરમ્ ।
ઇષ્ટ્વા નારાયણં દેવં મોક્ષ્યસેઽપિ જગદ્વધાત્ ॥ ૭॥

બ્રહ્મહા પિતૃહા ગોઘ્નો માતૃહાઽઽચાર્યહાઽઘવાન્ ।
શ્વાદઃ પુલ્કસકો વાપિ શુદ્ધ્યેરન્ યસ્ય કીર્તનાત્ ॥ ૮॥

તમશ્વમેધેન મહામખેન
શ્રદ્ધાન્વિતોઽસ્માભિરનુષ્ઠિતેન ।

**શ્રીશુકદેવજી કહે છે** – દેવરાજ ઇન્દ્રનું આવું કહેવું સાંભળીને ઋષિઓએ તેમને કહ્યું – "હે દેવરાજ! તમારું કલ્યાણ થાઓ. તમે સ્હેજ પણ ભય ન રાખો; કારણ કે અમે અશ્વમેધ યજ્ઞ કરાવીને તમને બધાં પાપોમાંથી છુટકારો અપાવીશું. (૬) અશ્વમેધ યજ્ઞ વડે સૌના અંતર્યામી સર્વશક્તિમાન પરમાત્મા શ્રીનારાયણની આરાધના કરીને તમે સમસ્ત જગતનો વધ કરવાના પાપમાંથી પણ મુક્ત થઈ શકો છો, તો પછી વૃત્રાસુરના વધની તો વાત જ ક્યાં રહી? (૭) હે દેવરાજ! ભગવાનના નામના કીર્તનમાત્રથી જ બ્રાહ્મણ, પિતા, માતા, ગાય, આચાર્ય વગેરેની હત્યા કરનારા મહાપાપીઓ, કૂતરાનું માંસ ખાનારા ચાંડાળો અને કસાઈઓ પણ શુદ્ધ (પાપરહિત) થઈ જાય છે. (૮) અમે 'અશ્વમેધ' મહાયજ્ઞનું અનુષ્ઠાન

૧. પ્રા. પા. – ઽનુગાશ્ચ યે । ૨. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૩. પ્રાચીન પ્રતમાં આ ઉત્તરાર્ધ આ પ્રમાણે છે – 'ગૃહાતં મે મહાભાગાઃ કથં શ્રેયોઽધુના ભવેત્ ।'

હત્વાપિ સબ્રહ્મ ચરાચરં ત્વં
ન લિપ્યસે કિં ખલનિગ્રહેણ ॥ ૯॥

કરીશું. તેના વડે શ્રદ્ધાપૂર્વક ભગવાનની આરાધના કરીને તમે બ્રહ્મા સુધ્ધાં ચરાચર જગતની હત્યાના પાપથી પણ લેપાશો નહીં; તો પછી આ દુષ્ટને દંડ આપવાના પાપમાંથી છૂટવાની તો વાત જ શી છે? (૯)

*શ્રીશુક ઉવાચ*

એવં સઞ્ચોદિતો વિપ્રૈર્મરુત્વાનહનદ્ રિપુમ્ ।
બ્રહ્મહત્યા હતે તસ્મિન્નાસસાદ વૃષાકપિમ્ ॥ ૧૦॥

**શ્રીશુકદેવજી કહે છે** – આ પ્રમાણે બ્રાહ્મણોથી ઠીક- ઠીક પ્રેરિત થયેલા દેવરાજ ઈન્દ્રે વૃત્રાસુરનો વધ કર્યો હતો; અને એના માર્યા જવાથી ઈન્દ્રને બ્રહ્મહત્યા લાગી. (૧૦) એને કારણે ઈન્દ્રે મહાન ક્લેશ, ભારે બળતરા સહન કરવાં પડ્યાં. તેમને એક ક્ષણ માટે પણ ચેન પડતું ન હતું. એ સાચું જ છે કે જ્યારે કોઈ સંકોચશીલ સજ્જનને કલંક લાગી જાય છે ત્યારે તેના ધૈર્ય વગેરે ગુણો પણ તેને સુખ આપી શકતા નથી. (૧૧)

તયેન્દ્રઃ [1]સ્માસહત્ તાપં નિર્વૃતિર્નામુમાવિશત્ ।
હ્રીમન્તં વાચ્યતાં પ્રાપ્તં સુખયન્ત્યપિ નો ગુણાઃ ॥ ૧૧॥

તાં દદર્શાનુધાવન્તીં ચાણ્ડાલીમિવ રૂપિણીમ્ ।
જરયા વેપમાનાઙ્ગીં યક્ષ્મગ્રસ્તામસૃક્પટામ્ ॥ ૧૨॥

દેવરાજ ઈન્દ્રે જોયું કે બ્રહ્મહત્યા સાક્ષાત્ ચાંડાલીની જેમ તેમની પાછળ-પાછળ દોડતી આવી રહી છે; વૃદ્ધત્વને કારણે તેનાં બધાં અંગો કંપી રહ્યાં છે અને ક્ષયરોગ તેને પીડી રહ્યો છે; તેનાં બધાં વસ્ત્રો લોહીથી લથપથ થઈ રહ્યાં છે. (૧૨) પોતાના સફેદ-સફેદ (પળિયાં આવેલા) વાળ વિખેરેલી તે 'ઊભો રહે! ઊભો રહે!' – એમ ચીસો પાડતી આવી રહી છે. તેના શ્વાસની સાથે માછલીના જેવી દુર્ગંધ ફેલાઈ રહી છે, જેને કારણે માર્ગ પણ દૂષિત થઈ રહ્યો છે. (૧૩)

વિકીર્ય પલિતાન્ કેશાંસ્તિષ્ઠ તિષ્ઠેતિ ભાષિણીમ્ ।
મીનગન્ધ્યસુગન્ધેન કુર્વતીં માર્ગદૂષણમ્ ॥ ૧૩॥

નભો ગતો દિશઃ સર્વાઃ સહસ્રાક્ષો વિશામ્પતે ।
પ્રાગુદીચીં દિશં તૂર્ણં પ્રવિષ્ટો નૃપ માનસમ્ ॥ ૧૪॥

હે રાજન્! દેવરાજ ઈન્દ્ર તેના ભયથી દિશાઓ અને આકાશમાં નાસતા ફરતા રહ્યા. અંતે ક્યાંય પણ શરણ નહીં મળવાને કારણે તેઓ પૂર્વ અને ઉત્તરની દિશામાં (ઈશાન ખૂણામાં) આવેલા માનસરોવરમાં શીઘ્રતાપૂર્વક પ્રવેશ્યા. (૧૪) દેવરાજ ઈન્દ્ર માનસરોવરના કમળનાળના તંતુઓમાં સંતાઈને એક હજાર વર્ષ સુધી નિવાસ કરતા રહ્યા અને વિચારતા રહ્યા કે બ્રહ્મહત્યામાંથી પોતાનો છુટકારો કેમ થાય. આટલા સમય સુધી તેમને ભોજન કરવા કોઈ પણ પ્રકારની વસ્તુ મળી નહીં; કારણ કે તેઓ અગ્નિદેવના મુખેથી ભોજન કરે છે અને અગ્નિદેવ જળની અંદર કમળતંતુઓમાં જઈ શકતા ન હતા. (૧૫)

સ આવસત્પુષ્કરનાલતન્તૂ-
નલબ્ધભોગો યદિહાગ્નિદૂતઃ ।
વર્ષાણિ સાહસ્રમલક્ષિતોઽન્તઃ[2]
સ ચિન્તયન્ બ્રહ્મવધાદ્ વિમોક્ષમ્ ॥ ૧૫॥

તાવત્ત્રિણાકં[3] નહુષઃ શશાસ
વિદ્યાતપોયોગબલાનુભાવઃ ।
સ સમ્પદૈશ્વર્યમદાન્ધબુદ્ધિ-
ર્નીતસ્તિરશ્ચાં ગતિમિન્દ્રપત્ન્યા ॥ ૧૬॥

દેવરાજ ઈન્દ્ર જ્યાં સુધી કમળતંતુઓમાં રહ્યા ત્યાં સુધી રાજા નહુષ પોતાની વિદ્યા, તપ અને યોગશક્તિના પ્રભાવથી સ્વર્ગનું શાસન કરતા રહ્યા. પરંતુ તેમણે સંપત્તિ અને ઐશ્વર્યના મદથી અંધ થઈને જ્યારે ઈન્દ્રનાં પત્ની શચીની સાથે અનાચાર કરવા ઈચ્છ્યું ત્યારે શચીએ તેમના વડે ઋષિઓનો અપરાધ કરાવીને તેમને શાપ અપાવ્યો, જેનાથી તેઓ સાપ બની ગયા. (૧૬)

૧. પ્રા. પા. – અથેન્દ્રઃ । ૨. પ્રા. પા. – ન્તોઽનિશં । ૩. પ્રા. પા. – વત્રિલોકં ।

તતો ગતો બ્રહ્મગિરોપહૂત
ઋતમ્ભરધ્યાનનિવારિતાઘઃ ।
પાપસ્તુ દિગ્દેવતયા હતૌજા-
સ્તં નાભ્યભૂદવિતં વિષ્ણુપત્ન્યા ॥ ૧૭॥

તં ચ બ્રહ્મર્ષયોઽભ્યેત્ય હયમેધેન ભારત ।
યથાવદીક્ષયાઞ્ચક્રુઃ પુરુષારાધનેન હ ॥ ૧૮॥

અથેજ્યમાને પુરુષે સર્વદેવમયાત્મનિ ।
અશ્વમેધે મહેન્દ્રેણ વિતતે બ્રહ્મવાદિભિઃ ॥ ૧૯॥

સ વૈ ત્વાષ્ટ્રવધો ભૂયાનપિ પાપચયો[1] નૃપ ।
નીતસ્તેનૈવ શૂન્યાય નીહાર ઈવ ભાનુના ॥ ૨૦॥

સ વાજિમેધેન યથોદિતેન
વિતાયમાનેન મરીચિમિશ્રૈઃ ।
ઈષ્ટ્વાધિયજ્ઞં પુરુષં પુરાણ-
મિન્દ્રો મહાનાસ વિધૂતપાપઃ ॥ ૨૧॥

ઈદં મહાખ્યાનમશેષપાપ્મનાં
પ્રક્ષાલનં તીર્થપદાનુકીર્તનમ્ ।
ભક્ત્યુચ્છ્રયં ભક્તજનાનુવર્ણનં
મહેન્દ્રમોક્ષં વિજયં મરુત્વતઃ ॥ ૨૨॥

પઠેયુરાખ્યાનમિદં સદા બુધાઃ
શૃણ્વન્ત્યથો પર્વણિ[2] પર્વણીન્દ્રિયમ્ ।
ધન્યં યશસ્યં નિખિલાઘમોચનં[3]
રિપુઞ્જયં સ્વસ્ત્યયનં તથાઽઽયુષમ્ ॥ ૨૩॥

ત્યારબાદ સત્યના પરમ પોષક શ્રીભગવાનનું ધ્યાન ધરવાથી જ્યારે ઈન્દ્રનાં પાપ નષ્ટપ્રાય થઈ ગયાં ત્યારે બ્રાહ્મણોના બોલાવ્યાથી તેઓ ફરીથી સ્વર્ગલોકમાં આવ્યા. (ત્યારે) કમળવનમાં વિહાર કરનારાં વિષ્ણુનાં પત્ની લક્ષ્મીજી ઈન્દ્રનું રક્ષણ કરી રહ્યાં હતાં અને પૂર્વોત્તર દિશાના અધિપતિ ભગવાન રુદ્રે પાપને પહેલાંથી જ નિસ્તેજ કરી દીધું હતું, જેથી તે ઈન્દ્ર પર આક્રમણ કરી શક્યું નહીં. (૧૭)

હે પરીક્ષિત! ઈન્દ્રના સ્વર્ગમાં આવી ગયા પછી બ્રહ્મર્ષિઓએ ત્યાં આવીને ભગવાનની આરાધના કરવા માટે ઈન્દ્રને અશ્વમેધ યજ્ઞની દીક્ષા આપી અને તેમની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. (૧૮) વેદવાદી ઋષિઓએ જ્યારે તેમની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો તથા દેવરાજ ઈન્દ્રે તે યજ્ઞ વડે સર્વદેવ-સ્વરૂપ ભગવાન શ્રીપુરુષોત્તમની આરાધના કરી ત્યારે ભગવાનની આરાધનાના પ્રભાવથી વૃત્રાસુરના વધનો તે ઘણો મોટો પાપપુંજ એવી રીતે ભસ્મ થઈ ગયો કે જેમ સૂર્યોદય થવાથી ધુમ્મસનો નાશ થઈ જાય છે. (૧૯-૨૦) મરીચિ વગેરે મુનીશ્વરોએ જ્યારે તેમની પાસે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞ કરાવ્યો ત્યારે તે (યજ્ઞ) વડે સનાતન પુરુષ યજ્ઞપતિ ભગવાનની આરાધના કરીને ઈન્દ્ર બધાં પાપોમાંથી મુક્ત થઈ ગયા અને ફરી પૂર્વવત્ પૂજનીય થઈ ગયા. (૨૧)

(હે પરીક્ષિત)! આ શ્રેષ્ઠ આખ્યાનમાં ઈન્દ્રનો વિજય, પાપોમાંથી તેમની મુક્તિ અને ભગવાનના પ્રિય ભક્ત વૃત્રાસુરનું વર્ણન છે. આમાં તીર્થોને પણ તીર્થ બનાવનારા ભગવાનના અનુગ્રહ વગેરે ગુણોનું સંકીર્તન છે. આ (આખ્યાન) તમામ પાપોને ધોઈ નાખે છે અને ભક્તિમાં વૃદ્ધિ કરે છે. (૨૨) બુદ્ધિમાન મનુષ્યોએ ઈન્દ્ર-સંબંધી આ આખ્યાન હરહંમેશ વાંચવું અને સાંભળવું જોઈએ. ખાસ કરીને પર્વોના અવસરે તો આનું અચૂકપણે સેવન કરવું જોઈએ. આ ધન અને યશ વધારે છે, તમામ પાપોમાંથી છોડાવે છે, શત્રુઓ પર વિજય અપાવે છે તથા આયુષ્ય અને મંગળની અભિવૃદ્ધિ કરે છે. (૨૩)

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ઈન્દ્રવિજયો નામ ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ઈન્દ્રનો વિજય નામનો તેરમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – પાપઃ ક્ષયં નૃપઃ । ૨. પ્રા. પા. – પર્વણિ તે ધન્યાઃ । ૩. પ્રા. પા. – ઘનાશનં ।

# ચૌદમો અધ્યાય

## વૃત્રાસુરનું પૂર્વચરિત્ર

પરીક્ષિદુવાચ

રજસ્તમઃસ્વભાવસ્ય બ્રહ્મન્ વૃત્રસ્ય પાપ્મનઃ ।
નારાયણે ભગવતિ કથમાસીદ્ દૃઢા મતિઃ ॥ ૧॥

દેવાનાં શુદ્ધસત્ત્વાનામૃષીણાં ચામલાત્મનામ્ ।
ભક્તિર્મુકુન્દચરણે ન પ્રાયેણોપજાયતે ॥ ૨॥

રજોભિઃ સમસઙ્ખ્યાતાઃ પાર્થિવૈરિહ જન્તવઃ ।
તેષાં યે કેચનેહન્તે શ્રેયો વૈ મનુજાદયઃ ॥ ૩॥

પ્રાયો મુમુક્ષવસ્તેષાં કેચનૈવ દ્વિજોત્તમ ।
મુમુક્ષૂણાં સહસ્રેષુ કશ્ચિન્મુચ્યેત સિધ્યતિ ॥ ૪॥

મુક્તાનામપિ સિદ્ધાનાં નારાયણપરાયણઃ ।
સુદુર્લભઃ પ્રશાન્તાત્મા કોટિષ્વપિ મહામુને ॥ ૫॥

વૃત્રસ્તુ સ કથં પાપઃ સર્વલોકોપતાપનઃ ।
ઈત્થં દૃઢમતિઃ કૃષ્ણ આસીત્ સઙ્ગ્રામ ઉલ્બણે ॥ ૬॥

અત્ર નઃ[1] સંશયો ભૂયાઞ્છ્રોતું કૌતૂહલં પ્રભો ।
યઃ પૌરુષેણ સમરે સહસ્રાક્ષમતોષયત્ ॥ ૭॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે બ્રહ્મન્! વૃત્રાસુરનો સ્વભાવ તો ભારે રજોગુણી અને તમોગુણી હતો. તે દેવોને પીડા આપીને પાપ પણ કરતો જ હતો. આવી સ્થિતિમાં ભગવાન શ્રીનારાયણનાં ચરણોમાં તેની સુદૃઢ ભક્તિ કેવી રીતે થઈ? (૧) અમે જોઈએ છીએ કે શુદ્ધ સત્ત્વમય દેવો અને પવિત્ર હૃદયવાળા ઋષિઓ પણ ભગવાનની પરમ પ્રેમમયી ભક્તિથી ઘણું કરીને વંચિત જ રહી જાય છે. સાચે જ ભગવાનની ભક્તિ ઘણી દુર્લભ છે. (૨) હે ભગવન્! આ જગતનાં પ્રાણીઓ પૃથ્વીના રજકણો જેટલાં જ અસંખ્ય છે. તેમાંના મનુષ્યો વગેરે કેટલાક શ્રેષ્ઠ જીવો જ પોતાના કલ્યાણ માટેની કોશિશ કરે છે. (૩) હે બ્રહ્મન્! એમાં પણ સંસારમાંથી મુક્તિ ઈચ્છનારાઓ તો વિરલ જ હોય છે; અને મોક્ષ ઈચ્છનારા હજારોમાંથી મુક્તિ કે સિદ્ધિ-લાભ તો કોઈક જ મેળવવા પામે છે. (૪) હે મહામુનિ! કરોડો સિદ્ધ અને મુક્ત મનુષ્યોમાં પણ એવા શાન્તચિત્ત મહાપુરુષ મળવા એ તો ઘણું જ મુશ્કેલ છે, કે જેઓ એકમાત્ર ભગવાનમાં પરાયણ હોય. (૫)

આવી સ્થિતિમાં તે વૃત્રાસુર, કે જે બધા લોકોને પીડતો હતો અને મહાન પાપી હતો એવો તે ભયંકર યુદ્ધના પ્રસંગે પોતાની વૃત્તિઓને ભગવાન શ્રીકૃષ્ણમાં આટલી દૃઢતાથી જોડી શક્યો તેનું શું કારણ? (૬) હે પ્રભુ! આ બાબતમાં અમને ઘણો બધો સંદેહ છે અને સાંભળવાનું ઘણું કુતૂહલ પણ છે. અહો! વૃત્રાસુરનું બળ-પૌરુષ કેટલું મહાન હતું કે તેણે યુદ્ધભૂમિમાં દેવરાજ ઈન્દ્રને પણ સંતુષ્ટ કરી દીધા! (૭)

સૂત ઉવાચ

પરીક્ષિતોઽથ સમ્પ્રશ્નં ભગવાન્ બાદરાયણિઃ ।
નિશમ્ય શ્રદ્દધાનસ્ય પ્રતિનન્દ્ય વચોઽબ્રવીત્ ॥ ૮॥

**સૂતજી કહે છે** – હે શૌનકાદિ ઋષિજનો! ભગવાન શુકદેવજીએ પરમ શ્રદ્ધાળુ રાજર્ષિ પરીક્ષિતનો આ શ્રેષ્ઠ પ્રશ્ન સાંભળીને તેમનું અભિનંદન કરતાં આ વાત કહી. (૮)

૧. પ્રા. પા. – મે ।

*શ્રીશુક ઉવાચ*

**શૃણુષ્વાવહિતો રાજન્નિતિહાસમિમં યથા ।**
**શ્રુતં દ્વૈપાયનમુખાન્નારદાદ્દેવલાદપિ ॥ ૯॥**

**આસીદ્રાજા સાર્વભૌમઃ શૂરસેનેષુ વૈ નૃપ ।**
**ચિત્રકેતુરિતિ ખ્યાતો યસ્યાસીત્ કામધુઙ્મહી ॥ ૧૦॥**

**તસ્ય ભાર્યાસહસ્રાણાં સહસ્રાણિ દશાભવન્ ।**
**સાન્તાનિકશ્ચાપિ નૃપો ન લેભે તાસુ સન્તતિમ્ ॥ ૧૧॥**

**રૂપૌદાર્યવયોજન્મવિદ્યૈશ્વર્યશ્રિયાદિભિઃ ।**
**સમ્પન્નસ્ય ગુણૈઃ સર્વૈશ્ચિન્તા વન્ધ્યાપતેરભૂત્ ॥ ૧૨॥**

**ન તસ્ય સમ્પદઃ સર્વા મહિષ્યો વામલોચનાઃ ।**
**સાર્વભૌમસ્ય ભૂશ્ચેયમભવન્[1] પ્રીતિહેતવઃ ॥ ૧૩॥**

**તસ્યૈકદા તુ ભવનમઙ્ગિરા ભગવાનૃષિઃ ।**
**લોકાનનુચરન્નેતાનુપાગચ્છદ્યદૃચ્છયા ॥ ૧૪॥**

**તં પૂજયિત્વા વિધિવત્પ્રત્યુત્થાનાર્હણાદિભિઃ ।**
**કૃતાતિથ્યમુપાસીદત્સુખાસીનં[2] સમાહિતઃ ॥ ૧૫॥**

**મહર્ષિસ્તમુપાસીનં પ્રશ્રયાવનતં ક્ષિતૌ ।**
**પ્રતિપૂજ્ય મહારાજ સમાભાષ્યેદમબ્રવીત્ ॥ ૧૬॥**

*અઙ્ગિરા ઉવાચ*

**અપિ તેઽનામયં સ્વસ્તિ પ્રકૃતીનાં તથાઽઽત્મનઃ ।**
**યથા પ્રકૃતિભિર્ગુપ્તઃ પુમાન્ રાજાપિ[3] સપ્તભિઃ ॥ ૧૭॥**

**આત્માનં પ્રકૃતિષ્વદ્ધા નિધાય શ્રેય આપ્નુયાત્ ।**
**રાજ્ઞા તથા પ્રકૃતયો નરદેવાહિતાધયઃ ॥ ૧૮॥**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! તમે સાવધાન થઈને આ ઇતિહાસ સાંભળો. મેં આ ઇતિહાસ પોતાના પિતા વ્યાસજી, દેવર્ષિ નારદ અને મહર્ષિ દેવલના મુખેથી પણ વિધિપૂર્વક સાંભળ્યો છે. (૯) પ્રાચીન કાળની વાત છે - શૂરસેન દેશમાં ચક્રવર્તી સમ્રાટ ચિત્રકેતુ મહારાજ રાજ્ય કરતા હતા. તેમના રાજ્યમાં સ્વયં પૃથ્વી જ પ્રજાની ઇચ્છા અનુસાર અન્ન-રસ આપતી રહેતી હતી. (૧૦) તેમને એક કરોડ રાણીઓ હતી અને તેઓ સ્વયં સંતાન ઉત્પન્ન કરવામાં સમર્થ પણ હતા, પરંતુ તેમને તે રાણીઓ પૈકીની કોઈના પણ ગર્ભથી કોઈ સંતાન થયું નહીં. (૧૧) આમ તો મહારાજ ચિત્રકેતુને કોઈ વાતની કમી ન હતી. સુંદરતા, ઉદારતા, યૌવન, કુલીનતા, વિદ્યા, ઐશ્વર્ય, સંપત્તિ વગેરે બધા જ ગુણોથી તેઓ સંપન્ન હતા. આમ છતાં તેમની પત્નીઓ નિઃસંતાન હતી, તેથી તેમને ભારે ચિંતા રહેતી હતી. (૧૨) તેઓ સમસ્ત પૃથ્વીના સંપૂર્ણ (ચક્રવર્તી) સમ્રાટ હતા, ઘણીબધી સુંદર રાણીઓ હતી તથા સમગ્ર પૃથ્વી તેમને વશ હતી. બધા પ્રકારની સંપત્તિઓ તેમની સેવામાં ઉપસ્થિત હતી, પરંતુ તે બધી વસ્તુઓ તેમને સુખી કરી શકી નહીં. (૧૩) એક દિવસ શાપ અને વરદાન આપવામાં સમર્થ અંગિરા ઋષિ વિભિન્ન લોકોમાં સ્વચ્છંદપણે વિચરણ કરતા કરતા રાજા ચિત્રકેતુના મહેલમાં જઈ પહોંચ્યા. (૧૪) રાજાએ આદરપૂર્વક ઊભા થઈને અર્ઘ્ય વગેરેથી તેમની વિધિપૂર્વક પૂજા કરી. આતિથ્યસત્કાર સંપન્ન થયા પછી અંગિરા ઋષિ જ્યારે આસન પર આરામપૂર્વક વિરાજમાન થયા ત્યારે રાજા ચિત્રકેતુ પણ તેમની પાસે જ શાંતભાવે બેઠા. (૧૫) મહારાજ! મહર્ષિ અંગિરાએ જ્યારે જોયું કે આ રાજા ઘણો વિનયી છે અને મારી પાસે જમીન પર બેસીને મારી ભક્તિ કરી રહ્યો છે ત્યારે તેમણે ચિત્રકેતુને સંબોધીને તેને આદરમાન આપતાં આ પ્રમાણે કહ્યું. (૧૬)

**અંગિરા ઋષિએ કહ્યું** – હે રાજન્! તમે પોતાની પ્રકૃતિઓ – ગુરુ, મંત્રીઓ, રાષ્ટ્ર, દુર્ગ, કોષ (ધનરાશિ), સૈન્ય અને મિત્રો સહિત કુશળક્ષેમ તો છોને? જેમ જીવ મહત્તત્ત્વ વગેરે સાત આવરણોથી ઘેરાયેલો હોય તેવી જ રીતે રાજા પણ આ સાત પ્રકૃતિઓથી ઘેરાયેલો રહે છે. એ બધાની કુશળતાથી રાજા કુશળ હોય છે. (૧૭) હે નરેન્દ્ર! જેમ રાજા પોતાની ઉપર જણાવી તે પ્રકૃતિઓ અનુકૂળ રહે તો જ રાજ્યસુખ ભોગવી શકે છે તેવી જ રીતે પ્રકૃતિઓ પણ પોતાના રક્ષણની જવાબદારી રાજા પર છોડીને સુખ અને સમૃદ્ધિનો લાભ લઈ શકે છે. (૧૮)

૧. પ્રા. પા. – ભૂશ્ચેયં નાભવન્ । ૨. પ્રા. પા. – ૦સીનં સુ૦ । ૩. પ્રા. પા. – રાજા ચ ।

**અપિ દારાઃ પ્રજામાત્યા ભૃત્યાઃ શ્રેણ્યોઽથ મન્ત્રિણઃ ।**
**પૌરા[1] જાનપદા ભૂપા આત્મજા વશવર્તિનઃ ॥ ૧૯॥**

**યસ્યાત્માનુવશશ્ચેત્સ્યાત્સર્વે તદ્વશગા ઇમે ।**
**લોકાઃ સપાલા યચ્છન્તિ સર્વે બલિમતન્દ્રિતાઃ ॥ ૨૦॥**

**આત્મનઃ પ્રીયતે નાત્મા પરતઃ સ્વત એવ વા ।**
**લક્ષયેઽલબ્ધકામં ત્વાં ચિન્તયા શબલં મુખમ્ ॥ ૨૧॥**

**એવં વિકલ્પિતો રાજન્[2] વિદુષા મુનિનાપિ સઃ ।**
**પ્રશ્રયાવનતોઽભ્યાહ પ્રજાકામસ્તતો[3] મુનિમ્ ॥ ૨૨॥**

*ચિત્રકેતુરુવાચ*

**ભગવન્ કિં ન વિદિતં તપોજ્ઞાનસમાધિભિઃ ।**
**યોગિનાં ધ્વસ્તપાપાનાં બહિરન્તઃ શરીરિષુ ॥ ૨૩॥**

**તથાપિ પૃચ્છતો બ્રૂયાં બ્રહ્મન્નાત્મનિ ચિન્તિતમ્ ।**
**ભવતો વિદુષશ્ચાપિ ચોદિતસ્ત્વદનુજ્ઞયા ॥ ૨૪॥**

**લોકપાલૈરપિ પ્રાર્થ્યાઃ સામ્રાજ્યૈશ્વર્યસમ્પદઃ ।**
**ન નન્દયન્ત્યપ્રજં માં ક્ષુત્તૃટ્કામમિવાપરે ॥ ૨૫॥**

**તતઃ[4] પાહિ મહાભાગ પૂર્વૈઃ સહ ગતં તમઃ ।**
**યથા તરેમ દુસ્તારં પ્રજયા તદ્ વિધેહિ નઃ ॥ ૨૬॥**

*શ્રીશુક ઉવાચ*

**ઇત્યર્થિતઃ સ ભગવાન્ કૃપાલુર્બ્રહ્મણઃ સુતઃ ।**
**શ્રપયિત્વા ચરું ત્વાષ્ટ્રં ત્વષ્ટારમયજદ્ વિભુઃ ॥ ૨૭॥**

**જ્યેષ્ઠા શ્રેષ્ઠા ચ યા રાજ્ઞો મહિષીણાં ચ ભારત ।**
**નામ્ના કૃતદ્યુતિસ્તસ્યૈ યજ્ઞોચ્છિષ્ટમદાદ્ દ્વિજઃ ॥ ૨૮॥**

હે રાજન્! તમારી રાણીઓ, પ્રજા, મંત્રીઓ (સલાહકારો), સેવકો, વેપારી શેઠિયાઓ, અમાત્ય (દીવાન), નગરવાસીઓ, દેશવાસીઓ, મંડલેશ્વર રાજાઓ અને પુત્રો તમારા વશમાં તો છે ને? (૧૯) સાચું તો એ છે કે જેનું મન પોતાના વશમાં છે તેને આ બધાંય વશમાં હોય છે. એટલું જ નહીં, બધા જ લોક અને લોકપાલો પણ અત્યંત સાવધાનીપૂર્વક તેને ભેટ-સોગાદ આપીને તેની પ્રસન્નતા ઇચ્છતા હોય છે. (૨૦) પરંતુ હું જોઉં છું કે તમે સ્વયં સંતુષ્ટ નથી. તમારી કોઈ કામના અધૂરી રહી છે. તમારા ચહેરા પર કોઈ આંતરિક ચિંતાનાં ચિહ્ન દેખાઈ રહ્યાં છે. તમારા આ અસંતોષનું કારણ કોઈ અન્ય છે કે પછી સ્વયં તમે જ છો?" (૨૧)

(હે પરીક્ષિત!) મહર્ષિ અંગિરા એ જાણતા જ હતા કે રાજાના મનમાં કઈ ચિંતા છે, તોપણ તેમણે ચિંતા વિશે રાજાને અનેક પ્રશ્નો પૂછ્યા. ચિત્રકેતુને સંતાનની કામના હતી, તેથી મહર્ષિના પૂછવાથી તેમણે વિનયપૂર્વક જણાવ્યું. (૨૨)

**ચિત્રકેતુએ કહ્યું** – હે ભગવન્! જે યોગીઓનાં તપ, જ્ઞાન, ધારણા, ધ્યાન અને સમાધિ વડે તમામ પાપો નષ્ટ થઈ ચૂક્યાં છે તેમના માટે પ્રાણીઓની બાહ્ય કે આંતરિક કઈ વસ્તુ એવી છે કે જેને તેઓ જાણતા ન હોય? (૨૩) આમ હોવા છતાં પણ, જ્યારે તમે સર્વ કાંઈ જાણતા હોવા છતાંય મને મારા મનની ચિંતા પૂછી રહ્યા છો ત્યારે હું તમારી આજ્ઞા અને પ્રેરણાથી પોતાની ચિંતા તમારાં ચરણોમાં રજૂ કરું છું. (૨૪) મને પૃથ્વીનું સામ્રાજ્ય, ઐશ્વર્ય અને સંપત્તિઓ મળેલાં છે કે જે મેળવવા લોકપાલો પણ ઇચ્છતા હોય છે. પરંતુ (મારે) સંતાન નહીં હોવાને કારણે મને આ સુખભોગોથી જરા જેટલી પણ શાંતિ મળતી નથી, જેમ કે ભૂખ્યાતરસ્યા પ્રાણીને અન્ન-જળ સિવાય અન્ય કશા ભોગોથી તે મળતી નથી. (૨૫) હે મહાભાગ! હું તો (આ કારણે) દુઃખી છું જ, બલકે પિંડદાન નહીં મળવાની આશંકાને લીધે મારા પિતૃઓ પણ દુઃખી થઈ રહ્યા છે. હવે તમે અમને સંતાન-પ્રાપ્તિ થાય તેવું કરીને પરલોકમાં પ્રાપ્ત થનારા ઘોર નરકમાંથી ઉગારો અને એવી વ્યવસ્થા કરો કે જેથી હું આ લોક અને પરલોકનાં બધાં દુઃખોમાંથી છુટકારો મેળવી શકું. (૨૬)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) જ્યારે રાજા ચિત્રકેતુએ આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે સર્વસમર્થ અને પરમકૃપાળુ બ્રહ્મપુત્ર ભગવાન અંગિરાએ ત્વષ્ટા દેવતાને યોગ્ય ચરુ બનાવ્યો અને તેનાથી તેમનું યજન કર્યું. (૨૭) હે પરીક્ષિત! રાજા ચિત્રકેતુની રાણીઓમાં સૌથી મોટાં અને સદ્ગુણશાળી મહારાણી કૃતદ્યુતિ હતાં. મહર્ષિ અંગિરાએ

૧. પ્રા. પા. – પૌરજાનપદા । ૨. પ્રા. પા. – રાજા । ૩. પ્રા. પા. – ન્મસ્તુ તં મુ૦ । ૪. પ્રા. પા. – ત્વન્નઃ પાહિ ।

અથાહ નૃપતિં રાજન્ ભવિતૈકસ્તવાત્મજઃ ।
હર્ષશોકપ્રદસ્તુભ્યમિતિ બ્રહ્મસુતો યયૌ ॥ ૨૯॥

સાપિ તત્પ્રાશનાદેવ ચિત્રકેતોરધારયત્ ।
ગર્ભં કૃતદ્યુતિર્દેવી કૃત્તિકાઽગ્નેરિવાત્મજમ્ ॥ ૩૦॥

તસ્યા[1] અનુદિનં ગર્ભઃ શુક્લપક્ષ ઈવોડુપઃ ।
વવૃધે શૂરસેનેશતેજસા શનકૈર્નૃપ ॥ ૩૧॥

અથ કાલ ઉપાવૃત્તે કુમારઃ સમજાયત ।
જનયન્ શૂરસેનાનાં શૃણ્વતાં પરમાં મુદમ્ ॥ ૩૨॥

હૃષ્ટો રાજા કુમારસ્ય સ્નાતઃ શુચિરલઙ્કૃતઃ ।
વાચયિત્વાઽઽશિષો વિપ્રૈઃ કારયામાસ જાતકમ્ ॥ ૩૩॥

તેભ્યો હિરણ્યં[2] રજતં વાસાંસ્યાભરણાનિ ચ ।
ગ્રામાન્ હયાન્ ગજાન્ પ્રાદાદ્ ધેનૂનામર્બુદાનિ ષટ્ ॥ ૩૪॥

વવર્ષ કામમન્યેષાં પર્જન્ય ઈવ દેહિનામ્ ।
ધન્યં યશસ્યમાયુષ્યં કુમારસ્ય મહામનાઃ ॥ ૩૫॥

કૃચ્છ્રલબ્ધેઽથ રાજર્ષેસ્તનયેઽનુદિનં પિતુઃ ।
યથા નિઃસ્વસ્ય કૃચ્છ્રાપ્તે ધને સ્નેહોઽન્વવર્ધત[3] ॥ ૩૬॥

માતુસ્ત્વતિતરાં પુત્રે સ્નેહો મોહસમુદ્ભવઃ ।
કૃતદ્યુતેઃ સપત્નીનાં પ્રજાકામજ્વરોઽભવત્ ॥ ૩૭॥

ચિત્રકેતોરતિપ્રીતિર્યથા દારે પ્રજાવતિ ।
ન તથાન્યેષુ સઞ્જજ્ઞે બાલં લાલયતોઽન્વહમ્ ॥ ૩૮॥

તાઃ પર્યતપ્યન્નાત્માનં ગર્હયન્ત્યોઽભ્યસૂયયા ।
આનપત્યેન દુઃખેન રાજ્ઞોઽનાદરણેન[4] ચ ॥ ૩૯॥

યજ્ઞનો અવશેષ પ્રસાદ તેમને જ આપ્યો; (૨૮) અને રાજા ચિત્રકેતુને કહ્યું – "હે રાજન્! તમારી પત્નીના ગર્ભથી એક પુત્ર થશે, જે તમને હર્ષ અને શોક (બંને) આપશે." આમ કહીને અંગિરા ઋષિ ચાલ્યા ગયા. (૨૯) યજ્ઞનો તે અવશેષ પ્રસાદ આરોગવાથી મહારાણી કૃતદ્યુતિએ મહારાજ ચિત્રકેતુથી ગર્ભ ધારણ કર્યો, જેમ કૃત્તિકાએ પોતાના ગર્ભમાં અગ્નિકુમારને ધારણ કર્યો હતો. (૩૦) હે રાજન્! શૂરસેન દેશના રાજા ચિત્રકેતુના તેજથી કૃતદ્યુતિનો ગર્ભ શુક્લપક્ષના ચંદ્રમાની જેમ દિવસે-દિવસે ક્રમશઃ વૃદ્ધિ પામવા લાગ્યો. (૩૧)

ત્યારબાદ (યોગ્ય) સમય આવ્યેથી મહારાણી કૃતદ્યુતિના ગર્ભથી એક સુંદર પુત્રનો જન્મ થયો. તેના જન્મના સમાચાર જાણીને શૂરસેન દેશની પ્રજા અત્યંત આનંદિત થઈ. (૩૨) સમ્રાટ ચિત્રકેતુ તો અત્યંત હર્ષ પામ્યા. તેઓ સ્નાન કરીને પવિત્ર થયા. પછી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઈને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને આશીર્વાદ મેળવીને પુત્રના જાતકર્મ-સંસ્કાર કરાવ્યા. (૩૩) તેમણે તે બ્રાહ્મણોને સોનું, ચાંદી, વસ્ત્રો, આભૂષણો, ગામો, ઘોડા, હાથી અને છ અબજ ગાયોનું દાન કર્યું. (૩૪) ઉદારશિરોમણિ રાજા ચિત્રકેતુએ પુત્રના ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિ માટે બીજા લોકોને પણ મોં-માગી વસ્તુઓ આપી, બરાબર એવી જ રીતે કે જેમ મેઘ બધા જ જીવોનો મનોરથ પૂરો કરે છે. (૩૫) જો કોઈ કંગાળ મનુષ્યને ઘણી મુશ્કેલીએ થોડું ધન મળે છે તો તેની તેમાં આસક્તિ થઈ જાય છે તેવી જ રીતે ઘણી મુશ્કેલીએ પ્રાપ્ત થયેલા તે પુત્રમાં રાજર્ષિ ચિત્રકેતુનું સ્નેહબંધન દિવસે-દિવસે દૃઢ થવા લાગ્યું. (૩૬) માતા કૃતદ્યુતિને પણ પોતાના પુત્ર પર મોહને કારણે ઘણો જ પ્રેમ હતો. પરંતુ તેમની શોક્ય રાણીઓના મનમાં (પોતાની અપૂર્ણ) પુત્ર-કામનાથી વિશેષ ઈર્ષ્યા થવા લાગી. (૩૭) દરરોજ બાળકને લાડ-પ્યાર કરતી રહેવાને કારણે બાળકની માતા કૃતદ્યુતિમાં જેટલો પ્રેમ સમ્રાટ ચિત્રકેતુનો હતો તેટલો બીજી રાણીઓમાં રહ્યો નહીં. (૩૮) આ પ્રમાણે એક તો તે રાણીઓ (પોતાને) સંતાન નહીં હોવાને કારણે દુઃખી જ હતી અને બીજું, રાજા ચિત્રકેતુએ તેમની ઉપેક્ષા કરી, તેથી તેઓ ઈર્ષ્યાવશ પોતાને ધિક્કારવા લાગી અને મનોમન બળવા લાગી. (૩૯)

---

૧. પ્રા. પા. – તસ્યાશ્ચાનુ૦ । ૨. પ્રા. પા. – હિ રજતં પ્રાદાદ્ વાસાં૦ । ૩. પ્રા. પા. – ૦હો વિવર્ધતે । ૪. પ્રા. પા. – રાજ્ઞશ્ચાનાદરેણ ચ ।

ધિગપ્રજાં સ્ત્રિયં પાપાં પત્યુશ્ચાગૃહસમ્મતામ્ ।
સુપ્રજાભિઃ સપત્નીભિર્દાસીમિવ તિરસ્કૃતામ્ ॥ ૪૦॥

દાસીનાં કો નુ સન્તાપઃ સ્વામિનઃ પરિચર્યયા ।
અભીક્ષ્ણં લબ્ધમાનાનાં દાસ્યા દાસીવ દુર્ભગાઃ ॥ ૪૧॥

એવં સન્દહ્યમાનાનાં સપત્ન્યાઃ પુત્રસમ્પદા ।
રાજ્ઞોઽસમ્મતવૃત્તીનાં વિદ્વેષો બલવાનભૂત્ ॥ ૪૨॥

વિદ્વેષનષ્ટમતયઃ સ્ત્રિયો દારુણચેતસઃ ।
ગરં દદુઃ કુમારાય દુર્મર્ષા[1] નૃપતિં પ્રતિ ॥ ૪૩॥

કૃતદ્યુતિરજાનન્તી સપત્નીનામઘં મહત્ ।
સુપ્ત એવેતિ સઞ્ચિન્ત્ય નિરીક્ષ્ય વ્યચરદ્ ગૃહે ॥ ૪૪॥

શયાનં સુચિરં બાલમુપધાર્ય મનીષિણી ।
પુત્રમાનય મે ભદ્રે ઈતિ ધાત્રીમચોદયત્ ॥ ૪૫॥

સા શયાનમુપવ્રજ્ય[2] દૃષ્ટ્વા ચોત્તારલોચનમ્[3] ।
પ્રાણેન્દ્રિયાત્મભિસ્ત્યક્તં હતાસ્મીત્યપતદ્ભુવિ ॥ ૪૬॥

તસ્યાસ્તદાઽઽકર્ણ્ય ભૃશાતુરં સ્વરં
ઘ્નન્ત્યાઃ કરાભ્યામુર ઉચ્ચકૈરપિ ।
પ્રવિશ્ય રાજ્ઞી ત્વરયાઽઽત્મજાન્તિકં
દદર્શ બાલં સહસા મૃતં સુતમ્ ॥ ૪૭॥

પપાત ભૂમૌ પરિવૃદ્ધયા શુચા
મુમોહ વિભ્રષ્ટશિરોરુહામ્બરા ॥ ૪૮॥

તતો નૃપાન્તઃપુરવર્તિનો જના
નરાશ્ચ નાર્યશ્ચ નિશમ્ય રોદનમ્ ।
આગત્ય તુલ્યવ્યસનાઃ સુદુઃખિતા-
સ્તાશ્ચ વ્યલીકં રુરુદુઃ કૃતાગસઃ ॥ ૪૯॥

(તે રાણીઓ પરસ્પર કહેતી હતી –) "અરે બહેનો! પુત્રહીન સ્ત્રી મહા અભાગણી હોય છે. પુત્રવાળી શોક્યો તો તેનો દાસીની જેમ તિરસ્કાર કરે છે. બીજું તો ઠીક, સ્વયં પતિદેવ જ તેને પત્ની તરીકે માનતા નથી. સાચે જ પુત્રહીન સ્ત્રી ધિક્કારને પાત્ર છે. (૪૦) અરે, દાસીઓને તો શું દુઃખ? તેઓ તો પોતાના સ્વામીની સેવા કરીને નિરંતર સમ્માન મેળવતી રહે છે. પરંતુ આપણે અભાગણીઓ તો અત્યારે એમના કરતાં પણ બદતર જીવીએ છીએ અને દાસીઓની પણ દાસીની જેમ વારંવાર તિરસ્કાર પામતી રહીએ છીએ." (૪૧) આ પ્રમાણે તે રાણીઓ પોતાની શોક્યનો ખોળો ભરેલો જોઈને બળતી રહેતી હતી અને રાજા પણ તેમના પ્રત્યે ઉદાસીન થઈ ગયા હતા. પરિણામે તેમના મનમાં કૃતદ્યુતિ પ્રત્યે ઘણો વધારે દ્વેષ થઈ ગયો. (૪૨) દ્વેષને કારણે રાણીઓની બુદ્ધિ નષ્ટ થઈ ગઈ, તેમના ચિત્તમાં ક્રૂરતા વ્યાપી વળી. તેમનાથી પોતાના પતિનો પુત્રપ્રેમ સહન થયો નહીં, તેથી તેમણે દ્વેષપૂર્વક નાનકડા રાજકુમારને ઝેર આપ્યું. (૪૩) મહારાણી કૃતદ્યુતિ (પોતાની) શોક્યોના આ ઘોર પાપી દુષ્કૃત્યથી અજાણ હતી. તેમણે દૂરથી જોઈને વિચાર્યું કે પુત્ર સૂઈ ગયો છે, તેથી તેઓ મહેલમાં આઘાંપાછાં થતાં રહ્યાં. (૪૪) પછી બુદ્ધિમતી રાણીએ જોયું કે બાળક ઘણા સમયથી સૂતેલો છે એટલે ધાયને કહ્યું – 'અરે કલ્યાણી! મારા દીકરાને લઈ આવ.' (૪૫) ધાય સૂતેલા બાળક પાસે ગઈ અને જોયું તો તેની આંખોની પૂતળીઓ ઊંધી વળી ગઈ છે; પ્રાણ, ઈન્દ્રિયો અને જીવાત્માએ પણ તેના શરીરમાંથી વિદાય લઈ લીધી છે. આ જોતાં જ 'અરેરે હાય! હું મારી ગઈ!' કહેતી તે ધરતી પર ઢળી પડી. (૪૬)

પોતાના બંને હાથે છાતી કૂટતી અત્યંત આર્તસ્વરે આક્રંદ કરતી ધાયનું રુદન સાંભળીને મહારાણી કૃતદ્યુતિ ઝડપથી પોતાના પુત્રના શયનખંડમાં પહોંચી ગયાં અને તેમણે જોયું કે મારો નાનકડો દીકરો અચાનક જ મૃત્યુ પામ્યો છે; (૪૭) અને તેથી તેઓ અત્યંત શોકને કારણે મૂર્છિત થઈને ધરતી પર ઢળી પડ્યાં; તેમના માથાના વાળ વિખરાઈ ગયા અને શરીર પરનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ ગયાં. (૪૮) ત્યારબાદ મહારાણીનું રુદન સાંભળીને રાણીવાસનાં બધાં જ સ્ત્રીપુરુષો ત્યાં દોડી આવ્યાં અને સહાનુભૂતિથી અત્યંત દુઃખી થઈને રડવા લાગ્યાં. પેલી હત્યારી રાણીઓ પણ ત્યાં આવીને ખોટેખોટું રડીને ઢોંગ કરવા લાગી. (૪૯)

૧. પ્રા. પા. – વિદ્વેષાન્નૃપ૦ । ૨. પ્રા. પા. – ૦મુપા૦ । ૩. પ્રા. પા. – ચોત્તાનલો૦ ।

શ્રુત્વા મૃતં પુત્રમલક્ષિતાન્તકં
વિનષ્ટદૃષ્ટિઃ પ્રપતન્ સ્ખલન્ પથિ ।
સ્નેહાનુબન્ધૈધિતયા શુચા ભૃશં
વિમૂર્ચ્છિતોઽનુપ્રકૃતિર્દ્વિજૈર્વૃતઃ ॥૫૦॥

પપાત બાલસ્ય સ પાદમૂલે
મૃતસ્ય વિસ્રસ્તશિરોરુહામ્બરઃ ।
દીર્ઘં શ્વસન્ બાષ્પકલોપરોધતો
નિરુદ્ધકણ્ઠો ન શશાક ભાષિતુમ્ ॥૫૧॥

પતિં નિરીક્ષ્યોરુશુચાર્પિતં તદા
મૃતં ચ બાલં સુતમેકસન્તતિમ્ ।
જનસ્ય રાજ્ઞી પ્રકૃતેશ્ચ હૃદ્રુજં
સતી દધાના વિલલાપ ચિત્રધા ॥૫૨॥

સ્તનદ્વયં કુઙ્કુમગન્ધમણ્ડિતં
નિષિઞ્ચતી સાઞ્જનબાષ્પબિન્દુભિઃ ।
વિકીર્ય કેશાન્ વિગલત્સ્રજઃ સુતં
શુશોચ ચિત્રં કુરરીવ સુસ્વરમ્ ॥૫૩॥

અહો વિધાતસ્ત્વમતીવ બાલિશો
યસ્ત્વાત્મસૃષ્ટ્યપ્રતિરૂપમીહસે ।
પરેઽનુજીવત્યપરસ્ય યા મૃતિ-
ર્વિપર્યયશ્ચેત્ત્વમસિ ધ્રુવઃ પરઃ ॥૫૪॥

ન હિ ક્રમશ્ચેદિહ મૃત્યુજન્મનોઃ
શરીરિણામસ્તુ તદાઽઽત્મકર્મભિઃ ।
યઃ સ્નેહપાશો નિજસર્ગવૃદ્ધયે
સ્વયં કૃતસ્તે તમિમં વિવૃશ્ચસિ ॥૫૫॥

ત્વં તાત નાર્હસિ ચ માં કૃપણામનાથાં
ત્યક્તું વિચક્ષ્વ પિતરં તવ શોકતપ્તમ્ ।
અઞ્જસ્તરેમ ભવતાઽપ્રજદુસ્તરં યદ્
ધ્વાન્તં ન યાહ્યકરુણેન યમેન દૂરમ્ ॥૫૬॥

રાજા ચિત્રકેતુને જ્યારે ખબર પડી કે મારા પુત્રનું અકારણ જ મૃત્યુ થઈ ગયું છે ત્યારે અત્યંત સ્નેહને કારણે શોકના આવેગથી તેમની આંખો આગળ અંધકાર છવાઈ ગયો. તેઓ પોતાના મંત્રીઓ અને બ્રાહ્મણોની સાથે રસ્તામાં પડતા-આખડતા ધીરે ધીરે બાળક પાસે પહોંચ્યા અને મૂર્ચ્છિત થઈને તેના પગ પાસે ફસકાઈ પડ્યા. તેમના વાળ અને વસ્ત્રો અહીંતહીં વિખરાઈ ગયાં; તેઓ લાંબા-લાંબા શ્વાસ લેવા લાગ્યા અને આંસુઓની અધિકતાને લીધે તેમનું ગળું રૂંધાઈ ગયું અને તેઓ કશું પણ બોલી શક્યા નહીં. (૫૦-૫૧) રાણી કૃતદ્યુતિ પોતાના પ્રાણપ્રિય પતિને અત્યંત શોકવિહ્વળ થયેલા અને એકના એક નાનકડા પુત્રને મૃત્યુ પામેલો જોઈને અનેક પ્રકારે વિલાપ કરવા લાગ્યાં. તેમનું આ દુઃખ જોઈને મંત્રીઓ વગેરે બધા જ ઉપસ્થિત થયેલા મનુષ્યો શોકગ્રસ્ત થઈ ગયા. (૫૨) મહારાણીની આંખોમાંથી એટલાં આંસુ વહી રહ્યાં હતાં કે તેઓ પોતાની આંખોના કાજળથી કેસર અને ચંદનથી લેપ કરેલા વક્ષઃસ્થળને ભીંજવવા લાગ્યાં. તેમના વાળ વિખેરાઈ રહ્યા હતા અને એમાં ગૂંથેલાં ફૂલ નીચે પડી રહ્યાં હતાં. આ પ્રમાણે તેઓ પુત્ર માટે ટિટોડીની જેમ ઊંચા સાદે વિવિધ પ્રકારે રુદન કરી રહ્યાં હતાં. (૫૩) (તેઓ બોલતાં હતાં –) "અરે વિધાતા! સાચે જ તું મહામૂર્ખ છે કે તું પોતાની સૃષ્ટિને પ્રતિકૂળ કામ કરે છે. ભારે અચંબાની વાત છે કે ઘરડાં-બુઢ્ઢાં તો જીવતાં રહે અને બાળકો મૃત્યુ પામે! જો તારા સ્વભાવમાં ખરેખર આવું જ વિપરીતપણું છે તો, તો તું નિશ્ચિતપણે જ શત્રુ છે. (૫૪) સંસારમાં પ્રાણીઓના જીવન-મરણનો કોઈ ક્રમ ન જળવાય તો તેઓ પોતાના પ્રારબ્ધ અનુસાર જન્મતાં અને મરતાં રહેશે અને તો પછી તારી જરૂર શી છે? તેં સગાંસંબંધીઓમાં સ્નેહનું બંધન તો એ માટે જ નાખી રાખ્યું છે કે તેઓ તારી સૃષ્ટિની વૃદ્ધિ કરે. પરંતુ તું આ પ્રમાણે બાળકોને મારીને તો પોતાનું જ કર્યું-કારવ્યું પોતાના હાથે નષ્ટ કરી રહ્યો છે!" (૫૫) (પછી તેઓ પોતાના મરેલા પુત્ર તરફ જોઈને કહેવા લાગ્યાં –) "બેટા! હું તારા વિના અનાથ અને દીન થઈ રહી છું. મને છોડીને આ પ્રમાણે ચાલ્યા જવું તારે માટે યોગ્ય નથી. જરીક આંખ ખોલીને જો તો ખરો કે તારા પિતાજી તારા વિયોગમાં કેટલા શોક-સંતપ્ત થઈ રહ્યા છે. બેટા! નિઃસંતાન મનુષ્યો જે ઘોર નરકને મહામુસીબતે પાર કરવા પામે છે તેને અમે તારા સહારે અનાયાસ જ પાર કરી લઈશું. અરે બેટા! તું આ યમરાજની સાથે દૂર ન જા; આ તો અત્યંત નિર્દયી છે. (૫૬)

ઉત્તિષ્ઠ તાત ત ઇમે શિશવો વયસ્યા-
સ્ત્વામાહ્વયન્તિ નૃપનન્દન સંવિહર્તુમ્ ।
સુપ્તશ્ચિરં હ્યશનયા ચ ભવાન્ પરીતો
ભુઙ્‌ક્ષ્વ સ્તનં પિબ શુચો હર નઃસ્વકાનામ્ ॥ ૫૭॥

નાહં તનૂજ દદૃશે હતમઙ્ગલા તે
મુગ્ધસ્મિતં મુદિતવીક્ષણમાનનાબ્જમ્ ।
કિં વા ગતોઽસ્યપુનરન્વયમન્યલોકં[1]
નીતોઽઘૃણેન ન શૃણોમિ કલા ગિરસ્તે ॥ ૫૮॥

મારા વહાલા લાલ! ઓ રાજકુમાર! ઊઠ, બેટા! જો, તારા બાળમિત્રો તને રમવા માટે બોલાવી રહ્યા છે. તને સૂવામાં ને સૂવામાં ઘણો વખત વીતી ગયો, હવે તો ભૂખ લાગી હશે. ઊઠ કંઈક ખાઈ લે, બીજું કંઈ નહીં તો મારું દૂધ જ પી લે અને પોતાનાં સ્વજનો-સંબંધીઓ એવાં અમારા સૌનો શોક દૂર કર. (૫૭) વહાલા લાલ! આજે હું તારા મુખારવિંદ પર તે ભલુંભોળું સ્મિત અને આનંદપૂર્ણ દૃષ્ટિ જોતી નથી. હું ઘણી અભાગણી છું. અરે રે હાય! હજી પણ મને તારી સુમધુર કાલીઘેલી બોલી સંભળાતી નથી. શું સાચેસાચ જ નિષ્ઠુર યમરાજ તને તે પરલોકમાં લઈ ગયો છે કે જ્યાંથી ફરી કોઈ પાછું વળીને આવતું નથી?" (૫૮)

*શ્રીશુક ઉવાચ*

વિલપન્ત્યા મૃતં પુત્રમિતિ ચિત્રવિલાપનૈઃ ।
ચિત્રકેતુર્ભૃશં તપ્તો મુક્તકણ્ઠો રુરોદ હ ॥ ૫૯॥

તયોર્વિલપતોઃ સર્વે દમ્પત્યોસ્તદનુવ્રતાઃ ।
રુરુદુઃ સ્મ નરા નાર્યઃ સર્વમાસીદચેતનમ્ ॥ ૬૦॥

એવં કશ્મલમાપન્નં નષ્ટસઞ્જ્ઞમનાયકમ્ ।
જ્ઞાત્વાઽઙ્ગિરા નામ મુનિરાજગામ સનારદઃ ॥ ૬૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) જ્યારે સમ્રાટ ચિત્રકેતુએ જોયું કે મહારાણી પોતાના મરેલા પુત્ર માટે આવી રીતે અનેક પ્રકારે વિલાપ કરી રહ્યાં છે ત્યારે તેઓ શોકથી અત્યંત સંતપ્ત થઈને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યા. (૫૯) રાજા અને રાણી આ પ્રમાણે વિલાપ કરતાં હતાં તેથી તેમનાં અનુચર સ્ત્રીપુરુષો પણ દુઃખી થઈને રડવા લાગ્યાં. આ પ્રમાણે આખુંય નગર શોકથી બેહોશ જેવું થઈ ગયું. (૬૦) હે રાજન્! મહર્ષિ અંગિરાજી અને દેવર્ષિ નારદજીએ જોયું કે રાજા ચિત્રકેતુ પુત્રના શોકને કારણે ચેતનાહીન થઈ રહ્યા છે, તેમને સમજાવનાર પણ કોઈ નથી, ત્યારે તે બંને ત્યાં આવી પહોંચ્યા. (૬૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ચિત્રકેતુવિલાપો[2] નામ ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥**
**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ચિત્રકેતુનો વિલાપ નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.**

═★═

# પંદરમો અધ્યાય

## અંગિરા ઋષિ અને નારદજીનો ચિત્રકેતુને ઉપદેશ

*શ્રીશુક ઉવાચ*

ઊચતુર્મૃતકોપાન્તે પતિતં[3] મૃતકોપમમ્ ।
શોકાભિભૂતં રાજાનં બોધયન્તૌ સદુક્તિભિઃ ॥ ૧॥

કોઽયં સ્યાત્ તવ રાજેન્દ્ર ભવાન્ યમનુશોચતિ ।
ત્વં ચાસ્ય કતમઃ સૃષ્ટૌ પુરેદાનીમતઃ પરમ્ ॥ ૨॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) શોકગ્રસ્ત થયેલા રાજા ચિત્રકેતુ પોતાના મૃત્યુ પામેલા પુત્રની પાસે જ શબવત્ પડેલા હતા, ત્યારે (ત્યાં આવેલા) મહર્ષિ અંગિરા અને દેવર્ષિ નારદજી તેમને સુંદર સુંદર ઉક્તિઓથી સમજાવવા લાગ્યા – (૧) "હે રાજેન્દ્ર! જેના માટે તમે આટલો શોક કરી રહ્યા છો તે આ જન્મમાં અને એના પહેલાંના જન્મોમાં તમારો કોણ હતો? તેના તમે કોણ હતા? અને આવનારા જન્મોમાં પણ તેની સાથે તમારો શો સંબંધ હશે? (૨)

૧. પ્રા. પા. – ૦ઽસ્યપરમન્વ૦ । ૨. પ્રા. પા. – ચિત્રકેતુચરિતે ચતુ૦ । ૩. પ્રા. પા. – આગતૌ તાવૃષી તદા ।

યથા પ્રયાન્તિ સંયાન્તિ સ્રોતોવેગેન વાલુકાઃ ।
સંયુજ્યન્તે વિયુજ્યન્તે તથા કાલેન દેહિનઃ ॥ ૩॥

યથા ધાનાસુ વૈ ધાના ભવન્તિ ન ભવન્તિ ચ ।
એવં ભૂતેષુ ભૂતાનિ ચોદિતાનીશમાયયા ॥ ૪॥

વયં ચ ત્વં ચ યે ચેમે તુલ્યકાલાશ્ચરાચરાઃ ।
જન્મમૃત્યોર્યથા પશ્ચાત્ પ્રાઙ્નૈવમધુનાપિ ભોઃ ॥ ૫॥

ભૂતૈર્ભૂતાનિ ભૂતેશઃ સૃજત્યવતિ હન્ત્યજઃ[1] ।
આત્મસૃષ્ટૈરસ્વતન્ત્રૈરનપેક્ષોઽપિ બાલવત્ ॥ ૬॥

દેહેન દેહિનો રાજન્ દેહાદેહોઽભિજાયતે ।
બીજાદેવ યથા બીજં દેહ્યર્થ ઈવ શાશ્વતઃ ॥ ૭॥

દેહદેહિવિભાગોઽયમવિવેકકૃતઃ પુરા ।
જાતિવ્યક્તિવિભાગોઽયં યથા વસ્તુનિ કલ્પિતઃ ॥ ૮॥

*શ્રીશુક ઉવાચ*

એવમાશ્વાસિતો રાજા ચિત્રકેતુર્દ્વિજોક્તિભિઃ[2] ।
પ્રમૃજ્ય પાણિના વક્ત્રમાધિમ્લાનમભાષત ॥ ૯॥

*રાજોવાચ*

કૌ યુવાં જ્ઞાનસમ્પન્નૌ મહિષ્ઠૌ ચ મહીયસામ્ ।
અવધૂતેન વેષેણ ગૂઢાવિહ સમાગતૌ ॥ ૧૦॥

ચરન્તિ હ્યવનૌ કામં બ્રાહ્મણા ભગવત્પ્રિયાઃ ।
માદૃશાં ગ્રામ્યબુદ્ધીનાં બોધાયોન્મત્તલિઙ્ગિનઃ ॥ ૧૧॥

(જેમ જળના વેગને લીધે રેતીના કણ એકબીજા સાથે જોડાય છે અને છૂટા પડે છે તેવી જ રીતે સમયના પ્રવાહમાં પ્રાણીઓનું પણ મળવું અને છૂટા પડવું બનતું જ રહે છે. (૩) હે રાજન્! જેમ એક બીજમાંથી બીજાં બીજ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે તેવી જ રીતે ભગવાનની માયાથી પ્રેરિત થઈને પ્રાણીઓમાંથી બીજાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને નષ્ટ થઈ જાય છે. (૪) હે રાજન્! અમે, તમે અને આપણી સાથે આ જગતમાં જેટલાં પણ પ્રાણીઓ વિદ્યમાન છે તે બધાં પોતાના જન્મ પહેલાં ન હતાં અને મૃત્યુ પછી હશે નહીં. એનાથી સિદ્ધ થાય છે કે આ સમયે પણ તેમનું અસ્તિત્વ નથી; કારણ કે સત્ય વસ્તુ તો હરહંમેશ એકસરખી જ હોય છે. (૫) ભગવાન જ સમસ્ત પ્રાણીઓના અધિપતિ છે. એમનામાં જન્મ-મૃત્યુ વગેરે વિકારો બિલકુલ નથી. નથી તેમને કશાની ઈચ્છા કે નથી અપેક્ષા. તેઓ આપોઆપ જ પરતંત્ર પ્રાણીઓની સૃષ્ટિ રચે છે અને તેમના થકી અન્ય પ્રાણીઓની રચના, તેમનું પાલન અને તેમનો સંહાર કરે છે - બરાબર એવી જ રીતે કે જેમ બાળકો ઘરવખરી, રમવાનાં રમકડાં વગેરે બનાવે છે અને તોડી પણ નાખે છે. (૬) હે રાજન્! જેમ એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે પિતાના દેહ વડે માતાના દેહમાંથી પુત્રનો દેહ ઉત્પન્ન થાય છે. જે રીતે માટીના ઘડામાં, ઘડો ફૂટી જાય તો પણ તેનો મૂળપદાર્થ (માટી) શાશ્વત રહે છે, આકાર જ નષ્ટ થાય છે. તે જ પ્રમાણે જીવ જે દેહી છે તે શાશ્વત છે, અને શરીર નાશવાન છે. (૭) હે રાજન્! જેમ એક જ માટીરૂપ વસ્તુમાં ઘડાપણું વગેરે જાતિ (-લક્ષણો) અને ઘડો વગેરે વ્યક્તિ (-લક્ષણો) - એવું વિભાજન એ કેવળ કલ્પનામાત્ર છે, તેવી જ રીતે દેહી અને દેહનું આ વિભાજન પણ અનાદિ છે અને તે અવિદ્યાને કારણે કલ્પિત છે.* (૮)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! જ્યારે મહર્ષિ અંગિરા અને દેવર્ષિ નારદજીએ રાજા ચિત્રકેતુને આ પ્રમાણે સમજાવ્યા ત્યારે તેમણે થોડુંક ધૈર્ય ધારણ કરીને શોકથી કરમાયેલું મુખ હાથથી લૂછ્યું અને તેમને કહ્યું. (૯)

**રાજા ચિત્રકેતુએ કહ્યું** – તમે બંને પરમજ્ઞાની અને મહાનોમાં પણ મહાન જણાઓ છો તથા પોતાને અવધૂતવેશમાં છુપાવીને અહીં પધાર્યા છો. તમે (બંને) કોણ છો તે કૃપા કરીને બતાવો. (૧૦) હું જાણું છું કે ભગવાનના પ્રિય ઘણાબધા બ્રહ્મવેત્તાઓ મારા જેવા વિષયાસક્ત પ્રાણીઓને

---

૧. પ્રા. પા. – હન્તિ ચ । ૨. પ્રા. પા. – ર્દ્વિજાતિભિઃ ।

* અનિત્ય હોવાને કારણે શરીર અસત્ય (અસત્-મિથ્યા) છે; અને શરીર અસત્ય હોવાને કારણે તેમના ભિન્ન-ભિન્ન અભિમાનીઓ પણ અસત્ય જ છે. ત્રણે કાળથી અબાધિત એવું સત્ય તો એકમાત્ર પરમાત્મા જ છે. તેથી (શરીર માટે) શોક કરવો એ કોઈ રીતે પણ યોગ્ય નથી.

કુમારો નારદ ઋભુરઙ્ગિરા દેવલોઽસિતઃ ।
અપાન્તરતમો વ્યાસો માર્કણ્ડેયોઽથ ગૌતમઃ ॥ ૧૨॥

વસિષ્ઠો ભગવાન્ રામઃ કપિલો બાદરાયણિઃ ।
દુર્વાસા યાજ્ઞવલ્ક્યશ્ચ જાતૂકર્ણ્યસ્તથાઽઽરુણિઃ ॥ ૧૩॥

રોમશશ્ચ્યવનો દત્ત આસુરિઃ સપતઞ્જલિઃ ।
ઋષિર્વેદશિરા બોધ્યો[1] મુનિઃપઞ્ચશિરાસ્તથા[2] ॥ ૧૪॥

હિરણ્યનાભઃ કૌસલ્યઃ શ્રુતદેવ ઋતધ્વજઃ ।
એતે પરે ચ સિદ્ધેશાશ્ચરન્તિ જ્ઞાનહેતવઃ ॥ ૧૫॥

તસ્માદ્યુવાં ગ્રામ્યપશોર્મમ મૂઢધિયઃ પ્રભૂ ।
અન્ધે તમસિ મગ્નસ્ય જ્ઞાનદીપ ઉદીર્યતામ્ ॥ ૧૬॥

(જીવોને) ઉપદેશ કરવા સારુ ઉન્મત્તના જેવો વેશ બનાવીને પૃથ્વી પર સ્વચ્છંદપણે વિચરણ કરતા રહે છે. (૧૧) સનત્કુમાર, નારદ, ઋભુ, અંગિરા, દેવલ, અસિત, અપાન્તરતમ વ્યાસ, માર્કણ્ડેય, ગૌતમ, વસિષ્ઠ, ભગવાન પરશુરામ, કપિલમુનિ, શુકદેવ, દુર્વાસા, યાજ્ઞવલ્ક્ય, જાતૂકર્ણ્ય, આરુણિ, રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરિ, પતંજલિ, વેદશિરા, બોધ્યમુનિ, પંચશિરા, હિરણ્યનાભ, કૌસલ્ય, શ્રુતદેવ અને ઋતધ્વજ - આ બધા તથા બીજા સિદ્ધેશ્વર ઋષિમુનિઓ જ્ઞાન આપવાના હેતુથી પૃથ્વી પર વિચરણ કરતા રહે છે. (૧૨-૧૫) હે સ્વામીઓ! હું વિષયભોગોમાં ફસાયેલો, મૂઢબુદ્ધિ અને ગ્રામ્ય પશુ છું અને અજ્ઞાનના ઘોર અંધકારમાં ડૂબી રહ્યો છું. તમે બંને જ્ઞાનના દીપક વડે મને પ્રકાશિત કરો. (૧૬)

*અઙ્ગિરા ઉવાચ*

અહં તે પુત્રકામસ્ય પુત્રદોઽસ્મ્યઙ્ગિરા નૃપ ।
એષ બ્રહ્મસુતઃ સાક્ષાન્નારદો ભગવાનૃષિઃ ॥ ૧૭॥

ઇત્થં ત્વાં પુત્રશોકેન મગ્નં તમસિ દુસ્તરે ।
અતદર્હમનુસ્મૃત્ય મહાપુરુષગોચરમ્ ॥ ૧૮॥

અનુગ્રહાય ભવતઃ પ્રાપ્તાવાવામિહ પ્રભો ।
બ્રહ્મણ્યો ભગવદ્ભક્તો નાવસીદિતુમર્હતિ ॥ ૧૯॥

**મહર્ષિ અંગિરાએ કહ્યું –** હે રાજન્! જ્યારે તમે પુત્ર માટે કામના કરતા હતા ત્યારે મેં જ તમને પુત્ર આપ્યો હતો. હું અંગિરા છું. આ તમારી સામે ઊભા છે તેઓ સ્વયં બ્રહ્માજીના પુત્ર સર્વસમર્થ દેવર્ષિ નારદ છે. (૧૭) જ્યારે અમે જોયું કે તમે પુત્રશોકને કારણે અજ્ઞાનના અત્યંત ગાઢ અંધકારમાં ડૂબતા જઈ રહ્યા છો ત્યારે અમે વિચાર્યું કે તમે ભગવાનના ભક્ત છો અને શોક કરવાને યોગ્ય નથી, તેથી તમારા પર અનુગ્રહ કરવા માટે જ અમે બંને અહીં આવ્યા છીએ. હે રાજન્! સાચું તો એ છે કે જે ભગવાનનો અને બ્રાહ્મણોનો ભક્ત હોય તેણે કોઈ પણ અવસ્થામાં શોક કરવો જોઈએ નહીં. (૧૮-૧૯)

તદૈવ[3] તે પરં જ્ઞાનં દદામિ ગૃહમાગતઃ ।
જ્ઞાત્વાન્યાભિનિવેશં[4] તે પુત્રમેવ દદાવહમ્ ॥ ૨૦॥

અધુના પુત્રિણાં તાપો ભવતૈવાનુભૂયતે ।
એવં દારા ગૃહા રાયો[5] વિવિધૈશ્વર્યસમ્પદઃ ॥ ૨૧॥

જ્યારે પહેલવહેલાં હું તમારા ઘરે આવ્યો હતો તે સમયે જ મેં તમને પરમ જ્ઞાનનો ઉપદેશ આપ્યો હોત; પરંતુ મેં (ત્યારે) જોયું કે તમારા હૃદયમાં હમણાં તો પુત્રની ઉત્કટ કામના છે, તેથી તે સમયે મેં તમને જ્ઞાન નહીં આપતાં પુત્ર જ આપ્યો. (૨૦) હવે તમે સ્વયં અનુભવ કરી રહ્યા છો કે પુત્રવાળાઓને કેટલું દુઃખ થાય છે. આ જ વાત પત્ની, ઘર, ધન, વિવિધ પ્રકારનાં ઐશ્વર્યો, સંપત્તિઓ, શબ્દ-રૂપ-રસ વગેરે વિષયો, રાજ્ય-વૈભવ,

૧. પ્રા. પા. – ધૌમ્યો । ૨. પ્રા. પા. – વશિખસ્તથા । ૩. પ્રા. પા. – તત્રૈવ । ૪. પ્રા. પા. – જ્ઞાત્વાત્માભિ૦ । ૫. પ્રા. પા. – રામા ।

શબ્દાદયશ્ચ વિષયાશ્ચલા રાજ્યવિભૂતયઃ ।
મહી[1] રાજ્યં બલં કોશો ભૃત્યામાત્યાઃસુહૃજ્જનાઃ ॥ ૨૨॥

સર્વેઽપિ શૂરસેનેમે[2] શોકમોહભયાર્તિદાઃ ।
ગન્ધર્વનગરપ્રખ્યાઃ સ્વપ્નમાયામનોરથાઃ ॥ ૨૩॥

દૃશ્યમાના વિનાઽર્થેન ન દૃશ્યન્તે મનોભવાઃ ।
કર્મભિર્ધ્યાયતો નાનાકર્માણિ મનસોઽભવન્ ॥ ૨૪॥

અયં હિ દેહિનો દેહો દ્રવ્યજ્ઞાનક્રિયાત્મકઃ ।
દેહિનો વિવિધક્લેશસન્તાપકૃદુદાહૃતઃ ॥ ૨૫॥

તસ્માત્ સ્વસ્થેન મનસા વિમૃશ્ય ગતિમાત્મનઃ ।
દ્વૈતે ધ્રુવાર્થવિશ્રમ્ભં ત્યજોપશમમાવિશ ॥ ૨૬॥

નારદ ઉવાચ

એતાં મન્ત્રોપનિષદં પ્રતીચ્છ પ્રયતો મમ ।
યાં ધારયન્ સપ્તરાત્રાદ્ દ્રષ્ટા સઙ્કર્ષણં પ્રભુમ્ ॥ ૨૭॥

યત્પાદમૂલમુપસૃત્ય નરેન્દ્ર પૂર્વે
શર્વાદયો ભ્રમમિમં દ્વિતયં વિસૃજ્ય ।
સદ્યસ્તદીયમતુલાનધિકં મહિત્વં
પ્રાપુર્ભવાનપિ પરં નચિરાદુપૈતિ ॥ ૨૮॥

પૃથ્વી, રાજ્ય, સેના, કોષ (ખજાનો), સેવકો, અમાત્યો, સગાંસંબંધીઓ, ઇષ્ટ મિત્રો – બધાં માટે છે; કારણ કે આ બધાં જ અનિત્ય છે. (૨૧-૨૨) એટલે જ તો હે શૂરસેન! આ બધાં જ શોક, મોહ, ભય અને દુઃખનાં કારણ છે, મનને રીઝવવાનાં રમકડાં છે; તેઓ સર્વથા કલ્પિત અને મિથ્યા છે; કારણ કે આ બધાં (વાસ્તવમાં) નહીં હોવા છતાં પણ દેખાઈ રહ્યાં છે. આ જ કારણે આ બધાં એક ક્ષણે દેખાય છે ખરાં, પણ બીજી ક્ષણે અદૃશ્ય (લોપ) થઈ જાય છે. આ બધાં ગંધર્વનગરી, સ્વપ્ન(સૃષ્ટિ), જાદૂ અને મનઃકલ્પિત વસ્તુઓ જેવાં જ સર્વથા અસત્ય છે. જે લોકો કર્મવાસનાઓથી પ્રેરાઈને વિષયોનું ચિંતન કરતા રહે છે તેમનું મન અનેક પ્રકારનાં કર્મોની રચના કરતું રહે છે. (૨૩-૨૪) જીવાત્માનું આ શરીર, કે જે પંચભૂતો, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો સંઘાત છે તે જીવને વિવિધ પ્રકારના ક્લેશ અને સંતાપ આપનારું કહેવાય છે. (૨૫) તેથી તમે વિષયોમાં ભટકતા પોતાના મનને રોકીને શાંત કરો, સ્વસ્થ કરો અને પછી તે મન વડે પોતાના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરો તથા આ દ્વૈતની ભ્રાંતિમાં નિત્યત્વની બુદ્ધિ ત્યજીને પરમશાંતિ-સ્વરૂપ પરમાત્મામાં સ્થિત થઈ જાઓ. (૨૬)

**દેવર્ષિ નારદે કહ્યું –** હે રાજન્! તમે મારી પાસેથી એકાગ્રચિત્ત થઈને આ મંત્ર-ઉપનિષદ ગ્રહણ કરો. આને ધારણ કરવાથી સાત રાત્રિમાં જ તમને ભગવાન શ્રીસંકર્ષણનું દર્શન થશે. (૨૭) હે નરેન્દ્ર! પ્રાચીન કાળમાં ભગવાન શ્રીશંકર વગેરેએ શ્રીસંકર્ષણદેવનાં જ ચરણકમળોનો આશ્રય લીધો હતો. એનાથી તેમણે દ્વૈતની ભ્રાંતિનો પરિત્યાગ કરી દીધો હતો અને તેમના એ મહિમાને પામ્યા હતા કે જેનાથી અધિક ઉત્તમ તો કોઈ છે જ નહીં, તેમના બરાબર પણ કોઈ નથી. તમે પણ ઘણી જલદીથી ભગવાનના તે પરમપદને પ્રાપ્ત કરી લેશો. (૨૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ચિત્રકેતુસાન્ત્વનં[3] નામ પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥**

**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ચિત્રકેતુને સાન્ત્વન નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – રાજ્યં મહી બલં । ૨. પ્રા. પા. – સુખદા નેમે । ૩. પ્રા. પા. – શોકાપનોદો ।

# સોળમો અધ્યાય

## ચિત્રકેતુનો વૈરાગ્ય તથા શ્રીસંકર્ષણદેવનાં દર્શન

*શ્રીશુક ઉવાચ*

અથ દેવઋષી રાજન્ સમ્પરેતં નૃપાત્મજમ્ ।
દર્શયિત્વેતિ હોવાચ જ્ઞાતીનામનુશોચતામ્ ॥ ૧॥

*નારદ ઉવાચ*

જીવાત્મન્ પશ્ય ભદ્રં તે માતરં પિતરં ચ તે ।
સુહૃદો બાન્ધવાસ્તપ્તાઃ શુચા ત્વત્કૃતયા ભૃશમ્ ॥ ૨॥

કલેવરં સ્વમાવિશ્ય શેષમાયુઃ સુહૃદ્વૃતઃ ।
ભુઙ્ક્ષ્વ ભોગાન્ પિતૃપ્રત્તાનધિતિષ્ઠ નૃપાસનમ્ ॥ ૩॥

*જીવ ઉવાચ*

કસ્મિઞ્જન્મન્યમી મહ્યં પિતરં માતરોઽભવન્ ।
કર્મભિર્ભ્રામ્યમાણસ્ય દેવતિર્યઙ્નૃયોનિષુ ॥ ૪॥

બન્ધુજ્ઞાત્યરિમધ્યસ્થમિત્રોદાસીનવિદ્વિષઃ ।
સર્વ એવ હિ સર્વેષાં ભવન્તિ ક્રમશો મિથઃ ॥ ૫॥

યથા વસ્તૂનિ પણ્યાનિ હેમાદીનિ તતસ્તતઃ ।
પર્યટન્તિ નરેષ્વેવં જીવો યોનિષુ કર્તૃષુ ॥ ૬॥

નિત્યસ્યાર્થસ્ય સમ્બન્ધો હ્યનિત્યો દૃશ્યતે નૃષુ ।
યાવદ્યસ્ય હિ સમ્બન્ધો મમત્વં તાવદેવ હિ ॥ ૭॥

એવં યોનિગતો જીવઃ સ નિત્યો નિરહઙ્કૃતઃ ।
યાવદ્યત્રોપલભ્યેત તાવત્સ્વત્વં હિ તસ્ય તત્[1] ॥ ૮॥

એષ નિત્યોઽવ્યયઃ સૂક્ષ્મ એષ સર્વાશ્રયઃ સ્વદૃક્[2] ।
આત્મમાયાગુણૈર્વિશ્વમાત્માનં સૃજતિ પ્રભુઃ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! ત્યારપછી દેવર્ષિ નારદજીએ મૃત રાજકુમારના જીવાત્માને શોકવિહ્વળ સ્વજનોની સામે પ્રત્યક્ષ બોલાવીને કહ્યું. (૧)

**દેવર્ષિ નારદજીએ કહ્યું** – હે જીવાત્મા! તારું કલ્યાણ થાઓ. જો, તારાં માતાપિતા, સુહૃદ-સંબંધીઓ તારા વિયોગથી અત્યંત શોકવિહ્વળ થઈ રહ્યાં છે. (૨) તેથી તું પોતાના શરીરમાં (પાછો) આવી જા અને બાકીનું આયુષ્ય પોતાનાં સગાં-સંબંધીઓની સાથે જ રહીને પસાર કર. તું પોતાના પિતાએ આપેલા ભોગોને ભોગવ અને રાજ્યસિંહાસન પર બેસ (રાજ્યશાસન કર). (૩)

**જીવાત્માએ કહ્યું** – (હે દેવર્ષિ!) હું પોતાના કર્મો અનુસાર દેવ, મનુષ્ય, તિર્યક્ (પશુપક્ષી) વગેરે યોનિઓમાં કોણ જાણે કેટલાયે જન્મોથી ભટકી રહ્યો છું. એ પૈકીના કયા જન્મમાં આ લોકો મારાં માતાપિતા થયાં?(૪) જુદા જુદા જન્મોમાં બધાં જ એકબીજાનાં ભાઈભાંડુ, નાતીલાં-સગોત્ર, શત્રુ-મિત્ર, મધ્યસ્થી, ઉદાસીન અને દ્વેષી થતાં રહે છે. (૫) જેમ સુવર્ણ વગેરે ખરીદ-વેચાણની વસ્તુઓ એક વેપારી પાસેથી બીજા વેપારી પાસે જતી-આવતી રહે છે તેવી જ રીતે જીવ પણ ભિન્ન-ભિન્ન યોનિઓમાં ઉત્પન્ન થતો રહે છે. (૬) આ પ્રમાણે વિચાર કરવાથી ખબર પડે છે કે મનુષ્યો કરતાં વધારે સમય રહેનારા (ટકનારા) સુવર્ણ વગેરે પદાર્થોનો મનુષ્યો સાથેનો સંબંધ પણ સ્થાયી (કાયમી) નથી હોતો, બલકે ક્ષણિક જ હોય છે; અને જ્યાં સુધી જેનો જે વસ્તુ સાથે સંબંધ રહે છે ત્યાં સુધી જ તેની તે વસ્તુ પ્રત્યેની મમતા પણ રહે છે. (૭) જીવ નિત્ય અને નિરહંકાર છે. તે ગર્ભમાં આવીને જ્યાં સુધી જે શરીરમાં રહે છે ત્યાં સુધી જ શરીરને તે પોતાનું સમજે છે. (૮) આ જીવ નિત્ય, અવિનાશી, સૂક્ષ્મ (જન્મ-મરણ વગેરેથી રહિત), સર્વનો આશ્રય અને સ્વયંપ્રકાશ છે. આ જીવમાં સ્વરૂપથી જન્મ-મૃત્યુ વગેરે કશું જ નથી; અને તેમ છતાં પણ તે ઈશ્વરરૂપ હોવાને કારણે પોતાની માયાના ગુણોથી જ સ્વયં પોતાને વિશ્વના રૂપમાં પ્રકટ કરી દે છે. (૯)

૧. પ્રા. પા. – તુ । ૨. પ્રા. પા. – સુકૃત્ ।

ન હ્યસ્યાતિપ્રિયઃ કશ્ચિન્નાપ્રિયઃ સ્વઃ પરોઽપિ વા ।
એકઃ સર્વધિયાં દ્રષ્ટા કર્તૃણાં ગુણદોષયોઃ ॥ ૧૦॥

નાદત્ત આત્મા હિ ગુણં ન દોષં ન ક્રિયાફલમ્ ।
ઉદાસીનવદાસીનઃ[1] પરાવરદગીશ્વરઃ ॥ ૧૧॥

*શ્રીશુક ઉવાચ*[2]

ઈત્યુદીર્ય ગતો જીવો જ્ઞાતયસ્તસ્ય તે તદા ।
વિસ્મિતા મુમુચુઃ શોકં છિત્ત્વાઽઽત્મસ્નેહશૃઙ્ખલામ્ ॥ ૧૨॥

નિર્હત્ય જ્ઞાતયો જ્ઞાતેર્દેહં[3] કૃત્વોચિતાઃ ક્રિયાઃ ।
તત્યજુર્દુસ્ત્યજં સ્નેહં શોકમોહભયાર્તિદમ્ ॥ ૧૩॥

બાલઘ્ન્યો વ્રીડિતાસ્તત્ર બાલહત્યાહતપ્રભાઃ ।
બાલહત્યાવ્રતં ચેરુર્બ્રાહ્મણૈર્યન્નિરૂપિતમ્ ।
યમુનાયાં મહારાજ સ્મરન્ત્યો દ્વિજભાષિતમ્ ॥ ૧૪॥

સ ઈત્થં પ્રતિબુદ્ધાત્મા ચિત્રકેતુર્દ્વિજોક્તિભિઃ ।
ગૃહાન્ધકૂપાન્નિષ્ક્રાન્તઃ સરઃપઙ્કાદિવ દ્વિપઃ ॥ ૧૫॥

કાલિન્દ્યાં વિધિવત્ સ્નાત્વા કૃતપુણ્યજલક્રિયઃ ।
મૌનેન સંયતપ્રાણો બ્રહ્મપુત્રાવવન્દત ॥ ૧૬॥

અથ તસ્મૈ પ્રપન્નાય ભક્તાય પ્રયતાત્મને ।
ભગવાન્નારદઃ પ્રીતો વિદ્યામેતામુવાચ હ ॥ ૧૭॥

ૐ નમસ્તુભ્યં ભગવતે વાસુદેવાય ધીમહિ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય નમઃ સઙ્કર્ષણાય ચ ॥ ૧૮॥

નમો વિજ્ઞાનમાત્રાય પરમાનન્દમૂર્તયે ।
આત્મારામાય શાન્તાય નિવૃત્તદ્વૈતદૃષ્ટયે ॥ ૧૯॥

આ (આત્મા)ને નથી તો કોઈ અત્યંત પ્રિય અને નથી તો અપ્રિય પણ, નથી પોતાનું અને નથી પારકું. કારણ કે ગુણ-દોષ (હિત-અહિત) કરનારા મિત્ર-શત્રુ વગેરેની ભિન્ન ભિન્ન બુદ્ધિ-વૃત્તિઓનો એ એકલો જ સાક્ષી છે; વાસ્તવમાં તે અદ્વિતીય છે. (૧૦) આ આત્મા કાર્ય-કારણનો સાક્ષી છે અને સ્વતંત્ર છે, તેથી એ શરીર વગેરેના ગુણ-દોષ અથવા કર્મફળને ગ્રહણ કરતો નથી, હંમેશાં ઉદાસીન ભાવે સ્થિત રહે છે. (૧૧)

**શ્રીશુકદેવજી કહે છે** – તે જીવાત્મા આ પ્રમાણે કહીને ચાલ્યો ગયો. તેનાં સગાંસંબંધીઓ તેની વાત સાંભળીને અત્યંત વિસ્મય પામ્યાં. તેમનું સ્નેહબંધન કપાઈ ગયું અને તેમનો તેના મરવાનો શોક પણ જતો રહ્યો. (૧૨) એ પછી જ્ઞાતિજનોએ બાળકનું શબ લઈ જઈને તે સમયને અનુરૂપ સંસ્કાર અને ઔર્ધ્વદૈહિક ક્રિયાઓ પૂરી કરી અને ત્યજવા દુષ્કર એવા તે સ્નેહને ત્યજી દીધો, કે જેને કારણે શોક, મોહ, ભય અને દુઃખની પ્રાપ્તિ થાય છે. (૧૩) હે મહારાજ! જે રાણીઓએ બાળકને વિષ આપ્યું હતું તેઓ બાળહત્યાને કારણે તેજહીન થઈ ગઈ હતી અને લજ્જાસંકોચને લીધે ઊંચું પણ જોઈ શકતી ન હતી. તેમણે અંગિરા ઋષિના ઉપદેશને યાદ કરીને (માત્સર્યહીન થઈને) યમુનાજીના કિનારે બ્રાહ્મણોના આદેશ અનુસાર બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું. (૧૪) (હે પરીક્ષિત!) આ પ્રમાણે અંગિરા ઋષિ અને નારદજીના ઉપદેશથી વિવેકબુદ્ધિ જાગ્રત થવાને કારણે રાજા ચિત્રકેતુ ઘરગૃહસ્થીના અંધારા કૂવામાંથી એવી રીતે બહાર નીકળી આવ્યા કે જેમ કોઈ હાથી તળાવના કીચડમાંથી બહાર નીકળી આવે. (૧૫) તેમણે યમુનાજીમાં વિધિપૂર્વક સ્નાન કરીને તર્પણ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરી. ત્યારબાદ સંયતેદ્રિય અને મૌન થઈને તેમણે દેવર્ષિ નારદ અને મહર્ષિ અંગિરાનાં ચરણોની વંદના કરી. (૧૬) ભગવાન નારદજીએ જોયું કે ચિત્રકેતુ જિતેન્દ્રિય, ભગવદ્ભક્ત અને શરણાગત છે, તેથી તેમણે અતિ-પ્રસન્ન થઈને તેમને આ વિદ્યાનો (આ પ્રમાણે) ઉપદેશ કર્યો – (૧૭) "ૐકારસ્વરૂપ હે ભગવન્! તમે વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણના રૂપમાં અનુક્રમે ચિત્ત, બુદ્ધિ, મન અને અહંકારના અધિષ્ઠાતા છો. હું તમારા આ ચતુર્વ્યૂહ-રૂપનું વારંવાર નમસ્કારપૂર્વક ધ્યાન કરું છું. (૧૮) તમે વિશુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ છો. તમારી મૂર્તિ પરમાનંદપૂર્ણ છે. તમે પોતાના સ્વરૂપભૂત આનંદમાં જ મગ્ન અને પરમશાન્ત છો. દ્વૈતદૃષ્ટિ તમને સ્પર્શી પણ શકતી નથી. હું તમને નમસ્કાર કરું છું. (૧૯)

૧. પ્રા. પા. – ઈવાસીનઃ। ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૩. પ્રા. પા. – જન્તોર્દે૦।

**આત્માનન્દાનુભૂત્યૈવ ન્યસ્તશક્ત્યૂર્મયે નમઃ ।**
**હૃષીકેશાય મહતે નમસ્તે વિશ્વમૂર્તયે ॥ ૨૦॥**

**વચસ્યુપરતેઽપ્રાપ્ય ય એકો મનસા સહ ।**
**અનામરૂપશ્ચિન્માત્રઃસોઽવ્યાન્નઃસદસત્પરઃ ॥ ૨૧॥**

**યસ્મિન્નિદં યતશ્ચેદં તિષ્ઠત્યપ્યેતિ જાયતે ।**
**મૃણ્મયેષ્વિવ મૃજ્જાતિસ્તસ્મૈ તે બ્રહ્મણે નમઃ ॥ ૨૨॥**

**યન્ન સ્પૃશન્તિ ન વિદુર્મનોબુદ્ધીન્દ્રિયાસવઃ ।**
**અન્તર્બહિશ્ચ વિતતં વ્યોમવત્તન્નતોઽસ્મ્યહમ્ ॥ ૨૩॥**

**દેહેન્દ્રિયપ્રાણમનોધિયોઽમી**
**યદંશવિદ્ધાઃ પ્રચરન્તિ કર્મસુ ।**
**નૈવાન્યદા લોહમિવાપ્રતપ્તં**
**સ્થાનેષુ તદ્ દ્રષ્ટ્રપદેશમેતિ ॥ ૨૪॥**

**ૐ નમો ભગવતે મહાપુરુષાય મહાનુભાવાય મહાવિભૂતિપતયે સકલસાત્વતપરિવૃઢનિકરકર-કમલકુડ્મલોપલાલિતચરણારવિન્દયુગલ[1] પરમ પરમેષ્ઠિન્નમસ્તે ॥ ૨૫॥**

*શ્રીશુક ઉવાચ*[2]

**ભક્તાયૈતાં પ્રપન્નાય વિદ્યામાદિશ્ય નારદઃ ।**
**યયાવઙ્ગિરસા સાકં ધામ સ્વાયમ્ભુવં પ્રભો ॥ ૨૬॥**

**ચિત્રકેતુસ્તુ વિદ્યાં[3] તાં યથા નારદભાષિતામ્ ।**
**ધારયામાસ સપ્તાહમબ્ભક્ષઃ સુસમાહિતઃ ॥ ૨૭॥**

પોતાના સ્વરૂપભૂત આનંદની અનુભૂતિથી જ તમે માયાજનિત રાગ-દ્વેષ વગેરે દોષોનો તિરસ્કાર કરી દીધેલો છે. હું તમને નમસ્કાર કરું છું. તમે સૌની સઘળી ઇંન્દ્રિયોના પ્રેરક, પરમ મહાન અને વિરાટ-સ્વરૂપ છો. હું તમને નમસ્કાર કરું છું. (૨૦) મન સહિત વાણી તમારા સુધી ન પહોંચતાં વચ્ચેથી જ પાછી વળી આવે છે. તેના ઉપરત થઈ જવાથી અદ્વિતીય, નામરૂપ-રહિત, ચેતનમાત્ર અને કાર્યકારણથી પર એવી જે વસ્તુ શેષ રહે છે તે અમારું રક્ષણ કરે. (૨૧) આ કાર્ય-કારણરૂપ જગત જેમનામાં ઉત્પન્ન થાય છે, જેમનામાં સ્થિત (રહે) છે અને જેમનામાં લીન થાય છે તથા જેઓ માટીની વસ્તુઓમાં વ્યાપ્ત માટીની જેમ બધાંમાં ઓતપ્રોત છે તે પરબ્રહ્મસ્વરૂપ તમને હું નમસ્કાર કરું છું. (૨૨) તમે જોકે આકાશની જેમ બહાર અને અંદર (બધે) એકરસ વ્યાપ્ત છો તોપણ તમને મન, બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયો પોતાની જ્ઞાનશક્તિથી જાણી શકતી નથી અને પ્રાણ તથા કર્મેન્દ્રિયો પોતાની ક્રિયાશક્તિથી સ્પર્શી પણ શકતાં નથી. હું તમને નમસ્કાર કરું છું. (૨૩) દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિ, - આ બધા જ તે પરમાત્માના ચૈતન્ય અંશથી યુક્ત થઈને કર્મ કરે છે, જો તેમનો અંશ ન હોય તો આ બધા કાર્ય કરી શકતા નથી. ઉદાહરણ તરીકે તપાવ્યા વિનાનું લોઢું કશું જ બાળી શકતું નથી. જીવની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે અવસ્થાઓ થાય છે ત્યારે આપનું નામ દ્રષ્ટા હોય છે. મૂળમાં તો આપ એક જ છો, દ્રષ્ટા વગેરે પણ નથી. (૨૪) ૐકારસ્વરૂપ મહાપ્રભાવશાળી, મહાવિભૂતિ-પતિ ભગવાન મહાપુરુષને નમસ્કાર છે. શ્રેષ્ઠ ભક્તોનો સમુદાય પોતાનાં કરકમળોની કળીઓથી તમારાં યુગલ ચરણકમળોની સેવામાં સંલગ્ન રહે છે. હે પ્રભુ! તમે જ સર્વશ્રેષ્ઠ છો. હું તમને વારંવાર નમસ્કાર કરું છું." (૨૫)

**શ્રીશુકદેવજી કહે છે** – હે પ્રભુ (પરીક્ષિત)! દેવર્ષિ નારદજી પોતાના શરણાગત ભક્ત ચિત્રકેતુને આ વિદ્યાનો ઉપદેશ કરીને મહર્ષિ અંગિરાની સાથે બ્રહ્મલોકમાં પ્રયાણ કરી ગયા. (૨૬) રાજા ચિત્રકેતુએ દેવર્ષિ નારદજી વડે ઉપદેશ કરાયેલી વિદ્યાનું, તેમની આજ્ઞા અનુસાર સાત દિવસ સુધી માત્ર જળપાન જ કરીને અત્યંત એકાગ્રતાપૂર્વક અનુષ્ઠાન કર્યું. (૨૭)

૧. પ્રા. પા. – ૦મુકુલો૦ । ૨. પ્રાચીન પ્રતમાં અહીં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૩. પ્રા. પા. – તાં વિદ્યાં પઠન્ નાર૦ ।

તતશ્ચ[1] સપ્તરાત્રાન્તે વિદ્યયા ધાર્યમાણયા ।
વિદ્યાધરાધિપત્યં સ લેભેઽપ્રતિહતં નૃપઃ ॥ ૨૮॥

તતઃ કતિપયાહોભિર્વિદ્યયેદ્ધમનોગતિઃ ।
જગામ દેવદેવસ્ય શેષસ્ય ચરણાન્તિકમ્ ॥ ૨૯॥

મૃણાલગૌરં શિતિવાસસં સ્ફુરત્-
કિરીટકેયૂરકટિત્રકઙ્કણમ્ ।
પ્રસન્નવક્ત્રારુણલોચનં વૃતં
દદર્શ સિદ્ધેશ્વરમણ્ડલૈઃ પ્રભુમ્ ॥ ૩૦॥

તદ્દર્શનધ્વસ્તસમસ્તકિલ્બિષઃ
સ્વચ્છામલાન્તઃકરણોઽભ્યયાન્મુનિઃ[2] ।
પ્રવૃદ્ધભક્ત્યા પ્રણયાશ્રુલોચનઃ
પ્રહૃષ્ટરોમાઽનમદાદિપૂરુષમ્ ॥ ૩૧॥

સ ઉત્તમશ્લોકપદાબ્જવિષ્ટરં
પ્રેમાશ્રુલેશૈરુપમેહયન્મુહુઃ[3] ।
પ્રેમોપરુદ્ધાખિલવર્ણનિર્ગમો
નૈવાશકત્તં પ્રસમીડિતું ચિરમ્ ॥ ૩૨॥

તતઃ સમાધાય મનો મનીષયા
બભાષ એતત્પ્રતિલબ્ધવાગસૌ ।
નિયમ્ય સર્વેન્દ્રિયબાહ્યવર્તનં
જગદ્ગુરું સાત્વતશાસ્ત્રવિગ્રહમ્ ॥ ૩૩॥

*ચિત્રકેતુરુવાચ*

અજિત જિતઃ સમમતિભિઃ
સાધુભિર્ભવાન્ જિતાત્મભિર્ભવતા ।
વિજિતાસ્તેઽપિ ચ ભજતા-
મકામાત્મનાં ય આત્મદોઽતિકરુણઃ ॥ ૩૪॥

તવ વિભવઃ ખલુ ભગવન્
જગદુદયસ્થિતિલયાદીનિ[4] ।

ત્યારપછી તે વિદ્યાનું અનુષ્ઠાન કરવાથી સાત દિવસ પછી રાજા ચિત્રકેતુને વિદ્યાધરોનું અખંડ આધિપત્ય મળ્યું. (૨૮) એ પછી થોડા જ દિવસોમાં આ વિદ્યાના પ્રભાવથી તેમનું મન વિશેષ શુદ્ધ થઈ ગયું. ત્યારે તેઓ દેવાધિદેવ ભગવાન શેષજીનાં ચરણોના સાન્નિધ્યમાં પહોંચી ગયા. (૨૯) ત્યાં તેમણે જોયું કે ભગવાન શેષજી સિદ્ધેશ્વરોના મંડળમાં વિરાજમાન છે; તેમનું શરીર કમળનાભ જેવું ગૌરવર્ણ છે; તેના પર નીલવર્ણનું વસ્ત્ર ફરફરી રહ્યું છે; મસ્તક પર મુગટ, બાહુઓમાં બાજૂબંધ, કમરમાં કંદોરો અને હાથનાં કાંડાઓમાં કડાં વગેરે આભૂષણો ચમકી રહ્યાં છે; આંખોમાં લાલાશ છે અને મુખ પર પ્રસન્નતા છવાઈ રહી છે. (૩૦) ભગવાન શેષજીનું દર્શન કરતાં જ રાજર્ષિ ચિત્રકેતુનાં તમામ પાપ નાશ પામ્યાં, તેમનું અંતઃકરણ સ્વચ્છ અને નિર્મળ થઈ ગયું. હૃદયમાં ભક્તિભાવનું પૂર ઊમટી આવ્યું, આંખોમાં પ્રેમનાં આંસુ છલકાઈ આવ્યાં. શરીરનું એકે-એક રોમ ખીલી ઊઠ્યું. તેમણે આવી જ સ્થિતિમાં આદિપુરુષ ભગવાન શેષજીને નમસ્કાર કર્યા. (૩૧) ત્યારે તેમની આંખોમાંથી પ્રેમનાં આંસુ ટપ-ટપ પડી રહ્યાં હતાં. એનાથી ભગવાન શેષજીનાં ચરણ મૂકવાની પીઠિકા ભીંજાઈ ગઈ. પ્રેમના ઉદ્રેકને કારણે તેમના મુખેથી એક અક્ષર પણ નીકળી શક્યો નહીં. તેઓ ઠીકઠીક સમય સુધી ભગવાન શેષજીની કશી સ્તુતિ પણ કરી શક્યા નહીં. (૩૨) થોડી વાર પછી તેમને બોલવાની થોડીક શક્તિ પ્રાપ્ત થઈ. તેમણે વિવેકબુદ્ધિથી મનને સમાહિત (સમધારણ) કર્યું અને સમસ્ત ઇન્દ્રિયોની બાહ્ય વૃત્તિઓનો નિરોધ કર્યો. પછી, જેમના સ્વરૂપનું પાંચરાત્ર વગેરે ભક્તિશાસ્ત્રોમાં વર્ણન કરવામાં આવ્યું છે તે જગદ્‌ગુરુની તેમણે આ પ્રમાણે સ્તુતિ કરી. (૩૩)

**ડ ચિત્રકેતુ (સ્તુતિ કરતા) બોલ્યા** – હે અજિત! જિતેન્દ્રિય અને સમદર્શી સાધુઓએ તમને જીતી લીધા છે. તમે જ પોતાના સૌંદર્ય, માધુર્ય, કારુણ્ય વગેરે ગુણોથી તેમને પોતાના વશમાં કરી લીધા છે. અહો! તમે ધન્ય છો! કારણ કે જેઓ નિષ્કામભાવે તમારી ભક્તિ કરે છે તેમને તમે કરુણાવશ થઈને સ્વયં પોતાને પણ અર્પણ કરી દો છો. (૩૪) હે ભગવન્! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ તમારા લીલા-વિલાસ છે. વિશ્વ-

૧. પ્રા. પા. – તતઃ સ । ૨. પ્રા. પા. – મુહુઃ । ૩. પ્રા. પા. – ૦સેવય૦ । ૪. પ્રા. પા. – ૦લયાવનાદીનિ ।

વિશ્વસૃજસ્તેઽંશાંશા-
સ્તત્ર મૃષા સ્પર્ધન્તે પૃથગભિમત્યા ॥ ૩૫॥

પરમાણુપરમમહતો-
સ્ત્વમાદ્યન્તાન્તરવર્તી ત્રયવિધુરઃ ।
આદાવન્તેઽપિ ચ સત્ત્વાનાં
યદ્ ધ્રુવં તદેવાન્તરાલેઽપિ ॥ ૩૬॥

ક્ષિત્યાદિભિરેષ કિલાવૃતઃ
સપ્તભિર્દશગુણોત્તરૈરાણ્ડકોશઃ ।
યત્ર પતત્યણુકલ્પઃ
સહાણ્ડકોટિકોટિભિસ્તદનન્તઃ ॥ ૩૭॥

વિષયતૃષો નરપશવો
ય ઉપાસતે વિભૂતીર્ન પરં ત્વામ્ ।
તેષામાશિષ ઈશ
તદનુ વિનશ્યન્તિ યથા રાજકુલમ્ ॥ ૩૮॥

કામધિયસ્ત્વયિ રચિતા
ન પરમ રોહન્તિ યથા કરમ્ભબીજાનિ ।
જ્ઞાનાત્મન્યગુણમયે
ગુણગણતોઽસ્ય દ્વન્દ્વજાલાનિ ॥ ૩૯॥

જિતમજિત તદા ભવતા
યદાઽઽહ ભાગવતં ધર્મમનવદ્યમ્ ।
નિષ્કિઞ્ચના યે મુનય
આત્મારામા યમુપાસતેઽપવર્ગાય ॥ ૪૦॥

વિષમમતિર્ન યત્ર નૃણાં
ત્વમહમિતિ મમ તવેતિ ચ યદન્યત્ર ।
વિષમધિયા રચિતો યઃ
સ હ્યવિશુદ્ધઃ ક્ષયિષ્ણુરધર્મબહુલઃ ॥ ૪૧॥

કઃ ક્ષેમો નિજપરયોઃ
કિયાનર્થઃ સ્વપરદ્રુહા ધર્મેણ ।

નિર્માતા બ્રહ્માજી વગેરે તમારા અંશના પણ અંશ છે; તોપણ તેઓ અલગ-અલગ રીતે પોતાને જગતના કર્તા માનીને વૃથા પરસ્પર સ્પર્ધા કરે છે. (૩૫) નાનામાં નાના પરમાણુથી માંડીને મોટામાં મોટા મહત્તત્ત્વ પર્યંતની તમામ વસ્તુઓના આદિમાં, મધ્યમાં અને અંતમાં તમે જ વિરાજમાન છો તથા સ્વયં તમે તે આદિ, મધ્ય અને અંતથી રહિત છો; કારણ કે કોઈ પણ પદાર્થના આદિમાં અને અંતમાં જે વસ્તુ રહે છે તે જ મધ્યમાં પણ રહે છે. (૩૬) આ બ્રહ્માંડકોશ, કે જે પૃથ્વી વગેરે એક પછી એક એવા દસ ગણાં સાત આવરણોથી ઘેરાયેલો છે તે, પોતાના જ જેવા બીજા કરોડો બ્રહ્માંડો સહિત તમારામાં એક પરમાણુની જેમ ઘૂમતો રહે છે. આ પ્રમાણે તમારી સીમાનો કોઈ અંત નથી. માટે, તમે અનંત છો. (૩૭) જે પશુતુલ્ય મનુષ્યો માત્ર વિષયભોગોની જ કામના કરે છે તેઓ તમારી ભક્તિ નહીં કરતાં, તમારા વિભૂતિસ્વરૂપ ઇન્દ્ર વગેરે દેવતાઓની ઉપાસના કરે છે. હે પ્રભુ! જેમ રાજકુળનો નાશ થયા પછી તેના અનુયાયીઓની આજીવિકા પણ ચાલી જાય છે, તેવી જ રીતે ક્ષુદ્ર ઉપાસ્યદેવોનો નાશ થઈ ગયા પછી તેમણે આપેલા ભોગો પણ નાશ પામે છે. (૩૮) હે પરમાત્મા! તમે જ્ઞાનસ્વરૂપ અને નિર્ગુણ છો, તેથી તમારા પ્રત્યે કરેલી સકામ ભાવના પણ અન્ય બીજાં કર્મોની જેમ જન્મ-મૃત્યુરૂપ ફળ આપનારી હોતી નથી, જેમ કે શેકેલાં બીજમાંથી અંકુર ફૂટતા નથી; કારણ કે જીવને સુખ-દુઃખ વગેરે જે દ્વંદ્વો પ્રાપ્ત થાય છે તેઓ સત્ત્વ વગેરે ગુણથી જ પ્રાપ્ત થાય છે, નિર્ગુણથી નહીં. (૩૯) હે અજિત! તમે જે સમયે ભાગવત-ધર્મનો ઉપદેશ કર્યો હતો તે જ સમયે તમે બધાંને જીતી લીધાં છે; કારણ કે પોતાની પાસે કશો જ સંગ્રહ-પરિગ્રહ નહીં રાખનારા, કોઈ પણ વસ્તુમાં અહંતા-મમતા નહીં કરનારા, આત્મારામ એવા સનકાદિ પરમ મુનિઓ પણ પરમ સામ્ય અને મોક્ષને પ્રાપ્ત કરવા માટે તે જ ભાગવત-ધર્મનો આશ્રય લે છે. (૪૦) તે ભાગવત-ધર્મ એટલો શુદ્ધ છે કે તેમાં સકામ ધર્મોના જેવી મનુષ્યોની એવી વિષમ બુદ્ધિ નથી હોતી કે 'આ હું છું, આ મારું છે; આ તું છે, આ તારું છે.' આ ભાગવત-ધર્મથી વિપરીત જે ધર્મના મૂળમાં જે વિષમતાનું બીજ વાવી દેવામાં આવે છે તે તો અશુદ્ધ, નાશવંત અને અધર્મપ્રધાન હોય છે. (૪૧) જે ધર્મમાં આ મારું છે, આ પારકું છે, એવો રાગ-દ્વેષ અર્થાત્ પરસ્પરમાં દ્રોહથી ભાવના

સ્વદ્રોહાત્ તવ કોપઃ
પરસમ્પીડયા ચ તથાऽધર્મઃ ॥ ૪૨॥

ન વ્યભિચરતિ તવેક્ષા
યયા હ્યભિહિતો ભાગવતો ધર્મઃ ।
સ્થિરચરસત્ત્વકદમ્બે-
ષ્વપૃથગ્ધિયો યમુપાસતે ત્વાર્યાઃ ॥ ૪૩॥

ન હિ ભગવન્નઘટિતમિદં
ત્વદ્દર્શનાન્નૃણામખિલપાપક્ષયઃ[1] ।
યન્નામસકૃચ્છ્રવણાત્
પુલ્કસકોऽપિ વિમુચ્યતે સંસારાત્ ॥ ૪૪॥

અથ ભગવન્ વયમધુના
ત્વદવલોકપરિમૃષ્ટાશયમલાઃ ।
સુરઋષિણા યદુદિતં
તાવકેન[2] કથમન્યથા ભવતિ ॥ ૪૫॥

વિદિતમનન્ત સમસ્તં
તવ જગદાત્મનો જનૈરિહાચરિતમ્ ।
વિજ્ઞાપ્યં પરમગુરોઃ
કિયદિવ સવિતુરિવ ખદ્યોતૈઃ ॥ ૪૬॥

નમસ્તુભ્યં ભગવતે
સકલજગત્સ્થિતિલયોદયેશાય ।
દુરવસિતાત્મગતયે
કુયોગિનાં ભિદા પરમહંસાય ॥ ૪૭॥

યં વૈ શ્વસન્તમનુ વિશ્વસૃજઃ શ્વસન્તિ
યં ચેકિતાનમનુ ચિત્તય ઉચ્ચકન્તિ ।
ભૂમણ્ડલં સર્ષપાયતિ યસ્ય મૂર્ધ્નિ
તસ્મૈ નમો ભગવતેऽસ્તુ સહસ્રમૂર્ધ્ને ॥ ૪૮॥

*શ્રીશુક ઉવાચ*

સંસ્તુતો ભગવાનેવમનન્તસ્તમભાષત ।
વિદ્યાધરપતિં પ્રીતશ્ચિત્રકેતું કુરૂદ્વહ ॥ ૪૯॥

થાય છે તે ધર્મથી પોતાનું અથવા બીજાનું શું હિત થવાનું છે? જે કોઈ પણ જીવ સાથે દ્રોહ કરે છે તેના પર આપનો (ભગવાનનો) કોપ થાય છે, કારણ કે કોઈને પણ પીડા આપવી એ ધર્મ હોઈ શકે નહિ તે તો અધર્મ જ છે. (૪૨) હે ભગવન્! તમે જે દૃષ્ટિથી ભાગવત-ધર્મનું નિરૂપણ કર્યું છે તે ક્યારેય પરમાર્થથી વિચલિત થતી નથી. તેથી જે સંતપુરુષો ચર-અચર - સમસ્ત પ્રાણીઓમાં સમદૃષ્ટિ રાખે છે તેઓ જ તેનું સેવન કરે છે. (૪૩) હે ભગવન્! તમારાં દર્શન થવા માત્રથી જ મનુષ્યોનાં બધાં જ પાપ ક્ષીણ થઈ જાય છે, એ કોઈ અસંભવ વાત નથી; કારણ કે તમારું નામ એક જ વાર સાંભળવાથી નીચ ચાંડાલ પણ સંસાર(ના બંધન)થી છૂટી જાય છે. (૪૪) હે ભગવન્! આ સમયે તમારું દર્શન થવા માત્રથી જ મારા અંતઃકરણનો બધો મળ (મેલ) ધોવાઈ ગયો છે, એ બરાબર જ છે; કારણ કે તમારા અનન્યપ્રેમી ભક્ત દેવર્ષિ નારદજીએ જે કંઈ કહ્યું છે તે મિથ્યા કેવી રીતે થઈ શકે? (૪૫) હે અનંત! તમે સંપૂર્ણ વિશ્વના આત્મા છો. તેથી સંસારમાં પ્રાણીઓ જે કંઈ કરે છે તે બધું તમે જાણો છો. તેથી જેમ આગિયો સૂર્યને પ્રકાશિત કરી શકતો નથી, તેવી જ રીતે હું તમને શું નિવેદન કરું? (૪૬) હે ભગવન્! તમારી જ અધ્યક્ષતામાં સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. કુયોગી-જનો ભેદદૃષ્ટિને કારણે તમારા વાસ્તવિક સ્વરૂપને જાણી શકતા નથી. તમારું સ્વરૂપ વાસ્તવમાં અત્યંત શુદ્ધ છે. હું તમને નમસ્કાર કરું છું. (૪૭) આપનાથી પ્રકાશિત થઈને અને આપની શક્તિ પ્રાપ્ત કરીને બ્રહ્મા વગેરે લોકપાલો કાર્યો કરવામાં સમર્થ થાય છે. તમારી દૃષ્ટિથી જ જીવિત થઈને જ્ઞાનેન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરવામાં સમર્થ થાય છે. આ ભૂમંડલ તો તમારા મસ્તક પર સરસવના દાણા જેવડું લાગે છે. હું સહસ્ર-મસ્તકધારી તમને - ભગવાનને વારંવાર નમસ્કાર કરું છું. (૪૮)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) વિદ્યાધરોના અધિપતિ ચિત્રકેતુએ જ્યારે અનંત ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે તેમણે પ્રસન્ન થઈને ચિત્રકેતુને કહ્યું. (૪૯)

---

૧. પ્રા. પા. – ત્વદ્દર્શિનાનૃ૦ । ૨. પ્રા. પા. – તત્કેન ।

*શ્રીભગવાનુવાચ*

યન્નારદાઙ્ગિરોભ્યાં તે વ્યાહૃતં મેઽનુશાસનમ્ ।
સંસિદ્ધોઽસિ તયા રાજન્ વિદ્યયા દર્શનાચ્ચ મે ॥ ૫૦॥

અહં વૈ સર્વભૂતાનિ ભૂતાત્મા ભૂતભાવનઃ ।
શબ્દબ્રહ્મ પરં બ્રહ્મ મમોભે શાશ્વતી તનૂ ॥ ૫૧॥

લોકે વિતતમાત્માનં લોકં ચાત્મનિ સન્તતમ્ ।
ઉભયં ચ મયા વ્યાપ્તં મયિ ચૈવોભયં કૃતમ્ ॥ ૫૨॥

યથા સુષુપ્તઃ[1] પુરુષો વિશ્વં પશ્યતિ ચાત્મનિ ।
આત્માનમેકદેશસ્થં મન્યતે સ્વપ્ન ઉત્થિતઃ ॥ ૫૩॥

એવં જાગરણાદીનિ જીવસ્થાનાનિ ચાત્મનઃ ।
માયામાત્રાણિ વિજ્ઞાય તદ્દ્રષ્ટારં પરં[2] સ્મરેત્ ॥ ૫૪॥

યેન પ્રસુપ્તઃ પુરુષઃ સ્વાપં વેદાત્મનસ્તદા ।
સુખં ચ નિર્ગુણં બ્રહ્મ તમાત્માનમવેહિ મામ્ ॥ ૫૫॥

ઉભયં સ્મરતઃ પુંસઃ પ્રસ્વાપપ્રતિબોધયોઃ ।
અન્વેતિ વ્યતિરિચ્યેત તજ્જ્ઞાનં[3] બ્રહ્મ તત્પરમ્ ॥ ૫૬॥

યદેતદ્વિસ્મૃતં પુંસો મદ્ભાવં ભિન્નમાત્મનઃ ।
તતઃ સંસાર એતસ્ય દેહાદેહો મૃતેર્મૃતિઃ ॥ ૫૭॥

લબ્ધ્વેહ માનુષીં યોનિં જ્ઞાનવિજ્ઞાનસમ્ભવામ્ ।
આત્માનં યો ન બુદ્ધ્યેત ન ક્વચિચ્છમમાપ્નુયાત્[4] ॥ ૫૮॥

સ્મૃત્વેહાયાં પરિક્લેશં તતઃ ફલવિપર્યયમ્ ।
અભયં[5] ચાપ્યનીહાયાં સઙ્કલ્પાદ્વિરમેત્કવિઃ[6] ॥ ૫૯॥

**શ્રીભગવાને કહ્યું** — હે રાજન્! દેવર્ષિ નારદજી અને મહર્ષિ અંગિરાએ તમને મારાથી સંબંધિત જે વિદ્યાનો ઉપદેશ આપ્યો છે તેનાથી અને મારા દર્શનથી તમે સમ્યક્‌પણે સિદ્ધ થઈ ચૂક્યા છો. (૫૦) હું જ સમસ્ત પ્રાણીઓરૂપે છું, હું જ તેમનો આત્મા છું અને હું જ તેમનું પાલનપોષણ કરનારો પણ છું. શબ્દબ્રહ્મ (વેદ) અને પરબ્રહ્મ - બંનેય મારાં સનાતન રૂપ છે. (૫૧) આત્મા કાર્ય-કારણાત્મક જગતમાં વ્યાપ્ત છે અને કાર્ય-કારણાત્મક જગત આત્મામાં સ્થિત છે; તથા તે બંનેમાં હું અધિષ્ઠાન-રૂપે વ્યાપ્ત છું અને મારામાં એ બંને કલ્પિત છે. (૫૨) જેમ સૂતેલો મનુષ્ય સ્વપ્નમાં સમસ્ત જગતને પોતાનામાં જ જુએ છે અને સ્વપ્ન તૂટી જવાથી તે જાગે છે અને પોતાને સંસારના એક ખૂણામાં ઊભેલો જુએ છે, પરંતુ વાસ્તવમાં તે પણ સ્વપ્ન જ છે; તેવી જ રીતે જીવની જાગ્રત વગેરે અવસ્થાઓ એ પરમેશ્વરની જ માયા છે — એમ જાણીને સૌના સાક્ષી, માયાતીત પરમાત્માનું જ સ્મરણ કરવું જોઈએ. (૫૩-૫૪) સૂતેલો મનુષ્ય જેની સહાયથી પોતાની નિદ્રા અને તેના અતીન્દ્રિય સુખનો અનુભવ કરે છે તે બ્રહ્મ હું જ છું; તેને તમે પોતાનો આત્મા સમજો. (૫૫) મનુષ્ય નિદ્રા અને જાગૃતિ - આ બંને અવસ્થાઓનો અનુભવ કરે છે અને તે આ અવસ્થાઓમાં અનુગત થતો હોવા છતાં પણ વાસ્તવમાં તેમનાથી અલગ છે. બધી અવસ્થાઓમાં રહેતું અખંડ એકરસ જ્ઞાન જ બ્રહ્મ છે, તે જ પરબ્રહ્મ છે. (૫૬) જીવ જ્યારે મારા સ્વરૂપને વીસરી જાય છે ત્યારે તે પોતાને અલગ માની લે છે, એનાથી તેણે સંસારના ચક્કરમાં પડવું પડે છે અને તેની જન્મ અને મૃત્યુની પરંપરા ચાલે છે. (૫૭) આ મનુષ્યયોનિ જ્ઞાન અને વિજ્ઞાનનો મૂળ સ્રોત છે. જે એને પામીને પણ પોતાના આત્મસ્વરૂપ પરમાત્માને જાણી લેતો નથી તેને ક્યાંય, કોઈ પણ યોનિમાં શાંતિ મળી શકતી નથી. (૫૮)

(હે રાજન્!) સાંસારિક સુખ માટે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેમાં શ્રમ પડે છે, ક્લેશ અનુભવાય છે; અને જે પરમ સુખના ઉદ્દેશ્યથી તે કાર્યો કરવામાં આવે છે તેનાથી બિલકુલ વિપરીત તેઓ અત્યંત દુઃખ

૧. પ્રા. પા. — પ્રસુપ્તઃ । ૨. પ્રા. પા. — સ્મરેત્ મામ્ । ૩. પ્રા. પા. — જ્ઞાનં તદ્ બ્રહ્મ । ૪. પ્રા. પા. — ૦ચિત્ક્ષેમ૦ । ૫. પ્રા. પા. — નો ભયં । ૬. પ્રા. પા. — ૦ત્ક્વચિત્ ।

સુખાય દુઃખમોક્ષાય કુર્વાતે દમ્પતી ક્રિયાઃ ।
તતોઽનિવૃત્તિરપ્રાપ્તિર્દુઃખસ્ય[1] ચ સુખસ્ય ચ ॥ ૬૦॥

એવં વિપર્યયં બુદ્ધ્વા નૃણાં વિજ્ઞાભિમાનિનામ્ ।
આત્મનશ્ચ ગતિં સૂક્ષ્માં સ્થાનત્રયવિલક્ષણામ્ ॥ ૬૧॥

દૃષ્ટશ્રુતાભિર્માત્રાભિર્નિર્મુક્તઃ સ્વેન તેજસા ।
જ્ઞાનવિજ્ઞાનસન્તુષ્ટો[2] મદ્ભક્તઃ પુરુષો ભવેત્ ॥ ૬૨॥

એતાવાનેવ મનુજૈર્યોગનૈપુણબુદ્ધિભિઃ[3] ।
સ્વાર્થઃ સર્વાત્મના જ્ઞેયો યત્પરાત્મૈકદર્શનમ્[4] ॥ ૬૩॥

ત્વમેતચ્છ્રદ્ધયા રાજન્નપ્રમત્તો વચો મમ ।
જ્ઞાનવિજ્ઞાનસમ્પન્નો ધારયન્નાશુ સિધ્યસિ ॥ ૬૪॥

*શ્રીશુક ઉવાચ*

આશ્વાસ્ય ભગવાનિત્થં ચિત્રકેતું જગદ્ગુરુઃ ।
પશ્યતસ્તસ્ય વિશ્વાત્મા તતશ્ચાન્તર્દધે હરિઃ ॥ ૬૫॥

આપે છે; પરંતુ કર્મો કરવામાંથી નિવૃત્ત થઈ જવાય તો કોઈ પ્રકારનો ભય (રહેતો) નથી – આમ વિચારીને બુદ્ધિમાન મનુષ્યે કોઈ પ્રકારનાં કર્મોનો અથવા તે કર્મોનાં ફળનો સંકલ્પ કરવો જોઈએ નહીં. (૫૯) જગતનાં બધાં જ સ્ત્રીપુરુષો એટલા માટે કર્મો કરે છે કે એનાથી તેમને સુખ મળે અને દુઃખોમાંથી છુટકારો થાય; પરંતુ એ કર્મોથી નથી તો તેમનું દુઃખ દૂર થતું અને નથી તો તેમને સુખની પ્રાપ્તિ થતી. (૬૦) જે મનુષ્યો પોતાને ઘણા મોટા બુદ્ધિમાન માનીને કર્મની જાળમાં ફસાયેલા છે તેમને વિપરીત ફળ મળે છે – આ વાત સમજી લેવી જોઈએ; સાથે સાથે એ પણ જાણી લેવું જોઈએ કે આત્માનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે અને તે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ – એ ત્રણે અવસ્થાઓ અને તેના અભિમાનીઓ કરતાં વિલક્ષણ છે. (૬૧) આ જાણી લઈને આ લોકને જોવો અને સાંભળેલા પરલોકના વિષયભોગોમાંથી વિવેકબુદ્ધિ વડે પોતે છુટકારો મેળવી લેવો અને જ્ઞાન તથા વિજ્ઞાનમાં જ સંતુષ્ટ રહીને મારા ભક્ત બની જવું. (૬૨) જે લોકો યોગમાર્ગનું તત્ત્વ સમજવામાં નિપુણ છે તેમણે સમ્યક્પણે સમજી લેવું જોઈએ કે જીવનો સૌથી મોટો સ્વાર્થ અને પરમાર્થ માત્ર આટલો જ છે કે તે બ્રહ્મ અને આત્માની એકતાનો (અદ્વૈતનો) અનુભવ કરી લે. (૬૩) હે રાજન્! જો તમે મારા આ ઉપદેશને સાવધાન થઈને શ્રદ્ધાપૂર્વક ધારણ કરી લેશો તો જ્ઞાનવિજ્ઞાન-સંપન્ન થઈને સત્વરે સિદ્ધ થઈ જશો. (૬૪)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! જગદ્ગુરુ, વિશ્વાત્મા ભગવાન શ્રીહરિ ચિત્રકેતુને આ પ્રમાણે સમજાવીને તેમની સામે જ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. (૬૫)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ચિત્રકેતોઃ[5] પરમાત્મદર્શનં નામ ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ચિત્રકેતુનું પરમાત્મદર્શન નામનો સોળમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ૦ત્તિર્ન પ્રાપ્તિ૦ । ૨. પ્રા. પા. – વિજ્ઞાનજ્ઞાનસંહૃષ્ટો । ૩. પ્રા. પા. – ૦નૈપુણ્ય૦ । ૪. પ્રા. પા. – ૦રાત્મૈક૦ । ૫. પ્રા. પા. – ૦ત્રકેતૂપાખ્યાને પરમપુરુષાદેશઃ ષોડ૦ ।

# સત્તરમો અધ્યાય

6

## ચિત્રકેતુને પાર્વતીજીનો શાપ

*શ્રીશુક ઉવાચ*

યતશ્ચાન્તર્હિતોઽનન્તસ્તસ્યૈ કૃત્વા દિશે નમઃ ।
વિદ્યાધરશ્ચિત્રકેતુશ્ચચાર ગગનેચરઃ ॥ ૧॥

સ લક્ષં વર્ષલક્ષાણામવ્યાહતબલેન્દ્રિયઃ ।
સ્તૂયમાનો મહાયોગી મુનિભિઃ સિદ્ધચારણૈઃ ॥ ૨॥

કુલાચલેન્દ્રદ્રોણીષુ નાનાસઙ્કલ્પસિદ્ધિષુ ।
રેમે વિદ્યાધરસ્ત્રીભિર્ગાપયન્ હરિમીશ્વરમ્ ॥ ૩॥

એકદા સ[1] વિમાનેન વિષ્ણુદત્તેન ભાસ્વતા ।
ગિરિશં દદૃશે ગચ્છન્ પરીતં સિદ્ધચારણૈઃ ॥ ૪॥

આલિઙ્ગ્યાઙ્કીકૃતાં દેવીં બાહુના મુનિસંસદિ ।
ઉવાચ દેવ્યાઃ શૃણ્વત્યા જહાસોચ્ચૈસ્તદન્તિકે ॥ ૫॥

*ચિત્રકેતુરુવાચ*

એષ લોકગુરુઃ સાક્ષાદ્ધર્મં વક્તા શરીરિણામ્ ।
આસ્તે[2] મુખ્યઃ સભાયાં વૈ મિથુનીભૂય ભાર્યયા ॥ ૬॥

જટાધરસ્તીવ્રતપા બ્રહ્મવાદિસભાપતિઃ ।
અઙ્કીકૃત્ય સ્ત્રિયં ચાસ્તે ગતહ્રીઃ પ્રાકૃતો યથા ॥ ૭॥

પ્રાયશઃ પ્રાકૃતાશ્ચાપિ સ્ત્રિયં રહસિ બિભ્રતિ ।
અયં મહાવ્રતધરો બિભર્તિ સદસિ સ્ત્રિયમ્ ॥ ૮॥

*શ્રીશુક ઉવાચ*

ભગવાનપિ તચ્છ્રુત્વા પ્રહસ્યાગાધધીર્નૃપ ।
તૂષ્ણીં બભૂવ સદસિ સભ્યાશ્ચ[3] તદનુવ્રતાઃ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) જે દિશામાં ભગવાન શ્રીસંકર્ષણ અંતર્ધાન થયા હતા તેને નમસ્કાર કરીને વિદ્યાધર ચિત્રકેતુ આકાશમાર્ગે સ્વચ્છંદપણે વિચરણ કરવા લાગ્યા. (૧) મહાયોગી ચિત્રકેતુ કરોડો વર્ષો સુધી બધા પ્રકારના સંકલ્પોને પૂરા કરનારી સુમેરુ પર્વતની ઘાટીઓ (પહાડી વિસ્તારો)માં વિહાર કરતા રહ્યા. તેમના શરીરનું બળ અને ઇન્દ્રિયોની શક્તિ અક્ષુણ્ણ રહ્યાં. મોટા મોટા મુનિઓ, સિદ્ધો, ચારણો વગેરે તેમની સ્તુતિ કરતા રહેતા હતા. તેમની પ્રેરણાથી વિદ્યાધરોની પત્નીઓ તેમની પાસે સર્વશક્તિમાન ભગવાનના ગુણો અને તેમની લીલાઓનું ગાન કરતી રહેતી હતી. (૨-૩) એક દિવસ, ભગવાને આપેલા તેજોમય વિમાન પર સવાર થઈને ચિત્રકેતુ ક્યાંક જઈ રહ્યા હતા, તે સમયે તેમણે જોયું કે ભગવાન શ્રીશંકર મોટા મોટા મુનિઓની સભામાં સિદ્ધો-ચારણોની વચ્ચે બેઠા છે અને સાથે જ ભગવતી પાર્વતીજીને પોતાના ખોળામાં બેસાડીને એક હાથે તેમને આલિંગન કરેલ છે. આ જોઈને ચિત્રકેતુ વિમાન પર આરૂઢ થઈને જ તેમની પાસે જઈ પહોંચ્યા અને ભગવતી પાર્વતીજીને સંભળાવીને જોરથી હસવા અને કહેવા લાગ્યા. (૪-૫)

**ચિત્રકેતુએ કહ્યું** – અહો! શું આ જ સમસ્ત જગતના ધર્માચાર્ય અને ગુરુદેવ છે? આ જ ભલા, સમસ્ત પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે? આમના આ હાલ જુઓ, ભરી સભામાં પોતાની પત્ની સાથે ચોંટીને બેઠા છે! (૬) જટાધારી, ઘણા મોટા તપસ્વી અને બ્રહ્મવાદીઓના સભાપતિ હોવા છતાં પણ આ સાધારણ મનુષ્યની જેમ નિર્લજ્જપણે પત્નીને ખોળામાં લઈને બેઠા છે! (૭) સાધારણ મનુષ્યો પણ ઘણું કરીને પત્નીઓ સાથે એકાંતમાં ઊઠે-બેસે છે; જ્યારે આ આટલા મોટા વ્રતધારી હોવા છતાંય ભરી સભામાં પત્નીને (સાથે, ખોળામાં) લઈને બેઠા છે! (૮)

**શ્રીશુકદેવજી કહે છે** – ભગવાન શ્રીશંકરની બુદ્ધિ અગાધ છે. તેઓ ચિત્રકેતુનાં આ કટાક્ષવચનો સાંભળીને હસી પડ્યા, પણ કશુંય બોલ્યા નહીં. તે સભામાં ઉપસ્થિત તેમના અનુયાયી સભાજનો પણ મૌન રહ્યા. ચિત્રકેતુને ભગવાન શ્રીશંકરના પ્રભાવની ખબર ન હતી, એટલે જ તેઓ તેમના વિશે ઘણુંબધું સારું-ખોટું (અશોભનીય) બોલી

૧. પ્રા. પા. – સ્વવિ૦ । ૨. પ્રા. પા. – આર્યમુખ્યઃ સત્સભાયાં । ૩. પ્રા. પા. – સભ્યાશ્ચાસન્નનુવ્રતાઃ ।

**ઈત્યતદ્વીર્યવિદુષિ બ્રુવાણે બહ્વશોભનમ્ ।**
**રુષાઽઽહ દેવી ધૃષ્ટાય નિર્જિતાત્માભિમાનિને ॥ ૧૦॥**

રહ્યા હતા. તેમને એ વાતનો ઘમંડ થઈ ગયો હતો કે 'હું જિતેન્દ્રિય છું.' પાર્વતીજીએ તેમની આ ધૃષ્ટતા જોઈને ક્રોધપૂર્વક કહ્યું. (૯-૧૦)

*પાર્વત્યુવાચ*[1]

**અયં કિમધુના લોકે શાસ્તા દણ્ડધરઃ પ્રભુઃ ।**
**અસ્મદ્વિધાનાં દુષ્ટાનાં નિર્લજ્જાનાં ચ વિપ્રકૃત્ ॥ ૧૧॥**

**ન વેદ ધર્મં કિલ પદ્મયોનિ-**
**ર્ન બ્રહ્મપુત્રા ભૃગુનારદાદ્યાઃ**[2] **।**
**ન વૈ કુમારઃ**[3] **કપિલો મનુશ્ચ**
**યે નો નિષેધન્ત્યતિવર્તિનં હરમ્ ॥ ૧૨॥**

**એષામનુધ્યેયપદાબ્જયુગ્મં**
**જગદ્ગુરું મઙ્ગલમઙ્ગલં સ્વયમ્ ।**
**યઃ**[4] **ક્ષત્રબન્ધુઃ પરિભૂય સૂરીન્**
**પ્રશાસ્તિ ધૃષ્ટસ્તદયં હિ દણ્ડ્યઃ ॥ ૧૩॥**

**નાયમર્હતિ વૈકુણ્ઠપાદમૂલોપસર્પણમ્ ।**
**સમ્ભાવિતમતિઃ**[5] **સ્તબ્ધઃ સાધુભિઃ પર્યુપાસિતમ્ ॥ ૧૪॥**

**અતઃ પાપીયસીં યોનિમાસુરીં યાહિ દુર્મતે ।**
**યથેહ ભૂયો મહતાં ન કર્તા**[6] **પુત્ર કિલ્બિષમ્ ॥ ૧૫॥**

**પાર્વતીજી બોલ્યાં** – અહો! અમારા જેવાં દુષ્ટો અને નિર્લજ્જ લોકોનું દંડના બળ પર શાસન કરનારા અને તિરસ્કાર કરનારા સ્વામી (પ્રભુ) આ સંસારમાં શું આ જ છે? (૧૧) લાગે છે કે બ્રહ્માજી, ભૃગુ, નારદ વગેરે તેમના પુત્રો સનકાદિ પરમ ઋષિઓ, કપિલમુનિ, મનુ વગેરે મોટા મોટા મહાપુરુષો ધર્મનું રહસ્ય જાણતા નથી; અને તેથી જ તો તેઓ ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરનારા ભગવાન શ્રીશિવને આજ સુધી કોઈએ રોક્યા નથી. (૧૨) બ્રહ્મા વગેરે સમસ્ત મહાપુરુષો જેમનાં ચરણકમળોનું ધ્યાન ધરતા રહે છે તે જ, મંગળોને પણ મંગળ બનાવનારા સાક્ષાત્ જગદ્ગુરુ ભગવાન શંકરનો અને તેમના અનુયાયી મહાત્માઓનો આ અધમ ક્ષત્રિયે તિરસ્કાર કર્યો છે અને તેમના પર શાસન કરવાની ચેષ્ટા કરી છે, તેથી આ ધૃષ્ટ સર્વથા દંડને પાત્ર છે. (૧૩) આને પોતાના મોટાપણાનો ઘમંડ છે. આ મૂર્ખ ભગવાન શ્રીહરિનાં તે ચરણકમળોમાં રહેવાને લાયક નથી, કે જેમની ઉપાસના મોટા મોટા સત્પુરુષો કરતા રહે છે. (૧૪) (ચિત્રકેતુને સંબોધીને કહ્યું –) તેથી હે દુર્બુદ્ધિ! તું પાપમય અસુરયોનિમાં જા. એમ થવાથી હે બેટા! તું ફરી ક્યારેય કોઈ મહાપુરુષનો અપરાધ નહીં કરે. (૧૫)

*શ્રીશુક ઉવાચ*

**એવં શપ્તશ્ચિત્રકેતુર્વિમાનાદવરુહ્ય સઃ ।**
**પ્રસાદયામાસ સતીં મૂર્ધ્ના નમ્રેણ ભારત ॥ ૧૬॥**

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! પાર્વતીજીએ જ્યારે ચિત્રકેતુને આ પ્રમાણે શાપ આપ્યો ત્યારે તેઓ વિમાન પરથી ઊતરી પડ્યા અને માથું નમાવીને તેમને પ્રસન્ન કરવા લાગ્યા. (૧૬)

*ચિત્રકેતુરુવાચ*

**પ્રતિગૃહ્ણામિ તે શાપમાત્મનોઽઞ્જલિનાઽમ્બિકે ।**
**દેવૈર્મર્ત્યાય યત્પ્રોક્તં પૂર્વદિષ્ટં હિ તસ્ય તત્ ॥ ૧૭॥**

**ચિત્રકેતુએ કહ્યું** – (હે માતા!) હું અત્યંત પ્રસન્નતાપૂર્વક પોતાના બંને હાથ જોડીને તમારા શાપનો સ્વીકાર કરું છું; કારણ કે દેવતાઓ, મનુષ્યો માટે જે કંઈ કહી દે છે તે તેમના પ્રારબ્ધ અનુસાર મળનારા ફળની પૂર્વસૂચના-માત્ર (પૂર્વસંકેત જ) હોય છે. (૧૭)

---

૧. પ્રાચીન પ્રતમાં 'પાર્વત્યુવાચ' પાઠ નથી. ૨. પ્રા. પા. – ૦દાદયઃ । ૩. પ્રા. પા. – કુમારો મુનિવૃન્દવન્દ્યો । ૪. પ્રા. પા. – યત્ । ૫. પ્રા. પા. – ૦વિતોઽતિસંસ્તબ્ધઃ । ૬. પ્રા. પા. – કર્તાઽમુત્ર ।

સંસારચક્ર એતસ્મિઞ્જન્તુરજ્ઞાનમોહિતઃ ।
ભ્રામ્યન્[1] સુખં ચ દુઃખં ચ ભુઙ્ક્તે સર્વત્ર સર્વદા ॥ ૧૮॥

હે દેવી! આ જીવ અજ્ઞાનને લીધે મોહિત થાય છે અને એ જ કારણે તે આ સંસારના ચકરાવામાં ભટકતો રહે છે તથા હરહંમેશ સર્વત્ર સુખ-દુઃખ ભોગવતો રહે છે. (૧૮)

નૈવાત્મા ન પરશ્ચાપિ કર્તા સ્યાત્ સુખદુઃખયોઃ ।
કર્તારં મન્યતેઽપ્રાજ્ઞ આત્માનં પરમેવ ચ ॥ ૧૯॥

હે માતા! સુખ અને દુઃખ આપનાર પોતાનો આત્મા નથી અને નથી તો કોઈ બીજું પણ. જેઓ અજ્ઞાની છે તેઓ જ પોતાને અથવા બીજાને સુખ-દુઃખના કર્તા માનતા રહે છે. (૧૯)

ગુણપ્રવાહ એતસ્મિન્ કઃ શાપઃ કો[2] ન્વનુગ્રહઃ ।
કઃ સ્વર્ગો નરકઃ કો વા કિં સુખં દુઃખમેવ વા ॥ ૨૦॥

આ જગત સત્ત્વ-રજ વગેરે ગુણોનો સ્વાભાવિક પ્રવાહ છે, એમાં વળી શાપ શો, અનુગ્રહ શો, સ્વર્ગ શું, નરક શું અને સુખ શું કે દુઃખ શું? (૨૦)

એકઃ સૃજતિ ભૂતાનિ ભગવાનાત્મમાયયા ।
એષાં બન્ધં ચ મોક્ષં ચ સુખં દુઃખં ચ નિષ્કલઃ ॥ ૨૧॥

એકમાત્ર પરિપૂર્ણ ભગવાન જ કોઈનીય સહાય વગર પોતાની આત્મસ્વરૂપિણી માયા વડે સમસ્ત પ્રાણીઓની તથા તેમનાં બંધન, મોક્ષ અને સુખદુઃખની રચના કરે છે. (૨૧)

ન તસ્ય કશ્ચિદ્દયિતઃ[3] પ્રતીપો
ન જ્ઞાતિબન્ધુર્ન પરો ન ચ સ્વઃ ।
સમસ્ય સર્વત્ર[4] નિરઞ્જનસ્ય
સુખે ન રાગઃ કુત એવ રોષઃ ॥ ૨૨॥

હે માતા! ભગવાન શ્રીહરિ સૌમાં સમ છે અને માયા વગેરે મળથી રહિત છે. તેમનું કોઈ પ્રિય-અપ્રિય, જ્ઞાતિબંધુ, પોતાનું-પારકું નથી. તેમના સુખમાં રાગભાવ જ નથી, તો પછી તેમનામાં રાગજનિત ક્રોધ તો હોઈ જ કેમ શકે? (૨૨)

તથાપિ તચ્છક્તિવિસર્ગ એષાં
સુખાય દુઃખાય હિતાહિતાય ।
બન્ધાય મોક્ષાય ચ મૃત્યુજન્મનોઃ
શરીરિણાં સંસૃતયેઽવકલ્પતે ॥ ૨૩॥

અને તેમ છતાંય તેમની માયાશક્તિનાં કાર્યો – પાપ અને પુણ્ય જ પ્રાણીઓના સુખ-દુઃખનાં, હિત-અહિતનાં, બંધન-મોક્ષનાં, જન્મ-મરણનાં અને આવાગમન (સંસારમાં આવવું-જવું)નાં કારણ બને છે. (૨૩)

અથ[5] પ્રસાદયે ન ત્વાં શાપમોક્ષાય ભામિનિ ।
યન્મન્યસે અસાધૂક્તં મમ તત્ક્ષમ્યતાં સતિ ॥ ૨૪॥

હે દેવી! હે સતી! હું શાપમાંથી મુક્ત થવા માટે તમને પ્રસન્ન કરી રહ્યો નથી; હું તો એ ઇચ્છું છું કે તમને મારી જે વાત અનુચિત લાગી છે તેને માટે તમે ક્ષમા કરો. (૨૪)

*શ્રીશુક ઉવાચ*[6]

ઇતિ પ્રસાદ્ય ગિરિશૌ ચિત્રકેતુરરિન્દમ ।
જગામ સ્વવિમાનેન પશ્યતોઃ સ્મયતોસ્તયોઃ ॥ ૨૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે શત્રુદમન! ભગવાન શ્રીશંકર અને પાર્વતીજીને આ પ્રમાણે પ્રસન્ન કરીને વિદ્યાધર ચિત્રકેતુ તેમની સામે જ વિમાન પર આરૂઢ થઈને ત્યાંથી વિદાય થયા. આનાથી તે લોકોને ઘણું આશ્ચર્ય થયું. (૨૫)

તતસ્તુ ભગવાન્ રુદ્રો રુદ્રાણીમિદમબ્રવીત્[7] ।
દેવર્ષિદૈત્યસિદ્ધાનાં પાર્ષદાનાં ચ શૃણ્વતામ્[8] ॥ ૨૬॥

ત્યારે ભગવાન શ્રીશંકરે દેવો, ઋષિઓ, દૈત્યો, સિદ્ધો અને પાર્ષદોની સામે જ ભગવતી પાર્વતીજીને આ પ્રમાણે કહ્યું. (૨૬)

---

૧. પ્રા. પા. – ભ્રમન્ । ૨. પ્રા. પા. – કસ્ત્વ૦ । ૩. પ્રા. પા. – ૦પિતો ન પ્રતી૦ । ૪. પ્રા. પા. – સર્વસ્ય । ૫. પ્રા. પા. – અતઃ । ૬. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' પાઠ નથી. ૭. પ્રા. પા. – ૦મિતિ ચા૦ । ૮. પ્રા. પા. – સિદ્ધયે ।

શ્રીરુદ્ર ઉવાચ[1]

દૃષ્ટવત્યસિ સુશ્રોણિ હરેરદ્ભુતકર્મણઃ ।
માહાત્મ્યં ભૃત્યભૃત્યાનાં નિઃસ્પૃહાણાં મહાત્મનામ્ ॥ ૨૭॥

નારાયણપરાઃ સર્વે ન કુતશ્ચન બિભ્યતિ ।
સ્વર્ગાપવર્ગનરકેષ્વપિ તુલ્યાર્થદર્શિનઃ ॥ ૨૮॥

દેહિનાં દેહસંયોગાદ્ દ્વન્દ્વાનીશ્વરલીલયા ।
સુખં દુઃખં મૃતિર્જન્મ શાપોઽનુગ્રહ એવ ચ ॥ ૨૯॥

અવિવેકકૃતઃ પુંસો હ્યર્થભેદ ઈવાત્મનિ ।
ગુણદોષવિકલ્પશ્ચ ભિદેવ સ્રજિવત્કૃતઃ ॥ ૩૦॥

વાસુદેવે ભગવતિ ભક્તિમુદ્વહતાં નૃણામ્ ।
જ્ઞાનવૈરાગ્યવીર્યાણાં નેહ કશ્ચિદ્ વ્યપાશ્રયઃ ॥ ૩૧॥

નાહં વિરિઞ્ચો ન કુમારનારદૌ
ન બ્રહ્મપુત્રા મુનયઃ સુરેશાઃ ।
વિદામ યસ્યેહિતમંશકાંશકા
ન તત્સ્વરૂપં પૃથગીશમાનિનઃ ॥ ૩૨॥

ન હ્યસ્યાસ્તિ પ્રિયઃ કશ્ચિન્નાપ્રિયઃ સ્વઃ પરોઽપિ વા ।
આત્મત્વાત્સર્વભૂતાનાં સર્વભૂતપ્રિયો હરિઃ ॥ ૩૩॥

તસ્ય ચાયં મહાભાગશ્ચિત્રકેતુઃ પ્રિયોઽનુગઃ ।
સર્વત્ર સમદૃક્ શાન્તો હ્યહં ચૈવાચ્યુતપ્રિયઃ ॥ ૩૪॥

તસ્માન્ન વિસ્મયઃ કાર્યઃ પુરુષેષુ મહાત્મસુ ।
મહાપુરુષભક્તેષુ શાન્તેષુ સમદર્શિષુ ॥ ૩૫॥

શ્રીશુક ઉવાચ

ઈતિ શ્રુત્વા ભગવતઃ શિવસ્યોમાભિભાષિતમ્ ।
બભૂવ શાન્તધી રાજન્ દેવી વિગતવિસ્મયા ॥ ૩૬॥

**ભગવાન શ્રીશંકરે કહ્યું** – હે સુંદરી! દિવ્યલીલાવિહારી ભગવાનના નિઃસ્પૃહ અને ઉદારહૃદય દાસોનાય દાસોનો મહિમા તમે પોતાની નજરે જ જોઈ લીધો ને! (૨૭) જે લોકો ભગવાનના શરણે થયેલા હોય છે તેઓ કોઈનાથી પણ ડરતા નથી; કારણ કે તેમને સ્વર્ગ, મોક્ષ અને નરકોમાં પણ એક જ વસ્તુનાં, કેવળ ભગવાનનાં જ સમાનભાવે, દર્શન થાય છે. (૨૮) જીવોને ભગવાનની લીલાને લીધે જ દેહનો સંયોગ થાય છે અને એ કારણે સુખ-દુઃખ, જન્મ-મરણ, શાપ-અનુગ્રહ વગેરે દ્વંદ્વો પ્રાપ્ત થાય છે. (૨૯) જેમ સ્વપ્નમાં ભેદ-ભ્રાન્તિને લીધે સુખ-દુઃખ વગેરેની પ્રતીતિ થાય છે અને જાગ્રત અવસ્થામાં (પણ) ભ્રાન્તિને લીધે માળામાં – દોરડામાં સર્પબુદ્ધિ થાય છે; તેવી જ રીતે મનુષ્ય અજ્ઞાનને લીધે આત્મામાં દેવ, મનુષ્ય વગેરેનો ભેદ હોવાનું તથા તેના ગુણ-દોષ વગેરે હોવાનું કલ્પી લે છે. (૩૦) જેમની પાસે જ્ઞાન અને વૈરાગ્યનું બળ છે અને જેઓ ભગવાન શ્રીવાસુદેવનાં ચરણોમાં ભક્તિભાવ રાખે છે તેમને માટે આ સંસારમાં ભગવાન સિવાય બીજો કોઈ આશ્રય રહેતો જ નથી. (૩૧) હું, બ્રહ્માજી, સનકાદિ ઋષિઓ, નારદજી, બ્રહ્માપુત્ર ભૃગુજી વગેરે મુનિઓ અને મોટા મોટા દેવતાઓ – કોઈ પણ ભગવાનની લીલાનું રહસ્ય જાણવા પામતા નથી. આવી સ્થિતિમાં જેઓ તેમના નાનામાં નાના અંશ છે અને પોતાને તેમનાથી અલગ ઈશ્વર માની બેઠા છે તેઓ તો તેમના સ્વરૂપને જાણી જ કેમ શકે? (૩૨) ભગવાનને નથી તો કોઈ પ્રિય અને નથી તો કોઈ અપ્રિય પણ. તેઓ બધાં પ્રાણીઓના આત્મા છે, તેથી બધાં જ પ્રાણીઓના તેઓ પ્રિયતમ છે. (૩૩) હે પ્રિયા! આ પરમ ભાગ્યશાળી ચિત્રકેતુ તેમના જ પ્રિય અનુચર, સુશાન્ત અને સમદર્શી છે; તો હું પણ ભગવાન શ્રીહરિનો જ પ્રિય છું. (૩૪) તેથી, તમારે ભગવાનના પ્રિય ભક્ત, શાન્ત, સમદર્શી મહાત્મા પુરુષોની બાબતમાં કોઈ પ્રકારે આશ્ચર્ય પામવું જોઈએ નહીં. (૩૫)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! ભગવાન શ્રીશંકરનું આ વક્તવ્ય સાંભળીને ભગવતી પાર્વતીજીની ચિત્તવૃત્તિ શાન્ત થઈ ગઈ અને તેમનો વિસ્મયભાવ દૂર થઈ ગયો. (૩૬)

---

૧. પ્રા. પા. – દેવ ઉવાચ ।

ઇતિ ભાગવતો દેવ્યાઃ પ્રતિશપ્તુમલન્તમઃ ।
મૂર્ધ્ના સઞ્જગૃહે શાપમેતાવત્સાધુલક્ષણમ્ ॥ ૩૭॥

ભગવાનના પરમપ્રેમી ભક્ત ચિત્રકેતુ પણ બદલામાં ભગવતી પાર્વતીજીને શાપ આપવાને સમર્થ હતા, પરંતુ તેમણે તેમને શાપ નહીં આપતાં, તેમનો શાપ માથે ચઢાવી લીધો! આ જ સાધુ-પુરુષનું લક્ષણ છે. (૩૭)

જજ્ઞે ત્વષ્ટુર્દક્ષિણાગ્નૌ દાનવીં યોનિમાશ્રિતઃ ।
વૃત્ર ઇત્યભિવિખ્યાતો જ્ઞાનવિજ્ઞાનસંયુતઃ ॥ ૩૮॥

આ જ વિદ્યાધર ચિત્રકેતુ દાનવયોનિનો આશ્રય લઈને ત્વષ્ટાના દક્ષિણાગ્નિમાંથી પ્રગટ થયા હતા, જ્યાં તેમનું નામ વૃત્રાસુર હતું; અને ત્યાં પણ તેઓ ભગવાનના સ્વરૂપના જ્ઞાનથી અને ભક્તિથી પરિપૂર્ણ જ રહ્યા હતા. (૩૮)

એતત્તે સર્વમાખ્યાતં યન્માં ત્વં પરિપૃચ્છસિ ।
વૃત્રસ્યાસુરજાતેશ્ચ કારણં ભગવન્મતેઃ ॥ ૩૯॥

(હે રાજન્!) તમે મને પૂછ્યું હતું કે વૃત્રાસુરનો દૈત્યયોનિમાં જન્મ શા માટે થયો અને તેમને ભગવાનની આવી ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ, તો તેનું પૂરેપૂરું વિવરણ મેં તમને કહી સંભળાવ્યું. (૩૯)

ઇતિહાસમિમં પુણ્યં ચિત્રકેતોર્મહાત્મનઃ ।
માહાત્મ્યં વિષ્ણુભક્તાનાં શ્રુત્વા બન્ધાદ્વિમુચ્યતે ॥ ૪૦॥

મહાત્મા ચિત્રકેતુનો આ પવિત્ર વૃત્તાંત એ માત્ર તેમનું જ નહીં, સમસ્ત વિષ્ણુભક્તોનું માહાત્મ્ય છે. આને જે સાંભળે છે તે સમસ્ત બંધનોમાંથી મુક્ત થઈ જાય છે. (૪૦)

ય એતત્પ્રાતરુત્થાય શ્રદ્ધયા[1] વાગ્યતઃ પઠેત્ ।
ઇતિહાસં હરિં સ્મૃત્વા સ યાતિ પરમાં ગતિમ્ ॥ ૪૧॥

જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને, મૌન રહીને, શ્રદ્ધાસહિત ભગવાનનું સ્મરણ કરતાં કરતાં આ ઇતિહાસનો પાઠ કરે છે તેને પરમગતિની પ્રાપ્તિ થઈ જાય છે. (૪૧)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે ચિત્રકેતુશાપો[2] નામ સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥

છઠ્ઠા સ્કંધ-અંતર્ગત ચિત્રકેતુને શાપ નામનો સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઢારમો અધ્યાય

## અદિતિ અને દિતિનાં સંતાનોની તથા મરુદ્ગણોની ઉત્પત્તિનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

પૃશ્નિસ્તુ પત્ની સવિતુઃ સાવિત્રીં વ્યાહૃતિં ત્રયીમ્ ।
અગ્નિહોત્રં પશું સોમં ચાતુર્માસ્યં મહામખાન્ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) સવિતા (સૂર્ય)ની પત્ની પૃશ્નિના ગર્ભથી આઠ સંતાનો થયાં – સાવિત્રી, વ્યાહૃતિ, ત્રયી, અગ્નિહોત્ર, પશુ, સોમ, ચાતુર્માસ્ય અને પંચમહાયજ્ઞ. (૧)

સિદ્ધિર્ભગસ્ય ભાર્યાઙ્ગ મહિમાનં વિભું પ્રભુમ્ ।
આશિષં ચ વરારોહાં કન્યાં પ્રાસૂત સુવ્રતામ્ ॥ ૨॥

ભગની પત્ની સિદ્ધિએ મહિમા, વિભુ અને પ્રભુ – એ ત્રણ પુત્રો અને આશિષ નામની એક પુત્રીને જન્મ આપ્યો. આ પુત્રી અત્યંત સુંદર અને સદાચારિણી હતી. (૨)

ધાતુઃ કુહૂઃ સિનીવાલી રાકા ચાનુમતિસ્તથા ।
સાયં દર્શમથ પ્રાતઃ પૂર્ણમાસમનુક્રમાત્ ॥ ૩॥

ધાતાને ચાર પત્નીઓ હતી – કુહૂ, સિનીવાલી, રાકા અને અનુમતિ. તેમનાથી ક્રમશઃ સાયં, દર્શ, પ્રાતઃ અને પૂર્ણમાસ – આ ચાર પુત્રો થયા. (૩)

૧. પ્રા. પા. – શ્રદ્ધાવાન્ । ૨. પ્રા. પા. – ૦કેતૂપાખ્યાને સપ્તદશઃ ।

અગ્નીન્ પુરીષ્યાનાધત્ત ક્રિયાયાં સમનન્તરઃ ।
ચર્ષણી વરુણસ્યાસીદ્યસ્યાં જાતો ભૃગુઃ પુનઃ ॥ ૪॥

વાલ્મીકિશ્ચ મહાયોગી વલ્મીકાદભવત્કિલ ।
અગસ્ત્યશ્ચ વસિષ્ઠશ્ચ મિત્રાવરુણયોર્ઋષી ॥ ૫॥

રેતઃ સિષિચતુઃ કુમ્ભે ઉર્વશ્યાઃ સન્નિધૌ દ્રુતમ્ ।
રેવત્યાં મિત્ર ઉત્સર્ગમરિષ્ટં પિપ્પલં વ્યધાત્ ॥ ૬॥

પૌલોમ્યામિન્દ્ર આધત્ત ત્રીન્ પુત્રાનિતિ નઃ શ્રુતમ્ ।
જયન્તમૃષભં તાત તૃતીયં મીઢુષં પ્રભુઃ ॥ ૭॥

ઉરુક્રમસ્ય દેવસ્ય માયાવામનરૂપિણઃ ।
કીર્તૌ પત્ન્યાં બૃહચ્છ્લોકસ્તસ્યાસન્ સૌભગાદયઃ ॥ ૮॥

તત્કર્મગુણવીર્યાણિ કાશ્યપસ્ય મહાત્મનઃ ।
પશ્ચાદ્વક્ષ્યામહેઽદિત્યાં યથા વાઽવતતાર હ ॥ ૯॥

અથ કશ્યપદાયાદાન્ દૈતેયાન્ કીર્તયામિ તે ।
યત્ર[1] ભાગવતઃ શ્રીમાન્ પ્રહ્લાદો બલિરેવ ચ ॥ ૧૦॥

દિતેર્દ્વાવેવ દાયાદૌ દૈત્યદાનવવન્દિતૌ ।
હિરણ્યકશિપુર્નામ હિરણ્યાક્ષશ્ચ કીર્તિતૌ ॥ ૧૧॥

હિરણ્યકશિપોર્ભાર્યા કયાધુર્નામ દાનવી ।
જમ્ભસ્ય તનયા દત્તા સુષુવે ચતુરઃ સુતાન્ ॥ ૧૨॥

સંહ્લાદં પ્રાગનુહ્લાદં હ્લાદં[2] પ્રહ્લાદમેવ ચ ।
તત્સ્વસા સિંહિકા નામ રાહું વિપ્રચિતોઽગ્રહીત્ ॥ ૧૩॥

શિરોઽહરદ્ યસ્ય હરિશ્ચક્રેણ પિબતોઽમૃતમ્ ।
સંહ્લાદસ્ય કૃતિર્ભાર્યાઽસૂત[3] પઞ્ચજનં તતઃ ॥ ૧૪॥

ધાતાના નાના ભાઈનું નામ હતું વિધાતા. તેની પત્ની હતી ક્રિયા. તેનાથી પુરીષ્ય નામના પાંચ અગ્નિ ઉત્પન્ન થયા. વરુણની પત્નીનું નામ હતું ચર્ષણી. તેનાથી ભૃગુજીએ ફરી જન્મ ધારણ કર્યો. આની પહેલાં તેઓ બ્રહ્માજીના પુત્ર હતા. (૪) મહાયોગી વાલ્મીકિજી પણ વરુણના પુત્ર હતા. વલ્મીક(રાફડા)માંથી ઉત્પન્ન થયા હોવાથી તેમનું નામ વાલ્મીકિ થયું હતું. ઉર્વશીને જોઈને મિત્ર અને વરુણ બંનેનું વીર્ય સ્ખલિત થયું હતું. તેને તેમણે ઘડામાં રાખ્યું હતું; તેનાથી જ મુનિવર અગસ્ત્ય અને વસિષ્ઠજીનો જન્મ થયો. મિત્રની પત્ની હતી રેવતી; તેના ત્રણ પુત્રો થયા – ઉત્સર્ગ, અરિષ્ટ અને પિપ્પલ. (૫-૬) હે તાત (પરીક્ષિત)! દેવરાજ ઇન્દ્રની પત્ની હતી પુલોમનંદિની શચી. તેમનાથી અમે સાંભળ્યું છે કે, તેમણે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા – જયન્ત, ઋષભ અને મીઢુષ. (૭) સ્વયં ભગવાન વિષ્ણુ જ (બલિ પર અનુગ્રહ કરવા માટે અને ઇન્દ્રને તેનું રાજ્ય પાછું અપાવવા માટે) માયા થકી વામન (ઉપેન્દ્ર)ના રૂપમાં અવતર્યા હતા. તેમણે ત્રણ પગલાં પૃથ્વી માગીને ત્રણે લોક માપી લીધા હતા. તેમની પત્નીનું નામ કીર્તિ હતું. તેમનાથી બૃહચ્છ્લોક નામનો પુત્ર થયો, તેને સૌભગ વગેરે કેટલાંક સંતાન થયાં. (૮) કશ્યપપુત્ર ભગવાન વામને માતા અદિતિના ગર્ભમાંથી શા માટે જન્મ લીધો અને આ અવતારમાં તેમણે કયા ગુણ, કઈ લીલાઓ અને પરાક્રમો પ્રગટ કર્યાં – એનું વર્ણન હું આગળ ઉપર (આઠમા સ્કંધમાં) કરીશ. (૯)

(હે પરીક્ષિત!) હવે હું કશ્યપજીની બીજી પત્ની દિતિથી ઉત્પન્ન થયેલી એ સંતાન-પરંપરાનું વર્ણન કહી સંભળાવું છું કે જે પરંપરામાં ભગવાનના પ્રિય ભક્ત પ્રહ્લાદજી તથા બલિનો જન્મ થયો હતો. (૧૦) દિતિને દૈત્યો અને દાનવોના વંદનીય બે જ પુત્રો થયા – હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ. એમની સંક્ષિપ્ત કથા મેં તમને (ત્રીજા સ્કંધમાં) કહી સંભળાવી છે. (૧૧) હિરણ્યકશિપુની પત્ની કયાધુ દાનવી હતી. તેના પિતા જંભે તેનું લગ્ન હિરણ્યકશિપુ સાથે કરાવ્યું હતું, કયાધુના ચાર પુત્રો થયા – સંહ્લાદ, અનુહ્લાદ, હ્લાદ અને પ્રહ્લાદ. તેમને સિંહિકા નામની એક બહેન પણ હતી, તેનું લગ્ન વિપ્રચિત્તિ નામના દાનવ સાથે થયું. તેનાથી રાહુ નામનો પુત્ર ઉત્પન્ન થયો. (૧૨-૧૩) આ એ જ રાહુ હતો કે જેનું મસ્તક અમૃતપાનના પ્રસંગે મોહિનીનું રૂપ ધારણ કરનારા ભગવાને ચક્રથી છેદી નાખ્યું હતું. સંહ્લાદની પત્ની હતી કૃતિ. તેનાથી પંચજન નામે પુત્ર ઉત્પન્ન થયો. (૧૪)

૧. પ્રા. પા. – અત્ર । ૨. પ્રા. પા. – પ્રહ્લાદં હ્લાદમેવ ચ । ૩. પ્રા. પા. – સતી ।

હ્રાદસ્ય ધમનિર્ભાર્યાઽસૂત વાતાપિમિલ્વલમ્ ।
યોઽગસ્ત્યાય ત્વતિથયે પેચે વાતાપિમિલ્વલઃ ॥ ૧૫॥

અનુહ્રાદસ્ય સૂર્મ્યાયાં[1] બાષ્કલો મહિષસ્તથા ।
વિરોચનસ્તુ પ્રાહ્રાદિર્દેવ્યાસ્તસ્યાભવદ્બલિઃ ॥ ૧૬॥

બાણજ્યેષ્ઠં પુત્રશતમશનાયાં તતોઽભવત્ ।
તસ્યાનુભાવઃ સુશ્લોક્યઃ પશ્ચાદેવાભિધાસ્યતે ॥ ૧૭॥

બાણ આરાધ્ય ગિરિશં લેભે તદ્ગણમુખ્યતામ્ ।
યત્પાર્શ્વે ભગવાનાસ્તે હ્યદ્યાપિ પુરપાલકઃ ॥ ૧૮॥

મરુતશ્ચ દિતેઃ પુત્રાશ્ચત્વારિંશન્નવાધિકાઃ ।
ત આસન્નપ્રજાઃ સર્વે નીતા ઇન્દ્રેણ સાત્મતામ્ ॥ ૧૯॥

રાજોવાચ

કથં ત આસુરં ભાવમપોહ્યૌત્પત્તિકં ગુરો ।
ઇન્દ્રેણ પ્રાપિતાઃ સાત્મ્યં કિં તત્સાધુ કૃતં હિ તૈઃ ॥ ૨૦॥

ઇમે શ્રદ્દધતે બ્રહ્મન્નૃષયો હિ મયા સહ ।
પરિજ્ઞાનાય ભગવંસ્તન્નો વ્યાખ્યાતુમર્હસિ ॥ ૨૧॥

સૂત ઉવાચ

તદ્વિષ્ણુરાતસ્ય સ બાદરાયણિ-
ર્વચો નિશમ્યાદતમલ્પમર્થવત્[2] ।
સભાજયન્[3] સન્નિભૃતેન ચેતસા
જગાદ સત્રાયણ સર્વદર્શનઃ ॥ ૨૨॥

શ્રીશુક ઉવાચ

હતપુત્રા દિતિઃ શક્રપાર્ષ્ણિગ્રાહેણ વિષ્ણુના ।
મન્યુના શોકદીપ્તેન જ્વલન્તી પર્યચિન્તયત્ ॥ ૨૩॥

કદા નુ ભ્રાતૃહન્તારમિન્દ્રિયારામમુલ્બણમ્ ।
અક્લિન્નહૃદયં પાપં ઘાતયિત્વા શયે સુખમ્ ॥ ૨૪॥

હ્રાદની પત્ની હતી ધમનિ. તેનાથી બે પુત્રો થયા – વાતાપિ અને ઇલ્વલ. વાતાપિ અત્યંત ક્રૂર હતો એક વાર તે ઘેટાના રૂપમાં હતો. ત્યારે ઇલ્વલે તેને રાંધીને મહાપ્રભાવશાળી અગસ્ત્ય ઋષિને અજાણ્યે જ ખવડાવી દીધો. અને અગસ્ત્યજી તેને હજમ કરી ગયા. (૧૫) અનુહ્રાદની પત્ની હતી સૂર્મ્યા. તેને બે પુત્રો થયા – બાષ્કલ અને મહિષાસુર. પ્રહ્રાદનો પુત્ર હતો વિરોચન. તેની પત્ની દેવીના ગર્ભથી દૈત્યરાજ બલિ જન્મ્યો. (૧૬) બલિની પત્નીનું નામ હતું અશના. તેનાથી બાણ વગેરે સો પુત્રો થયા. દૈત્યરાજ બલિનો મહિમા ગાવા-લાયક છે તેથી તે મહિમાને હું આગળ ઉપર (આઠમા સ્કંધમાં) કહી સંભળાવીશ. (૧૭) બલિનો પુત્ર બાણાસુર ભગવાન શંકરની આરાધના કરીને તેમના ગણોનો મુખી બન્યો હતો. આજે પણ ભગવાન શંકર તેના નગરનું રક્ષણ કરવા તેની પાસે જ રહે છે. (૧૮) દિતિને હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ ઉપરાંત બીજા ઓગણપચાસ પુત્રો હતા, તેમને મરુદ્ગણ કહે છે - તે બધા નિઃસંતાન રહ્યા. દેવરાજ ઇન્દ્રે એમને પોતાના જેવા જ દેવો બનાવી દીધા. (૧૯)

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! મરુદ્ગણે એવું કયું સત્કર્મ કર્યું હતું, કે જેના કારણે તેઓ પોતાના જન્મજાત અસુરસહજ ભાવને છોડી શક્યા અને દેવરાજ ઇન્દ્રે તેમને દેવો બનાવી દીધા? (૨૦) હે બ્રહ્મન્! મારા સહિત અહીંનું સમસ્ત ઋષિમંડળ આ બાબતે જાણવાને અત્યંત ઉત્સુક છે, તો તે રહસ્ય તમારે સવિસ્તર કહેવું જોઈએ. (૨૧)

**સૂતજી કહે છે** – હે શૌનકજી! રાજા પરીક્ષિતનો પ્રશ્ન ઓછા શબ્દોમાં, પણ સારગર્ભ હતો, જે તેમણે આદરપૂર્વક પૂછ્યો હતો. તેથી સર્વજ્ઞ શુકદેવજી મહારાજે અત્યંત પ્રસન્નચિત્તે તેમનું અભિનંદન કર્યું અને આ પ્રમાણે કહ્યું. (૨૨)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – (હે પરીક્ષિત!) ભગવાન શ્રીવિષ્ણુએ ઇન્દ્રનો પક્ષ લઈને દિતિના બંને પુત્રો – હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષને મારી નાખ્યા. તેથી દિતિ શોકાગ્નિથી ઉદ્દીપ્ત ક્રોધથી બળતી આ પ્રમાણે વિચારવા લાગી – (૨૩) "સાચે જ ઇન્દ્ર ઘણો વિષયી, ક્રૂર અને નિર્દય છે. અરે રે! તેણે પોતાના ભાઈઓને જ મરાવી નાખ્યા! તે દિવસ ક્યારે આવશે કે જ્યારે હું પણ તે

૧. પ્રા. પા. – સૂર્યાયાં । ૨. પ્રા. પા. – ૦મર્થદક્ । ૩. પ્રા. પા. – ૦જયંસ્તં નિભૃતેન તેજસા ।

કૃમિવિડ્ભસ્મસઞ્જ્ઞાઽઽસીદ્યસ્યેશાભિહિતસ્ય ચ ।
ભૂતધ્રુક્ તત્કૃતે સ્વાર્થં કિં વેદ નિરયો યતઃ ॥ ૨૫॥

આશાસાનસ્ય તસ્યેદં ધ્રુવમુન્નદ્ધચેતસઃ ।
મદશોષક ઈન્દ્રસ્ય ભૂયાદ્યેન સુતો હિ મે ॥ ૨૬॥

ઈતિ ભાવેન સા ભર્તુરાચચારાસકૃત્પ્રિયમ્ ।
શુશ્રૂષયાઽનુરાગેણ પ્રશ્રયેણ દમેન ચ ॥ ૨૭॥

ભક્ત્યા પરમયા રાજન્ મનોજ્ઞૈર્વલ્ગુભાષિતૈઃ ।
મનો જગ્રાહ ભાવજ્ઞા સુસ્મિતાપાઙ્ગવીક્ષણૈઃ ॥ ૨૮॥

એવં સ્ત્રિયા જડીભૂતો વિદ્વાનપિ વિદગ્ધયા ।
બાઢમિત્યાહ વિવશો ન તચ્ચિત્રં હિ યોષિતિ ॥ ૨૯॥

વિલોક્યૈકાન્તભૂતાનિ ભૂતાન્યાદૌ પ્રજાપતિઃ ।
સ્ત્રિયં ચક્રે સ્વદેહાર્ધં યયા પુંસાં મતિર્હૃતા ॥ ૩૦॥

એવં [૧]શુશ્રૂષિતસ્તાત ભગવાન્ કશ્યપઃ સ્ત્રિયા ।
પ્રહસ્ય પરમપ્રીતો દિતિમાહાભિનન્દ્ય ચ ॥ ૩૧॥

કશ્યપ ઉવાચ

વરં વરય વામોરુ પ્રીતસ્તેઽહમનિન્દિતે ।
સ્ત્રિયા ભર્તરિ સુપ્રીતે કઃ કામ ઈહ ચાગમઃ ॥ ૩૨॥

પતિરેવ હિ નારીણાં દૈવતં પરમં સ્મૃતમ્ ।
માનસઃ સર્વભૂતાનાં વાસુદેવઃ શ્રિયઃ પતિઃ ॥ ૩૩॥

સ એવ દેવતાલિઙ્ગૈર્નામરૂપવિકલ્પિતૈઃ ।
ઈજ્યતે ભગવાન્ પુમ્ભિઃ સ્ત્રીભિશ્ચ પતિરૂપધૃક્ ॥ ૩૪॥

પાપીને મરાવીને સુખેથી ઊંઘીશ? (૨૪) લોકો રાજાઓના, દેવોના શરીરને 'પ્રભુ' કહીને સંબોધે છે, પરંતુ એક દિવસે (તો) તે કીડા, વિષ્ઠા કે રાખનો ઢગલો થઈ જાય છે. એ શરીર ખાતર જે બીજાં પ્રાણીઓને કષ્ટ આપે છે તેને પોતાના સાચા સ્વાર્થનો કે પરમાર્થનો ખ્યાલ નથી, કારણ કે એના લીધે જ તો નરકમાં જવું પડશે. (૨૫) મને લાગે છે કે ઈન્દ્ર પોતાના શરીરને શાશ્વત (નિત્ય) માનીને ઘમંડી થઈ ગયો છે, તેને પોતાના વિનાશનો ખ્યાલ જ નથી. હવે હું એવો ઉપાય કરીશ કે જેથી મને એવો પુત્ર પ્રાપ્ત થાય કે જે ઈન્દ્રના ઘમંડનો નાશ કરી દે." (૨૬) પોતાના મનમાં આવું વિચારીને દિતિ પોતાના પતિ કશ્યપજીને નિરંતર સેવાશુશ્રૂષા, વિનય-પ્રેમ અને જિતેન્દ્રિયતા વગેરે વડે પ્રસન્ન રાખવા લાગી. (૨૭) તે પોતાના પતિના હૃદયના એકેએક ભાવને જાણતી હતી અને પરમ પ્રેમભાવ, મનોહર અને મીઠી વાણી તથા સ્મિતસભર વાંકી દૃષ્ટિ (નેત્રકટાક્ષ)થી તેમનું મન પોતાના પ્રત્યે આકર્ષતી રહેતી હતી. (૨૮) કશ્યપજી મહારાજ મહાન વિદ્વાન અને વિચારવાન હતા તોપણ ચતુર દિતિની સેવાથી મોહિત થઈ ગયા અને તેમણે વિવશ થઈને એમ સ્વીકારી લીધું કે 'હું તમારી ઇચ્છા પૂરી કરીશ.' સ્ત્રીઓની બાબતમાં આવું થવું એ કોઈ આશ્ચર્ય નથી. (૨૯) સૃષ્ટિના પ્રભાતકાળે બ્રહ્માજીએ જોયું કે બધા જીવો અસંગ થઈ રહ્યા છે ત્યારે તેમણે પોતાના અડધા શરીરથી સ્ત્રીઓની રચના કરી અને સ્ત્રીઓએ પુરુષોની બુદ્ધિ પોતાના તરફ આકર્ષિત કરી લીધી. (૩૦) હે તાત! હું એ કહી રહ્યો હતો કે દિતિએ ભગવાન કશ્યપજીની ભારે સેવા કરી, એનાથી તેઓ તેના પર ઘણા જ પ્રસન્ન થયા અને તેમણે દિતિનું અભિનંદન કરીને સ્મિતપૂર્વક તેને કહ્યું. (૩૧)

**કશ્યપજીએ કહ્યું** – હે કલ્યાણી! હે સુપ્રિયા! હું તમારા પર પ્રસન્ન છું. તમારી જે ઇચ્છા હોય તે મારી પાસે માગો. પતિના પ્રસન્ન થતાં, પત્ની માટે આ લોકમાં કે પરલોકમાં એવી કઈ અભીષ્ટ વસ્તુ છે કે જે દુર્લભ હોય? (૩૨) શાસ્ત્રોમાં એમ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે પતિ જ સ્ત્રીઓના પરમ આરાધ્ય ઈષ્ટદેવ છે. હે પ્રિયા! લક્ષ્મીપતિ ભગવાન વાસુદેવ જ સમસ્ત પ્રાણીઓના હૃદયમાં વિરાજમાન છે. (૩૩) વિભિન્ન દેવોના રૂપમાં નામભેદે અને રૂપભેદે તેમની જ કલ્પના થઈ છે. બધા જ મનુષ્યો, ભલે તેઓ કોઈ પણ દેવની ઉપાસના કરે, (વાસ્તવમાં) તેમની જ ઉપાસના કરે છે. બરાબર એવી જ રીતે સ્ત્રીઓ માટે ભગવાને પતિનું રૂપ ધારણ

૧. પ્રા. પા. – વિમોહિત૦ ।

તસ્માત્પતિવ્રતા નાર્યઃ શ્રેયસ્કામાઃ સુમધ્યમે ।
યજન્તેઽનન્યભાવેન પતિમાત્માનમીશ્વરમ્ ॥ ૩૫॥

સોઽહં ત્વયાઽર્ચિતો ભદ્રે ઈદૃગ્ભાવેન ભક્તિતઃ ।
તત્તે સમ્પાદયે કામમસતીનાં સુદુર્લભમ્ ॥ ૩૬॥

દિતિરુવાચ

વરદો[1] યદિ મે બ્રહ્મન્ પુત્રમિન્દ્રહણં વૃણે ।
અમૃત્યું મૃતપુત્રાઽહં[2] યેન મે ઘાતિતૌ સુતૌ ॥ ૩૭॥

નિશમ્ય તદ્વચો વિપ્રો વિમનાઃ પર્યતપ્યત ।
અહો અધર્મઃ સુમહાનદ્ય મે સમુપસ્થિતઃ ॥ ૩૮॥

અહો અદ્યેન્દ્રિયારામો યોષિન્મય્યેહ[3] માયયા ।
ગૃહીતચેતાઃ કૃપણઃ પતિષ્યે નરકે ધ્રુવમ્ ॥ ૩૯॥

કોઽતિક્રમોઽનુવર્તન્ત્યાઃ સ્વભાવમિહ યોષિતઃ ।
ધિઙ્[4] માં બતાબુધં સ્વાર્થે યદહં ત્વજિતેન્દ્રિયઃ ॥ ૪૦॥

શરત્પદ્મોત્સવં વક્ત્રં વચશ્ચ શ્રવણામૃતમ્ ।
હૃદયં ક્ષુરધારાભં સ્ત્રીણાં કો વેદ ચેષ્ટિતમ્ ॥ ૪૧॥

ન હિ કશ્ચિત્પ્રિયઃ સ્ત્રીણામઞ્જસા સ્વાશિષાત્મનામ્ ।
પતિં પુત્રં ભ્રાતરં વા ઘ્નન્ત્યર્થે ઘાતયન્તિ ચ ॥ ૪૨॥

પ્રતિશ્રુતં દદામીતિ[5] વચસ્તન્ન મૃષા ભવેત્ ।
વધં નાર્હતિ ચેન્દ્રોઽપિ તત્રેદમુપકલ્પતે ॥ ૪૩॥

કર્યું છે. તેઓ પતિરૂપમાં ભગવાનની જ પૂજા કરે છે. (૩૪) તેથી હે પ્રિયા! પોતાનું કલ્યાણ ઇચ્છતી પતિવ્રતા સ્ત્રીઓ અનન્ય પ્રેમભાવે પોતાના પતિની જ પૂજા કરે છે; કારણ કે પતિ જ તેના પરમ પ્રિયતમ આત્મા અને ઈશ્વર છે. (૩૫) હે કલ્યાણી! તમે ઘણા પ્રેમભાવથી, ભક્તિભાવથી મારી તેવી જ પૂજા કરી છે. હવે હું તમારી બધી અભિલાષાઓ પૂરી કરી દઈશ. સામાન્ય સ્ત્રીઓના જીવનમાં આવું થવું અત્યંત દુર્લભ છે. (૩૬)

**દિતિએ કહ્યું** – હે બ્રહ્મન્! ઇન્દ્રે વિષ્ણુ વડે મારા બે પુત્રોને મરાવીને મને પુત્રવિહોણી બનાવી છે, તેથી જો તમે મને મોં-માગ્યું વરદાન આપવા ઇચ્છતા હો તો મને એક એવો અમર પુત્ર આપો કે જે ઇન્દ્રને મારી શકે. (૩૭)

(હે પરીક્ષિત!) દિતિનાં વચનો સાંભળીને કશ્યપજી ખિન્ન થયા અને પસ્તાવા લાગ્યા. તેઓ મનોમન કહેવા લાગ્યા – “અરે રે! આજે મારા જીવનમાં ઘણા મોટા અધર્મનો અવસર આવ્યો! (૩૮) જુઓ ને, હવે હું ઇન્દ્રિયોના વિષયોમાં સુખ માનવા માંડ્યો છું. સ્ત્રીરૂપી માયાએ મારા ચિત્તને પોતાને વશ કરી લીધું છે. અરે રે! આજે હું કેટલી દીન-હીન દશામાં આવી પડ્યો! અવશ્ય હવે મારે નરકમાં જવું પડશે. (૩૯) આ સ્ત્રીનો કોઈ દોષ નથી; કારણ કે આણે તો પોતાના જન્મજાત સ્વભાવનું જ અનુસરણ કર્યું છે. દોષ મારો જ છે કે હું પોતાની ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખી શક્યો નહીં, પોતાના સાચા સ્વાર્થ અને પરમાર્થને સમજી શક્યો નહીં. મને - મૂર્ખને વારંવાર ધિક્કાર છે! (૪૦) એ સાચું છે કે, સ્ત્રીઓના ચરિત્રને કોણ જાણે છે? તેમનું મોં તો એવું હોય છે જાણે શરદઋતુનું ખીલેલું કમળ! (એમની) વાતો સાંભળવામાં એવી મીઠી હોય છે કે જાણે અમૃત નીતરી રહ્યું હોય. પરંતુ એમનું હૃદય તો એટલું તીક્ષ્ણ હોય છે કે જાણે છરાની તીણી ધાર! (૪૧) એમાં સંદેહ નથી કે સ્ત્રીઓ પોતાની લાલસાઓને આધીન હોય છે. સાચું પૂછો તો તેઓ કોઈને પ્રેમ કરતી જ નથી. સ્વાર્થ સાધવા તેઓ પોતાના પતિ, પુત્ર અને ભાઈ સુધ્ધાંને મારી નાખે છે અથવા મરાવી નંખાવે છે. (૪૨) હવે તો મેં કહી દીધું છે કે તું જે માગશે તે આપીશ. મારું વચન મિથ્યા નહીં થવું જોઈએ. પરંતુ ઇન્દ્ર પણ વધ કરવાને યોગ્ય નથી. વારુ, આ બાબતમાં હું એક ઉપાય કરું છું.” (૪૩)

૧. પ્રા. પા. – ૦દોઽસિ યદિ બ્રહ્મ૦ । ૨. પ્રા. પા. – હતપુત્રા૦ । ૩. પ્રા. પા. – મય્યેવ । ૪. પ્રા. પા. – વિપ્લાવિતો પ્રુવાર્થેષુ યદહં । ૫. પ્રા. પા. – દદાનીતિ ।

ઈતિ સઞ્ચિન્ત્ય ભગવાન્મારીચઃ કુરુનન્દન ।
ઉવાચ કિઞ્ચિત્ કુપિત આત્માનં ચ વિગર્હયન્ ॥ ૪૪॥

હે કુરુનંદન! સર્વસમર્થ કશ્યપજીએ આ પ્રમાણે મનોમન પોતાની નિર્ભર્ત્સના કરીને બંને વાતોને સાધવાનો ઉપાય વિચાર્યો અને જરાક રોષ કરીને દિતિને કહ્યું. (૪૪)

*કશ્યપ ઉવાચ*

પુત્રસ્તે ભવિતા ભદ્રે ઈન્દ્રહા દેવબાન્ધવઃ ।
સંવત્સરં વ્રતમિદં યદ્યઞ્જો ધારયિષ્યસિ ॥ ૪૫॥

**કશ્યપજીએ કહ્યું** – હે કલ્યાણી! જો તમે મારા બતાવેલા આ વ્રતનું એક વર્ષ સુધી પાલન કરશો તો તમને ઈન્દ્રને મારનારો પુત્ર થશે; પરંતુ જો નિયમમાં કોઈ રીતે દોષ આવી જશે તો તે દેવોનો મિત્ર બની જશે. (૪૫)

*દિતિરુવાચ*

ધારયિષ્યે વ્રતં બ્રહ્મન્બ્રૂહિ કાર્યાણિ યાનિ મે ।
યાનિ ચેહ નિષિદ્ધાનિ ન વ્રતં ઘ્નન્તિ યાનિ[1] તુ ॥ ૪૬॥

**દિતિએ કહ્યું** – બ્રહ્મન્! હું એ વ્રતનું પાલન કરીશ. તમે બતાવો કે મારે શું શું કરવાનું છે? મારે કયાં કયાં કામ છોડી દેવાનાં છે અને કયાં કામ એવાં છે કે જે કરવાથી વ્રતનો ભંગ થાય નહીં? (૪૬)

*કશ્યપ ઉવાચ*

ન હિંસ્યાદ્ભૂતજાતાનિ ન શપેન્નાનૃતં વદેત્ ।
ન ચ્છિન્દ્યાન્નખરોમાણિ ન સ્પૃશેદ્યદમઙ્ગલમ્ ॥ ૪૭॥

નાપ્સુ સ્નાયાન્ન કુપ્યેત ન સમ્ભાષેત દુર્જનૈઃ ।
ન વસીતાધૌતવાસઃ સ્રજં ચ વિધૃતાં ક્વચિત્ ॥ ૪૮॥

નોચ્છિષ્ટં ચણ્ડિકાન્નં ચ સામિષં વૃષલાહૃતમ્ ।
ભુઞ્જીતોદક્યયા દૃષ્ટં પિબેદઞ્જલિના ત્વપઃ ॥ ૪૯॥

નોચ્છિષ્ટાસ્પૃષ્ટસલિલા સન્ધ્યાયાં મુક્તમૂર્ધજા ।
અનર્ચિતાઽસંયતવાઙ્નાસંવીતા બહિશ્ચરેદ્ ॥ ૫૦॥

નાધૌતપાદાઽપ્રયતા નાર્દ્રપાન્નો[2] ઉદક્શિરાઃ ।
શયીત નાપરાઙ્નાન્યૈર્ન[3] નગ્ના ન ચ સન્ધ્યયોઃ ॥ ૫૧॥

ધૌતવાસાઃ શુચિર્નિત્યં સર્વમઙ્ગલસંયુતા ।
પૂજયેત્પ્રાતરાશાત્પ્રાગ્ગોવિપ્રાન્શ્રિયમચ્યુતમ્ ॥ ૫૨॥

**કશ્યપજીએ કહ્યું** – હે પ્રિયા! આ વ્રતમાં – કોઈ પણ પ્રાણીને મન, વચન અને કર્મથી સતાવવું નહીં; કોઈને શાપ કે ગાળ આપવી નહીં; જૂઠું બોલવું નહીં; શરીરનાં રુવાં અને નખ કાપવાં નહીં અને કોઈ પણ અશુભ વસ્તુને અડકવું નહીં; (૪૭) પાણીમાં પ્રવેશીને સ્નાન કરવું નહીં; ગુસ્સો કરવો નહીં; દુર્જનો સાથે વાતચીત કરવી નહીં; ધોયા વગરનાં વસ્ત્રો પહેરવાં નહીં અને કોઈએ પહેરેલી માળા પહેરવી નહીં; (૪૮) એઠું ખાવું નહીં; મહાકાળીના પ્રસાદનું કે માંસયુક્ત અન્નનું ભોજન કરવું નહીં; શૂદ્ર વડે લવાયેલું અને રજસ્વલા (સ્ત્રી)એ જોયેલું અન્ન પણ ખાવું નહીં અને ખોબા વડે પાણી પીવું નહીં; (૪૯) એઠા મોંએ, ભોજન કર્યા પછી મુખ ધોયા વિના રહેવું નહિ; સંધ્યાના સમયે ખુલ્લા કેશે, શૃંગાર કર્યા વિના, વાણીનો સંયમ કર્યા વિના તેમ જ ચાદર ઓઢ્યા વિના ઘરમાંથી બહાર નીકળવું નહીં; (૫૦) પગ ધોયા વિના, અપવિત્ર અવસ્થામાં ભીના પગે, ઉત્તર કે પશ્ચિમ તરફ માથું કરીને, બીજાની સાથે કે નિર્વસ્ત્ર તેમ જ બન્ને સન્ધ્યા સમયે સૂવું જોઈએ નહીં. (૫૧) આ પ્રમાણે આ નિષિદ્ધ કર્મો છોડી દઈને હંમેશાં પવિત્ર રહેવું, ધોયેલું વસ્ત્ર પહેરવું અને બધાં જ સૌભાગ્ય-ચિહ્નોથી સજાયેલા રહેવું. પ્રાતઃકાળે શિરામણ કર્યા પહેલાં ગાય, બ્રાહ્મણ, લક્ષ્મીજી અને ભગવાન શ્રીનારાયણની પૂજા કરવી. (૫૨)

૧. પ્રા. પા. – યાન્યુત । ૨. પ્રા. પા. – નાર્દ્રપાદા । ૩. પ્રા. પા. – નાપરહણે વૈ નગ્ના ચ ન ચ ।

સ્ત્રિયો વીરવતીશ્ચાર્ચેત્સ્રગ્ગન્ધબલિમણ્ડનૈઃ ।
પતિં ચાર્ચ્યોપતિષ્ઠેત ધ્યાયેત્કોષ્ઠગતં ચ તમ્ ॥ ૫૩॥

સાંવત્સરં પુંસવનં વ્રતમેતદવિપ્લુતમ્ ।
ધારયિષ્યસિ ચેત્તુભ્યં શક્રહા ભવિતા સુતઃ ॥ ૫૪॥

બાઢમિત્યભિપ્રેત્યાથ[1] દિતી રાજન્ મહામનાઃ ।
કાશ્યપં[2] ગર્ભમાધત્ત વ્રતં ચાઞ્જો[3] દધાર સા ॥ ૫૫॥

માતૃષ્વસુરભિપ્રાયમિન્દ્ર આજ્ઞાય માનદ ।
શુશ્રૂષણેનાશ્રમસ્થાં દિતિં પર્યચરત્કવિઃ[4] ॥ ૫૬॥

નિત્યં વનાત્સુમનસઃ ફલમૂલસમિત્કુશાન્ ।
પત્રાઙ્કુરમૃદોઽપશ્ચ કાલે કાલ ઉપાહરત્ ॥ ૫૭॥

એવં તસ્યા વ્રતસ્થાયા વ્રતચ્છિદ્રં હરિર્નૃપ ।
પ્રેપ્સુઃ પર્યચરજ્જિહ્મો મૃગહેવ મૃગાકૃતિઃ ॥ ૫૮॥

નાધ્યગચ્છદ્વ્રતચ્છિદ્રં તત્પરોઽથ મહીપતે ।
ચિન્તાં તીવ્રાં ગતઃ શક્રઃ કેન મે સ્યાચ્છિવં ત્વિહ ॥ ૫૯॥

એકદા સા તુ સન્ધ્યાયામુચ્છિષ્ટા વ્રતકર્શિતા ।
અસ્પૃષ્ટવાર્યધૌતાઙ્ઘ્રિઃ સુષ્વાપ વિધિમોહિતા ॥ ૬૦॥

લબ્ધ્વા તદન્તરં શક્રો નિદ્રાપહૃતચેતસઃ ।
દિતેઃ પ્રવિષ્ટ ઉદરં યોગેશો યોગમાયયા ॥ ૬૧॥

ચકર્ત સપ્તધા ગર્ભં વજ્રેણ કનકપ્રભમ્ ।
રુદન્તં સપ્તધૈકૈકં મા રોદીરિતિ તાન્ પુનઃ ॥ ૬૨॥

એ પછી ફૂલમાળા, ચંદન વગેરે સુગંધિત દ્રવ્યો, નૈવેદ્ય અને આભૂષણો વગેરેથી સૌભાગ્યવંતી સ્ત્રીઓની પૂજા કરવી તથા પતિની પૂજા કરીને તેમની સેવામાં સંલગ્ન રહેવું; અને એવી ભાવના કરતાં રહેવું કે પતિનું તેજ મારી કૂખમાં રહેલું છે. (૫૩) હે પ્રિયા! આ 'પુંસવન' વ્રત છે. જો એક વર્ષ સુધી તમે કોઈ પણ ત્રુટિ વિના આ વ્રતનું પાલન કરી શકશો તો તમારી કૂખે ઈન્દ્રનો વધ કરનારો પુત્ર ઉત્પન્ન થશે. (૫૪)

હે રાજન્! દિતિ ભારે મનસ્વિની અને દૃઢ નિશ્ચયવાળી હતી. તેણે 'ભલે' કહીને તેમની આજ્ઞા સ્વીકારી લીધી. હવે દિતિ પોતાની કૂખમાં ભગવાન કશ્યપજીનું તેજ અને જીવનવ્યવહારમાં તેમણે બતાવેલું વ્રત ધારણ કરીને અનાયાસ જ નિયમોનું પાલન કરવા લાગી. (૫૫) (એ દરમિયાન) દેવરાજ ઈન્દ્ર પોતાની માસી દિતિનો આશય જાણીને ઘણી બુદ્ધિચાતુરીપૂર્વક પોતાનો વેશ બદલીને દિતિના આશ્રમમાં આવ્યા અને તેની સેવા કરવા લાગ્યા. (૫૬) તેઓ દરરોજ સમયસર દિતિ માટે વનમાંથી ફૂલ-ફળ, કંદમૂળ, સમિધા, દર્ભ, પર્ણ, ધરો, માટી, પાણી વગેરે લઈ આવતા અને તેની સેવામાં સમર્પિત કરતા હતા. (૫૭) હે રાજન્! જેમ હરણને મારનારો હરણના જેવું જ રૂપ બનાવીને તેની પાસે જાય છે તેવી જ રીતે ઈન્દ્ર પણ કપટ-વેશ ધારણ કરીને વ્રતપરાયણ દિતિના વ્રતપાલનની ત્રુટિને પકડી પાડવા તેની સેવા કરવા લાગ્યા. (૫૮) હંમેશાં તીક્ષ્ણ નજર રાખવા છતાં પણ તેમને તેના વ્રતમાં કોઈ પ્રકારની ત્રુટિ જોવા ન મળી અને તેઓ તેની સેવામાં પૂર્વવત્ વ્યસ્ત જ રહ્યા. હવે ઈન્દ્રને ભારે ચિંતા થવા લાગી અને તેઓ વિચારવા લાગ્યા – 'હું એવો શો ઉપાય કરું કે જેથી મારું કલ્યાણ થાય?' (૫૯)

દિતિ વ્રતના નિયમોનું પાલન કરતાં કરતાં ઘણી દુર્બળ થઈ ગઈ હતી. વિધાતાએ પણ તેને મોહમાં નાખી દીધી. તેથી એક દિવસે સંધ્યા સમયે એઠા મોઢે, આચમન કર્યા વિના અને પગ ધોયા વિના જ તે સૂઈ ગઈ. (૬૦) યોગેશ્વર ઈન્દ્રે જોયું કે આ સારો મોકો મળ્યો છે. ત્યારે સૂતેલી દિતિના ગર્ભમાં તેઓ યોગશક્તિથી દાખલ થઈ ગયા. (૬૧) તેમણે ત્યાં જઈને વજ્રથી સુવર્ણ સમાન ચમકતા ગર્ભના સાત ટુકડા કરી નાખ્યા. જ્યારે તે ગર્ભ રડવા લાગ્યો ત્યારે તેમણે 'મા રોદીઃ - મા રોદીઃ' ('રડ નહીં, રડ નહીં') એમ કહેતાં તે સાત ટુકડાઓ પૈકીના એક-એકના વળી પાછા સાત-સાત ટુકડા કરી નાખ્યા. (૬૨)

૧. પ્રા. પા. – ૦ત્યભ્યુપેત્યાથ૦ । ૨. પ્રા. પા. – કાશ્યપાદ્ગર્ભ૦ । ૩. પ્રા. પા. – રાજન્ । ૪. પ્રા. પા. – ૦ચરદ્ધરિઃ ।

તે તમૂચુઃ પાટ્યમાનાઃ સર્વે પ્રાઞ્જલયો નૃપ ।
નો[1] જિઘાંસસિ કિમિન્દ્ર ભ્રાતરો મરુતસ્તવ ॥ ૬૩॥

મા ભૈષ્ટ ભ્રાતરો મહ્યં યૂયમિત્યાહ કૌશિકઃ ।
અનન્યભાવાન્ પાર્ષદાનાત્મનો મરુતાં ગણાન્ ॥ ૬૪॥

ન મમાર દિતેર્ગર્ભઃ શ્રીનિવાસાનુકમ્પયા ।
બહુધા કુલિશક્ષુણ્ણો દ્રૌણ્યસ્ત્રેણ યથા ભવાન્ ॥ ૬૫॥

સકૃદિષ્ટ્વાऽऽદિપુરુષં પુરુષો યાતિ સામ્યતામ્ ।
સંવત્સરં કિઞ્ચિદૂનં દિત્યા યદ્ધરિરર્ચિતઃ ॥ ૬૬॥

સજૂરિન્દ્રેણ પઞ્ચાશદેવાસ્તે મરુતોऽભવન્ ।
વ્યપોહ્ય માતૃદોષં તે હરિણા સોમપાઃ કૃતાઃ ॥ ૬૭॥

દિતિરુત્થાય દદૃશે કુમારાનનલપ્રભાન્ ।
ઈન્દ્રેણ સહિતાન્ દેવી પર્યતુષ્યદનિન્દિતા ॥ ૬૮॥

અથેન્દ્રમાહ તાતાહમાદિત્યાનાં ભયાવહમ્ ।
અપત્યમિચ્છન્ત્યચરં વ્રતમેતત્સુદુષ્કરમ્ ॥ ૬૯॥

એકઃ સઙ્કલ્પિતઃ પુત્રઃ સપ્ત સપ્તાભવન્ કથમ્ ।
યદિ તે વિદિતં પુત્ર સત્યં કથય મા મૃષા ॥ ૭૦॥

ઈન્દ્ર ઉવાચ

અમ્બ તેऽહં વ્યવસિતમુપધાર્યાગતોऽન્તિકમ્ ।
લબ્ધાન્તરોऽચ્છિદં ગર્ભમર્થબુદ્ધિર્ન ધર્મવિત્[2] ॥ ૭૧॥

કૃત્તો મે સપ્તધા ગર્ભ આસન્ સપ્ત કુમારકાઃ ।
તેऽપિ ચૈકૈકશો વૃક્ણાઃ સપ્તધા નાપિ મમ્રિરે ॥ ૭૨॥

હે રાજન્! ઈન્દ્ર તેમના ટુકડે-ટુકડા કરતા હતા ત્યારે તે બધાએ હાથ જોડીને ઈન્દ્રને કહ્યું – 'દેવરાજ! તમે અમને શા માટે મારો છો? અમે તો તમારા ભાઈ મરુદ્‌ગણ છીએ.' (૬૩) ત્યારે ઈન્દ્રે પોતાના ભવિષ્યના અનન્યપ્રેમી પાર્ષદો એવા મરુદ્‌ગણને કહ્યું – 'વારુ, તમે મારા ભાઈ છો, હવે ન ડરો.' (૬૪) (હે પરીક્ષિત!) જેમ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી તમારું કશું જ અનિષ્ટ થયું ન હતું તેવી જ રીતે ભગવાન શ્રીહરિની કૃપાથી દિતિનો તે ગર્ભ વ્રજથી ટુકડે-ટુકડા થઈ જવા છતાં પણ નષ્ટ ન થયો. (૬૫) આમ બન્યું એમાં કશું આશ્ચર્ય નથી; કારણ કે જે મનુષ્ય એક વાર પણ આદિપુરુષ ભગવાન શ્રીનારાયણની આરાધના કરે છે તે તેમની સમાનતા મેળવી લે છે, જ્યારે દિતિએ તો થોડા દિવસો જ બાકી હોય એવા એક વર્ષ સુધી ભગવાનની આરાધના કરી હતી. (૬૬) હવે તે ઓગણપચાસ મરુદ્‌ગણ ઈન્દ્ર સાથે મળીને પચાસ થઈ ગયા. આ કારણે ઈન્દ્રનું એક નામ મરુત્વાન્ છે. ઈન્દ્રે પણ સાવકી માતાના પુત્રો સાથે વેરભાવ ન રાખતાં તેમને સોમપાયી દેવતા બનાવી લીધા. (૬૭) જ્યારે દિતિની આંખો ખૂલી ત્યારે તેણે જોયું કે તેના અગ્નિ સમાન તેજસ્વી ઓગણપચાસ પુત્રો ઈન્દ્રની સાથે છે, આથી સુંદર સ્વભાવવાળી દિતિ ઘણી પ્રસન્ન થઈ. (૬૮) તેણે ઈન્દ્રને સંબોધીને કહ્યું – "બેટા! હું એવી ઈચ્છાથી આ અત્યંત કઠણ વ્રતનું પાલન કરી રહી હતી કે તમને - અદિતિના પુત્રને ભયભીત કરનારો પુત્ર ઉત્પન્ન થાય. (૬૯) મેં કેવળ એક જ પુત્ર માટે સંકલ્પ કર્યો હતો, તો પછી આ ઓગણપચાસ પુત્રો કેવી રીતે થયા? બેટા ઈન્દ્ર! જો તું આનું રહસ્ય જાણતો હોય તો સાચેસાચું મને બતાવી દે, જૂઠું ન બોલતો." (૭૦)

**ઈન્દ્રે કહ્યું** – માતા! મને એ વાતની જાણ થઈ ગઈ હતી કે તમે કયા ઉદ્દેશ્યથી વ્રત કરી રહ્યાં છો; તેથી પોતાનો સ્વાર્થ સાધવાના ઉદ્દેશ્યથી હું સ્વર્ગ છોડીને તમારી પાસે આવ્યો. મારા મનમાં સહેજ પણ ધર્મભાવના હતી નહીં, તેથી જ તમારા વ્રતમાં ત્રુટિ આવતાં જ મેં (તમારા) તે ગર્ભના ટુકડે-ટુકડા કરી નાખ્યા. (૭૧) પહેલાં તો મેં તેના સાત ટુકડા કર્યા, ત્યારે તે સાત ટુકડા સાત બાળકો થઈ ગયા. ત્યારપછી મેં ફરીથી પ્રત્યેકના સાત-સાત ટુકડા કરી નાખ્યા, ત્યારે પણ તે મર્યા નહીં, બલકે તેઓ ઓગણપચાસ થઈ ગયા. (૭૨)

૧. પ્રા. પા. – કિન્નઃ શક જિઘાંસસિ ભ્રાત૦ । ૨. પ્રા. પા. – ધર્મદૃક્ ।

**તતસ્તત્પરમાશ્ચર્યં વીક્ષ્યાધ્યવસિતં મયા ।**
**મહાપુરુષપૂજાયાઃ સિદ્ધિઃ કાપ્યનુષઙ્ગિણી ॥ ૭૩॥**

**આરાધનં ભગવત ઈહમાના નિરાશિષઃ ।**
**યે તુ નેચ્છન્ત્યપિ પરં તે સ્વાર્થકુશલાઃ સ્મૃતાઃ ॥ ૭૪॥**

**આરાધ્યાત્મપ્રદં દેવં સ્વાત્માનં જગદીશ્વરમ્ ।**
**કો વૃણીતે ગુણસ્પર્શં બુધઃ સ્યાન્નરકેઽપિ યત્ ॥ ૭૫॥**

**તદિદં મમ દૌર્જન્યં બાલિશસ્ય મહીયસિ ।**
**ક્ષન્તુમર્હસિ માતસ્ત્વં દિષ્ટ્યા ગર્ભો મૃતોત્થિતઃ ॥ ૭૬॥**

*શ્રીશુક ઉવાચ*

**ઈન્દ્રસ્તયાઽભ્યનુજ્ઞાતઃ શુદ્ધભાવેન તુષ્ટયા ।**
**મરુદ્ભિઃ સહ તાં નત્વા જગામ ત્રિદિવં પ્રભુઃ ॥ ૭૭॥**

**એવં તે સર્વમાખ્યાતં યન્માં ત્વં પરિપૃચ્છસિ ।**
**મઙ્ગલં મરુતાં જન્મ કિં ભૂયઃ કથયામિ તે ॥ ૭૮॥**

આ અત્યંત આશ્ચર્યપૂર્ણ ઘટના જોઈને મેં એવો નિશ્ચય કર્યો કે (અવશ્ય) પરમપુરુષ ભગવાનની ઉપાસનાથી પ્રાપ્ત થનારી આ સિદ્ધિ છે. (૭૩) જે મનુષ્યો નિષ્કામભાવે ભગવાનની આરાધના કરે છે અને બીજી વસ્તુઓની તો વાત જ શી, મોક્ષની પણ ઇચ્છા કરતા નથી તેઓ જ પોતાના સ્વાર્થ અને પરમાર્થ(ની સિદ્ધિ)માં નિપુણ છે. (૭૪) ભગવાન જગદીશ્વર સૌના આરાધ્યદેવ અને પોતાના આત્મા જ છે. તેઓ પ્રસન્ન થઈને સ્વયં પોતાનું પણ દાન કરી દે છે. ભલા, એવો કોણ બુદ્ધિમાન હોય કે જે તેમની આરાધના કરીને વિષયભોગોનું વરદાન માગે? હે માતા! આ વિષયભોગ તો નરકમાં પણ મળી શકે છે. (૭૫) મારાં પ્રેમાળ માતા! તમે બધી રીતે મારાં પૂજ્ય છો. મેં મૂર્ખતાને લીધે દુષ્ટતાનું કામ કર્યું છે. તમે મારો અપરાધ માફ કરી દો. આ મોટા સૌભાગ્યની વાત છે કે તમારો ગર્ભ ટુકડે-ટુકડા થઈ જતાં, એક રીતે મરી જવા છતાં પણ ફરીથી જીવિત થઈ ગયો છે એ ભગવાનનો અનુગ્રહ જ છે. (૭૬)

**શ્રીશુકદેવજી કહે છે –** (હે પરીક્ષિત!) દેવરાજ ઈન્દ્રના શુદ્ધભાવથી દિતિ સંતુષ્ટ થઈ ગઈ. તેની આજ્ઞા લઈને દેવરાજ ઈન્દ્રે મરુદ્‌ગણ સહિત તેને નમસ્કાર કર્યા અને સ્વર્ગમાં ચાલ્યા ગયા. (૭૭) આ મરુદ્‌ગણનો જન્મ અત્યંત મંગલમય છે. આ બાબતમાં તમે મને જે પ્રશ્ન કર્યો હતો તેનો ઉત્તર સમગ્રપણે મેં તમને જણાવી દીધો. હવે હું તમને બીજું શું કહી સંભળાવું? (૭૮)

=★=

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે મરુદુત્પત્તિ[1]-કથનં નામાષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮॥**

**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત મરુદ્‌ગણ-જન્મની કથા નામનો અઢારમો અધ્યાય સમાપ્ત.**

=★=

# ઓગણીસમો અધ્યાય

## પુંસવન-વ્રતની વિધિ

*રાજોવાચ*

**વ્રતં પુંસવનં બ્રહ્મન્ ભવતા યદુદીરિતમ્ ।**
**તસ્ય[2] વેદિતુમિચ્છામિ યેન[3] વિષ્ણુઃ પ્રસીદતિ ॥ ૧॥**

**રાજા પરીક્ષિતે પૂછ્યું –** હે બ્રહ્મન્! તમે હમણાં જ પુંસવન-વ્રતનું વર્ણન કર્યું અને કહ્યું કે તેનાથી ભગવાન શ્રીવિષ્ણુ પ્રસન્ન થઈ જાય છે; તો હવે હું તે પુંસવન-વ્રતની વિધિ જાણવા ઇચ્છું છું. (૧)

૧. પ્રા. પા. – ત્પત્તિરષ્ટાદશો । ૨. પ્રા. પા. – તત્ર । ૩. પ્રા. પા. – વિષ્ણુર્યેન ।

*શ્રીશુક ઉવાચ*[1]

શુક્લે માર્ગશિરે પક્ષે યોષિદ્ભર્તુરનુજ્ઞયા ।
આરભેત વ્રતમિદં સાર્વકામિકમાદિતઃ ॥ ૨॥

નિશમ્ય મરુતાં જન્મ બ્રાહ્મણાનનુમન્ત્ય ચ ।
સ્નાત્વા શુક્લદતી શુક્લે વસીતાલઙ્કૃતામ્બરે ।
પૂજયેત્પ્રાતરાશાત્પ્રાગ્ભગવન્તં શ્રિયા સહ ॥ ૩॥

અલં તે નિરપેક્ષાય પૂર્ણકામ નમોઽસ્તુ તે ।
મહાવિભૂતિપતયે નમઃ સકલસિદ્ધયે ॥ ૪॥

યથા ત્વં કૃપયા ભૂત્યા તેજસા મહિનૌજસા ।
જુષ્ટ ઈશ ગુણૈઃ સર્વૈસ્તતોઽસિ ભગવાન્ પ્રભુઃ ॥ ૫॥

વિષ્ણુપત્નિ મહામાયે મહાપુરુષલક્ષણે ।
પ્રીયેથા મે મહાભાગે લોકમાતર્નમોઽસ્તુ તે ॥ ૬॥

ૐ નમો ભગવતે મહાપુરુષાય મહાનુભાવાય મહાવિભૂતિપતયે સહ મહાવિભૂતિભિર્બલિમુપહરાણીતિ । અનેનાહરહર્મન્ત્રેણ વિષ્ણોરાવાહનાર્ઘ્યપાદ્યોપસ્પર્શનસ્નાનવાસઉપવીતવિભૂષણગન્ધપુષ્પધૂપદીપોપહારાદ્યુપચારાંશ્ચ સમાહિત ઉપાહરેત્ ॥ ૭॥

હવિઃશેષં તુ જુહુયાદનલે દ્વાદશાહુતીઃ ।
ૐ નમો ભગવતે મહાપુરુષાય મહાવિભૂતિપતયે સ્વાહેતિ ॥ ૮॥

શ્રિયં વિષ્ણું ચ વરદાવાશિષાં પ્રભવાવુભૌ ।
ભક્ત્યા સમ્પૂજયેન્નિત્યં યદીચ્છેત્સર્વસમ્પદઃ ॥ ૯॥

પ્રણમેદ્દણ્ડવદ્ભૂમૌ ભક્તિપ્રહ્વેણ ચેતસા ।
દશવારં જપેન્મન્ત્રં તતઃ સ્તોત્રમુદીરયેત્ ॥ ૧૦॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – (હે પરીક્ષિત!) આ પુંસવન-વ્રત સમસ્ત કામનાઓને પૂરી કરનારું છે. પત્નીએ પોતાના પતિની આજ્ઞા લઈને માગશર સુદિ પડવાના દિવસથી આનો આરંભ કરવો જોઈએ. (૨) પહેલાં મરુદ્ગણના જન્મની કથા સાંભળીને બ્રાહ્મણો પાસેથી આજ્ઞા (મેળવી) લેવી; પછી દરરોજ સવારે દાતણ વગેરેથી દાંત સાફ કરીને સ્નાન કરવું, બે સફેદ વસ્ત્રો ધારણ કરવાં અને આભૂષણો પણ પહેરી લેવાં. પ્રાતઃકાળે કશુંય ખાતા પહેલાં જ ભગવાન શ્રી-લક્ષ્મીનારાયણની પૂજા કરવી. (૩) (અને આ પ્રમાણે પ્રાર્થના કરવી–) "હે પ્રભુ! તમે પૂર્ણકામ છો. તેથી તમારે કોઈની પાસે કશી કોઈ અપેક્ષા નથી. તમે સમસ્ત વિભૂતિઓના સ્વામી છો અને સકલસિદ્ધિ-સ્વરૂપ છો. હું તમને વારંવાર નમસ્કાર કરું છું. (૪) મારા આરાધ્યદેવ! તમે હંમેશાં કૃપા, વિભૂતિ, તેજ, મહિમા, વીર્ય વગેરે ગુણોથી યુક્ત છો. આ જ ભગ-ઐશ્વર્યોથી હંમેશાં યુક્ત રહેવાને કારણે તમને 'ભગવાન' કહે છે. તમે સર્વશક્તિમાન છો. (૫) હે માતા લક્ષ્મીજી! તમે ભગવાનનાં અર્ધાંગિની અને મહામાયા-સ્વરૂપ છો. ભગવાનના સમસ્ત ગુણો તમારામાં નિવાસ કરે છે. હે મહાભાગ્યવતી જગજ્જનની! તમે મારા પર પ્રસન્ન થાઓ. હું તમને નમસ્કાર કરું છું." (૬)

આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી, **'ૐ નમો ભગવતે મહાપુરુષાય મહાનુભાવાય મહાવિભૂતિપતયે સહ મહાવિભૂતિભિર્બલિમુપહરાણિ ।'** ['ૐકારસ્વરૂપ, મહાનુભાવ, સમસ્ત મહાવિભૂતિઓના સ્વામી ભગવાન શ્રીપુરુષોત્તમને અને તેમની મહાવિભૂતિઓને હું નમસ્કાર કરું છું અને તેમને પૂજા-ઉપહારની સામગ્રી સમર્પિત કરું છું.'] – આ મંત્ર વડે એકાગ્ર - સ્થિરચિત્તે દરરોજ વિષ્ણુ ભગવાનનું આવાહન કરવું અને અર્ઘ્ય, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, આભૂષણ, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેનું નિવેદન કરીને તેમની પૂજા કરવી. (૭) જે નૈવેદ્ય બચેલું (શેષ) રહે તેનાથી **'ૐ નમો ભગવતે મહાપુરુષાય મહાવિભૂતિપતયે સ્વાહા ।'** ['મહાન ઐશ્વર્યોના અધિપતિ ભગવાન શ્રીપુરુષોત્તમને નમસ્કાર છે; તેમના જ માટે હું આ હવિષ્યનો હવન કરી રહી છું.'] આ મંત્ર બોલીને અગ્નિમાં બાર આહુતિઓ આપવી. (૮) જે મનુષ્ય સર્વ પ્રકારની સંપત્તિઓ મેળવવા ઇચ્છતો હોય તેણે દરરોજ ભક્તિભાવપૂર્વક ભગવાન-ભગવતી શ્રીલક્ષ્મીનારાયણની પૂજા કરવી જોઈએ; કારણ કે તેઓ બંનેય સમસ્ત અભિલાષાઓને પૂરી કરનારાં અને શ્રેષ્ઠ વરદાન આપનારાં છે. (૯) આ પછી ભક્તિભાવથી સભર થઈને અત્યંત નમ્રતાપૂર્વક ભગવાનને સાષ્ટાંગ દંડવત્ (પ્રણામ)

૧. પ્રા. પા. – બાદરાયણિરુવાચ ।

યુવાં તુ વિશ્વસ્ય વિભૂ જગતઃ કારણં પરમ્ ।
ઈયં હિ પ્રકૃતિઃ સૂક્ષ્મા માયાશક્તિર્દુરત્યયા ॥ ૧૧॥

તસ્યા અધીશ્વરઃ સાક્ષાત્ત્વમેવ પુરુષઃ પરઃ ।
ત્વં સર્વયજ્ઞ ઈજ્યેયં ક્રિયેયં ફલભુગ્ભવાન્ ॥ ૧૨॥

ગુણવ્યક્તિરિયં દેવી વ્યઞ્જકો ગુણભુગ્ભવાન્ ।
ત્વં હિ સર્વશરીર્યાત્મા શ્રીઃ શરીરેન્દ્રિયાશયા ।
નામરૂપે ભગવતી પ્રત્યયસ્ત્વમપાશ્રયઃ ॥ ૧૩॥

યથા યુવાં ત્રિલોકસ્ય વરદૌ પરમેષ્ઠિનૌ ।
તથા મ ઉત્તમશ્લોક સન્તુ સત્યા મહાશિષઃ ॥ ૧૪॥

ઈત્યભિષ્ટૂય વરદં શ્રીનિવાસં શ્રિયા સહ ।
તન્નિઃસાર્યોપહરણં દત્ત્વાઽઽચમનમર્ચયેત્ ॥ ૧૫॥

તતઃ સ્તુવીત સ્તોત્રેણ ભક્તિપ્રહ્વેણ ચેતસા ।
યજ્ઞોચ્છિષ્ટમવઘ્રાય પુનરભ્યર્ચયેદ્ધરિમ્ ॥ ૧૬॥

પતિં ચ પરયા ભક્ત્યા મહાપુરુષચેતસા ।
પ્રિયૈસ્તૈસ્તૈરુપનમેત્ પ્રેમશીલઃ સ્વયં પતિઃ ।
બિભૃયાત્ સર્વકર્માણિ પત્ન્યા ઉચ્ચાવચાનિ ચ ॥ ૧૭॥

કૃતમેકતરેણાપિ દમ્પત્યોરુભયોરપિ ।
પત્ન્યાં કુર્યાદનર્હાયાં પતિરેતત્ સમાહિતઃ ॥ ૧૮॥

વિષ્ણોર્વ્રતમિદં બિભ્રન્ન વિહન્યાત્ કથઞ્ચન ।
વિપ્રાન્ સ્ત્રિયો વીરવતીઃ સ્રગ્ગન્ધબલિમણ્ડનૈઃ ।
અર્ચેદહરહર્ભક્ત્યા દેવં નિયમમાસ્થિતઃ ॥ ૧૯॥

ઉદ્વાસ્ય દેવં સ્વે ધામ્નિ તન્નિવેદિતમગ્રતઃ ।
અદ્યાદાત્મવિશુદ્ધ્યર્થં સર્વકામર્દ્ધયે તથા ॥ ૨૦॥

એતેન પૂજાવિધિના માસાન્ દ્વાદશ હાયનમ્ ।
નીત્વાઽથોપચરેત્સાધ્વી કાર્તિકે ચરમેઽહનિ ॥ ૨૧॥

કરવા. અગાઉ જણાવ્યો તે મંત્રનો દસ વાર જપ કરવો અને પછી આ સ્તોત્રનો પાઠ કરવો – (૧૦)

"હે લક્ષ્મીનારાયણ! તમે બંને સર્વવ્યાપક છો અને સમસ્ત ચરાચર જગતનાં અંતિમ કારણ છો – તમારું કોઈ કારણ નથી. હે ભગવન્! માતા લક્ષ્મીજી તમારી માયાશક્તિ છે અને એ જ સ્વયં અવ્યક્ત પ્રકૃતિ પણ છે. તેમનો પાર પામવો એ અત્યંત મુશ્કેલ છે. (૧૧) હે પ્રભુ! તમે જ એ મહામાયાના અધીશ્વર છો અને તમે જ સ્વયં પરમપુરુષ છો. તમે સમસ્ત યજ્ઞો છો અને એ (મહામાયા) યજ્ઞક્રિયા છે. તમે ફળના ભોક્તા છો અને એ તે ફળને ઉત્પન્ન કરનારી ક્રિયા છે. (૧૨) માતા લક્ષ્મીજી ત્રણે ગુણોની અભિવ્યક્તિ છે અને તમે તેમને વ્યક્ત કરનારા અને તેમના ભોક્તા છો. તમે સમસ્ત પ્રાણીઓના આત્મા છો અને લક્ષ્મીજી શરીર, ઇંદ્રિયો અને અંતઃકરણ છે. માતા લક્ષ્મીજી નામ તથા રૂપ છે અને તમે નામ-રૂપ - બંનેના પ્રકાશક તથા આધાર છો. (૧૩) હે પ્રભુ! તમારી કીર્તિ પવિત્ર છે. તમે બંનેય ત્રણે લોકનાં વરદાયી પરમેશ્વર-પરમેશ્વરી છો. તો, મારી મોટી-મોટી આશાઓ-અભિલાષાઓ તમારી કૃપાથી પૂર્ણ થાય." (૧૪)

આ પ્રમાણે પરમ વરદાયી ભગવાન લક્ષ્મીનારાયણની સ્તુતિ કર્યા પછી ત્યાંથી નૈવેદ્ય હટાવી દેવું અને તેમને આચમન કરાવીને તેમની પૂજા કરવી. (૧૫) ત્યારબાદ ભક્તિભાવસભર હૃદયથી ભગવાનની સ્તુતિ કરવી અને યજ્ઞના અવશેષને સૂંઘીને ફરીથી ભગવાનની પૂજા કરવી. (૧૬) ભગવાનની પૂજા કર્યા પછી પોતાના પતિને સાક્ષાત્ ભગવાન સમજીને પરમ પ્રેમપૂર્વક તેમની પ્રિય વસ્તુઓ તેમની સેવામાં અર્પણ કરવી. પતિનું પણ એ કર્તવ્ય છે કે તે આંતરિક પ્રેમપૂર્વક પોતાની પત્નીના પ્રિયપદાર્થો લાવીને તેને આપે અને તેનાં નાનાં-મોટાં બધા પ્રકારનાં કામ કરતો રહે. (૧૭) પતિ-પત્ની પૈકી એક પણ જે કોઈ કાર્ય કરે છે તેનું ફળ તે બંનેને (પ્રાપ્ત) થાય છે. તેથી જો પત્ની (રજોધર્મ વગેરે સમયે) આ વ્રત કરવાને અપાત્ર થઈ જાય તો ત્યારે પતિએ જ ઘણી એકાગ્રતા અને સાવધાની સાથે આ વ્રતનું અનુષ્ઠાન કરવું જોઈએ. (૧૮) આ ભગવાન શ્રીવિષ્ણુનું વ્રત છે. આનો નિયમ લીધા પછી તેને અધવચ ક્યારેય છોડી દેવું જોઈએ નહીં. જે કોઈ પણ આ વ્રતનિયમ ગ્રહણ કરે તેણે દરરોજ માળા, ચંદન, નૈવેદ્ય, આભૂષણો વગેરે વડે ભક્તિપૂર્વક બ્રાહ્મણો અને સૌભાગ્યવતી સ્ત્રીઓનું પૂજન કરવું તથા ભગવાન શ્રીવિષ્ણુની પણ પૂજા કરવી. (૧૯) આના પછી ભગવાનને તેમના ધામમાં પધરાવવા, તેમનું વિસર્જન કરવું. ત્યારબાદ આત્મશુદ્ધિ માટે અને સઘળી અભિલાષાઓની પૂર્તિ માટે, પહેલાંથી જ તેમને નિવેદિત કરેલો પ્રસાદ ગ્રહણ કરવો. (૨૦) સાધ્વી સ્ત્રીએ આ વિધિથી બાર માસ સુધી - પૂરા વર્ષ માટે આ વ્રતનું આચરણ કરીને કારતક વદ અમાસના દિવસે ઉદ્યાપન-સંબંધી ઉપવાસ, પૂજન વગેરે કરવું. (૨૧)

શ્વોભૂતેઽપ ઉપસ્પૃશ્ય કૃષ્ણમભ્યર્ચ્ય પૂર્વવત્ ।
પયઃશૃતેન જુહુયાચ્ચરુણા સહ સર્પિષા ।
પાકયજ્ઞવિધાનેન દ્વાદશૈવાહુતીઃ પતિઃ ॥ ૨૨॥

બીજા દિવસે એટલે કે માગશર મહિનાના પ્રથમ દિવસે પ્રાતઃકાળે જ સ્નાન કરીને અગાઉની જેમ ભગવાન વિષ્ણુની પૂજા કરવી અને (વ્રતાચરણ કરનારીના) પતિએ પાકયજ્ઞની વિધિથી અગ્નિમાં ઘી-મિશ્રિત ખીરની બાર આહુતિઓ આપવી. (૨૨)

આશિષઃશિરસાઽઽદાય દ્વિજૈઃપ્રીતૈઃસમીરિતાઃ ।
પ્રણમ્ય શિરસા ભક્ત્યા ભુઞ્જીત તદનુજ્ઞયા ॥ ૨૩॥

ત્યારપછી, જ્યારે બ્રાહ્મણો પ્રસન્ન થઈને તેને આશીર્વાદ આપે ત્યારે તેણે ઘણા આદર સાથે માથું નમાવીને તેનો સ્વીકાર કરવો; ભક્તિભાવપૂર્વક માથું ટેકવીને તેમનાં ચરણોમાં પ્રણામ કરવા અને તેમની આજ્ઞા મેળવ્યા પછી ભોજન કરવું. (૨૩)

આચાર્યમગ્રતઃ કૃત્વા વાગ્યતઃ સહ બન્ધુભિઃ ।
દદ્યાત્પત્ન્યૈ ચરોઃ શેષં સુપ્રજાસ્ત્વં સુસૌભગમ્ ॥ ૨૪॥

પહેલાં આચાર્યને ભોજન કરાવવું, પછી મૌન રહીને ભાઈ-ભાંડુઓ સાથે પોતે ભોજન કરવું. ત્યારપછી હવન કરતાં શેષ વધેલી ઘી-મિશ્રિત ખીર પોતાની પત્નીને આપવી. તે પ્રસાદ સ્ત્રીને સત્પુત્ર અને સૌભાગ્ય આપનારો થાય છે. (૨૪)

એતચ્ચરિત્વા વિધિવદ્વ્રતં વિભો-
રભીપ્સિતાર્થં લભતે પુમાનિહ ।
સ્ત્રી ત્વેતદાસ્થાય લભેત સૌભગં
શ્રિયં પ્રજાં જીવપતિં યશો ગૃહમ્ ॥ ૨૫॥

કન્યા ચ વિન્દેત સમગ્રલક્ષણં
વરં ત્વવીરા હતકિલ્બિષા ગતિમ્ ।
મૃતપ્રજા જીવસુતા ધનેશ્વરી
સુદુર્ભગા સુભગા રૂપમગ્ર્યમ્ ॥ ૨૬॥

વિન્દેદ્ વિરૂપા વિરુજા વિમુચ્યતે
ય આમયાવીન્દ્રિયકલ્પદેહમ્ ।
એતત્પઠન્નભ્યુદયે ચ કર્મ-
ણ્યનન્તતૃપ્તિઃ પિતૃદેવતાનામ્ ॥ ૨૭॥

તુષ્ટાઃ પ્રયચ્છન્તિ સમસ્તકામાન્
હોમાવસાને હુતભુક્ શ્રીર્હરિશ્ચ ।
રાજન્ મહન્મરુતાં જન્મ પુણ્યં
દિતેર્વ્રતં ચાભિહિતં મહત્તે ॥ ૨૮॥

(હે પરીક્ષિત!) ભગવાનના આ પુંસવન-વ્રતનું જે વ્યક્તિ વિધિપૂર્વક અનુષ્ઠાન કરે છે તેને અહીં (આ લોકમાં) તેની મનોવાંછિત વસ્તુ મળી જાય છે. સ્ત્રી આ વ્રતનું પાલન કરીને સૌભાગ્ય, સંપત્તિ, સંતતિ, યશ અને ઘર પ્રાપ્ત કરે છે તથા તેનો પતિ દીર્ઘાયુ થઈ જાય છે. (૨૫) આ વ્રતનું અનુષ્ઠાન કરનારી કન્યા સમસ્ત શુભ લક્ષણોથી સંપન્ન પતિ પ્રાપ્ત કરે છે અને આ વ્રતના પાલનથી વિધવા નિષ્પાપ બનીને વૈકુંઠમાં જાય છે. જેનાં સંતાનો મરી જાય છે તેવી સ્ત્રી આ વ્રતના પ્રભાવથી દીર્ઘાયુ પુત્ર પ્રાપ્ત કરે છે. ધનવાન હોવા છતાં કષ્ટ ભોગવનાર સ્ત્રીને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે અને કદરૂપી સ્ત્રીને શ્રેષ્ઠ રૂપ મળી જાય છે. રોગી આ વ્રતના પ્રભાવથી રોગમુક્ત થઈને બલિષ્ઠ શરીર અને શ્રેષ્ઠ ઇન્દ્રિયશક્તિ પ્રાપ્ત કરી લે છે. જે મનુષ્ય માંગલિક શ્રાદ્ધકર્મોમાં આ (વ્રતવિધિ-અનુષ્ઠાન)નો પાઠ કરે છે તેના પિતૃઓ અને દેવતાઓ અત્યંત તૃપ્તિનો લાભ પામે છે; (૨૬-૨૭) અને તેઓ સંતુષ્ટ થઈને હવન સમાપ્ત થયા પછી વ્રત કરનારની તમામ ઇચ્છાઓ પૂરી કરી દે છે. આ સર્વે તો સંતુષ્ટ થઈ જ જાય છે, સમસ્ત યજ્ઞોના એકમાત્ર ભોક્તા ભગવાન શ્રીલક્ષ્મીનારાયણ પણ સંતુષ્ટ થઈ જાય છે અને વ્રત કરનારની તમામ અભિલાષાઓ પૂરી કરી દે છે. હે રાજન્! મેં તમને મરુદ્‌ગણની આદરણીય અને પુણ્યપ્રદાન કરનારી જન્મકથા કહી સંભળાવી અને એ સાથે જ દિતિના શ્રેષ્ઠ પુંસવન-વ્રતનું વર્ણન પણ કહી સંભળાવ્યું. (૨૮)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં ષષ્ઠસ્કન્ધે પુંસવનવ્રતકથનં નામૈકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥

**છઠ્ઠા સ્કંધ-અંતર્ગત પુંસવન-વ્રતનું કથન નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

ઇતિ ષષ્ઠઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।

**છઠ્ઠો સ્કંધ સમાપ્ત.**

॥ હરિઃ ૐ તત્સત્ ॥

═★═

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

## સાતમો સ્કંધ



નરસિંહવપુર્ભીમં સ્તમ્ભસમ્ભવમદ્ભુતમ્ ।
ભક્તત્રાણાય બિભ્રાણં વાસુદેવમુપાસ્મહે ॥

ॐ નમો ભગવતે વાસુદેવાય ।

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

═★═

# સાતમો સ્કંધ

═★═

## પહેલો અધ્યાય

નારદ અને યુધિષ્ઠિરનો સંવાદ તથા જય-વિજયની કથા

*રાજોવાચ*

સમઃ પ્રિયઃ સુહૃદ્બ્રહ્મન્ ભૂતાનાં ભગવાન્ સ્વયમ્ ।
ઈન્દ્રસ્યાર્થે કથં દૈત્યાનવધીદ્વિષમો યથા ॥ ૧॥

ન હ્યસ્યાર્થઃ સુરગણૈઃ સાક્ષાન્નિઃશ્રેયસાત્મનઃ ।
નૈવાસુરેભ્યો વિદ્વેષો નોદ્વેગશ્ચાગુણસ્ય હિ ॥ ૨॥

ઈતિ નઃ સુમહાભાગ નારાયણગુણાન્ પ્રતિ ।
સંશયઃ સુમહાઞ્જાતસ્તદ્ભવાંશ્છેત્તુમર્હતિ ॥ ૩॥

*શ્રીશુક ઉવાચ*

સાધુ પૃષ્ટં મહારાજ હરેશ્ચરિતમદ્ભુતમ્ ।
યદ્ ભાગવતમાહાત્મ્યં ભગવદ્ભક્તિવર્ધનમ્ ॥ ૪॥

ગીયતે પરમં પુણ્યમૃષિભિર્નારદાદિભિઃ ।
નત્વા કૃષ્ણાય મુનયે કથયિષ્યે હરેઃ કથામ્ ॥ ૫॥

નિર્ગુણોઽપિ હ્યજોઽવ્યક્તો ભગવાન્ પ્રકૃતેઃ પરઃ ।
સ્વમાયાગુણમાવિશ્ય બાધ્યબાધકતાં ગતઃ ॥ ૬॥

સત્ત્વં રજસ્તમ ઈતિ પ્રકૃતેર્નાત્મનો ગુણાઃ ।
ન તેષાં યુગપદ્ રાજન્ હ્રાસ ઉલ્લાસ એવ વા[1] ॥ ૭॥

જયકાલે તુ સત્ત્વસ્ય દેવર્ષીન્ રજસોઽસુરાન્ ।
તમસો યક્ષરક્ષાંસિ તત્કાલાનુગુણોઽભજત્ ॥ ૮॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! ભગવાન તો સ્વભાવથી જ ભેદભાવ-રહિત છે, સમ છે; સમસ્ત પ્રાણીઓના પ્રિય અને સુહૃદ છે; તો પછી તેમણે, જેમ કોઈ સાધારણ મનુષ્ય ભેદભાવભરી રીતે પોતાના મિત્રનો પક્ષ લે છે અને શત્રુઓનું અનિષ્ટ કરે છે તેવી જ રીતે ઇન્દ્ર ખાતર દૈત્યોનો વધ શા માટે કર્યો? (૧) તેઓ સ્વયં પરિપૂર્ણ કલ્યાણસ્વરૂપ છે તેથી તેમને દેવતાઓ સાથે કોઈ લેવા-દેવા નથી; તથા તેઓ નિર્ગુણ છે તેથી તેમને દૈત્યો સાથે કોઈ વેર-વિરોધ અને ઉદ્વેગ પણ નથી. (તો, તેમણે આમ શા માટે કર્યું?) (૨) ભગવત્પ્રેમના સૌભાગ્યથી સંપન્ન હે અતિ-મહાભાગ્યવાન! અમારા ચિત્તમાં ભગવાનના સમત્વ વગેરે ગુણો વિશે ઘણો મોટો સંદેહ થઈ રહ્યો છે. તો, કૃપા કરીને તે સંદેહ દૂર કરો. (૩)

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે મહારાજ! ભગવાનના અદ્‌ભુત ચરિત્ર વિશે તમે ઘણો સુંદર પ્રશ્ન કર્યો; કારણ કે આવા પ્રસંગો પ્રહ્‌લાદ વગેરે ભક્તોના મહિમાથી પરિપૂર્ણ છે, જેનું શ્રવણ કરવાથી ભગવાન પ્રત્યે ભક્તિ વધે છે. (૪) આ પરમ પુણ્યમય પ્રસંગોને નારદજી વગેરે મહાત્માઓ ઘણા પ્રેમથી ગાતા રહે છે. હવે હું પોતાના પિતા શ્રીકૃષ્ણદ્વૈપાયન મુનિને નમસ્કાર કરીને ભગવાનની લીલાની કથાનું વર્ણન કરું છું. (૫) ભગવાન વાસ્તવમાં તો નિર્ગુણ, અજન્મા, અવ્યક્ત અને પ્રકૃતિથી પર છે. આમ હોવા છતાં પણ પોતાની માયાના ગુણોનો સ્વીકાર કરીને તેઓ બાધ્ય અને બાધક ભાવોને એટલે કે મરનાર અને મારનાર – બંનેનાં પરસ્પરવિરોધી રૂપોને ગ્રહણ કરે છે. (૬) સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ – આ પ્રકૃતિના ગુણ છે, પરમાત્માના નહીં. હે રાજન્! આ ત્રણે ગુણોનો પણ એકસાથે જ વિકાસ અને હ્રાસ થતો નથી. (૭) ભગવાન સમય-સંજોગ અનુસાર ગુણોનો સ્વીકાર કરે છે. તેઓ સત્ત્વગુણની વૃદ્ધિના સમયે દેવતાઓ અને ઋષિઓનો

જ્યોતિરાદિરિવાભાતિ સઙ્ઘાતાન્ન વિવિચ્યતે ।
વિદન્ત્યાત્માનમાત્મસ્થં મથિત્વા કવયોઽન્તતઃ ॥ ૯॥

યદા સિસૃક્ષુઃ પુર[1]આત્મનઃ પરો
રજઃ સૃજત્યેષ પૃથક્ સ્વમાયયા ।
સત્ત્વં વિચિત્રાસુ રિરંસુરીશ્વરઃ
શયિષ્યમાણસ્તમ ઈરયત્યસૌ ॥ ૧૦॥

કાલં ચરન્તં સૃજતીશ આશ્રયં
પ્રધાનપુમ્ભ્યાં નરદેવ સત્યકૃત્ ।
ય એષ રાજન્નપિ કાલ ઈશિતા
સત્ત્વં સુરાનીકમિવૈધયત્યતઃ ।
તત્પ્રત્યનીકાનસુરાન્ સુરપ્રિયો
રજસ્તમસ્કાન્ પ્રમિણોત્યુરુશ્રવાઃ ॥ ૧૧॥

અત્રૈવોદાહૃતઃ પૂર્વમિતિહાસઃ સુરર્ષિણા ।
પ્રીત્યા મહાક્રતૌ રાજન્ પૃચ્છતેઽજાતશત્રવે ॥ ૧૨॥

દૃષ્ટ્વા મહાદ્ભુતં રાજા રાજસૂયે મહાક્રતૌ ।
વાસુદેવે ભગવતિ સાયુજ્યં ચેદિભૂભુજઃ[2] ॥ ૧૩॥

તત્રાસીનં સુરઋષિં રાજા પાણ્ડુસુતઃ ક્રતૌ ।
પપ્રચ્છ વિસ્મિતમના મુનીનાં શૃણ્વતામિદમ્ ॥ ૧૪॥

*યુધિષ્ઠિર ઉવાચ*

અહો અત્યદ્ભુતં હ્યેતદ્દુર્લભૈકાન્તિનામપિ ।
વાસુદેવે પરે તત્ત્વે પ્રાપ્તિશ્ચૈદ્યસ્ય વિદ્વિષઃ ॥ ૧૫॥

એતદ્વેદિતુમિચ્છામઃ સર્વ એવ વયં મુને ।
ભગવન્નિન્દયા વેનો દ્વિજૈસ્તમસિ પાતિતઃ ॥ ૧૬॥

પ્રભાવ વધારે છે, રજોગુણની વૃદ્ધિના સમયે દૈત્યોનો અને તમોગુણની વૃદ્ધિના સમયે યક્ષો અને રાક્ષસોનો પ્રભાવ પણ તેઓ જ વધારે છે. (૮) જેમ વ્યાપક અગ્નિ કાષ્ઠ વગેરે ભિન્ન ભિન્ન આશ્રયોમાં રહેવા છતાં પણ તેમનાથી અલગ દેખાતો નથી, પરંતુ મંથન (ઘર્ષણ) કરવાથી તે પ્રગટ થાય છે; તેવી જ રીતે પરમાત્મા બધાં જ શરીરોમાં રહે છે છતાં પણ તેમનાથી અલગ દેખાતા નથી, પરંતુ વિચારશીલ મનુષ્યો હૃદય-મંથન કરીને તેમના સિવાયની બધી જ વસ્તુઓનો બાધ કરીને, અંતે (પોતાના) હૃદયમાં જ અંતર્યામીરૂપે તેમને પ્રાપ્ત કરી લે છે. (૯) જ્યારે પરમેશ્વર પોતાને માટે શરીરોનું નિર્માણ કરવાની ઇચ્છા કરે છે ત્યારે પોતાની માયાથી રજોગુણનું અલગ સર્જન કરે છે; જ્યારે તેઓ ચિત્ર-વિચિત્ર યોનિઓમાં રમણ કરવાની ઇચ્છા કરે છે ત્યારે સત્ત્વગુણનું સર્જન કરે છે અને જ્યારે તેઓ વિશ્વનો વિનાશ કરવાની ઇચ્છા કરે છે ત્યારે તમોગુણને વધારી દે છે. (૧૦) હે રાજન્! ભગવાન સત્યસંકલ્પ છે. તેઓ જ જગતની ઉત્પત્તિના નિમિત્તભૂત પ્રકૃતિ અને પુરુષના આશ્રય એવા કાળનું સર્જન કરે છે. તેથી તેઓ કાળને આધીન નથી, કાળ જ તેમને આધીન છે. હે પરીક્ષિત! આ કાળસ્વરૂપ ઈશ્વર જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ કરે છે ત્યારે તેઓ સત્ત્વમય દેવતાઓનું બળ વધારી દે છે અને ત્યારે જ તે પરમ-યશસ્વી દેવોના પ્રિય પરમાત્મા દેવોના વિરોધી, રજોગુણી તેમ જ તમોગુણી દૈત્યોનો સંહાર કરે છે. વાસ્તવમાં તો તેઓ સમ જ છે. (૧૧)

હે રાજન્! આ બાબતમાં દેવર્ષિ નારદજીએ ઘણા પ્રેમથી એક ઇતિહાસ કહ્યો હતો. આ તે સમયની વાત છે કે જ્યારે રાજસૂય યજ્ઞમાં તમારા દાદા યુધિષ્ઠિરે તેમને આ બાબતમાં એક પ્રશ્ન કર્યો હતો. (૧૨) તે મહાન રાજસૂય યજ્ઞમાં રાજા યુધિષ્ઠિરે પોતાની આંખો સામે એવી મોટી આશ્ચર્યજનક ઘટના જોઈ કે ચેદિરાજ શિશુપાલ સૌના દેખતાં જ ભગવાન શ્રીકૃષ્ણમાં સમાઈ ગયો. (૧૩) દેવર્ષિ નારદજી પણ ત્યાં જ બેઠેલા હતા. આ ઘટનાથી આશ્ચર્યચકિત થયેલા રાજા યુધિષ્ઠિરે મોટા મોટા મુનિઓથી ભરેલી સભામાં, તે યજ્ઞમંડપમાં જ દેવર્ષિ નારદજીને પૂછ્યું. (૧૪)

**યુધિષ્ઠિરે પૂછ્યું** – અહો! આ તો ઘણી વિચિત્ર વાત છે! પરમતત્ત્વ ભગવાન શ્રીકૃષ્ણમાં સમાઈ જવું એ તો મોટા મોટા અનન્ય ભક્તો માટે પણ દુર્લભ છે; તો પછી ભગવાન સાથે દ્વેષ કરનારા શિશુપાલને આ ગતિ શી રીતે પ્રાપ્ત થઈ? (૧૫) હે મુનિ! આનું રહસ્ય અમે બધા જ જાણવા ઇચ્છીએ છીએ. અગાઉના સમયમાં ભગવાનની નિંદા કરવાને કારણે

૧. પ્રા. પા. – પુનરાત્મનઃ । ૨. પ્રા. પા. – ભ્ભૂભૃતઃ ।

દમઘોષસુતઃ પાપ આરભ્ય કલભાષણાત્ ।
સમ્પ્રત્યમર્ષી ગોવિન્દે દન્તવક્ત્રશ્ચ દુર્મતિઃ ॥ ૧૭॥

શપતોરસકૃદ્વિષ્ણું યદ્બ્રહ્મ પરમવ્યયમ્ ।
શ્વિત્રો ન જાતો જિહ્વાયાં નાન્ધં વિવિશતુસ્તમઃ ॥ ૧૮॥

કથં તસ્મિન્ ભગવતિ દુરવગ્રાહધામનિ ।
પશ્યતાં સર્વલોકાનાં લયમીયતુરઞ્જસા ॥ ૧૯॥

એતદ્ ભ્રામ્યતિ મે બુદ્ધિર્દીપાર્ચિરિવ વાયુના ।
બ્રૂહ્યેતદદ્ભુતતમં ભગવાંસ્તત્ર[1] કારણમ્ ॥ ૨૦॥

શ્રીશુક ઉવાચ[2]

રાજ્ઞસ્તદ્વચ આકર્ણ્ય નારદો ભગવાનૃષિઃ ।
તુષ્ટઃપ્રાહ તમાભાષ્ય શૃણ્વત્યાસ્તત્સદઃ કથાઃ ॥ ૨૧॥

નારદ ઉવાચ

નિન્દનસ્તવસત્કારન્યક્કારાર્થં કલેવરમ્ ।
પ્રધાનપરયો રાજન્નવિવેકેન કલ્પિતમ્ ॥ ૨૨॥

હિંસા તદભિમાનેન દણ્ડપારુષ્યયોર્યથા ।
વૈષમ્યમિહ ભૂતાનાં મમાહમિતિ પાર્થિવ ॥ ૨૩॥

યન્નિબદ્ધોઽભિમાનોઽયં તદ્વધાત્પ્રાણિનાં વધઃ ।
તથા ન યસ્ય કૈવલ્યાદભિમાનોઽખિલાત્મનઃ ।
પરસ્ય દમકર્તુર્હિ હિંસા કેનાસ્ય કલ્પ્યતે ॥ ૨૪॥

તસ્માદ્વૈરાનુબન્ધેન નિર્વૈરેણ ભયેન વા ।
સ્નેહાત્કામેન વા યુઞ્જ્યાત્ કથઞ્ચિન્નેક્ષતે પૃથક્ ॥ ૨૫॥

યથા વૈરાનુબન્ધેન મર્ત્યસ્તન્મયતામિયાત્ ।
ન તથા ભક્તિયોગેન ઇતિ મે નિશ્ચિતા મતિઃ ॥ ૨૬॥

ઋષિઓએ રાજા વેનને નરકમાં નાખી દીધો હતો. (૧૬) દમઘોષના પુત્રો પાપાત્મા શિશુપાલ અને દુર્બુદ્ધિ દંતવક્ત્ર – બન્ને બાળપણથી આજ સુધી ભગવાન સાથે દ્વેષ જ કરતા રહ્યા છે. (૧૭) તેઓ અવિનાશી પરબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણને ઉન્મત્ત થઈને સતત ગાળો જ આપતા રહ્યા છે, પણ એના પરિણામસ્વરૂપ ન તો તેમની જીભે કોઢ થયો કે ન તો તેમને ઘોર અંધકારમય નરક પણ મળ્યું. (૧૮) ઊલટાનું, જે ભગવાનની પ્રાપ્તિ થવી અત્યંત દુષ્કર છે તેમનામાં જ આ બંને સૌના જોતાં જ અનાયાસ જ લીન થઈ ગયા – આનું શું કારણ? (૧૯) પવનની લહેરથી દીવાની જ્યોત જેમ ડોલે છે તેમ મારી બુદ્ધિ આ બાબતમાં ભ્રમિત થઈ રહી છે. તમે સર્વજ્ઞ છો, તો આ અદ્ભુત ઘટનાનું કારણ (રહસ્ય) કહી જણાવો. (૨૦)

**શ્રીશુકદેવજી કહે છે** – સર્વસમર્થ દેવર્ષિ નારદજી રાજા યુધિષ્ઠિરનો આ પ્રશ્ન સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તેમણે યુધિષ્ઠિરને સંબોધીને ભરી સભામાં સૌના સાંભળતાં આ કથા કહી. (૨૧)

**નારદજીએ કહ્યું** – હે રાજન્! નિંદા, સ્તુતિ, સત્કાર અને તિરસ્કાર – તો શરીરનાં જ થાય છે. આ શરીરની કલ્પના પ્રકૃતિ અને પુરુષનો યથાયોગ્ય વિવેક નહીં હોવાને કારણે જ માની લીધેલી છે. (૨૨) જ્યારે આ શરીરને જ પોતાનો આત્મા માની લેવામાં આવે છે ત્યારે 'આ હું છું' અને 'આ મારું છે' એવો ભાવ દૃઢ થઈ જાય છે. આ જ બધા ભેદભાવનું મૂળ છે. આને કારણે જ નિર્ભર્ત્સના અને ગાળો (દુર્વચનો)થી પીડા થાય છે. (૨૩) "આ શરીર મારું છે" એવા દેહાભિમાનને લીધે જીવને તેના શરીરનો વધ થતાં પોતાનો વધ થયો હોવાનું પ્રતીત થાય છે. પરંતુ જીવોના જેવું અભિમાન ભગવાનમાં નથી; કારણ કે તેઓ તો સર્વના આત્મા છે, અદ્વિતીય છે. તેઓ કોઈને શિક્ષા કરે છે તે પણ તેમના કલ્યાણ માટે જ કરે છે, નહીં કે ક્રોધવશ અને ઈર્ષ્યાવશ. તો પછી ભગવાન વિશે હિંસાની તો કલ્પના જ કેવી રીતે કરી શકાય? (૨૪) તેથી ચાહે વેરભાવથી, ચાહે ભક્તિભાવથી, ભયથી, પ્રેમથી કે કામનાથી પણ ભગવાન સાથે પોતાનો સંબંધ જોડી દેવો જોઈએ. કારણ કે ભગવાનની દૃષ્ટિમાં આવા વિવિધ ભાવોનો કોઈ ભેદ નથી. (૨૫) (હે યુધિષ્ઠિર!) મારો તો એવો નિશ્ચિત મત છે કે મનુષ્ય વેરભાવથી ભગવાનમાં

૧. પ્રા. પા. – ભગવન્નત્ર । ૨. પ્રા. પા. – શ્રીબાદરાયણિરુવાચ ।

કીટઃ પેશસ્કૃતા રુદ્ધઃ કુડ્યાયાં તમનુસ્મરન્ ।
સંરમ્ભભયયોગેન વિન્દતે તત્સરૂપતામ્ ॥ ૨૭॥

એવં કૃષ્ણે ભગવતિ માયામનુજ ઈશ્વરે ।
વૈરેણ પૂતપાપ્માનસ્તમાપુરનુચિન્તયા ॥ ૨૮॥

કામાદ્ દ્વેષાદ્ભયાત્સ્નેહાદ્યથા ભક્ત્યેશ્વરે મનઃ ।
આવેશ્ય તદઘં હિત્વા બહવસ્તદ્ગતિં ગતાઃ ॥ ૨૯॥

ગોપ્યઃ કામાદ્ભયાત્કંસો દ્વેષાચ્ચૈદ્યાદયો નૃપાઃ ।
સમ્બન્ધાદ્ વૃષ્ણયઃ સ્નેહાદ્યૂયં ભક્ત્યા વયં વિભો ॥ ૩૦॥

કતમોઽપિ ન વેનઃ સ્યાત્પઞ્ચાનાં પુરુષં પ્રતિ ।
તસ્માત્ કેનાપ્યુપાયેન મનઃ કૃષ્ણે નિવેશયેત્ ॥ ૩૧॥

માતૃષ્વસેયો વશ્ચૈદ્યો દન્તવક્ત્રશ્ચ પાણ્ડવ ।
પાર્ષદપ્રવરૌ વિષ્ણોર્વિપ્રશાપાત્પદાચ્ચ્યુતૌ[1] ॥ ૩૨॥

*યુધિષ્ઠિર ઉવાચ*

કીદૃશઃ કસ્ય વા શાપો હરિદાસાભિમર્શનઃ ।
અશ્રદ્ધેય ઈવાભાતિ હરેરેકાન્તિનાં ભવઃ ॥ ૩૩॥

દેહેન્દ્રિયાસુહીનાનાં વૈકુણ્ઠપુરવાસિનામ્ ।
દેહસમ્બન્ધસમ્બદ્ધમેતદાખ્યાતુમર્હસિ ॥ ૩૪॥

*નારદ ઉવાચ*

એકદા બ્રહ્મણઃ પુત્રા વિષ્ણોર્લોકં યદૃચ્છયા ।
સનન્દનાદયો જગ્મુશ્ચરન્તો ભુવનત્રયમ્ ॥ ૩૫॥

પઞ્ચષડ્ઢાયનાર્ભાભાઃ પૂર્વેષામપિ પૂર્વજાઃ ।
દિગ્વાસસઃ શિશૂન્ મત્વા દ્વાઃસ્થૌ તાન્ પ્રત્યષેધતામ્ ॥ ૩૬॥

જેટલો તન્મય થઈ જાય છે તેટલો ભક્તિયોગથી નથી થતો. (૨૬) ભમરી કીડાને લાવીને ભીંત પર પોતાના દરમાં બંધ કરી દે છે અને તે કીડો ભય તથા ઉદ્વેગથી ભમરીનું જ ચિંતન કરતો કરતો તેના જેવો જ થઈ જાય છે. (૨૭) આ જ વાત ભગવાન શ્રીકૃષ્ણ વિશે પણ છે. લીલાઓને લીધે મનુષ્ય દેખાતા હોવા છતાં પણ (વાસ્તવમાં) તેઓ સર્વશક્તિમાન ભગવાન જ છે. એમની સાથે વેર કરનારાઓ પણ તેમનું ચિંતન કરતાં-કરતાં પાપરહિત થઈ જઈને તેમને જ પામી ગયા છે. (૨૮) કોઈ એક નહીં, અનેક મનુષ્યો કામનાથી, દ્વેષથી, ભયથી અને પ્રેમથી પોતાના મનને ભગવાનમાં પરોવીને તેમ જ પોતાનાં બધાં જ પાપો ધોઈને એવી રીતે ભગવાનને પામી ગયા છે કે જેમ ભક્તો ભક્તિથી. (૨૯) હે મહારાજ! ભગવાનને પ્રાપ્ત કરવા ગોપીઓએ પ્રેમની તીવ્રતાથી, કંસે ભયથી, શિશુપાલ-દંતવક્ત્ર વગેરે રાજાઓએ દ્વેષથી, યાદવોએ પરિવારના સંબંધથી, તમે બધાએ સ્નેહથી અને અમે બધાએ ભક્તિથી પોતાનું મન ભગવાનમાં પરોવ્યું છે. (૩૦) ભક્તો સિવાય, ભગવાનનું ચિંતન કરનારા જે પાંચ પ્રકારના લોકો છે તેમાં રાજા વેનની તો કોઈનામાં પણ ગણતરી થતી નથી (કારણ કે તેણે કોઈ પણ પ્રકારે ભગવાનમાં મન જોડ્યું ન હતું). સારાંશ એ છે કે ગમે તે રીતે પણ પોતાનું મન ભગવાન શ્રીકૃષ્ણમાં તન્મય કરી દેવું જોઈએ. (૩૧) હે પાંડવ (યુધિષ્ઠિર)! વળી, તમારા મશિયાઈ ભાઈ શિશુપાલ અને દંતવક્ત્ર - એ બંનેય ભગવાન શ્રીવિષ્ણુના મુખ્ય પાર્ષદો હતા; તે બંનેએ બ્રાહ્મણોના શાપને લીધે પદચ્યુત (પોતાના સ્થાનેથી ભ્રષ્ટ) થવું પડ્યું હતું. (૩૨)

• **રાજા યુધિષ્ઠિરે પૂછ્યું** – (હે નારદજી!) ભગવાનના પાર્ષદોને પણ પ્રભાવિત કરનારો તે શાપ કોણે આપ્યો હતો અને તે કેવો હતો? ભગવાનના અનન્ય પ્રેમીજનો ફરી પાછા જન્મ-મરણરૂપી સંસારમાં આવે એ વાત કંઈક અવિશ્વસનીય જેવી લાગે છે. (૩૩) વૈકુંઠપુરીમાં વસનારાઓ તો પ્રાકૃત શરીર, ઇન્દ્રિયો અને પ્રાણથી પર હોય છે, તેમનો પ્રાકૃત શરીર સાથે સંબંધ શી રીતે થયો તે તમે (મને) અવશ્ય કહી સંભળાવો. (૩૪)

**નારદજીએ કહ્યું** – એક દિવસ બ્રહ્માના માનસપુત્રો સનકાદિ ઋષિઓ ત્રણે લોકમાં સ્વચ્છંદ વિચરણ કરતા કરતા વૈકુંઠમાં જઈ પહોંચ્યા. (૩૫) આમ તો તેઓ પૂર્વજોના પણ પૂર્વજ (સૌથી પ્રાચીન) છે, પરંતુ જાણે પાંચ-છ વર્ષના બાળકો હોય તેવા જણાય છે, (દિગંબર વેષમાં આવેલા) તેમને

૧. પ્રા. પા. – પદચ્યુતૌ ।

અશપન્ કુપિતા એવં યુવાં વાસં ન ચાર્હથઃ ।
રજસ્તમોભ્યાં રહિતે પાદમૂલે મધુદ્વિષઃ ।
પાપિષ્ઠામાસુરીં યોનિં બાલિશૌ યાતમાશ્વતઃ ॥ ૩૭॥

એવં શપ્તૌ સ્વભવનાત્ પતન્તૌ તૈઃ કૃપાલુભિઃ ।
પ્રોક્તૌ પુનર્જન્મભિર્વાં ત્રિભિર્લોકાય કલ્પતામ્ ॥ ૩૮॥

જજ્ઞાતે તૌ દિતેઃ પુત્રૌ દૈત્યદાનવવન્દિતૌ ।
હિરણ્યકશિપુર્જ્યેષ્ઠો હિરણ્યાક્ષોઽનુજસ્તતઃ ॥ ૩૯॥

હતો હિરણ્યકશિપુર્હરિણા સિંહરૂપિણા ।
હિરણ્યાક્ષો ધરોદ્ધારે બિભ્રતા સૌકરં વપુઃ ॥ ૪૦॥

હિરણ્યકશિપુઃ પુત્રં પ્રહ્લાદં કેશવપ્રિયમ્ ।
જિઘાંસુરકરોન્નાના યાતના મૃત્યુહેતવે ॥ ૪૧॥

સર્વભૂતાત્મભૂતં[1] તં પ્રશાન્તં સમદર્શનમ્ ।
ભગવત્તેજસા સ્પૃષ્ટં નાશક્નોદ્ધન્તુમુદ્યમૈઃ ॥ ૪૨॥

તતસ્તૌ રાક્ષસૌ જાતૌ કેશિન્યાં વિશ્રવઃસુતૌ ।
રાવણઃ કુમ્ભકર્ણશ્ચ સર્વલોકોપતાપનૌ[2] ॥ ૪૩॥

તત્રાપિ રાઘવો ભૂત્વા ન્યહનચ્છાપમુક્તયે ।
રામવીર્યં શ્રોષ્યસિ ત્વં માર્કણ્ડેયમુખાત્ પ્રભો ॥ ૪૪॥

તાવેવ ક્ષત્રિયૌ જાતૌ માતૃષ્વસ્રાત્મજૌ તવ ।
અધુના શાપનિર્મુક્તૌ કૃષ્ણચક્રહતાંહસૌ ॥ ૪૫॥

વૈરાનુબન્ધતીવ્રેણ ધ્યાનેનાચ્યુતસાત્મતામ્ ।
નીતૌ પુનર્હરેઃ પાર્શ્વં જગ્મતુર્વિષ્ણુપાર્ષદૌ ॥ ૪૬॥

સાધારણ બાળકો સમજીને દ્વારપાળોએ તેમને અંદર જતાં રોક્યા. (૩૬) તેથી તેઓ ક્રોધિત થઈ ગયા અને તેમણે દ્વારપાળોને શાપ આપ્યો કે "અરે મૂર્ખાઓ! ભગવાન શ્રીવિષ્ણુનાં ચરણો તો રજોગુણ-તમોગુણથી રહિત છે, તમે બંને તેમની સમીપ રહેવાને પાત્ર નથી, તો સત્વરે તમે અહીંથી પાપમયી અસુરયોનિમાં જાઓ." (૩૭) તેમણે આ પ્રમાણે શાપ આપ્યો કે તરત, તેઓ વૈકુંઠમાંથી નીચે પડવા લાગ્યા, ત્યારે તે કૃપાળુ ઋષિઓએ કહ્યું – "વારુ, ત્રણ જન્મોમાં આ શાપ ભોગવીને તમે ફરી પાછા વૈકુંઠમાં આવી જશો." (૩૮)

(હે યુધિષ્ઠિર!) તે બંને પાર્ષદો દિતિના પુત્રો થયા, મોટાનું નામ હિરણ્યકશિપુ અને એનાથી નાનાનું નામ હિરણ્યાક્ષ હતું. દૈત્યો અને દાનવોના સમાજમાં આ બંને સર્વશ્રેષ્ઠ હતા. (૩૯) ભગવાન શ્રીવિષ્ણુએ નરસિંહનું રૂપ ધારણ કરીને હિરણ્યકશિપુને માર્યો તથા પૃથ્વીનો ઉદ્ધાર કરતી વખતે વરાહનો અવતાર લઈને હિરણ્યાક્ષને માર્યો. (૪૦) હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રહ્લાદને, તે ભગવાનનો પ્રેમી હતો તે કારણે મારી નાખવા ઇચ્છ્યું અને એ માટે તેમને ઘણીબધી યાતનાઓ આપી. (૪૧) પરંતુ પ્રહ્લાદજી સર્વાત્મા ભગવાનના પરમપ્રિય ભક્ત હતા, સમદર્શી હતા, તેમના હૃદયમાં અચળ શાંતિ હતી; અને ભગવાનના પ્રભાવથી તેઓ સુરક્ષિત હતા, તેથી જાતજાતના પ્રયાસો કરવા છતાં પણ હિરણ્યકશિપુ તેમને મારી નાખવામાં અસમર્થ જ રહ્યો. (૪૨)

આ જ બંને બીજા જન્મમાં વિશ્રવા મુનિ વડે કેશિની (કૈકસી)ના ગર્ભથી રાક્ષસોના રૂપમાં જન્મ્યા; તેમનાં નામ હતાં – રાવણ અને કુંભકર્ણ. તેમના ઉપદ્રવોને લીધે બધા લોક ભડકે બળવા લાગ્યા હતા. (૪૩) તે સમયે પણ ભગવાને તેમને શાપમાંથી છોડાવવા માટે શ્રીરામરૂપે (અવતરીને) તેમનો વધ કર્યો. હે યુધિષ્ઠિર! તમે ભગવાન શ્રીરામનું ચરિત્ર માર્કણ્ડેય મુનિના મુખેથી સાંભળશો. (૪૪) તે જ બંને - જય અને વિજય આ ત્રીજા જન્મમાં તમારી માસીના દીકરા શિશુપાલ અને દંતવક્ત્રના રૂપમાં ક્ષત્રિયકુળમાં જન્મ્યા હતા. ભગવાન શ્રીકૃષ્ણના સુદર્શન ચક્રનો સ્પર્શ થતાં તેમનાં તમામ પાપ નષ્ટ થઈ ગયાં અને તેઓ સનકાદિ ઋષિઓના તે શાપમાંથી મુક્ત થઈ ગયા. (૪૫) વેરભાવને કારણે તેઓ સદૈવ ભગવાન શ્રીકૃષ્ણનું જ ચિંતન કર્યા કરતા હતા. તે જ ઉત્કટ તન્મયતાના પરિણામસ્વરૂપે તેમણે ભગવાનને પ્રાપ્ત કરી લીધા અને ફરીથી તેમના પાર્ષદો થઈને તેમની જ પાસે ચાલ્યા ગયા. (૪૬)

૧. પ્રા. પા. – તં સર્વભૂતસુહૃદં પ્રશા૦ । ૨. પ્રા. પા. – ૦તાપકૌ ।

*યુધિષ્ઠિર ઉવાચ*

વિદ્વેષો દયિતે પુત્રે કથમાસીન્મહાત્મનિ ।
બ્રૂહિ મે ભગવન્ યેન પ્રહ્લાદસ્યાચ્યુતાત્મતા ॥ ૪૭॥

**યુધિષ્ઠિરે પૂછ્યું** – હે ભગવન્! હિરણ્યકશિપુએ પોતાના સ્નેહપાત્ર પુત્ર પ્રહ્લાદ સાથે એટલો દ્વેષ શા માટે કર્યો? વળી, પ્રહ્લાદજી તો મહાત્મા હતા. સાથે સાથે તમે એ પણ કહી જણાવો કે પ્રહ્લાદજી કયા સાધનથી ભગવાનમાં તન્મય થઈ ગયા. (૪૭)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્લાદચરિતોપક્રમે[1] પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્લાદચરિત્ર-ઉપક્રમમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.**

═★═

# બીજો અધ્યાય

**હિરણ્યાક્ષનો વધ થવાથી હિરણ્યકશિપુએ પોતાની માતા અને કુટુંબીઓને સમજાવવાં**

*નારદ ઉવાચ*

ભ્રાતર્યેવં વિનિહતે હરિણા ક્રોડમૂર્તિના[2] ।
હિરણ્યકશિપૂ રાજન્ પર્યતપ્યદ્ રુષા શુચા ॥ ૧॥

આહ ચેદં રુષા ઘૂર્ણઃ સન્દષ્ટદશનચ્છદઃ ।
કોપોજ્જ્વલદ્ભ્યાં ચક્ષુર્ભ્યાં નિરીક્ષન્[3] ધૂમ્રમમ્બરમ્ ॥ ૨॥

કરાલદંષ્ટ્રોગ્રદૃષ્ટ્યા દુષ્પ્રેક્ષ્યભ્રુકુટીમુખઃ[4] ।
શૂલમુદ્યમ્ય સદસિ દાનવાનિદમબ્રવીત્ ॥ ૩॥

ભો ભો દાનવદૈતેયા દ્વિમૂર્ધંસ્ત્ર્યક્ષ શમ્બર ।
શતબાહો હયગ્રીવ નમુચે પાક ઇલ્વલ ॥ ૪॥

વિપ્રચિત્તે મમ વચઃ પુલોમન્ શકુનાદયઃ ।
શૃણુતાનન્તરં સર્વે ક્રિયતામાશુ મા ચિરમ્ ॥ ૫॥

સપત્નૈર્ઘાતિતઃ ક્ષુદ્રૈર્ભ્રાતા મે દયિતઃ સુહૃત્ ।
પાર્ષ્ણિગ્રાહેણ હરિણા સમેનાપ્યુપધાવનૈઃ[5] ॥ ૬॥

તસ્ય ત્યક્તસ્વભાવસ્ય ઘૃણેર્માયાવનૌકસઃ ।
ભજન્તં ભજમાનસ્ય બાલસ્યેવાસ્થિરાત્મનઃ ॥ ૭॥

**નારદજીએ કહ્યું** – હે રાજન્! વરાહ અવતાર ધારણ કરીને ભગવાને હિરણ્યાક્ષને મારી નાખ્યો ત્યારે ભાઈના આ પ્રમાણે માર્યા જવાથી હિરણ્યકશિપુ રોષથી બળી ઊઠ્યો અને શોકસંતપ્ત થઈ ગયો. (૧) તે ક્રોધથી કાંપતો, પોતાના દાંતોથી વારંવાર હોઠ ચાવવા લાગ્યો. ક્રોધથી ભભૂકતી આંખોની આગના ધુમાડાથી છવાયેલા આકાશ તરફ જોતો જોતો તે કહેવા લાગ્યો. (૨) તે સમયે વિકરાળ દાઢો, આગ ઓકતી ઉગ્ર દૃષ્ટિ અને ચડેલાં ભવાંને કારણે તેનું મોઢું જોયું જતું ન હતું. ત્રિશૂળ ઉઠાવીને તેણે ભરી સભામાં દ્વિમૂર્ધા, ત્ર્યક્ષ, શંબર, શતબાહુ, હયગ્રીવ, નમુચિ, પાક, ઇલ્વલ, વિપ્રચિત્તિ, પુલોમા, શકુન વગેરેને સંબોધીને કહ્યું – "અરે દૈત્યો અને દાનવો! તમે બધા મારી વાત સાંભળો અને ત્યારપછી હું જેમ કહું તેમ કરો. (૩-૫) તમે એ જાણો જ છો કે મારા ક્ષુદ્ર શત્રુઓએ વિષ્ણુ દ્વારા મારા પરમ પ્રિય અને હિતેચ્છુ ભાઈ (હિરણ્યાક્ષ)ને મરાવી નંખાવ્યો છે. જોકે તે (વિષ્ણુ) દેવો અને દૈત્યો – બંને પ્રત્યે સમભાવી છે, તોપણ સ્તુતિ કરીને દેવોએ તેને પોતાના પક્ષે કરી લીધો છે. (૬) આ વિષ્ણુ પહેલાં તો ઘણો શુદ્ધ અને નિષ્પક્ષ હતો, પણ હવે માયાથી વરાહ વગેરે રૂપ

૧. પ્રા. પા. – યુધિષ્ઠિરનારદસંવાદે । ૨. પ્રા. પા. – ૦રૂપિણા । ૩. પ્રા. પા. – નિરીક્ષ્ય ધૂ૦ । ૪. પ્રા. પા. – ૦ક્ષ્યો ભ્રૂ૦ ।
૫. પ્રા. પા. – ૦પ્યુપધારિતૈઃ ।

મચ્છૂલભિન્નગ્રીવસ્ય ભૂરિણા રુધિરેણ વૈ ।
રુધિરપ્રિયં તર્પયિષ્યે ભ્રાતરં મે ગતવ્યથઃ ॥ ૮॥

તસ્મિન્ કૂટેઽહિતે નષ્ટે કૃત્તમૂલે વનસ્પતૌ ।
વિટપા ઈવ શુષ્યન્તિ વિષ્ણુપ્રાણા દિવૌકસઃ ॥ ૯॥

તાવદ્યાત ભુવં યૂયં વિપ્રક્ષત્રસમેધિતામ્[1] ।
સૂદયધ્વં તપોયજ્ઞસ્વાધ્યાયવ્રતદાનિનઃ ॥ ૧૦॥

વિષ્ણુર્દ્વિજક્રિયામૂલો યજ્ઞો ધર્મમયઃ પુમાન્ ।
દેવર્ષિપિતૃભૂતાનાં ધર્મસ્ય ચ પરાયણમ્ ॥ ૧૧॥

યત્ર યત્ર દ્વિજા ગાવો વેદા વર્ણાશ્રમાઃ ક્રિયાઃ ।
તં તં જનપદં યાત સન્દીપયત વૃશ્ચત ॥ ૧૨॥

ઈતિ તે ભર્તૃનિર્દેશમાદાય શિરસાઽઽદૃતાઃ ।
તથા પ્રજાનાં કદનં વિદધુઃ કદનપ્રિયાઃ ॥ ૧૩॥

પુરગ્રામવ્રજોદ્યાનક્ષેત્રારામાશ્રમાકરાન્ ।
ખેટખર્વટઘોષાંશ્ચ દદહુઃ પત્તનાનિ ચ ॥ ૧૪॥

કેચિત્ખનિત્રૈર્બિભિદુઃ સેતુપ્રાકારગોપુરાન્ ।
આજીવ્યાંશ્ચિચ્છિદુર્વૃક્ષાન્ કેચિત્પરશુપાણયઃ ।
પ્રાદહન્ શરણાન્યન્યે પ્રજાનાં જ્વલિતોલ્મુકૈઃ ॥ ૧૫॥

એવં વિપ્રકૃતે લોકે દૈત્યેન્દ્રાનુચરૈર્મુહુઃ ।
દિવં દેવાઃ પરિત્યજ્ય ભુવિ ચેરુરલક્ષિતાઃ ॥ ૧૬॥

હિરણ્યકશિપુર્ભ્રાતુઃ સમ્પરેતસ્ય દુઃખિતઃ ।
કૃત્વા કટોદકાદીનિ ભ્રાતૃપુત્રાનસાન્ત્વયત્ ॥ ૧૭॥

ધારણ કરવા લાગ્યો છે અને પોતાના સ્વભાવથી ચ્યુત થઈ ગયો છે. બાળકની જેમ, જે તેની સેવા કરે તેના પક્ષે તે થઈ જાય છે, તેનું ચિત્ત સ્થિર નથી રહ્યું. (૭) હવે હું પોતાના આ શૂળથી તેનું ગળું કાપી નાખીશ અને તેના લોહીની ધારાથી પોતાના રુધિરપ્રેમી ભાઈનું તર્પણ કરીશ. ત્યારે જ કદાચ મારા હૃદયની પીડા શાન્ત થશે. (૮) તે માયાવી શત્રુનો નાશ થઈ જવાથી, બધા દેવો ઝાડનું મૂળ કપાઈ જવાથી (સુકાઈ જતી) ડાળીઓની જેમ આપોઆપ જ સુકાઈ જશે; કારણ કે વિષ્ણુ જ તેમના પ્રાણ છે. (૯) તેથી તમે અત્યારે જ પૃથ્વી પર જાઓ. આજકાલ ત્યાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો ઘણો વધારો થઈ ગયો છે. ત્યાં જે લોકો તપ, યજ્ઞ, સ્વાધ્યાય, વ્રત, દાન વગેરે શુભ કર્મો કરી રહ્યા હોય તે બધાંને મારી નાખો. (૧૦) વિષ્ણુનું મૂળ છે બ્રાહ્મણોનાં ધર્મ-કર્મ; કારણ કે યજ્ઞ અને ધર્મ જ તેનાં સ્વરૂપ છે. દેવો, ઋષિઓ, પિતૃઓ, સમસ્ત પ્રાણીઓ અને ધર્મનો તે જ પરમ આશ્રય છે. (૧૧) જ્યાં જ્યાં બ્રાહ્મણો, ગાયો, વેદ, વર્ણાશ્રમ અને ધર્મ-કર્મ હોય તે તે જનપદોમાં તમે જાઓ અને તેમને બાળી નાખો, ઉજ્જડ કરી નાખો.'' (૧૨)

દૈત્યો તો સ્વભાવે જ લોકોને પીડા આપીને સુખી થનારા છે. તે બધાઓએ દૈત્યરાજ હિરણ્યકશિપુની આજ્ઞા ઘણા આદરથી માથું નમાવીને સ્વીકારી લીધી અને તે અનુસાર તેઓ પ્રજાજનોને પીડવા લાગ્યા. (૧૩) તેમણે નગરો, ગામો, વ્રજ (ગાયોનાં નિવાસસ્થાનો), ઉદ્યાનો, ખેતરો, વિશ્રાંતિસ્થાનો, ઋષિઓના આશ્રમો, રત્ન વગેરેની ખાણો, ખેડૂતોની વસ્તીઓ, તળેટીનાં ગામો, નેસડાઓ (ભરવાડોના વસવાટો), વેપારનાં કેન્દ્રો એવાં મોટાં મોટાં શહેરો – એ બધાંને બાળી મૂક્યાં. (૧૪) કેટલાક દૈત્યોએ ખોદવાનાં હથિયારોથી મોટા મોટા પુલ, કોટકાંગરા અને નગરના દરવાજાઓ તોડી-ફોડી નાખ્યાં તથા બીજા કેટલાકે કુહાડીઓથી ફળ્યાં-ફૂલ્યાં, હર્યાંભર્યાં વૃક્ષો કાપી નાખ્યાં. કેટલાક દૈત્યોએ સળગતાં લાકડાંઓથી લોકોનાં ઘર બાળી નાખ્યાં. (૧૫) આ પ્રમાણે દૈત્યોએ નિર્દોષ પ્રજાને ભારે પીડિત કરી મૂકી. તે સમયે દેવો સ્વર્ગ છોડીને ગુપ્ત વેશે પૃથ્વી પર વિચરણ કરતા હતા. (૧૬)

(હે યુધિષ્ઠિર!) ભાઈના મૃત્યુને લીધે હિરણ્યકશિપુને ઘણું દુઃખ થયું હતું. જ્યારે તે તેની અંત્યેષ્ટિ ક્રિયા વગેરેથી પરવાર્યો ત્યારે પોતાના ભત્રીજાઓ શકુનિ, શંબર, ધૃષ્ટ, ભૂતસંતાપન, વૃક, કાલનાભ, મહાનાભ, હરિશ્મશ્રુ અને

૧. પ્રા. પા. – બ્રહ્મક્ષત્ર૦ ।

શકુનિં શમ્બરં ધૃષ્ટં ભૂતસન્તાપનં વૃકમ્ ।
કાલનાભં મહાનાભં હરિશ્મશ્રુમથોત્કચમ્ ॥ ૧૮॥

તન્માતરં રુષાભાનું દિતિં ચ જનનીં ગિરા ।
શ્લક્ષ્ણયા દેશકાલજ્ઞ ઇદમાહ જનેશ્વર ॥ ૧૯॥

*હિરણ્યકશિપુરુવાચ*

અમ્બામ્બ હે વધૂઃપુત્રા વીરં માઽર્હથ શોચિતુમ્ ।
રિપોરભિમુખે શ્લાઘ્યઃ શૂરાણાં વધ ઈપ્સિતઃ ॥ ૨૦॥

ભૂતાનામિહ સંવાસઃ પ્રપાયામિવ સુવ્રતે ।
દૈવેનૈકત્ર નીતાનામુન્નીતાનાં સ્વકર્મભિઃ[1] ॥ ૨૧॥

નિત્ય આત્માવ્યયઃ શુદ્ધઃ સર્વગઃ સર્વવિત્પરઃ ।
ધત્તેઽસાવાત્મનો લિઙ્ગં માયયા વિસૃજન્ગુણાન્ ॥ ૨૨॥

યથાઽમ્ભસા પ્રચલતા તરવોઽપિ ચલા ઇવ ।
ચક્ષુષા ભ્રામ્યમાણેન દૃશ્યતે ચલતીવ ભૂઃ ॥ ૨૩॥

એવં ગુણૈર્ભ્રામ્યમાણે મનસ્યવિકલઃ પુમાન્ ।
યાતિ તત્સામ્યતાં ભદ્રે હ્યલિઙ્ગો લિઙ્ગવાનિવ ॥ ૨૪॥

એષ આત્મવિપર્યાસો હ્યલિઙ્ગે લિઙ્ગભાવના[2] ।
એષ પ્રિયાપ્રિયૈર્યોગો વિયોગઃ કર્મસંસૃતિઃ ॥ ૨૫॥

સમ્ભવશ્ચ વિનાશશ્ચ શોકશ્ચ વિવિધઃ સ્મૃતઃ ।
અવિવેકશ્ચ ચિન્તા ચ વિવેકાસ્મૃતિરેવ ચ ॥ ૨૬॥

અત્રાપ્યુદાહરન્તીમમિતિહાસં પુરાતનમ્ ।
યમસ્ય પ્રેતબન્ધૂનાં સંવાદં તં નિબોધત ॥ ૨૭॥

ઉશીનરેષ્વભૂદ્ રાજા સુયજ્ઞ ઇતિ વિશ્રુતઃ ।
સપત્નૈર્નિહતો યુદ્ધે જ્ઞાતયસ્તમુપાસત[3] ॥ ૨૮॥

ઉત્કચને સાન્ત્વન આપ્યું. તેમની માતા રુષાભાનુને તથા પોતાની માતા દિતિને દેશકાળ અનુસાર મધુર વાણીથી સમજાવતાં તેણે કહ્યું. (૧૭-૧૯)

**હિરણ્યકશિપુએ કહ્યું** – મારી વહાલી માતા, વહુ અને પુત્રો! તમારે વીર હિરણ્યાક્ષ માટે કોઈ પ્રકારનો શોક કરવો જોઈએ નહીં. વીર પુરુષો તો એવું જ ઇચ્છે છે કે (યુદ્ધભૂમિમાં) પોતાના શત્રુઓ સામે તેમને હંફાવીને પોતે પ્રાણત્યાગ કરી દે; વીરો માટે આવું જ મૃત્યુ પ્રશંસનીય છે. (૨૦) હે દેવી! જેમ પરબ પર ઘણાબધા લોકો એકઠા થઈ જાય છે, પરંતુ તેમનું એ હળવું-મળવું થોડા સમય માટેનું જ હોય છે – બરાબર એવી જ રીતે જીવો પણ પોતાનાં કર્મોના ભેદે નસીબજોગે મળે છે અને વિખૂટા પડે છે. (૨૧) વાસ્તવમાં આત્મા તો નિત્ય, અવિનાશી, શુદ્ધ, સર્વગત, સર્વજ્ઞ છે અને દેહ-ઇન્દ્રિયો વગેરેથી ભિન્ન છે. તે અવિદ્યાને લીધે જ શરીર વગેરેની સૃષ્ટિ રચીને ભોગોના સાધનભૂત સૂક્ષ્મ શરીરનો સ્વીકાર કરે છે. (૨૨) જેમ હાલતા પાણીની સાથોસાથ તેમાં પ્રતિબિંબિત થતાં વૃક્ષો પણ હાલતાં હોય એમ દેખાય છે અને ફેરવવામાં આવતી આંખની સાથેસાથે સઘળી પૃથ્વી જ જાણે ફરતી હોય એમ દેખાય છે; તેવી જ રીતે હે કલ્યાણી! વિષયોને કારણે મન ભટકવા લાગે છે અને મન સાથે તાદાત્મ્ય કરીને તે નિર્વિકાર હોવા છતાં તે પણ ભટકવા લાગે છે. પરંતુ નિર્વિકાર હોવા છતાં વાસ્તવમાં આત્માનો સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીર સાથે કોઈ પણ સંબંધ નથી. (૨૩-૨૪) બધી રીતે શરીર-રહિત આત્માને શરીર સમજી લેવો એનું જ નામ અજ્ઞાન છે; અને એનાથી જ પ્રિય કે અપ્રિય વસ્તુઓનું મળવું કે વિખૂટા પડવું થાય છે, એનાથી જ કર્મોની સાથે સંબંધ થઈ જવાને કારણે સંસારમાં ભટકવું પડે છે. (૨૫) જન્મ, મરણ, અનેક પ્રકારના શોક, અવિવેક, ચિંતા અને વિવેક-વિસ્મરણ – એ બધાનું કારણ આ અજ્ઞાન જ છે. (૨૬) આ બાબતમાં એક પ્રાચીન ઇતિહાસ છે. જે મૃત્યુ પામેલા મનુષ્યનાં સગાંસંબંધીઓ સાથેનો યમરાજનો વાર્તાલાપ છે. તમે ધ્યાનથી તે સાંભળો. (૨૭)

ઉશીનર દેશમાં એક મહાન યશસ્વી રાજા હતો. તેનું નામ હતું સુયજ્ઞ. યુદ્ધમાં શત્રુઓએ તેને મારી નાખ્યો, ત્યારે તેના ભાઈબંધુઓ તેને વીંટળાઈને બેસી ગયા. (૨૮)

૧. પ્રા. પા. – તથાપ્રવઃ । ૨. પ્રા. પા. – ૦સાધના । ૩. પ્રા. પા. – ૦સતે ।

વિશીર્ણરત્નકવચં વિભ્રષ્ટાભરણસ્રજમ્ ।
શરનિર્ભિન્નહૃદયં શયાનમસૃગાવિલમ્ ॥ ૨૯॥

પ્રકીર્ણકેશં ધ્વસ્તાક્ષં રભસા દષ્ટદચ્છદમ્ ।
રજઃકુણ્ઠમુખામ્ભોજં છિન્નાયુધભુજં મૃધે ॥ ૩૦॥

તેનું રત્નજડિત કવચ છિન્નભિન્ન થઈ ગયું હતું, ઘરેણાં અને માળાઓ નષ્ટભ્રષ્ટ થઈ ગયાં હતાં, બાણોના પ્રહારથી તેનું હૃદય પણ વિંધાઈ ગયું હતું, શરીર લોહીથી લથપથ હતું, વાળ વિખેરાઈ ગયા હતા, આંખો બહાર આવી ગઈ હતી, ક્રોધના કારણે દાંતોથી તેના હોઠ દબાયેલા હતા, કમળ જેવું મુખ ધૂળથી ઢંકાઈ ગયું હતું, યુદ્ધમાં તેનાં શસ્ત્રો અને તેના હાથ કપાઈ ગયા હતા. (૨૯-૩૦)

ઉશીનરેન્દ્રં વિધિના તથા કૃતં
પતિં મહિષ્યઃ પ્રસમીક્ષ્ય દુઃખિતાઃ ।
હતાઃ સ્મ નાથેતિ કરૈરુરો ભૃશં
ઘ્નન્ત્યો મુહુસ્તત્પદયોરુપાપતન્ ॥ ૩૧॥

રુદત્ય ઉચ્ચૈર્દયિતાઙ્ઘ્રિપઙ્કજં
સિઞ્ચન્ત્ય અસ્રૈઃ કુચકુઙ્કુમારુણૈઃ ।
વિસ્રસ્તકેશાભરણાઃ શુચં[1] નૃણાં
સૃજન્ત્ય આક્રન્દનયા વિલેપિરે ॥ ૩૨॥

અહો વિધાત્રાઽકરુણેન નઃ પ્રભો
ભવાન્ પ્રણીતો દૃગગોચરાં દશામ્ ।
ઉશીનરાણામસિ વૃત્તિદઃ પુરા
કૃતોઽધુના યેન શુચાં વિવર્ધનઃ ॥ ૩૩॥

ત્વયા કૃતજ્ઞેન વયં મહીપતે
કથં વિના સ્યામ સુહૃત્તમેન તે ।
તત્રાનુયાનં તવ વીર પાદયોઃ
શુશ્રૂષતીનાં દિશ[2] યત્ર યાસ્યસિ ॥ ૩૪॥

એવં વિલપતીનાં વૈ પરિગૃહ્ય[3] મૃતં પતિમ્ ।
અનિચ્છતીનાં નિર્હારમર્કોઽસ્તં સંન્યવર્તત ॥ ૩૫॥

તત્ર હ પ્રેતબન્ધૂનામાશ્રુત્ય પરિદેવિતમ્ ।
આહ તાન્ બાલકો ભૂત્વા યમઃ સ્વયમુપાગતઃ ॥ ૩૬॥

દૈવવશાત્ પોતાના પતિ ઉશીનર-નરેશની આવી દશા થયેલી જોઈને રાણીઓને ઘણું દુઃખ થયું. 'હા નાથ! અમે અભાગણીઓ તો વગર મોતે મારી ગઈ!' – એમ કહીને તેઓ વારંવાર જોરજોરથી છાતી કૂટતી પોતાના પતિનાં ચરણો પાસે ઢળી પડી. (૩૧) તેઓ જોરજોરથી એટલું રડવા લાગી કે તેમના સ્તન પરના ચંદન સાથે ભળી જઈને વહેતાં લાલ-લાલ આંસુઓએ પ્રિયતમનાં ચરણકમળ પખાળી દીધાં. તેમના વાળ અને ઘરેણાં આમતેમ વિખેરાઈ ગયાં. તેઓ કરુણ આક્રંદ સાથે વિલાપ કરી રહી હતી, જેને સાંભળીને મનુષ્યોના હૃદયમાં શોકનો સંચાર થઈ જતો હતો. (૩૨) ''રે હાય! વિધાતા ઘણો ક્રૂર છે. હે સ્વામી! તેણે જ આજે તમને અમારી આંખો આગળથી અદૃશ્ય કરી દીધા. પહેલાં તો તમે સમસ્ત દેશવાસીઓના જીવનદાતા હતા, પણ આજે તેણે જ તમને એવા બનાવી દીધા છે કે તમે અમારો શોક વધારી રહ્યા છો. (૩૩) હે પતિદેવ! તમે ખૂબ કૃતજ્ઞ છો કે, અમારી થોડી-સરખી સેવાને પણ ઘણી કરીને માનતા હતા. હાય! હવે તમારા વિના અમે કેવી રીતે રહી શકીશું? અમે તો તમારાં ચરણોની દાસીઓ છીએ. હે વીરશ્રેષ્ઠ! તમે જ્યાં જઈ રહ્યા છો ત્યાં જ આવવાની અમને પણ આજ્ઞા આપો.'' (૩૪) તેઓ પોતાના પતિનું શબ પકડીને આ પ્રમાણે વિલાપ કરતી હતી. તે શબને અગ્નિદાહ માટે ત્યાંથી લઈ જવા દેવાની તેમને ઇચ્છા થતી ન હતી. એટલામાં જ સૂર્યાસ્ત થઈ ગયો. (૩૫) તે સમયે ઉશીનર-નરેશના સંબંધીઓએ જે વિલાપ કર્યો હતો તે સાંભળીને સ્વયં યમરાજ બાળકના વેશમાં ત્યાં આવ્યા અને તેમણે તે લોકોને કહ્યું. (૩૬)

યમ ઉવાચ

અહો અમીષાં વયસાઽધિકાનાં
વિપશ્યતાં લોકવિધિં વિમોહઃ ।

**યમરાજે કહ્યું** – અહો આશ્ચર્ય છે! આ લોકો તો મારા કરતાંય પીઢ છે. લોકોનું જન્મવું અને મરવું બરાબર જુએ છે છતાં પણ આટલાં મૂઢ થઈ રહ્યાં છે. અરે! આ

૧. પ્રા. પા. – નૃણાં શુચં । ૨. પ્રા. પા. – દિશિ । ૩. પ્રા. પા. – પ્રતિ૦ ।

યત્રાગતસ્તત્ર[1] ગતં મનુષ્યં
સ્વયં સધર્મા અપિ શોચન્ત્યપાર્થમ્ ॥ ૩૭॥

અહો વયં ધન્યતમા યદત્ર[2]
ત્યક્તાઃ પિતૃભ્યાં ન વિચિન્તયામઃ ।
અભક્ષ્યમાણા અબલા વૃકાદિભિઃ
સ રક્ષિતા રક્ષતિ યો હિ ગર્ભે ॥ ૩૮॥

ય ઈચ્છયેશઃ સૃજતીદમવ્યયો
ય એવ રક્ષત્યવલુમ્પતે ચ યઃ ।
તસ્યાબલાઃ ક્રીડનમાહુરીશિતુ-
શ્ચરાચરં નિગ્રહસઙ્ગ્રહે[3] પ્રભુઃ ॥ ૩૯॥

પથિ ચ્યુતં તિષ્ઠતિ દિષ્ટરક્ષિતં
ગૃહે સ્થિતં તદ્વિહતં વિનશ્યતિ ।
જીવત્યનાથોઽપિ તદીક્ષિતો વને
ગૃહેઽપિ ગુપ્તોઽસ્ય હતો ન જીવતિ ॥ ૪૦॥

ભૂતાનિ તૈસ્તૈર્નિજયોનિકર્મભિ-
ર્ભવન્તિ કાલે ન ભવન્તિ સર્વશઃ ।
ન તત્ર હાત્મા પ્રકૃતાવપિ સ્થિત-
સ્તસ્યા ગુણૈરન્યતમો નિબધ્યતે[4] ॥ ૪૧॥

ઈદં શરીરં પુરુષસ્ય મોહજં
યથા પૃથગ્ભૌતિકમીયતે ગૃહમ્ ।
યથૌદકૈઃ[5] પાર્થિવતૈજસૈર્જનઃ
કાલેન જાતો વિકૃતો વિનશ્યતિ ॥ ૪૨॥

યથાઽનલો દારુષુ ભિન્ન ઈયતે
યથાઽનિલો દેહગતઃ પૃથક્ સ્થિતઃ ।
યથા નભઃ સર્વગતં ન સજ્જતે
તથા પુમાન્ સર્વગુણાશ્રયઃ પરઃ ॥ ૪૩॥

મનુષ્ય જ્યાંથી આવ્યો હતો ત્યાં જ ચાલ્યો ગયો. આ લોકોએ પણ એક ને એક દિવસ ત્યાં જ જવાનું છે. તો પછી આ લોકો વ્યર્થ શા માટે આટલો શોક કરે છે? (૩૭) અમે તો તમારા કરતાં લાખ ગણા સારા છીએ, પરમ ધન્ય છીએ; કારણ કે અમારાં માતાપિતાએ અમને છોડી દીધા છે. અમારા શરીરમાં પર્યાપ્ત શક્તિ પણ નથી, તો પણ અમને કોઈ ચિંતા નથી. વરુ વગેરે હિંસક પ્રાણીઓ અમને કશી હાનિ પહોંચાડી શકતાં નથી. જેણે ગર્ભમાં રક્ષણ કર્યું હતું તે જ આ જીવનમાં પણ અમારું રક્ષણ કરતો રહે છે. (૩૮) હે દેવીઓ! જે અવિનાશી ઈશ્વર પોતાના આનંદ ખાતર આ જગતનું સર્જન કરે છે, પાલન કરે છે અને નાશ કરી દે છે તે પ્રભુનું આ (જગત) તો એક રમકડું માત્ર છે. તે આ ચરાચર જગતને શિક્ષા (દંડ) કે પુરસ્કાર આપવામાં સમર્થ છે. (૩૯) ભાગ્ય અનુકૂળ હોય તો રસ્તામાં પડી ગયેલી વસ્તુ પણ જેમની તેમ પડી રહે છે, પરંતુ ભાગ્ય પ્રતિકૂળ થવાથી ઘરની અંદર તિજોરીમાં મૂકેલી વસ્તુ પણ ખોવાઈ જાય છે. જીવ જંગલમાં પણ કોઈના સહારા વિના દૈવની કૃપાદૃષ્ટિથી ઘણા સમય સુધી જીવતો રહે છે, પરંતુ દૈવના વિપરીત થવાથી ઘરમાં સુરક્ષિત રહેલો હોવા છતાં પણ તે મરી જાય છે. (૪૦)

હે રાણીઓ! બધાં પ્રાણીઓનું મૃત્યુ પોતાનાં પૂર્વજન્મોનાં કર્મોની વાસના અનુસાર સમય આવ્યે થાય છે અને તે જ અનુસાર તેમનો જન્મ પણ થાય છે. પરંતુ આત્મા શરીરથી અત્યંત ભિન્ન છે, તેથી તે તેનામાં રહેલો હોવા છતાં પણ તેના જન્મ-મૃત્યુ સાથે તેનો કોઈ સંબંધ નથી. (૪૧) જેમ મનુષ્ય પોતાના મકાનને પોતાનાથી અલગ અને માટીનું (બનેલું) સમજે છે તેવી જ રીતે આ શરીર પણ (આત્માથી) અલગ અને માટીનું (બનેલું) છે. મનુષ્ય મોહને લીધે તેને પોતાનું સમજી લે છે. જેમ પાણીનો વિકાર પરપોટો છે, માટીનો વિકાર ઘડો છે અને સોનાનો વિકાર દાગીના છે. તે બધા રૂપાંતર થઈને નષ્ટ થઈ જાય છે તેવી જ રીતે જળ-માટી અને તેજ આદિ તત્ત્વોના વિકારથી બનેલું આ શરીર પણ કાળના પ્રભાવથી બને છે અને નષ્ટ થઈ જાય છે. (૪૨) જેમ લાકડામાં રહેલો વ્યાપક અગ્નિ સ્પષ્ટપણે જ તેનાથી અલગ છે, જેમ શરીરમાં રહેવા છતાં વાયુનો તેની સાથે કોઈ સંબંધ નથી, જેમ આકાશ સર્વત્ર એકસરખું (વ્યાપ્ત) રહેવા છતાં પણ કોઈનાય ગુણ અને દોષથી લેપાતું નથી – તેવી જ રીતે સમસ્ત દેહ અને ઇન્દ્રિયોમાં રહેનારો અને તેમનો આશ્રયભૂત આત્મા પણ તેમનાથી અલગ છે અને નિર્લિપ્ત છે. (૪૩)

૧. પ્રા. પા. – યત્રોદ્ભવઃ । ૨. પ્રા. પા. – યદેતત્ । ૩. પ્રા. પા. – સઙ્ગ્રહનિગ્રહે । ૪. પ્રા. પા. – ૦ઽપિ બદ્ધ્યતે । ૫. પ્રા. પા. – તથૌ૦ ।

સુયજ્ઞો નન્વયં શેતે મૂઢા યમનુશોચથ ।
યઃ શ્રોતા યોઽનુવક્તેહ સ ન દૃશ્યેત કર્હિચિત્ ॥ ૪૪॥

ન શ્રોતા નાનુવક્તાયં મુખ્યોઽપ્યત્ર મહાનસુઃ ।
યસ્ત્વિહેન્દ્રિયવાનાત્મા સ ચાન્યઃ પ્રાણદેહયોઃ ॥ ૪૫॥

ભૂતેન્દ્રિયમનોલિઙ્ગાન્ દેહાનુચ્ચાવચાન્ વિભુઃ ।
ભજત્યુત્સૃજતિ હ્યન્યસ્તચ્ચાપિ સ્વેન તેજસા ॥ ૪૬॥

યાવલ્લિઙ્ગાન્વિતો હ્યાત્મા તાવત્કર્મનિબન્ધનમ્ ।
તતો વિપર્યયઃ ક્લેશો માયાયોગોઽનુવર્તતે ॥ ૪૭॥

વિતથાભિનિવેશોઽયં યદ્ ગુણેષ્વર્થદૃગ્વચઃ ।
યથા મનોરથઃ સ્વપ્નઃ સર્વમૈન્દ્રિયકં મૃષા ॥ ૪૮॥

અથ નિત્યમનિત્યં વા નેહ શોચન્તિ તદ્વિદઃ ।
નાન્યથા શક્યતે કર્તું સ્વભાવઃ શોચતામિતિ ॥ ૪૯॥

લુબ્ધકો વિપિને કશ્ચિત્પક્ષિણાં નિર્મિતોઽન્તકઃ ।
વિતત્ય જાલં વિદધે તત્ર તત્ર પ્રલોભયન્ ॥ ૫૦॥

કુલિઙ્ગમિથુનં તત્ર વિચરત્સમદૃશ્યત ।
તયોઃ કુલિઙ્ગી સહસા લુબ્ધકેન પ્રલોભિતા ॥ ૫૧॥

સાઽસજ્જત શિચસ્તન્ત્યાં મહિષી કાલયન્ત્રિતા ।
કુલિઙ્ગસ્તાં તથાઽઽપન્નાં નિરીક્ષ્ય ભૃશદુઃખિતઃ ।
સ્નેહાદકલ્પઃ કૃપણઃ કૃપણાં પર્યદેવયત્ ॥ ૫૨॥

અહો અકરુણો દેવઃ સ્ત્રિયાઽઽકરુણયા વિભુઃ ।
કૃપણં માઽનુશોચન્ત્યા દીનયા કિં કરિષ્યતિ ॥ ૫૩॥

હે મૂરખાઓ! જેના માટે તમે બધાં શોક કરી રહ્યાં છો તે સુયજ્ઞ નામનું શરીર તો તમારી સામે પડેલું છે; તમે તેને જ જોતા હતા. તેનામાં જે સાંભળનારો અને બોલનારો હતો તે તો ક્યારેય કોઈને દેખાતો ન હતો. તો પછી આજે પણ તે ન દેખાતો હોય તો એમાં શોક શા માટે? (૪૪) ('પ્રાણ જ બોલનારો અને સાંભળનારો હતો તે નીકળી ગયો' એવી તમારી માન્યતા મૂર્ખતાભરેલી છે; કારણ કે સુષુપ્તિના સમયે પ્રાણ તો રહે જ છે, છતાં પણ તે નથી બોલતો કે નથી સાંભળતો.) શરીરમાં બધી ઇન્દ્રિયોની ચેષ્ટાના હેતુભૂત જે મહાપ્રાણ છે તે પ્રધાન હોવા છતાં પણ બોલનારો કે સાંભળનારો હોતો નથી; કારણ કે તે જડ છે. શરીર અને ઇન્દ્રિયો વડે બધા પદાર્થોનો દ્રષ્ટા જે આત્મા છે તે શરીર અને પ્રાણ બંનેથી ભિન્ન છે. (૪૫) જોકે તે પરિચ્છિન્ન (વિભક્ત) નથી, વ્યાપક છે તોપણ પાંચ ભૂતો, ઇન્દ્રિયો અને મનથી યુક્ત ઊંચ-નીચ (દેવ, મનુષ્ય, પશુ-પક્ષી વગેરે) શરીરોને ગ્રહણ કરે છે અને પોતાની વિવેકશક્તિથી મુક્ત પણ થઈ જાય છે. વાસ્તવમાં તે (આત્મા) આ બધાંથી અલગ છે. (૪૬) જ્યાં સુધી તે પાંચ પ્રાણ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, બુદ્ધિ અને મન – આ સત્તર તત્ત્વોથી બનેલા લિંગ-શરીર સાથે સંલગ્ન રહે છે ત્યાં સુધી કર્મોથી બંધાયેલો રહે છે અને આ બંધનને કારણે જ માયાને લીધે થતા મોહ અને ક્લેશ બરાબર તેની પાછળ પડેલા રહે છે. (૪૭) પ્રકૃતિના ગુણોને તથા તેમનાથી બનેલી વસ્તુઓને સત્ય સમજવાં અથવા કહેવાં એ મિથ્યા દુરાગ્રહ છે. મનોરથવેળાની કલ્પિત અને સ્વપ્નવેળાએ દેખાતી વસ્તુઓની જેમ જ ઇન્દ્રિયો વડે જે કંઈ ગ્રહણ કરવામાં આવે છે તે બધું મિથ્યા (અસત્) છે. (૪૮) તેથી શરીર અને આત્માનું તત્ત્વ જાણનારા મનુષ્યો નથી તો અનિત્ય શરીર માટે શોક કરતા કે નથી તો નિત્ય આત્મા માટે શોક કરતા. પરંતુ જ્ઞાનની દૃઢતા નહીં હોવાને કારણે જે લોકો શોક કરતા રહે છે તેમના સ્વભાવને બદલવાનું ઘણું મુશ્કેલ છે. (૪૯)

કોઈ જંગલમાં એક પારધી રહેતો હતો. પારધી તે કેવો, જાણે વિધાતાએ પક્ષીઓના કાળના રૂપમાં જ તેને રચ્યો હતો! ક્યાંય પણ તે જાળ બિછાવતો, બસ લલચાવીને પક્ષીઓને ફસાવી જ લેતો. (૫૦) એક દિવસ તેણે કુલિંગ પક્ષીના એક યુગલને ચારો ચણતાં જોયું. તે પારધીએ તે પૈકી માદા પક્ષીને તો તરત જ ફસાવી દીધું. (૫૧) કાળવશાત્ તે કુલિંગ-માદા જાળના ફંદામાં ફસાઈ ગઈ. નર-પક્ષીને પોતાની માદાની વિપત્તિ જોઈને ભારે દુઃખ થયું. તે બિચારો તેને છોડાવી શકે એમ તો હતો નહીં, બસ સ્નેહને લીધે તે બિચારી માદા માટે વિલાપ કરવા લાગ્યો. (૫૨) તે કહેવા લાગ્યો – "આમ તો વિધાતા

કામં નયતુ માં દેવઃ કિમર્ધેનાત્મનો હિ મે ।
દીનેન જીવતા દુઃખમનેન[1] વિધુરાયુષા ॥ ૫૪॥

કથં ત્વજાતપક્ષાંસ્તાન્ માતૃહીનાન્ બિભર્મ્યહમ્ ।
મન્દભાગ્યાઃ પ્રતીક્ષન્તે નીડે મે માતરં પ્રજાઃ ॥ ૫૫॥

એવં કુલિઙ્ગં વિલપન્તમારાત્
પ્રિયાવિયોગાતુરમશ્રુકણ્ઠમ્ ।
સ એવ તં શાકુનિકઃ શરેણ
વિવ્યાધ કાલપ્રહિતો વિલીનઃ ॥ ૫૬॥

એવં યૂયમપશ્યન્ત્ય આત્માપાયમબુદ્ધયઃ ।
નૈનં પ્રાપ્સ્યથ શોચન્ત્યઃ પતિં વર્ષશતૈરપિ ॥ ૫૭॥

*હિરણ્યકશિપુરુવાચ*

બાલ[2] એવં પ્રવદતિ સર્વે વિસ્મિતચેતસઃ ।
જ્ઞાતયો મેનિરે સર્વમનિત્યમયથોત્થિતમ્ ॥ ૫૮॥

યમ એતદુપાખ્યાય તત્રૈવાન્તરધીયત ।
જ્ઞાતયોઽપિ સુયજ્ઞસ્ય ચક્રુર્યત્સામ્પરાયિકમ્ ॥ ૫૯॥

તતઃ[3] શોચત મા યૂયં પરં[4] ચાત્માનમેવ ચ ।
ક આત્મા કઃ પરો વાત્ર સ્વીયઃ પારક્ય એવ વા ।
સ્વપરાભિનિવેશેન વિનાઽજ્ઞાનેન દેહિનામ્ ॥ ૬૦॥

*નારદ ઉવાચ*

ઇતિ દૈત્યપતેર્વાક્યં દિતિરાકર્ણ્ય સસ્નુષા ।
પુત્રશોકં ક્ષણાત્યક્ત્વા તત્ત્વે ચિત્તમધારયત્ ॥ ૬૧॥

સર્વ કાંઈ કરી શકે છે, પરંતુ તે છે ઘણો જ નિર્દય. આ મારી સહચરી એક તો રહી સ્ત્રીજાત અને બીજું, મુજ અભાગિયા સારુ શોક કરતી તે ઘણી દીનતાથી તરફડી રહી છે. એને લઈને તે વિધાતા કરશે શું? (૫૩) એને આનંદ થતો હોય તો મને લઈ જાય. આના વિના હું પોતાનું અધૂરું વિધુર-જીવન કે જે દીનતા અને દુઃખથી ભરેલું છે તે લઈને શું કરીશ? (૫૪) હજી તો મારાં અભાગિયાં બચ્ચાંઓને પાંખો પણ પૂરી ફૂટી નથી. પત્નીના મરી જવાથી તે માવિહોણાં બચ્ચાંઓને હું કેવી રીતે પાળીશ? અરે! માળામાં તેઓ પોતાની માતાની વાટ જોઈ રહ્યાં હશે.'' (૫૫) આ રીતે તે કુલિંગ-નર ઘણોબધો વિલાપ કરવા લાગ્યો. પોતાની સહચરીના વિયોગથી તે દુઃખાતુર થઈ રહ્યો હતો. આંસુઓને લીધે તેનું ગળું રૂંધાઈ ગયું હતું. ત્યાં સુધીમાં તો કાળની પ્રેરણાથી, પાસે જ સંતાઈ રહેલા તે પારધીએ એવું બાણ માર્યું કે તે પણ ત્યાં જ મૃત્યુ પામ્યો (૫૬). હે મૂર્ખ રાણીઓ! તમારી પણ આ જ દશા થવાની છે. તમને પોતાનું મૃત્યુ તો દેખાતું નથી અને એના માટે રડી રહી છો, છાતી કૂટી રહી છો! જો તમે સો વરસ સુધી આ જ રીતે શોકને લીધે છાતી કૂટતી રહેશો તોપણ હવે તમે આને મેળવી શકશો નહીં. (૫૭)

**હિરણ્યકશિપુએ કહ્યું** – તે યમરાજરૂપે આવેલા નાના-સરખા બાળકની આવી જ્ઞાનપૂર્ણ વાતો સાંભળીને તે બધાં જ વિસ્મય પામ્યાં. ઉશીનર-નરેશના ભાઈબંધુઓ અને તેની પત્નીઓએ એ વાત સમજી લીધી કે સમસ્ત સંસાર અને એનાં સુખદુઃખ – એ બધું જ અનિત્ય અને મિથ્યા છે. (૫૮) યમરાજ આ ઉપાખ્યાન સંભળાવીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. પછી સગાસંબંધીઓએ પણ સુયજ્ઞની અંત્યેષ્ટિ-ક્રિયા કરી. (૫૯) તેથી તમે બધાં પણ પોતાના માટે કે બીજા કોઈનાય માટે શોક ન કરો. આ સંસારમાં કોણ આત્મા છે અને કોણ આત્માથી ભિન્ન? શું પોતાનું છે અને શું પારકું? પ્રાણીઓને અજ્ઞાનને કારણે જ આ પોતાનું-પારકું એવો દુરાગ્રહ થઈ રહ્યો છે. આ ભેદબુદ્ધિનું અન્ય કોઈ કારણ નથી (સિવાય કે અજ્ઞાન). (૬૦)

**નારદજી બોલ્યા** – (હે યુધિષ્ઠિર!) પોતાની પુત્રવધૂની સાથે દિતિએ હિરણ્યકશિપુની આ વાત સાંભળીને તે જ ક્ષણે પુત્રશોક ત્યજી દીધો અને પોતાનું ચિત્ત પરમતત્ત્વ-સ્વરૂપ પરમાત્મામાં જોડી દીધું. (૬૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે[5] દિતિશોકાપનયનં નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત દિતિના શોકનું નિવારણ નામનો બીજો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – દુઃખં જીવેન । ૨. પ્રા. પા. – કાલ । ૩. પ્રા. પા. – અતઃ । ૪. પ્રા. પા. – પરમાત્માનમેવ ચ । ૫. પ્રા. પા. – સપ્તમે સ્કન્ધે દિતેઃ શોકાપનોદનો નામ ।

# ત્રીજો અધ્યાય

## હિરણ્યકશિપુની તપસ્યા અને વરદાનપ્રાપ્તિ

નારદ ઉવાચ

હિરણ્યકશિપૂ રાજન્નજેયમજરામરમ્ ।
આત્માનમપ્રતિદ્વન્દ્વમેકરાજં વ્યધિત્સત ॥ ૧॥

સ તેપે મન્દરદ્રોણ્યાં તપઃ પરમદારુણમ્ ।
ઊર્ધ્વબાહુર્નભોદૃષ્ટિઃપાદાઙ્ગુષ્ઠાશ્રિતાવનિઃ ॥ ૨॥

જટાદીધિતિભી રેજે સંવર્તાર્ક ઇવાંશુભિઃ ।
તસ્મિંસ્તપસ્તપ્યમાને દેવાઃ સ્થાનાનિ ભેજિરે ॥ ૩॥

તસ્ય મૂર્ધ્નઃ સમુદ્ભૂતઃ સધૂમોઽગ્નિસ્તપોમયઃ ।
તિર્યગૂર્ધ્વમધોલોકાનતપદ્ વિષ્વગીરિતઃ ॥ ૪॥

ચુક્ષુભુર્નદ્યુદન્વન્તઃ સદ્વીપાદ્રિશ્ચચાલ ભૂઃ ।
નિપેતુઃ સગ્રહાસ્તારા જજ્વલુશ્ચ દિશો દશ ॥ ૫॥

તેન તપ્તા દિવં ત્યક્ત્વા બ્રહ્મલોકં યયુઃ સુરાઃ ।
ધાત્રે વિજ્ઞાપયામાસુર્દેવદેવ જગત્પતે ॥ ૬॥

દૈત્યેન્દ્રતપસા તપ્તા દિવિ સ્થાતું ન શક્નુમઃ ।
તસ્ય ચોપશમં ભૂમન્ વિધેહિ યદિ મન્યસે ।
લોકા ન યાવન્નઙ્ક્ષ્યન્તિ બલિહારાસ્તવાભિભૂઃ[1] ॥ ૭॥

તસ્યાયં કિલ સઙ્કલ્પશ્ચરતો દુશ્ચરં તપઃ ।
શ્રૂયતાં કિં ન વિદિતસ્તવાથાપિ[2] નિવેદિતઃ ॥ ૮॥

સૃષ્ટ્વા ચરાચરમિદં તપોયોગસમાધિના ।
અધ્યાસ્તે સર્વધિષ્ણ્યેભ્યઃ પરમેષ્ઠી નિજાસનમ્ ॥ ૯॥

**નારદજીએ કહ્યું** – હે રાજન્ (યુધિષ્ઠિર)! હવે હિરણ્યકશિપુએ એવો વિચાર કર્યો કે 'હું અજેય, અજર, અમર અને સમસ્ત સંસારનો એકછત્ર સમ્રાટ બની જાઉં, કે જેથી કોઈ મારી સામે ઊભો સુધ્ધાં રહી શકે નહીં.' (૧) આ માટે તે મંદરાચલની તળેટીમાં જઈને અત્યંત દારુણ તપ કરવા લાગ્યો. ત્યાં તે હાથ ઊંચા રાખીને આકાશ તરફ જોતો રહીને પગના અંગૂઠાના બળ પર પૃથ્વી ઉપર ઊભો રહી ગયો. (૨) તેની જટાઓ પ્રલયકાળના સૂર્યનાં કિરણો જેવી ચમકી રહી હતી. જ્યારે તે આ પ્રમાણે તપમાં સંલગ્ન થઈ ગયો ત્યારે દેવો પોતપોતાનાં સ્થાનો અને પદો પર ફરીથી પ્રતિષ્ઠિત થઈ ગયા. (૩) ઘણા દિવસો સુધી તપ કર્યા પછી તેની તપસ્યાનો અગ્નિ ધુમાડા સાથે તેના માથામાંથી નીકળવા લાગ્યો અને તે ચારે તરફ ફેલાઈ જઈને ઉપર-નીચે તથા આજુબાજુમાં લોકોને બાળવા લાગ્યો. (૪) તેની જ્વાળાઓથી નદીઓ અને સમુદ્રો ઊકળવા લાગ્યાં, દ્વીપો અને પર્વતો સહિત પૃથ્વી ડગમગવા લાગી, ગ્રહો અને તારા તૂટી-તૂટીને નીચે પડવા લાગ્યા તથા જાણે કે દશે દિશાઓમાં આગ પ્રજ્વળી ઊઠી. (૫)

હિરણ્યકશિપુની આ તપોમયી આગની જ્વાળાઓથી સ્વર્ગના દેવો પણ દાઝવા લાગ્યા. તેઓ ગભરાઈને સ્વર્ગમાંથી બ્રહ્મલોકમાં ગયા અને તેમણે બ્રહ્માજીને પ્રાર્થના કરી – "હે દેવોના પણ આરાધ્યદેવ જગત્પતિ બ્રહ્માજી! અમે હિરણ્યકશિપુના તપની જ્વાળાથી બળી રહ્યા છીએ. અમે હવે સ્વર્ગમાં રહી શકીએ તેમ નથી. હે અનંત! હે સર્વાધ્યક્ષ! જો તમે યોગ્ય સમજો તો તમારી સેવા કરનારી પ્રજાનો નાશ થઈ જાય એ પહેલાં જ આ જ્વાળાનું શમન કરી દો. (૬-૭) હે ભગવન્! તમે સર્વ કંઈ જાણો જ છો, તોપણ અમે પોતાના તરફથી તમને એ જણાવીએ છીએ કે આ કયા આશયથી ઘોર તપ કરી રહ્યો છે. સાંભળો, તેનો વિચાર છે કે 'જેમ બ્રહ્માજી પોતાના તપ અને યોગના પ્રભાવ થકી આ ચરાચર જગતનું સર્જન કરીને બધા લોકોથી ઉપર સત્યલોકમાં વિરાજે છે તેવી જ રીતે હું પણ પોતાના ઉગ્ર તપ અને યોગના પ્રભાવ થકી તે જ પદ અને સ્થાન પ્રાપ્ત કરી લઈશ; કારણ કે સમય અસીમ છે અને આત્મા નિત્ય છે. એક જન્મમાં

૧. પ્રા. પા. – ૦સ્તથા વિભો । ૨. પ્રા. પા. – ૦સ્તવ સોઽપિ ।

તદહં વર્ધમાનેન તપોયોગસમાધિના ।
કાલાત્મનોશ્ચ નિત્યત્વાત્સાધયિષ્યે તથાઽઽત્મનઃ ॥ ૧૦॥

અન્યથેદં[1] વિધાસ્યેઽહમયથાપૂર્વમોજસા ।
કિમન્યૈઃ કાલનિર્ધૂતૈઃ કલ્પાન્તે વૈષ્ણવાદિભિઃ ॥ ૧૧॥

ઇતિ શુશ્રુમ નિર્બન્ધં તપઃ પરમમાસ્થિતઃ ।
વિધત્સ્વાનન્તરં યુક્તં સ્વયં ત્રિભુવનેશ્વર ॥ ૧૨॥

તવાસનં દ્વિજગવાં પારમેષ્ઠ્યં જગત્પતે ।
ભવાય શ્રેયસે ભૂત્યૈ ક્ષેમાય વિજયાય ચ ॥ ૧૩॥

ઇતિ વિજ્ઞાપિતો દેવૈર્ભગવાનાત્મભૂર્નૃપ ।
પરીતો ભૃગુદક્ષાદ્યૈર્યયૌ દૈત્યેશ્વરાશ્રમમ્ ॥ ૧૪॥

ન દદર્શ પ્રતિચ્છન્નં વલ્મીકતૃણકીચકૈઃ ।
પિપીલિકાભિરાચીર્ણમેદસ્ત્વઙ્માંસશોણિતમ્[2] ॥ ૧૫॥

તપન્તં તપસા લોકાન્ યથાઽભ્રાપિહિતં રવિમ્ ।
વિલક્ષ્ય વિસ્મિતઃ પ્રાહ પ્રહસન્ હંસવાહનઃ ॥ ૧૬॥

બ્રહ્મોવાચ

ઉત્તિષ્ઠોત્તિષ્ઠ ભદ્રં તે તપઃસિદ્ધોઽસિ કાશ્યપ ।
વરદોઽહમનુપ્રાપ્તો વ્રિયતામીપ્સિતો વરઃ ॥ ૧૭॥

અદ્રાક્ષમહમેતત્તે હૃત્સારં મહદદ્ભુતમ્ ।
દંશભક્ષિતદેહસ્ય પ્રાણા હ્યસ્થિષુ શેરતે ॥ ૧૮॥

નહીં તો અનેક જન્મોમાં, એક યુગમાં નહીં તો અનેક યુગોમાં. (૮-૧૦) પોતાના તપોબળથી હું પાપ-પુણ્ય વગેરેના નિયમોને બદલી નાખીને આ સંસારમાં એવું ઊલટુંસૂલટું કરી દઈશ, કે જેવું પહેલાં ક્યારેય હતું નહીં. વૈષ્ણવ વગેરે પદોની તો શી વિસાત, કારણ કે કલ્પના અંતમાં તેમણે પણ કાળનો કોળિયો બનવું પડે છે.'* (૧૧) અમે સાંભળ્યું છે કે આવી હઠ લઈને જ તે ઘોર તપ કરવા મચી પડ્યો છે. તમે ત્રણે લોકના સ્વામી છો; હવે તમે જે યોગ્ય સમજો તે કરો. (૧૨) હે બ્રહ્માજી! તમારું આ સર્વશ્રેષ્ઠ પરમેષ્ઠિ-પદ બ્રાહ્મણો અને ગાયોના સંવર્ધન, કલ્યાણ, વિભૂતિ, કુશળક્ષેમ અને વિજય માટે જ છે (જો આ પદ હિરણ્યકશિપુને હસ્તગત થઈ જશે તો સજ્જનો પર સંકટોના પહાડ તૂટી પડશે).'' (૧૩)

હે યુધિષ્ઠિર! દેવોએ જ્યારે ભગવાન બ્રહ્માજીને આ પ્રમાણે નિવેદન કર્યું ત્યારે તેઓ ભૃગુ, દક્ષ વગેરે પ્રજાપતિઓની સાથે હિરણ્યકશિપુના આશ્રમ પર ગયા. (૧૪) ત્યાં જઈને, પહેલાં તો તેઓ તેને જોઈ જ ન શક્યા; કારણ કે ઊધઈની માટી, ઘાસ અને વાંસના વૃક્ષોથી તેમનું શરીર ઢંકાઈ ગયું હતું; કીડીઓ તેનાં મેદ (ચરબી), ત્વચા, માંસ અને લોહી ચાટી-ચૂસી ગઈ હતી. (૧૫) વાદળોથી ઢંકાયેલા સૂર્ય જેવો તે પોતાના તપના તેજથી લોકોને તપાવી રહ્યો હતો. તેને જોઈને બ્રહ્માજી પણ વિસ્મિત થઈ ગયા. પછી તેમણે હસતાં હસતાં કહ્યું. (૧૬)

**બ્રહ્માજીએ કહ્યું** – હે કશ્યપસુત હિરણ્યકશિપુ! ઊઠો, જાગો! તમારું કલ્યાણ થાઓ. હવે તમારી તપસ્યા સિદ્ધ થઈ ગઈ છે. હું તમને વરદાન આપવા આવ્યો છું. તમારી જે ઇચ્છા હોય, નિઃસંકોચપણે તે માગી લો. (૧૭) મેં તમારા હૃદયનું અદ્‌ભુત બળ જોઈ લીધું. અરે! મચ્છરોએ તમારું શરીર ફોલી ખાધું છે તોપણ તમારા પ્રાણ અસ્થિમાત્રના સહારે ટકેલા છે. (૧૮)

૧. પ્રા. પા. – અન્યથૈવ । ૨. પ્રા. પા. – વ્રાકીર્ણમસ્થિત્વઙ્ । 

* જોકે વૈષ્ણવપદ (વૈકુંઠ વગેરે શાશ્વતધામ) અવિનાશી છે, પરંતુ હિરણ્યકશિપુ પોતાની આસુરી બુદ્ધિને કારણે તે નિત્યધામને કલ્પના અંતે નાશ પામનારું માનતો હતો. તામસી બુદ્ધિમાં બધું વિપરીત જ દેખાતું હોય છે.

નૈતત્પૂર્વર્ષયશ્ચક્રુર્ન કરિષ્યન્તિ ચાપરે ।
નિરમ્બુર્ધારયેત્પ્રાણાન્ કો વૈ દિવ્યસમાઃ શતમ્ ॥ ૧૯॥

વ્યવસાયેન તેઽનેન દુષ્કરેણ મનસ્વિનામ્ ।
તપોનિષ્ઠેન ભવતા જિતોઽહં દિતિનન્દન ॥ ૨૦॥

તતસ્ત આશિષઃ સર્વા દદામ્યસુરપુઙ્ગવ ।
મર્ત્યસ્ય તે અમર્ત્યસ્ય દર્શનં નાફલં મમ ॥ ૨૧॥

નારદ ઉવાચ

ઇત્યુક્ત્વાઽઽદિભવો દેવો ભક્ષિતાઙ્ગં પિપીલિકૈઃ ।
કમણ્ડલુજલેનૌક્ષદ્દિવ્યેનામોઘરાધસા ॥ ૨૨॥

સ તત્કીચકવલ્મીકાત્ સહઓજોબલાન્વિતઃ[1] ।
સર્વાવયવસમ્પન્નો વજ્રસંહનનો યુવા ।
ઉત્થિતસ્તપ્તહેમાભો વિભાવસુરિવૈધસઃ ॥ ૨૩॥

સ નિરીક્ષ્યામ્બરે દેવં હંસવાહમવસ્થિતમ્ ।
નનામ શિરસા ભૂમૌ તદ્દર્શનમહોત્સવઃ ॥ ૨૪॥

ઉત્થાય પ્રાઞ્જલિઃ પ્રહ્વ ઈક્ષમાણો દૃશા વિભુમ્ ।
હર્ષાશ્રુપુલકોદ્ભેદો[2] ગિરા ગદ્ગદયાઽગૃણાત્ ॥ ૨૫॥

હિરણ્યકશિપુરુવાચ

કલ્પાન્તે કાલસૃષ્ટેન યોઽન્ધેન[3] તમસાઽઽવૃતમ્ ।
અભિવ્યનગ્[4] જગદિદં સ્વયંજ્યોતિઃ સ્વરોચિષા ॥ ૨૬॥

આત્મના ત્રિવૃતા ચેદં સૃજત્યવતિ લુમ્પતિ ।
રજઃસત્ત્વતમોધામ્ને પરાય મહતે નમઃ ॥ ૨૭॥

આવી કઠણ તપસ્યા આ પહેલાં (ભૂતકાળમાં) કોઈ ઋષિએ કરી નથી અને આગળ પણ કોઈ કરી શકશે નહિ. ભલા, એવું તે કોણ છે કે જે દેવતાઓનાં સો વર્ષ સુધી પાણી વિના જીવિત રહી શકે? (૧૯) હે દિતિનંદન (હિરણ્યકશિપુ)! તમારું આ કામ મોટા મોટા ધીરપુરુષો માટે પણ દુષ્કર છે. મને તમે (પોતાની) આ તપોનિષ્ઠાથી પોતાના વશમાં કરી લીધો છે. (૨૦) હે અસુરશ્રેષ્ઠ! આનાથી પ્રસન્ન થયેલો હું તમને તમે જે કંઈ માગો તે આપી દઈશ. તમે છો મરણધર્મા અને હું છું અમર! તેથી તમને મારું આ દર્શન નિષ્ફળ થઈ શકે નહીં. (૨૧)

**નારદજી કહે છે –** (હે યુધિષ્ઠિર!) આ પ્રમાણે કહીને બ્રહ્માજીએ તે હિરણ્યકશિપુના કીડીઓથી ફોલી ખવાયેલા શરીર પર પોતાના કમંડળનું દિવ્ય અને અમોઘ (કદીય નિષ્ફળ નહીં થનારું) પ્રભાવશાળી જળ છાંટ્યું. (૨૨) જેમ લાકડાંના ઢગલામાંથી આગ ભભૂકી ઊઠે તેવી જ રીતે તે જળ છાંટતાં જ વાંસ અને ઊધઈની માટી વચ્ચેથી તે બહાર નીકળી ઊભો થઈ ગયો. તે સમયે તેનું શરીર બધા અવયવોથી સંપૂર્ણ તેમ જ બળવાન થઈ ગયું, ઇન્દ્રિયોમાં શક્તિ આવી ગઈ અને મનમાં ચેતના આવી ગઈ. તેનાં બધાં અંગો વજ્ર જેવાં કઠોર અને તપાવેલા સુવર્ણ જેવાં ચમકદાર થઈ ગયાં હતાં. તે નવયુવાન થઈને ઊભો થઈ ગયો. (૨૩) તેણે જોયું કે આકાશમાં હંસ પર આરૂઢ બ્રહ્માજી ઉપસ્થિત છે. તેમને જોઈને તેને ઘણો આનંદ થયો. પોતાનું માથું જમીન પર ટેકવીને તેણે તેમને નમસ્કાર કર્યા. (૨૪) પછી હાથ જોડીને નમ્રભાવે ઊભો થયો અને અત્યંત પ્રેમપૂર્વક પોતાનાં નિષ્પલક નેત્રોથી તેમને નિહાળતો રહીને ગદ્ગદ વાણીથી સ્તુતિ કરવા લાગ્યો. તે સમયે તેનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુ ઊભરાઈ રહ્યાં હતાં અને આખું શરીર પુલકિત થઈ રહ્યું હતું. (૨૫)

**હિરણ્યકશિપુએ (સ્તુતિ કરતાં) કહ્યું –** (હે પ્રભુ!) કલ્પના અંતમાં આ સમસ્ત સૃષ્ટિ કાળથી પ્રેરિત તમોગુણથી – ગાઢ અંધકારથી ઢંકાઈ ગઈ હતી, તે સમયે સ્વયંપ્રકાશ-સ્વરૂપ આપે પોતાના તેજથી તેને ફરીથી પ્રગટ કરી હતી. (૨૬) આપ જ પોતાના ત્રિગુણમયરૂપે આ સૃષ્ટિની રચના, તેનું રક્ષણ અને તેનો સંહાર કરો છો. આપ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણના આશ્રય છો. આપ જ સર્વાતીત

૧. પ્રા. પા. – સહતેજોબ૦ । ૨. પ્રા. પા. – ૦કોદ્ભૂતો । ૩. પ્રા. પા. – સોઽન્ધેન । ૪. પ્રા. પા. – અભિવ્યઞ્જજ્જગ૦ ।

નમ આદ્યાય બીજાય જ્ઞાનવિજ્ઞાનમૂર્તયે ।
પ્રાણેન્દ્રિયમનોબુદ્ધિવિકારૈર્વ્યક્તિમીયુષે ॥ ૨૮॥

ત્વમીશિષે જગતસ્તસ્થુષશ્ચ
પ્રાણેન મુખ્યેન પતિઃ પ્રજાનામ્ ।
ચિત્તસ્ય ચિત્તેર્મનઇન્દ્રિયાણાં
પતિર્મહાન્ ભૂતગુણાશયેશઃ ॥ ૨૯॥

ત્વં સપ્તતન્તૂન્ વિતનોષિ તન્વા
ત્રય્યા ચાતુર્હોત્રકવિદ્યયા ચ ।
ત્વમેક આત્માઽઽત્મવતામનાદિ-
રનન્તપારઃ કવિરન્તરાત્મા ॥ ૩૦॥

ત્વમેવ કાલોઽનિમિષો જનાના-
માયુર્લવાદ્યાવયવૈઃ ક્ષિણોષિ ।
કૂટસ્થ આત્મા પરમેષ્ઠ્યજો મહાં-
સ્ત્વં જીવલોકસ્ય ચ જીવ આત્મા ॥ ૩૧॥

ત્વત્તઃ પરં નાપરમપ્યનેજ-
દેજચ્ચ કિઞ્ચિદ્ વ્યતિરિક્તમસ્તિ ।
વિદ્યાઃ કલાસ્તે તનવશ્ચ સર્વા
હિરણ્યગર્ભોઽસિ બૃહત્ત્રિપૃષ્ઠઃ ॥ ૩૨॥

વ્યક્તં વિભો સ્થૂલમિદં શરીરં
યેનેન્દ્રિયપ્રાણમનોગુણાંસ્ત્વમ્ ।
ભુઙ્ક્ષે સ્થિતો ધામનિ પારમેષ્ઠ્ય
અવ્યક્ત આત્મા પુરુષઃ પુરાણઃ ॥ ૩૩॥

અનન્તાવ્યક્તરૂપેણ યેનેદમખિલં તતમ્ ।
ચિદચિચ્છક્તિયુક્તાય તસ્મૈ ભગવતે નમઃ ॥ ૩૪॥

યદિ દાસ્યસ્યભિમતાન્ વરાન્મે વરદોત્તમ ।
ભૂતેભ્યસ્ત્વદ્વિસૃષ્ટેભ્યો મૃત્યુર્મા ભૂન્મમ પ્રભો ॥ ૩૫॥

નાન્તર્બહિર્દિવા નક્તમન્યસ્માદપિ ચાયુધૈઃ ।
ન ભૂમૌ નામ્બરે મૃત્યુર્ન નરૈર્ન મૃગૈરપિ ॥ ૩૬॥

અને મહાન છો. આપને હું નમસ્કાર કરું છું. (૨૭) આપ જ જગતનું આદિકારણ છો. જ્ઞાન અને વિજ્ઞાન આપની મૂર્તિઓ છે. પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે વિકારો વડે આપે પોતાને પ્રગટ કર્યા છે. (૨૮) આપ મુખ્યપ્રાણ સૂત્રાત્મારૂપે ચરાચર જગતને પોતાના નિયંત્રણમાં રાખો છો. આપ જ પ્રજાના રક્ષક પણ છો. હે ભગવન્! ચિત્ત, ચેતના, મન અને ઇન્દ્રિયોના સ્વામી આપ જ છો. પંચભૂતો, શબ્દાદિ વિષય અને તેમના સંસ્કારોના રચયિતા પણ, મહત્તત્ત્વના રૂપમાં આપ જ છો. (૨૯) હોતા, અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્‌ગાતા — આ ઋત્વિજોથી થતા યજ્ઞનું પ્રતિપાદન કરનારા વેદ આપનું જ શરીર છે. તેમના વડે જ આપ અગ્નિષ્ટોમ વગેરે સાત યજ્ઞોનો વિસ્તાર કરો છો. આપ જ સમસ્ત પ્રાણીઓના આત્મા છો; કારણ કે આપ અનાદિ, અનંત, અપાર, સર્વજ્ઞ અને અંતર્યામી છો. (૩૦) આપ જ કાળ છો; આપ પ્રતિક્ષણ સાવધાનીપૂર્વક પોતાના ક્ષણ, લવ વગેરે વિભાગો વડે લોકોનું આયુષ્ય ક્ષીણ કરતા રહો છો. આમ છતાં આપ તો નિર્વિકાર જ છો; કારણ કે આપ જ્ઞાનસ્વરૂપ, પરમેશ્વર, અજન્મા, મહાન અને સમસ્ત જીવોના જીવનદાતા અંતરાત્મા છો. (૩૧) હે પ્રભુ! કાર્ય, કારણ, ચલ, અચલ એવી કોઈ પણ વસ્તુ નથી કે જે આપનાથી ભિન્ન હોય. સમસ્ત વિદ્યાઓ અને કળાઓ એ આપનું શરીર છે. આપ ત્રિગુણમયી માયાથી અતીત સ્વયં બ્રહ્મ છો. આ સ્વર્ણમય બ્રહ્માંડ આપના ગર્ભમાં સ્થિત છે. આપ તેને પોતાનામાં જ પ્રગટ કરો છો. (૩૨) હે પ્રભુ! આ વ્યક્ત બ્રહ્માંડ આપનું સ્થૂળ શરીર છે; એનાથી આપ ઇન્દ્રિયો, પ્રાણ અને મનના વિષયોનો ઉપભોગ કરો છો; પરંતુ તે સમયે પણ આપ પોતાના પરમ ઐશ્વર્યમય સ્વરૂપમાં જ સ્થિત રહો છો. વાસ્તવમાં આપ પુરાણપુરુષ, સ્થૂળ-સૂક્ષ્મથી પર બ્રહ્મસ્વરૂપ જ છો. (૩૩) આપ પોતાના અનંત અને અવ્યક્ત સ્વરૂપથી સમસ્ત જગતમાં વ્યાપ્ત છો. ચેતન અને અચેતન એ બંનેય તમારી શક્તિઓ છે. હે ભગવન્! હું આપને નમસ્કાર કરું છું. (૩૪)

હે પ્રભુ! આપ તમામ વરદાતાઓમાં શ્રેષ્ઠ છો. આપ જો મને અભીષ્ટ વરદાન આપવા ઇચ્છો છો તો એવું વરદાન આપો કે આપે સર્જેલા કોઈ પણ પ્રાણીથી — ભલે તે મનુષ્ય હોય કે પશુ, પ્રાણી હોય કે અપ્રાણી, દેવ હોય કે દૈત્ય અથવા નાગ વગેરે હોય — કોઈનાથી પણ મારું મૃત્યુ ન થાય; અંદર કે બહાર, દિવસે કે રાત્રે, આપે સર્જેલાં પ્રાણીઓ ઉપરાંત અન્ય કોઈ પણ જીવથી, અસ્ત્ર કે શસ્ત્રથી, પૃથ્વી પર કે આકાશમાં - ક્યાંય પણ મારું મૃત્યુ ન થાય; યુદ્ધમાં કોઈ

વ્યસુભિર્વાઽસુમદ્ભિર્વા સુરાસુરમહોરગૈઃ ।
અપ્રતિદ્વન્દ્વતાં યુદ્ધે ઐકપત્યં ચ દેહિનામ્ ॥ ૩૭॥

સર્વેષાં લોકપાલાનાં મહિમાનં યથાઽઽત્મનઃ ।
તપોયોગપ્રભાવાણાં યન્ન રિષ્યતિ કર્હિચિત્ ॥ ૩૮॥

મારો પ્રતિકાર ન કરી શકે; હું સમસ્ત પ્રાણીઓનો એકછત્ર સમ્રાટ થાઉં; (૩૫-૩૭) ઇન્દ્ર વગેરે સમસ્ત લોકપાલોમાં જેવો આપનો મહિમા છે તેવો જ મારો પણ થાય; તપસ્વીઓ અને યોગીઓને જે ઐશ્વર્ય પ્રાપ્ત થયેલું છે તે જ મને પણ પ્રાપ્ત થાય. (૩૮)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે [1]હિરણ્યકશિપોર્વરયાચનં નામ તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥

સાતમા સ્કંધ-અંતર્ગત હિરણ્યકશિપુની વરદાનની યાચના નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

═★═

# ચોથો અધ્યાય

## હિરણ્યકશિપુના અત્યાચારોનું અને પ્રહ્લાદના ગુણોનું વર્ણન

નારદ ઉવાચ

એવં વૃતઃ શતધૃતિર્હિરણ્યકશિપોરથ ।
પ્રાદાત્તત્તપસા પ્રીતો વરાંસ્તસ્ય સુદુર્લભાન્ ॥ ૧॥

બ્રહ્મોવાચ

તાતેમે દુર્લભાઃ પુંસાં યાન્ વૃણીષે વરાન્ મમ ।
તથાપિ વિતરામ્યઙ્ગ[2] વરાન્ યદપિ દુર્લભાન્ ॥ ૨॥

તતો જગામ ભગવાનમોઘાનુગ્રહો વિભુઃ ।
પૂજિતોઽસુરવર્યેણ સ્તૂયમાનઃ પ્રજેશ્વરૈઃ ॥ ૩॥

એવં લબ્ધવરો દૈત્યો બિભ્રદ્ધેમમયં વપુઃ ।
ભગવત્યકરોદ્ દ્વેષં ભ્રાતુર્વધમનુસ્મરન્ ॥ ૪॥

સ વિજિત્ય દિશઃ સર્વા લોકાંશ્ચ ત્રીન્ મહાસુરઃ ।
દેવાસુરમનુષ્યેન્દ્રાન્ ગન્ધર્વગરુડોરગાન્ ॥ ૫॥

સિદ્ધચારણવિદ્યાધ્રાનૃષીન્ પિતૃપતીન્ મનૂન્ ।
યક્ષરક્ષઃપિશાચેશાન્ પ્રેતભૂતપતીનથ[3] ॥ ૬॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) હિરણ્યકશિપુએ બ્રહ્માજી પાસેથી જ્યારે આ પ્રકારનાં અત્યંત દુર્લભ વરદાન માગ્યાં ત્યારે તેમણે તેની તપસ્યાથી પ્રસન્ન થવાને કારણે તેને તે વરદાન આપી દીધાં. (૧)

**બ્રહ્માજીએ કહ્યું** – હે તાત! તમે મારી પાસેથી જે વરદાન માગી રહ્યા છો તે જીવો માટે ઘણાં જ દુર્લભ છે; પરંતુ દુર્લભ હોવા છતાં પણ હું તમને તે બધાં જ વરદાન આપી દઉં છું. (૨)

(નારદજી યુધિષ્ઠિરને કહે છે–) બ્રહ્માજીનાં વરદાન ક્યારેય અસત્ય થતાં નથી. તેઓ સમર્થ તેમ જ ભગવદ્રૂપ જ છે. વરદાન મળી ગયા પછી હિરણ્યકશિપુએ તેમની પૂજા કરી. ત્યારપછી પ્રજાપતિઓએ કરેલી પોતાની સ્તુતિ સાંભળતા તેઓ પોતાના લોકમાં સિધાવી ગયા. (૩) બ્રહ્માજી પાસેથી વરદાન પ્રાપ્ત કરવાથી હિરણ્યકશિપુનું શરીર સુવર્ણ જેવું કાન્તિમાન અને હૃષ્ટપુષ્ટ થઈ ગયું. પછી તે પોતાના ભાઈના મૃત્યુને યાદ કરીને ભગવાન સાથે દ્વેષ કરવા લાગ્યો. (૪) તે મહાદૈત્યે સમસ્ત દિશાઓ, ત્રણે લોક તથા દેવો, અસુરો, નરપતિઓ, ગંધર્વો, ગરુડો, સર્પો, સિદ્ધો, ચારણો, વિદ્યાધરો, ઋષિઓ, પિતૃઓના અધિપતિ, મનુ, યક્ષો, રાક્ષસો, પિશાચરાજ, પ્રેત, ભૂતપતિ તેમ જ સમસ્ત પ્રાણીઓના રાજાઓને જીતી લઈને પોતાના વશમાં

૧. પ્રાચીન પ્રતમાં 'હિરણ્ય...નામ' – એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – ૦મ્યદ્ય વરાન્ યદપિ । ૩. પ્રા. પા. – ૦પતીન્ પ્રભુઃ ।

**સર્વસત્ત્વપતીઞ્જિત્વા વશમાનીય વિશ્વજિત્ ।**
**જહાર લોકપાલાનાં સ્થાનાનિ સહ તેજસા ॥ ૭॥**

**દેવોદ્યાનશ્રિયા જુષ્ટમધ્યાસ્તે સ્મ ત્રિવિષ્ટપમ્ ।**
**મહેન્દ્રભવનં સાક્ષાન્નિર્મિતં વિશ્વકર્મણા ।**
**ત્રૈલોક્યલક્ષ્મ્યાયતનમધ્યુવાસાખિલર્દ્ધિમત્ ॥ ૮॥**

**યત્ર વિદ્રુમસોપાના મહામારકતા ભુવઃ ।**
**યત્ર સ્ફાટિકકુડ્યાનિ વૈદૂર્યસ્તમ્ભપઙ્ક્તયઃ ॥ ૯॥**

**યત્ર ચિત્રવિતાનાનિ પદ્મરાગાસનાનિ[1] ચ ।**
**પયઃફેનનિભાઃ શય્યા મુક્તાદામપરિચ્છદાઃ ॥ ૧૦॥**

**કૂજદ્ભિર્નૂપુરૈર્દેવ્યઃ શબ્દયન્ત્ય ઇતસ્તતઃ ।**
**રત્નસ્થલીષુ પશ્યન્તિ સુદતીઃ સુન્દરં મુખમ્ ॥ ૧૧॥**

**તસ્મિન્મહેન્દ્રભવને મહાબલો[2]**
**મહામના નિર્જિતલોક એકરાટ્ ।**
**રેમેઽભિવન્દ્યાઙ્ઘ્રિયુગઃ સુરાદિભિઃ**
**પ્રતાપિતૈરૂર્જિતચણ્ડશાસનઃ ॥ ૧૨॥**

**તમઙ્ગ મત્તં મધુનોરુગન્ધિના**
**વિવૃત્તતામ્રાક્ષમશેષધિષ્ણ્યપાઃ ।**
**ઉપાસતોપાયનપાણિભિર્વિના**
**ત્રિભિસ્તપોયોગબલૌજસાં પદમ્ ॥ ૧૩॥**

**જગુર્મહેન્દ્રાસનમોજસા સ્થિતં**
**વિશ્વાવસુસ્તુમ્બુરુરસ્મદાદયઃ[3] ।**
**ગન્ધર્વસિદ્ધા ઋષયોઽસ્તુવન્મુહુ-**
**ર્વિદ્યાધરા અપ્સરસશ્ચ પાણ્ડવ ॥ ૧૪॥**

**સ એવ વર્ણાશ્રમિભિઃ ક્રતુભિર્ભૂરિદક્ષિણૈઃ ।**
**ઈજ્યમાનો હવિર્ભાગાનગ્રહીત્ સ્વેન તેજસા ॥ ૧૫॥**

કરી લીધા; ત્યાં સુધી કે તે વિશ્વવિજયી દૈત્યે લોકપાલોની શક્તિ અને તેમનાં સ્થાન પણ પડાવી લીધાં. (૫-૭) હવે તે નંદનવન વગેરે દિવ્ય ઉદ્યાનોના સૌંદર્યથી યુક્ત સ્વર્ગમાં જ રહેવા લાગ્યો. સ્વયં વિશ્વકર્માજીએ બનાવેલું ઇન્દ્રનું ભવન તેનું નિવાસસ્થાન હતું. તે ભવનમાં ત્રણે લોકનું સૌંદર્ય મૂર્તિમંત થઈને નિવાસ કરતું હતું. તે ભવન બધા પ્રકારની સંપત્તિઓથી સંપન્ન હતું. (૮) તે ભવનમાં પરવાળાંની સીડીઓ, પન્નાની ફરસ, સ્ફટિકમણિની દીવાલો, વૈદૂર્યમણિના સ્તંભ અને માણેકની બેઠકો હતી. રંગબેરંગી ચંદરવા હતા. દૂધના ફીણ જેવી (સ્વચ્છ-શુભ્ર) શય્યાઓ શોભી રહી હતી, કે જેમના પર મોતીઓની ઝાલરો હતી. (૯-૧૦) સર્વાંગસુંદર અપ્સરાઓ પોતાનાં નૂપુરોનો રણઝણ ધ્વનિ કરતી રત્નમય ભૂમિ પર અહીં-તહીં ટહેલતી હતી અને ક્યારેક ક્યારેક તેમાં પોતાનું સુંદર મુખ નીરખતી હતી. (૧૧) મહેન્દ્રના તે મહેલમાં, મહાબળવાન અને મહામનસ્વી હિરણ્યકશિપુ બધા લોકને જીતીને, સૌનો એકછત્ર સમ્રાટ બનીને અત્યંત સ્વતંત્રતાપૂર્વક વિહાર કરવા લાગ્યો. તેનું શાસન એટલું કઠોર હતું કે તેનાથી ભયભીત થઈને દેવો અને દાનવો તેનાં ચરણોની વંદના કરતા હતા. (૧૨) તે તીવ્ર ગંધવાળી મદિરા પીને મદોન્મત્ત રહેતો હતો, તેની આંખો લાલ અને ચઢેલી રહેતી હતી. તે સમયે તે તપ, યોગ તથા શારીરિક અને માનસિક બળનો પુંજ હતો. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજી સિવાય બધા જ દેવો અનેક પ્રકારની ભેટો દ્વારા તેની સેવામાં રત રહેતા હતા. (૧૩) તે પોતાના પુરુષાર્થથી ઇન્દ્રાસન પર બેસી ગયો ત્યારે હે યુધિષ્ઠિર! વિશ્વાવસુ, તુંબુરુ તથા અમે બધાય લોકો તેની સામે ગાન કરતા હતા. ગંધર્વો, સિદ્ધો, ઋષિજનો, વિદ્યાધરો અને અપ્સરાઓ વારંવાર તેની સ્તુતિ કરતાં હતાં. (૧૪)

હે યુધિષ્ઠિર! તે એટલો તેજસ્વી હતો કે વર્ણાશ્રમધર્મનું પાલન કરનારા મનુષ્યો મોટી મોટી દક્ષિણાવાળા જે યજ્ઞો કરતા તેમના તે યજ્ઞોની આહુતિ તે પોતે છીનવી લેતો

૧. પ્રા. પા. – ૦રાગસમાનિ ચ । ૨. પ્રા. પા. – મહાસુરો મહાબલો નિ૦ । ૩. પ્રા. પા. – ૦રુનારદાદયઃ ।

અકૃષ્ટપચ્યા તસ્યાસીત્ સપ્તદ્વીપવતી મહી ।
તથા કામદુઘા દ્યૌસ્તુ[1] નાનાશ્ચર્યપદં નભઃ ॥ ૧૬॥

રત્નાકરાશ્ચ રત્નૌઘાંસ્તત્પત્ન્યશ્ચોહુરૂર્મિભિઃ ।
ક્ષારસીધુઘૃતક્ષૌદ્રદધિક્ષીરામૃતોદકાઃ ॥ ૧૭॥

શૈલા દ્રોણીભિરાક્રીડં સર્વર્તુષુ ગુણાન્ દ્રુમાઃ ।
દધાર લોકપાલાનામેક એવ પૃથગ્ગુણાન્ ॥ ૧૮॥

સ ઇત્થં નિર્જિતકકુબેકરાડ્[2] વિષયાન્ પ્રિયાન્ ।
યથોપજોષં ભુઞ્જાનો નાતૃપ્યદજિતેન્દ્રિયઃ ॥ ૧૯॥

એવમૈશ્વર્યમત્તસ્ય દૃપ્તસ્યોચ્છાસ્ત્રવર્તિનઃ ।
કાલો મહાન્ વ્યતીયાય બ્રહ્મશાપમુપેયુષઃ ॥ ૨૦॥

તસ્યોગ્રદણ્ડસંવિગ્નાઃ સર્વે લોકાઃ સપાલકાઃ ।
અન્યત્રાલબ્ધશરણાઃ શરણં યયુરચ્યુતમ્ ॥ ૨૧॥

તસ્યૈ નમોઽસ્તુ કાષ્ઠાયૈ યત્રાત્મા હરિરીશ્વરઃ ।
યદ્ગત્વા ન નિવર્તન્તે શાન્તાઃ સંન્યાસિનોઽમલાઃ ॥ ૨૨॥

ઇતિ તે સંયતાત્માનઃ સમાહિતધિયોઽમલાઃ ।
ઉપતસ્થુર્હૃષીકેશં વિનિદ્રા વાયુભોજનાઃ ॥ ૨૩॥

તેષામાવિરભૂદ્વાણી અરૂપા[3] મેઘનિઃસ્વના ।
સન્નાદયન્તી કકુભઃ સાધૂનામભયઙ્કરી ॥ ૨૪॥

મા ભૈષ્ટ વિબુધશ્રેષ્ઠાઃ સર્વેષાં ભદ્રમસ્તુ વઃ ।
મદ્દર્શનં હિ ભૂતાનાં સર્વશ્રેયોપપત્તયે ॥ ૨૫॥

જ્ઞાતમેતસ્ય દૌરાત્મ્યં દૈતેયાપસદસ્ય ચ ।
તસ્ય શાન્તિં કરિષ્યામિ કાલં તાવત્પ્રતીક્ષત ॥ ૨૬॥

હતો. (૧૫) પૃથ્વીના સાતેય દ્વીપો પર તેનું અખંડ રાજ્ય-શાસન હતું. સઘળી જગ્યાએ ખેતી કર્યા વિના જ ધરતી ધાન્ય આપતી હતી. તે જે કંઈ ઇચ્છતો તે તેને અંતરિક્ષમાંથી મળી જતું હતું તથા આકાશ તેને જાતજાતની આશ્ચર્યજનક વસ્તુઓ બતાવીને તેનું મનોરંજન કરતું હતું. (૧૬) આ જ પ્રમાણે ખારા પાણીનો, મદિરાનો, ઘીનો, શેરડીના રસનો, દહીંનો, દૂધનો અને મીઠા પાણીનો – એ (સાતેય) સમુદ્રો પોતપોતાની પત્નીઓ - નદીઓ સહિત મોજાંઓ મારફતે તેની પાસે રત્નો પહોંચાડતા રહેતા હતા. (૧૭) પર્વતો પોતાની તળેટીઓરૂપે તેને માટે ક્રીડાસ્થાન પૂરાં પાડતા હતા અને વૃક્ષો બધી ઋતુઓમાં ફૂલતાં-ફળતાં હતાં. બધા લોકપાલોના વિભિન્ન ગુણો તે એકલો જ ધારણ કરતો હતો. (૧૮) આ પ્રમાણે દિગ્વિજયી અને એકછત્ર સમ્રાટ થઈને તે પોતાને ગમતા વિષયોનો સ્વચ્છંદપણે ઉપભોગ કરવા લાગ્યો. પરંતુ આટલા વિષયોથી પણ તેને તૃપ્તિ થવા ન પામી; કારણ કે આખરે તો તે ઇન્દ્રિયોનો જ દાસ હતો. (૧૯)

તે આવા રૂપે પણ ભગવાનનો જ પાર્ષદ હતો કે જેને સનકાદિ ઋષિઓએ શાપ આપ્યો હતો. તે ઐશ્વર્યને કારણે મદોન્મત્ત થઈ રહ્યો હતો અને ઘમંડથી છકી જઈને શાસ્ત્રોની મર્યાદાઓનું ઉલ્લંઘન કરી રહ્યો હતો. જોતજોતામાં જ તેના જીવનનો ઘણોબધો સમય વીતી ગયો. (૨૦) તેના કઠોર શાસનને લીધે બધા લોક અને લોકપાલો ગભરાઈ ગયા અને જ્યારે તેમને બીજે ક્યાંય કોઈનો આશ્રય મળ્યો નહીં ત્યારે તેમણે ભગવાનનું શરણ લીધું. (૨૧) 'જ્યાં સર્વાત્મા જગદીશ્વર શ્રીહરિ નિવાસ કરે છે અને જેને પામ્યા પછી શાન્ત અને નિર્મળ સંન્યાસી મહાત્માઓ (સંસારમાં) ફરી પાછા આવતા નથી તે, ભગવાનના પરમધામને અમે નમસ્કાર કરીએ છીએ' (૨૨) – આવા ભાવથી પોતાની ઇન્દ્રિયોને સંયત અને પોતાના મનને સમાહિત કરીને તે સૌએ ખાવા-પીવાનું અને નિદ્રાનો ત્યાગ કરીને નિર્મળ હૃદયથી ભગવાનની આરાધના કરી. (૨૩) એક દિવસે તેમને મેઘ સમાન ગંભીર આકાશવાણી સંભળાઈ; તેના ધ્વનિથી દિશાઓ ગૂંજી ઊઠી. સાધુજનોને અભય આપતી તે વાણી હતી – (૨૪) "હે શ્રેષ્ઠ દેવતાઓ! ડરો નહીં. તમારા સર્વેનું કલ્યાણ થાઓ. મારું દર્શન થવાથી પ્રાણીઓને પરમ કલ્યાણની પ્રાપ્તિ થઈ જાય છે. (૨૫) આ અધમ દૈત્યની દુષ્ટતાને હું પહેલાંથી જાણું છું. હું તેને ખતમ કરી દઈશ. (પરંતુ) હમણાં તો તમે થોડા દિવસો સુધી (યોગ્ય) સમય આવવાની રાહ જુઓ. (૨૬)

---

૧. પ્રા. પા. – ગાવો । ૨. પ્રા. પા. – ૦કકુપ્સકલાન્ વિ૦ । ૩. પ્રા. પા. – આકાશાન્મેઘ૦ ।

યદા દેવેષુ વેદેષુ ગોષુ વિપ્રેષુ સાધુષુ ।
ધર્મે મયિ ચ વિદ્વેષઃ સ વા આશુ વિનશ્યતિ ॥ ૨૭॥

નિર્વૈરાય પ્રશાન્તાય સ્વસુતાય મહાત્મને ।
પ્રહ્લાદાય યદા દ્રુહ્યેદ્ધનિષ્યેઽપિ વરોર્જિતમ્ ॥ ૨૮॥

નારદ ઉવાચ[1]

ઇત્યુક્તા લોકગુરુણા તં પ્રણમ્ય દિવૌકસઃ ।
ન્યવર્તન્ત ગતોદ્વેગા મેનિરે ચાસુરં હતમ્ ॥ ૨૯॥

તસ્ય દૈત્યપતેઃ પુત્રાશ્ચત્વારઃ પરમાદ્ભુતાઃ ।
પ્રહ્લાદોઽભૂન્મહાંસ્તેષાં ગુણૈર્મહદુપાસકઃ ॥ ૩૦॥

બ્રહ્મણ્યઃશીલસમ્પન્નઃસત્યસન્ધો જિતેન્દ્રિયઃ ।
આત્મવત્સર્વભૂતાનામેકઃ પ્રિયસુહૃત્તમઃ ॥ ૩૧॥

દાસવત્સંનતાર્યાઙ્ઘ્રિઃ પિતૃવદ્દીનવત્સલઃ ।
ભ્રાતૃવત્સદૃશે સ્નિગ્ધો ગુરુષ્વીશ્વરભાવનઃ ।
વિદ્યાર્થરૂપજન્માઢ્યો માનસ્તમ્ભવિવર્જિતઃ ॥ ૩૨॥

નોદ્વિગ્નચિત્તો વ્યસનેષુ નિઃસ્પૃહઃ
શ્રુતેષુ દૃષ્ટેષુ ગુણેષ્વવસ્તુદૃક્ ।
દાન્તેન્દ્રિયપ્રાણશરીરધીઃ સદા
પ્રશાન્તકામો રહિતાસુરોઽસુરઃ ॥ ૩૩॥

યસ્મિન્મહદ્ગુણા રાજન્ ગૃહ્યન્તે કવિભિર્મુહુઃ ।
ન તેઽધુનાપિ ધીયન્તે યથા ભગવતીશ્વરે ॥ ૩૪॥

યં સાધુગાથાસદસિ રિપવોઽપિ સુરા નૃપ ।
પ્રતિમાનં પ્રકુર્વન્તિ કિમુતાન્યે ભવાદૃશાઃ ॥ ૩૫॥

કોઈ પણ વ્યક્તિ જ્યારે દેવો, વેદ, ગાયો, બ્રાહ્મણો, સાધુઓ, ધર્મ અને મારી સાથે દ્વેષ કરવા લાગે છે ત્યારે તેનો સત્વરે વિનાશ થઈ જાય છે. (૨૭) આ (હિરણ્યકશિપુ) જ્યારે પોતાના વેરભાવરહિત, શાન્તસ્વભાવ અને મહાત્મા એવા તેના પુત્ર પ્રહ્લાદ સાથે દ્રોહ કરશે – તેનું અનિષ્ટ કરવા ઇચ્છશે ત્યારે, ભલેને વરદાનને કારણે આ શક્તિસંપન્ન રહ્યો, હું તેનો વધ કરી નાખીશ.'' (૨૮)

**નારદજી કહે છે** – સર્વેના હૃદયમાં જ્ઞાનનો સંચાર કરનારા ભગવાને જ્યારે દેવોને (આકાશવાણી દ્વારા) આ પ્રમાણે આદેશ આપ્યો ત્યારે તે દેવો તેમને પ્રણામ કરીને પાછા આવી ગયા. તેમનો બધો ઉદ્વેગ ચાલ્યો ગયો અને તેમને એવું લાગ્યું કે હિરણ્યકશિપુ (હવે) મરેલો જ છે. (૨૯)

હે યુધિષ્ઠિર! દૈત્યરાજ હિરણ્યકશિપુને અત્યંત વિલક્ષણ ચાર પુત્રો હતા. તેમાંના પ્રહ્લાદજી આમ તો સૌથી નાના હતા, પણ ગુણોમાં સૌથી મોટા હતા. તેઓ મહાન ઉપાસક (ભગવદ્ભક્ત) હતા. (૩૦) તેઓ બ્રાહ્મણભક્ત, સૌમ્ય સ્વભાવવાળા, સત્યપ્રતિજ્ઞ અને જિતેન્દ્રિય હતા; તથા તેઓ સઘળાં પ્રાણીઓ સાથે પોતાના જેવો જ સમતાનો વ્યવહાર કરતા હતા અને સૌના એકમાત્ર પ્રિય અને શ્રેષ્ઠ સુહૃદ હતા. (૩૧) તેઓ વડીલોનાં ચરણોમાં સેવકની જેમ નમેલા રહેતા હતા; દીનજનો પર પિતૃવત્ પ્રેમ રાખતા હતા; સમવયસ્કો સાથે ભ્રાતૃવત્ પ્રેમ કરતા હતા અને ગુરુજનો પ્રત્યે ભગવદ્ભાવ રાખતા હતા. વિદ્યા, ધન, સૌંદર્ય અને કુલીનતા (સંસ્કારો)થી સંપન્ન હોવા છતાં ઘમંડ અને હઠ તેમને સ્પર્શી પણ શક્યાં ન હતાં. (૩૨) મોટાં દુઃખોમાં પણ તેઓ જરા સરખાયે ગભરાતા ન હતા. લોક અને પરલોકના વિષયોને તેમણે સાંભળ્યા અને જોયા તો ઘણા હતા, પણ તેઓ તેમને સારહીન અને મિથ્યા સમજતા હતા અને તેથી તેમના મનમાં કોઈ પણ વસ્તુની લાલસા (સ્પૃહા) ન હતી. ઇન્દ્રિયો, પ્રાણ, શરીર અને મન તેમને વશ હતાં. તેમના ચિત્તમાં ક્યારેય કોઈ પણ પ્રકારની કામના થતી ન હતી. જન્મે અસુર હોવા છતાં પણ તેમનામાં આસુરી સંપદા લેશમાત્ર પણ ન હતી. (૩૩) જેમ ભગવાનના ગુણ અનંત છે તેવી જ રીતે પ્રહ્લાદજીના ગુણોની પણ કોઈ સીમા ન હતી. મહાત્માઓ હંમેશાં તેમના તે ગુણોનું વર્ણન કરતા રહ્યા છે અને તેમને અપનાવતા આવ્યા છે, અને તેમ છતાં તેમનામાં આ બધા ગુણો શાશ્વત છે. (૩૪) હે રાજન્! આમ તો દેવો એમના શત્રુ ગણાય, પણ તેમ છતાં ભક્તોનું ચરિત્ર સાંભળવા જ્યારે તેમની સભા થાય ત્યારે તેઓ તે અન્ય ભક્તોને 'પ્રહ્લાદજી જેવા' કહીને તેમનું સન્માન કરે છે. તો પછી તમારા જેવા અજાતશત્રુ ભગવદ્ભક્તો તેમનો આદર કરે એમાં શું આશ્ચર્ય છે? (૩૫)

૧. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' નથી.

ગુણૈરલમસઙ્ખ્યેયૈર્માહાત્મ્યં તસ્ય સૂચ્યતે ।
વાસુદેવે ભગવતિ યસ્ય નૈસર્ગિકી રતિઃ[1] ॥ ૩૬॥

ન્યસ્તક્રીડનકો બાલો જડવત્તન્મનસ્તયા ।
કૃષ્ણગ્રહગૃહીતાત્મા ન વેદ જગદીદૃશમ્ ॥ ૩૭॥

આસીનઃપર્યટન્નશ્નન્ શયાનઃપ્રપિબન્ બ્રુવન્ ।
નાનુસન્ધત્ત એતાનિ ગોવિન્દપરિરમ્ભિતઃ ॥ ૩૮॥

ક્વચિદ્ રુદતિ વૈકુણ્ઠચિન્તાશબલચેતનઃ ।
ક્વચિદ્ધસતિ તચ્ચિન્તાહ્લાદ ઉદ્ગાયતિ ક્વચિત્ ॥ ૩૯॥

નદતિ ક્વચિદુત્કણ્ઠો વિલજ્જો નૃત્યતિ ક્વચિત્ ।
ક્વચિત્તદ્ભાવનાયુક્તસ્તન્મયોઽનુચકાર હ ॥ ૪૦॥

ક્વચિદુત્પુલકસ્તૂષ્ણીમાસ્તે સંસ્પર્શનિર્વૃતઃ ।
અસ્પન્દપ્રણયાનન્દસલિલામીલિતેક્ષણઃ ॥ ૪૧॥

સ ઉત્તમશ્લોકપદારવિન્દયો-
ર્નિષેવયાઽકિઞ્ચનસઙ્ગલબ્ધયા ।
તન્વન્ પરાં નિર્વૃતિમાત્મનો મુહુ-
ર્દુઃસઙ્ગદીનાન્યમનઃશમં વ્યધાત્ ॥ ૪૨॥

તસ્મિન્મહાભાગવતે મહાભાગે મહાત્મનિ ।
હિરણ્યકશિપૂ રાજન્નકરોદઘમાત્મજે ॥ ૪૩॥

*યુધિષ્ઠિર ઉવાચ*

દેવર્ષ એતદિચ્છામો વેદિતું તવ સુવ્રત ।
યદાત્મજાય શુદ્ધાય પિતાઽદાત્ સાધવે હ્યઘમ્ ॥ ૪૪॥

તેમના મહિમાનું વર્ણન કરવા માટે અગણિત ગુણો કહેવા કે સાંભળવાની જરૂર નથી; તેમનો કેવળ એક જ ગુણ – ભગવાન શ્રીવાસુદેવનાં ચરણોમાં સ્વાભાવિક, જન્મજાત પ્રેમ એ તેમના મહિમાને પ્રગટ કરવા માટે પર્યાપ્ત છે. (૩૬)

પ્રહ્લાદજી બાળપણમાં જ રમત-ગમત છોડી દઈને ભગવાનના ધ્યાનમાં જડવત્ (અચળપણે) તન્મય બની જતા હતા. ભગવાન શ્રીકૃષ્ણના અનુગ્રહ-રૂપ ગ્રહે તેમના હૃદયને એવી રીતે આકર્ષી લીધું હતું કે તેમને સંસારનું કોઈ સાનભાન જ રહેતું ન હતું. (૩૭) તેમને એવું લાગતું હતું કે ભગવાન મને પોતાના ખોળામાં લઈને આલિંગી રહ્યા છે; તેથી તેમને સૂતાં-બેસતાં, ખાતાં-પીતાં, હાલતાં-ચાલતાં અને વાતો કરતી વખતે પણ તે બાબતનું બિલકુલ ધ્યાન રહેતું નહીં. (૩૮) ક્યારેક ક્યારેક 'ભગવાન મને છોડીને જતા રહ્યા' એવી ભાવનામાં તેમનું હૃદય એટલું નિમગ્ન બની જતું હતું કે તેઓ જોરજોરથી રડવા લાગતા હતા. ક્યારેક વળી મનોમન તેમને પોતાની સામે જ જોઈને આનંદના ઉદ્રેકથી ખિલખિલ હસવા લાગતા હતા. ક્યારેક તેમના ધ્યાનના મધુર આનંદનો અનુભવ કરીને મોટેથી ગાવા લાગતા હતા. (૩૯) તેઓ ક્યારેક ઉત્સુક બની જઈને બેસૂરું કલ્પાંત કરતા હતા. ક્યારેક-ક્યારેક લોકલાજ છોડીને પ્રેમમાં છકી જઈને નાચવા પણ લાગતા હતા. ક્યારેક ક્યારેક તેમની લીલાના ચિંતનમાં એટલા તલ્લીન થઈ જતા હતા કે તેમને ખુદ પોતાનું પણ સ્મરણ રહેતું નહીં અને તેમનું જ અનુકરણ કરવા મંડી પડતા. (૪૦) ક્યારેક ભીતર જ ભગવાનનો કોમળ સંસ્પર્શ અનુભવીને આનંદમગ્ન થઈ જતા અને ચૂપચાપ શાંત થઈ જઈને બેઠા રહેતા. તે સમયે તેમનું રૂવેરૂવું પુલકિત થઈ ઊઠતું; તેમની અધખૂલી આંખો અવિચળ પ્રેમ અને આનંદનાં આંસુઓથી ભરાયેલી રહેતી. (૪૧) ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની આવી ભક્તિ અકિંચન ભગવત્પ્રેમી મહાત્માઓના સંગથી જ પ્રાપ્ત થાય છે. એનાથી તેઓ પોતે તો પરમાનંદમાં મગ્ન રહેતા જ હતા, પણ (સાથે સાથે) તે લોકોને પણ વારંવાર શાંતિ પ્રદાન કરતા રહેતા હતા કે જે બિચારાઓનું મન કુસંગને કારણે અત્યંત દીન-હીન થઈ ગયું હોય. (૪૨) હે રાજન્! પ્રહ્લાદજી ભગવાનના પરમ પ્રેમી ભક્ત, પરમ ભાગ્યવાન અને ઊંચી કોટિના મહાત્મા હતા. હિરણ્યકશિપુ આવા સાધુ પુત્રને પણ અપરાધી જણાવીને તેમનું અનિષ્ટ કરવાની કોશિશ કરવા લાગ્યો. (૪૩)

૬ **યુધિષ્ઠિરે પૂછ્યું** – હે દેવર્ષિ! તમારું વ્રત અખંડ છે. હવે અમે તમારી પાસેથી એ જાણવા ઇચ્છીએ છીએ કે હિરણ્યકશિપુએ પોતે પિતા હોવા છતાં પણ આવા શુદ્ધ હૃદયના મહાત્મા પુત્ર સાથે શા માટે દ્રોહ કર્યો? (૪૪)

૧. પ્રા. પા. – મતિઃ ।

પુત્રાન્ વિપ્રતિકૂલાન્ સ્વાન્ પિતરઃ પુત્રવત્સલાઃ ।
ઉપાલભન્તે શિક્ષાર્થં નૈવાઘમપરો[1] યથા ॥ ૪૫॥

પિતા તો સ્વાભાવિકપણે જ પોતાના પુત્રોને પ્રેમ કરે છે. જો પુત્ર કોઈ વિપરીત કામ કરે તો તેને શિક્ષા કરવા માટે જ ધમકાવે છે, શત્રુની જેમ તેની સાથે વેરવિરોધ તો નથી જ કરતા. (૪૫) તો પછી પ્રહ્‌લાદજી જેવા અનુકૂળ, શુદ્ધહૃદય અને ગુરુજનોમાં ભગવદ્‌ભાવ રાખનારા પુત્ર સાથે ભલા, કોઈ દ્વેષ કરી જ કેમ શકે? હે પ્રભુ! તમે સર્વ કાંઈ જાણો છો. અમને એ જાણીને ઘણું કુતૂહલ થઈ રહ્યું છે કે પિતાએ દ્વેષને કારણે પુત્રને મારી નાખવાનું ઇચ્છ્યું! હે બ્રહ્મન્! તમે (કૃપા કરીને) અમારા આ કુતૂહલનું શમન કરો. (૪૬)

કિમુતાનુવશાન્ સાધૂંસ્તાદૃશાન્ ગુરુદેવતાન્ ।
એતત્ કૌતૂહલં બ્રહ્મન્નસ્માકં વિધમ પ્રભો ।
પિતુઃ પુત્રાય યદ્ દ્વેષો મરણાય પ્રયોજિતઃ ॥ ૪૬॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્રાદચરિતે[2] ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥

સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્‌લાદચરિતમાંનો ચોથો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંચમો અધ્યાય

## હિરણ્યકશિપુ દ્વારા પ્રહ્‌લાદજીના વધનો પ્રયત્ન

નારદ ઉવાચ

પૌરોહિત્યાય ભગવાન્ વૃતઃ કાવ્યઃ કિલાસુરૈઃ ।
શણ્ડામર્કૌ સુતૌ તસ્ય દૈત્યરાજગૃહાન્તિકે ॥ ૧॥

તૌ[3]રાજ્ઞા પ્રાપિતં બાલં પ્રહ્રાદં નયકોવિદમ્ ।
પાઠયામાસતુઃ પાઠ્યાનન્યાંશ્ચાસુરબાલકાન્ ॥ ૨॥

યત્તત્ર ગુરુણા પ્રોક્તં શુશ્રુવેઽનુ પપાઠ ચ ।
ન સાધુ મનસા મેને સ્વપરાસદ્‌ગ્રહાશ્રયમ્ ॥ ૩॥

એકદાઽસુરરાટ્ પુત્રમઙ્કમારોપ્ય પાણ્ડવ ।
પપ્રચ્છ કથ્યતાં વત્સ મન્યતે સાધુ યદ્ભવાન્ ॥ ૪॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) દૈત્યોએ ભગવાન શુક્રાચાર્યજીને પોતાના પુરોહિત બનાવ્યા હતા. તેમને બે પુત્રો હતા – શંડ અને અમર્ક. તે બંને રાજમહેલની પાસે જ રહીને, હિરણ્યકશિપુએ મોકલેલા નીતિનિપુણ બાળક પ્રહ્‌લાદને અને અન્ય દૈત્યબાળકોને રાજ-નીતિ, અર્થનીતિ વગેરે ભણાવતા હતા. (૧-૨) પ્રહ્‌લાદજી ગુરુજીએ ભણાવેલો પાઠ સાંભળી લેતા હતા અને તેને જેમનો તેમ (યથાતથ) તેમને કહી સંભળાવતા હતા; પરંતુ તેમને સારો લાગતો ન હતો, કારણ કે તે પાઠમાં મૂળ આગ્રહ હતો અસત્ વસ્તુનો. (૩) હે યુધિષ્ઠિર! એક દિવસ હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રહ્‌લાદને અત્યંત પ્રેમપૂર્વક ખોળામાં બેસાડીને પૂછ્યું – ''બેટા! બતાવ તો ખરો, તને કઈ વાત સારી લાગે છે?'' (૪)

પ્રહ્રાદ ઉવાચ

તત્સાધુ મન્યેઽસુરવર્ય દેહિનાં
સદા સમુદ્વિગ્નધિયામસદ્‌ગ્રહાત્ ।
હિત્વાઽઽત્મપાતં ગૃહમન્ધકૂપં
વનં ગતો યદ્ધરિમાશ્રયેત ॥ ૫॥

**પ્રહ્‌લાદજીએ કહ્યું** – હે પિતાજી! સંસારી જીવો 'હું' અને 'મારું'નો મિથ્યા આગ્રહ સેવીને હંમેશાં અત્યંત ઉદ્વિગ્ન રહે છે. આવાં પ્રાણીઓ માટે હું એ જ યોગ્ય સમજું છું કે તેઓ આત્માનું પતન કરનારા ઘાસથી ઢંકાયેલા અંધારા કૂવા જેવા પોતાના ઘરને છોડીને વનમાં ચાલ્યા જાય અને ભગવાન શ્રીહરિનું શરણ ગ્રહણ કરી લે. (૫)

---

૧. પ્રા. પા. – ०પરે । ૨. પ્રાચીન પ્રતમાં 'પ્રહ્રાદચરિતે' – એટલો ભાગ નથી. ૩. પ્રા. પા. – તૌ તુ રાજાર્પિતં ।

નારદ ઉવાચ

શ્રુત્વા પુત્રગિરો દૈત્યઃ પરપક્ષસમાહિતાઃ ।
જહાસ બુદ્ધિર્બાલાનાં ભિદ્યતે પરબુદ્ધિભિઃ ॥ ૬॥

સમ્યગ્વિધાર્યતાં બાલો ગુરુગેહે દ્વિજાતિભિઃ ।
વિષ્ણુપક્ષૈઃ પ્રતિચ્છન્નૈર્ન ભિદ્યેતાસ્ય ધીર્યથા ॥ ૭॥

ગૃહમાનીતમાહૂય પ્રહ્રાદં દૈત્યયાજકાઃ ।
પ્રશસ્ય શ્લક્ષ્ણયા વાચા સમપૃચ્છન્ત સામભિઃ ॥ ૮॥

વત્સ પ્રહ્રાદ ભદ્રં તે સત્યં કથય મા મૃષા ।
બાલાનતિ કુતસ્તુભ્યમેષ બુદ્ધિવિપર્યયઃ ॥ ૯॥

બુદ્ધિભેદઃ પરકૃત ઉતાહો તે સ્વતોઽભવત્ ।
ભણ્યતાં શ્રોતુકામાનાં ગુરૂણાં કુલનન્દન ॥ ૧૦॥

પ્રહ્રાદ ઉવાચ

સ્વઃ[1] પરશ્ચેત્યસદ્ગ્રાહઃ પુંસાં યન્માયયા કૃતઃ ।
વિમોહિતધિયાં દૃષ્ટસ્તસ્મૈ ભગવતે નમઃ ॥ ૧૧॥

સ યદાનુવ્રતઃ પુંસાં પશુબુદ્ધિર્વિભિદ્યતે ।
અન્ય એષ તથાન્યોઽહમિતિ ભેદગતાઽસતી ॥ ૧૨॥

સ એષ આત્મા સ્વપરેત્યબુદ્ધિભિ-
ર્દુરત્યયાઽનુક્રમણો નિરૂપ્યતે ।
મુહ્યન્તિ યદ્વર્ત્મનિ વેદવાદિનો
બ્રહ્માદયો હ્યેષ ભિનત્તિ મે મતિમ્ ॥ ૧૩॥

યથા ભ્રામ્યત્યયો બ્રહ્મન્ સ્વયમાકર્ષસન્નિધૌ ।
તથા મે ભિદ્યતે ચેતશ્ચક્રપાણેર્યદૃચ્છયા ॥ ૧૪॥

**નારદજી કહે છે** – પ્રહ્‌લાદજીના મુખેથી શત્રુપક્ષની પ્રશંસાપૂર્ણ વાત સાંભળીને હિરણ્યકશિપુએ અટ્ટહાસ્ય કર્યું. તેણે કહ્યું – "બીજાઓના બહેકાવવાથી બાળકોની બુદ્ધિ આ જ રીતે બગડી જાય છે! (૬) લાગે છે કે ગુરુજીના ઘરમાં વિષ્ણુના પક્ષપાતી થોડા બ્રાહ્મણો વેશ બદલીને રહે છે. હવેથી બાળકની સારી રીતે સંભાળ રાખવામાં આવે કે જેથી આની બુદ્ધિ બહેકી ન જાય." (૭)

દૈત્યોએ પ્રહ્‌લાદજીને જ્યારે ગુરુજીના ઘરે મોકલી દીધા ત્યારે પુરોહિતોએ તેમની પ્રશંસા કરીને સમજાવીને મધુર વાણીમાં પૂછ્યું – "બેટા પ્રહ્‌લાદ! તારું કલ્યાણ થાઓ. સાચેસાચું કહેજે; જૂઠું ન બોલતો. તારી આ બુદ્ધિ વિપરીત કેમ થઈ ગઈ? બીજા કોઈ બાળકની બુદ્ધિ તો આવી નથી થઈ. (૯) કુલનંદન પ્રહ્‌લાદ! કહે તો ખરો. અમે તારા ગુરુજનો, એ જાણવા ઇચ્છીએ છીએ કે તારી બુદ્ધિ જાતે જ આવી થઈ ગઈ છે કે પછી કોઈએ ખરેખર તને બહેકાવ્યો છે?" (૧૦)

**પ્રહ્‌લાદજીએ કહ્યું** – "આ મારું છે અને આ પારકું" એવો મિથ્યા આગ્રહ ભગવાનની માયાથી જ લોકોમાં જોવા મળે છે. તે માયાપતિ ભગવાનને હું નમસ્કાર કરું છું. (૧૧) તે ભગવાન જ જ્યારે કૃપા કરે છે ત્યારે મનુષ્યોની પશુબુદ્ધિનો નાશ થઈ જાય છે. આ પશુબુદ્ધિને કારણે જ તો 'હું આ છું' અને 'પેલું મારાથી ભિન્ન છે' એવા પ્રકારનો મિથ્યા ભેદભાવ પેદા થાય છે. (૧૨) પરમાત્મા જ સર્વનો આત્મા છે. તેમને અજ્ઞાનીજનો જાણતા નથી તેથી 'આ મારું અને આ પારકું' એવો ભેદ-ભાવ રાખીને વર્ણન કરે છે. કારણ કે તેમના માટે તે (પરમાત્મા)ના તત્ત્વને જાણવું ઘણું જ મુશ્કેલ છે અને બ્રહ્મા વગેરે મોટા મોટા વેદવેત્તાઓ પણ એ વિશે મોહિત થઈ જાય છે. બસ, તે જ પરમાત્મા તમારા શબ્દોમાં 'મારી બુદ્ધિ બગાડી રહ્યા છે.' (૧૩) હે ગુરુજી! જેમ ચુંબકની પાસે લોઢું પોતે જ ખેંચાઈ આવે છે તેવી જ રીતે ચક્રપાણિ ભગવાનની સ્વચ્છંદ ઇચ્છાશક્તિથી મારું ચિત્ત પણ સંસારથી અલગ થઈને તેમની તરફ આપમેળે જ ખેંચાઈ જાય છે. (૧૪)

૧. પ્રા. પા. – પરઃ સ્વશ્ચેત્ય૦ ।

નારદ ઉવાચ[1]

એતાવદ્‌બ્રાહ્મણાયોક્ત્વા વિરરામ મહામતિઃ ।
તં[2] નિર્ભર્ત્સ્યાથ કુપિતઃ સ દીનો રાજસેવકઃ ॥ ૧૫॥

આનીયતામરે વેત્રમસ્માકમયશસ્કરઃ ।
કુલાઙ્ગારસ્ય દુર્બુદ્ધેશ્ચતુર્થોઽસ્યોદિતો દમઃ ॥ ૧૬॥

દૈતેયચન્દનવને જાતોઽયં કણ્ટકદ્રુમઃ ।
[3]યન્મૂલોન્મૂલપરશોર્વિષ્ણોર્નાલાયિતોઽર્ભકઃ ॥ ૧૭॥

ઈતિ તં વિવિધોપાયૈર્ભીષયંસ્તર્જનાદિભિઃ ।
પ્રહ્રાદં ગ્રાહયામાસ ત્રિવર્ગસ્યોપપાદનમ્ ॥ ૧૮॥

તત એનં ગુરુર્જ્ઞાત્વા જ્ઞાતજ્ઞેયચતુષ્ટયમ્ ।
દૈત્યેન્દ્રં દર્શયામાસ માતૃમૃષ્ટમલઙ્કૃતમ્ ॥ ૧૯॥

પાદયોઃ[4] પતિતં બાલં પ્રતિનન્દ્યાશિષાઽસુરઃ ।
પરિષ્વજ્ય ચિરં દોર્ભ્યાં પરમામાપ નિર્વૃતિમ્ ॥ ૨૦॥

આરોપ્યાઙ્કમવઘ્રાય મૂર્ધન્યશ્રુકલામ્બુભિઃ ।
આસિઞ્ચન્ વિકસદ્વક્ત્રમિદમાહ યુધિષ્ઠિર ॥ ૨૧॥

હિરણ્યકશિપુરુવાચ[5]

પ્રહ્રાદાનૂચ્યતાં તાત સ્વધીતં કિઞ્ચિદુત્તમમ્ ।
કાલેનૈતાવતાઽઽયુષ્મન્ યદશિક્ષદ્ ગુરોર્ભવાન્ ॥ ૨૨॥

પ્રહ્રાદ ઉવાચ

શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ ।
અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્ ॥ ૨૩॥

**નારદજી કહે છે** — પરમજ્ઞાની પ્રહ્‌લાદજી પોતાના ગુરુજીને આટલું કહીને ચૂપ થઈ ગયા. બિચારા પુરોહિત રાજાના સેવક હતા, પરાધીન હતા. તેઓ ગભરાઈ ગયા. તેમણે ક્રોધથી પ્રહ્‌લાદજીને ધમકાવી નાખ્યા અને કહ્યું— (૧૫) ''અરે કોઈ મારી સોટી તો લાવો. આ અમારી કીર્તિમાં કલંક લગાડી રહ્યો છે. આ દુષ્ટબુદ્ધિ કુલાંગારને સરખો કરવા માટે ચોથો ઉપાય - દંડ જ બરાબર રહેશે. (૧૬) દૈત્યોના વંશના ચંદનવનમાં આ કાંટાળો બાવળ ક્યાંથી પેદા થયો? જે વિષ્ણુ આ વનનાં મૂળ કાપવામાં કુહાડીનું કામ કરે છે, આ નાદાન બાળક તેમનો જ હાથો બની રહ્યો છે. (૧૭) આ પ્રમાણે ગુરુજીએ વિવિધ રીતે ડરાવી-ધમકાવીને પ્રહ્‌લાદજીને અર્થ, ધર્મ તથા કામ સંબંધી ઉપદેશ આપ્યો. (૧૮) થોડા સમય પછી જ્યારે ગુરુજીએ જોયું કે પ્રહ્‌લાદજીએ સામ, દામ, ભેદ અને દંડ વિશેની બધી વાતો જાણી લીધી છે ત્યારે તેઓ તેમને તેમની માતા પાસે લઈ ગયા. માતાએ ઘણા વહાલથી તેમને નવડાવી-ધોવડાવીને સારી રીતે કપડાં-ઘરેણાંથી સજાવી દીધા. ત્યારપછી તેઓ તેમને હિરણ્યકશિપુ પાસે લઈ ગયાં. (૧૯) પ્રહ્‌લાદજી પોતાના પિતાનાં ચરણોમાં પડ્યા. હિરણ્યકશિપુએ તેમને આશીર્વાદ આપ્યા અને બંને હાથોથી ઊંચકી લઈને ઘણી વાર સુધી ગળે લગાડી રાખ્યા. તે સમયે દૈત્યરાજનું હૃદય આનંદથી ઊભરાઈ રહ્યું હતું. (૨૦) હે યુધિષ્ઠિર! હિરણ્યકશિપુએ પ્રસન્નવદન પ્રહ્‌લાદજીને પોતાના ખોળામાં બેસાડીને તેમનું માથું સૂંઘ્યું. તેની આંખોમાંથી પ્રેમનાં આંસુ વહીને પ્રહ્‌લાદજીના શરીરને ભીંજવવા લાગ્યાં. તેણે પોતાના પુત્રને કહ્યું. (૨૧)

**હિરણ્યકશિપુએ કહ્યું** — બેટા પ્રહ્‌લાદ! આટલા સમયમાં તેં ગુરુજી પાસેથી જે શિક્ષણ મેળવ્યું છે તેમાંની કંઈક ઉત્તમ વાત, હે આયુષ્યમાન! તું કહી બતાવ. (૨૨)

**પ્રહ્‌લાદજીએ કહ્યું** — (હે પિતાજી!) ભગવાન શ્રીવિષ્ણુની ભક્તિના નવ પ્રકાર છે — ભગવાનનાં ગુણ-લીલા-નામ વગેરેનું શ્રવણ, તેમનું કીર્તન, તેમનાં રૂપ-નામ વગેરેનું સ્મરણ, તેમનાં ચરણોની સેવા, પૂજા-અર્ચના, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. જો ભગવાન પ્રત્યે

૧. પ્રાચીન પ્રતમાં 'નારદ ઉવાચ' નથી. ૨. પ્રા. પા. — તં સુનિર્ભર્ત્સ્ય કુ૦ । ૩. પ્રા. પા. — તન્મૂ૦ । ૪. પ્રા. પા. — પ્રણતં પાદયોર્બાલં । ૫. પ્રાચીન પ્રતમાં 'હિરણ્યકશિપુરુવાચ' નથી.

**ઇતિ પુંસાડર્પિતા વિષ્ણૌ ભક્તિશ્ચેન્નવલક્ષણા ।**
**ક્રિયતે ભગવત્યદ્ધા તન્મન્યેડધીતમુત્તમમ્ ॥ ૨૪॥**

**નિશમ્યૈતત્સુતવચો હિરણ્યકશિપુસ્તદા ।**
**ગુરુપુત્રમુવાચેદં રુષા પ્રસ્ફુરિતાધરઃ ॥ ૨૫॥**

**બ્રહ્મબન્ધો કિમેતત્તે વિપક્ષં શ્રયતાડસતા ।**
**અસારં ગ્રાહિતો બાલો મામનાદૃત્ય દુર્મતે ॥ ૨૬॥**

**સન્તિ હ્યસાધવો લોકે દુર્મૈત્રાશ્છદ્મવેષિણઃ ।**
**તેષામુદેત્યઘં કાલે રોગઃ પાતકિનામિવ ॥ ૨૭॥**

ગુરુપુત્ર ઉવાચ[1]

**ન મત્પ્રણીતં ન પરપ્રણીતં**
**સુતો વદત્યેષ તવેન્દ્રશત્રો ।**
**નૈસર્ગિકીયં મતિરસ્ય રાજન્**
**નિયચ્છ મન્યું કદદાઃ સ્મ મા નઃ ॥ ૨૮॥**

નારદ ઉવાચ

**ગુરુણૈવં પ્રતિપ્રોક્તો ભૂય આહાસુરઃ સુતમ્ ।**
**ન ચેદ્ગુરુમુખીયં તે કુતોડભદ્રાડસતી મતિઃ ॥ ૨૯॥**

પ્રહ્લાદ ઉવાચ

**મતિર્ન કૃષ્ણે પરતઃ સ્વતો વા**
**મિથોડભિપદ્યેત ગૃહવ્રતાનામ્ ।**
**અદાન્તગોભિર્વિશતાં તમિસ્રં**
**પુનઃ પુનશ્ચર્વિતચર્વણાનામ્ ॥ ૩૦॥**

**ન તે વિદુઃ સ્વાર્થગતિં હિ વિષ્ણું**
**દુરાશયા યે બહિરર્થમાનિનઃ ।**
**અન્ધા યથાડન્ધૈરુપનીયમાના**
**વાચીશતન્ત્યામુરુદામ્નિ બદ્ધાઃ ॥ ૩૧॥**

સમર્પણભાવે આ નવ પ્રકારની ભક્તિ કરવામાં આવે તો તેને હું ઉત્તમ અધ્યયન સમજું છું. (૨૩-૨૪) પ્રહ્લાદજીનાં આ વચનો સાંભળીને ક્રોધને લીધે હિરણ્યકશિપુના હોઠ ધ્રૂજવા લાગ્યા, તેણે ગુરુપુત્રને કહ્યું – (૨૫) "અરે અધમ બ્રાહ્મણ! આ તેં શું કર્યું? અરે દુર્બુદ્ધિ! તેં મારો અનાદર કરીને આ બાળકને કેવું સાર વિનાનું શિક્ષણ આપ્યું? ચોક્કસ તું અમારા શત્રુનો પક્ષપાતી છે. (૨૬) સંસારમાં એવા દુષ્ટોની કમી નથી કે જેઓ મિત્રતાના વેશમાં છાનામાના શત્રુનું કામ કરે છે. પરંતુ (છેવટે) તેમની પોલ બરાબર એવી રીતે ખૂલી જાય છે કે જેમ છુપાઈને પાપ કરનારાઓનું પાપ સમય આવ્યે રોગરૂપે પ્રગટીને તેની પોલ ખોલી નાખે છે. (૨૭)

**ગુરુપુત્રે કહ્યું** – હે ઇન્દ્રશત્રુ! તમારો પુત્ર જે કંઈ બોલી રહ્યો છે તે મારા કે અન્ય કોઈના બહેકાવવાથી નથી બોલતો; પણ હે રાજન્! આ તો તેની જન્મજાત સ્વાભાવિક બુદ્ધિ છે. તમે ક્રોધ છોડી દો, નકામો અમને દોષ ન આપો. (૨૮)

**નારદજી કહે છે** – જ્યારે ગુરુજીએ આવો જવાબ આપ્યો ત્યારે હિરણ્યકશિપુએ ફરી પ્રહ્લાદજીને પૂછ્યું – "અરે! આવી અહિત કરનારી મિથ્યા (અસત્) બુદ્ધિ તને જો ગુરુમુખેથી નથી મળી, તો ક્યાંથી મળી?" (૨૯)

**પ્રહ્લાદજીએ કહ્યું** – (પિતાજી!) સંસારી લોકો તો દળેલું ફરી દળે છે, ચાવેલું ફરી ચાવે છે. તેમની ઇન્દ્રિયો વશમાં નહીં હોવાને કારણે તેઓ ભોગવેલા વિષયભોગોને ફરી ફરી ભોગવવા માટે સંસારરૂપી ઘોર નરક ભણી જઈ રહ્યા છે. આવા ઘરગૃહસ્થીમાં આસક્ત મનુષ્યોની બુદ્ધિ આપમેળે કોઈના શીખવવાથી અથવા પોતાના જેવા જ લોકોના સંગને લીધે ભગવાન શ્રીકૃષ્ણમાં જોડાતી નથી. (૩૦) જેઓ ઇન્દ્રિયોથી દેખાતા બાહ્ય વિષયોને પરમ ઇષ્ટ સમજીને મૂર્ખતાને લીધે, આંધળાઓની પાછળ ચાલતા આંધળાઓની જેમ ખાડામાં પડવા જઈ રહ્યા છે અને વેદવાણીરૂપી દોરડાના - કામ્ય કર્મોના દીર્ઘ બંધનમાં બંધાયેલા છે તેમને એ વાતની ખબર જ નથી કે આપણો પોતાનો સ્વાર્થ અને પરમાર્થ ભગવાન શ્રીવિષ્ણુ જ છે; અને તેમને પ્રાપ્ત કરી લેવાથી આપણને બધા પુરુષાર્થોની પ્રાપ્તિ

૧. પ્રા. પા. – ગુરુરુવાચ ।

નૈષાં મતિસ્તાવદુરુક્રમાઙ્‌ઘ્રિં
સ્પૃશત્યનર્થાપગમો યદર્થ: ।
મહીયસાં પાદરજોઽભિષેકં
નિષ્કિઞ્ચનાનાં[1] ન વૃણીત યાવત્ ॥ ૩૨॥

થઈ શકે છે. (૩૧) જેમની બુદ્ધિ ભગવાનનાં ચરણકમળોનો સ્પર્શ કરી લે છે તેમના જન્મ-મરણરૂપ અનર્થનો સર્વથા નાશ થઈ જાય છે; પરંતુ જેઓ અકિંચન ભગવત્પ્રેમી મહાત્માઓની ચરણરજમાં સ્નાન કરી લેતા નથી તેમની બુદ્ધિ કામ્ય કર્મોનું સંપૂર્ણ સેવન કરવા છતાં પણ ભગવાનનાં ચરણોનો સ્પર્શ કરવા પામતી નથી. (૩૨)

ઇત્યુક્ત્વોપરતં પુત્રં હિરણ્યકશિપૂ રુષા ।
અન્ધીકૃતાત્મા સ્વોત્સઙ્ગાન્નિરસ્યત મહીતલે ॥ ૩૩॥

આહામર્ષરુષાવિષ્ટ: કષાયીભૂતલોચન:[2] ।
વધ્યતામાશ્વયં વધ્યો નિ:સારયત નૈર્ઋતા: ॥ ૩૪॥

અયં મે ભ્રાતૃહા સોઽયં હિત્વા સ્વાન્ સુહૃદોઽધમ: ।
પિતૃવ્યહન્તુર્ય: પાદૌ વિષ્ણોર્દાસવદર્ચતિ ॥ ૩૫॥

વિષ્ણોર્વા સાધ્વસૌ કિં નુ કરિષ્યત્યસમઞ્જસ: ।
સૌહૃદં દુસ્ત્યજં પિત્રોરહાદ્ય: પઞ્ચહાયન: ॥ ૩૬॥

પરોઽપ્યપત્યં હિતકૃદ્યથૌષધં
સ્વદેહજોઽપ્યામયવત્સુતોઽહિત: ।
છિન્દ્યાત્તદઙ્ગં યદુતાત્મનોઽહિતં
શેષં સુખં જીવતિ યદ્વિવર્જનાત્ ॥ ૩૭॥

સર્વૈરુપાયૈર્હન્તવ્ય: સમ્ભોજશયનાસનૈ: ।
સુહૃલ્લિઙ્ગધર: શત્રુર્મુનેર્દુષ્ટમિવેન્દ્રિયમ્ ॥ ૩૮॥

આટલું કહીને પ્રહ્‌લાદજી ચૂપ થઈ ગયા. ક્રોધના આવેશથી આંધળા થયેલા હિરણ્યકશિપુએ તેમને પોતાના ખોળામાંથી ઊંચકીને જમીન પર ફેંકી દીધા. (૩૩) તે પ્રહ્‌લાદજીનું કહેવું સહી શક્યો નહીં. રોષને લીધે તેની આંખો લાલ થઈ ગઈ અને તે બોલ્યો – "દૈત્યો! આને અહીંથી બહાર લઈ જાઓ અને તરત જ મારી નાખો; આ મારી નાખવાને જ લાયક છે. (૩૪) જુઓ તો ખરા, જેણે આના કાકા (હિરણ્યાક્ષ)ને મારી નાખ્યો તે જ વિષ્ણુનાં ચરણોની પૂજા આ અધમ પોતાના સુહૃદ-સ્વજનોને છોડીને, દાસની જેમ કરે છે! સંભવ છે કે, મારા ભાઈને મારનારો વિષ્ણુ જ પુત્રના રૂપે આવ્યો છે. (૩૫) આ હવે વિશ્વાસપાત્ર નથી. પાંચ વર્ષની અવસ્થામાં જ જેણે દુસ્ત્યજ્ય એવા પોતાનાં માતાપિતાના વાત્સલ્યપ્રેમને ભુલાવી દીધો તે કૃતઘ્ન ભલા, વિષ્ણુનુંય શું હિત કરશે? (૩૬) કોઈ બીજું પણ જો ઔષધની જેમ ભલાઈ કરે તો તે એક રીતે પુત્ર જ છે, પરંતુ જો પોતાનો પુત્ર જ અહિત કરવા માંડે તો તે રોગના જેવો શત્રુ છે. પોતાના જ શરીરના કોઈ અંગથી જો સમગ્ર શરીરને હાનિ થતી હોય તો તેને કાપી નાખવું જોઈએ, કારણ કે તેને કાપી નાખવાથી બાકીનું શરીર સુખેથી જીવી શકે છે. (૩૭) આ સ્વજનનો સ્વાંગ રચીને મારો કોઈ શત્રુ જ આવ્યો છે. જેમ યોગીની ભોગલોલુપ ઇન્દ્રિયો તેનું અનિષ્ટ કરે છે તેવી જ રીતે આ મારું અહિત કરનારો છે, તો ખાતાં-સૂતાં-બેસતાં – ગમે તે સમયે તેને કોઈ પણ ઉપાયથી મારી નાખો." (૩૮)

નૈર્ઋતાસ્તે સમાદિષ્ટા ભર્ત્રા વૈ શૂલપાણય: ।
તિગ્મદંષ્ટ્રકરાલાસ્યાસ્તામ્રશ્મશ્રુશિરોરુહા: ॥ ૩૯॥

નદન્તો ભૈરવાન્નાદાંશ્છિન્ધિ ભિન્ધીતિ વાદિન: ।
આસીનં ચાહનન્ શૂલૈ: પ્રહ્રાદં સર્વમર્મસુ ॥ ૪૦॥

જ્યારે હિરણ્યકશિપુએ દૈત્યોને આ પ્રમાણે આદેશ કર્યો ત્યારે તે તીક્ષ્ણ દાંતવાળા, વિકરાળ મોઢાવાળા, લાલ-લાલ દાઢી-મૂછ અને વાળવાળા દૈત્યો હાથમાં ત્રિશૂળ લઈને 'મારો, કાપો' – એમ જોરશોરથી બૂમો પાડવા લાગ્યા. પ્રહ્‌લાદજી તો ચુપચાપ બેઠેલા હતા અને દૈત્યો તેમનાં બધાં મર્મસ્થાનો પર શૂળથી ઘા કરતા હતા. (૩૯-૪૦)

૧. પ્રા. પા. – ઽનાનામવૃણીત । ૨. પ્રા. પા. – કષાયીકૃત૦ ।

પરે બ્રહ્મણ્યનિર્દેશ્યે ભગવત્યખિલાત્મનિ ।
યુક્તાત્મન્યફલા આસન્નપુણ્યસ્યેવ સત્ક્રિયાઃ ॥ ૪૧॥

પ્રયાસેડપહતે તસ્મિન્ દૈત્યેન્દ્રઃ પરિશઙ્કિતઃ ।
ચકાર તદ્વધોપાયાન્નિર્બન્ધેન યુધિષ્ઠિર ॥ ૪૨॥

દિગ્ગજૈર્દન્દશૂકૈશ્ચ[1] અભિચારાવપાતનૈઃ ।
માયાભિઃ સન્નિરોધૈશ્ચ ગરદાનૈરભોજનૈઃ ॥ ૪૩॥

હિમવાય્વગ્નિસલિલૈઃ પર્વતાક્રમણૈરપિ ।
ન શશાક યદા હન્તુમપાપમસુરઃ સુતમ્ ।
ચિન્તાં દીર્ઘતમાં પ્રાપ્તસ્તત્કર્તું નાભ્યપદ્યત ॥ ૪૪॥

એષ મે બહ્વસાધૂક્તો વધોપાયાશ્ચ નિર્મિતાઃ ।
તૈસ્તૈર્દ્રોહૈરસદ્ધર્મૈર્મુક્તઃ સ્વેનૈવ તેજસા ॥ ૪૫॥

વર્તમાનોડવિદૂરે વૈ બાલોડપ્યજડધીરયમ્ ।
ન વિસ્મરતિ મેડનાર્યં શુનઃશેપ ઈવ પ્રભુઃ ॥ ૪૬॥

અપ્રમેયાનુભાવોડયમકુતશ્ચિદ્ભયોડમરઃ ।
નૂનમેતદ્વિરોધેન મૃત્યુર્મે ભવિતા ન વા ॥ ૪૭॥

ઈતિ તં ચિન્તયા કિઞ્ચિન્મ્લાનશ્રિયમધોમુખમ્ ।
શણ્ડામર્કાવૌશનસૌ વિવિક્ત ઈતિ હોચતુઃ ॥ ૪૮॥

જિતં ત્વયૈકેન જગત્રયં ભ્રુવો-
વિજૃમ્ભણત્રસ્તસમસ્તધિષ્ણ્યપમ્ ।
ન તસ્ય ચિન્ત્યં તવ નાથ ચક્ષ્મહે[2]
ન વૈ શિશૂનાં ગુણદોષયોઃ પદમ્ ॥ ૪૯॥

તે સમયે પ્રહ્‌લાદજીનું ચિત્ત તે પરમાત્મામાં જોડાયેલું હતું કે જેઓ મન-વાણી થકી અગોચર, સર્વના આત્મા, સમસ્ત શક્તિઓના આધાર અને પરબ્રહ્મ છે. તેથી તે દૈત્યોના તમામ પ્રહારો બરાબર એવી જ રીતે નિષ્ફળ ગયા કે જેમ ભાગ્યવિહોણાઓના મોટા મોટા પ્રયાસ વ્યર્થ થઈ જાય છે. (૪૧) હે યુધિષ્ઠિર! જ્યારે શૂળોના પ્રહારોથી પ્રહ્‌લાદના શરીરને કશી અસર થઈ નહીં ત્યારે હિરણ્યકશિપુને ભારે શંકા થઈ. પછી તો તેણે પ્રહ્‌લાદજીને મારી નાખવા માટે હઠપૂર્વક જાતજાતના ઉપાય કર્યા. (૪૨) તેણે તેમને મોટા મોટા માતેલા હાથીઓ નીચે કચડાવ્યા, ઝેરી સાપોના દંશ દેવડાવ્યા, પુરોહિતો પાસે કૃત્યા રાક્ષસી પેદા કરાવી, પર્વતની ટોચ પરથી નીચે ગબડાવ્યા, શંબરાસુર પાસે અનેક પ્રકારની માયાના પ્રયોગ કરાવ્યા, અંધારી કોટડીમાં પૂરી રખાવ્યા, ઝેર પિવડાવ્યું અને ખાવાનું બંધ કરાવી દીધું; (૪૩) વારંવાર ઠંડીહિમ જગ્યામાં, ભભૂકતી આગમાં અને ઊંડા સમુદ્રમાં નાંખીને ઉપરથી પર્વત નીચે દબાવી દીધા. પરંતુ એમાંનો કોઈ પણ ઉપાય તે નિષ્પાપ પ્રહ્‌લાદને કશી હાનિ પહોંચાડી શક્યો નહીં. ત્યારે પોતાની લાચારી જોઈને હિરણ્યકશિપુ ચિંતાતુર થયો. તેને પ્રહ્‌લાદજીને મારી નાખવાનો અન્ય કોઈ ઉપાય હવે સૂઝતો ન હતો. (૪૪) તેણે વિચાર્યું – 'આને મેં ઘણુંબધું ખરુંખોટું કહ્યું અને મારી નાખવા ઘણાબધા ઉપાય (પણ) કર્યા, પરંતુ આ મારા દ્રોહ અને દુષ્ટ વ્યવહારોથી, કોઈનીય મદદ વિના, પોતાના જ પ્રભાવને લીધે બચતો રહ્યો. (૪૫) આ છે તો બાળક, પણ સમજદાર છે અને મારી પાસેય નિઃશંકભાવે જ રહે છે. જે હોય તે, પણ આનામાં કશુંક સામર્થ્ય જરૂર છે. જેમ શુનઃશેપ* પોતાના પિતાનાં દુષ્કૃત્યોને લીધે તેનો વિરોધી થઈ ગયો હતો તેવી જ રીતે આ પણ મારાં અપકૃત્યોને ભૂલશે નહીં. (૪૬) નથી તો આ કોઈનાથી બીતો અને નથી તો તેનું મોત થતું. આનું બળ અથાગ છે. મને લાગે છે કે આનો દ્રોહ (વિરોધ) કરવાથી ક્યાંક મારું મૃત્યુ ન થઈ જાય! (૪૭)

આ પ્રમાણે વિચાર કરતાં તે ઉદાસ થઈ ગયો. શુક્રાચાર્યના પુત્રો શંડ અને અમર્કે જ્યારે જોયું કે હિરણ્યકશિપુ મોં નીચું કરીને બેઠો છે ત્યારે તેમણે એકાંતમાં લઈ જઈને આ વાત કહી – (૪૮) "હે સ્વામી! તમે એકલાએ જ ત્રણે લોકને જીતી લીધા છે. તમારા દ્વારા ભવાં ત્રાંસા કરવા માત્રથી જ બધા લોકપાલો કંપી ઊઠે છે. અમારી દૃષ્ટિએ તો તમારે માટે ચિંતાની કોઈ વાત નથી. અરે, બાળકોમાં ન ગુણબુદ્ધિ હોય છે

૧. પ્રા. પા. – શૂકેન્દ્રૈરભિચારાભિપાતઃ । ૨. પ્રા. પા. – વિદ્મહે ।

* શુનઃશેપ અજીગર્તનો વચેટ પુત્ર હતો. પિતાએ તેને વરુણના યજ્ઞમાં બલિ આપવા માટે હરિશ્ચંદ્રના પુત્ર રોહિતાશ્વને વેચી દીધો હતો. ત્યારે તેના મામા વિશ્વામિત્રજીએ તેનું રક્ષણ કર્યું અને તે પોતાના પિતાનો વિરોધી થઈને તેમના વિપક્ષી વિશ્વામિત્રજીના જ ગોત્રનો થઈ ગયો. આ કથા આગળ ઉપર નવમા સ્કંધના સાતમા અધ્યાયમાં આવશે.

ઈમં તુ પાશૈર્વરુણસ્ય બદ્ધ્વા
નિધેહિ ભીતો ન પલાયતે યથા ।
બુદ્ધિશ્ચ પુંસો વયસાઽઽર્યસેવયા
યાવદ્ ગુરુર્ભાર્ગવ આગમિષ્યતિ ॥ ૫૦॥

કે ન દોષબુદ્ધિ. આ તો બાળકોનો ખેલ છે. તેમાં તમારે આટલું વિચારવાની ક્યાં જરૂર છે? (૪૯) અમારા પિતા શુક્રાચાર્યજી જ્યાં સુધી આવે નહીં ત્યાં સુધી આ ડરી જઈને નાસી ન જાય એ માટે આને વરુણના પાશથી બાંધી રાખો. મોટે ભાગે એવું થાય છે કે અવસ્થાની સાથે જ તથા ગુરુજનોની સેવા કરવાથી બુદ્ધિ સુધરી જાય છે.'' (૫૦)

તથેતિ ગુરુપુત્રોક્તમનુજ્ઞાયેદમબ્રવીત્ ।
ધર્મા[1] હ્યસ્યોપદેષ્ટવ્યા[2] રાજ્ઞાં યે[3] ગૃહમેધિનામ્ ॥ ૫૧॥

હિરણ્યકશિપુએ 'ભલે' એમ કહીને ગુરુપુત્રોની સલાહ સ્વીકારી લીધી અને કહ્યું કે, 'આને તે ધર્મોનો ઉપદેશ કરવો જોઈએ કે જેમનું પાલન ગૃહસ્થી રાજાઓ કરતા રહેતા હોય છે.' (૫૧) હે રાજન્! ત્યારબાદ પુરોહિત પ્રહ્લાદજીને લઈને પાઠશાળામાં ગયા અને તેમને ક્રમશઃ ધર્મ, અર્થ અને કામ – આ ત્રણ પુરુષાર્થોનું શિક્ષણ આપવા લાગ્યા. પ્રહ્લાદજી ત્યાં અત્યંત નમ્ર સેવકની જેમ રહેતા હતા. (૫૨) જોકે ગુરુઓનું તે શિક્ષણ પ્રહ્લાદજીને સારું લાગ્યું નહીં; કારણ કે ગુરુજી તેમને માત્ર અર્થ, ધર્મ અને કામનું જ શિક્ષણ આપતા હતા. આ શિક્ષણ તો માત્ર તે લોકો માટે જ છે કે જેઓ રાગ-દ્વેષ વગેરે દ્વંદ્વોમાં અને વિષયભોગોમાં રસ લઈ રહ્યા હોય છે. (૫૩) એક દિવસ ગુરુજી ગૃહસ્થીના કામે ક્યાંક બહાર ગયા હતા. રજા મળી જવાને કારણે સમવયસ્ક બાળકોએ પ્રહ્લાદજીને રમવા માટે બોલાવ્યા. (૫૪) પ્રહ્લાદજી પરમજ્ઞાની હતા, બાળકોનો પ્રેમ જોઈને તેમણે તેમને ઘણી મધુર વાણીથી પોકારીને પોતાની પાસે બોલાવી લીધા. તેમનાથી તેમની જન્મ-મરણની ગતિ પણ અજાણી ન હતી. તેમના પર કૃપા કરીને જાણે હસી રહ્યા હોય તેમ તેમને ઉપદેશ કરવા લાગ્યા. (૫૫) (હે યુધિષ્ઠિર!) તે બધા હજી તો બાળક જ હતા, તેથી રાગ-દ્વેષપરાયણ વિષયભોગી પુરુષોના ઉપદેશોથી અને કાર્યોથી તેમની બુદ્ધિ હજી દૂષિત થઈ ન હતી. આને લીધે અને પ્રહ્લાદજી પ્રત્યે આદરભાવ હોવાને લીધે તે બધાએ રમવાની પોતાની બધી વસ્તુઓ છોડી દીધી તથા પ્રહ્લાદજી પાસે જઈને તેમની ચારે બાજુએ બેસી ગયા અને તેમના ઉપદેશમાં મન પરોવીને પ્રેમપૂર્વક તેમની તરફ અનિમેષ જોતા રહ્યા. ભગવાનના પરમપ્રેમી ભક્ત પ્રહ્લાદજીનું હૃદય તેમના પ્રત્યે કરુણા અને મૈત્રીના ભાવથી ભરાઈ ગયું અને તેઓ તેમને કહેવા લાગ્યા. (૫૬-૫૭)

ધર્મમર્થં ચ કામં ચ નિતરાં ચાનુપૂર્વશઃ ।
પ્રહ્રાદાયોચતૂ રાજન્ પ્રશ્રિતાવનતાય ચ ॥ ૫૨॥

યથા ત્રિવર્ગં[4] ગુરુભિરાત્મને ઉપશિક્ષિતમ્[5] ।
ન સાધુ મેને તચ્છિક્ષાં દ્વન્દ્વારામોપવર્ણિતામ્ ॥ ૫૩॥

યદાઽઽચાર્યઃ પરાવૃત્તો ગૃહમેધીયકર્મસુ ।
વયસ્યૈર્બાલકૈસ્તત્ર સોપહૂતઃ કૃતક્ષણૈઃ ॥ ૫૪॥

અથ તાન્ શ્લક્ષ્ણયા વાચા પ્રત્યાહૂય મહાબુધઃ ।
ઉવાચ વિદ્વાંસ્તન્નિષ્ઠાં કૃપયા પ્રહસન્નિવ ॥ ૫૫॥

તે તુ તદ્ગૌરવાત્સર્વે ત્યક્તક્રીડાપરિચ્છદાઃ ।
બાલા ન દૂષિતધિયો દ્વન્દ્વારામેરિતેહિતૈઃ ॥ ૫૬॥

પર્યુપાસત રાજેન્દ્ર તન્ન્યસ્તહૃદયેક્ષણાઃ ।
તાનાહ કરુણો મૈત્રો મહાભાગવતોઽસુરઃ ॥ ૫૭॥

==★==

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્રાદાનુચરિતે[6] પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્લાદચરિત્રમાંનો પાંચમો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – ધર્મો । ૨. પ્રા. પા. – ૦વ્યો । ૩. પ્રા. પા. – યો । ૪. પ્રા. પા. – ત્રિવર્ગો । ૫. પ્રા. પા. – ૦ક્ષિતઃ । ૬. પ્રા. પા. – ૦દચરિતે ।

# છઠ્ઠો અધ્યાય

## પ્રહ્‌લાદજીનો અસુર-બાળકોને ઉપદેશ

*પ્રહ્લાદ ઉવાચ*

કૌમાર[1] આચરેત્પ્રાજ્ઞો ધર્માન્ ભાગવતાનિહ ।
દુર્લભં માનુષં જન્મ તદપ્યધ્રુવમર્થદમ્ ॥ ૧॥

યથા હિ પુરુષસ્યેહ વિષ્ણોઃ પાદોપસર્પણમ્ ।
યદેષ સર્વભૂતાનાં પ્રિય આત્મેશ્વરઃ સુહૃત્ ॥ ૨॥

સુખમૈન્દ્રિયકં દૈત્યા દેહયોગેન દેહિનામ્ ।
સર્વત્ર લભ્યતે દૈવાદ્યથા દુઃખમયત્નતઃ ॥ ૩॥

તત્પ્રયાસો ન કર્તવ્યો યત આયુર્વ્યયઃ પરમ્ ।
ન તથા વિન્દતે ક્ષેમં મુકુન્દચરણામ્બુજમ્ ॥ ૪॥

તતો યતેત કુશલઃ ક્ષેમાય ભયમાશ્રિતઃ ।
શરીરં પૌરુષં યાવન્ન વિપદ્યેત પુષ્કલમ્ ॥ ૫॥

પુંસો વર્ષશતં હ્યાયુસ્તદર્ધં ચાજિતાત્મનઃ ।
નિષ્ફલં યદસૌ રાત્ર્યાં શેતેઽન્ધં પ્રાપિતસ્તમઃ ॥ ૬॥

મુગ્ધસ્ય બાલ્યે કૌમારે ક્રીડતો યાતિ વિંશતિઃ ।
જરયા ગ્રસ્તદેહસ્ય યાત્યકલ્પસ્ય વિંશતિઃ ॥ ૭॥

**પ્રહ્‌લાદજીએ કહ્યું** – મિત્રો! આ સંસારમાં મનુષ્યજન્મ અત્યંત દુર્લભ છે. એના દ્વારા અવિનાશી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. પરંતુ ખબર નહીં ક્યારે એનો અંત આવી જાય; તેથી બુદ્ધિમાન મનુષ્યે ઘડપણ કે જુવાનીના ભરોસે ન રહેતાં બાળપણમાં જ ભગવાનની પ્રાપ્તિ કરાવનારાં સાધનોનું અનુષ્ઠાન કરી લેવું જોઈએ. (૧) આ મનુષ્યજન્મમાં શ્રીભગવાનનાં ચરણોનું શરણ લેવું એ જ જીવનની એકમાત્ર સફળતા છે; કારણ કે ભગવાન સમસ્ત પ્રાણીઓના સ્વામી, સુહૃદ, પ્રિયતમ અને આત્મા છે. (૨) ભાઈઓ! ઇન્દ્રિયો વડે જે સુખ ભોગવવામાં આવે છે તે તો - જીવ ભલેને ગમે તે યોનિમાં હોય – પ્રારબ્ધ અનુસાર સર્વત્ર એ જ રીતે મળતું રહે છે કે જેમ કશો પ્રયત્ન કર્યા વિના, નિવારણ કરવા છતાં પણ દુઃખ મળે છે. (૩) તેથી સાંસારિક સુખ (મેળવવા)ના ઉદ્દેશ્યથી પ્રયત્ન કરવાની કોઈ જરૂર નથી; કારણ કે જાતે જ મળી રહેતી વસ્તુ (મેળવવા) માટે પરિશ્રમ કરવો એ આયુષ્ય અને શક્તિને વ્યર્થ ગુમાવવા બરાબર છે. જેઓ એનામાં અટવાઈ જાય છે તેમને પરમકલ્યાણ-સ્વરૂપ ભગવાનનાં ચરણકમળોની પ્રાપ્તિ થતી નથી. (૪) આપણા માથે અનેક પ્રકારના ભય સવાર હોય છે. તેથી આ શરીર કે જે ભગવાનની પ્રાપ્તિ કરવાને પર્યાપ્ત છે તે જ્યાં સુધી રોગગ્રસ્ત અને શોકગ્રસ્ત થઈને મૃત્યુના મુખમાં ચાલ્યું ન જાય ત્યાં સુધીમાં બુદ્ધિમાન મનુષ્યે પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરી લેવો જોઈએ. (૫) મનુષ્યનું સંપૂર્ણ આયુષ્ય સો વર્ષનું છે. જેમણે પોતાની ઇન્દ્રિયોને વશ કરી લીધી નથી તેમના આયુષ્યનો અડધો ભાગ તો અમસ્તો વીતી જાય છે; કારણ કે તેઓ રાત્રે ઘોર તમોગુણગ્રસ્ત અર્થાત્ અજ્ઞાનગ્રસ્ત થઈને સૂતા રહે છે. (૬) બાળપણમાં તેમને પોતાના હિત-અહિતનું જ્ઞાન રહેતું નથી, થોડાક મોટા થતાં કૌમાર્ય-અવસ્થામાં તેઓ રમતગમતમાં જોડાઈ જાય છે. આ પ્રમાણે વીસ વર્ષ વીતી જાય છે અને એનો ખ્યાલ પણ રહેતો નથી. (એ જ રીતે) જ્યારે ઘડપણ શરીરને ગ્રસ્ત કરી લે છે ત્યારે છેવટનાં વીસ વર્ષોમાં કશું કરવાનું સામર્થ્ય જ રહેવા પામતું નથી. (૭)

૧. પ્રાચીન પ્રતમાં પ્રહ્લાદના વાક્યમાં 'કૌમાર આચરેત્પ્રાજ્ઞો' – શ્લોકની પહેલાં પાંચ શ્લોક વધુ છે. એ પાંચ શ્લોકોને ભાગવતના વિખ્યાત ટીકાકાર શ્રીવિજયધ્વજે પણ માન્ય ગણ્યા છે અને તેમણે એમના પર ટીકા પણ લખી છે. પ્રાચીન પ્રતનું લખાણ ક્યાંક ક્યાંક અસ્પષ્ટ અને ખંડિત હોવાને કારણે આ પાંચ શ્લોક શુદ્ધ રૂપમાં આપી શકાયા નથી, તેથી તેમને શ્રીવિજયધ્વજની ટીકા અનુસાર શુદ્ધ કરીને અહીં ઉદ્ધૃત કરવામાં આવે છે –

હન્તાર્ભકા મે શૃણુત વચો વઃ સર્વતઃશિવમ્ । વયસ્યાન્ પશ્યત મૃતાન્ ક્રીડાન્ધા મા પ્રમાદ્યથ ॥
ન પુરા વિવશં બાલા આત્મનોઽર્થે પ્રિયૈષિણઃ । ગુરૂક્તમપિ ન ગ્રાહ્યં યદનર્થેઽર્થકલ્પનમ્ ॥

દુરાપૂરેણ કામેન મોહેન ચ બલીયસા ।
શેષં ગૃહેષુ સક્તસ્ય પ્રમત્તસ્યાપયાતિ હિ ॥૮॥

કો ગૃહેષુ પુમાન્સક્તમાત્માનમજિતેન્દ્રિયઃ ।
સ્નેહપાશૈર્દૃઢૈર્બદ્ધમુત્સહેત વિમોચિતુમ્ ॥૯॥

કો ન્વર્થતૃષ્ણાં વિસૃજેત્ પ્રાણેભ્યોઽપિ ય ઈપ્સિતઃ ।
યં ક્રીણાત્યસુભિઃ પ્રેષ્ઠૈસ્તસ્કરઃ સેવકો વણિક્ ॥ ૧૦॥

કથં પ્રિયાયા અનુકમ્પિતાયાઃ
સઙ્ગં રહસ્યં રુચિરાંશ્ચ મન્ત્રાન્ ।
સુહૃત્સુ ચ સ્નેહસિતઃ શિશૂનાં
કલાક્ષરાણામનુરક્તચિત્તઃ ॥ ૧૧॥

પુત્રાન્સ્મરંસ્તા દુહિતૄર્હૃદય્યા[1]
ભ્રાતૄન્ સ્વસૄર્વા પિતરૌ ચ દીનૌ ।
ગૃહાન્ મનોજ્ઞોરુપરિચ્છદાંશ્ચ
વૃત્તીશ્ચ કુલ્યાઃ પશુભૃત્યવર્ગાન્ ॥ ૧૨॥

ત્યજેત કોશસ્કૃદિવેહમાનઃ
કર્માણિ લોભાદવિતૃપ્તકામઃ ।
ઔપસ્થ્યજૈહ્વ્યં બહુ મન્યમાનઃ
કથં વિરજ્યેત દુરન્તમોહઃ ॥ ૧૩॥

કુટુમ્બપોષાય વિયન્ નિજાયુ-
ર્ન બુધ્યતેઽર્થં વિહતં પ્રમત્તઃ ।
સર્વત્ર તાપત્રયદુઃખિતાત્મા
નિર્વિદ્યતે ન સ્વકુટુમ્બરામઃ ॥ ૧૪॥

રહી ગયું વચ્ચેનું કંઈ થોડું-ઘણું આયુષ્ય. એમાં ક્યારેય પૂરી ન થતી મોટી મોટી કામનાઓ છે, બળપૂર્વક પકડી રાખતો મોહ છે અને ઘરબારની તે આસક્તિ છે કે જેનાથી જીવ એટલો અટવાઈ જાય છે કે તેને કર્તવ્ય-અકર્તવ્યનું કશું જ્ઞાન જ રહેતું નથી. આ પ્રમાણે શેષ આયુષ્ય પણ વીતી જાય છે. (૮)

હે દૈત્યબાળકો! જેની ઇન્દ્રિયો વશમાં નથી, એવો કયો મનુષ્ય હશે કે જે ઘરગૃહસ્થીમાં આસક્ત અને માયા-મમતાના મજબૂત ફંદામાં ફસાયેલા સ્વયં પોતાને તેનામાંથી છોડાવવાનો પ્રયત્ન કરશે? (૯) ચોરો, સેવકો તેમ જ વેપારીઓ પોતાના અત્યંત પ્રિય પ્રાણને પણ હોડમાં મૂકીને જે ધનનો સંગ્રહ કરે છે અને તેથી જે પોતાના પ્રાણ કરતાંય વધુ પ્રિય લાગે છે તે ધનની લાલસાને ભલા, કોણ ત્યજી શકે છે? (૧૦) જે મનુષ્ય પોતાની પ્રિયતમા પત્નીના એકાંત સહવાસ પર, તેની પ્રેમસભર વાતો અને મીઠી લાગતી સલાહ પર પોતાને ન્યોછાવર કરી ચૂક્યો છે, ભાઈબંધુઓ અને મિત્રોના સ્નેહના બંધનમાં બંધાઈ ચૂક્યો છે અને નાનાં-નાનાં ભૂલકાંઓની કાલીઘેલી મધુર બોલી પર અનુરક્ત થઈ ચૂક્યો છે તે ભલા, આ બધાંને કેવી રીતે છોડી શકે? (૧૧) જે મનુષ્ય સાસરે ગયેલી પોતાની પુત્રીઓની, પુત્રો તથા ભાઈ-બહેનોની તેમ જ દીનહીન અવસ્થાને પામેલાં માતા-પિતાની, ઘણીબધી સુંદર-સુંદર કીમતી વસ્તુઓથી સજેલાં ઘરોની, કુળપરંપરાગત આજીવિકાનાં સાધનોની અને પશુઓ તથા નોકરચાકરોની નિરંતર યાદમાં જ રમમાણ બની ગયો છે તે ભલા, આ બધાને કેવી રીતે છોડી શકે? (૧૨) જે જનનેન્દ્રિય અને રસનેન્દ્રિય (જિહ્વા)નાં સુખોને જ સર્વસ્વ માની બેઠો છે, જેની ભોગવાસનાઓ ક્યારેય તૃપ્ત થઈ નથી, જે લોભને લીધે ઉપરાઉપરી કર્મો કરતો રહીને રેશમના કીડાની જેમ પોતાને વધુ ને વધુ કઠોર બંધનમાં બાંધતો રહે છે અને જેના મોહની કોઈ સીમા નથી તે મનુષ્ય તે બધાંથી કેવી રીતે વિરક્ત થઈ શકે અને તે બધાંનો ત્યાગ કેવી રીતે કરી શકે? (૧૩) 'આ મારો પરિવાર છે' એવા ભાવથી તેનામાં તે એટલો ડૂબી જાય છે કે તેના પાલનપોષણ માટે પોતાનું અમૂલ્ય આયુષ્ય ગુમાવી બેસે છે અને તેને એનો પણ ખ્યાલ રહેતો નથી કે મારા જીવનનું વાસ્તવિક ઉદ્દેશ્ય

યદુક્ત્યા ન પ્રબુદ્ધ્યેત સુપ્તસ્ત્વજ્ઞાનનિદ્રયા । ન શ્રદ્દધ્યાન્મતં તસ્ય પથાઽન્યો હ્યન્યનાયકઃ ॥
કઃ શત્રુઃ ક ઉદાસીનઃ કિં મિત્રં ચેહ આત્મનઃ । ભવત્સ્વપિ નયૈઃ કિં સ્યાદેવં સમ્પદ્વિપત્પદમ્ ॥
યો ન હિંસ્યાદ્ધર્મકામમાત્માનં સ્વજને વશઃ । પુનઃ શ્રીલોકયોર્હેતુઃ સ મુક્તાન્યોઽતિદુર્લભઃ ॥

૧. પ્રા. પા. – દુહિતૄશ્ચ સ્વસૄર્ભ્રાતૄન્ કલત્રાન્ પિત૦ ।

વિત્તેષુ નિત્યાભિનિવિષ્ટચેતા
વિદ્વાંશ્ચ દોષં પરવિત્તહર્તુઃ ।
પ્રેત્યેહ ચાથાપ્યજિતેન્દ્રિયસ્તદ્
અશાન્તકામો હરતે કુટુમ્બી ॥ ૧૫॥

વિદ્વાનપીત્થં દનુજાઃ કુટુમ્બં
પુષ્ણન્સ્વલોકાય ન કલ્પતે વૈ ।
યઃ[1] સ્વીયપારક્યવિભિન્નભાવ-
સ્તમઃ પ્રપદ્યેત યથા વિમૂઢઃ ॥ ૧૬॥

યતો ન કશ્ચિત્ ક્વ ચ કુત્રચિદ્ વા
દીનઃ સ્વમાત્માનમલં સમર્થઃ ।
વિમોચિતું કામદશાં વિહાર-
ક્રીડામૃગો યન્નિગડો વિસર્ગઃ ॥ ૧૭॥

તતો વિદૂરાત્ પરિહૃત્ય દૈત્યા
દૈત્યેષુ સઙ્ગં વિષયાત્મકેષુ ।
ઉપેત નારાયણમાદિદેવં
સ[2] મુક્તસઙ્ગૈરિષિતોઽપવર્ગઃ ॥ ૧૮॥

ન હ્યચ્યુતં પ્રીણયતો બહ્વાયાસોઽસુરાત્મજાઃ ।
આત્મત્વાત્ સર્વભૂતાનાં સિદ્ધત્વાદિહ સર્વતઃ ॥ ૧૯॥

પરાવરેષુ ભૂતેષુ બ્રહ્માન્તસ્થાવરાદિષુ ।
ભૌતિકેષુ વિકારેષુ ભૂતેષ્વથ[3] મહત્સુ ચ ॥ ૨૦॥

ગુણેષુ ગુણસામ્યે ચ ગુણવ્યતિકરે તથા[4] ।
એક એવ પરો હ્યાત્મા ભગવાનીશ્વરોઽવ્યયઃ ॥ ૨૧॥

પ્રત્યગાત્મસ્વરૂપેણ દૃશ્યરૂપેણ[5] ચ સ્વયમ્ ।
વ્યાપ્યવ્યાપકનિર્દેશ્યો હ્યનિર્દેશ્યોઽવિકલ્પિતઃ ॥ ૨૨॥

નષ્ટ થઈ રહ્યું છે. અરે, આવા પ્રમાદની પણ કોઈ હદ છે? જો આ બધાં કામોમાં કશુંક સુખ મળે તોપણ બરાબર છે, પરંતુ અહીં તો તે જ્યાં-જ્યાં જાય છે ત્યાં-ત્યાં દૈહિક, દૈવિક અને ભૌતિક તાપ તેના હૈયાને બાળતા જ રહે છે; અને તેમ છતાંય (તેનામાં) વૈરાગ્યનો ઉદય થતો નથી. આ તે કેવી વિડંબના! કુટુંબની મમતાના ચક્કરમાં ફસાઈને તે એટલો ગાફેલ થઈ જાય છે, તથા તેનું મન ધનના ચિંતનમાં હંમેશાં એટલું તલ્લીન રહે છે કે તે બીજાઓનું ધન ચોરવાના લૌકિક-પારલૌકિક દોષોને જાણતો હોવા છતાં પણ, કામનાઓને વશ નહીં કરી શકવાને કારણે, ઇન્દ્રિયોના ભોગની લાલસાથી ચોરી કરી જ બેસે છે. (૧૪-૧૫) ભાઈઓ! જે મનુષ્ય આ પ્રમાણે પોતાનાં કુટુંબીજનોના ભરણપોષણમાં જ વ્યસ્ત રહે છે – ક્યારેય ભગવાનનું ભજન કરતો નથી - તે વિદ્વાન હોય તોપણ તેને પરમાત્માની પ્રાપ્તિ નથી થઈ શકતી; કારણ કે પોતાના-પરાયાનો ભેદભાવ રહેવાને કારણે તેને પણ અજ્ઞાનીઓના જેવી જ તમઃપ્રધાન ગતિ પ્રાપ્ત થાય છે. (૧૬) જે કામિનીઓના મનોરંજનનું સાધન - તેમનો ક્રીડામૃગ બની રહેલો છે અને જેણે પોતાના પગોમાં સંતાનોની બેડી બાંધી દીધેલી છે તે બિચારો દીનહીન - ભલેને તે કોઈ પણ હોય, ક્યાંય પણ હોય - કોઈ પણ રીતે પોતાનો ઉદ્ધાર નથી કરી શકતો. (૧૭) માટે, ભાઈઓ! તમે વિષયાસક્ત દૈત્યોનો સંગ દૂરથી જ છોડી દો અને આદિદેવ ભગવાન શ્રીનારાયણનું શરણ લઈ લો; કારણ કે જેમણે સંસારની આસક્તિ છોડી દીધી છે તેવા મહાત્માઓ માટે તેઓ જ પરમ પ્રિયતમ અને પરમગતિ છે. (૧૮)

હે મિત્રો! ભગવાનને પ્રસન્ન કરવા માટે કાંઈ ઝાઝો પરિશ્રમ કે પ્રયત્ન નથી કરવો પડતો; કારણ કે તેઓ સમસ્ત પ્રાણીઓના આત્મા છે અને સર્વત્ર સૌની સત્તા (અસ્તિત્વ)રૂપે સ્વયંસિદ્ધ વસ્તુ છે. (૧૯) બ્રહ્માથી માંડીને તૃણ સુધીનાં નાનાંમોટાં સમસ્ત પ્રાણીઓમાં, પંચભૂતોથી બનેલી વસ્તુઓમાં, પંચભૂતોમાં, સૂક્ષ્મ તન્માત્રાઓમાં, મહત્તત્ત્વમાં, સત્ત્વ વગેરે ત્રણે ગુણોમાં અને ગુણોની સામ્ય-અવસ્થા એવી પ્રકૃતિમાં એકમાત્ર અવિનાશી પરમાત્મા જ વિરાજમાન છે. તેઓ જ સમસ્ત સૌંદર્ય, માધુર્ય અને ઐશ્વર્યોની ખાણ છે. (૨૦-૨૧) તેઓ જ અંતર્યામી દ્રષ્ટારૂપે છે અને તેઓ જ દૃશ્ય જગતરૂપે પણ (વિદ્યમાન) છે. તેઓ સર્વથા અનિર્વચનીય અને વિકલ્પરહિત હોવા છતાં પણ દ્રષ્ટા અને દૃશ્યરૂપે, વ્યાપ્ય અને વ્યાપકરૂપે તેમનું વર્ણન કરવામાં આવે છે, વાસ્તવમાં તો તેઓ એકરસરૂપે સદા વિદ્યમાન છે. તેમનામાં આ બધો વિકલ્પરૂપી ભેદ બિલકુલ નથી. (૨૨)

૧. પ્રા. પા. – યત્સ્વી૦ । ૨. પ્રા. પા. – સમ્મુક્ત । ૩. પ્રા. પા. – સૂક્ષ્મેષુ ચ મહ૦ । ૪. પ્રા. પા. – યથા । ૫. પ્રા. પા. – કાલરૂપેણ ।

કેવલાનુભવાનન્દસ્વરૂપઃ પરમેશ્વરઃ ।
માયયાઽન્તર્હિતૈશ્વર્ય ઈયતે ગુણસર્ગયા ॥ ૨૩॥

તસ્માત્ સર્વેષુ ભૂતેષુ દયાં કુરુત સૌહૃદમ્ ।
આસુરં[1] ભાવમુન્મુચ્ય યયા તુષ્યત્યધોક્ષજઃ ॥ ૨૪॥

તુષ્ટે ચ તત્ર કિમલભ્યમનન્ત આદ્યે
કિં તૈર્ગુણવ્યતિકરાદિહ યે સ્વસિદ્ધાઃ ।
ધર્માદયઃ કિમગુણેન ચ કાઙ્ક્ષિતેન
સારઞ્જુષાં ચરણયોરુપગાયતાં નઃ ॥ ૨૫॥

ધર્માર્થકામ ઈતિ યોઽભિહિતસ્ત્રિવર્ગ
ઈક્ષા ત્રયી નયદમૌ વિવિધા ચ વાર્તા ।
મન્યે તદેતદખિલં નિગમસ્ય સત્યં
સ્વાત્માર્પણં સ્વસુહૃદઃ પરમસ્ય પુંસઃ ॥ ૨૬॥

જ્ઞાનં તદેતદમલં દુરવાપમાહ
નારાયણો નરસખઃ કિલ નારદાય ।
એકાન્તિનાં ભગવતસ્તદકિઞ્ચનાનાં[2]
પાદારવિન્દરજસાઽઽપ્લુતદેહિનાં સ્યાત્ ॥ ૨૭॥

શ્રુતમેતન્મયા પૂર્વં જ્ઞાનં[3] વિજ્ઞાનસંયુતમ્ ।
ધર્મં ભાગવતં શુદ્ધં નારદાદ્ દેવદર્શનાત્ ॥ ૨૮॥

*દૈત્યપુત્રા ઊચુઃ*

પ્રહ્લાદ ત્વં વયં ચાપિ નર્તેઽન્યં વિદ્મહે ગુરુમ્ ।
એતાભ્યાં ગુરુપુત્રાભ્યાં બાલાનામપિ હીશ્વરૌ ॥ ૨૯॥

બાલસ્યાન્તઃપુરસ્થસ્ય મહત્સઙ્ગો દુરન્વયઃ ।
છિન્ધિ નઃ સંશયં સૌમ્ય સ્યાચ્ચેદ્વિશ્રમ્ભકારણમ્ ॥ ૩૦॥

તેઓ કેવળ અનુભૂતિસ્વરૂપ, આનંદસ્વરૂપ એકમાત્ર પરમેશ્વર જ છે. ગુણમયી સૃષ્ટિનું સર્જન કરનારી માયા વડે જ તેમનું ઐશ્વર્ય ઢંકાયેલું રહે છે. તે માયાનું નિવારણ થઈ જતાં જ તેમનાં દર્શન થઈ જાય છે. (૨૩) તેથી તમે બધા પોતાના દૈત્યપણાનો, આસુરી સંપદાનો ત્યાગ કરીને સમસ્ત પ્રાણીઓ પર દયા કરો, પ્રેમથી તેમનું હિત કરો. એનાથી જ ભગવાન પ્રસન્ન થાય છે. (૨૪) આદિનારાયણ અનંત ભગવાન પ્રસન્ન થાય તો એવી કઈ વસ્તુ હોઈ શકે કે જે ન મળે? લોક અને પરલોક માટે જે ધર્મ, અર્થ, કામની આવશ્યકતા બતાવવામાં આવી છે એ તો ગુણોના પરિણામે અનાયાસ આપોઆપ જ મળવાના છે. આપણે જો શ્રીભગવાનના ચરણામૃતનું સેવન કરવામાં પરોવાયા છીએ અને તેમનાં નામ-ગુણોનું કીર્તન કરવા લાગ્યા છીએ તો પછી આપણને મોક્ષની ય શી જરૂર છે? (૨૫) આમ તો શાસ્ત્રોમાં ધર્મ, અર્થ અને કામ - એ ત્રણે પુરુષાર્થોનું પણ વર્ણન થયેલું છે; આત્મવિદ્યા, કર્મકાંડ, ન્યાય (તર્કશાસ્ત્ર), દંડનીતિ અને જીવિકાનાં વિવિધ સાધનો - આ બધાય વિષયો વેદોમાં પ્રતિપાદિત થયા છે; પરંતુ જો આ બધાં પોતાના પરમ હિતૈષી, પરમપુરુષ ભગવાન શ્રીહરિને આત્મસમર્પણ કરવામાં સહાયક થાય તો જ હું તેમને સત્ય (સાર્થક) માનું છું. નહિતર તો આ બધાં જ (સાધનો) નિરર્થક છે. (૨૬) આ નિર્મળ જ્ઞાન, જે મેં તમને જણાવ્યું તે ઘણું દુર્લભ છે. આ જ્ઞાનનો અગાઉ નર-નારાયણદેવે નારદજીને ઉપદેશ કર્યો હતો; અને આ જ્ઞાન તે બધા લોકોને મળી શકે છે કે જેમણે પોતાના શરીરને ભગવાનના અનન્યપ્રેમી અને અકિંચન ભક્તોનાં ચરણકમળોની રજથી નવડાવી દીધું છે. (૨૭) આ વિજ્ઞાન-સહિતનું જ્ઞાન એ વિશુદ્ધ ભાગવતધર્મ છે. આ જ્ઞાન મેં ભગવાનનું દર્શન કરાવનારા દેવર્ષિ નારદજીના મુખેથી જ સૌ પહેલાં સાંભળ્યું હતું. (૨૮)

**પ્રહ્લાદજીના સહાધ્યાયીઓએ પૂછ્યું** – હે પ્રહ્લાદજી! આ બંને ગુરુપુત્રો સિવાયના અન્ય કોઈ ગુરુજીને નથી તો તમે જાણતા કે નથી અમે જાણતા. આ જ આપણા બધા બાળકોના શાસક છે. (૨૯) એક તો, તમે નાની વયના છો અને બીજું, જન્મથી તમે મહેલમાં પોતાની માતા પાસે રહ્યા છો; એટલે તમારું મહાત્મા નારદજી સાથેનું મિલન જરા અસંગત-જેવું જણાય છે. તો હે પ્રિયવર! આ બાબતમાં વિશ્વાસ અપાવે એવી કોઈ વાત હોય તો તે કહો અને અમારા સંદેહને દૂર કરો. (૩૦)

==★==

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્લાદાનુચરિતે[4] ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥**
**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્લાદચરિત્રમાંનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. પ્રા. પા. – ભાવમાસુરમુન્મુચ્ય । ૨. પ્રા. પા. – ૦વતાં તદ૦ । ૩. પ્રા. પા. – જ્ઞાનવિજ્ઞા૦ । ૪. પ્રા. પા. – ૦દચરિ૦ ।

# સાતમો અધ્યાય

## પ્રહ્‌લાદજીએ માતાના ગર્ભમાં મેળવેલા નારદજીના ઉપદેશનું વર્ણન

*નારદ ઉવાચ*

એવં દૈત્યસુતૈઃ પૃષ્ટો મહાભાગવતોઽસુરઃ ।
ઉવાચ સ્મયમાનસ્તાન્સ્મરન્ મદનુભાષિતમ્ ॥ ૧॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) જ્યારે દૈત્યબાળકોએ આવો પ્રશ્ન કર્યો ત્યારે ભગવાનના પરમપ્રેમી ભક્ત પ્રહ્‌લાદજીને મારી વાતનું સ્મરણ થઈ આવ્યું. તેમને બહુ આનંદ થયો અને તેમણે પ્રસન્નવદને તે બાળકોને કહ્યું – (૧)

*પ્રહ્‌લાદ ઉવાચ*

પિતરિ પ્રસ્થિતેઽસ્માકં તપસે મન્દરાચલમ્ ।
યુદ્ધોદ્યમં પરં ચક્રુર્વિબુધા દાનવાન્ પ્રતિ ॥ ૨॥

પિપીલિકૈરહિરિવ દિષ્ટ્યા લોકોપતાપનઃ ।
પાપેન પાપોઽભક્ષીતિ વાદિનો વાસવાદયઃ ॥ ૩॥

તેષામતિબલોદ્યોગં[૧] નિશમ્યાસુરયૂથપાઃ ।
વધ્યમાનાઃ સુરૈર્ભીતા દુદ્રુવુઃ સર્વતોદિશમ્ ॥ ૪॥

કલત્રપુત્રમિત્રાપ્તાન્ ગૃહાન્ પશુપરિચ્છદાન્ ।
નાવેક્ષમાણાસ્ત્વરિતાઃ સર્વે પ્રાણપરીપ્સવઃ ॥ ૫॥

વ્યલુમ્પન્ રાજશિબિરમમરા જયકાઙ્ક્ષિણઃ[૨] ।
ઈન્દ્રસ્તુ રાજમહિષીં માતરં મમ ચાગ્રહીત્ ॥ ૬॥

નીયમાનાં ભયોદ્વિગ્નાં રુદતીં કુરરીમિવ ।
યદૃચ્છયાઽઽગતસ્તત્ર દેવર્ષિર્દદૃશે પથિ ॥ ૭॥

પ્રાહ મૈનાં સુરપતે નેતુમર્હસ્યનાગસમ્[૩] ।
મુઞ્ચ મુઞ્ચ મહાભાગ સતીં પરપરિગ્રહમ્ ॥ ૮॥

**પ્રહ્‌લાદજીએ કહ્યું** – જ્યારે અમારા પિતાજી તપ કરવા માટે મંદરાચલ પર ચાલ્યા ગયા ત્યારે ઇન્દ્ર વગેરે દેવતાઓએ દાનવો સાથે યુદ્ધ કરવાનો ઘણો ભારે ઉદ્યમ કર્યો. (૨) તેઓ એવું કહેવા લાગ્યા કે જેમ કીડીઓ સાપને સફાચટ કરી જાય છે તેવી જ રીતે લોકોને સતાવતા પાપી હિરણ્યકશિપુને તેનું પાપ જ ભરખી ગયું. (૩) દેવતાઓની (યુદ્ધ માટેની) ભારે તૈયારીની દૈત્ય સેનાપતિઓને જાણ થઈ ત્યારે તેમની હિંમત તૂટી ગઈ. તેઓ દેવોનો સામનો કરી શક્યા નહીં. માર ખાઈને પત્નીઓ, પુત્રો, મિત્રો, વડીલો, મહેલો, પશુઓ અને સાધન-સામગ્રીની કશીય ચિંતા નહીં કરતાં પોતાના પ્રાણ બચાવવા માટે તે તમામ દૈત્ય સૈનિકો આમ-તેમ ભાગી છૂટ્યા. (૪-૫) પોતાની જીત ઇચ્છતા દેવોએ રાજમહેલમાં લૂંટફાટ ચલાવી - ધાંધલ મચાવી દીધી; ત્યાં સુધી કે ઇન્દ્રે રાજરાણી મારી માતા કયાધૂને પણ બંદી બનાવી દીધાં. (૬) મારી માતા ગભરાઈ જઈને ટિટોડીની જેમ રડી રહ્યાં હતાં અને ઇન્દ્ર તેમને બળજબરીથી લઈ જઈ રહ્યા હતા. નસીબજોગે દેવર્ષિ નારદજી આ તરફ આવી પહોંચ્યા અને તેમણે રસ્તામાં મારી માતાને જોયાં. (૭) ત્યારે તેમણે (ઇન્દ્રને) કહ્યું – "હે દેવરાજ! આ નિર્દોષ છે, તેમને લઈ જવાં યોગ્ય નથી. હે મહાભાગ! આ સતી-સાધ્વી પરનારીની અવમાનના ન કરો, એમને છોડી દો, તરત છોડી દો." (૮)

*ઈન્દ્ર ઉવાચ*

આસ્તેઽસ્યા જઠરે વીર્યમવિષહ્યં સુરદ્વિષઃ ।
આસ્યતાં યાવત્પ્રસવં મોક્ષ્યેઽર્થપદવીં ગતઃ ॥ ૯॥

**ઈન્દ્રે કહ્યું** – આની કૂખમાં દેવોના દ્રોહી હિરણ્યકશિપુનો અત્યંત પ્રભાવશાળી ગર્ભ છે. પ્રસૂતિ સુધી આ મારી પાસે રહે, પ્રસવ થશે ત્યારે જન્મનાર બાળકનો વધ કરીને આને છોડી દઈશ. (૯)

૧. પ્રા. પા. – ૦મપિ । ૨. પ્રા. પા. – જિતકાશિનઃ । ૩. પ્રા. પા. – હર્તુમ૦ ।

નારદ ઉવાચ

અયં નિષ્કિલ્બિષઃ સાક્ષાન્મહાભાગવતો મહાન્ ।
ત્વયા ન પ્રાપ્સ્યતે સંસ્થામનન્તાનુચરો બલી ॥ ૧૦॥

ઈત્યુક્તસ્તાં વિહાયેન્દ્રો દેવર્ષેર્માનયન્ વચઃ ।
અનન્તપ્રિયભક્ત્યૈનાં પરિક્રમ્ય[1] દિવં યયૌ ॥ ૧૧॥

તતો નો માતરમૃષિઃ સમાનીય નિજાશ્રમમ્ ।
આશ્વાસ્યેહોષ્યતાં વત્સે યાવત્તે ભર્તુરાગમઃ ॥ ૧૨॥

તથેત્યવાત્સીદ્દેવર્ષેરન્તિ[2] સાઽપ્યકુતોભયા ।
યાવદ્દૈત્યપતિર્ઘોરાત્તપસો ન ન્યવર્તત ॥ ૧૩॥

ઋષિં પર્યચરત્તત્ર ભક્ત્યા પરમયા સતી ।
અન્તર્વત્ની સ્વગર્ભસ્ય ક્ષેમાયેચ્છાપ્રસૂતયે ॥ ૧૪॥

ઋષિઃ કારુણિકસ્તસ્યાઃ પ્રાદાદુભયમીશ્વરઃ[3] ।
ધર્મસ્ય તત્ત્વં જ્ઞાનં ચ મામપ્યુદ્દિશ્ય નિર્મલમ્ ॥ ૧૫॥

તત્તુ કાલસ્ય દીર્ઘત્વાત્ સ્ત્રીત્વાન્માતુસ્તિરોદધે ।
ઋષિણાઽનુગૃહીતં માં નાધુનાઽપ્યજહાત્ સ્મૃતિઃ ॥ ૧૬॥

ભવતામપિ ભૂયાન્મે યદિ શ્રદ્દધતે વચઃ ।
વૈશારદી ધીઃ શ્રદ્ધાતઃ સ્ત્રીબાલાનાં ચ મે યથા ॥ ૧૭॥

જન્માદ્યાઃ ષડિમે ભાવા દૃષ્ટા દેહસ્ય નાત્મનઃ ।
ફલાનામિવ વૃક્ષસ્ય કાલેનેશ્વરમૂર્તિના ॥ ૧૮॥

આત્મા નિત્યોઽવ્યયઃ શુદ્ધ એકઃ ક્ષેત્રજ્ઞ આશ્રયઃ ।
અવિક્રિયઃ સ્વદૃગ્ હેતુર્વ્યાપકોઽસઙ્ગ્યનાવૃતઃ ॥ ૧૯॥

**નારદજીએ કહ્યું –** આના ગર્ભમાં ભગવાનનો સાક્ષાત્ પરમપ્રેમી ભક્ત અને સેવક, અતિબળવાન અને નિષ્પાપ મહાત્મા છે. તમારામાં તેને મારવાની શક્તિ નથી. (૧૦)

દેવર્ષિ નારદજીની આ વાત સાંભળીને, તે વાતનો સત્કાર કરતાં ઈન્દ્રે મારી માતાને છોડી દીધાં; અને પછી 'તેના ગર્ભમાં ભગવાનનો ભક્ત છે' એવા ભાવથી તેમણે મારી માતાની પ્રદક્ષિણા કરી અને (પછી) પોતાના લોકમાં સિધાવી ગયા. (૧૧)

ત્યારબાદ દેવર્ષિ નારદજી મારી માતાને પોતાના આશ્રમ પર લઈ ગયા. અને તેમને સમજાવતાં-મનાવતાં કહ્યું – "બેટી! જ્યાં સુધી તારા પતિ તપ કરીને પાછા ન આવે ત્યાં સુધી તું અહીં જ રહે." (૧૨) 'જેવી આજ્ઞા ઘણું સારું' કહીને તેઓ નિર્ભયતાપૂર્વક દેવર્ષિના આશ્રમમાં જ રહેવા લાગ્યાં અને ત્યાં સુધી તેઓ ત્યાં રહ્યાં કે જ્યાં સુધી મારા પિતા ઘોર તપસ્યા પૂરી કરીને પાછા ન આવ્યા. (૧૩) મારી સગર્ભા માતા મારું - ગર્ભમાં રહેલા બાળકનું મંગલ થાય એવી કામનાથી અને ઈચ્છિત સમયે (એટલે કે મારા પિતાના પાછા આવી ગયા પછી) સંતાનને જન્મ આપવાની કામનાથી, ખૂબ પ્રેમ અને ભક્તિ સાથે નારદજીની સેવા-શુશ્રૂષા કરતાં રહ્યાં. (૧૪)

દેવર્ષિ નારદજી ઘણા દયાળુ અને સર્વસમર્થ હતા. તેમણે મારી માતાને ભાગવતધર્મનું રહસ્ય અને વિશુદ્ધ જ્ઞાન – એ બંનેનો ઉપદેશ કર્યો. ઉપદેશ કરતી વખતે તેમનું લક્ષ્ય મારા પ્રત્યે પણ હતું. (૧૫) ઘણો સમય વીતી જવાને કારણે તથા પોતે સ્ત્રી હોવાને કારણે પણ મારી માતાને તો તે જ્ઞાન યાદ રહ્યું નથી, પરંતુ દેવર્ષિ નારદજીની વિશેષ કૃપા હોવાને કારણે હું તે જ્ઞાન ભૂલ્યો નથી. (૧૬) (હે મિત્રો!) જો તમે લોકો મારી આ વાત પર શ્રદ્ધા કરો તો તમને પણ તે જ્ઞાન (પ્રાપ્ત) થઈ શકે; કારણ કે શ્રદ્ધાથી સ્ત્રીઓ અને બાળકોની બુદ્ધિ પણ મારી બુદ્ધિ જેવી જ શુદ્ધ થઈ શકે છે. (૧૭) ભગવાન જ કાળસ્વરૂપ છે. તેમની પ્રેરણાથી જ વૃક્ષોને ફળ બેસે છે, ટકે છે, વૃદ્ધિ પામે છે, પાકે છે, ક્ષીણ થાય છે અને (અંતે) નષ્ટ થઈ જાય છે તેવી જ રીતે જન્મ, અસ્તિત્વની અનુભૂતિ, વૃદ્ધિવિકાસ, પરિણામ, ક્ષય અને વિનાશ – આ છ ભાવવિકારો શરીરમાં જ જોવામાં આવે છે, તેમનો આત્મા સાથે કશો જ સંબંધ નથી. (૧૮) આત્મા નિત્ય, અવિનાશી, શુદ્ધ, એક, ક્ષેત્રજ્ઞ, આશ્રય, નિર્વિકાર, સ્વયંપ્રકાશિત, સર્વેનું કારણ, વ્યાપક, અસંગ તથા આવરણરહિત છે. (૧૯)

૧. પ્રા. પા. – પરિત્યજ્ય । ૨. પ્રા. પા. – ૦રન્તિકે સાકુતો૦ । ૩. પ્રા. પા. – ૦દાદભ૦ ।

એતૈર્દ્વાદશભિર્વિદ્વાનાત્મનો લક્ષણૈઃ પરૈઃ ।
અહં મમેત્યસદ્ભાવં દેહાદૌ મોહજં ત્યજેત્ ॥ ૨૦॥

સ્વર્ણ[1] યથા ગ્રાવસુ હેમકારઃ
ક્ષેત્રેષુ યોગૈસ્તદભિજ્ઞ આપ્નુયાત્ ।
ક્ષેત્રેષુ દેહેષુ તથાઽઽત્મયોગૈ-
રધ્યાત્મવિદ્ બ્રહ્મગતિં લભેત ॥ ૨૧॥

અષ્ટૌ પ્રકૃતયઃ પ્રોક્તાસ્ત્રય એવ હિ તદ્ગુણાઃ ।
વિકારાઃ ષોડશાચાર્યૈઃ પુમાનેકઃ સમન્વયાત્ ॥ ૨૨॥

દેહસ્તુ સર્વસઙ્ઘાતો જગત્તસ્થુરિતિ દ્વિધા ।
અત્રૈવ મૃગ્યઃ પુરુષો નેતિ નેતીત્યતત્ ત્યજન્ ॥ ૨૩॥

અન્વયવ્યતિરેકેણ વિવેકેનોશતાઽઽત્મના ।
સર્ગસ્થાનસમામ્નાયૈર્વિમૃશદ્ભિરસત્વરૈઃ ॥ ૨૪॥

બુદ્ધેર્જાગરણં સ્વપ્નઃ સુષુપ્તિરિતિ વૃત્તયઃ ।
તા યેનૈવાનુભૂયન્તે સોઽધ્યક્ષઃ પુરુષઃ પરઃ ॥ ૨૫॥

એભિસ્ત્રિવર્ણૈઃ પર્યસ્તૈર્બુદ્ધિભેદૈઃ ક્રિયોદ્ભવૈઃ ।
સ્વરૂપમાત્મનો [2]બુધ્યેદ્ ગન્ધૈર્વાયુમિવાન્વયાત્ ॥ ૨૬॥

એતદ્દ્વારો હિ સંસારો ગુણકર્મનિબન્ધનઃ ।
અજ્ઞાનમૂલોઽપાર્થોઽપિ પુંસઃ સ્વપ્ન ઇવેષ્યતે ॥ ૨૭॥

તસ્માદ્ભવદ્ભિઃ કર્તવ્યં કર્મણાં ત્રિગુણાત્મનામ્ ।
બીજનિર્હરણં યોગઃ પ્રવાહોપરમો ધિયઃ ॥ ૨૮॥

તત્રોપાયસહસ્રાણામયં ભગવતોદિતઃ ।
યદીશ્વરે ભગવતિ યથા યૈરઞ્જસા રતિઃ ॥ ૨૯॥

આત્માનાં આ બાર ઉત્કૃષ્ટ લક્ષણો છે. એમનાં દ્વારા આત્મતત્ત્વને જાણનારા મનુષ્યે શરીર વગેરેમાં અજ્ઞાનને કારણે 'હું' અને 'મારું' એવો જે મિથ્યા ભાવ થઈ રહ્યો છે તેનો ત્યાગ કરી દેવો જોઈએ. (૨૦) જેમ સોનાની ખાણોમાં પથ્થરમાં ભળી ગયેલા સુવર્ણને, તેને કાઢવાની વિધિ જાણનારો સોની તે વિધિઓથી મેળવી લે છે તેવી જ રીતે અધ્યાત્મ-તત્ત્વને જાણનારો મનુષ્ય આત્મપ્રાપ્તિના ઉપાયો થકી પોતાના શરીરરૂપ ક્ષેત્રમાં જ બ્રહ્મપદનો સાક્ષાત્કાર કરી લે છે. (૨૧)

આચાર્યોએ મૂળ પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ – આ આઠ તત્ત્વોને પ્રકૃતિ કહ્યાં છે. તેમના ત્રણ ગુણ છે – સત્ત્વ, રજ અને તમ; તથા તેમના સોળ વિકાર છે – દશ ઇન્દ્રિયો (અર્થાત્ પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો), એક મન અને પાંચ મહાભૂતો. આ બધામાં એક પુરુષ-તત્ત્વ અનુગત છે. (૨૨) આ બધાંનો સમુદાય એ જ શરીર છે. આ (શરીર) બે પ્રકારનું છે – સ્થાવર અને જંગમ. આમાં જ અંતઃકરણ, ઇન્દ્રિયો અને (અન્ય) અનાત્મ વસ્તુઓનો 'આ આત્મા નથી' એ પ્રમાણે નિષેધ કરતા રહીને આત્માને ખોળવો જોઈએ. (૨૩) આત્મા સર્વમાં રહેલો છે, પરંતુ તે સર્વથી અલગ છે. આ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને તેના પ્રલય વિશે પણ વિચારવું જોઈએ, એમાં ઉતાવળ કરવી જોઈએ નહીં. (૨૪) જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ – આ ત્રણે બુદ્ધિની વૃત્તિઓ છે. આ વૃત્તિઓનો જેના વડે અનુભવ થાય છે તે જ બધાથી અતીત, બધાનો સાક્ષી પરમાત્મા છે. (૨૫) જેમ ગંધને લીધે તેના આશ્રયભૂત વાયુનું જ્ઞાન થાય છે તેવી જ રીતે બુદ્ધિની આ કર્મજન્ય અને પરિવર્તન પામતી ત્રણે અવસ્થાઓ વડે એમનામાં સાક્ષીરૂપે રહેલા આત્માને જાણવો જોઈએ. (૨૬) ગુણો અને કર્મોને કારણે થતું જન્મ-મરણનો આ ચકરાવો શરીર અને પ્રકૃતિથી પૃથક્ આત્મતત્ત્વને નહીં જાણવાને કારણે જ છે અને આ અજ્ઞાનમૂલક અને મિથ્યા છે છતાં પણ સ્વપ્નની જેમ જીવને આની પ્રતીતિ થઈ રહી છે. (૨૭)

તેથી તમારે સૌપ્રથમ તો આ ગુણો અનુસાર થતાં કર્મોના બીજનો નાશ કરી દેવો જોઈએ. એથી બુદ્ધિની વૃત્તિઓના પ્રવાહનું નિવારણ થઈ જાય છે. આને જ, બીજા શબ્દોમાં, યોગ એટલે કે પરમાત્મા સાથેનું મિલન કહે છે. (૨૮) આમ તો આ ત્રિગુણાત્મક કર્મોનાં મૂળ ઉખાડી નાખવા માટે અથવા બુદ્ધિની વૃત્તિઓનો પ્રવાહ બંધ કરી દેવા માટે હજારો સાધન છે, પરંતુ જે ઉપાયથી અને જે રીતે સર્વશક્તિમાન ભગવાનમાં સ્વાભાવિક નિષ્કામ પ્રેમ થઈ જાય તે જ ઉપાય સર્વશ્રેષ્ઠ છે. આ વાત સ્વયં ભગવાને

૧. પ્રા. પા. – હેમં યથા । ૨. પ્રા. પા. – પત્તે ગન્ધૈ૦ ।

ગુરુશુશ્રૂષયા ભક્ત્યા સર્વલબ્ધાર્પણેન[1] ચ ।
સઙ્ગેન સાધુભક્તાનામીશ્વરારાધનેન ચ ॥ ૩૦॥

શ્રદ્ધયા તત્કથાયાં ચ કીર્તનૈર્ગુણકર્મણામ્ ।
તત્પાદામ્બુરુહધ્યાનાત્તલ્લિઙ્ગેક્ષાર્હણાદિભિઃ ॥ ૩૧॥

હરિઃ સર્વેષુ ભૂતેષુ ભગવાનાસ્ત ઈશ્વરઃ ।
ઈતિ ભૂતાનિ મનસા કામૈસ્તૈઃ સાધુ માનયેત્ ॥ ૩૨॥

એવં નિર્જિતષડ્વર્ગૈઃ ક્રિયતે ભક્તિરીશ્વરે ।
વાસુદેવે ભગવતિ યયા સંલભતે રતિમ્ ॥ ૩૩॥

નિશમ્ય કર્માણિ ગુણાનતુલ્યાન્
વીર્યાણિ લીલાતનુભિઃ કૃતાનિ ।
યદાઽતિહર્ષોત્પુલકાશ્રુગદ્ગદં
પ્રોત્કણ્ઠ ઉદ્ગાયતિ રૌતિ નૃત્યતિ ॥ ૩૪॥

યદા ગ્રહગ્રસ્ત ઈવ ક્વચિદ્ધસ-
ત્યાક્રન્દતે ધ્યાયતિ વન્દતે જનમ્ ।
મુહુઃ શ્વસન્ વક્તિ હરે જગત્પતે
નારાયણેત્યાત્મમતિર્ગતત્રપઃ ॥ ૩૫॥

તદા પુમાન્ મુક્તસમસ્તબન્ધન-
સ્તદ્ભાવભાવાનુકૃતાશયાકૃતિઃ ।
નિર્દગ્ધબીજાનુશયો મહીયસા
ભક્તિપ્રયોગેણ સમેત્યધોક્ષજમ્ ॥ ૩૬॥

અધોક્ષજાલમ્ભમિહાશુભાત્મનઃ[2]
શરીરિણઃ સંસૃતિચક્રશાતનમ્ ।
તદ્ બ્રહ્મ નિર્વાણસુખં વિદુર્બુધા-
સ્તતો ભજધ્વં હૃદયે હૃદીશ્વરમ્ ॥ ૩૭॥

કોઽતિપ્રયાસોઽસુરબાલકા હરે-
રુપાસને સ્વે હૃદિ છિદ્રવત્ સતઃ ।

કહેલી છે. (૨૯) ગુરુની પ્રેમપૂર્વક સેવા, પોતાને જે કંઈ મળે તે બધાનું ભગવાનને પ્રેમપૂર્વક સમર્પણ, ભગવાનના પ્રેમી મહાત્માઓનો સત્સંગ, ભગવાનની આરાધના, તેમની કથા-વાર્તામાં શ્રદ્ધા, તેમના ગુણો અને તેમની લીલાઓનું કીર્તન, તેમનાં ચરણકમળોનું ધ્યાન, તેમની મંદિર-મૂર્તિ વગેરેનું દર્શન અને પૂજન વગેરે સાધનોથી ભગવાનમાં સ્વાભાવિક પ્રેમ થઈ જાય છે. (૩૦-૩૧) સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ સઘળાં પ્રાણીઓમાં વિરાજમાન છે – એવી ભાવનાથી બધાં જ પ્રાણીઓની ઈચ્છા યથાશક્તિ પૂરી કરવી અને હૃદયથી તેમનું સમ્માન કરવું. (૩૨) કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર – આ છ શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરીને જે લોકો આ પ્રમાણે ભગવત્પ્રાપ્તિના સાધનરૂપ ભક્તિનું અનુષ્ઠાન કરે છે તેમને તે ભક્તિ વડે જ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોમાં અનન્ય ભક્તિ પ્રાપ્ત થઈ જાય છે. (૩૩)

જ્યારે ભગવાનનાં લીલા-શરીરો વડે કરાયેલાં અદ્ભુત પરાક્રમોનું, તેમના અનુપમ ગુણોનું અને ચરિત્રોનું શ્રવણ કરીને અતિશય આનંદના ઉદ્રેકથી મનુષ્યનું રોમેરોમ ખીલી ઊઠે છે, આંસુઓને કારણે કંઠ ગદ્ગદ થઈ જાય છે અને તે સંકોચ છોડીને ક્યારેક ઊંચા સ્વરે ગાવા લાગે છે, ક્યારેક પ્રલાપ કરે છે અને ક્યારેક નૃત્ય કરે છે. તો કોઈ વાર પાગલની જેમ હસે છે, ક્યારેક કરુણ ક્રંદન કરવા લાગે છે જેમ કે - 'હે પ્રભુ! આપ ક્યાં છો?' ક્યારેક ધ્યાન કરે છે, તો ક્યારેક ભગવદ્ભાવથી લોકોની વંદના કરવા લાગે છે; જ્યારે તે ભગવાનમાં જ તન્મય થઈ જાય છે, વારંવાર લાંબા નિસાસા નાખે છે અને લાજશરમ છોડીને 'હરે! જગત્પતિ! નારાયણ!' કહેતો પોકારવા લાગે છે ત્યારે ભક્તિયોગના મહાન પ્રભાવથી તેનાં બધાં બંધન છેદાઈ જાય છે અને ભગવદ્-ભાવની જ ભાવના કરતાં કરતાં તેનું હૃદય પણ તદ્રૂપ થઈ જાય છે – ભગવન્મય થઈ જાય છે; અને ત્યારે તેના જન્મ-મૃત્યુનાં કારણ એવા વાસનારૂપી બીજ બળી જાય છે અને તે ભગવાનને પ્રાપ્ત કરી લે છે. (૩૪-૩૬) આ અશુભ સંસારના કીચડમાં ફસાયેલ જીવ માટે ભગવાનની પ્રાપ્તિ એ જ સંસારના આવાગમનને નષ્ટ કરે છે. આ જ તત્ત્વને કેટલાક વિદ્વાનો બ્રહ્મરૂપે, તો કેટલાક નિર્વાણસુખરૂપે જાણે છે. તેથી હે મિત્રો! તમે પોતપોતાના હૃદયમાં હૃદયેશ્વર ભગવાનનું ભજન કરો. (૩૭) હે અસુરપુત્રો! પોતાના હૃદયમાં જ આકાશની જેમ નિત્ય

૧. પ્રા. પા. – સર્વલાભાર્પ૦ । ૨. પ્રા. પા. – હાસુખાત્મનઃ ।

સ્વસ્યાત્મનઃ સખ્યુરશેષદેહિનાં
સામાન્યતઃ કિં વિષયોપપાદનૈઃ ॥ ૩૮॥

રાયઃ કલત્રં પશવઃ સુતાદયો
ગૃહા મહી કુઞ્જરકોશભૂતયઃ।
સર્વેઽર્થકામાઃ ક્ષણભઙ્ગુરાયુષઃ
કુર્વન્તિ મર્ત્યસ્ય કિયત્પ્રિયં ચલાઃ ॥ ૩૯॥

એવં હિ લોકાઃ ક્રતુભિઃ કૃતા અમી
ક્ષયિષ્ણવઃ સાતિશયા ન નિર્મલાઃ।
તસ્માદદૃષ્ટશ્રુતદૂષણં પરં
ભક્ત્યૈકયેશં ભજતાત્મલબ્ધયે ॥ ૪૦॥

યદધ્યર્થ્યેહ[1] કર્માણિ વિદ્વન્માન્યસકૃન્નરઃ।
કરોત્યતો વિપર્યાસમમોઘં વિન્દતે ફલમ્ ॥ ૪૧॥

સુખાય દુઃખમોક્ષાય સઙ્કલ્પ ઇહ કર્મિણઃ।
સદાઽઽપ્નોતીહયા દુઃખમનીહાયાઃ સુખાવૃતઃ ॥ ૪૨॥

કામાન્ કામયતે કામ્યૈર્યદર્થમિહ પૂરુષઃ।
સ વૈ દેહસ્તુ પારક્યો ભઙ્ગુરો યાત્યુપૈતિ ચ ॥ ૪૩॥

કિમુ વ્યવહિતાપત્યદારાગારધનાદયઃ।
રાજ્યં કોશગજામાત્યભૃત્યાપ્તા[2] મમતાસ્પદાઃ ॥ ૪૪॥

કિમેતૈરાત્મનસ્તુચ્છૈઃ સહ દેહેન નશ્વરૈઃ।
અનર્થૈરર્થસઙ્કાશૈર્નિત્યાનન્દમહોદધેઃ[3] ॥ ૪૫॥

નિરૂપ્યતામિહ સ્વાર્થઃ કિયાન્ દેહભૃતોઽસુરાઃ।
નિષેકાદિષ્વવસ્થાસુ ક્લિશ્યમાનસ્ય કર્મભિઃ ॥ ૪૬॥

કર્માણ્યારભતે દેહી દેહેનાત્માનુવર્તિના।
કર્મભિસ્તનુતે દેહમુભયં ત્વવિવેકતઃ ॥ ૪૭॥

વીરાજમાન ભગવાનનું ભજન કરવામાં કયો વિશેષ પરિશ્રમ છે? તેઓ સમાનરૂપે સમસ્ત પ્રાણીઓના અત્યંત પ્રેમી મિત્ર છે; બીજું તો શું, આપણો આત્મા જ છે. તેમને ત્યજીને ભોગસામગ્રીનો સંચય કરવા ભટકવું એ કેટલી મોટી મૂર્ખતા છે? (૩૮) અરે ભાઈ! સંપત્તિ, પત્ની, પુત્ર, પુત્રી, પશુ, મહેલ, પૃથ્વી, હાથી, ખજાના અને જાતજાતની વિભૂતિઓ – બીજું તો શું, સંસારનો સમસ્ત વૈભવ તથા ભોગસામગ્રીઓ આ ક્ષણભંગુર મનુષ્યને શું સુખ આપી શકે છે? તેઓ પોતે જ તો ક્ષણભંગુર છે. (૩૯) જેમ આ લોકની સંપત્તિ દેખીતી રીતે જ નાશવંત છે તેવી જ રીતે યજ્ઞોથી પ્રાપ્ત થતા સ્વર્ગ વગેરે લોક પણ નાશવંત છે અને તુલનાત્મક રીતે જોતાં તે એકબીજાથી ચઢિયાતા કે નિકૃષ્ટ લાગે છે; તેથી તેઓ પણ દોષરહિત નથી. દોષરહિત તો છે એકમાત્ર પરમાત્મા. કોઈએ એમનામાં નથી તો દોષ જોયો કે નથી તો સાંભળ્યો. તેથી પરમાત્માની પ્રાપ્તિ માટે અનન્ય-ભક્તિપૂર્વક તે પરમેશ્વરની જ ભક્તિ કરવી જોઈએ. (૪૦)

આ સિવાય, પોતાને મહાન વિદ્વાન માનનારો મનુષ્ય આ લોકમાં જે ઉદ્દેશ્યથી વારંવાર ઘણાંબધાં કર્મ કરે છે તે ઉદ્દેશ્યની પૂર્તિ થવાનું તો દૂર રહ્યું, બલકે તેનાથી વિપરીત જ ફળ અવશ્ય મળે છે. (૪૧) કર્મમાં પ્રવૃત્ત થવાનાં બે જ ઉદ્દેશ્ય હોય છે – સુખની પ્રાપ્તિ અને દુઃખમાંથી મુક્તિ. પરંતુ જ્યાં સુધી કામના ન હોય ત્યાં સુધી મનુષ્ય સુખમાં ડૂબેલો રહે છે પરંતુ કામનાને કારણે તે હરહંમેશ ચિંતામાં ડૂબેલો રહે છે. (૪૨) મનુષ્ય આ લોકમાં સકામ કર્મો વડે જે શરીર માટે ભોગ મેળવવા ઇચ્છે છે તે શરીર જ પારકું અર્થાત્ પ્રકૃતિનું છે અને નાશવંત છે. ક્યારેક તે મળી જાય છે તો ક્યારેક વિખૂટું પડી જાય છે. (૪૩) જ્યારે શરીરની જ આ દશા હોય ત્યારે એનાથી અલગ રહેનાર પુત્રો, પત્ની, મહેલ, ધન-સંપત્તિ, રાજ્ય, ખજાના, હાથી-ઘોડા, મંત્રીઓ, નોકરચાકરો, વડીલો અને બીજાં પોતાના કહેવાતાં લોકો કે પદાર્થોની તો વાત જ શી કરવી? (૪૪) સંસારના તુચ્છ વિષયો શરીરની સાથે જ નાશ પામે છે. એ જણાય છે તો પુરુષાર્થ જેવા, પરંતુ વાસ્તવમાં છે અનર્થરૂપ જ. આત્મા પોતે જ અનંત આનંદનો મહાસાગર છે, તેને માટે આ બધી વસ્તુઓની શી જરૂર છે? (૪૫) ભાઈઓ! જરા વિચારો તો ખરા કે જે જીવ ગર્ભાધાનથી માંડીને મૃત્યુ સુધીની બધી જ અવસ્થાઓમાં પોતાનાં કર્મોને આધીન થઈને ક્લેશ જ ક્લેશ ભોગવે છે તેનો આ સંસારમાં સ્વાર્થ જ શો છે? (૪૬) આ જીવ સૂક્ષ્મ શરીરને જ પોતાનો આત્મા માનીને તેના દ્વારા અનેક પ્રકારનાં કર્મ કરે છે

૧. પ્રા. પા. – યદર્થ ઇહ। ૨. પ્રા. પા. – કોશબલામા૦। ૩. પ્રા. પા. – ઽરસોદધેઃ।

**તસ્માદર્થાશ્ચ કામાશ્ચ ધર્માશ્ચ યદપાશ્રયાઃ ।**
**ભજતાનીહયાઽઽત્માનમનીહં હરિમીશ્વરમ્ ॥ ૪૮॥**

**સર્વેષામપિ ભૂતાનાં હરિરાત્મેશ્વરઃ પ્રિયઃ ।**
**ભૂતૈર્મહદ્ભિઃ સ્વકૃતૈઃ કૃતાનાં જીવસઞ્જ્ઞિતઃ ॥ ૪૯॥**

**દેવોઽસુરો મનુષ્યો વા યક્ષો ગન્ધર્વ એવ ચ ।**
**ભજન્ મુકુન્દચરણં સ્વસ્તિમાન્ સ્યાદ્યથા વયમ્ ॥ ૫૦॥**

**નાલં દ્વિજત્વં દેવત્વમૃષિત્વં વાઽસુરાત્મજાઃ ।**
**પ્રીણનાય મુકુન્દસ્ય ન વૃત્તં ન બહુજ્ઞતા ॥ ૫૧॥**

**ન દાનં ન તપો નેજ્યા ન શૌચં ન વ્રતાનિ ચ ।**
**પ્રીયતેઽમલયા ભક્ત્યા હરિરન્યદ્ વિડમ્બનમ્ ॥ ૫૨॥**

**તતો હરૌ ભગવતિ ભક્તિં કુરુત દાનવાઃ ।**
**આત્મૌપમ્યેન સર્વત્ર સર્વભૂતાત્મનીશ્વરે ॥ ૫૩॥**

**દૈતેયા યક્ષરક્ષાંસિ સ્ત્રિયઃ શૂદ્રા વ્રજૌકસઃ ।**
**ખગા મૃગાઃ પાપજીવાઃ સન્તિ હ્યચ્યુતતાં ગતાઃ ॥ ૫૪॥**

**એતાવાનેવ લોકેઽસ્મિન્પુંસઃ સ્વાર્થઃ પરઃ સ્મૃતઃ ।**
**એકાન્તભક્તિર્ગોવિન્દે યત્ સર્વત્ર તદીક્ષણમ્ ॥ ૫૫॥**

અને તે કર્મોને કારણે જ ફરી પાછો શરીર ધારણ કરે છે. આ પ્રમાણે કર્મોથી શરીર અને શરીરથી કર્મોની પરંપરા ચાલતી રહે છે; અને આવું થાય છે અવિવેકને કારણે. (૪૭) તેથી નિષ્કામભાવે નિષ્ક્રિય આત્મસ્વરૂપ ભગવાન શ્રીહરિની ભક્તિ કરવી જોઈએ. અર્થ, ધર્મ અને કામ – એ (પુરુષાર્થ) તે શ્રીહરિના જ આશ્રિત છે, તેમની ઇચ્છા વિના મળી શકતા નથી. (૪૮) ભગવાન શ્રીહરિ સમસ્ત પ્રાણીઓના ઈશ્વર, આત્મા અને પરમ પ્રિયતમ છે. તેઓ પોતાનાં જ બનાવેલાં પંચભૂતો, સૂક્ષ્મભૂતો વગેરે વડે બનેલાં શરીરોમાં જીવના નામે વર્ણવાય છે.(૪૯) દેવ, દૈત્ય, મનુષ્ય, યક્ષ અથવા ગંધર્વ – કોઈ પણ હોય, જે ભગવાનનાં ચરણકમળોનું સેવન કરે છે તે આપણી જેમ જ કલ્યાણનો અધિકારી થઈ જાય છે. (૫૦)

હે દૈત્યપુત્રો! ભગવાનને પ્રસન્ન કરવા માટે બ્રાહ્મણ, દેવતા કે ઋષિ હોવું, સદાચાર અને વિવિધ વિદ્યાઓથી સંપન્ન હોવું તથા દાન, તપ, યજ્ઞ, શારીરિક-માનસિક શૌચશુદ્ધિ અને મોટાં-મોટાં વ્રતોનું અનુષ્ઠાન જરૂરી નથી, ભગવાન તો કેવળ નિષ્કામ પ્રેમ અને ભક્તિથી જ પ્રસન્ન થાય છે; અન્ય સર્વ (સાધનો) તો માત્ર વિડંબના જ છે. (૫૧-૫૨) તેથી હે દાનવબંધુઓ! સઘળાં પ્રાણીઓને પોતાના જેવાં જ (આત્મવત્) સમજીને સર્વત્ર વિરાજમાન, સર્વાત્મા, સર્વશક્તિમાન ભગવાનની ભક્તિ કરો. (૫૩) ભગવાનની ભક્તિના પ્રભાવથી દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, ગોવાળો, ભરવાડો, પક્ષીઓ, પ્રાણીઓ અને ઘણાબધા પાપી જીવ પણ ભગવદ્‌ભાવને પામ્યા છે. (૫૪) આ સંસારમાં અથવા મનુષ્યશરીરમાં જીવનો સૌથી મોટો સ્વાર્થ એટલે કે એકમાત્ર પરમાર્થ એટલો જ છે કે તે ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ પ્રાપ્ત કરી લે. તે ભક્તિનું સ્વરૂપ છે – સર્વદા, સર્વત્ર, સર્વ વસ્તુઓમાં ભગવાનનું દર્શન. (૫૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્લાદાનુચરિતે[1] દૈત્યપુત્રાનુશાસનં નામ સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્‌લાદાનુચરિતમાંનો દૈત્યપુત્રાનુશાસન નામનો સાતમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – દૈત્યાનુશાસનં નામ ।

# આઠમો અધ્યાય

## નરસિંહ ભગવાનનો પ્રાદુર્ભાવ, હિરણ્યકશિપુનો વધ તેમ જ બ્રહ્મા વગેરે દેવોએ કરેલી ભગવાનની સ્તુતિ

નારદ ઉવાચ

અથ દૈત્યસુતાઃ સર્વે શ્રુત્વા તદનુવર્ણિતમ્ ।
જગૃહુર્નિરવદ્યત્વાન્નૈવ ગુર્વનુશિક્ષિતમ્ ॥ ૧॥

નારદજી કહે છે – (હે યુધિષ્ઠિર!) પ્રહ્‌લાદજીનું વક્તવ્ય સાંભળીને દૈત્ય બાળકોએ પોતે નિર્દોષ હોવાને કારણે તેમની વાત તે જ સમયે ગ્રહણ કરી લીધી; ગુરુજીનો ઉપદેશ દોષયુક્ત હોવાથી તેમણે ગ્રહણ કર્યો નહીં. (૧)

અથાચાર્યસુતસ્તેષાં બુદ્ધિમેકાન્તસંસ્થિતામ્ ।
આલક્ષ્ય ભીતસ્ત્વરિતો રાજ્ઞ આવેદયદ્[1] યથા ॥ ૨॥

જ્યારે ગુરુજીએ જોયું કે તે બધા જ શિષ્યોની બુદ્ધિ એકમાત્ર ભગવાનમાં જ સ્થિત થઈ ગઈ છે ત્યારે તેઓ ગભરાયા અને તરત જ હિરણ્યકશિપુ પાસે જઈને જાણ કરી. (૨)

શ્રુત્વા તદપ્રિયં દૈત્યો દુઃસહં તનયાનયમ્ ।
કોપાવેશચલદ્ગાત્રઃ પુત્રં હન્તું મનો દધે ॥ ૩॥

પોતાના પુત્ર પ્રહ્‌લાદની આ અસહ્ય અને અપ્રિય અનીતિ સાંભળીને ક્રોધને લીધે તેનું શરીર કંપવા લાગ્યું. આખરે તેણે નિર્ણય કર્યો કે પ્રહ્‌લાદને હવે પોતાના જ હાથે મારી નાખવો જોઈએ. (૩)

ક્ષિપ્ત્વા પરુષયા વાચા પ્રહ્રાદમતદર્હણમ્ ।
આહેક્ષમાણઃ પાપેન તિરશ્ચીનેન ચક્ષુષા ॥ ૪॥

પ્રશ્રયાઽવનતં દાન્તં બદ્ધાઞ્જલિમવસ્થિતમ્ ।
સર્પઃ પદાહત ઇવ શ્વસન્ પ્રકૃતિદારુણઃ ॥ ૫॥

મન અને ઇન્દ્રિયોને વશ રાખનારા પ્રહ્‌લાદજી અત્યંત નમ્રતાપૂર્વક હાથ જોડીને હિરણ્યકશિપુ સામે ચુપચાપ ઊભા હતા અને તેઓ તિરસ્કારને પાત્ર ન હતા. પરંતુ હિરણ્યકશિપુ સ્વભાવથી જ ક્રૂર હતો. તે પગનો પ્રહાર ખાધેલા સાપની જેમ ફૂંફાડા મારવા લાગ્યો. તેણે પ્રહ્‌લાદજી તરફ પાપભરી ત્રાંસી નજરે જોયું અને કઠોર વાણીથી ધમકાવતાં કહ્યું – (૪-૫)

હે દુર્વિનીત મન્દાત્મન્ કુલભેદકરાધમ ।
સ્તબ્ધં મચ્છાસનોદ્વૃત્તં નેષ્યે ત્વાઽદ્ય યમક્ષયમ્ ॥ ૬॥

"મૂર્ખ! તું ઘણો ઉદંડ થઈ ગયો છે. પોતે તો નીચ છે જ, હવે અમારા કુળના બીજા બાળકોમાં પણ ફૂટ પડાવે છે. તેં ઘણી હઠપૂર્વક મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. હું આજે જ તને યમરાજના ઘરે પહોંચાડી દઉં છું. (૬)

ક્રુદ્ધસ્ય યસ્ય કમ્પન્તે ત્રયો લોકાઃ સહેશ્વરાઃ ।
તસ્ય મેઽભીતવન્મૂઢ શાસનં કિમ્બલોઽત્યગાઃ ॥ ૭॥

હું જરા જેટલો ક્રોધ કરું છું તો ત્રણે લોક અને તેમના લોકપાલો કંપી ઊઠે છે; તો પછી અરે મૂર્ખ! તેં કઈ તાકાતથી નિર્ભયની જેમ મારી આજ્ઞા વિરુદ્ધનું વર્તન કર્યું છે?" (૭)

પ્રહ્રાદ ઉવાચ

ન કેવલં મે ભવતશ્ચ રાજન્
સ વૈ બલં બલિનાં ચાપરેષામ્ ।
પરેઽવરેઽમી સ્થિરજઙ્ગમા યે
બ્રહ્માદયો યેન વશં પ્રણીતાઃ ॥ ૮॥

પ્રહ્‌લાદજીએ કહ્યું – હે દૈત્યરાજ! બ્રહ્માજીથી માંડીને (તુચ્છ) તણખલા સુધીના સૌ નાના-મોટા ચર-અચર જીવોને ભગવાને પોતાને વશ કરી રાખેલા છે. મારું અને તમારું જ નહીં બલકે સંસારના સમસ્ત બળવાનોનું પણ બળ માત્ર તેઓ જ છે. (૮)

૧. પ્રા. પા. – વ્યત્તદા ।

સ ઈશ્વરઃ કાલ ઉરુક્રમોઽસા-
વોજઃસહઃસત્ત્વબલેન્દ્રિયાત્મા ।
સ એવ વિશ્વં પરમઃ સ્વશક્તિભિઃ
સૃજત્યવત્યત્તિ ગુણત્રયેશઃ ॥ ૯॥

તેઓ જ મહાપરાક્રમી, સર્વશક્તિમાન કાળ ભગવાન જ છે તથા સમસ્ત પ્રાણીઓનું ઇન્દ્રિયબળ, મનોબળ, શરીરબળ, ધૈર્ય તેમ જ ઇન્દ્રિયો પણ તેઓ જ છે. તે જ પરમેશ્વર પોતાની શક્તિઓ થકી આ વિશ્વની રચના, રક્ષણ અને સંહાર કરે છે. તેઓ જ (સત્ત્વ વગેરે) ત્રણે ગુણોના સ્વામી છે. (૯)

જહ્યાસુરં ભાવમિમં ત્વમાત્મનઃ
સમં મનો ધત્સ્વ ન સન્તિ વિદ્વિષઃ ।
ઋતેઽજિતાદાત્મન ઉત્પથસ્થિતા-
ત્તદ્ધિ હ્યનન્તસ્ય મહત્ સમર્હણમ્ ॥ ૧૦॥

(પિતાજી!) તમે પોતાનો આ આસુરી ભાવ ત્યજી દો અને પોતાના મનને સૌ પ્રત્યે સમ બનાવો. આ સંસારમાં પોતાના વશમાં નહીં રહેનારા અને કુમાર્ગે જનારા મન સિવાય બીજું કોઈ શત્રુ નથી. મનમાં સૌના પ્રત્યે સમતાનો ભાવ કેળવવો એ જ ભગવાનની સૌથી મોટી પૂજા છે. (૧૦)

દસ્યૂન્ પુરા ષણ્ણ વિજિત્ય લુમ્પતો
મન્યન્ત એકે સ્વજિતા દિશો દશ ।
જિતાત્મનો જ્ઞસ્ય સમસ્ય દેહિનાં
સાધોઃ સ્વમોહપ્રભવાઃ કુતઃ[1] પરે ॥ ૧૧॥

જે લોકો પોતાના સર્વસ્વને લૂંટી લેનારા આ છ (પાંચ ઇન્દ્રિયો અને મન) ઇન્દ્રિયોરૂપી લુટારાઓ પર પહેલાં વિજય મેળવી લેતા નથી અને એવું માનવા લાગે છે કે અમે દશે દિશાઓને જીતી લીધી છે, તેઓ મૂર્ખ છે. પણ, જે જ્ઞાની અને જિતેન્દ્રિય મહાત્માએ સમસ્ત પ્રાણીઓ પ્રત્યે સમતાનો ભાવ પ્રાપ્ત કરી લીધો તેના, અજ્ઞાનને લીધે પેદા થનારા કામ-ક્રોધ વગેરે શત્રુઓ પણ નાશ પામે છે, તો પછી બહારના શત્રુઓ તો બચવા જ કેમ પામે? (૧૧)

*હિરણ્યકશિપુરુવાચ*

વ્યક્તં ત્વં મર્તુકામોઽસિ યોઽતિમાત્રં વિકત્થસે ।
મુમૂર્ષૂણાં હિ મન્દાત્મન્ નનુ[2] સ્યુર્વિપ્લવા ગિરઃ ॥ ૧૨॥

**હિરણ્યકશિપુએ કહ્યું** – અરે મંદબુદ્ધિ! હવે તો તેં બોલવાની પણ હદ વટાવી દીધી છે. એ વાત સ્પષ્ટ છે કે હવે તું મરવા માગે છે; કારણ કે જેઓ મરવા માગે છે તેઓ જ આવી ધડમાથા વિનાની વાતો કરતા હોય છે. (૧૨)

યસ્ત્વયા મન્દભાગ્યોક્તો મદન્યો જગદીશ્વરઃ ।
ક્વાસૌ યદિ સ સર્વત્ર કસ્માત્ સ્તમ્ભે ન દૃશ્યતે ॥ ૧૩॥

અરે અભાગિયા! તેં મારા સિવાય અન્ય કોઈને જગતનો સ્વામી બતાવ્યો છે, તો જોઉં તો ખરો કે તારો તે જગદીશ્વર ક્યાં છે? વારુ, શું કહ્યું? તે સર્વત્ર છે? તો પછી આ થાંભલામાં કેમ નથી દેખાતો? (૧૩)

સોઽહં વિકત્થમાનસ્ય શિરઃ કાયાદ્ધરામિ તે ।
ગોપાયેત હરિસ્ત્વાદ્ય યસ્તે શરણમીપ્સિતમ્ ॥ ૧૪॥

અચ્છા, તને આ થાંભલામાં પણ દેખાય છે? અરે, તું હજી આવી ગપ મારી રહ્યો છે? હું હમણાં જ તારું માથું ધડ પરથી ઉતારી લઉં છું. જોઉં તો ખરો કે તારો તે સર્વસ્વ હરિ, કે જેના પર તને આટલો ભરોસો છે તે તારું કેવી રીતે રક્ષણ કરે છે. (૧૪)

એવં દુરુક્તૈર્મુહુરર્દયન્ રુષા
સુતં મહાભાગવતં મહાસુરઃ ।
ખડ્ગં પ્રગૃહ્યોત્પતિતો વરાસનાત્
સ્તમ્ભં તતાડાતિબલઃ[3] સ્વમુષ્ટિના ॥ ૧૫॥

આ પ્રમાણે તે અત્યંત બળવાન મહાદૈત્ય ભગવાનના પરમપ્રેમી પ્રહ્લાદને વારંવાર ધમકાવતો અને સતાવતો રહ્યો. તે પોતાના ક્રોધને રોકી ન શક્યો અને તે હાથમાં ખડ્ગ લઈને સિંહાસન પરથી ઊછળ્યો અને તેણે ઘણા જોરથી તે થાંભલાને મુક્કો માર્યો. (૧૫)

તદૈવ તસ્મિન્નિનદોઽતિભીષણો
બભૂવ યેનાણ્ડકટાહમસ્ફુટત્ ।

તે સમયે તે થાંભલામાં એક મહાભયંકર ધ્વનિ થયો. એવું

૧. પ્રા. પા. – કુતોઽપરે । ૨. પ્રા. પા. – નાના । ૩. પ્રા. પા. – બભઞ્જાતિ૦ ।

યં વૈ સ્વધિષ્ણ્યોપગતં ત્વજાદયઃ
શ્રુત્વા સ્વધામાપ્યયમઙ્ગ મેનિરે ॥ ૧૬॥

સ[1] વિક્રમન્ પુત્રવધેપ્સુરોજસા
નિશમ્ય નિર્હ્રાદમપૂર્વમદ્ભુતમ્ ।
અન્તઃસભાયાં ન દદર્શ તત્પદં
વિતત્રસુર્યેન[2] સુરારિયૂથપાઃ ॥ ૧૭॥

સત્યં વિધાતું નિજભૃત્યભાષિતં
વ્યાપ્તિં ચ ભૂતેષ્વખિલેષુ ચાત્મનઃ ।
અદૃશ્યતાત્યદ્ભુતરૂપમુદ્વહન્
સ્તમ્ભે સભાયાં ન મૃગં ન માનુષમ્ ॥ ૧૮॥

સ સત્ત્વમેનં પરિતોઽપિ પશ્યન્
સ્તમ્ભસ્ય મધ્યાદનુ નિર્જિહાનમ્ ।
નાયં મૃગો નાપિ નરો વિચિત્ર-
મહો કિમેતન્નૃમૃગેન્દ્રરૂપમ્ ॥ ૧૯॥

મીમાંસમાનસ્ય સમુત્થિતોઽગ્રતો
નૃસિંહરૂપસ્તદલં ભયાનકમ્ ।
પ્રતપ્તચામીકરચણ્ડલોચનં
સ્ફુરત્સટાકેસરજૃમ્ભિતાનનમ્ ॥ ૨૦॥

કરાલદંષ્ટ્રં કરવાલચઞ્ચલ-
ક્ષુરાન્તજિહ્વં ભ્રુકુટીમુખોલ્બણમ્ ।
સ્તબ્ધોર્ધ્વકર્ણં ગિરિકન્દરાદ્ભુત-
વ્યાત્તાસ્યનાસં હનુભેદભીષણમ્ ॥ ૨૧॥

દિવિસ્પૃશત્કાયમદીર્ઘપીવર-
ગ્રીવોરુવક્ષઃસ્થલમલ્પમધ્યમમ્ ।
ચન્દ્રાંશુગૌરૈશ્છુરિતં તનૂરુહૈ-
ર્વિષ્વગ્ભુજાનીકશતં નખાયુધમ્ ॥ ૨૨॥

દુરાસદં સર્વનિજેતરાયુધ-
પ્રવેકવિદ્રાવિતદૈત્યદાનવમ્ ।

લાગ્યું કે જાણે બ્રહ્માંડ ફાટી પડ્યું! તે ધ્વનિ જ્યારે લોકપાલોના લોકમાં પહોંચ્યો ત્યારે તે સાંભળીને બ્રહ્માજી વગેરેને એવું લાગ્યું કે જાણે તેમના લોકોનો પ્રલય થઈ રહ્યો છે. (૧૬) હિરણ્યકશિપુ પ્રહ્‌લાદને મારી નાખવા માટે ઘણા જોરથી ધસ્યો હતો, પરંતુ દૈત્યસેનાપતિઓને પણ ભયથી કંપાવી દેતો તે અદ્‌ભુત અને અપૂર્વ ધ્વનિ સાંભળીને તે ગભરાયેલા જેવો દેખાવા લાગ્યો. (તેને ડર લાગ્યો કે) આ ભીષણ ધ્વનિ કરનાર કોણ છે? પરંતુ તેને તે સભામાં કશું પણ દેખાયું નહીં. (૧૭)

આ જ સમયે પોતાના સેવક પ્રહ્‌લાદની, બ્રહ્માની તથા સનકાદિ ઋષિઓની વાણીને સત્ય ઠેરવવા માટે અને સમસ્ત પદાર્થોમાં પોતાની વ્યાપકતા બતાવવા માટે તે સભામાં તે જ થાંભલામાં અત્યંત વિચિત્ર રૂપ ધારણ કરીને ભગવાન પ્રગટ થયા. (બોલો શ્રી નરસિંહ ભગવાનની જય!) તે રૂપ નહોતું તો પૂરેપૂરું સિંહનું કે નહોતું મનુષ્યનું. (૧૮) જે સમયે હિરણ્યકશિપુ ભયંકર ધ્વનિ કરનારાની શોધ કરી રહ્યો હતો તે જ સમયે તેણે થાંભલાની અંદરથી નીકળતા તે અદ્‌ભુત પ્રાણીને જોયું; અને તે વિચારવા લાગ્યો – 'અહો! આ નથી તો મનુષ્ય અને નથી તો પશુ. તો, આ નર-સિંહના રૂપમાં કયો અલૌકિક જીવ છે?' (૧૯) જે સમયે હિરણ્યકશિપુ આવો તર્ક કરી રહ્યો હતો તે જ સમયે તેની સામે જ નરસિંહ ભગવાન ઉપસ્થિત થઈ ગયા. તેમનું તે રૂપ ઘણું જ ભયાનક હતું. તપાવેલા સોના જેવી પીળી-પીળી ભયાનક આંખો હતી. આળસ મરડવાને લીધે ગરદનના વાળ આમતેમ લહેરાઈ રહ્યા હતા. (૨૦) દાઢો ઘણી વિકરાળ હતી. તલવારની જેમ ચકચકતી, છરાની ધાર જેવી તીક્ષ્ણ જીભ હતી. ત્રાંસાં ભવાંને લીધે તેમનું મોઢું વિશેષ ડરામણું બની રહ્યું હતું. કાન નિશ્ચલ અને ઉપર તરફ ઉઠેલા હતા. ફૂલેલું નાક અને ખૂલેલું મોઢું પર્વતની ગુફા જેવાં અદ્‌ભુત લાગતાં હતાં. ફાટેલાં (પહોળાં થયેલાં) જડબાંઓને લીધે તેમની ભયંકરતા ઘણી વધી ગયેલી હતી. (૨૧) વિશાળ શરીર સ્વર્ગને સ્પર્શી રહ્યું હતું. ગરદન થોડી ટૂંકી અને જાડી હતી. છાતી પહોળી અને કમર ઘણી પાતળી હતી. ચંદ્રમાનાં કિરણો જેવાં સફેદ રુવાટાં આખા શરીર પર ચમકી રહ્યાં હતાં. ચારે તરફ સેંકડો ભુજાઓ ફેલાયેલી હતી, કે જેમના મોટા-મોટા નખ આયુધનું કામ આપતા હતા. (૨૨) તેમનું સ્વરૂપ એટલું ભયંકર હતું કે તેમની પાસે કોઈની ફરકવાની પણ હિંમત થતી ન હતી. નરસિંહ ભગવાને તેમના અનેક હાથોમાં ધારણ કરેલા ચક્ર વગેરે

૧. પ્રા. પા. – સોઽતિક્રમન્ । ૨. પ્રા. પા. – ત્સુસ્તત્ર ।

પ્રાયેણ મેઽયં હરિણોરુમાયિના
વધઃ સ્મૃતોઽનેન સમુદ્યતેન કિમ્ ॥ ૨૩॥

એવં બ્રુવંસ્ત્વભ્યપતદ્[1] ગદાયુધો
નદન્નૃસિંહં પ્રતિ દૈત્યકુઞ્જરઃ ।
અલક્ષિતોઽગ્નૌ પતિતઃ પતઙ્ગમો
યથા નૃસિંહૌજસિ સોઽસુરસ્તદા ॥ ૨૪॥

ન તદ્વિચિત્રં ખલુ સત્ત્વધામનિ
સ્વતેજસા યો નુ પુરાઽપિબત્ તમઃ ।
તતોઽભિપદ્યાભ્યહનન્મહાસુરો
રુષા નૃસિંહં ગદયોરુવેગયા ॥ ૨૫॥

તં વિક્રમન્તં સગદં ગદાધરો
મહોરગં તાર્ક્ષ્યસુતો યથાઽગ્રહીત્ ।
સ તસ્ય હસ્તોત્કલિતસ્તદાઽસુરો
વિક્રીડતો યદ્વદહિર્ગરુત્મતઃ ॥ ૨૬॥

અસાધ્વમન્યન્ત હૃતૌકસોઽમરા
ઘનચ્છદા ભારત સર્વધિષ્ણ્યપાઃ ।
તં મન્યમાનો નિજવીર્યશઙ્કિતં
યદ્ધસ્તમુક્તો નૃહરિં મહાસુરઃ[2] ।
પુનસ્તમાસજ્જત ખડ્ગચર્મણી
પ્રગૃહ્ય વેગેન જિતશ્રમો મૃધે ॥ ૨૭॥

તં શ્યેનવેગં શતચન્દ્રવર્ત્મભિ-
શ્ચરન્તમચ્છિદ્રમુપર્યધો હરિઃ ।
કૃત્વાઽટ્ટહાસં ખરમુત્સ્વનોલ્બણં[3]
નિમીલિતાક્ષં જગૃહે મહાજવઃ ॥ ૨૮॥

વિષ્વક્ સ્ફુરન્તં ગ્રહણાતુરં હરિ-
ર્વ્યાલો યથાઽઽખું કુલિશાક્ષતત્વચમ્ ।
દ્વાર્યૂર[4] આપાત્ય દદાર લીલયા
નખૈર્યથાઽહિં ગરુડો મહાવિષમ્ ॥ ૨૯॥

નિજ-આયુધો અને વજ્ર જેવા અન્ય શ્રેષ્ઠ આયુધો વડે બધા દૈત્યો-દાનવોને ભગાડી મૂક્યા. હિરણ્યકશિપુ વિચારવા લાગ્યો – "હોય ન હોય, મહામાયાવી વિષ્ણુએ જ મને હણવા માટે આ રૂપ ધારણ કર્યું છે; પરંતુ આનાથી તે મારું શું બગાડી શકવાનો છે?" (૨૩)

આ પ્રમાણે બોલતો અને સિંહગર્જના કરતો દૈત્યરાજ હિરણ્યકશિપુ હાથમાં ગદા લઈને નરસિંહ ભગવાન પર ત્રાટક્યો. પરંતુ જેમ પતંગિયું આગમાં પડીને અદશ્ય થઈ જાય છે તેવી જ રીતે તે દૈત્ય ભગવાનના તેજમાં સમાઈને ગૂમ થઈ ગયો. (૨૪) સમસ્ત શક્તિ અને તેજના આશ્રયભૂત ભગવાન માટે આમ કરવું એ કોઈ આશ્ચર્ય નથી, કારણ કે સૃષ્ટિના પ્રારંભમાં તેમણે પોતાના તેજથી પ્રલયના નિમિત્તભૂત તમોગુણરૂપી ઘોર અંધકારને પણ પી લીધો હતો. ત્યારબાદ તે દૈત્ય અતિ-ક્રોધપૂર્વક ધસ્યો અને પોતાની ગદા ઘણા જોરથી ઘુમાવીને તેણે નરસિંહ ભગવાન પર પ્રહાર કર્યો. (૨૫) પ્રહાર કરતી વખતે જ, જેમ ગરુડ સાપને પકડી લે છે તેવી જ રીતે ભગવાને ગદા સહિત તે દૈત્યને પકડી લીધો. અને તેઓ તેની સાથે રમત કરવા લાગ્યા ત્યારે તે દૈત્ય તેમના હાથમાંથી એવી જ રીતે છટકી ગયો કે જેમ ક્રીડા કરતા ગરુડની પકડમાંથી સાપ છૂટી જાય છે. (૨૬) હે યુધિષ્ઠિર! તે સમયે બધા જ લોકપાલો વાદળોમાં છુપાઈને તે યુદ્ધ જોઈ રહ્યા હતા. તેમનું સ્વર્ગ તો હિરણ્યકશિપુએ પહેલાંથી જ છીનવી લીધું હતું. તેમણે જ્યારે જોયું કે ભગવાનના હાથમાંથી તે છૂટી ગયો છે ત્યારે તેઓ વિશેષ ડરી ગયા. હિરણ્યકશિપુ પણ એવું સમજ્યો કે નરસિંહે મારા શૌર્ય-વીર્યથી ડરી જઈને જ મને પોતાના હાથમાંથી છોડી દીધો છે. આવા વિચારથી તે વધારે ઉત્સાહથી ફરી યુદ્ધ કરવા ઢાલ-તલવાર લઈને તેમની તરફ ધસી ગયો. (૨૭) તે સમયે તે બાજની જેમ ભારે વેગથી ઉપર-નીચે ઊછળતો-કૂદતો એવી રીતે ઢાલ-તલવારના દાવપેચ બદલવા લાગ્યો કે જેને લીધે તેના પર આક્રમણ કરવાની તક જ મળે નહીં. ત્યારે ભગવાને ઘણા મોટા અવાજે પ્રચંડ અને ભયંકર અટ્ટહાસ્ય કર્યું, જેનાથી હિરણ્યકશિપુની આંખો મીંચાઈ ગઈ. પછી ભારે વેગથી ધસીને ભગવાને તેને એવી રીતે પકડી લીધો કે જેમ સાપ ઉંદરને પકડી લે છે. જે હિરણ્યકશિપુની ચામડી પર વજ્રના પ્રહારથી પણ લસરકો સરખો પણ પડ્યો ન હતો તે અત્યારે ભગવાનના પંજામાંથી છટકવા માટે જોરથી

૧. પ્રા. પા. – બ્રુવંશ્ચાભ્ય૦ । ૨. પ્રા. પા. – મહામનાઃ । ૩. પ્રા. પા. – ખરકેસરોલ્બણો । ૪. પ્રા. પા. – ઉરઃ સ આ૦ ।

સંરમ્ભદુષ્પ્રેક્ષ્યકરાલલોચનો
વ્યાત્તાનનાન્તં વિલિહન્ સ્વજિહ્વયા ।
અસૃગ્લવાક્તારુણકેસરાનનો
યથાડન્ત્રમાલી દ્વિપહત્યયા હરિઃ ॥ ૩૦॥

નખાઙ્કુરોત્પાટિતહૃત્સરોરુહં
વિસૃજ્ય તસ્યાનુચરાનુદાયુધાન્ ।
અહન્ સમન્તાન્નખશસ્ત્રપાર્ષ્ણિભિ-
ર્દોર્દણ્ડયૂથોડનુપથાન્ સહસ્રશઃ ॥ ૩૧॥

સટાવધૂતા જલદાઃ પરાપતન્
ગ્રહાશ્ચ તદ્દૃષ્ટિવિમુષ્ટરોચિષઃ ।
અમ્ભોધયઃ શ્વાસહતા વિચુક્ષુભુ-
ર્નિર્હ્રાદભીતા દિગિભા વિચુક્રુશુઃ[1] ॥ ૩૨॥

દ્યૌસ્તત્સટોત્ક્ષિપ્તવિમાનસઙ્કુલા
પ્રોત્સર્પત ક્ષ્મા ચ પદાડતિપીડિતા ।
શૈલાઃ સમુત્પેતુરમુષ્ય રંહસા
તત્તેજસા ખં કકુભો ન રેજિરે ॥ ૩૩॥

તતઃ સભાયામુપવિષ્ટમુત્તમે
નૃપાસને સમ્ભૃતતેજસં વિભુમ્ ।
અલક્ષિતદ્વૈરથમત્યમર્ષણં
પ્રચણ્ડવક્ત્રં ન બભાજ કશ્ચન ॥ ૩૪॥

નિશમ્ય[2] લોકત્રયમસ્તકજ્વરં
તમાદિદૈત્યં હરિણા હતં મૃધે ।
પ્રહર્ષવેગોત્કલિતાનના મુહુઃ
પ્રસૂનવર્ષૈર્વવૃષુઃ સુરસ્ત્રિયઃ ॥ ૩૫॥

તદા[3] વિમાનાવલિભિર્નભસ્તલં
દિદૃક્ષતાં સઙ્કુલમાસ નાકિનામ્ ।
સુરાનકા દુન્દુભયોડથ જઘ્નિરે
ગન્ધર્વમુખ્યા નનૃતુર્જગુઃ સ્ત્રિયઃ ॥ ૩૬॥

તરફડિયાં મારતો હતો. ભગવાને સભા(ગૃહ)ના દરવાજા પર લઈ જઈને તેને પોતાની જાંઘો પર પાડી દીધો અને લીલાપૂર્વક પોતાના નખોથી તેને એવી રીતે ચીરી નાખ્યો કે જેમ ગરુડ ભયંકર વિષવાળા સાપને ચીરી નાખે છે. (૨૮-૨૯) તે સમયે તેમની ક્રોધપૂર્ણ વિકરાળ આંખો તરફ જોઈ શકાતું ન હતું. તેઓ પોતાની લપકારા મારતી જીભથી પોતાના પહોળા થયેલા મોઢાના બંને ખૂણા ચાટી રહ્યા હતા. લોહીના છાંટાઓથી તેમનું મોં અને ગરદનના વાળ લાલ થઈ રહ્યા હતા. હાથીને મારીને ગળામાં આંતરડાંની માળા પહેરેલા સિંહના જેવા તેઓ શોભતા હતા. (૩૦) તેમણે પોતાના તીક્ષ્ણ નખોથી હિરણ્યકશિપુનું કાળજું ફાડી લઈને જમીન પર પટક્યું. તે સમયે હજારો દૈત્યો-દાનવો હાથમાં શસ્ત્ર લઈને ભગવાન પર પ્રહાર કરવા આવ્યા, પણ ભગવાને પોતાની ભુજારૂપી સેનાથી, લાતોથી અને નખરૂપી શસ્ત્રોથી તેમને ચારે તરફ તગેડી મૂકીને હણી નાખ્યા. (૩૧)

(હે યુધિષ્ઠિર!) તે સમયે ભગવાન નરસિંહના ગરદનના વાળની ઝાપટથી વાદળાં વેરણછેરણ થઈ ગયાં; તેમનાં નેત્રોની જ્વાળાથી સૂર્ય વગેરે ગ્રહોનું તેજ ઝાંખું પડી ગયું; તેમના શ્વાસના હડસેલાથી સમુદ્ર ખળભળી ઊઠ્યો; તેમની સિંહગર્જનાથી ભયભીત થયેલા દિગ્ગજો બરાડવા લાગ્યા; (૩૨) તેમના ગરદનના વાળથી ટકરાયેલાં દેવતાઓનાં વિમાન અસ્તવ્યસ્ત થઈ ગયાં; સ્વર્ગ ડગમગી ગયું; તેમના પગના ધમકારાથી ધરતી ધ્રૂજી ઊઠી. તેમના વેગથી પર્વતો ઊડવા લાગ્યા અને તેમના તેજના ઝળહળાટથી આકાશ તથા દિશાઓ જોઈ શકાતી ન હતી. (૩૩) તે સમયે ભગવાન નરસિંહનો પ્રતિકાર કરનારું કોઈ દેખાતું ન હતું; તોપણ તેમનો ક્રોધ હજીયે વધતો જ જતો હતો. તેઓ હિરણ્યકશિપુની રાજસભામાં જઈને ઊંચા સિંહાસન પર બેસી ગયા. તે સમયે તેમનો અત્યંત તેજપૂર્ણ અને ક્રોધભર્યો ભયંકર ચહેરો જોતાં કોઈની પણ હિંમત નહીં ચાલી કે તે તેમની પાસે જઈને તેમની સેવા કરે. (૩૪)

જ્યારે સ્વર્ગની દેવીઓને આ શુભ સમાચાર મળ્યા કે ત્રણે લોકોની શિરોવેદનાનું મૂર્તિમંત સ્વરૂપ હિરણ્યકશિપુ યુદ્ધમાં ભગવાનના હાથે હણી નંખાયો છે ત્યારે આનંદ-ઉલ્લાસથી તેમના ચહેરા ખીલી ઊઠ્યા. તેઓ ભગવાન પર વારંવાર પુષ્પવૃષ્ટિ કરવા લાગી. (૩૫) વિમાનો મારફતે આવેલા, ભગવાનના દર્શનાર્થી દેવતાઓની

૧. પ્રા. પા. – જહુર્દિશઃ । ૨. પ્રા. પા. – નિશામ્ય । ૩. પ્રાચીન પ્રતમાં 'તદા વિમાનાવલિભિઃ...'થી માંડીને 'નનૃતુર્જગુઃ સ્ત્રિયઃ' સુધીનો આખો એક શ્લોક નથી.

તત્રોપવ્રજ્ય[1] વિબુધા બ્રહ્મેન્દ્રગિરિશાદયઃ ।
ઋષયઃ પિતરઃ સિદ્ધા વિદ્યાધરમહોરગાઃ ॥ ૩૭॥

મનવઃ પ્રજાનાં પતયો ગન્ધર્વાપ્સરચારણાઃ ।
યક્ષાઃ કિમ્પુરુષાસ્તાત વેતાલાઃ સિદ્ધકિન્નરાઃ ॥ ૩૮॥

તે[2] વિષ્ણુપાર્ષદાઃ સર્વે સુનન્દકુમુદાદયઃ ।
મૂર્ધ્નિ બદ્ધાઞ્જલિપુટા આસીનં તીવ્રતેજસમ્ ।
ઈડિરે નરશાર્દૂલં નાતિદૂરચરાઃ પૃથક્ ॥ ૩૯॥

બ્રહ્મોવાચ

નતોઽસ્મ્યનન્તાય દુરન્તશક્તયે
વિચિત્રવીર્યાય પવિત્રકર્મણે ।
વિશ્વસ્ય સર્ગસ્થિતિસંયમાન્ ગુણૈઃ
સ્વલીલયા સન્દધતેઽવ્યયાત્મને ॥ ૪૦॥

શ્રીરુદ્ર ઉવાચ

કોપકાલો યુગાન્તસ્તે હતોઽયમસુરોઽલ્પકઃ ।
તત્સુતં પાહ્યુપસૃતં[3] ભક્તં તે ભક્તવત્સલ ॥ ૪૧॥

ઈન્દ્ર ઉવાચ

પ્રત્યાનીતાઃ પરમ ભવતા ત્રાયતા નઃ સ્વભાગા
દૈત્યાક્રાન્તં હૃદયકમલં ત્વદ્ગૃહં પ્રત્યબોધિ ।
કાલગ્રસ્તં કિયદિદમહો નાથ શુશ્રૂષતાં તે
મુક્તિસ્તેષાં નહિ બહુમતા નારસિંહાપરૈઃ કિમ્ ॥ ૪૨॥

ઋષય ઊચુઃ

ત્વં નસ્તપઃ પરમમાત્થ યદાત્મતેજો
યેનેદમાદિપુરુષાત્મગતં સસર્જ[4] ।

આકાશમાં ભીડ જામી ગઈ. દેવતાઓનાં ઢોલ-નગારાં વાગવા લાગ્યાં. ગંધર્વરાજ ગાવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. (૩૬) હે તાત! એ જ સમયે બ્રહ્મા, ઈન્દ્ર, શંકર વગેરે દેવો, ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, મહાનાગો, મનુઓ, પ્રજાપતિઓ, ગંધર્વો, અપ્સરાઓ, ચારણો, યક્ષો, કિંપુરુષો, વેતાળો, સિદ્ધ-કિન્નરો અને ભગવાનના સુનંદ-કુમુદ વગેરે પાર્ષદો તેમની પાસે આવ્યા. તે બધાંએ માથા પર હાથ જોડીને, સિંહાસન પર વિરાજમાન અત્યંત તેજસ્વી નરસિંહ ભગવાનની થોડે દૂરથી અલગ-અલગ સ્તુતિ કરી. (૩૭-૩૯)

**બ્રહ્માજીએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પ્રભુ! આપ અનંત છો. આપની શક્તિનો કોઈ પાર પામી શકતું નથી. આપનું પરાક્રમ અદ્ભુત અને કર્મ પવિત્ર છે. જોકે ગુણો વડે આપ લીલાપૂર્વક જ સમસ્ત વિશ્વની ઉત્પત્તિ, પાલન અને પ્રલય યથાયોગ્ય રીતે કરો છો, તોપણ આપ તેની સાથે કોઈ સંબંધ રાખતા નથી અને સ્વયં નિર્વિકાર રહો છો. હું આપને નમસ્કાર કરું છું. (૪૦)

**શ્રીરુદ્રે સ્તુતિ કરતાં કહ્યું** – હે પ્રભુ! આપનો આવો ક્રોધ તો પ્રલયકાળમાં હોય છે. આ સામાન્ય દૈત્ય તો હવે મરાઈ ચૂક્યો છે. તેથી હે ભક્તવત્સલ પ્રભુ! આપ શાંત થાઓ અને આપને શરણે આવેલા આપના પ્રિય ભક્ત પ્રહ્લાદનું રક્ષણ કરો. (૪૧)

**ઈન્દ્રે (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પુરુષોત્તમ! આપે અમારું રક્ષણ કર્યું છે. આપે અમારા જે યજ્ઞભાગ પાછા આપ્યા છે તે વાસ્તવમાં આપના જ છે. દૈત્યોના આતંકથી દુઃખી થયેલા અમારા હૃદયકમળને આપે પ્રફુલ્લિત કરી દીધું છે, જે આપનું જ નિવાસસ્થાન છે. આ સ્વર્ગ વગેરેનું જે રાજ્ય અમને ફરીથી પ્રાપ્ત થયું છે એ બધું તો કાળનો કોળિયો છે. જેઓ આપના સેવકો છે તેમને માટે સ્વર્ગ કઈ મોટી વસ્તુ છે? હે સ્વામી! જેમને આપની સેવાની કામના છે તેઓ તો મુક્તિનો પણ આદર કરતા નથી, તો પછી અન્ય ભોગોની તો તેમને જરૂર જ શી છે? (૪૨)

**ઋષિઓએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પુરુષોત્તમ! આપે તપસ્યા વડે જ, પોતાનામાં લીન થઈ ગયેલા જગતની ફરીથી રચના કરી હતી અને તે જ આત્મતેજ-સ્વરૂપ શ્રેષ્ઠ તપસ્યાનો ઉપદેશ આપે કૃપા કરીને અમારે માટે પણ કર્યો હતો. આ દૈત્યે અમારી તપસ્યાનો ઉચ્છેદ કરી દીધો હતો.

૧. પ્રા. પા. – તે ઉપવ્રજ્ય વિ૦ । ૨. પ્રા. પા. – વિષ્ણુપારિષદાઃ સર્વે । ૩. પ્રા. પા. – ૦પન્નં । ૪. પ્રા. પા. – સમર્થમ્ ।

તદ્વિપ્રલુપ્તમમુનાઽદ્ય શરણ્યપાલ
રક્ષાગૃહીતવપુષા પુનરન્વમંસ્થાઃ ॥ ૪૩॥

હે શરણાગતવત્સલ! તે તપસ્યાના રક્ષણ માટે અવતાર ગ્રહણ કરીને આપે તે જ તપ કરવા માટે ફરીથી અમને તક પૂરી પાડી છે. (૪૩)

*પિતર ઊચુઃ*

શ્રાદ્ધાનિ નોઽધિબુભુજે પ્રસભં તનૂજૈ-
ર્દત્તાનિ તીર્થસમયેઽપ્યપિબત્તિલામ્બુ[1] ।
તસ્યોદરાન્નખવિદીર્ણવપાદ્ ય આર્ચ્છત્
તસ્મૈ નમો નૃહરયેઽખિલધર્મગોપ્ત્રે ॥ ૪૪॥

**પિતૃઓએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પ્રભુ! અમારા પુત્રો અમારા માટે પિંડદાન કરતા હતા, તેમને આ (દૈત્ય) બળપૂર્વક છીનવીને ખાઈ જતો હતો. તેઓ જ્યારે પવિત્ર તીર્થમાં કે સંક્રાંતિ વગેરે ટાણે નૈમિત્તિક તર્પણ કરતા હતા અથવા તિલાંજલિ આપતા હતા ત્યારે તે પણ આ દૈત્ય પડાવી લેતો હતો. આજે આપે પોતાના નખથી તેનું પેટ ચીરીને તે બધું જ પાછું મેળવીને જાણે કે અમને આપી દીધું છે. આપ સમસ્ત ધર્મોના એકમાત્ર રક્ષક છો. હે નરસિંહદેવ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૪૪)

*સિદ્ધા ઊચુઃ*

યો નો ગતિં યોગસિદ્ધામસાધુ-
રહારષીદ્ યોગતપોબલેન ।
નાનાદર્પં તં નખૈર્નિર્દદાર
તસ્મૈ તુભ્યં પ્રણતાઃ સ્મો નૃસિંહ ॥ ૪૫॥

**સિદ્ધોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે નરસિંહદેવ! આ દુષ્ટે પોતાના યોગ અને તપના બળથી અમારી યોગસિદ્ધ ગતિ છીનવી લીધી હતી. આપે પોતાના નખથી એ ઘમંડીને ચીરી નાખ્યો છે. અમે આપનાં ચરણોમાં વિનીતભાવે નમસ્કાર કરીએ છીએ. (૪૫)

*વિદ્યાધરા ઊચુઃ*

વિદ્યાં પૃથગ્ધારણયાઽનુરાદ્ધાં[2]
ન્યષેધદજ્ઞો બલવીર્યદૃપ્તઃ ।
સ[3] યેન સઙ્ખ્યે પશુવદ્ધતસ્તં
માયાનૃસિંહં પ્રણતાઃ સ્મ નિત્યમ્ ॥ ૪૬॥

**વિદ્યાધરોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – (હે પ્રભુ!) આ મૂર્ખ હિરણ્યકશિપુ પોતાના બળ અને વીરતાના ઘમંડમાં મદમસ્ત હતો; ત્યાં સુધી કે અમે લોકોએ વિવિધ ધારણાઓથી જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તેને આ દૈત્યે વ્યર્થ કરી દીધી હતી. આપે યુદ્ધમાં યજ્ઞબલિના પશુની જેમ આને નષ્ટ કરી દીધો. પોતાની લીલાથી નરસિંહ બનેલા આપને અમે નિત્ય-નિરંતર પ્રણામ કરીએ છીએ. (૪૬)

*નાગા ઊચુઃ*

યેન પાપેન રત્નાનિ સ્ત્રીરત્નાનિ હૃતાનિ નઃ ।
તદ્વક્ષઃપાટનેનાસાં દત્તાનન્દ નમોઽસ્તુ તે ॥ ૪૭॥

**નાગોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – આ પાપીએ અમારા મસ્તક પરના મણિઓને તથા અમારી શ્રેષ્ઠ અને સુંદર પત્નીઓને પણ છીનવી લીધી હતી. આજે તેની છાતી ચીરીને આપે અમારી પત્નીઓને અત્યંત આનંદિત કરી છે. હે પ્રભુ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૪૭)

*મનવ ઊચુઃ*

મનવો વયં તવ નિદેશકારિણો
દિતિજેન દેવ પરિભૂતસેતવઃ ।

**મનુઓએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે દેવાધિદેવ! અમે આપના આજ્ઞાંકિત મનુઓ છીએ. આ દૈત્યે ધર્મમર્યાદાનો ભંગ કરી દીધો હતો. આપે આ દુષ્ટને હણીને

૧. પ્રા. પા. – ઽપિ તિલામ્બુમિશ્રમ્ । ૨. પ્રા. પા. – ઽનુરુદ્ધાં । ૩. પ્રા. પા. – શયીત સ૦ ।

ભવતા ખલઃ સ ઉપસંહૃતઃ પ્રભો
કરવામ તે કિમનુશાધિ કિઙ્કરાન્ ॥ ૪૮॥

મહાન ઉપકાર કર્યો છે. હે પ્રભુ! અમે આપના સેવકો છીએ. આજ્ઞા આપો, અમે આપની શી સેવા કરીએ? (૪૮)

*પ્રજાપતય ઊચુઃ*

પ્રજેશા વયં તે પરેશાભિસૃષ્ટા
ન યેન પ્રજા વૈ સૃજામો નિષિદ્ધાઃ ।
સ એષ ત્વયા ભિન્નવક્ષા નુ શેતે
જગન્મઙ્ગલં સત્ત્વમૂર્તેઽવતારઃ ॥ ૪૯॥

**પ્રજાપતિઓએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પરમેશ્વર! આપે અમને પ્રજાપતિ બનાવ્યા હતા; પરંતુ આના અટકાવવાથી અમે પ્રજાની સૃષ્ટિ કરી શકતા ન હતા. આપે આની છાતી ચીરી નાખી અને તે ચિર નિદ્રામાં સૂઈ ગયો. સત્ત્વમય મૂર્તિ ધારણ કરનારા હે પ્રભુ! આપનો આ અવતાર સંસારના કલ્યાણ માટે જ છે. (૪૯)

*ગન્ધર્વા ઊચુઃ*

વયં વિભો તે નટનાટ્યગાયકા
યેનાત્મસાદ્વીર્યબલૌજસા કૃતાઃ ।
સ એષ[1] નીતો ભવતા દશામિમાં
કિમુત્પથસ્થઃ કુશલાય કલ્પતે ॥ ૫૦॥

**ગંધર્વોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પ્રભુ! અમે આપના સેવકો છીએ. આપે અમને નૃત્ય કરવા અને સંગીત સંભળાવવા માટે નિયુક્ત કર્યા છે. આ દૈત્યે પોતાનાં બળ અને પરાક્રમથી અમને પોતાના દાસ બનાવી દીધા હતા. તેને આપે કાળને હવાલે કર્યો છે. સાચું છે કે કુમાર્ગે ચાલનારાનું શું ક્યારેય કલ્યાણ થઈ શકે ખરું? (૫૦)

*ચારણા ઊચુઃ*

હરે તવાઙ્ઘ્રિપઙ્કજં ભવાપવર્ગમાશ્રિતાઃ ।
યદેષ સાધુહૃચ્છયસ્ત્વયાઽસુરઃ સમાપિતઃ ॥ ૫૧॥

**ચારણોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પ્રભુ! સજ્જનોના હૃદયને પીડા પહોંચાડનારા આ દુષ્ટને આપે સમાપ્ત કરી દીધો. તેથી અમે આપનાં તે ચરણકમળોના શરણમાં છીએ, કે જેમની પ્રાપ્તિ થતાં જ જન્મ-મરણરૂપી સંસારચક્રમાંથી છુટકારો મળી જાય છે. (૫૧)

*યક્ષા ઊચુઃ*

વયમનુચરમુખ્યાઃ કર્મભિસ્તે મનોજ્ઞૈ-
સ્ત[2] ઇહ દિતિસુતેન પ્રાપિતા વાહકત્વમ્ ।
સ તુ જનપરિતાપં તત્કૃતં જાનતા તે
નરહર ઉપનીતઃ પઞ્ચતાં પઞ્ચવિંશ ॥ ૫૨॥

**યક્ષોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે ભગવન્! પોતાનાં શ્રેષ્ઠ કર્મોને કારણે અમે લોકો આપના સેવકોમાં પ્રધાન ગણાતા હતા. પરંતુ હિરણ્યકશિપુએ અમને પોતાની પાલખી ઊંચકનારા કહાર બનાવી લીધા. પ્રકૃતિના નિયામક હે પરમાત્મા! આને કારણે થનારાં પોતાનાં આપ્તજનોનાં કષ્ટ જાણીને જ આપે આને હણી નાખ્યો છે. (૫૨)

*કિમ્પુરુષા ઊચુઃ*

વયં કિમ્પુરુષાસ્ત્વં તુ મહાપુરુષ ઈશ્વરઃ ।
અયં કુપુરુષો નષ્ટો ધિક્કૃતઃ સાધુભિર્યદા[3] ॥ ૫૩॥

**કિંપુરુષોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – અમે લોકો અત્યંત તુચ્છ કિંપુરુષો છીએ, જ્યારે આપ સર્વશક્તિમાન મહાપુરુષ છો. જ્યારે સત્પુરુષોએ આનો તિરસ્કાર કર્યો – આને ધિક્કાર્યો તેથી જ આપે આજે આ અધમ અસુરને નષ્ટ કરી દીધો. (૫૩)

*વૈતાલિકા ઊચુઃ*

સભાસુ સત્રેષુ તવામલં યશો
ગીત્વા સપર્યાં મહતીં લભામહે ।

**વૈતાલિકોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે ભગવન્! મોટી-મોટી સભાઓમાં અને જ્ઞાનયજ્ઞોમાં આપના નિર્મળ યશનું ગાન કરીને અમે મોટી પ્રતિષ્ઠા-પૂજા પ્રાપ્ત કરતા

૧. પ્રા. પા. – એવ । ૨. પ્રા. પા. – ૦રિહ ચ દિતિ૦ । ૩. પ્રા. પા. – ૦ભિઃ સદા ।

યસ્તાં વ્યનૈષીદ્ ભૃશમેષ દુર્જનો
દિષ્ટ્યા હતસ્તે ભગવન્ યથાઽઽમયઃ ॥ ૫૪॥

હતા. આ દુષ્ટે અમારી તે આજીવિકા જ નષ્ટ કરી દીધી હતી. મહાન સૌભાગ્યની વાત છે કે મહારોગ-તુલ્ય આ દુષ્ટને આપે જડમૂળથી ઉખાડી દીધો છે. (૫૪)

*કિન્નરા ઊચુઃ*

વયમીશ કિન્નરગણાસ્તવાનુગા
દિતિજેન વિષ્ટિમમુનાઽનુ કારિતાઃ ।
ભવતા હરે સ વૃજિનોઽવસાદિતો
નરસિંહ નાથ વિભવાય નો ભવ ॥ ૫૫॥

**કિન્નરોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – અમે કિન્નરો આપના સેવક છીએ. આ દૈત્ય અમારી પાસે વેઠમાં જ કામ કરાવતો હતો. હે ભગવન્! આપે કૃપા કરીને આજે આ પાપીને નષ્ટ કરી દીધો છે. હે પ્રભુ! આ જ પ્રમાણે આપ અમારો અભ્યુદય કરતા રહો. (૫૫)

*વિષ્ણુપાર્ષદા ઊચુઃ*[1]

અદ્યૈતદ્ધરિનરરૂપમદ્ભુતં તે
દૃષ્ટં નઃ શરણદ સર્વલોકશર્મ ।
સોઽયં તે વિધિકર ઈશ વિપ્રશપ્ત-
સ્તસ્યેદં નિધનમનુગ્રહાય વિદ્મઃ ॥ ૫૬॥

**ભગવાનના પાર્ષદોએ (સ્તુતિ કરતાં) કહ્યું** – હે શરણાગતવત્સલ! સમસ્ત લોકોને શાન્તિનું પ્રદાન કરનારું આપનું આ અલૌકિક નરસિંહ-રૂપ અમે આજે જ જોયું છે. હે ભગવન્! આ દૈત્ય આપનો એ જ આજ્ઞાંકિત સેવક (પાર્ષદ) હતો, કે જેને સનકાદિ ઋષિઓએ શાપ આપી દીધો હતો. અમે સમજીએ છીએ, આપે કૃપા કરીને આનો ઉદ્ધાર કરવા માટે જ આનો વધ કર્યો છે. (૫૬)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્લાદાનુચરિતે[2] દૈત્યરાજવધે નૃસિંહસ્તવો નામાષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥

**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્‌લાદ-અનુચરિતમાંનો દૈત્યરાજ-વધમાંનો નરસિંહસ્તુતિ નામનો આઠમો અધ્યાય સમાપ્ત.**

=★=

# નવમો અધ્યાય

## પ્રહ્‌લાદજીએ કરેલી નરસિંહ ભગવાનની સ્તુતિ

*નારદ ઉવાચ*

એવં સુરાદયઃ સર્વે બ્રહ્મરુદ્રપુરઃસરાઃ ।
નોપૈતુમશકન્મન્યુસંરમ્ભં સુદુરાસદમ્ ॥ ૧॥

સાક્ષાચ્છ્રીઃ પ્રેષિતા દેવૈર્દૃષ્ટ્વા તન્મહદદ્ભુતમ્ ।
અદૃષ્ટાશ્રુતપૂર્વત્વાત્ સા નોપેયાય શઙ્કિતા ॥ ૨॥

પ્રહ્લાદં પ્રેષયામાસ બ્રહ્માવસ્થિતમન્તિકે ।
તાત પ્રશમયોપેહિ સ્વપિત્રે કુપિતં પ્રભુમ્ ॥ ૩॥

**નારદજી કહે છે** – આ પ્રમાણે (સ્તુતિ કરવા છતાં પણ) બ્રહ્મા, શંકર વગેરે બધા જ દેવો નરસિંહ ભગવાનના ક્રોધાવેશને ન તો શાંત કરી શક્યા કે ન તો તેમની પાસે જઈ શક્યા. કોઈને નૃસિંહ ભગવાનના આ ભયંકર રૂપને કઈ રીતે શાંત કરવું તેની સમજ પડતી ન હતી. (૧) દેવોએ ભગવાનને શાંત કરવા માટે સ્વયં લક્ષ્મીજીને મોકલ્યાં. તેમણે જઈને જ્યારે નરસિંહ ભગવાનનું તે મહા-અદ્‌ભુત રૂપ જોયું ત્યારે ભયને લીધે તેઓ તેમની નજીક પણ જઈ શક્યાં નહીં. તેમણે આવું અદ્‌ભુત રૂપ ન તો ક્યારેય જોયું હતું કે ન તો સાંભળ્યું પણ હતું. (૨) પછી બ્રહ્માજીએ પોતાની પાસે જ ઊભેલા પ્રહ્‌લાદજીને એમ કહીને મોકલ્યા કે, 'બેટા! તારા જ પિતા પર તો ભગવાન ક્રુદ્ધ થયા હતા, તો હવે તું જ તેમની પાસે જઈને તેમને શાન્ત કર.' (૩)

૧. પ્રા. પા. – પારિષદા । ૨. પ્રા. પા. – ૦દચરિતેઽષ્ટમો૦ ।

તથેતિ શનકૈ રાજન્ મહાભાગવતોઽર્ભકઃ ।
ઉપેત્ય[1] ભુવિ કાયેન નનામ વિધૃતાઞ્જલિઃ ॥ ૪॥

સ્વપાદમૂલે પતિતં તમર્ભકં
વિલોક્ય દેવઃ કૃપયા પરિપ્લુતઃ ।
ઉત્થાપ્ય તચ્છીર્ષ્ણ્યદધાત્કરામ્બુજં
કાલાહિવિત્રસ્તધિયાં[2] કૃતાભયમ્ ॥ ૫॥

સ તત્કરસ્પર્શધુતાખિલાશુભઃ
સપદ્યભિવ્યક્તપરાત્મદર્શનઃ ।
તત્પાદપદ્મં હૃદિ નિર્વૃતો દધૌ
હૃષ્યત્તનુઃ ક્લિન્નહૃદશ્રુલોચનઃ ॥ ૬॥

અસ્તૌષીદ્ધરિમેકાગ્રમનસા સુસમાહિતઃ ।
પ્રેમગદ્‌ગદયા વાચા તન્ન્યસ્તહૃદયેક્ષણઃ ॥ ૭॥

પ્રહ્લાદ ઉવાચ

બ્રહ્માદયઃ સુરગણા મુનયોઽથ સિદ્ધાઃ
સત્ત્વૈકતાનમતયો વચસાં પ્રવાહૈઃ ।
નારાધિતું પુરુગુણૈરધુનાપિ પિપ્રુઃ
કિં તોષ્ટુમર્હતિ સ મે હરિરુગ્રજાતેઃ ॥ ૮॥

મન્યે ધનાભિજનરૂપતપઃશ્રુતૌજ-
સ્તેજઃપ્રભાવબલપૌરુષબુદ્ધિયોગાઃ[3] ।
નારાધનાય હિ ભવન્તિ પરસ્ય પુંસો
ભક્ત્યા તુતોષ ભગવાન્ ગજયૂથપાય ॥ ૯॥

વિપ્રાદ્ દ્વિષડ્‌ગુણયુતાદરવિન્દનાભ-
પાદારવિન્દવિમુખાચ્છ્‌વપચં વરિષ્ઠમ્ ।
મન્યે તદર્પિતમનોવચનેહિતાર્થ-
પ્રાણં પુનાતિ સ કુલં ન તુ ભૂરિમાનઃ ॥ ૧૦॥

નૈવાત્મનઃ પ્રભુરયં નિજલાભપૂર્ણો
માનં જનાદવિદુષઃ કરુણો વૃણીતે ।
યદ્ યજ્જનો ભગવતે વિદધીત માનં
તચ્ચાત્મને પ્રતિમુખસ્ય યથા મુખશ્રીઃ ॥ ૧૧॥

ભગવાનના પરમ પ્રેમી પ્રહ્‌લાદજીએ 'જેવી આજ્ઞા' કહીને તથા ધીરેથી ભગવાન પાસે જઈને, હાથ જોડીને પૃથ્વી પર સાષ્ટાંગ પ્રણામ કર્યા. (૪) નરસિંહ ભગવાને જોયું કે નાનો-સરખો બાળક મારાં ચરણો પાસે પડેલો છે, તેમનું હૃદય દયાથી ભરાઈ ગયું. તેમણે પ્રહ્‌લાદજીને ઊભા કર્યા અને તેમના માથા પર પોતાનો કરકમળ પધરાવ્યો કે જે કાલસર્પથી ભયભીત થયેલા મનુષ્યોને અભયદાન આપનારો છે. (૫) ભગવાનના કર-કમળનો સ્પર્શ થતાં જ તેમના તમામ અમંગળ નષ્ટ થઈ ગયા; અને તત્કાળ તેમને પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થઈ ગયો. તેમણે ઘણા પ્રેમ અને આનંદમાં મગ્ન થઈને ભગવાનનાં ચરણકમળોને પોતાના હૃદયમાં ધારણ કરી લીધાં. તે સાથે તેમનું સઘળું શરીર પુલકિત થઈ ગયું, હૃદયમાં પ્રેમની ધારા વહેવા લાગી અને નેત્રોમાંથી આનંદનાં અશ્રુ ટપકવા લાગ્યાં. (૬) પ્રહ્‌લાદજી ભાવવિભોર હૃદય અને અનિમેષ નેત્રોથી ભગવાનને નીરખી રહ્યા હતા. ભાવસમાધિથી સ્વયં એકાગ્ર થયેલા મનથી તેમણે ભગવાનના ગુણોનું ચિંતન કરતાં-કરતાં પ્રેમથી ગદ્‌ગદ થયેલી વાણીથી સ્તુતિ કરી. (૭)

**પ્રહ્‌લાદજીએ (સ્તુતિ કરતાં) કહ્યું** – બ્રહ્મા વગેરે દેવો, ઋષિમુનિઓ અને સિદ્ધ પુરુષોની બુદ્ધિ નિરંતર સત્ત્વગુણમાં જ સ્થિત રહે છે, તોપણ તેઓ અવિરત સ્તુતિથી અને પોતાના વિવિધ ગુણોથી આપને હજી સુધી સંતુષ્ટ કરી શક્યા નથી; તો પછી હું તો ઘોર અસુર જાતિમાં ઉત્પન્ન થયેલો, હું આપની શું સ્તુતિ કરી શકું? (૮) હું સમજું છું કે ધન, કુલીનતા, રૂપ, તપ, વિદ્યા, ઓજ, તેજ, પ્રભાવ, બળ, પૌરુષ, જ્ઞાન અને યોગ – આ બધા જ ગુણ પરમપુરુષ ભગવાનને સંતુષ્ટ કરવાને સમર્થ નથી; પરંતુ ભક્તિ આપને અત્યંત પ્રિય છે તેથી જ આપ ગજેન્દ્ર પર પણ સંતુષ્ટ થઈ ગયા હતા. (૯) મારી સમજ મુજબ, ઉપરોક્ત બાર ગુણોથી યુક્ત બ્રાહ્મણ હોવા છતાં પણ જો ભગવાન પદ્મનાભનાં ચરણકમળની ભક્તિ એનામાં ન હોય તો તેના કરતાં તે ચાંડાલ શ્રેષ્ઠ છે કે જેણે પોતાનાં મન, વચન, કર્મ, ધન અને પ્રાણ ભગવાનનાં ચરણોમાં સમર્પિત કરી દીધાં છે; કારણ કે તે ચાંડાલ પોતાના કુળ સુધ્ધાંને પવિત્ર કરી દે છે અને શ્રેષ્ઠતાનું અભિમાન રાખનારો તે બ્રાહ્મણ તો પોતાને પણ પવિત્ર કરી શકતો નથી. (૧૦) સર્વશક્તિમાન પ્રભુ આપ્તકામ હોવાને લીધે તેમને કોઈની સેવા-પૂજાની જરૂર નથી છતાં પણ તેઓ કરુણાવશ ભોળા ભક્તોના કલ્યાણ માટે તેમના વડે કરાયેલી પૂજા સ્વીકારી લે છે. જેમ પોતાના મુખનું સૌંદર્ય દર્પણમાં દેખાતા પ્રતિબિંબને પણ સુંદર બનાવી દે છે તેવી જ રીતે ભક્ત ભગવાન પ્રત્યે જે સમ્માન વ્યક્ત કરે છે તે સ્વયં

૧. પ્રા. પા. – ઉત્પત્ય । ૨. પ્રા. પા. – ૦હિનિર્દષ્ટધિ૦ । ૩. પ્રા. પા. – ૦પ્રતાપ૦ ।

તસ્માદહં વિગતવિક્લવ ઈશ્વરસ્ય
સર્વાત્મના મહિ ગૃણામિ યથામનીષમ્ ।
નીચોઽજયા ગુણવિસર્ગમનુપ્રવિષ્ટઃ
પૂયેત યેન હિ પુમાનનુવર્ણિતેન ॥૧૨॥

સર્વે હ્યમી વિધિકરાસ્તવ સત્ત્વધામ્નો
બ્રહ્માદયો વયમિવેશ ન ચોદ્વિજન્તઃ ।
ક્ષેમાય ભૂતય ઉતાત્મસુખાય ચાસ્ય
વિક્રીડિતં ભગવતો રુચિરાવતારૈઃ ॥૧૩॥

તદ્ યચ્છ મન્યુમસુરશ્ચ હતસ્ત્વયાઽદ્ય
મોદેત સાધુરપિ વૃશ્ચિકસર્પહત્યા ।
લોકાશ્ચ નિર્વૃતિમિતાઃ પ્રતિયન્તિ સર્વે
રૂપં નૃસિંહ વિભયાય જનાઃ સ્મરન્તિ ॥૧૪॥

નાહં બિભેમ્યજિત તેઽતિભયાનકાસ્ય-
જિહ્વાર્કનેત્રભ્રુકુટીરભસોગ્રદંષ્ટ્રાત્ ।
આન્ત્રસ્રજઃ ક્ષતજકેસરશઙ્કુકર્ણા-
ન્નિર્હ્રાદભીતદિગિભાદરિભિન્નખાગ્રાત્ ॥૧૫॥

ત્રસ્તોઽસ્મ્યહં[1] કૃપણવત્સલ દુઃસહોગ્ર-
સંસારચક્રકદનાદ્[2] ગ્રસતાં પ્રણીતઃ ।
બદ્ધઃ સ્વકર્મભિરુશત્તમ તેઽઙ્ઘ્રિમૂલં
પ્રીતોઽપવર્ગશરણં હ્વયસે કદા નુ ॥૧૬॥

યસ્માત્પ્રિયાપ્રિયવિયોગસયોગજન્મ-
શોકાગ્નિના સકલયોનિષુ દહ્યમાનઃ ।
દુઃખૌષધં તદપિ દુઃખમતદ્ધિયાઽહં
ભૂમન્ ભ્રમામિ વદ મે તવ દાસ્યયોગમ્ ॥૧૭॥

સોઽહં પ્રિયસ્ય સુહૃદઃ પરદેવતાયા
લીલાકથાસ્તવ નૃસિંહ વિરિઞ્ચગીતાઃ ।
અઞ્જસ્તિતર્મ્યનુગૃણન્ ગુણવિપ્રમુક્તો
દુર્ગાણિ તે પદયુગાલયહંસસઙ્ગઃ ॥૧૮॥

સમ્માનિત થાય છે. (૧૧) તેથી, હું સર્વથા અયોગ્ય અને અનધિકારી હોવા છતાં પણ નિઃશંકપણે, પોતાની બુદ્ધિ અનુસાર સર્વ પ્રકારે ભગવાનના મહિમાનું વર્ણન કરી રહ્યો છું. આ મહિમાના ગાનનો જ એવો પ્રભાવ છે કે અવિદ્યાને લીધે સંસારના ચકરાવામાં પડેલો જીવ તત્કાળ પવિત્ર થઈ જાય છે. (૧૨)

હે ભગવન્! આપ સત્ત્વગુણના આશ્રય છો. આ બ્રહ્મા વગેરે તમામ દેવો આપના આજ્ઞાંકિત ભક્તો છે. તેઓ અમારા - દૈત્યોની જેમ આપની સાથે દ્વેષ કરતા નથી. હે પ્રભુ! આપ મોટા-મોટા સુંદર-સુંદર અવતાર ગ્રહણ કરીને આ જગતના કલ્યાણ અને અભ્યુદય માટે તથા તેને આત્માનંદની પ્રાપ્તિ કરાવવા માટે અનેક પ્રકારની લીલાઓ કરો છો. (૧૩) જે અસુરને મારવા માટે આપે ક્રોધ કર્યો હતો તે મરાઈ ચૂક્યો છે. હવે આપ પોતાનો ક્રોધ શાંત કરો. જેમ ઉપદ્રવ કરનારા વીંછી અને સાપના મરવાથી સજ્જનો પણ સુખી (આનંદિત) જ થાય છે તેવી જ રીતે આ દૈત્યનો સંહાર થવાથી બધા જ લોકોને ઘણું સુખ મળ્યું છે. હવે બધા આપના શાંત સ્વરૂપને નીરખવા ઇચ્છે છે. હે નરસિંહદેવ! ભયમાંથી મુક્ત થવા માટે ભક્તજનો આપના આ રૂપનું સ્મરણ કરશે. (૧૪) હે પરમાત્મા! આપનું મુખ ઘણું ભયાનક છે; આપની જીભ લપકારા મારી રહી છે; આપની આંખો સૂર્ય જેવી છે; આપનાં ભવાં ચડેલાં છે; દાઢો ઘણી તીક્ષ્ણ છે. આંતરડાંઓની માળા, લોહીથી તરબોળ ગરદનના વાળ, ભાલા જેવા ટટ્ટાર ઊભા કાન અને દિગ્ગજોને પણ ભયભીત કરી મૂકતી સિંહગર્જના તેમ જ શત્રુઓને ફાડી નાખતા આપના આ નખ જોઈને હું સહેજ પણ ભયભીત થયો નથી. (૧૫) પરંતુ હે દીનબંધુ! હું જો ભયભીત છું તો માત્ર આ ઉગ્ર અને અસહ્ય સંસાર-ચક્રમાં પિસાવાથી જ. હું પોતાનાં કર્મોના બંધનથી બંધાઈને આ ભયંકર પ્રાણીઓ વચ્ચે પડેલો છું. હે મારા સ્વામી! આપ પ્રસન્ન થઈને મને ક્યારે પોતાનાં તે ચરણકમળોમાં બોલાવી લેશો? કેમકે આપના તે ચરણકમળ સમસ્ત જીવોનું એકમાત્ર શરણ અને મોક્ષ-સ્વરૂપ છે! (૧૬) હે અનંત! હું જે જે યોનિઓમાં ગયો તે બધી જ યોનિઓમાં પ્રિયના વિયોગથી અને અપ્રિયના સંયોગથી થતા શોકના અગ્નિમાં શેકાતો રહ્યો. તે દુઃખોને દૂર કરનારું જે ઔષધ છે તે પણ દુઃખરૂપ જ છે. હું, ખબર નહીં, અનાત્મ વસ્તુઓને આત્મા સમજીને ક્યારથી આમ-તેમ ભટકી રહ્યો છું! હવે આપ એવું સાધન બતાવો કે જેનાથી આપની સેવા-ભક્તિ પ્રાપ્ત કરી શકું. (૧૭) હે પ્રભુ! આપ અમારા પ્રિય છો, નિર્હેતુક હિતૈષી સુહૃદ છો. આપ જ વાસ્તવમાં સૌના પરમ

૧. પ્રા. પા. – ૦સ્મ્યલં । ૨. પ્રા. પા. – ૦ગહનાદ્ ।

બાલસ્ય નેહ શરણં પિતરૌ નૃસિંહ
નાર્તસ્ય ચાગદમુદન્વતિ મજ્જતો નૌઃ ।
તપ્તસ્ય તત્પ્રતિવિધિર્ય ઇહાઞ્જસેષ્ટ-
સ્તાવદ્ વિભો તનુભૃતાં ત્વદુપેક્ષિતાનામ્ ॥ ૧૯॥

યસ્મિન્યતો યર્હિ યેન ચ યસ્ય યસ્માદ્
યસ્મૈ યથા યદુત યસ્ત્વપરઃ પરો વા ।
ભાવઃ કરોતિ વિકરોતિ પૃથક્સ્વભાવઃ
સઞ્ચોદિતસ્તદખિલં ભવતઃ સ્વરૂપમ્ ॥ ૨૦॥

માયા મનઃ સૃજતિ કર્મમયં બલીયઃ
કાલેન ચોદિતગુણાનુમતેન પુંસઃ ।
છન્દોમયં યદજયાર્પિતષોડશારં
સંસારચક્રમજ કોઽતિતરેત્ ત્વદન્યઃ ॥ ૨૧॥

સ ત્વં હિ નિત્યવિજિતાત્મગુણઃ સ્વધામ્ના
કાલો વશીકૃતવિસૃજ્યવિસર્ગશક્તિઃ ।
ચક્રે વિસૃષ્ટમજયેશ્વર ષોડશારે
નિષ્પીડ્યમાનમુપકર્ષ વિભો પ્રપન્નમ્ ॥ ૨૨॥

દૃષ્ટા મયા દિવિ વિભોઽખિલધિષ્ણ્યપાના-
માયુઃ શ્રિયો વિભવ ઇચ્છતિ યાઞ્જનોઽયમ્ ।
યેઽસ્મત્પિતુઃ કુપિતહાસવિજૃમ્ભિતભ્રૂ-
વિસ્ફૂર્જિતેન લુલિતાઃ સ તુ તે નિરસ્તઃ ॥ ૨૩॥

તસ્માદમૂસ્તનુભૃતામહમાશિષો જ્ઞ
આયુઃ શ્રિયં વિભવમૈન્દ્રિયમાવિરિઞ્ચાત્ ।
નેચ્છામિ તે વિલુલિતાનુરુવિક્રમેણ
કાલાત્મનોપનય માં નિજભૃત્યપાર્શ્વમ્ ॥ ૨૪॥

આરાધ્ય છો. બ્રહ્માજીએ ગાયેલી આપની લીલા-કથાઓનું ગાન કરતો રહીને અને આપના ભક્તોનો સંગ કરીને હું અનાયાસે રાગ વગેરે પ્રાકૃત ગુણોથી છૂટી જઈશ અને આ સંસારની મુશ્કેલીઓને પાર કરીને આપને પ્રાપ્ત થઈ જઈશ. (૧૮) હે ભગવાન નરસિંહ! સંસારના જીવોનાં દુઃખ દૂર કરવાના અનેક ઉપાયો છે પરંતુ આપના દ્વારા ઉપેક્ષિત જીવોને તે ઉપાય સુખી કરી શકતા નથી; ત્યાં સુધી કે માબાપ બાળકોનું રક્ષણ કરી શકતાં નથી, ઓષધ રોગને મટાડી શકતું નથી અને નાવ સમુદ્રમાં ડૂબતાને બચાવી શકતી નથી. પરંતુ આ બધા વિઘ્નો આપના ભક્તનું કાંઈ બગાડી શકતાં નથી. (૧૯) સત્ત્વાદિ ગુણોના કારણે ભિન્ન-ભિન્ન સ્વભાવના જેટલા પણ દેવ-મનુષ્યો આદિ અનેક પ્રકારના જીવોની ઉત્પત્તિ આપના જ સંકલ્પથી થઈ છે. આપ આપના સંકલ્પથી તેનું નિર્માણ પણ કરો છો અને તેને નષ્ટ પણ કરો છો. આ સમગ્ર વિશ્વ આપનું જ સ્વરૂપ છે. આ વિશ્વમાં જેનાથી, જ્યારે જે સાધનથી અને જેની સહાયતાથી જેનું રૂપાંતર થાય છે અને જેના માટે થાય છે અને જે રીતે થાય છે તેનું ઉપાદાન અને નિમિત્ત કારણ પણ આપ જ છો. અર્થાત્ આપના સિવાય વિશ્વમાં અન્ય કોઈ પણ વસ્તુ–પદાર્થ નથી. આ આખા વિશ્વના પ્રેરક પણ આપ જ છો. (૨૦)

ભગવાનના સંકલ્પથી કાળ વડે ગુણોમાં ક્ષોભ થવાથી માયા, મનઃપ્રધાન લિંગશરીરનું નિર્માણ કરે છે. આ લિંગશરીર બળવાન કર્મમય તેમ જ અનેક નામ-રૂપોમાં આસક્ત – વેદોક્ત કર્મ કરનારું છે; અને આ જ (લિંગશરીર) અવિદ્યા વડે કલ્પિત મન, દશ ઇન્દ્રિયો અને પાંચ તન્માત્રાઓ – આ સોળ આરાઓવાળું સંસાર-ચક્ર છે. હે અજન્મા પ્રભુ! આપનાથી ભિન્ન રહેનારો એવો કયો મનુષ્ય છે કે જે આ મનરૂપી સંસારચક્રને પાર કરી શકે છે? (૨૧) હે સર્વશક્તિમાન પ્રભુ! માયા મને આ સોળ આરાવાળા સંસારચક્રમાં નાખીને શેરડીની જેમ પીસી રહી છે. આપ પોતાની ચૈતન્યશક્તિથી બુદ્ધિના સમસ્ત ગુણોને અને પોતાના કાળ-રૂપથી સમસ્ત સાધ્યો અને સાધનોને પોતાને આધીન રાખો છો. હું આપના શરણમાં આવ્યો છું. આપ મને આ બધાથી બચાવી લો અને પોતાના સાંનિધ્યમાં ખેંચી લો. (૨૨) હે ભગવન્! જેમના માટે સંસારી લોકો તલસતા રહે છે તે, સ્વર્ગમાં મળતાં સમસ્ત લોકપાલોનાં આયુષ્ય, લક્ષ્મી અને ઐશ્વર્યને મેં ખૂબ જોઈ લીધાં છે. જે સમયે મારા પિતા સહેજ ક્રોધ કરીને હસતા હતા અને એનાથી તેમનાં ભવાં થોડાં ત્રાંસાં થઈ જતાં હતાં ત્યારે સ્વર્ગની તે બધી સંપત્તિઓનું ક્યાંય ઠામઠેકાણું રહેવા પામતું ન હતું, તેવા મારા તે પિતા પણ આપના હાથે મૃત્યુ પામ્યા. (૨૩) તેથી બ્રહ્મલોક પર્યંતનાં આયુષ્ય, લક્ષ્મી, ઐશ્વર્ય અને તે ઇન્દ્રિયભોગો કે જેમની સંસારી જીવો ચાહના કરતા રહે છે, તેમને હું ઇચ્છતો

કુત્રાશિષઃ શ્રુતિસુખા મૃગતૃષ્ણિરૂપાઃ
ક્વેદં કલેવરમશેષરુજાં વિરોહઃ[1] ।
નિર્વિદ્યતે ન તુ જનો યદપીતિ વિદ્વાન્
કામાનલં મધુલવૈઃ શમયન્ દુરાપૈઃ ॥ ૨૫॥

ક્વાહં રજઃપ્રભવ ઈશ તમોઽધિકેઽસ્મિન્
જાતઃ સુરેતરકુલે ક્વ તવાનુકમ્પા ।
ન બ્રહ્મણો ન તુ ભવસ્ય ન વૈ રમાયા
યન્મેઽર્પિતઃ શિરસિ પદ્મકરઃ પ્રસાદઃ ॥ ૨૬॥

નૈષા પરાવરમતિર્ભવતો નનુ સ્યા-
જ્જન્તોર્યથાઽઽત્મસુહૃદો જગતસ્તથાપિ ।
સંસેવયા સુરતરોરિવ તે પ્રસાદઃ
સેવાનુરૂપમુદયો ન પરાવરત્વમ્ ॥ ૨૭॥

એવં જનં નિપતિતં પ્રભવાહિકૂપે
કામાભિકામમનુ યઃ પ્રપતન્ પ્રસઙ્ગાત્ ।
કૃત્વાઽઽત્મસાત્ સુરર્ષિણા ભગવન્ ગૃહીતઃ
સોઽહં કથં નુ વિસૃજે તવ ભૃત્યસેવામ્ ॥ ૨૮॥

મત્પ્રાણરક્ષણમનન્ત પિતુર્વધશ્ચ
મન્યે સ્વભૃત્યઋષિવાક્યમૃતં વિધાતુમ્ ।
ખડ્ગં પ્રગૃહ્ય યદવોચદસદ્વિધિત્સુ[2]-
સ્ત્વામીશ્વરો મદપરોઽવતુ કં હરામિ ॥ ૨૯॥

એકસ્ત્વમેવ જગદેતદમુષ્ય યત્ત્વ-
માદ્યન્તયોઃ પૃથગવસ્યસિ મધ્યતશ્ચ ।
સૃષ્ટ્વા ગુણવ્યતિકરં નિજમાયયેદં
નાનેવ તૈરવસિતસ્તદનુપ્રવિષ્ટઃ ॥ ૩૦॥

ત્વં વા ઈદં સદસદીશ ભવાંસ્તતોઽન્યો
માયા યદાત્મપરબુદ્ધિરિયં હ્યપાર્થા ।
યદ્ યસ્ય જન્મ નિધનં સ્થિતિરીક્ષણં ચ
તદ્વૈ તદેવ વસુકાલવદષ્ટિતર્વોઃ ॥ ૩૧॥

નથી; કારણ કે હું જાણું છું કે અત્યંત શક્તિશાળી કાળનું રૂપ ધારણ કરીને આપે તેમને ગ્રસ્ત કરી રાખ્યાં છે. તેથી મને આપ પોતાના ભક્તોના સાંનિધ્યમાં સ્થાન આપો. (૨૪) વિષયભોગોની વાતો સાંભળવામાં તો સારી લાગે છે, પણ વાસ્તવમાં તેઓ મૃગજળ જેવી તદ્દન મિથ્યા છે અને આ શરીર, કે જેનાથી તે ભોગો ભોગવવામાં આવે છે તે પણ અગણિત રોગોનું ઉદ્‌ગમસ્થાન છે. ક્યાં તે મિથ્યા વિષયભોગો અને ક્યાં આ રોગયુક્ત શરીર? આ બંનેની ક્ષણભંગુરતા અને સારહીનતા જાણવા છતાં પણ મનુષ્ય એમાંથી વિરક્ત થતો નથી. તે મહામુશ્કેલીએ પ્રાપ્ત થતા ભોગોનાં નાનાં-નાનાં મધુબિંદુઓથી પોતાની કામનાઓનો અગ્નિ બુઝાવવાનો પ્રયત્ન કરે છે! (૨૫) હે પ્રભુ! ક્યાં આ તમોગુણી અસુરકુળમાં રજોગુણથી ઉત્પન્ન થયેલો હું અને ક્યાં તમારી અનંતકૃપા? ધન્ય છે! આપે પોતાનો પરમપ્રસાદ-સ્વરૂપ અને સકળ સંતાપને હરનારો તે કરકમળ મારા મસ્તક ઉપર પધરાવ્યો છે, કે જે આપે બ્રહ્મા, શંકર અને લક્ષ્મીજીના માથે પણ મૂક્યો નથી. (૨૬) આપનામાં બીજા સંસારી જીવોની જેમ નાના-મોટાનો ભેદભાવ નથી; કારણ કે આપ સૌના આત્મા અને અકારણ પ્રેમી છો, અને તેમ છતાં કલ્પવૃક્ષ સમાન આપનો કૃપાપ્રસાદ પણ સેવા-ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. જીવો પર (તેમની) સેવા અનુસાર જ આપની કૃપાનો ઉદય થાય છે. આપનામાં ઊંચ-નીચનો ભેદભાવ નથી. (૨૭) હે ભગવન્! આ સંસાર એક એવો અંધારિયો કૂવો છે કે જેમાં કાળરૂપી સર્પ ડસવા માટે હંમેશાં તૈયાર રહે છે. વિષયભોગોના કામી મનુષ્યો તેમાં પડેલા છે. હું પણ પ્રસંગવશ તેમાં પડવાનો જ હતો, પરંતુ હે ભગવન્! દેવર્ષિ નારદે ઘણી કૃપા કરીને મને અપનાવી લીધો અને મારું કલ્યાણ કર્યું છે. તો પછી હું આપના ભક્તજનોની સેવા કેવી રીતે છોડી શકું? (૨૮) હે અનંત! જે સમયે મારા પિતાએ મને મારવા હાથથી ખડ્ગ ઉપાડીને કહ્યું કે 'જો મારા સિવાય કોઈ બીજો ઈશ્વર છે તો તે તને બચાવે, હું તારો શિરચ્છેદ કરું છું' તે સમયે આપે મારા પ્રાણોનું રક્ષણ કર્યું અને મારા પિતાનો વધ કર્યો. હું તો સમજું છું કે આપે પોતાના પ્રેમીભક્તો સનકાદિ ઋષિઓનું વચન સત્ય કરવા માટે જ એમ કર્યું છે. (૨૯)

હે ભગવન્! આ સંપૂર્ણ જગત એકમાત્ર આપનું જ સ્વરૂપ છે, કારણ કે એના આદિમાં આપ જ કારણભૂત હતા, અંતમાં આપ જ અવધિરૂપે હશો અને મધ્યમાં એની પ્રતીતિરૂપે પણ માત્ર આપ જ છો. તમે પોતાની માયાથી ગુણોમાં ક્ષોભ ઉત્પન્ન કરીને જગતનું સર્જન કરો છો અને એમાં વિદ્યમાન હોવા છતાં પણ પ્રવેશની લીલા કરો છો અને તે ગુણોથી યુક્ત થઈને અનેક જેવા જણાઓ છો. (૩૦) હે ભગવન્! કાર્ય-

૧. પ્રા. પા. – વિમોહઃ । ૨. પ્રા. પા. – ૦દસૂન્ બિભિત્સુ૦ ।

ન્યસ્યેદમાત્મનિ જગદ્વિલયામ્બુમધ્યે
શેષેઽઽત્મના[1] નિજસુખાનુભવો નિરીહઃ ।
યોગેન મીલિતદૃગાત્મનિપીતનિદ્ર-
સ્તુર્યે સ્થિતો ન તુ તમો ન ગુણાંશ્ચ યુઙ્ક્ષે ॥ ૩૨॥

તસ્યૈવ તે વપુરિદં[2] નિજકાલશક્ત્યા
સઞ્ચોદિતપ્રકૃતિધર્મણ આત્મગૂઢમ્ ।
અમ્ભસ્યનન્તશયનાદ્ વિરમત્સમાધે-
ર્નાભેરભૂત્ સ્વકણિકાવટવન્મહાબ્જમ્ ॥ ૩૩॥

તત્સમ્ભવઃ કવિરતોઽન્યદપશ્યમાન-
સ્ત્વાં બીજમાત્મનિ તતં સ્વબહિર્વિચિન્ત્ય ।
નાવિન્દદબ્દશતમપ્સુ નિમજ્જમાનો
જાતેઽઙ્કુરે કથમુ હોપલભેત બીજમ્ ॥ ૩૪॥

સ ત્વાત્મયોનિરતિવિસ્મિત આસ્થિતોઽબ્જં
કાલેન તીવ્રતપસા પરિશુદ્ધભાવઃ ।
ત્વામાત્મનીશ ભુવિ ગન્ધમિવાતિસૂક્ષ્મં
ભૂતેન્દ્રિયાશયમયે વિતતં દદર્શ ॥ ૩૫॥

એવં સહસ્રવદનાઙ્ઘ્રિશિરઃકરોરુ-
નાસાસ્યકર્ણનયનાભરણાયુધાઢ્યમ્ ।
માયામયં સદુપલક્ષિતસંનિવેશં[3]
દૃષ્ટ્વા મહાપુરુષમાપ મુદં વિરિઞ્ચઃ ॥ ૩૬॥

તસ્મૈ ભવાન્ હયશિરસ્તનુવં ચ બિભ્રદ્
વેદદ્રુહાવતિબલૌ મધુકૈટભાખ્યૌ ।
હત્વાઽઽનયચ્છ્રુતિગણાંસ્તુ[4] રજસ્તમશ્ચ
સત્ત્વં તવ પ્રિયતમાં તનુમામનન્તિ ॥ ૩૭॥

કારણરૂપે આ જે કંઈ પ્રતીત થઈ રહ્યું છે તે બધું આપ જ છો અને તેનાથી ભિન્ન પણ આપ જ છો. પોતાનું-પારકું એવો ભેદભાવ તો અર્થહીન શબ્દોની માયા છે; કારણ કે જે પરમાત્માથી આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ, લય અને પ્રકાશ થાય છે તે તેનું જ સ્વરૂપ હોય છે – જેમ કે બીજ અને વૃક્ષ કાર્ય અને કારણની દૃષ્ટિએ અલગ-અલગ છે તોપણ ગંધ-તન્માત્રાની દૃષ્ટિએ તે બંને એક જ છે. (૩૧)

હે ભગવન્! આ સમસ્ત વિશ્વને આપ પોતે જ પોતાનામાં સમાવી લઈને આત્મસુખનો અનુભવ કરતા રહીને નિષ્ક્રિય થઈને પ્રલયકાલીન જળમાં શયન કરો છો. તે સમયે પોતાના સ્વયંસિદ્ધ યોગ વડે બાહ્ય દૃષ્ટિને બંધ કરીને આપ પોતાના સ્વરૂપના પ્રકાશમાં નિદ્રાને વિલીન કરી લો છો અને તુરીય બ્રહ્મપદમાં સ્થિત રહો છો. તે સમયે આપ નથી તો તમોગુણથી યુક્ત હોતા કે નથી તો વિષયોને અપનાવતા. (૩૨) આપ પોતાની કાળશક્તિથી પ્રકૃતિના ગુણોને પ્રેરો છો, તેથી આ બ્રહ્માંડ આપનું જ શરીર છે. પહેલાં તે આપનામાં જ લીન હતું. જ્યારે પ્રલયકાલીન જળમાં શેષશય્યા પર સૂતેલા આપે યોગનિદ્રા-સમાધિને ત્યજી દીધી ત્યારે, બીજમાંથી વિશાળ વટવૃક્ષ થાય તેમ, આપની નાભિમાંથી બ્રહ્માંડ-કમળ ઉત્પન્ન થયું. (૩૩) તેના પર સૂક્ષ્મદર્શી બ્રહ્માજી પ્રગટ થયા. જ્યારે તેમને કમળ સિવાય અન્ય કશું પણ દેખાયું નહીં ત્યારે પોતાનામાં બીજરૂપે વ્યાપ્ત પોતાને તેઓ ઓળખી શક્યા નહીં અને પોતાને પોતાનાથી બહાર સમજીને જળમાં પ્રવેશીને સો વર્ષો સુધી ખોળતા રહ્યા. પણ ત્યાં તેમને કશું મળ્યું નહીં. એ ઉચિત જ છે, કારણ કે અંકુર નીકળી આવ્યા પછી તેનામાં વ્યાપ્ત બીજને કોઈ બહાર અલગ કેવી રીતે જોઈ શકે? (૩૪) બ્રહ્માજીને ઘણું આશ્ચર્ય થયું, તેઓ હારીને કમળ પર બેસી ગયા. દીર્ઘકાળ વીતતાં તીવ્ર તપ કરવાથી જ્યારે તેમનું હૃદય શુદ્ધ થઈ ગયું ત્યારે તેમને ભૂતો, ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપ પોતાના શરીરમાં જ તદ્રૂપ રહેલા પોતાના સૂક્ષ્મરૂપનો સાક્ષાત્કાર થયો, બરાબર એવી જ રીતે કે જેમ પૃથ્વીને તેની અતિસૂક્ષ્મ ગંધ-તન્માત્રાનો થાય છે. (૩૫)

બ્રહ્માજીએ પોતાનામાં જ ભગવાનના તે વિરાટરૂપને જોયું. તે વિરાટ પુરુષ હજારો મુખ, ચરણ, માથાં, હાથ, જાંઘો, નાસિકા, કાન, આંખ, આભૂષણો અને આયુધોથી યુક્ત હતો. ચૌદે લોક તેનાં વિભિન્ન અંગોરૂપે શોભાયમાન હતા. તે ભગવાનની એક લીલામય મૂર્તિ હતો. તેને જોઈને બ્રહ્માજીને ઘણો આનંદ થયો. (૩૬) રજોગુણ અને તમોગુણરૂપ મધુ અને કૈટભ નામના બે મહાબળવાન દૈત્યો જ્યારે વેદો ચોરી ગયા ત્યારે આપે હયગ્રીવ-અવતાર ધારણ કર્યો અને તે બંનેને મારીને

૧. પ્રા. પા. – શેષાસમો । ૨. પ્રા. પા. – પુનરિદં । ૩. પ્રા. પા. – ૰લ્લક્ષણસં૰ । ૪. પ્રા. પા. – હત્વા પુનઃ સ્થિતિગુણાંશ્ચ ।

ઈત્થં નૃતિર્યગૃષિદેવઝષાવતારૈ[1]-
લોકાન્ વિભાવયસિ હંસિ જગત્પ્રતીપાન્ ।
ધર્મં મહાપુરુષ પાસિ યુગાનુવૃત્તં
છન્નઃ કલૌ યદભવસ્ત્રિયુગોઽથ[2] સ ત્વમ્ ॥ ૩૮॥

નૈતન્મનસ્તવ કથાસુ વિકુણ્ઠનાથ
સમ્પ્રીયતે દુરિતદુષ્ટમસાધુ તીવ્રમ્ ।
કામાતુરં હર્ષશોકભયૈષણાર્તં[3]
તસ્મિન્ કથં તવ ગતિં વિમૃશામિ દીનઃ ॥ ૩૯॥

જિહ્વૈકતોઽચ્યુત વિકર્ષતિ માઽવિતૃપ્તા
શિશ્નોઽન્યતસ્ત્વગુદરં શ્રવણં કુતશ્ચિત્ ।
ઘ્રાણોઽન્યતશ્ચપલદૃક્ ક્વ ચ કર્મશક્તિ-
ર્બહ્વ્યઃ સપત્ન્ય ઈવ ગેહપતિં લુનન્તિ ॥ ૪૦॥

એવં સ્વકર્મપતિતં ભવવૈતરણ્યા-
મન્યોન્યજન્મમરણાશનભીતભીતમ્ ।
પશ્યજ્જનં સ્વપરવિગ્રહવૈરમૈત્રં
હન્તેતિ પારચર પીપૃહિ મૂઢમદ્ય ॥ ૪૧॥

કો ન્વત્ર તેઽખિલગુરો ભગવન્ પ્રયાસ
ઉત્તારણેઽસ્ય ભવસમ્ભવલોપહેતોઃ ।
મૂઢેષુ વૈ મહદનુગ્રહ આર્તબન્ધો
કિં તેન તે પ્રિયજનાનનુસેવતાં[4] નઃ ॥ ૪૨॥

નૈવોદ્વિજે પર દુરત્યયવૈતરણ્યા-
સ્ત્વદ્વીર્યગાયનમહામૃતમગ્નચિત્તઃ ।
શોચે તતો વિમુખચેતસ ઈન્દ્રિયાર્થ-
માયાસુખાય ભરમુદ્વહતો વિમૂઢાન્ ॥ ૪૩॥

સત્ત્વગુણરૂપી શ્રુતિઓ બ્રહ્માજીને પાછી આપી. તે સત્ત્વગુણ જ આપનું અતિપ્રિય શરીર છે – મહાત્માજનો આ પ્રમાણે વર્ણવે છે. (૩૭) હે પુરુષોત્તમ! આ પ્રમાણે આપ મનુષ્ય, પશુપક્ષી, ઋષિ, દેવતા, મત્સ્ય વગેરે અવતારો લઈને લોકોનું પાલન કરો છો તથા વિશ્વદ્રોહીઓનો સંહાર કરો છો. આ અવતારો વડે આપ પ્રત્યેક યુગમાં તેના ધર્મોનું રક્ષણ કરો છો. કળિયુગમાં આપ છુપાઈને ગુપ્તરૂપે જ રહો છો, તેથી આપનું એક નામ 'ત્રિયુગ' પણ છે. (૩૮)

હે વૈકુંઠપતિ! મારું મન ઘણું દુર્દશાગ્રસ્ત છે. તે પાપ-વાસનાઓથી તો દૂષિત છે જ, બલકે સ્વયં પણ અત્યંત દુષ્ટ છે. તે ઘણું કરીને કામનાઓને કારણે આતુર રહે છે અને હર્ષ-શોક, ભય તેમ જ લોક-પરલોક, ધન, પત્ની, પુત્ર વગેરેની ચિંતાઓથી વ્યાકુળ રહે છે. તેને આપની લીલા-કથાઓનો રસાનુભવ થતો નથી. તેના લીધે હું દીન થઈ રહ્યો છું. આવા મનથી હું આપના સ્વરૂપનું ચિંતન કેવી રીતે કરી શકું? (૩૯) હે અચ્યુત! આ ક્યારેય તૃપ્ત નહીં થતી જીભ મને સ્વાદિષ્ટ રસો તરફ ખેંચતી રહે છે; જનનેન્દ્રિય સુંદર સ્ત્રી તરફ, ત્વચા સુકોમળ સ્પર્શ તરફ, પેટ ભોજન તરફ, કાન મધુર સંગીત તરફ, નાસિકા ભીની-મોહક સુગંધ તરફ અને આ ચપળ નેત્રો સૌંદર્ય તરફ મને ખેંચતાં રહે છે. આ ઉપરાંત, કર્મેન્દ્રિયો પણ મને પોતપોતાના વિષયો તરફ લઈ જવા પ્રયત્ન કરતી જ રહે છે. મારી તો એવી દશા થઈ રહી છે કે જાણે કોઈ પુરુષની ઘણીબધી પત્નીઓ તેને પોતપોતાના શયનખંડમાં લઈ જવા માટે ચારે બાજુથી ઘસડી રહી હોય. (૪૦) આ પ્રમાણે આ જીવ પોતાનાં કર્મોના બંધનમાં પડીને આ સંસારરૂપી વૈતરણી નદીમાં પડેલો છે. જન્મમાંથી મૃત્યુ પામતો, મૃત્યુમાંથી જન્મ લેતો અને એ બંને વડે કર્મભોગ કરતો-કરતો આ જીવ ભયભીત થયેલો છે. 'આ પોતાનું છે, આ પારકું છે' – એવા ભેદભાવથી યુક્ત થઈને એ કોઈની સાથે મિત્રતા, તો કોઈની સાથે શત્રુતા કરે છે. આપ આ મૂઢ જીવ-જાતિની આ દુર્દશા જોઈને કરુણાથી દ્રવિત થાઓ. માયારૂપી નદીથી પાર રહેનારા હે પ્રભુ! આ પ્રાણીઓને પણ હવે પાર ઉતારો. (૪૧) હે જગદ્ગુરુ! આપ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પાલન કરનારા છો, ત્યારે આ જીવોને ભવ-નદીની પાર ઉતારવામાં આપને શો પરિશ્રમ? દીનજનોના પરમહિતૈષી હે પ્રભુ! ભ્રાન્ત થયેલા મૂઢજનો જ મહાપુરુષોના વિશેષ અનુગ્રહને પાત્ર હોય છે. અમને તેની કોઈ જરૂર નથી; કારણ કે અમે આપના પ્રિયજનોની સેવામાં રત રહીએ છીએ, તેથી પાર ઊતરવાની અમને ક્યારેય ચિંતા હોતી નથી. (૪૨) હે પરમાત્મા! આ ભવ-વૈતરણીમાંથી પાર ઊતરવું એ બીજાઓ માટે અવશ્ય મુશ્કેલ જ છે, પરંતુ મને તો તેનો સહેજ પણ ભય

૧. પ્રા. પા. – ૦કૃતાવ૦ । ૨. પ્રા. પા. – પ્રભવસિદ્ધિયુગોઽથ । ૩. પ્રા. પા. – ૦ભયેક્ષણાર્તં । ૪. પ્રા. પા. – ૦સેવયા ।

प्रायेण देव मुनयः स्वविमुक्तिकामा
मौनं चरन्ति विजने न परार्थनिष्ठाः।
नैतान् विहाय कृपणान् विमुमुक्ष एको
नान्यं त्वदस्य शरणं भ्रमतोऽनुपश्ये ॥ ४४॥

यन्मैथुनादि गृहमेधिसुखं हि तुच्छं
कण्डूयनेन करयोरिव दुःखदुःखम्।
तृप्यन्ति नेह कृपणा बहुदुःखभाजः
कण्डूतिवन्मनसिजं विषहेत धीरः ॥ ४५॥

मौनव्रतश्रुततपोऽध्ययनस्वधर्म-
व्याख्यारहोजपसमाधय आपवर्ग्याः।
प्रायः परं पुरुष ते त्वजितेन्द्रियाणां
वार्ता भवन्त्युत न वाऽत्र तु दाम्भिकानाम् ॥ ४६॥

रूपे इमे सदसती तव वेदसृष्टे
बीजाङ्कुराविव न चान्यदरूपकस्य।
युक्ताः समक्षमुभयत्र विचिन्वते[1] त्वां
योगेन वह्निमिव दारुषु नान्यतः स्यात् ॥ ४७॥

त्वं वायुरग्निरवनिर्वियदम्बुमात्राः
प्राणेन्द्रियाणि हृदयं चिदनुग्रहश्च।
सर्वं त्वमेव सगुणो विगुणश्च भूमन्
नान्यत्त्वदस्त्यपि मनोवचसा निरुक्तम् ॥ ४८॥

નથી; કારણ કે મારું ચિત્ત આ વૈતરણીમાં નહીં, આપની તે લીલાઓના ગાનમાં મગ્ન રહે છે, કે જે (લીલાઓ) સ્વર્ગીય અમૃતને પણ તિરસ્કૃત કરનારી, પરમ-અમૃતસ્વરૂપ છે. હું તે મૂઢ પ્રાણીઓ માટે ખેદ અનુભવું છું કે જેઓ આપના ગુણગાનથી વિમુખ છે અને વિષયોના માયામય મિથ્યા સુખને પામવા પોતાના માથે સમગ્ર જગતના ભારનું વહન કરે છે. (૪૩) મારા સ્વામી! મોટા-મોટા ઋષિમુનિઓ તો પોતાની મુક્તિ માટે ઘણું કરીને નિર્જન વનમાં જઈને મૌનવ્રત ધારણ કરી લે છે; તેઓ બીજાઓના કલ્યાણ માટે કોઈ વિશેષ પ્રયત્ન કરતા નથી. પરંતુ મારી દશા તો જુદી જ છે, હું તે ભ્રાન્ત અસહાય દીનજનોને છોડીને એકલો મુક્ત થવા ઇચ્છતો નથી; અને તે ભટકતા જીવો માટે આપના સિવાય અન્ય કોઈ સહારો પણ દેખાતો નથી. (૪૪)

ઘરસંસારમાં ફસાયેલા લોકોને મૈથુન વગેરેનું જે સુખ મળે છે તે અત્યંત તુચ્છ તેમ જ દુઃખરૂપ જ છે; જેમ કે કોઈ બંને હાથે ખણી રહ્યો હોય તો તેમાં પહેલાં ક્ષણિક સુખ અનુભવાય છે, પણ પછીથી દુઃખ જ છે. આ જ પ્રમાણે અજ્ઞાની મનુષ્યો ઘણું દુઃખ ભોગવવા છતાં પણ તેનાથી ધરાતા નથી. આનાથી ઊલટું, ધીર પુરુષો જેમ ખણ સહી લે છે તે જ રીતે કામ વગેરે આવેગોને પણ સહી લે છે. સહી લેવાથી જ તે આવેગોનો નાશ થાય છે. (૪૫) હે પુરુષોત્તમ! મોક્ષ (પ્રાપ્તિ)નાં દસ સાધન પ્રસિદ્ધ છે – મૌન, બ્રહ્મચર્ય, શાસ્ત્રશ્રવણ, તપ, સ્વાધ્યાય, સ્વધર્મપાલન, શાસ્ત્રોની તર્કપ્રમાણિત વ્યાખ્યા, એકાંતસેવન, જપ અને સમાધિ. પરંતુ જેમની ઇન્દ્રિયો વશમાં નથી તેમના માટે આ બધાં સાધન – વ્યાપારમાત્ર બની રહે છે; અને દંભીઓ માટે તો, જ્યાં સુધી તેમનું મિથ્યાત્વ જણાતું નથી ત્યાં સુધી બધાં જીવનનિર્વાહનાં સાધન જ બની રહે છે અને મિથ્યાત્વ ખુલ્લું પડી ગયા પછી તો તેમનું આ ઉપજીવિકાનું સાધન પણ નષ્ટ થઈ જાય છે. (૪૬) વેદોએ આપનાં બીજ અને અંકુર સમાન બે રૂપ બતાવ્યાં છે – કાર્ય અને કારણ. વાસ્તવમાં તો આપ પ્રાકૃત રૂપથી પર છો; પરંતુ આ કાર્ય અને કારણ-રૂપો સિવાય, આપને જાણવા માટેનું કોઈ બીજું સાધન જ નથી. કાષ્ઠ-ઘર્ષણથી જેમ અગ્નિ પ્રગટ કરવામાં આવે છે તેવી જ રીતે યોગીજનો સાધનાથી આપને કાર્ય અને કારણ – બંનેમાં જ ખોળી કાઢે છે; કારણ કે આ બંને વાસ્તવમાં આપનાથી ભિન્ન નથી, બલકે આપનું જ સ્વરૂપ છે. (૪૭) હે અનંત પ્રભુ! વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, જળ, પાંચ તન્માત્રાઓ, પ્રાણ, ઇન્દ્રિયો, મન, ચિત્ત, અહંકાર, સમસ્ત જગત તેમ જ સગુણ અને નિર્ગુણ – સર્વ કાંઈ એકમાત્ર આપ જ છો. બીજું તો શું,

૧. પ્રા. પા. – વિચક્ષતે। ૨. પ્રા. પા. – મુનયો।

નૈતે ગુણા ન ગુણિનો મહદાદયો યે
સર્વે મનઃપ્રભૃતયઃ સહદેવમર્ત્યાઃ ।
આદ્યન્તવન્ત ઉરુગાય વિદન્તિ હિ ત્વા-
મેવં વિમૃશ્ય સુધિયો[1] વિરમન્તિ શબ્દાત્ ॥ ૪૯॥

તત્ તેઽર્હત્તમ નમઃસ્તુતિકર્મપૂજાઃ
કર્મ સ્મૃતિશ્ચરણયોઃ શ્રવણં કથાયામ્ ।
સંસેવયા ત્વયિ વિનેતિ ષડઙ્ગયા કિં
ભક્તિં જનઃ પરમહંસગતૌ લભેત ॥ ૫૦॥

નારદ ઉવાચ

એતાવદ્વર્ણિતગુણો ભક્ત્યા ભક્તેન નિર્ગુણઃ ।
પ્રહ્રાદં પ્રણતં પ્રીતો યતમન્યુરભાષત ॥ ૫૧॥

શ્રીભગવાનુવાચ

પ્રહ્રાદ ભદ્ર ભદ્રં તે પ્રીતોઽહં તેઽસુરોત્તમ ।
વરં વૃણીષ્વાભિમતં કામપૂરોઽસ્મ્યહં નૃણામ્ ॥ ૫૨॥

મામપ્રીણત આયુષ્મન્ દર્શનં દુર્લભં હિ મે ।
દૃષ્ટ્વા માં ન પુનર્જન્તુરાત્માનં[2] તપ્તુમર્હતિ ॥ ૫૩॥

પ્રીણન્તિ હ્યથ માં ધીરાઃ સર્વભાવેન સાધવઃ ।
શ્રેયસ્કામા મહાભાગાઃ સર્વાસામાશિષાં પતિમ્ ॥ ૫૪॥

એવં પ્રલોભ્યમાનોઽપિ વરૈર્લોકપ્રલોભનૈઃ ।
એકાન્તિત્વાદ્ભગવતિ નૈચ્છત્ તાનસુરોત્તમઃ ॥ ૫૫॥

મન અને વાણી વડે જે કંઈ વર્ણવવામાં આવ્યું છે તે સર્વ આપનાથી ભિન્ન નથી. (૪૮) સમગ્ર કીર્તિના આશ્રય હે ભગવન્! આ સત્ત્વ વગેરે ગુણો અને એ ગુણોનાં પરિણામભૂત મહત્તત્ત્વ વગેરે, દેવો, મનુષ્યો તેમ જ મન વગેરે કોઈ પણ તમારા સ્વરૂપને જાણવાને સમર્થ નથી; કારણ કે આ બધાં આદિ અને અંતવાળા છે; જ્યારે તમે અનાદિ અને અનંત છો. આવું વિચારીને જ્ઞાનીજનો શબ્દોની માયાથી ઉપરત થઈ જાય છે. (૪૯) હે પરમપૂજ્ય! આપની સેવાનાં છ અંગ છે – નમસ્કાર, સ્તુતિ, સમસ્ત કર્મોનું સમર્પણ, સેવાપૂજા, ચરણકમળોનું ચિંતન અને લીલાકથાઓનું શ્રવણ. આ છ અંગોવાળી સેવા વિના આપનાં ચરણકમળોની ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? અને ભક્તિ વિના આપની પ્રાપ્તિ કેવી રીતે થાય? હે પ્રભુ! આપ તો પોતાના પરમપ્રિય ભક્તજનોનું – પરમહંસોનું સર્વસ્વ જ છો. (૫૦)

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) આ પ્રમાણે ભક્ત પ્રહ્લાદે ઘણા પ્રેમથી પ્રકૃતિ અને પ્રાકૃત ગુણોથી રહિત ભગવાનના સ્વરૂપભૂત ગુણોનું વર્ણન કર્યું. ત્યારબાદ તેઓ ભગવાનનાં ચરણોમાં માથું નમાવીને ચૂપ થઈ ગયા. નરસિંહ ભગવાનનો ક્રોધ શાન્ત થઈ ગયો અને તેઓ અત્યંત પ્રેમ તથા પ્રસન્નતાપૂર્વક બોલ્યા. (૫૧)

**શ્રીનરસિંહ ભગવાન બોલ્યા** – હે પરમકલ્યાણ-સ્વરૂપ પ્રહ્લાદ! તારું કલ્યાણ થાઓ. હે દૈત્યશ્રેષ્ઠ! હું તારા પર અત્યંત પ્રસન્ન છું. તારી જે અભિલાષા હોય તે મારી પાસેથી માગી લે. હું જીવોની ઇચ્છાઓને પૂરી કરનારો છું. (૫૨) હે આયુષ્મમાન! જે મને પ્રસન્ન કરી લેતો નથી તેને મારાં દર્શન પ્રાપ્ત થવાં અત્યંત મુશ્કેલ છે; પરંતુ જ્યારે મારાં દર્શન થઈ જાય છે ત્યાર પછી પ્રાણીના હૃદયમાં કોઈ પણ પ્રકારનો તાપ રહેવા પામતો નથી. (૫૩) હું સમસ્ત મનોરથોને પૂરા કરનારો છું; તેથી બધા જ કલ્યાણકામી પરમભાગ્યવાન સાધુજનો જિતેન્દ્રિય થઈને પોતાની સઘળી વૃત્તિઓથી મને જ પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે. (૫૪)

(નારદજી કહે છે –) અસુરકુળ-ભૂષણ પ્રહ્લાદજી ભગવાનના અનન્યપ્રેમી હતા; તેથી મોટા-મોટા લોકોને પ્રલોભનમાં નાખનારાં વરદાનો વડે પ્રલોભિત કરવા છતાં પણ તેમણે તેમની (તે વરદાનોની) ઇચ્છા કરી નહીં. (૫૫)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે[3] પ્રહ્રાદચરિતે ભગવત્સ્તવો નામ નવમોઽધ્યાયઃ ॥ ૯॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્લાદચરિત્રમાંનો ભગવાનનું સ્તવન નામનો નવમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – મુનયો । ૨. પ્રા. પા. – પુનર્જન્મ નાત્માનં । ૩. પ્રા. પા. – ૦સ્કન્ધે નવ૦ ।

# દસમો અધ્યાય

## પ્રહ્‌લાદજીના રાજ્યાભિષેકની તથા ત્રિપુર-દહનની કથા

નારદ ઉવાચ

ભક્તિયોગસ્ય તત્ સર્વમન્તરાયતયાઽર્ભકઃ ।
મન્યમાનો હૃષીકેશં સ્મયમાન ઉવાચ હ ॥ ૧॥

પ્રહ્લાદ ઉવાચ

મા માં પ્રલોભયોત્પત્ત્યાઽઽસક્તં કામેષુ[1] તૈર્વરૈઃ ।
તત્સઙ્ગભીતો નિર્વિણ્ણો મુમુક્ષુસ્ત્વામુપાશ્રિતઃ ॥ ૨॥

ભૃત્યલક્ષણજિજ્ઞાસુર્ભક્તં કામેષ્વચોદયત્ ।
ભવાન્ સંસારબીજેષુ હૃદયગ્રન્થિષુ પ્રભો ॥ ૩॥

નાન્યથા તેઽખિલગુરો ઘટેત[2] કરુણાત્મનઃ ।
યસ્ત આશિષ આશાસ્તે ન સ ભૃત્યઃ સ વૈ વણિક્ ॥ ૪॥

આશાસાનો ન વૈ ભૃત્યઃ સ્વામિન્યાશિષ આત્મનઃ ।
ન સ્વામી ભૃત્યતઃ સ્વામ્યમિચ્છન્ યો રાતિ ચાશિષઃ ॥ ૫॥

અહં ત્વકામસ્ત્વદ્ભક્તસ્ત્વં ચ સ્વામ્યનપાશ્રયઃ ।
નાન્યથેહાવયોરર્થો રાજસેવકયોરિવ[3] ॥ ૬॥

યદિ રાસીશ[4] મે કામાન્ વરાંસ્ત્વં વરદર્ષભ ।
કામાનાં હૃદ્યસંરોહં ભવતસ્તુ વૃણે વરમ્ ॥ ૭॥

ઇન્દ્રિયાણિ મનઃ પ્રાણ આત્મા ધર્મો ધૃતિર્મતિઃ ।
હ્રીઃ શ્રીસ્તેજઃ સ્મૃતિઃ સત્યં યસ્ય નશ્યન્તિ જન્મના ॥ ૮॥

વિમુઞ્ચતિ યદા કામાન્ માનવો મનસિ સ્થિતાન્ ।
તર્હ્યેવ પુણ્ડરીકાક્ષ ભગવત્ત્વાય કલ્પતે[5] ॥ ૯॥

**શ્રીનારદજી કહે છે** – પ્રહ્‌લાદજી બાળક હોવા છતાં પણ એમ સમજ્યા કે વરદાન માગવું એ પ્રેમભક્તિમાં વિઘ્ન છે; તેથી સહેજ સ્મિત કરતાં તેમણે ભગવાનને કહ્યું. (૧)

**પ્રહ્‌લાદજીએ કહ્યું** – હે પ્રભુ! હું જન્મથી જ વિષયભોગોમાં આસક્ત છું, તો મને આ વરદાનોનાં પ્રલોભનોથી આપ લલચાવો નહીં. હું તે ભોગોના સંગથી ડરીને, તેમના થકી થતી તીવ્ર વેદનાનો અનુભવ પામીને, તેમાંથી છૂટવાની અભિલાષાથી જ આપના શરણમાં આવ્યો છું. (૨) હે ભગવન્! મારામાં ભક્તનાં લક્ષણો છે કે નહીં એ જાણવા માટે આપે પોતાના ભક્ત એવા મને વરદાન માગવા પ્રેર્યો છે. આ વિષયભોગો (તો) હૃદયગ્રંથિને અધિક દૃઢ કરનારા તથા વારંવાર જન્મ-મરણના ચકરાવામાં નાખનારા છે. (૩) હે જગદ્‌ગુરુ! આ (વરદાન માગવા) કહેવાનું, કસોટી કરવા સિવાય અન્ય કોઈ કારણ જણાતું નથી; કારણ કે આપ પરમ કૃપાળુ છો. (પોતાના ભક્તોને ભોગોમાં ફસાવનારું વરદાન આપી જ કેમ શકો?) જે સેવક આપની પાસે પોતાની કામના પૂરી કરાવવા ઇચ્છે છે તે (વાસ્તવમાં) સેવક નથી, તે તો લેણદેણ કરનારો નર્યો વણિક (વેપારી) છે. (૪) તે સેવક નથી કે જે સ્વામી પાસે પોતાની કામનાઓ પૂરી કરાવવા ઇચ્છે છે અને તે સ્વામી નથી કે જે સેવક પાસે સેવા કરાવવા તથા તેનો સ્વામી બનવા માટે તેની કામનાઓ પૂરી કરે છે. (૫) હું આપનો નિષ્કામ સેવક છું અને આપ મારા નિરપેક્ષ સ્વામી છો. રાજા અને તેના સેવકોનો પ્રયોજનને લીધે જેવો સેવક-સ્વામીનો સંબંધ હોય છે, મારો અને આપનો સંબંધ તો તેવો નથી જ. (૬) હે વરદશ્રેષ્ઠ સ્વામી! આપ જો મને મોં-માગ્યું વરદાન આપવા જ ઇચ્છો છો તો એવું વરદાન આપો કે મારા હૃદયમાં ક્યારેય કોઈ કામનાનો અંકુર ફૂટે જ નહીં. (૭) હૃદયમાં કોઈ પણ કામનાનો ઉદય થતાં જ ઇન્દ્રિયો, મન, પ્રાણ, શરીર, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, શ્રી, તેજ, સ્મૃતિ અને સત્ય – આ બધાં જ નષ્ટ થઈ જાય છે. (૮) હે કમલનયન! મનુષ્ય પોતાના મનમાં રહેતી કામનાઓનો જે સમયે પરિત્યાગ કરી દે

૧. પ્રા. પા. – નૈતેષુ । ૨. પ્રા. પા. – ઘટતે । ૩. પ્રા. પા. – વરિહ । ૪. પ્રા. પા. – દાસ્યસિ । ૫. પ્રાચીન પ્રતમાં 'કલ્પતે ॥૯॥' – એ પછી 'નારદેનોપદિષ્ટં મે તવ મન્ત્રમહં સ્મરે' – એટલો પાઠ વધુ છે.

નમો[1] ભગવતે તુભ્યં પુરુષાય મહાત્મને ।
હરયેઽદ્ભુતસિંહાય બ્રહ્મણે પરમાત્મને ॥ ૧૦॥

*નૃસિંહ ઉવાચ*[2]

નૈકાન્તિનો મે[3] મયિ જાત્વિહાશિષ
આશાસતેઽમુત્ર ચ યે[4] ભવદ્વિધાઃ ।
અથાપિ મન્વન્તરમેતદત્ર
દૈત્યેશ્વરાણામનુભુઙ્ક્ષ્વ ભોગાન્ ॥ ૧૧॥

કથા મદીયા જુષમાણઃ પ્રિયાસ્ત્વ-
માવેશ્ય મામાત્મનિ સન્તમેકમ્ ।
સર્વેષુ ભૂતેષ્વધિયજ્ઞમીશં
યજસ્વ યોગેન ચ કર્મ હિન્વન્[5] ॥ ૧૨॥

ભોગેન પુણ્યં કુશલેન પાપં
કલેવરં કાલજવેન હિત્વા ।
કીર્તિં વિશુદ્ધાં સુરલોકગીતાં
વિતાય મામેષ્યસિ મુક્તબન્ધઃ ॥ ૧૩॥

ય એતત્ કીર્તયેન્મહ્યં ત્વયા ગીતમિદં નરઃ ।
ત્વાંચમાંચ[6]સ્મરન્કાલે કર્મબન્ધાત્પ્રમુચ્યતે ॥ ૧૪॥

*પ્રહ્લાદ ઉવાચ*

વરં[7] વરય એતત્તે વરદેશાન્મહેશ્વર ।
યદનિન્દત્પિતા મે ત્વામવિદ્વાંસ્તેજ ઐશ્વરમ્ ॥ ૧૫॥

વિદ્ધામર્ષાશયઃ સાક્ષાત્ સર્વલોકગુરું પ્રભુમ્ ।
ભ્રાતૃહેતિ મૃષાદૃષ્ટિસ્ત્વદ્ભક્તે મયિ ચાઘવાન્ ॥ ૧૬॥

તસ્માત્પિતા મે પૂયેત દુરન્તાદ્ દુસ્તરાદઘાત્ ।
પૂતસ્તેઽપાઙ્ગસન્દૃષ્ટસ્તદા[8] કૃપણવત્સલ ॥ ૧૭॥

છે તે જ સમયે તે ભગવાનના સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. (૯) હે ભગવન્! આપને નમસ્કાર છે. આપ સૌના હૃદયમાં વિરાજમાન, ઉદારોમાં શ્રેષ્ઠ સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છો. અદ્ભુત નરસિંહરૂપધારી શ્રીહરિનાં ચરણોમાં હું વારંવાર પ્રણામ કરું છું. (૧૦)

**શ્રીનરસિંહ ભગવાને કહ્યું –** (હે પ્રહ્લાદ!) તારા જેવા મારા એકાંતપ્રેમી ભક્તો આ લોકની અથવા પરલોકની કોઈ પણ વસ્તુની ક્યારેય કોઈ કામના કરતા નથી; વધુ નહીં તો માત્ર એક મન્વન્તર સુધી મારી પ્રસન્નતા ખાતર તું આ લોકમાં દૈત્ય-રાજાઓના સમસ્ત ભોગોનો સ્વીકાર કરી લે. (૧૧) સમસ્ત પ્રાણીઓના હૃદયમાં યજ્ઞોના ભોક્તા ઈશ્વરરૂપે હું જ વિરાજમાન છું. તું પોતાના હૃદયમાં મને નીરખતો રહેજે અને તને જે અતિપ્રિય છે તે મારી લીલા-કથાઓ સાંભળતો રહેજે. સમસ્ત કર્મો વડે મારી જ આરાધના કરજે અને આ પ્રમાણે પોતાનાં પ્રારબ્ધ-કર્મોનો ક્ષય કરી દેજે. (૧૨) ભોગો ભોગવીને પુણ્યકર્મોના ફળનો અને નિષ્કામ પુણ્યકર્મો કરીને પાપનો ક્ષય કરતો રહીને તું યથાસમય દેહત્યાગ કરીને, સમસ્ત બંધનોમાંથી છૂટી જઈને મારી પાસે આવી જઈશ. દેવલોકમાં પણ લોકો તારી વિશુદ્ધ કીર્તિનું ગાન કરશે. (૧૩) તેં કરેલી મારી આ સ્તુતિનું જે મનુષ્ય કીર્તન કરશે અને સાથે મારું અને તારું સ્મરણ પણ કરશે તે યથાસમય કર્મોના બંધનમાંથી છૂટી જશે. (૧૪)

**પ્રહ્લાદજીએ કહ્યું –** હે મહેશ્વર! આપ વરદાન આપનારાઓના સ્વામી છો. આપની પાસેથી હું એક વધુ વરદાન માગું છું. મારા પિતાએ આપના ઈશ્વરીય તેજને તથા સર્વશક્તિમાન, જડ-ચેતન સર્વના ગુરુ એવા સ્વયં આપને નહીં જાણવાને કારણે આપની ભારે નિંદા કરી છે. 'આ વિષ્ણુએ મારા ભાઈને મારી નાખ્યા છે' – એવી મિથ્યા દૃષ્ટિ ધરાવવાને કારણે તેઓ ક્રોધના આવેગને સહન કરવાને અસમર્થ થઈ ગયા હતા, તેથી જ તેમણે, આપનો ભક્ત હોવાને કારણે મારી સાથે પણ દ્રોહ કર્યો. (૧૫-૧૬) હે દીનબંધુ! જોકે આપની દૃષ્ટિ પડતાં જ તેઓ પવિત્ર થઈ ગયા છે, તોપણ હું આપને પ્રાર્થના કરું છું કે જલદી નષ્ટ નહીં થનારા દુસ્તર દોષ (અજ્ઞાનજન્ય ક્રોધાવેગ)માંથી મારા પિતાજી શુદ્ધ થઈ જાય. (૧૭)

---

૧. પ્રા. પા. – ૐ નમો । ૨. પ્રા. પા. – ભગવાનુવાચ । ૩. પ્રા. પા. – યે । ૪. પ્રા. પા. – તે । ૫. પ્રા. પા. – હિત્વા । ૬. પ્રા. પા. – સ્મરેત્ । ૭. પ્રા. પા. – વરાન્ । ૮. પ્રા. પા. – પૂતસ્તે શાન્તયા દૃષ્ટ્યા દૃષ્ટઃ કૃપ૦ ।

શ્રીભગવાનુવાચ

ત્રિઃસપ્તભિઃ પિતા પૂતઃ પિતૃભિઃ સહ તેઽનઘ ।
યત્ સાધોઽસ્ય ગૃહે જાતો ભવાન્વૈ કુલપાવનઃ ॥ ૧૮॥

યત્ર યત્ર ચ મદ્ભક્તાઃ પ્રશાન્તાઃ સમદર્શિનઃ ।
સાધવઃ સમુદાચારાસ્તે [૧]પૂયન્ત્યપિ કીકટાઃ ॥ ૧૯॥

સર્વાત્મના ન હિંસન્તિ ભૂતગ્રામેષુ કિઞ્ચન ।
ઉચ્ચાવચેષુ દૈત્યેન્દ્ર મદ્ભાવેન[૨] ગતસ્પૃહાઃ ॥ ૨૦॥

ભવન્તિ પુરુષા લોકે મદ્ભક્તાસ્ત્વામનુવ્રતાઃ ।
ભવાન્ મે ખલુ ભક્તાનાં સર્વેષાં પ્રતિરૂપધૃક્ ॥ ૨૧॥

કુરુ ત્વં પ્રેતકાર્યાણિ પિતુઃ પૂતસ્ય સર્વશઃ ।
મદઙ્ગસ્પર્શનેનાઙ્ગ લોકાન્ યાસ્યતિ સુપ્રજાઃ ॥ ૨૨॥

પિત્ર્યં ચ સ્થાનમાતિષ્ઠ યથોક્તં બ્રહ્મવાદિભિઃ ।
મય્યાવેશ્ય મનસ્તાત કુરુ કર્માણિ મત્પરઃ ॥ ૨૩॥

નારદ ઉવાચ[૩]

પ્રહ્રાદોઽપિ તથા ચક્રે પિતુર્યત્સામ્પરાયિકમ્ ।
યથાઽઽહ ભગવાન્રાજન્નભિષિક્તો દ્વિજોત્તમૈઃ[૪] ॥ ૨૪॥

પ્રસાદસુમુખં દૃષ્ટ્વા બ્રહ્મા નરહરિં હરિમ્ ।
સ્તુત્વા વાગ્ભિઃ પવિત્રાભિઃ પ્રાહ દેવાદિભિર્વૃતઃ ॥ ૨૫॥

બ્રહ્મોવાચ[૫]

દેવદેવાખિલાધ્યક્ષ ભૂતભાવન પૂર્વજ ।
દિષ્ટ્યા તે નિહતઃ પાપો લોકસન્તાપનોઽસુરઃ ॥ ૨૬॥

**શ્રીનરસિંહ ભગવાને કહ્યું** – હે નિષ્પાપ પ્રહ્‌લાદ! તારા પિતા સ્વયં પવિત્ર થઈને તરી ગયા એમાં શી નવાઈ? જો તેમની એકવીસ પેઢીઓના પિતૃઓ હોત તો તે સૌની સાથે પણ તેઓ તરી જાત; કારણ કે તારા જેવો કુળને પવિત્ર કરનારો પુત્ર તેમને મળ્યો છે. (૧૮) શાન્ત, સમદર્શી અને સુખપૂર્વક સદાચારનું પાલન કરનારા, મારા પ્રેમી ભક્તો જ્યાં જ્યાં વસે છે તે સ્થાન ભલેને કીકટ (એ નામનો પ્રદેશ) પણ કેમ ન હોય, તે પવિત્ર થઈ જાય છે. (૧૯) હે દૈત્યરાજ! મારા પ્રત્યેના ભક્તિભાવથી જેમની કામનાઓ નષ્ટ થઈ ગઈ છે તેઓ પોતાનો સર્વત્ર આત્મભાવ થઈ જવાને કારણે નાના-મોટા કોઈ પણ પ્રાણીને કોઈ પણ પ્રકારે કષ્ટ પહોંચાડતા નથી. (૨૦) સંસારમાં જે લોકો તારા અનુયાયી થશે તેઓ પણ મારા ભક્તો થઈ જશે. બેટા! તું મારા બધા જ ભક્તોનો આદર્શ છે. (૨૧) જોકે મારાં અંગોનો સ્પર્શ થવાથી તારા પિતા સંપૂર્ણપણે પવિત્ર થઈ ગયા છે, તોપણ તું તેમની અંત્યેષ્ટિક્રિયા કર. તારા જેવા સંતાનને કારણે તેમને ઉત્તમ લોકોની પ્રાપ્તિ થશે. (૨૨) હે વત્સ! તું પોતાના પિતાના પદ પર સ્થાન લઈ લે અને વેદવાદી મુનિઓની આજ્ઞા અનુસાર મારામાં પોતાનું મન જોડીને તથા મારા શરણમાં રહીને મારી સેવા માટે જ તમામ કર્મો કર. (૨૩)

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) ભગવાનની આજ્ઞા અનુસાર પ્રહ્‌લાદજીએ પોતાના પિતાની અંત્યેષ્ટિક્રિયા કરી. એ પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોએ તેમનો રાજ્યાભિષેક કર્યો. (૨૪) આ સમયે દેવો, ઋષિઓ વગેરે સહિત બ્રહ્માજીએ શ્રીનરસિંહ ભગવાનને પ્રસન્નવદન જોઈને પવિત્ર વચનો વડે તેમની સ્તુતિ કરી અને તેમને આ પ્રમાણે કહ્યું. (૨૫)

**બ્રહ્માજીએ કહ્યું** – દેવોના હે આરાધ્યદેવ! આપ સર્વાન્તર્યામી, જીવોના જીવનદાતા અને મારા પણ પિતા છો. આ પાપી દૈત્ય લોકોને ઘણો જ સતાવી રહ્યો હતો. એ મોટા સૌભાગ્યની વાત છે કે આપે આને મારી નાખ્યો. (૨૬)

૧. પ્રા. પા. – પૂયન્તેઽપિ । ૨. પ્રા. પા. – મદ્ભક્તા વિગતસ્પૃહાઃ । ૩. પ્રા. પા. – શુક ઉવાચ । ૪. પ્રા. પા. – દ્વિજાતિભિઃ । ૫. પ્રાચીન પ્રતમાં 'બ્રહ્મોવાચ' નથી.

યોઽસૌ લબ્ધવરો મત્તો ન વધ્યો મમ સૃષ્ટિભિઃ ।
તપોયોગબલોન્નદ્ધઃ[1] સમસ્તનિગમાનહન્ ॥ ૨૭॥

દિષ્ટ્યાઽસ્ય[2] તનયઃ સાધુર્મહાભાગવતોઽર્ભકઃ ।
ત્વયા વિમોચિતો મૃત્યોર્દિષ્ટ્યા ત્વાં[3] સમિતોઽધુના ॥ ૨૮॥

એતદ્વપુસ્તે ભગવન્ ધ્યાયતઃ પ્રયતાત્મનઃ ।
સર્વતો ગોપ્તૃ સન્ત્રાસાન્મૃત્યોરપિ જિઘાંસતઃ ॥ ૨૯॥

નૃસિંહ ઉવાચ[4]

મૈવં વરોઽસુરાણાં તે પ્રદેયઃ પદ્મસમ્ભવ ।
વરઃ ક્રૂરનિસર્ગાણામહીનામમૃતં યથા ॥ ૩૦॥

નારદ ઉવાચ

ઈત્યુક્ત્વા ભગવાન્ રાજંસ્તત્રૈવાન્તર્દધે હરિઃ ।
અદૃશ્યઃ સર્વભૂતાનાં પૂજિતઃ પરમેષ્ઠિના ॥ ૩૧॥

તતઃ સમ્પૂજ્ય શિરસા વવન્દે પરમેષ્ઠિનમ્ ।
ભવં પ્રજાપતીન્ દેવાન્ પ્રહ્લાદો ભગવત્કલાઃ ॥ ૩૨॥

તતઃ કાવ્યાદિભિઃ સાર્ધં મુનિભિઃ કમલાસનઃ ।
દૈત્યાનાં દાનવાનાં ચ પ્રહ્લાદમકરોત્પતિમ્ ॥ ૩૩॥

પ્રતિનન્દ્ય તતો દેવાઃ પ્રયુજ્ય પરમાશિષઃ ।
સ્વધામાનિ યયૂ રાજન્બ્રહ્માદ્યાઃ પ્રતિપૂજિતાઃ ॥ ૩૪॥

એવં તૌ પાર્ષદૌ વિષ્ણોઃ પુત્રત્વં પ્રાપિતૌ દિતેઃ ।
હૃદિ સ્થિતેન હરિણા વૈરભાવેન તૌ હતૌ ॥ ૩૫॥

પુનશ્ચ વિપ્રશાપેન[5] રાક્ષસૌ તૌ બભૂવતુઃ ।
કુમ્ભકર્ણદશગ્રીવૌ હતૌ તૌ રામવિક્રમૈઃ ॥ ૩૬॥

મેં તેને વરદાન આપ્યું હતું કે મારી સૃષ્ટિનું કોઈ પણ તમારો વધ કરી શકશે નહીં; તેથી આ મદોન્મત્ત થઈ ગયો હતો. તપ, યોગ અને બળને કારણે ઉચ્છૃંખલ થઈને આણે વેદોક્ત વિધિઓનો ઉચ્છેદ કરી દીધો હતો. (૨૭) એ પણ મોટા સૌભાગ્યની વાત છે કે આના પુત્ર, પરમભાગવત, શુદ્ધહૃદય નાના-સરખા શિશુ પ્રહ્લાદને આપે મૃત્યુના મુખમાંથી મુક્ત કર્યો; તથા એ પણ ઘણા આનંદ-મંગળની વાત છે કે તે હવે આપના શરણમાં છે. (૨૮) હે ભગવન્! આપના આ નરસિંહ-રૂપનું જે કોઈ વ્યક્તિ એકાગ્રચિત્તે ધ્યાન ધરશે તેને આ (રૂપ) બધા પ્રકારના ભયોમાંથી બચાવી લેશે; ત્યાં સુધી કે મારવાની ઈચ્છાથી આવેલું મૃત્યુ પણ તેનું કશું બગાડી શકશે નહીં. (૨૯)

**શ્રીનરસિંહ ભગવાન બોલ્યા** – બ્રહ્માજી! તમે દૈત્યોને આવું વરદાન આપ્યા કરશો નહીં. જેઓ સ્વભાવથી જ ક્રૂર છે તેમને આપેલું વરદાન સાપને દૂધ પિવડાવવા જેવું છે. (૩૦)

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) શ્રીનરસિંહ આ પ્રમાણે કહીને તથા બ્રહ્માજીએ કરેલી પૂજા સ્વીકારીને ત્યાં જ અન્તર્ધાન થઈ ગયા. (૩૧) ત્યારપછી પ્રહ્લાદજીએ ભગવત્સ્વરૂપ બ્રહ્માજી અને શંકરની તથા પ્રજાપતિઓ અને દેવતાઓની પૂજા કરીને તેમને નતમસ્તકે પ્રણામ કર્યા; (૩૨) અને ત્યારે શુક્રાચાર્ય વગેરે મુનિઓની સાથે રાખીને બ્રહ્માજીએ તેમને સમસ્ત દાનવો અને દૈત્યોના અધિપતિ બનાવ્યા. (૩૩) પછી બ્રહ્મા વગેરે દેવતાઓએ પ્રહ્લાદજીનું અભિનંદન કર્યું અને તેમને શુભ આશીર્વાદ આપ્યા. પ્રહ્લાદજીએ પણ સૌનો યથાયોગ્ય સત્કાર કર્યો અને એ પછી બધા પોતપોતાના લોકોમાં સિધાવી ગયા. (૩૪)

(હે યુધિષ્ઠિર!) આ પ્રમાણે ભગવાનના તે બંને પાર્ષદો – જય અને વિજય - દિતિના પુત્રો દૈત્યો થયા હતા, તેઓ ભગવાન સાથે વેરભાવ રાખતા હતા. તેમના હૃદયમાં રહેલા ભગવાને તેમનો ઉદ્ધાર કરવા માટે તેમનો સંહાર કર્યો. (૩૫) (પરંતુ) ઋષિઓના શાપને કારણે તેમની મુક્તિ થઈ નહીં અને તેઓ ફરી કુંભકર્ણ અને રાવણના રૂપે રાક્ષસો થયા; તે સમયે ભગવાન શ્રીરામના પરાક્રમથી તેમનો અંત થયો. (૩૬)

૧. પ્રા. પા. – બલોન્મત્તઃ । ૨. પ્રા. પા. – તે । ૩. પ્રા. પા. – તન્નિયતોઽધુના । ૪. પ્રા. પા. – ભગવાનુવાચ । ૫. પ્રા. પા. – પૂર્વશાપેન ।

શયાનૌ યુધિ નિર્ભિન્નહૃદયૌ રામસાયકૈઃ ।
તચ્ચિત્તૌ જહતુર્દેહં યથા પ્રાક્તનજન્મનિ ॥ ૩૭॥

તાવિહાથ પુનર્જાતૌ શિશુપાલકરૂષજૌ[1] ।
હરૌ વૈરાનુબન્ધેન પશ્યતસ્તે સમીયતુઃ ॥ ૩૮॥

એનઃ પૂર્વકૃતં યત્તદ્ રાજાનઃ કૃષ્ણવૈરિણઃ ।
જહુસ્ત્વન્તે તદાત્માનઃ કીટઃ પેશસ્કૃતો યથા ॥ ૩૯॥

યથા યથા ભગવતો ભક્ત્યા પરમયાડભિદા ।
નૃપાશ્ચૈદ્યાદયઃ સાત્મ્યં હરેસ્તચ્ચિન્તયા યયુઃ ॥ ૪૦॥

યુદ્ધમાં ભગવાન શ્રીરામનાં બાણોથી તેમનું હૃદય ભેદાઈ ગયું અને ત્યાં જ પડ્યાં-પડ્યાં પૂર્વજન્મની જેમ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં તેમણે દેહત્યાગ કર્યો. (૩૭) તેઓ જ હવે આ યુગમાં શિશુપાલ અને દંતવક્ત્રના રૂપમાં ઉત્પન્ન થયા હતા. ભગવાન પ્રત્યે વેરભાવથી સ્મરણ કરતા હોવાને કારણે તમારી સામે જ તેઓ ભગવાનમાં સમાઈ ગયા. (૩૮) (હે યુધિષ્ઠિર!) શ્રીકૃષ્ણ સાથે વેર રાખનારા બધા જ રાજાઓ અંતકાળે શ્રીકૃષ્ણના સ્મરણથી (તેમનામાં) તદ્રૂપ થઈને પોતાનાં પૂર્વે કરેલાં પાપોમાંથી હંમેશ માટે મુક્ત થઈ ગયા. જેમ ભમરીએ પકડેલો કીડો ભયને લીધે જ ભમરીના સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે તેવી જ રીતે શિશુપાલ વગેરે રાજાઓ પણ ભગવાનના વેરભાવ-જનિત અનન્ય ચિંતન થકી ભગવાનના સારૂપ્યને પામી ગયા. (૪૦)

આખ્યાતં સર્વમેતત્તે યન્માં ત્વં પરિપૃષ્ટવાન્ ।
દમઘોષસુતાદીનાં હરેઃ સાત્મ્યમપિ દ્વિષામ્ ॥ ૪૧॥

એષા બ્રહ્મણ્યદેવસ્ય કૃષ્ણસ્ય ચ મહાત્મનઃ ।
અવતારકથા પુણ્યા વધો યત્રાદિદૈત્યયોઃ ॥ ૪૨॥

પ્રહ્લાદસ્યાનુચરિતં મહાભાગવતસ્ય ચ ।
ભક્તિર્જ્ઞાનં વિરક્તિશ્ચ યાથાત્મ્યં ચાસ્ય વૈ હરેઃ ॥ ૪૩॥

સર્ગસ્થિત્યપ્યયેશસ્ય ગુણકર્માનુવર્ણનમ્ ।
પરાવરેષાં સ્થાનાનાં કાલેન વ્યત્યયો મહાન્ ॥ ૪૪॥

ધર્મો ભાગવતાનાં ચ ભગવાન્ યેન ગમ્યતે ।
આખ્યાનેડસ્મિન્સમામ્નાતમાધ્યાત્મિકમશેષતઃ[2] ॥ ૪૫॥

ય એતત્પુણ્યમાખ્યાનં વિષ્ણોર્વીર્યોપબૃંહિતમ્ ।
કીર્તયેચ્છ્રદ્ધયા શ્રુત્વા કર્મપાશૈર્વિમુચ્યતે ॥ ૪૬॥

એતદ્ ય આદિપુરુષસ્ય મૃગેન્દ્રલીલાં
દૈત્યેન્દ્રયૂથપવધં પ્રયતઃ પઠેત ।

(હે યુધિષ્ઠિર!) તમે મને પૂછ્યું હતું કે ભગવાન સાથે દ્વેષ કરનારા શિશુપાલ વગેરેને તેમના સારૂપ્યની પ્રાપ્તિ કેવી રીતે થઈ, તેનો ઉત્તર મેં તમને આપી દીધો. (૪૧) બ્રહ્મણ્યદેવ પરમાત્મા શ્રીકૃષ્ણનું આ પરમ પવિત્ર અવતાર-ચરિત્ર છે. આમાં હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ - એ બંને દૈત્યોના વધનું વર્ણન છે. (૪૨) આ પ્રસંગમાં ભગવાનના પરમ ભક્ત પ્રહ્લાદના ચરિત્રનું, તેમનાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનું તેમ જ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલયના સ્વામી શ્રીહરિના યથાર્થ સ્વરૂપનું તથા તેમના દિવ્ય ગુણો અને તેમની લીલાઓનું વર્ણન છે. આ આખ્યાનમાં દેવો અને દાનવોનાં પદોમાં કાળક્રમે જે મહાન પરિવર્તન થયું છે તેનું પણ નિરૂપણ છે. (૪૩-૪૪) જેના થકી ભગવાનની પ્રાપ્તિ થાય છે તે ભાગવત-ધર્મનું પણ વર્ણન છે; અને અધ્યાત્મ-સંબંધી બધી જ જાણવા-યોગ્ય વાતો પણ આમાં છે. (૪૫) ભગવાનના પરાક્રમથી ભરેલા આ પવિત્ર આખ્યાનનું જે કોઈ મનુષ્ય શ્રદ્ધાપૂર્વક કીર્તન અને શ્રવણ કરે છે તે કર્મોના બંધનમાંથી મુક્ત થઈ જાય છે. (૪૬) જે મનુષ્ય પરમ પુરુષ પરમાત્માની આ નરસિંહ-લીલાને, સેનાપતિઓ સહિત

૧. પ્રા. પા. – ૦કરૂષકૌ । ૨. પ્રા. પા. – સમાખ્યાત૦ ।

દૈત્યાત્મજસ્ય ચ સતાં પ્રવરસ્ય પુણ્યં
　　શ્રુત્વાऽનુભાવમકુતોભયમેતિ લોકમ્[1] ॥૪૭॥

હિરણ્યકશિપુના વધને અને સંતશ્રેષ્ઠ પ્રહ્‌લાદજીના પવિત્ર પ્રભાવને એકાગ્રચિત્તે વાંચે છે અને સાંભળે છે તે ભગવાનના અભય-પદ વૈકુંઠને પ્રાપ્ત કરી લે છે. (૪૭)

યૂયં નૃલોકે બત ભૂરિભાગા
　　લોકં પુનાના મુનયોऽભિયન્તિ[2] ।
યેષાં ગૃહાનાવસતીતિ સાક્ષાદ્
　　ગૂઢં પરં બ્રહ્મ મનુષ્યલિઙ્ગમ્ ॥૪૮॥

(હે યુધિષ્ઠિર!) આ મનુષ્યલોકમાં તમે બધા અત્યંત ભાગ્યશાળી છો, એ કેટલી ખુશીની વાત છે કે તમારા ઘરમાં સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા મનુષ્યનું રૂપ ધારણ કરીને ગુપ્તપણે નિવાસ કરે છે. તેથી સમસ્ત સંસારને પવિત્ર કરી દેનારા ઋષિમુનિઓ વારંવાર તેમનું દર્શન કરવા માટે ચારે બાજુએથી તમારી પાસે આવતા રહે છે. (૪૮)

સ[3] વા અયં બ્રહ્મ મહદ્વિમૃગ્ય-
　　કૈવલ્યનિર્વાણસુખાનુભૂતિઃ ।
પ્રિયઃ સુહૃદ્ વઃ ખલુ માતુલેય
　　આત્માऽર્હણીયો વિધિકૃદ્ ગુરુશ્ચ ॥૪૯॥

જેમને મોટા-મોટા મહાપુરુષો નિરંતર ખોળતા રહે છે, જેમનામાં માયાનો લેશમાત્ર પણ નથી તેઓ જ તમારા પ્રિય, હિતૈષી, મામાના પુત્ર ભાઈ, પૂજ્ય, આજ્ઞાકારી અને ગુરુ છે તથા સ્વયં આત્મા શ્રીકૃષ્ણ છે. (૪૯)

ન યસ્ય સાક્ષાદ્ભવપદ્મજાદિભી
　　રૂપં ધિયા વસ્તુતયોપવર્ણિતમ્[4] ।
મૌનેન ભક્ત્યોપશમેન પૂજિતઃ
　　પ્રસીદતામેષ સ સાત્વતાં પતિઃ ॥૫૦॥

શંકર, બ્રહ્મા વગેરે પણ પોતાની તમામ બુદ્ધિ પ્રયોજીનેય 'તેઓ વાસ્તવમાં કયું તત્ત્વ છે' – એ રૂપે તેમનું વર્ણન કરી શક્યા નથી; તો પછી અમે તો કરી જ શકીએ કેવી રીતે? અમે તો મૌન, ભક્તિ અને સંયમ વડે જ તેમની પૂજા કરીએ છીએ અને અંતમાં એ જ પ્રાર્થના કરીએ છીએ કે તેઓ અમારી આ પૂજા સ્વીકારીને ભક્તવત્સલ ભગવાન અમારા પર પ્રસન્ન થાય. (૫૦)

સ એષ ભગવાન્ રાજન્ વ્યતનોદ્વિહતં યશઃ ।
પુરા રુદ્રસ્ય દેવસ્ય મયેનાનન્તમાયિના ॥૫૧॥

(હે યુધિષ્ઠિર!) એ જ એકમાત્ર આરાધ્ય દેવ છે. પ્રાચીન કાળમાં ઘણા મોટા મય નામના માયાવી અસુરે જ્યારે રુદ્રદેવની સુંદર કીર્તિમાં કલંક લગાડવાનું ઈચ્છ્યું ત્યારે આ જ ભગવાન શ્રીકૃષ્ણે ફરીથી તેમના યશનું રક્ષણ અને તેનો વિસ્તાર કર્યો હતો. (૫૧)

*રાજોવાચ*

કસ્મિન્કર્મણિ દેવસ્ય મયોऽહઞ્જગદીશિતુઃ ।
યથા[5] ચોપચિતા કીર્તિઃ કૃષ્ણેનાનેન કથ્યતામ્ ॥૫૨॥

**રાજા યુધિષ્ઠિરે કહ્યું** – (હે નારદજી!) મય દાનવ કયા કાર્યમાં જગદીશ્વર રુદ્રદેવના યશનો નાશ કરવા માગતો હતો? અને તેમના યશનું રક્ષણ ભગવાન શ્રીકૃષ્ણે કેવી રીતે કર્યું? - એ તમે કૃપા કરીને બતાવો. (૫૨)

*નારદ ઉવાચ*

નિર્જિતા અસુરા દેવૈર્યુધ્યનેનોપબૃંહિતૈઃ ।
માયિનાં પરમાચાર્યં મયં શરણમાયયુઃ[6] ॥૫૩॥

**નારદજીએ કહ્યું** – એક વાર આ જ ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી શક્તિ પ્રાપ્ત કરીને દેવોએ યુદ્ધમાં અસુરોને જીતી લીધા હતા. તે સમયે તમામે તમામ અસુરો માયાવીઓના પરમ ગુરુ, મય દાનવના શરણે ગયા. (૫૩)

સ નિર્માય પુરસ્તિસ્રો હૈમીરૌપ્યાયસીર્વિભુઃ[7] ।
દુર્લક્ષ્યાપાયસંયોગા દુર્વિતર્ક્યપરિચ્છદાઃ ॥૫૪॥

શક્તિશાળી મય દાનવે સોના, ચાંદી અને લોઢાનાં ત્રણ વિમાનો બનાવ્યાં. અરે, તે વિમાન શું, જાણે ત્રણ નગર જ હતાં! તેઓ એટલાં વિલક્ષણ હતાં કે તેમને કોઈ જોઈ શકતું ન હતું અને તેમાં કોઈ પ્રકારનો ખતરો ન હતો. તે વિમાનોમાં યુદ્ધની અપાર સામગ્રી ભરેલી હતી. તેમની

---

૧. પ્રા. પા. – લોકાન્ । ૨. પ્રા. પા. – ૦યાન્તિ । ૩. પ્રા. પા. – સર્વાશ્રયં બ્રહ્મ । ૪. પ્રા. પા. – વસ્તુ તદાનુવ૦ । ૫. પ્રા. પા. – તથા । ૬. પ્રા. પા. – ૦મભ્યયુઃ । ૭. પ્રા. પા. – ૦સીઃ પ્રભુઃ ।

તાભિસ્તેઽસુરસેનાન્યો લોકાંસ્ત્રીન્ સેશ્વરાન્નૃપ ।
સ્મરન્તો નાશયાઞ્ચક્રુઃ પૂર્વવૈરમલક્ષિતાઃ ॥ ૫૫॥

તતસ્તે સેશ્વરા લોકા ઉપાસાદ્યેશ્વરં વિભો[1] ।
ત્રાહિ નસ્તાવકાન્ દેવ વિનષ્ટાંસ્ત્રિપુરાલયૈઃ ॥ ૫૬॥

અથાનુગૃહ્ય ભગવાન્મા ભૈષ્ટેતિ સુરાન્ વિભુઃ ।
શરં ધનુષિ સન્ધાય પુરેષ્વસ્ત્રં[2] વ્યમુઞ્ચત ॥ ૫૭॥

તતોઽગ્નિવર્ણા ઈષવ ઉત્પેતુઃ સૂર્યમણ્ડલાત્ ।
યથા મયૂખસન્દોહા નાદૃશ્યન્ત પુરો યતઃ ॥ ૫૮॥

તૈઃ સ્પૃષ્ટા વ્યસવઃ સર્વે નિપેતુઃ સ્મ પુરૌકસઃ ।
તાનાનીય મહાયોગી મયઃ કૂપરસેઽક્ષિપત્ ॥ ૫૯॥

સિદ્ધામૃતરસસ્પૃષ્ટા વજ્રસારા મહૌજસઃ ।
ઉત્તસ્થુર્મેઘદલના વૈદ્યુતા ઈવ વહ્નયઃ ॥ ૬૦॥

વિલોક્ય ભગ્નસઙ્કલ્પં વિમનસ્કં વૃષધ્વજમ્ ।
તદાઽયં ભગવાન્ વિષ્ણુસ્તત્રોપાયમકલ્પયત્ ॥ ૬૧॥

વત્સ આસીત્તદા બ્રહ્મા સ્વયં વિષ્ણુરયં હિ ગૌઃ ।
પ્રવિશ્ય ત્રિપુરં કાલે રસકૂપામૃતં પપૌ ॥ ૬૨॥

તેઽસુરા હ્યપિ પશ્યન્તો ન ન્યષેધન્વિમોહિતાઃ ।
તદ્વિજ્ઞાય[3] મહાયોગી રસપાલાનિદં જગૌ ॥ ૬૩॥

સ્વયં વિશોકઃ શોકાર્તાન્ સ્મરન્દૈવગતિં ચ તામ્ ।
દેવોઽસુરો નરોઽન્યો વા નેશ્વરોઽસ્તીહ કશ્ચન ॥ ૬૪॥

આત્મનોઽન્યસ્ય વા દિષ્ટં દૈવેનાપોહિતું દ્વયોઃ ।
અથાસૌ શક્તિભિઃ સ્વાભિઃ શમ્ભોઃ પ્રાધનિકં વ્યધાત્ ॥ ૬૫॥

ગતિનો કોઈ અંદાજ પામી શકતું નહતું. (૫૪)

હે યુધિષ્ઠિર! દૈત્યસેનાપતિઓના મનમાં ત્રણે લોક અને લોકપાલો પ્રત્યે વેરભાવ તો હતો જ, હવે તેને યાદ કરીને તેઓ તે ત્રણ વિમાનો વડે, તેમાં છુપાઈને નાશ કરવા લાગ્યા. (૫૫) ત્યારે લોકપાલોની સાથે બધાં પ્રજાજનો ભગવાન શંકરના શરણે ગયાં અને તેમને પ્રાર્થના કરી કે 'હે પ્રભુ! ત્રિપુરમાં રહેતા અસુરો અમારો નાશ કરી રહ્યા છે. અમે આપના શરણે છીએ, તો હે દેવાધિદેવ! તમે અમારું રક્ષણ કરો.' (૫૬)

તેમની પ્રાર્થના સાંભળીને ભગવાન શંકરે કૃપાસભર શબ્દોમાં કહ્યું – 'ગભરાઓ નહીં.' પછી તેમણે પોતાના ધનુષ્ય પર બાણ ચઢાવીને ત્રણે પુરો પર છોડ્યું. (૫૭) તેમના તે બાણમાંથી, સૂર્યમંડળમાંથી નીકળતાં કિરણોની જેમ અન્ય ઘણાંબધાં બાણ નીકળ્યાં. તેમનામાંથી જાણે આગની જ્વાળાઓ નીકળી રહી હતી, જેને કારણે તે પુરો દેખાતાં બંધ થઈ ગયાં; (૫૮) તેમના સ્પર્શથી બધા જ વિમાનવાસીઓ નિષ્પ્રાણ થઈને નીચે પડ્યા. મહામાયાવી મય ઘણાબધા ઉપાય જાણતો હતો. તે વિમાનમાં બેઠેલા બધા દૈત્યોને ઉપાડી લાવ્યો અને પોતે બનાવેલા અમૃતના કૂવામાં નાખ્યા. (૫૯) તે સિદ્ધ અમૃતરસનો સ્પર્શ થતાં જ અસુરોનાં શરીર અતિતેજસ્વી અને વજ્રતુલ્ય સુદૃઢ થઈ ગયાં; અને તેઓ વાદળાંઓને ચીરી નાખતી વીજળીની આગની જેમ ઊભા થઈ ગયા. (૬૦)

આ જ ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે જોયું કે મહાદેવજી તો પોતાનો સંકલ્પ પૂરો નહીં થવાને કારણે ખિન્ન થઈ ગયા છે ત્યારે તેમણે તે અસુરો પર વિજય મેળવવા માટે એક યુક્તિ કરી. (૬૧) આ જ ભગવાન શ્રીવિષ્ણુ તે સમયે ગાય બની ગયા અને બ્રહ્માજી વાછરડો બન્યા. બંને મધ્યાહ્નકાળે ત્રણે પુરોમાં ગયા અને તે સિદ્ધરસના કૂવાનું બધું અમૃત પી ગયા. (૬૨) જોકે તેનું રક્ષણ કરનારા દૈત્યો તે બંનેને જોઈ રહ્યા હતા તોપણ ભગવાનની માયાથી તેઓ એટલા મોહિત થઈ ગયા હતા કે તેમને અટકાવી શક્યા નહીં. જ્યારે યુક્તિઓ જાણનારાઓમાં શ્રેષ્ઠ મયાસુરને આ વાતની ખબર પડી ત્યારે ભગવાનની લીલાને યાદ કરતાં તેને કોઈ શોક થયો નહીં. તેણે શોક કરતા અમૃતના રક્ષકોને કહ્યું – 'ભાઈ! દેવો, અસુરો, મનુષ્યો કે અન્ય કોઈ પણ પ્રાણીઓ પોતાને માટે, પારકાને માટે કે બંને માટે પ્રારબ્ધ નિર્ધારેલું હોય તેને નષ્ટ કરી શકતાં નથી. જે થવાનું હતું તે થઈ ગયું, હવે શોક કરીને શું?' ત્યારબાદ ભગવાન શ્રીકૃષ્ણે પોતાની શક્તિઓ વડે ભગવાન શંકરના યુદ્ધની સામગ્રી તૈયાર કરી. (૬૩-૬૫)

૧. પ્રા. પા. – તતઃ । ૨. પ્રા. પા. – પૂર્વમસ્ત્રં । ૩. પ્રા. પા. – તં વિજ્ઞાય ।

ધર્મજ્ઞાનવિરક્ત્યૃદ્ધિતપોવિદ્યાક્રિયાદિભિઃ ।
રથં સૂતં ધ્વજં વાહાન્ ધનુર્વર્મ શરાદિ યત્ ॥ ૬૬॥

સન્નદ્ધો રથમાસ્થાય શરં ધનુરુપાદદે ।
શરં ધનુષિ સન્ધાય મુહૂર્તેઽભિજિતીશ્વરઃ ॥ ૬૭॥

દદાહ[1] તેન દુર્ભેદ્યા હરોઽથ ત્રિપુરો નૃપ ।
દિવિ દુન્દુભયો નેદુર્વિમાનશતસઙ્કુલાઃ ॥ ૬૮॥

દેવર્ષિપિતૃસિદ્ધેશા જયેતિ કુસુમોત્કરૈઃ ।
અવાકિરઞ્જગુર્હૃષ્ટા નનૃતુશ્ચાપ્સરોગણાઃ ॥ ૬૯॥

એવં દગ્ધ્વા પુરસ્તિસ્રો ભગવાન્ પુરહા નૃપ ।
બ્રહ્માદિભિઃ સ્તૂયમાનઃ સ્વધામ પ્રત્યપદ્યત ॥ ૭૦॥

એવંવિધાન્યસ્ય હરેઃ સ્વમાયયા
વિડમ્બમાનસ્ય નૃલોકમાત્મનઃ ।
વીર્યાણિ ગીતાન્યૃષિભિર્જગદ્ગુરો-
ર્લોકાન્ પુનાનાન્યપરં વદામિ કિમ્ ॥ ૭૧॥

તેમણે ધર્મમાંથી રથ, જ્ઞાનમાંથી સારથિ, વૈરાગ્યમાંથી ધજા, ઐશ્વર્યમાંથી ઘોડા, તપસ્યામાંથી ધનુષ્ય, વિદ્યામાંથી કવચ, ક્રિયામાંથી બાણ અને પોતાની અન્ય બીજી શક્તિઓમાંથી અન્ય બીજી વસ્તુઓનું સર્જન કર્યું. (૬૬) આ સાધનસરંજામથી યુક્ત થઈને ભગવાન શંકર રથ પર સવાર થયા અને ધનુષ્ય-બાણ ધારણ કર્યાં. ભગવાન શંકરે અભિજિત મુહૂર્તમાં ધનુષ્ય પર બાણ ચઢાવ્યું અને તે ત્રણે દુર્ભેદ્ય વિમાનોને ભસ્મ કરી નાખ્યાં. હે યુધિષ્ઠિર! તે સમયે સ્વર્ગમાં નગારાં વાગવા લાગ્યાં અને સેંકડો વિમાનોની ભીડ જામી ગઈ. (૬૭-૬૮) દેવો, ઋષિઓ, પિતૃઓ અને સિદ્ધેશ્વરો હર્ષોલ્લાસથી જયજયકાર કરતા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. અપ્સરાઓ ગાવા અને નાચવા લાગી. (૬૯) હે રાજન્! આ પ્રમાણે તે ત્રણે પુરોને ભસ્મ કરીને ભગવાન શંકરે 'ત્રિપુરારિ'નું બિરુદ પ્રાપ્ત કર્યું અને બ્રહ્મા વગેરે (દેવો)ની સ્તુતિ સાંભળતા-સાંભળતા તેઓ પોતાના ધામમાં પધારી ગયા. (૭૦) આત્મસ્વરૂપ જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રમાણે પોતાની માયાથી મનુષ્યોના જેવી જે લીલાઓ કરે છે તે જ અનેક લોકપાવન લીલાઓનું ગાન ઋષિજનો કરતા રહે છે. કહો, હવે હું તમને બીજું શું કહી સંભળાવું? (૭૧)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે યુધિષ્ઠિરનારદસંવાદે ત્રિપુરવિજયો નામ[2] દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥

સાતમા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિર-નારદસંવાદમાંનો ત્રિપુરવિજય નામનો દસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ✓ અગિયારમો અધ્યાય

6

## માનવધર્મ, વર્ણધર્મ અને સ્ત્રીધર્મનું નિરૂપણ

*શ્રીશુક ઉવાચ*

શ્રુત્વેહિતં સાધુસભાસભાજિતં
મહત્તમાગ્રણ્ય ઉરુક્રમાત્મનઃ ।
યુધિષ્ઠિરો દૈત્યપતેર્મુદા યુતઃ
પપ્રચ્છ ભૂયસ્તનયં સ્વયમ્ભુવઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – ભગવાનમાં તન્મય પ્રહ્લાદજીના પવિત્ર ચરિત્રનું સાધુસમાજ બહુ સમ્માન કરે છે તે સાંભળીને સંતશ્રેષ્ઠ યુધિષ્ઠિરને ઘણો આનંદ થયો. તેમણે નારદજીને બીજું પણ પૂછ્યું. (૧)

---

૧. પ્રાચીન પ્રતમાં 'દદાહ...નૃપ' - એવા પૂર્વાર્ધની જગ્યાએ આવો પાઠ છે – 'યથા પુરં તુ સંલગ્નં દદાહ ત્રિપુરં નૃપ ।' ૨. પ્રાચીન પ્રતમાં 'નામ' પદ નથી.

*યુધિષ્ઠિર ઉવાચ*

ભગવઞ્છ્રોતુમિચ્છામિ નૃણાં ધર્મં સનાતનમ્ ।
વર્ણાશ્રમાચારયુતં યત્પુમાન્ વિન્દતે પરમ્ ॥ ૨॥

ભવાન્પ્રજાપતેઃ સાક્ષાદાત્મજઃ પરમેષ્ઠિનઃ ।
સુતાનાં સમ્મતો બ્રહ્મંસ્તપોયોગસમાધિભિઃ[1] ॥ ૩॥

નારાયણપરા વિપ્રા ધર્મં ગુહ્યં પરં વિદુઃ ।
કરુણાઃ સાધવઃ શાન્તાસ્ત્વદ્વિધા ન તથાऽપરે ॥ ૪॥

**યુધિષ્ઠિરે કહ્યું** – હે ભગવન્ (નારદજી)! હવે હું વર્ણો અને આશ્રમોના સદાચાર સહિત, મનુષ્યોના સનાતન ધર્મ વિશે સાંભળવા ઇચ્છું છું; કારણ કે (હું જાણું છું કે) ધર્મથી જ મનુષ્યોને જ્ઞાન, ભગવાન પ્રત્યે પ્રેમ અને સાક્ષાત્ પરમ પુરુષ ભગવાનની પ્રાપ્તિ થાય છે. (૨) તમે સ્વયં પ્રજાપતિ બ્રહ્માજીના પુત્ર છો અને હે નારદજી! તમારાં તપ, યોગ અને સમાધિને કારણે તેઓ પોતાના બીજા પુત્રો કરતાં તમારું અધિક સમ્માન પણ કરે છે. (૩) તમારા જેવા નારાયણ-પરાયણ, દયાળુ, સદાચારી અને શાન્ત બ્રાહ્મણો ધર્મના ગોપનીયમાં પણ ગોપનીય રહસ્યને જેવું યથાર્થરૂપે જાણે છે તેવું બીજા લોકો જાણતા નથી. (૪)

*નારદ ઉવાચ*

નત્વા ભગવતેऽજાય લોકાનાં ધર્મહેતવે ।
વક્ષ્યે સનાતનં ધર્મં નારાયણમુખાચ્છ્રુતમ્ ॥ ૫॥

યોऽવતીર્યાત્મનોंऽશેન દાક્ષાયણ્યાં તુ ધર્મતઃ ।
લોકાનાં સ્વસ્તયેऽધ્યાસ્તે તપો બદરિકાશ્રમે ॥ ૬॥

ધર્મમૂલં હિ ભગવાન્ સર્વવેદમયો[2] હરિઃ ।
સ્મૃતં ચ તદ્વિદાં રાજન્ યેન ચાત્મા પ્રસીદતિ ॥ ૭॥

**નારદજીએ કહ્યું** – (હે યુધિષ્ઠિર!) અજન્મા ભગવાન જ સમસ્ત ધર્મોનું મૂળ કારણ છે. તે જ પ્રભુ ચરાચર જગતના કલ્યાણ માટે ધર્મ અને દક્ષની પુત્રી મૂર્તિ થકી પોતાના અંશથી અવતરીને બદરિકાશ્રમમાં તપ કરી રહ્યા છે, તે ભગવાન શ્રીનારાયણને નમસ્કાર કરીને, તેમના જ મુખેથી સાંભળેલા સનાતન-ધર્મનું હું વર્ણન કરું છું (તમે સાંભળો). (૫-૬) (હે યુધિષ્ઠિર!) સર્વવેદસ્વરૂપ ભગવાન શ્રીહરિ, તેમના તત્ત્વને જાણનારા મહર્ષિઓની સ્મૃતિઓ અને જેનાથી અંતઃકરણ પ્રસન્ન થાય છે તેવું કર્મ જ ધર્મનું મૂળ છે. (૭)

સત્યં દયા તપઃ શૌચં તિતિક્ષેક્ષા શમો દમઃ ।
અહિંસા બ્રહ્મચર્યં ચ ત્યાગઃ સ્વાધ્યાય આર્જવમ્ ॥ ૮॥

સન્તોષઃ સમદૃક્ સેવા ગ્રામ્યેહોપરમઃ શનૈઃ ।
નૃણાં વિપર્યયેહેક્ષા[3] મૌનમાત્મવિમર્શનમ્ ॥ ૯॥

અન્નાદ્યાદેઃ સંવિભાગો ભૂતેભ્યશ્ચ યથાર્હતઃ ।
તેષ્વાત્મદેવતાબુદ્ધિઃ સુતરાં નૃષુ પાણ્ડવ ॥ ૧૦॥

શ્રવણં કીર્તનં ચાસ્ય સ્મરણં મહતાં ગતેઃ ।
સેવેજ્યાऽવનતિર્દાસ્યં[4] સખ્યમાત્મસમર્પણમ્ ॥ ૧૧॥

નૃણામયં પરો ધર્મઃ સર્વેષાં સમુદાહૃતઃ ।
ત્રિંશલ્લક્ષણવાન્ રાજન્ સર્વાત્મા[5] યેન તુષ્યતિ ॥ ૧૨॥

(હે યુધિષ્ઠિર!) ધર્મનાં ત્રીસ લક્ષણો શાસ્ત્રોમાં કહ્યાં છે, તે છે – સત્ય, દયા, તપ, શૌચ, તિતિક્ષા, યોગ્યાયોગ્યનો વિવેક, મનનો સંયમ, ઇન્દ્રિયોનો સંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, ત્યાગ, સ્વાધ્યાય, સરળતા, સંતોષ, સમદર્શી મહાત્માઓની સેવા, સાંસારિક ભોગોની ચેષ્ટાઓમાંથી ઉત્તરોત્તર નિવૃત્તિ, મનુષ્યના અભિમાનપૂર્ણ પ્રયત્નોનું પરિણામ વિપરીત જ આવે છે તેવા વિચારો, મૌન, આત્મચિંતન, સદાવ્રત વગેરેનું યથાયોગ્ય વિભાજન, પ્રાણીઓમાં અને ખાસ કરીને મનુષ્યોમાં આત્મભાવ તથા ભગવદ્ભાવ, સંતોના પરમ આશ્રય ભગવાન શ્રીકૃષ્ણનાં નામ-ગુણ-લીલા વગેરેનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા-વંદના, તેમના પ્રત્યે દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણ. આ ત્રીસ પ્રકારનું આચરણ બધા જ મનુષ્યોનો પરમ ધર્મ છે. આ આચરણ પાળવાથી સર્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે. (૮-૧૨)

૧. પ્રા. પા. – ૦જ્ઞાન૦ । ૨. પ્રા. પા. – સર્વભૂતમયો । ૩. પ્રા. પા. – વિષયપ્રહેક્ષા । ૪. પ્રા. પા. – ૦નતિઃ સખ્યં દાસ્યમાત્મ૦ । ૫. પ્રા. પા. – ૦વાન્ સાક્ષાત્સર્વાત્મા ।

સંસ્કારા યદવિચ્છિન્નાઃ સ[1] દ્વિજોઽજો જગાદ યમ્ ।
ઇજ્યાધ્યયનદાનાનિ વિહિતાનિ દ્વિજન્મનામ્ ।
જન્મકર્માવદાતાનાં ક્રિયાશ્ચાશ્રમચોદિતાઃ ॥ ૧૩॥

વિપ્રસ્યાધ્યયનાદીનિ ષડન્યસ્યાપ્રતિગ્રહઃ[2] ।
રાજ્ઞો વૃત્તિઃ પ્રજાગોપ્તુરવિપ્રાદ્ વા કરાદિભિઃ ॥ ૧૪॥

વૈશ્યસ્તુ વાર્તાવૃત્તિશ્ચ[3] નિત્યં બ્રહ્મકુલાનુગઃ ।
શૂદ્રસ્ય દ્વિજશુશ્રૂષા વૃત્તિશ્ચ સ્વામિનો ભવેત્ ॥ ૧૫॥

વાર્તા વિચિત્રા [4]શાલીનયાયાવરશિલોઞ્છનમ્ ।
વિપ્રવૃત્તિશ્ચતુર્ધેયં શ્રેયસી ચોત્તરોત્તરા ॥ ૧૬॥

જઘન્યો નોત્તમાં વૃત્તિમનાપદિ ભજેન્નરઃ ।
ઋતે રાજન્યમાપત્સુ સર્વેષામપિ સર્વશઃ ॥ ૧૭॥

ઋતામૃતાભ્યાં જીવેત મૃતેન પ્રમૃતેન વા ।
સત્યાનૃતાભ્યાં જીવેત ન શ્વવૃત્ત્યા કથઞ્ચન ॥ ૧૮॥

ઋતમુઞ્છશિલં પ્રોક્તમમૃતં યદયાચિતમ્ ।
મૃતં તુ નિત્યયાચ્ઞા સ્યાત્પ્રમૃતં કર્ષણં સ્મૃતમ્ ॥ ૧૯॥

સત્યાનૃતં તુ વાણિજ્યં શ્વવૃત્તિર્નીચસેવનમ્ ।
વર્જયેત્તાં સદા વિપ્રો રાજન્યશ્ચ જુગુપ્સિતામ્ ।
સર્વવેદમયો વિપ્રઃ સર્વદેવમયો નૃપઃ ॥ ૨૦॥

શમો દમસ્તપઃ શૌચં સન્તોષઃ ક્ષાન્તિરાર્જવમ્ ।
જ્ઞાનં દયાઽચ્યુતાત્મત્વં સત્યં ચ બ્રહ્મલક્ષણમ્ ॥ ૨૧॥

(હે ધર્મરાજ!) જેમના વંશમાં અખંડપણે સંસ્કાર ઊતરી આવ્યા હોય છે તેમને બ્રાહ્મણ કહે છે એવું બ્રહ્માજીએ કહ્યું છે. જન્મથી અને કર્મથી શુદ્ધ બ્રાહ્મણો માટે યજ્ઞ કરવો અને કરાવવો, અધ્યયન કરવું અને કરાવવું, દાન, બ્રહ્મચર્ય વગેરે આશ્રમોનાં વિશેષ કર્મોનું વિધાન છે. (૧૩) અધ્યયન અને અધ્યાપન, દાન લેવું અને દાન આપવું તથા યજ્ઞ કરવો અને યજ્ઞ કરાવવો – આ છ કર્મ બ્રાહ્મણનાં છે. ક્ષત્રિયે દાન લેવું જોઈએ નહીં. પ્રજાનું રક્ષણ કરનારા ક્ષત્રિયનો જીવનનિર્વાહ બ્રાહ્મણો સિવાય અન્ય સર્વ પાસેથી કર અને દંડ વસૂલ કરવો વગેરે દ્વારા થાય છે. (૧૪) વૈશ્યે હંમેશાં બ્રાહ્મણવંશના અનુયાયી રહીને ગાયોનું રક્ષણ (ગો-પાલન), ખેતી અને વ્યાપાર દ્વારા પોતાનો નિર્વાહ કરવો જોઈએ. શૂદ્રનો ધર્મ દ્વિજાતિઓની સેવા કરવાનો છે. તેનો જીવનનિર્વાહ તેનો માલિક કરે છે. (૧૫) બ્રાહ્મણના જીવનનિર્વાહનાં સાધનો ચાર પ્રકારનાં છે – વાર્તા", શાલીન★, યાયાવર● અને શિલોંછન卐. આમાંની પહેલી કરતાં બીજી અને બીજીથી ત્રીજી એમ ઉત્તરોત્તર વૃત્તિ શ્રેષ્ઠ છે. (૧૬) નીચલી વર્ણના મનુષ્યે આપત્તિ સિવાય ઉત્તમ વર્ણની વૃત્તિઓનું અવલંબન કરવું નહીં. ક્ષત્રિય દાન લેવા સિવાયની, બ્રાહ્મણની બાકીની પાંચ વૃત્તિઓનું અવલંબન કરી શકે છે. આપત્તિકાળમાં બધા જ બધી વૃત્તિઓ અપનાવી શકે છે. (૧૭) ઋત, અમૃત, મૃત, પ્રમૃત અને સત્યાનૃત – આમાંથી કોઈ પણ વૃત્તિનો આશ્રય લેવો, પરંતુ શ્વાનવૃત્તિનું અવલંબન કદી પણ કરવું નહીં. (૧૮) બજારમાં વેરાયેલું અન્ન (ઉંછ) તથા ખેતરોમાં ખરેલું અન્ન (શિલ) વીણીને 'શિલોંછ' વૃત્તિથી જીવનનિર્વાહ કરવો એ 'ઋત' છે; વણમાગ્યે જે મળી જાય, તે અયાચિત (શાલીન) વૃત્તિથી જીવનનિર્વાહ કરવો એ 'અમૃત' છે; નિત્ય માગીને લાવવું અર્થાત્ 'યાયાવર' વૃત્તિથી જીવનગુજારો કરવો એ 'મૃત' છે; ખેતી વગેરે 'વાર્તા' વૃત્તિથી જીવનનિર્વાહ કરવો એ 'પ્રમૃત' છે; (૧૯) વાણિજ્ય-વેપાર એ 'સત્યાનૃત' છે અને નિમ્ન વર્ણની સેવા કરવી એ 'શ્વાનવૃત્તિ' છે. બ્રાહ્મણે તથા ક્ષત્રિયે આ છેલ્લી નિંદ્ય વૃત્તિનો આશ્રય ક્યારેય લેવો જોઈએ નહીં, કારણ કે બ્રાહ્મણ સર્વવેદમય અને ક્ષત્રિય (રાજા) સર્વદેવમય છે. (૨૦)

શમ, દમ, તપ, શૌચ, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા, ભગવત્પરાયણતા અને સત્ય – આ બ્રાહ્મણનાં લક્ષણો છે.

---

૧. પ્રા. પા. – સિદ્ધિદા વૈદિકાદયઃ । ૨. પ્રા. પા. – તથા શિષ્ટપરિગ્રહઃ । ૩. પ્રા. પા. – ૦વૃત્તિઃ સ્યાન્નિત્યં । ૪. પ્રા. પા. – શાલીના યાવજ્જીવં શિલોઞ્છનમ્ ।

" યજ્ઞ, અધ્યયન વગેરે કરાવીને ધન લેવું. ★ વણમાગ્યે જે કંઈ મળી જાય તેનાથી નિર્વાહ કરવો. ● દરરોજ અનાજ વગેરે માગી લાવવું. 卐 ખેતીના મોલ (પાક)ની કાપણી કરીને ખેડૂતના અનાજ ઘરે લઈ ગયા પછી ત્યાં ધરતી પર જે કણ પડેલા રહી જાય છે તેમને 'શિલ' કહે છે અને બજારમાં પડેલા અનાજના દાણાઓને 'ઉંછ' કહે છે. તે શિલ અને ઉંછને વીણી લાવીને પોતાનો નિર્વાહ કરવો એ 'શિલોંછન' વૃત્તિ છે.

શૌર્યં વીર્યં ધૃતિસ્તેજસ્ત્યાગ આત્મજયઃ ક્ષમા ।
બ્રહ્મણ્યતા પ્રસાદશ્ચ રક્ષા ચ ક્ષત્રલક્ષણમ્ ॥ ૨૨॥

દેવગુર્વચ્યુતે[1] ભક્તિસ્ત્રિવર્ગપરિપોષણમ્[2] ।
આસ્તિક્યમુદ્યમો નિત્યં નૈપુણં વૈશ્યલક્ષણમ્ ॥ ૨૩॥

શૂદ્રસ્ય સન્નતિઃ શૌચં સેવા સ્વામિન્યમાયયા ।
અમન્ત્રયજ્ઞો હ્યસ્તેયં સત્યં ગોવિપ્રરક્ષણમ્ ॥ ૨૪॥

સ્ત્રીણાં ચ પતિદેવાનાં તચ્છુશ્રૂષાઽનુકૂલતા ।
તદ્બન્ધુષ્વનુવૃત્તિશ્ચ નિત્યં તદ્વ્રતધારણમ્ ॥ ૨૫॥

સમ્માર્જનોપલેપાભ્યાં ગૃહમણ્ડલવર્તનૈઃ ।
સ્વયં ચ મણ્ડિતા નિત્યં પરિમૃષ્ટપરિચ્છદા ॥ ૨૬॥

કામૈરુચ્ચાવચૈઃ સાધ્વી પ્રશ્રયેણ દમેન ચ ।
વાક્યૈઃસત્યૈઃ[3] પ્રિયૈઃપ્રેમ્ણા[4] કાલે કાલે ભજેત્પતિમ્ ॥ ૨૭॥

સન્તુષ્ટાઽલોલુપા દક્ષા ધર્મજ્ઞા પ્રિયસત્યવાક્ ।
અપ્રમત્તા શુચિઃ સ્નિગ્ધા પતિં ત્વપતિતં ભજેત્ ॥ ૨૮॥

યા પતિં હરિભાવેન ભજેચ્છ્રીરિવ તત્પરા ।
હર્યાત્મના હરેર્લોકે પત્યા શ્રીરિવ મોદતે ॥ ૨૯॥

વૃત્તિઃ સઙ્કરજાતીનાં તત્તત્કુલકૃતા ભવેત્ ।
અચૌરાણામપાપાનામન્ત્યજાન્તેવસાયિનામ્ ॥ ૩૦॥

પ્રાયઃ સ્વભાવવિહિતો નૃણાં ધર્મો યુગે યુગે ।
વેદદગ્ભિઃ[5] સ્મૃતો રાજન્પ્રેત્ય ચેહ ચ શર્મકૃત્[6] ॥ ૩૧॥

વૃત્ત્યા સ્વભાવકૃતયા વર્તમાનઃ સ્વકર્મકૃત્ ।
હિત્વા સ્વભાવજં કર્મ શનૈર્નિર્ગુણતામિયાત્ ॥ ૩૨॥

(૨૧) યુદ્ધ માટે ઉત્સાહ, વીરતા, ધીરતા, તેજસ્વિતા, ત્યાગ, આત્મસંયમ, ક્ષમા, બ્રાહ્મણભક્તિ, અનુગ્રહ અને પ્રજાનું રક્ષણ – આ ક્ષત્રિયનાં લક્ષણો છે. (૨૨) દેવ, ગુરુ અને ભગવાન પ્રત્યે ભક્તિભાવ, અર્થ-ધર્મ-કામ એ ત્રણે પુરુષાર્થોનું રક્ષણ, આસ્તિકતા, ઉદ્યમ અને નિત્ય વ્યવહારનિપુણતા - આ વૈશ્યનાં લક્ષણો છે. (૨૩) ઉચ્ચ વર્ણો પ્રત્યે વિનમ્રતા, પવિત્રતા, સ્વામીની નિષ્કપટ સેવા, વેદમંત્રો વિનાનું યજન (યજ્ઞ કરવો), અસ્તેય (ચોરી ન કરવી), સત્ય તથા ગાયો-બ્રાહ્મણોનું રક્ષણ – આ શૂદ્રનાં લક્ષણો છે. (૨૪)

પતિની સેવા કરવી, તેને અનુકૂળ રહેવું, તેના સંબંધીઓને પ્રસન્ન રાખવા અને હંમેશાં પતિના વ્રતનિયમોને જાળવવા - આ પતિને જ ઈશ્વર માનનારી પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ છે. (૨૫) સાધ્વી સ્ત્રીએ કચરોપૂંજો વાળવો, લીંપવું તથા ચોક પૂરવો વગેરેથી ઘરને અને મનોહર વસ્ત્રો-આભૂષણોથી પોતાના શરીરને શણગારાયેલાં રાખવાં જોઈએ તથા ઘરવખરીને સાફ-સ્વચ્છ રાખવી જોઈએ; (૨૬) પોતાના પતિની નાની-મોટી ઇચ્છાઓને સમય-સંજોગ અનુસાર પૂરી કરવી જોઈએ; વિનય, ઇન્દ્રિયસંયમ, સત્ય અને પ્રિય વાણી વગેરેથી પતિની પ્રેમપૂર્વક સેવા કરવી જોઈએ; (૨૭) જે કંઈ મળે તેમાં જ સંતુષ્ટ રહેવું અને કોઈ પણ વસ્તુ માટે ન લલચાવું. તેણે બધાં જ કાર્યોમાં ચતુર અને ધર્મજ્ઞ થવું જોઈએ, સત્ય અને પ્રિય બોલવું જોઈએ, પોતાના કર્તવ્યમાં સાવધાન રહેવું; પવિત્રતા અને પ્રેમથી પરિપૂર્ણ રહીને, પતિ જો પતિત ન હોય તો તેનો સહવાસ કરવો. (૨૮) જે સ્ત્રી લક્ષ્મીજીની જેમ પતિપરાયણ રહીને પોતાના પતિને સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ સમજીને તેની સેવા કરે છે તેનો પતિ વૈકુંઠલોકમાં ભગવાનના સારૂપ્યને પ્રાપ્ત કરે છે અને તે પોતે લક્ષ્મીજીની જેમ તેની સાથે આનંદનો અનુભવ કરે છે. (૨૯)

(હે યુધિષ્ઠિર!) જેઓ ચોરી તથા અન્ય બીજાં પાપ-કર્મ કરતા નથી તે અંત્યજ, ચાંડાલ વગેરે નિમ્નવર્ણની વર્ણસંકર જાતિઓની વૃત્તિઓ એ જ છે કે જે કુળપરંપરાથી તેમને ત્યાં ચાલી આવેલી છે. (૩૦) વેદદર્શી ઋષિમુનિઓએ યુગે-યુગે ઘણું કરીને મનુષ્યોના સ્વભાવ અનુસાર ધર્મની વ્યવસ્થા કરેલી છે, તે જ ધર્મ તેમના માટે આ લોકમાં અને પરલોકમાં પણ કલ્યાણકારી છે. (૩૧) જે મનુષ્ય સ્વાભાવિક વૃત્તિનો આશ્રય લઈને પોતાના સ્વ-ધર્મનું પાલન કરે છે તે ધીરે-ધીરે તે સ્વાભાવિક કર્મો કરીને પણ ઉન્નત થઈ જાય છે અને (અંતે) ગુણાતીત થઈ જાય છે. (૩૨)

૧. પ્રા. પા. – દેવગુર્વનુગા ભક્તિ૦ । ૨. પ્રા. પા. – ૦પરિતોષણમ્ । ૩. પ્રા. પા. – સદા । ૪. પ્રા. પા. – યથા । ૫. પ્રા. પા. – દેવદગ્ભિઃ । ૬. પ્રા. પા. – કર્મકૃત્ ।

ઉપ્યમાનં મુહુઃ ક્ષેત્રં સ્વયં નિર્વીર્યતામિયાત્ ।
ન કલ્પતે પુનઃ સૂત્યૈ ઉપ્તં બીજં ચ નશ્યતિ ॥ ૩૩॥

એવં કામાશયં ચિત્તં કામાનામતિસેવયા ।
વિરજ્યેત યથા રાજન્નાગ્નિવત્કામબિન્દુભિઃ ॥ ૩૪॥

યસ્ય યલ્લક્ષણં પ્રોક્તં પુંસો વર્ણાભિવ્યઞ્જકમ્ ।
યદન્યત્રાપિ દૃશ્યેત તત્તેનૈવ વિનિર્દિશેત્ ॥ ૩૫॥

(હે મહારાજ!) જેમ વારંવાર પાક લેવાથી ખેતર પોતે શક્તિહીન થઈ જાય છે અને તેમાં (ધાન્યના) અંકુર ફૂટવાનું બંધ થઈ જાય છે, ત્યાં સુધી કે તેમાં વાવેલું બીજ પણ નષ્ટ થઈ જાય છે; તેવી જ રીતે આ ચિત્ત, કે જે વાસનાઓનો ભંડાર છે તે વિષયોના અતિસેવનથી પોતે જ વિરક્ત થઈ જાય છે, જોકે સ્વલ્પ ભોગોથી એવું થતું નથી – જેમ કે એક-એક ટીપું ઘી નાખવાથી આગ હોલવાતી નથી, પણ એકસામટું વધુ ઘી પડી જાય તો તે હોલવાઈ જાય છે. (૩૩-૩૪) જે મનુષ્યના વર્ણને બતાવતું જે લક્ષણ કહેવામાં આવ્યું છે તે જો બીજા વર્ણવાળા મનુષ્યમાં જોવા મળે તો તેને પણ તે જ વર્ણનો સમજવો જોઈએ. (૩૫)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે[1] યુધિષ્ઠિરનારદસંવાદે સદાચારનિર્ણયો નામૈકાદશોડધ્યાયઃ ॥ ૧૧॥

સાતમા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિર-નારદસંવાદમાંનો સદાચારનિર્ણય નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

==★==

# ૧ બારમો અધ્યાય

## બ્રહ્મચર્યાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમના નિયમો

*નારદ ઉવાચ*

બ્રહ્મચારી ગુરુકુલે વસન્ દાન્તો ગુરોર્હિતમ્ ।
આચરન્ દાસવન્નીચો ગુરૌ સુદૃઢસૌહૃદઃ ॥ ૧॥

સાયં પ્રાતરુપાસીત ગુર્વગ્ન્યર્કસુરોત્તમાન્ ।
ઉભે[2] સન્ધ્યે ચ યતવાગ્ જપન્બ્રહ્મ સમાહિતઃ ॥ ૨॥

છન્દાંસ્યધીયીત ગુરોરાહૂતશ્ચેત્[3] સુયન્ત્રિતઃ ।
ઉપક્રમેડવસાને ચ ચરણૌ શિરસા નમેત્ ॥ ૩॥

મેખલાડજિનવાસાંસિ જટાદણ્ડકમણ્ડલૂન્ ।
બિભૃયાદુપવીતં ચ દર્ભપાણિર્યથોદિતમ્ ॥ ૪॥

સાયં પ્રાતશ્ચરેદ્ભૈક્ષં ગુરવે તન્નિવેદયેત્ ।
ભુઞ્જીત યદ્યનુજ્ઞાતો[4] નો ચેદુપવસેત્ક્વચિત્ ॥ ૫॥

સુશીલો મિતભુગ્ દક્ષઃ શ્રદ્દધાનો જિતેન્દ્રિયઃ ।
યાવદર્થં વ્યવહરેત્ સ્ત્રીષુ સ્ત્રીનિર્જિતેષુ ચ ॥ ૬॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) ગુરુકુળમાં નિવાસ કરતા બ્રહ્મચારીએ પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખીને સેવકની જેમ વિનીત બની રહેવું. ગુરુનાં ચરણોમાં સુદૃઢ અનુરાગ રાખવો અને તેમના હિતમાં કાર્યો કરતા રહેવું; (૧) સાંજે અને સવારે ગુરુ, અગ્નિ, સૂર્ય અને શ્રેષ્ઠ દેવોની ઉપાસના કરવી તથા મૌન ધારણ કરીને એકાગ્રતાપૂર્વક ગાયત્રીમંત્રનો જપ કરતા રહીને બંને સમયની સંધ્યાપૂજા કરવી. (૨) ગુરુ જ્યારે બોલાવે ત્યારે જ સંપૂર્ણપણે અનુશાસન (શિસ્ત)માં રહીને તેમની પાસે વેદોનો અભ્યાસ કરવો; પાઠના આરંભે અને અંતે ગુરુનાં ચરણોમાં માથું ટેકવીને પ્રણામ કરવા. (૩) શાસ્ત્રની આજ્ઞા અનુસાર મેખલા, મૃગચર્મ, વસ્ત્ર, જટા, દંડ, કમંડળ, યજ્ઞોપવીત તથા હાથમાં દર્ભ ધારણ કરવાં. (૪) સાંજે અને સવારે ભિક્ષા માગી લાવવી અને તે ગુરુને સમર્પિત કરી દેવી; તેઓ આજ્ઞા આપે ત્યારે ભોજન કરવું અને ક્યારેક આજ્ઞા ન આપે તો ઉપવાસ કરવો; (૫) પોતાના શીલનું રક્ષણ કરવું; ઓછું જમવું; પોતાનાં કાર્યો નિપુણતા સાથે કરવાં; શ્રદ્ધા રાખવી અને ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી; સ્ત્રીઓ અને સ્ત્રીઓને વશ રહેનારાઓ સાથે જેટલી જરૂર

૧. પ્રા. પા. – ૦સ્કન્ધે સદાચારવિનિર્ણય એકા૦ । ૨. પ્રા. પા. – સન્ધ્યે ઉભે । ૩. પ્રા. પા. – ૦તશ્ચેહ યન્ત્રિતઃ । ૪. પ્રા. પા. – તદનુ૦ ।

વર્જયેત્પ્રમદાગાથામગૃહસ્થો બૃહદ્વ્રતઃ ।
ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્ત્યપિ યતેર્મનઃ ॥ ૭॥

કેશપ્રસાધનોન્મર્દસ્નપનાભ્યઞ્જનાદિકમ્ ।
ગુરુસ્ત્રીભિર્યુવતિભિઃ કારયેન્નાત્મનો યુવા ॥ ૮॥

નન્વગ્નિઃ પ્રમદા નામ[1] ઘૃતકુમ્ભસમઃ પુમાન્ ।
સુતામપિ રહો જહ્યાદન્યદા યાવદર્થકૃત્ ॥ ૯॥

કલ્પયિત્વાઽઽત્મના યાવદાભાસમિદમીશ્વરઃ ।
દ્વૈતં તાવન્ન વિરમેત્તતો હ્યસ્ય વિપર્યયઃ ॥ ૧૦॥

એતત્ સર્વં ગૃહસ્થસ્ય સમામ્નાતં યતેરપિ ।
ગુરુવૃત્તિર્વિકલ્પેન ગૃહસ્થસ્યર્તુગામિનઃ[2] ॥ ૧૧॥

અઞ્જનાભ્યઞ્જનોન્મર્દસ્ત્ર્યવલેખામિષં[3] મધુ ।
સ્રગ્ગન્ધલેપાલઙ્કારાંસ્ત્યજેયુર્યે ધૃતવ્રતાઃ ॥ ૧૨॥

ઉષિત્વૈવં ગુરુકુલે દ્વિજોઽધીત્યાવબુધ્ય ચ ।
ત્રયીં સાઙ્ગોપનિષદં યાવદર્થં યથાબલમ્ ॥ ૧૩॥

દત્ત્વા વરમનુજ્ઞાતો ગુરોઃ કામં યદીશ્વરઃ ।
ગૃહં વનં વા પ્રવિશેત્પ્રવ્રજેત્ તત્ર વા વસેત્ ॥ ૧૪॥

અગ્નૌ ગુરાવાત્મનિ ચ સર્વભૂતેષ્વધોક્ષજમ્ ।
ભૂતૈઃ સ્વધામભિઃ પશ્યેદપ્રવિષ્ટં પ્રવિષ્ટવત્ ॥ ૧૫॥

એવંવિધો બ્રહ્મચારી વાનપ્રસ્થો યતિર્ગૃહી ।
ચરન્ વિદિતવિજ્ઞાનઃ પરં બ્રહ્માધિગચ્છતિ ॥ ૧૬॥

હોય તેટલો જ વ્યવહાર કરવો. (૬) જે ગૃહસ્થ ન હોય અને પોતે બ્રહ્મચર્યનું વ્રત લીધું હોય તેણે સ્ત્રીવિષયક ચર્ચાથી તો અળગા જ રહેવું જોઈએ. (કારણ કે) ઇન્દ્રિયો ઘણી બળવાન છે, એ પ્રયત્નપૂર્વક સાધન કરનારાઓના મનને પણ ક્ષુબ્ધ કરીને આકર્ષી લે છે. (૭) યુવાન બ્રહ્મચારીએ યુવાવયની ગુરુપત્નીઓ પાસે વાળ ઓળાવવા, શરીર ચોળાવવું, સ્નાન કરાવવું, સુગંધિત દ્રવ્યો લગાડાવવાં વગેરે કાર્યો કરાવવાં જોઈએ નહીં; (૮) (કારણ કે) સ્ત્રીઓ આગ જેવી છે અને પુરુષો ઘીના ઘડા જેવા છે. એકાન્તમાં તો પોતાની પુત્રી સાથે પણ રહેવું જોઈએ નહીં; જ્યારે તે એકાંતમાં ન હોય ત્યારે પણ તેની પાસે આવશ્યકતા અનુસાર જ રહેવું જોઈએ. (૯) જ્યાં સુધી આ જીવ આત્મ-સાક્ષાત્કાર દ્વારા 'આ દેહ અને ઇન્દ્રિયો તો આભાસમાત્ર છે' એવો નિશ્ચય કરી લઈને સ્વતંત્ર થઈ જતો નથી ત્યાં સુધી 'હું પુરુષ છું અને આ સ્ત્રી છે' એવો દ્વૈતભાવ દૂર થતો નથી અને ત્યાં સુધી એ પણ ચોક્કસ છે કે આવા પુરુષો જો સ્ત્રીઓના સંસર્ગમાં રહે તો એમનામાં એમની ભોગ્યબુદ્ધિ થઈ જ જશે. (૧૦)

આ શીલ-રક્ષણ વગેરે ગુણોનું ગૃહસ્થ અને સંન્યાસી માટે પણ વિધાન છે. ગૃહસ્થ માટે ગુરુકુળમાં નિવાસ કરીને ગુરુની સેવાશુશ્રૂષા કરવાનું વૈકલ્પિત વિધાન છે, કારણ કે ઋતુ-ગમનને કારણે તેણે ત્યાંથી ઘરે પણ જવું પડે છે. (૧૧) જેઓ બ્રહ્મચર્યનું વ્રત ધારણ કરતા હોય તેમણે (આંખોમાં) કાજળ અને (કેશમાં) તેલ લગાડવાં નહીં; (શરીરે) સુગંધિત દ્રવ્યો ચોળવાં નહીં; સ્ત્રીઓનાં ચિત્રો બનાવવાં નહીં. તેમણે માંસ અને મદિરા સાથે કોઈ સંબંધ રાખવો નહીં તથા ફૂલહાર, અત્તર-ફુલેલ, ચંદન અને આભૂષણોનો ત્યાગ કરી દેવો. (૧૨) આ પ્રમાણે ગુરુકુળમાં નિવાસ કરતા રહીને દ્વિજાતિએ પોતાની શક્તિ અને આવશ્યકતા પ્રમાણે વેદ, તેમનાં શિક્ષા, કલ્પ વગેરે અંગો અને ઉપનિષદોનું અધ્યયન કરીને જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. (૧૩) પછી, જો સામર્થ્ય હોય તો ગુરુને મોં-માગી દક્ષિણા આપવી જોઈએ. ત્યારબાદ તેમની આજ્ઞાથી ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસ-આશ્રમમાં પ્રવેશ કરવો અથવા આજીવન બ્રહ્મચર્યનું પાલન કરતા રહીને તે જ આશ્રમમાં રહેવું. (૧૪) જોકે ભગવાન સ્વરૂપથી સર્વત્ર એકરસ રહેલા છે તેથી તેમનું ક્યાંય પ્રવેશ કરવાનું કે બહાર નીકળવાનું બનતું નથી, તોપણ તેઓ અગ્નિ, ગુરુ, આત્મા અને સમસ્ત પ્રાણીઓમાં પોતાના આશ્રિત જીવોની સાથે વિશેષરૂપે વિરાજમાન છે; તેથી તેમના પર હંમેશાં નજર જમાવેલી રહેવી જોઈએ. (૧૫) આ પ્રમાણે આચરણ કરનારો બ્રહ્મચારી, વાનપ્રસ્થ, સંન્યાસી અથવા ગૃહસ્થ વિજ્ઞાન-સંપન્ન થઈને પરમ-બ્રહ્મતત્ત્વનો અનુભવ પ્રાપ્ત કરી લે છે. (૧૬)

૧. પ્રા. પા. – ઘૃતકુમ્ભઃ પુમાનતઃ । ૨. પ્રા. પા. – ૦કામિનઃ । ૩. પ્રા. પા. – ૦લોકામિષં ।

**વાનપ્રસ્થસ્ય વક્ષ્યામિ નિયમાન્મુનિસમ્મતાન્[1] ।**
**યાનાતિષ્ઠન્[2] મુનિર્ગચ્છેદૃષિલોકમિહાઽઞ્જસા[3] ॥ ૧૭॥**

(હે યુધિષ્ઠિર!) હવે હું ઋષિઓના મત અનુસાર વાનપ્રસ્થ આશ્રમના નિયમો બતાવું છું. એમનું આચરણ કરવાથી વાનપ્રસ્થ-આશ્રમીને અનાયાસ જ ઋષિઓના લોક મહર્લોકની પ્રાપ્તિ થઈ જાય છે. (૧૭)

**ન કૃષ્ટપચ્યમશ્નીયાદકૃષ્ટં ચાપ્યકાલતઃ ।**
**અગ્નિપક્વમથામં વા અર્કપક્વમુતાહરેત્ ॥ ૧૮॥**

વાનપ્રસ્થ-આશ્રમીએ ખેડેલી જમીનમાંથી ઉત્પન્ન થતાં ચોખા, ઘઉં વગેરે ધાન્ય ખાવાં જોઈએ નહીં. ખેડ્યા વિના પેદા થયેલું અનાજ પણ જો કસમયે પાક્યું હોય તો તે પણ ખાવું જોઈએ નહીં. તેણે અગ્નિથી રાંધેલું કે કાચું અનાજ પણ ખાવું નહીં. માત્ર સૂર્યની ગરમીથી પાકેલાં કંદ, મૂળ, ફળ વગેરેનું જ સેવન કરવું. (૧૮)

**વન્યૈશ્ચરુપુરોડાશાન્નિર્વપેત્[4] કાલચોદિતાન્ ।**
**લબ્ધે નવે નવેઽન્નાદ્યે પુરાણં તુ પરિત્યજેત્ ॥ ૧૯॥**

જંગલોમાં આપોઆપ જ પેદા થયેલાં ધાન્યોથી નિત્ય-નૈમિત્તિક ચરુનો (અર્થાત્ યજ્ઞનિમિત્તે રાંધેલા અન્નનો) અને પુરોડાશનો (અર્થાત્ યજ્ઞ માટે બનાવેલ ચોખાના લોટના ભોજનનો) હવન કરવો. જ્યારે નવાં અન્ન, ફળ, ફૂલ વગેરે મળવા લાગે ત્યારે અગાઉ એકઠા કરેલા અન્નનો પરિત્યાગ કરી દેવો. (૧૯)

**અગ્ન્યર્થમેવ શરણમુટજં વાઽદ્રિકન્દરામ્[5] ।**
**શ્રયેત હિમવાય્વગ્નિવર્ષાર્કાતપષાટ્[6] સ્વયમ્ ॥ ૨૦॥**

અગ્નિહોત્રના અગ્નિની જાળવણી માટે જ ઘર, પર્ણકુટિ કે પહાડની ગુફાનો આશ્રય લેવો. પોતે ઠંડી, પવન, અગ્નિ, વરસાદ અને ગરમી સહન કરવાં. (૨૦)

**કેશરોમનખશ્મશ્રુમલાનિ જટિલો દધત્ ।**
**કમણ્ડલ્વજિને દણ્ડવલ્કલાગ્નિપરિચ્છદાન્ ॥ ૨૧॥**

માથા પર જટા ધારણ કરવી અને વાળ, રુવાડાં, નખ તેમ જ દાઢીમૂછ કપાવવાં નહીં તથા શરીર પરથી મેલ પણ અળગો કરવો નહીં. કમંડળ, મૃગચર્મ, દંડ, વલ્કલ-વસ્ત્ર અને અગ્નિહોત્રની સામગ્રી પોતાની પાસે રાખવાં. (૨૧)

**ચરેદ્ વને દ્વાદશાબ્દાનષ્ટૌ વા ચતુરો મુનિઃ ।**
**દ્વાવેકં વા યથા બુદ્ધિર્ન વિપદ્યેત કૃચ્છ્રતઃ ॥ ૨૨॥**

વિચારવાન મનુષ્યે બાર, આઠ, ચાર, બે કે એક વર્ષ સુધી વાનપ્રસ્થ-આશ્રમના નિયમોનું પાલન કરવું જોઈએ. એ ધ્યાનમાં રાખવું કે ક્યાંક વધુ તપ કરવાનો ક્લેશ સહન કરવાને લીધે બુદ્ધિ શિથિલ બની ન જાય. (૨૨)

**યદાઽકલ્પઃ સ્વક્રિયાયાં વ્યાધિભિર્જરયાઽથવા[7] ।**
**આન્વીક્ષિક્યાં વા વિદ્યાયાં કુર્યાદનશનાદિકમ્ ॥ ૨૩॥**

વાનપ્રસ્થી મનુષ્ય જ્યારે બીમારી કે ઘડપણને કારણે પોતાનાં કર્મો પૂરાં ન કરી શકે અને વેદાન્ત-વિચાર કરવાની પણ પોતાની શક્તિ ન રહે ત્યારે તેણે ઉપવાસ વગેરે વ્રત કરવાં જોઈએ. (૨૩)

**આત્મન્યગ્નીન્ સમારોપ્ય સંન્યસ્યાહંમમાત્મતામ્ ।**
**કારણેષુ[8] ન્યસેત્ સમ્યક્ સઙ્ઘાતં તુ યથાર્હતઃ ॥ ૨૪॥**

ઉપવાસ કરતા પહેલાં જ તેણે પોતાના આહવનીય વગેરે અગ્નિઓને પોતાના આત્મામાં લીન કરી લેવા. 'હું'પણાનો અને 'મારું'પણાનો ત્યાગ કરીને શરીરને તેનાં કારણભૂત તત્ત્વોમાં યથાયોગ્ય રીતે સમ્યક્‌પણે લીન કરી લેવું. (૨૪)

**ખે ખાનિ વાયૌ નિઃશ્વાસાંસ્તેજસ્યૂષ્માણમાત્મવાન્ ।**
**અપ્સ્વસૃક્શ્લેષ્મપૂયાનિ ક્ષિતૌ શેષં યથોદ્ભવમ્ ॥ ૨૫॥**

જિતેન્દ્રિય પુરુષે પોતાના શરીરના છિદ્ર-અવકાશોને આકાશમાં, પ્રાણોને વાયુમાં, ઉષ્માને અગ્નિમાં, લોહી-કફ-પરુ વગેરે જળયુક્ત તત્ત્વોને જળમાં અને અસ્થિ વગેરે શેષ વસ્તુઓને પૃથ્વીમાં લીન કરી લેવાં. (૨૫)

**વાચમગ્નૌ સવક્તવ્યામિન્દ્રે શિલ્પં કરાવપિ ।**
**પદાનિ ગત્યા વયસિ રત્યોપસ્થં પ્રજાપતૌ ॥ ૨૬॥**

આ જ પ્રમાણે વાણીને અને તેના કર્મ ઉચ્ચારણ-ભાષાને તેના અધિષ્ઠાતા દેવતા અગ્નિમાં, હાથોને અને તેમના વડે થતા કલા-કૌશલ્યને ઇન્દ્રમાં, ચરણોને અને તેમની ગતિને કાળસ્વરૂપ વિષ્ણુમાં, રતિ અને ઉપસ્થને પ્રજાપતિમાં તેમ જ પાયુ અને

૧. પ્રા. પા. – ૦સઙ્ગતાન્ । ૨. પ્રા. પા. – તથાતિ૦ । ૩. પ્રા. પા. – ૦હૌજસા । ૪. પ્રા. પા. – ૦પેન્નિત્યનોદિતાન્ । ૫. પ્રા. પા. – ૦કન્દરમ્ । ૬. પ્રા. પા. – ૦તપમાશ્રયમ્ । ૭. પ્રા. પા. – ૦પ્યોત વા । ૮. પ્રા. પા. – કારણે વિન્યસેત્ ।

મૃત્યૌ પાયું વિસર્ગં ચ યથાસ્થાનં વિનિર્દિશેત્ ।
દિક્ષુ શ્રોત્રં સનાદેન સ્પર્શમધ્યાત્મનિ[1] ત્વચમ્ ॥ ૨૭॥

રૂપાણિ ચક્ષુષા રાજન્ જ્યોતિષ્યભિનિવેશયેત્[2] ।
અપ્સુ પ્રચેતસા જિહ્વાં ઘ્રેયૈર્ઘ્રાણં ક્ષિતૌ ન્યસેત્ ॥ ૨૮॥

મનો મનોરથૈશ્ચન્દ્રે[3] બુદ્ધિં બોધ્યૈઃ કવૌ પરે ।
કર્માણ્યધ્યાત્મના રુદ્રે યદહંમમતાક્રિયા ।
સત્ત્વેન ચિત્તં ક્ષેત્રજ્ઞે ગુણૈર્વૈકારિકં પરે ॥ ૨૯॥

અપ્સુ ક્ષિતિમપો જ્યોતિષ્યદો વાયૌ નભસ્યમુમ્ ।
કૂટસ્થે તચ્ચ મહતિ તદવ્યક્તેઽક્ષરે ચ[4] તત્ ॥ ૩૦॥

ઇત્યક્ષરતયાઽઽત્માનં ચિન્માત્રમવશેષિતમ્ ।
જ્ઞાત્વાઽદ્વયોઽથ વિરમેદ્દગ્ધયોનિરિવાનલઃ ॥ ૩૧॥

મળોત્સર્ગને તેમના આશ્રય અનુસાર મૃત્યુમાં લીન કરી લેવાં. શ્રોત્ર (કાન)ને અને તેના દ્વારા સાંભળવામાં આવતા શબ્દને દિશાઓમાં, સ્પર્શ અને ત્વચાને વાયુમાં, નેત્ર-સહિત રૂપને જ્યોતિમાં, મધુર વગેરે રસો સહિત* રસના-ઇન્દ્રિય (જીભ)ને જળમાં અને હે રાજન્! ઘ્રાણ-ઇન્દ્રિય (નાક)ને અને તેના વડે સૂંઘવામાં આવતી ગંધને પૃથ્વીમાં લીન કરી લેવાં. (૨૬-૨૮) મનોરથોસહિત મનને ચંદ્રમામાં, સમજમાં આવતા પદાર્થો સહિત બુદ્ધિને બ્રહ્મામાં તથા અહંતા અને મમતા-રૂપ ક્રિયા કરતા અહંકારને તેનાં કાર્યો સહિત રુદ્રમાં લીન કરી લેવાં. આ જ પ્રમાણે ચેતના સહિત ચિત્તને ક્ષેત્રજ્ઞ (જીવ)માં અને ગુણોના કારણભૂત વિકારી-જેવા પ્રતીત થતા જીવને પરબ્રહ્મમાં લીન કરી લેવાં. (૨૯) એ સાથે જ પૃથ્વીને જળમાં, જળને અગ્નિમાં, અગ્નિને વાયુમાં, વાયુને આકાશમાં, આકાશને અહંકારમાં,અહંકારને મહત્તત્ત્વમાં, મહત્તત્ત્વને અવ્યક્તમાં અને અવ્યક્તને અવિનાશી પરમાત્મામાં લીન કરી લેવાં. (૩૦) આ પ્રમાણે, અવિનાશી પરમાત્માના રૂપમાં અવશિષ્ટ (અંતે બચવા પામતી) જે ચિદ્-વસ્તુ રહે તે આત્મા છે, તે હું છું - એવું જાણીને અનન્ય ભાવમાં સ્થિત થઈ જવું. જેમ અગ્નિ પોતાના આશ્રયભૂત લાકડું વગેરે ભસ્મ થઈ જવાથી પોતે શાન્ત થઈને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે તેવી જ રીતે તેણે (વાનપ્રસ્થી પુરુષે) પણ ઉપરત થઈ જવું. (૩૧)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે[5] યુધિષ્ઠિરનારદસંવાદે સદાચારનિર્ણયો નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥**

**સાતમા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિર-નારદસંવાદમાંનો સદાચારનિર્ણય નામનો બારમો અધ્યાય સમાપ્ત.**

═★═

# તેરમો અધ્યાય

## યતિધર્મનું નિરૂપણ તથા અવધૂત-પ્રહ્‌લાદનો સંવાદ

નારદ ઉવાચ

કલ્પસ્ત્વેવં પરિવ્રજ્ય[6] દેહમાત્રાવશેષિતઃ ।
ગ્રામૈકરાત્રવિધિના નિરપેક્ષશ્ચરેન્મહીમ્ ॥ ૧॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) વાનપ્રસ્થીમાં જો બ્રહ્મવિચારનું સામર્થ્ય હોય તો તેણે શરીર સિવાય સર્વ કાંઈનો ત્યાગ કરીને સંન્યાસ લઈ લેવો; તથા કોઈ પણ વ્યક્તિ, વસ્તુ, સ્થાન અને સમયની અપેક્ષા રાખ્યા વિના એક ગામમાં ફક્ત એક જ રાત્રિ માટે રોકાવાનો નિયમ લઈને પૃથ્વી પર વિચરણ કરતા રહેવું. (૧)

---

૧. પ્રા. પા. – સ્પર્શનાધ્યાત્મચિન્તનમ્ । ૨. પ્રા. પા. – જ્યોતિઃષ્વ૦ । ૩. પ્રા. પા. – મનોરથે શુદ્ધે બુદ્ધૌ વાચં તથાર્પયેત્ । ૪. પ્રા. પા. – તુ । ૫. પ્રા. પા. – ०સ્કન્ધે આશ્રમલક્ષણવિધિર્દ્વાદ૦ । ૬. પ્રા. પા. – પરિત્યજ્ય ।

* અહીં મૂળ પ્રતમાં 'પ્રચેતસા' પદ છે, જેનો અર્થ 'વરુણ સહિત' થાય છે. વરુણ રસનેન્દ્રિયના અધિષ્ઠાતા દેવ છે. શ્રીધરસ્વામીએ પણ આ જ મતનો સ્વીકાર કર્યો છે. પરંતુ આ પ્રસંગમાં સર્વત્ર ઇન્દ્રિયોનો અને તેમના વિષયોનો તેમના અધિષ્ઠાતા દેવોમાં લય કરવાનું બતાવવામાં આવ્યું છે. વળી, માત્ર રસનેન્દ્રિય માટે જ નવો ક્રમ તર્ક-સંગત જણાતો નથી; તેથી અહીં શ્રીવિશ્વનાથ ચક્રવર્તીના મત મુજબ, 'પ્રચેતસા' પદનો 'પ્રકૃષ્ટં ચેતો યત્ર સ પ્રચેતો મધુરાદિરસસ્તેન' (અર્થાત્ જેના પ્રત્યે ચિત્ત વધુ આકૃષ્ટ થાય તે મધુર વગેરે રસ 'પ્રચેતસ્' છે - તેના સહિત) – આ વિગ્રહ અનુસાર પ્રસ્તુત અર્થ કરવામાં આવ્યો છે અને એ જ અર્થ તર્કસંગત જણાય છે.

બિભૃયાદ્ યદ્યસૌ વાસઃ કૌપીનાચ્છાદનં પરમ્ ।
ત્યક્તં ન દણ્ડલિઙ્ગાદેરન્યત્[1] કિઞ્ચિદનાપદિ ॥ ૨॥

એક એવ ચરેદ્ભિક્ષુરાત્મારામોઽનપાશ્રયઃ ।
સર્વભૂતસુહૃચ્છાન્તો નારાયણપરાયણઃ ॥ ૩॥

પશ્યેદાત્મન્યદો વિશ્વં પરે સદસતોઽવ્યયે ।
આત્માનં ચ પરં બ્રહ્મ સર્વત્ર સદસન્મયે ॥ ૪॥

સુપ્તપ્રબોધયોઃ સન્ધાવાત્મનો ગતિમાત્મદૃક્ ।
પશ્યન્ બન્ધં ચ મોક્ષં ચ માયામાત્રં ન વસ્તુતઃ ॥ ૫॥

નાભિનન્દેદ્ ધ્રુવં મૃત્યુમધ્રુવં વાઽસ્ય જીવિતમ્ ।
કાલં પરં પ્રતીક્ષેત[2] ભૂતાનાં પ્રભવાપ્યયમ્ ॥ ૬॥

નાસચ્છાસ્ત્રેષુ સજ્જેત નોપજીવેત જીવિકામ્ ।
વાદવાદાંસ્ત્યજેત્તર્કાન્ પક્ષં કં[3] ચ ન સંશ્રયેત્ ॥ ૭॥

ન શિષ્યાનનુબધ્નીત ગ્રન્થાન્નૈવાભ્યસેદ્ બહૂન્ ।
ન વ્યાખ્યામુપયુઞ્જીત નારમ્ભાનારભેત્ક્વચિત્ ॥ ૮॥

ન યતેરાશ્રમઃ પ્રાયો ધર્મહેતુર્મહાત્મનઃ ।
શાન્તસ્ય સમચિત્તસ્ય બિભૃયાદુત વા ત્યજેત્ ॥ ૯॥

અવ્યક્તલિઙ્ગો વ્યક્તાર્થો મનીષ્યુન્મત્તબાલવત્ ।
કવિર્મૂકવદાત્માનં સ દૃષ્ટ્યા દર્શયેન્નૃણામ્ ॥ ૧૦॥

અત્રાપ્યુદાહરન્તીમમિતિહાસં[4] પુરાતનમ્ ।
પ્રહ્લાદસ્ય ચ સંવાદં મુનેરાજગરસ્ય ચ ॥ ૧૧॥

તં શયાનં ધરોપસ્થે કાવેર્યાં સહ્યસાનુનિ ।
રજસ્વલૈસ્તનૂદેશૈર્નિગૂઢામલતેજસમ્ ॥ ૧૨॥

તે જો વસ્ત્ર પહેરે તો માત્ર લંગોટી પહેરે, કે જેનાથી તેનું ગુપ્તાંગ ઢંકાયેલું રહે; અને જ્યાં સુધી કોઈ આફત ઊભી ન થાય ત્યાં સુધી તેણે દંડ અને પોતાના આશ્રમનાં ચિહ્નો સિવાયની, પોતે ત્યજી દીધેલી કોઈ પણ વસ્તુને ગ્રહણ કરવી નહીં. (૨) સંન્યાસીએ સમસ્ત પ્રાણીઓના હિતૈષી થવું, શાન્ત રહેવું, ભગવત્પરાયણ રહેવું અને કોઈનો પણ આશ્રય ન લેતાં પોતે પોતાનામાં રમમાણ રહીને એકલા જ વિચરવું. (૩) આ સંપૂર્ણ વિશ્વને કાર્ય અને કારણથી પર પરમાત્મામાં અધ્યસ્ત (આરોપિત) જાણવું અને કાર્ય-કારણસ્વરૂપ આ વિશ્વમાં પોતાના બ્રહ્મસ્વરૂપ આત્માને પરિપૂર્ણ જોવો. (૪) આત્મદર્શી સંન્યાસીએ સુષુપ્તિ અને જાગૃતિની સંધિમાં પોતાના સ્વરૂપનો અનુભવ કરવો તથા 'બંધન અને મોક્ષ બંનેય કેવળ માયા છે, વાસ્તવમાં કશું નથી' એમ સમજવું. (૫) તેણે ન તો શરીરના અવશ્ય થનારા મૃત્યુનું અભિનંદન કરવું કે ન તો અનિશ્ચિત જીવનનું; કેવળ સમસ્ત પ્રાણીઓની ઉત્પત્તિના અને તેમના નાશના કારણભૂત કાળની પ્રતીક્ષા કરતા રહેવું. (૬) તેણે અસત્ય-અનાત્મ વસ્તુનું પ્રતિપાદન કરતાં શાસ્ત્રોમાં પ્રેમ ન કરવો; પોતાના જીવનનિર્વાહ માટે કોઈ વ્યવસાય ન કરવો, માત્ર વાદવિવાદ કરવા માટે જ કોઈ તર્ક ન કરવો અને સંસારમાં કોઈનો પક્ષ ન લેવો. (૭) શિષ્યોની મંડળી રચવી નહીં, ઘણાબધા ગ્રંથોનો અભ્યાસ કરવો નહીં, પ્રવચન કરવાં નહીં અને મોટાં કામ આદરવાં નહીં. (૮) શાન્ત, સમદર્શી અને મહાત્મા સંન્યાસી માટે કોઈ આશ્રમનું બંધન એ ધર્મનો હેતુ નથી; તે ભલે પછી પોતાના આશ્રમનાં ચિહ્નો ધારણ કરે કે ત્યજી દે. (૯) તેની પાસે આશ્રમનું કોઈ ચિહ્ન ભલે ન હોય, પણ તેણે આત્માના અનુસંધાનમાં મગ્ન રહેવું. પોતે હોય અત્યંત વિચારશીલ, પણ તેણે દેખાવું પાગલ અને બાળકના જેવા. તે અત્યંત પ્રતિભાશાળી હોય તોપણ તેણે સાધારણ મનુષ્યોની દૃષ્ટિમાં એવા દેખાવું કે જાણે તે કોઈ મૂંગો હોય. (૧૦)

(હે યુધિષ્ઠિર!) આ બાબતમાં મહાત્માઓ એક પ્રાચીન ઇતિહાસ વર્ણવે છે. તે છે - દત્તાત્રેય મુનિ અને ભક્તરાજ પ્રહ્લાદનો સંવાદ. (૧૧) ભગવાનના પરમપ્રેમી પ્રહ્લાદજી એક વાર કેટલાક મંત્રીઓની સાથે લોકોના હૃદયની વાત જાણવાની ઇચ્છાથી લોકો વચ્ચે વિચરણ કરી રહ્યા હતા. ત્યારે તેમણે જોયું કે સહ્યાદ્રિની તળેટીમાં કાવેરી

૧. પ્રા. પા. — લિઙ્ગદણ્ડાદે૦ । ૨. પ્રા. પા. — પરીક્ષેત । ૩. પ્રા. પા. — કઞ્ચન નાશ્રયેત્ । ૪. પ્રા. પા. — ૦રન્ત્યેતમિ૦ ।

દદર્શ લોકાન્ વિચરઁલ્લોકતત્ત્વવિવિત્સયા[1] ।
વૃતોઽમાત્યૈઃ કતિપયૈઃ પ્રહ્લાદો ભગવત્પ્રિયઃ ॥ ૧૩॥

કર્મણાઽઽકૃતિભિર્વાચા લિઙ્ગૈર્વર્ણાશ્રમાદિભિઃ ।
ન વિદન્તિ જના યં વૈ સોઽસાવિતિ ન વેતિ ચ[2] ॥ ૧૪॥

તં નત્વાભ્યર્ચ્ય વિધિવત્પાદયોઃ શિરસા સ્પૃશન્[3] ।
વિવિત્સુરિદમપ્રાક્ષીન્મહાભાગવતોઽસુરઃ ॥ ૧૫॥

બિભર્ષિ કાયં પીવાનં સોદ્યમો ભોગવાન્ યથા ।
વિત્તં ચૈવોદ્યમવતાં ભોગો વિત્તવતામિહ ।
ભોગિનાં ખલુ દેહોઽયં પીવા ભવતિ નાન્યથા ॥ ૧૬॥

ન તે શયાનસ્ય નિરુદ્યમસ્ય
બ્રહ્મન્નુ હાર્થો યત એવ ભોગઃ ।
અભોગિનોઽયં તવ વિપ્ર દેહઃ
પીવા યતસ્તદ્વદ નઃ ક્ષમં ચેત્ ॥ ૧૭॥

કવિઃ કલ્પો નિપુણદૃક્ ચિત્રપ્રિયકથઃ સમઃ ।
લોકસ્ય કુર્વતઃ કર્મ શેષે તદ્વીક્ષિતાપિ વા ॥ ૧૮॥

નારદ ઉવાચ

સ ઈત્થં દૈત્યપતિના પરિપૃષ્ટો મહામુનિઃ ।
સ્મયમાનસ્તમભ્યાહ તદ્વાગમૃતયન્ત્રિતઃ ॥ ૧૯॥

બ્રાહ્મણ ઉવાચ

વેદેદમસુરશ્રેષ્ઠ ભવાન્ નન્વાર્યસમ્મતઃ ।
ઈહોપરમયોર્નૃણાં પદાન્યધ્યાત્મચક્ષુષા ॥ ૨૦॥

યસ્ય નારાયણો દેવો ભગવાન્ હૃદ્‌ગતઃ સદા ।
ભક્ત્યા કેવલયાઽજ્ઞાનં ધુનોતિ ધ્વાન્તમર્કવત્ ॥ ૨૧॥

અથાપિ બ્રૂમહે પ્રશ્નાંસ્તવ રાજન્ યથાશ્રુતમ્ ।
સમ્ભાવનીયો હિ ભવાનાત્મનઃ શુદ્ધિમિચ્છતામ્ ॥ ૨૨॥

નદીના કાંઠે પૃથ્વી પર જ એક મુનિ પડેલા છે, તેમના શરીરની નિર્મળ જ્યોતિ તેનાં અંગો ધૂળથી ખરડાયેલાં હોવાને કારણે ઢંકાઈ ગયેલી હતી. (૧૩-૧૪) તેમનાં કર્મ, આકાર, વાણી, વર્ણ-આશ્રમ વગેરેનાં ચિહ્નો પરથી લોકો એ સમજી શકતા ન હતા કે તેઓ કોઈ સિદ્ધ પુરુષ છે કે નહીં. (૧૪) ભગવાનના પરમપ્રેમી ભક્ત પ્રહ્‌લાદજીએ પોતાના માથાથી તેમનાં ચરણોને સ્પર્શીને પ્રણામ કર્યા અને વિધિપૂર્વક તેમની પૂજા કર્યા પછી, જાણવાની ઈચ્છાથી આ પ્રમાણે પૂછ્યું – (૧૫) "હે ભગવન્! તમારું શરીર ઉદ્યોગી અને ભોગી પુરુષોના જેવું હૃષ્ટપુષ્ટ છે. સંસારનો એવો નિયમ છે કે ઉદ્યોગ કરનારાઓને ધન મળે છે, ધનવાનોને જ ભોગ મળે છે અને ભોગીજનોનું જ શરીર હૃષ્ટપુષ્ટ હોય છે. (એ માટે) બીજું કોઈ કારણ તો હોઈ શકતું નથી. (૧૬) હે ભગવન્! તમે કોઈ ઉદ્યોગ તો કરતા નથી; બસ, આમ જ પડ્યા રહો છો, તેથી તમારી પાસે ધન નથી; તો તમને ભોગ ક્યાંથી પ્રાપ્ત થવાના? બ્રાહ્મણદેવતા! ભોગ વગર પણ તમારું આ શરીર આટલું હૃષ્ટપુષ્ટ કેમ છે? જો તે અમારે સાંભળવા યોગ્ય હોય તો અવશ્ય કહી બતાવો. (૧૭) તમે વિદ્વાન, સમર્થ અને ચતુર છો. આવી અવસ્થામાં, સમસ્ત સંસારને કર્મ કરતો જોઈને પણ તમે સમભાવપૂર્વક પડી રહ્યા છો, એનું કારણ શું છે?" (૧૮)

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) પ્રહ્‌લાદજીએ મહામુનિ દત્તાત્રેયજીને જ્યારે આ પ્રમાણે પૂછ્યું ત્યારે તેમણે પોતાની અમૃતમયી વાણીથી હસતાં-હસતાં કહ્યું. (૧૯)

**દત્તાત્રેયજીએ કહ્યું** – હે દૈત્યરાજ! તમામ શ્રેષ્ઠ પુરુષો તમારું સમ્માન કરે છે. મનુષ્યોને કર્મોની પ્રવૃત્તિનું અને તેમની નિવૃત્તિનું શું ફળ મળે છે એ તમે પોતાની જ્ઞાનદૃષ્ટિથી જાણો જ છો. (૨૦) તમારી અનન્ય ભક્તિને કારણે દેવાધિદેવ ભગવાન નારાયણ હંમેશાં તમારા હૃદયમાં વિરાજમાન રહે છે અને જેમ સૂર્ય અંધકારનો નાશ કરી દે છે તેવી જ રીતે તેઓ તમારા અજ્ઞાનનો નાશ કરતા રહે છે; (૨૧) તેમ છતાં હે પ્રહ્‌લાદજી! મેં જે કંઈ જાણ્યું છે તે અનુસાર હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપું છું; કારણ કે આત્માની શુદ્ધિની અભિલાષા કરનારાઓએ તમારું સમ્માન અવશ્ય કરવું જોઈએ. (૨૨)

૧. પ્રા. પા. – બુભુત્સયા । ૨. પ્રા. પા. – તમ । ૩. પ્રા. પા. – પતન્ ।

તૃષ્ણયા ભવવાહિન્યા યોગ્યૈઃ કામૈરપૂરયા ।
કર્માણિ કાર્યમાણોઽહં નાનાયોનિષુ યોજિતઃ ॥ ૨૩॥

યદૃચ્છયા લોકમિમં પ્રાપિતઃ કર્મભિર્ભ્રમન્ ।
સ્વર્ગાપવર્ગયોર્દ્વારં તિરશ્ચાં પુનરસ્ય ચ ॥ ૨૪॥

અત્રાપિ દમ્પતીનાં ચ સુખાયાન્યાપનુત્તયે ।
કર્માણિ કુર્વતાં દૃષ્ટ્વા નિવૃત્તોઽસ્મિ વિપર્યયમ્ ॥ ૨૫॥

સુખમસ્યાત્મનો રૂપં સર્વેહોપરતિસ્તનુઃ ।
મનઃસંસ્પર્શજાન્ દૃષ્ટ્વા ભોગાન્સ્વપ્સ્યામિ સંવિશન્ ॥ ૨૬॥

ઇત્યેતદાત્મનઃ[1] સ્વાર્થં સન્તં વિસ્મૃત્ય વૈ પુમાન્ ।
વિચિત્રામસતિ દ્વૈતે ઘોરામાપ્નોતિ સંસૃતિમ્ ॥ ૨૭॥

જલં તદુદ્ભવૈશ્છન્નં હિત્વાઽજ્ઞો જલકામ્યયા ।
મૃગતૃષ્ણામુપાધાવેદ્[2] યથાઽન્યત્રાર્થદૃક્ સ્વતઃ ॥ ૨૮॥

દેહાદિભિર્દૈવતન્ત્રૈરાત્મનઃ સુખમીહતઃ ।
દુઃખાત્યયં ચાનીશસ્ય ક્રિયા મોઘાઃ કૃતાઃ કૃતાઃ ॥ ૨૯॥

આધ્યાત્મિકાદિભિર્દુઃખૈરવિમુક્તસ્ય કર્હિચિત્ ।
મર્ત્યસ્ય કૃચ્છ્રોપનતૈરર્થૈઃ કામૈઃ ક્રિયેત કિમ્ ॥ ૩૦॥

પશ્યામિ ધનિનાં ક્લેશં લુબ્ધાનામજિતાત્મનામ્ ।
ભયાદલબ્ધનિદ્રાણાં સર્વતોઽભિવિશઙ્કિનામ્ ॥ ૩૧॥

રાજતશ્ચોરતઃ શત્રોઃ સ્વજનાત્પશુપક્ષિતઃ ।
અર્થિભ્યઃ કાલતઃ સ્વસ્માન્નિત્યં પ્રાણાર્થવદ્ભયમ્ ॥ ૩૨॥

(હે પ્રહ્‌લાદજી!) તૃષ્ણા એક એવી વસ્તુ છે, કે જે ઇચ્છા અનુસાર ભોગો ભોગવ્યા પછી પણ પૂરી થતી નથી; અને એ જ કારણે જન્મ-મરણના ચકરાવામાં ભટકવું પડે છે. તૃષ્ણાએ મારી પાસે કોણ જાણે કેટલાં કર્મો કરાવ્યાં છે અને તેને કારણે કોણ જાણે મને કેટલી યોનિઓમાં નાખ્યો છે! (૨૩) કર્મોને કારણે અનેક યોનિઓમાં ભટકતાં-ભટકતાં દૈવયોગે મને આ મનુષ્યયોનિ મળી છે, કે જે સ્વર્ગ, મોક્ષ, તિર્યક્-યોનિ અને આ મનુષ્યશરીરની પણ પ્રાપ્તિનું દ્વાર છે; અને આમાં પુણ્ય કરવામાં આવે તો સ્વર્ગની, પાપ કરવામાં આવે તો પશુ-પક્ષી વગેરે યોનિની, નિવૃત્ત થઈ જવામાં આવે તો મોક્ષની અને બંને પ્રકાર (પુણ્ય-પાપ)નાં કર્મ કરવામાં આવે તો ફરીથી મનુષ્યયોનિની જ પ્રાપ્તિ થવા પામે છે. (૨૪) પરંતુ હું જોઉં છું કે સંસારનાં સ્ત્રી-પુરુષો કર્મ તો કરે છે સુખની પ્રાપ્તિ અને દુઃખના નિવારણ માટે, પરંતુ તેનું ફળ તો ઊલટું જ મળે છે – તેઓ હોય તે કરતાંય વધુ દુઃખમાં પડે છે. તેથી જ હું કર્મોમાંથી ઉપરત થઈ ગયો છું. (૨૫)

સુખ જ આત્માનું સ્વરૂપ છે; સઘળી ક્રિયામાંથી નિવૃત્તિ એ જ આત્માને પ્રકાશિત થવાનું સ્થાન છે. તેથી સઘળા ભોગોને માત્ર મનની કલ્પના જ સમજીને હું પોતાના પ્રારબ્ધને ભોગવતો રહીને પડ્યો રહું છું. (૨૬) મનુષ્ય પોતાના સાચા સ્વાર્થને એટલે કે વાસ્તવિક સુખને - કે જે આત્માનું સ્વરૂપ જ છે તેને ભૂલી જઈને, આ મિથ્યા દ્વૈતને સત્ય માનતો રહીને અત્યંત ભયંકર અને વિચિત્ર જન્મો અને મૃત્યુઓમાં ભટકતો રહે છે. (૨૭) જેમ અજ્ઞાની મનુષ્ય પાણીમાં પેદા થતાં ફીણ અને લીલ (શેવાળ)થી ઢંકાયેલા પાણીને પાણી સમજતો નથી અને પાણી મેળવવા મૃગજળ તરફ દોડે છે તેવી જ રીતે પોતાના આત્માથી ભિન્ન (અનાત્મ) વસ્તુમાં સુખ માનતો મનુષ્ય આનંદનો સાગર એવા આત્માને છોડીને સુખની પ્રાપ્તિ માટે વિષયો તરફ દોડે છે. (૨૮) (હે પ્રહ્‌લાદજી!) શરીર વગેરે તો પ્રારબ્ધને આધીન છે. તેના વડે જે માણસ પોતાને માટે સુખ મેળવવા અને દુઃખ દૂર કરવા ઇચ્છે છે, તે ક્યારેય પોતાના કામમાં સફળ થતો નથી; તેનાં વારંવાર કરેલાં સઘળાં કર્મ વ્યર્થ થઈ જાય છે. (૨૯) માણસ હંમેશાં શારીરિક, માનસિક વગેરે દુઃખોથી આક્રાન્ત (પરાભૂત) જ રહે છે. તે મરણશીલ તો છે જ; જો તેણે ભારે શ્રમ અને કષ્ટ કરીને થોડું ધન અને કેટલાક ભોગ મેળવી પણ લીધાં, તો તેથી તેને શો લાભ? (૩૦) લોભી અને ઇન્દ્રિયોને વશ રહેતા ધનવાનોનાં દુઃખ તો મેં સારી પેઠે જોયાં છે. તેમને ભયને લીધે ઊંઘ આવતી નથી, સૌના પર તેમને શંકા થયા જ કરે છે. (૩૧) જેઓ

૧. પ્રા. પા. – ત્મનિ । ૨. પ્રા. પા. – તૃષ્ણાં પ્રધાવેય તથાઽન્ય૦ ।

**શોકમોહભયક્રોધરાગક્લૈબ્યશ્રમાદયઃ ।**
**યન્મૂલાઃ સ્યુર્નૃણાં જહ્યાત્ સ્પૃહાં[1] પ્રાણાર્થયોર્બુધઃ ॥ ૩૩॥**

જીવનના અને ધનના લોભી છે તેઓ રાજા, ચોર, શત્રુ, સ્વજન, પશુ-પંખી, યાચક અને કાળથી – અરે, ત્યાં સુધી કે 'ક્યાંક હું ભૂલ કરી ન બેસું, વધારે ખર્ચ ન કરી નાખું,' એવી આશંકાથી સ્વયં હંમેશાં બીતા રહે છે. (૩૨) તેથી બુદ્ધિમાન મનુષ્યે તે ધનનો અને જીવનની સ્પૃહાનો ત્યાગ કરી દેવો જોઈએ, કે જેને કારણે શોક, મોહ, ભય, ક્રોધ, રાગ, કાયરતા, શ્રમ વગેરેના શિકાર થવું પડે છે. (૩૩)

**મધુકારમહાસર્પૌ લોકેઽસ્મિન્નો ગુરૂત્તમૌ ।**
**વૈરાગ્યં પરિતોષં ચ પ્રાપ્તા યચ્છિક્ષયા વયમ્ ॥ ૩૪॥**

**વિરાગઃ સર્વકામેભ્યઃ શિક્ષિતો મે મધુવ્રતાત્ ।**
**કૃચ્છ્રાપ્તં મધુવદ્વિત્તં હત્વાઽપ્યન્યો હરેત્પતિમ્ ॥ ૩૫॥**

**અનીહઃ પરિતુષ્ટાત્મા યદૃચ્છોપનતાદહમ્ ।**
**નો ચેચ્છયે બહ્વહાનિ મહાહિરિવ સત્ત્વવાન્ ॥ ૩૬॥**

**ક્વચિદલ્પં ક્વચિદ્ ભૂરિ ભુઞ્જેઽન્નં સ્વાદ્વસ્વાદુ વા ।**
**ક્વચિદ્ ભૂરિગુણોપેતં ગુણહીનમુત[2] ક્વચિત્ ॥ ૩૭॥**

**શ્રદ્ધયોપાહૃતં[3] ક્વાપિ કદાચિન્માનવર્જિતમ્ ।**
**ભુઞ્જે ભુક્ત્વાઽથ કસ્મિંશ્ચિદ્દિવા નક્તં યદૃચ્છયા ॥ ૩૮॥**

**ક્ષૌમં દુકૂલમજિનં ચીરં વલ્કલમેવ વા ।**
**વસેઽન્યદપિ સમ્પ્રાપ્તં દિષ્ટભુક્ તુષ્ટધીરહમ્ ॥ ૩૯॥**

**ક્વચિચ્છયે ધરોપસ્થે તૃણપર્ણાશ્મભસ્મસુ ।**
**ક્વચિત્પ્રાસાદપર્યઙ્કે કશિપૌ વા પરેચ્છયા ॥ ૪૦॥**

**ક્વચિત્ સ્નાતોઽનુલિપ્તાઙ્ગઃ સુવાસાઃ સ્રગ્વ્યલઙ્કૃતઃ[4] ।**
**રથેભાશ્વૈશ્ચરે[5] ક્વાપિ દિગ્વાસા ગ્રહવદ્વિભો ॥ ૪૧॥**

**નાહં નિન્દે ન ચ સ્તૌમિ સ્વભાવવિષમં જનમ્ ।**
**એતેષાં શ્રેય આશાસે ઉતૈકાત્મ્યં મહાત્મનિ ॥ ૪૨॥**

(હે પ્રહ્‌લાદજી!) આ લોકમાં મારા સૌથી મોટા ગુરુ છે – અજગર અને મધમાખી. તેમનાથી મને વૈરાગ્ય અને સંતોષ પ્રાપ્ત થયા છે. (૩૪) મધમાખી જેમ મધ એકઠું કરે છે તેવી જ રીતે લોકો ઘણા કષ્ટથી ધનનો સંચય કરે છે, પરંતુ બીજું જ કોઈ તે ધનરાશિના માલિકને મારીને તે ધન તેની પાસેથી પડાવી લે છે. એનામાંથી મેં એવો બોધ ગ્રહણ કર્યો કે વિષયભોગોથી વિરક્ત જ રહેવું. (૩૫) હું અજગરની જેમ નિષ્ક્રિય પડ્યો રહું છું અને દૈવયોગે જે મળી જાય છે તેમાં જ સંતુષ્ટ રહું છું; અને જો કશું મળતું નથી તો ઘણા દિવસો સુધી ધૈર્ય ધારણ કરીને બસ, આમ જ પડ્યો રહું છું. (૩૬) ક્યારેક થોડું અન્ન ખાઈ લઉં છું, તો ક્યારેક વધુ; ક્યારેક સ્વાદિષ્ટ, તો ક્યારેક નીરસ - સ્વાદ વિનાનું; અને ક્યારેક અનેક ગુણોવાળું, તો ક્યારેક સર્વથા ગુણ વગરનું. (૩૭) ક્યારેક ઘણી શ્રદ્ધાથી મળેલું અન્ન ખાઉં છું, તો ક્યારેક અપમાન સાથે મળેલું; અને કોઈ-કોઈ વેળા આપોઆપ જ મળી જવાથી ક્યારેક દિવસે, ક્યારેક રાત્રે અને ક્યારેક એક વાર જમ્યા પછી પણ બીજી વાર જમું છું. (૩૮) હું પોતાના પ્રારબ્ધનો ભોગ ભોગવવામાં જ સંતુષ્ટ રહું છું. તેથી મને રેશમી કે સુતરાઉ, વલ્કલ કે અન્ય કોઈ – જેવું પણ વસ્ત્ર મળી જાય છે તેવું જ પહેરી લઉં છું. (૩૯) ક્યારેક હું ધરતી, ઘાસ, પાંદડાં, પથ્થર કે રાખના ઢગલા પર જ પડ્યો રહું છું, તો ક્યારેક બીજાઓની ઇચ્છાથી મહેલોમાં પલંગ અને ગાદીઓ પર સૂઈ જાઉં છું. (૪૦) હે દૈત્યરાજ! ક્યારેક હું નાહી ધોઈને, શરીરે ચંદન લગાડીને સુંદર વસ્ત્રો, ફૂલોના હાર અને ઘરેણાં પહેરીને રથ, હાથી અને ઘોડા પર આરૂઢ થઈને ફરું છું, તો ક્યારેક પિશાચની જેમ બિલકુલ દિગંબર વેશે વિચરણ કરું છું. (૪૧) મનુષ્યોના સ્વભાવ એક સરખા હોતા નથી, તેથી નથી તો હું કોઈની નિંદા કરતો કે નથી કોઈના વખાણ કરતો. હું કેવળ તેમનું પરમ કલ્યાણ અને પરમાત્મા સાથેનું ઐક્ય ઇચ્છું છું. (૪૨)

---

૧. પ્રા. પા. – સ્પૃહાઃ । ૨. પ્રા. પા. – ૦હીનં તતઃ ક્વ૦ । ૩. પ્રા. પા. – યોગગતં ચાપિ । ૪. પ્રા. પા. – સ્રગલઙ્કૃતઃ । ૫. પ્રા. પા. – રથેનાશ્વૈ૦ ।

વિકલ્પં જુહુયાચ્ચિત્તૌ તાં મનસ્યર્થવિભ્રમે ।
મનો વૈકારિકે હુત્વા તન્માયાયાં જુહોત્યનુ[1] ॥ ૪૩॥

આત્માનુભૂતૌ તાં માયાં જુહુયાત્ સત્યદૃઙ્મુનિઃ ।
તતો નિરીહો વિરમેત્ સ્વાનુભૂત્યાઽઽત્મનિ સ્થિતઃ ॥ ૪૪॥

સત્યનું અનુસંધાન કરનારા મનુષ્યે જે અનેક પ્રકારના પદાર્થો અને તેમાં જે વિવિધતા જણાય છે તે બધાને ચિત્તવૃત્તિમાં હોમી દેવા. ચિત્તવૃત્તિને આ પદાર્થો વિશે વિવિધ ભ્રમ પેદા કરનારા મનમાં, મનને સાત્ત્વિક અહંકારમાં, સાત્ત્વિક અહંકારને મહત્તત્ત્વ વડે માયામાં હવન કરી દેવાં. આ પ્રમાણે આ બધી વિવિધતાનું કારણ માયા જ છે એવો નિશ્ચય કર્યા પછી તે માયાને આત્માના અનુભવમાં સ્વાહા કરી દેવી. આ પ્રમાણે તેણે આત્મ-સાક્ષાત્કાર વડે આત્મસ્વરૂપમાં સ્થિત થઈને નિષ્ક્રિય અને ઉપરત થઈ જવું. (૪૩-૪૪)

સ્વાત્મવૃત્તં મયેત્થં[2] તે સુગુપ્તમપિ વર્ણિતમ્ ।
વ્યપેતં લોકશાસ્ત્રાભ્યાં ભવાન્ હિ ભગવત્પરઃ ॥ ૪૫॥

(હે પ્રહ્‌લાદજી!) મારું આ આત્મવૃત્તાંત અત્યંત ગોપનીય છે તેમ જ લોક અને શાસ્ત્રથી પર છે. તમે ભગવાનના અત્યંત પ્રેમી છો, તેથી મેં તમારી સમક્ષ આ વર્ણવ્યું છે. (૪૫)

*નારદ ઉવાચ*

ધર્મં પારમહંસ્યં વૈ મુનેઃ શ્રુત્વાઽસુરેશ્વરઃ ।
પૂજયિત્વા તતઃ પ્રીત આમન્ત્ર્ય પ્રયયૌ ગૃહમ્ ॥ ૪૬॥

**નારદજી કહે છે** – (હે મહારાજ!) પ્રહ્‌લાદજીએ દત્તાત્રેય મુનિ પાસેથી પરમહંસોના આ ધર્મનું શ્રવણ કર્યા પછી તેમની પૂજા કરી અને પછી તેમની પાસેથી વિદાય લઈને અતિ-પ્રસન્નતાપૂર્વક પોતાની રાજધાનીમાં જવા માટે પ્રસ્થાન કર્યું. (૪૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે યુધિષ્ઠિરનારદસંવાદે [3]યતિધર્મે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥

સાતમા સ્કંધ-અંતર્ગત યુધિષ્ઠિર-નારદસંવાદમાંનો યતિધર્મમાંનો તેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# ચૌદમો અધ્યાય

## ગૃહસ્થ-સંબંધી સદાચારનું વર્ણન

*યુધિષ્ઠિર ઉવાચ*

ગૃહસ્થ એતાં પદવીં વિધિના યેન ચાઞ્જસા ।
યાતિ દેવઋષે બ્રૂહિ માદૃશો ગૃહમૂઢધીઃ ॥ ૧॥

**રાજા યુધિષ્ઠિરે પૂછ્યું** – હે દેવર્ષિ! મારા જેવા ઘરસંસારમાં આસક્ત ગૃહસ્થો વિશેષ પરિશ્રમ કર્યા વિના આ પદને કયા સાધનથી પ્રાપ્ત કરી શકે? – એ મને તમે કૃપા કરીને કહી બતાવો. (૧)

*નારદ ઉવાચ*

ગૃહેષ્વવસ્થિતો[4] રાજન્ ક્રિયાઃ કુર્વન્ ગૃહોચિતાઃ ।
વાસુદેવાર્પણં સાક્ષાદુપાસીત મહામુનીન્ ॥ ૨॥

શૃણ્વન્ભગવતોઽભીક્ષ્ણમવતારકથામૃતમ્ ।
શ્રદ્દધાનો યથાકાલમુપશાન્તજનાવૃતઃ ॥ ૩॥

સત્સઙ્ગાચ્છનકૈઃ[5] સઙ્ગમાત્મજાયાત્મજાદિષુ ।
વિમુચ્યેન્મુચ્યમાનેષુ સ્વયં સ્વપ્નવદુત્થિતઃ ॥ ૪॥

**નારદજીએ કહ્યું** – 'હે રાજન્! મનુષ્યે ગૃહસ્થાશ્રમમાં રહેવું અને ગૃહસ્થના ધર્મ અનુસાર બધાં કામ કરવાં; પરંતુ તે બધાં કામ ભગવાનને સમર્પિત કરી દેવાં અને મોટા-મોટા સંત-મહાત્માઓની સેવા પણ કરવી. (૨) ફુરસદ પ્રમાણે વિરક્ત પુરુષો વચ્ચે રહેવું અને વારંવાર શ્રદ્ધાપૂર્વક ભગવાનના અવતારોની લીલાઓનું અમૃતપાન કરતા રહેવું. (૩) જેમ સ્વપ્નભંગ થતાં મનુષ્ય સ્વપ્ન-સંબંધી વસ્તુઓમાં આસક્ત રહેતો નથી તેવી જ રીતે જેમ જેમ સત્સંગ વડે બુદ્ધિ શુદ્ધ થતી જાય તેમ તેમ જ શરીર, પત્ની, પુત્ર, ધન વગેરેની આસક્તિને પોતે જ છોડતા જવું; કારણ કે એક ને એક દિવસ

૧. પ્રા. પા.–જુહોમ્યહમ્ । ૨. પ્રા. પા.–મયૈતત્તે । ૩. પ્રા. પા.–યતિધર્મત્રયો૦ । ૪. પ્રા. પા.–ગૃહે વ્યવસ્થિતો । ૫. પ્રા. પા.–તત્સઙ્ગા૦ ।

યાવદર્થમુપાસીનો દેહે ગેહે ચ પણ્ડિતઃ ।
વિરક્તો રક્તવત્તત્ર નૃલોકે નરતાં ન્યસેત્ ॥ ૫॥

જ્ઞાતયઃ પિતરૌ પુત્રા ભ્રાતરઃ સુહૃદોઽપરે ।
યદ્વદન્તિ યદિચ્છન્તિ ચાનુમોદેત નિર્મમઃ ॥ ૬॥

દિવ્યં ભૌમં ચાન્તરિક્ષં વિત્તમચ્યુતનિર્મિતમ્ ।
તત્સર્વમુપભુઞ્જાન એતત્કુર્યાત્ સ્વતો બુધઃ ॥ ૭॥

યાવદ્ ભ્રિયેત જઠરં તાવત્ સ્વત્વં હિ દેહિનામ્ ।
અધિકં યોઽભિમન્યેત સ સ્તેનો દણ્ડમર્હતિ ॥ ૮॥

મૃગોષ્ટ્રખરમર્કાખુસરીસૃપ્ખગમક્ષિકાઃ ।
આત્મનઃ પુત્રવત્ પશ્યેત્તૈરેષામન્તરં કિયત્ ॥ ૯॥

ત્રિવર્ગં[1] નાતિકૃચ્છ્રેણ ભજેત ગૃહમેધ્યપિ ।
યથાદેશં યથાકાલં યાવદ્દૈવોપપાદિતમ્ ॥ ૧૦॥

આશ્વાઘાન્તેવસાયિભ્યઃ કામાન્ સંવિભજેદ્યથા ।
અપ્યેકામાત્મનો દારાં નૃણાં સ્વત્વગ્રહો યતઃ ॥ ૧૧॥

જહ્યાદ્ યદર્થે સ્વપ્રાણાન્ હન્યાદ્વા પિતરં ગુરુમ્ ।
તસ્યાં સ્વત્વં સ્ત્રિયાં જહ્યાદ્ યસ્તેન હ્યજિતો જિતઃ ॥ ૧૨॥

કૃમિવિડ્ભસ્મનિષ્ઠાન્તં ક્વેદં તુચ્છં કલેવરમ્ ।
ક્વ તદીયરતિર્ભાર્યા ક્વાયમાત્મા નભશ્છદિઃ ॥ ૧૩॥

સિદ્ધૈર્યજ્ઞાવશિષ્ટાર્થૈઃ કલ્પયેદ્ વૃત્તિમાત્મનઃ ।
શેષે સ્વત્વં ત્યજન્ પ્રાજ્ઞઃ પદવીં મહતામિયાત્ ॥ ૧૪॥

આ બધાં છૂટી જ જવાનાં છે. (૪) બુદ્ધિમાન મનુષ્યે આવશ્યકતા મુજબ જ ઘર અને શરીરની સેવા કરવી, એથી વધુ નહીં. ભીતરમાં વિરક્ત રહેવું અને બહારથી રાગી (આસક્ત)ની જેમ લોકોમાં સાધારણ માણસોના જેવો જ વ્યવહાર કરવો. (૫) માતા-પિતા, ભાઈબંધ, પુત્ર-મિત્ર, જ્ઞાતિજનો અને બીજાં જે કંઈ કહે અથવા જે કંઈ ઈચ્છે તેનું, આંતરિક મમતા નહીં રાખતાં, અનુમોદન કરવું. (૬)

વરસાદ વગેરે વડે પેદા થતાં ધાન્યાદિ પદાર્થો, પૃથ્વીમાંથી ઉત્પન્ન થતું સુવર્ણ વગેરે, અચાનક પ્રાપ્ત થતું દ્રવ્ય વગેરે તથા અન્ય બધા પ્રકારનાં ધન-સંપત્તિ ભગવાને જ આપેલાં છે - એમ સમજીને બુદ્ધિમાન મનુષ્યે પ્રારબ્ધ અનુસાર તેમનો ઉપભોગ કરતા રહેવું, પણ સંચય ન કરવો; તેમને અગાઉ કહ્યા પ્રમાણે સાધુસેવા વગેરે કર્મોમાં પ્રયોજવાં. (૭) મનુષ્યોનો અધિકાર માત્ર એટલા જ ધન પર છે કે જેટલાથી તેમની ભૂખ મટે. એના કરતાં વધુ સંપત્તિ જે પોતાની માને છે તે ચોર છે, તેને સજા મળવી જોઈએ. (૮) હરણ, ઊંટ, ગર્દભ, વાનર, ઉંદર, સરીસૃપ (પેટ ઘસડીને ચાલનારાં સર્પ વગેરે), પક્ષીઓ, માખીઓ વગેરેને પોતાના પુત્રો સરખાં જ સમજવાં. તેમના અને પુત્રો વચ્ચે ફરક કેટલો છે! (૯) ગૃહસ્થ મનુષ્યોએ પણ ધર્મ, અર્થ અને કામ માટે વધુ કષ્ટ વેઠવું નહીં, બલકે દેશ, કાળ અને પ્રારબ્ધ અનુસાર જે કંઈ મળી જાય તેનાથી જ સંતોષ માનવો. (૧૦) પોતાની સઘળી ભોગસામગ્રીઓને કૂતરાં, પતિત અને ચાંડાલ સુધ્ધાંને – બધાં પ્રાણીઓને યથાયોગ્ય રીતે વહેંચીને જ પોતાના ઉપયોગમાં લેવી. બીજું તો શું, પોતાની પત્નીને પણ - જેને મનુષ્ય સમજે છે કે આ મારી છે તેને પણ અતિથિ વગેરેની નિર્દોષ સેવામાં નિયોજવી. (૧૧) લોકો પત્ની માટે પોતાના પ્રાણ સુધ્ધાં આપી દે છે, ત્યાં સુધી કે પત્નીને કારણે પોતાનાં મા-બાપ અને ગુરુની પણ હત્યા કરી નાખે છે, તે પત્ની પરથી જેણે પોતાની મમતા હટાવી લીધી હોય તેણે સ્વયં નિત્ય-વિજયી ભગવાન પર પણ વિજય પ્રાપ્ત કરી લીધો છે. (૧૨) આ શરીર અંતે કીડા, વિષ્ટા કે રાખનો ઢગલો બની રહેશે. ક્યાં આ તુચ્છ શરીર અને એના માટે જેનામાં આસક્તિ થાય છે તે સ્ત્રી અને ક્યાં પોતાના મહિમાથી આકાશના જેવો સર્વવ્યાપી અનંત આત્મા? (૧૩)

ગૃહસ્થે પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા અને પંચયજ્ઞ વગેરે કર્યા પછી બચેલા અન્નથી જ પોતાનો જીવનનિર્વાહ કરવો જોઈએ. જે બુદ્ધિમાન મનુષ્યો આના સિવાય અન્ય કોઈ

૧. પ્રા. પા. – ત્રિવર્ગંતાં નિમિત્તેન ભજેત ।

દેવાનૃષીન્ નૃભૂતાનિ પિતૃનાત્માનમન્વહમ્ ।
સ્વવૃત્ત્યાગતવિત્તેન યજેત પુરુષં પૃથક્ ॥ ૧૫॥

યર્હ્યાત્મનોઽધિકારાદ્યાઃ સર્વાઃ સ્યુર્યજ્ઞસમ્પદઃ ।
વૈતાનિકેન વિધિના અગ્નિહોત્રાદિના યજેત્ ॥ ૧૬॥

ન હ્યગ્નિમુખતોઽયં વૈ ભગવાન્ સર્વયજ્ઞભુક્ ।
ઈજ્યેત[1] હવિષા રાજન્ યથા વિપ્રમુખે હુતૈઃ ॥ ૧૭॥

તસ્માદ્ બ્રાહ્મણદેવેષુ મર્ત્યાદિષુ યથાર્હતઃ ।
તૈસ્તૈઃ કામૈર્યજસ્વૈનં ક્ષેત્રજ્ઞં બ્રાહ્મણાનનુ ॥ ૧૮॥

કુર્યાદાપરપક્ષીયં[2] માસિ પ્રૌષ્ઠપદે દ્વિજઃ ।
શ્રાદ્ધં પિત્રોર્યથાવિત્તં તદ્બન્ધૂનાં ચ વિત્તવાન્ ॥ ૧૯॥

અયને વિષુવે કુર્યાદ્ વ્યતીપાતે દિનક્ષયે ।
ચન્દ્રાદિત્યોપરાગે ચ દ્વાદશીશ્રવણેષુ ચ ॥ ૨૦॥

તૃતીયાયાં શુક્લપક્ષે નવમ્યામથ કાર્તિકે ।
ચતસૃષ્વપ્યષ્ટકાસુ હેમન્તે શિશિરે તથા ॥ ૨૧॥

માઘે ચ સિતસપ્તમ્યાં મઘારાકાસમાગમે ।
રાકયા[3] ચાનુમત્યા વા માસર્ક્ષાણિ યુતાન્યપિ ॥ ૨૨॥

દ્વાદશ્યામનુરાધા સ્યાચ્છ્રવણસ્તિસ્ર ઉત્તરાઃ ।
તિસૃષ્વેકાદશી વાઽઽસુ જન્મર્ક્ષશ્રોણયોગયુક્[4] ॥ ૨૩॥

ત એતે શ્રેયસઃ કાલા નૃણાં શ્રેયોવિવર્ધનાઃ ।
કુર્યાત્ સર્વાત્મનૈતેષુ શ્રેયોઽમોઘં તદાયુષઃ ॥ ૨૪॥

એષુ સ્નાનં જપો હોમો વ્રતં દેવદ્વિજાર્ચનમ્ ।
પિતૃદેવનૃભૂતેભ્યો યદ્દત્તં તદ્ધ્યનશ્વરમ્ ॥ ૨૫॥

વસ્તુમાં સ્વત્વ (પોતાપણું) રાખતા નથી તેમને સંતોનું પદ પ્રાપ્ત થાય છે. (૧૪) પોતાની વર્ણ-આશ્રમ અનુસારની વૃત્તિ વડે પ્રાપ્ત થયેલી ચીજવસ્તુઓથી દેવો, ઋષિઓ, મનુષ્યો, ભૂતપ્રાણીઓ અને પિતૃઓનું તથા પોતાના આત્માનું પૂજન કરવું; આ જ એકમાત્ર પરમેશ્વરની ભિન્ન-ભિન્ન રૂપોમાં આરાધના છે. (૧૫) પોતાના અધિકાર પ્રમાણે, અગ્નિહોત્ર વગેરે વડે ભગવાનની આરાધના કરવી. (૧૬) હે રાજન્! સમસ્ત યજ્ઞોના ભોક્તા ભગવાન જ છે, પરંતુ બ્રાહ્મણના મુખમાં અર્પિત કરાયેલા હવિષ્ય-અન્નથી તેમને જેવી તૃપ્તિ થાય છે તેવી અગ્નિના મુખમાં હવન કરવાથી થતી નથી. (૧૭) તેથી બ્રાહ્મણો, દેવો, મનુષ્યો વગેરે બધાં જ પ્રાણીઓમાં, યથાયોગ્ય રીતે, ઉપયુક્ત સામગ્રીઓ વડે તેમના સૌના હૃદયમાં અંતર્યામીરૂપે વિરાજમાન ભગવાનની પૂજા કરવી. આ બધાંમાં પ્રાધાન્ય બ્રાહ્મણોનું જ છે. (૧૮)

ધનવાન બ્રાહ્મણે પોતાની સંપત્તિ અનુસાર ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષમાં પોતાનાં માતા-પિતા તથા તેમનાં સગાંઓ (પિતામહ, માતામહ વગેરે)નું પણ મહાલય શ્રાદ્ધ કરવું જોઈએ. (૧૯) આ ઉપરાંત અયન (સૂર્યની કર્કસંક્રાન્તિ તથા મકરસંક્રાન્તિ), વિષુવ (તુલા અને મેષ સંક્રાંતિ), વ્યતીપાત, તિથિક્ષય, ચંદ્રગ્રહણ કે સૂર્યગ્રહણનો સમય, બારસની તિથિઓ, શ્રવણ, ધનિષ્ઠા અને અનુરાધા નક્ષત્રોનો સમય, વૈશાખ સુદ ત્રીજ (અક્ષયતૃતીયા - અખાત્રીજ), કારતક સુદ નોમ (અક્ષયનવમી), માગસર, પોષ, મહા અને ફાગણ - એ ચારે મહિનાની વદ આઠમો, મહા સુદ સાતમ, મહાની મઘા નક્ષત્રવાળી પૂર્ણિમા અને દરેક મહિનાની તે પૂર્ણિમા કે જે પોતાના માસ-નક્ષત્ર, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા વગેરેથી યુક્ત હોય – ભલે ચંદ્રમા પૂર્ણ હોય કે અપૂર્ણ; બારસની તિથિનો અનુરાધા, શ્રવણ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદા સાથેનો યોગ, અગિયારસની તિથિનો ત્રણે ઉત્તરા નક્ષત્રો સાથેનો યોગ અથવા જન્મ-નક્ષત્ર કે શ્રવણ-નક્ષત્ર સાથેનો યોગ – આ બધા સમયે પિતૃઓનું શ્રાદ્ધ કરવું એ ઉચિત અને શ્રેષ્ઠ છે. આ બધા યોગ માત્ર શ્રાદ્ધ કરવા માટે જ નહીં, પણ બધાં જ પુણ્યકર્મો કરવા માટે ઉપયોગી છે. આ યોગો કલ્યાણની સાધના માટે યોગ્ય અને શુભની અભિવૃદ્ધિ કરનારા છે. આ પ્રસંગોએ પોતાનાં પૂરી શક્તિ-સામર્થ્ય લગાડીને શુભ કર્મો કરવાં; એમાં જ જીવનની સફળતા છે. (૨૦-૨૪) આ શુભ સંયોગોમાં જે સ્નાન, જપ, હોમ, વ્રત તથા દેવો અને બ્રાહ્મણોની પૂજા કરવામાં આવે છે અથવા

૧. પ્રા. પા. – ઈજ્યતે । ૨. પ્રા. પા. – ૦દપરપક્ષીયં માસે । ૩. પ્રા. પા. – રાકાયાં । ૪. પ્રા. પા. – જન્મશ્રવણયોગ૦ ।

સંસ્કારકાલો જાયાયા અપત્યસ્યાત્મનસ્તથા ।
પ્રેતસંસ્થા[1] મૃતાહશ્ચ કર્મણ્યભ્યુદયે નૃપ ॥ ૨૬॥

અથ દેશાન્ પ્રવક્ષ્યામિ ધર્માદિશ્રેયઆવહાન્ ।
સ વૈ પુણ્યતમો દેશઃ સત્પાત્રં યત્ર લભ્યતે ॥ ૨૭॥

બિમ્બં ભગવતો યત્ર સર્વમેતચ્ચરાચરમ્ ।
યત્ર હ બ્રાહ્મણકુલં તપોવિદ્યાદયાન્વિતમ્ ॥ ૨૮॥

યત્ર યત્ર હરેરર્ચા સ દેશઃ શ્રેયસાં પદમ્ ।
યત્ર ગઙ્ગાદયો નદ્યઃ પુરાણેષુ ચ[2] વિશ્રુતાઃ ॥ ૨૯॥

સરાંસિ પુષ્કરાદીનિ ક્ષેત્રાણ્યર્હાશ્રિતાન્યુત ।
કુરુક્ષેત્રં ગયશિરઃ પ્રયાગઃ પુલહાશ્રમઃ ॥ ૩૦॥

નૈમિષં ફાલ્ગુનં સેતુઃ પ્રભાસોऽથ કુશસ્થલી ।
વારાણસી મધુપુરી પમ્પા બિન્દુસરસ્તથા[3] ॥ ૩૧॥

નારાયણાશ્રમો નન્દા સીતારામાશ્રમાદયઃ ।
સર્વે કુલાચલા રાજન્ મહેન્દ્રમલયાદયઃ ॥ ૩૨॥

એતે પુણ્યતમા દેશા હરેરર્ચાશ્રિતાશ્ચ યે ।
એતાન્ દેશાન્નિષેવેત શ્રેયસ્કામો હ્યભીક્ષ્ણશઃ ।
ધર્મો હ્યત્રેહિતઃ પુંસાં સહસ્રાધિફલોદયઃ ॥ ૩૩॥

પાત્રં ત્વત્ર[4] નિરુક્તં વૈ કવિભિઃ પાત્રવિત્તમૈઃ ।
હરિરેવૈક ઉર્વીશ યન્મયં વૈ ચરાચરમ્ ॥ ૩૪॥

દેવર્ષ્યર્હત્સુ વૈ સત્સુ તત્ર બ્રહ્માત્મજાદિષુ ।
રાજન્ યદગ્રપૂજાયાં મતઃ પાત્રતયાऽચ્યુતઃ ॥ ૩૫॥

જીવરાશિભિરાકીર્ણ આણ્ડકોશાઙ્ઘ્રિપો મહાન્ ।
તન્મૂલત્વાદચ્યુતેજ્યા સર્વજીવાત્મતર્પણમ્ ॥ ૩૬॥

પુરાણ્યનેન સૃષ્ટાનિ નૃતિર્યગૃષિદેવતાઃ ।
શેતે જીવેન રૂપેણ પુરેષુ પુરુષો હ્યસૌ ॥ ૩૭॥

જે કંઈ દેવો, પિતૃઓ, મનુષ્યો તેમ જ પ્રાણીઓને સમર્પિત કરવામાં આવે છે તેનું ફળ અક્ષય હોય છે. (૨૫) હે યુધિષ્ઠિર! આ જ પ્રમાણે સ્ત્રીનાં પુંસવન વ્રત વગેરે, સંતાનોનાં જાતકર્મ વગેરે તથા પોતાની યજ્ઞ-દીક્ષા વગેરે સંસ્કારોના સમયે, શબના અગ્નિદાહના દિવસે કે વાર્ષિક શ્રાદ્ધના ઉપલક્ષ્યમાં અથવા અન્ય માંગલિક કર્મોમાં દાન વગેરે શુભ કર્મો કરવાં જોઈએ. (૨૬)

(હે યુધિષ્ઠિર!) હવે હું તે સ્થાનોનું વર્ણન કરું છું કે જે ધર્મ વગેરે શ્રેયોની પ્રાપ્તિ કરાવનારાં છે. સૌથી પવિત્ર દેશ તે છે કે જેમાં સત્પાત્રો મળતાં હોય. (૨૭) જેમાં આ સમસ્ત જડ અને ચેતન (ચરાચર) જગત સ્થિત છે તે ભગવાનની પ્રતિમા જે દેશમાં હોય, જ્યાં તપ, વિદ્યા તેમ જ દયા વગેરે ગુણોવાળા બ્રાહ્મણોના પરિવારો નિવાસ કરતા હોય તથા જ્યાં-જ્યાં ભગવાનની પૂજા થતી હોય અને પુરાણપ્રસિદ્ધ ગંગા વગેરે નદીઓ હોય તે બધાં જ સ્થાનો પરમ કલ્યાણકારી છે. (૨૮-૨૯) પુષ્કર વગેરે સરોવરો, સિદ્ધ પુરુષો વડે સેવાયેલાં ક્ષેત્રો, કુરુક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહાશ્રમ (શાલગ્રામ ક્ષેત્ર), નૈમિષારણ્ય, ફાલ્ગુનક્ષેત્ર, સેતુબંધ, પ્રભાસ, દ્વારકા, કાશી, મથુરા, પંપાસર, બિંદુ સરોવર, બદરિકાશ્રમ, અલકનંદા, ભગવાન સીતારામજીના અયોધ્યા-ચિત્રકૂટ વગેરે આશ્રમો, મહેન્દ્ર-મલય વગેરે સમસ્ત કુલપર્વતો અને જ્યાં-જ્યાં ભગવાનના અર્ચા-અવતાર છે – તે બધા જ દેશો (સ્થાનો) અત્યંત પવિત્ર છે. કલ્યાણવાંછુ મનુષ્યોએ વારંવાર આ સ્થાનોનું સેવન કરવું. આ સ્થાનોમાં જે પુણ્યકર્મો કરવામાં આવે છે તેમનું મનુષ્યોને હજારગણું ફળ મળે છે. (૩૦-૩૩)

(હે યુધિષ્ઠિર!) પાત્રનો નિર્ણય કરવાના પ્રસંગમાં પાત્રના ગુણોને જાણનારા વિવેકી મનુષ્યોએ એકમાત્ર ભગવાનને જ સત્પાત્ર બતાવ્યા છે. આ ચરાચર જગત તેમનું જ સ્વરૂપ છે. (૩૪) અત્યારે તમારા આ જ યજ્ઞની વાત છે – દેવો, ઋષિઓ અને સનકાદિ વગેરે મુનિઓ (ઉપસ્થિત) હોવા છતાં પણ અગ્રપૂજા માટે ભગવાન શ્રીકૃષ્ણને જ પાત્ર સમજવામાં આવ્યા. (૩૫) અસંખ્ય જીવોથી ભરપૂર આ બ્રહ્માંડરૂપ મહાવૃક્ષનું એકમાત્ર મૂળ ભગવાન શ્રીકૃષ્ણ જ છે. તેથી તેમની પૂજા કરવાથી સમસ્ત જીવોનો આત્મા તૃપ્ત થઈ જાય છે. (૩૬) તેમણે જ મનુષ્યો, પશુપક્ષીઓ, ઋષિઓ, દેવો વગેરેનાં શરીરરૂપ પુરોની રચના કરી છે તથા તેઓ જ આ પુરોમાં જીવરૂપે શયન પણ કરે છે. તેથી જ તેમનું એક નામ 'પુરુષ' પણ છે. (૩૭)

૧. પ્રા. પા. – તત્સંસ્થા ચ મૃતા૦ । ૨. પ્રા. પા. – પરિશ્રુતાઃ । ૩. પ્રા. પા. – ૦સરઃ પુરી । ૪. પ્રા. પા. – તત્ર ।

તેષ્વેષુ ભગવાન્ રાજંસ્તારતમ્યેન વર્તતે ।
તસ્માત્પાત્રં હિ પુરુષો યાવાનાત્મા યથેયતે ॥ ૩૮॥

(હે યુધિષ્ઠિર!) પોતે એકરસ હોવા છતાં પણ ભગવાન આ મનુષ્ય વગેરે શરીરોમાં તેમની વિભિન્નતાને કારણે ઓછા-વત્તા રૂપમાં પ્રકાશમાન છે; તેથી પશુ-પક્ષી વગેરેનાં શરીરો કરતાં મનુષ્ય જ શ્રેષ્ઠ પાત્ર છે અને મનુષ્યોમાં પણ, જેનામાં ભગવાનના અંશભૂત તપ, યોગ વગેરે જેટલાં પણ વધુ જોવા મળે છે તે મનુષ્ય તેટલો જ શ્રેષ્ઠ છે. (૩૮)

દૃષ્ટ્વા[1] તેષાં મિથો નૃણામવજ્ઞાનાત્મતાં નૃપ ।
ત્રેતાદિષુ હરેરર્ચા ક્રિયાયૈ કવિભિઃ કૃતા ॥ ૩૯॥

હે રાજન્! કૃતયુગમાં પ્રાણીમાત્રને ભગવાન માનીને તેમની બધા પૂજા કરતા હતા. ત્રેતા વગેરે યુગોમાં વિદ્વાનોએ જ્યારે જોયું કે મનુષ્યો પરસ્પર એકબીજાનું અપમાન કરે છે ત્યારે તેમણે ઉપાસનાની સિદ્ધિ માટે ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. (૩૯)

તતોઽર્ચાયાં હરિં કેચિત્ સંશ્રદ્ધાય[2] સપર્યયા ।
ઉપાસત ઉપાસ્તાપિ નાર્થદા પુરુષદ્વિષામ્ ॥ ૪૦॥

ત્યારથી કેટલાયે લોકો ભારે શ્રદ્ધા અને સામગ્રીઓથી પ્રતિમામાં ભગવાનની પૂજા કરે છે. પરંતુ જેઓ મનુષ્ય માત્ર સાથે દ્વેષ કરે છે તેમને પ્રતિમાની ઉપાસના કરવા છતાં પણ સિદ્ધિ મળી શકતી નથી. (૪૦)

પુરુષેષ્વપિ રાજેન્દ્ર સુપાત્રં બ્રાહ્મણં વિદુઃ ।
તપસા વિદ્યયા તુષ્ટ્યા ધત્તે વેદં હરેસ્તનુમ્ ॥ ૪૧॥

હે રાજેન્દ્ર! મનુષ્યોમાં પણ બ્રાહ્મણને વિશેષ સુપાત્ર માનવામાં આવ્યો છે; કારણ કે તે પોતાના તપ, વિદ્યા, સંતોષ વગેરે ગુણોથી ભગવાનના વેદરૂપ શરીરને ધારણ કરે છે. (૪૧)

નન્વસ્ય બ્રાહ્મણા રાજન્ કૃષ્ણસ્ય જગદાત્મનઃ ।
પુનન્તઃ પાદરજસા ત્રિલોકીં દૈવતં મહત્ ॥ ૪૨॥

હે રાજન્! અમારી અને તમારી તો વાત જ શી, આ જેઓ સર્વાત્મા ભગવાન શ્રીકૃષ્ણ છે તેમના પણ ઇષ્ટદેવ બ્રાહ્મણો જ છે; કારણ કે બ્રાહ્મણોના ચરણોની રજથી ત્રણે લોક પવિત્ર થતાં રહે છે. (૪૨)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે[3] સદાચારનિર્ણયો નામ ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥

સાતમા સ્કંધ-અંતર્ગત સદાચારનિર્ણય નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

=★=

## પંદરમો અધ્યાય

### ગૃહસ્થો માટે મોક્ષધર્મનું વર્ણન

નારદ ઉવાચ

કર્મનિષ્ઠા દ્વિજાઃ કેચિત્તપોનિષ્ઠા નૃપાપરે ।
સ્વાધ્યાયેઽન્યે પ્રવચને યે કેચિજ્જ્ઞાનયોગયોઃ ॥ ૧॥

**નારદજી કહે છે** – (હે યુધિષ્ઠિર!) કેટલાક બ્રાહ્મણોની નિષ્ઠા કર્મમાં, કેટલાકની તપમાં, કેટલાકની વેદોના સ્વાધ્યાય અને પ્રવચનમાં, કેટલાકની આત્મજ્ઞાનના સંપાદનમાં તથા કેટલાકની યોગમાં હોય છે. (૧)

જ્ઞાનનિષ્ઠાય દેયાનિ કવ્યાન્યાનન્ત્યમિચ્છતા ।
દૈવે ચ તદભાવે સ્યાદિતરેભ્યો યથાર્હતઃ ॥ ૨॥

ગૃહસ્થ મનુષ્યે શ્રાદ્ધ અને દેવપૂજાના પ્રસંગે પોતાના કર્મનું અક્ષય ફળ પ્રાપ્ત કરવા માટે જ્ઞાનનિષ્ઠ પુરુષને જ હવ્ય-કવ્યનું દાન આપવું જોઈએ. જો તેવો પુરુષ પ્રાપ્ય ન બને તો યોગી, પ્રવચનકાર વગેરેને યથાયોગ્ય રીતે અને યથાક્રમે (હવ્ય-કવ્યનું) દાન આપવું જોઈએ. (૨)

૧. પ્રા. પા. – દૃષ્ટ્વૈતેષાં । ૨. પ્રા. પા. – સંશુદ્ધાયાં । ૩. પ્રા. પા. – ૦સ્કન્ધે ચતુર્દ૦ ।

દ્વૌ દૈવે પિતૃકાર્યે ત્રીનેકૈકમુભયત્ર વા ।
ભોજયેત્ સુસમૃદ્ધોઽપિ શ્રાદ્ધે કુર્યાન્ન વિસ્તરમ્ ॥ ૩॥

દેશકાલોચિતશ્રદ્ધાદ્રવ્યપાત્રાર્હણાનિ ચ ।
સમ્યગ્ ભવન્તિ નૈતાનિ[1] વિસ્તરાત્સ્વજનાર્પણાત્ ॥ ૪॥

દેશે કાલે ચ સમ્પ્રાપ્તે મુન્યન્નં[2] હરિદૈવતમ્ ।
શ્રદ્ધયા વિધિવત્પાત્રે ન્યસ્તં કામધુગક્ષયમ્ ॥ ૫॥

દેવર્ષિપિતૃભૂતેભ્ય આત્મને સ્વજનાય ચ ।
અન્નં સંવિભજન્ પશ્યેત્સર્વં તત્પુરુષાત્મકમ્ ॥ ૬॥

ન દદ્યાદામિષં શ્રાદ્ધે ન ચાદ્યાદ્ધર્મતત્ત્વવિત્ ।
મુન્યન્નૈઃ સ્યાત્પરા પ્રીતિર્યથા ન પશુહિંસયા ॥ ૭॥

નૈતાદૃશઃ પરો ધર્મો નૃણાં સદ્ધર્મમિચ્છતામ્ ।
ન્યાસો દણ્ડસ્ય ભૂતેષુ મનોવાક્કાયજસ્ય[3] યઃ ॥ ૮॥

એકે કર્મમયાન્ યજ્ઞાન્ જ્ઞાનિનો યજ્ઞવિત્તમાઃ ।
આત્મસંયમનેઽનીહા જુહ્વતિ જ્ઞાનદીપિતે ॥ ૯॥

દ્રવ્યયજ્ઞૈર્યક્ષ્યમાણં દૃષ્ટ્વા ભૂતાનિ બિભ્યતિ ।
એષ માઽકરુણો હન્યાદતજ્જ્ઞો હ્યસુતૃબ્ ધ્રુવમ્ ॥ ૧૦॥

તસ્માદ્દૈવોપપન્નેન મુન્યન્નેનાપિ ધર્મવિત્ ।
સન્તુષ્ટોઽહરહઃ કુર્યાન્નિત્યનૈમિત્તિકીઃ ક્રિયાઃ ॥ ૧૧॥

વિધર્મઃ પરધર્મશ્ચ આભાસ ઉપમા છલઃ ।
અધર્મશાખાઃ પઞ્ચેમા ધર્મજ્ઞોઽધર્મવત્ત્યજેત્ ॥ ૧૨॥

ધર્મબાધો વિધર્મઃ સ્યાત્પરધર્મોઽન્યચોદિતઃ ।
ઉપધર્મસ્તુ પાખણ્ડો દમ્ભો વા શબ્દભિચ્છલઃ ॥ ૧૩॥

યસ્ત્વિચ્છયા કૃતઃ પુમ્ભિરાભાસો હ્યાશ્રમાત્પૃથક્ ।
સ્વભાવવિહિતો ધર્મઃ કસ્ય નેષ્ટઃ પ્રશાન્તયે ॥ ૧૪॥

દેવકાર્યમાં બે અને પિતૃકાર્યમાં ત્રણ અથવા તો બંને કાર્યોમાં એક-એક બ્રાહ્મણોને ભોજન કરાવવું. અત્યંત ધનવાન હોવા છતાં પણ શ્રાદ્ધકર્મમાં અધિક વિસ્તાર કરવો નહીં; (૩) કારણ કે સગાં-સંબંધી વગેરે સ્વજનોને દાન આપવાથી અને વિસ્તાર કરવાથી દેશ-કાળને યોગ્ય શ્રદ્ધા, પદાર્થ, પાત્ર, પૂજન વગેરે બરાબર થઈ શકતાં નથી. (૪) (યોગ્ય) દેશ અને કાળ પ્રાપ્ત થાય ત્યારે ઋષિમુનિઓ માટે ભોજન કરવા યોગ્ય શુદ્ધ હવિષ્ય-અન્નનો ભગવાનને ભોગ ધરાવ્યા પછી શ્રદ્ધાથી વિધિપૂર્વક તે યોગ્ય પાત્રને આપવું જોઈએ. તે (હવિષ્યાન્ન-દાન) સમસ્ત કામનાઓને પૂરી કરનારું અને અક્ષય થાય છે. (૫) દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, અન્ય પ્રાણીઓ, સ્વજનો અને સ્વયં પોતાને પણ, અન્નનું વિભાજન કરતી વખતે પરમાત્મ-સ્વરૂપમાં જ જોવાં જોઈએ. (૬)

ધર્મના મર્મને જાણનારા મનુષ્યે શ્રાદ્ધમાં માંસનું અર્પણ કરવું નહીં અને પોતે પણ તે ખાવું નહીં; કારણ કે પિતૃઓને ઋષિમુનિઓ માટે યોગ્ય હવિષ્યાન્નથી જેવી તૃપ્તિ થાય છે તેવી પશુઓની હિંસાથી થતી નથી. (૭) જે લોકો સત્-ધર્મની અભિલાષા ધરાવે છે તેમના માટે એના કરતાં શ્રેષ્ઠ અન્ય કોઈ ધર્મ નથી કે કોઈ પણ પ્રાણીને મન, વાણી અને શરીરથી કોઈ પણ પ્રકારનું કષ્ટ આપવામાં ન આવે. (૮) એથી જ તો યજ્ઞના તત્ત્વને જાણનારા કોઈ-કોઈ જ્ઞાનીજનો જ્ઞાન વડે પ્રજ્વલિત આત્મસંયમરૂપ અગ્નિમાં આ કર્મમય યજ્ઞોનું હવન કરી દે છે અને બાહ્ય ક્રિયા-કર્મોમાંથી ઉપરત થઈ જાય છે. (૯) જ્યારે કોઈ મનુષ્ય આ દ્રવ્યમય યજ્ઞો વડે યજન કરવા ઇચ્છે છે ત્યારે બધાં પ્રાણીઓ ભયભીત થઈ જાય છે અને વિચારવા લાગે છે કે પોતાના પ્રાણોનું પોષણ કરનારો અને નિર્દયી મૂર્ખ અમને અવશ્ય મારી નાખશે. (૧૦) તેથી ધર્મજ્ઞ મનુષ્ય માટે એ જ ઉચિત છે કે તે દરરોજ પ્રારબ્ધ દ્વારા પ્રાપ્ત થયેલા, મુનિજનોને યોગ્ય હવિષ્યાન્નથી જ પોતાનાં નિત્ય કર્મો તથા નૈમિત્તિક કર્મો કરે અને તેનાથી જ હંમેશાં સંતુષ્ટ રહે. (૧૧)

અધર્મની પાંચ શાખાઓ છે – વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છળ. ધર્મજ્ઞ મનુષ્યે અધર્મની જેમ જ આ બધાનો પણ ત્યાગ કરી દેવો. (૧૨) જે કાર્ય ધર્મબુદ્ધિથી કરવામાં આવે તોપણ પોતાના ધર્મપાલનમાં વિઘ્ન આવી પડે તે 'વિધર્મ' છે. કોઈ બીજા દ્વારા અન્ય પુરુષ માટે ઉપદેશાયેલ ધર્મ 'પરધર્મ' છે. પાખંડ કે દંભનું નામ 'ઉપધર્મ' અથવા 'ઉપમા' છે. શાસ્ત્રનાં વચનોનો અન્ય પ્રકારનો અર્થ કરવો એ 'છળ' છે. (૧૩) મનુષ્ય પોતાના આશ્રમથી વિપરીત, પોતાની ઇચ્છાથી, જેને ધર્મ માની લે છે તે 'આભાસ' છે. પોતપોતાના સ્વભાવને અનુકૂળ, વર્ણ અને આશ્રમ માટે ઉચિત જે ધર્મો છે તે ભલા, કોને શાન્તિ આપતા નથી? (૧૪)

૧. પ્રા. પા. – ભૂતાનિ । ૨. પ્રા. પા. – મુચ્યતે દૈવસઞ્જ્ઞતમ્ । ૩. પ્રા. પા. – ન્વાક્કાયકર્મભિઃ ।

ધર્માર્થમપિ નેહેત યાત્રાર્થં વાઽધનો ધનમ્ ।
અનીહાનીહમાનસ્ય મહાહેરિવ વૃત્તિદા ॥ ૧૫॥

સન્તુષ્ટસ્ય નિરીહસ્ય સ્વાત્મારામસ્ય યત્સુખમ્ ।
કુતસ્તત્કામલોભેન ધાવતોઽર્થેહયા દિશઃ ॥ ૧૬॥

સદા સન્તુષ્ટમનસઃ સર્વાઃ સુખમયા[1] દિશઃ ।
શર્કરાકણ્ટકાદિભ્યો યથોપાનત્પદઃ શિવમ્ ॥ ૧૭॥

સન્તુષ્ટઃ કેન વા રાજન્ન વર્તેતાપિ વારિણા ।
ઔપસ્થ્યજૈહ્વ્યકાર્પણ્યાદ્ ગૃહપાલાયતે જનઃ ॥ ૧૮॥

અસન્તુષ્ટસ્ય વિપ્રસ્ય તેજો વિદ્યા તપો યશઃ ।
સ્રવન્તીન્દ્રિયલૌલ્યેન જ્ઞાનં ચૈવાવકીર્યતે ॥ ૧૯॥

કામસ્યાન્તં ચ[2] ક્ષુત્તૃડ્ભ્યાં ક્રોધસ્યૈતત્ફલોદયાત્ ।
જનો યાતિ ન લોભસ્ય જિત્વા ભુક્ત્વા દિશો ભુવઃ ॥ ૨૦॥

પણ્ડિતા બહવો રાજન્ બહુજ્ઞાઃ સંશયચ્છિદઃ ।
સદસસ્પતયોઽપ્યેકે અસન્તોષાત્ પતન્ત્યધઃ ॥ ૨૧॥

અસઙ્કલ્પાજ્જયેત્કામં ક્રોધં કામવિવર્જનાત્ ।
અર્થાનર્થેક્ષયા લોભં ભયં તત્ત્વાવમર્શનાત્ ॥ ૨૨॥

આન્વીક્ષિક્યા શોકમોહૌ દમ્ભં મહદુપાસયા ।
યોગાન્તરાયાન્ મૌનેન હિંસાં કાયાદ્યનીહયા ॥ ૨૩॥

કૃપયા ભૂતજં દુઃખં દૈવં જહ્યાત્સમાધિના ।
આત્મજં યોગવીર્યેણ નિદ્રાં સત્ત્વનિષેવયા ॥ ૨૪॥

રજસ્તમશ્ચ સત્ત્વેન સત્ત્વં ચોપશમેન[3] ચ ।
એતત્સર્વં ગુરૌ ભક્ત્યા પુરુષો હ્યઞ્જસા જયેત્ ॥ ૨૫॥

યસ્ય સાક્ષાદ્ભગવતિ જ્ઞાનદીપપ્રદે ગુરૌ ।
મર્ત્યાસદ્ધીઃ[4] શ્રુતં તસ્ય સર્વં કુઞ્જરશૌચવત્ ॥ ૨૬॥

ધર્માત્મા પુરુષે પોતે નિર્ધન હોવા છતાં પણ ધર્મપાલન માટે અથવા પોતાના શરીરનિર્વાહ માટે ધન મેળવવાનો પ્રયત્ન કરવો નહીં; કારણ કે જેમ કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કર્યા વિના જ અજગરનો ગુજારો થતો જ હોય છે તેવી જ રીતે નિવૃત્તિ-પરાયણ મનુષ્યની નિવૃત્તિ જ તેના જીવનનો નિર્વાહ કરી દે છે. (૧૫) જે સુખ પોતાના આત્મામાં રમણ કરનારા નિષ્ક્રિય સંતોષી મનુષ્યને મળે છે તે સુખ ભલા, તે મનુષ્યને કેમ મળી શકે કે જે કામના અને લોભથી ધન માટે ફાંફાં મારતો આમ-તેમ ભટકતો દોડતો રહે છે? (૧૬) જેમ પગમાં પગરખાં પહેરીને ચાલનારાને કાંકરા અને કાંટાઓનો કોઈ ભય રહેતો નથી તેવી જ રીતે જેના મનમાં સંતોષ છે તેને માટે સર્વદા અને સર્વત્ર સુખ જ સુખ છે, દુઃખ છે જ નહીં. (૧૭) હે રાજન્! કોણ જાણે મનુષ્ય શા માટે માત્ર જળથી જ સંતુષ્ટ રહીને પોતાનો જીવનનિર્વાહ નથી કરી લેતો? બલકે રસનેન્દ્રિય અને જનનેન્દ્રિયના ચક્કરમાં પડીને એ બિચારો ઘરની ચોકી કરનારા કૂતરા જેવો થઈ જાય છે. (૧૮) જે બ્રાહ્મણ સંતોષી નથી તેનાં તેજ, વિદ્યા, તપ અને યશ ઇન્દ્રિયોની લોલુપતાને કારણે ક્ષીણ થઈ જાય છે અને તે વિવેક પણ ગુમાવે છે. (૧૯) ભૂખ અને તરસ મટી ગયા પછી ખાવા-પીવાની કામનાનો અંત થઈ જાય છે, ક્રોધ પણ પોતાનું કામ પૂરું કર્યા પછી શાન્ત થઈ જાય છે, પરંતુ મનુષ્ય પૃથ્વીની સમસ્ત દિશાઓને જીતી લે અને ભોગવી લે ત્યારપછી પણ તેના લોભનો અંત થતો નથી. (૨૦) અનેક વિષયોના જાણનારા, શંકાઓનું સમાધાન કરીને શાસ્ત્રોક્ત અર્થને મનમાં બેસાડનારા અને વિદ્વાનોની સભાઓના સભાપતિઓ - મોટા-મોટા વિદ્વાનોનું પણ અસંતોષને કારણે પતન થાય છે. (૨૧)

(હે યુધિષ્ઠિર!) સંકલ્પોના પરિત્યાગથી કામને, કામનાઓના ત્યાગથી ક્રોધને, સંસારીજનો જેને 'અર્થ' કહે છે તેને અનર્થ સમજીને લોભને અને તત્ત્વના વિચારથી ભયને જીતી લેવા. (૨૨) અધ્યાત્મવિદ્યાથી શોક અને મોહ પર, સંતોની ઉપાસનાથી દંભ પર, મૌનથી યોગનાં વિઘ્નો પર અને શરીર-પ્રાણ વગેરેને નિષ્ક્રિય કરીને હિંસા પર વિજય પ્રાપ્ત કરવો. (૨૩) દયાભાવથી આધિભૌતિક દુઃખનો, સમાધિથી આધિદૈવિક દુઃખનો અને યોગબળથી આધ્યાત્મિક દુઃખનો નાશ કરી દેવો. તેમ જ સાત્ત્વિક ભોજન, સ્થાન, સંગ વગેરેના સેવનથી નિદ્રાને જીતી લેવી. (૨૪) સત્ત્વગુણથી રજોગુણ તમોગુણ પર તેમ જ ઉપરતિથી સત્ત્વગુણ પર વિજય પ્રાપ્ત કરવો. શ્રીગુરુદેવની ભક્તિ વડે સાધક આ બધા જ દોષો પર સહેલાઈથી વિજય પ્રાપ્ત કરી શકે છે. (૨૫) હૃદયમાં જ્ઞાનનો દીપક પ્રગટાવનારા ગુરુદેવ સાક્ષાત્ ભગવાન જ છે. તેમને જે

૧. પ્રા. પા. – શિવમયા । ૨. પ્રા. પા. – હિ । ૩. પ્રા. પા. – ચોપાસનેન । ૪. પ્રા. પા. – ન સ્યાચ્છ્રદ્ધા ।

એષ વૈ ભગવાન્ સાક્ષાત્પ્રધાનપુરુષેશ્વરઃ ।
યોગેશ્વરૈર્વિમૃગ્યાઙ્ઘ્રિર્લોકો યં મન્યતે નરમ્ ॥ ૨૭॥

ષડ્વર્ગસંયમૈકાન્તાઃ સર્વા નિયમચોદનાઃ ।
તદન્તા યદિ નો યોગાનાવહેયુઃ શ્રમાવહાઃ ॥ ૨૮॥

યથા વાર્તાદયો હ્યર્થા[1] યોગસ્યાર્થં ન બિભ્રતિ ।
અનર્થાય ભવેયુસ્તે પૂર્તમિષ્ટં તથાઽસતઃ ॥ ૨૯॥

યશ્ચિત્તવિજયે યત્તઃ[2] સ્યાન્નિઃસઙ્ગોઽપરિગ્રહઃ ।
એકો વિવિક્તશરણો ભિક્ષુર્ભિક્ષામિતાશનઃ ॥ ૩૦॥

દેશે શુચૌ સમે રાજન્[3]સંસ્થાપ્યાસનમાત્મનઃ ।
સ્થિરં સમં[4] સુખં તસ્મિન્નાસીતર્જ્વઙ્ગ ઓમિતિ ॥ ૩૧॥

પ્રાણાપાનૌ સન્નિરુન્ધ્યાત્ પૂરકુમ્ભકરેચકૈઃ ।
યાવન્મનસ્ત્યજેત્કામાન્[5]સ્વનાસાગ્રનિરીક્ષણઃ ॥ ૩૨॥

યતો યતો નિઃસરતિ મનઃ કામહતં ભ્રમત્ ।
તતસ્તત ઉપાહૃત્ય હૃદિ રુન્ધ્યાચ્છનૈર્બુધઃ[6] ॥ ૩૩॥

એવમભ્યસતશ્ચિત્તં કાલેનાલ્પીયસા યતેઃ ।
અનિશં તસ્ય નિર્વાણં યાત્યનિન્ધનવહ્નિવત્ ॥ ૩૪॥

કામાદિભિરનાવિદ્ધં પ્રશાન્તાખિલવૃત્તિ[7] યત્ ।
ચિત્તં બ્રહ્મસુખસ્પૃષ્ટં નૈવોત્તિષ્ઠેત કર્હિચિત્ ॥ ૩૫॥

યઃ પ્રવ્રજ્ય ગૃહાત્પૂર્વં ત્રિવર્ગાવપનાત્પુનઃ ।
યદિ સેવેત તાન્ ભિક્ષુઃ સ વૈ વાન્તાશ્યપત્રપઃ ॥ ૩૬॥

યૈઃ સ્વદેહઃ સ્મૃતો નાત્મા મર્ત્યો વિટ્કૃમિભસ્મસાત્[8] ।
ત એનમાત્મસાત્કૃત્વા શ્લાઘયન્તિ હ્યસત્તમાઃ ॥ ૩૭॥

દુર્બુદ્ધિ મનુષ્ય, મનુષ્ય સમજે છે તેનું સઘળું શાસ્ત્રશ્રવણ હાથીના સ્નાન જેવું વ્યર્થ છે. (૨૬) મોટા-મોટા યોગેશ્વરો જેમનાં ચરણકમળોનું અનુસંધાન કરતા રહે છે, તે પ્રકૃતિ અને પુરુષના અધીશ્વર સ્વયં ભગવાન જ ગુરુદેવના રૂપમાં પ્રગટ છે. તેમને લોકો ભ્રમથી મનુષ્ય માને છે. (૨૭)

શાસ્ત્રોમાં જેટલા પણ નિયમસંબંધી આદેશ છે તેમનું એકમાત્ર તાત્પર્ય એ જ છે કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર - આ છ શત્રુઓ પર વિજય મેળવી લેવામાં આવે અથવા પાંચ ઇન્દ્રિયો અને મન આ છ વશ થઈ જાય. આમ થવા છતાં પણ તે નિયમો વડે ભગવાનનું ધ્યાન-ચિંતન વગેરે પ્રાપ્ત ન થાય તો તેમને માત્ર શ્રમ જ સમજવો જોઈએ. (૨૮) જેમ ખેતી, વેપાર વગેરે અને તેમનાં ફળ પણ યોગસાધનાના ફળરૂપ ભગવત્પ્રાપ્તિ કે મુક્તિ કરાવી શકતાં નથી તેવી જ રીતે દુષ્ટ મનુષ્યનાં શ્રુતિ-સ્મૃતિકથિત કર્મો પણ કલ્યાણકારી થતાં નથી, બલકે વિપરીત ફળ આપે છે. (૨૯)

જે મનુષ્ય પોતાના મનને જીતવા ઉદ્યત હોય તેણે આસક્તિ અને પરિગ્રહ ત્યજીને સંન્યાસ ગ્રહણ કરવો; એકાંતમાં જ રહેવું અને ભિક્ષાવૃત્તિથી માત્ર શરીર-નિર્વાહ માટે જ સ્વલ્પ અને મર્યાદિત ભોજન કરવું. (૩૦) હે રાજન્! તેણે પવિત્ર અને સમતલ જમીન પર પોતાનું આસન પાથરવું અને સીધા સ્થિર ભાવે, સમતલ અને સુખાસન પર બેસીને ૐકારનો જપ કરવો. (૩૧) જ્યાં સુધી મન સંકલ્પવિકલ્પોને ત્યજી ન દે ત્યાં સુધી નાસિકાના અગ્રભાગ પર દૃષ્ટિ સ્થિર કરીને પૂરક, કુંભક અને રેચક વડે પ્રાણ અને અપાનની ગતિને રોકવી. (૩૨) કામનાને વશીભૂત થયેલું ચિત્ત આમ-તેમ ભટકીને જ્યાં-જ્યાં જાય ત્યારે વિદ્વાન મનુષ્યે તેને ત્યાં-ત્યાંથી પાછું વાળી લાવવું અને ધીરે-ધીરે હૃદયમાં જ સ્થિર કરવું. (૩૩) સાધક જો નિરંતર આ પ્રકારનો અભ્યાસ કરે તો, જેમ ઈંધણ વિના આગ હોલવાઈ જાય છે તેવી જ રીતે થોડા સમયમાં તેનું ચિત્ત શાન્ત થઈ જાય છે. (૩૪) આ પ્રમાણે જ્યારે કામવાસનાઓ સમાપ્ત થઈ જાય છે. અને સઘળી વૃત્તિઓનું શમન થઈ જાય છે ત્યારે ચિત્ત બ્રહ્માનંદના સંસ્પર્શમાં મગ્ન થઈ જાય છે અને પછી ક્યારેય સંકલ્પ-વિકલ્પથી વૃત્તિઓ ઉત્પન્ન થતી નથી. તેનું ઉત્થાન થતું નથી. (૩૫)

(જે સંન્યાસી પહેલાં તો ધર્મ, અર્થ અને કામના મૂળ કારણભૂત ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરી દે છે અને પછી તેમનું જ સેવન કરવા લાગે છે તે પોતાનું ઓકી કાઢેલું ખાનારો નફફટ જ છે. (૩૬) જેમણે પોતાના શરીરને અનાત્મ, મૃત્યુગ્રસ્ત અને વિષ્ટા, કીડા અને રાખ માની લીધું હોય તે જ મૂઢજનો

૧. પ્રા. પા. – વિદ્યામાયાસાર્થં । ૨. પ્રા. પા. – યત્તુ સ્યાન્નિઃસઙ્ગો નિષ્પરિ૦ । ૩. પ્રા. પા. – રાજન્નાસ્થા૦ । ૪. પ્રા. પા. – સુખં સમં તસ્મિં૦ । ૫. પ્રા. પા. – કામં । ૬. પ્રા. પા. – ૦નૈઃ શનૈઃ । ૭. પ્રા. પા. – ૦ન્તાચલવૃત્તિ । ૮. પ્રા. પા. – વૈ દુષ્કૃતં સ્મરન્ ।

ગૃહસ્થસ્ય ક્રિયાત્યાગો વ્રતત્યાગો બટોરપિ ।
તપસ્વિનો ગ્રામસેવા ભિક્ષોરિન્દ્રિયલોલતા ॥ ૩૮॥

આશ્રમાપસદા હ્યેતે ખલ્વાશ્રમવિડમ્બકાઃ ।
દેવમાયાવિમૂઢાંસ્તાનુપેક્ષેતાનુકમ્પયા ॥ ૩૯॥

આત્માનં ચેદ્વિજાનીયાત્પરં જ્ઞાનધુતાશયઃ ।
કિમિચ્છન્ કસ્ય વા હેતોર્દેહં પુષ્ણાતિ લમ્પટઃ ॥ ૪૦॥

આહુઃ શરીરં રથમિન્દ્રિયાણિ
હયાનભીષૂન્ મન ઇન્દ્રિયેશમ્ ।
વર્ત્માનિ માત્રા ધિષણાં ચ સૂતં
સત્ત્વં બૃહદ્ બન્ધુરમીશસૃષ્ટમ્ ॥ ૪૧॥

અક્ષં દશપ્રાણમધર્મધર્મૌ
ચક્રેઽભિમાનં રથિનં ચ જીવમ્ ।
ધનુર્હિ તસ્ય પ્રણવં પઠન્તિ
શરં તુ જીવં પરમેવ લક્ષ્યમ્ ॥ ૪૨॥

રાગો દ્વેષશ્ચ લોભશ્ચ શોકમોહૌ ભયં મદઃ ।
માનોઽવમાનોઽસૂયા ચ માયા હિંસા ચ મત્સરઃ ॥ ૪૩॥

રજઃ પ્રમાદઃ ક્ષુન્નિદ્રા શત્રવસ્ત્વેવમાદયઃ ।
રજસ્તમઃપ્રકૃતયઃ સત્ત્વપ્રકૃતયઃ ક્વચિત્ ॥ ૪૪॥

યાવન્નૃકાયરથમાત્મવશોપકલ્પં
ધત્તે ગરિષ્ઠચરણાર્ચનયા નિશાતમ્ ।
જ્ઞાનાસિમચ્યુતબલો દધદસ્તશત્રુઃ
સ્વારાજ્યતુષ્ટ ઉપશાન્ત[1] ઇદં વિજહ્યાત્ ॥ ૪૫॥

નો ચેત્પ્રમત્તમસદિન્દ્રિયવાજિસૂતા
નીત્વોત્પથં વિષયદસ્યુષુ નિક્ષિપન્તિ ।
તે દસ્યવઃ સહયસૂતમમું તમોઽન્ધે
સંસારકૂપ ઉરુમૃત્યુભયે ક્ષિપન્તિ ॥ ૪૬॥

પ્રવૃત્તં ચ નિવૃત્તં ચ દ્વિવિધં કર્મ વૈદિકમ્ ।
આવર્તેત[2] પ્રવૃત્તેન નિવૃત્તેનાશ્નુતેઽમૃતમ્ ॥ ૪૭॥

ફરી તેને આત્મા માનીને તેની પ્રશંસા કરવા લાગે છે. (૩૭) કર્મનો ત્યાગ કરનાર ગૃહસ્થ, વ્રતનો ત્યાગ કરનાર બ્રહ્મચારી, ગામમાં (વસ્તી વચ્ચે) રહેનારો વાનપ્રસ્થી અને ઇન્દ્રિયલોલુપ સંન્યાસી - આ ચારેય (પોતપોતાના) આશ્રમનાં કલંકરૂપ છે અને ફોગટ આશ્રમનો દંભ કરે છે. ભગવાનની માયાથી વિમોહિત તે મૂઢજનો પર દયા ખાઈને તેમની અવગણના કરવી. (૩૮-૩૯) આત્મજ્ઞાન થકી જેની બધી વાસનાઓ નિર્મૂળ થઈ ગઈ હોય અને જેણે પોતાના આત્માને પરબ્રહ્મ-સ્વરૂપ જાણી લીધો હોય તે કયા વિષયની કામના માટે અને કયા ભોક્તાની તૃપ્તિ માટે ઇન્દ્રિયલોલુપ થઈને પોતાના શરીરને પોષશે? (૪૦)

ઉપનિષદોમાં કહેવામાં આવ્યું છે કે શરીર રથ છે, ઇન્દ્રિયો ઘોડા છે, ઇન્દ્રિયોનો સ્વામી મન લગામ છે, શબ્દ વગેરે વિષયો માર્ગો છે, બુદ્ધિ સારથિ છે, ચિત્ત જ ભગવાને બનાવેલી બાંધવાની લાંબી રાશ (દોરડું) છે, દશ પ્રાણ ધૂંસરી છે, ધર્મ અને અધર્મ પૈડાં છે અને તેમનો અભિમાની જીવ રથી (હાંકનાર) છે. ૐકાર તે રથીનું ધનુષ્ય છે, શુદ્ધ જીવાત્મા બાણ છે અને પરમાત્મા લક્ષ્ય છે. (આ ૐકાર વડે અંતરાત્માને પરમાત્મામાં લીન કરી દેવો.) (૪૧-૪૨) રાગ, દ્વેષ, લોભ, શોક, મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા (બીજાના ગુણોમાં દોષ જોવા), માયા (છળ), હિંસા, બીજાની ઉન્નતિ જોઈને બળવું, તૃષ્ણા, પ્રમાદ, ભૂખ અને ઊંઘ – આ બધા અને આવા જ બીજા ઘણાબધા જીવોના શત્રુઓ છે. તેમનામાં રજોગુણપ્રધાન અને તમોગુણપ્રધાન વૃત્તિઓ વધુ છે. સત્ત્વગુણપ્રધાન વૃત્તિઓ તો બહુ ઓછી હોય છે. (૪૩-૪૪) આ મનુષ્યશરીરરૂપી રથ જ્યાં સુધી પોતાના વશમાં છે અને તેનાં ઇન્દ્રિયો-મન વગેરે બધાં સાધનો સારી સ્થિતિમાં છે ત્યાં સુધીમાં શ્રીગુરુદેવનાં ચરણકમળોની સેવાપૂજા વડે સતેજ કરાયેલા જ્ઞાનની તીક્ષ્ણ તલવાર લઈને ભગવાનના આશ્રયથી તે શત્રુઓનો નાશ કરીને પોતાના સ્વાયત્ત સિંહાસન પર વિરાજમાન થઈ જવું અને પછી અત્યંત શાન્તભાવે આ શરીરનો પણ પરિત્યાગ કરી દેવો. (૪૫) અન્યથા, સહેજ પણ ગફલત (પ્રમાદ) થઈ જતાં આ ઇન્દ્રિયોરૂપી દુષ્ટ ઘોડા અને તેમની સાથે મૈત્રી રાખનાર બુદ્ધિરૂપી સારથિ રથના સ્વામી જીવને અવળા માર્ગે લઈ જઈને વિષયોરૂપી લુટારાઓ વચ્ચે ફેંકી દેશે અને તે લુટારાઓ સારથિ અને ઘોડાઓ સહિત આ જીવને મૃત્યુ કરતાંય અધિક ભયાવહ ઘોર અંધકારમય સંસારના કૂવામાં નાખી દેશે. (૪૬)

વૈદિક કર્મ બે પ્રકારનાં છે – વૃત્તિઓને તેમના વિષયો તરફ લઈ જનારાં - પ્રવૃત્તિપરક અને વૃત્તિઓને તેમના વિષયોમાંથી પાછી વાળીને શાંત તેમ જ આત્મસાક્ષાત્કારને પાત્ર બનાવનારાં - નિવૃત્તિપરક. પ્રવૃત્તિપરક કર્મમાર્ગથી

૧. પ્રા. પા. – ઉપશાન્તમતિર્વિજહ્યાત્ । ૨. પ્રા. પા. – આવર્તતે ।

હિંસ્રં દ્રવ્યમયં કામ્યમગ્નિહોત્રાદ્યશાન્તિદમ્ ।
દર્શશ્ચ પૂર્ણમાસશ્ચ ચાતુર્માસ્યં પશુઃ[1] સુતઃ ॥ ૪૮॥

એતદિષ્ટં પ્રવૃત્તાખ્યં હુતં પ્રહુતમેવ ચ ।
પૂર્તં સુરાલયારામકૂપાજીવ્યાદિલક્ષણમ્ ॥ ૪૯॥

દ્રવ્યસૂક્ષ્મવિપાકશ્ચ ધૂમો રાત્રિરપક્ષયઃ ।
અયનં દક્ષિણં સોમો દર્શ ઓષધિવીરુધઃ ॥ ૫૦॥

અન્નં રેત ઇતિ ક્ષ્મેશ પિતૃયાનં પુનર્ભવઃ ।
એકૈકશ્યેનાનુપૂર્વં ભૂત્વા ભૂત્વેહ જાયતે ॥ ૫૧॥

નિષેકાદિશ્મશાનાન્તૈઃ સંસ્કારૈઃ સંસ્કૃતો દ્વિજઃ ।
ઇન્દ્રિયેષુ ક્રિયાયજ્ઞાન્ જ્ઞાનદીપેષુ જુહ્વતિ ॥ ૫૨॥

ઇન્દ્રિયાણિ મનસ્યૂર્મૌ[2] વાચિ વૈકારિકં મનઃ ।
વાચં વર્ણસામામ્નાયે તમોઙ્કારે સ્વરે ન્યસેત્ ।
ઓઙ્કારં બિન્દૌ નાદે તં તં તુ પ્રાણે મહત્યમુમ્ ॥ ૫૩॥

અગ્નિઃ સૂર્યો દિવા પ્રાહ્ણઃ શુક્લો રાકોત્તરં સ્વરાટ્ ।
વિશ્વશ્ચ[3] તૈજસઃ પ્રાજ્ઞસ્તુર્ય આત્મા સમન્વયાત્ ॥ ૫૪॥

દેવયાનમિદં પ્રાહુર્ભૂત્વા ભૂત્વાઽનુપૂર્વશઃ ।
આત્મયાજ્યુપશાન્તાત્મા હ્યાત્મસ્થો ન નિવર્તતે ॥ ૫૫॥

વારંવાર જન્મ-મરણ મળે છે અને નિવૃત્તિપરક ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે. (૪૭) શ્યેનયાગ વગેરે હિંસામય કર્મ, અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયજ્ઞ, સોમયજ્ઞ, વૈશ્વદેવ, બલિહરણ વગેરે દ્રવ્યમય કર્મો 'ઇષ્ટ' કહેવાય છે; જ્યારે મંદિર, બગીચો, કૂવો વગેરે બનાવવાં તથા પરબ મંડાવવી વગેરે 'પૂર્તકર્મ' કહેવાય છે. આ બધાં જ પ્રવૃત્તિપરક કર્મ છે અને તે સકામભાવવાળાં હોવાથી અશાંતિનાં જ કારણ બને છે. (૪૮-૪૯) પ્રવૃત્તિપરાયણ મનુષ્ય મૃત્યુ પછી ચરુ-પુરોડાશ વગેરે યજ્ઞસંબંધિત દ્રવ્યોના સૂક્ષ્મ અંશથી બનેલું શરીર ધારણ કરીને ધૂમાભિમાની દેવો પાસે જાય છે. પછી ક્રમશઃ રાત્રિ, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના દેવો પાસે જઈને ચંદ્રલોકમાં પહોંચે છે. ત્યાંથી, ભોગ સમાપ્ત થયા પછી અમાસના ચંદ્રની જેમ ક્ષીણ થઈને વરસાદ દ્વારા ક્રમશઃ ઔષધિ, લતા, અન્ન અને વીર્યના રૂપમાં પરિણમીને પિતૃયાન-માર્ગે ફરીથી સંસારમાં જ જન્મ લે છે. (૫૦-૫૧) (હે યુધિષ્ઠિર)! ગર્ભાધાનથી અંત્યેષ્ટિ સુધીના સંપૂર્ણ સંસ્કારો જેમના થાય છે તેમને 'દ્વિજ' કહે છે. (તેમાંના કેટલાક અગાઉ જણાવેલ પ્રવૃત્તિમાર્ગનું અનુષ્ઠાન કરે છે, જ્યારે કેટલાક હવે પછી કહેવામાં આવશે તે નિવૃત્તિમાર્ગનું.) નિવૃત્તિપરાયણ મનુષ્ય ઇષ્ટ, પૂર્ત વગેરે કર્મોથી થતા સઘળા યજ્ઞોને વિષયોનું જ્ઞાન કરાવનાર ઇન્દ્રિયોમાં હોમી દે છે. (૫૨) તે ઇન્દ્રિયોને દર્શન વગેરે સંકલ્પોરૂપી મનમાં, વૈકારિક મનને પરાવાણીમાં, પરાવાણીને વર્ણસમુદાયમાં, વર્ણસમુદાયને 'અ ઉ મ' એ ત્રણ સ્વરોરૂપે રહેતા ૐકારમાં, ૐકારને બિંદુમાં, બિંદુને નાદમાં, નાદને સૂત્રાત્મારૂપ પ્રાણમાં અને પ્રાણને બ્રહ્મમાં લીન કરી દે છે. (૫૩) તે નિવૃત્તિનિષ્ઠ જ્ઞાની ક્રમશઃ અગ્નિ, સૂર્ય, દિવસ, સાયંકાળ, શુક્લપક્ષ, પૂર્ણિમા અને ઉત્તરાયણના અભિમાની દેવો પાસે જઈને બ્રહ્મલોકમાં પહોંચે છે અને ત્યાંના ભોગ સમાપ્ત થયા પછી તે સ્થૂળ-ઉપાધિક 'વિશ્વ' પોતાની સ્થૂળ ઉપાધિને સૂક્ષ્મમાં લીન કરીને સૂક્ષ્મ-ઉપાધિક 'તૈજસ' થઈ જાય છે. પછી સૂક્ષ્મ ઉપાધિને કારણમાં લીન કરીને કારણ-ઉપાધિક 'પ્રાજ્ઞ' રૂપે સ્થિત થાય છે; પછી સૌના સાક્ષીરૂપે સર્વત્ર અનુગત હોવાને કારણે સાક્ષીસ્વરૂપે જ કારણ-ઉપાધિનો લય કરીને 'તુરીય'રૂપે સ્થિત થાય છે. આ પ્રમાણે દશ્યોનો લય થતાં તે 'શુદ્ધ આત્મા' જ રહી જાય છે. એ જ મોક્ષપદ છે. (૫૪) આને 'દેવયાન' માર્ગ કહે છે. આ માર્ગે જનારો આત્માનો ઉપાસક સંસારમાંથી નિવૃત્ત થઈને ક્રમશઃ એક પાસેથી બીજા દેવ પાસે જતો-જતો બ્રહ્મલોકમાં પહોંચીને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. તે પ્રવૃત્તિમાર્ગે જનારાની જેમ ફરીથી જન્મ-મૃત્યુના ચકરાવામાં પડતો નથી. (૫૫)

૧. પ્રા. પા. – પશુસ્તતઃ । ૨. પ્રા. પા. – મનસ્યગ્નૌ । ૩. પ્રા. પા. – વિશ્વોઽથ ।

ય એતે પિતૃદેવાનામયને વેદનિર્મિતે ।
શાસ્ત્રેણ ચક્ષુષા વેદ જનસ્થોઽપિ[1] ન મુહ્યતિ ॥ ૫૬॥

આ પિતૃયાન અને દેવયાન બંનેય વેદોક્ત માર્ગો છે. જે શાસ્ત્રદૃષ્ટિથી તેમને તત્ત્વથી જાણી લે છે તે શરીરમાં સ્થિત રહેવા છતાં પણ મોહિત થતો નથી. (૫૬) પેદા થતાં શરીરોની પહેલાં પણ કારણરૂપે અને તેમનો અંત થયા પછી પણ તેમની અવધિરૂપ જે પોતે વિદ્યમાન હોય છે, જે ભોગરૂપે બહાર અને ભોક્તારૂપે અંદર છે તથા ઉચ્ચ અને નીચ, જ્ઞાન અને જ્ઞેય વિષય, વાણી અને વાણીનો વિષય, અંધકાર અને પ્રકાશ વગેરે વસ્તુઓરૂપે જે કંઈ પણ ઉપલબ્ધ થાય છે તે સઘળું સ્વયં આ તત્ત્વવેત્તા જ છે. આને લીધે મોહ એને સ્પર્શી શકતો નથી.

આદાવન્તે જનાનાં સદ્ બહિરન્તઃ પરાવરમ્ ।
જ્ઞાનં જ્ઞેયં વચો વાચ્યં તમો જ્યોતિસ્ત્વયં સ્વયમ્ ॥ ૫૭॥

(૫૭) એ સ્પષ્ટ સમજાય છે કે દર્પણ વગેરેમાં દેખાતું પ્રતિબિંબ સાચું નથી; તેમ છતાં વસ્તુના રૂપમાં તો તે દેખાય જ છે અને તેનું કામ પણ કરે છે. તેવી જ રીતે ઇન્દ્રિયો વડે દેખાતું આ વિશ્વ પ્રપંચ વાસ્તવમાં ન હોવા છતાં પણ સત્ય જણાય છે. (૫૮)

આબાધિતોઽપિ હ્યાભાસો યથા વસ્તુતયા સ્મૃતઃ ।
દુર્ઘટત્વાદૈન્દ્રિયકં તદ્વદર્થવિકલ્પિતમ્ ॥ ૫૮॥

પૃથ્વી વગેરે પંચભૂતોથી આ શરીર બન્યું નથી; વાસ્તવિક દૃષ્ટિએ જોવામાં આવે તો તે આ પંચભૂતોનો સમૂહ પણ નથી અને તેનો તે વિકાર કે પરિણામ પણ નથી; કારણ કે આ શરીર પોતાના સ્થૂળભૂતોથી ભિન્ન નથી અને તેમનામાં અનુગત પણ નથી; તેથી તે મિથ્યા છે. (૫૯)

ક્ષિત્યાદીનામિહાર્થાનાં[2] છાયા ન કતમાપિ હિ ।
ન સઙ્ઘાતો વિકારોઽપિ ન પૃથઙ્નાન્વિતો મૃષા ॥ ૫૯॥

આ જ પ્રમાણે શરીરનાં કારણભૂત પંચભૂતો પણ અવયવી હોવાને કારણે પોતાના અવયવો - સૂક્ષ્મભૂતોથી ભિન્ન નથી, અવયવરૂપ જ છે. જ્યારે સૂક્ષ્મરૂપે જોવામાં આવે તો અવયવો સિવાય અવયવીનું અસ્તિત્વ નથી મળતું – અર્થાત્ સાર વાત એ છે કે જ્યારે સૂક્ષ્મભૂતો જ મિથ્યા છે ત્યારે તેનાથી ઉત્પન્ન થયેલા સ્થૂળ ભૂતો અને તેમનાથી ઉત્પન્ન થયેલું આ શરીર પણ અસત્ (મિથ્યા) જ છે. એક બ્રહ્મ સિવાય બીજું કંઈ જ નથી. (૬૦)

ધાતવોઽવયવિત્વાચ્ચ તન્માત્રાવયવૈર્વિના ।
ન સ્યુર્હ્યસત્યવયવિન્યસન્નવયવોઽન્તતઃ ॥ ૬૦॥

વાસ્તવમાં એક પરમાત્મા સિવાય બીજું કાંઈ જ નથી, અજ્ઞાનને લીધે અનેકત્વની કલ્પના થાય છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ - ત્રણે અવસ્થાઓમાં પણ, અનેક પ્રકારના ભ્રમ થાય છે. જ્યાં સુધી આ સારું છે, આ નરસું છે - એવી ભેદબુદ્ધિ દૂર થતી નથી ત્યાં સુધી વિધિ-નિષેધનાં શાસ્ત્રો રહે છે અને ત્રિગુણથી ઉપર ઊઠ્યા પછી શાસ્ત્રોના વિધિ-નિષેધની જરૂર રહેતી નથી કારણ કે તેની સ્વરૂપમાં સ્થિતિ થઈ ગઈ છે. (૬૧)

સ્યાત્સાદૃશ્યભ્રમસ્તાવદ્વિકલ્પે સતિ વસ્તુનઃ ।
જાગ્રત્સ્વાપૌ યથા સ્વપ્ને તથા વિધિનિષેધતા ॥ ૬૧॥

જે વિચારશીલ મનુષ્યો સ્વાનુભવથી આત્માના ત્રિવિધ અદ્વૈતનો સાક્ષાત્કાર કરે છે તેઓ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને દ્રષ્ટા, દર્શન તથા દૃશ્યના ભેદરૂપ સ્વપ્નને દૂર કરી દે છે. આ અદ્વૈત ત્રણ પ્રકારનાં છે – ભાવ-અદ્વૈત, , ક્રિયા-અદ્વૈત અને દ્રવ્ય-અદ્વૈત. તત્ત્વદર્શીઓ આ જગતનું નિર્માણ પરમાત્મામાંથી થયેલું હોવાને લીધે તેમાં પરમાત્માને જ જુએ છે. (૬૨)

ભાવાદ્વૈતં ક્રિયાદ્વૈતં દ્રવ્યાદ્વૈતં તથાઽઽત્મનઃ ।
વર્તયન્ સ્વાનુભૂત્યેહ ત્રીન્ સ્વપ્નાન્ ધુનુતે મુનિઃ ॥ ૬૨॥

જેમ વસ્ત્ર સૂતર-રૂપ જ હોય છે તેવી જ રીતે કાર્ય પણ કારણમાત્ર જ છે; કારણ કે વાસ્તવમાં તો ભેદ નથી. આ પ્રમાણે સૌની એકતાનો વિચાર એ 'ભાવાદ્વૈત' છે. (૬૩) હે યુધિષ્ઠિર! મન,

કાર્યકારણવસ્ત્વૈક્યમર્શનં પટતન્તુવત્ ।
અવસ્તુત્વાદ્ વિકલ્પસ્ય ભાવાદ્વૈતં તદુચ્યતે ॥ ૬૩॥

યદ્ બ્રહ્મણિ પરે સાક્ષાત્સર્વકર્મસમર્પણમ્ ।
મનોવાક્તનુભિઃ પાર્થ ક્રિયાદ્વૈતં તદુચ્યતે ॥ ૬૪॥

૧. પ્રા. પા. – તન્નસ્થોઽપિ । ૨. પ્રા. પા. – ૦મિવા૦ ।

આત્મજાયાસુતાદીનામન્યેષાં સર્વદેહિનામ્ ।
યત્સ્વાર્થકામયોરૈક્યં દ્રવ્યાદ્વૈતં તદુચ્યતે ॥ ૬૫॥

યદ્ યસ્ય વાઽનિષિદ્ધં સ્યાદ્ યેન યત્ર યતો નૃપ ।
સ તેનેહેત કર્માણિ નરો નાન્યૈરનાપદિ ॥ ૬૬॥

એતૈરન્યૈશ્ચ વેદોક્તૈર્વર્તમાનઃ સ્વકર્મભિઃ ।
ગૃહેઽપ્યસ્ય ગતિં યાયાદ્ રાજંસ્તદ્ભક્તિભાઙ્નરઃ ॥ ૬૭॥

યથા હિ યૂયં નૃપદેવ દુસ્ત્યજા-
દાપદ્ ગણાદુત્તરતાત્મનઃ પ્રભોઃ ।
યત્પાદપઙ્કેરુહસેવયા ભવા-
નહારષીન્નિર્જિતદિગ્ગજઃ ક્રતૂન્ ॥ ૬૮॥

અહં પુરાઽભવં કશ્ચિદ્ ગન્ધર્વ ઉપબર્હણઃ ।
નામ્નાઽતીતે મહાકલ્પે ગન્ધર્વાણાં સુસમ્મતઃ ॥ ૬૯॥

રૂપપેશલમાધુર્યસૌગન્ધ્યપ્રિયદર્શનઃ ।
સ્ત્રીણાં પ્રિયતમો નિત્યં મત્તસ્તુ[1] પુરુલમ્પટઃ ॥ ૭૦॥

એકદા દેવસત્રે તુ ગન્ધર્વાપ્સરસાં ગણાઃ ।
ઉપહૂતા વિશ્વસૃગ્ભિર્હરિગાથોપગાયને ॥ ૭૧॥

અહં ચ ગાયંસ્તદ્વિદ્વાન્ સ્ત્રીભિઃ પરિવૃતો ગતઃ ।
જ્ઞાત્વા વિશ્વસૃજસ્તન્મે હેલનં શેપુરોજસા ।
યાહિ ત્વં શૂદ્રતામાશુ નષ્ટશ્રીઃ કૃતહેલનઃ ॥ ૭૨॥

તાવદ્દાસ્યામહં જજ્ઞે તત્રાપિ બ્રહ્મવાદિનામ્ ।
શુશ્રૂષયાઽનુષઙ્ગેણ પ્રાપ્તોઽહં બ્રહ્મપુત્રતામ્ ॥ ૭૩॥

ધર્મસ્તે ગૃહમેધીયો વર્ણિતઃ પાપનાશનઃ ।
ગૃહસ્થો યેન[2] પદવીમઞ્જસા ન્યાસિનામિયાત્ ॥ ૭૪॥

વાણી અને શરીરથી થતાં બધાં કર્મ સ્વયં પરબ્રહ્મ પરમાત્મામાં જ થઈ રહ્યાં છે, આવા ભાવથી સમસ્ત કર્મોનું સમર્પણ કરી દેવું એ 'ક્રિયાદ્વૈત' છે. (૬૪) "નારાયણાયેતિ સમર્પયામિ" અર્થાત્ સ્વયં, પત્ની, પુત્ર તથા અન્ય જેટલા પણ શરીરધારી પ્રાણીઓ છે તે બધાના રૂપમાં એક પરમાત્મા જ છે તેમણે જ પોતાના ઉપભોગ માટે તમામ પદાર્થોનું નિર્માણ કર્યું છે. આ પ્રમાણે ઉપભોગ કરનારા પ્રાણીના રૂપમાં અને ઉપભોગની સામગ્રીના રૂપમાં પણ એક બ્રહ્મનો જ વિચાર કરવો એ જ 'દ્રવ્યાદ્વૈત' છે. (૬૫)

હે રાજન્! જે મનુષ્ય માટે જે દ્રવ્યને જે સમયે જે ઉપાયથી જેનાથી ગ્રહણ કરવાનું શાસ્ત્રની આજ્ઞાથી વિરુદ્ધ ન હોય તેણે તેનાથી જ પોતાનાં બધાં કાર્યો સંપન્ન કરવાં જોઈએ; આપત્તિકાળ સિવાય આના બદલે અન્ય રીતે કરવાં જોઈએ નહીં. (૬૬) હે મહારાજ! ભગવાનનો ભક્ત-મનુષ્ય આ વેદોક્ત કર્મોના તથા બીજાં પોતાનાં કર્મોના અનુષ્ઠાન દ્વારા, (પોતે) ગૃહસ્થ હોવા છતાં પણ શ્રીકૃષ્ણની ગતિને પ્રાપ્ત કરે છે. (૬૭) જેમ કે – હે યુધિષ્ઠિર! તમે પોતાના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણની કૃપા અને સહાયથી મોટી-મોટી કપરી વિપત્તિઓમાંથી પાર થઈ ગયા છો અને તેમનાં જ ચરણ-કમળોની સેવાથી સમસ્ત ભૂમંડળને જીતીને તમે મોટા-મોટા રાજસૂય વગેરે યજ્ઞો કર્યા છે. (૬૮)

પૂર્વજન્મમાં, આની પહેલાંના મહાકલ્પમાં હું એક ગંધર્વ હતો. મારું નામ ઉપબર્હણ હતું અને ગંધર્વોમાં મારું ઘણું માન-સમ્માન હતું. (૬૯) મારી સુંદરતા, સુકોમળતા અને મધુરતા અપૂર્વ હતી. મારા શરીરમાંથી સુગંધ નીકળ્યા કરતી હતી અને જોવામાં હું ઘણો સુન્દર હતો. સ્ત્રીઓ મારી સાથે ઘણો પ્રેમ કરતી હતી અને હું હંમેશાં પ્રમાદમાં જ રહેતો હતો. હું અત્યંત વિલાસી હતો. (૭૦) એક વાર દેવોને ત્યાં જ્ઞાનસત્ર થયું. તેમાં મોટા-મોટા પ્રજાપતિઓ આવ્યા હતા. ભગવાનની લીલાનું ગાન કરવા માટે તેમણે ગંધર્વો અને અપ્સરાઓને બોલાવ્યાં. (૭૧) હું જાણતો હતો કે તે સંતોનો સમાજ છે અને ત્યાં ભગવાનની લીલાનું જ ગાન થાય છે, તેમ છતાં હું સ્ત્રીઓની સાથે, લૌકિક ગીતોનું ગાન કરતો-કરતો ઉન્મત્તની જેમ ત્યાં જઈ પહોંચ્યો. દેવોએ જોયું કે આ તો અમારો અનાદર કરી રહ્યો છે, (તેથી) તેમણે પોતાના સામર્થ્યથી મને શાપ આપ્યો કે 'તેં અમારી અવગણના કરી છે તેથી તારી બધી સૌંદર્યસંપત્તિનો નાશ થાઓ અને તું તત્કાળ શૂદ્ર થઈ જા.' (૭૨) તેમના શાપથી હું દાસીનો પુત્ર થયો; પરંતુ તે શૂદ્રજીવનમાં કરેલા મહાત્માઓના સત્સંગના અને તેમની સેવાશુશ્રૂષાના પ્રભાવથી હું બીજા જન્મમાં બ્રહ્માજીનો પુત્ર થયો. (૭૩) સંતોની અવગણનાનો તથા તેમની સેવાનો આ મારો પ્રત્યક્ષ અનુભવ છે. સંતસેવાથી

૧. પ્રા. પા. – મત્તઃ સ્૦। ૨. પ્રા. પા. – યત્ર।

યૂયં નૃલોકે બત ભૂરિભાગા
　　લોકં પુનાના મુનયોઽભિયન્તિ ।
યેષાં ગૃહાનાવસતીતિ સાક્ષાદ્
　　ગૂઢં પરં બ્રહ્મ મનુષ્યલિઙ્ગમ્ ॥ ૭૫॥

સ વા અયં બ્રહ્મ મહદ્વિમૃગ્યં
　　કૈવલ્યનિર્વાણસુખાનુભૂતિઃ ।
પ્રિયઃ સુહૃદ્ વઃ ખલુ માતુલેય
　　આત્માર્હણીયો વિધિકૃદ્ ગુરુશ્ચ ॥ ૭૬॥

ન યસ્ય સાક્ષાદ્ભવપદ્મજાદિભી
　　રૂપં ધિયા વસ્તુતયોપવર્ણિતમ્ ।
મૌનેન ભક્ત્યોપશમેન પૂજિતઃ
　　પ્રસીદતામેષ સ સાત્વતાં પતિઃ ॥ ૭૭॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ દેવર્ષિણા પ્રોક્તં નિશમ્ય ભરતર્ષભઃ ।
પૂજયામાસ સુપ્રીતઃ કૃષ્ણં ચ પ્રેમવિહ્વલઃ ॥ ૭૮॥

કૃષ્ણપાર્થાવુપામન્ત્ર્ય પૂજિતઃ પ્રયયૌ મુનિઃ ।
શ્રુત્વા કૃષ્ણં પરં બ્રહ્મ પાર્થઃ પરમવિસ્મિતઃ ॥ ૭૯॥

ઇતિ દાક્ષાયણીનાં તે પૃથગ્વંશાઃ પ્રકીર્તિતાઃ ।
દેવાસુરમનુષ્યાદ્યા લોકા યત્ર ચરાચરાઃ ॥ ૮૦॥

જ ભગવાન પ્રસન્ન થાય છે. (હે યુધિષ્ઠિર!) મેં તમને ગૃહસ્થોનો પાપનાશક ધર્મ કહી બતાવ્યો. આ ધર્મના આચરણથી ગૃહસ્થ પણ અનાયાસ જ, સંન્યાસીઓને પ્રાપ્ત થનારા પરમપદને પ્રાપ્ત કરી લે છે. (૭૪)

(હે યુધિષ્ઠિર!) આ મનુષ્યલોકમાં તમારા બધાનું ભાગ્ય અત્યંત પ્રશંસનીય છે; કારણ કે તમારા ઘરમાં સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા મનુષ્યરૂપ ધારણ કરીને ગુપ્ત રીતે નિવાસ કરે છે. તેથી જ સઘળા સંસારને પવિત્ર કરી દેનારા ઋષિમુનિઓ વારંવાર તેમનાં દર્શન કરવા માટે ચારે બાજુએથી તમારી પાસે આવતા રહે છે. (૭૫) જેમને મોટા-મોટા મહાપુરુષો નિરંતર ખોળતા રહે છે, જેઓ માયાના અંશથી રહિત, પરમશાન્ત, પરમાનંદ-અનુભવસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા છે – તેઓ જ તમારા પ્રિય, હિતૈષી, મામાના દીકરા ભાઈ, પૂજ્ય, આજ્ઞાકારી, ગુરુ અને સ્વયં આત્મા શ્રીકૃષ્ણ છે. (૭૬) શંકર, બ્રહ્મા વગેરે પણ પોતાની સંપૂર્ણ બુદ્ધિ પ્રયોજીને (પણ) 'તેઓ આવા છે' - એ રીતે તેમનું વર્ણન કરી શક્યા નથી, તો પછી અમે તો કરી જ કેમ શકીએ? અમે મૌન, ભક્તિ અને સંયમ દ્વારા જ તેમની પૂજા કરીએ છીએ. કૃપા કરીને ભગવાન અમારી આ પૂજાનો સ્વીકાર કરીને અમારા પર પ્રસન્ન થાઓ. (૭૭)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) દેવર્ષિ નારદજીનો આ વૃત્તાંત સાંભળીને તથા શ્રીકૃષ્ણનો પ્રભાવ સાંભળીને રાજા યુધિષ્ઠિરને અત્યંત આનંદ થયો. તેમણે પ્રેમવિહ્વળ થઈને દેવર્ષિ નારદની અને ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી. (૭૮) દેવર્ષિ નારદ ભગવાન શ્રીકૃષ્ણ અને રાજા યુધિષ્ઠિર પાસેથી વિદાય લઈને તથા તેમના વડે સત્કાર પામીને પ્રયાણ કરી ગયા. 'ભગવાન શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે' – આ સાંભળીને યુધિષ્ઠિરના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. (૭૯) (હે પરીક્ષિત!) આ પ્રમાણે મેં તમને દક્ષપુત્રીઓના વંશોનું અલગ-અલગ વર્ણન કરી સંભળાવ્યું. તેમના જ વંશમાં દેવો, અસુરો, મનુષ્યો વગેરેની અને સમસ્ત ચરાચરની સૃષ્ટિ થયેલી છે. (૮૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં સપ્તમસ્કન્ધે પ્રહ્લાદાનુચરિતે યુધિષ્ઠિરનારદસંવાદે સદાચારનિર્ણયો નામ પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥

સાતમા સ્કંધ-અંતર્ગત પ્રહ્લાદ-અનુચરિતમાંનો યુધિષ્ઠિર-નારદસંવાદમાંનો સદાચારનિર્ણય નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.

═★═

ઇતિ સપ્તમઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।
સાતમો સ્કંધ સમાપ્ત.

॥ હરિઃ ૐ તત્સત્ ॥

═★═

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

## આઠમો સ્કંધ



ઈશ્વરોઽપ્યભવદ્ભિક્ષુર્વામનોઽપિ ત્રિભિઃ ક્રમૈઃ ।
ત્રીંલ્લોકાન્ ક્રાન્તવાન્ યો વૈ સ કૃષ્ણઃ કુરુતાત્કૃપામ્ ॥

ॐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

═★═

# આઠમો સ્કંધ

═★═

## પહેલો અધ્યાય

### મન્વંતરોનું વર્ણન

*રાજોવાચ*

સ્વાયમ્ભુવસ્યેહ[1] ગુરો વંશોઽયં વિસ્તરાચ્છ્રુતઃ ।
યત્ર[2] વિશ્વસૃજાં સર્ગો મનૂનન્યાન્ વદસ્વ નઃ ॥ ૧॥

યત્ર[3] યત્ર હરેર્જન્મ કર્માણિ ચ મહીયસઃ ।
ગૃણન્તિ કવયો બ્રહ્મંસ્તાનિ નો વદ શૃણ્વતામ્ ॥ ૨॥

યદ્યસ્મિન્નન્તરે[4] બ્રહ્મન્ ભગવાન્વિશ્વભાવનઃ ।
કૃતવાન્ કુરુતે કર્તા[5] હ્યતીતેઽનાગતેઽદ્ય વા ॥ ૩॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – હે ગુરુદેવ! સ્વાયંભુવ મનુજીનો વંશવિસ્તાર મેં સાંભળી લીધો. આ જ વંશમાં પોતાની પુત્રીઓ દ્વારા મરીચિ વગેરે પ્રજાપતિઓએ પોતાની વંશપરંપરા ચલાવી હતી. હવે તમે અમને બીજા મનુઓ(ના વંશ)નું વર્ણન કહી સંભળાવો. (૧) હે બ્રહ્મન્! જ્ઞાની મહાત્માઓ જે જે મન્વંતરોમાં મહામહિમાવાન ભગવાનના જે જે અવતારો અને લીલાઓનું વર્ણન કરે છે તે તમે અવશ્ય કહી સંભળાવો. અમે અત્યંત શ્રદ્ધાપૂર્વક તે સાંભળવા ઇચ્છીએ છીએ. (૨) હે ભગવન્! વિશ્વભાવન ભગવાન વીતેલા મન્વંતરોમાં જે લીલાઓ કરી ચૂક્યા છે, ચાલુ મન્વંતરમાં જે લીલાઓ કરી રહ્યા છે અને આવનારા મન્વંતરોમાં જે કંઈ (લીલાઓ) કરશે તે બધું અમને કહી સંભળાવો. (૩)

*ઋષિરુવાચ*

મનવોઽસ્મિન્વ્યતીતાઃ ષટ્[6] કલ્પે સ્વાયમ્ભુવાદયઃ ।
આદ્યસ્તે[7] કથિતો યત્ર દેવાદીનાં ચ સમ્ભવઃ ॥ ૪॥

આકૂત્યાં દેવહૂત્યાં ચ[8] દુહિત્રોસ્તસ્ય વૈ મનોઃ ।
ધર્મજ્ઞાનોપદેશાર્થં[9] ભગવાન્ પુત્રતાં ગતઃ ॥ ૫॥

કૃતં પુરા ભગવતઃ કપિલસ્યાનુવર્ણિતમ્ ।
આખ્યાસ્યે ભગવાન્ યજ્ઞો યચ્ચકાર કુરૂદ્વહ ॥ ૬॥

વિરક્તઃ કામભોગેષુ શતરૂપાપતિઃ પ્રભુઃ ।
વિસૃજ્ય રાજ્યં તપસે સભાર્યો વનમાવિશત્ ॥ ૭॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – (હે પરીક્ષિત!) આ કલ્પમાં સ્વાયંભુવ વગેરે છ મન્વંતરો વીતી ચૂક્યા છે. તેમાંના પહેલા મન્વંતરનું વર્ણન મેં કરી દીધું, તેમાં જ દેવો વગેરેની ઉત્પત્તિ થઈ હતી. (૪) ભગવાને યજ્ઞપુરુષરૂપે ધર્મનો ઉપદેશ કરવા માટે મનુની પુત્રી આકૂતિથી તથા કપિલરૂપે જ્ઞાનનો ઉપદેશ કરવા માટે દેવહૂતિથી તેમના પુત્રરૂપે અવતાર લીધા હતા. (૫) ભગવાન કપિલનું વર્ણન પહેલાં જ (ત્રીજા સ્કંધમાં) મેં કરી દીધું છે. હવે ભગવાન યજ્ઞપુરુષે આકૂતિના ગર્ભથી અવતાર લઈને જે કંઈ કર્યું તેનું વર્ણન કરું છું. (૬)

(હે પરીક્ષિત!) ભગવાન સ્વાયંભુવ મનુએ સમસ્ત કામનાઓ અને ભોગોમાંથી વિરક્ત થઈને રાજ્યનો ત્યાગ કર્યો અને પોતાની પત્ની શતરૂપા સાથે તપ કરવા માટે

---

૧. પ્રા. પા. – ૦વસ્ય ચ ગુરો । ૨. પ્રાચીન પ્રતમાં 'યત્ર વિશ્વસૃજાં સર્ગો' – એ ઉત્તરાર્ધની જગ્યાએ 'અત્ર ધર્માશ્ચ વિવિધાશ્ચાતુર્વર્ણ્યાશ્રિતાઃ શુભાઃ' એવો પાઠ છે. ૩. પ્રા. પા. – મન્વન્તરે હરે૦ । ૪. પ્રા. પા. – સર્વમન્વન્તરે । ૫. પ્રા. પા. – ચાન્યમતીતે । ૬. પ્રા. પા. – યે । ૭. પ્રા. પા. – આદ્યઃ સ । ૮. પ્રા. પા. – નુ । ૯. પ્રાચીન પ્રતમાં 'ધર્મજ્ઞાનોપદેશાર્થં...'થી માંડીને '...કપિલસ્યાનુવર્ણિતમ્ ॥' સુધીનો પાઠ આ પ્રમાણે છે – 'ઉત્પત્તિઃ સર્વજન્તૂનાં વર્ણિતા પુરુષર્ષભ । ચરિતં પુણ્યકીર્તેશ્ચ કપિલસ્યાનુવર્ણિતમ્ ॥'

સુનન્દાયાં વર્ષશતં પદૈકેન ભુવં સ્પૃશન્ ।
તપ્યમાનસ્તતો ઘોરમિદમન્વાહ[1] ભારત ॥ ૮॥

વનમાં ગયા. (૭) હે ભારત! તેમણે સુનંદા નદીના કિનારે જમીન પર એક પગે ઊભા રહીને સો વર્ષ સુધી ઘોર તપસ્યા કરી. તપસ્યા કરતી વેળા પ્રતિદિન તેઓ આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરતા હતા. (૮)

*મનુરુવાચ*

યેન[2] ચેતયતે વિશ્વં વિશ્વં ચેતયતે ન યમ્ ।
યો જાગર્તિ શયાનેઽસ્મિન્નાયં તં વેદ વેદ[3] સઃ ॥ ૯॥

આત્માવાસ્યમિદં વિશ્વં યત્કિઞ્ચિજ્જગત્યાં જગત્ ।
તેન ત્યક્તેન ભુઞ્જીથા મા ગૃધઃ કસ્યસ્વિદ્ધનમ્ ॥ ૧૦॥

યં ન પશ્યતિ પશ્યન્તં ચક્ષુર્યસ્ય ન રિષ્યતિ ।
તં ભૂતનિલયં દેવં સુપર્ણમુપધાવત ॥ ૧૧॥

ન[4] યસ્યાદ્યન્તૌ મધ્યં ચ સ્વઃ પરો નાન્તરં બહિઃ ।
વિશ્વસ્યામૂનિ યદ્યસ્માદ્ વિશ્વં ચ તદૃતં મહત્ ॥ ૧૨॥

સ વિશ્વકાયઃ પુરુહૂત ઈશઃ
સત્યઃ[5] સ્વયંજ્યોતિરજઃ પુરાણઃ ।
ધત્તેઽસ્ય જન્માદ્યજયાઽઽત્મશક્ત્યા
તાં[6] વિદ્યયોદસ્ય નિરીહ આસ્તે ॥ ૧૩॥

અથાગ્રે[7] ઋષયઃ કર્માણીહન્તેઽકર્મહેતવે ।
ઈહમાનો હિ પુરુષઃ પ્રાયોઽનીહાં પ્રપદ્યતે ॥ ૧૪॥

ઈહતે ભગવાનીશો ન હિ તત્ર વિષજ્જતે ।
આત્મલાભેન પૂર્ણાર્થો નાવસીદન્તિ યેઽનુ તમ્ ॥ ૧૫॥

**મનુજી સ્તુતિ કરતા હતા** – જેમની ચેતનાના સ્પર્શમાત્રથી આ વિશ્વ ચેતન થઈ જાય છે, પણ જેમને આ વિશ્વ ચેતના આપી શકતું નથી; જેઓ વિશ્વના સૂઈ ગયા પછી પ્રલયમાં પણ જાગતા રહે છે; જેમને વિશ્વ જાણતું નથી, પણ જેઓ વિશ્વને જાણે છે તેઓ જ પરમાત્મા છે. (૯) આ સમસ્ત વિશ્વ અને આ વિશ્વમાં રહેતાં સઘળાં ચરાચર પ્રાણીઓ – બધાં તે પરમાત્માથી ઓતપ્રોત છે; તેથી સંસારના કોઈ પણ પદાર્થના મોહમાં નહીં પડતાં તેનો બીજાના માટે ત્યાગ કરીને જ, માત્ર જીવનનિર્વાહ માટે જ તેનો ઉપભોગ કરવો જોઈએ. તૃષ્ણાનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ. (કારણ કે) આ સંસારની સંપત્તિઓ કોની છે? (૧૦) ભગવાન બધાંના સાક્ષી છે. તેમને બુદ્ધિની વૃત્તિઓ કે નેત્ર વગેરે ઇન્દ્રિયો જાણી કે જોઈ શકતી નથી. પરંતુ તેમની જ્ઞાનશક્તિ અખંડ છે. સમસ્ત પ્રાણીઓના હૃદયમાં રહેનારા તે સ્વયંપ્રકાશ અસંગ પરમાત્માનું જ શરણ ગ્રહણ કરો. (૧૧) જેમનો આદિ કે અંત નથી, પછી મધ્ય તો હોય જ ક્યાંથી? જેમનું કોઈ નથી પોતાનું કે નથી પારકું, નથી બહાર કે નથી અંદર, તેઓ (સ્વયં) આદિ, મધ્ય અને અંત તથા પોતાના-પારકા, બહાર-અંદર – સર્વ કાંઈ છે. તેમની જ સત્તા (અસ્તિત્વ)થી વિશ્વની સત્તા છે. તેઓ જ અનંત વાસ્તવિક સત્ય પરબ્રહ્મ છે. (૧૨) તે પરમાત્મા જ વિશ્વરૂપ છે. તેમનાં અનંત નામ છે. તેઓ સર્વશક્તિમાન સત્ય, સ્વયંપ્રકાશ, અજન્મા અને પુરાણપુરુષ છે. તેઓ પોતાની માયાશક્તિ વડે જ વિશ્વની સૃષ્ટિમાં જન્મ વગેરે અપનાવે છે અને પોતાની વિદ્યાશક્તિ વડે તેનો ત્યાગ કરીને નિષ્ક્રિય સત્-સ્વરૂપ માત્ર બની રહે છે. (૧૩) તેથી જ ઋષિમુનિઓ નૈષ્કર્મ્ય સ્થિતિ પ્રાપ્ત કરવા માટે એટલે કે બ્રહ્મ સાથે એકતા પ્રાપ્ત કરવા માટે પહેલાં કર્મયોગનું અનુષ્ઠાન કરે છે. ઘણું કરીને કર્મ કરનારો મનુષ્ય જ અંતે અકર્મની સ્થિતિને મેળવી લે છે. (૧૪) સર્વશક્તિમાન ભગવાન પણ લોકસંગ્રહ માટે કર્મ કરે છે, પરંતુ તેઓ આત્મલાભથી પૂર્ણકામ હોવાને કારણે તે કર્મોમાં આસક્ત થતા નથી; તેથી તેમનું જ અનુસરણ કરીને, અનાસક્ત રહીને

૧. પ્રા. પા. – ૰માહ સ । ૨. પ્રાચીન પ્રતમાં 'યેન ચેતયતે વિશ્વં...' એ પૂર્વાર્ધની જગ્યાએ 'વાસુદેવો વસત્યેષ સર્વદેહેષ્વનન્યદૃક્' એવો પાઠ છે. ૩. પ્રા. પા. – મેધસા । ૪. પ્રાચીન પ્રતમાં 'ન યસ્યાદ્યન્તૌ...'થી માંડીને '...તદૃતં મહત્' સુધીનો પાઠ આ પ્રમાણે છે – 'ન યસ્યાદિસ્તથા મધ્યં દેવદેવસ્ય ચાત્મનઃ । સર્વસ્ય મૂલભૂતોઽસૌ ભૂતા યેઽનન્તરં યતઃ ॥' ૫. પ્રા. પા. – સર્વસ્ય ગોપ્તા ત્વજરઃ પુરાણઃ । ૬. પ્રા. પા. – તં વૈ વિદિત્વા તુ । ૭. પ્રા. પા. – અથ યત્ર્યર્ષયઃ ।

તમીહમાનં[1] નિરહઙ્કૃતં બુધં
નિરાશિષં પૂર્ણમનન્યચોદિતમ્ ।
નૄન્શિક્ષયન્તં નિજવર્ત્મસંસ્થિતં
પ્રભું પ્રપદ્યેઽખિલધર્મભાવનમ્ ॥ ૧૬॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ મન્ત્રોપનિષદં વ્યાહરન્તં સમાહિતમ્ ।
દૃષ્ટ્વાઽસુરા યાતુધાના જગ્ધુમભ્યદ્રવન્ ક્ષુધા ॥ ૧૭॥

તાંસ્તથાવસિતાન્ વીક્ષ્ય યજ્ઞઃ સર્વગતો હરિઃ ।
યામૈઃ પરિવૃતો દેવૈર્હત્વાઽશાસત્ત્રિવિષ્ટપમ્ ॥ ૧૮॥

સ્વારોચિષો દ્વિતીયસ્તુ મનુરગ્નેઃ સુતોઽભવત્ ।
દ્યુમત્સુષેણરોચિષ્મત્પ્રમુખાસ્તસ્ય ચાત્મજાઃ ॥ ૧૯॥

તત્રેન્દ્રો રોચનસ્ત્વાસીદ્દેવાશ્ચ તુષિતાદયઃ ।
ઊર્જસ્તમ્ભાદયઃ સપ્ત ઋષયો બ્રહ્મવાદિનઃ ॥ ૨૦॥

ઋષેસ્તુ વેદશિરસસ્તુષિતા નામ પત્ન્યભૂત્ ।
તસ્યાં જજ્ઞે તતો દેવો વિભુરિત્યભિવિશ્રુતઃ ॥ ૨૧॥

અષ્ટાશીતિસહસ્રાણિ મુનયો યે ધૃતવ્રતાઃ ।
અન્વશિક્ષન્ વ્રતં[2] તસ્ય કૌમારબ્રહ્મચારિણઃ ॥ ૨૨॥

તૃતીય ઉત્તમો નામ પ્રિયવ્રતસુતો મનુઃ ।
પવનઃ સૃઞ્જયો યજ્ઞહોત્રાદ્યાસ્તત્સુતા નૃપ[3] ॥ ૨૩॥

વસિષ્ઠતનયાઃ સપ્ત ઋષયઃ પ્રમદાદયઃ ।
સત્યા વેદશ્રુતા ભદ્રા દેવા ઇન્દ્રસ્તુ સત્યજિત્ ॥ ૨૪॥

ધર્મસ્ય સૂનૃતાયાં તુ ભગવાન્ પુરુષોત્તમઃ ।
સત્યસેન ઇતિ ખ્યાતો જાતઃ સત્યવ્રતૈઃ સહ ॥ ૨૫॥

કર્મ કરનારો પણ કર્મના બંધનમાંથી મુક્ત જ રહે છે. (૧૫) ભગવાન જ્ઞાનસ્વરૂપ છે, તેથી તેમનામાં લેશમાત્ર પણ અહંકાર નથી. તેઓ સર્વત્ર પરિપૂર્ણ છે, તેથી તેમને કોઈ વસ્તુની કામના નથી. તેઓ કોઈની પ્રેરણા વિના સ્વચ્છંદપણે જ કર્મ કરે છે. તેઓ પોતે જ રચેલી મર્યાદામાં રહીને પોતાનાં કર્મો વડે મનુષ્યોને ઉપદેશ કરે છે. તેઓ જ સઘળા ધર્મોના પ્રવર્તક અને પ્રાણદાતા છે. હું તે જ પ્રભુના શરણમાં છું. (૧૬)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) એક વાર સ્વાયંભુવ મનુ એકાગ્રચિત્તે આ મંત્રમય ઉપનિષદસ્વરૂપ શ્રુતિનો પાઠ કરી રહ્યા હતા. તેમને ઊંઘમાં અચેત થઈને બડબડતા જાણીને ભૂખ્યા અસુરો અને રાક્ષસો તેમને ભરખી જવા તેમના પર ધસી આવ્યા. (૧૭) આ જોઈને અંતર્યામી ભગવાન યજ્ઞપુરુષ પોતાના પુત્રો યામ નામના દેવો સાથે ત્યાં આવ્યા અને તેમણે (મનુજીને) ભરખી જવાના નિશ્ચય સાથે આવેલા તે અસુરોનો સંહાર કર્યો અને પછી તેઓ ઇન્દ્રના પદ પર પ્રતિષ્ઠિત થઈને સ્વર્ગનું શાસન કરવા લાગ્યા. (૧૮)

(હે પરીક્ષિત!) બીજા મનુ થયા સ્વારોચિષ. તેઓ અગ્નિના પુત્ર હતા. તેમના પુત્રો હતા – દ્યુમાન, સુષેણ, રોચિષ્માન વગેરે. (૧૯) તે મન્વંતરમાં ઇન્દ્રનું નામ રોચન હતું અને તુષિત વગેરે મુખ્ય દેવો તથા ઊર્જસ્તમ્ભ વગેરે વેદવાદી સપ્તર્ષિઓ હતા. (૨૦) તે મન્વંતરમાં વેદશિરા ઋષિનાં તુષિતા નામના પત્ની હતાં. તેમના ગર્ભથી ભગવાને અવતાર લીધો અને વિભુ નામથી પ્રસિદ્ધ થયા. (૨૧) તેઓ આજીવન નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા. તેમનાં જ આચરણોમાંથી ઉપદેશ ગ્રહણ કરીને અઠ્ઠાસી હજાર વ્રતનિષ્ઠ ઋષિઓએ પણ બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું. (૨૨)

ત્રીજા મનુ થયા ઉત્તમ. તેઓ પ્રિયવ્રતના પુત્ર હતા. તેમના પુત્રો હતા – પવન, સૃંજય, યજ્ઞહોત્ર વગેરે. (૨૩) તે મન્વંતરમાં સપ્તર્ષિઓ હતા – વસિષ્ઠજીના પ્રમદ વગેરે સાત પુત્રો. સત્ય, વેદશ્રુત અને ભદ્ર નામના દેવોનો મુખ્ય સમુદાય હતો અને ઇન્દ્રનું નામ હતું સત્યજિત. (૨૪) તે સમયે ધર્મની પત્ની સૂનૃતાના ગર્ભથી પુરુષોત્તમ ભગવાને સત્યસેનના નામે અવતાર લીધો હતો. તેમની સાથે સત્યવ્રત નામનો દેવ-સમુદાય પણ હતો. (૨૫)

૧. પ્રા. પા. – આનન્દમેકં પરમં સનાતનં । ૨. પ્રા. પા. – સુતં । ૩. પ્રા. પા. – નૃપાઃ ।

સોઽનૃતવ્રતદુ:શીલાનસતો યક્ષરાક્ષસાન્ ।
ભૂતદ્રુહો ભૂતગણાંસ્ત્વવધીત્સત્યજિત્સખઃ ॥ ૨૬॥

ભગવાને તે સમયના ઈન્દ્ર સત્યજિતના મિત્ર બનીને અસત્યપરાયણ, દુશ્ચરિત્ર અને દુષ્ટ યક્ષો તથા રાક્ષસોનો તેમ જ જીવોના દ્રોહી ભૂતગણોનો સંહાર કર્યો. (૨૬)

ચતુર્થ ઉત્તમભ્રાતા મનુર્નામ્ના ચ તામસઃ ।
પૃથુઃ[1] ખ્યાતિર્નરઃ કેતુરિત્યાદ્યા દશ તત્સુતાઃ ॥ ૨૭॥

સત્યકા હરયો વીરા દેવાસ્ત્રિશિખ ઈશ્વરઃ ।
જ્યોતિર્ધામાદયઃ સપ્ત ઋષયસ્તામસેઽન્તરે ॥ ૨૮॥

ચોથા મનુનું નામ હતું તામસ. તેઓ ત્રીજા મનુ ઉત્તમના સગા ભાઈ હતા. તેમના દશ પુત્રો હતા – પૃથુ, ખ્યાતિ, નર, કેતુ વગેરે. (૨૭) તે સમયે સત્યક, હરિ અને વીર નામના મુખ્ય દેવો હતા અને ઈન્દ્રનું નામ હતું ત્રિશિખ. તે મન્વંતરમાં જ્યોતિર્ધામ વગેરે સપ્તર્ષિઓ હતા. (૨૮) હે રાજન્! તામસ નામના તે મન્વંતરમાં વિધૃતિના પુત્ર વૈધૃતિ નામે બીજા પણ દેવો હતા; તેમણે કાળપરિવર્તનને લીધે નષ્ટપ્રાય થતા વેદોને પોતાની શક્તિથી બચાવ્યા હતા, તેથી તેઓ 'વૈધૃતિ' કહેવાયા. (૨૯) આ મન્વંતરમાં ભગવાને હરિમેધા ઋષિનાં પત્ની હરિણીના ગર્ભથી હરિરૂપે અવતાર લીધો હતો. આ જ અવતારમાં તેમણે મગરમચ્છથી ગજેન્દ્રનું રક્ષણ કર્યું હતું. (૩૦)

દેવા વૈધૃતયો નામ વિધૃતેસ્તનયા નૃપ ।
નષ્ટાઃ કાલેન યૈર્વેદા વિધૃતાઃ સ્વેન તેજસા ॥ ૨૯॥

તત્રાપિ જજ્ઞે ભગવાન્ હરિણ્યાં હરિમેધસઃ ।
હરિરિત્યાહૃતો યેન ગજેન્દ્રો મોચિતો ગ્રહાત્ ॥ ૩૦॥

*રાજોવાચ*

બાદરાયણ એતત્તે શ્રોતુમિચ્છામહે વયમ્ ।
હરિર્યથા ગજપતિં ગ્રાહગ્રસ્તમમૂમુચત્ ॥ ૩૧॥

તત્કથા સુમહત્પુણ્યં ધન્યં[2] સ્વસ્ત્યયનં શુભમ્[3] ।
યત્ર યત્રોત્તમશ્લોકો ભગવાન્ ગીયતે હરિઃ ॥ ૩૨॥

**રાજા પરીક્ષિતે કહ્યું** – હે મુનિવર! ભગવાને ગજેન્દ્રને મગરમચ્છની પકડમાંથી કેવી રીતે છોડાવ્યો હતો તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ. (૩૧) બધી કથાઓમાં એ જ કથા પરમ પુણ્યમય, પ્રશંસનીય, મંગલકારી અને શુભ છે, જેમાં મહાત્માએ ગાયેલા ભગવાન શ્રીહરિના પવિત્ર યશનું વર્ણન થયેલું છે. (૩૨)

*સૂત ઉવાચ*

પરીક્ષિતૈવં સ તુ બાદરાયણિઃ
પ્રાયોપવિષ્ટેન કથાસુ ચોદિતઃ ।
ઉવાચ વિપ્રાઃ પ્રતિનન્દ્ય પાર્થિવં
મુદા મુનીનાં સદસિ સ્મ શૃણ્વતામ્ ॥ ૩૩॥

**સૂતજી કહે છે** – (હે શૌનક વગેરે ઋષિજનો!) રાજા પરીક્ષિત આમરણ અનશનવ્રત લઈને કથા સાંભળવા માટે જ બેઠા હતા. તેમણે આ રીતે શુકદેવજી મહારાજને કથા કહેવા માટે પ્રેરિત કર્યા ત્યારે તેઓ ઘણો આનંદ પામ્યા અને પ્રેમથી પરીક્ષિતનું અભિનંદન કરીને મુનિઓની તે સભામાં કહી સંભળાવવા લાગ્યા. (૩૩)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં અષ્ટમસ્કન્ધે મન્વન્તરાનુચરિતે[4] પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥

**આઠમા સ્કંધ-અંતર્ગત મન્વંતર-અનુચરિતમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રા. પા. – વૃષઃ । ૨. પ્રા. પા. – ધર્મ્યં । ૩. પ્રા. પા. – શિવમ્ । ૪. ન્તરાનુવર્ણનં ।

# બીજો અધ્યાય

## ગ્રાહ દ્વારા ગજેન્દ્રનું પકડાવું

*શ્રીશુક ઉવાચ*

આસીદ્ ગિરિવરો રાજંસ્ત્રિકૂટ ઇતિ વિશ્રુતઃ ।
ક્ષીરોદેનાવૃતઃ શ્રીમાન્ યોજનાયુતમુચ્છ્રિતઃ ॥ ૧॥

તાવતા[1] વિસ્તૃતઃ પર્યક્ ત્રિભિઃ શૃઙ્ગૈઃ પયોનિધિમ્ ।
દિશઃ ખં રોચયન્નાસ્તે રૌપ્યાયસહિરણ્મયૈઃ ॥ ૨॥

અન્યૈશ્ચ કકુભઃ સર્વા રત્નધાતુવિચિત્રિતૈઃ ।
નાનાદ્રુમલતાગુલ્મૈર્નિર્ઘોષૈર્નિર્ઝરામ્ભસામ્ ॥ ૩॥

સ ચાવનિજ્યમાનાઙ્ઘ્રિઃ સમન્તાત્પયઊર્મિભિઃ ।
કરોતિ શ્યામલાં ભૂમિં હરિન્મરકતાશ્મભિઃ ॥ ૪॥

સિદ્ધચારણગન્ધર્વવિદ્યાધરમહોરગૈઃ ।
કિન્નરૈરપ્સરોભિશ્ચ ક્રીડદ્ભિર્જુષ્ટકન્દરઃ ॥ ૫॥

યત્ર સઙ્ગીતસન્નાદૈર્નદદ્ગુહમમર્ષયા ।
અભિગર્જન્તિ હરયઃ શ્લાઘિનઃ પરશઙ્કયા ॥ ૬॥

નાનારણ્યપશુવ્રાતસઙ્કુલદ્રોણ્યલઙ્કૃતઃ ।
ચિત્રદ્રુમસુરોદ્યાનકલકણ્ઠવિહઙ્ગમઃ ॥ ૭॥

[2]સરિત્સરોભિરચ્છોદૈઃ પુલિનૈર્મણિવાલુકૈઃ ।
દેવસ્ત્રીમજ્જનામોદસૌરભામ્બ્વનિલૈર્યુતઃ ॥ ૮॥

તસ્ય દ્રોણ્યાં ભગવતો વરુણસ્ય મહાત્મનઃ ।
ઉદ્યાનમૃતુમન્નામ આક્રીડં સુરયોષિતામ્ ॥ ૯॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – (હે પરીક્ષિત!) ક્ષીરસમુદ્રમાં ત્રિકૂટ નામે એક પ્રસિદ્ધ, સર્વ સમૃદ્ધિઓથી યુક્ત શ્રેષ્ઠ પર્વત હતો. તે દસ હજાર જોજન ઊંચો હતો. (૧) તેની ચારે તરફની લંબાઈ-પહોળાઈ પણ તેટલી જ હતી. તેનાં રજત, લોહ અને સુવર્ણનાં ત્રણ શિખરોની શોભાથી સમુદ્ર, દિશાઓ અને આકાશ ઝગમગતાં રહેતાં હતાં. (૨) બીજાં પણ તેનાં કેટલાંય એવાં શિખરો હતાં કે જેઓ રત્નો અને ધાતુઓની રંગબેરંગી શોભા દર્શાવતાં રહીને બધી દિશાઓને પ્રકાશિત કરી રહ્યાં હતાં. તે શિખરો પર વિવિધ જાતનાં વૃક્ષો, વેલીઓ અને ઝાડીઓ હતાં. તે (ત્રિકૂટ પર્વત) ઝરણાંઓના કલકલ-ધ્વનિથી ગૂંજતો રહેતો હતો. (૩) બધી બાજુએથી સમુદ્રનાં મોજાં આવી-આવીને તે પર્વતના નીચલા ભાગ સાથે અથડાતાં હતાં અને ત્યારે એવાં જણાતાં હતાં કે તેઓ જાણે કે પર્વતરાજના પગ પખાળી રહ્યાં હોય. તે પર્વતના પન્નાના નીલા પથ્થરોથી ત્યાંની ભૂમિ એવી શામળી થઈ ગઈ હતી કે જાણે તેના પર હરીભરી ધરો છવાઈ ગઈ હોય. (૪) તેની ગુફાઓમાં સિદ્ધો, ચારણો, ગંધર્વો, વિદ્યાધરો, નાગો, કિન્નરો, અપ્સરાઓ વગેરે વિહરતાં રહેતાં હતાં; (૫) અને તેમના સંગીતનો ધ્વનિ શિલાઓ સાથે અફળાઈને ગુફાઓમાં ગૂંજતો રહેતો હતો ત્યારે મોટા-મોટા ગર્વિષ્ઠ સિંહો તેને બીજા સિંહની ગર્જના સમજીને સહી શકતા ન હતા અને પોતાની ગર્જનાથી તેને દબાવી દેવા માટે વધુ જોરથી ગર્જના કરવા લાગતા હતા. (૬)

તે પર્વતની તળેટી જાતજાતનાં જંગલી પશુઓનાં ટોળાંથી શોભતી રહેતી હતી. અનેક પ્રકારનાં વૃક્ષોથી ભરપૂર દેવોના ઉદ્યાનમાં સુંદર-સુંદર પક્ષીઓ મધુર કલરવ કરતાં રહેતાં હતાં. (૭) તે પર્વતમાં ઘણી નદીઓ અને સરોવરો પણ હતાં, તેમનું પાણી ઘણું નિર્મળ હતું અને તેમના કાંઠે મણિઓની વેળુકા (રેતી) ચમકતી રહેતી હતી. તેમાં દેવાંગનાઓ સ્નાન કરતી હતી, તેથી તેમનું પાણી અત્યંત સુગંધિત થઈ જતું હતું. તે સૌરભ લઈને શીતળ પવન લહેરાતો રહેતો હતો. (૮)

તે પર્વતની તળેટીમાં ભગવાનના પ્રેમી મહાત્મા વરુણ ભગવાનનો એક ઉદ્યાન હતો. તેનું નામ ઋતુમાન હતું. તેમાં દેવાંગનાઓ ક્રીડા કરતી રહેતી હતી. (૯)

---

૧. પ્રા. પા. – તાવાન્ સુવિસ્તૃતો હ્યાસીત્ । ૨. પ્રા. પા. – સરઃસરિદ્ભિ૦ ।

સર્વતોઽલઙ્કૃતં દિવ્યૈર્નિત્યં પુષ્પફલદ્રુમૈઃ ।
મન્દારૈઃ પારિજાતૈશ્ચ પાટલાશોકચમ્પકૈઃ ॥ ૧૦॥

ચૂતૈઃ પ્રિયાલૈઃ પનસૈરામ્રૈરામ્રાતકૈરપિ[1] ।
ક્રમુકૈર્નાલિકેરૈશ્ચ ખર્જૂરૈર્બીજપૂરકૈઃ ॥ ૧૧॥

મધૂકૈઃ સાલતાલૈશ્ચ તમાલૈરસનાર્જુનૈઃ ।
અરિષ્ટોદુમ્બરપ્લક્ષૈર્વટૈઃ કિંશુકચન્દનૈઃ[2] ॥ ૧૨॥

પિચુમન્દૈઃ કોવિદારૈઃ સરલૈઃ સુરદારુભિઃ ।
દ્રાક્ષેક્ષુરમ્ભાજમ્બૂભિર્બદર્યક્ષાભયામલૈઃ ॥ ૧૩॥

બિલ્વૈઃ કપિત્થૈર્જમ્બીરૈર્વૃતો ભલ્લાતકાદિભિઃ ।
તસ્મિન્ સરઃ સુવિપુલં લસત્કાઞ્ચનપઙ્કજમ્ ॥ ૧૪॥

કુમુદોત્પલકહ્લારશતપત્રશ્રિયોર્જિતમ્ ।
મત્તષટ્પદનિર્ઘુષ્ટં શકુન્તૈશ્ચ કલસ્વનૈઃ ॥ ૧૫॥

હંસકારણ્ડવાકીર્ણં ચક્રાહ્વૈઃ સારસૈરપિ ।
જલકુક્કુટકોયષ્ટિદાત્યૂહકુલકૂજિતમ્ ॥ ૧૬॥

મત્સ્યકચ્છપસઞ્ચારચલત્પદ્મરજઃપયઃ[3] ।
કદમ્બવેતસનલનીપવઞ્જુલકૈર્વૃતમ્[4] ॥ ૧૭॥

કુન્દૈઃ કુરબકાશોકૈઃ શિરીષૈઃ કુટજેઙ્ગુદૈઃ[5] ।
કુબ્જકૈઃ સ્વર્ણયૂથીભિર્નાગપુન્નાગજાતિભિઃ ॥ ૧૮॥

મલ્લિકાશતપત્રૈશ્ચ માધવીજાલકાદિભિઃ ।
શોભિતં તીરજૈશ્ચાન્યૈર્નિત્યર્તુભિરલં દ્રુમૈઃ ॥ ૧૯॥

તત્રૈકદા તદ્ગિરિકાનનાશ્રયઃ
કરેણુભિર્વારણયૂથપશ્ચરન્ ।
સકણ્ટકાન્[6] કીચકવેણુવેત્રવદ્
વિશાલગુલ્મં પ્રરુજન્ વનસ્પતીન્ ॥ ૨૦॥

યદ્ગન્ધમાત્રાદ્ધરયો ગજેન્દ્રા
વ્યાઘ્રાદયો વ્યાલમૃગાઃ સખડ્ગાઃ ।

તેમાં ચોતરફ ફળ-ફૂલથી ભરપૂર દિવ્ય વૃક્ષો શોભી રહ્યાં હતાં. તે ઉદ્યાનમાં મંદાર, પારિજાત, ગુલાબ, આસોપાલવ, ચંપા, અનેક પ્રકારના આંબા, પ્રિયાલ, ફણસ, આંબલી, સોપારી, નારિયેળી, ખજૂરી, લીંબુડી, મહુડા, સાલ,, તાડ, તમાલ, અસન, અર્જુન, અરીઠાં, ઊમરો, અંજીર, વડ, પલાસ (ખાખરા-કેસૂડા), ચંદન, લીમડા, કાંચનાર, સરુ, દેવદાર, દ્રાક્ષ, શેરડી, કેળ, જાંબુડી, બોરડી, રુદ્રાક્ષ, હરડે, આમળાં, બીલી, કેરડા, લીંબુ, ભિલામાં વગેરે વૃક્ષો લહેરાતાં હતાં. તે ઉદ્યાનમાં એક ઘણું વિશાળ સરોવર હતું અને તેમાં સોનેરી કમળો ખીલી રહ્યાં હતાં. (૧૦-૧૪) બીજાં પણ વિભિન્ન પ્રકારનાં કુમુદ, કહ્લાર, શતદલ વગેરે કમળોની અનોખી શોભા પ્રસરી રહી હતી. ભ્રમરો ગુંજાર કરી રહ્યા હતા. મનોહર પક્ષીઓ કલરવ કરી રહ્યા હતાં. હંસ, કારન્ડવ, ચક્રવાક અને સારસના ટોળે-ટોળા ઉભરાતા હતાં. જલકુક્કુટ, બતક, બપૈયા કુક-કુક ધ્વનિ કરી રહ્યા હતા. માછલીઓ અને કાચબાઓની દોડાદોડીથી કમળનાં ફૂલ હાલી જતાં હતાં, જેથી તેમની પરાગ ખરી પડીને પાણીને સુંદર અને સુગંધિત બનાવી દેતી હતી. કદંબ, નેતર, નરકુળ, કદંબવેલી, વાંસ વગેરે વૃક્ષોથી તે ઉદ્યાન ઘેરાયેલો હતો. (૧૫-૧૭)

કુંદ, કુરબક, આસોપાલવ (અશોક), શિરીષ, વનમાલિકા, હિંગોરી, કુબ્જક, સોનજૂઈ, નાગ, પુન્નાગ, જાતિ, મલ્લિકા, શતપત્ર, માધવી, મોગરો વગેરે પુષ્પવૃક્ષોથી તેમ જ પ્રત્યેક ઋતુમાં લીલાંછમ રહેતાં બીજાં પણ વૃક્ષોથી તે સરોવર શોભતું હતું. (૧૮-૧૯)

તે પર્વતના ઘોર જંગલમાં ઘણીબધી હાથણીઓ સાથે એક ગજેન્દ્ર રહેતો હતો. તે મોટા-મોટા શક્તિશાળી હાથીઓનો સરદાર હતો. એક દિવસ તે ગજેન્દ્ર તે પર્વત પર પોતાની હાથણીઓ સાથે કાંટાળા કીચક, વાંસ, નેતર વગેરેની ગીચ ઝાડીઓ અને વૃક્ષોને રગદોળતો ટહેલી રહ્યો હતો. (૨૦) તેની ગંધથી જ સિંહ, હાથી, વાઘ,

૧. પ્રા. પા. – ૦નસૈર્નિમ્બૈરા૦ । ૨. પ્રા. પા. – શિંશપચન્દનૈઃ । ૩. પ્રા. પા. – ૦ત્પઙ્કરજ૦ । ૪. પ્રા. પા. – ૦લસદ્ભિર્વિધૈઃ પુલિનૈર્વૃતમ્ । ૫. પ્રા. પા. – કુટજદ્રુમૈઃ । ૬. પ્રા. પા. – સકણ્ટકં ।

મહોરગાશ્ચાપિ ભયાદ્ દ્રવન્તિ
સગૌરકૃષ્ણાઃ શરભાશ્ચમર્યઃ ॥ ૨૧॥

વૃકા વરાહા મહિષર્ક્ષશલ્યા
ગોપુચ્છસાલાવૃકમર્કટાશ્ચ ।
અન્યત્ર ક્ષુદ્રા હરિણાઃ શશાદય-
શ્ચરન્ત્યભીતા યદનુગ્રહેણ ॥ ૨૨॥

સ ઘર્મતપ્તઃ કરિભિઃ કરેણુભિ-
ર્વૃતો મદચ્યુત્કલભૈરનુદ્રુતઃ ।
ગિરિં ગરિમ્ણા પરિતઃ પ્રકમ્પયન્
નિષેવ્યમાણોઽલિકુલૈર્મદાશનૈઃ ॥ ૨૩॥

સરોઽનિલં પઙ્કજરેણુરૂષિતં
જિઘ્રન્ વિદૂરાન્ મદવિહ્વલેક્ષણઃ ।
વૃતઃ[1] સ્વયૂથેન તૃષાર્દિતેન તત્
સરોવરાભ્યાશમથાગમદ્ દ્રુતમ્ ॥ ૨૪॥

વિગાહ્ય તસ્મિન્નમૃતામ્બુ નિર્મલં
હેમારવિન્દોત્પલરેણુવાસિતમ્ ।
પપૌ નિકામં નિજપુષ્કરોદ્ધૃત-
માત્માનમદ્ભિઃ સ્નપયન્ ગતક્લમઃ ॥ ૨૫॥

સ્વપુષ્કરેણોદ્ધૃતશીકરામ્બુભિ-
ર્નિપાયયન્ સંસ્નપયન્ યથા ગૃહી ।
ઘૃણી કરેણૂઃ કલભાંશ્ચ દુર્મદો
નાચષ્ટ કૃચ્છ્રં કૃપણોઽજમાયયા ॥ ૨૬॥

તં તત્ર કશ્ચિન્નૃપ દૈવચોદિતો
ગ્રાહો બલીયાંશ્ચરણે રુષાઽગ્રહીત્ ।
યદૃચ્છયૈવં વ્યસનં ગતો ગજો
યથાબલં સોઽતિબલો વિચક્રમે ॥ ૨૭॥

ગેંડા વગેરે હિંસક પશુઓ, સર્પો તથા ચિત્તા, ગોરાં-કાળાં હરણ, ચમરી ગાય વગેરે ભયભીત થઈને ભાગી જતાં હતાં; (૨૧) અને તેની કૃપાથી વરુ, સૂવર, પાડા, રીંછ, શાહુડી, લંગૂર તથા કૂતરાં, વાંદરાં, હરણ, સસલાં વગેરે પ્રાણીઓ સર્વત્ર નિર્ભયપણે ફરી રહ્યાં હતાં. (૨૨) તે ગજેન્દ્રની પાછળ-પાછળ હાથીઓનાં નાનાં બચ્ચાં દોડી રહ્યાં હતાં. મોટા હાથીઓ અને હાથણીઓ પણ તેને વીંટળાઈને ચાલી રહ્યાં હતાં. તેની ચાલના ધમકારાથી પહાડ એક વાર તો કંપી ઊઠતો હતો. તેના ગંડસ્થળમાંથી ઝરતા મદનું પાન કરવા ભમરાઓ તેની સાથે-સાથે ઊડી રહ્યા હતા. મદને લીધે તેની આંખો ચંચળ થઈ રહી હતી. ઘણો તીવ્ર તડકો હોવાથી તે વ્યાકુળ થઈ ગયો અને તેને તથા તેનાં સાથીઓને તરસ પણ પીડવા લાગી. ત્યારે દૂરથી જ, કમળની પરાગથી સુવાસિત વાયુની ગંધ સૂંઘીને તે પેલા સરોવર તરફ જવા લાગ્યો, કે જેની શીતળતા અને સુગંધ લઈને વાયુ વહી રહ્યો હતો. વેગથી ચાલતો તે થોડી જ વારમાં તે સરોવરના કિનારે જઈ પહોંચ્યો. (૨૩-૨૪) તે સરોવરનું પાણી અત્યંત નિર્મળ અને અમૃત જેવું મધુર હતું. સોનેરી અને લાલ કમળોની પરાગથી તે મહેકી રહ્યું હતું. ગજેન્દ્રે પહેલાં તો તે પાણીમાં પ્રવેશીને પોતાની સૂંઢથી ઉછાળીને મન ભરીને પાણી પીધું, પછી તેમાં સ્નાન કરીને પોતાનો થાક ઉતાર્યો. (૨૫) ગૃહસ્થ પુરુષની જેમ તે ગજેન્દ્ર મોહગ્રસ્ત થઈને પોતાની સૂંઢથી પાણીના ફુવારા છોડીને પોતાની સાથેની હાથણીઓ અને બચ્ચાંને નવડાવવા લાગ્યો અને તેમનાં મોઢાંમાં સૂંઢ નાખીને પાણી પિવડાવવા લાગ્યો. ભગવાનની માયાથી મોહિત થયેલો તે ગજેન્દ્ર ઉન્મત્ત થઈ રહ્યો હતો. તે બિચારાને એનો ખ્યાલ જ ન હતો કે મારે માથે ઘણું મોટું સંકટ તોળાઈ રહ્યું છે. (૨૬)

હે રાજન્! ગજેન્દ્ર જે સમયે આટલો ઉન્મત્ત થઈ રહ્યો હતો તે સમયે પ્રારબ્ધની પ્રેરણાથી એક બળવાન ગ્રાહે ક્રોધે ભરાઈને તેનો પગ પકડી લીધો. આ પ્રમાણે અચાનક સંકટમાં ફસાઈને તે બળવાન ગજેન્દ્રે તેની શક્તિ અનુસાર પોતાને છોડાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ છોડાવી શક્યો નહીં. (૨૭)

૧. પ્રા. પા. – વૃતં સ યૂથેન ।

તથાऽऽતુરં યૂથપતિં કરેણવો
વિકૃષ્યમાણં તરસા બલીયસા ।
વિચુક્રુશુર્દીનધિયોऽપરે ગજાઃ
પાર્ષ્ણિગ્રહાસ્તારયિતું ન ચાશકન્ ॥ ૨૮॥

બીજા હાથીઓ, હાથણીઓ અને બચ્ચાંએ જોયું કે તેમના સ્વામીને બળવાન ગ્રાહ ઘણા વેગથી ખેંચી રહ્યો છે અને તેઓ ઘણા ભયભીત થઈ રહ્યા છે, ત્યારે તે બધાંને ઘણું દુઃખ થયું અને તેઓ ભારે વ્યાકુળતાથી ગરજવા લાગ્યાં. ઘણાંએ તેને મદદ પહોંચાડીને પાણીમાંથી બહાર કાઢવા ઈચ્છ્યું, પરંતુ એમાં તેઓ અસમર્થ જ રહ્યાં. (૨૮)

નિયુધ્યતોરેવમિભેન્દ્રનક્રયો[1]-
વિકર્ષતોરન્તરતો બહિર્મિથઃ ।
સમાઃ સહસ્રં વ્યગમન્ મહીપતે
સપ્રાણયોશ્ચિત્રમમંસતામરાઃ ॥ ૨૯॥

ગજેન્દ્ર અને ગ્રાહ પોતપોતાની પૂરી તાકાત લગાડીને મથી રહ્યા હતા. ક્યારેક ગજેન્દ્ર ગ્રાહને બહાર ખેંચી લાવતો હતો, તો ક્યારેક ગ્રાહ ગજેન્દ્રને અંદર ખેંચી જતો હતો. હે રાજન્! આ પ્રમાણે લડતાં-લડતાં એક હજાર વર્ષ વીત્યાં અને તે બંનેય જીવતા રહ્યા. આ ઘટના જોઈને દેવો પણ આશ્ચર્ય પામ્યા. (૨૯)

તતો ગજેન્દ્રસ્ય મનોબલૌજસાં
કાલેન દીર્ઘેણ મહાનભૂદ્ વ્યયઃ ।
વિકૃષ્યમાણસ્ય જલેऽવસીદતો
વિપર્યયોऽભૂત્ સકલં જલૌકસઃ ॥ ૩૦॥

છેવટે, ઘણા દિવસો સુધી વારંવાર પાણીમાં ખેંચાઈ જવાથી ગજેન્દ્રનું શરીર શિથિલ પડી ગયું. ન તો તેના શરીરમાં બળ રહ્યું કે ન તો રહી મનમાં હિંમત. શક્તિ પણ ક્ષીણ થઈ ગઈ. ગ્રાહ તો રહ્યો જળચર, તેથી તેનું બળ ક્ષીણ થવાને બદલે વધી ગયું હતું. તે ઘણા ઉત્સાહથી વિશેષ બળ લગાડીને ગજેન્દ્રને ખેંચવા લાગ્યો. (૩૦)

ઈત્થં ગજેન્દ્રઃ સ યદાऽऽપ સઙ્કટં
પ્રાણસ્ય દેહી વિવશો યદૃચ્છયા ।
અપારયન્નાત્મવિમોક્ષણે ચિરં
દધ્યાવિમાં[2] બુદ્ધિમથાભ્યપદ્યત ॥ ૩૧॥

દેહાભિમાની ગજેન્દ્ર આ પ્રમાણે પ્રાણોના સંકટમાં આવી પડ્યો અને પોતાને છોડાવવા સર્વથા અસમર્થ બની ગયો. ઘણા સમય સુધી તેણે છુટકારો મેળવવાના ઉપાયનો વિચાર કર્યો અને આખરે તેણે આ નિશ્ચય કર્યો – (૩૧)

ન મામિમે જ્ઞાતય આતુરં ગજાઃ
કુતઃ કરિણ્યઃ પ્રભવન્તિ મોચિતુમ્ ।
ગ્રાહેણ પાશેન વિધાતુરાવૃતો-
ऽપ્યહં ચ તં યામિ પરં પરાયણમ્ ॥ ૩૨॥

"આ ગ્રાહ વિધાતાનો ફંદો જ છે, એમાં ફસાઈને હું આતુર થઈ રહ્યો છું. જ્યારે મને મારી બરાબરીના હાથીઓ પણ આ સંકટમાંથી ઉગારી શક્યા નથી, તો બિચારી આ હાથણીઓ તો છોડાવી જ કેમ શકે? તેથી હવે હું સમસ્ત વિશ્વના એકમાત્ર આશ્રય ભગવાનનું જ શરણ લઉં છું. (૩૨)

યઃ કશ્ચનેશો બલિનોऽન્તકોરગાત્
પ્રચણ્ડવેગાદભિધાવતો ભૃશમ્ ।
ભીતં પ્રપન્નં પરિપાતિ યદ્ભયા-
ન્મૃત્યુઃ પ્રધાવત્યરણં તમીમહિ ॥ ૩૩॥

કાળ ઘણો બળવાન છે; એ સાપની જેમ ઘણા પ્રચંડ વેગથી બધાંને ગળી જવા માટે ધસતો જ રહે છે. એનાથી અત્યંત ભયભીત થઈને જે કોઈ ભગવાનના શરણે જાય છે તેને તે પ્રભુ જરૂર બચાવી લે છે. એમનાથી ભયભીત થઈને મૃત્યુ પણ પોતાનું કામ કરવા માટે દોડતું હોય છે. તે જ પ્રભુ સૌના આશ્રય છે. હું તેમનું જ શરણ લઉં છું." (૩૩)

═★═

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે મન્વન્તરાનુવર્ણને[3] ગજેન્દ્રોપાખ્યાને દ્વિતીયોऽધ્યાયઃ ॥ ૨॥**

**આઠમા સ્કંધ-અંતર્ગત મન્વંતર-અનુવર્ણનમાંનો ગજેન્દ્ર-ઉપાખ્યાનમાંનો બીજો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. – નિવિધ્યતોરેવ ગજેન્દ્રનક્રયો૦ । ૨. પ્રા. પા. – દૈવાદિમાં । ૩. પ્રાચીન પ્રતમાં 'મન્વન્તરાનુવર્ણને' પાઠ નથી.

# ત્રીજો અધ્યાય

3

## ગજેન્દ્રમોક્ષ

*શ્રીશુક ઉવાચ*[1]

એવં વ્યવસિતો બુદ્ધ્યા સમાધાય મનો હૃદિ ।
જજાપ પરમં જાપ્યં પ્રાગ્જન્મન્યનુશિક્ષિતમ્ ॥ ૧॥

*ગજેન્દ્ર ઉવાચ*

ૐ નમો ભગવતે તસ્મૈ યત એતચ્ચિદાત્મકમ્ ।
પુરુષાયાદિબીજાય પરેશાયાભિધીમહિ ॥ ૨॥

યસ્મિન્નિદં યતશ્ચેદં યેનેદં ય ઈદં સ્વયમ્ ।
યોઽસ્માત્પરસ્માચ્ચ પરસ્તં પ્રપદ્યે સ્વયમ્ભુવમ્ ॥ ૩॥

યઃ સ્વાત્મનીદં નિજમાયયાઽર્પિતં
ક્વચિદ્વિભાતં ક્વ ચ તત્તિરોહિતમ્ ।
અવિદ્ધદૃક્ સાક્ષ્યુભયં તદીક્ષતે
સ આત્મમૂલોઽવતુ માં પરાત્પરઃ ॥ ૪॥

કાલેન પઞ્ચત્વમિતેષુ કૃત્સ્નશો
લોકેષુ પાલેષુ[2] ચ સર્વહેતુષુ ।
તમસ્તદાઽઽસીદ્ ગહનં ગભીરં
યસ્તસ્ય પારેઽભિવિરાજતે વિભુઃ ॥ ૫॥

ન યસ્ય દેવા ઋષયઃ પદં વિદુ-
ર્જન્તુઃ પુનઃ કોઽર્હતિ ગન્તુમીરિતુમ્ ।
યથા નટસ્યાકૃતિભિર્વિચેષ્ટતો
દુરત્યયાનુક્રમણઃ સ માઽવતુ ॥ ૬॥

દિદૃક્ષવો યસ્ય પદં સુમઙ્ગલં
વિમુક્તસઙ્ગા મુનયઃ સુસાધવઃ ।
ચરન્ત્યલોકવ્રતમવ્રણં[3] વને
ભૂતાત્મભૂતાઃ[4] સુહૃદઃ સ મે ગતિઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) પોતાની બુદ્ધિથી આવો નિશ્ચય કરીને તે ગજેન્દ્રે પોતાના ચિત્તને હૃદયમાં એકાગ્ર કર્યું અને પછી તે પૂર્વજન્મમાં શીખેલા શ્રેષ્ઠ સ્તોત્રના જપ વડે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. (૧)

**ગજેન્દ્રે (સ્તુતિ કરતાં) કહ્યું** – જેઓ જગતનું મૂળ કારણ છે અને સૌના હૃદયમાં પુરુષરૂપે વિરાજમાન છે તેમ જ સમસ્ત સંસારના એકમાત્ર સ્વામી છે તથા જેમને કારણે આ સંસારમાં ચૈતન્યનો વિસ્તાર થાય છે તે ભગવાનને હું નમસ્કાર કરું છું અને પ્રેમપૂર્વક તેમનું ધ્યાન ધરું છું. (૨) આ સંસાર તેમનામાં જ સ્થિત છે, તેમની જ સત્તા (અસ્તિત્વ)થી પ્રતીત થઈ રહ્યો છે, તેમાં તેઓ જ વ્યાપ્ત રહેલા છે અને સ્વયં તેઓ જ સંસારરૂપે પ્રગટ થઈ રહ્યા છે. આ બધું હોવા છતાં પણ તેઓ આ સંસારથી અને તેના કારણ-પ્રકૃતિથી સર્વથા પર છે. તે સ્વયંપ્રકાશ, સ્વયંસિદ્ધ-સત્તાત્મક ભગવાનનું હું શરણ લઉં છું. (૩) આ વિશ્વ-પ્રપંચ તેમની માયાથી જ તેમનામાં આરોપિત છે. આ વિશ્વનું તેઓ ક્યારેક લીલા-પૂર્વક નિર્માણ કરે છે તો ક્યારેક તેને નષ્ટ પણ કરે છે. પરંતુ તેમની દૃષ્ટિ બન્ને સ્થિતિમાં જેમની-તેમ (સમાન) રહે છે. અર્થાત્ તેઓ આના સાક્ષી છે. તેઓ જ આ વિશ્વ-પ્રપંચના મૂળ-કારણ છે પરંતુ તેમનું કોઈ કારણ નથી; તે પરાત્પર પ્રભુ મારું રક્ષણ કરે. (૪) પ્રલયના સમયે સમસ્ત લોકો, સમસ્ત લોકપાલો અને એ બધાંનાં કારણો સંપૂર્ણપણે નષ્ટ થઈ જાય છે અને માત્ર ગાઢ અને ઘેરો અંધકાર જ રહેવા પામે છે; પરંતુ અનંત પરમાત્મા તેનાથી સર્વથા પર વિરાજમાન રહે છે. તે જ પ્રભુ મારું રક્ષણ કરે. (૫) તેમની લીલાઓનું રહસ્ય જાણવું એ અત્યંત મુશ્કેલ છે. તેઓ નટ (નાટકના અભિનેતા)ની જેમ અનેક વેશ ધારણ કરે છે. તેમના વાસ્તવિક સ્વરૂપને નથી તો ઋષિઓ જાણતા કે નથી તો દેવો જાણતા; તો પછી અન્ય એવું કોણ હોઈ શકે કે જે ત્યાં સુધી જઈ શકે અને તેનું વર્ણન કરી શકે? તે પ્રભુ મારું રક્ષણ કરે. (૬) જેમના પરમ મંગલમય સ્વરૂપનું દર્શન કરવા માટે મહાત્માઓ સંસારની સઘળી આસક્તિઓનો પરિત્યાગ કરી દે છે અને વનમાં જઈને બ્રહ્મચર્ય વગેરે અલૌકિક વ્રતોનું અખંડપણે પાલન કરે છે તથા પોતાના આત્માને સૌના હૃદયમાં વિરાજમાન જોતા રહીને સ્વાભાવિક રીતે જ સૌનું હિત કરે છે. મુનિઓના સર્વસ્વ એવા તે ભગવાન મારા સહાયક છે, તેઓ જ મારી ગતિ છે. (૭)

---

૧. પ્રા. પા. – બાદરાયણિરુવાચ । ૨. પ્રા. પા. – વૈ સર્વગતેષુ । ૩. પ્રા. પા. – ચરન્તિ લોકે વ્રત૦ । ૪. પ્રા. પા. – સર્વાત્મભૂતાઃ ।

ન વિદ્યતે યસ્ય ચ જન્મ કર્મ વા
ન નામરૂપે ગુણદોષ એવ વા[1] ।
તથાપિ લોકાપ્યયસમ્ભવાય યઃ
સ્વમાયયા તાન્યનુકાલમૃચ્છતિ[2] ॥ ૮॥

તસ્મૈ નમઃ પરેશાય બ્રહ્મણેऽનન્તશક્તયે ।
અરૂપાયોરુરૂપાય નમ આશ્ચર્યકર્મણે ॥ ૯॥

નમ આત્મપ્રદીપાય સાક્ષિણે પરમાત્મને ।
નમો ગિરાં વિદૂરાય મનસશ્ચેતસામપિ ॥ ૧૦॥

સત્ત્વેન પ્રતિલભ્યાય નૈષ્કર્મ્યેણ વિપશ્ચિતા ।
નમઃ કૈવલ્યનાથાય નિર્વાણસુખસંવિદે ॥ ૧૧॥

નમઃ શાન્તાય ઘોરાય મૂઢાય ગુણધર્મિણે ।
નિર્વિશેષાય સામ્યાય નમો જ્ઞાનઘનાય ચ ॥ ૧૨॥

ક્ષેત્રજ્ઞાય નમસ્તુભ્યં સર્વાધ્યક્ષાય સાક્ષિણે ।
પુરુષાયાત્મમૂલાય મૂલપ્રકૃતયે નમઃ ॥ ૧૩॥

સર્વેન્દ્રિયગુણદ્રષ્ટ્રે સર્વપ્રત્યયહેતવે ।
અસતા છાયયોક્તાય સદાભાસાય તે નમઃ ॥ ૧૪॥

નમો નમસ્તેऽખિલકારણાય
નિષ્કારણાયાદ્ભુતકારણાય ।
સર્વાગમામ્નાયમહાર્ણવાય
નમોऽપવર્ગાય પરાયણાય ॥ ૧૫॥

ગુણારણિચ્છન્નચિદૂષ્મપાય
તત્ક્ષોભવિસ્ફૂર્જિતમાનસાય ।
નૈષ્કર્મ્યભાવેન વિવર્જિતાગમ[3]-
સ્વયંપ્રકાશાય નમસ્કરોમિ ॥ ૧૬॥

નથી તો તેમનાં જન્મ અને કર્મ, કે નથી તો નામ અને રૂપ; તો પછી તેમના ગુણ અને દોષ વિશેની તો કલ્પના પણ કેવી રીતે કરી શકાય? આમ છતાં પણ વિશ્વનું સર્જન, સ્થિતિ અને સંહાર કરવા માટે તેઓ પોતાની માયાથી બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર રૂપ (અર્થાત્ જન્મ-કર્મ, નામ-રૂપ, ગુણ-દોષ વગેરેને) અપનાવે છે. (૮) તે જ અનંત શક્તિમાન સર્વ-ઐશ્વર્યમય પરબ્રહ્મ પરમાત્માને હું નમસ્કાર કરું છું. તેઓ અ-રૂપ હોવા છતાંય બહુરૂપ છે. તેમનાં કર્મ અત્યંત આશ્ચર્યપૂર્ણ છે. હું તેમનાં ચરણોમાં નમસ્કાર કરું છું. (૯) સ્વયંપ્રકાશ, સૌના સાક્ષી પરમાત્માને હું નમસ્કાર કરું છું. જેઓ મન, વાણી અને ચિત્તથી અત્યંત દૂર છે તે પરમાત્માને હું નમસ્કાર કરું છું. (૧૦)

વિવેકી મનુષ્ય કર્મસંન્યાસ કરવા કર્મ-સમર્પણ વડે પોતાના અંતઃકરણને શુદ્ધ કરીને જેમને પ્રાપ્ત કરે છે તથા જેઓ પોતે તો નિત્યમુક્ત, પરમાનંદસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે જ, સાથે જ બીજાઓને કૈવલ્ય-મુક્તિ આપવાનું સામર્થ્ય પણ માત્ર જેમનામાં જ છે તે પ્રભુને હું નમસ્કાર કરું છું. (૧૧) જેઓ સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણોના ધર્મ અપનાવીને ક્રમશઃ શાન્ત, ઘોર અને મૂઢ અવસ્થા પણ ધારણ કરે છે તે, ભેદરહિત સમભાવપૂર્વક રહેલા અને જ્ઞાનઘન પ્રભુને હું વારંવાર નમસ્કાર કરું છું. (૧૨) (હે પ્રભુ!) આપ સૌના સ્વામી છો, બધાં જ ક્ષેત્રોના એકમાત્ર જાણનારા અને સૌના સાક્ષી છો; હું આપને નમસ્કાર કરું છું. આપ પોતે જ પોતાનું કારણ છો. પુરુષ અને મૂળપ્રકૃતિ-રૂપ પણ આપ જ છો. આપને વારંવાર મારા નમસ્કાર છે.(૧૩) આપ સમસ્ત ઇન્દ્રિયો અને તેમના વિષયોના દ્રષ્ટા છો, સઘળી પ્રતીતિઓના આધાર છો; અહંકાર વગેરે છાયારૂપ અસત્ (મિથ્યા) વસ્તુઓ વડે આપની જ સત્તા (અસ્તિત્વ) પ્રગટ થાય છે. સઘળી વસ્તુઓના અસ્તિત્વરૂપે પણ કેવળ આપ જ દેખાઓ છો. હું આપને નમસ્કાર કરું છું. (૧૪) આપ સૌનું મૂળ કારણ છો. આપનું કારણ કોઈ જ નથી; તથા કારણ હોય તોપણ આપનામાં વિકાર કે પરિણામ આવતાં નથી, તેથી આપ અનોખું કારણ છો. આપને મારા વારંવાર નમસ્કાર છે. જેમ બધાં નદી-ઝરણાં વગેરેનો પરમ આશ્રય સમુદ્ર છે તેવી જ રીતે આપ સમસ્ત વેદો અને શાસ્ત્રોનું પરમ તાત્પર્ય છો. આપ મોક્ષસ્વરૂપ છો અને સઘળા સંતો આપનું જ શરણ લે છે; તેથી હું આપને નમસ્કાર કરું છું. (૧૫) જેમ યજ્ઞના અરણિ-કાષ્ઠમાં અગ્નિ ગુપ્ત રહે છે તેવી જ રીતે આપે પોતાનું જ્ઞાન ગુણોની માયાથી ગોપનીય રાખ્યું છે. ગુણોમાં ક્ષોભ થવાથી, તેમના વડે વિવિધ પ્રકારની સૃષ્ટિરચનાનો આપ સંકલ્પ કરો છો.

૧. પ્રા. પા. – ચ । ૨. પ્રા. પા. – ૦ન્યનુકૂલ૦ । ૩. પ્રા. પા. – વિવર્તિતાય ।

માદૃક્પ્રપન્નપશુપાશવિમોક્ષણાય
મુક્તાય ભૂરિકરુણાય નમોઽલયાય ।
સ્વાંશેન સર્વતનુભૃન્મનસિ પ્રતીત-
પ્રત્યગ્દૃશે ભગવતે બૃહતે નમસ્તે ॥ ૧૭॥

આત્માત્મજાપ્તગૃહવિત્તજનેષુ સક્તૈ-
ર્દુષ્પ્રાપણાય ગુણસઙ્ગવિવર્જિતાય ।
મુક્તાત્મભિઃ સ્વહૃદયે પરિભાવિતાય
જ્ઞાનાત્મને ભગવતે નમ ઈશ્વરાય ॥ ૧૮॥

યં ધર્મકામાર્થવિમુક્તિકામા
ભજન્ત ઈષ્ટાં ગતિમાપ્નુવન્તિ ।
કિં ત્વાશિષો રાત્યપિ દેહમવ્યયં
કરોતુ મેઽદભ્રદયો વિમોક્ષણમ્ ॥ ૧૯॥

એકાન્તિનો યસ્ય ન કઞ્ચનાર્થં
વાઞ્છન્તિ યે વૈ ભગવત્પ્રપન્નાઃ ।
અત્યદ્ભુતં તચ્ચરિતં સુમઙ્ગલં
ગાયન્ત આનન્દસમુદ્રમગ્નાઃ ॥ ૨૦॥

તમક્ષરં બ્રહ્મ પરં પરેશ-
મવ્યક્તમાધ્યાત્મિકયોગગમ્યમ્ ।
અતીન્દ્રિયં સૂક્ષ્મમિવાતિદૂર-
મનન્તમાદ્યં પરિપૂર્ણમીડે ॥ ૨૧॥

યસ્ય બ્રહ્માદયો દેવા વેદા લોકાશ્ચરાચરાઃ ।
નામરૂપવિભેદેન ફલ્ગ્વ્યા ચ કલયા કૃતાઃ ॥ ૨૨॥

યથાર્ચિષોઽગ્નેઃ સવિતુર્ગભસ્તયો
નિર્યાન્તિ સંયાન્ત્યસકૃત્ સ્વરોચિષઃ ।
તથા યતોઽયં ગુણસંપ્રવાહો
બુદ્ધિર્મનઃ ખાનિ શરીરસર્ગાઃ ॥ ૨૩॥

સ વૈ ન દેવાસુરમર્ત્યતિર્યઙ્
ન સ્ત્રી ન ષણ્ઢો ન પુમાન્ ન જન્તુઃ ।

જેઓ કર્મસંન્યાસ કે કર્મસમર્પણ વડે આત્મતત્ત્વની ભાવના કરીને વેદશાસ્ત્રોથી પર થઈ જાય છે તેમના આત્માના રૂપમાં આપ પોતે જ પ્રકટ થઈ જાઓ છો. હું આપને નમસ્કાર કરું છું. (૧૬)

જેમ કોઈ દયાળુ મનુષ્ય જાળમાં ફસાયેલા પશુનું બંધન કાપી નાખે તેવી જ રીતે આપ મારા જેવા શરણાગતોને બંધનમાંથી મુક્ત કરો છો. આપ નિત્ય-મુક્ત છો, પરમ કરુણામય છો અને આપ ભક્તોનું કલ્યાણ કરવામાં પ્રમાદ કરતા નથી. આપનાં ચરણોમાં મારા નમસ્કાર છે. સઘળાં પ્રાણીઓના હૃદયમાં આપ પોતાના અંશથી અંતરાત્મારૂપે પ્રાપ્ત થતા રહો છો. આપ બધાં ઐશ્વર્યોથી પરિપૂર્ણ અને અનંત છો. આપને હું નમસ્કાર કરું છું. (૧૭) જેઓ શરીર, પુત્ર, વડીલ, ઘર, સંપત્તિ અને સ્વજનોમાં આસક્ત છે તેમને આપની પ્રાપ્તિ થવી અત્યંત મુશ્કેલ છે, કારણ કે આપ પોતે ગુણોની આસક્તિ વિનાના છો. જીવન્મુક્ત મનુષ્યો પોતાના હૃદયમાં નિરંતર આપનું ચિંતન કરતા રહે છે. તેવા બધાં ઐશ્વર્યોથી પરિપૂર્ણ, જ્ઞાનસ્વરૂપ ભગવાનને હું નમસ્કાર કરું છું. (૧૮) ધર્મ, અર્થ, કામ અને મોક્ષની કામનાથી મનુષ્યો તેમની ભક્તિ કરીને પોતાની અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી લે છે. એટલું જ નહીં, તેઓ મનુષ્યોને બધા પ્રકારનું સુખ આપે છે અને પોતાના જેવું જ અવિનાશી પાર્ષદ શરીર પણ આપે છે. જેઓ અપાર દયાળુ છે એવા પ્રભુ મારો ઉદ્ધાર કરે. (૧૯) જેમના અનન્યપ્રેમી ભક્તો તેમના જ શરણે રહીને તેમની પાસેથી કોઈ પણ વસ્તુની – મોક્ષ સુધ્ધાંની પણ કામના કરતા નથી, તેમની પરમદિવ્ય મંગલમય લીલાઓનું ગાનમાત્ર કરતા રહીને આનંદસાગરમાં ડૂબેલા રહે છે; (૨) જેઓ અવિનાશી, સર્વશક્તિમાન, અવ્યક્ત, ઇન્દ્રિયાતીત અને અતિસૂક્ષ્મ છે; જેઓ અત્યંત પાસે હોવા છતાં પણ ઘણા દૂર જણાય છે; જેઓ આધ્યાત્મિક યોગ એટલે કે જ્ઞાનયોગ અથવા ભક્તિયોગ દ્વારા પ્રાપ્ત થાય છે તે જ આદિપુરુષ, અનંત અને પરિપૂર્ણ પરબ્રહ્મ પરમાત્માની હું સ્તુતિ કરું છું. (૨૧)

જે પ્રમાણે અગ્નિમાંથી તેની જ્વાળાઓ નીકળે છે અને તેમાં જ લીન થાય છે, જેમ સૂર્યમાંથી કિરણો નીકળે છે અને તેમાં જ લીન થઈ જાય છે તે જ રીતે આ સમસ્ત વિશ્વ-પ્રપંચ અર્થાત્ ગુણોના પ્રવાહરૂપ બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને તમામ શરીરો તેમનામાંથી ઉત્પન્ન થાય છે અને તેમનામાં જ લીન થઈ જાય છે. તે ભગવાન નથી દેવ કે નથી અસુર, નથી મનુષ્ય કે પશુ-પક્ષી, નથી સ્ત્રી-પુરુષ કે નપુંસક. તેઓ ગુણ, કર્મ, કાર્ય કે કારણ પણ

નાયં ગુણઃ કર્મ ન સન્ન ચાસન્
નિષેધશેષો જયતાદશેષઃ ॥ ૨૪॥

જિજીવિષે નાહમિહામુયા કિ-
મન્તર્બહિશ્ચાવૃતયેભયોન્યા ।
ઈચ્છામિ કાલેન ન યસ્ય વિપ્લવ-
સ્તસ્યાત્મલોકાવરણસ્ય મોક્ષમ્ ॥ ૨૫॥

સોઽહં વિશ્વસૃજં વિશ્વમવિશ્વં વિશ્વવેદસમ્ ।
વિશ્વાત્માનમજં બ્રહ્મ પ્રણતોઽસ્મિ પરં પદમ્ ॥ ૨૬॥

યોગરન્ધિતકર્માણો હૃદિ યોગવિભાવિતે ।
યોગિનો યં પ્રપશ્યન્તિ યોગેશં તં નતોઽસ્મ્યહમ્ ॥ ૨૭॥

નમો નમસ્તુભ્યમસહ્યવેગ-
શક્તિત્રયાયાખિલધીગુણાય ।
પ્રપન્નપાલાય દુરન્તશક્તયે
કદિન્દ્રિયાણામનવાપ્યવર્ત્મને ॥ ૨૮॥

નાયં વેદ સ્વમાત્માનં યચ્છક્ત્યાહંધિયા હતમ્ ।
તં દુરત્યયમાહાત્મ્યં ભગવન્તમિતોઽસ્મ્યહમ્[1] ॥ ૨૯॥

*શ્રીશુક ઉવાચ*

એવં ગજેન્દ્રમુપવર્ણિતનિર્વિશેષં
બ્રહ્માદયો વિવિધલિઙ્ગભિદાભિમાનાઃ ।
નૈતે યદોપસસૃપુર્નિખિલાત્મકત્વાત્
તત્રાખિલામરમયો હરિરાવિરાસીત્ ॥ ૩૦॥

તં તદ્વદાર્ત્તમુપલભ્ય જગન્નિવાસઃ
સ્તોત્રં નિશમ્ય દિવિજૈઃ સહ સંસ્તુવદ્ભિઃ ।
છન્દોમયેન ગરુડેન સમુહ્યમાન-
શ્ચક્રાયુધોઽભ્યગમદાશુ યતો ગજેન્દ્રઃ ॥ ૩૧॥

નથી. પરંતુ આ બધાંનો નિષેધ થઈ જતાં જે કંઈ શેષ રહે છે તે જ તેમનું સ્વરૂપ છે તથા તેઓ જ સર્વ કાંઈ છે. તે જ પરમાત્મા મારો ઉદ્ધાર કરે. (૨૨-૨૪) હું હાથીની આ યોનિમાં જીવવા ઇચ્છતો નથી, કારણ કે અંદર-બહાર બધી બાજુએ અજ્ઞાનના આવરણથી તે ઢંકાયેલી છે, તેને હયાત રાખીને શું કરવાનું છે? આત્માના પ્રકાશને ઢાંકી દેનારું જે અજ્ઞાન છે તેનાથી હું મુક્તિ ચાહું છું, કારણ કે આત્મતત્ત્વના જ્ઞાનનો નાશ કરવા કાળ પણ સમર્થ નથી. (૨૫) તેથી, હું તે પરબ્રહ્મ પરમાત્માના શરણે થયો છું, કે જેઓ વિશ્વરહિત હોવા છતાં પણ સંસારના રચનારા અને વિશ્વસ્વરૂપ છે; અને સાથોસાથ જ જેઓ વિશ્વના અંતરાત્મારૂપે વિશ્વરૂપી સામગ્રીથી ક્રીડા પણ કરતા રહે છે – તે અજન્મા, પરમપદસ્વરૂપ બ્રહ્મને હું નમસ્કાર કરું છું. (૨૬) યોગીજનો યોગ વડે કર્મ, કર્મવાસના અને કર્મફળને બાળી નાખીને પોતાના યોગશુદ્ધ હૃદયમાં જે યોગેશ્વર ભગવાનનો સાક્ષાત્કાર કરે છે તે પ્રભુને હું નમસ્કાર કરું છું. (૨૭) હે પ્રભુ! આપની સત્ત્વ, રજ અને તમ – એ ત્રણ શક્તિઓના રાગ વગેરેના વેગ અસહ્ય છે. સઘળી ઇન્દ્રિયો અને મનના વિષયોના રૂપમાં પણ આપ જ પ્રતીત થાઓ છો; તેથી જેમની ઇન્દ્રિયો વશમાં નથી તે લોકો તો આપની પ્રાપ્તિનો માર્ગ પણ પામી શકતા નથી. આપની શક્તિ અનંત છે. આપ શરણાગતવત્સલ છો. આપને હું વારંવાર નમસ્કાર કરું છું. (૨૮) આપની જ માયા-અહંભાવથી આત્મ-સ્વરૂપ ઢંકાયેલું છે, તેવો આ જીવ પોતાના સ્વરૂપને ઓળખી શકતો નથી. આપનો મહિમા અપાર છે. તે સર્વશક્તિમાન અને માધુર્યના ભંડાર ભગવાનના શરણમાં હું છું. (૨૯)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આ પ્રમાણે ગજેન્દ્રે કોઈ ભેદભાવ વિના, નિર્વિશેષરૂપે ભગવાનની સ્તુતિ કરી હતી, તેથી વિભિન્ન નામ-રૂપોને પોતાનું સ્વરૂપ માનનારા બ્રહ્મા વગેરે દેવો તેને બચાવવા માટે આવ્યા નહીં; ત્યારે પોતે સર્વાત્મા હોવાને કારણે સર્વદેવસ્વરૂપ ભગવાન શ્રીહરિ પોતે જ (ત્યાં) પ્રગટ થયા. (૩૦) વિશ્વના એકમાત્ર આધાર ભગવાને જોયું કે ગજેન્દ્ર અત્યંત દુઃખી થઈ રહ્યો છે. તેથી તેની સ્તુતિ સાંભળીને ચક્રધારી ભગવાન વેદમય ગરુડજી પર સવાર થઈને અત્યંત વેગપૂર્વક ત્યાં જવા ચાલી નીકળ્યા, કે જ્યાં ગજેન્દ્ર ભારે સંકટમાં ફસાયો હતો. તેમની સાથે સ્તુતિ કરતા કરતા દેવો પણ આવ્યા. (૩૧)

૧. પ્રા. પા. – ઠવન્તં નતોઽસ્મ્યહમ્ ।

સોऽન્તઃસરસ્યુરુબલેન ગૃહીત આર્તો
દૃષ્ટ્વા ગરુત્મતિ હરિં ખ ઉપાત્તચક્રમ્ ।
ઉત્ક્ષિપ્ય સામ્બુજકરં ગિરમાહ કૃચ્છ્રા-
ન્નારાયણાખિલગુરો ભગવન્ નમસ્તે ॥ ૩૨॥

તે સરોવરમાં બળવાન ગ્રાહે તે ગજેન્દ્રને પકડી રાખ્યો હતો અને તેથી તે અત્યંત વ્યાકુળ થઈ રહ્યો હતો. જ્યારે તેણે ગરુડજી પર સવાર થઈને હાથમાં ચક્ર ધારણ કરેલા ભગવાન શ્રીહરિને આકાશમાં જોયા ત્યારે તેણે પોતાની સૂંઢમાં કમળનું એક સુંદર ફૂલ લઈને તેને ઊંચું કર્યું અને તે ઘણા દુઃખ સાથે બોલ્યો – "હે નારાયણ! હે જગદ્‌ગુરુ! હે ભગવન્! આપને નમસ્કાર છે." (૩૨) જ્યારે ભગવાને જોયું કે ગજેન્દ્ર અત્યંત દુઃખી થઈ રહ્યો છે ત્યારે તેઓ એકાએક જ ગરુડજી પરથી ઊતરી ગયા અને દયા કરીને ગજેન્દ્રની સાથે જ ગ્રાહને પણ અત્યંત ઝડપથી સરોવરમાંથી બહાર ખેંચી લાવ્યા. પછી બધા દેવોના જોતાં જ ભગવાન શ્રીહરિએ ચક્રથી ગ્રાહનું મોઢું ચીરી નાખ્યું અને ગજેન્દ્રને મુક્ત કરી દીધો. (૩૩)

તં વીક્ષ્ય પીડિતમજઃ સહસાऽવતીર્ય
સગ્રાહમાશુ સરસઃ કૃપયોજ્જહાર ।
ગ્રાહાદ્વિપાટિતમુખાદરિણા ગજેન્દ્રં
સંપશ્યતાં હરિરમૂમુચદુસ્ત્રિયાણામ્[1] ॥ ૩૩॥

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે ગજેન્દ્રમોક્ષણે[2] તૃતીયોऽધ્યાયઃ ॥ ૩॥

આઠમા સ્કંધ-અંતર્ગત ગજેન્દ્રમોક્ષમાંનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

==★==

# ચોથો અધ્યાય

## ગજેન્દ્ર અને ગ્રાહનું પૂર્વચરિત્ર અને તેમનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*

તદા દેવર્ષિગન્ધર્વા બ્રહ્મેશાનપુરોગમાઃ ।
મુમુચુઃ કુસુમાસારં શંસન્તઃ કર્મ તદ્ધરેઃ ॥ ૧॥

નેદુર્દુન્દુભયો દિવ્યા ગન્ધર્વા નનૃતુર્જગુઃ ।
ઋષયશ્ચારણાઃ સિદ્ધાસ્તુષ્ટુવુઃ પુરુષોત્તમમ્ ॥ ૨॥

યોऽસૌ ગ્રાહઃ સ વૈ સદ્યઃ પરમાશ્ચર્યરૂપધૃક્ ।
મુક્તો દેવલશાપેન હૂહૂર્ગન્ધર્વસત્તમઃ ॥ ૩॥

પ્રણમ્ય શિરસાऽધીશમુત્તમશ્લોકમવ્યયમ્ ।
અગાયત યશોધામ કીર્તન્યગુણસત્કથમ્ ॥ ૪॥

સોऽનુકમ્પિત ઈશેન પરિક્રમ્ય પ્રણમ્ય તમ્ ।
લોકસ્ય પશ્યતો લોકં સ્વમગાન્મુક્તકિલ્બિષઃ ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – (હે પરીક્ષિત!) તે સમયે બ્રહ્મા, શંકર વગેરે દેવો, ઋષિઓ અને ગંધર્વો ભગવાન શ્રીહરિના આ કાર્યની પ્રશંસા કરવા લાગ્યા અને તેમના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા; (૧) સ્વર્ગમાં નગારાં વાગવા લાગ્યાં, ગંધર્વો ગાવા-નાચવા લાગ્યા તથા ઋષિઓ, ચારણો અને સિદ્ધો ભગવાન શ્રીપુરુષોત્તમની સ્તુતિ કરવા લાગ્યા. (૨) આ તરફ, તે ગ્રાહ તરત જ પરમ આશ્ચર્યમય દિવ્ય રૂપધારી બની ગયો. આ ગ્રાહ આ પહેલાં હૂહૂ નામનો એક શ્રેષ્ઠ ગંધર્વ હતો. દેવલઋષિના શાપથી તેને આ ગતિ પ્રાપ્ત થઈ હતી. અત્યારે તે ભગવાનની કૃપાથી મુક્ત થઈ ગયો. (૩) તેણે સર્વેશ્વર ભગવાનનાં ચરણોમાં માથું મૂકીને પ્રણામ કર્યા, ત્યારપછી તે ભગવાનના સુયશનું ગાન કરવા લાગ્યો. વાસ્તવમાં અવિનાશી ભગવાન જ સર્વશ્રેષ્ઠ કીર્તિસંપન્ન છે અને તેમના ગુણ તથા તેમની મનોહર લીલાઓ ગાવા-યોગ્ય છે. (૪) ભગવાનના કૃપાસભર સ્પર્શથી તે ગ્રાહનાં બધાં પાપો અને દુઃખો નાશ પામ્યાં. તેણે ભગવાનની પરિક્રમા કરીને તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા અને સૌના જોતાં જ પોતાના લોક ભણી પ્રયાણ કર્યું. (૫)

૧. પ્રા. પા. – ૦દિન્દ્રિયાણામ્ । ૨. પ્રા. પા. – ૦ક્ષણં નામ ।

ગજેન્દ્રો ભગવત્સ્પર્શાદ્વિમુક્તોઽજ્ઞાનબન્ધનાત્ ।
પ્રાપ્તો ભગવતો રૂપં પીતવાસાશ્ચતુર્ભુજઃ ॥ ૬॥

સ વૈ પૂર્વમભૂદ્ રાજા પાણ્ડ્યો દ્રવિડસત્તમઃ ।
ઈન્દ્રદ્યુમ્ન ઇતિ ખ્યાતો વિષ્ણુવ્રતપરાયણઃ ॥ ૭॥

સ એકદાઽઽરાધનકાલ આત્મવાન્
ગૃહીતમૌનવ્રત ઈશ્વરં હરિમ્ ।
જટાધરસ્તાપસ આપ્લુતોઽચ્યુતં[1]
સમર્ચયામાસ કુલાચલાશ્રમઃ ॥ ૮॥

યદૃચ્છયા તત્ર મહાયશા મુનિઃ
સમાગમચ્છિષ્યગણૈઃ પરિશ્રિતઃ ।
તં વીક્ષ્ય તૂષ્ણીમકૃતાર્હણાદિકં
રહસ્યુપાસીનમૃષિશ્ચુકોપ હ ॥ ૯॥

તસ્મા ઇમં શાપમદાદસાધુ-
રયં દુરાત્માઽકૃતબુદ્ધિરદ્ય ।
વિપ્રાવમન્તા વિશતાં તમોઽન્ધં[2]
યથા ગજઃ સ્તબ્ધમતિઃ સ એવ ॥ ૧૦॥

ગજેન્દ્ર પણ ભગવાનનો સ્પર્શ થતાં જ અજ્ઞાનના બંધનમાંથી છૂટી ગયો. તેને ભગવાનનું જ રૂપ પ્રાપ્ત થઈ ગયું. તે પીતાંબરધારી અને ચતુર્ભુજ બની ગયો. (૬) આ ગજેન્દ્ર પૂર્વજન્મમાં દ્રવિડ દેશનો પાંડ્યવંશીય રાજા હતો. તેનું નામ હતું ઈન્દ્રદ્યુમ્ન. તે વિખ્યાત વિષ્ણુવ્રતપરાયણ (ભગવાનનો ઉપાસક) હતો. (૭) એક સમયે તે રાજ્યનો ત્યાગ કરીને મલય પર્વત પર રહેતો હતો. તેણે જટા વધારીને તપસ્વીનો વેશ ધારણ કર્યો હતો. એક દિવસ સ્નાન કર્યા પછી પૂજાના સમયે મનને એકાગ્ર કરીને તથા મૌનવ્રત ગ્રહણ કરીને તે સર્વશક્તિમાન ભગવાનની આરાધના કરી રહ્યો હતો. (૮) તે સમયે નસીબજોગે પરમ યશસ્વી અગસ્ત્ય મુનિ પોતાની શિષ્યમંડળી સાથે ત્યાં પધાર્યા. તેમણે જોયું કે પ્રજાપાલન, ગૃહસ્થ-યોગ્ય અતિથિસેવા વગેરે ધર્મોનો પરિત્યાગ કરીને તપસ્વીઓની જેમ એકાંતમાં બેસીને આ ઉપાસના કરી રહ્યો છે, તેથી તે ઋષિ અત્યંત ક્રુદ્ધ થયા. (૯) તેમણે (રાજા ઈન્દ્રદ્યુમ્નને) શાપ આપ્યો – "આ રાજાએ ગુરુજનો પાસેથી બોધ ગ્રહણ કર્યો નથી અને અભિમાનને લીધે પરોપકારમાંથી નિવૃત્ત થઈને દુરાત્મા બની ગયો છે. બ્રાહ્મણોની અવમાનના કરનારો આ હાથી જેવો જડબુદ્ધિ છે, તો આને તે જ ઘોર અજ્ઞાનમયી હાથીની યોનિ પ્રાપ્ત થાય." (૧૦)

*શ્રીશુક ઉવાચ*

એવં શપ્ત્વા ગતોઽગસ્ત્યો ભગવાન્નૃપ સાનુગઃ ।
ઈન્દ્રદ્યુમ્નોઽપિ રાજર્ષિર્દિષ્ટં[3] તદુપધારયન્ ॥ ૧૧॥

આપન્નઃ કૌઞ્જરીં યોનિમાત્મસ્મૃતિવિનાશિનીમ્ ।
હર્યર્ચનાનુભાવેન[4] યદ્ગજત્વેઽપ્યનુસ્મૃતિઃ ॥ ૧૨॥

એવં વિમોક્ષ્ય ગજયૂથપમબ્જનાભ-
સ્તેનાપિ પાર્ષદગતિં[5] ગમિતેન યુક્તઃ ।

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! શાપ તેમ જ વરદાન આપવામાં સમર્થ અગસ્ત્ય મુનિ આ પ્રમાણે શાપ આપીને પોતાની શિષ્યમંડળી સાથે ત્યાંથી ચાલ્યા ગયા. રાજર્ષિ ઈન્દ્રદ્યુમ્ને 'આ મારું પ્રારબ્ધ હશે' એમ સમજીને સંતોષ માન્યો. (૧૧) ત્યારબાદ તેને આત્માનું વિસ્મરણ કરાવી દેનારી હાથીની યોનિ મળી. પણ ભગવાનની આરાધનાનો પ્રભાવ એવો છે કે તેને હાથી થવા છતાં પણ ભગવાનનું સ્મરણ થઈ જ આવ્યું. (૧૨) ભગવાન શ્રીહરિએ આ પ્રમાણે ગજેન્દ્રનો ઉદ્ધાર કરીને તેને પોતાનો પાર્ષદ બનાવી લીધો. ગંધર્વો, સિદ્ધો, દેવો વગેરેએ

૧. પ્રા. પા. – ૦ત્તો હરિં । ૨. પ્રા. પા. – તમિસ્રં । ૩. પ્રા. પા. – ૦દિષ્ટ્યા । ૪. પ્રાચીન પ્રતમાં 'હર્યર્ચનાનુભાવેન...' એ ઉત્તરાર્ધ નથી. ૫. પ્રા. પા. – પારિષદતાં ગમિ૦ ।

ગન્ધર્વસિદ્ધવિબુધૈરુપગીયમાન-
કર્માદ્ભુતં સ્વભવનં ગરુડાસનોऽગાત્ ॥ ૧૩॥

એતન્મહારાજ તવેરિતો મયા
કૃષ્ણાનુભાવો ગજરાજમોક્ષણમ્ ।
સ્વર્ગ્યં યશસ્યં કલિકલ્મષાપહં
દુઃસ્વપ્નનાશં કુરુવર્ય શૃણ્વતામ્ ॥ ૧૪॥

યથાનુકીર્તયન્ત્યેતચ્છ્રેયસ્કામા દ્વિજાતયઃ ।
શુચયઃ પ્રાતરુત્થાય દુઃસ્વપ્નાદ્યુપશાન્તયે ॥ ૧૫॥

ઇદમાહ હરિઃ પ્રીતો ગજેન્દ્રં કુરુસત્તમ ।
શૃણ્વતાં સર્વભૂતાનાં સર્વભૂતમયો વિભુઃ ॥ ૧૬॥

ભગવાનની આ લીલાનું ગાન કર્યું. ભગવાન પાર્ષદરૂપ ગજેન્દ્રને સાથે લઈને ગરુડ પર સવાર થઈને પોતાના અલૌકિક ધામમાં સિધાવી ગયા. (૧૩) હે કુરુવંશશિરોમણિ! મેં ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા અને ગજેન્દ્રમોક્ષની કથા તમને કહી સંભળાવ્યાં. આ પ્રસંગ તેના સાંભળનારાઓના કળિસહજ મળને તથા દુઃસ્વપ્નને દૂર કરનારો તેમ જ યશ, ઉન્નતિ અને સ્વર્ગ આપનારો છે. (૧૪) તેથી જ કલ્યાણવાંછુ બ્રાહ્મણો દુઃસ્વપ્ન વગેરેનું શમન કરવા માટે સવારે જાગતાં જ પવિત્ર થઈને આનો પાઠ કરે છે. (૧૫) હે કુરુશ્રેષ્ઠ પરીક્ષિત! ગજેન્દ્રની સ્તુતિથી પ્રસન્ન થયેલા સર્વવ્યાપક અને સર્વભૂતસ્વરૂપ ભગવાન શ્રીહરિએ તેને બધા લોકોની સામે જ આ વાત કહી હતી. (૧૬)

*શ્રીભગવાનુવાચ*

યે માં ત્વાં ચ સરશ્ચેદં ગિરિકન્દરકાનનમ્ ।
વેત્રકીચકવેણૂનાં ગુલ્માનિ સુરપાદપાન્ ॥ ૧૭॥

શૃઙ્ગાણીમાનિ ધિષ્ણ્યાનિ બ્રહ્મણો મે શિવસ્ય ચ ।
ક્ષીરોદં મે પ્રિયં ધામ શ્વેતદ્વીપં ચ ભાસ્વરમ્ ॥ ૧૮॥

શ્રીવત્સં કૌસ્તુભં માલાં ગદાં કૌમોદકીં મમ ।
સુદર્શનં પાઞ્ચજન્યં સુપર્ણં પતગેશ્વરમ્ ॥ ૧૯॥

શેષં ચ મત્કલાં સૂક્ષ્માં શ્રિયં દેવીં મદાશ્રયામ્ ।
બ્રહ્માણં નારદમૃષિં ભવં પ્રહ્લાદમેવ ચ ॥ ૨૦॥

મત્સ્યકૂર્મવરાહાદ્યૈરવતારૈઃ કૃતાનિ મે ।
કર્માણ્યનન્તપુણ્યાનિ સૂર્યં સોમં હુતાશનમ્ ॥ ૨૧॥

પ્રણવં સત્યમવ્યક્તં ગોવિપ્રાન્ ધર્મમવ્યયમ્ ।
દાક્ષાયણીર્ધર્મપત્નીઃ સોમકશ્યપયોરપિ ॥ ૨૨॥

**શ્રીભગવાને કહ્યું (હતું)** – જે લોકો રાત્રિના પાછલા પહોરમાં ઊઠીને ઇન્દ્રિયનિગ્રહપૂર્વક એકાગ્રચિત્તે મારું, તારું તથા આ સરોવર,' પર્વત અને ગુફા,' વન, નેતર, કીચક અને વાંસની ઝાડીઓ,' અહીંનાં વૃક્ષો તથા પર્વતશિખરો,' મારું, બ્રહ્માજીનું અને શિવજીનું - ત્રણે નિવાસસ્થાનો, મારા પ્રિય ધામ ક્ષીરસાગર, પ્રકાશમય શ્વેતદ્વીપ, શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાળા, મારી કૌમોદકી ગદા, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, પક્ષીરાજ ગરુડ, મારી સૂક્ષ્મ કલાસ્વરૂપ શેષજી, મારા આશ્રયે રહેતાં લક્ષ્મીદેવી, બ્રહ્માજી, દેવર્ષિ નારદ, શંકરજી તથા ભક્તરાજ પ્રહ્લાદ, મત્સ્ય, કચ્છપ, વરાહ વગેરે અવતારોમાં કરેલાં મારાં અનંત પુણ્યમય ચરિત્રો, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ૐકાર, સત્ય, મૂળ-પ્રકૃતિ, ગાય, બ્રાહ્મણ, અવિનાશી સનાતન ધર્મ, સોમ, કશ્યપ અને ધર્મની પત્નીઓ – દક્ષકન્યાઓ, ગંગા, સરસ્વતી, અલકનંદા, યમુના, ઐરાવત હાથી, ભક્તશિરોમણિ ધ્રુવ, સાત બ્રહ્મર્ષિ અને પવિત્ર કીર્તિ મહાપુરુષો (નળ, યુધિષ્ઠિર, જનક વગેરે)નું સ્મરણ

ગઙ્ગાં સરસ્વતીં નન્દાં કાલિન્દીં સિતવારણમ્ ।
ધ્રુવં બ્રહ્મર્ષીન્ સપ્ત પુણ્યશ્લોકાંશ્ચ માનવાન્ ॥ ૨૩॥

ઉત્થાયાપરરાત્રાન્તે પ્રયતા:[1] સુસમાહિતા: ।
સ્મરન્તિ મમ રૂપાણિ મુચ્યન્તે હ્યેનસોઽખિલાત્ ॥ ૨૪॥

યે માં સ્તુવન્ત્યનેનાઙ્ગ પ્રતિબુધ્ય નિશાત્યયે ।
તેષાં પ્રાણાત્યયે ચાહં દદામિ વિમલાં મતિમ્ ॥ ૨૫॥

કરે છે તેઓ સમસ્ત પાપોમાંથી છૂટી જાય છે; કારણ કે આ તમામે-તમામ મારાં જ રૂપ છે. (૧૭-૨૪) હે પ્રિય ગજેન્દ્ર! જે લોકો બ્રાહ્મમુહૂર્તમાં જાગીને તમે કરેલી સ્તુતિથી મારું સ્તવન કરશે તેમને હું તેમના મૃત્યુકાળે નિર્મળ બુદ્ધિ આપીશ. (૨૫)

*શ્રીશુક ઉવાચ*[2]

ઈત્યાદિશ્ય હૃષીકેશ: પ્રધ્માય જલજોત્તમમ્ ।
હર્ષયન્ વિબુધાનીકમારુરોહ ખગાધિપમ્ ॥ ૨૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આ પ્રમાણે કહીને ભગવાન હૃષીકેશે દેવતાઓનું અભિનંદન કરતા રહીને પોતાનો શ્રેષ્ઠ શંખ વગાડ્યો અને ગરુડજી પર આરૂઢ થઈ ગયા. (૨૬)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે
ગજેન્દ્રમોક્ષણં[3] નામ ચતુર્થોઽધ્યાય: ॥ ૪॥

**આઠમા સ્કંધ-અંતર્ગત ગજેન્દ્રમોક્ષ નામનો ચોથો અધ્યાય સમાપ્ત.**

═★═

# પાંચમો અધ્યાય

## દેવોનું બ્રહ્માજી પાસે જવું અને બ્રહ્માજીએ કરેલી ભગવાનની સ્તુતિ

*શ્રીશુક ઉવાચ*

રાજન્નુદિતમેતત્[4] તે હરે: કર્માઘનાશનમ્ ।
ગજેન્દ્રમોક્ષણં પુણ્યં રૈવતં ત્વન્તરં શ્રૃણુ ॥ ૧॥

પઞ્ચમો રૈવતો નામ મનુસ્તામસસોદર:[5] ।
બલિવિન્ધ્યાદયસ્તસ્ય સુતા અર્જુનપૂર્વકા: ॥ ૨॥

વિભુરિન્દ્ર: સુરગણા રાજન્ ભૂતરયાદય: ।
હિરણ્યરોમા વેદશિરા ઊર્ધ્વબાહ્વાદયો દ્વિજા: ॥ ૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! ભગવાને કરેલી ગજેન્દ્રમોક્ષની આ પવિત્ર લીલા સઘળાં પાપકર્મોનો નાશ કરનારી છે. એ મેં તમને કહી સંભળાવી. હવે તમે રૈવત મન્વંતરની કથા સાંભળો. (૧) પાંચમા મનુનું નામ હતું રૈવત. તેઓ ચોથા મનુ તામસના સગા ભાઈ હતા. તેમના અર્જુન, બલિ, વિન્ધ્ય વગેરે ઘણા પુત્રો હતા. (૨) તે મન્વંતરમાં ઈન્દ્રનું નામ વિભુ હતું અને ભૂતરય વગેરે દેવોનો મુખ્ય સમુદાય હતો. હે રાજન્! તે સમયે હિરણ્યરોમા, વેદશિરા, ઊર્ધ્વબાહુ વગેરે સપ્તર્ષિઓ હતા. (૩)

---

૧. પ્રા. પા. – પ્રણતા: । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૩. પ્રા. પા. – મન્વન્તરાનુવર્ણને ગજેન્દ્રમોક્ષોપાખ્યાને ચતુ૦ ।
૪. પ્રા. પા. – રાજંશ્ચરિતમેતત્તે । ૫. પ્રા. પા. – ૦સપૂર્વક: ।

પત્ની વિકુણ્ઠા શુભ્રસ્ય વૈકુણ્ઠૈઃ સુરસત્તમૈઃ।
તયોઃ સ્વકલયા જજ્ઞે વૈકુણ્ઠો ભગવાન્ સ્વયમ્ ॥ ૪॥

એમાંના શુભ્ર ઋષિની પત્નીનું નામ વિકુંઠા હતું. તેમના જ ગર્ભથી વૈકુંઠ નામના શ્રેષ્ઠ દેવો સહિત પોતાના અંશથી સ્વયં ભગવાને વૈકુંઠ નામનો અવતાર ધારણ કર્યો. (૪)

વૈકુણ્ઠઃ કલ્પિતો યેન લોકો લોકનમસ્કૃતઃ।
રમયા પ્રાર્થ્યમાનેન દેવ્યા તત્પ્રિયકામ્યયા ॥ ૫॥

તેમણે જ લક્ષ્મીદેવીની પ્રાર્થનાથી તેમને પ્રસન્ન કરવા માટે વૈકુંઠધામની રચના કરી હતી. તે લોક સમસ્ત લોકોમાં શ્રેષ્ઠ છે. (૫)

તસ્યાનુભાવઃ કથિતો ગુણાશ્ચ પરમોદયાઃ।
ભૌમાન્‌રેણૂન્‌સ વિમમે યો વિષ્ણોર્વર્ણયેદ્ ગુણાન્ ॥ ૬॥

તે વૈકુંઠનાથના કલ્યાણમય ગુણ અને પ્રભાવનું વર્ણન હું સંક્ષેપમાં (ત્રીજા સ્કંધમાં) કરી ચૂક્યો છું. ભગવાન વિષ્ણુના સંપૂર્ણ ગુણોનું વર્ણન તો તે જ કરી શકે કે જેણે પૃથ્વીના પરમાણુઓની ગણતરી કરી લીધી હોય. (૬)

ષષ્ઠશ્ચ ચક્ષુષઃ પુત્રશ્ચાક્ષુષો નામ વૈ મનુઃ।
પૂરુપૂરુષસુદ્યુમ્નપ્રમુખાશ્ચાક્ષુષાત્મજાઃ ॥ ૭॥

છઠ્ઠા મનુના પુત્ર હતા ચાક્ષુષ. તેમના પૂરુ, પૂરુષ, સુદ્યુમ્ન વગેરે ઘણા પુત્રો હતા. (૭)

ઈન્દ્રો મન્ત્રદ્રુમસ્તત્ર દેવા આપ્યાદયો ગણાઃ।
મુનયસ્તત્ર વૈ રાજન્ હવિષ્મદ્વીરકાદયઃ ॥ ૮॥

ઈન્દ્રનું નામ હતું મંત્રદ્રુમ અને મુખ્ય દેવો હતા આપ્ય વગેરે. આ મન્વંતરમાં હવિષ્યમાન, વીરક વગેરે સપ્તર્ષિ હતા. (૮)

તત્રાપિ દેવઃ સમ્ભૂત્યાં વૈરાજસ્યાભવત્ સુતઃ।
અજિતો નામ ભગવાનંશેન જગતઃ પતિઃ ॥ ૯॥

જગતના સ્વામી ભગવાને તે સમયે પણ વૈરાજની પત્ની સંભૂતિના ગર્ભથી અજિત નામે અંશાવતાર લીધો હતો. (૯)

પયોધિં યેન નિર્મથ્ય સુરાણાં સાધિતા સુધા।
ભ્રમમાણોઽમ્ભસિ ધૃતઃ કૂર્મરૂપેણ મન્દરઃ ॥ ૧૦॥

તેમણે જ સમુદ્રમંથન કરીને દેવોને અમૃત પિવડાવ્યું હતું તથા તેઓ જ કચ્છપનું રૂપ ધારણ કરીને મંદરાચલના રવૈયાનો આધાર બન્યા હતા. (૧૦)

રાજોવાચ

યથા ભગવતા બ્રહ્મન્ મથિતઃ ક્ષીરસાગરઃ।
યદર્થં વા યતશ્ચાદ્રિં દધારામ્બુચરાત્મના ॥ ૧૧॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે બ્રહ્મન્! ભગવાને ક્ષીરસાગરનું મંથન કેવી રીતે કર્યું? તેમણે કચ્છપનું રૂપ લઈને કયા કારણે અને શા ઉદેશ્યથી મંદરાચલને પોતાની પીઠ પર ધારણ કર્યો? (૧૧)

યથાઽમૃતં સુરૈઃ પ્રાપ્તં કિઞ્ચાન્યદભવત્[૧] તતઃ।
એતદ્ભગવતઃ કર્મ વદસ્વ પરમાદ્ભુતમ્ ॥ ૧૨॥

તે સમયે દેવતાઓને અમૃત કેવી રીતે મળ્યું? બીજી પણ કઈ કઈ વસ્તુઓ સમુદ્રમાંથી નીકળી? ભગવાનની આ લીલા ઘણી જ અદ્‌ભુત છે. તે કૃપા કરીને તમે અવશ્ય કહી સંભળાવો. (૧૨)

ત્વયા સઙ્કથ્યમાનેન[૨] મહિમ્ના સાત્વતાં પતેઃ।
નાતિતૃપ્યતિ મે ચિત્તં સુચિરં તાપતાપિતમ્ ॥ ૧૩॥

તમે ભક્તવત્સલ ભગવાનના મહિમાનું જેમ જેમ વર્ણન કરો છો તેમ તેમ મારું હૃદય તેને વધુ ને વધુ સાંભળવા માટે ઉત્સુક થતું જાય છે, તૃપ્તિ પામતું નથી; કારણ કે દીર્ઘકાળથી એ સંસારની જ્વાળાઓથી બળતું જ રહ્યું છે. (૧૩)

૧. પ્રા. પા. – કિમન્યદભ૦। ૨. સઙ્કીર્ત્યમાનેન।

*સૂત ઉવાચ*

**સમ્પૃષ્ટો ભગવાનેવં દ્વૈપાયનસુતો દ્વિજાઃ[1] ।**
**અભિનન્દ્ય હરેર્વીર્યમભ્યાચષ્ટું[2] પ્રચક્રમે ॥ ૧૪॥**

**સૂતજીએ કહ્યું** – હે શૌનકાદિ ઋષિજનો! ભગવાન શ્રીશુકદેવજીએ રાજા પરીક્ષિતના આ પ્રશ્નનું અભિનંદન કરતાં ભગવાનની સમુદ્રમંથનની લીલા વર્ણવવાનું શરૂ કર્યું. (૧૪)

*શ્રીશુક ઉવાચ*

**યદા યુદ્ધેઽસુરૈર્દેવા બાધ્યમાનાઃ શિતાયુધૈઃ[3] ।**
**ગતાસવો નિપતિતા નોત્તિષ્ઠેરન્ સ્મ ભૂયશઃ ॥ ૧૫॥**

**યદા દુર્વાસસઃ[4] શાપાત્ સેન્દ્રા લોકાસ્ત્રયો નૃપ ।**
**નિઃશ્રીકાશ્ચાભવંસ્તત્ર નેશુરિજ્યાદયઃ ક્રિયાઃ ॥ ૧૬॥**

**નિશામ્યૈતત્ સુરગણા મહેન્દ્રવરુણાદયઃ ।**
**નાધ્યગચ્છન્ સ્વયં મન્ત્રૈર્મન્ત્રયન્તો વિનિશ્ચયમ્ ॥ ૧૭॥**

**તતો બ્રહ્મસભાં જગ્મુર્મેરોર્મૂર્ધનિ સર્વશઃ ।**
**સર્વં વિજ્ઞાપયાઞ્ચક્રુઃ પ્રણતાઃ પરમેષ્ઠિને ॥ ૧૮॥**

**સ વિલોક્યેન્દ્રવાય્વાદીન્ નિઃસત્ત્વાન્વિગતપ્રભાન્ ।**
**લોકાનમઙ્ગલપ્રાયાનસુરાનયથા વિભુઃ ॥ ૧૯॥**

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) જે સમયની આ વાત છે તે સમયે અસુરોએ પોતાનાં તીક્ષ્ણ શસ્ત્રોથી દેવોને પરાજિત કરી દીધેલા હતા. તે યુદ્ધમાં ઘણાબધાએ પ્રાણ ગુમાવ્યા, તેઓ રણભૂમિમાં ઢળી પડ્યા અને ફરીથી ઊઠી શક્યા નહીં. (૧૫) દુર્વાસાના શાપ*થી ત્રણે લોક અને સ્વયં ઇન્દ્ર પણ શ્રીહીન થઈ ગયા હતા; ત્યાં સુધી કે યજ્ઞયાગ વગેરે ધર્મ-કર્મોનો પણ લોપ થઈ ગયો હતો. (૧૬) આ બધી દુર્દશા જોઈને ઇન્દ્ર, વરુણ વગેરે દેવોએ અંદરો-અંદર ઘણું વિચાર્યું, પણ પોતાના વિચારોથી તેઓ કોઈ નિર્ણય કરી શક્યા નહીં. (૧૭) ત્યારે તે બધાયે સુમેરુ પર્વતના શિખર પર સ્થિત બ્રહ્માજીની સભામાં ગયા અને ત્યાં તેમણે ઘણી નમ્રતાથી બ્રહ્માજીની સેવામાં પોતાની પરિસ્થિતિનું વિસ્તૃત વર્ણન કર્યું. (૧૮) બ્રહ્માજીએ સ્વયં જોયું કે ઇન્દ્ર, વાયુ વગેરે દેવો શ્રીહીન અને શક્તિહીન થઈ ગયા છે, લોકોની દશા ઘણી વિકટ અને સંકટગ્રસ્ત થઈ ગઈ છે અને આનાથી વિપરીત, અસુરોનો અભ્યુદય થઈ રહ્યો છે. (૧૯)

**સમાહિતેન મનસા સંસ્મરન્ પુરુષં પરમ્ ।**
**ઉવાચોત્ફુલ્લવદનો દેવાન્ સ ભગવાન્ પરઃ ॥ ૨૦॥**

**અહં ભવો યૂયમથોઽસુરાદયો**
**મનુષ્યતિર્યગ્દ્રુમઘર્મજાતયઃ ।**
**યસ્યાવતારાંશકલાવિસર્જિતા**
**વ્રજામ સર્વે શરણં તમવ્યયમ્ ॥ ૨૧॥**

(પછી) સમર્થ બ્રહ્માજીએ પોતાનું ચિત્ત એકાગ્ર કરીને પરમપુરુષ શ્રીભગવાનનું સ્મરણ કર્યું. ત્યારપછી થોડો સમય રોકાયા બાદ પ્રફુલ્લવદને દેવોને સંબોધીને કહ્યું – (૨૦) "હે દેવો! હું, શંકરજી, તમે બધા દેવો તથા અસુરો, દૈત્યો, મનુષ્યો, પશુપક્ષીઓ, વૃક્ષો, સ્વેદજ વગેરે સમસ્ત પ્રાણીઓ - સહુ જેમના વિરાટ રૂપના એક અંશથી રચાયેલાં છીએ – તે આપણે બધાં તે અવિનાશી શ્રીપ્રભુનું જ શરણ ગ્રહણ કરીએ. (૨૧)

૧. પ્રા. પા. – દ્વિજઃ । ૨. પ્રા. પા. – ૦વીર્યં ક્રમશો વક્તુમારભે । ૩. પ્રા. પા. – ૦સ્તથાયુધૈઃ । ૪. પ્રા. પા. – દુર્વાસશાપેન ।

* આ પ્રસંગ શ્રીવિષ્ણુપુરાણમાં આ પ્રમાણે વર્ણવાયેલો છે – એક વાર શ્રીદુર્વાસાજી વૈકુંઠલોકમાંથી આવી રહ્યા હતા. રસ્તામાં તેમને ઐરાવત પર આરૂઢ થયેલા દેવરાજ ઇન્દ્ર મળ્યા. તેમને ત્રિલોકના અધિપતિ જાણીને દુર્વાસાજીએ ભગવાનના પ્રસાદની માળા આપી, પણ ઇન્દ્રે ઐશ્વર્યના મદને લીધે તેનો કશો પણ આદર નહીં કરતાં તેને ઐરાવતના માથા પર નાખી દીધી. ઐરાવતે તેને સૂંઢમાં લીધી અને પગ તળે કચડી નાખી. તેથી દુર્વાસાજીએ ક્રોધિત થઈને શાપ આપ્યો કે 'હે ઇન્દ્ર! ત્રણે લોકસહિત તું સત્વરે ઐશ્વર્યહીન થઈ જઈશ.'

ન યસ્ય વધ્યો ન ચ રક્ષણીયો
નોપેક્ષણીયાદરણીયપક્ષઃ ।
અથાપિ[1] સર્ગસ્થિતિસંયમાર્થં
ધત્તે રજઃસત્ત્વતમાંસિ કાલે ॥ ૨૨॥

અયં ચ[2] તસ્ય સ્થિતિપાલનક્ષણઃ
સત્ત્વં જુષાણસ્ય ભવાય દેહિનામ્ ।
તસ્માદ્ વ્રજામઃ શરણં જગદ્ગુરું
સ્વાનાં સ નો ધાસ્યતિ શં સુરપ્રિયઃ ॥ ૨૩॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યાભાષ્ય સુરાન્ વેધાઃ સહ દેવૈરરિન્દમ ।
અજિતસ્ય પદં સાક્ષાજ્જગામ તમસઃ પરમ્ ॥ ૨૪॥

તત્રાદૃષ્ટસ્વરૂપાય શ્રુતપૂર્વાય વૈ વિભો ।
સ્તુતિમબ્રૂત દૈવીભિર્ગીર્ભિસ્ત્વવહિતેન્દ્રિયઃ ॥ ૨૫॥

*બ્રહ્મોવાચ*

અવિક્રિયં સત્યમનન્તમાદ્યં
ગુહાશયં નિષ્કલમપ્રતર્ક્યમ્ ।
મનોઽગ્રયાનં વચસાઽનિરુક્તં
નમામહે દેવવરં વરેણ્યમ્ ॥ ૨૬॥

વિપશ્ચિતં પ્રાણમનોધિયાત્મના-
મર્થેન્દ્રિયાભાસમનિદ્રમવ્રણમ્ ।
છાયાતપૌ યત્ર ન ગૃધ્રપક્ષૌ
તમક્ષરં ખં ત્રિયુગં વ્રજામહે[3] ॥ ૨૭॥

અજસ્ય ચક્રં ત્વજયેર્યમાણં
મનોમયં પઞ્ચદશારમાશુ ।
ત્રિણાભિ વિદ્યુચ્ચલમષ્ટનેમિ
યદક્ષમાહુસ્તમૃતં પ્રપદ્યે ॥ ૨૮॥

જોકે તે શ્રીપ્રભુની દૃષ્ટિમાં નથી કોઈ વધને પાત્ર કે નથી તો રક્ષણને પાત્ર, નથી તો તેમને માટે કોઈ ઉપેક્ષા-પાત્ર કે નથી તો આદર-પાત્ર, તેમ છતાં સર્જન, સ્થિતિ અને સંહાર માટે તેઓ સમયે-સમયે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણને અપનાવતા રહે છે. (૨૨) આ સમયે તેમણે પ્રાણીઓના કલ્યાણ સારુ સત્ત્વગુણનો સ્વીકાર કરેલો છે; તેથી આ અવસર જગતની સ્થિતિ અને રક્ષણનો છે. માટે, આપણે બધા તે જ જગદ્ગુરુ પરમાત્માનું શરણ ગ્રહણ કરીએ છીએ. તેઓ દેવોના પ્રિય છે અને દેવો તેમના પ્રિય છે. તેથી આપણું – આત્મીયજનોનું તેઓ અવશ્ય કલ્યાણ કરશે. (૨૩)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) દેવોને આ પ્રમાણે કહીને તેમને સાથે લઈને બ્રહ્માજી ભગવાન અજિતના નિજધામ વૈકુંઠમાં ગયા. તે ધામ તમોમયી પ્રકૃતિથી પર છે. (૨૪) આ બધા દેવોએ ભગવાનના સ્વરૂપ અને તેમના ધામ વિશે પહેલાંથી જ ઘણુંબધું સાંભળેલું તો હતું, પરંતુ ત્યાં ગયા પછી તેમને કશું દેખાયું નહીં. તેથી બ્રહ્માજી એકાગ્રચિત્ત થઈ વેદવાણી વડે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. (૨૫)

**બ્રહ્માજી (સ્તુતિ કરતાં) કહેવા લાગ્યા** – (હે ભગવન્!) આપ નિર્વિકાર, સત્યસ્વરૂપ, અનંત, આદિપુરુષ, સૌના હૃદયમાં અંતર્યામીરૂપે વિરાજમાન, અખંડ અને અતર્ક્ય છો. મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં આપ પહેલાંથી જ વિદ્યમાન રહો છો. વાણી આપને વર્ણવી શકતી નથી. આપ સમસ્ત દેવોના આરાધનીય અને સ્વયંપ્રકાશિત છો. અમે બધા આપનાં ચરણોમાં નમસ્કાર કરીએ છીએ. (૨૬) આપ પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકારને જાણનારા છો. ઈન્દ્રિયો અને તેમના વિષયો – બંનેય આપના થકી પ્રકાશિત થાય છે. જીવ અવિદ્યાને વશીભૂત થઈને વિષયોમાં ફસાય છે. તેથી જ્ઞાન અને અજ્ઞાનની અનુભૂતિ તો જીવોને થાય છે, આપ તો તે બન્નેથી પર છો, વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ છો. આપ અવિનાશી અને સુખસ્વરૂપ છો. અને આકાશની જેમ આપ સર્વવ્યાપી છો. સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં તો આપ અવતાર ધારણ કરો છો. અમે બધા આપનું શરણ લઈએ છીએ. (૨૭) આ શરીર જીવનું એક મનોમય ચક્ર (રથનું પૈડું) છે; દસ ઈન્દ્રિયો અને પાંચ પ્રાણ – એ પંદર તેના આરા છે; સત્ત્વ, રજ અને તમ – એ ત્રણ તેની નાભિ છે; પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ તથા મન, બુદ્ધિ અને અહંકાર – એ આઠ એમાં નેમિ (પૈડાનો ઘેરાવો) છે. સ્વયં માયા જ એનું સંચાલન કરે છે અને એ વીજળી કરતાં પણ વધુ વેગથી ચાલનારું છે. આ ચક્રની ધરી છે સ્વયં પરમાત્મા. તેઓ જ એકમાત્ર સત્ય છે. અમે તેમના શરણે છીએ. (૨૮)

૧. પ્રા. પા. – તથાપિ । ૨. પ્રા. પા. – તુ । ૩. પ્રા. પા. – નમામહે ।

ય[1] એકવર્ણં તમસઃ પરં ત-
દલોકમવ્યક્તમનન્તપારમ્ ।
આસાઞ્ચકારોપસુપર્ણમેન-
મુપાસતે યોગરથેન ધીરાઃ ॥ ૨૯॥

ન યસ્ય કશ્ચાતિતિતર્તિ માયાં
યયા જનો મુહ્યતિ વેદ નાર્થમ્ ।
તં નિર્જિતાત્માત્મગુણં પરેશં
નમામ ભૂતેષુ સમં ચરન્તમ્ ॥ ૩૦॥

ઈમે વયં યત્પ્રિયયૈવ તન્વા
સત્ત્વેન સૃષ્ટા બહિરન્તરાવિઃ ।
ગતિં ન સૂક્ષ્મામૃષયશ્ચ વિદ્મહે
કુતોઽસુરાદ્યા ઈતરપ્રધાનાઃ ॥ ૩૧॥

પાદૌ મહીયં સ્વકૃતૈવ યસ્ય
ચતુર્વિધો યત્ર હિ ભૂતસર્ગઃ ।
સ વૈ મહાપૂરુષ આત્મતન્ત્રઃ
પ્રસીદતાં બ્રહ્મ મહાવિભૂતિઃ ॥ ૩૨॥

અમ્ભસ્તુ યદ્રેત ઉદારવીર્યં
સિધ્યન્તિ જીવન્ત્યુત વર્ધમાનાઃ ।
લોકાસ્ત્રયોઽથાખિલલોકપાલાઃ
પ્રસીદતાં બ્રહ્મ મહાવિભૂતિઃ ॥ ૩૩॥

સોમં મનો યસ્ય સમામનન્તિ
દિવૌકસાં વૈ બલમન્ધ[2] આયુઃ ।
ઈશો નગાનાં પ્રજનઃ પ્રજાનાં
પ્રસીદતાં નઃ[3] સ મહાવિભૂતિઃ ॥ ૩૪॥

અગ્નિર્મુખં યસ્ય તુ જાતવેદા
જાતઃ ક્રિયાકાણ્ડનિમિત્તજન્મા ।
અન્તઃસમુદ્રેઽનુપચન્ સ્વધાતૂન્
પ્રસીદતાં નઃ[4] સ મહાવિભૂતિઃ ॥ ૩૫॥

જેઓ એકમાત્ર જ્ઞાનસ્વરૂપ, પ્રકૃતિથી પર અને અદૃશ્ય છે; જેઓ સઘળા પદાર્થોના મૂળમાં અવ્યક્તપણે રહેલા છે અને દેશ, કાળ અથવા વસ્તુથી જેમનો પાર પામી શકાતો નથી તે જ શ્રીપ્રભુ આ જીવના હૃદયમાં અંતર્યામીરૂપે વિરાજમાન રહે છે. વિચારશીલ મનુષ્યો ભક્તિયોગ વડે તેમની જ આરાધના કરે છે. (૨૯) જેનાથી મોહિત થઈને જીવ પોતાના વાસ્તવિક લક્ષ્યને અથવા સ્વરૂપને ભૂલી ગયો છે તે માયા એ શ્રીપ્રભુની જ છે અને તેનો પાર કોઈ પણ પામી શકતું નથી; પરંતુ સર્વશક્તિમાન શ્રીપ્રભુ પોતાની તે માયાને તથા તેના ગુણોને પોતાના વશમાં કરીને સઘળાં પ્રાણીઓના હૃદયમાં સમભાવપૂર્વક વિચરણ કરતા રહે છે. જીવ પોતાના પુરુષાર્થથી નહીં, પણ તેમની કૃપાથી જ તેમને પ્રાપ્ત કરી શકે છે. અમે તેમનાં ચરણોમાં નમસ્કાર કરીએ છીએ. (૩૦) આમ તો અમે દેવો અને ઋષિઓ પણ તેમના પરમ પ્રિય સત્ત્વમય શરીરમાંથી ઉત્પન્ન થયેલા છીએ, તોપણ તેમના આંતર-બાહ્ય એકરસ પ્રકટી રહેલા વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી; તો પછી રજોગુણ અને તમોગુણ-પ્રધાન અસુરો વગેરે તો તેમને જાણી જ કેવી રીતે શકે? તે જ શ્રીપ્રભુનાં ચરણોમાં અમે નમસ્કાર કરીએ છીએ. (૩૧)

તેમની જ રચેલી આ પૃથ્વી તેમનું ચરણ છે. આ જ પૃથ્વી પર જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ – આ ચાર પ્રકારનાં પ્રાણીઓ રહે છે. તે પરમ સ્વતંત્ર, પરમ ઐશ્વર્યશાળી પુરુષોત્તમ પરબ્રહ્મ અમારા પર પ્રસન્ન થાઓ. (૩૨) આ અત્યંત શક્તિશાળી જળ તેમનું વીર્ય છે. એ જળમાંથી જ ત્રણે લોક અને સમસ્ત લોકોના લોકપાલો ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે અને જીવતા રહે છે. તે પરમ ઐશ્વર્યશાળી પરબ્રહ્મ અમારા પર પ્રસન્ન થાઓ. (૩૩) શ્રુતિઓ કહે છે કે ચંદ્ર તે શ્રીપ્રભુનું મન છે. આ ચંદ્ર સમસ્ત દેવોનું અન્ન, બળ અને આયુષ્ય છે. તેઓ જ વૃક્ષોના સ્વામી અને પ્રજાઓના પાલક છે. મનને અપનાવનારા આવા ઐશ્વર્યશાળી શ્રીપ્રભુ અમારા પર પ્રસન્ન થાઓ. (૩૪) અગ્નિ તેમનું મુખ છે, તેની ઉત્પત્તિ જ એ માટે થઈ છે કે જેનાથી યજ્ઞયાગ વગેરે કર્મકાંડ સંપૂર્ણપણે સંપન્ન થઈ શકે. આ જ અગ્નિ શરીરની અંદર જઠરાગ્નિરૂપે અને સમુદ્રની અંદર વડવાગ્નિરૂપે રહીને તેમનામાં રહેતાં અન્ન-જળ અને ધાતુઓનું પાચન કરતો રહે છે અને સઘળાં દ્રવ્યોની ઉત્પત્તિ પણ તેનાથી જ થયેલી છે. આવા પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૩૫)

૧. પ્રા. પા. – યદેકવર્ણં મનસઃ પરં । ૨. પ્રા. પા. – ૦મન્નમાયુઃ । ૩. પ્રા. પા. – બ્રહ્મ મહા૦ । ૪. પ્રા. પા. – બ્રહ્મ મહા૦ ।

યચ્ચક્ષુરાસીત્ તરણિર્દેવયાનં
ત્રયીમયો બ્રહ્મણ એષ ધિષ્ણ્યમ્ ।
દ્વારં ચ મુક્તેરમૃતં ચ મૃત્યુઃ
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૩૬॥

પ્રાણાદભૂદ્ યસ્ય ચરાચરાણાં
પ્રાણઃ સહો બલમોજશ્ચ વાયુઃ ।
અન્વાસ્મ સમ્રાજમિવાનુગા વયં
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૩૭॥

શ્રોત્રાદ્ દિશો યસ્ય હૃદશ્ચ ખાનિ
પ્રજજ્ઞિરે ખં પુરુષસ્ય નાભ્યાઃ ।
પ્રાણેન્દ્રિયાત્માસુશરીરકેતં
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૩૮॥

બલાન્મહેન્દ્રસ્ત્રિદશાઃ પ્રસાદા-
ન્મન્યોર્ગિરીશો[1] ધિષણાદ્ વિરિઞ્ચઃ ।
ખેભ્યશ્ચ છન્દાંસ્યૃષયો મેઢ્રતઃ કઃ
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૩૯॥

શ્રીર્વક્ષસઃ પિતરશ્છાયયાડડસન્
ધર્મઃ સ્તનાદિતરઃ પૃષ્ઠતોઽભૂત્ ।
દ્યૌર્યસ્ય શીર્ષ્ણોઽપ્સરસો વિહારાત્
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૪૦॥

વિપ્રો મુખં[2] બ્રહ્મ ચ યસ્ય ગુહ્યં
રાજન્ય આસીદ્ ભુજયોર્બલં[3] ચ ।
ઊર્વોર્વિડોજોઽઙ્ઘ્રિરવેદશૂદ્રૌ[4]
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૪૧॥

લોભોઽધરાત્ પ્રીતિરુપર્યભૂદ્ દ્યુતિ-
ર્નસ્તઃ પશવ્યઃ સ્પર્શેન કામઃ ।
ભ્રુવોર્યમઃ પક્ષ્મભવસ્તુ કાલઃ
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૪૨॥

જેમના વડે જીવ દેવયાન-માર્ગે બ્રહ્મલોકને પામે છે, જેઓ વેદોની સાક્ષાત્ મૂર્તિ અને ભગવાનનાં ધ્યાન કરવા યોગ્ય ધામ છે, જેઓ પુણ્યલોકસ્વરૂપ હોવાને કારણે મુક્તિનું દ્વાર અને અમૃતમય છે. અને કાળરૂપ હોવાને કારણે મૃત્યુ પણ છે – એવા સૂર્ય જેમનાં નેત્ર છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૩૬) શ્રીપ્રભુના પ્રાણથી જ ચરાચરના પ્રાણ તથા તેમને માનસિક, શારીરિક અને ઐન્દ્રિયિક બળ આપનારો વાયુ પ્રગટ થયો છે. તેઓ ચક્રવર્તી સમ્રાટ છે અને ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો – અમે બધા તેમના સેવકો છીએ. એવા પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૩૭) જેમના કાનોમાંથી દિશાઓ, હૃદયમાંથી ઇન્દ્રિયગોલક અને નાભિમાંથી આકાશ ઉત્પન્ન થયાં છે, જેઓ પાંચ પ્રાણ (પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન), દશે ઇન્દ્રિયો, મન, પાંચે અસુ (નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય) તેમ જ શરીરના આશ્રય છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૩૮) જેમના બળમાંથી ઇન્દ્ર, પ્રસન્નતામાંથી સમસ્ત દેવો, ક્રોધમાંથી શંકર, બુદ્ધિમાંથી બ્રહ્મા, ઇન્દ્રિયોમાંથી વેદો અને ઋષિઓ તથા લિંગમાંથી પ્રજાપતિ ઉત્પન્ન થયાં છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૩૯) જેમના વક્ષઃસ્થળમાંથી લક્ષ્મી, છાયામાંથી પિતૃઓ, સ્તનમાંથી ધર્મ, પીઠમાંથી અધર્મ, મસ્તકમાંથી આકાશ અને વિહારમાંથી અપ્સરાઓ પ્રગટ થયાં છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૪૦) જેમના મુખમાંથી બ્રાહ્મણો અને અત્યંત રહસ્યમય વેદો, ભુજાઓમાંથી ક્ષત્રિયો અને બળ, જંઘાઓમાંથી વૈશ્યો અને તેમની વૃત્તિઓ–વ્યાપારકૌશલ્ય તથા ચરણોમાંથી વેદ વિનાની સેવા કરનારા–શૂદ્રો અને તેમની સેવા વગેરે વૃત્તિઓ પ્રગટ થયાં છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૪૧) જેમના અધરમાંથી લોભ અને હોઠમાંથી પ્રીતિ, નાસિકામાંથી કાન્તિ, સ્પર્શમાંથી પશુઓનો પ્રિય કામ, ભમરોમાંથી યમ અને આંખનાં રુવાંમાંથી કાળની ઉત્પત્તિ થઈ છે તે પરમ ઐશ્વર્યશાળી ભગવાન અમારા પર પ્રસન્ન થાઓ. (૪૨)

૧. પ્રા. પા. – ૦ર્ગિરિત્રો । ૨. પ્રા. પા. – મુખાદ્ । ૩. પ્રા. પા. – કરયો૦ । ૪. પ્રા. પા. – ઊર્વોર્વિશોઽઙ્ઘ્રેરભવચ્ચ શૂદ્રઃ ।

દ્રવ્યં વયઃ કર્મ ગુણાન્વિશેષં[1]
યદ્યોગમાયાવિહિતાન્ વદન્તિ ।
યદ્ દુર્વિભાવ્યં પ્રબુધાપબાધં
પ્રસીદતાં નઃ સ મહાવિભૂતિઃ ॥ ૪૩॥

નમોઽસ્તુ તસ્મા ઉપશાન્તશક્તયે
સ્વારાજ્યલાભપ્રતિપૂરિતાત્મને ।
ગુણેષુ માયારચિતેષુ વૃત્તિભિ-
ર્ન સજ્જમાનાય નભસ્વદૂતયે ॥ ૪૪॥

સ ત્વં નો દર્શયાત્માનમસ્મત્કરણગોચરમ્ ।
પ્રપન્નાનાં દિદૃક્ષૂણાં સસ્મિતં તે મુખામ્બુજમ્ ॥ ૪૫॥

તૈસ્તૈઃ સ્વેચ્છાધૃતૈ રૂપૈઃ કાલે કાલે સ્વયં વિભો[2] ।
કર્મ દુર્વિષહં યન્નો ભગવાંસ્તત્ કરોતિ હિ ॥ ૪૬॥

ક્લેશભૂર્યલ્પસારાણિ કર્માણિ વિફલાનિ વા ।
દેહિનાં વિષયાર્તાનાં ન તથૈવાર્પિતં ત્વયિ ॥ ૪૭॥

નાવમઃ કર્મકલ્પોઽપિ વિફલાયેશ્વરાર્પિતઃ ।
કલ્પતે પુરુષસ્યૈષ સ હ્યાત્મા દયિતો હિતઃ[3] ॥ ૪૮॥

યથા હિ સ્કન્ધશાખાનાં તરોર્મૂલાવસેચનમ્ ।
એવમારાધનં વિષ્ણોઃ સર્વેષામાત્મનશ્ચ હિ ॥ ૪૯॥

નમસ્તુભ્યમનન્તાય દુર્વિતર્ક્યાત્મકર્મણે ।
નિર્ગુણાય ગુણેશાય સત્ત્વસ્થાય ચ સામ્પ્રતમ્ ॥ ૫૦॥

સમસ્ત પદાર્થો, કાળ, કર્મ, સત્ત્વાદિ ગુણ અને પંચમહાભૂતો વગેરે બધાં તે પરમાત્માની માયાથી જ ઉત્પન્ન થયાં છે એવું કહેવામાં આવ્યું છે. એ પરમતત્ત્વનું વિવેકી પુરુષો અનિર્વચનીય કહીને વર્ણન કરે છે અને 'નેતિ-નેતિ' કહીને બધાંનો નિષેધ કરીને શાસ્ત્રો વર્ણન કરે છે, તે પરમેશ્વર અમારા પર પ્રસન્ન થાઓ. (૪૩) જેઓ માયા થકી નિર્મિત ગુણોમાં અને તે વૃત્તિઓથી આસક્ત થતા નથી, જેઓ વાયુની જેમ સદા-સર્વદા અસંગ રહે છે, જેમનામાં સઘળી શક્તિઓ શાંત થઈ ગયેલી છે તે પોતાના આત્માનંદ લાભથી પરિપૂર્ણ આત્મસ્વરૂપ ભગવાનને અમારા નમસ્કાર છે. (૪૪)

હે પ્રભુ! અમે આપના શરણાગત છીએ અમે ઇચ્છીએ છીએ કે મંદ-મંદ સ્મિતવાળું આપનું મુખકમળ અમે પોતાની આ જ આંખોથી જોઈએ. આપ કૃપા કરીને અમને તેનું દર્શન કરાવો. (૪૫) હે પ્રભુ! આપ અવારનવાર પોતે જ પોતાની ઇચ્છાથી અનેક રૂપ ધારણ કરો છો અને અમારે માટે જે કામ કરવાનું અત્યંત મુશ્કેલ હોય છે તેને આપ સહેજમાં જ કરી દો છો. આપ સર્વશક્તિમાન છો, તેથી આપને માટે તો એમાં શી મુશ્કેલી હોય? (૪૬) વિષયોના લોભમાં પડીને જે દેહાભિમાનીઓ દુઃખ ભોગવી રહ્યા છે તેમને કર્મ કરવામાં પરિશ્રમ અને ક્લેશ તો ઘણો વધુ થાય છે, પણ તેનું ફળ ઘણું ઓછું ઊપજે છે, મોટે ભાગે તો તેમને નિષ્ફળતા જ મળે છે. પરંતુ જે કર્મો આપને સમર્પિત કરવામાં આવે છે તે કર્મો કરતી વખતે જ પરમ સુખ મળે છે. તે કર્મો સ્વયં ફળરૂપ જ છે. (૪૭) ભગવાનને સમર્પિત કરવામાં આવેલો નાનામાં નાનો કર્માભાસ પણ નિષ્ફળ થતો નથી, કારણ કે ભગવાન જીવના પરમ હિતૈષી, પરમ પ્રિયતમ અને આત્મા જ છે. (૪૮) જેમ વૃક્ષના મૂળને પાણીથી સિંચવું એ તેની નાની-મોટી ડાળીઓને પણ સિંચી હોવાનું ગણાય છે, તેવી જ રીતે સર્વાત્મા ભગવાનની આરાધના એ સઘળાં પ્રાણીઓની અને પોતાની પણ આરાધના છે. (૪૯) જેઓ ત્રણે કાળમાં અને તેનાથી પર પણ એકરસ રહેલા છે, જેમની લીલાઓનું રહસ્ય તર્ક-વિતર્કથી પર છે, જેઓ સ્વયં ગુણોથી પર હોવા છતાં પણ ગુણોના સ્વામી છે તથા આ સમયે સત્ત્વગુણમાં સ્થિત છે એવા આપને (હે પ્રભુ!) અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૫૦)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધેઽમૃતમથને પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥

આઠમા સ્કંધ-અંતર્ગત અમૃતમંથનમાંનો પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – ગુણાવશેષં । ૨. પ્રા. પા. – પ્રભો । ૩. પ્રા. પા. – વિભુઃ ।

# છઠ્ઠો અધ્યાય

6

## દેવો અને દાનવોનો સાથે મળીને સમુદ્રમંથન માટેનો પ્રયત્ન

*શ્રીશુક ઉવાચ*

એવં સ્તુતઃ સુરગણૈર્ભગવાન્ હરિરીશ્વરઃ ।
તેષામાવિરભૂદ્ રાજન્ સહસ્રાર્કોદયદ્યુતિઃ ॥ ૧॥

તેનૈવ મહસા સર્વે દેવાઃ પ્રતિહતેક્ષણાઃ ।
નાપશ્યન્ ખં દિશઃ ક્ષોણિમાત્માનં ચ કુતો વિભુમ્ ॥ ૨॥

વિરિઞ્ચો ભગવાન્ દૃષ્ટ્વા સહ શર્વેણ તાં તનુમ્ ।
સ્વચ્છાં મરકતશ્યામાં કઞ્જગર્ભારુણેક્ષણામ્ ॥ ૩॥

તપ્તહેમાવદાતેન લસત્કૌશેયવાસસા ।
પ્રસન્નચારુસર્વાઙ્ગીં સુમુખીં સુન્દરભ્રુવમ્ ॥ ૪॥

મહામણિકિરીટેન કેયૂરાભ્યાં ચ ભૂષિતામ્ ।
કર્ણાભરણનિર્ભાતકપોલશ્રીમુખામ્બુજામ્ ॥ ૫॥

કાઞ્ચીકલાપવલયહારનૂપુરશોભિતામ્ ।
કૌસ્તુભાભરણાં લક્ષ્મીં બિભ્રતીં વનમાલિનીમ્ ॥ ૬॥

સુદર્શનાદિભિઃ સ્વાસ્ત્રૈર્મૂર્તિમદ્ભિરુપાસિતામ્ ।
તુષ્ટાવ દેવપ્રવરઃ સશર્વઃ પુરુષં પરમ્ ।
સર્વામરગણૈઃ સાકં સર્વાઙ્ગૈરવનિં ગતૈઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! દેવોએ સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિની જ્યારે આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે તેઓ તેમની વચ્ચે જ પ્રગટ થયા. તેમના શરીરનું તેજ એવું હતું કે જાણે હજારો સૂર્યો એકીસાથે ઉદય પામ્યા હોય. (૧) ભગવાનના તે તેજથી બધા દેવો અંજાઈ ગયા. તેઓ ભગવાનને તો શું, આકાશ, દિશાઓ, પૃથ્વી અને પોતાના શરીરને પણ જોવાને અસમર્થ બની ગયા. (૨) માત્ર ભગવાન શંકર અને બ્રહ્માજીએ જ તે છબિનું દર્શન કર્યું. ઘણી જ સુંદર ઝાંખી હતી. મરકતમણિ (પન્ના)ના જેવું સ્વચ્છ શામળું શરીર, કમળના અંદરના ભાગના જેવાં સુકોમળ નેત્રોમાં રક્તરંગી રેખાઓ અને ચમકતા સોનેરી રંગનું રેશમી પીતાંબર! સર્વાંગસુંદર શરીરના રોમે-રોમમાંથી પ્રસન્નતા પ્રસરી રહી હતી. ધનુષ્યના જેવી વાંકી ભમરો અને ઘણું જ સુંદર મુખ! માથા પર મહામણિમય મુગટ અને ભુજાઓ પર બાજુબંધ! કાનોનાં ઝળકતાં કુંડળોની ચમક પડવાથી કપોલ વિશેષ સુંદર જણાતા હતા; કે જેનાથી મુખકમળ ખીલી ઊઠતું હતું. કમરમાં કંદોરાની ઘૂઘરીઓ, હાથોમાં કડાં, ગળામાં હાર અને ચરણોમાં નૂપુર શોભતાં હતાં. વક્ષઃસ્થળ પર લક્ષ્મીજી અને ગળામાં કૌસ્તુભમણિ તથા વનમાળા સુશોભિત હતાં. (૩-૬) ભગવાનનાં નિજી અસ્ત્રો - સુદર્શન ચક્ર વગેરે મૂર્તિમંત થઈને તેમની સેવા કરી રહ્યાં હતાં. બધા દેવોએ પૃથ્વી પર પડીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ પછી બધા દેવોને સાથે રાખીને શંકરજી અને બ્રહ્માજી તે પરમપુરુષ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. (૭)

*બ્રહ્મોવાચ*

અજાતજન્મસ્થિતિસંયમાયા-
ગુણાય નિર્વાણસુખાર્ણવાય ।
અણોરણિમ્નેઽપરિગણ્યધામ્ને
મહાનુભાવાય નમો નમસ્તે ॥ ૮॥

**બ્રહ્માજીએ (સ્તુતિ કરતાં) કહ્યું** – જેઓ જન્મ, સ્થિતિ અને પ્રલય સાથે કોઈ સંબંધ રાખતા નથી, જેઓ પ્રાકૃત ગુણોથી રહિત છે અને મોક્ષસ્વરૂપ પરમાનંદના મહાસાગર છે, જેઓ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે અને જેમનું સ્વરૂપ અનંત છે તે મહાનુભાવ શ્રીપ્રભુને વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૮)

રૂપં તવૈતત્ પુરુષર્ષભેજ્યં
શ્રેયોઽર્થિભિર્વૈદિકતાન્ત્રિકેણ ।
યોગેન ધાતઃ સહ નસ્ત્રિલોકાન્
પશ્યામ્યમુષ્મિન્ નુ હ વિશ્વમૂર્તૌ ॥૯॥

ત્વય્યગ્ર આસીત્ ત્વયિ મધ્ય આસીત્
ત્વય્યન્ત આસીદિદમાત્મતન્ત્રે ।
ત્વમાદિરન્તો જગતોઽસ્ય મધ્યં
ઘટસ્ય મૃત્સ્નેવ પરઃ પરસ્માત્ ॥૧૦॥

ત્વં માયયાઽઽત્માશ્રયયા સ્વયેદં
નિર્માય વિશ્વં તદનુપ્રવિષ્ટઃ ।
પશ્યન્તિ યુક્તા મનસા મનીષિણો
ગુણવ્યવાયેઽપ્યગુણં વિપશ્ચિતઃ ॥૧૧॥

યથાગ્નિમેધસ્યમૃતં ચ ગોષુ
ભુવ્યન્નમમ્બૂદ્યમને ચ વૃત્તિમ્ ।
યોગૈર્મનુષ્યા અધિયન્તિ હિ ત્વાં
ગુણેષુ બુદ્ધ્યા કવયો વદન્તિ ॥૧૨॥

તં ત્વાં વયં નાથ સમુજ્જિહાનં
સરોજનાભાતિચિરેપ્સિતાર્થમ્ ।
દૃષ્ટ્વા ગતા નિર્વૃતિમદ્ય સર્વે
ગજા દવાર્તા ઇવ ગાઙ્ગમમ્ભઃ ॥૧૩॥

સ ત્વં વિધત્સ્વાખિલલોકપાલા
વયં યદર્થાસ્તવ પાદમૂલમ્ ।
સમાગતાસ્તે બહિરન્તરાત્મન્
કિં વાઽન્યવિજ્ઞાપ્યમશેષસાક્ષિણઃ ॥૧૪॥

અહં ગિરિત્રશ્ચ સુરાદયો યે
દક્ષાદયોઽગ્નેરિવ કેતવસ્તે ।
કિં વા વિદામેશ પૃથગ્વિભાતા
વિધત્સ્વ શં નો દ્વિજદેવમન્ત્રમ્ ॥૧૫॥

હે પુરુષોત્તમ! પોતાનું કલ્યાણ ઇચ્છતા સાધકો વેદોક્ત તેમ જ પાંચરાત્રોક્ત વિધિથી આપના આ જ સ્વરૂપની ઉપાસના કરે છે. મને પણ રચનારા હે પ્રભુ! આપના આ વિશ્વમય સ્વરૂપમાં મને સમસ્ત દેવો સહિત ત્રણે લોક દેખાઈ રહ્યા છે. (૯) આપનામાં જ આ જગત પહેલાં લીન હતું, મધ્યકાળે પણ આ જગત આપનામાં જ રહેલું છે અને અંતે પણ આ ફરી આપનામાં જ લીન થઈ જશે. આપ સ્વયં કાર્ય-કારણથી પર, પરમ સ્વતંત્ર છો. આપ જ આ જગતના આદિ, મધ્ય અને અંત છો – એવી જ રીતે કે જેમ ઘડાનાં આદિ, મધ્ય અને અંત માટી છે. (૧૦) આપ પોતાના જ આશ્રયે રહેતી પોતાની માયાથી આ સંસારની રચના કરો છો અને એમાં ફરી પ્રવેશ કરીને અંતર્યામીરૂપે વિરાજમાન રહો છો. તેથી વિવેકશીલ અને શાસ્ત્રના જાણનારા મનુષ્યો ઘણી સાવધાનીથી પોતાના મનને એકાગ્ર કરીને તે ગુણોની તેમ જ વિષયોના સમૂહમાં પણ આપના નિર્ગુણ સ્વરૂપનો જ સાક્ષાત્કાર કરે છે. (૧૧) જેમ મનુષ્યો યુક્તિ વડે લાકડામાંથી અગ્નિ, ગાયમાંથી અમૃતતુલ્ય દૂધ, પૃથ્વીમાંથી અન્ન તથા જળ અને વેપારમાંથી પોતાની આજીવિકા મેળવી લે છે તેવી જ રીતે વિવેકશીલ મનુષ્યો પણ પોતાની શુદ્ધ બુદ્ધિથી ભક્તિયોગ દ્વારા, જ્ઞાનયોગ દ્વારા એ વિષયોમાં જ આપને પ્રાપ્ત કરી લે છે અને પોતાની અનુભૂતિ અનુસાર આપનું વર્ણન પણ કરે છે. (૧૨) હે કમળનાભ! જેમ દાવાનળથી બળતો હાથી ગંગાજીના જળમાં ડૂબકી મારીને સુખ અને શાંતિનો અનુભવ કરે છે તેવી જ રીતે આપના આવિર્ભાવથી અમે લોકો પરમ આનંદને પ્રાપ્ત થઈ ગયા છીએ અને અમને પરમ શાંતિ મળી છે. હે સ્વામી! અમે ઘણા દિવસોથી આપનાં દર્શન કરવા માટે અત્યંત આતુર થઈ રહ્યા હતા. (૧૩) આપ જ અમારા બહારના અને અંદરના આત્મા છો. અમે બધા લોકપાલો જે ઉદ્દેશ્યથી આપના શરણે આવ્યા છીએ તેને આપ કૃપા કરીને પૂરું કરો. આપ સૌના સાક્ષી છો, તેથી આ બાબતમાં અમે આપને બીજું તો શું નિવેદન કરીએ? (૧૪) હે પ્રભુ! હું, શંકરજી, બીજા દેવો, ઋષિઓ અને દક્ષ વગેરે પ્રજાપતિઓ – બધા જ અગ્નિથી અળગા થયેલા તણખાની જેમ આપના જ અંશ છીએ પરંતુ તે તણખો અગ્નિથી ભિન્ન ન હોવા છતાં અમે આપનાથી અમને ભિન્ન માનીએ છીએ. આવી સ્થિતિમાં અમે આપને શું સમજી શકીએ? બ્રાહ્મણો અને દેવોના કલ્યાણ માટે જે કંઈ કરવું જરૂરી હોય તે કરવાનો આદેશ આપ જ આપો અને આપ પોતે પણ એવું કરો. (૧૫)

*શ્રીશુક ઉવાચ*

એવં વિરિઞ્ચાદિભિરીડિતસ્તદ્
વિજ્ઞાય તેષાં હૃદયં તથૈવ ।
જગાદ જીમૂતગભીરયા ગિરા
બદ્ધાઞ્જલીન્ સંવૃતસર્વકારકાન્[1] ॥ ૧૬॥

એક એવેશ્વરસ્તસ્મિન્[2] સુરકાર્યે સુરેશ્વરઃ ।
વિહર્તુકામસ્તાનાહ સમુદ્રોન્મથનાદિભિઃ[3] ॥ ૧૭॥

**શ્રીશુકદેવજી કહે છે** — બ્રહ્મા વગેરે દેવોએ આ પ્રમાણે સ્તુતિ કરીને પોતાની બધી ઇન્દ્રિયોને સંયત કરી અને તે બધા ઘણી સાવધાની સાથે હાથ જોડીને ઊભા રહ્યા. તેમની સ્તુતિ સાંભળીને અને એ રીતે તેમના હૃદયની વાત જાણીને ભગવાન મેઘ સમાન ગંભીર વાણીથી બોલ્યા. (૧૬) (હે પરીક્ષિત!) સમસ્ત દેવોના તથા જગતના એકમાત્ર સ્વામી ભગવાન એકલા જ તે દેવોનું સઘળું કામ કરવામાં સમર્થ હતા, તોપણ સમુદ્રમંથન વગેરે લીલાઓ દ્વારા વિહાર કરવાની ઇચ્છાથી તેમણે દેવતાઓને સંબોધીને આ પ્રમાણે કહ્યું. (૧૭)

*શ્રીભગવાનુવાચ*

હન્ત બ્રહ્મન્નહો શમ્ભો હે દેવા મમ ભાષિતમ્ ।
શૃણુતાવહિતાઃ સર્વે શ્રેયો વઃ સ્યાદ્યથા સુરાઃ ॥ ૧૮॥

યાત દાનવદૈતેયૈસ્તાવત્ સન્ધિર્વિધીયતામ્ ।
કાલેનાનુગૃહીતૈસ્તૈર્યાવદ્ વો ભવ આત્મનઃ ॥ ૧૯॥

અરયોઽપિ હિ સન્ધેયાઃ સતિ કાર્યાર્થગૌરવે ।
અહિમૂષકવદ્ દેવા હ્યર્થસ્ય પદવીં ગતૈઃ[4] ॥ ૨૦॥

અમૃતોત્પાદને યત્નઃ ક્રિયતામવિલમ્બિતમ્ ।
યસ્ય પીતસ્ય વૈ જન્તુર્મૃત્યુગ્રસ્તોઽમરો ભવેત્ ॥ ૨૧॥

ક્ષિપ્ત્વા ક્ષીરોદધૌ સર્વા વીરુત્તૃણલતૌષધીઃ[5] ।
મન્થાનં મન્દરં કૃત્વા નેત્રં કૃત્વા તુ[6] વાસુકિમ્ ॥ ૨૨॥

સહાયેન મયા દેવા નિર્મન્થધ્વમતન્દ્રિતાઃ ।
ક્લેશભાજો ભવિષ્યન્તિ દૈત્યા યૂયં ફલગ્રહાઃ ॥ ૨૩॥

યૂયં તદનુમોદધ્વં યદિચ્છન્ત્યસુરાઃ સુરાઃ ।
ન સંરમ્ભેણ સિધ્યન્તિ સર્વેઽર્થાઃ સાન્ત્વયા યથા ॥ ૨૪॥

**શ્રીભગવાને કહ્યું** — બ્રહ્મા, શંકર અને દેવો! તમે બધા સાવધાન થઈને મારી સલાહ સાંભળો. તમારા કલ્યાણનો આ જ ઉપાય છે. (૧૮) અત્યારે અસુરો પર કાળની કૃપા છે. તેથી તમારા અભ્યુદય અને ઉન્નતિનો સમય જ્યાં સુધી આવે નહીં ત્યાં સુધી તમે દૈત્યો અને દાનવો પાસે જઈને તેમની સાથે સંધિ (સુલેહ) કરી લો. (૧૯) હે દેવો! કોઈ મોટું કાર્ય કરવાનું હોય તો શત્રુઓ સાથે સુલેહ-સુમેળ કરી લેવો જોઈએ. એ વાત જરૂર છે કે કામ થઈ ગયા પછી તેમની સાથે સર્પ-મૂષકન્યાયે* વર્તી શકો છો. (૨૦) તમે બધા વિલંબ કર્યા વિના અમૃત ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરો. તેને પીવાથી મર્ત્ય પ્રાણી અમર થઈ જાય છે. (૨૧) પહેલાં તો ક્ષીરસમુદ્રમાં બધા પ્રકારનાં ઘાસ-તણખલાં, લતા-ઔષધિઓ નાખી દો, પછી તમે બધા મંદરાચલનો રવૈયો અને વાસુકિ નાગનું નેતરું બનાવીને મારી મદદથી સમુદ્રનું મંથન કરો. હવે આળસ અને પ્રમાદનો સમય નથી. હે દેવો! વિશ્વાસ રાખો કે દૈત્યોને તો મળશે માત્ર શ્રમ અને ક્લેશ, પરંતુ ફળ તમને લોકોને મળશે. (૨૨-૨૩) દેવો! અસુરો તમારી પાસેથી જે કંઈ માગે તે કબૂલી લો. શાંતિથી બધું કામ થઈ જાય છે, ક્રોધ કરવાથી કશું થતું નથી. (૨૪)

---

૧. પ્રા. પા. — ૦કાયાન્ । ૨. પ્રા. પા. — એવ વૃતસ્તસ્મિન્ । ૩. પ્રા. પા. — સમુદ્રમથનાદિભિઃ । ૪. પ્રા. પા. — ગતાઃ । ૫. પ્રા. પા. — ૦જલૌષધીઃ । ૬. પ્રા. પા. — ચ ।

* કોઈ મદારીના કરંડિયામાં સાપ તો પહેલાંથી હતો જ, સંયોગવશ તેમાં એક ઉંદર પણ જઈ ભરાયો. ઉંદર ભયભીત થઈ ગયો ત્યારે સાપે તેને પ્રેમથી સમજાવ્યો કે તું કરંડિયામાં કાણું પાડી દે, પછી આપણે બંને ભાગી નીકળીશું. પહેલાં તો સાપની આ વાત પર ઉંદરને વિશ્વાસ બેઠો નહીં, પણ પછી તેણે કરંડિયામાં કાણું પાડી દીધું. આ પ્રમાણે કામ બની ગયા પછી સાપ ઉંદરને ગળી ગયો અને કરંડિયામાંથી ભાગી નીકળ્યો.

ન ભેતવ્યં કાલકૂટાદ્ વિષાજ્જલધિસમ્ભવાત્ ।
લોભઃ કાર્યો ન વો જાતુ રોષઃ કામસ્તુ[1] વસ્તુષુ ॥ ૨૫॥

પહેલાં તો સમુદ્રમાંથી કાલકૂટ વિષ નીકળશે, તેથી ભય પામવું નહીં. બીજી કોઈ પણ વસ્તુ મેળવવા ક્યારેય લાલચ કરવી નહીં, પણ જો કોઈ કામના હોય અને તે પૂરી ન થાય તો ક્રોધ તો ન જ કરવો જોઈએ. (૨૫)

*શ્રીશુક ઉવાચ*

ઇતિ દેવાન્ સમાદિશ્ય ભગવાન્ પુરુષોત્તમઃ ।
તેષામન્તર્દધે રાજન્ સ્વચ્છન્દગતિરીશ્વરઃ[2] ॥ ૨૬॥

અથ તસ્મૈ ભગવતે નમસ્કૃત્ય પિતામહઃ ।
ભવશ્ચ જગ્મતુઃ સ્વં સ્વં ધામોપેયુર્બલિં સુરાઃ ॥ ૨૭॥

દૃષ્ટ્વાઽરીનપ્યસંયત્તાઞ્જાતક્ષોભાન્સ્વનાયકાન્ ।
ન્યષેધદ્ દૈત્યરાટ્ શ્લોક્યઃ સન્ધિવિગ્રહકાલવિત્ ॥ ૨૮॥

તે વૈરોચનિમાસીનં ગુપ્તં ચાસુરયૂથપૈઃ ।
શ્રિયા પરમયા જુષ્ટં જિતાશેષમુપાગમન્ ॥ ૨૯॥

મહેન્દ્રઃ શ્લક્ષ્ણયા વાચા સાન્ત્વયિત્વા મહામતિઃ ।
અભ્યભાષત તત્સર્વં શિક્ષિતં પુરુષોત્તમાત્ ॥ ૩૦॥

તદરોચત[3] દૈત્યસ્ય તત્રાન્યે યેઽસુરાધિપાઃ ।
શમ્બરોઽરિષ્ટનેમિશ્ચ યે ચ ત્રિપુરવાસિનઃ ॥ ૩૧॥

તતો દેવાસુરાઃ કૃત્વા સંવિદં કૃતસૌહૃદાઃ ।
ઉદ્યમં પરમં ચક્રુરમૃતાર્થે પરન્તપ ॥ ૩૨॥

તતસ્તે મન્દરગિરિમોજસોત્પાટ્ય દુર્મદાઃ ।
નદન્ત ઉદધિં નિન્યુઃ શક્તાઃ પરિઘબાહવઃ ॥ ૩૩॥

દૂરભારોદ્વહશ્રાન્તાઃ શક્રવૈરોચનાદયઃ ।
અપારયન્તસ્તં વોઢું વિવશા વિજહુઃ પથિ ॥ ૩૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! દેવોને આ આદેશ આપીને પુરુષોત્તમ ભગવાન તેમની વચ્ચે જ અંતર્ધાન થઈ ગયા. તેઓ તો સર્વશક્તિમાન અને અત્યંત સ્વતંત્ર જ રહ્યા, તેમની લીલાનું રહસ્ય કોણ સમજી શકે? (૨૬) તેમના ચાલ્યા ગયા પછી બ્રહ્માજી અને શંકરજીએ ફરીથી ભગવાનને નમસ્કાર કર્યા અને તેઓ પોતપોતાના લોકમાં સિધાવી ગયા. ત્યારબાદ ઇન્દ્ર વગેરે દેવો બલિ રાજા પાસે ગયા. (૨૭) દેવોને અસ્ત્રો-શસ્ત્રો વિના જ સામે આવતા જોઈને દૈત્ય-સેનાપતિઓના મનમાં ભારે ક્ષોભ થયો. તેમણે દેવોને પકડી લેવાનું ઇચ્છ્યું, પરંતુ દૈત્યરાજ બલિ સુલેહસંધિ અને વિરોધના પ્રસંગોને જાણનારા તેમ જ પવિત્ર કીર્તિથી સંપન્ન હતા તેથી તેમને દૈત્યોને તેમ કરતાં રોક્યા. (૨૮) ત્યારપછી દેવો બલિ પાસે પહોંચ્યા. બલિએ ત્રણ લોકને જીતી લીધા હતા. તેઓ સમસ્ત સંપત્તિઓથી સેવા પામીને અસુર-સેનાપતિઓથી સુરક્ષિત રહીને પોતાના રાજ્યસિંહાસન પર બેઠા હતા. (૨૯) બુદ્ધિમાન ઇન્દ્રે ઘણી મધુર વાણીથી સમજાવતાં રાજા બલિને તે બધી વાતો કરી, કે જે સ્વયં ભગવાને તેમને શિખવાડી હતી.(૩૦) તે વાતો દૈત્યરાજ બલિને ગમી ગઈ. ત્યાં બેઠેલા બીજાઓને – સેનાપતિ શંબર અને અરિષ્ટનેમિને તથા ત્રિપુરવાસી અસુરોને પણ એ વાતો ઘણી સારી લાગી. (૩૧) ત્યારે દેવો અને દાનવોએ પરસ્પર સંધિસુલેહ કરીને મિત્રતા કરી લીધી; અને હે પરંતપ (પરીક્ષિત)! તે બધાએ મળીને અમૃત-મંથન માટે પૂરો ઉદ્યમ કરવાનું આરંભ્યું. (૩૨) તે પછી તેમણે પોતાની શક્તિથી મંદરાચલને ઉખેડી નાખ્યો અને હોંકારા-પડકારા કરતા તેઓ તેને સમુદ્રતટ ભણી લઈ ચાલ્યા. તેમની ભુજાઓ પરિઘ (ભોગળને મળતું આવતું આયુધ) જેવી હતી, શરીરમાં બળ હતું અને પોતપોતાના બળનું ઘમંડ તો હતું જ. (૩૩) પરંતુ એક તો તે મંદરાચલ ઘણો જ ભારે હતો અને બીજું તેને ઘણે જ દૂર લઈ જવાનો હતો, તેથી ઇન્દ્ર, બલિ વગેરે બધાય થાકી-હારી ગયા. જ્યારે તેઓ કોઈ રીતે પણ મંદરાચલને આગળ લઈ જઈ શક્યા નહીં ત્યારે લાચાર થઈને તેમણે તેને રસ્તામાં જ પટકી દીધો. (૩૪)

૧. પ્રા. પા. – કામઃ સ્વવસ્તુષુ । ૨. પ્રા. પા. – ૦મતિ૦ । ૩. પ્રા. પા. – તત્ત્વરો૦ ।

નિપતન્ સ ગિરિસ્તત્ર બહૂનમરદાનવાન્ ।
ચૂર્ણયામાસ મહતા ભારેણ કનકાચલઃ ॥ ૩૫॥

તે સુવર્ણપર્વત મંદરાચલ ઘણો ભારે હતો, નીચે પટકાતાં તે પર્વતે ઘણાબધા દેવો અને દાનવોનો ચૂરો કરી નાખ્યો. (૩૫)

તાંસ્તથા ભગ્નમનસો ભગ્નબાહૂરુકન્ધરાન્ ।
વિજ્ઞાય ભગવાંસ્તત્ર બભૂવ ગરુડધ્વજઃ ॥ ૩૬॥

ગિરિપાતવિનિષ્પિષ્ટાન્ વિલોક્યામરદાનવાન્ ।
ઈક્ષયા જીવયામાસ નિર્જરાન્ નિર્વ્રણાન્ યથા ॥ ૩૭॥

ગિરિં ચારોપ્ય ગરુડે હસ્તેનૈકેન લીલયા ।
આરુહ્ય પ્રયયાવબ્ધિં સુરાસુરગણૈર્વૃતઃ ॥ ૩૮॥

અવરોપ્ય ગિરિં સ્કન્ધાત્ સુપર્ણઃ પતતાં વરઃ ।
યયૌ જલાન્ત ઉત્સૃજ્ય હરિણા સ વિસર્જિતઃ ॥ ૩૯॥

તે દેવો અને દાનવોના હાથ, ખભા અને કમર તો તૂટી જ ગયાં હતાં, હવે હિંમત પણ તૂટી ગઈ. તેમની હિંમત પડી ભાંગેલી જોઈને ગરુડ પર આરૂઢ થયેલા ભગવાન તરત ત્યાં પ્રગટ થયા. (૩૬) તેમણે જોયું કે દેવો અને દાનવો પર્વતના પડવાથી પિસાઈ ગયા છે, એટલે તેમણે પોતાની અમૃતમયી દૃષ્ટિથી દેવો અને અસુરોને એવી રીતે જીવતા કરી દીધા, કે જાણે તેમના શરીરને કોઈ ઘા થયો જ ન હોય. (૩૭) ત્યારપછી તેમણે લીલાપૂર્વક (રમત-રમતમાં) એક હાથથી તે પર્વતને ઊંચકીને ગરુડજી પર મૂકી દીધો અને પોતે પણ તેના પર સવાર થયા. પછી તેમણે દેવો અને દાનવો સાથે સમુદ્ર ભણી પ્રયાણ કર્યું. (૩૮) પક્ષીરાજ ગરુડજીએ પર્વતને સમુદ્રના તટ પર ઉતાર્યો અને તે ગરુડજી ભગવાનની આજ્ઞા લઈને ત્યાંથી ચાલ્યા ગયા. (૩૯)

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધેઽમૃતમથને મન્દરાચલાનયનં[1] નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

આઠમા સ્કંધ-અંતર્ગત અમૃતમંથનમાંનો મંદરાચલ-આનયન નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

==★==

# 7 સાતમો અધ્યાય

## સમુદ્રમંથનનો આરંભ અને ભગવાન શંકરનું વિષપાન

*શ્રીશુક ઉવાચ*

તે નાગરાજમામન્ત્ર્ય ફલભાગેન વાસુકિમ્ ।
પરિવીય ગિરૌ તસ્મિન્નેત્રમબ્ધિં મુદાન્વિતાઃ ॥ ૧॥

આરેભિરે સુસંયત્તા[2] અમૃતાર્થં કુરૂદ્વહ ।
હરિઃ પુરસ્તાજ્જગૃહે પૂર્વં દેવાસ્તતોઽભવન્ ॥ ૨॥

તન્નૈચ્છન્ દૈત્યપતયો મહાપુરુષચેષ્ટિતમ્ ।
ન ગૃહ્ણીમો વયં પુચ્છમહેરઙ્ગમમઙ્ગલમ્ ॥ ૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) દેવો અને દાનવોએ. 'સમુદ્રમંથનથી મળનારા અમૃતમાં તમારો પણ ભાગ રહેશે' એવું વચન આપીને નાગોના રાજા વાસુકિને પણ સામેલ કર્યા. ત્યારબાદ તે લોકોએ વાસુકિ નાગને નેતરાની જેમ મંદરાચલ પર લપેટીને સારી પેઠે તત્પર થઈને ઘણા ઉત્સાહ અને આનંદથી અમૃત મેળવવા માટે સમુદ્રનું મંથન આરંભ્યું. તે સમયે સૌના પહેલાં અજિત ભગવાન, વાસુકિના મુખ તરફના છેડે રહ્યા હોવાથી (બધા) દેવો પણ તે બાજુએ જ ખેંચવા ઊભા રહ્યા. (૧-૨) પરંતુ ભગવાનની આ ચેષ્ટા દૈત્યસેનાપતિઓને ગમી નહીં, તેથી તેમણે કહ્યું, ''પૂંછડું તો નાગનું અશુભ અંગ છે, અમે તેને પકડીશું નહીં. (૩)

૧. પ્રાચીન પ્રતમાં 'મન્દરાચલાનયનં નામ' – એટલો ભાગ નથી. ૨. પ્રા. પા. – સુરા યત્તા અમૃતાર્થાઃ ।

સ્વાધ્યાયશ્રુતસમ્પન્નાઃ પ્રખ્યાતા જન્મકર્મભિઃ ।
ઇતિ તૂષ્ણીં સ્થિતાન્ દૈત્યાન્ વિલોક્ય પુરુષોત્તમઃ ।
સ્મયમાનો વિસૃજ્યાગ્રં પુચ્છં જગ્રાહ સામરઃ ॥ ૪॥

કૃતસ્થાનવિભાગાસ્ત એવં કશ્યપનન્દનાઃ ।
મમન્થુઃ પરમાયત્તા અમૃતાર્થં પયોનિધિમ્ ॥ ૫॥

મથ્યમાનેઽર્ણવે સોઽદ્રિરનાધારો હ્યપોઽવિશત્ ।
ધ્રિયમાણોઽપિ[1] બલિભિર્ગૌરવાત્પાણ્ડુનન્દન ॥ ૬॥

તે [2]સુનિર્વિણ્ણમનસઃ પરિમ્લાનમુખશ્રિયઃ ।
આસન્ સ્વપૌરુષે નષ્ટે દૈવેનાતિબલીયસા ॥ ૭॥

વિલોક્ય વિઘ્નેશવિધિં તદેશ્વરો
દુરન્તવીર્યોઽવિતથાભિસન્ધિઃ ।
કૃત્વા વપુઃ કાચ્છપમદ્ભુતં મહત્
પ્રવિશ્ય તોયં ગિરિમુજ્જહાર ॥ ૮॥

તમુત્થિતં વીક્ષ્ય કુલાચલં પુનઃ
સમુત્થિતા[3] નિર્મથિતું સુરાસુરાઃ ।
દધાર પૃષ્ઠેન સ લક્ષયોજન-
પ્રસ્તારિણા દ્વીપ ઇવાપરો મહાન્ ॥ ૯॥

સુરાસુરેન્દ્રૈર્ભુજવીર્યવેપિતં
પરિભ્રમન્તં ગિરિમઙ્ગ પૃષ્ઠતઃ ।
બિભ્રત્ તદાવર્તનમાદિકચ્છપો[4]
મેનેઽઙ્ગકણ્ડૂયનમપ્રમેયઃ ॥ ૧૦॥

તથાઽસુરાનાવિશદાસુરેણ
રૂપેણ તેષાં બલવીર્યમીરયન્ ।
ઉદ્દીપયન્ દેવગણાંશ્ચ વિષ્ણુ-
ર્દૈવેન નાગેન્દ્રમબોધરૂપઃ ॥ ૧૧॥

અમે વેદશાસ્ત્રોનું વિધિપૂર્વક અધ્યયન કરેલું છે, ઊંચા કુળમાં અમારો જન્મ થયેલો છે અને વીરતાનાં મોટાં-મોટાં કામ અમે કર્યાં છે. અમે દેવો કરતાં કઈ વાતે ઓછા છીએ?" – આમ કહીને તે દાનવો એક તરફ ઊભા રહી ગયા. તેમની આ મનોવૃત્તિ જોઈને ભગવાને મલકાઈને વાસુકિનું મોઢું છોડી દીધું અને પોતે દેવોની સાથે પૂંછડું પકડી લીધું. (૪) આ પ્રમાણે પોત-પોતાનાં સ્થાન નિશ્ચિત કરીને દેવો અને દાનવો અમૃત મેળવવા માટે ખૂબ જ ઉત્સાહથી સમુદ્રનું મંથન કરવા લાગ્યા. (૫)

હે પાંડુનંદન (પરીક્ષિત)! જ્યારે સમુદ્રમંથન થવા લાગ્યું ત્યારે મહાબળવાન દેવો અને દાનવોના પકડી રાખવા છતાં પણ મંદરાચલ પોતાના વજનની અધિકતાને લીધે અને નીચે કોઈ આધાર નહીં હોવાને કારણે સમુદ્રમાં ડૂબવા લાગ્યો. (૬) આ પ્રમાણે અતિબળવાન દૈવ થકી પોતાનું કર્યું-કારવ્યું બધું નષ્ટ થતું જોઈને તે બધા મનથી ખિન્ન થઈ ગયા અને તેમનાં મુખ પર ગ્લાનિ છવાઈ ગઈ. (૭) તે સમયે ભગવાને જોયું કે આ તો વિઘ્નેશનું કારસ્તાન છે, તેથી તેમણે તે (વિઘ્ન)ના નિવારણનો ઉપાય વિચારી લઈને પોતે વિશાળ અને વિલક્ષણ કચ્છપનું રૂપ ધારણ કર્યું (તેમનું આ રૂપ એક લાખ યોજન વિસ્તારનું હતું.) અને સમુદ્રના જળમાં પ્રવેશીને મંદરાચલને (પોતાની પીઠ પર) ઉપર ઊંચકી રાખ્યો. ભગવાનની શક્તિ અનંત છે. તેઓ સત્યસંકલ્પ છે. તેમના માટે આ કઈ મોટી વાત હતી? (૮) દેવો અને દાનવોએ જોયું કે મંદરાચલ હવે ઉપર ઊંચકાઈ આવ્યો છે ત્યારે તેઓ ફરીથી સમુદ્રમંથન માટે ઉદ્યત થઈ ગયા. તે સમયે ભગવાને જંબુદ્વીપ જેવડી, એક લાખ જોજનના વિસ્તારવાળી પોતાની પીઠ પર મંદરાચલને ધારણ કરી રાખ્યો હતો. (૯) મોટા-મોટા દેવો અને દાનવોએ જ્યારે પોતાના બાહુબળથી મંદરાચલને હલાવ્યો ત્યારે તે ભગવાનની પીઠ પર ઘૂમવા લાગ્યો. અનંત શક્તિમાન આદિકચ્છપ ભગવાનને તે પર્વતનું ચકરાવે ઘૂમવું એવું લાગતું હતું કે જાણે કોઈ તેમની પીઠને ખંજવાળતું હોય. (૧૦) એ સાથે જ ભગવાને સમુદ્રમંથનને સફળ કરવા માટે અસુરોમાં પોતાની શક્તિ અને બળને વધારતા રહીને અસુરરૂપે પ્રવેશ કર્યો; અને તેવી જ રીતે તેમણે દેવતાઓને પ્રોત્સાહિત કરતા રહીને તેમનામાં દેવરૂપે પ્રવેશ કર્યો; જ્યારે વાસુકિ નાગમાં નિદ્રારૂપે પ્રવેશ કર્યો. (જેથી તેને ખેંચતી વેળાએ કષ્ટ ન થાય.) (૧૧)

૧. પ્રા. પા. – ઽતિબલિ૦ । ૨. પ્રા. પા. – તુ નિ૦ । ૩. પ્રા. પા. – સમુદ્યતા । ૪. પ્રા. પા. – તદામન્થન૦ ।

ઉપર્યગેન્દ્રં ગિરિરાડિવાન્ય
આક્રમ્ય હસ્તેન સહસ્રબાહુઃ ।
તસ્થૌ દિવિ બ્રહ્મભવેન્દ્રમુખ્યૈ-
રભિષ્ટુવદ્ભિઃ સુમનોઽભિવૃષ્ટઃ ॥ ૧૨॥

ઉપર્યધશ્ચાત્મનિ ગોત્રનેત્રયોઃ
પરેણ તે પ્રાવિશતા સમેધિતાઃ ।
મમન્થુરબ્ધિં તરસા મદોત્કટા
મહાદ્રિણા[1] ક્ષોભિતનક્રચક્રમ્ ॥ ૧૩॥

અહીન્દ્રસાહસ્રકઠોરદૃઙ્મુખ-
શ્વાસાગ્નિધૂમાહતવર્ચસોઽસુરાઃ ।
પૌલોમકાલેયબલીલ્વલાદયો
દવાગ્નિદગ્ધાઃ સરલા ઈવાભવન્ ॥ ૧૪॥

દેવાંશ્ચ તચ્છ્વાસશિખાહતપ્રભાન્
ધૂમ્રામ્બરસ્રગ્વરકઞ્ચુકાનનાન્[2] ।
સમભ્યવર્ષન્ ભગવદ્વશા ઘના
વવુઃ સમુદ્રોર્મ્યુપગૂઢવાયવઃ ॥ ૧૫॥

મથ્યમાનાત્[3] તથા સિન્ધોર્દેવાસુરવરૂથપૈઃ ।
યદા સુધા ન જાયેત નિર્મમન્થાઽજિતઃ સ્વયમ્ ॥ ૧૬॥

મેઘશ્યામઃ કનકપરિધિઃ કર્ણવિદ્યોતવિદ્યુ-
ન્મૂર્ધ્નિ ભ્રાજદ્વિલુલિતકચઃ સ્રગ્ધરો રક્તનેત્રઃ ।
જૈત્રૈર્દોર્ભિર્જગદભયદૈર્દન્દશૂકં ગૃહીત્વા
મથ્નન્ મથ્ના પ્રતિગિરિરિવાશોભતાઽથોદ્ધૃતાદ્રિઃ ॥ ૧૭॥

નિર્મથ્યમાનાદુદધેરભૂદ્વિષં
મહોલ્બણં હાલહલાહ્વમગ્રતઃ ।
સમ્ભ્રાન્તમીનોન્મકરાહિકચ્છપાત્
તિમિદ્વિપગ્રાહતિમિઙ્ગિલાકુલાત્ ॥ ૧૮॥

આ તરફ, પર્વત ઉપર બીજા પર્વત જેવા બનીને સહસ્રબાહુ ભગવાન પોતાની ભુજાઓ વડે તેને દબાવીને બેસી ગયા. તે સમયે આકાશમાં બ્રહ્મા, શંકર, ઈન્દ્ર વગેરે તેમની સ્તુતિ કરતા, તેમના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. (૧૨) આ પ્રમાણે ભગવાને પર્વત ઉપર તેને દબાવી રાખનારરૂપે, નીચે પર્વતના આધાર કચ્છપરૂપે, દેવો અને અસુરોનાં શરીરમાં તેમની શક્તિરૂપે, પર્વતમાં દૃઢતારૂપે અને નેતરું બનાવાયેલા વાસુકિ-નાગમાં નિદ્રારૂપે (કે જેથી તેને કષ્ટ ન થાય) પ્રવેશ કરીને બધાને બધી રીતે શક્તિસંપન્ન કરી દીધા. હવે તેઓ (દેવો અને દાનવો) પોતાના બળથી મદોન્મત્ત થઈને મંદરાચલ વડે ઘણા વેગથી સમુદ્રનું મંથન કરવા લાગ્યા. તે સમયે સમુદ્ર તથા તેમાં રહેતા મગરો, માછલીઓ વગેરે જળચર જીવો ખળભળી ઊઠ્યાં. (૧૩) નાગરાજ વાસુકિનાં હજારો કઠોર નેત્રોમાંથી, મુખમાંથી અને ઉચ્છ્વાસમાંથી વિષની જ્વાળાઓ નીકળવા લાગી. તેમના ધુમાડાથી પૌલોમ, કાલેય, બલિ, ઈલ્વલ વગેરે અસુરો નિસ્તેજ થઈ ગયા; તે સમયે તેઓ એવા જણાતા હતા કે જાણે દાવાનળથી દાઝેલાં સરુનાં વૃક્ષો ઊભાં હોય. (૧૪) દેવો પણ તેમાંથી બચી શક્યા નહીં. વાસુકિના ઉચ્છ્વાસોની જ્વાળાઓથી તેમનું તેજ પણ ફીક્કું પડી ગયું. વસ્ત્રો, માળાઓ, કવચ અને મુખ ધુમાડિયાં થઈ ગયાં. તેમની આ દશા જોઈને, ભગવાનની પ્રેરણાથી મેઘ તેમના પર જળ વરસાવવા લાગ્યાં અને વાયુ સમુદ્રનાં મોજાંઓને સ્પર્શીને શીતળતા અને સુગંધનો સંચાર કરવા લાગ્યો. (૧૫)

આ પ્રમાણે દેવો અને અસુરોએ સમુદ્રમંથન કર્યું તોપણ તેમાંથી અમૃત ઉત્પન્ન થયું નહીં ત્યારે અજિત ભગવાન સ્વયં સમુદ્રમંથન કરવા લાગ્યા. (૧૬) મેઘ જેવા શામળા શરીર પર સોનેરી પીતાંબર, કાનોમાં વીજળીની જેમ ચમકતાં કુંડળ, માથા પર લહેરાતા વાંકડિયા વાળ, આંખોમાં રક્તવર્ણી રેખાઓ અને ગળામાં વનમાળા શોભી રહ્યાં હતાં. સંપૂર્ણ જગતને અભયદાન આપનારા પોતાના વિશ્વવિજયી ભુજદંડોથી વાસુકિનાગને પકડીને તથા કચ્છપરૂપે પર્વતને ધારણ કરીને ભગવાન જ્યારે મંદરાચલના રવૈયાથી સમુદ્રને વલોવવા લાગ્યા ત્યારે તેઓ બીજા પર્વતરાજ જેવા ઘણા જ સુંદર લાગી રહ્યા હતા. (૧૭) જ્યારે અજિત ભગવાને આ રીતે સમુદ્રનું મંથન કર્યું ત્યારે સમુદ્રમાં ભારે ખળભળાટ મચી ગયો. માછલીઓ, મગરો, સર્પ અને કાચબા ભયભીત થઈને ઉપર આવી ગયાં અને આમતેમ નાસવા લાગ્યાં. તિમિ-તિમિંગિલ વગેરે મત્સ્ય, સમુદ્રીય હાથીઓ અને ગ્રાહના સમૂહો વ્યાકુળ થઈ ગયા. તે સમયે સૌથી પહેલાં હળાહળ નામનું અત્યંત ઉગ્ર વિષ નીકળ્યું. (૧૮)

૧. પ્રા. પા. – મહાબલાઃ । ૨. પ્રા. પા. – ઽમ્બરારક્તકકઞ્ચુ૦ । ૩. પ્રાચીન પ્રતમાં 'મથ્યમાનાત્ તથા...'થી માંડીને '...ધૃતાદ્રિઃ' સુધીના બે શ્લોક નથી.

તદુગ્રવેગં દિશિ દિશ્યુપર્યધો
વિસર્પદુત્સર્પદસહ્યમપ્રતિ[1] ।
ભીતાઃ પ્રજા દુદ્રુવુરઙ્ગ સેશ્વરા
અરક્ષ્યમાણાઃ શરણં સદાશિવમ્ ॥ ૧૯॥

વિલોક્ય તં દેવવરં ત્રિલોક્યા
ભવાય દેવ્યાઽભિમતં મુનીનામ્ ।
આસીનમદ્રાવપવર્ગહેતો-
સ્તપો જુષાણં સ્તુતિભિઃ પ્રણેમુઃ ॥ ૨૦॥

*પ્રજાપતય ઊચુઃ*

દેવદેવ મહાદેવ ભૂતાત્મન્ ભૂતભાવન ।
ત્રાહિ નઃશરણાપન્નાંસ્ત્રૈલોક્યદહનાદ્ વિષાત્ ॥ ૨૧॥

ત્વમેકઃ સર્વજગત ઈશ્વરો બન્ધમોક્ષયોઃ ।
તં ત્વામર્ચન્તિ કુશલાઃ પ્રપન્નાર્તિહરં ગુરુમ્ ॥ ૨૨॥

ગુણમય્યા સ્વશક્ત્યાસ્ય સર્ગસ્થિત્યપ્યયાન્વિભો ।
ધત્સે યદા સ્વદૃગ્ ભૂમન્ બ્રહ્મવિષ્ણુશિવાભિધામ્ ॥ ૨૩॥

ત્વં બ્રહ્મ પરમં ગુહ્યં સદસદ્ભાવભાવનઃ ।
નાનાશક્તિભિરાભાતસ્ત્વમાત્મા[2] જગદીશ્વરઃ ॥ ૨૪॥

ત્વં શબ્દયોનિર્જગદાદિરાત્મા
પ્રાણેન્દ્રિયદ્રવ્યગુણસ્વભાવઃ
કાલઃ ક્રતુઃ સત્યમૃતં ચ ધર્મ-
સ્ત્વય્યક્ષરં યત્ ત્રિવૃદામનન્તિ ॥ ૨૫॥

અગ્નિર્મુખં તેઽખિલદેવતાત્મા[3]
ક્ષિતિં વિદુર્લોકભવાઙ્ઘ્રિપઙ્કજમ્ ।
કાલં ગતિં તેઽખિલદેવતાત્મનો
દિશશ્ચ કર્ણૌ રસનં જલેશમ્ ॥ ૨૬॥

તે અત્યંત ઉગ્ર વિષ બધી દિશાઓમાં ઉપર અને નીચે - સર્વત્ર ઊડવા અને ફેલાવા લાગ્યું. આ અસહ્ય વિષમાંથી બચવાનો કોઈ ઉપાય પણ ન હતો. ભયભીત થયેલાં સઘળાં પ્રજાજનો અને પ્રજાપતિઓ કોઈના થકી બચાવ નહીં થતાં ભગવાન સદાશિવના શરણમાં ગયાં. (૧૯) ભગવાન શંકરજી સતીજી સાથે કૈલાસ પર્વત પર વિરાજમાન હતા; મોટા-મોટા ઋષિમુનિઓ તેમની સેવા કરી રહ્યા હતા. તેઓ ત્યાં ત્રણે લોકોના અભ્યુદય અને મોક્ષ માટે તપ કરી રહ્યા હતા. પ્રજાપતિઓએ તેમનાં દર્શન કર્યાં અને તેમની સ્તુતિ કરતાં કરતાં તેમને પ્રણામ કર્યા. (૨૦)

**પ્રજાપતિઓ (શ્રીશંકર ભગવાનની સ્તુતિ કરતાં) બોલ્યા** – દેવોના આરાધ્યદેવ હે મહાદેવજી! આપ સમસ્ત પ્રાણીઓના આત્મા અને તેમના જીવનદાતા છો. અમે લોકો આપના શરણે આવ્યા છીએ. ત્રણે લોકને ભસ્મીભૂત કરનારા આ ઉગ્ર વિષમાંથી આપ અમને ઉગારી લો. (૨૧) સમસ્ત જગતને બદ્ધ અને મુક્ત કરવામાં એકમાત્ર આપ જ સમર્થ છો. તેથી વિવેકશીલ મનુષ્યો આપની જ આરાધના કરે છે; કારણ કે આપ શરણાગતનું દુઃખ હરનારા અને જગદ્ગુરુ છો. (૨૨) હે પ્રભુ! પોતાની ગુણમયી માયાશક્તિથી આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરવા માટે આપ અનંત, એકરસ છો, છતાં પણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે નામ ધારણ કરી લો છો. (૨૩) આપ સ્વયંપ્રકાશ છો; એનું કારણ એ છે કે આપ પરમ રહસ્યમય બ્રહ્મતત્ત્વ છો. જેટલા પણ દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ વગેરે સદ્ કે અસદ્ ચરાચર પ્રાણીઓ છે તેમને જીવનદાન આપનારા આપ જ છો. આપના સિવાયની સૃષ્ટિ અન્ય કોઈ છે જ નહીં; કારણ કે આપ (સૌના) આત્મા છો. આપ જ અનેક શક્તિઓ થકી જગતરૂપે પણ પ્રતીત થઈ રહ્યા છો; કારણ કે આપ ઈશ્વર છો, સર્વસમર્થ છો. (૨૪) સઘળા વેદ આપનામાંથી પ્રગટ થયા છે, તેથી આપ સમસ્ત જ્ઞાનના મૂળ સ્રોત સ્વયંસિદ્ધ જ્ઞાન છો. આપ જ જગતનું આદિકારણ, મહત્તત્ત્વ અને ત્રણે પ્રકારનો અહંકાર છો તેમ જ આપ જ પ્રાણ, ઇન્દ્રિયો, પાંચ મહાભૂતો તથા શબ્દ વગેરે વિષયોના વિભિન્ન સ્વભાવ અને તેમનું મૂળ કારણ છો. આપ પોતે જ પ્રાણીઓની વૃદ્ધિ અને તેમનો હ્રાસ કરનારા કાળ છો, તેમનું કલ્યાણ કરનારા યજ્ઞ છો તેમ જ સત્ય અને મધુર વાણી છો. ધર્મ પણ આપનું જ સ્વરૂપ છે. આપ જ 'અ', 'ઉ', 'મ્' એ ત્રણે અક્ષરોથી યુક્ત પ્રણવ (ૐકાર) છો અથવા ત્રિગુણાત્મક પ્રકૃતિ છો – એમ વેદવાદીઓ માને છે. (૨૫) સર્વદેવસ્વરૂપ અગ્નિ આપનું મુખ છે. ત્રણે લોકનો અભ્યુદય કરનારા હે શંકરજી!

૧. પ્રા. પા. – વિષં તદુત્થં યદસહ્યમપ્રતિ । ૨. પ્રા. પા. – ૦રાભાસે ત્વ૦ । ૩. પ્રા. પા. – દેવતાત્મન્ ।

નાભિર્નભસ્તે શ્વસનં નભસ્વાન્
સૂર્યશ્ચ ચક્ષૂંષિ જલં સ્મ રેતઃ ।
પરાવરાત્માશ્રયણં તવાત્મા
સોમો મનો દ્યૌર્ભગવચ્છિરસ્તે ॥ ૨૭॥

કુક્ષિઃ સમુદ્રા ગિરયોઽસ્થિસઙ્ઘા
રોમાણિ સર્વૌષધિવીરુધસ્તે ।
છન્દાંસિ સાક્ષાત્તવ સપ્ત ધાતવ-
સ્ત્રયીમયાત્મન્ હૃદયં સર્વધર્મઃ ॥ ૨૮॥

મુખાનિ પઞ્ચોપનિષદસ્તવેશ
યૈસ્ત્રિંશદષ્ટોત્તરમન્ત્રવર્ગઃ ।
યત્તચ્છિવાખ્યં પરમાર્થતત્ત્વં[1]
દેવ સ્વયંજ્યોતિરવસ્થિતિસ્તે ॥ ૨૯॥

છાયા ત્વધર્મોર્મિષુ યૈર્વિસર્ગો
નેત્રત્રયં સત્ત્વરજસ્તમાંસિ ।
સાઙ્ખ્યાત્મનઃ[2] શાસ્ત્રકૃતસ્તવેક્ષા
છન્દોમયો દેવ ઋષિઃ પુરાણઃ ॥ ૩૦॥

ન તે ગિરિત્રાખિલલોકપાલ-
વિરિઞ્ચવૈકુણ્ઠસુરેન્દ્રગમ્યમ્ ।
જ્યોતિઃ પરં યત્ર રજસ્તમશ્ચ
સત્ત્વં ન યદ્ બ્રહ્મ નિરસ્તભેદમ્ ॥ ૩૧॥

કામાધ્વરત્રિપુરકાલગરાદ્યનેક-
ભૂતદ્રુહઃ ક્ષપયતઃ સ્તુતયે ન[3] તત્તે ।
યસ્ત્વન્તકાલ ઇદમાત્મકૃતં સ્વનેત્ર-
વહ્નિસ્ફુલિઙ્ગશિખયા ભસિતં ન વેદ ॥ ૩૨॥

યે ત્વાત્મરામગુરુભિર્હૃદિ ચિન્તિતાઙ્ઘ્રિ-
દ્વન્દ્વં ચરન્તમુમયા તપસાભિતપ્તમ્ ।
કત્થન્ત[4] ઉગ્રપરુષં નિરતં શ્મશાને
તે [5]નૂનમૂતિમવિદંસ્તવ હાતલજ્જાઃ ॥ ૩૩॥

આ પૃથ્વી આપનું ચરણકમળ છે. આપ અખિલ દેવ-સ્વરૂપ છો. આ કાળ આપની ગતિ છે, દિશાઓ કાન છે અને વરુણ જિહ્વા છે. (૨૬) આકાશ આપની નાભિ છે, વાયુ શ્વાસ છે, સૂર્ય નેત્રો છે અને જળ વીર્ય છે. આપનો અહંકાર ઉચ્ચ-નીચ તમામ જીવોનો આશ્રય છે. ચંદ્ર આપનું મન છે અને હે પ્રભુ! સ્વર્ગ આપનું મસ્તક છે. (૨૭) વેદસ્વરૂપ હે ભગવાન! સમુદ્ર આપની કૂખ (ઉદર) છે, પર્વતો અસ્થિસમૂહ છે, સર્વ પ્રકારની ઔષધિઓ અને ઘાસ આપનાં રુંવાટાં છે, ગાયત્રી વગેરે છંદો આપની સાતે ધાતુઓ છે અને બધા જ પ્રકારના ધર્મો આપનું હૃદય છે. (૨૮) હે સ્વામી! સદ્યોજાત વગેરે પાંચ ઉપનિષદોના મંત્રો આપનાં તત્પુરુષ, અઘોર, સદ્યોજાત, વામદેવ અને ઈશાન નામનાં પાંચ મુખ છે. તેમના જ પદચ્છેદમાંથી આડત્રીસ કલાત્મક મંત્રો નીકળેલા છે. આપ જ્યારે સમસ્ત પ્રપંચથી ઉપરત થઈને પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાઓ છો ત્યારે તે સ્થિતિનું નામ 'શિવ' પડે છે. વાસ્તવમાં તે જ સ્વયંપ્રકાશિત પરમાર્થતત્ત્વ છે. (૨૯) અધર્મના દંભ-લોભ વગેરે તરંગોમાં આપની છાયા છે, જેનાથી વિવિધ પ્રકારની સૃષ્ટિ થાય છે તે સત્ત્વ, રજ અને તમ આપનાં ત્રણ નેત્રો છે. હે પ્રભુ! ગાયત્રી વગેરે છંદોરૂપ સનાતન વેદ પણ આપ જ છો; કારણ કે આપ જ સાંખ્ય વગેરે શાસ્ત્રોરૂપે સ્થિત છો અને તેમના કર્તા પણ છો. (૩૦) હે ભગવન્! આપનું પરમ જ્યોતિર્મય સ્વરૂપ સ્વયં બ્રહ્મ છે. તેમાં નથી તો રજોગુણ, તમોગુણ કે સત્ત્વગુણ કે નથી કોઈ પ્રકારનો ભેદભાવ. આપના તે સ્વરૂપને બ્રહ્મા, વિષ્ણુ અને દેવરાજ ઇન્દ્ર સુધ્ધાં તમામ લોકપાલો પણ જાણી શકતા નથી. (૩૧) આપે કામદેવનો, દક્ષના યજ્ઞનો, ત્રિપુરાસુર અને કાલકૂટ વિષ (કે જેને આપ હમણાં જ અવશ્ય પી જશો તે)નો અને જીવદ્રોહી અનેક અસુરોનો નાશ કરી દીધો છે. પરંતુ આમ કહેવાથી આપની કોઈ સ્તુતિ થતી નથી; કારણ કે પ્રલયના સમયે, આપનું જ રચેલું આ વિશ્વ આપના જ નેત્રમાંથી નીકળેલા અગ્નિના તણખાઓ અને જ્વાળાથી બળીને ભસ્મ થઈ જાય છે અને આપ તો એવી રીતે ધ્યાનમગ્ન રહો છો કે આપને તેની ખબર જ પડતી નથી. (૩૨) જીવન્મુક્ત આત્મારામ મનુષ્યો પોતાના હૃદયમાં આપનાં ઉભય ચરણકમળોનું ધ્યાન ધરતા રહે છે તથા આપ પોતે પણ નિરંતર જ્ઞાન અને તપમાં જ લીન રહો છો. આમ છતાં સતીજીની સાથે રહેતા જોઈને આપને જેઓ આસક્ત માને છે અને સ્મશાનવાસી હોવાને કારણે આપને જેઓ ઉગ્ર કે નિષ્ઠુર જણાવે છે તે મૂર્ખાઓ આપની લીલાઓનું રહસ્ય

૧. પ્રા. પા. – પરમાત્મતત્ત્વમ્ । ૨. પ્રા. પા. – મોક્ષાત્મનઃ । ૩. પ્રા. પા. – નમસ્તે । ૪. પ્રા. પા. – કથન્નુ ઉગ્રતપસિ નિર૦ । ૫. પ્રા. પા. – ભૂતમૂર્તિ૦ ।

તત્તસ્ય તે સદસતોઃ પરતઃ પરસ્ય
નાઞ્જઃ સ્વરૂપગમને પ્રભવન્તિ ભૂમ્નઃ ।
બ્રહ્માદયઃ કિમુત સંસ્તવને વયં તુ
તત્સર્ગસર્ગવિષયા અપિ શક્તિમાત્રમ્ ॥ ૩૪॥

એતત્પરં પ્રપશ્યામો[1] ન પરં તે મહેશ્વર ।
મૃડનાય હિ લોકસ્ય વ્યક્તિસ્તેઽવ્યક્તકર્મણઃ ॥ ૩૫॥

*શ્રીશુક ઉવાચ*

તદ્વીક્ષ્ય વ્યસનં તાસાં[2] કૃપયા ભૃશપીડિતઃ ।
સર્વભૂતસુહૃદ્ દેવ ઇદમાહ સતીં[3] પ્રિયામ્ ॥ ૩૬॥

*શિવ ઉવાચ*

અહો બત ભવાન્યેતત્પ્રજાનાં પશ્ય વૈશસમ્ ।
ક્ષીરોદમથનોદ્ભૂતાત્ કાલકૂટાદુપસ્થિતમ્ ॥ ૩૭॥

આસાં પ્રાણપરીપ્સૂનાં વિધેયમભયં હિ મે ।
એતાવાન્હિ પ્રભોરર્થો યદ્દીનપરિપાલનમ્ ॥ ૩૮॥

પ્રાણૈઃ સ્વૈઃ પ્રાણિનઃ પાન્તિ સાધવઃ ક્ષણભઙ્ગુરૈઃ ।
બદ્ધવૈરેષુ ભૂતેષુ મોહિતેષ્વાત્મમાયયા ॥ ૩૯॥

પુંસઃ કૃપયતો ભદ્રે સર્વાત્મા પ્રીયતે હરિઃ ।
પ્રીતે હરૌ ભગવતિ પ્રીયેઽહં[4] સચરાચરઃ ।
તસ્માદિદં ગરં ભુઞ્જે પ્રજાનાં સ્વસ્તિરસ્તુ મે ॥ ૪૦॥

*શ્રીશુક ઉવાચ*

એવમામન્ત્ર્ય ભગવાન્ ભવાનીં વિશ્વભાવનઃ ।
તદ્ વિષં જગ્ધુમારેભે પ્રભાવજ્ઞાઽન્વમોદત ॥ ૪૧॥

શું જાણે? તેમનું એ પ્રમાણે માનવું-જણાવવું એ નિર્લજ્જતા-ભરેલું છે. (૩૩) માયા આ કાર્ય-કારણરૂપ જગતથી પર છે અને આપ માયાથી પર છો; તેથી હે પ્રભુ! બ્રહ્માજી વગેરે પણ આપના અનંત સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન પામવા સમર્થ હોતા નથી, તો પછી (આપની) સ્તુતિ તો કરી જ કેમ શકે? આવી સ્થિતિમાં તેમના પુત્રોના પુત્રો અમે તો કહી જ શું શકીએ? તેમ છતાં અમે પોતાની શક્તિ અનુસાર આપનું થોડું ગુણગાન કર્યું છે. (૩૪) અમે તો માત્ર આપના તે લીલાવિહારી રૂપને જ જોઈ રહ્યા છીએ; અમે આપના પરમ સ્વરૂપને જાણતા નથી. હે મહેશ્વર! જોકે આપની લીલાઓ અવ્યક્ત છે, તોપણ સંસારનું કલ્યાણ કરવા માટે આપ વ્યક્તરૂપે પણ રહો છો. (૩૫)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) પ્રજાનું આ સંકટ જોઈને, સમસ્ત પ્રાણીઓના નિર્હેતુક સુહૃદ દેવાધિદેવ શ્રીશંકરના હૃદયમાં કૃપાને લીધે ઘણી વ્યથા થઈ. તેમણે પોતાનાં પ્રિયા સતીને આ પ્રમાણે કહ્યું. (૩૬)

**શ્રીશિવજીએ કહ્યું** – હે ભવાની! એ ઘણા દુઃખની વાત છે. જુઓ તો ખરાં, સમુદ્રમંથન કરવાથી નીકળેલા કાલકૂટ વિષને કારણે પ્રજાજનો પર કેટલું મોટું સંકટ આવી પડ્યું છે! (૩૭) તેઓ બિચારાં કોઈ પણ પ્રકારે પોતાના પ્રાણ બચાવવા ઇચ્છે છે. અત્યારે મારું એ કર્તવ્ય છે કે હું એમને નિર્ભય કરી દઉં. જેમનામાં શક્તિસામર્થ્ય છે તેમના જીવનની સફળતા એમાં છે કે તેઓ દીનદુઃખીઓનું રક્ષણ કરે. (૩૮) સજ્જનો પોતાના ક્ષણભંગુર પ્રાણોનો બલિ આપીને પણ બીજાં પ્રાણીઓના પ્રાણ બચાવે છે. હે કલ્યાણી! પોતાના જ મોહની માયામાં ફસાઈને સંસારી જીવો મોહિત થઈ રહ્યા છે અને એકબીજા સાથે વેર બાંધી બેઠા છે. (૩૯) તેમના પર જે કૃપા કરે છે તેના પર સર્વના આત્મા ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય છે અને જ્યારે ભગવાન પ્રસન્ન થઈ જાય છે ત્યારે ચરાચર જગત સહિત હું પણ પ્રસન્ન થઈ જાઉં છું. તેથી હમણાં જ હું આ વિષનું પાન કરું છું, કે જેથી મારી પ્રજાનું કલ્યાણ થાય. (૪૦)

**શ્રીશુકદેવજી કહે છે** – વિશ્વના જીવનદાતા ભગવાન શ્રીશંકર સતી દેવીને આમ કહીને તે વિષનું પાન કરવા તત્પર થઈ ગયા. દેવી તો તેમનો પ્રભાવ જાણતાં જ હતાં, તેમણે આ પ્રસ્તાવનું હૃદયપૂર્વક અનુમોદન કર્યું. (૪૧)

૧. પ્રા. પા. – પ્રાર્થયામો૦ । ૨. પ્રા. પા. – તેષાં । ૩. પ્રા. પા. – પ્રિયાં સતીમ્ । ૪. પ્રા. પા. – સમ્પ્રીયેત ચરાચરમ્ ।

તતઃ કરતલીકૃત્ય વ્યાપિ હાલાહલં વિષમ્ ।
અભક્ષયન્મહાદેવઃ કૃપયા ભૂતભાવનઃ[1] ॥ ૪૨॥

તસ્યાપિ દર્શયામાસ સ્વવીર્યં જલકલ્મષઃ ।
યચ્ચકાર ગલે નીલં તચ્ચ સાધોર્વિભૂષણમ્ ॥ ૪૩॥

તપ્યન્તે લોકતાપેન સાધવઃ પ્રાયશો જનાઃ ।
પરમારાધનં તદ્ધિ પુરુષસ્યાખિલાત્મનઃ ॥ ૪૪॥

નિશમ્ય કર્મ તચ્છમ્ભોર્દેવદેવસ્ય મીઢુષઃ ।
પ્રજા દાક્ષાયણી બ્રહ્મા વૈકુણ્ઠશ્ચ શશંસિરે ॥ ૪૫॥

પ્રસ્કન્નં પિબતઃ પાણેર્યત્ કિઞ્ચિજ્જગૃહુઃ સ્મ તત્ ।
વૃશ્ચિકાહિવિષૌષધ્યો દન્દશૂકાશ્ચ યેઽપરે ॥ ૪૬॥

ભગવાન શ્રીશંકર બહુ કૃપાળુ છે. તેમની જ શક્તિથી સમસ્ત પ્રાણીઓ જીવતાં રહે છે. તેમણે તે ઉગ્ર હળાહળ વિષ પોતાની હથેળીમાં લીધું અને તેનું પાન કરી લીધું. (૪૨) તે વિષ જળનું પાપ હતું. તેણે શંકરજી પર પણ પોતાનો પ્રભાવ પ્રગટ કર્યો, તેથી તેમનો કંઠ નીલવર્ણી થઈ ગયો; પરંતુ તે (નીલકંઠત્વ) તો પ્રજાનું કલ્યાણ કરનારા ભગવાન શ્રીશંકર માટે આભૂષણ બની ગયું. (૪૩) પરોપકારી સજ્જનો ઘણું કરીને પ્રજાનું દુઃખ દૂર કરવા પોતે જ દુઃખ વેઠતા રહે છે. પણ (વાસ્તવમાં) આ દુઃખ દુઃખ નથી, એ તો સૌના હૃદયમાં વિરાજમાન ભગવાનની પરમ આરાધના છે. (૪૪)

દેવાધિદેવ ભગવાન શ્રીશંકર બધાંની કામના પૂર્ણ કરનારા છે. તેમના આ કલ્યાણકારી અદ્ભુત કર્મ વિશે સાંભળીને સમસ્ત પ્રજા, દક્ષપુત્રી સતી, બ્રહ્માજી અને સ્વયં ભગવાન શ્રીવિષ્ણુ પણ તેમની પ્રશંસા કરવા લાગ્યા. (૪૫) જે સમયે ભગવાન શ્રીશંકર વિષપાન કરી રહ્યા હતા તે સમયે તેમની હથેળીમાંથી થોડુંક વિષ ટપકી પડ્યું હતું; તેને વીંછી, સાપ તથા અન્ય ઝેરી જીવોએ તેમ જ ઝેરી ઔષધિઓએ ગ્રહણ કરી લીધું. (૪૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધેઽમૃતમથને સપ્તમોઽધ્યાયઃ ॥ ૭॥

આઠમા સ્કંધ-અંતર્ગત અમૃતમંથનમાંનો સાતમો અધ્યાય સમાપ્ત.

═★═

# આઠમો અધ્યાય

## સમુદ્રમાંથી અમૃતનું પ્રગટ થવું અને ભગવાને મોહિની-અવતાર ધરવો

*શ્રીશુક ઉવાચ*

પીતે ગરે વૃષાઙ્કેણ પ્રીતાસ્તેઽમરદાનવાઃ ।
મમન્થુસ્તરસા સિન્ધું હવિર્ધાની તતોઽભવત્ ॥ ૧॥

તામગ્નિહોત્રીમૃષયો જગૃહુર્બ્રહ્મવાદિનઃ ।
યજ્ઞસ્ય દેવયાનસ્ય મેધ્યાય[2] હવિષે નૃપ ॥ ૨॥

તત ઉચ્ચૈઃશ્રવા નામ હયોઽભૂચ્ચન્દ્રપાણ્ડુરઃ ।
તસ્મિન્બલિઃ સ્પૃહાં ચક્રે નેન્દ્ર ઈશ્વરશિક્ષયા ॥ ૩॥

**શ્રીશુકદેવજી કહે છે** — આ પ્રમાણે જ્યારે ભગવાન શ્રીશંકરે વિષ પી લીધું ત્યારે દેવો અને અસુરોને ઘણી પ્રસન્નતા થઈ. તેઓ બમણા ઉત્સાહથી ફરી સમુદ્રનું મંથન કરવા લાગ્યા, ત્યારે સમુદ્રમાંથી કામધેનુ પ્રગટ થઈ. (૧) તે અગ્નિહોત્રની સામગ્રી ઉત્પન્ન કરનારી હતી; તેથી બ્રહ્મલોકપર્યંત પહોંચાડનારા યજ્ઞ માટે ઉપયોગી પવિત્ર ઘી, દૂધ વગેરે મેળવવા માટે બ્રહ્મવાદી ઋષિઓએ તેને અપનાવી લીધી. (૨) ત્યારપછી ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ નીકળ્યો. તે ચંદ્રમાના જેવો શ્વેત વર્ણનો હતો. બલિએ તેને લેવાની ઇચ્છા વ્યક્ત કરી, (પણ) ઇન્દ્રે તેને લેવાની ઇચ્છા દર્શાવી નહીં; કારણ કે ભગવાને તેમને (તેમ કરવાનું) પહેલાંથી જ શિખવાડી રાખેલું હતું. (૩)

૧. પ્રા. પા. — ભક્તવત્સલઃ । ૨. પ્રા. પા. — મેધ્યસ્ય ।

તત ઐરાવતો નામ વારણેન્દ્રો વિનિર્ગતઃ ।
દન્તૈશ્ચતુર્ભિઃ શ્વેતાદ્રેર્હરન્ [1]ભગવતો મહિમ્ ॥ ૪॥

કૌસ્તુભાખ્યમભૂદ્ રત્નં પદ્મરાગો મહોદધેઃ ।
તસ્મિન્ હરિઃ સ્પૃહાં ચક્રે વક્ષોઽલઙ્કરણે મણૌ ॥ ૫॥

તતોઽભવત્પારિજાતઃ સુરલોકવિભૂષણમ્ ।
પૂરયત્યર્થિનો યોઽર્થૈઃ શશ્વદ્ ભુવિ યથા ભવાન્ ॥ ૬॥

તતશ્ચાપ્સરસો જાતા નિષ્કકણ્ઠ્યઃ[2] સુવાસસઃ ।
રમણ્યઃ સ્વર્ગિણાં વલ્ગુગતિલીલાવલોકનૈઃ ॥ ૭॥

તતશ્ચાવિરભૂત્ સાક્ષાચ્છ્રી રમા ભગવત્પરા ।
રઞ્જયન્તી દિશઃ કાન્ત્યા વિદ્યુત્ સૌદામની યથા ॥ ૮॥

તસ્યાં ચક્રુઃ સ્પૃહાં સર્વે સસુરાસુરમાનવાઃ ।
રૂપૌદાર્યવયોવર્ણમહિમાક્ષિપ્તચેતસઃ ॥ ૯॥

તસ્યા[3] આસનમાનિન્યે મહેન્દ્રો મહદદ્ભુતમ્ ।
મૂર્તિમત્યઃ સરિચ્છ્રેષ્ઠા હેમકુમ્ભૈર્જલં શુચિ ॥ ૧૦॥

આભિષેચનિકા ભૂમિરાહરત્ સકલૌષધીઃ ।
ગાવઃ પઞ્ચ પવિત્રાણિ વસન્તો મધુમાધવૌ ॥ ૧૧॥

ઋષયઃ કલ્પયાઞ્ચક્રુરભિષેકં યથાવિધિ ।
જગુર્ભદ્રાણિ ગન્ધર્વા નટ્યશ્ચ[4] નનૃતુર્જગુઃ ॥ ૧૨॥

મેઘા મૃદઙ્ગપણવમુરજાનકગોમુખાન્ ।
વ્યનાદયઞ્છઙ્ખવેણુવીણાસ્તુમુલનિઃસ્વનાન્ ॥ ૧૩॥

તતોઽભિષિષિચુર્દેવીં શ્રિયં પદ્મકરાં સતીમ્ ।
દિગિભાઃ પૂર્ણકલશૈઃ સૂક્તવાક્યૈર્દ્વિજેરિતૈઃ ॥ ૧૪॥

સમુદ્રઃ પીતકૌશેયવાસસી સમુપાહરત્ ।
વરુણઃ સ્રજં વૈજયન્તીં મધુના મત્તષટ્પદામ્ ॥ ૧૫॥

ત્યારબાદ ઐરાવત નામનો શ્રેષ્ઠ હાથી નીકળ્યો. તેને મોટા-મોટા ચાર દાંત હતા, કે જેઓ ઉજ્જ્વળવર્ણના કૈલાસના સૌંદર્યને પણ હરી લેતા હતા. (૪) તે પછી કૌસ્તુભ નામનો પદ્મરાગ મણિ નીકળ્યો. તે મણિને પોતાના હૃદય પર ધારણ કરવા માટે લેવાનું અજિત ભગવાને ઈચ્છ્યું. (૫) ત્યારબાદ સ્વર્ગલોકની શોભા વધારનારું કલ્પવૃક્ષ નીકળ્યું. તે માગનારાઓની ઈચ્છાઓને તેમની માગેલી વસ્તુઓ આપીને તેવી જ રીતે પૂરી કરી દે છે કે જેવી રીતે (હે પરીક્ષિત!) તમે પૃથ્વી પર સૌની ઈચ્છાઓ પૂરી કરો છો. (૬) ત્યારપછી અપ્સરાઓ પ્રગટ થઈ. તેઓ સુંદર વસ્ત્રોથી સુસજ્જિત અને ગળામાં સુવર્ણના હાર પહેરેલી હતી. તેઓ પોતાની મનોહર ચાલ અને વિલાસપૂર્ણ નેત્રકટાક્ષથી દેવોને સુખ આપનારી થઈ. (૭) ત્યારબાદ સૌંદર્યમૂર્તિ સ્વયં ભગવતી લક્ષ્મીજી પ્રગટ થયાં. તેઓ ભગવાનની નિત્ય-શક્તિ છે. તેમની વીજળી જેવી ચમકદાર છટાથી દિશાઓ ઝળહળી ઊઠી. (૮) તેમના સૌંદર્ય, ઔદાર્ય, યૌવન, રૂપરંગ અને મહિમાથી સૌનાં ચિત્ત આકૃષ્ટ થઈ ગયાં. દેવો, અસુરો, મનુષ્યો – સૌએ ઈચ્છ્યું કે તેઓ પોતાને મળી જાય. (૯) સ્વયં ઈન્દ્ર તેમના બેસવા માટે પોતાના હાથે ઘણું અદ્‌ભુત આસન લઈ આવ્યા. શ્રેષ્ઠ નદીઓએ મૂર્તિમંત થઈને તેમનો અભિષેક કરવા માટે અનેક સુવર્ણ-કળશો ભરીને પવિત્ર જળ લાવી દીધું. (૧૦) પૃથ્વીએ અભિષેકને યોગ્ય બધી ઔષધિઓ આપી તથા ગાયોએ પંચગવ્ય અને વસંતઋતુએ ચૈત્ર-વૈશાખમાં થતાં બધાં ફૂલ-ફળ હાજર કરી દીધાં. (૧૧) આ સામગ્રીઓથી ઋષિઓએ તેમનો વિધિપૂર્વક અભિષેક સંપન્ન કર્યો. ગંધર્વોએ સંગીતના સૂર છેડ્યા અને નર્તકીઓ નાચતી-નાચતી ગાવા લાગી. (૧૨) મેઘ સદેહે મૃદંગ, ડમરૂ, ઢોલ, નગારાં, રણશિંગાં, શંખ, વાંસળી અને વીણા જોર-જોરથી વગાડવા લાગ્યા. (૧૩) ત્યારે ભગવતી લક્ષ્મીજી હાથમાં કમળ ધારણ કરીને સિંહાસન પર વિરાજમાન થયાં અને દિગ્ગજોએ જળથી ભરેલા કળશોથી તેમને સ્નાન કરાવ્યું. તે સમયે બ્રાહ્મણો વેદમંત્રોનો પાઠ કરી રહ્યા હતા. (૧૪) સમુદ્રે પીળાં રેશમી વસ્ત્ર તેમને પહેરવા આપ્યાં. વરુણે એવી વૈજયન્તીમાળા આપી કે જેની મધુમય સુગંધથી ભમરાઓ મત્ત બની રહ્યા હતા. (૧૫)

૧. પ્રા. પા. – ૦ર્હરઞ્છ્રવતો । ૨. પ્રા. પા. – નિષ્કગ્રીવાઃ । ૩. પ્રા. પા. – તસ્યાશ્ચાસન૦ । ૪. પ્રા. પા. – નાર્યશ્ચ ।

ભૂષણાનિ વિચિત્રાણિ વિશ્વકર્મા પ્રજાપતિઃ ।
હારં સરસ્વતી પદ્મમજો નાગાશ્ચ કુણ્ડલે ॥ ૧૬॥

પ્રજાપતિ વિશ્વકર્માએ જાતજાતનાં ઘરેણાં, સરસ્વતીજીએ મોતીઓનો હાર, બ્રહ્માજીએ પદ્મ અને નાગોએ બે કુંડળ સમર્પિત કર્યાં. (૧૬)

તતઃ કૃતસ્વસ્ત્યયનોત્પલસ્રજં
નદદ્દ્વિરેફાં પરિગૃહ્ય પાણિના ।
ચચાલ વક્ત્રં સુકપોલકુણ્ડલં
સવ્રીડહાસં દધતી સુશોભનમ્ ॥ ૧૭॥

સ્તનદ્વયં ચાતિકૃશોદરી સમં
નિરન્તરં ચન્દનકુઙ્કુમોક્ષિતમ્ ।
તતસ્તતો નૂપુરવલ્ગુશિઞ્જિતૈ-
ર્વિસર્પતી હેમલતેવ સા બભૌ ॥ ૧૮॥

વિલોકયન્તી નિરવદ્યમાત્મનઃ
પદં ધ્રુવં ચાવ્યભિચારિસદ્ગુણમ્[૧] ।
ગન્ધર્વયક્ષાસુરસિદ્ધચારણ-
ત્રૈવિષ્ટપેયાદિષુ નાન્વવિન્દત ॥ ૧૯॥

નૂનં તપો યસ્ય ન મન્યુનિર્જયો
જ્ઞાનં ક્વચિત્ તચ્ચ ન સઙ્ગવર્જિતમ્ ।
કશ્ચિન્મહાંસ્તસ્ય ન કામનિર્જયઃ
સ ઈશ્વરઃ કિં પરતોવ્યપાશ્રયઃ ॥ ૨૦॥

ધર્મઃ ક્વચિત્ તત્ર ન ભૂતસૌહૃદં
ત્યાગઃ ક્વચિત્ તત્ર[૨] ન મુક્તિકારણમ્ ।
વીર્યં ન પુંસોઽસ્ત્યજવેગનિષ્કૃતં
ન હિ દ્વિતીયો ગુણસઙ્ગવર્જિતઃ ॥ ૨૧॥

ક્વચિચ્ચિરાયુર્ન હિ શીલમઙ્ગલં
ક્વચિત્ તદપ્યસ્તિ ન વેદ્યમાયુષઃ ।
યત્રોભયં કુત્ર ચ સોઽપ્યમઙ્ગલઃ
સુમઙ્ગલઃ કશ્ચ ન કાઙ્ક્ષતે હિ મામ્ ॥ ૨૨॥

ત્યારબાદ બ્રાહ્મણો સ્વસ્ત્યયનનો પાઠ ઉચ્ચારી ચૂક્યા ત્યારે લક્ષ્મીજી પોતાના હાથમાં કમળની માળા લઈને તેને સર્વગુણસંપન્ન પુરુષના ગળામાં પહેરાવવા ચાલ્યાં. માળાની આસપાસ તેથી સુગંધથી મત્ત થયેલા ભ્રમર ગુંજારવ કરી રહ્યા હતા. તે સમયે લક્ષ્મીજીના મુખની શોભા અવર્ણનીય હતી. સુંદર કપોલ પર કુંડળ ઝૂલી રહ્યાં હતાં. લક્ષ્મીજી કંઈક લજ્જા સાથે મંદમંદ મલકાઈ રહ્યાં હતાં. (૧૭) તેમની કમર ઘણી પાતળી હતી. તેમના બંને સ્તન તદ્દન લગોલગ અને સુંદર હતા તથા તેમના પર ચંદન અને કેસરનો લેપ કરેલો હતો. જ્યારે તેઓ ચાલતાં હતાં ત્યારે તેમનાં પગનાં ઝાંઝરમાંથી ઘણો મધુર ઝંકાર થતો હતો અને એવું લાગતું હતું કે જાણે કોઈ સુવર્ણલતા આમ-તેમ ફરી રહી છે. (૧૮) તેઓ ઇચ્છતા હતાં કે મને કોઈ નિર્દોષ અને સદૈવ સમસ્ત ઉત્તમ ગુણોવાળો અવિનાશી પુરુષ મળે તો હું તેને પોતાનો આશ્રય બનાવી લઉં, તેનું વરણ કરી લઉં. પરંતુ ગંધર્વો, યક્ષો, અસુરો, સિદ્ધો, ચારણો, દેવો વગેરેમાં કોઈ પણ તેવો પુરુષ તેમને મળ્યો નહીં. (૧૯) (તેઓ મનોમન વિચારતાં હતાં કે) કોઈ તપસ્વી છે તો ખરો, પણ તેણે ક્રોધ પર વિજય મેળવ્યો નથી; કોઈમાં જ્ઞાન છે તો ખરું, પણ તે સંપૂર્ણ અનાસક્ત નથી; કોઈ વળી છે તો ઘણો મહિમાવાળો, પણ તે કામને જીતી શક્યો નથી. કોઈ ઐશ્વર્યશાળી છે, પણ તે ઐશ્વર્ય કામનું જ શું કે જ્યારે તે બીજાને આશ્રિત હોય? (૨૦) કોઈ ધર્મનું આચરણ તો કરે છે, પણ પ્રાણીઓ પ્રત્યે તે પૂર્ણ પ્રેમભર્યો વર્તાવ કરતો નથી. કોઈમાં ત્યાગભાવ તો છે, પણ કેવળ ત્યાગ જ તો મુક્તિનું કારણ નથી. કોઈ-કોઈમાં વીરતા તો છે, પણ તેઓ પણ કાળની પકડમાંથી મુક્ત નથી. કેટલાક મહાત્માઓમાં વિષયાસક્તિ નથી એ ખરું, પણ તેઓ તો નિરંતર અદ્વૈત-સમાધિમાં જ લીન રહે છે. (૨૧) કોઈ-કોઈ ઋષિઓએ દીર્ઘાયુષ્ય મેળવી તો લીધું છે, પણ તેમનું શીલ અને માંગલ્ય જ મારે લાયક નથી. કેટલાકમાં શીલ-માંગલ્ય છેય ખરું, પણ તેમનું કોઈ નિશ્ચિત આયુષ્ય નથી. અવશ્ય કેટલાકમાં બંનેય બાબતો છે, પણ તેઓ અમંગળ વેશમાં રહે છે. હવે રહ્યા એકમાત્ર ભગવાન વિષ્ણુ જ. તેમનામાં બધા જ મંગલમય ગુણો નિત્ય નિવાસ કરે છે, પણ તેઓ મને ચાહતા જ નથી. (૨૨)

૧. પ્રા. પા. – ૦ચારસ૦ । ૨. પ્રા. પા. – ક્વચિદસ્તુ ।

એવં વિમૃશ્યાવ્યભિચારિસદ્ગુણૈ-
ર્વરં નિજૈકાશ્રયતાઽગુણાશ્રયમ્[1] ।
વવ્રે વરં સર્વગુણૈરપેક્ષિતં
રમા મુકુન્દં નિરપેક્ષમીપ્સિતમ્ ॥ ૨૩॥

તસ્યાંસદેશ ઉશતીં નવકઞ્જમાલાં
માદ્યન્મધુવ્રતવરૂથગિરોપઘુષ્ટામ્ ।
તસ્થૌ નિધાય નિકટે તદુરઃ સ્વધામ
સવ્રીડહાસવિકસન્નયનેન યાતા ॥ ૨૪॥

તસ્યાઃ શ્રિયસ્ત્રિજગતો જનકો જનન્યા
વક્ષોનિવાસમકરોત્ પરમં વિભૂતેઃ ।
શ્રીઃ સ્વાઃ પ્રજાઃ સકરુણેન નિરીક્ષણેન
યત્ર સ્થિતૈધયત સાધિપતીંસ્ત્રિલોકાન્ ॥ ૨૫॥

શઙ્ખતૂર્યમૃદઙ્ગાનાં વાદિત્રાણાં પૃથુઃ સ્વનઃ ।
દેવાનુગાનાં સસ્ત્રીણાં નૃત્યતાં ગાયતામભૂત્ ॥ ૨૬॥

બ્રહ્મરુદ્રાઙ્ગિરોમુખ્યાઃ સર્વે વિશ્વસૃજો વિભુમ્ ।
ઈડિરેઽવિતથૈર્મન્ત્રૈસ્તલ્લિઙ્ગૈઃ પુષ્પવર્ષિણઃ ॥ ૨૭॥

શ્રિયા વિલોકિતા દેવાઃ સપ્રજાપતયઃ પ્રજાઃ ।
શીલાદિગુણસમ્પન્ના લેભિરે નિર્વૃતિં પરામ્ ॥ ૨૮॥

નિઃસત્ત્વા લોલુપા રાજન્ નિરુદ્યોગા ગતત્રપાઃ ।
યદા ચોપેક્ષિતા લક્ષ્મ્યા બભૂવુર્દૈત્યદાનવાઃ ॥ ૨૯॥

અથાસીદ્ વારુણી દેવી કન્યા કમલલોચના ।
અસુરા જગૃહુસ્તાં વૈ હરેરનુમતેન તે ॥ ૩૦॥

અથોદધેર્મથ્યમાનાત્ કાશ્યપૈરમૃતાર્થિભિઃ ।
ઉદતિષ્ઠન્મહારાજ પુરુષઃ પરમાદ્ભુતઃ ॥ ૩૧॥

આ પ્રમાણે સમજી-વિચારીને લક્ષ્મીજીએ આખરે પોતાના ચિર અભીષ્ટ ભગવાનને જ (પોતાના) વરરૂપે પસંદ કર્યા; કારણ કે તેમનામાં સઘળા સદ્ગુણો નિત્ય નિવાસ કરે છે; પ્રાકૃત ગુણો તેમને સ્પર્શી શકતા નથી અને અણિમા વગેરે સમસ્ત ગુણો તેમને ચાહ્યા કરે છે, પરંતુ તેઓ (તો) કોઈની પણ અપેક્ષા રાખતા નથી. વાસ્તવમાં લક્ષ્મીજીના એકમાત્ર આશ્રય ભગવાન જ છે; તેથી તેમણે તેમનું જ વરણ કર્યું. (૨૩) લક્ષ્મીજીએ ભગવાનના ગળામાં તે નવાં-તાજાં કમળોની સુંદર માળા (નવકંજ-માળા) પહેરાવી દીધી, કે જેની ચોતરફ ટોળેટોળાં મત્ત મધુકરો ગુંજારવ કરી રહ્યા હતા. ત્યારબાદ લજ્જાપૂર્ણ સ્મિત અને પ્રેમપૂર્ણ દષ્ટિથી, પોતાના નિવાસસ્થાન એવા શ્રીભગવાનના વક્ષઃસ્થળને નિહાળતાં રહેતાં તેઓ તેમની પાસે જ જઈ ઊભા રહ્યાં. (૨૪) જગતના પિતા શ્રીભગવાને જગતનાં જનની, સમસ્ત સંપત્તિઓનાં અધિષ્ઠાત્રી દેવી લક્ષ્મીજીને પોતાના વક્ષઃસ્થળ પર જ સદૈવ નિવાસ કરવાનું સ્થાન આપ્યું. લક્ષ્મીજીએ ત્યાં વિરાજમાન થઈને પોતાની કરુણાપૂર્ણ દૃષ્ટિથી ત્રણે લોક, લોકપતિઓ અને પોતાની પ્રિય પ્રજાની અભિવૃદ્ધિ કરી. (૨૫) તે સમયે શંખ, તુરી (શરણાઈ), મૃદંગ વગેરે વાદ્યો વાગવા લાગ્યાં. ગંધર્વો અપ્સરાઓ સહિત ગાવા-નાચવા લાગ્યાં. એનાથી ઘણો ભારે કોલાહલ થવા લાગ્યો. (૨૬) બ્રહ્મા, રુદ્ર અને અંગિરા વગેરે બધા પ્રજાપતિઓ પુષ્પવૃષ્ટિ કરતા-કરતા ભગવાનના ગુણ, સ્વરૂપ, લીલા વગેરેનું યથાર્થ વર્ણન કરતા મંત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૨૭) દેવો, પ્રજાપતિઓ અને પ્રજાજનો – બધાં જ લક્ષ્મીજીની કૃપાદૃષ્ટિથી શીલ વગેરે ઉત્તમ ગુણોથી સંપન્ન થઈને અત્યંત સુખી થઈ ગયાં. (૨૮) હે રાજન્! આ તરફ, લક્ષ્મીજીએ જ્યારે દૈત્યો અને દાનવોની ઉપેક્ષા કરી ત્યારે તે બધા શક્તિહીન, ઉદ્યોગરહિત, નિર્લજ્જ અને લોભી-લાલચુ થઈ ગયા. (૨૯)

ત્યારપછી સમુદ્રમંથન કરવાથી કમળનયના કન્યારૂપે વારુણીદેવી પ્રગટ થયાં. ભગવાનની અનુમતિથી દૈત્યોએ તેમને લઈ લીધાં. (૩૦) ત્યારબાદ હે મહારાજ! દેવો અને અસુરોએ અમૃત(પ્રાપ્તિ)ની ઇચ્છાથી જ્યારે ફરી પાછું સમુદ્રમંથન કર્યું, ત્યારે તેમાંથી એક અત્યંત અલૌકિક પુરુષ પ્રગટ થયો. (૩૧)

[1] પ્રા. પા. – ૦શ્રયસદ્ગુણા૦ ।

દીર્ઘપીવરદોર્દણ્ડઃ કમ્બુગ્રીવોઽરુણેક્ષણઃ ।
શ્યામલસ્તરુણઃ સ્રગ્વી સર્વાભરણભૂષિતઃ ॥ ૩૨॥

પીતવાસા મહોરસ્કઃ[1] સુમૃષ્ટમણિકુણ્ડલઃ ।
સ્નિગ્ધકુઞ્ચિતકેશાન્તઃ[2] સુભગઃ[3] સિંહવિક્રમઃ ॥ ૩૩॥

અમૃતાપૂર્ણકલશં બિભ્રદ્ વલયભૂષિતઃ ।
સ વૈ ભગવતઃ સાક્ષાદ્વિષ્ણોરંશાંશસમ્ભવઃ ॥ ૩૪॥

ધન્વન્તરિરિતિ ખ્યાત આયુર્વેદદૃગિજ્યભાક્ ।
તમાલોક્યાસુરાઃ સર્વે કલશં ચામૃતાભૃતમ્ ॥ ૩૫॥

લિપ્સન્તઃ સર્વવસ્તૂનિ કલશં તરસાઽહરન્ ।
નીયમાનેઽસુરૈસ્તસ્મિન્ કલશેઽમૃતભાજને ॥ ૩૬॥

વિષણ્ણમનસો દેવા હરિં શરણમાયયુઃ ।
ઇતિ તદ્દૈન્યમાલોક્ય ભગવાન્ ભૃત્યકામકૃત્ ।
મા ખિદ્યત મિથોઽર્થં વઃ સાધયિષ્યે સ્વમાયયા ॥ ૩૭॥

મિથઃ કલિરભૂત્ તેષાં તદર્થે તર્ષચેતસામ્ ।
અહં પૂર્વમહં પૂર્વં ન ત્વં ન ત્વમિતિ પ્રભો ॥ ૩૮॥

દેવાઃ સ્વં ભાગમર્હન્તિ યે તુલ્યાયાસહેતવઃ ।
સત્રયાગ ઇવૈતસ્મિન્નેષ ધર્મઃ સનાતનઃ ॥ ૩૯॥

ઇતિ સ્વાન્ પ્રત્યષેધન્ વૈ દૈતેયા જાતમત્સરાઃ ।
દુર્બલાઃ પ્રબલાન્ રાજન્ ગૃહીતકલશાન્ મુહુઃ ॥ ૪૦॥

એતસ્મિન્નન્તરે વિષ્ણુઃ સર્વોપાયવિદીશ્વરઃ ।
યોષિદ્ રૂપમનિર્દેશ્યં દધાર પરમાદ્ભુતમ્ ॥ ૪૧॥

પ્રેક્ષણીયોત્પલશ્યામં સર્વાવયવસુન્દરમ્ ।
સમાનકર્ણાભરણં સુકપોલોન્નસાનનમ્ ॥ ૪૨॥

તેમની ભુજાઓ લાંબી અને મોટી હતી, તેમનું ગળું શંખ જેવું ઉતાર-ચઢાવવાળું હતું, આંખોમાં લાલિમા હતી, શરીરનો વર્ણ ઘણો સુંદર શામળો હતો; ગળામાં માળા હતી અને તેમનું અંગે-અંગ બધા પ્રકારનાં આભૂષણોથી સુસજ્જિત હતું; શરીરે પીતાંબર, કાનોમાં ચમકદાર મણિઓનાં કુંડળ, પહોળી છાતી, તરુણ અવસ્થા, સિંહતુલ્ય પરાક્રમ, અનુપમ સૌંદર્ય, સ્નિગ્ધ અને લહેરાતા વાંકડિયાળા કેશ (વગેરેથી) - તે પુરુષની છબિ ઘણી અનોખી હતી. (૩૨-૩૩) તેમના હાથોમાં કડાં અને અમૃત-ભરેલો કુંભ હતો. તે પુરુષ સાક્ષાત્ ભગવાન શ્રીવિષ્ણુના અંશના અંશનો અવતાર હતો. (૩૪) તે જ આયુર્વેદના પ્રવર્તક અને યજ્ઞના ભોક્તા ભગવાન ધન્વંતરિ નામે સુપ્રસિદ્ધ થયા. જ્યારે દૈત્યોની દૃષ્ટિ તેમના પર અને તેમના હાથમાં રહેલા અમૃતથી ભરેલા કુંભ પર પડી ત્યારે દૈત્યોએ ઝડપથી બળપૂર્વક તે અમૃત-કુંભને આંચકી લીધો. તે બધા તો પહેલાંથી જ એવો લાગ જોતા હતા કે સમુદ્રમંથનથી નીકળેલી બધી વસ્તુઓ કેવી રીતે અમને મળી જાય. જ્યારે અસુરો અમૃત ભરેલા તે કુંભને આંચકીને લઈ ગયા ત્યારે દેવતાઓનાં મન વિષાદગ્રસ્ત થઈ ગયાં. ત્યારે તેઓ ભગવાનના શરણે આવ્યા. તેમની દીન દશા જોઈને ભક્તોની ઇચ્છાના કલ્પતરુ ભગવાને કહ્યું – "દેવો! તમે ખેદ કરશો નહીં. હું પોતાની માયાથી તે દૈત્યોમાં પરસ્પર ફૂટ પડાવીને (કુસંપ કરાવીને) હમણાં જ તમારું કાર્ય સિદ્ધ કરી આપું છું." (૩૫-૩૭)

હે પરીક્ષિત! અમૃતના લોલુપ તે દૈત્યોમાં અમૃત મેળવવા બાબતે અંદરોઅંદર ઝઘડો થઈ ગયો. બધા કહેવા લાગ્યા – "પહેલાં હું, પહેલાં હું; તમે નહીં, તમે નહીં." (૩૮) તેમનામાં જેઓ દુર્બળ હતા તેઓ તે બળવાન દૈત્યોનો વિરોધ કરવા લાગ્યા કે જેમણે કુંભ આંચકી લઈને પોતાના તાબે કરી લીધો હતો; તેઓ ઈર્ષ્યાને લીધે ધર્મની આણ આપીને તેમને રોકવા અને વારંવાર કહેવા લાગ્યા કે, "ભાઈ! દેવોએ પણ આપણા જેટલો જ પરિશ્રમ કર્યો છે, તેમને પણ યજ્ઞભાગની જેમ આ (અમૃત)માં ભાગ મળવો જ જોઈએ. એ જ સનાતન ધર્મ છે." (૩૯-૪૦) આ પ્રમાણે અહીં દૈત્યોમાં હુંસાતુંસી થઈ રહી હતી, તો ત્યાં બધા જ ઉપાયો જાણનારાઓના સ્વામી ચતુરશિરોમણિ ભગવાને અત્યંત અદ્‌ભુત અને અવર્ણનીય સ્ત્રીનું રૂપ ધારણ કર્યું. (૪૧) તે (સ્ત્રી)ના શરીરનો વર્ણ નીલકમળ જેવો શ્યામ અને દર્શનીય હતો. તેનાં અંગ-પ્રત્યંગ ઘણાં જ આકર્ષક હતાં. બંને કાન સરખા અને કર્ણફૂલથી શોભતા હતા. કપોલ સુંદર, નાક ઊંચું અને મુખ રમણીય હતું. (૪૨)

૧. પ્રા. પા. – મહાસ્કન્ધઃ । ૨. પ્રા. પા. – નીલ૦ । ૩. પ્રા. પા. – શુભાઙ્ગઃ ।

નવયૌવનનિર્વૃત્તસ્તનભારકૃશોદરમ્ ।
મુખામોદાનુરક્તાલિઝઙ્કારોદ્વિગ્નલોચનમ્ ॥ ૪૩॥

બિભ્રત્ સ્વકેશભારેણ માલામુત્ફુલ્લમલ્લિકામ્ ।
સુગ્રીવકણ્ઠાભરણં સુભુજાઙ્ગદભૂષિતમ્ ॥ ૪૪॥

વિરજામ્બરસંવીતનિતમ્બદ્વીપશોભયા ।
કાઞ્ચ્યા પ્રવિલસદ્ વલ્ગુચલચ્ચરણનૂપુરમ્ ॥ ૪૫॥

સવ્રીડસ્મિતવિક્ષિપ્તભ્રૂવિલાસાવલોકનૈઃ ।
દૈત્યયૂથપચેતઃસુ કામમુદ્દીપયન્ મુહુઃ ॥ ૪૬॥

નવયૌવનને કારણે સ્તન ઊપસેલા હતા અને સ્તનભારને લીધે કમર પાતળી થયેલી હતી. મુખમાંથી નીકળતી રહેતી સુગંધના પ્રેમથી ગણગણતા ભમરાઓ તેના પર તૂટી પડતા હતા, કે જેને લીધે તેની આંખોમાં કંઈક ગભરાટનો ભાવ આવી જતો હતો. (૪૩) પોતાના લાંબા વાળના અંબોડામાં તેણે મલ્લિકાનાં ખીલેલાં પુષ્પોની માળા ગૂંથેલી હતી. સુંદર ગળામાં કંઠનાં આભૂષણો (કંઠાભરણો) અને સુંદર ભુજાઓમાં બાજુબંધ શોભતાં હતાં. (૪૪) તેનાં ચરણોનાં નૂપુર મધુર ધ્વનિથી રણઝણી રહ્યાં હતાં અને સ્વચ્છ સાડીથી ઢંકાયેલા નિતંબોરૂપી દ્વીપ પર શોભાયમાન કંદોરો પોતાની અનોખી છટા છાંટી રહ્યો હતો. (૪૫) પોતાના લજ્જાયુક્ત સ્મિતથી, નાચતી રહેતી ત્રાંસી ભમરોથી અને વિલાસપૂર્ણ દૃષ્ટિથી મોહિનીનું રૂપ ધારણ કરેલા ભગવાન દૈત્યસેનાપતિઓનાં ચિત્તમાં વારંવાર કામને ઉદ્દિપ્ત કરવા લાગ્યા. (૪૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે ભગવન્માયોપલમ્ભનં નામાષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥

આઠમા સ્કંધ-અંતર્ગત આઠમો અધ્યાય સમાપ્ત.

═★═

# નવમો અધ્યાય

## મોહિની-રૂપ ભગવાન દ્વારા અમૃતની વહેંચણી

*શ્રીશુક ઉવાચ*

તેઽન્યોન્યતોઽસુરાઃ પાત્રં હરન્તસ્ત્યક્તસૌહૃદાઃ ।
ક્ષિપન્તો દસ્યુધર્માણ આયાન્તીં દદૃશુઃ સ્ત્રિયમ્ ॥ ૧॥

અહો રૂપમહો ધામ અહો અસ્યા નવં વયઃ ।
ઇતિ તે તામભિદ્રુત્ય પપ્રચ્છુર્જાતહૃચ્છયાઃ ॥ ૨॥

કા ત્વં કઞ્જપલાશાક્ષિ કુતો વા કિં ચિકીર્ષસિ ।
કસ્યાસિ વદ વામોરુ મથ્નન્તીવ[1] મનાંસિ નઃ ॥ ૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) અસુરો પારસ્પરિક સદ્ભાવ અને પ્રેમ છોડીને એક-બીજાની નિંદા કરી રહ્યા હતા અને ચોર-લુટારાની જેમ એકબીજાના હાથમાંથી અમૃતના કુંભને પડાવી લેતા હતા. એ દરમિયાન તેમણે એક સુંદર સ્ત્રીને ત્યાં આવતી જોઈ. (૧) (તેઓ વિચારવા લાગ્યા–) 'કેવું અનુપમ રૂપ! કેવું છટાયુક્ત છે આનું શરીર! વાહ રે આની નવજુવાની!' પછી તો તેઓ પરસ્પર લડવાનું છોડી તેની પાસે દોડી ગયા અને કામમોહિત થયેલા તેમણે તેને પૂછ્યું – (૨) "હે કમલનયના! તમે કોણ છો? ક્યાંથી આવો છો? તમે શું કરવા ઇચ્છો છો? તમે કોનાં પુત્રી છો? - તે અમને કહો. તમને જોઈ અમારાં મન જાણે કે ચંચળ થઈ ગયાં છે. (૩)

૧. પ્રા. પા. – મથ્નાસીવ ।

ન વયં ત્વાઽમરૈર્દૈત્યૈઃ સિદ્ધગન્ધર્વચારણૈઃ ।
નાસ્પૃષ્ટપૂર્વાં જાનીમો લોકેશૈશ્ચ[1] કુતો નૃભિઃ ॥ ૪॥

નૂનં ત્વં વિધિના સુભ્રૂઃ પ્રેષિતાસિ શરીરિણામ્ ।
સર્વેન્દ્રિયમનઃપ્રીતિં વિધાતું સઘૃણેન કિમ્ ॥ ૫॥

સા ત્વં નઃ [2]સ્પર્ધમાનાનામેકવસ્તુનિ માનિનિ ।
જ્ઞાતીનાં બદ્ધવૈરાણાં શં વિધત્સ્વ સુમધ્યમે ॥ ૬॥

વયં કશ્યપદાયાદા ભ્રાતરઃ કૃતપૌરુષાઃ ।
વિભજસ્વ યથાન્યાયં નૈવ ભેદો યથા ભવેત્ ॥ ૭॥

ઇત્યુપામન્ત્રિતો દૈત્યૈર્માયાયોષિદ્વપુર્હરિઃ ।
પ્રહસ્ય રુચિરાપાઙ્ગૈર્નિરીક્ષન્નિદમબ્રવીત્ ॥ ૮॥

અમે સમજીએ છીએ કે દેવો, દૈત્યો, સિદ્ધો, ગંધર્વો, ચારણો અને લોકપાલોએ પણ અત્યાર સુધી તમને સ્પર્શ સુધ્ધાં કર્યો નહીં હોય, તો પછી મનુષ્યો તો તમને સ્પર્શી જ કેમ શક્યા હોય? (૪) હે સુંદર ભ્રુકુટિવાળી! અવશ્ય વિધાતાએ કૃપા કરીને શરીરધારીઓની સમસ્ત ઇન્દ્રિયો અને મનને તૃપ્ત કરવા માટે તમને અહીં મોકલ્યાં છે. (૫) હે માનિની! આમ તો અમે એક જ જાતિના છીએ, તોપણ એક જ વસ્તુ ઇચ્છતા હોવાથી અમારી વચ્ચે ઈર્ષ્યા અને વેરની ગાંઠ બંધાઈ ગઈ છે; હે સુંદરી! તમે અમારો આ ઝઘડો મટાડી દો. (૬) અમે બધાયે કશ્યપજીના પુત્રો હોઈ સગા ભાઈઓ છીએ. અમે બધાએ અમૃત મેળવવા ભારે પુરુષાર્થ કર્યો છે. તમે ન્યાયોચિત નિષ્પક્ષભાવે તે અમૃત વહેંચી આપો કે જેથી પછી અમારી વચ્ચે કોઈ પ્રકારનો ઝઘડો ન થાય." (૭) અસુરોએ જ્યારે આ પ્રમાણે વિનંતી કરી ત્યારે લીલાપૂર્વક મોહિનીરૂપ ધારણ કરેલા ભગવાને સહેજ હસીને, કટાક્ષભરી નજરે તેમની તરફ જોતાં કહ્યું. (૮)

*શ્રીભગવાનુવાચ*

કથં કશ્યપદાયાદાઃ પુંશ્ચલ્યાં મયિ સઙ્ગતાઃ ।
વિશ્વાસં પણ્ડિતો જાતુ કામિનીષુ ન યાતિ હિ ॥ ૯॥

સાલાવૃકાણાં સ્ત્રીણાં ચ સ્વૈરિણીનાં સુરદ્વિષઃ ।
સખ્યાન્યાહુરનિત્યાનિ નૂત્નં નૂત્નં વિચિન્વતામ્ ॥ ૧૦॥

**શ્રીભગવાને કહ્યું** – તમે મહર્ષિ કશ્યપજીના પુત્રો છો અને હું છું કુલટા. તમે મારા પર ન્યાય કરવાની જવાબદારી કેમ મૂકો છો? વિવેકી મનુષ્યો સ્વેચ્છાચારી સ્ત્રીઓનો વિશ્વાસ ક્યારેય કરતા નથી. (૯) હે દૈત્યો! વરુઓ અને લંપટ સ્ત્રીઓની મિત્રતા કાયમી હોતી નથી; તે બંનેય હંમેશાં નવા-નવા શિકાર ખોળતાં રહે છે. (૧૦)

*શ્રીશુક ઉવાચ*

ઇતિ તે ક્ષ્વેલિતૈસ્તસ્યા આશ્વસ્તમનસોઽસુરાઃ ।
જહસુર્ભાવગમ્ભીરં દદુશ્ચામૃતભાજનમ્ ॥ ૧૧॥

તતો ગૃહીત્વાઽમૃતભાજનં હરિ-
ર્બભાષ ઈષત્સ્મિતશોભયા ગિરા ।
યદ્યભ્યુપેતં ક્વ ચ સાધ્વસાધુ વા
કૃતં મયા વો વિભજે સુધામિમામ્ ॥ ૧૨॥

ઇત્યભિવ્યાહૃતં તસ્યા આકર્ણ્યાસુરપુઙ્ગવાઃ ।
અપ્રમાણવિદસ્તસ્યાસ્તત્ તથેત્યન્વમંસત ॥ ૧૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) મોહિનીની પરિહાસપૂર્ણ વાણીથી દૈત્યોના મનમાં અધિક વિશ્વાસ બેસી ગયો. તેમણે રહસ્યમય ભાવે હસીને અમૃતકુંભ તે મોહિનીને સોંપ્યો. (૧૧) (મોહિનીસ્વરૂપ) ભગવાને અમૃતનો કુંભ લઈ લીધો અને જરાક સ્મિત કરતાં-કરતાં મધુર વાણીમાં કહ્યું – "હું યોગ્ય કે અયોગ્ય જે કંઈ કરું તે બધું જો તમને સ્વીકાર્ય હોય તો જ હું આ અમૃતની વહેંચણી કરી શકું." (૧૨) તે મોટા-મોટા દૈત્યોએ મોહિનીની આ મધુર વાણી સાંભળી, પણ તેનો મર્મ સમજ્યા નહીં; તેથી તે બધા એકી અવાજે બોલી ઊઠ્યા – "કબૂલ છે." આમ થવાનું કારણ એ હતું કે તેમને મોહિનીના વાસ્તવિક સ્વરૂપની જાણ ન હતી. (૧૩)

૧. પ્રા. પા. – યોગેશૈશ્ચ । ૨. પ્રા. પા. – સંસ્પર્ધ૦ ।

અથોપોષ્ય કૃતસ્નાના હુત્વા ચ હવિષાઽનલમ્ ।
દત્ત્વા ગોવિપ્રભૂતેભ્યઃ કૃતસ્વસ્ત્યયના દ્વિજૈઃ ॥ ૧૪॥

યથોપજોષં વાસાંસિ પરિધાયાહતાનિ તે ।
કુશેષુ પ્રાવિશન્ સર્વે પ્રાગગ્રેષ્વભિભૂષિતાઃ[1] ॥ ૧૫॥

પ્રાઙ્મુખેષૂપવિષ્ટેષુ સુરેષુ દિતિજેષુ ચ ।
ધૂપામોદિતશાલાયાં જુષ્ટાયાં માલ્યદીપકૈઃ ॥ ૧૬॥

તસ્યાં નરેન્દ્ર કરભોરુરુશદ્દુકૂલ[2]-
શ્રોણીતટાલસગતિર્મદવિહ્વલાક્ષી ।
સા કૂજતી કનકનૂપુરશિઞ્જિતેન
કુમ્ભસ્તની કલશપાણિરથાવિવેશ ॥ ૧૭॥

તાં શ્રીસખીં કનકકુણ્ડલચારુકર્ણ-
નાસાકપોલવદનાં પરદેવતાખ્યામ્ ।
સંવીક્ષ્ય સમ્મુમુહુરુત્સ્મિતવીક્ષણેન
દેવાસુરા વિગલિતસ્તનપટ્ટિકાન્તામ્ ॥ ૧૮॥

અસુરાણાં સુધાદાનં સર્પાણામિવ દુર્નયમ્ ।
મત્વા જાતિનૃશંસાનાં ન તાં વ્યભજદચ્યુતઃ ॥ ૧૯॥

કલ્પયિત્વા પૃથક્ પઙ્ક્તીરુભયેષાં જગત્પતિઃ ।
તાંશ્ચોપવેશયામાસ સ્વેષુ સ્વેષુ ચ પઙ્ક્તિષુ ॥ ૨૦॥

દૈત્યાન્ ગૃહીતકલશો વઞ્ચયન્નુપસઞ્ચરૈઃ ।
દૂરસ્થાન્ પાયયામાસ જરામૃત્યુહરાં સુધામ્ ॥ ૨૧॥

તે પાલયન્તઃ સમયમસુરાઃ સ્વકૃતં નૃપ ।
તૂષ્ણીમાસન્ કૃતસ્નેહાઃ સ્ત્રીવિવાદજુગુપ્સયા ॥ ૨૨॥

ત્યારબાદ એક દિવસનો ઉપવાસ કરીને તે બધાએ સ્નાન કર્યું, હવિષ્યનો અગ્નિમાં હોમ કર્યો; ગાયો, બ્રાહ્મણો અને સઘળાં પ્રાણીઓને ઘાસચારો, અન્ન-ધન વગેરેનું યથાયોગ્ય દાન કર્યું તથા બ્રાહ્મણો પાસે સ્વસ્ત્યયન કરાવ્યું. (૧૪) તે બધાએ પોતપોતાની પસંદગી પ્રમાણે નવાં-નવાં વસ્ત્રો પહેર્યાં અને એ પછી સુંદર-સુંદર આભૂષણો ધારણ કરીને તે બધાય એવાં દર્ભાસનો પર બેસી ગયા, કે જેમનો આગળનો ભાગ પૂર્વાભિમુખ હતો. (૧૫) જ્યારે દેવો અને દાનવો બંનેય ધૂપથી સુવાસિત, માળાઓ અને દીપકોથી શણગારાયેલા ભવ્ય ભવનમાં પૂર્વ તરફ મોં રાખીને બેસી ગયા ત્યારે હાથમાં અમૃતકુંભ લઈને મોહિની સભામંડપમાં આવ્યાં. તેમણે એક અત્યંત સુંદર સાડી પહેરેલી હતી. નિતંબોના ભારને કારણે તે ધીરે-ધીરે ચાલતાં હતાં. તેમની આંખો મદથી વિહ્વળ થઈ રહી હતી. તેમના સ્તન કુંભ જેવા અને તેમની જંઘાઓ હાથીના બચ્ચાની સૂંઢ જેવી હતી. તેમનાં સુવર્ણનાં નૂપુરો પોતાના ઝંકારથી સભાભવનને ધ્વનિત કરી રહ્યાં હતાં. (૧૬-૧૭) તેમના સુંદર કાનોમાં સુવર્ણનાં કુંડળો હતાં અને તેમનાં નાસિકા, કપોલ તથા મુખ અતિસુંદર હતાં. સ્વયં પરદેવતા ભગવાન મોહિનીના રૂપમાં એવા દેખાતા હતા કે જાણે લક્ષ્મીજીની કોઈ શ્રેષ્ઠ સખી ત્યાં આવી હોય. મોહિનીએ પોતાની સ્મિતસભર દૃષ્ટિથી દેવો અને દૈત્યો તરફ જોયું, તો તે તમામ મોહિત થઈ ગયા. તે સમયે તેમના સ્તનો પરથી પાલવ થોડો ખસી ગયો હતો. (૧૮) ભગવાને મોહિનીરૂપે એવો વિચાર કર્યો કે અસુરો તો જન્મથી જ ક્રૂર સ્વભાવના છે, તેમને અમૃત પિવડાવવું એ સાપને દૂધ પિવડાવવા જેવું ઘણું અન્યાયી થશે; તેથી તેમણે અસુરોને અમૃતનો ભાગ આપ્યો નહીં. (૧૯) ભગવાને દેવો અને અસુરોની અલગ-અલગ હરોળ બનાવી અને પછી બંનેને હરોળમાં ગોઠવીને પોતપોતાના સમૂહમાં બેસાડી દીધા. (૨૦) ત્યારબાદ અમૃતકુંભ હાથમાં લઈને ભગવાન દૈત્યો પાસે ગયા અને તેમને હાવભાવ તથા કટાક્ષોથી મોહિત કરી દઈને, દૂર બેઠેલા દેવો પાસે આવી ગયા અને તેમને એ અમૃત પિવડાવવા લાગ્યા, કે જે પાન કરવાથી વૃદ્ધત્વ અને મૃત્યુને હરી લે છે. (૨૧) હે રાજન્! અસુરો પોતે કરેલા નિશ્ચયનું પાલન કરી રહ્યા હતા. તેમને સ્નેહ પણ થઈ ગયો હતો અને તેઓ આ સ્ત્રી સાથે વિવાદમાં પડવાનું નિંદનીય પણ સમજતા હતા, તેથી તેઓ ચુપચાપ જ બેસી રહ્યા. (૨૨)

૧. પ્રા. પા. – પ્રાક્કાલે૰ । ૨. પ્રા. પા. – લ્લસદ્દુ૰ ।

તસ્યાં કૃતાતિપ્રણયાઃ પ્રણયાપાયકાતરાઃ ।
બહુમાનેન ચાબદ્ધા નોચુઃ કિઞ્ચન વિપ્રિયમ્ ॥ ૨૩॥

તેમને મોહિની પર ઘણો પ્રેમ થઈ ગયો હતો; તેમને ભય હતો કે તેની સાથેનો પોતાનો પ્રેમસંબંધ તૂટી ન જાય. (વળી) મોહિનીએ પણ પહેલાં તેમનું બહુમાન કર્યું હતું, તેથી તેઓ સવિશેષ બંધાઈ ગયા હતા. આ કારણે તેમણે મોહિનીને કશું અપ્રિય કહ્યું નહીં. (૨૩)

દેવલિઙ્ગપ્રતિચ્છન્નઃ સ્વર્ભાનુર્દેવસંસદિ ।
પ્રવિષ્ટઃ સોમમપિબચ્ચન્દ્રાર્કાભ્યાં ચ સૂચિતઃ ॥ ૨૪॥

જે સમયે ભગવાન દેવોને અમૃતપાન કરાવી રહ્યા હતા તે સમયે દૈત્ય રાહુ દેવોનો વેશ લઈને તેમની વચ્ચે આવી બેઠો અને દેવોની સાથે તેણે પણ અમૃત પીધું. પરંતુ તરત જ ચંદ્ર અને સૂર્યે તેને ખુલ્લો પાડ્યો.(૨૪) ભગવાને અમૃતપાન કરાવતા રહીને જ પોતાના તીક્ષ્ણ ધારવાળા ચક્રથી તેનું માથું કાપી નાખ્યું. તેનું ધડ અમૃતનો સંસર્ગ નહીં થવાને કારણે નીચે પડ્યું; (૨૫) પરંતુ તેનું માથું અમર બની રહ્યું અને બ્રહ્માજીએ તેને 'ગ્રહ' બનાવી દીધો. તે જ રાહુ પર્વ (પૂર્ણિમા અને અમાસ)ના દિવસે વૈરભાવથી બદલો લેવા માટે ચંદ્ર અને સૂર્ય પર આક્રમણ કરતો રહે છે. (૨૬) જ્યારે દેવોએ અમૃત પી લીધું ત્યારે સમસ્ત લોકોને જીવનદાન આપનારા ભગવાને તે મોટા-મોટા દૈત્યોની સામે જ (પોતાના) મોહિનીરૂપને ત્યજીને પોતાનું વાસ્તવિક રૂપ ધારણ કર્યું. (૨૭) (હે પરીક્ષિત!) દેવો અને દાનવો - બંનેએ એક જ સમયે, એક જ સ્થળે, એક જ પ્રયોજન તથા એક જ વસ્તુ માટે, એક જ વિચારથી એક જ કર્મ કર્યું, પરંતુ ફળમાં ઘણો ફરક પડી ગયો. એ બંનેમાંના દેવોએ ઘણી સહેલાઈથી પોતાના પરિશ્રમનું ફળ – અમૃત પ્રાપ્ત કરી લીધું, કારણ કે તેમણે ભગવાનનાં ચરણકમળોની રજનો આશ્રય લીધો હતો; જ્યારે તેનાથી વિમુખ રહેવાને કારણે અસુરો પરિશ્રમ કરવા છતાં પણ અમૃત (પ્રાપ્તિ)થી વંચિત જ રહી ગયા. (૨૮) મનુષ્ય પોતાના પ્રાણ, ધન, કર્મ, મન, વાણી વગેરે થકી શરીર અને પુત્ર વગેરે માટે જે કંઈ કરતો હોય છે તે વ્યર્થ જ થાય છે; કારણ કે તેના મૂળમાં ભેદબુદ્ધિ (કાયમ) હોય છે; પરંતુ તે જ પ્રાણ વગેરે થકી ભગવાન માટે જે કંઈ કરવામાં આવે છે તે (કર્મ) ભેદભાવરહિત હોવાને કારણે પોતાના શરીર અને પુત્ર માટે તેમ જ સમસ્ત સંસાર માટે સફળ થઈ જાય છે. જેમ વૃક્ષના મૂળમાં પાણી સીંચવાથી તેનું થડ, તેની ડાળીઓ અને તેનાં પાંદડાં – તે બધાંયનું સિંચન થઈ જાય છે તેવી જ રીતે ભગવાન માટે કર્મ કરવાથી તે કર્મો સર્વને માટે ફળદાયી બની જાય છે. (૨૯)

ચક્રેણ ક્ષુરધારેણ જહાર પિબતઃ શિરઃ ।
હરિસ્તસ્ય કબન્ધસ્તુ સુધયાઽપ્લાવિતોઽપતત્ ॥ ૨૫॥

શિરસ્ત્વમરતાં નીતમજો ગ્રહમચીક્લૃપત્ ।
યસ્તુ પર્વણિ ચન્દ્રાર્કાવભિધાવતિ વૈરધીઃ ॥ ૨૬॥

પીતપ્રાયેઽમૃતે દેવૈર્ભગવાઁલ્લોકભાવનઃ ।
પશ્યતામસુરેન્દ્રાણાં સ્વં રૂપં જગૃહે હરિઃ[1] ॥ ૨૭॥

એવં સુરાસુરગણાઃ સમદેશકાલ-
હેત્વર્થકર્મમતયોઽપિ ફલે વિકલ્પાઃ ।
તત્રામૃતં સુરગણાઃ ફલમઞ્જસાઽઽપુ-
ર્યત્પાદપઙ્કજરજઃશ્રયણાન્ન દૈત્યાઃ ॥ ૨૮॥

યદ્ યુજ્યતેઽસુવસુકર્મમનોવચોભિ-
ર્દેહાત્મજાદિષુ નૃભિસ્તદસત્પૃથક્ત્વાત્ ।
તૈરેવ સદ્ભવતિ યત્ ક્રિયતેઽપૃથક્ત્વાત્
સર્વસ્ય તદ્ભવતિ મૂલનિષેચનં યત્ ॥ ૨૯॥

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધેઽમૃતમથને નવમોઽધ્યાયઃ ॥ ૯॥
આઠમા સ્કંધ-અંતર્ગત અમૃતમંથનમાંનો નવમો અધ્યાય સમાપ્ત.

==★==

૧. પ્રા. પા. – પ્રભુઃ ।

# દસમો અધ્યાય

## દેવો અને અસુરોનું યુદ્ધ

*શ્રીશુક ઉવાચ*

ઇતિ દાનવદૈતેયા નાવિન્દન્નમૃતં નૃપ ।
યુક્તાઃ કર્મણિ યત્તાશ્ચ વાસુદેવપરાઙ્મુખાઃ ॥ ૧॥

સાધયિત્વાઽમૃતં રાજન્ પાયયિત્વા સ્વકાન્ સુરાન્ ।
પશ્યતાં સર્વભૂતાનાં યયૌ ગરુડવાહનઃ ॥ ૨॥

સપત્નાનાં પરામૃદ્ધિં[1] દૃષ્ટ્વા તે દિતિનન્દનાઃ ।
અમૃષ્યમાણા ઉત્પેતુર્દેવાન્ પ્રત્યુદ્યતાયુધાઃ ॥ ૩॥

તતઃ સુરગણાઃ સર્વે સુધયા પીતયૈધિતાઃ ।
પ્રતિસંયુયુધુઃ શસ્ત્રૈર્નારાયણપદાશ્રયાઃ ॥ ૪॥

તત્ર દૈવાસુરો નામ રણઃ પરમદારુણઃ ।
રોધસ્યુદન્વતો રાજંસ્તુમુલો રોમહર્ષણઃ ॥ ૫॥

તત્રાન્યોન્યં સપત્નાસ્તે સંરબ્ધમનસો રણે ।
સમાસાદ્યાસિભિર્બાણૈર્નિજઘ્નુર્વિવિધાયુધૈઃ ॥ ૬॥

શઙ્ખતૂર્યમૃદઙ્ગાનાં ભેરીડમરિણાં[2] મહાન્ ।
હસ્ત્યશ્વરથપત્તીનાં[3] નદતાં નિઃસ્વનોઽભવત્ ॥ ૭॥

રથિનો રથિભિસ્તત્ર પત્તિભિઃ સહ પત્તયઃ ।
હયા હયૈરિભાશ્ચેભૈઃ સમસજ્જન્ત સંયુગે ॥ ૮॥

ઉષ્ટ્રૈઃ કેચિદિભૈઃ[4] કેચિદપરે[5] યુયુધુઃ ખરૈઃ ।
કેચિદ્ ગૌરમૃગૈરૃક્ષૈર્દ્વીપિભિર્હરિભિર્ભટાઃ ॥ ૯॥

ગૃધ્રૈઃ કઙ્કૈર્બકૈરન્યે શ્યેનભાસૈસ્તિમિઙ્ગિલૈઃ ।
શરભૈર્મહિષૈઃ ખડ્ગૈર્ગોવૃષૈર્ગવયારુણૈઃ ॥ ૧૦॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! જોકે દાનવો અને દૈત્યોએ ઘણી સાવધાનીથી સમુદ્રમંથનનો પ્રયત્ન કર્યો હતો તોપણ ભગવાનથી વિમુખ હોવાને કારણે તેમને અમૃત મળ્યું નહીં. (૧) હે રાજન્! ભગવાને સમુદ્રમંથન કરી અમૃત મેળવીને પોતાના સ્વજન દેવોને પિવડાવ્યું. પછી સૌના જોતાં જ ગરુડ પર સવાર થઈને પ્રયાણ કરી ગયા. (૨) જ્યારે દૈત્યોએ જોયું કે અમારા શત્રુઓને તો મોટી સફળતા મળી છે ત્યારે તેઓ દેવોની ઉન્નતિ જીરવી શક્યા નહીં; તેમણે તરત જ પોતાનાં હથિયાર ઉપાડ્યાં અને દેવો પર આક્રમણ કર્યું. (૩) આ તરફ દેવોએ અમૃતપાન કરીને વિશેષ શક્તિ મેળવી લીધી હતી અને વળી તેમને ભગવાનનાં ચરણકમળોનો આશ્રય તો હતો જ; તેઓ પણ પોતાનાં અસ્ત્રો-શસ્ત્રોથી સુસજ્જ થઈને દૈત્યો સાથે યુદ્ધે ચડ્યા. (૪) હે રાજન્! ક્ષીરસાગરના કાંઠે ઘણું જ રોમાંચક અને અત્યંત ભયંકર યુદ્ધ થયું. દેવો અને દૈત્યોનું તે ઘમસાણ જ 'દેવાસુર-સંગ્રામ'ના નામે ઓળખાય છે. (૫) બંને પક્ષો એકબીજાના પ્રબળ શત્રુ હતા અને બંનેય ક્રોધે ભરાયેલા હતા. એકબીજાને સામાસામી જોઈને તેઓ તલવાર, બાણ અને બીજાં અનેકાનેક અસ્ત્રો-શસ્ત્રોથી એકબીજા પર પ્રહાર કરવા લાગ્યા. (૬) તે સમયે યુદ્ધમાં શંખ, ભેરી, મૃદંગ, નગારાં, ડમરુ વગેરે (વાદ્યો) ઘણા જોરથી વાગવા લાગ્યાં; હાથીઓની ગર્જના, ઘોડાઓનો હણહણાટ, રથોનો ગડગડાટ અને પાયદળ સેનાના હોંકારા-પડકારાથી ભારે કોલાહલ મચી ગયો. (૭) યુદ્ધભૂમિમાં રથીઓ સામે રથીઓ, પાયદળ યોદ્ધાઓ સામે પાયદળ યોદ્ધાઓ, ઘોડેસવારો સામે ઘોડેસવારો અને હાથી પરના સવારો સામે હાથી પરના સવારો યુદ્ધ કરવા લાગ્યા. (૮) તેમાંના કેટલાક વીરો (યોદ્ધાઓ) ઊંટ પર, હાથી અને ગધેડા પર ચડીને, તો કેટલાક ગૌરમૃગ, રીંછ, વાઘ અને સિંહ પર ચડીને લડી રહ્યા હતા. (૯) કેટલાક યોદ્ધાઓ ગીધ, બગલા, કંક, બાજ અને ભાસ પક્ષીઓ પર સવાર થયા હતા, તો ઘણાબધા તિમિંગલ મચ્છ, શરભ, પાડા, ગેંડા, બળદ, નીલગાય અને જંગલી સાંઢો

૧. પ્રા. પા. – પરાં સિદ્ધિં । ૨. પ્રા. પા. – ભેરીણાં નિઃસ્વનો । ૩. પ્રાચીન પ્રતમાં 'હસ્ત્યશ્વરથપત્તીનાં નદતાં નિઃસ્વનોઽભવત્' – એટલા ભાગનો પાઠ પાંચમા શ્લોક '...રોમહર્ષણઃ'ની પછી છે; બાકીનો ક્રમ આ જ પ્રત અનુસાર છે. ૪. પ્રા. પા. – કેચિદ્દ્વિપૈઃ । ૫. પ્રા. પા. – ઽરેઽપિ યયુઃ ખરૈઃ ।

શિવાભિરાખુભિઃ કેચિત્ કૃકલાસૈઃ શશૈર્નરૈઃ[1] ।
બસ્તૈરેકે[2] કૃષ્ણસારૈર્હંસૈરન્યે ચ સૂકરૈઃ ॥ ૧૧॥

અન્યે જલસ્થલખગૈઃ સત્ત્વૈર્વિકૃતવિગ્રહૈઃ ।
સેનયોરુભયો રાજન્ વિવિશુસ્તેઽગ્રતોઽગ્રતઃ ॥ ૧૨॥

ચિત્રધ્વજપટૈ રાજન્નાતપત્રૈઃ સિતામલૈઃ ।
[3]મહાધનૈર્વજ્રદણ્ડૈર્વ્યજનૈર્બાર્હચામરૈઃ ॥ ૧૩॥

વાતોદ્ધૂતોત્તરોષ્ણીષૈરર્ચિર્ભિર્વર્મભૂષણૈઃ ।
સ્ફુરદ્ભિર્વિશદૈઃ શસ્ત્રૈઃ સુતરાં સૂર્યરશ્મિભિઃ ॥ ૧૪॥

દેવદાનવવીરાણાં ધ્વજિન્યૌ પાણ્ડુનન્દન ।
રેજતુર્વીરમાલાભિર્યાદસામિવ સાગરૌ ॥ ૧૫॥

વૈરોચનો બલિઃ સઙ્ખ્યે સોઽસુરાણાં ચમૂપતિઃ ।
યાનં વૈહાયસં નામ કામગં મયનિર્મિતમ્ ॥ ૧૬॥

સર્વસાઙ્ગ્રામિકોપેતં સર્વાશ્ચર્યમયં પ્રભો ।
અપ્રતર્ક્યમનિર્દેશ્યં દૃશ્યમાનમદર્શનમ્ ॥ ૧૭॥

આસ્થિતસ્તદ્વિમાનાગ્ર્યં સર્વાનીકાધિપૈર્વૃતઃ ।
વાલવ્યજનછત્રાગ્ર્યૈ રેજે ચન્દ્ર ઈવોદયે ॥ ૧૮॥

તસ્યાસન્ સર્વતો યાનૈર્યૂથાનાં પતયોઽસુરાઃ ।
નમુચિઃ શમ્બરો બાણો વિપ્રચિત્તિરયોમુખઃ ॥ ૧૯॥

દ્વિમૂર્ધા કાલનાભોઽથ[4] પ્રહેતિર્હેતિરિલ્વલઃ ।
શકુનિર્ભૂતસન્તાપો વજ્રદંષ્ટ્રો વિરોચનઃ ॥ ૨૦॥

હયગ્રીવઃ શઙ્કુશિરાઃ કપિલો મેઘદુન્દુભિઃ ।
તારકશ્ચક્રદૃક્ શુમ્ભો નિશુમ્ભો જમ્ભ ઉત્કલઃ ॥ ૨૧॥

પર આરૂઢ થયા હતા. (૧૦) કેટલાકે શિયાળ, ઉંદર, કાચીંડા અને સસલા પર સવારી કરી હતી, તો ઘણાબધા યોદ્ધાઓ મનુષ્યો, બકરા, કાળિયાર મૃગ, હંસ અને સૂવરો પર આરૂઢ થયા હતા. (૧૧) આ પ્રમાણે જળ, સ્થળ (જમીન) અને આકાશમાં રહેતાં અને દેખાવે ભયંકર શરીરવાળાં ઘણાંબધાં પ્રાણીઓ પર આરૂઢ થઈને ઘણા દૈત્યો બંને સેનાઓમાં ચારે બાજુ ઘૂસી ગયા. (૧૨)

હે રાજન્! તે સમયે રંગબેરંગી ધજાઓ, સ્ફટિકમણિ જેવાં સફેદ નિર્મળ છત્રો, રત્નજડિત બહુમૂલ્ય વીંઝણા, મોરપિંછો, ચામરો અને પવનથી લહેરાતા ખેસ, પાઘડી, કલંગી, કવચ, આભૂષણો તથા સૂર્યનાં કિરણોથી અત્યંત ચમકતાં ઉજ્જ્વળ શસ્ત્રો અને વીરોની હરોળોને કારણે દેવો અને અસુરોનાં સૈન્યો એવાં શોભી રહ્યાં હતાં કે જાણે જળચર પ્રાણીઓથી ભરેલા બે મહાસમુદ્રો લહેરાઈ રહ્યા હોય. (૧૩-૧૫) (હે પરીક્ષિત!) તે યુદ્ધભૂમિમાં દૈત્યોના સેનાપતિ વિરોચન-પુત્ર બલિ મય દાનવે બનાવેલા વૈહાયસ નામના વિમાન પર આરૂઢ થયા, કે જે વિમાન તેના ચાલકની જ્યાં જવાની ઈચ્છા હોય ત્યાં જતું હતું. (૧૬) તેમાં યુદ્ધની તમામ સાધનસામગ્રીઓ સુસજ્જ હતી. હે પરીક્ષિત! તે એટલું આશ્ચર્યપૂર્ણ હતું કે ક્યારેક નજરે પડતું હતું, તો ક્યારેક અદશ્ય થઈ જતું હતું. તે અત્યારે ક્યાં હશે - એનું જ્યારે અનુમાન પણ કરી શકાતું ન હોય તો પછી તેને બતાવી તો શકાય જ કેવી રીતે? (૧૭) તે શ્રેષ્ઠ વિમાન પર રાજા બલિ સવાર થયેલા હતા અને બધા જ મોટા-મોટા સેનાપતિઓ તેમની ચારે બાજુએ ઘેરાયેલા હતા. તેમના પર શ્રેષ્ઠ ચામરો ઢોળવામાં આવી રહ્યાં હતાં અને છત્ર તાણેલું હતું. તે સમયે બલિ એવા જણાતા હતા કે જાણે ઉદયાચલ પર ચંદ્રમા ન હોય! (૧૮) તેમની ચારે બાજુએ સૈન્યની નાની-નાની ટુકડીઓના સ્વામી નમુચિ, શંબર, બાણ, વિપ્રચિત્તિ, અયોમુખ, દ્વિમૂર્ધા, કાલનાભ, પ્રહેતિ, હેતિ, ઈલ્વલ, શકુનિ, ભૂતસંતાપ, વજ્રદંષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શંકુશિરા, કપિલ, મેઘદુંદુભિ, તારક, ચક્રાક્ષ, શુંભ, નિશુંભ,

૧. પ્રા. પા. – નરૈઃ ખગૈઃ । ૨. પ્રા. પા. – મૃગૈરન્યે । ૩. પ્રા. પા. – મહાયુધૈર્વજ્ર૦ । ૪. પ્રા. પા. – ૦ઙ્ગ્ર ।

અરિષ્ટોઽરિષ્ટનેમિશ્ચ મયશ્ચ ત્રિપુરાધિપઃ ।
અન્યે પૌલોમકાલેયા નિવાતકવચાદયઃ ॥ ૨૨॥

અલબ્ધભાગાઃ સોમસ્ય કેવલં ક્લેશભાગિનઃ ।
સર્વ એતે રણમુખે બહુશો નિર્જિતામરાઃ ॥ ૨૩॥

સિંહનાદાન્[1] વિમુઞ્ચન્તઃ શઙ્ખાન્ દધ્મુર્મહારવાન્ ।
દૃષ્ટ્વા સપત્નાનુત્સિક્તાન્ બલભિત્કુપિતો ભૃશમ્ ॥ ૨૪॥

ઐરાવતં દિક્કરિણમારૂઢઃ[2] શુશુભે સ્વરાટ્ ।
યથા સ્રવત્પ્રસ્રવણમુદયાદ્રિમહર્પતિઃ ॥ ૨૫॥

તસ્યાસન્ સર્વતો દેવા નાનાવાહધ્વજાયુધાઃ ।
લોકપાલાઃ સહ ગણૈર્વાય્વગ્નિવરુણાદયઃ ॥ ૨૬॥

તેઽન્યોન્યમભિસંસૃત્ય ક્ષિપન્તો મર્મભિર્મિથઃ[3] ।
આહ્વયન્તો વિશન્તોઽગ્રે યુયુધુર્દ્વન્દ્વયોધિનઃ ॥ ૨૭॥

યુયોધ બલિરિન્દ્રેણ તારકેણ ગુહોઽસ્યત[4] ।
વરુણો હેતિનાઽયુધ્યન્મિત્રો રાજન્ પ્રહેતિના ॥ ૨૮॥

યમસ્તુ કાલનાભેન વિશ્વકર્મા મયેન વૈ ।
શમ્બરો યુયુધે ત્વષ્ટ્રા સવિત્રા તુ વિરોચનઃ ॥ ૨૯॥

અપરાજિતેન નમુચિરશ્વિનૌ વૃષપર્વણા ।
સૂર્યો બલિસુતૈર્દેવો બાણજ્યેષ્ઠૈઃ શતેન ચ ॥ ૩૦॥

રાહુણા ચ તથા સોમઃ પુલોમ્ના યુયુધેઽનિલઃ ।
નિશુમ્ભશુમ્ભયોર્દેવી ભદ્રકાલી તરસ્વિની ॥ ૩૧॥

વૃષાકપિસ્તુ જમ્ભેન મહિષેણ વિભાવસુઃ ।
ઇલ્વલઃ સહ વાતાપિર્બ્રહ્મપુત્રૈરરિન્દમ ॥ ૩૨॥

જંભ, ઉત્કલ, અરિષ્ટ, અરિષ્ટનેમિ, ત્રિપુરાધિપતિ મય, પૌલોમ, કાલેય, નિવાતકવચ વગેરે પોતપોતાનાં વિમાનો પર રહેલા હતા. (૧૯-૨૨) આ બધાયે સમુદ્રમંથન કરવામાં જોડાયેલા હતા; પરંતુ તેમને અમૃતનો ભાગ મળ્યો ન હતો અને માત્ર પરિશ્રમના જ ભાગી બન્યા હતા. આ બધા અસુરોએ એક વાર નહીં, અનેક વાર દેવતાઓને યુદ્ધમાં હરાવ્યા હતા; (૨૩) તેથી તેઓ ભારે ઉત્સાહથી સિંહગર્જના કરતા-કરતા પોતાના ઘોર ઘોષવાળા શંખ વગાડવા લાગ્યા. ઈન્દ્રે જોયું કે અમારા શત્રુઓને શૂરાતન ચડી રહ્યું છે, તેઓ મદોન્મત્ત થઈ રહ્યા છે ત્યારે તેમને ઘણો ક્રોધ થઈ આવ્યો. (૨૪) તેઓ પોતાના વાહન ઐરાવત નામના દિગ્ગજ પર આરૂઢ થયા, કે જેના ગંડસ્થળમાંથી મદ ઝરી રહ્યો હતો. તેથી ઈન્દ્ર એવા શોભતા હતા કે જાણે સૂર્ય ઉદયાચલ પર આરૂઢ થયો હોય અને એમાંથી અનેક ઝરણાં વહી રહ્યાં હોય. (૨૫) ઈન્દ્રની ચારે બાજુએ પોતપોતાનાં વાહન, ધજા અને આયુધોવાળા દેવો તેમ જ પોતપોતાના ગણો સાથે વાયુ, અગ્નિ, વરુણ વગેરે લોકપાલો વીંટળાઈ વળ્યા. (૨૬)

બંને સૈન્યો સામ-સામે ખડાં થઈ ગયાં. બે-બેનાં જોડકાં બનાવીને તે લોકો યુદ્ધ કરવા લાગ્યા. કોઈ આગળ વધી રહ્યા હતા, તો કોઈ નામોચ્ચાર સાથે પડકાર ફેંકી રહ્યા હતા. કેટલાક વળી મર્મભેદક વાક્યોથી પોતાના પ્રતિદ્વંદ્વીને ધિક્કારી રહ્યા હતા. (૨૭) બલિ ઈન્દ્ર સાથે, સ્વામિકાર્તિક તારકાસુર સાથે, વરુણ હેતિ સાથે અને મિત્ર પ્રહેતિ સાથે ભિડાઈ ગયા. (૨૮) યમરાજ કાલનાભ સાથે, વિશ્વકર્મા મય સાથે, શંબરાસુર ત્વષ્ટા સાથે અને સવિતા વિરોચન સાથે યુદ્ધ કરવા લાગ્યા. (૨૯) નમુચિ અપરાજિત સાથે, અશ્વિનીકુમારો વૃષપર્વા સાથે તથા સૂર્યદેવ બલિના બાણ વગેરે સો પુત્રો સાથે યુદ્ધ કરવા લાગ્યા. (૩૦) રાહુ સાથે ચંદ્રમા અને પુલોમા સાથે વાયુનું યુદ્ધ થયું. ભદ્રકાળી દેવી નિશુંભ અને શુંભ પર ત્રાટક્યાં. (૩૧) હે શત્રુદમન (પરીક્ષિત)! જંભાસુર સાથે મહાદેવજીનું, મહિષાસુર સાથે અગ્નિદેવનું અને વાતાપિ તથા ઇલ્વલ

૧. પ્રા. પા. – ૦નાદં વિ૦ । ૨. પ્રા. પા. – ૦રૂઢોઽધિપતિં સ્વરાટ્ । ૩. પ્રા. પા. – નામભિર્મિથઃ । ૪. પ્રા. પા. – ૦ઽપ્યુત ।

કામદેવેન દુર્મર્ષ ઉત્કલો માતૃભિઃ સહ ।
બૃહસ્પતિશ્ચોશનસા નરકેણ શનૈશ્ચરઃ ॥ ૩૩॥

મરુતો નિવાતકવચૈઃ કાલેયૈર્વસવોઽમરાઃ ।
વિશ્વેદેવાસ્તુ પૌલોમૈ રુદ્રાઃ ક્રોધવશૈઃ સહ ॥ ૩૪॥

ત એવમાજાવસુરાઃ સુરેન્દ્રા
દ્વન્દ્વેન સંહત્ય ચ યુધ્યમાનાઃ ।
અન્યોન્યમાસાદ્ય નિજઘ્નુરોજસા
જિગીષવસ્તીક્ષ્ણશરાસિતોમરૈઃ ॥ ૩૫॥

ભુશુણ્ડિભિશ્ચક્રગદર્ષ્ટિપટ્ટિશૈઃ
શક્ત્યુલ્મુકૈઃ પ્રાસપરશ્વધૈરપિ ।
નિસ્ત્રિંશભલ્લૈઃ પરિઘૈઃ સમુદ્ગરૈઃ
સભિન્દિપાલૈશ્ચ શિરાંસિ ચિચ્છિદુઃ ॥ ૩૬॥

ગજાસ્તુરઙ્ગાઃ સરથાઃ પદાતયઃ
સારોહવાહા વિવિધા વિખણ્ડિતાઃ ।
નિકૃત્તબાહૂરુશિરોધરાઙ્ઘ્રય-
શ્છિન્નધ્વજેષ્વાસતનુત્રભૂષણાઃ ॥ ૩૭॥

તેષાં પદાઘાતરથાઙ્ગચૂર્ણિતા-
દાયોધનાદુલ્બણ ઉત્થિતસ્તદા ।
રેણુર્દિશઃ ખં દ્યુમણિં ચ છાદયન્
ન્યવર્તતાસૃક્સ્રુતિભિઃ પરિપ્લુતાત્ ॥ ૩૮॥

શિરોભિરુદ્ધૂતકિરીટકુણ્ડલૈઃ
સંરમ્ભદૃગ્ભિઃ પરિદષ્ટદચ્છદૈઃ ।
મહાભુજૈઃ સાભરણૈઃ સહાયુધૈઃ
સા પ્રાસ્તૃતા ભૂઃ કરભોરુભિર્બભૌ ॥ ૩૯॥

કબન્ધાસ્તત્ર ચોત્પેતુઃ પતિતસ્વશિરોઽક્ષિભિઃ[1] ।
ઉદ્યતાયુધદોર્દણ્ડૈરાધાવન્તો ભટાન્ મૃધે ॥ ૪૦॥

સાથે બ્રહ્માપુત્ર મરીચિ વગેરેનું યુદ્ધ થયું. (૩૨) દુર્મર્ષનું કામદેવ સાથે, ઉત્કલનું માતૃગણો સાથે, શુક્રાચાર્યનું બૃહસ્પતિ સાથે અને નરકાસુરનું શનૈશ્ચર સાથે યુદ્ધ થવા લાગ્યું. (૩૩) નિવાતકવચો સાથે મરુદ્ગણ, કાલેયો સાથે વસુગણ, પૌલોમો સાથે વિશ્વેદેવગણ અને ક્રોધવશો સાથે રુદ્રગણોનું યુદ્ધ થયું. (૩૪)

આ પ્રમાણે અસુરો અને દેવો યુદ્ધભૂમિમાં દ્વંદ્વયુદ્ધ અને સામૂહિક આક્રમણો કરીને એકબીજા સાથે ભિડાઈને પરસ્પરને જીતવાની ઇચ્છાથી ઉત્સાહપૂર્વક તીક્ષ્ણ બાણો, તલવારો અને ભાલાઓથી પ્રહાર કરવા લાગ્યા. તેઓ અનેક પ્રકારે યુદ્ધ કરી રહ્યા હતા. (૩૫) ભુશુંડિ, ચક્ર, ગદા, ઋષ્ટિ, પટ્ટિશ, શક્તિ, ઉલ્મુક, પ્રાસ, ફરસી, તલવાર, ભાલા, મગદળ, પરિઘ, ભિંદિપાલ (વગેરે આયુધો)થી એકબીજાનાં માથાં કાપવા લાગ્યા. (૩૬) તે સમયે પોતાના સવારો સહિત હાથી, ઘોડા, રથ વગેરે અનેક પ્રકારનાં વાહનો અને પાયદળ સૈન્ય વેરવિખેર થવા લાગ્યાં. કોઈના હાથ, કોઈની જંઘા, કોઈની ગરદન, તો કોઈના પગ કપાઈ ગયા; તો કોઈ-કોઈનાં ધજા, ધનુષ્ય, કવચ અને આભૂષણો ટુકડે ટુકડા થઈ ગયાં. (૩૭) તેમના પગના ધમકારાથી અને રથનાં પૈડાંના ઘસાવાથી પૃથ્વી ખોદાઈ ગઈ. તે સમયે યુદ્ધભૂમિમાં એવી પ્રચંડ ધૂળ ઊડી કે તેણે દિશાઓ, આકાશ અને સૂર્યને પણ ઢાંકી દીધાં. પરંતુ થોડી જ વારમાં લોહીની ધારાથી ભૂમિ તરબોળ થઈ ગઈ અને ક્યાંય ધૂળનું નામનિશાન પણ રહ્યું નહીં. (૩૮) ત્યારપછી તો યુદ્ધનું મેદાન કપાયેલાં માથાંઓથી ભરાઈ ગયું. કોઈના મુગટ અને કુંડળ પડી ગયાં હતાં, તો કોઈની આંખોમાંથી ક્રોધની મુદ્રા પ્રગટી રહી હતી. કોઈ-કોઈએ પોતાના દાંતથી હોઠ દબાવી રાખ્યા હતા. ઘણાંઓની આભૂષણો અને શસ્ત્રોથી સુસજ્જ લાંબી-લાંબી ભુજાઓ કપાઈને પડેલી હતી અને ઘણાઓની મોટી-મોટી હાથીની સૂંઢ જેવી જાંઘો કપાયેલી પડી હતી. આ પ્રમાણે તે યુદ્ધભૂમિ ઘણી ભયાનક દેખાતી હતી. (૩૯) તે સમયે ત્યાં ઘણાંબધાં ધડ હાથોમાં હથિયાર ઉપાડીને વીરો ભણી દોડતાં અને ઊછળતાં હતાં. (૪૦)

૧. પ્રા. પા. – પતિતઃ સ્વશિરોરુભિઃ ।

બલિર્મહેન્દ્રં દશભિસ્ત્રિભિરૈરાવતં શરૈઃ ।
ચતુર્ભિશ્ચતુરો વાહાનેકેનારોહમાર્ચ્છયત્[1] ॥ ૪૧॥

સ તાનાપતતઃ શક્રસ્તાવદ્ભિઃ શીઘ્રવિક્રમઃ ।
ચિચ્છેદ નિશિતૈર્ભલ્લૈરસમ્પ્રાપ્તાન્ હસન્નિવ ॥ ૪૨॥

તસ્ય કર્મોત્તમં વીક્ષ્ય દુર્મર્ષઃ શક્તિમાદદે ।
તાં જ્વલન્તીં મહોલ્કાભાં હસ્તસ્થામચ્છિનદ્ધરિઃ ॥ ૪૩॥

તતઃ શૂલં તતઃ પ્રાસં તતસ્તોમરમૃષ્ટયઃ[2] ।
યદ્[3] યચ્છસ્ત્રં સમાદદ્યાત્સર્વં તદચ્છિનદ્વિભુઃ ॥ ૪૪॥

સસર્જાથાસુરીં માયામન્તર્ધાનગતોઽસુરઃ ।
તતઃ પ્રાદુરભૂચ્છૈલઃ સુરાનીકોપરિ પ્રભો ॥ ૪૫॥

તતો નિપેતુસ્તરવો દહ્યમાના દવાગ્નિના ।
શિલાઃ સટઙ્કશિખરાશ્ચૂર્ણયન્ત્યો દ્વિષદ્બલમ્ ॥ ૪૬॥

મહોરગાઃ સમુત્પેતુર્દન્દશૂકાઃ સવૃશ્ચિકાઃ ।
સિંહવ્યાઘ્રવરાહાશ્ચ મર્દયન્તો મહાગજાન્[4] ॥ ૪૭॥

યાતુધાન્યશ્ચ શતશઃ શૂલહસ્તા વિવાસસઃ ।
છિન્ધિ ભિન્ધીતિ વાદિન્યસ્તથા રક્ષોગણાઃ પ્રભો ॥ ૪૮॥

તતો મહાઘના વ્યોમ્નિ ગમ્ભીરપરુષસ્વનાઃ ।
અઙ્ગારાન્ મુમુચુર્વાતૈરાહતાઃ સ્તનયિત્નવઃ ॥ ૪૯॥

સૃષ્ટો દૈત્યેન સુમહાન્ વહ્નિઃ શ્વસનસારથિઃ ।
સાંવર્તક ઈવાત્યુગ્રો વિબુધધ્વજિનીમધાક્[5] ॥ ૫૦॥

તતઃ સમુદ્ર ઉદ્વેલઃ સર્વતઃ પ્રત્યદૃશ્યત ।
પ્રચણ્ડવાતૈરુદ્ધૂતતરઙ્ગાવર્તભીષણઃ ॥ ૫૧॥

રાજા બલિએ ઇન્દ્ર પર દશ બાણ, તેમના વાહન ઐરાવત પર ત્રણ બાણ, ઐરાવતનાં ચરણોનાં રક્ષકો પર ચાર બાણ અને મુખ્ય મહાવત પર એક બાણ – એમ કુલ અઢાર બાણ છોડ્યાં. (૪૧) ઇન્દ્રે જોયું કે બલિનાં બાણ તો અમને ઘાયલ કરવા જ માગે છે, ત્યારે તેમણે અત્યંત સ્ફૂર્તિપૂર્વક તેટલાં જ ભલ્લ નામનાં તીક્ષ્ણ બાણો છોડીને સામેથી આવતાં પેલાં બાણોને હસતાં હસતાં કાપી નાખ્યાં. (૪૨) ઇન્દ્રની આ પ્રશંસનીય સ્ફૂર્તિ જોઈને રાજા બલિ વધુ ક્રોધિત થયા અને તેમણે એક મહાશક્તિ ઉઠાવી, કે જે ઉલ્કાની જેમ ભડભડતી હતી; પરંતુ તે હજી તો હાથમાં જ હતી, છૂટી ન હતી, ત્યાં જ ઇન્દ્રે તેને પણ કાપી નાખી. (૪૩) એ પછી બલિએ એક પછી એક ક્રમશઃ શૂળ, પ્રાસ, તોમર અને શક્તિ ઉપાડ્યાં. પરંતુ તેઓ જે જે શસ્ત્રો હાથમાં ઉપાડતા હતા તેમના ઇન્દ્ર ટુકડે ટુકડા કરી નાખતા હતા. આ સફળ યુદ્ધ-કૌશલ્યથી ઇન્દ્રનું ઐશ્વર્ય અધિક ચમકી ઊઠ્યું. (૪૪)

હે પરીક્ષિત! હવે ઇન્દ્રના પરાક્રમથી ગભરાઈને બલિ પહેલાં તો અંતર્ધાન થઈ ગયા, પછી તેમણે આસુરી માયાની સૃષ્ટિ રચી. તરત જ દેવોના સૈન્ય ઉપર એક પર્વત પ્રગટ થયો. (૪૫) તે પર્વત ઉપરથી દાવાનળથી બળતાં વૃક્ષો સાથે અને છીણી જેવી તીક્ષ્ણ ધારવાળાં શિખરો સાથે અણીદાર શિલાઓ પડવા લાગી. તેનાથી દેવોનું સૈન્ય કચ્ચરઘાણ થવા લાગ્યું. (૪૬) ત્યારપછી મોટા-મોટા સર્પ, દંદશૂક, વીંછી અને અન્ય ઝેરી જીવો ઊછળી-ઊછળીને કરડવા અને ડંખ મારવા લાગ્યા. સિંહો, વાઘો અને સૂવરો દેવોના સૈન્યના મોટા-મોટા હાથીઓને મારવા લાગ્યા. (૪૭) હે પરીક્ષિત! હાથમાં શૂળ લીધેલી, 'મારો, કાપો' એવી બૂમો પાડતી સેંકડો નગ્ન રાક્ષસીઓ અને રાક્ષસો પણ ત્યાં પ્રગટ થઈ ગયાં. (૪૮) થોડી જ ક્ષણો પછી આકાશમાં વાદળાંઓની ઘનઘોર ઘટાઓ ઘૂમવા લાગી, તેમના પરસ્પર અથડાવાથી ભારે ઘેરો અને કઠોર ગડગડાટ થવા લાગ્યો, વીજળીઓ ચમકવા લાગી અને આંધીથી છંછેડાયેલાં વાદળાંઓ અંગારાઓનો વરસાદ વરસાવવા લાગ્યાં. (૪૯) દૈત્યરાજ બલિએ પ્રલયના અગ્નિ જેવી અત્યંત ભયાનક આગનું સર્જન કર્યું. તે આગ જોત-જોતામાં પવનની મદદથી દેવોના સૈન્યને બાળવા લાગી. (૫૦) થોડી જ વારમાં એવું લાગવા માંડ્યું કે પ્રબળ આંધીની થપાટોથી સમુદ્રમાં મોટાં-મોટાં મોજાં ઊછળી રહ્યાં છે અને ભયાનક વમળો પેદા થઈ રહ્યાં છે; અને તે સમુદ્ર પોતાની મર્યાદા ઓળંગીને ચારે બાજુએથી દેવોના સૈન્યને ઘેરી લેતો

૧. પ્રા. પા. – ૦મર્પયત્ । ૨. પ્રા. પા. – ૦ખ્ટયઃ । ૩. પ્રા. પા. – યદ્યદ્દદુર્મર્ષ આદદ્યાત્ । ૪. પ્રા. પા. – મહાગજાઃ । ૫. પ્રા. પા. – ૦મધાત્ ।

એવં દૈત્યૈર્મહામાયૈરલક્ષ્યગતિભીષણૈઃ ।
સૃજ્યમાનાસુ માયાસુ વિષેદુઃ સુરસૈનિકાઃ ॥ ૫૨॥

ન[1] તત્પ્રતિવિધિં યત્ર વિદુરિન્દ્રાદયો નૃપ ।
ધ્યાતઃ પ્રાદુરભૂત્ તત્ર[2] ભગવાન્ વિશ્વભાવનઃ ॥ ૫૩॥

તતઃ સુપર્ણાંસકૃતાઙ્ઘ્રિપલ્લવઃ
પિશઙ્ગવાસા નવકઞ્જલોચનઃ ।
અદૃશ્યતાષ્ટાયુધબાહુરુલ્લસ-
ચ્છ્રીકૌસ્તુભાનર્ઘ્યકિરીટકુણ્ડલઃ ॥ ૫૪॥

તસ્મિન્ પ્રવિષ્ટેઽસુરકૂટકર્મજા
માયા વિનેશુર્મહિના મહીયસઃ ।
સ્વપ્નો યથા હિ પ્રતિબોધ આગતે
હરિસ્મૃતિઃ સર્વવિપદ્વિમોક્ષણમ્[3] ॥ ૫૫॥

દૃષ્ટ્વા મૃધે ગરુડવાહમિભારિવાહ
આવિધ્ય શૂલમહિનોદથ કાલનેમિઃ ।
તલ્લીલયા ગરુડમૂર્ધ્નિ પતદ્ ગૃહીત્વા
તેનાહનન્નૃપ સવાહમરિં ત્ર્યધીશઃ ॥ ૫૬॥

માલી સુમાલ્યતિબલૌ યુધિ પેતતુર્ય-
ચ્ચક્રેણ કૃત્તશિરસાવથ માલ્યવાંસ્તમ્ ।
આહત્ય તિગ્મગદયાઽહનદણ્ડજેન્દ્રં
તાવચ્છિરોઽચ્છિનદરેર્નદતોઽરિણાઽઽદ્યઃ ॥ ૫૭॥

ઊમટી આવી રહ્યો છે. (૫૧)

આ પ્રમાણે જ્યારે તે ભયાનક અસુરોએ ઘણી ભારે માયાનું સર્જન કર્યું અને પોતે પોતાની માયાના પ્રભાવથી અદૃશ્ય રહ્યા – તેઓ દેખાતા નહીં હોવાને કારણે તેમના પર પ્રહાર પણ કરી શકાતો ન હતો, ત્યારે દેવોના યોદ્ધાઓ ઘણો વિષાદ પામ્યા. (૫૨) હે રાજન્! તેમની માયાનો પ્રતિકાર કરવા ઈન્દ્ર વગેરે દેવોએ ઘણું વિચાર્યું પણ તેમને કશું સૂઝ્યું નહીં; ત્યારે તેમણે વિશ્વના જીવનદાતા ભગવાનનું ધ્યાન ધર્યું અને ધ્યાન ધરતાં જ તેઓ ત્યાં પ્રગટ થઈ ગયા. (૫૩) તેમની ઝાંખી અતિ સુંદર હતી. ગરુડજીના ખભા પર તેમનાં ચરણકમળ વિરાજમાન હતાં; નવા કમળ જેવાં અત્યંત કોમળ નેત્ર હતાં; તેમણે પીતાંબર ધારણ કરેલું હતું; આઠ ભુજાઓમાં આઠ આયુધો, ગળામાં કૌસ્તુભમણિ, મસ્તક પર અમૂલ્ય મુગટ અને કાનોમાં કુંડળ ઝગમગી રહ્યાં હતાં. દેવોએ પોતાની આંખે ભગવાનની છબિનાં દર્શન કર્યાં. (૫૪) પરમપુરુષ પરમાત્માના પ્રગટ થતાં જ તેમના પ્રભાવથી અસુરોની તે કપટપૂર્ણ માયા વિલીન થઈ ગઈ – બરાબર એવી જ રીતે કે જેમ જાગી જતાં સ્વપ્નની વસ્તુઓ અદૃશ્ય થઈ જાય છે. સાચું જ છે – ભગવાનનું સ્મરણ સમસ્ત વિપત્તિઓમાંથી મુક્ત કરી દે છે. (૫૫) એ પછી કાલનેમિ દૈત્યે જોયું કે યુદ્ધના મેદાનમાં ગરુડવાહન ભગવાન આવી ગયા છે ત્યારે તેણે પોતાના વાહન સિંહ પર બેઠાં-બેઠાં જ ભારે વેગથી તેમના પર એક ત્રિશૂળ ચલાવ્યું; તે ગરુડના માથા પર આવે તે પહેલાં જ ભગવાને લીલાપૂર્વક તેને પકડી લીધું અને તે જ ત્રિશૂળથી તેના ચલાવનારા દૈત્ય કાલનેમિને તથા તેના વાહનને હણી નાખ્યાં. (૫૬) માલી અને સુમાલી – એ બે દૈત્યો મહાબળવાન હતા, ભગવાને યુદ્ધમાં પોતાના ચક્રથી તેમનાં માથાં પણ કાપી નાખ્યાં અને તે બંને નિર્જીવ થઈને ઢળી પડ્યા. ત્યારબાદ માલ્યવાને પોતાની પ્રચંડ ગદાથી ઘણા વેગ સાથે ગરુડજી પર પ્રહાર કર્યો, પરંતુ ગર્જના કરતો તે માલ્યવાન પ્રહાર કરે તે પહેલાં જ ભગવાને પોતાના ચક્રથી તેના માથાને ધડથી જુદું કરી નાખ્યું. (૫૭)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે દેવાસુરસઙ્ગ્રામે[4] દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥

આઠમા સ્કંધ-અંતર્ગત દેવદાનવ-યુદ્ધમાંનો દસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – નૈતત્ । ૨. પ્રા. પા. – તસ્મિન્ । ૩. પ્રા. પા. – ળ્મોક્ષિણી । ૪. પ્રા. પા. – દેવાસુરરણે ।

# અગિયારમો અધ્યાય

## દેવો અને અસુરોના યુદ્ધની સમાપ્તિ

*શ્રીશુક ઉવાચ*

અથો સુરાઃ પ્રત્યુપલબ્ધચેતસઃ
પરસ્ય પુંસઃ પરયાનુકમ્પયા ।
જઘ્નુર્ભૃશં શક્રસમીરણાદય-
સ્તાંસ્તાન્ રણે યૈરભિસંહતાઃ પુરા ॥ ૧॥

વૈરોચનાય સંરબ્ધો ભગવાન્ પાકશાસનઃ ।
ઉદયચ્છદ્ યદા વજ્રં પ્રજા હાહેતિ ચુક્રુશુઃ ॥ ૨॥

વજ્રપાણિસ્તમાહેદં તિરસ્કૃત્ય પુરઃસ્થિતમ્ ।
મનસ્વિનં સુસમ્પન્નં વિચરન્તં મહામૃધે ॥ ૩॥

નટવન્મૂઢ માયાભિર્માયેશાન્નો જિગીષસિ ।
જિત્વા બાલાન્નિબદ્ધાક્ષાન્નટો હરતિ તદ્ધનમ્ ॥ ૪॥

આરુરુક્ષન્તિ માયાભિરુત્સિસૃપ્સન્તિ યે દિવમ્ ।
તાન્દસ્યૂન્વિધુનોમ્યજ્ઞાન્પૂર્વસ્માચ્ચ પદાદધઃ[1] ॥ ૫॥

સોઽહં દુર્માયિનસ્તેઽદ્ય વજ્રેણ શતપર્વણા ।
શિરો હરિષ્યે મન્દાત્મન્ ઘટસ્વ જ્ઞાતિભિઃ સહ ॥ ૬॥

શ્રીશુકદેવજી કહે છે – (હે પરીક્ષિત!) પરમપુરુષ ભગવાનની નિર્હેતુક કૃપાથી દેવોનો ગભરાટ શમી ગયો અને તેમનામાં પુનઃ ચેતનાનો સંચાર થઈ ગયો. પહેલાં યુદ્ધભૂમિમાં જે જે અસુરો વડે ઇન્દ્ર, વાયુ વગેરે દેવો ઘાયલ થયા હતા તેઓ હવે તે અસુરો પર પૂરી શક્તિથી પ્રહાર કરવા લાગ્યા. (૧) પરમ ઐશ્વર્યશાળી ઇન્દ્રે બલિ સાથે લડતાં-લડતાં જ્યારે તેમના પર ક્રોધ કરીને વજ્ર ઉઠાવ્યું ત્યારે બધી પ્રજામાં હાહાકાર મચી ગયો. (૨) બલિ અસ્ત્ર-શસ્ત્રથી સુસજ્જ થઈને ઘણા ઉત્સાહથી યુદ્ધભૂમિમાં મનસ્વીપણે વિચરી રહ્યા હતા, તેમને પોતાની સામે જ જોઈને હાથમાં વજ્ર ધારણ કરેલા ઇન્દ્રે તેમનો તિરસ્કાર કરતાં કહ્યું – "મૂર્ખ! જેમ નટ બાળકોની નજરબંધી કરીને પોતાના જાદૂથી તેમનું ધન પડાવી લે છે તેવી જ રીતે તું માયાના પેંતરાઓથી અમારા પર વિજય મેળવવા ઇચ્છે છે; પણ તને ખબર નથી કે અમે માયાપતિ છીએ અને માયા અમારું કશું બગાડી શકતી નથી. (૪) જે મૂર્ખ લોકો માયા વડે સ્વર્ગ પર અધિકાર કરી લેવા ઇચ્છે છે અને તેને ઓળંગીને ઉપરના લોકોમાં પણ ધાક જમાવવા માગે છે તે લુટારા મૂર્ખાઓને હું તેમના પહેલાંના સ્થાનમાંથી પણ નીચે પટકી દઉં છું. (૫) અરે નાદાન! તેં માયાના મોટા પેંતરા રચ્યા છે. હવે, જો, આજે હું સો ધારવાળા પોતાના વજ્રથી તારું માથું ધડથી અલગ કરી દઉં છું. તું પોતાના બંધુ-બાંધવો સાથે જે કંઈ કરી શકતો હોય તે કરી લે." (૬)

*બલિરુવાચ*

સઙ્ગ્રામે વર્તમાનાનાં કાલચોદિતકર્મણામ્ ।
કીર્તિર્જયોઽજયો[2] મૃત્યુઃ સર્વેષાં સ્યુરનુક્રમાત્ ॥ ૭॥

તદિદં[3] કાલરશનં જનાઃ[4] પશ્યન્તિ સૂરયઃ ।
ન હૃષ્યન્તિ ન શોચન્તિ તત્ર યૂયમપણ્ડિતાઃ ॥ ૮॥

બલિએ કહ્યું – હે ઇન્દ્ર! જે લોકો કાળશક્તિની પ્રેરણાથી પોતાના કર્મ અનુસાર યુદ્ધ કરે છે તેમને જીત કે હાર, યશ કે અપયશ અથવા મૃત્યુ મળે જ છે. (૭) તેથી જ જ્ઞાનીજનો આ જગતને કાળને આધીન સમજે છે. વિજય થતાં હર્ષથી ફૂલાતા નથી અને હાર, અપયશ કે મૃત્યુ થતાં તેને વશીભૂત થતા નથી. તમે લોકો આ તત્ત્વથી અનભિજ્ઞ (અજાણ) છો. (૮)

૧. પ્રા. પા. – પરાદધઃ । ૨. પ્રા. પા. – ર્જયાજયૌ । ૩. પ્રા. પા. – તદિમં । ૪. પ્રા. પા. – ન યે ।

ન વયં મન્યમાનાનામાત્માનં તત્ર સાધનમ્ ।
ગિરો વઃ સાધુશોચ્યાનાં[1] ગૃહ્ણીમો મર્મતાડનાઃ ॥ ૯॥

તમે લોકો પોતાને જય અને પરાજય વગેરેનું કારણ અર્થાત્ તેના કર્તા સમજો છો; તેથી મહાત્માઓની દૃષ્ટિએ તમે શોચનીય છો. (પરંતુ) અમે તમારાં મર્મસ્પર્શી વચનને સ્વીકારતા જ નથી, તો પછી અમને દુઃખ ક્યાંથી થવાનું? (૯)

*શ્રીશુક ઉવાચ*[2]

ઈત્યાક્ષિપ્ય વિભું વીરો નારાચૈર્વીરમર્દનઃ[3] ।
આકર્ણપૂર્ણૈરહનદાક્ષેપૈરાહતં પુનઃ ॥ ૧૦॥

એવં નિરાકૃતો દેવો વૈરિણા તથ્યવાદિના ।
નામૃષ્યત્ તદધિક્ષેપં તોત્રાહત ઈવ દ્વિપઃ ॥ ૧૧॥

પ્રાહરત્[4] કુલિશં તસ્મા અમોઘં[5] પરમર્દનઃ ।
સયાનો ન્યપતદ્ ભૂમૌ છિન્નપક્ષ ઈવાચલઃ ॥ ૧૨॥

સખાયં પતિતં દૃષ્ટ્વા જમ્ભો બલિસખઃ સુહૃત્ ।
અભ્યયાત્ સૌહૃદં સખ્યુર્હતસ્યાપિ સમાચરન્ ॥ ૧૩॥

સ સિંહવાહ આસાદ્ય ગદામુદ્યમ્ય રંહસા ।
જત્રાવતાડયચ્છક્રં ગજં ચ સુમહાબલઃ[6] ॥ ૧૪॥

ગદાપ્રહારવ્યથિતો ભૃશં વિહ્વલિતો ગજઃ ।
જાનુભ્યાં ધરણીં સ્પૃષ્ટ્વા કશ્મલં[7] પરમં યયૌ ॥ ૧૫॥

તતો રથો માતલિના હરિભિર્દશશતૈર્વૃતઃ ।
આનીતો દ્વિપમુત્સૃજ્ય રથમારુરુહે વિભુઃ ॥ ૧૬॥

તસ્ય તત્પૂજયન્ કર્મ યન્તુર્દાનવસત્તમઃ ।
શૂલેન જ્વલતા તં તુ સ્મયમાનોઽહનન્મૃધે ॥ ૧૭॥

સેહે રુજં સુદુર્મર્ષાં સત્ત્વમાલમ્બ્ય માતલિઃ ।
ઈન્દ્રો જમ્ભસ્ય સઙ્ક્રુદ્ધો વજ્રેણાપાહરચ્છિરઃ ॥ ૧૮॥

શ્રીશુકદેવજી કહે છે – વીર બલિએ ઈન્દ્ર પર આ પ્રમાણે આક્ષેપ કર્યો. બલિના આવા આક્ષેપોથી ઈન્દ્ર શરમાઈ ગયા. દરમિયાનમાં વીરોના માનનું મર્દન કરનારા બલિએ પોતાના ધનુષ્યને કાન સુધી ખેંચી-ખેંચીને ઘણાંબધાં બાણ માર્યાં. (૧૦) સત્યવાદી દેવશત્રુ બલિએ આ પ્રમાણે ઈન્દ્રનો અત્યંત તિરસ્કાર કર્યો ત્યારે ઈન્દ્ર અંકુશથી માર ખાધેલા હાથીની જેમ વધુ રોષે ભરાયા અને બલિના આક્ષેપો તેઓ સાંખી શક્યા નહીં. (૧૧) શત્રુનું મર્દન કરનારા ઈન્દ્રે બલિ પર પોતાના અમોઘ વજ્રનો પ્રહાર કર્યો. તે પ્રહારથી બલિ પાંખ કપાયેલા પર્વતની જેમ પોતાના વિમાન સહિત પૃથ્વી પર પટકાઈ પડ્યા. (૧૨) બલિનો એક ઘણો હિતૈષી અને ઘનિષ્ઠ મિત્ર જંભાસુર હતો. પોતાના મિત્રના પતન પછી પણ તેને મારનારાનો બદલો લેવા તે ઈન્દ્રની સન્મુખ આવીને ઊભો રહ્યો. (૧૩) સિંહ પર આરૂઢ થયેલો તે ઈન્દ્ર પાસે પહોંચ્યો અને ભારે વેગથી તેણે પોતાની ગદા ઉઠાવીને તેમની હાંસડી પર પ્રહાર કર્યો; અને એ સાથે જ તે મહાબલીએ ઐરાવત પર પણ એક ગદા ફટકારી. (૧૪) ગદાનો પ્રહાર થવાથી ઐરાવતને ઘણી પીડા થઈ અને તેણે વ્યાકુળતાથી ઢીંચણ ટેકવી દીધા અને પછી મૂર્ચ્છિત થઈ ગયો. (૧૫) તે સમયે ઈન્દ્રનો સારથિ માતલિ હજાર ઘોડાઓથી જોતરાયેલો રથ લઈ આવ્યો અને શક્તિમાન ઈન્દ્ર ઐરાવતને છોડી તરત રથ પર સવાર થઈ ગયા. (૧૬) દાનવશ્રેષ્ઠ જંભે યુદ્ધભૂમિમાં માતલિના આ કામની ઘણી પ્રશંસા કરી અને હસીને તેના પર એક ચમકતું ત્રિશૂળ ચલાવ્યું. (૧૭) માતલિએ ધૈર્યપૂર્વક તે અસહ્ય પીડા સાંખી લીધી. પછી ઈન્દ્રે ક્રોધિત થઈને પોતાના વજ્રથી જંભનું માથું કાપી નાખ્યું. (૧૮)

૧. પ્રા. પા. – સર્વ૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૩. પ્રા. પા. – ૦માનદઃ । ૪. પ્રા. પા. – પ્રાહનત્ । ૫. પ્રા. પા. – ૦ઘમરિમર્દનમ્ । ૬. પ્રા. પા. – ૦બલમ્ । ૭. પ્રા. પા. – ૦લં ચ પરં યયૌ ।

જમ્ભં શ્રુત્વા હતં તસ્ય જ્ઞાતયો નારદાદૃષેઃ ।
નમુચિશ્ચ[1] બલઃપાકસ્તત્રાપેતુસ્ત્વરાન્વિતાઃ[2] ॥ ૧૯॥

વચોભિઃ પરુષૈરિન્દ્રમર્દયન્તોઽસ્ય મર્મસુ ।
શરૈરવાકિરન્ મેઘા ધારાભિરિવ પર્વતમ્ ॥ ૨૦॥

હરીન્દશશતાન્યાજૌ હર્યશ્વસ્ય બલઃ શરૈઃ ।
તાવદ્ભિરર્દયામાસ યુગપલ્લઘુહસ્તવાન્ ॥ ૨૧॥

શતાભ્યાં માતલિં પાકો રથં સાવયવં પૃથક્ ।
સકૃત્સન્ધાન્ મોક્ષેણ તદદ્ભુતમભૂદ્ રણે ॥ ૨૨॥

નમુચિઃ પઞ્ચદશભિઃ સ્વર્ણપુઙ્ખૈર્મહેષુભિઃ ।
આહત્ય વ્યનદત્સઙ્ખ્યે સતોય ઈવ તોયદઃ ॥ ૨૩॥

સર્વતઃ શરકૂટેન શક્રં સરથસારથિમ્ ।
છાદયામાસુરસુરાઃ પ્રાવૃટ્સૂર્યમિવામ્બુદાઃ ॥ ૨૪॥

અલક્ષયન્તસ્તમતીવ વિહ્વલા
વિચુક્રુશુર્દેવગણાઃ સહાનુગાઃ ।
અનાયકાઃ શત્રુબલેન નિર્જિતા
વણિક્પથા ભિન્નનવો યથાઽર્ણવે[3] ॥ ૨૫॥

તતસ્તુરાષાડિષુબદ્ધપઞ્જરાદ્
વિનિર્ગતઃ સાશ્વરથધ્વજાગ્રણીઃ ।
બભૌ દિશઃ ખં પૃથિવીં ચ રોચયન્
સ્વતેજસા સૂર્ય ઈવ ક્ષપાત્યયે ॥ ૨૬॥

નિરીક્ષ્ય પૃતનાં દેવઃ પરૈરભ્યર્દિતાં રણે ।
ઉદયચ્છદ્ રિપું હન્તું વજ્રં વજ્રધરો રુષા ॥ ૨૭॥

સ તેનૈવાષ્ટધારેણ શિરસી બલપાકયોઃ ।
જ્ઞાતીનાં પશ્યતાં રાજઞ્જહાર જનયન્ ભયમ્ ॥ ૨૮॥

દેવર્ષિ નારદ પાસેથી જંભાસુરના મૃત્યુના સમાચાર સાંભળીને તેના ભાઈ-બંધુઓ - નમુચિ, બલ અને પાક તરત યુદ્ધભૂમિમાં આવી પહોંચ્યા. (૧૯) તેમણે પોતાની કઠોર અને મર્મદારક વાણીથી ઈન્દ્રને ઘણાં કટુ વચનો કહ્યાં અને જેમ મેઘ પર્વત પર ધોધમાર પાણી વરસાવે છે તેવી જ રીતે તેમના પર બાણવૃષ્ટિ કરી. (૨૦) બલ નામના દૈત્યે ભારે હસ્તકૌશલથી એકસામટાં એક હજાર બાણ ચલાવ્યાં અને ઈન્દ્રના એક હજાર ઘોડાઓને ઘાયલ કર્યા. (૨૧) પાક નામના દૈત્યે સો બાણો છોડીને માતલિને તથા સો બાણો ચલાવીને રથના એકેએક ભાગને તોડી નાખ્યો. યુદ્ધભૂમિમાં એ ભારે આશ્ચર્ય થયું કે તેણે એકસામટાં આટલાં બાણ ચઢાવ્યાં અને ચલાવ્યાં. (૨૨) નમુચિ મોટાં-મોટાં, સુવર્ણની પાંખોવાળાં પંદર બાણોથી ઈન્દ્રને ઘાયલ કરીને યુદ્ધભૂમિમાં પાણી ભરેલાં વાદળોની જેમ ગર્જના કરવા લાગ્યો. (૨૩) વર્ષાઋતુના મેઘ જેમ સૂર્યને ઢાંકી દે છે તેવી જ રીતે તે અસુરોએ બાણોની વૃષ્ટિ કરીને ઈન્દ્રને તથા તેમના રથ અને સારથિને પણ ચારે બાજુથી ઢાંકી દીધા. (૨૪) ઈન્દ્ર નહીં દેખાવાથી દેવો અને તેમના અનુચરો અત્યંત વિહ્વળ થઈને રોવા-કકળવા લાગ્યા. એક તો શત્રુઓએ તેમને હરાવી દીધા હતા અને બીજું, હવે તેમનો કોઈ સેનાપતિ પણ રહેવા પામ્યો ન હતો, તેથી દેવોની તે સમયે બરાબર એવી જ દશા થઈ રહી હતી કે જેવા મધદરિયે નાવ તૂટી જવાથી વેપારીઓના હાલ થાય છે. (૨૫) પરંતુ થોડી જ વારમાં, શત્રુઓએ રચેલાં બાણોનાં પિંજરાંમાંથી ઘોડા, રથ, ધજા અને સારથિ સહિત ઈન્દ્ર બહાર નીકળી આવ્યા, અને ત્યારે જેમ સવારે સૂર્ય પોતાનાં કિરણોથી દિશાઓ, આકાશ અને પૃથ્વીને ચમકાવી મૂકે છે તેવી જ રીતે ઈન્દ્રના તેજથી બધું જ ઝગમગી ઊઠ્યું. (૨૬) વજ્રધારી ઈન્દ્રે જોયું કે યુદ્ધભૂમિમાં પોતાના સૈન્યને શત્રુઓએ રોળી નાખ્યું છે ત્યારે તેમણે ઘણા ક્રોધપૂર્વક શત્રુઓને હણવા માટે વજ્રથી આક્રમણ કર્યું. (૨૭) હે રાજન્! આઠ ધારોવાળા તે તીક્ષ્ણ વજ્રથી તે દૈત્યોના બંધુ-બાંધવોને પણ ભયભીત કરીને ઈન્દ્રે તે બલ અને પાક નામના દૈત્યોનાં મસ્તક છેદી નાખ્યાં. (૨૮)

૧. પ્રા. પા. — નમુચિઃ સબલઃ । ૨. પ્રા. પા. — ઽપેતુશ્ચ રોષિતાઃ । ૩. પ્રા. પા. — મહાર્ણવે ।

નમુચિસ્તદ્વધં દૃષ્ટ્વા શોકામર્ષરુષાન્વિતઃ ।
જિઘાંસુરિન્દ્રં નૃપતે ચકાર પરમોદ્યમમ્ ॥ ૨૯॥

અશ્મસારમયં શૂલં ઘણ્ટાવદ્ધેમભૂષણમ્ ।
પ્રગૃહ્યાભ્યદ્રવત્ ક્રુદ્ધો હતોઽસીતિ વિતર્જયન્ ।
પ્રાહિણોદેવરાજાય નિનદન્[1] મૃગરાડિવ ॥ ૩૦॥

તદાપતદ્ ગગનતલે મહાજવં
વિચિચ્છિદે હરિરિષુભિઃ સહસ્રધા ।
તમાહનન્નૃપ કુલિશેન કન્ધરે
રુષાન્વિતસ્ત્રિદશપતિઃ શિરો હરન્ ॥ ૩૧॥

ન તસ્ય હિ ત્વચમપિ વજ્ર ઊર્જિતો
બિભેદ યઃ સુરપતિનૌજસેરિતઃ ।
તદદ્ભુતં પરમતિવીર્યવૃત્રભિત્
તિરસ્કૃતો નમુચિશિરોધરત્વચા ॥ ૩૨॥

તસ્માદિન્દ્રોઽબિભેચ્છત્રોર્વજ્રઃ પ્રતિહતો યતઃ ।
કિમિદં દૈવયોગેન ભૂતં લોકવિમોહનમ્[2] ॥ ૩૩॥

યેન મે પૂર્વમદ્રીણાં પક્ષચ્છેદઃ પ્રજાત્યયે[3] ।
કૃતો નિવિશતાં[4] ભારૈઃ પતત્ત્રૈઃ પતતાં ભુવિ ॥ ૩૪॥

તપઃસારમયં ત્વાષ્ટ્રં વૃત્રો યેન વિપાટિતઃ ।
અન્યે ચાપિ[5] બલોપેતાઃ સર્વાસ્ત્રૈરક્ષતત્વચઃ ॥ ૩૫॥

સોઽયં પ્રતિહતો વજ્રો મયા મુક્તોઽસુરેઽલ્પકે ।
નાહં તદાદદે દણ્ડં[6] બ્રહ્મતેજોઽપ્યકારણમ્ ॥ ૩૬॥

ઇતિ શક્રં વિષીદન્તમાહ વાગશરીરિણી ।
નાયં શુષ્કૈરથો નાર્દ્રૈર્વધમર્હતિ દાનવઃ ॥ ૩૭॥

મયાઽસ્મૈ યદ્વરો દત્તો મૃત્યુર્નૈવાર્દ્રશુષ્કયોઃ ।
અતોઽન્યશ્ચિન્તનીયસ્તે ઉપાયો મઘવન્ રિપોઃ ॥ ૩૮॥

હે રાજન્! પોતાના ભાઈઓને હણાયેલા જોઈને નમુચિને ઘણો શોક થયો. તે ક્રોધને કારણે ભાન ભૂલીને ઇન્દ્રને મારી નાખવા માટે તનતોડ પ્રયત્ન કરવા લાગ્યો. (૨૯) 'ઇન્દ્ર! હવે તું બચી શકીશ નહીં' – એવો પડકાર ફેંકતો તે એક ત્રિશૂળ ઉપાડીને ઇન્દ્ર પર તૂટી પડ્યો. તે ત્રિશૂળ પોલાદનું બનેલું હતું, સોનાનાં આભૂષણોથી શણગારેલું હતું અને તેમાં ઘંટડીઓ લગાડેલી હતી. નમુચિએ ક્રોધના માર્યા સિંહની જેમ ગર્જના કરીને તે ત્રિશૂળ ઇન્દ્ર પર છોડી દીધું. (૩૦) હે રાજન્! ઇન્દ્રે જોયું કે ત્રિશૂળ ભારે વેગથી પોતાની તરફ આવી રહ્યું છે ત્યારે તેમણે પોતાનાં બાણોથી આકાશમાં જ તેના હજારો ટુકડા કરી નાખ્યા અને તે પછી દેવરાજ ઇન્દ્રે ભારે ક્રોધથી તેનું મસ્તક કાપી નાખવા માટે ગરદન પર વજ્રનો પ્રહાર કર્યો. (૩૧) જોકે ઇન્દ્રે ભારે વેગથી તે વજ્ર ચલાવ્યું હતું તોપણ તે યશસ્વી વજ્રથી તેની ચામડી પર એક ઉઝરડો સરખો પણ પડ્યો નહીં. એ ઘણું આશ્ચર્યકારક બન્યું કે જે વજ્રે મહાબલી વૃત્રાસુરના શરીરને ટુકડેટુકડા કરી નાખ્યું હતું તે વજ્ર નમુચિની ગરદનની ચામડી થકી તિરસ્કૃત બની રહ્યું! (૩૨) તે વજ્ર જ્યારે નમુચિને કશી હાનિ પહોંચાડી શક્યું નહીં ત્યારે ઇન્દ્ર તેનાથી ભયભીત થયા અને વિચારવા લાગ્યા કે, "દૈવયોગે સમસ્ત સંસારને સંશય પમાડનારી આ કેવી ઘટના બની ગઈ? (૩૩) પહેલાંના યુગમાં જ્યારે આ પર્વતો પાંખોથી ઊડતા હતા અને રખડતાં-રખડતાં ભારને લીધે પૃથ્વી પર પડતા હતા ત્યારે પ્રજાનો વિનાશ થતો જોઈને આ જ વજ્રથી મેં તે પર્વતોની પાંખો કાપી નાખી હતી; (૩૪) ત્વષ્ટાની તપસ્યાનો સાર જ વૃત્રાસુરરૂપે પ્રગટ થયો હતો, તેને પણ મેં આ જ વજ્ર વડે કાપી નાખ્યો હતો. બીજા અનેક દૈત્યો કે જેઓ ઘણા બળવાન હતા અને કોઈ પણ અસ્ત્ર-શસ્ત્રથી જેમની ચામડી સુધ્ધાંને પણ ઇજા પહોંચાડી શકાતી ન હતી તેમને પણ આ જ વજ્રથી મેં હણી નાખ્યા હતા. (૩૫) તે જ મારું આ વજ્ર મારા પ્રહાર કરવા છતાં પણ આ તુચ્છ અસુરને મારી શક્યું નહીં; તેથી હવે હું આનો અંગીકાર કરી શકું નહીં. આ વજ્ર બ્રહ્મતેજથી બનેલું છે તો તેથી શું થઈ ગયું? હવે તો તે નકામું બની ચૂક્યું છે." (૩૬) આ પ્રમાણે ઇન્દ્ર વિષાદ કરવા લાગ્યા. તે જ સમયે આકાશવાણી થઈ કે "આ દાનવ નથી તો સૂકી વસ્તુથી મરી શકતો, કે ન તો ભીની વસ્તુથી. (૩૭) આને મેં વરદાન આપેલું છે કે 'સૂકી કે ભીની વસ્તુથી તારું મૃત્યુ થશે નહીં', તેથી હે ઇન્દ્ર! આ શત્રુને મારવા માટે હવે તમે કોઈ બીજો ઉપાય વિચારો!" (૩૮)

૧. પ્રા. પા. – વિન૦ । ૨. પ્રા. પા. – ઞ્હકૃત્ । ૩. પ્રા. પા. – પ્રજાક્ષયે । ૪. પ્રા. પા. – વિ૦ । ૫. પ્રા. પા. – ચાતિબલો૦ । ૬. પ્રા. પા. – વજ્રં ।

તાં દૈવીં ગિરમાકર્ણ્ય મઘવાન્ સુસમાહિતઃ ।
ધ્યાયન્ ફેનમથાપશ્યદુપાયમુભયાત્મકમ્ ॥ ૩૯॥

તે આકાશવાણી સાંભળીને દેવરાજ ઇન્દ્ર એકાગ્રચિત્તે વિચારવા લાગ્યા. વિચાર કરતાં તેમના ધ્યાનમાં આવ્યું કે સમુદ્રનું ફીણ તો સૂકું પણ છે અને ભીનું પણ છે; (૩૯)

ન શુષ્કેણ ન ચાર્દ્રેણ જહાર નમુચેઃ શિરઃ ।
તં તુષ્ટુવુર્મુનિગણા માલ્યૈશ્ચાવાકિરન્[1] વિભુમ્ ॥ ૪૦॥

તેથી તેને સૂકું પણ ન કહેવાય અને ભીનું પણ ન કહેવાય. તેથી ઇન્દ્રે નહીં સૂકા અને નહીં ભીના એવા તે સમુદ્ર-ફીણથી નમુચિનું મસ્તક છેદી નાખ્યું. ત્યારે મોટા-મોટા ઋષિમુનિઓ ભગવાન ઇન્દ્ર પર પુષ્પવૃષ્ટિ કરતા તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૪૦)

ગન્ધર્વમુખ્યૌ જગતુર્વિશ્વાવસુપરાવસૂ ।
દેવદુન્દુભયો નેદુર્નર્તક્યો નનૃતુર્મુદા ॥ ૪૧॥

ગંધર્વશ્રેષ્ઠ વિશ્વાવસુ અને પરાવસુ ગાન કરવા લાગ્યા, દેવોનાં નગારાં વાગવા લાગ્યાં અને નર્તકીઓ આનંદપૂર્વક નૃત્ય કરવા લાગી. (૪૧)

અન્યેઽપ્યેવં પ્રતિદ્વન્દ્વાન્ વાય્વગ્નિવરુણાદયઃ ।
સૂદયામાસુરસ્ત્રૌઘૈર્મૃગાન્ કેસરિણો યથા ॥ ૪૨॥

આ જ પ્રમાણે વાયુ, અગ્નિ, વરુણ વગેરે દેવોએ પણ પોતાનાં અસ્ત્રો-શસ્ત્રોથી વિપક્ષીઓને એવી રીતે મારી નાખ્યા કે જેમ સિંહ હરણાંઓને મારી નાખે છે. (૪૨)

બ્રહ્મણા પ્રેષિતો દેવાન્ દેવર્ષિર્નારદો નૃપ ।
વારયામાસ વિબુધાન્ દૃષ્ટ્વા દાનવસઙ્ક્ષયમ્ ॥ ૪૩॥

હે રાજન્! આ બાજુ બ્રહ્માજીએ જોયું કે દાનવોનો તો સર્વથા નાશ થઈ રહ્યો છે ત્યારે તેમણે દેવર્ષિ નારદજીને દેવતાઓ પાસે મોકલ્યા અને નારદજીએ ત્યાં જઈને દેવોને યુદ્ધ કરતા અટકાવી દીધા. (૪૩)

*નારદ ઉવાચ*

ભવદ્ભિરમૃતં પ્રાપ્તં નારાયણભુજાશ્રયૈઃ ।
શ્રિયા સમેધિતાઃ સર્વ ઉપારમત વિગ્રહાત્ ॥ ૪૪॥

**નારદજીએ કહ્યું** — હે દેવો! ભગવાનની ભુજાઓના આશ્રયમાં રહેલા તમે બધાએ અમૃત પ્રાપ્ત કરી લીધું છે અને લક્ષ્મીજીએ પણ પોતાની કૃપાકરુણાથી તમારી અભિવૃદ્ધિ કરી છે; તેથી તમે હવે યુદ્ધ કરવાનું બંધ કરો. (૪૪)

*શ્રીશુક ઉવાચ*

સંયમ્ય મન્યુસંરમ્ભં માનયન્તો મુનેર્વચઃ ।
ઉપગીયમાનાનુચરૈર્યયુઃ સર્વે ત્રિવિષ્ટપમ્ ॥ ૪૫॥

**શ્રીશુકદેવજી કહે છે** — દેવોએ દેવર્ષિ નારદજીની વાત માની લીધી અને પોતાના ક્રોધાવેગનું શમન કર્યું. પછી તેઓ બધા પોતાના લોક સ્વર્ગમાં સિધાવી ગયા. તે સમયે દેવોના અનુચરો તેમનું યશોગાન કરી રહ્યા હતા. (૪૫)

યેઽવશિષ્ટા રણે તસ્મિન્નારદાનુમતેન તે ।
બલિં વિપન્નમાદાય અસ્તં ગિરિમુપાગમન્ ॥ ૪૬॥

યુદ્ધમાં બચી ગયેલા દૈત્યોએ દેવર્ષિ નારદજીની સંમતિથી, વજ્રના પ્રહારથી મરેલા બલિને લઈને પશ્ચિમના પર્વત પર પ્રયાણ કર્યું. (૪૬)

તત્રાવિનષ્ટાવયવાન્ વિદ્યમાનશિરોધરાન્ ।
ઉશના જીવયામાસ સઞ્જીવિન્યા સ્વવિદ્યયા ॥ ૪૭॥

ત્યાં શુક્રાચાર્યે પોતાની સંજીવની વિદ્યાથી તે બધા અસુરોને જીવતા કર્યા કે જેમનાં ગરદન વગેરે અંગો કપાયાં ન હતાં. (૪૭)

બલિશ્ચોશનસા સ્પૃષ્ટઃ પ્રત્યાપન્નેન્દ્રિયસ્મૃતિઃ ।
પરાજિતોઽપિ નાખિદ્યલ્લોકતત્ત્વવિચક્ષણઃ ॥ ૪૮॥

શુક્રાચાર્ય વડે સ્પર્શ કરાતાં જ બલિની ઇન્દ્રિયોમાં ચેતના અને મનમાં સ્મરણશક્તિ જાગ્રત થઈ ગઈ. બલિ એ વાત સમજતા હતા કે સંસારમાં જીવન-મૃત્યુ, જય-પરાજય વગેરે વારાફરતી થયાં જ કરે છે; તેથી પરાજિત થવા છતાં પણ તેમને કોઈ પ્રકારનો ખેદ થયો નહીં. (૪૮)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે દેવાસુરસઙ્ગ્રામે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥**
**આઠમા સ્કંધ-અંતર્ગત દેવ-દાનવયુદ્ધમાંનો અગિયારમો અધ્યાય સમાપ્ત.**

═★═

[1] પ્રા. પા. — માલ્યૈરવાકિરન્ ।

# બારમો અધ્યાય

## મોહિની-રૂપ જોઈને મહાદેવજીનું મોહિત થવું

*શ્રીબાદરાયણિરુવાચ*

વૃષધ્વજો નિશમ્યેદં યોષિદ્રૂપેણ દાનવાન્ ।
મોહયિત્વા સુરગણાન્ હરિઃ સોમમપાયયત્ ॥ ૧॥

વૃષમારુહ્ય ગિરિશઃ સર્વભૂતગણૈર્વૃતઃ ।
સહ દેવ્યા યયૌ દ્રષ્ટું યત્રાસ્તે મધુસૂદનઃ ॥ ૨॥

સભાજિતો ભગવતા સાદરં સોમયા ભવઃ ।
સૂપવિષ્ટ ઉવાચેદં પ્રતિપૂજ્ય[1] સ્મયન્ હરિમ્ ॥ ૩॥

*શ્રીમહાદેવ ઉવાચ*[2]

દેવદેવ જગદ્વ્યાપિઞ્જગદીશ જગન્મય ।
સર્વેષામપિ[3] ભાવાનાં ત્વમાત્મા હેતુરીશ્વરઃ ॥ ૪॥

આદ્યન્તાવસ્ય યન્મધ્યમિદમન્યદહં બહિઃ ।
યતોઽવ્યયસ્ય નૈતાનિ તત્સત્યં બ્રહ્મ ચિદ્ભવાન્ ॥ ૫॥

તવૈવ ચરણામ્ભોજં શ્રેયસ્કામા નિરાશિષઃ ।
વિસૃજ્યોભયતઃ સઙ્ગં મુનયઃ સમુપાસતે ॥ ૬॥

ત્વં બ્રહ્મ પૂર્ણમમૃતં વિગુણં વિશોક-
માનન્દમાત્રમવિકારમનન્યદન્યત્[4] ।
વિશ્વસ્ય હેતુરુદયસ્થિતિસંયમાના-
માત્મેશ્વરશ્ચ તદપેક્ષતયાઽનપેક્ષઃ ॥ ૭॥

એકસ્ત્વમેવ સદસદ્ દ્વયમદ્વયં ચ
સ્વર્ણં કૃતાકૃતમિવેહ ન વસ્તુભેદઃ ।
અજ્ઞાનતસ્ત્વયિ જનૈર્વિહિતો વિકલ્પો
યસ્માદ્ ગુણૈર્વ્યતિકરો નિરુપાધિકસ્ય ॥ ૮॥

**શ્રીશુકદેવજી કહે છે** — (હે પરીક્ષિત!) જ્યારે ભગવાન શંકરે એ સાંભળ્યું કે શ્રીહરિએ મોહિનીરૂપ ધારણ કરીને અસુરોને મોહિત કર્યા અને દેવોને અમૃત પિવડાવી દીધું છે ત્યારે તેઓ સતી દેવીની સાથે વૃષભ પર સવાર થઈને સમસ્ત ભૂતગણોને લઈને ત્યાં જઈ પહોંચ્યા, કે જ્યાં ભગવાન મધુસૂદન નિવાસ કરે છે. (૧-૨) ભગવાન શ્રીહરિએ અત્યંત પ્રેમથી ગૌરીશંકર ભગવાનનો આદરસત્કાર કર્યો અને તેઓ પણ સુખપૂર્વક બેસીને, ભગવાનનું સમ્માન કરીને હસતાં હસતાં કહેવા લાગ્યા. (૩)

**શ્રીમહાદેવજીએ કહ્યું** — સમસ્ત દેવોના હે આરાધ્યદેવ! આપ વિશ્વવ્યાપી, જગદીશ્વર અને જગતસ્વરૂપ છો. સમસ્ત ચરાચર પદાર્થોનું મૂળ કારણ, ઈશ્વર અને સૌના આત્મા પણ આપ જ છો. (૪) આ જગતનો આદિ, મધ્ય અને અંત આપનાથી જ થાય છે; છતાં આપ આદિ, મધ્ય અને અંતથી રહિત છો. આપના અવિનાશી સ્વરૂપમાં દ્રષ્ટા-દૃશ્ય અને ભોક્તા-ભોગ્યનો ભેદભાવ નથી. વાસ્તવમાં આપ સત્ય, ચિન્માત્ર બ્રહ્મ જ છો. (૫) કલ્યાણની કામના કરનારા મહાત્માઓ આ લોક અને પરલોક - બંનેની આસક્તિનો તેમ જ સમસ્ત કામનાઓનો પરિત્યાગ કરીને આપનાં ચરણકમળોની જ આરાધના કરે છે. (૬) આપ અમૃતસ્વરૂપ, સમસ્ત પ્રાકૃત ગુણોથી રહિત, શોકની છાયાથી પણ પર, સ્વયં પરિપૂર્ણ બ્રહ્મ છો. આપ કેવળ આનંદસ્વરૂપ છો. આપ નિર્વિકાર છો. આપનાથી ભિન્ન કશું જ નથી, પરંતુ આપ બધાંથી ભિન્ન છો. આપ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું પરમ કારણ છો. આપ સમસ્ત જીવોનાં શુભ-અશુભ કર્મોનું ફળ આપનારા સ્વામી છો. જોકે આવું પણ જીવોની અપેક્ષાને લીધે જ કહી શકાય છે; વાસ્તવમાં તો આપ બધાંની અપેક્ષાથી રહિત, અનપેક્ષ છો. (૭) હે સ્વામી! કાર્ય અને કારણ, દ્વૈત અને અદ્વૈત — જે કંઈ પણ છે તે બધું એકમાત્ર આપ જ છો; બરાબર એવી જ રીતે કે જેમ આભૂષણોરૂપે રહેલું સુવર્ણ અને મૂળ સુવર્ણ — એ બંનેમાં કશો ફરક હોતો નથી, બંને એક જ વસ્તુ છે. લોકોએ આપના વાસ્તવિક સ્વરૂપને નહીં જાણવાને કારણે આપનામાં અનેક પ્રકારના ભેદભાવ અને વિકલ્પોની કલ્પના કરેલી છે; અને આ જ કારણે આપનામાં કોઈ પણ પ્રકારની ઉપાધિ ન હોવા છતાં પણ ગુણોને લીધે ભેદ પ્રતીત થાય છે. (૮)

---

૧. પ્રા. પા. — પ્રતિગૃહ્ય । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીમહાદેવ ઉવાચ' નથી. ૩. પ્રા. પા. — ૦મસિ ભૂતાનાં ત્વ૦ । ૪. પ્રા. પા. — ૦મનન્તમન્યત્ ।

ત્વાં બ્રહ્મ કેચિદવયન્ત્યુત ધર્મમેકે
એકે પરં સદસતોઃ પુરુષં પરેશમ્ ।
અન્યેઽવયન્તિ નવશક્તિયુતં પરં ત્વાં
કેચિન્મહાપુરુષમવ્યયમાત્મતન્ત્રમ્ ॥૯॥

નાહં પરાયુર્ઋષયો ન મરીચિમુખ્યા[1]
જાનન્તિ યદ્વિરચિતં ખલુ સત્ત્વસર્ગાઃ ।
યન્માયયા મુષિતચેતસ ઈશ દૈત્ય-
મર્ત્યાદયઃ કિમુત શશ્વદભદ્રવૃત્તાઃ ॥૧૦॥

સ ત્વં સમીહિતમદઃ સ્થિતિજન્મનાશં
ભૂતેહિતં ચ જગતો ભવબન્ધમોક્ષૌ ।
વાયુર્યથા વિશતિ ખં ચ ચરાચરાખ્યં
સર્વં તદાત્મકતયાઽવગમોઽવરુન્ત્સે ॥૧૧॥

અવતારા મયા દૃષ્ટા રમમાણસ્ય તે ગુણૈઃ ।
સોઽહં તદ્ દ્રષ્ટુમિચ્છામિ યત્તે યોષિદ્વપુર્ધૃતમ્ ॥૧૨॥

યેન સમ્મોહિતા દૈત્યાઃ પાયિતાશ્ચામૃતં સુરાઃ ।
તદ્દિદૃક્ષવ આયાતાઃ પરં કૌતૂહલં હિ નઃ ॥૧૩॥

*શ્રીશુક ઉવાચ*[2]

એવમભ્યર્થિતો વિષ્ણુર્ભગવાન્ શૂલપાણિના ।
પ્રહસ્ય ભાવગમ્ભીરં ગિરિશં પ્રત્યભાષત ॥૧૪॥

*શ્રીભગવાનુવાચ*[3]

કૌતૂહલાય દૈત્યાનાં યોષિદ્વેષો મયા કૃતઃ[4] ।
પશ્યતા સુરકાર્યાણિ ગતે પીયૂષભાજને ॥૧૫॥

તત્તેઽહં દર્શયિષ્યામિ દિદૃક્ષોઃ સુરસત્તમ ।
કામિનાં બહુ મન્તવ્યં સઙ્કલ્પપ્રભવોદયમ્ ॥૧૬॥

હે પ્રભુ! કેટલાક લોકો આપને બ્રહ્મ સમજે છે, તો બીજાઓ આપને ધર્મ કહીને વર્ણવે છે. આ જ પ્રમાણે કેટલાક આપને પ્રકૃતિ અને પુરુષથી પર પરમેશ્વર માને છે, તો કેટલાક આપને વિમલા, ઉત્કર્ષિણી, જ્ઞાના, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઈશાના અને અનુગ્રહા – આ નવ શક્તિઓથી યુક્ત પરમપુરુષ માને છે તથા બીજાઓ આપને ક્લેશ-કર્મ વગેરેના બંધનથી રહિત, પૂર્વજોના પણ પૂર્વજ, અવિનાશી પુરુષ વિશેષ-રૂપે માને છે. (૯) હે પ્રભુ! હું, બ્રહ્મા અને મરીચિ વગેરે સત્ત્વગુણની સૃષ્ટિમાં રહેલા અમે ઋષિઓ જ્યારે આપની બનાવેલી સૃષ્ટિનુંય રહસ્ય જાણવા પામતા નથી ત્યારે આપને તો જાણી જ કેવી રીતે શકીએ? તો પછી, જેમના ચિત્તને માયાએ પોતાના વશમાં કરી રાખ્યું છે અને જેઓ સર્વદા રજોગુણી અને તમોગુણી કર્મો કરવામાં જ રત રહે છે તે અસુરો, મનુષ્યો વગેરે તો જાણે જ શી રીતે? (૧૦) હે પ્રભુ! આપ સર્વાત્મક અને જ્ઞાનસ્વરૂપ છો, તેથી આકાશમાં વાયુની જેમ અદૃશ્ય રહેવા છતાં પણ આપ સમસ્ત ચરાચર જગતમાં હરહંમેશ વિદ્યમાન રહો છો તથા આ જગતની ચેષ્ટા, સ્થિતિ, જન્મ, નાશ, પ્રાણીઓનાં કર્મ તેમ જ સંસારનાં બંધન-મુક્તિ – બધું જ જાણો છો. (૧૧) હે પ્રભુ! આપ જ્યારે ગુણોનો સ્વીકાર કરીને લીલા કરવા માટે ઘણાબધા અવતાર ધારણ કરો છો ત્યારે હું તેમનાં દર્શન કરું જ છું. અત્યારે હું આપના આ અવતારનું પણ દર્શન કરવા ઇચ્છું છું, કે જે અવતાર આપે મોહિનીરૂપે ધારણ કર્યો હતો; (૧૨) અને જેનાથી દૈત્યોને મોહિત કરીને આપે દેવોને અમૃત પિવડાવ્યું છે. હે સ્વામી! અમે બધાં તે રૂપ જોવા આવ્યાં છીએ; અમારા મનમાં તે રૂપનાં દર્શન કરવાનું મોટું કુતૂહલ છે. (૧૩)

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે ભગવાન શંકરે વિષ્ણુ ભગવાનને આ પ્રાર્થના કરી ત્યારે ગંભીરભાવે હસીને તેમણે ભગવાન શંકરને કહ્યું. (૧૪)

**શ્રીવિષ્ણુ ભગવાને કહ્યું** – હે શંકરજી! તે સમયે અમૃતકુંભ દૈત્યોના હાથમાં જતો રહ્યો હતો, તેથી દેવોનું કામ પાર પાડવા માટે અને દૈત્યોનાં મનને એક નવા કુતૂહલ તરફ આકર્ષવા માટે જ મેં તે મોહિનીરૂપ ધારણ કર્યું હતું. (૧૫) હે દેવશિરોમણિ! તમે તે રૂપ જોવા ઇચ્છો છો તો હું તે રૂપ તમને બતાવીશ; પરંતુ તે રૂપ તો કામી પુરુષો માટે જ આદરણીય છે, કારણ કે એ કામભાવને ઉત્તેજિત કરનારું છે. (૧૬)

---

૧. પ્રા. પા. – ઽમિશ્રા । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. ૩. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' નથી. ૪. પ્રા. પા. – ધૃતઃ ।

*શ્રીશુક ઉવાચ*[1]

ઈતિ બ્રુવાણો ભગવાંસ્તત્રૈવાન્તરધીયત ।
સર્વતશ્ચારયંશ્ચક્ષુર્ભવ આસ્તે સહોમયા ॥ ૧૭॥

તતો દદર્શોપવને વરસ્ત્રિયં
વિચિત્રપુષ્પારુણપલ્લવદ્રુમે ।
વિક્રીડતીં કન્દુકલીલયા લસદ્-
દુકૂલપર્યસ્તનિતમ્બમેખલામ્ ॥ ૧૮॥

આવર્તનોદ્વર્તનકમ્પિતસ્તન-
પ્રકૃષ્ટહારોરુભરૈઃ પદે પદે ।
પ્રભજ્યમાનામિવ મધ્યતશ્ચલત્-
પદપ્રવાલં નયતીં તતસ્તતઃ ॥ ૧૯॥

દિક્ષુ ભ્રમત્કન્દુકચાપલૈર્ભૃશં
પ્રોદ્વિગ્નતારાયતલોલલોચનામ્ ।
સ્વકર્ણવિભ્રાજિતકુણ્ડલોલ્લસત્-
કપોલનીલાલકમણ્ડિતાનનામ્ ॥ ૨૦॥

શ્લથદ્ દુકૂલં કબરીં ચ વિચ્યુતાં
સન્નહ્યતીં વામકરેણ વલ્ગુના ।
વિનિઘ્નતીમન્યકરેણ કન્દુકં
વિમોહયન્તીં જગદાત્મમાયયા ॥ ૨૧॥

તાં વીક્ષ્ય દેવ ઈતિ કન્દુકલીલયેષદ્-
વ્રીડાસ્ફુટસ્મિતવિસૃષ્ટકટાક્ષમુષ્ટઃ ।
સ્ત્રીપ્રેક્ષણપ્રતિસમીક્ષણવિહ્વલાત્મા
નાત્માનમન્તિક ઉમાં સ્વગણાંશ્ચ વેદ ॥ ૨૨॥

તસ્યાઃ કરાગ્રાત્સ તુ કન્દુકો યદા
ગતો વિદૂરં તમનુવ્રજત્સ્ત્રિયાઃ ।
વાસઃ સસૂત્રં લઘુ મારુતોઽહરદ્
ભવસ્ય દેવસ્ય કિલાનુપશ્યતઃ ॥ ૨૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – આ પ્રમાણે કહેતાં-કહેતાં ભગવાન શ્રીવિષ્ણુ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા અને ભગવાન શ્રીશંકર સતી દેવીની સાથે ચારે તરફ જોતાં રહીને ત્યાં જ બેસી રહ્યા. (૧૭) એટલામાં જ તેમણે જોયું કે સામે એક ઘણું સુંદર ઉપવન છે, તેમાં જાતજાતનાં વૃક્ષો ઊગેલાં છે, જે રંગબેરંગી ફૂલો અને લાલ-લાલ કૂંપળોથી લચી પડેલાં છે. તેમણે એ પણ જોયું કે તે ઉપવનમાં એક સુંદરી દડો ઉછાળતી રમી રહી છે. તેણે અત્યંત સુંદર સાડી પહેરેલી છે અને તેની કમરમાં કંદોરાની ઘૂઘરીઓ લટકી રહી છે. (૧૮) દડો ઉછાળવાથી અને સરકીને તેને ઝીલી લેવાથી તેના સ્તન અને તેમના પર રહેલા હાર હાલી રહ્યા છે. એવું લાગતું હતું કે જાણે તેમના ભારથી તેની પાતળી કમર ડગલે ને પગલે તૂટતાં બચી જાય છે. તે પોતાનાં રક્તવર્ણી પલ્લવો જેવાં સુકોમળ ચરણોથી કલાપૂર્વક ઠમક-ઠમક ચાલી રહી હતી. (૧૯) ઊછળતો દડો જ્યારે આમ-તેમ સરકી જતો હતો ત્યારે તે નમીને તેને રોકી લેતી હતી. એનાથી તેની વિશાળ ચંચળ આંખો કંઈક ઉદ્વિગ્ન થઈ જતી જણાતી હતી. તેના કપોલ પર કાનોનાં કુંડળોની જ્યોતિ ઝગમગી રહી હતી અને તેની વાંકડિયાળી શ્યામ લટો તેમના પર ઝૂકી પડતી હતી, કે જેનાથી તેનું મુખ અધિક ઉલ્લાસ પામતું હતું. (૨૦) જ્યારે ક્યારેક સાડી સરકી જતી હતી અને વાળની વેણી વિખરાઈ જતી હતી ત્યારે પોતાના અત્યંત સુકોમળ ડાબા હાથથી તે તેને સમારી લેતી હતી, અને તે સમયે પણ તે પોતાના જમણા હાથથી દડો ઉછાળતી રહીને સમસ્ત સંસારને પોતાની માયાથી મોહિત કરી રહી હતી. (૨૧) દડાથી ખેલતાં ખેલતાં તેણે સહેજ લજ્જાભાવે સ્મિત કરીને કટાક્ષભાવે શંકરજી તરફ જોયું. શંકરજીનો મન પરનો સંયમ ચલિત થઈ ગયો, તેઓ તે મોહિનીને નીરખવામાં અને તેની દૃષ્ટિના રસમાં નિમગ્ન થઈને એટલા વિહ્વળ થઈ ગયા કે તેમને પોતાની જાતનું પણ ભાન રહ્યું નહીં; તો પછી પાસે બેઠેલાં સતી અને ભૂતગણોનું તો સ્મરણ જ કેમ રહી શકે ? (૨૨) એક વાર દડો મોહિનીના હાથમાંથી ઊછળીને થોડેક દૂર જઈ પડ્યો, તો તે પણ તેની પાછળ દોડી. તે સમયે શંકરજીના જોતાં જ વાયુએ તેની બારીક સાડી કંદોરાની સાથે જ ઉડાવી દીધી. (૨૩)

૧. પ્રા. પા. – ઋષિરુવાચ ।

એવં તાં રુચિરાપાઙ્ગીં દર્શનીયાં મનોરમામ્ ।
દૃષ્ટ્વા તસ્યાં મનશ્ચક્રે વિષજજન્ત્યાં ભવઃ કિલ ॥ ૨૪॥

તયાઽપહૃતવિજ્ઞાનસ્તત્કૃતસ્મરવિહ્વલઃ[1] ।
ભવાન્યા અપિ પશ્યન્ત્યા ગતહ્રીસ્તત્પદં યયૌ ॥ ૨૫॥

સા તમાયાન્તમાલોક્ય વિવસ્ત્રા વ્રીડિતા ભૃશમ્ ।
નિલીયમાના વૃક્ષેષુ હસન્તી નાન્વતિષ્ઠત ॥ ૨૬॥

તામન્વગચ્છદ્ભગવાન્ ભવઃ પ્રમુષિતેન્દ્રિયઃ ।
કામસ્ય ચ વશં નીતઃ કરેણુમિવ યૂથપઃ ॥ ૨૭॥

સોઽનુવ્રજ્યાતિવેગેન ગૃહીત્વાઽનિચ્છતીં સ્ત્રિયમ્ ।
કેશબન્ધ ઉપાનીય બાહુભ્યાં પરિષસ્વજે ॥ ૨૮॥

સોપગૂઢા ભગવતા કરિણા કરિણી યથા ।
ઇતસ્તતઃ પ્રસર્પન્તી વિપ્રકીર્ણશિરોરુહા ॥ ૨૯॥

આત્માનં મોચયિત્વાઽઙ્ગ સુરર્ષભભુજાન્તરાત્ ।
પ્રાદ્રવત્સા પૃથુશ્રોણી માયા દેવવિનિર્મિતા ॥ ૩૦॥

તસ્યાસૌ પદવીં રુદ્રો વિષ્ણોરદ્ભુતકર્મણઃ ।
પ્રત્યપદ્યત કામેન વૈરિણેવ વિનિર્જિતઃ ॥ ૩૧॥

તસ્યાનુધાવતો રેતશ્ચસ્કન્દામોઘરેતસઃ ।
શુષ્મિણો યૂથપસ્યેવ વાસિતામનુ ધાવતઃ ॥ ૩૨॥

યત્ર યત્રાપતન્મહ્યાં રેતસ્તસ્ય મહાત્મનઃ ।
તાનિ રૂપ્યસ્ય હેમ્નશ્ચ ક્ષેત્રાણ્યાસન્ મહીપતે ॥ ૩૩॥

સરિત્સરસ્સુ શૈલેષુ વનેષૂપવનેષુ ચ ।
યત્ર ક્વ ચાસન્નૃષયસ્તત્ર સન્નિહિતો હરઃ ॥ ૩૪॥

તે મોહિનીનું પ્રત્યેક અંગ અત્યંત રુચિકર અને મનોહર હતું. આંખો જ્યાં જોતી ત્યાં ચોંટી જ જતી હતી. એટલું જ નહીં, મન પણ ત્યાં જ રમણ કરવા લાગતું હતું. તેને આવી સ્થિતિમાં જોઈને ભગવાન શંકર તેના પ્રત્યે અત્યંત આકૃષ્ટ થઈ ગયા. મોહિની પણ પોતાના પ્રત્યે આસક્ત છે એમ તેમને લાગતું હતું. (૨૪) તેણે શંકરજીનો વિવેક છીનવી લીધો. તેઓ તેના હાવભાવથી કામાતુર થઈ ગયા અને ભવાનીની હાજરીમાં જ લજ્જા છોડીને તેના ભણી ચાલી નીકળ્યા. (૨૫)

મોહિનું વસ્ત્ર તો પહેલાંથી જ વાયુથી થોડું સરકી ચૂક્યું હતું, હવે શંકરજીને પોતાના તરફ આવતા જોઈને તે ઘણી લજ્જિત થઈ ગઈ. તે એક વૃક્ષથી બીજા વૃક્ષની ઓથે સંતાતી ફરતી હતી અને હસતી રહેતી હતી; અને ક્યાંય સ્થિર થતી ન હતી. (૨૬) ભગવાન શંકરની ઇન્દ્રિયો પોતાને વશ રહી નહીં અને તેઓ કામવશ બની ગયા, તેથી તેઓ હાથણીની પાછળ હાથી દોડે તેમ તેની પાછળ-પાછળ દોડવા લાગ્યા. (૨૭) તેમણે અત્યંત વેગથી તેની પાછળ દોડીને પાછળથી તેના કેશ પકડી લીધા અને તેની ઇચ્છા નહીં હોવા છતાં પણ તેને પોતાની બંને ભુજાઓમાં સમાવીને છાતી સરસી લગાવી. (૨૮) જેમ હાથી હાથણીનું આલિંગન કરે છે તેવી જ રીતે ભગવાન શંકરે તે મોહિનીનું આલિંગન કર્યું. તે આમ-તેમ ખસતી રહીને પોતાને છોડાવવાનો પ્રયાસ કરવા લાગી. આ ઝપાઝપીમાં તેના માથાના કેશ વિખરાઈ ગયા. (૨૯) વાસ્તવમાં તે સુંદરી ભગવાને રચેલી માયા જ હતી, તેથી તેણે પોતાને ગમે તેમ કરીને શંકરજીની ભુજાઓની પકડમાંથી છોડાવી લીધી અને ઘણા વેગથી ભાગી છૂટી. (૩૦) ભગવાન શંકર પણ તે મોહિનીવેશધારી અદ્ભુત કર્મ કરનારા ભગવાન શ્રીવિષ્ણુની પાછળ-પાછળ દોડવા લાગ્યા. તે સમયે એવું લાગતું હતું કે જાણે તેમના શત્રુ કામદેવે અત્યારે તેમના પર જીત મેળવી લીધી છે. (૩૧) કામુક હાથણીની પાછળ દોડતા મદોન્મત્ત હાથીની જેમ તેઓ મોહિનીની પાછળ-પાછળ દોડી રહ્યા હતા. જોકે ભગવાન શંકરનું વીર્ય અમોઘ છે તોપણ મોહિનીની માયાથી તે સ્ખલિત થઈ ગયું. (૩૨) ભગવાન શંકરનું તે વીર્ય પૃથ્વી પર જ્યાં જ્યાં પડ્યું ત્યાં ત્યાં સોના-ચાંદીની ખાણો બની ગઈ. (૩૩) (હે પરીક્ષિત!) નદી, સરોવર, પર્વત, વન અને ઉપવનમાં તેમ જ જ્યાં જ્યાં ઋષિમુનિઓ વસતા હતા ત્યાં ત્યાં, મોહિનીની પાછળ-પાછળ ભગવાન શંકર ગયા હતા. (૩૪)

૧. પ્રા. પા. – ૦સ્તદ્ગત૦ ।

સ્કન્ને રેતસિ સોઽપશ્યદાત્માનં દેવમાયયા ।
જડીકૃતં[1] નૃપશ્રેષ્ઠ સંન્યવર્તત કશ્મલાત્ ॥ ૩૫॥

અથાવગતમાહાત્મ્ય આત્મનો જગદાત્મનઃ ।
અપરિજ્ઞેયવીર્યસ્ય ન મેને તદુ હાદ્ભુતમ્ ॥ ૩૬॥

તમવિક્લવમવ્રીડમાલક્ષ્ય[2] મધુસૂદનઃ ।
ઉવાચ પરમપ્રીતો બિભ્રત્સ્વાં પૌરુષીં તનુમ્ ॥ ૩૭॥

*શ્રીભગવાનુવાચ*

દિષ્ટ્યા ત્વં વિબુધશ્રેષ્ઠ સ્વાં નિષ્ઠામાત્મના સ્થિતઃ[3] ।
યન્મે સ્ત્રીરૂપયા સ્વૈરં મોહિતોઽપ્યઙ્ગ માયયા ॥ ૩૮॥

કો નુ મેઽતિતરેન્માયાં વિષક્તસ્ત્વદૃતે પુમાન્ ।
તાંસ્તાન્વિસૃજતીં ભાવાન્ દુસ્તરામકૃતાત્મભિઃ ॥ ૩૯॥

સેયં ગુણમયી માયા ન ત્વામભિભવિષ્યતિ ।
મયા સમેતા કાલેન કાલરૂપેણ ભાગશઃ ॥ ૪૦॥

*શ્રીશુક ઉવાચ*

એવં ભગવતા રાજન્ શ્રીવત્સાઙ્કેન સત્કૃતઃ ।
આમન્ત્ર્ય તં પરિક્રમ્ય સગણઃ સ્વાલયં યયૌ ॥ ૪૧॥

આત્માંશભૂતાં[4] તાં માયાં ભવાનીં ભગવાન્ ભવઃ ।
શંસતામૃષિમુખ્યાનાં પ્રીત્યાઽઽચષ્ટાથ[5] ભારત ॥ ૪૨॥

અપિ વ્યપશ્યસ્ત્વમજસ્ય માયાં
　　પરસ્ય પુંસઃ પરદેવતાયાઃ ।

હે નૃપશ્રેષ્ઠ! વીર્યપાત થઈ ગયા પછી તેમને પોતાની સ્થિતિનું ભાન થઈ આવ્યું. તેમણે જોયું કે ભગવાનની માયાએ તો તેમને ચકરાવામાં નાખી દીધા! ત્યારે તેઓ તરત તે દુઃખદ પ્રસંગથી અલગ થઈ ગયા. (૩૫) ત્યારબાદ આત્મસ્વરૂપ સર્વાત્મા ભગવાનનો આ મહિમા જાણીને તેમને કશું આશ્ચર્ય થયું નહીં. તેઓ જાણતા હતા કે ભગવાનની શક્તિઓનો કોણ પાર પામી શકે એમ છે? (૩૬) ભગવાને જોયું કે ભગવાન શંકરને આનાથી કોઈ વિષાદ કે લજ્જા નથી ત્યારે તેઓ પુરુષશરીર ધારણ કરીને ફરી પ્રગટ થયા અને અત્યંત પ્રસન્નતાપૂર્વક તેમને કહેવા લાગ્યા. (૩૭)

**શ્રીભગવાને કહ્યું** – હે દેવશિરોમણિ! મારી સ્ત્રીરૂપિણી માયાથી વિમોહિત થવા છતાં પણ તમે પોતે જ પોતાની નિષ્ઠામાં સ્થિત થઈ ગયા એ ઘણા જ આનંદની વાત છે. (૩૮) મારી માયા અપાર છે, તે એવા તો હાવભાવ રચે છે કે અજિતેન્દ્રિય પુરુષો તો કોઈ રીતે તેનાથી છુટકારો પામી શકતા જ નથી. ભલા, તમારા સિવાય એવો કોણ પુરુષ છે કે જે એક વાર મારી માયાના સકંજામાં ફસાયા પછી પોતે જ તેમાંથી બહાર નીકળી શકે? (૩૯) જોકે મારી આ ગુણમયી માયા ભલભલાઓને મોહિત કરી દે છે, તોપણ હવે તે તમને ક્યારેય મોહિત કરશે નહીં; કારણ કે સૃષ્ટિ-સર્જન વગેરે માટે જે તે સમયે તેને શોભિત કરનારો કાળ હું જ છું; તેથી મારી ઇચ્છા વિરુદ્ધ તે રજોગુણ વગેરેનું સર્જન કરી શકતી નથી. (૪૦)

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! આ પ્રમાણે ભગવાન શ્રીવિષ્ણુએ ભગવાન શંકરજીનો સત્કાર કર્યો ત્યારે તેમની પાસેથી વિદાય લઈને તેમ જ તેમની પરિક્રમા કરીને તેઓ પોતાના ગણો સહિત કૈલાસમાં સિધાવી ગયા. (૪૧) હે પરીક્ષિત! ભગવાન શંકરજીએ મોટા-મોટા ઋષિઓની સભામાં પોતાની અર્ધાંગિની સતી દેવી સમક્ષ પોતાના વિષ્ણુરૂપની અંશભૂત માયામયી મોહિનીનું આ પ્રમાણે ઘણા પ્રેમથી વર્ણન કર્યું – (૪૨) 'હે દેવી! તમે પરમપુરુષ પરમેશ્વર ભગવાન શ્રીવિષ્ણુની માયા જોઈ ને? જુઓ, આમ તો હું સમસ્ત કલાકૌશલ, વિદ્યા વગેરેનો સ્વામી છું અને સ્વતંત્ર છું, તોપણ તે માયાથી વિવશ થઈને મોહિત થઈ

---

૧. પ્રા. પા. – જડીકૃતો । ૨. પ્રા. પા. – ૦માલોક્ય । ૩. પ્રા. પા. – ૦માત્મનિ । ૪. પ્રા. પા. – આત્માનુરૂપાં । ૫. પ્રા. પા. – પ્રત્યક્ષમભિભાષત ।

અહં કલાનામૃષભો વિમુહ્યે
યયાવશોઽન્યે[1] કિમુતાસ્વતન્ત્રાઃ ॥ ૪૩॥

યં[2] મામપૃચ્છસ્ત્વમુપેત્ય યોગાત્[3]
સમાસહસ્રાન્ત ઉપારતં[4] વૈ ।
સ એષ[5] સાક્ષાત્પુરુષઃ પુરાણો
ન યત્ર કાલો વિશતે ન વેદઃ ॥ ૪૪॥

જાઉં છું, જ્યારે બીજા જીવો તો પરતંત્ર જ છે, તેથી તેઓ મોહિત થઈ જાય એમાં તો કહેવાનું જ શું હોય? (૪૩) જ્યારે હું એક હજાર વર્ષની સમાધિમાંથી જાગ્યો હતો ત્યારે તમે મારી પાસે આવીને પૂછ્યું હતું કે 'તમે કોની ઉપાસના કરો છો?' આ જ એ સાક્ષાત્ સનાતન પુરુષ છે, કે જેમને કાળ પોતાની સીમામાં બાંધી શકતો નથી અને જેમનું વર્ણન વેદ પણ કરી શકતા નથી. તેમનું વાસ્તવિક સ્વરૂપ અનંત અને અનિર્વચનીય છે." (૪૪)

*શ્રીશુક ઉવાચ*

ઇતિ તેઽભિહિતસ્તાત વિક્રમઃ શાર્ઙ્ગધન્વનઃ ।
સિન્ધોર્નિર્મથને યેન ધૃતઃ પૃષ્ઠે મહાચલઃ ॥ ૪૫॥

એતન્મુહુઃ કીર્તયતોઽનુશૃણ્વતો
ન રિષ્યતે જાતુ સમુદ્યમઃ ક્વચિત્ ।
યદુત્તમશ્લોકગુણાનુવર્ણનં[6]
સમસ્તસંસારપરિશ્રમાપહમ્ ॥ ૪૬॥

અસદવિષયમઙ્ઘ્રિં ભાવગમ્યં પ્રપન્ના-
નમૃતમમરવર્યાનાશયત્સિન્ધુમથ્યમ્ ।
કપટયુવતિવેષો મોહયન્યઃ સુરારીં-
સ્તમહમુપસૃતાનાં કામપૂરં નતોઽસ્મિ ॥ ૪૭॥

**શ્રીશુકદેવજી કહે છે** — હે પ્રિય પરીક્ષિત! મેં તમને ભગવાન શ્રીવિષ્ણુની આ ઐશ્વર્યપૂર્ણ લીલા કહી સંભળાવી, કે જેમાં સમુદ્રમંથનના સમયે પોતાની પીઠ પર મંદરાચલને ધારણ કરનારા ભગવાનનું વર્ણન છે. (૪૫) જે મનુષ્ય વારંવાર આ લીલાનું કીર્તન અને શ્રવણ કરે છે તેનો ઉદ્યમ ક્યારેય અને ક્યાંય પણ નિષ્ફળ થતો નથી, કારણ કે પવિત્રકીર્તિ ભગવાનના ગુણો અને તેમની લીલાઓનું ગાન સંસારના સઘળા ક્લેશો અને પરિશ્રમને દૂર કરી દેનારું છે. (૪૬) દુષ્ટ મનુષ્યોને ભગવાનનાં ચરણકમળોની પ્રાપ્તિ ક્યારેય થઈ શકતી નથી; તેઓ તો ભક્તિભાવયુક્ત મનુષ્યને જ પ્રાપ્ત થઈ શકે છે. એથી જ તેમણે મોહિનીનું માયામય રૂપ ધારણ કરીને દૈત્યોને મોહિત કર્યા અને પોતાનાં ચરણકમળોના શરણે આવેલા દેવોને સમુદ્રમંથનથી નીકળેલા અમૃતનું પાન કરાવ્યું. માત્ર એમની જ વાત નથી, ભલે ને ગમે તે હોય, જે પણ તેમનાં ચરણોનું શરણ ગ્રહણ કરી લે છે તેની સમસ્ત કામનાઓને તેઓ પૂરી કરી દે છે. હું તે શ્રીપ્રભુનાં ચરણકમળોમાં નમસ્કાર કરું છું. (૪૭)

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે શઙ્કરમોહનં[7] નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥**

**આઠમા સ્કંધ-અંતર્ગત બારમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રા. પા. — યયાઽજસા વૈ કિમુતાપરો યઃ । ૨. પ્રા. પા. — યન્મામ૦ । ૩. પ્રા. પા. — યોગં । ૪. પ્રા. પા. — ઉપારમદ્વૈ । ૫. પ્રા. પા. — એવ । ૬. પ્રા. પા. — ૦ગુણાનુકીર્તનમ્ । ૭. પ્રા. પા. — અમૃતમથને નારાયણશઙ્કરસંવાદે દ્વાદ૦ ।

# તેરમો અધ્યાય

## આગામી સાત મન્વંતરોનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

મનુર્વિવસ્વતઃ પુત્રઃ શ્રાદ્ધદેવ ઇતિ શ્રુતઃ ।
સપ્તમો વર્તમાનો યસ્તદપત્યાનિ મે શૃણુ ॥ ૧॥

ઇક્ષ્વાકુર્નભગશ્ચૈવ ધૃષ્ટઃ શર્યાતિરેવ ચ ।
નરિષ્યન્તોઽથ નાભાગઃ સપ્તમો દિષ્ટ ઉચ્યતે ॥ ૨॥

કરૂષશ્ચ પૃષધ્રશ્ચ દશમો વસુમાન્ સ્મૃતઃ ।
મનોર્વૈવસ્વતસ્યૈતે દશ પુત્રાઃ પરન્તપ ॥ ૩॥

આદિત્યા વસવો રુદ્રા વિશ્વેદેવા મરુદ્ગણાઃ ।
અશ્વિનાવૃભવો રાજન્નિન્દ્રસ્તેષાં પુરન્દરઃ ॥ ૪॥

કશ્યપોઽત્રિર્વસિષ્ઠશ્ચ વિશ્વામિત્રોઽથ ગૌતમઃ ।
જમદગ્નિર્ભરદ્વાજ ઇતિ સપ્તર્ષયઃ સ્મૃતાઃ ॥ ૫॥

અત્રાપિ ભગવજ્જન્મ કશ્યપાદદિતેરભૂત્ ।
આદિત્યાનામવરજો વિષ્ણુર્વામનરૂપધૃક્ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) વિવસ્વાનના પુત્ર યશસ્વી શ્રાદ્ધદેવ એ જ સાતમા (વૈવસ્વત) મનુ છે. આ વર્તમાન મન્વંતર જ તેમનો કાર્યકાળ છે. તેમનાં સંતાનોનું વર્ણન તમે મારી પાસેથી સાંભળો. (૧) વૈવસ્વત મનુના દશ પુત્રો છે – ઇક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યન્ત, નાભાગ, દિષ્ટ, કરૂષ, પૃષધ્ર અને વસુમાન. (૨-૩) હે શત્રુદમન! આ મન્વંતરમાં આદિત્ય, વસુ, રુદ્ર, વિશ્વેદેવ, મરુદ્ગણ, અશ્વિનીકુમારો અને ઋભુ – આ દેવોના મુખ્ય સમુદાય છે અને પુરંદર તેમના ઇન્દ્ર છે. (૪) કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ – એ સપ્તર્ષિઓ છે. (૫) આ મન્વંતરમાં પણ કશ્યપનાં પત્ની અદિતિના ગર્ભથી આદિત્યોના નાના ભાઈ વામનના રૂપમાં ભગવાને અવતાર ધારણ કર્યો હતો. (૬)

સઙ્ક્ષેપતો મયોક્તાનિ સપ્ત મન્વન્તરાણિ તે ।
ભવિષ્યાણ્યથ વક્ષ્યામિ વિષ્ણોઃશક્ત્યાન્વિતાનિ ચ ॥ ૭॥

(હે પરીક્ષિત!) આ પ્રમાણે મેં સંક્ષેપમાં સાત મન્વંતરોનું વર્ણન તમને કહી સંભળાવ્યું. હવે ભગવાનની શક્તિથી યુક્ત આગળના (આવનારા) સાત મન્વંતરોનું વર્ણન કહી સંભળાવું છું (- તે સાંભળો.) (૭)

વિવસ્વતશ્ચ દ્વે જાયે[1] વિશ્વકર્મસુતે ઉભે ।
સઞ્જ્ઞા છાયા ચ રાજેન્દ્ર યે પ્રાગભિહિતે તવ ॥ ૮॥

તૃતીયાં વડવામેકે તાસાં સઞ્જ્ઞાસુતાસ્ત્રયઃ ।
યમો યમી શ્રાદ્ધદેવશ્છાયાયાશ્ચ સુતાઞ્છૃણુ ॥ ૯॥

હે રાજેન્દ્ર! એ તો હું તમને અગાઉ (છઠ્ઠા સ્કંધમાં) બતાવી ચૂક્યો છું કે વિવસ્વાન (અર્થાત્ ભગવાન સૂર્ય)ની બે પત્નીઓ હતી – સંજ્ઞા અને છાયા. એ બંનેય વિશ્વકર્માની પુત્રીઓ હતી. (૮) કેટલાક લોકો એવું કહે છે કે તેમની એક ત્રીજી પત્ની વડવા પણ હતી (પણ મારા ખ્યાલથી તો સંજ્ઞાનું નામ જ વડવા પડ્યું હતું). તે સૂર્ય-પત્નીઓમાંની સંજ્ઞાથી ત્રણ સંતાનો થયાં – યમ, યમી અને શ્રાદ્ધદેવ. છાયાને પણ ત્રણ સંતાનો થયાં – સાવર્ણિ, શનૈશ્ચર અને તપતી નામની પુત્રી - કે જે સંવરણની પત્ની થઈ. જ્યારે સંજ્ઞાએ વડવાનું રૂપ ધારણ

૧. પ્રા. પા. – ભાર્યે ।

સાવર્ણિસ્તપતી કન્યા ભાર્યા સંવરણસ્ય યા ।
શનૈશ્ચરસ્તૃતીયોઽભૂદશ્વિનૌ વડવાત્મજૌ ॥ ૧૦॥

અષ્ટમેઽન્તર આયાતે સાવર્ણિર્ભવિતા મનુઃ ।
નિર્મોકવિરજસ્કાદ્યાઃ[1] સાવર્ણિતનયા નૃપ[2] ॥ ૧૧॥

તત્ર દેવાઃ સુતપસો વિરજા અમૃતપ્રભાઃ ।
તેષાં વિરોચનસુતો બલિરિન્દ્રો ભવિષ્યતિ ॥ ૧૨॥

દત્ત્વેમાં યાચમાનાય વિષ્ણવે યઃ પદત્રયમ્ ।
રાદ્ધમિન્દ્રપદં હિત્વા તતઃ સિદ્ધિમવાપ્સ્યતિ ॥ ૧૩॥

યોઽસૌ ભગવતા બદ્ધઃ પ્રીતેન સુતલે પુનઃ ।
નિવેશિતોઽધિકે સ્વર્ગાદધુનાઽઽસ્તે સ્વરાડિવ ॥ ૧૪॥

ગાલવો દીપ્તિમાન્ રામો દ્રોણપુત્રઃ કૃપસ્તથા ।
ઋષ્યશૃઙ્ગઃ પિતાઽસ્માકં ભગવાન્ બાદરાયણઃ ॥ ૧૫॥

ઈમે સપ્તર્ષયસ્તત્ર[3] ભવિષ્યન્તિ સ્વયોગતઃ ।
ઈદાનીમાસતે રાજન્ સ્વે સ્વ આશ્રમમણ્ડલે ॥ ૧૬॥

દેવગુહ્યાત્સરસ્વત્યાં સાર્વભૌમ ઈતિ પ્રભુઃ ।
સ્થાનં પુરન્દરાદ્ધૃત્વા બલયે દાસ્યતીશ્વરઃ ॥ ૧૭॥

નવમો દક્ષસાવર્ણિર્મનુર્વરુણસમ્ભવઃ ।
ભૂતકેતુર્દીપ્તકેતુરિત્યાદ્યાસ્તત્સુતા નૃપ[4] ॥ ૧૮॥

પારા મરીચિગર્ભાદ્યા દેવા ઈન્દ્રોઽદ્ભુતઃ સ્મૃતઃ ।
દ્યુતિમત્પ્રમુખાસ્તત્ર[5] ભવિષ્યન્ત્યૃષયસ્તતઃ ॥ ૧૯॥

આયુષ્મતોઽમ્બુધારાયામૃષભો ભગવત્કલા[6] ।
ભવિતા યેન સંરાદ્ધાં ત્રિલોકીં ભોક્ષ્યતેઽદ્ભુતઃ ॥ ૨૦॥

કર્યું ત્યારે તેનાથી બંને અશ્વિનીકુમારો ઉત્પન્ન થયા. (૯-૧૦) આઠમા મન્વંતરમાં સાવર્ણિ મનુ થશે; અને તેમના પુત્રો થશે – નિર્મોક, વિરજસ્ક વગેરે. (૧૧) હે રાજન્! તે સમયે સુતપા, વિરજા અને અમૃતપ્રભ નામના દેવ-સમુદાયો થશે અને તે દેવતાઓના ઈન્દ્ર થશે વિરોચનના પુત્ર બલિ. (૧૨)

વિષ્ણુ ભગવાને વામન અવતાર ગ્રહણ કરીને તેમની પાસેથી ત્રણ પગલાં પૃથ્વી માગી હતી, પરંતુ તેમણે તેમને ત્રણે લોક આપી દીધા હતા. રાજા બલિને ભગવાને એક વાર તો બાંધી દીધા હતા, પરંતુ પછી પ્રસન્ન થઈને તેમણે તે બલિને સ્વર્ગ કરતાંયે શ્રેષ્ઠ સુતલલોકનું રાજ્ય આપ્યું હતું. તેઓ આ સમયે ત્યાં ઈન્દ્રની જેમ વિરાજમાન છે. આગળ જતાં તેઓ જ ઈન્દ્ર થશે અને (અંતે) સમસ્ત ઐશ્વર્યોથી પરિપૂર્ણ ઈન્દ્રપદનો પણ પરિત્યાગ કરીને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી લેશે. (૧૩-૧૪) ગાલવ, દીપ્તિમાન, પરશુરામ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ઋષ્યશૃંગ અને અમારા પિતાજી ભગવાન વ્યાસ – એ આઠમા મન્વંતરમાં સપ્તર્ષિઓ થશે. હાલ આ બધા લોકો યોગબળથી પોતપોતાના આશ્રમ-મંડળમાં રહેલા છે. (૧૫-૧૬) દેવગુહ્યની પત્ની સરસ્વતીના ગર્ભથી સાર્વભૌમ નામના ભગવાનનો અવતાર થશે. આ જ શ્રીપ્રભુ પુરંદર ઈન્દ્ર પાસેથી સ્વર્ગનું રાજ્ય પડાવી લઈને રાજા બલિને આપી દેશે. (૧૭)

હે રાજન્! વરુણના પુત્ર દક્ષસાવર્ણિ નવમા મનુ થશે. ભૂતકેતુ, દીપ્તકેતુ વગેરે તેમના પુત્રો થશે. (૧૮) પાર, મરીચિગર્ભ વગેરે દેવોના સમુદાય થશે અને અદ્‌ભુત નામના તેમના ઈન્દ્ર થશે. તે મન્વંતરમાં દ્યુતિમાન વગેરે સપ્તર્ષિઓ થશે. (૧૯) આયુષ્માનની પત્ની અંબુધારાના ગર્ભથી ઋષભના રૂપમાં ભગવાનનો કલા-અવતાર થશે. તેમણે જ આપેલા ત્રણ લોકોનો અદ્‌ભુત નામના ઈન્દ્ર ઉપભોગ કરશે. (૨૦)

૧. પ્રા. પા. – નિર્મોહ૦ । ૨. પ્રા. પા. – નૃપાઃ । ૩. પ્રા. પા. – ૦સ્તસ્મિન્ । ૪. પ્રા. પા. – નૃપાઃ । ૫. પ્રા. પા. – ૦ખાઃ સપ્ત । ૬. પ્રા. પા. – ભગવાન્ કિલ ।

દશમો બ્રહ્મસાવર્ણિરુપશ્લોકસુતો મહાન્ ।
તત્સુતા ભૂરિષેણાદ્યા હવિષ્મત્પ્રમુખા દ્વિજાઃ ॥ ૨૧॥

હવિષ્માન્ સુકૃતિઃ સત્યો જયો મૂર્તિસ્તદા દ્વિજાઃ ।
સુવાસનવિરુદ્ધાદ્યા[1] દેવાઃ શમ્ભુઃ સુરેશ્વરઃ ॥ ૨૨॥

વિષ્વક્સેનો વિષૂચ્યાં તુ શમ્ભોઃ સખ્યં કરિષ્યતિ ।
જાતઃ સ્વાંશેન ભગવાન્ ગૃહે વિશ્વસૃજો વિભુઃ ॥ ૨૩॥

દશમા મનુ થશે ઉપશ્લોકના પુત્ર બ્રહ્મસાવર્ણિ. તેમનામાં સમસ્ત સદ્‌ગુણો નિવાસ કરશે. ભૂરિષેણ વગેરે તેમના પુત્રો થશે. તે સમયે હવિષ્માન, સુકૃતિ, સત્ય, જય, મૂર્તિ વગેરે સપ્તર્ષિઓ થશે. સુવાસન, વિરુદ્ધ વગેરે દેવતાઓના સમુદાય થશે અને શંભુ તેમના ઈન્દ્ર થશે. (૨૧-૨૨) વિશ્વસૃજની પત્ની વિષૂચિના ગર્ભથી વિષ્વક્સેનના રૂપમાં ભગવાન પોતાનો અંશાવતાર ધારણ કરીને શંભુ નામના ઈન્દ્ર સાથે મિત્રતા કરશે. (૨૩)

મનુર્વૈ ધર્મસાવર્ણિરેકાદશમ આત્મવાન્ ।
અનાગતાસ્તત્સુતાશ્ચ સત્યધર્માદયો દશ ॥ ૨૪॥

વિહઙ્ગમાઃ કામગમા નિર્વાણરુચયઃ સુરાઃ ।
ઈન્દ્રશ્ચ વૈધૃતસ્તેષામૃષયશ્ચારુણાદયઃ ॥ ૨૫॥

આર્યકસ્ય સુતસ્તત્ર ધર્મસેતુરિતિ સ્મૃતઃ ।
વૈધૃતાયાં હરેરંશસ્ત્રિલોકીં ધારયિષ્યતિ ॥ ૨૬॥

અગિયારમા મનુ થશે અત્યંત સંયમી ધર્મસાવર્ણિ. તેમના સત્ય, ધર્મ વગેરે દશ પુત્રો થશે. (૨૪) વિહંગમ, કામગમ, નિર્વાણરુચિ વગેરે દેવતાઓના સમુદાય થશે. અરુણ વગેરે સપ્તર્ષિઓ થશે અને વૈધૃત નામના તેમના ઈન્દ્ર થશે. (૨૫) આર્યકની પુત્રી વૈધૃતાના ગર્ભથી ધર્મસેતુના રૂપમાં ભગવાનનો અંશાવતાર થશે અને તે જ રૂપમાં તેઓ ત્રણે લોકનું રક્ષણ કરશે. (૨૬)

ભવિતા રુદ્રસાવર્ણી રાજન્ દ્વાદશમો મનુઃ ।
દેવવાનુપદેવશ્ચ દેવશ્રેષ્ઠાદયઃ સુતાઃ ॥ ૨૭॥

ઋતધામા ચ તત્રેન્દ્રો[2] દેવાશ્ચ હરિતાદયઃ ।
ઋષયશ્ચ તપોમૂર્તિસ્તપસ્વ્યાગ્નીધ્રકાદયઃ ॥ ૨૮॥

સ્વધામાખ્યો હરેરંશઃ સાધયિષ્યતિ તન્મનોઃ ।
અન્તરં સત્યસહસઃ સૂનૃતાયાઃ સુતો વિભુઃ ॥ ૨૯॥

હે રાજન્! બારમા મનુ થશે રુદ્રસાવર્ણિ. તેમના દેવવાન, ઉપદેવ, દેવશ્રેષ્ઠ વગેરે પુત્રો થશે. (૨૭) તે મન્વંતરમાં ઋતધામા નામના ઈન્દ્ર થશે અને હરિત વગેરે દેવોના સમુદાય થશે. તપોમૂર્તિ, તપસ્વી, આગ્નીધ્રક વગેરે સપ્તર્ષિઓ થશે. (૨૮) સત્યસહાની પત્ની સૂનૃતાના ગર્ભથી સ્વધામના રૂપમાં ભગવાનનો અંશાવતાર થશે અને તે જ રૂપમાં તેઓ તે મન્વંતરનું પાલન કરશે. (૨૯)

મનુસ્ત્રયોદશો ભાવ્યો [3]દેવસાવર્ણિરાત્મવાન્ ।
ચિત્રસેનવિચિત્રાદ્યા દેવસાવર્ણિદેહજાઃ[4] ॥ ૩૦॥

દેવાઃ સુકર્મસુત્રામસઞ્જ્ઞા ઈન્દ્રો દિવસ્પતિઃ ।
નિર્મોકતત્ત્વદર્શાદ્યા ભવિષ્યન્ત્યૃષયસ્તદા ॥ ૩૧॥

દેવહોત્રસ્ય તનય ઉપહર્તા દિવસ્પતેઃ ।
યોગેશ્વરો હરેરંશો બૃહત્યાં સમ્ભવિષ્યતિ ॥ ૩૨॥

તેરમા મનુ થશે પરમ જિતેન્દ્રિય દેવસાવર્ણિ. ચિત્રસેન, વિચિત્ર વગેરે તેમના પુત્રો થશે. (૩૦) સુકર્મ, સુત્રામ વગેરે દેવતાઓના સમુદાય થશે અને તેમના ઈન્દ્રનું નામ હશે દિવસ્પતિ. તે સમયે નિર્મોક, તત્ત્વદર્શ વગેરે સપ્તર્ષિઓ થશે. (૩૧) દેવહોત્રની પત્ની બૃહતીના ગર્ભથી યોગેશ્વરના રૂપમાં ભગવાનનો અંશાવતાર થશે અને તે જ રૂપમાં તેઓ દિવસ્પતિને ઈન્દ્રનું પદ આપશે. (૩૨)

---

૧. પ્રા. પા. – સુખાસનવિરુદ્ધાદ્યા દેવા આસન્ સુરેશ્વરાઃ । ૨. પ્રા. પા. – દેવેન્દ્રો । ૩. પ્રા. પા. – વેદ૦ । ૪. પ્રા. પા. – દેવઃ સા૦ ।

મનુર્વા ઈન્દ્રસાવર્ણિશ્ચતુર્દશમ એષ્યતિ ।
ઉરુગમ્ભીરબુદ્ધ્યાદ્યા[1] ઈન્દ્રસાવર્ણિવીર્યજાઃ ॥ ૩૩॥

પવિત્રાશ્ચાક્ષુષા દેવાઃ શુચિરિન્દ્રો ભવિષ્યતિ ।
અગ્નિર્બાહુઃશુચિઃશુદ્ધો માગધાદ્યાસ્તપસ્વિનઃ ॥ ૩૪॥

સત્રાયણસ્ય તનયો બૃહદ્ભાનુસ્તદા હરિઃ ।
વિતાનાયાં મહારાજ ક્રિયાતન્તૂન્ વિતાયિતા ॥ ૩૫॥

રાજંશ્ચતુર્દશૈતાનિ ત્રિકાલાનુગતાનિ તે ।
પ્રોક્તાન્યેભિર્મિતઃ કલ્પો યુગસાહસ્રપર્યયઃ ॥ ૩૬॥

હે મહારાજ! ચૌદમા મનુ થશે ઈન્દ્રસાવર્ણિ. ઉરુ, ગંભીર, બુદ્ધિ વગેરે તેમના પુત્રો થશે. (૩૩) તે સમયે પવિત્ર, ચાક્ષુષ વગેરે દેવતાઓના સમુદાય થશે અને તેમના ઈન્દ્રનું નામ હશે શુચિ. અગ્નિ, બાહુ, શુચિ, શુદ્ધ, માગધ વગેરે સપ્તર્ષિઓ થશે. (૩૪) તે સમયે સત્રાયણની પત્ની વિતાનાના ગર્ભથી બૃહદ્ભાનુના રૂપમાં ભગવાન અવતાર ધારણ કરશે અને કર્મકાંડનો વિસ્તાર કરશે. (૩૫)

હે રાજન્! આ ચૌદ મન્વંતરો ભૂત, વર્તમાન અને ભવિષ્ય – ત્રણેય કાળમાં ચાલતા રહે છે. એમનાથી જ એક સહસ્ર ચતુર્યુગીવાળા કલ્પના સમયની ગણતરી કરવામાં આવે છે. (૩૬)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે મન્વન્તરાનુવર્ણનં નામ[2] ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥

આઠમા સ્કંધ-અંતર્ગત મન્વંતર-અનુવર્ણન નામનો તેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# ચૌદમો અધ્યાય

## મનુ વગેરેનાં ભિન્ન-ભિન્ન કર્મોનું નિરૂપણ

*રાજોવાચ*

મન્વન્તરેષુ ભગવન્ યથા મન્વાદયસ્ત્વિમે ।
યસ્મિન્ કર્મણિ યે યેન નિયુક્તાસ્તદ્વદસ્વ મે[3] ॥ ૧॥

*ઋષિરુવાચ*

મનવો મનુપુત્રાશ્ચ મુનયશ્ચ મહીપતે ।
ઈન્દ્રાઃ[4] સુરગણાશ્ચૈવ સર્વે પુરુષશાસનાઃ ॥ ૨॥

યજ્ઞાદયો યાઃ કથિતાઃ પૌરુષ્યસ્તનવો નૃપ[5] ।
મન્વાદયો જગદ્યાત્રાં નયન્ત્યાભિઃ પ્રચોદિતાઃ ॥ ૩॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! તમે વર્ણવેલા આ મનુઓ, મનુપુત્રો, સપ્તર્ષિઓ વગેરે પોતપોતાના મન્વંતરમાં કોના વડે નિયુક્ત થઈને કયાં કયાં કાર્યો કેવી રીતે કરે છે તે તમે કૃપા કરીને મને કહી બતાવો. (૧)

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! મનુઓ, મનુપુત્રો, સપ્તર્ષિઓ અને દેવો – બધાને નિયુક્ત કરનારા સ્વયં ભગવાન જ છે. (૨) હે રાજન્! ભગવાનનાં યજ્ઞપુરુષ વગેરે જે અવતાર-શરીરોનું વર્ણન મેં કર્યું છે તેમની પ્રેરણાથી મનુઓ વગેરે વિશ્વની વ્યવસ્થાનું સંચાલન કરે છે. (૩)

---

૧. પ્રા. પા. – ૦વર્ણાદ્યા । ૨. પ્રાચીન પ્રતમાં 'નામ' શબ્દ નથી. ૩. પ્રા. પા. – નઃ । ૪. પ્રા. પા. – ઈન્દ્રા। ૫. પ્રા. પા. – નૃપાઃ ।

ચતુર્યુગાન્તે કાલેન ગ્રસ્તાઞ્છ્રુતિગણાન્ યથા ।
તપસા[1] ઋષયોઽપશ્યન્ યતો ધર્મઃ સનાતનઃ ॥ ૪॥

ચતુર્યુગીનાં અંતે સમય-પરિવર્તનને લીધે જ્યારે શ્રુતિઓ નષ્ટપ્રાય થઈ જાય છે ત્યારે સપ્તર્ષિઓ પોતાના તપથી ફરી તેમનો સાક્ષાત્કાર કરે છે. તે શ્રુતિઓથી જ સનાતન ધર્મનું રક્ષણ થાય છે. (૪)

તતો ધર્મં ચતુષ્પાદં મનવો હરિણોદિતાઃ ।
યુક્તાઃ સઞ્ચારયન્ત્યદ્ધા સ્વે સ્વે કાલે મહીં નૃપ ॥ ૫॥

હે રાજન્! ભગવાનની પ્રેરણાથી બધા જ મનુઓ પોતપોતાના મન્વંતરમાં પૃથ્વી પર ચારે ચરણથી પરિપૂર્ણ ધર્મનું અનુષ્ઠાન કરાવે છે. (૫)

પાલયન્તિ પ્રજાપાલા યાવદન્તં વિભાગશઃ ।
યજ્ઞભાગભુજો દેવા યે ચ [2]તત્રાન્વિતાશ્ચ તૈઃ ॥ ૬॥

મનુના પુત્રો સમસ્ત મન્વંતર દરમિયાન કાળ અને દેશ – બંનેનું વિભાજન કરીને પ્રજાપાલનનું તથા ધર્મપાલનનું કાર્ય કરે છે. જે ઋષિઓ, પિતૃઓ, ભૂતો, મનુષ્યો વગેરેનો પંચ-મહાયજ્ઞ વગેરે કર્મો સાથે સંબંધ છે તેમના સહિત દેવો તે મન્વંતરમાં યજ્ઞભાગનો સ્વીકાર કરે છે; (૬)

ઈન્દ્રો ભગવતા દત્તાં ત્રૈલોક્યશ્રિયમૂર્જિતામ્ ।
ભુઞ્જાનઃ પાતિ લોકાંસ્ત્રીન્ કામં લોકે પ્રવર્ષતિ ॥ ૭॥

અને ઈન્દ્ર ભગવાને આપેલી ત્રણે લોકની અતુલ સંપત્તિનો ઉપભોગ કરવા સાથે પ્રજાનું પાલનપોષણ કરે છે. સંસારમાં યથેષ્ટ વરસાદ વરસાવવાનો અધિકાર પણ તેમને જ છે. (૭)

જ્ઞાનં ચાનુયુગં બ્રૂતે હરિઃ સિદ્ધસ્વરૂપધૃક્[3] ।
ઋષિરૂપધરઃ કર્મ યોગં યોગેશરૂપધૃક્ ॥ ૮॥

ભગવાન યુગે-યુગે સનકાદિ સિદ્ધોનું રૂપ ધારણ કરીને જ્ઞાનનો, યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓનું રૂપ ધારણ કરીને કર્મનો અને દત્તાત્રેય વગેરે યોગેશ્વરોનું રૂપ ધારણ કરીને યોગનો ઉપદેશ કરે છે. (૮)

સર્ગં[4] પ્રજેશરૂપેણ દસ્યૂન્ હન્યાત્[5] સ્વરાડ્વપુઃ ।
કાલરૂપેણ સર્વેષામભાવાય પૃથગ્ગુણઃ ॥ ૯॥

તેઓ મરીચિ વગેરે પ્રજાપતિઓના રૂપમાં સૃષ્ટિનો વિસ્તાર કરે છે, સમ્રાટના રૂપમાં લુટારાઓનો વધ કરે છે અને ઠંડી, ગરમી વગેરે વિભિન્ન ગુણો ધારણ કરીને કાળના રૂપમાં બધાંને સંહાર તરફ લઈ જાય છે. (૯)

સ્તૂયમાનો જનૈરેભિર્માયયા નામરૂપયા ।
વિમોહિતાત્મભિર્નાનાદર્શનૈર્ન ચ દૃશ્યતે ॥ ૧૦॥

નામ અને રૂપની માયાથી પ્રાણીઓની બુદ્ધિ વિમૂઢ થઈ રહી છે, તેથી તેઓ અનેક પ્રકારનાં દર્શનશાસ્ત્રો દ્વારા મહિમા તો ભગવાનનો જ ગાય છે, પરંતુ તેમના વાસ્તવિક સ્વરૂપને જાણવા પામતા નથી. (૧૦)

એતત્કલ્પવિકલ્પસ્ય પ્રમાણં પરિકીર્તિતમ્ ।
યત્ર મન્વન્તરાણ્યાહુશ્ચતુર્દશ પુરાવિદઃ ॥ ૧૧॥

(હે પરીક્ષિત!) આ પ્રમાણે મેં તમને મહાકલ્પો અને અવાન્તર કલ્પોનું પરિમાણ કહી સંભળાવ્યું. પુરાણતત્ત્વના વિદ્વાનોએ પ્રત્યેક અવાન્તર કલ્પમાં ચૌદ મન્વંતર બતાવ્યા છે. (૧૧)

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે[6] ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪॥

આઠમા સ્કંધ-અંતર્ગત ચૌદમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – તપસર્ષયઃ પશ્યન્તિ ય૦ । ૨. પ્રા. પા. – યત્રા૦ । ૩. પ્રા. પા. – સર્વસ્વ૦ । ૪. પ્રા. પા. – સર્ગે । ૫. પ્રા. પા. – હન્તા સ્વ૦ । ૬. પ્રાચીન પ્રતમાં 'મન્વન્તરાનુવર્ણને' - એટલો પાઠ વધુ છે.

# પંદરમો અધ્યાય

## રાજા બલિનો સ્વર્ગ પર વિજય

*રાજોવાચ*

બલેઃ પદત્રયં ભૂમેઃ કસ્માદ્ધરિરયાચત ।
ભૂત્વેશ્વરઃ કૃપણવલ્લબ્ધાર્થોઽપિ બબન્ધ તમ્ ॥ ૧॥

એતદ્વેદિતુમિચ્છામો મહત્કૌતૂહલં હિ નઃ ।
યજ્ઞેશ્વરસ્ય પૂર્ણસ્ય બન્ધનં ચાપ્યનાગસઃ ॥ ૨॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – હે ભગવન્! સ્વયં શ્રીહરિ જ સૌના સ્વામી છે, તો પછી તેમણે (યાચકની જેમ) રાજા બલિ પાસેથી ત્રણ પગલાં પૃથ્વીની માગણી શા માટે કરી? તથા તેઓ જે ઇચ્છતા હતા તે મળી જવા છતાં પણ તેમણે બલિને શા માટે બાંધ્યો? (૧) મારા મનમાં આ વાતનું મોટું કુતૂહલ છે કે સ્વયં-પરિપૂર્ણ ભગવાન યજ્ઞેશ્વરે યાચના કરી અને નિરપરાધને બાંધ્યો – આ બંનેય બાબતો વિશે અમે જાણવા ઇચ્છીએ છીએ. (૨)

*શ્રીશુક ઉવાચ*

પરાજિતશ્રીરસુભિશ્ચ હાપિતો
હીન્દ્રેણ રાજન્ ભૃગુભિઃ સ જીવિતઃ ।
સર્વાત્મના તાનભજદ્ ભૃગૂન્ બલિઃ
શિષ્યો મહાત્માર્થનિવેદનેન ॥ ૩॥

તં બ્રાહ્મણા ભૃગવઃ પ્રીયમાણા
અયાજયન્ વિશ્વજિતા ત્રિણાકમ્ ।
જિગીષમાણં વિધિનાઽભિષિચ્ય
મહાભિષેકેણ મહાનુભાવાઃ ॥ ૪॥

તતો રથઃ કાઞ્ચનપટ્ટનદ્ધો
હયાશ્ચ હર્યશ્વતુરઙ્ગવર્ણાઃ ।
ધ્વજશ્ચ સિંહેન વિરાજમાનો
હુતાશનાદાસ હવિર્ભિરિષ્ટાત્ ॥ ૫॥

ધનુશ્ચ દિવ્યં પુરટોપનદ્ધં
તૂણાવરિક્તૌ કવચં ચ દિવ્યમ્ ।
પિતામહસ્તસ્ય દદૌ ચ માલા-
મમ્લાનપુષ્પાં જલજં ચ શુક્રઃ ॥ ૬॥

એવં સ વિપ્રાર્જિતયોધનાર્થ-
સ્તૈઃ કલ્પિતસ્વસ્ત્યયનોઽથ વિપ્રાન્ ।
પ્રદક્ષિણીકૃત્ય કૃતપ્રણામઃ
પ્રહ્લાદમામન્ત્ય નમશ્ચકાર ॥ ૭॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – હે રાજન્! ઇન્દ્રે જ્યારે બલિને પરાજિત કરીને તેમની સંપત્તિ પડાવી લીધી અને તેમના પ્રાણ પણ લઈ લીધા ત્યારે ભૃગુપુત્ર શુક્રાચાર્યજીએ તેમને પોતાની સંજીવની વિદ્યાથી સજીવન કર્યા. તેથી શુક્રાચાર્યજીના શિષ્ય મહાત્મા બલિએ પોતાનું સર્વસ્વ તેમનાં ચરણોમાં ન્યોછાવર કરી દીધું અને તેઓ તન-મનથી ગુરુજીની સાથે જ સમસ્ત ભૃગુવંશી બ્રાહ્મણોની સેવા કરવા લાગ્યા. (૩) આથી પ્રભાવશાળી ભૃગુવંશી બ્રાહ્મણો તેમના પર ઘણા પ્રસન્ન થયા. તે બધાએ સ્વર્ગ પર વિજય મેળવવા ઇચ્છતા બલિનો મહાભિષેકની વિધિથી અભિષેક કર્યો અને તેમની પાસે વિશ્વજિત યજ્ઞ કરાવ્યો. (૪) યજ્ઞની વિધિથી હવિષ્યો વડે જ્યારે અગ્નિદેવની પૂજા કરવામાં આવી ત્યારે યજ્ઞના કુંડમાંથી સુવર્ણના પતરાથી મઢેલો એક ઘણો સુંદર રથ નીકળી આવ્યો. પછી ઇન્દ્રના ઘોડા જેવા લીલા રંગના ઘોડા નીકળ્યા અને રથ પર લગાડવાની સિંહચિહ્ન-યુક્ત ધજા પ્રગટ થઈ. (૫) એ સાથે જ સોનાના પતરાથી મઢેલું દિવ્ય ધનુષ્ય, ક્યારેય ખાલી નહીં થતાં બે અક્ષય તરકસ (બાણોના ભાથા) અને દિવ્ય કવચ પણ પ્રગટ થયાં. દાદા પ્રહ્લાદજીએ તેમને એક એવી માળા આપી કે જેનાં ફૂલ ક્યારેય કરમાતાં નથી. શુક્રાચાર્યજીએ એક શંખ આપ્યો. (૬) આ પ્રમાણે ભૃગુવંશી બ્રાહ્મણોની કૃપાથી યુદ્ધસામગ્રી પ્રાપ્ત કરીને, તેમના વડે સ્વસ્ત્યયન કરાયા પછી રાજા બલિએ તે બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી તથા તેમને નમસ્કાર કર્યા. ત્યારપછી તેમણે પ્રહ્લાદજી સાથે મંત્રણા કરી અને તેમનાં ચરણોમાં નમસ્કાર કર્યા. (૭)

અથારુહ્ય રથં દિવ્યં ભૃગુદત્તં મહારથઃ ।
સુસ્રગ્ધરોઽથ સંનહ્ય ધન્વી ખડ્ગી ધૃતેષુધિઃ ॥ ૮॥

હેમાઙ્ગદલસદ્બાહુઃ સ્ફુરન્મકરકુણ્ડલઃ ।
રરાજ રથમારૂઢો ધિષ્ણ્યસ્થ ઈવ હવ્યવાટ્ ॥ ૯॥

તુલ્યૈશ્વર્યબલશ્રીભિઃ સ્વયૂથૈર્દૈત્યયૂથપૈઃ ।
પિબદ્ભિરિવ ખં દગ્ભિર્દહદ્ભિઃ પરિધીનિવ ॥ ૧૦॥

વૃતો વિકર્ષન્ મહતીમાસુરીં ધ્વજિનીં વિભુઃ ।
યયાવિન્દ્રપુરીં[1] સ્વૃદ્ધાં કમ્પયન્નિવ રોદસી ॥ ૧૧॥

રમ્યામુપવનોદ્યાનૈઃ[2] શ્રીમદ્ભિર્નન્દનાદિભિઃ ।
કૂજદ્વિહઙ્ગમિથુનૈર્ગાયન્મત્તમધુવ્રતૈઃ ॥ ૧૨॥

પ્રવાલફલપુષ્પોરુભારશાખામરદ્રુમૈઃ ।
હંસસારસચક્રાહ્વકારણ્ડવકુલાકુલાઃ ।
નલિન્યો યત્ર ક્રીડન્તિ પ્રમદાઃ સુરસેવિતાઃ ॥ ૧૩॥

આકાશગઙ્ગયા દેવ્યા વૃતાં પરિખભૂતયા ।
પ્રાકારેણાગ્નિવર્ણેન સાટ્ટાલેનોન્નતેન ચ ॥ ૧૪॥

રુક્મપટ્ટકપાટૈશ્ચ દ્વારૈઃ સ્ફટિકગોપુરૈઃ ।
જુષ્ટાં વિભક્તપ્રપથાં વિશ્વકર્મવિનિર્મિતામ્ ॥ ૧૫॥

સભાચત્વરરથ્યાઢ્યાં વિમાનૈર્ન્યર્બુદૈર્યુતામ્ ।
શૃઙ્ગાટકૈર્મણિમયૈર્વજ્રવિદ્રુમવેદિભિઃ ॥ ૧૬॥

યત્ર નિત્યવયોરૂપાઃ શ્યામા વિરજવાસસઃ ।
ભ્રાજન્તે રૂપવન્નાર્યો હ્યર્ચિર્ભિરિવ વહ્નયઃ ॥ ૧૭॥

પછી તેઓ ભૃગુવંશી બ્રાહ્મણોએ આપેલા દિવ્ય રથ પર આરૂઢ થયા. જ્યારે મહારથી રાજા બલિએ કવચ ધારણ કરીને ધનુષ્ય, ખડ્ગ, તરકસ વગેરે શસ્ત્રો ગ્રહણ કર્યાં અને દાદાજીએ આપેલી સુંદર માળા ધારણ કરી ત્યારે તેઓ અપૂર્વ શોભવા લાગ્યા. (૮) તેમની ભુજાઓમાં સુવર્ણના બાજુબંધ અને કાનોમાં મકરાકાર કુંડળ ઝગમગી રહ્યાં હતાં; અને તે કારણે રથમાં બેઠેલા તેઓ એવા શોભી રહ્યા હતા કે જાણે અગ્નિકુંડમાં અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો હોય. (૯) તેમના સાથમાં તેમના જેવાં ઐશ્વર્ય, બળ અને વિભૂતિવાળા દૈત્યસેનાપતિઓ પોતપોતાની સેના લઈને જોડાઈ ગયા. એવું લાગતું હતું કે જાણે તેઓ આકાશને પી જશે અને પોતાનાં ક્રોધભર્યાં પ્રજ્વલિત નેત્રોથી સમસ્ત દિશાઓને અને ક્ષિતિજને ભસ્મ કરી નાખશે. (૧૦) રાજા બલિએ એ ઘણી મોટી આસુરી સેનાને લઈને તેનું યુદ્ધની રીતે સંચાલન કર્યું તથા આકાશ અને અંતરિક્ષને કંપાવતા રહીને સઘળાં ઐશ્વર્યોથી પરિપૂર્ણ ઈન્દ્રપુરી અમરાવતી પર આક્રમણ કર્યું. (૧૧)

દેવોની રાજધાની અમરાવતીમાં મોટાં અતિસુંદર નંદનવન વગેરે ઉદ્યાનો અને ઉપવનો છે. તે ઉદ્યાનો અને ઉપવનોમાં પક્ષીયુગલો કલરવ કરતાં રહે છે. મધના લોભી ભમરાઓ મત્ત થઈને ગુંજન કરે છે. (૧૨) લાલ-લાલ નવપલ્લવો, ફૂલો અને ફળોથી કલ્પવૃક્ષોની ડાળીઓ લચેલી રહે છે. ત્યાંનાં સરોવરોમાં હંસ, સારસ, ચકવાક અને બતકોનાં ટોળાં જામેલાં રહે છે. તેમાં જ દેવો વડે સમ્માનિત દેવાંગનાઓ જળક્રીડા કરતી રહે છે. (૧૩) જ્યોતિર્મય આકાશગંગાએ ખાઈની જેમ અમરાવતીને ચારે બાજુએથી ઘેરી રાખેલી છે. તેની ચારે તરફ સુવર્ણના ઘણા ઊંચા કાંગરા બનેલા છે, કે જેમાં ઠેકઠેકાણે મોટી-મોટી અટારીઓ બનેલી છે. (૧૪) દરેક દરવાજા પર સુવર્ણનાં કમાડ છે અને સ્ફટિકમણિનાં બનેલાં ગોપુર (નગરીના બહારના દરવાજા) છે. તે નગરીમાં નોખા-નોખા મોટા રાજમાર્ગો છે. તે નગરીનું સ્વયં વિશ્વકર્માએ જ નિર્માણ કરેલું છે. (૧૫) તે નગરી સભાસ્થાનો, ક્રીડા માટેનાં મેદાનો અને રથ ચાલવાના મોટા-મોટા માર્ગોથી સુશોભિત છે. તેમાં હંમેશાં દસ કરોડ વિમાન વિદ્યમાન રહે છે અને મણિઓના બનેલા વિશાળ ચોક તેમ જ હીરા અને બેસવા માટેના પરવાળાના ચબૂતરા છે. (૧૬) ત્યાંની સ્ત્રીઓ હંમેશાં સોળ વર્ષ જેવડી જ હોય છે અને તેમનું યૌવન અને સૌંદર્ય સ્થિર (અચળ) રહે છે. તેઓ નિર્મળ વસ્ત્રો પહેરીને પોતાની રૂપછટાથી એવી રીતે દેદીપ્યમાન હોય છે કે જેમ અગ્નિ પોતાની જ્વાળાઓથી દેદીપ્યમાન હોય છે. (૧૭)

૧. પ્રા. પા. – ઙ્ગરીમૃદ્ધાં । ૨. પ્રા. પા. – રમ્યાં નૃપ ગૃહોદ્યાનૈઃ ।

સુરસ્ત્રીકેશવિભ્રષ્ટનવસૌગન્ધિકસ્રજામ્ ।
યત્રામોદમુપાદાય માર્ગ આવાતિ મારુતઃ ॥ ૧૮॥

હેમજાલાક્ષનિર્ગચ્છદ્ધૂમેનાગુરુગન્ધિના ।
પાણ્ડુરેણ પ્રતિચ્છન્નમાર્ગે યાન્તિ સુરપ્રિયાઃ[1] ॥ ૧૯॥

મુક્તાવિતાનૈર્મણિહેમકેતુભિ-
ર્નાનાપતાકાવલભીભિરાવૃતામ્ ।
શિખણ્ડિપારાવતભૃઙ્ગનાદિતાં
વૈમાનિકસ્ત્રીકલગીતમઙ્ગલામ્ ॥ ૨૦॥

મૃદઙ્ગશઙ્ખાનકદુન્દુભિસ્વનૈઃ
સતાલવીણામુરજર્ષ્ટિવેણુભિઃ[2] ।
નૃત્યૈઃ સવાદ્યૈરુપદેવગીતકૈ-
ર્મનોરમાં સ્વપ્રભયા જિતપ્રભામ્[3] ॥ ૨૧॥

યાં ન[4]વ્રજન્ત્યધર્મિષ્ઠાઃ ખલા ભૂતદ્રુહઃ શઠાઃ ।
માનિનઃ કામિનો લુબ્ધા એભિર્હીના વ્રજન્તિ યત્ ॥ ૨૨॥

તાં દેવધાનીં સ વરૂથિનીપતિ-
ર્બહિઃ સમન્તાદ્ રુરુધે પૃતન્યયા ।
આચાર્યદત્તં જલજં મહાસ્વનં
દધ્મૌ પ્રયુઞ્જન્ ભયમિન્દ્રયોષિતામ્ ॥ ૨૩॥

મઘવાંસ્તમભિપ્રેત્ય બલેઃ પરમમુદ્યમમ્ ।
સર્વદેવગણોપેતો ગુરુમેતદુવાચ હ ॥ ૨૪॥

ભગવન્નુદ્યમો ભૂયાન્ બલેર્નઃ પૂર્વવૈરિણઃ ।
અવિષહ્યમિમં મન્યે કેનાસીત્તેજસોર્જિતઃ[5] ॥ ૨૫॥

નૈનં કશ્ચિત્કુતો વાપિ પ્રતિવ્યોઢુમધીશ્વરઃ ।
પિબન્નિવ મુખેનેદં લિહન્નિવ દિશો દશ ।
દહન્નિવ દિશો દગ્ભિઃ સંવર્તાગ્નિરિવોત્થિતઃ ॥ ૨૬॥

દેવોની સ્ત્રીઓના કેશપાશમાંથી ખરેલાં તાજાં સુગંધિત પુષ્પોની સુગંધ લઈને મંદ-મંદ વાયુ ત્યાંના માર્ગો પર વહેતો રહે છે. (૧૮) સોનેરી ખડકીઓમાંથી અગરની સુગંધવાળો સફેદ ધૂમાડો નીકળીને ત્યાંના માર્ગોને ઢાંકી દેતો રહે છે. એ જ માર્ગથી દેવાંગનાઓ આવતી-જતી રહે છે. (૧૯) ઠેકઠેકાણે મોતીઓની ઝાલરોથી શણગારાયેલા ચંદરવા બાંધેલા રહે છે; સુવર્ણની મણિમય ધજાઓ ફરફરતી રહે છે; છજાંઓ પર અનેક પ્રકારના ધ્વજ લહેરાતા રહે છે; મોર, કબૂતર અને ભમરા કલરવ કરતાં રહે છે. દેવાંગનાઓના મધુર સંગીતથી ત્યાં સદૈવ મંગળ છવાયેલું રહે છે. (૨૦) મૃદંગ, શંખ, નગારાં, ઢોલ, વીણા, વાંસળી, મંજીરાં, ઋષ્ટિઓ વગેરે વાદ્યો વાગતાં રહે છે. વાદ્યોની સાથે ગંધર્વો ગાતા રહે છે અને અપ્સરાઓ નૃત્ય કરતી રહે છે. આ બધાથી અમરાવતી એટલી મનોહર દેખાય છે કે જાણે તેણે પોતાની છટાથી સૌંદર્યની અધિષ્ઠાત્રી દેવીને પણ જીતી લીધી છે. (૨૧) તે નગરીમાં અધર્મી, દુષ્ટ, જીવદ્રોહી, ઠગ, ઘમંડી, કામી અને લોભી લોકો પ્રવેશી શકતા નથી. જેઓ આ દોષોથી રહિત છે તેઓ જ તેમાં જાય છે. (૨૨) અસુરોના સૈન્યના સ્વામી રાજા બલિએ પોતાની ઘણી મોટી સેનાથી બહારની બાજુએ અમરાવતીને ચારે તરફથી ઘેરી લીધી અને ઈન્દ્રની પત્નીઓના હૈયામાં ભયનો સંચાર કરતા રહીને તેમણે શુક્રાચાર્યજીએ આપેલો મહાન શંખ વગાડ્યો. તે શંખનો ઘોષ સર્વત્ર વ્યાપી ગયો. (૨૩)

ઈન્દ્રે જોયું કે બલિએ યુદ્ધની ઘણી મોટી તૈયારી કરેલી છે, તેથી તેઓ બધા દેવો સહિત પોતાના ગુરુ બૃહસ્પતિજી પાસે ગયા અને તેમણે તેમને કહ્યું – (૨૪) "હે ભગવન્! મારા જૂના શત્રુ બલિએ આ વખતે યુદ્ધની મોટી તૈયારી કરી છે. મને લાગે છે કે અમે તેમનો પ્રતિકાર કરી શકીશું નહીં. ખબર નહીં, કઈ શક્તિથી તેમની આટલી બળવૃદ્ધિ થઈ ગઈ છે. (૨૫) મને લાગે છે કે અત્યારે બલિને કોઈ પણ રીતે રોકી શકનાર કોઈ નથી. તે પ્રલયકાળના અગ્નિની જેમ આગળ વધી ગયા છે અને લાગે છે કે તેઓ મુખથી આ વિશ્વને ગળી જશે, જીભથી દશે દિશાઓને ચાટી જશે અને આંખોની જ્વાળાથી દિશાઓને ભસ્મ કરી દેશે. (૨૬)

૧. પ્રા. પા. – સુરસ્ત્રિયઃ । ૨. પ્રા. પા. – સવેણુવીણામુર૦ । ૩. પ્રા. પા. – ૦ગ્રહામ્ । ૪. પ્રા. પા. – ગચ્છન્ત્ય૦ । ૫. પ્રા. પા. – કેનાપિ સ્વેન તેજસા ।

બ્રૂહિ કારણમેતસ્ય દુર્ધર્ષત્વસ્ય મદ્રિપોઃ ।
ઓજઃ સહો બલં તેજો યત એતત્સમુદ્યમઃ ॥ ૨૭॥

તમે કૃપા કરીને મને એ બતાવો કે જેને કોઈ પણ રીતે ખાળી શકાય તેમ નથી તેવા મારા શત્રુની બળવૃદ્ધિનું કારણ શું છે? તેના શરીર, મન અને ઇન્દ્રિયોમાં આટલું બળ અને તેજ ક્યાંથી આવી ગયું છે કે તેમણે આટલી મોટી તૈયારી સાથે ચડાઈ કરી છે?" (૨૭)

ગુરુરુવાચ

જાનામિ મઘવઞ્છત્રોરુન્નતેરસ્ય કારણમ્ ।
શિષ્યાયોપભૃતં[1] તેજો ભૃગુભિર્બ્રહ્મવાદિભિઃ ॥ ૨૮॥

ભવદ્વિધો ભવાન્ વાપિ વર્જયિત્વેશ્વરં હરિમ્ ।
નાસ્ય[2] શક્તઃ પુરઃ સ્થાતું કૃતાન્તસ્ય યથા જનાઃ ॥ ૨૯॥

તસ્માન્નિલયમુત્સૃજ્ય યૂયં સર્વે ત્રિવિષ્ટપમ્ ।
યાત કાલં પ્રતીક્ષન્તો યતઃ શત્રોર્વિપર્યયઃ ॥ ૩૦॥

એષ વિપ્રબલોદર્કઃ સમ્પ્રત્યૂર્જિતવિક્રમઃ ।
તેષામેવાપમાનેન[3] સાનુબન્ધો વિનઙ્ક્ષ્યતિ ॥ ૩૧॥

દેવગુરુ બૃહસ્પતિજીએ કહ્યું – હે ઇન્દ્ર! હું તમારા શત્રુ બલિની ઉન્નતિનું કારણ જાણું છું. બ્રહ્મવેત્તા ભૃગુવંશીઓએ પોતાના શિષ્ય બલિને મહાન તેજ આપીને શક્તિઓનો ભંડાર બનાવી દીધો છે. (૨૮) સર્વશક્તિમાન ભગવાન સિવાય તમે કે તમારા જેવો અન્ય કોઈ પણ બલિની સામે ઊભો રહી શકે તેમ નથી, જેમ કાળની સામે પ્રાણી ટકી શકતું નથી. (૨૯) તેથી તમે લોકો સ્વર્ગ છોડીને ક્યાંક સંતાઈ જાઓ અને તે સમયની રાહ જોતા રહો કે જ્યારે તમારા શત્રુનું ભાગ્યચક્ર પલટાય. (૩૦) અત્યારે બ્રાહ્મણોના તેજથી બલિની ઉત્તરોત્તર ઉન્નતિ થઈ રહી છે, તેની શક્તિ ઘણી વધી ગઈ છે. તે જ્યારે આ બ્રાહ્મણોનો તિરસ્કાર કરશે ત્યારે તે પોતાના પરિવાર અને અનુચરો સહિત નષ્ટ થઈ જશે. (૩૧)

એવં સુમન્ત્રિતાર્થાસ્તે ગુરુણાર્થાનુદર્શિના ।
હિત્વા ત્રિવિષ્ટપં જગ્મુર્ગીર્વાણાઃ કામરૂપિણઃ ॥ ૩૨॥

દેવેષ્વથ નિલીનેષુ[4] બલિર્વૈરોચનઃ[5] પુરીમ્ ।
દેવધાનીમધિષ્ઠાય વશં નિન્યે જગત્ત્રયમ્ ॥ ૩૩॥

તં વિશ્વજયિનં શિષ્યં ભૃગવઃ શિષ્યવત્સલાઃ ।
શતેન હયમેધાનામનુવ્રતમયાજયન્ ॥ ૩૪॥

તતસ્તદનુભાવેન ભુવનત્રયવિશ્રુતામ્ ।
કીર્તિં દિક્ષુ વિતન્વાનઃ સ રેજ ઉડુરાડિવ ॥ ૩૫॥

બૃહસ્પતિજી દેવોના સમસ્ત સ્વાર્થ અને પરમાર્થને જાણનારા હતા. તેમણે જ્યારે દેવોને આ પ્રમાણે સલાહ આપી ત્યારે તે દેવો પોતાની ઇચ્છા મુજબ રૂપ ધારણ કરીને સ્વર્ગ છોડી ગયા. (૩૨) દેવતાઓના સંતાઈ જવાથી વિરોચનપુત્ર બલિએ અમરાવતી નગરી પર પોતાનો અધિકાર જમાવ્યો અને પછી ત્રણે લોક જીતી લીધા. (૩૩) જ્યારે બલિ વિશ્વવિજયી થઈ ગયા ત્યારે શિષ્યપ્રેમી ભૃગુવંશીઓએ પોતાના અનુયાયી શિષ્ય પાસે સો અશ્વમેધ યજ્ઞો કરાવ્યા. (૩૪) તે યજ્ઞોના પ્રભાવે બલિની કીર્તિ ત્રણે લોકોની બહાર પણ દશે દિશાઓમાં ફેલાઈ ગઈ અને તેઓ નક્ષત્રોના અધિપતિ ચંદ્રમા જેવા શોભવા લાગ્યા. (૩૫)

૧. પ્રા. પા. – ૦ભૃતં । ૨. પ્રાચીન પ્રતમાં 'નાસ્ય શક્તઃ...યથા જનાઃ' – આ શ્લોકાર્ધ મૂળમાં નથી. ટિપ્પણીમાં આની જગ્યાએ એક પાઠાન્તરનો ઉલ્લેખ મળે છે, જે આ પ્રમાણે છે – 'વિજેષ્યતિ ન કોઽપ્યેનં બ્રહ્મતેજઃસમો...।' ૩. પ્રા. પા. – ૦મેવાવમા૦ । ૪. પ્રા. પા. – વિ૦ । ૫. પ્રા. પા. – ૦ચિનઃ ।

બુભુજે ચ શ્રિયં સ્વૃદ્ધાં[1] દ્વિજદેવોપલમ્ભિતામ્ ।
કૃતકૃત્યમિવાત્માનં મન્યમાનો મહામનાઃ ॥ ૩૬॥

તેઓ બ્રાહ્મણદેવતાઓની કૃપાથી પ્રાપ્ત થયેલી સમૃદ્ધ રાજ્યલક્ષ્મીનો અત્યંત ઉદારતાપૂર્વક ઉપભોગ કરવા લાગ્યા અને સ્વયં પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. (૩૬)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥

આઠમા સ્કંધ-અંતર્ગત પંદરમો અધ્યાય સમાપ્ત.

═★═

# સોળમો અધ્યાય

## અદિતિને કશ્યપજીએ કરેલો પયોવ્રતનો ઉપદેશ

*શ્રીશુક ઉવાચ*

એવં પુત્રેષુ નષ્ટેષુ દેવમાતાઽદિતિસ્તદા ।
હૃતે ત્રિવિષ્ટપે દૈત્યૈઃ પર્યતપ્યદનાથવત્ ॥ ૧॥

એકદા કશ્યપસ્તસ્યા આશ્રમં ભગવાનગાત્ ।
નિરુત્સવં નિરાનન્દં સમાધેર્વિરતશ્ચિરાત્ ॥ ૨॥

સ પત્નીં દીનવદનાં કૃતાસનપરિગ્રહઃ ।
સભાજિતો યથાન્યાયમિદમાહ કુરૂદ્વહ ॥ ૩॥

અપ્યભદ્રં ન વિપ્રાણાં ભદ્રે લોકેઽધુનાઽઽગતમ્ ।
ન ધર્મસ્ય ન લોકસ્ય મૃત્યોશ્છન્દાનુવર્તિનઃ ॥ ૪॥

અપિ વાઽકુશલં કિઞ્ચિદ્ ગૃહેષુ ગૃહમેધિનિ ।
ધર્મસ્યાર્થસ્ય કામસ્ય યત્ર યોગો હ્યયોગિનામ્ ॥ ૫॥

અપિ વાઽતિથયોઽભ્યેત્ય[2] કુટુમ્બાસક્તયા ત્વયા ।
ગૃહાદપૂજિતા યાતાઃ પ્રત્યુત્થાનેન વા ક્વચિત્ ॥ ૬॥

ગૃહેષુ યેષ્વતિથયો નાર્ચિતાઃ સલિલૈરપિ ।
યદિ નિર્યાન્તિ તે નૂનં ફેરુરાજગૃહોપમાઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે –** (હે પરીક્ષિત!) દેવો જ્યારે આ પ્રમાણે નાસી જઈને સંતાઈ ગયા અને દૈત્યોએ સ્વર્ગ પર અધિકાર મેળવી લીધો ત્યારે દેવોનાં માતા અદિતિને ઘણું દુઃખ થયું. તેઓ અનાથ જેવાં થઈ ગયાં. (૧) એક વાર ઘણા દિવસો પછી પરમપ્રભાવશાળી કશ્યપ મુનિની સમાધિ તૂટી ત્યારે તેઓ અદિતિના આશ્રમમાં આવ્યા. તેમણે જોયું કે ત્યાં નથી તો સુખ-શાન્તિ કે નથી કોઈ પ્રકારનો ઉત્સાહ કે આનંદ-ઉમંગ. (૨) હે પરીક્ષિત! જ્યારે તેઓ ત્યાં જઈને આસન પર બેઠા અને અદિતિએ વિધિપૂર્વક તેમનો સત્કાર કર્યો ત્યારે તેમણે પોતાનાં પત્ની અદિતિને, કે જેમના મુખ પર ઉદાસીનતા છવાયેલી હતી - તેમને કહ્યું - (૩) "હે કલ્યાણી! શું અત્યારે સંસારમાં બ્રાહ્મણો પર કોઈ આફત તો નથી આવી ને? ધર્મનું પાલન તો બરાબર થઈ રહ્યું છે ને? કાળના વિકરાળ જડબામાં પડેલા લોકોનું કશું અમંગળ તો નથી થઈ રહ્યું ને? (૪) હે પ્રિયા! ગૃહસ્થાશ્રમ તો, જે લોકો યોગ નથી કરતા તેમને પણ યોગનું ફળ આપે છે. આ ગૃહસ્થાશ્રમમાં રહેવામાં ધર્મ, અર્થ અને કામના સેવનમાં કોઈ પ્રકારનું વિઘ્ન તો નથી નડતું ને? (૫) એવું પણ સંભવિત છે કે તમે કુટુંબના ભરણપોષણમાં વ્યસ્ત હો, ત્યારે અતિથિ આવ્યા હોય અને તમારા તરફથી સમ્માન પામ્યા વિના જ પાછા વળી ગયા હોય; તમે ઉપસ્થિત થઈને તેમનો સત્કાર કરવામાં અસમર્થ રહ્યાં હો. આવા કોઈ કારણે તો તમે ઉદાસ નથી થઈ રહ્યાં ને? (૬) જે ઘરોમાં પધારેલા અતિથિનો જળ માત્રથી પણ સત્કાર કરવામાં આવતો નથી અને તેઓ એમ ને એમ જ (સત્કાર પામ્યા વિના જ) પાછા વળી જાય છે તે ઘરો ખરેખર જ ગીધડાંના નિવાસસ્થાન જેવાં છે. (૭)

૧. પ્રા. પા. – શુદ્ધાં । ૨. પ્રા. પા. – ઽભ્યેતાઃ ।

અપ્યગ્નયસ્તુ વેલાયાં ન હુતા હવિષા સતિ ।
ત્વયોદ્વિગ્નધિયા ભદ્રે પ્રોષિતે મયિ કર્હિચિત્ ॥ ૮॥

યત્પૂજયા કામદુઘાન્ યાતિ લોકાન્ ગૃહાન્વિતઃ ।
બ્રાહ્મણોઽગ્નિશ્ચ વૈ વિષ્ણોઃ સર્વદેવાત્મનો મુખમ્ ॥ ૯॥

અપિ સર્વે કુશલિનસ્તવ પુત્રા મનસ્વિનિ[1] ।
લક્ષયેઽસ્વસ્થમાત્માનં ભવત્યા લક્ષણૈરહમ્ ॥ ૧૦॥

*અદિતિરુવાચ*

ભદ્રં દ્વિજગવાં બ્રહ્મન્ ધર્મસ્યાસ્ય જનસ્ય ચ ।
ત્રિવર્ગસ્ય પરં ક્ષેત્રં ગૃહમેધિન્ ગૃહા ઈમે ॥ ૧૧॥

અગ્નયોઽતિથયો ભૃત્યા ભિક્ષવો યે ચ લિપ્સવઃ ।
સર્વં ભગવતો બ્રહ્મન્નનુધ્યાનાન્ન રિષ્યતિ ॥ ૧૨॥

કો નુ મે ભગવન્ કામો ન સમ્પદ્યેત માનસઃ ।
યસ્યા ભવાન્ પ્રજાધ્યક્ષ એવં ધર્માન્ પ્રભાષતે ॥ ૧૩॥

તવૈવ મારીચ મનઃશરીરજાઃ
પ્રજા ઈમાઃ સત્ત્વરજસ્તમોજુષઃ ।
સમો ભવાંસ્તાસ્વસુરાદિષુ પ્રભો
તથાપિ ભક્તં ભજતે મહેશ્વરઃ ॥ ૧૪॥

તસ્માદીશ ભજન્ત્યા મે શ્રેયશ્ચિન્તય સુવ્રત ।
હૃતશ્રિયો હૃતસ્થાનાન્ સપત્નૈઃ પાહિ નઃ પ્રભો ॥ ૧૫॥

પરૈર્વિવાસિતા સાહં મગ્ના વ્યસનસાગરે ।
ઐશ્વર્યં શ્રીર્યશઃ સ્થાનં હૃતાનિ પ્રબલૈર્મમ ॥ ૧૬॥

યથા તાનિ પુનઃ સાધો પ્રપદ્યેરન્ મમાત્મજાઃ ।
તથા વિધેહિ કલ્યાણં ધિયા કલ્યાણકૃત્તમ ॥ ૧૭॥

હે પ્રિયા! સંભવ છે કે મારા બહાર ચાલ્યા ગયા પછી ક્યારેક તમારું ચિત્ત ઉદ્વિગ્ન રહ્યું હોય અને જે તે સમયે તમે હવિષ્યથી અગ્નિઓમાં હવન ન કર્યો હોય. (૮) સર્વદેવમય ભગવાનનાં મુખ છે – બ્રાહ્મણો અને અગ્નિ. જો ગૃહસ્થ આ બંનેની પૂજા કરે તો તેને સમસ્ત કામનાઓને પૂરી કરનારા લોકોની પ્રાપ્તિ થાય છે. (૯) હે પ્રિયા! તમે આમ તો હંમેશાં પ્રસન્ન જ રહો છો, પણ તમારાં ઘણાં લક્ષણોથી હું જોઈ શકું છું કે આ સમયે તમારું ચિત્ત અસ્વસ્થ છે. તમારાં બધાં બાળકો તો સકુશળ છે ને?" (૧૦)

**અદિતિએ કહ્યું** – હે ભગવન્! બ્રાહ્મણો, ગાયો, ધર્મ અને તમારી આ દાસી – બધાં સકુશળ છે. હે મારા સ્વામી! આ ગૃહસ્થાશ્રમ જ અર્થ, ધર્મ અને કામની સાધનામાં પરમ સહાયક છે. (૧૧) હે પ્રભુ! તમારા નિરંતર સ્મરણ અને કલ્યાણની કામનાને લીધે મેં અગ્નિ, અતિથિ, સેવકો, ભિક્ષુકો અને અન્ય યાચકોનો યથાસંભવ આદર કર્યો છે. (૧૨) હે ભગવન્! જ્યારે તમારા જેવા પ્રજાપતિ મને આ પ્રમાણે ધર્મપાલનનો ઉપદેશ કરી રહ્યા છે ત્યારે ભલા, મારા મનની એવી કઈ કામના હોઈ શકે કે જે પૂરી ન થાય? (૧૩) હે આર્યપુત્ર! સમસ્ત પ્રજા, ભલે ને પછી તે સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી હોય – તે તમારી જ સંતતિ છે. કેટલાંક તમારા સંકલ્પથી, તો કેટલાંક તમારા શરીરથી ઉત્પન્ન થયેલાં છે. હે ભગવન્! એ તો નિઃસંદેહ વાત છે કે તમે બધાં જ સંતાનો, ભલે ને તે અસુર હોય કે દેવતા - સૌ પ્રત્યે એક સમાન ભાવ રાખો છો. તમે સમભાવી છો તોપણ સ્વયં પરમેશ્વર પણ પોતાનાં ભક્તોની અભિલાષા પૂર્ણ કરતા રહે છે. (૧૪) હે સ્વામી! હું તમારી દાસી છું, તમે મારા કલ્યાણનો વિચાર કરો. હે મર્યાદાપાલક પ્રભુ! શત્રુઓએ અમારી સંપત્તિ અને રહેવાનાં સ્થાન સુધ્ધાં બધું છીનવી લીધું છે. તમે અમારું રક્ષણ કરો. (૧૫) બળવાન દૈત્યોએ મારા ઐશ્વર્ય, ધન, યશ અને પદને પડાવી લીધાં છે તથા અમને ઘરમાંથી બહાર કાઢી મૂક્યાં છે. આ પ્રમાણે હું દુઃખના સાગરમાં ડૂબી રહી છું. (૧૬) અમારું ભલું કરનાર તમારાથી ચઢિયાતું બીજું કોઈ નથી; તેથી મારા હિતકર સ્વામી! તમે સમજી-વિચારીને પોતાના સંકલ્પથી જ મારા કલ્યાણનો કોઈ એવો ઉપાય કરો કે જેનાથી મારા પુત્રોને તે બધી વસ્તુઓ ફરીથી મળી જાય. (૧૭)

૧. પ્રા. પા. – યશસ્વિનિ ।

*શ્રીશુક ઉવાચ*

**એવમભ્યર્થિતોઽદિત્યા કસ્તામાહ સ્મયન્નિવ ।**
**અહો માયાબલં વિષ્ણોઃ સ્નેહબદ્ધમિદં જગત્ ॥ ૧૮॥**

**ક્વ દેહો ભૌતિકોઽનાત્મા[1] ક્વ ચાત્મા પ્રકૃતેઃ પરઃ ।**
**કસ્ય કે પતિપુત્રાદ્યા મોહ એવ હિ કારણમ્ ॥ ૧૯॥**

**ઉપતિષ્ઠસ્વ પુરુષં ભગવન્તં જનાર્દનમ્ ।**
**સર્વભૂતગુહાવાસં વાસુદેવં જગદ્ગુરુમ્ ॥ ૨૦॥**

**સ વિધાસ્યતિ તે કામાન્ હરિર્દીનાનુકમ્પનઃ[2] ।**
**અમોઘા ભગવદ્ભક્તિર્નેતરેતિ[3] મતિર્મમ ॥ ૨૧॥**

**શ્રીશુકદેવજી કહે છે** – અદિતિએ જ્યારે કશ્યપજીને આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે તેઓ થોડા વિસ્મય પામ્યા અને બોલ્યા – "ઘણા આશ્ચર્યની વાત છે. ભગવાનની માયા કેવી પ્રબળ છે! આ સઘળું જગત સ્નેહના દોરથી બંધાયેલું છે. (૧૮) ક્યાં પંચભૂતોથી બનેલું આ અનાત્મ શરીર અને ક્યાં પ્રકૃતિથી પર આત્મા! નથી કોઈનો કોઈ પતિ, નથી પુત્ર કે નથી સંબંધી. મોહ જ મનુષ્યને નચાવી રહ્યો છે. (૧૯) હે પ્રિયા! તમે સમસ્ત પ્રાણીઓના હૃદયમાં વિરાજમાન, પોતાના ભક્તોનાં દુઃખ હરનારા, જગદ્ગુરુ ભગવાન શ્રીવાસુદેવની આરાધના કરો. (૨૦) તેઓ દીનજનો પ્રત્યે અનુકંપાશીલ છે. શ્રીહરિ અવશ્ય તમારી કામનાઓ પૂર્ણ કરશે. મારો એવો દૃઢ મત છે કે ભગવાનની ભક્તિ ક્યારેય ફોગટ જતી નથી. આ સિવાય અન્ય કોઈ ઉપાય નથી." (૨૧)

*અદિતિરુવાચ*

**કેનાહં વિધિના બ્રહ્મન્નુપસ્થાસ્યે જગત્પતિમ્ ।**
**યથા મે સત્યસઙ્કલ્પો વિદધ્યાત્સ મનોરથમ્ ॥ ૨૨॥**

**આદિશ ત્વં દ્વિજશ્રેષ્ઠ વિધિં તદુપધાવનમ્ ।**
**આશુ તુષ્યતિ મે દેવઃ સીદન્ત્યાઃ સહ પુત્રકૈઃ ॥ ૨૩॥**

**અદિતિએ પૂછ્યું** – હે ભગવન્! હું જગદીશ્વર ભગવાનની આરાધના કઈ રીતે કરું કે જેથી સત્યસંકલ્પ તે પ્રભુ મારો મનોરથ પૂર્ણ કરે? (૨૨) હે પતિદેવ! હું પોતાના પુત્રો સહિત ઘણું જ દુઃખ ભોગવી રહી છું; તો તે પ્રભુ જેનાથી મારા પર સત્વરે પ્રસન્ન થઈ જાય તેવી તેમની આરાધનાની વિધિ મને બતાવો. (૨૩)

*કશ્યપ ઉવાચ*

**એતન્મે ભગવાન્ પૃષ્ટઃ પ્રજાકામસ્ય પદ્મજઃ ।**
**યદાહ તે પ્રવક્ષ્યામિ વ્રતં કેશવતોષણમ્ ॥ ૨૪॥**

**ફાલ્ગુનસ્યામલે પક્ષે દ્વાદશાહં પયોવ્રતઃ ।**
**અર્ચયેદરવિન્દાક્ષં ભક્ત્યા પરમયાઽન્વિતઃ ॥ ૨૫॥**

**સિનીવાલ્યાં મૃદાઽઽલિપ્ય સ્નાયાત્ ક્રોડવિદીર્ણયા ।**
**યદિ લભ્યેત વૈ સ્રોતસ્યેતં મન્ત્રમુદીરયેત્[4] ॥ ૨૬॥**

**ત્વં દેવ્યાદિવરાહેણ રસાયાઃ સ્થાનમિચ્છતા ।**
**ઉદ્ધૃતાસિ નમસ્તુભ્યં પાપ્માનં મે પ્રણાશય ॥ ૨૭॥**

**કશ્યપજીએ કહ્યું** – (હે દેવી!) મને જ્યારે સંતાનપ્રાપ્તિની કામના થઈ હતી ત્યારે મેં ભગવાન બ્રહ્માજીને આ જ પ્રશ્ન કર્યો હતો. ભગવાનને પ્રસન્ન કરનારા જે વ્રતનો તેમણે મને ઉપદેશ કર્યો હતો તે જ હું તમને કહી સંભળાવું છું. (૨૪) ફાગણ માસના શુક્લ પક્ષમાં બાર દિવસ સુધી માત્ર દૂધ જ પીવું અને પરમ ભક્તિભાવપૂર્વક ભગવાન કમલનયનની પૂજા કરવી. (૨૫) અમાસના દિવસે જો મળી શકે તો સૂવરે ખોદેલી માટીથી પોતાનું શરીર ચોળીને નદીમાં સ્નાન કરવું અને તે સમયે આ મંત્રનું ઉચ્ચારણ કરવું જોઈએ – (૨૬) "હે (પૃથ્વી)દેવી! પ્રાણીઓને સ્થાન આપવાની ઇચ્છાથી વરાહ ભગવાને રસાતલમાંથી તમારો ઉદ્ધાર કર્યો હતો. તમને મારા નમસ્કાર છે; તમે મારાં પાપોનો નાશ કરી દો." (૨૭)

૧. પ્રા. પા. – ૦કો નામ । ૨. પ્રા. પા. – ૦કમ્પકઃ । ૩. પ્રા. પા. – ૦દ્ભક્તિઃ પરા ચેતિ મતિ૦ । ૪. પ્રા. પા. – ૦દાહરેત્ ।

નિર્વર્તિતાત્મનિયમો દેવમર્ચેત્સમાહિતઃ ।
અર્ચાયાં સ્થણ્ડિલે સૂર્યે જલે વહ્નૌ ગુરાવપિ ॥ ૨૮॥

નમસ્તુભ્યં ભગવતે પુરુષાય મહીયસે ।
સર્વભૂતનિવાસાય વાસુદેવાય સાક્ષિણે ॥ ૨૯॥

નમોऽવ્યક્તાય સૂક્ષ્માય પ્રધાનપુરુષાય ચ ।
ચતુર્વિંશદ્ગુણજ્ઞાય ગુણસઙ્ખ્યાનહેતવે ॥ ૩૦॥

નમો દ્વિશીર્ષ્ણે ત્રિપદે ચતુઃશૃઙ્ગાય તન્તવે ।
સપ્તહસ્તાય યજ્ઞાય ત્રયીવિદ્યાત્મને નમઃ ॥ ૩૧॥

નમઃ શિવાય રુદ્રાય નમઃ શક્તિધરાય ચ ।
સર્વવિદ્યાધિપતયે ભૂતાનાં પતયે નમઃ ॥ ૩૨॥

નમો હિરણ્યગર્ભાય પ્રાણાય[1] જગદાત્મને ।
યોગૈશ્વર્યશરીરાય નમસ્તે યોગહેતવે ॥ ૩૩॥

નમસ્ત આદિદેવાય સાક્ષિભૂતાય[2] તે નમઃ ।
નારાયણાય ઋષયે નરાય હરયે નમઃ ॥ ૩૪॥

નમો મરકતશ્યામવપુષેऽધિગતશ્રિયે ।
કેશવાય નમસ્તુભ્યં નમસ્તે પીતવાસસે ॥ ૩૫॥

ત્વં સર્વવરદઃ પુંસાં વરેણ્ય વરદર્ષભ ।
અતસ્તે શ્રેયસે ધીરાઃ પાદરેણુમુપાસતે ॥ ૩૬॥

અન્વવર્તન્ત યં દેવાઃ શ્રીશ્ચ તત્પાદપદ્મયોઃ[3] ।
સ્પૃહયન્ત ઈવામોદં ભગવાન્ મે પ્રસીદતામ્ ॥ ૩૭॥

ત્યારબાદ પોતાના નિત્ય અને નૈમિત્તિક નિયમોનું આચરણ સંપન્ન કરીને એકાગ્રચિત્તે મૂર્તિ, વેદી, સૂર્ય, જળ, અગ્નિ અને ગુરુદેવના રૂપમાં ભગવાનની પૂજા કરવી; (૨૮) (અને આ પ્રમાણે સ્તુતિ કરવી કે) "હે પ્રભુ! આપ સર્વશક્તિમાન છો, અંતર્યામી અને આરાધનીય છો. સઘળાં પ્રાણીઓ આપનામાં અને આપ સઘળાં પ્રાણીઓમાં નિવાસ કરો છો; તેથી જ આપને 'વાસુદેવ' કહે છે. આપ સમસ્ત ચરાચર જગતના અને તેના કારણના પણ સાક્ષી છો. હે ભગવન્! આપને મારા નમસ્કાર છે. (૨૯) આપ અવ્યક્ત અને સૂક્ષ્મ છો. પ્રકૃતિ અને પુરુષરૂપે પણ આપ જ વિદ્યમાન છો. આપ ચોવીસ ગુણોને જાણનારા અને ગુણોની સંખ્યા કરનારા સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક છો. આપને મારા નમસ્કાર છે. (૩૦) આપ તે યજ્ઞ છો કે જેનાં પ્રાયણીય અને ઉદયનીય – એ બે કર્મો મસ્તક છે; પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયંકાળ – એ ત્રણ સમય ત્રણ ચરણ છે; ચાર વેદ ચાર શૃંગ છે; ગાયત્રી વગેરે સાત છંદ સાત હાથ છે. એ ધર્મમય વૃષભરૂપ યજ્ઞ વેદો વડે પ્રતિપાદિત થયેલો છે અને તેનો આત્મા સ્વયં આપ જ છો. આપને મારા નમસ્કાર છે. (૩૧) આપ જ લોકકલ્યાણ કરનારા શિવ છો અને આપ જ પ્રલય કરનારા રુદ્ર છો. સમસ્ત શક્તિઓને ધારણ કરનારા પણ આપ જ છો. આપને મારા વારંવાર નમસ્કાર છે. આપ સમસ્ત વિદ્યાઓના અધિપતિ તેમ જ સઘળાં ભૂતોના સ્વામી છો. આપને મારા નમસ્કાર છે. (૩૨) આપ જ સૌના પ્રાણ છો અને આપ જ આ જગતના સ્વરૂપ પણ છો. આપ યોગનું કારણ તો છો જ, સ્વયં યોગ અને તેનાથી મળનારું ઐશ્વર્ય પણ આપ જ છો. હે હિરણ્યગર્ભ! આપને મારા નમસ્કાર છે. (૩૩) આપ જ આદિદેવ છો, સૌના સાક્ષી છો. આપ જ નરનારાયણ ઋષિના રૂપમાં પ્રગટ સ્વયં ભગવાન છો. આપને મારા નમસ્કાર છે. (૩૪) આપનું શરીર મરકતમણિ જેવું શામળું છે. સમસ્ત સંપત્તિ અને સૌંદર્યનાં દેવી લક્ષ્મીજી આપનાં સેવિકા છે. હે પીતાંબરધારી કેશવ! આપને મારા વારંવાર નમસ્કાર છે. (૩૫) આપ બધા પ્રકારનાં વરદાન આપનારા છો, વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ છો. આપ જીવોના એકમાત્ર વરણ કરવા યોગ્ય છો, અને આ જ કારણે ધીર-વિવેકી મનુષ્યો પોતાના કલ્યાણ માટે આપની ચરણરજની ઉપાસના કરે છે. (૩૬) જેમનાં ચરણકમળોની સુગંધ પ્રાપ્ત કરવાની લાલસાથી સમસ્ત દેવો અને સ્વયં લક્ષ્મીજી પણ જેમની સેવામાં રત રહે છે તે ભગવાન મારા પર પ્રસન્ન થાઓ." (૩૭)

૧. પ્રા. પા. – દેવાય । ૨. પ્રા. પા. – દેવદેવાય તે । ૩. પ્રા. પા. – યત્પા૦ ।

એતૈર્મન્ત્રૈર્હૃષીકેશમાવાહનપુરસ્કૃતમ્ ।
અર્ચયેચ્છ્રદ્ધયા યુક્તઃ પાદ્યોપસ્પર્શનાદિભિઃ ॥ ૩૮॥

અર્ચિત્વા ગન્ધમાલ્યાદ્યૈઃ પયસા સ્નપયેદ્વિભુમ્ ।
વસ્ત્રોપવીતાભરણપાદ્યોપસ્પર્શનૈસ્તતઃ[1] ।
ગન્ધધૂપાદિભિશ્ચાર્ચેદ્ દ્વાદશાક્ષરવિદ્યયા ॥ ૩૯॥

શૃતં પયસિ[2] નૈવેદ્યં શાલ્યન્નં વિભવે સતિ ।
સસર્પિઃ સગુડં દત્ત્વા જુહુયાન્મૂલવિદ્યયા ॥ ૪૦॥

નિવેદિતં તદ્ભક્તાય દદ્યાદ્ ભુઞ્જીત વા સ્વયમ્ ।
દત્ત્વાઽઽચમનમર્ચિત્વા તામ્બૂલં ચ નિવેદયેત્ ॥ ૪૧॥

જપેદષ્ટોત્તરશતં સ્તુવીત સ્તુતિભિઃ પ્રભુમ્ ।
કૃત્વા પ્રદક્ષિણં ભૂમૌ પ્રણમેદ્દણ્ડવન્મુદા ॥ ૪૨॥

કૃત્વા શિરસિ તચ્છેષાં દેવમુદ્વાસયેત્તતઃ ।
દ્વ્યવરાન્ ભોજયેદ્વિપ્રાન્ પાયસેન યથોચિતમ્ ॥ ૪૩॥

ભુઞ્જીત તૈરનુજ્ઞાતઃ શેષં સેષ્ટઃ સભાજિતૈઃ ।
બ્રહ્મચાર્યથ તદ્રાત્ર્યાં શ્વોભૂતે પ્રથમેઽહનિ ॥ ૪૪॥

સ્નાતઃ શુચિર્યથોક્તેન વિધિના સુસમાહિતઃ ।
પયસા સ્નાપયિત્વાઽર્ચેદ્યાવદ્વ્રતસમાપનમ્ ॥ ૪૫॥

પયોભક્ષો વ્રતમિદં ચરેદ્વિષ્ણ્વર્ચનાદૃતઃ ।
પૂર્વવજ્જુહુયાદગ્નિં બ્રાહ્મણાંશ્ચાપિ ભોજયેત્ ॥ ૪૬॥

એવં ત્વહરહઃ કુર્યાદ્ દ્વાદશાહં પયોવ્રતઃ ।
હરેરારાધનં હોમમર્હણં દ્વિજતર્પણમ્ ॥ ૪૭॥

પ્રતિપદ્દિનમારભ્ય યાવચ્છુક્લત્રયોદશી ।
બ્રહ્મચર્યમધઃસ્વપ્નં સ્નાનં ત્રિષવણં ચરેત્ ॥ ૪૮॥

હે પ્રિયા! ભગવાન શ્રીહૃષીકેશનું આવાહન પહેલાં જ કરી લેવું. પછી આ મંત્રો વડે પાદ્ય, આચમન વગેરે સાથે શ્રદ્ધાપૂર્વક મન જોડીને પૂજા કરવી. (૩૮) ગંધ, માળા વગેરેથી પૂજા કરીને ભગવાનને દૂધથી સ્નાન કરાવવું. ત્યારબાદ વસ્ત્રો, યજ્ઞોપવીત, આભૂષણો, પાદ્ય, આચમન, ગંધ, ધૂપ વગેરે વડે દ્વાદશાક્ષર મંત્રથી ભગવાનની પૂજા કરવી. (૩૯) જો શક્તિ હોય તો દૂધમાં રાંધેલા તથા ઘી અને ગોળ મેળવેલા ડાંગરના ચોખાનું નૈવેદ્ય ધરાવવું અને દ્વાદશાક્ષર મંત્રસહિત તેનો હવન કરવો. (૪૦) તે નૈવેદ્ય ભગવાનના ભક્તોમાં વહેંચી દેવું અથવા પોતે જ લેવું. આચમન અને પૂજન કર્યા પછી તાંબૂલ નિવેદિત કરવું. (૪૧) એકસો આઠ વાર દ્વાદશાક્ષર મંત્રનો જપ કરવો અને સ્તુતિઓ વડે ભગવાનનું સ્તવન કરવું. પ્રદક્ષિણા કરીને ખૂબ પ્રેમ અને આનંદથી જમીન પર આળોટીને દંડવત્ પ્રણામ કરવા. (૪૨) નિર્માલ્ય માથે ચડાવવું અને પછી દેવતાનું વિસર્જન કરવું. (પછી) ઓછામાં ઓછા બે બ્રાહ્મણોને યથાયોગ્ય રીતે ખીરનું ભોજન કરાવવું; (૪૩) દક્ષિણા વગેરે આપીને તેમનો સત્કાર કરવો. ત્યારબાદ તેમની આજ્ઞા લઈને શેષ બચેલું અન્ન પોતાના ઇષ્ટ મિત્રો સાથે પોતે ગ્રહણ કરવું. તે દિવસે બ્રહ્મચર્યપૂર્વક રહેવું અને બીજે દિવસે સવારે જ સ્નાન વગેરેથી પરવારીને પવિત્રતાપૂર્વક, અગાઉ કહેલી વિધિ પ્રમાણે, એકાગ્રચિત્ત થઈને ભગવાનની પૂજા કરવી. આ પ્રમાણે વ્રત જ્યાં સુધી સમાપ્ત ન થાય ત્યાં સુધી દૂધથી સ્નાન કરાવીને દરરોજ ભગવાનની પૂજા કરવી. (૪૪-૪૫)

ભગવાનની પૂજામાં આદરભાવ રાખીને, કેવળ પયોવ્રતી રહીને આ વ્રત કરવું જોઈએ. અગાઉની જેમ જ દરરોજ હવન કરવો જોઈએ અને બ્રાહ્મણોને ભોજન પણ કરાવવું જોઈએ. (૩૬) આ પ્રમાણે પયોવ્રતનું આચરણ કરતા રહીને બાર દિવસ સુધી દરરોજ ભગવાનની આરાધના, હોમહવન અને પૂજન કરવું તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું. (૪૭)

ફાગણ સુદિ પડવાના દિવસથી શરૂ કરી તેરશ સુધી બ્રહ્મચર્યપૂર્વક રહેવું, પૃથ્વી પર સૂવું અને ત્રિકાળસ્નાન

૧. પ્રા. પા. – ૦સ્પર્શનાદિભિઃ । ૨. પ્રા. પા. – પયઃ સનૈવેદ્યં ।

વર્જયેદસદાલાપં ભોગાનુચ્ચાવચાંસ્તથા ।
અહિંસ્રઃ સર્વભૂતાનાં વાસુદેવપરાયણઃ ॥ ૪૯॥

ત્રયોદશ્યામથો વિષ્ણોઃ સ્નપનં પઞ્ચકૈર્વિભોઃ ।
કારયેચ્છાસ્ત્રદૃષ્ટેન વિધિના વિધિકોવિદૈઃ ॥ ૫૦॥

પૂજાં ચ મહતીં કુર્યાદ્વિત્તશાઠ્યવિવર્જિતઃ ।
ચરું નિરૂપ્ય પયસિ શિપિવિષ્ટાય વિષ્ણવે ॥ ૫૧॥

શૃતેન તેન પુરુષં યજેત સુસમાહિતઃ ।
નૈવેદ્યં ચાતિગુણવદ્ દદ્યાત્પુરુષતુષ્ટિદમ્ ॥ ૫૨॥

આચાર્યં જ્ઞાનસમ્પન્નં વસ્ત્રાભરણધેનુભિઃ ।
તોષયેદૃત્વિજશ્ચૈવ તદ્વિદ્ધ્યારાધનં હરેઃ ॥ ૫૩॥

ભોજયેત્તાન્ ગુણવતા સદન્નેન શુચિસ્મિતે ।
અન્યાંશ્ચ બ્રાહ્મણાઞ્છક્ત્યા[1] યે ચ તત્ર સમાગતાઃ ॥ ૫૪॥

દક્ષિણાં ગુરવે દદ્યાદૃત્વિગ્ભ્યશ્ચ યથાર્હતઃ ।
અન્નાદ્યેનાશ્વપાકાંશ્ચ પ્રીણયેત્સમુપાગતાન્ ॥ ૫૫॥

ભુક્તવત્સુ ચ સર્વેષુ દીનાન્ધકૃપણેષુ[2] ચ ।
વિષ્ણોસ્તત્પ્રીણનં વિદ્વાન્ ભુઞ્જીત સહ બન્ધુભિઃ ॥ ૫૬॥

નૃત્યવાદિત્રગીતૈશ્ચ સ્તુતિભિઃ સ્વસ્તિવાચકૈઃ ।
કારયેત્તત્કથાભિશ્ચ[3] પૂજાં ભગવતોઽન્વહમ્ ॥ ૫૭॥

એતત્પયોવ્રતં નામ પુરુષારાધનં પરમ્ ।
પિતામહેનાભિહિતં મયા[4] તે સમુદાહૃતમ્ ॥ ૫૮॥

ત્વં ચાનેન મહાભાગે સમ્યક્ચીર્ણેન કેશવમ્ ।
આત્મના શુદ્ધભાવેન નિયતાત્મા[5] ભજાવ્યયમ્ ॥ ૫૯॥

કરવું. (૪૮) અસત્ય ન બોલવું, પાપીઓ સાથે વાતચીત કરવી નહીં, પાપવિષયક ચર્ચા કરવી નહીં; નાના-મોટા બધા પ્રકારના ભોગોનો ત્યાગ કરી દેવો. કોઈ પણ પ્રાણીને કોઈ પણ પ્રકારનું કષ્ટ આપવું નહીં અને ભગવાનની આરાધનામાં જ વ્યસ્ત રહેવું. (૪૯) તેરશના દિવસે વિધિ જાણનારા બ્રાહ્મણો દ્વારા શાસ્ત્રોક્ત વિધિથી ભગવાન શ્રીવિષ્ણુને પંચામૃત-સ્નાન કરાવવું. (૫૦) તે દિવસે ધનનો સંકોચ (કરકસર) છોડીને ભગવાનની મહાપૂજા કરવી જોઈએ અને દૂધની ખીર બનાવીને ભગવાન શ્રીવિષ્ણુને અર્પણ કરવી જોઈએ. (૫૧) અત્યંત એકાગ્રચિત્તે તે રાંધેલી ખીર વડે ભગવાનનું યજન કરવું જોઈએ અને તેમને પ્રસન્ન કરનારું ગુણયુક્ત તથા સ્વાદિષ્ટ નૈવેદ્ય અર્પણ કરવું જોઈએ. (૫૨) ત્યારબાદ જ્ઞાનસંપન્ન આચાર્ય અને ઋત્વિજોને વસ્ત્રો, આભૂષણો, ગાયો વગેરેનું દાન કરીને સંતુષ્ટ કરવા જોઈએ. હે પ્રિયા! આને પણ ભગવાનની જ આરાધના સમજવી જોઈએ. (૫૩) હે પ્રિયા! આચાર્ય અને ઋત્વિજોને તો શુદ્ધ, સાત્ત્વિક અને ગુણયુક્ત ભોજન કરાવવું જ જોઈએ, બલકે બીજા બ્રાહ્મણોને અને પધારેલા અતિથિઓને પણ પોતાની શક્તિ પ્રમાણે ભોજન કરાવવું જોઈએ. (૫૪) ગુરુ અને ઋત્વિજોને યથાયોગ્ય દક્ષિણા આપવી જોઈએ. ચાંડાલ વગેરે કે જેઓ આપમેળે જ આવી ચડ્યા હોય તે બધાને તથા ગરીબ, અંધ અને અશક્ત મનુષ્યોને પણ અન્નદાન વગેરેથી સંતુષ્ટ કરવા જોઈએ. જ્યારે બધા લોકો જમી પરવારે ત્યારે તે બધાના સત્કારને ભગવાનની પ્રસન્નતાનું સાધન સમજીને પોતાના ભાઈબંધુઓ સાથે સ્વયં ભોજન કરવું. (૫૫-૫૬) પડવાની તિથિથી શરૂ કરી તેરશ સુધી દરરોજ નૃત્ય-ગીત, ગાન-વાદ્ય, સ્તુતિ, સ્વસ્તિવાચન અને ભગવાનની લીલા-કથાઓ વડે ભગવાનની પૂજા કરવી અને કરાવવી. (૫૭)

હે પ્રિયા! આ (વ્રત) ભગવાનની શ્રેષ્ઠ આરાધના છે. આ વ્રતનું નામ 'પયોવ્રત' છે. બ્રહ્માજીએ મને જેવું બતાવ્યું હતું તેવું જ મેં તમને તે કહી બતાવ્યું. (૫૮) હે દેવી! તમે ભાગ્યશાળી છો. પોતાની ઇન્દ્રિયોને વશ કરીને શુદ્ધભાવે તેમ જ શ્રદ્ધાપૂર્ણ ચિત્તે આ વ્રતનું સમ્યક્પણે અનુષ્ઠાન કરો અને એના વડે અવિનાશી ભગવાનની આરાધના કરો. (૫૯)

૧. પ્રા. પા. – મુક્તાન્ । ૨. પ્રા. પા. – ૦કૃપણાદિષુ । ૩. પ્રા. પા. – ૦ત્સત્કથા૦ । ૪. પ્રા. પા. – મમ । ૫. પ્રા. પા. – ભજનીયં ।

અયં વૈ સર્વયજ્ઞાખ્યઃ સર્વવ્રતમિતિ સ્મૃતમ્ ।
તપઃસારમિદં ભદ્રે દાનં ચેશ્વરતર્પણમ્ ॥ ૬૦॥

હે કલ્યાણી! આ વ્રત ભગવાનને સંતુષ્ટ કરનારું છે, તેથી તે 'સર્વયજ્ઞ' અને 'સર્વવ્રત'ના નામે જાણીતું છે. આ વ્રત સઘળાં તપોનો સાર છે અને સઘળાં દાનોમાં મુખ્ય દાન છે. (૬૦)

ત એવ નિયમાઃ સાક્ષાત્ત એવ ચ યમોત્તમાઃ ।
તપો દાનં વ્રતં યજ્ઞો યેન તુષ્યત્યધોક્ષજઃ ॥ ૬૧॥

જેમના થકી ભગવાન પ્રસન્ન થાય તે જ સાચા નિયમ છે, તે જ ઉત્તમ યમ છે, તે જ વાસ્તવમાં તપ, દાન, વ્રત અને યજ્ઞ છે. (૬૧)

તસ્માદેતદ્વ્રતં ભદ્રે પ્રયતા શ્રદ્ધયા ચર ।
ભગવાન્ પરિતુષ્ટસ્તે વરાનાશુ વિધાસ્યતિ ॥ ૬૨॥

તેથી હે દેવી! તમે સંયમ અને શ્રદ્ધાપૂર્વક આ વ્રતનું અનુષ્ઠાન કરો. ભગવાન સત્વરે તમારા પર પ્રસન્ન થશે અને તમારી અભિલાષા પૂરી કરશે. (૬૨)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધેઽદિતિ-પયોવ્રતકથનં[1] નામ ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥

આઠમા સ્કંધ-અંતર્ગત અદિતિને પ્રયોવ્રતનું કથન નામનો સોળમો અધ્યાય સમાપ્ત.

=★=

# સત્તરમો અધ્યાય

## ભગવાનનું પ્રગટ થવું અને અદિતિને વરદાન આપવું

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્તા સાઽદિતી રાજન્ સ્વભર્ત્રા કશ્યપેન વૈ ।
અન્વતિષ્ઠદ્વ્રતમિદં દ્વાદશાહમતન્દ્રિતા ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – હે રાજન્! પોતાના પતિ મહર્ષિ કશ્યપજીના ઉપદેશ પ્રમાણે અદિતિએ અત્યંત સાવધાનીપૂર્વક બાર દિવસ સુધી આ વ્રતનું અનુષ્ઠાન કર્યું. (૧)

ચિન્તયન્ત્યેકયા બુદ્ધ્યા મહાપુરુષમીશ્વરમ્ ।
પ્રગૃહ્યેન્દ્રિયદુષ્ટાશ્વાન્ મનસા બુદ્ધિસારથિઃ ॥ ૨॥

પોતાની બુદ્ધિને સારથિ બનાવીને, મનની લગામથી તેમણે ઇન્દ્રિયોરૂપી દુષ્ટ ઘોડાઓને પોતાના વશમાં કરી લીધા અને એકનિષ્ઠ બુદ્ધિથી તે ભગવાન શ્રીપુરુષોત્તમનું ચિંતન કરતાં રહ્યાં. (૨)

મનશ્ચૈકાગ્રયા બુદ્ધ્યા ભગવત્યખિલાત્મનિ ।
વાસુદેવે સમાધાય ચચાર હ પયોવ્રતમ્ ॥ ૩॥

તેમણે એકાગ્રભાવે પોતાના મનને સર્વાત્મા ભગવાન શ્રીવાસુદેવમાં સંપૂર્ણપણે જોડીને પયોવ્રતનું અનુષ્ઠાન કર્યું. (૩)

તસ્યાઃ પ્રાદુરભૂત્તાત ભગવાનાદિપૂરુષઃ ।
પીતવાસાશ્ચતુર્બાહુઃ શઙ્ખચક્રગદાધરઃ ॥ ૪॥

તેથી ભગવાન શ્રીપુરુષોત્તમ તેમની સમક્ષ ચતુર્ભુજરૂપે પ્રગટ થયા. હે પ્રિય પરીક્ષિત! તે ભગવાને પીતાંબર ધારણ કરેલું હતું અને ચારેય ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં હતાં. (૪)

તં નેત્રગોચરં વીક્ષ્ય સહસોત્થાય સાદરમ્ ।
નનામ ભુવિ કાયેન દણ્ડવત્પ્રીતિવિહ્વલા ॥ ૫॥

પોતાની સમક્ષ ભગવાનને એકાએક પ્રગટ થયેલા જોઈને અદિતિ આદરપૂર્વક ઊભાં થઈ ગયાં અને પછી પ્રેમવિહ્વળ થઈને તેમણે ભગવાનને દંડવત્ પ્રણામ કર્યા. (૫)

સોત્થાય બદ્ધાઞ્જલિરીડિતું સ્થિતા
નોત્સેહ આનન્દજલાકુલેક્ષણા ।
બભૂવ તૂષ્ણીં પુલકાકુલાકૃતિ-
સ્તદ્દર્શનાત્યુત્સવગાત્રવેપથુઃ ॥ ૬॥

પછી ઊભાં થઈને, હાથ જોડીને તેમણે ભગવાનની સ્તુતિ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ આંખોમાં આનંદનાં આંસુ ઊભરાઈ આવ્યાં અને તેમનાથી બોલી શકાયું નહીં. આખું શરીર પુલકિત થઈ રહ્યું હતું, દર્શન થતાં આનંદોલ્લાસને લીધે તેમનાં અંગોમાં રોમાંચ થવા લાગ્યો, અને તે ચુપચાપ ઊભાં રહ્યાં. (૬)

---

[1] પ્રા. પા. – કશ્યપાદિતિસંવાદે ।

પ્રીત્યા શનૈર્ગદ્‌ગદયા ગિરા હરિં
તુષ્ટાવ સા દેવ્યદિતિઃ કુરૂદ્વહ ।
ઉદ્વીક્ષતી સા પિબતીવ ચક્ષુષા
રમાપતિં યજ્ઞપતિં જગત્પતિમ્ ॥ ૭॥

હે પરીક્ષિત! દેવી અદિતિ પોતાનાં પ્રેમપૂર્ણ નેત્રોથી લક્ષ્મીપતિ, વિશ્વપતિ ભગવાન શ્રીયજ્ઞેશ્વરને એ પ્રમાણે નિહાળી રહ્યાં હતાં કે જાણે તે તેમને (નેત્રોથી હમણાં જ) પી જશે. ત્યારબાદ તે અત્યંત પ્રેમથી, ગદ્‌ગદ વાણીમાં ધીરે ધીરે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યાં. (૭)

*અદિતિરુવાચ*

યજ્ઞેશ યજ્ઞપુરુષાચ્યુત તીર્થપાદ
તીર્થશ્રવઃ શ્રવણમઙ્ગલનામધેય ।
આપન્નલોકવૃજિનોપશમોદયાદ્ય
શં નઃ કૃધીશ ભગવન્નસિ દીનનાથઃ ॥ ૮॥

વિશ્વાય વિશ્વભવનસ્થિતિસંયમાય
સ્વૈરં ગૃહીતપુરુશક્તિગુણાય ભૂમ્ને ।
સ્વસ્થાય શશ્વદુપબૃંહિતપૂર્ણબોધ-
વ્યાપાદિતાત્મતમસે હરયે નમસ્તે ॥ ૯॥

આયુઃ પરં વપુરભીષ્ટમતુલ્યલક્ષ્મી-
ર્દ્યોભૂરસાઃ સકલયોગગુણાસ્ત્રિવર્ગઃ ।
જ્ઞાનં ચ કેવલમનન્ત ભવન્તિ તુષ્ટાત્
ત્વત્તો નૃણાં કિમુ સપત્નજયાદિરાશીઃ ॥ ૧૦॥

**અદિતિએ (સ્તુતિ કરતાં) કહ્યું** – આપ યજ્ઞના સ્વામી છો અને સ્વયં યજ્ઞ પણ આપ જ છો. હે અચ્યુત! આપનાં ચરણકમળોનો આશ્રય લઈને લોકો ભવ-સાગરને તરી જાય છે. આપના યશના કીર્તનનું શ્રવણ પણ સંસારમાંથી તારનારું છે. આપનાં નામોના શ્રવણમાત્રથી જ કલ્યાણ થઈ જાય છે. હે આદિપુરુષ! જે આપના શરણે આવે છે તેની તમામ વિપત્તિઓનો આપ નાશ કરી દો છો. હે ભગવન્! આપ દીનજનોના નાથ છો; આપ અમારું કલ્યાણ કરો. (૮) આપ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ છો અને વિશ્વરૂપ પણ આપ જ છો. પોતે અનંત હોવા છતાં પણ આપ સ્વચ્છંદતાપૂર્વક અનેક શક્તિઓ અને ગુણોને સ્વીકારી લો છે અને આપ હંમેશાં પોતાના સ્વરૂપમાં જ સ્થિત રહો છો. નિત્ય-નિરંતર વૃદ્ધિ પામતા પૂર્ણ જ્ઞાન વડે આપ હૃદયના અંધકારને નષ્ટ કરતા રહો છો. હે ભગવન્! હું આપને નમસ્કાર કરું છું. (૯) હે પ્રભુ! હે અનંત! આપ જ્યારે પ્રસન્ન થઈ જાઓ છો ત્યારે મનુષ્યોને બ્રહ્માજીનું દીર્ઘાયુષ્ય, તેમના જ જેવું દિવ્ય શરીર, પ્રત્યેક અભીષ્ટ વસ્તુ, અતુલનીય ધનસંપત્તિ, સ્વર્ગ, પૃથ્વી, પાતાળ, યોગની સમસ્ત સિદ્ધિઓ, અર્થ-ધર્મ-કામરૂપી ત્રણે પુરુષાર્થ અને નિર્મળજ્ઞાન સુધ્ધાં પ્રાપ્ત થઈ જાય છે; તો પછી શત્રુઓ પર વિજયપ્રાપ્તિ વગેરે જે ક્ષુલ્લક કામનાઓ છે તેમની સિદ્ધિ થવા વિશે તો કહેવાનું જ શું હોય? (૧૦)

*શ્રીશુક ઉવાચ*

અદિત્યૈવં સ્તુતો રાજન્ ભગવાન્ પુષ્કરેક્ષણઃ ।
ક્ષેત્રજ્ઞઃ સર્વભૂતાનામિતિ હોવાચ ભારત ॥ ૧૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે પરીક્ષિત! અદિતિએ જ્યારે ભગવાન શ્રીકમલનયનની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે સમસ્ત પ્રાણીઓના હૃદયમાં સ્થિત રહીને તેમની ગતિવિધિને જાણનારા ભગવાને આ પ્રમાણે કહ્યું. (૧૧)

*શ્રીભગવાનુવાચ*

દેવમાતર્ભવત્યા મે વિજ્ઞાતં ચિરકાઙ્‌ક્ષિતમ્ ।
યત્સપત્નૈર્હૃતશ્રીણાં ચ્યાવિતાનાં સ્વધામતઃ ॥ ૧૨॥

તાન્ વિનિર્જિત્ય સમરે દુર્મદાનસુરર્ષભાન્ ।
પ્રતિલબ્ધજયશ્રીભિઃ પુત્રૈરિચ્છસ્યુપાસિતુમ્ ॥ ૧૩॥

**શ્રીભગવાને કહ્યું** – દેવોની માતા હે અદિતિ! તમારી ચિરકાલીન અભિલાષાને હું જાણું છું. શત્રુઓએ તમારા પુત્રોનું ઐશ્વર્ય પડાવી લીધું છે અને તેમને તેમના લોક (સ્વર્ગ)માંથી કાઢી મૂક્યા છે. (૧૨) યુદ્ધમાં તમારા પુત્રો (દેવો) તે મદોન્મત્ત અને બળવાન અસુરોને જીતીને વિજયશ્રી પ્રાપ્ત કરે અને તમે તેમની સાથે રહો એવી તમારી ઇચ્છા છે. (૧૩)

ઈન્દ્રજ્યેષ્ઠૈઃ સ્વતનયૈર્હતાનાં યુધિ વિદ્વિષામ્ ।
સ્ત્રિયો રુદન્તીરાસાદ્ય દ્રષ્ટુમિચ્છસિ દુઃખિતાઃ ॥ ૧૪॥

આત્મજાન્ સુસમૃદ્ધાંસ્ત્વં પ્રત્યાહૃતયશઃશ્રિયઃ ।
નાકપૃષ્ઠમધિષ્ઠાય ક્રીડતો દ્રષ્ટુમિચ્છસિ ॥ ૧૫॥

પ્રાયોઽધુના તેઽસુરયૂથનાથા
અપારણીયા ઈતિ દેવિ મે મતિઃ ।
યત્તેઽનુકૂલેશ્વરવિપ્રગુપ્તા
ન વિક્રમસ્તત્ર સુખં દદાતિ ॥ ૧૬॥

અથાપ્યુપાયો મમ દેવિ ચિન્ત્યઃ
સન્તોષિતસ્ય વ્રતચર્યયા તે ।
મમાર્ચનં નાર્હતિ ગન્તુમન્યથા
શ્રદ્ધાનુરૂપં ફલહેતુકત્વાત્ ॥ ૧૭॥

ત્વયાઽર્ચિતશ્ચાહમપત્યગુપ્તયે
પયોવ્રતેનાનુગુણં સમીડિતઃ ।
સ્વાંશેન પુત્રત્વમુપેત્ય તે સુતાન્
ગોપ્તાસ્મિ મારીચતપસ્યધિષ્ઠિતઃ ॥ ૧૮॥

ઉપધાવ પતિં ભદ્રે પ્રજાપતિમકલ્મષમ્ ।
માં ચ ભાવયતી પત્યાવેવંરૂપમવસ્થિતમ્ ॥ ૧૯॥

નૈતત્પરસ્મા આખ્યેયં પૃષ્ટયાપિ કથઞ્ચન ।
સર્વં સમ્પદ્યતે દેવિ દેવગુહ્યં સુસંવૃતમ્ ॥ ૨૦॥

*શ્રીશુક ઉવાચ*

એતાવદુક્ત્વા ભગવાંસ્તત્રૈવાન્તરધીયત ।
અદિતિર્દુર્લભં લબ્ધ્વા હરેર્જન્માત્મનિ પ્રભોઃ ॥ ૨૧॥

ઉપાધાવત્પતિં ભક્ત્યા પરયા કૃતકૃત્યવત્ ।
સ વૈ સમાધિયોગેન કશ્યપસ્તદબુધ્યત ॥ ૨૨॥

તમારી ઇચ્છા એવી પણ છે કે તમારા ઇન્દ્ર વગેરે પુત્રો શત્રુઓને મારી નાખે અને એ રીતે તેમના શબ પાસે જઈને તેમની રડતી દુઃખી સ્ત્રીઓને તમે પોતાની આંખે જુઓ. (૧૪) હે અદિતિ! તમે ઇચ્છો છો કે તમારા પુત્રો ધનસંપત્તિ અને બળશક્તિમાં સમૃદ્ધ થઈ જાય, તેમની કીર્તિ અને તેમનું ઐશ્વર્ય તેમને ફરીથી પ્રાપ્ત થઈ જાય તથા તેઓ સ્વર્ગ પર અધિકાર મેળવી લઈને પહેલાંની જેમ વિહાર કરે. (૧૫) પરંતુ હે દેવી! મારું એવું માનવું છે કે તે અસુર-સેનાપતિઓને અત્યારે જીતી શકાય તેમ નથી, કારણ કે ઈશ્વર અને બ્રાહ્મણો અત્યારે તેમને અનુકૂળ છે. અત્યારે જો તેમની સાથે યુદ્ધ કરવામાં આવે તો તેથી સુખ મળવાની કોઈ આશા નથી. (૧૬) આમ છતાં, હે દેવી! તમારા આ વ્રતના અનુષ્ઠાનથી હું ઘણો પ્રસન્ન છું, તેથી મારે આ બાબતમાં કોઈ ને કોઈ ઉપાય વિચારવો જ પડશે; કારણ કે તમે કરેલી મારી આરાધના વ્યર્થ તો ન જ થવી જોઈએ. આ આરાધનાથી શ્રદ્ધા પ્રમાણે ફળ અવશ્ય મળે છે. (૧૭) તમે પોતાના પુત્રોના રક્ષણ માટે જ વિધિપૂર્વક પયોવ્રતના અનુષ્ઠાનથી મારી પૂજા અને સ્તુતિ કરી છે; તેથી હું અંશરૂપે કશ્યપજીમાં પ્રવેશ કરીશ અને તમારો પુત્ર બનીને તમારાં સંતાનોનું રક્ષણ કરીશ. (૧૮) હે કલ્યાણી! તમે પોતાના પતિ કશ્યપજીમાં મને એ જ રૂપે રહેલો જુઓ અને તે નિષ્પાપ પ્રજાપતિની સેવા કરો. (૧૯) હે દેવી! કોઈ પૂછે તો પણ આ વાત બીજાને બતાવશો નહીં; (કારણ કે) દેવતાઓનું રહસ્ય જેટલું ગોપનીય રહે છે તેટલું તે સફળ થાય છે. (૨૦)

**શ્રીશુકદેવજી કહે છે** – આટલું કહીને ભગવાન ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. તે સમયે સ્વયં ભગવાન પોતાના ગર્ભથી જન્મ લેશે એ જાણીને અદિતિ કૃતકૃત્યતા અનુભવવા લાગ્યાં. અરે! આ કેટલી દુર્લભ વાત છે! (હવે) તે અત્યંત પ્રેમથી પોતાના પતિ કશ્યપજીની સેવા કરવા લાગ્યાં. કશ્યપજી સત્યદર્શી હતા, તેમની આંખોથી કોઈ વાત અણદેખી રહેતી ન હતી. પોતાના સમાધિયોગથી તેમણે જાણી લીધું કે ભગવાનનો અંશ પોતાનામાં પ્રવિષ્ટ

પ્રવિષ્ટમાત્મનિ હરેરંશં હ્યવિતથેક્ષણઃ ।
સોઽદિત્યાં વીર્યમાધત્ત તપસા ચિરસમ્ભૃતમ્ ।
સમાહિતમના રાજન્ દારુણ્યગ્નિં યથાનિલઃ ॥ ૨૩॥

અદિતેર્ધિષ્ઠિતં ગર્ભં ભગવન્તં સનાતનમ્ ।
હિરણ્યગર્ભો વિજ્ઞાય સમીડે ગુહ્યનામભિઃ ॥ ૨૪॥

બ્રહ્મોવાચ

જયોરુગાય ભગવન્નુરુક્રમ નમોઽસ્તુ તે ।
નમો બ્રહ્મણ્યદેવાય ત્રિગુણાય નમો નમઃ ॥ ૨૫॥

નમસ્તે પૃશ્નિગર્ભાય વેદગર્ભાય વેધસે ।
ત્રિનાભાય ત્રિપૃષ્ઠાય શિપિવિષ્ટાય વિષ્ણવે ॥ ૨૬॥

ત્વમાદિરન્તો ભુવનસ્ય મધ્ય-
મનન્તશક્તિં પુરુષં યમાહુઃ ।
કાલો ભવાનાક્ષિપતીશ વિશ્વં
સ્રોતો યથાન્તઃપતિતં ગભીરમ્ ॥ ૨૭॥

ત્વં વૈ પ્રજાનાં સ્થિરજઙ્ગમાનાં
પ્રજાપતીનામસિ સમ્ભવિષ્ણુઃ ।
દિવૌકસાં દેવ દિવશ્ચ્યુતાનાં
પરાયણં નૌરિવ મજ્જતોઽપ્સુ ॥ ૨૮॥

થઈ ગયો છે. ત્યારે જેમ વાયુ દ્વારા લાકડામાં અગ્નિ પ્રગટ થાય છે તેવી જ રીતે કશ્યપજીના તેજ દ્વારા ભગવાન અદિતિના ગર્ભમાં પધાર્યા. (૨૧-૨૩) જ્યારે બ્રહ્માજીને આ વાતની જાણ થઈ કે અદિતિના ગર્ભમાં તો સ્વયં અવિનાશી ભગવાન સ્થિત થયા છે ત્યારે તેઓ ભગવાનનાં રહસ્યમય નામોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. (૨૪)

**બ્રહ્માજીએ (સ્તુતિ કરતાં) કહ્યું** – સમગ્ર કીર્તિના આશ્રય હે ભગવન્! આપનો જય થાઓ. અનંત શક્તિઓના અધિષ્ઠાન હે પ્રભુ! આપનાં ચરણોમાં મારા નમસ્કાર છે. હે બ્રહ્મણ્યદેવ! હે ત્રિગુણનિયામક! આપનાં ચરણોમાં મારા વારંવાર પ્રણામ છે. (૨૫) પૃશ્નિના પુત્રરૂપે પ્રગટનારા અને વેદોના સમસ્ત જ્ઞાનને પોતાની અંદર સમાવિષ્ટ રાખનારા હે પ્રભુ! વાસ્તવમાં આપ જ સૌના વિધાતા છો. આપને હું વારંવાર નમસ્કાર કરું છું. આ ત્રણે લોક આપની નાભિમાં રહેલા છે. ત્રણે લોકથી પર વૈકુંઠમાં આપ નિવાસ કરો છો. જીવોના અંતઃકરણમાં આપ સદૈવ વિરાજમાન રહો છો. એવા સર્વવ્યાપક આપને - વિષ્ણુને હું નમસ્કાર કરું છું. (૨૬) હે પ્રભુ! આપ જ સંસારના આદિ અને અંત છો અને તેથી જ મધ્ય પણ છો. એ જ કારણે વેદ અનંતશક્તિ પુરુષરૂપે આપનું વર્ણન કરે છે. જેમ ઊંડું ઝરણું પોતાનામાં પડેલા તણખલાને વહાવી લઈ જાય છે તેવી જ રીતે આપ કાળરૂપે સંસારના ધારા-પ્રવાહને ખેંચીને પોતાની સાથે વહાવતા રહો છો. (૨૭) આપ ચરાચર પ્રજાને અને પ્રજાપતિઓને પણ ઉત્પન્ન કરનાર મૂળ કારણ છો. હે દેવાધિદેવ! જેમ પાણીમાં ડૂબનારા માટે નાવ જ એક સહારો છે તેવી જ રીતે સ્વર્ગમાંથી કાઢી મુકાયેલા દેવો માટે એકમાત્ર આપ જ આશ્રય છો. (૨૮)

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનપ્રાદુર્ભાવે[1] સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥

આઠમા સ્કંધ-અંતર્ગત વામન-પ્રાદુર્ભાવમાંનો સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પ્રા. પા. – 'ભગવદવતારઃ' ।

# અઢારમો અધ્યાય

## વામન ભગવાનનું પ્રાકટ્ય અને બલિ રાજાની યજ્ઞશાળામાં પધારવું

*શ્રીશુક ઉવાચ*

ઇત્થં વિરિઞ્ચસ્તુતકર્મવીર્યઃ
પ્રાદુર્બભૂવામૃતભૂરદિત્યામ્ ।
ચતુર્ભુજઃ શઙ્ખગદાબ્જચક્રઃ
પિશઙ્ગવાસા નલિનાયતેક્ષણઃ ॥ ૧॥

શ્યામાવદાતો ઝષરાજકુણ્ડલ-
ત્વિષોલ્લસચ્છ્રીવદનામ્બુજઃ પુમાન્ ।
શ્રીવત્સવક્ષા વલયાઙ્ગદોલ્લસ-
ત્કિરીટકાઞ્ચીગુણચારુનૂપુરઃ ॥ ૨॥

મધુવ્રતવ્રાતવિઘુષ્ટયા સ્વયા
વિરાજિતઃ શ્રીવનમાલયા હરિઃ ।
પ્રજાપતેર્વેશ્મતમઃ સ્વરોચિષા
વિનાશયન્ કણ્ઠનિવિષ્ટકૌસ્તુભઃ ॥ ૩॥

દિશઃ પ્રસેદુઃ સલિલાશયાસ્તદા
પ્રજાઃ પ્રહૃષ્ટા ઋતવો ગુણાન્વિતાઃ ।
દ્યૌરન્તરિક્ષં ક્ષિતિરગ્નિજિહ્વા
ગાવો દ્વિજાઃ સઞ્જહૃષુર્નગાશ્ચ ॥ ૪॥

શ્રોણાયાં શ્રવણદ્વાદશ્યાં મુહૂર્તેઽભિજિતિ પ્રભુઃ ।
સર્વે નક્ષત્રતારાદ્યાશ્ચક્રુસ્તજ્જન્મ દક્ષિણમ્ ॥ ૫॥

દ્વાદશ્યાં સવિતાઽતિષ્ઠન્મધ્યન્દિનગતો નૃપ ।
વિજયા નામ સા પ્રોક્તા યસ્યાં જન્મ વિદુર્હરેઃ ॥ ૬॥

શઙ્ખદુન્દુભયો નેદુર્મૃદઙ્ગપણવાનકાઃ ।
ચિત્રવાદિત્રતૂર્યાણાં નિર્ઘોષસ્તુમુલોઽભવત્ ॥ ૭॥

શ્રીશુકદેવજી કહે છે – (હે પરીક્ષિત!) આ પ્રમાણે જ્યારે બ્રહ્માજીએ ભગવાનની શક્તિ અને લીલાની સ્તુતિ કરી ત્યારે જન્મમૃત્યુરહિત શ્રીભગવાન અદિતિ સમક્ષ પ્રગટ થયા. ચાર ભુજાઓમાં તેમણે શંખ, ગદા, પદ્મ અને ચક્ર ધારણ કરેલાં હતાં. કમળ જેવાં કોમળ અને વિશાળ નેત્રો હતાં. પીતાંબર શોભી રહ્યું હતું. (૧) વિશુદ્ધ શ્યામવર્ણનું શરીર હતું. મકરાકાર કુંડળોના તેજથી મુખકમળની શોભા અધિક ઉલ્લાસ પામતી હતી. તેમના વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન, હાથમાં કંકણ અને ભુજાઓમાં બાજુબંધ, મસ્તક પર મુગટ, કેડમાં કંદોરાની ઘૂઘરીઓ અને ચરણોમાં સુંદર નૂપુર ઝગમગી રહ્યાં હતાં. (૨) ભગવાને ગળામાં પોતાની સ્વરૂપભૂત વનમાળા ધારણ કરેલી હતી અને તેની ચારે બાજુએ ભમરા ગુંજારવ કરી રહ્યા હતા. તેમના કંઠમાં કૌસ્તુભમણિ શોભતો હતો. ભગવાનની શરીર-કાન્તિથી પ્રજાપતિ કશ્યપજીના સદનનો અંધકાર નાશ પામ્યો. (૩) તે સમયે દિશાઓ સ્વચ્છ બની ગઈ; નદીઓ અને સરોવરોનાં જળ સ્વચ્છ થઈ ગયાં. પ્રજાજનોના હૃદયમાં આનંદનું પૂર ઊમટ્યું; અને બધી ઋતુઓ એકસાથે પોતપોતાના ગુણો પ્રગટાવવા લાગી. સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી પર તથા દેવો, ગાયો, બ્રાહ્મણો અને પર્વતો – સૌના હૃદયમાં હર્ષ વ્યાપી વળ્યો. (૪)

(હે પરીક્ષિત!) જે સમયે ભગવાનનો પ્રાદુર્ભાવ થયો તે સમયે ચંદ્ર શ્રવણ-નક્ષત્રમાં હતો. ભાદરવાના શુક્લ પક્ષની બારસ હતી. અભિજિત મુહૂર્તમાં શ્રીપ્રભુનું પ્રાગટ્ય થયું હતું. બધાં ગ્રહ-નક્ષત્રો ભગવાનના જન્મને મંગલમય સૂચવતાં હતાં. (૫) હે રાજન્! જે તિથિએ ભગવાનનો જન્મ થયો હતો તેને 'વિજયાદ્વાદશી' કહે છે. તેમના જન્મ-સમયે સૂર્ય આકાશના મધ્ય ભાગે રહેલો હતો. (૬) ભગવાનના અવતાર સમયે શંખ, ઢોલ, નગારાં, ડફ, મૃદંગ વગેરે વાદ્યો વાગવા લાગ્યાં. આ વિભિન્ન વાદ્યો અને શરણાઈઓનો ઉદ્‌ઘોષ થવા લાગ્યો. (૭)

પ્રીતાશ્ચાપ્સરસોઽનૃત્યન્ ગન્ધર્વપ્રવરા જગુઃ ।
તુષ્ટુવુર્મુનયો દેવા મનવઃ પિતરોઽગ્નયઃ ॥ ૮॥

અપ્સરાઓ પ્રસન્નચિત્તે નાચવા લાગી, શ્રેષ્ઠ ગંધર્વો ગાન કરવા લાગ્યા તથા મુનિઓ, દેવો, મનુઓ, પિતૃઓ અને અગ્નિ સ્તુતિ કરવા લાગ્યા. (૮)

સિદ્ધવિદ્યાધરગણાઃ સકિંપુરુષકિન્નરાઃ ।
ચારણા યક્ષરક્ષાંસિ સુપર્ણા ભુજગોત્તમાઃ ॥ ૯॥

ગાયન્તોઽતિપ્રશંસન્તો નૃત્યન્તો વિબુધાનુગાઃ ।
અદિત્યા આશ્રમપદં કુસુમૈઃ સમવાકિરન્ ॥ ૧૦॥

સિદ્ધો, વિદ્યાધરો, કિંપુરુષો, કિન્નરો, ચારણો, યક્ષો, રાક્ષસો, પક્ષીઓ, પ્રમુખ નાગો અને દેવોના અનુચરો નાચવા-ગાવા અને વારંવાર પ્રશસ્તિ કરવા લાગ્યાં તથા તે બધાંએ અદિતિના આશ્રમને પુષ્પવૃષ્ટિથી ભરી દીધો. (૯-૧૦)

દૃષ્ટ્વાઽદિતિસ્તં નિજગર્ભસમ્ભવં
પરં પુમાંસં મુદમાપ વિસ્મિતા ।
ગૃહીતદેહં નિજયોગમાયયા
પ્રજાપતિશ્ચાહ જયેતિ વિસ્મિતઃ ॥ ૧૧॥

જ્યારે અદિતિએ પોતાના ગર્ભથી પ્રગટેલા પરમપુરુષ પરમાત્માને જોયા ત્યારે તે અત્યંત આશ્ચર્યમુગ્ધ થઈ ગયાં અને તેમને પરમ આનંદ થયો. પ્રજાપતિ કશ્યપજી પણ ભગવાનને પોતાની યોગમાયાથી શરીર ધારણ કરાયેલા જોઈને વિસ્મય પામ્યા અને ઉદ્‌ગાર કાઢી ઊઠ્યા – 'જય હો! જય હો!' (૧૧)

યત્[1] તદ્વપુર્ભાતિ વિભૂષણાયુધૈ-
રવ્યક્તચિદ્ વ્યક્તમધારયદ્ધરિઃ ।
બભૂવ તેનૈવ સ વામનો બટુઃ
સમ્પશ્યતોર્દિવ્યગતિર્યથા નટઃ ॥ ૧૨॥

(હે પરીક્ષિત!) ભગવાન તો સ્વયં અવ્યક્ત અને ચિત્-સ્વરૂપ છે. તેમણે પરમ કાન્તિમય આભૂષણો અને આયુધોથી યુક્ત જે શરીર ધારણ કર્યું હતું તે જ શરીરમાંથી, કશ્યપજી અને અદિતિના દેખતાં જ, વામન બ્રહ્મચારીનું રૂપ ધારણ કરી લીધું; બરાબર એવી જ રીતે કે જેમ નટ પોતાનો વેશ બદલી લે છે. આવું કેમ ન બને? – ભગવાનની લીલા તો દિવ્ય જ છે ને! (૧૨)

તં બટું વામનં દૃષ્ટ્વા મોદમાના મહર્ષયઃ ।
કર્માણિ કારયામાસુઃ પુરસ્કૃત્ય પ્રજાપતિમ્ ॥ ૧૩॥

તસ્યોપનીયમાનસ્ય સાવિત્રીં સવિતાઽબ્રવીત્ ।
બૃહસ્પતિર્બ્રહ્મસૂત્રં મેખલાં કશ્યપોઽદદાત્ ॥ ૧૪॥

ભગવાનને વામન બ્રહ્મચારીના રૂપમાં જોઈને મહર્ષિઓને અત્યંત આનંદ થયો. તે બધાએ કશ્યપ પ્રજાપતિને આગળ કરીને તેમના જાતકર્મ વગેરે સંસ્કારો કરાવ્યા. (૧૩) જ્યારે તેમનો ઉપનયન-સંસ્કાર થયો ત્યારે ગાયત્રીના અધિષ્ઠાતા સ્વયં સૂર્યદેવે તેમને ગાયત્રીનો ઉપદેશ કર્યો. દેવોના ગુરુ બૃહસ્પતિજીએ યજ્ઞોપવીત (બ્રહ્મસૂત્ર) આપ્યું અને કશ્યપજીએ મેખલા આપી; (૧૪)

દદૌ કૃષ્ણાજિનં ભૂમિર્દણ્ડં સોમો વનસ્પતિઃ ।
કૌપીનાચ્છાદનં માતા દ્યૌશ્છત્રં જગતઃ પતેઃ ॥ ૧૫॥

ભૂદેવીએ કૃષ્ણમૃગચર્મ, વનસ્પતિઓના અધિપતિ ચંદ્રદેવે દંડ, માતા અદિતિએ કૌપીન (લંગોટી) અને કટિવસ્ત્ર તથા આકાશના અભિમાની દેવે વામનવેશધારી ભગવાનને છત્ર આપ્યું. (૧૫)

કમણ્ડલું વેદગર્ભઃ કુશાન્ સપ્તર્ષયો દદુઃ ।
અક્ષમાલાં મહારાજ સરસ્વત્યવ્યયાત્મનઃ ॥ ૧૬॥

હે મહારાજ! અવિનાશી શ્રીપ્રભુને બ્રહ્માજીએ કમંડલ, સપ્તર્ષિઓએ કુશ અને સરસ્વતીજીએ રુદ્રાક્ષમાળા અર્પણ કર્યાં. (૧૬)

તસ્મા ઈત્યુપનીતાય યક્ષરાટ્ પાત્રિકામદાત્ ।
ભિક્ષાં ભગવતી સાક્ષાદુમાઽદાદમ્બિકા સતી ॥ ૧૭॥

આ રીતે વામન ભગવાનનો ઉપનયન સંસ્કાર થયો ત્યારે યક્ષોના રાજા કુબેરે તેમને ભિક્ષાપાત્ર આપ્યું અને સતીશિરોમણિ જગજનની સ્વયં ભગવતી ઉમાએ ભિક્ષા આપી. (૧૭)

૧. પ્રાચીન પ્રતમાં 'યત્તદ્વપુર્ભાતિ...' આ શ્લોકની પહેલાં એક શ્લોક વધુ છે, જે આ પ્રમાણે છે – 'જય જય જગદાદેરાદિમધ્યાન્તવિષ્ણો સકલભુવનસૃષ્ટિત્રાણસંહારહેતો । પરમપુરુષ પદ્મ... કારાય કસ્ત્વં કનકકમલનેત્રાનન્ત ભોગીન્દ્રશાયિન્ ।'

સ બ્રહ્મવર્ચસેનૈવં સભાં સમ્ભાવિતો બટુઃ ।
બ્રહ્મર્ષિગણસઞ્જુષ્ટામત્યરોચત મારિષઃ ॥ ૧૮॥

સમિદ્ધમાહિતં વહ્નિં કૃત્વા પરિસમૂહનમ્ ।
પરિસ્તીર્ય સમભ્યર્ચ્ય સમિદ્ભિરજુહોદ્ દ્વિજઃ ॥ ૧૯॥

શ્રુત્વાશ્વમેધૈર્યજમાનમૂર્જિતં
બલિં ભૃગૂણામુપકલ્પિતૈસ્તતઃ ।
જગામ તત્રાખિલસારસમ્ભૃતો
ભારેણ ગાં સન્નમયન્ પદે પદે ॥ ૨૦॥

તં નર્મદાયાસ્તટ ઉત્તરે બલે-
ર્ય ઋત્વિજસ્તે ભૃગુકચ્છસઞ્જ્ઞકે ।
પ્રવર્તયન્તો ભૃગવઃ ક્રતૂત્તમં
વ્યચક્ષતારાદુદિતં યથા રવિમ્ ॥ ૨૧॥

ત ઋત્વિજો યજમાનઃ સદસ્યા
હતત્વિષો વામનતેજસા નૃપ ।
સૂર્યઃ કિલાયાત્યુત[1] વા વિભાવસુઃ
સનત્કુમારોઽથ દિદૃક્ષયા ક્રતોઃ ॥ ૨૨॥

ઇત્થં સશિષ્યેષુ ભૃગુષ્વનેકધા
વિતર્ક્યમાણો ભગવાન્ સ વામનઃ ।
છત્રં[2] સદણ્ડં સજલં કમણ્ડલું
વિવેશ બિભ્રદ્ધયમેધવાટમ્ ॥ ૨૩॥

મૌઞ્જ્યા મેખલયા વીતમુપવીતાજિનોત્તરમ્ ।
જટિલં વામનં વિપ્રં માયામાણવકં હરિમ્ ॥ ૨૪॥

પ્રવિષ્ટં વીક્ષ્ય ભૃગવઃ સશિષ્યાસ્તે સહાગ્નિભિઃ ।
પ્રત્યગૃહ્ણન્ સમુત્થાય સઙ્ક્ષિપ્તાસ્તસ્ય તેજસા ॥ ૨૫॥

યજમાનઃ પ્રમુદિતો દર્શનીયં મનોરમમ્ ।
રૂપાનુરૂપાવયવં તસ્મા આસનમાહરત્ ॥ ૨૬॥

આ પ્રમાણે બધાંએ જ્યારે બટુકવેશધારી ભગવાનનું સમ્માન કર્યું ત્યારે તેઓ બ્રહ્મર્ષિઓથી પરિપૂર્ણ સભામાં પોતાના બ્રહ્મતેજને કારણે અત્યંત શોભવા લાગ્યા. (૧૮) એ પછી ભગવાને સ્થાપના કરાયેલા અને પ્રજ્વલિત કરાયેલા અગ્નિનું કુશથી પરિસમૂહન અને પરિસ્તરણ કરીને પૂજન કર્યું અને સમિધોથી હવન કર્યાં. (૧૯)

(હે પરીક્ષિત!) તે સમયે ભગવાને સાંભળ્યું કે સર્વ પ્રકારની સામગ્રીઓથી સંપન્ન, યશસ્વી બલિ ભૃગુવંશી બ્રાહ્મણોના આદેશ અનુસાર ઘણાબધા અશ્વમેધ યજ્ઞો કરી રહ્યા છે ત્યારે તેમણે ત્યાં જવા માટે પ્રયાણ કર્યું. ભગવાન તો સમસ્ત શક્તિઓથી યુક્ત છે, તેમના પ્રયાણ સમયે તેમના ભારથી પૃથ્વી ડગલે ને પગલે નમવા લાગી. (૨૦) નર્મદા નદીના ઉત્તર તટે 'ભૃગુકચ્છ' નામે એક અત્યંત સુંદર સ્થાન છે, ત્યાં જ બલિના ભૃગુવંશી ઋત્વિજો શ્રેષ્ઠ યજ્ઞનું અનુષ્ઠાન કરાવી રહ્યા હતા. તે બધાએ દૂરથી જ ભગવાન શ્રીવામનને જોયા, તેમને એવું લાગ્યું કે જાણે સાક્ષાત્ સૂર્યદેવનો ઉદય થઈ રહ્યો છે. (૨૧) હે રાજન્! વામન ભગવાનના તેજથી ઋત્વિજો, યજમાનો, સભાજનો – બધા જ નિસ્તેજ થઈ ગયા; અને તેઓ વિચારવા લાગ્યા કે ક્યાંક યજ્ઞનું દર્શન કરવા સૂર્ય, અગ્નિ કે સનત્કુમારો તો નથી આવ્યા ને! (૨૨) ભૃગુપુત્ર શુક્રાચાર્યજી વગેરે પોતાના શિષ્યો સહિત આ પ્રમાણે અનેક કલ્પનાઓ કરી રહ્યા હતા. તે જ સમયે હાથમાં છત્ર, દંડ અને જળ ભરેલું કમંડળ ધારણ કરેલા ભગવાન શ્રીવામને અશ્વમેધ યજ્ઞના મંડપમાં પ્રવેશ કર્યો. (૨૩) તેમણે કમર પર મુંજમેખલા અને ગળામાં જનોઈ ધારણ કરેલાં હતાં, તેમની બગલમાં મૃગચર્મ હતું અને મસ્તક પર જટા હતી. આ પ્રમાણે બ્રાહ્મણના વામન વેશમાં પોતાની માયાથી બટુક-બ્રહ્મચારી બનેલા ભગવાને બલિના યજ્ઞમંડપમાં પ્રવેશ કર્યો ત્યારે તેમને જોઈને ભૃગુવંશી બ્રાહ્મણો પોતાના શિષ્યો સહિત, તેમના તેજથી પ્રભાવિત અને નિસ્તેજ થઈ ગયા. અગ્નિદેવ સહિત તે બધા ઊભા થઈ ગયા અને તેમણે વામન ભગવાનનો સત્કાર કર્યો. (૨૪-૨૫) ભગવાનના બધાં અંગો તેમના સ્વરૂપ પ્રમાણે નાનાં-નાનાં, ઘણાં જ મનોહર અને દર્શનીય હતાં. તેમને જોઈને બલિને ઘણો આનંદ થયો અને તેમણે ભગવાન વામનને એક ઉત્તમ આસન આપ્યું. (૨૬)

૧. પ્રા. પા. – ઙ્યાત્યથવા । ૨. પ્રા. પા. – સદણ્ડછત્રં ।

સ્વાગતેનાભિનન્દ્યાથ પાદૌ ભગવતો બલિઃ ।
અવનિજ્યાર્ચયામાસ મુક્તસઙ્ગમનોરમમ્ ॥ ૨૭॥

તત્પાદશૌચં　જનકલ્મષાપહં[1]
　સ[2]　ધર્મવિન્મૂર્ધ્ન્યદધાત્સુમઙ્ગલમ્ ।
યદ્દેવદેવો　ગિરિશશ્ચન્દ્રમૌલિ-
　ર્દધાર મૂર્ધ્ના પરયા ચ ભક્ત્યા ॥ ૨૮॥

પછી, સ્વાગતવચનોથી તેમનું અભિનંદન કરીને તેમનાં ચરણ પખાળ્યાં અને નિઃસંગ મહાપુરુષોને પણ અત્યંત મનોહર લાગતા તે ભગવાન વામનની પૂજા કરી. (૨૭) ભગવાનનું પાદપ્રક્ષાલન પરમ મંગળકારી છે, એનાથી જીવોનાં તમામ પાપો અને દુઃખો ધોવાઈ જાય છે. સ્વયં દેવાધિદેવ ચંદ્રમૌલિ ભગવાન શ્રીશંકરે તીર્થરૂપી જળ અત્યંત ભક્તિભાવપૂર્વક પોતાના મસ્તક પર ધારણ કર્યું હતું તે જ ચરણામૃત આજે ધર્મમર્મના જ્ઞાતા રાજા બલિને પ્રાપ્ત થયું; તેમણે અત્યંત પ્રેમથી તે ચરણામૃત પોતાના મસ્તક પર મૂક્યું. (૨૮)

બલિરુવાચ

સ્વાગતં તે નમસ્તુભ્યં બ્રહ્મન્ કિં કરવામ તે ।
બ્રહ્મર્ષીણાં તપઃ સાક્ષાન્મન્યે ત્વાડડર્ય વપુર્ધરમ્ ॥ ૨૯॥

અદ્ય નઃ પિતરસ્તૃપ્તા અદ્ય નઃ પાવિતં કુલમ્ ।
અદ્ય સ્વિષ્ટઃ ક્રતુરયં યદ્ ભવાનાગતો ગૃહાન્ ॥ ૩૦॥

અદ્યાગ્નયો મે સુહુતા યથાવિધિ
　દ્વિજાત્મજ　ત્વચ્ચરણાવનેજનૈઃ ।
હતાંહસો વાર્ભિરિયં ચ ભૂરહો
　તથા પુનીતા તનુભિઃ પદૈસ્તવ ॥ ૩૧॥

યદ્યદ્બટો વાઞ્છસિ તત્પ્રતીચ્છ મે
　ત્વામર્થિનં　વિપ્રસુતાનુતર્કયે ।
ગાં કાઞ્ચનં ગુણવદ્[3] ધામ મૃષ્ટં
　તથાડન્નપેયમુત વા વિપ્ર કન્યામ્ ।
ગ્રામાન્[4] સમૃદ્ધાંસ્તુરગાન્ ગજાન્ વા
　રથાંસ્તથાડર્હત્તમ　સમ્પ્રતીચ્છ ॥ ૩૨॥

બલિએ કહ્યું – હે બ્રહ્મન્! આપનું સ્વાગત છે; આપને હું નમસ્કાર કરું છું. આજ્ઞા આપો, હું આપની શી સેવા કરું? હે આર્ય! એવું લાગે છે કે મોટા-મોટા બ્રહ્મર્ષિઓની તપસ્યા જ સ્વયં મૂર્તિમંત થઈને મારી સમક્ષ ઉપસ્થિત થઈ છે. (૨૯) આજે આપ મારા યજ્ઞમાં પધાર્યા તેથી મારા પિતૃઓ તૃપ્ત થઈ ગયા, આજે મારું કુળ પવિત્ર થઈ ગયું અને મારો આ યજ્ઞ સફળ થઈ ગયો. (૩૦) હે બ્રહ્મન્! આપનાં ચરણ પખાળવાથી મારાં બધાં પાપ ધોવાઈ ગયાં છે અને વિધિપૂર્વક યજ્ઞ કરવાથી, અગ્નિમાં આહુતિ આપવાથી જે ફળ મળે તે અનાયાસ જ મળી ગયું છે. આપનાં આ નાનાં-નાનાં ચરણોથી અને તેમના પ્રક્ષાલનથી પૃથ્વી પવિત્ર થઈ ગઈ છે. (૩૧) હે બ્રાહ્મણકુમાર! એવું જણાય છે કે આપ કશુંક ઇચ્છી રહ્યા છો. હે પરમપૂજ્ય બટુકજી! જે કંઈ આપ ઇચ્છતા હો – ગાયો, સુવર્ણ, સામગ્રી-સમૃદ્ધ ભવન, પવિત્ર અન્ન, પેય પ્રવાહી, લગ્ન અર્થે બ્રાહ્મણકન્યા, સમૃદ્ધ ગામો, ઘોડા, હાથી, રથ – તે બધું આપ મારી પાસેથી માગી લો, અવશ્ય જ તે બધું હું આપને આપીશ. (૩૨)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનપ્રાદુર્ભાવે બલિવામનસંવાદેડષ્ટાદશોડધ્યાયઃ ॥ ૧૮॥

આઠમા સ્કંધ-અંતર્ગત વામનપ્રાદુર્ભાવમાંનો બલિ-વામનસંવાદનો અઢારમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પ્રા. પા. – કુલ૦ । ૨. પ્રા. પા. – સ્વધર્મવિન્મૂ૦ । ૩. પ્રા. પા. – ગુણવદ્ધાથ ધામ । ૪. પ્રા. પા. – મહીં તુરઙ્ગાનિભયૂથપાન્ વા રથાનતો વાર્હત્ત૦ ।

# ઓગણીસમો અધ્યાય

ભગવાન વામનની બલિ પાસેથી ત્રણ ચરણ પૃથ્વીની માગણી, બલિએ વચન આપવું અને શુક્રાચાર્યજીએ તેમને વારવા

*શ્રીશુક ઉવાચ*

ઇતિ વૈરોચનેર્વાક્યં ધર્મયુક્તં સસૂનૃતમ્ ।
નિશમ્ય ભગવાન્ પ્રીતઃ પ્રતિનન્દ્યેદમબ્રવીત્ ॥ ૧॥

*શ્રીભગવાનુવાચ*

વચસ્તવૈતજ્જનદેવ સૂનૃતં
કુલોચિતં ધર્મયુતં યશસ્કરમ્ ।
યસ્ય પ્રમાણં ભૃગવઃ સામ્પરાયે
પિતામહઃ કુલવૃદ્ધઃ પ્રશાન્તઃ ॥ ૨॥

ન હ્યેતસ્મિન્ કુલે કશ્ચિન્નિઃસત્ત્વઃ કૃપણઃ પુમાન્ ।
પ્રત્યાખ્યાતા પ્રતિશ્રુત્ય યો વાઽદાતા દ્વિજાતયે ॥ ૩॥

ન સન્તિ તીર્થે યુધિ ચાર્થિનાર્થિતાઃ
પરાઙ્મુખા યે ત્વમનસ્વિનો નૃપાઃ ।
યુષ્મત્કુલે[1] યદ્ યશસાઽમલેન
પ્રહ્લાદ ઉદ્ભાતિ યથોડુપઃ ખે ॥ ૪॥

યતો જાતો હિરણ્યાક્ષશ્ચરન્નેક ઇમાં મહીમ્ ।
પ્રતિવીરં દિગ્વિજયે નાવિન્દત ગદાયુધઃ ॥ ૫॥

યં વિનિર્જિત્ય કૃચ્છ્રેણ વિષ્ણુઃ ક્ષ્મોદ્ધાર આગતમ્ ।
નાત્માનં[2] જયિનં મેને તદ્વીર્યં ભૂર્યનુસ્મરન્ ॥ ૬॥

નિશમ્ય તદ્વધં ભ્રાતા હિરણ્યકશિપુઃ પુરા ।
હન્તું ભ્રાતૃહણં ક્રુદ્ધો જગામ નિલયં હરેઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – રાજા બલિનાં આ વચનો ધર્મભાવપરિપૂર્ણ અને અત્યંત મધુર હતાં. તે સાંભળીને ભગવાન શ્રીવામને અત્યંત પ્રસન્નતાપૂર્વક તેમનું અભિનંદન કર્યું અને કહ્યું – (૧)

**શ્રીભગવાને કહ્યું** – હે રાજન્! તમે જે કંઈ કહ્યું તે તમારી કુળપરંપરાને અનુરૂપ, ધર્મભાવપરિપૂર્ણ, યશને વધારનારું અને અત્યંત મધુર છે; અને કેમ ન હોય, (કારણ કે) તમે પરલોકહિતકારી ધર્મની બાબતમાં ભૃગુપુત્ર શુક્રાચાર્યને પરમ પ્રમાણ માનો છો અને સાથે-સાથે પોતાના કુળવૃદ્ધ પિતામહ પરમશાંત પ્રહ્લાદજીની આજ્ઞાનું પણ પાલન કરો છો. (૨) તમારી કુળપરંપરામાં ક્યારેય કોઈ ધૈર્યહીન કે કૃપણ પુરુષ થયો જ નથી; અને એવો પણ કોઈ થયો નથી કે જેણે બ્રાહ્મણોને ક્યારેય દાન આપ્યું ન હોય અથવા જે એક વાર કોઈને કશુંક આપવાની પ્રતિજ્ઞા કર્યા બાદ પાછળથી વચનવિમુખ થયો હોય. (૩) દાનના પ્રસંગે યાચકોની માગણી સાંભળીને અને યુદ્ધના પ્રસંગે શત્રુનો પડકાર ઝીલીને તેમના તરફથી મોં ફેરવી લેનારો કોઈ કાયર પણ તમારા વંશમાં થયો નથી; કારણ કે તમારી કુળપરંપરામાં પ્રહ્લાદજી પોતાના નિર્મળ યશથી, જેમ આકાશમાં ચંદ્ર શોભે તેમ શોભી રહ્યા છે. (૪) તમારા કુળમાં જ હિરણ્યાક્ષ જેવા વીરનો જન્મ થયો હતો. તે વીર જ્યારે હાથમાં ગદા લઈને એકલો જ દિગ્વિજય માટે નીકળ્યો ત્યારે આખી પૃથ્વી ઘૂમી વળવા છતાં પણ તેને પોતાનો કોઈ હરીફ મળ્યો નહીં. (૫) વિષ્ણુ ભગવાન જળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરી રહ્યા હતા ત્યારે તે (હિરણ્યાક્ષ) તેમની સામે આવ્યો અને તેના પર શ્રીભગવાને અત્યંત મુશ્કેલીથી વિજય મેળવ્યો; એમ છતાં એ ઘટના પછી દીર્ઘકાળ સુધી તેમને હિરણ્યાક્ષની શક્તિ અને તેના બળનું સ્મરણ થઈ આવ્યા કરતું હતું અને તેને જીતી લેવા છતાં પણ તેઓ પોતાને વિજયી માનતા ન હતા. (૬) હિરણ્યાક્ષના ભાઈ હિરણ્યકશિપુને તેના વધના જ્યારે સમાચાર મળ્યા ત્યારે તે પોતાના ભાઈનો વધ કરનારાને હણવા માટે, ક્રોધપૂર્વક ભગવાનના નિવાસસ્થાન વૈકુંઠધામમાં જઈ પહોંચ્યો. (૭)

૧. પ્રા. પા. – યસ્મિન્કુલે । ૨. પ્રા. પા. – આત્માનં વચ્યિતં ।

તમાયાન્તં સમાલોક્ય શૂલપાણિં કૃતાન્તવત્ ।
ચિન્તયામાસ કાલજ્ઞો વિષ્ણુર્માયાવિનાં[1] વરઃ ॥ ૮॥

યતો યતોઽહં તત્રાસૌ મૃત્યુઃ પ્રાણભૃતામિવ ।
અતોઽહમસ્ય હૃદયં પ્રવેક્ષ્યામિ પરાગ્દૃશઃ ॥ ૯॥

એવં સ નિશ્ચિત્ય રિપોઃ શરીર-
　માધાવતો નિર્વિવિશેઽસુરેન્દ્ર ।
શ્વાસાનિલાન્તર્હિતસૂક્ષ્મદેહ-
　સ્તત્પ્રાણરન્ધ્રેણ વિવિગ્નચેતાઃ ॥ ૧૦॥

સ તન્નિકેતં પરિમૃશ્ય શૂન્ય-
　મપશ્યમાનઃ કુપિતો નનાદ ।
ક્ષ્માં દ્યાં દિશઃ ખં વિવરાન્ સમુદ્રાન્
　વિષ્ણું વિચિન્વન્ન દદર્શ વીરઃ ॥ ૧૧॥

અપશ્યન્નિતિ હોવાચ મયાન્વિષ્ટમિદં જગત્ ।
ભ્રાતૃહા મે ગતો નૂનં યતો નાવર્તતે પુમાન્[2] ॥ ૧૨॥

વૈરાનુબન્ધ એતાવાનામૃત્યોરિહ દેહિનામ્ ।
અજ્ઞાનપ્રભવો મન્યુરહંમાનોપબૃંહિતઃ ॥ ૧૩॥

પિતા પ્રહ્લાદપુત્રસ્તે તદ્વિદ્વાન્ દ્વિજવત્સલઃ ।
સ્વમાયુર્દ્વિજલિઙ્ગેભ્યો દેવેભ્યોઽદાત્સ યાચિતઃ ॥ ૧૪॥

ભવાનાચરિતાન્ ધર્માનાસ્થિતો ગૃહમેધિભિઃ ।
બ્રાહ્મણૈઃ પૂર્વજૈઃ શૂરૈરન્યૈશ્ચોદ્દામકીર્તિભિઃ ॥ ૧૫॥

તસ્માત્ત્વત્તો મહીમીષદ્ વૃણેઽહં વરદર્ષભાત્ ।
પદાનિ ત્રીણિ દૈત્યેન્દ્ર સંમિતાનિ પદા મમ ॥ ૧૬॥

નાન્યત્તે કામયે રાજન્ વદાન્યાજ્જગદીશ્વરાત્ ।
નૈનઃ પ્રાપ્નોતિ વૈ વિદ્વાન્ યાવદર્થપ્રતિગ્રહઃ ॥ ૧૭॥

ભગવાન શ્રીવિષ્ણુ માયા રચનારાઓમાં મહાન છે અને સમયને બરાબર ઓળખે છે. જ્યારે તેમણે જોયું કે હિરણ્યકશિપુ હાથમાં શૂળ લઈને સાક્ષાત્ કાળ જેવો તેમના પર જ આક્રમણ કરી રહ્યો છે ત્યારે તેમણે વિચાર્યું કે, (૮) 'જેમ સંસારનાં પ્રાણીઓની પાછળ મૃત્યુ પડેલું રહે છે તેવી જ રીતે હું જ્યાં જ્યાં જઈશ ત્યાં ત્યાં આ મારો પીછો કરશે; તો હું આના હૃદયમાં પ્રવેશી જાઉં, કે જેથી આ મને જોઈ શકે નહીં; કારણ કે આ તો બહિર્મુખ છે – બહારની વસ્તુઓ જ જુએ છે.' (૯) હે અસુરરાજ! જે સમયે હિરણ્યકશિપુ તેમના તરફ ધસી રહ્યો હતો તે સમયે આવો નિશ્ચય કરીને, ભયભીત થઈ ભગવાન શ્રીવિષ્ણુએ પોતાના શરીરને સૂક્ષ્મ બનાવી લીધું અને તેના શ્વાસ મારફતે તેની નાસિકામાં થઈને હૃદયમાં જઈ બેઠા. (૧૦) હિરણ્યકશિપુ તેમના ધામને સારી પેઠે ખોળી વળ્યો, પણ તેમનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. તેથી ક્રુદ્ધ થયેલો તે સિંહગર્જના કરવા લાગ્યો. તે વીરે પૃથ્વી, સ્વર્ગ, દિશાઓ, આકાશ, પાતાળ, સમુદ્ર – સર્વત્ર ભગવાનને ખોળ્યા, પણ તેઓ તેને ક્યાંય દેખાયા નહીં. (૧૧) તેમને ક્યાંય પણ ન જોતાં તે બોલી ઊઠ્યો – 'હું આખું જગત ખોળી વળ્યો, પણ તે મળ્યો નહીં. અવશ્ય મારા ભાઈને હણનારો તે એ લોકમાં જતો રહ્યો છે કે જ્યાં ગયા પછી પાછા આવવાનું થતું નથી.' (૧૨) વારુ, હવે તેની સાથે વેરભાવ રાખવાની જરૂર રહી નહીં, કેમ કે વેરભાવ તો શરીરની સમાપ્તિ સાથે જ સમાપ્ત થઈ જાય છે. ક્રોધનું કારણ અજ્ઞાન છે અને અહંકારથી તે વધે છે. (૧૩) હે રાજન્! તમારા પિતા પ્રહ્લાદપુત્ર વિરોચન મહાન બ્રાહ્મણભક્ત હતા; ત્યાં સુધી કે તેમના શત્રુ દેવોએ બ્રાહ્મણોનો વેશ ધારણ કરીને તેમના આયુષ્યનું દાન માગ્યું અને તેમણે પોતે બ્રાહ્મણોનું કપટ જાણતા હોવા છતાં પણ પોતાના આયુષ્યનું દાન આપી દીધું. (૧૪) તમે પણ તે જ ધર્મનું આચરણ કરી રહ્યા છો કે જે ધર્મનું પાલન શુક્રાચાર્ય વગેરે ગૃહસ્થ બ્રાહ્મણોએ, તમારા પૂર્વજ પ્રહ્લાદજીએ તથા બીજા યશસ્વી વીરોએ કર્યું છે. (૧૫) હે દૈત્યરાજ! તમે અભીષ્ટ વસ્તુઓનું દાન કરનારાઓમાં શ્રેષ્ઠ છો. તેથી હું તમારી પાસે થોડીક પૃથ્વી – માત્ર પોતાનાં ત્રણ ચરણ જેટલી માગું છું. (૧૬) તમે સઘળા જગતના સ્વામી અને અત્યંત ઉદાર છો એ બરાબર છે, પરંતુ તેમ છતાં હું તમારી પાસેથી આનાથી વધુ ઇચ્છતો નથી. વિદ્વાન મનુષ્યે માત્ર પોતાની જરૂરિયાત અનુસાર જ દાનનો સ્વીકાર કરવો જોઈએ. એમ કરવાથી તે પ્રતિગ્રહજન્ય પાપમાંથી બચી જાય છે. (૧૭)

૧. પ્રા. પા. – ०વિદાં વરઃ । ૨. પ્રા. પા. – પુનઃ ।

*બલિરુવાચ*

**અહો બ્રાહ્મણદાયાદ વાચસ્તે વૃદ્ધસમ્મતાઃ ।**
**ત્વં બાલો બાલિશમતિઃ સ્વાર્થં પ્રત્યબુધો યથા ॥ ૧૮॥**

**માં વચોભિઃ સમારાધ્ય લોકાનામેકમીશ્વરમ્ ।**
**પદત્રયં વૃણીતે યોઽબુદ્ધિમાન્ દ્વીપદાશુષમ્[1] ॥ ૧૯॥**

**ન પુમાન્ મામુપવ્રજ્ય ભૂયો યાચિતુમર્હતિ ।**
**તસ્માદ્ વૃત્તિકરીં ભૂમિં બટો કામં પ્રતીચ્છ મે ॥ ૨૦॥**

*શ્રીભગવાનુવાચ*

**યાવન્તો વિષયાઃ [2]પ્રેષ્ઠાસ્ત્રિલોક્યામજિતેન્દ્રિયમ્ ।**
**ન શક્નુવન્તિ તે સર્વે પ્રતિપૂરયિતું નૃપ ॥ ૨૧॥**

**ત્રિભિઃ ક્રમૈરસન્તુષ્ટો દ્વીપેનાપિ ન પૂર્યતે ।**
**નવવર્ષસમેતેન સપ્તદ્વીપવરેચ્છયા ॥ ૨૨॥**

**સપ્તદ્વીપાધિપતયો નૃપા વૈન્યગયાદયઃ ।**
**અર્થૈઃ કામૈર્ગતા નાન્તં તૃષ્ણાયા ઇતિ નઃ શ્રુતમ્ ॥ ૨૩॥**

**યદૃચ્છયોપપન્નેન સન્તુષ્ટો વર્તતે સુખમ્ ।**
**નાસન્તુષ્ટસ્ત્રિભિર્લોકૈરજિતાત્મોપસાદિતૈઃ ॥ ૨૪॥**

**પુંસોઽયં સંસૃતેર્હેતુરસન્તોષોઽર્થકામયોઃ ।**
**યદૃચ્છયોપપન્નેન સન્તોષો મુક્તયે સ્મૃતઃ ॥ ૨૫॥**

**યદૃચ્છાલાભતુષ્ટસ્ય તેજો વિપ્રસ્ય વર્ધતે ।**
**તત્પ્રશામ્યત્યસન્તોષાદમ્ભસેવાશુશુક્ષણિઃ ॥ ૨૬॥**

**તસ્માત્ત્રીણિ પદાન્યેવ વૃણે ત્વદ્વરદર્ષભાત્[3] ।**
**એતાવતૈવ સિદ્ધોઽહં વિત્તં યાવત્પ્રયોજનમ્ ॥ ૨૭॥**

**રાજા બલિએ કહ્યું** – હે બ્રાહ્મણકુમાર! તમારી વાતો તો વૃદ્ધજનસંમત છે, પરંતુ તમારી બુદ્ધિ હજી બાળક જેવી જ છે. હા, હજી તો તમે બાળક જ છો ને, તેથી જ તમે પોતાના સ્વાર્થને સમજતા લાગતા નથી. (૧૮) હું ત્રણે લોકનો એકમાત્ર સ્વામી છું અને અનેક દ્વીપોનું દાન આપી શકું છું. જે મને પોતાનાં વચનોથી પ્રસન્ન કરી લે અને પછી મારી પાસેથી માત્ર ત્રણ ચરણ પૃથ્વી માગે તેને ભલા, શું બુદ્ધિમાન કહી શકાય? (૧૯) હે બટુકજી! જે કોઈ એક વાર કંઈક માગવા મારી પાસે આવી ગયો તેને પછી ક્યારેય અન્ય કોઈ પાસેથી કશું માગવાની જરૂર રહેવી જોઈએ નહીં. તેથી પોતાનું ગુજરાન ચલાવવા માટે તમારે જેટલી ભૂમિની જરૂર હોય તેટલી મારી પાસેથી માગી લો. (૨૦)

**શ્રીભગવાને કહ્યું** – હે રાજન્! મનુષ્ય જો પોતાની ઇન્દ્રિયોને વશ રાખનારો - સંતુષ્ટ ન હોય તો સંસારના તમામ પ્રિય વિષયો પણ તે મનુષ્યની કામનાઓને પૂરી કરવાને સમર્થ થતા નથી. જે ત્રણ ચરણ પૃથ્વી મેળવીને સંતુષ્ટ થાય નહીં તેને નવ ખંડમાંથી એક દ્વીપ આપવામાં આવે તોપણ તે સંતુષ્ટ થશે નહીં, કારણ કે તેના મનમાં સાતેય દ્વીપ મેળવવાની કામના કાયમ રહેશે. (૨૨) મેં સાંભળ્યું છે કે પૃથુ, ગય વગેરે રાજાઓ સાતે દ્વીપોના અધિપતિ હતા; પરંતુ તેટલી ધનસંપત્તિ તથા ભોગસામગ્રીઓ તેમને પ્રાપ્ત હોવા છતાં તેઓ તૃષ્ણાનો પાર પામી શક્યા ન હતા. (૨૩) જે કંઈ પ્રારબ્ધ અનુસાર પ્રાપ્ત થાય તેનાથી જ સંતુષ્ટ રહેનારો મનુષ્ય પોતાનું જીવન સુખપૂર્વક વ્યતીત કરે છે; પરંતુ પોતાની ઇન્દ્રિયોને વશ નહીં રાખનારો ત્રણે લોકનું રાજ્ય મેળવવા છતાં પણ દુઃખી જ રહે છે; કારણ કે તેના અંતઃકરણમાં અસંતોષની આગ ભભૂકતી રહે છે. (૨૪) ધનસંપત્તિ અને ભોગોથી સંતોષ ન થવો એ જ જીવ માટે જન્મ-મૃત્યુના ચકરાવામાં પડવાનું કારણ છે; જ્યારે જે કંઈ પ્રાપ્ત થાય તેનાથી જ સંતોષ થવો એ મુક્તિનું કારણ છે. (૨૫) જે બ્રાહ્મણ આપોઆપ આવી મળેલી વસ્તુથી જ સંતુષ્ટ થઈ રહે છે તેના તેજની વૃદ્ધિ થાય છે; જ્યારે તેના અસંતુષ્ટ થઈ રહેવાથી તેનું તેજ એવી જ રીતે શમી જાય છે કે જેમ પાણીથી અગ્નિ શમી જાય છે. (૨૬) એ તો નિઃસંદેહ છે કે તમે અભીષ્ટ વસ્તુઓનું દાન કરનારાઓમાં શ્રેષ્ઠ છો, તેથી હું તમારી પાસેથી માત્ર ત્રણ ચરણ ભૂમિ જ માગું છું. એટલાથી જ મારું કાર્ય સિદ્ધ થશે. ધન એટલું જ સંઘરવું જોઈએ કે જેટલાની જરૂર હોય. (૨૭)

---

૧. પ્રા. પા. – દ્વિપદાયુષામ્ । ૨. પ્રા. પા. – શ્રેષ્ઠાઃ । ૩. પ્રા. પા. – ર્ષભ ।

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુક્તઃ સ હસન્નાહ વાઞ્છાતઃ પ્રતિગૃહ્યતામ્ ।
વામનાય મહીં દાતું જગ્રાહ જલભાજનમ્ ॥ ૨૮॥

વિષ્ણવે ક્ષ્માં પ્રદાસ્યન્તમુશના અસુરેશ્વરમ્ ।
જાનંશ્ચિકીર્ષિતં વિષ્ણોઃ શિષ્યં પ્રાહ વિદાંવરઃ ॥ ૨૯॥

*શુક્ર ઉવાચ*

એષ વૈરોચને સાક્ષાદ્ભગવાન્ વિષ્ણુરવ્યયઃ ।
કશ્યપાદદિતેર્જાતો દેવાનાં કાર્યસાધકઃ ॥ ૩૦॥

પ્રતિશ્રુતં ત્વયૈતસ્મૈ યદનર્થમજાનતા ।
ન સાધુ મન્યે દૈત્યાનાં મહાનુપગતોઽનયઃ ॥ ૩૧॥

એષ તે સ્થાનમૈશ્વર્યં શ્રિયં તેજો યશઃ શ્રુતમ્ ।
દાસ્યત્યાચ્છિદ્ય શક્રાય માયામાણવકો હરિઃ ॥ ૩૨॥

ત્રિભિઃ ક્રમૈરિમાઁલ્લોકાન્ વિશ્વકાયઃ ક્રમિષ્યતિ ।
સર્વસ્વં વિષ્ણવે દત્ત્વા મૂઢ વર્તિષ્યસે કથમ્ ॥ ૩૩॥

ક્રમતો ગાં પદૈકેન દ્વિતીયેન દિવં વિભોઃ ।
ખં ચ કાયેન મહતા તાર્તીયસ્ય કુતો ગતિઃ ॥ ૩૪॥

નિષ્ઠાં તે નરકે મન્યે હ્યપ્રદાતુઃ પ્રતિશ્રુતમ્ ।
પ્રતિશ્રુતસ્ય યોઽનીશઃ પ્રતિપાદયિતું ભવાન્ ॥ ૩૫॥

ન તદ્દાનં પ્રશંસન્તિ યેન વૃત્તિર્વિપદ્યતે ।
દાનં યજ્ઞસ્તપઃ કર્મ લોકે વૃત્તિમતો યતઃ ॥ ૩૬॥

ધર્માય યશસેઽર્થાય કામાય સ્વજનાય ચ ।
પઞ્ચધા વિભજન્ વિત્તમિહામુત્ર ચ મોદતે ॥ ૩૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – ભગવાને આ પ્રમાણે કહ્યું ત્યારે રાજા બલિ હસવા લાગ્યા. તેમણે કહ્યું – "ભલે, તમારી જે ઇચ્છા હોય તેટલું જ માગી લો." આ પ્રમાણે કહીને બલિએ વામન ભગવાનને ત્રણ ચરણ પૃથ્વી આપવાનો સંકલ્પ કરવા માટે જળપાત્ર હાથમાં લીધું. (૨૮) શુક્રાચાર્યજી બધું જ જાણતા હતા અને તેમનાથી ભગવાનની આ લીલા પણ અજાણી ન હતી. તેમણે રાજા બલિને પૃથ્વીનું દાન કરવા તત્પર થયેલા જોઈને તેમને (આ પ્રમાણે) કહ્યું. (૨૯)

**શુક્રાચાર્યજીએ કહ્યું** – અરે વિરોચનપુત્ર! આ તો સ્વયં અવિનાશી ભગવાન વિષ્ણુ જ છે. દેવોનું કાર્ય સિદ્ધ કરવા માટે કશ્યપપત્ની અદિતિના ગર્ભથી અવતર્યા છે. (૩૦) એ તમારું સર્વ કાંઈ પડાવી લેશે – એ અનર્થને નહીં જાણતા તમે એમને દાન આપવા વચન આપી ચૂક્યા છો. આમાં તો દૈત્યો પરનું મોટું સંકટ જ દેખાય છે. આને હું વાજબી માનતો નથી. (૩૧) સ્વયં ભગવાન જ પોતાની યોગમાયાથી આ બ્રહ્મચારીવેશે આવ્યા છે અને એ તમારું રાજ્ય, ઐશ્વર્ય, લક્ષ્મી, તેજ અને વિશ્વવિખ્યાત કીર્તિ – સર્વ કાંઈ તમારી પાસેથી પડાવી લઈને ઈન્દ્રને આપી દેશે. (૩૨) આ વિશ્વરૂપ છે, ત્રણ ચરણમાં તો આ બધા લોકોને માપી લેશે. અરે મૂઢ! જો તમે પોતાનું સર્વસ્વ વિષ્ણુને આપી દેશો તો તમારો જીવન-નિર્વાહ કેવી રીતે થશે? (૩૩) આ વિશ્વવ્યાપી ભગવાન એક ચરણમાં પૃથ્વીને અને બીજા ચરણમાં સ્વર્ગને ઓળંગી લેશે. એમના વિરાટ શરીરથી આકાશ ભરાઈ જશે, ત્યારે આ પોતાનું ત્રીજું ચરણ ક્યાં મૂકશે? (૩૪) તમે તેને પૂરું કરી શકશો નહીં. આવી સ્થિતિમાં હું તો એમ જ સમજું છું કે પ્રતિજ્ઞા કર્યા પછી તેને પૂરી નહીં કરવાને કારણે તમારે નરકમાં જ જવું પડશે; કારણ કે તમે પોતે કરેલી પ્રતિજ્ઞાને પૂરી કરવામાં સર્વથા અસમર્થ થઈ જશો. (૩૫) વિદ્વાનો એવા દાનની પ્રશંસા કરતા નથી કે જે દાન આપ્યા પછી જીવનનિર્વાહ માટે કશું બચે જ નહીં. જેનો જીવનનિર્વાહ બરાબર થતો રહે છે તે જ આ સંસારમાં દાન, યજ્ઞ, તપ અને પરોપકારનાં કર્મ કરી શકે છે. (૩૬) જે મનુષ્ય પોતાનું ધન થોડુંક ધર્મ માટે, થોડુંક યશ માટે, થોડુંક ધનની અભિવૃદ્ધિ માટે, થોડુંક ભોગો ભોગવવા માટે અને થોડુંક પોતાનાં સ્વજનો માટે – એમ પાંચ ભાગોમાં વહેંચી દે છે તે જ આ લોક અને પરલોક – બંનેમાં પણ સુખ પામે છે. (૩૭)

અત્રાપિ બહ્‌વૃચૈર્ગીતં શ્રૃણુ મેઽસુરસત્તમ ।
સત્યમોમિતિ યત્પ્રોક્તં યન્નેત્યાહાનૃતં હિ તત્ ॥ ૩૮॥

હે અસુરશ્રેષ્ઠ! જો તમને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થવાની દહેશત હોય તો આ બાબતમાં તમને ઋગ્વેદની કેટલીક શ્રુતિઓનો અભિપ્રાય કહી સંભળાવું છું, તે સાંભળો. શ્રુતિ કહે છે – 'કોઈને કંઈક આપવાનું સ્વીકારી લેવું એ સત્ય છે અને તેનો અસ્વીકાર કરવો એ અસત્ય છે. (૩૮)

સત્યં પુષ્પફલં વિદ્યાદાત્મવૃક્ષસ્ય ગીયતે ।
વૃક્ષેઽજીવતિ તન્ન સ્યાદનૃતં મૂલમાત્મનઃ ॥ ૩૯॥

આ શરીર એક વૃક્ષ છે અને સત્ય એનાં ફળ-ફૂલ છે; પરંતુ જો વૃક્ષ જ ન રહે તો ફળ-ફૂલ કેવી રીતે રહેશે? કારણ કે નકાર કરવો, પોતાની વસ્તુ બીજાને આપવી નહીં અર્થાત્ પોતાના સંચયને સાચવી રાખવો એ જ આ શરીરરૂપી વૃક્ષનું મૂળ છે. (૩૯)

તદ્યથા વૃક્ષ ઉન્મૂલઃ શુષ્યત્યુદ્વર્તતેઽચિરાત્ ।
એવં નષ્ટાનૃતઃ સદ્ય આત્મા શુષ્યેન્ન સંશયઃ ॥ ૪૦॥

જેમ મૂળ જ ન રહેતાં વૃક્ષ સુકાઈ જાય છે અને થોડા જ દિવસોમાં પડી જાય છે, તેવી જ રીતે જો ધન આપવાનો નકાર કરવામાં આવે તો આ જીવન સુકાઈ જાય છે એમાં સંદેહ નથી. (૪૦)

પરાગ્ રિક્તમપૂર્ણં વા અક્ષરં યત્તદોમિતિ ।
યત્કિઞ્ચિદોમિતિ બ્રૂયાત્તેન રિચ્યેત વૈ પુમાન્ ।
ભિક્ષવે સર્વમોઙ્‌કુર્વન્નાલં કામેન ચાત્મને ॥ ૪૧॥

'હા, હું આપીશ' – એ વાક્ય જ ધનને દૂર કરી દે છે, તેથી એમ બોલવું એ જ ધનથી આપણને વંચિત કરી દેનારું છે. એ જ કારણે જે મનુષ્ય 'હા, હું આપીશ' – એવું કહે છે તે ધનરહિત થઈ જાય છે. જે મનુષ્ય યાચકને બધું જ આપી દેવાનું સ્વીકારી લે છે તે પોતાને માટે ભોગની કોઈ વસ્તુ રાખી શકતો નથી. (૪૧)

અથૈતત્પૂર્ણમભ્યાત્મં યચ્ચ નેત્યનૃતં વચઃ ।
સર્વં નેત્યનૃતં[1] બ્રૂયાત્સ દુષ્કીર્તિઃ શ્વસન્ મૃતઃ ॥ ૪૨॥

આનાથી ઊલટું, 'ના, હું નહિ આપું' – એમ નકાર કરી દેવો એ અસત્ય છે, પણ તે પોતાના ધનને સુરક્ષિત રાખે છે તથા પરિપૂર્ણ રાખે છે. પરંતુ આવું હંમેશાં ન કરવું જોઈએ. જે સૌની સાથે, બધી વસ્તુઓ આપવાનો નકાર કરતો રહે છે તેની અપકીર્તિ થઈ જાય છે, તે જીવતો હોવા છતાં પણ મરેલા જેવો જ છે. (૪૨)

સ્ત્રીષુ નર્મ વિવાહે ચ વૃત્ત્યર્થે પ્રાણસઙ્કટે ।
ગોબ્રાહ્મણાર્થે હિંસાયાં નાનૃતં સ્યાજ્જુગુપ્સિતમ્ ॥ ૪૩॥

સ્ત્રીઓને પ્રસન્ન કરવા માટે, મજાક-મશ્કરીમાં, લગ્ન બાબતમાં, કન્યા વગેરેની પ્રશંસા કરતી વખતે, પોતાની આજીવિકાને જાળવી રાખવા માટે, પ્રાણ ચાલ્યા જાય તેવી આફત આવી પડે ત્યારે, ગાયો અને બ્રાહ્મણોની ભલાઈ માટે તથા કોઈને મોતમાંથી ઉગારી લેવા માટે જો અસત્ય બોલવામાં આવે તોપણ તે નિંદનીય નથી. (૪૩)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનપ્રાદુર્ભાવે[2] એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥
આઠમા સ્કંધ-અંતર્ગત વામન-પ્રાદુર્ભાવમાંનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# વીસમો અધ્યાય

## ભગવાન વામનજીએ વિરાટરૂપ થઈને બે જ ચરણમાં પૃથ્વી અને સ્વર્ગ માપી લેવાં

*શ્રીશુક ઉવાચ*

બલિરેવં ગૃહપતિઃ કુલાચાર્યેણ ભાષિતઃ ।
તૂષ્ણીં ભૂત્વા ક્ષણં રાજન્નુવાચાવહિતો ગુરુમ્ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! જ્યારે કુળગુરુ શુક્રાચાર્યજીએ આ પ્રમાણે કહ્યું ત્યારે આદર્શ ગૃહસ્થ રાજા બલિએ એક ક્ષણ માટે મૌન રહ્યા પછી અત્યંત વિનયપૂર્વક અને સાવધાનીથી શુક્રાચાર્યજીને આ પ્રમાણે કહ્યું. (૧)

૧. પ્રા. પા. – નેત્યતિથિ । ૨. પ્રા. પા. – ०નાનુચરિતે એકોનવિંશતિતમો ।

*બલિરુવાચ*

સત્યં ભગવતા પ્રોક્તં ધર્મોઽયં ગૃહમેધિનામ્ ।
અર્થં કામં યશો વૃત્તિં યો ન બાધેત કર્હિચિત્ ॥ ૨॥

સ ચાહં વિત્તલોભેન[1] પ્રત્યાચક્ષે કથં દ્વિજમ્ ।
પ્રતિશ્રુત્ય દદામીતિ પ્રાહ્લાદિઃ કિતવો યથા ॥ ૩॥

ન હ્યસત્યાત્પરોઽધર્મ ઇતિ હોવાચ ભૂરિયમ્ ।
સર્વં સોઢુમલં મન્યે ઋતેઽલીકપરં નરમ્ ॥ ૪॥

નાહં બિભેમિ નિરયાન્નાધન્યાદસુખાર્ણવાત્ ।
ન સ્થાનચ્યવનાન્મૃત્યોર્યથા વિપ્રપ્રલમ્ભનાત્ ॥ ૫॥

યદ્યદ્ધાસ્યતિ લોકેઽસ્મિન્ સમ્પરેતં ધનાદિકમ્ ।
તસ્ય ત્યાગે નિમિત્તં કિં વિપ્રસ્તુષ્યેન્ન તેન ચેત્ ॥ ૬॥

શ્રેયઃ કુર્વન્તિ ભૂતાનાં સાધવો દુસ્ત્યજાસુભિઃ ।
દધ્યઙ્શિબિપ્રભૃતયઃ કો વિકલ્પો ધરાદિષુ ॥ ૭॥

યૈરિયં બુભુજે બ્રહ્મન્ દૈત્યેન્દ્રૈરનિવર્તિભિઃ ।
તેષાં કાલોઽગ્રસીલ્લોકાન્ન યશોઽધિગતં ભુવિ ॥ ૮॥

સુલભા યુધિ વિપ્રર્ષે હ્યનિવૃત્તાસ્તનુત્યજઃ ।
ન તથા તીર્થ આયાતે શ્રદ્ધયા યે ધનત્યજઃ ॥ ૯॥

મનસ્વિનઃ કારુણિકસ્ય શોભનં
　　યદર્થિકામોપનયેન દુર્ગતિઃ ।
કુતઃ પુનર્બ્રહ્મવિદાં ભવાદૃશાં
　　તતો બટોરસ્ય દદામિ વાઞ્છિતમ્ ॥ ૧૦॥

યજન્તિ યજ્ઞક્રતુભિર્યમાદૃતા
　　ભવન્ત આમ્નાયવિધાનકોવિદાઃ ।

**રાજા બલિએ કહ્યું –** હે ભગવન્! તમે કહ્યું એ સાચું છે. ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ માટે એ જ ધર્મ છે કે જેનાથી અર્થ, કામ, યશ અને આજીવિકાની પ્રાપ્તિમાં ક્યારેય કોઈ રીતે અવરોધ ઊભો ન થાય. (૧) પરંતુ ગુરુદેવ! હું પ્રહ્લાદજીનો પૌત્ર છું અને દાન કરવાની એક વાર પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું; તો હવે ધનના લોભને લીધે એક ઠગની જેમ હું આ બ્રાહ્મણને કેવી રીતે કહી શકું કે 'હું તમને દાન નહીં આપું?' (૩) આ પૃથ્વીએ કહેલું છે કે "અસત્ય કરતાં મોટો અધર્મ બીજો કોઈ નથી; હું બધું જ સહી લેવાને સમર્થ છું, પણ અસત્ય બોલનારા મનુષ્યનો ભાર હું સહી શકતી નથી." (૪) હું નરકથી, દરિદ્રતાથી, દુઃખના સમુદ્રથી, પોતાના રાજ્યના વિનાશથી અને મૃત્યુથી પણ એટલો બીતો નથી કે જેટલો બ્રાહ્મણ આગળ પ્રતિજ્ઞા કર્યા પછી તેને દગો દેવાથી બીઉં છું. (૫) આ સંસારમાં મરી ગયા પછી ધન વગેરે જે વસ્તુઓ સાથ છોડી દે છે તેમના વડે દાન વગેરેથી જો બ્રાહ્મણોને પણ સંતોષ ન આપી શકાય તો તેમના ત્યાગનો લાભ જ શો છે? (૬) દધીચિ, શિબિ વગેરે મહાપુરુષોએ પોતાના પરમપ્રિય દુસ્ત્યજ પ્રાણોનું દાન કરીને પણ પ્રાણીઓનું કલ્યાણ જ કર્યું છે; તો પછી પૃથ્વી વગેરે વસ્તુઓનું દાન આપવામાં વિચારવાની જરૂર જ શી છે? (૭) હે બ્રહ્મન્! પહેલાંના યુગમાં મોટા-મોટા દૈત્યરાજોએ આ પૃથ્વીનો ઉપભોગ કર્યો છે. પૃથ્વી પર તેમનો પ્રતિકાર કરનાર કોઈ ન હતો. તેમના લોક અને પરલોકને તો કાળ ભરખી ગયો છે, પરંતુ તેમનો યશ અત્યારેય જેમનો તેમ કાયમ છે. (૮) હે ગુરુદેવ! સંસારમાં એવા લોકો ઘણા છે કે જેઓ યુદ્ધમાં પીઠ ન બતાવતાં પોતાના પ્રાણોની બલિ ચઢાવી દે છે; પરંતુ એવા લોકો ઘણા દુર્લભ છે કે જેઓ સુપાત્ર આવી મળતાં શ્રદ્ધા-સહિત ધનનું દાન કરે. (૯) હે ગુરુદેવ! જો ઉદાર અને કરુણાશીલ મનુષ્ય અપાત્ર યાચકની કામના પૂરી કરીને દુર્ગતિ ભોગવે છે તો તે દુર્ગતિ પણ તેને માટે શોભાસ્પદ છે; જ્યારે આ બટુક પણ તમારા જેવા બ્રહ્મવેત્તા જ છે. તો પછી તમારા જેવા બ્રહ્મવેત્તાને દાન કરવાથી દુઃખ પ્રાપ્ત થાય તો એ તો વધુ શોભાસ્પદ છે. તેથી હું આ બટુક-બ્રહ્મચારીની કામના અવશ્ય પૂરી કરીશ. (૧૦) હે મહર્ષિ! વેદવિધિના જ્ઞાતા તમે લોકો અત્યંત આદરપૂર્વક યજ્ઞ-યાગ વગેરે વડે જેમની આરાધના કરો છો તે

૧. પ્રા. પા. – વૃત્તિલોભેન ।

સ એવ વિષ્ણુર્વરદોઽસ્તુ વા પરો
દાસ્યામ્યમુષ્મૈ ક્ષિતિમીપ્સિતાં મુને ॥ ૧૧॥

યદપ્યસાવધર્મેણ માં બધ્નીયાદનાગસમ્ ।
તથાપ્યેનં ન હિંસિષ્યે ભીતં બ્રહ્મતનું રિપુમ્ ॥ ૧૨॥

એષ વા ઉત્તમશ્લોકો ન જિહાસતિ યદ્ યશઃ ।
હત્વા મૈનાં હરેદ્ યુદ્ધે શયીત નિહતો મયા ॥ ૧૩॥

વરદાતા વિષ્ણુ જ આ રૂપમાં આવ્યા છે, ત્યારે તેમની ઇચ્છા અનુસાર તેમને પૃથ્વીનું દાન કરીશ. (૧૧) મારાથી અપરાધ નહીં થવા છતાં પણ જો એ મને અધર્મપૂર્વક બાંધી લેશે તોપણ હું એમનો વિરોધ કરીશ નહીં; કારણ કે મારા શત્રુ હોવા છતાં પણ, ભયભીત થઈને એમણે બ્રાહ્મણનું શરીર ધારણ કર્યું છે. (૧૨) એ પવિત્રકીર્તિ ભગવાન વિષ્ણુ જ છે તેથી એ પોતાનો યશ ગુમાવશે નહીં. (પોતાની માગેલી વસ્તુ લઈને જ રહેશે.) એ યુદ્ધમાં મને મારીને પણ પૃથ્વી પડાવી જ લેશે; અને જો એ કદાચ કોઈ બીજા જ છે તો મારાં બાણોના પ્રહારથી યુદ્ધભૂમિમાં હંમેશને માટે પોઢી જશે. (૧૩)

*શ્રીશુક ઉવાચ*

એવમશ્રદ્ધિતં શિષ્યમનાદેશકરં ગુરુઃ ।
શશાપ દૈવપ્રહિતઃ સત્યસન્ધં મનસ્વિનમ્ ॥ ૧૪॥

દૃઢં પણ્ડિતમાન્યજ્ઞઃ સ્તબ્ધોઽસ્યસ્મદુપેક્ષયા ।
મચ્છાસનાતિગો યસ્ત્વમચિરાદ્ ભ્રશ્યસે શ્રિયઃ ॥ ૧૫॥

એવં શપ્તઃ સ્વગુરુણા સત્યાન્ન ચલિતો મહાન્ ।
વામનાય દદાવેનામર્ચિત્વોદકપૂર્વકમ્[1] ॥ ૧૬॥

વિન્ધ્યાવલિસ્તદાઽઽગત્ય પત્ની જાલકમાલિની ।
આનિન્યે કલશં હૈમમવનેજન્યપાં ભૃતમ્ ॥ ૧૭॥

યજમાનઃ સ્વયં તસ્ય શ્રીમત્પાદયુગં મુદા ।
અવનિજ્યાવહન્મૂર્ધ્નિ તદપો વિશ્વપાવનીઃ ॥ ૧૮॥

તદાઽસુરેન્દ્રં દિવિ દેવતાગણા
ગન્ધર્વવિદ્યાધરસિદ્ધચારણાઃ ।
તત્કર્મ સર્વેઽપિ ગૃણન્ત આર્જવં
પ્રસૂનવર્ષૈર્વવૃષુર્મુદાન્વિતાઃ ॥ ૧૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – શુક્રાચાર્યજીએ જ્યારે જોયું કે પોતાનો આ શિષ્ય ગુરુ પ્રત્યે અશ્રદ્ધાવાન છે અને આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યો છે ત્યારે દૈવના પ્રેર્યા તેમણે રાજા બલિને શાપ આપી દીધો – જોકે તેઓ સત્યપ્રતિજ્ઞ અને ઉદાર હોવાને કારણે શાપને પાત્ર ન હતા. (૧૪) (શુક્રાચાર્યજીએ શાપ આપ્યો કે) "હે મૂઢ! તું છે તો અજ્ઞાની, પણ પોતાને ઘણો મોટો પંડિત માને છે; તું મારી અવગણના કરીને ગર્વ કરી રહ્યો છે. તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તેથી તું સત્વરે પોતાના ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થઈ જઈશ." (૧૫) રાજા બલિ મોટા મહાત્મા હતા. પોતાના ગુરુએ શાપ આપ્યો છતાં પણ તેઓ ચલિત થયા નહીં. તેમણે વામન ભગવાનની વિધિપૂર્વક પૂજા કરી અને હાથમાં જળ લઈને ત્રણ ચરણ ભૂમિનું દાન કરવાનો સંકલ્પ કરી દીધો. (૧૬) તે જ સમયે રાજા બલિનાં પત્ની વિંધ્યાવલી, કે જે મોતીનાં ઘરેણાંથી સુસજ્જ હતાં, તે ત્યાં આવ્યાં. તેમણે વામન ભગવાનનાં ચરણો પખાળવા માટે જળથી ભરેલો સોનાનો કળશ પોતાના હાથે લાવીને આપ્યો. (૧૭) બલિએ પોતે જ ઘણા આનંદ સાથે ભગવાનનાં સુંદર સુંદર બંને ચરણો પખાળ્યાં અને તેમનાં ચરણોનું તે વિશ્વપાવન જળ પોતાના મસ્તક પર પધરાવ્યું. (૧૮) તે સમયે આકાશમાં ઉપસ્થિત દેવો, ગંધર્વો, વિદ્યાધરો, સિદ્ધો, ચારણો – બધા જ રાજા બલિના અલૌકિક કાર્યની અને નિખાલસતાની પ્રશંસા કરતા કરતા અતિ-આનંદપૂર્વક તેમના ઉપર દિવ્ય

૧. પ્રા. પા. – ત્વેતામર્ચિત્વોદકપૂર્વિકામ્ ।

નેદુર્મુહુર્દુન્દુભયઃ સહસ્રશો
ગન્ધર્વકિંપૂરુષકિન્નરા[1] જગુઃ ।
મનસ્વિનાઽનેન કૃતં સુદુષ્કરં
વિદ્વાનદાદ્ યદ્ રિપવે જગત્ત્રયમ્ ॥ ૨૦॥

પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. (૧૯) એકસામટાં જ હજારો નગારાં વારંવાર વાગવા લાગ્યાં; ગંધર્વો, કિંપુરુષો અને કિન્નરો ગાવા લાગ્યા – "અહો, ધન્ય છે! આ ઉદારશિરોમણિ બલિએ એવું કાર્ય કરી બતાવ્યું કે જે કરવું બીજાઓ માટે અત્યંત દુષ્કર છે. જુઓ તો ખરા, આમણે જાણીજોઈને પોતાના શત્રુને ત્રણે લોકનું દાન આપી દીધું!" (૨૦)

તદ્વામનં રૂપમવર્ધતાદ્ભુતં
હરેરનન્તસ્ય ગુણત્રયાત્મકમ્ ।
ભૂઃ ખં દિશો દ્યૌર્વિવરાઃ પયોધય-
સ્તિર્યઙ્નૃદેવા ઋષયો યદાસત ॥ ૨૧॥

કાયે બલિસ્તસ્ય મહાવિભૂતેઃ
સહર્ત્વિગાચાર્યસદસ્ય એતત્ ।
દદર્શ વિશ્વં ત્રિગુણં ગુણાત્મકે
ભૂતેન્દ્રિયાર્થાશયજીવયુક્તમ્ ॥ ૨૨॥

રસામચષ્ટાઙ્ઘ્રિતલેઽથ પાદયો-
ર્મહીં મહીધ્રાન્ પુરુષસ્ય જઙ્ઘયોઃ ।
પતત્ત્રિણો જાનુનિ વિશ્વમૂર્તે-
રૂર્વોર્ગણં મારુતમિન્દ્રસેનઃ ॥ ૨૩॥

સન્ધ્યાં વિભોર્વાસસિ ગુહ્ય ઐક્ષત્
પ્રજાપતીઞ્જઘને આત્મમુખ્યાન્ ।
નાભ્યાં નભઃ કુક્ષિષુ સપ્તસિન્ધૂ-
નુરુક્રમસ્યોરસિ [2]ચર્ક્ષમાલામ્ ॥ ૨૪॥

હૃદ્યઙ્ગ ધર્મં સ્તનયોર્મુરારે-
ર્ઋતં ચ સત્યં ચ મનસ્યથેન્દુમ્ ।
શ્રિયં ચ વક્ષસ્યરવિન્દહસ્તાં
કણ્ઠે ચ સામાનિ સમસ્તરેફાન્ ॥ ૨૫॥

ઇન્દ્રપ્રધાનાનમરાન્ ભુજેષુ
તત્કર્ણયોઃ કકુભો દ્યૌશ્ચ મૂર્ધ્નિ ।
કેશેષુ મેઘાઞ્છ્વસનં નાસિકાયા-
મક્ષ્ણોશ્ચ સૂર્યં વદને ચ વહ્નિમ્ ॥ ૨૬॥

આ જ સમયે એક ઘણી અદ્ભુત ઘટના બની. અનંત ભગવાનનું તે ત્રિગુણાત્મક વામન-રૂપ મોટું થવા લાગ્યું; તે એટલું તો મોટું થઈ ગયું કે પૃથ્વી, આકાશ, દિશાઓ, સ્વર્ગ, પાતાળ, સમુદ્રો, પશુપક્ષીઓ, મનુષ્યો, દેવો અને ઋષિઓ – બધાં જ તે રૂપમાં સમાઈ ગયાં. (૨૧) ઋત્વિજો, આચાર્યો અને સભાજનો સહિત બલિએ સમસ્ત ઐશ્વર્યોના એકમાત્ર સ્વામી શ્રીભગવાનના તે ત્રિગુણાત્મક રૂપમાં પંચભૂતો, ઇન્દ્રિયો અને એમના વિષયો, અંતઃકરણ તથા જીવો સાથેનું તે સંપૂર્ણ ત્રિગુણમય વિશ્વ જોયું. (૨૨) રાજા બલિએ તે વિશ્વરૂપ ભગવાનનાં ચરણોના તળિયામાં રસાતલ, ચરણોમાં પૃથ્વી, પિંડીઓમાં પર્વતો, ઘૂંટણોમાં પક્ષીઓ અને જાંઘોમાં મરુદ્ગણને જોયાં. (૨૩) આ જ પ્રમાણે ભગવાનનાં વસ્ત્રોમાં સંધ્યા, ગુહ્ય ભાગમાં પ્રજાપતિઓ, જંઘાસ્થળમાં પોતાના સહિત અસુરો, નાભિમાં આકાશ, કૂખ (ઉદર)માં સાતે સમુદ્ર અને વક્ષઃસ્થળમાં નક્ષત્રોના સમુદાયને જોયાં. (૨૪) તે બધા (અસુરો)ને ભગવાનના હૃદયમાં ધર્મ, સ્તનોમાં સત્ય-મધુર વાણી, મનમાં ચંદ્રમા, વક્ષઃસ્થળમાં હાથમાં કમળ સાથેનાં લક્ષ્મીજી, કંઠમાં સામવેદ અને સમસ્ત વર્ણસમૂહો (ભાષા) દેખાયાં; (૨૫) બાહુઓમાં ઇન્દ્ર વગેરે સમસ્ત દેવો, કાનોમાં દિશાઓ, મસ્તકમાં સ્વર્ગ, કેશમાં મેઘમાળા, નાસિકામાં વાયુ, નેત્રોમાં સૂર્ય અને મુખમાં અગ્નિ દેખાયાં. (૨૬)

૧. પ્રા. પા. – ગન્ધર્વવિદ્યાધરકિન્નરાઃ । ૨. પ્રા. પા. – ચર્ષિ૰ ।

વાણ્યાં ચ છન્દાંસિ રસે જલેશં
ભ્રુવોર્નિષેધં ચ વિધિં ચ પક્ષ્મસુ ।
અહશ્ચ રાત્રિં ચ પરસ્ય પુંસો
મન્યું લલાટેઽધર એવ લોભમ્ ॥ ૨૭॥

સ્પર્શે ચ કામં નૃપ રેતસોઽમ્ભઃ
પૃષ્ઠે ત્વધર્મં ક્રમણેષુ યજ્ઞમ્ ।
છાયાસુ મૃત્યું હસિતે ચ માયાં
તનૂરુહેષ્વોષધિજાતયશ્ચ ॥ ૨૮॥

નદીશ્ચ[1] નાડીષુ શિલા નખેષુ
બુદ્ધાવજં દેવગણાનૃષીંશ્ચ ।
પ્રાણેષુ ગાત્રે સ્થિરજઙ્ગમાનિ
સર્વાણિ ભૂતાનિ દદર્શ વીરઃ ॥ ૨૯॥

સર્વાત્મનીદં ભુવનં નિરીક્ષ્ય
સર્વેઽસુરાઃ કશ્મલમાપુરઙ્ગ ।
સુદર્શનં ચક્રમસહ્યતેજો
ધનુશ્ચ શાર્ઙ્ગં સ્તનયિત્નુઘોષમ્ ॥ ૩૦॥

પર્જન્યઘોષો જલજઃ પાઞ્ચજન્યઃ
કૌમોદકી વિષ્ણુગદા તરસ્વિની ।
વિદ્યાધરોઽસિઃ શતચન્દ્રયુક્ત-
સ્તૂણોત્તમાવક્ષયસાયકૌ ચ ॥ ૩૧॥

સુનન્દમુખ્યા ઉપતસ્થુરીશં
પાર્ષદમુખ્યાઃ સહલોકપાલાઃ ।
સ્ફુરત્કિરીટાઙ્ગદમીનકુણ્ડલ-
શ્રીવત્સરત્નોત્તમમેખલામ્બરૈઃ ॥ ૩૨॥

મધુવ્રતસ્રગ્વનમાલયા વૃતો
રરાજ રાજન્ ભગવાનુરુક્રમઃ ।
ક્ષિતિં પદૈકેન બલેર્વિચક્રમે
નભઃ શરીરેણ દિશશ્ચ બાહુભિઃ ॥ ૩૩॥

વાણીમાં વેદ, જિહ્વામાં વરુણ, ભમરોમાં વિધિ-નિમેષ અને પલકોમાં દિવસ અને રાત્રિ દેખાયાં. તે વિશ્વરૂપના લલાટમાં ક્રોધ અને નીચલા હોઠમાં લોભનાં દર્શન થયાં. (૨૭) હે રાજન્! તેમના (વિશ્વરૂપના) સ્પર્શમાં કામ, વીર્યમાં જળ, પીઠમાં અધર્મ, પદવિન્યાસમાં યજ્ઞ, છાયામાં મૃત્યુ, હાસ્યમાં માયા અને શરીરનાં રુંવાટાંમાં સર્વ પ્રકારની ઔષધિઓ (દશ્યમાન) હતાં. (૨૮) તેમની નાડીઓમાં નદીઓ, નખોમાં શિલાઓ અને બુદ્ધિમાં બ્રહ્માજી, દેવો તથા ઋષિઓ દેખાયાં. આ પ્રમાણે તે વીર બલિએ ભગવાનની ઇન્દ્રિયો અને શરીરમાં સમસ્ત ચરાચર પ્રાણીઓનાં દર્શન કર્યાં. (૨૯)

(હે પરીક્ષિત!) સર્વાત્મા ભગવાનમાં આ સમગ્ર જગતને જોઈને તે તમામ દૈત્યો અત્યંત ભયભીત થઈ ગયા. તે જ સમયે ભગવાન પાસે અસહ્ય તેજવાળું સુદર્શન ચક્ર, ગરજતા વાદળ જેવો ભયંકર ટંકાર કરતું શાર્ઙ્ગધનુષ્ય, વાદળ જેવો ગંભીર ઘોષ કરતો પાંચજન્ય શંખ, ભગવાન શ્રીવિષ્ણુની અત્યંત વેગવાળી કૌમોદકી ગદા, ચંદ્રાકાર ચિહ્નોથી યુક્ત ઢાલ અને વિદ્યાધર તલવાર, અક્ષય બાણોથી ભરેલા બે તરકસ (ભાથા) વગેરે આયુધો તથા લોકપાલો સહિત સુનંદ વગેરે ભગવાનના પાર્ષદો સેવામાં હાજર થઈ ગયાં. તે સમયે ભગવાનની શોભામાં અભિવૃદ્ધિ થઈ. તેમના મસ્તક પર મુગટ, બાહુઓમાં બાજુબંધ, કાનોમાં મકરાકાર કુંડલ, વક્ષઃસ્થળ પર શ્રીવત્સલાંછન, ગળામાં કૌસ્તુભમણિ, કમરમાં મેખલા અને ખભા પર પીતાંબર શોભી રહ્યાં હતાં. (૩૦-૩૨) તેમણે પાંચ પ્રકારનાં પુષ્પોની બનેલી વનમાળા ધારણ કરેલી હતી, કે જેના પર મધના લોભી ભમરા ગુંજારવ કરી રહ્યા હતા. તે શ્રીભગવાને પોતાના એક ચરણથી બલિની સઘળી પૃથ્વી માપી લીધી, શરીરથી આકાશને તથા ભુજાઓથી દિશાઓને ઘેરી લીધાં; બીજા ચરણથી તેમણે સ્વર્ગને પણ માપી લીધું. પોતાનું

૧. પ્રા. પા. – નદ્યશ્ચ ।

પદં દ્વિતીયં ક્રમતસ્ત્રિવિષ્ટપં
ન વૈ તૃતીયાય તદીયમણ્વપિ ।
ઉરુક્રમસ્યાઙ્ઘ્રિરુપર્યુપર્યથો
મહર્જનાભ્યાં તપસઃ પરં ગતઃ ॥ ૩૪॥

ત્રીજું ચરણ મૂકવા માટે બલિની જરા જેટલી પણ કોઈ વસ્તુ બાકી બચી નહીં. ભગવાનનું તે બીજું ચરણ ઉપર તરફ વધતું મહર્લોક, જનલોક અને તપોલોક પણ ઓળંગીને સત્યલોકમાં જઈ પહોંચ્યું. (૩૩-૩૪)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વિશ્વરૂપદર્શનં[1] નામ વિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૦॥
આઠમા સ્કંધ-અંતર્ગત વિશ્વરૂપદર્શન નામનો વીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# એકવીસમો અધ્યાય

## વામન ભગવાન દ્વારા બલિને બાંધવો

*શ્રીશુક ઉવાચ*

સત્યં સમીક્ષ્યાબ્જભવો નખેન્દુભિ-
ર્હતસ્વધામદ્યુતિરાવૃતોઽભ્યગાત્ ।
મરીચિમિશ્રા ઋષયો બૃહદ્વ્રતાઃ
સનન્દનાદ્યા નરદેવ યોગિનઃ ॥ ૧॥

વેદોપવેદા નિયમાન્વિતા યમા-
સ્તર્કેતિહાસાઙ્ગપુરાણસંહિતાઃ ।
યે ચાપરે યોગસમીરદીપિત-
જ્ઞાનાગ્નિના રન્ધિતકર્મકલ્મષાઃ[2] ।
વવન્દિરે યત્સ્મરણાનુભાવતઃ
સ્વાયમ્ભુવં ધામ ગતા અકર્મકમ્ ॥ ૨॥

અથાઙ્ઘ્રયે પ્રોન્નમિતાય વિષ્ણો-
રુપાહરત્પદ્મભવોઽર્હણોદકમ્ ।
સમર્ચ્ય ભક્ત્યાઽભ્યગૃણાચ્છુચિશ્રવા
યન્નાભિપઙ્કેરુહસમ્ભવઃ સ્વયમ્ ॥ ૩॥

ધાતુઃ કમણ્ડલુજલં તદુરુક્રમસ્ય
પાદાવનેજનપવિત્રતયા નરેન્દ્ર ।
સ્વર્ધુન્યભૂન્નભસિ સા પતતી નિમાર્ષ્ટિ
લોકત્રયં ભગવતો વિશદેવ કીર્તિઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – હે પરીક્ષિત! ભગવાનનું ચરણકમળ સત્યલોકમાં જઈ પહોંચ્યું. તેમના નખ-ચંદ્રની છટાથી સત્યલોકનું તેજ ઝંખવાઈ ગયું. તેના તેજમાં સ્વયં બ્રહ્માજી પણ જાણે ડૂબી ગયા; અને તેમણે મરીચિ વગેરે ઋષિઓ, સનંદન વગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તેમ જ મોટા-મોટા યોગીઓ સાથે ભગવાનના ચરણ-કમળનું સ્વાગત કર્યું. (૧) વેદ, ઉપવેદ, યમ, નિયમ, તર્ક, ઇતિહાસ, વેદાંગ અને પુરાણસંહિતાઓ કે જે બ્રહ્મલોકમાં મૂર્તિમંત થઈને વસે છે તેમણે તથા જે લોકોએ યોગરૂપ વાયુથી જ્ઞાનરૂપ અગ્નિને પ્રજાળીને કર્મના મળને ભસ્મ કરી નાખ્યો છે તે મહાત્માઓએ – તે બધાએ ભગવાનના ચરણની વંદના કરી. આ જ ચરણકમળના સ્મરણના મહિમાથી જ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. તે કર્મ દ્વારા પ્રાપ્ત થતું નથી. (૨) ભગવાન બ્રહ્માજીની કીર્તિ અત્યંત પવિત્ર છે, તેઓ ભગવાન શ્રીવિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા છે. સ્વાગત કર્યા પછી તેમણે સ્વયં વિશ્વરૂપ ભગવાનના ઊંચે ઉપાડેલા ચરણની અર્ધ્ય-પાદ્યથી પૂજા કરી અને તેનું પ્રક્ષાલન કર્યું. પૂજા કર્યા બાદ તેમણે અત્યંત પ્રેમ અને ભક્તિપૂર્વક ભગવાનની સ્તુતિ કરી. (૩) હે નરેન્દ્ર! બ્રહ્માજીના કમંડળનું તે જ જળ વિશ્વરૂપ ભગવાનના ચરણને પખાળવાથી પવિત્ર થઈ જવાને કારણે એ જ ગંગાજીના રૂપમાં પરિણમ્યું કે જે આકાશ-માર્ગે પૃથ્વી પર પડીને ત્રણે લોકને પવિત્ર કરતાં રહે છે. આ ગંગાજી એટલે કોણ? – ભગવાનની મૂર્તિમંત ઉજ્જ્વળ કીર્તિ જ! (૪)

૧. પ્રા. પા. – મહાપુરુષવિશ્વરૂપં । ૨. પ્રા. પા. – નિર્જિતકર્મકિલ્બિષાઃ ।

બ્રહ્માદયો લોકનાથાઃ સ્વનાથાય સમાદૃતાઃ ।
સાનુગા બલિમાજહ્રુઃ સઙ્ક્ષિપ્તાત્મવિભૂતયે ॥ ૫॥

તોયૈઃ સમર્હણૈઃ સ્રગ્ભિર્દિવ્યગન્ધાનુલેપનૈઃ ।
ધૂપૈર્દીપૈઃ સુરભિભિર્લાજાક્ષતફલાઙ્કુરૈઃ ॥ ૬॥

સ્તવનૈર્જયશબ્દૈશ્ચ[1] તદ્વીર્યમહિમાઙ્કિતૈઃ ।
નૃત્યવાદિત્રગીતૈશ્ચ શઙ્ખદુન્દુભિનિઃસ્વનૈઃ ॥ ૭॥

જામ્બવાનૃક્ષરાજસ્તુ[2] ભેરીશબ્દૈર્મનોજવઃ ।
વિજયં દિક્ષુ સર્વાસુ મહોત્સવમઘોષયત્ ॥ ૮॥

મહીં સર્વાં હૃતાં દૃષ્ટ્વા ત્રિપદવ્યાજયાચ્ઞયા ।
ઊચુઃ સ્વભર્તુરસુરા દીક્ષિતસ્યાત્યમર્ષિતાઃ ॥ ૯॥

ન વા અયં બ્રહ્મબન્ધુર્વિષ્ણુર્માયાવિનાં વરઃ ।
દ્વિજરૂપપ્રતિચ્છન્નો દેવકાર્યં ચિકીર્ષતિ ॥ ૧૦॥

અનેન યાચમાનેન શત્રુણા બટુરૂપિણા ।
સર્વસ્વં નો હૃતં ભર્તુર્ન્યસ્તદણ્ડસ્ય બર્હિષિ ॥ ૧૧॥

સત્યવ્રતસ્ય સતતં દીક્ષિતસ્ય વિશેષતઃ ।
નાનૃતં ભાષિતું શક્યં બ્રહ્મણ્યસ્ય દયાવતઃ ॥ ૧૨॥

તસ્માદસ્ય વધો ધર્મો ભર્તુઃ શુશ્રૂષણં ચ નઃ ।
ઈત્યાયુધાનિ જગૃહુર્બલેરનુચરાસુરાઃ ॥ ૧૩॥

તે સર્વે વામનં હન્તું શૂલપટ્ટિશપાણયઃ ।
અનિચ્છતો બલે[3] રાજન્ પ્રાદ્રવઞ્જાતમન્યવઃ ॥ ૧૪॥

તાનભિદ્રવતો દૃષ્ટ્વા દિતિજાનીકપાન્નૃપ ।
પ્રહસ્યાનુચરા વિષ્ણોઃ પ્રત્યષેધન્નુદાયુધાઃ ॥ ૧૫॥

પછી ભગવાનનું ચરણકમળ જ ત્યારે ભગવાનનો શ્રીવિગ્રહ બની ગયું. એટલે કે ભગવાન સ્વયં જ પ્રગટ થઈ ગયા. તેમણે હવે પોતાની વિભૂતિઓને સમેટી લીધી ત્યારે પોતાના અનુચરો સહિત બ્રહ્માજી વગેરે લોકપાલોએ અત્યંત આદરભાવપૂર્વક પોતાના સ્વામી શ્રીભગવાનને અનેક પ્રકારની ભેટો આપી. (૫) તે બધાએ જળ-ઉપહાર, માળા, દિવ્ય સુગંધપૂર્ણ લેપ (અંગરાગ), સુગંધિત ધૂપ, દીપ, લાજા (ડાંગરની ધાણી), અક્ષત, ફળ, અંકુર, ભગવાનના મહિમા તથા પ્રભાવથી યુક્ત સ્તોત્ર, જયઘોષ, નૃત્ય, વાદ્યસરંજામ, ગાન તેમ જ શંખ અને નગારાંના ઘોષથી ભગવાનની આરાધના કરી. (૬-૭) તે સમયે રીંછોના રાજા જાંબવાન મનના જેવા વેગથી દોડીને, બધી દિશાઓમાં ભેરી-ભૂંગળ વગાડી-વગાડીને ભગવાનના મંગળમય વિજયની ઘોષણા કરી આવ્યા. (૮)

દૈત્યોએ જોયું કે ત્રણ ચરણ પૃથ્વી માગવાના બહાને વામનજીએ સઘળી પૃથ્વી જ પડાવી લીધી, ત્યારે તેઓ વિચારવા લાગ્યા કે અમારા સ્વામી બલિ અત્યારે યજ્ઞમાં દીક્ષિત છે તેથી તેઓ તો કશું બોલવાના નથી; તેથી તે બધા ઘણા ચિડાઈને પરસ્પર કહેવા લાગ્યા – (૯) "અરે, આ બ્રાહ્મણ નથી, આ તો સૌથી મોટો માયાવી વિષ્ણુ છે. બ્રાહ્મણના રૂપમાં છુપાઈને આ દેવોનું કાર્ય સિદ્ધ કરવા ઇચ્છે છે. (૧૦) જ્યારે અમારા સ્વામી યજ્ઞમાં દીક્ષિત થઈને કોઈને કોઈ પ્રકારનો દંડ કરવાને ઉપરત થયેલા છે ત્યારે આ શત્રુએ બ્રહ્મચારીનો સ્વાંગ રચીને પહેલાં તો યાચના કરી અને પછી અમારું સર્વસ્વ હરી લીધું. (૧૧) આમ તો અમારા સ્વામી સદૈવ સત્યનિષ્ઠ છે, પણ યજ્ઞમાં દીક્ષિત થવાથી તો તેઓ આ બાબતનું વિશેષ ધ્યાન રાખે છે. તેઓ મહાન બ્રાહ્મણભક્ત છે તથા તેમના હૃદયમાં દયાભાવ પણ વધુ છે; તેથી તેઓ ક્યારેય અસત્ય બોલી શકતા નથી. (૧૨) આવી સ્થિતિમાં અમારો એ જ ધર્મ છે કે અમે આ શત્રુને મારી નાખીએ. એનાથી અમારા સ્વામી બલિની સેવા પણ થશે." આમ વિચારીને રાજા બલિના અનુચર અસુરોએ પોતપોતાનાં હથિયાર ઉપાડી લીધાં. (૧૩) હે રાજન્! રાજા બલિની અનિચ્છા હોવા છતાં પણ તે બધા અસુરો ભારે ક્રોધથી શૂળ, પટ્ટિશ વગેરે હાથમાં લઈ-લઈને વામન ભગવાનને મારવા માટે ધસી ગયા. (૧૪) હે રાજન્! વિષ્ણુ ભગવાનના પાર્ષદોએ જ્યારે જોયું કે દૈત્યસેનાપતિઓ આક્રમણ કરવા ધસી આવી રહ્યા છે ત્યારે તેમણે હસીને પોતપોતાનાં શસ્ત્રો ઉગામ્યાં અને તેમનો સામનો કર્યો. (૧૫)

---

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોકનો પાઠ આ પ્રમાણે છે – 'સ્તવનૈર્જયશબ્દૈશ્ચ શઙ્ખદુન્દુભિનિઃસ્વનૈઃ । નૃત્યવાદિત્રગીતૈશ્ચ તદ્વીર્યમહિમાઙ્કિતૈઃ ॥' એમાંથી ઉત્તરાર્ધનો ભાગ મૂળમાં નથી, ટિપ્પણીમાં છે. ૨. પ્રા. પા. – ૦ક્ષાધિપતિર્ભે૦ । ૩. પ્રા. પા. – બલે રાજ્ઞઃ ।

નન્દઃ સુનન્દોઽથ જયો વિજયઃ પ્રબલો બલઃ ।
કુમુદઃ કુમુદાક્ષશ્ચ વિષ્વક્સેનઃ પતત્રિરાટ્ ॥ ૧૬॥

જયન્તઃ શ્રુતદેવશ્ચ પુષ્પદન્તોઽથ સાત્વતઃ ।
સર્વે નાગાયુતપ્રાણાશ્ચમૂં તે જઘ્નુરાસુરીમ્ ॥ ૧૭॥

નંદ, સુનંદ, જય, વિજય, પ્રબલ, બલ, કુમુદ, કુમુદાક્ષ, વિષ્વક્સેન, ગરુડ, જયન્ત, શ્રુતદેવ, પુષ્પદંત અને સાત્વત – આ બધા જ ભગવાનના પાર્ષદો દશ-દશ હજાર હાથીઓનું બળ ધરાવે છે. તેઓ અસુરોના સૈન્યનો સંહાર કરવા લાગ્યા. (૧૬-૧૭)

હન્યમાનાન્ સ્વકાન્ દૃષ્ટ્વા પુરુષાનુચરૈર્બલિઃ ।
વારયામાસ સંરબ્ધાન્ કાવ્યશાપમનુસ્મરન્ ॥ ૧૮॥

રાજા બલિએ જ્યારે જોયું કે ભગવાનના પાર્ષદો મારા સૈનિકોને હણી રહ્યા છે અને તેઓ પણ ક્રોધે ભરાઈને તેમની સાથે યુદ્ધ કરવા તત્પર થઈ રહ્યા છે ત્યારે તેમણે શુક્રાચાર્યજીના શાપને યાદ કરતાં તે બધાને યુદ્ધ કરતા અટકાવી દીધા. (૧૮)

હે વિપ્રચિત્તે હે રાહો હે નેમે શ્રૂયતાં વચઃ ।
મા યુધ્યત નિવર્તધ્વં ન નઃ કાલોઽયમર્થકૃત્ ॥ ૧૯॥

તેમણે વિપ્રચિત્તિ, રાહુ, નેમિ વગેરે દૈત્યોને સંબોધીને કહ્યું – "ભાઈઓ! મારું કહેવું સાંભળો. તમે યુદ્ધ ન કરો, પાછા વળો. આ સમય આપણા કાર્યને અનુકૂળ નથી. (૧૯)

યઃ પ્રભુઃ સર્વભૂતાનાં સુખદુઃખોપપત્તયે ।
તં નાતિવર્તિતું દૈત્યાઃ પૌરુષૈરીશ્વરઃ પુમાન્ ॥ ૨૦॥

હે દાનવો! જે કાળ સમસ્ત પ્રાણીઓને સુખ અને દુઃખ આપવાનું સામર્થ્ય ધરાવે છે તેને 'હું પોતે પોતાના પ્રયત્નોથી દબાવી દઉં' એવું કોઈ જો ઇચ્છે તો તે તેના સામર્થ્ય બહારની વાત છે. (૨૦)

યો નો ભવાય પ્રાગાસીદભવાય દિવૌકસામ્ ।
સ એવ ભગવાનદ્ય વર્તતે તદ્વિપર્યયમ્ ॥ ૨૧॥

પહેલાં આપણી ઉન્નતિનું અને દેવોની અવનતિનું જેઓ કારણ થયા હતા તે જ ભગવાન કાળ અત્યારે તેમની ઉન્નતિ અને આપણી અવનતિનું કારણ થઈ રહ્યા છે. (૨૧)

બલેન સચિવૈર્બુદ્ધ્યા દુર્ગૈર્મન્ત્રૌષધાદિભિઃ ।
સામાદિભિરુપાયૈશ્ચ કાલં નાત્યેતિ વૈ જનઃ ॥ ૨૨॥

બળ, મંત્રી, બુદ્ધિ, દુર્ગ, મંત્ર, ઔષધિ અને સામ વગેરે ઉપાયો – આ પૈકીના કોઈ પણ સાધન વડે અથવા તે બધાં વડે પણ મનુષ્ય કાળ ઉપર વિજય મેળવી શકતો નથી. (૨૨)

ભવદ્ભિર્નિર્જિતા હ્યેતે બહુશોઽનુચરા હરેઃ ।
દૈવેનર્દ્ધૈસ્ત એવાદ્ય યુધિ જિત્વા નદન્તિ નઃ ॥ ૨૩॥

જ્યારે દૈવ તમારા બધાને અનુકૂળ હતું ત્યારે તમે દેવતાઓના આ અનુચરોને કેટલીયે વાર જીત્યા હતા. પણ જુઓ, આજે તેઓ જ યુદ્ધમાં આપણા પર વિજય મેળવીને સિંહગર્જના કરી રહ્યા છે. (૨૩)

એતાન્ વયં વિજેષ્યામો યદિ દૈવં પ્રસીદતિ ।
તસ્માત્કાલં પ્રતીક્ષધ્વં યો નોઽર્થત્વાય કલ્પતે ॥ ૨૪॥

જો દૈવ આપણને અનુકૂળ થઈ રહેશે તો આપણે પણ તેમને જીતી લઈશું. માટે તે સમયની રાહ જુઓ કે જે સમય આપણા કાર્યની સિદ્ધિને અનુકૂળ હોય." (૨૪)

*શ્રીશુક ઉવાચ*

પત્યુર્નિગદિતં શ્રુત્વા દૈત્યદાનવયૂથપાઃ ।
રસાં નિર્વિવિશૂ રાજન્ વિષ્ણુપાર્ષદતાડિતાઃ ॥ ૨૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! પોતાના સ્વામી બલિની વાત સાંભળીને, ભગવાનના પાર્ષદોથી ઘાયલ થયેલા તે દાનવો અને દાનવસેનાપતિઓ રસાતલમાં ચાલ્યા ગયા. (૨૫)

અથ તાર્ક્ષ્યસુતો જ્ઞાત્વા વિરાટ્પ્રભુચિકીર્ષિતમ્ ।
બબન્ધ વારુણૈઃ પાશૈર્બલિં સૌત્યેઽહનિ ક્રતૌ ॥ ૨૬॥

તેમના ચાલ્યા ગયા પછી ભગવાનના અંતઃકરણની ઇચ્છા જાણી લઈને પક્ષીરાજ ગરુડજીએ વરુણના પાશથી બલિને બાંધી દીધા. તે દિવસે તેમના અશ્વમેધ યજ્ઞમાં સોમપાન થવાનું હતું. (૨૬)

**હાહાકારો મહાનાસીદ્ રોદસ્યોઃ સર્વતોદિશમ્ ।**
**ગૃહ્યમાણેઽસુરપતૌ વિષ્ણુના પ્રભવિષ્ણુના ॥ ૨૭॥**

**તં બદ્ધં વારુણૈઃ પાશૈર્ભગવાનાહ વામનઃ ।**
**નષ્ટશ્રિયં સ્થિરપ્રજ્ઞમુદારયશસં નૃપ ॥ ૨૮॥**

**પદાનિ ત્રીણિ દત્તાનિ ભૂમેર્મહ્યં ત્વયાઽસુર ।**
**દ્વાભ્યાં ક્રાન્તા મહી સર્વા તૃતીયમુપકલ્પય ॥ ૨૯॥**

**યાવત્તપત્યસૌ ગોભિર્યાવદિન્દુઃ સહોડુભિઃ ।**
**યાવદ્વર્ષતિ પર્જન્યસ્તાવતી ભૂરિયં તવ ॥ ૩૦॥**

**પદૈકેન મયા ક્રાન્તો ભૂર્લોકઃ ખં દિશસ્તનોઃ ।**
**સ્વર્લોકસ્તુ દ્વિતીયેન પશ્યતસ્તે સ્વમાત્મના ॥ ૩૧॥**

**પ્રતિશ્રુતમદાતુસ્તે નિરયે વાસ ઇષ્યતે ।**
**વિશ ત્વં નિરયં તસ્માદ્ ગુરુણા ચાનુમોદિતઃ ॥ ૩૨॥**

**વૃથા મનોરથસ્તસ્ય દૂરે સ્વર્ગઃ પતત્યધઃ ।**
**પ્રતિશ્રુતસ્યાદાનેન[1] યોઽર્થિનં વિપ્રલમ્ભતે ॥ ૩૩॥**

**વિપ્રલબ્ધો દદામીતિ ત્વયાઽહં ચાઢ્યમાનિના ।**
**તદ્ વ્યલીકફલં ભુઙ્ક્ષ્વ નિરયં કતિચિત્સમાઃ ॥ ૩૪॥**

સર્વશક્તિમાન ભગવાન શ્રીવિષ્ણુએ જ્યારે આ પ્રમાણે બલિને બંધાવી દીધા ત્યારે પૃથ્વી, આકાશ અને સઘળી દિશાઓમાં લોકો હાહાકાર કરવા લાગ્યા. (૨૭) બલિ વરુણના પાશથી બંધાઈ ગયા હતા અને તેમનું ઐશ્વર્ય પણ નષ્ટ થઈ ચૂક્યું હતું તોપણ તેમની બુદ્ધિ નિશ્ચયાત્મક હતી અને બધા લોકો તેમના ઉદાર યશનું ગાન કરી રહ્યા હતા. ત્યારે હે રાજન્! વામન ભગવાને બલિને કહ્યું – (૨૮) "હે અસુરરાજ! તમે મને ત્રણ ચરણ પૃથ્વી દાનમાં આપી હતી; બે ચરણમાં તો મેં ત્રણે લોકને માપી દીધા, હવે ત્રીજા ચરણનું દાન પૂર્ણ કરો. (૨૯) જ્યાં સુધી સૂર્યનો તાપ પ્રવર્તે છે, જ્યાં સુધી નક્ષત્રો અને ચંદ્રમાનાં કિરણો પહોંચે છે અને જ્યાં સુધી વાદળો વરસે છે ત્યાં સુધીની સઘળી પૃથ્વી તમારા અધિકારમાં હતી. (૩૦) તમારા જોતાં જ મેં પોતાના એક ચરણથી ભૂર્લોક, શરીરથી આકાશ અને દિશાઓ તથા બીજા ચરણથી સ્વર્ગલોક માપી લીધાં છે. આ રીતે તમારું સર્વ કાંઈ મારું થઈ ચૂક્યું છે. (૩૧) આમ છતાં પણ તમે જે પ્રતિજ્ઞા કરી હતી તે પૂરી નહીં કરી શકવાને કારણે હવે તમારે નરકવાસ કરવો પડશે. આ બાબતમાં તમારા ગુરુદેવની પણ સંમતિ છે. તો જાઓ, હવે તમે નરકમાં પ્રવેશો. (૩૨) યાચકને આપવાની પ્રતિજ્ઞા કરીને જે વ્યક્તિ તે આપી શકતી નથી, એ રીતે વચનભંગ કરે છે તેના સઘળા મનોરથ વ્યર્થ થાય છે. સ્વર્ગની વાત તો દૂર રહી, તેણે નરકમાં પડવું પડે છે. (૩૩) તમને એ વાતનું ઘણું ઘમંડ હતું કે 'હું ધનાઢ્ય છું.' તમે મને 'આપીશ' એવી પ્રતિજ્ઞા કર્યા પછી વચનભંગ (વિપ્રલંભ) કર્યો છે, તો હવે તમે થોડાં વર્ષો સુધી આ અસત્યનું ફળ – નરક ભોગવો." (૩૪)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનપ્રાદુર્ભાવે બલિનિગ્રહો નામૈકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧॥

**આઠમા સ્કંધ-અંતર્ગત વામનપ્રાદુર્ભાવમાંનો બલિનિગ્રહ નામનો એકવીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. પ્રાચીન પ્રતમાં આ ઉત્તરાર્ધની જગ્યાએ આવો પાઠ છે – 'યો વિપ્રાય પ્રતિશ્રુત્ય ન તદર્પયતેઽર્થિતમ્ ॥'

# બાવીસમો અધ્યાય

## બલિએ કરેલી ભગવાનની સ્તુતિ અને ભગવાનનું તેમના પર પ્રસન્ન થવું

*શ્રીશુક ઉવાચ*

એવં વિપ્રકૃતો રાજન્ બલિર્ભગવતાઽસુરઃ ।
ભિદ્યમાનોઽપ્યભિન્નાત્મા પ્રત્યાહાવિક્લવં વચઃ ॥ ૧॥

*બલિરુવાચ*

યદ્યુત્તમશ્લોક ભવાન્ મમેરિતં
　વચો વ્યલીકં સુરવર્ય મન્યતે ।
કરોમ્યૃતં તન્ન ભવેત્પ્રલમ્ભનં
　પદં તૃતીયં કુરુ શીર્ષ્ણિ મે નિજમ્ ॥ ૨॥

બિભેમિ નાહં નિરયાત્પદચ્યુતો
　ન પાશબન્ધાદ્ વ્યસનાદ્ દુરત્યયાત્ ।
નૈવાર્થકૃચ્છ્રાદ્ભવતો વિનિગ્રહા-
　દસાધુવાદાદ્ ભૃશમુદ્વિજે યથા ॥ ૩॥

પુંસાં શ્લાઘ્યતમં મન્યે દણ્ડમર્હત્તમાર્પિતમ્ ।
યં ન માતા પિતા ભ્રાતા સુહૃદશ્ચાદિશન્તિ હિ ॥ ૪॥

ત્વં નૂનમસુરાણાં નઃ પારોક્ષ્યઃ પરમો ગુરુઃ ।
યો નોઽનેકમદાન્ધાનાં વિભ્રંશં ચક્ષુરાદિશત્ ॥ ૫॥

યસ્મિન્ વૈરાનુબન્ધેન રૂઢેન વિબુધેતરાઃ ।
બહવો લેભિરે સિદ્ધિં યામુ હૈકાન્તયોગિનઃ ॥ ૬॥

તેનાહં નિગૃહીતોઽસ્મિ ભવતા ભૂરિકર્મણા ।
બદ્ધશ્ચ વારુણૈઃ પાશૈર્નાતિવ્રીડે ન ચ[1] વ્યથે ॥ ૭॥

પિતામહો મે ભવદીયસમ્મતઃ
　પ્રહ્લાદ આવિષ્કૃતસાધુવાદઃ ।

**શ્રીશુકદેવજી કહે છે** — હે રાજન્! આ પ્રમાણે ભગવાને અસુરરાજ બલિનો ભારે તિરસ્કાર કર્યો અને તેમને ધૈર્યમાંથી વિચલિત કરવા ઇચ્છ્યું; પરંતુ તે બલિ જરાયે વિચલિત થયા નહીં અને અત્યંત સ્વસ્થચિત્તે પ્રત્યુત્તર આપ્યો. (૧)

**દૈત્યરાજ બલિએ કહ્યું** — હે દેવોના આરાધ્યદેવ! આપની કીર્તિ અત્યંત પવિત્ર છે. શું આપ મારા કથનને અસત્ય સમજો છો? એવું નથી. હું તેને સત્ય કરી બતાવું છું. હું આપને છેતરતો નથી. આપ કૃપા કરીને આપનું ત્રીજું ચરણ મારા મસ્તક પર મૂકો. (૨) મને નરકમાં જવાનો કે રાજ્યવંચિત થવાનો ભય નથી. હું પાશમાં બંધાવાથી કે અપાર દુઃખમાં આવી પડવાથી પણ બીતો નથી. મારી પાસે કશી જ ધનસંપત્તિ ન રહે અથવા આપ મને ઘોર દંડ આપો — એ પણ મારા ભયનું કારણ નથી. હું ડરું છું તો તે માત્ર પોતાની અપકીર્તિથી. (૩) પોતાના પૂજનીય ગુરુજનોએ આપેલો દંડ તો જીવમાત્ર માટે તેની કીર્તિને વધારનારો છે એમ હું માનું છું, કારણ કે તેવો દંડ માતા, પિતા, ભાઈ અને સુહૃદ્જનો મોહને લીધે આપી શકતા નથી. (૪) આપ ગુપ્ત રીતે અચૂકપણે અમને અસુરોને શ્રેષ્ઠ શિક્ષા કરતા રહો છો તેથી આપ અમારા પરમ ગુરુ છો. જ્યારે અમે ધન, કુલીનતા, બળ વગેરેના મદથી અંધ થઈ જઈએ છીએ ત્યારે આપ તે વસ્તુઓ અમારી પાસેથી પડાવી લઈને અમને દૃષ્ટિદાન કરો છો. (૫) આપના વડે અમારો જે ઉપકાર થાય છે તે વિશે હું શું કહું? અનન્યભાવે યોગ કરનારા યોગીઓ જે સિદ્ધિ મેળવે છે તે જ સિદ્ધિ ઘણા-બધા અસુરોને આપની સાથે દૃઢ વૈરભાવ કરવાથી જ મળી ગઈ છે. (૬) જેમનો આવો મહિમા — આવી અનંત લીલાઓ છે તે જ આપ મને દંડ આપી રહ્યા છો અને વરુણના પાશથી બાંધી રહ્યા છો. તેનો મને કોઈ લાજસંકોચ નથી કે નથી તો કોઈ વ્યથા. (૭) હે પ્રભુ! મારા દાદા પ્રહ્લાદજીની કીર્તિ સમગ્ર વિશ્વમાં પ્રસિદ્ધ છે. તેઓ આપના ભક્તોમાં શ્રેષ્ઠ મનાયા છે. તેમના પિતા હિરણ્યકશિપુએ આપની સાથે વેરભાવ રાખેલો એ કારણે પ્રહ્લાદજીને અનેક પ્રકારનાં દુઃખ

[1] પ્રા. પા. — વિવ્યથે ।

ભવદ્વિપક્ષેણ વિચિત્રવૈશસં
સમ્પ્રાપિતસ્ત્વત્પરમઃ સ્વપિત્રા ॥ ૮॥

કિમાત્મનાઽનેન જહાતિ યોઽન્તતઃ
કિં રિક્થહારૈઃ સ્વજનાખ્યદસ્યુભિઃ ।
કિં જાયયા સંસૃતિહેતુભૂતયા
મર્ત્યસ્ય ગેહૈઃ કિમિહાયુષો વ્યયઃ ॥ ૯॥

ઈત્થં સ નિશ્ચિત્ય પિતામહો મહા-
નગાધબોધો ભવતઃ પાદપદ્મમ્ ।
ધ્રુવં પ્રપેદે હ્યકુતોભયં જના-
દ્ભીતઃ સ્વપક્ષક્ષપણસ્ય સત્તમઃ ॥ ૧૦॥

[1]અથાહમપ્યાત્મરિપોસ્તવાન્તિકં
દૈવેન નીતઃ પ્રસભં ત્યાજિતશ્રીઃ ।
ઇદં કૃતાન્તાન્તિકવર્તિ જીવિતં
યયાઽધ્રુવં સ્તબ્ધમતિર્ન બુધ્યતે ॥ ૧૧॥

*શ્રીશુક ઉવાચ*

તસ્યેત્થં ભાષમાણસ્ય પ્રહ્લાદો ભગવત્પ્રિયઃ ।
આજગામ કુરુશ્રેષ્ઠ રાકાપતિરિવોત્થિતઃ ॥ ૧૨॥

તમિન્દ્રસેનઃ સ્વપિતામહં શ્રિયા
વિરાજમાનં નલિનાયતેક્ષણમ્ ।
પ્રાંશું પિશઙ્ગામ્બરમઞ્જનત્વિષં
પ્રલમ્બબાહું સુભગં સમૈક્ષત ॥ ૧૩॥

તસ્મૈ બલિર્વારુણપાશયન્ત્રિતઃ
સમર્હણં નોપજહાર પૂર્વવત્ ।
નનામ મૂર્ધ્નાશ્રુવિલોલલોચનઃ
સવ્રીડનીચીનમુખો[2] બભૂવ હ ॥ ૧૪॥

સ તત્ર હાસીનમુદીક્ષ્ય સત્પતિં
સુનન્દનન્દાદ્યનુગૈરુપાસિતમ્ ।

આપ્યાં હતાં, પરંતુ તેઓ તો આપને પરાયણ જ રહ્યા અને તેમણે પોતાનું જીવન આપના પર જ ન્યોછાવર કરી દીધું હતું. (૮) તેમનો તો નિશ્ચય હતો કે જો આ શરીર કોઈ એક દિવસે સાથ છોડી દેવાનું જ છે તો તેને લઈને શું કરવાનું? જેઓ ધનસંપત્તિ લેવા માટે પોતાને સ્વજન કહેવડાવનારા લુટારાઓથી આપણને શો લાભ? પત્નીથી પણ શો લાભ, કે જે જન્મ-મરણરૂપી સંસારચક્રમાં નાખનારી છે? જો મરી જ જવાનું છે તો ઘર સાથે મોહ કરવાનો પણ શો ફાયદો? આ બધી વસ્તુઓમાં અટવાઈ જવું એ તો પોતાના આયુષ્યને ગુમાવવા બરાબર જ છે. (૯) આવો નિશ્ચય કરીને મારા દાદા પ્રહ્લાદજીએ, આપ લૌકિક દૃષ્ટિએ તેમનાં સગાંસંબંધીઓનો નાશ કરનારા શત્રુ છો એ જાણતા હોવા છતાં પણ આપનાં જ નિર્ભય અને અવિનાશી ચરણકમળોનું શરણ લીધું હતું; કારણ કે તેઓ સંસારથી અત્યંત વિરક્ત હતા તથા અગાધ જ્ઞાનયુક્ત, ઉદારહૃદય તેમ જ સંતશ્રેષ્ઠ હતા. (૧૦) એ દૃષ્ટિએ આપ મારા પણ શત્રુ છો, તોપણ વિધાતાએ મને ઐશ્વર્યથી બળપૂર્વક અલગ કરીને આપની પાસે પહોંચાડી દીધો છે; અને એ યોગ્ય જ થયું છે, કારણ કે ઐશ્વર્યને કારણે જીવની બુદ્ધિ જડ થઈ જાય છે અને તે જીવ 'મારું આ જીવન મૃત્યુના પંજામાં પડેલું અને અનિત્ય છે' એ હકીકત સમજી શકતો નથી. (૧૧)

**શ્રીશુકદેવજી કહે છે** — હે કુરુશ્રેષ્ઠ! રાજા બલિ આ પ્રમાણે કહી રહ્યા હતા ત્યારે ઊગતા ચંદ્રમા જેવા, ભગવાનના પ્રિય પ્રહ્લાદજી ત્યાં પધાર્યા. (૧૨) રાજા બલિએ જોયું કે પોતાના દાદા અત્યંત શ્રીસંપન્ન છે, કમળ જેવાં (તેમનાં) કોમળ નેત્ર છે, વિશાળ ભુજાઓ છે અને તેમણે પોતાના ઊંચા અને શામળા શરીરે પીતાંબર ધારણ કરેલું છે. (૧૩) આ સમયે બલિ વરુણપાશમાં બંધાયેલા હતા, તેથી પ્રહ્લાદજીના આગમન સમયે જે રીતે પહેલાં તેઓ તેમની પૂજા કરતા હતા તે રીતે કરી શક્યા નહીં. તેમની આંખો આંસુઓથી ચંચળ થઈ ગઈ. શરમના માર્યા મોઢું નીચું નમી ગયું. તેમણે માત્ર મસ્તક નમાવીને તેમને પ્રણામ કર્યા. (૧૪) પ્રહ્લાદજીએ જોયું કે ભક્તવત્સલ ભગવાન ત્યાં વિરાજમાન છે અને સુનંદ, નંદ વગેરે પાર્ષદો તેમની સેવા કરી રહ્યા છે. પ્રેમના ઉદ્રેકથી પ્રહ્લાદજીનું શરીર પુલકિત થઈ ગયું અને તેમની આંખોમાં આંસુ ઊમટી આવ્યાં. તેઓ આનંદપૂર્ણ હૃદયથી મસ્તક નમાવીને પોતાના

૧. પ્રા. પા. — અથાહ૦ । ૨. પ્રા. પા. — ૦નિર્વાતમુખો ।

ઉપેત્ય ભૂમૌ શિરસા મહામના
નનામ મૂર્ધ્ના પુલકાશ્રુવિક્લવઃ ॥ ૧૫॥

સ્વામી (ભગવાન) પાસે ગયા અને પૃથ્વી પર માથું મૂકીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. (૧૫)

*પ્રહ્લાદ ઉવાચ*

ત્વયૈવ દત્તં પદમૈન્દ્રમૂર્જિતં
હૃતં તદેવાદ્ય તથૈવ શોભનમ્ ।
મન્યે મહાનસ્ય કૃતો હ્યનુગ્રહો
વિભ્રંશિતો યચ્છ્રિય આત્મમોહનાત્ ॥ ૧૬॥

યથા હિ વિદ્વાનપિ મુહ્યતે યત-
સ્તત્કો વિચષ્ટે ગતિમાત્મનો યથા ।
તસ્મૈ નમસ્તે જગદીશ્વરાય વૈ
નારાયણાયાખિલલોકસાક્ષિણે ॥ ૧૭॥

**પ્રહ્લાદજીએ કહ્યું** – (હે પ્રભુ!) આપે જ બલિને આ ઐશ્વર્યપૂર્ણ ઈન્દ્રપદ આપ્યું હતું અને આજે આપે જ તે છીનવી લીધું છે. આપનું આપવું જેટલું સુંદર છે તેનાથી લઈ લેવું વધું સુંદર છે. હું સમજું છું કે આપે આના પર ઘણી મોટી કૃપા કરી છે કે આને આત્માને મોહ પમાડનારી રાજ્યલક્ષ્મીથી અલગ કરી દીધો છે. (૧૬) હે પ્રભુ! લક્ષ્મીના મદથી તો વિદ્વાન મનુષ્યો પણ મોહિત થઈ જાય છે, લક્ષ્મી હોય ત્યારે ભલા, પોતાના વાસ્તવિક સ્વરૂપને કોણ બરાબર જાણી શકે છે? તેથી તે લક્ષ્મી છીનવી લઈને મહાન ઉપકાર કરનારા, સમસ્ત જગતના મહાન ઈશ્વર, સૌના હૃદયમાં વિરાજમાન અને સૌના પરમ સાક્ષી આપને – ભગવાન શ્રીનારાયણને હું નમસ્કાર કરું છું. (૧૭)

*શ્રીશુક ઉવાચ*

તસ્યાનુશૃણ્વતો[1] રાજન્પ્રહ્લાદસ્ય કૃતાઞ્જલેઃ ।
હિરણ્યગર્ભો ભગવાનુવાચ મધુસૂદનમ્ ॥ ૧૮॥

બદ્ધં વીક્ષ્ય પતિં સાધ્વી તત્પત્ની ભયવિહ્વલા ।
પ્રાઞ્જલિઃપ્રણતોપેન્દ્રં બભાષેઽવાઙ્મુખી નૃપ ॥ ૧૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! પ્રહ્લાદજી હાથ જોડીને ઊભા હતા. તેમની સામે જ ભગવાન બ્રહ્માજી કંઈક કહેવા માગતા હતા; (૧૮) પરંતુ એ દરમિયાન જ રાજા બલિની પરમ સાધ્વી પત્ની વિંધ્યાવલીએ પોતાના પતિને બંધાયેલા જોઈને ભયભીત થઈને ભગવાનનાં ચરણોમાં પ્રણામ કર્યા તથા હાથ જોડીને, મોઢું નીચું ઢાળીને તે ભગવાનની સ્તુતિ કરી. (૧૯)

*વિન્ધ્યાવલિરુવાચ*

ક્રીડાર્થમાત્મન ઇદં ત્રિજગત્કૃતં તે
સ્વામ્યં તુ તત્ર કુધિયોઽપર ઈશ કુર્યુઃ ।
કર્તુઃ પ્રભોસ્તવ કિમસ્યત આવહન્તિ
ત્યક્તહ્રિયસ્ત્વદવરોપિતકર્તૃવાદાઃ ॥ ૨૦॥

**વિંધ્યાવલીએ કહ્યું** – હે પ્રભુ! આપે પોતાની ક્રીડા માટે જ આ સમસ્ત ત્રિલોકની રચના કરી છે. જે લોકો કુબુદ્ધિ છે તેઓ જ પોતાને એના સ્વામી માને છે. આપ જ આ વિશ્વના કર્તા, ભર્તા અને સંહર્તા છો, તો પછી આપની માયાથી મોહિત થઈને પોતાને વ્યર્થ કર્તા માનનારા નિર્લજ્જ લોકો આપને શું સમર્પણ કરી શકે એમ છે? (૨૦)

*બ્રહ્મોવાચ*

ભૂતભાવન ભૂતેશ દેવદેવ જગન્મય ।
મુઞ્ચૈનં હૃતસર્વસ્વં નાયમર્હતિ નિગ્રહમ્ ॥ ૨૧॥

**બ્રહ્માજીએ કહ્યું** – સમસ્ત પ્રાણીઓના જીવનદાતા, તેમના સ્વામી અને જગત-સ્વરૂપ હે દેવાધિદેવ પ્રભુ! હવે આપ આ બલિને મુક્ત કરો. આપે તેનું સર્વસ્વ લઈ લીધું હોઈ હવે આ દંડને પાત્ર રહેતો નથી. (૨૧)

૧. પ્રાચીન પ્રતમાં 'તસ્યાનુ...' શ્લોક મૂળમાં નથી, ટિપ્પણીમાં છે.

કૃત્સ્ના તેઽનેન દત્તા ભૂર્લોકાઃ કર્માર્જિતાશ્ચ યે ।
નિવેદિતં ચ સર્વસ્વમાત્માઽવિક્લવયા ધિયા ॥ ૨૨॥

યત્પાદયોરશઠધીઃ સલિલં પ્રદાય
દૂર્વાઙ્કુરૈરપિ વિધાય સતીં સપર્યામ્ ।
અપ્યુત્તમાં ગતિમસૌ ભજતે ત્રિલોકીં
દાશ્વાનવિક્લવમનાઃ કથમાર્તિમૃચ્છેત્ ॥ ૨૩॥

*શ્રીભગવાનુવાચ*

બ્રહ્મન્ યમનુગૃહ્ણામિ તદ્વિશો વિધુનોમ્યહમ્ ।
યન્મદઃ પુરુષઃ સ્તબ્ધો લોકં માં ચાવમન્યતે ॥ ૨૪॥

યદા કદાચિજ્જીવાત્મા સંસરન્નિજકર્મભિઃ ।
નાનાયોનિષ્વનીશોઽયં પૌરુષીં ગતિમાવ્રજેત્ ॥ ૨૫॥

જન્મકર્મવયોરૂપવિદ્યૈશ્વર્યધનાદિભિઃ ।
યદ્યસ્ય ન ભવેત્સ્તમ્ભસ્તત્રાયં મદનુગ્રહઃ ॥ ૨૬॥

માનસ્તમ્ભનિમિત્તાનાં જન્માદીનાં સમન્તતઃ ।
સર્વશ્રેયઃપ્રતીપાનાં હન્ત મુહ્યેન્ન મત્પરઃ ॥ ૨૭॥

એષ દાનવદૈત્યાનામગ્રણીઃ કીર્તિવર્ધનઃ ।
અજૈષીદજયાં માયાં સીદન્નપિ ન મુહ્યતિ ॥ ૨૮॥

ક્ષીણરિક્થશ્ચ્યુતઃ [1]સ્થાનાત્ક્ષિપ્તો બદ્ધશ્ચ શત્રુભિઃ ।
જ્ઞાતિભિશ્ચ પરિત્યક્તો યાતનામનુયાપિતઃ ॥ ૨૯॥

ગુરુણા ભર્ત્સિતઃ શપ્તો જહૌ સત્યં ન સુવ્રતઃ ।
છલૈરુક્તો મયા ધર્મો નાયં ત્યજતિ સત્યવાક્ ॥ ૩૦॥

એષ મે પ્રાપિતઃ સ્થાનં દુષ્પ્રાપમમરૈરપિ ।
સાવર્ણેરન્તરસ્યાયં ભવિતેન્દ્રો મદાશ્રયઃ[2] ॥ ૩૧॥

આણે પોતાની સઘળી પૃથ્વી અને પુણ્યકર્મોથી મેળવેલા સ્વર્ગ વગેરે લોક, પોતાનું સર્વસ્વ – પોતાનો આત્મા સુધ્ધાં આપને સમર્પિત કરી દીધો છે તથા એમ કરતી વેળા આની બુદ્ધિ અચળ રહી છે, આ ધૈર્યચ્યુત થયો નથી. (૨૨) હે પ્રભુ! આપ તો એટલા પરમ દયાળુ છો કે – જે મનુષ્ય સાચા હૃદયથી, ભક્તિપૂર્વક આપનાં ચરણોમાં જળનો અર્ઘ્ય આપે છે અને માત્ર દૂર્વાંકુરથી પણ આપની સાચી પૂજા કરે છે તેને પણ ઉત્તમ ગતિ મળે છે, તો પછી આ બલિએ તો અત્યંત પ્રસન્નતાપૂર્વક, ધૈર્ય અને સ્થિર ચિત્તવૃત્તિથી આપને ત્રણે લોકનું દાન કર્યું છે ત્યારે આ દુઃખનો ભાગી (ભોક્તા) કેવી રીતે થઈ શકે? (૨૩)

**શ્રીભગવાને કહ્યું** – હે બ્રહ્માજી! હું જેના પર કૃપા કરું છું તેની ધનસંપત્તિ છીનવી લઉં છું, કારણ કે મનુષ્ય જ્યારે ધનથી મદોન્મત થઈ જાય છે ત્યારે તે મારો અને સૌનો તિરસ્કાર કરવા લાગે છે. (૨૪) આ જીવ પોતાનાં કર્મોને કારણે વિવશ થઈને અનેક યોનિઓમાં ભટકતો રહે છે અને ત્યારે ક્યારેક મારી કૃપાથી મનુષ્યશરીર પ્રાપ્ત કરે છે. (૨૫) મનુષ્યયોનિમાં જન્મ લઈને તેને જો કુલીનતા, કર્મ, વય, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય, ધન વગેરેને લીધે ઘમંડ ન થાય તો તેને મારી કૃપા જ સમજવી જોઈએ. (૨૬) કુલીનતા વગેરે એવાં અનેક પરિબળો છે કે જેઓ અભિમાન, જડતા વગેરે પેદા કરીને મનુષ્યને કલ્યાણનાં સઘળાં સાધનોથી વંચિત કરી દે છે; પરંતુ જેઓ મારે શરણે થાય છે તેઓ એ બધાથી મોહિત થતા નથી. (૨૭) આ બલિ દાનવો અને દૈત્યોના વંશમાં અગ્રગણ્ય અને તેમની કીર્તિ વધારનારો છે. તેણે માયાને જીતી લીધી છે કે જેને જીતવી અત્યંત દુષ્કર છે. તમે જોઈ જ રહ્યા છો કે આટલું કષ્ટ ભોગવવા છતાં પણ તે મોહિત થયો નથી. (૨૮) તેનું ધન છીનવી લીધું, તેને રાજપદથી અળગો કરી દીધો, તેના પર જાતજાતના આક્ષેપ કર્યા, શત્રુઓએ તેને બાંધી લીધો, ભાઈબંધુઓ તેને ત્યજીને ચાલ્યા ગયા – આટલી યાતનાઓ ભોગવવી પડી, અરે, ત્યાં સુધી કે તેના ગુરુએ પણ તેને ધમકાવ્યો – તિરસ્કાર્યો અને શાપ સુધ્ધાં આપી દીધો; પરંતુ આ દૃઢવ્રતી બલિએ પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ ન જ કર્યો. મેં એને છળપૂર્વક ધર્મનો ઉપદેશ કર્યો, પણ આ સત્યવાદી બલિએ પોતાનો ધર્મ છોડ્યો નહીં. (૨૯-૩૦) તેથી મેં આને તે સ્થાન આપ્યું છે કે જે મહાન દેવોને પણ ઘણી મુશ્કેલીથી મળે છે.

૧. પ્રા. પા. – ક્ષીણો વિધ્વંસિતઃ સ્થા૦ । ૨. પ્રા. પા. – મમાશ્રયઃ ।

તાવત્સુતલમધ્યાસ્તાં વિશ્વકર્મવિનિર્મિતમ્ ।
યન્નાધયો[1] વ્યાધયશ્ચ ક્લમસ્તન્દ્રા પરાભવઃ ।
નોપસર્ગા નિવસતાં સમ્ભવન્તિ મમેક્ષયા ॥ ૩૨॥

આ બલિ સાવર્ણિ મન્વંતરમાં મારો પરમ ભક્ત ઈન્દ્ર થશે. (૩૧) ત્યાં સુધી આ વિશ્વકર્માએ રચેલા સુતલલોકમાં રહેશે. ત્યાં રહેનારાઓ મારી કૃપાદૃષ્ટિ મેળવે છે, તેથી તેમને શારીરિક અથવા માનસિક વ્યાધિઓ, થાક, તંદ્રા, બાહ્ય કે આંતરિક શત્રુઓથી પરાજય અને કોઈ પણ પ્રકારનાં વિઘ્નોનો પ્રતિકાર કરવો પડતો નથી. (૩૨)

ઈન્દ્રસેન મહારાજ યાહિ ભો ભદ્રમસ્તુ તે ।
સુતલં સ્વર્ગિભિઃપ્રાર્થ્યં જ્ઞાતિભિઃપરિવારિતઃ ॥ ૩૩॥

(બલિને સંબોધીને કહ્યું –) મહારાજ ઈન્દ્રસેન! તમારું કલ્યાણ થાઓ. તમે હવે પોતાનાં ભાઈબંધુઓ સહિત તે સુતલલોકમાં જાઓ કે જેની સ્વર્ગના દેવતાઓ પણ કામના કરતા રહે છે. (૩૩)

ન ત્વામભિભવિષ્યન્તિ લોકેશાઃ કિમુતાપરે ।
ત્વચ્છાસનાતિગાન્ દૈત્યાંશ્ચક્રં મે સૂદયિષ્યતિ ॥ ૩૪॥

મોટા-મોટા લોકપાલો પણ હવે તમને પરાજિત કરી શકશે નહીં, તો પછી બીજાઓનું તો શું ગજું? જે દૈત્યો તમારા શાસનની અવગણના કરશે તેઓ મારા સુદર્શન ચક્રથી છેદાઈ જશે. (૩૪)

રક્ષિષ્યે સર્વતોઽહં ત્વાં સાનુગં સપરિચ્છદમ્ ।
સદા સન્નિહિતં વીર તત્ર માં દ્રક્ષ્યતે ભવાન્ ॥ ૩૫॥

તમારું, તમારા અનુચરોનું અને તમારી ભોગસામગ્રીનું પણ હું રક્ષણ કરીશ. હે વીર બલિ! ત્યાં તમે મને સર્વત્ર તમારી પાસે જ જોશો. (૩૫)

તત્ર દાનવદૈત્યાનાં સઙ્ગાત્તે ભાવ આસુરઃ ।
દૃષ્ટ્વા મદનુભાવં વૈ સદ્યઃ કુણ્ઠો વિનઙ્ક્ષ્યતિ ॥ ૩૬॥

દાનવો અને દૈત્યોના સંગને લીધે તમારામાં જે કોઈ આસુરી ભાવ હશે તે મારા પ્રભાવથી તરત જ નષ્ટ થઈ જશે. (૩૬)

==★==

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનપ્રાદુર્ભાવે બલિવામન-સંવાદો નામ દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨॥

આઠમા સ્કંધ-અંતર્ગત વામનપ્રાદુર્ભાવમાંનો બલિ-વામનસંવાદ નામનો બાવીસમો અધ્યાય સમાપ્ત.

==★==

# તેવીસમો અધ્યાય

## બલિનું બંધનમાંથી મુક્ત થવું અને સુતલ-લોકમાં જવું

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુક્તવન્તં પુરુષં પુરાતનં
મહાનુભાવોઽખિલસાધુસમ્મતઃ ।
બદ્ધાઞ્જલિર્બાષ્પકલાકુલેક્ષણો
ભક્ત્યુદ્ગલો ગદ્ગદયા ગિરાઽબ્રવીત્ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે સનાતન પુરુષ શ્રીભગવાને આ પ્રમાણે કહ્યું ત્યારે સાધુજનોના આદરણીય મહાનુભાવ દૈત્યરાજ (બલિ)ની આંખોમાં આંસુ ઊમટી આવ્યાં, પ્રેમના ઉદ્રેકથી ગળું ભરાઈ આવ્યું અને તેમણે હાથ જોડીને ગદ્ગદ વાણીથી ભગવાનને કહ્યું. (૧)

*બલિરુવાચ*

અહો પ્રણામાય કૃતઃ સમુદ્યમઃ
પ્રપન્નભક્તાર્થવિધૌ સમાહિતઃ ।

**બલિએ કહ્યું** – હે પ્રભુ! મેં તો આપને પૂરા પ્રણામ પણ કર્યા નથી, પ્રણામ કરવાનો પ્રયત્ન માત્ર જ કર્યો છે. એનાથી જ મને તે ફળ મળ્યું છે કે જે આપનાં ચરણોના શરણાગત ભક્તોને મળે છે. મહાન લોકપાલો અને દેવો પર આપે જે કૃપા ક્યારેય કરી નથી તે મારા જેવા અધમ

૧. પ્રા. પા. – યત્રાધયો ।

યલ્લોકપાલૈસ્ત્વદનુગ્રહોઽમરૈ-
રલબ્ધપૂર્વોઽપસદેઽસુરેઽર્પિતઃ ॥ ૨॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુક્ત્વા હરિમાનમ્ય બ્રહ્માણં સભવં તતઃ।
વિવેશ સુતલં પ્રીતો બલિર્મુક્તઃ સહાસુરૈઃ ॥ ૩॥

એવમિન્દ્રાય ભગવાન્ પ્રત્યાનીય ત્રિવિષ્ટપમ્ ।
પૂરયિત્વાઽદિતેઃ કામમશાસત્સકલં જગત્ ॥ ૪॥

લબ્ધપ્રસાદં નિર્મુક્તં પૌત્રં વંશધરં બલિમ્ ।
નિશામ્ય ભક્તિપ્રવણઃ પ્રહ્લાદ ઈદમબ્રવીત્ ॥ ૫॥

*પ્રહ્લાદ ઉવાચ*

નેમં વિરિઞ્ચો લભતે પ્રસાદં
ન શ્રીર્ન શર્વઃ કિમુતાપરે તે ।
યન્નોઽસુરાણામસિ દુર્ગપાલો
વિશ્વાભિવન્દ્યૈરપિ વન્દિતાઙ્ઘ્રિઃ ॥ ૬॥

યત્પાદપદ્મમકરન્દનિષેવણેન
બ્રહ્માદયઃ શરણદાશ્નુવતે વિભૂતીઃ ।
કસ્માદ્વયં કુસૃતયઃ ખલયોનયસ્તે
દાક્ષિણ્યદૃષ્ટિપદવીં ભવતઃ પ્રણીતાઃ ॥ ૭॥

ચિત્રં તવેહિતમહોઽમિતયોગમાયા-
લીલાવિસૃષ્ટભુવનસ્ય વિશારદસ્ય ।
સર્વાત્મનઃ સમદૃશો વિષમઃ સ્વભાવો
ભક્તપ્રિયો યદસિ કલ્પતરુસ્વભાવઃ ॥ ૮॥

*શ્રીભગવાનુવાચ*

વત્સ પ્રહ્લાદ ભદ્રં તે પ્રયાહિ સુતલાલયમ્ ।
મોદમાનઃ સ્વપૌત્રેણ જ્ઞાતીનાં સુખમાવહ ॥ ૯॥

અસુરને અનાયાસ જ પ્રાપ્ત થઈ ગઈ છે. (૨)

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આમ કહેતાં જ બલિ વરુણપાશમાંથી મુક્ત થઈ ગયા; અને પછી તેમણે ભગવાન, બ્રહ્માજી અને શંકરજીને પ્રણામ કર્યા. ત્યારબાદ અત્યંત પ્રસન્નતાપૂર્વક અસુરોની સાથે સુતલલોક ભણી પ્રયાણ કર્યું. (૩) આ પ્રમાણે શ્રીભગવાને બલિ પાસેથી સ્વર્ગનું રાજ્ય મેળવી લઈને ઇન્દ્રને સોંપ્યું, અદિતિની કામના પૂરી કરી અને પોતે ઉપેન્દ્ર બનીને સમસ્ત વિશ્વનું શાસન કરવા લાગ્યા. (૪) પ્રહ્લાદજીએ જોયું કે મારા વંશધારક પૌત્ર રાજા બલિ બંધનમાંથી મુક્ત થઈ ગયા છે અને તેમને ભગવાનનો કૃપા-પ્રસાદ મળી ગયો છે ત્યારે તેઓ ભક્તિ-ભાવવિભોર થઈ ગયા અને તે સમયે તેમણે ભગવાનને આ પ્રમાણે (સ્તુતિપૂર્વક) કહ્યું. (૫)

**પ્રહ્લાદજીએ કહ્યું** – હે પ્રભુ! આપનો આ કૃપા-પ્રસાદ તો બ્રહ્માજી, લક્ષ્મીજી અને શંકરજીને પણ ક્યારેય મળ્યો નથી. તો બીજાઓને મળવાની તો વાત જ ક્યાં રહી? અહો! જેમનાં ચરણોની વંદના વિશ્વવંદ્ય બ્રહ્માજી વગેરે પણ કરતા રહે છે તે જ આપ અમારા અસુરોના દુર્ગપાળ (કોટવાળ) થઈ ગયા! (૬) હે શરણાગતવત્સલ પ્રભુ! બ્રહ્માજી વગેરે લોકપાલો આપનાં ચરણકમળોના મકરંદનું સેવન કરવાને લીધે જ સૃષ્ટિરચનાનું શક્તિસામર્થ્ય વગેરે અનેક વિભૂતિઓ-સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે; જ્યારે અમે તો જન્મથી જ ખલ (દુષ્ટ) અને કુમાર્ગગામી છીએ, છતાંય અમારા ઉપર આપની આવી અનુગ્રહપૂર્ણ દૃષ્ટિ એવી તો થઈ કે આપ અમારા દ્વારપાળ જ બની ગયા! (૭) આપે પોતાની યોગમાયાથી લીલાપૂર્વક જ ત્રણે લોકની રચના કરી છે. આપ સર્વજ્ઞ, સર્વાત્મા અને સમદર્શી છો; તોપણ આપની લીલાઓ ઘણી વિલક્ષણ જણાય છે. આપનો સ્વભાવ કલ્પવૃક્ષ જેવો છે, કારણ કે આપ પોતાના ભક્તોના પ્રિય છો; અને એ કારણે જ ક્યારેક-ક્યારેક ઉપાસકો પ્રત્યે આપનો પક્ષપાત અને આપનાથી વિમુખજનો પ્રત્યે આપની નિર્દયતા જોવા મળે છે. (૮)

**શ્રીભગવાને કહ્યું** – વત્સ પ્રહ્લાદ! તમારું કલ્યાણ થાઓ. તમે પણ હવે સુતલલોકમાં જાઓ. ત્યાં પોતાના પૌત્ર બલિ સાથે રહીને જાતિબંધુઓને સુખી કરો. (૯)

નિત્યં દ્રષ્ટાસિ માં તત્ર ગદાપાણિમવસ્થિતમ્ ।
મદ્દર્શનમહાહ્લાદધ્વસ્તકર્મનિબન્ધનઃ ॥ ૧૦॥

ત્યાં તમે મને સદૈવ હાથમાં ગદા ધારણ કરેલો જોશો અને મારા દર્શનના પરમાનંદમાં મગ્ન બની રહેવાને કારણે તમારાં તમામ કર્મોનાં બંધન નષ્ટ થઈ જશે. (૧૦)

*શ્રીશુક ઉવાચ*

આજ્ઞાં ભગવતો રાજન્ પ્રહ્લાદો બલિના સહ ।
બાઢમિત્યમલપ્રજ્ઞો મૂર્ધ્ન્યાધાય કૃતાઞ્જલિઃ ॥ ૧૧॥

પરિક્રમ્યાદિપુરુષં સર્વાસુરચમૂપતિઃ ।
પ્રણતસ્તદનુજ્ઞાતઃ પ્રવિવેશ મહાબિલમ્ ॥ ૧૨॥

અથાહોશનસં રાજન્ હરિર્નારાયણોઽન્તિકે ।
આસીનમૃત્વિજાં મધ્યે સદસિ બ્રહ્મવાદિનામ્ ॥ ૧૩॥

બ્રહ્મન્ સન્તનુ શિષ્યસ્ય કર્મચ્છિદ્રં વિતન્વતઃ ।
યત્તત્કર્મસુ વૈષમ્યં બ્રહ્મદૃષ્ટં સમં ભવેત્ ॥ ૧૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – હે રાજન્! સમસ્ત દૈત્યસેનાના સ્વામી, વિશુદ્ધબુદ્ધિ પ્રહ્લાદજીએ 'ભલે' એમ કહીને, હાથ જોડીને ભગવાનની આજ્ઞા માથે ચડાવી. પછી તેમણે બલિની સાથે આદિપુરુષ ભગવાનની પરિક્રમા કરી, તેમને પ્રણામ કર્યા અને તેમની આજ્ઞા માગીને સુતલલોક ભણી પ્રયાણ કર્યું. (૧૧-૧૨) હે રાજન્! તે સમયે ભગવાન શ્રીહરિએ બ્રહ્મવાદી ઋત્વિજોની સભામાં પોતાની પાસે જ બેઠેલા શુક્રાચાર્યજીને કહ્યું – (૧૩) "હે બ્રહ્મન્! તમારો શિષ્ય યજ્ઞ કરી રહ્યો હતો; તેમાં જે ત્રુટિ રહી ગઈ છે તેની તમે પૂર્તિ કરી દો; કારણ કે કર્મ કરવામાં જે કંઈ ઊણપ રહી જાય છે તેની બ્રાહ્મણોની કૃપાદૃષ્ટિથી પૂર્તિ થઈ જાય છે." (૧૪)

*શુક્ર ઉવાચ*

કુતસ્તત્કર્મવૈષમ્યં યસ્ય કર્મેશ્વરો ભવાન્ ।
યજ્ઞેશો યજ્ઞપુરુષઃ સર્વભાવેન પૂજિતઃ ॥ ૧૫॥

મન્ત્રતસ્તન્ત્રતશ્છિદ્રં દેશકાલાર્હવસ્તુતઃ ।
સર્વં કરોતિ નિશ્છિદ્રં નામસઙ્કીર્તનં તવ ॥ ૧૬॥

તથાપિ વદતો ભૂમન્ કરિષ્યામ્યનુશાસનમ્ ।
એતચ્છ્રેયઃ પરં પુંસાં યત્તવાજ્ઞાનુપાલનમ્ ॥ ૧૭॥

**શુક્રાચાર્યજીએ કહ્યું** – હે ભગવન્! જેણે પોતાનું સમસ્ત કર્મ સમર્પિત કરીને સર્વ પ્રકારે યજ્ઞેશ્વર યજ્ઞપુરુષની - આપની પૂજા કરી છે તેના કર્મમાં કોઈ ત્રુટિ, કોઈ વિષમતા રહી જ કેમ શકે? (૧૫) કારણ કે મંત્રોની, અનુષ્ઠાનપદ્ધતિની, દેશ, કાળ, પાત્ર અને પદાર્થની તમામ ક્ષતિઓ આપના નામ-સંકીર્તન માત્રથી સુધરી જાય છે; આપનું નામ તમામ ત્રુટિઓની પૂર્તિ કરી દે છે. (૧૬) તેમ છતાં હે અનંત! જ્યારે આપ સ્વયં કહી રહ્યા છો તો હું આપની આજ્ઞાનું પાલન અવશ્ય કરીશ. મનુષ્ય માટે કલ્યાણસિદ્ધિનું સૌથી મોટું સાધન એ જ છે કે તે આપની આજ્ઞાનું પાલન કરે. (૧૭)

*શ્રીશુક ઉવાચ*

અભિનન્દ્ય[1] હરેરાજ્ઞામુશના ભગવાનિતિ ।
યજ્ઞચ્છિદ્રં સમાધત્ત બલેર્વિપ્રર્ષિભિઃ સહ ॥ ૧૮॥

**શ્રીશુકદેવજી કહે છે** – ભગવાન શુક્રાચાર્યજીએ ભગવાન શ્રીહરિની આજ્ઞા સ્વીકારીને, બીજા બ્રહ્મર્ષિઓ સાથે રહીને, બલિના યજ્ઞમાં જે ઊણપ રહી ગઈ હતી તેની પૂર્તિ કરી દીધી. (૧૮)

૧. પ્રા. પા. – પ્રતિ૦ ।

એવં બલેર્મહીં રાજન્ ભિક્ષિત્વા વામનો હરિઃ ।
દદૌ ભ્રાત્રે મહેન્દ્રાય ત્રિદિવં યત્પરૈર્હૃતમ્ ॥ ૧૯॥

હે રાજન્! ત્રિવિક્રમ–વામન ભગવાને આ પ્રમાણે બલિ પાસેથી પૃથ્વીની ભિક્ષા માગીને સ્વર્ગનું રાજ્ય પોતાના ભાઈ ઈન્દ્રને આપ્યું કે જે તેમના શત્રુઓએ તેમની પાસેથી લઈ લીધું હતું. (૧૯)

પ્રજાપતિપતિર્બ્રહ્મા દેવર્ષિપિતૃભૂમિપૈઃ ।
દક્ષભૃગ્વઙ્ગિરોમુખ્યૈઃ કુમારેણ ભવેન ચ ॥ ૨૦॥

કશ્યપસ્યાદિતેઃ પ્રીત્યૈ સર્વભૂતભવાય ચ ।
લોકાનાં લોકપાલાનામકરોદ્વામનં પતિમ્ ॥ ૨૧॥

ત્યારપછી પ્રજાપતિઓના અધિપતિ બ્રહ્માજીએ દેવર્ષિઓ, પિતૃઓ, મનુ, દક્ષ, ભૃગુ, અંગિરા, સનત્કુમારો અને શંકરજી સહિત કશ્યપજી તથા અદિતિની પ્રસન્નતા માટે તેમ જ સમસ્ત પ્રાણીઓના અભ્યુદય માટે વામન ભગવાનનો લોકપાલોના અધિપતિના પદ પર અભિષેક કર્યો. (૨૦-૨૧)

વેદાનાં સર્વદેવાનાં ધર્મસ્ય યશસઃ શ્રિયઃ ।
મઙ્ગલાનાં વ્રતાનાં ચ કલ્પં સ્વર્ગાપવર્ગયોઃ ॥ ૨૨॥

ઉપેન્દ્રં કલ્પયાઞ્ચક્રે પતિં સર્વવિભૂતયે ।
તદા સર્વાણિ ભૂતાનિ ભૃશં મુમુદિરે નૃપ ॥ ૨૩॥

હે રાજન્! પછી તેમણે વેદો, સમસ્ત દેવો, ધર્મ, યશ, ઐશ્વર્ય, મંગળ, વ્રત, સ્વર્ગ, અપવર્ગ – એ બધાંના રક્ષકરૂપે, સૌના પરમ કલ્યાણ માટે સર્વશક્તિમાન વામન ભગવાનને ઉપેન્દ્રનું પદ આપ્યું. તે સમયે બધાં જ ભૂતપ્રાણીઓ અત્યંત આનંદ પામ્યાં. (૨૨-૨૩)

તતસ્ત્વિન્દ્રઃ પુરસ્કૃત્ય દેવયાનેન વામનમ્ ।
લોકપાલૈર્દિવં નિન્યે બ્રહ્મણા ચાનુમોદિતઃ ॥ ૨૪॥

ત્યારબાદ બ્રહ્માજીની અનુમતિથી લોકપાલો સહિત દેવરાજ ઈન્દ્રે વામન ભગવાનને વિમાન પર સૌથી આગળ બેસાડ્યા અને પોતાની સાથે સ્વર્ગલોકમાં લઈ ગયા. (૨૪)

પ્રાપ્ય ત્રિભુવનં ચેન્દ્ર ઉપેન્દ્રભુજપાલિતઃ ।
શ્રિયા પરમયા જુષ્ટો મુમુદે ગતસાધ્વસઃ ॥ ૨૫॥

ઈન્દ્રને ત્રિભુવનનું રાજ્ય મળી ગયું, તે સાથે જ મળી ગઈ ભગવાનનાં કરકમળોની છત્રછાયા! સર્વશ્રેષ્ઠ ઐશ્વર્ય-લક્ષ્મી તેમની સેવામાં રત બની અને તેઓ નિર્ભય થઈને આનંદોત્સવ મનાવવા લાગ્યા. (૨૫)

બ્રહ્મા શર્વઃ કુમારશ્ચ ભૃગ્વાદ્યા મુનયો નૃપ ।
પિતરઃ સર્વભૂતાનિ સિદ્ધા વૈમાનિકાશ્ચ યે ॥ ૨૬॥

સુમહત્કર્મ તદ્વિષ્ણોર્ગાયન્તઃ પરમાદ્ભુતમ્ ।
ધિષ્ણ્યાનિ સ્વાનિ તે જગ્મુરદિતિં ચ શશંસિરે ॥ ૨૭॥

બ્રહ્માજી, શંકરજી, સનત્કુમારો, ભૃગુ વગેરે ઋષિમુનિઓ, પિતૃઓ, સઘળા ભૂતગણો, સિદ્ધો અને વિમાનમાં આરૂઢ થયેલા દેવો ભગવાનના આ પરમ અદ્ભુત અને અત્યંત મહાન કાર્યની પ્રશંસા કરતા કરતા પોતપોતાના લોકમાં સિધાવી ગયા અને એ સૌએ અદિતિની પણ ભારે પ્રશંસા કરી. (૨૬-૨૭)

સર્વમેતન્મયાઽઽખ્યાતં ભવતઃ કુલનન્દન ।
ઉરુક્રમસ્ય ચરિતં શ્રોતૃણામઘમોચનમ્ ॥ ૨૮॥

હે કુરુકુલનંદન! મેં તમને ભગવાનની આ બધી લીલા કહી સંભળાવી. આ લીલાના શ્રવણથી સાંભળનારાઓની તમામ પાપોમાંથી મુક્તિ થઈ જાય છે. (૨૮)

પારં મહિમ્ન ઉરુ વિક્રમતો ગૃણાનો
યઃ પાર્થિવાનિ વિમમે સ રજાંસિ મર્ત્યઃ ।
કિં જાયમાન ઉત જાત ઉપૈતિ મર્ત્ય
ઇત્યાહ મન્ત્રદૃગૃષિઃ પુરુષસ્ય યસ્ય ॥ ૨૯॥

ભગવાનની લીલાઓ અનંત છે, તેમનો મહિમા અપાર છે. જે મનુષ્ય તેનો પાર પામવા માગે છે તે જાણે પૃથ્વીના પરમાણુઓને ગણવા માગે છે. ભગવાન વિષે મંત્રદ્રષ્ટા મહર્ષિ વસિષ્ઠજીએ વેદોમાં કહ્યું છે કે 'આવો મનુષ્ય ક્યારેય થયો નથી, છે નહીં અને ભવિષ્યમાં થશે પણ નહીં કે જે ભગવાનના મહિમાનો પાર પામી શકે.' (૨૯)

ય ઈદં દેવદેવસ્ય હરેરદ્ભુતકર્મણઃ ।
અવતારાનુચરિતં શૃણ્વન્ યાતિ પરાં ગતિમ્ ॥ ૩૦॥

ક્રિયમાણે કર્મણીદં દૈવે પિત્ર્યેઽથ માનુષે ।
યત્ર યત્રાનુકીર્ત્યેત તત્તેષાં સુકૃતં વિદુઃ ॥ ૩૧॥

દેવોના આરાધ્યદેવ, અદ્ભુત લીલાધર વામન ભગવાનના અવતારના ચરિત્રનું જે કોઈ શ્રવણ કરે છે તે પરમ ગતિને પ્રાપ્ત કરી લે છે. (૩૦) દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ – કોઈ પણ કર્મનું અનુષ્ઠાન કરતી વખતે જ્યાં જ્યાં ભગવાનની આ લીલાનું કીર્તન થાય છે ત્યાં ત્યાં તે કર્મ સફળતાપૂર્વક સંપન્ન થઈ જાય છે. એ મોટા-મોટા વિદ્વજ્જનોનો અનુભવ છે. (૩૧)

══★══

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે વામનાવતારચરિતે[1] ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩॥

આઠમા સ્કંધ-અંતર્ગત વામનાવતાર-ચરિતમાંનો તેવીસમો અધ્યાય સમાપ્ત.

══★══

# ચોવીસમો અધ્યાય

## ભગવાનના મત્સ્યાવતારની કથા

*રાજોવાચ*

ભગવઞ્છ્રોતુમિચ્છામિ હરેરદ્ભુતકર્મણઃ ।
અવતારકથામાદ્યાં માયામત્સ્યવિડમ્બનમ્ ॥ ૧॥

યદર્થમદધાદ્ રૂપં માત્સ્યં લોકજુગુપ્સિતમ્ ।
તમઃપ્રકૃતિ દુર્મર્ષં કર્મગ્રસ્ત ઈવેશ્વરઃ ॥ ૨॥

એતન્નો[2] ભગવન્ સર્વં યથાવદ્ વક્તુમર્હસિ ।
ઉત્તમશ્લોકચરિતં સર્વલોકસુખાવહમ્ ॥ ૩॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવાનનાં કર્મ ઘણાં અદ્ભુત છે. તેમણે એક વાર પોતાની યોગમાયાથી મત્સ્યાવતાર ધારણ કરીને ઘણી સુંદર લીલા કરી હતી. હું તેમના તે આદિ-અવતારની કથા સાંભળવા ઈચ્છું છું. (૧) હે ભગવન્! મત્સ્યયોનિ લોકનિંદનીય છે અને વળી તે તમોગુણી છે તથા અસહ્ય પરતંત્રતાથી યુક્ત પણ છે. તો, પોતે સર્વશક્તિમાન હોવા છતાં પણ ભગવાને કર્મબંધનમાં પડેલા જીવની જેમ આ મત્સ્યરૂપ શા માટે ધારણ કર્યું? (૨) હે ભગવન્! મહાત્માઓના કીર્તનીય ભગવાનનું ચરિત્ર સમસ્ત પ્રાણીઓને સુખ આપનારું છે. તો, કૃપા કરીને તમે ભગવાનની તે સઘળી લીલા અમારી આગળ સંપૂર્ણપણે વર્ણવી સંભળાવો. (૩)

*સૂત ઉવાચ*

ઈત્યુક્તો વિષ્ણુરાતેન ભગવાન્ બાદરાયણિઃ ।
ઉવાચ ચરિતં વિષ્ણોર્મત્સ્યરૂપેણ યત્કૃતમ્ ॥ ૪॥

**સૂતજી કહે છે** – હે શૌનક વગેરે ઋષિજનો! જ્યારે રાજા પરીક્ષિતે ભગવાન શુકદેવજીને આ પ્રશ્ન કર્યો ત્યારે તેમણે ભગવાન શ્રીવિષ્ણુનું, તેમણે મત્સ્યાવતાર ધારણ કરીને કર્યું હતું તે ચરિત્ર વર્ણવી સંભળાવ્યું. (૪)

*શ્રીશુક ઉવાચ*

ગોવિપ્રસુરસાધૂનાં છન્દસામપિ ચેશ્વરઃ ।
રક્ષામિચ્છંસ્તનૂર્ધત્તે ધર્મસ્યાર્થસ્ય ચૈવ હિ ॥ ૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) આમ તો ભગવાન સૌના એકમાત્ર પ્રભુ છે, તોપણ તેઓ ગૌ-બ્રાહ્મણ, દેવો, સાધુઓ, વેદો, ધર્મ અને અર્થના રક્ષણ માટે શરીર ધારણ કરે છે. (૫)

૧. પ્રા. પા. – વામનાનુચરિતે । ૨. પ્રા. પા. – એતન્મે ।

ઉચ્ચાવચેષુ ભૂતેષુ ચરન્ વાયુરિવેશ્વરઃ ।
નોચ્ચાવચત્વં ભજતે નિર્ગુણત્વાદ્ધિયો ગુણૈઃ ॥ ૬॥

આસીદતીતકલ્પાન્તે બ્રાહ્મો નૈમિત્તિકો લયઃ ।
સમુદ્રોપપ્લુતાસ્તત્ર લોકા ભૂરાદયો નૃપ ॥ ૭॥

કાલેનાગતનિદ્રસ્ય ધાતુઃ શિશયિષોર્બલી ।
મુખતો નિઃસૃતાન્ વેદાન્ હયગ્રીવોઽન્તિકેઽહરત્ ॥ ૮॥

જ્ઞાત્વા તદ્દાનવેન્દ્રસ્ય હયગ્રીવસ્ય ચેષ્ટિતમ્ ।
દધાર શફરીરૂપં ભગવાન્ હરિરીશ્વરઃ ॥ ૯॥

તત્ર રાજઋષિઃ કશ્ચિન્નામ્ના સત્યવ્રતો મહાન્ ।
નારાયણપરોઽતપ્યત્ તપઃ સ સલિલાશનઃ ॥ ૧૦॥

યોઽસાવસ્મિન્ મહાકલ્પે તનયઃ સ વિવસ્વતઃ ।
શ્રાદ્ધદેવ ઇતિ ખ્યાતો મનુત્વે હરિણાઽર્પિતઃ ॥ ૧૧॥

એકદા કૃતમાલાયાં કુર્વતો જલતર્પણમ્ ।
તસ્યાઞ્જલ્યુદકે કાચિચ્છફર્યેકાભ્યપદ્યત ॥ ૧૨॥

સત્યવ્રતોઽઞ્જલિગતાં સહ તોયેન ભારત ।
ઉત્સસર્જ નદીતોયે શફરીં દ્રવિડેશ્વરઃ ॥ ૧૩॥

તમાહ સાતિકરુણં મહાકારુણિકં નૃપમ્ ।
યાદોભ્યો જ્ઞાતિઘાતિભ્યો દીનાં માં દીનવત્સલ ।
કથં વિસૃજસે રાજન્ ભીતામસ્મિન્ સરિજ્જલે ॥ ૧૪॥

તમાત્મનોઽનુગ્રહાર્થં પ્રીત્યા મત્સ્યવપુર્ધરમ્ ।
અજાનન્ રક્ષણાર્થાય શફર્યાઃ સ મનો દધે ॥ ૧૫॥

તસ્યા દીનતરં વાક્યમાશ્રુત્ય સ મહીપતિઃ ।
કલશાપ્સુ નિધાયૈનાં દયાલુર્નિન્ય આશ્રમમ્ ॥ ૧૬॥

વાયુ જે રીતે સર્વત્ર વિચરણ કરે છે, પરંતુ તે ગુણ-દોષોથી દૂષિત થતો નથી તેમજ સર્વશક્તિમાન પ્રભુ ઊંચા-નીચા, નાના-મોટા બધા પ્રાણીઓમાં અંતર્યામીરૂપે બિરાજમાન છે. તેઓ તેમના બુદ્ધિગત ગુણ-દોષોથી અસંગ રહે છે, કારણ કે તેઓ નિર્ગુણ છે. (૬) હે રાજન્! પાછલા કલ્પના અંતમાં બ્રહ્માજીના શયનને કારણે બ્રાહ્મ નામનો નૈમિત્તિક પ્રલય થયો હતો. તે સમયે ભૂર્લોક વગેરે તમામ લોક સમુદ્રમાં ડૂબી ગયા હતા. (૭) પ્રલયકાળ આવી જવાથી બ્રહ્માજીને ઊંઘ આવી રહી હતી, તેઓ શયન કરવા ઇચ્છતા હતા. તે જ સમયે તેમના મુખેથી વેદ નીકળી પડ્યા અને તેમની પાસે જ રહેતા હયગ્રીવ નામના બળવાન દૈત્યે તેમને યોગબળથી ચોરી લીધા. (૮) સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિએ દાનવરાજ હયગ્રીવની આ ચેષ્ટા જાણી લીધી, તેથી તેમણે મત્સ્યાવતાર લીધો. (૯)

(હે પરીક્ષિત!) તે સમયે સત્યવ્રત નામના એક મહા-ઉદાર અને ભગવત્પરાયણ રાજર્ષિ માત્ર પાણી પીને તપ કરી રહ્યા હતા. (૧૦) તે જ સત્યવ્રત વર્તમાન મહાકલ્પમાં વિવસ્વાન (સૂર્ય)ના પુત્ર શ્રાદ્ધદેવના નામે વિખ્યાત થયા અને ભગવાને તેમને વૈવસ્વત મનુ બનાવ્યા. (૧૧) એક દિવસ તે રાજર્ષિ કૃતમાલા નદીમાં જળથી તર્પણ કરી રહ્યા હતા, તે સમયે તેમની અંજલિના જળમાં એક નાની-સરખી માછલી આવી. (૧૨) હે ભારત! દ્રવિડ દેશના રાજા તે સત્યવ્રતે પોતાની અંજલિમાં આવેલી તે માછલીને જળની સાથે જ ફરીથી નદીમાં છોડી દીધી. (૧૩) ત્યારે તે માછલીએ અત્યંત કરુણાથી પરમ દયાળુ રાજા સત્યવ્રતને કહ્યું – "હે રાજન્! તમે પરમ કરુણામય છો. તમે જાણો જ છો કે જળમાં રહેતાં જંતુઓ પોતાની જાતનાં જંતુઓને પણ ખાઈ જાય છે. હું તેમના ભયથી વ્યાકુળ થઈ રહી છું. તમે મને ફરીથી આ જ નદીના જળમાં શા માટે છોડી દો છો? (૧૪) રાજા સત્યવ્રતને એ વાતની ખબર ન હતી કે સ્વયં ભગવાન જ મારા પર પ્રસન્ન થઈને કૃપા કરવા માટે મત્સ્યરૂપે પધારેલા છે, તેથી તેમણે તે મત્સ્યનું રક્ષણ કરવાનો મનોમન સંકલ્પ કર્યો. (૧૫) રાજા સત્યવ્રતે તે મત્સ્યની અત્યંત દીનતાપૂર્ણ વાત સાંભળીને ખૂબ જ દયાપૂર્વક તેને પોતાના પાત્રના જળમાં મૂકી દીધું અને તેને પોતાના આશ્રમમાં લઈ આવ્યા. (૧૬)

સા તુ તત્રૈકરાત્રેણ વર્ધમાના કમણ્ડલૌ ।
અલબ્ધ્વાઽઽત્માવકાશં વા ઈદમાહ મહીપતિમ્ ॥ ૧૭॥

નાહં કમણ્ડલાવસ્મિન્ કૃચ્છ્રં વસ્તુમિહોત્સહે ।
કલ્પયૌકઃ સુવિપુલં યત્રાહં નિવસે સુખમ્ ॥ ૧૮॥

સ એનાં તત આદાય ન્યધાદૌદઞ્ચનોદકે ।
તત્ર ક્ષિપ્તા મુહૂર્તેન હસ્તત્રયમવર્ધત ॥ ૧૯॥

ન મ એતદલં રાજન્ સુખં વસ્તુમુદઞ્ચનમ્ ।
પૃથુ દેહિ પદં મહ્યં યત્ત્વાઽહં શરણં ગતા ॥ ૨૦॥

તત આદાય સા રાજ્ઞા ક્ષિપ્તા રાજન્ સરોવરે ।
તદાવૃત્યાત્મના સોઽયં મહામીનોઽન્વવર્ધત ॥ ૨૧॥

નૈતન્મે સ્વસ્તયે રાજન્નુદકં સલિલૌકસઃ ।
નિધેહિ[1] રક્ષાયોગેન હ્રદે મામવિદાસિનિ[2] ॥ ૨૨॥

ઈત્યુક્તઃ સોઽનયન્મત્સ્યં તત્ર તત્રાવિદાસિનિ ।
જલાશયે સમ્મિતં તં સમુદ્રે પ્રાક્ષિપજ્ઝષમ્ ॥ ૨૩॥

ક્ષિપ્યમાણસ્તમાહેદમિહ માં મકરાદયઃ ।
અદન્ત્યતિબલા વીર માં નેહોત્સ્રષ્ટુમર્હસિ ॥ ૨૪॥

એવં વિમોહિતસ્તેન વદતા વલ્ગુભારતીમ્ ।
તમાહ કો ભવાનસ્માન્ મત્સ્યરૂપેણ મોહયન્ ॥ ૨૫॥

નૈવંવીર્યો જલચરો દૃષ્ટોઽસ્માભિઃ શ્રુતોઽપિ ચ[3] ।
યો ભવાન્ યોજનશતમહ્નાઽભિવ્યાનશે સરઃ ॥ ૨૬॥

નૂનં ત્વં ભગવાન્ સાક્ષાદ્ધરિર્નારાયણોઽવ્યયઃ ।
અનુગ્રહાય ભૂતાનાં ધત્સે રૂપં જલૌકસામ્ ॥ ૨૭॥

આશ્રમમાં લવાયા પછી એક જ રાત્રિમાં તે મત્સ્ય તે કમંડળમાં એટલું મોટું થઈ ગયું કે તેમાં તેને રહેવાની જગ્યા જ રહી નહીં. ત્યારે તેણે રાજાને કહ્યું – (૧૭) "હવે તો આ કમંડળમાં હું કષ્ટપૂર્વક પણ રહી શકું એમ નથી, તો મારે માટે કોઈ વિશાળ જગ્યા નિયત કરી દો, કે જ્યાં હું સુખપૂર્વક રહી શકું." (૧૮) રાજા સત્યવ્રતે મત્સ્યને કમંડળમાંથી બહાર કાઢીને પાણીના એક ખૂબ જ મોટા માટલામાં મૂકી દીધું. પરંતુ ત્યાં મૂક્યા પછી તે મત્સ્ય બે જ ઘડીમાં ત્રણ હાથ જેટલું મોટું થઈ ગયું. (૧૯) ફરી પાછું તેણે રાજા સત્યવ્રતને કહ્યું – "હવે આ માટલું પણ મારે માટે પૂરતી મોકળાશવાળું નથી. આમાં હું સુખપૂર્વક રહી શકું એમ નથી. હું તમારા શરણે છું, તેથી મારે રહેવા યોગ્ય કોઈ વિશાળ સ્થાન મને આપો." (૨૦) હે રાજન્! સત્યવ્રતે તે મત્સ્યને ત્યાંથી ઉપાડીને એક સરોવરમાં મૂકી દીધું. પરંતુ થોડી જ વારમાં તે એટલું મોટું થઈ ગયું કે તેણે એક મહામત્સ્યનો આકાર ધારણ કરીને તે સરોવરના (સઘળા) જળને ઘેરી લીધું; (૨૧) અને તેણે કહ્યું – "હે રાજન્! હું જળચર પ્રાણી છું. આ સરોવરનું જળ પણ મારે માટે સુખપૂર્વક રહેવાને પર્યાપ્ત નથી. તો, તમે મારું રક્ષણ કરો અને મને કોઈ અગાધ સરોવરમાં મૂકી દો." (૨૨) મત્સ્ય ભગવાનના આ પ્રમાણે કહેવાથી સત્યવ્રત તેમને એક પછી એક એમ કેટલાંય અપાર જળભર્યાં સરોવરોમાં લઈ ગયા; પરંતુ સરોવર જેટલું મોટું હોય તેટલા જ મોટા તેઓ બની જતા હતા. અંતે તેમણે તે લીલામત્સ્યને સમુદ્રમાં છોડી દીધો. (૨૩) સમુદ્રમાં છોડતી વખતે મત્સ્ય ભગવાને સત્યવ્રતને કહ્યું – "હે વીર! સમદ્રમાં મોટા-મોટા બળવાન મગર વગેરે રહે છે, તેઓ મને ભરખી જશે; તેથી તમે મને સમુદ્રના જળમાં ન છોડો." (૨૪)

મત્સ્ય ભગવાનની આ મધુર વાણી સાંભળીને રાજા સત્યવ્રત મોહમુગ્ધ થઈ ગયા અને તેમણે કહ્યું – "મત્સ્યનું રૂપ ધારણ કરીને મને મોહિત કરનારા તમે કોણ છો? (૨૫) તમે એક જ દિવસમાં ચારસો કોસના વિસ્તારવાળું સરોવર ઘેરી લીધું. આજ સુધી આવી શક્તિ ધરાવતો જળચર જીવ નથી તો મેં ક્યારેય જોયો કે નથી તો તેના વિષે કશું સાંભળ્યું. (૨૬) અવશ્ય આપ સાક્ષાત્ સર્વશક્તિમાન, સર્વાન્તર્યામી અવિનાશી શ્રીહરિ છો. જીવો પર અનુગ્રહ (કૃપાકરુણા) કરવા માટે જ આપે જળચરનું રૂપ ધારણ કર્યું છે. (૨૭)

૧. પ્રા. પા. – વિધેહિ । ૨. પ્રા. પા. – ઽવિનાશિનિ । ૩. પ્રા. પા. – વા ।

નમસ્તે પુરુષશ્રેષ્ઠ સ્થિત્યુત્પત્ત્યપ્યયેશ્વર ।
ભક્તાનાં નઃ[1] પ્રપન્નાનાં મુખ્યો હ્યાત્મગતિર્વિભો ॥ ૨૮॥

સર્વે લીલાવતારાસ્તે ભૂતાનાં ભૂતિહેતવઃ ।
જ્ઞાતુમિચ્છામ્યદો રૂપં યદર્થં ભવતા ધૃતમ્ ॥ ૨૯॥

ન તેઽરવિન્દાક્ષ પદોપસર્પણં
મૃષા ભવેત્સર્વસુહૃત્પ્રિયાત્મનઃ ।
યથેતરેષાં પૃથગાત્મનાં સતા-
મદીદૃશો યદ્વપુરદ્ભુતં હિ નઃ ॥ ૩૦॥

હે પુરુષોત્તમ! આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના સ્વામી છો. આપને હું નમસ્કાર કરું છું. હે પ્રભુ! અમ શરણાગત ભક્તો માટે આપ જ આત્મા અને આશ્રય છો. (૨૮) જોકે આપના બધા જ લીલા-અવતારો પ્રાણીઓના અભ્યુદય માટે જ થાય છે, તોપણ હું એ જાણવા ઈચ્છું છું કે આપે આ રૂપ શા ઉદ્દેશ્યથી લીધું છે. (૨૯) હે કમલનયન પ્રભુ! શરીર વગેરે અનાત્મ પદાર્થોમાં પોતાપણાનું અભિમાન કરનારા સંસારી મનુષ્યોનો આશ્રય વ્યર્થ થાય છે. મનુષ્યોએ લીધેલું આપનાં ચરણોનું શરણ વ્યર્થ થઈ શકતું નથી; કારણ કે આપ સૌના નિર્હેતુક પ્રેમી, પરમ પ્રિયતમ અને આત્મા છો. આપે અત્યારે જે રૂપ ધારણ કરીને અમને દર્શન આપ્યું છે એ ઘણું જ અદ્ભુત છે.'' (૩૦)

*શ્રીશુક ઉવાચ*

ઈતિ બ્રુવાણં નૃપતિં જગત્પતિઃ
સત્યવ્રતં મત્સ્યવપુર્યુગક્ષયે ।
વિહર્તુકામઃ પ્રલયાર્ણવેઽબ્રવી-
ચ્ચિકીર્ષુરેકાન્તજનપ્રિયઃ પ્રિયમ્[2] ॥ ૩૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત!) ભગવાન પોતાના અનન્યપ્રેમી ભક્તોને અત્યંત પ્રેમ કરે છે. જ્યારે જગતના સ્વામી મત્સ્ય ભગવાને પોતાના પ્રિય ભક્ત રાજર્ષિ સત્યવ્રતની આ પ્રાર્થના સાંભળી ત્યારે તેમનું પ્રિય અને હિત કરવા માટે તથા સાથોસાથ કલ્પના અંતના પ્રલયકાલીન સમુદ્રમાં વિહાર કરવા માટે તેમને કહ્યું. (૩૧)

*શ્રીભગવાનુવાચ*

સપ્તમેઽદ્યતનાદૂર્ધ્વમહન્યેતદરિન્દમ ।
નિમઙ્ક્ષ્યત્યપ્યયામ્ભોધૌ ત્રૈલોક્યં ભૂર્ભુવાદિકમ્ ॥ ૩૨॥

ત્રિલોક્યાં લીયમાનાયાં સંવર્તામ્ભસિ વૈ તદા ।
ઉપસ્થાસ્યતિ નૌઃ કાચિદ્વિશાલા ત્વાં મયેરિતા ॥ ૩૩॥

ત્વં તાવદોષધીઃ સર્વા બીજાન્યુચ્ચાવચાનિ ચ ।
સપ્તર્ષિભિઃ પરિવૃતઃ સર્વસત્ત્વોપબૃંહિતઃ ॥ ૩૪॥

આરુહ્ય બૃહતીં નાવં વિચરિષ્યસ્યવિક્લવઃ ।
એકાર્ણવે નિરાલોકે ઋષીણામેવ વર્ચસા ॥ ૩૫॥

દોધૂયમાનાં તાં નાવં સમીરેણ બલીયસા ।
ઉપસ્થિતસ્ય મે શૃઙ્ગે નિબધ્નીહિ મહાહિના ॥ ૩૬॥

**શ્રીભગવાને કહ્યું** – હે પરંતપ (સત્યવ્રત)! આજથી સાતમા દિવસે ભૂર્લોક વગેરે ત્રણે લોક પ્રલયના સમુદ્રમાં ડૂબી જશે. (૩૨) તે સમયે ત્રણે લોક જ્યારે પ્રલયકાલીન જળરાશિમાં ડૂબવા લાગશે ત્યારે મારી પ્રેરણાથી તમારી પાસે એક ઘણી વિશાળ નૌકા આવશે. (૩૩) તે સમયે તમે સમસ્ત પ્રાણીઓનાં સૂક્ષ્મ શરીરોને લઈને સપ્તર્ષિઓ સહિત તે નાવ પર ચડી જજો અને સઘળાં ધાન્ય તથા નાનાંમોટાં અન્ય પ્રકારનાં બીજ તમારી સાથે રાખી લેજો. (૩૪) તે સમયે બધી બાજુએ એકમાત્ર મહાસમુદ્ર લહેરાતો હશે, પ્રકાશ નહીં હોય. માત્ર ઋષિઓની દિવ્ય જ્યોતિના સહારે જ, કોઈ પ્રકારની વ્યાકુળતા વિના તમે તે વિશાળ નૌકા પર ચડીને ચારે તરફ વિચરણ કરજો. (૩૫) જ્યારે પ્રચંડ વાવાઝોડું ફૂંકાવાને કારણે નૌકા ડગમગવા લાગશે ત્યારે હું આ જ રૂપમાં ત્યાં આવી જઈશ અને તમે બધા વાસુકિ નાગ વડે તે નૌકાને મારા શ્રૃંગ સાથે બાંધી દેજો. (૩૬)

૧. પ્રા. પા. – ત્વં । ૨. પ્રા. પા. – પ્રભુઃ ।

અહં ત્વામૃષિભિઃ સાકં સહનાવમુદન્વતિ ।
વિકર્ષન્ વિચરિષ્યામિ યાવદ્બ્રાહ્મી નિશા પ્રભો ॥ ૩૭॥

મદીયં મહિમાનં ચ પરં બ્રહ્મેતિ શબ્દિતમ્ ।
વેત્સ્યસ્યનુગૃહીતં મે સમ્પ્રશ્નૈર્વિવૃતં હૃદિ ॥ ૩૮॥

ઇત્થમાદિશ્ય રાજાનં હરિરન્તરધીયત ।
સોઽન્વવૈક્ષત તં કાલં યં હૃષીકેશ આદિશત્ ॥ ૩૯॥

આસ્તીર્ય દર્ભાન્પ્રાક્કૂલાન્રાજર્ષિઃપ્રાગુદઙ્મુખઃ ।
નિષસાદ હરેઃ પાદૌ ચિન્તયન્ મત્સ્યરૂપિણઃ ॥ ૪૦॥

તતઃ સમુદ્ર ઉદ્વેલઃ સર્વતઃ પ્લાવયન્ મહીમ્ ।
વર્ધમાનો મહામેઘૈર્વર્ષદ્ભિઃ સમદૃશ્યત ॥ ૪૧॥

ધ્યાયન્ ભગવદાદેશં દદૃશે નાવમાગતામ્ ।
તામારુરોહ વિપ્રેન્દ્રૈરાદાયૌષધિવીરુધઃ ॥ ૪૨॥

તમૂચુર્મુનયઃ પ્રીતા રાજન્ ધ્યાયસ્વ કેશવમ્ ।
સ વૈ નઃ સઙ્કટાદસ્માદવિતા શં વિધાસ્યતિ ॥ ૪૩॥

સોઽનુધ્યાતસ્તતો રાજ્ઞા પ્રાદુરાસીન્મહાર્ણવે ।
એકશૃઙ્ગધરો મત્સ્યો હૈમો નિયુતયોજનઃ ॥ ૪૪॥

નિબધ્ય નાવં તચ્છૃઙ્ગે યથોક્તો હરિણા પુરા ।
વરત્રેણાહિના તુષ્ટસ્તુષ્ટાવ મધુસૂદનમ્ ॥ ૪૫॥

રાજોવાચ

અનાદ્યવિદ્યોપહતાત્મસંવિદ-
સ્તન્મૂલસંસારપરિશ્રમાતુરાઃ ।
યદૃચ્છયેહોપસૃતા યમાપ્નુયુ-
ર્વિમુક્તિદો નઃ પરમો ગુરુર્ભવાન્ ॥ ૪૬॥

હે સત્યવ્રત! એ પછી જ્યાં સુધી બ્રહ્માજીની રાત્રિ રહેશે ત્યાં સુધી હું ઋષિઓ સહિત તમને તે નૌકામાં બેસાડીને, તેને ખેંચતો રહીને સમુદ્રમાં વિચરણ કરતો રહીશ. (૩૭) તે સમયે જ્યારે તમે પૂછશો ત્યારે હું તમને ઉપદેશ આપીશ. મારા અનુગ્રહથી મારો વાસ્તવિક મહિમા, કે જેનું નામ 'પરબ્રહ્મ' છે તે તમારા હૃદયમાં પ્રગટ થશે અને તમે તેને બરાબર જાણી લેશો. (૩૮)

રાજા સત્યવ્રતને આ પ્રમાણે આદેશ આપીને ભગવાન અન્તર્ધાન થઈ ગયા. તેથી રાજા સત્યવ્રત હવે તે જ સમયની પ્રતીક્ષા કરવા લાગ્યા, કે જેના માટે ભગવાને આદેશ કર્યો હતો. (૩૯) કુશોનો અગ્રભાગ પૂર્વાભિમુખ રાખીને રાજર્ષિ સત્યવ્રત તેના પર પૂર્વોત્તર મુખે બેસી ગયા અને મત્સ્યરૂપ ભગવાનનાં ચરણોનું ચિંતન કરવા લાગ્યા. (૪) એટલામાં જ ભગવાને બતાવેલો તે સમય (પ્રલયકાળ) આવી પહોંચ્યો. રાજાએ જોયું કે સમુદ્ર પોતાની મર્યાદા છોડીને વધી રહ્યો છે. પ્રલયકાળના ભયંકર મેઘ વરસવા લાગ્યા. જોતજોતામાં જ સમગ્ર પૃથ્વી ડૂબવા લાગી. (૪૧) ત્યારે રાજાએ ભગવાનના આદેશનું સ્મરણ કર્યું, તો તેમણે જોયું કે નૌકા પણ આવી ગઈ છે. તેથી તેઓ ધાન્ય અને અન્ય પ્રકારનાં બીજ લઈને સપ્તર્ષિઓ સાથે તેના પર આરૂઢ થઈ ગયા. (૪૨) સપ્તર્ષિઓએ ખૂબ પ્રેમથી રાજા સત્યવ્રતને કહ્યું – "હે રાજન્! તમે ભગવાનનું ધ્યાન ધરો. તેઓ જ આપણને આ સંકટમાંથી ઉગારશે અને આપણું કલ્યાણ કરશે." (૪૩) તેમની આજ્ઞાથી રાજાએ ભગવાનનું ધ્યાન ધર્યું. તે સમયે તે મહાસમુદ્રમાં મત્સ્યના રૂપમાં ભગવાન પ્રગટ થયા. મત્સ્ય ભગવાનનું શરીર સુવર્ણ જેવું દેદીપ્યમાન હતું અને તેનો વિસ્તાર ચાર લાખ કોસ જેટલો હતો. તેમના શરીરમાં એક ઘણું મોટું શૃંગ પણ હતું. (૪૪) ભગવાને પહેલાં જેવો આદેશ આપ્યો હતો તે પ્રમાણે નૌકાને વાસુકિ નાગ વડે ભગવાનના શૃંગમાં બાંધી દેવામાં આવી. પછી રાજા સત્યવ્રતે પ્રસન્ન થઈને ભગવાનની સ્તુતિ કરી. (૪૫)

**રાજા સત્યવ્રતે (સ્તુતિ કરતાં) કહ્યું** – હે પ્રભુ! સંસારના જીવોનું આત્મ-જ્ઞાન અનાદિ અવિદ્યાને કારણે ઢંકાઈ ગયું છે; આ જ કારણે તેઓ સંસારના અનેકાનેક ક્લેશોના ભારથી દુ:ખી થઈ રહ્યા છે. તેઓ જ્યારે અનાયાસ જ આપની કૃપાથી આપના શરણમાં આવી પહોંચે છે ત્યારે તેઓ આપને પ્રાપ્ત કરી લે છે. તેથી અમને બંધનમાંથી છોડાવીને વાસ્તવિક મુક્તિ અપાવનારા ગુરુ આપ જ છો. (૪૬)

જનોઽબુધોઽયં નિજકર્મબન્ધનઃ
સુખેચ્છયા કર્મ સમીહતેઽસુખમ્ ।
યત્સેવયા તાં વિધુનોત્યસન્મતિં
ગ્રન્થિં સ ભિન્ધાદ્ધૃદયં સ નો ગુરુઃ ॥ ૪૭॥

આ જીવ અજ્ઞાની છે અને પોતાનાં જ કર્મોથી બંધાયેલો છે. તે સુખની ઇચ્છાને લીધે દુઃખદાયી કર્મોનું આચરણ કરે છે. તેનું આ અજ્ઞાન જેમની સેવા કરવા થકી નષ્ટ થઈ જાય છે તે જ મારા પરમ ગુરુ આપ મારા હૃદયની ગ્રંથિને છેદી નાખો. (૪૭)

યત્સેવયાઽગ્નેરિવ રુદ્રરોદનં
પુમાન્ વિજહ્યાન્મલમાત્મનસ્તમઃ ।
ભજેત વર્ણં નિજમેષ સોઽવ્યયો
ભૂયાત્સ ઈશઃ પરમો ગુરોર્ગુરુઃ ॥ ૪૮॥

જેમ અગ્નિમાં તપાવવાથી સોના-ચાંદીની અશુદ્ધિ દૂર થઈ જાય છે અને તેનું સાચું સ્વરૂપ ઝળકી ઊઠે છે તેવી જ રીતે આપની સેવા કરવા થકી જીવ પોતાના અંતઃકરણના અજ્ઞાનરૂપી મળનો ત્યાગ કરી દે છે અને પોતાના વાસ્તવિક સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. આપ સર્વશક્તિમાન અવિનાશી પ્રભુ જ અમારા ગુરુઓના પણ પરમ ગુરુ છો. તો, આપ જ અમારા પણ ગુરુ બનો. (૪૮)

ન યત્પ્રસાદાયુતભાગલેશ-
મન્યે ચ દેવા ગુરવો જનાઃ સ્વયમ્ ।
કર્તું સમેતાઃ પ્રભવન્તિ પુંસ-
સ્તમીશ્વરં ત્વાં શરણં પ્રપદ્યે ॥ ૪૯॥

જેટલા પણ દેવો, ગુરુઓ અને અન્ય સર્વ સંસારી જીવો છે તેઓ બધા જો સ્વતંત્રપણે એકસાથે મળીને કૃપા કરે તોપણ તે કૃપા આપની કૃપાના દશ-હજારમા અંશના અંશની પણ બરાબરી કરી શકે નહીં. હે પ્રભુ! આપ જ સર્વશક્તિમાન છો. હું આપનું શરણ લઉં છું. (૪૯)

અચક્ષુરન્ધસ્ય યથાગ્રણીઃ કૃત-
સ્તથા જનસ્યાવિદુષોઽબુધો ગુરુઃ ।
ત્વમર્કદૃક્ સર્વદૃશાં સમીક્ષણો
વૃતો ગુરુર્નઃ સ્વગતિં બુભુત્સતામ્ ॥ ૫૦॥

જેમ કોઈ આંધળો આંધળાને જ પોતાનો પથ-પ્રદર્શક બનાવે તેવી જ રીતે અજ્ઞાની જીવો અજ્ઞાનીને જ પોતાનો ગુરુ બનાવે છે. આપ સૂર્ય સમાન સ્વયં-પ્રકાશમાન અને સમસ્ત ઇન્દ્રિયોના પ્રેરક છો. આત્મતત્ત્વના જિજ્ઞાસુ અમે આપની જ અમારા ગુરુ તરીકે વરણી કરીએ છીએ. (૫૦)

જનો જનસ્યાદિશતેઽસતીં મતિં[1]
યયા પ્રપદ્યેત દુરત્યયં તમઃ ।
ત્વં ત્વવ્યયં જ્ઞાનમમોઘમઞ્જસા
પ્રપદ્યતે યેન જનો નિજં પદમ્ ॥ ૫૧॥

અજ્ઞાની મનુષ્ય અજ્ઞાનીઓને જે જ્ઞાનનો ઉપદેશ કરે છે તે તો અજ્ઞાન જ છે, તેના વડે તો સંસારરૂપી ઘોર અંધકારની જ વધુ ને વધુ પ્રાપ્તિ થાય છે. પરંતુ આપ તો તેવા અવિનાશી અને અમોઘ જ્ઞાનનો ઉપદેશ કરો છો કે જેનાથી મનુષ્ય અનાયાસ જ પોતાના વાસ્તવિક સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. (૫૧)

ત્વં સર્વલોકસ્ય સુહૃત્પ્રિયેશ્વરો
હ્યાત્મા ગુરુર્જ્ઞાનમભીષ્ટસિદ્ધિઃ[2] ।
તથાપિ લોકો ન ભવન્તમન્ધધી-
ર્જાનાતિ સન્તં હૃદિ બદ્ધકામઃ ॥ ૫૨॥

આપ તમામ લોકોના સુહૃદ, પ્રિયતમ, ઈશ્વર અને આત્મા છો. ગુરુ, એમના દ્વારા પ્રાપ્ત થતું જ્ઞાન અને અભીષ્ટ સિદ્ધિ – એ પણ આપનું જ સ્વરૂપ છે; આમ હોવા છતાં પણ કામનાઓના બંધનમાં ફસાઈને લોકો આંધળા થઈ રહ્યા છે. તેમને એ વાતની ખબર જ નથી કે આપ તેમના હૃદયમાં જ વિરાજમાન છો. (૫૨)

તં ત્વામહં દેવવરં[3] વરેણ્યં
પ્રપદ્ય ઈશં પ્રતિબોધનાય ।
છિન્ધ્યર્થદીપૈર્ભગવન્ વચોભિ-
ર્ગ્રન્થીન્ હૃદય્યાન્ વિવૃણુ સ્વમોકઃ ॥ ૫૩॥

આપ દેવોના આરાધ્યદેવ, પરમ પૂજ્ય પરમેશ્વર છો. હું આપની પાસેથી જ્ઞાન પામવા માટે આપના શરણે આવ્યો છું. હે ભગવન્! આપ પરમાર્થને પ્રકાશિત કરનારી પોતાની વાણી વડે મારા હૃદયની ગ્રંથિને છેદી નાખો અને પોતાના સ્વરૂપને પ્રગટ કરો. (૫૩)

૧. પ્રા. પા. – ગતિં । ૨. પ્રા. પા. – ઙ્સિદ્ધિદઃ । ૩. પ્રા. પા. – દેવદેવં ।

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્તવન્તં નૃપતિં ભગવાનાદિપૂરુષઃ ।
મત્સ્યરૂપી મહામ્ભોધૌ વિહરંસ્તત્ત્વમબ્રવીત્ ॥ ૫૪॥

પુરાણસંહિતાં દિવ્યાં સાઙ્ખ્યયોગક્રિયાવતીમ્[1] ।
સત્યવ્રતસ્ય રાજર્ષેરાત્મગુહ્યમશેષતઃ ॥ ૫૫॥

અશ્રૌષીદૃષિભિઃ સાકમાત્મતત્ત્વમસંશયમ્ ।
નાવ્યાસીનો ભગવતા પ્રોક્તં બ્રહ્મ સનાતનમ્ ॥ ૫૬॥

અતીતપ્રલયાપાય ઉત્થિતાય સ વેધસે ।
હત્વાઽસુરં હયગ્રીવં વેદાન્ પ્રત્યાહરદ્ધરિઃ ॥ ૫૭॥

સ તુ સત્યવ્રતો રાજા જ્ઞાનવિજ્ઞાનસંયુતઃ[2] ।
વિષ્ણોઃ પ્રસાદાત્કલ્પેઽસ્મિન્નાસીદ્વૈવસ્વતો મનુઃ ॥ ૫૮॥

સત્યવ્રતસ્ય રાજર્ષેર્માયામત્સ્યસ્ય શાર્ઙ્ગિણઃ ।
સંવાદં મહદાખ્યાનં શ્રુત્વા મુચ્યેત કિલ્બિષાત્ ॥ ૫૯॥

અવતારો હરેર્યોઽયં કીર્તયેદન્વહં નરઃ ।
સઙ્કલ્પાસ્તસ્ય સિધ્યન્તિ સ યાતિ પરમાં ગતિમ્ ॥ ૬૦॥

પ્રલયપયસિ ધાતુઃ સુપ્તશક્તેર્મુખેભ્યઃ
શ્રુતિગણમપનીતં પ્રત્યુપાદત્ત હત્વા ।
દિતિજમકથયદ્ યો બ્રહ્મ સત્યવ્રતાનાં
તમહમખિલહેતું જિહ્મમીનં નતોઽસ્મિ ॥ ૬૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – (હે પરીક્ષિત)! રાજા સત્યવ્રતે આ પ્રમાણે પ્રાર્થના કરી, તેથી મત્સ્યરૂપધારી ભગવાન્ શ્રીપુરુષોત્તમે પ્રલયના સમુદ્રમાં વિહાર કરતાં કરતાં તેમને આત્મ-જ્ઞાનનો ઉપદેશ આપ્યો. (૫૪) ભગવાને પોતાના સ્વરૂપના સંપૂર્ણ રહસ્યને વર્ણવતાં રાજર્ષિ સત્યવ્રતને જ્ઞાન, ભક્તિ અને કર્મ-યોગથી પરિપૂર્ણ દિવ્ય પુરાણનો ઉપદેશ આપ્યો, જેને 'મત્સ્યપુરાણ' કહે છે. (૫૫) સત્યવ્રતે ઋષિઓની સાથે નૌકામાં બેઠેલા રહીને જ, સંદેહરહિત થઈને ભગવાને ઉપદેશ કરેલા સનાતન બ્રહ્મસ્વરૂપ આત્મતત્ત્વનું શ્રવણ કર્યું. (૫૬) એ પછી જ્યારે પાછલા પ્રલયનો અંત થઈ ગયો અને બ્રહ્માજી નિદ્રામાંથી જાગ્યા ત્યારે ભગવાને હયગ્રીવ અસુરને હણીને તેની પાસેથી વેદ પાછા મેળવીને બ્રહ્માજીને સોંપી દીધા. (૫૭) ભગવાનના કૃપાપ્રસાદથી રાજા સત્યવ્રત જ્ઞાન અને વિજ્ઞાનથી સંપૃક્ત થયા અને આ કલ્પમાં વૈવસ્વત મનુ થયા. (૫૮) પોતાની યોગમાયાથી મત્સ્યરૂપ ધારણ કરનારા ભગવાન શ્રીવિષ્ણુ અને રાજર્ષિ સત્યવ્રતના આ સંવાદ અને શ્રેષ્ઠ આખ્યાનનું શ્રવણ કરવાથી મનુષ્ય બધા પ્રકારનાં પાપોના બંધનમાંથી છૂટી જાય છે. (૫૯) જે મનુષ્ય ભગવાનના આ અવતાર-ચરિત્રનું દરરોજ કીર્તન કરે છે તેના તમામ સંકલ્પ સિદ્ધ થઈ જાય છે અને તેને પરમ ગતિ પ્રાપ્ત થાય છે. (૬૦) પ્રલયકાલીન સમુદ્રમાં જ્યારે બ્રહ્માજી નિદ્રાધીન હતા, તેમની સર્જનશક્તિ લુપ્ત થઈ ગઈ હતી તે સમયે તેમના મુખેથી નીકળેલી શ્રુતિઓને ચોરીને દૈત્ય હયગ્રીવ પાતાળમાં લઈ ગયો હતો. ભગવાને તે હયગ્રીવને હણીને તે શ્રુતિઓ બ્રહ્માજીને પાછી મેળવી આપી, તેમ જ રાજા સત્યવ્રત તથા સપ્તર્ષિઓને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ આપ્યો. સમસ્ત જગતના પરમ કારણ એવા તે લીલા-મત્સ્ય ભગવાનને હું નમસ્કાર કરું છું. (૬૧)

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયામષ્ટમસ્કન્ધે મત્સ્યાવતારચરિતાનુવર્ણનં નામ ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪॥

આઠમા સ્કંધ-અંતર્ગત મત્સ્યાવતારચરિત-અનુવર્ણન નામનો ચોવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

ઇત્યષ્ટમઃ સ્કન્ધઃ સમાપ્તઃ ।

આઠમો સ્કંધ સમાપ્ત.

॥ હરિઃ ૐ તત્સત્ ॥

═★═

૧. પ્રા. પા. – ૦સમન્વિતામ્ । ૨. પ્રા. પા. – ૦સમ્મતઃ ।

॥ શ્રીહરિઃ ॥

# શ્રીમદ્ભાગવતની આરતી

આરતિ અતિપાવન પુરાનકી ।
ધર્મ-ભક્તિ-વિજ્ઞાન-ખાનકી ॥

મહાપુરાન ભાગવત નિરમલ ।
શુક-મુખ-વિગલિત નિગમ-કલ્પ-ફલ ।
પરમાનન્દ-સુધા-રસમય કલ ।
લીલા-રતિ-રસ રસનિધાનકી ॥ આ૦

કલિ-મલ-મથનિ ત્રિતાપ-નિવારિનિ ।
જન્મ-મૃત્યુમય ભવ-ભય-હારિનિ ।
સેવત સતત સકલ સુખ-કારિનિ ।
સુમહૌષધિ હરિ-ચરિત-ગાનકી ॥ આ૦

વિષય-વિલાસ-વિમોહ-વિનાશિનિ ।
વિમલ વિરાગ વિવેક વિકાશિનિ ।
ભગવત્તત્ત્વ-રહસ્ય પ્રકાશિનિ ।
પરમ જ્યોતિ પરમાત્મ-જ્ઞાનકી ॥ આ૦

પરમહંસ-મુનિ-મન ઉલ્લાસિનિ ।
રસિક-હૃદય રસ-રાસ વિલાસિનિ ।
ભુક્તિ, મુક્તિ, રતિ, પ્રેમ સુદાસિનિ ।
કથા અકિઞ્ચનપ્રિય સુજાનકી ॥ આ૦

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## બારમો સ્કંધ



## શ્રીમદ્‌ભાગવત-માહાત્મ્ય



● ★ ●

॥ શ્રીહરિઃ ॥

# શ્રીમદ્ભાગવતની આરતી

આરતિ અતિપાવન પુરાનકી ।
ધર્મ-ભક્તિ-વિજ્ઞાન-ખાનકી ॥

મહાપુરાન ભાગવત નિરમલ ।
શુક-મુખ-વિગલિત નિગમ-કલ્પ-ફલ ।
પરમાનન્દ-સુધા-રસમય કલ ।
લીલા-રતિ-રસ રસનિધાનકી ॥ આ૰

કલિ-મલ-મથનિ ત્રિતાપ-નિવારિનિ ।
જન્મ-મૃત્યુમય ભવ-ભય-હારિનિ ।
સેવત સતત સકલ સુખ-કારિનિ ।
સુમહૌષધિ હરિ-ચરિત-ગાનકી ॥ આ૰

વિષય-વિલાસ-વિમોહ-વિનાશિનિ ।
વિમલ વિરાગ વિવેક વિકાશિનિ ।
ભગવત્તત્ત્વ-રહસ્ય પ્રકાશિનિ ।
પરમ જ્યોતિ પરમાત્મ-જ્ઞાનકી ॥ આ૰

પરમહંસ-મુનિ-મન ઉલ્લાસિનિ ।
રસિક-હૃદય રસ-રાસ-વિલાસિનિ ।
ભુક્તિ, મુક્તિ, રતિ, પ્રેમ-સુદાસિનિ ।
કથા અકિઞ્ચનપ્રિય સુજાનકી ॥ આ૰

=★=

ૐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

# નવમો સ્કંધ

## પહેલો અધ્યાય

### વૈવસ્વત મનુના પુત્ર રાજા સુદ્યુમ્નની કથા

*રાજોવાચ*

મન્વન્તરાણિ સર્વાણિ ત્વયોક્તાનિ શ્રુતાનિ મે ।
વીર્યાણ્યનન્તવીર્યસ્ય હરેસ્તત્ર કૃતાનિ ચ ॥ ૧॥

યોઽસૌ સત્યવ્રતો નામ રાજર્ષિર્દ્રવિડેશ્વરઃ ।
જ્ઞાનં યોઽતીતકલ્પાન્તે લેભે પુરુષસેવયા ॥ ૨॥

સ વૈ વિવસ્વતઃ પુત્રો મનુરાસીદિતિ શ્રુતમ્ ।
ત્વત્તસ્તસ્ય સુતાશ્ચોક્તા ઈક્ષ્વાકુપ્રમુખા નૃપાઃ ॥ ૩॥

તેષાં વંશં પૃથગ્ બ્રહ્મન્વંશ્યાનુચરિતાનિ[1] ચ ।
કીર્તયસ્વ મહાભાગ નિત્યં શુશ્રૂષતાં હિ નઃ ॥ ૪॥

યે ભૂતા યે ભવિષ્યાશ્ચ ભવન્ત્યદ્યતનાશ્ચ યે ।
તેષાં નઃ પુણ્યકીર્તીનાં સર્વેષાં વદ[2] વિક્રમાન્ ॥ ૫॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન્! આપે બધા મન્વન્તરો અને તેમનામાં અનંત શક્તિશાળી ભગવાન દ્વારા કરવામાં આવેલા ઐશ્વર્યપૂર્ણ ચરિત્રોનું વર્ણન કર્યું અને મેં તેમનું શ્રવણ પણ કર્યું ॥ ૧ ॥ આપે કહ્યું કે પાછલા કલ્પના અંતમાં દ્રવિડ દેશના સ્વામી રાજર્ષિ સત્યવ્રતે ભગવાનની સેવા કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેઓ જ આ કલ્પમાં વૈવસ્વત મનુ થયા. આપે તેમના ઈક્ષ્વાકુ વગેરે રાજવી પુત્રોનું પણ વર્ણન કર્યું ॥ ૨-૩ ॥ બ્રહ્મન્! હવે તમે કૃપા કરીને તેમના વંશનું અને વંશમાં થનારાં જુદાં-જુદાં ચરિત્રોનું વર્ણન કરો. હે મહાભાગ! અમારા હૃદયમાં હંમેશાં કથા સાંભળવાની જિજ્ઞાસા રહ્યા કરે છે. ॥ ૪ ॥ વૈવસ્વત મનુના વંશમાં જે પુરુષો થઈ ગયા, અત્યારે જે વિદ્યમાન હોય અને ભવિષ્યમાં જે થશે – તે બધા પવિત્રકીર્તિ પુરુષોનાં પરાક્રમનું વર્ણન કરો. ॥ ૫ ॥

*સૂત ઉવાચ*

એવં પરીક્ષિતા રાજ્ઞા સદસિ બ્રહ્મવાદિનામ્ ।
પૃષ્ટઃ પ્રોવાચ ભગવાઞ્છુકઃ પરમધર્મવિત્ ॥ ૬॥

સૂતજી કહે છે – શૌનકાદિ ઋષિઓ! બ્રહ્મવાદી ઋષિઓની સભામાં પરીક્ષિત રાજાએ જ્યારે આ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે ધર્મના પરમ મર્મજ્ઞ ભગવાન શ્રીશુકદેવજીએ કહ્યું– ॥ ૬ ॥

*શ્રીશુક ઉવાચ*

શ્રૂયતાં માનવો વંશઃ પ્રાચુર્યેણ પરન્તપ ।
ન શક્યતે વિસ્તરતો વક્તું વર્ષશતૈરપિ ॥ ૭॥

શ્રીશુકદેવજીએ કહ્યું – પરીક્ષિત! તમે મનુવંશનું વર્ણન સંક્ષેપમાં સાંભળો. કારણ કે સેંકડો વર્ષોમાં પણ તેનું વિસ્તારથી વર્ણન કરી શકાય એમ નથી. ॥ ૭ ॥

---

૧. વંશ્યાદિચરિ૦ । ૨. ત્વમનુક્રમાત્ ।

પરાવરેષાં ભૂતાનામાત્મા[1] યઃ પુરુષઃ પરઃ ।
સ એવાસીદિદં વિશ્વં કલ્પાન્તેઽન્યન્ન કિઞ્ચન ॥ ૮॥

તસ્ય નાભેઃ સમભવત્પદ્મકોશો હિરણ્મયઃ ।
તસ્મિઞ્જજ્ઞે મહારાજ સ્વયમ્ભૂશ્ચતુરાનનઃ ॥ ૯॥

મરીચિર્મનસસ્તસ્ય જજ્ઞે તસ્યાપિ કશ્યપઃ ।
દાક્ષાયણ્યાં તતોઽદિત્યાં વિવસ્વાનભવત્સુતઃ ॥ ૧૦॥

તતો મનુઃ શ્રાદ્ધદેવઃ સઞ્જ્ઞાયામાસ ભારત ।
શ્રદ્ધાયાં જનયામાસ દશ પુત્રાન્સ આત્મવાન્ ॥ ૧૧॥

ઇક્ષ્વાકુનૃગશર્યાતિદિષ્ટધૃષ્ટકરૂષકાન્ ।
નરિષ્યન્તં પૃષધ્રં[2] ચ નભગં ચ કવિં વિભુઃ ॥ ૧૨॥

અપ્રજસ્ય મનોઃ પૂર્વં વસિષ્ઠો ભગવાન્કિલ ।
મિત્રાવરુણયોરિષ્ટિં પ્રજાર્થમકરોત્પ્રભુઃ ॥ ૧૩॥

તત્ર શ્રદ્ધા મનોઃ પત્ની હોતારં સમયાચત ।
દુહિત્રર્થમુપાગમ્ય પ્રણિપત્ય પયોવ્રતા ॥ ૧૪॥

પ્રેષિતોઽધ્વર્યુણા હોતા ધ્યાયંસ્તત્સુસમાહિતઃ ।
હવિષિ[3] વ્યચરત્તેન વષટ્કારં ગૃણન્દ્વિજઃ ॥ ૧૫॥

હોતુસ્તદ્વ્યભિચારેણ કન્યેલા નામ સાભવત્ ।
તાં વિલોક્ય મનુઃ પ્રાહ નાતિહૃષ્ટમના ગુરુમ્ ॥ ૧૬॥

ભગવન્ કિમિદં જાતં કર્મ વો બ્રહ્મવાદિનામ્ ।
વિપર્યયમહો કષ્ટં મૈવં સ્યાદ્ બ્રહ્મવિક્રિયા ॥ ૧૭॥

યૂયં મન્ત્રવિદો યુક્તાસ્તપસા દગ્ધકિલ્બિષાઃ ।
કુતઃ સઙ્કલ્પવૈષમ્યમનૃતં વિબુધેષ્વિવ ॥ ૧૮॥

જે પરમ પુરુષ પરમાત્મા નાનાં-મોટાં બધાં પ્રાણીઓના આત્મા છે, પ્રલયના સમયે માત્ર તેઓ જ હતા; આ વિશ્વ તથા અન્ય કશુંય ન હતું. ॥ ૮ ॥ મહારાજ! તેમના નાભિપ્રદેશમાંથી એક સુવર્ણમય કમલનો કોશ પ્રગટ થયો. તે કમલકોશમાં ચતુર્મુખ બ્રહ્માજીનો આવિર્ભાવ થયો. ॥ ૯ ॥ બ્રહ્માજીના માનસપુત્ર મરીચિ અને મરીચિના પુત્ર કશ્યપ થયા. તેમનાં ધર્મપત્ની દક્ષપુત્રી અદિતિથી વિવસ્વાન (સૂર્ય)નો જન્મ થયો. ॥ ૧૦ ॥ વિવસ્વાનનાં સંજ્ઞા નામનાં પત્નીથી શ્રાદ્ધદેવ મનુનો જન્મ થયો. પરીક્ષિત! પરમ મનસ્વી શ્રાદ્ધદેવ રાજાને ત્યાં તેમનાં પત્ની શ્રદ્ધાદેવીના ગર્ભથી દશ પુત્રો ઉત્પન્ન થયા. તેમનાં નામ ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષ, નરિષ્યન્ત, પૃષધ્ર, નભગ અને કવિ હતાં. ॥ ૧૧-૧૨ ॥

વૈવસ્વત મનુ પહેલાં સંતાનહીન હતા. તે સમયે સર્વસમર્થ ભગવાન વસિષ્ઠજીએ તેમને સંતાનપ્રાપ્તિ કરાવવા માટે મિત્રાવરુણનો યજ્ઞ કરાવ્યો હતો. ॥ ૧૩ ॥ યજ્ઞના આરંભમાં માત્ર દૂધનો આહાર લેનારાં વૈવસ્વત મનુનાં પત્ની શ્રદ્ધાદેવીએ પોતાના હોતા પાસે જઈને પ્રણામપૂર્વક યાચના કરી કે, મને પુત્રી જ પ્રાપ્ત થાય. ॥ ૧૪ ॥ ત્યારે અધ્વર્યુની પ્રેરણાથી હોતા બનેલા બ્રાહ્મણે શ્રદ્ધાદેવીની ઇચ્છાનુસાર એકાગ્રચિત્તે વષટ્કારનું ઉચ્ચારણ કરીને યજ્ઞકુંડમાં આહુતિ આપી. ॥ ૧૫ ॥ જ્યારે હોતાએ આ પ્રમાણે વિપરીત કર્મ કર્યું ત્યારે યજ્ઞના ફળસ્વરૂપે પુત્રને બદલે ઇલા નામની પુત્રીનો જન્મ થયો. તેને જોઈને શ્રાદ્ધદેવ મનુમહારાજનું મન કંઈક વિશેષ પ્રસન્ન ન થયું. તેમણે પોતાના ગુરુદેવ વસિષ્ઠજીને કહ્યું– ॥ ૧૬ ॥ 'ભગવન્! તમે લોકો તો બ્રહ્મવાદી છો, તમારું કર્મ આ પ્રમાણે વિપરીત ફળ આપનારું કઈ રીતે થઈ ગયું? અરે, આ તો મોટા દુઃખની વાત છે. વૈદિકકર્મનું આવું વિપરીત ફળ તો ક્યારેય ન થવું જોઈએ. ॥ ૧૭ ॥ તમારા લોકોનું મન્ત્રજ્ઞાન તો પૂર્ણ છે જ; આ સિવાય તમે લોકો જિતેન્દ્રિય પણ છો તથા તપસ્યાને લીધે નિષ્પાપ થઈ ચૂક્યા છો. દેવતાઓમાં કદી અસત્ય સંભવતું નથી તો આપનાં સંકલ્પનું આ વિપરીત ફળ કઈ રીતે થયું?' ॥ ૧૮ ॥

૧. ભ્માત્મૈષ પુ૦ । ૨. પૃષ્ઠું વસ્વં નાભાગં । ૩. ગૃહીતે હવિષિ વાચં વષ૦ ।

તન્નિશમ્ય વચસ્તસ્ય ભગવાન્ પ્રપિતામહઃ ।
હોતુર્વ્યતિક્રમં જ્ઞાત્વા બભાષે રવિનન્દનમ્ ॥ ૧૯॥

પરીક્ષિત! અમારા વૃદ્ધ પ્રપિતામહ ભગવાન વસિષ્ઠજીએ તેમની આ વાત સાંભળીને જાણી લીધું કે હોતાએ વિપરીત સંકલ્પ કર્યો છે. તેથી તેમણે વૈવસ્વત મનુને કહ્યું – ॥ ૧૯ ॥ 'રાજન્! તમારા હોતાના વિપરીત સંકલ્પથી આપણો સંકલ્પ બરાબર રીતે પૂરો થયો નથી. તેમ છતાં હું મારા તપના પ્રભાવથી તમને શ્રેષ્ઠ પુત્ર આપીશ.' ॥ ૨૦ ॥

એતત્સઙ્કલ્પવૈષમ્યં હોતુસ્તે વ્યભિચારતઃ ।
તથાપિ સાધયિષ્યે તે સુપ્રજાસ્ત્વં સ્વતેજસા ॥ ૨૦॥

એવં વ્યવસિતો રાજન્ ભગવાન્ સ મહાયશાઃ ।
અસ્તૌષીદાદિપુરુષમિલાયાઃ પુંસ્ત્વકામ્યયા ॥ ૨૧॥

તસ્મૈ કામવરં[1] તુષ્ટો ભગવાન્ હરિરીશ્વરઃ ।
દદાવિલાભવત્ તેન સુદ્યુમ્નઃ પુરુષર્ષભઃ ॥ ૨૨॥

પરીક્ષિત! પરમ યશસ્વી ભગવાન વસિષ્ઠજીએ આવો નિશ્ચય કરીને તે ઇલા નામની પુત્રીને જ પુરુષ બનાવી દેવા માટે પુરુષોત્તમ ભગવાન નારાયણની સ્તુતિ કરી. ॥ ૨૧ ॥ સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિએ સંતુષ્ટ થઈને તેમને ઇચ્છિત વરદાન આપ્યું, જેના પ્રભાવથી તે કન્યા જ સુદ્યુમ્ન નામનો ઉત્તમ પુરુષ બની ગઈ. ॥ ૨૨ ॥

સ એકદા મહારાજ વિચરન્મૃગયાં વને ।
વૃતઃ કતિપયામાત્યૈરશ્વમારુહ્ય[2] સૈન્ધવમ્ ॥ ૨૩॥

પ્રગૃહ્ય રુચિરં ચાપં શરાંશ્ચ પરમાદ્ભુતાન્ ।
દંશિતોઽનુમૃગં વીરો જગામ દિશમુત્તરામ્ ॥ ૨૪॥

સ કુમારો વનં મેરોરધસ્તાત્પ્રવિવેશ હ ।
યત્રાસ્તે ભગવાઞ્છર્વો રમમાણઃ સહોમયા ॥ ૨૫॥

તસ્મિન્પ્રવિષ્ટ એવાસૌ સુદ્યુમ્નઃ પરવીરહા ।
અપશ્યત્ સ્ત્રિયમાત્માનમશ્વં ચ વડવાં નૃપ ॥ ૨૬॥

તથા તદનુગાઃ સર્વે આત્મલિઙ્ગવિપર્યયમ્ ।
દૃષ્ટ્વા વિમનસોઽભૂવન્વીક્ષમાણાઃ પરસ્પરમ્ ॥ ૨૭॥

મહારાજ! એક વાર રાજા સુદ્યુમ્ન સિન્ધુદેશના ઘોડા પર સવાર થઈ થોડા મંત્રીઓ સાથે શિકાર કરવા માટે વનમાં ગયા. ॥ ૨૩ ॥ ત્યાં સુંદર ધનુષ્ય અને પરમ અદ્ભુત બાણો લઈ તે કવચધારી વીર સુદ્યુમ્નકુમાર હરણોનો પીછો કરતા કરતા ઉત્તર દિશામાં બહુ આગળ નીકળી ગયા. ॥ ૨૪ ॥ છેવટે તેઓ મેરુપર્વતની તળેટીના એક વનમાં ચાલ્યા ગયા. તે વનમાં ભગવાન શંકર પાર્વતીજીની સાથે વિહાર કરતા રહે છે. ॥ ૨૫ ॥ તેમાં પ્રવેશ કરતાં જ વીરશ્રેષ્ઠ સુદ્યુમ્ને જોયું કે હું સ્ત્રી થઈ ગયો છું અને ઘોડો પણ ઘોડી થઈ ગયો છે. ॥ ૨૬ ॥ પરીક્ષિત! સાથે-સાથે તેમના બધા અનુચરોએ પણ પોતાને સ્ત્રીરૂપે જોયા. તે બધા એક-બીજાનું મોં જોવા લાગ્યા, તેમનું ચિત્ત ઘણું ઉદાસ થઈ ગયું. ॥ ૨૭ ॥

*રાજોવાચ*

કથમેવંગુણો દેશઃ કેન વા ભગવન્ કૃતઃ ।
પ્રશ્નમેનં સમાચક્ષ્વ પરં કૌતૂહલં હિ નઃ ॥ ૨૮॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! તે પ્રદેશમાં આવો વિચિત્ર ગુણ કઈ રીતે આવી ગયો? કોણે તેને આવો બનાવી દીધો હતો? તમે કૃપા કરીને મારા આ પ્રશ્નનો ઉત્તર આપો; કેમકે મને ઘણું જ કુતૂહલ થઈ રહ્યું છે. ॥ ૨૮ ॥

૧. કામ્ય૦ । ૨. રથ૦ ।

*શ્રીશુક ઉવાચ*

એકદા ગિરિશં દ્રષ્ટુમૃષયસ્તત્ર સુવ્રતાઃ ।
દિશો વિતિમિરાભાસાઃ કુર્વન્તઃ સમુપાગમન્ ॥ ૨૯॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! એક દિવસ ભગવાન શંકરનાં દર્શન કરવા માટે મોટા-મોટા તપસ્વી ઋષિઓ પોતાના તેજથી દિશાઓને અંધકારરહિત કરતા તે વનમાં ગયા. ॥ ૨૯ ॥ તે સમયે અંબિકા દેવીનું વસ્ત્ર થોડું ખસી ગયું હતું. ઋષિઓને ઓચિંતાં આવેલા જોઈને તેઓ અત્યંત શરમાઈ ગયાં અને તુરત જ ભગવાન શંકરના ખોળામાંથી ઊઠીને વસ્ત્રો સરખાં કરી લીધાં. ॥ ૩૦ ॥

તાન્ વિલોક્યામ્બિકા દેવી વિવાસા વ્રીડિતા ભૃશમ્ ।
ભર્તુરઙ્કાત્સમુત્થાય નીવીમાશ્વથ પર્યધાત્ ॥ ૩૦॥

ઋષયોઽપિ તયોર્વીક્ષ્ય પ્રસઙ્ગં રમમાણયોઃ ।
નિવૃત્તાઃ પ્રયયુસ્તસ્માન્નરનારાયણાશ્રમમ્ ॥ ૩૧॥

તદિદં ભગવાનાહ પ્રિયાયાઃ પ્રિયકામ્યયા ।
સ્થાનં યઃ પ્રવિશેદેતત્સ વૈ યોષિદ્ભવેદિતિ ॥ ૩૨॥

તત ઊર્ધ્વં વનં તદ્વૈ પુરુષા વર્જયન્તિ હિ ।
સા ચાનુચરસંયુક્તા વિચચાર વનાદ્વનમ્ ॥ ૩૩॥

ઋષિઓએ પણ જોયું કે ભગવાન ગૌરી-શંકર અત્યારે વિહાર કરી રહ્યાં છે, તેથી તેઓ ત્યાંથી પાછા ફરી ગયા અને ભગવાન નર-નારાયણના આશ્રમમાં ગયા. ॥ ૩૧ ॥ તે જ સમયે ભગવાન શંકરે પોતાનાં પ્રિયા ભગવતી અંબિકાને પ્રસન્ન કરવા માટે કહ્યું કે 'મારા સિવાય જે કોઈ પણ પુરુષ આ સ્થાનમાં પ્રવેશ કરશે, તે સ્ત્રી બની જશે.' ॥ ૩૨ ॥ પરીક્ષિત! ત્યારથી પુરુષો તે સ્થાનમાં પ્રવેશ કરતા નથી. હવે સુદ્યુમ્ન સ્ત્રી બની ગયા હતા. તેથી તેઓ પોતાના સ્ત્રી બની ગયેલા અનુચરોની સાથે એક વનથી બીજા વનમાં વિચરવા લાગ્યા. ॥ ૩૩ ॥

અથ તામાશ્રમાભ્યાશે ચરન્તીં પ્રમદોત્તમામ્ ।
સ્ત્રીભિઃ પરિવૃતાં વીક્ષ્ય ચકમે ભગવાન્ બુધઃ ॥ ૩૪॥

સાપિ તં ચકમે સુભ્રૂઃ સોમરાજસુતં પતિમ્ ।
સ તસ્યાં જનયામાસ પુરૂરવસમાત્મજમ્ ॥ ૩૫॥

એવં સ્ત્રીત્વમનુપ્રાપ્તઃ સુદ્યુમ્નો માનવો નૃપઃ ।
સસ્માર સ્વકુલાચાર્યં વસિષ્ઠમિતિ શુશ્રુમ ॥ ૩૬॥

તે જ સમયે શક્તિશાળી બુધે જોયું કે, મારા આશ્રમની પાસે જ ઘણીબધી સ્ત્રીઓથી વીંટાયેલી એક સુંદર સ્ત્રી જઈ રહી છે. તેમણે તે સ્ત્રીને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી. ॥ ૩૪ ॥ તે સુંદર સ્ત્રીએ પણ ચન્દ્રના પુત્ર બુધને પતિ બનાવવાની ઇચ્છા કરી. ત્યાર પછી બુધ દ્વારા આ સ્ત્રીથી પુરૂરવા નામનો પુત્ર ઉત્પન્ન થયો. ॥ ૩૫ ॥ આ પ્રમાણે મનુપુત્ર રાજા સુદ્યુમ્ન સ્ત્રી બની ગયા. સાંભળવા મળે છે કે તેમણે તે સ્થિતિમાં પોતાના કુળપુરોહિત વસિષ્ઠજીનું સ્મરણ કર્યું. ॥ ૩૬ ॥

સ તસ્ય તાં દશાં દૃષ્ટ્વા કૃપયા ભૃશપીડિતઃ ।
સુદ્યુમ્નસ્યાશયન્ પુંસ્ત્વમુપાધાવત શઙ્કરમ્ ॥ ૩૭॥

તુષ્ટસ્તસ્મૈ સ ભગવાનૃષયે પ્રિયમાવહન્ ।
સ્વાં ચ વાચમૃતાં કુર્વન્નિદમાહ વિશામ્પતે ॥ ૩૮॥

સુદ્યુમ્નની આવી દશા જોઈને વસિષ્ઠજીના હૃદયમાં કરુણાવશ અત્યંત દુઃખ થયું. તેમણે સુદ્યુમ્નને ફરીથી પુરુષ બનાવવા માટે ભગવાન શંકરની આરાધના કરી. ॥ ૩૭ ॥ ભગવાન શંકર વસિષ્ઠજી પર પ્રસન્ન થયા. પરીક્ષિત! તેમણે વસિષ્ઠજીની અભિલાષા પૂરી કરવા અને પોતાની વાણીને પણ સત્ય રાખતાં આ પ્રમાણે કહ્યું– ॥ ૩૮ ॥

માસં પુમાન્સ ભવિતા માસં[1] સ્ત્રી તવ ગોત્રજઃ ।
ઈત્થં વ્યવસ્થયા કામં સુદ્યુમ્નોઽવતુ મેદિનીમ્ ॥ ૩૯॥

આચાર્યાનુગ્રહાત્કામં લબ્ધ્વા પુંસ્ત્વં વ્યવસ્થયા ।
પાલયામાસ જગતીં નાભ્યનન્દન્ સ્મ તં પ્રજાઃ ॥ ૪૦॥

તસ્યોત્કલો ગયો રાજન્ વિમલશ્ચ સુતાસ્ત્રયઃ ।
દક્ષિણાપથરાજાનો બભૂવુર્ધર્મવત્સલાઃ ॥ ૪૧॥

તતઃ પરિણતે કાલે પ્રતિષ્ઠાનપતિઃ પ્રભુઃ ।
પુરૂરવસ ઉત્સૃજ્ય ગાં પુત્રાય ગતો વનમ્ ॥ ૪૨॥

'વસિષ્ઠ! તમારો આ યજમાન એક મહિના સુધી પુરુષ રહેશે અને એક મહિના સુધી સ્ત્રી. આ વ્યવસ્થા પ્રમાણે સુદ્યુમ્ન ઈચ્છાનુસાર પૃથ્વીનું પાલન કરે.' ॥ ૩૯ ॥ આ પ્રમાણે વસિષ્ઠજીના અનુગ્રહથી વ્યવસ્થા પ્રમાણે અભીષ્ટ પુરુષત્વનો લાભ મેળવીને સુદ્યુમ્નકુમાર પૃથ્વીનું પાલન કરવા લાગ્યા. પરંતુ પ્રજા સુદ્યુમ્નને પસંદ કરતી ન હતી. ॥ ૪૦ ॥ તેમને ત્યાં ત્રણ પુત્રો થયા – ઉત્કલ, ગય અને વિમલ. પરીક્ષિત! તેઓ બધા દક્ષિણ દેશના રાજા બન્યા. ॥ ૪૧ ॥ પછી કેટલોક કાળ વીતતાં વૃદ્ધવસ્થા આવવાથી પ્રતિષ્ઠાનપુરના અધિપતિ સુદ્યુમ્નજીએ પોતાના પુત્ર પુરૂરવાને રાજ્ય સોંપી સ્વયં તપ કરવા માટે વન તરફ પ્રયાણ કર્યું ॥ ૪૨ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે ઈલોપાખ્યાને પ્રથમોઽધ્યાયઃ ॥ ૧॥
નવમા સ્કંધ-અંતર્ગત ઈલા-ઉપાખ્યાનમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.

=★=

# બીજો અધ્યાય

## મનુના પૃષધ્ર વગેરે પાંચ પુત્રોનો વંશ

*શ્રીશુક ઉવાચ*

એવં ગતેઽથ સુદ્યુમ્ને મનુર્વૈવસ્વતઃ સુતે ।
પુત્રકામસ્તપસ્તેપે યમુનાયાં શતં સમાઃ ॥ ૧॥

તતોઽયજન્મનુર્દેવમપત્યાર્થં હરિં પ્રભુમ્ ।
ઈક્ષ્વાકુપૂર્વજાન્ પુત્રાઁલ્લેભે સ્વસદૃશાન્ દશ ॥ ૨॥

પૃષધ્રસ્તુ મનોઃ પુત્રો ગોપાલો ગુરુણા કૃતઃ ।
પાલયામાસ ગા યત્તો રાત્ર્યાં વીરાસનવ્રતઃ ॥ ૩॥

એકદા પ્રાવિશદ્ ગોષ્ઠં શાર્દૂલો નિશિ વર્ષતિ ।
શયાના ગાવ ઉત્થાય ભીતાસ્તા બભ્રમુર્વ્રજે ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – હે પરીક્ષિત! આ પ્રમાણે જ્યારે સુદ્યુમ્ન તપ કરવા માટે વનમાં ચાલ્યા ગયા, ત્યારે વૈવસ્વત મનુએ પુત્રની કામનાથી યમુના કિનારે સો વર્ષ સુધી તપ કર્યું. ॥ ૧ ॥ ત્યારપછી તેમણે સંતાન માટે સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિની આરાધના કરી અને પોતાના જેવા જ દશ પુત્રો પ્રાપ્ત કર્યા, જેમાં સૌથી મોટા ઈક્ષ્વાકુ હતા. ॥ ૨ ॥

તે મનુપુત્રોમાંથી એકનું નામ હતું પૃષધ્ર. ગુરુ વસિષ્ઠજીએ તેમને ગાયોની રક્ષા માટે નિયુક્ત કર્યા હતા, તેથી તેઓ રાત્રિના સમયે બહુ જ સાવધાનીથી વીરાસનમાં બેસી રહેતા અને ગાયોની રક્ષા કરતા હતા. ॥ ૩ ॥ એક દિવસે રાતના વરસાદ વરસી રહ્યો હતો, તે વખતે ગાયોના ટોળામાં એક વાઘ ઘૂસી આવ્યો. તેનાથી સૂઈ ગયેલી ગાયો ગભરાઈને ઊભી થઈ ગઈ. તે બધી ગાયો ગૌશાળામાં જ આમ-તેમ દોડવા લાગી. ॥ ૪ ॥

[1] સ્ત્રી માસં ।

એકાં જગ્રાહ બલવાન્સા ચુક્રોશ ભયાતુરા ।
તસ્યાસ્તત્ ક્રન્દિતં શ્રુત્વા પૃષધ્રોઽભિસસાર હ ॥ ૫॥

ખડ્ગમાદાય તરસા પ્રલીનોડુગણે નિશિ ।
અજાનન્નહનદ્ બભ્રોઃ શિરઃ શાર્દૂલશઙ્કયા ॥ ૬॥

વ્યાઘ્રોઽપિ વૃક્ણશ્રવણો નિસ્ત્રિંશાગ્રાહતસ્તતઃ[1] ।
નિશ્ચક્રામ ભૃશં ભીતો રક્તં પથિ સમુત્સૃજન્ ॥ ૭॥

મન્યમાનો હતં વ્યાઘ્રં પૃષધ્રઃ પરવીરહા ।
અદ્રાક્ષીત્સ્વહતાં બભ્રું વ્યુષ્ટાયાં નિશિ દુઃખિતઃ ॥ ૮॥

તં શશાપ કુલાચાર્યઃ કૃતાગસમકામતઃ ।
ન ક્ષત્રબન્ધુઃ શૂદ્રસ્ત્વં કર્મણા ભવિતાઽમુના ॥ ૯॥

એવં શપ્તસ્તુ ગુરુણા પ્રત્યગૃહ્ણાત્કૃતાઞ્જલિઃ ।
અધારયદ્ વ્રતં વીર ઊર્ધ્વરેતા મુનિપ્રિયમ્ ॥ ૧૦॥

વાસુદેવે ભગવતિ સર્વાત્મનિ પરેઽમલે ।
એકાન્તિત્વં ગતો ભક્ત્યા સર્વભૂતસુહૃત્સમઃ ॥ ૧૧॥

વિમુક્તસઙ્ગઃ શાન્તાત્મા સંયતાક્ષોઽપરિગ્રહઃ ।
યદૃચ્છયોપપન્નેન કલ્પયન્ વૃત્તિમાત્મનઃ ॥ ૧૨॥

આત્મન્યાત્માનમાધાય જ્ઞાનતૃપ્તઃ[2] સમાહિતઃ ।
વિચચાર મહીમેતાં જડાન્ધબધિરાકૃતિઃ ॥ ૧૩॥

એવંવૃત્તો વનં ગત્વા દૃષ્ટ્વા દાવાગ્નિમુત્થિતમ્ ।
તેનોપયુક્તકરણો બ્રહ્મ પ્રાપ પરં મુનિઃ ॥ ૧૪॥

કવિઃ કનીયાન્ વિષયેષુ નિઃસ્પૃહો
વિસૃજ્ય રાજ્યં સહ બન્ધુભિર્વનમ્ ।

બળવાન વાઘે એક ગાયને પકડી લીધી. તે ખૂબ જ ભયભીત થઈને બરાડા પાડવા લાગી. તે ગાયનું બરાડવું સાંભળીને પૃષધ્ર ગાય પાસે દોડી આવ્યા. ॥ ૫ ॥ એક તો ઘોર રાત્રિનો સમય અને બીજી બાજુ ઘનઘોર વાદળો હોવાથી તારા પણ દેખાતા ન હતા. તેમણે હાથમાં તલવાર ઉઠાવીને અજાણતાં જ ખૂબ જ જોરથી તલવાર વડે ગાયનું માથું કાપી નાખ્યું. તેઓ એવું સમજ્યા કે આ વાઘ છે. ॥ ૬ ॥ તલવારની ધારથી વાઘનો પણ કાન કપાઈ ગયો, તે અત્યંત ભયભીત થઈને રસ્તામાં લોહી દદડાવતો ભાગી ગયો. ॥ ૭ ॥ શત્રુનો નાશ કરનાર પૃષધ્ર એવું સમજ્યા કે વાઘ મરી ગયો. પરંતુ રાત વીતી ગયા પછી તેમણે જોયું કે, મેં તો ગાયને જ મારી નાખી છે, તેથી તેમને ખૂબ દુઃખ થયું. ॥ ૮ ॥ જોકે પૃષધ્રે જાણીજોઈને અપરાધ કર્યો ન હતો તેમ છતાં કુલપુરોહિત વસિષ્ઠજીએ તેમને શાપ આપ્યો કે, 'તું આ કર્મથી ક્ષત્રિયત્વ છોડીને શૂદ્ર થઈ જા.' ॥ ૯ ॥ પૃષધ્રે પોતાના ગુરુદેવનો આ શાપ હાથ જોડીને સ્વીકારી લીધો અને આ પછી હંમેશને માટે મુનિઓને પ્રિય એવા નૈષ્ઠિક બ્રહ્મચારી-વ્રતને અપનાવ્યું. ॥ ૧૦ ॥ તેઓ સમસ્ત પ્રાણીઓના અહેતુ હિતૈષી તેમજ સર્વના પ્રત્યે સમભાવથી યુક્ત થઈને ભક્તિ દ્વારા પરમ વિશુદ્ધ સર્વાત્મા ભગવાન વાસુદેવના અનન્ય પ્રેમી બની ગયા. ॥ ૧૧ ॥ તેમની તમામ આસક્તિઓ નષ્ટ થઈ ગઈ. વૃત્તિઓ શાંત થઈ ગઈ. ઇન્દ્રિયો વશમાં થઈ ગઈ. તેઓ કોઈ પ્રકારનો સંગ્રહ-પરિગ્રહ કરતા ન હતા. જે કાંઈ દૈવવશ પ્રાપ્ત થઈ જતું, તેનાથી પોતાનો જીવન-નિર્વાહ કરી લેતા હતા. ॥ ૧૨ ॥ તેઓ આત્મજ્ઞાનથી સંતુષ્ટ અને પોતાના ચિત્તને પરમાત્મામાં સ્થિત કરીને પ્રાયઃ સમાધિમાં જ સ્થિત રહેતા હતા. ક્યારેક ક્યારેક જડ, અંધ અને બધિરની જેમ પૃથ્વી પર વિચરણ કરતા. ॥ ૧૩ ॥ આ પ્રમાણેનું જીવન વ્યતીત કરતાં કરતાં તેઓ એક દિવસ વનમાં ગયા. ત્યાં તેમણે જોયું કે દાવાનળ સળગી રહ્યો છે. મનનશીલ પૃષધ્ર પોતાના શરીરને તે દાવાગ્નિમાં ભસ્મ કરીને પરમાત્માને પ્રાપ્ત થઈ ગયા. ॥ ૧૪ ॥

મનુના સૌથી નાના પુત્રનું નામ હતું કવિ. તે પણ વિષયોથી અત્યંત નિઃસ્પૃહ હતો. તે રાજ્યનો ત્યાગ કરીને પોતાના બંધુઓ સાથે વનમાં ચાલ્યો ગયો અને પોતાના

૧. વ્યાઘ્રહત૦ । ૨. જ્ઞાનહૃષ્ટઃ ।

નિવેશ્ય ચિત્તે પુરુષં સ્વરોચિષં
વિવેશ કૈશોરવયાઃ પરં ગતઃ ॥ ૧૫॥

હૃદયમાં સ્વયંપ્રકાશ પરમાત્માને વિરાજમાન કરી કિશોર અવસ્થામાં જ પરમપદને પ્રાપ્ત થઈ ગયો. ॥ ૧૫ ॥

કરૂષાન્માનવાદાસન્ કારૂષાઃ ક્ષત્રજાતયઃ ।
ઉત્તરાપથગોપ્તારો બ્રહ્મણ્યા ધર્મવત્સલાઃ ॥ ૧૬॥

ધૃષ્ટાદ્ધાર્ષ્ટમભૂત્ક્ષત્રં બ્રહ્મભૂયં ગતં ક્ષિતૌ ।
નૃગસ્ય વંશઃ સુમતિર્ભૂતજ્યોતિસ્તતો વસુઃ ॥ ૧૭॥

વસોઃ પ્રતીકસ્તત્પુત્ર ઓઘવાનોઘવત્પિતા ।
કન્યા ચૌઘવતી નામ સુદર્શન ઉવાહ તામ્ ॥ ૧૮॥

ચિત્રસેનો નરિષ્યન્તાદક્ષસ્તસ્ય સુતોઽભવત્ ।
તસ્ય મીઢ્વાંસ્તતઃ કૂર્ચ ઈન્દ્રસેનસ્તુ તત્સુતઃ ॥ ૧૯॥

વીતિહોત્રસ્ત્વિન્દ્રસેનાત્તસ્ય સત્યશ્રવા અભૂત્ ।
ઉરુશ્રવાઃ સુતસ્તસ્ય દેવદત્તસ્તતોઽભવત્ ॥ ૨૦॥

મનુપુત્ર કરૂષથી કારૂષ નામના ક્ષત્રિયો ઉત્પન્ન થયા. તેઓ ખૂબ જ બ્રાહ્મણભક્ત, ધર્મપ્રેમી અને ઉત્તર દેશનું પાલન કરનારા હતા. ॥ ૧૬ ॥ ધૃષ્ટના ધાર્ષ્ટ નામના ક્ષત્રિયો થયા. છેવટે તેઓ આ શરીરથી જ બ્રાહ્મણ બની ગયા. નૃગનો પુત્ર થયો સુમતિ, તેનો પુત્ર ભૂતજ્યોતિ અને ભૂતજ્યોતિનો પુત્ર વસુ હતો. ॥ ૧૭ ॥ વસુનો પુત્ર પ્રતીક અને પ્રતીકનો પુત્ર ઓઘવાન હતો. ઓઘવાનના પુત્રનું નામ પણ ઓઘવાન જ હતું. તેને એક ઓઘવતી નામની પુત્રી પણ હતી, જેનો વિવાહ સુદર્શન સાથે થયો. ॥ ૧૮ ॥ મનુપુત્ર નરિષ્યન્તના ચિત્રસેન, તેમના ઋક્ષ, ઋક્ષના મીઢ્વાન, મીઢ્વાનના કૂર્ચ અને તેમના ઇન્દ્રસેન નામક પુત્ર થયા. ॥ ૧૯ ॥ ઈન્દ્રસેનના વીતિહોત્ર, તેમના સત્યશ્રવા, સત્યશ્રવાના ઉરુશ્રવા અને તેમના દેવદત્ત નામક પુત્ર થયા. ॥ ૨૦ ॥

તતોઽગ્નિવેશ્યો ભગવાનગ્નિઃ સ્વયમભૂત્સુતઃ ।
કાનીન ઇતિ વિખ્યાતો જાતૂકર્ણ્યો મહાનૃષિઃ ॥ ૨૧॥

તતો બ્રહ્મકુલં જાતમાગ્નિવેશ્યાયનં નૃપ ।
નરિષ્યન્તાન્વયઃ પ્રોક્તો દિષ્ટવંશમતઃ શૃણુ ॥ ૨૨॥

દેવદત્તના અગ્નિવેશ્ય નામના પુત્ર થયા, જે સ્વયં અગ્નિદેવ જ હતા. આગળ જતાં તેઓ જ કાનીન અને મહર્ષિ જાતૂકર્ણ્યના નામે પ્રસિદ્ધ થયા. ॥ ૨૧ ॥ પરીક્ષિત! બ્રાહ્મણોનું 'આગ્નિવેશ્યાયન' ગોત્ર તેમનાથી ઉદ્ભવ્યું છે. આ પ્રમાણે નરિષ્યન્તના વંશનું વર્ણન મેં કર્યું, હવે દિષ્ટનો વંશ કહું છું તે સાંભળો. ॥ ૨૨ ॥

નાભાગો દિષ્ટપુત્રોઽન્યઃ કર્મણા વૈશ્યતાં ગતઃ ।
ભલન્દનઃ સુતસ્તસ્ય વત્સપ્રીતિર્ભલન્દનાત્ ॥ ૨૩॥

વત્સપ્રીતેઃ સુતઃ પ્રાંશુસ્તત્સુતં પ્રમતિં વિદુઃ ।
ખનિત્રઃ પ્રમતેસ્તસ્માચ્ચાક્ષુષોઽથ વિવિંશતિઃ ॥ ૨૪॥

વિવિંશતિસુતો રમ્ભઃ ખનિનેત્રોઽસ્ય ધાર્મિકઃ ।
કરન્ધમો મહારાજ તસ્યાસીદાત્મજો નૃપ ॥ ૨૫॥

દિષ્ટના પુત્રનું નામ હતું નાભાગ. આ તે નાભાગથી જુદા છે, જેમનું હું આગળ વર્ણન કરીશ. તે પોતાના કર્મને લીધે વૈશ્ય થઈ ગયો. તેનો પુત્ર થયો ભલન્દન અને તેનો વત્સપ્રીતિ થયો ॥ ૨૩ ॥ વત્સપ્રીતિનો પ્રાંશુ અને પ્રાંશુનો પુત્ર થયો પ્રમતિ. પ્રમતિનો ખનિત્ર, ખનિત્રનો ચાક્ષુષ અને તેનો વિવિંશતિ નામનો પુત્ર થયો. ॥ ૨૪ ॥ વિવિંશતિના પુત્ર રમ્ભ અને રમ્ભનો પુત્ર ખનિનેત્ર – બન્ને પરમધાર્મિક હતા. તેમનો પુત્ર કરન્ધમ અને કરન્ધમનો અવીક્ષિત. મહારાજ પરીક્ષિત! અવીક્ષિતના પુત્ર મરુત્ત ચક્રવર્તી રાજા

તસ્યાવીક્ષિત્સુતો યસ્ય મરુત્તશ્ચક્રવર્ત્યભૂત્ ।
સંવર્તોઽયાજયદ્ યં વૈ મહાયોગ્યઙ્ગિરઃસુતઃ ॥ ૨૬॥

મરુત્તસ્ય યથા યજ્ઞો ન તથાઽન્યસ્ય કશ્ચન ।
સર્વં હિરણ્મયં ત્વાસીદ્યત્કિઞ્ચિચ્ચાસ્ય[1] શોભનમ્ ॥ ૨૭॥

અમાદ્યદિન્દ્રઃ સોમેન દક્ષિણાભિર્દ્વિજાતયઃ ।
મરુતઃ પરિવેષ્ટારો વિશ્વેદેવાઃ સભાસદઃ ॥ ૨૮॥

મરુત્તસ્ય દમઃ પુત્રસ્તસ્યાસીદ્ રાજ્યવર્ધનઃ[2] ।
સુધૃતિસ્તત્સુતો જજ્ઞે સૌધૃતેયો નરઃ સુતઃ ॥ ૨૯॥

તત્સુતઃ કેવલસ્તસ્માદ્ બન્ધુમાન્વેગવાંસ્તતઃ ।
બન્ધુસ્તસ્યાભવદ્ યસ્ય તૃણબિન્દુર્મહીપતિઃ ॥ ૩૦॥

તં ભેજેઽલમ્બુષા દેવી ભજનીયગુણાલયમ્ ।
વરાપ્સરા યતઃ પુત્રાઃ કન્યા ચેડવિડાઽભવત્ ॥ ૩૧॥

તસ્યામુત્પાદયામાસ[3] વિશ્રવા ધનદં સુતમ્ ।
પ્રાદાય વિદ્યાં પરમામૃષિર્યોગેશ્વરાત્પિતુઃ ॥ ૩૨॥

વિશાલઃ શૂન્યબન્ધુશ્ચ ધૂમ્રકેતુશ્ચ[4] તત્સુતાઃ ।
વિશાલો વંશકૃદ્ રાજા વૈશાલીં નિર્મમે પુરીમ્ ॥ ૩૩॥

હેમચન્દ્રઃ સુતસ્તસ્ય ધૂમ્રાક્ષસ્તસ્ય ચાત્મજઃ ।
તત્પુત્રાત્સંયમાદાસીત્કૃશાશ્વઃ સહદેવજઃ ॥ ૩૪॥

કૃશાશ્વાત્સોમદત્તોઽભૂદ્ યોઽશ્વમેધૈરિડસ્પતિમ્ ।
ઈષ્ટ્વા પુરુષમાપાગ્ર્યાં ગતિં યોગેશ્વરાશ્રિતઃ ॥ ૩૫॥

સૌમદત્તિસ્તુ સુમતિસ્તત્સુતો જનમેજયઃ ।
એતે વૈશાલભૂપાલાસ્તૃણબિન્દોર્યશોધરાઃ ॥ ૩૬॥

થયા, જેમની પાસે અઙ્ગિરાના પુત્ર મહાયોગી સંવર્ત ઋષિએ યજ્ઞ કરાવ્યો હતો. ॥ ૨૫-૨૬ ॥ મરુત્તના જેવો યજ્ઞ કોઈનો થયો નથી. તે યજ્ઞનાં નાનાં-મોટાં બધાં પાત્રો અત્યંત સુંદર અને સુવર્ણનાં હતાં. ॥ ૨૭ ॥ તે યજ્ઞમાં ઇન્દ્ર સોમપાન કરીને મદમસ્ત થઈ ગયા હતા અને દક્ષિણાથી બ્રાહ્મણો તૃપ્ત થઈ ગયા હતા. તેમાં મરુદ્ગણો પીરસતા હતા અને વિશ્વેદેવો સભાસદો હતા. ॥ ૨૮ ॥

મરુત્તના પુત્રનું નામ દમ હતું. દમના રાજ્યવર્ધન, તેના સુધૃતિ અને સુધૃતિના નર નામના પુત્ર થયા ॥ ૨૯ ॥ નરના કેવલ, કેવલના બન્ધુમાન, બન્ધુમાનથી વેગવાન, વેગવાનના બન્ધુ અને બન્ધુના પુત્ર રાજા તૃણબિન્દુ થયા. ॥ ૩૦ ॥ તૃણબિન્દુ આદર્શ ગુણોના ભંડાર હતા. અપ્સરાઓમાં શ્રેષ્ઠ અલમ્બુષા દેવી તેમને વરી હતી. તેનાથી તૃણબિન્દુને અનેક પુત્રો અને ઇડવિડા નામની એક કન્યા થઈ. ॥ ૩૧ ॥ મુનિવર વિશ્રવાએ તેમના પિતા પુલસ્ત્યજી પાસેથી શ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત કરીને ઇડવિડા સાથે લગ્ન કર્યાં અને તેમના પુત્રરૂપે લોકપાલ કુબેરજી ઉત્પન્ન થયા. ॥ ૩૨ ॥ મહારાજ તૃણબિન્દુને તેમનાં ધર્મપત્નીથી ત્રણ પુત્રો થયા – વિશાલ, શૂન્યબન્ધુ અને ધૂમ્રકેતુ. તેમનામાંથી રાજા વિશાલ વંશવૃદ્ધિ કરનારા હોઈ તેમણે વૈશાલી નામનું નગર વસાવ્યું. ॥ ૩૩ ॥ વિશાલના હેમચન્દ્ર, હેમચન્દ્રના ધૂમ્રાક્ષ, ધૂમ્રાક્ષના સંયમ અને સંયમના બે પુત્રો થયા – કૃશાશ્વ અને દેવજ. ॥ ૩૪ ॥ કૃશાશ્વના પુત્રનું નામ સોમદત્ત હતું. તેણે અશ્વમેધ યજ્ઞો દ્વારા યજ્ઞપતિ ભગવાનની આરાધના કરી અને યોગેશ્વર સંતોનો આશ્રય લઈને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી. ॥ ૩૫ ॥ સોમદત્તનો પુત્ર સુમતિ થયો અને સુમતિના જનમેજય થયા. આ બધા તૃણબિન્દુની કીર્તિને વધારનારા વિશાલવંશી રાજા થયા. ॥ ૩૬ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨॥**
**નવમા સ્કંધ-અંતર્ગત બીજો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. ૦ચ્ચાત્ર । ૨. ૦રાજવર્ધ૦ । ૩. યસ્યા૦ । ૪. ધૂમ્રકેશશ્ચ ।

# ત્રીજો અધ્યાય

## મહર્ષિ ચ્યવન અને સુકન્યાનું ચરિત્ર, રાજા શર્યાતિનો વંશ

*શ્રીશુક ઉવાચ*

શર્યાતિર્માનવો રાજા બ્રહ્મિષ્ઠઃ સ[1] બભૂવ હ ।
યો વા અઙ્ગિરસાં સત્રે દ્વિતીયમહ ઊચિવાન્ ॥ ૧॥

સુકન્યા નામ તસ્યાસીત્કન્યા કમલલોચના ।
તયા સાર્ધં વનગતો હ્યગમચ્ચ્યવનાશ્રમમ્ ॥ ૨॥

સા સખીભિઃ પરિવૃતા વિચિન્વત્યઙ્ઘ્રિપાન્ વને ।
વલ્મીકરન્ધ્રે દદૃશે ખદ્યોતે ઇવ જ્યોતિષી ॥ ૩॥

તે દૈવચોદિતા બાલા જ્યોતિષી કણ્ટકેન વૈ ।
અવિધ્યન્મુગ્ધભાવેન સુસ્રાવાસૃક્ તતો બહુ ॥ ૪॥

શકૃન્મૂત્રનિરોધોઽભૂત્સૈનિકાનાં ચ તત્ક્ષણાત્ ।
રાજર્ષિસ્તમુપાલક્ષ્ય પુરુષાન્ વિસ્મિતોઽબ્રવીત્ ॥ ૫॥

અપ્યભદ્રં ન[2] યુષ્માભિર્ભાર્ગવસ્ય વિચેષ્ટિતમ્ ।
વ્યક્તં કેનાપિ નસ્તસ્ય કૃતમાશ્રમદૂષણમ્ ॥ ૬॥

સુકન્યા પ્રાહ પિતરં ભીતા કિઞ્ચિત્કૃતં મયા ।
દ્વે જ્યોતિષી અજાનન્ત્યા નિર્ભિન્ને કણ્ટકેન વૈ ॥ ૭॥

દુહિતુસ્તદ્વચઃ શ્રુત્વા શર્યાતિર્જાતસાધ્વસઃ ।
મુનિં પ્રસાદયામાસ વલ્મીકાન્તર્હિતં શનૈઃ ॥ ૮॥

તદભિપ્રાયમાજ્ઞાય પ્રાદાદ્ દુહિતરં મુનેઃ ।
કૃચ્છ્રાન્મુક્તસ્તમામન્ત્ર્ય પુરં પ્રાયાત્સમાહિતઃ ॥ ૯॥

સુકન્યા ચ્યવનં પ્રાપ્ય પતિં પરમકોપનમ્ ।
પ્રીણયામાસ ચિત્તજ્ઞા અપ્રમત્તાનુવૃત્તિભિઃ ॥ ૧૦॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! મનુપુત્ર રાજા શર્યાતિ વેદોના નિષ્ઠાવાન વિદ્વાન હતા. તેમણે અઙ્ગિરા-ગોત્રના ઋષિઓના યજ્ઞમાં બીજા દિવસનું કર્મ કઈ રીતે કરવું તે બતાવ્યું હતું. ॥ ૧ ॥ તેમની એક કમલનયના કન્યા હતી. તેનું નામ હતું સુકન્યા. એક દિવસે રાજા શર્યાતિ પોતાની કન્યા સાથે વનમાં ફરતાં-ફરતાં ચ્યવન ઋષિના આશ્રમ પર આવી પહોંચ્યા. ॥ ૨ ॥ સુકન્યા પોતાની સખીઓ સાથે વનમાં ફરી-ફરીને વૃક્ષોની સુંદરતા નિહાળી રહી હતી. તેણે એક જગાએ રાફડાના છિદ્રોમાં આગિયાની માફક ચળકતી બે તેજસ્વી જ્યોતિઓ જોઈ. ॥ ૩ ॥ ભાવિવશ સુકન્યાએ નિર્દોષભાવે ચપળતાપૂર્વક તે બન્ને ચળકતી જ્યોતિઓને કાંટાથી વીંધી નાખી. આમ કરવાથી તેમાંથી ઘણું લોહી વહી નીકળ્યું. ॥ ૪ ॥ તે જ સમયે રાજા શર્યાતિના સૈનિકોનાં મળ-મૂત્ર બંધ થઈ ગયાં. રાજા શર્યાતિને આ જોઈને ઘણું આશ્ચર્ય થયું, તેમણે પોતાના સૈનિકોને કહ્યું, ॥ ૫ ॥ 'અરે તમે લોકોએ ક્યાંક મહર્ષિ ચ્યવનજીના પ્રતિ કોઈ અનુચિત વ્યવહાર તો કર્યો નથી ને? મને તો સ્પષ્ટ એવું જણાય છે કે, આપણામાંથી કોઈ-ને-કોઈએ તેમના આશ્રમમાં કશોક અનર્થ કર્યો છે.' ॥ ૬ ॥ ત્યારે સુકન્યાએ પોતાના પિતાને બીતાં-બીતાં કહ્યું કે પિતાજી! મેં થોડો અપરાધ જરૂર કર્યો છે. મેં અજાણતાં બે જ્યોતિઓને કાંટાથી વીંધી નાખી છે.' ॥ ૭ ॥ પોતાની કન્યાની આ વાત સાંભળીને શર્યાતિ ગભરાઈ ગયા. તેમણે ધીરે-ધીરે સ્તુતિ કરીને રાફડામાં છુપાયેલા ચ્યવનમુનિને પ્રસન્ન કર્યા. ॥ ૮ ॥ ત્યારપછી ચ્યવનમુનિની ઇચ્છા જાણીને તેમણે પોતાની કન્યા તેમને સમર્પિત કરી દીધી અને આ સંકટથી છૂટીને ખૂબ જ સાવધાનીપૂર્વક તેમની અનુમતિ લઈને તેઓ પોતાની રાજધાનીમાં ચાલ્યા આવ્યા. ॥ ૯ ॥

અહીં સુકન્યા પરમક્રોધી ચ્યવનમુનિને પોતાના પતિરૂપે પ્રાપ્ત કરીને, ખૂબ જ સાવધાનીપૂર્વક તેમની સેવા કરીને તેમને પ્રસન્ન કરવા લાગી. તે મુનિની મનોવૃત્તિને પારખીને તે પ્રમાણે જ વર્તાવ કરતી હતી. ॥ ૧૦ ॥

૧. સંબભૂવ । ૨. ચ ।

કસ્યચિત્ત્વથ કાલસ્ય નાસત્યાવાશ્રમાગતૌ ।
તૌ પૂજયિત્વા પ્રોવાચ વયો મે દત્તમીશ્વરૌ ॥ ૧૧॥

ગ્રહં ગ્રહીષ્યે સોમસ્ય યજ્ઞે વામપ્યસોમપોઃ ।
ક્રિયતાં મે વયો રૂપં પ્રમદાનાં યદીપ્સિતમ્ ॥ ૧૨॥

બાઢમિત્યૂચતુર્વિપ્રમભિનન્દ્ય ભિષક્તમૌ ।
નિમજ્જતાં ભવાનસ્મિન્ હ્રદે સિદ્ધવિનિર્મિતે ॥ ૧૩॥

ઈત્યુક્ત્વા જરયા ગ્રસ્તદેહો ધમનિસન્તતઃ ।
હ્રદં પ્રવેશિતોઽશ્વિભ્યાં વલીપલિતવિપ્રિયઃ ॥ ૧૪॥

પુરુષાસ્ત્રય ઉત્તસ્થુરપીચ્યા[1] વનિતાપ્રિયાઃ ।
પદ્મસ્રજઃ કુણ્ડલિનસ્તુલ્યરૂપાઃ સુવાસસઃ ॥ ૧૫॥

તાન્નિરીક્ષ્ય વરારોહા સરૂપાન્[2] સૂર્યવર્ચસઃ ।
અજાનતી પતિં સાધ્વી અશ્વિનૌ શરણં યયૌ ॥ ૧૬॥

દર્શયિત્વા પતિં તસ્યૈ પાતિવ્રત્યેન તોષિતૌ ।
ઋષિમામન્ત્ર્ય યયતુર્વિમાનેન ત્રિવિષ્ટપમ્ ॥ ૧૭॥

યક્ષ્યમાણોઽથ શર્યાતિશ્ચ્યવનસ્યાશ્રમં ગતઃ ।
દદર્શ દુહિતુઃ પાર્શ્વે પુરુષં સૂર્યવર્ચસમ્ ॥ ૧૮॥

રાજા દુહિતરં પ્રાહ કૃતપાદાભિવન્દનામ્ ।
આશિષશ્ચાપ્રયુઞ્જાનો[3] નાતિપ્રીતમના ઈવ ॥ ૧૯॥

ચિકીર્ષિતં તે કિમિદં પતિસ્ત્વયા
પ્રલમ્ભિતો લોકનમસ્કૃતો મુનિઃ ।
યત્ત્વં[4] જરાગ્રસ્તમસત્યસમ્મતં
વિહાય જારં ભજસેઽમુમધ્વગમ્ ॥ ૨૦॥

કથં મતિસ્તેઽવગતાઽન્યથા સતાં
કુલપ્રસૂતે કુલદૂષણં ત્વિદમ્ ।

થોડો સમય વીતી ગયા પછી તેમના આશ્રમ પર બન્ને અશ્વિનીકુમારો આવ્યા. ચ્યવનમુનિએ તેમનો યથોચિત સત્કાર કર્યો અને કહ્યું કે 'તમે બન્ને સમર્થ છો, તેથી મને યુવાવસ્થા પ્રદાન કરો. મારું રૂપ અને અવસ્થા એવાં કરી દો, જેને યુવાન સ્ત્રીઓ ચાહે છે. મને ખબર છે કે તમે લોકો સોમપાનના અધિકારી નથી, તેમ છતાં હું તમને યજ્ઞમાં સોમરસનો ભાગ આપીશ.' ॥ ૧૧-૧૨ ॥ વૈદ્યશિરોમણિ અશ્વિનીકુમારોએ મહર્ષિ ચ્યવનને અભિનંદન આપતાં કહ્યું, 'ભલે, જેવી આજ્ઞા.' અને ત્યાર પછી મુનિને કહ્યું કે, 'આ સિદ્ધો દ્વારા બનાવેલો કુંડ છે, તમે તેમાં સ્નાન કરો.' ॥ ૧૩ ॥ ચ્યવનમુનિના શરીરને વૃદ્ધાવસ્થાએ ઘેરી લીધું હતું. શરીરની બધી નસો દેખાતી હતી. શરીર પરની કરચલીઓથી તેમજ વાળ શ્વેત થઈ જવાથી તેઓ જોવામાં બહુ જ કુરૂપ લાગતા હતા. અશ્વિનીકુમારોએ તેમને સાથે લઈને કુંડમાં પ્રવેશ કર્યો. ॥ ૧૪ ॥ તે જ સમયે કુંડમાંથી ત્રણ પુરુષ બહાર નીકળ્યા. તે ત્રણે કમળની માળા, કુંડળ અને સુંદર વસ્ત્રો પહેરેલા એક-સરખા દેખાતા હતા. તેઓ ખૂબ સુંદર અને સ્ત્રીઓને પ્રિય લાગે તેવા હતા. ॥ ૧૫ ॥ પરમસાધ્વી સુકન્યાએ જ્યારે જોયું કે, આ ત્રણેય એકસરખી આકૃતિના તથા સૂર્ય જેવા તેજસ્વી છે, ત્યારે પોતાના પતિને ન ઓળખતાં તેણે અશ્વિનીકુમારોનું શરણું લીધું. ॥ ૧૬ ॥ તેના પાતિવ્રત્યથી અશ્વિનીકુમારો બહુ પ્રસન્ન થયા. તેમણે સુકન્યાને તેના પતિ બતાવી દીધા અને પછી ચ્યવનમુનિની આજ્ઞા લઈને વિમાન દ્વારા તેઓ સ્વર્ગલોકમાં ચાલ્યા ગયા. ॥ ૧૭ ॥

થોડા સમય પછી યજ્ઞ કરવાની ઈચ્છાથી રાજા શર્યાતિ ચ્યવનમુનિના આશ્રમ પર આવ્યા. ત્યાં તેમણે જોયું કે, તેમની પુત્રી સુકન્યાની પાસે એક સૂર્ય જેવો તેજસ્વી પુરુષ બેઠેલો છે. ॥ ૧૮ ॥ સુકન્યાએ તેમના ચરણોમાં પ્રણામ કર્યા. શર્યાતિએ તેને આશીર્વાદ ન આપ્યા અને કંઈક નારાજી વ્યક્ત કરતાં બોલ્યા ॥ ૧૯ ॥ 'અરે, દુષ્ટ બુદ્ધિવાળી! આ તેં શું કર્યું? શું તે સર્વના વંદનીય ચ્યવનઋષિ સાથે ધોખો કર્યો? અવશ્ય તેં તેમને વૃદ્ધ અને તારા કામના ન સમજીને છોડી દીધા અને હવે તું આ રસ્તે જતા જાર પુરુષની સેવા કરી રહી છે. ॥ ૨૦ ॥ તારો જન્મ ખૂબ ઊંચા કુળમાં થયો છે. આવી વિપરીત બુદ્ધિ તને કઈ રીતે પ્રાપ્ત થઈ. તારો આ વ્યવહાર તો કુળને કલંકિત કરનારો છે. અરે રામ-રામ! તું નિર્લજ્જ થઈને જાર પુરુષની સેવા કરી રહી છે અને આ

૧. ०રાપીચ્યા । ૨. પુરુષાન્ । ૩. આશિષો ન પ્રયુ० । ૪. ત્વં યજ્જ० ।

બિભર્ષિ જારં યદપત્રપા કુલં
પિતુશ્ચ ભર્તુશ્ચ નયસ્યધસ્તમઃ ॥ ૨૧॥

પ્રમાણે પોતાના પિતા અને પતિ બન્નેના વંશને ઘોર નરકમાં લઈ જઈ રહી છે.' ॥ ૨૧ ॥ રાજા શર્યાતિના આ પ્રમાણે કહેવાથી પવિત્ર હાસ્યવાળી સુકન્યાએ પ્રસન્નવદને કહ્યું – 'પિતાજી! આ આપના જમાઈ સ્વયં ભૃગુનંદન મહર્ષિ ચ્યવન જ છે.' ॥ ૨૨ ॥ ત્યારપછી તેણે પોતાના પિતાને મહર્ષિ ચ્યવનને યૌવન અને સૌન્દર્યની પ્રાપ્તિની બધી હકીકત કહી સંભળાવી. આ બધું સાંભળીને રાજા શર્યાતિ અત્યંત વિસ્મિત થઈ ગયા. તેમણે ખૂબ જ પ્રેમથી પોતાની પુત્રીને ગળે લગાડી દીધી. ॥ ૨૩ ॥

એવં બ્રુવાણં પિતરં સ્મયમાના શુચિસ્મિતા ।
ઉવાચ તાત[1] જામાતા તવૈષ ભૃગુનન્દનઃ ॥ ૨૨॥

શશંસ પિત્રે તત્સર્વં વયોરૂપાભિલમ્ભનમ્ ।
વિસ્મિતઃ પરમપ્રીતસ્તનયાં પરિષસ્વજે ॥ ૨૩॥

સોમેન યાજયન્ વીરં ગ્રહં સોમસ્ય ચાગ્રહીત્ ।
અસોમપોરપ્યશ્વિનોશ્ચ્યવનઃ સ્વેન તેજસા ॥ ૨૪॥

હન્તું તમાદદે વજ્રં સદ્યોમન્યુરમર્ષિતઃ ।
સવજ્રં સ્તમ્ભયામાસ ભુજમિન્દ્રસ્ય ભાર્ગવઃ ॥ ૨૫॥

અન્વજાનંસ્તતઃ સર્વે ગ્રહં સોમસ્ય ચાશ્વિનોઃ ।
ભિષજાવિતિ યત્પૂર્વં સોમાહુત્યા બહિષ્કૃતૌ ॥ ૨૬॥

મહર્ષિ ચ્યવને વીર શર્યાતિ પાસે સોમયજ્ઞનું અનુષ્ઠાન કરાવ્યું અને સોમપાનના અધિકારી ન હોવા છતાં પણ પોતાના પ્રભાવથી અશ્વિનીકુમારોને સોમપાન કરાવ્યું. ॥ ૨૪ ॥ ઈન્દ્ર ખૂબ જલ્દી ક્રોધાવેશમાં આવી જાય છે. તેથી તેઓ આ સહી ન શક્યા. તેમણે ચિઢાઈને શર્યાતિને મારવા માટે વજ્ર ઉઠાવ્યું. મહર્ષિ ચ્યવને વજ્ર સાથે ઈન્દ્રના હાથને ત્યાં જ થંભાવી દીધો ॥ ૨૫ ॥ ત્યારે બધા દેવતાઓએ અશ્વિનીકુમારોને સોમરસમાં ભાગ આપવાનું સ્વીકારી લીધું. તે લોકોએ વૈદ્ય હોવાના કારણે પહેલાં અશ્વિનીકુમારોનો સોમપાનમાંથી બહિષ્કાર કરી દીધો હતો. ॥ ૨૬ ॥

ઉત્તાનબર્હિરાનર્તો ભૂરિષેણ ઈતિ ત્રયઃ ।
શર્યાતેરભવન્ પુત્રા આનર્તાદ્ રેવતોઽભવત્ ॥ ૨૭॥

સોઽન્તઃસમુદ્રે નગરીં વિનિર્માય કુશસ્થલીમ્ ।
આસ્થિતોઽભુઙ્ક્ત વિષયાનાનર્તાદીનરિન્દમ ॥ ૨૮॥

તસ્ય પુત્રશતં જજ્ઞે કકુદ્મિજ્યેષ્ઠમુત્તમમ્ ।
કકુદ્મી રેવતીં કન્યાં સ્વામાદાય વિભું ગતઃ ॥ ૨૯॥

કન્યાવરં પરિપ્રષ્ટું બ્રહ્મલોકમપાવૃતમ્ ।
આવર્તમાને ગાન્ધર્વે સ્થિતોઽલબ્ધક્ષણઃ ક્ષણમ્ ॥ ૩૦॥

તદન્ત આદ્યમાનમ્ય સ્વાભિપ્રાયં ન્યવેદયત્ ।
તચ્છ્રુત્વા ભગવાન્બ્રહ્મા પ્રહસ્ય તમુવાચ હ ॥ ૩૧॥

પરીક્ષિત! શર્યાતિના ત્રણ પુત્રો હતા. ઉત્તાનબર્હિ, આનર્ત અને ભૂરિષેણ. આનર્તના રેવત થયા. ॥ ૨૭ ॥ મહારાજ! રેવતે સમુદ્રમાં કુશસ્થળી નામનું એક નગર વસાવ્યું હતું. તેમાં રહીને તેઓ આનર્ત વગેરે દેશોનું રાજ્ય કરતા હતા. ॥ ૨૮ ॥ તેમના શ્રેષ્ઠ એવા સો પુત્રો હતા, તેમાં સૌથી મોટા પુત્ર હતા કકુદ્મી. કકુદ્મી પોતાની કન્યા રેવતીને લઈને તેના માટે વર પૂછવા માટે બ્રહ્માજીની પાસે ગયા. તે વખતે બ્રહ્મલોકનો રસ્તો આવા લોકો માટે ખુલ્લો હતો. બ્રહ્મલોકમાં ગંધર્વોનું સંગીત ચાલી રહ્યું હતું. તેથી વાતચીત માટે સમય ન મળવાથી થોડી ક્ષણો ત્યાં જ ઊભા રહ્યા. ॥ ૨૯-૩૦ ॥ ઉત્સવ પૂરો થતાં બ્રહ્માજીને નમસ્કાર કરીને તેમણે પોતાની ઈચ્છા જણાવી. તેમની વાત સાંભળીને બ્રહ્માજીએ મલકાતાં-મલકાતાં કહ્યું– ॥ ૩૧ ॥

૧. તાતં ।

અહો રાજન્નિરુદ્ધાસ્તે કાલેન હૃદિ યે કૃતાઃ ।
તત્પુત્રપૌત્રનપ્તૄણાં ગોત્રાણિ ચ ન શૃણ્મહે ॥ ૩૨॥

કાલોઽભિયાતસ્ત્રિણવચતુર્યુગવિકલ્પિતઃ ।
તદ્ગચ્છ દેવદેવાંશો બલદેવો મહાબલઃ ॥ ૩૩॥

કન્યારત્નમિદં રાજન્નરરત્નાય દેહિ ભોઃ ।
ભુવો ભારાવતારાય ભગવાન્ ભૂતભાવનઃ ॥ ૩૪॥

અવતીર્ણો નિજાંશેન પુણ્યશ્રવણકીર્તનઃ ।
ઈત્યાદિષ્ટોઽભિવન્દ્યાજં નૃપઃ સ્વપુરમાગતઃ ।
ત્યક્તં પુણ્યજનત્રાસાદ્ ભ્રાતૃભિર્દિક્ષ્વવસ્થિતૈઃ ॥ ૩૫॥

સુતાં દત્ત્વાઽનવદ્યાઙ્ગીં બલાય બલશાલિને ।
બદર્યાખ્યં ગતો[1] રાજા તપ્તું નારાયણાશ્રમમ્ ॥ ૩૬॥

'મહારાજ! તમે તમારા મનમાં જે લોકો વિશે વિચારી રાખ્યું હતું, તે બધા તો અત્યારે કાલના મુખમાં ચાલ્યા ગયા છે. હવે તેમના પુત્રો, પૌત્રો અથવા પ્રપૌત્રોની તો શી વાત કરવી, તેમના તો ગોત્રોનાં નામ પણ સાંભળવા મળતાં નથી. ॥ ૩૨ ॥ આની વચ્ચેના ગાળામાં સત્તાવીશ ચતુર્યુગીનો સમય વીતી ચૂક્યો છે. તેથી તમે પાછા જાઓ. અત્યારે ભગવાન નારાયણના અંશાવતાર મહાબલી બલદેવજી પૃથ્વી પર વિદ્યમાન છે. ॥ ૩૩ ॥ રાજન્! તે નરરત્નને આ કન્યારત્ન તમે સમર્પિત કરી દો. જેમનાં નામ, લીલા વગેરેનું શ્રવણ-કીર્તન બહુ જ પવિત્ર છે – તે જ પ્રાણીમાત્રનું રક્ષણ કરનારા ભગવાન પૃથ્વીનો ભાર ઉતારવા માટે પોતાના અંશરૂપ બલદેવજી સાથે પૃથ્વી પર અવતર્યા છે.' રાજા કકુદ્મીએ બ્રહ્માજીનો આદેશ પ્રાપ્ત કરીને તેમના ચરણોમાં વંદન કર્યાં અને પોતાના નગરમાં પાછા ફર્યા. તેમના વંશજોએ યક્ષોના ભયથી તે નગર છોડી દીધું હતું અને આમ-તેમ જુદી જુદી દિશાઓમાં રહેતા હતા. ॥ ૩૪-૩૫ ॥ રાજા કકુદ્મીએ પોતાની સર્વાંગસુંદર પુત્રીને પરમ બલશાળી બલરામજી સાથે પરણાવી દીધી અને પોતે તપસ્યા કરવા માટે ભગવાન નર-નારાયણના આશ્રમ–બદરિકાશ્રમ તરફ ચાલી નીકળ્યા. ॥ ૩૬ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩॥

નવમા સ્કંધ-અંતર્ગત ત્રીજો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોથો અધ્યાય

## નાભાગ અને અંબરીષની કથા

*શ્રીશુક ઉવાચ*

નાભાગો નભગાપત્યં યં તતં ભ્રાતરઃ કવિમ્ ।
યવિષ્ઠં વ્યભજન્ દાયં બ્રહ્મચારિણમાગતમ્ ॥ ૧॥

ભ્રાતરોઽભાઙ્ક્ત કિં મહ્યં ભજામ પિતરં તવ ।
ત્વાં મમાર્યાસ્તતાઽભાઙ્ક્ષુર્મા પુત્રક તદાદૃથાઃ ॥ ૨॥

ઈમે અઙ્ગિરસઃ સત્રમાસતેઽદ્ય સુમેધસઃ ।
ષષ્ઠં ષષ્ઠમુપેત્યાહઃ કવે મુહ્યન્તિ કર્મણિ ॥ ૩॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! મનુપુત્ર નભગનો પુત્ર હતો નાભાગ. જ્યારે તે લાંબા સમય સુધી બ્રહ્મચર્યનું પાલન કરીને પાછો આવ્યો ત્યારે મોટા ભાઈઓએ પોતાનાથી નાના પરંતુ વિદ્વાન ભાઈને તેના ભાગમાં માત્ર પિતાજીને જ આપ્યા. (સંપત્તિ તો તેમણે પહેલાં જ આપસમાં વહેંચી લીધી હતી) ॥ ૧ ॥ તેણે પોતાના ભાઈઓને પૂછ્યું – 'ભાઈઓ! તમે લોકોએ મને ભાગમાં શું આપ્યું છે?' ત્યારે તેમણે જવાબ આપ્યો કે 'અમે તારા ભાગમાં પિતાશ્રીને જ તને આપીએ છીએ.' તેણે તેના પિતાશ્રીને જઈને કહ્યું – 'પિતાશ્રી! મારા મોટા ભાઈઓએ મારા ભાગમાં તમને જ આપ્યા છે.' પિતાએ કહ્યું – 'બેટા! તું તેમની વાત માનીશ નહીં ॥ ૨ ॥ જો, આ મોટા બુદ્ધિમાન આઙ્ગિરસ–ગોત્રના

[1] મયો ।

તાંસ્ત્વં શંસય સૂક્તે દ્વે વૈશ્વદેવે મહાત્મનઃ ।
તે સ્વર્યન્તો ધનં સત્રપરિશેષિતમાત્મનઃ ॥ ૪॥

દાસ્યન્તિ તેઽથ તાન્ગચ્છ તથા સ કૃતવાન્ યથા ।
તસ્મૈ દત્ત્વા યયુઃ સ્વર્ગં તે સત્રપરિશેષિતમ્[1] ॥ ૫॥

તં કશ્ચિત્સ્વીકરિષ્યન્તં પુરુષઃ કૃષ્ણદર્શનઃ ।
ઉવાચોત્તરતોઽભ્યેત્ય મમેદં વાસ્તુકં વસુ ॥ ૬॥

મમેદમૃષિભિર્દત્તમિતિ તર્હિ સ્મ માનવઃ ।
સ્યાન્નૌ તે પિતરિ પ્રશ્નઃ પૃષ્ટવાન્ પિતરં તથા ॥ ૭॥

યજ્ઞવાસ્તુગતં સર્વમુચ્છિષ્ટમૃષયઃ ક્વચિત્ ।
ચક્રુર્વિભાગં રુદ્રાય સ દેવઃ સર્વમર્હતિ ॥ ૮॥

નાભાગસ્તં પ્રણમ્યાહ તવેશ કિલ વાસ્તુકમ્ ।
ઈત્યાહ મે પિતા બ્રહ્મઞ્છિરસા ત્વાં પ્રસાદયે ॥ ૯॥

યત્તે પિતાવદદ્ધર્મં ત્વં ચ સત્યં પ્રભાષસે ।
દદામિ તે મન્ત્રદશે જ્ઞાનં બ્રહ્મ સનાતનમ્ ॥ ૧૦॥

ગૃહાણ દ્રવિણં દત્તં મત્સત્રે પરિશેષિતમ્ ।
ઈત્યુક્ત્વાઽન્તર્હિતો[2] રુદ્રો ભગવાન્સત્યવત્સલઃ ॥ ૧૧॥

ય એતત્સંસ્મરેત્પ્રાતઃ સાયં ચ સુસમાહિતઃ ।
કવિર્ભવતિ મન્ત્રજ્ઞો ગતિં ચૈવ તથાઽઽત્મનઃ ॥ ૧૨॥

નાભાગાદમ્બરીષોઽભૂન્મહાભાગવતઃ કૃતી ।
નાસ્પૃશદ્ બ્રહ્મશાપોઽપિ યં ન પ્રતિહતઃ ક્વચિત્ ॥ ૧૩॥

રાજોવાચ

ભગવઞ્છ્રોતુમિચ્છામિ રાજર્ષેસ્તસ્ય ધીમતઃ ।
ન પ્રાભૂદ્ યત્ર નિર્મુક્તો બ્રહ્મદણ્ડો દુરત્યયઃ ॥ ૧૪॥

બ્રાહ્મણો અત્યારે એક બહુ મોટો યજ્ઞ કરી રહ્યા છે. પરંતુ મારા વિદ્વાન પુત્ર! તેઓ છઠ્ઠા દિવસે પોતાના કર્મમાં ભૂલ કરી બેસે છે. ॥ ૩ ॥ તું તે મહાત્માઓ પાસે જઈને તેમને વૈશ્વદેવસંબંધી બે સૂક્ત બતાવી દે; જ્યારે તેઓ સ્વર્ગ જવા રવાના થશે ત્યારે યજ્ઞમાં બચેલું બધું જ ધન તને આપી દેશે. તેથી હવે તું તેમની પાસે ચાલ્યો જા.' તેણે પોતાના પિતાની આજ્ઞાનુસાર એ પ્રમાણે જ કર્યું. તે આઙ્ગિરસ-ગોત્રી બ્રાહ્મણોએ પણ યજ્ઞનું બચેલું ધન તેને આપી દીધું અને તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. ॥ ૪-૫ ॥

જ્યારે નાભાગ તે ધન લેવા લાગ્યો ત્યારે ઉત્તર દિશામાંથી એક કાળા રંગનો પુરુષ આવ્યો. તેણે કહ્યું – 'આ યજ્ઞભૂમિમાં જે કંઈ બચ્યું છે તે બધું ધન મારું છે.' ॥ ૬ ॥

**નાભાગે કહ્યું** – 'ઋષિઓએ આ ધન મને આપ્યું છે, તેથી આ મારું છે.' ત્યારે તે પુરુષે કહ્યું, – 'આપણા વિવાદના વિષયમાં તારા પિતાને જ પૂછીએ.' ત્યારે નાભાગે જઈને પિતાને પૂછ્યું. ॥ ૭ ॥ પિતાએ કહ્યું, – 'એક વાર દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ઋષિલોકો એવો નિર્ણય કરી ચૂક્યા છે કે યજ્ઞભૂમિમાં જે કાંઈ બચેલું હોય તે બધો રુદ્રદેવનો ભાગ છે. તેથી તે ધન તો મહાદેવજીને જ મળવું જોઈએ.' ॥ ૮ ॥ નાભાગે જઈને તે કાળા રંગના પુરુષ રુદ્ર ભગવાનને પ્રણામ કર્યા અને કહ્યું કે, 'પ્રભુ! યજ્ઞભૂમિની તમામ વસ્તુઓ આપની છે, મારા પિતાએ આમ જ કહ્યું છે. ભગવન્! મારાથી અપરાધ થયો છે. હું મસ્તક નમાવી આપની ક્ષમા માગું છું.' ॥ ૯ ॥ ત્યારે ભગવાન રુદ્રે કહ્યું – 'તારા પિતાએ ધર્મને અનુકૂળ નિર્ણય આપ્યો છે અને તેં પણ આવીને મને સત્ય જ કહ્યું છે. તું વેદોનો અર્થ તો પહેલાંથી જ જાણે છે. હવે હું તને સનાતન બ્રહ્મતત્ત્વનું જ્ઞાન આપું છું. ॥ ૧૦ ॥ અહીં યજ્ઞમાં બચેલો મારો જે અંશ છે તે આ ધન પણ હું તને જ આપી રહ્યો છું; તું આનો સ્વીકાર કર.' આટલું કહીને સત્યપ્રેમી ભગવાન રુદ્ર અન્તર્ધાન થઈ ગયા. ॥ ૧૧ ॥ જે મનુષ્ય પ્રાતઃકાળે અને સાયંકાળે એકાગ્રચિત્તથી આ આખ્યાનનું સ્મરણ કરે છે, તે પ્રતિભાશાળી અને વેદજ્ઞ થાય જ છે, સાથે-સાથે પોતાના સ્વરૂપને પણ જાણી લે છે. ॥ ૧૨ ॥ નાભાગના પુત્ર અંબરીષ થયા. તેઓ ભગવાનના અત્યંત પ્રેમી અને ઉદાર ધર્માત્મા હતા. જે બ્રહ્મશાપ ક્યારેય રોકી શકાતો નથી, તે પણ અંબરીષનો સ્પર્શ ન કરી શક્યો. ॥ ૧૩ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! હું પરમજ્ઞાની રાજર્ષિ અંબરીષનું ચરિત્ર સાંભળવા ઈચ્છું છું. બ્રાહ્મણે ક્રોધિત થઈને તેમને એવો દંડ આપ્યો, જે કોઈ રીતે ટાળી

૧. ઽશેષણમ્ । ૨. ઽન્તર્દધે ।

*શ્રીશુક ઉવાચ*

અમ્બરીષો મહાભાગઃ સપ્તદ્વીપવતીં મહીમ્ ।
અવ્યયાં ચ શ્રિયં લબ્ધ્વા વિભવં ચાતુલં ભુવિ ॥ ૧૫॥

મેનેઽતિદુર્લભં પુંસાં સર્વં તત્સ્વપ્નસંસ્તુતમ્ ।
વિદ્વાન્વિભવનિર્વાણં તમો વિશતિ યત્પુમાન્ ॥ ૧૬॥

વાસુદેવે ભગવતિ તદ્ભક્તેષુ ચ સાધુષુ ।
પ્રાપ્તો ભાવં પરં વિશ્વં યેનેદં લોષ્ટવત્સ્મૃતમ્ ॥ ૧૭॥

સ વૈ મનઃ કૃષ્ણપદારવિન્દયો-
ર્વચાંસિ વૈકુણ્ઠગુણાનુવર્ણને ।
કરૌ હરેર્મન્દિરમાર્જનાદિષુ
શ્રુતિં ચકારાચ્યુતસત્કથોદયે ॥ ૧૮॥

મુકુન્દલિઙ્ગાલયદર્શને દૃશૌ
તદ્ભૃત્યગાત્રસ્પર્શેઽઙ્ગસઙ્ગમમ્ ।
ઘ્રાણં ચ તત્પાદસરોજસૌરભે
શ્રીમત્તુલસ્યા રસનાં તદર્પિતે ॥ ૧૯॥

પાદૌ હરેઃ ક્ષેત્રપદાનુસર્પણે[1]
શિરો હૃષીકેશપદાભિવન્દને ।
કામં ચ દાસ્યે ન તુ કામકામ્યયા
યથોત્તમશ્લોકજનાશ્રયા[2] રતિઃ ॥ ૨૦॥

એવં સદા કર્મકલાપમાત્મનઃ
પરેઽધિયજ્ઞે ભગવત્યધોક્ષજે ।
સર્વાત્મભાવં વિદધન્મહીમિમાં
તન્નિષ્ઠવિપ્રાભિહિતઃ શશાસ હ ॥ ૨૧॥

ઈજેઽશ્વમેધૈરધિયજ્ઞમીશ્વરં
મહાવિભૂત્યોપચિતાઙ્ગદક્ષિણૈઃ ।

શકાય એવો ન હતો; પરંતુ તે પણ તેમનું કાંઈ બગાડી ન શક્યો. ॥ ૧૪ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! અમ્બરીષ મહાન ભાગ્યશાળી હતા. પૃથ્વીના સાતે દ્વીપ, અચળ સંપત્તિ અને અપાર ઐશ્વર્ય તેમને પ્રાપ્ત હતું. જોકે આ બધું સાધારણ મનુષ્યો માટે અત્યંત દુર્લભ છે, તેમ છતાં તેઓ તેને સ્વપ્નતુલ્ય સમજતા હતા. કેમકે તેઓ જાણતા હતા કે, જે ધન-વૈભવના લોભમાં પડીને મનુષ્ય ઘોર નરકમાં જાય છે, તે માત્ર ચાર દિવસની ચાંદની છે; અર્થાત્ વૈભવો નાશવાન છે અને વૈભવથી મનુષ્ય મોહમાં પડે છે. ॥ ૧૫-૧૬ ॥ ભગવાન શ્રીકૃષ્ણમાં અને તેમના પ્રેમાસ્પદ સાધુઓમાં તેમનો પરમપ્રેમ હતો. તેવો પ્રેમ પ્રાપ્ત થઈ જાય તો આ સમસ્ત વિશ્વ અને તેની સમસ્ત સંપત્તિ માટીના ઢેફા જેવી લાગે છે. ॥ ૧૭ ॥ તેમણે પોતાના મનને શ્રીકૃષ્ણચન્દ્રનાં ચરણકમળોની સેવામાં, વાણીને ભગવાનના ગુણોના વર્ણનમાં, હાથને શ્રીહરિનું મંદિર સાફસૂફ રાખવામાં, કાનને અચ્યુત ભગવાનની ઉત્તમ કથાઓ સાંભળવામાં પરોવ્યાં હતાં. ॥ ૧૮ ॥ તેમણે પોતાનાં બન્ને નેત્રોને મુકુંદ ભગવાનનાં અને તેમનાં મંદિરોનું દર્શન કરવામાં, શરીર ભગવદ્ભક્તોના શ્રીઅંગનો સ્પર્શ કરવામાં, નાસિકા ભગવાનનાં ચરણકમળો પર ચઢેલાં તુલસીની દિવ્ય સુગંધ લેવામાં અને રસના (જિહ્વા)નો ભગવાનને અર્પણ કરેલા નૈવેદ્યનો પ્રસાદ લેવામાં ઉપયોગ કર્યો હતો. ॥ ૧૯ ॥ અંબરીષના ચરણ ભગવાનનાં તીર્થક્ષેત્રો વગેરેની પદયાત્રા કરતા હતા અને મસ્તકથી ભગવાનનાં ચરણકમળોની વંદના કર્યા કરતા હતા. રાજા અંબરીષે પવિત્રકીર્તિ ભગવાનના નિજ-જનોને પ્રાપ્ત થતો ભગવત્પ્રેમ પ્રાપ્ત થાય તે માટે માળા, ચંદન વગેરે ભોગ-સામગ્રી ભગવાનની સેવામાં સમર્પિત કરી દીધી હતી. ॥ ૨૦ ॥ આ પ્રમાણે તેમણે પોતાનાં બધાં કર્મો યજ્ઞપુરુષ, ઇન્દ્રિયાતીત ભગવાનને કે જેઓ સર્વાત્મા અને સર્વસ્વરૂપ છે એવું સમજીને સમર્પિત કરી દીધાં હતાં અને ભગવદ્ભક્ત બ્રાહ્મણોની આજ્ઞાનુસાર તેઓ આ પૃથ્વીનું શાસન કરતા હતા. ॥ ૨૧ ॥ તેમણે 'ધન્વ' નામના નિર્જળ પ્રદેશમાં સરસ્વતી નદીના પ્રવાહ સામે વસિષ્ઠ, અસિત, ગૌતમ વગેરે જુદા-જુદા આચાર્યો દ્વારા મહાન ઐશ્વર્યને કારણે સર્વાંગ-પરિપૂર્ણ તથા મોટી-

૧. ૦પથાનુસર્પણે । ૨. તથો૦ ।

તતૈર્વસિષ્ઠાસિતગૌતમાદિભિ[૧]-
ર્ધન્વન્યભિસ્રોતમસૌ સરસ્વતીમ્ ॥ ૨૨॥

યસ્ય ક્રતુષુ ગીર્વાણૈઃ સદસ્યા ઋત્વિજો જનાઃ ।
તુલ્યરૂપાશ્ચાનિમિષા વ્યદૃશ્યન્ત સુવાસસઃ ॥ ૨૩॥

સ્વર્ગો ન પ્રાર્થિતો યસ્ય મનુજૈરમરપ્રિયઃ ।
શૃણ્વદ્ભિરુપગાયદ્ભિરુત્તમશ્લોકચેષ્ટિતમ્ ॥ ૨૪॥

સમર્દ્ધયન્તિ તાન્કામાઃ સ્વારાજ્યપરિભાવિતાઃ[૨] ।
દુર્લભા નાપિ સિદ્ધાનાં મુકુન્દં હૃદિ પશ્યતઃ[૩] ॥ ૨૫॥

સ ઈત્થં ભક્તિયોગેન તપોયુક્તેન પાર્થિવઃ ।
સ્વધર્મેણ હરિં પ્રીણન્ સઙ્ગાન્સર્વાઞ્છનૈર્જહૌ ॥ ૨૬॥

ગૃહેષુ દારેષુ સુતેષુ બન્ધુષુ
દ્વિપોત્તમસ્યન્દનવાજિપત્તિષુ[૪] ।
અક્ષય્યરત્નાભરણાયુધાદિ-
ષ્વનન્તકોશેષ્વકરોદસન્મતિમ્ ॥ ૨૭॥

તસ્મા અદાદ્ધરિશ્ચક્રં પ્રત્યનીકભયાવહમ્ ।
એકાન્તભક્તિભાવેન પ્રીતો ભૃત્યાભિરક્ષણમ્[૫] ॥ ૨૮॥

આરિરાધયિષુઃ[૬] કૃષ્ણં મહિષ્યા તુલ્યશીલયા ।
યુક્તઃ સાંવત્સરં વીરો દધાર દ્વાદશીવ્રતમ્ ॥ ૨૯॥

વ્રતાન્તે કાર્તિકે માસિ ત્રિરાત્રં સમુપોષિતઃ ।
સ્નાતઃ કદાચિત્કાલિન્દ્યાં હરિં મધુવનેઽર્ચયત્ ॥ ૩૦॥

મહાભિષેકવિધિના સર્વોપસ્કરસમ્પદા ।
અભિષિચ્યામ્બરાકલ્પૈર્ગન્ધમાલ્યાર્હણાદિભિઃ[૭] ॥ ૩૧॥

તદ્ગતાન્તરભાવેન પૂજયામાસ કેશવમ્ ।
બ્રાહ્મણાંશ્ચ મહાભાગાન્સિદ્ધાર્થાનપિ ભક્તિતઃ ॥ ૩૨॥

મોટી દક્ષિણાવાળા અનેક અશ્વમેધ યજ્ઞો કરીને યજ્ઞાધિપતિ ભગવાનની આરાધના કરી હતી. ॥ ૨૨ ॥ તેમના યજ્ઞોમાં દેવતાઓની સાથે જ્યારે-જ્યારે સભાસદો અને ઋત્વિજો બેસી જતા હતા ત્યારે તેમનાં નેત્રોની પલકો પડતી ન હતી અને તેઓ પોતાનાં સુંદર વસ્ત્રો અને એવા જ રૂપને કારણે દેવતાઓ જેવા જ દેખાતા હતા. ॥ ૨૩ ॥ તેમનાં પ્રજાજનો, મહાત્માઓ દ્વારા ગવાયેલા ભગવાનના ઉત્તમ ચરિત્રોનું ક્યારેક ખૂબ પ્રેમથી શ્રવણ કરતા અને ક્યારેક તેનું ગાન કરતા. આ પ્રમાણે તેમના રાજ્યના મનુષ્યો દેવતાઓના અત્યંત પ્રિય એવા સ્વર્ગની પણ ઇચ્છા કરતા ન હતા. ॥ ૨૪ ॥ તેઓ પોતાના હૃદયમાં અનંત પ્રેમનું દાન કરવાવાળા શ્રીહરિનું નિત્ય-નિરંતર દર્શન કરતા રહેતા હતા. તેથી જે મોટા-મોટા સિદ્ધોને પણ દુર્લભ એવી ભોગ-સામગ્રી પણ તે લોકોને હર્ષિત કરી શકતી ન હતી. તે વસ્તુઓ તેમના આત્માનંદની સામે અત્યંત તુચ્છ અને તિરસ્કૃત હતી. ॥ ૨૫ ॥ રાજા અંબરીષ આ પ્રમાણે તપસ્યાથી યુક્ત ભક્તિયોગ અને પ્રજાપાલનરૂપી સ્વધર્મ દ્વારા ભગવાનને પ્રસન્ન કરવા લાગ્યા અને ધીરે-ધીરે તેમણે બધા પ્રકારની આસક્તિઓનો ત્યાગ કરી દીધો. ॥ ૨૬ ॥ ઘર, પત્ની, પુત્ર, ભાઈ-બન્ધુ, મોટા-મોટા હાથી, રથ, ઘોડા અને પાયદળ (ચતુરંગિણી સેના) અક્ષય રત્નો, આભૂષણો અને આયુધો વગેરે તમામ વસ્તુઓ તથા અખૂટ રાજ્ય-કોષ (ખજાનો)ના સંબંધમાં તેમનો એવો દૃઢ નિશ્ચય હતો કે તે બધાં જ અસત્ય છે. ॥ ૨૭ ॥ તેમની અનન્ય પ્રેમમયી ભક્તિથી પ્રસન્ન થઈને ભગવાને તેમના રક્ષણની જવાબદારી સુદર્શન ચક્રને સોંપી હતી, જે વિરોધીઓને ભયભીત કરનારું અને ભગવદ્ભક્તોની રક્ષા કરવાવાળું છે. ॥ ૨૮ ॥

રાજા અંબરીષનાં પત્ની પણ તેમનાં જેવાં જ ધર્મશીલ, સંસારથી વિરક્ત અને ભક્તિપરાયણ હતાં. એક સમયે તેમણે પોતાનાં પત્ની સાથે ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરવા માટે એક વર્ષ સુધી દ્વાદશીપ્રધાન એકાદશી-વ્રત કરવાનો નિયમ લીધો. ॥ ૨૯ ॥ વ્રતની સમાપ્તિ થયા પછી કારતક મહિનામાં તેમણે ત્રણ રાત્રિના ઉપવાસ કર્યા અને એક દિવસ યમુનાજીમાં સ્નાન કરીને મધુવનમાં ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી. ॥ ૩૦ ॥ તેમણે મહાભિષેકની વિધિ પ્રમાણે બધા પ્રકારની સામગ્રી તથા સંપત્તિ દ્વારા ભગવાનનો અભિષેક કર્યો અને હૃદયથી તન્મય થઈને વસ્ત્ર, આભૂષણ, ચન્દન, માળા અને અર્ઘ્ય વગેરે દ્વારા તેમની પૂજા કરી. જોકે અત્યંત ભાગ્યશાળી એવા બ્રાહ્મણોને આવી પૂજાની કોઈ આવશ્યકતા ન હતી, તેમની તમામ કામનાઓ આપમેળે પૂર્ણ થઈ ચૂકી હતી — તેઓ સિદ્ધ હતા. – તો પણ રાજા અંબરીષે

૧. ૦ભિઃ સ્વર્ધુન્યભિસ્રોતવર્તી સર૦ । ૨. ૦પરિવેષ્ટિતાઃ । ૩. પશ્યતામ્ । ૪. ૦જિવસ્તુષુ । ૫. ભૂતાભિ૦ । ૬. ૦યુર્વિષ્ણું । ૭. ૦ર્લબ્ધ૦ ।

ગવાં રુક્મવિષાણીનાં રૂપ્યાઙ્‌ઘ્રીણાં સુવાસસામ્ ।
પયઃશીલવયોરૂપવત્સોપસ્કરસમ્પદામ્ ॥ ૩૩॥

પ્રાહિણોત્સાધુ વિપ્રેભ્યો ગૃહેષુ ન્યર્બુદાનિ ષટ્ ।
ભોજયિત્વા દ્વિજાનગ્રે સ્વાદ્વન્નં ગુણવત્તમમ્[1] ॥ ૩૪॥

લબ્ધકામૈરનુજ્ઞાતઃ પારણાયોપચક્રમે ।
તસ્ય તર્હ્યતિથિઃ સાક્ષાદ્દુર્વાસા ભગવાનભૂત્ ॥ ૩૫॥

તમાનર્ચાતિથિં ભૂપઃ પ્રત્યુત્થાનાસનાર્હણૈઃ ।
યયાચેઽભ્યવહારાય પાદમૂલમુપાગતઃ ॥ ૩૬॥

પ્રતિનન્દ્ય સ તદ્યાચ્ઞાં[2] કર્તુમાવશ્યકં ગતઃ ।
નિમમજ્જ[3] બૃહદ્ ધ્યાયન્કાલિન્દીસલિલે શુભે[4] ॥ ૩૭॥

મુહૂર્તાર્ધાવશિષ્ટાયાં દ્વાદશ્યાં પારણં પ્રતિ ।
ચિન્તયામાસ ધર્મજ્ઞો દ્વિજૈસ્તદ્ધર્મસઙ્કટે ॥ ૩૮॥

બ્રાહ્મણાતિક્રમે દોષો દ્વાદશ્યાં યદપારણે ।
યત્કૃત્વા સાધુ મે ભૂયાદધર્મો વા ન માં સ્પૃશેત્ ॥ ૩૯॥

અમ્ભસા કેવલેનાથ કરિષ્યે વ્રતપારણમ્ ।
પ્રાહુરબ્ભક્ષણં વિપ્રા હ્યશિતં નાશિતં ચ તત્ ॥ ૪૦॥

ઇત્યપઃ પ્રાશ્ય રાજર્ષિશ્ચિન્તયન્મનસાચ્યુતમ્ ।
પ્રત્યચષ્ટ કુરુશ્રેષ્ઠ દ્વિજાગમનમેવ સઃ ॥ ૪૧॥

દુર્વાસા યમુનાકૂલાત્કૃતાવશ્યક આગતઃ ।
રાજ્ઞાભિનન્દિતસ્તસ્ય બુબુધે ચેષ્ટિતં ધિયા ॥ ૪૨॥

મન્યુના પ્રચલદ્‌ગાત્રો ભ્રુકુટીકુટિલાનનઃ ।
બુભુક્ષિતશ્ચ સુતરાં કૃતાઞ્જલિમભાષત ॥ ૪૩॥

ભક્તિભાવથી તેમનું પૂજન કર્યું. ત્યારપછી પહેલાં બ્રાહ્મણોને સ્વાદિષ્ટ અને અત્યંત ગુણકારી ભોજન કરાવીને તે લોકોના ઘરે સાઠ કરોડ શણગારેલી ગાયો મોકલી દીધી. તે ગાયોનાં શિંગડાં સુવર્ણથી, ખરીઓ ચાંદીથી મઢેલી હતી. સુંદર-સુંદર વસ્ત્રો તેમને ઓઢાડવામાં આવ્યાં હતાં. તે ગાયો બહુ જ સુશીલ, નાની વયની, જોવામાં સુંદર, વાછડાવાળી અને ખૂબ દૂધ આપનારી હતી. તેમની સાથે દોહવાની ઉપયોગી સામગ્રી પણ રાજા અંબરીષે મોકલી આપી હતી. ॥ ૩૧-૩૪ ॥ જ્યારે બ્રાહ્મણોને સર્વ કાંઈ અપાઈ ચૂક્યું ત્યારે રાજાએ તેમની આજ્ઞા લઈને વ્રતનું પારણું કરવાની તૈયારી કરી. તે જ સમયે શાપ અને વરદાન આપવામાં સમર્થ સ્વયં દુર્વાસાજી પણ તેમને ત્યાં અતિથિના રૂપમાં પધાર્યા. ॥ ૩૫ ॥

રાજા અમ્બરીષ તેમને જોતાં જ ઊભા થઈ ગયા, તેમને આસન આપીને બેસાડ્યા અને વિવિધ પ્રકારની સામગ્રી દ્વારા અતિથિરૂપે આવેલા દુર્વાસાજીની પૂજા કરી. તેમના ચરણોમાં પ્રણામ કરીને અંબરીષે ભોજન માટે પ્રાર્થના કરી. ॥ ૩૬ ॥ દુર્વાસાજીએ અંબરીષની પ્રાર્થના સ્વીકારી લીધી અને ત્યાર પછી આવશ્યક કર્મોથી નિવૃત્ત થવા માટે તેઓ નદીકિનારે ચાલ્યા ગયા. તેઓ પરબ્રહ્મનું ધ્યાન કરીને યમુનાજીના પવિત્ર જળમાં સ્નાન કરવા લાગ્યા. ॥ ૩૭ ॥ આ બાજુ, દ્વાદશી માત્ર ઘડીભર બાકી હતી. ધર્મજ્ઞ અંબરીષે ધર્મસંકટમાં પડીને બ્રાહ્મણો સાથે પરામર્શ કર્યો. ॥ ૩૮ ॥ તેમણે કહ્યું – 'બ્રહ્મદેવો! બ્રાહ્મણોને ભોજન કરાવ્યા વિના સ્વયં ભોજન કરી લેવું – અને દ્વાદશી રહે ત્યાં સુધીમાં પારણું ન કરવું – બન્ને પ્રકારે દોષ લાગે છે. તેથી આ સમયે જેવું કરવાથી મારું હિત થાય અને મને પાપ ન લાગે, એવું કામ કરવું જોઈએ. ॥ ૩૯ ॥ ત્યારે બ્રાહ્મણો સાથે વિચાર-વિમર્શ કરીને તેમણે કહ્યું – 'ભૂદેવો! શ્રુતિઓમાં એવું કહેવામાં આવ્યું છે કે, જળ પી લેવું એ ભોજન કર્યું પણ ગણાય અને ભોજન ન કર્યું પણ ગણાય. તેથી અત્યારે માત્ર જળથી પારણું કરી લઉં છું.' ॥ ૪૦ ॥ એવો નિશ્ચય કરીને મનમાં જ ભગવાનનું ચિંતન કરીને રાજર્ષિ અંબરીષે જળ પી લીધું અને પરીક્ષિત! તેઓ માત્ર દુર્વાસાજીના આવવાની રાહ જોવા લાગ્યા. ॥ ૪૧ ॥ દુર્વાસાજી આવશ્યક કર્મોથી પરવારીને યમુનાકિનારેથી પાછા આવ્યા. જ્યારે રાજાએ આગળ વધીને તેમનું અભિવાદન કર્યું ત્યારે તેમણે અનુમાનથી જ જાણી લીધું કે રાજાએ પારણું કરી લીધું છે. ॥ ૪૨ ॥ તે સમયે દુર્વાસા ખૂબ ભૂખ્યા હતા. તેથી એ જાણી લઈને કે, રાજાએ પારણું કરી લીધું છે, તેઓ ક્રોધથી ધ્રૂજવા લાગ્યા. ભમરો ચડી જવાથી તેમનું મુખ વિકટ (ભયંકર) થઈ ગયું. તેમણે હાથ જોડીને ઊભેલા અંબરીષને ધમકાવીને કહ્યું. ॥ ૪૩ ॥

૧. ગુણવન્મધુ । ૨. તદ્યાક્યાં । ૩. નિર્મ૦ । ૪. શુચૌ ।

અહો અસ્ય નૃશંસસ્ય શ્રિયોન્મત્તસ્ય[1] પશ્યત ।
ધર્મવ્યતિક્રમં વિષ્ણોરભક્તસ્યેશમાનિનઃ[2] ॥ ૪૪॥

યો મામતિથિમાયાતમાતિથ્યેન નિમન્ત્ર્ય ચ ।
અદત્ત્વા ભુક્તવાંસ્તસ્ય સદ્યસ્તે દર્શયે ફલમ્ ॥ ૪૫॥

એવં બ્રુવાણ ઉત્કૃત્ય જટાં રોષવિદીપિતઃ ।
તયા[3] સ નિર્મમે તસ્મૈ કૃત્યાં કાલાનલોપમામ્ ॥ ૪૬॥

તામાપતન્તીં જ્વલતીમસિહસ્તાં[4] પદા ભુવમ્ ।
વેપયન્તીં સમુદ્વીક્ષ્ય ન ચચાલ પદાન્નૃપઃ ॥ ૪૭॥

પ્રાગ્દિષ્ટં ભૃત્યરક્ષાયાં પુરુષેણ મહાત્મના ।
દદાહ કૃત્યાં તાં ચક્રં ક્રુદ્ધાહિમિવ પાવકઃ ॥ ૪૮॥

તદભિદ્રવદુદ્વીક્ષ્ય[5] સ્વપ્રયાસં ચ નિષ્ફલમ્ ।
દુર્વાસા દુદ્રુવે ભીતો દિક્ષુ પ્રાણપરીપ્સયા ॥ ૪૯॥

તમન્વધાવદ્ભગવદ્રથાઙ્ગં
દાવાગ્નિરુદ્ધૂતશિખો[6] યથાહિમ્ ।
તથાનુષક્તં[7] મુનિરીક્ષમાણો
ગુહાં વિવિક્ષુઃ પ્રસસાર મેરોઃ ॥ ૫૦॥

દિશો નભઃ ક્ષ્માં વિવરાન્ સમુદ્રાઁ-
લ્લોકાન્ સપાલાંસ્ત્રિદિવં ગતઃ સઃ ।
યતો યતો ધાવતિ તત્ર તત્ર
સુદર્શનં દુષ્પ્રસહં દદર્શ ॥ ૫૧॥

અલબ્ધનાથઃ સ યદા કુતશ્ચિત્
સન્ત્રસ્તચિત્તોઽરણમેષમાણઃ ।
દેવં વિરિઞ્ચં સમગાદ્વિધાત-
સ્ત્રાહ્યાત્મયોનેઽજિતતેજસો મામ્ ॥ ૫૨॥

'અહો! જુઓ તો ખરા, આ કેટલો ક્રૂર છે! આ સંપત્તિના મદમાં કેટલો ચકચૂર થઈ ગયો છે. ભગવાનની ભક્તિ તો સ્પર્શી પણ નથી અને આ પોતાની જાતને મોટો સમર્થ માને છે. આજે આણે ધર્મનું ઉલ્લંઘન કરીને બહુ અન્યાય કર્યો છે. ॥ ૪૪ ॥ જુઓ, હું તેનો અતિથિ બનીને આવ્યો છું. એણે અતિથિ-સત્કાર કરવા મને નિમંત્રણ પણ આપ્યું છે, તેમ છતાં મને ભોજન કરાવ્યા વિના જ જમી લીધું છે. સારું, જો, 'તને હવે એનું ફળ ચખાડું છું.' ॥ ૪૫ ॥ આમ કહેતાં કહેતાં તેઓ ક્રોધથી સળગી ઊઠ્યા. તેમણે પોતાની એક જટા ઉખાડી અને તેનાથી અંબરીષને મારી નાખવા માટે એક કૃત્યા ઉત્પન્ન કરી. તે પ્રલયકાળના અગ્નિ જેવી ભડભડ બળતી, હાથમાં તલવાર લઈને રાજા અંબરીષ પર તૂટી પડી. તે સમયે તે તેના પગના ધમકારાથી પૃથ્વીને ધ્રુજાવી રહી હતી. પરંતુ રાજા અંબરીષ તેને જોઈને સહેજ પણ પોતાના સ્થાનેથી ખસ્યા નહીં. ॥ ૪૬-૪૭ ॥ પરમપુરુષ પરમાત્માએ પોતાના સેવકની રક્ષા માટે પહેલેથી જ સુદર્શન ચક્રને જવાબદારી સોંપી હતી. જેમ અગ્નિ ક્રોધથી ફુંફાડા મારતા સાપને ભસ્મ કરી નાખે છે, તે જ રીતે ચક્રે દુર્વાસાજીની કૃત્યાને બાળીને ભસ્મનો ઢગલો કરી દીધો. ॥ ૪૮ ॥ હવે દુર્વાસાજીએ જોયું કે, મારી બનાવેલી કૃત્યા તો બળી રહી છે અને ચક્ર મારી તરફ આવી રહ્યું છે, ત્યારે તેઓ ભયભીત થઈને પોતાના પ્રાણ બચાવવા માટે એકાએક ભાગી નીકળ્યા. ॥ ૪૯ ॥ જેમ ઊંચી-ઊંચી લપટોવાળો દાવાનળ સાપની પાછળ દોડે છે, તે જ પ્રમાણે ભગવાનનું ચક્ર તેમની પાછળ-પાછળ દોડવા લાગ્યું. જ્યારે દુર્વાસાજીએ જોયું કે ચક્ર તો મારી પાછળ પડી ગયું છે, ત્યારે સુમેરુ પર્વતની ગુફામાં પ્રવેશ કરવા માટે તે તરફ દોડવા લાગ્યા. ॥ ૫૦ ॥ દુર્વાસાજી ચારે દિશા, આકાશ, પૃથ્વી, અતલ-વિતલ વગેરે નીચેના લોક, સમુદ્ર, લોકપાલ અને તેમના દ્વારા સુરક્ષિત લોકોમાં તથા સ્વર્ગલોક સુધી ગયા, પરંતુ જ્યાં-જ્યાં તેઓ ગયા ત્યાં-ત્યાં તેમણે અસહ્ય તેજવાળા ચક્રને પોતાની પાછળ પડેલું જોયું. ॥ ૫૧ ॥ જ્યારે તેમને ક્યાંય પણ કોઈ રક્ષા કરનાર ન મળ્યું ત્યારે તો તેઓ વધારે ભયભીત થઈ ગયા. પોતાના માટે રક્ષક શોધતા શોધતા તેઓ દેવશિરોમણિ બ્રહ્માજી પાસે ગયા અને બોલ્યા – 'બ્રહ્માજી! તમે સ્વયંભૂ છો. ભગવાનના આ તેજોમય ચક્રથી મારી રક્ષા કરો.' ॥ ૫૨ ॥

૧. શ્રિયા મત્તસ્ય । ૨. ઽસ્યેષ્ટમાનિનઃ । ૩. તપસા નિ૦ । ૪. જ્વલન્તીમસિ૦ । ૫. ઽદ્રવમુદ્વી૦ । ૬. દવાગ્નિ૦ । ૭. તથાવસક્તં ।

બ્રહ્મોવાચ

સ્થાનં મદીયં સહવિશ્વમેતત્
ક્રીડાવસાને દ્વિપરાર્ધસઞ્જ્ઞે ।
ભ્રૂભઙ્ગમાત્રેણ હિ સન્દિધક્ષોઃ
કાલાત્મનો યસ્ય તિરોભવિષ્યતિ ॥ ૫૩॥

બ્રહ્માજીએ કહ્યું – 'જ્યારે મારું બે પરાર્ધનું આયુષ્ય સમાપ્ત થશે અને કાલસ્વરૂપ ભગવાન પોતાની આ સૃષ્ટિલીલા સમેટવા લાગશે અને આ જગતને બાળી નાખવા ઇચ્છશે, તે સમયે તેમના માત્ર ભવાં ચઢાવતાં જ આ તમામ સંસાર અને મારો આ લોક પણ લીન થઈ જશે. ॥ ૫૩ ॥

અહં ભવો દક્ષભૃગુપ્રધાનાઃ
પ્રજેશભૂતેશસુરેશમુખ્યાઃ ।
સર્વે વયં યન્નિયમં પ્રપન્ના
મૂર્ધ્ન્યર્પિતં લોકહિતં વહામઃ ॥ ૫૪॥

પ્રત્યાખ્યાતો વિરિઞ્ચેન વિષ્ણુચક્રોપતાપિતઃ ।
દુર્વાસાઃ શરણં યાતઃ શર્વં કૈલાસવાસિનમ્ ॥ ૫૫॥

હું, શંકરજી, દક્ષ-ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂતેશ્વરો, દેવેશ્વરો વગેરે બધા જેમના બનાવેલા નિયમોથી બંધાયેલા છીએ તથા જેમની આજ્ઞા શિરોધાર્ય કરીને અમે લોકો સંસારનું હિત કરીએ છીએ. (એમના ભક્તના દ્રોહીને બચાવવા માટે અમે સમર્થ નથી.) ॥ ૫૪ ॥ જ્યારે બ્રહ્માજીએ દુર્વાસાને આ પ્રમાણે નિરાશ કરી દીધા, ત્યારે ભગવાનના ચક્રથી બળી રહેલા દુર્વાસા કૈલાસવાસી ભગવાન શંકરનાં શરણમાં ગયા. ॥ ૫૫ ॥

શ્રીરુદ્ર ઉવાચ

વયં ન તાત પ્રભવામ ભૂમ્નિ
યસ્મિન્પરેઽન્યેઽપ્યજજીવકોશાઃ ।
ભવન્તિ કાલે ન ભવન્તિ હીદૃશાઃ
સહસ્રશો યત્ર વયં ભ્રમામઃ ॥ ૫૬॥

શ્રીમહાદેવજીએ કહ્યું – 'દુર્વાસાજી! જે અનંત પરમેશ્વરમાં બ્રહ્મા જેવા જીવો અને તેમની ઉપાધિરૂપ આવાં બ્રહ્માંડરૂપ શરીરો તથા બીજાં પણ આવાં હજારો બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે. જે બ્રહ્માંડોમાં અમારા જેવા તો હજારો ભટકતા રહે છે – તે પ્રભુના સંબંધમાં અમે કશુંય કરવાનું સામર્થ્ય ધરાવતા નથી. ॥ ૫૬ ॥

અહં સનત્કુમારશ્ચ નારદો ભગવાનજઃ ।
કપિલોઽપાન્તરતમો દેવલો ધર્મ આસુરિઃ ॥ ૫૭॥

મરીચિપ્રમુખાશ્ચાન્યે સિદ્ધેશાઃ પારદર્શિનઃ ।
વિદામ ન વયં સર્વે યન્માયાં માયયાઽઽવૃતાઃ ॥ ૫૮॥

તસ્ય વિશ્વેશ્વરસ્યેદં શસ્ત્રં દુર્વિષહં હિ નઃ ।
તમેવ શરણં યાહિ હરિસ્તે શં વિધાસ્યતિ ॥ ૫૯॥

તતો નિરાશો દુર્વાસાઃ પદં ભગવતો યયૌ ।
વૈકુણ્ઠાખ્યં યદધ્યાસ્તે શ્રીનિવાસઃ શ્રિયા સહ ॥ ૬૦॥

સન્દહ્યમાનોઽજિતશસ્ત્રવહ્નિના
તત્પાદમૂલે પતિતઃ સવેપથુઃ ।

હું, સનતકુમારો, નારદ, ભગવાન બ્રહ્મા, કપિલદેવ, અપાંતરતમ, દેવલ, ધર્મ, આસુરિ તથા મરીચિ વગેરે બીજા સર્વજ્ઞ સિદ્ધેશ્વરો – આ અમે બધાય ભગવાનની માયાને જાણી શકતા નથી. કારણ કે અમે તે જ માયાના ચકરાવામાં છીએ. ॥ ૫૭-૫૮ ॥ આ ચક્ર તે વિશ્વેશ્વરનું શસ્ત્ર છે. આ અમારા લોકો માટે અસહ્ય છે. તમે તેમના જ શરણમાં જાઓ. તે ભગવાન જ તમારું મંગલ કરશે, અમે કાંઈ કરી શકીએ એમ નથી. ॥ ૫૯ ॥ ત્યાંથી પણ નિરાશ થઈને દુર્વાસા ભગવાનના પરમધામ વૈકુંઠમાં ગયા, જ્યાં લક્ષ્મીપતિ ભગવાન લક્ષ્મીજીની સાથે નિવાસ કરે છે. ॥ ૬૦ ॥ દુર્વાસાજી ભગવાનના ચક્રના તેજથી બળી રહ્યા હતા. તેઓ ધ્રૂજતા ધ્રૂજતા ભગવાનના ચરણોમાં પડી ગયા. તેમણે કહ્યું – 'હે અચ્યુત! હે અનંત! આપ સંતોના એકમાત્ર ઇષ્ટદેવ છો.

આહાચ્યુતાનન્ત સદીપ્સિત પ્રભો
કૃતાગસં માડવ[1] હિ વિશ્વભાવન ॥ ૬૧॥

અજાનતા તે પરમાનુભાવં
કૃતં મયાઘં ભવતઃ પ્રિયાણામ્ ।
વિધેહિ તસ્યાપચિતિં વિધાત-
ર્મુચ્યેત યન્નામ્ન્યુદિતે નારકોઽપિ ॥ ૬૨॥

*શ્રીભગવાનુવાચ*

અહં ભક્તપરાધીનો હ્યસ્વતન્ત્ર ઈવ દ્વિજ ।
સાધુભિર્ગ્રસ્તહૃદયો ભક્તૈર્ભક્તજનપ્રિયઃ ॥ ૬૩॥

નાહમાત્માનમાશાસે મદ્ભક્તૈઃ સાધુભિર્વિના ।
શ્રિયં ચાત્યન્તિકીં બ્રહ્મન્ યેષાં ગતિરહં પરા ॥ ૬૪॥

યે દારાગારપુત્રાપ્તાન્ પ્રાણાન્વિત્તમિમં પરમ્ ।
હિત્વા માં શરણં યાતાઃ કથં તાંસ્ત્યક્તુમુત્સહે ॥ ૬૫॥

મયિ નિર્બદ્ધહૃદયાઃ સાધવઃ સમદર્શનાઃ[2] ।
વશીકુર્વન્તિ માં ભક્ત્યા સત્સ્ત્રિયઃ સત્પતિં યથા ॥ ૬૬॥

મત્સેવયા પ્રતીતં ચ સાલોક્યાદિચતુષ્ટયમ્ ।
નેચ્છન્તિ સેવયા પૂર્ણાઃ કુતોઽન્યત્કાલવિદ્રુતમ્ ॥ ૬૭॥

સાધવો હૃદયં મહ્યં સાધૂનાં હૃદયં ત્વહમ્[3] ।
મદન્યત્તે ન જાનન્તિ નાહં તેભ્યો મનાગપિ ॥ ૬૮॥

ઉપાયં કથયિષ્યામિ તવ વિપ્ર શૃણુષ્વ તત્ ।
અયં હ્યાત્માભિચારસ્તે યતસ્તં યાતુ વૈ ભવાન્ ।
સાધુષુ પ્રહિતં તેજઃ પ્રહર્તુઃ કુરુતેઽશિવમ્ ॥ ૬૯॥

પ્રભુ! વિશ્વના જીવનદાતા! હું અપરાધી છું. આપ મારી રક્ષા કરો. ॥ ૬૧ ॥ આપનો પરમ પ્રભાવ ન જાણવાને કારણે જ મેં આપના પ્રિય ભક્તનો અપરાધ કર્યો છે. પ્રભુ! આપ મને તેનાથી બચાવો. આપના નામમાત્રનું ઉચ્ચારણ કરવાથી નરકના જીવો પણ મુક્ત થઈ જાય છે.' ॥ ૬૨ ॥

**શ્રીભગવાને કહ્યું** – દુર્વાસાજી! હું બધી રીતે ભક્તોને આધીન છું. હું બિલકુલ સ્વતંત્ર નથી. મારા સીધા-સાદા સરળ ભક્તોએ મારા હૃદયને તેમના વશ કરી રાખ્યું છે. ભક્તજનો મને પ્રેમ કરે છે, હું તેમને પ્રેમ કરું છું. ॥ ૬૩ ॥ બ્રહ્મન્! મારા ભક્તોનો એકમાત્ર આશ્રય હું જ છું. તેથી મારા સાધુસ્વભાવના ભક્તોને છોડીને ન તો હું સ્વયં મારી જાતને ચાહું છું કે ન મારી અર્ધાઙ્ગિની વિનાશરહિત લક્ષ્મીને પણ. ॥ ૬૪ ॥ જે ભક્તો પત્ની, પુત્ર, ઘર, ગુરુજનો, પ્રાણ, ધન, આ લોક અને પરલોક – બધું જ છોડીને માત્ર મારા જ શરણમાં આવી ગયા છે, તેમને છોડવાનો વિચાર પણ હું કઈ રીતે કરી શકું? ॥ ૬૫ ॥ જેમ સતી સ્ત્રી પોતાના પાતિવ્રત્યથી સદાચારી પતિને વશ કરી લે છે, તેવી જ રીતે મારી સાથે પોતાના હૃદયને પ્રેમ-બંધનથી બાંધી રાખનારા સમદર્શી સાધુપુરુષો ભક્તિ દ્વારા મને પોતાને વશ કરી લે છે. ॥ ૬૬ ॥ મારા અનન્ય પ્રેમી ભક્તો સેવાથી જ પોતાને પરિપૂર્ણ કૃતકૃત્ય માને છે. મારી સેવાના ફળસ્વરૂપ જ્યારે તેમને સાલોક્ય, સારૂપ્ય વગેરે મુક્તિઓ પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ તેનો પણ સ્વીકાર કરવા ઇચ્છતા નથી, પછી સમયના પ્રવાહમાં નષ્ટ થઈ જનારી વસ્તુઓની તો વાત જ ક્યાં છે? ॥ ૬૭ ॥ દુર્વાસાજી! હું તમને બીજું શું કહું, મારા પ્રેમી ભક્તો તો મારું હૃદય છે અને તે પ્રેમીભક્તોનું હૃદય સ્વયં હું છું. તેઓ મારા સિવાય બીજું કંઈ પણ જાણતા નથી. ॥ ૬૮ ॥ દુર્વાસાજી! સાંભળો, હું તમને એક ઉપાય બતાવું છું. જેમનું અનિષ્ટ કરવાથી તમારે આ વિપત્તિમાં પડવું પડ્યું છે, તમે તેમની પાસે જાઓ. નિરપરાધ સંતોના અનિષ્ટની ચેષ્ટાથી અનિષ્ટ કરનારનું જ અમંગલ થાય છે. ॥ ૬૯ ॥

૧. મામવ વિશ્વ૦ । ૨. ૦દર્શિનઃ । ૩. હ્યહમ્ ।

તપો વિદ્યા ચ વિપ્રાણાં નિઃશ્રેયસકરે ઉભે ।
તે એવ દુર્વિનીતસ્ય કલ્પેતે કર્તુરન્યથા ॥ ૭૦॥

બ્રહ્મંસ્તદ્ગચ્છ ભદ્રં તે નાભાગતનયં નૃપમ્ ।
ક્ષમાપય મહાભાગં તતઃ શાન્તિર્ભવિષ્યતિ ॥ ૭૧॥

એમાં સંદેહ નથી કે બ્રાહ્મણોને માટે તપસ્યા અને વિદ્યા પરમ કલ્યાણનાં સાધનો છે. પરંતુ જો બ્રાહ્મણ ઉદંડ અને અન્યાયી બની જાય, તો તે બન્ને (તપસ્યા અને વિદ્યા) વિપરીત ફળ આપવા માંડે છે. ॥ ૭૦ ॥ દુર્વાસાજી! તમારું કલ્યાણ થાઓ. તમે નાભાગના પુત્ર પરમ ભાગ્યશાળી રાજા અંબરીષ પાસે જાઓ અને તેમની ક્ષમા માગો, ત્યારે તમને શાંતિ મળશે. ॥ ૭૧ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધેઽમ્બરીષચરિતે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪॥

નવમા સ્કંધ-અંતર્ગત અમ્બરીષચરિત્રમાંનો ચોથો અધ્યાય સમાપ્ત.

═★═

# પાંચમો અધ્યાય

## દુર્વાસાજીના દુઃખનું નિવારણ

*શ્રીશુક ઉવાચ*

એવં ભગવતાઽઽદિષ્ટો દુર્વાસાશ્ચક્રતાપિતઃ ।
અમ્બરીષમુપાવૃત્ય તત્પાદૌ દુઃખિતોઽગ્રહીત્ ॥ ૧॥

તસ્ય સોદ્યમનં[1] વીક્ષ્ય પાદસ્પર્શવિલજ્જિતઃ[2] ।
અસ્તાવીત્તદ્ધરેરસ્ત્રં કૃપયા પીડિતો ભૃશમ્ ॥ ૨॥

*અમ્બરીષ ઉવાચ*

ત્વમગ્નિર્ભગવાન્સૂર્યસ્ત્વં સોમો જ્યોતિષાંપતિઃ ।
ત્વમાપસ્ત્વં ક્ષિતિર્વ્યોમ વાયુર્માત્રેન્દ્રિયાણિ ચ ॥ ૩॥

સુદર્શન નમસ્તુભ્યં સહસ્રારાચ્યુતપ્રિય ।
સર્વાસ્ત્રઘાતિન્વિપ્રાય સ્વસ્તિ ભૂયા ઇડસ્પતે ॥ ૪॥

ત્વં ધર્મસ્ત્વમૃતં સત્યં ત્વં યજ્ઞોઽખિલયજ્ઞભુક્ ।
ત્વં લોકપાલઃ સર્વાત્મા ત્વં તેજઃ પૌરુષં પરમ્ ॥ ૫॥

નમઃ સુનાભાખિલધર્મસેતવે
હ્યધર્મશીલાસુરધૂમકેતવે ।

શ્રીશુકદેવજીએ કહ્યું – પરીક્ષિત! જ્યારે ભગવાને આ પ્રમાણે આજ્ઞા આપી ત્યારે સુદર્શન ચક્રના તેજથી બળી રહેલા દુર્વાસા પાછા ફરીને રાજા અંબરીષની પાસે આવ્યા અને તેમણે અત્યંત દુઃખી થઈને રાજાના ચરણ પકડી લીધા. ॥ ૧ ॥ દુર્વાસાની આવી ચેષ્ટા જોઈને અર્થાત્ તેમના દ્વારા પોતાના ચરણ પકડવાથી લજ્જિત થઈને રાજા અંબરીષ ભગવાનના ચક્રની સ્તુતિ કરવા લાગ્યા. તે વખતે તેમનું હૃદય દુર્વાસાજીનો સંતાપ જોઈને કરુણાથી અત્યંત દ્રવિત થઈ રહ્યું હતું. ॥ ૨ ॥

અંબરીષે કહ્યું – પ્રભુ સુદર્શન! તમે અગ્નિસ્વરૂપ છો. તમે જ પરમ સમર્થ સૂર્યદેવ છો. સમસ્ત નક્ષત્રમંડળના અધિપતિ ચન્દ્રમા પણ તમારું સ્વરૂપ છે. જળ, પૃથ્વી, આકાશ, વાયુ, પંચતન્માત્રાઓ અને સંપૂર્ણ ઇન્દ્રિયોના રૂપમાં તમે જ રહેલા છો. ॥ ૩ ॥ ભગવાનના પ્રિય હજાર દાંતવાળા ચક્રદેવ! હું તમને નમસ્કાર કરું છું. સમસ્ત અસ્ત્ર-શસ્ત્રોને નષ્ટ કરવામાં સમર્થ અને પૃથ્વીના રક્ષક! તમે આ બ્રાહ્મણની રક્ષા કરો. ॥ ૪ ॥ તમે સ્વયં જ ધર્મ છો, મધુર અને સત્યવાણી પણ તમે જ છો, તમે જ સઘળા યજ્ઞોના અધિપતિ અને સ્વયં પણ યજ્ઞરૂપ છો. તમે સર્વલોકોના રક્ષક અને સર્વલોકસ્વરૂપ પણ છો. તમે પરમપુરુષ પરમાત્માનું શ્રેષ્ઠ તેજ છો. ॥ ૫ ॥ હે સુનાભ! (અર્થાત્ સુંદર મધ્યમભાગવાળા સુદર્શનચક્ર!) તમે સમસ્ત ધર્મોની મર્યાદાના રક્ષક છો. અધર્મનું આચરણ કરનારા અસુરોને ભસ્મ કરવા માટે તમે સાક્ષાત્ અગ્નિ છો. તમે ત્રિલોકના રક્ષક છો અને વિશુદ્ધ

૧. તદ્વ્યસનં । ૨. સ્પર્શેન લજ્જિતઃ ।

ત્રૈલોક્યગોપાય વિશુદ્ધવર્ચસે
મનોજવાયાદ્ભુતકર્મણે ગૃણે ॥ ૬॥

ત્વત્તેજસા ધર્મમયેન સંહતં
તમઃ પ્રકાશશ્ચ ધૃતો[૧] મહાત્મનામ્ ।
દુરત્યયસ્તે મહિમા ગિરાં પતે
ત્વદ્રૂપમેતત્સદસત્પરાવરમ્ ॥ ૭॥

યદા વિસૃષ્ટસ્ત્વમનઞ્જનેન વૈ
બલં પ્રવિષ્ટોઽજિત દૈત્યદાનવમ્ ।
બાહૂદરોર્વઙ્ઘ્રિશિરોધરાણિ
વૃક્ણન્નજસ્રં પ્રધને વિરાજસે ॥ ૮॥

સ ત્વં જગત્ત્રાણ ખલપ્રહાણયે
નિરૂપિતઃ સર્વસહો ગદાભૃતા ।
વિપ્રસ્ય ચાસ્મત્કુલદૈવહેતવે
વિધેહિ ભદ્રં તદનુગ્રહો હિ નઃ ॥ ૯॥

યદ્યસ્તિ દત્તમિષ્ટં વા સ્વધર્મો વા સ્વનુષ્ઠિતઃ ।
કુલં નો વિપ્રદૈવં ચેદ્ દ્વિજો ભવતુ વિજ્વરઃ ॥ ૧૦॥

યદિ નો ભગવાન્પ્રીત એકઃ સર્વગુણાશ્રયઃ ।
સર્વભૂતાત્મભાવેન દ્વિજો ભવતુ વિજ્વરઃ ॥ ૧૧॥

તેજસ્વરૂપ છો. તમારી ગતિ મનના વેગ જેવી છે અને તમારાં કર્મ અદ્ભુત છે. હું તમને નમસ્કાર કરું છું, તમારી સ્તુતિ કરું છું. ॥ ૬ ॥ વેદવાણીના અધીશ્વર! તમારા ધર્મમય તેજથી અન્ધકારનો નાશ થાય છે અને સૂર્ય વગેરે મહાપુરુષોના પ્રકાશની રક્ષા થાય છે. તમારો મહિમા અપાર છે, તેને વાણીથી વર્ણવી શકાય નહીં. ઊંચા-નીચા અને નાના-મોટાના ભેદભાવથી યુક્ત આ સમસ્ત કાર્ય-કારણાત્મક જગત તમારું જ સ્વરૂપ છે. ॥ ૭ ॥ હે સુદર્શન ચક્ર! તમારા પર કોઈ વિજય પ્રાપ્ત કરી શકતું નથી. જે વખતે નિરંજન ભગવાન તમને યુદ્ધમાં પ્રવૃત્ત કરે છે ત્યારે તમે દૈત્યો અને દાનવોની સેનામાં પ્રવેશ કરીને તેમની ભુજાઓ, ઉદર, જાંઘ, ચરણ અને ગરદન વગેરે નિરંતર છેદતા રહો છો; ત્યારે યુદ્ધભૂમિમાં વિશેષરૂપે છવાઈ જાઓ છો. ॥ ૮ ॥ વિશ્વના રક્ષક! તમે રણભૂમિમાં બધાંના પ્રહારો સહી લો છો, તમારું કોઈ કશું અહિત કરી શકતું નથી. ગદાધારી ભગવાને દુષ્ટોનો નાશ કરવા માટે તમને નિયુક્ત કર્યા છે. તમે કૃપા કરીને મારા કુળના ભાગ્યોદય માટે દુર્વાસાજીનું કલ્યાણ કરો. આ તમારો અમારા ઉપર મહાન અનુગ્રહ થશે. ॥ ૯ ॥ જો મેં થોડું પણ દાન કર્યું હોય, યજ્ઞો કર્યા હોય અથવા મારા ધર્મનું પાલન કર્યું હોય, જો અમારા કુળના લોકો બ્રાહ્મણોને જ પોતાના આરાધ્ય દેવ માનતા હોય, તો દુર્વાસાજીનું સંકટ ટળી જાય. ॥ ૧૦ ॥ ભગવાન સમસ્ત ગુણોના એકમાત્ર આશ્રય છે. સમસ્ત પ્રાણીઓના આત્મારૂપે જો મેં તેમને માન્યા હોય તો અને તેઓ મારા પર પ્રસન્ન હોય તો દુર્વાસાજીના હૃદયનો સમગ્ર તાપ નષ્ટ થઈ જાય. ॥ ૧૧ ॥

*શ્રીશુક ઉવાચ*

ઈતિ સંસ્તુવતો રાજ્ઞો વિષ્ણુચક્રં સુદર્શનમ્ ।
અશામ્યત્સર્વતો વિપ્રં પ્રદહદ્ રાજયાચ્ઞયા ॥ ૧૨॥

સ મુક્તોઽસ્ત્રાગ્નિતાપેન દુર્વાસાઃ સ્વસ્તિમાંસ્તતઃ ।
પ્રશશંસ તમુર્વીશં યુઞ્જાનઃ પરમાશિષઃ ॥ ૧૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે અંબરીષ રાજાએ દુર્વાસાજીને ચારેબાજુથી બાળી રહેલા ભગવાનના સુદર્શનચક્રની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે તેમની પ્રાર્થનાથી ચક્ર શાંત થઈ ગયું. ॥ ૧૨ ॥ જ્યારે દુર્વાસા ચક્રના તાપથી મુક્ત થઈ ગયા અને તેમનું ચિત્ત સ્વસ્થ થઈ ગયું ત્યારે તેઓ અંબરીષ રાજાને અનેક-અનેક ઉત્તમ આશીર્વાદ આપતા રહીને તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૧૩ ॥

૧. ભૃતો ।

*દુર્વાસા ઉવાચ*

અહો અનન્તદાસાનાં મહત્ત્વં દૃષ્ટમદ્ય મે ।
કૃતાગસોઽપિ યદ્ રાજન્ મઙ્ગલાનિ સમીહસે ॥ ૧૪॥

દુષ્કરઃ કો નુ સાધૂનાં દુસ્ત્યજો વા મહાત્મનામ્ ।
યૈઃ સઙ્ગૃહીતો ભગવાન્ સાત્વતામૃષભો હરિઃ ॥ ૧૫॥

યન્નામશ્રુતિમાત્રેણ પુમાન્ભવતિ નિર્મલઃ ।
તસ્ય તીર્થપદઃ કિં વા દાસાનામવશિષ્યતે ॥ ૧૬॥

રાજન્નનુગૃહીતોઽહં[1] ત્વયાઽતિકરુણાત્મના ।
મદઘં પૃષ્ઠતઃ કૃત્વા પ્રાણા યન્મેઽભિરક્ષિતાઃ ॥ ૧૭॥

રાજા તમકૃતાહારઃ પ્રત્યાગમનકાઙ્ક્ષયા ।
ચરણાવુપસઙ્ગૃહ્ય પ્રસાદ્ય સમભોજયત્ ॥ ૧૮॥

સોઽશિત્વાઽઽદૃતમાનીતમાતિથ્યં સાર્વકામિકમ્ ।
તૃપ્તાત્મા નૃપતિં પ્રાહ ભુજ્યતામિતિ સાદરમ્ ॥ ૧૯॥

પ્રીતોઽસ્મ્યનુગૃહીતોઽસ્મિ તવ ભાગવતસ્ય વૈ ।
દર્શનસ્પર્શનાલાપૈરાતિથ્યેનાત્મમેધસા ॥ ૨૦॥

કર્માવદાતમેતત્તે ગાયન્તિ સ્વઃસ્ત્રિયો મુહુઃ ।
કીર્તિં[2] પરમપુણ્યાં ચ કીર્તયિષ્યતિ ભૂરિયમ્ ॥ ૨૧॥

*શ્રીશુક ઉવાચ*

એવં સઙ્કીર્ત્ય રાજાનં દુર્વાસાઃ પરિતોષિતઃ ।
યયૌ વિહાયસાઽઽમન્ત્ર્ય બ્રહ્મલોકમહૈતુકમ્ ॥ ૨૨॥

સંવત્સરોઽત્યગાત્તાવદ્ યાવતા નાગતો ગતઃ ।
મુનિસ્તદ્દર્શનાકાઙ્ક્ષો રાજાઽબ્ભક્ષો બભૂવ હ ॥ ૨૩॥

**દુર્વાસાજીએ કહ્યું** — ધન્ય છે! આજે મેં ભગવાનના પ્રિય ભક્તનું મહત્ત્વ જોયું. રાજન્! મેં તમારો અપરાધ કર્યો, છતાં તમે મારા માટે મંગલકામના કરી રહ્યા છો. આ તમારો કેવો ઉદાર ભાવ છે? ॥ ૧૪ ॥ જેમણે ભક્તવત્સલ ભગવાન શ્રીહરિનાં ચરણકમળોને પ્રેમભાવથી પકડી લીધા છે — તેવા સાધુપુરુષો માટે કયું કાર્ય મુશ્કેલ છે? જેમનું હૃદય ઉદાર છે, તે મહાત્માઓ ભલા, કઈ વસ્તુનો પરિત્યાગ કરી શકતા નથી? ॥ ૧૫ ॥ જેમના મંગલમય નામોના શ્રવણમાત્રથી જીવ નિર્મળ થઈ જાય છે — તે જ તીર્થપાદ ભગવાનનાં ચરણકમળોના જે દાસ છે, તેમના માટે કયું કર્તવ્ય શેષ રહી જાય છે? ॥ ૧૬ ॥ મહારાજ અંબરીષ! તમારું હૃદય કરુણાભાવથી પરિપૂર્ણ છે. તમે મારા ઉપર મહાન અનુગ્રહ કર્યો છે. અહો, તમે મારા અપરાધને વિસારીને મારા પ્રાણોની રક્ષા કરી છે! ॥ ૧૭ ॥

પરીક્ષિત! જ્યારથી દુર્વાસાજી ભયથી ભાગ્યા હતા, ત્યારથી અત્યાર સુધી અંબરીષ રાજાએ ભોજન કર્યું ન હતું. તેઓ દુર્વાસાજીના પાછા આવવાની રાહ જોઈ રહ્યા હતા. હવે તેમણે દુર્વાસાજીના ચરણ પકડી લીધા અને તેમને પ્રસન્ન કરીને વિધિપૂર્વક ભોજન કરાવ્યું. ॥ ૧૮ ॥ અંબરીષ રાજા ખૂબ આદરભાવ સાથે અતિથિને યોગ્ય તમામ પ્રકારની ભોજન-સામગ્રી લઈ આવ્યા. દુર્વાસાજી ભોજન કરીને તૃપ્ત થઈ ગયા. હવે તેમણે આદરપૂર્વક કહ્યું — 'રાજન્! હવે તમે પણ ભોજન કરી લો. ॥ ૧૯ ॥ અંબરીષ! તમે ભગવાનના પ્રિય ભક્ત છો. તમારાં દર્શન, સ્પર્શ, વાર્તાલાપ અને આતિથ્યથી હું અત્યંત પ્રસન્ન અને અનુગૃહીત છું કારણકે, તમારી બુદ્ધિ અને અંતઃકરણ નિરંતર પરમાત્મામાં જ જોડાયેલાં છે. ॥ ૨૦ ॥ સ્વર્ગની દેવાંગનાઓ વારંવાર તમારા આ ઉજ્જ્વળ ચરિત્રનું ગાન કરતી રહેશે. આ પૃથ્વી પણ તમારી પરમ પુણ્યમયી કીર્તિનું સંકીર્તન કરતી રહેશે.' ॥ ૨૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — દુર્વાસાજીએ ખૂબ જ સંતુષ્ટ થઈને અંબરીષ રાજાના ગુણોની પ્રશંસા કરી અને ત્યારબાદ તેમની અનુમતિ લઈને આકાશમાર્ગે તેમણે બ્રહ્મલોક તરફ પ્રયાણ કર્યું, જે કેવળ નિષ્કામકર્મોથી જ પ્રાપ્ત થાય છે. ॥ ૨૨ ॥ પરીક્ષિત! જ્યારે સુદર્શનચક્રથી ભયભીત થઈને દુર્વાસાજી ભાગ્યા હતા, ત્યારથી તેઓ પાછા આવ્યા ત્યાં સુધીમાં એક વર્ષનો સમય વીતી ગયો. આટલા દિવસ સુધી અંબરીષ રાજા તેમનાં દર્શનની આકાંક્ષાથી માત્ર જળપાન જ કરતા રહ્યા. ॥ ૨૩ ॥

૧. ૦તોઽસ્મિ । ૨. કીર્તિં તાં પરમાં પુણ્યાં કીર્ત૦ ।

ગતે[1] ચ દુર્વાસસિ સોઽમ્બરીષો
દ્વિજોપયોગાતિપવિત્રમાહરત્[2] ।
ઋષેર્વિમોક્ષં વ્યસનં ચ બુદ્ધ્વા
મેને સ્વવીર્યં ચ પરાનુભાવમ્[3] ॥ ૨૪॥

જ્યારે દુર્વાસાજી ચાલ્યા ગયા, ત્યારે તેમના ભોજન બાદ શેષ રહેલા અત્યંત પવિત્ર અન્નનું તેમણે ભોજન કર્યું. પોતાના કારણે દુર્વાસાજીના ઉપર દુઃખ આવવું અને પછી પોતાની જ પ્રાર્થનાથી તેમાંથી તેમની મુક્તિ થવી – આ બન્ને વાતો તેમણે પોતાના દ્વારા થઈ હોવા છતાં તેમણે ભગવાનનો જ મહિમા છે, એવું માન્યું. ॥ ૨૪ ॥

એવંવિધાનેકગુણઃ સ રાજા
પરાત્મનિ બ્રહ્મણિ વાસુદેવે ।
ક્રિયાકલાપૈઃ સમુવાહ ભક્તિં
યયાઽઽવિરિઞ્ચ્યાન્નિરયાંશ્ચકાર ॥ ૨૫॥

અંબરીષ રાજામાં એવા–એવા અનેક સદ્‌ગુણ હતા. પોતાનાં સમસ્ત કર્મો દ્વારા તેઓ પરબ્રહ્મ પરમાત્મા શ્રીભગવાનમાં ભક્તિભાવની અભિવૃદ્ધિ કરતા રહેતા હતા. આવી ભક્તિના પ્રભાવથી તેમણે બ્રહ્મલોક સુધીના સમસ્ત ભોગોને નરક-તુલ્ય સમજ્યા. ॥ ૨૫ ॥

અથામ્બરીષસ્તનયેષુ રાજ્યં
સમાનશીલેષુ વિસૃજ્ય ધીરઃ[4] ।
વનં વિવેશાત્મનિ વાસુદેવે
મનો દધદ્ ધ્વસ્તગુણપ્રવાહઃ ॥ ૨૬॥

ત્યારપછી અંબરીષ રાજાએ પોતાના જેવા જ તેમના ભક્ત પુત્રોને રાજ્યનો ભાર સોંપી દીધો અને સ્વયં વનમાં ચાલ્યા ગયા. ત્યાં તેઓ ખૂબ ધૈર્યપૂર્વક આત્મસ્વરૂપ ભગવાનમાં પોતાનું મન પરોવીને ગુણોના પ્રવાહરૂપ સંસારથી મુક્ત થઈ ગયા. ॥ ૨૬ ॥

ઈત્યેતત્પુણ્યમાખ્યાનમમ્બરીષસ્ય ભૂપતેઃ ।
સઙ્કીર્તયન્નનુધ્યાયન્ભક્તો ભગવતો ભવેત્ ॥ ૨૭॥

પરીક્ષિત! મહારાજ અંબરીષનું આ પવિત્ર આખ્યાન છે. જે મનુષ્ય આનું સંકીર્તન અને સ્મરણ કરે છે, તે ભગવાનનો ભક્ત થઈ જાય છે. ॥ ૨૭ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધેઽમ્બરીષચરિતં[5] નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫॥

નવમા સ્કંધ-અંતર્ગત અંબરીષચરિત્ર નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.

=★=

# છઠ્ઠો અધ્યાય

## ઈક્ષ્વાકુના વંશનું વર્ણન, માન્ધાતા અને સૌભરિ ઋષિની કથા

*શ્રીશુક ઉવાચ*

વિરૂપઃ કેતુમાઞ્છમ્ભુરમ્બરીષસુતાસ્ત્રયઃ ।
વિરૂપાત્પૃષદશ્વોઽભૂત્તત્પુત્રસ્તુ રથીતરઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! અંબરીષને વિરૂપ, કેતુમાન અને શંભુ નામના ત્રણ પુત્રો હતા – વિરૂપનો પૃષદશ્વ અને તેનો પુત્ર રથીતર થયો. ॥ ૧ ॥

રથીતરસ્યાપ્રજસ્ય ભાર્યાયાં તન્તવેઽર્થિતઃ ।
અઙ્ગિરા જનયામાસ બ્રહ્મવર્ચસ્વિનઃ સુતાન્ ॥ ૨॥

રથીતર સંતાનહીન હતો. વંશપરંપરાની રક્ષા માટે તેણે અઙ્ગિરા ઋષિને પ્રાર્થના કરી, તેમણે તેમની પત્નીથી બ્રહ્મતેજ દ્વારા અનેક પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૨ ॥

૧. ગતેઽથ । ૨. ૦ગાભિપવિ૦ । ૩. મહાનુભાવમ્ । ૪. વીરઃ । ૫. ૦ચરિતે ।

એતે ક્ષેત્રે[1] પ્રસૂતા વૈ પુનસ્ત્વાઙ્ગિરસાઃ સ્મૃતાઃ ।
રથીતરાણાં પ્રવરાઃ ક્ષત્રોપેતા દ્વિજાતયઃ ॥ ૩॥

ક્ષુવતસ્તુ મનોર્જજ્ઞે ઇક્ષ્વાકુર્ઘ્રાણતઃ સુતઃ ।
તસ્ય પુત્રશતજ્યેષ્ઠા વિકુક્ષિનિમિદણ્ડકાઃ ॥ ૪॥

તેષાં પુરસ્તાદભવન્નાર્યાવર્તે નૃપા નૃપ ।
પઞ્ચવિંશતિઃ પશ્ચાચ્ચ ત્રયો મધ્યે પરેઽન્યતઃ ॥ ૫॥

સ એકદાઽષ્ટકાશ્રાદ્ધે ઇક્ષ્વાકુઃ સુતમાદિશત્ ।
માંસમાનીયતાં મેધ્યં વિકુક્ષે ગચ્છ મા ચિરમ્ ॥ ૬॥

તથેતિ સ વનં ગત્વા મૃગાન્હત્વા ક્રિયાર્હણાન્[2] ।
શ્રાન્તો બુભુક્ષિતો વીરઃ શશં ચાદદપસ્મૃતિઃ ॥ ૭॥

શેષં નિવેદયામાસ પિત્રે તેન ચ તદ્‌ગુરુઃ ।
ચોદિતઃ પ્રોક્ષણાયાહ દુષ્ટમેતદકર્મકમ્ ॥ ૮॥

જ્ઞાત્વા પુત્રસ્ય તત્કર્મ ગુરુણાઽભિહિતં નૃપઃ ।
દેશાન્નિઃસારયામાસ સુતં ત્યક્તવિધિં રુષા ॥ ૯॥

સ તુ વિપ્રેણ સંવાદં જાપકેન સમાચરન્ ।
ત્યક્ત્વા કલેવરં યોગી સ તેનાવાપ યત્પરમ્ ॥ ૧૦॥

પિતર્યુપરતેઽભ્યેત્ય વિકુક્ષિઃ પૃથિવીમિમામ્ ।
શાસદીજે હરિં યજ્ઞૈઃ શશાદ ઇતિ વિશ્રુતઃ ॥ ૧૧॥

પુરઞ્જયસ્તસ્ય સુત ઇન્દ્રવાહ ઇતીરિતઃ ।
કકુત્સ્થ ઇતિ ચાપ્યુક્તઃ[3] શૃણુ નામાનિ કર્મભિઃ ॥ ૧૨॥

કૃતાન્ત આસીત્સમરો દેવાનાં સહ દાનવૈઃ ।
પાર્ષ્ણિગ્રાહો વૃતો વીરો દેવૈર્દૈત્યપરાજિતૈઃ ॥ ૧૩॥

જોકે આ બધા રથીતરની પત્નીથી ઉત્પન્ન થયા હતા, તેથી એમનું ગોત્ર તે જ હોવું જોઈતું હતું કે જે રથીતરનું હતું, છતાં પણ તેઓ આઙ્ગિરસ જ કહેવાયા. તેઓ જ રથીતરકુળમાં પ્રવર (કુળમાં સર્વશ્રેષ્ઠ પુરુષ) કહેવાયા કારણ કે, તેઓ ક્ષત્રોપેત બ્રાહ્મણ હતા — અર્થાત્ ક્ષત્રિય અને બ્રાહ્મણ બન્ને ગોત્રો સાથે એમનો સંબંધ હતો. ॥ ૩ ॥

પરીક્ષિત! એકવાર એવું બન્યું કે મનુમહારાજને છીંક આવી ત્યારે તેમની નાસિકામાંથી ઇક્ષ્વાકુ નામનો પુત્ર ઉત્પન્ન થયો. ઇક્ષ્વાકુના સો પુત્રો હતા. તેમનામાં સૌથી મોટા ત્રણ હતા — વિકુક્ષિ, નિમિ અને દંડક. ॥ ૪ ॥ પરીક્ષિત! તેમનાથી નાના પચીસ પુત્રો આર્યાવર્તના પૂર્વભાગના અને પચીસ પશ્ચિમભાગના તથા ઉપર્યુક્ત ત્રણ મધ્યભાગના અધિપતિ થયા. બાકીના સુડતાલીસ દક્ષિણ વગેરે અન્ય પ્રદેશોના અધિપતિ થયા. ॥ ૫ ॥ એકવાર ઇક્ષ્વાકુ રાજાએ અષ્ટકા-શ્રાદ્ધના સમયે પોતાના મોટા પુત્રને આજ્ઞા કરતાં કહ્યું — 'વિકુક્ષિ! ત્વરાથી જઈને શ્રાદ્ધને યોગ્ય પવિત્ર પશુઓનું માંસ લઈ આવ.' ॥ ૬ ॥ વીર વિકુક્ષિ 'જેવી આજ્ઞા' કહીને વન તરફ ચાલી નીકળ્યો. ત્યાં તેણે શ્રાદ્ધને યોગ્ય ઘણાં પશુઓનો શિકાર કર્યો. તે થાકી તો ગયો જ હતો, ભૂખ પણ લાગી હતી, એટલે એ વાત ભુલાઈ ગઈ કે શ્રાદ્ધના માટે મારેલાં પશુઓને પોતે ન ખાવાં જોઈએ. તે એક સસલાને ખાઈ ગયો. ॥ ૭ ॥ વિકુક્ષિએ બચેલું માંસ લાવીને પોતાના પિતાને આપ્યું. ઇક્ષ્વાકુએ હવે પોતાના ગુરુદેવને તેનું પ્રોક્ષણ કરવા માટે કહ્યું, ત્યારે ગુરુએ કહ્યું કે, આ માંસ તો દૂષિત હોવાથી શ્રાદ્ધને યોગ્ય નથી. ॥ ૮ ॥ પરીક્ષિત! ગુરુજીના કહેવાથી ઇક્ષ્વાકુ રાજાને તેના પુત્રના કૃત્યની જાણ થઈ ગઈ. તેમણે શાસ્ત્રીય વિધિનું ઉલ્લંઘન કરનારા પુત્રને ક્રોધવશ પોતાના દેશમાંથી કાઢી મૂક્યો. ॥ ૯ ॥ ત્યારપછી ઇક્ષ્વાકુ રાજાએ પોતાના ગુરુદેવ વસિષ્ઠજી સાથે જ્ઞાનસંબંધી ચર્ચા કરી. અને પછી યોગ દ્વારા શરીરનો ત્યાગ કરીને તેમણે પરમપદ પ્રાપ્ત કર્યું. ॥ ૧૦ ॥ પિતાનો દેહાંત થઈ જતાં વિકુક્ષિ પોતાની રાજધાનીમાં પાછો આવ્યો અને પૃથ્વીનું શાસન કરવા લાગ્યો. તેણે મોટા યજ્ઞો દ્વારા ભગવાનની આરાધના કરી અને સંસારમાં શશાદ નામથી પ્રખ્યાત થયો. ॥ ૧૧ ॥ વિકુક્ષિના પુત્રનું નામ પુરઞ્જય હતું. તેને જ કોઈ 'ઇન્દ્રવાહ' અને કોઈ 'કકુત્સ્થ' કહે છે. જે કર્મોને કારણે તેનાં આ નામ પડ્યાં હતાં, તે સાંભળો. ॥ ૧૨ ॥

સત્યયુગના અંતમાં ઘોર દેવાસુર-સંગ્રામ થયો હતો. તેમાં બધા જ દેવતાઓ દૈત્યોથી હારી ગયા. ત્યારે તેમણે વીર પુરઞ્જયને મદદ માટે પોતાનો મિત્ર બનાવ્યો. ॥ ૧૩ ॥

૧. ક્ષેત્રપ્રસૂતા । ૨. હ્યપાહરન્ । ૩. ચ પ્રોક્તઃ ।

વચનાદ્ દેવદેવસ્ય વિષ્ણોર્વિશ્વાત્મનઃ પ્રભોઃ ।
વાહનત્વે વૃતસ્તસ્ય બભૂવેન્દ્રો મહાવૃષઃ ॥ ૧૪॥

સ સંનદ્ધો ધનુર્દિવ્યમાદાય વિશિખાઞ્છિતાન્ ।
સ્તૂયમાનઃ સમારુહ્ય[1] યુયુત્સુઃ કકુદિ સ્થિતઃ ॥ ૧૫॥

તેજસાઽઽપ્યાયિતો વિષ્ણોઃ પુરુષસ્ય પરાત્મનઃ ।
પ્રતીચ્યાં દિશિ દૈત્યાનાં ન્યરુણત્ત્રિદશૈઃ પુરમ્ ॥ ૧૬॥

તૈસ્તસ્ય ચાભૂત્[2] પ્રધનં તુમુલં લોમહર્ષણમ્ ।
યમાય ભલ્લૈરનયદ્ દૈત્યાન્ યેઽભિયયુર્મૃધે ॥ ૧૭॥

તસ્યેષુપાતાભિમુખં યુગાન્તાગ્નિમિવોલ્બણમ્ ।
વિસૃજ્ય દુદ્રુવુર્દૈત્યા હન્યમાનાઃ સ્વમાલયમ્ ॥ ૧૮॥

જિત્વા પુરં ધનં સર્વં સશ્રીકં વજ્રપાણયે ।
પ્રત્યયચ્છત્સ રાજર્ષિરિતિ નામભિરાહૃતઃ ॥ ૧૯॥

પુરઞ્જયસ્ય પુત્રોઽભૂદનેનાસ્તત્સુતઃ પૃથુઃ ।
વિશ્વરન્ધિસ્તતશ્ચન્દ્રો યુવનાશ્વશ્ચ તત્સુતઃ ॥ ૨૦॥

શાબસ્તસ્તત્સુતો યેન શાબસ્તી નિર્મમે[3] પુરી ।
બૃહદશ્વસ્તુ શાબસ્તિસ્તતઃ કુવલયાશ્વકઃ ॥ ૨૧॥

યઃ પ્રિયાર્થમુતઙ્કસ્ય ધુન્ધુનામાસુરં બલી ।
સુતાનામેકવિંશત્યા સહસ્રૈરહનદ્ વૃતઃ ॥ ૨૨॥

ધુન્ધુમાર ઈતિ ખ્યાતસ્તત્સુતાસ્તે ચ જજ્વલુઃ ।
ધુન્ધોર્મુખાગ્નિના સર્વે ત્રય એવાવશેષિતાઃ ॥ ૨૩॥

દૃઢાશ્વઃ કપિલાશ્વશ્ચ ભદ્રાશ્વ ઈતિ ભારત ।
દૃઢાશ્વપુત્રો હર્યશ્વો નિકુમ્ભસ્તત્સુતઃ સ્મૃતઃ ॥ ૨૪॥

પુરઞ્જયે કહ્યું કે, 'જો દેવરાજ ઈન્દ્ર મારા વાહન બને તો હું યુદ્ધ કરી શકું છું.' પ્રથમ તો ઈન્દ્રે આ વાતનો અસ્વીકાર કરી દીધો. પરંતુ પાછળથી દેવતાઓના આરાધ્યદેવ સર્વશક્તિમાન ભગવાનની વાત માનીને ઈન્દ્ર એક મોટો બળદ બની ગયા. ॥ ૧૪ ॥ સર્વાન્તર્યામી ભગવાન વિષ્ણુએ પુરઞ્જયને પોતાની શક્તિ આપી. તેમણે માત્ર કવચ પહેરીને દિવ્ય ધનુષ્ય અને તીક્ષ્ણ બાણ લીધાં. ત્યારબાદ બળદ ઉપર સવાર થઈને તે તેની કકુદ્ (ખાંધ) પર બેસી ગયા. જ્યારે આ પ્રમાણે તેઓ યુદ્ધ કરવા તૈયાર થયા, ત્યારે દેવતાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. દેવતાઓને સાથે લઈને તેમણે પશ્ચિમ તરફથી દૈત્યોના નગરને ઘેરી લીધું. ॥૧૫-૧૬ ॥ વીર પુરઞ્જયનું દૈત્યો સાથે અત્યંત રોમાંચક ઉગ્ર યુદ્ધ થયું. યુદ્ધમાં જે-જે દૈત્ય તેમની સામે આવ્યા તેમને પુરઞ્જયે પોતાનાં બાણો દ્વારા યમરાજને હવાલે કરી દીધા. ॥૧૭॥ તેમનાં બાણોની વૃષ્ટિ જાણે પ્રલયકાળના ભડભડતા અગ્નિ જેવી હતી. જે કોઈ તેમની સામે આવતું તે છિન્ન-ભિન્ન થઈ જતું. દૈત્યોની હિંમત ભાંગી ગઈ. તેઓ રણભૂમિ છોડીને પોત-પોતાનાં ઘરોમાં ઘુસી ગયા. ॥૧૮॥ દૈત્યોનું નગર, સંપત્તિ અને ઐશ્વર્ય – બધું જ પુરંજયે જીતીને ઈન્દ્રને આપી દીધું. આથી તે રાજર્ષિને પુર જીતવાને કારણે 'પુરંજય', ઈન્દ્રને વાહન બનાવવાના કારણે 'ઈન્દ્રવાહ' અને બળદની કકુદ્ (ખાંધ) પર બેસવાને કારણે 'કકુત્સ્થ' કહેવામાં આવે છે. ॥૧૯॥

પુરઞ્જયના પુત્ર હતા અનેના. તેના પુત્ર પૃથુ થયા. પૃથુના વિશ્વરન્ધિ, તેના ચન્દ્ર અને ચન્દ્રના પુત્ર યુવનાશ્વ થયા. ॥૨૦॥ યુવનાશ્વના પુત્ર થયા શાબસ્ત, જેમણે શાબસ્તી પુરી વસાવી. શાબસ્તના બૃહદશ્વ અને તેના કુવલયાશ્વ થયા. ॥ ૨૧ ॥ તેઓ ખૂબ બળવાન હતા. તેમણે ઉતંક ઋષિને પ્રસન્ન કરવા માટે પોતાના એકવીસ હજાર પુત્રોને સાથે લઈને ધુન્ધુ નામના દૈત્યનો વધ કર્યો. ॥ ૨૨ ॥ આ કારણે તેમનું નામ 'ધુન્ધુમાર' થયું. ધુન્ધુ દૈત્યના મોંઢામાંથી નીકળેલા અગ્નિથી રાજાના બધા પુત્રો બળી ગયા. માત્ર ત્રણ જ પુત્રો બચી ગયા હતા. ॥૨૩॥ પરીક્ષિત! આ બચી ગયેલા ત્રણ પુત્રોનાં નામ હતાં – દૃઢાશ્વ, કપિલાશ્વ અને ભદ્રાશ્વ. દૃઢાશ્વના હર્યશ્વ અને તેમના નિકુમ્ભ નામના પુત્ર થયા. ॥૨૪॥

૧. સ ગન્ધર્વઃ । ૨. ૦ભૂત્સુમહત્ । ૩. નિર્મિતા ।

બર્હણાશ્વો[1] નિકુમ્ભસ્ય કૃશાશ્વોઽથાસ્ય[2] સેનજિત્ ।
યુવનાશ્વોઽભવત્તસ્ય સોઽનપત્યો વનં ગતઃ ॥ ૨૫॥

ભાર્યાશતેન નિર્વિણ્ણ ઋષયોઽસ્ય કૃપાલવઃ ।
ઇષ્ટિં સ્મ વર્તયાઞ્ચક્રુરૈન્દ્રીં તે સુસમાહિતાઃ ॥ ૨૬॥

રાજા તદ્યજ્ઞસદનં પ્રવિષ્ટો નિશિ તર્ષિતઃ ।
દૃષ્ટ્વા શયાનાન્વિપ્રાંસ્તાન્ પપૌ મન્ત્રજલં સ્વયમ્ ॥ ૨૭॥

ઉત્થિતાસ્તે નિશામ્યાઽથ વ્યુદકં કલશં પ્રભો ।
પપ્રચ્છુઃ કસ્ય કર્મેદં પીતં પુંસવનં જલમ્ ॥ ૨૮॥

રાજ્ઞા પીતં વિદિત્વાઽથ ઈશ્વરપ્રહિતેન તે ।
ઈશ્વરાય નમશ્ચક્રુરહો દૈવબલં બલમ્ ॥ ૨૯॥

તતઃ કાલ ઉપાવૃત્તે કુક્ષિં નિર્ભિદ્ય દક્ષિણમ્ ।
યુવનાશ્વસ્ય તનયશ્ચક્રવર્તી જજાન[3] હ ॥ ૩૦॥

કં ધાસ્યતિ કુમારોઽયં સ્તન્યં રોરૂયતે ભૃશમ્ ।
માં ધાતા વત્સ મા રોદીરિતીન્દ્રો દેશિનીમદાત્ ॥ ૩૧॥

ન મમાર પિતા તસ્ય વિપ્રદેવપ્રસાદતઃ ।
યુવનાશ્વોઽથ તત્રૈવ તપસા સિદ્ધિમન્વગાત્ ॥ ૩૨॥

ત્રસદસ્યુરિતીન્દ્રોઽઙ્ગ વિદધે નામ તસ્ય[4] વૈ ।
યસ્માત્ ત્રસન્તિ હ્યુદ્વિગ્ના દસ્યવો રાવણાદયઃ ॥ ૩૩॥

યૌવનાશ્વોઽથ માન્ધાતા ચક્રવર્ત્યવનીં પ્રભુઃ ।
સપ્તદ્વીપવતીમેકઃ શશાસાચ્યુતતેજસા ॥ ૩૪॥

ઈજે ચ યજ્ઞં ક્રતુભિરાત્મવિદ્ ભૂરિદક્ષિણૈઃ ।
સર્વદેવમયં દેવં સર્વાત્મકમતીન્દ્રિયમ્ ॥ ૩૫॥

નિકુમ્ભના બર્હણાશ્વ, તેમના કૃશાશ્વ, કૃશાશ્વના સેનજિત અને સેનજિતના યુવનાશ્વ નામના પુત્ર થયા. યુવનાશ્વ સંતાનહીન હતા. તેથી તેઓ અત્યંત દુઃખી થઈને પોતાની સો પત્નીઓ સાથે વનમાં ચાલ્યા ગયા. ત્યાં ઋષિઓએ કૃપા કરીને યુવનાશ્વ પાસે પુત્રપ્રાપ્તિ માટે ખૂબ એકાગ્રતાપૂર્વક ઇન્દ્રદેવતાનો યજ્ઞ કરાવ્યો. ॥ ૨૫-૨૬ ॥ એક દિવસ રાજા યુવનાશ્વને રાત્રિના સમયે ખૂબ તરસ લાગી. તે યજ્ઞશાળામાં ગયા, પરંતુ ત્યાં જોયું કે ઋષિઓ તો બધા સૂઈ રહ્યા છે. ત્યારે જળપ્રાપ્તિનો બીજો કોઈ ઉપાય ન જોતાં તેમણે યજ્ઞશાળામાંથી મંત્રો દ્વારા અભિમંત્રિત જે જળ હતું તે પી લીધું. ॥ ૨૭ ॥ પરીક્ષિત! જ્યારે પ્રાતઃકાળે ઋષિઓ નિદ્રામાંથી ઊઠ્યા અને તેમણે જોયું કે, કળશમાં તો જળ છે જ નહીં, ત્યારે તેમણે પૂછ્યું, 'આ કોનું કામ છે? પુત્ર ઉત્પન્ન કરનારું જળ કોણ પી ગયું?' ॥ ૨૮ ॥ છેવટે જ્યારે તેમને એ ખબર પડી કે, ભગવાનની પ્રેરણાથી રાજા યુવનાશ્વ જ તે જળ પી ગયા છે ત્યારે તે લોકોએ ભગવાનના ચરણોમાં નમસ્કાર કર્યા અને કહ્યું – 'ધન્ય છે! ભગવાનની આવી જ ઇચ્છા છે.' ॥ ૨૯ ॥ ત્યારપછી પ્રસવનો સમય આવ્યો ત્યારે યુવનાશ્વની જમણી કૂખ ચીરીને તેમાંથી એક ચક્રવર્તી પુત્રનો જન્મ થયો. ॥ ૩૦ ॥ તે બાળકને રડતું જોઈને ઋષિઓએ કહ્યું – 'આ બાળક સ્તનપાન કરવા માટે રડી રહ્યું છે, તેથી આ કોનું દૂધ પીશે?' ત્યારે ઇન્દ્રે કહ્યું, 'મારું દૂધ પીશે', ('માં ધાતા'). 'બેટા! તું રડ નહીં.' આમ કહીને ઇન્દ્રે પોતાની તર્જની આંગળી તેના મુખમાં નાખી દીધી. ॥ ૩૧ ॥ બ્રાહ્મણો અને દેવતાઓની કૃપાથી તે બાળકના પિતા યુવનાશ્વનું પણ મૃત્યુ થયું નહીં. તેઓ ત્યાં જ તપસ્યા કરીને મુક્ત થઈ ગયા. ॥ ૩૨ ॥ પરીક્ષિત! ઇન્દ્રે તે બાળકનું નામ ત્રસદસ્યુ રાખ્યું, કારણ કે રાવણ વગેરે દસ્યુ (લૂંટારાઓ) તેનાથી ઉદ્વિગ્ન અને ભયભીત રહેતા હતા. ॥ ૩૩ ॥ યુવનાશ્વના પુત્ર માન્ધાતા (ત્રસદસ્યુ) ચક્રવર્તી રાજા થયા. ભગવાનના તેજથી તેજસ્વી થઈને તેમણે એકલા હાથે જ સાતદ્વીપની પૃથ્વીનું શાસન કર્યું. ॥ ૩૪ ॥ તેઓ જોકે આત્મજ્ઞાની હતા, તેમને કર્મકાંડની વિશેષ આવશ્યકતા ન હતી – તેમ છતાં તેમણે મોટી-મોટી દક્ષિણાવાળા યજ્ઞો દ્વારા તે યજ્ઞસ્વરૂપ પ્રભુની આરાધના કરી કે જેઓ સ્વયંપ્રકાશ, સર્વદેવસ્વરૂપ, સર્વાત્મા અને ઇન્દ્રિયાતીત છે. ॥ ૩૫ ॥

૧. બાર્હશ્વાસો । ૨. કૃશાશ્વશ્વાસ્ય । ૩. હ્યજાયત । ૪. યસ્ય ।

દ્રવ્યં મન્ત્રો વિધિર્યજ્ઞો યજમાનસ્તથર્ત્વિજઃ ।
ધર્મો દેશશ્ચ કાલશ્ચ સર્વમેતદ્યદાત્મકમ્ ॥ ૩૬॥

યાવત્સૂર્ય ઉદેતિ સ્મ યાવચ્ચ પ્રતિતિષ્ઠતિ ।
સર્વં તદ્યૌવનાશ્વસ્ય માન્ધાતુઃ ક્ષેત્રમુચ્યતે ॥ ૩૭॥

શશબિન્દોર્દુહિતરિ બિન્દુમત્યામધાન્નૃપઃ[1] ।
પુરુકુત્સમમ્બરીષં મુચુકુન્દં ચ યોગિનમ્ ।
તેષાં સ્વસારઃ પઞ્ચાશત્સૌભરિં વવ્રિરે પતિમ્ ॥ ૩૮॥

યમુનાન્તર્જલે મગ્નસ્તપ્યમાનઃ પરંતપઃ ।
નિર્વૃતિં મીનરાજસ્ય વીક્ષ્ય મૈથુનધર્મિણઃ ॥ ૩૯॥

જાતસ્પૃહો નૃપં વિપ્રઃ કન્યામેકામયાચત ।
સોઽપ્યાહ ગૃહ્યતાં બ્રહ્મન્ કામં કન્યા સ્વયંવરે ॥ ૪૦॥

સ વિચિન્ત્યાપ્રિયં સ્ત્રીણાં જરઠોઽયમસમ્મતઃ ।
વલીપલિત એજત્ક ઈત્યહં પ્રત્યુદાહૃતઃ ॥ ૪૧॥

સાધયિષ્યે તથાઽઽત્માનં સુરસ્ત્રીણામપીપ્સિતમ્ ।
કિં પુનર્મનુજેન્દ્રાણામિતિ વ્યવસિતઃ પ્રભુઃ ॥ ૪૨॥

મુનિઃ પ્રવેશિતઃ ક્ષત્ત્રા કન્યાન્તઃપુરમૃદ્ધિમત્ ।
વૃતશ્ચ[2] રાજકન્યાભિરેકઃ પઞ્ચાશતા વરઃ ॥ ૪૩॥

તાસાં કલિરભૂદ્ ભૂયાંસ્તદર્થેઽપોહ્ય સૌહૃદમ્ ।
મમાનુરૂપો નાયં વ ઈતિ તદ્ગતચેતસામ્ ॥ ૪૪॥

સ બહ્વૃચસ્તાભિરપારણીય-
તપઃશ્રિયાઽનર્ઘ્યપરિચ્છદેષુ ।
ગૃહેષુ નાનોપવનામલામ્ભઃ-
સરસ્સુ સૌગન્ધિકકાનનેષુ ॥ ૪૫॥

ભગવાન સિવાય બીજું છે જ શું? યજ્ઞની સામગ્રી, મન્ત્ર, વિધિ-વિધાન, યજ્ઞ, યજમાન, ઋત્વિજ, ધર્મ, દેશ અને કાલ – આ બધાં જ ભગવાનનાં સ્વરૂપ છે. ॥ ૩૬ ॥ પરીક્ષિત! જ્યાંથી સૂર્યનો ઉદય થાય છે, અને જ્યાં તે અસ્ત થાય છે, તે સંપૂર્ણ પૃથ્વીનો હિસ્સો યુવનાશ્વના પુત્ર માન્ધાતાના જ અધિકારમાં હતો. ॥ ૩૭ ॥

શશબિન્દુના પુત્રી બિન્દુમતી, રાજા માંધાતાનાં પત્ની હતાં. તેમના ગર્ભથી ત્રણ પુત્રો થયા – પૂરૂકુત્સ, અંબરીષ (આ બીજા અંબરીષ છે) અને યોગી મુચુકુન્દ. એમને પચાસ બહેનો હતી. તે બધી જ સૌભરિ ઋષિને પતિ તરીકે વરી હતી. ॥ ૩૮ ॥ પરમ તપસ્વી સૌભરિજી એકવાર યમુનાજીમાં ડૂબકી લગાવીને તપસ્યા કરી રહ્યા હતા. ત્યાં તેમણે જોયું કે, એક મત્સ્યરાજ તેની પત્નીઓ સાથે બહુ સુખ ભોગવી રહ્યો હતો. ॥ ૩૯ ॥ તેના સુખને જોઈને બ્રાહ્મણ સૌભરિના મનમાં પણ લગ્ન કરવાની ઈચ્છા ઉત્પન્ન થઈ અને તેમણે રાજા માન્ધાતાની પાસે આવીને તેમની પચાસ કન્યાઓમાંથી એક કન્યાની માગણી કરી. રાજાએ કહ્યું – 'બ્રહ્મન્! મારી કન્યા જો સ્વયંવરમાં તમને સ્વીકારે તો તમે તેને લઈ જજો.' ॥ ૪૦ ॥ સૌભરિ ઋષિ રાજા માન્ધાતાનો અભિપ્રાય સમજી ગયા. તેમણે વિચાર્યું, 'રાજાએ મને એટલા માટે આવો શુષ્ક જવાબ આપ્યો છે કે, હવે હું વૃદ્ધ થઈ ગયો છું, શરીર ઉપર કરચલીઓ પડી ગઈ છે, કેશ પાકી ગયા છે અને માથું કાંપે છે, તેથી હવે કોઈ સ્ત્રી મારો સ્વીકાર કરી શકશે નહીં. ॥ ૪૧ ॥ બહુ સરસ! હું મારા શરીરને એવું સુંદર બનાવીશ કે રાજકન્યાઓ તો શું, દેવાંગનાઓ પણ મને વરવા લાલાયિત થઈ જશે.' આમ વિચારીને સમર્થ સૌભરિજીએ એ પ્રમાણે જ કર્યું. ॥ ૪૨ ॥

પછી ક્યાં મુશ્કેલી હતી! અંતઃપુરના રક્ષકે સૌભરિ ઋષિને કન્યાઓના સજાવેલા મહેલમાં પહોંચાડી દીધા. પછી તો તે બધી જ પચાસે કન્યાઓએ એક સૌભરિને જ પોતાના પતિ તરીકે સ્વીકારી લીધા. ॥ ૪૩ ॥ તે કન્યાઓનું મન સૌભરિજીમાં એ રીતે આસક્ત થઈ ગયું કે તેઓ તેમના માટે પરસ્પરના પ્રેમભાવને તિલાંજલિ આપીને કંકાસ કરવા લાગી અને એક-બીજાને કહેવા લાગી, 'આ ઋષિ તારા યોગ્ય નથી, મારા યોગ્ય છે.' ॥ ૪૪ ॥ ઋગ્વેદી સૌભરિએ તે બધી કન્યાઓ સાથે લગ્ન કરી લીધાં. તેઓ પોતાની અપાર તપસ્યાના પ્રભાવથી અત્યંત કીમતી સામગ્રીઓથી શણગારેલાં ઉપવનો અને નિર્મળ જળથી પરિપૂર્ણ સરોવરોથી યુક્ત અને સુગન્ધિત પુષ્પોનાં ઉદ્યાનોથી ઘેરાયેલા મહેલમાં કીમતી શય્યાઓ, બેઠકો, વસ્ત્રો, આભૂષણો, સ્નાન, અનુલેપન, સ્વાદિષ્ટ ભોજન અને પુષ્પમાળાઓ સાથે પોતાની પત્નીઓ સાથે વિહાર કરવા લાગ્યા. સુંદર-સુંદર વસ્ત્ર–

૧. ૦મજીજનત્ । ૨. વૃતઃ સ ।

મહાર્હશય્યાસનવસ્ત્રભૂષણ-
સ્નાનાનુલેપાભ્યવહારમાલ્યકૈઃ ।
સ્વલઙ્કૃતસ્ત્રીપુરુષેષુ નિત્યદા
રેમેઽનુગાયદ્‌દ્વિજભૃઙ્ગવન્દિષુ ॥ ૪૬॥

યદ્‌ગાર્હસ્થ્યં તુ સંવીક્ષ્ય સપ્તદ્વીપવતીપતિઃ ।
વિસ્મિતઃ સ્તમ્ભમજહાત્સાર્વભૌમશ્રિયાન્વિતમ્ ॥ ૪૭॥

એવં ગૃહેષ્વભિરતો વિષયાન્ વિવિધૈઃ સુખૈઃ ।
સેવમાનો ન ચાતુષ્યદાજ્યસ્તોકૈરિવાનલઃ ॥ ૪૮॥

સ કદાચિદુપાસીન આત્માપહ્‌નવમાત્મનઃ ।
દદર્શ બહ્‌વૃચાચાર્યો મીનસઙ્ગસમુત્થિતમ્ ॥ ૪૯॥

અહો ઈમં પશ્યત મે[1] વિનાશં
તપસ્વિનઃ સચ્ચરિતવ્રતસ્ય ।
અન્તર્જલે વારિચરપ્રસઙ્ગાત્
પ્રચ્યાવિતં બ્રહ્મ ચિરં ધૃતં યત્ ॥ ૫૦॥

સઙ્ગં ત્યજેત મિથુનવ્રતિનાં મુમુક્ષુઃ
સર્વાત્મના ન વિસૃજેદ્ બહિરિન્દ્રિયાણિ ।
એકશ્ચરન્ રહસિ ચિત્તમનન્ત ઈશે
યુઞ્જીત તદ્‌વ્રતિષુ સાધુષુ ચેત્પ્રસઙ્ગઃ ॥ ૫૧॥

એકસ્તપસ્વ્યહમથામ્ભસિ મત્સ્યસઙ્ગાત્
પઞ્ચાશદાસમુત પઞ્ચસહસ્રસર્ગઃ ।
નાન્તં વ્રજામ્યુભયકૃત્યમનોરથાનાં
માયાગુણૈર્હૃતમતિર્વિષયેઽર્થભાવઃ ॥ ૫૨॥

એવં વસન્ગૃહે કાલં[2] વિરક્તો ન્યાસમાસ્થિતઃ ।
વનં જગામાનુયયુસ્તત્પત્ન્યઃ પતિદેવતાઃ ॥ ૫૩॥

તત્ર [3]તપ્ત્વા તપસ્તીક્ષ્ણમાત્મકર્શનમાત્મવાન્[4] ।
સહૈવાગ્નિભિરાત્માનં યુયોજ પરમાત્મનિ ॥ ૫૪॥

આભૂષણો ધારણ કરેલા સ્ત્રી-પુરુષો સદા તેમની સેવામાં રહેવા લાગ્યા. ક્યાંક પક્ષીઓનો કલરવ સંભળાતો હતો તો ક્યાંક ભ્રમરોનો મધુર ગુંજાર સંભળાતો હતો અને ક્યાંક-ક્યાંક બંદીજનો બિરદાવલી ગાઈ રહ્યા હતા. ॥ ૪૫-૪૬ ॥ સાત દ્વીપોવાળી પૃથ્વીના સ્વામી માન્ધાતા સૌભરિજીના આ ગૃહસ્થ-જીવનનું સુખ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. તેમનું સાર્વભૌમ સમ્પત્તિના સ્વામી હોવાનું અભિમાન ચાલ્યું ગયું. ॥ ૪૭ ॥ આ પ્રમાણે સૌભરિ ગૃહસ્થ-સુખમાં આસક્ત થઈને પોતાની નીરોગ ઇન્દ્રિયોથી અનેક વિષયોનું સેવન કરતા રહ્યા. તેમ છતાં જેમ ઘીની આહુતિઓથી અગ્નિ તૃપ્ત થતો નથી, તે જ પ્રમાણે તેમને પણ સંતોષ ન થયો, બલકે કામવાસના વધતી ગઈ. ॥ ૪૮ ॥

ઋગ્વેદાચાર્ય સૌભરિજી એક દિવસ સ્વસ્થ ચિત્તે બેઠા હતા. ત્યારે તેમણે જોયું કે અરે...રે મત્સ્યરાજના ક્ષણભરના સંગથી હું કઈ રીતે મારી તપસ્યા તથા મારું બ્રહ્મજ્ઞાન ખોઈ બેઠો! ॥ ૪૯ ॥ તેઓ વિચારવા લાગ્યા – 'અરે, હું તો મહાન તપસ્વી હતો. મેં સારી રીતે વ્રતોનું અનુષ્ઠાન પણ કર્યું હતું. મારું આ અધઃપતન તો જુઓ! મેં દીર્ઘકાળથી મારા બ્રહ્મતેજને અક્ષુણ્ણ રાખ્યું હતું. પરંતુ જળમાં વિહાર કરતી એક માછલીના સંસર્ગથી મારું તે બ્રહ્મતેજ નષ્ટ થઈ ગયું. ॥ ૫૦ ॥ તેથી જેને મોક્ષની ઇચ્છા છે, તે પુરુષે ભોગી પ્રાણીઓનો સંગ છોડી દેવો જોઈએ, અને એક ક્ષણ માટે પણ પોતાની ઇન્દ્રિયોને બહિર્મુખ ન થવા દેવી જોઈએ. તે એકલો જ રહે અને એકાંતમાં પોતાના ચિત્તને સર્વશક્તિમાન ભગવાનમાં જ પરોવી દે. જો સંગ કરવાની જરૂર જણાય તો ભગવાનના અનન્ય પ્રેમી નિષ્ઠાવાન મહાત્માઓનો જ સંગ કરે. ॥ ૫૧ ॥ પહેલાં હું એકલો એકાંતમાં જ તપ કરતો હતો. પછી જળમાં માછલીનો સંગ થવાથી લગ્ન કરીને એકમાંથી પચાસ થઈ ગયો અને પછી સંતાનોરૂપે પાંચ હજાર થઈ ગયો! વિષયોમાં સત્યબુદ્ધિ હોવાથી માયાના ગુણોએ મારી બુદ્ધિ હરી લીધી. હવે તો લોક અને પરલોકના સંબંધમાં મારું મન એટલી લાલસાઓથી ભરાઈ ગયું છે કે, હું કોઈ પણ રીતે તેનો અંત જોતો નથી. ॥ ૫૨ ॥ આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેઓ થોડા દિવસ તો ઘરમાં જ રહ્યા. પછી વિરક્ત થઈને તેમણે સંન્યાસ ગ્રહણ કર્યો અને તેઓ વનમાં ચાલ્યા ગયા. પોતાના પતિને જ સર્વસ્વ માનનારી તેમની પત્નીઓ પણ તેમની સાથે વનમાં ચાલી નીકળી. ॥ ૫૩ ॥ ત્યાં જઈને પરમ સંયમી સૌભરિજીએ અત્યંત ઘોર તપ કર્યું, શરીરને સુકવી નાખ્યું અને આહવનીય વગેરે અગ્નિઓની સાથે જ પોતાની જાતને પરમાત્મામાં લીન કરી દીધી. ॥ ૫૪ ॥ પરીક્ષિત! તેમની પત્નીઓએ

૧. સઙ્ગદોષં । ૨. કામં । તીવ્ર૦ । ૪. ૦માત્મવિત્ ।

તા:સ્વપત્યુર્મહારાજ નિરીક્ષ્યાધ્યાત્મિકીં ગતિમ્ ।
અન્વીયુસ્તત્પ્રભાવેણ અગ્નિં શાન્તમિવાર્ચિષઃ ॥ ૫૫॥

જ્યારે પોતાના પતિ સૌભરિ મુનિની આધ્યાત્મિક ગતિ જોઈ, ત્યારે જેમ જ્વાળાઓ શાંત અગ્નિમાં લીન થઈ જાય છે – તે જ પ્રમાણે તેઓ તેમના પ્રભાવથી સતી થઈને તેમનામાં જ લીન થઈ ગઈ, તેમની જ ગતિને પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૫૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે સૌભર્યાખ્યાને ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

નવમા સ્કંધ-અંતર્ગત સૌભરિ-આખ્યાનમાંનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

=★=

# સાતમો અધ્યાય

## રાજા ત્રિશંકુ અને હરિશ્ચંદ્રની કથા

*શ્રીશુક ઉવાચ*

માન્ધાતુઃ પુત્રપ્રવરો યોઽમ્બરીષઃ પ્રકીર્તિતઃ ।
પિતામહેન પ્રવૃતો યૌવનાશ્વશ્ચ[1] તત્સુતઃ ।
હારીતસ્તસ્ય[2] પુત્રોઽભૂન્માન્ધાતૃપ્રવરા ઇમે ॥ ૧॥

નર્મદા ભ્રાતૃભિર્દત્તા પુરુકુત્સાય યોરગૈઃ ।
તયા રસાતલં નીતો ભુજગેન્દ્રપ્રયુક્તયા ॥ ૨॥

ગન્ધર્વાનવધીત્તત્ર વધ્યાન્વૈ વિષ્ણુશક્તિધૃક્[3] ।
નાગાલ્લબ્ધવરઃ સર્પાદભયં સ્મરતામિદમ્ ॥ ૩॥

ત્રસદસ્યુઃ પૌરુકુત્સો યોઽનરણ્યસ્ય દેહકૃત્ ।
હર્યશ્વસ્તત્સુતસ્તસ્માદરુણોઽથ ત્રિબન્ધનઃ ॥ ૪॥

તસ્ય સત્યવ્રતઃ પુત્રસ્ત્રિશઙ્કુરિતિ વિશ્રુતઃ ।
પ્રાપ્તશ્ચાણ્ડાલતાં શાપાદ્ ગુરોઃ કૌશિકતેજસા ॥ ૫॥

સશરીરો ગતઃ સ્વર્ગમદ્યાપિ દિવિ દૃશ્યતે ।
પાતિતોઽવાક્શિરા દેવૈસ્તેનૈવ સ્તમ્ભિતો બલાત્ ॥ ૬॥

ત્રૈશઙ્કવો હરિશ્ચન્દ્રો વિશ્વામિત્રવસિષ્ઠયોઃ ।
યન્નિમિત્તમભૂદ્ યુદ્ધં પક્ષિણોર્બહુવાર્ષિકમ્ ॥ ૭॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! હું વર્ણન કરી ચૂક્યો છું કે, માંધાતાના પુત્રોમાં સૌથી મોટા અમ્બરીષ હતા. તેમના દાદા યુવનાશ્વે તેમને પુત્રરૂપે સ્વીકારી લીધા. તેમનો પુત્ર થયો યૌવનાશ્વ અને યૌવનાશ્વનો હારીત. માંધાતાના વંશમાં આ ત્રણ અવાન્તર ગોત્રોના પ્રવર્તક થયા. ॥ ૧ ॥ માન્ધાતાના બીજા પુત્ર પૂરુકુત્સ સાથે નાગોએ પોતાની બહેન નર્મદાનું લગ્ન કર્યું હતું. નાગરાજ વાસુકિની આજ્ઞાથી નર્મદા તેના પતિને રસાતલમાં લઈ ગઈ. ॥ ૨ ॥ ત્યાં ભગવાનની શક્તિથી સંપન્ન થઈને પૂરુકુત્સે વધ કરવા યોગ્ય ગન્ધર્વોને મારી નાખ્યા. આનાથી પ્રસન્ન થઈને નાગરાજે પૂરુકુત્સને વરદાન આપ્યું કે, જે આ પ્રસંગનું સ્મરણ કરશે, તે સર્પોથી નિર્ભય થઈ જશે. ॥ ૩ ॥ રાજા પૂરુકુત્સનો પુત્ર ત્રસદસ્યુ હતો. તેના પુત્ર થયા અનરણ્ય. અનરણ્યના હર્યશ્વ, તેમના અરુણ અને અરુણનો પુત્ર થયો ત્રિબન્ધન. ॥ ૪ ॥ ત્રિબન્ધનનો પુત્ર સત્યવ્રત થયો. સત્યવ્રત ત્રિશંકુના નામથી પણ પ્રસિદ્ધ થયો. જોકે ત્રિશંકુ પોતાના પિતા અને ગુરુદેવના શાપથી ચાંડાળ બની ગયા હતા પરંતુ વિશ્વામિત્રજીના પ્રભાવથી સદેહે સ્વર્ગમાં ચાલ્યા ગયા. દેવતાઓએ તેમને ત્યાંથી પાછા ધકેલ્યા અને તેઓ ઊંધા મસ્તકે પડી ગયા; પરંતુ વિશ્વામિત્રજીએ પોતાના તપોબળથી તેમને આકાશમાં જ સ્થિર કરી દીધા. તેઓ આજે પણ આકાશમાં લટકી રહેલા દેખાય છે. ॥ ૫-૬ ॥

ત્રિશંકુના પુત્ર હતા હરિશ્ચન્દ્ર. તેમના માટે વિશ્વામિત્ર અને વસિષ્ઠ એક-બીજાને શાપ આપીને પક્ષી થઈ ગયા અને ઘણાં વર્ષો સુધી લડતા રહ્યા. ॥ ૭ ॥

૧. યુવ૦ । ૨. હરીત૦ । ૩. ૦ભૃત્ ।

સોऽનપત્યો વિષણ્ણાત્મા નારદસ્યોપદેશતઃ ।
વરુણં શરણં યાતઃ પુત્રો મે જાયતાં પ્રભો ॥ ૮॥

યદિ વીરો મહારાજ તેનૈવ ત્વાં યજે ઇતિ ।
તથેતિ વરુણેનાસ્ય પુત્રો જાતસ્તુ રોહિતઃ ॥ ૯॥

જાતઃ સુતો હ્યનેનાઙ્ગ માં યજસ્વેતિ સોऽબ્રવીત્ ।
યદા પશુર્નિર્દશઃ સ્યાદથ મેધ્યો ભવેદિતિ ॥ ૧૦॥

નિર્દશે ચ સ આગત્ય યજસ્વેત્યાહ સોऽબ્રવીત્ ।
દન્તાઃ પશોર્યજ્જાયેરન્નથ મેધ્યો ભવેદિતિ ॥ ૧૧॥

જાતા દન્તા યજસ્વેતિ સ પ્રત્યાહાથ સોऽબ્રવીત્ ।
યદા પતન્ત્યસ્ય દન્તા અથ મેધ્યો ભવેદિતિ ॥ ૧૨॥

પશોર્નિપતિતા દન્તા યજસ્વેત્યાહ સોऽબ્રવીત્ ।
યદા પશોઃ પુનર્દન્તા જાયન્તેऽથ પશુઃ શુચિઃ ॥ ૧૩॥

પુનર્જાતા યજસ્વેતિ સ પ્રત્યાહાથ સોऽબ્રવીત્ ।
સાન્નાહિકો યદા રાજન્રાજન્યોऽથ પશુઃ શુચિઃ ॥ ૧૪॥

ઇતિ પુત્રાનુરાગેણ સ્નેહયન્ત્રિતચેતસા ।
કાલં વઞ્ચયતા તં તમુક્તો દેવસ્તમૈક્ષત ॥ ૧૫॥

રોહિતસ્તદભિજ્ઞાય પિતુઃ કર્મ ચિકીર્ષિતમ્ ।
પ્રાણપ્રેપ્સુર્ધનુષ્પાણિરરણ્યં પ્રત્યપદ્યત ॥ ૧૬॥

પિતરં વરુણગ્રસ્તં શ્રુત્વા જાતમહોદરમ્ ।
રોહિતો ગ્રામમેયાય તમિન્દ્રઃ પ્રત્યષેધત ॥ ૧૭॥

ભૂમેઃ પર્યટનં પુણ્યં તીર્થક્ષેત્રનિષેવણૈઃ ।
રોહિતાયાદિશચ્છક્રઃ[1] સોऽપ્યરણ્યેऽવસત્[2] સમામ્ ॥ ૧૮॥

હરિશ્ચન્દ્રને કોઈ સંતાન ન હતું. તેથી તેઓ બહુ ઉદાસ રહ્યા કરતા હતા. નારદજીના ઉપદેશથી તેઓ વરુણદેવતાના શરણમાં ગયા અને તેમને પ્રાર્થના કરી કે, 'પ્રભુ! મને પુત્ર પ્રાપ્ત થાય. ॥ ૮ ॥ મહારાજ! જો મારે ત્યાં વીર પુત્ર થશે તો હું તેના દ્વારા તમારું યજન કરીશ.' વરુણદેવે કહ્યું – 'સારું.' ત્યારે વરુણદેવની કૃપાથી હરિશ્ચન્દ્રને રોહિત નામનો પુત્ર થયો. ॥ ૯ ॥ પુત્ર થતાં જ વરુણદેવે આવીને કહ્યું – 'હરિશ્ચન્દ્ર! તમને પુત્રપ્રાપ્તિ થઈ ગઈ. હવે તેના દ્વારા મારું યજન કરો.' હરિશ્ચન્દ્રે કહ્યું – 'હવે આપનો આ યજ્ઞપશુ (રોહિત) દશ દિવસથી ઉપરનો થઈ જશે ત્યારે તે યજ્ઞને યોગ્ય થશે.' ॥ ૧૦ ॥ દશ દિવસ વીતી ગયા પછી વરુણે આવીને કહ્યું – 'હવે મારો યજ્ઞ કરો.' હરિશ્ચન્દ્રે કહ્યું, 'જ્યારે તમારા યજ્ઞપશુના મુખમાં દાંત આવશે ત્યારે તે યજ્ઞને યોગ્ય થશે.' ॥ ૧૧ ॥ દાંત નીકળ્યા પછી વરુણે કહ્યું – 'હવે આના દાંત આવી ગયા છે, મારો યજ્ઞ કરો.' હરિશ્ચન્દ્રે કહ્યું – 'જ્યારે આના દૂધના દાંત પડી જશે, ત્યારે આ યજ્ઞને યોગ્ય થશે.' ॥ ૧૨ ॥ દૂધના દાંત પડી ગયા પછી વરુણે કહ્યું – 'હવે આ યજ્ઞપશુના દાંત પડી ગયા છે, મારો યજ્ઞ કરો.' હરિશ્ચંદ્રે કહ્યું – 'જ્યારે તેના બીજીવારના દાંત આવી જશે ત્યારે આ પશુ યજ્ઞને યોગ્ય થઈ જશે.' ॥ ૧૩ ॥ દાંત ફરી ઊગી આવ્યા ત્યારે વરુણે કહ્યું – 'હવે મારો યજ્ઞ કરો.' હરિશ્ચન્દ્રે કહ્યું – 'વરુણજી મહારાજ! ક્ષત્રિય જ્યારે કવચ ધારણ કરે છે ત્યારે તેને યજ્ઞ માટે પવિત્ર પશુ માનવામાં આવે છે.' ॥ ૧૪ ॥ પરીક્ષિત! આ પ્રમાણે રાજા હરિશ્ચંદ્ર પુત્રના પ્રેમમાં વાયદાઓ કરીને સમય ટાળતા રહ્યા. તેનું કારણ એ હતું કે, પુત્રસ્નેહના બંધને તેમના હૃદયને જકડી લીધું હતું. તેઓ જે સમય કહેતા, વરુણદેવ તે સમયની રાહ જોતા. ॥ ૧૫ ॥ જ્યારે રોહિતને આ વાતની ખબર પડી કે, પિતાજી તો મારું બલિદાન આપવા ઇચ્છે છે ત્યારે તે પોતાના પ્રાણોની રક્ષા માટે હાથમાં ધનુષ્ય લઈને વનમાં ચાલ્યો ગયો. ॥ ૧૬ ॥ થોડા દિવસ પછી તેને ખબર પડી કે, વરુણદેવે કોપાયમાન થઈને મારા પિતાજી પર આક્રમણ કર્યું છે, જેના કારણે તેઓ જળોદર નામના રોગથી પીડાય છે, ત્યારે રોહિત પોતાના નગર તરફ ચાલી નીકળ્યો. પરંતુ ઇન્દ્રે આવીને તેને રોકી લીધો. ॥ ૧૭ ॥ ઇન્દ્રે કહ્યું – 'બેટા રોહિત! યજ્ઞપશુ બનીને મરવા કરતાં તો પવિત્ર તીર્થો અને ક્ષેત્રોનું સેવન કરતાં રહીને પૃથ્વી પર વિચરવું જ સારું છે.' ઇન્દ્રની વાત માનીને તે એક વર્ષ સુધી વનમાં જ રહ્યો. ॥ ૧૮ ॥

૧. રોહિતં ત્વદિશ૦ । ૨. ०ऽચરત્ ।

એવં દ્વિતીયે તૃતીયે ચતુર્થે પઞ્ચમે તથા ।
અભ્યેત્યાભ્યેત્ય સ્થવિરો વિપ્રો ભૂત્વાડડહ વૃત્રહા ॥ ૧૯॥

ષષ્ઠં સંવત્સરં તત્ર ચરિત્વા રોહિતઃ પુરીમ્ ।
ઉપવ્રજન્નજીગર્તાદક્રીણાન્મધ્યમં　સુતમ્ ॥ ૨૦॥

શુનઃશેપં પશું પિત્રે પ્રદાય સમવન્દત ।
તતઃ પુરુષમેધેન હરિશ્ચન્દ્રો મહાયશાઃ ॥ ૨૧॥

મુક્તોદરોડયજદ્ દેવાન્ વરુણાદીન્મહત્કથઃ ।
વિશ્વામિત્રોડભવત્તસ્મિન્હોતા ચાધ્વર્યુરાત્મવાન્ ॥ ૨૨॥

જમદગ્નિરભૂદ્ બ્રહ્મા વસિષ્ઠોડયાસ્યસામગઃ ।
તસ્મૈ તુષ્ટો દદાવિન્દ્રઃ શાતકૌમ્ભમયં રથમ્ ॥ ૨૩॥

શુનઃશેપસ્ય　માહાત્મ્યમુપરિષ્ટાત્પ્રચક્ષ્યતે ।
સત્યસારાં ધૃતિં દૃષ્ટ્વા સભાર્યસ્ય ચ ભૂપતેઃ ॥ ૨૪॥

વિશ્વામિત્રો ભૃશં પ્રીતો દદાવવિહતાં ગતિમ્ ।
મનઃ પૃથિવ્યાં તામદ્ભિસ્તેજસાડપોડનિલેન તત્ ॥ ૨૫॥

ખે વાયું ધારયંસ્તચ્ચ ભૂતાદૌ તં મહાત્મનિ ।
તસ્મિન્ જ્ઞાનકલાં ધ્યાત્વા તયાડજ્ઞાનં વિનિર્દહન્ ॥ ૨૬॥

હિત્વા તાં સ્વેન ભાવેન નિર્વાણસુખસંવિદા ।
અનિર્દેશ્યાપ્રતર્ક્યેણ તસ્થૌ વિધ્વસ્તબન્ધનઃ ॥ ૨૭॥

આ જ પ્રમાણે બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા વર્ષે પણ રોહિતે પોતાના પિતા પાસે જવાનો વિચાર કર્યો, પરંતુ વૃદ્ધ બ્રાહ્મણનો વેશ ધારણ કરીને દરેક વખતે ઈન્દ્ર આવીને તેને રોકી લેતા. ॥ ૧૯ ॥ આ પ્રમાણે છ વર્ષ સુધી રોહિત વનમાં જ રહ્યો. સાતમા વર્ષે જ્યારે તે પોતાના નગર તરફ જવા લાગ્યો ત્યારે તેણે અજીગર્ત પાસેથી તેમના વચલા પુત્ર શુનઃશેપને વેચાતો લઈ લીધો અને તેને યજ્ઞપશુ બનાવવા માટે પોતાના પિતાને સોંપીને તેમના ચરણોમાં નમસ્કાર કર્યા. ત્યારે પરમ યશસ્વી અને શ્રેષ્ઠ ચરિત્રવાળા રાજા હરિશ્ચન્દ્રે જળોદર નામના રોગથી છૂટીને પુરુષમેધ યજ્ઞ દ્વારા વરુણ વગેરે દેવતાઓનું યજન કર્યું. તે યજ્ઞમાં વિશ્વામિત્રજી હોતા થયા. પરમ સંયમી જમદગ્નિએ અધ્વર્યુનું કાર્ય કર્યું. વસિષ્ઠજી બ્રહ્મા બન્યા અને અયાસ્ય મુનિ સામગાન કરનાર ઉદ્ગાતા બન્યા. તે સમયે ઈન્દ્રએ પ્રસન્ન થઈને હરિશ્ચન્દ્રને સોનાનો એક રથ આપ્યો હતો. ॥ ૨૦-૨૩ ॥

પરીક્ષિત! આગળ જતાં હું શુનઃશેપનું માહાત્મ્ય કહીશ. હરિશ્ચન્દ્રને તેમના પત્ની સાથે સત્યમાં દૃઢતાપૂર્વક સ્થિત જોઈને વિશ્વામિત્રજી ઘણા જ પ્રસન્ન થયા. તેમણે તેમને તે જ્ઞાનનો ઉપદેશ કર્યો, જેનો ક્યારેય નાશ થતો નથી. તે પ્રમાણે રાજા હરિશ્ચન્દ્રએ પોતાના મનને પૃથ્વીમાં, પૃથ્વીને જળમાં, જળને તેજમાં, તેજને વાયુમાં અને વાયુને આકાશમાં સ્થિર કરીને, આકાશને અહંકારમાં લીન કરી દીધું. પછી અહંકારને મહત્તત્ત્વમાં લીન કરીને તેમાં જ્ઞાન-કલાનું ધ્યાન કર્યું અને તેનાથી અજ્ઞાનને ભસ્મ કરી દીધું. ॥ ૨૪-૨૬ ॥ ત્યારપછી નિર્વાણસુખની અનુભૂતિથી તે જ્ઞાન-કલાનો પણ પરિત્યાગ કરી દીધો અને સઘળાં બંધનોથી મુક્ત થઈને તેઓ પોતાના તે સ્વરૂપમાં સ્થિત થઈ ગયા, જેનું ન તો કોઈ રીતે વર્ણન કરી શકાય છે કે ન તો તેના વિશે કોઈ પ્રકારનું અનુમાન પણ કરી શકાય છે. ॥ ૨૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે હરિશ્ચન્દ્રોપાખ્યાનં નામ સપ્તમોડધ્યાયઃ ॥ ૭॥

નવમા સ્કંધ-અંતર્ગત હરિશ્ચન્દ્ર-ઉપાખ્યાન નામનો સાતમો અધ્યાય સમાપ્ત.

=★=

# આઠમો અધ્યાય

## સગર-ચરિત્ર

*શ્રીશુક[1] ઉવાચ*

હરિતો રોહિતસુતશ્ચમ્પસ્તસ્માદ્[2] વિનિર્મિતા ।
ચમ્પાપુરી સુદેવોઽતો વિજયો યસ્ય ચાત્મજઃ ॥ ૧॥

[3]ભરુકસ્તત્સુતસ્તસ્માદ્ વૃકસ્તસ્યાપિ બાહુકઃ ।
સોઽરિભિર્હૃતભૂ રાજા સભાર્યો વનમાવિશત્ ॥ ૨॥

વૃદ્ધં તં પઞ્ચતાં પ્રાપ્તં મહિષ્યનુ મરિષ્યતી ।
ઔર્વેણ જાનતાઽઽત્માનં પ્રજાવન્તં નિવારિતા ॥ ૩॥

આજ્ઞાયાસ્યૈ સપત્નીભિર્ગરો દત્તોઽન્ધસા સહ ।
સહ[4] તેનૈવ સઞ્જાતઃ સગરાખ્યો મહાયશાઃ ॥ ૪॥

સગરશ્ચક્રવર્ત્યાસીત્સાગરો યત્સુતૈઃ કૃતઃ ।
યસ્તાલજઙ્ઘાન્ યવનાઞ્છકાન્ હૈહયબર્બરાન્ ॥ ૫॥

નાવધીદ્ ગુરુવાક્યેન ચક્રે વિકૃતવેષિણઃ ।
મુણ્ડાઞ્છ્મશ્રુધરાન્કાંશ્ચિન્મુક્તકેશાર્ધમુણ્ડિતાન્ ॥ ૬॥

અનન્તર્વાસસઃ કાંશ્ચિદબહિર્વાસસોઽપરાન્ ।
સોઽશ્વમેધૈરયજત સર્વવેદસુરાત્મકમ્ ॥ ૭॥

ઔર્વોપદિષ્ટયોગેન હરિમાત્માનમીશ્વરમ્ ।
તસ્યોત્સૃષ્ટં પશું યજ્ઞે જહારાશ્વં પુરન્દરઃ ॥ ૮॥

સુમત્યાસ્તનયા દૃપ્તાઃ પિતુરાદેશકારિણઃ ।
હયમન્વેષમાણાસ્તે સમન્તાન્ન્યખનન્મહીમ્ ॥ ૯॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** — રોહિતનો પુત્ર હતો હરિત. હરિતથી ચમ્પ થયો. તેણે જ ચમ્પાપુરી વસાવી હતી. ચમ્પથી સુદેવ અને તેનો પુત્ર વિજય થયો. ॥ ૧ ॥ વિજયનો ભરુક, ભરુકનો વૃક અને વૃકનો પુત્ર થયો બાહુક. શત્રુઓએ બાહુક પાસેથી રાજ્ય છિનવી લીધું ત્યારે તે પોતાની પત્ની સાથે વનમાં ચાલ્યો ગયો. ॥ ૨ ॥ વનમાં ગયા પછી વૃદ્ધાવસ્થાને કારણે બાહુકનું મૃત્યુ થયું. ત્યારે તેની સાથે તેની પત્ની સતી થવા માટે તૈયાર થઈ. પરંતુ મહર્ષિ ઔર્વને એ ખબર હતી કે તેના ઉદરમાં ગર્ભ છે. તેથી તેમણે તેને સતી થતાં રોકી લીધી. ॥ ૩ ॥ જ્યારે તેની શોક્યોને આ વાતની ખબર પડી ત્યારે તેમણે તેને ભોજન સાથે ગર (વિષ) આપી દીધું. પરંતુ ગર્ભ પર વિષનો કોઈ પ્રભાવ ન પડ્યો; બલકે તે વિષની સાથે જ એક બાળકનો જન્મ થયો, જે ગર (વિષ)ની સાથે પેદા થયો હોવાને કારણે 'સગર' કહેવાયો. સગર મોટા કીર્તિમાન રાજા થયા. ॥ ૪ ॥

સગર ચક્રવર્તી સમ્રાટ હતા. તેમના પુત્રોએ પૃથ્વીને ખોદીને સમુદ્ર બનાવી દીધો હતો. સગરે પોતાના ગુરુદેવ ઔર્વની આજ્ઞા માનીને તાલજંઘ, યવન, શક, હૈહય અને બર્બર જાતિના લોકોનો વધ ન કર્યો, બલ્કે તેમને વિરૂપ બનાવી દીધા. તેમાંના કેટલાંકનાં માથાં મુંડાવી નાખ્યાં, કેટલાકને મૂછ-દાઢી રખાવ્યાં, કેટલાકને છૂટા કેશવાળા બનાવ્યા અને કેટલાકનાં માથાં અડધાં મુંડાવી નાખ્યાં. ॥ ૫-૬ ॥ કેટલાક લોકોને સગરે માત્ર વસ્ત્ર ઓઢવાની જ આજ્ઞા આપી, પહેરવાની નહીં. અને કેટલાકને માત્ર લંગોટી પહેરવાનું જ કહ્યું, ઓઢવાનું નહીં. ત્યારપછી સગર રાજાએ ઔર્વ ઋષિના ઉપદેશ અનુસાર અશ્વમેધ યજ્ઞ દ્વારા સંપૂર્ણ વેદ અને દેવતામય, આત્મસ્વરૂપ, સર્વશક્તિમાન ભગવાનની આરાધના કરી. તેના યજ્ઞમાં જે ઘોડો છોડવામાં આવ્યો હતો, તેને ઇન્દ્રે ચોરી લીધો. ॥ ૭-૮ ॥ તે વખતે મહારાણી સુમતિના ગર્ભથી ઉત્પન્ન થયેલા સગરના પુત્રો પોતાના પિતાની આજ્ઞાનુસાર ઘોડા માટે પૂરી પૃથ્વીને ચારે બાજુથી શોધી વળ્યા. જ્યારે તેમને ક્યાંય ઘોડો ન મળ્યો, ત્યારે તેમણે ખૂબ અભિમાન સાથે બધી બાજુથી પૃથ્વીને ખોદી નાખી. ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ચ્મ્પસ્તેન । ૩. કરુક૦ । ૪. ન હતસ્તેન ।

પ્રાગુદીચ્યાં દિશિ હયં દદૃશુઃ કપિલાન્તિકે ।
એષ વાજિહરશ્ચૌર આસ્તે મીલિતલોચનઃ ॥ ૧૦॥

હન્યતાં હન્યતાં પાપ ઇતિ ષષ્ટિસહસ્રિણઃ ।
ઉદાયુધા અભિયયુરુન્મિમેષ તદા મુનિઃ ॥ ૧૧॥

સ્વશરીરાગ્નિના તાવન્મહેન્દ્રહૃતચેતસઃ ।
મહદ્વ્યતિક્રમહતા ભસ્મસાદભવન્ ક્ષણાત્ ॥ ૧૨॥

ન સાધુવાદો મુનિકોપભર્જિતા
નૃપેન્દ્રપુત્રા ઇતિ સત્ત્વધામનિ ।
કથં તમો રોષમયં વિભાવ્યતે
જગત્પવિત્રાત્મનિ ખે રજો ભુવઃ ॥ ૧૩॥

યસ્યેરિતા સાઙ્ખ્યમયી દૃઢેહ નૌ-
ર્યયા મુમુક્ષુસ્તરતે દુરત્યયમ્ ।
ભવાર્ણવં મૃત્યુપથં વિપશ્ચિતઃ
પરાત્મભૂતસ્ય કથં પૃથઙ્મતિઃ ॥ ૧૪॥

યોઽસમઞ્જસ ઇત્યુક્તઃ સ કેશિન્યા નૃપાત્મજઃ ।
તસ્ય પુત્રોંઽશુમાન્નામ પિતામહહિતે રતઃ ॥ ૧૫॥

અસમઞ્જસ આત્માનં દર્શયન્નસમઞ્જસમ્ ।
જાતિસ્મરઃ પુરા સઙ્ગાદ્યોગી યોગાદ્ વિચાલિતઃ ॥ ૧૬॥

આચરન્ ગર્હિતં લોકે જ્ઞાતીનાં કર્મ વિપ્રિયમ્ ।
સરય્વાં ક્રીડતો બાલાન્ પ્રાસ્યદુદ્વેજયઞ્જનમ્ ॥ ૧૭॥

એવંવૃત્તઃ પરિત્યક્તઃ પિત્રા સ્નેહમપોહ્ય વૈ ।
યોગૈશ્વર્યેણ બાલાંસ્તાન્ દર્શયિત્વા તતો યયૌ ॥ ૧૮॥

અયોધ્યાવાસિનઃ સર્વે બાલકાન્ પુનરાગતાન્ ।
દૃષ્ટ્વા વિસિસ્મિરે રાજન્ રાજા ચાપ્યન્વતપ્યત[1] ॥ ૧૯॥

ખોદતાં ખોદતાં તેમને પૂર્વ-ઉત્તરના છેડા પર કપિલમુનિ પાસે પોતાનો ઘોડો જોવા મળ્યો. ઘોડાને જોઈને સાઠ હજાર રાજકુમારો શસ્ત્રો ઉપાડીને એવું કહેતા કહેતા તેમની તરફ દોડ્યા કે, 'આ જ અમારા ઘોડાને ચોરવાવાળો ચોર છે. જુઓ તો ખરા, આણે અત્યારે કેવી આંખો મીંચી રાખી છે! આ પાપી છે. આને મારી નાખો, મારી નાખો.' તે સમયે કપિલમુનિએ પોતાનાં નેત્રો ખોલ્યાં. ॥ ૧૦-૧૧ ॥ ઇન્દ્રએ રાજકુમારોની બુદ્ધિ હરી લીધી હતી, તેથી તેમણે કપિલમુનિ જેવા મહાપુરુષનો તિરસ્કાર કર્યો. આ તિરસ્કારના ફળસ્વરૂપ તેમના શરીરમાં ઉત્પન્ન થયેલા અગ્નિથી જ એ સાઠ હજાર સગરપુત્રો ક્ષણવારમાં જ ભસ્મ થઈ ગયા. ॥ ૧૨ ॥ પરીક્ષિત! સગરના પુત્રો કપિલમુનિના ક્રોધથી ભસ્મ થઈ ગયા એમ કહેવું ઉચિત નથી. કપિલમુનિ તો શુદ્ધ સત્ત્વગુણના પરમ આશ્રય છે. તેમનું શરીર તો જગતને પવિત્ર કરતું રહે છે. તેમનામાં ભલા, ક્રોધરૂપી તમોગુણની સંભાવના કેમ કરી શકાય? પૃથ્વીની ધૂળનો કાંઈ આકાશ સાથે કોઈ સંબંધ થાય છે? ॥ ૧૩ ॥ આ સંસાર-સાગર એક મૃત્યુમય પંથ છે. તેને પાર જવું બહુ કઠણ છે. પરંતુ કપિલમુનિએ આ જગતમાં સાંખ્યશાસ્ત્રની એક એવી દૃઢ નૌકા બનાવી દીધી છે, જેનાથી મુક્તિની ઇચ્છા રાખનાર કોઈ પણ વ્યક્તિ તે સમુદ્રને પાર કરી જાય છે. તેઓ માત્ર પરમ જ્ઞાની જ નથી, સ્વયં પરમાત્મા છે. તેમનામાં ભલા, શત્રુ-મિત્રની ભેદબુદ્ધિ કઈ રીતે થઈ શકે? ॥ ૧૪ ॥

સગરના બીજાં પત્નીનું નામ હતું કેશિની. તેમના ગર્ભથી તેમને અસમંજસ નામનો પુત્ર થયો હતો. અસમંજસના પુત્રનું નામ હતું અંશુમાન. તે પોતાના દાદા સગરની આજ્ઞાનું પાલન કરવામાં તથા તેમની સેવામાં લાગેલો રહેતો હતો. ॥ ૧૫ ॥ અસમંજસ પહેલા જન્મમાં યોગી હતા, પરંતુ આ જન્મમાં પણ તેમને પૂર્વજન્મની સ્મૃતિ જળવાઈ રહી હતી. તેથી તેઓ એવું કામ કરતા હતા, જેથી ભાઈ-બંધુ તેમને પ્રિય ન સમજે. તેઓ ક્યારેક-ક્યારેક નિંદિત કર્મ પણ કરી બેસતા અને પોતાને પાગલ-જેવા દેખાડતા – ત્યાં સુધી કે, રમતા છોકરાઓને સરયુમાં ફેંકી દેતા! આ પ્રમાણે તેમણે લોકોને દુઃખી કરી દીધા હતા. ॥ ૧૬-૧૭ ॥ છેવટે તેમની આવી હરકતો જોઈને પિતાએ પુત્રસ્નેહને તિલાંજલિ આપી દીધી અને તેમનો ત્યાગ કરી દીધો. ત્યારપછી અસમંજસે પોતાના યોગબળથી તે બધા બાળકોને જીવિત કરી દીધા અને પોતાના પિતાને બતાવીને તેઓ વનમાં ચાલ્યા ગયા. ॥ ૧૮ ॥ અયોધ્યાના નાગરિકોએ જ્યારે જોયું કે, અમારા બાળકો તો જીવતા આવી ગયા છે ત્યારે તેમને અપાર આશ્ચર્ય થયું અને રાજા સગરને પણ ઘણો પશ્ચાત્તાપ થયો. ॥ ૧૯ ॥

૧. ચાથાન્વ૦ ।

અંશુમાંશ્ચોદિતો રાજ્ઞા તુરઙ્ગાન્વેષણે યયૌ ।
પિતૃવ્યખાતાનુપથં ભસ્માન્તિ દદૃશે હયમ્ ॥ ૨૦॥

તત્રાસીનં મુનિં વીક્ષ્ય કપિલાખ્યમધોક્ષજમ્ ।
અસ્તૌત્સમાહિતમનાઃ પ્રાઞ્જલિઃ પ્રણતો મહાન્ ॥ ૨૧॥

ત્યાર પછી રાજા સગરની આજ્ઞાથી અંશુમાન ઘોડાને શોધવા માટે નીકળ્યા. તેમણે પોતાના કાકાઓ દ્વારા ખોદેલા સમુદ્રના કિનારે-કિનારે જઈને તેમના શરીરની ભસ્મની પાસે જ ઘોડાને જોયો. ॥ ૨૦ ॥ ત્યાં જ ભગવાનના અવતાર કપિલમુનિ બેઠેલા હતા. તેમને જોઈને ઉદારહૃદયી અંશુમાને તેમના ચરણોમાં પ્રણામ કર્યા અને હાથ જોડીને એકાગ્ર મનથી તેમની સ્તુતિ કરી. ॥ ૨૧ ॥

અંશુમાનુવાચ

ન પશ્યતિ ત્વાં પરમાત્મનોઽજનો
ન બુધ્યતેઽદ્યાપિ સમાધિયુક્તિભિઃ ।
કુતોઽપરે તસ્ય મનઃશરીરધી-
વિસર્ગસૃષ્ટા[1] વયમપ્રકાશાઃ ॥ ૨૨॥

યે દેહભાજસ્ત્રિગુણપ્રધાના
ગુણાન્ વિપશ્યન્ત્યુત[2] વા તમશ્ચ ।
યન્માયયા મોહિતચેતસસ્તે
વિદુઃ સ્વસંસ્થં ન બહિઃપ્રકાશાઃ ॥ ૨૩॥

તં ત્વામહં જ્ઞાનઘનં સ્વભાવ-
પ્રધ્વસ્તમાયાગુણભેદમોહૈઃ[3] ।
સનન્દનાદ્યૈર્મુનિભિર્વિભાવ્યં
કથં હિ મૂઢઃ પરિભાવયામિ ॥ ૨૪॥

પ્રશાન્તમાયાગુણકર્મલિઙ્ગ-
મનામરૂપં સદસદ્વિમુક્તમ્[4] ।
જ્ઞાનોપદેશાય ગૃહીતદેહં[5]
નમામહે ત્વાં પુરુષં પુરાણમ્ ॥ ૨૫॥

ત્વન્માયારચિતે[6] લોકે વસ્તુબુદ્ધ્યા ગૃહાદિષુ ।
ભ્રમન્તિ કામલોભેર્ષ્યામોહવિભ્રાન્તચેતસઃ ॥ ૨૬॥

અદ્ય નઃ સર્વભૂતાત્મન્ કામકર્મેન્દ્રિયાશયઃ ।
મોહપાશો દૃઢશ્છિન્નો ભગવંસ્તવ દર્શનાત્ ॥ ૨૭॥

**અંશુમાને કહ્યું** — ભગવન્! આપ અજન્મા બ્રહ્માજીથી પણ પર છો. તેથી તેઓ આપને પ્રત્યક્ષ જોઈ શકતા નથી. જોવાની વાત તો બાજુ પર રહી, તેઓ સમાધિ દ્વારા પ્રત્યક્ષરૂપે અથવા તર્કો દ્વારા પરોક્ષરૂપે આજ સુધી આપને જાણી શક્યા નથી. અમે લોકો તો તેમનાં મન, શરીર અને બુદ્ધિથી ઉત્પન્ન થનારી સૃષ્ટિ દ્વારા ઉત્પન્ન થયેલા અજ્ઞાની જીવ છીએ. ત્યારે ભલા, અમે આપને કઈ રીતે સમજી શકીએ? ॥ ૨૨ ॥ સંસારના શરીરધારીઓ સત્ત્વગુણ, રજોગુણ અથવા તમોગુણ–પ્રધાન છે. તેઓ જાગ્રત અને સ્વપ્નાવસ્થાઓમાં માત્ર ગુણમય પદાર્થો, વિષયોને અને સુષુપ્તિ અવસ્થામાં માત્ર અજ્ઞાન-જ-અજ્ઞાન જુએ છે. એનું કારણ એ છે કે, તેઓ આપની માયાથી મોહિત થઈ રહ્યા છે. તેઓ બહિર્મુખ હોવાના કારણે બહારની વસ્તુઓને તો જુએ છે, પરંતુ પોતાના જ હૃદયમાં સ્થિત આપને જોઈ શકતા નથી. ॥ ૨૩ ॥ આપ એકરસ જ્ઞાનઘન છો. સનન્દન વગેરે મુનિઓ, જેઓ આત્મસ્વરૂપના અનુભવથી માયાના ગુણો દ્વારા થનારા ભેદભાવને અને તેના કારણે અજ્ઞાનને નષ્ટ કરી ચૂક્યા છે, તેઓ આપનું નિરંતર ચિંતન કરતા રહે છે. માયાના ગુણોમાં જ ભૂલો પડેલો હું મૂઢ, કઈ રીતે આપનું ચિંતન કરું? ॥ ૨૪ ॥ માયા, તેના ગુણો અને ગુણોને કારણે થનારાં કર્મ અને કર્મના સંસ્કારથી બનેલું આ લિંગશરીર આપમાં છે જ નહીં. ન તો આપનું નામ છે અને ન તો રૂપ છે. આપમાં ન તો કાર્ય છે અને ન તો કારણ. આપ સનાતન આત્મા છો. જ્ઞાનનો ઉપદેશ આપવા માટે જ આપે આ શરીર ધારણ કર્યું છે. અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૫ ॥ પ્રભુ! આ સંસાર આપની માયાનો વિલાસ છે. તેને સત્ય સમજીને કામ, લોભ, ઈર્ષ્યા અને મોહથી લોકોનું ચિત્ત, શરીર અને ઘર વગેરેમાં ભટકવા લાગે છે. લોકો આના જ ચકરાવામાં ફસાઈ જાય છે. ॥ ૨૬ ॥ હે સમસ્ત પ્રાણીઓના આત્મા પ્રભુ! આજે આપનાં દર્શનથી મારા મોહની તે દૃઢ ગ્રંથિ છૂટી ગઈ જે કામના, કર્મ અને ઇન્દ્રિયોને પોષણ આપે છે. ॥ ૨૭ ॥

૧. ત્સૃષ્ટાવયવપ્રકાશકાઃ । ૨. પ્રપશ્ય૦ । ૩. ૦મયમોહભેદૈઃ । ૪. ૦દ્વિયુક્તમ્ । ૫. ૦ત્તલિઙ્ગં । ૬. યત્ત્વયા રચિતે ।

*શ્રીશુક ઉવાચ*

**ઈત્થં ગીતાનુભાવસ્તં ભગવાન્કપિલો મુનિઃ ।**
**અંશુમન્તમુવાચેદમનુગૃહ્ય ધિયા નૃપ ॥ ૨૮॥**

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે અંશુમાને ભગવાન કપિલમુનિના પ્રભાવની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે તેમણે મનમાં જ અંશુમાન ઉપર બહુ અનુગ્રહ કરીને કહ્યું- ॥ ૨૮ ॥

*શ્રીભગવાનુવાચ*

**અશ્વોઽયં નીયતાં વત્સ પિતામહપશુસ્તવ ।**
**ઈમે ચ પિતરો દગ્ધા ગઙ્ગામ્ભોઽર્હન્તિ નેતરત્ ॥ ૨૯॥**

**તં પરિક્રમ્ય શિરસા પ્રસાદ્ય હયમાનયત્ ।**
**સગરસ્તેન પશુના ક્રતુશેષં સમાપયત્ ॥ ૩૦॥**

**શ્રીભગવાને કહ્યું** – 'બેટા! આ ઘોડો તારા પિતામહનો યજ્ઞપશુ છે. એને તું લઈ જા. તમારા ભસ્મ થઈ ગયેલા કાકાઓનો ઉદ્ધાર માત્ર ગંગાજળથી થશે, બીજો કોઈ ઉપાય નથી.' ॥ ૨૯ ॥ અંશુમાને ખૂબ જ વિનમ્રતાથી તેમને પ્રસન્ન કરીને તેમની પ્રદક્ષિણા કરી અને તે ઘોડાને લઈને નગરમાં આવ્યા. સગરે તે યજ્ઞપશુ દ્વારા યજ્ઞની શેષ ક્રિયા પૂરી કરી. ॥ ૩૦ ॥

**રાજ્યમંશુમતિ ન્યસ્ય નિઃસ્પૃહો મુક્તબન્ધનઃ ।**
**ઔર્વોપદિષ્ટમાર્ગેણ લેભે ગતિમનુત્તમામ્ ॥ ૩૧॥**

ત્યારે રાજા સગરે અંશુમાનને રાજ્યનો ભાર સોંપી દીધો અને તેઓ સ્વયં વિષયોથી ઉપરામ અને બન્ધનમુક્ત થઈ ગયા. તેમણે મહર્ષિ ઔર્વના બતાવેલા માર્ગે પરમપદની પ્રાપ્તિ કરી. ॥ ૩૧ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે સગરોપાખ્યાનેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮॥

નવમા સ્કંધ-અંતર્ગત સગર-ઉપાખ્યાનમાંનો આઠમો અધ્યાય સમાપ્ત.

=★=

# નવમો અધ્યાય

## ભગીરથ-ચરિત્ર અને ગંગાવતરણ

*શ્રીશુક ઉવાચ*

**અંશુમાંશ્ચ તપસ્તેપે ગઙ્ગાનયનકામ્યયા ।**
**કાલં મહાન્તં નાશક્નોત્ તતઃ કાલેન સંસ્થિતઃ ॥ ૧॥**

**દિલીપસ્તત્સુતસ્તદ્વદશક્તઃ કાલમેયિવાન્ ।**
**ભગીરથસ્તસ્ય પુત્રસ્તેપે સ સુમહત્તપઃ ॥ ૨॥**

**દર્શયામાસ તં દેવી પ્રસન્ના વરદાસ્મિ તે ।**
**ઈત્યુક્તઃ સ્વમભિપ્રાયં શશંસાવનતો નૃપઃ ॥ ૩॥**

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! અંશુમાને ગંગાજીને પૃથ્વી પર લાવવાની કામનાથી ઘણાં વર્ષો સુધી ઘોર તપ કર્યું, પરંતુ તેમને સફળતા મળી નહીં, સમય આવ્યે તેમનું પણ મૃત્યુ થઈ ગયું. ॥ ૧ ॥ અંશુમાનના પુત્ર દિલીપે પણ તેવું જ તપ કર્યું, પરંતુ તેઓ પણ અસફળ જ રહ્યા, સમય પર તેમનું પણ મૃત્યુ થઈ ગયું. દિલીપના પુત્ર હતા ભગીરથ. તેમણે બહુ ભારે તપ કર્યું. ॥ ૨ ॥ તેમના તપથી પ્રસન્ન થઈને ભગવતી ગંગાએ તેમને દર્શન આપ્યાં અને કહ્યું કે – 'હું તમને વરદાન આપવા માટે આવી છું.' ગંગાજીના આમ કહેવાથી રાજા ભગીરથે ખૂબ જ નમ્રતાપૂર્વક પોતાની ઇચ્છા જણાવી કે 'તમે મૃત્યુલોકમાં પધારો.' ॥ ૩ ॥

કોઽપિ ધારયિતા વેગં પતન્ત્યા મે મહીતલે ।
અન્યથા ભૂતલં ભિત્ત્વા નૃપ યાસ્યે રસાતલમ્ ॥ ૪॥

[ગંગાજીએ કહ્યું –] 'જ્યારે હું સ્વર્ગમાંથી ભૂતલ ઉપર ઊતરીશ ત્યારે મારા વેગને ઝીલનાર કોઈ જોઈએ. આમ નહીં થાય તો હું પૃથ્વીને ફાડીને રસાતલમાં ચાલી જઈશ. ॥ ૪ ॥ આ સિવાય એ કારણે પણ હું પૃથ્વી પર જઈશ નહીં કે, લોકો મારામાં પોતાનાં પાપ ધોશે. પછી એ બધાં પાપને હું ક્યાં ધોઈશ? ભગીરથ! આ બાબતમાં તમે પોતે વિચાર કરી લો.' ॥ ૫ ॥

કિઞ્ચાહં ન ભુવં યાસ્યે નરા મય્યામૃજન્ત્યઘમ્ ।
મૃજામિ તદઘં કુત્ર રાજંસ્તત્ર વિચિન્ત્યતામ્ ॥ ૫॥

ભગીરથ ઉવાચ

સાધવો ન્યાસિનઃ શાન્તા બ્રહ્મિષ્ઠા લોકપાવનાઃ ।
હરન્ત્યઘં તેઽઙ્ગસઙ્ગાત્ તેષ્વાસ્તે હ્યઘભિદ્ધરિઃ ॥ ૬॥

**ભગીરથે કહ્યું** – 'મા! જેમણે લોક-પરલોક, ધન-સંપત્તિ અને પત્ની-પુત્રની કામનાઓનો ત્યાગ કરી દીધો છે, જેઓ સંસારથી ઉપરામ થઈને પોતે આત્મસ્વરૂપમાં સ્થિત (શાંત) છે, જેઓ બ્રહ્મનિષ્ઠ અને લોકોને પવિત્ર કરનારા પરોપકારી સજ્જનો છે – તેઓ પોતાના અંગ-સ્પર્શથી તમારાં પાપને નષ્ટ કરી દેશે. કારણ કે તેમના હૃદયમાં અઘરૂપી (પાપરૂપી) અઘાસુરને મારવાવાળા ભગવાન હંમેશાં નિવાસ કરે છે. ॥ ૬ ॥ સમસ્ત પ્રાણીઓના આત્મા રુદ્રદેવ તમારા વેગને ધારણ કરી લેશે. કારણ કે તાંતણામાં રહેલી સાડીની માફક આ તમામ વિશ્વ ભગવાન રુદ્રમાં જ ઓતપ્રોત છે.' ॥ ૭ ॥ પરીક્ષિત! ગંગાજીને આ પ્રમાણે કહીને ભગીરથ રાજાએ તપ વડે ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. થોડા જ સમયમાં મહાદેવજી તેમના પર પ્રસન્ન થઈ ગયા. ॥ ૮ ॥ ભગવાન શંકર તો સંપૂર્ણ જગતના હિતૈષી છે, રાજાની વાત તેમણે 'તથાસ્તુ' કહીને સ્વીકારી લીધી. પછી શિવજીએ સાવધાન થઈને ગંગાજીને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યાં. કેમ ન કરે, ભગવાનના ચરણોનો સ્પર્શ થવાથી ગંગાજીનું જળ પરમ-પવિત્ર છે. ॥ ૯ ॥ ત્યાર પછી રાજર્ષિ ભગીરથ ત્રિલોકને પાવન કરનારાં ગંગાજીને ત્યાં લઈ ગયા જ્યાં તેમના પિતૃઓનાં શરીર ભસ્મરૂપે પડ્યાં હતાં. ॥ ૧૦ ॥ તેઓ વાયુવેગે ચાલનારા રથ પર બેસીને આગળ-આગળ ચાલી રહ્યા હતા અને તેમની પાછળ-પાછળ ગંગાજી રસ્તામાં આવતા પ્રદેશોને પવિત્ર કરતાં રહીને દોડી રહ્યાં હતાં. આ પ્રમાણે ગંગાસાગર-સંગમ પર પહોંચીને તેમણે સગરના ભસ્મ થઈ ગયેલા પુત્રોને પોતાના જળમાં ડુબાડી દીધા. ॥ ૧૧ ॥ જોકે સગરના આ પુત્રો બ્રાહ્મણના તિરસ્કારના કારણે ભસ્મ થઈ ગયા હતા, તેમના ઉદ્ધારનો કોઈ ઉપાય ન હતો, છતાં પણ માત્ર શરીરની ભસ્મ સાથે ગંગાજળનો સ્પર્શ થઈ જવાથી જ તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. ॥ ૧૨ ॥ પરીક્ષિત! જ્યારે ગંગાજળ સાથે શરીરની ભસ્મનો સ્પર્શ થઈ જવાથી સગરના પુત્રોને સ્વર્ગની પ્રાપ્તિ થઈ ગઈ, ત્યારે જે લોકો શ્રદ્ધા સાથે નિયમ લઈને ગંગાજીનું સેવન કરે છે, તેમના માટે તો કહેવું જ શું? ॥ ૧૩ ॥

ધારયિષ્યતિ તે વેગં રુદ્રસ્ત્વાત્મા શરીરિણામ્ ।
યસ્મિન્નોતમિદં પ્રોતં વિશ્વં શાટીવ તન્તુષુ ॥ ૭॥

ઇત્યુક્ત્વા સ નૃપો દેવં તપસાઽતોષયચ્છિવમ્ ।
કાલેનાલ્પીયસા રાજંસ્તસ્યેશઃ[1] સમતુષ્યત ॥ ૮॥

તથેતિ રાજ્ઞાભિહિતં સર્વલોકહિતઃ શિવઃ ।
દધારાવહિતો ગઙ્ગાં પાદપૂતજલાં હરેઃ ॥ ૯॥

ભગીરથઃ[2] સ રાજર્ષિર્નિન્યે ભુવનપાવનીમ્ ।
યત્ર સ્વપિતૄણાં દેહા ભસ્મીભૂતાઃ સ્મ શેરતે ॥ ૧૦॥

રથેન વાયુવેગેન પ્રયાન્તમનુધાવતી ।
દેશાન્ પુનન્તી નિર્દગ્ધાનાસિઞ્ચત્ સગરાત્મજાન્ ॥ ૧૧॥

યજ્જલસ્પર્શમાત્રેણ[3] બ્રહ્મદણ્ડહતા અપિ ।
સગરાત્મજા દિવં જગ્મુઃ કેવલં દેહભસ્મભિઃ ॥ ૧૨॥

ભસ્મીભૂતાઙ્ગસઙ્ગેન સ્વર્યાતાઃ સગરાત્મજાઃ ।
કિં પુનઃ શ્રદ્ધયા દેવીં યે સેવન્તે ધૃતવ્રતાઃ ॥ ૧૩॥

૧. ૦સ્યાશ્વાનુતુષ્યત । ૨. ૦રથોઽથ । ૩. તે જલ૦ ।

ન હ્યેતત્પરમાશ્ચર્યં સ્વર્ધુન્યા યદિહોદિતમ્ ।
અનન્તચરણામ્ભોજપ્રસૂતાયા ભવચ્છિદઃ ॥ ૧૪॥

સંનિવેશ્ય મનો યસ્મિઞ્છ્રદ્ધયા મુનયોઽમલાઃ ।
ત્રૈગુણ્યં દુસ્ત્યજં હિત્વા સદ્યો યાતાસ્તદાત્મતામ્ ॥ ૧૫॥

મેં ગંગાજીના મહિમા વિશે જે કાંઈ કહ્યું છે, તેમાં આશ્ચર્યની કોઈ વાત નથી. કારણ કે ગંગાજી ભગવાનના તે ચરણોમાંથી નીકળ્યાં છે, જેમનું શ્રદ્ધા સાથે ચિંતન કરીને મોટા-મોટા મુનિઓ નિર્મળ થઈ જાય છે અને ત્રણે ગુણોના ન છૂટી શકે તેવા બંધનને કાપીને તુરત જ ભગવત્સ્વરૂપ બની જાય છે. તો પછી ગંગાજી સંસારના બંધનને કાપી નાખે એમાં કઈ મોટી વાત છે? ॥ ૧૪-૧૫ ॥

શ્રુતો ભગીરથાજ્જજ્ઞેતસ્ય નાભોઽપરોઽભવત્ ।
સિન્ધુદ્વીપસ્તતસ્તસ્માદયુતાયુસ્તતોઽભવત્ ॥ ૧૬॥

ઋતુપર્ણો નલસખો યોઽશ્વવિદ્યામયાન્નલાત્ ।
દત્ત્વાઽક્ષહૃદયં ચાસ્મૈ[1] સર્વકામસ્તુ તત્સુતઃ ॥ ૧૭॥

ભગીરથના પુત્ર હતા શ્રુત, શ્રુતના નાભ થયા. આ નાભ પૂર્વોક્ત નાભથી જુદા છે. નાભનો પુત્ર હતો સિન્ધુદ્વીપ અને સિન્ધુદ્વીપનો પુત્ર અયુતાયુ હતો. અયુતાયુના પુત્રનું નામ ઋતુપર્ણ હતું. તે નલનો મિત્ર હતો. તેણે નલને પાસા ફેંકવાની વિદ્યાનું રહસ્ય બતાવ્યું હતું અને તેના બદલામાં તેણે અશ્વવિદ્યા શીખી હતી. ઋતુપર્ણનો પુત્ર સર્વકામ થયો. ॥ ૧૬-૧૭ ॥ પરીક્ષિત! સર્વકામના પુત્રનું નામ સુદાસ હતું. સુદાસને સૌદાસ નામનો પુત્ર હતો અને સૌદાસની પત્નીનું નામ મદયન્તી હતું. સૌદાસને જ કોઈક મિત્રસહ કહે છે અને ક્યાંક તેને કલ્માષપાદ પણ કહ્યો છે. તે વસિષ્ઠમુનિના શાપથી રાક્ષસ થઈ ગયો હતો અને વળી તેનાં કર્મોને લીધે તે સંતાનહીન રહ્યો. ॥ ૧૮ ॥

તતઃ સુદાસસ્તત્પુત્રો મદયન્તીપતિર્નૃપ ।
આહુર્મિત્રસહં યં વૈ કલ્માષાઙ્ઘ્રિમુત ક્વચિત્ ।
વસિષ્ઠશાપાદ્ રક્ષોઽભૂદનપત્યઃ સ્વકર્મણા ॥ ૧૮॥

*રાજોવાચ*

કિંનિમિત્તો ગુરોઃ શાપઃ સૌદાસસ્ય મહાત્મનઃ ।
એતદ્ વેદિતુમિચ્છામઃ કથ્યતાં ન રહો યદિ ॥ ૧૯॥

**પરીક્ષિત રાજાએ પૂછ્યું** – ભગવન્! અમે એ જાણવા ઇચ્છીએ છીએ કે, મહાત્મા સૌદાસને વસિષ્ઠજીએ શાપ કેમ આપ્યો? જો આ પ્રસંગ ગુપ્ત રાખવા જેવો ન હોય તો કૃપા કરી તમે અમને કહો. ॥ ૧૯ ॥

*શ્રીશુક ઉવાચ*

સૌદાસો મૃગયાં કઞ્ચિચ્ચરન્ રક્ષો જઘાન હ ।
મુમોચ ભ્રાતરં સોઽથ ગતઃ પ્રતિચિકીર્ષયા ॥ ૨૦॥

સ ચિન્તયન્નઘં રાજ્ઞઃ સૂદરૂપધરો ગૃહે ।
ગુરવે ભોક્તુકામાય પક્ત્વા નિન્યે નરામિષમ્ ॥ ૨૧॥

પરિવેક્ષ્યમાણં ભગવાન્ વિલોક્યાભક્ષ્યમઞ્જસા ।
રાજાનમશપત્ક્રુદ્ધો રક્ષો હ્યેવં ભવિષ્યસિ ॥ ૨૨॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! એક વાર રાજા સૌદાસ શિકાર કરવા માટે ગયા હતા. ત્યાં તેમણે કોઈ રાક્ષસને મારી નાખ્યો અને તેના ભાઈને છોડી દીધો. તેણે રાજાના આ કૃત્યને અન્યાય માનીને તેમની સાથે ભાઈના મૃત્યુનો બદલો લેવા માટે તે રસોઈયાના રૂપે તેના ઘરમાં આવી ગયો. જ્યારે એક દિવસે ભોજન કરવા માટે ગુરુ વસિષ્ઠજી રાજાને ત્યાં પધાર્યા ત્યારે તેણે મનુષ્યનું માંસ રાંધીને તેમને પીરસી દીધું. ॥ ૨૦-૨૧ ॥ જ્યારે સર્વસમર્થ વસિષ્ઠજીએ જોયું કે, પીરસેલો પદાર્થ તો તદ્દન અભક્ષ્ય છે, ત્યારે તેમણે ક્રોધિત થઈને રાજાને શાપ આપી દીધો કે, 'તું રાક્ષસ થઈ જા.' ॥ ૨૨ ॥

૧. તસ્મૈ ।

રક્ષઃકૃતં તદ્ વિદિત્વા ચક્રે દ્વાદશવાર્ષિકમ્ ।
સોઽપ્યપોઽઞ્જલિનાઽઽદાય ગુરું શપ્તું સમુદ્યતઃ ॥ ૨૩॥

વારિતો મદયન્ત્યાઽપો રુશતીઃ પાદયોર્જહૌ ।
દિશઃ ખમવનીં સર્વં પશ્યઞ્જીવમયં નૃપઃ ॥ ૨૪॥

રાક્ષસં ભાવમાપન્નઃ પાદે કલ્માષતાં ગતઃ ।
વ્યવાયકાલે દદૃશે વનૌકોદમ્પતી દ્વિજૌ ॥ ૨૫॥

ક્ષુધાર્તો જગૃહે વિપ્રં તત્પત્ન્યાહાકૃતાર્થવત્ ।
ન ભવાન્રાક્ષસઃ સાક્ષાદિક્ષ્વાકૂણાં મહારથઃ ॥ ૨૬॥

મદયન્ત્યાઃ પતિર્વીર નાધર્મં કર્તુમર્હસિ[1] ।
દેહિ મેઽપત્યકામાયા અકૃતાર્થં પતિં દ્વિજમ્ ॥ ૨૭॥

દેહોઽયં માનુષો રાજન્ પુરુષસ્યાખિલાર્થદઃ ।
તસ્માદસ્ય વધો વીર સર્વાર્થવધ ઉચ્યતે ॥ ૨૮॥

એષ હિ બ્રાહ્મણો વિદ્વાંસ્તપઃશીલગુણાન્વિતઃ ।
આરિરાધયિષુર્બ્રહ્મ મહાપુરુષસઞ્જ્ઞિતમ્ ।
સર્વભૂતાત્મભાવેન ભૂતેષ્વન્તર્હિતં ગુણૈઃ ॥ ૨૯॥

સોઽયં બ્રહ્મર્ષિવર્યસ્તે રાજર્ષિપ્રવરાદ્ વિભો ।
કથમર્હતિ ધર્મજ્ઞ વધં પિતુરિવાત્મજઃ ॥ ૩૦॥

તસ્ય સાધોરપાપસ્ય ભ્રૂણસ્ય બ્રહ્મવાદિનઃ ।
કથં વધં યથા બભ્રોર્મન્યતે[2] સન્મતો ભવાન્ ॥ ૩૧॥

યદ્યયં ક્રિયતે ભક્ષસ્તર્હિ માં ખાદ પૂર્વતઃ ।
ન જીવિષ્યે વિના યેન ક્ષણં ચ મૃતકં યથા ॥ ૩૨॥

એવં કરુણભાષિણ્યા વિલપન્ત્યા અનાથવત્ ।
વ્યાઘ્રઃ પશુમિવાખાદત્સૌદાસઃ શાપમોહિતઃ ॥ ૩૩॥

જ્યારે તેમને આ વાતની ખબર પડી કે આ કૃત્ય તો રાક્ષસનું છે – રાજાનું નથી, ત્યારે તેમણે તે શાપને માત્ર બાર વર્ષ માટે મર્યાદિત કરી દીધો. તે વખતે રાજા સૌદાસ પણ પોતાની અંજલિમાં જળ લઈને ગુરુ વસિષ્ઠજીને શાપ આપવા તૈયાર થયા. ॥ ૨૩ ॥ પરંતુ તેમની પત્ની મદયન્તીએ તેમને આમ કરતાં રોકી લીધા. આ પછી સૌદાસે વિચાર કર્યો કે, 'દિશાઓ, આકાશ અને પૃથ્વી – બધું જ જીવમય જ છે. ત્યારે આ શાપનું તીક્ષ્ણ જળ ક્યાં છોડું? છેવટે તેમણે તે જળને પોતાના પગ ઉપર નાંખી દીધું. (આ કારણે તેમનું નામ 'મિત્રસહ' થયું.) ॥ ૨૪ ॥ તે જળથી તેમના પગ કાળા પડી ગયા, તેથી તેમનું નામ 'કલ્માષપાદ' થયું. હવે શાપને કારણે તેઓ રાક્ષસ બની ચૂક્યા હતા. એક દિવસ રાક્ષસ બનેલા રાજા કલ્માષપાદે એક બ્રાહ્મણ-દંપતીને સહવાસના સમયે જોઈ લીધું. ॥ ૨૫ ॥ કલ્માષપાદને ભૂખ તો લાગી જ હતી, તેણે બ્રાહ્મણને પકડી લીધો. બ્રાહ્મણ-પત્નીની કામના હજી પૂર્ણ થઈ ન હતી. તેણે કહ્યું – 'રાજન્! તમે રાક્ષસ નથી. તમે મહારાણી મદયન્તીના પતિ અને ઈક્ષ્વાકુવંશના વીર મહારથી છો. તમારે આવો અધર્મ ન કરવો જોઈએ. મને સંતાનની કામના છે અને મારા પતિની પણ કામના હજી પૂરી થઈ નથી, તેથી તમે મને મારો આ બ્રાહ્મણ પતિ આપી દો. ॥ ૨૬-૨૭ ॥ રાજન્! આ મનુષ્ય શરીર જીવને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારેય પુરુષાર્થોની પ્રાપ્તિ કરાવનારું છે. તેથી હે વીર! આ શરીરને નષ્ટ કરી દેવું એ બધા પુરુષાર્થોની હત્યા કહેવાય છે. ॥ ૨૮ ॥ એ ઉપરાંત આ વિદ્વાન બ્રાહ્મણ છે, તપ, શીલ વગેરે મહાન ગુણોથી સંપન્ન છે. આ બ્રાહ્મણ તે પુરુષોત્તમ પરબ્રહ્મની સમસ્ત પ્રાણીઓના આત્માના રૂપમાં આરાધના કરવા ઇચ્છે છે, જે પરમાત્મા સમસ્ત પદાર્થોમાં વિદ્યમાન છે, પરન્તુ જુદા-જુદા ગુણોથી ઢંકાયેલા રહે છે. ॥ ૨૯ ॥ રાજન્! તમે શક્તિશાળી છો, તમે ધર્મનો મર્મ સારી રીતે જાણો છો. જેમ પિતાના હાથે પુત્રનું મૃત્યુ ઉચિત નથી તે જ પ્રમાણે તમારા જેવા શ્રેષ્ઠ રાજર્ષિના હાથે મારા શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ પતિનો વધ કોઈ રીતે ઉચિત નથી. ॥ ૩૦ ॥ સાધુ સમાજ તમારો બહુ આદર કરે છે. તો ભલા, તમે મારા પરોપકારી, નિરપરાધ, શ્રોત્રિય અને બ્રહ્મવાદી પતિનો વધ કઈ રીતે ઉચિત માનો છો? આ તો ગાયના જેવા અત્યંત સરળ છે. ॥ ૩૧ ॥ તેમ છતાં તમે જો તેમને ખાઈ જવા જ ઇચ્છો છો, તો પ્રથમ મને ખાઈ જાવ. કારણ કે મારા પતિ વિના હું શબવત્ બની જઈશ અને એક ક્ષણ પણ જીવી નહીં શકું.' ॥ ૩૨ ॥ બ્રાહ્મણપત્ની ખૂબ જ કરુણાપૂર્ણ વાણીમાં આ પ્રમાણે કહીને અનાથની જેમ રડવા લાગી. પરંતુ સૌદાસે શાપના પ્રભાવને કારણે તેની વિનંતી ઉપર કોઈ ધ્યાન આપ્યું નહીં અને તે બ્રાહ્મણને એ રીતે ખાઈ ગયો

૧. ૦મર્હતિ । ૨. બભ્રોર્ધર્મજ્ઞો મન્યતે ભવાન્ ।

બ્રાહ્મણી વીક્ષ્ય દિધિષું પુરુષાદેન ભક્ષિતમ્ ।
શોચન્ત્યાત્માનમુર્વીશમશપત્કુપિતા સતી ॥ ૩૪॥

યસ્માન્મે ભક્ષિતઃપાપ કામાર્તાયાઃપતિસ્ત્વયા ।
તવાપિ મૃત્યુરાધાનાદકૃતપ્રજ્ઞ દર્શિતઃ ॥ ૩૫॥

એવં મિત્રસહં શપ્ત્વા પતિલોકપરાયણા ।
તદસ્થીનિ સમિદ્ધેઽગ્નૌ પ્રાસ્ય ભર્તુર્ગતિં[1] ગતા ॥ ૩૬॥

વિશાપો દ્વાદશાબ્દાન્તે મૈથુનાય સમુદ્યતઃ ।
વિજ્ઞાય[2] બ્રાહ્મણીશાપં મહિષ્યા સ નિવારિતઃ ॥ ૩૭॥

તત ઊર્ધ્વં સ તત્યાજ સ્ત્રીસુખં કર્મણાઽપ્રજાઃ[3] ।
વસિષ્ઠસ્તદનુજ્ઞાતો મદયન્ત્યાં પ્રજામધાત્ ॥ ૩૮॥

સા વૈ સપ્ત સમા ગર્ભમબિભ્રન્ન વ્યજાયત ।
જઘ્નેઽશ્મનોદરં તસ્યાઃ સોઽશ્મકસ્તેન કથ્યતે ॥ ૩૯॥

અશ્મકાન્મૂલકો જજ્ઞે યઃ સ્ત્રીભિઃ પરિરક્ષિતઃ ।
નારીકવચ ઇત્યુક્તો નિઃક્ષત્રે મૂલકોઽભવત્ ॥ ૪૦॥

તતો દશરથસ્તસ્માત્પુત્ર ઐડવિડસ્તતઃ[4] ।
રાજા વિશ્વસહો યસ્ય ખટ્વાઙ્ગશ્ચક્રવર્ત્યભૂત્ ॥ ૪૧॥

યો દેવૈરર્થિતો દૈત્યાનવધીદ્ યુધિ દુર્જયઃ ।
મુહૂર્તમાયુર્જ્ઞાત્વૈત્ય સ્વપુરં સન્દધે મનઃ ॥ ૪૨॥

ન મે બ્રહ્મકુલાત્પ્રાણાઃ કુલદૈવાન્ન ચાત્મજાઃ ।
ન શ્રિયો ન મહી રાજ્યં ન દારાશ્ચાતિવલ્લભાઃ ॥ ૪૩॥

ન બાલ્યેઽપિ મતિર્મહ્યમધર્મે રમતે ક્વચિત્ ।
નાપશ્યમુત્તમશ્લોકાદન્યત્ કિઞ્ચન વસ્ત્વહમ્ ॥ ૪૪॥

જેમ વાઘ કોઈ પશુને ખાઈ જાય. ॥ ૩૩ ॥ જ્યારે બ્રાહ્મણીએ જોયું કે મારા ગર્ભાધાન માટે તત્પર પતિને આ ખાઈ ગયો, ત્યારે તે બહુ જ શોકાકુલ થઈ ગઈ. અને તે સતી બ્રાહ્મણીએ ક્રોધપૂર્વક રાજાને શાપ આપી દીધો. ॥ ૩૪ ॥ 'અરે પાપી! હું અત્યારે કામથી પીડિત થઈ રહી હતી, એવી અવસ્થામાં તું મારા પતિને ખાઈ ગયો છે, તેથી હે મૂર્ખ! જ્યારે તું સ્ત્રી સાથે સહવાસ કરીશ ત્યારે તારું મૃત્યુ થશે, આ વાત હું તને પ્રથમથી જ કહી દઉં છું.' ॥ ૩૫ ॥ આ પ્રમાણે મિત્રસહને શાપ આપીને બ્રાહ્મણી પોતાના પતિનાં અસ્થિઓને ભડભડતી ચિતામાં નાંખીને સ્વયં પણ સતી થઈ ગઈ અને તેણે તે જ ગતિ પ્રાપ્ત કરી જે તેના પતિદેવે પ્રાપ્ત કરી હતી. તે પોતાના પતિને છોડીને બીજા કોઈ લોકમાં જવા પણ ઇચ્છતી ન હતી. ॥ ૩૬ ॥

બાર વર્ષ વીત્યા પછી રાજા સૌદાસ શાપમુક્ત થઈ ગયા. જ્યારે તેઓ સહવાસ માટે પોતાની પત્ની પાસે ગયા, ત્યારે તેમની પત્નીએ તેમને રોકી દીધા, કારણ કે તેને તે બ્રાહ્મણીના શાપની જાણ હતી. ॥ ૩૭ ॥ ત્યાર પછી તેમણે સ્ત્રી-સુખનો બિલકુલ પરિત્યાગ કરી દીધો. આ પ્રમાણે પોતાનાં કર્મફળ પ્રમાણે તેઓ સન્તાનહીન થઈ ગયા. ત્યારે વસિષ્ઠજીએ તેમના કહેવાથી મદયન્તીને ગર્ભાધાન કરાવ્યું. ॥ ૩૮ ॥ મદયન્તી સાત વર્ષ સુધી ગર્ભને ધારણ કરતી રહી પરંતુ બાળક પેદા થયું નહીં. ત્યારે વસિષ્ઠજીએ પથ્થરથી તેના પેટ પર પ્રહાર કર્યો. તેનાથી જે બાળક થયો તે બાળક અશ્મ (પથ્થર)ના પ્રહારથી પેદા થયો હોવાને કારણે 'અશ્મક' કહેવાયો. ॥ ૩૯ ॥ અશ્મકનો પુત્ર મૂલક થયો. જ્યારે પરશુરામજીએ પૃથ્વીને ક્ષત્રિયરહિત કરી ત્યારે સ્ત્રીઓએ તેને છુપાવીને રાખી દીધો હતો. તેથી તેનું નામ 'નારીકવચ' પણ થયું. તેને મૂલક એટલા માટે કહે છે કે, પૃથ્વી ક્ષત્રિયો રહિત થઈ ગઈ ત્યારે તે આ વંશનો મૂલ (પ્રવર્તક) બન્યો. ॥ ૪૦ ॥ મૂલકના પુત્ર દશરથ થયા. દશરથના પુત્ર ઐડવિડ અને ઐડવિડના પુત્ર થયા રાજા વિશ્વસહ. વિશ્વસહના પુત્ર જ ચક્રવર્તી સમ્રાટ ખટ્વાંગ થયા. ॥ ૪૧ ॥ યુદ્ધમાં તેમને કોઈ જીતી શકતું ન હતું. તેમણે દેવતાઓની પ્રાર્થનાથી દૈત્યોનો સંહાર કર્યો હતો. જ્યારે તેમને દેવતાઓ પાસેથી એ જાણવા મળ્યું કે હવે મારું આયુષ્ય માત્ર બે ઘડીનું જ બાકી છે, ત્યારે તેઓ પોતાની રાજધાનીમાં પાછા આવ્યા અને તેમણે પોતાના મનને ભગવાનમાં પરોવી દીધું. ॥ ૪૨ ॥ તેઓ મનમાં વિચારવા લાગ્યા, કે 'મારા કુળના ઇષ્ટદેવતા બ્રાહ્મણ છે! તેમનાથી વધીને મને મારા પ્રાણ પણ પ્રિય નથી. એટલું જ નહિ, બ્રાહ્મણો કરતાં મને પત્ની, પુત્ર, લક્ષ્મી, રાજ્ય અને પૃથ્વી પણ પ્રિય નથી. ॥ ૪૩ ॥ મારું મન બાળપણમાં પણ ક્યારેય અધર્મ તરફ ગયું નથી. મેં પવિત્રકીર્તિ ભગવાન સિવાય બીજી કોઈ વસ્તુ સત્યરૂપે સ્વીકારી નથી. ॥ ૪૪ ॥

૧. ભર્તુગતિં । ૨. વિજ્ઞાપ્ય । ૩. ૦ઽપ્રજઃ । ૪. ઐલિવિલ૦ ।

દેવૈઃ કામવરો દત્તો મહ્યં ત્રિભુવનેશ્વરૈઃ ।
ન વૃણે તમહં કામં ભૂતભાવનભાવનઃ ॥ ૪૫॥

ત્રણે લોકના સ્વામી દેવતાઓએ મને અભીષ્ટ વરદાન માગવા કહ્યું. પરંતુ મેં તે ભોગોની લાલસા બિલકુલ ન કરી. કારણ કે સમસ્ત પ્રાણીઓના જીવનદાતા શ્રીહરિની ભાવનામાં જ હું મગ્ન થઈ રહ્યો હતો. ॥ ૪૫ ॥

યે વિક્ષિપ્તેન્દ્રિયધિયો દેવાસ્તે સ્વહૃદિ સ્થિતમ્ ।
ન વિન્દન્તિ પ્રિયં શશ્વદાત્માનં કિમુતાપરે ॥ ૪૬॥

જે દેવતાઓનું મન અને ઇન્દ્રિયો વિષયોમાં ભટકી રહ્યાં છે, તેઓ સત્ત્વગુણપ્રધાન હોવા છતાં પણ પોતાના હૃદયમાં વિરાજમાન, સદા સર્વદા પ્રિયતમના રૂપમાં રહેવાવાળા પોતાના આત્મસ્વરૂપ ભગવાનને જાણતા નથી. પછી રજોગુણ અને તમોગુણવાળા લોકો તો તેમને જાણી જ કેવી રીતે શકે? ॥ ૪૬ ॥

અથેશમાયારચિતેષુ સઙ્ગં
ગુણેષુ[1] ગન્ધર્વપુરોપમેષુ ।
રૂઢં પ્રકૃત્યાઽઽત્મનિ વિશ્વકર્તુ-
ર્ભાવેન હિત્વા તમહં પ્રપદ્યે ॥ ૪૭॥

તેથી હવે આ વિષયોમાં હું આસક્ત થતો નથી. તે તો માયાનો ખેલ છે. આકાશમાં ન હોવા છતાં પ્રતીત થનારા ગન્ધર્વનગરોની જેમ આમની સત્તા નથી. તે તો અજ્ઞાનવશ ચિત્ત પર ચઢી બેઠા છે. સંસારના સાચા રચયિતા ભગવાનની ભાવનામાં લીન થઈને હું વિષયોનો ત્યાગ કરીને માત્ર ભગવાનનું શરણું લઈ રહ્યો છું. ॥ ૪૭ ॥

ઇતિ વ્યવસિતો બુદ્ધ્યા નારાયણગૃહીતયા ।
હિત્વાઽન્યભાવમજ્ઞાનં તતઃ સ્વં ભાવમાશ્રિતઃ ॥ ૪૮॥

પરીક્ષિત! ભગવાને ખટ્વાંગ રાજાની બુદ્ધિને પહેલાંથી જ પોતાના તરફ આકર્ષિત કરી રાખી હતી. તે કારણે તેઓ અંતિમ સમયે આવો નિશ્ચય કરી શક્યા. હવે તેમણે શરીર વગેરે અનાત્મ પદાર્થોમાં જે અજ્ઞાનમૂલક આત્મભાવ હતો, તેનો પરિત્યાગ કરી દીધો અને પોતાના વાસ્તવિક આત્મભાવમાં સ્થિત થઈ ગયા. ॥ ૪૮ ॥

યત્તદ્ બ્રહ્મ પરં સૂક્ષ્મમશૂન્યં શૂન્યકલ્પિતમ્ ।
ભગવાન્ વાસુદેવેતિ યં ગૃણન્તિ હિ સાત્વતાઃ ॥ ૪૯॥

તે સ્વ-સ્વરૂપ સાક્ષાત્ પરબ્રહ્મ છે. તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, શૂન્યવત્ જ છે. પરંતુ તે શૂન્ય નહીં, પરમ સત્ય છે. ભક્તજનો તે જ વસ્તુનું 'ભગવાન વાસુદેવ' એવા નામથી વર્ણન કરે છે. ॥ ૪૯ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે સૂર્યવંશાનુવર્ણને[2] નવમોઽધ્યાયઃ ॥ ૯॥

નવમા સ્કંધ-અંતર્ગત સૂર્યવંશાનુવર્ણનમાંનો નવમો અધ્યાય સમાપ્ત.

═★═

# દસમો અધ્યાય

## ભગવાન શ્રીરામની લીલાઓનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

ખટ્વાઙ્ગાદ્ દીર્ઘબાહુશ્ચ રઘુસ્તસ્માત્પૃથુશ્રવાઃ ।
અજસ્તતો મહારાજસ્તસ્માદ્ દશરથોઽભવત્ ॥ ૧॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! ખટ્વાંગના પુત્ર દીર્ઘબાહુ અને દીર્ઘબાહુના પરમ યશસ્વી પુત્ર રઘુ થયા. રઘુના અજ અને અજના મહારાજ દશરથ થયા. ॥ ૧ ॥

તસ્યાપિ ભગવાનેષ સાક્ષાદ્ બ્રહ્મમયો હરિઃ ।
અંશાંશેન ચતુર્ધાઽગાત્પુત્રત્વં પ્રાર્થિતઃ સુરૈઃ ।
રામલક્ષ્મણભરતશત્રુઘ્ના ઇતિ સઞ્જ્ઞયા ॥ ૨॥

દેવતાઓની પ્રાર્થનાથી સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીહરિ પોતાના અંશથી ચાર રૂપ ધારણ કરીને દશરથ રાજાના પુત્ર થયા. તેમનાં નામ હતાં – શ્રીરામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. ॥ ૨ ॥

તસ્યાનુચરિતં રાજન્નૃષિભિસ્તત્ત્વદર્શિભિઃ ।
શ્રુતં હિ વર્ણિતં ભૂરિ ત્વયા સીતાપતેર્મુહુઃ ॥ ૩॥

પરીક્ષિત! સીતાપતિ ભગવાન શ્રીરામનું ચરિત્ર તો તત્ત્વદર્શી ઋષિઓએ વિસ્તારથી વર્ણવ્યું છે અને તમે ઘણીવાર તેને સાંભળ્યું પણ છે. ॥ ૩ ॥

૧. સિદ્ધેષુ ગન્ધર્વપુરોગણેષુ । ૨. વ્વર્ણને નામ ।

ગુર્વર્થે ત્યક્તરાજ્યો વ્યચરદનુવનં
　　પદ્મપદ્ભ્યાં પ્રિયાયાઃ
પાણિસ્પર્શાક્ષમાભ્યાં મૃજિતપથરુજો
　　યો હરીન્દ્રાનુજાભ્યામ્ ।
વૈરૂપ્યાચ્છૂર્પણખ્યાઃ પ્રિયવિરહરુષા-
　　ઽઽરોપિતભ્રૂવિજૃમ્ભ-
ત્રસ્તાબ્ધિર્બદ્ધસેતુઃ ખલદવદહનઃ
　　કોસલેન્દ્રોઽવતાન્નઃ ॥૪॥

ભગવાન શ્રીરામે પોતાના પિતા રાજા દશરથના સત્યની રક્ષા માટે રાજપાટ છોડી દીધું અને તેઓ વન-વન ફરતા રહ્યા. તેમનાં ચરણકમળો એટલા કોમળ હતાં કે પરમ સુકુમારી જાનકીજીના કરકમળનો સ્પર્શ પણ તેમનાથી સહન થતો ન હતો. તે જ ચરણ જ્યારે વનમાં ચાલતાં-ચાલતાં થાકી જતા, ત્યારે હનુમાન અને લક્ષ્મણ તેમની ચરણ-સેવાથી તેમનો શ્રમ દૂર કરતા હતા. શૂર્પણખાને નાક-કાન કાપીને વિરૂપ કરી દેવાને કારણે તેમને પોતાની પ્રિયતમા જાનકીજીનો વિયોગ પણ સહન કરવો પડ્યો. આ વિયોગને કારણે ઉત્પન્ન થયેલા ક્રોધથી ચઢી ગયેલી ભ્રૂકુટિના વિલાસથી સમુદ્રને ધ્રુજાવી દેનારા શ્રીરામે સમુદ્રની પ્રાર્થનાથી સમુદ્ર ઉપર સેતુ બાંધીને લંકામાં જઈ દુષ્ટ રાક્ષસોના વનને દાવાગ્નિની જેમ ભસ્મ કરી દીધું. તે કોસલનરેશ અમારી રક્ષા કરો. ॥ ૪ ॥

વિશ્વામિત્રાધ્વરે યેન મારીચાદ્યા નિશાચરાઃ ।
પશ્યતો લક્ષ્મણસ્યૈવ હતા નૈર્ઋતપુઙ્ગવાઃ ॥ ૫॥

ભગવાન શ્રીરામે વિશ્વામિત્રના યજ્ઞમાં લક્ષ્મણની સામે જ મારીચ વગેરે રાક્ષસોને મારી નાખ્યા. તેમની ગણતરી બહુ મોટા રાક્ષસોમાં થતી હતી. ॥ ૫ ॥ પરીક્ષિત! જનકપુરમાં સીતાજીનો સ્વયંવર થઈ રહ્યો હતો. સંસારના વીર પુરુષોની સભામાં ભગવાન શંકરનું તે ભયંકર ધનુષ્ય મૂકેલું હતું. તે એટલું ભારે હતું કે, એકી સાથે ત્રણસો વીર પુરુષો બહુ જ પરિશ્રમથી તેને સભામાં લાવી શક્યા હતા. ભગવાન શ્રીરામે તે ધનુષ્યને સહજમાં જ ઉઠાવીને તેના પર પ્રત્યંચા ચડાવી દીધી અને ખેંચીને બાલ ગજરાજની જેમ મધ્યભાગમાંથી તેના બે ટુકડા કરી નાખ્યા. ॥ ૬ ॥

યો લોકવીરસમિતૌ ધનુરૈશમુગ્રં
　　સીતાસ્વયંવરગૃહે ત્રિશતોપનીતમ્ ।
આદાય બાલગજલીલ ઈવેક્ષુયષ્ટિં
　　સજ્જીકૃતં નૃપ વિકૃષ્ય બભઞ્જ મધ્યે ॥ ૬॥

જિત્વાઽનુરૂપગુણશીલવયોઽઙ્ગરૂપાં[1]
　　સીતાભિધાં શ્રિયમુરસ્યભિલબ્ધમાનામ્ ।
માર્ગે વ્રજન્ ભૃગુપતેર્વ્યનયત્પ્રરૂઢં
　　દર્પં મહીમકૃત યસ્ત્રિરરાજબીજામ્ ॥ ૭॥

ભગવાને પોતાના વક્ષઃસ્થળ પર સ્થાન આપીને જેમનું સન્માન કર્યું છે તે લક્ષ્મીજી સ્વયં સીતાના નામથી જનકપુરમાં અવતર્યાં હતાં. તેઓ ગુણ, શીલ, અવસ્થા, સપ્રમાણ શરીર અને સૌન્દર્યમાં બધી રીતે ભગવાન શ્રીરામને અનુરૂપ હતાં. ભગવાને ધનુષ્ય તોડીને તેમને પ્રાપ્ત કરી લીધાં. અયોધ્યા પાછા વળતાં રસ્તામાં તે પરશુરામજી સાથે ભેટો થયો જેમણે એકવીશવાર પૃથ્વીને ક્ષત્રિયબીજથી રહિત કરી દીધી હતી. ભગવાને પરશુરામજીના અપાર ગર્વને નષ્ટ કરી નાખ્યો ॥ ૭ ॥

યઃ સત્યપાશપરિવીતપિતુર્નિદેશં
　　સ્ત્રૈણસ્ય ચાપિ શિરસા જગૃહે સભાર્યઃ ।
રાજ્યં શ્રિયં પ્રણયિનઃ સુહૃદો નિવાસં
　　ત્યક્ત્વા યયૌ વનમસૂનિવ મુક્તસઙ્ગઃ ॥ ૮॥

ત્યાર પછી પિતાના વચનને સત્ય કરવા માટે તેમણે વનવાસનો સ્વીકાર કર્યો. જોકે મહારાજ દશરથે પોતાનાં પત્નીને આધીન થઈને જ તેને એવું વચન આપ્યું હતું. કેમકે તેઓ સત્યના બંધનમાં બંધાઈ ગયા હતા. શ્રીરામે પત્ની સહિત પિતાની આજ્ઞાને શિરોધાર્ય કરી પ્રસન્નતાપૂર્વક પોતાનું રાજ્ય, લક્ષ્મી, પ્રિયજનો, સુહૃદો અને રાજભવનને ત્યજીને અરણ્યની યાત્રા કરી, જેમ કોઈ જીવન્મુક્ત યોગી પ્રાણોનો સહજ રીતે ત્યાગ કરી દે છે. ॥ ૮ ॥

રક્ષઃસ્વસુર્વ્યકૃત રૂપમશુદ્ધબુદ્ધે-
　　સ્તસ્યાઃ ખરત્રિશિરદૂષણમુખ્યબન્ધૂન્ ।
જઘ્ને ચતુર્દશસહસ્રમપારણીય-
　　કોદણ્ડપાણિરટમાન ઉવાસ કૃચ્છ્રમ્ ॥ ૯॥

વનમાં પહોંચીને ભગવાને રાક્ષસરાજ રાવણની બહેન શૂર્પણખાને વિરૂપ કરી દીધી. કારણ કે તેની બુદ્ધિ ખૂબ જ કલુષિત, કામવાસનાને લીધે અશુદ્ધ હતી. તેના પક્ષપાતી ખર, દૂષણ, ત્રિશિરા વગેરે મુખ્ય-મુખ્ય ભાઈઓ કે જે સંખ્યામાં ચૌદ

૧. ૦ઙ્ગરૂ૦ ।

સીતાકથાશ્રવણદીપિતહૃચ્છયેન
સૃષ્ટં વિલોક્ય નૃપતે દશકન્ધરેણ ।
જઘ્નેઽદ્ભુતૈણવપુષાઽઽશ્રમતોઽપકૃષ્ટો
મારીચમાશુ વિશિખેન યથા કમુગ્રઃ ॥ ૧૦॥

હજાર હતા – હાથમાં મહાન ધનુષ્ય લઈને ભગવાન શ્રીરામે તેમનો સહજ રીતે નાશ કરી નાંખ્યો. તેમણે લીલાપૂર્વક અનેક પ્રકારનાં કષ્ટ સહન કરીને વનમાં આમ-તેમ પરિભ્રમણ કરતાં નિવાસ કર્યો હતો. ॥ ૯ ॥ પરીક્ષિત! જ્યારે રાવણે સીતાજીના રૂપ, ગુણ, સૌન્દર્ય વગેરેની વાત સાંભળી ત્યારે તેનું હૃદય કામવાસનાથી આતુર થઈ ગયું. તેણે અદ્ભુત હરણના વેશમાં મારીચને તેમની પર્ણકુટિ પાસે મોકલ્યો. તે હરણ ધીરે-ધીરે ભગવાનને ત્યાંથી દૂર લઈ ગયો. છેવટે ભગવાને તેને પોતાના બાણથી ઉગ્રસ્વરૂપવાળા વીરભદ્રે દક્ષનો નાશ કર્યો હતો તેમ, સહજતાથી મારી નાખ્યો. ॥ ૧૦ ॥ જ્યારે ભગવાન શ્રીરામ જંગલમાં દૂર નીકળી ગયા ત્યારે (લક્ષ્મણજીની ગેરહાજરીમાં) નીચ રાક્ષસ રાવણે વરુની માફક ત્યાં આવીને વિદેહકુમારી સુકુમારી શ્રીસીતાજીનું હરણ કરી લીધું. ત્યાર પછી તેઓ પોતાની પ્રાણપ્રિયા સીતાજીના વિરહમાં પોતાના ભાઈ લક્ષ્મણની સાથે રાંક મનુષ્યની જેમ વન-વગડે ભટકવા લાગ્યા. અને આ રીતે તેમણે જગતને એ બોધ આપ્યો કે, 'જે સ્ત્રીઓમાં આસક્તિ રાખે છે તેમની આવી દશા થાય છે.' ॥ ૧૧ ॥

રક્ષોઽધમેન વૃકવદ્ વિપિનેઽસમક્ષં
વૈદેહરાજદુહિતર્યપયાપિતાયામ્ ।
ભ્રાત્રા વને કૃપણવત્ પ્રિયયા વિયુક્તઃ
સ્ત્રીસઙ્ગિનાં ગતિમિતિ પ્રથયંશ્ચચાર ॥ ૧૧॥

ત્યાર પછી ભગવાને ગીધરાજ જટાયુનો અગ્નિસંસ્કાર કર્યો, જેમણે પોતાના પ્રાણોની પરવા ન કરતાં સીતાજીને છોડાવવા માટે પરાક્રમી રાવણ સાથે યુદ્ધ કર્યું. આ પરોપકારરૂપી કાર્યથી તેમનાં બધાં કર્મબંધનો નષ્ટ થઈ ચૂક્યાં હતાં. પછી ભગવાને કબંધનો સંહાર કર્યો અને ત્યાર પછી સુગ્રીવ વગેરે કપિવરો સાથે મિત્રતા કરીને વાલીનો વધ કર્યો, ત્યાર પછી કપિવરો દ્વારા પોતાની પ્રાણપ્રિયાની શોધ કરાવી. બ્રહ્માજી અને શંકર ભગવાન જેમના ચરણોની વંદના કરે છે તે ભગવાન શ્રીરામ મનુષ્યના જેવી લીલા કરતા વાનરોની સેનાઓ સાથે સમુદ્રતટ પર પહોંચ્યા. ॥ ૧૨ ॥ (સમુદ્ર માર્ગ આપે તે માટે ઉપવાસ અને પ્રાર્થના કરવા છતાં સમુદ્ર પર તેનો કોઈ પ્રભાવ ન પડ્યો, ત્યારે) ભગવાને ક્રોધની લીલા કરતાં રહીને પોતાની વક્ર ભ્રૂકુટિથી સમુદ્ર તરફ જોયું. તે જ સમયે સમુદ્રના જળચર પ્રાણીઓ – મોટા મોટા મગર અને મચ્છો ખળભળી ઊઠ્યા. ભયભીત થઈ જવાને કારણે સમુદ્રની ગર્જના શાંત થઈ ગઈ. ત્યારે સમુદ્ર મનુષ્યના રૂપમાં પોતાના મસ્તક ઉપર અનેક ભેટ-ઉપહારો લઈને ભગવાનના શરણે આવ્યો અને આ પ્રમાણે વિનંતી કરવા લાગ્યો ॥ ૧૩ ॥

દગ્ધ્વાઽઽત્મકૃત્યહતકૃત્યમહન્કબન્ધં
સખ્યં વિધાય કપિભિર્દયિતાગતિં તૈઃ ।
બુદ્ધ્વાઽથ[1] વાલિનિ હતે પ્લવગેન્દ્રસૈન્યૈ-
ર્વેલામગાત્સ મનુજોઽજભવાર્ચિતાઙ્ઘ્રિઃ ॥ ૧૨॥

યદ્રોષવિભ્રમવિવૃત્તકટાક્ષપાત-[2]
સમ્ભ્રાન્તનક્રમકરો ભયગીર્ણઘોષઃ ।
સિન્ધુઃ શિરસ્યર્હણં પરિગૃહ્ય રૂપી
પાદારવિન્દમુપગમ્ય બભાષ એતત્ ॥ ૧૩॥

'હે અનંત! અમે મૂર્ખ છીએ; તેથી આપના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી. જાણીએ પણ કેવી રીતે? આપ સમસ્ત જગતના એકમાત્ર સ્વામી, આદિકારણ અને જગતનાં સઘળાં પરિવર્તનોમાં એકરસ રહેનારા છો. આપ સમસ્ત ગુણોના સ્વામી છો. તેથી જ્યારે આપ સત્ત્વગુણનો સ્વીકાર કરો છો ત્યારે દેવતાઓની, રજોગુણનો સ્વીકાર કરો છો ત્યારે પ્રજાપતિઓની અને તમોગુણનો સ્વીકાર કરો છો ત્યારે આપના ક્રોધથી રુદ્રગણોની ઉત્પત્તિ થાય છે. ॥ ૧૪ ॥

ન ત્વાં વયં જડધિયો નુ વિદામ ભૂમન્[3]
કૂટસ્થમાદિપુરુષં જગતામધીશમ્ ।
યત્સત્ત્વતઃ સુરગણા રજસઃ પ્રજેશા
મન્યોશ્ચ ભૂતપતયઃ સ ભવાન્ ગુણેશઃ ॥ ૧૪॥

૧. ચ । ૨. ०મકટાક્ષવિટક્ષપાત० । ૩. નૂનં ।

કામં પ્રયાહિ જહિ વિશ્રવસોઽવમેહં
ત્રૈલોક્યરાવણમવાપ્નુહિ વીર પત્નીમ્ ।
બધ્નીહિ સેતુમિહ તે યશસો વિતત્યૈ
ગાયન્તિ દિગ્વિજયિનો યમુપેત્ય ભૂપાઃ ॥ ૧૫॥

હે વીરશિરોમણિ! આપ પોતાની ઇચ્છા પ્રમાણે મને ઓળંગી જાઓ અને ત્રણે લોકને રડાવનાર વિશ્રવાના કુપુત્ર રાવણને મારીને પોતાનાં પત્નીને ફરીથી પ્રાપ્ત કરી લો. પરંતુ આપને મારી એક પ્રાર્થના છે. આપ અહીં મારા ઉપર એક સેતુ નિર્માણ કરો, જેથી આપના યશનો વિસ્તાર થશે અને આગળ જતાં જ્યારે મોટા-મોટા રાજાઓ દિગ્વિજય કરતા-કરતા અહીં આવશે, ત્યારે તેઓ આપના યશનું ગાન કરશે!' ॥ ૧૫ ॥

બદ્ધ્વોદધૌ રઘુપતિર્વિવિધાદ્રિકૂટૈઃ
સેતું કપીન્દ્રકરકમ્પિતભૂરુહાઙ્ગૈઃ ।
સુગ્રીવનીલહનુમત્પ્રમુખૈરનીકૈ-[1]
ર્લઙ્કાં વિભીષણદૃશાઽઽવિશદગ્રદગ્ધામ્ ॥ ૧૬॥

ભગવાન શ્રીરામે અનેક-અનેક પર્વતોનાં શિખરોથી સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો. જ્યારે મોટા-મોટા વાનરવીરો મોટા-મોટા પર્વતો ઉઠાવી-ઉઠાવીને લાવતા હતા ત્યારે તેમના ઉપર રહેલાં વૃક્ષો અને મોટી-મોટી શિલાઓ થર-થર ડોલતી હતી. ત્યાર પછી વિભીષણની સલાહથી ભગવાને સુગ્રીવ, નીલ, હનુમાન વગેરે પ્રમુખ વીર-વાનરો સહિતની મોટી વાનરસેના સાથે લંકામાં પ્રવેશ કર્યો. લંકા તો શ્રીહનુમાનજી દ્વારા પહેલેથી જ બાળી નાખવામાં આવી હતી. ॥ ૧૬ ॥

સા વાનરેન્દ્રબલરુદ્ધવિહારકોષ્ઠ-[2]
શ્રીદ્વારગોપુરસદોવલભીવિટઙ્કા ।
નિર્ભજ્યમાનધિષણધ્વજહેમકુમ્ભ-
શૃઙ્ગાટકા ગજકુલૈર્હ્રદિનીવ ઘૂર્ણા ॥ ૧૭॥

તે સમયે વાનરસેનાએ લંકાના હરવા-ફરવાનાં અને ખેલ-કૂદનાં સ્થાનો, અનાજનાં ગોદામો, ખજાના, દરવાજા, ફાટક, સભાભવન, છજાં અને પક્ષીઓને રહેવાનાં સ્થાનો સહિત પૂરી લંકાને ઘેરી લીધી. તેમણે ત્યાંની વેદી, ધજાઓ, સોનાના કળશ અને ચોતરા-ચબૂતરા તોડી-ફોડી નાખ્યા. તે સમયે લંકા એવી જણાતી હતી, જાણે હાથીઓના ટોળાઓએ સરોવરને ઘમરોળી નાખ્યું હોય. ॥ ૧૭ ॥

રક્ષઃપતિસ્તદવલોક્ય નિકુમ્ભકુમ્ભ-
ધૂમ્રાક્ષદુર્મુખસુરાન્તનરાન્તકાદીન્ ।
પુત્રં પ્રહસ્તમતિકાયવિકમ્પનાદીન્
સર્વાનુગાન્ સમહિનોદથ કુમ્ભકર્ણમ્ ॥ ૧૮॥

આ જોઈને રાક્ષસરાજ રાવણે નિકુમ્ભ, કુમ્ભ, ધૂમ્રાક્ષ, દુર્મુખ, સુરાન્તક, નરાન્તક, પ્રહસ્ત, અતિકાય, વિકમ્પન વગેરે પોતાના અનુચરો, પુત્ર મેઘનાદ અને છેવટે ભાઈ કુંભકર્ણને પણ યુદ્ધ કરવા માટે મોકલ્યા. ॥ ૧૮ ॥

તાં યાતુધાનપૃતનામસિશૂલચાપ-
પ્રાસર્ષ્ટિશક્તિશરતોમરખડ્ગદુર્ગામ્ ।
સુગ્રીવલક્ષ્મણમરુત્સુતગન્ધમાદ-
નીલાઙ્ગદર્ક્ષપનસાદિભિરન્વિતોઽગાત્ ॥ ૧૯॥

રાક્ષસોની તે વિશાળ સેના તલવારો, ત્રિશૂળ, ધનુષ્ય, પ્રાસ, ઋષ્ટિ, શક્તિ, બાણ, ભાલા, ખડ્ગ, વગેરે શસ્ત્ર-અસ્ત્રોથી સુરક્ષિત અને અત્યંત દુર્ગમ (સમજી ન શકાય તેવી) હતી. ભગવાન શ્રીરામે સુગ્રીવ, લક્ષ્મણ, હનુમાન, ગન્ધ-માદન, નીલ, અંગદ, જામ્બવાન અને પનસ વગેરે વીરોને પોતાની સાથે લઈને રાક્ષસોની સેનાનો સામનો કર્યો. ॥ ૧૯ ॥

તેઽનીકપા રઘુપતેરભિપત્ય સર્વે
દ્વન્દ્વં વરૂથમિભપત્તિરથાશ્વયોધૈઃ ।
જઘ્નુર્દ્રુમૈર્ગિરિગદેષુભિરઙ્ગદાદ્યાઃ
સીતાભિમર્શહતમઙ્ગલરાવણેશાન્ ॥ ૨૦॥

રઘુવંશશિરોમણિ ભગવાન શ્રીરામે અંગદ વગેરે બધા સેનાપતિઓ રાક્ષસોની ચતુરંગિણી સેના – હાથી, રથ, ઘોડેસવારો અને પાયદળ સાથે દ્વન્દ્વયુદ્ધ કરવા લાગ્યા અને રાક્ષસોને વૃક્ષ, પર્વતના શિખરો, ગદા અને બાણોથી મારવા લાગ્યા. રાક્ષસોનો સંહાર તો સ્વાભાવિક હતો. કારણ કે તેઓ તે જ રાવણના અનુચર હતા, તેનું મંગલ (શ્રેય) શ્રીસીતાજીનો સ્પર્શ કરવાને લીધે પહેલેથી નષ્ટ થઈ ચૂક્યું હતું. ॥ ૨૦ ॥

રક્ષઃપતિઃ સ્વબલનષ્ટિમવેક્ષ્ય રુષ્ટ
આરુહ્ય[3]યાનકમથાભિસસાર રામમ્ ।
સ્વઃસ્યન્દને દ્યુમતિ[4] માતલિનોપનીતે
વિભ્રાજમાનમહનન્નિશિતૈઃ ક્ષુરપ્રૈઃ ॥ ૨૧॥

જ્યારે રાક્ષસરાજ રાવણે જોયું કે મારી સેનાનો તો નાશ થઈ રહ્યો છે, ત્યારે તે ક્રોધે ભરાઈને પુષ્પક વિમાન પર આરૂઢ થઈને ભગવાન શ્રીરામની સામે આવ્યો. તે સમયે ઇન્દ્રનો સારથિ માતલિ અત્યંત તેજસ્વી દિવ્ય રથ લઈને

૧. ૦રનેકૈઃ । ૨. ૦કોષ્ઠ૦ । ૩. પાલક૦ । ૪. મહતિ ।

રામસ્તમાહ પુરુષાદપુરીષ યન્નઃ
કાન્તાઽસમક્ષમસતાપહૃતા શ્વવત્[1] તે ।
ત્યક્તત્રપસ્ય ફલમદ્ય જુગુપ્સિતસ્ય
યચ્છામિ કાલ ઈવ કર્તુરલઙ્ઘ્યવીર્યઃ ॥ ૨૨॥

એવં ક્ષિપન્ ધનુષિ સન્ધિતમુત્સસર્જ
બાણં સ વજ્રમિવ તદ્ધૃદયં બિભેદ ।
સોઽસૃગ્ વમન્ દશમુખૈર્ન્યપતદ્ વિમાના-
દ્ધાહેતિ જલ્પતિ જને સુકૃતીવ રિક્તઃ ॥ ૨૩॥

તતો નિષ્ક્રમ્ય લઙ્કાયા યાતુધાન્યઃ સહસ્રશઃ ।
મન્દોદર્યા સમં તસ્મિન્ પ્રરુદત્ય[2] ઉપાદ્રવન્ ॥ ૨૪॥

સ્વાન્સ્વાન્બન્ધૂન્ પરિષ્વજ્ય લક્ષ્મણેષુભિરર્દિતાન્ ।
રુરુદુઃ સુસ્વરં દીના ઘ્નન્ત્ય આત્માનમાત્મના ॥ ૨૫॥

હા હતાઃ સ્મ વયં નાથ લોકરાવણ રાવણ ।
કં યાયાચ્છરણં લઙ્કા ત્વદ્વિહીના પરાર્દિતા ॥ ૨૬॥

નૈવં વેદ મહાભાગ ભવાન્ કામવશં ગતઃ ।
તેજોઽનુભાવં સીતાયા યેન નીતો દશામિમામ્ ॥ ૨૭॥

કૃતૈષા વિધવા લઙ્કા વયં ચ કુલનન્દન ।
દેહઃ કૃતોઽન્નં ગૃધ્રાણામાત્મા નરકહેતવે ॥ ૨૮॥

*શ્રીશુક ઉવાચ*

સ્વાનાં વિભીષણશ્ચક્રે કોસલેન્દ્રાનુમોદિતઃ ।
પિતૃમેધવિધાનેન યદુક્તં સામ્પરાયિકમ્ ॥ ૨૯॥

તતો દદર્શ ભગવાનશોકવનિકાશ્રમે[3] ।
ક્ષામાં સ્વવિરહવ્યાધિં શિંશપામૂલમાસ્થિતામ્ ॥ ૩૦॥

આવ્યો અને ભગવાન શ્રીરામ તેના પર બિરાજમાન થયા. રાવણ પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેમના ઉપર પ્રહાર કરવા લાગ્યો. ॥ ૨૧ ॥

ભગવાન શ્રીરામે રાવણને કહ્યું – 'નીચ રાક્ષસ! તું કૂતરાની જેમ અમારી ગેરહાજરીમાં મારાં પ્રાણપ્રિયા પત્નીને હરી લાવ્યો. તેં દુષ્ટતાની હદ ઓળંગી દીધી! તારા જેવો નિર્લજ્જ અને નિંદનીય બીજો કોણ હશે? જેમ કાળને કોઈ ટાળી શકતું નથી – કર્તાપણાના અભિમાનીને તે ફળ આપ્યા વિના રહી નથી શકતો, તે જ પ્રમાણે આજે હું તને તારા કરતૂતનું ફળ ચખાડું છું.' ॥ ૨૨ ॥ આ પ્રમાણે રાવણને ધિક્કારતાં ભગવાન શ્રીરામે પોતાના ધનુષ્ય પર ચઢાવેલું બાણ તેના ઉપર છોડ્યું. તે બાણે વજ્રની જેમ તેના હૃદયને છિન્ન-ભિન્ન કરી નાંખ્યું. તે પોતાનાં દશે મોંઢાંથી લોહી ઓકતો વિમાનમાંથી પડી ગયો – બરાબર એ રીતે કે, જેમ પુણ્યાત્માઓ ભોગ સમાપ્ત થતાં સ્વર્ગમાંથી નીચે પડે છે. તે સમયે તેના નગરજનો, સ્વજનો 'હાય-હાય' કરીને રડવા લાગ્યા. ॥ ૨૩ ॥

ત્યારબાદ હજારો રાક્ષસીઓ મન્દોદરીની સાથે રડતી-રડતી લંકામાંથી નીકળીને રણભૂમિમાં આવી. ॥ ૨૪ ॥ તેમણે જોયું કે તેમનાં સ્વજન-સંબંધીઓ લક્ષ્મણજીનાં બાણોથી છિન્ન-ભિન્ન થઈને પડ્યાં છે. તેઓ હાથેથી છાતી કૂટતી-કૂટતી પોતાનાં સગાં-સંબંધીઓને હૃદયે લગાડીને ઊંચા સ્વરે વિલાપ કરી રહી હતી. ॥ ૨૫ ॥ હાય-હાય સ્વામી! આજે અમે બધાં વિના મોતે મરાઈ ગયાં. એક દિવસ એવો હતો જ્યારે તમારા ભયથી સમસ્ત લોકમાં ત્રાસ ફેલાઈ જતો હતો. આજે એવો દિવસ આવી પહોંચ્યો કે તમારા ન રહેવાથી આપણા શત્રુઓ લંકાની દુર્દશા કરી રહ્યા છે અને એવો પ્રશ્ન થઈ રહ્યો છે કે, હવે લંકા કોને અધીન રહેશે. ॥ ૨૬ ॥ તમે બધી રીતે સમ્પન્ન હતા, કોઈ વાતની ઉણપ ન હતી. પરંતુ તમે કામને વશ થઈ ગયા અને એવું ન વિચારી શક્યા કે સીતાજી કેટલાં તેજસ્વી છે અને તેમનો પ્રભાવ કેવો છે. તમારી આ ભૂલ તમારી દુર્દશાનું કારણ બની. ॥ ૨૭ ॥ એક સમયે તમારાં કાર્યોથી અમે બધાં અને સઘળો રાક્ષસવંશ આનંદિત થતો હતો અને આજે અમે બધાં અને આ બધી લંકાનગરી વિધવા બની ગઈ છે. તમારું તે શરીર, જેના માટે તમે આ બધું કર્યું, આજે તે ગીધોનું ભોજન બની રહ્યું છે અને પોતાના આત્માને તમે નરકનો અધિકારી બનાવી દીધો. આ બધું તમારી અણસમજ અને તમારી કામવાસનાનું ફળ છે. ॥ ૨૮ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! કોસલાધીશ ભગવાન શ્રીરામચન્દ્રજીની આજ્ઞાથી વિભીષણે પોતાના સ્વજન-સંબંધીઓનું પિતૃયજ્ઞ-વિધિથી શાસ્ત્ર અનુસાર અન્ત્યેષ્ટિ-કર્મ કર્યું. ॥ ૨૯ ॥ ત્યાર પછી ભગવાન શ્રીરામે અશોકવાટિકાના આશ્રમમાં અશોકવૃક્ષની નીચે બેઠેલાં શ્રીસીતાજીને જોયાં. તેઓ

૧. સ્વયન્તે । ૨. રુદત્યસ્તા । ૩. વ્કાવને ।

રામઃ પ્રિયતમાં ભાર્યાં દીનાં વીક્ષ્યાન્વકમ્પત ।
આત્મસન્દર્શનાહ્લાદવિકસન્મુખપઙ્કજામ્ ॥ ૩૧॥

આરોપ્યારુરુહે યાનં ભ્રાતૃભ્યાં હનુમદ્યુતઃ ।
વિભીષણાય ભગવાન્ દત્ત્વા રક્ષોગણેશતામ્ ॥ ૩૨॥

લઙ્કામાયુશ્ચ કલ્પાન્તં યયૌ ચીર્ણવ્રતઃ પુરીમ્ ।
અવકીર્યમાણઃ કુસુમૈર્લોકપાલાર્પિતૈઃ પથિ ॥ ૩૩॥

ઉપગીયમાનચરિતઃ શતધૃત્યાદિભિર્મુદા ।
ગોમૂત્રયાવકં શ્રુત્વા ભ્રાતરં વલ્કલામ્બરમ્ ॥ ૩૪॥

મહાકારુણિકોઽતપ્યજ્જટિલં સ્થણ્ડિલેશયમ્ ।
ભરતઃ પ્રાપ્તમાકર્ણ્ય પૌરામાત્યપુરોહિતૈઃ ॥ ૩૫॥

પાદુકે શિરસિ ન્યસ્ય રામં પ્રત્યુદ્યતોઽગ્રજમ્[1] ।
નન્દિગ્રામાત્ સ્વશિબિરાદ્ ગીતવાદિત્રનિઃસ્વનૈઃ ॥ ૩૬॥

બ્રહ્મઘોષેણ ચ મુહુઃ પઠદ્ભિર્બ્રહ્મવાદિભિઃ[2] ।
સ્વર્ણકક્ષપતાકાભિર્હૈમૈશ્ચિત્રધ્વજૈ રથૈઃ ॥ ૩૭॥

સદશ્વૈ રુક્મસન્નાહૈર્ભટૈઃ પુરટવર્મભિઃ ।
શ્રેણીભિર્વારમુખ્યાભિર્ભૃત્યૈશ્ચૈવ પદાનુગૈઃ ॥ ૩૮॥

પારમેષ્ઠ્યાન્યુપાદાય પણ્યાન્યુચ્ચાવચાનિ ચ ।
પાદયોર્ન્યપતત્[3] પ્રેમ્ણા પ્રક્લિન્નહૃદયેક્ષણઃ ॥ ૩૯॥

પાદુકે ન્યસ્ય પુરતઃ પ્રાઞ્જલિર્બાષ્પલોચનઃ ।
તમાશ્લિષ્ય ચિરં દોર્ભ્યાં સ્નાપયન્નેત્રજૈર્જલૈઃ ॥ ૪૦॥

રામો લક્ષ્મણસીતાભ્યાં વિપ્રેભ્યો યેઽર્હસત્તમાઃ[4] ।
તેભ્યઃ સ્વયં નમશ્ચક્રે પ્રજાભિશ્ચ નમસ્કૃતઃ ॥ ૪૧॥

શ્રીરામના વિરહના વ્યાધિથી દુઃખી અને અત્યંત દુર્બળ થઈ રહ્યાં હતાં. ॥ ૩૦ ॥ પોતાનાં પ્રાણપ્રિયા અર્ધાઙ્ગિની શ્રીસીતાજીને અત્યંત રાંક દશામાં જોઈને શ્રીરામનું હૃદય પ્રેમ અને કરુણાથી ઊભરાઈ ગયું. આ બાજુ ભગવાનનાં દર્શન પ્રાપ્ત કરીને સીતાજીનું હૃદય પ્રેમ અને આનંદથી પરિપૂર્ણ થઈ ગયું. તેમનું મુખકમળ ખીલી ઊઠ્યું. ॥ ૩૧ ॥ ભગવાને વિભીષણને રાક્ષસોનું સ્વામિત્વ, લંકાપુરીનું રાજ્ય અને એક કલ્પનું આયુષ્ય આપ્યું. ત્યારબાદ પહેલાં સીતાજીને વિમાનમાં બેસાડીને ભાઈ લક્ષ્મણ અને સુગ્રીવ તથા સેવક હનુમાનજીની સાથે સ્વયં પણ વિમાનમાં બેઠા. આ પ્રમાણે ચૌદ વર્ષનું વ્રત પૂરું થઈ જવાથી તેમણે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. તે સમયે રસ્તામાં બ્રહ્માજી વગેરે લોકપાલો તેમના પર ખૂબ જ આનંદપૂર્વક પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૨-૩૩ ॥

આ બાજુ બ્રહ્મા વગેરે ખૂબ જ આનંદથી ભગવાનની લીલાઓનું ગાન કરી રહ્યા હતા અને ત્યાં જ્યારે ભગવાનને ખબર પડી કે ભરતજી માત્ર ગોમૂત્રમાં રાંધેલા જવની રાબ ખાય છે, વલ્કલ પહેરે છે અને પૃથ્વી પર કુશ પાથરીને સૂવે છે અને તેમણે પણ મસ્તક પર જટા વધારી છે, ત્યારે ખૂબ દુઃખી થયા. તેમની દશાનું સ્મરણ કરીને પરમ કરુણાશીલ ભગવાનનું હૃદય ભરાઈ આવ્યું. જ્યારે ભરતજીને ખબર પડી કે, મારા મોટાભાઈ ભગવાન શ્રીરામ આવી રહ્યા છે, ત્યારે તેઓ નગરજનો, મંત્રીઓ અને પુરોહિતોને સાથે લઈ અને ભગવાનની પાદુકાઓ મસ્તક પર મૂકીને તેમનું સામૈયું કરવા ચાલ્યા, જ્યારે ભરતજી પોતાના રહેવાના સ્થાન નંદિગ્રામથી નીકળ્યા ત્યારે લોકો તેમની સાથે-સાથે મંગલગાન કરતા અને વાજિન્ત્રો વગાડતા ચાલવા લાગ્યા. વેદવાદી બ્રાહ્મણો વારંવાર વેદમંત્રોનું ઉચ્ચારણ કરવા લાગ્યા અને તેનો ધ્વનિ ચારેબાજુ ગુંજવા લાગ્યો. સોનેરી કિનારીવાળી ધજા-પતાકાઓ, પચરંગી ધજાઓથી શણગારેલા રથ, સુવર્ણથી સજેલા ઉત્તમ ઘોડા તથા સુવર્ણના કવચ પહેરેલા સૈનિકો સાથે ચાલવા લાગ્યા. નગરનાં વેપારી-મંડળો, શ્રેષ્ઠ વારાંગનાઓ, પાયદળ અને મહારાજાઓને યોગ્ય નાની-મોટી બધી સામગ્રી પણ તેમની સાથે હતી. ભગવાનને જોતાં જ પ્રેમથી પીગળેલા ભરતજીનું હૃદય ગદ્ગદ થઈ ગયું. નેત્રોમાં અશ્રુ છલકાઈ ગયાં, તેઓ ભગવાનના ચરણોમાં ઢળી પડ્યા. ॥ ૩૪-૩૯ ॥ તેમણે પ્રભુની સામે તેમની પાદુકાઓ મૂકી દીધી અને હાથ જોડીને ઊભા રહ્યા. નેત્રોમાંથી અશ્રુની ધારા વહી રહી હતી. ભગવાને પોતાના બન્ને હાથથી પકડીને ઘણી વાર સુધી ભરતજીને હૃદયે લગાડી રાખ્યા. ભગવાનનાં નેત્રજળથી ભરત ભીંજાઈ ગયા. ॥ ૪૦ ॥ ત્યાર પછી સીતાજી અને લક્ષ્મણજી સાથે ભગવાન શ્રીરામે

૧. પ્રત્યુદ્ગતો૦ । ૨. શંસદ્ભિ૦ । ૩. તન્મૂર્ધ્ના । ૪. ૦ઽર્હત્તમાઃ ।

ધુન્વન્ત ઉત્તરાસઙ્ગાન્ પતિં વીક્ષ્ય ચિરાગતમ્ ।
ઉત્તરાઃ કોસલા માલ્યૈઃ કિરન્તો નનૃતુર્મુદા ॥ ૪૨॥

પાદુકે ભરતોઽગૃહ્ણાચ્ચામરવ્યજનોત્તમે ।
વિભીષણઃ સસુગ્રીવઃ શ્વેતચ્છત્રં મરુત્સુતઃ ॥ ૪૩॥

ધનુર્નિષઙ્ગાઞ્છત્રુઘ્નઃ[1] સીતા તીર્થકમણ્ડલુમ્ ।
અબિભ્રદઙ્ગદઃ ખડ્ગં હૈમં ચર્મર્ક્ષરાણ્ નૃપ ॥ ૪૪॥

પુષ્પકસ્થોઽન્વિતઃ[2] સ્ત્રીભિઃ સ્તૂયમાનશ્ચ બન્દિભિઃ ।
વિરેજે ભગવાન્ રાજન્ ગ્રહૈશ્ચન્દ્ર ઈવોદિતઃ ॥ ૪૫॥

ભ્રાતૃભિર્નન્દિતઃ સોઽપિ સોત્સવાં પ્રાવિશત્પુરીમ્ ।
પ્રવિશ્ય રાજભવનં ગુરુપત્નીઃ[3] સ્વમાતરમ્ ॥ ૪૬॥

ગુરૂન્ વયસ્યાવરજાન્ પૂજિતઃ પ્રત્યપૂજયત્ ।
વૈદેહી લક્ષ્મણશ્ચૈવ યથાવત્સમુપેયતુઃ ॥ ૪૭॥

પુત્રાન્ સ્વમાતરસ્તાસ્તુ પ્રાણાંસ્તન્વ ઈવોત્થિતાઃ ।
આરોપ્યાઙ્કેઽભિષિઞ્ચન્ત્યો બાષ્પૌઘૈર્વિજહુઃ શુચઃ ॥ ૪૮॥

જટા નિર્મુચ્ય વિધિવત્કુલવૃદ્ધૈઃ સમં ગુરુઃ ।
અભ્યષિઞ્ચદ્ યથૈવેન્દ્રં ચતુઃસિન્ધુજલાદિભિઃ[4] ॥ ૪૯॥

એવં કૃતશિરઃસ્નાનઃ સુવાસાઃ સ્રગ્વ્યલઙ્કૃતઃ ।
સ્વલઙ્કૃતૈઃ સુવાસોભિર્ભ્રાતૃભિર્ભાર્યયા બભૌ ॥ ૫૦॥

અગ્રહીદાસનં ભ્રાત્રા પ્રણિપત્ય પ્રસાદિતઃ ।
પ્રજાઃ સ્વધર્મનિરતા વર્ણાશ્રમગુણાન્વિતાઃ ।
જુગોપ પિતૃવદ્ રામો મેનિરે પિતરં ચ તમ્ ॥ ૫૧॥

ત્રેતાયાં વર્તમાનાયાં કાલઃ કૃતસમોઽભવત્ ।
રામે રાજનિ ધર્મજ્ઞે સર્વભૂતસુખાવહે ॥ ૫૨॥

બ્રાહ્મણો અને પૂજનીય ગુરુજનોને વંદન કર્યાં તથા સઘળા પ્રજાજનોએ મસ્તક નમાવી પ્રેમ સાથે ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૪૧ ॥ તે સમયે ઉત્તરકોસલ દેશના રહેવાવાળા સમસ્ત પ્રજાજનો પોતાના સ્વામી ભગવાનને ઘણાં વર્ષો પછી આવેલા જોઈને પોતાના દુપટ્ટા હલાવી-હલાવીને પુષ્પોની વૃષ્ટિ કરતાં આનંદવિભોર થઈ નાચવા લાગ્યા. ॥ ૪૨ ॥ ભરતજીએ ભગવાનની પાદુકાઓ લીધી, વિભીષણે શ્રેષ્ઠ ચામર, સુગ્રીવે પંખો અને હનુમાનજીએ શ્વેત છત્ર લીધું હતું. ॥ ૪૩ ॥ પરીક્ષિત! શત્રુઘ્નજીએ ધનુષ્ય અને તરકસ, સીતાજીએ તીર્થોનાં જળથી ભરેલું કમંડળ, અંગદે સોનાનું ખડ્ગ અને જાંબવંતજીએ ઢાલ લીધી. ॥ ૪૪ ॥ આ લોકો સાથે ભગવાન પુષ્પક વિમાન પર આરૂઢ થઈ ગયા, ચારે બાજુ યથાસ્થાને સ્ત્રીઓ બેસી ગઈ, બંદીજનો સ્તુતિ કરતા હતા ત્યારે પુષ્પક વિમાન પર ભગવાન શ્રીરામચંદ્રજી, ગ્રહોની સાથે ચન્દ્રમાની જેમ શોભી રહ્યા હતા. ॥ ૪૫ ॥

આ પ્રમાણે ભગવાને ભાઈઓનું અભિનંદન સ્વીકારીને તેમની સાથે અયોધ્યાપુરીમાં પ્રવેશ કર્યો ત્યારે સંપૂર્ણ નગરી આનંદોત્સવથી પરિપૂર્ણ થઈ રહી હતી. રાજમહેલમાં પ્રવેશ કરીને તેમણે પોતાનાં માતા કૌશલ્યાજી, અન્ય માતાઓ, ગુરુજનો, બરાબરીના મિત્રો અને નાના મોટા બધાનું યથાયોગ્ય સમ્માન કર્યું તથા તેમના દ્વારા કરાયેલા સમ્માનનો સ્વીકાર કર્યો. શ્રીસીતાજી અને લક્ષ્મણજીએ પણ ભગવાનની સાથે-સાથે બધાના પ્રતિ યથાયોગ્ય વ્યવહાર કર્યો. ॥ ૪૬-૪૭ ॥ તે સમયે જેમ મૃત શરીરમાં પ્રાણોનો સંચાર થઈ જાય તે જ રીતે માતાઓ પોતાના પુત્રોના આગમનથી હર્ષિત થઈ ગયાં. તેમણે પુત્રોને પોતાના ખોળામાં બેસાડ્યા અને નેત્રોનાં અશ્રુઓથી તેમનો અભિષેક કર્યો ત્યારે તેમનો બધો શોક નિવૃત્ત થઈ ગયો. ॥ ૪૮ ॥ ત્યાર પછી વસિષ્ઠજીએ બીજા ગુરુજનો સાથે વિધિપૂર્વક ભગવાનની જટા ઉતરાવી અને બૃહસ્પતિએ જેવો ઈન્દ્રનો અભિષેક કર્યો હતો, તે જ પ્રમાણે ચારે સમુદ્રના જળ વગેરેથી ભગવાન શ્રીરામચંદ્રજીનો અભિષેક કર્યો. ॥ ૪૯ ॥ રાજ્યાભિષેક વખતે તીર્થોનાં જળથી મસ્તક-સ્નાન કરીને, સુંદર વસ્ત્રો, પુષ્પમાળાઓ અને અલંકારો ધારણ કર્યાં. બધા ભાઈઓ અને જાનકીજીએ પણ સુંદર-સુંદર વસ્ત્ર અને અલંકારો ધારણ કર્યાં. તેમની સાથે ભગવાન શ્રીરામચંદ્રજી અત્યંત શોભવા લાગ્યા. ॥ ૫૦ ॥ ભરતજીએ તેમના ચરણોમાં પડીને તેમને પ્રસન્ન કર્યા અને તેમના આગ્રહ કરવાથી ભગવાન શ્રીરામે રાજ્યસિંહાસનનો સ્વીકાર કર્યો. ત્યારપછી તેઓ પોત-પોતાના ધર્મમાં તત્પર તથા વર્ણાશ્રમના આચારને પાળનારી પ્રજાનું પિતા સમાન પાલન કરવા લાગ્યા. તેમની પ્રજા પણ તેમને પોતાના પિતા જ માનતી હતી. ॥ ૫૧ ॥ પરીક્ષિત! જ્યારે સમસ્ત પ્રાણીઓને સુખ આપવાવાળા પરમ ધર્મજ્ઞ ભગવાન

૧. ૦ઘ્નં શ૦ । ૨. ૦સ્થો વૃતઃ । ૩. ૦પત્નીં । ૪. ચતુર્ભિઃ સાગરામ્બુભિઃ ।

વનાનિ નદ્યો ગિરયો વર્ષાણિ દ્વીપસિન્ધવઃ ।
સર્વે કામદુઘા આસન્ પ્રજાનાં ભરતર્ષભ ॥ ૫૩॥

નાધિવ્યાધિજરાગ્લાનિદુઃખશોકભયક્લમાઃ[1] ।
મૃત્યુશ્ચાનિચ્છતાં નાસીદ્ રામે રાજન્યધોક્ષજે ॥ ૫૪॥

એકપત્નીવ્રતધરો રાજર્ષિચરિતઃ શુચિઃ ।
સ્વધર્મં ગૃહમેધીયં શિક્ષયન્ સ્વયમાચરત્ ॥ ૫૫॥

પ્રેમ્ણાઽનુવૃત્ત્યા શીલેન પ્રશ્રયાવનતા સતી ।
ધિયા હ્રિયા ચ ભાવજ્ઞા ભર્તુઃ સીતાહરન્મનઃ ॥ ૫૬॥

શ્રીરામ રાજા થયા ત્યારે હતો તો ત્રેતાયુગ, પરંતુ સત્યયુગ જેવું લાગતું હતું. ॥ ૫૨ ॥પરીક્ષિત! તે સમયે વનો, નદીઓ, પર્વતો, ભૂ-ખંડો, દ્વીપો અને સમુદ્ર બધાં જ પ્રજા માટે કામધેનુ જેવાં સમસ્ત કામનાઓને પૂરી કરનારાં બની રહ્યાં હતાં. ॥ ૫૩ ॥ ઇન્દ્રિયાતીત ભગવાન શ્રીરામચંદ્રજીના શાસન સમયે કોઈને માનસિક ચિંતા અથવા શારીરિક રોગો થતા ન હતા. વૃદ્ધાવસ્થા, દુર્બળતા, દુઃખ-શોક, ભય અને થાક નામમાત્રનાં પણ ન હતાં. ત્યાં સુધી કે જે મરવા ઇચ્છતા ન હતા તેમનું મૃત્યુ પણ થતું ન હતું. ॥ ૫૪ ॥ભગવાન શ્રીરામ એકપત્નીવ્રતધારી હતા, તેમનું ચરિત્ર અત્યંત પવિત્ર અને રાજર્ષિઓ જેવું હતું. તેઓ ગૃહસ્થોચિત સ્વધર્મનું શિક્ષણ આપવા માટે સ્વયં તે ધર્મનું આચરણ કરતા હતા. ॥ ૫૫ ॥ સતીશિરોમણિ સીતાજી પોતાના પતિના હૃદયના ભાવને જાણતાં હતાં. તેમણે પ્રેમથી, સેવાથી, શીલથી, અત્યંત વિનયથી તથા પોતાની બુદ્ધિ અને લજ્જા વગેરે ગુણોથી પોતાના પતિ ભગવાન શ્રીરામચંદ્રજીનું મન જીતી લીધું હતું. ॥ ૫૬ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે રામચરિતે[2] દશમોઽધ્યાયઃ ॥ ૧૦॥

નવમા સ્કંધ-અંતર્ગત શ્રીરામચરિત્રમાંનો દસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## ભગવાન શ્રીરામની શેષ લીલાઓનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

ભગવાનાત્મનાઽઽત્માનં રામ ઉત્તમકલ્પકૈઃ[3] ।
સર્વદેવમયં[4] દેવમીજ આચાર્યવાન્ મખૈઃ ॥ ૧॥

હોત્રેઽદદાદ્[5] દિશં પ્રાચીં બ્રહ્મણે દક્ષિણાં પ્રભુઃ ।
અધ્વર્યવે પ્રતીચીં ચ ઉદીચીં સામગાય સઃ ॥ ૨॥

આચાર્યાય દદૌ શેષાં યાવતી ભૂસ્તદન્તરા ।
મન્યમાન ઇદં કૃત્સ્નં બ્રાહ્મણોઽર્હતિ નિઃસ્પૃહઃ ॥ ૩॥

ઇત્યયં તદલઙ્કારવાસોભ્યામવશેષિતઃ ।
તથા રાજ્ઞ્યપિ વૈદેહી સૌમઙ્ગલ્યાવશેષિતા ॥ ૪॥

શ્રીશુકદેવજીએ કહ્યું – પરીક્ષિત! ભગવાન શ્રીરામે ગુરુ વસિષ્ઠને પોતાના આચાર્ય બનાવીને ઉત્તમ સામગ્રીઓથી યુક્ત યજ્ઞો દ્વારા પોતે પોતાના સર્વદેવમય આત્મસ્વરૂપનું યજન કર્યું. ॥ ૧ ॥ તેમણે હોતાને પૂર્વ દિશા, બ્રહ્માને દક્ષિણ દિશા, અધ્વર્યુને પશ્ચિમ અને ઉદ્‌ગાતાને ઉત્તર દિશા આપી દીધી. ॥ ૨ ॥ તેની વચ્ચે જેટલી ભૂમિ શેષ રહી હતી, તે તેમણે આચાર્યને આપી દીધી. તેમનો એવો નિશ્ચય હતો કે, સંપૂર્ણ ભૂમંડળનો એકમાત્ર અધિકારી નિઃસ્પૃહ બ્રાહ્મણ જ છે. ॥ ૩ ॥ આ પ્રમાણે સમસ્ત ભૂમંડળનું દાન કરીને તેમણે પોતાના શરીરનાં વસ્ત્રો અને અલંકારો જ પોતાની પાસે રાખ્યાં. આ જ પ્રમાણે મહારાણી સીતાજીની પાસે પણ માત્ર માંગલિક વસ્ત્ર અને આભૂષણો જ હતાં. ॥ ૪ ॥

---

૧. નાધિર્વ્યાધિર્જરા ગ્લાનિર્દુઃખ૦ । ૨. રામાનુચરિતં નામ । ૩. ૦કલ્પકઃ । ૪. ૦મયો । ૫. હોત્રે તદાદિશત્પ્રાચીં ।

તે તુ બ્રહ્મણ્યદેવસ્ય[1] વાત્સલ્યં વીક્ષ્ય સંસ્તુતમ્ ।
પ્રીતાઃ ક્લિન્નધિયસ્તસ્મૈ પ્રત્યર્પ્યેદં બભાષિરે ॥ ૫॥

અપ્રત્તં નસ્ત્વયા કિં નુ ભગવન્ ભુવનેશ્વર ।
યન્નોઽન્તર્હૃદયં વિશ્ય તમો હંસિ સ્વરોચિષા ॥ ૬॥

નમો બ્રહ્મણ્યદેવાય રામાયાકુણ્ઠમેધસે ।
ઉત્તમશ્લોકધુર્યાય ન્યસ્તદણ્ડાર્પિતાઙ્ઘ્રયે ॥ ૭॥

કદાચિલ્લોકજિજ્ઞાસુર્ગૂઢો રાત્ર્યામલક્ષિતઃ ।
ચરન્વાચોઽશૃણોદ્[2] રામો ભાર્યામુદ્દિશ્ય કસ્યચિત્ ॥ ૮॥

નાહં બિભર્મિ ત્વાં દુષ્ટામસતીં પરવેશ્મગામ્ ।
સ્ત્રીલોભી[3] બિભૃયાત્સીતાં રામો નાહં ભજે પુનઃ ॥ ૯॥

ઇતિ લોકાદ્ બહુમુખાદ્ દુરારાધ્યાદસંવિદઃ ।
પત્યા ભીતેન સા ત્યક્તા પ્રાપ્તા પ્રાચેતસાશ્રમમ્ ॥ ૧૦॥

અન્તર્વત્‍ન્યાગતે કાલે યમૌ સા સુષુવે સુતૌ ।
કુશો લવ ઇતિ ખ્યાતૌ તયોશ્ચક્રે ક્રિયા મુનિઃ ॥ ૧૧॥

અઙ્ગદશ્ચિત્રકેતુશ્ચ[4] લક્ષ્મણસ્યાત્મજૌ સ્મૃતૌ ।
તક્ષઃ પુષ્કલ ઇત્યાસ્તાં ભરતસ્ય મહીપતે ॥ ૧૨॥

સુબાહુઃ શ્રુતસેનશ્ચ શત્રુઘ્નસ્ય બભૂવતુઃ ।
ગન્ધર્વાન્કોટિશો જઘ્ને ભરતો વિજયે દિશામ્ ॥ ૧૩॥

તદીયં ધનમાનીય સર્વં રાજ્ઞે ન્યવેદયત્ ।
શત્રુઘ્નશ્ચ મધોઃ પુત્રં લવણં નામ રાક્ષસમ્ ।
હત્વા મધુવને ચક્રે મથુરાં નામ વૈ પુરીમ્ ॥ ૧૪॥

મુનૌ નિક્ષિપ્ય તનયૌ સીતા ભર્ત્રા[5] વિવાસિતા ।
ધ્યાયન્તી રામચરણૌ વિવરં પ્રવિવેશ હ ॥ ૧૫॥

જ્યારે આચાર્ય વગેરે બ્રાહ્મણોએ જોયું કે ભગવાન શ્રીરામ તો બ્રાહ્મણોને જ પોતાના ઇષ્ટદેવ માને છે, તેમના હૃદયમાં બ્રાહ્મણોના પ્રતિ અનન્ત સ્નેહ છે, ત્યારે તેમનું હૃદય પ્રેમથી ભીંજાઈ ગયું. તેમણે પ્રસન્ન થઈને બધી પૃથ્વી ભગવાનને પાછી આપી અને કહ્યું. ॥ ૫ ॥ 'પ્રભુ! આપ સઘળા લોકોના એકમાત્ર સ્વામી છો. આપ તો અમારા હૃદયમાં રહીને પોતાની જ્યોતિથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી રહ્યાં છો. આમ જોતાં આપે અમને શું નથી આપ્યું? ॥ ૬ ॥ આપનું જ્ઞાન અનંત છે. પવિત્રકીર્તિવાળા પુરુષોમાં આપ સર્વશ્રેષ્ઠ છો. જેઓ કોઈને કોઈ પ્રકારની પીડા પહોંચાડતા નથી તેવા મહાત્માઓને આપે આપના ચરણકમળ આપી રાખ્યાં છે. આમ હોવા છતાં પણ આપ બ્રાહ્મણોને પોતાના ઇષ્ટદેવ માનો છો. ભગવન્! આપના આ રામરૂપને અમે નમસ્કાર કરીએ છીએ.' ॥ ૭ ॥

પરીક્ષિત! એકવાર પોતાની પ્રજાની સ્થિતિ જાણવા માટે ભગવાન શ્રીરામ રાત્રિના સમયે છુપાઈને કોઈને કહ્યા વિના નગરમાં ફરી રહ્યા હતા. તે સમયે તેમણે કોઈકની આ વાત સાંભળી. તે પોતાની પત્નીને કહી રહ્યો હતો. ॥ ૮ ॥ 'અરે! તું દુષ્ટ અને કુલટા છે. તું પારકા ઘરમાં રહીને આવી છે. સ્ત્રી-લોભી રામ ભલેને સીતાને રાખે, પરંતુ હું તને રાખી શકું એમ નથી.' ॥ ૯ ॥ ખરેખર બધા લોકોને પ્રસન્ન રાખવા એ સહેલું કામ નથી. કારણ કે મૂર્ખ લોકોનો તો તોટો નથી. જ્યારે ભગવાન શ્રીરામે ઘણા લોકોનાં મુખેથી આવી વાત સાંભળી ત્યારે લોકાપવાદની ભીતિને કારણે તેમણે સીતાજીનો પરિત્યાગ કરી દીધો. ત્યારે સીતાજી વાલ્મીકિમુનિના આશ્રમમાં રહેવા લાગ્યાં. ॥ ૧૦ ॥ સીતાજી તે સમયે ગર્ભવતી હતાં. સમય આવ્યે તેમણે એકી સાથે બે પુત્રોને જન્મ આપ્યો. તેમનાં નામ હતાં – કુશ અને લવ. વાલ્મીકિ મુનિએ તેમના જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા. ॥ ૧૧ ॥ લક્ષ્મણજીને બે પુત્ર થયા – અંગદ અને ચિત્રકેતુ. પરીક્ષિત! આ જ પ્રમાણે ભરતજીને પણ બે પુત્ર થયા, તેમનાં નામ તક્ષ અને પુષ્કલ હતાં. ॥ ૧૨ ॥ શત્રુઘ્નજીને પણ બે પુત્ર થયા – સુબાહુ અને શ્રુતસેન. ભરતજીએ દિગ્વિજયમાં કરોડો ગન્ધર્વોનો સંહાર કર્યો ॥ ૧૩ ॥ તેમણે ગંધર્વોનું સઘળું ધન લાવીને પોતાના મોટાભાઈ ભગવાન શ્રીરામની સેવામાં અર્પણ કર્યું. શત્રુઘ્નજીએ મધુવનમાં મધુના પુત્ર લવણ નામના રાક્ષસને મારીને ત્યાં મથુરા નામનું નગર વસાવ્યું. ॥ ૧૪ ॥ ભગવાન શ્રીરામ દ્વારા ત્યજી દીધેલાં સીતાજીએ પોતાના પુત્રોને વાલ્મીકિના હાથમાં સોંપી દીધા અને ભગવાન શ્રીરામચંદ્રજીના ચરણોનું ધ્યાન કરતાં કરતાં તેઓ પૃથ્વી દેવીના લોકમાં સિધાવી ગયાં. ॥ ૧૫ ॥

૧. બ્રાહ્મણ૦ । ૨. વચો૦ । ૩. સ્ત્રૈણો હિ બિ૦ । ૪. ઙ્દશ્ચન્દ્રકેતુશ્ચ । ૫. ભર્તૃ૦ ।

તચ્છ્રુત્વા ભગવાન્રામો રુન્ધન્નપિ ધિયા શુચઃ ।
સ્મરંસ્તસ્યા ગુણાંસ્તાંસ્તાન્નાશક્નોદ્ રોદ્ધુમીશ્વરઃ ॥ ૧૬॥

આ સમાચાર સાંભળીને ભગવાન શ્રીરામે પોતાના શોકના આવેગને પોતાના વિવેક દ્વારા રોકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પરમ સમર્થ હોવા છતાં પણ તેઓ તેને રોકી ન શક્યા. કેમકે, તેમને જાનકીજીના પવિત્ર ગુણોનું વારંવાર સ્મરણ થયા કરતું હતું. ॥ ૧૬ ॥

સ્ત્રીપુંપ્રસઙ્ગ એતાદૃક્સર્વત્ર[1] ત્રાસમાવહઃ ।
અપીશ્વરાણાં કિમુત ગ્રામ્યસ્ય ગૃહચેતસઃ ॥ ૧૭॥

પરીક્ષિત! આ સ્ત્રી અને પુરુષનો સંબંધ સર્વત્ર આ જ પ્રમાણે દુઃખનું કારણ છે. આ વાત મોટા-મોટા સમર્થ લોકો માટે પણ આવી જ છે, પછી ઘરમાં આસક્ત વિષયી પુરુષોનું તો કહેવું જ શું? ॥ ૧૭ ॥

તત ઊર્ધ્વં બ્રહ્મચર્યં ધારયન્નજુહોત્પ્રભુઃ ।
ત્રયોદશાબ્દસાહસ્રમગ્નિહોત્રમખણ્ડિતમ્ ॥ ૧૮॥

આ પછી ભગવાન શ્રીરામે બ્રહ્મચર્ય ધારણ કરીને તેર હજાર વર્ષ સુધી અખંડરૂપે અગ્નિહોત્ર વ્રત આચર્યું હતું. ॥ ૧૮ ॥

સ્મરતાં હૃદિ વિન્યસ્ય વિદ્ધં દણ્ડકકણ્ટકૈઃ ।
સ્વપાદપલ્લવં રામ આત્મજ્યોતિરગાત્તતઃ ॥ ૧૯॥

ત્યાર પછી પોતાનું સ્મરણ કરવાવાળા ભક્તોના હૃદયમાં પોતાના દંડકવનમાં કાંટાથી વીંધાયેલાં ચરણકમળોને સ્થાપિત કરીને તેઓ પોતાના સ્વયંપ્રકાશ પરમ જ્યોતિર્મય ધામમાં પધારી ગયા. ॥ ૧૯ ॥

નેદં યશો રઘુપતેઃ સુરયાચ્ઞયાઽઽત્ત-
લીલાતનોરધિકસામ્યવિમુક્તધામ્નઃ ।
રક્ષોવધો જલધિબન્ધનમસ્ત્રપૂગૈઃ[2]
કિં તસ્ય શત્રુહનને કપયઃ સહાયાઃ ॥ ૨૦॥

પરીક્ષિત! ભગવાનના જેવું પ્રતાપશાળી અન્ય કોઈ નથી, પછી તેમનાથી ચઢિયાતું તો હોય જ ક્યાંથી? તેમણે દેવતાઓની પ્રાર્થનાથી આ લીલા-વિગ્રહ ધારણ કર્યો હતો. આવી સ્થિતિમાં રઘુવંશશિરોમણિ ભગવાન શ્રીરામને માટે આ કોઈ મોટા ગૌરવની વાત નથી કે તેમણે અસ્ત્ર-શસ્ત્રોથી રાક્ષસોનો સંહાર કર્યો અથવા સમુદ્ર ઉપર સેતુ નિર્માણ કર્યો. ખરેખર, તેમને શત્રુઓને મારવા માટે વાનરોની મદદની પણ શી જરૂર હતી? આ બધી તેમની લીલા છે. ॥ ૨૦ ॥

યસ્યામલં નૃપસદસ્સુ યશોઽધુનાપિ
ગાયન્ત્યઘઘ્નમૃષયો દિગિભેન્દ્રપટ્ટમ્ ।
તં નાકપાલવસુપાલકિરીટજુષ્ટ-
પાદામ્બુજં રઘુપતિં શરણં પ્રપદ્યે ॥ ૨૧॥

ભગવાન શ્રીરામનો નિર્મળ યશ સમસ્ત પાપોને નષ્ટ કરનારો છે. તેનો એટલો વિસ્તાર થયો છે કે દિગ્ગજોનું શ્યામ શરીર પણ ભગવાનના નિર્મળ યશની ઉજ્જ્વળતાથી ચમકી ઊઠે છે. આજે પણ મોટા-મોટા ઋષિ-મહર્ષિઓ રાજાઓની સભામાં તેનું ગાન કરે છે. સ્વર્ગના દેવતાઓ અને પૃથ્વીના રાજાઓ પોતાના સુંદર મુગટોથી તેમનાં ચરણકમળોની સેવા કરતા રહે છે. હું તે જ રઘુવંશશિરોમણિ ભગવાન શ્રીરામચંદ્રનું શરણ ગ્રહણ કરું છું. ॥ ૨૧ ॥

સ યૈઃ સ્પૃષ્ટોઽભિદૃષ્ટો વા સંવિષ્ટોઽનુગતોઽપિ વા[3] ।
કોસલાસ્તે યયુઃ સ્થાનં યત્ર ગચ્છન્તિ યોગિનઃ ॥ ૨૨॥

જેમણે ભગવાન શ્રીરામનું દર્શન અને સ્પર્શ કર્યો, તેમનો સહવાસ અથવા અનુગમન કર્યું તે બધા જ તથા કોસલદેશના નિવાસીઓ પણ તે જ લોકમાં ગયા, જ્યાં મોટા-મોટા યોગીઓ યોગસાધના દ્વારા જાય છે. ॥ ૨૨ ॥

પુરુષો રામચરિતં શ્રવણૈરુપધારયન્ ।
આનૃશંસ્યપરો રાજન્ કર્મબન્ધૈર્વિમુચ્યતે ॥ ૨૩॥

જે પુરુષ પોતાના કાન દ્વારા ભગવાન શ્રીરામનું ચરિત્ર સાંભળે છે – તેને સરળતા, કોમળતા વગેરે ગુણોની પ્રાપ્તિ થાય છે. પરીક્ષિત! માત્ર એટલું જ નહીં, તે સઘળા કર્મબંધનોથી મુક્ત થઈ જાય છે. ॥ ૨૩ ॥

રાજોવાચ

કથં સ ભગવાન્ રામો ભ્રાતૄન્ વા સ્વયમાત્મનઃ ।
તસ્મિન્ વા તેઽન્વવર્તન્ત પ્રજાઃ પૌરાશ્ચ ઈશ્વરે ॥ ૨૪॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવાન શ્રીરામ સ્વયં પોતાના ભાઈઓ સાથે કેવા પ્રકારનો વ્યવહાર કરતા હતા? તથા ભરત વગેરે ભાઈઓ, પ્રજાજનો અને અયોધ્યાવાસી ભગવાન શ્રીરામ પ્રત્યે કેવો વર્તાવ કરતા હતા? ॥ ૨૪ ॥

૧. સર્વત્રોત્તાપમાવહત્ । ૨. ૦મસ્ત્રપાણેઃ । ૩. સર્વતો૦ ।

*શ્રીશુક[1] ઉવાચ*

અથાદિશદ્ દિગ્વિજયે ભ્રાતૃંસ્ત્રિભુવનેશ્વરઃ ।
આત્માનં દર્શયન્ સ્વાનાં પુરીમૈક્ષત સાનુગઃ ॥ ૨૫॥

આસિક્તમાર્ગા ગન્ધોદૈઃ કરિણાં મદશીકરૈઃ ।
સ્વામિનં પ્રાપ્તમાલોક્ય મત્તાં વા સુતરામિવ ॥ ૨૬॥

પ્રાસાદગોપુરસભાચૈત્યદેવગૃહાદિષુ[2] ।
વિન્યસ્તહેમકલશૈઃ પતાકાભિશ્ચ મણ્ડિતામ્ ॥ ૨૭॥

પૂગૈઃ સવૃન્તૈ રમ્ભાભિઃ પટ્ટિકાભિઃ સુવાસસામ્ ।
આદર્શૈરંશુકૈઃ સ્રગ્ભિઃ કૃતકૌતુકતોરણામ્ ॥ ૨૮॥

તમુપેયુસ્તત્ર[3] તત્ર પૌરા અર્હણપાણયઃ ।
આશિષો યુયુજુર્દેવ પાહીમાં પ્રાક્ ત્વયોદ્ધૃતામ્[4] ॥ ૨૯॥

તતઃ પ્રજા વીક્ષ્ય પતિં ચિરાગતં
દિદૃક્ષયોત્સૃષ્ટગૃહાઃ સ્ત્રિયો નરાઃ ।
આરુહ્ય હર્મ્યાણ્યરવિન્દલોચન-[5]
મતૃપ્તનેત્રાઃ કુસુમૈરવાકિરન્ ॥ ૩૦॥

અથ પ્રવિષ્ટઃ સ્વગૃહં જુષ્ટં સ્વૈઃ પૂર્વરાજભિઃ ।
અનન્તાખિલકોશાઢ્યમનર્ઘ્યોરુપરિચ્છદમ્ ॥ ૩૧॥

વિદ્રુમોદુમ્બરદ્વારૈર્વૈદૂર્યસ્તમ્ભપઙ્ક્તિભિઃ ।
સ્થલૈર્મારકતૈઃ[6] સ્વચ્છૈર્ભ્રાતસ્ફટિકભિત્તિભિઃ ॥ ૩૨॥

ચિત્રસ્રગ્ભિઃ પટ્ટિકાભિર્વાસોમણિગણાંશુકૈઃ ।
મુક્તાફલૈશ્ચિદુલ્લાસૈઃ કાન્તકામોપપત્તિભિઃ ॥ ૩૩॥

ધૂપદીપૈઃ સુરભિભિર્મણ્ડિતં પુષ્પમણ્ડનૈઃ[7] ।
સ્ત્રીપુમ્ભિઃ સુરસઙ્કાશૈર્જુષ્ટં ભૂષણભૂષણૈઃ ॥ ૩૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – ત્રિભુવનપતિ મહારાજ શ્રીરામે રાજ્યસિંહાસન સ્વીકાર કર્યા પછી પોતાના ભાઈઓને દિગ્વિજયની આજ્ઞા આપી અને સ્વયં પોતાના નિજજનોને દર્શન આપતા રહીને પોતાના અનુચરો સાથે નગરની દેખરેખ રાખવા લાગ્યા. ॥ ૨૫ ॥ તે સમયે અયોધ્યાપુરીના માર્ગો સુગંધિત જળ અને હાથીઓના મદબિન્દુઓથી સિંચાયેલા રહેતા હતા. એવું લાગતું હતું જાણે આ નગરી પોતાના સ્વામી શ્રીરામચંદ્રજીને જોઈને અત્યંત મદઘેલી બની ગઈ હોય. ॥ ૨૬ ॥ તેના મહેલો, દરવાજાઓ, સભાભવન, વિહારસ્થાનો અને દેવાલયો વગેરેમાં સુવર્ણના કળશ રાખવામાં આવ્યા હતા અને અનેક સ્થાનોમાં પતાકાઓ લહેરાઈ રહી હતી. ॥ ૨૭ ॥ ફળથી લચેલી સોપારીઓનાં વૃક્ષો અને દાંટા સહિત ફળવાળી કેળોથી અને જાત-જાતની ધજાઓથી જાણે અયોધ્યા નગરીએ ઉત્તમ વસ્ત્ર પહેર્યા હોય તેવી તથા દર્પણોનાં અને પુષ્પમાળાઓનાં તોરણો બાંધવાથી ઉત્તમ રીતે શોભતી હતી. ॥ ૨૮ ॥ નગરવાસીઓ પોતાના હાથમાં જાતજાતની ભેટો લઈને ભગવાન પાસે આવતા અને તેમને પ્રાર્થના કરતા કે, 'હે દેવ! પહેલાં આપે જ વરાહરૂપે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો, હવે આપ જ આનું પાલન કરો.' ॥ ૨૯ ॥ પરીક્ષિત! તે સમયે જ્યારે પ્રજાને ખબર પડતી કે, ઘણા સમય પછી ભગવાન શ્રીરામ અહીં પધાર્યા છે, ત્યારે બધા જ સ્ત્રી-પુરુષો તેમનાં દર્શનની લાલસાથી ઘર-દ્વાર છોડીને દોડી જતા. તેઓ ઊંચી ઊંચી અટારીઓ પર ચઢીને અતૃપ્ત નેત્રોથી કમલનયન ભગવાનને નિરખતાં નિરખતાં તેમનાં ઉપર પુષ્પો વરસાવતા હતા. ॥ ૩૦ ॥

આ પ્રમાણે પ્રજાનું નિરીક્ષણ કરીને ભગવાન પોતાના પૂર્વના રાજાઓએ સેવેલાં સમગ્ર અનંત કોશ-ખજાનાઓથી ભરપૂર અને અનમોલ અનેક જાતના રાચ-રચીલાવાળા પોતાના રાજભવનમાં આવી જતા. ॥ ૩૧ ॥ મહેલોના દ્વારના ઉંબરા પરવાળાના બનેલા હતા. ભવનોમાં વૈદૂર્યમણિના સ્તંભોની હારમાળા હતી. સ્વચ્છ મરકત મણિની ભૂમિ હતી તથા સ્ફટિકમણિની દિવાલો હતી. ॥ ૩૨ ॥ રંગ-બે-રંગી માળાઓ, પતાકાઓ, મણિઓનો પ્રકાશ, શુદ્ધ ચેતન જેવાં ઉજ્જવળ મોતી, સુન્દર-સુન્દર ભોગસામગ્રી, સુગન્ધિત ધૂપ-દીપ તથા પુષ્પોનાં આભૂષણોથી તે મહેલ ખૂબ શણગારેલા હતા. આભૂષણોને પણ સુન્દર બનાવનારા દેવતાઓ જેવાં સ્ત્રી-પુરુષો સેવામાં લાગેલાં રહેતાં હતાં. ॥ ૩૩-૩૪ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ૦ગોપુરસદસ્સભાચૈત્યગૃહાદિષુ । ૩. ૦યુસ્તતસ્તત્ર । ૪. ત્વયાઽઽવૃતામ્ । ૫. ૦લોચનં ન તૃપ્ત૦ । ૬. તથા સ્થલૈર્મારકતૈર્ભાત૦ । ૭. ૦મણ્ડલૈઃ ।



राजा भगीरथकी प्रार्थनापर भगवान् शिवका गङ्गाको अपने सिरपर धारण करना

**Entreated by Bhagīratha Lord Śiva holds Gaṅgā on his head**



मर्यादापुरुषोत्तम भगवान् श्रीराम
**Lord Rāma the Maryādāpuruṣottama**




भगवान् श्रीकृष्णके बालचरित्र ( क )
**Childly pranks of Lord Śrī Kṛṣṇa (A)**




भगवान् श्रीकृष्णके बालचरित्र ( ख )
**Childly pranks of Lord Śrī Kṛṣṇa (B)**




जरासन्धके कारागारसे राजाओंकी मुक्ति

The release of kings from the prison of Jarāsandha




शाल्व-संग्राम

Battle with Śālva



दन्तवक्त्र और विदूरथका उद्धार

Liberation of Dantavaktra and Vidūratha



माता देवकीके मृत पुत्रोंको वापस लाना  Restoration of dead sons of Devakī



यदुकुलके विनाशका शाप
Curse for the annihilation of Yadu dynasty




परमधाम-गमनके पूर्वकी झाँकी
The glimpse of final departure of Lord

તસ્મિન્ સ ભગવાન્ રામઃ સ્નિગ્ધયા પ્રિયયેષ્ટયા ।
રેમે સ્વારામધીરાણામૃષભઃ સીતયા કિલ ॥ ૩૫॥

પરીક્ષિત! ભગવાન શ્રીરામ આત્મારામ જિતેન્દ્રિય પુરુષોના શિરોમણિ છે. તે જ મહેલમાં તેઓ પોતાના પ્રાણપ્રિયા પ્રેમમયી પત્ની શ્રીસીતાજીની સાથે વિહાર કરતા હતા. ॥ ૩૫ ॥ બધાં જ સ્ત્રી-પુરુષો જેમનાં ચરણકમળોનું ધ્યાન કરતા રહે છે, તે જ ભગવાન શ્રીરામ ઘણાં વર્ષો સુધી ધર્મની મર્યાદાનું પાલન કરતા રહીને સમયાનુસાર ભોગોનો ઉપભોગ કરતા રહ્યા. ॥ ૩૬ ॥

બુભુજે[૧] ચ યથાકાલં કામાન્ ધર્મમપીડયન્ ।
વર્ષપૂગાન્ બહૂન્નૃણામભિધ્યાતાઙ્ઘ્રિપલ્લવઃ ॥ ૩૬॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે શ્રીરામોપાખ્યાને[૨] એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥

નવમા સ્કંધ-અંતર્ગત શ્રીરામ-ઉપાખ્યાનમાંનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

═★═

# બારમો અધ્યાય

## ઇક્ષ્વાકુવંશના શેષ રાજાઓનું વર્ણન

શ્રીશુક ઉવાચ

કુશસ્ય ચાતિથિસ્તસ્માન્નિષધસ્તત્સુતો નભઃ ।
પુણ્ડરીકોઽથ તત્પુત્રઃ ક્ષેમધન્વાઽભવત્તતઃ ॥ ૧॥

દેવાનીકસ્તતોઽનીહઃ[૩] પારિયાત્રોઽથ તત્સુતઃ ।
તતો બલસ્થલસ્તસ્માદ્ વજ્રનાભોઽર્કસમ્ભવઃ ॥ ૨॥

શ્રીશુકદેવજીએ કહ્યું – પરીક્ષિત! કુશનો પુત્ર અતિથિ થયો, તેનો નિષધ, નિષધનો નભ, નભનો પુંડરીક અને પુંડરીકનો પુત્ર ક્ષેમધન્વા થયો. ॥ ૧ ॥ ક્ષેમધન્વાનો દેવાનીક, દેવાનીકનો અનીહ, અનીહનો પારિયાત્ર, પારિયાત્રનો બલસ્થલ અને બલસ્થલનો પુત્ર થયો વજ્રનાભ. આ વજ્રનાભ સૂર્યનો અંશ હતો. ॥ ૨ ॥

ખગણસ્તત્સુતસ્તસ્માદ્ વિધૃતિશ્ચાભવત્[૪] સુતઃ ।
તતો હિરણ્યનાભોઽભૂદ્ યોગાચાર્યસ્તુ જૈમિનેઃ ॥ ૩॥

શિષ્યઃ કૌસલ્ય આધ્યાત્મં યાજ્ઞવલ્ક્યોઽધ્યગાદ્ યતઃ ।
યોગં મહોદયમૃષિર્હૃદયગ્રન્થિભેદકમ્[૫] ॥ ૪॥

વજ્રનાભથી ખગણ, ખગણથી વિધૃતિ અને વિધૃતિથી હિરણ્યનાભની ઉત્પત્તિ થઈ. તે જૈમિનિનો શિષ્ય અને યોગાચાર્ય હતો. ॥ ૩ ॥ કોસલદેશવાસી યાજ્ઞવલ્ક્ય ઋષિએ તેમની શિષ્યતા સ્વીકારીને તેમની પાસેથી અધ્યાત્મ-યોગનું શિક્ષણ ગ્રહણ કર્યું હતું. તે યોગ હૃદયની ગ્રંથિને ખોલી નાખનારો અને પરમસિદ્ધિ આપનારો છે. ॥ ૪ ॥

પુષ્યો હિરણ્યનાભસ્ય ધ્રુવસન્ધિસ્તતોઽભવત્ ।
સુદર્શનોઽથાગ્નિવર્ણઃ શીઘ્રસ્તસ્ય મરુઃ સુતઃ ॥ ૫॥

યોઽસાવાસ્તે યોગસિદ્ધઃ કલાપગ્રામમાશ્રિતઃ ।
કલેરન્તે સૂર્યવંશં નષ્ટં ભાવયિતા પુનઃ ॥ ૬॥

હિરણ્યનાભનો પુષ્ય, પુષ્યનો ધ્રુવસન્ધિ, ધ્રુવસન્ધિનો સુદર્શન, સુદર્શનનો અગ્નિવર્ણ, અગ્નિવર્ણનો શીઘ્ર અને શીઘ્રનો પુત્ર થયો મરુ. ॥ ૫ ॥ મરુએ યોગસાધના દ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરી અને તે આજે પણ કલાપ નામના ગામમાં રહે છે. કલિયુગના અંતમાં સૂર્યવંશ નષ્ટ થઈ જતાં તે સૂર્યવંશને આગળ ચલાવશે. ॥ ૬ ॥

૧. બુભુજે સ કામાનન્યાનપીડયન્ । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીરામોપાખ્યાને' એટલો અંશ નથી. । ૩. ન્હીનઃ । ૪. વિસુષ્ટિશ્ચાભવત્તતઃ । ૫. ત્ભેદનમ્ ।

તસ્માત્[1] પ્રસુશ્રુતસ્તસ્ય સન્ધિસ્તસ્યાપ્યમર્ષણઃ ।
મહસ્વાંસ્તત્સુતસ્તસ્માદ્ વિશ્વસાહ્વોઽન્વજાયત ॥ ૭॥

તતઃ[2] પ્રસેનજિત્તસ્માત્તક્ષકો ભવિતા પુનઃ ।
તતો બૃહદ્બલો યસ્તુ પિત્રા તે સમરે હતઃ ॥ ૮॥

એતે હીક્ષ્વાકુભૂપાલા અતીતાઃ શૃણ્વનાગતાન્ ।
બૃહદ્બલસ્ય ભવિતા પુત્રો નામ બૃહદ્રણઃ ॥ ૯॥

ઉરુક્રિયસ્તતસ્તસ્ય વત્સવૃદ્ધો ભવિષ્યતિ ।
પ્રતિવ્યોમસ્તતો ભાનુર્દિવાકો વાહિનીપતિઃ ॥ ૧૦॥

સહદેવસ્તતો વીરો બૃહદશ્વોઽથ ભાનુમાન્ ।
પ્રતીકાશ્વો ભાનુમતઃ સુપ્રતીકોઽથ તત્સુતઃ ॥ ૧૧॥

ભવિતા મરુદેવોઽથ સુનક્ષત્રોઽથ પુષ્કરઃ ।
તસ્યાન્તરિક્ષસ્તત્પુત્રઃ સુતપાસ્તદમિત્રજિત્ ॥ ૧૨॥

બૃહદ્રાજસ્તુ[3] તસ્યાપિ બર્હિસ્તસ્માત્કૃતઞ્જયઃ ।
રણઞ્જયસ્તસ્ય સુતઃ સઞ્જયો ભવિતા તતઃ ॥ ૧૩॥

તસ્માચ્છાક્યોઽથ[4] શુદ્ધોદો લાઙ્ગલસ્તત્સુતઃ સ્મૃતઃ ।
તતઃ પ્રસેનજિત્તસ્માત્ક્ષુદ્રકો ભવિતા તતઃ ॥ ૧૪॥

રણકો ભવિતા તસ્માત્સુરથસ્તનયસ્તતઃ ।
સુમિત્રો નામ નિષ્ઠાન્ત એતે બાર્હદ્બલાન્વયાઃ[5] ॥ ૧૫॥

ઇક્ષ્વાકૂણામયં વંશઃ સુમિત્રાન્તો ભવિષ્યતિ ।
યતસ્તં પ્રાપ્ય રાજાનં સંસ્થાં પ્રાપ્સ્યતિ વૈ કલૌ ॥ ૧૬॥

મરુથી પ્રસુશ્રુત, તેનાથી સન્ધિ અને સન્ધિથી અમર્ષણનો જન્મ થયો. અમર્ષણનો મહસ્વાન અને મહસ્વાનનો વિશ્વસાહ્વ. ॥ ૭ ॥ વિશ્વસાહ્વનો પ્રસેનજિત, પ્રસેનજિત્‌નો તક્ષક અને તક્ષકનો પુત્ર બૃહદ્બલ થયો. પરીક્ષિત! આ જ બૃહદ્બલને તમારા પિતા અભિમન્યુએ યુદ્ધમાં મારી નાખ્યો હતો. ॥ ૮ ॥

પરીક્ષિત! ઇક્ષ્વાકુ વંશના આટલા રાજાઓ થઈ ચૂક્યા છે. હવે પછી થનારા રાજાઓના સંબંધમાં સાંભળો. બૃહદ્બલનો પુત્ર થશે બૃહદ્રણ. ॥ ૯ ॥ બૃહદ્રણનો ઉરુક્રિય, તેનો વત્સવૃદ્ધ, વત્સવૃદ્ધનો પ્રતિવ્યોમ, પ્રતિવ્યોમનો ભાનુ, અને ભાનુનો પુત્ર થશે સેનાપતિ દિવાક. ॥ ૧૦ ॥ દિવાકનો વીર સહદેવ, સહદેવનો બૃહદશ્વ, બૃહદશ્વનો ભાનુમાન, ભાનુમાનનો પ્રતીકાશ્વ અને પ્રતીકાશ્વનો પુત્ર થશે સુપ્રતીક. ॥ ૧૧ ॥ સુપ્રતીકનો મરુદેવ, મરુદેવનો સુનક્ષત્ર, સુનક્ષત્રનો પુષ્કર, પુષ્કરનો અંતરિક્ષ, અંતરિક્ષનો સુતપા અને તેનો પુત્ર થશે અમિત્રજિત્. ॥ ૧૨ ॥ અમિત્રજિત્‌થી બૃહદ્રાજ, બૃહદ્રાજથી બર્હિ, બર્હિથી કૃતંજય, કૃતંજયથી રણંજય અને તેનાથી સંજય થશે. ॥ ૧૩ ॥ સંજયનો શાક્ય, તેનો શુદ્ધોદ અને શુદ્ધોદનો લાંગલ, લાંગલનો પ્રસેનજિત્ અને પ્રસેનજિત્‌નો પુત્ર ક્ષુદ્રક થશે. ॥ ૧૪ ॥ ક્ષુદ્રકથી રણક, રણકથી સુરથ અને સુરથથી આ વંશના અંતિમ રાજા સુમિત્રનો જન્મ થશે. આ બધા બૃહદ્બલના વંશધર હશે. ॥ ૧૫ ॥ ઇક્ષ્વાકુનો આ વંશ સુમિત્ર રાજા સુધી ચાલશે. ત્યાર પછી કલિયુગમાં આ વંશ સમાપ્ત થઈ જશે. ॥ ૧૬ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે ઇક્ષ્વાકુવંશવર્ણનં[6] નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨॥

નવમા સ્કંધ-અંતર્ગત ઇક્ષ્વાકુવંશવર્ણન નામનો બારમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. તસ્માત્ પ્રશ્રુતપુત્રસ્તુ સન્ધિ૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'તતઃ... પુનઃ' એ પૂર્વાર્ધ નથી, એના સ્થાને આ પ્રતમાં આવેલ 'ભવિતા..... મિત્રજિત્' એ બારમો શ્લોક આપેલો છે, એમાં પણ 'મરુદેવો'ને સ્થાને 'મનુદેવો' પાઠ છે. । ૩. બૃહદ્ભુજસ્તુ । ૪. તસ્માત્સાધ્યોઽથ । ૫. બાર્હદ્બલાઃ સ્મૃતાઃ । ૬. વ્વંશાનુકથને શ્રીરામચરિતે ।

# તેરમો અધ્યાય

## રાજા નિમિના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

નિમિરિક્ષ્વાકુતનયો વસિષ્ઠમવૃતર્ત્વિજમ્ ।
આરભ્ય સત્રં સોઽપ્યાહ શક્રેણ પ્રાગ્વૃતોઽસ્મિ ભોઃ ॥ ૧॥

તં નિર્વર્ત્યાગમિષ્યામિ તાવન્માં પ્રતિપાલય ।
તૂષ્ણીમાસીદ્ ગૃહપતિઃ સોઽપીન્દ્રસ્યાકરોન્મખમ્ ॥ ૨॥

નિમિશ્ચલમિદં વિદ્વાન્સત્રમારભતાત્મવાન્ ।
ઋત્વિગ્ભિરપરૈસ્તાવન્નાગમદ્ યાવતા ગુરુઃ ॥ ૩॥

શિષ્યવ્યતિક્રમં વીક્ષ્ય નિર્વર્ત્ય ગુરુરાગતઃ ।
અશપત્પતતાદ્ દેહો નિમેઃ પણ્ડિતમાનિનઃ ॥ ૪॥

નિમિઃ પ્રતિદદૌ શાપં ગુરવેઽધર્મવર્તિને ।
તવાપિ પતતાદ્ દેહો લોભાદ્ધર્મમજાનતઃ ॥ ૫॥

ઇત્યુત્સસર્જ સ્વં દેહં નિમિરધ્યાત્મકોવિદઃ ।
મિત્રાવરુણયોર્જજ્ઞે ઉર્વશ્યાં પ્રપિતામહઃ ॥ ૬॥

ગન્ધવસ્તુષુ તદ્દેહં[1] નિધાય મુનિસત્તમાઃ ।
સમાપ્તે સત્રયાગેઽથ દેવાનૂચુઃ સમાગતાન્ ॥ ૭॥

રાજ્ઞો જીવતુ દેહોઽયં પ્રસન્નાઃ પ્રભવો યદિ ।
તથેત્યુક્તે નિમિઃ પ્રાહ મા ભૂન્મે દેહબન્ધનમ્ ॥ ૮॥

યસ્ય યોગં ન વાઞ્છન્તિ વિયોગભયકાતરાઃ ।
ભજન્તિ ચરણામ્ભોજં મુનયો હરિમેધસઃ ॥ ૯॥

દેહં નાવરુરુત્સેઽહં દુઃખશોકભયાવહમ્[2] ।
સર્વત્રાસ્ય યતો મૃત્યુર્મત્સ્યાનામુદકે યથા ॥ ૧૦॥

**શ્રીશુકદેવજીએ કહ્યું —** પરીક્ષિત! ઇક્ષ્વાકુના પુત્ર નિમિ હતા. તેમણે યજ્ઞો આરંભીને મહર્ષિ વસિષ્ઠજીનું યજ્ઞના ઋત્વિજ (આચાર્ય) તરીકે વરણ કર્યું. વસિષ્ઠજીએ કહ્યું કે, 'રાજન્! ઇન્દ્રે પોતાના યજ્ઞ માટે મારું પહેલેથી જ વરણ કર્યું છે ॥ ૧ ॥ તેમનો યજ્ઞ પૂરો કરીને હું તમારી પાસે આવીશ. ત્યાં સુધી તમે મારી પ્રતીક્ષા કરજો.' આ વાત સાંભળીને નિમિરાજા કાંઈ બોલ્યા નહિ અને વસિષ્ઠજી ઇન્દ્રનો યજ્ઞ કરાવવા ચાલ્યા ગયા. ॥ ૨ ॥ વિચારશીલ નિમિએ એવું વિચારીને કે જીવન તો ક્ષણભંગુર છે, વિલંબ કરવો ઉચિત ન માન્યું અને યજ્ઞનો પ્રારંભ કરી દીધો. જ્યાં સુધી ગુરુ વસિષ્ઠ આવી ન જાય ત્યાં સુધીના સમય માટે તેમણે બીજા બ્રાહ્મણનું ઋત્વિજ તરીકે વરણ કરી લીધું. ॥ ૩ ॥ ગુરુ વસિષ્ઠજી જ્યારે ઇન્દ્રનો યજ્ઞ સંપન્ન કરાવીને પાછા આવ્યા ત્યારે તેમણે જોયું કે તેમના શિષ્ય નિમિએ તો તેમની વાત ન માનીને યજ્ઞ પ્રારંભ કરી દીધો છે. ત્યારે તેમણે શાપ આપ્યો, 'નિમિને પોતાની વિચારશીલતા અને પંડિતાઈનું બહુ અભિમાન છે, તેથી તેનું શરીર નષ્ટ થઈ જાય.' ॥ ૪ ॥ નિમિની દૃષ્ટિએ વસિષ્ઠજીનો આ શાપ ધર્મને અનુકૂળ નહિ, બલકે પ્રતિકૂળ હતો. તેથી તેમણે પણ શાપ આપી દીધો કે, 'તમે લોભવશ પોતાના ધર્મનો આદર નથી કર્યો, તેથી તમારું શરીર પણ નષ્ટ થઈ જાય.' ॥ ૫ ॥ આવું કહીને આત્મવિદ્યામાં નિપુણ નિમિએ પોતાના શરીરનો ત્યાગ કરી દીધો. પરીક્ષિત! આ બાજુ અમારા વૃદ્ધ પ્રપિતામહ વસિષ્ઠજીએ પણ પોતાના શરીરનો ત્યાગ કરીને મિત્રાવરુણને ત્યાં ઉર્વશીના ગર્ભથી જન્મ લીધો. ॥ ૬ ॥ રાજા નિમિના યજ્ઞમાં આવેલા શ્રેષ્ઠ મુનિઓએ રાજાના શરીરને સુગંધિત પદાર્થોમાં મૂકી દીધું. જ્યારે યજ્ઞસત્રની સમાપ્તિ થઈ અને દેવતાઓ ત્યાં આવ્યા ત્યારે યજ્ઞ કરાવી રહેલા બ્રાહ્મણોએ દેવતાઓને પ્રાર્થના કરી. ॥ ૭ ॥ 'મહાનુભાવો! આપલોકો સમર્થ છો. જો તમે પ્રસન્ન હો તો રાજા નિમિનું આ શરીર જીવતું થઈ જાય.' દેવતાઓએ કહ્યું, 'એવું જ થાઓ.' તે સમયે નિમિએ કહ્યું, 'મારે દેહનું બંધન ન જોઈએ.' ॥ ૮ ॥ વિચારશીલ મુનિઓ પોતાની બુદ્ધિને ભગવાનમાં જ જોડી દે છે અને તેમનાં જ ચરણકમળોની ભક્તિ કરે છે. એક ને એક દિવસ આ શરીર અવશ્ય છૂટી જશે — આવા ભયથી ભીત (ત્રસ્ત) હોવાના લીધે તેઓ આ શરીરનો સંયોગ ક્યારેય ઇચ્છતા નથી; તેઓ તો મુક્ત થવા જ ઇચ્છે છે. ॥ ૯ ॥ તેથી હું હવે દુઃખ શોક અને ભયનું મૂળ કારણ એવા આ શરીરને ધારણ કરવા ઇચ્છતો નથી. જેમ જળમાં રહેતી માછલી માટે

૧. તં દેહં । ૨. ૦ભયાશ્રયાત્ ।

*દેવા ઊચુઃ*

વિદેહ ઉષ્યતાં કામં લોચનેષુ શરીરિણામ્ ।
ઉન્મેષણનિમેષાભ્યાં લક્ષિતોઽધ્યાત્મસંસ્થિતઃ ॥ ૧૧॥

અરાજકભયં નૃણાં મન્યમાના મહર્ષયઃ ।
દેહં મમન્થુઃ સ્મ નિમેઃ કુમારઃ સમજાયત ॥ ૧૨॥

જન્મના જનકઃ સોઽભૂદ્ વૈદેહસ્તુ વિદેહજઃ ।
મિથિલો મથનાજ્જાતો મિથિલા યેન નિર્મિતા ॥ ૧૩॥

તસ્માદુદાવસુસ્તસ્ય પુત્રોઽભૂન્નન્દિવર્ધનઃ ।
તતઃ સુકેતુસ્તસ્યાપિ દેવરાતો[૧] મહીપતે ॥ ૧૪॥

તસ્માદ્ બૃહદ્રથસ્તસ્ય મહાવીર્યઃ સુધૃત્પિતા ।
સુધૃતેર્ધૃષ્ટકેતુર્વૈ હર્યશ્વોઽથ મરુસ્તતઃ ॥ ૧૫॥

મરોઃ [૨]પ્રતીપકસ્તસ્માજ્જાતઃ કૃતિરથો[૩] યતઃ ।
દેવમીઢસ્તસ્ય સુતો વિશ્રુતોઽથ[૪] મહાધૃતિઃ ॥ ૧૬॥

[૫]કૃતિરાતસ્તતસ્તસ્માન્મહારોમાથ તત્સુતઃ ।
સ્વર્ણરોમા સુતસ્તસ્ય[૬] હ્રસ્વરોમા વ્યજાયત ॥ ૧૭॥

તતઃ[૭] સીરધ્વજો જજ્ઞે યજ્ઞાર્થં કર્ષતો મહીમ્ ।
સીતા સીરાગ્રતો જાતા તસ્માત્સીરધ્વજઃ સ્મૃતઃ ॥ ૧૮॥

કુશધ્વજસ્તસ્ય પુત્રસ્તતો ધર્મધ્વજો નૃપઃ ।
ધર્મધ્વજસ્ય દ્વૌ પુત્રૌ કૃતધ્વજમિતધ્વજૌ ॥ ૧૯॥

કૃતધ્વજાત્કેશિધ્વજઃ ખાણ્ડિક્યસ્તુ મિતધ્વજાત્ ।
કૃતધ્વજસુતો રાજન્નાત્મવિદ્યાવિશારદઃ ॥ ૨૦॥

સર્વત્ર મૃત્યુ જ છે, તેમ આ શરીર માટે પણ સર્વત્ર મૃત્યુ જ મૃત્યુ છે. ॥ ૧૦ ॥

દેવતાઓએ કહ્યું – 'મુનિઓ! રાજા નિમિ શરીર વિના જ પ્રાણીઓનાં નેત્રોમાં પોતાની ઇચ્છા પ્રમાણે નિવાસ કરે. તેઓ ત્યાં રહીને સૂક્ષ્મ શરીર દ્વારા ભગવાનનું ચિંતન કરતા રહે. આંખનાં પોપચાં ઊઘડે અને બંધ થાય એનાથી રાજા નિમિના અસ્તિત્વની ખબર પડશે. ॥ ૧૧ ॥ ત્યાર પછી મહર્ષિઓએ એવો વિચાર કરીને કે, 'રાજા ન રહેવાથી લોકોમાં અરાજકતા ફેલાઈ જશે' નિમિના શરીરનું મંથન કર્યું. તે મંથનથી એક કુમાર ઉત્પન્ન થયો. ॥ ૧૨ ॥ જન્મ લેવાના કારણે તેનું નામ જનક પડ્યું. વિદેહથી ઉત્પન્ન થવાના કારણે 'વૈદેહ' અને મંથનથી ઉત્પન્ન થવાના કારણે તે જ બાળકનું નામ 'મિથિલ' થયું. તેણે જ મિથિલાપુરી વસાવી. ॥ ૧૩ ॥

પરીક્ષિત! જનકનો ઉદાવસુ, તેનો નન્દિવર્ધન, નન્દિવર્ધનનો સુકેતુ, તેનો દેવરાત, દેવરાતનો બૃહદ્રથ, બૃહદ્રથનો મહાવીર્ય, મહાવીર્યનો સુધૃતિ, સુધૃતિનો ધૃષ્ટકેતુ, ધૃષ્ટકેતુનો હર્યશ્વ અને તેનો મરુ નામનો પુત્ર થયો. ॥ ૧૪-૧૫ ॥ મરુનો પ્રતીપક, પ્રતીપકનો કૃતિરથ, કૃતિરથથી દેવમીઢ, દેવમીઢથી વિશ્રુત અને વિશ્રુતથી મહાધૃતિનો જન્મ થયો. ॥ ૧૬ ॥ મહાધૃતિનો કૃતિરાત, કૃતિરાતનો મહારોમા, મહારોમાનો સ્વર્ણરોમા અને સ્વર્ણરોમાનો પુત્ર થયો હ્રસ્વરોમા. ॥ ૧૭ ॥ આ જ હ્રસ્વરોમાના પુત્ર મહારાજ સીરધ્વજ હતા. તેઓ જ્યારે યજ્ઞ માટે પૃથ્વી ખેડી રહ્યા હતા ત્યારે તેમના સીર (હળ)ના અગ્રભાગથી સીતાજી ઉત્પન્ન થયાં. આ કારણે જ તેમનું નામ 'સીરધ્વજ' પડ્યું. ॥ ૧૮ ॥ સીરધ્વજના કુશધ્વજ, કુશધ્વજના ધર્મધ્વજ અને ધર્મધ્વજને બે પુત્રો થયા. કૃતધ્વજ અને મિતધ્વજ. ॥ ૧૯ ॥ કૃતધ્વજના કેશિધ્વજ અને મિતધ્વજના ખાંડિક્ય થયા. પરીક્ષિત! કેશિધ્વજ આત્મવિદ્યામાં બહુ પ્રવીણ હતા. ॥ ૨૦ ॥

૧. ૦રીષો । ૨. પ્રતિરથસ્ત૦ । ૩. કૃત૦ । ૪. વિશ્વનાથો મરુત્કૃતિઃ । ૫. વિરુતસ્તત્સુતસ્ત૦ । ૬. તસ્માત્ । ૭. સીરધ્વજસ્તતો રાજન્ યજ્ઞાર્થં ।

ખાણ્ડિક્યઃ કર્મતત્ત્વજ્ઞો ભીતઃ કેશિધ્વજાદ્દ્રુતઃ ।
ભાનુમાંસ્તસ્ય પુત્રોઽભૂચ્છતદ્યુમ્નસ્તુ તત્સુતઃ ॥ ૨૧॥

શુચિસ્તત્તનયસ્તસ્માત્સનદ્વાજસ્તતોઽભવત્ ।
ઊર્ધ્વકેતુઃ સનદ્વાજાદજોઽથ પુરુજિત્સુતઃ ॥ ૨૨॥

અરિષ્ટનેમિસ્તસ્યાપિ[1] શ્રુતાયુસ્તત્સુપાર્શ્વકઃ ।
તતશ્ચિત્રરથો યસ્ય ક્ષેમધિર્મિથિલાધિપઃ ॥ ૨૩॥

તસ્માત્સમરથસ્તસ્ય સુતઃ સત્યરથસ્તતઃ ।
આસીદુપગુરુસ્તસ્માદુપગુપ્તોઽગ્નિસમ્ભવઃ[2] ॥ ૨૪॥

વસ્વનન્તોઽથ તત્પુત્રો યુયુધો યત્સુભાષણઃ ।
શ્રુતસ્તતો જયસ્તસ્માદ્ વિજયોઽસ્માદૃતઃ સુતઃ ॥ ૨૫॥

શુનકસ્તત્સુતો જજ્ઞે વીતહવ્યો[3] ધૃતિસ્તતઃ ।
બહુલાશ્વો[4] ધૃતેસ્તસ્ય કૃતિરસ્ય મહાવશી ॥ ૨૬॥

એતે વૈ મૈથિલા રાજન્નાત્મવિદ્યાવિશારદાઃ ।
યોગેશ્વરપ્રસાદેન દ્વન્દ્વૈર્મુક્તા ગૃહેષ્વપિ ॥ ૨૭॥

ખાણ્ડિક્ય કર્મકાંડના મર્મજ્ઞ હતા. તેઓ કેશિધ્વજથી ભયભીત થઈને ભાગી ગયા. કેશિધ્વજનો પુત્ર ભાનુમાન અને ભાનુમાનનો પુત્ર શતદ્યુમ્ન હતો. ॥ ૨૧ ॥ શતદ્યુમ્નથી શુચિ, શુચિથી સનદ્વાજ, સનદ્વાજથી ઊર્ધ્વકેતુ, ઊર્ધ્વકેતુથી અજ, અજથી પુરુજિત્, પુરુજિત્થી અરિષ્ટનેમિ, અરિષ્ટનેમિથી શ્રુતાયુ, શ્રુતાયુથી સુપાર્શ્વક, સુપાર્શ્વકથી ચિત્રરથ અને ચિત્રરથથી મિથિલાપતિ ક્ષેમધિનો જન્મ થયો. ॥ ૨૨-૨૩ ॥ ક્ષેમધિથી સમરથ, સમરથથી સત્યરથ, સત્યરથથી ઉપગુરુ અને ઉપગુરુથી ઉપગુપ્ત નામનો પુત્ર થયો. આ ઉપગુપ્ત અગ્નિનો અંશ હતો. ॥ ૨૪ ॥ ઉપગુપ્તનો વસ્વનન્ત, વસ્વનન્તનો યુયુધ, યુયુધનો સુભાષણ, સુભાષણનો શ્રુત, શ્રુતનો જય, જયનો વિજય અને વિજયનો ઋત નામનો પુત્ર થયો. ॥ ૨૫ ॥ ઋતનો શુનક, શુનકનો વીતહવ્ય, વીતહવ્યનો ધૃતિ, ધૃતિનો બહુલાશ્વ, બહુલાશ્વનો કૃતિ અને કૃતિનો પુત્ર થયો મહાવશી. ॥ ૨૬ ॥

પરીક્ષિત! આ મિથિલના વંશમાં ઉત્પન્ન થયેલા બધા રાજાઓ 'મૈથિલ' કહેવાય છે. આ બધા જ આત્મજ્ઞાની અને ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોથી મુક્ત હતા. કેમ ન હોય, યાજ્ઞવલ્ક્ય જેવા મોટા-મોટા યોગેશ્વરોની તેમના પર મહાન કૃપા હતી. ॥ ૨૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે નિમિવંશાનુવર્ણનં[5] નામ ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥

નવમા સ્કંધ-અંતર્ગત નિમિવંશાનુવર્ણન નામનો તેરમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચૌદમો અધ્યાય

### ચંદ્રવંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

અથાતઃ શ્રૂયતાં રાજન્ વંશઃ સોમસ્ય પાવનઃ ।
યસ્મિન્નૈલાદયો ભૂપાઃ કીર્ત્યન્તે પુણ્યકીર્તયઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! હવે હું તમને ચન્દ્રમાના પવિત્ર વંશનું વર્ણન સંભળાવું છું. આ વંશમાં પુરુરવા વગેરે મોટા-મોટા પવિત્રકીર્તિ રાજાઓનું યશગાન કરવામાં આવે છે. ॥ ૧ ॥

૧. ૦સ્યાભૂત્ । ૨. ૦દુપગુસ્ત્વગ્નિ૦ । ૩. વીતિહવ્યો । ૪. બહુલાખ્યો । ૫. જનકવંશસ્ત્રયો૦ ।

સહસ્રશિરસઃ પુંસો નાભિહ્રદસરોરુહાત્ ।
જાતસ્યાસીત્સુતો ધાતુરત્રિઃ પિતૃસમો ગુણૈઃ ॥ ૨॥

તસ્ય દૃગ્ભ્યોઽભવત્પુત્રઃ સોમોઽમૃતમયઃ કિલ ।
વિપ્રૌષધ્યુડુગણાનાં બ્રહ્મણા કલ્પિતઃ પતિઃ ॥ ૩॥

સોઽયજદ્ રાજસૂયેન વિજિત્ય ભુવનત્રયમ્ ।
પત્નીં બૃહસ્પતેર્દર્પાત્તારાં નામાહરદ્ બલાત્ ॥ ૪॥

યદા સ દેવગુરુણા યાચિતોઽભીક્ષ્ણશો મદાત્ ।
નાત્યજત્ તત્કૃતે જજ્ઞે સુરદાનવવિગ્રહઃ ॥ ૫॥

શુક્રો બૃહસ્પતેર્દ્વેષાદગ્રહીત્[1] સાસુરોડુપમ્ ।
હરો ગુરુસુતં સ્નેહાત્સર્વભૂતગણાવૃતઃ ॥ ૬॥

સર્વદેવગણોપેતો મહેન્દ્રો ગુરુમન્વયાત્ ।
સુરાસુરવિનાશોઽભૂત્સમરસ્તારકામયઃ ॥ ૭॥

નિવેદિતોઽથાઙ્ગિરસા સોમં નિર્ભર્ત્સ્ય વિશ્વકૃત્[2] ।
તારાં સ્વભર્ત્રે પ્રાયચ્છદન્તર્વત્નીમવૈત્પતિઃ ॥ ૮॥

ત્યજ ત્યજાશુ દુષ્પ્રજ્ઞે મત્ક્ષેત્રાદાહિતં પરૈઃ ।
નાહં ત્વાં ભસ્મસાત્કુર્યાં સ્ત્રિયં સાન્તાનિકઃ સતિ ॥ ૯॥

તત્યાજ વ્રીડિતા તારા કુમારં કનકપ્રભમ્ ।
સ્પૃહામાઙ્ગિરસશ્ચક્રે કુમારે સોમ એવ ચ ॥ ૧૦॥

મમાયં ન તવેત્યુચ્ચૈસ્તસ્મિન્ વિવદમાનયોઃ ।
પપ્રચ્છુર્ઋષયો દેવા નૈવોચે વ્રીડિતા તુ સા ॥ ૧૧॥

કુમારો માતરં પ્રાહ કુપિતોઽલીકલજ્જયા ।
કિં ન વોચસ્યસદ્વૃત્તે આત્માવદ્યં વદાશુ મે ॥ ૧૨॥

હજારો મસ્તકવાળા વિરાટ પુરુષ નારાયણના નાભિ-સરોવરના કમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા. બ્રહ્માજીના પુત્ર થયા અત્રિ. તેઓ પોતાના ગુણોને કારણે બ્રહ્માજી જેવા જ હતા. ॥ ૨ ॥ તે જ અત્રિના નેત્રોમાંથી અમૃતમય ચન્દ્રમાનો જન્મ થયો. બ્રહ્માજીએ ચન્દ્રમાને બ્રાહ્મણો, ઔષધિઓ અને નક્ષત્રોના અધિપતિ બનાવ્યા. ॥ ૩ ॥ તેમણે ત્રણે લોક ઉપર વિજય પ્રાપ્ત કર્યો અને રાજસૂય યજ્ઞ કર્યો. તેથી તેમનું અભિમાન વધી ગયું અને તેમણે બળપૂર્વક બૃહસ્પતિજીનાં પત્ની તારાનું હરણ કર્યું. ॥ ૪ ॥ દેવગુરુ બૃહસ્પતિજીએ પોતાનાં પત્નીને પાછાં આપી દેવા માટે તેમની પાસે વારંવાર યાચના કરી, પરંતુ તેઓ એટલા મદાન્ધ થઈ ગયા હતા કે તેમણે કોઈ રીતે બૃહસ્પતિજીનાં પત્નીને પાછાં ન આપ્યાં. આના કારણે દેવતા અને દાનવો વચ્ચે ઘોર સંગ્રામ થયો. ॥ ૫ ॥ શુક્રાચાર્યજીએ બૃહસ્પતિજી પરના દ્વેષને કારણે અસુરો સહિત ચન્દ્રમાનો પક્ષ લીધો અને મહાદેવજીએ સ્નેહવશ સમસ્ત ભૂતગણો સાથે પોતાના વિદ્યાગુરુ અંગિરાજીના પુત્ર બૃહસ્પતિજીનો પક્ષ લીધો. ॥ ૬ ॥ દેવરાજ ઇન્દ્રે પણ સઘળા દેવતાઓ સાથે પોતાના ગુરુ બૃહસ્પતિનો જ પક્ષ લીધો. આ પ્રમાણે તારા (બૃહસ્પતિજીના પત્ની)ના નિમિત્તથી દેવતાઓ અને અસુરોનો સંહાર કરનારો ઘોર સંગ્રામ થયો. ॥ ૭ ॥

ત્યાર પછી અંગિરા ઋષિએ બ્રહ્માજી પાસે જઈને આ યુદ્ધ રોકવાની પ્રાર્થના કરી. આથી બ્રહ્માજીએ ચન્દ્રમાને બહુ ધમકાવ્યા ફટકાર્યા ત્યારે તારાને તેના પતિ બૃહસ્પતિજીને સોંપી દીધાં. જ્યારે બૃહસ્પતિજીને એ ખબર પડી કે તારા તો ગર્ભવતી છે, ત્યારે તેમણે કહ્યું – ॥ ૮ ॥ 'દુષ્ટ સ્ત્રી! પરપુરુષના સ્થાપેલા ગર્ભને તારે મારા ક્ષેત્રમાંથી જલદી છોડી દેવો જોઈએ, તેનો તુરત ત્યાગ કરી દે. ડરીશ નહીં, હું તને શાપ આપીને ભસ્મ કરતો નથી, કારણ કે એક તો તું સ્ત્રી છે અને બીજું, મને પણ સંતાનની કામના છે. દેવી હોવાને કારણે તું નિર્દોષ પણ છે.' ॥ ૯ ॥ પોતાના પતિની વાત સાંભળીને તારા અત્યંત લજ્જિત થઈ. તેણે સુવર્ણના જેવી કાન્તિવાળો એક બાળક પોતાના ગર્ભથી અલગ કરી દીધો. તે બાળકને જોઈને ચન્દ્રમા અને બૃહસ્પતિ – બન્ને મોહિત થઈ ગયા અને બન્ને તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવવા લાગ્યા. ॥ ૧૦ ॥ હવે તેઓ એક-બીજા સાથે ઉચ્ચસ્વરે વિવાદ કરવા લાગ્યા કે, 'આ પુત્ર મારો મનાય છે, મને મળવો જોઈએ, તમને ન મળે.' ત્યારે ઋષિઓ અને દેવતાઓએ તારાને પૂછ્યું કે 'આ કોનો પુત્ર છે?' પરંતુ લજ્જાવશ તારાએ કોઈ ઉત્તર ન આપ્યો. ॥ ૧૧ ॥ બાળકે પોતાની માતાની જૂઠી લજ્જાથી ક્રોધિત થઈને કહ્યું – 'અરે, તું કહેતી કેમ નથી? તું તારું કુકર્મ મને જલદી બતાવી દે.' ॥ ૧૨ ॥

૧. ઽદગ્રહીદસુરોડુપમ્ । ૨. વિશ્વરાટ્ ।

બ્રહ્મા તાં[1] રહ આહૂય સમપ્રાક્ષીચ્ચ સાન્ત્વયન્ ।
સોમસ્યેત્યાહ શનકૈઃ સોમસ્તં તાવદગ્રહીત્ ॥ ૧૩॥

તે વખતે બ્રહ્માજીએ તારાને એકાંતમાં બોલાવીને ઘણું-ઘણું સમજાવીને પૂછ્યું. ત્યારે તારાએ કહ્યું – 'ચન્દ્રમાનો.' તેથી ચન્દ્રમાએ તે બાળકને લઈ લીધો. ॥ ૧૩ ॥ પરીક્ષિત! બ્રહ્માજીએ તે બાળકનું નામ 'બુધ' રાખ્યું, કેમકે તેની બુદ્ધિ બહુ જ ગંભીર હતી. આવો પુત્ર મળી જવાથી ચંદ્રમાને ખૂબ આનંદ થયો. ॥ ૧૪ ॥

તસ્યાત્મયોનિરકૃત બુધ ઈત્યભિધાં નૃપ ।
બુદ્ધ્યા ગમ્ભીરયા યેન પુત્રેણાપોડુરાણ્મુદમ્ ॥ ૧૪॥

તતઃ પુરૂરવા જજ્ઞે ઈલાયાં ય ઉદાહૃતઃ ।
તસ્ય રૂપગુણૌદાર્યશીલદ્રવિણવિક્રમાન્ ॥ ૧૫॥

શ્રુત્વોર્વશીન્દ્રભવને ગીયમાનાન્ સુરર્ષિણા ।
તદન્તિકમુપેયાય દેવી સ્મરશરાર્દિતા ॥ ૧૬॥

પરીક્ષિત! બુધ દ્વારા ઈલાના ગર્ભથી પુરૂરવાનો જન્મ થયો એ વાત હું તમને પહેલાં કહી ચૂક્યો છું. એક વાર ઈન્દ્રની સભામાં દેવર્ષિ નારદજી પુરૂરવાના રૂપ, ગુણ, ઉદારતા, શીલ-સ્વભાવ, ધન-સંપત્તિ અને પરાક્રમનું ગાન કરી રહ્યા હતા. તે સાંભળીને ઉર્વશીના મનમાં કામભાવનો ઉદય થઈ ગયો અને તેનાથી પીડિત થઈને તે દેવાંગના પુરૂરવા પાસે ચાલી આવી. ॥ ૧૫-૧૬ ॥ જોકે ઉર્વશીને મિત્રાવરુણના શાપથી જ મૃત્યુલોકમાં આવવું પડ્યું હતું છતાં પુરુષશિરોમણિ પુરૂરવા સાક્ષાત્ કામદેવની જ મૂર્તિ જેવા સુંદર છે – આ સાંભળીને સુર-સુંદરી ઉર્વશીએ ધૈર્ય ધારણ કર્યું અને તે તેમની પાસે ચાલી આવી. ॥ ૧૭ ॥ દેવાંગના ઉર્વશીને જોઈને પુરૂરવાનાં નેત્રો હર્ષથી ખીલી ઊઠ્યાં. તેમના શરીરમાં રોમાંચ થઈ ગયો. તેમણે અત્યંત મધુરવાણીથી કહ્યું– ॥ ૧૮ ॥

મિત્રાવરુણયોઃ શાપાદાપન્ના નરલોકતામ્ ।
નિશમ્ય[2] પુરુષશ્રેષ્ઠં કન્દર્પમિવ રૂપિણમ્ ।
ધૃતિં વિષ્ટભ્ય લલના ઉપતસ્થે તદન્તિકે ॥ ૧૭॥

સ તાં વિલોક્ય નૃપતિર્હર્ષેણોત્ફુલ્લલોચનઃ ।
ઉવાચ શ્લક્ષ્ણયા વાચા દેવીં હૃષ્ટતનૂરુહઃ ॥ ૧૮॥

*રાજોવાચ*

સ્વાગતં તે વરારોહે આસ્યતાં કરવામ કિમ્ ।
સંરમસ્વ મયા સાકં[3] રતિર્નો શાશ્વતીઃ સમાઃ ॥ ૧૯॥

રાજા પુરૂરવાએ કહ્યું – સુંદરી! તારું સ્વાગત છે. બેસ, હું તારી શું સેવા કરું? તું મારી સાથે વિહાર કર અને આપણા બન્નેનો આ વિહાર અનંતકાળ સુધી ચાલતો રહે. ॥ ૧૯ ॥

*ઉર્વશ્યુવાચ*

કસ્યાસ્ત્વયિ ન સજ્જેત મનો દૃષ્ટિશ્ચ સુન્દર ।
યદઙ્ગાન્તરમાસાદ્ય ચ્યવતે હ રિરંસયા ॥ ૨૦॥

ઉર્વશીએ કહ્યું – 'રાજન્! તમે સૌંદર્યની મૂર્તિ જેવા છો. ભલા, એવી કોણ કામિની છે, જેની દૃષ્ટિ અને મન તમારામાં આસક્ત ન થઈ જાય? કેમકે તમારી પાસે આવીને મારું મન તમારી સાથે વિલાસની ઈચ્છાથી પોતાનું ધૈર્ય ખોઈ બેઠું છે. ॥ ૨૦ ॥ રાજન્! જે પુરુષ રૂપ-ગુણ વગેરેથી પ્રશંસનીય હોય છે, તે જ સ્ત્રીઓને પસંદ હોય છે. તેથી હું તમારી સાથે અવશ્ય વિહાર કરીશ. પરંતુ મારા પ્રિય મહારાજ! મારી એક શરત છે. હું તમને અનામતના રૂપમાં ઘેટાનાં બે બચ્ચાં સોંપું છું. તમે તેની રક્ષા કરજો. ॥ ૨૧ ॥

એતાવુરણકૌ રાજન્ન્યાસૌ રક્ષસ્વ માનદ ।
સંરંસ્યે ભવતા[4] સાકં શ્લાઘ્યઃ સ્ત્રીણાં વરઃ સ્મૃતઃ ॥ ૨૧॥

---

૧. તારાં સમાહૂય । ૨. નિશામ્ય । ૩. સાર્દ્ધં સુરતિઃ શા૦ । ૪. ત્વા શશ્વચ્છ્લાઘ્યઃ ।

ઘૃતં મે વીર ભક્ષ્યં સ્યાન્નેક્ષે ત્વાઽન્યત્ર મૈથુનાત્ ।
વિવાસસં તત્[1] તથેતિ પ્રતિપેદે મહામનાઃ ॥ ૨૨॥

અહો રૂપમહો ભાવો નરલોકવિમોહનમ્ ।
કો ન સેવેત મનુજો દેવીં ત્વાં સ્વયમાગતામ્ ॥ ૨૩॥

તયા સ પુરુષશ્રેષ્ઠો રમયન્ત્યા યથાર્હતઃ ।
રેમે સુરવિહારેષુ કામં ચૈત્રરથાદિષુ ॥ ૨૪॥

રમમાણસ્તયા દેવ્યા પદ્મકિઞ્જલ્કગન્ધયા ।
તન્મુખામોદમુષિતો મુમુદેઽહર્ગણાન્ બહૂન્ ॥ ૨૫॥

અપશ્યન્નુર્વશીમિન્દ્રો ગન્ધર્વાન્ સમચોદયત્ ।
ઉર્વશીરહિતં મહ્યમાસ્થાનં નાતિશોભતે ॥ ૨૬॥

તે ઉપેત્ય મહારાત્રે તમસિ પ્રત્યુપસ્થિતે ।
ઉર્વશ્યા ઉરણૌ જહ્રુર્ન્યસ્તૌ રાજનિ જાયયા ॥ ૨૭॥

નિશમ્યાક્રન્દિતં દેવી પુત્રયોર્નીયમાનયોઃ ।
હતાસ્મ્યહં કુનાથેન નપુંસા વીરમાનિના ॥ ૨૮॥

યદ્વિશ્રમ્ભાદહં નષ્ટા હૃતાપત્યા ચ દસ્યુભિઃ ।
યઃ શેતે નિશિ સન્ત્રસ્તો યથા નારી દિવા પુમાન્ ॥ ૨૯॥

ઇતિ વાક્સાયકૈર્વિદ્ધઃ પ્રતોત્ત્રૈરિવ કુઞ્જરઃ ।
નિશિ નિસ્ત્રિંશમાદાય વિવસ્ત્રોઽભ્યદ્રવદ્ રુષા ॥ ૩૦॥

તે વિસૃજ્યોરણૌ તત્ર વ્યદ્યોતન્ત સ્મ વિદ્યુતઃ[2] ।
આદાય મેષાવાયાન્તં નગ્નમૈક્ષત સા પતિમ્ ॥ ૩૧॥

ઐલોઽપિ શયને જાયામપશ્યન્ વિમના ઇવ ।
તચ્ચિત્તો વિહ્વલઃ[3] શોચન્ બભ્રામોન્મત્તવન્મહીમ્ ॥ ૩૨॥

વીરશિરોમણિ! હું માત્ર ઘીનો જ આહાર કરીશ અને સહવાસ સિવાય બીજા કોઈ પણ સમયે હું તમને વસ્ત્રથી વિભૂષિત જ જોઈશ.' પરમ મનસ્વી પુરૂરવાએ 'બહુ સારું' એમ કહી તેની શરત સ્વીકારી લીધી. ॥ ૨૨ ॥ અને ફરી ઉર્વશીએ કહ્યું, 'તમારું આ સૌંદર્ય અદ્‌ભુત છે.' પુરૂરવાએ કહ્યું – 'દેવી! તમારો ભાવ અલૌકિક છે, એ તો સમસ્ત માનવસૃષ્ટિને મોહિત કરનારો છે. અને હે દેવી! કૃપા કરીને તમે સ્વયં અહીં આવ્યાં છો. પછી, એવો કોણ મનુષ્ય છે જે તમને ન સ્વીકારે? ॥ ૨૩ ॥

પરીક્ષિત! ત્યારે ઉર્વશી કામશાસ્ત્ર પ્રમાણે પુરુષશ્રેષ્ઠ પુરૂરવા સાથે વિહાર કરવા લાગી. એ બન્ને દેવતાઓનાં વિહાર-સ્થાનો ચૈત્રરથ, નન્દનવન વગેરે ઉપવનોમાં સ્વચ્છન્દ વિહાર કરવા લાગ્યાં. ॥ ૨૪ ॥ દેવી ઉર્વશીના અંગમાંથી કમલ-કેસર જેવી સુગંધ નીકળતી હતી. તેની સાથે રાજા પુરૂરવાએ ઘણા વર્ષો સુધી આનંદ-વિહાર કર્યો. તેઓ ઉર્વશીનું સુવાસિત મુખ જોઈને પોતાની સૂધ-બૂધ ખોઈ બેઠા હતા. ॥ ૨૫ ॥ અહીં સ્વર્ગમાં જ્યારે ઇન્દ્રએ ઉર્વશીને જોઈ નહીં ત્યારે તેને લાવવા માટે ઇન્દ્રએ ગન્ધર્વોને મોકલ્યા અને કહ્યું – 'ઉર્વશી વિના મને આ સ્વર્ગનો સભામંડપ નીરસ લાગે છે.' ॥ ૨૬ ॥ તે ગન્ધર્વો મધ્યરાત્રિના ઘોર અંધકારમાં ત્યાં ગયા અને રાજાની પાસે અનામત તરીકે રાખેલાં બે ઘેટાં ચોરીને ભાગી ગયા. ॥ ૨૭ ॥ ઉર્વશીએ જ્યારે ગન્ધર્વો દ્વારા લઈ જવાતાં પોતાના પુત્ર જેવા પ્રિય બે ઘેટાંઓની બેં-બેં સાંભળી ત્યારે તે બોલી ઊઠી કે, 'અરે, આ કાયરને મારો સ્વામી બનાવીને હું મરાઈ ગઈ. આ નપુંસક પોતાને મોટો વીર માને છે. આ મારાં ઘેટાંને પણ ન બચાવી શક્યો. ॥ ૨૮ ॥ આના પર વિશ્વાસ મૂકવાને લીધે લુટારુઓ મારા બચ્ચાંને લૂંટીને લઈ જઈ રહ્યા છે. હું તો મરી ગઈ. જુઓ તો ખરા! આ દિવસે તો પુરુષ જેવો છે પરંતુ રાત્રિના સમયે સ્ત્રીઓની જેમ ડરપોક થઈને સૂઈ રહે છે.' ॥ ૨૯ ॥ પરીક્ષિત! જેમ હાથીને કોઈ અંકુશથી વીંધી નાખે તે જ રીતે ઉર્વશીએ તેનાં વાગ્બાણોથી રાજાને વીંધી નાખ્યો. રાજા પુરૂરવાને અત્યંત ક્રોધ આવ્યો અને હાથમાં તલવાર લઈને જે અવસ્થામાં સૂતા હતા તે જ અવસ્થામાં તેઓ તે તરફ દોડી ગયા. ॥ ૩૦ ॥ ગન્ધર્વોએ રાજાને આવતા જોઈને તે ઘેટાંઓને તો ત્યાં છોડી દીધાં અને સ્વયં વીજળીની જેમ પ્રકાશ પાથરવા લાગ્યા. જ્યારે રાજા પુરૂરવા ઘેટાંને લઈને પાછા આવ્યા ત્યારે ઉર્વશીએ તે પ્રકાશમાં રાજાને વસ્ત્રાભૂષણ ધારણ કર્યા વિનાની અવસ્થામાં જોઈ લીધા. (બસ, તે તુરત જ તેમને છોડીને ચાલી ગઈ.) ॥ ૩૧ ॥

(પરીક્ષિત! રાજા પુરૂરવાએ જ્યારે પોતાના શયનખંડમાં પોતાની પ્રિયતમા ઉર્વશીને જોઈ નહીં તો તેઓ ઉદાસ થઈ ગયા. તેમનું ચિત્ત ઉર્વશીમાં જ રહેલું હતું. તેઓ ઉર્વશી માટે શોકમગ્ન થઈ ગયા અને ઉન્મત્તની જેમ પૃથ્વી પર આમ-તેમ

૧. તથા વેતિ । ૨. વિક્ષતાઃ । ૩. વિકલવઃ ।

સ તાં વીક્ષ્ય કુરુક્ષેત્રે સરસ્વત્યાં ચ તત્સખીઃ ।
પઞ્ચ પ્રહૃષ્ટવદનાઃ પ્રાહ સૂક્તં પુરૂરવાઃ ॥ ૩૩॥

અહો જાયે તિષ્ઠ તિષ્ઠ ઘોરે ન ત્યક્તુમર્હસિ ।
માં ત્વમદ્યાપ્યનિર્વૃત્ય વચાંસિ કૃણવાવહૈ ॥ ૩૪॥

સુદેહોઽયં પતત્યત્ર દેવિ દૂરં હૃતસ્ત્વયા[1] ।
ખાદન્ત્યેનં વૃકા ગૃધ્રાસ્ત્વત્પ્રસાદસ્ય નાસ્પદમ્ ॥ ૩૫॥

*ઉર્વશ્યુવાચ*

મા મૃથાઃ પુરુષોઽસિ ત્વં મા સ્મ ત્વાઽદ્યુર્વૃકા ઇમે ।
ક્વાપિ સખ્યં ન વૈ સ્ત્રીણાં વૃકાણાં હૃદયં યથા ॥ ૩૬॥

સ્ત્રિયો હ્યકરુણાઃ ક્રૂરા દુર્મર્ષાઃ[2] પ્રિયસાહસાઃ ।
ઘ્નન્ત્યલ્પાર્થેઽપિ વિશ્રબ્ધં પતિં ભ્રાતરમપ્યુત ॥ ૩૭॥

વિધાયાલીકવિશ્રમ્ભમજ્ઞેષુ ત્યક્તસૌહૃદાઃ ।
નવં નવમભીપ્સન્ત્યઃ પુંશ્ચલ્યઃ સ્વૈરવૃત્તયઃ ॥ ૩૮॥

સંવત્સરાન્તે હિ ભવાનેકરાત્રં મયેશ્વર ।
વત્સ્યત્યપત્યાનિ ચ તે ભવિષ્યન્ત્યપરાણિ ભોઃ ॥ ૩૯॥

અન્તર્વત્નીમુપાલક્ષ્ય દેવીં સ પ્રયયૌ પુરમ્ ।
પુનસ્તત્ર ગતોઽબ્દાન્તે ઉર્વશીં વીરમાતરમ્ ॥ ૪૦॥

ઉપલભ્ય મુદા યુક્તઃ સમુવાસ[3] તયા નિશામ્ ।
અથૈનમુર્વશી પ્રાહ કૃપણં વિરહાતુરમ્ ॥ ૪૧॥

ગન્ધર્વાનુપધાવેમાંસ્તુભ્યં દાસ્યન્તિ મામિતિ ।
તસ્ય સંસ્તુવતસ્તુષ્ટા અગ્નિસ્થાલીં દદુર્નૃપ ।
ઉર્વશીં મન્યમાનસ્તાં સોઽબુધ્યત ચરન્ વને ॥ ૪૨॥

ભટકવા લાગ્યા ॥ ૩૨ ॥ એક દિવસ કુરુક્ષેત્રમાં સરસ્વતી નદીના કિનારે ઉર્વશી અને તેની પાંચ પ્રસન્નવદના સખીઓને તેમણે જોઈ અને ખૂબ મધુર વાણીમાં કહ્યું– ॥ ૩૩ ॥ 'પ્રિયા! ક્ષણભર ઊભી રહે. એક વાર મારી વાત માની લે. નિષ્ઠુર! હવે આજે તો મને સુખી કર્યા વિના જઈશ નહીં. આવ, આપણે બન્ને કંઈક વાતો તો કરી લઈએ. ॥ ૩૪ ॥ દેવી! હવે આ શરીર પર તારી કૃપાદૃષ્ટિ રહી નથી, તેથી તેને તેં દૂર ફેંકી દીધું છે. તેથી મારું આ સુંદર શરીર હવે અહીં જ ઢગલો થઈ જશે અને ગીધ-વરુઓ તેને ખાઈ જશે.' ॥ ૩૫ ॥

**ઉર્વશીએ કહ્યું** – રાજન્! તમે પુરુષ છો. આ પ્રમાણે મરશો નહિ. જુઓ, આ વરુઓ ખરેખર તમને ખાઈ ન જાય! સ્ત્રીઓ કોઈની મિત્ર હોતી નથી. સ્ત્રીઓનું હૃદય અને વરુઓનું હૃદય બિલકુલ એકસરખું હોય છે. ॥ ૩૬ ॥ સ્ત્રીઓ નિર્દય હોય છે. ક્રૂરતા તો તેમનામાં સ્વાભાવિક રીતે જ હોય છે. નાની સરખી વાતમાં ચિડાઈ જાય છે અને પોતાનાં સુખ માટે મોટાં-મોટાં સાહસનાં કામ કરી બેસે છે. થોડા સરખા સ્વાર્થ માટે વિશ્વાસ આપીને પોતાના પતિ અને ભાઈઓને મારી નાખે છે. ॥ ૩૭ ॥ એમના હૃદયમાં સુહૃદભાવ તો હોતો જ નથી. ભલા-ભોળા લોકોને ખોટો-ખરો વિશ્વાસ આપીને રહેંસી નાખે છે અને નવા-નવા પુરુષોની લાલચમાં કુલટા અને સ્વેચ્છાચારી બની જાય છે. ॥ ૩૮ ॥ રાજન્! તમે ધૈર્ય ધારણ કરો. તમે રાજેશ્વર છો. ગભરાઓ નહીં. દર વર્ષે એક રાત તમે મારી સાથે રહેશો, ત્યારે મારાથી બીજાં સંતાનો તમને પ્રાપ્ત થશે. ॥ ૩૯ ॥

રાજા પુરૂરવાએ જોયું કે, ઉર્વશી ગર્ભવતી છે, તેથી તેઓ પોતાની રાજધાનીમાં પાછા વળ્યા. એક વર્ષ પછી પાછા ત્યાં ગયા. ત્યારે ઉર્વશી એક વીર પુત્રની માતા બની ચૂકી હતી. ॥ ૪૦ ॥ ઉર્વશીના મળવાથી પુરૂરવાને બહુ આનંદ થયો અને એક રાત તેઓ તેની સાથે રહ્યા. પ્રાતઃકાળમાં જ્યારે તેઓ વિદાય થવા લાગ્યા ત્યારે વિરહના દુઃખથી તેઓ અત્યંત રાંક બની ગયા. ઉર્વશીએ તેમને કહ્યું– ॥ ૪૧ ॥ 'તમે આ ગન્ધર્વોની સ્તુતિ કરો, ઇચ્છે તો તેઓ તમારા હાથમાં મને સોંપી શકે છે. ત્યારે રાજાએ ગન્ધર્વોની સ્તુતિ કરી. પરીક્ષિત! રાજા પુરૂરવાની સ્તુતિથી પ્રસન્ન થઈને ગન્ધર્વોએ તેમને એક અગ્નિ-સ્થાલી એટલે કે અગ્નિ સ્થાપન કરવાનું પાત્ર આપ્યું. રાજા તેને જ ઉર્વશી સમજ્યા, તેથી તેને હૃદય સાથે લગાડીને એક વનથી બીજા વનમાં ઘૂમવા લાગ્યા. ॥ ૪૨ ॥

૧. ત્વયા હૃતઃ । ૨. દુર્મુખાઃ । ૩. સ ઉવાસ ।

સ્થાલીં ન્યસ્ય વને ગત્વા ગૃહાનાધ્યાયતો નિશિ ।
ત્રેતાયાં સમ્પ્રવૃત્તાયાં મનસિ ત્રય્યવર્તત ॥૪૩॥

સ્થાલીસ્થાનં ગતોઽશ્વત્થં શમીગર્ભં વિલક્ષ્ય[1] સઃ ।
તેન દ્વે અરણી કૃત્વા ઉર્વશીલોકકામ્યયા ॥૪૪॥

ઉર્વશીં મન્ત્રતો ધ્યાયન્નધરારણિમુત્તરામ્ ।
આત્માનમુભયોર્મધ્યે યત્તત્પ્રજનનં પ્રભુઃ ॥૪૫॥

તસ્ય નિર્મન્થનાજ્જાતો જાતવેદા વિભાવસુઃ ।
ત્રય્યા સ વિદ્યયા રાજ્ઞા પુત્રત્વે કલ્પિતસ્ત્રિવૃત્ ॥૪૬॥

તેનાયજત યજ્ઞેશં[2] ભગવન્તમધોક્ષજમ્ ।
ઉર્વશીલોકમન્વિચ્છન્ સર્વદેવમયં હરિમ્ ॥૪૭॥

એક એવ પુરા વેદઃ પ્રણવઃ સર્વવાઙ્મયઃ ।
દેવો નારાયણો નાન્ય એકોઽગ્નિર્વર્ણ એવ ચ ॥૪૮॥

પુરૂરવસ એવાસીત્ત્રયી ત્રેતામુખે નૃપ ।
અગ્નિના પ્રજયા રાજા લોકં ગાન્ધર્વમેયિવાન્ ॥૪૯॥

જ્યારે તેમને ભાન આવ્યું ત્યારે તેઓ તે સ્થાલી (પાત્ર)ને વનમાં છોડીને પોતાના નગરમાં પાછા આવ્યા અને રાત્રિના સમયે ઉર્વશીનું ધ્યાન કરતા રહ્યા. આ રીતે જ્યારે ત્રેતાયુગનો પ્રારંભ થયો, ત્યારે તેમના હૃદયમાં ત્રણે વેદ પ્રગટ થયા. ॥ ૪૩ ॥ પછી તેઓ તે સ્થાન પર ગયા, જ્યાં તેમણે અગ્નિપાત્ર છોડ્યું હતું. હવે તે સ્થાન પર શમીવૃક્ષના ગર્ભમાં એક પીપળાનું વૃક્ષ ઊગી નીકળ્યું હતું, તેને જોઈને તેમણે તેનાથી બે અરણિ-કાષ્ઠ બનાવ્યાં. પછી તેમણે ઉર્વશીલોકની કામનાથી નીચેના અરણિને ઉર્વશી અને ઉપરના અરણિને પુરૂરવા અને વચ્ચેના કાષ્ઠને પુત્રરૂપે ચિંતન કરતા રહીને અગ્નિ પ્રજ્જ્વલિત કરનારા મંત્રોથી મંથન કર્યું. ॥ ૪૪-૪૫ ॥ તેમના મંથનથી 'જાતવેદા' નામનો અગ્નિ પ્રગટ થયો. રાજા પુરૂરવાએ અગ્નિદેવતાને ત્રયીવિદ્યા દ્વારા આહ્વનીય, ગાર્હપત્ય અને દક્ષિણાગ્નિ – આ ત્રણ ભાગમાં વિભક્ત કરીને પુત્રરૂપે સ્વીકાર કરી લીધો. ॥ ૪૬ ॥ પછી ઉર્વશીલોકની ઇચ્છાથી પુરૂરવાએ તે ત્રણે અગ્નિઓ દ્વારા સર્વદેવસ્વરૂપ ઇન્દ્રિયાતીત અગ્નિપતિ ભગવાન શ્રીહરિનું યજન કર્યું. ॥ ૪૭ ॥

પરીક્ષિત! ત્રેતાયુગ પહેલાં સત્યયુગમાં એકમાત્ર પ્રણવ (ૐકાર) જ વેદ હતો. બધા વેદ-શાસ્ત્રો તેના જ અંતર્ભૂત હતાં. દેવતા એકમાત્ર નારાયણ હતા, બીજું કોઈ ન હતું. અગ્નિ પણ ત્રણ નહીં, માત્ર એક જ હતો અને વર્ણ પણ માત્ર એક હંસ જ હતો. ॥ ૪૮ ॥ પરીક્ષિત! ત્રેતાના પ્રારંભમાં પુરૂરવાથી જ વેદત્રયી અને અગ્નિત્રયીનો આવિર્ભાવ થયો. રાજા પુરૂરવાએ અગ્નિનો સંતાનરૂપે સ્વીકાર કરીને ગંધર્વલોકની પ્રાપ્તિ કરી. ॥ ૪૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે ઐલોપાખ્યાને[3] ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

નવમા સ્કંધ-અંતર્ગત ઐલ-ઉપાખ્યાનમાંનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

=★=

# પંદરમો અધ્યાય

## ઋચીક, જમદગ્નિ અને પરશુરામજીનું ચરિત્ર

*શ્રીશુક[4] ઉવાચ*

ઐલસ્ય ચોર્વશીગર્ભાત્ષડાસન્નાત્મજા નૃપ ।
આયુઃ શ્રુતાયુઃ સત્યાયૂ રયોઽથ વિજયો જયઃ ॥૧॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! ઉર્વશીના ગર્ભથી પુરૂરવાના છ પુત્રો થયા – આયુ, શ્રુતાયુ, સત્યાયુ, રય, વિજય અને જય. ॥ ૧ ॥

૧. વિલોક્ય । ૨. દેવેશં । ૩. પ્રાચીન પ્રતમાં આના પહેલાં 'સોમવંશે' એટલો પાઠ વધુ છે । ૪. બાદરાયણિરુવાચ ।

શ્રુતાયોર્વસુમાન્ પુત્રઃ સત્યાયોશ્ચ શ્રુતઞ્જયઃ ।
રયસ્ય સુત એકશ્ચ જયસ્ય તનયોઽમિતઃ ॥ ૨॥

શ્રુતાયુનો પુત્ર વસુમાન્ હતો, સત્યાયુનો શ્રુતંજય, રયનો એક નામનો તથા જયનો અમિત. ॥ ૨ ॥ વિજયનો ભીમ, ભીમનો કાંચન, કાંચનનો હોત્ર અને હોત્રનો પુત્ર હતો જહ્નુ – આ જહ્નુ તે જ હતા, જેઓ ગંગાજીને પોતાની અંજલિમાં લઈને પી ગયા હતા. જહ્નુનો પુત્ર હતો પૂરુ, પૂરુનો બલાક અને બલાકનો અજક. ॥ ૩ ॥ અજકનો કુશ હતો. કુશના ચાર પુત્રો હતા – કુશાંબુ, તનય, વસુ અને કુશનાભ. આમનામાં કુશાંબુના પુત્ર ગાધિ થયા. ॥ ૪ ॥

ભીમસ્તુ વિજયસ્યાથ કાઞ્ચનો હોત્રકસ્તતઃ ।
તસ્ય જહ્નુઃ સુતો ગઙ્ગાં ગણ્ડૂષીકૃત્ય યોઽપિબત્ ।
જહ્નોસ્તુ પૂરુસ્તત્પુત્રો બલાકશ્ચાત્મજોઽજકઃ ॥ ૩॥

તતઃ કુશઃ કુશસ્યાપિ કુશામ્બુસ્તનયો[1] વસુઃ ।
કુશનાભશ્ચ ચત્વારો ગાધિરાસીત્કુશામ્બુજઃ ॥ ૪॥

તસ્ય સત્યવતીં કન્યામૃચીકોઽયાચત દ્વિજઃ ।
વરં વિસદૃશં મત્વા ગાધિર્ભાર્ગવમબ્રવીત્ ॥ ૫॥

એકતઃ શ્યામકર્ણાનાં હયાનાં ચન્દ્રવર્ચસામ્ ।
સહસ્રં દીયતાં શુલ્કં કન્યાયાઃ કુશિકા વયમ્ ॥ ૬॥

ઇત્યુક્તસ્તન્મતં જ્ઞાત્વા ગતઃ સ વરુણાન્તિકમ્ ।
આનીય દત્ત્વા તાનશ્વાનુપયેમે વરાનનામ્ ॥ ૭॥

સ ઋષિઃ પ્રાર્થિતઃ પત્ન્યા શ્વશ્ર્વા ચાપત્યકામ્યયા ।
શ્રપયિત્વોભયૈર્મન્ત્રૈશ્ચરું સ્નાતું ગતો મુનિઃ ॥ ૮॥

તાવત્સત્યવતી માત્રા સ્વચરું[2] યાચિતા સતી ।
શ્રેષ્ઠં મત્વા તયાઽયચ્છન્માત્રે[3] માતુરદત્સ્વયમ્ ॥ ૯॥

તદ્ વિજ્ઞાય મુનિઃ પ્રાહ પત્નીં કષ્ટમકારષીઃ ।
ઘોરો દણ્ડધરઃ પુત્રો ભ્રાતા તે બ્રહ્મવિત્તમઃ ॥ ૧૦॥

પ્રસાદિતઃ સત્યવત્યા મૈવં ભૂદિતિ ભાર્ગવઃ ।
અથ તર્હિ ભવેત્પૌત્રો જમદગ્નિસ્તતોઽભવત્ ॥ ૧૧॥

સા ચાભૂત્સુમહાપુણ્યા કૌશિકી લોકપાવની ।
રેણોઃ સુતાં રેણુકાં વૈ જમદગ્નિરુવાહ યામ્ ॥ ૧૨॥

પરીક્ષિત! ગાધિની કન્યાનું નામ સત્યવતી હતું. ઋચીક ઋષિએ ગાધિ પાસે તેમની કન્યાની માગણી કરી. ગાધિએ તેમને તેમની કન્યાને યોગ્ય ન માનીને ઋચીકને કહ્યું - ॥ ૫ ॥ 'મુનિવર! અમે લોકો કુશિક-વંશના છીએ. અમારી કન્યા મળવી મુશ્કેલ છે. તેથી તમે એક હજાર એવા ઘોડા લાવીને મને કીમતરૂપે આપો, કે જેમનું પૂરું શરીર તો શ્વેત હોય પરંતુ તેમનો એક-એક કાન શ્યામવર્ણનો હોય.' ॥ ૬ ॥ જ્યારે ગાધિએ આવી વાત કહી ત્યારે ઋચીક મુનિ તેમનો આશય સમજી ગયા અને વરુણ પાસે જઈને તેવા જ ઘોડા લઈ આવ્યા અને તે ગાધિને આપીને તેમની કન્યા સત્યવતી સાથે લગ્ન કરી લીધાં. ॥ ૭ ॥ એકવાર મહર્ષિ ઋચીક પાસે તેમની પત્ની અને સાસુ બન્નેએ પુત્રપ્રાપ્તિ માટે પ્રાર્થના કરી. મહર્ષિ ઋચીકે તેમની પ્રાર્થના સ્વીકારીને બન્ને માટે અલગ-અલગ મંત્રોથી ચરુ સિદ્ધ કર્યો અને સ્નાન કરવા ચાલ્યા ગયા. ॥ ૮ ॥ ઋષિએ તેમની પત્ની માટે શ્રેષ્ઠ ચરુ સિદ્ધ કર્યો હશે એવું સમજીને સત્યવતીના માએ તે ચરુ સત્યવતી પાસેથી માંગી લીધો. સત્યવતીએ પોતાનો ચરુ તો માને આપી દીધો અને માનો ચરુ તે પોતે ખાઈ ગઈ. ॥ ૯ ॥ જ્યારે ઋચીક મુનિને આ વાતની ખબર પડી ત્યારે તેમણે સત્યવતીને કહ્યું, 'તેં ભારે અનર્થ કરી નાખ્યો. હવે તારો પુત્ર તો લોકોને દંડ દેનારો અને ઘોર પ્રકૃતિનો થશે અને તારો ભાઈ એક બ્રહ્મવેત્તા થશે.' ॥ ૧૦ ॥ સત્યવતીએ ઋચીક મુનિને પ્રસન્ન કરીને પ્રાર્થના કરી કે, 'સ્વામી! આમ ન થવું જોઈએ.' ત્યારે તેમણે કહ્યું – 'સારું. પુત્રના બદલે તારો પૌત્ર તેવો (ઘોર પ્રકૃતિનો) થશે.' સમય પર સત્યવતીના ગર્ભથી જમદગ્નિનો જન્મ થયો. ॥ ૧૧ ॥ સત્યવતી સમસ્ત લોકોને પવિત્ર કરનાર પરમ પુણ્યમયી 'કૌશિકી' નદી બની ગઈ. રેણુઋષિની કન્યા રેણુકા સાથે જમદગ્નિ ઋષિએ લગ્ન કર્યાં. ॥ ૧૨ ॥

૧. કુશામ્બુર્મૂર્તયો । ૨. સા ચરું । ૩. તુ સા ચ૦ ।

તસ્યાં વૈ ભાર્ગવઋષેઃ સુતા વસુમદાદયઃ ।
યવીયાઞ્જજ્ઞ એતેષાં રામ ઈત્યભિવિશ્રુતઃ ॥ ૧૩॥

યમાહુર્વાસુદેવાંશં હૈહયાનાં કુલાન્તકમ્ ।
ત્રિઃસપ્તકૃત્વો ય ઈમાં ચક્રે નિઃક્ષત્રિયાં મહીમ્ ॥ ૧૪॥

દુષ્ટં ક્ષત્રં ભુવો ભારમબ્રહ્મણ્યમનીનશત્[1] ।
રજસ્તમોવૃતમહન્ફલ્ગુન્યપિ કૃતેંઽહસિ ॥ ૧૫॥

રાજોવાચ

કિં તદંહો ભગવતો રાજન્યૈરજિતાત્મભિઃ ।
કૃતં યેન કુલં નષ્ટં ક્ષત્રિયાણામભીક્ષ્ણશઃ ॥ ૧૬॥

શ્રીશુક[2] ઉવાચ

હૈહયાનામધિપતિરર્જુનઃ ક્ષત્રિયર્ષભઃ ।
દત્તં નારાયણસ્યાંશમારાધ્ય પરિકર્મભિઃ ॥ ૧૭॥

બાહૂન્[3] દશશતં લેભે દુર્ધર્ષત્વમરાતિષુ ।
અવ્યાહતેન્દ્રિયૌજઃશ્રીતેજોવીર્યયશોબલમ્[4] ॥ ૧૮॥

યોગેશ્વરત્વમૈશ્વર્યં ગુણા યત્રાણિમાદયઃ ।
ચચારાવ્યાહતગતિર્લોકેષુ પવનો યથા ॥ ૧૯॥

સ્ત્રીરત્નૈરાવૃતઃ ક્રીડન્ રેવામ્ભસિ મદોત્કટઃ ।
વૈજયન્તીં સ્રજં બિભ્રદ્ રુરોધ સરિતં ભુજૈઃ ॥ ૨૦॥

વિપ્લાવિતં સ્વશિબિરં પ્રતિસ્રોતઃસરિજ્જલૈઃ ।
નામૃષ્યત્તસ્ય તદ્ વીર્યં વીરમાની દશાનનઃ ॥ ૨૧॥

ગૃહીતો લીલયા સ્ત્રીણાં સમક્ષં કૃતકિલ્બિષઃ ।
માહિષ્મત્યાં સંનિરુદ્ધો મુક્તો યેન કપિર્યથા ॥ ૨૨॥

રેણુકાના ગર્ભથી જમદગ્નિ ઋષિના વસુમાન વગેરે ઘણા પુત્રો થયા. તેમનામાં પરશુરામજી સૌથી નાના હતા. તેમની કીર્તિ સંપૂર્ણ સંસારમાં પ્રસિદ્ધ છે. ॥ ૧૩ ॥ કહે છે કે, હૈહયવંશનો અંત કરવા માટે સ્વયં ભગવાને જ પરશુરામના રૂપમાં અંશાવતાર લીધો હતો. તેમણે આ પૃથ્વીને એકવીસ વાર નિઃક્ષત્રિય કરી હતી. ॥ ૧૪ ॥ જોકે ક્ષત્રિયોનો અપરાધ તો થોડો હતો, પરંતુ તેઓ બ્રાહ્મણો સાથે વેર રાખતા હતા અને સ્વભાવે દુષ્ટ, બ્રાહ્મણોના અભક્ત, રજોગુણી અને ખાસ કરીને તમોગુણી બની ગયા હતા. આ જ કારણે તેઓ પૃથ્વીને ભારરૂપ બની ગયા હતા અને એના ફળસ્વરૂપે ભગવાન પરશુરામે તેમનો નાશ કરીને પૃથ્વીનો ભાર ઉતારી દીધો. ॥ ૧૫ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! ખરેખર એ સમયના ક્ષત્રિયો વિષયલોલુપ થઈ ગયા હતા; પરંતુ તેમણે પરશુરામજીનો એવો કયો અપરાધ કરી નાંખ્યો, જેના કારણે તેમણે વારંવાર ક્ષત્રિયોના વંશનો સંહાર કર્યો? ॥ ૧૬ ॥

**શ્રીશુકદેવજી કહેવા લાગ્યા** – પરીક્ષિત! તે સમયમાં હૈહયવંશનો અધિપતિ અર્જુન હતો. તે એક શ્રેષ્ઠ ક્ષત્રિય હતો. તેણે અનેક પ્રકારની સેવા-શુશ્રૂષા કરીને ભગવાન નારાયણના અંશાવતાર દત્તાત્રેયજીને પ્રસન્ન કરી લીધા અને તેમની પાસે એક હજાર ભુજાઓ તથા કોઈ પણ શત્રુ યુદ્ધમાં પરાજિત કરી ન શકે એવું વરદાન પ્રાપ્ત કરી લીધું. સાથે-સાથે ઈન્દ્રિયોમાં અપાર બળ, અતુલ સંપત્તિ, તેજસ્વિતા, વીરતા, કીર્તિ અને શારીરિક બળ પણ તેણે દત્તાત્રેય ભગવાનની કૃપાથી પ્રાપ્ત કરી લીધાં હતાં. ॥ ૧૭-૧૮ ॥ તે યોગેશ્વર બની ગયો હતો. તેનામાં એવું ઐશ્વર્ય હતું કે તે સૂક્ષ્મથી સૂક્ષ્મ, સ્થૂળથી સ્થૂળ રૂપ ધારણ કરી લેતો હતો. બધી સિદ્ધિઓ તેને પ્રાપ્ત હતી. તે સંસારમાં વાયુની જેમ વિના અવરોધ વિચરતો હતો. ॥ ૧૯ ॥ એકવાર ગળામાં વૈજયંતી માળા પહેરીને સહસ્રબાહુ અર્જુન ઘણી-બધી સુંદરીઓ સાથે નર્મદા નદીમાં જલ-વિહાર કરી રહ્યો હતો. તે સમયે મદમસ્ત સહસ્રબાહુએ પોતાની ભુજાઓથી નદીનો પ્રવાહ રોકી લીધો. ॥ ૨૦ ॥ દશમુખ રાવણની છાવણી પણ ત્યાં ક્યાંક પાસે જ હતી. નદીનો પ્રવાહ ઉલટો વહેવા લાગ્યો જેથી રાવણની છાવણી ડૂબવા લાગી. રાવણ પોતાને બહુ મોટો બળવાન તો માનતો જ હતો, તેથી સહસ્રબાહુનું આ પરાક્રમ તે સાંખી શક્યો નહિ. ॥ ૨૧ ॥ જ્યારે રાવણ સહસ્રબાહુ પાસે જઈને ગમે તેમ બોલવા લાગ્યો, ત્યારે સહસ્રબાહુએ સ્ત્રીઓની સામે જ સહજતાથી રાવણને પકડી લીધો અને પોતાની રાજધાની માહિષ્મતીમાં લઈ જઈને વાંદરાની જેમ પૂરી દીધો. પાછળથી પુલસ્ત્યજીના કહેવાથી

૧. ભ્મુપાહરત્ । ૨. બાદરાયણિરુવાચ । ૩. બાહોર્દશ૦ । ૪. ભ્યશોઽતુલમ્ ।

સ એકદા તુ મૃગયાં વિચરન્ વિપિને[1] વને ।
યદૃચ્છયાઽઽશ્રમપદં જમદગ્નેરુપાવિશત્ ॥ ૨૩॥

તસ્મૈ સ નરદેવાય મુનિરર્હણમાહરત્ ।
સસૈન્યામાત્યવાહાય હવિષ્મત્યા તપોધનઃ ॥ ૨૪॥

સ[2] વીરસ્તત્ર તદ્ દૃષ્ટ્વા આત્મૈશ્વર્યાતિશાયનમ્ ।
તન્નાદ્રિયતાગ્નિહોત્ર્યાં સાભિલાષઃ સ હૈહયઃ ॥ ૨૫॥

હવિર્ધાનીમૃષેર્દર્પાન્નરાન્ હર્તુમચોદયત્ ।
તે ચ માહિષ્મતીં નિન્યુઃ સવત્સાં ક્રન્દતીં બલાત્ ॥ ૨૬॥

અથ રાજનિ નિર્યાતે રામ આશ્રમ આગતઃ ।
શ્રુત્વા તત્[3] તસ્ય દૌરાત્મ્યં ચુક્રોધાહિરિવાહતઃ ॥ ૨૭॥

ઘોરમાદાય[4] પરશું સતૂણં ચર્મ કાર્મુકમ્ ।
અન્વધાવત દુર્ધર્ષો[5] મૃગેન્દ્ર ઇવ યૂથપમ્ ॥ ૨૮॥

તમાપતન્તં ભૃગુવર્યમોજસા
ધનુર્ધરં બાણપરશ્વધાયુધમ્ ।
ઐણેયચર્મામ્બરમર્કધામભિ-
ર્યુતં જટાભિર્દદૃશે પુરીં વિશન્ ॥ ૨૯॥

અચોદયદ્ધસ્તિરથાશ્વપત્તિભિ-
ર્ગદાસિબાણર્ષ્ટિશતઘ્નિશક્તિભિઃ ।
અક્ષૌહિણીઃ સપ્તદશાતિભીષણા-
સ્તા રામ એકો ભગવાનસૂદયત્ ॥ ૩૦॥

યતો યતોઽસૌ પ્રહરત્પરશ્વધો
મનોઽનિલૌજાઃ પરચક્રસૂદનઃ ।
તતસ્તતશ્છિન્નભુજોરુકન્ધરા
નિપેતુરુર્વ્યાં હતસૂતવાહનાઃ ॥ ૩૧॥

તેમણે રાવણને છોડી દીધો. ॥ ૨૨ ॥

એક દિવસ સહસ્રબાહુ અર્જુન શિકાર કરવા માટે વિશાળ અને ઘોર જંગલમાં નીકળી ગયો. દૈવવશ તે જમદગ્નિ મુનિના આશ્રમ પર જઈ પહોંચ્યો. ॥ ૨૩ ॥ પરમ તપસ્વી જમદગ્નિ મુનિના આશ્રમમાં કામધેનુ રહેતી હતી. કામધેનુના પ્રભાવથી જમદગ્નિ મુનિએ સેના, મંત્રીઓ અને વાહનો સાથે આવેલા હૈહયાધિપતિનો ભારે આદર-સત્કાર કર્યો. ॥ ૨૪ ॥ વીર હૈહયાધિપતિએ જોયું કે, જમદગ્નિ મુનિનું ઐશ્વર્ય તો મારાથી પણ ચઢિયાતું છે. તેથી મુનિના સ્વાગત સત્કારને આદર ન આપતાં કામધેનુને લઈ લેવાનો મનસૂબો કર્યો. ॥ ૨૫ ॥ તેણે અભિમાનવશ જમદગ્નિ મુનિ પાસે માગ્યા વિના જ, પોતાના સેવકોને આજ્ઞા કરી કે, કામધેનુને આંચકીને સાથે લઈ ચાલો. તેની આજ્ઞાથી તેના સેવકો વાછરડા સાથે 'બાં-બાં' ભાંભરતી કામધેનુને બળપૂર્વક માહિષ્મતી પુરી લઈ ચાલ્યા. ॥ ૨૬ ॥ જ્યારે તે બધા ચાલ્યા ગયા, ત્યારે પરશુરામજી આશ્રમ પર આવ્યા અને તેની દુષ્ટતાના સમાચાર સાંભળી લાત મારેલા સર્પની માફક કોપી ઊઠ્યા. ॥ ૨૭ ॥ તેઓ પોતાની ભયંકર ફરશી, તરકસ, ઢાલ અને ધનુષ્ય લઈને અત્યંત વેગથી વિકરાળ સિંહ જેમ મહાન હાથીની પાછળ દોડે તેમ તેની પાછળ દોડ્યા. ॥ ૨૮ ॥

સહસ્રબાહુ અર્જુન હજી પોતાના નગરમાં પ્રવેશ જ કરી રહ્યો હતો કે તેણે જોયું, પરશુરામજી મહારાજ અત્યંત વેગથી તેની તરફ આવી રહ્યા છે. તે દૃશ્ય બહુ જ વિલક્ષણ હતું. તેમણે હાથમાં ધનુષ્યબાણ અને ફરસી ધારણ કરેલાં હતાં, શરીર પર કાળું મૃગચર્મ ધારણ કરેલું હતું અને તેમની જટા સૂર્યના કિરણની જેમ પ્રકાશિત થઈ રહી હતી. ॥ ૨૯ ॥ તેમને જોતાં જ સહસ્રબાહુએ ગદા, ખડ્ગ, બાણ, ઋષ્ટિ, શતઘ્ની અને શક્તિ વગેરે આયુધોથી સજાવેલી અને હાથી, ઘોડા, રથ તથા પાયદળ સાથે અતિ ભયંકર સત્તર અક્ષૌહિણી સેના મોકલી. ભગવાન પરશુરામે અનાયાસે જ એકલા હાથે તે સંપૂર્ણ સેનાનો સંહાર કરી નાખ્યો. ॥ ૩૦ ॥ ભગવાન પરશુરામજીની ગતિ મન અને વાયુ જેવી હતી. બસ, તેઓ શત્રુસેનાનો સંહાર કરતા જ જઈ રહ્યા હતા. જ્યાં-જ્યાં તેઓ પોતાની ફરસીનો પ્રહાર કરતા ત્યાં-ત્યાં સારથિ અને વાહનો સાથે, મોટા-મોટા વીરોની ભુજાઓ અને ખભા કપાઈ-કપાઈને પૃથ્વી પર પડી રહ્યા હતા. ॥ ૩૧ ॥

૧. વિજને । ૨. સ વૈશ્વર્યં તુ તદ્ । ૩. સ તસ્ય । ૪. પરશું ઘોરમાદાય સ ક્ષણાદ્ધર્મકાર્મુકમ્ । ૫. દુર્મર્ષો ।

દૃષ્ટ્વા સ્વસૈન્યં રુધિરૌઘકર્દમે
રણાજિરે રામકુઠારસાયકૈઃ ।
વિવૃક્ણચર્મધ્વજચાપવિગ્રહં
નિપાતિતં હૈહય આપતદ્ રુષા ॥ ૩૨॥

હૈહયાધિપતિ અર્જુને જોયું કે મારી સેનાના સૈનિકો, તેમનાં ધનુષ્ય, ધજાઓ અને ઢાલો ભગવાન પરશુરામનાં ફરસી અને બાણોથી સતત રીતે કપાઈને લોહીથી લથપથ રણભૂમિમાં પડી ગયાં છે, ત્યારે તેને અત્યંત ક્રોધ આવ્યો અને તે સ્વયં યુદ્ધ કરવા માટે આવી ઊભો. ॥ ૩૨ ॥ તેણે એક સાથે પોતાની એક હજાર ભુજાઓથી પાંચસો ધનુષ્યો પર બાણ ચઢાવ્યાં અને પરશુરામજી ઉપર છોડ્યાં. પરંતુ પરશુરામજી તો સમસ્ત શસ્ત્રધારીઓના શિરોમણિ છે. તેમણે પોતાના એક ધનુષ્ય પર છોડેલાં બાણોથી એકી સાથે બધાંને કાપી નાંખ્યાં. ॥ ૩૩ ॥ હવે હૈહયાધિપતિ પોતાના હાથથી પર્વતો અને વૃક્ષો ઉખાડીને ખૂબ વેગથી યુદ્ધભૂમિમાં પરશુરામજી તરફ દોડ્યો. પરંતુ પરશુરામજીએ પોતાની તીક્ષ્ણ ધારવાળી ફરસીથી ખૂબ જ સ્ફૂર્તિ સાથે તેની સર્પો જેવી ભુજાઓ કાપી નાખી ॥ ૩૪ ॥ જ્યારે તેની ભુજાઓ કપાઈ ગઈ ત્યારે તેમણે પર્વતના શિખરની જેમ તેનું ઊંચું મસ્તક ધડથી અલગ કરી નાખ્યું. પિતાના મરી જવાથી તેના દશ હજાર પુત્રો ભયભીત થઈને ભાગી ગયા. ॥ ૩૫ ॥

અથાર્જુનઃ પઞ્ચશતેષુ બાહુભિ-
ર્ધનુઃષુ બાણાન્ યુગપત્સ સન્દધે ।
રામાય રામોઽસ્ત્રભૃતાં સમગ્રણી-
સ્તાન્યેકધન્વેષુભિરાચ્છિનત્[1] સમમ્ ॥ ૩૩॥

પુનઃ સ્વહસ્તૈરચલાન્ મૃધેઽઙ્ઘ્રિપા-
નુત્ક્ષિપ્ય વેગાદભિધાવતો યુધિ[2] ।
ભુજાન્ કુઠારેણ કઠોરનેમિના
ચિચ્છેદ રામઃ પ્રસભં ત્વહેરિવ ॥ ૩૪॥

કૃત્તબાહોઃ શિરસ્તસ્ય ગિરેઃ શૃઙ્ગમિવાહરત્ ।
હતે પિતરિ તત્પુત્રા અયુતં દુદ્રુવુર્ભયાત્ ॥ ૩૫॥

અગ્નિહોત્રીમુપાવર્ત્ય સવત્સાં પરવીરહા ।
સમુપેત્યાશ્રમં પિત્રે પરિક્લિષ્ટાં સમર્પયત્ ॥ ૩૬॥

પરીક્ષિત! વિપક્ષી વીરોના સંહારક પરશુરામજીએ વાછડા સાથે કામધેનુ પાછી મેળવી લીધી. કામધેનુ અત્યંત દુઃખી થઈ રહી હતી. તેમણે તેને આશ્રમ પર લાવીને પિતાજીને સોંપી દીધી. ॥ ૩૬ ॥ અને માહિષ્મતીમાં સહસ્રબાહુ સાથે તથા પોતે જે યુદ્ધકર્મ કર્યું તે પોતાના પિતાને અને ભાઈઓને કહી સંભળાવ્યું. બધું સાંભળીને જમદગ્નિ મુનિએ કહ્યું – ॥ ૩૭ ॥ 'અરે... રે પરશુરામ! તેં મોટું પાપ કર્યું છે. રામ, રામ! તું મહાન વીર છે, પરંતુ સર્વદેવમય રાજાનો તેં વ્યર્થ નાશ કર્યો. ॥ ૩૮ ॥ બેટા! આપણે બ્રાહ્મણ છીએ. ક્ષમાના પ્રભાવથી જ આપણે સંસારમાં પૂજનીય બન્યા છીએ. બીજું તો શું કહું, આપણા સૌના દાદા બ્રહ્માજી પણ ક્ષમાના બળથી જ બ્રહ્મપદને પ્રાપ્ત થયા છે. ॥ ૩૯ ॥ બ્રાહ્મણોની શોભા ક્ષમા દ્વારા જ સૂર્યની પ્રભા જેવી પ્રકાશે છે. સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ પણ ક્ષમા ધરાવનારાઓ ઉપર જ શીઘ્ર પ્રસન્ન થાય છે. ॥ ૪૦ ॥

સ્વકર્મ તત્કૃતં રામઃ પિત્રે ભ્રાતૃભ્ય એવ ચ ।
વર્ણયામાસ તચ્છ્રુત્વા જમદગ્નિરભાષત ॥ ૩૭॥

રામ રામ મહાબાહો ભવાન્ પાપમકારષીત્ ।
અવધીન્નરદેવં યત્સર્વદેવમયં વૃથા ॥ ૩૮॥

વયં હિ બ્રાહ્મણાસ્તાત ક્ષમયાર્હણતાં ગતાઃ ।
યયા લોકગુરુર્દેવઃ પારમેષ્ઠ્યમગાત્પદમ્ ॥ ૩૯॥

ક્ષમયા રોચતે લક્ષ્મીર્બ્રાહ્મી સૌરી યથા પ્રભા ।
ક્ષમિણામાશુ ભગવાંસ્તુષ્યતે હરિરીશ્વરઃ ॥ ૪૦॥

૧. ૦રચ્છિનત્કરાત્ । ૨. મૃધે ।

રાજ્ઞો મૂર્ધાભિષિક્તસ્ય વધો બ્રહ્મવધાદ્ ગુરુઃ ।
તીર્થસંસેવયા ચાંહો જહ્યઙ્ગાચ્યુતચેતનઃ ॥ ૪૧ ॥

બેટા! સાર્વભૌમ રાજાનો વધ બ્રહ્મહત્યાથી પણ અધિક છે. માટે ભગવાનમાં મન પરોવીને તીર્થસેવન કરી એ પાપનો નાશ કર.' ॥ ૪૧ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે પઞ્ચદશોઽધ્યાયઃ[1] ॥ ૧૫ ॥

નવમા સ્કંધ-અંતર્ગત પંદરમો અધ્યાય સમાપ્ત.

=★=

# સોળમો અધ્યાય

## પરશુરામજીએ કરેલો ક્ષત્રિય-સંહાર અને વિશ્વામિત્રજીના વંશની કથા

*શ્રીશુક ઉવાચ*

પિત્રોપશિક્ષિતો રામસ્તથેતિ કુરુનન્દન ।
સંવત્સરં તીર્થયાત્રાં[2] ચરિત્વાઽઽશ્રમમાવ્રજત્ ॥ ૧ ॥

કદાચિદ્ રેણુકા યાતા ગઙ્ગાયાં પદ્મમાલિનમ્ ।
ગન્ધર્વરાજં ક્રીડન્તમપ્સરોભિરપશ્યત ॥ ૨ ॥

વિલોકયન્તી ક્રીડન્તમુદકાર્થં નદીં ગતા ।
હોમવેલાં ન સસ્માર કિઞ્ચિચ્ચિત્રરથસ્પૃહા ॥ ૩ ॥

કાલાત્યયં તં વિલોક્ય મુનેઃ શાપવિશઙ્કિતા ।
આગત્ય કલશં તસ્થૌ પુરોધાય કૃતાઞ્જલિઃ ॥ ૪ ॥

વ્યભિચારં મુનિર્જ્ઞાત્વા પત્ન્યાઃ પ્રકુપિતોઽબ્રવીત્ ।
ઘ્નતૈનાં[3] પુત્રકાઃ પાપામિત્યુક્તાસ્તે ન ચક્રિરે ॥ ૫ ॥

રામઃ સઞ્ચોદિતઃ પિત્રા ભ્રાતૄન્ માત્રા સહાવધીત્ ।
પ્રભાવજ્ઞો મુનેઃ સમ્યક્ સમાધેસ્તપસશ્ચ[4] સઃ ॥ ૬ ॥

વરેણચ્છન્દયામાસ પ્રીતઃ સત્યવતીસુતઃ ।
વવ્રે હતાનાં રામોઽપિ જીવિતં ચાસ્મૃતિં વધે ॥ ૭ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! પોતાના પિતાના ઉપદેશને ભગવાન પરશુરામે 'જેવી આજ્ઞા' કહીને સ્વીકારી લીધો. ત્યાર પછી તેઓ એક વર્ષ સુધી તીર્થયાત્રા કરીને પોતાના આશ્રમ પર પાછા આવ્યા. ॥ ૧ ॥ એક દિવસની વાત છે, પરશુરામજીનાં માતા રેણુકા ગંગા કિનારે ગયાં હતાં. ત્યાં તેમણે જોયું કે ગંધર્વરાજ ચિત્રરથ કમળની માળા પહેરીને અપ્સરાઓ સાથે વિહાર કરી રહ્યો છે. ॥ ૨ ॥ તેઓ જળ લેવા માટે નદીકિનારે ગયાં હતાં, પરંતુ ત્યાં જલક્રીડા કરી રહેલા ગંધર્વને જોવા લાગ્યાં અને પતિદેવના હવનનો સમય થઈ ગયો છે — એ વાતને ભૂલી ગયાં. તેમનું મન કંઈક અંશે ચિત્રરથ તરફ ખેંચાઈ પણ ગયું હતું. ॥ ૩ ॥ હવનનો સમય વીતી ગયો, એવું જાણીને તેઓ મહર્ષિ જમદગ્નિના શાપથી ભયભીત થઈને તુરંત ત્યાંથી આશ્રમ પર ચાલી આવ્યાં. જળનો કળશ મહર્ષિની સામે મૂકીને હાથ જોડીને ઊભાં રહ્યાં. ॥ ૪ ॥ જમદગ્નિ મુનિએ તેમનાં પત્નીનો માનસિક વ્યભિચાર જાણી લીધો અને ક્રોધિત થઈને કહ્યું — 'મારા પુત્રો! આ પાપિણીને મારી નાખો.' પરંતુ તેમના કોઈ પણ પુત્રે તેમની તે આજ્ઞાનો સ્વીકાર ન કર્યો. ॥ ૫ ॥ ત્યાર પછી પિતાની આજ્ઞાથી પરશુરામજીએ માતાની સાથે બધા ભાઈઓને પણ મારી નાખ્યા. તેનું કારણ એ હતું કે પરશુરામજી તેમના પિતાના યોગ અને તપનો પ્રભાવ સારી રીતે જાણતા હતા. ॥ ૬ ॥ પરશુરામજીના આ કાર્યથી સત્યવતીનંદન મહર્ષિ જમદગ્નિ ખૂબ પ્રસન્ન થયા અને તેમણે કહ્યું, 'બેટા! તારી જે ઇચ્છા હોય તે વરદાન માંગી લે.' પરશુરામજીએ કહ્યું — 'પિતાજી! મારાં માતા અને બધા ભાઈઓ જીવતાં થઈ જાય તથા તેમને એ વાતનું સ્મરણ ન રહે કે, મેં તેમને માર્યા હતાં.' ॥ ૭ ॥

૧. પ્રાચીન પ્રતમાં આના પહેલાં 'રામચરિતે હૈહયાર્જુનવધે' એટલો વધુ પાઠ છે । ૨. વ્યર્યાં । ૩. તેનોક્તાઃ પુત્રકાઃ પાપા હન્યતાં તે ન ચક્રિરે । ૪. બ્લૅતપસઃ સુતઃ ।

ઉત્તસ્થુસ્તે કુશલિનો નિદ્રાપાય ઈવાઞ્જસા ।
પિતુર્વિદ્વાંસ્તપોવીર્યં રામશ્ચક્રે સુહૃદ્વધમ્ ॥ ૮॥

[1]યેઽર્જુનસ્ય સુતા રાજન્ સ્મરન્તઃ[2] સ્વપિતુર્વધમ્ ।
રામવીર્યપરાભૂતા લેભિરે શર્મ ન ક્વચિત્ ॥ ૯॥

એકદાઽઽશ્રમતો રામે સભ્રાતરિ વનં ગતે ।
વૈરં સિસાધયિષવો લબ્ધચ્છિદ્રા ઉપાગમન્ ॥ ૧૦॥

દૃષ્ટ્વાગ્ન્યગાર આસીનમાવેશિતધિયં મુનિમ્ ।
ભગવત્યુત્તમશ્લોકે જઘ્નુસ્તે પાપનિશ્ચયાઃ ॥ ૧૧॥

યાચ્યમાનાઃ કૃપણયા રામમાત્રાતિદારુણાઃ ।
પ્રસહ્ય શિર ઉત્કૃત્ય નિન્યુસ્તે ક્ષત્રબન્ધવઃ[3] ॥ ૧૨॥

રેણુકા દુઃખશોકાર્તા નિઘ્નન્ત્યાત્માનમાત્મના ।
રામ રામેહિ તાતેતિ વિચુક્રોશોચ્ચકૈઃ સતી ॥ ૧૩॥

તદુપશ્રુત્ય દૂરસ્થો હા રામેત્યાર્તવત્સ્વનમ્[4] ।
ત્વરયાઽઽશ્રમમાસાદ્ય દદૃશે પિતરં હતમ્ ॥ ૧૪॥

તદ્ દુઃખરોષામર્ષાર્તિશોકવેગવિમોહિતઃ ।
હા તાત સાધો ધર્મિષ્ઠ ત્યક્ત્વાસ્માન્સ્વર્ગતો ભવાન્ ॥ ૧૫॥

વિલપ્યૈવં પિતુર્દેહં નિધાય ભ્રાતૃષુ સ્વયમ્ ।
પ્રગૃહ્ય પરશું રામઃ ક્ષત્રાન્તાય મનો દધે ॥ ૧૬॥

ગત્વા માહિષ્મતીં રામો બ્રહ્મઘ્નવિહતશ્રિયમ્ ।
તેષાં[5] સ શીર્ષભી રાજન્[6] મધ્યે ચક્રે મહાગિરિમ્ ॥ ૧૭॥

તદ્રક્તેન નદીં ઘોરામબ્રહ્મણ્યભયાવહામ્ ।
હેતું કૃત્વા પિતૃવધં ક્ષત્રેઽમઙ્ગલકારિણિ ॥ ૧૮॥

પરશુરામજીના આ પ્રમાણે કહેતાં જ, જેમ કોઈ નિદ્રામાંથી ઊઠે તેમ બધાં જ અનાયાસે સકુશલ ઊભાં થઈ ગયાં. પરશુરામજીએ પોતાના પિતાજીનું તપોબળ જાણીને જ તો પોતાના સ્વજનોનો વધ કર્યો હતો. ॥ ૮ ॥

પરીક્ષિત! સહસ્રબાહુના જે પુત્રો પરશુરામજીથી હારીને ભાગી ગયા હતા, તેમને તેમના પિતાના વધની સ્મૃતિ કાયમ રહેતી હતી. ક્યાંય એક ક્ષણ માટે પણ તેમને શાંતિ ન હતી. ॥ ૯ ॥ એક દિવસ પરશુરામજી પોતાના ભાઈઓ સાથે આશ્રમની બહાર ગયા હતા. આ મોકો સાધીને વેરનો બદલો લેવા માટે સહસ્રબાહુના પુત્રો ત્યાં આવી પહોંચ્યા. ॥ ૧૦ ॥ તે વખતે મહર્ષિ જમદગ્નિ અગ્નિશાળામાં બેઠા હતા અને પોતાની બધી વૃત્તિઓથી પવિત્રકીર્તિ ભગવાનના જ ચિંતનમાં મગ્ન થઈ રહ્યા હતા. તેમને બહારની કોઈ સૂધ ન હતી. તે સમયે તે પાપાત્માઓએ જમદગ્નિ ઋષિને મારી નાખ્યા. તેમણે અગાઉથી જ આવો પાપયુક્ત વિચાર કરી રાખ્યો હતો. ॥ ૧૧ ॥ પરશુરામના માતા રેણુકા ખૂબ જ દીનતાથી તેમને પ્રાર્થના કરી રહ્યાં હતાં, પરંતુ તે બધાએ તેમની કોઈ વાત માની નહીં. તેઓ બળજબરીથી મહર્ષિ જમદગ્નિનું મસ્તક કાપીને લઈ ગયા. પરીક્ષિત! ખરેખર તે નીચ ક્ષત્રિયો અત્યંત ક્રૂર હતા. ॥ ૧૨ ॥ સતી રેણુકા દુઃખ અને શોકથી વ્યાકુળ થઈ છાતી કૂટવાં અને જોર-જોરથી રડવા લાગ્યાં – 'પરશુરામ! બેટા પરશુરામ! જલદી આવ'. ॥ ૧૩ ॥ પરશુરામજીએ ઘણા દૂરથી માતાનું 'હા રામ!' આવું કરુણાક્રંદન સાંભળી લીધું. તેઓ ખૂબ જલ્દીથી આશ્રમ પર દોડી આવ્યા અને ત્યાં આવીને જોયું કે, 'પિતાજીને મારી નાખવામાં આવ્યા છે. ॥ ૧૪ ॥ પરીક્ષિત! તે સમયે પરશુરામજીને ઘણું દુઃખ થયું. સાથે સાથે ક્રોધ, અસહિષ્ણુતા, માનસિક પીડા અને શોકના વેગથી અત્યંત મોહિત થઈ પરશુરામ વિલાપ કરવા લાગ્યા. 'હાય પિતાજી! આપ તો મોટા મહાત્મા હતા, ધર્મના સાચા પૂજારી હતા. આપ અમને છોડીને સ્વર્ગે ચાલ્યા ગયા!' ॥ ૧૫ ॥ આ પ્રમાણે વિલાપ કરીને તેમણે પિતાનું શરીર તો ભાઈઓને સોંપી દીધું અને પોતે હાથમાં ફરસી લઈને ક્ષત્રિયોનો સંહાર કરી નાંખવાનો નિશ્ચય કર્યો. ॥ ૧૬ ॥

પરીક્ષિત! પરશુરામજીએ માહિષ્મતી નગરીમાં જઈને સહસ્રબાહુના પુત્રોના મસ્તકોથી નગરની મધ્યમાં એક મોટો પહાડ ઊભો કરી દીધો. તે નગરની શોભા તો તે બ્રહ્મઘાતી નીચ ક્ષત્રિયોને કારણે નષ્ટ થઈ ગઈ હતી. ॥ ૧૭ ॥ તેમના લોહીથી એક મોટી ભયંકર નદી વહેવા લાગી, જેને જોઈને બ્રાહ્મણદ્રોહીઓનું હૃદય ભયથી ધ્રૂજી ઊઠતું હતું. ભગવાને જોયું કે વર્તમાન ક્ષત્રિયો અત્યાચારી થઈ ગયા છે. તેથી

૧. અર્જુનસ્ય । ૨. સ્મરન્તશ્ચ પિતુ૦ । ૩. ૦બાન્ધવાઃ । ૪. ૦સ્વરમ્ । ૫. તસ્યાં । ૬. રાજ્ઞાં ।

ત્રિઃસપ્તકૃત્વઃ પૃથિવીં કૃત્વા નિઃક્ષત્રિયાં પ્રભુઃ ।
સમન્તપઞ્ચકે ચક્રે શોણિતોદાન્ હ્રદાન્નવ ॥ ૧૯॥

પિતુઃ કાયેન સન્ધાય શિર આદાય બર્હિષિ ।
સર્વદેવમયં દેવમાત્માનમયજન્મખૈઃ ॥ ૨૦॥

દદૌ પ્રાચીં દિશં હોત્રે બ્રહ્મણે દક્ષિણાં દિશમ્ ।
અધ્વર્યવે પ્રતીચીં વૈ ઉદ્ગાત્રે ઉત્તરાં દિશમ્ ॥ ૨૧॥

અન્યેભ્યોઽવાન્તરદિશઃ કશ્યપાય ચ મધ્યતઃ ।
આર્યાવર્તમુપદ્રષ્ટ્રે સદસ્યેભ્યસ્તતઃ પરમ્ ॥ ૨૨॥

તતશ્ચાવભૃથસ્નાનવિધૂતાશેષકિલ્બિષઃ ।
સરસ્વત્યાં બ્રહ્મનદ્યાં રેજે વ્યભ્ર ઈવાંશુમાન્ ॥ ૨૩॥

સ્વદેહં જમદગ્નિસ્તુ લબ્ધ્વા સઞ્જ્ઞાનલક્ષણમ્ ।
ઋષીણાં મણ્ડલે સોઽભૂત્સપ્તમો રામપૂજિતઃ ॥ ૨૪॥

જામદગ્ન્યોઽપિ ભગવાન્ રામઃ કમલલોચનઃ ।
આગામિન્યન્તરે રાજન્ વર્તયિષ્યતિ વૈ બૃહત્ ॥ ૨૫॥

આસ્તેઽદ્યાપિ મહેન્દ્રાદ્રૌ ન્યસ્તદણ્ડઃ પ્રશાન્તધીઃ ।
ઉપગીયમાનચરિતઃ સિદ્ધગન્ધર્વચારણૈઃ ॥ ૨૬॥

એવં ભૃગુષુ વિશ્વાત્મા ભગવાન્ હરિરીશ્વરઃ[1] ।
અવતીર્ય પરં ભારં ભુવોઽહન્ બહુશો નૃપાન્ ॥ ૨૭॥

ગાધેરભૂન્મહાતેજાઃ સમિદ્ધ ઈવ પાવકઃ ।
તપસા ક્ષાત્રમુત્સૃજ્ય યો લેભે બ્રહ્મવર્ચસમ્ ॥ ૨૮॥

વિશ્વામિત્રસ્ય ચૈવાસન્ પુત્રા એકશતં નૃપ ।
મધ્યમસ્તુ મધુચ્છન્દા મધુચ્છન્દસ એવ તે ॥ ૨૯॥

રાજન્! તેમણે પોતાના પિતાના વધને નિમિત્ત બનાવીને એકવીસ વાર પૃથ્વીને ક્ષત્રિયો રહિત કરી દીધી અને કુરુક્ષેત્રના સમન્તપંચકમાં એવા-એવા નવ કુંડ બનાવી દીધા, જે લોહીથી ભરેલા હતા. ॥ ૧૮-૧૯ ॥ પરશુરામજીએ પોતાના પિતાજીનું મસ્તક લાવીને તેમના ધડ સાથે જોડી દીધું અને યજ્ઞો દ્વારા સર્વદેવમય આત્મસ્વરૂપ ભગવાનનું યજન કર્યું. ॥ ૨૦ ॥ યજ્ઞોમાં તેમણે પૂર્વ દિશા હોતાને, દક્ષિણ દિશા બ્રહ્માને, પશ્ચિમ દિશા અધ્વર્યુને અને ઉત્તર દિશા સામગાન કરનારા ઉદ્ગાતાને આપી દીધી. ॥ ૨૧ ॥ આ પ્રમાણે અગ્નિકોણ વગેરે વિદિશાઓ ઋત્વિજોને આપી, કશ્યપજીને મધ્યભૂમિ આપી, ઉપદ્રષ્ટાને આર્યાવર્ત તથા બીજા સદસ્યોને અન્ય દિશાઓ આપી દીધી. ॥ ૨૨ ॥ આ પછી યજ્ઞાન્ત-સ્નાન કરીને તેઓ સમસ્ત પાપોથી મુક્ત થઈ ગયા, જેથી બ્રહ્મનદી સરસ્વતીના તટ પર મેઘરહિત સૂર્ય જેવા તેઓ શોભવા લાગ્યા. ॥ ૨૩ ॥ મહર્ષિ જમદગ્નિને સ્મૃતિરૂપ સંકલ્પમય શરીરની પ્રાપ્તિ થઈ. ભગવાન પરશુરામજીના તે પૂજનીય પિતા સપ્ત - ઋષિઓના મંડળમાં સાતમા ઋષિ થઈ ગયા. ॥ ૨૪ ॥ પરીક્ષિત! કમલલોચન જમદગ્નિનંદન ભગવાન પરશુરામ આગામી મન્વન્તરમાં સપ્તર્ષિઓના મંડળમાં રહીને વેદોનો વિસ્તાર કરશે. ॥ ૨૫ ॥ તેઓ આજે પણ કોઈ ને કોઈ પ્રકારની શિક્ષા કરવાનું છોડીને શાંત મનથી મહેન્દ્ર પર્વત પર નિવાસ કરે છે. ત્યાં સિદ્ધો, ગન્ધર્વો અને ચારણો તેમના ચરિત્રનું મધુર સ્વરે ગાન કર્યા કરે છે. ॥ ૨૬ ॥ સર્વશક્તિમાન વિશ્વાત્મા ભગવાન શ્રીહરિએ આ પ્રમાણે ભૃગુવંશમાં અવતાર ધારણ કરીને પૃથ્વીને ભારરૂપ રાજાઓનો ઘણીવાર વધ કર્યો. ॥ ૨૭ ॥

મહારાજ ગાધિના પુત્ર થયા પ્રજ્જ્વલિત અગ્નિ જેવા પરમ તેજસ્વી વિશ્વામિત્રજી. એમણે પોતાના તપોબળથી ક્ષત્રિયતાનો ત્યાગ કરીને બ્રહ્મતેજ પ્રાપ્ત કરી લીધું. ॥ ૨૮ ॥ પરીક્ષિત! વિશ્વામિત્રજીને સો પુત્રો હતા. તેઓમાં વચલા પુત્રનું નામ મધુચ્છન્દા હતું. તેથી બધા પુત્રો 'મધુચ્છન્દા'ના જ નામથી પ્રસિદ્ધ થયા. ॥ ૨૯ ॥

૧. હરિરવ્યયઃ ।

પુત્રં કૃત્વા શુનઃશેપં દેવરાતં ચ ભાર્ગવમ્ ।
આજીગર્તં સુતાનાહ જ્યેષ્ઠ એષ પ્રકલ્પ્યતામ્ ॥ ૩૦॥

વિશ્વામિત્રજીએ ભૃગુવંશી અજીગર્તના પુત્ર પોતાના ભાણેજ શુનઃશેપને, જેમનું નામ દેવરાત પણ હતું, પુત્રરૂપે સ્વીકારી લીધો. અને પોતાના પુત્રોને કહ્યું કે, 'તમે લોકો આને પોતાનો મોટો ભાઈ માનો.' ॥ ૩૦ ॥ આ તે જ પ્રસિદ્ધ ભૃગુવંશી શુનઃશેપ હતો, જે હરિશ્ચન્દ્રના યજ્ઞમાં યજ્ઞપશુના રૂપમાં ખરીદીને લાવવામાં આવ્યો હતો. વિશ્વામિત્રજીએ પ્રજાપતિ વરુણ વગેરે દેવતાઓની સ્તુતિ કરીને તેને પાશ-બંધનથી છોડાવી લીધો હતો. દેવતાઓના યજ્ઞમાં આ જ શુનઃશેપ દેવતાઓએ વિશ્વામિત્રજીને આપ્યો હતો, તેથી 'દેવૈઃ રાતઃ' આ વ્યુત્પત્તિ અનુસાર ગાધિવંશમાં આ તપસ્વી દેવરાતના નામથી પ્રખ્યાત થયો. ॥ ૩૧-૩૨ ॥ વિશ્વામિત્રજીના પુત્રોમાં જે મોટા હતા, તેમને શુનઃશેપને મોટા ભાઈ માનવાની વાત સારી ન લાગી. તેથી વિશ્વામિત્રજીએ ક્રોધિત થઈને તેમને શાપ આપી દીધો કે 'દુષ્ટ પુત્રો! તમે બધા મ્લેચ્છ થઈ જાઓ.' ॥ ૩૩ ॥ આ પ્રમાણે જ્યારે ઓગણપચાસ ભાઈ મ્લેચ્છ થઈ ગયા ત્યારે વિશ્વામિત્રજીના વચલા પુત્ર મધુચ્છન્દાએ પોતાનાથી નાના પચાસ ભાઈઓ સાથે કહ્યું – 'પિતાજી! તમે અમને જે આજ્ઞા આપશો, અમે તેનું પાલન કરવા તૈયાર છીએ.' ॥ ૩૪ ॥ આમ કહીને મધુચ્છન્દાએ મંત્રદ્રષ્ટા શુનઃશેપને મોટા ભાઈ તરીકે સ્વીકારી લીધો અને કહ્યું કે અમે બધા તમારા અનુયાયી – નાના ભાઈ છીએ.' ત્યારે વિશ્વામિત્રજીએ પોતાના આ આજ્ઞાકારી પુત્રોને કહ્યું – 'તમે બધાએ મારી વાત માનીને મારા સમ્માનની રક્ષા કરી છે, તેથી તમારા જેવા સુપુત્રો પ્રાપ્ત કરીને હું ધન્ય થઈ ગયો. હું તમને આશીર્વાદ આપું છું કે તમને પણ સુપુત્રો પ્રાપ્ત થશે. ॥ ૩૫ ॥ મારા પ્રિય પુત્રો! આ દેવરાત શુનઃશેપ પણ તમારા જ ગોત્રનો છે. તમે લોકો તેની આજ્ઞામાં રહેજો.' પરીક્ષિત! વિશ્વામિત્રજીના અષ્ટક, હારીત, જય અને ક્રતુમાન વગેરે બીજા પણ પુત્રો હતા. ॥ ૩૬ ॥ આ પ્રમાણે વિશ્વામિત્રજીના અનેક પુત્રો હોવાથી કૌશિકગોત્રમાં અનેક પ્રકારો (ભેદ) હતા તથા દેવરાતને મોટાભાઈ માનવાને કારણે તેમનું પણ એક જુદું પ્રવર થયું હતું. ॥ ૩૭ ॥

યો વૈ હરિશ્ચન્દ્રમખે વિક્રીતઃ પુરુષઃ પશુઃ ।
સ્તુત્વા દેવાન્ પ્રજેશાદીન્ મુમુચે પાશબન્ધનાત્ ॥ ૩૧॥

યો રાતો દેવયજને દેવૈર્ગાધિષુ તાપસઃ ।
દેવરાત ઇતિ ખ્યાતઃ શુનઃશેપઃ[1] સ ભાર્ગવઃ ॥ ૩૨॥

યે મધુચ્છન્દસો જ્યેષ્ઠાઃ કુશલં મેનિરે ન તત્ ।
અશપત્તાન્ મુનિઃ ક્રુદ્ધો મ્લેચ્છા ભવત દુર્જનાઃ ॥ ૩૩॥

સ હોવાચ મધુચ્છન્દાઃ સાર્ધં પઞ્ચાશતા તતઃ ।
યન્નો ભવાન્ સઞ્જાનીતે તસ્મિંસ્તિષ્ઠામહે વયમ્ ॥ ૩૪॥

જ્યેષ્ઠં મન્ત્રદૃશં ચક્રુસ્ત્વામન્વઞ્ચો વયં સ્મ હિ ।
વિશ્વામિત્રઃ[2] સુતાનાહ વીરવન્તો ભવિષ્યથ ।
યે માનં મેઽનુગૃહ્ણન્તો વીરવન્તમકર્ત[3] મામ્ ॥ ૩૫॥

એષ વઃ કુશિકા વીરો દેવરાતસ્તમન્વિત ।
અન્યે ચાષ્ટકહારીતજયક્રતુમદાદયઃ ॥ ૩૬॥

એવં કૌશિકગોત્રં તુ વિશ્વામિત્રૈઃ પૃથગ્વિધમ્ ।
પ્રવરાન્તરમાપન્નં તદ્ધિ ચૈવં પ્રકલ્પિતમ્ ॥ ૩૭॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે[4] ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬॥

નવમા સ્કંધ-અંતર્ગત સોળમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. ઃશેપસ્તુ । ૨. ઃમિત્રસ્તુ તાનાહ । ૩. વીરભાવકસત્તમાઃ । ૪. પ્રાચીન પ્રતમાં આના પછી 'પરશુરામચરિતં નામ' એટલો વધુ પાઠ છે.

# સત્તરમો અધ્યાય

## ક્ષત્રવૃદ્ધ, રજિ વગેરે રાજાઓના વંશનું વર્ણન

*શ્રીશુક[1] ઉવાચ*

યઃ પુરૂરવસઃ પુત્ર આયુસ્તસ્યાભવન્ સુતાઃ ।
નહુષઃ ક્ષત્રવૃદ્ધશ્ચ રજી રમ્ભશ્ચ વીર્યવાન્ ॥ ૧॥

અનેના ઈતિ રાજેન્દ્ર શૃણુ ક્ષત્રવૃધોઽન્વયમ્ ।
ક્ષત્રવૃદ્ધસુતસ્યાસન્ સુહોત્રસ્યાત્મજાસ્ત્રયઃ ॥ ૨॥

કાશ્યઃ કુશો ગૃત્સમદ ઈતિ ગૃત્સમદાદભૂત્ ।
શુનકઃ શૌનકો યસ્ય બહ્વૃચપ્રવરો મુનિઃ ॥ ૩॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! રાજેન્દ્ર પુરૂરવાનો એક પુત્ર હતો આયુ. તેને પાંચ પુત્રો થયા — નહુષ, ક્ષત્રવૃદ્ધ, રજિ, શક્તિશાળી રંભ તથા અનેના. હવે ક્ષત્રવૃદ્ધનો વંશ સાંભળો. ક્ષત્રવૃદ્ધના પુત્ર હતા સુહોત્ર. સુહોત્રને ત્રણ પુત્રો થયા — કાશ્ય, કુશ અને ગૃત્સમદ. ગૃત્સમદનો પુત્ર થયો શુનક. આ જ શુનકના પુત્ર ઋગ્વેદીઓમાં શ્રેષ્ઠ મુનિવર શૌનકજી થયા. ॥ ૧-૩ ॥

કાશ્યસ્ય કાશિસ્તત્પુત્રો રાષ્ટ્રો દીર્ઘતમઃપિતા ।
ધન્વન્તરિર્દૈર્ઘતમ આયુર્વેદપ્રવર્તકઃ ॥ ૪॥

યજ્ઞભુગ્ વાસુદેવાંશઃ સ્મૃતમાત્રાર્તિનાશનઃ ।
તત્પુત્રઃ કેતુમાનસ્ય જજ્ઞે ભીમરથસ્તતઃ ॥ ૫॥

કાશ્યનો પુત્ર કાશિ, કાશિનો રાષ્ટ્ર, રાષ્ટ્રનો દીર્ઘતમા અને દીર્ઘતમાના ધન્વન્તરિ. આ જ આયુર્વેદના પ્રવર્તક છે. ॥ ૪ ॥ તેઓ યજ્ઞભાગના ભોક્તા અને ભગવાન વાસુદેવના અંશ છે. એમના સ્મરણમાત્રથી જ બધા પ્રકારના રોગ દૂર થઈ જાય છે. ધન્વન્તરિનો પુત્ર થયો કેતુમાન અને કેતુમાનનો ભીમરથ. ॥ ૫ ॥

દિવોદાસો દ્યુમાંસ્તસ્માત્પ્રતર્દન ઈતિ સ્મૃતઃ ।
સ એવ શત્રુજિદ્ વત્સ ઋતધ્વજ ઈતીરિતઃ ।
તથા કુવલયાશ્વેતિ પ્રોક્તોઽલર્કાદયસ્તતઃ ॥ ૬॥

ષષ્ટિવર્ષસહસ્રાણિ ષષ્ટિવર્ષશતાનિ ચ ।
નાલર્કાદપરો રાજન્[2] મેદિનીં બુભુજે યુવા ॥ ૭॥

અલર્કાત્સન્તતિસ્તસ્માત્સુનીથોઽથ સુકેતનઃ[3] ।
ધર્મકેતુઃ સુતસ્તસ્માત્ સત્યકેતુરજાયત ॥ ૮॥

ભીમરથનો દિવોદાસ અને દિવોદાસનો દ્યુમાન્ — જેનું એક નામ પ્રતર્દન પણ છે. આ જ દ્યુમાન્ શત્રુજિત્, વત્સ, ઋતધ્વજ અને કુવલયાશ્વના નામથી પણ પ્રસિદ્ધ છે. દ્યુમાન્‌ના જ પુત્ર અલર્ક વગેરે થયા. ॥ ૬ ॥ પરીક્ષિત! અલર્ક સિવાય બીજા કોઈ રાજાએ છાસઠ હજાર વર્ષ સુધી યુવાન રહીને પૃથ્વીનું રાજ્ય ભોગવ્યું નથી. ॥ ૭ ॥ અલર્કનો પુત્ર થયો સન્તતિ, સન્તતિનો સુનીત, સુનીતનો સુકેતન, સુકેતનનો ધર્મકેતુ અને ધર્મકેતુનો સત્યકેતુ. ॥ ૮ ॥

ધૃષ્ટકેતુઃ સુતસ્તસ્માત્સુકુમારઃ ક્ષિતીશ્વરઃ ।
વીતિહોત્રસ્ય ભર્ગોઽતો ભાર્ગભૂમિરભૂન્નૃપઃ ॥ ૯॥

સત્યકેતુથી ધૃષ્ટકેતુ, ધૃષ્ટકેતુથી રાજા સુકુમાર, સુકુમારથી વીતિહોત્ર, વીતિહોત્રથી ભર્ગ અને ભર્ગથી રાજા ભાર્ગભૂમિનો જન્મ થયો. ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. રાજા । ૩. સુતોત્તમઃ ।

ઈતીમે કાશયો ભૂપાઃ ક્ષત્રવૃદ્ધાન્વયાયિનઃ ।
રમ્ભસ્ય[1] રભસઃ પુત્રો ગમ્ભીરશ્ચાક્રિયસ્તતઃ[2] ॥ ૧૦॥

આ બધા જ ક્ષત્રવૃદ્ધના વંશમાં કાશિથી ઉત્પન્ન થયેલા રાજાઓ હતા. રમ્ભના પુત્રનું નામ હતું રભસ, તેનાથી ગંભીર અને ગંભીરથી અક્રિયનો જન્મ થયો. ॥ ૧૦ ॥

તસ્ય ક્ષેત્રે બ્રહ્મ જજ્ઞે શૃણુ વંશમનેનસઃ ।
શુદ્ધસ્તતઃ[3] શુચિસ્તસ્માત્ ત્રિકકુદ્ધર્મસારથિઃ ॥ ૧૧॥

અક્રિયની પત્નીથી બ્રાહ્મણવંશ ચાલ્યો. હવે અનેનાનો વંશ સાંભળો. અનેનાનો પુત્ર હતો શુદ્ધ, શુદ્ધનો શુચિ, શુચિનો ત્રિકકુદ્ અને ત્રિકકુદ્નો ધર્મસારથિ. ॥ ૧૧ ॥ ધર્મસારથિના પુત્ર હતા શાંતરય. શાન્તરય આત્મજ્ઞાની હોવાના કારણે કૃતકૃત્ય હતા. એમને સંતાનની આવશ્યકતા ન હતી. પરીક્ષિત! આયુના પુત્ર રજિના અત્યંત તેજસ્વી પાંચસો પુત્ર હતા. ॥ ૧૨ ॥

તતઃ શાન્તરયો જજ્ઞે કૃતકૃત્યઃ સ આત્મવાન્ ।
રજેઃ પઞ્ચશતાન્યાસન્ પુત્રાણામમિતૌજસામ્ ॥ ૧૨॥

દેવૈરભ્યર્થિતો દૈત્યાન્ હત્વેન્દ્રાયાદદાદ્ દિવમ્ ।
ઈન્દ્રસ્તસ્મૈ પુનર્દત્ત્વા ગૃહીત્વા ચરણૌ રજેઃ ॥ ૧૩॥

આત્માનમર્પયામાસ પ્રહ્લાદાદ્યરિશઙ્કિતઃ[4] ।
પિતર્યુપરતે પુત્રા યાચમાનાય નો દદુઃ ॥ ૧૪॥

ત્રિવિષ્ટપં મહેન્દ્રાય યજ્ઞભાગાન્ સમાદદુઃ ।
ગુરુણા હૂયમાનેઽગ્નૌ બલભિત્તનયાન્ રજેઃ ॥ ૧૫॥

અવધીદ્ ભ્રંશિતાન્ માર્ગાન્ન કશ્ચિદવશેષિતઃ ।
કુશાત્પ્રતિઃ ક્ષાત્રવૃદ્ધાત્સઞ્જયસ્તત્સુતો જયઃ ॥ ૧૬॥

દેવતાઓની પ્રાર્થનાથી રજિએ દૈત્યોનો વધ કરીને ઈન્દ્રને સ્વર્ગનું રાજ્ય આપ્યું. પરંતુ દેવતાઓ પોતાના પ્રહ્લાદ વગેરે શત્રુઓથી ભયભીત રહેતા હતા, તેથી તેમણે સ્વર્ગ પાછું રજિને આપી દીધું અને તેમના ચરણ પકડીને તેમને જ પોતાની સુરક્ષાનો ભાર પણ સોંપી દીધો. જ્યારે રજિનું મૃત્યુ થઈ ગયું ત્યારે ઈન્દ્રના માંગવા છતાં પણ રજિના પુત્રોએ સ્વર્ગ આપ્યું નહીં. તેઓ પોતે યજ્ઞનો ભાગ પણ ગ્રહણ કરવા લાગ્યા. ત્યારે ગુરુ બૃહસ્પતિજીએ ઈન્દ્રની પ્રાર્થનાથી અભિચારવિધિથી હવન કર્યો. તેથી તેઓ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થઈ ગયા. ત્યારે ઈન્દ્રએ અનાયાસે જ તે બધા રજિના પુત્રોને મારી નાખ્યા. તેઓમાંથી કોઈ પણ ન બચ્યું. ક્ષત્રવૃદ્ધના પૌત્ર કુશના પ્રતિ, પ્રતિના સંજય અને સંજયના પુત્ર જય થયા. ॥ ૧૩-૧૬ ॥ જયથી કૃત, કૃતથી રાજા હર્યવન, હર્યવનથી સહદેવ, સહદેવથી હીન અને હીનથી જયસેન નામનો પુત્ર થયો. ॥ ૧૭ ॥ જયસેનનો સંકૃતિ, સંકૃતિનો પુત્ર થયો મહારથી વીરશિરોમણિ જય. ક્ષત્રવૃદ્ધની વંશપરંપરામાં આટલા જ રાજાઓ થયા. હવે નહુષવંશનું વર્ણન સાંભળો. ॥ ૧૮ ॥

તતઃ કૃતઃ કૃતસ્યાપિ જજ્ઞે હર્યવનો નૃપઃ ।
સહદેવસ્તતો હીનો જયસેનસ્તુ તત્સુતઃ ॥ ૧૭॥

સઙ્કૃતિસ્તસ્ય ચ[5] જયઃ ક્ષત્રધર્મા મહારથઃ ।
ક્ષત્રવૃદ્ધાન્વયા ભૂપાઃ શૃણુ વંશં ચ નાહુષાત્ ॥ ૧૮॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે ચન્દ્ર-[6]
વંશાનુવર્ણને સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭॥

નવમા સ્કંધ-અંતર્ગત ચન્દ્રવંશાનુવર્ણનમાંનો સત્તરમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. નાભસ્ય । ૨. ૦શ્ચકકસ્તતઃ । ૩. શુદ્ધઃ શુચિસ્તતસ્તસ્માત્ । ૪. ૦દ્યવિશઙ્કિતઃ । ૫. તનયઃ ક્ષત્ર૦ । ૬. આયુર્વંશઃ સપ્ત૦ ।

# અઢારમો અધ્યાય

## યયાતિ-ચરિત્ર

*શ્રીશુક ઉવાચ*

યતિર્યયાતિઃ [1]સંયાતિરાયતિર્વિયતિઃ કૃતિઃ ।
ષડિમે નહુષસ્યાસન્નિન્દ્રિયાણીવ દેહિનઃ ॥ ૧॥

રાજ્યં નૈચ્છદ્ યતિઃ પિત્રા દત્તં તત્પરિણામવિત્ ।
યત્ર પ્રવિષ્ટઃ પુરુષ આત્માનં નાવબુધ્યતે ॥ ૨॥

પિતરિ ભ્રંશિતે સ્થાનાદિન્દ્રાણ્યા ધર્ષણાદ્ દ્વિજૈઃ ।
પ્રાપિતેઽજગરત્વં વૈ યયાતિરભવન્નૃપઃ ॥ ૩॥

ચતસૃષ્વાદિશદ્ દિક્ષુ ભ્રાતૄન્[2] ભ્રાતા યવીયસઃ ।
કૃતદારો જુગોપોર્વીં કાવ્યસ્ય વૃષપર્વણઃ ॥ ૪॥

*રાજોવાચ*

બ્રહ્મર્ષિર્ભગવાન્ કાવ્યઃ ક્ષત્રબન્ધુશ્ચ નાહુષઃ ।
રાજન્યવિપ્રયોઃ કસ્માદ્ વિવાહઃ પ્રતિલોમકઃ ॥ ૫॥

*શ્રીશુક ઉવાચ*

એકદા દાનવેન્દ્રસ્ય શર્મિષ્ઠા નામ કન્યકા ।
સખીસહસ્રસંયુક્તા ગુરુપુત્ર્યા ચ ભામિની ॥ ૬॥

દેવયાન્યા પુરોદ્યાને પુષ્પિતદ્રુમસઙ્કુલે ।
વ્યચરત્કલગીતાલિનલિનીપુલિનેઽબલા ॥ ૭॥

તા જલાશયમાસાદ્ય કન્યાઃ કમલલોચનાઃ ।
તીરે ન્યસ્ય દુકૂલાનિ વિજહ્રુઃ સિઞ્ચતીર્મિથઃ ॥ ૮॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! જેમ શરીરધારીઓને છ ઇન્દ્રિયો હોય છે, એ જ રીતે નહુષને છ પુત્રો હતા. તેમનાં નામ હતાં — યતિ, યયાતિ, સંયાતિ, આયતિ, વિયતિ અને કૃતિ. ॥ ૧ ॥ નહુષ પોતાના મોટા પુત્ર યતિને રાજ્ય આપવા ઇચ્છતા હતા. પરંતુ તેણે સ્વીકાર ન કર્યો; કારણ કે, તે રાજ્યના પરિણામને જાણતા હતા. રાજ્ય એક એવી વસ્તુ છે કે જે તેના દાવ-પેચ અને વ્યવસ્થા વગેરેમાં ઊંડો ઊતરી જાય છે, તે પોતાના આત્મસ્વરૂપને જાણી શકતો નથી. ॥ ૨ ॥ જ્યારે ઇન્દ્રપત્ની શચી સાથે સહવાસ કરવાની ચેષ્ટા કરવાને કારણે નહુષને બ્રાહ્મણોએ ઇન્દ્રપદથી ભ્રષ્ટ કરી દીધો અને શાપ આપીને તેને અજગર બનાવી દીધો; ત્યારે તેના બીજા પુત્ર યયાતિ રાજા થયા. ॥ ૩ ॥ યયાતિએ પોતાના ચાર નાના ભાઈઓને ચાર દિશાઓમાં નિયુક્ત કરી દીધા અને પોતે શુક્રાચાર્યની પુત્રી દેવયાની અને દૈત્યરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા સાથે લગ્ન કરી પૃથ્વીની રક્ષા કરવા લાગ્યા. ॥ ૪ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** — ભગવન્! ભગવાન શુક્રાચાર્યજી તો બ્રાહ્મણ હતા અને યયાતિ ક્ષત્રિય. પછી બ્રાહ્મણ કન્યા અને ક્ષત્રિય વરનો પ્રતિલોમ (ઉલટો) વિવાહ કઈ રીતે થયો? ॥ ૫ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** — રાજન્! દાનવરાજ વૃષપર્વાની એક અભિમાની કન્યા હતી. તેનું નામ હતું શર્મિષ્ઠા. તે એક દિવસ પોતાની ગુરુપુત્રી દેવયાની અને બીજી હજારો સખીઓ સાથે રાજધાનીના શ્રેષ્ઠ ઉપવનમાં ફરવા ગઈ. તે ઉપવનમાં સુંદર-સુંદર પુષ્પોથી લચી રહેલાં પુષ્કળ વૃક્ષો હતાં. તે ઉપવનમાં એક બહુ સુંદર સરોવર હતું. સરોવરમાં કમળ ખીલ્યાં હતાં અને ભમરો ગુંજન કરી રહ્યા હતા. ॥ ૬-૭ ॥ જળાશય પાસે પહોંચીને તે સુંદર કન્યાઓ ઘાટ ઉપર વસ્ત્રો મૂકી પરસ્પર જળ છાંટતી રહીને જળક્રીડા કરવા લાગી. ॥ ૮ ॥

૧. ૦રાયાતિ૦ । ૨. ભ્રાતા ભ્રાતૄન્ યવી૦ ।

વીક્ષ્ય વ્રજન્તં ગિરિશં સહ દેવ્યા વૃષસ્થિતમ્ ।
સહસોત્તીર્ય વાસાંસિ પર્યધુર્વ્રીડિતાઃ[1] સ્ત્રિયઃ ॥ ૯॥

શર્મિષ્ઠાઽજાનતી વાસો ગુરુપુત્ર્યાઃ સમવ્યયત્ ।
સ્વીયં મત્વા પ્રકુપિતા દેવયાનીદમબ્રવીત્ ॥ ૧૦॥

અહો નિરીક્ષ્યતામસ્યા દાસ્યાઃ કર્મ હ્યસામ્પ્રતમ્[2] ।
અસ્મદ્ધાર્યં ધૃતવતી શુનીવ હવિરધ્વરે ॥ ૧૧॥

યૈરિદં તપસા સૃષ્ટં મુખં પુંસઃ પરસ્ય યે ।
ધાર્યતે યૈરિહ જ્યોતિઃ શિવઃ પન્થાશ્ચ દર્શિતઃ ॥ ૧૨॥

યાન્ વન્દન્ત્યુપતિષ્ઠન્તે લોકનાથાઃ સુરેશ્વરાઃ ।
ભગવાનપિ વિશ્વાત્મા પાવનઃ શ્રીનિકેતનઃ ॥ ૧૩॥

વયં તત્રાપિ ભૃગવઃ શિષ્યોઽસ્યા નઃ પિતાઽસુરઃ ।
અસ્મદ્ધાર્યં ધૃતવતી શૂદ્રો વેદમિવાસતી ॥ ૧૪॥

એવં શપન્તીં શર્મિષ્ઠા ગુરુપુત્રીમભાષત ।
રુષા શ્વસન્ત્યુરઙ્ગીવ ધર્ષિતા દષ્ટદચ્છદા ॥ ૧૫॥

આત્મવૃત્તમવિજ્ઞાય કત્થસે બહુ ભિક્ષુકિ ।
કિં ન પ્રતીક્ષસેઽસ્માકં ગૃહાન્ બલિભુજો યથા ॥ ૧૬॥

એવંવિધૈઃ સુપરુષૈઃ ક્ષિપ્ત્વાઽઽચાર્યસુતાં સતીમ્ ।
શર્મિષ્ઠા પ્રાક્ષિપત્કૂપે વાસ[3] આદાય મન્યુના ॥ ૧૭॥

તસ્યાં ગતાયાં સ્વગૃહં યયાતિર્મૃગયાં ચરન્ ।
પ્રાપ્તો યદૃચ્છયા કૂપે જલાર્થી તાં દદર્શ હ ॥ ૧૮॥

દત્ત્વા સ્વમુત્તરં વાસસ્તસ્યૈ રાજા વિવાસસે ।
ગૃહીત્વા પાણિના પાણિમુજ્જહાર દયાપરઃ ॥ ૧૯॥

તે સમયે ત્યાંથી પાર્વતીજીની સાથે નંદી પર બેઠેલા ભગવાન શંકર ત્યાં આવી ચઢ્યા. તેમને જોઈને બધી કન્યાઓ શરમાઈ ગઈ અને તેમણે જલદી-જલદી સરોવરમાંથી નીકળીને પોત-પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં. ॥ ૯ ॥ ઉતાવળને લીધે શર્મિષ્ઠાએ અજાણતાં દેવયાનીનાં વસ્ત્રોને પોતાનાં સમજીને પહેરી લીધાં. એટલે દેવયાનીએ ક્રોધ કરતાં કહ્યું – ॥ ૧૦ ॥ 'અરે, જુઓ તો ખરા, આ દાસીએ કેવું અનુચિત કામ કર્યું છે! રામ રામ, જેમ કૂતરું યજ્ઞનો પુરોડાશ ખાઈ જાય, તેવી જ રીતે આણે મારાં વસ્ત્રો પહેરી લીધાં છે. ॥ ૧૧ ॥ જે બ્રાહ્મણોએ પોતાના તપોબળથી આ સંસારનું સર્જન કર્યું છે, જે પરમ પુરુષ પરમાત્માના મુખસ્વરૂપ છે, જે પોતાના હૃદયમાં નિરંતર જ્યોતિર્મય પરમાત્માને ધારણ કરી રાખે છે અને જેમણે સંપૂર્ણ પ્રાણીઓના કલ્યાણ માટે વૈદિક માર્ગ બતાવ્યો છે, મોટા-મોટા લોકપાલો અને દેવરાજ ઈન્દ્ર, બ્રહ્મા વગેરે પણ જેમના ચરણોની વંદના અને સેવા કરે છે, – વધારે શું કહું? લક્ષ્મીજીના એકમાત્ર આશ્રય પરમપવિત્ર વિશ્વાત્મા ભગવાન પણ જેમની વંદના અને સ્તુતિ કરે છે તે બ્રાહ્મણોમાં અમે બધાથી શ્રેષ્ઠ ભૃગુવંશી છીએ. અને આ શર્મિષ્ઠાનો પિતા એક અસુર છે, વળી અમારો શિષ્ય છે. આમ છતાં આ દુષ્ટાએ (જેમ શૂદ્ર વેદ ભણી લે તેમ) મારાં વસ્ત્રો પહેરી લીધાં. ॥ ૧૨-૧૪ ॥ જ્યારે દેવયાની આ પ્રમાણે કટુભાષણ કરવા લાગી ત્યારે શર્મિષ્ઠા ક્રોધથી ધ્રૂજવા લાગી. તે પ્રહાર કરાયેલી નાગણની જેમ ઊંડા શ્વાસ લેવા લાગી. તેણે પોતાના દાંતથી હોઠ દબાવીને કહ્યું-॥ ૧૫ ॥ 'ભિખારણ! તું આટલી બહેકી ગઈ છે. તું પોતાની સ્થિતિ જાણ્યા વિના જ કઠોર વચન બોલી રહી છે! જેમ કાગડા અને કૂતરાં અમારાં બારણે રોટલાના ટુકડા માટે પ્રતીક્ષા કરે છે, તેમ શું તું પણ અમારાં ઘરો તરફ નથી તાકતી રહેતી?' ॥ ૧૬ ॥ શર્મિષ્ઠાએ આ પ્રમાણે બહુ જ કઠોર વાતો કહીને ગુરુપુત્રી દેવયાનીનો તિરસ્કાર કર્યો. અને ક્રોધપૂર્વક તેનાં વસ્ત્રો પડાવી લઈ તેને કૂવામાં ફેંકી દીધી. ॥ ૧૭ ॥

શર્મિષ્ઠાના ચાલ્યા ગયા પછી સંયોગવશ શિકાર કરવા માટે રાજા યયાતિ ત્યાં આવી ચઢ્યા. તેમને જળપાન કરવું હતું, તેથી કૂવામાં પડેલી દેવયાનીને તેમણે જોઈ લીધી. ॥ ૧૮ ॥ દેવયાની તે સમયે વસ્ત્રહીન હતી. તેથી રાજાએ પોતાનું ઉપવસ્ત્ર તેને આપી દીધું અને પોતાના હાથથી તેનો હાથ પકડીને તેને બહાર કાઢી. ॥ ૧૯ ॥

૧. ર્બ્રુલજ્જિતાઃ । ૨. ચ સામ્પ્રતમ્ । ૩. વાસશ્ચા૦ ।

તં વીરમાહૌશનસી પ્રેમનિર્ભરયા ગિરા ।
રાજંસ્ત્વયા ગૃહીતો મે પાણિઃ પરપુરઞ્જય ॥ ૨૦॥

હસ્તગ્રાહોઽપરો મા ભૂદ્ ગૃહીતાયાસ્ત્વયા હિ મે ।
એષ ઈશકૃતો વીર સમ્બન્ધો નૌ ન પૌરુષઃ ।
યદિદં કૂપલગ્નાયા ભવતો દર્શનં મમ ॥ ૨૧॥

ન બ્રાહ્મણો મે ભવિતા હસ્તગ્રાહો મહાભુજ ।
કચસ્ય બાર્હસ્પત્યસ્ય શાપાદ્ યમશપં પુરા ॥ ૨૨॥

યયાતિરનભિપ્રેતં દૈવોપહૃતમાત્મનઃ[1] ।
મનસ્તુ[2] તદ્ગતં બુદ્ધ્વા પ્રતિજગ્રાહ તદ્વચઃ ॥ ૨૩॥

ગતે રાજનિ સા વીરે તત્ર સ્મ રુદતી પિતુઃ ।
ન્યવેદયત્તતઃ સર્વમુક્તં શર્મિષ્ઠયા કૃતમ્ ॥ ૨૪॥

દુર્મના ભગવાન્ કાવ્યઃ પૌરોહિત્યં વિગર્હયન્ ।
સ્તુવન્ વૃત્તિં ચ કાપોતીં દુહિત્રા સ યયૌ પુરાત્ ॥ ૨૫॥

વૃષપર્વા તમાજ્ઞાય પ્રત્યનીકવિવક્ષિતમ્ ।
ગુરું પ્રસાદયન્ મૂર્ધ્ના પાદયોઃ પતિતઃ પથિ ॥ ૨૬॥

ક્ષણાર્ધમન્યુર્ભગવાન્ શિષ્યં વ્યાચષ્ટ ભાર્ગવઃ ।
કામોઽસ્યાઃ ક્રિયતાં રાજન્ નૈનાં[3] ત્યક્તુમિહોત્સહે ॥ ૨૭॥

તથેત્યવસ્થિતે પ્રાહ દેવયાની મનોગતમ્ ।
પિત્રા દત્તા યતો યાસ્યે સાનુગા યાતુ મામનુ ॥ ૨૮॥

સ્વાનાં તત્સઙ્કટં વીક્ષ્ય તદર્થસ્ય ચ ગૌરવમ્ ।
દેવયાનીં પર્યચરત્ સ્ત્રીસહસ્રેણ દાસવત્ ॥ ૨૯॥

દેવયાનીએ પ્રેમભરી વાણીથી યયાતિને કહ્યું – 'વીરશિરોમણિ રાજન્! આજે તમે મારો હાથ પકડ્યો છે. હવે જ્યારે તમે મારો હાથ પકડી લીધો છે, ત્યારે કોઈ બીજો તેને ન પકડે. વીરશ્રેષ્ઠ! કૂવામાં પડી જવાથી મને તો આપનાં અચાનક દર્શન થયાં છે, આ ભગવાન દ્વારા જ રચાયેલો સંબંધ સમજવો જોઈએ. આમાં આપણી અથવા બીજા કોઈ મનુષ્યની ચેષ્ટા નથી. ॥ ૨૦-૨૧ ॥ વીરશ્રેષ્ઠ! પહેલાં મેં બૃહસ્પતિના પુત્ર કચને શાપ આપ્યો હતો, તેની સામે તેણે પણ મને શાપ આપી દીધો. તે કારણે બ્રાહ્મણ સાથે મારાં લગ્ન થશે નહિ.* ॥ ૨૨ ॥ શાસ્ત્રમર્યાદાથી વિપરીત હોવાને કારણે યયાતિને આ સંબંધ અભીષ્ટ ન હતો, પરંતુ તેમણે જોયું કે પ્રારબ્ધે સ્વયં મને આ ભેટ આપી છે અને મારું મન પણ તેના તરફ ખેંચાઈ રહ્યું છે; તેથી યયાતિએ દેવયાનીની વાત માની લીધી. ॥ ૨૩ ॥

વીર રાજા યયાતિ જ્યારે ચાલ્યા ગયા, ત્યારે દેવયાનીએ રડતાં-રડતાં શુક્રાચાર્યજી પાસે જઈને શર્મિષ્ઠાએ જે કર્યું હતું તે બધું કહી સંભળાવ્યું. ॥ ૨૪ ॥ શર્મિષ્ઠાના વ્યવહારથી ભગવાન શુક્રાચાર્યને પણ દુઃખ થયું. તેઓ પુરોહિતના કર્મની નિંદા કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે આના કરતાં તો ખેતરમાંથી અથવા બજારમાંથી કબૂતરની જેમ દાણા વીણી લાવીને ગુજરાન ચલાવવું સારું છે. તેથી તેઓ પોતાની કન્યા દેવયાનીને સાથે લઈને નગરમાંથી નીકળી ગયા. ॥ ૨૫ ॥ જ્યારે વૃષપર્વાને આ વાતની ખબર પડી ત્યારે તેના મનમાં એવી શંકા થઈ કે, ગુરુજી ક્યાંક શત્રુઓને જીતાડી તો નહીં દે અથવા મને શાપ તો નહીં આપી દે? તેથી તે ગુરુને પ્રસન્ન કરવા માટે તેમની પાછળ-પાછળ ગયા અને રસ્તામાં તેમના ચરણોમાં ઢળી પડ્યા. ॥ ૨૬ ॥ ભગવાન શુક્રાચાર્યજીનો ક્રોધ તો અરધી ક્ષણમાં જ શાંત થઈ ગયો. તેમણે વૃષપર્વાને કહ્યું – 'રાજન્! હું મારી પુત્રી દેવયાનીને છોડી નથી શકતો. તેથી તેની જે ઇચ્છા હોય તે તમે પૂરી કરી દો. પછી મને પાછા ફરવામાં કોઈ આપત્તિ નથી. ॥ ૨૭ ॥ જ્યારે વૃષપર્વાએ 'સારું' કહીને તેમની આજ્ઞા સ્વીકારી લીધી ત્યારે દેવયાનીએ પોતાના મનની વાત કહી. દેવયાનીએ કહ્યું 'પિતાજી! મને જે કોઈને તમે આપો અને હું જ્યાં પણ જાઉં ત્યાં શર્મિષ્ઠા તેની સખીઓ સાથે દાસીરૂપે મારી સેવામાં સાથે રહે. ॥ ૨૮ ॥

શર્મિષ્ઠાએ પોતાના પરિવાર પરનું સંકટ અને તેના કાર્યનું ગૌરવ જોઈને દેવયાનીની વાત સ્વીકારી લીધી. તે પોતાની એક હજાર સખીઓની સાથે દાસીની જેમ દેવયાનીની સેવા કરવા લાગી. ॥ ૨૯ ॥

૧. ઽમાનસઃ ૨. મનશ્ચ । ૩. ઽનેતાં ।

* બૃહસ્પતિજીનો પુત્ર કચ શુક્રાચાર્યજી પાસે મૃતસંજીવની વિદ્યા ભણતો હતો. અધ્યયન સમાપ્ત કરીને જ્યારે તે પોતાને ઘેર જવા લાગ્યો ત્યારે દેવયાનીએ તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી. પરંતુ ગુરુપુત્રી હોવાને કારણે કચે તેનો પ્રસ્તાવ સ્વીકાર્યો નહીં. તેથી દેવયાનીએ તેને શાપ આપ્યો કે 'તારી શીખેલી બધી વિદ્યા નિષ્ફળ બની જાય.' કચે પણ તેને શાપ આપ્યો કે 'કોઈ પણ બ્રાહ્મણ તારો પત્નીરૂપે સ્વીકાર કરશે નહીં.'

નાહુષાય સુતાં દત્ત્વા સહ શર્મિષ્ઠયોશનાઃ ।
તમાહ રાજઞ્છર્મિષ્ઠામાધાસ્તલ્પે ન કર્હિચિત્ ॥ ૩૦॥

વિલોક્યૌશનસીં રાજઞ્છર્મિષ્ઠા સપ્રજાં[1] ક્વચિત્ ।
તમેવ વવ્રે રહસિ સખ્યાઃ પતિમૃતૌ સતી ॥ ૩૧॥

રાજપુત્ર્યાડર્થિતોડપત્યે ધર્મં ચાવેક્ષ્ય ધર્મવિત્ ।
સ્મરઞ્છુક્રવચઃ કાલે દિષ્ટમેવાભ્યપદ્યત ॥ ૩૨॥

યદું ચ તુર્વસું ચૈવ દેવયાની વ્યજાયત ।
દ્રુહ્યું ચાનું ચ પૂરું ચ શર્મિષ્ઠા વાર્ષપર્વણી ॥ ૩૩॥

ગર્ભસમ્ભવમાસુર્યા ભર્તુર્વિજ્ઞાય માનિની ।
દેવયાની પિતુર્ગેહં યયૌ ક્રોધવિમૂર્ચ્છિતા ॥ ૩૪॥

પ્રિયામનુગતઃ કામી વચોભિરુપમન્ત્રયન્ ।
ન પ્રસાદયિતું શેકે પાદસંવાહનાદિભિઃ ॥ ૩૫॥

શુક્રસ્તમાહ કુપિતઃ સ્ત્રીકામાનૃતપૂરુષ ।
ત્વાં જરા વિશતાં મન્દ વિરૂપકરણી નૃણામ્ ॥ ૩૬॥

*યયાતિરુવાચ*

અતૃપ્તોડસ્મ્યદ્ય કામાનાં બ્રહ્મન્ દુહિતરિ સ્મ તે ।
વ્યત્યસ્યતાં યથાકામં વયસા યોડભિધાસ્યતિ ॥ ૩૭॥

ઇતિ લબ્ધવ્યવસ્થાનઃ પુત્રં જ્યેષ્ઠમવોચત ।
યદો તાત પ્રતીચ્છેમાં જરાં દેહિ નિજં વયઃ ॥ ૩૮॥

માતામહકૃતાં વત્સ ન તૃપ્તો વિષયેષ્વહમ્ ।
વયસા ભવદીયેન રંસ્યે કતિપયાઃ સમાઃ ॥ ૩૯॥

શુક્રાચાર્યજીએ દેવયાનીનો વિવાહ રાજા યયાતિ સાથે કરી દીધો અને શર્મિષ્ઠાને દાસીના રૂપમાં આપીને તેમને કહી દીધું – 'રાજન્! આ શર્મિષ્ઠાને પોતાની શય્યા પર ક્યારેય આવવા દેશો નહીં.' ॥ ૩૦ ॥ પરીક્ષિત! થોડા દિવસો પછી દેવયાની પુત્રવતી થઈ ગઈ. તેને પુત્રવતી જોઈને એક દિવસ શર્મિષ્ઠાએ પણ પોતાના ઋતુકાળમાં દેવયાનીના પતિ યયાતિ પાસે એકાંતમાં સહવાસની યાચના કરી. ॥ ૩૧ ॥ શર્મિષ્ઠાની પુત્ર માટેની પ્રાર્થના ધર્મસંગત છે એવું જાણીને ધર્મજ્ઞ રાજા યયાતિએ શુક્રાચાર્યની વાત યાદ હોવા છતાં પણ એ જ નિશ્ચય કર્યો કે જે સમયે પ્રારબ્ધ અનુસાર જે થવાનું હશે, થઈને જ રહેશે. ॥ ૩૨ ॥ દેવયાનીને બે પુત્રો થયા – યદુ અને તુર્વસુ. તથા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને ત્રણ પુત્ર થયા – દ્રુહ્યુ, અનુ અને પૂરુ. ॥ ૩૩ ॥ જ્યારે અભિમાની દેવયાનીને એ ખબર પડી કે, શર્મિષ્ઠાને પણ મારા પતિ દ્વારા જ ગર્ભ રહ્યો છે ત્યારે તે ક્રોધથી બેસૂધ બનીને પોતાના પિતાને ઘેર ચાલી ગઈ. ॥ ૩૪ ॥ કામી યયાતિએ મીઠી-મીઠી વાતો, અનુનય-વિનય અને ચરણ દબાવવા વગેરે ચેષ્ટાઓ દ્વારા દેવયાનીને મનાવવાની કોશિશ કરી, તેની પાછળ-પાછળ તેઓ ત્યાં સુધી ગયા પણ ખરા, પરંતુ તેને મનાવી ન શક્યા. ॥ ૩૫ ॥ શુક્રાચાર્યજીએ પણ ક્રોધપૂર્વક યયાતિને કહ્યું – 'તું અત્યંત સ્ત્રીલંપટ, મંદબુદ્ધિવાળો અને જૂઠો છે. જા, શરીરને કુરૂપ બનાવી દેનારી વૃદ્ધાવસ્થા તને પ્રાપ્ત થઈ જાય.' ॥ ૩૬ ॥

**યયાતિએ કહ્યું** – 'બ્રહ્મન્! તમારી પુત્રી સાથે વિષય-ભોગ ભોગવતાં હજી મને તૃપ્તિ થઈ નથી. આ શાપથી તો તમારી પુત્રીનું પણ અનિષ્ટ થશે.' આ સાંભળીને શુક્રાચાર્યજીએ કહ્યું, 'સારું, જાઓ, જે પ્રસન્ન થઈ તમને પોતાની જવાની આપે તેની પાસેથી તમારી વૃદ્ધાવસ્થા બદલી લો.' ॥ ૩૭ ॥ શુક્રાચાર્યજીએ જ્યારે આવી વ્યવસ્થા કરી આપી ત્યારે તેમણે મોટા પુત્ર યદુને કહ્યું – 'બેટા! તું તારી જુવાની મને આપી દે અને તારા નાના (માતામહે) એ આપેલી આ વૃદ્ધાવસ્થા તું સ્વીકારી લે. કારણ કે મારા પ્રિય પુત્ર! હું હજી વિષયોથી તૃપ્ત થયો નથી. તેથી તારી જુવાની લઈને હું થોડાં વર્ષો સુધી હજી આનંદ ભોગવીશ.' ॥ ૩૮-૩૯ ॥

૧. સુપ્રજાં ।

યદુરુવાચ

નોત્સહે જરસા સ્થાતુમન્તરા પ્રાપ્તયા તવ ।
અવિદિત્વા સુખં ગ્રામ્યં વૈતૃષ્ણ્યં નૈતિ પુરુષઃ ॥ ૪૦॥

તુર્વસુશ્ચોદિતઃ પિત્રા દ્રુહ્યુશ્ચાનુશ્ચ ભારત ।
પ્રત્યાચખ્યુરધર્મજ્ઞા હ્યનિત્યે નિત્યબુદ્ધયઃ ॥ ૪૧॥

અપૃચ્છત્[1] તનયં પૂરું વયસોનં ગુણાધિકમ્ ।
ન ત્વમગ્રજવદ્ વત્સ માં પ્રત્યાખ્યાતુમર્હસિ ॥ ૪૨॥

પૂરુરુવાચ

કો નુ લોકે મનુષ્યેન્દ્ર પિતુરાત્મકૃતઃ પુમાન્ ।
પ્રતિકર્તું ક્ષમો યસ્ય પ્રસાદાદ્ વિન્દતે પરમ્ ॥ ૪૩॥

ઉત્તમશ્ચિન્તિતં કુર્યાત્પ્રોક્તકારી તુ[2] મધ્યમઃ ।
અધમોઽશ્રદ્ધયા કુર્યાદકર્તોચ્ચરિતં પિતુઃ ॥ ૪૪॥

ઇતિ પ્રમુદિતઃ પૂરુઃ પ્રત્યગૃહ્ણાજ્જરાં પિતુઃ ।
સોઽપિ તદ્વયસા કામાન્યથાવજ્જુજુષે[3] નૃપ ॥ ૪૫॥

સપ્તદ્વીપપતિઃ સમ્યક્ પિતૃવત્પાલયન્પ્રજાઃ ।
યથોપજોષં વિષયાઞ્જુજુષેઽવ્યાહતેન્દ્રિયઃ ॥ ૪૬॥

દેવયાન્યપ્યનુદિનં મનોવાગ્દેહવસ્તુભિઃ[4] ।
પ્રેયસઃ પરમાં પ્રીતિમુવાહ પ્રેયસી રહઃ ॥ ૪૭॥

અયજદ્ યજ્ઞપુરુષં ક્રતુભિર્ભૂરિદક્ષિણૈઃ ।
સર્વદેવમયં દેવં સર્વવેદમયં હરિમ્ ॥ ૪૮॥

યસ્મિન્નિદં વિરચિતં વ્યોમ્નીવ જલદાવલિઃ ।
નાનેવ ભાતિ નાભાતિ સ્વપ્નમાયામનોરથઃ ॥ ૪૯॥

**યદુએ કહ્યું** – 'પિતાજી! કસમયે જ પ્રાપ્ત થયેલું તમારું ઘડપણ લઈને તો હું જીવવા ઇચ્છતો નથી. કેમકે, કોઈ પણ મનુષ્ય જ્યાં સુધી વિષય-સુખનો અનુભવ નથી કરી લેતો ત્યાં સુધી તેને તેનાથી વૈરાગ થતો નથી.' ॥ ૪૦ ॥ પરીક્ષિત! આ જ પ્રમાણે તુર્વસુ, દ્રુહ્યુ અને અનુએ પણ પિતાની આજ્ઞાનો અસ્વીકાર કર્યો. સાચું પૂછો તો તે પુત્રોને ધર્મનું તત્ત્વ જ્ઞાત ન હતું. તેઓ આ અનિત્ય શરીરને જ નિત્ય માની બેઠા હતા. ॥ ૪૧ ॥ હવે યયાતિએ ઉંમરમાં બધાથી નાના પરંતુ ગુણમાં મોટા પોતાના પુત્ર પૂરુને બોલાવીને પૂછ્યું – 'બેટા! પોતાના મોટા ભાઈઓની જેમ તારે મારી વાત ટાળવી ન જોઈએ.' ॥ ૪૨ ॥

**પૂરુએ કહ્યું** – 'પિતાજી! પિતાની કૃપાથી મનુષ્યને પરમપદની પ્રાપ્તિ થઈ શકે છે. વાસ્તવમાં પુત્રનું શરીર પિતાનું જ આપેલું છે. આવી સ્થિતિમાં એવું કોણ છે, જે આ સંસારમાં પિતાના ઉપકારોનો બદલો ચૂકવી શકે? ॥ ૪૩ ॥ ઉત્તમ પુત્ર તો તે છે, જે પિતાના મનની વાત પિતાના કહ્યા વિના જ માની લે. કહ્યા પછી શ્રદ્ધા સાથે આજ્ઞાપાલન કરનાર પુત્રને મધ્યમ કહે છે. જે આજ્ઞા મળવા છતાં પણ અશ્રદ્ધાથી તેનું પાલન કરે તે અધમપુત્ર છે, અને જે કોઈ પણ રીતે પોતાના પિતાની આજ્ઞાનું પાલન નથી કરતો, તેને તો પુત્ર કહેવો જ ભૂલ છે. તે તો પિતાના મળ જેવો જ છે. ॥ ૪૪ ॥ પરીક્ષિત! આ પ્રમાણે કહીને પૂરુએ બહુ જ પ્રસન્નતાપૂર્વક પિતાની વૃદ્ધાવસ્થા સ્વીકારી લીધી. રાજા યયાતિ પણ તેની જુવાની લઈને પૂર્વવત્ વિષયોનું સેવન કરવા લાગ્યા. ॥ ૪૫ ॥ તેઓ સપ્તદ્વીપોના એકછત્ર સમ્રાટ હતા. પિતાની જેમ પ્રજાનું સારી રીતે પાલન કરતા હતા. તેમની ઇન્દ્રિયોમાં પૂરી શક્તિ હતી અને તેઓ યોગ્ય અવસરે પ્રાપ્ત વિષયોનું સેવન કરતા હતા. ॥ ૪૬ ॥ દેવયાની તેમની પ્રિયતમ પત્ની હતી. તે પોતાના પ્રિયતમ યયાતિને પોતાનાં મન, વાણી, શરીર અને પદાર્થો દ્વારા નિરંતર વધુ ને વધુ એકાંતમાં સુખ આપીને પ્રસન્ન કરવા લાગી. ॥ ૪૭ ॥ રાજા યયાતિએ સમસ્ત વેદોના પ્રતિપાદ્ય સર્વદેવસ્વરૂપ યજ્ઞપુરુષ ભગવાન શ્રીહરિનું ઘણી મોટી-મોટી દક્ષિણાવાળા યજ્ઞોથી યજન કર્યું. ॥ ૪૮ ॥ જેમ આકાશમાં વાદળોના સમૂહો દેખાય છે અને ક્યારેક નથી પણ દેખાતા, તે જ પ્રમાણે પરમાત્માના સ્વરૂપમાં આ જગત સ્વપ્ન, માયા અને મનોરથના જેવું કલ્પિત છે. તે કેટલીકવાર અનેક નામ-રૂપોમાં પ્રતીત થાય છે અને કેટલીકવાર નથી પણ થતું. ॥ ૪૯ ॥

૧. અપૃચ્છત્ સ તતઃ । ૨. ચ । ૩. વદ્બુભુજે । ૪. ૦વાગ્ગૃહ૦ ।

તમેવ હૃદિ વિન્યસ્ય વાસુદેવં ગુહાશયમ્[1] ।
નારાયણમણીયાંસં નિરાશીરયજત્પ્રભુમ્ ॥ ૫૦॥

તે પરમાત્મા બધાંનાં હૃદયમાં બિરાજેલા છે. તેમનું સ્વરૂપ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. તે જ સર્વશક્તિમાન સર્વવ્યાપી ભગવાન શ્રી નારાયણને પોતાના હૃદયમાં સ્થાપિત કરીને યયાતિ રાજાએ નિષ્કામભાવે તેમનું યજન કર્યું. ॥ ૫૦ ॥

એવં વર્ષસહસ્રાણિ મનઃષષ્ઠૈર્મનઃસુખમ્ ।
વિદધાનોઽપિ નાતૃપ્યત્સાર્વભૌમઃ કદિન્દ્રિયૈઃ ॥ ૫૧॥

આ પ્રમાણે એક હજાર વર્ષ સુધી તેમણે પોતાની ઉચ્છૃંખલ ઇન્દ્રિયો સાથે મનને જોડીને તેના (મનના) પ્રિય વિષયોને ભોગવ્યા. પરંતુ આટલા ભોગોથી પણ ચક્રવર્તી યયાતિને ભોગોમાં તૃપ્તિ થઈ નહીં. ॥ ૫૧ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધેઽષ્ટાદશોઽધ્યાયઃ[2] ॥ ૧૮॥

નવમા સ્કંધ-અંતર્ગત અઢારમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઓગણીસમો અધ્યાય

## યયાતિનો ગૃહત્યાગ

*શ્રીશુક ઉવાચ*

સ ઇત્થમાચરન્ કામાન્ સ્ત્રૈણોઽપહ્નવમાત્મનઃ ।
બુદ્ધ્વા પ્રિયાયૈ નિર્વિણ્ણો ગાથામેતામગાયત ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! રાજા યયાતિ આ પ્રમાણે સ્ત્રીને વશ થઈને વિષયોનો ઉપભોગ કરતા રહ્યા. એક દિવસ જ્યારે પોતાના અધઃપતન તરફ દૃષ્ટિ ગઈ ત્યારે તેમને તીવ્ર વૈરાગ્ય થયો અને તેમણે પોતાની પ્રિયપત્ની દેવયાનીને આ કથા કહી– ॥ ૧ ॥

શૃણુ ભાર્ગવ્યમૂં ગાથાં મદ્વિધાચરિતાં ભુવિ ।
ધીરા યસ્યાનુશોચન્તિ વને ગ્રામનિવાસિનઃ ॥ ૨॥

'ભૃગુનંદિની! તું આ કથા સાંભળ. સંસારમાં મારા જેવા જ વિષયીનો આ સત્ય ઇતિહાસ છે. આવા જ ગ્રામવાસી વિષયી પુરુષોના સંબંધમાં વનવાસી જિતેન્દ્રિય પુરુષો દુઃખ સાથે વિચાર કર્યા કરે છે કે આમનું કલ્યાણ કઈ રીતે થશે? ॥ ૨ ॥

બસ્ત એકો વને કશ્ચિદ્ વિચિન્વન્ પ્રિયમાત્મનઃ ।
દદર્શ કૂપે પતિતાં સ્વકર્મવશગામજામ્ ॥ ૩॥

એક બકરો વનમાં પોતાની પ્રિય વસ્તુની શોધમાં વિચરતો હતો. તેણે જોયું કે, પોતાના કર્મવશ એક બકરી કૂવામાં પડી ગઈ છે. ॥ ૩ ॥

તસ્યા ઉદ્ધરણોપાયં બસ્તઃ કામી વિચિન્તયન્ ।
વ્યધત્ત તીર્થમુદ્ધૃત્ય વિષાણાગ્રેણ રોધસી ॥ ૪॥

તે બકરો અત્યંત કામી હતો. તે વિચારવા લાગ્યો કે આ બકરીને કઈ રીતે કૂવામાંથી બહાર કાઢી શકાય! તેણે પોતાના શિંગડાની અણીથી કૂવા પાસેની ધરતી ખોદી કાઢી અને કૂવામાંથી બહાર નીકળવાનો માર્ગ કર્યો. ॥ ૪ ॥

સોત્તીર્ય કૂપાત્સુશ્રોણી તમેવ ચકમે કિલ ।
તયા વૃતં સમુદ્વીક્ષ્ય બહ્વ્યોઽજાઃ કાન્તકામિનીઃ ॥ ૫॥

પીવાનં શ્મશ્રુલં પ્રેષ્ઠં[3] મીઢ્વાંસં યાભકોવિદમ્ ।
સ એકોઽજવૃષસ્તાસાં બહ્વીનાં રતિવર્ધનઃ ।
રેમે કામગ્રહગ્રસ્ત આત્માનં નાવબુધ્યત ॥ ૬॥

જ્યારે તે સુંદર બકરી કૂવામાંથી બહાર નીકળી તો તેણે તે બકરા સાથે પ્રેમ કરવાનો નિશ્ચય કર્યો. તે દાઢી-મૂછવાળો બકરો શરીરે ઘણો જ હૃષ્ટ-પુષ્ટ, જુવાન અને બકરીઓને સુખ આપનારો, વિહારકુશળ અને પ્રિય હતો. જ્યારે બીજી બકરીઓએ જોયું કે, કૂવામાં પડી ગયેલી બકરીએ તેને પોતાનો પ્રેમપાત્ર બનાવી દીધો છે ત્યારે તેમણે પણ તેને જ પોતાનો પતિ બનાવી લીધો. તે તો પહેલેથી જ પતિની શોધમાં હતી. તે બકરાના માથા ઉપર કામરૂપ પિશાચ સવાર થઈ ગયો હતો. તે એકલો જ ઘણી બધી બકરીઓ સાથે વિહાર કરવા લાગ્યો અને પોતાની તમામ સૂધ-બૂધ ખોઈ બેઠો. ॥ ૫-૬ ॥

૧. ઽક્ષયમ્ । ૨. પ્રાચીન પ્રતમાં આના પહેલાં 'યયાતે' એટલો ભાગ વધુ છે. । ૩. ઘોરં ।

તમેવ પ્રેષ્ઠતમયા[1] રમમાણમજાન્યયા ।
વિલોક્ય કૂપસંવિગ્ના[2] નામૃષ્યદ્ બસ્તકર્મ તત્ ॥ ૭॥

તં દુર્હૃદં સુહૃદ્રૂપં કામિનં ક્ષણસૌહૃદમ્ ।
ઇન્દ્રિયારામમુત્સૃજ્ય સ્વામિનં દુઃખિતા યયૌ ॥ ૮॥

સોઽપિ ચાનુગતઃ સ્ત્રૈણઃ કૃપણસ્તાં પ્રસાદિતુમ્ ।
કુર્વન્નિડવિડાકારં[3] નાશક્નોત્પથિ સન્ધિતુમ્ ॥ ૯॥

તસ્યાસ્તત્ર દ્વિજઃ કશ્ચિદજાસ્વામ્યચ્છિનદ્ રુષા ।
લમ્બન્તં વૃષણં ભૂયઃ સન્દધેઽર્થાય યોગવિત્ ॥ ૧૦॥

સમ્બદ્ધવૃષણઃ સોઽપિ હ્યજયા કૂપલબ્ધયા ।
કાલં બહુતિથં ભદ્રે કામૈર્નાદ્યાપિ તુષ્યતિ ॥ ૧૧॥

તથાહં કૃપણઃ સુભ્રુ ભવત્યાઃ પ્રેમયન્ત્રિતઃ ।
આત્માનં નાભિજાનામિ મોહિતસ્તવ માયયા ॥ ૧૨॥

જ્યારે તેની કૂવામાંથી નીકળેલી પ્રિયતમા બકરીએ જોયું કે, મારો પતિ તો પોતાની બીજી પ્રિયતમા બકરી સાથે વિહાર કરી રહ્યો છે, ત્યારે તેનાથી બકરાનું આ કૃત્ય સહન ન થયું. ॥ ૭ ॥ તેણે જોયું કે, આ તો બહુ કામી છે, આના પ્રેમનો કોઈ ભરોસો નથી અને આ મિત્રના રૂપમાં શત્રુનું કામ કરી રહ્યો છે. તેથી તે બકરી આ ઇન્દ્રિયોના ગુલામ બકરાને છોડીને બહુ દુઃખ સાથે પોતાના પાલક પાસે ચાલી ગઈ. ॥ ૮ ॥ તે રાંક કામી બકરો તેને મનાવવા માટે 'મેં-મેં' કરતો તેની પાછળ-પાછળ ચાલ્યો, પરંતુ તેને રસ્તામાં મનાવી શક્યો નહીં. ॥ ૯ ॥ તે બકરીનો પાલક એક બ્રાહ્મણ હતો. તેણે ક્રોધમાં આવીને બકરાના લટકી રહેલા અંડકોશને કાપી નાખ્યો. પરંતુ પછીથી તે બકરીનું જ હિત કરવા માટે ફરીથી તેને જોડી પણ દીધો. તે બ્રાહ્મણ આવા અનેક ઉપાયોનો જાણકાર હતો. ॥ ૧૦ ॥ પ્રિયે! આ પ્રમાણે અંડકોશ જોડાઈ જતાં તે બકરો ફરીથી તે કૂવામાંથી નીકળેલી બકરી સાથે ઘણા સમય સુધી વિષયભોગ કરતો રહ્યો, પરંતુ આજ સુધી તેને સંતોષ થયો નહીં. ॥ ૧૧ ॥ સુંદરી! મારી પણ આ જ દશા છે. તારા પ્રેમપાશમાં બંધાઈને હું અત્યંત રાંક બની ગયો છું. તારી માયાથી મોહિત થઈને હું મારી જાતને પણ ભૂલી ગયો છું. ॥ ૧૨ ॥

યત્પૃથિવ્યાં વ્રીહિયવં હિરણ્યં પશવઃ સ્ત્રિયઃ ।
ન દુહ્યન્તિ મનઃપ્રીતિં પુંસઃ કામહતસ્ય તે ॥ ૧૩॥

ન જાતુ કામઃ કામાનામુપભોગેન શામ્યતિ ।
હવિષા કૃષ્ણવર્ત્મેવ ભૂય એવાભિવર્ધતે ॥ ૧૪॥

યદા ન કુરુતે ભાવં સર્વભૂતેષ્વમઙ્ગલમ્ ।
સમદૃષ્ટેસ્તદા પુંસઃ સર્વાઃ સુખમયા દિશઃ ॥ ૧૫॥

યા દુસ્ત્યજા દુર્મતિભિર્જીર્યતો યા ન જીર્યતે ।
તાં તૃષ્ણાં દુઃખનિવહાં શર્મકામો દ્રુતં ત્યજેત્ ॥ ૧૬॥

માત્રા સ્વસ્રા દુહિત્રા વા[4] નાવિવિક્તાસનો ભવેત્ ।
બલવાનિન્દ્રિયગ્રામો વિદ્વાંસમપિ કર્ષતિ ॥ ૧૭॥

પ્રિયે! પૃથ્વીમાં જેટલાં પણ અન્નકણ, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓ છે – તે બધાં મળીને પણ તે પુરુષને સંતુષ્ટ નથી કરી શકતાં, જે કામના અને તૃષ્ણાઓથી ઘેરાયેલો છે. ॥ ૧૩ ॥ વિષયો ભોગવવાથી ભોગવાસના ક્યારેય શાંત થઈ શકતી નથી, બલકે જેમ ઘીની આહુતિ આપવાથી અગ્નિ વધારે પ્રજ્જ્વલિત થાય છે તે જ પ્રમાણે ભોગવાસનાઓ પણ ભોગોથી પ્રબળ બની જાય છે. ॥ ૧૪ ॥ જ્યારે મનુષ્ય કોઈ પણ પ્રાણી અને કોઈ પણ પદાર્થની સાથે રાગ-દ્વેષનો ભાવ નથી રાખતો ત્યારે તે સમદર્શી બની જાય છે તથા તેના માટે બધી દિશાઓ સુખદાયી બની જાય છે. ॥ ૧૫ ॥ વિષયોની તૃષ્ણા જ દુઃખોનું ઉદ્‌ગમસ્થાન છે. મંદબુદ્ધિના લોકો બહુ મુશ્કેલીથી તેનો ત્યાગ કરી શકે છે. શરીર વૃદ્ધ થઈ જાય છે, પરંતુ તૃષ્ણા વૃદ્ધ થતી નથી. તેથી જે પોતાનું કલ્યાણ ઇચ્છે છે, તેણે તુરત જ આ તૃષ્ણા (ભોગ-વાસના)નો ત્યાગ કરી દેવો જોઈએ. ॥ ૧૬ ॥ વધારે તો શું? – પોતાની મા, બહેન અને પુત્રી સાથે પણ એકલા એક આસન પર સ્પર્શ થાય એ રીતે બેસવું ન જોઈએ. ઇન્દ્રિયો એટલી બળવાન છે કે, તે મોટા-મોટા વિદ્વાનોને પણ વિચલિત કરી દે છે. ॥ ૧૭ ॥

---

૧. રકતમજયા । ૨. કામસંવિગ્ના । ૩. કુર્વન્ વિડવિડાકારં । ૪. ચ ।

પૂર્ણં વર્ષસહસ્રં મે વિષયાન્ સેવતોઽસકૃત્ ।
તથાપિ ચાનુસવનં[1] તૃષ્ણા તેષૂપજાયતે ॥ ૧૮॥

તસ્માદેતામહં ત્યક્ત્વા બ્રહ્મણ્યાધાય માનસમ્ ।
નિર્દ્વન્દ્વો નિરહઙ્કારશ્ચરિષ્યામિ મૃગૈઃ સહ ॥ ૧૯॥

દૃષ્ટં શ્રુતમસદ્[2] બુદ્ધ્વા નાનુધ્યાયેન્ન સંવિશેત્ ।
સંસૃતિં ચાત્મનાશં ચ તત્ર વિદ્વાન્ સ આત્મદૃક્ ॥ ૨૦॥

ઇત્યુક્ત્વા નાહુષો જાયાં તદીયં પૂરવે વયઃ ।
દત્ત્વા સ્વાં જરસં તસ્માદાદદે વિગતસ્પૃહઃ ॥ ૨૧॥

દિશિ દક્ષિણપૂર્વસ્યાં દ્રુહ્યું દક્ષિણતો યદુમ્ ।
પ્રતીચ્યાં તુર્વસું ચક્ર ઉદીચ્યામનુમીશ્વરમ્ ॥ ૨૨॥

ભૂમણ્ડલસ્ય સર્વસ્ય પૂરુમર્હત્તમં વિશામ્ ।
અભિષિચ્યાગ્રજાંસ્તસ્ય વશે સ્થાપ્ય વનં યયૌ ॥ ૨૩॥

આસેવિતં વર્ષપૂગાન્ ષડ્વર્ગં વિષયેષુ સઃ ।
ક્ષણેન મુમુચે નીડં જાતપક્ષ ઇવ દ્વિજઃ ॥ ૨૪॥

સ તત્ર નિર્મુક્તસમસ્તસઙ્ગ
આત્માનુભૂત્યા વિધુતત્રિલિઙ્ગઃ ।
પરેઽમલે બ્રહ્મણિ વાસુદેવે
લેભે ગતિં ભાગવતીં પ્રતીતઃ ॥ ૨૫॥

શ્રુત્વા ગાથાં દેવયાની મેને પ્રસ્તોભમાત્મનઃ ।
સ્ત્રીપુંસોઃ સ્નેહવૈક્લવ્યાત્પરિહાસમિવેરિતમ્[3] ॥ ૨૬॥

સા સંનિવાસં સુહૃદાં પ્રપાયામિવ ગચ્છતામ્ ।
વિજ્ઞાયેશ્વરતન્ત્રાણાં માયાવિરચિતં પ્રભોઃ[4] ॥ ૨૭॥

સર્વત્ર સઙ્ગમુત્સૃજ્ય સ્વપ્નૌપમ્યેન ભાર્ગવી ।
કૃષ્ણે મનઃ સમાવેશ્ય વ્યધુનોલ્લિઙ્ગમાત્મનઃ ॥ ૨૮॥

વિષયોનું વારંવાર સેવન કરતાં-કરતાં મારા એક હજાર વર્ષ પૂરાં થઈ ગયાં, છતાં પણ ક્ષણે-ક્ષણે ભોગોની તૃષ્ણા વધતી જાય છે. ॥ ૧૮ ॥ તેથી હવે હું ભોગોની વાસના – તૃષ્ણાનો પરિત્યાગ કરીને મારું અંતઃકરણ પરમાત્માને સમર્પિત કરી દઈશ અને ઠંડી-ગરમી, સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોથી ઉપર ઊઠીને અહંકારથી મુક્ત થઈને હરણાંઓની સાથે વનમાં વિચરણ કરીશ. ॥ ૧૯ ॥ લોક-પરલોક બન્નેના ભોગો અસત્ છે, એવું સમજીને ન તો તેનું ચિંતન કરવું જોઈએ અને ન ભોગ કરવા જોઈએ. એવું સમજવું જોઈએ કે ભોગોના ચિંતનથી જ જન્મ-મૃત્યુરૂપી સંસારની પ્રાપ્તિ થાય છે અને સંસારના ભોગોથી તો આત્મનાશ થઈ જાય છે. વાસ્તવમાં આ રહસ્યને જાણીને આ ભોગોનો ત્યાગ કરનાર જ આત્મજ્ઞાની છે.' ॥ ૨૦ ॥

પરીક્ષિત! યયાતિએ પોતાની પત્નીને આ પ્રમાણે કહીને પૂરુની જુવાની તેને પાછી આપી દીધી અને પોતાની વૃદ્ધાવસ્થા પાછી લઈ લીધી. કારણ કે હવે તેમના ચિત્તમાં વિષય-વાસના નામશેષ થઈ ગઈ હતી. ॥ ૨૧ ॥ ત્યાર પછી તેમણે દક્ષિણ-પૂર્વ દિશાનું દ્રુહ્યુને, દક્ષિણનું, યદુને પશ્ચિમનું તુર્વસુને અને ઉત્તરનું રાજ્ય અનુને આપી દીધું. ॥ ૨૨ ॥ સંપૂર્ણ ભૂમંડળની તમામ સંપત્તિઓ માટે યોગ્યતમ પાત્ર એવા પૂરુનો પોતાની રાજગાદી પર અભિષેક કરી તથા મોટા ભાઈઓને તેમને આધીન બનાવીને તેઓ વનમાં ચાલ્યા ગયા. ॥ ૨૩ ॥ જોકે યયાતિ રાજાએ ઘણાં વર્ષો સુધી ઇન્દ્રિયો દ્વારા વિષય-સુખ ભોગવ્યું, પરંતુ જેમ પાંખો આવી જતાં પક્ષી પોતાનો માળો છોડી દે છે તે જ પ્રમાણે તેમણે ક્ષણમાત્રમાં બધું જ છોડી દીધું. ॥ ૨૪ ॥ વનમાં જઈને રાજા યયાતિએ તમામ આસક્તિઓથી મુક્તિ મેળવી લીધી. આત્મસાક્ષાત્કાર દ્વારા તેમનું ત્રિગુણમય લિંગશરીર નષ્ટ થઈ ગયું. તેમણે માયા-મળથી રહિત પરબ્રહ્મ પરમાત્મા વાસુદેવમાં લીન થઈને તે ભાગવતી ગતિ પ્રાપ્ત કરી, જે મોટા-મોટા ભગવાનના પ્રેમી સંતોને પ્રાપ્ત થાય છે. ॥ ૨૫ ॥

જ્યારે દેવયાનીએ આ કથા સાંભળી ત્યારે તે સમજી કે રાજા મને નિવૃત્તિમાર્ગ માટે પ્રોત્સાહિત કરી રહ્યા છે. કારણ કે સ્ત્રી-પુરુષના પરસ્પર પ્રેમથી જ વિરહનું દુઃખ થાય છે, આવું વિચારીને રાજાએ આ કથા મજાકમાં કહી છે. ॥ ૨૬ ॥ સ્વજન-સંબંધીઓનું એક સ્થાનમાં ભેગા થવું એ પરબ પર ભેગા થતા પથિકજનો જેવું જ ઈશ્વરાધીન છે. આ બધો ભગવાનની માયાનો ખેલ છે અને સ્વપ્ન જેવો છે. એવું સમજીને દેવયાનીએ સર્વ પદાર્થોમાંથી આસક્તિ છોડી દીધી અને પોતાના મનને ભગવાન શ્રીકૃષ્ણમાં તન્મય કરીને બંધનનું કારણ એવા લિંગશરીરનો પરિત્યાગ કરી દીધો. તે ભગવાનને પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૨૭-૨૮ ॥

૧. ચાનુદિવસં । ૨. દમસાદ્વિદ્વાન્ । ૩. દમિવેહિતમ્ । ૪. વિભોઃ ।

નમસ્તુભ્યં ભગવતે વાસુદેવાય વેધસે ।
સર્વભૂતાધિવાસાય શાન્તાય બૃહતે નમઃ ॥ ૨૯॥

તેણે ભગવાનને વંદન કરીને કહ્યું – 'સમસ્ત જગતના કારણ, સર્વના અંતર્યામી, સર્વના આશ્રયસ્વરૂપ, સર્વશક્તિમાન ભગવાન વાસુદેવને નમસ્કાર છે. જે પરમ શાંત અને અનંત તત્ત્વ છે, તેમને હું નમસ્કાર કરું છું. ॥ ૨૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે[1] એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯॥

નવમા સ્કંધ-અંતર્ગત ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# વીસમો અધ્યાય

## પૂરુના વંશનું તથા રાજા દુષ્યંત અને ભરતના ચરિત્રનું વર્ણન

*શ્રીશુક[2] ઉવાચ*

પૂરોર્વંશં પ્રવક્ષ્યામિ યત્ર જાતોઽસિ ભારત ।
યત્ર રાજર્ષયો વંશ્યા બ્રહ્મવંશ્યાશ્ચ જજ્ઞિરે ॥ ૧॥

જનમેજયો હ્યભૂત્પૂરોઃ પ્રચિન્વાંસ્તત્સુતસ્તતઃ ।
પ્રવીરોઽથ નમસ્યુર્વૈ તસ્માચ્ચારુપદોઽભવત્ ॥ ૨॥

તસ્ય સુદ્યુરભૂત્પુત્રસ્તસ્માદ્ બહુગવસ્તતઃ ।
સંયાતિસ્તસ્યાહંયાતી રૌદ્રાશ્વસ્તત્સુતઃ સ્મૃતઃ ॥ ૩॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! હવે હું રાજા પૂરુના વંશનું વર્ણન કરીશ. આ જ વંશમાં તમારો જન્મ થયો છે. આ જ વંશમાં ઘણા રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ થયા છે. ॥ ૧ ॥ પૂરુનો પુત્ર હતો જનમેજય. જનમેજયનો પ્રચિન્વાન્, પ્રચિન્વાન્‌નો પ્રવીર, પ્રવીરનો નમસ્યુ અને નમસ્યુનો પુત્ર હતો ચારુપદ. ॥ ૨ ॥ ચારુપદથી સુદ્યુ, સુદ્યુથી બહુગવ, બહુગવથી સંયાતિ, સંયાતિથી અહંયાતિ અને અહંયાતિનો પુત્ર રૌદ્રાશ્વ થયો. ॥ ૩ ॥

ઋતેયુસ્તસ્ય કુક્ષેયુઃ સ્થણ્ડિલેયુઃ કૃતેયુકઃ ।
જલેયુઃ સન્તતેયુશ્ચ ધર્મસત્યવ્રતેયવઃ ॥ ૪॥

દશૈતેઽપ્સરસઃ પુત્રા વનેયુશ્ચાવમઃ સ્મૃતઃ ।
ઘૃતાચ્યામિન્દ્રિયાણીવ મુખ્યસ્ય જગદાત્મનઃ ॥ ૫॥

પરીક્ષિત! જેમ વિશ્વાત્મા પ્રધાન પ્રાણથી દશ ઇન્દ્રિયો થાય છે, તે જ રીતે ઘૃતાચી અપ્સરાના ગર્ભથી રૌદ્રાશ્વના દશ પુત્રો થયા – ઋતેયુ, કુક્ષેયુ, સ્થણ્ડિલેયુ, કૃતેયુ, જલેયુ, સંતતેયુ, ધર્મેયુ, સત્યેયુ, વ્રતેયુ અને બધાથી નાનો વનેયુ. ॥ ૪-૫ ॥

ઋતેયો[3]રન્તિભારોઽભૂત્ત્રયસ્તસ્યાત્મજા નૃપ ।
સુમતિર્ધ્રુવોઽપ્રતિરથઃ કણ્વોઽપ્રતિરથાત્મજઃ ॥ ૬॥

તસ્ય મેધાતિથિસ્તસ્માત્પ્રસ્કણ્વાદ્યા દ્વિજાતયઃ ।
પુત્રોઽભૂત્સુમતે રૈભ્યો[4] દુષ્યન્તસ્તત્સુતો મતઃ ॥ ૭॥

પરીક્ષિત! તેમનામાંથી ઋતેયુનો પુત્ર રન્તિભાર થયો અને રન્તિભારના ત્રણ પુત્ર થયા – સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ. અપ્રતિરથના પુત્રનું નામ કણ્વ હતું. ॥ ૬ ॥ કણ્વનો પુત્ર મેધાતિથિ થયો. આ જ મેધાતિથિથી પ્રસ્કણ્વ વગેરે બ્રાહ્મણો ઉત્પન્ન થયા. સુમતિનો પુત્ર રૈભ્ય થયો, આ જ રૈભ્યનો પુત્ર દુષ્યંત હતો. ॥ ૭ ॥

---

૧. પ્રાચીન પ્રતમાં 'યયાતે' એટલો વધુ પાઠ છે. । ૨. બાદરાયણિરુવાચ । ૩. રતિનારો૦ । ૪. રૈતિર્દુષ્યન્ત૦ ।

દુષ્યન્તો મૃગયાં યાતઃ કણ્વાશ્રમપદં ગતઃ ।
તત્રાસીનાં સ્વપ્રભયા મણ્ડયન્તીં રમામિવ ॥ ૮॥

વિલોક્ય સદ્યો[1] મુમુહે દેવમાયામિવ સ્ત્રિયમ્ ।
બભાષે તાં વરારોહાં ભટૈઃ કતિપયૈર્વૃતઃ ॥ ૯॥

તદ્દર્શનપ્રમુદિતઃ સંનિવૃત્તપરિશ્રમઃ ।
પપ્રચ્છ કામસન્તપ્તઃ પ્રહસઞ્શ્લક્ષ્ણયા ગિરા ॥ ૧૦॥

કા ત્વં કમલપત્રાક્ષિ કસ્યાસિ હૃદયઙ્ગમે ।
કિં વા ચિકીર્ષિતં ત્વત્ર ભવત્યા નિર્જને વને ॥ ૧૧॥

વ્યક્તં રાજન્યતનયાં વેદ્મ્યહં ત્વાં સુમધ્યમે ।
ન હિ ચેતઃ પૌરવાણામધર્મે રમતે ક્વચિત્ ॥ ૧૨॥

શકુન્તલોવાચ

વિશ્વામિત્રાત્મજૈવાહં ત્યક્તા મેનકયા વને ।
વેદૈતદ્ ભગવાન્ કણ્વો વીર કિં કરવામ[2] તે ॥ ૧૩॥

આસ્યતાં હ્યરવિન્દાક્ષ ગૃહ્યતામર્હણં ચ નઃ ।
ભુજ્યતાં સન્તિ નીવારા ઉષ્યતાં યદિ રોચતે ॥ ૧૪॥

દુષ્યન્ત ઉવાચ

ઉપપન્નમિદં સુભ્રુ જાતાયાઃ કુશિકાન્વયે ।
સ્વયં હિ વૃણતે રાજ્ઞાં કન્યકાઃ સદૃશં વરમ્ ॥ ૧૫॥

ઓમિત્યુક્તે[3] યથાધર્મમુપયેમે શકુન્તલામ્ ।
ગાન્ધર્વવિધિના રાજા દેશકાલવિધાનવિત્ ॥ ૧૬॥

અમોઘવીર્યો રાજર્ષિર્મહિષ્યાં વીર્યમાદધે ।
શ્વોભૂતે સ્વપુરં યાતઃ કાલેનાસૂત સા સુતમ્ ॥ ૧૭॥

એક વાર દુષ્યંત વનમાં પોતાના થોડા સૈનિકો સાથે શિકાર કરવા ગયેલા હતા, ત્યાં તેઓ કણ્વમુનિના આશ્રમ પર જઈ ચઢ્યા. તે આશ્રમમાં દેવમાયા જેવી એક મનોહર કન્યા બેઠી હતી. તેની સાક્ષાત્ લક્ષ્મીના જેવી અંગકાન્તિથી તે આશ્રમ ઝગમગી રહ્યો હતો. તે સુંદરીને જોતાં જ દુષ્યંત મોહિત થઈ ગયા અને તેની સાથે વાતચીત કરવા લાગ્યા. ॥ ૮-૯ ॥ તેને જોઈને રાજાને બહુ આનંદ થયો. તેમના મનમાં કામવાસના જાગ્રત થઈ ગઈ. થોડો વિશ્રામ કર્યા પછી તેમણે ખૂબ જ મધુર શબ્દોમાં સ્મિતહાસ્ય વેરતાં તેને પૂછ્યું - ॥ ૧૦ ॥ 'કમળ જેવાં સુંદર નેત્રોવાળી દેવી! તમે કોણ છો અને કોની પુત્રી છો? મારા હૃદયને પોતાના તરફ આકર્ષિત કરનાર સુંદરી! તમે આ નિર્જન વનમાં રહીને શું કરવા ઇચ્છો છો? ॥ ૧૧ ॥ સુંદરી! હું સ્પષ્ટ સમજી રહ્યો છું કે તમે કોઈ ક્ષત્રિય કન્યા છો. કારણ કે પૂરુવંશીઓનું ચિત્ત ક્યારેય અધર્મ તરફ ઢળતું નથી. ॥ ૧૨ ॥

**શકુંતલાએ કહ્યું** – 'તમારી વાત સાચી છે. હું વિશ્વામિત્રજીની પુત્રી છું. મેનકા અપ્સરાએ મને વનમાં છોડી દીધી હતી. આ ઘટનાના સાક્ષી છે મારું પાલન-પોષણ કરવાવાળા મહર્ષિ કણ્વ. વીરશિરોમણી! હું તમારી શું સેવા કરું? ॥ ૧૩ ॥ કમલનયન! તમે અહીં બિરાજો અને અમે જે કંઈ તમારું સ્વાગત-સત્કાર કરીએ, તેનો સ્વીકાર કરો. આશ્રમમાં સામાનું ભોજન તૈયાર છે. તમારી ઇચ્છા હોય તો ભોજન કરો અને ઇચ્છા હોય તો અહીં રોકાઈ જાઓ. ॥ ૧૪ ॥

**દુષ્યંતે કહ્યું** – 'સુંદરી! તમે કુશિકવંશમાં ઉત્પન્ન થયાં છો, તેથી આ પ્રકારનો આતિથ્ય-સત્કાર તમારા યોગ્ય જ છે. કારણ કે રાજકન્યાઓ સ્વયં પોતાને યોગ્ય પતિનું વરણ કરી લેતી હોય છે.' ॥ ૧૫ ॥ શકુંતલાની સ્વીકૃતિ મળી ગયા પછી દેશ, કાળ અને શાસ્ત્રની આજ્ઞાને જાણવાવાળા રાજા દુષ્યંતે ગાંધર્વ-વિધિથી ધર્માનુસાર તેની સાથે વિવાહ કરી લીધો. ॥ ૧૬ ॥ રાજર્ષિ દુષ્યન્તનું તેજ અમોઘ હતું. રાત્રિના સમયે ત્યાં રહીને દુષ્યંતે શકુંતલાનો સહવાસ કર્યો અને બીજા દિવસે સવારે તેઓ પોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા. કેટલોક સમય વીતી ગયા પછી શકુંતલાએ એક પુત્રને જન્મ આપ્યો. ॥ ૧૭ ॥

૧. મુમુહે સદ્યો । ૨. કરવાણિ । ૩. હ્યુક્તો ।

કણ્વઃ[1] કુમારસ્ય વને ચક્રે સમુચિતાઃક્રિયાઃ ।
બદ્ધ્વા મૃગેન્દ્રાંસ્તરસા[2] ક્રીડતિ સ્મ સ બાલકઃ ॥ ૧૮॥

તં દુરત્યયવિક્રાન્તમાદાય પ્રમદોત્તમા ।
હરેરંશાંશસમ્ભૂતં ભર્તુરન્તિકમાગમત્ ॥ ૧૯॥

યદા ન જગૃહે રાજા ભાર્યાપુત્રાવનિન્દિતૌ ।
શૃણ્વતાં સર્વભૂતાનાં ખે વાગાહાશરીરિણી ॥ ૨૦॥

માતા ભસ્ત્રા પિતુઃ પુત્રો યેન જાતઃ સ એવ સઃ ।
ભરસ્વ પુત્રં દુષ્યન્ત માઽવમંસ્થાઃ શકુન્તલામ્ ॥ ૨૧॥

રેતોધાઃ પુત્રો નયતિ નરદેવ યમક્ષયાત્ ।
ત્વં ચાસ્ય ધાતા ગર્ભસ્ય સત્યમાહ શકુન્તલા ॥ ૨૨॥

પિતર્યુપરતે સોઽપિ ચક્રવર્તી મહાયશાઃ ।
મહિમા ગીયતે તસ્ય હરેરંશભુવો ભુવિ ॥ ૨૩॥

ચક્રં દક્ષિણહસ્તેઽસ્ય પદ્મકોશોઽસ્ય પાદયોઃ ।
ઈજે મહાભિષેકેણ સોઽભિષિક્તોઽધિરાડ્[3] વિભુઃ ॥ ૨૪॥

પઞ્ચપઞ્ચાશતા મેધ્યૈર્ગઙ્ગાયામનુ વાજિભિઃ ।
મામતેયં[4] પુરોધાય યમુનાયામનુ પ્રભુઃ ॥ ૨૫॥

અષ્ટસપ્તતિમેધ્યાશ્વાન્ બબન્ધ પ્રદદદ્ વસુ ।
ભરતસ્ય હિ[5] દૌષ્યન્તેરગ્નિઃ સાચીગુણે ચિતઃ ।
સહસ્રં બદ્વશો યસ્મિન્બ્રાહ્મણા ગા વિભેજિરે ॥ ૨૬॥

ત્રયસ્ત્રિંશચ્છતં હ્યશ્વાન્બદ્ધ્વા વિસ્માપયન્નૃપાન્ ।
દૌષ્યન્તિરત્યગાન્માયાં દેવાનાં ગુરુમાયયૌ ॥ ૨૭॥

મૃગાઞ્છુક્લદતઃ કૃષ્ણાન્ હિરણ્યેન પરીવૃતાન્[6] ।
અદાત્કર્મણિ મષ્ણારે[7] નિયુતાનિ ચતુર્દશ ॥ ૨૮॥

મહર્ષિ કણ્વે આશ્રમમાં જ રાજકુમારના વિધિપૂર્વક જાતકર્મ સંસ્કાર કર્યા. તે બાળક બચપણમાં જ એટલો બળવાન હતો કે મોટા-મોટા સિંહોને બાંધી લેતો અને તેમની સાથે રમતો હતો. ॥ ૧૮ ॥

આ બાળક ભગવાનનો અંશાવતાર હતો. તેનું બળ-પરાક્રમ અપાર હતું. તેને પોતાની સાથે લઈને શ્રેષ્ઠ નારી શકુંતલા પોતાના પતિ પાસે ગઈ. ॥ ૧૯ ॥ જ્યારે રાજા દુષ્યંતે પોતાની નિર્દોષ પત્ની અને પુત્રનો સ્વીકાર ન કર્યો ત્યારે જેનો બોલનાર દેખાતો ન હતો છતાં બધા લોકોને સંભળાય, એવી આકાશવાણી થઈ. ॥ ૨૦ ॥ 'પુત્ર ઉત્પન્ન કરવામાં માતા તો માત્ર ધમણ જેવી છે. વાસ્તવમાં પુત્ર પિતાનો જ છે. કેમકે, પિતા જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે. તેથી દુષ્યંત! તમે શકુંતલાનો તિરસ્કાર ન કરો. પોતાના પુત્રનું ભરણ-પોષણ કરો. ॥ ૨૧ ॥ રાજન્! વંશની વૃદ્ધિ કરનાર પુત્ર પોતાના પિતાને નરકમાંથી તારે છે. શકુંતલાનું કહેવું બિલકુલ બરાબર છે. આ બાળકના પિતા તમે જ છો.' ॥ ૨૨ ॥

પરીક્ષિત! દુષ્યંતના મૃત્યુ પછી તે બાળક ભરત પરમ યશસ્વી ચક્રવર્તી સમ્રાટ બન્યો. તેનો જન્મ ભગવાનના અંશથી થયો હતો. આજે પણ પૃથ્વી પર તેના મહિમાનું ગાન કરવામાં આવે છે. ॥ ૨૩ ॥ તેના જમણા હાથમાં ચક્રનું ચિહ્ન અને બન્ને પગમાં કમળની કળીઓના આકારની રેખાઓ હતી. મહાભિષેકની વિધિથી તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ભરતજી મહાન ભાગ્યશાળી રાજા હતા. ॥ ૨૪ ॥ ભરતજીએ મમતાના પુત્ર દીર્ઘતમા મુનિને પુરોહિત બનાવીને ગંગાતટ પર ગંગાસાગરથી ગંગોત્રી સુધી પંચાવન પવિત્ર અશ્વમેધ યજ્ઞો કર્યા. આ જ પ્રમાણે યમુનાતટે પણ – પ્રયાગથી યમનોત્રી સુધી તેમણે ઈઠ્યોતેર અશ્વમેધ યજ્ઞો કર્યા. આ બધા જ યજ્ઞોમાં તેમણે અપાર સંપત્તિ દાનમાં આપી હતી. દુષ્યંતકુમાર ભરતજીએ ઉત્તમ ગુણવાળા પ્રદેશમાં 'અગ્નિચયન' નામે વૈદિક કર્મ કર્યું હતું. તે સ્થાનમાં ભરતજીએ એટલી ગાયો દાનમાં આપી હતી કે, એક હજાર બ્રાહ્મણોમાં દરેકને એક–એક બદ્વ એટલે કે તેરહજાર ચોર્યાશી ગાયો મળી હતી. ॥ ૨૫-૨૬ ॥ આ પ્રમાણે રાજા ભરતજીએ તે યજ્ઞોમાં એકસો તેંત્રીસ (કુલ અશ્વમેધ ૫૫ + ૭૮ = ૧૩૩) અશ્વો બાંધીને અર્થાત્ એકસો તેંત્રીસ યજ્ઞ કરીને સમસ્ત રાજાઓને આશ્ચર્યચકિત કરી દીધા હતા. આ યજ્ઞો દ્વારા આ લોકમાં તો રાજા ભરતજીને પરમ યશ મળ્યો જ, પરંતુ છેવટે તેમણે માયા ઉપર પણ વિજય પ્રાપ્ત કરી લીધો અને દેવતાઓના પરમગુરુ ભગવાન શ્રીહરિને પ્રાપ્ત કરી લીધા. ॥ ૨૭ ॥ યજ્ઞમાં એક કર્મ હોય છે 'મષ્ણાર.' તેમાં ભરતજીએ સુવર્ણથી વિભૂષિત,

---

૧. કુમારસ્ય વને ચક્રે સર્વાઃ સમુદિતાઃ ક્રિયાઃ । ૨. મૃગેન્દ્રં તરસા ક્રીડતે સ ચ બાલકઃ । ૩. ૦ઙ્વિરાડ્ । ૪. ગઙ્ગાતોયં । ૫. તુ । ૬. પરિષ્કૃતાન્ । ૭. મનારે ।

ભરતસ્ય મહત્કર્મ ન પૂર્વે નાપરે નૃપાઃ ।
નૈવાપુર્નૈવ પ્રાપ્સ્યન્તિ બાહુભ્યાં ત્રિદિવં યથા ॥ ૨૯॥

કિરાતહૂણાન્ યવનાનન્ધ્રાન્ કઙ્કાન્ ખશાઞ્છકાન્ ।
અબ્રહ્મણ્યાન્નૃપાંશ્ચાહન્ મ્લેચ્છાન્ દિગ્વિજયેઽખિલાન્ ॥ ૩૦॥

જિત્વા પુરાઽસુરા દેવાન્ યે રસૌકાંસિ ભેજિરે ।
દેવસ્ત્રિયો રસાં નીતાઃ પ્રાણિભિઃ પુનરાહરત્ ॥ ૩૧॥

સર્વકામાન્ દુદુહતુઃ પ્રજાનાં તસ્ય રોદસી ।
સમાસ્ત્રિણવસાહસ્રીર્દિક્ષુ ચક્રમવર્તયત્ ॥ ૩૨॥

સ સમ્રાડ્ લોકપાલાખ્યમૈશ્વર્યમધિરાટ્ શ્રિયમ્ ।
ચક્રં ચાસ્ખલિતં પ્રાણાન્[1] મૃષેત્યુપરરામ હ ॥ ૩૩॥

તસ્યાસન્નૃપ[2] વૈદર્ભ્યઃ પત્ન્યસ્તિસ્રઃ સુસમ્મતાઃ ।
જઘ્નુસ્ત્યાગભયાત્પુત્રાન્નાનુરૂપા ઇતીરિતે ॥ ૩૪॥

તસ્યૈવં વિતથે વંશે તદર્થં યજતઃ સુતમ્ ।
મરુત્સ્તોમેન મરુતો ભરદ્વાજમુપાદદુઃ ॥ ૩૫॥

અન્તર્વત્ન્યાં ભ્રાતૃપત્ન્યાં મૈથુનાય બૃહસ્પતિઃ ।
પ્રવૃત્તો વારિતો ગર્ભં શપ્ત્વા વીર્યમવાસૃજત્ ॥ ૩૬॥

તં ત્યક્તુકામાં મમતાં ભર્તૃત્યાગવિશઙ્કિતામ્ ।
નામનિર્વચનં તસ્ય શ્લોકમેનં[3] સુરા જગુઃ ॥ ૩૭॥

મૂઢે ભર દ્વાજમિમં ભર દ્વાજં બૃહસ્પતે ।
યાતૌ યદુક્ત્વા પિતરૌ ભરદ્વાજસ્તતસ્ત્વયમ્ ॥ ૩૮॥

શ્વેત દાંતવાળા તથા કાળા રંગના ચૌદ લાખ હાથી દાનમાં આપ્યા હતા. ॥ ૨૮ ॥ ભરતજીએ જે મહાન કર્મ કર્યું, તેવું ન તો કોઈ રાજા પહેલાં કરી શક્યો હતો અને ન ભવિષ્યમાં કરી શકશે. શું કોઈ ક્યારેય હાથ વડે અર્થાત્ પુણ્ય કર્યા વિના સ્વર્ગને અડકી શકે છે? ॥ ૨૯ ॥ ભરતજીએ દિગ્વિજયના સમયે કિરાત, હૂણ, યવન, અન્ધ્ર, કઙ્ક, ખશ, શક, અને મ્લેચ્છ વગેરે સઘળા બ્રાહ્મણદ્રોહી રાજાઓને મારી નાખ્યા. ॥ ૩૦ ॥ પૂર્વકાળમાં બળવાન અસુરોએ દેવતાઓ પર વિજય પ્રાપ્ત કરી લીધો હતો અને તેઓ રસાતળમાં રહેવા લાગ્યા હતા. તે સમયે તેઓ ઘણી બધી દેવાંગનાઓને રસાતળમાં લઈ ગયા હતા. રાજા ભરતજી તેમને પાછા લઈ આવ્યા. ॥ ૩૧ ॥ તેમના રાજ્યમાં પૃથ્વી અને આકાશ પ્રજાની બધી જ જરૂરીયાતો પૂરી કરી દેતાં હતાં. ભરતજીએ સત્તાવીશ હજાર વર્ષ સુધી સમસ્ત દિશાઓનું એકછત્ર શાસન કર્યું. ॥ ૩૨ ॥ અંતમાં સાર્વભૌમ સમ્રાટ ભરતજીએ એ જ નિશ્ચય કર્યો કે, લોકપાલોને પણ ચકિત કરી નાંખનારું ઐશ્વર્ય, સાર્વભૌમ સંપત્તિ, અખંડ શાસન અને આ જીવન પણ મિથ્યા જ છે. આવો નિશ્ચય કરીને તેઓ સંસારથી વિરક્ત થઈ ગયા. ॥ ૩૩ ॥

પરીક્ષિત! વિદર્ભરાજની ત્રણ કન્યાઓ સમ્રાટ ભરતની પત્નીઓ હતી. તેમનો ભરતજી ખૂબ આદર કરતા હતા. પરંતુ ભરતજીએ જ્યારે તેમને કહી દીધું કે તમારા પુત્રો મારા જેવા નથી, ત્યારે તે ડરી ગઈ કે, ક્યાંક સમ્રાટ અમારો ત્યાગ ન કરી દે. તેથી તેમણે પોતાના પુત્રોને મારી નાંખ્યા. ॥ ૩૪ ॥ આ પ્રમાણે સમ્રાટ ભરતનો વંશ વિતથ અર્થાત્ વિચ્છિન્ન થવા લાગ્યો ત્યારે તેમણે સંતાન માટે 'મરુત્સ્તોમ' નામનો યજ્ઞ કર્યો. આનાથી મરુદ્ગણોએ પ્રસન્ન થઈને ભરતજીને ભરદ્વાજ નામનો પુત્ર આપ્યો. ॥ ૩૫ ॥ભરદ્વાજની ઉત્પત્તિનો પ્રસંગ આ પ્રમાણે છે કે, એકવાર બૃહસ્પતિજીએ પોતાના ભાઈ ઉતથ્યની ગર્ભવતી પત્ની સાથે સહવાસ કરવાની ઇચ્છા કરી. તે સમયે ગર્ભમાં જે બાળક (દીર્ઘતમા) હતો, તેણે બૃહસ્પતિને આમ કરતાં રોક્યા. પરંતુ બૃહસ્પતિજીએ તેની વાત પર ધ્યાન ન આપ્યું અને તેને 'તું આંધળો થઈ જા.' આવો શાપ આપીને ગર્ભાધાન કરી દીધું. ॥ ૩૬ ॥ ઉતથ્યની પત્ની મમતા આ વાતથી ડરી ગઈ કે ક્યાંક મારા પતિ મારો ત્યાગ ન કરી દે. તેથી તેણે બૃહસ્પતિજી દ્વારા થનારા બાળકનો ત્યાગ કરવા ઇચ્છ્યું. તે સમયે દેવતાઓએ ગર્ભસ્થ શિશુના નામનું નિર્વચન કરતાં આ પ્રમાણે કહ્યું ॥ ૩૭ ॥ બૃહસ્પતિજી કહે છે કે – 'અરે મમતા! આ મારો ઔરસ અને મારા ભાઈનો ક્ષેત્રજ – આ પ્રમાણે બન્નેનો પુત્ર (દ્વાજ) છે; તેથી તું ડરીશ નહીં, આનું ભરણ-પોષણ કર.' ત્યારે મમતાએ કહ્યું – 'બૃહસ્પતિ! આ મારા પતિનો નહીં, આપણા બન્નેનો પુત્ર છે, તેથી તમે જ એનું ભરણ-પોષણ કરો.' આ પ્રમાણે પરસ્પર વિવાદ કરતાં એક-બીજાને 'ભરદ્વાજં-ભરદ્વાજં' (તમે તેનું પોષણ કરો - તમે તેનું પોષણ કરો) આ પ્રમાણે કહેવાથી તે બાળકનું નામ 'ભરદ્વાજ' થયું. ॥ ૩૮ ॥

૧. પુંસાં । ૨. ઋષિ । ૩. ઋોકં ।

ચોદ્યમાના સુરૈરેવં મત્વા વિતથમાત્મજમ્ ।
વ્યસૃજન્મરુતોઽબિભ્રન્ દત્તોઽયં વિતથેઽન્વયે ॥ ૩૯॥

દેવતાઓ દ્વારા નામનું આવું નિર્વચન કરવા છતાં પણ મમતા એવું જ સમજી કે મારો આ પુત્ર વિતથ અર્થાત્ અન્યાયથી પેદા થયો છે. તેથી તેણે એ બાળકને છોડી દીધો. હવે મરુદ્‌ગણોએ તેનું પાલન કર્યું, અને જ્યારે રાજા ભરતનો વંશ નષ્ટ થવા લાગ્યો ત્યારે તેને લાવીને તેમને આપી દીધો. આ જ વિતથ (ભરદ્વાજ) ભરતનો દત્તકપુત્ર થયો. ॥ ૩૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે[1] વિંશોઽધ્યાયઃ ॥ ૨૦॥

નવમા સ્કંધ-અંતર્ગત વીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# એકવીસમો અધ્યાય

## ભરતવંશનું વર્ણન, રાજા રન્તિદેવની કથા

*શ્રીશુક ઉવાચ*

વિતથસ્ય સુતો[2] મન્યુર્બૃહત્ક્ષત્રો જયસ્તતઃ ।
મહાવીર્યો નરો ગર્ગઃ સઙ્કૃતિસ્તુ નરાત્મજઃ ॥ ૧॥

ગુરુશ્ચ રન્તિદેવશ્ચ સઙ્કૃતેઃ પાણ્ડુનન્દન ।
રન્તિદેવસ્ય હિ યશ ઇહામુત્ર ચ ગીયતે ॥ ૨॥

વિયદ્વિત્તસ્ય દદતો લબ્ધં લબ્ધં બુભુક્ષતઃ ।
નિષ્કિઞ્ચનસ્ય ધીરસ્ય સકુટુમ્બસ્ય સીદતઃ ॥ ૩॥

વ્યતીયુરષ્ટચત્વારિંશદહાન્યપિબતઃ કિલ ।
ઘૃતપાયસસંયાવં તોયં પ્રાતરુપસ્થિતમ્ ॥ ૪॥

કૃચ્છ્રપ્રાપ્તકુટુમ્બસ્ય ક્ષુત્તૃડ્ભ્યાં જાતવેપથોઃ ।
અતિથિર્બ્રાહ્મણઃ કાલે ભોક્તુકામસ્ય ચાગમત્ ॥ ૫॥

તસ્મૈ સંવ્યભજત્સોઽન્નમાદૃત્ય શ્રદ્ધયાન્વિતઃ ।
હરિં સર્વત્ર સમ્પશ્યન્ સ ભુક્ત્વા પ્રયયૌ દ્વિજઃ ॥ ૬॥

અથાન્યો ભોક્ષ્યમાણસ્ય વિભક્તસ્ય મહીપતે ।
વિભક્તં વ્યભજત્તસ્મૈ વૃષલાય હરિં સ્મરન્ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! વિતથ અર્થાત્ ભરદ્વાજનો પુત્ર હતો મન્યુ. મન્યુના પાંચ પુત્રો થયા – બૃહત્ક્ષત્ર, જય, મહાવીર્ય, નર અને ગર્ગ. નરનો પુત્ર હતો સંકૃતિ. ॥ ૧ ॥ સંકૃતિના બે પુત્રો થયા – ગુરુ અને રન્તિદેવ. પરીક્ષિત! રન્તિદેવનો નિર્મળ યશ આ લોક અને પરલોકમાં – સર્વત્ર ગાવામાં આવે છે. ॥ ૨ ॥ રન્તિદેવ આકાશવૃત્તિથી, કોઈ પણ પ્રકારનો ઉદ્યોગ કર્યા વિના, ભાગ્યવશ જે પ્રાપ્ત થાય તે વસ્તુનો જ ઉપભોગ કરતા હતા. તેથી તેમની સંપત્તિ દિવસે-દિવસે ઘટતી જતી હતી. તેઓ જે કાંઈ મળી જાય તેને પણ આપી દેતા અને પોતે ભૂખ્યા રહેતા. તેઓ સંગ્રહ-પરિગ્રહથી અને મમતાથી રહિત તથા મોટા ધૈર્યવાન હતા. તેઓ તેમના પરિવાર સાથે દુઃખ ભોગવી રહ્યા હતા. ॥ ૩ ॥ એકવાર તો લગાતાર અડતાલીસ દિવસ એવા વીતી ગયા કે તેમને પાણી સુધ્ધાં પીવા મળ્યું નહીં. ઓગણપચાસમા દિવસે સવારે જ તેમને થોડી ખીર, ઘી, શીરો અને જળ મળ્યું. ॥ ૪ ॥ તેમનો પરિવાર મોટા સંકટમાં હતો. ભૂખ અને તરસથી તે બધાં કાંપી રહ્યાં હતાં. પરંતુ જ્યાં તે લોકો ભોજન કરવાનું વિચારતા હતા ત્યાં જ અતિથિના રૂપમાં એક બ્રાહ્મણ આવી ગયો. ॥ ૫ ॥ રન્તિદેવ બધામાં ભગવાનનાં જ દર્શન કરતા હતા. તેથી તેમણે ખૂબ શ્રદ્ધાથી, આદરપૂર્વક તે અન્નમાંથી બ્રાહ્મણને ભોજન કરાવ્યું. બ્રહ્મ દેવતા ભોજન કરીને ચાલ્યા ગયા. ॥ ૬ ॥

પરીક્ષિત! હવે વધેલા અન્નને રન્તિદેવના પરિવારે આપસમાં વહેંચી લીધું અને ભોજન કરવા તૈયાર થયા. તે જ સમયે એક બીજો શૂદ્ર અતિથિ આવી ગયો. રન્તિદેવે ભગવાનનું સ્મરણ કરતાં રહીને તે વધેલા અન્નમાંથી પણ થોડો ભાગ શૂદ્રના રૂપમાં આવેલા અતિથિને ખવરાવી દીધો. ॥ ૭ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'પૂરુવંશાનુકીર્તનં નામ' એટલો ભાગ વધુ છે. । ૨. સુતાન્ વક્ષ્યે બૃહ૦ ।

યાતે શૂદ્રે તમન્યોઽગાદતિથિઃ શ્વભિરાવૃતઃ ।
રાજન્મે દીયતામન્નં સગણાય બુભુક્ષતે ॥ ૮॥

સ આદૃત્યાવશિષ્ટં યદ્ બહુમાનપુરસ્કૃતમ્ ।
તચ્ચ દત્ત્વા નમશ્ચક્રે શ્વભ્યઃ શ્વપતયે વિભુઃ ॥ ૯॥

પાનીયમાત્રમુચ્છેષં તચ્ચૈકપરિતર્પણમ્ ।
પાસ્યતઃ પુલ્કસોઽભ્યાગાદપો દેહ્યશુભસ્ય[1] મે ॥ ૧૦॥

તસ્ય[2] તાં કરુણાં વાચં નિશમ્ય વિપુલશ્રમામ્ ।
કૃપયા ભૃશસન્તપ્ત ઇદમાહામૃતં વચઃ ॥ ૧૧॥

ન કામયેઽહં ગતિમીશ્વરાત્પરા-
મષ્ટર્દ્ધિયુક્તામપુનર્ભવં વા ।
આર્તિં પ્રપદ્યેઽખિલદેહભાજા-
મન્તઃસ્થિતો યેન ભવન્ત્યદુઃખાઃ ॥ ૧૨॥

ક્ષુત્તૃટ્શ્રમો ગાત્રપરિશ્રમશ્ચ
દૈન્યં ક્લમઃ શોકવિષાદમોહાઃ ।
સર્વે નિવૃત્તાઃ કૃપણસ્ય જન્તો-
ર્જિજીવિષોર્જીવજલાર્પણાન્મે ॥ ૧૩॥

ઇતિ પ્રભાષ્ય પાનીયં મ્રિયમાણઃ પિપાસયા ।
પુલ્કસાયાદદાદ્ધીરો[3] નિસર્ગકરુણો નૃપઃ ॥ ૧૪॥

તસ્ય ત્રિભુવનાધીશાઃ ફલદાઃ ફલમિચ્છતામ્ ।
આત્માનં દર્શયાઞ્ચક્રુર્માયા વિષ્ણુવિનિર્મિતાઃ ॥ ૧૫॥

સ વૈ તેભ્યો નમસ્કૃત્ય નિઃસઙ્ગો વિગતસ્પૃહઃ[4] ।
વાસુદેવે ભગવતિ ભક્ત્યા ચક્રે મનઃ પરમ્ ॥ ૧૬॥

ઈશ્વરાલમ્બનં ચિત્તં કુર્વતોઽનન્યરાધસઃ ।
માયા ગુણમયી રાજન્ સ્વપ્નવત્પ્રત્યલીયત ॥ ૧૭॥

જ્યારે શૂદ્ર ખાઈ-પીને ચાલ્યો ગયો ત્યારે કેટલાક શ્વાન સાથે એક બીજો અતિથિ આવ્યો. તેણે કહ્યું – 'રાજન્! હું અને મારા શ્વાન બહુ ભૂખ્યા છીએ. અમને કંઈક ખાવાનું આપો. ॥ ૮ ॥ રન્તિદેવે ખૂબ જ આદરભાવથી, જે કંઈ બચ્યું હતું, બધું જ તેને આપી દીધું અને ભગવન્મય થઈને તેમણે શ્વાન અને તેમના માલિકના રૂપમાં આવેલા ભગવાનને નમસ્કાર કર્યા. ॥ ૯ ॥ હવે માત્ર જળ જ બચ્યું હતું અને તે પણ માત્ર એક મનુષ્ય પીએ એટલું જ હતું. તેઓ આપસમાં વહેંચીને તે જળ પીવાનું વિચારતા હતા, ત્યાં તો એક ચાંડાળ આવી પહોંચ્યો. તેણે કહ્યું – 'હું અત્યંત નીચ છું. મને પીવા માટે જળ આપો.' ॥ ૧૦ ॥ ચાંડાળની તે કરુણાભરી વાણી, જે બોલતાં પણ અત્યંત દુઃખનો અનુભવ કરી રહ્યો હતો, સાંભળીને રન્તિદેવ કરુણાથી અત્યંત સંતપ્ત થઈ ગયા અને આ પ્રમાણે અમૃતમય વચન કહેવા લાગ્યા– ॥ ૧૧ ॥ 'હું ભગવાનની પાસે આઠેય સિદ્ધિઓથી યુક્ત પરમગતિ ઇચ્છતો નથી. બીજું તો શું, હું મોક્ષની કામના પણ કરતો નથી. હું ચાહું છું તો માત્ર એ જ કે, હું બધા જ પ્રાણીઓના હૃદયમાં સ્થિત થઈ જાઉં અને તેમનું બધું જ દુઃખ હું જ સહન કરું, જેથી બીજાં કોઈ પ્રાણીઓને દુઃખ ન થાય. ॥ ૧૨ ॥ આ દીન પ્રાણી જળ પીને જીવવા ઇચ્છતો હતો, જળ આપી દેવાથી તેના જીવનની રક્ષા થઈ ગઈ. હવે મારી ભૂખ-તરસની પીડા, શરીરની શિથિલતા, દીનતા, ગ્લાનિ, શોક, વિષાદ અને મોહ– એ બધાં જ ચાલ્યાં ગયાં અને હું સુખી થઈ ગયો'. ॥ ૧૩ ॥ આ પ્રમાણે કહીને તે બચેલું જળ પણ તે ચાંડાળને આપી દીધું. જોકે જળ વિના તે પોતે મરી રહ્યા હતા, છતાં સ્વભાવથી જ તેમનું હૃદય એટલું કરુણાપૂર્ણ હતું કે તે પોતાને રોકી ન શક્યા. તેમના આવા ધૈર્યની પણ કોઈ સીમા છે? ॥ ૧૪ ॥ પરીક્ષિત! આ અતિથિઓ વાસ્તવમાં ભગવાનની રચેલી માયાના જ જુદા-જુદા રૂપ હતા. પરીક્ષા પૂરી થયા પછી પોતાના ભક્તોની અભિલાષા પૂરી કરનારા ત્રિભુવનના સ્વામી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે તેમની સામે પ્રગટ થઈ ગયા. ॥ ૧૫ ॥ રન્તિદેવે તેમના ચરણોમાં નમસ્કાર કર્યા. તેમને કંઈ લેવું તો હતું નહીં. ભગવાનની કૃપાથી તે આસક્તિ અને સ્પૃહાથી પણ રહિત થઈ ગયા તથા પરમ પ્રેમમય ભક્તિભાવથી પોતાના મનને ભગવાન વાસુદેવમાં તન્મય કરી દીધું, કશું પણ માંગ્યું નહીં. ॥ ૧૬ ॥ પરીક્ષિત! તેમને ભગવાન સિવાય બીજી કોઈ વસ્તુની ઇચ્છા તો હતી નહીં, તેમણે પોતાના મનને પૂર્ણરૂપે ભગવાનમાં જોડી દીધું. તેથી ત્રિગુણમયી માયા સ્વપ્નના દૃશ્યની જેમ નષ્ટ થઈ ગઈ. ॥ ૧૭ ॥

૧. ત્યશુભાય મે । ૨. તસ્યેતિ કરુણાં । ૩. ત્ધીરો । ૪. ત્તજ્વરઃ ।

તત્પ્રસઙ્ગાનુભાવેન રન્તિદેવાનુવર્તિનઃ ।
અભવન્ યોગિનઃ સર્વે નારાયણપરાયણાઃ ॥ ૧૮॥

રન્તિદેવના અનુયાયીઓ પણ તેમના સંગના પ્રભાવથી યોગી બની ગયા અને બધા ભગવાનના જ આશ્રિત પરમ ભક્ત થઈ ગયા. ॥ ૧૮ ॥

ગર્ગાચ્છિનિસ્તતો ગાર્ગ્યઃ ક્ષત્રાદ્ બ્રહ્મ[1] હ્યવર્તત ।
દુરિતક્ષયો મહાવીર્યાત્[2] તસ્ય ત્રય્યારુણિઃ કવિઃ ॥ ૧૯॥

પુષ્કરારુણિરિત્યત્ર યે બ્રાહ્મણગતિં ગતાઃ ।
બૃહત્ક્ષત્રસ્ય પુત્રોઽભૂદ્ધસ્તી યદ્ધસ્તિનાપુરમ્ ॥ ૨૦॥

અજમીઢો દ્વિમીઢશ્ચ પુરુમીઢશ્ચ હસ્તિનઃ ।
અજમીઢસ્ય વંશ્યાઃ સ્યુઃ પ્રિયમેધાદયો દ્વિજાઃ ॥ ૨૧॥

અજમીઢાદ્ બૃહદિષુસ્તસ્ય પુત્રો બૃહદ્ધનુઃ ।
બૃહત્કાયસ્તતસ્તસ્ય પુત્ર આસીજ્જયદ્રથઃ ॥ ૨૨॥

તત્સુતો વિશદસ્તસ્ય સેનજિત્સમજાયત ।
રુચિરાશ્વો દૃઢહનુઃ કાશ્યો વત્સશ્ચ તત્સુતાઃ ॥ ૨૩॥

રુચિરાશ્વસુતઃ પારઃ પૃથુસેનસ્તદાત્મજઃ ।
પારસ્ય તનયો નીપસ્તસ્ય પુત્રશતં ત્વભૂત્ ॥ ૨૪॥

સ કૃત્વ્યાં શુકકન્યાયાં બ્રહ્મદત્તમજીજનત્ ।
સ[3] યોગી ગવિ ભાર્યાયાં વિષ્વક્સેનમધાત્સુતમ્ ॥ ૨૫॥

જૈગીષવ્યોપદેશેન યોગતન્ત્રં ચકાર હ ।
ઉદક્સ્વનસ્તતસ્તસ્માદ્ ભલ્લાદો બાર્હદીષવાઃ ॥ ૨૬॥

મન્યુપુત્ર ગર્ગથી શિનિ અને શિનિથી ગાર્ગ્યનો જન્મ થયો. જોકે ગાર્ગ્ય ક્ષત્રિય હતો, છતાં તેનાથી બ્રાહ્મણવંશ ચાલ્યો. મહાવીર્યનો પુત્ર હતો દુરિતક્ષય. દુરિતક્ષયના ત્રણ પુત્ર થયા – ત્રય્યારુણિ, કવિ અને પુષ્કરારુણિ. આ ત્રણે બ્રાહ્મણ બની ગયા. બૃહત્ક્ષત્રનો પુત્ર હસ્તી થયો, તેણે હસ્તિનાપુર વસાવ્યું હતું. ॥ ૧૯-૨૦ ॥ હસ્તીના ત્રણ પુત્ર હતા – અજમીઢ, દ્વિમીઢ અને પુરુમીઢ. અજમીઢના પુત્રોમાં પ્રિયમેધ વગેરે બ્રાહ્મણ થયા. ॥ ૨૧ ॥ આ જ અજમીઢના એક પુત્રનું નામ હતું બૃહદિષુ. બૃહદિષુનો પુત્ર થયો બૃહદ્ધનુ, બૃહદ્ધનુનો બૃહત્કાય અને બૃહત્કાયનો જયદ્રથ થયો. ॥ ૨૨ ॥ જયદ્રથનો પુત્ર થયો વિશદ અને વિશદનો સેનજિત્. સેનજિત્ના ચાર પુત્રો થયા – રુચિરાશ્વ, દૃઢહનુ, કાશ્ય અને વત્સ. ॥ ૨૩ ॥ રુચિરાશ્વનો પુત્ર પાર હતો અને પારનો પૃથુસેન. પારના બીજા પુત્રનું નામ નીપ હતું. તેને સો પુત્રો હતા. ॥ ૨૪ ॥ આ જ નીપે (છાયા)* શુકની કન્યા કૃત્વી સાથે લગ્ન કર્યાં હતાં. તેનાથી બ્રહ્મદત્ત નામનો પુત્ર થયો. બ્રહ્મદત્ત મહાન યોગી હતો. તેને તેની પત્ની સરસ્વતીના ગર્ભથી વિષ્વક્સેન નામનો પુત્ર થયો. ॥ ૨૫ ॥ આ જ વિષ્વક્સેને જૈગીષવ્યના ઉપદેશથી યોગશાસ્ત્રની રચના કરી. વિષ્વક્સેનનો પુત્ર હતો ઉદક્સ્વન અને ઉદક્સ્વનનો પુત્ર હતો ભલ્લાદ. આ બધા બૃહદિષુના વંશજ થયા. ॥ ૨૬ ॥

યવીનરો દ્વિમીઢસ્ય કૃતિમાંસ્તત્સુતઃ સ્મૃતઃ ।
નામ્ના સત્યધૃતિર્યસ્ય દૃઢનેમિઃ સુપાર્શ્વકૃત્ ॥ ૨૭॥

સુપાર્શ્વાત્સુમતિસ્તસ્ય પુત્રઃ સન્નતિમાંસ્તતઃ ।
કૃતિર્હિરણ્યનાભાદ્ યો યોગં પ્રાપ્ય જગૌ સ્મ ષટ્ ॥ ૨૮॥

દ્વિમીઢનો પુત્ર હતો યવીનર, યવીનરનો કૃતિમાન, કૃતિમાનનો સત્યધૃતિ, સત્યધૃતિનો દૃઢનેમિ અને દૃઢનેમિનો પુત્ર સુપાર્શ્વ થયો. ॥ ૨૭ ॥ સુપાર્શ્વથી સુમતિ, સુમતિથી સન્નતિમાન અને સન્નતિમાનથી કૃતિનો જન્મ થયો. તેણે હિરણ્યનાભ પાસેથી યોગવિદ્યા પ્રાપ્ત કરી હતી અને

૧. બ્રહ્મણ્યવર્તત । ૨. ન્વીર્યો યસ્ય । ૩. યોગી સ ।
* શ્રી શુકદેવજી અસંગ હતા પરંતુ તેઓ વનમાં જતી વખતે એક છાયાશુક મૂકી ગયા હતા. તે છાયાશુકે જ ગૃહસ્થોચિત વ્યવહાર કર્યો હતા.

સંહિતાઃ પ્રાચ્યસામ્નાં વૈ નીપો હ્યુગ્રાયુધસ્તતઃ ।
તસ્ય ક્ષેમ્યઃ સુવીરોઽથ સુવીરસ્ય રિપુઞ્જયઃ ॥ ૨૯॥

'પ્રાચ્યસામ' નામક ઋચાઓની છ સંહિતાઓ પ્રાપ્ત કરી હતી. કૃતિનો પુત્ર નીપ હતો, નીપનો ઉગ્રાયુધ, ઉગ્રાયુધનો ક્ષેમ્ય, ક્ષેમ્યનો સુવીર અને સુવીરનો પુત્ર હતો રિપુંજય. ॥ ૨૮-૨૯ ॥

તતો બહુરથો નામ પુરુમીઢોઽપ્રજોઽભવત્ ।
નલિન્યામજમીઢસ્ય નીલઃ શાન્તિઃ[1] સુતસ્તતઃ ॥ ૩૦॥

શાન્તેઃ સુશાન્તિસ્તત્પુત્રઃ પુરુજોઽર્કસ્તતોઽભવત્ ।
ભર્મ્યાશ્વસ્તનયસ્તસ્ય પઞ્ચાસન્મુદ્ગલાદયઃ ॥ ૩૧॥

યવીનરો બૃહદિષુઃ[2] કામ્પિલ્યઃ સઞ્જયઃ સુતાઃ ।
ભર્મ્યાશ્વઃ પ્રાહ પુત્રા મે પઞ્ચાનાં રક્ષણાય હિ[3] ॥ ૩૨॥

વિષયાણામલમિમે ઇતિ પઞ્ચાલસઞ્જ્ઞિતાઃ ।
મુદ્ગલાદ્ બ્રહ્મ નિર્વૃત્તં[4] ગોત્રં મૌદ્ગલ્યસઞ્જ્ઞિતમ્ ॥ ૩૩॥

રિપુંજયનો પુત્ર હતો બહુરથ. દ્વિમીઢના ભાઈ પુરુમીઢને કોઈ સંતાન ન હતું. અજમીઢની બીજી પત્નીનું નામ નલિની હતું. તેના ગર્ભથી નીલનો જન્મ થયો. નીલનો શાંતિ, શાંતિનો સુશાંતિ, સુશાંતિનો પુરુજ, પુરુજનો અર્ક અને અર્કનો પુત્ર થયો ભર્મ્યાશ્વ. ભર્મ્યાશ્વને પાંચ પુત્ર હતા – મુદ્ગલ, યવીનર, બૃહદિષુ, કામ્પિલ્ય અને સંજય. ભર્મ્યાશ્વએ કહ્યું – આ મારા પુત્રો પાંચ દેશનું શાસન કરવામાં સમર્થ (પંચ અલમ્) છે.' તેથી તેઓ પંચાલ નામથી પ્રસિદ્ધ થયા. તેમનામાં મુદ્ગલથી 'મૌદ્ગલ્ય' નામના બ્રાહ્મણગોત્રની શરૂઆત થઈ. ॥ ૩૦-૩૩ ॥

મિથુનં મુદ્ગલાદ્ ભાર્મ્યાદ્ દિવોદાસઃ પુમાનભૂત્ ।
અહલ્યા કન્યકા યસ્યાં શતાનન્દસ્તુ ગૌતમાત્ ॥ ૩૪॥

તસ્ય સત્યધૃતિઃ પુત્રો ધનુર્વેદવિશારદઃ ।
શરદ્વાંસ્તત્સુતો યસ્માદુર્વશીદર્શનાત્ કિલ ॥ ૩૫॥

શરસ્તમ્બેઽપતદ્ રેતો મિથુનં તદભૂચ્છુભમ્ ।
તદ્ દૃષ્ટ્વા કૃપયાઽગૃહ્ણાચ્છન્તનુર્મૃગયાં ચરન્ ।
કૃપઃ કુમારઃ કન્યા ચ દ્રોણપત્ન્યભવત્કૃપી ॥ ૩૬॥

ભર્મ્યાશ્વના પુત્ર મુદ્ગલથી યમજ (જોડકાં) સંતાન થયાં તેમાં પુત્રનું નામ હતું દિવોદાસ અને કન્યાનું નામ હતું અહલ્યા. અહલ્યાનાં લગ્ન મહર્ષિ ગૌતમ સાથે થયાં. ગૌતમના પુત્ર થયા શતાનંદ. ॥ ૩૪ ॥ શતાનંદનો પુત્ર સત્યધૃતિ હતો, તે ધનુર્વિદ્યામાં ખૂબ નિપુણ હતો. સત્યધૃતિના પુત્રનું નામ હતું શરદ્વાન્. એકવાર ઉર્વશીને જોવાથી શરદ્વાનનું વીર્ય મુંજ ઘાસ પર પડી ગયું, તેનાથી એક શુભ લક્ષણવાળાં પુત્ર અને પુત્રીનો જન્મ થયો. મહારાજ શન્તનુની તેના પર દૃષ્ટિ પડી ગઈ, કારણ કે તેઓ શિકાર કરવા માટે ત્યાં ગયા હતા. તેમણે કરુણાવશ બન્નેને ઉઠાવી લીધાં. તેમાં જે પુત્ર હતો તેનું નામ કૃપાચાર્ય થયું અને જે કન્યા હતી તેનું નામ થયું કૃપી. આ જ કૃપી દ્રોણાચાર્યની પત્ની થઈ. ॥ ૩૫-૩૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે[5] એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧॥

**નવમા સ્કંધ-અંતર્ગત એકવીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. શાન્તિસ્તતઃ સુતઃ । ૨. બૃહદિશઃ । ૩. વૈ । ૪. સંવૃત્તં । ૫. પ્રાચીન પ્રતમાં 'ભરતવંશાનુકીર્તને' એટલો ભાગ વધુ છે. ।

# બાવીસમો અધ્યાય

## પાંચાલ, કૌરવ અને મગધદેશીય રાજાઓના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

મિત્રેયુશ્ચ દિવોદાસાચ્ચ્યવનસ્તત્સુતો નૃપ ।
સુદાસઃ સહદેવોઽથ સોમકો જન્તુજન્મકૃત્[1] ॥ ૧॥

તસ્ય પુત્રશતં તેષાં યવીયાન્ પૃષતઃ સુતઃ ।
દ્રુપદો દ્રૌપદી તસ્ય ધૃષ્ટદ્યુમ્નાદયઃ સુતાઃ ॥ ૨॥

ધૃષ્ટદ્યુમ્નાદ્ ધૃષ્ટકેતુર્ભાર્મ્યાઃ પઞ્ચાલકા ઈમે ।
યોઽજમીઢસુતો હ્યન્ય ઋક્ષઃ સંવરણસ્તતઃ ॥ ૩॥

તપત્યાં સૂર્યકન્યાયાં કુરુક્ષેત્રપતિઃ કુરુઃ ।
પરીક્ષિત્સુધનુર્જહ્નુર્નિષધાશ્વઃ કુરોઃ સુતાઃ ॥ ૪॥

સુહોત્રોઽભૂત્સુધનુષશ્ચ્યવનોઽથ તતઃ કૃતી ।
વસુસ્તસ્યોપરિચરો બૃહદ્રથમુખાસ્તતઃ ॥ ૫॥

કુશામ્બમત્સ્યપ્રત્યગ્રચેદિપાદ્યાશ્ચ ચેદિપાઃ ।
બૃહદ્રથાત્કુશાગ્રોઽભૂદૃષભસ્તસ્ય તત્સુતઃ ॥ ૬॥

જજ્ઞે સત્યહિતોઽપત્યં પુષ્પવાંસ્તત્સુતો જહુઃ ।
અન્યસ્યાં ચાપિ ભાર્યાયાં શકલે દ્વે બૃહદ્રથાત્ ॥ ૭॥

તે માત્રા બહિરુત્સૃષ્ટે જરયા ચાભિસન્ધિતે ।
જીવ જીવેતિ ક્રીડન્ત્યા જરાસન્ધોઽભવત્સુતઃ ॥ ૮॥

તતશ્ચ સહદેવોઽભૂત્સોમાપિર્યચ્છ્રુતશ્રવાઃ ।
પરીક્ષિદનપત્યોઽભૂત્સુરથો નામ જાહ્નવઃ ॥ ૯॥

તતો વિદૂરથસ્તસ્માત્સાર્વભૌમસ્તતોઽભવત્ ।
જયસેનસ્તત્તનયો રાધિકોઽતોઽયુતો હ્યભૂત્ ॥ ૧૦॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! દિવોદાસનો પુત્ર હતો મિત્રેયુ. મિત્રેયુને ચાર પુત્ર થયા – ચ્યવન, સુદાસ, સહદેવ અને સોમક. સોમકને સો પુત્રો હતા, તેમાં સૌથી મોટો જંતુ અને સૌથી નાનો પૃષત હતો. પૃષતના પુત્ર દ્રુપદ હતા, દ્રુપદને દ્રૌપદી નામની પુત્રી અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે પુત્રો થયા. ॥ ૧-૨ ॥ ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ધૃષ્ટકેતુ હતો. ભર્મ્યાશ્વના વંશમાં ઉત્પન્ન થયેલા આ રાજાઓ 'પાંચાલ' કહેવાયા. અજમીઢનો બીજો પુત્ર હતો ઋક્ષ, તેમના પુત્ર થયા સંવરણ. ॥ ૩ ॥ સંવરણનાં લગ્ન સૂર્યની પુત્રી તપતી સાથે થયાં. તેમના જ ગર્ભથી કુરુક્ષેત્રના સ્વામી કુરુનો જન્મ થયો. કુરુને ચાર પુત્રો થયા – પરીક્ષિત, સુધન્વા, જહ્નુ અને નિષધાશ્વ. ॥ ૪ ॥

સુધન્વાથી સુહોત્ર, સુહોત્રથી ચ્યવન, ચ્યવનથી કૃતી, કૃતીથી ઉપરિચરવસુ અને ઉપરિચરવસુથી બૃહદ્રથ વગેરે પુત્રો ઉત્પન્ન થયા. ॥ ૫ ॥ તેમનામાં બૃહદ્રથ, કુશામ્બ, મત્સ્ય, પ્રત્યગ્ર અને ચેદિપ વગેરે ચેદિદેશના રાજા થયા. બૃહદ્રથનો પુત્ર હતો કુશાગ્ર, કુશાગ્રનો ઋષભ, ઋષભનો સત્યહિત, સત્યહિતનો પુષ્પવાન અને પુષ્પવાનનો જહુ નામનો પુત્ર થયો. બૃહદ્રથની બીજી પત્નીના ગર્ભથી એક શરીરના બે ટુકડા ઉત્પન્ન થયા. ॥ ૬-૭ ॥

તે ટુકડાઓને માતાએ બહાર ફેંકાવી દીધા, ત્યારે 'જરા' નામની રાક્ષસીએ 'જીવો, જીવો' એમ કહીને રમત-રમતમાં જ તે બન્ને ટુકડાઓને જોડી દીધા; તે જોડેલા બાળકનું નામ થયું જરાસંધ. ॥ ૮ ॥ જરાસંધનો સહદેવ, સહદેવનો સોમાપિ અને સોમાપિનો પુત્ર થયો શ્રુતશ્રવા. કુરુના મોટા પુત્ર પરીક્ષિતને કોઈ સંતાન ન હતું. જહ્નુનો પુત્ર હતો સુરથ. ॥ ૯ ॥ સુરથનો વિદૂરથ, વિદૂરથનો સાર્વભૌમ, સાર્વભોમનો જયસેન, જયસેનનો રાધિક અને રાધિકનો પુત્ર થયો અયુત. ॥ ૧૦ ॥

---

૧. જાતુકર્મકૃત્ ।

તતશ્ચ ક્રોધનસ્તસ્માદ્ દેવાતિથિરમુષ્ય ચ ।
ઋષ્યસ્તસ્ય[1] દિલીપોઽભૂત્પ્રતીપસ્તસ્ય ચાત્મજઃ ॥ ૧૧॥

દેવાપિઃ શન્તનુસ્તસ્ય બાહ્લીક ઈતિ ચાત્મજાઃ ।
પિતૃરાજ્યં પરિત્યજ્ય[2] દેવાપિસ્તુ વનં ગતઃ ॥ ૧૨॥

અભવચ્છન્તનૂ રાજા પ્રાઙ્મહાભિષસઞ્જ્ઞિતઃ ।
યં યં કરાભ્યાં સ્પૃશતિ જીર્ણં યૌવનમેતિ સઃ ॥ ૧૩॥

શાન્તિમાપ્નોતિ ચૈવાગ્ર્યાં કર્મણા તેન શન્તનુઃ ।
સમા દ્વાદશ તદ્રાજ્યે ન વવર્ષ યદા વિભુઃ ॥ ૧૪॥

શન્તનુર્બ્રાહ્મણૈરુક્તઃ પરિવેત્તાઽયમગ્રભુક્ ।
રાજ્યં દેહ્યગ્રજાયાશુ પુરરાષ્ટ્રવિવૃદ્ધયે ॥ ૧૫॥

એવમુક્તો દ્વિજૈર્જ્યેષ્ઠં છન્દયામાસ સોઽબ્રવીત્ ।
તન્મન્ત્રિપ્રહિતૈર્વિપ્રૈર્વેદાદ્ વિભ્રંશિતો ગિરા ॥ ૧૬॥

વેદવાદાતિવાદાન્ વૈ તદા[3] દેવો વવર્ષ હ ।
દેવાપિર્યોગમાસ્થાય કલાપગ્રામમાશ્રિતઃ ॥ ૧૭॥

સોમવંશે કલૌ નષ્ટે કૃતાદૌ સ્થાપયિષ્યતિ ।
બાહ્લીકાત્સોમદત્તોઽભૂદ્ ભૂરિર્ભૂરિશ્રવાસ્તતઃ ॥ ૧૮॥

શલશ્ચ શન્તનોરાસીદ્ ગઙ્ગાયાં ભીષ્મ આત્મવાન્ ।
સર્વધર્મવિદાં શ્રેષ્ઠો મહાભાગવતઃ કવિઃ ॥ ૧૯॥

વીરયૂથાગ્રણીર્યેન રામોઽપિ યુધિ તોષિતઃ ।
શન્તનોર્દાશકન્યાયાં જજ્ઞે ચિત્રાઙ્ગદઃ સુતઃ ॥ ૨૦॥

અયુતનો ક્રોધન, ક્રોધનનો દેવાતિથિ, દેવાતિથિનો ઋષ્ય, ઋષ્યનો દિલીપ અને દિલીપનો પુત્ર પ્રતીપ થયો. ॥ ૧૧ ॥ પ્રતીપને ત્રણ પુત્ર હતા – દેવાપિ, શન્તનુ અને બાહ્લીક. દેવાપિ પિતાનું રાજ્ય ત્યજી વનમાં ચાલ્યા ગયા. ॥ ૧૨ ॥ તેથી તેના નાના ભાઈ શન્તનુ રાજા થયા. પૂર્વજન્મમાં શન્તનુનું નામ મહાભિષ હતું. આ જન્મમાં પણ તેઓ પોતાના હાથથી જેને સ્પર્શ કરે તે વૃદ્ધમાંથી જુવાન બની જતો હતો. ॥ ૧૩ ॥ તેને પરમ શાંતિ મળી જતી હતી. આ અદ્ભુત શક્તિને કારણે જ તેમનું નામ શન્તનુ થયું. એક વાર શન્તનુના રાજ્યમાં બાર વર્ષ સુધી ઈન્દ્રે વૃષ્ટિ કરી નહીં. ત્યારે બ્રાહ્મણોએ શન્તનુને કહ્યું કે, 'તમે તમારા મોટાભાઈ દેવાપિથી પહેલાં લગ્ન, અગ્નિહોત્ર અને રાજ્યપદનો સ્વીકાર કરી લીધો છે તેથી તમે પરિવેત્તા* છો, એ કારણે તમારા રાજ્યમાં વરસાદ થતો નથી. હવે જો તમે તમારા રાષ્ટ્રની અને નગરની ઉન્નતિ ઈચ્છતા હો તો તુરત જ તમારા મોટા ભાઈને રાજ્ય આપી દો.' ॥ ૧૪-૧૫ ॥ જ્યારે બ્રાહ્મણોએ શન્તનુને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેમણે વનમાં જઈને પોતાના મોટાભાઈ દેવાપિને રાજ્યનો સ્વીકાર કરવા પ્રાર્થના કરી. પરંતુ શન્તનુના મંત્રી અશ્મરાતે પહેલેથી તેમની પાસે કંઈક એવા બ્રાહ્મણો મોકલી દીધા હતા જેઓ વેદને દૂષિત કરનારાં વચનોથી દેવાપિને વેદમાર્ગથી વિચલિત કરી ચૂક્યા હતા. તેનું ફળ એ થયું કે દેવાપિ વેદોના સિદ્ધાંત અનુસાર ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરવાના બદલે તેની નિંદા કરવા લાગ્યા. તેથી તેઓ રાજ્યના અધિકારથી વંચિત થઈ ગયા અને ત્યારે શન્તનુના રાજ્યમાં વરસાદ થયો. દેવાપિ અત્યારે પણ યોગસાધના કરી રહ્યા છે અને યોગીઓના પ્રસિદ્ધ નિવાસસ્થાન કલાપગ્રામમાં રહે છે. ॥ ૧૬-૧૭ ॥ જ્યારે કલિયુગમાં ચન્દ્રવંશનો નાશ થઈ જશે, ત્યારે સત્યયુગના પ્રારંભમાં તેઓ ફરી તેની સ્થાપના કરશે. શન્તનુના નાના ભાઈ બાહ્લીકનો પુત્ર થયો સોમદત્ત. સોમદત્તને ત્રણ પુત્ર થયા–ભૂરિ, ભૂરિશ્રવા અને શલ. શન્તનુ દ્વારા ગંગાજીના ગર્ભથી નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મનો જન્મ થયો. તેઓ સમસ્ત ધર્મજ્ઞોના શિરોમણિ, ભગવાનના પરમ પ્રેમી ભક્ત અને પરમ જ્ઞાની હતા. ॥ ૧૮-૧૯ ॥ તેઓ સંસારના સમસ્ત વીર પુરુષોમાં અગ્રેસર હતા. બીજાની વાત જ ક્યાં કરવી, તેમણે પોતાના ગુરુ ભગવાન પરશુરામજીને પણ યુદ્ધમાં સંતુષ્ટ કરી દીધા હતા. શન્તનુ દ્વારા દાશરાજની

૧. ઋક્ષ૦ । ૨. સમુત્સૃજ્ય । ૩. તતો ।

* દારાગ્નિહોત્રસંયોગં કુરુતે યોઽગ્રજે સ્થિતે । પરિવેત્તા સ વિજ્ઞેયઃ પરિવિત્તિસ્તુ પૂર્વજઃ ॥

અર્થાત્ જે પુરુષ પોતાના મોટા ભાઈના હોવા છતાં પહેલાં જ લગ્ન અને અગ્નિહોત્રનો સંયોગ કરે છે તેને પરિવેત્તા જાણવો જોઈએ. અને તેનો મોટો ભાઈ પરિવિત્તિ કહેવાય છે.

વિચિત્રવીર્યશ્ચાવરજો નામ્ના ચિત્રાઙ્ગદો હતઃ ।
યસ્યાં પરાશરાત્સાક્ષાદવતીર્ણો હરેઃ કલા ॥ ૨૧॥

વેદગુપ્તો મુનિઃ કૃષ્ણો યતોઽહમિદમધ્યગામ્ ।
હિત્વા સ્વશિષ્યાન્પૈલાદીન્ભગવાન્બાદરાયણઃ ॥ ૨૨॥

મહ્યં પુત્રાય શાન્તાય પરં ગુહ્યમિદં જગૌ ।
વિચિત્રવીર્યોઽથોવાહ કાશિરાજસુતે બલાત્ ॥ ૨૩॥

સ્વયંવરાદુપાનીતે અમ્બિકામ્બાલિકે ઉભે ।
તયોરાસક્તહૃદયો ગૃહીતો યક્ષ્મણા મૃતઃ ॥ ૨૪॥

ક્ષેત્રેઽપ્રજસ્ય વૈ ભ્રાતુર્માત્રોક્તો બાદરાયણઃ ।
ધૃતરાષ્ટ્રં ચ પાણ્ડું ચ વિદુરં ચાપ્યજીજનત્ ॥ ૨૫॥

ગાન્ધાર્યાં ધૃતરાષ્ટ્રસ્ય જજ્ઞે પુત્રશતં[1] નૃપ ।
તત્ર દુર્યોધનો જ્યેષ્ઠો દુઃશલા ચાપિ કન્યકા ॥ ૨૬॥

શાપાન્મૈથુનરુદ્ધસ્ય પાણ્ડોઃ કુન્ત્યાં મહારથાઃ ।
જાતા ધર્માનિલેન્દ્રેભ્યો યુધિષ્ઠિરમુખાસ્ત્રયઃ ॥ ૨૭॥

નકુલઃ સહદેવશ્ચ માદ્ર્યાં નાસત્યદસ્રયોઃ ।
દ્રૌપદ્યાં પઞ્ચ પઞ્ચભ્યઃ પુત્રાસ્તે પિતરોઽભવન્ ॥ ૨૮॥

યુધિષ્ઠિરાત્પ્રતિવિન્ધ્યઃ શ્રુતસેનો વૃકોદરાત્ ।
અર્જુનાચ્છ્રુતકીર્તિસ્તુ શતાનીકસ્તુ નાકુલિઃ ॥ ૨૯॥

સહદેવસુતો રાજન્ શ્રુતકર્મા[2] તથાપરે ।
યુધિષ્ઠિરાત્તુ પૌરવ્યાં દેવકોઽથ ઘટોત્કચઃ ॥ ૩૦॥

કન્યા*ના ગર્ભથી બે પુત્રો થયા – ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય. ચિત્રાંગદને ચિત્રાંગદ નામના ગંધર્વએ મારી નાખ્યો. આ જ દાશરાજની કન્યા સત્યવતીથી પરાશરજી દ્વારા મારા પિતા, ભગવાનના કલા-અવતાર સ્વયં ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસજી અવતર્યા હતા. તેમણે વેદોની રક્ષા કરી. પરીક્ષિત! મેં તેમની પાસેથી જ આ શ્રીમદ્ભાગવત – પુરાણનું અધ્યયન કર્યું. આ પુરાણ પરમ ગોપનીય – અત્યંત રહસ્યમય છે. તેથી જ મારા પિતા વ્યાસજીએ પોતાના પૈલ વગેરે શિષ્યોને આનું અધ્યયન ન કરાવ્યું, મને જ શ્રીમદ્ભાગવતનો અધિકારી માન્યો. એક તો હું તેમનો પુત્ર હતો અને બીજું, શાંતિ વગેરે ગુણ પણ વિશેષરૂપે મારામાં હતા. શંતનુના બીજા પુત્ર વિચિત્રવીર્યએ કાશીરાજની કન્યા અંબા અને અંબાલિકા સાથે લગ્ન કર્યાં. તે બન્ને કન્યાઓને ભીષ્મજી સ્વયંવરમાંથી બળપૂર્વક હરી લાવ્યા હતા. વિચિત્રવીર્ય પોતાની બન્ને પત્નીઓમાં એટલો આસક્ત થઈ ગયો હતો કે તેને રાજયક્ષ્મા (ક્ષયરોગ) થઈ ગયો અને તે મરણ પામ્યો. ॥ ૨૦-૨૪ ॥ માતા સત્યવતીના કહેવાથી ભગવાન વ્યાસજીએ પોતાના સંતાનહીન ભાઈની સ્ત્રીઓથી ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે પુત્રો ઉત્પન્ન કર્યા. તેમની દાસીથી ત્રીજા પુત્ર વિદુરજી થયા. ॥ ૨૫ ॥

પરીક્ષિત! ધૃતરાષ્ટ્રની પત્ની હતી ગાંધારી. તેના ગર્ભથી સો પુત્રો થયા, તેમનામાં સૌથી મોટો દુર્યોધન હતો. તેમને એક કન્યા પણ હતી, તેનું નામ હતું દુઃશલા. ॥ ૨૬ ॥ પાંડુનાં પત્ની હતાં કુંતી. શાપવશ પાંડુ સ્ત્રી-સહવાસ કરી શકતા ન હતા. તેથી તેમનાં પત્ની કુન્તીના ગર્ભથી ધર્મ, વાયુ અને ઇન્દ્રના ક્રમશઃ યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન નામના ત્રણ પુત્ર થયા. આ ત્રણેય મહારથી હતા. ॥ ૨૭ ॥

પાંડુનાં બીજાં પત્નીનું નામ હતું માદ્રી. બન્ને અશ્વિનીકુમારો દ્વારા તેમના ગર્ભથી નકુલ અને સહદેવનો જન્મ થયો. પરીક્ષિત! આ પાંચ પાંડવો દ્વારા દ્રૌપદીના ગર્ભથી પાંચ પુત્રો જન્મ્યા જે તમારા કાકા હતા. ॥ ૨૮ ॥ તેમનામાંથી યુધિષ્ઠિરના પુત્રનું નામ હતું પ્રતિવિન્ધ્ય, ભીમસેનના પુત્રનું નામ હતું શ્રુતસેન, અર્જુનનો શ્રુતકીર્તિ, નકુલનો શતાનીક અને સહદેવનો શ્રુતકર્મા હતો. આ સિવાય યુધિષ્ઠિરને પૌરવી નામની પત્નીથી દેવક અને ભીમસેનને હિડિમ્બાથી ઘટોત્કચ અને કાલીથી સર્વગત નામના પુત્રો થયા. સહદેવને પર્વતકુમારી વિજયાથી સુહોત્ર અને નકુલને કરેણુમતીથી નરમિત્ર નામનો પુત્ર થયો.

૧. સૂનુ૦ । ૨. શ્રુતકીર્તિસ્તથા૦ ।

* આ કન્યા વાસ્તવમાં ઉપરિચરવસુના વીર્યથી માછલીના ગર્ભથી ઉત્પન્ન થઈ હતી. પરંતુ દાશો (માછીમારો)ની પાલકપુત્રી હોવાથી તે માછીમારોની કન્યા કહેવાઈ.

ભીમસેનાદ્ધિડિમ્બાયાં કાલ્યાં સર્વગતસ્તતઃ ।
સહદેવાત્સુહોત્રં તુ વિજયાઽસૂત પાર્વતી ॥ ૩૧॥

કરેણુમત્યાં નકુલો નિરમિત્રં તથાઽર્જુનઃ ।
ઇરાવન્તમુલૂપ્યાં વૈ સુતાયાં બભ્રુવાહનમ્ ।
મણિપૂરપતેઃ સોઽપિ તત્પુત્રઃ પુત્રિકાસુતઃ ॥ ૩૨॥

અર્જુન દ્વારા નાગકન્યા ઉલૂપીના ગર્ભથી ઇરાવાન અને મણિપૂરનરેશની કન્યા ચિત્રાંગદાથી બભ્રુવાહનનો જન્મ થયો. (જ્યારે મણિપૂરના રાજાએ પોતાની પુત્રી ચિત્રાંગદાને પુત્રિકાધર્મથી એટલે કે મારી આ કન્યાથી જે પુત્ર થાય તે મને પુત્ર તરીકે આપવો એવા શાસ્ત્રસંમત ધર્મથી) પરણાવી હતી, તેથી બભ્રુવાહન તેના નાના (માતામહ)નો પુત્ર માનવામાં આવ્યો. ॥ ૨૯-૩૨ ॥ અર્જુનની સુભદ્રા નામની પત્નીથી તમારા પિતા અભિમન્યુનો જન્મ થયો. વીર અભિમન્યુએ બધા અતિરથીઓને જીતી લીધા હતા. અભિમન્યુ દ્વારા ઉત્તરાના ગર્ભથી તમારો જન્મ થયો. ॥ ૩૩ ॥ પરીક્ષિત! તે સમયે કુરુવંશનો નાશ થઈ ચૂક્યો હતો. અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી તમે પણ બળી જ ગયા હતા, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણએ પોતાના પ્રભાવથી તમને તે મૃત્યુથી જીવતા બચાવી લીધા છે. ॥ ૩૪ ॥

તવ તાતઃ સુભદ્રાયામભિમન્યુરજાયત ।
સર્વાતિરથજિદ્ વીર ઉત્તરાયાં તતો ભવાન્ ॥ ૩૩॥

પરિક્ષીણેષુ કુરુષુ દ્રૌણેર્બ્રહ્માસ્ત્રતેજસા ।
ત્વં ચ કૃષ્ણાનુભાવેન સઞ્જીવો મોચિતોઽન્તકાત્ ॥ ૩૪॥

તવેમે તનયાસ્તાત જનમેજયપૂર્વકાઃ ।
શ્રુતસેનો ભીમસેન ઉગ્રસેનશ્ચ વીર્યવાન્ ॥ ૩૫॥

પરીક્ષિત! તમારા પુત્રો તો સામે જ બેઠેલા છે. તેમનાં નામ છે — જનમેજય, શ્રુતસેન, ભીમસેન અને ઉગ્રસેન. આ બધા ખૂબ જ પરાક્રમી છે. ॥ ૩૫ ॥

જનમેજયસ્ત્વાં વિદિત્વા તક્ષકાન્નિધનં ગતમ્ ।
સર્પાન્ વૈ સર્પયાગાગ્નૌ સ હોષ્યતિ રુષાન્વિતઃ ॥ ૩૬॥

કાવષેયં પુરોધાય તુરં તુરગમેધયાટ્ ।
સમન્તાત્પૃથિવીં સર્વાં જિત્વા યક્ષ્યતિ ચાધ્વરૈઃ ॥ ૩૭॥

જ્યારે તક્ષકના કરડવાથી તમારું મૃત્યુ થશે, ત્યારે એ વાત જાણીને જનમેજય ખૂબ રોષે ભરાઈને સર્પોનો નાશ કરવા સર્પ-યાગ કરશે. ॥ ૩૬ ॥ તે કાવષેય ગોત્રના તુર નામના ઋષિને પુરોહિત બનાવીને અશ્વમેધ યજ્ઞ કરશે અને સંપૂર્ણ પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરીને યજ્ઞો દ્વારા ભગવાનની આરાધના કરશે. ॥ ૩૭ ॥

તસ્ય પુત્રઃ શતાનીકો યાજ્ઞવલ્ક્યાત્ત્રયીં પઠન્ ।
અસ્ત્રજ્ઞાનં[1] ક્રિયાજ્ઞાનં શૌનકાત્પરમેષ્યતિ ॥ ૩૮॥

સહસ્રાનીકસ્તત્પુત્રસ્તતશ્ચૈવાશ્વમેધજઃ ।
અસીમકૃષ્ણસ્તસ્યાપિ નેમિચક્રસ્તુ[2] તત્સુતઃ ॥ ૩૯॥

ગજાહ્વયે હૃતે નદ્યા કૌશામ્બ્યાં સાધુ વત્સ્યતિ ।
ઉક્તસ્તતશ્ચિત્રરથસ્તસ્માત્કવિરથઃ[3] સુતઃ ॥ ૪૦॥

તસ્માચ્ચ વૃષ્ટિમાંસ્તસ્ય સુષેણોઽથ મહીપતિઃ ।
સુનીથસ્તસ્ય ભવિતા [4]નૃચક્ષુર્યત્ સુખીનલઃ ॥ ૪૧॥

જનમેજયનો પુત્ર થશે શતાનીક. તે યાજ્ઞવલ્ક્ય ઋષિ પાસેથી ત્રણે વેદ અને કર્મકાંડની તથા કૃપાચાર્યજી પાસેથી અસ્ત્રવિદ્યાની શિક્ષા પ્રાપ્ત કરશે અને શૌનકજી પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પરમાત્માને પ્રાપ્ત કરશે. ॥ ૩૮ ॥ શતાનીકનો સહસ્રાનીક, સહસ્રાનીકનો અશ્વમેધજ, અશ્વમેધજનો અસીમકૃષ્ણ અને અસીમકૃષ્ણનો પુત્ર થશે નેમિચક્ર. ॥ ૩૯ ॥ જ્યારે હસ્તિનાપુર ગંગાજીમાં તણાઈ જશે ત્યારે નેમિચક્ર કૌશામ્બીપુરીમાં સુખપૂર્વક નિવાસ કરશે. નેમિચક્રનો પુત્ર થશે ચિત્રરથ, ચિત્રરથનો કવિરથ, કવિરથનો વૃષ્ટિમાન્, વૃષ્ટિમાન્‌નો રાજા સુષેણ, સુષેણનો સુનીથ, સુનીથનો નૃચક્ષુ, નૃચક્ષુનો સુખીનલ, સુખીનલનો પરિપ્લવ, પરિપ્લવનો સુનય, સુનયનો મેધાવી,

૧. બ્રહ્મ । ૨. વિચક્રસ્તત્સુતસ્તતઃ । ૩. બ્રહ્મવિરથઃ । ૪. ત્રિચક્ષુ૦ ।

પરિપ્લવઃ સુતસ્તસ્માન્મેધાવી સુનયાત્મજઃ ।
નૃપઞ્જયસ્તતો દૂર્વસ્તિમિસ્તસ્માજ્જનિષ્યતિ[1] ॥ ૪૨॥

તિમેર્બૃહદ્રથસ્તસ્માચ્છતાનીકઃ[2] સુદાસજઃ ।
શતાનીકાદ્ દુર્દમનસ્તસ્યાપત્યં બહીનરઃ ॥ ૪૩॥

દણ્ડપાણિર્નિમિસ્તસ્ય ક્ષેમકો ભવિતા નૃપઃ ।
બ્રહ્મક્ષત્રસ્ય વૈ પ્રોક્તો[3] વંશો દેવર્ષિસત્કૃતઃ ॥ ૪૪॥

ક્ષેમકં પ્રાપ્ય રાજાનં સંસ્થાં પ્રાપ્સ્યતિ વૈ કલૌ ।
અથ માગધરાજાનો ભવિતારો વદામિ તે ॥ ૪૫॥

મેધાવીનો નૃપંજય, નૃપંજયનો દૂર્વ અને દૂર્વનો પુત્ર તિમિ થશે. ॥ ૪૦-૪૨ ॥ તિમિથી બૃહદ્રથ, બૃહદ્રથથી સુદાસ, સુદાસથી શતાનીક, શતાનીકથી દુર્દમન, દુર્દમનથી બહીનર, બહીનરથી દંડપાણિ, દંડપાણિથી નિમિ અને નિમિથી રાજા ક્ષેમકનો જન્મ થશે. આ પ્રમાણે મેં તમને બ્રાહ્મણો અને ક્ષત્રિયો બન્નેના ઉત્પત્તિસ્થાન સોમવંશનું વર્ણન કહી સંભળાવ્યું. મોટા-મોટા દેવતાઓ અને ઋષિઓ આ વંશનો આદર કરે છે. ॥ ૪૩-૪૪ ॥ આ વંશ કલિયુગમાં રાજા ક્ષેમકની સાથે જ સમાપ્ત થઈ જશે. હવે હું ભવિષ્યમાં થનારા મગધદેશના રાજાઓનું વર્ણન કરું છું. ॥ ૪૫ ॥

ભવિતા સહદેવસ્ય માર્જારિર્યચ્છ્રુતશ્રવાઃ ।
તતોઽયુતાયુસ્તસ્યાપિ નિરમિત્રોઽથ તત્સુતઃ ॥ ૪૬॥

સુનક્ષત્રઃ સુનક્ષત્રાદ્ બૃહત્સેનોઽથ કર્મજિત્ ।
તતઃ સૃતઞ્જયાદ્ વિપ્રઃ શુચિસ્તસ્ય ભવિષ્યતિ ॥ ૪૭॥

ક્ષેમોઽથ સુવ્રતસ્તસ્માદ્ધર્મસૂત્રઃ શમસ્તતઃ[4] ।
દ્યુમત્સેનોઽથ સુમતિઃ સુબલો જનિતા તતઃ ॥ ૪૮॥

સુનીથઃ[5] સત્યજિદથ વિશ્વજિદ્ યદ્ રિપુઞ્જયઃ ।
બાર્હદ્રથાશ્ચ[6] ભૂપાલા ભાવ્યાઃ સાહસ્રવત્સરમ્ ॥ ૪૯॥

જરાસંધના પુત્ર સહદેવથી માર્જારિ, માર્જારિથી શ્રુતશ્રવા, શ્રુતશ્રવાથી અયુતાયુ અને અયુતાયુથી નિરમિત્ર નામનો પુત્ર થશે. ॥ ૪૬ ॥ નિરમિત્રનો સુનક્ષત્ર, સુનક્ષત્રનો બૃહત્સેન, બૃહત્સેનનો કર્મજિત, કર્મજિતનો સૃતંજય, સૃતંજયનો વિપ્ર અને વિપ્રના પુત્રનું નામ હશે શુચિ. ॥ ૪૭ ॥ શુચિથી ક્ષેમ, ક્ષેમથી સુવ્રત, સુવ્રતથી ધર્મસૂત્ર, ધર્મસૂત્રથી શમ, શમથી દ્યુમત્સેન, દ્યુમત્સેનથી સુમતિ અને સુમતિથી સુબલનો જન્મ થશે. ॥ ૪૮ ॥ સુબલનો સુનીથ, સુનીથનો સત્યજિત, સત્યજિતનો વિશ્વજિત અને વિશ્વજિતનો પુત્ર રિપુંજય થશે. આ બધા બૃહદ્રથવંશના રાજા થશે. આમનો શાસનકાળ એક હજાર વર્ષ સુધીનો હશે. ॥ ૪૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે દ્વાવિંશોઽધ્યાયઃ[7] ॥ ૨૨॥

નવમા સ્કંધ-અંતર્ગત બાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. હસ્તી નિમિસ્ત૦ । ૨. નિમે૦ । ૩. યોનિર્વંશો । ૪. શમઃ સુતઃ । ૫. સુનીતઃ । ૬. બાર્હદ્રથાસ્તુ । ૭. સોમવંશે દ્વાવિંશતિતમો ।

# ત્રેવીસમો અધ્યાય

## અનુ, દ્રુહ્યુ, તુર્વસુ અને યદુના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

અનોઃ સભાનરશ્ચક્ષુઃ પરોક્ષશ્ચ ત્રયઃ સુતાઃ ।
સભાનરાત્કાલનરઃ સૃઞ્જયસ્તત્સુતસ્તતઃ[1] ॥ ૧॥

જનમેજયસ્તસ્ય પુત્રો મહાશીલો મહામનાઃ ।
ઉશીનરસ્તિતિક્ષુશ્ચ મહામનસ આત્મજૌ ॥ ૨॥

શિબિર્વનઃ[2] શમિર્દક્ષશ્ચત્વારોશીનરાત્મજાઃ ।
વૃષાદર્ભઃ સુવીરશ્ચ મદ્રઃ કૈકેય આત્મજાઃ[3] ॥ ૩॥

શિબેશ્ચત્વાર એવાસંસ્તિતિક્ષોશ્ચ રુશદ્રથઃ ।
તતો હેમોઽથ સુતપા બલિઃ સુતપસોઽભવત્ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! યયાતિનંદન અનુને ત્રણ પુત્ર થયા – સભાનર, ચક્ષુ અને પરોક્ષ. સભાનરનો કાલનર, કાલનરનો સૃંજય, સૃંજયનો જનમેજય, જનમેજયનો મહાશીલ અને મહાશીલનો પુત્ર થયો મહામના. મહામનાને બે પુત્ર થયા – ઉશીનર તથા તિતિક્ષુ. ॥ ૧-૨ ॥ ઉશીનરને ચાર પુત્ર હતા – શિબિ, વન, શમિ અને દક્ષ. શિબિને ચાર પુત્ર થયા – વૃષાદર્ભ, સુવીર, મદ્ર અને કૈકેય. ઉશીનરના ભાઈ તિતિક્ષુનો રુશદ્રથ, રુશદ્રથનો હેમ, હેમનો સુતપા અને સુતપાનો બલિ નામનો પુત્ર થયો. ॥ ૩-૪ ॥

અઙ્ગવઙ્ગકલિઙ્ગાદ્યાઃ સુહ્મપુણ્ડ્રાન્ધ્રસઞ્જ્ઞિતાઃ ।
જજ્ઞિરે દીર્ઘતમસો બલેઃ ક્ષેત્રે મહીક્ષિતઃ ॥ ૫॥

ચક્રુઃ સ્વનામ્ના વિષયાન્ ષડિમાન્ પ્રાચ્યકાંશ્ચ તે ।
ખનપાનોઽઙ્ગતો જજ્ઞે તસ્માદ્ દિવિરથસ્તતઃ ॥ ૬॥

સુતો ધર્મરથો યસ્ય જજ્ઞે ચિત્રરથોઽપ્રજાઃ ।
રોમપાદ ઇતિ ખ્યાતસ્તસ્મૈ દશરથઃ સખા ॥ ૭॥

શાન્તાં સ્વકન્યાં પ્રાયચ્છદૃષ્યશૃઙ્ગ ઉવાહ તામ્ ।
દેવેઽવર્ષતિ યં રામા આનિન્યુર્હરિણીસુતમ્ ॥ ૮॥

નાટ્યસઙ્ગીતવાદિત્રૈર્વિભ્રમાલિઙ્ગનાર્હણૈઃ ।
સ તુ રાજ્ઞોઽનપત્યસ્ય નિરૂપ્યેષ્ટિં મરુત્વતઃ ॥ ૯॥

પ્રજામદાદ્ દશરથો યેન લેભેઽપ્રજાઃ પ્રજાઃ ।
ચતુરઙ્ગો રોમપાદાત્પૃથુલાક્ષસ્તુ તત્સુતઃ ॥ ૧૦॥

રાજા બલિની પત્નીના ગર્ભથી દીર્ઘતમા મુનિએ છ પુત્ર ઉત્પન્ન કર્યા – અંગ, વંગ, કલિંગ, સુહ્મ, પુણ્ડ્ર અને અંધ્ર. ॥ ૫ ॥ આ લોકોએ પોત-પોતાના નામથી પૂર્વદિશામાં છ દેશ વસાવ્યા. અંગનો પુત્ર ખનપાન થયો, ખનપાનનો દિવિરથ, દિવિરથનો ધર્મરથ અને ધર્મરથનો ચિત્રરથ. આ ચિત્રરથ જ રોમપાદના નામે પ્રસિદ્ધ હતો. આના મિત્ર હતા અયોધ્યાપતિ મહારાજ દશરથ. રોમપાદને કોઈ સંતાન ન હતું, તેથી દશરથ રાજાએ તેમની શાંતા નામની કન્યા તેમને દત્તક આપી હતી. શાન્તાનું લગ્ન ઋષ્યશૃંગ મુનિ સાથે થયું. ઋષ્યશૃંગ વિભાણ્ડક ઋષિ દ્વારા હરણીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. એકવાર રાજા રોમપાદના રાજ્યમાં ઘણા સમય સુધી વરસાદ ન થયો, ત્યારે વારાંગનાઓ પોતીનાં નૃત્ય, સંગીત, વાદ્ય, હાવ-ભાવ, આલિંગન અને વિવિધ પ્રકારના ઉપહારોથી મોહિત કરીને ઋષ્યશૃંગમુનિને ત્યાં લઈ આવી. તેમના આવતાં જ વરસાદ થઈ ગયો. તેમણે જ ઇન્દ્રદેવતાનો યજ્ઞ કરાવ્યો, ત્યારે સંતાનહીન રાજા રોમપાદને પણ પુત્ર થયો અને પુત્રહીન દશરથ રાજાએ પણ તેમના જ પ્રયત્નથી ચાર પુત્ર પ્રાપ્ત કર્યા. રોમપાદનો પુત્ર થયો ચતુરંગ અને ચતુરંગનો પૃથુલાક્ષ. ॥ ૬-૧૦ ॥

૧. તત્સુતઃ સૃઞ્જયસ્તતઃ । ૨. સુષ્ટિર્વનઃ ક્ષમિર્દક્ષઃ । ૩. આત્મવાન્ ।

બૃહદ્રથો બૃહત્કર્મા બૃહદ્ભાનુશ્ચ તત્સુતાઃ ।
આદ્યાદ્ બૃહન્મનાસ્તસ્માજ્જયદ્રથ ઉદાહૃતઃ ॥ ૧૧॥

વિજયસ્તસ્ય સમ્ભૂત્યાં તતો ધૃતિરજાયત ।
તતો ધૃતવ્રતસ્તસ્ય સત્કર્માધિરથસ્તતઃ ॥ ૧૨॥

યોઽસૌ ગઙ્ગાતટે ક્રીડન્ મઞ્જૂષાન્તર્ગતં શિશુમ્ ।
કુન્ત્યાપવિદ્ધં કાનીનમનપત્યોઽકરોત્સુતમ્ ॥ ૧૩॥

વૃષસેનઃ સુતસ્તસ્ય કર્ણસ્ય જગતીપતેઃ ।
દ્રુહ્યોશ્ચ તનયો બભ્રુઃ સેતુસ્તસ્યાત્મજસ્તતઃ ॥ ૧૪॥

આરબ્ધસ્તસ્ય ગાન્ધારસ્તસ્ય ધર્મસ્તતો ધૃતઃ ।
ધૃતસ્ય દુર્મનાસ્તસ્માત્પ્રચેતાઃ પ્રાચેતસં શતમ્[1] ॥ ૧૫॥

મ્લેચ્છાધિપતયોઽભૂવન્નુદીચીં દિશમાશ્રિતાઃ ।
તુર્વસોશ્ચ સુતો વહ્નિર્વહ્નેર્ભર્ગોઽથ ભાનુમાન્[2] ॥ ૧૬॥

ત્રિભાનુસ્તત્સુતોઽસ્યાપિ કરન્ધમ ઉદારધીઃ ।
મરુતસ્તત્સુતોઽપુત્રઃ પુત્રં પૌરવમન્વભૂત્ ॥ ૧૭॥

દુષ્યન્તઃ સ પુનર્ભેજે સ્વં વંશં રાજ્યકામુકઃ ।
યયાતેર્જ્યેષ્ઠપુત્રસ્ય યદોર્વંશં નરર્ષભ ॥ ૧૮॥

વર્ણયામિ મહાપુણ્યં સર્વપાપહરં નૃણામ્ ।
યદોર્વંશં નરઃ શ્રુત્વા સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૧૯॥

યત્રાવતીર્ણો ભગવાન્ પરમાત્મા નરાકૃતિઃ ।
યદોઃ સહસ્રજિત્ક્રોષ્ટા નલો રિપુરિતિ શ્રુતાઃ ॥ ૨૦॥

ચત્વારઃ સૂનવસ્તત્ર શતજિત્[3] પ્રથમાત્મજઃ ।
મહાહયો વેણુહયો હૈહયશ્ચેતિ તત્સુતાઃ ॥ ૨૧॥

પૃથુલાક્ષના બૃહદ્રથ, બૃહત્કર્મા અને બૃહદ્ભાનુ – ત્રણ પુત્રો થયા. બૃહદ્રથનો પુત્ર થયો બૃહન્મના અને બૃહન્મનાનો પુત્ર જયદ્રથ. ॥ ૧૧ ॥ જયદ્રથની પત્નીનું નામ હતું સમ્ભૂતિ. તેના ગર્ભથી વિજયનો જન્મ થયો. વિજયનો ધૃતિ, ધૃતિનો ધૃતવ્રત, ધૃતવ્રતનો સત્કર્મા અને સત્કર્માનો પુત્ર હતો અધિરથ. ॥ ૧૨ ॥

અધિરથને કોઈ સંતાન ન હતું. એક દિવસ તે ગંગાતટ પર વિચરતા હતા ત્યાં તેમણે જોયું કે એક પેટીમાં નાનકડો બાળક તણાતો જઈ રહ્યો છે. તે બાળક કર્ણ હતો. કુન્તીએ કન્યાવસ્થામાં તેને ઉત્પન્ન કર્યો હોવાને કારણે તે પુત્રને આ પ્રમાણે નદીમાં વહાવી દીધો હતો. અધિરથે તેને પોતાનો પુત્ર બનાવી દીધો. ॥ ૧૩ ॥ પરીક્ષિત! રાજા કર્ણના પુત્રનું નામ હતું વૃષસેન. યયાતિના પુત્ર દ્રુહ્યુથી બભ્રુનો જન્મ થયો. બભ્રુનો સેતુ, સેતુનો આરબ્ધ, આરબ્ધનો ગાંધાર, ગાંધારનો ધર્મ, ધર્મનો ધૃત, ધૃતનો દુર્મના અને દુર્મનાનો પુત્ર પ્રચેતા થયો. પ્રચેતાને સો પુત્ર થયા. તેઓ ઉત્તર દિશામાં મ્લેચ્છોના રાજા થયા. યયાતિના પુત્ર તુર્વસુનો વહ્નિ, વહ્નિનો ભર્ગ, ભર્ગનો ભાનુમાન, ભાનુમાનનો ત્રિભાનુ, ત્રિભાનુનો ઉદારબુદ્ધિ કરન્ધમ અને કરન્ધમનો પુત્ર મરુત થયો. મરુત સંતાનહીન હતો. તેથી તેણે પુરુવંશી દુષ્યંતને પોતાનો પુત્ર બનાવીને રાખ્યો હતો. ॥ ૧૪-૧૭ ॥ પરંતુ દુષ્યંત રાજ્યની કામનાથી પોતાના વંશમાં પાછા આવી ગયા. પરીક્ષિત! હવે હું રાજા યયાતિના મોટા પુત્ર યદુના વંશનું વર્ણન કરું છું. ॥ ૧૮ ॥

પરીક્ષિત! મહારાજ યદુનો વંશ પરમ પવિત્ર અને મનુષ્યના સમસ્ત પાપોનો નાશ કરનાર છે. જે મનુષ્ય આનું શ્રવણ કરશે, તે તમામ પાપોથી મુક્ત થઈ જશે. ॥ ૧૯ ॥ આ વંશમાં સ્વયં ભગવાન પરબ્રહ્મ શ્રીકૃષ્ણએ મનુષ્ય-રૂપમાં અવતાર લીધો હતો. યદુને ચાર પુત્રો હતા – સહસ્રજિત્, ક્રોષ્ટા, નલ અને રિપુ. સહસ્રજિતથી શતજિતનો જન્મ થયો. શતજિતને ત્રણ પુત્રો હતા – મહાહય, વેણુહય અને હૈહય. ॥ ૨૦-૨૧ ॥

૧. સુતમ્ । ૨. વહ્નિમાન્ । ૩. સત્યજિત્તત્સુ૦ ।

धर्मस्तु[1] हैहयसुतो नेत्रः कुन्तेः[2] पिता ततः ।
सोहञ्जिरभवत्कुन्तेर्महिष्मान् भद्रसेनकः ॥ २२॥

दुर्मदो[3] भद्रसेनस्य धनकः कृतवीर्यसूः ।
कृताग्निः कृतवर्मा च कृतौजा धनकात्मजाः ॥ २३॥

अर्जुनः कृतवीर्यस्य सप्तद्वीपेश्वरोऽभवत् ।
दत्तात्रेयाद्धरेरंशात्प्राप्तयोगमहागुणः ॥ २४॥

न नूनं कार्तवीर्यस्य गतिं यास्यन्ति पार्थिवाः ।
यज्ञदानतपोयोगश्रुतवीर्यजयादिभिः[4] ॥ २५॥

पञ्चाशीतिसहस्राणि ह्यव्याहतबलः समाः ।
अनष्टवित्तस्मरणो बुभुजेऽक्षय्यषड्वसु ॥ २६॥

तस्य पुत्रसहस्रेषु[5] पञ्चैवोर्वरिता मृधे ।
जयध्वजः शूरसेनो वृषभो मधुरूर्जितः ॥ २७॥

जयध्वजात्तालजङ्घस्तस्य पुत्रशतं त्वभूत् ।
क्षत्रं[6] यत्तालजङ्घाख्यमौर्वतेजोपसंहृतम्[7] ॥ २८॥

तेषां ज्येष्ठो वीतिहोत्रो वृष्णिः पुत्रो मधोः स्मृतः ।
तस्य पुत्रशतं त्वासीद् वृष्णिज्येष्ठं यतः कुलम् ॥ २९॥

माधवा वृष्णयो राजन् यादवाश्चेति सञ्ज्ञिताः ।
यदुपुत्रस्य च क्रोष्टोः पुत्रो वृजिनवांस्ततः ॥ ३०॥

श्वाहिस्ततो रुशेकुर्वै तस्य चित्ररथस्ततः ।
शशबिन्दुर्महायोगी महाभोजो महानभूत् ॥ ३१॥

चतुर्दशमहारत्नश्चक्रवर्त्यपराजितः ।
तस्य पत्नीसहस्राणां दशानां सुमहायशाः ॥ ३२॥

હૈહયનો ધર્મ, ધર્મનો નેત્ર, નેત્રનો કુન્તિ, કુન્તિનો સોહંજિ, સોહંજિનો મહિષ્માન અને મહિષ્માનનો પુત્ર ભદ્રસેન થયો. ॥ ૨૨ ॥ ભદ્રસેનને બે પુત્ર હતા – દુર્મદ અને ધનક. ધનકને ચાર પુત્ર થયા – કૃતવીર્ય, કૃતાગ્નિ, કૃતવર્મા અને કૃતૌજા. ॥ ૨૩ ॥ કૃતવીર્યનો પુત્ર અર્જુન હતો. તે સપ્તદ્વીપનો એકછત્રી સમ્રાટ હતો. તેણે ભગવાનના અંશાવતાર શ્રીદત્તાત્રેયજી પાસેથી યોગવિદ્યા અને અણિમા, લઘિમા વગેરે મહાન્ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. ॥ ૨૪ ॥ એમાં શંકા નથી કે સંસારનો કોઈ પણ સમ્રાટ યજ્ઞ, દાન, તપ, યોગ, શાસ્ત્રજ્ઞાન, પરાક્રમ અને વિજય વગેરે ગુણોમાં કાર્તવીર્ય અર્જુનની બરાબરી કરી શકે. ॥ ૨૫ ॥ સહસ્રબાહુ અર્જુને પંચાશી હજાર વર્ષ સુધી છયે ઇન્દ્રિયોના અખૂટ વિષયો ભોગવ્યા હતા. પરંતુ ન તો તેના શરીરનું બળ ક્ષીણ થયું અને ન તેણે ક્યારેય એવું સ્મરણ કર્યું કે મારી સંપત્તિનો નાશ થઈ જશે. તેની સંપત્તિનો નાશ થવાની તો વાત જ બાજુએ રહી, તેનો પ્રભાવ એવો હતો કે, તેના સ્મરણમાત્રથી બીજાનું ખોવાયેલું ધન પણ મળી જતું હતું. ॥ ૨૬ ॥ તેના હજારો પુત્રોમાંથી માત્ર પાંચ જ બચ્યા હતા. તે હતા – જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ અને ઊર્જિત. બાકીના બધા પરશુરામજીના ક્રોધાગ્નિમાં ભસ્મ થઈ ગયા હતા. ॥ ૨૭ ॥

જયધ્વજના પુત્રનું નામ હતું તાલજંઘ. તાલજંઘને સો પુત્રો થયા. તેઓ તાલજંઘ નામના ક્ષત્રિય કહેવાયા. મહર્ષિ ઔર્વની શક્તિથી રાજા સગરે તેમનો સંહાર કરી નાંખ્યો. ॥ ૨૮ ॥ તે સો પુત્રોમાંથી સૌથી મોટો વીતિહોત્ર હતો, વીતિહોત્રનો પુત્ર મધુ થયો. મધુના સો પુત્રો હતા. તેમાં સૌથી મોટો વૃષ્ણિ હતો. ॥ ૨૯ ॥ પરીક્ષિત! આ જ મધુ, વૃષ્ણિ અને યદુને કારણે આ વંશ માધવ, વાર્ષ્ણેય અને યાદવના નામે પ્રસિદ્ધ થયો. યદુનંદન ક્રોષ્ટુના પુત્રનું નામ હતું વૃજિનવાન. ॥ ૩૦ ॥ વૃજિનવાનનો પુત્ર શ્વાહિ, શ્વાહિનો રુશેકુ, રુશેકુનો ચિત્રરથ અને ચિત્રરથના પુત્રનું નામ હતું શશબિન્દુ. તે પરમ યોગી, મહાન ભોગ-ઐશ્વર્યથી સંપન્ન અને અત્યંત પરાક્રમી હતો. ॥ ૩૧ ॥ તે ચૌદ રત્નો* નો સ્વામી, ચક્રવર્તી અને યુદ્ધમાં અજેય હતો. પરમ યશસ્વી શશબિન્દુને દશહજાર પત્નીઓ હતી. તે બધી પત્નીઓથી એક-એક લાખ સંતાન થયાં. આ પ્રમાણે તેને

૧. धर्मश्च । ૨. कुन्तेस्ततः पिता । ૩. दुर्दमो । ૪. ०योगैः श्रुत० । ૫. ०सहस्रस्य । ૬. क्षात्रं । ૭. ०मौर्वशापोप० ।

* ચૌદ રત્નો આ પ્રમાણે છે – હાથી, ઘોડા, રથ, સ્ત્રી, બાણ, ખજાનો, માળા, વસ્ત્ર, વૃક્ષ, શક્તિ, પાશ, મણિ, છત્ર અને વિમાન.

દશલક્ષસહસ્રાણિ પુત્રાણાં તાસ્વજીજનત્ ।
તેષાં તુ ષટ્પ્રધાનાનાં પૃથુશ્રવસ આત્મજઃ ॥ ૩૩॥

ધર્મો નામોશના તસ્ય હયમેધશતસ્ય યાટ્ ।
તત્સુતો રુચકસ્તસ્ય પઞ્ચાસન્નાત્મજાઃ શૃણુ ॥ ૩૪॥

પુરુજિદ્રુક્મરુક્મેષુપૃથુજ્યામઘસઞ્જ્ઞિતાઃ ।
જ્યામઘસ્ત્વપ્રજોઽપ્યન્યાં ભાર્યાં શૈબ્યાપતિર્ભયાત્ ॥ ૩૫॥

નાવિન્દચ્છત્રુભવનાદ્ ભોજ્યાં[1] કન્યામહારષીત્ ।
રથસ્થાં તાં નિરીક્ષ્યાહ શૈબ્યા પતિમમર્ષિતા ॥ ૩૬॥

કેયં કુહક મત્સ્થાનં રથમારોપિતેતિ વૈ ।
સ્નુષા તવેત્યભિહિતે સ્મયન્તી પતિમબ્રવીત્ ॥ ૩૭॥

અહં વન્ધ્યાઽસપત્ની ચ સ્નુષા મે[2] યુજ્યતે કથમ્ ।
જનયિષ્યસિ યં રાજ્ઞિ તસ્યેયમુપયુજ્યતે ॥ ૩૮॥

અન્વમોદન્ત[3] તદ્વિશ્વેદેવાઃ પિતર એવ ચ ।
શૈબ્યા ગર્ભમધાત્કાલે કુમારં સુષુવે શુભમ્ ।
સ વિદર્ભ ઇતિ પ્રોક્ત ઉપયેમે સ્નુષાં સતીમ્ ॥ ૩૯॥

સો કરોડ (એક અબજ) સંતાન થયાં. તેમનામાં પૃથુશ્રવા વગેરે છ પુત્રો મુખ્ય હતા. પૃથુશ્રવાના પુત્રનું નામ ધર્મ હતું. ધર્મને ઉશના નામનો પુત્ર હતો. ઉશનાએ સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. ઉશનાના પુત્રનું નામ રુચક હતું. રુચકને પાંચ પુત્ર થયા. તેમનાં નામ આ પ્રમાણે હતાં. ॥ ૩૨-૩૪ ॥ પુરુજિત્, રુક્મ, રુક્મેષુ, પૃથુ અને જ્યામઘ. જ્યામઘની પત્નીનું નામ શૈબ્યા હતું. જ્યામઘને ઘણા સમય સુધી કોઈ સંતાન થયું નહીં; તેથી તેને બીજી પત્નીની ઇચ્છા હતી, પરંતુ શૈબ્યાના ભયને લીધે તે બીજું લગ્ન કરી ન શક્યો. એક વાર તે પોતાના શત્રુના ઘરમાંથી ભોજ્યા નામની કન્યા હરી લાવ્યો. જ્યારે શૈબ્યાએ પતિના રથ પર તે કન્યાને જોઈ ત્યારે તે ચિડાઈને પોતાના પતિને કહેવા લાગી – 'ઓ કપટી! મારા બેસવાના સ્થાને તમે કોને બેસાડીને લઈ આવ્યા છો?' જ્યામઘે કહ્યું – 'આ તો તમારી પુત્રવધૂ છે.' શૈબ્યાએ હસતાં હસતાં તેના પતિને કહ્યું - ॥ ૩૫-૩૭ ॥

'હું તો જન્મથી જ વંધ્યા છું અને મારી કોઈ શોક પણ નથી, તો પછી આ મારી પુત્રવધૂ કઈ રીતે હોઈ શકે?' જ્યામઘે કહ્યું – 'રાણી! તમને જે પુત્ર થશે, તેની આ પત્ની બનશે.' ॥ ૩૮ ॥ રાજા જ્યામઘના આ વચનનું વિશ્વેદેવ અને પિતૃઓએ અનુમોદન કર્યું. પછી શું બાકી રહે? શૈબ્યાને થોડા દિવસ પછી ગર્ભ રહ્યો અને તેણે બહુ સુંદર બાળકને જન્મ આપ્યો. તેનું નામ પડ્યું વિદર્ભ. શૈબ્યાની સતી પુત્રવધૂ ભોજ્યા સાથે તેણે લગ્ન કર્યાં. ॥ ૩૯ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે યદુવંશાનુવર્ણને[4] ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩॥

નવમા સ્કંધ-અંતર્ગત યદુવંશાનુવર્ણનમાંનો ત્રેવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

## ચોવીસમો અધ્યાય

### વિદર્ભના વંશનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

તસ્યાં વિદર્ભોઽજનયત્પુત્રૌ નામ્ના કુશક્રથૌ ।
તૃતીયં રોમપાદં ચ વિદર્ભકુલનન્દનમ્ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! રાજા વિદર્ભને ભોજ્યા નામની પત્નીથી ત્રણ પુત્રો થયા – કુશ, ક્રથ અને રોમપાદ. રોમપાદ વિદર્ભવંશમાં અત્યંત શ્રેષ્ઠ પુરુષ થયા. ॥ ૧ ॥

૧. ભવ્યાં । ૨. યુજ્યેત મે કથમ્ । ૩. પ્રત્યમોદન્ત । ૪. ન્નુકથને ।

રોમપાદસુતો બભ્રુર્બભ્રોઃ કૃતિરજાયત ।
ઉશિકસ્તત્સુતસ્તસ્માચ્ચેદિશ્ચૈદ્યાદયો નૃપ ॥ ૨॥

રોમપાદનો પુત્ર બભ્રુ, બભ્રુનો કૃતિ, કૃતિનો ઉશિક અને ઉશિકનો પુત્ર થયો ચેદિ. રાજન્! આ ચેદિવંશમાં જ દમઘોષ અને શિશુપાલ વગેરે થયા. ॥ ૨ ॥

ક્રથસ્ય કુન્તિઃ પુત્રોઽભૂદ્ ધૃષ્ટિસ્તસ્યાથ નિર્વૃતિઃ ।
તતો દશાર્હો નામ્નાઽભૂત્તસ્ય વ્યોમઃ સુતસ્તતઃ ॥ ૩॥

ક્રથનો પુત્ર થયો કુન્તિ, કુન્તિનો ધૃષ્ટિ, ધૃષ્ટિનો નિર્વૃતિ, નિર્વૃતિનો દશાર્હ અને દશાર્હનો વ્યોમ. ॥ ૩ ॥

જીમૂતો વિકૃતિસ્તસ્ય યસ્ય ભીમરથઃ સુતઃ ।
તતો નવરથઃ પુત્રો જાતો દશરથસ્તતઃ ॥ ૪॥

કરમ્ભિઃ શકુનેઃ પુત્રો દેવરાતસ્તદાત્મજઃ ।
દેવક્ષત્રસ્તતસ્તસ્ય મધુઃ કુરુવશાદનુઃ[1] ॥ ૫॥

વ્યોમનો જીમૂત, જીમૂતનો વિકૃતિ, વિકૃતિનો ભીમરથ, ભીમરથનો નવરથ અને નવરથનો દશરથ થયો. ॥ ૪ ॥ દશરથનો શકુનિ, શકુનિનો કરમ્ભિ, કરમ્ભિનો દેવરાત, દેવરાતથી દેવક્ષત્ર, દેવક્ષત્રથી મધુ, મધુથી કુરુવશ અને કુરુવશથી અનુ થયા. ॥ ૫ ॥ અનુથી પુરુહોત્ર, પુરુહોત્રથી આયુ અને આયુથી સાત્વતનો જન્મ થયો. પરીક્ષિત! સાત્વતને સાત પુત્રો થયા – ભજમાન, ભજિ, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અન્ધક અને મહાભોજ. ભજમાનને બે પત્નીઓ હતી, એક પત્નીથી ત્રણ પુત્ર થયા – નિમ્લોચિ, કિઙ્કિણ અને ધૃષ્ટિ. બીજી પત્નીને પણ ત્રણ પુત્ર થયા – શતાજિત્, સહસ્રાજિત્ અને અયુતાજિત્. ॥ ૬-૮ ॥

પુરુહોત્રસ્ત્વનોઃ પુત્રસ્તસ્યાયુઃ સાત્વતસ્તતઃ ।
ભજમાનો ભજિર્દિવ્યો વૃષ્ણિર્દેવાવૃધોઽન્ધકઃ ॥ ૬॥

સાત્વતસ્ય સુતાઃ સપ્ત મહાભોજશ્ચ મારિષ ।
ભજમાનસ્ય નિમ્લોચિઃ[2] કિઙ્કિણો ધૃષ્ટિરેવ ચ ॥ ૭॥

એકસ્યામાત્મજાઃ પત્ન્યામન્યસ્યાં ચ ત્રયઃ સુતાઃ ।
શતાજિચ્ચ સહસ્રાજિદયુતાજિદિતિ પ્રભો ॥ ૮॥

બભ્રુર્દેવાવૃધસુતસ્તયોઃ શ્લોકૌ પઠન્ત્યમૂ ।
યથૈવ[3] શૃણુમો દૂરાત્સમ્પશ્યામસ્તથાન્તિકાત્ ॥ ૯॥

બભ્રુઃ શ્રેષ્ઠો મનુષ્યાણાં દેવૈર્દેવાવૃધઃ સમઃ ।
પુરુષાઃ પઞ્ચષષ્ટિશ્ચ ષટ્ સહસ્રાણિ ચાષ્ટ ચ ॥ ૧૦॥

યેઽમૃતત્વમનુપ્રાપ્તા બભ્રોર્દેવાવૃધાદપિ ।
મહાભોજોઽપિ[4] ધર્માત્મા ભોજા[5] આસંસ્તદન્વયે ॥ ૧૧॥

દેવાવૃધના પુત્રનું નામ બભ્રુ હતું. દેવાવૃધ અને બભ્રુના સંબંધમાં આવા અર્થના બે શ્લોક કહે છે – 'બભ્રુ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે અને તેના પિતા દેવાવૃધ દેવો જેવા છે, તે બન્નેને અમે જેવા દૂરથી સાંભળીએ છીએ તેવા સમીપથી પણ જોઈએ છીએ. આનું કારણ એ છે કે, બભ્રુ અને દેવાવૃધ પાસેથી ઉપદેશ લઈને ચૌદ હજાર પાંસઠ મનુષ્યો પરમપદને પ્રાપ્ત થઈ ચૂક્યા છે.' સાત્વતના પુત્રોમાં મહાભોજ પણ મોટા ધર્માત્મા હતા. તેમના જ વંશમાં ભોજવંશી યાદવ થયા. ॥ ૯-૧૦-૧૧ ॥

વૃષ્ણેઃ સુમિત્રઃ પુત્રોઽભૂદ્ યુધાજિચ્ચ પરન્તપ ।
શિનિસ્તસ્યાનમિત્રશ્ચ નિમ્નોઽભૂદનમિત્રતઃ ॥ ૧૨॥

પરીક્ષિત! વૃષ્ણિના બે પુત્રો થયા – સુમિત્ર અને યુધાજિત. યુધાજિતના શિનિ અને અનમિત્ર નામના બે પુત્રો હતા. અનમિત્રથી નિમ્નનો જન્મ થયો. ॥ ૧૨ ॥

૧. ૦વશસ્તતઃ । ૨. વિમ્બોવિઃ । ૩. યથા ચ । ૪. ૦ભોજોઽતિધર્માત્મા । ૫. ભોજાશ્ચાસં૦ ।

સત્રાજિતઃ પ્રસેનશ્ચ નિમ્નસ્યાપ્યાસતુઃ સુતૌ ।
અનમિત્રસુતો યોઽન્યઃ શિનિસ્તસ્યાથ સત્યકઃ ॥ ૧૩॥

સત્રાજિત અને પ્રસેન નામથી યદુવંશી નિમ્નના બે પ્રસિદ્ધ પુત્રો હતા. અનમિત્રનો એક બીજો પુત્ર હતો, જેનું નામ હતું શિનિ. શિનિથી જ સત્યકનો જન્મ થયો હતો. ॥ ૧૩ ॥

યુયુધાનઃ સાત્યકિર્વૈ જયસ્તસ્ય કુણિસ્તતઃ ।
યુગન્ધરોઽનમિત્રસ્ય વૃષ્ણિઃ પુત્રોઽપરસ્તતઃ ॥ ૧૪॥

શ્વફલ્કશ્ચિત્રરથશ્ચ ગાન્દિન્યાં ચ શ્વફલ્કતઃ ।
અક્રૂરપ્રમુખા[1] આસન્ પુત્રા દ્વાદશ વિશ્રુતાઃ ॥ ૧૫॥

આસઙ્ગઃ સારમેયશ્ચ મૃદુરો મૃદુવિદ્ ગિરિઃ ।
ધર્મવૃદ્ધઃ સુકર્મા ચ ક્ષેત્રોપેક્ષોઽરિમર્દનઃ ॥ ૧૬॥

શત્રુઘ્નો ગન્ધમાદશ્ચ પ્રતિબાહુશ્ચ દ્વાદશ ।
તેષાં સ્વસા સુચીરાખ્યા દ્વાવક્રૂરસુતાવપિ ॥ ૧૭॥

દેવવાનુપદેવશ્ચ તથા ચિત્રરથાત્મજાઃ ।
પૃથુર્વિદૂરથાદ્યાશ્ચ[2] બહવો વૃષ્ણિનન્દનાઃ ॥ ૧૮॥

આ જ સત્યકના પુત્ર યુયુધાન હતા, જે સાત્યકિના નામે પ્રસિદ્ધ હતા. સાત્યકિનો જય, જયનો કુણિ અને કુણિનો પુત્ર યુગન્ધર થયો. અનમિત્રના ત્રીજા પુત્રનું નામ વૃષ્ણિ હતું. વૃષ્ણિને બે પુત્ર થયા – શ્વફલ્ક અને ચિત્રરથ. શ્વફલ્કની પત્નીનું નામ ગાન્દિની હતું. તેમનાથી સર્વથી શ્રેષ્ઠ અક્રૂર સિવાય બાર પુત્રો થયા – આસંગ, સારમેય, મૃદુર, મૃદુવિદ્, ગિરિ, ધર્મવૃદ્ધ, સુકર્મા, ક્ષેત્રોપેક્ષ, અરિમર્દન, શત્રુઘ્ન, ગન્ધમાદ અને પ્રતિબાહુ. એમને એક બહેન પણ હતી, જેનું નામ સુચીરા હતું. અક્રૂરને બે પુત્રો હતા – દેવવાન્ અને ઉપદેવ. શ્વફલ્કના ભાઈ ચિત્રરથને પૃથુ, વિદૂરથ વગેરે ઘણા પુત્રો થયા, જે વૃષ્ણિવંશીઓમાં શ્રેષ્ઠ માનવામાં આવતા હતા. ॥ ૧૪-૧૮ ॥

કુકુરો ભજમાનશ્ચ શુચિઃ કમ્બલબર્હિષઃ ।
કુકુરસ્ય સુતો [3]વહ્નિર્વિલોમા તનયસ્તતઃ ॥ ૧૯॥

કપોતરોમા તસ્યાનુઃ સખા યસ્ય ચ[4] તુમ્બુરુઃ ।
અન્ધકો દુન્દુભિસ્તસ્માદરિદ્યોતઃ પુનર્વસુઃ ॥ ૨૦॥

તસ્યાહુકશ્ચાહુકી ચ કન્યા [5]ચૈવાહુકાત્મજૌ ।
દેવકશ્ચોગ્રસેનશ્ચ ચત્વારો દેવકાત્મજાઃ ॥ ૨૧॥

સાત્વતના પુત્ર અન્ધકને ચાર પુત્રો થયા – કુકુર, ભજમાન, શુચિ અને કમ્બલબર્હિ. તેમનામાં કુકુરનો પુત્ર વહ્નિ, વહ્નિનો વિલોમા, વિલોમાનો કપોતરોમા અને કપોતરોમાનો અનુ થયો. તુમ્બુરુ ગન્ધર્વની સાથે અનુને મિત્રતા હતી. અનુનો પુત્ર અન્ધક, અન્ધકનો દુન્દુભિ, દુન્દુભિનો અરિદ્યોત, અરિદ્યોતનો પુનર્વસુ અને પુનર્વસુને આહુક નામનો એક પુત્ર તથા આહુકી નામની એક કન્યા થઈ. આહુકને પુત્ર થયા – દેવક અને ઉગ્રસેન. દેવકને ચાર પુત્ર થયા. ॥ ૧૯-૨૧ ॥

દેવવાનુપદેવશ્ચ સુદેવો દેવવર્ધનઃ ।
તેષાં સ્વસારઃ સપ્તાસન્ ધૃતદેવાદયો[6] નૃપ ॥ ૨૨॥

શાન્તિદેવોપદેવા[7] ચ શ્રીદેવા દેવરક્ષિતા ।
સહદેવા દેવકી ચ વસુદેવ ઉવાહ તાઃ ॥ ૨૩॥

દેવવાન, ઉપદેવ, સુદેવ અને દેવવર્ધન. આ ચાર ભાઈઓને સાત બહેનો હતી – ધૃતદેવા, શાન્તિદેવા, ઉપદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, સહદેવા અને દેવકી. વસુદેવજીએ આ સાતેય બહેનો સાથે લગ્ન કર્યાં હતાં. ॥ ૨૨-૨૩ ॥

૧. ૦મુખાશ્ચાસન્ । ૨. ૦ર્વિપૃથુધન્યાદ્યાઃ ૩. ધૃષ્ટિ૦ । ૪. તુ । ૫. દ્વાવા૦ । ૬. વીત૦ । ૭. ૦દેવી ચ શ્રીદેવી ।

કંસઃ સુનામા ન્યગ્રોધઃ કઙ્કઃ શઙ્કુઃ સુહૂસ્તથા ।
રાષ્ટ્રપાલોऽથ સૃષ્ટિશ્ચ તુષ્ટિમાનૌગ્રસેનયઃ[1] ॥ ૨૪॥

ઉગ્રસેનને નવ પુત્રો હતા — કંસ, સુનામા, ન્યગ્રોધ, કઙ્ક, શઙ્કુ, સુહૂ, રાષ્ટ્રપાલ, સૃષ્ટિ અને તુષ્ટિમાન. ॥ ૨૪ ॥

કંસા કંસવતી કઙ્કા શૂરભૂ રાષ્ટ્રપાલિકા ।
ઉગ્રસેનદુહિતરો વસુદેવાનુજસ્ત્રિયઃ ॥ ૨૫॥

ઉગ્રસેનને પાંચ કન્યાઓ પણ હતી – કંસા, કંસવતી, કઙ્કા, શૂરભૂ અને રાષ્ટ્રપાલિકા. આમનાં લગ્ન દેવભાગ વગેરે વસુદેવજીના નાના ભાઈઓ સાથે થયાં હતાં. ॥ ૨૫ ॥

શૂરો વિદૂરથાદાસીદ્ ભજમાનઃ સુતસ્તતઃ ।
શિનિસ્તસ્માત્સ્વયમ્ભોજો[2] હૃદીકસ્તત્સુતો મતઃ ॥ ૨૬॥

ચિત્રરથના પુત્ર વિદૂરથથી શૂર, શૂરથી ભજમાન, ભજમાનથી શિનિ, શિનિથી સ્વયમ્ભોજ અને સ્વયમ્ભોજથી હૃદીક થયા. ॥ ૨૬ ॥ હૃદીકને ત્રણ પુત્ર થયા – દેવબાહુ, શતધન્વા અને કૃતવર્મા. દેવમીઢના પુત્ર શૂરની પત્નીનું નામ મારિષા હતું. ॥ ૨૭ ॥ શૂરને મારિષાથી વસુદેવ, દેવભાગ, દેવશ્રવા, આનક, સૃંજય, શ્યામક, કઙ્ક, શમીક, વત્સક અને વૃક નામના દશ પુત્રો થયા. આ બધા જ ખૂબ પુણ્યાત્મા હતા. વસુદેવજીના જન્મ સમયે દેવતાઓનાં નગારાં અને નોબત સ્વયં વાગી ઊઠ્યાં હતાં. તેથી તેઓ 'આનકદુન્દુભિ' પણ કહેવાયા. તેઓ જ ભગવાન શ્રીકૃષ્ણના પિતા થયા. વસુદેવ વગેરેની પાંચ બહેનો પણ હતી – પૃથા, (કુન્તી), શ્રુતદેવા, શ્રુતકીર્તિ, શ્રુતશ્રવા, અને રાજાધિદેવી. વસુદેવના પિતા શૂરસેનના એક મિત્ર હતા – કુન્તિભોજ. કુન્તિભોજને કોઈ સંતાન ન હતું. તેથી શૂરસેને તેમને પૃથા નામની પોતાની સૌથી મોટી કન્યા દત્તક આપી હતી. ॥ ૨૮-૩૧ ॥

દેવબાહુઃ શતધનુઃ કૃતવર્મેતિ[3] તત્સુતાઃ ।
દેવમીઢસ્ય શૂરસ્ય મારિષા નામ પત્ન્યભૂત્ ॥ ૨૭॥

તસ્યાં સ જનયામાસ દશ પુત્રાનકલ્મષાન્ ।
વસુદેવં દેવભાગં દેવશ્રવસમાનકમ્ ॥ ૨૮॥

સૃઞ્જયં શ્યામકં કઙ્કં શમીકં વત્સકં વૃકમ્ ।
દેવદુન્દુભયો નેદુરાનકા યસ્ય જન્મનિ ॥ ૨૯॥

વસુદેવં હરેઃ સ્થાનં વદન્ત્યાનકદુન્દુભિમ્ ।
પૃથા ચ શ્રુતદેવા ચ શ્રુતકીર્તિઃ શ્રુતશ્રવાઃ ॥ ૩૦॥

રાજાધિદેવી ચૈતેષાં ભગિન્યઃ પઞ્ચ કન્યકાઃ ।
કુન્તેઃ સખ્યુઃ પિતા શૂરો હ્યપુત્રસ્ય પૃથામદાત્ ॥ ૩૧॥

સાऽऽપ દુર્વાસસો વિદ્યાં દેવહૂતીં પ્રતોષિતાત્ ।
તસ્યા[4] વીર્યપરીક્ષાર્થમાજુહાવ રવિં શુચિમ્ ॥ ૩૨॥

પૃથાએ દુર્વાસા ઋષિને પ્રસન્ન કરીને તેમના પાસેથી દેવતાઓને પ્રત્યક્ષ કરવાની વિદ્યા પ્રાપ્ત કરી હતી. એક દિવસ, તે વિદ્યાના પ્રભાવની પરીક્ષા લેવા માટે પૃથાએ પરમ પવિત્ર ભગવાન સૂર્યનું આવાહન કર્યું. ॥ ૩૨ ॥ તે જ સમયે ભગવાન સૂર્ય ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઈને કુન્તીજી મનમાં આશ્ચર્ય પામ્યાં. તેમણે કહ્યું 'ભગવન્! મને ક્ષમા કરો. મેં તો પરીક્ષા લેવા માટે જ આ વિદ્યાનો પ્રયોગ કર્યો હતો. હવે આપ જઈ શકો છો.' ॥ ૩૩ ॥ સૂર્યદેવે કહ્યું – 'દેવી! મારું દર્શન નિષ્ફળ થઈ શકતું નથી. તેથી હે સુંદરી! હવે હું તારાથી એક પુત્ર ઉત્પન્ન કરવા ઇચ્છું છું. તમે કુમારી છો તેથી તમારો કૌમાર્યધર્મ દૂષિત ન થાય તે પ્રમાણે પુત્ર આપીશ.' ॥ ૩૪ ॥

તદૈવોપાગતં[5] દેવં વીક્ષ્ય વિસ્મિતમાનસા ।
પ્રત્યયાર્થં પ્રયુક્તા મે યાહિ[6] દેવ ક્ષમસ્વ મે ॥ ૩૩॥

અમોઘં દર્શનં[7] દેવિ આધિત્સે ત્વયિ ચાત્મજમ્ ।
યોનિર્યથા ન દુષ્યેત કર્તાऽહં તે સુમધ્યમે ॥ ૩૪॥

૧. ૦નુગ્રસેનજાઃ । ૨. ૦સ્સુતોऽજોऽભૂદ્ હદી૦ । ૨. ૦ધર્મેતિ । ૪. તયા । ૫. ૦વોપગતં । આદિદેવ । ૭. દેવસઙ્કાશમાધાસ્યે ત્વયિ ।

ઈતિ તસ્યાં સ આધાય ગર્ભં સૂર્યો દિવં ગતઃ ।
સદ્યઃ કુમારઃ સઞ્જજ્ઞે દ્વિતીય ઈવ ભાસ્કરઃ ॥ ૩૫॥

તં સાઽત્યજન્નદીતોયે કૃચ્છ્રાલ્લોકસ્ય બિભ્યતી ।
પ્રપિતામહસ્તામુવાહ પાણ્ડુર્વૈ સત્યવિક્રમઃ ॥ ૩૬॥

શ્રુતદેવાં તુ કારૂષો વૃદ્ધશર્મા સમગ્રહીત્ ।
યસ્યામભૂદ્ દન્તવક્ત્ર ઋષિશપ્તો[1] દિતેઃસુતઃ ॥ ૩૭॥

કૈકેયો ધૃષ્ટકેતુશ્ચ શ્રુતકીર્તિમવિન્દત ।
સન્તર્દનાદયસ્તસ્ય પઞ્ચાસન્ કૈકયાઃ સુતાઃ ॥ ૩૮॥

રાજાધિદેવ્યામાવન્ત્યૌ જયસેનોઽજનિષ્ટ[2] હ ।
દમઘોષશ્ચેદિરાજઃ શ્રુતશ્રવસમગ્રહીત્ ॥ ૩૯॥

શિશુપાલઃ સુતસ્તસ્યાઃ કથિતસ્તસ્ય સમ્ભવઃ ।
દેવભાગસ્ય કંસાયાં ચિત્રકેતુબૃહદ્‌બલૌ ॥ ૪૦॥

કંસવત્યાં દેવશ્રવસઃ સુવીર ઈષુમાંસ્તથા ।
કઙ્કાયામાનકાજ્જાતઃ સત્યજિત્પુરુજિત્તથા ॥ ૪૧॥

સૃઞ્જયો રાષ્ટ્રપાલ્યાં ચ વૃષદુર્મર્ષણાદિકાન્ ।
હરિકેશહિરણ્યાક્ષૌ શૂરભૂમ્યાં ચ શ્યામકઃ ॥ ૪૨॥

મિશ્રકેશ્યામપ્સરસિ વૃકાદીન્ વત્સકસ્તથા ।
તક્ષપુષ્કરશાલાદીન્ દુર્વાક્ષ્યાં વૃક આદધે ॥ ૪૩॥

સુમિત્રાર્જુનપાલાદીઞ્છમીકાત્તુ સુદામિની ।
કઙ્કશ્ચ કર્ણિકાયાં વૈ ઋતધામજયાવપિ ॥ ૪૪॥

પૌરવી રોહિણી ભદ્રા મદિરા રોચના ઈલા ।
દેવકીપ્રમુખા આસન્ પત્ન્ય આનકદુન્દુભેઃ ॥ ૪૫॥

બલં ગદં સારણં ચ દુર્મદં વિપુલં ધ્રુવમ્ ।
વસુદેવસ્તુ રોહિણ્યાં કૃતાદીનુદપાદયત્ ॥ ૪૬॥

આમ કહીને ભગવાન સૂર્યદેવે ગર્ભ સ્થાપિત કરી દીધો અને ત્યારબાદ તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. તે જ સમયે તેમને એક બહુ જ સુંદર અને તેજસ્વી બાળક ઉત્પન્ન થયો. તે દેખાવમાં બીજા સૂર્ય જેવો લાગતો હતો. ॥ ૩૫ ॥ પૃથા લોકનિંદાથી ડરી ગઈ. તેથી તેણે ખૂબ દુઃખ સાથે તે બાળકને નદીના જળમાં વહાવી દીધો. પરીક્ષિત! તે જ પૃથાનો વિવાહ તમારા દાદાશ્રી અર્જુનના પિતા પાંડુ સાથે થયો હતો, જે ખરેખર મોટા સત્યપરાક્રમી હતા. ॥ ૩૬ ॥

પરીક્ષિત! પૃથાની નાની બહેન શ્રુતદેવાનો વિવાહ કરુષદેશના અધિપતિ વૃદ્ધશર્મા સાથે થયો હતો. તેના ગર્ભથી દન્તવક્ત્રનો જન્મ થયો. આ તે જ દન્તવક્ત્ર છે જે પૂર્વજન્મમાં સનકાદિ ઋષિઓના શાપથી હિરણ્યાક્ષ થયો હતો. ॥ ૩૭ ॥ કેકય દેશના રાજા ધૃષ્ટકેતુએ શ્રુતકીર્તિ સાથે લગ્ન કર્યું હતું. તેનાથી સંતર્દન વગેરે પાંચ કૈકય રાજકુમાર થયા. ॥ ૩૮ ॥ રાજાધિદેવીનો વિવાહ જયસેન સાથે થયો હતો. તેને બે પુત્ર થયા – વિન્દ અને અનુવિન્દ. તે બન્ને અવન્તીના રાજા થયા. ચેદિરાજ દમઘોષે શ્રુતશ્રવા સાથે પાણિગ્રહણ કર્યું. ॥ ૩૯ ॥ તેનો પુત્ર હતો શિશુપાલ, જેનું વર્ણન હું પહેલાં કરી ચૂક્યો છું. વસુદેવજીના ભાઈઓમાંથી દેવભાગની પત્ની કંસાના ગર્ભથી બે પુત્રો થયા – ચિત્રકેતુ અને બૃહદ્‌બલ. ॥ ૪૦ ॥ દેવશ્રવાની પત્ની કંસવતીથી સુવીર અને ઈષુમાન નામના બે પુત્ર થયા. આનકની પત્ની કંકાના ગર્ભથી પણ બે પુત્ર થયા – સત્યજિત્ અને પુરુજિત્. ॥ ૪૧ ॥ સૃંજયને પોતાની પત્ની રાષ્ટ્રપાલિકાથી વૃષ અને દુર્મર્ષણ વગેરે પુત્રો થયા. આ જ પ્રમાણે શ્યામકને શૂરભૂમિ (શૂરભૂ) નામની પત્નીથી હરિકેશ અને હિરણ્યાક્ષ નામના બે પુત્ર થયા. ॥ ૪૨ ॥ મિશ્રકેશી અપ્સરાના ગર્ભથી વત્સકના પણ વૃક વગેરે પુત્રો થયા. વૃકને દુર્વાક્ષીના ગર્ભથી તક્ષ, પુષ્કર, અને શાલ વગેરે પુત્રો થયા. ॥ ૪૩ ॥ શમીકની પત્ની સુદામિનીને પણ સુમિત્ર અને અર્જુનપાલ વગેરે પુત્રો થયા. કઙ્કની પત્ની કર્ણિકાના ગર્ભથી બે પુત્ર થયા – ઋતધામ અને જય. ॥ ૪૪ ॥

આનકદુન્દુભિ વસુદેવજીની પૌરવી, રોહિણી, ભદ્રા, મદિરા, રોચના, ઈલા અને દેવકી વગેરે પત્નીઓ હતી. ॥ ૪૫ ॥ રોહિણીના ગર્ભથી વસુદેવજીના બલરામ, ગદ, સારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ અને કૃત વગેરે પુત્રો થયા. ॥ ૪૬ ॥

૧. ઈતિશબ્દો દિતેઃ । ૨. જયત્સેનો૦ ।

સુભદ્રો ભદ્રવાહશ્ચ દુર્મદો ભદ્ર એવ ચ ।
પૌરવ્યાસ્તનયા હ્યેતે ભૂતાદ્યા દ્વાદશાભવન્ ॥ ૪૭॥

નન્દોપનન્દકૃતકશૂરાદ્યા મદિરાત્મજાઃ ।
કૌસલ્યા કેશિનં ત્વેકમસૂત કુલનન્દનમ્ ॥ ૪૮॥

રોચનાયામતો જાતા હસ્તહેમાઙ્ગદાદયઃ ।
ઈલાયામુરુવલ્કાદીન્ યદુમુખ્યાનજીજનત્ ॥ ૪૯॥

વિપૃષ્ઠો ધૃતદેવાયામેક આનકદુન્દુભેઃ ।
શાન્તિદેવાત્મજા રાજઞ્છ્રમપ્રતિશ્રુતાદયઃ ॥ ૫૦॥

રાજાનઃ કલ્પવર્ષાદ્યા ઉપદેવાસુતા દશ ।
વસુહંસસુવંશાદ્યાઃ શ્રીદેવાયાસ્તુ ષટ્ સુતાઃ ॥ ૫૧॥

દેવરક્ષિતયા લબ્ધા નવ ચાત્ર ગદાદયઃ ।
વસુદેવઃ સુતાનષ્ટાવાદધે સહદેવયા ॥ ૫૨॥

પુરુવિશ્રુતમુખ્યાંસ્તુ સાક્ષાદ્ધર્મો વસૂનિવ ।
વસુદેવસ્તુ દેવક્યામષ્ટ પુત્રાનજીજનત્ ॥ ૫૩॥

કીર્તિમન્તં સુષેણં ચ ભદ્રસેનમુદારધીઃ ।
ઋજું સમ્મર્દનં ભદ્રં સઙ્કર્ષણમહીશ્વરમ્ ॥ ૫૪॥

અષ્ટમસ્તુ તયોરાસીત્સ્વયમેવ હરિઃ કિલ ।
સુભદ્રા ચ મહાભાગા તવ રાજન્ પિતામહી ॥ ૫૫॥

યદા યદેહ ધર્મસ્ય ક્ષયો વૃદ્ધિશ્ચ પાપ્મનઃ ।
તદા તુ ભગવાનીશ આત્માનં સૃજતે હરિઃ ॥ ૫૬॥

ન હ્યસ્ય જન્મનો હેતુઃ કર્મણો વા મહીપતે ।
આત્મમાયાં વિનેશસ્ય પરસ્ય દ્રષ્ટુરાત્મનઃ ॥ ૫૭॥

યન્માયાચેષ્ટિતં પુંસઃ સ્થિત્યુત્પત્ત્યપ્યયાય હિ ।
અનુગ્રહસ્તન્નિવૃત્તેરાત્મલાભાય ચેષ્યતે ॥ ૫૮॥

અક્ષૌહિણીનાં પતિભિરસુરૈર્નૃપલાઞ્છનૈઃ ।
ભુવ આક્રમ્યમાણાયા અભારાય કૃતોદ્યમઃ ॥ ૫૯॥

કર્માણ્યપરિમેયાણિ મનસાપિ સુરેશ્વરૈઃ ।
સહસઙ્કર્ષણશ્ચક્રે ભગવાન્ મધુસૂદનઃ ॥ ૬૦॥

કલૌ જનિષ્યમાણાનાં દુઃખશોકતમોનુદમ્ ।
અનુગ્રહાય ભક્તાનાં સુપુણ્યં વ્યતનોદ્ યશઃ ॥ ૬૧॥

પૌરવીના ગર્ભથી તેમને ભૂત, સુભદ્ર, ભદ્રવાહ, દુર્મદ અને ભદ્ર વગેરે બાર પુત્ર થયા. ॥ ૪૭ ॥ મદિરાના ગર્ભથી નન્દ, ઉપનન્દ, કૃતક, શૂર વગેરે પુત્રો થયા હતા. કૌસલ્યાએ વસુદેવજી દ્વારા કુળને આનંદ આપનાર કેશી નામના એક જ પુત્રને જન્મ આપ્યો હતો. ॥ ૪૮ ॥ વસુદેવજીના પત્ની રોચનાને હસ્ત અને હેમાંગદ વગેરે તથા ઇલાથી ઉરુ, વલ્ક તથા યદુ વગેરે પુત્રો થયા હતા. ॥ ૪૯ ॥ પરીક્ષિત! વસુદેવજીના પત્ની ધૃતદેવાને વિપૃષ્ઠ નામનો એક જ પુત્ર હતો. અને તેમના પત્ની શાન્તિદેવાથી શ્રમ અને પ્રતિશ્રુત વગેરે પુત્રો થયા હતા. ॥ ૫૦ ॥ વસુદેવજીની ઉપદેવા પત્નીએ કલ્પ, વર્ષ વગેરે દશ પુત્રોને જન્મ આપ્યો અને શ્રીદેવાના વસુ, હંસ, સુવંશ વગેરે છ પુત્રો થયા. ॥ ૫૧ ॥ દેવરક્ષિતાના ગર્ભથી ગદ વગેરે નવ પુત્રો થયા તથા જેમ સ્વયં ધર્મે આઠ વસુઓને ઉત્પન્ન કર્યા હતા, તે જ રીતે વસુદેવજીએ સહદેવાના ગર્ભથી પુરુવિશ્રુત વગેરે આઠ પુત્રો ઉત્પન્ન કર્યા. પરમ ઉદાર વસુદેવજીને દેવકીજીના ગર્ભથી પણ આઠ પુત્રો ઉત્પન્ન થયા, જેમાં સાતના નામ છે – કીર્તિમાન, સુષેણ, ભદ્રસેન, ઋજુ, સંમર્દન, ભદ્ર અને શેષાવતાર બલરામજી. ॥ ૫૨-૫૪ ॥ તે બન્નેના આઠમા પુત્ર સ્વયં ભગવાન જ હતા. પરીક્ષિત! તમારાં પરમ સૌભાગ્યવતી દાદી સુભદ્રાજી પણ દેવકીજીની જ કન્યા હતાં. ॥ ૫૫ ॥

જ્યારે જ્યારે સંસારમાં ધર્મની હાનિ અને પાપની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ અવતાર ગ્રહણ કરે છે. ॥ ૫૬ ॥ પરીક્ષિત! ભગવાન સર્વના દ્રષ્ટા અને વાસ્તવમાં અસંગ આત્મા જ છે. તેથી તેમની આત્મસ્વરૂપિણી માયા સિવાય તેમના જન્મ અથવા કર્મનું કોઈ પણ કારણ નથી. ॥ ૫૭ ॥ તેમની માયાનો વિલાસ જ જીવના જન્મ, જીવન અને મૃત્યુનું કારણ છે. અને તેમનો અનુગ્રહ જ માયાને જીતીને આત્મસ્વરૂપને પ્રાપ્ત કરાવનારો છે. ॥ ૫૮ ॥ જ્યારે અસુરોએ રાજાઓનો વેશ ધારણ કરી લીધો અને અનેક અક્ષૌહિણી સેના એકઠી કરીને તેઓ સંપૂર્ણ પૃથ્વીને ત્રાસ આપવા લાગ્યા ત્યારે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ભગવાન મધુસૂદન બલરામજીની સાથે અવતરિત થયા. તેમણે એવી એવી લીલાઓ કરી, જેના સંબંધમાં મોટા-મોટા દેવતાઓ, શરીરથી કરવાની વાત તો બાજુ પર રહી, મનથી પણ અનુમાન કરી શકતા નથી. ॥ ૫૯-૬૦ ॥

પૃથ્વીનો ભાર તો ઊતર્યો જ, સાથે -સાથે કલિયુગમાં પેદા થનારા ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે ભગવાને એવા પરમ પવિત્ર યશનો વિસ્તાર કર્યો, જેનું ગાન અને શ્રવણ કરવાથી ભક્તોનાં દુઃખ, શોક અને અજ્ઞાન પૂરેપૂરાં નષ્ટ થઈ જશે. ॥ ૬૧ ॥

યસ્મિન્સત્કર્ણપીયૂષે યશસ્તીર્થવરે સકૃત્ ।
શ્રોત્રાઞ્જલિરુપસ્પૃશ્ય ધુનુતે કર્મવાસનામ્ ॥ ૬૨॥

ભોજવૃષ્ણ્યન્ધકમધુશૂરસેનદશાર્હકૈઃ ।
શ્લાઘનીયેહિતઃ શશ્વત્કુરુસૃઞ્જયપાણ્ડુભિઃ ॥ ૬૩॥

સ્નિગ્ધસ્મિતેક્ષિતોદારૈર્વાક્યૈર્વિક્રમલીલયા ।
નૃલોકં રમયામાસ મૂર્ત્યા સર્વાઙ્ગરમ્યયા ॥ ૬૪॥

યસ્યાનનં મકરકુણ્ડલચારુકર્ણ-
ભ્રાજત્કપોલસુભગં સવિલાસહાસમ્ ।
નિત્યોત્સવં ન તતૃપુર્દશિભિઃ પિબન્ત્યો
નાર્યો નરાશ્ચ મુદિતાઃ કુપિતા નિમેશ્ચ ॥ ૬૫॥

જાતો ગતઃ પિતૃગૃહાદ્ વ્રજમેધિતાર્થો
હત્વા રિપૂન્ સુતશતાનિ કૃતોરુદારઃ ।
ઉત્પાદ્ય તેષુ પુરુષઃ ક્રતુભિઃ સમીજે
આત્માનમાત્મનિગમં પ્રથયઞ્જનેષુ ॥ ૬૬॥

પૃથ્વ્યાઃ સ વૈ ગુરુભરં ક્ષપયન્ કુરૂણા-
મન્તઃસમુત્થકલિના યુધિ ભૂપચમ્વઃ ।
દૃષ્ટ્યા વિધૂય વિજયે જયમુદ્વિઘોષ્ય
પ્રોચ્યોદ્ધવાય ચ પરં સમગાત્સ્વધામ ॥ ૬૭॥

તેમનો યશ શું છે? લોકોને પવિત્ર કરનારું શ્રેષ્ઠ તીર્થ છે. સંતોના કાનને માટે તો તે સાક્ષાત્ અમૃત જ છે. એક વાર પણ જો મનુષ્ય કાનરૂપી અંજલિથી તેનું આચમન કરી લે છે તો તેની તમામ કર્મવાસનાઓ નિર્મૂળ થઈ જાય છે. ॥ ૬૨ ॥ પરીક્ષિત! ભોજ, વૃષ્ણિ, અન્ધક, મધુ, શૂરસેન, દશાર્હ, કુરુ, સૃંજય અને પાંડુવંશી વીર રાજાઓ નિરંતર ભગવાનની લીલાઓનું આદર સાથે ગાન કરતા રહે છે. ॥ ૬૩ ॥ ભગવાનનું શ્યામ શરીર સર્વાંગસુંદર હતું. તેમણે તે મનોરમ વિગ્રહથી તથા પોતાના પ્રેમભર્યા સ્નેહાળ હાસ્ય, કૃપાદૃષ્ટિ, ઉદાર વાક્યો, પરાક્રમ ભરેલી લીલાઓથી સમગ્ર મનુષ્યલોકને આનંદના સમુદ્રમાં તરબોળ કરી દીધો હતો. ॥ ૬૪ ॥ ભગવાનના મુખારવિન્દની શોભા તો અનોખી જ હતી. મકરાકૃત કુંડળોથી તેમના કાન અતિ મનોહર લાગતા હતા. તેમની કાન્તિથી કપોલ (ગાલ)ની સુંદરતા વધુ ને વધુ ખીલી ઊઠતી હતી. જ્યારે મંદહાસ્ય અને વિલાસથી ભરેલા, આનંદને દેનારા ભગવાન શ્રીકૃષ્ણના મુખારવિન્દ પર સદા રહેતા આનંદની છોળો ઊછળતી. બધાં સ્ત્રી-પુરુષો તેમનાં નેત્રનાં પાત્રોથી નિત્ય તેમની મુખ-માધુરીનું પાન કરતા હતા, પરંતુ તૃપ્ત થતા નહીં. તેઓ તેનો રસ લઈ લઈને આનંદિત તો થતાં જ હતાં, પરંતુ નેત્રોના આડે આવતા પોપચાં (તેને પાડનારા) નિમિરાજા ઉપર ખિજાતાં પણ હતાં. ॥ ૬૫ ॥ લીલાપુરુષોત્તમ ભગવાને અવતાર લીધો મથુરામાં વસુદેવજીનાં ઘેર, પરંતુ ત્યાં રહ્યા નહીં; ત્યાંથી ગોકુલમાં નંદબાવાને ઘેર ચાલ્યા ગયા. ત્યાં તેમનું પ્રયોજન ગોપ-ગોપીઓ અને ગાયોને સુખી કરવાનું હતું. તે કાર્ય પૂરું કરીને મથુરા પાછા આવ્યા. વ્રજમાં, મથુરામાં તથા દ્વારકામાં રહીને અનેક શત્રુઓનો સંહાર કર્યો. તેમણે અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં. તેમને હજારો પુત્રો થયા. સાથે-સાથે પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનારી પોતાની વાણીરૂપી શ્રુતિઓની મર્યાદા સ્થાપિત કરવા માટે અનેક યજ્ઞો દ્વારા સ્વયં પોતાનું જ યજન કર્યું. ॥ ૬૬ ॥ કૌરવો અને પાંડવોની વચ્ચે ઉત્પન્ન થયેલા આપસના કલહને નિમિત્ત બનાવી તેમણે પૃથ્વીનો ઘણો-ખરો ભાર હલકો કરી નાંખ્યો તથા યુદ્ધમાં પોતાની દૃષ્ટિથી જ રાજાઓની અનેક અક્ષૌહિણી સેનાનો ધ્વંસ કરીને સંસારમાં અર્જુનની જીતનો ડંકો વગાડી દીધો. પછી ઉદ્ધવને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો અને ત્યારબાદ તેઓ પોતાના પરમધામમાં સિધાવી ગયા. ॥ ૬૭ ॥

==★==

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં નવમસ્કન્ધે સૂર્યસોમવંશાનુકીર્તને યદુવંશાનુકીર્તનં નામ ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪॥

નવમા સ્કંધ-અંતર્ગત સૂર્યસોમવંશાનુકીર્તનમાંનો યદુવંશાનુકીર્તન નામનો ચોવીસમો અધ્યાય સમાપ્ત.

==★==

ઇતિ નવમઃ સ્કન્ધઃ ।

નવમો સ્કંધ સમાપ્ત

==★==

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

## દસમો સ્કન્ધ

(પૂર્વાર્ધ)



દેવક્યા પાલિતો ગર્ભે લાલિતોઽઙ્કે યશોદયા ।
યશોદયાયુતો બાલો ગોપાલો રમતાં હૃદિ ॥

ૐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

# દસમો સ્કંધ

## (પૂર્વાર્ધ)

## પહેલો અધ્યાય

ભગવાન દ્વારા પૃથ્વીને આશ્વાસન, વસુદેવ-દેવકીનાં લગ્ન અને
કંસ દ્વારા દેવકીના છ પુત્રોની હત્યા

રાજોવાચ

કથિતો વંશવિસ્તારો ભવતા સોમસૂર્યયોઃ ।
રાજ્ઞાં ચોભયવંશ્યાનાં ચરિતં પરમાદ્ભુતમ્ ॥ ૧॥

યદોશ્ચ ધર્મશીલસ્ય નિતરાં મુનિસત્તમ ।
તત્રાંશેનાવતીર્ણસ્ય વિષ્ણોર્વીર્યાણિ શંસ નઃ ॥ ૨॥

અવતીર્ય યદોર્વંશે ભગવાન્ ભૂતભાવનઃ ।
કૃતવાન્ યાનિ વિશ્વાત્મા તાનિ નો વદ વિસ્તરાત્ ॥ ૩॥

નિવૃત્તતર્ષૈરુપગીયમાનાદ્
ભવૌષધાચ્છ્રોત્રમનોઽભિરામાત્ ।
ક ઉત્તમશ્લોકગુણાનુવાદાત્
પુમાન્ વિરજ્યેત વિના પશુઘ્નાત્ ॥ ૪॥

પિતામહા મે સમરેઽમરઞ્જયૈ-
ર્દેવવ્રતાદ્યાતિરથૈસ્તિમિઙ્ગિલૈઃ ।
દુરત્યયં કૌરવસૈન્યસાગરં
કૃત્વાઽતરન્ વત્સપદં સ્મ યત્પ્લવાઃ ॥ ૫॥

દ્રૌણ્યસ્ત્રવિપ્લુષ્ટમિદં મદઙ્ગં
સન્તાનબીજં કુરુપાણ્ડવાનામ્ ।
જુગોપ કુક્ષિં ગત આત્તચક્રો
માતુશ્ચ મે યઃ શરણં ગતાયાઃ ॥ ૬॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** — ભગવન્! તમે ચન્દ્રવંશ અને સૂર્યવંશના વિસ્તારનું તથા આ બન્ને વંશમાં થયેલા રાજાઓનાં પરમ અદ્‌ભુત ચરિત્રોનું વર્ણન કર્યું. હે ભગવાનના પરમ પ્રેમી મુનિવર! તમે સ્વભાવે જ ધર્મપ્રેમી એવા યદુવંશનું પણ વિસ્તારથી વર્ણન કર્યું. હવે કૃપા કરીને તે જ વંશમાં પોતાના અંશ શ્રી બલરામજી સાથે અવતરેલા ભગવાન શ્રીકૃષ્ણનું પરમ પવિત્ર ચરિત્ર પણ અમને સંભળાવો. ॥ ૧-૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સમસ્ત પ્રાણીઓના જીવનદાતા અને સર્વાત્મા છે. તેમણે યદુવંશમાં અવતાર લઈને જે-જે લીલાઓ કરી, તે વિસ્તારથી અમને કહો. ॥ ૩ ॥ કેમ કે, જેમની તૃષ્ણાની પ્યાસ હંમેશને માટે છિપાઈ ચૂકી છે તેવા જીવન્મુક્ત મહાપુરુષો જેનું પૂર્ણ પ્રેમથી અતૃપ્ત રહીને ગાન કરે છે, મુમુક્ષુજનો માટે જે ભવરોગનું રામબાણ ઔષધ છે તથા વિષયી લોકો માટે પણ તેમનાં કાન અને મનને પરમ આનંદદાયી છે એવા ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રના સુંદર, સુખદ, રસાળ, ગુણાનુવાદથી, પશુઘાતી અથવા આત્મઘાતી મનુષ્ય સિવાય એવો કોણ છે જે વિમુખ થઈ જાય, તેને પ્રેમ ન કરે? ॥ ૪ ॥ (શ્રીકૃષ્ણ તો મારા કુળદેવ જ છે.) જ્યારે કુરુક્ષેત્રમાં મહાભારતના યુદ્ધમાં દેવતાઓને પણ જીતી લેનારા ભીષ્મપિતામહ વગેરે અતિરથીઓ સાથે મારા દાદા પાંડવોનું યુદ્ધ થઈ રહ્યું હતું, તે સમયે કૌરવોની સેના તેમના માટે અપાર સમુદ્ર જેવી હતી — જેમાં મોટા-મોટા મહામચ્છોને પણ ગળી જવાવાળા તિમિંગલો સમાન ભીષ્મ જેવા યોદ્ધાઓ તેમના માટે ભય ઉત્પન્ન કરી રહ્યા હતા. પરંતુ મારા પિતામહ, ભગવાન શ્રીકૃષ્ણના ચરણકમળોની નૌકાનો આશ્રય લઈને તે મહાસાગરને એક વાછરડાના પગના ખાડાની જેમ અનાયાસે પાર કરી ગયા હતા. ॥ ૫ ॥ મહારાજ! મારું આ શરીર — જે તમારી સામે છે તથા જે કૌરવ અને પાંડવોના વંશના બીજરૂપ હતું — અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી ચૂક્યું હતું. તે સમયે મારી માતા જ્યારે ભગવાનના શરણમાં ગઈ, ત્યારે તેમણે હાથમાં ચક્ર લઈને મારી માતાના ગર્ભમાં પ્રવેશ

વીર્યાણિ તસ્યાખિલદેહભાજા-
મન્તર્બહિઃ પૂરુષકાલરૂપૈઃ ।
પ્રયચ્છતો મૃત્યુમુતામૃતં ચ
માયામનુષ્યસ્ય વદસ્વ વિદ્વન્ ॥ ૭॥

રોહિણ્યાસ્તનયઃ પ્રોક્તો રામઃ સઙ્કર્ષણસ્ત્વયા ।
દેવક્યા ગર્ભસમ્બન્ધઃ કુતો દેહાન્તરં વિના ॥ ૮॥

કસ્માન્મુકુન્દો ભગવાન્ પિતુર્ગેહાદ્ વ્રજં ગતઃ ।
ક્વ વાસં જ્ઞાતિભિઃ સાર્ધં[1] કૃતવાન્ સાત્વતાંપતિઃ ॥ ૯॥

વ્રજે વસન્ કિમકરોન્મધુપુર્યાં ચ કેશવઃ ।
ભ્રાતરં ચાવધીત્ કંસં માતુરદ્ધાઽતદર્હણમ્ ॥ ૧૦॥

દેહં માનુષમાશ્રિત્ય કતિ વર્ષાણિ વૃષ્ણિભિઃ ।
યદુપુર્યાં સહાવાત્સીત્ પત્ન્યઃ કત્યભવન્ પ્રભોઃ ॥ ૧૧॥

એતદન્યચ્ચ સર્વં મે મુને કૃષ્ણવિચેષ્ટિતમ્ ।
વક્તુમર્હસિ સર્વજ્ઞ શ્રદ્દધાનાય વિસ્તૃતમ્ ॥ ૧૨॥

નૈષાતિદુઃસહા ક્ષુન્માં ત્યક્તોદમપિ બાધતે ।
પિબન્તં ત્વન્મુખામ્ભોજચ્યુતં હરિકથામૃતમ્ ॥ ૧૩॥

સૂત ઉવાચ

એવં[2] નિશમ્ય ભૃગુનન્દન સાધુવાદં
વૈયાસકિઃ સ ભગવાનથ વિષ્ણુરાતમ્ ।
પ્રત્યર્ચ્ય કૃષ્ણચરિતં કલિકલ્મષઘ્નં
વ્યાહર્તુમારભત ભાગવતપ્રધાનઃ ॥ ૧૪॥

કર્યો અને મારી રક્ષા કરી. ॥ ૬ ॥ (માત્ર મારી જ વાત નથી) તેઓ સમસ્ત શરીરધારીઓની અંદર આત્મારૂપે રહીને અમૃતનું દાન કરી રહ્યા છે અને બહાર કાળરૂપે રહીને મૃત્યુનું*. મનુષ્યના રૂપમાં પ્રતીત થવું, એ તો તેમની એક લીલા છે. હે ગુરુદેવ! આપ તે જ ઐશ્વર્ય અને માધુર્યપૂર્ણ પરિપૂર્ણ લીલાઓનું વર્ણન કરો. ॥ ૭ ॥

ભગવન્! તમે હમણાં જ કહ્યું હતું કે, બલરામજી રોહિણીના પુત્ર હતા. ત્યારબાદ દેવકીના પુત્રોમાં પણ તમે તેમની ગણતરી કરી. બીજું શરીર ધારણ કર્યા વિના બે માતાઓના પુત્ર થવું કઈ રીતે સંભવ છે? ॥ ૮ ॥ અસુરોને મુક્તિ આપવાવાળા અને ભક્તોને પ્રેમનું વિતરણ કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણ પોતાના વાત્સલ્ય-સ્નેહથી ભરેલા પિતાનું ઘર છોડીને વ્રજમાં કેમ ચાલ્યા ગયા? યદુવંશ-શિરોમણિ ભક્તવત્સલ પ્રભુએ નન્દ વગેરે ગોપ-બન્ધુઓની સાથે ક્યાં-ક્યાં નિવાસ કર્યો? ॥ ૯ ॥ બ્રહ્મા અને શંકરના ઉપર પણ શાસન કરવાવાળા પ્રભુએ વ્રજમાં તથા મધુપુરી(મથુરા)માં રહીને કઈ-કઈ લીલાઓ કરી? અને મહારાજ! તેમણે પોતાની માતાના ભાઈ—મામા કંસને પોતાના હાથે શા કારણે મારી નાખ્યો? તે મામો હોવાને કારણે તેમના હાથે મરાવા યોગ્ય તો ન હતો. ॥ ૧૦ ॥ મનુષ્યાકાર સચ્ચિદાનન્દમય વિગ્રહ પ્રગટ કરીને દ્વારકાપુરીમાં યદુવંશીઓની સાથે તેમણે કેટલાં વર્ષો સુધી નિવાસ કર્યો? અને તે સર્વશક્તિમાન પ્રભુની કેટલી પત્નીઓ હતી? ॥ ૧૧ ॥ હે મુને! મેં શ્રીકૃષ્ણની જે-જે લીલાઓ વિશે પૂછ્યું છે, અને જે નથી પૂછ્યું, તે બધી લીલાઓ તમે મને વિસ્તારથી કહી સંભળાવો, કેમ કે, તમે બધું જ જાણો છો અને હું ખૂબ શ્રદ્ધા સાથે તે સાંભળવા ઇચ્છું છું. ॥ ૧૨ ॥ ભગવન્! અન્નની તો વાત જ શી છે, મેં તો જળનો પણ પરિત્યાગ કરી દીધો છે. છતાં પણ તે અસહ્ય ભૂખ-તરસ (જેના કારણે મેં વનમાં મુનિના ગળામાં મરેલો સર્પ નાખવાનો અન્યાય કર્યો હતો) મને અત્યારે સ્હેજ પણ પરેશાન કરતાં નથી. કારણ કે હું આપના મુખારવિંદમાંથી ટપકતી ભગવાનની સુધામયી લીલા-કથાનું પાન કરી રહ્યો છું. ॥ ૧૩ ॥

**સૂતજી કહે છે** — શૌનકજી! ભગવાનના પ્રેમીજનોમાં સર્વોપરિ અને સર્વજ્ઞ શ્રીશુકદેવજીએ પરીક્ષિતનો આવો યોગ્ય પ્રશ્ન સાંભળીને (જે સંતોની સભામાં ભગવાનની લીલા-ચરિત્રોના વર્ણન માટે કરાતો હોય છે) તેમને સાધુવાદ આપ્યા

૧. સાર્કં । ૨. એતં ।

* સમસ્ત દેહધારીઓના અંતઃકરણમાં અંતર્યામીરૂપે સ્થિત ભગવાન તેમના જીવનદાતા છે તથા બહાર કાળરૂપે સ્થિત રહીને તેઓ જ તેમનો નાશ કરે છે. તેથી જે આત્મજ્ઞાનીજનો અંતર્દષ્ટિ દ્વારા તે અંતર્યામીની ઉપાસના કરે છે તેઓ મોક્ષરૂપ અમરપદને પ્રાપ્ત થાય છે. અને જે વિષયપરાયણ અજ્ઞાની પુરુષો બાહ્યદૃષ્ટિથી વિષયોના ચિંતનમાં જ લાગેલા રહે છે, તેઓ જન્મ-મરણરૂપી મૃત્યુના ભાગીદાર બને છે.

*શ્રીશુક ઉવાચ*

સમ્યગ્વ્યવસિતા બુદ્ધિસ્તવ રાજર્ષિસત્તમ ।
વાસુદેવકથાયાં તે યજ્જાતા નૈષ્ઠિકી રતિઃ[1] ॥ ૧૫॥

વાસુદેવકથાપ્રશ્નઃ પુરુષાંસ્ત્રીન્ પુનાતિ હિ ।
વક્તારં પૃચ્છકં શ્રોતૄંસ્તત્પાદસલિલં યથા ॥ ૧૬॥

ભૂમિર્દૃપ્તનૃપવ્યાજદૈત્યાનીકશતાયુતૈઃ ।
આક્રાન્તા ભૂરિભારેણ બ્રહ્માણં શરણં યયૌ ॥ ૧૭॥

ગૌર્ભૂત્વાઽશ્રુમુખી ખિન્ના ક્રન્દન્તી કરુણં વિભોઃ ।
ઉપસ્થિતાઽન્તિકે તસ્મૈ વ્યસનં સ્વમવોચત[2] ॥ ૧૮॥

બ્રહ્મા તદુપધાર્યાથ સહ દેવૈસ્તયા સહ ।
જગામ સત્રિનયનસ્તીરં ક્ષીરપયોનિધેઃ ॥ ૧૯॥

તત્ર ગત્વા જગન્નાથં દેવદેવં વૃષાકપિમ્ ।
પુરુષં પુરુષસૂક્તેન ઉપતસ્થે સમાહિતઃ ॥ ૨૦॥

ગિરં સમાધૌ ગગને સમીરિતાં
 નિશમ્ય વેધાસ્ત્રિદશાનુવાચ હ ॥ ૨૧॥
ગાં પૌરુષીં મે શૃણુતામરાઃ પુન-
 ર્વિધીયતામાશુ તથૈવ મા ચિરમ્ ॥ ૨૧॥

પુરૈવ પુંસાવધૃતો ધરાજ્વરો
 ભવદ્ભિરંશૈર્યદુષૂપજન્યતામ્ ।
સ યાવદુર્વ્યા ભરમીશ્વરેશ્વરઃ
 સ્વકાલશક્ત્યા ક્ષપયંશ્ચરેદ્ ભુવિ ॥ ૨૨॥

વસુદેવગૃહે સાક્ષાદ્ ભગવાન્ પુરુષઃ પરઃ ।
જનિષ્યતે[3] તત્પ્રિયાર્થં સમ્ભવન્તુ[4] સુરસ્ત્રિયઃ ॥ ૨૩॥

અને ભગવાન શ્રીકૃષ્ણની તે લીલાઓનો પ્રારંભ કર્યો, જે સમસ્ત કલિયુગના દોષોને સદાને માટે ધોઈ નાખે છે. ॥ ૧૪ ॥

શ્રી શુકદેવજી કહે છે – ભગવાનના લીલા-રસના રસિયા રાજર્ષિ! તમે જે કાંઈ નિશ્ચય કર્યો છે, તે બહુ જ સુંદર અને આદરણીય છે; કેમકે, સર્વના હૃદયારાધ્ય શ્રીકૃષ્ણની લીલા-કથા શ્રવણ કરવામાં તમને સહજ અને સુદૃઢ પ્રીતિ પ્રાપ્ત થઈ ગઈ છે. ॥ ૧૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણની કથાના સંબંધમાં પ્રશ્ન કરવાથી જ વક્તા, પ્રશ્નકર્તા અને શ્રોતા–ત્રણેય પવિત્ર થઈ જાય છે – જેમ ગંગાજીનું જળ અથવા ભગવાન શાલિગ્રામનું ચરણામૃત બધાંને પવિત્ર કરી દે છે. ॥ ૧૬ ॥

પરીક્ષિત! તે સમયે લાખો દૈત્યોએ અભિમાની રાજાઓનું રૂપ ધારણ કરીને પોતાના અસહ્ય ભારથી પૃથ્વીને આક્રાન્ત કરી દીધી હતી. તેમનાથી રક્ષણ મેળવવા માટે પૃથ્વી-દેવી ગાયનું રૂપ ધારણ કરીને બ્રહ્માજીના શરણમાં ગયાં. ॥ ૧૭ ॥ શરીરે કૃશ એવાં ગાયમાતાએ નેત્રોમાંથી છલકાતાં આંસુ સાથે ખેદ પામીને દયા ઉપજાવતું રુદન કરતાં કરતાં બ્રહ્માજીની પાસે જઈને પોતાનું સંપૂર્ણ દુઃખ કહી સંભળાવ્યું. ॥ ૧૮ ॥ બ્રહ્માજીએ ખૂબ જ સહાનુભૂતિ સાથે પૃથ્વીની દુઃખ-ગાથા સાંભળી. ત્યાર પછી તેઓ ભગવાન શંકર, સ્વર્ગના અન્ય પ્રમુખ દેવતાઓ તથા ગાયના રૂપમાં આવેલાં પૃથ્વીદેવીને સાથે લઈને ક્ષીરસાગરના તીરે ગયા. ॥ ૧૯ ॥ ભગવાન દેવતાઓના પણ આરાધ્યદેવ છે. તેઓ પોતાના ભક્તોની સઘળી અભિલાષાઓ પૂરી કરીને તેમનાં સમસ્ત દુઃખોનો નાશ કરી દે છે. તેઓ જ જગતના એકમાત્ર સ્વામી છે. ક્ષીરસાગરના તીરે પહોંચીને બ્રહ્માદિ દેવતાઓએ પરમપુરુષ સર્વાન્તર્યામી ભગવાનની 'પુરુષસૂક્ત' દ્વારા સ્તુતિ કરી. સ્તુતિ કરતાં-કરતાં બ્રહ્માજી સમાધિસ્થ થઈ ગયા. ॥ ૨૦ ॥ તેમણે સમાધિ-અવસ્થામાં આકાશવાણી સાંભળી. ત્યાર પછી જગતના રચયિતા બ્રહ્માજીએ દેવતાઓને કહ્યું – 'દેવતાઓ! મેં ભગવાનની વાણી સાંભળી છે, તમે લોકો પણ તેને હમણાં જ મારી પાસેથી સાંભળો અને પછી તે પ્રમાણે કરો. ભગવાનની આજ્ઞાના પાલનમાં વિલંબ ન થવો જોઈએ. ॥ ૨૧ ॥ ભગવાન પૃથ્વીના દુઃખને પહેલેથી જ જાણે છે. તેઓ ઈશ્વરના પણ ઈશ્વર છે. તેથી પોતાની કાલશક્તિ દ્વારા પૃથ્વીનો ભાર ઉતારતા રહીને જ્યાં સુધી પૃથ્વી પર લીલા કરે, ત્યાં સુધી તમે લોકો પણ પોત-પોતાના અંશ સાથે યદુકુળમાં જન્મ લઈને તેમની લીલાઓમાં સહયોગ આપો. ॥ ૨૨ ॥ વસુદેવજીના ઘરે સ્વયં પુરુષોત્તમ ભગવાન પ્રગટ થશે. તેમની અને તેમનાં પ્રિયતમા (રુક્મિણી વગેરે)ની સેવા માટે દેવાંગનાઓ પણ જન્મ ગ્રહણ કરે. ॥ ૨૩ ॥

૧. મતિઃ । ૨. સમવોચત । ૩. જનિષ્યતિ । ૪. ભ્વન્ત્વમરસ્ત્રિયઃ ।

વાસુદેવકલાનન્તઃ સહસ્રવદનઃ સ્વરાટ્ ।
અગ્રતો ભવિતા દેવો હરેઃ પ્રિયચિકીર્ષયા ॥ ૨૪॥

વિષ્ણોર્માયા ભગવતી યયા સમ્મોહિતં જગત્ ।
આદિષ્ટા પ્રભુણાંશેન કાર્યાર્થે સમ્ભવિષ્યતિ ॥ ૨૫॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યાદિશ્યામરગણાન્ પ્રજાપતિપતિર્વિભુઃ ।
આશ્વાસ્ય ચ મહીં ગીર્ભિઃ સ્વધામ પરમં યયૌ ॥ ૨૬॥

શૂરસેનો યદુપતિર્મથુરામાવસન્ પુરીમ્ ।
માથુરાઞ્છૂરસેનાંશ્ચ વિષયાન્ બુભુજે પુરા ॥ ૨૭॥

રાજધાની તતઃસાઽભૂત્ સર્વયાદવભૂભુજામ્ ।
મથુરા ભગવાન્ યત્ર નિત્યં સંનિહિતો હરિઃ ॥ ૨૮॥

તસ્યાં તુ કર્હિચિચ્છૌરિર્વસુદેવઃ કૃતોદ્વહઃ ।
દેવક્યા સૂર્યયા સાર્ધં પ્રયાણે રથમારુહત્ ॥ ૨૯॥

ઉગ્રસેનસુતઃ કંસઃ[1] સ્વસુઃ પ્રિયચિકીર્ષયા ।
રશ્મીન્ હયાનાં જગ્રાહ[2] રૌક્મૈ રથશતૈર્વૃતઃ ॥ ૩૦॥

ચતુઃશતં પારિબર્હં ગજાનાં હેમમાલિનામ્ ।
અશ્વાનામયુતં સાર્ધં રથાનાં ચ ત્રિષટ્શતમ્ ॥ ૩૧॥

દાસીનાં સુકુમારીણાં દ્વે શતે સમલઙ્કૃતે ।
દુહિત્રે દેવકઃ પ્રાદાદ્ યાને દુહિતૃવત્સલઃ ॥ ૩૨॥

શઙ્ખતૂર્યમૃદઙ્ગાશ્ચ નેદુર્દુન્દુભયઃ સમમ્ ।
પ્રયાણપ્રક્રમે તાવદ્ વરવધ્વોઃ સુમઙ્ગલમ્ ॥ ૩૩॥

પથિ પ્રગ્રહિણં કંસમાભાષ્યાહાશરીરવાક્ ।
અસ્યાસ્ત્વામષ્ટમો ગર્ભો હન્તા યાં વહસેઽબુધ ॥ ૩૪॥

સ્વયંપ્રકાશ ભગવાન શેષનારાયણ પણ, જેઓ ભગવાનની કલા હોવાથી અનંત છે (અનંતનો અંશ પણ અનંત હોય છે) અને જેમનાં સહસ્ર મુખ છે, ભગવાનનાં પ્રિય કાર્યો કરવા માટે તેમનાથી પહેલાં જ, તેમના મોટાભાઈના રૂપમાં અવતાર ગ્રહણ કરશે. ॥ ૨૪ ॥ જેણે સમગ્ર જગતને મોહિત કરી રાખ્યું છે તે ભગવાનની ઐશ્વર્યશાળી યોગમાયા પણ ભગવાનની આજ્ઞાથી તેમનાં લીલા-કાર્યો સમ્પન્ન કરવા માટે અંશરૂપમાં અવતાર ગ્રહણ કરશે.' ॥ ૨૫ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! પ્રજાપતિઓના સ્વામી બ્રહ્માજીએ દેવતાઓને આ પ્રમાણે આજ્ઞા આપી અને પૃથ્વીદેવીને સાન્ત્વના આપીને તેઓ પોતાના પરમધામમાં પધારી ગયા. ॥ ૨૬ ॥ પ્રાચીન કાળમાં યદુવંશી રાજા શૂરસેન હતા. તેઓ મથુરાપુરીમાં રહીને માથુરમંડલ અને શૂરસેન નામના પ્રદેશોનું શાસન કરતા હતા. ॥ ૨૭ ॥ તે સમયથી મથુરા નગરી જ સઘળા યદુવંશી રાજાઓની રાજધાની બની ગઈ હતી. ભગવાન શ્રીહરિ સદા અહીં નિવાસ કરે છે. ॥ ૨૮ ॥ એકવાર મથુરામાં શૂરસેનના પુત્ર વસુદેવજી લગ્ન કરીને પોતાનાં નવવિવાહિતા પત્ની દેવકીજીની સાથે ઘરે જવા માટે રથમાં બેઠા હતા. ॥ ૨૯ ॥ ઉગ્રસેનનો પુત્ર કંસ પોતાની (કાકાની દીકરી) બહેન દેવકીને પ્રસન્ન કરવા માટે સ્વયં તેમના રથનો સારથિ બન્યો હતો. તેની સાથે સેંકડો સોનાના રથ ચાલી રહ્યા હતા. ॥ ૩૦ ॥ દેવકીના પિતા દેવકનો તેમની પુત્રી ઉપર વિશેષ પ્રેમ હતો. તેમણે વિદાય કરતી વખતે પુત્રીને સોનાની માળાવાળા ચારસો હાથી, પંદર હજાર અશ્વો, એકહજાર અને આઠસો રથ તેમ જ પાલખીઓ સહિત સારી રીતે અલંકૃત કરેલી સુકુમાર દાસીઓ દાયજામાં આપી હતી. ॥ ૩૧-૩૨ ॥ વર-વધૂના મંગળ પ્રસ્થાનનો આરંભ થયો ત્યારે મંગલ કામના કરતાં એકીસાથે શંખ, તૂરી, શરણાઈઓ, ઢોલ અને દુંદુભિઓ વાગવા લાગ્યાં. ॥ ૩૩ ॥ રસ્તામાં જ્યારે ઘોડાઓની લગામ પકડીને કંસ રથ હાંકી રહ્યો હતો, તે સમયે આકાશવાણીએ તેને સંબોધીને કહ્યું – 'અરે મૂર્ખ! જેને તું રથમાં બેસાડીને લઈ જઈ રહ્યો છે તે આ દેવકીનો આઠમો ગર્ભ તને મારશે.' ॥ ૩૪ ॥

૧. કંસો ભગિન્યાઃ પ્રિય૦ । ૨. જગૃહે ।

ઈત્યુક્તઃ સ ખલઃ પાપો ભોજાનાં કુલપાંસનઃ ।
ભગિનીં હન્તુમારબ્ધઃ ખડ્ગપાણિઃ કચેઽગ્રહીત્ ॥ ૩૫॥

તં જુગુપ્સિતકર્માણં નૃશંસં નિરપત્રપમ્ ।
વસુદેવો મહાભાગ ઉવાચ પરિસાન્ત્વયન્ ॥ ૩૬॥

*વસુદેવ ઉવાચ*

શ્લાઘનીયગુણઃ શૂરૈર્ભવાન્ ભોજયશસ્કરઃ ।
સ કથં ભગિનીં હન્યાત્ સ્ત્રિયમુદ્વાહપર્વણિ ॥ ૩૭॥

મૃત્યુર્જન્મવતાં વીર દેહેન સહ જાયતે ।
અદ્ય વાઽબ્દશતાન્તે વા મૃત્યુર્વૈ પ્રાણિનાં ધ્રુવઃ ॥ ૩૮॥

દેહે પઞ્ચત્વમાપન્ને દેહી કર્માનુગોઽવશઃ ।
દેહાન્તરમનુપ્રાપ્ય પ્રાક્તનં ત્યજતે વપુઃ ॥ ૩૯॥

વ્રજંસ્તિષ્ઠન્ પદૈકેન યથૈવૈકેન ગચ્છતિ ।
યથા તૃણજલૂકૈવં દેહી કર્મગતિં ગતઃ ॥ ૪૦॥

સ્વપ્ને યથા પશ્યતિ દેહમીદૃશં
મનોરથેનાભિનિવિષ્ટચેતનઃ ।
દૃષ્ટશ્રુતાભ્યાં મનસાઽનુચિન્તયન્
પ્રપદ્યતે તત્ કિમપિ હ્યપસ્મૃતિઃ ॥ ૪૧॥

યતો યતો ધાવતિ દૈવચોદિતં
મનો વિકારાત્મકમાપ પઞ્ચસુ ।
ગુણેષુ માયારચિતેષુ દેહ્યસૌ
પ્રપદ્યમાનઃ સહ તેન જાયતે ॥ ૪૨॥

જ્યોતિર્યથૈવોદકપાર્થિવેષ્વદઃ
સમીરવેગાનુગતં વિભાવ્યતે ।
એવં સ્વમાયારચિતેષ્વસૌ પુમાન્
ગુણેષુ રાગાનુગતો વિમુહ્યતિ ॥ ૪૩॥

કંસ અત્યંત પાપી હતો. તેની દુષ્ટતાની કોઈ સીમા ન હતી. તે ભોજવંશનું કલંક જ હતો. (તેથી તો આકાશવાણીએ તેને 'સ ખલઃ' અર્થાત્ ખલસહિત ભોજવંશનું કલંક, સંબોધન કર્યું છે.) આકાશવાણી સાંભળતાં જ તેણે તલવાર ખેંચી અને પોતાની બહેનનો ચોટલો પકડીને તેને મારવા માટે તૈયાર થઈ ગયો. ॥ ૩૫ ॥ તે અત્યંત ક્રૂર તો હતો જ, પાપ કરતાં-કરતાં તે નિર્લજ્જ પણ થઈ ગયો હતો. તેનું આ કાર્ય જોઈને મહાત્મા વસુદેવજી તેને શાંત કરતાં કહેવા લાગ્યા– ॥ ૩૬ ॥

**વસુદેવજીએ કહ્યું** – રાજકુમાર! તમે ભોજવંશના યશસ્વી ભાવિ રાજકુમાર છો. મોટા-મોટા શૂરવીરો તમારા ગુણોની પ્રશંસા કરે છે. એક તો આ સ્ત્રી છે, બીજું એ તમારી બહેન છે અને ત્રીજું આ વિવાહનો શુભ પ્રસંગ છે! આવી સ્થિતિમાં તમે તેને કઈ રીતે મારી શકો? ॥ ૩૭ ॥ હે વીરશ્રેષ્ઠ! જે જન્મે છે તેના શરીર સાથે તેનું મૃત્યુ પણ પેદા થઈ જાય છે – આજે અથવા સો વર્ષ પછી પણ પ્રાણીઓનું મૃત્યુ નિશ્ચિત છે. ॥ ૩૮ ॥ જ્યારે શરીરનો અંત થઈ જાય છે, ત્યારે જીવ પોતાના કર્માનુસાર બીજા શરીરને ગ્રહણ કરીને પોતાના પહેલા શરીરને છોડી દે છે. જીવને વિવશ થઈને આમ કરવું પડે છે. ॥ ૩૯ ॥ જેમ ચાલતી વખતે મનુષ્ય એક પગ જમાવીને જ બીજો પગ ઉઠાવે છે, જળો (એક જળચર જંતુ) જેમ કોઈ આગલા તૃણને પકડીને પછી જ પહેલાના તૃણને છોડે છે – એમ જીવ પણ પોતાનાં કર્મ અનુસાર કોઈ શરીરને પ્રાપ્ત કર્યા પછી જ આ શરીરને છોડે છે. ॥ ૪૦ ॥ જેમ કોઈ પુરુષ જાગ્રત અવસ્થામાં રાજાના ઐશ્વર્યને જોઈને અને ઇન્દ્ર વગેરેના ઐશ્વર્યને સાંભળીને તેની કામના કરવા લાગે છે, અને તેનું ચિંતન કરતાં-કરતાં તે જ વાતોમાં મગ્ન થઈ જાય છે ત્યારે સ્વપ્નમાં પોતે રાજા અથવા ઇન્દ્ર છે એવો અનુભવ કરવા લાગે છે, સાથે-સાથે પોતાના દરિદ્રતાવાળા શરીરને ભૂલી જાય છે. ક્યારેક ક્યારેક તો જાગ્રત અવસ્થામાં જ મનમાં ને મનમાં વાતોનું ચિંતન કરતાં-કરતાં તે તન્મય થઈ જાય છે અને તેને સ્થૂળ શરીરની સ્મૃતિ રહેતી નથી. તે જ પ્રમાણે જીવ મૃત્યુ પછી પણ કર્મને વશ થઈ બીજા શરીરને પ્રાપ્ત થઈ જાય છે અને પોતાના પહેલા શરીરને ભૂલી જાય છે. ॥ ૪૧ ॥ જીવનું મન અનેક વિકારોનો સમૂહ છે. દેહાંતના સમયે તે અનેક જન્મોનાં સંચિત અને પ્રારબ્ધ કર્મોની વાસનાઓને આધીન થઈને માયા દ્વારા રચાયેલા અનેક પંચભૂતોવાળા શરીરોમાંથી જે કોઈ શરીરના ચિન્તનમાં તલ્લીન થઈ જાય છે, અને માની લે છે કે, આ હું છું, તેને તે જ શરીર ગ્રહણ કરીને જન્મ લેવો પડે છે. ॥ ૪૨ ॥ જેમ સૂર્ય, ચન્દ્રમા વગેરે પ્રકાશવાળા પદાર્થો જળથી ભરેલા ઘડાઓમાં અથવા તેલ વગેરે સ્નિગ્ધ પદાર્થોમાં પ્રતિબિંબિત થાય છે અને હવાથી તેમાંનું જળ વગેરે હાલવા-ડોલવાથી તેમાં પ્રતિબિંબિત પદાર્થો પણ ચંચળ જણાય છે – તે

તસ્માન્ન કસ્યચિદ્ દ્રોહમાચરેત્ સ તથાવિધઃ ।
આત્મનઃક્ષેમમન્વિચ્છન્ દ્રોગ્ધુર્વૈ પરતો ભયમ્ ॥ ૪૪॥

એષા તવાનુજા બાલા કૃપણા પુત્રિકોપમા ।
હન્તું નાર્હસિ કલ્યાણીમિમાં ત્વં દીનવત્સલઃ ॥ ૪૫॥

શ્રીશુક ઉવાચ

એવં સ સામભિર્ભેદૈર્બોધ્યમાનોઽપિ[1] દારુણઃ ।
ન ન્યવર્તત કૌરવ્ય પુરુષાદાનનુવ્રતઃ ॥ ૪૬॥

નિર્બન્ધં તસ્ય તં જ્ઞાત્વા વિચિન્ત્યાનકદુન્દુભિઃ ।
પ્રાપ્તં કાલં પ્રતિવ્યોઢુમિદં તત્રાન્વપદ્યત ॥ ૪૭॥

મૃત્યુર્બુદ્ધિમતાઽપોહ્યો યાવદ્બુદ્ધિબલોદયમ્ ।
યદ્યસૌ ન નિવર્તેત નાપરાધોઽસ્તિ દેહિનઃ ॥ ૪૮॥

પ્રદાય મૃત્યવે પુત્રાન્ મોચયે કૃપણામિમામ્ ।
સુતા મે યદિ જાયેરન્ મૃત્યુર્વા ન મ્રિયેત ચેત્ ॥ ૪૯॥

વિપર્યયો વા કિં ન સ્યાદ્ ગતિર્ધાતુર્દુરત્યયા ।
ઉપસ્થિતો નિવર્તેત નિવૃત્તઃ પુનરાપતેત્ ॥ ૫૦॥

અગ્નેર્યથા દારુવિયોગયોગયો-
રદૃષ્ટતોઽન્યન્ન નિમિત્તમસ્તિ ।
એવં હિ જન્તોરપિ દુર્વિભાવ્યઃ
શરીરસંયોગવિયોગહેતુઃ ॥ ૫૧॥

એવં વિમૃશ્ય તં પાપં યાવદાત્મનિદર્શનમ્ ।
પૂજયામાસ વૈ શૌરિર્બહુમાનપુરઃસરમ્ ॥ ૫૨॥

પ્રસન્નવદનામ્ભોજો નૃશંસં નિરપત્રપમ્ ।
મનસા દૂયમાનેન વિહસન્નિદમબ્રવીત્ ॥ ૫૩॥

જ પ્રમાણે જીવ પોતાના સ્વરૂપના અજ્ઞાન દ્વારા રચાયેલાં શરીરોમાં રાગ કરીને તેને પોતાનો આત્મા માની લે છે અને મોહવશ તે શરીરોના આવવા જવાને પોતાનું આવવું જવું માનવા લાગે છે. ॥ ૪૩ ॥ તેથી જે પોતાનું કલ્યાણ ચાહે છે, તેણે કોઈનો પણ દ્રોહ ન કરવો જોઈએ; કારણ કે, જીવ કર્મને આધીન થઈ ગયો છે અને જે કોઈની સાથે દ્રોહ કરશે તેને આ જીવનમાં શત્રુથી અને મર્યા પછી પરલોકમાં ભયભીત થવું જ પડશે. ॥ ૪૪ ॥ કંસ! આ તમારી નાની બહેન બિચારી હજી બાળક અને ગરીબડી છે. આ તો તમારી પુત્રી જેવી છે. આ ઉપરાંત હજી હમણાં જ તેનું લગ્ન થયું છે, લગ્નનાં મંગલ ચિહ્નો પણ હજી તેના શરીર પરથી ઊતર્યાં નથી. આવી સ્થિતિમાં તમારા જેવા દીનવત્સલ પુરુષે આ રાંક બહેનનો વધ કરવો ઉચિત નથી. ॥ ૪૫ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! આ પ્રમાણે વસુદેવજીએ પ્રશંસા વગેરે સામ નીતિથી અને ભય વગેરે ભેદનીતિથી કંસને વધુ સમજાવ્યો. પરંતુ તે ક્રૂર તો રાક્ષસોનો અનુયાયી બની રહ્યો હતો; તેથી તેણે પોતાના ઘોર સંકલ્પને છોડ્યો નહીં. ॥ ૪૬ ॥ વસુદેવજીએ કંસની ભયંકર જીદ જોઈને એવો વિચાર કર્યો કે કોઈ પણ રીતે આ સમય તો ટાળી જ દેવો જોઈએ. ત્યારે તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા. ॥ ૪૭ ॥ 'બુદ્ધિમાન મનુષ્યે જ્યાં સુધી તેની બુદ્ધિ અને બળ સાથ આપે, મૃત્યુને ટાળવાનો પ્રયત્ન કરવો જોઈએ. પ્રયત્ન કરવા છતાં પણ તે ટળી ન શકે, તો પછી પ્રયત્ન કરનારનો કોઈ દોષ નથી. ॥ ૪૮ ॥ તેથી આ કાલરૂપી કંસને પોતાના પુત્રો આપી દેવાની પ્રતિજ્ઞા કરીને હું આ દયાપાત્ર દેવકીને બચાવી લઉં. જ્યારે મારે પુત્રો થશે અને ત્યાં સુધી આ મૃત્યુરૂપ કંસ નહીં મરે તો જ પુત્રો કંસને આપવાના છે. ॥ ૪૯ ॥ સંભવ છે કે આનાથી વિપરીત જ કાંઈક બને, મારો પુત્ર જ આને મારી નાખે! કેમકે, વિધાતાના વિધાનને પામવું બહુ કઠણ છે. મૃત્યુ સામે આવીને પણ ટળી જાય છે અને ટળેલું પાછું આવી જાય છે. ॥ ૫૦ ॥ જે સમયે વનમાં આગ લાગે છે, ત્યારે તેમાં ક્યાં ક્યાં વૃક્ષો બળી જાય અને ક્યાં ક્યાં બચી જાય, દૂરનાં બળી જાય અને પાસેના બચી જાય — આ બધી વાતોમાં દૈવ વિના બીજું કોઈ કારણ હોતું નથી. તે જ પ્રમાણે ક્યા પ્રાણીનું ક્યું શરીર રહેશે અને ક્યું શરીર ક્યા કારણે નષ્ટ થઈ જશે, આ વાતને જાણી શકવી બહુ કઠણ છે. ॥ ૫૧ ॥ પોતાની બુદ્ધિથી આવો નિશ્ચય કરીને વસુદેવજીએ ખૂબ સન્માન સાથે પાપી કંસની ખૂબ પ્રશંસા કરી. ॥ ૫૨ ॥ પરીક્ષિત! કંસ અત્યંત ક્રૂર અને નિર્લજ્જ હતો; તેથી આમ કરતાં પણ વસુદેવજીના મનમાં ભારે પીડા થઈ રહી હતી. તેમ છતાં તેમણે ઉપર-ઉપરથી પોતાના મુખને હસતું રાખીને આ પ્રમાણે કહ્યું— ॥ ૫૩ ॥

૧. ૦બ્રોધ્યમાનોઽપિ ।

*વસુદેવ ઉવાચ*

ન હ્યસ્યાસ્તે ભયં સૌમ્ય યદ્ વાગાહાશરીરિણી ।
પુત્રાન્ સમર્પયિષ્યેઽસ્યા યતસ્તે ભયમુત્થિતમ્ ॥ ૫૪॥

*શ્રીશુક ઉવાચ*

સ્વસુર્વધાન્નિવવૃતે[૧] કંસસ્તદ્વાક્યસારવિત્ ।
વસુદેવોઽપિ તં પ્રીતઃ પ્રશસ્ય પ્રાવિશદ્ ગૃહમ્ ॥ ૫૫॥

અથ કાલ ઉપાવૃત્તે દેવકી સર્વદેવતા ।
પુત્રાન્ પ્રસુષુવે ચાષ્ટૌ કન્યાં ચૈવાનુવત્સરમ્ ॥ ૫૬॥

કીર્તિમન્તં પ્રથમજં કંસાયાનકદુન્દુભિઃ ।
અર્પયામાસ કૃચ્છ્રેણ સોઽનૃતાદતિવિહ્વલઃ ॥ ૫૭॥

કિં દુઃસહં નુ સાધૂનાં વિદુષાં કિમપેક્ષિતમ્ ।
કિમકાર્યં કદર્યાણાં દુસ્ત્યજં કિં ધૃતાત્મનામ્ ॥ ૫૮॥

દૃષ્ટ્વા સમત્વં તચ્છૌરેઃ સત્યે ચૈવ વ્યવસ્થિતિમ્ ।
કંસસ્તુષ્ટમના રાજન્ પ્રહસન્નિદમબ્રવીત્ ॥ ૫૯॥

પ્રતિયાતુ[૨] કુમારોઽયં ન હ્યસ્માદસ્તિ મે ભયમ્ ।
અષ્ટમાદ્ યુવયોર્ગર્ભાન્મૃત્યુર્મે[૩] વિહિતઃ કિલ ॥ ૬૦॥

તથેતિ સુતમાદાય યયાવાનકદુન્દુભિઃ[૪] ।
નાભ્યનન્દત તદ્વાક્યમસતોઽવિજિતાત્મનઃ ॥ ૬૧॥

નન્દાદ્યા યે વ્રજે ગોપા યાશ્ચામીષાં ચ યોષિતઃ ।
વૃષ્ણયો વસુદેવાદ્યા દેવક્યાદ્યા યદુસ્ત્રિયઃ ॥ ૬૨॥

સર્વે વૈ દેવતાપ્રાયા ઉભયોરપિ ભારત ।
જ્ઞાતયો બન્ધુસુહૃદો યે ચ કંસમનુવ્રતાઃ ॥ ૬૩॥

**વસુદેવજીએ કહ્યું** – ભલા ભાઈ (સૌમ્ય)! તમને દેવકીથી તો કોઈ ભય નથી, જેવું કે આકાશવાણીએ કહ્યું છે. ભય છે મારા પુત્રોથી, તો દેવકીને પુત્રો થશે તે હું તમને લાવીને સોંપી દઈશ. ॥ ૫૪ ॥

**શ્રી શુકદેવજી કહે છે** – પરીક્ષિત! કંસ જાણતો હતો કે, વસુદેવના શબ્દો મિથ્યા નથી થતા અને તે જે કંઈ કહે છે તે તર્કસંગત પણ છે. તેથી તેણે પોતાની બહેન દેવકીને મારવાનો વિચાર છોડી દીધો. આથી વસુદેવજી બહુ પ્રસન્ન થયા અને તેમની પ્રશંસા કરીને પોતાને ઘેર ચાલ્યા ગયા. ॥ ૫૫ ॥ દેવકી મહાન સતી-સાધ્વી હતાં. તમામ દેવતાઓ તેમના શરીરમાં નિવાસ કરતા હતા. સમય આવ્યે દેવકીજીને દરેક વર્ષે એક-એક કરીને આઠ પુત્રો અને એક કન્યાનો પ્રસવ થયો. ॥ ૫૬ ॥ પહેલા પુત્રનું નામ હતું કીર્તિમાન. વસુદેવજીએ તેને લાવીને કંસને આપી દીધો. આવું કરતાં તેમને દુઃખ તો અવશ્ય થયું, પરંતુ તેનાથી પણ વધારે દુઃખ તેમને એ વાતનું હતું કે ક્યાંક મારું વચન અસત્ય ન થાય. ॥ ૫૭ ॥ પરીક્ષિત! સત્યપ્રિય પુરુષો શું નથી સહન કરતા? જ્ઞાનીઓને કોઈ વાતની અપેક્ષા હોતી નથી, નીચ પુરુષો બૂરામાં બૂરું કામ પણ કરી શકે છે અને જે જિતેન્દ્રિય છે – જેમણે ભગવાનને હૃદયમાં ધારણ કરી રાખ્યા છે, તે સર્વનો ત્યાગ કરી શકે છે. ॥ ૫૮ ॥ જ્યારે કંસે જોયું કે વસુદેવજીનો પોતાના પુત્રના જીવન અને મરણમાં સમભાવ છે અને તે સત્યના પ્રતિ સંપૂર્ણ નિષ્ઠાવાળા પણ છે, ત્યારે તે બહુ પ્રસન્ન થયો અને તે હસીને કહેવા લાગ્યો ॥ ૫૯ ॥ વસુદેવજી! તમે આ નાનકડા સુકુમાર બાળકને લઈ જાઓ, આનાથી મને કોઈ ભય નથી. કારણ કે આકાશવાણીએ તો એવું કહ્યું હતું કે, દેવકીના આઠમા ગર્ભથી ઉત્પન્ન થનાર સંતાનના હાથે મારું મૃત્યુ થશે. ॥ ૬૦ ॥ વસુદેવજીએ કહ્યું, 'બરાબર છે.' અને બાળકને લઈને તેઓ પાછા આવ્યા. પરંતુ તેમને ખબર હતી કે, કંસ બહુ દુષ્ટ છે અને તેનું મન તેના હાથમાં નથી. તે ગમે તે ક્ષણે બદલાઈ જનારો છે. તેથી તેમણે કંસની વાત પર વિશ્વાસ ન કર્યો. ॥ ૬૧ ॥

(પરીક્ષિત! આ બાજુ ભગવાન નારદ કંસની પાસે આવ્યા અને કંસને કહ્યું, 'કંસ! વ્રજમાં રહેવાવાળા નન્દ વગેરે ગોપજનો અને તેમની જે સ્ત્રીઓ છે, વસુદેવ વગેરે વૃષ્ણિઓ, દેવકી વગેરે યદુવંશની સ્ત્રીઓ અને નન્દ, વસુદેવ બન્નેના જ્ઞાતિભાઈઓ અને સગા-સંબંધીઓ બધા જ દેવતાઓ છે; જે અત્યારે તમારી સેવા કરી રહ્યા છે, તે પણ દેવતાઓ છે.' નારદજીએ એવું પણ કહ્યું કે 'દૈત્યોને

૧. સુહૃદ્વધાન્નિવવૃતે । ૨. પવીયાંસ્તુ । ૩. યુવયોઃ પુત્રાન્મૃત્યુર્મે । ૪. યાવદાનક૦ ।

એતત્ કંસાય ભગવાઞ્છશંસાભ્યેત્ય[1] નારદઃ ।
ભૂમેર્ભારાયમાણાનાં દૈત્યાનાં ચ વધોદ્યમમ્ ॥ ૬૪॥

ઋષેર્વિનિર્ગમે કંસો યદૂન્ મત્વા સુરાનિતિ ।
દેવક્યા ગર્ભસમ્ભૂતં વિષ્ણું ચ સ્વવધં પ્રતિ ॥ ૬૫॥

દેવકીં વસુદેવં ચ નિગૃહ્ય નિગડૈર્ગૃહે ।
જાતં જાતમહન્ પુત્રં તયોરજનશઙ્કયા ॥ ૬૬॥

માતરં પિતરં ભ્રાતૄન્ સર્વાંશ્ચ સુહૃદસ્તથા[2] ।
ઘ્નન્તિ હ્યસુતૃપો લુબ્ધા રાજાનઃ પ્રાયશો ભુવિ ॥ ૬૭॥

આત્માનમિહ સઞ્જાતં જાનન્ પ્રાગ્ વિષ્ણુના હતમ્ ।
મહાસુરં કાલનેમિં યદુભિઃ સ વ્યરુધ્યત ॥ ૬૮॥

ઉગ્રસેનં ચ પિતરં યદુભોજાન્ધકાધિપમ્[3] ।
સ્વયં નિગૃહ્ય બુભુજે શૂરસેનાન્ મહાબલઃ ॥ ૬૯॥

કારણે પૃથ્વીનો ભાર વધી ગયો છે, તેથી દૈત્યોના વધની દેવતાઓ તરફથી આ વ્યવસ્થિત યોજના છે.' ॥ ૬૨-૬૪ ॥ જ્યારે દેવર્ષિ નારદ આટલું કહીને ચાલ્યા ગયા, ત્યારે કંસે એવો નિશ્ચય કરી લીધો કે યદુવંશીઓ દેવતા છે અને દેવકીના ગર્ભથી વિષ્ણુ ભગવાન જ મને મારવા માટે ઉત્પન્ન થવાના છે. તેથી તેણે દેવકી અને વસુદેવને સાંકળોથી બાંધીને કારાગૃહમાં પૂરી દીધાં અને તે બન્નેથી જે-જે પુત્રો થતા ગયા તેમને તે મારતો ગયો. તેને દરેક વખતે એવી શંકા રહેતી હતી કે ક્યાંક વિષ્ણુ જ તો આ બાળકના રૂપમાં આવ્યો નહીં હોય! ॥ ૬૫-૬૬ ॥ પરીક્ષિત! પૃથ્વી પર ઘણું કરીને એવું જોવા મળે છે કે પોતાના પ્રાણોનું જ પોષણ કરનારા લોભી રાજાઓ પોતાના સ્વાર્થ માટે મા-બાપ, ભાઈ-બંધુ અને પોતાના અત્યંત હિતૈષી ઇષ્ટ-મિત્રની પણ હત્યા કરી નાંખે છે ॥ ૬૭ ॥ કંસ જાણતો હતો કે હું પહેલાં કાલનેમિ અસુર હતો અને વિષ્ણુએ મને મારી નાંખ્યો હતો. આવું વિચારીને કંસે યદુવંશીઓ સાથે ઉગ્ર વિરોધ કરવાનો નિશ્ચય કરી લીધો. ॥ ૬૮ ॥ કંસ અત્યંત બળવાન હતો. તેણે યદુ, ભોજ અને અંધક વંશના સ્વામી અને પોતાના પિતા ઉગ્રસેનને કેદ કરી લીધા અને શૂરસેન-દેશનું રાજ્ય તે પોતે કરવા લાગ્યો. ॥ ૬૯ ॥

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[4] પૂર્વાર્ધે શ્રીકૃષ્ણાવતારોપક્રમે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અન્તર્ગત શ્રીકૃષ્ણાવતારના ઉપક્રમમાંનો પહેલો અધ્યાય સમાપ્ત.

# બીજો અધ્યાય

## ભગવાનનો ગર્ભ-પ્રવેશ અને દેવતાઓ દ્વારા ગર્ભ-સ્તુતિ

*શ્રીશુક ઉવાચ*

પ્રલમ્બબકચાણૂરતૃણાવર્તમહાશનૈઃ[5] ।
મુષ્ટિકારિષ્ટદ્વિવિદપૂતનાકેશિધેનુકૈઃ ॥ ૧॥

અન્યૈશ્ચાસુરભૂપાલૈર્બાણભૌમાદિભિર્યુતઃ ।
યદૂનાં કદનં ચક્રે બલી માગધસંશ્રયઃ ॥ ૨॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! કંસ પોતે એક મહાન બળવાન હતો અને બીજું મગધદેશના રાજા જરાસંધની તેને બહુ મોટી મદદ મળી રહી હતી. ત્રીજું તેના મિત્રો હતા — પ્રલમ્બાસુર, બકાસુર, ચાણૂર, તૃણાવર્ત, અઘાસુર, મુષ્ટિક, અરિષ્ટાસુર, દ્વિવિદ, પૂતના, કેશી અને ધેનુકાસુર. આ ઉપરાંત બાણાસુર અને ભૌમાસુર વગેરે ઘણા દૈત્યરાજાઓ તેના સહાયક હતા. તેમને સાથે રાખીને તે યદુવંશીઓનો નાશ કરવા લાગ્યો. ॥ ૧-૨ ॥

૧. ઃવાઞ્છાવધમાસ નારદઃ । ૨. સુહૃદઃ સખીન્ । ૩. યદૂનામન્ધકા૦ । ૪. ઃસ્કન્ધે પ્રથમો૦ । ૫. ઃમહાસુરૈઃ ।

તે પીડિતા નિવિવિશુઃ કુરુપઞ્ચાલકેકયાન્ ।
શાલ્વાન્ વિદર્ભાન્ નિષધાન્ વિદેહાન્ કોસલાનપિ ॥ ૩॥

એકે તમનુરુન્ધાના જ્ઞાતયઃ પર્યુપાસતે ।
હતેષુ ષટ્સુ બાલેષુ દેવક્યા ઔગ્રસેનિના ॥ ૪॥

સપ્તમો વૈષ્ણવં ધામ યમનન્તં પ્રચક્ષતે ।
ગર્ભો બભૂવ દેવક્યા હર્ષશોકવિવર્ધનઃ ॥ ૫॥

ભગવાનપિ વિશ્વાત્મા વિદિત્વા કંસજં ભયમ્ ।
યદૂનાં નિજનાથાનાં યોગમાયાં[૧] સમાદિશત્ ॥ ૬॥

ગચ્છ દેવિ વ્રજં ભદ્રે ગોપગોભિરલઙ્કૃતમ્ ।
રોહિણી વસુદેવસ્ય ભાર્યાઽઽસ્તે નન્દગોકુલે ।
અન્યાશ્ચ કંસસંવિગ્ના વિવરેષુ વસન્તિ હિ[૨] ॥ ૭॥

દેવક્યા જઠરે ગર્ભં શેષાખ્યં ધામ મામકમ્ ।
તત્ સંનિકૃષ્ય રોહિણ્યા ઉદરે સંનિવેશય ॥ ૮॥

અથાહમંશભાગેન દેવક્યાઃ પુત્રતાં શુભે ।
પ્રાપ્સ્યામિ ત્વં યશોદાયાં નન્દપત્ન્યાં ભવિષ્યસિ ॥ ૯॥

અર્ચિષ્યન્તિ મનુષ્યાસ્ત્વાં સર્વકામવરેશ્વરીમ્[૩] ।
ધૂપોપહારબલિભિઃ[૪] સર્વકામવરપ્રદામ્ ॥ ૧૦॥

નામધેયાનિ કુર્વન્તિ સ્થાનાનિ ચ નરા ભુવિ ।
દુર્ગેતિ ભદ્રકાલીતિ વિજયા વૈષ્ણવીતિ ચ ॥ ૧૧॥

કુમુદા ચણ્ડિકા કૃષ્ણા માધવી કન્યકેતિ ચ ।
માયા નારાયણીશાની શારદેત્યમ્બિકેતિ ચ ॥ ૧૨॥

તે લોકો ભયભીત થઈને કુરુ, પાંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ અને કોસલ વગેરે દેશોમાં જઈને વસ્યા. ॥ ૩ ॥ કેટલાક લોકો ઉપર-ઉપરથી કંસની ઇચ્છા અનુસાર કામ કરતા રહીને તેની સેવામાં લાગ્યા રહ્યા. જ્યારે કંસે એક-એક કરીને દેવકીના છ બાળકો મારી નાંખ્યા, ત્યારે દેવકીના સાતમા ગર્ભમાં ભગવાનના અંશરૂપ શ્રીશેષજી,* જેમને અનંત પણ કહે છે તે, પધાર્યા. આનંદસ્વરૂપ શેષજી ગર્ભમાં આવ્યા ત્યારે દેવકીજીને સ્વાભાવિક જ હર્ષ થયો. પરંતુ કંસ કદાચ આને પણ મારી નાંખે એવા ભયથી તેમનું દુઃખ પણ વધી ગયું. ॥ ૪-૫ ॥

વિશ્વાત્મા ભગવાને જોયું કે, મને જ પોતાના સ્વામી અને સર્વસ્વ માનવાવાળા યદુવંશીઓને કંસ દ્વારા અતિશય સતાવવામાં આવી રહ્યા છે, ત્યારે તેમણે પોતાની યોગમાયાને એવો આદેશ આપ્યો કે– ॥ ૬ ॥ 'દેવી! કલ્યાણી! તમે વ્રજમાં જાઓ. તે પ્રદેશ ગોવાળો અને ગાયોથી સુશોભિત છે. ત્યાં નંદબાવાના ગોકુળમાં વસુદેવજીનાં પત્ની રોહિણીજી રહે છે. વસુદેવજીની બીજી પણ પત્નીઓ કંસના ભયથી ગુપ્ત સ્થાનોમાં રહે છે. ॥ ૭ ॥ અત્યારે મારો તે અંશ જેને શેષ કહે છે, દેવકીજીના ઉદરમાં ગર્ભરૂપે સ્થિત છે. તેને ત્યાંથી લઈને તમે રોહિણીજીના ઉદરમાં મૂકી દો. ॥ ૮ ॥ કલ્યાણી! હવે હું મારા સમસ્ત જ્ઞાન, બળ વગેરે અંશો સાથે દેવકીજીનો પુત્ર થઈશ અને તમે નંદજીનાં પત્ની યશોદાજીના ગર્ભથી ઉત્પન્ન થશો. ॥ ૯ ॥ તમે લોકોને ઇચ્છિત વરદાન આપવામાં સમર્થ થશો. મનુષ્ય તમને પોતાની સઘળી અભિલાષાઓને પૂરી કરનારાં જાણીને ધૂપ-દીપ, નૈવેદ્ય અને અન્ય પ્રકારની સામગ્રીઓથી તમારી પૂજા કરશે. ॥ ૧૦ ॥ પૃથ્વી પર લોકો તમારા માટે અનેક પીઠસ્થાનો સ્થાપશે અને દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અંબિકા વગેરે અનેક નામોથી પૂજા કરશે. ॥ ૧૧-૧૨ ॥

૧. યોગનિદ્રાં । ૨. યાઃ । ૩. ૦કર્મવરે૦ । ૪. નાનોપહાર૦ ।

* શેષ ભગવાને વિચાર કર્યો કે, 'રામાવતારમાં હું નાનો ભાઈ બન્યો હતો, તેથી મારે મોટાભાઈની આજ્ઞા માનવી પડી અને વનવાસ જતાં હું તેમને રોકી શક્યો નહીં. શ્રીકૃષ્ણાવતારમાં હું મોટો ભાઈ બનીને ભગવાનની સુંદર સેવા કરી શકીશ'. તેથી તેઓ શ્રીકૃષ્ણની પહેલાં જ ગર્ભમાં આવી ગયા.

ગર્ભસઙ્કર્ષણાત્ તં વૈ પ્રાહુઃ સઙ્કર્ષણં ભુવિ ।
રામેતિ લોકરમણાદ્ બલં બલવદુચ્છ્રયાત્ ॥ ૧૩॥

સન્દિષ્ટૈવં ભગવતા તથેત્યોમિતિ તદ્વચઃ ।
પ્રતિગૃહ્ય પરિક્રમ્ય ગાં ગતા તત્ તથાકરોત્ ॥ ૧૪॥

ગર્ભે પ્રણીતે દેવક્યા રોહિણીં યોગનિદ્રયા ।
અહો વિસ્રંસિતો ગર્ભ ઇતિ પૌરા વિચુક્રુશુઃ ॥ ૧૫॥

ભગવાનપિ વિશ્વાત્મા ભક્તાનામભયઙ્કરઃ ।
આવિવેશાંશભાગેન મન આનકદુન્દુભેઃ ॥ ૧૬॥

સ બિભ્રત્ પૌરુષં ધામ ભ્રાજમાનો[1] યથા રવિઃ ।
દુરાસદોઽતિદુર્ધર્ષો[2] ભૂતાનાં સમ્બભૂવ હ ॥ ૧૭॥

તતો જગન્મઙ્ગલમચ્યુતાંશં
સમાહિતં શૂરસુતેન દેવી ।
દધાર સર્વાત્મકમાત્મભૂતં
કાષ્ઠા યથાઽઽનન્દકરં મનસ્તઃ ॥ ૧૮॥

સા દેવકી સર્વજગન્નિવાસ-
નિવાસભૂતા નિતરાં ન[3] રેજે ।
ભોજેન્દ્રગેહેઽગ્નિશિખેવ રુદ્ધા
સરસ્વતી જ્ઞાનખલે યથા સતી ॥ ૧૯॥

તાં વીક્ષ્ય કંસઃ પ્રભયાઽજિતાન્તરાં
વિરોચયન્તીં ભવનં શુચિસ્મિતામ્ ।
આહૈષ મે પ્રાણહરો હરિર્ગુહાં
ધ્રુવં શ્રિતો યન્ન પુરેયમીદૃશી ॥ ૨૦॥

કિમદ્ય તસ્મિન્ કરણીયમાશુ મે
યદર્થતન્ત્રો ન વિહન્તિ વિક્રમમ્ ।
સ્ત્રિયાઃ સ્વસુર્ગુરુમત્યા વધોઽયં
યશઃ શ્રિયં હન્ત્યનુકાલમાયુઃ ॥ ૨૧॥

સ એષ જીવન્ ખલુ સમ્પરેતો
વર્તેત યોઽત્યન્તનૃશંસિતેન ।

દેવકીજીના ગર્ભનું સંકર્ષણ કરવાથી શેષજીને લોકો 'સંકર્ષણ' કહેશે, વળી લોકોને રમણ કરાવનાર હોવાથી તેમને 'રામ' પણ કહેશે અને અતિશય બળ હોવાને કારણે તેઓ 'બળભદ્ર' પણ કહેવાશે. ॥ ૧૩ ॥

જ્યારે ભગવાને આ પ્રમાણે આદેશ આપ્યો ત્યારે યોગમાયાએ 'જેવી આજ્ઞા' – એમ કહીને ભગવાનની વાત માથે ચઢાવી અને તેમની પરિક્રમા કરીને તેઓ પૃથ્વીલોકમાં આવ્યાં તથા ભગવાને જેવું કહ્યું હતું, તેવું જ કર્યું. ॥ ૧૪ ॥ જ્યારે યોગમાયાએ દેવકીજીનો ગર્ભ લઈ જઈને રોહિણીજીના ઉદરમાં પધરાવી દીધો, ત્યારે નગરજનો આપસમાં કહેવા લાગ્યાં – 'અરે રે... બિચારી દેવકીનો આ ગર્ભ તો નષ્ટ થઈ ગયો.' ॥ ૧૫ ॥

ભગવાન ભક્તોને અભય કરનારા છે. તેઓ સર્વત્ર સર્વ રૂપમાં છે, તેમને ક્યાંય આવવું-જવું પડતું નથી. તેથી તેઓ વસુદેવજીના મનમાં પોતાની સઘળી કલાઓ સાથે પ્રગટ થઈ ગયા. ॥ ૧૬ ॥ભગવાનના તેજને ધારણ કરવાને લીધે વસુદેવજી સૂર્ય જેવા તેજસ્વી થઈ ગયા. તે સમયે તેમની પાસે કોઈ પ્રાણી જઈ શકતું નહીં અને તેમનો પરાભવ કરવો અત્યંત અશક્ય હતો. ॥ ૧૭ ॥ ત્યાર પછી દિશા જેમ ચન્દ્રને ધારણ કરે તેમ શ્રીવસુદેવજીએ સારી રીતે હૃદયમાં પધરાવેલા અચ્યુત, અખંડિત અંશ અને સર્વના આત્મારૂપ કે જે જગતનું મંગળ કરનાર છે તેમને દેવકી દેવીએ ધારણ કર્યા. ॥ ૧૮ ॥ ભગવાન સંપૂર્ણ જગતના નિવાસસ્થાન છે, દેવકીજી તેમનું પણ નિવાસસ્થાન બની ગયાં. પરંતુ ઘડા વગેરેની અંદર બંધ કરાયેલા દીવાનો અને પોતાની વિદ્યા બીજાને ન આપનાર જ્ઞાનખલની શ્રેષ્ઠ વિદ્યાનો પ્રકાશ જેમ ચારે બાજુ ફેલાતો નથી, તે જ રીતે કંસના કારાગૃહમાં બંધ દેવકીજીની પણ એટલી શોભા ન થઈ. ॥ ૧૯ ॥ દેવકીજીના ગર્ભમાં ભગવાન બિરાજમાન થઈ ગયા હતા. દેવકીજીના પવિત્ર શુદ્ધ સ્મિતવાળા દેહની દિવ્ય કાંતિને લીધે કારાગૃહભવન ઝગમગી ઊઠ્યું હતું. જ્યારે કંસે દેવકીજીને જોયાં ત્યારે તે મનમાં કહેવા લાગ્યો – 'હવે મારા પ્રાણોને હરનાર વિષ્ણુએ આના ગર્ભમાં અવશ્ય પ્રવેશ કર્યો છે; કારણ કે આ પહેલાં દેવકી આવી તેજસ્વી ક્યારેય ન હતી. ॥ ૨૦ ॥

હવે આ પરિસ્થિતિમાં મારે તાત્કાલિક શું કરવું જોઈએ? દેવકીને મારી નાખવી, એ તો સારું નથી, કારણ કે વીર પુરુષો સ્વાર્થવશ પોતાના પરાક્રમને કલંકિત કરતા નથી. એક તો આ સ્ત્રી છે, બીજું બહેન અને ત્રીજું ગર્ભવતી છે. આને મારવાથી તો મારી કીર્તિ, લક્ષ્મી અને આયુષ્ય તત્કાળ નષ્ટ થઈ જશે. ॥ ૨૧ ॥ તે મનુષ્ય તો જીવતો હોવા છતાં પણ મરેલો જ છે, જે અત્યંત ક્રૂરતાનો વ્યવહાર કરે છે. તેના મૃત્યુ પછી લોકો તેની નિંદા કરે છે. એટલું જ નહિ, તે દેહાભિમાની અવશ્ય ઘોર નરકમાં જાય

૧. રાજમાનો । ૨. ઽસદઃ સુદુર્ધર્ષો । ૩. વિરેજે ।

દેહે મૃતે તં મનુજાઃ શપન્તિ
ગન્તા તમોऽન્ધં તનુમાનિનો ધ્રુવમ્ ॥ ૨૨॥

છે.' ॥ ૨૨ ॥ જોકે કંસ દેવકીને મારી શકતો હતો, પરંતુ પોતે જ અત્યંત ક્રૂરતાના વિચારથી નિવૃત્ત થઈ ગયો.* હવે તે ભગવાન સાથે દૃઢ વેરભાવની ગાંઠ વાળીને તેમના જન્મની પ્રતીક્ષા કરવા લાગ્યો. ॥ ૨૩ ॥ તે ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, સૂતાં-જાગતાં અને હાલતાં-ચાલતાં હંમેશાં શ્રીકૃષ્ણનું જ ચિંતન કર્યા કરતો હતો. જ્યાં તેની નજર જતી, જ્યાં ક્યાંક અવાજ થતો, ત્યાં તેને શ્રીકૃષ્ણ દેખાવા લાગતા. આ પ્રમાણે તેને સંપૂર્ણ જગત શ્રીકૃષ્ણમય દેખાવા લાગ્યું. ॥ ૨૪ ॥

ઇતિ ઘોરતમાદ્ ભાવાત્ સન્નિવૃત્તઃ સ્વયં પ્રભુઃ ।
આસ્તે પ્રતીક્ષંસ્તજ્જન્મ હરેર્વૈરાનુબન્ધકૃત્ ॥ ૨૩॥

આસીનઃ સંવિશંસ્તિષ્ઠન્ ભુઞ્જાનઃ પર્યટન્[1] મહીમ્ ।
ચિન્તયાનો હૃષીકેશમપશ્યત્ તન્મયં જગત્ ॥ ૨૪॥

પરીક્ષિત! ભગવાન શંકર અને બ્રહ્માજી કંસના કારાગૃહમાં આવ્યા. તેમની સાથે પોતાના અનુચરો સાથે સઘળા દેવતાઓ અને નારદ વગેરે ઋષિઓ પણ હતા. તે લોકો અત્યંત મધુર વચનોથી સર્વની અભિલાષા પૂરી કરનારા શ્રીહરિની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ॥ ૨૫ ॥ 'પ્રભુ! આપ સત્યસંકલ્પ છો. સત્ય જ આપની પ્રાપ્તિનું શ્રેષ્ઠ સાધન છે. સૃષ્ટિના પૂર્વે, પ્રલય પછી અને સંસારની સ્થિતિના સમયે — આ ત્રણેય અસત્ય અવસ્થાઓમાં પણ આપ સત્ય છો. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ—આ પાંચ દૃશ્યમાન સત્યોના આપ જ કારણ છો. અને તેમનામાં અંતર્યામી રૂપે રહેલા પણ છો. આપ આ દૃશ્યમાન જગતના પરમાર્થસ્વરૂપ છો. આપ જ મધુર વાણી અને સમદર્શનના પ્રવર્તક છો. ભગવન્! આપ તો બસ, સત્યસ્વરૂપ જ છો. અમે બધા આપને શરણે આવ્યા છીએ. ॥ ૨૬ ॥ આ સંસાર શું છે, એક સનાતન વૃક્ષ છે. આ વૃક્ષનો આશ્રય છે — એક પ્રકૃતિ. સુખ અને દુઃખ એ બે તેનાં ફળ છે. સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણો એનાં મૂળ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર તેનો રસ છે. પાંચ ઇન્દ્રિયો તેને જાણવાના પાંચ પ્રકાર છે — શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને નાસિકા. આના છ સ્વભાવ છે — પેદા થવું, બની રહેવું, વૃદ્ધિ પામવું, બદલાવું, ઘટવું અને નષ્ટ થવું. આ વૃક્ષની સાત છાલો છે સાત ધાતુઓ — રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર. આની આઠ શાખાઓ છે — પાંચ મહાભૂત, મન, બુદ્ધિ અને અહંકાર. આનાં મુખ વગેરે નવ દ્વાર છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય — આ દશ આ વૃક્ષનાં પાંદડાં છે. આ સંસારરૂપી વૃક્ષ પર બે પક્ષીઓ છે — જીવ અને ઈશ્વર. ॥ ૨૭ ॥ આ સંસારરૂપ વૃક્ષની ઉત્પત્તિના આધાર એકમાત્ર આપ જ છો. આપમાં જ આનો પ્રલય થાય છે અને આપના જ અનુગ્રહથી આની રક્ષા પણ થાય છે. જેનું ચિત્ત આપની માયાથી આવૃત્ત થઈ રહ્યું છે, તથા જે

બ્રહ્મા ભવશ્ચ તત્રૈત્ય મુનિભિર્નારદાદિભિઃ ।
દેવૈઃ[2] સાનુચરૈઃ સાકં ગીર્ભિર્વૃષણમૈડયન્ ॥ ૨૫॥

સત્યવ્રતં સત્યપરં ત્રિસત્યં
સત્યસ્ય યોનિં નિહિતં ચ સત્યે ।
સત્યસ્ય સત્યમૃતસત્યનેત્રં
સત્યાત્મકં ત્વાં શરણં પ્રપન્નાઃ ॥ ૨૬॥

એકાયનોऽસૌ દ્વિફલસ્ત્રિમૂલ-
શ્ચતૂરસઃ પઞ્ચવિધઃ ષડાત્મા ।
સપ્તત્વગષ્ટવિટપો નવાક્ષો
દશચ્છદી દ્વિખગો હ્યાદિવૃક્ષઃ ॥ ૨૭॥

ત્વમેક એવાસ્ય સતઃ પ્રસૂતિ-
સ્ત્વં સન્નિધાનં ત્વમનુગ્રહશ્ચ ।

---

૧. પર્યટન્ પિબન્ । ૨. દેવાઃ સાનુચરાઃ ।

* જે કંસ લગ્નનાં મંગલચિહ્નોને ધારણ કરેલી દેવકીનું ગળું કાપવાના અધમકૃત્યથી પાછો વળતો નહોતો તે જ આજે આટલો સદ્-વિચાર ધરાવતો થઈ ગયો, તેનું કારણ શું છે? ખરેખર આજે તે જે દેવકીને જોઈ રહ્યો છે, તેના અંતરંગમાં — ગર્ભમાં શ્રી ભગવાન છે. જેની અંદર ભગવાન છે, તેનાં દર્શનથી સદ્બુદ્ધિનો ઉદય થાય એમાં કોઈ આશ્ચર્ય નથી.

ત્વન્માયયા સંવૃતચેતસસ્ત્વાં
પશ્યન્તિ નાના ન વિપશ્ચિતો યે ॥ ૨૮॥

બિભર્ષિ રૂપાણ્યવબોધ આત્મા
ક્ષેમાય લોકસ્ય ચરાચરસ્ય ।
સત્ત્વોપપન્નાનિ સુખાવહાનિ
સતામભદ્રાણિ મુહુઃ ખલાનામ્ ॥ ૨૯॥

ત્વય્યમ્બુજાક્ષાખિલસત્ત્વધામ્નિ
સમાધિનાઽઽવેશિતચેતસૈકે ।
ત્વત્પાદપોતેન મહત્કૃતેન
કુર્વન્તિ ગોવત્સપદં ભવાબ્ધિમ્ ॥ ૩૦॥

સ્વયં સમુત્તીર્ય સુદુસ્તરં દ્યુમન્
ભવાર્ણવં ભીમમદભ્રસૌહૃદાઃ ।
ભવત્પદામ્ભોરુહનાવમત્ર તે
નિધાય યાતાઃ સદનુગ્રહો ભવાન્ ॥ ૩૧॥

યેઽન્યેઽરવિન્દાક્ષ વિમુક્તમાનિન-
સ્ત્વય્યસ્તભાવાદવિશુદ્ધબુદ્ધયઃ ।
આરુહ્ય કૃચ્છ્રેણ પરં પદં તતઃ
પતન્ત્યધોઽનાદૃતયુષ્મદઙ્ઘ્રયઃ ॥ ૩૨॥

તથા ન તે માધવ તાવકાઃ ક્વચિદ્
ભ્રશ્યન્તિ માર્ગાત્ત્વયિ બદ્ધસૌહૃદાઃ ।
ત્વયાઽભિગુપ્તા વિચરન્તિ નિર્ભયા
વિનાયકાનીકપમૂર્ધસુ પ્રભો ॥ ૩૩॥

સત્ત્વં વિશુદ્ધં શ્રયતે ભવાન્ સ્થિતૌ
શરીરિણાં શ્રેય ઉપાયનં વપુઃ ।
વેદક્રિયાયોગતપઃસમાધિભિ-
સ્તવાર્હણં યેન જનઃ સમીહતે ॥ ૩૪॥

સત્ત્વં ન ચેદ્ધાતરિદં નિજં ભવેદ્
વિજ્ઞાનમજ્ઞાનભિદાપમાર્જનમ્ ।

સત્યને સમજવાની શક્તિ ખોઈ બેઠો છે – તે જ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાવાળા બ્રહ્માદિ દેવતાઓને અનેકરૂપે જુએ છે. તત્ત્વજ્ઞાની પુરુષો તો બધાના રૂપમાં માત્ર આપને જ જુએ છે. ॥ ૨૮ ॥ આપ જ્ઞાનસ્વરૂપ આત્મા છો. ચરાચર જગતના કલ્યાણ માટે જ આપ અનેક રૂપ ધારણ કરો છો. આપનાં તે રૂપો વિશુદ્ધ, અપ્રાકૃત, સત્ત્વમય હોય છે અને સંતપુરુષોને બહુ સુખ આપે છે. સાથે-સાથે દુષ્ટ લોકોને તેમની દુષ્ટતાનો દંડ પણ આપે છે, તેમના માટે અમંગલકારી પણ હોય છે. ॥ ૨૯ ॥ હે કમલ જેવા કોમળ કરુણામય નેત્રોવાળા પ્રભુ! થોડા ભાગ્યશાળી લોકો જ આપના સમસ્ત પદાર્થો અને પ્રાણીઓના આશ્રયસ્વરૂપ વિગ્રહમાં પૂરી એકાગ્રતાથી પોતાનું ચિત્ત પરોવીને અને આપના ચરણકમળરૂપી નૌકાનો આશ્રય લઈને આ સંસાર-સાગરને વાછરડાની ખરી જેવડું બનાવીને પાર કરી જાય છે. કેમ ન કરે, અત્યાર સુધીના સંતો સહજ રીતે આ જ નૌકાથી સંસાર-સાગરને તરી ગયા છે. ॥ ૩૦ ॥ હે પરમ પ્રકાશસ્વરૂપ પરમાત્મન્! આપના ભક્તજનો સંપૂર્ણ સંસારના નિષ્કપટ પ્રેમી અને સાચા હિતૈષી હોય છે. તેઓ સ્વયં તો આ ભયંકર અને કષ્ટથી પાર કરવા યોગ્ય સંસારસાગરને પાર કરી જ જાય છે, પરંતુ બીજાઓના કલ્યાણ માટે પણ તેઓ આપના ચરણકમળોની નૌકા સ્થાપિત કરી જાય છે. ખરેખર સત્પુરુષો પર આપની બહુ કૃપા છે. તેમના માટે આપ અનુગ્રહસ્વરૂપ જ છો. ॥ ૩૧ ॥ હે કમલનયન! જે લોકો આપનાં ચરણકમળોનું શરણ લેતા નથી તથા આપની ભક્તિથી વિમુખ હોવાને કારણે જેમની બુદ્ધિ પણ શુદ્ધ નથી, તેઓ પોતાને મુક્ત માનતા હોય તો તે યથાર્થ નથી. વાસ્તવમાં તો તેઓ મુક્ત નથી પણ બંધાયેલા જ છે. તેઓ જો કોઈ મોટું તપ અથવા સાધના કરીને કોઈ રીતે ઊંચામાં ઊંચા પદ પર પહોંચી જાય તો પણ ભક્તિના અભાવે ત્યાંથી પદભ્રષ્ટ થઈ જાય છે. ॥ ૩૨ ॥ પરંતુ ભગવન્! જે આપના પોતાના નિજજનો છે, જેમણે આપના ચરણોમાં સાચી પ્રીતિ જોડી રાખી છે, તેઓ ક્યારેય તે જ્ઞાનાભિમાનીઓની જેમ પોતાના સાધના-માર્ગથી ચ્યુત થતા નથી. તેઓ તો મોટાં-મોટાં વિઘ્નો નાખવાવાળાઓની સેનાના સરદારોના માથા પર પગ મૂકીને વિચરે છે, કોઈ પણ વિઘ્નો તેમના માર્ગમાં અવરોધ ઊભો કરી શકતાં નથી, કેમ કે, તેમના રક્ષક આપ છો. ॥ ૩૩ ॥ આપ સંસારની સ્થિતિને માટે સમસ્ત દેહધારીઓનું પરમ કલ્યાણ પ્રદાન કરવા માટે વિશુદ્ધ, સત્ત્વમય, સચ્ચિદાનંદમય પરમ દિવ્યમંગલ-વિગ્રહ પ્રગટ કરો છો. તે રૂપ પ્રગટ થતાં જ આપના ભક્તો વેદ, કર્મકાંડ, અષ્ટાંગ યોગ, તપસ્યા અને સમાધિ દ્વારા આપની આરાધના કરે છે. કોઈ પણ આશ્રય વિના તેઓ કોની આરાધના કરશે? ॥ ૩૪ ॥ પ્રભુ! આપ સર્વના વિધાતા છો. જો આપનું આ વિશુદ્ધ સત્ત્વમય નિજ સ્વરૂપ ન હોય તો અજ્ઞાન

ગુણપ્રકાશૈરનુમીયતે ભવાન્
પ્રકાશતે યસ્ય ચ યેન વા ગુણ: ॥ ૩૫॥

ન નામરૂપે ગુણજન્મકર્મભિ-[1]
ર્નિરૂપિતવ્યે તવ તસ્ય સાક્ષિણ: ।
મનોવચોભ્યામનુમેયવર્ત્મનો
દેવ ક્રિયાયાં પ્રતિયન્ત્યથાપિ હિ ॥ ૩૬॥

શૃણ્વન્ ગૃણન્ સંસ્મરયંશ્ચ ચિન્તયન્
નામાનિ રૂપાણિ ચ મઙ્ગલાનિ તે[2] ।
ક્રિયાસુ યસ્ત્વચ્ચરણારવિન્દયો-[3]
રાવિષ્ટચેતા[4] ન ભવાય કલ્પતે ॥ ૩૭॥

દિષ્ટ્યા હરેઽસ્યા ભવત: પદો ભુવો
ભારોઽપનીતસ્તવ જન્મનેશિતુ: ।
દિષ્ટ્યાઙ્કિતાં ત્વત્પદકૈ: સુશોભનૈ-
ર્દ્રક્ષ્યામ ગાં દ્યાં ચ તવાનુકમ્પિતામ્ ॥ ૩૮॥

ન તેઽભવસ્યેશ ભવસ્ય કારણં
વિના વિનોદં બત તર્કયામહે ।
ભવો નિરોધ: સ્થિતિરપ્યવિદ્યયા
કૃતા યતસ્ત્વય્યભયાશ્રયાત્મનિ ॥ ૩૯॥

મત્સ્યાશ્વકચ્છપનૃસિંહવરાહહંસ-
રાજન્યવિપ્રવિબુધેષુ કૃતાવતાર: ।
ત્વં પાસિ નસ્ત્રિભુવનં ચ યથાઽધુનેશ[5]
ભારં ભુવો હર યદૂત્તમ વન્દનં તે ॥ ૪૦॥

દિષ્ટ્યાઽમ્બ[6] તે કુક્ષિગત: પર: પુમા-
નંશેન સાક્ષાદ્ ભગવાન્ ભવાય ન: ।
મા ભૂદ્ ભયં ભોજપતેર્મુમૂર્ષો-
ર્ગોપ્તા યદૂનાં ભવિતા તવાત્મજ: ॥ ૪૧॥

અને તેના દ્વારા થવાવાળા ભેદભાવને નષ્ટ કરનારું અપરોક્ષ જ્ઞાન જ કોઈને થશે નહીં. જગતમાં દેખાનારા ત્રણે ગુણ આપના છે અને આપના દ્વારા જ પ્રકાશિત થાય છે, આ સત્ય છે. પરંતુ આ ગુણોની પ્રકાશક વૃત્તિઓથી આપના સ્વરૂપનું માત્ર અનુમાન જ કરી શકાય છે, વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. (આપના સ્વરૂપનો સાક્ષાત્કાર તો આપના આ વિશુદ્ધ સત્ત્વમય સ્વરૂપની સેવા કરવાથી અને આપની કૃપાથી જ થાય છે.) ॥ ૩૫ ॥ ભગવન્! મન અને વેદ-વાણી દ્વારા માત્ર આપના સ્વરૂપનું અનુમાન થાય છે, કેમકે, આપ તેમના દ્વારા દૃશ્ય નથી, તેમના સાક્ષી છો. તેથી આપનાં ગુણ, જન્મ અને કર્મ વગેરે દ્વારા આપનાં નામ અને રૂપનું નિરૂપણ કરી શકાતું નથી. તેમ છતાં પ્રભુ! આપના ભક્તો ઉપાસના વગેરે ક્રિયાયોગ દ્વારા આપનો સાક્ષાત્કાર તો કરે જ છે. ॥ ૩૬ ॥ જે પુરુષ આપના મંગલમય નામ-રૂપનું શ્રવણ, કીર્તન, સ્મરણ અને ધ્યાન કરે છે અને આપનાં ચરણકમળોની સેવામાં જ પોતાનું ચિત્ત જોડેલું રાખે છે, તેને પછી જન્મ-મરણરૂપી સંસારચક્રમાં આવવું પડતું નથી. ॥ ૩૭ ॥ સંપૂર્ણ દુ:ખોને હરવાવાળા ભગવન્! આપ સર્વેશ્વર છો. આ પૃથ્વી તો આપનું ચરણકમળ જ છે. આપના અવતારથી હવે તેનો ભાર ઊતરી ગયો. ધન્ય છે! પ્રભુ! અમારા માટે એ મોટું સૌભાગ્ય છે કે અમે લોકો આપનાં સુંદર-સુંદર ચિહ્નોથી યુક્ત ચરણકમળોથી વિભૂષિત પૃથ્વીને જોઈશું અને સ્વર્ગલોકને પણ આપની કૃપાથી કૃતાર્થ જોઈશું. ॥ ૩૮ ॥ પ્રભુ! આપ અજન્મા છો. આપના જન્મના કારણ વિશે અમે કોઈ તર્ક કરીએ તો એટલું જ કહી શકીએ છીએ કે આ આપનો એક લીલા-વિનોદ જ છે. આવું કહેવાનું કારણ એ છે કે આપ તો દ્વૈતના લેશમાત્રથી રહિત, સર્વના અધિષ્ઠાનસ્વરૂપ છો. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય જે દેખાય છે તે અજ્ઞાનને કારણે આપના ઉપર આરોપિત છે. ॥ ૩૯ ॥ પ્રભુ! આપે જે રીતે અનેકવાર મત્સ્ય, હયગ્રીવ, કચ્છપ, નૃસિંહ, વરાહ, હંસ, રામ, પરશુરામ, અને વામન અવતાર ધારણ કરીને અમારી અને ત્રણે લોકની રક્ષા કરી છે — તે જ રીતે હે પ્રભુ! આપ આ વખતે પણ પૃથ્વીનો ભાર ઉતારો. હે યદુનંદન! અમે આપના ચરણોમાં વંદન કરીએ છીએ.' ॥ ૪૦ ॥ (દેવકીજીને સંબોધિત કરીને) 'માતાજી! એ મોટા સૌભાગ્યની વાત છે કે આપની કૂખમાં અમારા બધાનું કલ્યાણ કરવા માટે સ્વયં ભગવાન પુરુષોત્તમ પોતાના જ્ઞાન, બળ વગેરે અંશ સાથે પધાર્યા છે. હવે આપને કંસથી લગીરે ભય રાખવો જોઈએ નહિ. હવે તો તે થોડા દિવસનો જ મહેમાન છે. આપનો પુત્ર યદુવંશની રક્ષા કરશે.' ॥ ૪૧ ॥

૧. ગુણકર્મજન્મભિ૦ । ૨. વ: । ૩. પુષ્મચ્ચરણા૦ । ૪. ૦ચિત્તો । ૫. તથાઽધુનેશ । ૬. દિષ્ટ્યા ચ તે ।

*શ્રીશુક ઉવાચ*

**ઇત્યભિષ્ટૂય પુરુષં યદ્રૂપમનિદં યથા ।**
**બ્રહ્મેશાનૌ પુરોધાય દેવાઃ પ્રતિયયુર્દિવમ્ ॥ ૪૨॥**

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! બ્રહ્માદિ દેવતાઓએ આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી છે. તેમનું રૂપ 'ઇદમિત્થમ્' અર્થાત્ 'આ છે' એવું તો નિશ્ચિતરૂપે કહી શકાતું નથી, બધા પોતપોતાની મતિ અનુસાર તેનું નિરૂપણ કરે છે. આ પછી બ્રહ્માજી અને શંકરજીને આગળ કરીને દેવતાઓ સ્વર્ગમાં સિધાવી ગયા. ॥ ૪૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[૧] પૂર્વાર્ધે
ગર્ભગતવિષ્ણોર્બ્રહ્માદિકૃતસ્તુતિર્નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥
દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત 'ગર્ભમાં રહેલા વિષ્ણુભગવાનની બ્રહ્માજી વગેરેએ
કરેલી સ્તુતિ' એ નામનો બીજો અધ્યાય સમાપ્ત.

=★=

# ત્રીજો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય

*શ્રીશુક ઉવાચ*

**અથ સર્વગુણોપેતઃ કાલઃ પરમશોભનઃ ।**
**યર્હ્યેવાજનજન્મર્ક્ષં શાન્તર્ક્ષગ્રહતારકમ્ ॥ ૧॥**

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! હવે સમસ્ત શુભગુણોથી યુક્ત પરમ શોભાયમાન સમય હતો. રોહિણી નક્ષત્ર હતું કે જેમાં બધાં નક્ષત્રો, ગ્રહો અને તારાઓ શાંત હતાં – સૌમ્ય થઈ રહ્યાં હતાં.*

---

૧. ૦સ્કન્ધે દ્વિતીયો૦ ।

* જેમ અંતઃકરણ શુદ્ધ થવાથી તેમાં ભગવાનનો આવિર્ભાવ થાય છે, શ્રીકૃષ્ણાવતારના સમયે પણ બરાબર એ જ પ્રકારનું સમષ્ટિની શુદ્ધિનું વર્ણન કરવામાં આવ્યું છે. એમાં કાળ, દિશા, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન અને આત્મા આ નવ દ્રવ્યોનો અલગ-અલગ નામોલ્લેખ કરી સાધક માટે એક અત્યંત ઉપયોગી સાધન-પદ્ધતિ તરફ સંકેત કરવામાં આવ્યો છે.

**કાળ –**

ભગવાન કાળથી પર છે. શાસ્ત્રો અને સત્પુરુષો દ્વારા એવું નિરૂપણ સાંભળીને કાળ જાણે ક્રોપિત થઈ ગયો હતો અને રુદ્રરૂપ ધારણ કરીને બધાંને ગળી રહ્યો હતો. આજે જ્યારે તેને ખબર પડી કે, સ્વયં પરિપૂર્ણતમ ભગવાન શ્રીકૃષ્ણ મારી અંદર પ્રગટ થઈ રહ્યા છે, ત્યારે તે આનંદથી ઊભરાઈ ગયો અને સઘળા સદ્ગુણો સાથે શોભાયમાન બનીને પ્રગટ થઈ ગયો.

**દિશા –**

૧. પ્રાચીન શાસ્ત્રોમાં દિશાઓને દેવી માન્યાં છે. તેમનાં એક-એક સ્વામી પણ હોય છે. જેમ પ્રાચીના ઇન્દ્ર, પ્રતીચીના વરુણ વગેરે. કંસના રાજ્ય-કાળમાં આ દેવતાઓને પરાધીન – બંદી બનાવી દીધા હતા. હવે ભગવાન શ્રીકૃષ્ણના અવતારથી દેવતાઓની ગણના પ્રમાણે ૧૧-૧૨ દિવસમાં જ તેમને છૂટકારો મળી જશે, તેથી પોતાના પતિદેવો સાથેના સંગમ-સૌભાગ્યનું અનુસંધાન કરીને દિશા-દેવીઓ પ્રસન્ન થઈ ગઈ. જે દેવ તથા દિશાના પરિચ્છેદથી રહિત છે, તે જ પ્રભુ ભારત દેશના વ્રજ-પ્રદેશમાં પધારી રહ્યા છે, આ અપૂર્વ આનંદોત્સવ પણ દિશાઓની પ્રસન્નતાનો હેતુ છે.

૨. સંસ્કૃત-સાહિત્યમાં દિશાઓનું એક નામ 'આશા' પણ છે. દિશાઓની પ્રસન્નતાનો એક અર્થ એ પણ છે કે હવે સત્પુરુષોની આશા-અભિલાષા પૂરી થશે.

૩. વિરાટ પુરુષના અવયવ-સંસ્થાનનું વર્ણન કરતી વેળાએ દિશાઓને તેમના કાન કહેવામાં આવ્યા છે. શ્રીકૃષ્ણના અવતારના અવસર પર દિશાઓ જાણે એવું માનીને પ્રસન્ન થઈ ગઈ છે કે, ભગવાન અસુરો – અસાધુઓના ઉપદ્રવથી દુઃખી પ્રાણીઓની પ્રાર્થના સાંભળવા માટે સતત સાવધાન છે.

**પૃથ્વી –**

૧. પુરાણોમાં ભગવાનની બે પત્નીઓનો ઉલ્લેખ મળે છે – એક શ્રીદેવી અને બીજાં ભૂદેવી. આ બન્ને ચલ-સમ્પત્તિ અને અચલ-સંપત્તિનાં

दिशः प्रसेदुर्गगनं निर्मलोडुगणोदयम् ।
मही मङ्गलभूयिष्ठपुरग्रामव्रजाकरा ॥ २॥

દિશાઓ સ્વચ્છ પ્રસન્ન હતી. નિર્મળ આકાશમાં તારા ઝગમગી રહ્યા હતા. પૃથ્વીનાં મોટાં-મોટાં નગરો, નાનાં-નાનાં ગામડાંઓ, આહીરોની વસ્તીઓ અને હીરા વગેરેની ખાણો મંગલમય થઈ રહી હતી. ॥ ૨ ॥ નદીઓનું જળ નિર્મળ થઈ ગયું હતું. રાત્રિના સમયે પણ સરોવરોમાં કમળ ખીલી ગયાં હતાં. વનમાં વૃક્ષોની હારમાળા રંગ-બેરંગી પુષ્પોના ગુચ્છોથી ભરપૂર થઈ ગઈ હતી. ક્યાંક પક્ષીઓ ટહુકી રહ્યાં હતાં, તો ક્યાંક ભ્રમરો હર્ષનાદ કરતા હતા. ॥ ૩ ॥

नद्यः प्रसन्नसलिला ह्रदा जलरुहश्रियः ।
द्विजालिकुलसंनादस्तबका वनराजयः ॥ ३॥

---

સ્વામિની છે. એમના પતિ છે – ભગવાન, જીવ નથી. જે સમયે શ્રીદેવીના નિવાસસ્થાન વૈકુંઠથી ઊતરીને ભગવાન ભૂદેવીના નિવાસસ્થાન પૃથ્વી પર આવવા લાગ્યા ત્યારે જેમ પરદેશથી પતિના આગમનના સમાચાર સાંભળીને પત્ની સજ્જી-ધજીને સામે મળવા જવા માટે નીકળે છે, તેવું જ પૃથ્વીનું મંગલમય થવું, મંગલચિહ્નોને ધારણ કરવાં સ્વાભાવિક જ છે.

૨. ભગવાનના ચરણ મારા વક્ષઃસ્થળ પર પડશે, પોતાના સૌભાગ્યને આ રીતે યાદ કરીને પૃથ્વી આનંદિત થઈ ગઈ.

૩. વામન બ્રહ્મચારી હતા. પરશુરામજીએ બ્રાહ્મણોને દાન આપી દીધું. શ્રીરામચન્દ્રજીએ મારી પુત્રી જાનકી સાથે લગ્ન કરી લીધું. તેથી તે અવતારોમાં હું ભગવાન પાસેથી જે સુખ પ્રાપ્ત ન કરી શકી, તે શ્રીકૃષ્ણ પાસેથી પ્રાપ્ત કરીશ. આવું વિચારીને પૃથ્વી મંગલમય બની ગઈ છે.

૪. પોતાના પુત્ર મંગલને ખોળામાં લઈને પતિદેવનું સ્વાગત કરવા ગઈ.

જળ (નદીઓ)

૧. નદીઓએ વિચાર કર્યો કે, રામાવતારમાં સેતુ બાંધવાને બહાને મારા પિતા પર્વતોને મારી સાસરી સમુદ્રમાં પહોંચાડીને એમણે અમને પિયરનું સુખ આપ્યું હતું. હવે આમના શુભાગમનના અવસરે અમારે પણ પ્રસન્ન થઈને ભગવાનનું સ્વાગત કરવું જોઈએ.

૨. નદીઓ બધી ગંગાજીને કહેતી હતી – 'તમે અમારા પિતા પર્વત જોયા છે, તમારા પિતા ભગવાન વિષ્ણુનાં દર્શન અમને કરાવો.' ગંગાજીએ સાંભળ્યું-ન સાંભળ્યું કરી નાખ્યું. હવે તે એટલે પ્રસન્ન થઈ ગઈ કે, હવે અમે સ્વયં જ તેમને જોઈ શકીશું.

૩. જોકે ભગવાન સમુદ્રમાં નિત્ય નિવાસ કરે છે, તેમ છતાં સાસરી હોવાને લીધે તેઓ તેમને જોઈ શકતાં નથી. હવે તેમને સારી રીતે જોઈ શકશે, તે માટે તેઓ નિર્મળ છે.

૪. નિર્મળ હૃદયને ભગવાન મળે છે તેથી તેઓ નિર્મળ થઈ ગઈ.

૫. નદીઓને જે સૌભાગ્ય કોઈ પણ અવતારમાં નથી મળ્યું, તે કૃષ્ણાવતારમાં મળ્યું. શ્રીકૃષ્ણનાં ચોથા પટરાણી છે – શ્રીકાલિન્દીજી. અવતાર લેતાંની સાથે યમુનાના તીરે જવું, ગોવાળો અને ગોપીઓ સાથે જળ-ક્રીડા કરવી, તેમને પોતાનાં પટરાણી બનાવવાં – આ બધી વાતોને યાદ કરીને નદીઓ આનંદિત થઈ ગઈ.

હ્રદ (પાણીનો ધરો)

કાલિય-દમન કરીને કાલિય-ધરાને શુદ્ધ કરવો, ગ્વાલબાળકો અને અક્રૂરને બ્રહ્મ-હ્રદ (ગુહા)માં જ પોતાના સ્વરૂપનાં દર્શન વગેરે સ્વ-સંબંધી લીલાઓનું અનુસંધાન કરીને ધરાઓએ કમળને બહાને પોતાના પ્રફુલ્લિત હૃદયને જ શ્રીકૃષ્ણને અર્પણ કરી દીધું. તેમણે કહ્યું, 'પ્રભુ! ભલે ને લોકો અમને જડ સમજે, આપ ક્યારેક અમારો સ્વીકાર કરશો, એ ભાવિ સૌભાગ્યનું અનુસંધાન કરીને અમે આનંદિત થઈ રહ્યાં છીએ.

અગ્નિ –

૧. આ અવતારમાં શ્રીકૃષ્ણે વ્યોમાસુર, તૃણાવર્ત, કાલિયના દમનથી આકાશ, વાયુ અને જળની શુદ્ધિ કરી છે. મૃદ્(માટી)–ભક્ષણથી પૃથ્વીની અને અગ્નિપાનથી અગ્નિની શુદ્ધિ કરી છે. ભગવાન શ્રીકૃષ્ણે બે વખત અગ્નિને પોતાના મુખમાં ધારણ કર્યો. આ ભાવિ સુખનું અનુસંધાન કરીને જ અગ્નિદેવ શાંત થઈને પ્રજ્જ્વલિત થવા લાગ્યા.

૨. દેવતાઓ માટે યજ્ઞ-ભાગ વગેરે બંધ થઈ જવાને લીધે અગ્નિદેવ પણ ભૂખ્યા જ હતા. હવે શ્રીકૃષ્ણાવતારથી પોતાનું ભોજન મળવાની આશાથી અગ્નિદેવ પ્રસન્ન થઈને પ્રજ્જ્વલિત થઈ ગયા.

વાયુ –

૧. ઉદારશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણના જન્મ-પ્રસંગે વાયુએ સુખ લુંટાવવાનો પ્રારંભ કર્યો, કેમકે, સમાન શીલ હોય એની સાથે જ મિત્રતા થાય છે. જેમ સ્વામીની સામે સેવક, પ્રજા પોતાના ગુણ પ્રગટ કરીને રાજાને પ્રસન્ન કરે છે, તે જ રીતે વાયુ ભગવાનની સામે પોતાના

**વવૌ વાયુઃ સુખસ્પર્શઃ પુણ્યગન્ધવહઃ શુચિઃ ।**
**અગ્નયશ્ચ દ્વિજાતીનાં શાન્તાસ્તત્ર સમિન્ધત ॥ ૪॥**

તે સમયે પરમ પવિત્ર અને શીતલ-મંદ-સુગંધ વાયુ પોતાના સ્પર્શથી સુખ આપી રહ્યો હતો. અગ્નિહોત્રી બ્રાહ્મણોનો અગ્નિ કે જે ક્યારેય શાંત થતો ન હતો તે કંસના અત્યાચારથી હોલવાઈ ગયો હતો, તે સારી રીતે પ્રજ્જ્વલિત થઈ ગયો હતો. ॥ ૪ ॥

**મનાંસ્યાસન્ પ્રસન્નાનિ સાધૂનામસુરદ્રુહામ્ ।**
**જાયમાનેઽજને તસ્મિન્ નેદુર્દુન્દુભયો દિવિ ॥ ૫॥**

સંત પુરુષો પહેલેથી જ ઇચ્છતા હતા કે, અસુરો વધવા ન પામે, હવે તેમનું મન એકાએક પ્રસન્નતાથી ભરાઈ ગયું. જ્યારે ભગવાનના આવિર્ભાવનો સમય આવ્યો ત્યારે સ્વર્ગમાં દેવતાઓનાં વાજિંત્ર આપમેળે વાગી ઊઠ્યાં. ॥ ૫ ॥

---

ગુણ પ્રગટ કરવા લાગ્યા.

૨. આનંદકંદ શ્રીકૃષ્ણચન્દ્રના મુખારવિંદ પર જ્યારે શ્રમથી પરસેવાના બિન્દુ આવી જશે, ત્યારે હું જ શીતલ-મંદ-સુગંધ ગતિથી તે બિન્દુઓને સૂકવી દઈશ – આવું વિચારીને પહેલેથી જ સેવાનો અભ્યાસ કરવા લાગ્યો.

૩. જો મનુષ્યને ભગવાનના ચરણારવિન્દના દર્શનની લાલસા હોય તો તેણે સંસારની સેવા જ કરવી જોઈએ, જાણે આનો ઉપદેશ આપતો હોય તેમ વાયુ બધાંની સેવા કરવા લાગ્યો.

૪. રામાવતારમાં મારા પુત્ર હનુમાનજીએ ભગવાનની સેવા કરી, તેનાથી હું કૃતાર્થ જ છું. પરંતુ આ અવતારમાં મારે પોતાને સેવા કરી લેવી જોઈએ. આવા વિચારથી વાયુ લોકોને સુખ પહોંચાડવા લાગ્યો.

૫. સંપૂર્ણ વિશ્વના પ્રાણસ્વરૂપ વાયુદેવે સંપૂર્ણ વિશ્વના પ્રતિનિધિ તરીકે ભગવાનનું સ્વાગત કર્યું.

**આકાશ –**

૧. આકાશનું એકત્વ, આધાર, વિશાળતા અને સમતાની ઉપમા હંમેશાં ભગવાનની સાથે આપવામાં આવે છે, પરંતુ હવે તેનો જે છે નહિ તેવો નીલો રંગ ભગવાનના અંગ સાથે ઉપમા આપવા માટે પ્રવૃત્ત થઈ જશે, તેથી આકાશે જાણે આનંદોત્સવ ઊજવવા માટે નીલા રંગના ચંદરવામાં હીરા જેવા તારાઓની ઝાલરો લટકાવી દીધી છે.

૨. સ્વામીના શુભ આગમનના અવસરે જેમ સેવકો સુંદર વેશ-ભૂષા ધારણ કરે છે અને શાંત થઈ જાય છે, તે જ પ્રમાણે આકાશનાં બધાં નક્ષત્રો, ગ્રહ, તારા શાંત અને નિર્મળ થઈ ગયાં છે. તેઓ પોતાની વક્રતા, અતિચાર અને યુદ્ધ છોડીને શ્રીકૃષ્ણનું સ્વાગત કરવા લાગ્યા.

**નક્ષત્ર –**

હું દેવકીના ગર્ભથી જન્મ લઈ રહ્યો છું તો રોહિણીજીના સંતોષ માટે છેવટે રોહિણી નક્ષત્રને તો જન્મ માટે અપનાવું! અથવા ચન્દ્રવંશમાં જન્મ લઉં છું તો ચન્દ્રના બધાંથી પ્રિય પત્ની રોહિણીમાં જ જન્મ લેવો ઉચિત છે. આવું વિચારીને ભગવાને રોહિણી નક્ષત્રમાં જન્મ લીધો.

**મન –**

૧. યોગીઓ મનનો નિરોધ કરે છે, મુમુક્ષુઓ નિર્વિષય કરે છે અને જિજ્ઞાસુઓ તેનો બાધ કરે છે, તત્ત્વજ્ઞોએ તો મનનું સત્યાનાશ જ વાળી દીધું. ભગવાનના પ્રાગટ્યનો સમય જાણીને તેણે વિચાર્યું કે હું મારી પત્ની ઇન્દ્રિયો અને વિષય – આ બાલબચ્ચાં સાથે ભગવાન સાથે રમીશ, નિરોધ અને બાધથી જાન છૂટ્યો. તેથી મન પ્રસન્ન થઈ ગયું.

૨. નિર્મળને જ ભગવાન મળે છે, તેથી મન નિર્મળ થઈ ગયું.

૩. આમ તો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધનો પરિત્યાગ કરવાથી ભગવાન મળે છે. હવે તો સ્વયં ભગવાન જ તે બધું બનીને આવી રહ્યા છે. લૌકિક આનંદ પણ પ્રભુમાં મળશે. આવું વિચારીને મન પ્રસન્ન થઈ ગયું.

૪. વસુદેવના મનમાં રહીને આ જ ભગવાન પ્રગટ થઈ રહ્યા છે. તે અમારી જ જાતિના છે, આમ વિચારીને મન પ્રસન્ન થઈ ગયું.

૫. સુમન (દેવતા અને શુદ્ધમન)ને સુખ આપવા માટે ભગવાનનો અવતાર થઈ રહ્યો છે. આવું જાણીને સુમન પ્રસન્ન થઈ ગયાં.

૬. સંતોમાં, સ્વર્ગમાં અને ઉપવનમાં સુમન (શુદ્ધ મન, દેવતા અને પુષ્પ) આનંદિત થઈ ગયાં. કેમ ન થાય! માધવ (વિષ્ણુ અને વસંત)નું જ્યારે આગમન થઈ રહ્યું છે.

૧. ૦ગુણાશ્રયઃ। ૨. ૦ગદાદ્યુદાયુધમ્।

જગુઃ કિન્નરગન્ધર્વાસ્તુષ્ટુવુઃ સિદ્ધચારણાઃ ।
વિદ્યાધર્યશ્ચ નનૃતુરપ્સરોભિઃ સમં તદા ॥ ૬॥

કિન્નરો અને ગંધર્વો મધુર સ્વરમાં ગાવા લાગ્યા તથા સિદ્ધો અને ચારણો ભગવાનના મંગલમય ગુણોની સ્તુતિ કરવા લાગ્યા. વિદ્યાધરીઓ અપ્સરાઓ સાથે નાચવા લાગી. ॥ ૬ ॥

મુમુચુર્મુનયો દેવાઃ સુમનાંસિ મુદાન્વિતાઃ ।
મન્દં મન્દં જલધરા જગર્જુરનુ સાગરમ્ ॥ ૭॥

મોટા-મોટા દેવતાઓ અને ઋષિ-મુનિઓ આનંદિત થઈને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.* જળથી ભરેલાં વાદળો સમુદ્રની પાસે જઈને ધીમી-ધીમી ગર્જનાઓ કરતા હતા.* ॥ ૭ ॥

નિશીથે તમઉદ્ભૂતે જાયમાને જનાર્દને ।
દેવક્યાં દેવરૂપિણ્યાં વિષ્ણુઃ સર્વગુહાશયઃ[1] ।
આવિરાસીદ્ યથા પ્રાચ્યાં દિશીન્દુરિવ પુષ્કલઃ ॥ ૮॥

જન્મ-મૃત્યુના ચક્કરમાંથી છોડાવનારા જનાર્દનના પ્રગટ થવાનો સમય હતો મધરાત્રિ. ચારે બાજુ અંધકારનું સામ્રાજ્ય હતું. તે જ સમયે સર્વના હૃદયમાં વિરાજમાન ભગવાન વિષ્ણુ દેવરૂપિણી દેવકીજીનાં ગર્ભથી પ્રગટ થયા, જાણે પૂર્વ દિશામાં સોળે કળાઓથી પૂર્ણ ચન્દ્રમાનો ઉદય થઈ ગયો. ॥ ૮ ॥

તમદ્ભુતં બાલકમમ્બુજેક્ષણં
ચતુર્ભુજં શઙ્ખગદાર્યુદાયુધમ્[2] ।
શ્રીવત્સલક્ષ્મં ગલશોભિકૌસ્તુભં
પીતામ્બરં સાન્દ્રપયોદસૌભગમ્ ॥ ૯॥

મહાર્હવૈદૂર્યકિરીટકુણ્ડલ-
ત્વિષા પરિષ્વક્તસહસ્રકુન્તલમ્ ।
ઉદ્દામકાઞ્ચ્યઙ્ગદકઙ્કણાદિભિ-
ર્વિરોચમાનં વસુદેવ ઐક્ષત ॥ ૧૦॥

વસુદેવજીએ જોયું, તેમની સામે એક અદ્ભુત બાળક છે. તેનાં નેત્ર કમળ જેવાં કોમળ અને વિશાળ છે. ચારે ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે. તેમના વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન–સુવર્ણમયી રેખા છે. ગળામાં કૌસ્તુભમણિ શોભી રહ્યો છે. ગાઢ મેઘ જેવા સુંદર શરીર પર પીળું પીતાંબર પહેર્યું છે. અમૂલ્ય વૈદૂર્યમણિથી જડેલાં મુગટ અને કુંડળોની કાંતિથી તેમના હજારો કેશ પ્રકાશી રહ્યા છે. ઉત્તમ સેરવાળી મેખલા તથા બાજુબંધો અને કંકણોથી શોભતા ચતુર્ભુજ શ્રીબાલમુકુંદની અદ્ભુત છટા છે. ॥ ૯-૧૦ ॥

---

ભાદ્રમાસ – (ગુજરાત, મહારાષ્ટ્ર વગેરેનો શ્રાવણ માસ)

ભદ્ર એટલે કલ્યાણકારી છે. કૃષ્ણપક્ષનો સ્વયં શ્રીકૃષ્ણ સાથે સંબંધ છે. અષ્ટમી તિથિ પક્ષની મધ્યમાં આવે છે. રાત્રિ યોગીજનોને પ્રિય છે. નિશીથ એટલે યતિઓનો સન્ધ્યાકાળ અને રાત્રિના બે ભાગનો સન્ધિકાળ છે. તે સમયે શ્રીકૃષ્ણના આવિર્ભાવનો અર્થ છે – અજ્ઞાનના ઘોર અંધકારમાં દિવ્ય પ્રકાશ. નિશાનાથ ચન્દ્રમાના કુળમાં જન્મ લેવો છે, તો નિશાના મધ્યભાગમાં પ્રગટ થવું ઉચિત પણ છે. અષ્ટમીના ચન્દ્રોદયનો સમય પણ તે જ છે. જો વસુદેવજી મારું જાતકર્મ નહીં કરી શકે તો અમારા વંશના આદિપુરુષ ચન્દ્રમા સમુદ્રસ્નાન કરીને પોતાનાં કર(હાથ)રૂપી કિરણોથી અમૃતનું વિતરણ કરે.

૧. ૦ગુણાશ્રયઃ । ૨. ૦ગદાદ્યુદાયુધમ્ ।

* ઋષિ, મુનિ અને દેવતાઓ જ્યારે સુમનની વર્ષા કરવા માટે મથુરા તરફ દોડ્યા, ત્યારે તેમનો આનંદ પણ પાછળ રહી ગયો અને તેમની પાછળ-પાછળ દોડવા લાગ્યો. તેમણે પોતાના નિરોધ અને બાધસંબંધી બધા વિચારોનો ત્યાગ કરીને મનને શ્રીકૃષ્ણ તરફ જવા માટે મુક્ત કરી દીધું, તેમના પર ન્યોછાવર કરી દીધું.

* ૧. મેઘો સમુદ્ર પાસે જઈને મંદ-મંદ ગર્જના કરીને કહેતા હતા – જલનિધિ! આ તમારા ઉપદેશ (પાસે આવવા)નું ફળ છે કે અમારી પાસે ભરપૂર જળ થઈ ગયું. હવે એવો ઉપદેશ આપો કે તમારી અંદર ભગવાન રહે છે, એમ અમારી અંદર પણ રહે.

૨. વાદળો સમુદ્ર પાસે જઈને કહેતા કે હે સમુદ્ર! તમારા હૃદયમાં ભગવાન બિરાજે છે, અમને પણ તેમનાં દર્શન-પ્રેમ પ્રાપ્ત કરવા દો. સમુદ્ર તેમનું થોડું જળ આપીને કહી દેતો—પોતાનાં ઉત્તુંગ મોજાંઓથી ધકેલી દેતો – જાઓ હજી વિશ્વની સેવા કરીને અંતઃકરણ શુદ્ધ કરો, ત્યારે ભગવાનનાં દર્શન થશે. સ્વયં ભગવાન મેઘશ્યામ બનીને સમુદ્રથી બહાર વ્રજમાં આવી રહ્યા છે. અમે તડકામાં તેમની ઉપર છાયા કરીશું, ઝીણાં-ઝીણાં ફોરાં વરસાવીને અમારું જીવન ન્યોછાવર કરીશું અને તેમની વાંસળીના સૂર પર તાલ દઈશું. અમારા આ સૌભાગ્યનું અનુસંધાન કરીને વાદળાં સમુદ્રની પાસે ગયાં અને ધીમી-ધીમી ગર્જના કરવા લાગ્યાં. ધીમી-ધીમી એટલા માટે કે આ ધ્વનિ અમારા પ્રિય કૃષ્ણના કાન સુધી ન પહોંચી જાય.

સ વિસ્મયોત્ફુલ્લવિલોચનો હરિં
સુતં વિલોક્યાનકદુન્દુભિસ્તદા ।
કૃષ્ણાવતારોત્સવસમ્ભ્રમોઽસ્પૃશન્
મુદા દ્વિજેભ્યોઽયુતમાપ્લુતો ગવામ્ ॥ ૧૧॥

જ્યારે વસુદેવજીએ જોયું કે, મારા પુત્રના રૂપમાં તો સ્વયં ભગવાન જ આવ્યા છે, ત્યારે પ્રથમ તો તેમને અપાર આશ્ચર્ય થયું, પછી આનંદથી તેમનાં નેત્રો ખીલી ઊઠ્યાં. તેમનું રોમે-રોમ પરમાનંદમાં મગ્ન થઈ ગયું. શ્રીકૃષ્ણનો જન્મોત્સવ ઊજવવાની ઉતાવળમાં તે જ વખતે બ્રાહ્મણોને દશહજાર ગાયો દાનમાં આપવાનો સંકલ્પ કરી દીધો. ॥ ૧૧ ॥

અથૈનમસ્તૌદવધાર્ય પૂરુષં
પરં નતાઙ્ગઃ કૃતધીઃ કૃતાઞ્જલિઃ ।
સ્વરોચિષા ભારત સૂતિકાગૃહં
વિરોચયન્તં ગતભીઃ પ્રભાવવિત્ ॥ ૧૨॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ પોતાની અંગ-કાંતિથી પ્રસૂતિગૃહને પ્રકાશિત કરી રહ્યા હતા. જ્યારે વસુદેવજીને એવો નિશ્ચય થઈ ગયો કે આ તો પરમપુરુષ પરમાત્મા જ છે ત્યારે ભગવાનનો પ્રભાવ જાણી લેવાથી તેમનો સંપૂર્ણ ભય નષ્ટ થઈ ગયો. પોતાની બુદ્ધિ સ્થિર કરીને તેમણે ભગવાનના ચરણોમાં પોતાનું મસ્તક નમાવી દીધું અને હાથ જોડીને તેઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.— ॥ ૧૨ ॥

વસુદેવ ઉવાચ[૧]

વિદિતોઽસિ ભવાન્ સાક્ષાત્ પુરુષઃ પ્રકૃતેઃ પરઃ ।
કેવલાનુભવાનન્દસ્વરૂપઃ સર્વબુદ્ધિદૃક્ ॥ ૧૩॥

વસુદેવજીએ કહ્યું — હું સમજી ગયો છું કે આપ પ્રકૃતિથી અતીત સાક્ષાત્ પુરુષોત્તમ છો. આપનું સ્વરૂપ શુદ્ધ અનુભવસ્વરૂપ અને આનંદસ્વરૂપ છે. સર્વની બુદ્ધિના આપ એકમાત્ર દ્રષ્ટા છો. ॥ ૧૩ ॥

સ એવ સ્વપ્રકૃત્યેદં સૃષ્ટ્વાગ્રે ત્રિગુણાત્મકમ્ ।
તદનુ ત્વં હ્યપ્રવિષ્ટઃ પ્રવિષ્ટ ઇવ ભાવ્યસે ॥ ૧૪॥

આપ જ સૃષ્ટિના પ્રારંભમાં પોતાની માયા(પ્રકૃતિ)થી આ ત્રિગુણાત્મક જગતનું સર્જન કરો છો. પછી તેમાં પ્રવેશ્યા વિના પણ આપ પ્રવેશ્યા હો તેવા જણાઓ છો કારણ કે, આપ સર્વવ્યાપક છો. ॥ ૧૪ ॥

યથેમેઽવિકૃતા ભાવાસ્તથા તે વિકૃતૈઃ સહ ।
નાનાવીર્યાઃ પૃથગ્ભૂતા વિરાજં જનયન્તિ હિ[૨] ॥ ૧૫॥

સન્નિપત્ય સમુત્પાદ્ય દૃશ્યન્તેઽનુગતા ઇવ ।
પ્રાગેવ વિદ્યમાનત્વાન્ન તેષામિહ સમ્ભવઃ ॥ ૧૬॥

જેમ જ્યાં સુધી મહત્તત્ત્વ વગેરે કારણ-તત્ત્વો જુદાં જુદાં હોય છે, ત્યાં સુધી તેમની શક્તિ પણ જુદી જુદી હોય છે; જ્યારે તે ઇન્દ્રિયાદિ સોળ વિકારોની સાથે ભળે છે, ત્યારે આ બ્રહ્માંડની રચના કરે છે અને આને ઉત્પન્ન કરીને તેમાં જ પાછળથી પ્રવેશ્યા હોય એવું લાગે છે; પરંતુ હકીકત તો એ છે કે, તેમનાથી બનેલી જે કોઈ વસ્તુ છે તેમાં તેઓ પહેલેથી જ વિદ્યમાન રહેલા છે. ॥ ૧૫-૧૬ ॥

એવં ભવાન્ બુદ્ધ્યનુમેયલક્ષણૈ-
ર્ગ્રાહ્યૈર્ગુણૈઃ સન્નપિ તદ્‌ગુણાગ્રહઃ ।
અનાવૃતત્વાદ્ બહિરન્તરં ન તે
સર્વસ્ય સર્વાત્મન આત્મવસ્તુનઃ ॥ ૧૭॥

બરાબર એ જ રીતે બુદ્ધિ દ્વારા માત્ર ગુણોના લક્ષણનું જ અનુમાન કરી શકાય છે અને ઇન્દ્રિયો દ્વારા માત્ર ગુણમય વિષયોનું ગ્રહણ થાય છે. જોકે આપ તેમાં વિદ્યમાન છો છતાં પણ આ મન-બુદ્ધિ-ઇન્દ્રિયો દ્વારા આપનું ગ્રહણ થઈ શકતું નથી. આનું કારણ એ છે કે, આપ સર્વસ્વરૂપ, સર્વના આત્મા, સત્યવસ્તુરૂપ અને સર્વવ્યાપક છો. ગુણોનું આવરણ આપને ઢાંકી શકતું નથી. તેથી આપના સ્વરૂપમાં અંદર કે બહારનો ભેદ નથી ॥ ૧૭ ॥

ય આત્મનો દૃશ્યગુણેષુ સન્નિતિ
વ્યવસ્યતે સ્વવ્યતિરેકતોઽબુધઃ ।
વિનાનુવાદં ન ચ તન્મનીષિતં
સમ્યગ્ યતસ્ત્યક્તમુપાદદત્ પુમાન્ ॥ ૧૮॥

જે પુરુષ સ્વયંથી ભિન્ન, દૃશ્ય વસ્તુઓની સત્તા સ્વીકારે છે તે અજ્ઞાની છે. તે માત્ર અનુવાદ કરે છે, વિચાર નથી કરતો. કારણ કે જે વસ્તુનું અસ્તિત્વ જ નથી, તેનો તે સ્વીકાર કરે છે. ॥ ૧૮ ॥

---

૧. પ્રાચીન પ્રતમાં 'વસુદેવ ઉવાચ' પાઠ નથી। ૨. ચ ।

त्वत्तोऽस्य जन्मस्थितिसंयमान् विभो
वदन्त्यनीहादगुणादविक्रियात् ।
त्वयीश्वरे ब्रह्मणि नो विरुध्यते
त्वदाश्रयत्वादुपचर्यते गुणैः ॥ १९॥

स त्वं त्रिलोकस्थितये स्वमायया
बिभर्षि शुक्लं खलु वर्णमात्मनः ।
सर्गाय रक्तं रजसोपबृंहितं
कृष्णं च वर्णं तमसा जनात्यये ॥ २०॥

त्वमस्य लोकस्य विभो रिरक्षिषु-
र्गृहेऽवतीर्णोऽसि ममाखिलेश्वर ।
राजन्यसञ्ज्ञासुरकोटियूथपै-
र्निर्व्यूह्यमाना निहनिष्यसे चमूः ॥ २१॥

अयं त्वसभ्यस्तव जन्म नौ गृहे
श्रुत्वाऽग्रजांस्ते न्यवधीत्[1] सुरेश्वर ।
स तेऽवतारं पुरुषैः समर्पितं
श्रुत्वाऽधुनैवाभिसरत्युदायुधः ॥ २२॥

*श्रीशुक उवाच*

अथैनमात्मजं वीक्ष्य महापुरुषलक्षणम् ।
देवकी तमुपाधावत् कंसाद् भीता शुचिस्मिता ॥ २३॥

*देवक्युवाच*

रूपं यत् तत् प्राहुरव्यक्तमाद्यं
ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारम् ।
सत्तामात्रं निर्विशेषं निरीहं
स त्वं साक्षाद् विष्णुरध्यात्मदीपः ॥ २४॥

नष्टे लोके द्विपरार्धावसाने
महाभूतेष्वादिभूतं गतेषु ।
व्यक्तेऽव्यक्तं कालवेगेन याते
भवानेकः शिष्यते शेषसञ्ज्ञः ॥ २५॥

પ્રભુ! કહે છે કે આપ સ્વયં સમસ્ત ક્રિયાઓ, ગુણો અને વિકારોથી રહિત છો. છતાં પણ આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય આપનાથી જ થાય છે. આ વાત પરમ ઐશ્વર્યશાળી પરબ્રહ્મ પરમાત્મા એવા આપના માટે અસંગત નથી. કેમકે, ત્રણે ગુણોના આશ્રય આપ જ છો, તેથી તે ગુણોના કાર્ય આદિનો આપમાં પણ આરોપ કરવામાં આવે છે. ॥ ૧૯ ॥ આપ જ ત્રણે લોકની રક્ષા કરવા માટે પોતાની માયાથી સત્ત્વમય શુક્લવર્ણ (પોષણકારી વિષ્ણુરૂપ) ધારણ કરો છો, ઉત્પત્તિ માટે રજોગુણથી યુક્ત રક્તવર્ણ (બ્રહ્મદેવરૂપ) ધારણ કરો છો અને પ્રલય સમયે તમોગુણથી યુક્ત કૃષ્ણવર્ણ (રુદ્રસ્વરૂપ) ધારણ કરો છો. ॥ ૨૦ ॥ પ્રભુ! આપ સર્વશક્તિમાન અને બધાંના સ્વામી છો. આ સંસારની રક્ષા માટે જ આપ મારે ત્યાં પુત્રરૂપે પધાર્યા છો. આજે કરોડો અસુર સેનાપતિઓએ રાજાનો વેશ ધારણ કરીને મોટી-મોટી સેનાઓ પોતાને આધીન કરી રાખી છે. આપ તે બધાનો સંહાર કરશો. ॥ ૨૧ ॥ હે દેવાધિદેવ! આ કંસ મહાદુષ્ટ છે. તેને જ્યારે ખબર પડી કે, આપ અમારે ત્યાં અવતાર લેવાના છો, ત્યારે તેણે આપના ભયથી આપના મોટાભાઈઓને મારી નાંખ્યા. હમણાં જ તેના દૂતો તેને આપના પ્રગટ થયાના સમાચાર કહેશે અને તે હમણાં જ હાથમાં શસ્ત્ર લઈને દોડતો આવી જશે. ॥ ૨૨ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! દેવકીજીએ જોયું કે, મારા પુત્રમાં તો પુરુષોત્તમ ભગવાનનાં બધાં લક્ષણો વિદ્યમાન છે. પહેલાં તો દેવકીજીને કંસથી કંઈક ભય જણાયો, પરંતુ પછી તેઓ ઘણું જ પવિત્ર હાસ્ય કરતાં સ્તુતિ કરવા લાગ્યાં. ॥ ૨૩ ॥

**માતા દેવકીજીએ કહ્યું** – પ્રભુ! વેદોએ આપના જે રૂપને અવ્યક્ત અને સર્વનું કારણ કહ્યું છે, જે બ્રહ્મ, જ્યોતિસ્વરૂપ, સમસ્ત ગુણોથી રહિત અને વિકારરહિત છે, જેને વિશેષરહિત–અનિર્વચનીય, નિષ્ક્રિય અને કેવલ વિશુદ્ધ સત્તારૂપે કહે છે – તે જ બુદ્ધિ વગેરેના પ્રકાશક વિષ્ણુ આપ સ્વયં છો. ॥ ૨૪ ॥ જે સમયે બ્રહ્માનું પૂરું આયુષ્ય – બે પરાર્ધ સમાપ્ત થઈ જાય છે, ત્યારે કાલશક્તિના પ્રભાવથી બધા લોક નષ્ટ થઈ જાય છે, પંચમહાભૂત અહંકારમાં, અહંકાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ પ્રકૃતિમાં લીન થઈ જાય છે – તે સમયે એકમાત્ર આપ જ શેષ રહી જાઓ છો. તેથી જ આપનું એક નામ 'શેષ' પણ છે. ॥ ૨૫ ॥

[1] હતવાન્ ।

યોડયં કાલસ્તસ્ય તેડવ્યક્તબન્ધો
ચેષ્ટામાહુશ્ચેષ્ટતે યેન વિશ્વમ્ ।
નિમેષાદિર્વત્સરાન્તો મહીયાં-[1]
સ્તં ત્વેશાનં ક્ષેમધામ પ્રપદ્યે ॥ ૨૬॥

મર્ત્યો મૃત્યુવ્યાલભીતઃ પલાયન્
લોકાન્ સર્વાન્નિર્ભયં નાધ્યગચ્છત્ ।
ત્વત્પાદાબ્જં પ્રાપ્ય યદૃચ્છયાડદ્ય
સ્વસ્થઃ શેતે મૃત્યુરસ્માદપૈતિ ॥ ૨૭॥

સ ત્વં ઘોરાદુગ્રસેનાત્મજાન્ન-
સ્ત્રાહિ ત્રસ્તાન્ ભૃત્યવિત્રાસહાડસિ ।
રૂપં ચેદં પૌરુષં ધ્યાનધિષ્ણ્યં
મા પ્રત્યક્ષં માંસદૃશાં કૃષીષ્ઠાઃ ॥ ૨૮॥

જન્મ તે મય્યસૌ પાપો મા વિદ્યાન્મધુસૂદન ।
સમુદ્વિજે ભવદ્ધેતોઃ કંસાદહમધીરધીઃ ॥ ૨૯॥

ઉપસંહર વિશ્વાત્મન્નદો રૂપમલૌકિકમ્ ।
શઙ્ખચક્રગદાપદ્મશ્રિયા જુષ્ટં ચતુર્ભુજમ્ ॥ ૩૦॥

વિશ્વં યદેતત્ સ્વતનૌ નિશાન્તે
યથાવકાશં પુરુષઃ પરો ભવાન્ ।
બિભર્તિ સોડયં મમ ગર્ભગોડભૂ-
દહો નૃલોકસ્ય વિડમ્બનં હિ તત્ ॥ ૩૧॥

*શ્રીભગવાનુવાચ*

ત્વમેવ પૂર્વસર્ગેડભૂઃ પૃશ્નિઃ સ્વાયમ્ભુવે સતિ ।
તદાડયં સુતપા નામ પ્રજાપતિરકલ્મષઃ ॥ ૩૨॥

પ્રકૃતિના એકમાત્ર સહાયક પ્રભુ! નિમેષથી લઈને વર્ષપર્યન્ત અનેક વિભાગોમાં વહેંચાયેલો જે કાળ છે, જેના લીધે આખું જગત ચેષ્ટા કરે છે, તે કાળને વિદ્વાનો આપની એક ચેષ્ટા કહે છે. આપ શક્તિમાન અને પરમ કલ્યાણના આશ્રય છો. હું આપને શરણે આવી છું. ॥ ૨૬ ॥ પ્રભુ! મનુષ્ય મૃત્યુરૂપી સર્પથી ભયભીત થઈ સર્વ લોકમાં નાસતો ફરે છે, પણ તેને કોઈ નિર્ભય સ્થાન મળતું જ નથી. પછી દૈવેચ્છાથી તે આપનાં ચરણકમળોનું શરણ લઈને શાંતિથી સૂએ છે. બીજાની તો વાત જ શી કરવી, સ્વયં મૃત્યુ પણ આપનાથી ભયભીત થઈને દૂર ભાગે છે. ॥ ૨૭ ॥ પ્રભુ! આપ ભક્તોના ભયને હરનારા છો અને અમે લોકો આ દુષ્ટ કંસથી અત્યંત ભયભીત છીએ. તેથી આપ અમારું રક્ષણ કરો. આપનું આ ચતુર્ભુજ દિવ્યરૂપ ધ્યાનની વસ્તુ છે, તેને માત્ર માંસ-ચરબીમય શરીર પર જ દૃષ્ટિ રાખનારા દેહાભિમાની લોકો સામે પ્રગટ ન કરો. ॥ ૨૮ ॥ હે મધુસૂદન! આ પાપી કંસને એ વાતની ખબર ન પડે કે, આપનો જન્મ મારા ગર્ભથી થયો છે. મારી ધીરજ તૂટી રહી છે. આપને કષ્ટ ઊભું થશે તે માટે કંસથી હું બહુ ભય પામી રહી છું. ॥ ૨૯ ॥

હે વિશ્વાત્મન્! આપનું આ રૂપ અલૌકિક છે. આપ શંખ, ચક્ર, ગદા અને પદ્મની શોભાથી યુક્ત આપનું આ ચતુર્ભુજરૂપ સમેટી લો. ॥ ૩૦ ॥ પ્રલયના સમયે આપ આ સંપૂર્ણ વિશ્વને પોતાના શરીરમાં એવી રીતે સહજતાથી ધારણ કરો છો જેવી રીતે મનુષ્ય પોતાના શરીરમાં રહેનારા છિદ્રરૂપ આકાશને ધારણ કરે છે. તે જ પરમ પુરુષ પરમાત્મા, આપ મારા ગર્ભવાસી થયા, એ આપની અદ્ભુત મનુષ્ય-લીલા નથી તો બીજું શું છે? ॥ ૩૧ ॥

**શ્રીભગવાને કહ્યું** – દેવી! સ્વાયમ્ભુવ મન્વન્તરમાં જ્યારે તમારો પહેલો જન્મ થયો હતો, ત્યારે તમારું નામ પૃશ્નિ હતું અને આ વસુદેવજી સુતપા નામના પ્રજાપતિ હતા. તમારાં બન્નેનાં હૃદય બહુ જ શુદ્ધ હતાં. ॥ ૩૨ ॥ જ્યારે બ્રહ્માજીએ તમને બન્નેને સંતાન ઉત્પન્ન કરવાની

૧. ગરીયાં૦ ।

યુવાં વૈ બ્રહ્મણાઽઽદિષ્ટૌ પ્રજાસર્ગે યદા તતઃ ।
સન્નિયમ્યેન્દ્રિયગ્રામં[1] તેપાથે પરમં તપઃ ॥ ૩૩॥

આજ્ઞા આપી, ત્યારે તમે ઇન્દ્રિયોનું દમન કરીને ઉત્કૃષ્ટ તપસ્યા કરી. ॥ ૩૩ ॥

વર્ષવાતાતપહિમઘર્મકાલગુણાનનુ ।
સહમાનૌ શ્વાસરોધવિનિર્ધૂતમનોમલૌ ॥ ૩૪॥

શીર્ણપર્ણાનિલાહારાવુપશાન્તેન ચેતસા ।
મત્તઃ કામાનભીપ્સન્તૌ મદારાધનમીહતુઃ ॥ ૩૫॥

એવં વાં તપ્યતોસ્તીવ્રં[2] તપઃ પરમદુષ્કરમ્ ।
દિવ્યવર્ષસહસ્રાણિ દ્વાદશેયુર્મદાત્મનોઃ ॥ ૩૬॥

તદા વાં પરિતુષ્ટોઽહમમુના વપુષાઽનઘે ।
તપસા શ્રદ્ધયા નિત્યં ભક્ત્યા ચ હૃદિ ભાવિતઃ ॥ ૩૭॥

પ્રાદુરાસં વરદરાડ્ યુવયોઃ કામદિત્સયા ।
વ્રિયતાં વર ઇત્યુક્તે માદૃશો વાં વૃતઃ સુતઃ ॥ ૩૮॥

અજુષ્ટગ્રામ્યવિષયાવનપત્યૌ ચ દમ્પતી ।
ન વવ્રાથેઽપવર્ગં મે મોહિતૌ મમ માયયા ॥ ૩૯॥

ગતે મયિ યુવાં લબ્ધ્વા વરં મત્સદૃશં સુતમ્ ।
ગ્રામ્યાન્ ભોગાનભુઞ્જાથાં યુવાં પ્રાપ્તમનોરથૌ ॥ ૪૦॥

અદૃષ્ટ્વાઽન્યતમં લોકે શીલૌદાર્યગુણૈઃ સમમ્ ।
અહં સુતો વામભવં પૃશ્નિગર્ભ ઇતિ શ્રુતઃ[3] ॥ ૪૧॥

તયોર્વાં પુનરેવાહમદિત્યામાસ કશ્યપાત્ ।
ઉપેન્દ્ર ઇતિ વિખ્યાતો વામનત્વાચ્ચ વામનઃ ॥ ૪૨॥

તૃતીયેઽસ્મિન્ ભવેઽહં વૈ તેનૈવ વપુષાઽથ વામ્ ।
જાતો ભૂયસ્તયોરેવ સત્યં મે વ્યાહૃતં સતિ ॥ ૪૩॥

તમે બન્નેએ વર્ષા, વાયુ, ગરમી, ઠંડી વગેરે કાલના વિભિન્ન ગુણોને સહન કર્યા અને પ્રાણાયામ દ્વારા પોતાના મનના દોષોને ધોઈ નાખ્યા. ॥ ૩૪ ॥ તમે બન્ને ક્યારેક સૂકાં પાંદડાં ખાઈ લેતાં અને ક્યારેક માત્ર હવાનો જ આહાર લેતાં હતાં. તમારું ચિત્ત બહુ શાંત હતું. આ પ્રમાણે તમે બન્નેએ મારી પાસે અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મારી આરાધના કરી. ॥ ૩૫ ॥ મારામાં ચિત્તને જોડીને એવું પરમ દુષ્કર અને ઘોર તપ કરતાં-કરતાં બાર હજાર દિવ્ય વર્ષો વીતી ગયાં. ॥ ૩૬ ॥ પુણ્યમયી દેવી! ત્યારે હું તમારા બન્ને પર પ્રસન્ન થયો, કેમ કે, તમે બન્નેએ તપસ્યા, શ્રદ્ધા અને પ્રેમમયી ભક્તિથી પોતાના હૃદયમાં નિરંતર મારી ભાવના કરી હતી. તે સમયે તમારા બન્નેની અભિલાષા પૂરી કરવા માટે વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવો હું આપની સામે પ્રગટ થયો. જ્યારે મેં કહ્યું કે, 'તમારી જે ઇચ્છા હોય તે માગી લો.' ત્યારે તમે બન્નેએ મારા જેવો પુત્ર માગ્યો. ॥ ૩૭-૩૮ ॥ તે સમય સુધી વિષયભોગો સાથે તમારો કોઈ સંબંધ થયો ન હતો. તમારે કોઈ સંતાન પણ ન હતું. તેથી મારી માયાથી મોહિત થઈને તમે બન્નેએ મારી પાસે મોક્ષ ન માગ્યો. ॥ ૩૯ ॥ તમને મારા જેવો પુત્ર થવાનું વરદાન મળી ગયું અને હું ત્યાંથી અંતર્ધાન થઈ ગયો. હવે તમારો મનોરથ સફળ થવાથી તમો સાંસારિક ભોગો ભોગવવા લાગ્યાં. ॥ ૪૦ ॥ મેં જોયું કે સંસારમાં શીલ-સ્વભાવ, ઉદારતા તથા અન્ય ગુણોમાં મારાજેવો બીજો કોઈ છે જ નહીં, તેથી હું જ તમારા બન્નેનો પુત્ર થયો અને તે સમયે હું 'પૃશ્નિગર્ભ'ના નામે પ્રસિદ્ધ થયો. ॥ ૪૧ ॥ પછી બીજા જન્મમાં તમે અદિતિ થયાં અને વસુદેવજી કશ્યપ થયા. ત્યારે પણ હું તમારો પુત્ર થયો. મારું નામ હતું 'ઉપેન્દ્ર'. શરીર ઠીંગણું હોવાને કારણે લોકો મને 'વામન' પણ કહેતા હતા. ॥ ૪૨ ॥ સતી દેવકી! તમારા આ ત્રીજા જન્મમાં પણ હું તે જ રૂપે ફરી તમારો પુત્ર થયો છું.* મારું વચન સર્વદા સત્ય થાય છે. ॥ ૪૩ ॥

૧. સન્નિરુધ્યેન્દ્રિ । ૨. સ્તોર્ભદ્રે । ૩. સ્મૃતઃ ।

* ભગવાન શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, મેં આમને વરદાન તો આપી દીધું કે મારા જેવો પુત્ર થશે, પરંતુ તેને હું પૂરું કરી શકતો નથી. કેમકે, મારા જેવું બીજું કોઈ છે જ નહીં. કોઈને કોઈ વસ્તુ આપવાની પ્રતિજ્ઞા કરીને પૂરી ન કરી શકાય તો તેના જેવી

એતદ્ વાં દર્શિતં રૂપં પ્રાગ્જન્મસ્મરણાય મે ।
નાન્યથા મદ્ભવં જ્ઞાનં મર્ત્યલિઙ્ગેન જાયતે ॥ ૪૪॥

યુવાં માં પુત્રભાવેન બ્રહ્મભાવેન ચાસકૃત્[1] ।
ચિન્તયન્તૌ કૃતસ્નેહૌ યાસ્યેથે મદ્ગતિં પરામ્ ॥ ૪૫॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્ત્વાઽઽસીદ્ધરિસ્તૂષ્ણીં ભગવાનાત્મમાયયા ।
પિત્રોઃ સમ્પશ્યતોઃ સદ્યો બભૂવ પ્રાકૃતઃ શિશુઃ ॥ ૪૬॥

તતશ્ચ શૌરિર્ભગવત્પ્રચોદિતઃ
સુતં સમાદાય સ સૂતિકાગૃહાત્ ।
યદા બહિર્ગન્તુમિયેષ તર્હ્યજા
યા યોગમાયાઽજનિ નન્દજાયયા ॥ ૪૭॥

તયા હૃતપ્રત્યયસર્વવૃત્તિષુ
દ્વાઃસ્થેષુ પૌરેષ્વપિ[2] શાયિતેષ્વથ ।
દ્વારસ્તુ સર્વાઃ પિહિતા દુરત્યયા
બૃહત્કપાટાયસકીલશૃઙ્ખલૈઃ ॥ ૪૮॥

તાઃ કૃષ્ણવાહે વસુદેવ આગતે
સ્વયં વ્યવર્યન્ત[3] યથા તમો રવેઃ ।
વવર્ષ પર્જન્ય ઉપાંશુગર્જિતઃ
શેષોઽન્વગાદ્ વારિ નિવારયન્ ફણૈઃ ॥ ૪૯॥

મઘોનિ વર્ષત્યસકૃદ્ યમાનુજા
ગમ્ભીરતોયૌઘજવોર્મિફેનિલા ।

મેં તમને મારું આ રૂપ એટલા માટે બતાવ્યું કે તમને મારા પૂર્વ અવતારોનું સ્મરણ થઈ જાય. જો હું આવું ન કરત તો, કેવલ મનુષ્ય-શરીરથી મારા અવતારનું જ્ઞાન થાત નહીં. ॥ ૪૪ ॥ તમે બન્ને મારામાં પુત્રભાવ તથા નિરંતર બ્રહ્મભાવ રાખજો. આ પ્રમાણે વાત્સલ્યસ્નેહ અને ચિંતન દ્વારા તમને મારા પરમ પદની પ્રાપ્તિ થશે. ॥ ૪૫ ॥

**શ્રી શુકદેવજી કહે છે** – આટલું કહીને હરિ મૌન થઈ ગયા. હવે તેમણે પોતાની યોગમાયાથી પિતા-માતાની સામે જ તુરંત એક સાધારણ બાળકનું રૂપ ધારણ કરી લીધું. ॥ ૪૬ ॥ ત્યારે વસુદેવજીએ ભગવાનની પ્રેરણાથી પોતાના પુત્રને લઈને પ્રસૂતિગૃહમાંથી બહાર નીકળવાની ઇચ્છા કરી. તે જ સમયે નન્દપત્ની યશોદાના ગર્ભથી તે યોગમાયાનો જન્મ થયો, જે ભગવાનની શક્તિ હોવાના કારણે તેમના જેવી જ જન્મરહિત છે. ॥ ૪૭ ॥ તે જ યોગમાયાએ દ્વારપાળ અને નગરજનોની ચેતના હરી લીધી, તે બધા જ અચેત બનીને સૂઈ ગયા. કારાગૃહના બધા દરવાજા બંધ હતા. તેનાં મોટાં-મોટાં બારણાં, લોઢાની સાંકળો અને તાળાં વાસેલાં હતાં. બહાર જવું અત્યંત મુશ્કેલ હતું; પરંતુ વસુદેવજી ભગવાન શ્રીકૃષ્ણને ખોળામાં લઈને જ્યાં દરવાજાની નજીક પહોંચ્યા કે ત્યાં જ તે બધા દરવાજા આપો-આપ ખુલી ગયા.⁘ બરાબર એ જ પ્રમાણે કે જેમ સૂર્યોદય થતાં જ અંધકાર દૂર થઈ જાય છે. તે સમયે વાદળો ધીમી-ધીમી ગર્જના કરીને જળનાં ઝીણાં ઝીણાં ફોરાં વરસાવી રહ્યાં હતાં. તેથી શેષજી પોતાની ફણાઓ દ્વારા જળથી રક્ષણ કરતા વસુદેવજીની પાછળ-પાછળ ચાલવા લાગ્યા.❖ ॥ ૪૮-૪૯ ॥ તે દિવસોમાં વારંવાર વરસાદ પડતો હતો, તેથી યમુનાજીમાં પૂર આવ્યું હતું.❖

---

ત્રણગણી વસ્તુ આપવી જોઈએ. મારા જેવો હું જ છું. તેથી હું પોતાને ત્રણવાર એમનો પુત્ર બનાવીશ.

૧. વાં પુનઃ । ૨. પૌરેષુ ચ । ૩. વ્યશીર્યન્ત ।

⁘ જેમનાં નામ સાંભળવામાત્રથી અસંખ્ય જન્મોનાં સંચિત કર્મ-બંધન નષ્ટ થઈ જાય છે, તે જ પ્રભુ જેના ખોળામાં આવ્યા, તેની હાથકડી-બેડીઓ ખૂલી જાય, એમાં શું આશ્ચર્ય છે?

❖ બલરામજીએ વિચાર કર્યો કે, હું મોટો ભાઈ થયો તેથી શું થયું, મારો મુખ્ય ધર્મ તો સેવા જ છે. તેથી તેઓ શેષરૂપે છત્ર બનીને વરસાદના જળનું નિવારણ કરતા રહીને ચાલ્યા. તેમણે વિચાર્યું કે મારી ઉપસ્થિતિમાં મારા સ્વામીને વરસાદથી કષ્ટ થાય તો મને ધિક્કાર છે. તેથી તેમણે પોતાની ફણાઓનું છત્ર કરી દીધું. અથવા તેમણે એવું વિચાર્યું કે આ વિષ્ણુપદ(આકાશ)વાસી મેઘ પરોપકાર માટે અધઃપતિત (નીચે પડવાનું) સ્વીકારી લે છે તેથી આ બલિના જેવા દાતાને મસ્તકથી વંદન કરવા યોગ્ય છે.

❖ ૧. શ્રીકૃષ્ણ(બાળક)ને પોતાની તરફ આવતા જોઈને યમુનાજીએ વિચાર કર્યો – અહો, જેમના ચરણોની રજ સત્પુરુષોના માનસ-

भयानकावर्तशताकुला नदी
मार्गं ददौ सिन्धुरिव श्रियः पतेः ॥ ५०॥

જળનો પ્રવાહ ઊંડો અને વેગીલો હતો. તરંગો ઊછળવાને કારણે પાણીમાં ફીણ બહુ થઈ ગયાં હતાં. સેંકડો ભયંકર ઘૂમરીઓ થતી હતી, છતાં શ્રીરામચન્દ્રજીને સમુદ્રએ માર્ગ આપ્યો તેમ યમુનાજીએ વસુદેવજીને માર્ગ આપી દીધો.✣ ॥ ૫૦ ॥

नन्दव्रजं शौरिरुपेत्य तत्र तान्
गोपान् प्रसुप्तानुपलभ्य निद्रया।
सुतं[1] यशोदाशयने निधाय त-
त्सुतामुपादाय[2] पुनर्गृहानगात् ॥ ५१॥

તેથી વસુદેવજી (નિર્વિઘ્ને) નંદબાવાના ગોકુલમાં પહોંચ્યા અને સર્વ ગોવાળિયાઓને નિદ્રાધીન જોયા. તેમણે પોતાના પુત્રને યશોદાજીની શય્યા પર સુવાડી દીધા અને તેમની નવજાત કન્યા લઈને તેઓ પાછા કારાગૃહમાં જઈ પહોંચ્યા. ॥ ૫૧ ॥

देवक्याः शयने न्यस्य वसुदेवोऽथ दारिकाम्।
प्रतिमुच्य पदोर्लोहमास्ते पूर्ववदावृतः ॥ ५२॥

ત્યારબાદ વસુદેવજીએ તે કન્યાને દેવકીની શય્યા પર સુવાડીને પોતાના પગમાં બેડીઓ નાખી દીધી અને પહેલાંની જેમ બંદી બની ગયા. ॥ ૫૨ ॥

यशोदा नन्दपत्नी च जातं परमबुध्यत[3]।
न तल्लिङ्गं परिश्रान्ता निद्रयाऽपगतस्मृतिः ॥ ५३॥

ત્યાં નંદપત્ની યશોદાજીને એટલી તો ખબર પડી કે, કોઈ બાળક જન્મ્યું છે. પરંતુ તેઓ એ ન જાણી શક્યાં કે, પુત્ર છે કે પુત્રી. કેમકે, એક તો તેમને ભારે પરિશ્રમ થયો હતો અને બીજું, યોગમાયાએ તેમને અચેત કરી દીધાં હતાં.✤ ॥ ૫૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે કૃષ્ણજન્મનિ[4] તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત કૃષ્ણજન્મમાંનો ત્રીજો અધ્યાય સમાપ્ત.

═★═

---

ધ્યાનનો વિષય છે, તે જ આજે મારા તીરે આવી રહ્યા છે. યમુનાજી આનંદ અને પ્રેમથી તરબોળ થઈ ગયાં છે, તેમનાં નેત્રોમાંથી એટલાં આંસુ નીકળ્યાં કે પૂર આવી ગયું.

૧. શિશું । ૨. સુતાં સમાદાય । ૩. પુત્રમ૦ । ૪. કૃષ્ણાવતારે તૃતીયો૦ ।

૨. મને યમરાજની બહેન સમજીને શ્રીકૃષ્ણ પોતાની આંખ ન ફેરવી લે, તેથી તેઓ પોતાના વિશાળ જીવનનું પ્રદર્શન કરવા લાગ્યાં.

૩. આ ગાયો ચારવા માટે ગોકુલ જઈ રહ્યા છે. આ હજાર-હજાર લહેરો છે તે ગાયો જ તો છે, તેઓ તે ગાયોની જેમ આમનું પણ પાલન કરે.

૪. એક કાલિયનાગ તો મારામાં પહેલેથી જ છે, આ બીજો શેષનાગ આવી રહ્યો છે. હવે મારી શી ગતિ થશે – આવું વિચારીને યમુનાજી પોતાના હિલોળાથી શેષનાગને રોકવા માટે આગળ વધી રહ્યાં છે.

✣ ૧. એકાએક યમુનાજીના મનમાં વિચાર આવ્યો કે, મારા અગાધ જળને જોઈ ક્યાંક શ્રીકૃષ્ણ એવું ન વિચારે કે હું આ જળમાં ક્રીડા કઈ રીતે કરીશ, તેથી તેઓ તુરંત ક્યાંક ગળા સુધી, ક્યાંક કમર સુધી, અને ક્યાંક ઘૂંટણ સુધી જળવાળાં થઈ ગયાં.

૨. જેમ દુઃખી મનુષ્ય દયાળુ પુરુષની સામે પોતાનું મન ખુલ્લું કરી દે છે તેવી જ રીતે કાલિયનાગથી ત્રાસ પામેલાં યમુનાજીએ પોતાના મનનું દુઃખ જણાવવા માટે પોતાનું મન ખોલીને શ્રીકૃષ્ણની સામે મૂકી દીધું.

૩. મારી ઉદ્દંડતા જોઈને ક્યાંક શ્રીકૃષ્ણ જળક્રીડા કરવાનો અને મને પટરાણી બનાવવાનો અસ્વીકાર ન કરી દે, તેથી તેઓ ઉચ્છૃંખલતા છોડીને ખૂબ વિનયથી સંકોચ સાથે પોતાના હૃદયના રસાળ સ્નેહને પ્રગટ કરવા લાગ્યાં.

૪. જ્યારે એમણે સૂર્યવંશમાં રામાવતાર ગ્રહણ કર્યો, ત્યારે માર્ગ ન આપવાથી ચન્દ્રમાના પિતા સમુદ્રને બાંધી દીધો હતો. હવે આ ચન્દ્રવંશમાં પ્રગટ થયા છે અને હું સૂર્યની પુત્રી છું. જો હું તેમને માર્ગ નહીં આપું તો આ મને પણ બાંધી દેશે. આ ડરને લીધે જાણે યમુનાજી બે ભાગમાં વહેંચાઈ ગયાં.

૫. સત્પુરુષો કહે છે કે, હૃદયમાં ભગવાન આવી જાય તો અલૌકિક સુખ મળે છે. તેથી યમુનાજીએ ભગવાનને પોતાની અંદર લઈ લીધાં.

૬. મારું નામ કૃષ્ણા, મારું જળ કૃષ્ણ, મારી બહાર કૃષ્ણ છે, પછી મારા હૃદયમાં જ તેમની સ્મૃતિ કેમ ન થાય! આવું વિચારીને માર્ગ આપવાના બહાને યમુનાજીએ શ્રીકૃષ્ણને પોતાના હૃદયમાં લઈ લીધા.

✤ ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રસંગમાં એવું બતાવ્યું કે જે મને પ્રેમપૂર્વક પોતાના હૃદયમાં ધારણ કરે છે, તેનાં બંધન ખુલી જાય છે, જેલમાંથી છૂટકારો મળી જાય છે, મોટા-મોટા ફાટકો તૂટી જાય છે, પહેરેદારોનો પત્તો નથી લાગતો, ભવ-નદીનું જળ સુકાઈ જાય છે, ગોકુલ (ઇન્દ્રિય-સમુદાય)ની વૃત્તિઓ લુપ્ત થઈ જાય છે અને માયા હાથમાં આવી જાય છે.

# ચોથો અધ્યાય

### કંસના હાથમાંથી છૂટીને યોગમાયા દ્વારા આકાશમાં જઈને ભવિષ્યવાણી કરવી

*શ્રીશુક ઉવાચ*

બહિરન્તઃપુરદ્વારઃ સર્વાઃ પૂર્વવદાવૃતાઃ ।
તતો બાલધ્વનિં શ્રુત્વા ગૃહપાલાઃ સમુત્થિતાઃ ॥ ૧॥

તે તુ તૂર્ણમુપવ્રજ્ય[1] દેવક્યા ગર્ભજન્મ તત્ ।
આચખ્યુર્ભોજરાજાય યદુદ્વિગ્નઃ પ્રતીક્ષતે ॥ ૨॥

સ તલ્પાત્ તૂર્ણમુત્થાય કાલોઽયમિતિ વિહ્વલઃ ।
સૂતીગૃહમગાત્ તૂર્ણં પ્રસ્ખલન્ મુક્તમૂર્ધજઃ ॥ ૩॥

તમાહ ભ્રાતરં દેવી કૃપણા કરુણં સતી ।
સ્નુષેયં તવ કલ્યાણ[2] સ્ત્રિયં મા હન્તુમર્હસિ ॥ ૪॥

બહવો હિંસિતા ભ્રાતઃ શિશવઃ પાવકોપમાઃ ।
ત્વયા દૈવનિસૃષ્ટેન પુત્રિકૈકા પ્રદીયતામ્ ॥ ૫॥

નન્વહં તે હ્યવરજા દીના હતસુતા પ્રભો ।
દાતુમર્હસિ મન્દાયા અઙ્ગેમાં ચરમાં પ્રજામ્ ॥ ૬॥

*શ્રીશુક ઉવાચ*

ઉપગુહ્યાત્મજામેવં રુદત્યા દીનદીનવત્ ।
યાચિતસ્તાં વિનિર્ભર્ત્સ્ય હસ્તાદાચિચ્છિદે ખલઃ ॥ ૭॥

તાં ગૃહીત્વા ચરણયોર્જાતમાત્રાં સ્વસુઃ સુતામ્ ।
અપોથયચ્છિલાપૃષ્ઠે સ્વાર્થોન્મૂલિતસૌહૃદઃ ॥ ૮॥

સા તદ્ધસ્તાત્ સમુત્પત્ય સદ્યો દેવ્યમ્બરં ગતા ।
અદૃશ્યતાનુજા વિષ્ણોઃ સાયુધાષ્ટમહાભુજા ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે વસુદેવજી પાછા આવ્યા, ત્યારે નગરના બહારના અને અંદરના બધા દરવાજા આપોઆપ જ પહેલાંની માફક બંધ થઈ ગયા. ત્યાર પછી નવજાત બાળકના રડવાનો અવાજ સાંભળીને દ્વારપાલોની નિદ્રા ઊડી. ॥ ૧ ॥ તે તુરંત ભોજરાજ કંસ પાસે ગયા અને દેવકીને સંતાન થયાની વાત કહી. કંસ તો શોકાતુર ચિત્તે ભયભીત થઈને આ વાતની પ્રતીક્ષા કરી જ રહ્યો હતો. ॥ ૨ ॥ દ્વારપાલોની વાત સાંભળતાં જ તે એકદમ શય્યામાંથી ઊઠી 'આ મારો કાળ છે' એમ બોલતો વિહ્વળ થઈ ઠોકરો ખાતો પ્રસૂતિગૃહ તરફ દોડ્યો. તેને એ વાતનું પણ ધ્યાન ન રહ્યું કે, તેના વાળ પણ વિખેરાયેલા છે. ॥ ૩ ॥ દયાપાત્ર સતી દેવકીએ ખૂબ જ દુઃખ અને કરુણા સાથે પોતાના ભાઈને કહ્યું – 'હે મારા હિતૈષી ભાઈ! આ કન્યા તો તમારી પુત્રવધૂ જેવી છે. સ્ત્રીજાતિની છે; તમારે સ્ત્રીહત્યા કદાપિ ન કરવી જોઈએ. ॥ ૪ ॥ ભાઈ! તમે ભાગ્યવશ મારા ઘણા અગ્નિ જેવા તેજસ્વી બાળકોને મારી નાખ્યા. હવે માત્ર એક આ કન્યા બચી છે, તેને તો મને આપો. ॥ ૫ ॥ ખરેખર હું તમારી નાની બહેન છું. મારા ઘણાં સંતાન મરી ગયાં છે, તેથી હું અત્યંત દીન છું. મારા પ્રિય અને સમર્થ ભાઈ! તમે મને મંદભાગ્યવાળીને આ અંતિમ સંતાન આપી દો.' ॥ ૬ ॥

**શ્રી શુકદેવજી કહે છે** – પરીક્ષિત! કન્યાને પોતાના ખોળામાં છુપાવીને દેવકીજીએ અત્યંત દીનતા સાથે રડતાં-રડતાં યાચના કરી. પરંતુ કંસ મહાદુષ્ટ હતો. તેણે દેવકીજીના હાથમાંથી બાળકી આંચકી લીધી. ॥ ૭ ॥ પોતાની એ નવજાત નાનકડી ભાણેજના પગ પકડીને કંસે તેને ખૂબ જોરથી એક પથ્થર પર પછાડી. સ્વાર્થે તેના હૃદયની કરુણાને જડમૂળથી ઉખાડીને ફેંકી દીધી હતી. ॥ ૮ ॥ પરંતુ શ્રીકૃષ્ણની આ નાની બહેન કોઈ સામાન્ય કન્યા તો હતી નહીં, તે તો દેવી હતી. તેના હાથમાંથી છૂટીને તુરંત તે આકાશમાં ચાલી ગઈ અને પોતાની લાંબી આઠ ભુજાઓમાં આયુધો ધારણ કરેલી દેખાઈ. ॥ ૯ ॥

૧. શીઘ્રમુપ૦ । ૨. કલ્યાણી ।

દિવ્યસ્રગમ્બરાલેપરત્નાભરણભૂષિતા ।
ધનુઃશૂલેષુચર્માસિશઙ્ખચક્રગદાધરા ॥ ૧૦॥

સિદ્ધચારણગન્ધર્વૈરપ્સરઃકિન્નરોરગૈઃ ।
ઉપાહૃતોરુબલિભિઃ સ્તૂયમાનેદમબ્રવીત્ ॥ ૧૧॥

કિં મયા હતયા મન્દ જાતઃ ખલુ તવાન્તકૃત્ ।
યત્ર ક્વ[1] વા પૂર્વશત્રુર્મા હિંસીઃ કૃપણાન્ વૃથા ॥ ૧૨॥

ઇતિ પ્રભાષ્ય તં દેવી માયા ભગવતી ભુવિ ।
બહુનામનિકેતેષુ બહુનામા બભૂવ હ ॥ ૧૩॥

તે દેવી દિવ્ય માળા, વસ્ત્ર, ચન્દન અને મણિમય આભૂષણોથી વિભૂષિત હતાં. તેમના હાથમાં ધનુષ્ય, ત્રિશૂળ, બાણ, ઢાલ, તલવાર, શંખ, ચક્ર અને ગદા – આ આઠ આયુધો હતાં. ॥ ૧૦ ॥ સિદ્ધો, ચારણો, ગન્ધર્વો, અપ્સરાઓ, કિન્નરો અને નાગગણો અનેક પ્રકારના ઉપહારો સમર્પિત કરીને તેમની સ્તુતિ કરી રહ્યા હતા. તે સમયે દેવીએ કંસને કહ્યું – ॥ ૧૧ ॥ 'અરે મૂર્ખ! મને મારવાથી તને શું મળશે? તારા પૂર્વજન્મનો શત્રુ તને મારવા માટે કોઈ સ્થાન પર પેદા થઈ ચૂક્યો છે. હવે તું વ્યર્થ નિર્દોષ બાળકોની હત્યા ન કર.' ॥ ૧૨ ॥ કંસને આ પ્રમાણે કહીને ભગવતી યોગમાયા ત્યાંથી અંતર્ધાન થઈ ગયાં અને પૃથ્વી પર અનેક સ્થાનો પર જુદા જુદા નામે પ્રસિદ્ધ થયાં. ॥ ૧૩ ॥

તયાભિહિતમાકર્ણ્ય કંસઃ પરમવિસ્મિતઃ ।
દેવકીં વસુદેવં ચ વિમુચ્ય પ્રશ્રિતોઽબ્રવીત્ ॥ ૧૪॥

અહો ભગિન્યહો ભામ મયા વાં બત પાપ્મના ।
પુરુષાદ ઇવાપત્યં બહવો[2] હિંસિતાઃ સુતાઃ ॥ ૧૫॥

સ ત્વહં ત્યક્તકારુણ્યસ્ત્યક્તજ્ઞાતિસુહૃત્ ખલઃ ।
કાઁલ્લોકાન્ વૈ ગમિષ્યામિ બ્રહ્મહેવ મૃતઃ શ્વસન્ ॥ ૧૬॥

દૈવમપ્યનૃતં વક્તિ ન મર્ત્યા એવ કેવલમ્ ।
યદ્વિશ્રમ્ભાદહં પાપઃ સ્વસુર્નિહતવાઞ્છિશૂન્ ॥ ૧૭॥

મા શોચતં મહાભાગાવાત્મજાન્ સ્વકૃતમ્ભુજઃ[3] ।
જન્તવો ન સદૈકત્ર દૈવાધીનાસ્તદાસતે ॥ ૧૮॥

ભુવિ ભૌમાનિ ભૂતાનિ યથા યાન્ત્યપયાન્તિ ચ ।
નાયમાત્મા તથૈતેષુ વિપર્યેતિ યથૈવ ભૂઃ ॥ ૧૯॥

દેવીની આ વાત સાંભળીને કંસને ખૂબ આશ્ચર્ય થયું. તેણે તે જ સમયે દેવકી અને વસુદેવજીને કેદમાંથી છોડી દીધાં અને ખૂબ જ નમ્રતાથી તેમને કહ્યું – ॥ ૧૪ ॥ 'મારાં પ્રિય બહેન અને બનેવી! અરે, રે... હું મોટો પાપી છું. રાક્ષસ જેમ પોતાનાં જ બાળકોને મારી નાંખે છે તે જ પ્રમાણે મેં તમારાં ઘણાં બાળકો મારી નાંખ્યા, આ વાતનું મને બહુ દુઃખ છે.* ॥ ૧૫ ॥ હું એટલો દુષ્ટ છું કે, કરુણા તો મારામાં લેશમાત્ર નથી. મેં મારા ભાઈ-બંધુઓ અને સુહૃદ-મિત્રોનો પણ ત્યાગ કરી દીધો. ખબર નથી હવે મારે કયા નરકમાં જવું પડશે! ખરેખર, હું તો બ્રહ્મહત્યારા જેવો જીવતો હોવા છતાં મરેલો જ છું. ॥ ૧૬ ॥ માત્ર મનુષ્યો જ જૂઠું નથી બોલતા, વિધાતા પણ જૂઠું બોલે છે. તેમના પર વિશ્વાસ કરીને મેં મારી બહેનનાં બાળકોને મારી નાંખ્યાં. અહો, હું કેટલો પાપી છું! ॥ ૧૭ ॥ તમે બન્ને મહાત્મા છો. પોતાના પુત્રોનો શોક ન કરો. તેમને તો પોતાનાં કર્મનું ફળ જ મળ્યું છે. બધા પ્રાણીઓ પ્રારબ્ધને આધીન છે. તેથી તેઓ કાયમ એક સાથે રહી શકતા નથી. ॥ ૧૮ ॥ જેમ માટીથી વાસણો બને છે અને ફૂટી જાય છે, પરંતુ માટીમાં કોઈ ફેરફાર થતો નથી; તેમ જ શરીરનું તો જન્મવું-મરવું થતું જ રહે છે, પરંતુ આત્મા ઉપર તેનો કોઈ પ્રભાવ પડતો નથી. ॥ ૧૯ ॥

---

૧. ક્વચિદ્વા । ૨. સુહૃદો । ૩. સુકૃતમ્ભુજઃ ।

* જેમના ગર્ભમાં ભગવાને નિવાસ કર્યો, જેમને ભગવાનનાં દર્શન થયાં, તે દેવકી-વસુદેવના દર્શનનું જ એ ફળ છે કે, કંસના હૃદયમાં વિનય, વિચાર, ઉદારતા વગેરે સદ્‌ગુણોનો ઉદય થઈ ગયો. પરંતુ જ્યાં સુધી તે તેમની સામે હતો ત્યાં સુધી આ સદ્‌ગુણો તેનામાં રહ્યા. દુષ્ટ મંત્રીઓની પાસે જતાં જ તે ફરી પાછો જેવો હતો તેવો જ થઈ ગયો!

યથાઽનેવંવિદો ભેદો યત આત્મવિપર્યયઃ ।
દેહયોગવિયોગૌ ચ સંસૃતિર્ન નિવર્તતે ॥ ૨૦॥

તસ્માદ્ ભદ્રે સ્વતનયાન્ મયા વ્યાપાદિતાનપિ ।
માઽનુશોચ યતઃ સર્વઃ સ્વકૃતં વિન્દતેઽવશઃ ॥ ૨૧॥

યાવદ્ધતોઽસ્મિ હન્તાસ્મીત્યાત્માનં મન્યતેઽસ્વદૃક્[1] ।
તાવત્તદભિમાન્યજ્ઞો બાધ્યબાધકતામિયાત્ ॥ ૨૨॥

ક્ષમધ્વં મમ દૌરાત્મ્યં સાધવો દીનવત્સલાઃ[2] ।
ઇત્યુક્ત્વાશ્રુમુખઃ પાદૌ શ્યાલઃ સ્વસ્ત્રોરથાગ્રહીત્ ॥ ૨૩॥

મોચયામાસ[3] નિગડાદ્ વિશ્રબ્ધઃ કન્યકાગિરા ।
દેવકીં વસુદેવં ચ દર્શયન્નાત્મસૌહૃદમ્ ॥ ૨૪॥

ભ્રાતુઃ સમનુતપ્તસ્ય ક્ષાન્ત્વા રોષં ચ દેવકી ।
વ્યસૃજદ્ વસુદેવશ્ચ પ્રહસ્ય તમુવાચ હ ॥ ૨૫॥

એવમેતન્મહાભાગ[4] યથા વદસિ દેહિનામ્ ।
અજ્ઞાનપ્રભવાહંધીઃ સ્વપરેતિ ભિદા યતઃ ॥ ૨૬॥

શોકહર્ષભયદ્વેષલોભમોહમદાન્વિતાઃ ।
મિથો ઘ્નન્તં ન પશ્યન્તિ ભાવૈર્ભાવં પૃથગ્દૃશઃ ॥ ૨૭॥

શ્રીશુક ઉવાચ

કંસ એવં પ્રસન્નાભ્યાં વિશુદ્ધં પ્રતિભાષિતઃ ।
દેવકીવસુદેવાભ્યામનુજ્ઞાતોઽવિશદ્ ગૃહમ્ ॥ ૨૮॥

તસ્યાં રાત્ર્યાં વ્યતીતાયાં કંસ આહૂય મન્ત્રિણઃ ।
તેભ્ય આચષ્ટ તત્ સર્વં યદુક્તં યોગનિદ્રયા ॥ ૨૯॥

જે લોકો આ તત્ત્વને નથી જાણતા, તે આ અનાત્મા શરીરને જ આત્મા માની બેસે છે. આ જ વિપરીત બુદ્ધિ અથવા અજ્ઞાન છે. આના જ કારણે જન્મ અને મૃત્યુ થાય છે. અને જ્યાં સુધી આ અજ્ઞાન રહે છે ત્યાં સુધી સુખ-દુઃખરૂપ સંસારથી છુટકારો મળતો નથી. ॥ ૨૦ ॥ મારી પ્રિય બહેન! જોકે મેં તમારા પુત્રોને મારી નાંખ્યા છે, છતાં તમે તેમના માટે શોક ન કરો. કેમકે, બધા પ્રાણીઓને વિવશ થઈને પોતાનાં કર્મોનાં ફળ ભોગવવાં પડે છે. ॥ ૨૧ ॥ પોતાના સ્વરૂપને ન જાણવાને લીધે જીવ જ્યાં સુધી પોતાને 'હું મરી જઈશ અથવા મરાઈ રહ્યો છું' એમ માને છે ત્યાં સુધી શરીરના અભિમાનવાળો તે અજ્ઞાની હોઈ બાધ્ય અને બાધક ભાવને પામે છે. અર્થાત્ તે બીજાને દુઃખ આપે છે અને સ્વયં દુઃખ ભોગવે છે. ॥ ૨૨ ॥ મારી આ દુષ્ટતા તમે બન્ને ક્ષમા કરો; કારણ કે તમે બન્ને સંત સ્વભાવના અને દીનવત્સલ છો.' આમ કહીને રડતાં-રડતાં કંસે પોતાની બહેન દેવકી અને વસુદેવજીના ચરણ પકડી લીધા. તેની આંખોમાંથી આંસુ વહીને મોં સુધી આવી ગયાં હતાં. ॥ ૨૩ ॥ ત્યાર પછી તેણે યોગમાયાના વચન પર વિશ્વાસ કરીને દેવકી અને વસુદેવજીને કેદમાંથી છોડી દીધાં અને તે અનેક પ્રકારે તેમના પ્રતિ પ્રેમ પ્રગટ કરવા લાગ્યો. ॥ ૨૪ ॥ જ્યારે દેવકીજીએ જોયું કે, ભાઈ કંસને પશ્ચાત્તાપ થઈ રહ્યો છે ત્યારે તેમણે કંસને ક્ષમા આપી દીધી. દેવકીજી કંસના પૂર્વના અપરાધોને ભૂલી ગયાં અને વસુદેવજીએ પણ હસીને કંસને કહ્યું– ॥ ૨૫ ॥ 'મનસ્વી કંસ! તમે જે કહો છો, ખરેખર એવું જ છે. જીવ અજ્ઞાનને કારણે જ શરીર વગેરેને 'હું' માની બેસે છે અને એનાથી જ 'આ હું અને આ બીજો' એવું ભેદ-દર્શન થાય છે. ॥ ૨૬ ॥ અને આ ભેદદૃષ્ટિ થઈ ગયા પછી તો તે શોક, હર્ષ, ભય, લોભ, મોહ અને મદથી આંધળો થઈ જાય છે. પછી તો તેને એ વાતની ખબર પણ પડતી નથી કે, બધાના પ્રેરક ભગવાન જ એક ભાવથી બીજા ભાવનો, એક વસ્તુથી બીજીવસ્તુનો નાશ કરાવી રહ્યા છે.' ॥ ૨૭ ॥

શ્રી શુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે વસુદેવજી અને દેવકીજીએ આ પ્રમાણે પ્રસન્ન થઈને નિષ્કપટભાવથી કંસ સાથે વાતચીત કરી, ત્યારે તેમની અનુમતિ લઈને તે પોતાના મહેલમાં ચાલ્યો ગયો. ॥ ૨૮ ॥ તે રાત્રિ વીતી ગયા પછી કંસે તેના મંત્રીઓને બોલાવ્યા અને યોગમાયાએ જે કાંઈ કહ્યું હતું, તે બધું તેમને કહી સંભળાવ્યું. ॥ ૨૯ ॥

૧. સુદૃક્ । ૨. બન્ધુવત્સલાઃ । ૩. મોક્ષયામાસ । ૪. ન્મહારાજ ।

આકર્ણ્ય ભર્તુર્ગદિતં તમૂચુર્દેવશત્રવઃ ।
દેવાન્ પ્રતિ કૃતામર્ષા દૈતેયા નાતિકોવિદાઃ ॥ ૩૦॥

એવં ચેત્તર્હિ ભોજેન્દ્ર પુરગ્રામવ્રજાદિષુ ।
અનિર્દશાન્ નિર્દશાંશ્ચ હનિષ્યામોઽદ્ય વૈ શિશૂન્ ॥ ૩૧॥

કિમુદ્યમૈઃ કરિષ્યન્તિ દેવાઃ સમરભીરવઃ ।
નિત્યમુદ્વિગ્નમનસો જ્યાઘોષૈર્ધનુષસ્તવ ॥ ૩૨॥

અસ્યતસ્તે શરવ્રાતૈર્હન્યમાનાઃ સમન્તતઃ ।
જિજીવિષવ ઉત્સૃજ્ય પલાયનપરા યયુઃ ॥ ૩૩॥

કેચિત્ પ્રાઞ્જલયો દીના[1] ન્યસ્તશસ્ત્રા દિવૌકસઃ ।
મુક્તકચ્છશિખાઃ કેચિદ્ ભીતાઃ સ્મ ઇતિ વાદિનઃ ॥ ૩૪॥

ન ત્વં વિસ્મૃતશસ્ત્રાસ્ત્રાન્ વિરથાન્ ભયસંવૃતાન્ ।
હંસ્યન્યાસક્તવિમુખાન્ ભગ્નચાપાનયુધ્યતઃ ॥ ૩૫॥

કિં ક્ષેમશૂરૈર્વિબુધૈરસંયુગવિકત્થનૈઃ ।
રહોજુષા કિં[2] હરિણા શમ્ભુના વા વનૌકસા ।
કિમિન્દ્રેણાલ્પવીર્યેણ બ્રહ્મણા વા તપસ્યતા ॥ ૩૬॥

તથાપિ દેવાઃ સાપત્ન્યાન્નોપેક્ષ્યા ઇતિ મન્મહે ।
તતસ્તન્મૂલખનને નિયુઙ્ક્ષ્વાસ્માનનુવ્રતાન્ ॥ ૩૭॥

યથાઽઽમયોઽઙ્ગે સમુપેક્ષિતો નૃભિ-
ર્ન શક્યતે રૂઢપદશ્ચિકિત્સિતુમ્ ।
યથેન્દ્રિયગ્રામ ઉપેક્ષિતસ્તથા
રિપુર્મહાન્ બદ્ધબલો ન ચાલ્યતે ॥ ૩૮॥

મૂલં હિ વિષ્ણુર્દેવાનાં યત્ર ધર્મઃ સનાતનઃ ।
તસ્ય ચ બ્રહ્મ ગોવિપ્રાસ્તપો યજ્ઞાઃ સદક્ષિણાઃ ॥ ૩૯॥

કંસના મંત્રીઓ પૂરા નીતિનિપુણ ન હતા. દૈત્ય હોવાને લીધે તેઓ સ્વભાવથી જ દેવતાઓની સામે શત્રુતાનો ભાવ રાખતા હતા. પોતાના સ્વામી કંસની વાત સાંભળીને તે દેવતાઓ ઉપર બહુ ગુસ્સે થયા અને કંસને કહેવા લાગ્યા— ॥ ૩૦ ॥ 'ભોજરાજ! જો આવી વાત છે તો અમે આજે જ મોટાં-મોટાં નગરોમાં, નાનાં-નાનાં ગામોમાં આહીરોની વસ્તીઓમાં અને બીજાં સ્થાનોમાં જેટલાં બાળકો જન્મ્યાં છે, તે ચાહે દસ દિવસથી ઉપરનાં હોય કે ઓછાં, બધાંને આજે જ મારી નાખીશું. ॥ ૩૧ ॥ રણભીરુ દેવતાઓ યુદ્ધનો પ્રયત્ન કરીને પણ શું કરશે? તે તો તમારા ધનુષ્યનો ટંકાર સાંભળીને જ હંમેશાં ભયભીત રહે છે. ॥ ૩૨ ॥ જ્યારે યુદ્ધભૂમિમાં તમે પ્રહારો ઉપર પ્રહારો કરવા લાગો છો, ત્યારે બાણવર્ષાથી ઘાયલ થઈને પોતાના પ્રાણોની રક્ષા માટે યુદ્ધભૂમિ છોડીને દેવતા લોકો આમ-તેમ પલાયન થઈ જાય છે. ॥ ૩૩ ॥ કેટલાક દેવતાઓ તો પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર જમીન પર નાખી દે છે અને હાથ જોડીને આપની સામે આવીને દીનતા પ્રકટ કરવા લાગે છે. કેટલાક પોતાની શિખા અને કચ્છ છોડીને આપની શરણમાં આવીને કહે છે – 'અમે ભયભીત છીએ, અમારી રક્ષા કરો.' ॥ ૩૪ ॥ તમે તે શત્રુઓને મારતા નથી. જે અસ્ત્ર-શસ્ત્ર ભૂલી ગયા હોય, જેમનો રથ ભાંગી ગયો હોય, જે ડરી ગયા હોય, કે બીજા કાર્યોમાં ગુંથાઈ ગયા હોય, જેમનું ધનુષ્ય તૂટી ગયું હોય અથવા જેમણે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું હોય તેમને પણ તમે મારતા નથી. ॥ ૩૫ ॥ દેવતાઓ તો બસ, ત્યાં જ વીર બની જાય છે જ્યાં કોઈ લડાઈ-ઝઘડો ન હોય. રણભૂમિની બહાર તેઓ મોટી-મોટી વાતો કરે છે. તેમનાથી અથવા એકલા પડી રહેનારા વિષ્ણુથી, વનવાસી શંકરથી, અલ્પ-પરાક્રમી ઇન્દ્રથી અને તપસ્વી બ્રહ્માથી પણ અમને શો ભય હોઈ શકે. ॥ ૩૬ ॥ તેમ છતાં દેવતાઓની ઉપેક્ષા ન કરવી જોઈએ એવી અમારી સલાહ છે. કેમકે, છે તો તે શત્રુ જ. તેથી તેમની જડ ઉખાડીને ફેંકી દેવા માટે તમે અમારા જેવા વિશ્વાસપાત્ર સેવકોને નિયુક્ત કરી દો. ॥ ૩૭ ॥ જ્યારે મનુષ્યના શરીરમાં રોગ પેસી જાય છે ત્યારે તેની ચિકિત્સાને બદલે ઉપેક્ષા કરવામાં આવે તો રોગ પોતાનું મૂળ જમાવી દે છે અને તે અસાધ્ય બની જાય છે. અથવા જેમ ઇન્દ્રિયોની ઉપેક્ષા કરવાથી તેમનું દમન અસંભવ થઈ જાય છે, તે જ પ્રમાણે જો પહેલાં શત્રુની ઉપેક્ષા કરવામાં આવે તો પોતાનો પગ જમાવી લીધા પછી તેને હરાવવો મુશ્કેલ થઈ પડે છે. ॥ ૩૮ ॥ દેવતાઓની જડ છે શ્રીવિષ્ણુ, અને તે ત્યાં રહે છે જ્યાં સનાતન ધર્મ છે. સનાતન ધર્મની જડ છે વેદ, ગાયો, બ્રાહ્મણો, તપસ્યા અને તે યજ્ઞ, જેમાં

૧. ભીતા । ૨. વા ।

તસ્માત્ સર્વાત્મના રાજન્ બ્રાહ્મણાન્ બ્રહ્મવાદિનઃ ।
તપસ્વિનો યજ્ઞશીલાન્ ગાશ્ચ હન્મો હવિર્દુઘાઃ ॥ ૪૦॥

વિપ્રા ગાવશ્ચ વેદાશ્ચ[1] તપઃ સત્યં દમઃ શમઃ ।
શ્રદ્ધા દયા તિતિક્ષા ચ ક્રતવશ્ચ હરેસ્તનૂઃ ॥ ૪૧॥

સ હિ સર્વસુરાધ્યક્ષો હ્યસુરદ્વિડ્ ગુહાશયઃ ।
તન્મૂલા દેવતાઃ સર્વાઃ સેશ્વરાઃ સચતુર્મુખાઃ ।
અયં વૈ તદ્વધોપાયો યદૃષીણાં વિહિંસનમ્ ॥ ૪૨॥

દક્ષિણા આપવામાં આવે છે. ॥ ૩૯ ॥ તેથી હે ભોજરાજ! અમે લોકો વેદવાદી બ્રાહ્મણો, તપસ્વીઓ, યાજ્ઞિકો અને યજ્ઞને માટે ઘી વગેરે હવિષ્ય પદાર્થ આપવાવાળી ગાયોનો સંપૂર્ણ નાશ કરી નાખીશું. ॥ ૪૦ ॥ બ્રાહ્મણો, ગાયો, વેદો, તપસ્યા, સત્ય, ઇન્દ્રિયદમન, મનોનિગ્રહ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞ વગેરે વિષ્ણુનાં અંગ છે. ॥ ૪૧ ॥ તે વિષ્ણુ જ તમામ દેવતાઓનો સ્વામી તથા અસુરોનો મુખ્ય શત્રુ છે. પરંતુ તે ક્યાંક ગુફામાં છુપાઈને રહે છે. મહાદેવ, બ્રહ્મા અને બધા દેવતાઓનું મૂળ (જડ)'એ જ છે. તેને મારી નાખવાનો ઉપાય એ જ છે કે, ઋષિઓને મારી નાખવા.' ॥ ૪૨ ॥

*શ્રીશુક ઉવાચ*

એવં દુર્મન્ત્રિભિઃ કંસઃ સહ સમ્મન્ત્ર્ય દુર્મતિઃ ।
બ્રહ્મહિંસાં હિતં[2] મેને કાલપાશાવૃતોઽસુરઃ ॥ ૪૩॥

સન્દિશ્ય સાધુલોકસ્ય કદને કદનપ્રિયાન્ ।
કામરૂપધરાન્ દિક્ષુ દાનવાન્ ગૃહમાવિશત્ ॥ ૪૪॥

તે વૈ રજઃપ્રકૃતયસ્તમસા મૂઢચેતસઃ ।
સતાં વિદ્વેષમાચેરુરારાદાગતમૃત્યવઃ ॥ ૪૫॥

આયુઃ શ્રિયં યશો ધર્મં લોકાનાશિષ એવ ચ ।
હન્તિ શ્રેયાંસિ સર્વાણિ પુંસો મહદતિક્રમઃ ॥ ૪૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એક તો કંસની બુદ્ધિ સ્વયં બગડેલી હતી, પાછા તેને મંત્રી પણ એવા મળ્યા હતા, જે તેનાથી વધીને દુષ્ટ હતા. આ પ્રમાણે તેમની સાથે ચર્ચા કરીને કાળના ફંદામાં ફસાયેલા કંસે બ્રાહ્મણોને મારી નાખવા એ જ યોગ્ય સમજ્યું. ॥ ૪૩ ॥ તેણે હિંસાપ્રેમી રાક્ષસોને સંતપુરુષોની હિંસા કરવાનો આદેશ આપી દીધો. તેઓ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી શકતા હતા. જ્યારે તેઓ આમ-તેમ ચાલ્યા ગયા ત્યારે કંસે પોતાના મહેલમાં પ્રવેશ કર્યો. ॥ ૪૪ ॥ તે અસુરો રજોગુણી પ્રકૃતિના હતા. તેમનાં મન તમોગુણને લીધે મૂઢ બન્યાં હતાં. તેમનામાં ઉચિત–અનુચિતનો વિવેક રહ્યો ન હતો. તેમનાં માથાં ઉપર મૃત્યુ નાચી રહ્યું હતું. એ જ કારણે તેમણે સંતોનો દ્વેષ કર્યો. ॥ ૪૫ ॥ પરીક્ષિત! જે લોકો મહાન સંતપુરુષોનો અનાદર કરે છે તેમનું તે કુકર્મ તેમનું આયુષ્ય, લક્ષ્મી, કીર્તિ, ધર્મ, લોક-પરલોક, વિષય-ભોગ અને તમામ કલ્યાણનાં સાધનોને નષ્ટ કરી દે છે. ॥ ૪૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[3] ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ચોથો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંચમો અધ્યાય ॐ

## ગોકુલમાં ભગવાનનો જન્મ-મહોત્સવ

*શ્રીશુક ઉવાચ*

નન્દસ્ત્વાત્મજ ઉત્પન્ને જાતાહ્લાદો મહામનાઃ ।
આહૂય વિપ્રાન્ વેદજ્ઞાન્ સ્નાતઃ શુચિરલઙ્કૃતઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! નંદબાવા મોટા મનના અને પરમ ઉદાર હતા. પુત્રનો જન્મ થવાથી તેઓ આનંદવિભોર બની ગયા. તેમણે સ્નાન કરી પવિત્ર થઈને, અલંકાર ધારણ કરી, વેદ જાણનારા બ્રાહ્મણોને બોલાવી સ્વસ્તિવાચન અને પોતાના પુત્રના જાતકર્મ-સંસ્કાર કરાવ્યા.

૧. દેવાશ્ચ । ૨. હિતાં । ૩. અસુરમન્ત્રણં નામ ચતુર્થો૦ ।

વાચયિત્વા સ્વસ્ત્યયનં જાતકર્માત્મજસ્ય વૈ ।
કારયામાસ વિધિવત્[1] પિતૃદેવાર્ચનં તથા ॥ ૨॥

ધેનૂનાં નિયુતે પ્રાદાદ્ વિપ્રેભ્યઃ સમલઙ્કૃતે ।
તિલાદ્રીન્ સપ્ત રત્નૌઘશાતકૌમ્ભામ્બરાવૃતાન્ ॥ ૩॥

કાલેન સ્નાનશૌચાભ્યાં સંસ્કારૈસ્તપસેજ્યયા ।
શુધ્યન્તિ દાનૈઃ સન્તુષ્ટ્યા દ્રવ્યાણ્યાત્માઽઽત્મવિદ્યયા ॥ ૪॥

સૌમઙ્ગલ્યગિરો વિપ્રાઃ સૂતમાગધવન્દિનઃ ।
ગાયકાશ્ચ જગુર્નેદુર્ભેર્યો દુન્દુભયો મુહુઃ ॥ ૫॥

વ્રજઃ સમ્મૃષ્ટસંસિક્તદ્વારાજિરગૃહાન્તરઃ ।
ચિત્રધ્વજપતાકાસ્રક્ચૈલપલ્લવતોરણૈઃ ॥ ૬॥

ગાવો વૃષા[2] વત્સતરા હરિદ્રાતૈલરૂષિતાઃ ।
વિચિત્રધાતુબર્હસ્રગ્વસ્ત્રકાઞ્ચનમાલિનઃ ॥ ૭॥

મહાર્હવસ્ત્રાભરણકઞ્ચુકોષ્ણીષભૂષિતાઃ ।
ગોપાઃ સમાયયૂ રાજન્ નાનોપાયનપાણયઃ ॥ ૮॥

ગોપ્યશ્ચાકર્ણ્ય મુદિતા યશોદાયાઃ સુતોદ્ભવમ્ ।
આત્માનં ભૂષયાઞ્ચક્રુર્વસ્ત્રાકલ્પાઞ્જનાદિભિઃ ॥ ૯॥

નવકુઙ્કુમકિઞ્જલ્કમુખપઙ્કજભૂતયઃ ।
બલિભિસ્ત્વરિતં જગ્મુઃ પૃથુશ્રોણ્યશ્ચલત્કુચાઃ ॥ ૧૦॥

ગોપ્યઃ સુમૃષ્ટમણિકુણ્ડલનિષ્કકણ્ઠ્ય-
શ્ચિત્રામ્બરાઃ પથિ શિખાચ્યુતમાલ્યવર્ષાઃ ।
નન્દાલયં સવલયા વ્રજતીર્વિરેજુ-
ર્વ્યાલોલકુણ્ડલપયોધરહારશોભાઃ ॥ ૧૧॥

સાથે-સાથે દેવતાઓ અને પિતૃઓની વિધિપૂર્વક પૂજા પણ કરાવી ॥ ૧-૨ ॥ રાજન્! શ્રીનંદરાયજીએ ઉત્તમ રીતે અલંકારોથી અલંકૃત કરેલી બે લાખ ગાયો તથા રત્નોના સમૂહ અને સોનામહોરોથી ભરેલા તથા વસ્ત્રોથી ઢાંકેલા મોટા સાત તલના પર્વતોનું બ્રાહ્મણોને દાન કર્યું. ॥ ૩ ॥ (સંસ્કારોથી જ ગર્ભશુદ્ધિ થાય છે – એવું પ્રદર્શિત કરવા માટે અનેક દૃષ્ટાંતોનો ઉલ્લેખ છે–) કારણ કે કાળ (સમય)થી પૃથ્વી, સ્નાનથી શરીર, ધોવાથી વસ્ત્રો, તપસ્યાથી ઇન્દ્રિયો, સંસ્કારોથી ગર્ભ, યજ્ઞો કરવાથી બ્રાહ્મણો વગેરે, દાન કરવાથી ધન-ધાન્ય વગેરે અને સંતોષથી મન વગેરે શુદ્ધ થાય છે. પરંતુ આત્માની શુદ્ધિ તો આત્મજ્ઞાનથી જ થાય છે. ॥ ૪ ॥ તે સમયે બ્રાહ્મણો, સૂત*, માગધ* અને બંદીજન* મંગલમય આશીર્વાદ આપવા લાગ્યા. ગવૈયાઓ ગાવા લાગ્યા. ભેરી અને દુન્દુભિઓ વારંવાર વાગવા લાગી. ॥ ૫ ॥ વ્રજમંડળનાં બધાં ઘરોનાં બારણાં, આંગણાં અને ઓરડા વાળીઝાડીને સાફ કર્યાં. બધેય સુગંધિત જળ છાંટવામાં આવ્યું અને રંગ-બેરંગી ધજાપતાકા, પુષ્પની માળા તથા વસ્ત્ર અને પાંદડાંનાં તોરણો બાંધવામાં આવ્યાં. ॥ ૬ ॥ ગાયો, બળદો તથા નાનાં વાછરડાંઓને પણ હળદર અને તેલ લગાવી જાતજાતના રંગ, મોરપીંછ, ફૂલની માળા, વસ્ત્રો તથા સોનાની માળાઓથી શણગાર્યાં. ॥ ૭ ॥ પરીક્ષિત! બધા ગોવાળિયા બહુમૂલ્ય વસ્ત્રો, દાગીના, અંગરખાં અને પાઘડીઓથી સુશોભિત થઈ પોતાના હાથમાં ભેટની અનેક સામગ્રીઓ લઈ-લઈને નંદબાવાને ઘેર આવ્યા. ॥ ૮ ॥

યશોદાજીને પુત્ર થયો છે એવું સાંભળીને ગોપીઓને પણ બહુ આનંદ થયો. તેમણે સુંદર-સુંદર વસ્ત્રો, આભૂષણો તથા અંજન વગેરેથી પોતાનો શણગાર કર્યો. ॥ ૯ ॥ તેઓ નવા કેસરના ચૂર્ણથી પોતાના મુખકમલને સુંદર બનાવી હાથમાં ભેટની સામગ્રી લઈ, મોટા નિતંબો અને પયોધરો (સ્તનો)ને કંપાવતી ઉતાવળે-ઉતાવળે નંદરાયજીને ઘેર ગઈ. ॥ ૧૦ ॥ ગોપીઓએ કાનમાં સ્વચ્છ મણિજડિત કુંડળો, ગળામાં સોનાની માળા, રંગબેરંગી વસ્ત્રો અને હાથમાં કંકણ પહેર્યાં હતાં. રસ્તામાં જતાં-જતાં તેમની વેણીનાં પુષ્પો વેરાતાં હતાં. હાથમાં ધારણ કરેલાં રત્ન કંકણો અનેરાં જ ચળકી રહ્યાં હતાં. કાનનાં કુંડળો, પયોધર અને ગળામાં પહેરેલા હાર હાલતા હતાં. આ પ્રમાણે નંદબાવાને ઘેર જતાં તેઓ અત્યન્ત શોભી રહી હતી. ॥ ૧૧ ॥

૧. વિધિના । ૨. વૃષાઃ સવત્સાશ્ચ હરિ૰ ।

* પૌરાણિક । * વંશાવલિ ગાવાવાળા । * સમયાનુસાર ઉક્તિઓથી સ્તુતિ કરનારા ભાટ. જેવું કે કહેવાયું છે–

'સૂતાઃ પૌરાણિકાઃ પ્રોક્તા માગધા વંશશંસકાઃ । વન્દિનસ્ત્વમલપ્રજ્ઞાઃ પ્રસ્તાવસદૃશોક્તયઃ ॥'

તા આશિષઃપ્રયુઞ્જાનાશ્ચિરં પાહીતિ[1] બાલકે ।
હરિદ્રાચૂર્ણતૈલાદ્ભિઃસિઞ્ચન્ત્યો જનમુજ્જગુઃ ॥ ૧૨॥

અવાદ્યન્ત વિચિત્રાણિ વાદિત્રાણિ મહોત્સવે ।
કૃષ્ણે વિશ્વેશ્વરેઽનન્તે નન્દસ્ય[2] વ્રજમાગતે ॥ ૧૩॥

ગોપાઃ પરસ્પરં હૃષ્ટા દધિક્ષીરઘૃતામ્બુભિઃ ।
આસિઞ્ચન્તો વિલિમ્પન્તો નવનીતૈશ્ચ ચિક્ષિપુઃ ॥ ૧૪॥

નન્દો મહામનાસ્તેભ્યો વાસોઽલઙ્કારગોધનમ્[3] ।
સૂતમાગધવન્દિભ્યો યેઽન્યે વિદ્યોપજીવિનઃ ॥ ૧૫॥

તૈસ્તૈઃ કામૈરદીનાત્મા યથોચિતમપૂજયત્ ।
વિષ્ણોરારાધનાર્થાય સ્વપુત્રસ્યોદયાય ચ ॥ ૧૬॥

રોહિણી ચ મહાભાગા નન્દગોપાભિનન્દિતા ।
વ્યચરદ્ દિવ્યવાસઃસ્રક્કણ્ઠાભરણભૂષિતા ॥ ૧૭॥

તત આરભ્ય નન્દસ્ય વ્રજઃ સર્વસમૃદ્ધિમાન્ ।
હરેર્નિવાસાત્મગુણૈ રમાક્રીડમભૂન્નૃપ ॥ ૧૮॥

ગોપાન્ ગોકુલરક્ષાયાં નિરૂપ્ય મથુરાં ગતઃ ।
નન્દઃ કંસસ્ય વાર્ષિક્યં કરં દાતું કુરૂદ્વહ ॥ ૧૯॥

વસુદેવ ઉપશ્રુત્ય ભ્રાતરં નન્દમાગતમ્ ।
જ્ઞાત્વા દત્તકરં રાજ્ઞે યયૌ તદવમોચનમ્ ॥ ૨૦॥

તં દૃષ્ટ્વા સહસોત્થાય દેહઃ પ્રાણમિવાગતમ્ ।
પ્રીતઃ પ્રિયતમં દોર્ભ્યાં સસ્વજે પ્રેમવિહ્વલઃ ॥ ૨૧॥

પૂજિતઃસુખમાસીનઃપૃષ્ટ્વાઽનામયમાદૃતઃ[4] ।
પ્રસક્તધીઃ સ્વાત્મજયોરિદમાહ વિશામ્પતે ॥ ૨૨॥

નંદબાવાને ઘેર જઈને તે 'હે પરમેશ્વર! આ બાળક ચિરંજીવી થાય, તમે તેનું રક્ષણ કરજો' એવો આશીર્વાદ આપતી હતી. અને લોકો પર હળદર અને તેલથી મિશ્રિત પાણી છાંટતી હતી તથા ઊંચા સ્વરે મંગલગાન ગાતી હતી. ॥ ૧૨ ॥

ભગવાન શ્રીકૃષ્ણ સમસ્ત જગતના એકમાત્ર સ્વામી છે. તેમનું ઐશ્વર્ય, માધુર્ય, વાત્સલ્ય – બધું અનંત છે. તે જ્યારે નંદરાયજીના વ્રજમાં પ્રગટ થયા ત્યારે તેમનો જન્મમહોત્સવ મનાવવામાં આવ્યો. તેમાં મોટાં-મોટાં અદ્ભુત અને મંગલમય વાજિંત્રો વગાડવામાં આવ્યાં. ॥ ૧૩ ॥ આનંદથી હર્ષઘેલા થઈને ગોવાળિયાઓ એક-બીજા ઉપર દહીં, દૂધ, ઘી અને જળ છાંટવા લાગ્યા, મુખ પર માખણ ચોપડવા લાગ્યા અને એક-બીજા પર માખણ ફેંકીને આનંદ-ઉત્સવ મનાવવા લાગ્યા. ॥ ૧૪ ॥ નંદબાવા સ્વભાવથી જ પરમ ઉદાર અને મનસ્વી હતા. તેમણે ગોવાળોને ઘણાં વસ્ત્રો, આભૂષણો અને ગાયો આપી. સૂત, માગધ, બંદીજનો નૃત્ય-વાદ્ય આદિ વિદ્યાઓથી પોતાનો જીવન-નિર્વાહ કરવાવાળાને તથા બીજાઓને પણ વસ્ત્રો, અલંકારો, ગાયો તથા ધન અને ઇચ્છિત વસ્તુઓ આપી તેમનો યથોચિત સત્કાર કર્યો. આ બધું કરવા પાછળ તેમનો ઉદ્દેશ એ જ હતો કે આ કાર્યથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય અને મારા આ નવજાત બાળકનું મંગલ થાય. ॥ ૧૫-૧૬ ॥ મહાભાગ્યશાળી રોહિણીજી પણ નંદરાયજી તથા ગોવાળોનાં અભિનંદન પામી દિવ્ય વસ્ત્રો, અલંકારો અને પુષ્પની માળાથી સજી-ધજીને ઘરના જ વ્યક્તિની જેમ આવતી જતી સ્ત્રીઓનો સત્કાર કરતાં વિચરી રહ્યાં હતાં. ॥ ૧૭ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ પધાર્યા તે દિવસથી નંદબાવાના વ્રજમાં સર્વ પ્રકારની ઋદ્ધિ-સિદ્ધિઓ આળોટવા લાગી અને ભગવાન શ્રીકૃષ્ણનો નિવાસ તથા પોતાના સ્વાભાવિક ગુણોને કારણે તે સાક્ષાત્ લક્ષ્મીજીનું પણ ક્રીડાસ્થાન બની ગયું હતું. ॥ ૧૮ ॥

પરીક્ષિત! નંદબાવા થોડા દિવસ પછી ગોકુલની રક્ષાનો ભાર અન્ય ગોવાળોને સોંપીને પોતે કંસનો વાર્ષિક કર ચૂકવવા માટે મથુરા ગયા. ॥ ૧૯ ॥ જ્યારે વસુદેવજીને ખબર પડી કે મારા ભાઈ નંદજી મથુરા આવ્યા છે અને રાજા કંસને તેનો કર પણ આપી ચૂક્યા છે, ત્યારે જ્યાં નંદબાવા રોકાયા હતા, વસુદેવજી ત્યાં ગયા. ॥ ૨૦ ॥ વસુદેવજીને જોઈને નન્દજી એકદમ ઊભા થઈ ગયા, જાણે મૃતશરીરમાં પ્રાણ આવી ગયા હોય. તેમણે બહુ જ પ્રેમથી પોતાના પરમ-પ્રિય વસુદેવજીને બન્ને હાથથી પકડીને હૃદયે લગાડી લીધા. નંદબાવા તે સમયે પ્રેમવિહ્વળ થઈ ગયા હતા. ॥ ૨૧ ॥ પરીક્ષિત! નંદબાવાએ વસુદેવજીનો બહુ આદરસત્કાર કર્યો. તેઓ આદરપૂર્વક આરામથી બેસી ગયા. તે સમયે તેમનું ચિત્ત

૧. જીવેતિ । ૨. નન્દવ્રજમુપેયુષિ । ૩. ૦ગોધનૈઃ । ૪. ૦માત્મનઃ ।

દિષ્ટ્યા ભ્રાતઃ પ્રવયસ ઇદાનીમપ્રજસ્ય તે ।
પ્રજાશાયા નિવૃત્તસ્ય પ્રજા યત્ સમપદ્યત ॥ ૨૩॥

દિષ્ટ્યા સંસારચક્રેઽસ્મિન્ વર્તમાનઃ પુનર્ભવઃ ।
ઉપલબ્ધો ભવાનદ્ય દુર્લભં પ્રિયદર્શનમ્ ॥ ૨૪॥

નૈકત્ર પ્રિયસંવાસઃ સુહૃદાં ચિત્રકર્મણામ્ ।
ઓઘેન વ્યૂહ્યમાનાનાં પ્લવાનાં સ્રોતસો યથા ॥ ૨૫॥

કચ્ચિત્ પશવ્યં નિરુજં ભૂર્યમ્બુતૃણવીરુધમ્ ।
બૃહદ્વનં તદધુના યત્રાસ્સે ત્વં સુહૃદ્વૃતઃ ॥ ૨૬॥

ભ્રાતર્મમ સુતઃ કચ્ચિન્માત્રા સહ ભવદ્વ્રજે ।
તાતં ભવન્તં મન્વાનો ભવદ્ભ્યામુપલાલિતઃ ॥ ૨૭॥

પુંસસ્ત્રિવર્ગો વિહિતઃ સુહૃદો હ્યનુભાવિતઃ ।
ન તેષુ ક્લિશ્યમાનેષુ ત્રિવર્ગોઽર્થાય કલ્પતે ॥ ૨૮॥

નન્દ ઉવાચ

અહો તે દેવકીપુત્રાઃ કંસેન બહવો હતાઃ ।
એકાવશિષ્ટાઽવરજા કન્યા સાપિ દિવં ગતા ॥ ૨૯॥

નૂનં હ્યદૃષ્ટનિષ્ઠોઽયમદૃષ્ટપરમો જનઃ ।
અદૃષ્ટમાત્મનસ્તત્ત્વં યો વેદ ન સ મુહ્યતિ ॥ ૩૦॥

વસુદેવ ઉવાચ

કરો વૈ વાર્ષિકો દત્તો રાજ્ઞે[1] દૃષ્ટ્વા વયં ચ વઃ ।
નેહ સ્થેયં બહુતિથં સન્ત્યુત્પાતાશ્ચ ગોકુલે ॥ ૩૧॥

પોતાના પુત્રમાં પરોવાયેલું હતું. તેઓ નંદબાવાને કુશળ-મંગલ પૂછીને કહેવા લાગ્યા. ॥ ૨૨ ॥

**વસુદેવજીએ કહ્યું** – 'ભાઈ! પાકટ વયમાં પ્રજારહિત અને પ્રજાની આશા છોડી બેઠેલા આપને ત્યાં હમણાં જ સંતાનપ્રાપ્તિ થઈ તે મહાભાગ્યની વાત છે. ॥ ૨૩ ॥ એ પણ આનંદની વાત છે કે આજે આપણા બન્નેનો મેળાપ થઈ ગયો. પોતાના પ્રિયજનોનું મળવું બહુ દુર્લભ છે. આ સંસારનું ચક્ર જ એવું છે. આને તો એક પ્રકારનો પુનર્જન્મ જ માનવો જોઈએ. ॥ ૨૪ ॥ નદીના પ્રબળ પ્રવાહમાં તણાતાં ઘાસ-લાકડાંની પેઠે જુદી-જુદી જાતનાં કર્મવાળા મિત્રોનું અને સગા-સંબંધીઓનું પણ એક સાથે રહેવું સંભવ નથી – જોકે તે બધાને પ્રિય લાગે છે. ॥ ૨૫ ॥ આજકાલ તમે જે મહાવનમાં પોતાના ભાઈબંધુ અને સગાં-સંબંધીઓ સાથે રહો છો, તે પશુઓ માટે અનુકૂળ, આરોગ્યપ્રદ અને વિપુલમાત્રામાં જળ, ઘાસ અને વેલા-પાંદડાંથી સમૃદ્ધ તો છે ને? ॥ ૨૬ ॥ મારો પુત્ર પોતાની મા (રોહિણી) સાથે તમારા વ્રજમાં રહે છે. તેનું લાલન-પાલન તમે અને યશોદાજી કરો છો, તેથી તે તો તમને જ પોતાનાં માતા-પિતા માનતો હશે. તે કુશળ છે ને? ॥ ૨૭ ॥ મનુષ્ય માટે તે જ ધર્મ, અર્થ અને કામ શાસ્ત્રવિહિત છે, જેનાથી તેના સ્વજનોને સુખ મળે. જેનાથી માત્ર પોતાને જ સુખ મળે છે, પરંતુ આપણા સ્વજનોને દુઃખ મળે છે તે ધર્મ, અર્થ અને કામ હિતકારી નથી.' ॥ ૨૮ ॥

**નંદબાવાએ કહ્યું** – ભાઈ વસુદેવ! કંસે દેવકીના ગર્ભથી ઉત્પન્ન થયેલા તમારા ઘણા પુત્રો મારી નાંખ્યા. અંતમાં એક સૌથી નાની કન્યા બચી હતી તે પણ સ્વર્ગે સિધાવી ગઈ ॥ ૨૯ ॥ એમાં શંકા નથી કે પ્રાણીઓનાં સુખ-દુઃખ ભાગ્ય પર આધારિત છે. ભાગ્ય જ પ્રાણીનો એકમાત્ર આશ્રય છે. જે જાણી લે છે કે જીવનના સુખ-દુઃખનું કારણ ભાગ્ય જ છે, તે તેના (સુખ-દુઃખ) પ્રાપ્ત થવાથી મોહિત થતો નથી. ॥ ૩૦ ॥

**વસુદેવજીએ કહ્યું** – ભાઈ! તમે કંસને તેનો વાર્ષિક કર ચૂકવી દીધો છે. આપણે બન્નેએ મળી પણ લીધું છે. હવે તમારે અહીં વધારે દિવસ રોકાવું જોઈએ નહીં; કેમકે, આજકાલ ગોકુલમાં મોટા-મોટા ઉત્પાતો થઈ રહ્યા છે. ॥ ૩૧ ॥

૧. રાજ્ઞો ।

*શ્રીશુક ઉવાચ*

ઇતિ નન્દાદયો ગોપાઃ પ્રોક્તાસ્તે શૌરિણા યયુઃ ।
અનોભિરનડુદ્યુક્તૈસ્તમનુજ્ઞાપ્ય ગોકુલમ્ ॥ ૩૨॥

શ્રી શુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે વસુદેવજીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે નંદજી વગેરે ગોપો તેમની અનુમતિ લઈ, બળદગાડાઓમાં બેસીને ગોકુલ જવા રવાના થયા. ॥ ૩૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે નન્દવસુદેવસઙ્ગમો[1] નામ પઞ્ચમોऽધ્યાયઃ ॥ ૫ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત નંદ અને વસુદેવનો મેળાપ નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.

=★=

# છઠ્ઠો અધ્યાય

## પૂતના-ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*

નન્દઃ પથિ વચઃ શૌરેર્ન મૃષેતિ વિચિન્તયન્ ।
હરિં જગામ શરણમુત્પાતાગમશઙ્કિતઃ ॥ ૧॥

કંસેન પ્રહિતા ઘોરા પૂતના બાલઘાતિની ।
શિશૂંશ્ચચાર નિઘ્નન્તી પુરગ્રામવ્રજાદિષુ[2] ॥ ૨॥

ન યત્ર શ્રવણાદીનિ રક્ષોઘ્નાનિ સ્વકર્મસુ ।
કુર્વન્તિ સાત્વતાં ભર્તુર્યાતુધાન્યશ્ચ[3] તત્ર હિ ॥ ૩॥

સા ખેચર્યેકદોપેત્ય[4] પૂતના નન્દગોકુલમ્ ।
યોષિત્વા માયયાऽऽત્માનં પ્રાવિશત્ કામચારિણી ॥ ૪॥

તાં કેશબન્ધવ્યતિષક્તમલ્લિકાં
બૃહન્નિતમ્બસ્તનકૃચ્છ્રમધ્યમામ્ ।
સુવાસસં કલ્પિતકર્ણભૂષણ-
ત્વિષોલ્લસત્કુન્તલમણ્ડિતાનનામ્ ॥ ૫॥

વલ્ગુસ્મિતાપાઙ્ગવિસર્ગવીક્ષિતૈ-
ર્મનો હરન્તીં વનિતાં વ્રજૌકસામ્ ।
અમંસતામ્ભોજકરેણ રૂપિણીં
ગોપ્યઃ શ્રિયં દ્રષ્ટુમિવાગતાં પતિમ્ ॥ ૬॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! નંદબાવા જ્યારે મથુરાથી નીકળ્યા ત્યારે રસ્તામાં વિચાર કરવા લાગ્યા કે વસુદેવજીનું વચન ખોટું હોઈ શકે નહીં. તેથી તેમના મનમાં ઉત્પાત થવાની આશંકા થઈ ગઈ. ત્યારે 'ભગવાન જ રક્ષા કરશે' એવો મનમાં નિશ્ચય કરીને તેઓ મનથી જ શ્રીહરિને શરણે ગયા. ॥ ૧ ॥ પૂતના નામની એક અત્યંત ક્રૂર રાક્ષસી હતી. તેનું એક જ કામ હતું – બાળકોને મારી નાંખવા. કંસની આજ્ઞાથી તે નગર, ગામ અને આહીરોની વસતીઓમાં બાળકોને મારવા માટે ફર્યા કરતી હતી. ॥ ૨ ॥ જ્યાં લોકો પોતાનાં દરરોજનાં કામોમાં રાક્ષસોના ભયને ભગાવનારા ભક્તવત્સલ ભગવાનનાં નામ, ગુણ અને લીલાઓનું શ્રવણ, કીર્તન અને સ્મરણ કરતા નથી, ત્યાં જ આવી આસુરી માયાનું બળ ચાલે છે. ॥ ૩ ॥ આકાશમાર્ગે વિચરનારી અને પોતાની ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારી તે પૂતનાએ નંદબાવાના ગોકુલ પાસે આવીને માયાથી સુંદર સ્ત્રીનું રૂપ બનાવીને ગોકુલમાં પ્રવેશ કર્યો. ॥ ૪ ॥ તેની વેણીમાં મોગરાનાં પુષ્પ ગૂંથેલાં હતાં, સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. જ્યારે તેનાં કુંડળો હાલતાં હતાં ત્યારે તેના ચળકાટથી મુખ તરફ ઝૂલતી કેશની લટો બહુ શોભાયમાન લાગતી હતી. તેના નિતંબ અને પયોધર ઉપસેલા હતા અને કમર પાતળી હતી. આ પ્રમાણે બનીઠનીને મનમોહક રૂપ લઈને તે આવી. ॥ ૫ ॥ તે પોતાના સ્મિતહાસ્ય અને કટાક્ષપૂર્ણ અવલોકનથી વ્રજવાસીઓના મનને હરી લેતી હતી. તે રૂપવતી રમણીને ગોપીઓએ જોઈ ત્યારે ગોપીઓને લાગ્યું કે, હાથમાં કમળનું ફૂલ લઈને જાણે પોતાના પતિના દર્શન કરવા સાક્ષાત્ લક્ષ્મીજી આવતાં હોય. ॥ ૬ ॥

૧. નન્દવસુદેવસમાગમઃ પઞ્ચમો૦ । ૨. ગ્રામાકરાદિષુ । ૩. ધાનાશ્ચ । ૪. દોત્પત્ય ।

બાલગ્રહસ્તત્ર વિચિન્વતી શિશૂન્
યદૃચ્છયા નન્દગૃહેઽસદન્તકમ્ ।
બાલં પ્રતિચ્છન્નનિજોરુતેજસં
દદર્શ તલ્પેઽગ્નિમિવાહિતં ભસિ ॥ ૭॥

પૂતના બાળકો માટે ગ્રહ જેવી હતી. તે આમ-તેમ બાળકોને શોધતી શોધતી અનાયાસે જ નંદબાવાના ઘરમાં ઘૂસી ગઈ. ત્યાં તેણે જોયું કે, બાળક શ્રીકૃષ્ણ શૈય્યા પર સૂતેલા છે. પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ દુષ્ટોના કાળ છે. પરંતુ જેમ અગ્નિ ભસ્મથી ઢંકાયેલો હોય તેમ ભગવાને પોતાના પ્રચંડ તેજને છુપાવી રાખ્યું હતું. ॥ ૭ ॥

વિબુધ્ય તાં બાલકમારિકાગ્રહં
ચરાચરાત્માઽઽસ નિમીલિતેક્ષણઃ ।
અનન્તમારોપયદઙ્કમન્તકં
યથોરગં સુપ્તમબુદ્ધિરજ્જુધીઃ ॥ ૮॥

ભગવાન શ્રીકૃષ્ણ ચર-અચર બધા પ્રાણીઓના આત્મા છે. તેથી તેમણે તે જ ક્ષણે જાણી લીધું કે આ બાળકોને મારી નાખનારી પૂતના-ગ્રહ છે અને તેમણે પોતાનાં નેત્રો બંધ કરી લીધાં.* જેમ કોઈ માણસ ભ્રમવશ (ભૂલથી) સૂતેલા સાપને દોરડું સમજીને ઊઠાવી લે, તે જ રીતે પોતાના કાળરૂપ ભગવાન શ્રીકૃષ્ણને પૂતનાએ પોતાના ખોળામાં ઉઠાવી લીધા. ॥ ૮ ॥

---

* પૂતનાને જોઈને ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં નેત્રો બંધ કરી લીધાં, તેના પર ભક્ત કવિઓ અને ટીકાકારોએ અનેક પ્રકારની કલ્પનાઓ કરી છે, જેમાંની થોડી આ પ્રમાણે છે–

૧. શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સુબોધિનીમાં કહ્યું છે – અવિદ્યા જ પૂતના છે. ભગવાન શ્રીકૃષ્ણે વિચાર્યું કે, મારી દૃષ્ટિની સામે અવિદ્યા ટકી શકતી નથી, પછી લીલા કઈ રીતે થશે, તેથી નેત્ર બંધ કરી લીધાં.

૨. આ પૂતના બાલ-ઘાતિની છે. 'પૂતાનપિ નયતિ.' એ પવિત્ર બાળકોને પણ લઈ જાય છે. આવું જઘન્ય કૃત્ય કરનારી દુષ્ટ સ્ત્રીનું મોઢું જોવું ન જોઈએ, તેથી નેત્ર બંધ કરી લીધાં.

૩. આ જન્મમાં તો આણે કોઈ સાધના કરી નથી. સંભવ છે મને મળવા માટે પૂર્વજન્મમાં કંઈક કર્યું હોય. તેથી પૂતનાના પૂર્વ-પૂર્વ જન્મોની સાધના જોવા માટે જ શ્રીકૃષ્ણે નેત્ર બંધ કરી લીધાં.

૪. ભગવાને પોતાના મનમાં વિચાર કર્યો કે, મેં પાપિણીનું દૂધ ક્યારેય પીધું નથી. હવે જેમ લોકો આંખો બંધ કરીને કડવી દવા પી જાય છે, તે જ પ્રમાણે આનું દૂધ પણ પી જાઉં, તેથી નેત્ર બંધ કરી લીધાં.

૫. ભગવાનના ઉદરમાં નિવાસ કરતાં અસંખ્ય કોટિ બ્રહ્માંડોના જીવો એવું જાણીને ગભરાઈ ગયા કે, શ્યામસુંદર પૂતનાના સ્તન પર લગાડેલું હળાહળ વિષ પીવા જઈ રહ્યા છે. તેથી તેમને સમજાવવા માટે જ શ્રીકૃષ્ણે નેત્ર બંધ કર્યાં.

૬. શ્રીકૃષ્ણે એવો વિચાર કર્યો કે, હું ગોકુલમાં એવું વિચારીને આવ્યો હતો કે, માખણ-મિસરી ખાઈશ, પણ અહીં તો આજે છઠ્ઠીના દિવસે જ વિષ પીવાનો અવસર આવી ગયો. તેથી આંખો બંધ કરીને જાણે ભગવાન શંકરનું ધ્યાન કર્યું કે, આપ આવીને વિષપાન કરી લો. કારણ કે, તમને વિષપાન કરવાનો અભ્યાસ છે.

૭. શ્રીકૃષ્ણની આંખોએ વિચાર કર્યો કે, પરમ સ્વતંત્ર ઈશ્વર આ દુષ્ટાને સારી-ખોટી ગમે તે ગતિ આપે, પરંતુ અમે બન્ને આને ચંદ્રમાર્ગ અથવા સૂર્યમાર્ગ બેમાંથી એક પણ નહીં આપીએ. તેથી તેમણે પોતાનાં દ્વાર બંધ કરી દીધાં.

૮. નેત્રોએ વિચાર્યું કે પૂતનાનાં નેત્રો પણ અમારી જાતિનાં જ છે, પરંતુ આ ક્રૂર રાક્ષસીની શોભા વધારી રહ્યાં છે, તેથી તે અમારી જાતિનાં હોય તો પણ તે દર્શનને યોગ્ય નથી. તેથી તેમણે પોતાની પલકોને ઢાંકી દીધી.

૯. શ્રીકૃષ્ણનાં નેત્રોમાં સ્થિત ધર્માત્મા નિમિરાજાએ તે દુષ્ટાને જોવી ઉચિત ન માનીને નેત્ર બંધ કરી દીધાં.

૧૦. શ્રીકૃષ્ણનાં નેત્ર રાજહંસ છે. તેમને બકી-પૂતનાનાં દર્શન કરવાની કોઈ ઉત્કંઠા નથી. તેથી નેત્ર બંધ કરી દીધાં.

૧૧. શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, બહારથી તો આ માતાના રૂપમાં છે પરંતુ તેના હૃદયમાં અત્યંત ક્રૂરતા ભરેલી છે, આવી સ્ત્રીનું મુખ ન જોવું જ યોગ્ય છે, તેથી નેત્ર બંધ કરી લીધાં.

૧૨. તેમણે વિચાર્યું કે, મને નીડર સમજીને ક્યાંક આ એવું ન સમજી લે કે આના ઉપર મારો પ્રભાવ ન થયો, અને તે પાછી ચાલી ન જાય, તેથી નેત્ર બંધ કરી લીધાં.

૧૩. બાળલીલાની શરૂઆતમાં જ સ્ત્રી સાથે અથડામણ થઈ ગઈ, તેથી વિરક્તિપૂર્વક નેત્ર બંધ કરી લીધાં.

૧૪. શ્રીકૃષ્ણના મનમાં એ વાત આવી કે, કરુણાદૃષ્ટિથી જોઈશ તો આને મારીશ કઈ રીતે? અને ઉગ્ર દૃષ્ટિએ જોઈશ તો આ હમણાં જ ભસ્મ થઈ જશે. લીલાની સિદ્ધિ માટે નેત્ર બંધ કરી લેવાં જ શ્રેષ્ઠ છે, તેથી નેત્ર બંધ કર્યાં.

તાં તીક્ષ્ણચિત્તામતિવામચેષ્ટિતાં
વીક્ષ્યાન્તરા કોશપરિચ્છદાસિવત્ ।
વરસ્ત્રિયં તત્પ્રભયા ચ ધર્ષિતે
નિરીક્ષમાણે જનની હ્યતિષ્ઠતામ્ ॥ ૯॥

મખમલની મ્યાનમાં છુપાયેલી ધારદાર તલવાર જેવું પૂતનાનું હૃદય તો બહુ દુષ્ટ હતું; પરંતુ ઉપરથી તે બહુ જ મધુર અને સુંદર વહેવાર કરી રહી હતી. જોવામાં તે એક સંસ્કારી સ્ત્રી જેવી દેખાતી હતી. તેથી રોહિણી અને યશોદાજી તેને ઘરની અંદર આવેલી જોઈને પણ તેની સુંદરતાથી અંજાઈ ગયાં. તેથી તેને અટકાવી નહીં, ચૂપચાપ ઊભાં-ઊભાં જોઈ રહ્યાં. ॥ ૯ ॥

તસ્મિન્ સ્તનં દુર્જરવીર્યમુલ્બણં
ઘોરાઙ્કમાદાય શિશોર્દદાવથ ।
ગાઢં કરાભ્યાં ભગવાન્ પ્રપીડ્ય તત્
પ્રાણૈઃ સમં રોષસમન્વિતોઽપિબત્ ॥ ૧૦॥

આ બાજુ ભયંકર રાક્ષસી પૂતનાએ બાળક શ્રીકૃષ્ણને પોતાના ખોળામાં લઈને તેના મુખમાં પોતાનું સ્તન આપી દીધું, જેમાં અતિ ભયંકર અને કોઈ રીતે પણ નિષ્ફળ ન જનારું વિષ લગાડેલું હતું. ભગવાને ક્રોધને પોતાનો મિત્ર બનાવ્યો અને બન્ને હાથથી પૂતનાનાં સ્તનોને જોરથી દબાવીને તેના પ્રાણોની સાથે તેનું દૂધ પીવા લાગ્યા. (તેઓ તેનું દૂધ પીવા લાગ્યા અને તેમનો મિત્ર ક્રોધ પૂતનાના પ્રાણ પીવા લાગ્યો!)* ॥ ૧૦ ॥

સા મુઞ્ચ મુઞ્ચાલમિતિ પ્રભાષિણી
નિષ્પીડ્યમાનાખિલજીવમર્મણિ ।
વિવૃત્ય નેત્રે ચરણૌ ભુજૌ મુહુઃ[1]
પ્રસ્વિન્નગાત્રા ક્ષિપતી રુરોદ હ ॥ ૧૧॥

હવે તો પૂતનાના પ્રાણોનાં આશ્રયભૂત બધાં મર્મસ્થાન ફાટવાં લાગ્યાં. તે ચીસો પાડવા લાગી – 'અરે છોડી દે, છોડી દે, હવે બસ કર!' તે વારંવાર પોતાનાં હાથ-પગ પછાડતી રોવા લાગી. તેની આંખો ફાટી ગઈ. તેનું આખું શરીર પસીનાથી લથપથ થઈ ગયું. ॥ ૧૧ ॥

---

૧. મુહુર્નિઃસ્વિન્ન૦ ।

૧૫. આ પાવ (માતા)નું રૂપ લઈને આવી છે, તેથી મારવી ઉચિત નથી; પરંતુ આ બીજા ગોપ-બાળકોને મારશે, તેનો આ વેશ જોયા વિના જ મારી નાખવી જોઈએ. તેથી નેત્ર બંધ કર્યાં.

૧૬. મોટામાં મોટું અનિષ્ટ યોગ દ્વારા નિવૃત્ત થઈ જાય છે, તેથી તેમણે નેત્ર બંધ કરી યોગદૃષ્ટિ સંપાદિત કરી.

૧૭. પૂતના એવો નિશ્ચય કરીને આવી હતી કે, હું વ્રજનાં બધાં બાળકોને મારી નાંખીશ, પરંતુ ભક્તરક્ષાપરાયણ ભગવાનની કૃપાથી વ્રજનું એક પણ બાળક તેને દેખાયું નહીં અને બાળકોને શોધતી-શોધતી તે ભગવાનની લીલા-શક્તિની પ્રેરણાથી સીધી નંદાલયમાં આવી ગઈ. ત્યારે ભગવાને વિચાર્યું કે, મારા ભક્તનું અહિત કરવાની વાત તો દૂર રહી, જે મારા ભક્તનું અહિત થાય એવું વિચારે છે, તે દુષ્ટનું હું મોઢું જોતો નથી; વ્રજના બાળકો બધાં શ્રીકૃષ્ણના સખા છે, પરમ ભક્ત છે. પૂતના તેમને મારવાનો સંકલ્પ કરીને આવી છે, તેથી તેમણે નેત્ર બંધ કરી દીધાં.

૧૮. પૂતના તેના વિકરાળ રૂપને છુપાવીને રાક્ષસી-માયા દ્વારા સુંદર સ્ત્રી બનીને આવી છે. ભગવાનની દૃષ્ટિ પડવાથી તે માયા રહેશે નહીં અને આનું અસલી વિકરાળ રૂપ પ્રગટ થઈ જશે, તેને જોઈને યશોદા માતા ડરી જાય અને પુત્રના અનિષ્ટની શંકાથી ક્યાંક તેમના પ્રાણ નીકળી ન જાય. આવી આશંકાથી તેમણે નેત્ર બંધ કરી દીધાં.

૧૯. પૂતના હિંસક વૃત્તિ લઈને આવી હતી, પરંતુ ભગવાન તેની હિંસા માટે ઉપયુક્ત દંડ ન આપીને તેનો માત્ર પ્રાણ-વધ કરીને તેનું કલ્યાણ કરવા ઇચ્છે છે. ભગવાન સમસ્ત સદ્ગુણોના ભંડાર છે. તેમનામાં ઉદ્ધતાઈ વગેરે દોષો લેશમાત્ર પણ નથી. તેથી પૂતનાના કલ્યાણ માટે પણ તેનો પ્રાણ-વધ કરવામાં તેમને સંકોચ થતો હતો. તેથી તેમણે નેત્ર બંધ કરી દીધાં.

૨૦. ભગવાન જગત્પિતા છે – અસુરો, રાક્ષસો પણ તેમનાં સંતાન છે. પરંતુ તેઓ સર્વથા ઉદ્ધત અને ઉદંડ થઈ ગયા છે, તેથી તેમને દંડ આપવો પણ જરૂરી છે. સ્નેહાળીનાં માતા-પિતા પણ ઉદંડ પુત્રને દંડ આપે છે, ત્યારે તેમના મનમાં દુઃખ થાય છે, પરંતુ તેઓ તેને ભય બતાડવા માટે તેને બહાર પ્રગટ કરતા નથી. તે જ પ્રમાણે ભગવાન પણ જ્યારે અસુરોને મારે છે, ત્યારે પિતા હોવાથી તેમને પણ દુઃખ થાય છે, પરંતુ બીજા અસુરોને ભય બતાવવા માટે તે તેને પ્રગટ કરતા નથી. ભગવાન હવે પૂતનાને મારવાના છે, પરંતુ તેની મરણ-ચીસને પોતાની આંખોથી જોવા ઇચ્છતા નથી, તેથી આંખો બંધ કરી લીધી.

૨૧. નાના બાળકનો સ્વભાવ હોય છે કે, તે પોતાની માની સામે બહુ તોફાન કરે છે, પરંતુ અજાણી વ્યક્તિને જોઈને ડરી જાય છે અને આંખો બંધ કરી લે છે. ભગવાને અપરિચિત પૂતનાને જોઈને નેત્ર બંધ કરી દીધાં. આ તેમની બાળ-લીલાનું માધુર્ય છે.

* ભગવાન ક્રોધ સાથે પૂતનાના પ્રાણો સહિત સ્તનપાન કરવા લાગ્યા, આનો એવો અર્થ જણાય છે કે, ક્રોધના અધિષ્ઠાતા દેવતા રુદ્રે પ્રાણોનું પાન કર્યું અને શ્રીકૃષ્ણે દૂધનું.

તસ્યાઃ સ્વનેનાતિગભીરરંહસા
સાદ્રિર્મહી દ્યૌશ્ચ ચચાલ સગ્રહા ।
રસા દિશશ્ચ પ્રતિનેદિરે જનાઃ
પેતુઃ ક્ષિતૌ વજ્રનિપાતશઙ્કયા ॥ ૧૨॥

તેની ચીસોનો વેગ બહુ ભયંકર હતો. તેના પ્રભાવથી પર્વતો સાથે પૃથ્વી અને ગ્રહોની સાથે અંતરિક્ષ ડગમગી ગયું. સાતે પાતાળ અને દિશાઓ ગાજી ઊઠી. ઘણા લોકો વજ્રપાતની આશંકાથી જમીન ઉપર પડી ગયા ॥ ૧૨ ॥

નિશાચરીત્થં વ્યથિતસ્તના વ્યસુ-
ર્વ્યાદાય કેશાંશ્ચરણૌ ભુજાવપિ ।
પ્રસાર્ય ગોષ્ઠે નિજરૂપમાસ્થિતા
વજ્રાહતો વૃત્ર ઈવાપતન્નૃપ ॥ ૧૩॥

પરીક્ષિત! આ પ્રમાણે નિશાચરી પૂતનાનાં સ્તનોમાં એટલી પીડા થઈ કે તે પોતાને છુપાવી ન શકી. તે તેના અસલી-રાક્ષસીરૂપમાં પ્રગટ થઈ ગઈ. તેના શરીરમાંથી પ્રાણ નીકળી ગયા, મોઢું ફાટી ગયું, વાળ વિખેરાઈ ગયા અને હાથ-પગ પહોળા થઈ ગયા. જેમ ઈન્દ્રના વજ્રથી ઘાયલ થઈને વૃત્રાસુર પડ્યો હતો તે પ્રમાણે તે ગોકુળની બહાર આવીને પડી. ॥ ૧૩ ॥

પતમાનોઽપિ તદ્દેહસ્ત્રિગવ્યૂત્યન્તરદ્રુમાન્ ।
ચૂર્ણયામાસ રાજેન્દ્ર મહદાસીત્તદદ્ભુતમ્ ॥ ૧૪॥

ઈષામાત્રોગ્રદંષ્ટ્રાસ્યં ગિરિકન્દરનાસિકમ્ ।
ગણ્ડશૈલસ્તનં રૌદ્રં પ્રકીર્ણારુણમૂર્ધજમ્ ॥ ૧૫॥

અન્ધકૂપગભીરાક્ષં પુલિનારોહભીષણમ્ ।
બદ્ધસેતુભુજોર્વઙ્ઘ્રિ શૂન્યતોયહ્રદોદરમ્ ॥ ૧૬॥

સન્તત્રસુઃ સ્મ તદ્ વીક્ષ્ય ગોપા ગોપ્યઃ કલેવરમ્ ।
પૂર્વં તુ તન્નિઃસ્વનિતભિન્નહૃત્કર્ણમસ્તકાઃ ॥ ૧૭॥

બાલં ચ તસ્યા ઉરસિ ક્રીડન્તમકુતોભયમ્ ।
ગોપ્યસ્તૂર્ણં સમભ્યેત્ય જગૃહુર્જાતસમ્ભ્રમાઃ ॥ ૧૮॥

રાજેન્દ્ર! પૂતનાના વિકરાળ શરીરે પડતાં-પડતાં પણ છ કોસની અંદરનાં વૃક્ષોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો. આ અત્યંત અદ્ભુત ઘટના થઈ. ॥ ૧૪ ॥ પૂતનાનો દેહ બહુ બિહામણો હતો, તેનું મોઢું હળ જેવી ઉગ્ર દાઢોવાળું, નાક પર્વતની ગુફા જેવું અને સ્તન પર્વતની (ગબડી પડેલી) મોટી બે શિલાઓ જેવાં હતાં. તેનાં લાલ-લાલ વાળ ચારેબાજુ વિખેરાઈ રહ્યા હતા. ॥ ૧૫ ॥ આંખો અંધારિયા કૂવા જેવી ઊંડી હતી. બન્ને નિતંબ નદીના કિનારા જેવા ભયંકર હતા, બન્ને બાહુઓ, સાથળો તથા પગ બાંધેલી પાળ જેવા અને પેટ પાણી વિનાના સરોવર જેવું હતું. ॥ ૧૬ ॥ પૂતનાના તે શરીરને જોઈને બધા જ ગોવાળો અને ગોપીઓ ડરી ગયાં. તેની ભયંકર બૂમો-ચીસો સાંભળીને તેમનાં હૃદય, કાન અને માથાં તો પહેલેથી જ ફાટી ગયાં હોય – એવાં થઈ ગયાં હતાં. ॥ ૧૭ ॥ જ્યારે ગોપીઓએ જોયું કે, બાળક શ્રીકૃષ્ણ તેની છાતી પર નિર્ભય થઈને રમી રહ્યા છે,* ત્યારે તે બહુ જ ગભરાઈને ઉતાવળે-ઉતાવળે ત્યાં પહોંચી ગઈ અને શ્રીકૃષ્ણને ઉઠાવી લીધા. ॥ ૧૮ ॥

* પૂતનાના વક્ષઃસ્થળ પર ક્રીડા કરતા રહીને જાણે મનમાં ને મનમાં કહી રહ્યા હતા–

સ્તનન્ધયસ્ય સ્તન એવ જીવિકા દત્તસ્ત્વયા સ સ્વયમાનને મમ ।
મયા ચ પીતો મ્રિયતે યદિ ત્વયા કિં વા મમાગઃ સ્વયમેવ કથ્યતામ્ ॥

'હું દૂધમુખો બાળક છું, સ્તનપાન જ મારું જીવન છે. તેં સ્વયં પોતાનું સ્તન મારા મુખમાં આપી દીધું અને મેં સ્તનપાન કર્યું. તેનાથી જો તું મરી જતી હોય તો, તું જ કહે તેમાં મારો શો અપરાધ છે?'

બલિરાજાની પુત્રીનું નામ રત્નમાલા હતું. યજ્ઞશાળામાં વામન ભગવાનને જોઈને તેના હૃદયમાં પુત્રસ્નેહનો ભાવ જાગ્યો. તે મનમાં અભિલાષા કરવા લાગી કે, જો મને આવું બાળક થાય અને હું એને સ્તનપાન કરાવું તો મને બહુ આનંદ થશે. વામન ભગવાને પોતાના ભક્ત બલિરાજાની પુત્રીના આ મનોરથનું મનોમન અનુમોદન કર્યું. તે જ દ્વાપરમાં પૂતના થઈ અને શ્રીકૃષ્ણના સ્પર્શથી તેની ઈચ્છા પૂર્ણ થઈ.

યશોદારોહિણીભ્યાં તાઃ સમં બાલસ્ય સર્વતઃ[1] ।
રક્ષાં વિદધિરે સમ્યગ્ગોપુચ્છભ્રમણાદિભિઃ ॥ ૧૯॥

ગોમૂત્રેણ સ્નાપયિત્વા પુનર્ગોરજસાઽર્ભકમ્[2] ।
રક્ષાં ચક્રુશ્ચ શકૃતા દ્વાદશાઙ્ગેષુ નામભિઃ ॥ ૨૦॥

ગોપ્યઃ સંસ્પૃષ્ટસલિલા અઙ્ગેષુ કરયોઃ પૃથક્ ।
ન્યસ્યાત્મન્યથ બાલસ્ય બીજન્યાસમકુર્વત ॥ ૨૧॥

અવ્યાદજોઽઙ્ઘ્રિ મણિમાંસ્તવ જાન્વથોરૂ
યજ્ઞોઽચ્યુતઃ[3] કટિતટં જઠરં હયાસ્યઃ ।
હૃત્ કેશવસ્ત્વદુર ઈશ ઇનસ્તુ કણ્ઠં
વિષ્ણુર્ભુજં મુખમુરુક્રમ ઈશ્વરઃ કમ્ ॥ ૨૨॥

ચક્ર્યગ્રતઃ સહગદો હરિરસ્તુ પશ્ચાત્
ત્વત્પાર્શ્વયોર્ધનુરસી મધુહાઽજનશ્ચ ।
કોણેષુ શઙ્ખ ઉરુગાય ઉપર્યુપેન્દ્ર-
સ્તાર્ક્ષ્યઃ ક્ષિતૌ હલધરઃ પુરુષઃ સમન્તાત્ ॥ ૨૩॥

ઇન્દ્રિયાણિ હૃષીકેશઃ પ્રાણાન્ નારાયણોઽવતુ ।
શ્વેતદ્વીપપતિશ્ચિત્તં મનો યોગેશ્વરોઽવતુ ॥ ૨૪॥

પૃશ્નિગર્ભસ્તુ[4] તે બુદ્ધિમાત્માનં ભગવાન્ પરઃ ।
ક્રીડન્તં પાતુ ગોવિન્દઃ શયાનં પાતુ માધવઃ[5] ॥ ૨૫॥

વ્રજન્તમવ્યાદ્ વૈકુણ્ઠ આસીનં ત્વાં શ્રિયઃ પતિઃ ।
ભુઞ્જાનં યજ્ઞભુક્ પાતુ સર્વગ્રહભયઙ્કરઃ ॥ ૨૬॥

ડાકિન્યો યાતુધાન્યશ્ચ કૂષ્માણ્ડા યેઽર્ભકગ્રહાઃ ।
ભૂતપ્રેતપિશાચાશ્ચ યક્ષરક્ષોવિનાયકાઃ ॥ ૨૭॥

કોટરા રેવતી જ્યેષ્ઠા પૂતના માતૃકાદયઃ ।
ઉન્માદા યે હ્યપસ્મારા દેહપ્રાણેન્દ્રિયદ્રુહઃ ॥ ૨૮॥

આ પછી યશોદા અને રોહિણીજીની સાથે ગોપીઓએ બાળક શ્રીકૃષ્ણની ઉપર ગાયનું પૂછડું ફેરવવું વગેરે ઉપાયોથી બધા પ્રકારે તેમની રક્ષા કરી. ॥ ૧૯ ॥ તેમણે પહેલાં બાળક શ્રીકૃષ્ણને ગોમૂત્રથી સ્નાન કરાવ્યું, પછી બધા શરીર પર ગાયની રજ લગાડી અને પછી બારે અંગોમાં ગાયનું ગોબર લગાડી ભગવાનનાં કેશવ વગેરે નામોથી રક્ષા કરી. ॥ ૨૦ ॥ ત્યાર પછી ગોપીઓએ આચમન કરીને 'અજ' વગેરે અગિયાર બીજ-મંત્રોથી પોતાના શરીરમાં અલગ-અલગ અંગન્યાસ અને કરન્યાસ કર્યો અને પછી બાળકનાં અંગોમાં બીજન્યાસ કર્યો. ॥ ૨૧ ॥

તેઓ કહેવા લાગી – 'અજન્મા ભગવાન તારા ચરણોની રક્ષા કરો, મણિમાન્ ઘૂંટણોની, યજ્ઞપુરુષ સાથળોની, અચ્યુત ભગવાન કમરની, હયગ્રીવ ભગવાન પેટની, કેશવ હૃદયની, ઈશ વક્ષઃસ્થળની, સૂર્ય કંઠની, વિષ્ણુ ભુજાઓની, ઉરુક્રમ મુખની અને ઈશ્વર મસ્તકની રક્ષા કરો. ॥ ૨૨ ॥ ચક્રધર ભગવાન તારી રક્ષા કરતા આગળ રહે, ગદાધારી શ્રીહરિ પાછળ, ધનુષ્ય અને ખડ્ગ ધારણ કરવાવાળા ભગવાન મધુસૂદન અને અજન બન્ને પડખે, શંખધારી ઉરુગાય ચારે ખૂણાઓમાં, ઉપેન્દ્ર ભગવાન ઉપર, ગરુડ પૃથ્વી પર અને ભગવાન પરમપુરુષ હળધર તારી બધી બાજુએ રક્ષા કરો. ॥ ૨૩ ॥ હૃષીકેશ ભગવાન ઇન્દ્રિયોની અને નારાયણ પ્રાણોની રક્ષા કરો. શ્વેતદ્વીપના અધિપતિ ચિત્તની અને યોગેશ્વર મનની રક્ષા કરો. ॥ ૨૪ ॥ પૃશ્નિગર્ભ તારી બુદ્ધિની અને પરમાત્મા ભગવાન તારા અહંકારની રક્ષા કરો. રમતમાં તારી ગોવિંદ રક્ષા કરો, સૂતી વખતે માધવ રક્ષા કરો. ॥ ૨૫ ॥ ચાલતી વખતે ભગવાન વૈકુંઠ અને બેસતી વખતે ભગવાન શ્રીપતિ તારી રક્ષા કરો. ભોજનસમયે સમસ્ત ગ્રહોને ભયભીત કરવાવાળા યજ્ઞભોક્તા ભગવાન તારી રક્ષા કરો. ॥ ૨૬ ॥ ડાકિની, રાક્ષસી અને કૂષ્માંડા વગેરે બાળઘાતી, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ અને વિનાયક, કોટરા, રેવતી, જ્યેષ્ઠા, પૂતના, માતૃકા વગેરે શરીર, પ્રાણ તથા ઇન્દ્રિયોનો નાશ કરવાવાળા ઉન્માદ (ગાંડપણ) અને અપસ્માર (મૂર્છા) વગેરે રોગો, સ્વપ્નમાં દેખાનારા મોટા ઉત્પાતો વૃદ્ધગ્રહો અને બાલગ્રહો વગેરે

૧. સર્વશઃ । ૨. ગરજસા સુતમ્ । ૩. જઙ્ઘેઽચ્યુતઃ । ૪. ગ્ગર્ભસ્તાતો । ૫. કેશવઃ ।

સ્વપ્નદૃષ્ટા મહોત્પાતા વૃદ્ધબાલગ્રહાશ્ચ યે ।
સર્વે નશ્યન્તુ તે વિષ્ણોર્નામગ્રહણભીરવઃ ॥ ૨૯॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ પ્રણયબદ્ધાભિર્ગોપીભિઃ કૃતરક્ષણમ્ ।
પાયયિત્વા સ્તનં માતા સંન્યવેશયદાત્મજમ્ ॥ ૩૦॥

તાવન્નન્દાદયો ગોપા મથુરાયા વ્રજં ગતાઃ ।
વિલોક્ય પૂતનાદેહં બભૂવુરતિવિસ્મિતાઃ ॥ ૩૧॥

નૂનં બતર્ષિઃ સઞ્જાતો યોગેશો વા સમાસ સઃ ।
સ એવ દૃષ્ટો હ્યુત્પાતો યદાહાનકદુન્દુભિઃ ॥ ૩૨॥

કલેવરં પરશુભિશ્છિત્ત્વા તત્તે વ્રજૌકસઃ ।
દૂરે ક્ષિપ્ત્વાડવયવશો ન્યદહન્[1] કાષ્ઠધિષ્ઠિતમ્ ॥ ૩૩॥

દહ્યમાનસ્ય દેહસ્ય ધૂમશ્ચાગુરુસૌરભઃ ।
ઉત્થિતઃ કૃષ્ણનિર્ભુક્તસપદ્યાહતપાપ્મનઃ ॥ ૩૪॥

પૂતના લોકબાલઘ્ની રાક્ષસી રુધિરાશના ।
જિઘાંસયાપિ હરયે સ્તનં દત્ત્વાડડપ સદ્ગતિમ્ ॥ ૩૫॥

કિં પુનઃ શ્રદ્ધયા ભક્ત્યા કૃષ્ણાય પરમાત્મને ।
યચ્છન્ પ્રિયતમં કિં નુ રક્તાસ્તન્માતરો યથા ॥ ૩૬॥

પદ્ભ્યાં ભક્તહૃદિસ્થાભ્યાં વન્દ્યાભ્યાં લોકવન્દિતૈઃ ।
અઙ્ગં યસ્યાઃ સમાક્રમ્ય ભગવાનપિબત્ સ્તનમ્ ॥ ૩૭॥

યાતુધાન્યપિ સા સ્વર્ગમવાપ જનનીગતિમ્ ।
કૃષ્ણભુક્તસ્તનક્ષીરાઃ કિમુ ગાવો નુ માતરઃ ॥ ૩૮॥

બધાં અનિષ્ટો ભગવાન વિષ્ણુનું નામસ્મરણ કરવાથી ભયભીત થઈને નષ્ટ થઈ જાઓ.'* ॥ ૨૭-૨૯ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! આ પ્રમાણે ગોપીઓએ સ્નેહવશ થઈ બાળક શ્રીકૃષ્ણની રક્ષા કરી. માતા યશોદાએ લાલજીને સ્તનપાન કરાવ્યું અને પછી પારણામાં સુવાડી દીધા. ॥ ૩૦ ॥ આ જ વખતે નંદબાવા અને તેમના સાથી ગોપજનો મથુરાથી ગોકુળ પહોંચ્યા. જ્યારે તેમણે પૂતનાનું ભયંકર શરીર જોયું ત્યારે તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. ॥ ૩૧ ॥ તેઓ કહેવા લાગ્યા – 'આ તો ઘણા આશ્ચર્યની વાત છે, ખરેખર વસુદેવના રૂપમાં કોઈ ઋષિએ જ જન્મ લીધો છે. અથવા સંભવ છે, વસુદેવજી પૂર્વજન્મમાં કોઈ યોગેશ્વર રહ્યા હોય, કેમકે તેમણે જેવું કહ્યું હતું, તેવો જ ઉત્પાત અહીં જોવામાં આવી રહ્યો છે.' ॥ ૩૨ ॥ ત્યાં સુધી વ્રજવાસીઓએ પૂતનાના શરીરને કુહાડાઓથી કાપીને તેના ટુકડા કરીને ગોકુલથી દૂર લઈ જઈને ચિતા ઉપર મૂકી બાળી નાખ્યું. ॥ ૩૩ ॥ જ્યાં સુધી તેનું શરીર બળતું રહ્યું ત્યાં સુધી તેમાંથી અગરુના જેવો સુગંધી ધુમાડો નીકળતો હતો. કેમ ન નીકળે? ભગવાને એનું સ્તનપાન કર્યું હતું, જેથી તેનાં બધા પાપો તુરંત નષ્ટ થઈ ગયાં હતાં. ॥ ૩૪ ॥ પૂતના એક રાક્ષસી હતી. લોકોનાં બાળકોને મારી નાખવા અને તેમનું લોહી પી જવું, એ જ તેનું કામ હતું. ભગવાનને પણ મારી નાખવાના ઈરાદાથી જ તેણે સ્તનપાન કરાવ્યું હતું. તેમ છતાં તેને તે પરમ ગતિ પ્રાપ્ત થઈ જે સત્પુરુષોને મળે છે. (આ ભગવાનની કેવી કરુણા છે!) ॥ ૩૫ ॥ આવી સ્થિતિમાં જે અનુરાગપૂર્વક પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ અને તેમને પ્રિય લાગનારી વસ્તુ સમર્પિત કરે છે તેમને સદ્ગતિ મળે તે વિશે તો કહેવું જ શું? ॥ ૩૬ ॥ ભગવાનનાં ચરણકમળની વંદના સર્વના વંદનીય બ્રહ્માજી અને શંકર વગેરે દેવતાઓ પણ કરે છે. તેઓ ભક્તોના હૃદયનું ધન છે. તે જ ચરણોથી ભગવાને પૂતનાનું શરીર દબાવીને તેનું સ્તનપાન કર્યું હતું. ॥ ૩૭ ॥ માન્યું કે એ રાક્ષસી હતી, પરંતુ તેને ઉત્તમમાં ઉત્તમ ગતિ – જે માતાને મળવી જોઈએ – પ્રાપ્ત થઈ. પછી જેમના સ્તનનું દૂધ ભગવાને બહુ પ્રેમથી પીધું તે ગાયો અને માતાઓની* તો વાત જ શી કરવી? ॥ ૩૮ ॥

---

૧. નિર્દહુઃ।

* આ પ્રસંગને વાંચીને ભાવુક ભક્ત ભગવાનને કહે છે – 'ભગવન્! એવું લાગે છે કે આપના કરતાં આપના નામમાં શક્તિ વધારે છે, કેમકે, આપ ત્રિલોકની રક્ષા કરો છો અને નામ આપની રક્ષા કરી રહ્યું છે.

★ જ્યારે બ્રહ્માજી ગોપબાળકોને અને વાછરડાંઓને હરી ગયા ત્યારે ભગવાન પોતે જ વાછરડાં અને ગોપબાળકો બની ગયા. તે સમયે પોતાનાં વિભિન્ન રૂપોથી તેમણે પોતાના સાથી અનેક ગોપબાળકો અને વાછડાઓની માતાઓનું સ્તનપાન કર્યું. તેથી અહીં બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

પયાંસિ યાસામપિબત્ પુત્રસ્નેહસ્નુતાન્યલમ્ ।
ભગવાન્ દેવકીપુત્રઃ કૈવલ્યાદ્યખિલપ્રદઃ ॥ ૩૯॥

તાસામવિરતં કૃષ્ણે કુર્વતીનાં સુતેક્ષણમ્ ।
ન પુનઃ કલ્પતે રાજન્ સંસારોઽજ્ઞાનસમ્ભવઃ ॥ ૪૦॥

કટધૂમસ્ય સૌરભ્યમવઘ્રાય વ્રજૌકસઃ ।
કિમિદં કુત એવેતિ વદન્તો વ્રજમાયયુઃ ॥ ૪૧॥

તે તત્ર વર્ણિતં ગોપૈઃ પૂતનાગમનાદિકમ્ ।
શ્રુત્વા તન્નિધનં સ્વસ્તિ શિશોશ્ચાસન્ સુવિસ્મિતાઃ ॥ ૪૨॥

નન્દઃ સ્વપુત્રમાદાય પ્રેત્યાગતમુદારધીઃ ।
મૂર્ધ્ન્યુપાઘ્રાય પરમાં મુદં લેભે કુરૂદ્વહ ॥ ૪૩॥

ય એતત્ પૂતનામોક્ષં કૃષ્ણસ્યાર્ભકમદ્ભુતમ્ ।
શૃણુયાચ્છ્રદ્ધયા[1] મર્ત્યો ગોવિન્દે લભતે રતિમ્ ॥ ૪૪॥

પરીક્ષિત! દેવકીનંદન ભગવાન મોક્ષ આદિ સર્વ પરમાર્થને આપવાવાળા છે. તેમણે વ્રજની ગોપીઓ અને ગાયોનું તે દૂધ, જે ભગવાન પ્રત્યે પુત્ર-ભાવ હોવાથી વાત્સલ્ય-સ્નેહની અધિકતાને લીધે સ્વયં સ્રવતું રહેતું હતું, પેટ ભરીને પીધું છે. ॥ ૩૯ ॥ રાજન્! તે ગાયો અને ગોપીઓ જે નિત્ય-નિરંતર ભગવાન શ્રીકૃષ્ણને પોતાના પુત્રના રૂપમાં જ જોતી હોય, પછી તે જન્મ-મૃત્યુરૂપ સંસારના ચકરાવામાં પડી જ શકતી નથી, કારણ કે આ સંસાર તો અજ્ઞાનને કારણે જ છે. ॥ ૪૦ ॥

નંદબાવાની સાથે આવેલા વ્રજવાસીઓના નાકમાં જ્યારે ચિતાના ધુમાડાની સુગન્ધ ગઈ, ત્યારે 'આ શેની સુગન્ધ છે, ક્યાંથી આવી સરસ સુગન્ધ આવી રહી છે? એમ કહેતા તેઓ વ્રજમાં પહોંચ્યા. ॥ ૪૧ ॥ ત્યાં ગોપજનોએ તેમને પૂતના આવી ત્યારથી, તે મરી ગઈ ત્યાં સુધીની સઘળી વાત કહી. તેઓ પૂતનાનું મૃત્યુ અને શ્રીકૃષ્ણનું કુશળતાપૂર્વક બચી જવું વગેરે વાત સાંભળીને ખૂબ વિસ્મિત થઈ ગયા. ॥ ૪૨ ॥ પરીક્ષિત! ઉદારશિરોમણિ નંદબાવાએ મૃત્યુના મુખમાંથી બચી ગયેલા પોતાના લાલને ઉઠાવીને વારંવાર તેનું મસ્તક સૂંઘીને આનંદ પ્રાપ્ત કર્યો. ॥ ૪૩ ॥ આ 'પૂતના-મોક્ષ' ભગવાન શ્રીકૃષ્ણની અદ્ભુત બાળલીલા છે. જે મનુષ્ય શ્રદ્ધા સાથે આનું શ્રવણ કરે છે તેને ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમ પ્રાપ્ત થાય છે. ॥ ૪૪ ॥

—★—

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥
દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

—★—

# સાતમો અધ્યાય

## શકટ-ભંજન અને તૃણાવર્તનો ઉદ્ધાર

*રાજોવાચ*

યેન યેનાવતારેણ ભગવાન્ હરિરીશ્વરઃ ।
કરોતિ કર્ણરમ્યાણિ મનોજ્ઞાનિ ચ નઃ પ્રભો ॥ ૧॥

યચ્છૃણ્વતોઽપૈત્યરતિર્વિતૃષ્ણા
સત્ત્વં ચ શુદ્ધ્યત્યચિરેણ પુંસઃ ।

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – પ્રભુ! સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ અનેક અવતાર ધારણ કરીને ઘણી જ સુંદર અને સાંભળવામાં મધુર એવી લીલાઓ કરે છે, તે બધી મારા હૃદયને અત્યંત પ્રિય લાગે છે. તે લીલાઓના શ્રવણમાત્રથી ભગવત્-સંબંધી કથાઓમાં અરુચિ અને વિવિધ વિષયોની તૃષ્ણા નષ્ટ થઈ જાય છે. મનુષ્યનું અંતઃકરણ તરત જ શુદ્ધ થઈ જાય છે. ભગવાનના ચરણોમાં ભક્તિ અને તેમના ભક્તજનોમાં પ્રેમ પણ પ્રાપ્ત થઈ

૧. નિશમ્ય શ્રદ્ધયા । ૨. પૂતનામોક્ષઃ ।

ભક્તિર્હરૌ તત્પુરુષે ચ સખ્યં
તદેવ હારં વદ મન્યસે ચેત્ ॥ ૨॥

અથાન્યદપિ કૃષ્ણસ્ય તોકાચરિતમદ્ભુતમ્ ।
માનુષં લોકમાસાદ્ય તજ્જાતિમનુરુન્ધતઃ ॥ ૩॥

જાય છે. જો તમે મને તેના શ્રવણનો અધિકારી સમજતા હો તો ભગવાનની તે જ મનોહર લીલાઓનું વર્ણન કરો. ॥ ૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે મનુષ્યલોકમાં પ્રગટ થઈને મનુષ્યોના સ્વભાવનું અનુસરણ કરતા રહીને જે બાળલીલાઓ કરી છે તે ખરેખર અદ્ભુત છે, તેથી તમે તેમની બીજી બાળલીલાઓનું પણ વર્ણન કરો. ॥ ૩ ॥

*શ્રીશુક ઉવાચ*

કદાચિદૌત્થાનિકકૌતુકાપ્લવે
જન્મર્ક્ષયોગે સમવેતયોષિતામ્ ।
વાદિત્રગીતદ્વિજમન્ત્રવાચકૈ-
શ્ચકાર સૂનોરભિષેચનં સતી ॥ ૪॥

નન્દસ્ય પત્ની કૃતમજ્જનાદિકં
વિપ્રૈઃ કૃતસ્વસ્ત્યયનં સુપૂજિતૈઃ ।
અન્નાદ્યવાસઃસ્ત્રગભીષ્ટધેનુભિઃ
સઞ્જાતનિદ્રાક્ષમશીશયચ્છનૈઃ ॥ ૫॥

ઔત્થાનિકૌત્સુક્યમના મનસ્વિની
સમાગતાન્ પૂજયતી વ્રજૌકસઃ ।
નૈવાશૃણોદ્ વૈ રુદિતં સુતસ્ય સા
રુદન્ સ્તનાર્થી ચરણાવુદક્ષિપત્ ॥ ૬॥

અધઃશયાનસ્ય શિશોરનોઽલ્પક-
પ્રવાલમૃદ્વઙ્ઘ્રિહતં વ્યવર્તત ।
વિધ્વસ્તનાનારસકુપ્યભાજનં
વ્યત્યસ્તચક્રાક્ષવિભિન્નકૂબરમ્ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એકવાર* ભગવાન શ્રીકૃષ્ણનો પડખું બદલવા અંગેનો અભિષેક-ઉત્સવ મનાવવાની તૈયારીઓ થઈ રહી હતી. તે જ દિવસે શ્રીકૃષ્ણનું જન્મ-નક્ષત્ર પણ હતું. ઘરમાં ઘણી સ્ત્રીઓની ભીડ જામી હતી. મંગળ ગીતો અને વાજિંત્રો અને વિપ્રોના મંત્રોચ્ચાર સાથે તે સ્ત્રીઓની વચ્ચે ઊભાં રહી યશોદાજીએ શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો. ॥ ૪ ॥ નંદરાણી યશોદાજીએ બ્રાહ્મણોનું પૂજન કરી ખૂબ સમ્માન કર્યું. તેમને અન્ન, વસ્ત્ર, માળા, ગાયો વગેરે મનવાંછિત પદાર્થો દાનમાં આપ્યા. જ્યારે યશોદાજીએ તે બ્રાહ્મણો દ્વારા સ્વસ્તિવાચન કરાવીને લાલાનું સ્નાનાદિ કાર્ય સંપન્ન કરી લીધું ત્યારે તેમણે જોયું કે લાલાને નિદ્રા આવી રહી છે, તેને ધીરેથી સુવાડી દીધો. ॥ ૫ ॥ થોડી વારમાં શ્યામસુંદરે આંખો ખોલી, ત્યારે તેઓ સ્તનપાન માટે રડવા લાગ્યા. તે સમયે મનસ્વિની યશોદાજી ઉત્સવમાં આવેલા વ્રજવાસીઓના સ્વાગત-સત્કારમાં વ્યસ્ત હતાં તેથી તેમણે શ્રીકૃષ્ણના રડવાનો અવાજ સાંભળ્યો નહીં. ત્યારે શ્રીકૃષ્ણ રડતાં-રડતાં પોતાના પગ ઉછાળવા લાગ્યા. ॥ ૬ ॥ શ્રીકૃષ્ણને એક ગાડાની નીચે સુવડાવ્યા હતા. તેમના ચરણ હજી લાલ-લાલ કૂંપળો જેવા અત્યંત કોમળ અને નાના-નાના હતા. પરંતુ તે નાનકડો પગ લાગતાં જ વિશાળ છકડો (ગાડું) ઊંધો થઈ ગયો.★ તે છકડા ઉપર દૂધ, દહીં વગેરે અનેક રસોથી ભરેલી માટલીઓ અને બીજાં વાસણો રાખેલાં હતાં. તે બધાં જ ફૂટી ગયાં અને ગાડાનાં પૈડાં અને ધરી છૂટાં પડી ગયાં. તેની ધુંસરી તૂટી ગઈ. ॥ ૭ ॥

---

* અહીં કદાચિત્ (એકવાર)નું તાત્પર્ય ત્રીજા મહિનાના જન્મનક્ષત્ર-યુક્ત સમયથી છે. તે સમયે શ્રીકૃષ્ણની ઝાંખીનું આ પ્રમાણે વર્ણન મળે છે.

સ્નિગ્ધાઃ પશ્યતિ સેષ્મયીતિ ભુજયોર્યુગ્મં મુહુશ્ચાલયન્નત્યલ્પં મધુરં ચ કૂજતિ પરિષ્વઙ્ગાય ચાકાઙ્ક્ષતિ ।
લાભાલાભવશાદમુષ્ય લસતિ ક્રન્દત્યપિ ક્વાપ્યસૌ પીતસ્તન્યતયા સ્વપિત્યપિ પુનર્જાગ્રન્મુદં યચ્છતિ ॥

'સ્નેહથી ઊભરાતી ગોપીઓને આંખ ઉઘાડીને જુએ છે અને હસે છે. બન્ને હાથ વારંવાર હલાવે છે. ખૂબ મધુર સ્વરથી થોડું-થોડું મધુર ગણગણે છે. ખોળામાં આવવા માટે લલચાય છે. કોઈ વસ્તુને લઈને રમવા લાગી જાય છે અને ન મળે તો રડે છે. ક્યારેક દૂધ પીને સૂઈ જાય છે અને પછી જાગીને બધાંને આનંદિત કરે છે.'

★ હિરણ્યાક્ષનો પુત્ર હતો ઉત્કચ. તે બહુ બળવાન અને તગડો હતો. એકવાર યાત્રા કરતી વેળાએ તેણે લોમશ ઋષિના આશ્રમનાં વૃક્ષોને ચગદી નાખ્યાં. લોમશ ઋષિએ કોપિત થઈને તેને શાપ આપી દીધો કે – 'અરે દુષ્ટ! જા, તું દેહરહિત થઈ જા.' તેની સાથે

દૃષ્ટ્વા યશોદાપ્રમુખા વ્રજસ્ત્રિય
ઔત્થાનિકે કર્મણિ યાઃ સમાગતાઃ ।
નન્દાદયશ્ચાદ્ભુતદર્શનાકુલાઃ
કથં સ્વયં વૈ શકટં વિપર્યગાત્ ॥ ૮॥

પડખું બદલવાના ઉત્સવમાં જેટલી પણ સ્ત્રીઓ આવી હતી તે બધી અને યશોદાજી અને રોહિણીજી, નંદબાવા અને ગોપજનો આ વિચિત્ર ઘટનાને જોઈને વ્યાકુળ થઈ ગયાં. તેઓ પરસ્પર કહેવા લાગ્યાં – 'અરે, આ શું થઈ ગયું? આ ગાડું પોતાની મેળે કઈ રીતે ઊંધું થઈ ગયું?' ॥ ૮ ॥

ઊચુરવ્યવસિતમતીન્ ગોપાન્ ગોપીશ્ચ બાલકાઃ ।
રુદતાનેન પાદેન ક્ષિપ્તમેતન્ન સંશયઃ ॥ ૯॥

તેઓ આનું કોઈ કારણ નક્કી ન કરી શક્યાં. ત્યાં રમતાં બાળકોએ ગોપ-ગોપીઓને કહ્યું – 'આ કૃષ્ણે રડતાં-રડતાં પોતાના પગની લાતથી તેને ઉલટાવી નાંખ્યું છે, એમાં કોઈ સંદેહ નથી. ॥ ૯ ॥

ન તે શ્રદ્દધિરે ગોપા બાલભાષિતમિત્યુત ।
અપ્રમેયં બલં તસ્ય બાલકસ્ય ન તે વિદુઃ ॥ ૧૦॥

પરંતુ ગોપજનોએ તેને 'બાળકોની વાત' માનીને તેના પર વિશ્વાસ ન કર્યો. બરાબર જ છે, તે ગોપજનો આ બાળકના અનંત બળને જાણતા ન હતા. ॥ ૧૦ ॥

રુદન્તં સુતમાદાય યશોદા ગ્રહશઙ્કિતા ।
કૃતસ્વસ્ત્યયનં વિપ્રૈઃ સૂક્તૈઃ સ્તનમપાયયત્ ॥ ૧૧॥

યશોદાજીએ માન્યું કે આ કોઈ ગ્રહ વગેરેનો ઉત્પાત છે. તેમણે પોતાના રડી રહેલા લાડલા લાલને ખોળામાં લઈને બ્રાહ્મણો પાસે વેદમંત્રો દ્વારા શાંતિપાઠ કરાવ્યો અને પછી તેઓ શ્રીકૃષ્ણને સ્તનપાન કરાવવા લાગ્યાં. ॥ ૧૧ ॥

પૂર્વવત્ સ્થાપિતં ગોપૈર્બલિભિઃ સપરિચ્છદમ્ ।
વિપ્રા હુત્વાઽર્ચયાઞ્ચક્રુર્દધ્યક્ષતકુશામ્બુભિઃ ॥ ૧૨॥

ગોપજનોએ પછી ગાડાને સીધું કરી દીધું અને પહેલાંની જેમ તેના ઉપર બધી સામગ્રી મૂકી દીધી. બ્રાહ્મણોએ હવન કર્યો અને દહીં, અક્ષત, કુશ અને જળથી ભગવાન અને તે ગાડાનું પૂજન કર્યું. ॥ ૧૨ ॥

યેઽસૂયાનૃતદમ્ભેર્ષ્યાહિંસામાનવિવર્જિતાઃ ।
ન તેષાં સત્યશીલાનામાશિષો વિફલાઃ કૃતાઃ ॥ ૧૩॥

જે કોઈના ગુણ-દોષમાં દોષ કાઢતા નથી, જૂઠું બોલતા નથી, દંભ, ઈર્ષ્યા અને હિંસા કરતા નથી તથા અભિમાન- રહિત છે – તેવા સત્યશીલ બ્રાહ્મણોના આશીર્વાદ ક્યારેય વિફળ જતા નથી. ॥ ૧૩ ॥

ઇતિ બાલકમાદાય સામર્ગ્યજુરુપાકૃતૈઃ ।
જલૈઃ પવિત્રૌષધિભિરભિષિચ્ય દ્વિજોત્તમૈઃ ॥ ૧૪॥

આવું વિચારીને નંદબાવાએ લાલાને ખોળામાં ઉઠાવી લીધો અને બ્રાહ્મણો પાસે સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રો દ્વારા સંસ્કૃત અને પવિત્ર ઔષધિઓથી યુક્ત જળથી અભિષેક કરાવ્યો. ॥ ૧૪ ॥

વાચયિત્વા સ્વસ્ત્યયનં નન્દગોપઃ સમાહિતઃ ।
હુત્વા ચાગ્નિં દ્વિજાતિભ્યઃ પ્રાદાદન્નં મહાગુણમ્ ॥ ૧૫॥

તેમણે ખૂબ જ એકાગ્રતાથી સ્વસ્ત્યયન પાઠ વંચાવી અગ્નિમાં હોમ કરી બ્રાહ્મણોને ઉત્તમ ગુણવાળા અન્નનું ભોજન કરાવ્યું. ॥ ૧૫ ॥

ગાવઃ સર્વગુણોપેતા વાસઃસ્રગ્રુક્મમાલિનીઃ ।
આત્મજાભ્યુદયાર્થાય પ્રાદાત્તે ચાન્વયુઞ્જત ॥ ૧૬॥

ત્યાર પછી નંદબાવાએ પોતાના પુત્રની ઉન્નતિ અને અભિવૃદ્ધિની કામનાથી બ્રાહ્મણોને સર્વગુણસમ્પન્ન ઘણી-બધી ગાયો આપી. તે ગાયો વસ્ત્ર, પુષ્પમાળા અને સોનાના હારથી શણગારેલી હતી. બ્રાહ્મણોએ તેમને આશીર્વાદ આપ્યા. ॥ ૧૬ ॥

સાપની કાંચળીની જેમ તેનું શરીર પડવા લાગ્યું. તે એકાએક લોમશ ઋષિના ચરણોમાં પડી ગયો અને પ્રાર્થના કરવા લાગ્યો – 'કૃપાસિંધુ! મારા પર કૃપા કરો. મને આપના પ્રભાવનું જ્ઞાન ન હતું. મારું શરીર પાછું આપો.' લોમશજી પ્રસન્ન થઈ ગયા. મહાત્માઓનો શાપ પણ વરદાન બની જાય છે. તેમણે કહ્યું – 'વૈવસ્વત મન્વન્તરમાં શ્રીકૃષ્ણના ચરણસ્પર્શથી તારી મુક્તિ થઈ જશે.' તે જ અસુર ગાડામાં આવીને બેસી ગયો હતો અને ભગવાન શ્રીકૃષ્ણના ચરણસ્પર્શથી મુક્ત થઈ ગયો.

વિપ્રા મન્ત્રવિદો યુક્તાસ્તૈર્યાઃપ્રોક્તાસ્તથાઽઽશિષઃ ।
તા નિષ્ફલા ભવિષ્યન્તિ ન કદાચિદપિ સ્ફુટમ્ ॥ ૧૭॥

એ વાત સ્પષ્ટ છે કે, જે વેદવેત્તા અને સદાચારી બ્રાહ્મણ હોય છે તેમના આશીર્વાદ ક્યારેય નિષ્ફળ જતા નથી. ॥ ૧૭ ॥

એકદાઽઽરોહમારૂઢં લાલયન્તી સુતં સતી ।
ગરિમાણં શિશોર્વોઢું ન સેહે ગિરિકૂટવત્ ॥ ૧૮॥

એક દિવસની વાત છે, સતી યશોદાજી પોતાના પ્રિય લાલને ખોળામાં લઈને રમાડતાં હતાં. તેવામાં એકાએક પુત્રનું વજન પર્વતના શિખર જેટલું ભારે થઈ જવાથી તેઓ લાલાનો ભાર સહન ન કરી શક્યાં. ॥ ૧૮ ॥

ભૂમૌ નિધાય તં ગોપી વિસ્મિતા ભારપીડિતા ।
મહાપુરુષમાદધ્યૌ જગતામાસ કર્મસુ ॥ ૧૯॥

તેમણે ભારથી પીડાઈને શ્રીકૃષ્ણને જમીન પર મૂકી દીધા. આ નવી ઘટનાથી તેઓ ખૂબ વિસ્મિત થઈ ગયાં. ત્યાર પછી તેમણે ભગવાન પુરુષોત્તમનું સ્મરણ કર્યું અને ઘરના કામમાં લાગી ગયાં. ॥ ૧૯ ॥

દૈત્યો નામ્ના તૃણાવર્તઃ કંસભૃત્યઃ પ્રણોદિતઃ[1] ।
ચક્રવાતસ્વરૂપેણ જહારાસીનમર્ભકમ્ ॥ ૨૦॥

તૃણાવર્ત નામનો એક દૈત્ય હતો. તે કંસનો અંગત સેવક હતો. કંસની પ્રેરણાથી જ તે વંટોળિયાનું રૂપ લઈને ત્યાં આવ્યો અને બાળક શ્રીકૃષ્ણને ઉડાડીને આકાશમાં લઈ ગયો. ॥ ૨૦ ॥

ગોકુલં સર્વમાવૃણ્વન્ મુષ્ણંશ્ચક્ષૂંષિ રેણુભિઃ ।
ઈરયન્ સુમહાઘોરશબ્દેન પ્રદિશો દિશઃ[2] ॥ ૨૧॥

તેણે ધૂળ (વ્રજરજ)થી આખા ગોકુલને ઢાંકી દીધું અને લોકોની જોવાની શક્તિ હરી લીધી. તેના અત્યંત ભયંકર ધ્વનિથી દશે દિશાઓ ગાજી ઊઠી. ॥ ૨૧ ॥

મુહૂર્તમભવદ્ ગોષ્ઠં રજસા તમસાઽઽવૃતમ્ ।
સુતં યશોદા નાપશ્યત્તસ્મિન્ ન્યસ્તવતી યતઃ ॥ ૨૨॥

આખું વ્રજ લગભગ બે ઘડી ધૂળના અંધારાથી છવાઈ ગયું. યશોદાજીએ પોતાના પુત્રને જ્યાં મૂક્યો હતો ત્યાં જઈને જોયું તો શ્રીકૃષ્ણ ત્યાં ન હતા. ॥ ૨૨ ॥

નાપશ્યત્ કશ્ચનાત્માનં પરં ચાપિ વિમોહિતઃ ।
તૃણાવર્તનિસૃષ્ટાભિઃ શર્કરાભિરુપદ્રુતઃ ॥ ૨૩॥

તે સમયે તૃણાવર્ત વંટોળિયાના વેશમાં એટલી ધૂળ ઉડાડી મૂકી હતી કે બધાં લોકો અત્યંત ઉદ્વિગ્ન અને બેસૂધ થઈ ગયા હતા. તેમને કશું દેખાતું ન હતું. ॥ ૨૩ ॥

ઈતિ ખરપવનચક્રપાંસુવર્ષે
સુતપદવીમબલાઽવિલક્ષ્ય માતા ।
અતિકરુણમનુસ્મરન્ત્યશોચદ્
ભુવિ પતિતા મૃતવત્સકા યથા ગૌઃ ॥ ૨૪॥

જોરદાર આંધી અને ધૂળની વૃષ્ટિમાં પોતાના પુત્રનો પત્તો ન લાગવાથી યશોદાજીને બહુ દુઃખ થયું. તેઓ લાલાને યાદ કરીને બહુ શોક કરવા લાગ્યાં અને વાછડાના મરી જવાથી ગાયની જે દશા થાય છે તેવી દશા યશોદાજીની થઈ ગઈ. તેઓ જમીન પર પડી ગયાં. ॥ ૨૪ ॥

રુદિતમનુનિશમ્ય તત્ર ગોપ્યો
ભૃશમનુતપ્તધિયોઽશ્રુપૂર્ણમુખ્યઃ ।
રુરુદુરનુપલભ્ય નન્દસૂનું
પવન ઉપારતપાંસુવર્ષવેગે ॥ ૨૫॥

વંટોળિયો શાંત થતાં જ્યારે આંધીનો વેગ ઓછો થઈ ગયો ત્યારે યશોદાજીના રડવાનો અવાજ સાંભળીને બીજી ગોપીઓ ત્યાં દોડી આવી. નન્દનન્દન શ્યામસુંદર શ્રીકૃષ્ણને ન જોઈને તેમના હૃદયમાં પણ ભારે સંતાપ થયો. આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. ॥ ૨૫ ॥

તૃણાવર્તઃ શાન્તરયો વાત્યારૂપધરો હરન્ ।
કૃષ્ણં નભોગતો ગન્તું નાશકનોદ્ ભૂરિભારભૃત્ ॥ ૨૬॥

આ બાજુ તૃણાવર્ત વંટોળિયાના રૂપમાં જ્યારે ભગવાન શ્રીકૃષ્ણને આકાશમાં ઉઠાવી ગયો, ત્યારે ભગવાનના ભારે વજનને તે ઊંચકી ન શકવાને કારણે તેનો વેગ શાંત પડી ગયો. તે વધારે દૂર જઈ ન શક્યો. ॥ ૨૬ ॥

૧. પ્રચોદિતઃ । ૨. દશ ।

તમશ્માનં મન્યમાન આત્મનો ગુરુમત્તયા ।
ગલે ગૃહીત ઉત્સ્રષ્ટું નાશક્નોદદ્ભુતાર્ભકમ્ ॥ ૨૭॥

ગલગ્રહણનિશ્ચેષ્ટો દૈત્યો નિર્ગતલોચનઃ ।
અવ્યક્તરાવો ન્યપતત્ સહબાલો વ્યસુર્વ્રજે ॥ ૨૮॥

તમન્તરિક્ષાત્ પતિતં શિલાયાં
વિશીર્ણસર્વાવયવં કરાલમ્ ।
પુરં યથા રુદ્રશરેણ વિદ્ધં
સ્ત્રિયો રુદત્યો દદૃશુઃ સમેતાઃ ॥ ૨૯॥

પ્રાદાય માત્રે પ્રતિહૃત્ય[1] વિસ્મિતાઃ
કૃષ્ણં ચ તસ્યોરસિ લમ્બમાનમ્ ।
તં સ્વસ્તિમન્તં પુરુષાદનીતં
વિહાયસા મૃત્યુમુખાત્ પ્રમુક્તમ્ ।
ગોપ્યશ્ચ ગોપાઃ કિલ નન્દમુખ્યા
લબ્ધ્વા પુનઃ[2] પ્રાપુરતીવ મોદમ્ ॥ ૩૦॥

અહો બતાત્યદ્ભુતમેષ રક્ષસા
બાલો નિવૃત્તિં ગમિતોઽભ્યગાત્ પુનઃ ।
હિંસ્રઃ સ્વપાપેન વિહિંસિતઃ ખલઃ
સાધુઃ સમત્વેન ભયાદ્ વિમુચ્યતે ॥ ૩૧॥

કિં નસ્તપશ્ચીર્ણમધોક્ષજાર્ચનં
પૂર્તેષ્ટદત્તમુત ભૂતસૌહૃદમ્ ।
યત્સમ્પરેતઃ પુનરેવ બાલકો
દિષ્ટ્યા સ્વબન્ધૂન્ પ્રણયન્નુપસ્થિતઃ ॥ ૩૨॥

દૃષ્ટ્વાઽદ્ભુતાનિ બહુશો નન્દગોપો બૃહદ્વને ।
વસુદેવવચો ભૂયો માનયામાસ વિસ્મિતઃ ॥ ૩૩॥

પોતાનાથી પણ ભારે હોવાને લીધે તૃણાવર્ત શ્રીકૃષ્ણને નીલગિરિનું શિખર સમજવા લાગ્યો. શ્રીકૃષ્ણે તેનું ગળું એટલું જોરથી પકડી રાખ્યું હતું કે, તે અદ્ભુત બાળકથી પોતાને છોડાવી ન શક્યો. ॥ ૨૭ ॥ ભગવાને એટલા જોરથી તેનું ગળું પકડ્યું હતું કે તે બેસૂધ થઈ ગયો, તેની આંખો બહાર નીકળી ગઈ, બોલતો બંધ થઈ ગયો અને પ્રાણરહિત થઈ બાળક શ્રીકૃષ્ણની સાથે તે ગોકુલની પાસે પડ્યો.* ॥ ૨૮ ॥ ત્યારે આકાશમાંથી શિલા પર પડેલા અને શંકરના બાણથી વીંધાયેલા ત્રિપુરાસુરની પેઠે જેના સર્વ અવયવો છિન્નભિન્ન થઈ ગયા હતા, ત્યાં એકઠી થઈને રડતી સ્ત્રીઓએ તે વિકરાળ દૈત્યને જોયો. ॥ ૨૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણ તેની છાતી ઉપર લટકી રહ્યા હતા. એ જોઈને ગોપીઓ વિસ્મિત થઈ ગઈ. તેમણે તરત જ ત્યાં જઈને શ્રીકૃષ્ણને ખોળામાં લઈ લીધા અને લાવીને જશોદાજીને આપી દીધા. બાળક મૃત્યુના મુખમાંથી સકુશળ પાછો આવ્યો. જોકે તેને રાક્ષસ આકાશમાં ઉઠાવી લઈ ગયો હતો છતાં તે બચી ગયો. આ પ્રમાણે બાળક શ્રીકૃષ્ણને સકુશળ મેળવીને યશોદાજી, ગોપીઓ તથા નંદજી વગેરે ગોપજનોને બહુ આનંદ થયો. ॥ ૩૦ ॥ તેઓ કહેવા લાગ્યા – 'અહો! આ તો ઘણા આશ્ચર્યની વાત છે. જુઓ તો ખરા, આ કેટલી અદ્ભુત ઘટના બની ગઈ. આ બાળક રાક્ષસ દ્વારા મૃત્યુના મુખમાં ધકેલી દેવામાં આવ્યો હતો, પરંતુ જીવતો-જાગતો પાછો આવી ગયો અને તે હિંસક દુષ્ટ રાક્ષસને તેનું પાપ જ ખાઈ ગયું. સાચું જ છે કે સાધુ પુરુષ પોતાના સદ્ભાવને લીધે ભયમાંથી બચી જાય છે. ॥ ૩૧ ॥ અમે એવું કયું તપ કર્યું હશે, ભગવાનની કેવી પૂજા કરી હશે, ક્યાં જળાશયો બંધાવ્યાં હશે? કયા યજ્ઞો કર્યા હશે? અથવા કયાં દાન આપ્યાં હશે કે કયાં પ્રાણીઓનું હિત કર્યું હશે? જેના પુણ્યના પ્રભાવથી અમારો આ બાળક મરીને પણ પોતાના સ્વજનોને આનંદ ઉપજાવતો પાછો આવ્યો? ખરેખર! આ બહુ જ મોટા સૌભાગ્યની વાત છે.' ॥ ૩૨ ॥ જ્યારે નંદબાવાએ જોયું કે, મહાવનમાં ઘણી-બધી અદ્ભુત ઘટનાઓ બની રહી છે ત્યારે આશ્ચર્યચકિત થઈને તેમણે વસુદેવજીની વાતનું વારંવાર સમર્થન કર્યું. ॥ ૩૩ ॥

૧. પ્રતિગૃહ્ય । ૨. સુતં ।

* પાંડુદેશમાં સહસ્રાક્ષ નામના એક રાજા હતા. તેઓ નર્મદાકિનારે પોતાની રાણીઓ સાથે વિહાર કરી રહ્યા હતા. ત્યાંથી દુર્વાસા ઋષિ નીકળ્યા, પરંતુ રાજાએ તેમને પ્રણામ ન કર્યા. ઋષિએ શાપ આપ્યો – 'તું રાક્ષસ થઈ જા.' જ્યારે તે તેમના ચરણોમાં પડી ગયો અને પ્રાર્થના કરી, ત્યારે દુર્વાસાજીએ કહી દીધું – 'ભગવાન શ્રીકૃષ્ણના વિગ્રહનો સ્પર્શ થતાં જ તું મુક્ત થઈ જઈશ.' તે રાજા તૃણાવર્ત થઈને આવ્યો હતો અને શ્રીકૃષ્ણનો સ્પર્શ પ્રાપ્ત કરીને મુક્ત થઈ ગયો.

એકદાઽર્ભકમાદાય સ્વાઙ્કમારોપ્ય ભામિની ।
પ્રસ્નુતં પાયયામાસ સ્તનં સ્નેહપરિપ્લુતા ॥ ૩૪॥

પીતપ્રાયસ્ય જનની સા[1] તસ્ય રુચિરસ્મિતમ્ ।
મુખં લાલયતી રાજઞ્જૃમ્ભતો દદૃશે ઇદમ્ ॥ ૩૫॥

ખં રોદસી જ્યોતિરનીકમાશાઃ
સૂર્યેન્દુવહ્નિશ્વસનામ્બુધીંશ્ચ ।
દ્વીપાન્ નગાંસ્તદ્દુહિતૄર્વનાનિ
ભૂતાનિ યાનિ સ્થિરજઙ્ગમાનિ ॥ ૩૬॥

સા વીક્ષ્ય વિશ્વં સહસા રાજન્ સઞ્જાતવેપથુઃ ।
સમ્મીલ્ય મૃગશાવાક્ષી નેત્રે આસીત્ સુવિસ્મિતા ॥ ૩૭॥

એક દિવસની વાત છે, યશોદાજી પોતાના પ્યારા બાળકને ખોળામાં લઈને ખૂબ પ્રેમથી સ્તન-પાન કરાવી રહ્યાં હતાં. તેઓ વાત્સલ્યપ્રેમથી એ રીતે તરબોળ થઈ ગયાં હતાં કે તેમનાં સ્તનમાંથી દૂધ આપમેળે સ્રવતું હતું. ॥ ૩૪ ॥ જ્યારે શ્રીકૃષ્ણ લગભગ દૂધ પી ચૂક્યા અને માતા યશોદા તેમના સુંદર હાસ્યથી યુક્ત મુખને ચૂમી રહ્યાં હતાં તે જ સમયે શ્રીકૃષ્ણે બગાસું ખાતાં માતાએ તેમના મુખમાં આ બધું જોયું.* ॥ ૩૫ ॥ તેમાં આકાશ, અંતરિક્ષ, જ્યોતિર્મંડળ, દિશાઓ, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાયુ, સમુદ્ર, દ્વીપો, પર્વતો, નદીઓ, વનો અને સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓ જોયાં. ॥ ૩૬ ॥ પરીક્ષિત! પોતાના પુત્રના મુખમાં આ પ્રમાણે આખા જગતને જોઈને હરણી જેવાં નેત્રવાળાં યશોદાજી એકદમ ધ્રૂજી ગયાં અને નેત્રો બંધ કરી★ અત્યંત વિસ્મય પામ્યાં. ॥ ૩૭ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે તૃણાવર્તમોક્ષો[2] નામ સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત તૃણાવર્તમોક્ષ નામનો સાતમો અધ્યાય સમાપ્ત.

═★═

# આઠમો અધ્યાય

## નામકરણ-સંસ્કાર અને બાળલીલા

*શ્રીશુક ઉવાચ*[3]

ગર્ગઃ પુરોહિતો રાજન્ યદૂનાં સુમહાતપાઃ ।
વ્રજં જગામ નન્દસ્ય વસુદેવપ્રચોદિતઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! યાદવોના કુળ-પુરોહિત શ્રીગર્ગાચાર્યજી હતા. તેઓ મહાતપસ્વી હતા. વસુદેવજીની પ્રેરણાથી તેઓ એક દિવસ નંદબાવાના

---

૧. સુતસ્ય । ૨. શકટતૃણાવર્તવધઃ । ૩. બાદરાયણિરુવાચ ।

* સ્નેહાળ જનેતા અને સદા સ્નેહભૂખ્યા ભગવાન. તેમને દૂધ પીતાં તૃપ્તિ જ થતી ન હતી. યશોદાજીને શંકા થઈ – ક્યાંક વધારે દૂધ પીવાથી અપચો ન થઈ જાય. પ્રેમ હંમેશાં અનિષ્ટની આશંકા ઊભી કરે છે. શ્રીકૃષ્ણે પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડીને કહ્યું – 'અરે મા! તારું દૂધ હું એકલો નથી પીતો, મારા મુખમાં રહેલું સમસ્ત વિશ્વ આ દૂધનું પાન કરી રહ્યું છે. તું ગભરાઈશ નહીં –

સ્તન્યં કિયત્ પિબસિ ભૂર્યલમર્ભકેતિ વર્તિષ્યમાણવચનાં જનનીં વિભાવ્ય ।
વિશ્વં વિભાગિ પયસોઽસ્ય ન કેવલોઽહમસ્માદદર્શિ હરિણા કિમુ વિશ્વમાસ્યે ॥

★ વાત્સલ્યમયી યશોદા માતા પોતાના લાલના મુખમાં આખું વિશ્વ જોઈને ડરી ગયાં, પરંતુ વાત્સલ્ય-પ્રેમરસથી ભરેલું હૃદય હોવાથી વિશ્વાસ ન બેઠો. તેમણે એવો વિચાર કર્યો કે, આ વિશ્વનો બખેડો લાલાના મુખમાં ક્યાંથી આવ્યો? માનો-ન-માનો આ મારી અભાગણી આંખોની જ ગડબડ છે. અને એ કારણે જ જાણે તેમણે નેત્ર બંધ કરી દીધાં.

તં દૃષ્ટ્વા પરમપ્રીતઃ પ્રત્યુત્થાય કૃતાઞ્જલિઃ ।
આનર્ચાધોક્ષજધિયા[1] પ્રણિપાતપુરઃસરમ્ ॥ ૨॥

સૂપવિષ્ટં કૃતાતિથ્યં ગિરા સૂનૃતયા મુનિમ્ ।
નન્દયિત્વાઽબ્રવીદ્ બ્રહ્મન્ પૂર્ણસ્ય કરવામ કિમ્ ॥ ૩॥

મહદ્વિચલનં નૃણાં ગૃહિણાં દીનચેતસામ્ ।
નિઃશ્રેયસાય[2] ભગવન્ કલ્પતે નાન્યથા ક્વચિત્ ॥ ૪॥

જ્યોતિષામયનં સાક્ષાદ્ યત્તજ્જ્ઞાનમતીન્દ્રિયમ્ ।
પ્રણીતં ભવતા યેન પુમાન્ વેદ પરાવરમ્ ॥ ૫॥

ત્વં હિ બ્રહ્મવિદાં શ્રેષ્ઠઃ સંસ્કારાન્ કર્તુમર્હસિ ।
બાલયોરનયોર્નૃણાં જન્મના બ્રાહ્મણો ગુરુઃ ॥ ૬॥

ગર્ગ ઉવાચ

યદૂનામહમાચાર્યઃ ખ્યાતશ્ચ ભુવિ સર્વતઃ ।
સુતં મયા સંસ્કૃતં તે મન્યતે દેવકીસુતમ્ ॥ ૭॥

કંસઃ પાપમતિઃ સખ્યં તવ ચાનકદુન્દુભેઃ ।
દેવક્યા અષ્ટમો ગર્ભો ન સ્ત્રી ભવિતુમર્હતિ ॥ ૮॥

ઇતિ સઞ્ચિન્તયઞ્છ્રુત્વા દેવક્યા દારિકાવચઃ ।
અપિ હન્તાઽઽગતાશઙ્કસ્તર્હિ તન્નોઽનયો ભવેત્[3] ॥ ૯॥

નન્દ ઉવાચ

અલક્ષિતોઽસ્મિન્ રહસિ મામકૈરપિ ગોવ્રજે ।
કુરુ દ્વિજાતિસંસ્કારં સ્વસ્તિવાચનપૂર્વકમ્ ॥ ૧૦॥

શ્રીશુક ઉવાચ

એવં સમ્પ્રાર્થિતો વિપ્રઃ સ્વચિકીર્ષિતમેવ તત્ ।
ચકાર નામકરણં ગૂઢો રહસિ બાલયોઃ ॥ ૧૧॥

ગોકુલમાં આવ્યા. ॥ ૧ ॥ તેમને જોઈને નંદબાવાને બહુ આનંદ થયો. તેઓ હાથ જોડીને ઊભા થઈ ગયા. તેમના ચરણોમાં પ્રણામ કર્યા. ત્યાર પછી 'આ સ્વયં ભગવાન જ છે' આવા ભાવથી તેમની પૂજા કરી. ॥ ૨ ॥ જ્યારે ગર્ગાચાર્યજી આરામથી બેસી ગયા અને વિધિપૂર્વક તેમનો આતિથ્ય-સત્કાર થઈ ગયો ત્યારે નંદબાવાએ અત્યંત મધુરવાણીથી તેમનું અભિનંદન કરતાં કહ્યું – 'ભગવન્! આપ તો સ્વયં પૂર્ણકામ છો, છતાં હું આપની શી સેવા કરું? ॥ ૩ ॥ આપ જેવા મહાત્માઓનું અમારા જેવા ગૃહસ્થોના ઘેર પધારવું, એ જ અમારા પરમ કલ્યાણનું કારણ છે. અમે તો ઘર-ગૃહસ્થીના કાર્યમાં એટલા ફસાયેલા રહીએ છીએ અને આ પ્રપંચોમાં અમારું ચિત્ત એટલું દીન થઈ ગયું છે કે અમે આપના આશ્રમ સુધી જઈ પણ શકતા નથી. અમારા કલ્યાણ સિવાય આપના પધારવાનો અન્ય કોઈ હેતુ નથી. ॥ ૪ ॥ પ્રભુ! જે વાત સામાન્ય રીતે ઇન્દ્રિયોની પહોંચની બહાર છે અથવા ભૂત અને ભવિષ્યના ગર્ભમાં રહેલી છે, તે પણ જ્યોતિષ-શાસ્ત્ર દ્વારા પ્રત્યક્ષ જાણી શકાય છે. આપે તે જ જ્યોતિષશાસ્ત્રની રચના કરી છે. ॥ ૫ ॥ આપ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છો. તેથી મારા આ બન્ને બાળકોના નામકરણાદિ સંસ્કાર આપ જ કરવા યોગ્ય છો, કારણ કે, બ્રાહ્મણ જન્મથી જ મનુષ્યમાત્રનો ગુરુ છે.' ॥ ૬ ॥

ગર્ગાચાર્યજીએ કહ્યું – નંદજી! હું યાદવોના આચાર્ય તરીકે પ્રખ્યાત છું. જો હું તમારા પુત્રના નામકરણ-સંસ્કાર કરીશ તો લોકો સમજશે કે, આ તો દેવકીનો પુત્ર છે. ॥ ૭ ॥ કંસની બુદ્ધિ દુષ્ટ છે, તે પાપનો જ વિચાર કરતી રહે છે. વસુદેવજી સાથે તમારી ઘનિષ્ટ મિત્રતા છે. જ્યારથી દેવકીજીની કન્યા પાસેથી તેણે આ વાત સાંભળી છે કે, તેને મારવાવાળો બીજે ક્યાંક પેદા થઈ ગયો છે, ત્યારથી તે એ જ વિચારી રહ્યો છે કે, દેવકીના આઠમા ગર્ભથી કન્યાનો જન્મ થવો ન જોઈએ. જો હું તમારા પુત્રના નામકરણ-સંસ્કાર કરી દઉં તો કંસ આ બાળકને વસુદેવનો પુત્ર સમજીને મારી નાખે, અને તો અમારાથી મોટો અન્યાય થઈ જશે. ॥ ૮-૯ ॥

નંદબાવાએ કહ્યું – આચાર્યજી! આપ ચુપચાપ એકાંત ગૌશાળામાં માત્ર સ્વસ્તિવાચન કરીને આ બાળકનો દ્વિજાતિને યોગ્ય નામકરણ-સંસ્કાર કરો. બીજાની તો વાત શી છે, મારા સગા-સંબંધીઓ પણ આ વાતને જાણી શકશે નહીં. ॥ ૧૦ ॥

શ્રીશુકદેવજી કહે છે – ગર્ગાચાર્યજી તો સંસ્કાર કરવા ઇચ્છતા જ હતા. હવે નંદબાવાએ તેમને આ પ્રમાણે પ્રાર્થના કરી, ત્યારે તેમણે એકાંતમાં ગુપ્તરૂપમાં બન્ને બાળકોનો નામકરણ-સંસ્કાર કરી દીધો. ॥ ૧૧ ॥

૧. અભ્યર્ચ્યાધો૦ । ૨. નૈઃશ્રેયસાય । ૩. મહાન્ ।

ગર્ગ ઉવાચ

અયં હિ રોહિણીપુત્રો રમયન્ સુહૃદો ગુણૈઃ ।
આખ્યાસ્યતે રામ ઇતિ બલાધિક્યાદ્ બલં વિદુઃ ।
યદૂનામપૃથગ્ભાવાત્ સઙ્કર્ષણમુશન્ત્યુત ॥ ૧૨॥

આસન્ વર્ણાસ્ત્રયો હ્યસ્ય ગૃહ્ણતોઽનુયુગં તનૂઃ ।
શુક્લો રક્તસ્તથા પીત ઇદાનીં કૃષ્ણતાં ગતઃ ॥ ૧૩॥

પ્રાગયં વસુદેવસ્ય ક્વચિજ્જાતસ્તવાત્મજઃ ।
વાસુદેવ ઇતિ શ્રીમાનભિજ્ઞાઃ સમ્પ્રચક્ષતે ॥ ૧૪॥

બહૂનિ સન્તિ નામાનિ રૂપાણિ ચ સુતસ્ય તે ।
ગુણકર્માનુરૂપાણિ તાન્યહં વેદ નો જનાઃ ॥ ૧૫॥

એષ વઃ શ્રેય આધાસ્યદ્ ગોપગોકુલનન્દનઃ ।
અનેન સર્વદુર્ગાણિ યૂયમઞ્જસ્તરિષ્યથ ॥ ૧૬॥

પુરાનેન વ્રજપતે સાધવો દસ્યુપીડિતાઃ ।
અરાજકે રક્ષ્યમાણા જિગ્યુર્દસ્યૂન્ સમેધિતાઃ ॥ ૧૭॥

ય એતસ્મિન્ મહાભાગાઃ પ્રીતિં કુર્વન્તિ માનવાઃ ।
નારયોઽભિભવન્ત્યેતાન્ વિષ્ણુપક્ષાનિવાસુરાઃ ॥ ૧૮॥

તસ્માન્નન્દાત્મજોઽયં તે નારાયણસમો ગુણૈઃ ।
શ્રિયા કીર્ત્યાનુભાવેન ગોપાયસ્વ સમાહિતઃ ॥ ૧૯॥

ઇત્યાત્માનં સમાદિશ્ય ગર્ગે ચ સ્વગૃહં ગતે ।
નન્દઃ પ્રમુદિતો મેને આત્માનં પૂર્ણમાશિષામ્ ॥ ૨૦॥

કાલેન વ્રજતાઽલ્પેન[1] ગોકુલે રામકેશવૌ ।
જાનુભ્યાં સહ પાણિભ્યાં રિઙ્ગમાણૌ વિજહ્રતુઃ ॥ ૨૧॥

ગર્ગાચાર્યજીએ કહ્યું – 'આ રોહિણીનો પુત્ર છે. તેથી આનું નામ થશે રૌહિણેય. તે પોતાના સંબંધીઓને અને મિત્રોને પોતાના ગુણોથી બહુ આનંદિત કરશે, તેથી આનું બીજું નામ થશે 'રામ'. આના બળની કોઈ સીમા નથી, તેથી આનું નામ 'બલ' પણ છે. આ કોઈ કારણથી વિવાદ કરી વિખૂટા પડેલા યાદવોને એકઠા કરશે, તેથી આનું એક નામ 'સંકર્ષણ' પણ છે. ॥ ૧૨ ॥અને આ જે શામળો-શામળો છે, એ પ્રત્યેક યુગમાં શરીર ધારણ કરે છે. પ્રથમ યુગોમાં તેણે ક્રમશઃ શ્વેત, લાલ, પીળો – આ ત્રણ વિભિન્ન રંગોને સ્વીકાર્યા હતા. આ વખતે એ કૃષ્ણવર્ણનો થયો છે, તેથી આનું નામ 'કૃષ્ણ' થશે. ॥ ૧૩ ॥ નંદજી! આ તમારો પુત્ર પહેલાં ક્યારેક વસુદેવજીને ઘેર પણ પેદા થયો હતો, તેથી આ રહસ્યને જાણવાવાળા લોકો આને 'શ્રીમાન વાસુદેવ' પણ કહે છે. ॥ ૧૪ ॥ તમારા પુત્રનાં બીજાં પણ અનેક નામ છે તથા રૂપ પણ અનેક છે. આના જેટલાં ગુણ અને કર્મ છે તે પ્રમાણે અલગ-અલગ નામ પડી જાય છે. હું તો એ નામોને જાણું છું, પરંતુ સંસારના સામાન્ય લોકો નથી જાણતા. ॥ ૧૫ ॥ આ તમારા લોકોનું પરમ કલ્યાણ કરશે. સમસ્ત ગોપ અને ગાયોને તે બહુ સુખી કરશે. આની સહાયતાથી તમે લોકો મોટી-મોટી વિપત્તિઓને પાર કરી લેશો. ॥ ૧૬ ॥ વ્રજરાજ! પહેલા યુગની વાત છે. એક વાર પૃથ્વી પર કોઈ રાજા ન હતો. ડાકુઓએ ચારેબાજુથી લૂટ ચલાવી હતી. ત્યારે તમારા આ જ પુત્રએ સજ્જન પુરુષોની રક્ષા કરી અને આની પાસેથી બળ મેળવીને તેમણે લૂટારાઓ પર વિજય પ્રાપ્ત કર્યો. ॥ ૧૭ ॥ જે મનુષ્યો તમારા આ પુત્ર ઉપર પ્રીતિ કરશે તે મોટા ભાગ્યશાળી છે. જેમ વિષ્ણુ ભગવાનનાં કરકમળોની છત્રછાયામાં રહેવાવાળા દેવતાઓને અસુરો જીતી શકતા નથી, તે જ પ્રમાણે આની સાથે પ્રેમ કરનારાઓને અંદરના કે બહારના કોઈ પણ શત્રુઓ જીતી શકશે નહીં. ॥ ૧૮ ॥ નંદજી! બધી દૃષ્ટિએ તમારો આ પુત્ર ગુણોમાં, સમ્પત્તિમાં, સૌન્દર્યમાં, કીર્તિ અને પ્રભાવમાં સાક્ષાત્ ભગવાન નારાયણ જેવો છે. તમે બહુ સાવધાનીપૂર્વક અને તત્પરતાથી આની રક્ષા કરો.' ॥ ૧૯ ॥આ પ્રમાણે નંદબાવાને સારી રીતે સમજાવીને ગર્ગાચાર્યજી પોતાના આશ્રમે પાછા ફર્યા. તેમની વાત સાંભળીને નંદબાવાને ખૂબ આનંદ થયો. તે એવું સમજ્યા કે, મારી બધી આશા–અભિલાષાઓ પૂરી થઈ ગઈ, હવે હું કૃતકૃત્ય છું. ॥ ૨૦ ॥

પરીક્ષિત! થોડાક જ દિવસોમાં રામ અને શ્યામ ઘૂંટણો અને હાથના બળ પર ચાલતા ચાલતા ગોકુલમાં રમવા લાગ્યા. ॥ ૨૧ ॥

[1] ૧. વ્રજતા તાત ।

તાવઙ્‌ઘ્રિયુગ્મમનુકૃષ્ય સરીસૃપન્તૌ
ઘોષપ્રઘોષરુચિરં વ્રજકર્દમેષુ ।
તન્નાદહૃષ્ટમનસાવનુસૃત્ય લોકં
મુગ્ધપ્રભીતવદુપેયતુરન્તિ માત્રોઃ ॥ ૨૨॥

બન્ને ભાઈ તેમના નાના-નાના પગને ગોકુલના કાદવમાં ઘસડી ચાલતા હતા. તેમના પગની ઝાંઝરીઓની ઘૂઘરીઓનો તથા કેડના કંદોરાની ઘૂઘરીઓનો અવાજ બહુ કર્ણપ્રિય લાગતો હતો. તે બન્ને પણ તે અવાજ સાંભળીને ખીલી ઊઠતા. ક્યારેક-ક્યારેક તેઓ રસ્તે ચાલતી કોઈ અજાણી વ્યક્તિની પાછળ-પાછળ ચાલી જતા. પછી જ્યારે જોતા કે આ તો કોઈ બીજું છે, ત્યારે ભોળા અને ભય પામેલાની માફક માતાની પાસે પાછા દોડી આવતા. ॥ ૨૨ ॥

તન્માતરૌ નિજસુતૌ ઘૃણયા સ્નુવન્ત્યૌ
પઙ્કાઙ્ગરાગરુચિરાવુપગુહ્ય[1] દોર્ભ્યામ્ ।
દત્ત્વા સ્તનં પ્રપિબતોઃ સ્મ મુખં નિરીક્ષ્ય
મુગ્ધસ્મિતાલ્પદશનં યયતુઃ પ્રમોદમ્ ॥ ૨૩॥

માતાઓ આ બધું જોઈને સ્નેહમગ્ન થઈ જતી. તેમનાં સ્તનોમાંથી દૂધની ધારા વહેવા લાગતી હતી. જ્યારે તેમના બન્ને બાળકો પોતાના શરીરમાં કાદવનો લેપ લગાડીને આવતા ત્યારે તો તેની સુંદરતા બહુ વધી જતી હતી. માતાઓ તેમને આવતાં જ ખોળામાં લઈને હૃદય- સરસા ચાંપતી અને સ્તનપાન કરાવતી. ત્યારે સુંદર મંદ હાસ્ય અને ઓછા દાંતવાળા તે બન્નેનાં મુખારવિંદ જોઈ માતાઓ આનંદ પામતી. ॥ ૨૩ ॥

યર્હ્યઙ્ગનાદર્શનીયકુમારલીલા-
વન્તર્વ્રજે તદબલાઃ પ્રગૃહીતપુચ્છૈઃ ।
વત્સૈરિતસ્તત ઉભાવનુકૃષ્યમાણૌ
પ્રેક્ષન્ત્ય ઉજ્ઝિતગૃહા જહૃષુર્હસન્ત્યઃ ॥ ૨૪॥

જ્યારે રામ અને શ્યામ બન્ને થોડા વધારે મોટા થયા ત્યારે ગોકુલમાં ઘરની બહાર એવી-એવી બાળલીલાઓ કરવા લાગ્યા, જેને ગોપીઓ જોયા જ કરતી. (જ્યારે તેઓ કોઈ બેઠેલા વાછડાની પૂંછડી પકડી લેતા અને વાછડાં ડરીને આમ-તેમ ભાગતાં, ત્યારે તે બન્ને વધારે જોરથી પૂંછડી પકડી લેતા અને વાછડાં તેમને ઘસડતાં ઘસડતાં દોડવા લાગતાં. ગોપીઓ તેમના ઘરનાં કામકાજ છોડીને આ બધું જોતી રહેતી અને હસી-હસીને પરમ આનંદમાં મગ્ન થઈ જતી. ॥ ૨૪ ॥

શૃઙ્ગ્યગ્નિદંષ્ટ્ર્યસિજલદ્વિજકણ્ટકેભ્યઃ
ક્રીડાપરાવતિચલૌ સ્વસુતૌ નિષેદ્ધુમ્ ।
ગૃહ્યાણિ કર્તુમપિ યત્ર ન તજ્જનન્યૌ
શેકાત આપતુરલં મનસોઽનવસ્થામ્ ॥ ૨૫॥

કનૈયો અને દાઊ બન્ને ખૂબ ચંચળ અને મહા ખેલાડી હતા. તેઓ ક્યાંક હરણ, ગાય અને શિંગડાવાળાં પશુઓ પાસે દોડી જતા, તો ક્યાંક ધગધગતા અગ્નિ સાથે રમત કરવા લાગતા. ક્યારેક દાંતથી કરડવાવાળાં કૂતરાં પાસે પહોંચી જતા, તો ક્યારેક નજર ચુકાવીને હાથમાં તલવાર લઈ લેતા. ક્યારેક કૂવામાં કે ખાડામાં પડતાં-પડતાં બચી જતા, ક્યારેક મોર વગેરે પક્ષીઓની પાસે ચાલ્યા જતા અને ક્યારેક કાંટા તરફ ચાલ્યા જતા. માતાઓ તેમને રોકવાનો બહુ પ્રયાસ કરતી, પરંતુ તેમનું કાંઈ ચાલતું નહીં. આવી સ્થિતિમાં તેઓ ઘરનું કામકાજ પણ સંભાળી શકતાં નહીં. તેમનું ચિત્ત બાળકોને ભયપ્રદ વસ્તુઓથી બચાવવાની ચિંતામાં સતત પરોવાયેલું હતું. ॥ ૨૫ ॥

કાલેનાલ્પેન રાજર્ષે રામઃ કૃષ્ણશ્ચ ગોકુલે[2] ।
અઘૃષ્ટજાનુભિઃ પદ્ભિર્વિચક્રમતુરઞ્જસા ॥ ૨૬॥

રાજર્ષિ! થોડાક દિવસોમાં યશોદા અને રોહિણીના લાડલા પુત્રો ઘૂંટણોના સહારા વિના અનાયાસે જ ઊભા થઈને ગોકુલમાં ફરવા માંડ્યાં.* ॥ ૨૬ ॥

૧. ત્વુપગૃહ્ય । ૨. ગોવ્રજે ।

* જ્યારે શ્યામસુંદર ઘૂંટણોનો સહારો લીધા વિના ચાલવા લાગ્યા, ત્યારે તેઓ પોતાના ઘરમાં અનેક પ્રકારની કૌતુકમયી લીલા કરવા લાગ્યા—

શૂન્યે ચોરયતઃ સ્વયં નિજગૃહે હૈયઙ્ગવીનં મણિસ્તમ્ભે સ્વપ્રતિબિમ્બમીક્ષિતવતસ્તેનૈવ સાર્દ્ધં ભિયા ।
ભ્રાતર્મા વદ માતરં મમ સમો ભાગસ્તવાપીહિતો ભુઙ્ક્ષ્વેત્યાલપતો હરેઃ કલવચો માત્રા રહઃ શ્રૂયતે ॥

એક દિવસ શ્યામસુંદર વ્રજરાજકુમાર શ્રીકનૈયાલાલજી પોતાના સૂના ઘરમાં સ્વયં જ માખણ ચોરી રહ્યા હતા. તેમની દૃષ્ટિ મણિના

તતસ્તુ ભગવાન્ કૃષ્ણો વયસ્યૈર્વ્રજબાલકૈઃ ।
સહરામો વ્રજસ્ત્રીણાં ચિક્રીડે જનયન્ મુદમ્ ॥ ૨૭॥

વ્રજવાસીઓના આ કાનજી સ્વયં ભગવાન છે. પરમ સુંદર અને પરમમધુર! હવે તેઓ અને બલરામ પોતાની વયના મિત્ર-બાળકો સાથે રમવા માટે નીકળીને વ્રજની ભાગ્યશાળી સ્ત્રીઓને આનંદ આપતા રમવા લાગ્યા. ॥ ૨૭ ॥

કૃષ્ણસ્ય ગોપ્યો રુચિરં વીક્ષ્ય કૌમારચાપલમ્ ।
શૃણ્વત્યાઃ કિલ તન્માતુરિતિ હોચુઃ સમાગતાઃ ॥ ૨૮॥

ગોપીઓ તેમની કુમારાવસ્થાની સુંદર ચપળતા નિહાળી-નિહાળીને જોયા જ કરતી. એક દિવસ તે બધી ગોપીઓ મળીને નંદબાવાને ઘેર આવી અને યશોદામાતા સાંભળે એ રીતે કહેવા લાગી— ॥ ૨૮ ॥

---

થાંભલામાં પડેલા પોતાના પ્રતિબિંબ પર પડી. હવે તો તેઓ ડરી ગયા. પોતાના પ્રતિબિંબને કહેવા લાગ્યા – 'અરે ભાઈ! મારી માને કહી દેતો નહીં. તારો પણ મારામાં બરાબર ભાગ રહેશે; લે, ખા, ખા ને ભાઈ!' યશોદાજી લાલાની કાલી ભાષા સાંભળી રહ્યાં હતાં.

તેમને બહુ આશ્ચર્ય થયું. તેઓ ઘરમાં ચાલ્યાં ગયાં. માને જોતાં જ શ્રીકૃષ્ણે પોતાનું પ્રતિબિંબ દેખાડીને વાત બદલી નાંખી –

**માતઃ ક એષ નવનીતમિદં ત્વદીયં લોભેન ચોરયિતુમદ્ય ગૃહં પ્રવિષ્ટઃ।**
**મદ્વારણં ન મનુતે મયિ રોષભાજિ રોષં તનોતિ ન હિ મે નવનીતલોભઃ॥**

મા! મા! આ કોણ છે? લોભવશ તમારું માખણ ચોરવા માટે ઘરમાં ઘૂસી ગયો છે. હું ના પાડું છું તો માનતો જ નથી અને હું ગુસ્સે થાઉં છું તો તે પણ ગુસ્સે થાય છે. મા! તું કાંઈ બીજું ન વિચારતી, મારા મનમાં માખણનો જરા પણ લોભ નથી.'

પોતાના દૂધમુખા શિશુની પ્રતિભા જોઈને મા વાત્સલ્ય-સ્નેહના આનંદમાં મગ્ન થઈ ગયાં.

× × × × ×

એક દિવસ શ્યામસુંદર માના બહાર ગયા પછી ઘરમાં જ માખણ ચોરી રહ્યા હતા. એટલામાં જ ભાગ્યવશ યશોદાજી પાછાં આવી ગયાં અને પોતાના લાડલા લાલાને ન જોતાં પોકારવા લાગ્યાં-

**કૃષ્ણ! ક્વાસિ કરોષિ કિં પિતરિતિ શ્રુત્વૈવ માતુર્વચઃ સાશઙ્કં નવનીતચૌર્યવિરતો વિશ્રભ્ય તામબ્રવીત્ ।**
**માતઃ કઙ્કણપદ્મરાગમહસા પાણિર્મમાતપ્યતે તેનાયં નવનીતભાણ્ડવિવરે વિન્યસ્ય નિર્વાપિતઃ ॥**

'કનૈયા! કનૈયા! અરે ઓ મારા બાપ! ક્યાં છે તું, શું કરી રહ્યો છે?' માનો અવાજ સાંભળીને શ્રીકૃષ્ણ ડરી ગયા અને માખણ ચોરવાનું માંડી વાળ્યું. થોડીવાર પછી યશોદાજીને કહેવા લાગ્યા – 'મા! મા! તેં મારા હાથના કંકણમાં પદ્મરાગમણિ જડી દીધો છે ને, તેથી આજે મારા હાથમાં બળતરા થાય છે, તેથી બળતરા મિટાવવા માટે મેં મારો હાથ માખણની મટુકીમાં નાખ્યો છે.'

મા આ કનૈયાની મધુર-મધુર કાલી બોલી સાંભળીને મુગ્ધ થઈ ગયાં અને 'આવ, બેટા!' એમ કહીને લાલને ખોળામાં લઈ લીધા અને ચૂમવા લાગ્યાં.

× × × × ×

**ક્ષુણ્ણાભ્યાં કરકુડ્મલેન વિગલદ્બાષ્પામ્બુદૃગ્ભ્યાં રુદન્ હું હું હૂમિતિ રુદ્ધકણ્ઠકુહરાદસ્પષ્ટવાગ્વિભ્રમઃ ।**
**માત્રાસૌ નવનીતચૌર્યકુતુકે પ્રાગ્ભર્ત્સિતઃ સ્વાઞ્ચલેનામૃજ્યાસ્ય મુખં તવૈતદખિલં વત્સેતિ કણ્ઠે કૃતઃ ॥**

એક દિવસ માએ માખણ ચોરવાથી શ્યામસુંદરને ધમકાવ્યા, ઝાટકણી કાઢી. બસ, બન્ને આંખોમાં આંસુઓની ઝડી વરસી. પોતાના હાથેથી આંખો મસળવા લાગ્યા. ઊં-ઊં-ઊં કરીને રડવા લાગ્યા. ગળું રુંધાઈ ગયું. મોઢેથી બોલી શકાતું ન હતું. બસ, માની ધીરજ ખૂટી ગઈ! પોતાના પાલવથી લાલજીનું મોઢું લૂછ્યું અને ખૂબ વહાલથી ગળે લગાડીને બોલ્યાં – 'લાલા! આ બધું તારું જ છે, આ ચોરી નથી.'

એક દિવસે – પૂર્ણચંદ્રની ચાંદનીથી આંગણું સ્વચ્છ લાગતું હતું. યશોદાજીની સાથે ગોપીઓ પણ વાતોમાં ગૂંથાઈ ગઈ હતી. ત્યાં જ રમતાં-રમતાં શ્રીકૃષ્ણચન્દ્રની નજર ચન્દ્રમા પર પડી. તેમણે પાછળથી આવીને યશોદા મૈયાનો ઘૂમટો તાણી કાઢ્યો. અને પોતાના કોમળ હાથથી તેમના અંબોડાના વાળ ખોલીને ખેંચવા લાગ્યા અને વારંવાર પીઠ થપથપાવવા લાગ્યા. 'હું લઈશ, હું લઈશ' – કાલી બોલીમાં આટલું જ કહેતા હતા. જ્યારે માને વાત ન સમજાઈ ત્યારે તેમણે સ્નેહાળ દૃષ્ટિથી પાસે બેઠેલી ગોપીઓ સામે જોયું. હવે તેઓ વિનયથી, પ્રેમથી ફોસલાવીને, શ્રીકૃષ્ણને પોતાની પાસે લઈ આવી અને બોલી – 'લાલા! તું શું માગે છે, દૂધ!' શ્રીકૃષ્ણ – 'ના'.

વત્સાન્ મુઞ્ચન્ ક્વચિદસમયે ક્રોશસઞ્જાતહાસઃ

સ્તેયં સ્વાદ્વત્ત્યથ દધિ પયઃ કલ્પિતૈઃ સ્તેયયોગૈઃ ।

મર્કાન્ ભોક્ષ્યન્ વિભજતિ સ ચેન્નાત્તિ ભાણ્ડં ભિનત્તિ

દ્રવ્યાલાભે સ ગૃહકુપિતો યાત્યુપક્રોશ્ય તોકાન્ ॥ ૨૯॥

હસ્તાગ્રાહ્યે રચયતિ વિધિં પીઠકોલૂખલાદ્યૈ-

શ્છિદ્રં હ્યન્તર્નિહિતવયુનઃ શિક્યભાણ્ડેષુ તદ્‌વિત્ ।

ધ્વાન્તાગારે ધૃતમણિગણં સ્વાઙ્ગમર્થપ્રદીપં

કાલે ગોપ્યો યર્હિ ગૃહકૃત્યેષુ સુવ્યગ્રચિત્તાઃ ॥ ૩૦॥

'ઓ યશોદા! આ તારો કાનો બહુ નટખટ થઈ ગયો છે. ગાય દોહવાનો સમય ન હોય તો પણ આ વાછડાંને છોડી દે છે અને અમે ધમકાવીએ છીએ ત્યારે મોટે-મોટેથી હસવા લાગે છે. આ ચોરીની અદ્‌ભુત તરકીબો કરીને અમારાં મીઠાં-મીઠાં દહીં-દૂધ ચોરી-ચોરીને ખાઈ જાય છે. માત્ર એકલો જ ખાતો હોત તો તો કંઈ વાંધો નહોતો, પણ આ તો બધું જ દૂધ-દહીં વાંદરાઓને વહેંચી દે છે અને તે પણ પેટ ભરાઈ જતાં ખાઈ ન શકે ત્યારે એ અમારા દહીં-દૂધનાં માટલાં ફોડી નાખે છે. જો ઘરમાં તેને કોઈ વસ્તુ ન મળે તો તે ઘરના લોકો પર બહુ ખિજાય છે અને અમારાં બાળકોને રોવડાવીને ભાગી જાય છે. ॥ ૨૯ ॥ જ્યારે અમે દહીં-દૂધને શીકા પર મૂકી દઈએ છીએ અને તેના નાના-નાના હાથ ત્યાં સુધી પહોંચતા નથી ત્યારે તે પાટલા અને ખાંડણિયા ઉપરા-ઉપરી ગોઠવીને તે લઈ લેવાના અનેક ઉપાયો કરે છે. કોઈ વાર અમે દહીં વગેરેનાં વાસણો શીકાંઓ ઉપર ઢાંકીને મૂકીએ છીએ, તો પણ તે વાસણોમાં દહીં-દૂધ રહેલા જાણીને તેમાં નીચેથી બાકું પાડે છે. અને ઊંચા સ્થળે પણ બાકું કઈ રીતે પડાય તે બધું એ સારી પેઠે જાણે છે. જ્યારે અમે અંધારામાં અમારી વસ્તુઓને છુપાવી રાખીએ છીએ, ત્યારે હે નંદરાણી! તમે જે તેને અનેક રત્નોનાં આભૂષણો પહેરાવ્યાં છે ને, તેના પ્રકાશથી તે પોતાની મેળે બધું જોઈ લે છે. તેના અંગમાં પણ એવી જ્યોતિ છે કે જેનાથી તેને બધું જ દેખાઈ જાય છે. આ એટલો ચાલાક છે કે, કોણ ક્યારે ક્યાં હોય છે તેનું ધ્યાન રાખે છે અને અમે બધાં ઘરના કામકાજમાં લાગેલાં હોઈએ ત્યારે તે પોતાનું કામ ચુપકીથી કરી લે છે. ॥ ૩૦ ॥

---

'શું સરસ દહીં?' 'ના.' 'શું ખુરચન?' 'ના'. 'મલાઈ?' 'ના.' 'તાજું માખણ'? 'ના.' ગોપીઓએ કહ્યું – 'બેટા! રિસાઈ ન જા, રડીશ નહીં. જે માગીશ તે આપીશું. શ્રીકૃષ્ણે ધીરેથી કહ્યું – 'મારે ઘરની કોઈ ચીજ નથી જોઈતી.' અને આંગળી ઉઠાવીને ચન્દ્રમા તરફ સંકેત કર્યો. ગોપીઓ બોલી, 'અરે મારા બાપ! આ કાંઈ માખણનો લોંદો થોડો જ છે? અરે... રે, આ અમે કેવી રીતે આપીએ? આ તો વ્હાલો-વ્હાલો હંસ આકાશના સરોવરમાં તરી રહ્યો છે.' શ્રીકૃષ્ણે કહ્યું – 'મારે તો એ જ જોઈએ છે, મારે તેની સાથે રમવું છે. હમણાં જ લાવી આપો. જલદી કરો. તે દૂર ચાલ્યો જાય તે પહેલાં જ મને લાવી આપો.' પછી વધારે હઠ કરી. જમીન પર પગ પછાડી-પછાડીને 'આપો આપો' કહેવા લાગ્યા અને પહેલાંથી પણ વધારે રડવા લાગ્યા. બીજી ગોપીઓએ કહ્યું – 'બેટા! રામ-રામ. આમણે તમને ફોસલાવી દીધા છે. આ રાજહંસ નથી, આ તો આકાશમાં રહેવાવાળો ચન્દ્રમા છે.' શ્રીકૃષ્ણે હઠ પકડી – 'મને તો એ જ આપો; તેની સાથે રમવાની મારી બહુ ઇચ્છા છે. હમણાં જ આપો, હમણાં જ આપો.' જ્યારે બહુ રડવા લાગ્યા ત્યારે યશોદાજીએ ખોળામાં લઈ લીધા અને વ્હાલ કરતાં બોલ્યાં – 'મારા પ્રાણ! આ નથી તો રાજહંસ અને ન ચન્દ્રમા છે. છે તો આ માખણ જ, પરંતુ તને આપવા યોગ્ય નથી. જો, તેમાં કાળું-કાળું વિષ લાગેલું છે. તે ઉત્તમ હોવા છતાં તેને કોઈ ખાતું નથી.' શ્રીકૃષ્ણે કહ્યું – 'મૈયા! મૈયા! આમાં વિષ કઈ રીતે લાગી ગયું?' વાત બદલાઈ ગઈ. માએ ખોળામાં લઈ મીઠા-મીઠા શબ્દોમાં કથા સંભળાવવાનો પ્રારંભ કર્યો. મા-દીકરા વચ્ચે પ્રશ્નોત્તરી શરૂ થઈ -

યશોદા – 'લાલા! એક ક્ષીરસાગર છે.'

શ્રીકૃષ્ણ – 'મા! એ કેવો છે?'

યશોદા – 'બેટા! આ તો તું જે દૂધ પીએ છે ને, તે દૂધનો જ એક સમુદ્ર છે.'

એવં ધાર્ષ્ટ્યાન્યુશતિ કુરુતે મેહનાદીનિ વાસ્તૌ

સ્તેયોપાયૈર્વિરચિતકૃતિઃ સુપ્રતીકો યથાઽઽસ્તે ।

ઇત્થં સ્ત્રીભિઃ સભયનયનશ્રીમુખાલોકિનીભિ-

ર્વ્યાખ્યાતાર્થા પ્રહસિતમુખી ન હ્યુપાલબ્ધુમૈચ્છત્ ॥ ૩૧ ॥

આટલું કર્યા પછી પણ તે નિર્લજ્જ તો કેવો છે, ઉલટાં અમને જ ચોર બનાવે છે અને અમારા ઘરનો એ માલિક બની જાય છે. એટલું જ નહીં, આ અમારા લીંપેલાં – પોતેલાં સ્વચ્છ ઘરોમાં શૌચ આદિ ક્રિયાઓ કરે છે. જરા જુઓ તો તેની સામે, ત્યાં તો ચોરીની અનેક તરકીબો કરીને પોતાનું કામ સાધી લે છે અને અહીં જાણે પથ્થરની મૂર્તિ ઊભી છે! વાહ રે, ભોળા-ભલા સાધુ!' આ પ્રમાણે ગોપીઓ કહેતી જતી અને શ્રીકૃષ્ણનાં ભીત-ચકિત (ડરી ગયા જેવાં) નેત્રોથી યુક્ત મુખકમળને નિહાળતી જતી હતી. તેમની આ દશા જોઈને નંદરાણી યશોદા ગોપીઓના મનનો ભાવ જાણી લેતાં અને તેમના હૃદયમાં સ્નેહ અને આનંદનું પૂર આવી જતું. તેઓ એ રીતે હસવા લાગતાં કે તે પોતાના લાડલા કનૈયાને ઠપકો પણ આપી શકતાં નહીં, ધમકાવવાની તો વાત જ બાજુ પર રહી.⁜ ॥ ૩૧ ॥

---

શ્રીકૃષ્ણ – 'મા! કેટલી ગાયોનું દૂધ ભેગું કર્યું હશે, ત્યારે સમુદ્ર બન્યો હશે.'

યશોદા – 'કનૈયા! તે ગાયનું દૂધ નથી.'

શ્રીકૃષ્ણ – 'અરે મા! તું મને ફોસલાવી રહી છે, ભલા, ગાય વિના દૂધ હોતું હશે?'

યશોદા – 'બેટા! જેમણે ગાયોમાં દૂધ બનાવ્યું છે, તે ગાય વિના પણ દૂધ બનાવી શકે છે.'

શ્રીકૃષ્ણ – 'મા! એ કોણ છે?'

યશોદા – 'તે ભગવાન છે; પણ અગ ('ગ' કાર વિનાનો અથવા તેમની પાસે કોઈ જઈ શકતું નથી એવો) છે.'

શ્રીકૃષ્ણ – 'સારું, હવે આગળ કહે.'

યશોદા – 'એકવાર દેવતાઓ અને દૈત્યોમાં લડાઈ થઈ. અસુરોને મોહિત કરવા માટે ભગવાને ક્ષીરસાગરનું મંથન કર્યું, મંદરાચલનો રવૈયો કર્યો, વાસુકિ નાગનું નેતરું. એક બાજુ દેવતાઓ અને બીજી બાજુ દાનવો વલોવવા લાગ્યા.'

શ્રીકૃષ્ણ – 'જેમ ગોપીઓ દહીં વલોવે છે, એમ ને મા?'

યશોદા – 'હા બેટા! તેમાંથી જ કાલકૂટ નામનું વિષ નીકળ્યું.'

શ્રીકૃષ્ણ – 'મા! વિષ તો સાપમાં હોય છે, દૂધમાંથી કઈ રીતે નીકળ્યું?'

યશોદા – 'બેટા! જ્યારે શંકર ભગવાને તે વિષ પી લીધું ત્યારે તેના થોડા છાંટા જમીન પર પડ્યા. તે પીને સાપ વિષધર થઈ ગયા. તો બેટા! ભગવાનની જ એવી કોઈ લીલા છે, જેથી દૂધમાંથી વિષ નીકળ્યું.'

શ્રીકૃષ્ણ – 'સારું, મા! એ તો બરાબર છે.'

યશોદા – 'બેટા! (ચન્દ્રમા તરફ દેખાડતાં) આ માખણ પણ તેમાંથી જ નીકળ્યું છે. તેથી થોડું વિષ તેમાં પણ લાગી ગયું. જો, જો, એને જ લોકો કલંક કહે છે. તો મારા પ્રાણ! તું ઘરનું જ માખણ ખા.'

કથા સાંભળતાં-સાંભળતાં શ્યામસુંદરની આંખોમાં નિદ્રા આવી ગઈ અને માએ તેમને પલંગ પર સુવાડી દીધા.

⁜ ભગવાનની લીલા પર વિચાર કરતાં એ વાતનું સ્મરણ રાખવું જોઈએ કે, ભગવાનનું લીલાધામ, ભગવાનનાં લીલાપાત્ર, ભગવાનનું લીલાશરીર અને તેમની લીલા પ્રાકૃત નથી. ભગવાનમાં દેહ-દેહીનો ભેદ નથી. મહાભારતમાં આવ્યું છે—

ન ભૂતસઙ્ઘસંસ્થાનો દેવસ્ય પરમાત્મનઃ । યો વેત્તિ ભૌતિકં દેહં કૃષ્ણસ્ય પરમાત્મનઃ ॥
સ સર્વસ્માદ્ બહિષ્કાર્યઃ શ્રૌતસ્માર્તવિધાનતઃ । મુખં તસ્યાવલોક્યાપિ સચૈલઃ સ્નાનમાચરેત્ ॥

'પરમાત્માનું શરીર પંચભૂતોથી બનેલું નથી. જે મનુષ્ય શ્રીકૃષ્ણ પરમાત્માના શરીરને ભૌતિક જાણે છે કે માને છે, તેનો બધાં શ્રૌત-સ્માર્ત કર્મોમાંથી બહિષ્કાર કરી દેવો જોઈએ, અર્થાત્ તેનો કોઈપણ શાસ્ત્રીય કર્મોમાં અધિકાર નથી. ત્યાં સુધી કે તેનું મુખ જોવાથી પણ વસ્ત્રોસહિત (સચૈલ) સ્નાન કરવું જોઈએ.

શ્રીમદ્ભાગવતમાં જ બ્રહ્માજીએ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું છે –

અસ્યાપિ દેવ વપુષો મદનુગ્રહસ્ય સ્વેચ્છામયસ્ય ન તુ ભૂતમયસ્ય કોઽપિ ।

'આપે મારા પર કૃપા કરવા માટે આ સ્વેચ્છામય સચ્ચિદાનંદરૂપ પ્રગટ કર્યું છે, તે પંચમહાભૂતોનું કદાપિ નથી.'

આથી એ સ્પષ્ટ છે કે, ભગવાનનું બધું જ અપ્રાકૃત હોય છે. આ જ પ્રમાણે આ માખણ-ચોરીની લીલા પણ અપ્રાકૃત–દિવ્ય જ છે.

જો ભગવાનના નિત્ય પરમધામમાં અભિન્નરૂપે નિત્ય નિવાસ કરવાવાળી નિત્યસિદ્ધા ગોપીઓની દૃષ્ટિથી ન જોતાં માત્ર સાધનસિદ્ધા ગોપીઓની દૃષ્ટિથી જોવામાં આવે તો પણ તેમની સાધના એટલી કઠોર હતી, તેમની લાલસા એટલી અનન્ય હતી, તેમનો પ્રેમ એટલો વ્યાપક હતો અને એમની લગન એટલી વાસ્તવિક હતી કે, ભક્તોની ઇચ્છા પૂરી કરવામાં કલ્પતરુ, પ્રેમરસમય ભગવાન તેમની ઇચ્છાનુસાર સુખ પહોંચાડવા માટે માખણ-ચોરીની લીલા કરીને તેમની ઇચ્છિત પૂજા ગ્રહણ કરે, ચીરહરણ કરીને તેમનો રહ્યો-સહ્યો ભગવાનમાં વ્યવધાનનો પડદો ઉઠાવી લે અને રાસલીલા કરીને તેમને દિવ્ય સુખ પહોંચાડે તે કોઈ મોટી વાત નથી.

ભગવાનની નિત્યસિદ્ધા ચિદાનંદમયી ગોપીઓ સિવાય બીજી ઘણી ગોપીઓ હતી, જે પોતાની મહાન સાધનાનાં ફળસ્વરૂપ ભગવાનની મુક્તજન–વાંછિત સેવા કરવા માટે ગોપીઓના રૂપમાં અવતરી હતી. તેમનામાં કેટલીક પૂર્વજન્મની દેવકન્યાઓ હતી, કેટલીક શ્રુતિઓ હતી, કેટલીક તપસ્વી ઋષિઓ હતી અને થોડી ભક્ત હતી. એમની કથાઓ જુદા-જુદા પુરાણોમાં મળે છે. શ્રુતિરૂપા ગોપીઓ, જે 'નેતિ-નેતિ' દ્વારા નિરંતર પરમાત્માનું વર્ણન કરતી રહેવાથી પણ તેમને સાક્ષાત્ રૂપે પ્રાપ્ત કરી શકતી નથી, ગોપીઓની સાથે ભગવાનના દિવ્ય રસમય વિહારની વાત જાણીને તે ગોપીઓની ઉપાસના કરે છે અને છેવટે સ્વયં ગોપીરૂપમાં પરિણત થઈને ભગવાન શ્રીકૃષ્ણને સાક્ષાત્ પોતાના પ્રિયતમરૂપમાં પ્રાપ્ત કરે છે. તેમાં મુખ્ય શ્રુતિઓનાં નામ છે – ઉદ્ગીતા, સુગીતા, કલગીતા, કલકણ્ઠિકા અને વિપંચી વગેરે.

ભગવાનના રામાવતારમાં તેમને જોઈને મુગ્ધ થયેલા અને પોતાની જાતને તેમના સ્વરૂપ-સૌન્દર્ય પર ન્યોછાવર કરી દેનારા સિદ્ધ ઋષિઓની પ્રાર્થનાથી પ્રસન્ન થઈને ભગવાને તેમને ગોપી થઈને પ્રાપ્ત કરવાનું વરદાન આપ્યું હતું. તે ઋષિ વ્રજમાં ગોપીરૂપે અવતર્યા હતા. આ સિવાય મિથિલાની ગોપી, કોસલની ગોપી, અયોધ્યાની ગોપી – પુલિન્દગોપી, રમાવૈકુંઠ, શ્વેતદ્વીપ વગેરેની ગોપીઓ અને જાલન્ધરી ગોપી વગેરે ગોપીઓનાં અનેક જૂથ હતાં, જેમને ઘોર તપસ્યા કરીને ભગવાન પાસેથી વરદાન પ્રાપ્ત કરીને ગોપીરૂપે અવતરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. પદ્મપુરાણના પાતાલખંડમાં એવા કેટલાય ઋષિઓનું વર્ણન છે, જેઓ ઘણી કઠોર તપસ્યા વગેરે કરીને અનેક કલ્પો બાદ ગોપીસ્વરૂપને પ્રાપ્ત થયા હતા. તેમનામાંથી થોડાં નામ નીચે પ્રમાણે છે

૧. ઉગ્રતપા નામના ઋષિ હતા. તેઓ અગ્નિહોત્રી અને મહાતપસ્વી હતા. તેમની તપસ્યા અદ્ભુત હતી. તેમણે પંચદશાક્ષરમંત્રનો જાપ અને રાસબિહારી નવકિશોર શ્યામસુંદરજીનું ધ્યાન કર્યું. સો કલ્પો પછી તેઓ સુનન્દ નામના ગોપની કન્યા 'સુનન્દા' થયા.

૨. એક સત્યતપા નામના મુનિ હતા. તેઓ સૂકાં પાંદડાં ખાઈને દશાક્ષરમંત્રનો જપ અને શ્રીરાધાજીના બન્ને હાથ પકડીને નાચી રહેલા શ્રીકૃષ્ણનું ધ્યાન કરતા હતા. દશ કલ્પ પછી તેઓ સુભદ્ર નામના ગોપની 'સુભદ્રા' નામની કન્યા થયા.

૩. હરિધામા નામના એક ઋષિ હતા. તેઓ નિરાહારી રહીને 'ક્લીં' કામબીજથી યુક્ત વિંશાક્ષરી મંત્રનો જપ કરતા હતા અને માધવીમંડપમાં કોમળ-કોમળ પાંદડાંની શય્યા પર સૂતેલા યુગલ-સરકારનું ધ્યાન કરતા હતા. ત્રણ કલ્પ પછી તેઓ સારંગ નામના ગોપને ઘેર 'રંગવેણી' નામથી જન્મ્યા હતા.

૪. જાબાલિ નામના એક બ્રહ્મજ્ઞાની ઋષિ હતા, તેમણે એકવાર વિશાલવનમાં વિચરતાં-વિચરતાં એક જગાએ બહુ મોટી વાવ જોઈ. તે વાવના પશ્ચિમ કિનારે વડના વૃક્ષ નીચે એક તેજસ્વી સ્ત્રી કઠોર તપ કરી રહી હતી. ચન્દ્રમાના ધવલ કિરણો જેવો તેના શરીરમાંથી પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. તેનો ડાબો હાથ પોતાની કમર પર હતો અને જમણા હાથે તે જ્ઞાનમુદ્રામાં બેઠી હતી. જાબાલિએ ખૂબ નમ્રતા સાથે પૂછવાથી તે તપસ્વિની સ્ત્રીએ કહ્યું—

> બ્રહ્મવિદ્યાऽહમતુલા યોગીન્દ્રૈર્યા ચ મૃગ્યતે । સાऽહં હરિપદામ્ભોજકામ્યયા સુચિરં તપઃ ॥
> બ્રહ્માનન્દેન પૂર્ણાऽહં તેનાનન્દેન તૃપ્તધીઃ । ચરામ્યસ્મિન્ વને ઘોરે ધ્યાયન્તી પુરુષોત્તમમ્ ॥
> તથાપિ શૂન્યમાત્માનં મન્યે કૃષ્ણરતિં વિના ॥

'હું તે બ્રહ્મવિદ્યા છું, જેને મોટા-મોટા યોગીઓ સદા શોધે છે. હું શ્રીકૃષ્ણનાં ચરણકમળોની પ્રાપ્તિ માટે આ ઘોર વનમાં તે પુરુષોત્તમનું ધ્યાન કરીને લાંબા સમયથી તપસ્યા કરી રહી છું. હું બ્રહ્માનંદથી પરિપૂર્ણ છું અને મારી બુદ્ધિ પણ તે જ આનંદથી પરિતૃપ્ત છે. પરંતુ શ્રીકૃષ્ણનો પ્રેમ મને હજી પ્રાપ્ત થયો નથી, તેથી હું મને પોતાને શૂન્ય જોઉં છું.' બ્રહ્મજ્ઞાની જાબાલિએ તેના ચરણોમાં પડીને દીક્ષા

લીધી અને પછી વ્રજવિહારી ભગવાનનું ધ્યાન કરતા તેઓ એક પગે ઊભા રહીને કઠોર તપ કરતા રહ્યા. નવ કલ્પ પછી પ્રચંડ નામના ગોપને ઘેર તેઓ 'ચિત્રગંધા' રૂપે પ્રગટ થયા.

૫. કુશધ્વજ નામના બ્રહ્મઋષિના પુત્ર શુચિશ્રવા અને સુવર્ણ દેવતત્ત્વને જાણવાવાળા હતા. તેમણે શીર્ષાસન કરીને 'હ્રીં' હંસ-મંત્રનો જપ કરીને સુંદર કન્દર્પ-તુલ્ય ગોકુલવાસી દશ વર્ષની ઉંમરના શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને ઘોર તપસ્યા કરી. કલ્પ પછી તેઓ વ્રજમાં સુધીર નામના ગોપને ઘેર જન્મ્યા.

આ જ પ્રમાણે ઘણી ગોપીઓના પૂર્વજન્મની કથાઓ મળે છે, વિસ્તારભયથી તે બધાંનો ઉલ્લેખ અહીં કર્યો નથી. ભગવાન માટે આટલી તપસ્યા કરીને આટલી તલ્લીનતા સાથે સાધના કરીને જે ત્યાગી ભગવત્પ્રેમીઓએ ગોપીઓનું તન-મન પ્રાપ્ત કર્યું હતું, તેમની અભિલાષા પૂરી કરવા માટે, તેમને આનંદનું દાન આપવા માટે જો ભગવાન તેમની મનગમતી લીલા કરે છે તો તેમાં આશ્ચર્ય અને અનાચારની વાત ક્યાં છે? રાસલીલાના પ્રસંગમાં સ્વયં ભગવાને ગોપીઓને કહ્યું છે –

> ન પારયેઽહં નિરવદ્યસંયુજાં સ્વસાધુકૃત્યં વિબુધાયુષાપિ વઃ ।
> યા માઽભજન્ દુર્જરગેહશૃઙ્ખલાઃ સંવૃશ્ચ્ય તદ્ વઃ પ્રતિયાતુ સાધુના ॥

(૧૦-૩૨-૨૨)

'ગોપીઓ! તમે લોક-પરલોકનાં તમામ બંધનોને કાપીને મારી સાથે નિષ્કપટ પ્રેમ કર્યો છે; જો હું તમારામાંથી દરેકને માટે અલગ-અલગ અનંતકાલ સુધી જીવન ધારણ કરીને તમારા પ્રેમનો બદલો ચૂકવવા ચાહું તો પણ ચૂકવી શકતો નથી. હું તમારો ઋણી છું અને ઋણી જ રહીશ. તમે મને પોતાના સાધુસ્વભાવથી ઋણરહિત માનીને હજી વધારે ઋણી બનાવી દો. એ જ ઉત્તમ છે.' સર્વલોક-મહેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં જે મહાભાગ્યશાળી ગોપીઓના ઋણી રહેવા ઇચ્છે છે, તેમની ઇચ્છા, ઇચ્છા ઉત્પન્ન થાય તે પહેલાં જ ભગવાન પૂરી કરી દે – એ તો સ્વાભાવિક જ છે.

ભલા, વિચાર તો કરો, શ્રીકૃષ્ણમાં જેમના પ્રાણ રહેલા છે, શ્રીકૃષ્ણરસ-ભાવિતમતિ ગોપીઓના મનની કેવી સ્થિતિ હતી. ગોપીઓનું તન, મન, ધન બધું જ પ્રાણપ્રિયતમ શ્રીકૃષ્ણનું હતું. તેઓ સંસારમાં જીવતી હતી શ્રીકૃષ્ણ માટે; અને ઘરનાં બધાં કામ કરતી હતી શ્રીકૃષ્ણ માટે. તેમની નિર્મળ અને યોગીઓને દુર્લભ એવી પવિત્ર બુદ્ધિમાં શ્રીકૃષ્ણના સિવાય પોતાનું કંઈ હતું જ નહીં. શ્રીકૃષ્ણ માટે જ, શ્રીકૃષ્ણને સુખ આપવા માટે જ, શ્રીકૃષ્ણનું પોતાની સામગ્રીથી જ પૂજન કરીને – શ્રીકૃષ્ણને સુખી જોઈને તે સુખી થતી હતી. પ્રાતઃકાળે નિદ્રામાંથી જાગ્યાં ત્યારથી રાત્રે સૂતાં સુધી તે જે કાંઈ કરતી હતી તે બધું જ શ્રીકૃષ્ણપ્રીત્યર્થે જ કરતી હતી. ત્યાં સુધી કે તેમની નિદ્રા પણ શ્રીકૃષ્ણમાં જ થતી હતી. સ્વપ્ન અને સુષુપ્તિ બન્નેમાંય તે શ્રીકૃષ્ણની મધુર અને શાંત લીલા જોતી અને અનુભવ કરતી હતી. રાતના દહીં જમાવતાં શ્યામસુંદરની મધુર છબીનું ધ્યાન કરીને પ્રેમમયી દરેક ગોપી એવી અભિલાષા કરતી હતી કે, મારું દહીં સુંદર જામે. શ્રીકૃષ્ણ માટે તેને વલોવીને ઉત્તમ અને ઘણું માખણ કાઢીશ અને તેને એટલા જ ઊંચા શીકા પર રાખીશ, કે શ્રીકૃષ્ણના હાથ સ્હેજે પહોંચી શકે. પછી મારા પ્રાણધન શ્રીકૃષ્ણ પોતાના મિત્રોને લઈને હસતા અને રમતા મારા ઘરમાં પધારશે, માખણ લૂટશે, અને પછી મિત્રો અને વાંદરાઓને લુટાવશે. આનંદિત થઈને મારા આંગણામાં નાચે અને કોઈ ખૂણામાં છુપાઈને આ લીલાને મારી આંખે જોઈને મારું જીવન સફળ કરું અને પછી ઓચિંતાં તેને પકડીને મારા હૃદયે ચાંપી દઉં. સૂરદાસજીએ ગાયું છે –

**મૈયા રી, મોહિ માખન ભાવૈ। જો મેવા પકવાન કહતિ તૂ, મોહિ નહીં રુચિ આવૈ॥**
**બ્રજ-જુવતી ઇક પાછૈં ઠાઢ़ી સુનત સ્યામકી બાત। મન-મન કહતિ કબહુઁ અપનૈં ઘર, દેખૌં માખન ખાત॥**
**બૈઠૈં જાઇ મથનિયાँકૈં ઢિગ, મૈં તબ રહૌં છપાની। સૂરદાસ પ્રભુ અંતરજામી, ગ્વાલિનિ-મન કી જાની॥**

એક દિવસ શ્યામસુંદર કહેતા હતા, 'મા! મને માખણ ભાવે છે. તું મેવા-પકવાન માટે કહે છે, પરંતુ મને તો તે ગમતા જ નથી.' ત્યાં જ પાછળ એક ગોપી ઊભી ઊભી શ્યામસુંદરની વાત સાંભળી રહી હતી. તેણે મનમાં જ કામના કરી કે – 'હું ક્યારે આમને મારે ઘેર માખણ ખાતા જોઈશ; તે ગોળી પાસે જઈને બેસશે ત્યારે હું છુપાઈ જઈશ?' પ્રભુ તો અંતર્યામી છે, ગોપીના મનની વાત જાણી ગયા અને તેને ઘેર પહોંચી ગયા તથા તેના ઘરનું માખણ ખાઈને તેની કામના પૂરી કરી – 'ગયે સ્યામ તિહિં ગ્વાલિની કૈં ઘર.'

તેને એટલો આનંદ થયો કે તે ફૂલી નહોતી સમાતી. સૂરદાસજી ગાય છે –

**ફૂલી ફિરતિ ગ્વાલિ મનમૈં રી। પૂછતિ સખી પરસ્પર બાતૈં પાયૌ પર્‍યૌ કછૂ કહુઁ તૈં રી?॥**
**પુલકિત રોમ-રોમ, ગદગદ મુખ બાની કહત ન આવૈ। ઐસૌ કહા આહિ સો સખિ રી, હમ કૌં ક્યૌં ન સુનાવૈ॥**
**તન ન્યારા, જિય એક હમારૌ, હમ તુમ એકૈ રૂપ। સૂરદાસ કહૈ ગ્વાલિ સખિનિ સૌં, દેખ્યૌ રૂપ અનૂપ॥**

તે ખુશીથી ફુલાઈને અદ્ધર-અદ્ધર ચાલવા લાગી. આનંદ તેના હૃદયમાં સમાતો ન હતો. સહેલીઓએ પૂછ્યું – 'અરે, તને ક્યાંકથી ધન જડી ગયું કે શું?' તે તો આ સાંભળીને વધારે પ્રેમ-વિહ્વળ થઈ ગઈ. તેનું રોમે-રોમ આનંદિત થઈ ગયું, તે ગદ્‌ગદ થઈ ગઈ, બોલી શકી નહીં. સખીઓએ કહ્યું – 'સખી! એવી શી વાત છે, અમને કહેતી કેમ નથી?' આપણાં તો શરીર બે છે, જીવ તો એક જ છે – તું અને હું બન્ને એકરૂપ જ છીએ. ભલા, અમારાથી છુપાવવાની કઈ વાત છે?' ત્યારે તેના મોંઢામાંથી એટલું જ નીકળ્યું – 'મેં આજે અનૂપ રૂપ જોયું છે.' બસ, ફરીથી વાણી રુંધાઈ ગઈ અને પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. બધી ગોપીઓની આવી જ દશા હતી.

બ્રજ ઘર-ઘર પ્રગટી યહ બાત। દધિ માખન ચોરી કરિ લૈ હરિ, ગ્વાલ સખા સઁગ ખાત ॥
બ્રજ-બનિતા યહ સુનિ મન હરષિત, સદન હમારૈં આવૈં। માખન ખાત અચાનક પાવૈં, ભુજ ભરિ ઉરહિં છુપાવૈં ॥
મનહીં મન અભિલાષ કરતિ સબ હૃદય ધરતિ યહ ધ્યાન। સૂરદાસ પ્રભુ કૌં ઘરમેં લૈ, દૈહૌં માખન ખાન ॥
ચલી બ્રજ ઘર-ઘરનિ યહ બાત। નંદ-સુત, સઁગ સખા લીન્હેં, ચોરિ માખન ખાત ॥
કોઉ કહતિ, મેરે ભવન ભીતર, અબહિં પૈઠે ધાઈ। કોઉ કહતિ મોહિં દેખિ દ્વારૈં, ઉતહિં ગએ પરાઈ ॥
કોઉ કહતિ, કિહિં ભાઁતિ હરિકૌં, દેખૌં અપને ધામ। હેરિ માખન દેઉઁ આછૌ, ખાઈ જિતનૌ સ્યામ ॥
કોઉ કહતિ, મૈં દેખિ પાઊઁ, ભરિ ધરૌં અઁકવાર। કોઉ કહતિ, મૈં બાઁધિ રાખૌં, કો સકૈ નિરવાર ॥
સૂર પ્રભુકે મિલન કારન, કરતિ બિબિધ બિચાર। જોરિ કર બિધિ કૌં મનાવતિ પુરુષ નંદકુમાર ॥

રાત્રે ગોપીઓ જાગી-જાગીને સવાર થવાની રાહ જોતી. તેમનું મન શ્રીકૃષ્ણમાં લાગેલું રહેતું. પ્રાતઃકાળે જલ્દી-જલ્દી દહીં વલોવીને, માખણ કાઢીને શીકા પર રાખી દેતી. ક્યાંક પ્રાણધન આવીને પાછા ન જતા રહે, તેથી બધું કામ છોડીને તેઓ સર્વપ્રથમ આ જ કામ કરતી અને શ્યામસુંદરની પ્રતીક્ષામાં વ્યાકુળ થતી મનમાં ને મનમાં વિચારતી – 'અરે, આજે પ્રાણપ્રિય કેમ ન આવ્યા? આટલી વાર કેમ લાગી? શું આજે આ દાસીનું ઘર પવિત્ર નહીં કરે? શું આજે મારા સમર્પિત કરેલા આ તુચ્છ માખણનો ભોગ લગાવીને પોતે સુખી થઈને મને સુખ નહીં આપે? ક્યાંક યશોદા મૈયાએ તો તેમને રોકી નહિ લીધા હોય? અરે, તેમને ઘેર તો નવ લાખ ગાયો છે. ત્યાં માખણનો શો તોટો છે? મારે ઘેર તો તેઓ કૃપા કરીને જ આવે છે.' આવા વિચારોમાં આંસુ સારતી ગોપી ક્ષણે-ક્ષણે દોડી દોડીને દરવાજા પર જતી, લાજ છોડીને રસ્તા તરફ તાકી રહેતી, સખીઓને પૂછતી. એક-એક ક્ષણ તેના માટે યુગ સમાન થઈ જતો. આવી ભાગ્યશાળી ગોપીઓની મનોકામના ભગવાન તેમને ઘેર પધારીને પૂરી કરતા.

સૂરદાસજીએ ગાયું છે –

પ્રથમ કરી હરિ માખન-ચોરી। ગ્વાલિનિ મન ઇચ્છા કરિ પૂરન, આપુ ભજે બ્રજ ખોરી ॥
મનમેં યહૈ બિચાર કરત હરિ, બ્રજ ઘર-ઘર સબ જાઉઁ। ગોકુલ જનમ લિયૌ સુખ-કારન, સબકૈં માખન ખાઉઁ ॥
બાલરૂપ જસુમતિ મોહિ જાનૈ, ગોપિનિ મિલિ સુખ ભોગ। સૂરદાસ પ્રભુ કહત પ્રેમ સૌં યે મેરે બ્રજ લોગ ॥

પોતાના નિજજન વ્રજવાસીઓને સુખી કરવા માટે જ તો ભગવાન ગોકુળમાં પધાર્યા હતા. માખણ તો નંદબાવાને ઘેર કાંઈ ઓછું ન હતું. લાખો ગાયો હતી. તેઓ ધારે તેટલું ખાતા અને લુટાવતા; પરંતુ તેઓ માત્ર નંદબાવાના જ ન હતા, બધાં વ્રજવાસીઓના પોતાના હતા, બધાંને સુખ આપવા ઇચ્છતા હતા. ગોપીઓની ઇચ્છા પૂરી કરવા માટે જ તેઓ તેમને ઘેર જતા હતા અને ચોરી-ચોરીને માખણ ખાતા હતા. આ વાસ્તવમાં ચોરી નથી, આ તો ગોપીઓની પૂજા-પદ્ધતિનો ભગવાને સ્વીકાર કર્યો હતો. ભક્તવત્સલ ભગવાન ભક્તની પૂજા કેમ ન સ્વીકારે?

ભગવાનની આ દિવ્ય લીલા – માખણચોરીનું રહસ્ય ન જાણવાને લીધે જ અમુક લોકો તેને આદર્શથી વિપરીત કહે છે. તેમણે પહેલાં સમજવું જોઈએ કે ચોરી શી વસ્તુ છે, તે શેની થાય છે અને કોણ કરે છે. ચોરી એને કહે છે જ્યારે કોઈ બીજાની વસ્તુ તેની ઇચ્છા વિના, અજાણતાં, અને ભવિષ્યમાં પણ તે જાણી ન શકે એવી ઇચ્છા રાખીને લઈ લેવામાં આવે છે. ભગવાન શ્રીકૃષ્ણ ગોપીઓને ઘેરથી માખણ લેતા હતા, ગોપીઓની ઇચ્છાથી, ગોપીઓથી છાના નહીં – તેમની જાણકારીમાં, તેમની સામે જ, પછી જણાવવાની કોઈ વાત જ નહીં – તેમની સામે જ દોડીને ભાગી જતા હતા. બીજી મહત્ત્વની વાત એ છે કે, સંસારમાં અથવા સંસારની બહાર એવી કઈ વસ્તુ છે, જે શ્રીભગવાનની નથી અને તેઓ તેની ચોરી કરે છે. ગોપીઓનું તો જે હતું તે બધું ભગવાનનું જ હતું, તેઓ ભલા, શેની ચોરી કરે? હા, ચોર તો વાસ્તવમાં તે લોકો છે, જે ભગવાનની વસ્તુને પોતાની માનીને મમતા-આસક્તિમાં ફસાઈ જાય છે અને દંડને પાત્ર બને છે. ઉપરોક્ત બધી દૃષ્ટિથી એ જ સિદ્ધ થાય છે કે, માખણચોરી એ ચોરી ન હતી, ભગવાનની દિવ્ય લીલા હતી. અસલમાં ગોપીઓએ પ્રેમની અધિકતાથી જ ભગવાનનું પ્રેમનું નામ 'ચોર' રાખી દીધું હતું, કારણ કે, તેઓ તેમના ચિત્તચોર તો હતા જ.

એકદા ક્રીડમાનાસ્તે રામાદ્યા ગોપદારકાઃ ।
કૃષ્ણો મૃદં ભક્ષિતવાનિતિ માત્રે ન્યવેદયન્ ॥ ૩૨॥

સા[1] ગૃહીત્વા કરે કૃષ્ણમુપાલભ્ય હિતૈષિણી ।
યશોદા ભયસમ્ભ્રાન્તપ્રેક્ષણાક્ષમભાષત ॥ ૩૩॥

કસ્માન્મૃદમદાન્તાત્મન્ ભવાન્ ભક્ષિતવાન્ રહઃ ।
વદન્તિ તાવકા હ્યેતે કુમારાસ્તેઽગ્રજોઽપ્યયમ્ ॥ ૩૪॥

*શ્રીકૃષ્ણ ઉવાચ*

નાહં ભક્ષિતવાનમ્બ સર્વે મિથ્યાભિશંસિનઃ ।
યદિ સત્યગિરસ્તર્હિ સમક્ષં પશ્ય મે મુખમ્ ॥ ૩૫॥

યદ્યેવં તર્હિ વ્યાદેહીત્યુક્તઃ સ ભગવાન્ હરિઃ ।
વ્યાદત્તાવ્યાહતૈશ્વર્યઃ ક્રીડામનુજબાલકઃ ॥ ૩૬॥

એક દિવસ બલરામ વગેરે ગોપબાળકો શ્રીકૃષ્ણ સાથે રમી રહ્યા હતા. તે લોકોએ મા જશોદાજીને આવીને કહ્યું – 'મા! કનૈયાએ માટી ખાધી છે.' ॥ ૩૨ ॥ હિતૈષિણી યશોદાએ શ્રીકૃષ્ણનો હાથ પકડી લીધો.* તે વખતે શ્રીકૃષ્ણની આંખો ભયથી ગભરાયેલી હતી.● યશોદાજી ઠપકો આપતાં કહેવા લાગ્યાં– ॥ ૩૩ ॥ 'અલ્યા ઓ ચપળમનના કૃષ્ણ! તું હમણાનો બહુ મનમાની કરવા લાગ્યો છે. તેં છુપાઈને માટી કેમ ખાધી? જો, આ તારા મિત્રો શું કહે છે! તારા મોટાભાઈ દાઊ પણ તેમની સાક્ષી પૂરે છે.' ॥ ૩૪ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – 'મા! મેં માટી નથી ખાધી. આ બધા જુઠ્ઠા છે. જો તમે તેમની વાત સાચી માનો છો તો મારું મોંઢું તમારી સામે જ છે. તમે તમારી આંખોથી જોઈ લો. ॥ ૩૫ ॥ યશોદાજીએ કહ્યું, 'સારું, જો એવું જ છે તો મોંઢું ખોલ.' યશોદાજીના કહેવાથી ભગવાન શ્રીકૃષ્ણે પોતાનું મોઢું ખોલી દીધું.卐 પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય અનંત છે. તેઓ માત્ર લીલા માટે જ મનુષ્યના બાળક બન્યા છે. ॥ ૩૬ ॥

---

જે લોકો ભગવાન શ્રીકૃષ્ણને ભગવાન નથી માનતા, જોકે તેમને 'શ્રીમદ્ભાગવત'માં વર્ણવેલી લીલા પર વિચાર કરવાનો કોઈ અધિકાર નથી, પરંતુ તેમની દૃષ્ટિએ પણ આ પ્રસંગમાં કોઈ વાંધાજનક વાત નથી. કારણ કે શ્રીકૃષ્ણ તે સમયે લગભગ બે-ત્રણ વર્ષના બાળક હતા. અને ગોપીઓ બહુ જ પ્રેમને લીધે તેમના એવાં-એવાં મધુર પરાક્રમ જોવા ઇચ્છતી હતી. આશા છે, આથી શંકા કરનારાઓને કંઈક સંતોષ થશે.
**- હનુમાનપ્રસાદ પોદાર**

૧. ગૃહીત્વાઽથ કરે પુત્રમુપા૦।

* માટી ખાવાનાં કારણો -

૧. ભગવાન શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે મારામાં શુદ્ધ સત્ત્વગુણ જ રહે છે, અને આગળ ઘણાં રજોગુણી કર્મ કરવાં છે. તેના માટે થોડી 'રજ' ભેગી કરી લઉં.

૨. સંસ્કૃત સાહિત્યમાં પૃથ્વીનું નામ 'ક્ષમા' પણ છે. શ્રીકૃષ્ણે જોયું કે ગોપબાળકો દિલ દઈને મારી સાથે રમે છે; ક્યારેક ક્યારેક અપમાન પણ કરે છે. તેમની સાથે ક્ષમાનો અંશ ધારણ કરીને જ રમવું જોઈએ, જેથી કોઈ વિઘ્ન ન આવે.

૩. સંસ્કૃતમાં પૃથ્વીને 'રસા' પણ કહે છે. શ્રીકૃષ્ણે વિચાર્યું, બધા રસ તો લઈ જ ચૂક્યો છું હવે રસા-રસનું આસ્વાદન કરું.

૪. આ અવતારમાં પૃથ્વીનું હિત કરવું છે. તેથી તેનો થોડો અંશ (મોઢામાં રહેલા) દ્વિજો (દાંતો)ને પહેલાં દાન કરી દેવો જોઈએ.

૫. બ્રાહ્મણો શુદ્ધ-સાત્ત્વિક કર્મમાં લાગેલા રહે છે, હવે તેમણે અસુરોનો સંહાર કરવા માટે કંઈક રાજસ કર્મ પણ કરવાં જોઈએ. આવું જણાવવા માટે તેમણે જાણે મોઢામાં રહેલા દ્વિજોને (દાંતોને) રજથી યુક્ત કર્યા.

૬. પહેલાં વિષપાન કર્યું હતું, માટી ખાઈને તેની દવા કરી.

૭. પહેલાં ગોપીઓનું માખણ ખાધું હતું. ઠપકો આપવાથી માટી ખાઈ લીધી, જેથી મોઢું સાફ થઈ જાય.

૮. ભગવાન શ્રીકૃષ્ણના ઉદરમાં રહેવાવાળા કોટિ-કોટિ બ્રહ્માંડોના જીવો વ્રજની રજ – ગોપીઓની ચરણરજ પ્રાપ્ત કરવા માટે વ્યાકુળ થઈ રહ્યા હતા. તેમની ઇચ્છા પૂરી કરવા માટે ભગવાને માટી ખાધી.

૯. ભગવાન પોતે જ પોતાના ભક્તોની ચરણ-રજ મુખ દ્વારા પોતાના હૃદયમાં ધારણ કરે છે.

૧૦. નાના બાળકો સ્વભાવથી જ માટી ખાતા હોય છે.

★ યશોદાજી જાણતાં હતાં કે, આ હાથે માટી ખાવામાં મદદ કરી છે. ચોરનો સહાયક ચોર જ છે. તેથી તેમણે હાથ જ પકડ્યો.

● ભગવાનનાં નેત્રોમાં સૂર્ય-ચંદ્રનો નિવાસ છે. તેઓ કર્મના સાક્ષી છે. તેમણે વિચાર્યું કે કોણ જાણે શ્રીકૃષ્ણ માટી ખાધાનું સ્વીકારશે કે ના પાડશે. હવે અમારે શું કરવું? એ ભાવને પ્રદર્શિત કરતાં બન્ને નેત્રો ચકરાવા લાગ્યાં.

卐 ૧. મા! માટી ખાવાની બાબતમાં આ લોકો મારા એકલાનું નામ લઈ રહ્યા છે. મેં માટી ખાધી તો બધાંએ ખાધી, જોઈ લો મારા મુખમાં રહેલા સંપૂર્ણ વિશ્વને!

સા તત્ર દદર્શે વિશ્વં જગત્ સ્થાસ્નુ ચ ખં દિશઃ ।
સાદ્રિદ્વીપાબ્ધિભૂગોલં સવાય્વગ્નીન્દુતારકમ્ ॥ ૩૭॥

જ્યોતિશ્ચક્રં જલં તેજો નભસ્વાન્ વિયદેવ ચ ।
વૈકારિકાણીન્દ્રિયાણિ મનો માત્રા ગુણાસ્ત્રયઃ ॥ ૩૮॥

એતદ્ વિચિત્રં સહ જીવકાલ-
સ્વભાવકર્માશયલિઙ્ગભેદમ્ ।
સૂનોસ્તનૌ વીક્ષ્ય વિદારિતાસ્યે
વ્રજં સહાત્માનમવાપ શઙ્કામ્ ॥ ૩૯॥

કિં સ્વપ્ન એતદુત દેવમાયા
કિં વા મદીયો બત બુદ્ધિમોહઃ ।
અથો અમુષ્યૈવ મમાર્ભકસ્ય
યઃ કશ્ચનૌત્પત્તિક આત્મયોગઃ ॥ ૪૦॥

અથો યથાવન્ન વિતર્કગોચરં
ચેતોમનઃકર્મવચોભિરઞ્જસા ।
યદાશ્રયં યેન યતઃ પ્રતીયતે
સુદુર્વિભાવ્યં પ્રણતાસ્મિ તત્પદમ્ ॥ ૪૧॥

અહં મમાસૌ પતિરેષ મે સુતો
વ્રજેશ્વરસ્યાખિલવિત્તપા સતી ।
ગોપ્યશ્ચ ગોપાઃ સહગોધનાશ્ચ મે
યન્માયયેત્થં કુમતિઃ સ મે ગતિઃ ॥ ૪૨॥

ઇત્થં વિદિતતત્ત્વાયાં ગોપિકાયાં સ ઈશ્વરઃ ।
વૈષ્ણવીં વ્યતનોન્માયાં પુત્રસ્નેહમયીં વિભુઃ ॥ ૪૩॥

સદ્યોનષ્ટસ્મૃતિર્ગોપી સાઽઽરોપ્યારોહમાત્મજમ્ ।
પ્રવૃદ્ધસ્નેહકલિલહૃદયાઽઽસીદ્ યથા પુરા ॥ ૪૪॥

યશોદાજીએ જોયું કે શ્રીકૃષ્ણના મુખમાં ચર-અચર સંપૂર્ણ જગત વિદ્યમાન છે. આકાશ, દિશાઓ, પર્વતો, દ્વીપો અને સમુદ્રો સહિત સંપૂર્ણ પૃથ્વી, વહેતો વાયુ, વૈદ્યુત, અગ્નિ, ચન્દ્ર અને તારાઓની સાથે સંપૂર્ણ જ્યોતિશ્ચક્ર, જળ, તેજ, પવન, વિયત્ (પ્રાણીઓને ચાલવા-ફરવાનું આકાશ), વૈકારિક અહંકારના કાર્ય દેવતા, મન-ઇન્દ્રિય, પંચતન્માત્રાઓ અને ત્રણે ગુણ શ્રીકૃષ્ણના મુખમાં જોવા મળ્યા. ॥ ૩૭-૩૮ ॥ પરીક્ષિત! જીવ, કાળ, સ્વભાવ, કર્મ અને તેની વાસના તથા શરીર વગેરેના દ્વારા વિભિન્ન રૂપોમાં દેખાતું આ બધું વિચિત્ર જગત અને પોતાની સાથે આખું વ્રજ તે પહોળા કરેલા પુત્રના નાનકડા મુખમાં જોઈને યશોદાજી શંકામાં પડ્યાં. ॥ ૩૯ ॥ તેઓ વિચારવા લાગ્યાં કે, 'આ કોઈ સ્વપ્ન છે કે ભગવાનની માયા? ક્યાંક મારી બુદ્ધિમાં તો ભ્રમ ઊભો થઈ ગયો નથી ને? સંભવ છે, મારા બાળકમાં જ કોઈ જન્મજાત સિદ્ધિ હોઈ શકે.' ॥ ૪૦ ॥ 'જે ચિત્ત, મન, કર્મ અને વાણી દ્વારા સારી પેઠે અને સુગમતાથી અનુમાનનો વિષય બનતા નથી, આ સંપૂર્ણ વિશ્વ જેમનું આશ્રિત છે, જે આના પ્રેરક છે અને જેમની સત્તાથી જ આની પ્રતીતિ થાય છે, જેમનું સ્વરૂપ સર્વથા અચિન્ત્ય છે – તે પ્રભુને હું પ્રણામ કરું છું. ॥ ૪૧ ॥ આ હું છું અને આ મારા પતિ તથા આ મારો પુત્ર છે, સાથે-સાથે હું વ્રજરાજની સઘળી સંપત્તિની સ્વામિની ધર્મપત્ની છું; આ ગોપીઓ, ગોપ અને ગોધન મારે આધીન છે – જેમની માયાથી મને આ પ્રકારની કુમતિએ ઘેરી લીધી છે – તે ભગવાન જ મારા એકમાત્ર આશ્રય છે – હું તેમને શરણે છું.' ॥ ૪૨ ॥ જ્યારે આ પ્રમાણે યશોદાજી શ્રીકૃષ્ણનું તત્ત્વ સમજી ગયાં, ત્યારે સર્વશક્તિમાન, સર્વવ્યાપક પ્રભુએ પોતાની પુત્ર-સ્નેહમયી વૈષ્ણવી યોગમાયાનો તેમના હૃદયમાં સંચાર કરી દીધો. ॥ ૪૩ ॥ યશોદાજી તરત જ તે ઘટના ભૂલી ગયાં. તેમણે પોતાના વ્હાલા લાલને ખોળામાં લઈ લીધા. જે રીતે પહેલાં તેમના હૃદયમાં પ્રેમનો સમુદ્ર ઊમટી રહ્યો હતો, તે રીતે જ ફરી ઊમટવા લાગ્યો. ॥ ૪૪ ॥

---

૨. શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે તે દિવસે મારા મોંઢામાં વિશ્વ જોઈને માએ પોતાનાં નેત્ર બંધ કરી દીધાં હતાં. આજે પણ જ્યારે હું પોતાનું મોંઢું ખોલીશ, ત્યારે પણ એ તેમનાં નેત્ર બંધ કરી લેશે. તેવું વિચારીને મોઢું ખોલી દીધું.

ત્રય્યા ચોપનિષદ્ભિશ્ચ સાઙ્ખ્યયોગૈશ્ચ સાત્વતૈઃ ।
ઉપગીયમાનમાહાત્મ્યં હરિં સાઽમન્યતાત્મજમ્ ॥ ૪૫॥

બધા વેદ, ઉપનિષદો, સાંખ્ય, યોગ અને ભક્તો જેમના માહાત્મ્યનું ગાન કરતાં ધરાતા નથી – તે જ ભગવાનને યશોદાજી પોતાનો પુત્ર માનતાં હતાં. ॥ ૪૫ ॥

*રાજોવાચ*

નન્દઃ કિમકરોદ્ બ્રહ્મન્ શ્રેય એવં મહોદયમ્ ।
યશોદા ચ મહાભાગા પપૌ યસ્યાઃ સ્તનં હરિઃ ॥ ૪૬॥

પિતરૌ નાન્વવિન્દેતાં કૃષ્ણોદારાર્ભકેહિતમ્ ।
ગાયન્ત્યદ્યાપિ કવયો યલ્લોકશમલાપહમ્ ॥ ૪૭॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! નંદબાવાએ એવી કઈ બહુ મોટી માંગલિક સાધના કરી હતી? અને પરમ ભાગ્યશાળી યશોદાજીએ પણ એવી કઈ તપસ્યા કરી હતી જેના લીધે સ્વયં ભગવાને પોતાના શ્રીમુખથી તેમનું સ્તનપાન કર્યું. ॥ ૪૬ ॥ ભગવાન શ્રીકૃષ્ણની તે બાળલીલાઓ, જે તેઓ પોતાનું ઐશ્વર્ય અને મહત્તાને છુપાવીને ગ્વાલબાળકો સાથે કરે છે તે એટલી પવિત્ર છે કે તેમનું શ્રવણ-કીર્તન કરવાવાળા લોકોના પણ બધા પાપ-તાપ શાંત થઈ જાય છે. ત્રિકાળદર્શી જ્ઞાની પુરુષો આજે પણ તે લીલાઓનું ગાન કરતા રહે છે. તે જ લીલાઓ તેમના જન્મદાતા દેવકી-વસુદેવજીને તો જોવા સુધ્ધાં મળી નથી અને નંદ-યશોદાજી તેનું અપાર સુખ લૂટી રહ્યાં છે. આનું શું કારણ? ॥ ૪૭ ॥

*શ્રીશુક ઉવાચ*

દ્રોણો વસૂનાં પ્રવરો ધરયા સહ ભાર્યયા ।
કરિષ્યમાણ આદેશાન્ બ્રહ્મણસ્તમુવાચ હ ॥ ૪૮॥

જાતયોર્નૌ મહાદેવે ભુવિ વિશ્વેશ્વરે હરૌ ।
ભક્તિઃ સ્યાત્ પરમા લોકે યયાઽઞ્જો દુર્ગતિં તરેત્ ॥ ૪૯॥

અસ્ત્વિત્યુક્તઃ સ ભગવાન્ વ્રજે દ્રોણો મહાયશાઃ ।
જજ્ઞે નન્દ ઇતિ ખ્યાતો યશોદા સા ધરાઽભવત્ ॥ ૫૦॥

તતો ભક્તિર્ભગવતિ પુત્રીભૂતે[1] જનાર્દને ।
દમ્પત્યોર્નિતરામાસીદ્ ગોપગોપીષુ ભારત ॥ ૫૧॥

કૃષ્ણો બ્રહ્મણ આદેશં સત્યં કર્તું વ્રજે વિભુઃ ।
સહરામો વસંશ્ચક્રે તેષાં પ્રીતિં સ્વલીલયા ॥ ૫૨॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! નંદબાવા પૂર્વજન્મમાં એક શ્રેષ્ઠ વસુ હતા. તેમનું નામ દ્રોણ હતું અને તેમનાં પત્નીનું નામ ધરા હતું. તેમણે બ્રહ્માજીના આદેશોનું પાલન કરવાની ઇચ્છાથી તેમને કહ્યું – ॥ ૪૮ ॥ 'ભગવન્! જ્યારે અમે પૃથ્વી પર જન્મ લઈએ, ત્યારે જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણમાં અમારી અનન્ય પ્રેમમયી ભક્તિ રહે – જે ભક્તિ દ્વારા સંસારના લોકો અનાયાસે જ દુર્ગતિઓને પાર કરી જાય છે.' ॥ ૪૯ ॥ બ્રહ્માજીએ કહ્યું – 'એવું જ થશે.' તે જ પરમ યશસ્વી ભગવન્મય દ્રોણ વ્રજમાં ઉત્પન્ન થયા અને તેમનું નામ થયું નન્દ અને તે જ ધરા આ જન્મમાં યશોદાના નામથી તેમનાં પત્ની થયાં. ॥ ૫૦ ॥ પરીક્ષિત! હવે આ જન્મમાં જન્મ-મૃત્યુના ચક્કરમાંથી છોડાવનાર ભગવાન તેમના પુત્ર થયા અને સઘળાં ગોપ-ગોપીઓની અપેક્ષાએ આ પતિ-પત્ની નંદ અને યશોદાજીનો તેમના પ્રત્યે અત્યંત પ્રેમ થયો. ॥ ૫૧ ॥ બ્રહ્માજીની વાત સત્ય ઠેરવવા માટે ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીની સાથે વ્રજમાં રહીને સઘળાં વ્રજવાસીઓને પોતાની બાળ-લીલાથી આનંદ આપવા લાગ્યા. ॥ ૫૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં, દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] વિશ્વરૂપદર્શનેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત વિશ્વરૂપદર્શનમાંનો આઠમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. પુત્રભૂતે । ૨. બાલક્રીડાયામષ્ટમો૦ ।

# નવમો અધ્યાય

## શ્રીકૃષ્ણની દામોદરલીલા

*શ્રીશુક ઉવાચ*[૧]

**એકદા ગૃહદાસીષુ યશોદા નન્દગેહિની ।**
**કર્માન્તરનિયુક્તાસુ નિર્મમન્થ સ્વયં દધિ ॥ ૧॥**

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એક સમયે નંદરાણી યશોદાજીએ ઘરની દાસીઓને તો બીજા કામમાં લગાવી દીધી અને સ્વયં (પોતાના લાલને માખણ ખવરાવવા માટે) દહીં-મંથન કરવા લાગ્યાં.* ॥ ૧ ॥ મેં તમને અત્યાર સુધી ભગવાનની જે જે લીલાઓનું વર્ણન કર્યું છે, યશોદાજી દહીં મંથન કરતાં-કરતાં તે બધી લીલાઓનું સ્મરણ પણ કરતાં હતાં અને ગાતાં પણ હતાં.★ ॥ ૨ ॥

**યાનિ યાનીહ ગીતાનિ તદ્બાલચરિતાનિ ચ ।**
**દધિનિર્મન્થને કાલે સ્મરન્તી તાન્યગાયત ॥ ૨॥**

**ક્ષૌમં વાસઃ પૃથુકટિતટે**
**બિભ્રતી સૂત્રનદ્ધં**
**પુત્રસ્નેહસ્નુતકુચયુગં**
**જાતકમ્પં ચ સુભ્રૂઃ ।**
**રજ્જ્વાકર્ષશ્રમભુજચલ-**
**ત્કઙ્કણૌ કુણ્ડલે ચ**
**સ્વિન્નં વક્ત્રં કબરવિગલ-**
**ન્માલતી નિર્મમન્થ ॥ ૩॥**

તેમણે પોતાના સ્થૂળ કટિભાગમાં મેખલાથી બાંધેલું રેશમી વસ્ત્ર ધારણ કર્યું હતું. તેમનાં સ્તનમાંથી પુત્રસ્નેહની વિપુલતાને કારણે દૂધ સ્રવતું હતું અને તેમનું આખું શરીર આમ-તેમ ડોલતું હતું. નેતરું ખેંચવાના શ્રમથી હાથ કંઈક થાકી ગયા હતા. હાથમાં પહેરેલાં કંકણ અને કર્ણફૂલ હાલી રહ્યાં હતાં. મુખ પર પસીનાનાં બુંદ આવી ગયાં હતાં. અંબોડામાંથી માલતીનાં પુષ્પો સરી પડતાં હતાં. આ પ્રમાણે યશોદાજી દહીં-મંથન કરી રહ્યાં હતાં.● ॥ ૩ ॥

---

૧. બાદરાયણિરુવાચ ।

* આ પ્રસંગમાં 'એક સમયે'નું તાત્પર્ય છે, કારતક મહિનો. પુરાણોમાં આને 'દામોદરમાસ' કહે છે. ઇન્દ્રયાગના અવસર પર દાસીઓ બીજા કામમાં વ્યસ્ત હોય એ સંભવ છે. **'નિયુક્તાસુ'** – આ પદનો અર્થ એવો થાય છે કે યશોદાજીએ જાણી-જોઈને દાસીઓને બીજા કામમાં લગાવી હતી. **'યશોદા'** નામનો ઉલ્લેખ કરવાનો અભિપ્રાય એ છે કે પોતાના વિશુદ્ધ વાત્સલ્યપ્રેમના વ્યવહારથી છ ઐશ્વર્યના સ્વામી ભગવાનને પણ પ્રેમને આધીન થઈને, ભક્તિને વશ થઈને ભક્તના હાથે બંધાઈ જવાનો **'યશ'** યશોદાજી જ આપે છે. ગોપરાજ નંદજીના વાત્સલ્યપ્રેમના આકર્ષણથી સચ્ચિદાનંદ-પરમાત્માસ્વરૂપ શ્રીભગવાન નંદનંદનરૂપે જગતમાં અવતરીને જગતના લોકોને આનંદ પ્રદાન કરે છે. જગતને આ અપ્રાકૃત પરમાનંદનો રસાસ્વાદ કરાવવામાં નંદબાવા જ કારણ છે. તે નંદજીનાં પત્ની થવાથી એમને **'નંદગેહિની'** કહેવામાં આવ્યાં છે. સાથે-સાથે **'નંદગેહિની'** અને **'સ્વયં'** – આ બે પદ એ વાતનાં સૂચક છે કે દહીં-મંથનનું કાર્ય તેમના યોગ્ય નથી. તેમ છતાં પુત્રસ્નેહની વિપુલતાને કારણે એવું વિચારીને કે, 'મારા લાલને મારા હાથનું જ માખણ ભાવે છે' તેથી તેઓ સ્વયં દહીં-મંથન કરી રહ્યાં હતાં.

★ આ શ્લોકમાં ભક્તના સ્વરૂપનું નિરૂપણ છે. શરીરથી દહીં-મંથનરૂપી સેવાકાર્ય થઈ રહ્યું છે, હૃદયમાં સ્મરણની ધારા સતત પ્રવાહિત થઈ રહી છે, વાણીમાં બાલચરિત્રનું સંગીત છે. આમ, ભક્તનાં તન-મન-વચન બધાં પોતાના પ્રિય લાલજીની સેવામાં લાગી ગયાં છે. સ્નેહ અમૂર્ત પદાર્થ છે, તે સેવાના રૂપે જ વ્યક્ત થાય છે. સ્નેહના જ વિલાસવિશેષ છે – નૃત્ય અને સંગીત. યશોદાજીના જીવનમાં અત્યારે રાગ અને ભોગ બન્ને પ્રગટરૂપે છે.

● કમરમાં રેશમી વસ્ત્ર દોરીથી કસીને બાંધેલું છે અર્થાત્ જીવનમાં આળસ, પ્રમાદ, અસાવધાની નથી. સેવા-કર્મમાં પૂરી તત્પરતા છે. રેશમી વસ્ત્ર એટલા માટે પહેર્યું છે કે, કોઈ પ્રકારની અપવિત્રતા રહી જશે તો મારા કનૈયાને કંઈ થઈ જશે.

માતાના હૃદયનો રસસ્નેહ – દૂધ સ્તનમાંથી સ્રવી રહ્યું છે; તે બહાર જોઈ રહ્યું છે કે શ્યામસુંદર આવે ત્યારે તેમની દૃષ્ટિ મારા પર પડે અને તેઓ પહેલાં માખણ ન ખાતાં મને જ પીએ – આ જ તેની લાલસા છે.

તાં સ્તન્યકામ આસાદ્ય મથ્નન્તીં જનનીં હરિઃ ।
ગૃહીત્વા દધિમન્થાનં ન્યષેધત્ પ્રીતિમાવહન્ ॥ ૪॥

તે જ સમયે ભગવાન શ્રીકૃષ્ણ સ્તનપાન કરવા માટે દહીં-મંથન કરતાં પોતાની મા પાસે આવ્યા. તેમણે માના હૃદયમાં પ્રેમ અને આનંદને ઉત્પન્ન કરતાં રવૈયાને પકડી લીધો અને જનનીને મંથન કરતાં અટકાવી દીધાં.❖ ॥ ૪ ॥

તમઙ્કમારૂઢમપાયયત્ સ્તનં
સ્નેહસ્નુતં સસ્મિતમીક્ષતી મુખમ્[૧] ।
અતૃપ્તમુત્સૃજ્ય જવેન સા યયા-
વુત્સિચ્યમાને પયસિ ત્વધિશ્રિતે ॥ ૫॥

શ્રીકૃષ્ણ મા યશોદાના ખોળામાં ચડી ગયા. વાત્સલ્ય-સ્નેહની અધિકતાથી તેમનાં સ્તનોમાંથી દૂધ તો સ્રવી જ રહ્યું હતું. તેઓ લાલને પિવડાવવા લાગ્યાં અને મંદ-મંદ હાસ્ય-યુક્ત તેમનું મુખ નિરખવા લાગ્યાં. એટલામાં જ બીજી બાજુ ચૂલા પર મૂકેલા દૂધમાં ઊભરો આવ્યો. તે જોઈને યશોદાજી તેમને અતૃપ્ત જ છોડીને જલદીથી દૂધ ઉતારવા માટે દોડી ગયાં.❖ ॥ ૫ ॥

સઞ્જાતકોપઃ[૨] સ્ફુરિતારુણાધરં[૩]
સન્દશ્ય દદ્ભિર્દધિમન્થભાજનમ્ ।
ભિત્ત્વા મૃષાશ્રુર્દૃષદશ્મના રહો
જઘાસ હૈયઙ્ગવમન્તરં ગતઃ ॥ ૬॥

આથી શ્રીકૃષ્ણને ગુસ્સો આવ્યો. તેમણે ફરકતા લાલ હોઠને દાંતમાં દબાવી પાસે પડેલો પથ્થર મારીને દહીં-મથવાની ગોળી ફોડી નાંખી અને આંખોમાં બનાવટી આંસુ લાવીને બીજા ઓરડામાં જઈને એકલા તાજું માખણ ખાવા લાગ્યા.✦ ॥ ૬ ॥

---

સ્તનોના કાંપવનું કારણ એ છે કે, તેમને ભય છે કે, ક્યાંક મારું પાન નહીં કરે તો!

કંકણ અને કુંડળ ઊછળી-ઊછળીને માને વધાઈ આપે છે. યશોદાજીના હાથનાં કંકણ એટલા માટે ખણખણી રહ્યાં છે કે તે આજે તેમનાં હાથોમાં રહીને ધન્ય થઈ ગયાં કે જે હાથ ભગવાનની સેવામાં લાગેલા છે. અને કુંડળ યશોદા મૈયાના મુખથી લીલા-ગાન સાંભળીને પરમાનન્દ બની હાલતાં હાલતાં કાનોની સફળતા સૂચવી રહ્યાં છે. હાથ તે જ ધન્ય છે, જે ભગવાનની સેવા કરે અને કાન તે ધન્ય છે, જેમાં ભગવાનના લીલા-ગુણ-ગાનની અમૃતધારા પ્રવેશ કરતી રહે. મુખ પર પરસેવો અને માલતીનાં પુષ્પો નીચે પડ્યાં તે તરફ માનું ધ્યાન નથી. તેઓ શૃંગાર અને શરીરને વિસારી મૂક્યાં છે. અથવા માલતીનાં પુષ્પો સ્વયં માથાના અંબોડામાંથી છૂટીને ભગવાનની માતાના ચરણોમાં રહેવામાં પોતાનુ સૌભાગ્ય માને છે, કહે છે, અમે માથા પર રહેવાના અધિકારી નથી.

૧. સુતમ્ । ૨. સ જાત૦ । ૩. ત્તારુણાધરઃ ।

❖ હૃદયમાં લીલાની સુખસ્મૃતિ, હાથોમાં દધિમંથન અને મુખમાં લીલા-ગાન—આ પ્રમાણે તન, મન અને વચન—ત્રણેનો શ્રીકૃષ્ણ સાથે સંયોગ થતાં જ શ્રીકૃષ્ણ 'મા, મા' પોકારવા લાગ્યા. અત્યાર સુધી ભગવાન શ્રીકૃષ્ણ સૂતા હતા. માની સ્નેહ-સાધનાએ તેમને જગાડી દીધા. તેઓ નિર્ગુણમાંથી સગુણ થયા, અચલમાંથી ચલ થયા, નિષ્કામમાંથી સકામ થયા અને સ્નેહભૂખ્યા થઈ મા પાસે ગયા. શા માટે મા પાસે આવ્યા? તો કહે છે કે 'સ્તન્યકામઃ'! દહીં-મંથન કરતાં હતાં ત્યારે આવ્યા, ઠાલા બેઠેલાંની પાસે નહીં.

ભગવાન સર્વત્ર સાધનાની પ્રેરણા આપે છે, પોતાની તરફ આકૃષ્ટ કરે છે; પરંતુ રવૈયો પકડીને તેમને રોકી લીધાં. 'મા! હવે તારી સાધના પૂરી થઈ ગઈ. હવે હું તારી સાધનાનો આથી વધારે ભાર નથી સહી શકતો.' મા પ્રેમમાં ડૂબી ગયાં – ન્યાલ થઈ ગયાં.... મારો લાલો મને આટલો પ્રેમ કરે છે.

❖ મા લાલાને રોકવા લાગ્યાં – 'જરા મને માખણ તો કાઢી લેવા દે.' 'ઊં-ઊં-ઊં મારે દૂધ પીવું છે...' બન્ને હાથથી માની કમર પકડીને એક પગ ઢીંચણ પર મૂક્યો અને શરીર પર ચડી ગયા. સ્તનમાંથી દૂધ વરસી પડ્યું. મા દૂધ પિવડાવા લાગ્યાં. લાલજી હસવા લાગ્યા, માની આંખો લાલાના સુંદર હાસ્ય પર ચોંટી ગઈ. 'ઈક્ષતિ' પદનો અભિપ્રાય એ છે કે, જ્યારે લાલો મોઢું ઊંચુ કરી જોશે ત્યારે મને મારી આંખો તેના પર મંડાયેલી જોઈને રાજી થશે. સામે પદ્મગન્ધા ગાયનું દૂધ ગરમ થઈ રહ્યું હતું. તે દૂધે વિચાર્યું – 'સ્નેહમયી મા યશોદાનું દૂધ ક્યારેય ઓછું નહીં થાય અને શ્યામસુંદર ક્યારેય ધરાશે નહીં. આ બન્નેની પરસ્પર હરીફાઈ થઈ રહી છે અને હું બિચારું યુગ-યુગથી, જન્મોજન્મથી શ્યામસુંદરના હોઠનો સ્પર્શ કરવા માટે વ્યાકુળ થઈ, તપી-તપીને મરું છું. હવે, આવા જીવનથી શો લાભ જે શ્રીકૃષ્ણના કામમાં ન આવે. તેથી સારું છે કે તેમની આંખો સામે જ અગ્નિમાં કૂદી પડું.' માની આંખો પહોંચી ગઈ. દયાથી પીગળી ગયેલાં માને શ્રીકૃષ્ણનું પણ ધ્યાન ન રહ્યું. તેમને એક બાજુ મૂકીને દોડી ગયાં. ભક્ત ભગવાનને એક બાજુ રાખી દઈને પણ દુઃખીજનોની રક્ષા કરે છે. ભગવાન અતૃપ્ત જ રહી ગયા. શું ભક્તોના હૃદયના સ્નેહથી તેમને ક્યારેય તૃપ્તિ થઈ શકે? તે દિવસથી તેમનું નામ થયું, 'અતૃપ્ત.'

✦ શ્રીકૃષ્ણના હોઠ ફફડ્યા. ક્રોધ તેમના હોઠોના સ્પર્શથી કૃતાર્થ થઈ ગયો. લાલ-લાલ હોઠ સફેદ દૂધિયા દાંતોથી દબાવી દીધા, જાણે

ઉત્તાર્ય ગોપી સુશ્રૃતં પયઃ પુનઃ
પ્રવિશ્ય સન્દૃશ્ય ચ દધ્યમત્રકમ્ ।
ભગ્નં વિલોક્ય સ્વસુતસ્ય કર્મ ત-
જ્જહાસ તં ચાપિ ન તત્ર પશ્યતી ॥ ૭॥

યશોદાજી ઊભરાતા દૂધને ઉતારીને* પછી દહીં-મંથનવાળા ઓરડામાં આવ્યાં. ત્યાં જુએ છે તો દહીં મથવાની ગોળીના ટુકડે-ટુકડા થઈ ગયા છે. તેઓ સમજી ગયાં કે આ કામ મારા લાલાનું જ છે. એવું વિચારીને તેઓ હસ્યાં પણ ત્યાં લાલાને તેમણે જોયો નહીં. ॥ ૭ ॥ આમ-તેમ શોધવાથી ખબર પડી કે શ્રીકૃષ્ણ એક ખાંડણિયો ઊંધો વાળી તેના પર ઊભા છે અને શીકા પર રાખેલું માખણ લઈ-લઈને વાનરોને લુટાવી રહ્યા છે. પણ તેમને એવો ડર પણ છે કે, ક્યાંક મારી ચોરી પકડાઈ ન જાય, તેથી તેમના ચંચળ નેત્રો ભયશંકિત જણાતાં હતાં. આ જોઈને યશોદાજી પાછળથી ધીરે-ધીરે તેમની પાસે પહોંચી ગયાં.* ॥ ૮ ॥ જ્યારે શ્રીકૃષ્ણે જોયું કે, મારી મા હાથમાં લાકડી લઈને મારી તરફ આવી રહી છે, ત્યારે તરત ખાંડણિયા પરથી કૂદી પડ્યા અને ભયભીત થયા હોય એમ ભાગ્યા! પરીક્ષિત! મોટા મોટા યોગીઓ તપસ્યા દ્વારા પોતાના મનને અત્યંત શુદ્ધ અને સૂક્ષ્મ બનાવીને પણ જેમનામાં પ્રવેશ કરાવી શકતા નથી, પ્રાપ્ત કરવાની વાત તો બાજુ પર રહી, તે જ ભગવાનની પાછળ-પાછળ તેમને પકડવા માટે યશોદાજી દોડ્યાં.● ॥ ૯ ॥

ઉલૂખલાઙ્ઘ્રેરુપરિ વ્યવસ્થિતં
મર્કાય કામં દદતં શિચિ સ્થિતમ્ ।
હૈયઙ્ગવં ચૌર્યવિશઙ્કિતેક્ષણં
નિરીક્ષ્ય પશ્ચાત્ સુતમાગમચ્છનૈઃ ॥ ૮॥

તામાત્તયષ્ટિં પ્રસમીક્ષ્ય સત્વર-
સ્તતોઽવરુહ્યાપસસાર ભીતવત્ ।
ગોપ્યન્વધાવન્ન યમાપ યોગિનાં
ક્ષમં પ્રવેષ્ટું તપસેરિતં મનઃ ॥ ૯॥

---

સત્ત્વગુણ રજોગુણ પર શાસન કરી રહ્યો હોય, બ્રાહ્મણ ક્ષત્રિયોને દંડ આપી રહ્યો હોય. તે ક્રોધ ઊતર્યો દહીં મથવાની ગોળી પર. તેમાં એક અસુર આવીને બેઠો હતો. દમ્ભે કહ્યું — કામ, ક્રોધ અને અતૃપ્તિ પછી મારો વારો છે. તે આંસુ બનીને આંખોમાં છલકાયો. શ્રીકૃષ્ણ પોતાના ભક્તો પ્રતિ પોતાની મમતાની ધારા પ્રવાહિત રાખવા માટે શું-શું નથી કરતા? આ કામ, ક્રોધ, લોભ અને દંભ પણ આજે બ્રહ્મનો સ્પર્શ કરીને ધન્ય થઈ ગયા! શ્રીકૃષ્ણના ઘરમાં પેસીને માખણ ઝાપટવા લાગ્યા, જાણે કે, માને બતાવતા હોય કે હું કેટલો ભૂખ્યો છું.

પ્રેમી ભક્તોનો 'પુરુષાર્થ' ભગવાન નથી, બલકે ભગવાનની સેવા છે. તેઓ ભગવાનની સેવા માટે ભગવાનનો પણ ત્યાગ કરી શકે છે. યશોદાજીએ પોતાના હાથે દોહેલું પદ્મગન્ધા ગાયનું આ દૂધ શ્રીકૃષ્ણ માટે જ ગરમ થઈ રહ્યું હતું, થોડીવાર પછી તેમને તે પિવડાવવું હતું. દૂધ ઊભરાઈ જશે તો મારો લાલ ભૂખ્યો રહેશે... રડશે, તેથી મા તેમને નીચે મૂકીને દૂધ ઉતારવા દોડ્યાં.

* યશોદામા દૂધ પાસે પહોંચ્યાં. પ્રેમનું અદ્ભુત દૃશ્ય! પુત્રને ખોળામાંથી નીચે મૂકી તેના પીવાના પદાર્થ પર આટલો પ્રેમ શા માટે? તેની છાતીનું દૂધ તો પોતાનું છે, તે ક્યાંય ભાગી જવાનું નહોતું. પરંતુ આ હજારો પસંદગીની ગાયોના દૂધથી પાળેલી પદ્મગન્ધા ગાયનું દૂધ ફરી ક્યાંથી મળશે? વૃન્દાવનનું દૂધ અપ્રાકૃત, ચિન્મય, પ્રેમજગતનું દૂધ માને આવતાં જોઈને શરમાઈને દબાઈ ગયું. 'અહો, અગ્નિમાં કૂદવાનો સંકલ્પ કરીને મેં માના સ્નેહાનંદમાં કેટલું વિઘ્ન નાંખ્યું? અને મા પોતાનો આનંદ છોડીને મારી રક્ષા માટે દોડતી આવી રહી છે. મને ધિક્કાર છે,' દૂધનું ઊભરાવું બંધ થઈ ગયું અને તે તરત પોતાને સ્થાને બેસી ગયું.

* 'મા! તમે મને ખોળામાં નહીં બેસાડો તો હું કોઈ ખલના ખોળામાં બેસીશ' — આવું વિચારીને જ જાણે શ્રીકૃષ્ણ ઊંધા ઊખલ (ખાંડણિયા) ઉપર જઈને બેસી ગયા. ઉદાર પુરુષ ભલેને ખલની સાથે જઈને બેસે, પરંતુ તેનો શીલ-સ્વભાવ બદલાતો નથી. ખાંડણિયા પર બેસીને પણ તેઓ વાંદરાને માખણ વહેંચવા લાગ્યા. સંભવ છે કે રામાવતાર વખતે જે કૃતજ્ઞતાનો ભાવ ઉદિત થયો હતો, તેના કારણે અથવા હમણાં-હમણાં જે ક્રોધ આવી ગયો હતો, તેનું પ્રાયશ્ચિત્ત કરવા માટે!

શ્રીકૃષ્ણનાં નેત્રો છે (ચૌર્યવિશંકિત) ધ્યાન કરવા યોગ્ય. આમ તો તેમનાં લલિત (સુંદર), કલિત (જાણેલાં), છલિત (છેતરનારાં), બલિત (બળશાળી), ચકિત (વિસ્મિત) વગેરે અનેક પ્રકારનાં ધ્યાન નેત્ર છે, પરંતુ તે પ્રેમીજનોના હૃદયમાં ઊંડે ઘા કરે છે.

● ભયથી ભાગી જનારા ભગવાન છે. આ એક અપૂર્વ દર્શન છે! પોતાના ઐશ્વર્યને તો જાણે માતાના વાત્સલ્યપ્રેમ પર ન્યોછાવર કરીને વ્રજની બહાર જ ફેંકી દીધું છે. કોઈ અસુર અસ્ત્ર-શસ્ત્ર લઈને આવતો ત્યારે શ્રીકૃષ્ણ સુદર્શનચક્રનું સ્મરણ કરતા. પરંતુ માની લાકડીથી બચવા માટે તેમની પાસે કોઈ અસ્ત્ર-શસ્ત્ર નથી! ભગવાનની આ ભયભીત છબી કેટલી મધુર છે! ધન્ય છે આ ભયને.

અન્વઞ્ચમાના જનની બૃહચ્ચલ-
ચ્છ્રોણીભરાક્રાન્તગતિઃ સુમધ્યમા ।
જવેન વિસ્રંસિતકેશબન્ધન-
ચ્યુતપ્રસૂનાનુગતિઃ પરામૃશત્ ॥ ૧૦॥

જ્યારે આ પ્રમાણે મા યશોદા શ્રીકૃષ્ણની પાછળ દોડવા લાગ્યાં ત્યારે થોડી જ વારમાં મોટા-મોટા અને હાલતા નિતંબને કારણે અંબોડાની ગાંઠ ઢીલી પડી ગઈ. તેઓ જેમ-જેમ આગળ વધતાં, પાછળ-પાછળ વેણીમાં ગૂંથેલાં ફૂલ ખરી પડતાં હતાં. આ પ્રમાણે યશોદાજી તેમને જેમ-તેમ કરીને પકડી શક્યાં.✤ ॥ ૧૦ ॥

કૃતાગસં તં પ્રરુદન્તમક્ષિણી
કષન્તમઞ્જન્મષિણી સ્વપાણિના ।
ઉદ્વીક્ષમાણં ભયવિહ્વલેક્ષણં
હસ્તે ગૃહીત્વા ભિષયન્ત્યવાગુરત્ ॥ ૧૧॥

શ્રીકૃષ્ણનો હાથ પકડીને તેઓ તેમને બિવડાવવા – ધમકાવવા લાગ્યાં. તે સમયે શ્રીકૃષ્ણનું સ્વરૂપ જોવા જેવું વિલક્ષણ હતું. ગુનો તો કર્યો જ હતો, તેથી રડવું રોકવા છતાં રોકાતું ન હતું. હાથોથી આંખો ચોળી રહ્યા હતા, તેથી મોંઢા ઉપર કાજળ ફેલાઈ ગયું હતું, માર પડવાના ભયથી આંખો અદ્ધર ચઢી ગઈ હતી, તેના કારણે વ્યાકુળતા સ્પષ્ટ જણાતી હતી.✤ ॥ ૧૧ ॥

ત્યક્ત્વા યષ્ટિં સુતં ભીતં વિજ્ઞાયાર્ભકવત્સલા ।
ઈયેષ કિલ તં બદ્ધું દામ્નાઽતદ્વીર્યકોવિદા ॥ ૧૨॥

જ્યારે યશોદાજીએ જોયું કે લાલો બહુ ગભરાઈ ગયો છે, ત્યારે તેમના હૃદયમાં વાત્સલ્ય-સ્નેહ ઊભરાઈ આવ્યો. તેમણે લાકડી ફેંકી દીધી. ત્યાર પછી વિચાર્યું કે, આને એકવાર દોરડાથી બાંધી દેવો જોઈએ (અન્યથા આ ક્યાંક નાસી જશે). પરીક્ષિત! સાચું પૂછો તો યશોદા મૈયા પોતાના બાળકના ઐશ્વર્યને જાણતાં ન હતાં.✤ ॥ ૧૨ ॥

---

✤ મા યશોદાનું શરીર અને શૃંગાર બન્ને તેમનો વિરોધ કરવા લાગ્યાં – તમે પ્રિય કનૈયાને કેમ ભગાડી રહ્યાં છો. પરંતુ મૈયાએ તેમને પકડીને જ છોડ્યા.

✤ વિશ્વના ઈતિહાસમાં, ભગવાનના સંપૂર્ણ જીવનમાં, પહેલીવાર સ્વયં વિશ્વેશ્વર ભગવાન માની સામે અપરાધી બનીને ઊભા છે. જાણે અપરાધી પણ હું જ છું – આ સત્યને પ્રત્યક્ષ દેખાડી દીધું. ડાબા હાથે બન્ને આંખો ચોળી-ચોળીને જાણે મા પાસે કહેવડાવવા માગે છે કે, આ કોઈ કર્મના કર્તા નથી. ઉપર જોવાનું કારણ એ છે કે, જ્યારે મા સ્વયં મારવા માટે તૈયાર છે, ત્યારે મને કોણ મદદ કરશે? નેત્ર ભયથી વિહ્વળ થઈ રહ્યાં છે, એ ભલે કહી દે કે મેં નથી કર્યું, પણ અમે કઈ રીતે કહીએ? પછી તો લીલા જ બંધ થઈ જશે.

માએ ધમકાવ્યા – અરે, તોફાની! વાંદરાના ભાઈ! ગોળીફોડ! હવે જોઉં છું, તને માખણ ક્યાંથી મળે છે? આજે હું તને એવો બાંધીશ, એવો બાંધીશ કે ન તો તું તારા મિત્રો સાથે રમવા જઈ શકીશ અને ન માખણચોરી વગેરે ઉત્પાત પણ કરી શકીશ.

✤ 'અરે મા! મને માર નહિ.' માએ કહ્યું, 'જો તને માર પડવાની આટલી બીક હતી તો ગોળી કેમ ફોડી?' શ્રીકૃષ્ણ – 'અરે મા! હું હવેથી આવું ક્યારેય નહીં કરું. તું તારા હાથમાંથી લાકડી ફેંકી દે.'

શ્રીકૃષ્ણનું ભોળપણ જોઈને માનું હૃદય ભરાઈ ગયું. વાત્સલ્ય-સ્નેહના સમુદ્રમાં ભરતી આવી. તે વિચારવા લાગ્યાં – લાલો બહુ બી ગયો છે. ક્યાંક છૂટો મૂકું તો ભાગીને વનમાં જતો ન રહે, ક્યાં ક્યાં ભટકશે, ભૂખ્યો, તરસ્યો રહેશે. તેથી તેને થોડીવાર તો બાંધી જ મૂકું. દૂધ માખણ તૈયાર થશે ત્યારે મનાવી લઈશ. આવું વિચારીને માએ કનૈયાને બાંધવાનો વિચાર કર્યો. બાંધવા પાછળ પણ માનું વાત્સલ્ય જ હતું.

ભગવાનના ઐશ્વર્યનું અજ્ઞાન બે પ્રકારનું હોય છે, એક તો સાધારણ પ્રાકૃત જીવોને થતું અને બીજું, ભગવાનના નિત્યસિદ્ધ પ્રેમીજનોને થતું. યશોદા મૈયા વગેરે ભગવાનની સ્વરૂપભૂતા ચિન્મયી લીલાના અપ્રાકૃત નિત્ય-સિદ્ધ પરિજન છે. ભગવાનના પ્રતિ વાત્સલ્યભાવ, શિશુ-પ્રેમની અધિકતાને કારણે જ તેમનું ઐશ્વર્ય-જ્ઞાન પરાજિત થઈ જાય છે; અન્યથા તેમનામાં અજ્ઞાનની સંભાવના જ નથી. એમની સ્થિતિ તુરીયાવસ્થા અથવા સમાધિનું પણ અતિક્રમણ કરીને સહજ પ્રેમમાં રહે છે. ત્યાં પ્રાકૃત અજ્ઞાન, મોહ, રજોગુણ અને તમોગુણની તો વાત જ શી કરવી, પ્રાકૃત સત્ત્વની પણ ગતિ નથી. તેથી એમનું અજ્ઞાન પણ ભગવાનની લીલાની સિદ્ધિ માટે તેમની લીલા-શક્તિનો જ એક ચમત્કારવિશેષ છે.

ત્યાં સુધી હૃદયમાં જડતા રહે છે, જ્યાં સુધી ચેતનનું સ્ફુરણ થતું નથી. શ્રીકૃષ્ણ હાથમાં આવી જવાથી યશોદા માએ લાકડી ફેંકી દીધી – આ બધી રીતે સ્વાભાવિક છે.

મારી તૃપ્તિનો પ્રયત્ન છોડીને નાની-મોટી વસ્તુ પર દૃષ્ટિ નાખવી એ માત્ર અર્થહાનિનું કારણ નથી, મને પણ આંખોથી દૂર કરી દે

**ન ચાન્તર્ન બહિર્યસ્ય ન પૂર્વં નાપિ ચાપરમ્ ।**
**પૂર્વાપરં બહિશ્ચાન્તર્જગતો યો જગચ્ચ યઃ ॥ ૧૩॥**

**તં મત્વાઽઽત્મજમવ્યક્તં મર્ત્યલિઙ્ગમધોક્ષજમ્ ।**
**ગોપિકોલૂખલે દામ્ના બબન્ધ પ્રાકૃતં યથા ॥ ૧૪॥**

જેમાં ન બહાર છે, ન અંદર, ન આદિ છે ન અંત, જે જગતના પહેલાં પણ હતા, પછી પણ રહેશે; આ જગતની અંદર તો છે જ, બહારનાં રૂપોમાં પણ છે, વધારે તો શું, જગતના રૂપમાં પણ સ્વયં તે જ છે*; એટલું જ નહીં, જે સમસ્ત ઇન્દ્રિયોથી પર અને અવ્યક્ત છે – તે જ ભગવાનને મનુષ્ય જેવું રૂપ લીધું હોવાને કારણે પુત્ર સમજીને યશોદાજી દોરડાથી ખાંડણિયા સાથે એ રીતે બાંધી દે છે, જાણે કોઈ સામાન્ય બાળક✤ હોય. ॥ ૧૩-૧૪ ॥

**તદ્ દામ બધ્યમાનસ્ય સ્વાર્ભકસ્ય કૃતાગસઃ ।**
**દ્વયઙ્ગુલોનમભૂત્તેન સન્દધેઽન્યચ્ચ ગોપિકા ॥ ૧૫॥**

જ્યારે મા યશોદા પોતાના તોફાની અને ચાલાક પુત્રને દોરડાથી બાંધવા લાગ્યાં ત્યારે તે બે આંગળ ઓછું પડ્યું! ત્યારે તેમણે બીજું દોરડું લાવીને તેની સાથે જોડ્યું.★ ॥ ૧૫ ॥

**યદાઽઽસીત્તદપિ ન્યૂનં તેનાન્યદપિ સન્દધે ।**
**તદપિ દ્વયઙ્ગુલં ન્યૂનં યદ્ યદાદત્ત બન્ધનમ્ ॥ ૧૬॥**

જ્યારે તે પણ નાનું પડ્યું, ત્યારે તેની સાથે બીજું દોરડું જોડ્યું.● આ પ્રમાણે તેઓ જેમ જેમ દોરડાં લાવીને જોડતાં ગયાં, તેમ તેમ જોડ્યા પછી પણ બે આંગળ નાનાં જ પડતાં ગયાં.✦ ॥ ૧૬ ॥

---

છે. પરંતુ બધું જ છોડીને મારી પાછળ દોડવું મારી પ્રાપ્તિનો હેતુ છે. શું મૈયાના કાર્યથી આ વાતનો બોધ નથી મળતો?

મને યોગીઓની બુદ્ધિ પણ પકડી શકતી નથી. પરંતુ જે બધી બાજુથી મોઢું ફેરવીને મારી તરફ દોડે છે, હું તેની મુઠ્ઠીમાં આવી જાઉં છું. આવું વિચારીને જ ભગવાન યશોદાજીના હાથે પકડાઈ ગયા.

* આ (૧૩માં) શ્લોકમાં શ્રીકૃષ્ણને બ્રહ્મરૂપ બતાવ્યા છે. 'ઉપનિષદોમાં જેમ બ્રહ્મનું વર્ણન છે – અપૂર્વમ્ અનપરમ્ અનન્તરમ્ અબાહ્યમ્' વગેરે. તે જ વાત અહીં શ્રીકૃષ્ણના સંબંધમાં છે. તે સર્વનું અધિષ્ઠાન, સર્વસાક્ષી, સર્વાતીત, સર્વાન્તર્યામી, સર્વના ઉપાદાન અને સર્વરૂપ બ્રહ્મ જ યશોદા માના પ્રેમને વશ બંધાઈ રહ્યા છે. બંધનરૂપ હોવાને કારણે તેમનામાં કોઈ પ્રકારની અસંગતિ અથવા અનૌચિત્ય પણ નથી.

✤ એ ફરી ક્યારેય ખાંડણિયા પર જઈને ન બેસે તે માટે ખાંડણિયાથી બાંધવા જ યોગ્ય છે; કારણ કે ખલનો વધારે સંગ થાય તો મનમાં ઉદ્વેગ થઈ જાય છે.

આ ખાંડણિયો પણ ચોર જ છે; કારણ કે તેણે કનૈયાને ચોરી કરવામાં મદદ કરી છે. બન્ને બાંધવાને પાત્ર હોવાથી યશોદાજીએ બન્નેને બાંધવાનો પ્રયત્ન કર્યો.

★ યશોદામા જેમ-જેમ પોતાના સ્નેહ, મમતા વગેરે ગુણો (સદ્‌ગુણો અથવા દોરડા)થી શ્રીકૃષ્ણનું પેટ ભરવા લાગ્યાં, તેમ-તેમ પોતાની નિત્યમુક્તતા, સ્વતંત્રતા વગેરે સદ્‌ગુણોથી ભગવાન પોતાના સ્વરૂપને પ્રગટ કરવા લાગ્યા.

● ૧. સંસ્કૃત સાહિત્યમાં 'ગુણ' શબ્દના ઘણા અર્થ છે – સદ્‌ગુણ, સત્ત્વ વગેરે ગુણ અને દોરડું. સત્ત્વ, રજ વગેરે ગુણ પણ અખિલ બ્રહ્માંડનાયક ત્રિલોકનાથ ભગવાનનો સ્પર્શ કરી શકતા નથી. પછી આ નાનકડો ગુણ (બે વેંતની દોરી) તેમને કઈ રીતે બાંધી શકે? આ જ કારણે યશોદાજીનું દોરડું ઓછું પડે છે.

૨. સંસારના વિષયો ઇન્દ્રિયોને જ બાંધવામાં સમર્થ છે – વિષિણ્વન્તિ ઇતિ વિષયાઃ। એ હૃદયમાં સ્થિત અંતર્યામી અને સાક્ષીને બાંધી શકતા નથી. ત્યારે ગાયને બાંધવાનું દામણું ગો-પતિ (ઇન્દ્રિયો અથવા ગાયોના સ્વામી)ને કઈ રીતે બાંધી શકે?

૩. વેદાંતના સિદ્ધાંત પ્રમાણે અધ્યસ્તમાં જ બંધન હોય છે, અધિષ્ઠાનમાં નહીં. ભગવાન શ્રીકૃષ્ણનું ઉદર અનન્ત કોટિ બ્રહ્માંડોનું અધિષ્ઠાન છે, તેને કઈ રીતે બાંધી શકાય?

૪. ભગવાન જેને પોતાની કૃપાદૃષ્ટિથી જોઈ લે છે તે જ સદાને માટે બંધન-મુક્ત થઈ જાય છે. યશોદા મા પોતાના હાથમાં જે દોરડું લેતાં, તેના પર શ્રીકૃષ્ણની દૃષ્ટિ પડી જતી. તે સ્વયં મુક્ત થઈ જતું, પછી તેમાં ગાંઠ કઈ રીતે બંધાય?

૫. કોઈ સાધક જો પોતાના ગુણ દ્વારા ભગવાનને રીઝવવા ઇચ્છે તો રીઝવી શકતો નથી. જાણે આ વાતને જ સિદ્ધ કરવા માટે કોઈ પણ ગુણ (દોરડું) ભગવાનના ઉદરને બાંધવામાં સમર્થ ન થયું.

✦ દોરડું બે આંગળ જ ઓછું કેમ થયું? આ વિષયમાં કહે છે-

૧. ભગવાને વિચાર્યું કે, જ્યારે હું શુદ્ધ હૃદયના ભક્તોને દર્શન આપું છું, ત્યારે મારી સાથે એકમાત્ર સત્ત્વગુણથી જ સંબંધની સ્ફૂર્તિ થાય છે, રજોગુણ અને તમોગુણથી નહીં. તેથી તેમણે દોરડાને બે આંગળ ઓછું કરીને પોતાનો ભાવ પ્રગટ કર્યો.

એવં સ્વગેહદામાનિ યશોદા સન્દધત્યપિ ।
ગોપીનાં સુસ્મયન્તીનાં સ્મયન્તી વિસ્મિતાભવત્ ॥ ૧૭॥

યશોદાજીએ ઘરનાં બધાં દોરડાં ગાંઠ્યાં, છતાં પણ તેઓ ભગવાન શ્રીકૃષ્ણને ન બાંધી શક્યાં. તેમની અસફળતાને જોઈ રહેલી ગોપીઓ હસવા લાગી. અને તે સ્વયં પણ હસતાં હસતાં વિસ્મિત થઈ ગયાં.✣ ॥ ૧૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે મારી માનું શરીર પસીનાથી લથપથ થઈ ગયું છે, અંબોડામાં ગૂંથેલી વેણી પડી ગઈ છે અને તે બહુ થાકી પણ ગયાં છે; ત્યારે કૃપા કરીને તેઓ સ્વયં પોતાની માતાના બંધનમાં આવ્યા.❖ ॥ ૧૮ ॥

સ્વમાતુઃ સ્વિન્નગાત્રાયા વિસ્રસ્તકબરસ્રજઃ ।
દૃષ્ટ્વા પરિશ્રમં કૃષ્ણઃ કૃપયાઽઽસીત્ સ્વબન્ધને ॥ ૧૮॥

---

૨. તેમણે વિચાર કર્યો કે જ્યાં નામ અને રૂપ હોય છે, ત્યાં જ બંધન થાય છે. જ્યારે આ બન્ને નથી તો મુજ પરમાત્મામાં બંધનની કલ્પના કઈ રીતે? બે આંગળ ઓછું થવાનું આ જ રહસ્ય છે.

૩. બે વૃક્ષોનો ઉદ્ધાર કરવો છે, એ ક્રિયા સૂચિત કરવા માટે દોરડું બે આંગળ ઓછું પડ્યું.

૪. ભગવત્કૃપાથી દ્વૈતભાવના સમર્થકો પણ મુક્ત થઈ જાય છે અને અસંગ પણ પ્રેમથી બંધાઈ જાય છે. આ બન્ને ભાવ સૂચિત કરવા માટે દોરડું બે આંગળ ઓછું પડ્યું.

૫. યશોદાજીએ નાનાં-મોટાં અનેક દોરડાં અલગ-અલગ અને એકી સાથે પણ ભગવાનની કમરમાં નાંખ્યાં પણ તે પૂરાં ન થયાં. કેમકે, ભગવાનમાં નાના-મોટાનો કોઈ ભેદ નથી. દોરડાંઓએ કહ્યું, ભગવાન જેવી અનન્તતા, અનાદિતા અને વિભુતા આપણામાં નથી. તેથી તેમને બાંધવાની વાત છોડી દો. અથવા જેમ નદીઓ સમુદ્રમાં સમાઈ જાય છે તે જ પ્રમાણે બધા ગુણ (બધા દોરડાં) અનંત-ગુણ ભગવાનમાં લીન થઈ ગયા, પોતાનું નામરૂપ ખોઈ બેઠા. આ જ બે ભાવ સૂચિત કરવા માટે દોરડાંઓમાં બે આંગળની કમી રહી.

✣ તેઓ મનોમન વિચારતાં – આની કમર તો મુઠ્ઠીભર છે, તેમ છતાં સેંકડો હાથ લાંબા દોરડાથી આ બંધાતો નથી. કમર તલમાત્ર જાડી થતી નથી, દોરડું એક આંગળ પણ નાનું નથી થતું, છતાં પણ તે બંધાતો નથી, આ કેવું આશ્ચર્ય? દરેક વખતે માત્ર બે આંગળની જ ઘટ પડે છે. ન ત્રણની ન ચારની કે ન એકની, આ કેવો અલૌકિક ચમત્કાર છે!

❖ ૧. ભગવાન શ્રીકૃષ્ણે વિચાર્યું કે, જ્યારે માના હૃદયમાંથી દ્વૈત-ભાવના દૂર થતી નથી. ત્યારે હું વ્યર્થ મારી અસંગતા શા માટે પ્રગટ કરું. જે મને બદ્ધ સમજે છે તેના માટે બદ્ધ થવું જ યોગ્ય છે. તેથી તેઓ બંધાઈ ગયા.

૨. હું મારા ભક્તના નાના સરખા ગુણને પણ પૂર્ણ કરી દઉં છું – આવું વિચારીને ભગવાને યશોદા માના ગુણ (દોરડા)ને પોતાને બાંધવા યોગ્ય બનાવી દીધું.

૩. જોકે મારામાં અનંત, અચિન્ત્ય કલ્યાણ-ગુણો નિવાસ કરે છે, તેમ છતાં ત્યાં સુધી તે અધૂરાં જ રહે છે, જ્યાં સુધી મારા ભક્તો પોતાના ગુણોની મહોર તેના પર મારતા નથી. આવું વિચારીને યશોદા મૈયાના ગુણો (વાત્સલ્ય, સ્નેહ અને દોરડું)થી પોતાને પૂર્ણોદર – દામોદર બનાવી દીધા.

૪. ભગવાન શ્રીકૃષ્ણ એટલા કોમળ હૃદયના છે કે પોતાના ભક્તના પ્રેમને પુષ્ટ કરનારો પરિશ્રમ પણ સહન કરી શકતા નથી. તેઓ પોતાના ભક્તને પરિશ્રમથી મુક્ત કરવા માટે સ્વયં બંધન સ્વીકારી લે છે.

૫. ભગવાને પોતાના મધ્યભાગમાં બંધન સ્વીકારીને એ સૂચિત કર્યું કે મારામાં તત્ત્વદૃષ્ટિથી બંધન છે જ નહીં; કારણ કે જે વસ્તુ આગળ-પાછળ, ઉપર-નીચે હોતી નથી, માત્ર વચ્ચે જ ભાસે છે, તે જૂઠી હોય છે. આ પ્રમાણે આ બંધન પણ જૂઠું છે.

૬. ભગવાન કોઈની શક્તિ, સાધના અથવા સામગ્રીથી બંધાતા નથી, યશોદાના હાથે શ્યામસુંદરને ન બંધાતા જોઈને આજુબાજુની ગોપીઓ ભેગી થઈ ગઈ અને કહેવા લાગી – યશોદાજી! લાલાની કમર તો મુઠ્ઠીભરની જ છે અને નાનો સરખો કંદોરો કમરમાં ઝણકાર કરી રહ્યો છે. હવે જો આ આટલાં દોરડાંથી નથી બંધાતો ત્યારે એવું લાગે છે કે, વિધાતાએ આના નસીબમાં બંધન લખ્યું જ નથી. તેથી હવે તમે આ પ્રયત્ન છોડી દો.

યશોદાજીએ કહ્યું – ભલે સાંજ પડી જાય, ભલે ને આખા ગોકુલનાં દોરડાં લાવવાં પડે, પણ હું આને બાંધ્યા વિના છોડવાની નથી. યશોદાજીની આ હઠ જોઈને ભગવાને પોતાની હઠ છોડી દીધી. કેમકે, જ્યાં ભગવાન અને ભક્તની હઠ સામ-સામી આવી જાય છે, ત્યાં ભક્તની જ હઠ પૂરી થાય છે. ભગવાન બંધાય છે ત્યારે, જ્યારે ભક્તને થાકેલા જોઈને કૃપાવશ થઈ જાય છે. ભક્તનો શ્રમ અને ભગવાનની કૃપાની કમી બે જ આંગળની છે. અથવા જ્યાં સુધી ભક્ત અહંકાર કરે છે કે હું બાંધીશ, ત્યારે તે તેનાથી એક આંગળ દૂર થઈ જાય છે અને ભક્તની નકલ કરવાવાળા ભગવાન પણ બે આંગળ દૂર થઈ જાય છે. જ્યારે યશોદાજી થાકી ગયાં, તેમનું શરીર પસીનાથી રેબઝેબ થઈ ગયું. ત્યારે ભગવાનની સર્વશક્તિચક્રવર્તિની પરમ ભાસ્વતી ભગવતી કૃપા-શક્તિએ ભગવાનના હૃદયને માખણ જેવું દ્રવિત કરી દીધું અને સ્વયં પ્રગટ થઈને તેણે ભગવાનની સત્ય-સંકલ્પિતા અને વિભુતાને અંતર્હિત કરી દીધી. આથી ભગવાન બંધાઈ ગયા.

એવં સન્દર્શિતા હ્યઙ્ગ હરિણા ભૃત્યવશ્યતા ।
સ્વવશેનાપિ કૃષ્ણેન યસ્યેદં સેશ્વરં વશે ॥ ૧૯॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ પરમ સ્વતંત્ર છે. બ્રહ્મા, ઇન્દ્ર વગેરે સહિત આ સંપૂર્ણ જગત તેમના વશમાં છે. તેમ છતાં આ પ્રમાણે બંધાઈને તેમણે સંસારને એ વાત દેખાડી દીધી કે હું મારા પ્રેમી ભક્તોના વશમાં છું.* ॥ ૧૯ ॥

નેમં વિરિઞ્ચો ન ભવો ન શ્રીરપ્યઙ્ગસંશ્રયા ।
પ્રસાદં લેભિરે ગોપી યત્તત્ પ્રાપ વિમુક્તિદાત્ ॥ ૨૦॥

ગોવાલણ યશોદાએ મુક્તિદાતા મુકુંદ પાસેથી જે કંઈ અનિર્વચનીય કૃપાપ્રસાદ પ્રાપ્ત કર્યો તેવો પ્રસાદ પુત્ર હોવા છતાં બ્રહ્માજી, આત્મા હોવા છતાં શંકરજી, અને અર્ધાંગિની હોવા છતાં વક્ષઃસ્થળ પર બિરાજેલાં લક્ષ્મીજી નથી પામી શક્યાં.✣ ॥ ૨૦ ॥

નાયં સુખાપો ભગવાન્ દેહિનાં ગોપિકાસુતઃ ।
જ્ઞાનિનાં ચાત્મભૂતાનાં યથા ભક્તિમતામિહ ॥ ૨૧॥

આ ગોપિકાનંદન ભગવાન અનન્ય પ્રેમી ભક્તો માટે જેટલા સુલભ છે, તેટલા દેહાભિમાની કર્મકાંડી અને તપસ્વીઓ તથા પોતાના સ્વરૂપભૂત જ્ઞાનીઓ માટે પણ નથી.✤ ॥ ૨૧ ॥

કૃષ્ણસ્તુ ગૃહકૃત્યેષુ વ્યગ્રાયાં માતરિ પ્રભુઃ ।
અદ્રાક્ષીદર્જુનૌ પૂર્વં ગુહ્યકૌ ધનદાત્મજૌ ॥ ૨૨॥

ત્યાર પછી નંદરાણી યશોદાજી તો ઘરના કામકાજમાં પરોવાઈ ગયાં અને ખાંડણિયા સાથે બંધાયેલા ભગવાન શ્યામસુંદરે તે બન્ને અર્જુન-વૃક્ષોને મુક્તિ આપવાનું વિચાર્યું, જે પહેલાં યક્ષરાજ કુબેરના પુત્રો હતા.❖ ॥ ૨૨ ॥

પુરા નારદશાપેન વૃક્ષતાં પ્રાપિતૌ મદાત્ ।
નલકૂબરમણિગ્રીવાવિતિ ખ્યાતૌ શ્રિયાન્વિતૌ ॥ ૨૩॥

તેમનાં નામ હતાં નલકૂબર અને મણિગ્રીવ. તેમની પાસે પૂર્ણરૂપે ધન, સૌન્દર્ય અને ઐશ્વર્ય હતું. તેમનું અભિમાન જોઈને જ દેવર્ષિ નારદજીએ એમને શાપ આપી દીધો હતો અને તેઓ વૃક્ષ થઈ ગયા હતા.✦ ॥ ૨૩ ॥

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે ગોપીપ્રસાદો[1] નામ નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥**

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ગોપીપ્રસાદ નામનો નવમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. બાલક્રીડાયામુલૂખલબન્ધો નામ ।

* જોકે ભગવાન સ્વયં પરમેશ્વર છે, તો પણ પ્રેમવશ થઈને બંધાઈ જવું પરમ ચમત્કારકારી હોવાને કારણે ભગવાનનું ભૂષણ જ છે, દૂષણ નથી.

આત્મારામ હોવા છતાં પણ ભૂખ લાગવી, પૂર્ણકામ હોવા છતાં પણ અતૃપ્ત રહેવું, શુદ્ધ સત્ત્વસ્વરૂપ હોવા છતાં પણ ક્રોધ કરવો, સ્વારાજ્ય-લક્ષ્મીથી યુક્ત હોવા છતાં ચોરી કરવી, મહાકાલ યમ વગેરેને ભય પમાડનાર હોવા છતાં બીવું અને ભાગી જવું, મનથી પણ તીવ્ર ગતિવાળા હોવા છતાં પણ માના હાથે પકડાઈ જવું, આનંદમય હોવા છતાં દુઃખી થવું, રડવું, સર્વવ્યાપક હોવા છતાં પણ બંધાઈ જવું આ બધી ભગવાનની સ્વાભાવિક ભક્તવશતા છે. જે લોકો ભગવાનને જાણતા નથી તેમના માટે તો આનો કોઈ ઉપયોગ નથી, પરંતુ જે શ્રીકૃષ્ણને ભગવાનના રૂપમાં ઓળખે છે, તેમના માટે આ અત્યંત ચમત્કારી વસ્તુ છે અને આ જોઈને—જાણીને તેમનું હૃદય દ્રવિત થઈ જાય છે, ભક્તિપ્રેમથી તરબોળ થઈ જાય છે, અહો! વિશ્વેશ્વર પ્રભુ પોતાના ભક્તના હાથે બંધાઈ ગયા છે.

✣ આ શ્લોકમાં ત્રણેય નકારનો અન્વય '**લેભિરે**' ક્રિયાની સાથે કરવો જોઈએ. નથી પામી શક્યાં, નથી પામી શક્યાં, નથી પામી શક્યાં.

✤ જ્ઞાની પુરુષો પણ ભક્તિ કરે તો તેમને આ સગુણ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે, પરંતુ બહુ કઠિનતાથી. ખાંડણિયાથી બંધાયેલા ભગવાન સગુણ છે, તે નિર્ગુણ પ્રેમીને કઈ રીતે મળશે?

❖ સ્વયં બંધાઈને પણ બંધનમાં પડેલા યક્ષોની મુક્તિની ચિંતા કરવી, સત્પુરુષ માટે સર્વથા યોગ્ય છે.

જ્યારે યશોદા માતાની દૃષ્ટિ શ્રીકૃષ્ણ પરથી ખસીને બીજા પર પડે છે, ત્યારે તેઓ પણ કોઈ બીજાને જોવા લાગે છે અને એવો ઉત્પાત કરે છે કે, બધાંની દૃષ્ટિ તેમના તરફ ખેંચાય. જુઓ પૂતના, શકટાસુર, તૃણાવર્ત વગેરેનો પ્રસંગ.

✦ આ પોતાના ભક્ત કુબેરના પુત્રો છે, તેથી તેમનું નામ અર્જુન છે. દેવર્ષિ નારદનું વચન સિદ્ધ કરવા માટે ભગવાને તેમના તરફ જોયું.

જેને પહેલાં ભક્તિ પ્રાપ્ત થઈ જાય છે તેના પર કૃપા કરવા માટે સ્વયં બંધાઈને પણ ભગવાન જાય છે.

# દસમો અધ્યાય

## યમલાર્જુનનો ઉદ્ધાર

રાજોવાચ

કથ્યતાં ભગવન્નેતત્તયોઃ શાપસ્ય કારણમ્ ।
યત્તદ્ વિગર્હિતં કર્મ યેન[1] વા દેવર્ષેસ્તમઃ ॥ ૧॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન્! તમે કૃપા કરીને જણાવો કે, નલકૂબર અને મણિગ્રીવને શાપ કેમ મળ્યો. તેમણે એવું કયું નિન્દિત કર્મ કર્યું હતું, જેને કારણે પરમ શાંત દેવર્ષિ નારદજીને પણ ક્રોધ આવી ગયો? ॥ ૧ ॥

શ્રીશુક ઉવાચ

રુદ્રસ્યાનુચરૌ ભૂત્વા સુદૃપ્તૌ ધનદાત્મજૌ ।
કૈલાસોપવને રમ્યે મન્દાકિન્યાં મદોત્કટૌ ॥ ૨॥

વારુણીં મદિરાં પીત્વા મદાઘૂર્ણિતલોચનૌ ।
સ્ત્રીજનૈરનુગાયદ્ભિશ્ચેરતુઃ પુષ્પિતે વને ॥ ૩॥

અન્તઃ પ્રવિશ્ય ગઙ્ગાયામમ્ભોજવનરાજિનિ ।
ચિક્રીડતુર્યુવતિભિર્ગજાવિવ કરેણુભિઃ ॥ ૪॥

યદૃચ્છયા ચ દેવર્ષિર્ભગવાંસ્તત્ર કૌરવ ।
અપશ્યન્નારદો દેવૌ ક્ષીબાણૌ સમબુધ્યત ॥ ૫॥

તં દૃષ્ટ્વા વ્રીડિતા દેવ્યો વિવસ્ત્રાઃ શાપશઙ્કિતાઃ ।
વાસાંસિ[2] પર્યધુઃ શીઘ્રં વિવસ્ત્રૌ નૈવ ગુહ્યકૌ ॥ ૬॥

તૌ દૃષ્ટ્વા મદિરામત્તૌ શ્રીમદાન્ધૌ સુરાત્મજૌ ।
તયોરનુગ્રહાર્થાય શાપં દાસ્યન્નિદં જગૌ ॥ ૭॥

શ્રી શુકદેવજીએ કહ્યું – પરીક્ષિત! નલકૂબર અને મણિગ્રીવ – એ બન્ને એક તો ધનપતિ કુબેરના લાડકા પુત્રો હતા અને બીજું, તેઓ રુદ્ર ભગવાનના અનુચર ગણાતા હતા. આથી તેમનો ગર્વ વધી ગયો. એક દિવસ તે બન્ને મંદાકિનીના કિનારે સુંદર ઉપવનમાં વારુણી મદિરાનું પાન કરીને મદાન્ધ બની ગયા હતા. નશાથી તેમની આંખો ઘેરાઈ ગઈ હતી. ઘણી બધી સ્ત્રીઓ તેમની સાથે ગીતો ગાતી પુષ્પોથી ભરપૂર ઉપવનમાં તેમની સાથે વિહાર કરતી હતી. ॥ ૨-૩ ॥ તે સમયે કમળનાં ફૂલોથી ભરપૂર ગંગાજીના જળમાં તેઓ પ્રવેશ કરીને જેમ હાથી હાથણીઓ સાથે ક્રીડા કરે તેમ તે સ્ત્રીઓ સાથે ક્રીડા કરવા લાગ્યા. ॥ ૪ ॥ પરીક્ષિત! સંયોગવશ ત્યાંથી પરમ સમર્થ દેવર્ષિ નારદજી આવી ચડ્યા. તેમણે તે યક્ષકુમારોને જોયા અને સમજી લીધું કે આ અત્યારે મદોન્મત્ત થઈ ગયા છે. ॥ ૫ ॥ દેવર્ષિ નારદને જોઈને અપ્સરાઓ શરમાઈ ગઈ. શાપના ભયથી તેમણે તો પોત-પોતાનાં કપડાં તુરત પહેરી લીધાં, પરંતુ આ યક્ષોએ કપડાં ન પહેર્યાં. ॥ ૬ ॥ જ્યારે દેવર્ષિ નારદે જોયું કે, આ દેવતાઓના પુત્ર થઈને શ્રીમદથી આંધળા અને મદિરાપાન કરીને ઉદ્ધત થઈ રહ્યા છે, ત્યારે તેમણે તેમના પર અનુગ્રહ કરવા માટે શાપ આપતાં આ પ્રમાણે કહ્યું* – ॥ ૭ ॥

૧. ધેનાસીદેવર્ષે૦ । ૨. વાસાંસ્યુપર્યધુઃ ।

* દેવર્ષિ નારદના શાપમાં બે હેતુ હતા – એક તો અનુગ્રહ – તેમના ગર્વનો નાશ કરવો અને બીજો – શ્રીકૃષ્ણની પ્રાપ્તિ. એવું પ્રતીત થાય છે કે ત્રિકાલદર્શી દેવર્ષિ નારદે પોતાની જ્ઞાનદૃષ્ટિથી એ જાણી લીધું કે, આમના પર ભગવાનનો અનુગ્રહ થવાનો છે. તેથી તેમણે ભગવાનના ભાવિ કૃપાપાત્ર સમજીને જ તેમની સાથે આ પ્રમાણે કર્યું.

નારદ ઉવાચ

ન હ્યન્યો જુષતો જોષ્યાન્ બુદ્ધિભ્રંશો રજોગુણઃ ।
શ્રીમદાદાભિજાત્યાદિર્યત્ર સ્ત્રી દ્યૂતમાસવઃ ॥ ૮॥

હન્યન્તે પશવો યત્ર નિર્દયૈરજિતાત્મભિઃ ।
મન્યમાનૈરિમં દેહમજરામૃત્યુ નશ્વરમ્ ॥ ૯॥

દેવસંજ્ઞિતમપ્યન્તે કૃમિવિડ્ભસ્મસંજ્ઞિતમ્ ।
ભૂતધ્રુક્ તત્કૃતે સ્વાર્થં કિં વેદ નિરયો યતઃ ॥ ૧૦॥

દેહઃ કિમન્નદાતુઃ સ્વં નિષેક્તુર્માતુરેવ ચ ।
માતુઃપિતુર્વા બલિનઃ ક્રેતુરગ્નેઃશુનોઽપિ વા[૧] ॥ ૧૧॥

એવં સાધારણં દેહમવ્યક્તપ્રભવાપ્યયમ્ ।
કો વિદ્વાનાત્મસાત્ કૃત્વા હન્તિ જન્તૂનૃતેઽસતઃ ॥ ૧૨॥

અસતઃ શ્રીમદાન્ધસ્ય દારિદ્ર્યં પરમઞ્જનમ્ ।
આત્મૌપમ્યેન ભૂતાનિ દરિદ્રઃ પરમીક્ષતે ॥ ૧૩॥

યથા કણ્ટકવિદ્ધાઙ્ગો જન્તોર્નેચ્છતિ તાં વ્યથામ્ ।
જીવસામ્યં ગતો લિઙ્ગૈર્ન તથાઽવિદ્ધકણ્ટકઃ ॥ ૧૪॥

દરિદ્રો નિરહંસ્તમ્ભો મુક્તઃ સર્વમદૈરિહ ।
કૃચ્છ્રં યદૃચ્છયાઽઽપ્નોતિ તદ્ધિ તસ્ય પરં તપઃ ॥ ૧૫॥

નિત્યં ક્ષુત્ક્ષામદેહસ્ય દરિદ્રસ્યાન્નકાઙ્ક્ષિણઃ ।
ઇન્દ્રિયાણ્યનુશુષ્યન્તિ હિંસાપિ વિનિવર્તતે ॥ ૧૬॥

**નારદજીએ કહ્યું** — જે લોકો પોતાના પ્રિય વિષયોનું સેવન કરે છે, તેમની બુદ્ધિને સૌથી વધારે નષ્ટ કરનાર જો કોઈ હોય તો તે છે, શ્રીમદ અર્થાત્ ધન-સંપત્તિનો નશો. હિંસા વગેરે રજોગુણી કાર્યો અને ખાનદાનીનું અભિમાન પણ તેનાથી વધીને બુદ્ધિને નાશ કરનાર નથી. કેમકે, શ્રીમદની સાથે-સાથે તો સ્ત્રી, જુગાર અને મદિરા પણ રહે છે. ॥ ૮ ॥ ઐશ્વર્યના મદથી અને શ્રીમદથી અંધ બનીને પોતાની ઇન્દ્રિયોને આધીન રહેનારા ક્રૂર પુરુષો પોતાના નાશવાન શરીરને અજર-અમર માની લે છે અને પોતાના સમાન પશુઓની હત્યા કરે છે. ॥ ૯ ॥ જે 'ભૂદેવ,' 'નરદેવ,' 'દેવ' વગેરે નામોથી ઓળખાતા શરીરની અંતે શી ગતિ થશે? તેમાં જંતુઓ પડી જશે, પક્ષીઓ તેને ખાઈને વિષ્ટા બનાવી દેશે અથવા તે બળીને ભસ્મ થઈ જશે. તેવા શરીર માટે પ્રાણીઓ સાથે દ્રોહ કરવામાં મનુષ્ય પોતાનો કયો સ્વાર્થ સમજે છે? આવું કરવાથી તો તેને નરકની જ પ્રાપ્તિ થશે. ॥ ૧૦ ॥ કહો તો ખરા, આ શરીર કોની સંપત્તિ છે? અન્ન આપીને જે જિવાડે છે તેની કે ગર્ભાધાન કરનાર પિતાની? આ શરીર તેને નવ મહિના પેટમાં રાખનાર માતાનું છે કે માતાને પેદા કરનાર નાનાનું? જે બળવાન પુરુષ બળપૂર્વક આ શરીર પાસે કામ કરાવી લે છે તેનું છે કે પૈસા આપીને ખરીદી લેનારનું? ચિતાની ધગધગતી આગમાં આ બળી જશે તેથી અગ્નિનું છે કે જે કૂતરાં-શિયાળ તેને ચૂંથી-ચૂંથીને ખાઈ જવાની આશામાં બેઠાં છે, તેમનું છે? ॥ ૧૧ ॥ આ શરીર એક મામૂલી વસ્તુ છે. તે પ્રકૃતિથી પેદા થાય છે અને તેમાં લીન થઈ જાય છે. આવી સ્થિતિમાં મૂર્ખ પશુઓ સિવાય એવો કયો બુદ્ધિમાન છે જે આને પોતાનો આત્મા સમજીને બીજાને દુઃખ આપશે, તેમના પ્રાણ લેશે. ॥ ૧૨ ॥ જે દુષ્ટો શ્રીમદથી આંધળા બની રહ્યા છે, તેમની આંખ ખોલવા માટે દરિદ્રતા જ અમૂલ્ય અંજન છે. કેમકે, માત્ર દરિદ્રી મનુષ્ય જ પોતાની જેમ સર્વ પ્રાણીઓને સરખા જુએ છે. ॥ ૧૩ ॥ જેના અંગમાં એકવાર કાંટો વાગ્યો છે તે બીજા કોઈને તેવી પીડા સહેવી પડે એવું ઇચ્છશે નહીં. કારણ કે પીડા અને તેના દ્વારા થનારા વિકારોથી તે સમજે છે કે, બીજાને પણ તેવી જ પીડા થાય છે. પરંતુ જેને ક્યારેય કાંટો વાગ્યો જ નથી, તે તેની પીડાનું અનુમાન નથી કરી શકતો. ॥ ૧૪ ॥ દરિદ્રી માણસ અભિમાન અને અક્કડપણા વિનાનો હોય છે, તે બધા પ્રકારના મદથી મુક્ત રહે છે; બલકે ભાગ્યવશ તેને જે દુઃખ ભોગવવું પડે છે, તે તેના માટે એક મોટી તપસ્યા પણ છે. ॥ ૧૫ ॥ જેને રોજે-રોજ ભોજન માટે અન્ન મેળવવું પડે છે, ભૂખથી જેનું શરીર ક્ષીણ થઈ ગયું છે, તે દરિદ્રીની ઇન્દ્રિયો પણ વિષયો તરફ વધારે લાલાયિત રહેતી નથી, સુકાઈ જાય છે. અને પછી પોતાના

૧. માતુઃ પિતુઃ ક્રેતુર્વા બલિનોઽગ્નેઃ શુનોઽપિ વા ।

દરિદ્રસ્યૈવ યુજ્યન્તે સાધવઃ સમદર્શિનઃ ।
સદ્ભિઃ ક્ષિણોતિ તં તર્ષં તત આરાદ્ વિશુદ્ધ્યતિ ॥ ૧૭॥

સાધૂનાં સમચિત્તાનાં મુકુન્દચરણૈષિણામ્ ।
ઉપેક્ષ્યૈઃ કિં ધનસ્તમ્ભૈરસદ્ભિરસદાશ્રયૈઃ ॥ ૧૮॥

તદહં મત્તયોર્માધ્વ્યા વારુણ્યા શ્રીમદાન્ધયોઃ ।
તમોમદં હરિષ્યામિ[1] સ્ત્રૈણયોરજિતાત્મનોઃ ॥ ૧૯॥

યદિમૌ લોકપાલસ્ય પુત્રૌ ભૂત્વા તમઃપ્લુતૌ ।
ન વિવાસસમાત્માનં વિજાનીતઃ સુદુર્મદૌ ॥ ૨૦॥

અતોઽર્હતઃ સ્થાવરતાં સ્યાતાં નૈવં યથા પુનઃ ।
સ્મૃતિઃ સ્યાન્મત્પ્રસાદેન[2] તત્રાપિ મદનુગ્રહાત્ ॥ ૨૧॥

વાસુદેવસ્ય સાન્નિધ્યં લબ્ધ્વા દિવ્યશરચ્છતે ।
વૃત્તે સ્વર્લોકતાં ભૂયો લબ્ધભક્તી ભવિષ્યતઃ ॥ ૨૨॥

*શ્રીશુક ઉવાચ*

એવમુક્ત્વા[3] સ દેવર્ષિર્ગતો નારાયણાશ્રમમ્ ।
નલકૂબરમણિગ્રીવાવાસતુર્યમલાર્જુનૌ ॥ ૨૩॥

ઋષેર્ભાગવતમુખ્યસ્ય સત્યં કર્તું વચો હરિઃ ।
જગામ શનૈકૈસ્તત્ર યત્રાસ્તાં યમલાર્જુનૌ ॥ ૨૪॥

ભોગો માટે બીજા પ્રાણીઓને તે સતાવતો નથી, તેમની હિંસા કરતો નથી. ॥ ૧૬ ॥ જોકે સાધુ પુરુષો સમદર્શી હોય છે, છતાં તેમનો સમાગમ દરિદ્રીના માટે જ સુલભ છે; કારણ કે તેના (દરિદ્રીના) ભોગ તો પહેલેથી જ છૂટી ગયેલા છે અને પછી સંતોના સંગથી તેની તૃષ્ણા લાલસા પણ નષ્ટ થઈ જાય છે અને તરત જ તેનું અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે.* ॥ ૧૭ ॥ જે મહાત્માઓના ચિત્તમાં બધાંના માટે સમતા છે, જે માત્ર ભગવાનના ચરણારવિન્દનો મકરન્દ-રસ પીવા માટે સદા ઉત્સુક રહે છે, તેમને દુર્ગુણોના ભંડાર અથવા દુરાચારીઓની આજીવિકા ચલાવનારા અને સંપત્તિના નશામાં મશગૂલ બનેલા દુરિજનોની શી જરૂર છે? તે તો તેમની ઉપેક્ષાને જ પાત્ર છે.★ ॥ ૧૮ ॥ વારુણી મદિરાનું પાન કરીને પાગલ થયેલા અને લક્ષ્મીના મદથી અંધ બનેલા, પોતાની ઇન્દ્રિયોને આધીન રહેનારા આ બન્ને સ્ત્રી-લંપટ યક્ષોના અજ્ઞાન અને મદને હું નષ્ટ કરીશ. ॥ ૧૯ ॥ જુઓ તો ખરા, કેટલો અનર્થ છે કે, આ લોકપાલ કુબેરના પુત્રો હોવા છતાં પણ મદાંધ થઈને બેસૂધ બની ગયા છે અને તેમને એ વાતની પણ ખબર નથી કે, પોતે બિલકુલ વસ્ત્રથી રહિત છે. ॥ ૨૦ ॥ તેથી આ બન્ને હવે વૃક્ષયોનિમાં જવા યોગ્ય છે. આવું થવાથી તેમને પછી આ પ્રકારનું અભિમાન નહીં થાય. વૃક્ષયોનિમાં જવા છતાં પણ મારી કૃપાથી આમને ભગવાનની સ્મૃતિ રહેશે અને મારા અનુગ્રહથી દેવતાઓનાં સો વર્ષ પછી આમને ભગવાન શ્રીકૃષ્ણનું સાન્નિધ્ય પ્રાપ્ત થશે; અને પછી ભગવાનના ચરણોમાં પરમ પ્રેમ પ્રાપ્ત કરીને આ પોતાના લોકમાં ચાલ્યા જશે. ॥ ૨૧-૨૨ ॥

**શ્રી શુકદેવજી કહે છે** – દેવર્ષિ નારદ આ પ્રમાણે કહીને ભગવાન નર-નારાયણના આશ્રમ પર ચાલ્યા ગયા.■ નલકૂબર અને મણિગ્રીવ – એ બન્ને એકી સાથે અર્જુન વૃક્ષ બનીને યમલાર્જુન નામે પ્રસિદ્ધ થયા. ॥ ૨૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પરમપ્રેમી ભક્ત દેવર્ષિ નારદજીનું વચન સત્ય કરવા માટે ધીરે-ધીરે ખાંડણિયાને ઘસડતાં-ઘસડતાં તે તરફ ગયા જ્યાં યમલાર્જુન વૃક્ષો હતાં. ॥ ૨૪ ॥

---

૧. હનિષ્યામિ । ૨. સ્યાન્મત્પ્રસાદેન । ૩. સ એવમુક્ત્વા દેવર્ષિ૰ ।

* ધનવાન મનુષ્યમાં ત્રણ દોષ હોય છે – ધન, ધનનું અભિમાન અને ધનની તૃષ્ણા. દરિદ્રી મનુષ્યમાં પહેલા બે નથી હોતા, માત્ર ત્રીજો જ દોષ રહે છે તેથી સત્પુરુષોના સંગથી ધનની તૃષ્ણા મટી ગયા પછી ધનવાનો કરતાં તેનું કલ્યાણ જલ્દી થાય છે.

★ ધન સ્વયં એક દોષ છે. સાતમા સ્કંધમાં કહ્યું છે કે, જેટલાથી પેટ ભરાઈ જાય, તેનાથી વધારેને પોતાનું માનવાવાળો ચોર છે અને સજાને પાત્ર છે – 'સ સ્તેનો દંડમર્હતિ.' ભગવાન પણ કહે છે – જેના પર હું કૃપા કરું છું, તેનું ધન છીનવી લઉં છું. આ કારણે જ સત્પુરુષો ઘણું કરીને ધનવાનોની ઉપેક્ષા કરે છે.

■ ૧. શાપ આપવાથી તપ ક્ષીણ થાય છે. નલકૂબર–મણિગ્રીવને શાપ આપ્યા પછી નારદજીનો નર-નારાયણજીના આશ્રમ પર જવાનો તે જ અભિપ્રાય છે કે ફરીથી તપનો સંચય કરી લેવામાં આવે.

૨. મેં યક્ષો પર જે અનુગ્રહ કર્યો છે, તે તપસ્યા વિના પૂર્ણ થઈ શકશે નહીં, તેથી.

૩. પોતાના આરાધ્ય દેવ અને ગુરુદેવ નારાયણની સન્મુખ પોતાનું કૃત્ય જાહેર કરવા માટે.

દેવર્ષિર્મે પ્રિયતમો યદિમૌ ધનદાત્મજૌ ।
તત્તથા સાધયિષ્યામિ યદ્ ગીતં તન્મહાત્મના ॥ ૨૫॥

ઈત્યન્તરેણાર્જુનયોઃ કૃષ્ણસ્તુ યમયોર્યયૌ ।
આત્મનિર્વેશમાત્રેણ તિર્યગ્ગતમુલૂખલમ્ ॥ ૨૬॥

બાલેન નિષ્કર્ષયતાઽન્વગુલૂખલં[1] તદ્
દામોદરેણ [2]તરસોત્કલિતાઙ્ઘ્રિબન્ધૌ ।
નિષ્પેતતુઃ પરમવિક્રમિતાતિવેપ-
સ્કન્ધપ્રવાલવિટપૌ કૃતચણ્ડશબ્દૌ ॥ ૨૭॥

તત્ર શ્રિયા પરમયા કકુભઃ સ્ફુરન્તૌ
સિદ્ધાવુપેત્ય કુજયોરિવ જાતવેદાઃ ।
કૃષ્ણં પ્રણમ્ય શિરસાઽખિલલોકનાથં
બદ્ધાઞ્જલી વિરજસાવિદમૂચતુઃ સ્મ ॥ ૨૮॥

કૃષ્ણ કૃષ્ણ મહાયોગિંસ્ત્વમાદ્યઃ પુરુષઃ પરઃ ।
વ્યક્તાવ્યક્તમિદં વિશ્વં રૂપં તે બ્રાહ્મણા વિદુઃ ॥ ૨૯॥

ત્વમેકઃ સર્વભૂતાનાં દેહાસ્વાત્મેન્દ્રિયેશ્વરઃ ।
ત્વમેવ કાલો ભગવાન્ વિષ્ણુરવ્યય ઈશ્વરઃ ॥ ૩૦॥

ત્વં મહાન્ પ્રકૃતિઃ સૂક્ષ્મા રજઃસત્ત્વતમોમયી ।
ત્વમેવ પુરુષોઽધ્યક્ષઃ સર્વક્ષેત્રવિકારવિત્ ॥ ૩૧॥

ગૃહ્યમાણૈસ્ત્વમગ્રાહ્યો વિકારૈઃ પ્રાકૃતૈર્ગુણૈઃ ।
કો ન્વિહાર્હતિ વિજ્ઞાતું પ્રાક્સિદ્ધં ગુણસંવૃતઃ ॥ ૩૨॥

ભગવાને વિચાર્યું કે, દેવર્ષિ નારદ મારા અત્યંત પ્રિય છે અને આ બન્ને પણ મારા ભક્ત કુબેરના પુત્રો છે. તેથી મહાત્મા નારદે જે કાંઈ કહ્યું છે તેને હું બરાબર એ રીતે જ પૂરું કરું.❖ ॥ ૨૫ ॥ આવો વિચાર કરીને ભગવાન શ્રીકૃષ્ણ બન્ને વૃક્ષોની વચ્ચે ઘૂસી ગયા.✤ તે તો બીજી બાજુ નીકળી ગયા, પરંતુ ખાંડણિયો વાંકો થઈને તેમાં અટકી ગયો. ॥ ૨૬ ॥ દામોદર ભગવાન શ્રીકૃષ્ણની કમરમાં દોરડું બાંધેલું હતું. તેમણે પોતાની પાછળ ઘસડાતા ખાંડણિયાને જ્યારે સહેજ જોરથી ખેંચ્યો, કે તરત જ બન્ને વૃક્ષોનાં મૂળિયાં ઊખડી ગયાં.❖ સઘળા બળ-પરાક્રમના કેન્દ્ર ભગવાન શ્રીકૃષ્ણે સહેજ જોર લગાવતાં જ વૃક્ષોનાં થડ, ડાળાં અને એકે-એક પાંદડામાં ધ્રુજારી થઈ અને બન્ને વૃક્ષો જોરથી પ્રચંડ અવાજ સાથે જમીન પર પડી ગયાં. ॥ ૨૭ ॥ આ બન્ને વૃક્ષોમાંથી અગ્નિ જેવા તેજસ્વી બે સિદ્ધ પુરુષ નીકળ્યા. તેઓ પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યા. તેમણે સઘળા લોકના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણની પાસે આવીને તેમના ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યાં અને હાથ જોડીને શુદ્ધ હૃદયથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૮ ॥

તેમણે કહ્યું – સચ્ચિદાનંદસ્વરૂપ! બધાંને પોતાની તરફ આકર્ષિત કરવાવાળા પરમ યોગેશ્વર શ્રીકૃષ્ણ! આપ પ્રકૃતિથી અતીત સ્વયં પુરુષોત્તમ છો. વેદવેત્તા બ્રાહ્મણો એ વાત જાણે છે કે આ વ્યક્ત અને અવ્યક્ત સંપૂર્ણ જગત આપનું જ રૂપ છે. ॥ ૨૯ ॥ આપ જ સમસ્ત પ્રાણીઓનાં શરીર, પ્રાણ, અંતઃકરણ અને ઈન્દ્રિયોના સ્વામી છો. તથા આપ જ સર્વશક્તિમાન કાળ, સર્વવ્યાપક અને અવિનાશી ઈશ્વર છો. ॥ ૩૦ ॥ આપ જ મહત્તત્ત્વ અને તે પ્રકૃતિ છો, જે અત્યંત સૂક્ષ્મ અને સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપ છે. આપ જ સમસ્ત સ્થૂળ અને સૂક્ષ્મ શરીરોનાં કર્મ, ભાવ, ધર્મ અને સત્તાને જાણવાવાળા બધાના સાક્ષી પરમાત્મા છો. ॥ ૩૧ ॥ આપ દૃશ્ય તરીકે જણાતા બુદ્ધિ, અહંકાર અને ઈન્દ્રિયાદિ પ્રાકૃત ગુણોરૂપી વિકારો દ્વારા ગ્રહણ કરી શકાતા નથી. સ્થૂળ અને સૂક્ષ્મ શરીરના આવરણથી ઢંકાયેલો એવો કયો પુરુષ

---

૧. ૦ત્તા ઉલૂખલં । ૨. બલિનો૦ ।

❖ ભગવાન શ્રીકૃષ્ણ પોતાની કૃપાદૃષ્ટિથી તેમને મુક્ત કરી શકતા હતા. પરંતુ વૃક્ષો પાસે જવાનું કારણ એ છે કે, દેવર્ષિ નારદે કહ્યું હતું કે તમને વાસુદેવનું સાન્નિધ્ય પ્રાપ્ત થશે.

✤ વૃક્ષોની વચ્ચે જવાનો આશય એ છે કે, ભગવાન જેના અંતર્દેશમાં પ્રવેશ કરે છે તેના જીવનમાં દુઃખ લેશમાત્ર રહેતું નથી. ભીતર પ્રવેશ કર્યા વિના બન્નેનો એકી સાથે ઉદ્ધાર પણ કઈ રીતે થાય?

❖ જે ભગવાન ગુણ (ભક્ત-વાત્સલ્ય વગેરે સદ્ગુણો અથવા દોરડા) સાથે બંધાયેલા છે તે તિર્યક્ ગતિ (પશુ-પક્ષી અથવા વાંકું-ચૂંકું ચાલવાવાળું) કેમ ન હોય, બીજાનો ઉદ્ધાર કરી શકે છે.

પોતાના અનુયાયી દ્વારા કરેલું કામ જેટલું યશસ્વી થાય છે, તેટલું આપણા હાથેથી કરેલું થતું નથી. જાણે આવું વિચારીને જ પોતાની પાછળ-પાછળ ચાલનારા ખાંડણિયા દ્વારા તેમનો ઉદ્ધાર કરી દીધો.

તસ્મૈ તુભ્યં ભગવતે વાસુદેવાય વેધસે ।
[1]આત્મદ્યોતગુણૈશ્છન્નમહિમ્ને બ્રહ્મણે નમઃ ॥ ૩૩॥

યસ્યાવતારા જ્ઞાયન્તે શરીરેષ્વશરીરિણઃ ।
તૈસ્તૈરતુલ્યાતિશયૈર્વીર્યૈર્દેહિષ્વસઙ્ગતૈઃ ॥ ૩૪॥

સ ભવાન્ સર્વલોકસ્ય ભવાય વિભવાય ચ ।
અવતીર્ણોઽશભાગેન સામ્પ્રતં પતિરાશિષામ્ ॥ ૩૫॥

નમઃ પરમકલ્યાણ નમઃ[2] પરમમઙ્ગલ ।
વાસુદેવાય શાન્તાય યદૂનાં પતયે નમઃ ॥ ૩૬॥

અનુજાનીહિ નૌ ભૂમંસ્તવાનુચરકિઙ્કરૌ ।
દર્શનં નૌ ભગવત ઋષેરાસીદનુગ્રહાત્ ॥ ૩૭॥

વાણી ગુણાનુકથને શ્રવણૌ કથાયાં
હસ્તૌ ચ કર્મસુ મનસ્તવ પાદયોર્નઃ ।
સ્મૃત્યાં શિરસ્તવ નિવાસજગત્પ્રણામે
દૃષ્ટિઃ સતાં દર્શનેઽસ્તુ[3] ભવત્તનૂનામ્ ॥ ૩૮॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્થં સઙ્કીર્તિતસ્તાભ્યાં ભગવાન્ ગોકુલેશ્વરઃ ।
દામ્ના ચોલૂખલે બદ્ધઃ પ્રહસન્નાહ ગુહ્યકૌ ॥ ૩૯॥

*શ્રીભગવાનુવાચ*

જ્ઞાતં[4] મમ પુરૈવૈતદૃષિણા કરુણાત્મના ।
યચ્છ્રીમદાન્ધયોર્વાગ્ભિર્વિભ્રંશોઽનુગ્રહઃ કૃતઃ ॥ ૪૦॥

છે, જે આપને જાણી શકે? કેમકે, આપ તો એ શરીરની પહેલાં પણ એકરસ વિદ્યમાન હતા. ॥ ૩૨ ॥ સમસ્ત પ્રપંચના વિધાતા ભગવાન વાસુદેવને અમે નમસ્કાર કરીએ છીએ. પ્રભુ! આપના દ્વારા પ્રકાશિત થનારા ગુણોથી જ આપે આપનો મહિમા છુપાવી રાખ્યો છે. હે પરબ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૩ ॥ આપ પ્રાકૃત શરીરથી રહિત છો. છતાં સાધારણ દેહધારી પ્રાણીઓમાં કદી સંભવે નહીં તેવાં આપનાં અતુલ પરાક્રમો દ્વારા તે શરીરોમાં આપના અવતારોનું અનુમાન કરી શકાય છે. ॥ ૩૪ ॥ પ્રભુ! આપ જ સમસ્ત લોકોની કામનાઓ પૂરી કરવા માટે, તેમના કલ્યાણ અને મોક્ષ માટે અત્યારે પોતાની સમસ્ત શક્તિઓ સહિત (બળદેવજી સાથે) અવતર્યા છો. ॥ ૩૫ ॥ હે પરમ મંગળમૂર્તિ! આપને નમસ્કાર હો, નમસ્કાર હો, પરમ કલ્યાણસ્વરૂપ આપને નમસ્કાર હો, નમસ્કાર હો. પરમ શાંત, બધાનાં હૃદયમાં વિહાર કરવાવાળા યદુવંશશિરોમણિ શ્રીકૃષ્ણને નમસ્કાર હો. ॥ ૩૬ ॥ હે અનંત! અમે આપના દાસાનુદાસ છીએ. આપ અમારો સ્વીકાર કરો. દેવર્ષિ ભગવાન નારદજીના પરમ અનુગ્રહથી જ અમ અપરાધ કરનારાઓને આપનાં દર્શન થયાં છે. ॥ ૩૭ ॥ પ્રભુ! અમારી વાણી આપના ગુણાનુવાદ ગાવામાં, અમારા હાથ આપના સેવાકર્મમાં, અમારું મન આપના ચરણોનું સ્મરણ કરવામાં, અમારું મસ્તક આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામાં અને અમારી દૃષ્ટિ આપના પ્રત્યક્ષ શરીરરૂપ સત્પુરુષોનું દર્શન કરવામાં તત્પર રહો. ॥ ૩૮ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – નલકૂબર અને મણિગ્રીવે આ પ્રમાણે સ્તુતિ કરવાથી દોરડાથી ખાંડણિયા સાથે બંધાયેલા, સુંદરતા અને મધુરતાના ભંડાર ગોકુલેશ્વર ભગવાને સ્મિતહાસ્ય કરતાં* તેમને કહ્યું– ॥ ૩૯ ॥

**શ્રીભગવાને કહ્યું** – તમે લોકો લક્ષ્મીના મદથી અંધ બની રહ્યા હતા. હું પહેલેથી જ એ વાત જાણતો હતો કે પરમદયાળુ દેવર્ષિ નારદે શાપ આપીને તમારું ઐશ્વર્ય ખતમ કરીને તથા આ પ્રમાણે તમારા ઉપર કૃપા કરી. ॥ ૪૦ ॥

૧. દ્યોતૈર્ગુણૈ૦ । ૨. નમસ્તે વિશ્વમઙ્ગલ । ૩. દર્શને ભગવન્મમાસ્તુ । ૪. શ્રુતં ।

* હું સર્વથા મુક્ત રહું છું અને બંધાયેલા જીવો મારી સ્તુતિ કરે છે. આજે હું બંધનમાં છું અને મુક્ત જીવો મારી સ્તુતિ કરી રહ્યા છે. આવી વિપરીત સ્થિતિ જોઈને ભગવાનને હસવું આવી ગયું.

સાધૂનાં સમચિત્તાનાં સુતરાં મત્કૃતાત્મનામ્ ।
દર્શનાન્નો ભવેદ્ બન્ધઃપુંસોઽક્ષ્ણોઃ સવિતુર્યથા ॥ ૪૧॥

જેમની બુદ્ધિ સમાન છે અને હૃદય પૂર્ણરૂપે મને સમર્પિત છે, તેવા સાધુપુરુષોના દર્શનથી બંધન છૂટી જાય છે, જેમ સૂર્યોદય થતાં મનુષ્યનાં નેત્રોની સામે અંધકાર રહેતો નથી. ॥ ૪૧ ॥

તદ્ ગચ્છતં મત્પરમૌ નલકૂબર સાદનમ્ ।
સઞ્જાતો મયિ ભાવો વામીપ્સિતઃ પરમોઽભવઃ ॥ ૪૨॥

તેથી નલકૂબર અને મણિગ્રીવ! તમે લોકો મારે પરાયણ થઈને તમારે ઘેર જાઓ. તમને સંસારના ચકરાવામાંથી છોડાવનારા અનન્ય ભક્તિભાવની પ્રાપ્તિ થઈ ગઈ છે. ॥ ૪૨ ॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્તો તૌ[1] પરિક્રમ્ય પ્રણમ્ય ચ પુનઃ પુનઃ ।
બદ્ધોલૂખલમામન્ત્ર્ય જગ્મતુર્દિશમુત્તરામ્ ॥ ૪૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે ભગવાને આ પ્રમાણે કહ્યું ત્યારે તે બન્નેએ તેમની પરિક્રમા કરી વારંવાર પ્રણામ કર્યા. ત્યારબાદ ખાંડણિયાથી બંધાયેલા સર્વેશ્વરની આજ્ઞા લઈને તે લોકોએ ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું.* ॥ ૪૩ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે નારદશાપો[2] નામ દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥**

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત નારદશાપ નામનો દસમો અધ્યાય સમાપ્ત.**

=★=

# અગિયારમો અધ્યાય

## ગોકુલથી વૃન્દાવન જવું તથા વત્સાસુર અને બકાસુરનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[3]

ગોપા નન્દાદયઃ શ્રુત્વા દ્રુમયોઃ પતતો રવમ્ ।
તત્રાજગ્મુઃ કુરુશ્રેષ્ઠ નિર્ઘાતભયશઙ્કિતાઃ ॥ ૧॥

ભૂમ્યાં નિપતિતૌ તત્ર દદૃશુર્યમલાર્જુનૌ ।
બભ્રમુસ્તદવિજ્ઞાય લક્ષ્યં પતનકારણમ્ ॥ ૨॥

ઉલૂખલં વિકર્ષન્તં દામ્ના બદ્ધં ચ બાલકમ્ ।
કસ્યેદં કુત આશ્ચર્યમુત્પાત ઇતિ કાતરાઃ ॥ ૩॥

**શ્રી શુકદેવજી કહે છે** – પરીક્ષિત! વૃક્ષો પડવાથી જે ભયંકર અવાજ થયો તે નંદબાવા વગેરે ગોવાળોએ સાંભળ્યો. તેમના મનમાં એવી શંકા થઈ કે, ક્યાંક આકાશમાંથી વીજળી તો પડી નથી ને! બધા જ ભયભીત થઈને વૃક્ષો પાસે દોડી આવ્યા. ॥ ૧ ॥ ત્યાં પહોંચીને તે લોકોએ જોયું કે બન્ને અર્જુન વૃક્ષો પડી ગયાં છે. જોકે વૃક્ષો પડવાનું કારણ સ્પષ્ટ હતું – ત્યાં જ તેમની સામે જ ખાંડણિયાથી દોરડા સાથે બંધાયેલા શ્રીકૃષ્ણ ખાંડણિયો ખેંચી રહ્યા હતા, પરંતુ તેઓ સમજી ન શક્યા. 'આ કોનું કામ છે, આવી આશ્ચર્યજનક દુર્ઘટના કઈ રીતે બની?' – આવું વિચારીને તેઓ ભયભીત થઈ ગયા, તેમની બુદ્ધિ ભ્રમિત થઈ ગઈ. ॥ ૨-૩ ॥

૧. તં । ૨. યમલાર્જુનભઞ્જનં નામ । ૩. બાદરાયણિરુવાચ ।

* યક્ષોએ વિચાર કર્યો કે જ્યાં સુધી આ સગુણ (દોરડું)માં બંધાયેલા છે, ત્યાં સુધી અમને આમનાં દર્શન થઈ રહ્યાં છે. નિર્ગુણનો તો મનમાં વિચાર પણ કરી શકાય એમ નથી. તેથી ભગવાન બંધાયેલા હતા ત્યારે જ તેઓ ચાલ્યા ગયા.

**સ્વસ્ત્યસ્તુ ઉલૂખલ સર્વદા શ્રીકૃષ્ણગુણશાલી એવ ભૂયાઃ।**

'ઊખળ! તારું કલ્યાણ થાઓ, તું હંમેશાં શ્રીકૃષ્ણના ગુણોથી બંધાયેલું રહે.' આવો ઊખળને આશીર્વાદ આપીને યક્ષો ત્યાંથી ચાલ્યા ગયા.

બાલા ઊચુરનેનેતિ તિર્યગ્ગતમુલૂખલમ્[1] ।
વિકર્ષતા મધ્યગેન પુરુષાવપ્યચક્ષ્મહિ ॥ ૪॥

ન તે તદુક્તં જગૃહુર્ન ઘટેતેતિ[2] તસ્ય તત્ ।
બાલસ્યોત્પાટનં તર્વોઃ કેચિત્ સન્દિગ્ધચેતસઃ ॥ ૫॥

ઉલૂખલં વિકર્ષન્તં દામ્ના બદ્ધં સ્વમાત્મજમ્ ।
વિલોક્ય નન્દઃ પ્રહસદ્વદનો વિમુમોચ હ ॥ ૬॥

ગોપીભિઃ સ્તોભિતોઽનૃત્યદ્ ભગવાન્ બાલવત્ ક્વચિત્ ।
ઉદ્ગાયતિ ક્વચિન્મુગ્ધસ્તદ્વશો દારુયન્ત્રવત્ ॥ ૭॥

બિભર્તિ ક્વચિદાજ્ઞપ્તઃ પીઠકોન્માનપાદુકમ્ ।
બાહુક્ષેપં ચ કુરુતે સ્વાનાં ચ પ્રીતિમાવહન્ ॥ ૮॥

દર્શયંસ્તદ્વિદાં લોક આત્મનો ભૃત્યવશ્યતામ્ ।
વ્રજસ્યોવાહ વૈ હર્ષં ભગવાન્ બાલચેષ્ટિતૈઃ ॥ ૯॥

ક્રીણીહિ ભો ફલાનીતિ શ્રુત્વા સત્વરમચ્યુતઃ ।
ફલાર્થી ધાન્યમાદાય યયૌ સર્વફલપ્રદઃ ॥ ૧૦॥

ફલવિક્રયિણી તસ્ય ચ્યુતધાન્યં કરદ્વયમ્ ।
ફલૈરપૂરયદ્ રત્નૈઃ ફલભાણ્ડમપૂરિ ચ ॥ ૧૧॥

સરિત્તીરગતં કૃષ્ણં ભગ્નાર્જુનમથાહ્વયત્ ।
રામં ચ રોહિણી દેવી ક્રીડન્તં બાલકૈર્ભૃશમ્ ॥ ૧૨॥

નોપેયાતાં યદાઽઽહૂતૌ ક્રીડાસઙ્ગેન પુત્રકૌ ।
યશોદાં પ્રેષયામાસ રોહિણી પુત્રવત્સલામ્ ॥ ૧૩॥

ત્યાં થોડા બાળકો રમતા હતા. તેમણે કહ્યું – 'અરે, આ જ કનૈયાનું તો કામ છે. આ બન્ને વૃક્ષોની વચ્ચે થઈને નીકળી રહ્યો હતો. ખાંડણિયો વાંકો થઈ જતાં બીજી બાજુથી કનૈયાએ તેને ખેંચ્યો અને વૃક્ષો પડી ગયાં. અમે તો આમાંથી નીકળેલા બે પુરુષો પણ જોયા છે. ॥ ૪ ॥ પરંતુ ગોવાળોએ છોકરાઓની વાત ન માની. તેઓ કહેવા લાગ્યા – 'એક નાનકડો બાળક આટલાં મોટાં વૃક્ષોને ઉખાડી નાંખે, આવું ક્યારેય સંભવ નથી.' કોઈ-કોઈને મનમાં શ્રીકૃષ્ણની અગાઉની લીલાઓનું સ્મરણ કરીને શંકા પણ થઈ. ॥ ૫ ॥ નંદબાવાએ જોયું, તેમનો પ્રાણપ્રિય બાળક દોરડાથી બાંધેલો ખાંડણિયો ઘસડતો જઈ રહ્યો છે. તેઓ હસવા લાગ્યા અને જઈને તરત તેમણે દોરડાની ગાંઠ છોડી નાંખી.* ॥ ૬ ॥

સર્વશક્તિમાન ભગવાન ક્યારેક-ક્યારેક ગોપીઓના ફોસલાવવાથી સાધારણ બાળકોની જેમ નાચતા હતા. ક્યારેક ભોળા-ભલા અજાણ્યા બાળકની જેમ ગાવા લાગતા. તેઓ ગોપીઓના હાથની જાણે કઠપુતળી જેવા – બધી રીતે ગોપીઓને આધીન થઈ ગયા. ॥ ૭ ॥ કોઈકવાર કોઈ કહેતું – 'લાલા! જરા પેલો પાટલો લઈ આવ ને, જરા પેલો બાજઠ લઈ આવ ને, જરા પેલા તોલવાના બાંટ, ક્યારેક પેલી પાદુકા લાવ ને, તો લાલજી લઈ આવતા. તો ક્યારેક પોતાના ભક્તોને ખુશ કરવા, પહેલવાનની જેમ સાથળ ઉપર હાથ ઠોકતા. ॥ ૮ ॥ આ પ્રમાણે સર્વશક્તિમાન ભગવાન પોતાની બાળલીલાઓથી વ્રજવાસીઓને આનંદિત કરતા અને સંસારમાં જે લોકો તેમના રહસ્યને જાણવાવાળા છે, તેમને એ દેખાડતા કે, હું મારા સેવકોના વશમાં છું. ॥ ૯ ॥

એક દિવસ કોઈ ફળ વેચનારી આવીને 'અરે, ફળ લો– ફળ લો' એવું બોલતી હતી. આ સાંભળતાં જ સમસ્ત કર્મો અને ઉપાસનાઓનું ફળ આપવાવાળા ભગવાન અચ્યુત ફળ ખરીદવા માટે પોતાની નાનકડી અંજલિમાં અનાજ લઈને દોડી ગયા. ॥ ૧૦ ॥ તેમની અંજલિમાંથી અનાજ તો રસ્તામાં જ વેરાઈ ગયું. પરંતુ ફળ વેચવાવાળીએ તેમના બન્ને હાથ ફળથી ભરી દીધા. આ બાજુ ભગવાને પણ ફળની ટોપલી રત્નોથી ભરી દીધી. ॥ ૧૧ ॥

ત્યાર પછી એક દિવસ યમલાર્જુન વૃક્ષોને ઉખાડી નાખનારા શ્રીકૃષ્ણ અને બલરામ બાળકોની સાથે રમતાં-રમતાં યમુના કિનારે ચાલ્યા ગયા અને રમતમાં જ મગ્ન થઈ ગયા. ત્યારે રોહિણીજીએ તેમને ઘરે બોલાવ્યા 'ઓ કૃષ્ણ! ઓ બલરામ! જલદી આવો'. ॥ ૧૨ ॥ પરંતુ રોહિણીજીના બોલાવવાથી તે આવ્યા નહીં, કેમ કે, તેમનું મન રમતમાં પરોવાઈ ગયું હતું. જ્યારે બોલાવવાથી પણ બન્ને બાળકો ન આવ્યા ત્યારે રોહિણીજીએ વાત્સલ્યમૂર્તિ યશોદાજીને મોકલ્યાં. ॥ ૧૩ ॥

---

૧. તિરશ્ચીનમુલૂખલમ્ । ૨. ઘટેદિતિ ।

* નંદબાવા એટલા માટે હસ્યા કે, કનૈયો ક્યાંક એવું વિચારીને બી ન જાય, કે જ્યારે માએ બાંધી દીધો ત્યારે પિતા ક્યાંક આવીને મારવા ન માંડે.

માતાએ બાંધ્યા અને પિતાએ છોડ્યા. ભગવાન શ્રીકૃષ્ણની લીલાથી એ વાત સિદ્ધ થઈ કે, તેમના સ્વરૂપમાં બંધન અને મુક્તની કલ્પના કરવાવાળા બીજા જ છે. ભગવાન તો નથી બંધાયેલા કે નથી મુક્ત.

ક્રીડન્તં સા સુતં બાલૈરતિવેલં સહાગ્રજમ્ ।
યશોદાઽજોહવીત્ કૃષ્ણં પુત્રસ્નેહસ્નુતસ્તની ॥ ૧૪॥

કૃષ્ણ કૃષ્ણારવિન્દાક્ષ તાત એહિ સ્તનં પિબ ।
અલં વિહારૈઃ ક્ષુત્ક્ષાન્તઃ ક્રીડાશ્રાન્તોઽસિ પુત્રક ॥ ૧૫॥

હે રામાગચ્છ તાતાશુ સાનુજઃ કુલનન્દન ।
પ્રાતરેવ કૃતાહારસ્તદ્ ભવાન્ ભોક્તુમર્હતિ ॥ ૧૬॥

પ્રતીક્ષતે ત્વાં દાશાર્હ ભોક્ષ્યમાણો વ્રજાધિપઃ ।
એહ્યાવયોઃ પ્રિયં ધેહિ સ્વગૃહાન્ યાત બાલકાઃ ॥ ૧૭॥

ધૂલિધૂસરિતાઙ્ગસ્ત્વં પુત્ર મજ્જનમાવહ ।
જન્મર્ક્ષમદ્ય ભવતો વિપ્રેભ્યો દેહિ ગાઃ શુચિઃ ॥ ૧૮॥

પશ્ય પશ્ય વયસ્યાંસ્તે માતૃમૃષ્ટાન્ સ્વલઙ્કૃતાન્ ।
ત્વં ચ સ્નાતઃ કૃતાહારો વિહરસ્વ સ્વલઙ્કૃતઃ ॥ ૧૯॥

ઇત્થં યશોદા તમશેષશેખરં
મત્વા સુતં સ્નેહનિબદ્ધધીર્નૃપ ।
હસ્તે ગૃહીત્વા સહરામમચ્યુતં
નીત્વા સ્વવાટં કૃતવત્યથોદયમ્ ॥ ૨૦॥

ગોપવૃદ્ધા મહોત્પાતાનનુભૂય બૃહદ્વને ।
નન્દાદયઃ સમાગમ્ય વ્રજકાર્યમમન્ત્રયન્ ॥ ૨૧॥

તત્રોપનન્દનામાઽઽહ ગોપો જ્ઞાનવયોઽધિકઃ ।
દેશકાલાર્થતત્ત્વજ્ઞઃ પ્રિયકૃદ્ રામકૃષ્ણયોઃ ॥ ૨૨॥

ઉત્થાતવ્યમિતોઽસ્માભિર્ગોકુલસ્ય હિતૈષિભિઃ ।
આયાન્ત્યત્ર મહોત્પાતા બાલાનાં નાશહેતવઃ ॥ ૨૩॥

મુક્તઃ કથઞ્ચિદ્ રાક્ષસ્યા બાલઘ્ન્યા બાલકો હ્યસૌ ।
હરેરનુગ્રહાન્નૂનમનશ્ચોપરિ નાપતત્ ॥ ૨૪॥

શ્રીકૃષ્ણ અને બલરામ ગોપબાળકોની સાથે ઘણીવારથી રમતા હતા, યશોદાજીએ જઈને બોલાવ્યા. તે સમયે પુત્રના પ્રતિ વાત્સલ્ય-સ્નેહને કારણે તેમનાં સ્તનોમાંથી દૂધ સ્રવી રહ્યું હતું. ॥ ૧૪ ॥ તેઓ જોર-જોરથી બોલાવવા લાગ્યાં – 'મારા પ્યારા કનૈયા! ઓ કૃષ્ણ! કમલનયન! શ્યામસુંદર! બેટા! ચાલો, સ્તનપાન કરી લો, હવે રમવાનું બંધ કરો દીકરા! તમને ભૂખ લાગી હશે. જુઓ દીકરા! રમી રમીને કેવા થાકી ગયા છો! ॥ ૧૫ ॥ મારા વ્હાલા દીકરા રામ! તમે તો પૂરા પરિવારને આનંદ આપવાવાળા છો! તમારા નાના ભાઈને લઈને જલદી આવી જાઓ! જુઓ ભાઈ! આજે તમે બહુ વહેલો નાસ્તો કર્યો હતો, હવે તો તમારે કાંઈક ખાવું જોઈએ. ॥ ૧૬ ॥ બેટા! બલરામ! વ્રજરાજ ભોજન કરવા બેસી ગયા છે, પરંતુ તેઓ હજી તમારી વાટ જોઈ રહ્યા છે. આવો, અમને આનંદિત કરો. બાળકો! હવે તમે પણ સૌ-સૌના ઘરે જાઓ. ॥ ૧૭ ॥ બેટા! જુઓ તો ખરા, તમારું આખું શરીર ધૂળથી રગદોળાઈ ગયું છે. આવો, જલદી-જલદી સ્નાન કરી લો, આજે તમારું જન્મ-નક્ષત્ર છે. પવિત્ર થઈને બ્રાહ્મણોને ગોદાન કરો. ॥ ૧૮ ॥ જુઓ, જુઓ, તમારા મિત્રોને તેમની માતાઓએ કેવા નવરાવી-ધોવડાવી અને કેવાં સુંદર-મજાનાં કપડાં પહેરાવ્યાં છે. હવે તમે પણ નાહી-ધોઈ, ખાઈ-પી, પહેરી-ઓઢીને પછી રમજો.' ॥ ૧૯ ॥ પરીક્ષિત! યશોદા માતાનાં મન-પ્રાણ બધું જ પ્રેમ-બંધનથી બંધાયેલું હતું. તેઓ ચરાચર જગતના શિરોમણિ ભગવાનને પોતાનો પુત્ર સમજતાં હતાં અને આ પ્રમાણે કહીને એક હાથે બલરામ અને બીજા હાથે શ્રીકૃષ્ણને પકડીને ઘરે લઈ આવ્યાં. ત્યારબાદ તેમણે પુત્રના કલ્યાણ માટે જે કાંઈ કરવું હતું તે બહુ જ પ્રેમથી કર્યું. ॥ ૨૦ ॥

— જ્યારે નંદબાવા વગેરે વૃદ્ધ ગોપોએ જોયું કે, મહાવનમાં તો મોટા-મોટા ઉત્પાત થવા લાગ્યા છે, ત્યારે તે બધા ભેગા થઈને 'હવે વ્રજવાસીઓએ શું કરવું જોઈએ' – એના પર વિચાર કરવા લાગ્યા. ॥ ૨૧ ॥ તેમનામાં અવસ્થા અને જ્ઞાન-બન્નેમાં મોટા ઉપનંદજી નામના ગોપ હતા. તેમને એ વાતની ખબર હતી કે, કયા સમયે, કયા સ્થાન પર, કઈ વસ્તુથી કેવો વ્યવહાર કરવો જોઈએ. સાથે-સાથે તેઓ એવું પણ ઇચ્છતા હતા કે રામ અને શ્યામ સુખી રહે, તેમના ઉપર કોઈ વિપત્તિ ન આવે. તેમણે કહ્યું– ॥ ૨૨ ॥ 'ભાઈઓ! હવે અહીં એવા મોટા-મોટા ઉત્પાતો થવા લાગ્યા છે, જે બાળકો માટે બહુ જ ખતરનાક છે. તેથી જો આપણે ગોકુળ અને ગોકુળવાસીઓનું હિત ઇચ્છતા હોઈએ તો આપણે અહીંથી પોતાના ડેરા-તંબુ ઉઠાવીને ચાલ્યા જવું જોઈએ. ॥ ૨૩ ॥ જુઓ! આ સામે બેઠેલો નંદરાયનો લાડલો સૌથી પહેલાં તો બાળકો માટે કાલસ્વરૂપિણી હત્યારી પૂતનાની ચુંગાલમાંથી કોઈક રીતે ઊગરી ગયો. ત્યાર પછી ભગવાનની બીજી કૃપા એ થઈ કે આના ઉપર આટલું મોટું ગાડું પડતાં-પડતાં રહી ગયું. ॥ ૨૪ ॥

ચક્રવાતેન નીતોઽયં દૈત્યેન વિપદં વિયત્ ।
શિલાયાં પતિતસ્તત્ર પરિત્રાતઃ સુરેશ્વરૈઃ ॥ ૨૫॥

યન્ન મ્રિયેત દ્રુમયોરન્તરં પ્રાપ્ય બાલકઃ ।
અસાવન્યતમો વાપિ તદપ્યચ્યુતરક્ષણમ્ ॥ ૨૬॥

યાવદૌત્પાતિકોઽરિષ્ટો વ્રજં નાભિભવેદિતઃ ।
તાવદ્ બાલાનુપાદાય યાસ્યામોઽન્યત્ર સાનુગાઃ ॥ ૨૭॥

વનં વૃન્દાવનં નામ પશવ્યં નવકાનનમ્ ।
ગોપગોપીગવાં સેવ્યં પુણ્યાદ્રિતૃણવીરુધમ્ ॥ ૨૮॥

તત્તત્રાદ્યૈવ યાસ્યામઃ શકટાન્ યુઙ્ક્ત મા ચિરમ્ ।
ગોધનાન્યગ્રતો યાન્તુ ભવતાં યદિ રોચતે ॥ ૨૯॥

તચ્છ્રુત્વૈકધિયો ગોપાઃ સાધુ સાધ્વિતિ વાદિનઃ ।
વ્રજાન્ સ્વાન્ સ્વાન્ સમાયુજ્ય યયૂ રૂઢપરિચ્છદાઃ ॥ ૩૦॥

વૃદ્ધાન્ બાલાન્ સ્ત્રિયો રાજન્ સર્વોપકરણાનિ ચ ।
અનઃસ્વારોપ્ય ગોપાલા યત્તા આત્તશરાસનાઃ ॥ ૩૧॥

ગોધનાનિ પુરસ્કૃત્ય શૃઙ્ગાણ્યાપૂર્ય સર્વતઃ ।
તૂર્યઘોષેણ મહતા યયુઃ સહપુરોહિતાઃ ॥ ૩૨॥

ગોપ્યો રૂઢરથા નૂત્નકુચકુઙ્કુમકાન્તયઃ ।
કૃષ્ણલીલા જગુઃ પ્રીતા નિષ્કકણ્ઠ્યઃ સુવાસસઃ ॥ ૩૩॥

તથા યશોદારોહિણ્યાવેકં શકટમાસ્થિતે ।
રેજતુઃ કૃષ્ણરામાભ્યાં તત્કથાશ્રવણોત્સુકે ॥ ૩૪॥

વૃન્દાવનં સમ્પ્રવિશ્ય સર્વકાલસુખાવહમ્ ।
તત્ર ચક્રુર્વ્રજાવાસં શકટૈરર્ધચન્દ્રવત્ ॥ ૩૫॥

વૃન્દાવનં ગોવર્ધનં યમુનાપુલિનાનિ ચ ।
વીક્ષ્યાસીદુત્તમા પ્રીતી રામમાધવયોર્નૃપ ॥ ૩૬॥

વંટોળિયાનું રૂપ લઈને આવેલા દૈત્યે તો આને આકાશમાં લઈ જઈને મોટી આપત્તિ (મૃત્યુના મુખ)માં જ ધકેલી દીધો હતો; પરંતુ ત્યાંથી તે જ્યાં શિલા પર પડ્યો ત્યારે પણ આપણા કુળદેવતાઓએ આ બાળકની રક્ષા કરી. ॥ ૨૫ ॥ યમલાર્જુન વૃક્ષો પડી જતાં તેમની વચ્ચે આવી જઈને પણ આ અથવા બીજો કોઈ બાળક મર્યો નહીં. આનાથી પણ એ જ સમજવું જોઈએ કે ભગવાને આપણી રક્ષા કરી છે. ॥ ૨૬ ॥ તેથી જ્યાં સુધી કોઈ બહુ મોટું અનિષ્ટકારી દુર્ભાગ્ય આપણને અને આપણા વ્રજને નષ્ટ ન કરી દે, ત્યાં સુધીમાં આપણે આપણાં બાળકોને લઈને અનુચરો સાથે અહીંથી અન્યત્ર ચાલ્યા જઈએ. ॥ ૨૭ ॥ 'વૃન્દાવન' નામનું વન પશુઓને માટે હિતકારી છે, ગોપ-ગોપીઓ અને ગાયોને સેવવા યોગ્ય છે. તેમાં પવિત્ર લીલાં-લીલાં ઘાસ અને વેલાઓથી ભરપૂર બીજાં પણ નાનાં-નાનાં વન છે. ॥ ૨૮ ॥ તેથી જો તમને બધાંને આ વાત યોગ્ય લાગતી હોય તો આજે જ આપણે ત્યાં જવા માટે નીકળી જઈએ. ચાલો ગાડાં જોડો, ઢીલ ન કરો અને પહેલાં ગાયોને કે, જે આપણી એકમાત્ર સંપત્તિ છે, ત્યાં મોકલી દઈએ.' ॥ ૨૯ ॥

ઉપનંદની વાત સાંભળીને બધા ગોપોએ એકી અવાજે કહ્યું – 'બહુ સારું, બહુ સારું.' આ બાબતે કોઈનો મતભેદ ન હતો. બધા લોકો પોતાની ટોળે-ટોળા ગાયો એકઠી કરી અને ગાડાં ઉપર ઘરવખરી મૂકીને વૃન્દાવન જવા રવાના થયા. ॥ ૩૦ ॥ પરીક્ષિત! ગોવાળોએ વૃદ્ધોને, સ્ત્રીઓને અને બાળકોને ગાડામાં બેસાડી દીધાં અને પોતે તેમની પાછળ-પાછળ ધનુષ્ય-બાણ લઈને સાવધાનીપૂર્વક ચાલવા લાગ્યા. ॥ ૩૧ ॥ તેમણે ગાયો અને વાછરડાંઓને તો બધાંથી આગળ કરી લીધાં અને તેમની પાછળ-પાછળ શૃંગવાદ્ય (ગાય-ભેંસના પોલા શિંગડાને ફૂંકીને વગાડાતું વાદ્ય) વગાડતા, તૂરીના મોટા નાદ કરતા ચાલતા હતા. તેમની સાથે પુરોહિતો પણ હતા. ॥ ૩૨ ॥ ગાડામાં બેઠેલી ગોપીઓ વક્ષઃસ્થળ પર તાજું કેસર લગાવીને ગળામાં સુંદર કંઠીઓ અને સુંદર વસ્ત્રો પહેરીને ખૂબ જ આનંદપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું ગાન કરતી હતી. ॥ ૩૩ ॥ યશોદાજી અને રોહિણીજી પણ ખૂબ સજી-ધજીને પોત-પોતાના પ્રિય પુત્ર શ્રીકૃષ્ણ અને બલરામની સાથે એક ગાડામાં બેઠાં હતાં. તેમને પોતાના બન્ને બાળકોની કાલી-કાલી વાણી સાંભળીને-સાંભળીને તૃપ્તિ થતી ન હતી અને વધારે ને વધારે સાંભળવા ઉત્સુક હતાં. ॥ ૩૪ ॥ વૃન્દાવન અતિ સુંદર વન છે. ભલે, ગમે તે ઋતુ હોય, ત્યાં સુખ જ સુખ છે. તેમાં પ્રવેશ કરીને ગોવાળોએ પોતાનાં ગાડાંને અર્ધચન્દ્રાકારે ગોઠવી દીધાં અને ગોધન માટે રહેવા યોગ્ય સ્થાન બનાવી લીધું. ॥ ૩૫ ॥ પરીક્ષિત! વૃન્દાવન, ગોવર્ધન પર્વત તથા યમુનાના કિનારાઓ જોઈ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીને બહુ આનંદ થયો. ॥ ૩૬ ॥

એવં વ્રજૌકસાં પ્રીતિં યચ્છન્તૌ બાલચેષ્ટિતૈઃ ।
કલવાક્યૈઃ સ્વકાલેન વત્સપાલૌ બભૂવતુઃ ॥ ૩૭॥

અવિદૂરે વ્રજભુવઃ સહ ગોપાલદારકૈઃ ।
ચારયામાસતુર્વત્સાન્ નાનાક્રીડાપરિચ્છદૌ ॥ ૩૮॥

ક્વચિદ્ વાદયતો વેણું ક્ષેપણૈઃ ક્ષિપતઃ ક્વચિત્ ।
ક્વચિત્ પાદૈઃ કિઙ્કિણીભિઃ ક્વચિત્ કૃત્રિમગોવૃષૈઃ ॥ ૩૯॥

વૃષાયમાણૌ નર્દન્તૌ યુયુધાતે પરસ્પરમ્ ।
અનુકૃત્ય રુતૈર્જન્તૂંશ્ચેરતુઃ પ્રાકૃતૌ યથા ॥ ૪૦॥

કદાચિદ્ યમુનાતીરે વત્સાંશ્ચારયતોઃ સ્વકૈઃ ।
વયસ્યૈઃ કૃષ્ણબલયોર્જિઘાંસુર્દૈત્ય આગમત્ ॥ ૪૧॥

તં વત્સરૂપિણં વીક્ષ્ય વત્સયૂથગતં હરિઃ ।
દર્શયન્ બલદેવાય શનૈર્મુગ્ધ ઇવાસદત્ ॥ ૪૨॥

ગૃહીત્વાપરપાદાભ્યાં સહલાઙ્ગૂલમચ્યુતઃ ।
ભ્રામયિત્વા કપિત્થાગ્રે પ્રાહિણોદ્ ગતજીવિતમ્ ।
સ કપિત્થૈર્મહાકાયઃ પાત્યમાનૈઃ પપાત હ ॥ ૪૩॥

તં વીક્ષ્ય વિસ્મિતા બાલાઃ શશંસુઃ સાધુ સાધ્વિતિ ।
દેવાશ્ચ પરિસન્તુષ્ટા બભૂવુઃ પુષ્પવર્ષિણઃ[1] ॥ ૪૪॥

તૌ વત્સપાલકૌ ભૂત્વા સર્વલોકૈકપાલકૌ ।
સપ્રાતરાશૌ ગોવત્સાંશ્ચારયન્તૌ વિચેરતુઃ ॥ ૪૫॥

સ્વં સ્વં વત્સકુલં સર્વે પાયયિષ્યન્ત એકદા ।
ગત્વા જલાશયાભ્યાશં પાયયિત્વા પપુર્જલમ્ ॥ ૪૬॥

તે તત્ર દદૃશુર્બાલા મહાસત્ત્વમવસ્થિતમ્ ।
તત્રસુર્વજ્રનિર્ભિન્નં ગિરેઃ શૃઙ્ગમિવ ચ્યુતમ્ ॥ ૪૭॥

રામ અને શ્યામ બન્નેય પોતાની કાલી બોલી અને અત્યંત મધુર બાળસ્વાભાવિક લીલાઓથી ગોકુળની જેમ જ વૃન્દાવનમાં પણ વ્રજવાસીઓને આનંદ આપતા હતા. થોડા જ દિવસોમાં તેઓ વાછરડાં ચારનાર વત્સપાલ થયા. ॥ ૩૭ ॥ બીજા ગ્વાલબાળકોની સાથે રમવા માટે ઘણાંબધાં સાધનો લઈને તેઓ ઘેરથી નીકળી પડતા અને ગાયોના ગોષ્ઠ પાસે જ પોતાનાં વાછડાંઓને ચારતા. ॥ ૩૮ ॥ શ્યામ અને રામ ક્યાંક વાંસળી વગાડી રહ્યા છે, ક્યાંક ગોફણોથી ઢેફાં કે ગોળા ફેંકી રહ્યા છે, કોઈક સમયે ઝાંઝરની ઘૂઘરીઓના ઝણકાર સાથે નૃત્ય કરી રહ્યા છે તો ક્યારેક બનાવટી ગાય અને બળદ બનીને રમી રહ્યા છે. ॥ ૩૯ ॥ એક બાજુ જુઓ તો સાંઢ બની-બનીને પડકારતા પરસ્પર લડી રહ્યા છે તો બીજી બાજુ મોર, કોયલ, વાંદરાં વગેરે પ્રાણીઓની જેમ અવાજ કરી તેમનું અનુકરણ કરી રહ્યા છે. પરીક્ષિત! આ પ્રમાણે સર્વશક્તિમાન ભગવાન સાધારણ બાળકોની જેમ રમ્યા કરતા હતા. ॥ ૪૦ ॥

એક દિવસની વાત છે, શ્યામ અને બલરામ પોતાના પ્રિય મિત્રો સાથે યમુનાકિનારે વાછડાં ચરાવી રહ્યા હતા. તે સમયે તેમને મારી નાખવાના ઇરાદે એક વત્સાસુર નામનો દૈત્ય આવ્યો. ॥ ૪૧ ॥ ભગવાને જોયું કે તે બનાવટી વાછડાનું રૂપ લઈને વાછડાંનાં ટોળામાં ભરાઈ ગયો છે. આંખોના ઇશારાથી બલરામજીને દેખાડીને તેઓ ધીરે-ધીરે તેની પાસે પહોંચી ગયા. ત્યારે એવું લાગતું હતું કે જાણે તે દૈત્યને ઓળખતા નથી અને તે હૃષ્ટ-પુષ્ટ વાછડા ઉપર મુગ્ધ થઈ ગયા છે. ॥ ૪૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તેને પૂંછડી સાથે પાછલા બે પગોથી પકડીને આકાશમાં ઘુમાવ્યો અને તેના પ્રાણ નીકળી જતાં કોઠાના ઝાડ પર ફેંકી દીધો. તેનું લાંબું પહોળું દૈત્ય શરીર કેટલાંયે કોઠાનાં વૃક્ષોને પાડતું જમીન પર પડ્યું. ॥ ૪૩ ॥ આ જોઈને ગોપબાળકોના આશ્ચર્યનો પાર ન રહ્યો, તેમણે બહુ સારું, બહુ સારું કહીને પોતાના પ્રિય કનૈયાની પ્રશંસા કરી. દેવતાઓ પણ ખૂબ પ્રસન્ન થઈ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૪૪ ॥

પરીક્ષિત! જે બધા લોકના એકમાત્ર પાલક તે શ્યામ અને બલરામ હવે વત્સપાલ થઈ પ્રાતઃકાળનું ભોજન સાથે રાખી ગાયો તથા વાછરડાંઓ ચારતા એક વનથી બીજા વનમાં ઘૂમ્યા કરતા હતા. ॥ ૪૫ ॥ એક દિવસ બધા ગોપબાળકો પોતાનાં ટોળે-ટોળાં વાછડાંને પાણી પાવા જળાશય પાસે લઈ ગયા. તેમણે પહેલાં વાછડાંને પાણી પાયું અને પછી પોતે પીધું. ॥ ૪૬ ॥ ગોપબાળકોએ જોયું કે ત્યાં એક બહુ મોટું પ્રાણી બેઠેલું છે. તે એવું લાગતું હતું કે, જાણે ઇન્દ્રના વજ્રથી કપાઈને કોઈ પર્વતનો ટુકડો પડેલો હોય. ॥ ૪૭ ॥

[1] પુષ્પવૃષ્ટિભિઃ ।

સ વૈ બકો નામ મહાનસુરો બકરૂપધૃક્ ।
આગત્ય સહસા કૃષ્ણં તીક્ષ્ણતુણ્ડોઽગ્રસદ્ બલી ॥ ૪૮॥

કૃષ્ણં મહાબકગ્રસ્તં દૃષ્ટ્વા રામાદયોઽર્ભકાઃ ।
બભૂવુરિન્દ્રિયાણીવ વિના પ્રાણં વિચેતસઃ ॥ ૪૯॥

તં તાલુમૂલં પ્રદહન્તમગ્નિવદ્
ગોપાલસૂનું પિતરં જગદ્ગુરોઃ[1] ।
ચચ્છર્દ સદ્યોઽતિરુષાઽક્ષતં બક-
સ્તુણ્ડેન હન્તું પુનરભ્યપદ્યત ॥ ૫૦॥

તમાપતન્તં સ નિગૃહ્ય તુણ્ડયો-
ર્દોર્ભ્યાં બકં કંસસખં સતાં પતિઃ[2] ।
પશ્યત્સુ બાલેષુ દદાર લીલયા
મુદાવહો વીરણવદ્ દિવૌકસામ્ ॥ ૫૧॥

તદા બકારિં સુરલોકવાસિનઃ
સમાકિરન્ નન્દનમલ્લિકાદિભિઃ ।
સમીડિરે ચાનકશઙ્ખસંસ્તવૈ-
સ્તદ્ વીક્ષ્ય ગોપાલસુતા વિસિસ્મિરે ॥ ૫૨॥

મુક્તં બકાસ્યાદુપલભ્ય બાલકા
રામાદયઃ પ્રાણમિવેન્દ્રિયો ગણઃ ।
સ્થાનાગતં તં પરિરભ્ય નિર્વૃતાઃ
પ્રણીય વત્સાન્ વ્રજમેત્ય તજ્જગુઃ ॥ ૫૩॥

શ્રુત્વા તદ્ વિસ્મિતા ગોપા ગોપ્યશ્ચાતિપ્રિયાદૃતાઃ ।
પ્રેત્યાગતમિવૌત્સુક્યાદૈક્ષન્ત તૃષિતેક્ષણાઃ ॥ ૫૪॥

અહો બતાસ્ય બાલસ્ય બહવો મૃત્યવોઽભવન્ ।
અપ્યાસીદ્ વિપ્રિયં તેષાં કૃતં પૂર્વં યતો ભયમ્ ॥ ૫૫॥

અથાપ્યભિભવન્ત્યેનં નૈવ તે ઘોરદર્શનાઃ ।
જિઘાંસયૈનમાસાદ્ય નશ્યન્ત્યગ્નૌ પતઙ્ગવત્ ॥ ૫૬॥

ગોપબાળકો તેને જોઈને ડરી ગયા. તે 'બક' નામનો એક મોટો ભારે અસુર હતો, જે બગલાનું રૂપ લઈને ત્યાં આવ્યો હતો. તેની ચાંચ બહુ લાંબી અને તીક્ષ્ણ હતી. તે પોતે બહુ બળવાન હતો. તે એકદમ આવીને શ્રીકૃષ્ણને ગળી ગયો. ॥ ૪૮ ॥ જ્યારે બલરામ વગેરે બાળકોએ જોયું કે ઘણો મોટો બગલો શ્રીકૃષ્ણને ગળી ગયો છે, ત્યારે તે બધા પ્રાણ નીકળી ગયા પછી ઇન્દ્રિયોની જેમ શિથિલ અને અચેત થઈ ગયા. ॥ ૪૯ ॥ પરીક્ષિત! શ્રીકૃષ્ણ લોકપિતામહ બ્રહ્માના પણ પિતા છે. તેઓ લીલાથી જ ગોપબાળક બનેલા છે. જ્યારે તે બગલાના તાળવાની નીચે પહોંચ્યા, ત્યારે અગ્નિની જેમ તેનું તાળવું બળવા લાગ્યું. તેથી તે દૈત્યે શ્રીકૃષ્ણના શરીર પર કોઈ પણ પ્રકારની ઇજા પહોંચાડ્યા વિના તેમને ઓકી કાઢ્યા અને પછી બહુ ક્રોધિત થઈને પોતાની મોટી અને કઠોર ચાંચથી શ્રીકૃષ્ણ પર પ્રહાર કરવા દોડ્યો. ॥ ૫૦ ॥ કંસનો મિત્ર બકાસુર હજી ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ ઉપર ઝપટવાની તૈયારીમાં હતો ત્યારે ભગવાને પોતાના બે હાથથી તેની ઉપર-નીચેની બન્ને ચાંચને પકડીને ગોપબાળકોની સામે જ રમતાં-રમતાં ખસના ઘાસની પેઠે ચીરી નાખ્યો. આ જોઈને દેવતાઓને બહુ આનંદ થયો. ॥ ૫૧ ॥ બધા દેવતાઓ ભગવાન શ્રીકૃષ્ણ પર નન્દનવનના મોગરા–ચમેલી વગેરેનાં ફૂલોની વૃષ્ટિ કરવા લાગ્યા તથા શંખ, નગારાં વગાડીને તથા સ્તોત્રો દ્વારા તેમને પ્રસન્ન કરવા લાગ્યા. આ બધું જોઈને બધા જ ગોપબાળકો આશ્ચર્યચકિત થઈ ગયા. ॥ ૫૨ ॥ જ્યારે બલરામ વગેરે બાળકોએ જોયું કે, શ્રીકૃષ્ણ બગલાના મુખમાંથી નીકળીને અમારી પાસે આવી ગયા છે, ત્યારે તેમને એવો આનંદ થયો, જેમ પ્રાણના સંચારથી ઇન્દ્રિયો સચેત અને આનંદિત થઈ જાય. બધા ભગવાનને અલગ-અલગ ભેટી પડ્યા. ત્યાર પછી પોતપોતાનાં વાછડાં સાથે બધા વ્રજમાં આવ્યા અને આવીને બધાએ ઘરના લોકોને બધી હકીકત કહી સંભળાવી. ॥ ૫૩ ॥

પરીક્ષિત! બકાસુરના વધની ઘટના સાંભળીને બધાં ગોપ-ગોપીઓ આશ્ચર્યચકિત થઈ ગયાં. તેમને એવું લાગ્યું કે, જાણે લાલજી સાક્ષાત્ મૃત્યુના મુખમાંથી પાછા આવ્યા હોય. તેઓ બધાં બહુ જ ઉત્સાહપૂર્વક પ્રેમ અને આદર સાથે શ્રીકૃષ્ણને નિહાળવા લાગ્યાં. તેમનાં નેત્રોની પ્યાસ વધતી જ જતી હતી, કોઈ રીતે તેમને તૃપ્તિ થતી ન હતી. ॥ ૫૪ ॥ તેઓ પરસ્પર કહેવા લાગ્યાં – 'અરે, આ કેટલા આશ્ચર્યની વાત છે. આ બાળકને કેટલીયવાર મૃત્યુના મુખમાં જવું પડ્યું. પરંતુ જેમણે આ બાળકનું અનિષ્ટ કરવા ઇચ્છ્યું, તેનું જ અનિષ્ટ થયું. કારણ કે તેમણે પ્રથમ બીજાનું અનિષ્ટ કર્યું હતું. ॥ ૫૫ ॥ આવું બધું થવા છતાં પણ તે ભયંકર અસુરો આ બાળકનું કાંઈ બગાડી શકતા નથી. આવે છે મારી નાખવાની દાનતથી, પરંતુ અગ્નિ

1. જગદ્ગુરુમ્ । 2. ગતિઃ ।

અહો બ્રહ્મવિદાં વાચો નાસત્યાઃ સન્તિ કર્હિચિત્ ।
ગર્ગો યદાહ ભગવાનન્વભાવિ તથૈવ તત્ ॥ ૫૭॥

ઇતિ નન્દાદયો ગોપાઃ કૃષ્ણરામકથાં મુદા ।
કુર્વન્તો રમમાણાશ્ચ નાવિન્દન્ ભવવેદનામ્ ॥ ૫૮॥

એવં વિહારૈઃ કૌમારૈઃ કૌમારં જહતુર્વ્રજે ।
નિલાયનૈઃ સેતુબન્ધૈર્મર્કટોત્પ્લવનાદિભિઃ ॥ ૫૯॥

પર પડીને પતંગિયાની જેમ ઉલટાના પોતે જ સ્વાહા થઈ જાય છે. ॥ ૫૬ ॥ સાચું જ છે, બ્રહ્મવેત્તા મહાત્માઓનાં વચન ક્યારેય અસત્ય નથી થતાં. જુઓ ને મહાત્મા ગર્ગાચાર્યજીએ જેટલી વાતો કહી હતી; બધી જ અક્ષરશઃ સાચી પડી રહી છે. ॥ ૫૭ ॥ નન્દબાવા વગેરે ગોવાળો આ પ્રમાણે ખૂબ આનંદથી પોતાના શ્યામ અને રામની વાતો કર્યા કરતા. તેઓ તેમાં એટલા તન્મય રહેતા કે, તેમને સંસારની આધિ-વ્યાધિની કાંઈ ખબર જ પડતી નહીં. ॥ ૫૮ ॥ એ જ પ્રમાણે શ્યામ અને બલરામ ગોપબાળકોની સાથે ક્યારેક સંતાકૂકડી રમતા, તો ક્યારેક પાળો બાંધતા, ક્યારેક વાંદરાઓની જેમ કૂદકા મારતા, તો ક્યારેક વિચિત્ર રમતો રમતા. આ પ્રમાણે બાળલીલાઓથી વ્રજમાં પોતાની કુમારાવસ્થા વ્યતીત કરી. ॥ ૫૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે વત્સબકવધો નામૈકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત વત્સબકવધ નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

=★=

# બારમો અધ્યાય

## અઘાસુરનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*

ક્વચિદ્ વનાશાય મનો દધદ્ વ્રજાત્
પ્રાતઃ સમુત્થાય વયસ્યવત્સપાન્ ।
પ્રબોધયઞ્છૃઙ્ગરવેણ ચારુણા
વિનિર્ગતો વત્સપુરઃસરો હરિઃ ॥ ૧॥

તેનૈવ સાકં પૃથુકાઃ સહસ્રશઃ
સ્નિગ્ધાઃ સુશિગ્વેત્રવિષાણવેણવઃ ।
સ્વાન્ સ્વાન્ સહસ્રોપરિસઙ્ખ્યયાઽન્વિતાન્
વત્સાન્ પુરસ્કૃત્ય વિનિર્યયુર્મુદા ॥ ૨॥

કૃષ્ણવત્સૈરસઙ્ખ્યાતૈર્યૂથીકૃત્ય સ્વવત્સકાન્ ।
ચારયન્તોઽર્ભલીલાભિર્વિજહ્રુસ્તત્ર તત્ર હ ॥ ૩॥

ફલપ્રવાલસ્તબકસુમનઃપિચ્છધાતુભિઃ ।
કાચગુઞ્જામણિસ્વર્ણભૂષિતા અપ્યભૂષયન્ ॥ ૪॥

મુષ્ણન્તોઽન્યોન્યશિક્યાદીન્ જ્ઞાતાનારાચ્ચ ચિક્ષિપુઃ ।
તત્રત્યાશ્ચ પુનર્દૂરાદ્ધસન્તશ્ચ પુનર્દદુઃ ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! એક દિવસ નંદનંદન શ્યામસુંદર વનમાં જ ભોજન કરવાના વિચારથી પ્રાતઃકાળે ઊઠીને શૃંગવાદ્યના મધુર ધ્વનિથી પોતાના સાથી ગોપબાળકોને જગાડીને વાછરડાંને આગળ કરી તેઓ વ્રજમંડળમાંથી ચાલી નીકળ્યા. ॥ ૧ ॥ શ્રીકૃષ્ણની સાથે તેમના પ્રેમી હજારો ગ્વાલબાળકો સુંદર શીકાં, છડીઓ, શૃંગવાદ્યો તથા વાંસળીઓ લઈ પોતાનાં હજારો વાછરડાંને આગળ કરીને ખૂબ પ્રસન્નતાથી પોત-પોતાનાં ઘરોમાંથી નીકળી પડ્યાં. ॥ ૨ ॥ તેઓ શ્રીકૃષ્ણનાં અગણિત વાછરડાંઓ સાથે પોતાનાં વાછડાંને ભેગા કરી, ચરાવતાં-ચરાવતાં બાળક્રીડાઓ કરતાં-કરતાં વિચરવા લાગ્યા. ॥ ૩ ॥ જોકે બધા જ ગોપબાળકોએ કાચના, ચણોઠીના, મણિઓના તથા સોનાના દાગીના પહેર્યા હતા, તેમ છતાં તેમણે વૃન્દાવનનાં લાલ, પીળાં, લીલાં ફળોથી, નવી-નવી કૂંપળોથી, રંગ-બેરંગી પુષ્પગુચ્છોથી, મોરપીંછથી અને સપ્ત ધાતુઓથી પોતાને શણગારી લીધા હતા. ॥ ૪ ॥ કોઈ કોઈકનું શીકું ચોરી લેતા, તો કોઈ કોઈની છડી અથવા વાંસળી ચોરી લેતા. જ્યારે તે વસ્તુઓના માલિકને ખબર પડતી, ત્યારે તે ચોરી લેનાર કોઈ બીજા તરફ તે દૂર ફેંકી દેતો. બીજો ત્રીજાને અને ત્રીજો વધારે દૂર ચોથાની પાસે ફેંકતો. પછી હસીને તે વસ્તુ પાછી આપી દેતા. ॥ ૫ ॥

યદિ દૂરં ગતઃ કૃષ્ણો વનશોભેક્ષણાય તમ્ ।
અહં પૂર્વમહં પૂર્વમિતિ સંસ્પૃશ્ય રેમિરે ॥ ૬॥

કેચિદ્ વેણૂન્ વાદયન્તો ધ્માન્તઃ શૃઙ્ગાણિ કેચન ।
કેચિદ્ ભૃઙ્ગૈઃ પ્રગાયન્તઃ કૂજન્તઃ કોકિલૈઃ પરે ॥ ૭॥

વિચ્છાયાભિઃ પ્રધાવન્તો ગચ્છન્તઃ સાધુહંસકૈઃ ।
બકૈરુપવિશન્તશ્ચ નૃત્યન્તશ્ચ કલાપિભિઃ ॥ ૮॥

વિકર્ષન્તઃ કીશબાલાનારોહન્તશ્ચ તૈર્દ્રુમાન્ ।
વિકુર્વન્તશ્ચ તૈઃ સાકં પ્લવન્તશ્ચ પલાશિષુ ॥ ૯॥

સાકં ભેકૈર્વિલઙ્ઘન્તઃ સરિત્પ્રસ્રવસમ્પ્લુતાઃ ।
વિહસન્તઃપ્રતિચ્છાયાઃશપન્તશ્ચ પ્રતિસ્વનાન્ ॥ ૧૦॥

ઇત્થં સતાં બ્રહ્મસુખાનુભૂત્યા
દાસ્યં ગતાનાં પરદૈવતેન ।
માયાશ્રિતાનાં નરદારકેણ
સાકં વિજહ્રુઃ કૃતપુણ્યપુઞ્જાઃ ॥ ૧૧॥

યત્પાદપાંસુર્બહુજન્મકૃચ્છ્રતો
ધૃતાત્મભિર્યોગિભિરપ્યલભ્યઃ ।
સ એવ યદ્દૃગ્વિષયઃ સ્વયં સ્થિતઃ
કિં વર્ણ્યતે દિષ્ટમતો વ્રજૌકસામ્ ॥ ૧૨॥

અથાઘનામાભ્યપતન્મહાસુર-
સ્તેષાં સુખક્રીડનવીક્ષણાક્ષમઃ ।
નિત્યં યદન્તર્નિજજીવિતેપ્સુભિઃ
પીતામૃતૈરપ્યમરૈઃ પ્રતીક્ષ્યતે ॥ ૧૩॥

દૃષ્ટ્વાઽર્ભકાન્ કૃષ્ણમુખાનઘાસુરઃ
કંસાનુશિષ્ટઃ સ બકીબકાનુજઃ ।
અયં તુ મે સોદરનાશકૃત્તયો-
ર્દ્વયોર્મમૈનં સબલં હનિષ્યે ॥ ૧૪॥

એતે યદા મત્સુહૃદોસ્તિલાપઃ
કૃતાસ્તદા નષ્ટસમા વ્રજૌકસઃ ।

જ્યારે શ્યામસુંદર શ્રીકૃષ્ણ વનની શોભા જોવા માટે થોડા આગળ વધી જતા, ત્યારે તેમનો સ્પર્શ કરવા માટે પહેલો હું, પહેલો હું આ પ્રમાણે આપસમાં હરીફાઈ કરતાં બધા જ તેમની તરફ દોડી જતા અને તેમનો સ્પર્શ કરીને આનંદમગ્ન થઈ જતા. ॥ ૬ ॥ કોઈ વાંસળી વગાડી રહ્યા છે તો કોઈ શૃંગવાદ્યો ફૂંકી રહ્યા છે. કોઈ ભમરાઓ સાથે ગુંજારવ કરતા, કેટલાક કોયલો સાથે ટહુકા કરતા, કેટલાક પક્ષીઓની છાયા સાથે દોડતા, કેટલાક હંસો સાથે ચાલતા, કેટલાક બગલાઓ સાથે બેસતા, કેટલાક મોરો સાથે નૃત્ય કરતા, કેટલાક ઝાડની ડાળીઓ પરથી લટકતાં વાંદરાઓના પૂછડાં ખેંચતા, કેટલાક તેમનાં પૂછડાંઓ પકડી ઝાડ પર ચડતા, કેટલાક તેમની સાથે ચાળા કરતા, કેટલાક તેમની સાથે વૃક્ષો પર કૂદતા, કેટલાક દેડકાંઓ સાથે કૂદતા, કેટલાક નદીના પ્રવાહમાં નાહતા, કેટલાક પાણીમાં પોતાનો પડછાયો જોઈને હસતા તો કેટલાક પોતાના શબ્દોના પડઘાઓને સારા-ખોટા કહી રહ્યા હતા. ॥ ૭-૧૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણ જ્ઞાની સંતો માટે સ્વયં બ્રહ્મરૂપ-સુખરૂપ અને જે આનંદરૂપ હતા, તે જ દાસ્યભાવ-સેવકભાવ રાખતા દાસજનોને (શ્રીકૃષ્ણ) પોતાના સ્વામી અને આરાધ્યદેવ લાગતા હતા, અને માયાને આધીન થઈ રહેલા મનુષ્યોને તો તેઓ મનુષ્યના બાળક તરીકે જ લાગતા હતા. આવા આનંદસ્વરૂપ શ્રીકૃષ્ણની સાથે રમનારા ગોપબાળકો કેટલા પુણ્યાત્મા હશે! ॥ ૧૧ ॥ ઘણાં જન્મો સુધી દુઃખ અને પરિશ્રમ વેઠીને જેમણે પોતાનાં ઇન્દ્રિયો અને અંતઃકરણ વશમાં કરી લીધાં છે, તેવા યોગીઓ માટે પણ ભગવાન શ્રીકૃષ્ણના ચરણકમળની રજ સુલભ નથી. તે જ ભગવાન સ્વયં જે વ્રજવાસી ગોપબાળકોની આંખો સામે રહીને હંમેશાં રમતો રમે છે, તેમના સૌભાગ્યનો મહિમા આથી વિશેષ શો હોઈ શકે? ॥ ૧૨ ॥

પરીક્ષિત! આ જ સમયે અઘાસુર નામનો એક મહા દૈત્ય આવી ચડ્યો. તે ગોપબાળકોની અને શ્રીકૃષ્ણની સુખમયી ક્રીડા જોઈ ન શક્યો. તેના હૃદયમાં બળતરા થવા લાગી. તે એટલો ભયંકર હતો કે અમૃતપાન કરીને અમર થયેલા દેવતાઓ પણ તેનાથી પોતાનો જીવ બચાવવા ચિંતિત રહેતા હતા અને એ વાતની રાહ જોતા હતા કે કોઈ રીતે આનું મૃત્યુ થાય. ॥ ૧૩ ॥ અઘાસુર પૂતના અને બકાસુરનો નાનો ભાઈ હતો તથા કંસનો મોકલેલો હતો. તે શ્રીકૃષ્ણ, શ્રીદામા વગેરે ગોવાળોને જોઈને મનમાં વિચારવા લાગ્યો કે 'આ કૃષ્ણ જ મારા સગા ભાઈ અને બહેનને મારવાવાળો છે. તેથી આજે હું તેને ગોપબાળકો સાથે મારી નાંખીશ. ॥ ૧૪ ॥ જ્યારે આ બધા મરીને મારા તે બન્ને ભાઈ-બહેનના મૃત્યુના તર્પણરૂપી તિલાંજલિ બની જશે, ત્યારે વ્રજવાસી પોતાની મેળે

પ્રાણે ગતે વર્ષ્મસુ કા નુ ચિન્તા
પ્રજાસવઃ પ્રાણભૃતો હિ યે તે ॥ ૧૫॥

ઇતિ વ્યવસ્યાજગરં બૃહદ્ વપુઃ
સ યોજનાયામમહાદ્રિપીવરમ્ ।
ધૃત્વાદ્ભુતં વ્યાત્તગુહાનનં તદા
પથિ વ્યશેત ગ્રસનાશયા ખલઃ ॥ ૧૬॥

દરાધરોષ્ઠો જલદોત્તરોષ્ઠો
દર્યાનનાન્તો ગિરિશૃઙ્ગદંષ્ટ્રઃ ।
ધ્વાન્તાન્તરાસ્યો વિતતાધ્વજિહ્વઃ
પરુષાનિલશ્વાસદવેક્ષણોષ્ણઃ ॥ ૧૭॥

દૃષ્ટ્વા તં તાદૃશં સર્વે મત્વા વૃન્દાવનશ્રિયમ્ ।
વ્યાત્તાજગરતુણ્ડેન હ્યુત્પ્રેક્ષન્તે સ્મ લીલયા ॥ ૧૮॥

અહો મિત્રાણિ ગદત સત્ત્વકૂટં પુરઃ સ્થિતમ્ ।
અસ્મત્સઙ્ગ્રસનવ્યાત્તવ્યાલતુણ્ડાયતે ન વા ॥ ૧૯॥

સત્યમર્કકરારક્તમુત્તરાહનુવદ્ ઘનમ્ ।
અધરાહનુવદ્ રોધસ્તત્પ્રતિચ્છાયયાઽરુણમ્ ॥ ૨૦॥

પ્રતિસ્પર્ધેતે સૃક્કિભ્યાં સવ્યાસવ્યે નગોદરે ।
તુઙ્ગશૃઙ્ગાલયોઽપ્યેતાસ્તદ્દંષ્ટ્રાભિશ્ચ પશ્યત ॥ ૨૧॥

આસ્તૃતાયામમાર્ગોઽયં રસનાં પ્રતિગર્જતિ ।
એષામન્તર્ગતં ધ્વાન્તમેતદપ્યન્તરાનનમ્ ॥ ૨૨॥

દાવોષ્ણખરવાતોઽયં શ્વાસવદ્ ભાતિ પશ્યત ।
તદ્દગ્ધસત્ત્વદુર્ગન્ધોઽપ્યન્તરામિષગન્ધવત્ ॥ ૨૩॥

અસ્માન્ કિમત્ર ગ્રસિતા નિવિષ્ટા-
નયં તથા ચેદ્ બકવદ્ વિનઙ્ક્ષ્યતિ ।
ક્ષણાદનેનેતિ બકાર્યુશન્મુખં
વીક્ષ્યોદ્ધસન્તઃ કરતાડનૈર્યયુઃ ॥ ૨૪॥

મુડદાં જેવા થઈ જશે. સંતાનો જ પ્રાણીઓના પ્રાણ છે. જ્યારે પ્રાણ જ નહીં રહે ત્યારે શરીર કઈ રીતે રહેશે? એમના મૃત્યુથી વ્રજવાસીઓ આપમેળે મરી જશે.' ॥ ૧૫ ॥ આવો નિર્ણય કરીને તે દુષ્ટ દૈત્ય અજગરનું રૂપ લઈને રસ્તામાં સૂઈ ગયો. તેનું તે અજગર શરીર એક યોજન મોટા-લાંબા પર્વત જેવું વિશાળ, જાડું અને બહુ જ વિચિત્ર હતું. તેની દાનત બધાં બાળકોને ગળી જવાની હતી, તેથી તેણે ગુફા જેવડું પોતાનું મોઢું ફાડી રાખ્યું હતું. ॥ ૧૬ ॥ તેનો નીચેનો હોઠ જમીનને અને ઉપરનો હોઠ વાદળોને અડકતો હતો. તેનાં જડબાં ગુફાઓ જેવાં હતાં અને દાઢો પર્વતના શિખર જેવી જણાતી હતી. મોંઢામાં ઘોર અંધકાર હતો. જીભ વિશાળ પહોળા માર્ગ જેવી દેખાતી હતી. શ્વાસ તીક્ષ્ણ પવન જેવો હતો અને દૃષ્ટિ દાવાનળ જેવી હતી. ॥ ૧૭ ॥

અઘાસુરનું આવું રૂપ જોઈને બાળકો સમજ્યા કે આપણા વૃન્દાવનની આ કોઈ અજાયબી છે. તેને જોઈને સર્વ ગોપકુમારો (ભ્રાન્તિથી) એને વૃન્દાવનની સુંદર ગુફા માની, રમતમાં તેની અજગરના પહોળા મુખ સાથે સરખામણી કરવા લાગ્યા. ॥ ૧૮ ॥ કોઈ કહેતું, 'મિત્રો! અચ્છા, બતાવો તો આ જે આપણી સામે કોઈ પ્રાણી જેવું કાંઈક બેઠું છે તે આપણને ગળી જવા માટે ખોલેલા અજગરના મોઢા જેવું નથી?' ॥ ૧૯ ॥ બીજાએ કહ્યું, 'ખરેખર, સૂર્યનાં કિરણો પડવાથી જે વાદળાં લાલ-લાલ થઈ ગયાં છે, તે એવાં જણાય છે, જાણે બરાબર અજગરનો ઉપરનો હોઠ હોય. અને તે જ વાદળાંના પડછાયાથી આ જે નીચેની જમીન લાલ-લાલ દેખાય છે, તે જ એનો નીચેનો હોઠ હોય એવું લાગે છે.' ॥ ૨૦ ॥ ત્રીજા ગોપબાળકે કહ્યું 'હા, સાચું જ છે. જુઓ તો ખરા, શું આ ડાબી અને જમણી બાજુની પર્વતની ગુફાઓ અજગરના જડબાની સરખામણી નથી કરતી? અને ઊંચી ઊંચી શિખરોની હારમાળા તો સ્પષ્ટરૂપે અજગરની દાઢો જેવી લાગે છે.' ॥ ૨૧ ॥ ચોથાએ કહ્યું – 'અરે ભાઈ! આ લાંબી-પહોળી સડક તો બરાબર અજગરની જીભ જેવી જ જણાય છે અને આ ગિરિકન્દરાઓની વચ્ચેનો અંધકાર તો તેના મોઢાની અંદરના ભાગની આબેહૂબ પ્રતિકૃતિ છે.' ॥ ૨૨ ॥ કોઈ બીજા ગોવાળે કહ્યું – 'જુઓ જુઓ, એવું જણાય છે કે ક્યાંક અહીં જંગલમાં આગ લાગી છે, તેથી આ ગરમ અને તીક્ષ્ણ હવા આવી રહી છે. પરંતુ અજગરના શ્વાસ સાથે આનો કેવો મેળ બેસી ગયો છે! અને એ જ આગમાં બળી ગયેલાં પ્રાણીઓના જેવી દુર્ગંધ પણ આવી રહી છે, જાણે અજગરના પેટમાં મરી ગયેલા જીવોના માંસની જ દુર્ગંધ હોય.' ॥ ૨૩ ॥ ત્યારે તેમનામાંથી એકે કહ્યું – 'જો આપણે આના મુખમાં ઘુસી જઈએ, તો શું આ આપણને ગળી જશે? અરે, આ શું ગળી જવાનો હતો? ક્યાંક આવું કરવાની મૂર્ખતા કરી બેસે તો, એક ક્ષણમાં બકાસુરની જેમ નષ્ટ થઈ જશે. આપણો આ કનૈયો તેને છોડશે થોડો?' આ પ્રમાણે કહેતા કહેતા તે ગોપબાળકો બકાસુરને હણનારા શ્રીકૃષ્ણનું સુંદર મુખ જોતાં

ઈત્થં મિથોઽતથ્યમતજ્જ્ઞભાષિતં
શ્રુત્વા વિચિન્ત્યેત્યમૃષા મૃષાયતે ।
રક્ષો વિદિત્વાઽખિલભૂતહૃત્સ્થિતઃ
સ્વાનાં નિરોદ્ધું ભગવાન્ મનો દધે ॥ ૨૫॥

તાવત્ પ્રવિષ્ટાસ્ત્વસુરોદરાન્તરં
પરં ન ગીર્ણાઃ શિશવઃ સવત્સાઃ ।
પ્રતીક્ષમાણેન બકારિવેશનં
હતસ્વકાન્તસ્મરણેન રક્ષસા ॥ ૨૬॥

તાન્ વીક્ષ્ય કૃષ્ણઃ સકલાભયપ્રદો
હ્યનન્યનાથાન્ સ્વકરાદવચ્યુતાન્ ।
દીનાંશ્ચ મૃત્યોર્જઠરાગ્નિઘાસાન્
ઘૃણાર્દિતો દિષ્ટકૃતેન વિસ્મિતઃ ॥ ૨૭॥

કૃત્યં કિમત્રાસ્ય ખલસ્ય જીવનં
ન વા અમીષાં ચ સતાં વિહિંસનમ્ ।
દ્વયં કથં સ્યાદિતિ સંવિચિન્ત્ય ત-
જ્જ્ઞાત્વાઽવિશત્તુણ્ડમશેષદૃગ્ઘરિઃ ॥ ૨૮॥

તદા ઘનચ્છદા દેવા ભયાદ્ધા હેતિ ચુક્રુશુઃ ।
જહૃષુર્યે ચ કંસાદ્યાઃ કૌણપાસ્ત્વઘબાન્ધવાઃ ॥ ૨૯॥

તચ્છ્રુત્વા ભગવાન્ કૃષ્ણસ્ત્વવ્યયઃ સાર્ભવત્સકમ્ ।
ચૂર્ણીચિકીર્ષોરાત્માનં તરસા વવૃધે ગલે ॥ ૩૦॥

તતોઽતિકાયસ્ય નિરુદ્ધમાર્ગિણો
હ્યુદ્ગીર્ણદૃષ્ટેર્ભ્રમતસ્ત્વિતસ્તતઃ ।
પૂર્ણોઽન્તરઙ્ગે પવનો નિરુદ્ધો
મૂર્ધન્ વિનિષ્પાટ્ય વિનિર્ગતો બહિઃ ॥ ૩૧॥

તેનૈવ સર્વેષુ બહિર્ગતેષુ
પ્રાણેષુ વત્સાન્ સુહૃદઃ પરેતાન્ ।
દૃષ્ટ્યા સ્વયોત્થાપ્ય તદન્વિતઃ પુન-
ર્વક્ત્રાન્મુકુન્દો ભગવાન્ વિનિર્યયૌ ॥ ૩૨॥

અને તાલીઓ પાડતાં-પાડતાં, હસતાં-હસતાં અઘાસુરના મુખમાં ઘૂસી ગયા. ॥ ૨૪ ॥ પણ અજગરના રૂપવાળા તે રાક્ષસને ન જાણતા તે બાળકોનું પૂર્વોક્ત મિથ્યા ભાષણ સાંભળીને શ્રીકૃષ્ણે જાણી લીધું કે, આ અજગરનું રૂપ ધરનારો અસુર જ છે. તેઓ સમસ્ત પ્રાણીઓના હૃદયમાં નિવાસ કરે છે, તેમનાથી શું છૂપું રહી શકે? છતાં આ બાળકોને મિથ્યા પહાડ જેવો જણાય છે. આવો વિચાર કરી બાળકોને અટકાવવાનો ભગવાને વિચાર કર્યો. ॥ ૨૫ ॥ એટલામાં તો તે બાળકો વાછરડાં સાથે તે અજગરના મુખમાં પેસી ગયા, પરંતુ રાક્ષસ અઘાસુર મરણ પામેલાં પોતાનાં ભાઈબહેનને યાદ કરી બકાસુરના શત્રુ શ્રીકૃષ્ણના પ્રવેશવાની રાહ જોતો પેલા બાળકો કે વાછરડાંઓને ગળી ગયો નહીં. ॥ ૨૬ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સૌને અભય આપવાવાળા છે. જ્યારે તેમણે જોયું કે, આ બિચારા ગોપબાળકો કે જેમનો એકમાત્ર રક્ષક હું જ છું – મારા હાથમાંથી નીકળી ગયા અને જેમ ઘાસનું તણખલું ઊડીને અગ્નિમાં જઈ પડે, તે જ પ્રમાણે પોતાની મેળે મૃત્યુરૂપી અઘાસુરની જઠરાગ્નિનો કોળિયો બની ગયા, ત્યારે દૈવની આ વિચિત્ર લીલા જોઈને ભગવાનને ભારે વિસ્મય થયું અને તેમનું હૃદય દયાથી પીગળી ગયું. ॥ ૨૭ ॥ તેઓ વિચારવા લાગ્યા કે, 'હવે મારે શું કરવું જોઈએ? એવો કયો ઉપાય છે, જેનાથી આ દુષ્ટનું મૃત્યુ પણ થઈ જાય અને આ સંત-સ્વભાવના ભોળા-ભલા બાળકોની હત્યા પણ ન થાય? આ બન્ને કામ કઈ રીતે થઈ શકે?' પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ ભૂત, ભવિષ્ય વર્તમાન – બધાંને પ્રત્યક્ષ જોતા રહે છે. તેમના માટે આનો ઉપાય જાણી લેવો કોઈ કઠણ ન હતો. તેઓ પોતાના કર્તવ્યનો નિશ્ચય કરીને સ્વયં અજગરના મુખમાં ઘુસી ગયા. ॥ ૨૮ ॥ તે જોઈને વાદળોમાં છુપાયેલા દેવતાઓ ભયવશ 'હાય, હાય' પોકારી ઊઠ્યા અને અઘાસુરના હિતૈષી કંસ વગેરે રાક્ષસો હર્ષ પ્રગટ કરવા લાગ્યા. ॥ ૨૯ ॥

અઘાસુર વાછરડાં અને ગોપકુમારો સહિત ભગવાન શ્રીકૃષ્ણને પોતાની દાઢોથી ચાવીને ચૂરો કરી નાખવાનું ઇચ્છતો હતો. પરંતુ તે જ સમયે અવિનાશી શ્રીકૃષ્ણે દેવતાઓની 'હાય, હાય' સાંભળીને તેના ગળામાં પોતાના શરીરને ખૂબ જ ત્વરાથી વધારી દીધું. ॥ ૩૦ ॥ ત્યાર પછી ભગવાને પોતાના શરીરને એટલું વિશાળ કરી દીધું કે તેનું ગળું રુંધાઈ ગયું. તેની આંખો બહાર નીકળી ગઈ. તે વ્યાકુળ થઈને ખૂબ તડફડવા લાગ્યો. શ્વાસ રોકાઈ-રોકાઈને આખા શરીરમાં ભરાઈ ગયો. અને છેવટે બ્રહ્મરન્ધ્ર ભેદીને તેના પ્રાણ નીકળી ગયા. ॥ ૩૧ ॥ તે જ માર્ગે પ્રાણોની સાથે તેની ઇન્દ્રિયો પણ શરીરથી બહાર થઈ ગઈ. તે જ સમયે ભગવાન મુકુન્દે પોતાની અમૃતમયી દૃષ્ટિથી મરી ગયેલાં વાછરડાં અને ગોપબાળકોને જીવતા કરી દીધાં અને તે બધાંને સાથે લઈને તે અઘાસુરના મુખમાંથી બહાર નીકળી આવ્યા. ॥ ૩૨ ॥

પીનાહિભોગોત્થિતમદ્ભુતં મહ-
જ્જ્યોતિઃસ્વધામ્ના જ્વલયદ્ દિશો દશ ।
પ્રતીક્ષ્ય ખેડવસ્થિતમીશનિર્ગમં
વિવેશ તસ્મિન્ મિષતાં દિવૌકસામ્ ॥ ૩૩॥

તતોડતિહૃષ્ટાઃ સ્વકૃતોડકૃતાર્હણં
પુષ્પૈઃ સુરાં અપ્સરસશ્ચ નર્તનૈઃ ।
ગીતૈઃ સુગા વાદ્યધરાશ્ચ વાદ્યકૈઃ
સ્તવૈશ્ચ વિપ્રા જયનિઃસ્વનૈર્ગણાઃ ॥ ૩૪॥

તદદ્ભુતસ્તોત્રસુવાદ્યગીતિકા-
જયાદિનૈકોત્સવમઙ્ગલસ્વનાન્ ।
શ્રુત્વા સ્વધામ્નોડન્ત્યજ આગતોડચિરાદ્
દૃષ્ટ્વા મહીશસ્ય જગામ વિસ્મયમ્ ॥ ૩૫॥

રાજન્નાજગરં ચર્મ શુષ્કં વૃન્દાવનેડદ્ભુતમ્ ।
વ્રજૌકસાં બહુતિથં બભૂવાક્રીડગહ્વરમ્ ॥ ૩૬॥

એતત્ કૌમારજં કર્મ હરેરાત્માહિમોક્ષણમ્ ।
મૃત્યોઃ પૌગણ્ડકે બાલા દૃષ્ટ્વોચુર્વિસ્મિતા વ્રજે ॥ ૩૭॥

નૈતદ્ વિચિત્રં મનુજાર્ભમાયિનઃ
પરાવરાણાં પરમસ્ય વેધસઃ ।
અઘોડપિ યત્સ્પર્શનધૌતપાતકઃ
પ્રાપાત્મસામ્યં ત્વસતાં સુદુર્લભમ્ ॥ ૩૮॥

સકૃદ્ યદઙ્ગપ્રતિમાડન્તરાહિતા
મનોમયી ભાગવતીં દદૌ ગતિમ્ ।
સ એવ નિત્યાત્મસુખાનુભૂત્યભિ-
વ્યુદસ્તમાયોડન્તર્ગતો હિ કિં પુનઃ ॥ ૩૯॥

સૂત ઉવાચ

ઇત્થં દ્વિજા યાદવદેવદત્તઃ
શ્રુત્વા સ્વરાતુશ્ચરિતં વિચિત્રમ્ ।

તે અજગરના સ્થૂળ શરીરમાંથી એક અત્યંત અદ્‌ભુત અને મહાન્ જ્યોતિ નીકળી, તે વખતે તે જ્યોતિના પ્રકાશથી દશે દિશાઓ પ્રકાશિત થઈ ગઈ. તે થોડીવાર સુધી તો આકાશમાં સ્થિત રહીને ભગવાનના બહાર નીકળવાની પ્રતીક્ષા કરતી રહી. જ્યારે તેઓ બહાર નીકળી આવ્યા, ત્યારે તે બધા દેવતાઓના દેખતાં જ ભગવાનમાં સમાઈ ગઈ. ॥ ૩૩ ॥ તે સમયે દેવતાઓએ પુષ્પો વરસાવીને, અપ્સરાઓએ નૃત્ય કરીને, ગન્ધર્વોએ ગાન કરીને, વિદ્યાધરોએ વાજિન્ત્ર વગાડીને, બ્રાહ્મણોએ સ્તુતિ-પાઠ કરીને અને પાર્ષદોએ જય-જયકારના સૂત્રો પોકારીને ખૂબ આનંદથી ભગવાન શ્રીકૃષ્ણને અભિનંદન આપ્યા અને સ્તુતિ કરી. કારણ કે ભગવાન શ્રીકૃષ્ણે અઘાસુરને મારીને તે બધાંનું બહુ મોટું કાર્ય કર્યું હતું. ॥ ૩૪ ॥ તે અદ્‌ભુત સ્તુતિઓ, સુંદર વાજિન્ત્ર, મંગળમય ગીતો, જયજયકાર અને આનંદોત્સવનો મંગળ ધ્વનિ બ્રહ્મલોક સુધી પહોંચ્યો. બ્રહ્માજીએ તે ધ્વનિ સાંભળ્યો, ત્યારે તેઓ બહુ જ જલ્દીથી પોતાના વાહન પર ચઢીને ત્યાં આવ્યા અને ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. ॥ ૩૫ ॥ પરીક્ષિત! જ્યારે વૃન્દાવનમાં અજગરનું ચામડું સુકાઈ ગયું ત્યારે તે વ્રજવાસીઓ માટે ઘણા સમય સુધી રમવાની એક અદ્‌ભુત ગુફા જેવું બની રહ્યું. ॥ ૩૬ ॥ આ પ્રમાણે જે ભગવાને પોતાના ગોપમિત્રોને મૃત્યુના મુખમાંથી બચાવ્યા હતા અને અઘાસુરને મોક્ષ-દાન આપ્યું હતું તે લીલા ભગવાને પોતાની કુમાર અવસ્થામાં અર્થાત્ પાંચમા વર્ષમાં કરી હતી. ગોપકુમારોએ તે સમયે તે લીલા જોઈ પણ હતી. પરંતુ પૌગંડ અવસ્થા અર્થાત્ છઠ્ઠા વર્ષમાં તેમણે અત્યંત આશ્ચર્યચકિત થઈને વ્રજમાં તેનું વર્ણન કર્યું. ॥ ૩૭ ॥ અઘાસુર પાપની મૂર્તિ જ હતો. ભગવાનના સ્પર્શમાત્રથી તેનાં બધાં પાપો ધોવાઈ ગયાં અને તેને સારૂપ્ય-મુક્તિ પ્રાપ્ત થઈ, જે પાપીઓ માટે દુર્લભ છે. પરંતુ એમાં કોઈ આશ્ચર્યની વાત નથી. કેમકે, મનુષ્યના બાળક જેવી લીલા રચનારા, એ તે જ પરમપુરુષ પરમાત્મા છે, જે વ્યક્ત-અવ્યક્ત અને કાર્ય-કારણરૂપ સમસ્ત જગતના એકમાત્ર વિધાતા છે. ॥ ૩૮ ॥ જો ભગવાન શ્રીકૃષ્ણના કોઈ અંગની ભાવ-પ્રતિમાને ધ્યાન દ્વારા એક વાર પણ હૃદયમાં સ્થાપિત કરવામાં આવે તો તે સાલોક્ય, સામીપ્ય વગેરે ગતિનું દાન કરે છે, જે ભગવાનના મોટા-મોટા ભક્તોને પ્રાપ્ત થાય છે. ભગવાન આત્માનંદના નિત્ય સાક્ષાત્કારસ્વરૂપ છે. માયા તેમની સમીપ ફરકી શકતી નથી. તે જ સ્વયં અઘાસુરના શરીરમાં પ્રવેશ કરી ગયા. શું હવે પણ તેની સદ્‌ગતિના વિષયમાં કોઈ સંદેહ છે? ॥ ૩૯ ॥

સૂતજી કહે છે – શૌનકાદિ ઋષિઓ! યદુવંશ-શિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે જ રાજા પરીક્ષિતને જીવન-દાન આપ્યું હતું. તેમણે જ્યારે પોતાના રક્ષક અને જીવનસર્વસ્વનું આ અદ્‌ભુત ચરિત્ર સાંભળ્યું, ત્યારે તેમણે ફરી શ્રીશુકદેવજી

પપ્રચ્છ ભૂયોઽપિ તદેવ પુણ્યં
વૈયાસકિં યન્નિગૃહીતચેતાઃ ॥ ૪૦॥

મહારાજને તેમની જ પવિત્ર લીલા-સંબંધી પ્રશ્ન કર્યો. એનું કારણ એ હતું કે, ભગવાનની અમૃતમયી લીલાએ પરીક્ષિતના ચિત્તને પોતાના વશમાં કરી રાખ્યું હતું. ॥ ૪૦ ॥

*રાજોવાચ*

બ્રહ્મન્ કાલાન્તરકૃતં તત્કાલીનં કથં ભવેત્ ।
યત્ કૌમારે હરિકૃતં જગુઃ પૌગણ્ડકેઽર્ભકાઃ ॥ ૪૧॥

તદ્ બ્રૂહિ મે મહાયોગિન્ પરં કૌતૂહલં ગુરો ।
નૂનમેતદ્ધરેરેવ માયા ભવતિ નાન્યથા ॥ ૪૨॥

વયં ધન્યતમા લોકે ગુરોઽપિ ક્ષત્રબન્ધવઃ ।
યત્ પિબામો મુહુસ્ત્વત્તઃ પુણ્યં કૃષ્ણકથામૃતમ્ ॥ ૪૩॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** — ભગવન્! તમે કહ્યું હતું કે ભગવાને કરેલી પાંચમા વર્ષની લીલા ગોપબાળકોએ વ્રજમાં છઠ્ઠા વર્ષે જઈને કહી. હવે આ વિષયમાં તમે કૃપા કરીને એ જણાવો કે, એક સમયની લીલા બીજા સમયમાં વર્તમાનકાળની કઈ રીતે બની શકે? ॥ ૪૧ ॥ મહાયોગી ગુરુદેવ! મને આ આશ્ચર્યપૂર્ણ રહસ્યને જાણવાનું મોટું કુતૂહલ થઈ રહ્યું છે. તમે કૃપા કરીને જણાવો. જરૂર આમાં ભગવાન શ્રીકૃષ્ણની વિચિત્ર માયા જ હોવી જોઈએ, કેમકે, બીજી કોઈ રીતે આમ થઈ શકે નહીં. ॥ ૪૨ ॥ ગુરુદેવ! અમે ક્ષુદ્ર ક્ષત્રિયો હોવા છતાં આ લોકમાં ઘણા નસીબદાર છીએ કે તમારા શ્રીમુખેથી વારંવાર પવિત્ર શ્રીકૃષ્ણના કથામૃતનું પાન કરવાનું અમને સૌભાગ્ય મળે છે. ॥ ૪૩ ॥

*સૂત ઉવાચ*

ઇત્થં સ્મ પૃષ્ટઃ સ તુ બાદરાયણિ-
સ્તત્સ્મારિતાનન્તહૃતાખિલેન્દ્રિયઃ ।
કૃચ્છ્રાત્ પુનર્લબ્ધબહિર્દૃશિઃ શનૈઃ
પ્રત્યાહ તં ભાગવતોત્તમોત્તમ ॥ ૪૪॥

**સૂતજી કહે છે** — ભગવાનના પરમપ્રેમી ભક્તોમાં શ્રેષ્ઠ શૌનકજી! જ્યારે રાજા પરીક્ષિતે આ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે શ્રીશુકદેવજીને ભગવાનની તે લીલાનું સ્મરણ થઈ આવ્યું અને તેમની સઘળી ઇન્દ્રિયો તથા અંતઃકરણ વિવશ થઈને ભગવાનની નિત્યલીલામાં તદાકાર બની ગયાં. કેટલીક વાર પછી ધીરે-ધીરે શ્રમ અને કષ્ટથી તેમણે સ્વસ્થ થઈને પરીક્ષિત રાજાને કહ્યું. ॥ ૪૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત બારમો અધ્યાય સમાપ્ત.

=★=

# તેરમો અધ્યાય

## બ્રહ્માજીનો મોહ અને તેનો નાશ

*શ્રીશુક ઉવાચ*

સાધુ પૃષ્ટં મહાભાગ ત્વયા ભાગવતોત્તમ ।
યન્નૂતનયસીશસ્ય શૃણ્વન્નપિ કથાં મુહુઃ ॥ ૧॥

**શ્રી શુકદેવજી કહે છે** — પરીક્ષિત! તમે બહુ ભાગ્યશાળી છો. ભગવાનના પ્રેમીભક્તોમાં તમારું સ્થાન શ્રેષ્ઠ છે. ત્યારે તો તમે આવો સુંદર પ્રશ્ન કર્યો છે. આમ તો તમને વારંવાર ભગવાનની લીલા-કથાઓ સાંભળવા મળે છે, તેમ છતાં તમે તેમના સંબંધમાં પ્રશ્ન કરીને તેને વધુ સ-રસ — વધારે નવીન બનાવી દો છો. ॥ ૧ ॥ રસિક સંતોની વાણી, કાન અને હૃદય ભગવાનની લીલાનું ગાન, શ્રવણ અને ચિંતન માટે જ હોય છે. તેમનો એ સ્વભાવ જ હોય છે કે, તેઓ ક્ષણ-પ્રતિક્ષણ ભગવાનની લીલાઓનો અપૂર્વ રસાળ અને નિત્ય-નૂતન

સતામયં સારભૃતાં નિસર્ગો
યદર્થવાણીશ્રુતિચેતસામપિ ।

પ્રતિક્ષણં નવ્યવદચ્યુતસ્ય યત્
સ્ત્રિયા વિટાનામિવ સાધુ વાર્તા ॥ ૨॥

શૃણુષ્વાવહિતો રાજન્નપિ ગુહ્યં વદામિ તે ।
બ્રૂયુઃ સ્નિગ્ધસ્ય શિષ્યસ્ય ગુરવો ગુહ્યમપ્યુત ॥ ૩॥

તથાઽઘવદનાન્મૃત્યો રક્ષિત્વા વત્સપાલકાન્ ।
સરિત્પુલિનમાનીય ભગવાનિદમબ્રવીત્ ॥ ૪॥

અહોઽતિરમ્યં પુલિનં વયસ્યાઃ
સ્વકેલિસમ્પન્મૃદુલાચ્છવાલુકમ્ ।
સ્ફુટત્સરોગન્ધહૃતાલિપત્રિક-
ધ્વનિપ્રતિધ્વાનલસદ્દ્રુમાકુલમ્ ॥ ૫॥

અત્ર ભોક્તવ્યમસ્માભિર્દિવારૂઢં ક્ષુધાર્દિતાઃ ।
વત્સાઃ સમીપેઽપઃ પીત્વા ચરન્તુ શનકૈસ્તૃણમ્ ॥ ૬॥

તથેતિ પાયયિત્વાઽર્ભા વત્સાનારુધ્ય શાદ્વલે ।
મુક્ત્વા શિક્યાનિ બુભુજુઃ સમં ભગવતા મુદા ॥ ૭॥

કૃષ્ણસ્ય વિષ્વક્ પુરુરાજિમણ્ડલૈ-
રભ્યાનનાઃ ફુલ્લદૃશો વ્રજાર્ભકાઃ ।
સહોપવિષ્ટા વિપિને વિરેજુ-
શ્છદા યથામ્ભોરુહકર્ણિકાયાઃ ॥ ૮॥

કેચિત્ પુષ્પૈર્દલૈઃ કેચિત્ પલ્લવૈરઙ્કુરૈઃ ફલૈઃ ।
શિગ્ભિસ્ત્વગ્ભિર્દૃષદ્ભિશ્ચ બુભુજુઃ કૃતભાજનાઃ ॥ ૯॥

સર્વે મિથો દર્શયન્તઃ સ્વસ્વભોજ્યરુચિં પૃથક્ ।
હસન્તો હાસયન્તશ્ચાભ્યવજહ્રુઃ સહેશ્વરાઃ ॥ ૧૦॥

બિભ્રદ્ વેણું જઠરપટયોઃ
શૃઙ્ગવેત્રે ચ કક્ષે
વામે પાણૌ મસૃણકવલં
તત્ફલાન્યઙ્ગુલીષુ ।

અનુભવ કરતા રહે – બરાબર એ જ રીતે, જેમ લંપટ પુરુષને સ્ત્રીઓની ચર્ચામાં નવો-નવો રસ જણાય છે. ॥ ૨ ॥ પરીક્ષિત! તમે એકાગ્રચિત્તે શ્રવણ કરો. જોકે ભગવાનની આ લીલા અત્યંત રહસ્યપૂર્ણ છે, છતાં પણ હું તમને સંભળાવું છું. કારણ કે, દયાળુ આચાર્યો પોતાના શિષ્યોને ગુપ્ત રહસ્ય પણ કહી દે છે. ॥ ૩ ॥ એ તો હું તમને કહી જ ચૂક્યો છું કે, ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મિત્ર ગોપબાળકોને મૃત્યુરૂપી અઘાસુરના મુખમાંથી બચાવી લીધા. ત્યાર પછી તેઓ તેમને યમુનાતટ પર લઈ આવ્યા અને તેમને કહેવા લાગ્યા– ॥ ૪ ॥ 'મારા પ્રિય મિત્રો! યમુનાજીનો આ કિનારો અત્યંત સુંદર છે. જુઓ તો ખરા, અહીંની રેતી કેટલી કોમળ અને સ્વચ્છ છે. આપણને રમવા માટે તો અહીં બધી સામગ્રી તૈયાર છે. જુઓ, એકબાજુ રંગ-બેરંગી કમળો ખિલી રહ્યાં છે અને તેમની સુગન્ધથી આકર્ષાઈને ભમરાઓ ગુંજાર કરી રહ્યા છે; તો બીજી બાજુ સુંદર-સુંદર પક્ષીઓ કેટલો મધુર કલરવ કરી રહ્યાં છે, જેના પ્રતિધ્વનિથી સુશોભિત વૃક્ષો આ સ્થળની શોભા વધારી રહ્યાં છે. ॥ ૫ ॥ હવે આપણે અહીં ભોજન કરી લેવું જોઈએ. કારણ કે, દિવસ બહુ ચડી ગયો છે અને આપણને પણ ભૂખ સતાવી રહી છે. વાછડાં પાણી પીને નજીક જ લીલું-લીલું ઘાસ ચરતાં રહેશે.' ॥ ૬ ॥

ગોવાળબાળકોએ એકસ્વરે કહ્યું – 'બરાબર છે, બરાબર છે!' તેમણે વાછડાંને પાણી પિવડાવીને લીલા-લીલા ઘાસમાં ચરવા માટે છોડી દીધાં અને બધા પોત-પોતાનાં શીકાં ખોલી-ખોલીને ભગવાન સાથે ખૂબ આનંદપૂર્વક ભોજન કરવા લાગ્યા. ॥ ૭ ॥ બધાની વચ્ચે ભગવાન શ્રીકૃષ્ણ બેસી ગયા. તેમની ચારે બાજુ મોટી ગોળ પંક્તિઓમાં ગોપબાળકો એક-બીજાને અડી-અડીને બેઠા હતા. તેઓનાં મુખ શ્રીકૃષ્ણ તરફ હતાં અને તેમની દૃષ્ટિ પ્રફુલ્લ હતી. એથી જેમ કમળની કળીની ચારેબાજુ (પરસ્પર અડી રહેલી) તેની પાંખડીઓ શોભે, તેમ તેઓ શોભતા હતા. ॥ ૮ ॥ કોઈ ફૂલ તો કોઈ પાંદડાં અને કોઈ અંકુરો, કોઈ ફળોનાં, કોઈ શીકાંઓનાં, કોઈ વૃક્ષની છાલોનાં અને કોઈ વળી પથ્થરોનાં પાત્ર બનાવીને તેમાં દરેક બાળક પોતાની વાનગીઓના સ્વાદને વખાણીને જમી રહ્યા હતા. ॥ ૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણ અને ગોપબાળકો પોત-પોતાની સ્વાદની વાતો કરતા, હસતા તેમજ હસાવતા ભોજન કરી રહ્યા હતા. ॥ ૧૦ ॥ આ વખતે શ્યામસુંદરનું સ્વરૂપ ખૂબ જ મનોહર લાગતું હતું. તેમણે વાંસળીને કમરમાં ખોસી દીધી હતી. શૃંગવાદ્ય અને છડી કાખમાં રાખ્યાં છે. ડાબા હાથમાં અત્યંત મધુર (ઘી-મિશ્રિત) દહીં-ભાતનો કોળિયો હતો અને આંગળીઓમાં ફળ-લીંબુના અથાણાની ચીર રાખી હતી. ગોપબાળકો તેમને ચારેબાજુથી ઘેરીને બેઠા હતા અને તેઓ સ્વયં બધાની મધ્યમાં બેસીને પોતાની વિનોદભરી વાતોથી

તિષ્ઠન્ મધ્યે સ્વપરિસુહૃદો
હાસયન્ નર્મભિઃ સ્વૈઃ
સ્વર્ગે લોકે મિષતિ બુભુજે
યજ્ઞભુગ્ બાલકેલિઃ ॥ ૧૧॥

ભારતૈવં વત્સપેષુ ભુઞ્જાનેષ્વચ્યુતાત્મસુ ।
વત્સાસ્ત્વન્તર્વને દૂરં વિવિશુસ્તૃણલોભિતાઃ ॥ ૧૨॥

તાન્ દૃષ્ટ્વા ભયસન્ત્રસ્તાનૂચે કૃષ્ણોऽસ્ય ભીભયમ્ ।
મિત્રાણ્યાશાન્મા વિરમતેહાનેષ્યે વત્સકાનહમ્ ॥ ૧૩॥

ઇત્યુક્ત્વાદ્રિદરીકુઞ્જગહ્વરેષ્વાત્મવત્સકાન્ ।
વિચિન્વન્ ભગવાન્ કૃષ્ણઃ સપાણિકવલો યયૌ ॥ ૧૪॥

અમ્ભોજન્મજનિસ્તદન્તરગતો
માયાર્ભકસ્યેશિતુ-
ર્દ્રષ્ટું મઞ્જુ મહિત્વમન્યદપિ તદ્
વત્સાનિતો વત્સપાન્ ।
નીત્વાન્યત્ર કુરૂદ્વહાન્તરદધાત્
ખેડવસ્થિતો યઃ પુરા
દૃષ્ટ્વાઘાસુરમોક્ષણં પ્રભવતઃ
પ્રાપ્તઃ પરં વિસ્મયમ્ ॥ ૧૫॥

તતો વત્સાનદૃષ્ટ્વૈત્ય પુલિનેऽપિ ચ વત્સપાન્ ।
ઉભાવપિ વને કૃષ્ણો વિચિકાય સમન્તતઃ ॥ ૧૬॥

ક્વાપ્યદૃષ્ટ્વાન્તર્વિપિને વત્સાન્ પાલાંશ્ચ વિશ્વવિત્ ।
સર્વં વિધિકૃતં કૃષ્ણઃ સહસાવજગામ હ ॥ ૧૭॥

તતઃ કૃષ્ણો મુદં કર્તું તન્માતૄણાં ચ કસ્ય ચ ।
ઉભયાયિતમાત્માનં ચક્રે વિશ્વકૃદીશ્વરઃ ॥ ૧૮॥

યાવદ્ વત્સપવત્સકાલ્પકવપુઃ
યાવત્ કરાઙ્ઘ્ર્યાદિકં
યાવદ્ યષ્ટિવિષાણવેણુદલશિગ્
યાવદ્ વિભૂષામ્બરમ્ ।

પોતાના મિત્ર ગોપબાળકોને હસાવતા હતા. જે સમસ્ત યજ્ઞોના એકમાત્ર ભોક્તા છે, તે જ ભગવાન ગોપબાળકો સાથે બેસીને આ પ્રમાણે બાળ-લીલા કરતાં કરતાં ભોજન કરી રહ્યા હતા અને સ્વર્ગના દેવતાઓ વિસ્મિત-વદને આ અદ્ભુત લીલા જોઈ રહ્યા હતા. ॥ ૧૧ ॥

ભરતવંશ-શિરોમણિ! આ પ્રમાણે ભોજન કરતાં-કરતાં ગોપબાળકો ભગવાનની આ રસીલી લીલામાં તન્મય થઈ ગયા. તે સમયે તેમનાં વાછડાં લીલા-લીલા ઘાસની લાલચથી ઘોર જંગલમાં બહુ દૂર ચાલ્યાં ગયાં. ॥ ૧૨ ॥ જ્યારે ગોપબાળકોનું ધ્યાન તે તરફ ગયું તો તેઓ ગભરાઈ ગયા. તે સમયે પોતાના ભક્તોના ભયને દૂર કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'મારા પ્રિય મિત્રો! તમે ભોજન કરવાનું ચાલુ રાખો. હું હમણાં વાછડાંને લઈ આવું છું.' ॥ ૧૩ ॥ ગોપબાળકોને આ પ્રમાણે કહીને ભગવાન શ્રીકૃષ્ણ હાથમાં દહીં-ભાતના કોળિયા સાથે જ પર્વતો, ગુફાઓ, વનરાઈઓ અને બીજાં ભયંકર સ્થાનોમાં પોતાનાં તથા મિત્રોના વાછડાંને શોધવા ચાલી નીકળ્યા. ॥ ૧૪ ॥ પરીક્ષિત! બ્રહ્માજી શરૂઆતથી અંતરિક્ષમાં આ બધું જોઈ રહ્યા હતા. તેમને ભગવાનના પ્રભાવથી અઘાસુરનો મોક્ષ જોઈને ભારે આશ્ચર્ય થયું. તેમણે વિચાર્યું કે લીલાથી મનુષ્ય-બાળક બનેલા ભગવાનની કોઈ બીજી મનોહર મહિમાવાળી લીલા જોવી જોઈએ. એવું વિચારીને તેમણે પ્રથમ તો વાછડાંને અને ભગવાનના ચાલ્યા ગયા પછી ગોપબાળકોને પણ લઈ જઈને અન્ય સ્થળે મૂકી દીધાં અને પોતે અંતર્ધાન થઈ ગયા. છેવટે તો તેઓ જડ કમલનું જ તો સંતાન છે. ॥ ૧૫ ॥

ભગવાન શ્રીકૃષ્ણ વાછડાં ન મળતાં યમુનાકિનારે પાછા આવ્યા, પરંતુ અહીં આવીને જુએ છે તો ગોપબાળકો પણ નથી. ત્યારે તેમણે જંગલમાં ફરી-ફરીને ચારેબાજુ તેમને શોધ્યાં. ॥ ૧૬ ॥ પરંતુ જ્યારે ગોપબાળકો અને વાછડાં તમને ક્યાંય ન મળ્યાં ત્યારે તેઓ તરત જાણી ગયા કે, આ બધી બ્રહ્માની કરતૂત છે. ભગવાન તો સંપૂર્ણ વિશ્વના એકમાત્ર જ્ઞાતા છે. ॥ ૧૭ ॥ હવે ભગવાન શ્રીકૃષ્ણે વાછડાં અને ગોપબાળકોની માતાઓને તથા બ્રહ્માજીને પણ આનંદિત કરવા માટે પોતાને જ વાછડાં અને ગોપકુમારો – બન્નેના રૂપમાં બનાવી દીધા.* કેમ કે, તે જ તો સંપૂર્ણ વિશ્વના કર્તા, સર્વશક્તિમાન ઈશ્વર છે. ॥ ૧૮ ॥ પરીક્ષિત! તે બાળકો અને વાછડાં સંખ્યામાં જેટલાં હતાં, જેટલાં નાનાં-નાનાં તેમનાં શરીર હતાં, તેમના હાથ-પગ જેવા-જેવા હતા, તેમની પાસે જેટલાં અને જેવાં છડીઓ, શૃંગવાદ્યો, વાંસળીઓ અને શીકાં

* ભગવાન સર્વસમર્થ છે. તેઓ બ્રહ્માજીનાં ચોરેલાં ગોપબાળકો અને વાછડાંઓને લાવી શકતા હતા. પરંતુ આમ કર્યું હોત તો બ્રહ્માજીનો મોહ દૂર થાત નહીં. અને તેઓ ભગવાનની તે દિવ્ય માયાનું ઐશ્વર્ય જોઈ શકત નહીં, જેણે તેમના વિશ્વકર્તા હોવાના અભિમાનને નષ્ટ કરી દીધું. તેથી ભગવાન તે જ ગોપબાળકો અને વાછરડાંઓને ન લાવીને સ્વયં એવા જ અને એટલાં ગોપબાળ અને વાછડાં બની ગયાં.

યાવચ્છીલગુણાભિધાકૃતિવયો
યાવદ્ વિહારાદિકં
સર્વં વિષ્ણુમયં ગિરોઽઙ્ગવદજઃ
સર્વસ્વરૂપો બભૌ ॥ ૧૯॥

હતાં, જેવાં અને જેટલાં વસ્ત્ર-આભૂષણ હતાં, તેમનાં શીલ, સ્વભાવ, ગુણ, નામ, રૂપ અને અવસ્થાઓ જેવાં હતાં, જે પ્રમાણે તેઓ ખાતા, પીતા અને ચાલતા હતા, બરાબર તેવાં જ અને તેટલાં જ રૂપોમાં સર્વસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ પ્રગટ થઈ ગયા. તે સમયે 'આ સંપૂર્ણ જગત વિશ્વરૂપ છે.' – એ વેદવાણી જાણે મૂર્તિમંત થઈને પ્રગટ થઈ ગઈ. ॥ ૧૯ ॥

સ્વયમાત્માઽઽત્મગોવત્સાન્ પ્રતિવાર્યાત્મવત્સપૈઃ ।
ક્રીડન્નાત્મવિહારૈશ્ચ સર્વાત્મા પ્રાવિશદ્ વ્રજમ્ ॥ ૨૦॥

સર્વાત્મા ભગવાન પોતે જ વાછડાં બની ગયા અને પોતે જ ગોપબાળકો. પોતાનાં આત્મસ્વરૂપ વાછડાંને પોતાના આત્મસ્વરૂપ ગોપબાળકો દ્વારા ઘેરીને પોતાની સાથે અનેક પ્રકારની રમતો કરતાં કરતાં તેમણે વ્રજમાં પ્રવેશ કર્યો. ॥ ૨૦ ॥

તત્તદ્વત્સાન્ પૃથઙ્નીત્વા તત્તદ્ગોષ્ઠે નિવેશ્ય સઃ ।
તત્તદાત્માભવદ્ રાજંસ્તત્તત્સદ્મ પ્રવિષ્ટવાન્ ॥ ૨૧॥

પરીક્ષિત! જે બાળકનાં જે વાછડાં હતાં તેમને તે જ ગોપબાળરૂપે અલગ-અલગ લઈ જઈને તે તે ઘરોમાં પ્રવેશ કરાવી દીધો. ॥ ૨૧ ॥

તન્માતરો વેણુરવત્વરોત્થિતા
ઉત્થાપ્ય દોર્ભિઃ પરિરભ્ય નિર્ભરમ્ ।
સ્નેહસ્નુતસ્તન્યપયઃસુધાસવં
મત્વા પરં બ્રહ્મ સુતાનપાયયન્ ॥ ૨૨॥

ગોપબાળકોની માતાઓ વાંસળીનો મધુર ધ્વનિ સાંભળતાં જ તુરત દોડી આવ્યાં. ગોપબાળ બનેલા પરબ્રહ્મ શ્રીકૃષ્ણને પોતાનાં બાળકો સમજીને ઉઠાવીને તેમણે જોરથી હૃદયે ચાંપ્યાં. વાત્સલ્યતાની અધિકતાને લીધે તેમનાં સ્તનોમાંથી જે દૂધ સ્રવી રહ્યું હતું તે પોતપોતાના બાળકને પિવડાવવા લાગી. ॥ ૨૨ ॥

તતો નૃપોન્મર્દનમજ્જલેપના-
લઙ્કારરક્ષાતિલકાશનાદિભિઃ ।
સંલાલિતઃ સ્વાચરિતૈઃ પ્રહર્ષયન્
સાયં ગતો યામયમેન માધવઃ ॥ ૨૩॥

પરીક્ષિત! આ જ પ્રમાણે દરરોજ સન્ધ્યા સમયે ભગવાન શ્રીકૃષ્ણ તે બાળકોના રૂપમાં વનમાંથી પાછા આવતા અને પોતાની બાળકોચિત લીલાઓથી માતાઓને આનંદિત કરતા. તે માતાઓ તેમને મર્દન-સ્નાન-વિલેપન તેમ જ સુંદર-સુંદર વસ્ત્રો તથા અલંકારોથી સજાવીને તથા કોઈની નજર ન લાગે તેથી ગાલ પર કાળું ટપકું કરી માથા પરથી પાણીનો લોટો ઉતારતી હતી. ત્યારબાદ ભોજન કરાવતી તથા જાતજાતના લાડ-પ્યારથી તેમનું લાલન કરતી હતી. ॥ ૨૩ ॥

ગાવસ્તતો ગોષ્ઠમુપેત્ય સત્વરં
હુઙ્કારઘોષૈઃ પરિહૂતસઙ્ગતાન્ ।
સ્વકાન્ સ્વકાન્ વત્સતરાનપાયયન્
મુહુર્લિહન્ત્યઃ સ્રવદૌધસં પયઃ ॥ ૨૪॥

ગોવાલણોની જેમ ગાયો પણ જ્યારે જંગલમાંથી ચરીને જલદી-જલદી આવતી અને તેમનું ભાંભરવું સાંભળીને તેમનાં પ્રિય વાછડાં દોડીને તેમની પાસે આવી જતાં, ત્યારે તે વારંવાર તેમને જીભથી ચાટીને દૂધ પિવડાવતી. તે સમયે સ્નેહની અધિકતાને લીધે તેમનાં સ્તનોમાંથી સ્વયં દૂધની ધારા વહેવા લાગતી. ॥ ૨૪ ॥

ગોગોપીનાં માતૃતાસ્મિન્ સર્વા સ્નેહર્દ્ધિકાં વિના ।
પુરોવદાસ્વપિ હરેસ્તોકતા માયયા વિના ॥ ૨૫॥

આ ગાયો અને ગોવાલણોનો માતૃભાવ પહેલાં જેવો જ ઐશ્વર્યજ્ઞાનરહિત અને વિશુદ્ધ હતો. હા, પોતાના અસલી પુત્ર કરતાં આ સમયે તેમનો પ્રેમ અવશ્ય અધિક હતો. તે જ પ્રમાણે ભગવાન પણ તેમના મૂળ પુત્રો જેવો જ પુત્રભાવ દેખાડી રહ્યા હતા, પરંતુ ભગવાનમાં તે બાળકો જેવો મોહ ન હતો કે હું આમનો પુત્ર છું. ॥ ૨૫ ॥

વ્રજૌકસાં સ્વતોકેષુ સ્નેહવલ્લ્યાબ્દમન્વહમ્ ।
શનૈર્નિઃસીમ વવૃધે યથા કૃષ્ણે ત્વપૂર્વવત્ ॥ ૨૬॥

પોતપોતાના બાળકો પ્રતિ વ્રજવાસીઓની સ્નેહની વેલ રોજે-રોજ એક વર્ષ સુધી ધીરે ધીરે વધતી ગઈ. ત્યાં સુધી કે પહેલાં તેમનો શ્રીકૃષ્ણમાં અપાર અને અપૂર્વ પ્રેમ હતો, તેવો જ તેમના આ બાળકોમાં થઈ ગયો. ॥ ૨૬ ॥

ઇત્થમાત્માત્મનાઽઽત્માનં વત્સપાલમિષેણ સઃ ।
પાલયન્ વત્સપો વર્ષં ચિક્રીડે વનગોષ્ઠયોઃ ॥ ૨૭॥

આ પ્રમાણે સર્વાત્મા શ્રીકૃષ્ણ વાછડાં અને ગોપબાળકોને બહાને ગોપાલ બનીને પોતાના બાલરૂપથી વત્સરૂપનું પાલન કરતા રહીને એક વર્ષ સુધી વન અને ગોષ્ઠમાં ક્રીડા કરતા રહ્યા. ॥ ૨૭ ॥

એકદા ચારયન્ વત્સાન્ સરામો વનમાવિશત્ ।
પઞ્ચષાસુ ત્રિયામાસુ હાયનાપૂરણીષ્વજઃ ॥ ૨૮॥

તતો વિદૂરાચ્ચરતો ગાવો વત્સાનુપવ્રજમ્ ।
ગોવર્ધનાદ્રિશિરસિ ચરન્ત્યો દદૃશુસ્તૃણમ્ ॥ ૨૯॥

દૃષ્ટ્વાઽથ તત્સ્નેહવશોઽસ્મૃતાત્મા
સ ગોવ્રજોઽત્યાત્મપદુર્ગમાર્ગઃ ।
દ્વિપાત્ કકુદ્ગ્રીવ ઉદાસ્યપુચ્છો-
ઽગાદ્ધુઙ્કૃતૈરાસ્રુપયા જવેન ॥ ૩૦॥

સમેત્ય ગાવોઽધો વત્સાન્ વત્સવત્યોઽપ્યપાયયન્ ।
ગિલન્ત્ય ઇવ ચાઙ્ગાનિ લિહન્ત્યઃ સ્વૌધસં પયઃ ॥ ૩૧॥

ગોપાસ્તદ્રોધનાયાસમૌઘ્યલજ્જોરુમન્યુના ।
દુર્ગાધ્વકૃચ્છ્રતોઽભ્યેત્ય ગોવત્સૈર્દદૃશુઃ સુતાન્ ॥ ૩૨॥

તદીક્ષણોત્પ્રેમરસાપ્લુતાશયા
જાતાનુરાગા ગતમન્યવોઽર્ભકાન્ ।
ઉદુહ્ય દોર્ભિઃ પરિરભ્ય મૂર્ધનિ
ઘ્રાણૈરવાપુઃ પરમાં મુદં તે ॥ ૩૩॥

તતઃ પ્રવયસો ગોપાસ્તોકાશ્લેષસુનિર્વૃતાઃ ।
કૃચ્છ્રાચ્છનૈરપગતાસ્તદનુસ્મૃત્યુદશ્રવઃ ॥ ૩૪॥

વ્રજસ્ય રામઃ પ્રેમર્ધેર્વીક્ષ્યૌત્કણ્ઠ્યમનુક્ષણમ્ ।
મુક્તસ્તનેષ્વપત્યેષ્વપ્યહેતુવિદચિન્તયત્ ॥ ૩૫॥

કિમેતદદ્ભુતમિવ વાસુદેવેઽખિલાત્મનિ ।
વ્રજસ્ય સાત્મનસ્તોકેષ્વપૂર્વં પ્રેમ વર્ધતે ॥ ૩૬॥

કેયં વા કુત આયાતા દૈવી વા નાર્યુતાસુરી ।
પ્રાયો માયાઽસ્તુ મે ભર્તુર્નાન્યા મેઽપિ વિમોહિની ॥ ૩૭॥

જ્યારે એક વર્ષ પૂરું થવામાં પાંચ-છ રાત્રિ બાકી હતી ત્યારે એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીની સાથે વાછડાં ચરાવવા વનમાં ગયા. ॥ ૨૮ ॥ તે સમયે ગાયો ગોવર્ધનના શિખર પર ઘાસ ચરી રહી હતી. ત્યાંથી તેમણે વ્રજ પાસે જ ઘાસ ચરી રહેલાં ઘણા દૂર પોતાનાં વાછડાંને જોયાં. ॥ ૨૯ ॥ વાછરડાંઓને જોતાં જ ગાયોનો વાત્સલ્ય-સ્નેહ વધી જતાં તે પોતાની સુધ-બુધ ગુમાવી બેઠી. અને ગોવાળોના રોકવાની પરવા ન કરતાં, ન ઊતરાય તેવા ટેકરાવાળા રસ્તાને પણ ઓળંગી ખૂબ વેગપૂર્વક દોડી. તે સમયે તેમનાં ઘનોમાંથી દૂધ સ્રવી રહ્યું હતું, તેમણે ખાંધમાં ડોકને વાળી દીધી હતી, ભાંભરતી ભાંભરતી પૂછડું અને માથું ઊંચું કરીને એટલા વેગથી દોડી રહી હતી કે જાણે તેમને બે જ પગ હોય. ॥ ૩૦ ॥ જે ગાયોને બીજાં વાછડાં થઈ ચૂક્યાં હતા તે પણ ગોવર્ધનની તળેટીમાં પોતાના પહેલાંના વાછડા પાસે દોડી આવી અને તેમને સ્નેહવશ દૂધ પિવડાવવા લાગી. તે સમયે તે પોતાના વાછરડાનું શરીર પ્રેમથી ચાટી રહી હતી, એવું લાગતું હતું જાણે આ વાછરડાને તે પોતાના પેટમાં રાખી લેશે. ॥ ૩૧ ॥ ગોવાળોએ તેમને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો પરંતુ તેમના બધા પ્રયત્ન વ્યર્થ રહ્યા. તેમને પોતાની વિફળતા પર ગ્લાનિ અને ગાયો પર ક્રોધ આવ્યો. જ્યારે તેઓ મહામહેનતે તે મુશ્કેલીભર્યા માર્ગથી તે સ્થાને પહોંચ્યા ત્યારે તેમણે વાછડાં સાથે પોતાના બાળકોને પણ જોયા. ॥ ૩૨ ॥ પોતાના બાળકોને જોતાં જ તેમનું હૃદય પ્રેમરસથી તરબોળ થઈ ગયું. બાળકો પ્રત્યે અનુરાગની ભરતી આવી ગઈ, તેમનો ક્રોધ જાણે ક્યાંય હવાઈ ગયો. તેમણે પોત-પોતાના બાળકોને ખોળામાં લઈને હૃદય સાથે લગાડ્યા અને તેમનું માથું સૂંઘીને આનંદિત થયા. ॥ ૩૩ ॥ વૃદ્ધ ગોપોને પોતાના બાળકોના આલિંગનથી પરમ-આનંદ પ્રાપ્ત થયો. તેઓ ન્યાલ થઈ ગયા. પછી બહુ દુઃખી હૃદયે તેમને છોડીને ધીરે ધીરે ત્યાંથી ચાલ્યા ગયા. પછી પણ બાળકોના અને તેમના શરીરના આલિંગનના સ્મરણથી તેમના નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. ॥ ૩૪ ॥

બલરામજીએ જોયું કે, વ્રજવાસી ગોપો, ગાયો અને ગોવાલણોની તે સંતાનો પર પણ (કે જેમણે પોતાની માનું દૂધ પીવાનું છોડી દીધું છે તેમના પ્રત્યે પણ) પ્રતિક્ષણ પ્રેમ-સંપત્તિ અને તે પ્રમાણે તેમની ઉત્કંઠા વધતી જઈ રહી છે, ત્યારે તેઓ વિચારમાં પડી ગયા. કારણ કે, આનું કારણ તે જાણતા ન હતા. ॥ ૩૫ ॥ 'આ કેવી વિચિત્ર વાત છે! સર્વાત્મા શ્રીકૃષ્ણમાં વ્રજવાસીઓનો અને મારો જેવો અપૂર્વ પ્રેમ છે, તેવો જ આ બાળકો અને વાછડાંઓ પર પણ વધી રહ્યો છે. ॥ ૩૬ ॥ આ કઈ માયા છે? ક્યાંથી આવી છે? આ કોઈ દેવની છે, મનુષ્યની છે કે અસુરોની? પરંતુ શું એ શક્ય છે? ના, ના. આ તો મારા પ્રભુની જ માયા છે. બીજા કોઈની માયામાં આવું સામર્થ્ય નથી, જે મને પણ મોહિત કરી રહી છે.' ॥ ૩૭ ॥

ઇતિ સઞ્ચિન્ત્ય દાશાર્હો વત્સાન્ સવયસાનપિ ।
સર્વાનાચષ્ટ વૈકુણ્ઠં ચક્ષુષા વયુનેન સઃ ॥ ૩૮॥

નૈતે સુરેશા ઋષયો ન ચૈતે
ત્વમેવ ભાસીશ ભિદાશ્રયેઽપિ ।
સર્વં પૃથક્ત્વં નિગમાત્ કથં વદે-
ત્યુક્તેન વૃત્તં પ્રભુણા બલોઽવૈત્ ॥ ૩૯॥

તાવદેત્યાત્મભૂરાત્મમાનેન ત્રુટ્યનેહસા ।
પુરોવદબ્દં ક્રીડન્તં દદૃશે સકલં હરિમ્ ॥ ૪૦॥

યાવન્તો ગોકુલે બાલાઃ સવત્સાઃ સર્વ એવ હિ ।
માયાશયે શયાના મે નાદ્યાપિ પુનરુત્થિતાઃ ॥ ૪૧॥

ઇત એતેઽત્ર કુત્રત્યા મન્માયામોહિતેતરે ।
તાવન્ત એવ તત્રાબ્દં ક્રીડન્તો વિષ્ણુના સમમ્ ॥ ૪૨॥

એવમેતેષુ ભેદેષુ ચિરં ધ્યાત્વા સ આત્મભૂઃ ।
સત્યાઃ કે કતરે નેતિ જ્ઞાતું નેષ્ટે કથઞ્ચન ॥ ૪૩॥

એવં સમ્મોહયન્ વિષ્ણું વિમોહં વિશ્વમોહનમ્ ।
સ્વયૈવ માયયાઽજોઽપિ સ્વયમેવ વિમોહિતઃ ॥ ૪૪॥

તમ્યાં તમોવન્નૈહારં ખદ્યોતાર્ચિરિવાહનિ ।
મહતીતરમાયૈશ્યં નિહન્ત્યાત્મનિ યુઞ્જતઃ ॥ ૪૫॥

તાવત્ સર્વે વત્સપાલાઃ પશ્યતોઽજસ્ય તત્ક્ષણાત્ ।
વ્યદૃશ્યન્ત ઘનશ્યામાઃ પીતકૌશેયવાસસઃ ॥ ૪૬॥

ચતુર્ભુજાઃ શઙ્ખચક્રગદારાજીવપાણયઃ ।
કિરીટિનઃ કુણ્ડલિનો હારિણો વનમાલિનઃ ॥ ૪૭॥

શ્રીવત્સાઙ્ગદદોરત્નકમ્બુકઙ્કણપાણયઃ ।
નૂપુરૈઃ કટકૈર્ભાતાઃ કટિસૂત્રાઙ્ગુલીયકૈઃ ॥ ૪૮॥

બલરામજીએ આવો વિચાર કરીને જ્ઞાનદૃષ્ટિથી જોયું, તો એમને એવી ખબર પડી કે આ બધાં વાછડાં અને ગોપબાળકોના રૂપમાં માત્ર શ્રીકૃષ્ણ – જ – શ્રીકૃષ્ણ છે. ॥ ૩૮ ॥ ત્યારે તેમણે શ્રીકૃષ્ણને કહ્યું–'ભગવાન! આ ગોપબાળકો અને વાછડાં ન તો દેવતા છે, ન કોઈ ઋષિ પણ છે. આ જુદાં જુદાં રૂપોનો આશ્રય લીધો હોવા છતાં પણ શ્રીકૃષ્ણ! આપ એકલા જ આ રૂપોમાં પ્રકાશિત થઈ રહ્યા છો. કૃપા કરીને થોડામાં જ એ જણાવી દો કે તમે આ પ્રમાણે વાછડાં, બાળક, શૃંગવાદ્યો, છડી, દોરડાં વગેરેના રૂપમાં જુદા જુદા કેમ પ્રકાશિત થઈ રહ્યા છો? ત્યારે ભગવાને બ્રહ્માની બધી કરતૂત કહી સંભળાવી અને બલરામજીએ બધું જાણી લીધું. ॥ ૩૯ ॥

પરીક્ષિત! ત્યાં સુધીમાં બ્રહ્માજી બ્રહ્મલોકથી વ્રજમાં પાછા આવ્યા. તેમની સમયગણતરી પ્રમાણે હજી સુધી એક ત્રુટિ જેટલો (જેટલા સમયમાં અણીદાર સોયથી કમળની પાંખડી છેદાય) સમય વ્યતીત થયો હતો. તેમણે જોયું કે ભગવાન શ્રીકૃષ્ણ ગોપબાળકો અને વાછડાંની સાથે એક વરસ પહેલાંની જેમ જ ક્રીડા કરી રહ્યા છે. ॥ ૪૦ ॥ તેઓ વિચારવા લાગ્યા – 'ગોકુલમાં જેટલાં પણ ગોપબાળકો અને વાછડાં હતાં, તે તો મારી માયામયી શય્યા પર સૂઈ રહ્યાં છે. તેમને તો મેં મારી માયાથી અચેત કરી દીધાં હતાં તે અત્યાર સુધી ભાનમાં આવ્યાં નથી. ॥ ૪૧ ॥ ત્યારે મારી માયાથી મોહિત ગોપબાળકો અને વાછડાં સિવાય આ એટલાં જ બીજાં બાળકો તથા વાછડાં ક્યાંથી આવી ગયાં, જે એક વર્ષથી ભગવાન સાથે રમી રહ્યાં છે? ॥ ૪૨ ॥ બ્રહ્માજીએ બન્ને જગાએ બન્નેને જોયાં અને ઘણીવાર સુધી ધ્યાન ધરીને પોતાની જ્ઞાનદૃષ્ટિથી આનું રહસ્ય ખોલવા ઇચ્છ્યું; પરંતુ આ બન્નેમાં કયાં પહેલાંના ગોપબાળ છે અને કયાં પાછળથી બનાવેલાં છે, આમનામાં કયાં સાચાં અને કયાં બનાવટી – એ વાત તેઓ કોઈ રીતે સમજી શક્યા નહીં. ॥ ૪૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણની માયામાં તો બધા મુગ્ધ થઈ રહ્યા છે, પરંતુ કોઈ પણ માયા-મોહ ભગવાનનો સ્પર્શ કરી શકતાં નથી. બ્રહ્માજી તે જ ભગવાન શ્રીકૃષ્ણને પોતાની માયાથી મોહિત કરવા નીકળી પડ્યા હતા. ॥ ૪૪ ॥ જે પ્રમાણે રાત્રિના ઘોર અંધકારમાં ધુમ્મસના અંધકારનો અને દિવસના પ્રકાશમાં આગિયાના પ્રકાશનો પત્તો લાગતો નથી, તે જ પ્રમાણે જ્યારે ક્ષુદ્રપુરુષ મહાપુરુષો પર પોતાની માયાનો પ્રયોગ કરે છે, ત્યારે તે તેમનું તો કશું બગાડી શકતા નથી, પોતાનો જ પ્રભાવ ગુમાવી બેસે છે. ॥ ૪૫ ॥

બ્રહ્માજી વિચારી જ રહ્યા હતા કે તેમની સામે જ તે ગોપબાળકો અને વાછડાંના રૂપમાં શ્રીકૃષ્ણ જ દેખાવા લાગ્યા. બધા જ ઘનશ્યામ, પીતાંબરધારી, શંખ-ચક્ર-ગદા અને પદ્મ ધારણ કરેલા – ચતુર્ભુજ હતા. બધાનાં મસ્તક પર મુકુટ, કાનોમાં કુંડળ અને કંઠમાં મનોહર હાર તથા વનમાળા શોભતી હતી. ॥ ૪૬-૪૭ ॥ તેમના વક્ષઃસ્થળ પર સુવર્ણની સોનેરી રેખા – શ્રીવત્સ, ભુજાઓમાં બાજુબંધ, હાથમાં શંખના આકારનાં

આઙ્ઘ્રિમસ્તકમાપૂર્ણાસ્તુલસીનવદામભિઃ ।
કોમલૈઃ સર્વગાત્રેષુ ભૂરિપુણ્યવદર્પિતૈઃ ॥ ૪૯॥

ચન્દ્રિકાવિશદસ્મેરૈઃ સારુણાપાઙ્ગવીક્ષિતૈઃ ।
સ્વકાર્થાનામિવ રજઃસત્ત્વાભ્યાં સ્રષ્ટૃપાલકાઃ ॥ ૫૦॥

આત્માદિસ્તમ્બપર્યન્તૈર્મૂર્તિમદ્‌ભિશ્ચરાચરૈઃ ।
નૃત્યગીતાદ્યનેકાર્હૈઃ પૃથક્ પૃથગુપાસિતાઃ ॥ ૫૧॥

અણિમાદ્યૈર્મહિમભિરજાદ્યાભિર્વિભૂતિભિઃ ।
ચતુર્વિંશતિભિસ્તત્ત્વૈઃ પરીતા મહદાદિભિઃ ॥ ૫૨॥

કાલસ્વભાવસંસ્કારકામકર્મગુણાદિભિઃ ।
સ્વમહિધ્વસ્તમહિભિર્મૂર્તિમદ્‌ભિરુપાસિતાઃ ॥ ૫૩॥

સત્યજ્ઞાનાનન્તાનન્દમાત્રૈકરસમૂર્તયઃ ।
અસ્પૃષ્ટભૂરિમાહાત્મ્યા અપિ હ્યુપનિષદ્દૃશામ્ ॥ ૫૪॥

એવં સકૃદ્ દદર્શાજઃ પરબ્રહ્માત્મનોઽખિલાન્ ।
યસ્ય ભાસા સર્વમિદં વિભાતિ સચરાચરમ્ ॥ ૫૫॥

તતોઽતિકુતુકોદ્વૃત્તસ્તિમિતૈકાદશેન્દ્રિયઃ ।
તદ્ધામ્નાઽભૂદજસ્તૂષ્ણીં પૂર્દેવ્યન્તીવ પુત્રિકા ॥ ૫૬॥

ઇતીરેશેઽતર્ક્યે નિજમહિમનિ સ્વપ્રમિતિકે
　પરત્રાજાતોઽતન્નિરસનમુખબ્રહ્મકમિતૌ ।
અનીશેઽપિ દ્રષ્ટું કિમિદમિતિ વા મુહ્યતિ સતિ
　ચચ્છાદાજો જ્ઞાત્વા સપદિ પરમોઽજાજવનિકામ્ ॥ ૫૭॥

રત્નજડિત કંકણો, ચરણોમાં નૂપુર અને કડાં, કમરમાં મેખલા તથા આંગળીઓમાં મુદ્રાઓ પ્રકાશિત થઈ રહી હતી. ॥ ૪૮ ॥ તેમણે નખથી શિખા સુધી સમસ્ત અંગોમાં કોમળ અને નૂતન તુલસીની માળાઓ (જે તેમને મહા-ભાગ્યશાળી ભક્તોએ પહેરાવી હતી) ધારણ કરેલી હતી. ॥ ૪૯ ॥ તેમનું મંદહાસ્ય ચાંદની જેવું ઉજ્જ્વળ હતું અને કમળ જેવાં નેત્રોની કટાક્ષભરી ચિતવન અત્યંત મધુર હતી. એવું લાગતું હતું કે જાણે તેઓ આ બન્ને નેત્રો દ્વારા સત્ત્વગુણ અને રજોગુણનો સ્વીકાર કરીને ભક્તજનોના હૃદયમાં શુદ્ધ લાલસાઓ જગાડી તેને પૂર્ણ કરી રહ્યા છે. ॥ ૫૦ ॥ બ્રહ્માજીએ એ પણ જોયું કે તેમના જેવા બીજા બ્રહ્માથી લઈને તૃણ સુધીના બધા ચરાચર જીવો મૂર્તિમાન થઈને નાચતા-ગાતા, અનેક પ્રકારની પૂજા-સામગ્રીથી અલગ-અલગ ભગવાનનાં તે બધાં રૂપોની ઉપાસના કરી રહ્યા છે. ॥ ૫૧ ॥ તેમને અલગ-અલગ અણિમા-મહિમા વગેરે સિદ્ધિઓ, માયા-વિદ્યા વગેરે વિભૂતિઓ અને મહત્તત્ત્વ વગેરે ચોવીસ તત્ત્વો ચારે બાજુ વીંટાયેલા છે. ॥ ૫૨ ॥ પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન કરવાવાળો કાળ, તેના પરિણામનું કારણ સ્વભાવ, વાસનાઓને જગાડનારો સંસ્કાર, કામનાઓ, કર્મ, વિષય અને ફળ – બધાં મૂર્તિમાન થઈને ભગવાનના દરેક રૂપની ઉપાસના કરી રહ્યાં છે. ભગવાનની સત્તા અને મહત્તાની આગળ તે બધાંની સત્તા અને મહત્તા પોતાનું અસ્તિત્વ ખોઈ બેઠી છે. ॥ ૫૩ ॥ બ્રહ્માજીએ જોયું કે, તેઓ બધાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ દ્વારા સીમિત નથી, ત્રિકાલાબાધિત સત્ય છે. તે બધાં જ સ્વયંપ્રકાશ અને કેવળ અનંત આનંદસ્વરૂપ છે. તેમનામાં જડતા અને ચેતનતાનો ભેદભાવ નથી. તે બધા જ એકરસ છે. ત્યાં સુધી કે ઉપનિષદના જાણકાર તત્ત્વદર્શીઓની દૃષ્ટિ પણ તેમના અનંત મહિમાનો સ્પર્શ કરી શકતી નથી. ॥ ૫૪ ॥ આ પ્રમાણે બ્રહ્માજીએ એકી સાથે જ જોયું કે, તે બધાં જ તે પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપો છે, જેમના પ્રકાશથી આ બધું ચરાચર વિશ્વ પ્રકાશિત થઈ રહ્યું છે. ॥ ૫૫ ॥

આ અત્યંત આશ્ચર્યજનક દૃશ્ય જોઈને બ્રહ્માજી ચકિત રહી ગયા. તેમની અગિયારે ઇન્દ્રિયો (પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને એક મન) સ્તબ્ધ થઈ ગઈ. તેઓ ભગવાનના તેજથી નિસ્તેજ થઈને મૌન થઈ ગયા, જાણે વ્રજના અધિષ્ઠાતા દેવની પાસે એક પૂતળી ઊભી હોય! ॥ ૫૬ ॥ પરીક્ષિત! આ પ્રમાણે ભગવાનનું સ્વરૂપ તર્કથી પર છે, તેમનો મહિમા અસાધારણ છે. તેઓ સ્વયંપ્રકાશ, આનંદસ્વરૂપ, માયાથી પર, બ્રહ્મ વિના અન્ય બીજું કાંઈ નથી એવું કહેવા માટે 'નેતિ નેતિ' એટલું જ ઉપનિષદો કહી શકે છે, પરંતુ બ્રહ્મને કહી શકતા નથી, આવા ભગવાન શ્રીકૃષ્ણના મહિમામાં બ્રહ્માજી પણ આ બધુ શું છે? હું શું જોઈ રહ્યો છું? એમ જ્યારે મૂંઝાઈ ગયા અને જોવા અસમર્થ બની ગયા ત્યારે તેમની આંખો બંધ થઈ ગઈ.

તતોઽર્વાક્ પ્રતિલબ્ધાક્ષઃ કઃ પરેતવદુત્થિતઃ ।
કૃચ્છ્રાદુન્મીલ્ય વૈ દૃષ્ટીરાચષ્ટેદં સહાત્મના ॥ ૫૮॥

સપદ્યેવાભિતઃ પશ્યન્ દિશોઽપશ્યત્ પુરઃસ્થિતમ્ ।
વૃન્દાવનં જનાજીવ્યદ્રુમાકીર્ણં સમાપ્રિયમ્ ॥ ૫૯॥

યત્ર નૈસર્ગદુર્વૈરાઃ સહાસન્ નૃમૃગાદયઃ ।
મિત્રાણીવાજિતાવાસદ્રુતરુટ્તર્ષકાદિકમ્ ॥ ૬૦॥

તત્રોદ્વહત્ પશુપવંશશિશુત્વનાટ્યં
બ્રહ્માદ્વયં પરમનન્તમગાધબોધમ્ ।
વત્સાન્ સખીનિવ પુરા પરિતો વિચિન્વ-
દેકં સપાણિકવલં પરમેષ્ઠ્યચષ્ટ ॥ ૬૧॥

દૃષ્ટ્વા ત્વરેણ નિજધોરણતોઽવતીર્ય
પૃથ્વ્યાં વપુઃ કનકદણ્ડમિવાભિપાત્ય ।
સ્પૃષ્ટ્વા ચતુર્મુકુટકોટિભિરઙ્ઘ્રિયુગ્મં
નત્વા મુદશ્રુસુજલૈરકૃતાભિષેકમ્ ॥ ૬૨॥

ઉત્થાયોત્થાય કૃષ્ણસ્ય ચિરસ્ય પાદયોઃ પતન્ ।
આસ્તે મહિત્વં પ્રાગ્દૃષ્ટં સ્મૃત્વા સ્મૃત્વા પુનઃ પુનઃ ॥ ૬૩॥

શનૈરથોત્થાય વિમૃજ્ય લોચને
મુકુન્દમુદ્વીક્ષ્ય વિનમ્રકન્ધરઃ ।
કૃતાઞ્જલિઃ પ્રશ્રયવાન્ સમાહિતઃ
સવેપથુર્ગદ્ગદયૈલતેલયા ॥ ૬૪॥

બ્રહ્માજીની આવી દયાજનક સ્થિતિ જાણીને અજન્મા ભગવાને માયાનો પડદો હટાવી લીધો. ॥ ૫૭ ॥ આનાથી બ્રહ્માજીને બ્રહ્મજ્ઞાન થયું, તેઓ જાણે મરીને ફરી જીવતા થયા. સચેત થઈને તેમણે જેમ-તેમ કરીને બહુ કષ્ટથી પોતાનાં નેત્ર ખોલ્યાં ત્યારે ક્યાંક પોતાનું શરીર અને આ જગત દેખાયું. ॥ ૫૮ ॥ પછી બ્રહ્માજી જ્યારે ચારેબાજુ જોવા લાગ્યા. ત્યારે પહેલાં દિશાઓ અને ત્યાર પછી તુરત જ એમની સામે વૃન્દાવન દેખાયું. વૃન્દાવન સર્વને પ્રિય, સર્વત્ર પ્રિય છે. જ્યાં જુઓ ત્યાં જીવોને જીવન આપવાવાળાં ફળ અને ફૂલોથી લચી રહેલાં લીલાછમ પાંદડાંઓથી લહેરાતાં વૃક્ષોની પંક્તિઓ શોભી રહી છે. ॥ ૫૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણની લીલાભૂમિ હોવાને લીધે વૃન્દાવનમાં ક્રોધ, તૃષ્ણા વગેરે દોષ પ્રવેશ કરી શકતા નથી. અને ત્યાં સ્વભાવથી દુસ્ત્યજ પરસ્પર વેર રાખનારા મનુષ્યો અને પશુ-પક્ષીઓ પણ પ્રેમી મિત્રોની જેમ હળી-મળીને એક સાથે રહે છે. ॥ ૬૦ ॥ બ્રહ્માજીએ વૃન્દાવનનું દર્શન કર્યા પછી જોયું કે અદ્વિતીય પરબ્રહ્મ ગોપવંશના બાળકના જેવું નૃત્ય કરી રહ્યા છે. તે એક હોવા છતાં તેનાં મિત્રો છે, અનંત હોવા છતાં પણ તે આમ-તેમ ઘૂમી રહ્યા છે અને તેનું જ્ઞાન અગાધ હોવા છતાં પણ તે ગોપબાળકોને અને વાછડાંઓને શોધી રહ્યા છે. બ્રહ્માજીએ જોયું કે જેમ ભગવાન શ્રીકૃષ્ણ પહેલાં પોતાના હાથમાં દહીં-ભાતનો કોળિયો લઈને તેમને શોધી રહ્યા હતા, તે જ પ્રમાણે અત્યારે પણ એકલા જ તેમને શોધી રહ્યા છે. ॥ ૬૧ ॥ ભગવાનને જોતાં જ બ્રહ્માજી પોતાના વાહન પરથી એકાએક કૂદી પડ્યા અને સુવર્ણ જેવા તેજસ્વી શરીરથી પૃથ્વી પર દંડની જેમ પડી ગયા. તેમણે પોતાના ચારે મુકુટોના અગ્રભાગથી ભગવાનનાં ચરણકમળોનો સ્પર્શ કરીને નમસ્કાર કર્યા અને આનંદના આંસુઓની ધારાથી તેમને ભીંજવી દીધા. ॥ ૬૨ ॥ તેઓ ભગવાન શ્રીકૃષ્ણના અગાઉ જોયેલા મહિમાનું વારંવાર સ્મરણ કરીને તેમના ચરણોમાં પડી જતા અને ઊઠી ઊઠીને ફરી-ફરી પડી જતા. આ પ્રમાણે ઘણીવાર સુધી તે ભગવાનના ચરણોમાં જ પડી રહ્યા. ॥ ૬૩ ॥ પછી ધીરે-ધીરે ઊઠ્યા અને નેત્રોનાં આંસુ લૂછ્યાં. પ્રેમ અને મુક્તિના એકમાત્ર દાતા ભગવાનને જોઈને તેમનું મસ્તક નમી ગયું. તેઓ ધ્રૂજવા લાગ્યા. હાથ જોડીને ખૂબ જ નમ્રતા અને એકાગ્રતાની સાથે ગદ્ગદ વાણીથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૬૪ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત તેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# ચૌદમો અધ્યાય

## બ્રહ્માજી દ્વારા ભગવાનની સ્તુતિ

*બ્રહ્મોવાચ*

નૌમીડ્ય તેઽભ્રવપુષે તડિદમ્બરાય
　　ગુઞ્જાવતંસપરિપિચ્છલસન્મુખાય ।
વન્યસ્રજે　　કવલવેત્રવિષાણવેણુ-
　　લક્ષ્મશ્રિયે મૃદુપદે પશુપાઙ્ગજાય ॥ ૧॥

અસ્યાપિ દેવ વપુષો મદનુગ્રહસ્ય
　　સ્વેચ્છામયસ્ય ન તુ ભૂતમયસ્ય કોઽપિ ।
નેશે મહિ ત્વવસિતું મનસાઽઽન્તરેણ
　　સાક્ષાત્તવૈવ　કિમુતાત્મસુખાનુભૂતેઃ ॥ ૨॥

જ્ઞાને પ્રયાસમુદપાસ્ય નમન્ત એવ
　　જીવન્તિ સન્મુખરિતાં ભવદીયવાર્તામ્ ।
સ્થાને સ્થિતાઃ શ્રુતિગતાં તનુવાઙ્મનોભિ-
　　ર્યે પ્રાયશોઽજિત જિતોઽપ્યસિ તૈસ્ત્રિલોક્યામ્ ॥ ૩॥

શ્રેયઃસ્રુતિં ભક્તિમુદસ્ય તે વિભો
　　ક્લિશ્યન્તિ યે કેવલબોધલબ્ધયે ।
તેષામસૌ ક્લેશલ એવ શિષ્યતે
　　નાન્યદ્યથા　સ્થૂલતુષાવઘાતિનામ્ ॥ ૪॥

પુરેહ ભૂમન્ બહવોઽપિ યોગિન-
　　સ્ત્વદર્પિતેહા　　નિજકર્મલબ્ધયા ।
વિબુધ્ય ભક્ત્યૈવ કથોપનીતયા
　　પ્રપેદિરેઽઞ્જોઽચ્યુત તે ગતિં પરામ્ ॥ ૫॥

**બ્રહ્માજીએ સ્તુતિ કરી** – પ્રભુ! એકમાત્ર આપ જ સ્તુતિ કરવા યોગ્ય છો. હું આપના ચરણોમાં નમસ્કાર કરું છું. આપનો શ્રીવિગ્રહ મેઘ જેવો શ્યામસુંદર છે, તેના પર સ્થિર વીજળી જેવું ઝળહળતું પીતાંબર શોભી રહ્યું છે, આપના કંઠમાં ગુંજાની માળા, કાનોમાં મકરાકૃત કુંડળ તથા મસ્તક પર મોરપીંછનો મુગટ છે. આ બધાંની કાન્તિથી આપના મુખની શોભા અદ્ભુત જણાય છે. વક્ષઃસ્થળ પર લટકતી વનમાળા અને નાનકડા હાથમાં દહીં-ભાતનો કોળિયો છે. કાંખમાં છડી, શૃંગવાદ્ય અને કમરમાં આપની ઓળખ આપતી વેણુ શોભી રહી છે. આપના કમળ જેવા પરમ સુકોમળ ચરણ અને આ ગોપ-બાળકનો સુમધુર વેશ! (હું બીજું કાંઈ જાણતો નથી; હું તો બસ, આ જ ચરણો પર ન્યોછાવર છું.) ॥ ૧ ॥ હે સ્વપ્રકાશ પરમાત્મા! આપનો આ શ્રીવિગ્રહ ભક્તજનોની અભિલાષા પૂરી કરનારો છે. આ આપની દિવ્ય ઇચ્છાનું મૂર્તિમાન સ્વરૂપ મને અનુગૃહીત કરવા માટે જ પ્રગટ કર્યું છે. કોણ કહે છે કે આ (સ્વરૂપ) પંચમહાભૂતોની રચના છે? પ્રભુ! આ તો અપ્રાકૃત શુદ્ધ સત્ત્વમય છે. હું અથવા બીજું કોઈ સમાધિ દ્વારા પણ આપના આ સચ્ચિદાનંદસ્વરૂપનો મહિમા જાણી શકે એમ નથી, તો પછી આત્મસુખનો અનુભવ કરનારા નિર્ગુણરૂપનો મહિમા તો કોઈ જાણી જ કઈ રીતે શકે? ॥ ૨ ॥પ્રભુ! જે લોકો જ્ઞાન માટે પ્રયત્ન ન કરતાં પોતાના સ્થાન પર સ્થિત રહીને માત્ર સત્સંગ કરે છે અને આપના પ્રેમી સંતો દ્વારા ગવાયેલી આપની લીલા-કથાઓનું શરીર, વાણી અને મનથી આદરપૂર્વક સેવન કરે છે– એને જ જીવનનું લક્ષ અને જીવનનો આધાર બનાવી લે છે તેઓ હે અજીત! આપના ઉપર પણ વિજય પ્રાપ્ત કરી લે છે અને આપ તેમની ભક્તિને વશ થાઓ છો. ॥ ૩ ॥ ભગવન્! આપની ભક્તિ બધી રીતે કલ્યાણદાયી છે. જે લોકો તેને છોડીને માત્ર જ્ઞાનપ્રાપ્તિ માટે શ્રમ કરે છે અને કષ્ટ સહે છે, તેમને તો માત્ર દુઃખો જ હાથ લાગે છે, બીજું કાંઈ નહીં–જેમ ભૂસું ખાંડનારને માત્ર પરિશ્રમ જ હાથ લાગે છે, ચોખા નહીં. ॥ ૪ ॥

હે અચ્યુત! હે અનંત! આ લોકમાં પહેલાં પણ અનેક યોગીપુરુષ થઈ ગયા છે. જ્યારે તેમને યોગ વગેરે દ્વારા આપની પ્રાપ્તિ ન થઈ, ત્યારે તેમણે પોતાના લૌકિક અને વૈદિક સઘળાં કર્મો આપના ચરણોમાં સમર્પિત કરી દીધાં. તે સમર્પિત કર્મોથી તથા આપની લીલા-કથાથી તેમને આપની ભક્તિ પ્રાપ્ત થઈ. તે ભક્તિથી જ આપના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેમણે ખૂબ જ સરળતાથી આપના પરમપદને

તથાપિ ભૂમન્ મહિમાઽગુણસ્ય તે
વિબોદ્ધુમર્હત્યમલાન્તરાત્મભિઃ ।
અવિક્રિયાત્ સ્વાનુભવાદરૂપતો
હ્યનન્યબોધ્યાત્મતયા ન ચાન્યથા ॥ ૬॥

ગુણાત્મનસ્તેઽપિ ગુણાન્ વિમાતું
હિતાવતીર્ણસ્ય ક ઈશિરેઽસ્ય ।
કાલેન યૈર્વા વિમિતાઃ સુકલ્પૈ-
ર્ભૂપાંસવઃ ખે મિહિકા દ્યુભાસઃ ॥ ૭॥

તત્તેઽનુકમ્પાં સુસમીક્ષમાણો
ભુઞ્જાન એવાત્મકૃતં વિપાકમ્ ।
હૃદ્વાગ્વપુર્ભિર્વિદધન્નમસ્તે
જીવેત યો મુક્તિપદે સ દાયભાક્ ॥ ૮॥

પશ્યેશ મેઽનાર્યમનન્ત આદ્યે
પરાત્મનિ ત્વય્યપિ માયિમાયિનિ ।
માયાં વિતત્યેક્ષિતુમાત્મવૈભવં
હ્યહં કિયાનૈચ્છમિવાર્ચિરગ્નૌ ॥ ૯॥

અતઃ ક્ષમસ્વાચ્યુત મે રજોભુવો
હ્યજાનતસ્ત્વત્પૃથગીશમાનિનઃ ।
અજાવલેપાન્ધતમોઽન્ધચક્ષુષ
એષોઽનુકમ્પ્યો મયિ નાથવાનિતિ ॥ ૧૦॥

ક્વાહં તમોમહદહંખચરાગ્નિવાર્ભૂ-
સંવેષ્ટિતાણ્ડઘટસપ્તવિતસ્તિકાયઃ ।
ક્વેદૃગ્વિધાવિગણિતાણ્ડપરાણુચર્યા-
વાતાધ્વરોમવિવરસ્ય ચ તે મહિત્વમ્ ॥ ૧૧॥

પ્રાપ્ત કરી લીધું. ॥ ૫ ॥ હે અનન્ત! આપના સગુણ-નિર્ગુણ બન્ને સ્વરૂપોનું જ્ઞાન પ્રાપ્ત થવું મુશ્કેલ હોવા છતાં પણ નિર્ગુણ સ્વરૂપનો મહિમા ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને શુદ્ધ અંતઃકરણથી જાણી શકાય છે. (જાણવાની પ્રક્રિયા એ છે કે) વિશેષ આકારનો પરિત્યાગ કરીને આત્માકાર અંતઃકરણનો સાક્ષાત્કાર કરવામાં આવે. આ આત્માકારતા ઘટ-પટાદિ રૂપની જેમ સમાન જ્ઞેય નથી, બલકે આવરણનો ભંગમાત્ર છે. આ સાક્ષાત્કાર 'આ બ્રહ્મ છે,' 'હું બ્રહ્મને જાણું છું' એ પ્રમાણે નહીં, બલકે સ્વયંપ્રકાશરૂપે જ થાય છે ॥ ૬ ॥ પરંતુ ભગવન્! જે સમર્થ પુરુષોએ અનેક જન્મો સુધી પરિશ્રમ કરીને પૃથ્વીનો એક-એક પરમાણુ, આકાશના હિમકણો (ઝાકળના કણ) તથા તેમાં ચમકતાં નક્ષત્રો અને તારાઓને પણ ગણી નાખ્યા છે, તેમનામાં પણ ભલા, એવું કોણ હોઈ શકે જે આપના સગુણ સ્વરૂપના અનંત ગુણોને ગણી શકે? પ્રભુ! આપ માત્ર સંસારના કલ્યાણ માટે જ અવતરિત થયા છો. તેથી હે ભગવન્! આપના મહિમાનું જ્ઞાન તો બહુ જ દુર્લભ છે. ॥ ૭ ॥ તેથી જે પુરુષ ક્ષણે-ક્ષણે બહુ જ ઉત્સુકતાથી આપની કૃપાનો જ સારી રીતે અનુભવ કરે છે અને પ્રારબ્ધ પ્રમાણે જે કાંઈ સુખ-દુઃખ પ્રાપ્ત થાય તેને નિર્વિકાર મનથી ભોગવી લે છે, તથા જે પ્રેમપૂર્ણ હૃદય, ગદ્ગદ વાણી અને પુલકિત શરીરથી પોતાને આપના ચરણોમાં સમર્પિત કરતો રહે છે – આ પ્રમાણે જીવન વ્યતીત કરવાવાળો તે પુરુષ બરાબર એ રીતે જ આપના પરમપદનો અધિકારી થાય છે જેમ પોતાના પિતાની સંપત્તિનો પુત્ર. ॥ ૮ ॥

પ્રભુ! મારી કુટિલતા તો જુઓ! આપ અનંત આદિપુરુષ પરમાત્મા છો અને મારા જેવા મોટા-મોટા માયાવી પણ આપની માયાના ચકરાવામાં છે. છતાં પણ મેં આપના કાર્યમાં મારી માયાજાળ ફેલાવીને આપના ઐશ્વર્યની પરીક્ષા લેવાની ધૃષ્ટતા કરી. પ્રભુ! હું આપની આગળ કાંઈ જ નથી અર્થાત્ નગણ્ય છું. શું અગ્નિની સામે તણખાની કાંઈ વિસાત છે? ॥ ૯ ॥ ભગવન્! હું રજોગુણથી ઉત્પન્ન થયેલો છું. તેથી આપના સ્વરૂપને હું વાસ્તવિક રીતે જાણી શકતો નથી. તેથી મારી જાતને આપનાથી અલગ સંસારનો સ્વામી માની બેઠો હતો. હું અજન્મા જગત્કર્તા છું – એવા માયાજનિત મોહના ઘોર અંધકારમાં અંધ થઈ રહ્યો હતો. હું આપનો સેવક છું, આપ મારા સ્વામી છો એવું સમજીને આપે મારા ઉપર કૃપા કરવી જોઈએ, અને મારો અપરાધ ક્ષમા કરવો જોઈએ. ॥ ૧૦ ॥ હે મારા નાથ! પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીરૂપ આવરણોથી ઘેરાયેલું આ બ્રહ્માંડ જ મારું શરીર છે, અને આપના એક-એક રુંવાટાના છિદ્રમાં રહેલા અસંખ્ય બ્રહ્માંડો તે રીતે ઉડતા રહે છે, જેમ ઝરૂખાની જાળીમાંથી

ઉત્ક્ષેપણં ગર્ભગતસ્ય પાદયોઃ
કિં કલ્પતે માતુરધોક્ષજાગસે ।
કિમસ્તિનાસ્તિવ્યપદેશભૂષિતં
તવાસ્તિ કુક્ષેઃ કિયદપ્યનન્તઃ ॥ ૧૨॥

જગત્ત્રયાન્તોદધિસમ્પ્લવોદે
નારાયણસ્યોદરનાભિનાલાત્ ।
વિનિર્ગતોઽજસ્ત્વિતિ વાઙ્ ન વૈ મૃષા
કિં ત્વીશ્વર ત્વન્ન વિનિર્ગતોઽસ્મિ ॥ ૧૩॥

નારાયણસ્ત્વં ન હિ સર્વદેહિના-
માત્માસ્યધીશાખિલલોકસાક્ષી ।
નારાયણોઽઙ્ગં નરભૂજલાયના-
ત્તચ્ચાપિ સત્યં ન તવૈવ માયા ॥ ૧૪॥

તચ્ચેજ્જલસ્થં તવ સજ્જગદ્વપુઃ
કિં મે ન દૃષ્ટં ભગવંસ્તદૈવ ।
કિં વા સુદૃષ્ટં હૃદિ મે તદૈવ
કિં નો સપદ્યેવ પુનર્વ્યદર્શિ ॥ ૧૫॥

અત્રૈવ માયાધમનાવતારે
હ્યસ્ય પ્રપઞ્ચસ્ય બહિઃ સ્ફુટસ્ય ।
કૃત્સ્નસ્ય ચાન્તર્જઠરે જનન્યા
માયાત્વમેવ પ્રકટીકૃતં તે ॥ ૧૬॥

યસ્ય કુક્ષાવિદં સર્વં સાત્મં ભાતિ યથા તથા ।
તત્ત્વય્યપીહ તત્ સર્વં કિમિદં માયયા વિના ॥ ૧૭॥

અદ્યૈવ ત્વદૃતેઽસ્ય કિં મમ ન તે
માયાત્વમાદર્શિત-
મેકોઽસિ પ્રથમં તતો વ્રજસુહૃદ્
વત્સાઃ સમસ્તા અપિ ।
તાવન્તોઽસિ ચતુર્ભુજાસ્તદખિલૈઃ
સાકં મયોપાસિતા-
સ્તાવન્ત્યેવ જગન્ત્યભૂસ્તદમિતં
બ્રહ્માદ્વયં શિષ્યતે ॥ ૧૮॥

આવતા સૂર્યનાં કિરણોમાં રજકણોના સૂક્ષ્મ પરમાણુઓ ઊડતા દેખાય છે. ક્યાં પોતાના પરિમાણથી સાડા ત્રણ હાથના શરીરવાળો અત્યંત ક્ષુદ્ર હું અને ક્યાં આપનો અનંત મહિમા! ॥ ૧૧ ॥. વૃત્તિઓની પકડમાં ન આવવાવાળા પરમાત્મન્! જ્યારે બાળક માતાના ઉદરમાં રહે છે ત્યારે અજ્ઞાનવશ પોતાના હાથ-પગ પછાડે છે; પરંતુ શું માતા તેને અપરાધ ગણે છે, અથવા તેના માટે એ કોઈ અપરાધ બને છે? 'છે' અને 'નથી' – આ શબ્દોથી કહેવાનારી એવી કોઈ વસ્તુ છે શું, જે આપના ઉદરમાં ન હોય? ॥ ૧૨ ॥

શ્રુતિઓ કહે છે કે, જ્યારે ત્રણે લોક પ્રલયકાળના જળમાં લીન હતા, તે સમયે તે જળમાં સ્થિત શ્રીનારાયણના નાભિકમળથી બ્રહ્માનો જન્મ થયો. તેમનું આ કથન કોઈ રીતે અસત્ય હોઈ શકે નહીં. ત્યારે આપ જ જણાવો, પ્રભુ! શું હું આપનો પુત્ર નથી? ॥ ૧૩ ॥ પ્રભુ! આપ સમસ્ત જીવોના આત્મા છો. તેથી આપ નારાયણ (નાર–જીવ અને અયન–આશ્રય) છો. આપ સમસ્ત જીવોના અને જગતના અધીશ્વર છો, તેથી આપ નારાયણ (નાર–જીવ અને અયન–પ્રવર્તક) છો. આપ સમસ્ત લોકોના સાક્ષી છો તેથી પણ નારાયણ (નાર–જીવ અને અયન–જાણવાવાળા) છો. નરથી ઉત્પન્ન થવાવાળા જળમાં નિવાસ કરવાને કારણે જેમને નારાયણ (નાર–જળ અને અયન–નિવાસસ્થાન) કહેવાય છે, તે પણ આપનો એક અંશ જ છે. તે અંશરૂપે દેખાવું પણ સત્ય નથી, બલકે આપની માયા જ છે. ॥ ૧૪ ॥ ભગવન્! જો આપનું તે વિરાટ સ્વરૂપ ખરેખર તે સમયે જળમાં જ હતું તો મેં તે વખતે તેને જોયું કેમ નહીં, જ્યારે કે હું કમળનાળના માર્ગે તેને સો વર્ષ સુધી જળમાં શોધતો રહ્યો? પછી મેં જ્યારે તપ કર્યું, ત્યારે તે જ સમયે મારા હૃદયમાં તેનું દર્શન કઈ રીતે થયું? અને પાછું થોડી જ ક્ષણોમાં તે પાછું કેમ ન દેખાયું, અંતર્ધાન કેમ થઈ ગયું? ॥ ૧૫ ॥ માયાનો નાશ કરવાવાળા પ્રભુ! દૂરની વાત કોણ કરે – હમણાં આ જ અવતારમાં આ બહાર દેખાતા જગતને આપે આપના ઉદરમાં જ દેખાડી દીધું, જેને જોઈને માતા યશોદા ચકિત થઈ ગયાં હતાં. આથી એ તો સિદ્ધ થાય છે કે આ સંપૂર્ણ વિશ્વમાત્ર આપની માયા જ છે. ॥ ૧૬ ॥ જ્યારે આપના સહિત આ સંપૂર્ણ વિશ્વ જેવું બહાર દેખાય છે તેવું જ આપના ઉદરમાં પણ જોવા મળ્યું, ત્યારે શું આ બધું આપની માયા વિના જ પ્રતીત થયું? અવશ્ય એ આપની લીલા જ છે. ॥ ૧૭ ॥ તે દિવસની વાત જવા દો, આજની જ વાત કરું. શું આપે આજે મારી સામે પોતાના સિવાય સંપૂર્ણ વિશ્વને પોતાની માયાનો ખેલ નથી દેખાડ્યો? પહેલાં, આપ એકલા જ હતા. પછી સંપૂર્ણ ગોપબાળકો, વાછડાં અને છડી, શીકાં પણ આપ જ બની ગયા. ત્યાર બાદ મેં જોયું કે આપના તે બધાં રૂપો ચતુર્ભુજ છે અને મારા

અજાનતાં ત્વત્પદવીમનાત્મ-
ન્યાત્માઽઽત્મના ભાસિ વિતત્ય માયામ્ ।
સૃષ્ટાવિવાહં જગતો વિધાન
ઇવ ત્વમેષોઽન્ત ઇવ ત્રિનેત્રઃ ॥ ૧૯॥

સુરેષ્વૃષિષ્વીશ તથૈવ નૃષ્વપિ
તિર્યક્ષુ યાદસ્સ્વપિ તેઽજનસ્ય ।
જન્માસતાં દુર્મદનિગ્રહાય
પ્રભો વિધાતઃ સદનુગ્રહાય ચ ॥ ૨૦॥

કો વેત્તિ ભૂમન્ ભગવન્ પરાત્મન્
યોગેશ્વરોતીર્ભવતસ્ત્રિલોક્યામ્ ।
ક્વ વા કથં વા કતિ વા કદેતિ
વિસ્તારયન્ ક્રીડસિ યોગમાયામ્ ॥ ૨૧॥

તસ્માદિદં જગદશેષમસત્સ્વરૂપં
સ્વપ્નાભમસ્તધિષણં પુરુદુઃખદુઃખમ્ ।
ત્વય્યેવ નિત્યસુખબોધતનાવનન્તે
માયાત ઉદ્યદપિ યત્ સદિવાવભાતિ ॥ ૨૨॥

એકસ્ત્વમાત્મા પુરુષઃ પુરાણઃ
સત્યઃ સ્વયંજ્યોતિરનન્ત આદ્યઃ ।
નિત્યોઽક્ષરોઽજસ્રસુખો નિરઞ્જનઃ
પૂર્ણોઽદ્વયો મુક્ત ઉપાધિતોઽમૃતઃ ॥ ૨૩॥

એવંવિધં ત્વાં સકલાત્મનામપિ
સ્વાત્માનમાત્માત્મતયા વિચક્ષતે ।
ગુર્વર્કલબ્ધોપનિષત્સુચક્ષુષા
યે તે તરન્તીવ ભવાનૃતામ્બુધિમ્ ॥ ૨૪॥

આત્માનમેવાત્મતયાઽવિજાનતાં
તેનૈવ જાતં નિખિલં પ્રપઞ્ચિતમ્ ।
જ્ઞાનેન ભૂયોઽપિ ચ તત્ પ્રલીયતે
રજ્જ્વામહેર્ભોગભવાભવૌ યથા ॥ ૨૫॥

સહિત બધાં જ તત્ત્વો તેમની સેવા કરી રહ્યાં છે. આપે અલગ-અલગ તેટલાં જ રૂપ પણ ધારણ કરી લીધાં હતાં, પરંતુ હવે આપ માત્ર અપરિમિત અદ્વિતીય બ્રહ્મરૂપે જ શેષ રહી ગયા છો. ॥ ૧૮ ॥

જે લોકો અજ્ઞાનવશ આપના સ્વરૂપને નથી જાણતા, તેમને આપ પ્રકૃતિમાં સ્થિત જીવરૂપે પ્રતીત થાઓ છો અને તેમની ઉપર પોતાની માયાનો પડદો નાખીને સૃષ્ટિના સમયે મારા (બ્રહ્મા)રૂપે, પાલન કરવા માટે પોતાના (વિષ્ણુ) રૂપે અને સંહાર કરવા માટે રુદ્રના રૂપમાં પ્રતીત થાઓ છો. ॥ ૧૯ ॥ પ્રભુ! આપ સમસ્ત જગતના સ્વામી અને વિધાતા છો. અજન્મા હોવા છતાં પણ આપ દેવતાઓ, ઋષિઓ, મનુષ્યો, પશુ-પક્ષીઓ અને જળચર વગેરે યોનિઓમાં અવતાર ગ્રહણ કરો છો. તેથી જ આ રૂપો દ્વારા દુષ્ટ પુરુષોનું અભિમાન નષ્ટ કરીને સત્પુરુષો પર અનુગ્રહ કરો. ॥ ૨૦ ॥ ભગવન્! આપ અનંત પરમાત્મા અને યોગેશ્વર છો. જે સમયે આપ પોતાની યોગમાયાનો વિસ્તાર કરીને લીલા કરવા લાગો છો, ત્યારે ત્રિલોકમાં એવું કોણ છે, જે એ જાણી શકે કે આપની લીલા ક્યાં, શા માટે, ક્યારે અને કેટલી હોય છે. ॥ ૨૧ ॥ તેથી આ સંપૂર્ણ જગત સ્વપ્ન જેવું અસત્ય, અજ્ઞાનરૂપ અને દુઃખ ઉપર દુઃખ જ આપવાવાળું છે. આપ પરમાનંદ, પરમજ્ઞાનસ્વરૂપ અને અનંત છો. આ જગત માયાથી ઉત્પન્ન અને વિલીન થવા છતાં આપમાં આપની સત્તાથી સત્ય જેવું પ્રતીત થાય છે. ॥ ૨૨ ॥ પ્રભુ! આપ જ એકમાત્ર સત્ય છો. કેમકે, આપ સર્વના આત્મા છો. આપ પુરાણપુરુષ હોવાને કારણે સઘળા જન્માદિ વિકારોથી રહિત છો. આપ સ્વયંપ્રકાશ છો; તેથી દેશ, કાળ અને વસ્તુ — જે પરપ્રકાશ છે તે કોઈ રીતે આપને સીમિત કરી શકતાં નથી. આપ તેમના પણ આદિપ્રકાશક છો. આપ અવિનાશી હોવાને લીધે નિત્ય છો. આપનો આનંદ અખંડ છે. આપ શુદ્ધ નિરંજનસ્વરૂપ છો. આપ પૂર્ણ, એક છો. સમસ્ત ઉપાધિઓથી મુક્ત હોવાને કારણે આપ અમૃતસ્વરૂપ છો. ॥ ૨૩ ॥ આપ સર્વ જીવોના આત્મા છો. જે ગુરુરૂપી સૂર્યથી તત્ત્વજ્ઞાનરૂપી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરીને તેનાથી આપનો પોતાના સ્વરૂપના રૂપમાં સાક્ષાત્કાર કરે છે, તે આ મિથ્યા સંસાર-સાગરને જાણે પાર કરી જાય છે. (સંસાર-સાગર મિથ્યા હોવાને કારણે તેનાથી પાર થવું એમ કહેવું પણ અવિચારી દૃષ્ટિથી જ છે.) ॥ ૨૪ ॥ જે પુરુષ પરમાત્માને આત્મારૂપે નથી જાણતા, તેમને તે અજ્ઞાનને લીધે જ આ નામરૂપાત્મક અખિલ પ્રપંચની ઉત્પત્તિનો ભ્રમ થઈ જાય છે. પરંતુ જ્ઞાન થતાં જ તેનો આત્યંતિક પ્રલય થઈ જાય છે; જેમ દોરડામાં ભ્રમવશ સાપની પ્રતીતિ થાય છે અને ભ્રમ નિવૃત્ત થતાં જ તેની નિવૃત્તિ થઈ જાય છે. ॥ ૨૫ ॥

અજ્ઞાનસઞ્જ્ઞૌ ભવબન્ધમોક્ષૌ
દ્વૌ નામ નાન્યૌ સ્ત ઋતજ્ઞભાવાત્ ।
અજસ્રચિત્યાત્મનિ કેવલે પરે
વિચાર્યમાણે તરણાવિવાહની ॥ ૨૬॥

ત્વામાત્માનં પરં મત્વા પરમાત્માનમેવ ચ ।
આત્મા પુનર્બહિર્મૃગ્ય અહોઽજ્ઞજનતાઽજ્ઞતા ॥ ૨૭॥

અન્તર્ભવેઽનન્ત ભવન્તમેવ
હ્યતત્ત્યજન્તો મૃગયન્તિ સન્તઃ ।
અસન્તમપ્યન્ત્યહિમન્તરેણ
સન્તં ગુણં તં કિમુ યન્તિ સન્તઃ ॥ ૨૮॥

અથાપિ તે દેવ પદામ્બુજદ્વય-
પ્રસાદલેશાનુગૃહીત એવ હિ ।
જાનાતિ તત્ત્વં ભગવન્ મહિમ્નો
ન ચાન્ય એકોઽપિ ચિરં વિચિન્વન્ ॥ ૨૯॥

તદસ્તુ મે નાથ સ ભૂરિભાગો
ભવેઽત્ર વાન્યત્ર તુ વા તિરશ્ચામ્ ।
યેનાહમેકોઽપિ ભવજ્જનાનાં
ભૂત્વા નિષેવે તવ પાદપલ્લવમ્ ॥ ૩૦॥

અહોઽતિધન્યા વ્રજગોરમણ્યઃ
સ્તન્યામૃતં પીતમતીવ તે મુદા ।
યાસાં વિભો વત્સતરાત્મજાત્મના
યત્તૃપ્તયેઽદ્યાપિ ન ચાલમધ્વરાઃ ॥ ૩૧॥

અહો ભાગ્યમહો ભાગ્યં નન્દગોપવ્રજૌકસામ્ ।
યન્મિત્રં પરમાનન્દં પૂર્ણં બ્રહ્મ સનાતનમ્ ॥ ૩૨॥

એષાં તુ ભાગ્યમહિમાઽચ્યુત તાવદાસ્તા-
મેકાદશૈવ હિ વયં બત ભૂરિભાગાઃ ।
એતદ્ધૃષીકચષકૈરસકૃત્ પિબામઃ
શર્વાદયોઽઙ્ઘ્ર્યુદજમધ્વમૃતાસવં તે ॥ ૩૩॥

સંસાર-સંબંધી બંધન અને તેનાથી મોક્ષ – એ બન્નેય નામ અજ્ઞાનથી કલ્પિત છે. વાસ્તવમાં એ અજ્ઞાનનાં જ બે નામ છે. એ સત્ય અને જ્ઞાનસ્વરૂપ પરમાત્માથી ભિન્ન અસ્તિત્વ રાખતા નથી. જેમ સૂર્યમાં રાત અને દિવસનો ભેદ નથી, તે જ રીતે વિચાર કરવાથી અખંડ ચિત્સ્વરૂપ કેવલ શુદ્ધ આત્મતત્ત્વમાં ન બંધન છે ન મોક્ષ. ॥ ૨૬ ॥ ભગવન્! કેટલા આશ્ચર્યની વાત છે કે આપ છો સર્વના આત્મા, પરંતુ લોકો આપને પરાયો માને છે. અને શરીર વગેરે પરાયાં છે, પરંતુ તેમને આત્મા માની લે છે. અને ત્યાર પછી આપને ક્યાંક બીજે શોધે છે. ભલા, અજ્ઞાની જીવોનું આ કેટલું મોટું અજ્ઞાન છે. ॥ ૨૭ ॥ હે અનંત! આપ તો બધાના અંતઃકરણમાં બિરાજમાન છો. તેથી સંતજનો આપના સિવાય જે કાંઈ પ્રતીત થઈ રહ્યું છે, તેનો પરિત્યાગ કરીને પોતાની અંદર જ આપને શોધે છે. કેમકે, જોકે દોરડામાં સાપ નથી તેમ છતાં તે પ્રતીત થતા સાપને મિથ્યા કર્યા વિના ભલા, કોઈ સત્પુરુષ સાચા દોરડાને કઈ રીતે જાણી શકે? ॥ ૨૮ ॥

પોતાના ભક્તજનોના હૃદયમાં સ્વયંસ્ફુરિત થવાવાળા ભગવન્! આપના જ્ઞાનનું સ્વરૂપ અને મહિમા એવો છે, તેનાથી અજ્ઞાનજનિત જગતનો નાશ થઈ જાય છે. તેમ છતાં જે પુરુષો આપનાં યુગલ ચરણકમળોનો કિંચિત્માત્ર પણ કૃપા-પ્રસાદ પ્રાપ્ત કરી લે છે, તેનાથી અનુગૃહીત થઈ જાય છે – તે જ આપના સચ્ચિદાનંદરૂપ મહિમાને જાણી શકે છે. બીજાં કોઈ પણ જ્ઞાન-વૈરાગ્ય વગેરે સાધનોરૂપી પોતાના પ્રયત્નથી દીર્ઘકાળ સુધી કેટલુંય અનુસંધાન કરતા રહે, તેઓ આપના મહિમાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. ॥ ૨૯ ॥ તેથી ભગવન્! મને આ જન્મમાં, બીજા જન્મમાં અથવા કોઈ પણ પશુ-પક્ષી વગેરેના જન્મમાં પણ એવું સૌભાગ્ય પ્રાપ્ત થાય કે, હું આપના દાસોનો દાસ થઈ જાઉં અને પછી આપનાં ચરણકમળોની સેવા કરું. ॥ ૩૦ ॥ મારા સ્વામી! જગતના મોટા-મોટા યજ્ઞો, સૃષ્ટિના પ્રારંભથી લઈને હજી સુધી આપને પૂર્ણ રીતે તૃપ્ત કરી શક્યા નથી. પરંતુ ધન્ય છે વ્રજની ગાયોને અને ગોવાલણોને કે જેમના વાછડાં અને બાળક બનીને આપે તેમનાં સ્તનોનું અમૃત જેવું દૂધ ખૂબ ઉમંગથી પીધું છે. વાસ્તવમાં તેમનું જ જીવન સફળ છે, તે લોકો જ અત્યંત ધન્ય છે. ॥ ૩૧ ॥ અહો, નન્દ વગેરે વ્રજવાસી ગોવાળોના ધન્ય ભાગ્ય છે. વાસ્તવમાં તેમનું અહોભાગ્ય છે. કેમકે, પરમાનંદસ્વરૂપ સનાતન પરિપૂર્ણ બ્રહ્મ એવા આપ તેમના પોતાના સગા-સંબંધી અને સુહૃદ છો. ॥ ૩૨ ॥ હે અચ્યુત! આ વ્રજવાસીઓના સૌભાગ્યનો મહિમા તો બાજુ પર રહ્યો – મન વગેરે અગિયાર ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાના રૂપમાં રહેનારા મહાદેવ વગેરે અમે લોકો ખૂબ જ ભાગ્યશાળી છીએ. કેમકે, આ વ્રજવાસીઓની મન વગેરે અગિયાર ઇન્દ્રિયોને પ્યાલો બનાવીને અમે આપનાં ચરણકમળોના અમૃતથી પણ મીઠા, મદિરાથી પણ માદક, મધુર મકરન્દરસનું પાન કરતા રહીએ છીએ. જ્યારે તેનું એક-એક ઇન્દ્રિયથી પાન કરીને અમે

તદ્ ભૂરિભાગ્યમિહ જન્મ કિમપ્યટવ્યાં
યદ્ ગોકુલેઽપિ કતમાઙ્‌ઘ્રિરજોઽભિષેકમ્ ।
યજ્જીવિતં તુ નિખિલં ભગવાન્ મુકુન્દ-
સ્ત્વદ્યાપિ યત્પદરજઃ શ્રુતિમૃગ્યમેવ ॥ ૩૪॥

એષાં ઘોષનિવાસિનામુત ભવાન્
કિં દેવ રાતેતિ ન-
શ્ચેતો વિશ્વફલાત્ ફલં ત્વદપરં
કુત્રાપ્યયન્ મુહ્યતિ ।
સદ્વેષાદિવ પૂતનાપિ સકુલા
ત્વામેવ દેવાપિતા
યદ્ધામાર્થસુહૃત્પ્રિયાત્મતનય
પ્રાણાશયાસ્ત્વત્કૃતે ॥ ૩૫॥

તાવદ્ રાગાદયઃ સ્તેનાસ્તાવત્ કારાગૃહં ગૃહમ્ ।
તાવન્મોહોઽઙ્‌ઘ્રિનિગડો યાવત્ કૃષ્ણ ન તે જનાઃ ॥ ૩૬॥

પ્રપઞ્ચં નિષ્પ્રપઞ્ચોઽપિ વિડમ્બયસિ ભૂતલે ।
પ્રપન્નજનતાનન્દસન્દોહં પ્રથિતું પ્રભો ॥ ૩૭॥

જાનન્ત એવ જાનન્તુ કિં બહૂક્ત્યા ન મે પ્રભો ।
મનસો વપુષો વાચો વૈભવં તવ ગોચરઃ ॥ ૩૮॥

અનુજાનીહિ માં કૃષ્ણ સર્વં ત્વં વેત્સિ સર્વદૃક્ ।
ત્વમેવ જગતાં નાથો જગદેતત્તવાર્પિતમ્ ॥ ૩૯॥

શ્રીકૃષ્ણ વૃષ્ણિકુલપુષ્કરજોષદાયિન્
ક્ષ્માનિર્જરદ્વિજપશૂદધિવૃદ્ધિકારિન્ ।
ઉદ્ધર્મશાર્વરહર ક્ષિતિરાક્ષસધ્રુ-
ગાકલ્પમાર્કમર્હન્ ભગવન્ નમસ્તે ॥ ૪૦॥

ધન્ય-ધન્ય થઈ રહ્યા છીએ, ત્યારે સમસ્ત ઇન્દ્રિયોથી તેનું સેવન કરવાવાળા વ્રજવાસીઓની તો વાત જ શી કરવી? ॥ ૩૩ ॥ પ્રભુ! આ વ્રજભૂમિના કોઈ વનમાં અને ખાસ કરીને ગોકુલમાં કોઈ પણ યોનિમાં જન્મ મળી જાય, એ જ અમારા માટે મોટા સૌભાગ્યની વાત હશે. કેમકે, અહીં જન્મ થતાં આપના કોઈ-ને-કોઈ પ્રેમીના ચરણોની રજ અમારા ઉપર પડી જશે. પ્રભુ! આપના પ્રેમી વ્રજવાસીઓનું સંપૂર્ણ જીવન આપનું જ જીવન છે. આપ જ તેમના જીવનના એકમાત્ર સર્વસ્વ છો. તેથી તેમના ચરણોની રજ મળવી, આપના જ ચરણોની રજ મળવા બરાબર છે અને આપના ચરણોની રજને તો શ્રુતિઓ પણ અનાદિકાળથી આજ સુધી શોધી રહી છે. ॥ ૩૪ ॥ દેવતાઓના પણ આરાધ્યદેવ પ્રભુ! મારો આપને એક પ્રશ્ન છે કે – આ વ્રજવાસીઓને તેમની સેવાના બદલામાં આપ શું ફળ આપશો? હે સંપૂર્ણ ફળોના ફળસ્વરૂપ! આપનાથી વધીને તો બીજું કોઈ ફળ છે નહીં, આવું વિચારીને મારું મન મોહિત થઈ રહ્યું છે. મને લાગે છે કે આપ તેમને આપનું સ્વરૂપ આપીને પણ ઋણમુક્ત થઈ શકશો નહીં, કેમકે, આપના સ્વરૂપને તો તે પૂતનાએ પણ પોતાના સંબંધીઓ – અઘાસુર, બકાસુર વગેરે સાથે પ્રાપ્ત કરી લીધું છે, જેનો માત્ર વેશ જ સાધ્વી સ્ત્રીનો હતો, પરંતુ જે હૃદયથી મહા ક્રૂર હતી. ત્યારે જેમણે પોતાનાં ઘર, ધન, સ્વજન, પ્રિય, શરીર, પુત્ર, પ્રાણ અને મન – બધું જ આપના ચરણોમાં સમર્પિત કરી દીધું છે, જેમનું સર્વ કાંઈ આપના માટે જ છે, તે વ્રજવાસીઓને પણ તે જ ફળ આપીને આપ કઈ રીતે ઋણમુક્ત થઈ શકશો? ॥ ૩૫ ॥ સચ્ચિદાનંદસ્વરૂપ શ્યામસુંદર! જ્યાં સુધી રાગ-દ્વેષ વગેરે દોષો ચોરની જેમ સર્વસ્વનું અપહરણ કરતા રહે છે, ત્યાં સુધી ઘર અને તેના સંબંધીઓ કેદીની જેમ સંબંધોના બંધનમાં જીવને બાંધી રાખે છે અને ત્યાં સુધી મોહ પગની બેડીઓની જેમ જકડી રાખે છે, જ્યાં સુધી તે જીવ આપનો થઈ નથી જતો. ॥ ૩૬ ॥ પ્રભુ આપ વિશ્વના પ્રપંચથી સર્વથા પર છો, તેમ છતાં પોતાના શરણાગત ભક્તજનોને અનંત આનંદનું વિતરણ કરવા માટે પૃથ્વી પર અવતાર લઈને વિશ્વના જેવા જ લીલા-વિલાસનો વિસ્તાર કરો છો. ॥ ૩૭ ॥ મારા સ્વામી! વધારે કહેવાની આવશ્યકતા નથી – જે લોકો આપનો મહિમા જાણે છે, તેઓ ભલે જાણતા રહે, મારું મન, વાણી અને શરીર આપનો મહિમા જાણવા સર્વથા અસમર્થ છે. ॥ ૩૮ ॥ સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપ સર્વના સાક્ષી છો. તેથી આપ બધું જ જાણો છો. આપ સમસ્ત જગતના સ્વામી છો. આ સમગ્ર પ્રપંચ આપમાં જ સ્થિત છે. આપને હું વધારે શું કહું? હવે આપ મારો સ્વીકાર કરો. મને મારા લોકમાં જવાની આજ્ઞા આપો. ॥ ૩૯ ॥ સર્વના મન-પ્રાણને પોતાની રૂપ-માધુરીથી આકર્ષિત કરવાવાળા શ્યામસુંદર! આપ યદુવંશરૂપી કમળને વિકસિત કરવાવાળા સૂર્ય છો. પ્રભુ! પૃથ્વી, દેવતાઓ, બ્રાહ્મણો, પશુઓરૂપી સમુદ્રની અભિવૃદ્ધિ કરવાવાળા ચન્દ્રમા પણ આપ જ છો. આપ પાખંડ ધર્મરૂપી રાત્રિના ઘોર અંધકારનો

*શ્રીશુક ઉવાચ*

ઈત્યભિષ્ટૂય ભૂમાનં ત્રિઃ પરિક્રમ્ય પાદયોઃ ।
નત્વાऽભીષ્ટં જગદ્ધાતા સ્વધામ પ્રત્યપદ્યત ॥ ૪૧॥

તતોऽનુજ્ઞાપ્ય ભગવાન્ સ્વભુવં પ્રાગવસ્થિતાન્ ।
વત્સાન્ પુલિનમાનિન્યે યથાપૂર્વસખં સ્વકમ્ ॥ ૪૨॥

એકસ્મિન્નપિ યાતેऽબ્દે પ્રાણેશં ચાન્તરાऽऽત્મનઃ ।
કૃષ્ણમાયાહતા રાજન્ ક્ષણાર્ધં મેનિરેऽર્ભકાઃ ॥ ૪૩॥

કિં કિં ન વિસ્મરન્તીહ માયામોહિતચેતસઃ ।
યન્મોહિતં જગત્ સર્વમભીક્ષ્ણં વિસ્મૃતાત્મકમ્ ॥ ૪૪॥

ઊચુશ્ચ સુહૃદઃ કૃષ્ણં સ્વાગતં તેऽતિરંહસા ।
નૈકોऽપ્યભોજિ કવલ એહીતઃ સાધુ ભુજ્યતામ્ ॥ ૪૫॥

તતો હસન્ હૃષીકેશોऽભ્યવહૃત્ય સહાર્ભકૈઃ ।
દર્શયંશ્ચર્માજગરં ન્યવર્તત વનાદ્ વ્રજમ્ ॥ ૪૬॥

બર્હપ્રસૂનનવધાતુવિચિત્રિતાઙ્ગઃ
પ્રોદ્દામવેણુદલશૃઙ્ગરવોત્સવાઢ્યઃ ।
વત્સાન્ ગૃણન્નનુગગીતપવિત્રકીર્તિ-
ર્ગોપીદૃગુત્સવદૃશિઃ પ્રવિવેશ ગોષ્ઠમ્ ॥ ૪૭॥

અદ્યાનેન મહાવ્યાલો યશોદાનન્દસૂનુના ।
હતોऽવિતા વયં ચાસ્માદિતિ બાલા વ્રજે જગુઃ ॥ ૪૮॥

નાશ કરવા માટે સૂર્ય અને ચન્દ્રમા જેવા છો. પૃથ્વી પર રહેવાવાળા રાક્ષસોને નષ્ટ કરનારા આપ ચન્દ્રમા સૂર્ય વગેરે સમસ્ત દવેતાઓના પરમ પૂજનીય છો. ભગવન્! હું મારા જીવનભર, મહાકલ્પપર્યન્ત આપને નમસ્કાર કરતો રહું ॥ ૪૦ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! સંસારના રચયિતા બ્રહ્માજીએ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી. ત્યાર પછી ત્રણવાર પરિક્રમા કરીને ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યા અને પોતાના ગંતવ્ય સ્થાન સત્યલોકમાં સિધાવી ગયા. ॥ ૪૧ ॥ બ્રહ્માજીએ વાછડાં અને ગોપબાળકોને પહેલેથી જ યથાસ્થાને પહોંચાડી દીધાં હતાં. ભગવાન શ્રીકૃષ્ણે બ્રહ્માજીને વિદાય કરી દીધા અને વાછડાંને લઈને યમુનાજીના કિનારે આવ્યા, જ્યાં તેઓ પહેલાં પોતાના બાળસખાઓને છોડીને ગયા હતા. ॥ ૪૨ ॥ પરીક્ષિત! પોતાના જીવનસર્વસ્વ પ્રાણવલ્લભ શ્રીકૃષ્ણના વિયોગમાં જોકે તેમનું એક વર્ષ વીતી ગયું હતું, તો પણ તે ગ્વાલબાળકોને તે સમય અરધી ક્ષણ જેટલો લાગ્યો. કેમ ન લાગે? તે બધા ભગવાનની વિશ્વમોહિની યોગમાયાથી મોહિત થઈ ગયા હતા. ॥ ૪૩ ॥ જગતના બધા જીવો તે જ માયાથી મોહિત થઈને શાસ્ત્ર અને આચાર્યોના વારંવાર સમજાવવા છતાં પણ પોતાના આત્માને નિરંતર ભૂલેલા રહે છે. વાસ્તવમાં તે માયાની શક્તિ જ એવી છે. ભલા, તેનાથી મોહિત થઈને જીવો અહીં શું-શું નથી ભૂલી જતા? ॥ ૪૪ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણને જોતાં જ ગ્વાલબાળકોએ ખૂબ ઉતાવળે ઉતાવળે કહ્યું–'ભાઈ! તમે ભલે આવ્યા, સ્વાગત છે, સ્વાગત! હજી તો અમે તમારા વિના એક કોળિયો પણ ખાધો નથી. આવો, અહીં આવો, આનંદથી ભોજન કરો.' ॥ ૪૫ ॥ ત્યારે હસતાં-હસતાં ભગવાને ગ્વાલબાળકો સાથે ભોજન કર્યું અને તેમને અઘાસુરના શરીરનું હાડપિંજર બતાવતા બતાવતા વનમાંથી વ્રજમાં પાછા ફર્યા. ॥ ૪૬ ॥ શ્રીકૃષ્ણના મસ્તક ઉપર મોરપીંછનો મનોહર મુકુટ અને વાંકડિયા વાળમાં સુંદર-સુંદર મહેકતાં પુષ્પો ગૂંથ્યાં હતાં. શરીર પર ચિતરામણ કર્યું હતું. તેઓ ચાલતી વખતે રસ્તામાં ક્યારેક ઉચ્ચસ્વરે વાંસળી, ક્યારેક વૃક્ષના પાંદડાની પીપૂડી અને ક્યારેક શૃંગવાદ્ય વગેરે વગાડીને વાદ્યોત્સવમાં મગ્ન થઈ રહ્યા હતા. પાછળ-પાછળ ગોપબાળકો તેમની કીર્તિનું ગાન કરતા જઈ રહ્યા હતા. ક્યારેક તેઓ નામ લઈ લઈને પોતાનાં વાછડાંને બોલાવતાં તો ક્યારેક તેમને લાડ લડાવતા. રસ્તાની બન્ને બાજુ ગોપીઓ ઊભી છે. જ્યારે શ્રીકૃષ્ણ ત્રાંસી નજરે તેમની નજર સાથે નજર મિલાવી દે છે ત્યારે ગોપીઓ આનંદ-મુગ્ધ થઈ જાય છે. કારણકે શ્રીકૃષ્ણનું અવલોકન ગોપીઓને ઉત્સવનો આનંદ પ્રદાન કરતું હતું. આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણે ગોષ્ઠમાં પ્રવેશ કર્યો. ॥ ૪૭ ॥ પરીક્ષિત! તે જ દિવસે બાળકોએ વ્રજમાં જઈને કહ્યું કે 'આજે યશોદા મૈયાના લાડલા નંદનંદને વનમાં એક ઘણો મોટો અજગર મારી નાખ્યો અને તેનાથી અમારી રક્ષા કરી. ॥ ૪૮ ॥

રાજોવાચ

બ્રહ્મન્ પરોદ્ભવે કૃષ્ણે ઈયાન્ પ્રેમા કથં ભવેત્ ।
યોઽભૂતપૂર્વસ્તોકેષુ સ્વોદ્ભવેષ્વપિ કથ્યતામ્ ॥ ૪૯॥

શ્રીશુક ઉવાચ

સર્વેષામપિ ભૂતાનાં નૃપ સ્વાત્મૈવ વલ્લભઃ ।
ઈતરેઽપત્યવિત્તાદ્યાસ્તદ્વલ્લભતયૈવ હિ ॥ ૫૦॥

તદ્ રાજેન્દ્ર યથા સ્નેહઃ સ્વસ્વકાત્મનિ દેહિનામ્ ।
ન તથા મમતાલમ્બિપુત્રવિત્તગૃહાદિષુ ॥ ૫૧॥

દેહાત્મવાદિનાં પુંસામપિ રાજન્યસત્તમ ।
યથા દેહઃ પ્રિયતમસ્તથા ન હ્યનુ યે ચ તમ્ ॥ ૫૨॥

દેહોઽપિ મમતાભાક્ ચેત્તર્હ્યસૌ નાત્મવત્ પ્રિયઃ ।
યજ્જીર્યત્યપિ દેહેઽસ્મિન્ જીવિતાશા બલીયસી ॥ ૫૩॥

તસ્માત્ પ્રિયતમઃ સ્વાત્મા સર્વેષામપિ દેહિનામ્ ।
તદર્થમેવ સકલં જગદેતચ્ચરાચરમ્ ॥ ૫૪॥

કૃષ્ણમેનમવેહિ ત્વમાત્માનમખિલાત્મનામ્ ।
જગદ્ધિતાય સોઽપ્યત્ર દેહીવાભાતિ માયયા ॥ ૫૫॥

વસ્તુતો જાનતામત્ર કૃષ્ણં સ્થાસ્નુ ચરિષ્ણુ ચ ।
ભગવદ્રૂપમખિલં નાન્યદ્ વસ્ત્વિહ કિઞ્ચન ॥ ૫૬॥

સર્વેષામપિ વસ્તૂનાં ભાવાર્થો ભવતિ સ્થિતઃ ।
તસ્યાપિ ભગવાન્ કૃષ્ણઃ કિમતદ્ વસ્તુ રૂપ્યતામ્ ॥ ૫૭॥

સમાશ્રિતા યે પદપલ્લવપ્લવં
મહત્પદં પુણ્યયશો મુરારેઃ ।
ભવામ્બુધિર્વત્સપદં પરં પદં
પદં પદં યદ્ વિપદાં ન તેષામ્ ॥ ૫૮॥

એતત્તે સર્વમાખ્યાતં યત્ પૃષ્ટોઽહમિહ ત્વયા ।
યત્ કૌમારે હરિકૃતં પૌગણ્ડે પરિકીર્તિતમ્ ॥ ૫૯॥

**રાજા પરીક્ષિતે કહ્યું** – બ્રહ્મન્! વ્રજવાસીઓ માટે શ્રીકૃષ્ણ પોતાના પુત્ર ન હતા, બીજાના પુત્ર હતા. પછી તેમનો શ્રીકૃષ્ણમાં આટલો પ્રેમ કેમ થયો? આવો પ્રેમ તો તેમનો પોતાનાં બાળકો પર પણ પહેલાં ક્યારેય થયો ન હતો. આપ કૃપા કરીને બતાવો, આનું શું કારણ છે? ॥ ૪૯ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – રાજન્! સંસારનાં બધાં પ્રાણીઓ પોતાના આત્મા સાથે જ સૌથી વધારે પ્રેમ કરે છે. પુત્ર, ધન અથવા બીજા કોઈની સાથે જે પ્રેમ હોય છે – તે તો એટલા માટે છે કે, તે વસ્તુઓ આપણા આત્માને પ્રિય લાગે છે. ॥ ૫૦ ॥ રાજેન્દ્ર! આ જ કારણ છે કે બધાં પ્રાણીઓનો પોતાના આત્મા પ્રતિ જેવો પ્રેમ હોય છે, તેવો પોતાના કહેવાનારા પુત્ર, ધન અને ઘર વગેરેમાં હોતો નથી. ॥ ૫૧ ॥ નૃપશ્રેષ્ઠ! જે લોકો શરીરને જ આત્મા માને છે, તે પણ પોતાના શરીર સાથે જેટલો પ્રેમ કરે છે, તેટલો પ્રેમ શરીરના સંબંધી પુત્ર-મિત્ર વગેરે સાથે નથી કરતા. ॥ ૫૨ ॥ થોડો વિવેક થતાં દેહમાં મમતા રહેલી હોય તો પણ તે દેહ આત્મા જેટલો પ્રિય નથી હોતો. કારણ કે, આ શરીરના જીર્ણ-શીર્ણ થઈ જવા જતાં જીવવાની આશા પ્રબળતાપૂર્વક રહે છે. ॥ ૫૩ ॥ આનાથી એ વાત સિદ્ધ થાય છે કે બધાં પ્રાણીઓ પોતાના આત્મા સાથે જ સૌથી અધિક પ્રેમ કરે છે અને તેના માટે જ આ સંપૂર્ણ જગત સાથે પ્રેમ કરે છે. ॥ ૫૪ ॥ આ શ્રીકૃષ્ણને જ તમે બધા આત્માઓના આત્મા સમજો. સંસારના કલ્યાણ માટે જ યોગમાયાનો આશ્રય લઈને તેઓ અહીં શરીરધારી જેવા લાગે છે. ॥ ૫૫ ॥ જે લોકો ભગવાન શ્રીકૃષ્ણના વાસ્તવિક સ્વરૂપને જાણે છે, તેમના માટે તો આ જગતમાં જે કાંઈ પણ ચરાચર પદાર્થો છે અથવા એનાથી પર પરમાત્મા, બ્રહ્મ, નારાયણ વગેરે જે ભગવત્સ્વરૂપ છે, બધા શ્રીકૃષ્ણસ્વરૂપ જ છે. શ્રીકૃષ્ણ સિવાય બીજી કોઈ પ્રાકૃત, અપ્રાકૃત વસ્તુ છે જ નહીં. ॥ ૫૬ ॥ બધી વસ્તુઓનું અંતિમ રૂપ તેના કારણમાં સ્થિત હોય છે. એ કારણના પરમ કારણ ભગવાન શ્રીકૃષ્ણ છે. ત્યારે ભલા, બતાવો, કઈ વસ્તુને શ્રીકૃષ્ણથી ભિન્ન કહેવી. ॥ ૫૭ ॥ જેમણે પુણ્યકીર્તિ મુકુંદમુરારિના પદપંકજરૂપી નૌકાનો આશ્રય લીધો છે કે જે સત્પુરુષોનું સર્વસ્વ છે, તેમના માટે ભવસાગર વાછડાની ખરી જેવો છે. તેમને પરમપદની પ્રાપ્તિ થઈ જાય છે અને તેમના માટે વિપત્તિઓનું ઘર એવો આ સંસાર રહેતો નથી. ॥ ૫૮ ॥

પરીક્ષિત! તમે મને પૂછ્યું હતું કે, ભગવાનના પાંચમા વર્ષની લીલા ગ્વાલબાળકોએ છઠ્ઠા વર્ષમાં કઈ રીતે કહી, તેનું બધું રહસ્ય મેં તમને જણાવી દીધું. ॥ ૫૯ ॥

એતત્ સુહૃદ્ભિશ્ચરિતં મુરારે-
રઘાર્દનં શાદ્વલજેમનં ચ ।
વ્યક્તેતરદ્ રૂપમજોર્વભિષ્ટવં
શૃણ્વન્ ગૃણન્નેતિ નરોઽખિલાર્થાન્ ॥ ૬૦॥

ભગવાન શ્રીકૃષ્ણની ગોપબાળકો સાથે વનક્રીડા, અઘાસુરને મારવો, લીલા-લીલા ઘાસથી છવાયેલી જમીન ઉપર બેસી ભોજન કરવું, અપ્રાકૃત રૂપધારી વાછરડાં અને ગોપબાળકોનું પ્રગટ થવું તથા બ્રહ્માજી દ્વારા કરાયેલી આ મહાન સ્તુતિને જે જે મનુષ્યો સાંભળશે અથવા કહેશે તે બધાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થઈ જશે. ॥ ૬૦ ॥

એવં વિહારૈઃ કૌમારૈઃ કૌમારં જહતુર્વ્રજે ।
નિલાયનૈઃ સેતુબન્ધૈર્મર્કટોત્પ્લવનાદિભિઃ ॥ ૬૧॥

પરીક્ષિત! આ પ્રમાણે શ્રીકૃષ્ણ અને બલરામજીએ કુમાર-અવસ્થાને અનુરૂપ સંતાકુકડી, પાળો બાંધવી, વાંદરાંની જેમ કૂદકા મારવા વગેરે અનેક લીલાઓ કરીને પોતાની કુમાર-અવસ્થા વ્રજમાં જ વિતાવી દીધી. ॥ ૬૧ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે બ્રહ્મસ્તુતિર્નામ ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥
દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત બ્રહ્મસ્તુતિ નામનો ચૌદમો અધ્યાય સમાપ્ત.

═★═

# પંદરમો અધ્યાય

## ધેનુકાસુરનો ઉદ્ધાર અને ગોપબાળકોને કાલિયનાગના વિષથી બચાવવા

*શ્રીશુક ઉવાચ*[1]

તતશ્ચ પૌગણ્ડવયઃશ્રિતૌ વ્રજે
બભૂવતુસ્તૌ પશુપાલસમ્મતૌ ।
ગાશ્ચારયન્તૌ સખિભિઃ સમં પદૈ-
ર્વૃન્દાવનં પુણ્યમતીવ ચક્રતુઃ ॥ ૧॥

તન્માધવો વેણુમુદીરયન્ વૃતો
ગોપૈર્ગૃણદ્ભિઃ સ્વયશો બલાન્વિતઃ ।
પશૂન્ પુરસ્કૃત્ય પશવ્યમાવિશદ્
વિહર્તુકામઃ કુસુમાકરં વનમ્ ॥ ૨॥

તન્મઞ્જુઘોષાલિમૃગદ્વિજાકુલં
મહન્મનઃપ્રખ્યપયઃસરસ્વતા ।
વાતેન જુષ્ટં શતપત્રગન્ધિના
નિરીક્ષ્ય રન્તું ભગવાન્ મનો દધે ॥ ૩॥

સ તત્ર તત્રારુણપલ્લવશ્રિયા
ફલપ્રસૂનોરુભરેણ પાદયોઃ ।

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! હવે બલરામજી અને શ્રીકૃષ્ણે પૌગંડ અવસ્થામાં અર્થાત્ છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કર્યો હતો. હવે તેમને ગાયો ચરાવવાની અનુમતિ મળી ગઈ હતી. તેઓ પોતાના મિત્ર ગ્વાલબાળકોની સાથે ગાયો ચરાવવા વૃન્દાવનમાં જતા અને પોતાના ચરણોથી વૃન્દાવનને અત્યંત પાવન કરતા. ॥ ૧ ॥ વૃન્દાવન ગાયો માટે લીલા-લીલા ઘાસથી પૂર્ણ અને રંગ-બેરંગી પુષ્પોની ખાણ બની ગયું હતું. આગળ-આગળ ગાયો, તેમની પાછળ-પાછળ વાંસળી વગાડતા શ્યામસુંદર, તેમની સાથે બલરામજી અને પછી શ્રીકૃષ્ણનું યશોગાન કરતી ગ્વાલમંડળી — આ પ્રમાણે વિહાર કરવા માટે તેમણે વૃન્દાવનમાં પ્રવેશ કર્યો. ॥ ૨ ॥ તે વનમાં ક્યાંક તો ભ્રમરો ગુંજાર કરી રહ્યા હતા, ક્યાંક ટોળે-ટોળાં હરણાંઓ છલાંગો મારી રહ્યાં હતાં અને ક્યાંક સુંદર-સુંદર જળથી પરિપૂર્ણ સરોવરો હતાં. તેમાં ખીલેલાં કમળોની સૌરભથી સુવાસિત થઈને શીતલ-મંદ-સુગન્ધ વાયુ તે વનની સેવા કરી રહ્યો હતો. તે વન એટલું મનોહર હતું કે, તેને જોઈને ભગવાને પણ તેમાં વિહાર કરવાનો મનમાં સંકલ્પ કર્યો. ॥ ૩ ॥ પુરુષોત્તમ ભગવાને જોયું કે, મોટાં-મોટાં વૃક્ષો ફળ-ફૂલોના ભારથી નમીને પોતાની ડાળીઓ અને નવી કૂંપળોની લાલિમાથી તેમના ચરણોનો સ્પર્શ કરી રહ્યાં છે, ત્યારે તેમણે બહુ

૧. બાદરાયણિરુવાચ ।

સ્પૃશચ્છિખાન્ વીક્ષ્ય વનસ્પતીન્ મુદા
સ્મયન્નિવાહાગ્રજમાદિપૂરુષઃ ॥ ૪॥

શ્રીભગવાનુવાચ[1]

અહો અમી દેવવરામરાર્ચિતં
પાદામ્બુજં તે સુમનઃફલાર્હણમ્ ।
નમન્ત્યુપાદાય શિખાભિરાત્મન-
સ્તમોઽપહત્યૈ તરુજન્મ યત્કૃતમ્ ॥ ૫॥

એતેઽલિનસ્તવ યશોઽખિલલોકતીર્થં
ગાયન્ત આદિપુરુષાનુપદં ભજન્તે ।
પ્રાયો અમી મુનિગણા ભવદીયમુખ્યા
ગૂઢં વનેઽપિ ન જહત્યનઘાત્મદૈવમ્ ॥ ૬॥

નૃત્યન્ત્યમી શિખિન ઈડ્ય મુદા હરિણ્યઃ
કુર્વન્તિ ગોપ્ય ઇવ તે પ્રિયમીક્ષણેન ।
સૂક્તૈશ્ચ કોકિલગણા ગૃહમાગતાય
ધન્યા વનૌકસ ઈયાન્ હિ સતાં નિસર્ગઃ ॥ ૭॥

ધન્યેયમદ્ય ધરણી તૃણવીરુધસ્ત્વત્-
પાદસ્પૃશો દ્રુમલતાઃ કરજાભિમૃષ્ટાઃ ।
નદ્યોઽદ્રયઃ ખગમૃગાઃ સદયાવલોકૈ-
ર્ગોપ્યોઽન્તરેણ ભુજયોરપિ યત્સ્પૃહા શ્રીઃ ॥ ૮॥

શ્રીશુક ઉવાચ[2]

એવં વૃન્દાવનં[3] શ્રીમત્ કૃષ્ણઃ પ્રીતમનાઃ પશૂન્ ।
રેમે સઞ્ચારયન્નદ્રેઃ સરિદ્રોધસ્સુ સાનુગઃ ॥ ૯॥

ક્વચિદ્ ગાયતિ ગાયત્સુ મદાન્ધાલિષ્વનુવ્રતૈઃ ।
ઉપગીયમાનચરિતઃ સ્રગ્વી સઙ્કર્ષણાન્વિતઃ ॥ ૧૦॥

આનંદપૂર્વક સ્હેજ હસતા હોય એમ પોતાના મોટા ભાઈ બલરામજીને કહ્યું—॥ ૪ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — દેવશ્રેષ્ઠ મોટાભાઈ! આમ તો મોટા-મોટા દેવતાઓ આપનાં ચરણકમળોની પૂજા કરે છે; પરંતુ જુઓ તો, આ વૃક્ષો પણ પોતાની ડાળીઓથી સુંદર પુષ્પ અને ફળોની સામગ્રી લઈને આપના ચરણોમાં નમી રહ્યાં છે, નમસ્કાર કરી રહ્યાં છે. કેમ ન કરે, તેમણે આ સૌભાગ્ય પ્રાપ્ત કરવા માટે તથા આપનાં દર્શન કરી તેમના અજ્ઞાનનો નાશ કરવા માટે જ તો વૃન્દાવનમાં વૃક્ષયોનિ ગ્રહણ કરી છે. તેમનું જીવન ધન્ય છે. ॥ ૫ ॥ આદિપુરુષ! જોકે આપ આ વૃન્દાવનમાં પોતાના ઐશ્વર્યને છુપાવીને બાળકો જેવી લીલા કરી રહ્યા છો, છતાં આપના શ્રેષ્ઠભક્ત મુનિજનો પોતાના ઈષ્ટદેવને ઓળખીને અહીં પણ ઘણું કરીને ભ્રમરોના રૂપમાં આપના સમસ્ત લોક-પાવન યશનું નિરંતર ગાન કરતા રહીને આપના ભજનમાં મગ્ન રહે છે. તેઓ એક ક્ષણ માટે પણ આપને ત્યજવા ઈચ્છતા નથી. ॥ ૬ ॥ મોટાભાઈ! ખરેખર આપ જ સ્તુતિ કરવા યોગ્ય છો. જુઓ, આપને પોતાને ઘેર આવેલા જોઈને આ મયૂરો આપના દર્શનથી આનંદિત થઈને નાચી રહ્યા છે. હરિણીઓ મૃગનયની ગોપીઓ જેવી પોતાની સ્નેહભરી દૃષ્ટિથી આપના પ્રતિ પ્રેમ પ્રગટ કરીને આપને પ્રસન્ન કરી રહી છે. આ કોયલો પોતાના મધુર કુહૂ-કુહૂ ટહુકાથી આપનું કેટલું ભવ્ય સ્વાગત કરી રહી છે! આ બધાં વનવાસી હોવા છતાં ધન્ય છે. કેમકે, સત્પુરુષોનો સ્વભાવ જ એવો હોય છે કે, તે ઘરે આવેલા અતિથિને પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ ભેટ આપે છે. ॥ ૭ ॥ આજે અહીંની ભૂમિ લીલા-લીલા ઘાસ સાથે આપના ચરણોનો સ્પર્શ પ્રાપ્ત કરીને ધન્ય થઈ રહી છે. અહીંનાં વૃક્ષો, ઘાસ અને લતાઓ આપની આંગળીઓનો સ્પર્શ મેળવી પોતાનું અહોભાગ્ય માની રહી છે. આપની કૃપાપૂર્ણ દૃષ્ટિથી નદીઓ, પર્વતો, પશુ-પક્ષીઓ – બધાં કૃતાર્થ થઈ રહ્યાં છે અને વ્રજની ગોપીઓ આપના વક્ષઃસ્થળનો સ્પર્શ પ્રાપ્ત કરીને (કે જેના માટે સ્વયં લક્ષ્મીજી પણ લાલાયિત રહે છે) ધન્ય થઈ રહી છે. ॥ ૮ ॥

શ્રી શુકદેવજી કહે છે – પરીક્ષિત! આ પ્રમાણે પરમ સુંદર વૃન્દાવનને જોઈને ભગવાન શ્રીકૃષ્ણ ઘણા જ પ્રસન્ન થયા. તેઓ પોતાના મિત્ર ગોપબાળકો સાથે ગોવર્ધનની તળેટીમાં યમુનાકિનારે ગાયો ચારતા રહીને અનેક પ્રકારની લીલાઓ કરવા લાગ્યા. ॥ ૯ ॥ એકબાજુ ગોપબાળકો ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્રનું ગાન કરી રહ્યા છે, તો બીજી બાજુ બલરામજીની સાથે વનમાળા પહેરેલા શ્રીકૃષ્ણ મદોન્મત્ત ભમરાઓના મધુર ગાનમાં સૂર પુરાવીને મધુર સંગીતનો આલાપ કરી રહ્યા છે. ॥ ૧૦ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીભગવાનુવાચ' નથી.। ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી.। ૩. વૃન્દાવને કૃષ્ણઃ શ્રીમાન્ પ્રીત૦।

ક્વચિચ્ચ કલહંસાનામનુકૂજતિ કૂજિતમ્ ।
અભિનૃત્યતિ નૃત્યન્તં બર્હિણં હાસયન્ ક્વચિત્ ॥ ૧૧॥

મેઘગમ્ભીરયા વાચા નામભિર્દૂરગાન્ પશૂન્ ।
ક્વચિદાહ્વયતિ પ્રીત્યા ગોગોપાલમનોજ્ઞયા ॥ ૧૨॥

ચકોરક્રૌઞ્ચચક્રાહ્વભારદ્વાજાંશ્ચ બર્હિણઃ ।
અનુરૌતિ સ્મ સત્ત્વાનાં ભીતવદ્ વ્યાઘ્રસિંહયોઃ ॥ ૧૩॥

ક્વચિત્ ક્રીડાપરિશ્રાન્તં ગોપોત્સઙ્ગોપબર્હણમ્ ।
સ્વયં વિશ્રમયત્યાર્યં પાદસંવાહનાદિભિઃ ॥ ૧૪॥

નૃત્યતો ગાયતઃ ક્વાપિ વલ્ગતો યુધ્યતો મિથઃ ।
ગૃહીતહસ્તૌ ગોપાલાન્ હસન્તૌ પ્રશશંસતુઃ ॥ ૧૫॥

ક્વચિત્ પલ્લવતલ્પેષુ નિયુદ્ધશ્રમકર્શિતઃ ।
વૃક્ષમૂલાશ્રયઃ શેતે ગોપોત્સઙ્ગોપબર્હણઃ ॥ ૧૬॥

પાદસંવાહનં ચક્રુઃ કેચિત્તસ્ય મહાત્મનઃ ।
અપરે હતપાપ્માનો વ્યજનૈઃ સમવીજયન્ ॥ ૧૭॥

અન્યે તદનુરૂપાણિ મનોજ્ઞાનિ મહાત્મનઃ ।
ગાયન્તિ સ્મ મહારાજ સ્નેહક્લિન્નધિયઃ શનૈઃ ॥ ૧૮॥

એવં નિગૂઢાત્મગતિઃ સ્વમાયયા
ગોપાત્મજત્વં ચરિતૈર્વિડમ્બયન્ ।
રેમે રમાલાલિતપાદપલ્લવો
ગ્રામ્યૈઃ સમં ગ્રામ્યવદીશચેષ્ટિતઃ ॥ ૧૯॥

શ્રીદામા નામ ગોપાલો રામકેશવયોઃ સખા ।
સુબલસ્તોકકૃષ્ણાદ્યા ગોપાઃ પ્રેમ્ણેદમબ્રુવન્ ॥ ૨૦॥

રામ રામ મહાબાહો કૃષ્ણ દુષ્ટનિબર્હણ ।
ઇતોઽવિદૂરે સુમહદ્ વનં તાલાલિસઙ્કુલમ્ ॥ ૨૧॥

ક્યારેક-ક્યારેક શ્રીકૃષ્ણ મધુર સ્વરવાળા રાજહંસોના કૂજનનું અનુકરણ કરે છે અને ક્યારેક નૃત્ય કરતા મયૂરોને નિહાળીને સ્વયં પણ નૃત્ય કરીને સૌને હસાવે છે. ॥ ૧૧ ॥ ક્યારેક મેઘ જેવી ગંભીર વાણીથી દૂર ચાલી ગયેલાં પશુઓનાં નામ લઈ-લઈને બહુ જ પ્રેમથી બોલાવે છે. તેમના કંઠની મધુર વાણી સાંભળીને ગાયો અને ગોવાળોનું ચિત્ત પણ પોતાના વશમાં રહેતું નથી. ॥ ૧૨ ॥ ક્યારેક ચકોર, ક્રૌંચ, ચકવા, ચકવી, ભારદ્વાજ (ચાતક) અને મયૂર વગેરે પક્ષીઓના જેવી બોલી બોલતા તો ક્યારેક વાઘ, સિંહ વગેરેની ગર્જનાથી ગભરાયેલાં પશુઓની જેમ પોતે પણ ભયભીત થયા હોય એવી લીલા કરતા હતા. ॥ ૧૩ ॥ જ્યારે બલરામજી રમતાં-રમતાં થાકીને કોઈ ગોપબાળકના ખોળાના તકિયા પર માથું મૂકીને સૂઈ જતા, ત્યારે શ્રીકૃષ્ણ તેમની ચરણસેવા કરતા, પંખો નાંખતા અને આ પ્રમાણે પોતાના મોટાભાઈના શ્રમનું નિવારણ કરતા. ॥ ૧૪ ॥ જ્યારે ગ્વાલબાળકો નાચવા-ગાવા લાગતા અથવા તાલ ઠોકી-ઠોકીને એક-બીજા સાથે કુસ્તી લડવા લાગતા, ત્યારે શ્યામ અને રામ બન્ને ભાઈઓ હાથમાં હાથ નાખીને ઊભા થઈ જતા અને હસી-હસીને 'વાહ, વાહ' કરતા. ॥ ૧૫ ॥ ક્યારેક-ક્યારેક સ્વયં શ્રીકૃષ્ણ પણ ગોપકુમારો સાથે કુસ્તી લડતાં-લડતાં થાકી જઈને કોઈ સુંદર વૃક્ષ નીચે કોમળ પાંદડાંઓની પથારી પર કોઈ ગોપકુમારના ખોળામાં મસ્તક મૂકી સૂઈ જતા. ॥ ૧૬ ॥ પરીક્ષિત! તે વખતે કોઈ-કોઈ પુણ્યાત્મા ગોપકુમારો મહાત્મા શ્રીકૃષ્ણની ચરણસેવા કરતા અને બીજા નિષ્પાપ બાળકો તેમને મોટાં-મોટાં પાંદડાંથી અથવા પોતાના ઉપવસ્ત્રથી પવન ઢોળતા. ॥ ૧૭ ॥ કોઈ-કોઈના હૃદયમાં પ્રેમની ધારા પ્રવાહિત થતાં તેઓ ધીરે-ધીરે મહામના ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓને અનુરૂપ તેમને મનપસંદ મનોહર ગીત ગાવા લાગતા. ॥ ૧૮ ॥ ભગવાને આ પ્રમાણે પોતાની યોગમાયાથી પોતાના ઐશ્વર્યને છુપાવી રાખ્યું હતું. તેઓ એવી લીલાઓ કરતા કે, જે બરાબર ગોપ-કુમારોના જેવી જ લાગતી. સ્વયં ભગવતી લક્ષ્મીજી નિરંતર જેમના ચરણોની સેવામાં રહે છે, તે જ ભગવાન આ ગામડાના બાળકોની સાથે ઘણા જ પ્રેમથી રમતો રમે છે. પરીક્ષિત! આમ થવા છતાં પણ તેમની ઐશ્વર્યયુક્ત લીલાઓ પણ ક્યારેક-ક્યારેક પ્રગટ થઈ જતી હતી. ॥ ૧૯ ॥

બલરામજી અને શ્રીકૃષ્ણના મિત્રોમાં એક મુખ્ય ગોપકુમાર હતા શ્રીદામા. એક દિવસ તેમણે તથા સુબલ અને સ્તોકકૃષ્ણ (નાના કૃષ્ણ) વગેરે ગોપકુમારોએ શ્યામ અને રામને બહુ જ પ્રેમથી કહ્યું – ॥ ૨૦ ॥ 'અમને હંમેશાં સુખ આપનારા બલરામજી! આપના બાહુબળની કોઈ સીમા નથી. અમારા મનમોહન શ્રીકૃષ્ણ! દુષ્ટોનો સંહાર કરી નાખવો એ તો તમારો સ્વભાવ જ છે. અહીંથી થોડે

ફલાનિ તત્ર ભૂરીણિ પતન્તિ પતિતાનિ ચ ।
સન્તિ કિન્ત્વવરુદ્ધાનિ ધેનુકેન દુરાત્મના ॥ ૨૨॥

સોઽતિવીર્યોઽસુરો રામ હે કૃષ્ણ ખરરૂપધૃક્ ।
આત્મતુલ્યબલૈરન્યૈર્જ્ઞાતિભિર્બહુભિર્વૃતઃ ॥ ૨૩॥

તસ્માત્ કૃતનરાહારાદ્ ભીતૈર્નૃભિરમિત્રહન્ ।
ન સેવ્યતે પશુગણૈઃ પક્ષિસઙ્ઘૈર્વિવર્જિતમ્ ॥ ૨૪॥

વિદ્યન્તેઽભુક્તપૂર્વાણિ ફલાનિ સુરભીણિ ચ ।
એષ વૈ સુરભિર્ગન્ધો વિષૂચીનોઽવગૃહ્યતે ॥ ૨૫॥

પ્રયચ્છ તાનિ નઃ કૃષ્ણ ગન્ધલોભિતચેતસામ્ ।
વાઞ્છાઽસ્તિ[1] મહતી રામ ગમ્યતાં યદિ રોચતે ॥ ૨૬॥

એવં સુહૃદ્વચઃ શ્રુત્વા સુહૃત્પ્રિયચિકીર્ષયા ।
પ્રહસ્ય જગ્મતુર્ગોપૈર્વૃતૌ તાલવનં પ્રભૂ ॥ ૨૭॥

બલઃ પ્રવિશ્ય બાહુભ્યાં તાલાન્ સમ્પરિકમ્પયન્ ।
ફલાનિ પાતયામાસ મતઙ્ગજ ઇવૌજસા ॥ ૨૮॥

ફલાનાં પતતાં શબ્દં નિશમ્યાસુરરાસભઃ ।
અભ્યધાવત્ ક્ષિતિતલં સનગં પરિકમ્પયન્ ॥ ૨૯॥

સમેત્ય તરસા પ્રત્યગ્[2] દ્વાભ્યાં પદ્ભ્યાં બલં બલી ।
નિહત્યોરસિ કાશબ્દં મુઞ્ચન્ પર્યસરત્ ખલઃ[3] ॥ ૩૦॥

પુનરાસાદ્ય સંરબ્ધ ઉપક્રોષ્ટા પરાક્ સ્થિતઃ ।
ચરણાવપરૌ રાજન્ બલાય પ્રાક્ષિપદ્ રુષા ॥ ૩૧॥

સ તં ગૃહીત્વા પ્રપદોર્ભ્રામયિત્વૈકપાણિના ।
ચિક્ષેપ તૃણરાજાગ્રે ભ્રામણત્યક્તજીવિતમ્ ॥ ૩૨॥

દૂર એક બહુ મોટું તાડવૃક્ષોની હારમાળાઓવાળું 'તાડવન' છે. આ વનમાં એટલા બધા પાકેલાં ફળ નીચે પડેલાં છે કે ખૂટે જ નહીં. પરંતુ ત્યાં ધેનુક નામનો એક મહાદુષ્ટ દૈત્ય રહે છે. તે આ ફળોથી ભરપૂર વનને ઘેરીને બેઠો છે. ॥ ૨૧-૨૨ ॥ બલરામજી અને શ્રીકૃષ્ણ ભૈયા! તે દૈત્ય ગધેડાના રૂપમાં રહે છે. તે પોતે તો બહુ બળવાન છે જ, તેના સાથી અનેક દૈત્યો જે તેના જેવા જ બળવાન છે તે પણ તે જ રૂપમાં ત્યાં રહે છે. ॥ ૨૩ ॥ શત્રુઓનો સંહાર કરનારા મારા ભાઈઓ! આ દૈત્ય અત્યાર સુધી ખબર નથી, કેટલાય મનુષ્યોને મારીને ખાઈ ગયો છે. એ જ કારણે તેના ભયથી મનુષ્યો તે વનમાં જતા નથી, એટલું જ નહીં પશુ-પક્ષી પણ ત્યાં જતાં નથી. ॥ ૨૪ ॥ તેનાં ફળો બહુ જ સુગન્ધિત અને રસાળ છે, પરંતુ અમે ક્યારેય એ ચાખ્યાં નથી. જુઓ તો ખરા, ચારે બાજુ તે જ ફળોની સુગન્ધ આવી રહી છે. આ સુગન્ધને કારણે જ અમારું મન તેમાં બહુ લોભાયું છે. ॥ ૨૫ ॥ શ્રીકૃષ્ણ! તે ફળો અમને લાવી આપો. તે ખાવા અમે બહુ લાલાયિત થઈ રહ્યા છીએ. દાઊદાદા! અમને તે ફળ ખાવાની બહુ જ તીવ્ર અભિલાષા છે. તમને યોગ્ય લાગે તો ત્યાં અવશ્ય ચાલો. ॥ ૨૬ ॥

પોતાના મિત્ર ગોપકુમારોની વાત સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી બન્ને હસ્યા અને પછી તેમને પ્રસન્ન કરવા માટે તેમની સાથે તાડવન જવા માટે રવાના થયા. ॥ ૨૭ ॥ તે વનમાં પહોંચીને બલરામજીએ પોતાના બાહુઓમાં તે તાડવૃક્ષોને પકડી લીધાં અને બળવાન હાથીના બચ્ચાની જેમ તેમને ખૂબ જોરથી હલાવીને ઘણાં ફળ નીચે પાડી દીધાં. ॥ ૨૮ ॥ જ્યારે ગધેડાના રૂપમાં રહેલા દૈત્યે ફળો પડવાનો અવાજ સાંભળ્યો, ત્યારે તે પર્વતો સહિત પૃથ્વીને ધ્રુજાવતો તેમની તરફ દોડ્યો. ॥ ૨૯ ॥ તે બહુ જ બળવાન હતો. તેણે ખૂબ જ વેગથી બલરામજીની સામે આવીને પાછલા પગોથી તેમની છાતીમાં બે લાતો મારી અને ત્યાર પછી તે દુષ્ટ બહુ જોરથી ગર્જના કરીને ત્યાંથી દૂર ખસી ગયો. ॥ ૩૦ ॥ રાજન્! તે ગધેડો ક્રોધ કરીને ફરીથી ગર્જના કરતો બલરામજીની પાસે આવ્યો અને તેમની બાજુ પીઠ કરીને ઘણા ક્રોધથી પોતાના પાછલા પગથી લાતો મારવા લાગ્યો. ॥ ૩૧ ॥ બલરામજીએ પોતાના એક જ હાથથી તેના બન્ને પગ પકડી લીધા અને તેને આકાશમાં ફેરવીને એક તાડના વૃક્ષ પર પછાડ્યો. ફેરવતી વખતે જ તે ગધેડાના પ્રાણ નીકળી ગયા હતા. ॥ ૩૨ ॥

૧. વાઞ્છાઽસ્તીન્મહતી । ૨. પશ્ચાદ્ । ૩. ખરઃ ।

તેનાહતો મહાતાલો[1] વેપમાનો બૃહચ્છિરાઃ ।
પાર્શ્વસ્થં કમ્પયન્ ભગ્નઃ સ ચાન્યં સોઽપિ ચાપરમ્ ॥ ૩૩॥

બલસ્ય લીલયોત્સૃષ્ટખરદેહહતાહતાઃ ।
તાલાશ્ચકમ્પિરે સર્વે મહાવાતેરિતા ઈવ ॥ ૩૪॥

નૈતચ્ચિત્રં ભગવતિ હ્યનન્તે જગદીશ્વરે ।
ઓતપ્રોતમિદં યસ્મિંસ્તન્તુષ્વઙ્ગ યથા પટઃ ॥ ૩૫॥

તતઃ કૃષ્ણં ચ રામં ચ જ્ઞાતયો ધેનુકસ્ય યે ।
ક્રોષ્ટારોઽભ્યદ્રવન્ સર્વે સંરબ્ધા હતબાન્ધવાઃ ॥ ૩૬॥

તાંસ્તાનાપતતઃ કૃષ્ણો રામશ્ચ નૃપ લીલયા ।
ગૃહીતપશ્ચાચ્ચરણાન્ પ્રાહિણોત્તૃણરાજસુ ॥ ૩૭॥

ફલપ્રકરસઙ્કીર્ણં દૈત્યદેહૈર્ગતાસુભિઃ ।
રરાજ ભૂઃ સતાલાગ્રૈર્ઘનૈરિવ નભસ્તલમ્ ॥ ૩૮॥

તયોસ્તત્ સુમહત્ કર્મ નિશામ્ય વિબુધાદયઃ ।
મુમુચુઃ પુષ્પવર્ષાણિ ચક્રુર્વાદ્યાનિ તુષ્ટુવુઃ ॥ ૩૯॥

અથ તાલફલાન્યાદન્ મનુષ્યા ગતસાધ્વસાઃ ।
તૃણં ચ પશવશ્ચેરુર્હતધેનુકકાનને ॥ ૪૦॥

કૃષ્ણઃ કમલપત્રાક્ષઃ પુણ્યશ્રવણકીર્તનઃ ।
સ્તૂયમાનોઽનુગૈર્ગોપૈઃ સાગ્રજો વ્રજમાવ્રજત્ ॥ ૪૧॥

તં ગોરજશ્છુરિતકુન્તલબદ્ધબર્હ-
વન્યપ્રસૂનરુચિરેક્ષણચારુહાસમ્ ।
વેણું ક્વણન્તમનુગૈરનુગીતકીર્તિં
ગોપ્યો દિદૃક્ષિતદૃશોઽભ્યગમન્ સમેતાઃ ॥ ૪૨॥

તેને પછાડવાથી તે વિશાળ તાડવૃક્ષ સ્વયં તો તડાતડ કરતું પડી ગયું પરંતુ તેને અડીને રહેલા બીજા વૃક્ષને પણ તેણે તોડી નાખ્યું. બીજાએ ત્રીજાને, ત્રીજાએ ચોથાને – આ પ્રમાણે એક-બીજાને પાડતાં પાડતાં અનેક તાડનાંવૃક્ષો પડી ગયાં. ॥ ૩૩ ॥ બલરામજી માટે તો આ એક રમત હતી, પરંતુ તેમના દ્વારા ફેંકાયેલા ગધેડાના શરીર સાથે અથડાઈને ત્યાંનાં બધાં જ તાડવૃક્ષો હાલી ગયાં. બધાને એવું લાગ્યું કે આંધીના તોફાને આ વૃક્ષો હચમચાવી નાંખ્યાં. ॥ ૩૪ ॥ ભગવાન બલરામ સ્વયં જગદીશ્વર છે. આ સંપૂર્ણ સંસાર તેમનામાં સૂતરના તાંતણાઓમાં વસ્ત્રની જેમ ઓતપ્રોત છે. ત્યારે ભલા, તેમના માટે આ કઈ મોટા આશ્ચર્યની વાત છે? ॥ ૩૫ ॥ તે સમયે ધેનુકાસુરના ભાઈબંધુઓ પોતાના ભાઈને મારી નાખ્યો હોવાથી ક્રોધથી રાતા-પીળા થઈ ગયા. બધા જ ગર્દભો, શ્રીરામ અને શ્રીકૃષ્ણ ઉપર ભારે વેગ સાથે તૂટી પડ્યા. ॥ ૩૬ ॥ રાજન્! તેમનામાંથી જે-જે હાથમાં આવ્યો તેને આ બન્ને ભાઈઓએ પાછલા પગ પકડી પકડીને તાડનાં વૃક્ષો સાથે પછાડ્યો. ॥ ૩૭ ॥ તે સમયે તે જમીન તાડનાં ફળોથી ઊભરાઈ ગઈ અને તૂટેલા વૃક્ષો અને મરી ગયેલા દૈત્યોનાં શરીરોથી ભરાઈ ગઈ. જેમ વાદળોથી આકાશ ઢંકાઈ ગયું હોય, તેવી તે ભૂમિની શોભા જણાતી હતી. ॥ ૩૮ ॥ બલરામજી અને શ્રીકૃષ્ણની આ મંગલમયી લીલા જોઈને દેવતાઓ તેમના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને વાજિંત્ર વગાડીને સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૯ ॥ જે દિવસે ધેનુકાસુર મરાયો, તે દિવસથી લોકો નિર્ભયતાપૂર્વક તે વનમાં જઈ તાલફળ ખાવા લાગ્યા તથા પશુઓ પણ સ્વચ્છન્દતાપૂર્વક ઘાસ ચરવા લાગ્યાં. ॥ ૪૦ ॥

ત્યાર પછી કમળલોચન ભગવાન શ્રીકૃષ્ણ પોતાના મોટા ભાઈ બલરામજી સાથે વ્રજમાં પધાર્યા. તે સમયે તેમના મિત્રો ગોપકુમારો તેમની પાછળ-પાછળ ચાલતા-ચાલતા તેમની સ્તુતિ કરતા હતા. કેમ ન કરે, ભગવાનની લીલાઓનું શ્રવણ-કીર્તન જ સૌથી વધારે પવિત્ર કરનારું છે. ॥ ૪૧ ॥ વનમાંથી વ્રજમાં પધારતા શ્રીરસરાજ શ્યામસુંદરના વાંકડિયા વાળમાં ગાયોના ચરણથી ઉડેલી રજ ભરાયેલી હતી, મસ્તક પર મોરપીંછનો મુગટ હતો અને વાળમાં તાજાં સુંદર સુવાસભર્યાં પુષ્પો ધર્યાં હતાં. આવા સૌન્દર્યથી હૃદયને સ્પર્શતા શ્રીકૃષ્ણના મુખારવિંદના મન્દ હાસ્ય અને હૃદયનું આકર્ષણ કરતા ત્રાંસા અવલોકન સાથે તેઓ મધુર-મધુર વાંસળી વગાડતા હતા અને ગોપકુમારો તેમની લલિત કીર્તિનું ગાન કરી રહ્યા હતા. વંશીનાદ સાંભળીને ગોપીઓનાં ટોળાં એકી સાથે વ્રજની બહાર નીકળી આવ્યાં. તેમની આંખો, ખબર નહીં, ક્યારનીયે શ્રીકૃષ્ણના દર્શન માટે તલસી રહી હતી. ॥ ૪૨ ॥

૧. મહાતાલઃ પતમાનો ।

પીત્વા મુકુન્દમુખસારઘમક્ષિભૃઙ્ગૈ-[1]
સ્તાપં જહુર્વિરહજં વ્રજયોષિતોઽહ્નિ ।
તત્સત્કૃતિં સમધિગમ્ય વિવેશ ગોષ્ઠં
સવ્રીડહાસવિનયં યદપાઙ્ગમોક્ષમ્ ॥ ૪૩॥

તયોર્યશોદારોહિણ્યૌ પુત્રયોઃ પુત્રવત્સલે ।
યથાકામં યથાકાલં વ્યધત્તાં પરમાશિષઃ ॥ ૪૪॥

ગતાધ્વાનશ્રમૌ તત્ર મજ્જનોન્મર્દનાદિભિઃ ।
નીવીં વસિત્વા રુચિરાં દિવ્યસ્રગ્ગન્ધમણ્ડિતૌ ॥ ૪૫॥

જનન્યુપહૃતં પ્રાશ્ય સ્વાદ્વન્નમુપલાલિતૌ ।
સંવિશ્ય વરશય્યાયાં સુખં સુષુપતુર્વ્રજે ॥ ૪૬॥

એવં સ ભગવાન્ કૃષ્ણો વૃન્દાવનચરઃ ક્વચિત્ ।
યયૌ રામમૃતે રાજન્ કાલિન્દીં સખિભિર્વૃતઃ ॥ ૪૭॥

અથ ગાવશ્ચ ગોપાશ્ચ નિદાઘાતપપીડિતાઃ ।
દુષ્ટં જલં પપુસ્તસ્યાસ્તૃષાર્તા વિષદૂષિતમ્ ॥ ૪૮॥

વિષામ્ભસ્તદુપસ્પૃશ્ય દૈવોપહતચેતસઃ ।
નિપેતુર્વ્યસવઃ સર્વે સલિલાન્તે[2] કુરૂદ્વહ ॥ ૪૯॥

વીક્ષ્ય તાન્ વૈ તથા ભૂતાન્ કૃષ્ણો યોગેશ્વરેશ્વરઃ ।
ઈક્ષયાઽમૃતવર્ષિણ્યા સ્વનાથાન્ સમજીવયત્ ॥ ૫૦॥

તે સમ્પ્રતીતસ્મૃતયઃ સમુત્થાય[3] જલાન્તિકાત્ ।
આસન્ સુવિસ્મિતાઃ સર્વે વીક્ષમાણાઃ પરસ્પરમ્ ॥ ૫૧॥

અન્વમંસત તદ્ રાજન્ ગોવિન્દાનુગ્રહેક્ષિતમ્ ।
પીત્વા વિષં પરેતસ્ય પુનરુત્થાનમાત્મનઃ ॥ ૫૨॥

ગોપીઓએ પોતાનાં નેત્રરૂપી ભ્રમરોથી ભગવાનના મુખારવિન્દના મકરન્દ-રસનું પાન કરીને આખા દિવસના વિરહના અગ્નિને શાંત કર્યો. અને ભગવાને પણ તેમના લજ્જાપૂર્ણ હાસ્ય તથા વિનયયુક્ત પ્રેમભરી દૃષ્ટિનો સ્વીકાર કરીને વ્રજમાં પ્રવેશ કર્યો. ॥ ૪૩ ॥ ત્યાં જશોદામૈયા અને રોહિણીજીનું હૃદય વાત્સલ્યસ્નેહથી ઊભરાઈ રહ્યું હતું. તેમણે રામ અને શ્યામના ઘરે પહોંચતાં જ તેમની ઇચ્છા અનુસાર તથા સમયાનુસાર પહેલેથી જ સમજી-વિચારીને તૈયાર રાખેલી વાનગીઓ તેમને ખવડાવી-પિવડાવી અંગમર્દન કરીને સુગંધી તેલથી સ્નાન કરાવ્યું. આથી તેમનો દિવસભરનો થાક દૂર થયો. પછી તેમને સુંદર વસ્ત્રો પહેરાવીને દિવ્ય પુષ્પોની માળા પહેરાવી અને ચંદનનો લેપ કર્યો. ॥ ૪૪-૪૫ ॥ ત્યાર પછી બન્ને ભાઈઓએ માતાઓ દ્વારા પીરસવામાં આવેલું સ્વાદિષ્ટ ભોજન કર્યું. ત્યારપછી વહાલસોયી બન્ને માતાઓએ લાડ-લડાવતાં સુખશય્યા સજાવીને બન્ને કુમારોને પોઢાવ્યા અને શ્યામ અને રામ બહુ જ આરામથી પોઢી ગયા. ॥ ૪૬ ॥

ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રમાણે વૃન્દાવનમાં અનેક લીલાઓ કરતા હતા. એક દિવસ પોતાના મિત્ર ગ્વાલબાળકો સાથે તેઓ યમુનાકિનારે ગયા. રાજન્! તે દિવસે બલરામજી તેમની સાથે ન હતા. ॥ ૪૭ ॥ તે સમયે જેઠ-અષાઢની ગરમીથી ગાયો અને ગોપબાળકો બહુ ત્રસ્ત થઈ રહ્યાં હતાં. પાણી વિના તેમના કંઠ સુકાતા હતા. તેથી તેમણે યમુનાજીનું વિષયુક્ત જળ પી લીધું. ॥ ૪૮ ॥ પરીક્ષિત! દુર્દૈવવશ તેમને એ વાતનું ધ્યાન રહ્યું નહીં. તે વિષવાળા જળનું પાન કરતાં જ બધી ગાયો અને ગોપકુમારો પ્રાણહીન થઈને યમુનાના કિનારે પડી ગયાં. ॥ ૪૯ ॥ તેમને આવી અવસ્થામાં જોઈને યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણે પોતાની અમૃત વરસાવનારી દૃષ્ટિથી તેમને જીવિત કરી દીધાં. તેમના સ્વામી અને સર્વસ્વ તો એકમાત્ર શ્રીકૃષ્ણ જ હતા. ॥ ૫૦ ॥ પરીક્ષિત! ચેતના આવ્યેથી તે બધાં ઊભાં થઈ ગયાં અને આશ્ચર્યચકિત થઈને એક-બીજા તરફ જોવા લાગ્યાં. ॥ ૫૧ ॥ રાજન્! છેવટે તેમણે એ જ નિશ્ચય કર્યો કે, અમે વિષયુક્ત જળ પીવાને કારણે મરી ગયાં હતાં, પરંતુ અમારા શ્રીકૃષ્ણે પોતાની અનુગ્રહપૂર્ણ દૃષ્ટિથી અમને ફરીથી જીવતાં કર્યાં છે. ॥ ૫૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[4] ધેનુકવધો નામ પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ધેનુકવધ નામનો પંદરમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. ૦મુખસૌરભમક્ષિ૦ । ૨. મૂર્ચ્છિતા વૈ । ૩. ઉત્થાય ચ । ૪. બાલક્રીડાયાં પઞ્ચ૦ ।

# સોળમો અધ્યાય

3

## કાલિયનાગ પર કૃપા

*શ્રીશુક ઉવાચ*[1]

વિલોક્ય દૂષિતાં કૃષ્ણાં કૃષ્ણઃ કૃષ્ણાહિના વિભુઃ ।
તસ્યા વિશુદ્ધિમન્વિચ્છન્ સર્પં તમુદવાસયત્ ॥ ૧॥

*રાજોવાચ*

કથમન્તર્જલેઽગાધે ન્યગૃહ્ણાદ્ ભગવાનહિમ્ ।
સ વૈ બહુયુગાવાસં યથાઽઽસીદ્ વિપ્ર કથ્યતામ્ ॥ ૨॥

બ્રહ્મન્ ભગવતસ્તસ્ય ભૂમ્નઃ સ્વચ્છન્દવર્તિનઃ ।
ગોપાલોદારચરિતં કસ્તૃપ્યેતામૃતં જુષન્ ॥ ૩॥

*શ્રીશુક ઉવાચ*

કાલિન્દ્યાં કાલિયસ્યાસીદ્ધ્રદઃ કશ્ચિદ્ વિષાગ્નિના ।
શ્રપ્યમાણપયા[2] યસ્મિન્ પતન્ત્યુપરિગાઃ ખગાઃ ॥ ૪॥

વિપ્રુષ્મતા વિષોદોર્મિમારુતેનાભિમર્શિતાઃ ।
મ્રિયન્તે તીરગા યસ્ય પ્રાણિનઃ સ્થિરજઙ્ગમાઃ ॥ ૫॥

તં ચણ્ડવેગવિષવીર્યમવેક્ષ્ય તેન
દુષ્ટાં નદીં ચ ખલસંયમનાવતારઃ ।
કૃષ્ણઃ કદમ્બમધિરુહ્ય તતોઽતિતુઙ્ગ-
માસ્ફોટ્ય ગાઢરશનો ન્યપતદ્ વિષોદે ॥ ૬॥

સર્પહ્રદઃ પુરુષસારનિપાતવેગ-
સઙ્ક્ષોભિતોરગવિષોચ્છ્વસિતામ્બુરાશિઃ ।
પર્યક્ પ્લુતો વિષકષાયવિભીષણોર્મિ-
ર્ધાવન્ ધનુઃશતમનન્તબલસ્ય કિં તત્ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, મહાવિષધર કાલિયનાગે યમુનાજીના જળને વિષયુક્ત-દૂષિત કરી દીધું છે. ત્યારે યમુનાજીને શુદ્ધ કરવાના વિચારથી તેમણે તે સર્પને કાલિન્દીના ધરામાંથી દૂર કર્યો. ॥ ૧ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – બ્રહ્મન્! ભગવાન શ્રીકૃષ્ણે યમુનાજીના અગાધ જળમાં કાલિયને શી રીતે નાથ્યો? બીજું, કાલિયનાગ તો જળચર જીવ ન હતો, આવી સ્થિતિમાં તે અનેક યુગો સુધી જળમાં કેમ અને શા માટે રહ્યો તે જણાવો. ॥ ૨ ॥ બ્રહ્મસ્વરૂપ મહાત્મન્! ભગવાન અનંત છે. તેઓ પોતાની લીલા પ્રગટ કરીને સ્વચ્છંદ વિહાર કરે છે. ગોપાલરૂપમાં તેમણે જે ઉદાર લીલાઓ કરી છે તે તો અમૃતસ્વરૂપ છે. ભલા, તેના સેવનથી કોણ તૃપ્ત થઈ શકે છે? ॥ ૩ ॥

( **શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! યમુનાજીમાં કાલિયનાગનો ધરો છે. તેનું જળ કાલિયનાગના વિષાગ્નિથી ખળખળ ઊકળ્યા કરે છે. ત્યાં સુધી કે તેના ઉપરથી ઊડનારા પક્ષીઓ તે જ્વાળાથી બેભાન બનીને તેમાં પડી જતાં હતાં. ॥ ૪ ॥ તેના તીવ્ર વિષવાળા જળના ઉત્તુંગ તરંગોમાંથી ઊડી ઊડીને જલબિંદુ પવન સાથે જ્યાં-જ્યાં કિનારા ઉપર પડતાં હતાં. તે ત્યાંના પશુ-પક્ષી, પ્રાણીઓ, વૃક્ષો અને વેલાઓનો નાશ કરી નાંખતા હતા. ॥ ૫ ॥ પરીક્ષિત! ભગવાનનો અવતાર તો દુષ્ટોનું દમન કરવા માટે થાય જ છે. જ્યારે તેમણે જોયું કે, તે સાપના ઝેરનો વેગ બહુ પ્રચંડ (ભયંકર) છે. અને તે ભયાનક વિષ જ તેનું (સાપનું) મોટું બળ છે તથા તેના કારણે મારા વિહાર- સ્થાન – યમુનાજી પણ દૂષિત થઈ ગયાં છે, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ કેડ બાંધીને એક બહુ ઊંચા કદમ્બના વૃક્ષ ઉપર ચઢી ગયા અને ત્યાંથી પહેલવાનની માફક સાથળ ઉપર તાલ ઠોકીને તે વિષયુક્ત જળમાં કૂદી પડ્યા. ॥ ૬ ॥ યમુનાજીનું જળ સાપના ઝેરને લીધે પહેલેથી જ ઊકળી રહ્યું હતું. તેના તરંગો લાલ-પીળા અને ભયંકર રીતે ઊછળી રહ્યા હતા. પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણના કૂદી પડવાથી તેનું જળ વધારે ઊછળવા લાગ્યું. તે સમયે કાલિયધરાનું જળ આમ-તેમ ઊછળીને ચારસો હાથ સુધી ફેલાઈ ગયું. અચિન્ત્ય, અનંત બળશાળી ભગવાન શ્રીકૃષ્ણ માટે આમાં કોઈ મોટા આશ્ચર્યની વાત ન હતી. ॥ ૭ ॥

---

૧. બાદરાયણિરુવાચ । ૨. શ્રપ્યમાણં પયો ।

तस्य[1] ह्रदे विहरतो भुजदण्डघूर्ण-
वार्घोषमङ्ग वरवारणविक्रमस्य ।
आश्रुत्य तत् स्वसदनाभिभवं निरीक्ष्य
चक्षुःश्रवाः समसरत्तदमृष्यमाणः ॥ ८॥

( પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ કાલિયધરામાં કૂદીને અતુલ બળશાળી મદમસ્ત ગજરાજની જેમ જળ ઉછાળવા લાગ્યા. આ પ્રમાણે જલક્રીડા કરવાથી તેમની ભુજાઓની ટક્કરથી જળમાં થઈ રહેલા મોટા અવાજને જ્યારે કાલિયનાગે સાંભળ્યો અને જોયું કે, મારા જ ભવનમાં કોઈ ઘુસીને મારો જ પરાભવ કરી રહ્યું છે. તે આ ઘટનાને સહી ન શક્યો. તે ગુસ્સે થઈને ભગવાન શ્રીકૃષ્ણની સામે આવી ગયો. ॥ ૮ ॥ તેણે જોયું કે, સામે એક શ્યામસુંદર બાળક છે. વર્ષાઋતુના મેઘ જેવું અત્યંત સુકુમાર તેનું શરીર છે, તેમાં પરોવાઈને આંખો ખસવાનું નામ જ લેતી નથી. તેના વક્ષઃસ્થળ પર એક સોનેરી રેખા – શ્રીવત્સનું ચિહ્ન છે અને તેણે પીળા રંગનું વસ્ત્ર ધારણ કરેલું છે. ખૂબ જ મધુર અને મનોહર મુખ મન્દ-મન્દ હાસ્યથી ખૂબ શોભી રહ્યું છે. કમળની ગાદી જેવા કોમળ અને સુકુમાર ચરણો છે. આટલું આકર્ષક રૂપ હોવા છતાં જ્યારે કાલિયનાગે જોયું કે આ બાળક સ્હેજ પણ ભયભીત થયા વિના આ ઝેરીલા જળમાં આનંદથી રમી રહ્યો છે, ત્યારે તેનો ક્રોધ વધારે ઉગ્ર બન્યો. શ્રીકૃષ્ણના મર્મસ્થાનમાં દંશ મારીને તે પોતાની કાયાથી શ્રીકૃષ્ણને વીંટળાઈ વળ્યો. ॥ ૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણ નાગપાશમાં બંધાઈને અચેત થઈ ગયા. આ જોઈને તેમના પ્રિય મિત્રો ગોપબાળકો બહુ દુઃખી થઈ ગયા. કેમકે, તેમણે પોતાનાં શરીર, સુહૃદ, ધન-સંપત્તિ, સ્ત્રી-પુત્ર, ભોગ અને કામનાઓ – બધું જ શ્રીકૃષ્ણને જ સમર્પિત કરી દીધું હતું. ॥ ૧૦ ॥ ગાયો, બળદ, વાછરડાં, વાછરડીઓ વગેરે પુષ્કળ આક્રંદ કરવા લાગ્યાં અને ભગવાન શ્રીકૃષ્ણના સામું જોઈ-જોઈને રોવા લાગ્યાં; તેઓ સ્થિર નજરે, હાલ્યા-ચાલ્યા વિના શ્રીકૃષ્ણ તરફ જોઈ રહ્યાં. ॥ ૧૧ ॥

तं प्रेक्षणीयसुकुमारघनावदातं
श्रीवत्सपीतवसनं स्मितसुन्दरास्यम् ।
क्रीडन्तमप्रतिभयं कमलोदराङ्घ्रिं
सन्दश्य मर्मसु रुषा भुजया चछाद ॥ ९॥

तं नागभोगपरिवीतमदृष्टचेष्ट-
मालोक्य तत्प्रियसखाः पशुपा भृशार्ताः ।
कृष्णेऽर्पितात्मसुहृदर्थकलत्रकामा
दुःखानुशोकभयमूढधियो निपेतुः ॥ १०॥

गावो वृषा वत्सतर्यः क्रन्दमानाः सुदुःखिताः ।
कृष्णे न्यस्तेक्षणा भीता रुदत्य इव तस्थिरे ॥ ११॥

अथ व्रजे महोत्पातास्त्रिविधा ह्यतिदारुणाः ।
उत्पेतुर्भुवि दिव्यात्मन्यासन्नभयशंसिनः ॥ १२॥

આ બાજુ વ્રજમાં પૃથ્વી, આકાશ અને શરીરોમાં મોટા ભયંકર ત્રણ પ્રકારના ઉત્પાતો ઊભા થઈ ગયા, જે એ વાતની આગાહી કરી રહ્યા હતા કે બહુ જલદી જ કોઈ અશુભ ઘટના થવાની છે. ॥ ૧૨ ॥ નંદબાવા વગેરે ગોપોએ પહેલાં તો તે અપશુકનોને જોયાં અને બાદમાં એવું જાણ્યું કે આજે શ્રીકૃષ્ણ બલરામને લીધા વિના ગાયો ચારવા એકલા ગયા છે, ત્યારે તેઓ ભયથી વ્યાકુળ થઈ ગયા. ॥ ૧૩ ॥ તેઓ ભગવાનનો પ્રભાવ જાણતા ન હતા. તેથી તે અપશુકનોને જોઈને તેમના મનમાં એવી શંકા થઈ કે, આજે તો શ્રીકૃષ્ણનું મૃત્યુ જ થઈ ગયું હશે. તેઓ તે જ ક્ષણે દુઃખ-શોકથી વ્યાકુળ થઈ ગયા. કેમ ન થાય, શ્રીકૃષ્ણ જ તેમના પ્રાણ, મન અને સર્વસ્વ હતા. ॥ ૧૪ ॥ પ્રિય પરીક્ષિત! વ્રજનાં બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓનો સ્વભાવ ગાયો જેવો જ વાત્સલ્યભર્યો હતો. તેઓ મનમાં આવો વિચાર આવતાં જ અત્યંત દીન બની ગયાં અને પોતાના પ્રિય કનૈયાને જોવાની ઉત્કટ લાલસાથી ઘરબાર છોડીને નીકળી પડ્યાં. ॥ ૧૫ ॥

तानालक्ष्य भयोद्विग्ना गोपा नन्दपुरोगमाः ।
विना रामेण गाः कृष्णं ज्ञात्वा चारयितुं गतम् ॥ १३॥

तैर्दुर्निमित्तैर्निधनं मत्वा प्राप्तमतद्विदः ।
तत्प्राणास्तन्मनस्कास्ते दुःखशोकभयातुराः ॥ १४॥

आबालवृद्धवनिताः सर्वेऽङ्ग[2] पशुवृत्तयः ।
निर्जग्मुर्गोकुलाद् दीनाः कृष्णदर्शनलालसाः ॥ १५॥

१. तस्मिन् ह्रदे । २. सर्वे वै ।

તાંસ્તથા કાતરાન્ વીક્ષ્ય ભગવાન્ માધવો બલઃ ।
પ્રહસ્ય કિઞ્ચિન્નોવાચ પ્રભાવજ્ઞોઽનુજસ્ય સઃ ॥ ૧૬॥

તેઽન્વેષમાણા દયિતં કૃષ્ણં સૂચિતયા પદૈઃ ।
ભગવલ્લક્ષણૈર્જગ્મુઃ પદવ્યા યમુનાતટમ્ ॥ ૧૭॥

તે તત્ર તત્રાબ્જયવાઙ્કુશાશનિ-
ધ્વજોપપન્નાનિ પદાનિ વિશ્પતેઃ ।
માર્ગે ગવામન્યપદાન્તરાન્તરે
નિરીક્ષમાણા યયુરઙ્ગ સત્વરાઃ ॥ ૧૮॥

અન્તર્હ્રદે ભુજગભોગપરીતમારાત્
કૃષ્ણં નિરીહમુપલભ્ય જલાશયાન્તે ।
ગોપાંશ્ચ મૂઢધિષણાન્ પરિતઃ પશૂંશ્ચ
સઙ્ક્રન્દતઃ પરમકશ્મલમાપુરાર્તાઃ ॥ ૧૯॥

ગોપ્યોઽનુરક્તમનસો ભગવત્યનન્તે
તત્સૌહૃદસ્મિતવિલોકગિરઃ સ્મરન્ત્યઃ ।
ગ્રસ્તેઽહિના પ્રિયતમે ભૃશદુઃખતપ્તાઃ
શૂન્યં પ્રિયવ્યતિહૃતં દદૃશુસ્ત્રિલોકમ્ ॥ ૨૦॥

તાઃ કૃષ્ણમાતરમપત્યમનુપ્રવિષ્ટાં[1]
તુલ્યવ્યથાઃ સમનુગૃહ્ય શુચઃ સ્રવન્ત્યઃ ।
તાસ્તા વ્રજપ્રિયકથાઃ કથયન્ત્ય આસન્
કૃષ્ણાનનેઽર્પિતદૃશો મૃતકપ્રતીકાઃ ॥ ૨૧॥

કૃષ્ણપ્રાણાન્નિર્વિશતો નન્દાદીન્ વીક્ષ્ય તં હ્રદમ્ ।
પ્રત્યષેધત્ સ ભગવાન્ રામઃ કૃષ્ણાનુભાવવિત્ ॥ ૨૨॥

ઇત્થં સ્વગોકુલમનન્યગતિં નિરીક્ષ્ય
સસ્ત્રીકુમારમતિદુઃખિતમાત્મહેતોઃ ।
આજ્ઞાય મર્ત્યપદવીમનુવર્તમાનઃ
સ્થિત્વા મુહૂર્તમુદતિષ્ઠદુરઙ્ગબન્ધાત્ ॥ ૨૩॥

બલરામજી સ્વયં ભગવાનનું સ્વરૂપ હોવાથી સર્વશક્તિમાન છે. જ્યારે વ્રજવાસીઓને આટલાં દુઃખી અને આતુર જોયાં ત્યારે તેમને હસવું આવ્યું. પરંતુ તેઓ કાંઈ બોલ્યા નહિ, ચૂપ રહ્યા. કેમકે, તેઓ પોતાના નાના ભાઈ શ્રીકૃષ્ણનો પ્રભાવ સારી રીતે જાણતા હતા. ॥ ૧૬ ॥ વ્રજવાસીઓને પોતાના પ્રિય શ્રીકૃષ્ણને શોધવામાં કોઈ બહુ મુશ્કેલી ન પડી. કારણ કે, રસ્તામાં તેમને ભગવાનનાં ચરણ-ચિહ્નો દેખાતાં હતાં. યવ-કમળ-અંકુશ-ધ્વજ-વજ્રથી યુક્ત હોવાથી તેમના ચરણ ઓળખાઈ જતા હતા. આ પ્રમાણે તેઓ યમુનાકિનારે જવા લાગ્યાં. ॥ ૧૭ ॥

પરીક્ષિત! રસ્તામાં ગાયો અને બીજાઓનાં ચરણચિહ્નોની વચ્ચે-વચ્ચે ભગવાનના ચરણચિહ્ન પણ દેખાતા હતા. તેમાં કમળ, યવ, અંકુશ, વજ્ર અને ધ્વજાનાં ચિહ્ન સ્પષ્ટ હતાં. તેમને જોતાં-જોતાં તેઓ બહુ ઉતાવળા ચાલ્યાં ॥ ૧૮ ॥ તેમણે દૂરથી જ જોયું કે કાલિયધરામાં કાલિયનાગના પાશમાં બંધાયેલા શ્રીકૃષ્ણ અચેત થઈ રહ્યા છે. ધરાની આજુબાજુ ગ્વાલબાળકો પણ અચેત પડેલા છે અને ગાયો, બળદ, વાછરડાં વગેરે બહુ જ આર્ત સ્વરથી આક્રંદ કરી રહ્યાં છે. આ બધું જોઈને તે બધા ગોપો અત્યંત વ્યાકુળ થઈ છેવટે મૂર્છિત થઈ ગયા. ॥ ૧૯ ॥ ભગવાનમાં અત્યંત અનુરાગવાળાં ગોપીજનો શ્રીકૃષ્ણના સ્નેહ, સ્મિતહાસ્ય, કૃપાભર્યા અવલોકન અને મધુર વાણીનું સ્મરણ કરીને આજે કાલિયના વશમાં બંધાયેલા પ્યારા શ્રીકૃષ્ણને જોઈને દુઃખમાં ડૂબી ગયાં. તેમને ભારે બળતરા થઈ. પોતાના પ્રાણવલ્લભ જીવનસર્વસ્વ વિના ત્રણે લોક સૂના દેખાવા લાગ્યા. ॥ ૨૦ ॥ (માતા યશોદા તો પોતાના લાડલા લાલની પાછળ કાલિયધરામાં કૂદી પડવા જતાં હતાં, પરંતુ ગોપીઓએ તેમને પકડી લીધાં. તેમના હૃદયમાં પણ એવી જ પીડા હતી. તેમની આંખોમાંથી પણ આંસુઓની ઝડી વરસી રહી હતી. જેમના શરીરમાં ચેતના હતી તેઓ વ્રજમોહન કૃષ્ણની પૂતનાવધ વગેરે પ્રિય-પ્રિય ઐશ્વર્યયુક્ત લીલાઓ કહી-કહીને યશોદાજીને ધીરજ આપતાં હતાં. પરંતુ મોટે ભાગે તો બધાં મુડદાં જેવાં થઈ પડી ગયાં હતાં. ॥ ૨૧ ॥ પરીક્ષિત! નંદબાવા વગેરેના જીવન-પ્રાણ તો શ્રીકૃષ્ણ જ હતા. તેઓ શ્રીકૃષ્ણ માટે કાલિયધરામાં ઘૂસવા લાગ્યા. આ જોઈને શ્રીકૃષ્ણનો પ્રભાવ જાણનારા બલરામજીએ કોઈકને સમજાવીને, કોઈકને બળપૂર્વક અને કોઈને હૃદયમાં પ્રેરણા આપીને રોકી લીધા. ॥ ૨૨ ॥

(પરીક્ષિત! આ સર્પના શરીરથી બંધાઈ જવું એ તો શ્રીકૃષ્ણની મનુષ્ય જેવી એકમાત્ર લીલા હતી. જ્યારે તેમણે જોયું કે વ્રજના બધાં લોકો, સ્ત્રીઓ – બાળકો સહિત મારા માટે

[1] ૧. ૦મતપ્તાં ।

તત્પ્રથ્યમાનવપુષા વ્યથિતાત્મભોગ-
સ્ત્યક્ત્વોન્નમય્ય કુપિતઃ સ્વફણાન્ ભુજઙ્ગઃ ।
તસ્થૌ શ્વસઞ્છ્વસનરન્ધ્રવિષામ્બરીષ-
સ્તબ્ધેક્ષણોલ્મુકમુખો હરિમીક્ષમાણઃ ॥ ૨૪॥

તં જિહ્વયા દ્વિશિખયા પરિલેલિહાનં
દ્વે સૃક્કિણી હ્યતિકરાલવિષાગ્નિદૃષ્ટિમ્ ।
ક્રીડન્નમું પરિસસાર યથા ખગેન્દ્રો
બભ્રામ સોઽપ્યવસરં પ્રસમીક્ષમાણઃ ॥ ૨૫॥

એવં પરિભ્રમહતૌજસમુન્નતાંસ-
માનમ્ય તત્પૃથુશિરઃસ્વધિરૂઢ આદ્યઃ ।
તન્મૂર્ધરત્નનિકરસ્પર્શાતિતામ્ર-
પાદામ્બુજોઽખિલકલાદિગુરુર્નનર્ત ॥ ૨૬॥

તં નર્તુમુદ્યતમવેક્ષ્ય તદા તદીય-
ગન્ધર્વસિદ્ધસુરચારણદેવવધ્વઃ ।
પ્રીત્યા મૃદઙ્ગપણવાનકવાદ્યગીત-
પુષ્પોપહારનુતિભિઃ સહસોપસેદુઃ ॥ ૨૭॥

યદ્ યચ્છિરો ન નમતેઽઙ્ગ શતૈકશીર્ષ્ણ-
સ્તત્તન્મમર્દ ખરદણ્ડધરોઽઙ્ઘ્રિપાતૈઃ ।
ક્ષીણાયુષો ભ્રમત ઉલ્બણમાસ્યતોઽસૃઙ્
નસ્તો વમન્ પરમકશ્મલમાપ નાગઃ ॥ ૨૮॥

[1]તસ્યાક્ષિભિર્ગરલમુદ્વમતઃ શિરસ્સુ
યદ્ યત્ સમુન્નમતિ નિઃશ્વસતો રુષોચ્ચૈઃ ।
નૃત્યન્ પદાનુનમયન્ દમયામ્બભૂવ
પુષ્પૈઃ પ્રપૂજિત ઇવેહ પુમાન્ પુરાણઃ ॥ ૨૯॥

આ પ્રમાણે અત્યંત દુઃખી થઈ રહ્યાં છે અને ખરેખર મારા સિવાય આમનો બીજો કોઈ સહારો પણ નથી, ત્યારે તેઓ એક ઘડી સુધી સર્પના બંધનમાં રહીને તેમાંથી છૂટી ગયા. ॥ ૨૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તે સમયે પોતાનું શરીર ફુલાવીને ખૂબ મોટું (જાડું) કરી દીધું. તેથી સર્પના શરીરના આંકડા તૂટવા લાગ્યા. તે પોતાનો ભરડો છોડીને અલગ ઊભો રહ્યો. અને ક્રોધમાં રાતો-પીળો થઈને ફણાઓ ઊંચી કરીને ફૂંફાડા મારવા લાગ્યો. લાગ મળતાં જ શ્રીકૃષ્ણને ડસવા માટે તેમના તરફ ટકી-ટકીને જોવા લાગ્યો. તે સમયે તે તેનાં બે નાસિકાના છિદ્રો, બે આંખોનાં છિદ્રો અને એક મુખ એમ પાંચ છિદ્રોમાંથી વિષ કાઢવા લાગ્યો. તેની આંખો સ્થિર હતી અને એટલી લાલ-લાલ થઈ ગઈ હતી કે જાણે તપાવેલી કઢાઈ હોય. તેના મુખમાંથી આગની જ્વાળાઓ નીકળતી હતી. ॥ ૨૪ ॥ તે સમયે કાલિયનાગ પોતાની ચિરાયેલી જીભથી લપકારા લેતો પોતાના હોઠ ચાટી રહ્યો હતો. અને પોતાની વિકરાળ આંખોથી વિષની જ્વાળાઓ ઓકતો હતો. પોતાના વાહન ગરુડની જેમ ભગવાન શ્રીકૃષ્ણ તેની સાથે ક્રીડા કરતા રહીને પેંતરા બદલવા લાગ્યા. ॥ ૨૫ ॥ આ પ્રમાણે પેંતરા બદલતાં-બદલતાં સાપનું બળ ક્ષીણ થઈ ગયું. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તેનાં મોટાં મોટાં માથાંને થોડાંક દબાવી દીધાં અને કૂદીને તેના ઉપર સવાર થઈ ગયા. કાલિયનાગનાં મસ્તકો પર લાલ-લાલ અનેક મણિ હતા. તેના સ્પર્શથી ભગવાનના ચરણોના કોમળ તળિયાની લાલિમા વિશેષ વધી ગઈ. નૃત્ય-ગાન વગેરે સમસ્ત કળાઓના આદિપ્રવર્તક ભગવાન શ્રીકૃષ્ણ માથાં ઉપર કળાપૂર્ણ નૃત્ય કરવા લાગ્યા. ॥ ૨૬ ॥ ભગવાનના પ્રિય ભક્તો, ગન્ધર્વો, સિદ્ધો, દેવતાઓ, ચારણો અને દેવાંગનાઓએ જ્યારે જોયું કે, ભગવાન નૃત્ય કરવા ઇચ્છે છે ત્યારે તેઓ બહુ જ પ્રેમથી મૃદંગ, ઢોલ, નગારાં વગેરે વાજિન્ત્ર વગાડતાં, સુંદર-સુંદર ગીતો ગાતાં, પુષ્પોની વૃષ્ટિ કરતાં અને પોતાને ન્યોછાવર કરતાં રહીને અનેક પ્રકારની ભેટો લઈ-લઈને તે સમયે ભગવાન પાસે આવી પહોંચ્યાં. ॥ ૨૭ ॥ પરીક્ષિત! કાલિયનાગનાં એકસો એક માથાં હતાં. તે તેના જે માથાને નમાવતો ન હતો, તેને પ્રચંડ દંડધારી ભગવાન પોતાના ચરણથી ઠોકર મારીને કચડી નાખતા હતા. આથી કાલિયનાગની જીવનશક્તિ ક્ષીણ થવા લાગી. તે મુખ અને નાકમાંથી લોહી ઓકવા લાગ્યો. અને છેવટે તે બેહોશ થઈ ગયો. ॥ ૨૮ ॥ જરા પણ ચેતના હોત તો તે પોતાની આંખોથી વિષ કાઢવા લાગતો અને ક્રોધથી જોર-જોરથી ફૂંફાડા મારતો. આ પ્રમાણે તે પોતાનાં માથાંમાંથી જે માથાને ઉપર ઉઠાવતો, તેને નૃત્ય કરી રહેલા શ્રીકૃષ્ણ પોતાના ચરણોની ઠોકરથી નમાવીને કચડી નાંખતા. તે સમયે પુરાણપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણના ચરણો પર જે લોહીનાં બુંદો પડતાં હતાં, તેનાથી એવું લાગતું હતું, જાણે ગંધર્વ વગેરે દેવતાઓ દ્વારા લાલ પુષ્પોથી તેમની પૂજા થઈ રહી

૧. પ્રાચીન પ્રતમાં 'તસ્યાક્ષિભિર્ગરલ૦.....' અને 'તચ્ચિત્રતાણ્ડવ૦' એ બે શ્લોક નથી.

તચ્ચિત્રતાણ્ડવવિરુગ્ણફણાતપત્રો
રક્તં મુખૈરુરુ વમન્ નૃપ ભગ્નગાત્રઃ ।
સ્મૃત્વા ચરાચરગુરું પુરુષં પુરાણં
નારાયણં તમરણં મનસા જગામ ॥ ૩૦॥

કૃષ્ણસ્ય ગર્ભજગતોઽતિભરાવસન્નં
પાર્ષ્ણિપ્રહારપરિરુગ્ણફણાતપત્રમ્ ।
દૃષ્ટ્વાઽહિમાદ્યમુપસેદુરમુષ્ય પત્ન્ય
આર્તાઃ શ્લથદ્વસનભૂષણકેશબન્ધાઃ ॥ ૩૧॥

તાસ્તં સુવિગ્નમનસોઽથ પુરસ્કૃતાર્ભાઃ
કાયં નિધાય ભુવિ ભૂતપતિં પ્રણેમુઃ ।
સાધ્વ્યઃ કૃતાઞ્જલિપુટાઃ શમલસ્ય ભર્તુ-
ર્મોક્ષેપ્સવઃ શરણદં શરણં પ્રપન્નાઃ ॥ ૩૨॥

*નાગપત્ન્ય ઊચુઃ*

ન્યાય્યો હિ દણ્ડઃ કૃતકિલ્બિષેઽસ્મિં-
સ્તવાવતારઃ ખલનિગ્રહાય ।
રિપોઃ સુતાનામપિ તુલ્યદૃષ્ટે-
ર્ધત્સે દમં ફલમેવાનુશંસન્ ॥ ૩૩॥

અનુગ્રહોઽયં ભવતઃ કૃતો હિ નો
દણ્ડોઽસતાં તે ખલુ કલ્મષાપહઃ ।
યદ્ દન્દશૂકત્વમમુષ્ય દેહિનઃ
ક્રોધોઽપિ તેઽનુગ્રહ એવ સમ્મતઃ ॥ ૩૪॥

તપઃ સુતપ્તં કિમનેન પૂર્વં
નિરસ્તમાનેન ચ માનદેન ।
ધર્મોઽથ વા સર્વજનાનુકમ્પયા
યતો ભવાંસ્તુષ્યતિ સર્વજીવઃ ॥ ૩૫॥

કસ્યાનુભાવોઽસ્ય ન દેવ વિદ્મહે
તવાઙ્ઘ્રિરેણુસ્પર્શાધિકારઃ ।
યદ્વાઞ્છયા શ્રીર્લલનાઽઽચરત્ તપો
વિહાય કામાન્ સુચિરં ધૃતવ્રતા ॥ ૩૬॥

છે. ॥ ૨૯ ॥ પરીક્ષિત! ભગવાનના આ અદ્ભુત તાંડવ-નૃત્યથી કાલિયના ફણારૂપ છત્રો છિન્ન-ભિન્ન થઈ ગયાં. તેનું એકે-એક અંગ ચૂરે-ચૂરા થઈ ગયું અને મોઢામાંથી લોહીની ઉલટી કરવા લાગ્યો. હવે તેને સંપૂર્ણ જગતના આદિશિક્ષક પુરાણ-પુરુષોત્તમ ભગવાનની સ્મૃતિ થઈ. તે મનથી ભગવાનના શરણમાં ગયો. ॥ ૩૦ ॥ સંપૂર્ણ વિશ્વ ભગવાન શ્રીકૃષ્ણના ઉદરમાં છે. તેથી તેમના ભારે વજનથી કાલિયનાગના શરીરની એક-એક ગાંઠ ઢીલી પડી ગઈ. તેમના ચરણોની ઠોકરથી તેના છત્ર જેવી ફણાઓ છિન્ન-ભિન્ન થઈ ગઈ. પોતાના પતિની આવી દશા જોઈને તેની પત્નીઓ ભગવાનના શરણમાં આવી. તેઓ અત્યંત અધીરી થઈ રહી હતી. ભયને લીધે તેમનાં વસ્ત્રો-આભૂષણો અસ્ત-વ્યસ્ત થઈ ગયાં હતાં અને વાળ પણ વિખેરાઈ ગયા હતા. ॥ ૩૧ ॥ તે સમયે બહુ ગભરાયેલી તે સાધ્વી નાગપત્નીઓ પોતાનાં બાળકોને આગળ કરીને ભગવાનના ચરણોમાં ઢળી પડી અને હાથ જોડીને તેમણે સમસ્ત પ્રાણીઓના એકમાત્ર સ્વામી ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કર્યાં. ભગવાન શ્રીકૃષ્ણને શરણાગતવત્સલ જાણીને પોતાના અપરાધી પતિને છોડાવવાની ઈચ્છાથી તેમણે ભગવાનનું શરણું લીધું. ॥ ૩૨ ॥

૦૫ **નાગપત્નીઓએ કહ્યું** – પ્રભુ! આપનો આ અવતાર જ દુષ્ટોને દંડ આપવા માટે થયો છે. તેથી આ અપરાધીને દંડ આપવો એ બધી રીતે યોગ્ય છે. પરંતુ આપની દૃષ્ટિમાં શત્રુ અને પુત્રનો કોઈ ભેદભાવ નથી. તેથી આપ જે કોઈને દંડ આપો છો તે તેના પાપનું પ્રાયશ્ચિત્ત કરાવવા અને તેનું પરમ કલ્યાણ કરાવવા માટે જ આપો છો. ॥ ૩૩ ॥ આપે અમારા લોકો ઉપર બહુ મોટો અનુગ્રહ કર્યો છે. આ તો આપનો કૃપા-પ્રસાદ જ છે. કેમકે આપ જે દુષ્ટોને દંડ આપો છો તેનાથી તેનાં બધાં પાપો નાશ થઈ જાય છે. (આ સર્પના અપરાધી હોવામાં તો કોઈ શંકા જ નથી. જો આ અપરાધી ન હોત તો આને સર્પયોનિ જ મળી ન હોત. તેથી અમે સાચા હૃદયથી આપના આ ક્રોધને પણ અનુગ્રહ જ સમજીએ છીએ. ॥ ૩૪ ॥ જરૂર પૂર્વજન્મમાં આ સર્પે સ્વયં અમાની બનીને બીજાઓનું સમ્માન કરીને કોઈ મોટું તપ કર્યું હશે. અથવા સર્વ પ્રાણીઓ પર દયા રાખીને આણે બહુ મોટો ધર્મ કર્યો હશે. તેથી તો આપ તેના ઉપર સંતુષ્ટ થયા છો. કેમકે, સર્વ-જીવસ્વરૂપ આપની પ્રસન્નતાનું તે જ કારણ છે. ॥ ૩૫ ॥ ભગવન્! અમને સમજાતું નથી કે આ તેની કઈ સાધનાનું ફળ છે, જેથી તે આપના ચરણોની ધૂળનો સ્પર્શ પામવાનો અધિકારી બની ગયો. આપની ચરણ-રજ એટલી દુર્લભ છે કે, તેના માટે આપનાં અર્ધાંગિની લક્ષ્મીજીને પણ ઘણા સમય સુધી તમામ ભોગોનો ત્યાગ કરીને નિયમોનું પાલન કરતાં રહીને તપસ્યા કરવી પડી હતી. ॥ ૩૬ ॥

ન નાકપૃષ્ઠં ન ચ સાર્વભૌમં
ન પારમેષ્ઠ્યં ન રસાધિપત્યમ્ ।
ન યોગસિદ્ધીરપુનર્ભવં વા
વાઞ્છન્તિ યત્પાદરજઃપ્રપન્નાઃ ॥ ૩૭॥

તદેષ નાથાપ દુરાપમન્યૈ-
સ્તમોજનિઃ ક્રોધવશોઽપ્યહીશઃ ।
સંસારચક્રે ભ્રમતઃ શરીરિણો
યદિચ્છતઃ સ્યાદ્ વિભવઃ સમક્ષઃ ॥ ૩૮॥

નમસ્તુભ્યં ભગવતે પુરુષાય મહાત્મને ।
ભૂતાવાસાય ભૂતાય પરાય પરમાત્મને ॥ ૩૯॥

જ્ઞાનવિજ્ઞાનનિધયે બ્રહ્મણેઽનન્તશક્તયે ।
અગુણાયાવિકારાય નમસ્તેઽપ્રાકૃતાય ચ ॥ ૪૦॥

કાલાય કાલનાભાય કાલાવયવસાક્ષિણે ।
વિશ્વાય તદુપદ્રષ્ટ્રે તત્કર્ત્રે વિશ્વહેતવે ॥ ૪૧॥

ભૂતમાત્રેન્દ્રિયપ્રાણમનોબુદ્ધ્યાશયાત્મને ।
ત્રિગુણેનાભિમાનેન ગૂઢસ્વાત્માનુભૂતયે ॥ ૪૨॥

નમોઽનન્તાય સૂક્ષ્માય કૂટસ્થાય વિપશ્ચિતે ।
નાનાવાદાનુરોધાય વાચ્યવાચકશક્તયે ॥ ૪૩॥

નમઃ પ્રમાણમૂલાય કવયે શાસ્ત્રયોનયે ।
પ્રવૃત્તાય નિવૃત્તાય નિગમાય નમો નમઃ ॥ ૪૪॥

નમઃ કૃષ્ણાય રામાય વસુદેવસુતાય ચ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય સાત્વતાં પતયે નમઃ ॥ ૪૫॥

પ્રભુ! જે આપની ચરણરજનું શરણ લઈ લે છે, તે ભક્તો સ્વર્ગનું રાજ્ય અથવા પૃથ્વીનો ભોગ ઇચ્છતા નથી, અને ન તેઓ રસાતળનું રાજ્ય ઇચ્છે છે કે ન બ્રહ્માજીનું પદ પણ. તેમને અણિમાદિ યોગસિદ્ધિઓની પણ ઇચ્છા નથી. ત્યાં સુધી કે તેઓ જન્મ-મૃત્યુથી છોડાવનારા કૈવલ્ય મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી. ॥ ૩૭ ॥ સ્વામી! આ નાગરાજ તમોગુણી યોનિમાં ઉત્પન્ન થયો છે અને અત્યંત ક્રોધી છે. છતાં તેને આપની તે પરમ પવિત્ર ચરણ-રજ પ્રાપ્ત થઈ, જે બીજાઓને માટે દુર્લભ છે, તથા જેને પ્રાપ્ત કરવાની ઇચ્છામાત્રથી જ સંસારના ચકરાવામાં પડેલા જીવોને, સંસારના વૈભવની તો વાત જ શી — મોક્ષની પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૩૮ ॥

પ્રભુ! અમે આપને પ્રણામ કરીએ છીએ. આપ અનંત અને અચિન્ત્ય ઐશ્વર્યના નિત્ય-નિધિ છો. આપ સર્વના અંતઃકરણમાં વિરાજવા છતાં પણ અનંત છો. આપ સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોના રૂપમાં વિદ્યમાન છો. આપ પ્રકૃતિથી પર સ્વયં પરમાત્મા છો. ॥ ૩૯ ॥ આપ બધાં જ જ્ઞાન અને અનુભવોના ભંડાર છો. આપનો મહિમા અને શક્તિ અનંત છે. આપનું સ્વરૂપ અપ્રાકૃત-દિવ્ય-ચિન્મય છે. પ્રાકૃતિક ગુણો અને વિકારોનો આપ ક્યારેય સ્પર્શ સુધ્ધાં કરતા નથી. આપ જ બ્રહ્મ છો, અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૦ ॥ આપ પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન કરવાવાળા કાળ છો. કાળશક્તિના આશ્રય છો અને કાળના ક્ષણ-કલ્પ વગેરે સમસ્ત અવયવોના સાક્ષી છો. આપ વિશ્વરૂપ હોવા છતાં પણ તેનાથી ભિન્ન રહીને તેના દ્રષ્ટા છો. આપ વિશ્વના કર્તા છો અને આપ વિશ્વના કારણ પણ છો. ॥ ૪૧ ॥પ્રભુ! પંચભૂત, તેમની તન્માત્રાઓ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને આ બધાંનો ખજાનો ચિત્ત — આ બધું આપ જ છો. મનુષ્યને ત્રણે ગુણ અને તેમનાં કાર્યોમાં થતા અભિમાનને કારણે આપનો અનુભવ થતો નથી. ॥ ૪૨ ॥ આપ દેશ, કાળ અને વસ્તુઓની સીમાથી પર — અનંત છો. સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને કાર્ય-કારણના સમસ્ત વિકારોમાં પણ એકરસ, વિકારરહિત અને સર્વજ્ઞ છો. ઈશ્વર છે કે નથી, સર્વજ્ઞ છે કે અલ્પજ્ઞ વગેરે અનેક ભેદો પ્રમાણે આપ તે તે મતવાદીઓને તે-તે રૂપોમાં દર્શન આપો છો. સમસ્ત શબ્દોના અર્થરૂપે તો આપ જ છો. શબ્દોરૂપે પણ આપ જ છો તથા તે બન્નેનો સંબંધ જોડનારી શક્તિ પણ આપ જ છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૩ ॥પ્રત્યક્ષ, અનુમાન વગેરે જેટલાં પણ પ્રમાણ છે, તેમને પ્રમાણિત કરવાવાળા મૂળ આપ જ છો. સઘળાં શાસ્ત્રો આપમાંથી જ નીકળેલાં છે અને આપનું જ્ઞાન સ્વતઃસિદ્ધ છે. આપ જ મનને જોડવાની વિધિરૂપે અને તેને બધી જગાએથી હટાવી લેવાની આજ્ઞારૂપે પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ છો. આ બન્નેના મૂળ વેદ પણ આપ પોતે જ છો. અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૪ ॥આપ શુદ્ધસત્ત્વમય વસુદેવજીના પુત્ર વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ પણ છો. આ પ્રમાણે ચતુર્વ્યૂહના રૂપમાં આપ ભક્તો તથા યાદવોના

નમો ગુણપ્રદીપાય ગુણાત્મચ્છદનાય ચ ।
ગુણવૃત્ત્યુપલક્ષ્યાય ગુણદ્રષ્ટ્રે સ્વસંવિદે ॥ ૪૬॥

અવ્યાકૃતવિહારાય[1] સર્વવ્યાકૃતસિદ્ધયે ।
હૃષીકેશ નમસ્તેઽસ્તુ મુનયે મૌનશીલિને ॥ ૪૭॥

પરાવરગતિજ્ઞાય સર્વાધ્યક્ષાય તે નમઃ ।
અવિશ્વાય ચ વિશ્વાય તદ્દ્રષ્ટ્રેઽસ્ય ચ હેતવે ॥ ૪૮॥

ત્વં હ્યસ્ય જન્મસ્થિતિસંયમાન્ પ્રભો
ગુણૈરનીહોઽકૃત કાલશક્તિધૃક્ ।
તત્તત્સ્વભાવાન્ પ્રતિબોધયન્ સતઃ
સમીક્ષયાઽમોઘવિહાર ઈહસે ॥ ૪૯॥

તસ્યૈવ તેઽમૂસ્તનવસ્ત્રિલોક્યાં
શાન્તા અશાન્તા ઉત મૂઢયોનયઃ ।
શાન્તાઃ પ્રિયાસ્તે હ્યધુનાઽવિતું સતાં
સ્થાતુશ્ચ તે ધર્મપરીપ્સયેહતઃ ॥ ૫૦॥

અપરાધઃ સકૃદ્ ભર્ત્રા સોઢવ્યઃ સ્વપ્રજાકૃતઃ ।
ક્ષન્તુમર્હસિ શાન્તાત્મન્ મૂઢસ્ય ત્વામજાનતઃ ॥ ૫૧॥

અનુગૃહ્ણીષ્વ ભગવન્ પ્રાણાંસ્ત્યજતિ પન્નગઃ ।
સ્ત્રીણાં નઃસાધુશોચ્યાનાં પતિઃપ્રાણઃપ્રદીયતામ્ ॥ ૫૨॥

વિધેહિ તે કિઙ્કરીણામનુષ્ઠેયં તવાજ્ઞયા ।
યચ્છ્રદ્ધયાનુતિષ્ઠન્ વૈ મુચ્યતે સર્વતો ભયાત્ ॥ ૫૩॥

*શ્રીશુક ઉવાચ*[2]

ઈત્થં સ નાગપત્નીભિર્ભગવાન્ સમભિષ્ટુતઃ ।
મૂર્ચ્છિતં ભગ્નશિરસં વિસસર્જાઙ્ઘ્રિકુટ્ટનૈઃ ॥ ૫૪॥

સ્વામી છો. શ્રીકૃષ્ણ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૫ ॥ આપ અંતઃકરણ અને તેની વૃત્તિઓના પ્રકાશક છો અને તેમના જ દ્વારા પોતાને છુપાવી રાખો છો. તે અંતઃકરણ અને વૃત્તિઓ દ્વારા જ આપના સ્વરૂપનો અંશતઃ સંકેત પણ મળે છે. આપ તે ગુણો અને તેમની વૃત્તિઓના સાક્ષી તથા સ્વયંપ્રકાશ છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૬ ॥ આપના વિહારને કોઈ જાણતું નથી. સર્વ તત્ત્વોનું સ્વરૂપ આપનાથી જ જાણી શકાય છે, આપ ઇન્દ્રિયોના પ્રેરક છો, મનન કરનારા આત્મારામ છો, મૌન સ્વભાવવાળા આપ જ છો, તે ભગવાનને અમારા નમસ્કાર હો. ॥ ૪૭ ॥ આપ સ્થૂળ, સૂક્ષ્મ સમસ્ત ગતિઓને જાણવાવાળા બધાંના અધિષ્ઠાતા છો. આપ નામ-રૂપાત્મક વિશ્વપ્રપંચનો નિષેધ કરતાં છેવટના અવધિરૂપ; જગતરૂપ ભ્રાન્તિના આશ્રય અને અધ્યાસ તથા અપવાદના સાક્ષી છો, તેમજ અવિદ્યા વડે થતી જગતની ભ્રાન્તિ તથા વિદ્યા વડે થતો જગતનો અપવાદ એ બન્નેનું નિમિત્તકારણ પણ આપ જ છો. અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૮ ॥

પ્રભુ! જોકે, કર્તાભાવ ન હોવાના કારણે આપ કોઈ પણ કર્મ નથી કરતા, નિષ્ક્રિય છો – તો પણ અનાદિ કાલશક્તિનો સ્વીકાર કરીને પ્રકૃતિના ગુણો દ્વારા આપ આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની લીલા કરો છો, કેમકે, આપની લીલાઓ અમોઘ છે. આપ સત્યસંકલ્પ છો. તેથી જીવોના સંસ્કારરૂપે છુપાયેલા સ્વભાવને પોતાની દૃષ્ટિથી જાગ્રત કરી દો છો. ॥ ૪૯ ॥ ત્રિલોકમાં ત્રણ પ્રકારની યોનિઓ છે – સત્ત્વગુણપ્રધાન શાંત, રજોગુણપ્રધાન અશાંત અને તમોગુણપ્રધાન મૂઢ. તે બધી જ યોનિઓ આપનાં લીલા-સ્વરૂપો છે. તેમ છતાં અત્યારે સત્ત્વગુણપ્રધાન શાંતજનો જ આપને વિશેષ પ્રિય છે. કેમકે, આપનો આ અવતાર અને આ લીલાઓ સાધુપુરુષોની રક્ષા, ધર્મની રક્ષા અને વિસ્તાર માટે જ છે. ॥ ૫૦ ॥ હે શાંતાત્મન્! સ્વામીએ એકવાર પોતાની પ્રજાનો અપરાધ સહી લેવો જોઈએ. આ મૂર્ખ છે, તે આપને જાણતો નથી, તેથી તેને ક્ષમા કરો. ॥ ૫૧ ॥ ભગવન્! કૃપા કરો, હવે આ સર્પ મરવાનો જ છે. સાધુજનો સદાય અમ અબલાઓ પર દયા કરતા આવ્યા છે. તેથી આપ અમને અમારા પ્રાણસ્વરૂપ પતિદેવને આપો. ॥ ૫૨ ॥ અમે આપની દાસીઓ છીએ. અમને આપ આજ્ઞા આપો, આપની શી સેવા કરીએ? કેમકે, જે શ્રદ્ધા સાથે આપની આજ્ઞાનું પાલન કરતો રહીને આપની સેવા કરે છે, તે સર્વ પ્રકારના ભયથી મુક્ત થઈ જાય છે. ॥ ૫૩ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાનના ચરણોની ઠોકરોથી કાલિયનાગની ફણાઓ છિન્ન-ભિન્ન થઈ ગઈ હતી. તે અચેત થઈ ગયો હતો. જ્યારે નાગપત્નીઓએ

૧. ઽવિકારાય । ૨. બાદરાયણિરુવાચ ।

પ્રતિલબ્ધેન્દ્રિયપ્રાણઃ કાલિયઃ શનકૈર્હરિમ્ ।
કૃચ્છ્રાત્ સમુચ્છ્વસન્ દીનઃ કૃષ્ણં પ્રાહ કૃતાઞ્જલિઃ ॥ ૫૫॥

આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી, ત્યારે તેમણે દયા કરીને તેને છોડી દીધો. ॥ ૫૪ ॥ ધીરે-ધીરે કાલિયનાગની ઇન્દ્રિયો અને પ્રાણોમાં થોડી-થોડી ચેતના આવી. તે બહુ જ કઠણતાથી શ્વાસ લેવા લાગ્યો અને થોડીવાર પછી અત્યંત નમ્રતાથી બે હાથ જોડી તેણે ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું. ॥ ૫૫ ॥

(કાલિય ઉવાચ[1]

વયં ખલાઃ સહોત્પત્ત્યા તામસા દીર્ઘમન્યવઃ ।
સ્વભાવો દુસ્ત્યજો નાથ લોકાનાં યદસદ્ગ્રહઃ ॥ ૫૬॥

ત્વયા સૃષ્ટમિદં વિશ્વં ધાતર્ગુણવિસર્જનમ્ ।
નાનાસ્વભાવવીર્યૌજોયોનિબીજાશયાકૃતિ ॥ ૫૭॥

વયં ચ તત્ર ભગવન્ સર્પા જાત્યુરુમન્યવઃ ।
કથં ત્યજામસ્ત્વન્માયાં દુસ્ત્યજાં મોહિતાઃ સ્વયમ્ ॥ ૫૮॥

ભવાન્ હિ કારણં તત્ર સર્વજ્ઞો જગદીશ્વરઃ ।
અનુગ્રહં નિગ્રહં વા મન્યસે તદ્ વિધેહિ નઃ ॥ ૫૯॥

**કાલિયનાગે કહ્યું** — નાથ! અમે જન્મથી જ દુષ્ટ, તમોગુણી અને પોતાના સ્વભાવને આધીન બનીને પ્રતિશોધની ભાવનાવાળા ક્રોધી જીવ છીએ. જીવો માટે પોતાનો સ્વભાવ છોડવો બહુ કઠણ છે. આ કારણે જ સંસારના લોકો અનેક પ્રકારના દુરાગ્રહોમાં ફસાઈ જાય છે. ॥ ૫૬ ॥ હે વિશ્વવિધાતા! આપે જ ગુણોના ભેદથી આ જગતમાં અનેક પ્રકારના સ્વભાવ, પરાક્રમ, બળ, યોનિ, બીજ, ચિત્ત અને આકૃતિઓનું નિર્માણ કર્યું છે. ॥ ૫૭ ॥ ભગવન્! અમે આપની જ સૃષ્ટિમાં સર્પ પણ છીએ તેથી જન્મજાત ક્રોધી સ્વભાવના છીએ. અમે આપની માયાના ચક્કરમાં મોહિત થઈ રહ્યા છીએ, પછી અમારા પ્રયત્નથી આ છોડી ન શકાય તેવી માયાને કઈ રીતે ત્યજી શકીએ? ॥ ૫૮ ॥ આપ સર્વજ્ઞ અને સંપૂર્ણ જગતના સ્વામી છો. આપ જ અમારા સ્વભાવ અને માયાના કારણ છો. હવે આપ આપની ઇચ્છાથી — જેમ ઉચિત સમજો — કૃપા કરો અથવા દંડ આપો. ॥ ૫૯ ॥

શ્રીશુક ઉવાચ

ઇત્યાકર્ણ્ય વચઃ પ્રાહ ભગવાન્ કાર્યમાનુષઃ ।
નાત્ર સ્થેયં ત્વયા સર્પ સમુદ્રં યાહિ મા ચિરમ્ ।
સ્વજ્ઞાત્યપત્યદારાઢ્યો ગોનૃભિર્ભુજ્યતાં નદી ॥ ૬૦॥

ય એતત્ સંસ્મરેન્મર્ત્યસ્તુભ્યં મદનુશાસનમ્ ।
કીર્તયન્નુભયોઃ સન્ધ્યોર્ન યુષ્મદ્ ભયમાપ્નુયાત્ ॥ ૬૧॥

યોઽસ્મિન્[2] સ્નાત્વા મદાક્રીડે દેવાદીંસ્તર્પયેજ્જલૈઃ ।
ઉપોષ્ય માં સ્મરન્નર્ચેત્ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૬૨॥

દ્વીપં રમણકં હિત્વા હ્રદમેતમુપાશ્રિતઃ ।
યદ્ભયાત્ સ સુપર્ણસ્ત્વાં નાદ્યાન્મત્પાદલાઞ્છિતમ્ ॥ ૬૩॥

**શ્રીશુકદેવજી કહે છે** — કાલિયનાગની વાત સાંભળીને લીલા-મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — 'સર્પ! હવે તારે અહીં રહેવું જોઈએ નહીં. તું પોતાના જાતિભાઈ, પુત્રો અને સ્ત્રીઓ સાથે તુરત જ અહીંથી સમુદ્રમાં ચાલ્યો જા. હવે ગાયો અને મનુષ્યો યમુનાજળનો ઉપભોગ કરશે. ॥ ૬૦ ॥ મેં તને આજ્ઞા કરી તેને જે કોઈ મનુષ્ય પ્રાતઃકાળે અને સાયંકાળે સાંભળશે કે વાંચશે તેને સર્પથી ક્યારેય ભય ન થાઓ. ॥ ૬૧ ॥ મેં આ કાલિયધરામાં ક્રીડા કરી છે. તેથી જે મનુષ્ય આ ધરામાં સ્નાન કરીને જળથી પિતૃઓ અને દેવતાઓનું તર્પણ કરશે, અને ઉપવાસ કરીને મારું સ્મરણ કરતો રહીને મારી પૂજા કરશે — તે બધાં પાપોથી મુક્ત થઈ જશે. ॥ ૬૨ ॥ હું જાણું છું કે તું ગરુડના ભયથી રમણક દ્વીપ છોડીને આ ધરામાં આવીને રહેતો હતો. તારું શરીર મારાં ચરણચિહ્નોથી અંકિત થઈ ગયેલું હોવાથી હવે ગરુડ તને ખાશે નહીં ॥ ૬૩ ॥

---

૧. પ્રાચીન પ્રતમાં 'કાલિય ઉવાચ' નથી. । ૨. યોઽસ્યાં સ્નાત્વા મહાનદ્યાં દેવાદીં૦ ।

*શ્રીશુક ઉવાચ*[1]

એવમુક્તો[2] ભગવતા કૃષ્ણેનાદ્ભુતકર્મણા ।
તં પૂજયામાસ મુદા નાગપત્ન્યશ્ચ સાદરમ્ ॥ ૬૪॥

**શ્રીશુકદેવજી કહે છે** — ભગવાન શ્રીકૃષ્ણની એક-એક લીલા અદ્ભુત છે. તેમની આવી આજ્ઞા લઈને કાલિયનાગ અને તેની પત્નીઓએ આનંદિત થઈ બહુ જ આદર સાથે ભગવાનનું પૂજન કર્યું. ॥ ૬૪ ॥

દિવ્યામ્બરસ્રઙ્મણિભિઃ પરાર્ધ્યૈરપિ ભૂષણૈઃ ।
દિવ્યગન્ધાનુલેપૈશ્ચ મહત્યોત્પલમાલયા ॥ ૬૫॥

પૂજયિત્વા જગન્નાથં પ્રસાદ્ય ગરુડધ્વજમ્ ।
તતઃપ્રીતોઽભ્યનુજ્ઞાતઃ પરિક્રમ્યાભિવન્દ્ય તમ્ ॥ ૬૬॥

સકલત્રસુહૃત્પુત્રો દ્વીપમબ્ધેર્જગામ હ ।
તદૈવ સાઽમૃતજલા યમુના નિર્વિષાઽભવત્ ।
અનુગ્રહાદ્ ભગવતઃ ક્રીડામાનુષરૂપિણઃ ॥ ૬૭॥

તેમણે દિવ્ય વસ્ત્રો, પુષ્પમાળા, મણિ, બહુ કીમતી આભૂષણો, દિવ્ય-ગંધ અને ચન્દન તથા ઉત્તમ કમળની માળાથી જગતસ્વામી ગરુડધ્વજ ભગવાન શ્રીકૃષ્ણનું પૂજન કરીને તેમને પ્રસન્ન કર્યા. ત્યાર પછી બહુ જ પ્રેમથી તેમની પરિક્રમા કરી, વંદના કરી અને તેમની પાસેથી જવાની આજ્ઞા લીધી. પછી પોતાની પત્નીઓ, પુત્રો અને ભાઈ-બંધુઓની સાથે રમણક દ્વીપ (કે જે સર્પોને રહેવાનું સ્થાન છે) જવા નીકળી ગયો. લીલા-મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી યમુનાજીનું જળ માત્ર વિષહીન જ નહીં, બલકે તે જ સમયે અમૃત જેવું મધુર થઈ ગયું. ॥ ૬૫-૬૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે કાલિયમોક્ષણં નામ ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત કાલિયમોક્ષણ નામનો સોળમો અધ્યાય સમાપ્ત.

=★=

# ૬ સત્તરમો અધ્યાય

## કાલિયના યમુનાધરામાં આવવાની કથા તથા ભગવાનનું વ્રજવાસીઓને દાવાનળથી બચાવવું

*રાજોવાચ*

નાગાલયં રમણકં કસ્માત્તત્યાજ કાલિયઃ ।
કૃતં કિં વા સુપર્ણસ્ય તેનૈકેનાસમઞ્જસમ્ ॥ ૧॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** — કાલિયનાગે નાગોના નિવાસસ્થાન રમણદ્વીપને કેમ છોડ્યો હતો? અને તેણે એકલાએ જ ગરુડજીનો શો અપરાધ કર્યો હતો? ॥ ૧ ॥

*શ્રીશુક ઉવાચ*[3]

ઉપહાર્યૈઃ સર્પજનૈર્માસિ માસીહ યો બલિઃ ।
વાનસ્પત્યો મહાબાહો નાગાનાં પ્રાઙ્ નિરૂપિતઃ ॥ ૨॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** — પરીક્ષિત! પૂર્વકાળમાં ગરુડજીને ઉપહારના રૂપમાં પ્રાપ્ત થનારા સર્પોએ એવો નિયમ કર્યો કે, પ્રત્યેક માસના નક્કી કરેલા વૃક્ષ નીચે ગરુડને એક સર્પની ભેટ આપવામાં આવે. ॥ ૨ ॥

૧. ઋષિરુવાચ । ૨. મુક્તો ભગવતા રાજન્ કૃષ્ણેના૦ । ૩. બાદરાયણિરુવાચ ।

સ્વં સ્વં ભાગં પ્રયચ્છન્તિ નાગાઃ પર્વણિ પર્વણિ ।
ગોપીથાયાત્મનઃ સર્વે સુપર્ણાય મહાત્મને ॥ ૩॥

વિષવીર્યમદાવિષ્ટઃ કાદ્રવેયસ્તુ કાલિયઃ ।
કદર્થીકૃત્ય ગરુડં સ્વયં તં બુભુજે બલિમ્ ॥ ૪॥

તચ્છ્રુત્વા કુપિતો રાજન્ ભગવાન્ ભગવત્પ્રિયઃ ।
વિજિઘાંસુર્મહાવેગઃ કાલિયં સમુપાદ્રવત્ ॥ ૫॥

તમાપતન્તં તરસા વિષાયુધઃ
પ્રત્યભ્યયાદુચ્છ્રિતનૈકમસ્તકઃ ।
દદ્ભિઃ સુપર્ણં વ્યદશદ્ દદાયુધઃ
કરાલજિહ્વોચ્છ્વસિતોગ્રલોચનઃ ॥ ૬॥

તં તાર્ક્ષ્યપુત્રઃ સ નિરસ્ય મન્યુમાન્
પ્રચણ્ડવેગો મધુસૂદનાસનઃ ।
પક્ષેણ સવ્યેન હિરણ્યરોચિષા
જઘાન કદ્રૂસુતમુગ્રવિક્રમઃ ॥ ૭॥

સુપર્ણપક્ષાભિહતઃ કાલિયોઽતીવ વિહ્વલઃ ।
હ્રદં વિવેશ કાલિન્દ્યાસ્તદગમ્યં દુરાસદમ્ ॥ ૮॥

તત્રૈકદા જલચરં ગરુડો ભક્ષ્યમીપ્સિતમ્ ।
નિવારિતઃ સૌભરિણા પ્રસહ્ય ક્ષુધિતોઽહરત્ ॥ ૯॥

મીનાન્ સુદુઃખિતાન્ દૃષ્ટ્વા દીનાન્ મીનપતૌ હતે[1] ।
કૃપયા સૌભરિઃ પ્રાહ તત્રત્યક્ષેમમાચરન્ ॥ ૧૦॥

અત્ર પ્રવિશ્ય ગરુડો યદિ મત્સ્યાન્ સ ખાદતિ ।
સદ્યઃ પ્રાણૈર્વિયુજ્યેત સત્યમેતદ્ બ્રવીમ્યહમ્ ॥ ૧૧॥

આ નિયમ મુજબ દરેક અમાસના દિવસે બધા સર્પો પોતાની રક્ષા માટે મહાત્મા ગરુડજીને પોત-પોતાનો ભોગ આપતા રહેતા હતા.* ॥ ૩ ॥ તે સર્પોમાં કદ્રૂનો પુત્ર કાલિયનાગ પોતાના વિષ અને બળના અભિમાનમાં ચકચૂર બની ગયો હતો. તેણે ગરુડનો પરાભવ કરીને – પોતે તો બલિ આપવાનું બાજુ પર રહ્યું – બીજા સર્પો, જે ગરુડને બલિ આપતા હતા તેમને પણ ખાઈ જતો હતો. ॥ ૪ ॥ પરીક્ષિત! આ સાંભળીને ભગવાનના પ્રિય પાર્ષદ શક્તિશાળી ગરુડને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. તેથી તેમણે કાલિયનાગને મારી નાખવાના વિચારથી અતિ વેગથી તેના પર આક્રમણ કર્યું. ॥ ૫ ॥ વિષધર કાલિયનાગે જોયું કે, ગરુડજી વેગપૂર્વક મારા પર આક્રમણ કરવા આવી રહ્યા છે ત્યારે તે પોતાની એક સો એક ફણાઓ ફેલાવીને દંશ મારવા તેમના પર તૂટી પડ્યો. તેની પાસે શસ્ત્રો હતાં માત્ર દાંત, તેથી તેણે દાંતોથી ગરુડજીને દંશ માર્યો. ત્યારે તે પોતાની ભયંકર જીભના લબકારા લઈ રહ્યો હતો. તે સમયે મોટે-મોટેથી શ્વાસ લઈ રહેલા તે કાલિયનાગની આંખો અગ્નિ જેવી ભયંકર લાગતી હતી. ॥ ૬ ॥ તાર્ક્ષ્યનંદન ગરુડજી વિષ્ણુ ભગવાનના વાહન છે અને તેમની ગતિ અને પરાક્રમ અપાર છે. કાલિયનાગની આ મૂર્ખતા જોઈને ગરુડજીને બહુ ક્રોધ આવ્યો. તેમણે કાલિયનાગને પોતાના શરીરથી ઝાપટ મારીને ફેંકી દીધો અને પોતાની સોનેરી ડાબી પાંખથી તેના પર બહુ જોરથી પ્રહાર કર્યો. ॥ ૭ ॥ તેમની પાંખોની થપાટથી કાલિયનાગ ઘાયલ થઈ ગયો. તે ગભરાઈને ત્યાંથી નાઠો અને યમુનાજીના આ ધરામાં આવી ગયો. યમુનાજીનો આ ધરો ગરુડજી માટે અગમ્ય હતો. સાથે-સાથે તે એટલો ઊંડો હતો કે, તેમાં કોઈ જઈ શકતું ન હતું. ॥ ૮ ॥ આ સ્થાન પર એક દિવસ ક્ષુધાતુર ગરુડજીએ યમુનાજીમાંથી બળપૂર્વક એક મત્સ્યને ઉપાડી લીધો ત્યારે ત્યાં તપ કરી રહેલા સૌભરિ ઋષિએ ગરુડજીને રોક્યા પણ તેમણે તેમની વાત ન માની અને મત્સ્યને ખાઈ ગયા. તેના કારણે જળચર જીવો અત્યંત દુઃખી અને ચિંતાતુર થઈ ગયાં. તેમની દશા જોઈને મહર્ષિ સૌભરિજીને દયા આવી અને તેમણે ગરુડને શાપ આપી દીધો કે 'તે ફરી ક્યારેય આ ધરામાં આવીને માછલાં ખાશે તો તે જ ક્ષણે તે પ્રાણહીન થઈ જશે.' ॥ ૯-૧૦-૧૧ ॥

---

૧. હતે ।

* આ કથા આ પ્રમાણે છે – ગરુડજીની માતા વિનતા અને સર્પોની માતા કદ્રૂમાં પરસ્પર વેર હતું. માતાનું વેર સંભારીને ગરુડજી જે સર્પ જોતા, તેને ખાઈ જતા. આનાથી દુઃખી થઈને બધા સર્પો બ્રહ્માજીના શરણમાં ગયા. ત્યારે બ્રહ્માજીએ એ નિયમ બનાવ્યો કે, પ્રત્યેક અમાસના દિવસે પ્રત્યેક સર્પ-પરિવાર વારા પ્રમાણે ગરુડજીને એક સર્પનો બલિ આપ્યા કરે.

તં કાલિયઃ પરં વેદ નાન્યઃ કશ્ચન લેલિહઃ ।
અવાત્સીદ્ ગરુડાદ્ ભીતઃ કૃષ્ણેન ચ વિવાસિતઃ ॥ ૧૨॥

કૃષ્ણં હ્રદાદ્ વિનિષ્ક્રાન્તં દિવ્યસ્રગ્ગન્ધવાસસમ્ ।
મહામણિગણાકીર્ણં જામ્બૂનદપરિષ્કૃતમ્ ॥ ૧૩॥

ઉપલભ્યોત્થિતાઃ સર્વે લબ્ધપ્રાણા ઇવાસવઃ ।
પ્રમોદનિભૃતાત્માનો ગોપાઃ પ્રીત્યાઽભિરેભિરે ॥ ૧૪॥

યશોદા રોહિણી નન્દો ગોપ્યો ગોપાશ્ચ કૌરવ ।
કૃષ્ણં સમેત્ય લબ્ધેહા આસઁલ્લબ્ધમનોરથાઃ ॥ ૧૫॥

રામશ્ચાચ્યુતમાલિઙ્ગ્ય જહાસાસ્યાનુભાવવિત્ ।
નગા[1] ગાવો વૃષા વત્સા લેભિરે પરમાં મુદમ્ ॥ ૧૬॥

નન્દં વિપ્રાઃ સમાગત્ય ગુરવઃ સકલત્રકાઃ ।
ઊચુસ્તે કાલિયગ્રસ્તો દિષ્ટ્યા મુક્તસ્તવાત્મજઃ ॥ ૧૭॥

દેહિ દાનં દ્વિજાતીનાં કૃષ્ણનિર્મુક્તિહેતવે ।
નન્દઃ પ્રીતમના રાજન્ ગાઃ સુવર્ણં તદાદિશત્ ॥ ૧૮॥

યશોદાપિ મહાભાગા નષ્ટલબ્ધપ્રજા સતી ।
પરિષ્વજ્યાઙ્કમારોપ્ય મુમોચાશ્રુકલાં મુહુઃ ॥ ૧૯॥

તાં રાત્રિં તત્ર રાજેન્દ્ર ક્ષુત્તૃડ્ભ્યાં શ્રમકર્શિતાઃ ।
ઊષુર્વ્રજૌકસો ગાવઃ કાલિન્દ્યા ઉપકૂલતઃ ॥ ૨૦॥

તદા શુચિવનોદ્ભૂતો[2] દાવાગ્નિઃ સર્વતો વ્રજમ્ ।
સુપ્તં નિશીથ આવૃત્ય પ્રદગ્ધુમુપચક્રમે ॥ ૨૧॥

તત ઉત્થાય સમ્ભ્રાન્તા દહ્યમાના વ્રજૌકસઃ ।
કૃષ્ણં યયુસ્તે શરણં માયામનુજમીશ્વરમ્ ॥ ૨૨॥

પરીક્ષિત! મહર્ષિ સૌભરિના આ શાપની વાત કાલિયનાગ સિવાય બીજો કોઈ સર્પ જાણતો ન હતો. તેથી તે ગરુડના ભયથી ત્યાં રહેવા લાગ્યો હતો અને હવે ભગવાન શ્રીકૃષ્ણે તેને નિર્ભય કરીને ત્યાંથી રમણદ્વીપમાં મોકલી દીધો. ॥ ૧૨ ॥

પરીક્ષિત! આ બાજુ, ભગવાન શ્રીકૃષ્ણ દિવ્યમાળા, ગન્ધ, વસ્ત્ર, બહુમૂલ્ય મણિ અને સુવર્ણનાં આભૂષણોથી વિભૂષિત થઈને તે ધરામાંથી બહાર આવ્યા. ॥ ૧૩ ॥ તેમને જોઈને બધા જ વ્રજવાસીઓ એ રીતે ઊભા થઈ ગયા, જેમ પ્રાણ આવવાથી ઇન્દ્રિયો સચેત થઈ જાય. બધા ગોવાળોને આનંદ થઈ ગયો. તેઓ બહુ જ પ્રેમ અને પ્રસન્નતાથી પોતાના પ્રિય કનૈયાને હૃદયસરસા ભેટવા લાગ્યા. ॥ ૧૪ ॥ પરીક્ષિત! યશોદાજી, રોહિણીજી, નન્દબાવા, ગોપીઓ અને ગોવાળો – બધાં જ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને સચેત થઈ ગયાં. તેમનો મનોરથ સફળ થઈ ગયો. ॥ ૧૫ ॥ બલરામજી તો ભગવાનનો પ્રભાવ જાણતા જ હતા. તેઓ શ્રીકૃષ્ણને હૃદયે લગાડીને હસવા લાગ્યા. પર્વતો, વૃક્ષો, ગાયો-બળદો-વાછડાં, બધાં જ આનંદમગ્ન થઈ ગયાં. ॥ ૧૬ ॥ ગોવાળોના કુલગુરુ બ્રાહ્મણો તેમની પત્નીઓ સાથે આવ્યા અને નંદબાવાને કહેવા લાગ્યા, 'નંદજી! તમારા લાલજીને કાલિયનાગે પકડી લીધો હતો, તે છૂટીને આવી ગયો એ મોટા સૌભાગ્યની વાત છે. ॥ ૧૭ ॥ શ્રીકૃષ્ણ મૃત્યુના મુખમાંથી પાછા આવ્યા તે નિમિત્તે તમે બ્રાહ્મણોને દાન આપો.' પરીક્ષિત! બ્રાહ્મણોની વાત સાંભળીને નંદબાવા બહુ રાજી થયા, તેમણે અઢળક સોનું અને ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી. ॥ ૧૮ ॥ પરમ ભાગ્યશાળી સતી યશોદાજીએ પણ કાળના મોઢામાંથી ઊગરી ગયેલા પોતાના લાલને ખોળામાં લઈને હૃદયસરસો ચાંપી દીધો. તેમનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુ વારંવાર ટપકી રહ્યાં હતાં. ॥ ૧૯ ॥

રાજેન્દ્ર! વ્રજવાસીઓ અને ગાયો બહુ જ થાકી ગયાં હતાં અને ભૂખ-તરસ પણ બહુ લાગી હતી. તેથી તે રાત્રિએ વ્રજમાં ન જતાં, ત્યાં જ યમુનાકિનારે સૂઈ ગયાં. ॥ ૨૦ ॥ ગરમીના દિવસ હતા. ત્યાંનું વન સુકાઈ ગયું હતું. અડધી રાત્રિના સમયે તેમાં આગ લાગી ગઈ. તે આગે સૂતેલાં વ્રજવાસીઓને ચારે બાજુથી ઘેરી લીધાં અને તેમને બાળવા લાગી. ॥ ૨૧ ॥ આગની જ્વાળાઓથી વ્રજવાસીઓ ગભરાઈને ઊભા થઈ ગયા અને લીલા-મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણની શરણમાં ગયા. ॥ ૨૨ ॥

૧. ગાવો વૃષા સવત્સાશ્ચ । ૨. ત્વનોદ્ભૂતદાવાગ્નિઃ ।

કૃષ્ણ કૃષ્ણ મહાભાગ હે રામામિતવિક્રમ ।
એષ ઘોરતમો[1] વહ્નિસ્તાવકાન્ ગ્રસતે હિ નઃ ॥ ૨૩॥

તેમણે કહ્યું – 'પ્રિય કૃષ્ણ! શ્યામસુંદર! મહાભાગ્યશાળી બલરામ! તમારા બન્નેનું બળ-પરાક્રમ અનંત છે. જુઓ, જુઓ, આ ભયંકર અગ્નિ તમારા સંબંધી એવા અમને ભસ્મ કરવા ઇચ્છી રહ્યો છે. ॥ ૨૩ ॥

સુદુસ્તરાન્નઃ સ્વાન્ પાહિ કાલાગ્નેઃ સુહૃદઃ પ્રભો ।
ન શક્નુમસ્ત્વચ્ચરણં સન્ત્યક્તુમકુતોભયમ્ ॥ ૨૪॥

તમારામાં બધું સામર્થ્ય છે. અમે તમારા સુહૃદ છીએ, તેથી આ પ્રલયકાળ જેવા ભયંકર અગ્નિથી અમને બચાવો. પ્રભુ! અમે મૃત્યુથી ડરતા નથી, પરંતુ આપના અભય આપનારા ચરણોને અમે છોડવામાં અસમર્થ છીએ. ॥ ૨૪ ॥

ઇત્થં સ્વજનવૈક્લવ્યં નિરીક્ષ્ય જગદીશ્વરઃ ।
તમગ્નિમપિબત્તીવ્રમનન્તોઽનન્તશક્તિધૃક્ ॥ ૨૫॥

ભગવાન અનંત છે, તે અનંત શક્તિઓને ધારણ કરે છે. તે જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે જોયું કે મારા સ્વજનો આ રીતે દુઃખી થઈ રહ્યા છે, ત્યારે તેઓ તે ભયંકર અગ્નિનું પાન કરી ગયા* અને ગોપ-બાળકોની રક્ષા કરી. ॥ ૨૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] દાવાગ્નિમોચનં નામ સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત દાવાગ્નિમોચન નામનો સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઢારમો અધ્યાય

6

## પ્રલમ્બાસુરનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*

અથ કૃષ્ણઃ પરિવૃતો જ્ઞાતિભિર્મુદિતાત્મભિઃ ।
અનુગીયમાનો ન્યવિશદ્ વ્રજં ગોકુલમણ્ડિતમ્ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! હવે આનંદ પામેલા સૌ સ્વજનોથી વીંટળાયેલા અને તેમના મુખેથી પોતાની કીર્તિની ગાથા સાંભળતા, ગોધનથી શોભતા શ્રીકૃષ્ણ વ્રજમાં પધાર્યા. ॥ ૧ ॥

વ્રજે વિક્રીડતોરેવં ગોપાલચ્છદ્મમાયયા ।
ગ્રીષ્મો નામર્તુરભવન્નાતિપ્રેયાઞ્છરીરિણામ્ ॥ ૨॥

આ પ્રમાણે પોતાની માયાથી ગોવાળિયા જેવો વેશ બનાવીને રામ અને શ્યામ વ્રજમાં ક્રીડા કરી રહ્યા હતા. ત્યારે જીવને ન રુચે એવો ગ્રીષ્મઋતુનો સમય આવ્યો. ॥ ૨ ॥

સ ચ વૃન્દાવનગુણૈર્વસન્ત ઇવ લક્ષિતઃ ।
યત્રાસ્તે ભગવાન્ સાક્ષાદ્ રામેણ સહ કેશવઃ ॥ ૩॥

પરંતુ જલથી પરિપૂર્ણ શીતલ જલાશયોવાળા વૃન્દાવનમાં જાણે વસંતઋતુનું સૌન્દર્ય પથરાયેલું હતું. તેનું કારણ એ હતું કે અહીં પરમ મધુર ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી બિરાજતા હતા. ॥ ૩ ॥

યત્ર નિર્ઝરનિર્હ્રાદનિવૃત્તસ્વનઝિલ્લિકમ્ ।
શશ્વત્તચ્છીકરર્જીષદ્રુમમણ્ડલમણ્ડિતમ્ ॥ ૪॥

વૃન્દાવનમાં સતત વહી રહેલાં શીતલ જલનાં ઝરણાંઓમાંથી નીકળતા કલકલ શબ્દોમાં તમરાનો તીક્ષ્ણ ઝણકાર દબાઈ જતો હતો. ત્યાંનાં વૃક્ષોની હારમાળાઓથી સૌન્દર્યપૂર્ણ વૃન્દાવન વિલસી રહ્યું હતું. ॥ ૪ ॥

---

૧. ઘોરતરો । ૨. બાલક્રીડાયાં દાવાગ્નિમોક્ષણં ।

* ૧. હું બધાંની બળતરા દૂર કરવા માટે જ અવતર્યો છું તેથી આ અગ્નિ શાંત કરવો એ મારું કર્તવ્ય છે.

૨. રામાવતારમાં શ્રીજાનકીજીને સુરક્ષિત રાખીને અગ્નિએ મારો ઉપકાર કર્યો હતો. હવે તેને મારા મુખમાં પધરાવીને તેનો સત્કાર કરવો એ મારું કર્તવ્ય છે.

સરિત્સરઃપ્રસ્રવણોર્મિવાયુના
કહ્લારકઞ્જોત્પલરેણુહારિણા ।
ન વિદ્યતે યત્ર વનૌકસાં દવો
નિદાઘવહ્ન્યર્કભવોઽતિશાદ્વલે ॥ ૫॥

અગાધતોયહ્રદિનીતટોર્મિભિ-
ર્દ્રવત્પુરીષ્યાઃ પુલિનૈઃ સમન્તતઃ ।
ન યત્ર ચણ્ડાંશુકરા વિષોલ્બણા
ભુવો રસં શાદ્વલિતં ચ ગૃહ્ણતે ॥ ૬॥

વનં કુસુમિતં શ્રીમન્નદચ્ચિત્રમૃગદ્વિજમ્ ।
ગાયન્મયૂરભ્રમરં કૂજત્કોકિલસારસમ્ ॥ ૭॥

ક્રીડિષ્યમાણસ્તત્ કૃષ્ણો ભગવાન્ બલસંયુતઃ ।
વેણું વિરણયન્ ગોપૈર્ગોધનૈઃ સંવૃતોઽવિશત્ ॥ ૮॥

પ્રવાલબર્હસ્તબકસ્રગ્ધાતુકૃતભૂષણાઃ ।
રામકૃષ્ણાદયો ગોપા નનૃતુર્યુયુધુર્જગુઃ ॥ ૯॥

કૃષ્ણસ્ય નૃત્યતઃ કેચિજ્જગુઃ કેચિદવાદયન્ ।
વેણુપાણિતલૈઃ શૃઙ્ગૈઃ પ્રશશંસુરથાપરે ॥ ૧૦॥

ગોપજાતિપ્રતિચ્છન્ના દેવા ગોપાલરૂપિણઃ ।
ઈડિરે કૃષ્ણરામૌ ચ નટા ઇવ નટં નૃપ ॥ ૧૧॥

ભ્રામણૈર્લઙ્ઘનૈઃ ક્ષેપૈરાસ્ફોટનવિકર્ષણૈઃ ।
ચિક્રીડતુર્નિયુદ્ધેન કાકપક્ષધરૌ ક્વચિત્ ॥ ૧૨॥

જ્યાં જુઓ ત્યાં લીલી-લીલી ધરો (દૂર્વા)થી ધરતી હરિયાળી બની ગઈ હતી. નદીઓ, સરોવરો અને ઝરણાંઓનો સ્પર્શ કરીને જે વાયુ પ્રસરી રહ્યો હતો તેમાં લાલ-પીળાં તાજાં ખીલેલાં, પહેલાંનાં ખીલેલાં – શ્વેત કમળ, ઉત્પલ (નીલ કમળ) નામના કમળોના પરાગરેણુને હરી લાવતો સુગન્ધિત શીતલ વાયુ વૃન્દાવનવિહારી ગોપબાળકો, ભગવાન શ્રીકૃષ્ણ, બલરામ ભૈયા અને ગોધનને ગ્રીષ્મના તાપનો અનુભવ થવા દેતો ન હતો. ॥ ૫ ॥ નદીઓ જલરાશિથી ભરપૂર હતી. તેની ઉત્તુંગ લહેરો કિનારાઓને સ્પર્શ કરતી હતી. તે લહેરો રેતાળ નદી કિનારા સાથે ટકરાઈને તેમને સ્વચ્છ બનાવી રહી હતી. તેના કારણે આજુબાજુની જમીન ભેજવાળી રહેતી હોવાથી સૂર્યનો પ્રચંડ તાપ પણ ત્યાંની જમીન અને હરિયાળા ઘાસને સૂકવી શકતો ન હતો. ॥ ૬ ॥ વૃન્દાવનમાં ચારેબાજુ પુષ્પો લચી રહ્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં સુંદરતા વિખરાયેલી હતી. ક્યાંક રંગ-બેરંગી પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં તો ક્યાંક જાત-જાતનાં હરણાંઓ છલાંગો ભરી રહ્યાં હતાં, ક્યાંક મોર ટહુકા કરી રહ્યા હતા તો ક્યાંક ભ્રમરો ગુંજાર કરી રહ્યા હતા. ક્યાંક કોયલો કુહૂ, કુહૂ કરી રહી હતી તો ક્યાંક સારસ પક્ષીઓ પોતાનો આગવો આલાપ છેડી રહ્યાં હતાં. ॥ ૭ ॥ આવું રળિયામણું વન જોઈને શ્યામસુંદર શ્રીકૃષ્ણ અને ગૌરસુંદર શ્રીબલરામજીને તેમાં વિહાર કરવાની ઇચ્છા થઈ. આગળ-આગળ ગાયો અને પાછળ-પાછળ ગ્વાલબાળકો અને વચ્ચે પોતાના મોટાભાઈ સાથે વાંસળી વગાડતા શ્રીકૃષ્ણ. ॥ ૮ ॥

રામ-શ્યામ અને ગોપકુમારો તરુવરોનાં નવાં કોમળ પલ્લવો, મોરપીંછ, પુષ્પની માળાઓ અને ગેરુ વગેરે ધાતુઓથી ઉત્તમ શોભાયમાન થઈ નૃત્ય કરવા લાગ્યા; કોઈ તાલ ઠોકવા લાગ્યા તો કોઈ કુશ્તી લડવા લાગ્યા અને કોઈ ગાવા લાગ્યા. ॥ ૯ ॥ જ્યારે શ્રીકૃષ્ણ નૃત્ય કરતા ત્યારે થોડા ગોપકુમારો ગાવા લાગતા અને થોડા વાંસળી, શૃંગવાદ્યો વગાડતા. કેટલાક હાથેથી જ તાલ પૂરાવતા અને કેટલાક 'વાહ, વાહ' કરીને પ્રશંસા કરતા. ॥ ૧૦ ॥ પરીક્ષિત! તે સમયે નટ જેવા પોતાના નાયકની બધા પ્રશંસા કરતા હતા, અને કેટલીકવાર દેવતાઓ ગોપકુમારોનું રૂપ લઈને ત્યાં આવતા અને ગોપજાતિમાં જન્મ લઈને છુપાયેલા બલરામ અને શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા. ॥ ૧૧ ॥ વાંકડિયા વાળથી શોભતા શ્રીકૃષ્ણ અને બલરામ ક્યારેક એક-બીજાનો હાથ પકડીને ગોળ-ગોળ ફૂદડી ફરતા. ક્યારેક કૂદકા મારવાની હરીફાઈ કરતા, એક બીજા ઉપર કૂદી જતા અને ક્યારેક એક બીજાને ઊંચકીને ફેંકી દેતા તો ક્યારેક સાથળ ઠોકીને મલ્લ-કુશ્તીના

૩. કાર્યનો કારણમાં લય થાય છે. ભગવાનના મુખમાંથી અગ્નિ પ્રગટ થયો–મુખાદ્ અગ્નિરજાયત । એથી ભગવાને તેને મુખમાં જ સ્થાપિત કર્યો.

૪. મુખ દ્વારા અગ્નિ શાન્ત કરીને એ ભાવ પ્રગટ કર્યો કે ભવ-દાવાગ્નિને શાન્ત કરવામાં ભગવાનના મુખસ્થાનીય એવા બ્રાહ્મણો જ સમર્થ છે.

ક્વચિન્નૃત્યત્સુ ચાન્યેષુ ગાયકૌ વાદકૌ સ્વયમ્ ।
શશંસતુર્મહારાજ સાધુ સાધ્વિતિ વાદિનૌ ॥ ૧૩॥

ક્વચિદ્ બિલ્વૈઃ ક્વચિત્ કુમ્ભૈઃ ક્વ ચામલકમુષ્ટિભિઃ ।
અસ્પૃશ્યનેત્રબન્ધાદ્યૈઃ ક્વચિન્મૃગખગેહયા ॥ ૧૪॥

ક્વચિચ્ચ દર્દુરપ્લાવૈર્વિવિધૈરુપહાસકૈઃ ।
કદાચિત્ સ્પન્દોલિકયા કર્હિચિન્નૃપચેષ્ટયા ॥ ૧૫॥

એવં તૌ લોકસિદ્ધાભિઃ ક્રીડાભિશ્ચેરતુર્વને ।
નદ્યદ્રિદ્રોણિકુઞ્જેષુ કાનનેષુ સરસ્સુ ચ ॥ ૧૬॥

પશૂંશ્ચારયતોર્ગોપૈસ્તદ્વને રામકૃષ્ણયોઃ ।
ગોપરૂપી પ્રલમ્બોऽગાદસુરસ્તજ્જિહીર્ષયા ॥ ૧૭॥

તં વિદ્વાનપિ દાશાર્હો ભગવાન્ સર્વદર્શનઃ ।
અન્વમોદત તત્સખ્યં વધં તસ્ય વિચિન્તયન્ ॥ ૧૮॥

તત્રોપાહૂય ગોપાલાન્ કૃષ્ણઃ પ્રાહ વિહારવિત્ ।
હે ગોપા વિહરિષ્યામો દ્વન્દ્વીભૂય યથાયથમ્ ॥ ૧૯॥

તત્ર ચક્રુઃ પરિવૃઢૌ ગોપા રામજનાર્દનૌ ।
કૃષ્ણસઙ્ઘટ્ટિનઃ કેચિદાસન્ રામસ્ય ચાપરે ॥ ૨૦॥

આચેરુર્વિવિધાઃ ક્રીડા વાહ્યવાહકલક્ષણાઃ ।
યત્રારોહન્તિ જેતારો વહન્તિ ચ પરાજિતાઃ ॥ ૨૧॥

વહન્તો વાહ્યમાનાશ્ચ[1] ચારયન્તશ્ચ ગોધનમ્ ।
ભાણ્ડીરકં નામ વટં જગ્મુઃ કૃષ્ણપુરોગમાઃ ॥ ૨૨॥

રામસઙ્ઘટ્ટિનો યર્હિ શ્રીદામવૃષભાદયઃ ।
ક્રીડાયાં જયિનસ્તાંસ્તાનૂહુઃ કૃષ્ણાદયો નૃપ ॥ ૨૩॥

દાવ રમતા. તો ક્યારેક દોરડા ખેંચવાની હરીફાઈ કરતા. ॥ ૧૨ ॥ ક્યારેક-ક્યારેક જ્યારે બીજા ગોપબાળકો નાચતા ત્યારે શ્રીકૃષ્ણ-બલરામ ગીતો ગાતા અને વાંસળી અથવા શૃંગવાદ્ય વગાડતા. અને મહારાજ! ક્યારેક 'વાહ-વાહ' કરીને તેઓ ગોપકુમારોની પ્રશંસા કરતા. ॥ ૧૩ ॥ ક્યારેક એક-બીજા પર બીલાં, જાયફળ, અથવા આંબળાંનાં ફળ ફેંકતા. ક્યારેક એક-બીજાની આંખો બંધ કરીને છુપાઈ જતા અને પાછળથી તેને શોધતા – આ પ્રમાણે સંતાકુકડીની રમત રમતા. ક્યારેક એક-બીજાને અડવા માટે ઘણા દૂર-દૂર સુધી દોડતા અને ક્યારેક પશુ-પક્ષીઓના જેવી ચેષ્ટા કરતા. ॥ ૧૪ ॥ ક્યારેક દેડકાંની જેમ કૂદકા મારતા અને ક્યારેક જંગલી પ્રાણીઓનું મોઢું બનાવીને એક-બીજાને હસાવતા. ક્યારેક દોરડાઓથી વૃક્ષો પર ઝૂલા બાંધીને ઝૂલતા અને ક્યારેક બે બાળકોને ઊભા રાખી તેમના હાથો પર લટકતા. ક્યારેક કોઈ રાજાની નકલ કરતા. ॥ ૧૫ ॥ આ પ્રમાણે રામ અને શ્યામ વૃન્દાવનનાં નદી, પર્વત, કોતરો, કુંજો, જંગલો અને સરોવરોમાં ગોપકુમારો સાથે સંસારમાં સાધારણ બાળકો રમે છે તેવી વિધ-વિધ પ્રકારની રમતો રમતા. ॥ ૧૬ ॥

એક દિવસે જ્યારે બલરામ અને શ્રીકૃષ્ણ ગોપકુમારો સાથે વનમાં ગાયો ચારી રહ્યા હતા ત્યારે ગોવાળના વેશમાં પ્રલમ્બ નામનો એક અસુર આવ્યો. તેની ઇચ્છા હતી કે 'હું બલરામ અને શ્રીકૃષ્ણને ઉપાડીને લઈ જાઉં'. ॥ ૧૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સર્વજ્ઞ છે. તેઓ તેને જોતાં જ ઓળખી ગયા. તેમ છતાં તેમણે તેનો મિત્રતાનો પ્રસ્તાવ સ્વીકારી લીધો. તેઓ મનમાં વિચારી રહ્યા હતા કે કઈ યુક્તિથી આનો વધ કરવો. ॥ ૧૮ ॥ ગોપકુમારોમાં સૌથી મહાન ખેલાડી અર્થાત્ રમતના આચાર્ય શ્રીકૃષ્ણ જ હતા. તેમણે બધા ગોપબાળકોને બોલાવીને કહ્યું – મારા પ્રિય મિત્રો! આજે આપણે યોગ્ય રીતે બધા મિત્રો બે ભાગમાં વહેંચાઈ જઈએ અને પછી આનંદથી રમીએ. ॥ ૧૯ ॥ તે રમતમાં ગોપકુમારોએ બલરામ અને શ્રીકૃષ્ણને નાયક બનાવ્યા. થોડા કૃષ્ણના દળમાં રહ્યા અને થોડા બલરામના દળમાં. ॥ ૨૦ ॥ પછી તેમણે જાત-જાતની એવી કેટલીક રમતો કરી જેમાં એક દળના બાળકોએ બીજા દળના બાળકોને પોતાની પીઠ પર ચડાવીને અમુક નક્કી કરેલા સ્થાન સુધી લઈ જવાના હતા. ॥ ૨૧ ॥ આ પ્રમાણે એક-બીજાની પીઠ પર ચડતા અને ચડાવતા. શરત એવી હતી કે હારી જનાર ઘોડો બનીને જીતી જનારને તેની પીઠ ઉપર બેસાડે. શ્રીકૃષ્ણ વગેરે ગોપકુમારો ગાયો ચરવતા-ચરાવતા ભાંડીર નામના વડના વૃક્ષ પાસે પહોંચ્યા. ॥ ૨૨ ॥

પરીક્ષિત! એક વાર બલરામજીના દળના શ્રીદામા, વૃષભ વગેરે ગ્વાલબાળો રમતમાં જીતી ગયા, ત્યારે સામા દળના શ્રીકૃષ્ણ વગેરે તેમને પીઠ પર બેસાડી નિશ્ચિત સ્થાન સુધી લઈ આવ્યા. ॥ ૨૩ ॥

૧. ગર્જમાનાશ્ચ ।

ઉવાહ કૃષ્ણો ભગવાન્ શ્રીદામાનં પરાજિતઃ ।
વૃષભં ભદ્રસેનસ્તુ પ્રલમ્બો રોહિણીસુતમ્ ॥ ૨૪॥

હારી ગયેલા શ્રીકૃષ્ણે શ્રીદામાને પોતાની પીઠ પર ચઢાવ્યો, ભદ્રસેને વૃષભને અને પ્રલંબે બલરામજીને. ॥ ૨૪ ॥

અવિષહ્યં મન્યમાનઃ કૃષ્ણં દાનવપુઙ્ગવઃ ।
વહન્ દ્રુતતરં [1]પ્રાગાદવરોહણતઃ પરમ્ ॥ ૨૫॥

દાનવશ્રેષ્ઠ પ્રલંબે જોયું કે શ્રીકૃષ્ણ તો મહા બળવાન છે, તેમને હું હરાવી શકીશ નહીં. તેથી તે શ્રીકૃષ્ણના દળમાં રહ્યો અને બળરામજીને પીઠ પર ચડાવીને વેગપૂર્વક આગળ દોડવા લાગ્યો. ॥ ૨૫ ॥

તમુદ્વહન્ ધરણિધરેન્દ્રગૌરવં
મહાસુરો વિગતરયો નિજં વપુઃ ।
સ આસ્થિતઃ પુરટપરિચ્છદો બભૌ
તડિદ્યુમાનુડુપતિવાડિવામ્બુદઃ ॥ ૨૬॥

બલરામજી મોટા ભારે પર્વત જેવું વજન ધરાવતા હતા. તેમને લઈને પ્રલમ્બાસુર દૂર સુધી જઈ ન શક્યો, તે થાકી ગયો અને ધીમો પડી ગયો. ત્યારે તેણે પોતાનું સ્વાભાવિક દૈત્યરૂપ ધારણ કરી લીધું. તેના કાળા શરીર પર સોનાના દાગીના ચમકી રહ્યા હતા અને ગોરા અને રૂપાળા બલરામને ધારણ કરવાને લીધે તેની એવી શોભા જણાતી હતી, જાણે વીજળીથી યુક્ત કાળા વાદળોએ ચન્દ્રમાને ધારણ કરેલા હોય. ॥ ૨૬ ॥

નિરીક્ષ્ય તદ્વપુરલમમ્બરે ચરત્
પ્રદીપ્તદૃગ્ ભ્રુકુટિતટોગ્રદંષ્ટ્રકમ્ ।
જ્વલચ્છિખં કટકકિરીટકુણ્ડલ-
ત્વિષાદ્ભુતં હલધર ઈષદત્રસત્ ॥ ૨૭॥

તે અગ્નિ જેવી લાલચોળ સળગતી આંખો, ચઢાવેલી ભ્રૂકુટિ અને ઉગ્ર દાઢોવાળો હતો. તેના લાલ-લાલ અને વિખેરાયેલા વાળ એ રીતે ઊડતા હતા જાણે અગ્નિની જ્વાળાઓ ઊઠી રહી હોય. તેના હાથ-પગમાં કડાં, માથા પર મુગટ અને કાનોમાં કુંડળ હતાં. તેની કાંતિથી તે અદ્ભુત જણાતો હતો. તે ભયંકર દૈત્યને બહુ વેગપૂર્વક આકાશમાં જતો જોઈને પહેલાં તો બલરામજી થોડા ગભરાઈ ગયા હોય એવું લાગ્યું. ॥ ૨૭ ॥

અથાગતસ્મૃતિરભયો રિપું બલો
વિહાયસાઽર્થમિવ હરન્તમાત્મનઃ ।
રુષાઽહનચ્છિરસિ દૃઢેન મુષ્ટિના
સુરાધિપો ગિરિમિવ વજ્રરંહસા ॥ ૨૮॥

પરંતુ બીજી જ ક્ષણે પોતાના સ્વરૂપની સ્મૃતિ આવતાં તેઓ નિર્ભય થઈ ગયા. બલરામજીએ જોયું કે જાણે કોઈ ચોર કોઈનું ધન ચોરીને લઈ જાય, તે જ પ્રમાણે આ શત્રુ મને ચોરીને આકાશ-માર્ગે લઈ જઈ રહ્યો છે. તે સમયે, જેમ ઇન્દ્રએ પર્વતો પર વજ્રનો પ્રહાર કર્યો હતો, તે જ રીતે બલરામજીએ ક્રોધપૂર્વક તેના માથા પર એક મુઠ્ઠીનો પ્રહાર કર્યો. ॥ ૨૮ ॥

સ[2] આહતઃ સપદિ વિશીર્ણમસ્તકો
મુખાદ્ વમન્ રુધિરમપસ્મૃતોઽસુરઃ ।
મહારવં વ્યસુરપતત્ સમીરયન્
ગિરિર્યથા મઘવત આયુધાહતઃ ॥ ૨૯॥

પ્રહાર થતાં જ તેના માથાના ચૂરેચૂરા થઈ ગયા. તે મુખેથી લોહી ઓકવા લાગ્યો, અચેત થઈ ગયો અને ભયંકર ચીસો પાડતો પ્રાણહીન થઈને પૃથ્વી પર પડી ગયો. ॥ ૨૯ ॥

દૃષ્ટ્વા પ્રલમ્બં નિહતં બલેન બલશાલિના ।
ગોપાઃ સુવિસ્મિતા આસન્[3] સાધુ સાધ્વિતિ વાદિનઃ ॥ ૩૦॥

બલરામજી પરમ બલવાન હતા. જ્યારે ગોપકુમારોએ જોયું કે, આમણે પ્રલમ્બાસુરને મારી નાખ્યો ત્યારે બધા આશ્ચર્યચકિત થઈને વારંવાર 'વાહ, વાહ' કહેવા લાગ્યા. ॥ ૩૦ ॥

આશિષોઽભિગૃણન્તસ્તં પ્રશશંસુસ્તદર્હણમ્ ।
પ્રેત્યાગતમિવાલિઙ્ગ્ય પ્રેમવિહ્વલચેતસઃ ॥ ૩૧॥

ગોપકુમારો પ્રેમથી વિહ્વળ થઈ ગયા અને બલરામજીના માટે શુભકામનાઓની વૃષ્ટિ કરવા લાગ્યા અને જાણે મરીને પાછા આવ્યા હોય એવા ભાવથી આલિંગન કરીને પ્રશંસા કરવા લાગ્યા. ખરેખર બલરામજી એના અધિકારી જ છે. ॥ ૩૧ ॥

---

૧. પ્રાયાદ૦ । ૨. પ્રાચીન પ્રતમાં આ શ્લોકનો પૂર્વાર્ધ આ મુજબ છેઃ સ એવ દૈત્યોઽથ વિશીર્ણશીર્ષો મુખાદ્વમન્ રુધિરમવધ્યતાસુરઃ । ૩. આસન્નસાધું સાધુરૂપિણમ્ ।

પાપે પ્રલમ્બે નિહતે દેવાઃ પરમનિર્વૃતાઃ ।
અભ્યવર્ષન્ બલં માલ્યૈઃ શશંસુઃ સાધુ સાધ્વિતિ ॥ ૩૨॥

પ્રલમ્બાસુર પાપની પ્રત્યક્ષ મૂર્તિ હતો. તેના મૃત્યુથી દેવતાઓને બહુ આનંદ થયો. તેઓ બલરામજી ઉપર પુષ્પો વરસાવવા લાગ્યા અને 'બહુ સારું કર્યું, બહુ સારું કર્યું' એમ કહીને તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૩૨ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] પ્રલમ્બવધો નામાષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત પ્રલમ્બવધ નામનો અઢારમો અધ્યાય સમાપ્ત.**

═★═

# ઓગણીસમો અધ્યાય

## ગાયો અને ગોવાળોને દાવાનળથી બચાવવાં

*શ્રીશુક ઉવાચ*[2]

**ક્રીડાસક્તેષુ ગોપેષુ તદ્ગાવો દૂરચારિણીઃ ।**
**સ્વૈરં ચરન્ત્યો વિવિશુસ્તૃણલોભેન ગહ્વરમ્ ॥ ૧॥**

**અજા ગાવો મહિષ્યશ્ચ નિર્વિશન્ત્યો વનાદ્ વનમ્ ।**
**ઈષીકાટવીં નિર્વિવિશુઃ ક્રન્દન્ત્યો દાવતર્ષિતાઃ[3] ॥ ૨॥**

**તેઽપશ્યન્તઃ પશૂન્ ગોપાઃ કૃષ્ણરામાદયસ્તદા[4] ।**
**જાતાનુતાપા ન વિદુર્વિચિન્વન્તો ગવાં ગતિમ્ ॥ ૩॥**

**તૃણૈસ્તત્ખુરદચ્છિન્નૈર્ગોષ્પદૈરઙ્કિતૈર્ગવામ્[5] ।**
**માર્ગમન્વગમન્ સર્વે નષ્ટાજીવ્યા વિચેતસઃ ॥ ૪॥**

**મુઞ્જાટવ્યાં ભ્રષ્ટમાર્ગં ક્રન્દમાનં સ્વગોધનમ્ ।**
**સમ્પ્રાપ્ય તૃષિતાઃ શ્રાન્તાસ્તતસ્તે સંન્યવર્તયન્ ॥ ૫॥**

**તા આહૂતા ભગવતા મેઘગમ્ભીરયા ગિરા ।**
**સ્વનામ્નાં નિનદં શ્રુત્વા પ્રતિનેદુઃ પ્રહર્ષિતાઃ ॥ ૬॥**

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! તે સમયે જ્યારે ગોપકુમારો રમતમાં ડૂબી ગયા હતા, ત્યારે તેમની ગાયો કુમળું અને લીલું ઘાસ જોઈને લાલચથી ચરતી-ચરતી અત્યંત ગીચ વનમાં દૂર ચાલી ગઈ. ॥ ૧ ॥ તેમની (અજા = અપ્રસૂતા) વિયાયા વિનાની ગાયો, (ગાવઃ = એકપ્રસૂતા) એકવાર વિયાયેલી ગાયો અને (મહિષ્યશ્ચ = બહુપ્રસૂતા ગાયો) વધારે વાછડાંવાળી ગાયો જ્યારે બીજા વનમાં ચાલી ગઈ અને ગરમીના કારણે વ્યાકુળ થઈ ગઈ. તે બધી ગાયો બેસુધ જેવી થઈને અંતે મુંજ ઘાસના જંગલમાં ચાલી ગઈ. ॥ ૨ ॥ જ્યારે શ્રીકૃષ્ણ બલરામજી વગેરે ગોપકુમારોએ જોયું કે અમારી ગાયો તો ક્યાંય દેખાતી નથી ત્યારે તેમને પોતાની રમતો ઉપર ભારે પસ્તાવો થયો. તેમને બહુ જ શોધવા છતાં ગાયોનો પત્તો ન લાગ્યો. ॥ ૩ ॥ ગાયો જ તો તેમની જીવિકાનું સાધન હતી. ગાયો ન મળવાથી તેઓ અચેત જેવા થઈ ગયા. હવે તેઓ ગાયોની ખરીઓ અને દાંતોથી ખાધેલા ઘાસનાં ચિહ્નો દ્વારા શોધતા-શોધતા આગળ વધ્યા. ॥ ૪ ॥ છેવટે તેમણે જોયું કે, તેમની ગાયો મુંજાટવીમાં રસ્તો ભૂલીને ભાંભરી રહી છે. તે ગાયોને તેઓ પાછી વાળવા લાગ્યા. તે સમયે તે બહુ થાકી ગયા હતા અને તૃષા પણ બહુ લાગી હતી તેથી તેઓ વ્યાકુળ થઈ ગયા હતા. ॥ ૫ ॥ તેમની આવી સ્થિતિ જોઈને ભગવાન શ્રીકૃષ્ણ પોતાની મેઘ-ગંભીર વાણીથી ગાયોનું નામ લઈ-લઈને બોલાવવા લાગ્યા. ગાયો પોતાનાં નામનો પોકાર સાંભળીને બહુ આનંદિત થઈ ગઈ. તેઓ પણ ભાંભરીને જવાબ આપવા લાગી. ॥ ૬ ॥

૧. બાલક્રીડાયામષ્ટા૦ । ૨. બાદરાયણિરુવાચ । ૩. દાવતાપિતાઃ । ૪. ૦દયસ્તતઃ । ૫. તૃણૈસ્તત્ખુરવિચ્છિન્નૈર્ગોષ્પદૈરઙ્કિતં ગવામ્ ।

તતઃ સમન્તાદ્ વનધૂમકેતુ-
યદૃચ્છયાઽભૂત્ ક્ષયકૃદ્ વનૌકસામ્ ।
સમીરિતઃ સારથિનોલ્બણોલ્મુકૈ-
ર્વિલેલિહાનઃ સ્થિરજઙ્ગમાન્ મહાન્ ॥ ૭॥

તમાપતન્તં પરિતો દવાગ્નિં
ગોપાશ્ચ[1] ગાવઃ પ્રસમીક્ષ્ય ભીતાઃ ।
ઊચુશ્ચ કૃષ્ણં સબલં પ્રપન્ના
યથા હરિં મૃત્યુભયાર્દિતા જનાઃ ॥ ૮॥

કૃષ્ણ કૃષ્ણ મહાવીર હે રામામિતવિક્રમ[2] ।
દાવાગ્નિના દહ્યમાનાન્ પ્રપન્નાંસ્ત્રાતુમર્હથઃ ॥ ૯॥

નૂનં ત્વદ્બાન્ધવાઃ કૃષ્ણ ન ચાર્હન્ત્યવસીદિતુમ્ ।
વયં હિ સર્વધર્મજ્ઞ ત્વન્નાથાસ્ત્વત્પરાયણાઃ ॥ ૧૦॥

*શ્રીશુક ઉવાચ*

વચો નિશમ્ય કૃપણં બન્ધૂનાં ભગવાન્ હરિઃ ।
નિમીલયત મા ભૈષ્ટ લોચનાનીત્યભાષત ॥ ૧૧॥

તથેતિ મીલિતાક્ષેષુ ભગવાનગ્નિમુલ્બણમ્ ।
પીત્વા મુખેન તાન્ કૃચ્છ્રાદ્ યોગાધીશો વ્યમોચયત્ ॥ ૧૨॥

તતશ્ચ તેઽક્ષીણ્યુન્મીલ્ય પુનર્ભાણ્ડીરમાપિતાઃ ।
નિશામ્ય વિસ્મિતા આસન્નાત્માનં ગાશ્ચ મોચિતાઃ ॥ ૧૩॥

કૃષ્ણસ્ય યોગવીર્યં તદ્ યોગમાયાનુભાવિતમ્ ।
દાવાગ્નેરાત્મનઃ ક્ષેમં વીક્ષ્ય તે મેનિરેઽમરમ્ ॥ ૧૪॥

પરીક્ષિત! આ પ્રમાણે ભગવાન તે ગાયોને બોલાવી રહ્યા હતા ત્યાં જ તે વનમાં બધી બાજુ એકાએક દાવાગ્નિ સળગી ઊઠ્યો, જે વનવાસી જીવોનો કાળ જ હોય છે. સાથે-સાથે ભયંકર વેગથી પવન પણ ફૂંકાયો જે અગ્નિને વધારનારો બન્યો. આથી ચારે બાજુ ફેલાયેલો તે પ્રચંડ અગ્નિ પોતાની ભયંકર જ્વાળાઓથી સમસ્ત ચરાચર જીવોને ભસ્મીભૂત કરવા લાગ્યો. ॥ ૭ ॥ જ્યારે ગોવાળો અને ગાયોએ જોયું કે, દાવાનળ ચારે બાજુથી વધીને અમારી તરફ આવી રહ્યો છે ત્યારે તે અત્યંત ભયભીત થઈ ગયાં. અને મૃત્યુના ભયથી ડરી ગયેલા જીવો જે રીતે ભગવાનના શરણમાં આવે છે તે જ રીતે તેઓ શ્રીકૃષ્ણ અને બલરામજીના શરણાગત થઈને તેમને પોકારીને કહેવા લાગ્યા – ॥ ૮ ॥ 'મહાવીર શ્રીકૃષ્ણ! પ્યારા શ્રીકૃષ્ણ! પરમબળશાળી બલરામ! અમે તમારા શરણાગત છીએ. જુઓ, હમણાં જ અમે આ દાવાનળમાં ભસ્મ થઈ રહ્યા છીએ, તમે આ દાવાનળથી અમારું રક્ષણ કરો. ॥ ૯ ॥ શ્રીકૃષ્ણ! જેના તમે ભાઈ-બંધુ અને સર્વસ્વ છો, તેમને તો કોઈ પ્રકારનું કષ્ટ ન થવું જોઈએ. બધા ધર્મોને જાણવાવાળા શ્યામસુંદર! તમે જ અમારા એકમાત્ર રક્ષક અને સ્વામી છો, અમને માત્ર તમારો જ ભરોસો છે.' ॥ ૧૦ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પોતાના મિત્ર ગોપકુમારોનાં અત્યંત દીન વચન સાંભળીને ભગવાન શ્રીહરિ કહેવા લાગ્યા – 'ડરો નહીં, તમે તમારી આંખો બંધ કરી દો.' ॥ ૧૧ ॥ ભગવાનની આજ્ઞા સાંભળીને તે ગોવાળોએ કહ્યું 'બહુ સારું' અને આંખો બંધ કરી દીધી. ત્યારે યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ તે ભયંકર અગ્નિનું પોતાના મુખથી પાન કરી ગયા.* અને આ પ્રમાણે તેમને આ ઘોર સંકટમાંથી છોડાવ્યા. ॥ ૧૨ ॥ ત્યાર પછી જ્યારે ગોપકુમારોએ પોતાની આંખો ખોલીને જોયું ત્યારે પોતાને ભાંડીર વડ પાસે જોયા. આ પ્રમાણે પોતાને અને ગાયોને દાવાનળમાંથી બચી ગયેલા જોઈને તેઓ ભારે વિસ્મિત થઈ ગયા. ॥ ૧૩ ॥ શ્રીકૃષ્ણની આ યોગસિદ્ધિ તથા યોગમાયાના પ્રભાવને અને દાવાનળમાંથી પોતે ઊગરી ગયા, તે જોઈને તેઓ એવું સમજ્યા કે, આ શ્રીકૃષ્ણ કોઈ દેવતા છે. ॥ ૧૪ ॥

---

૧. ગોપાઃ સગાવઃ । ૨. રામામોઘવિક્રમ ।

* ૧. ભગવાન શ્રીકૃષ્ણ ભક્તો દ્વારા અર્પણ થયેલા પ્રેમ-ભક્તિરૂપી અમૃતનું પાન કરે છે. અગ્નિના મનમાં તે અમૃતનો સ્વાદ લેવાની ઈચ્છા થઈ ગઈ તેથી તેણે પોતે જ ભગવાનના મુખમાં પ્રવેશ કર્યો.

૨. વિષાગ્નિ, મુંજાગ્નિ અને દાવાગ્નિ – ત્રણેનું પાન કરીને ભગવાને પોતાની ત્રિ-તાપનાશક શક્તિ દેખાડી.

૩. અગાઉ અગ્નિપાન રાત્રિના સમયે કર્યું હતું, બીજી વાર દિવસે કર્યું. ભગવાન પોતાના ભક્તજનોનો તાપ હરવા હંમેશાં તત્પર રહે છે.

૪. પહેલીવાર બધાંની સામે અને બીજીવાર બધાંની આંખો બંધ કરાવીને શ્રીકૃષ્ણે અગ્નિપાન કર્યું. એનો અભિપ્રાય એ છે કે, ભગવાન પરોક્ષ અને અપરોક્ષ બન્ને પ્રકારે ભક્તજનોનું હિત કરતા રહે છે.

ગાઃ સન્નિવર્ત્ય સાયાહ્ને સહરામો જનાર્દનઃ ।
વેણું વિરણયન્ ગોષ્ઠમગાદ્ ગોપૈરભિષ્ટુતઃ ॥ ૧૫॥

ગોપીનાં પરમાનન્દ આસીદ્ ગોવિન્દદર્શને ।
ક્ષણં યુગશતમિવ યાસાં યેન વિનાઽભવત્ ॥ ૧૬॥

પરીક્ષિત! સાયંકાળ થતાં બલરામજીની સાથે ભગવાન શ્રીકૃષ્ણે ગાયો પાછી વાળી અને વંશીનાદ કરતા રહીને તેમની પાછળ-પાછળ વ્રજ તરફ ચાલી નીકળ્યા. તે સમયે ગોપકુમારો તેમની સ્તુતિ કરતા આવી રહ્યા હતા. ॥ ૧૫ ॥ આ બાજુ વ્રજમાં ગોપીજનોની શ્રીકૃષ્ણ વિના એક-એક ક્ષણ સો-સો યુગ જેવી બની રહી હતી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પધાર્યા ત્યારે તેમનાં દર્શન કરીને તે પરમાનંદમાં મગ્ન થઈ ગયાં. ॥ ૧૬ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] દાવાગ્નિપાનં નામૈકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત દાવાગ્નિપાન નામનો ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# વીસમો અધ્યાય

## વર્ષા અને શરદ ઋતુનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

તયોસ્તદદ્ભુતં કર્મ દાવાગ્નેર્મોક્ષમાત્મનઃ ।
ગોપાઃ સ્ત્રીભ્યઃ સમાચખ્યુઃ પ્રલમ્બવધમેવ ચ ॥ ૧॥

ગોપવૃદ્ધાશ્ચ ગોપ્યશ્ચ તદુપાકર્ણ્ય વિસ્મિતાઃ ।
મેનિરે દેવપ્રવરૌ કૃષ્ણરામૌ વ્રજં ગતૌ ॥ ૨॥

તતઃ પ્રાવર્તત પ્રાવૃટ્ સર્વસત્ત્વસમુદ્ભવા ।
વિદ્યોતમાનપરિધિર્વિસ્ફૂર્જિતનભસ્તલા ॥ ૩॥

સાન્દ્રનીલામ્બુદૈર્વ્યોમ સવિદ્યુત્સ્તનયિત્નુભિઃ ।
અસ્પષ્ટજ્યોતિરાચ્છન્નં બ્રહ્મેવ સગુણં બભૌ ॥ ૪॥

અષ્ટૌ માસાન્ નિપીતં યદ્ ભૂમ્યાશ્ચોદમયં[2] વસુ ।
સ્વગોભિર્મોક્તુમારેભે પર્જન્યઃ કાલ આગતે ॥ ૫॥

તડિત્વન્તો મહામેઘાશ્ચણ્ડશ્વસનવેપિતાઃ ।
પ્રીણનં જીવનં હ્યસ્ય મુમુચુઃ કરુણા ઇવ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! ગ્વાલબાળકોએ ઘરે પહોંચીને પોતાની માતા, બહેનો વગેરે સ્ત્રીઓને શ્રીકૃષ્ણ અને બલરામજીએ જે કાંઈ અદ્ભુત કર્મ કર્યાં હતાં — દાવાનળમાંથી તેમને બચાવવા, પ્રલંબાસુરનો વધ કરવો વગેરે — બધી હકીકત કહી સંભળાવી. ॥ ૧ ॥ મોટા-મોટા વૃદ્ધ ગોવાળો અને ગોવાલણો પણ રામ અને શ્યામની અલૌકિક લીલાઓ સાંભળીને આશ્ચર્યમાં પડી જતાં હતાં. તે બધાં એવું માનવા લાગ્યાં કે, શ્રીકૃષ્ણ અને બલરામના વેશમાં કોઈ બહુ મોટા દેવો જ વ્રજમાં પધાર્યા છે. ॥ ૨ ॥

ત્યાર પછી વર્ષાઋતુનું શુભાગમન થયું. આ ઋતુમાં બધા પ્રકારના જીવ-જંતુઓમાં વૃદ્ધિ થઈ જાય છે. આ વર્ષાઋતુના દિવસોમાં સૂર્ય-ચંદ્રની આસપાસ ગોળ પ્રકાશમય વર્તુળો દેખાવા લાગ્યાં અને આકાશ વાદળો, વાયુ, વીજળીથી ક્ષુબ્ધ દેખાવા લાગ્યું. ॥ ૩ ॥આકાશ નીલા રંગના વાદળોથી છવાઈ જતું. વીજળીના ઝબકારા થતા, વારંવાર મેઘોનો ગડગડાટ સંભળાતો, સૂર્ય-ચન્દ્રમા અને તારા ઢંકાઈ જતા ત્યારે ત્રણે ગુણોથી ઢંકાયેલું અને તેથી જ અસ્પષ્ટ પ્રકાશવાળું (સ્વયં બ્રહ્મસ્વરૂપ હોવા છતાં) જીવનું સ્વરૂપ હોય તેવું આકાશ ભાસવા લાગ્યું. ॥ ૪ ॥ સૂર્યએ રાજાની જેમ પૃથ્વીરૂપી પ્રજા પાસેથી આઠ મહિના સુધી જળનું ગ્રહણ કર્યું હતું, હવે સમય આવ્યે તેઓ પોતાનાં કિરણોરૂપી હાથોથી પાછું તેને વહેંચવા લાગ્યા. ॥ ૫ ॥દયાળુ લોકો જ્યારે જુએ છે કે, પ્રજા બહુ દુઃખી થઈ રહી છે, ત્યારે તેઓ દયાને વશ થઈને પોતાના પ્રાણ સુધ્ધાં ન્યોછાવર કરી દે છે — તે જ પ્રમાણે વીજળીના ઝબકારાથી શોભતાં વાદળો વેગથી વહેતા વાયુની પ્રેરણાથી જીવોના કલ્યાણ માટે પોતાના જીવનરૂપી જળને વરસાવવાં લાગ્યાં. ॥ ૬ ॥

૧. બાલક્રીડાયાં દાવાનલવિમોક્ષણમેકોનવિંશોઽધ્યાયઃ । ૨. ભૂમ્યા ઉદમયં ।

તપઃકૃશા દેવમીઢા આસીદ્ વર્ષીયસી મહી ।
યથૈવ કામ્યતપસસ્તનુઃ સમ્પ્રાપ્ય તત્ફલમ્ ॥ ૭॥

નિશામુખેષુ ખદ્યોતાસ્તમસા ભાન્તિ ન ગ્રહાઃ ।
યથા પાપેન પાખણ્ડા ન હિ વેદાઃ કલૌ યુગે ॥ ૮॥

શ્રુત્વા પર્જન્યનિનદં મણ્ડૂકા વ્યસૃજન્ ગિરઃ ।
તૂષ્ણીં શયાનાઃ પ્રાગ્ યદ્વદ્ બ્રાહ્મણા નિયમાત્યયે ॥ ૯॥

આસન્નુત્પથવાહિન્યઃ ક્ષુદ્રનદ્યોઽનુશુષ્યતીઃ[1] ।
પુંસો યથાસ્વતન્ત્રસ્ય દેહદ્રવિણસમ્પદઃ ॥ ૧૦॥

હરિતા હરિભિઃ શષ્પૈરિન્દ્રગોપૈશ્ચ લોહિતા ।
ઉચ્છિલીન્ધ્રકૃતચ્છાયા નૃણાં શ્રીરિવ ભૂરભૂત્ ॥ ૧૧॥

ક્ષેત્રાણિ સસ્યસમ્પદ્ભિઃ[2] કર્ષકાણાં મુદં દદુઃ ।
ધનિનામુપતાપં ચ દૈવાધીનમજાનતામ્ ॥ ૧૨॥

જલસ્થલૌકસઃ સર્વે નવવારિનિષેવયા ।
અબિભ્રદ્ રુચિરં રૂપં યથા હરિનિષેવયા ॥ ૧૩॥

સરિદ્ભિઃ સઙ્ગતઃ સિન્ધુશ્ચુક્ષુભે શ્વસનોર્મિમાન્ ।
અપક્વયોગિનશ્ચિત્તં કામાક્તં ગુણયુગ્ યથા ॥ ૧૪॥

ગિરયો વર્ષધારાભિર્હન્યમાના ન વિવ્યથુઃ ।
અભિભૂયમાના વ્યસનૈર્યથાઽધોક્ષજચેતસઃ ॥ ૧૫॥

માર્ગા બભૂવુઃ સન્દિગ્ધાસ્તૃણૈશ્છન્ના હ્યસંસ્કૃતાઃ ।
નાભ્યસ્યમાનાઃ શ્રુતયો દ્વિજૈઃ કાલહતા[3] ઇવ ॥ ૧૬॥

લોકબન્ધુષુ મેઘેષુ વિદ્યુતશ્ચલસૌહૃદાઃ ।
સ્થૈર્યં ન ચક્રુઃ કામિન્યઃ પુરુષેષુ ગુણિષ્વિવ[4] ॥ ૧૭॥

જેઠ-અષાઢની ગરમીથી ધરતી સુકાઈ ગઈ હતી, તે હવે વરસાદના જળથી સિંચાઈને ફરીથી લીલીછમ થઈ ગઈ છે – જેમ સકામભાવથી તપ કરતાં શરીર દુર્બળ થઈ જાય છે પરંતુ જ્યારે તેનું ફળ મળે છે ત્યારે તે હૃષ્ટ-પુષ્ટ થઈ જાય તેમ. ॥ ૭ ॥ વર્ષાઋતુમાં સાયંકાળે વાદળોને લીધે ઘોર અંધકાર છવાઈ જવાથી નક્ષત્ર-તારાઓનો પ્રકાશ તો દેખાતો નથી, પરંતુ આગિયા ચમકવા લાગે છે – જેમ કલિયુગમાં પાપની પ્રબળતા હોવાથી પાખંડનો પ્રચાર થઈ જાય છે અને વૈદિક સંપ્રદાયો લુપ્ત થઈ જાય છે. ॥ ૮ ॥ જે દેડકાં પહેલાં મૌન રહીને સૂઈ રહ્યાં હતાં, હવે તે વાદળોની ગર્જના સાંભળીને ડ્રાઉં-ડ્રાઉં કરવા લાગે છે – જેમ નિત્યકર્મથી નિવૃત્ત થઈને ગુરુની આજ્ઞાથી બ્રહ્મચારીઓ વેદપાઠ કરવા લાગે છે. ॥ ૯ ॥ જાણે કોઈ અસંયમી મનુષ્યને યુવાની વગેરે સંપત્તિઓ પ્રાપ્ત થતાં તે અવળે માર્ગે વહી જાય છે, તેમ અલ્પ જળવાળી નદીઓ જે ગરમીના દિવસોમાં સુકાઈ ગઈ હતી તે વરસાદનું વિપુલ જળ આવતાં આમ-તેમ ઊભરાઈને વહી રહી છે. ॥ ૧૦ ॥ જેમ રાજાઓની સૈન્ય-સંપત્તિ અનેક પ્રકારના વૈભવ (ધજા-છત્ર વગેરે)થી યુક્ત હોય છે તેમ પૃથ્વી વર્ષાકાળ આવતાં લીલું-લીલું ઘાસ અને ખેતરોમાં ઊભેલા ધાન્યથી લીલી, ઈન્દ્રગોપ – લાલ જંતુઓથી લાલ તેમજ જ્યાં-ત્યાં ઊગેલી બિલાડીની છત્રાકાર શ્વેત છત્રીઓથી શોભાયમાન થઈ રહી છે. ॥ ૧૧ ॥ બધાં ખેતરો ધાન્યથી લહેરાઈ રહ્યાં છે, તે જોઈને ખેડૂતોનો આનંદ સમાતો નથી, પરંતુ બધું જ પ્રારબ્ધને આધીન છે – આ વાતને ન જાણનારા, અનાજનો સંગ્રહ કરનારા ધનવાનોના હૃદયમાં ભારે સંતાપ થવા લાગ્યો, કારણ કે, હવે અમે આ લોકોને પોતાના પંજામાં કઈ રીતે રાખી શકીશું? ॥ ૧૨ ॥ વરસાદના નવા જળના સેવનથી બધાં જ જળચર-સ્થળચર પ્રાણીઓની સુંદરતા વધી ગઈ હતી, જેમ ભગવાનની સેવા કરવાથી (બહાર અને અંદર) મનુષ્ય સુંદર બની જાય છે. ॥ ૧૩ ॥ વર્ષાઋતુમાં પ્રચંડ હવાના વેગથી સમુદ્ર ઉત્તુંગ મોજાં ઉછાળતો હતો તેમાં હવે નદીઓના સંયોગથી તે વધારે ક્ષુબ્ધ થઈ ગયો. જેમ વાસનાયુક્ત યોગીનું ચિત્ત વિષયોનો સંપર્ક થવાથી કામનાઓના આવેગોથી ભરાઈ જાય છે. ॥ ૧૪ ॥ મુશળધાર વરસાદની ધારાઓથી પર્વતોને કોઈ વ્યથા થતી નથી, જેમ ભક્તોનું ચિત્ત ભગવાનમાં જોડાઈ જવાથી તેમને દુ:ખો વ્યથા પહોંચાડી શકતાં નથી. ॥ ૧૫ ॥ જે રસ્તાઓ ક્યારેય ચોખ્ખા કરવામાં આવતા નહોતા, તે ઘાસથી ઢંકાઈ જવાથી દૃષ્ટિ-ગોચર થવા કઠણ થઈ ગયા – જેમ જ્યારે દ્વિજાતિ વેદોનો અભ્યાસ કરતા નથી ત્યારે કાલક્રમે વેદો ભુલાઈ જાય છે. ॥ ૧૬ ॥ જોકે વાદળો લોકો માટે ભારે ઉપકારી છે, છતાં પણ વીજળી તેમાં સ્થિર રહેતી નથી – જેમ ચંચળ મનની સુંદર સ્ત્રીઓ પોતાના ગુણવાન પુરુષ પાસે

૧. ઽમ્બુપૂરિતાઃ । ૨. સસ્યવૃદ્ધાનિ । ૩. કાલેન વા હતાઃ । ૪. ગુણેષ્વપિ ।

ધનુર્વિયતિ માહેન્દ્રં નિર્ગુણં ચ ગુણિન્યભાત્ ।
વ્યક્તે ગુણવ્યતિકરેऽગુણવાન્ પુરુષો યથા ॥ ૧૮॥

ન રરાજોડુપશ્છન્નઃ સ્વજ્યોત્સ્નારાજિતૈર્ઘનૈઃ ।
અહંમત્યા ભાસિતયા સ્વભાસા પુરુષો યથા ॥ ૧૯॥

મેઘાગમોત્સવા હૃષ્ટાઃ પ્રત્યનન્દચ્છિખણ્ડિનઃ ।
ગૃહેષુ તપ્તા નિર્વિણ્ણા યથાऽચ્યુતજનાગમે ॥ ૨૦॥

પીત્વાऽપઃ પાદપાઃ પદ્ભિરાસન્નાનાત્મમૂર્તયઃ ।
પ્રાક્ ક્ષામાસ્તપસા શ્રાન્તા યથા કામાનુસેવયા ॥ ૨૧॥

સરસ્સ્વશાન્તરોધસ્સુ ન્યૂષુરઙ્ગાપિ સારસાઃ ।
ગૃહેષ્વશાન્તકૃત્યેષુ ગ્રામ્યા ઈવ દુરાશયાઃ ॥ ૨૨॥

જલૌઘૈર્નિરભિદ્યન્ત સેતવો વર્ષતીશ્વરે ।
પાખણ્ડિનામસદ્વાદૈર્વેદમાર્ગાઃ કલૌ યથા ॥ ૨૩॥

વ્યમુઞ્ચન્ વાયુભિર્નુન્ના ભૂતેભ્યોऽથામૃતં ઘનાઃ ।
યથાऽऽશિષો વિશ્પતયઃ કાલે કાલે દ્વિજેરિતાઃ ॥ ૨૪॥

એવં વનં તદ્ વર્ષિષ્ઠં પક્વખર્જૂરજમ્બુમત્ ।
ગોગોપાલૈર્વૃતો રન્તું સબલઃ પ્રાવિશદ્ધરિઃ ॥ ૨૫॥

ધેનવો મન્દગામિન્ય ઊધોભારેણ ભૂયસા ।
યયુર્ભગવતાऽऽહૂતા દ્રુતં પ્રીત્યા સ્નુતસ્તનીઃ[1] ॥ ૨૬॥

વનૌકસઃ પ્રમુદિતા વનરાજીર્મધુચ્યુતઃ ।
જલધારા ગિરેર્નાદાનાસન્ના દદૃશે ગુહાઃ ॥ ૨૭॥

ક્વચિદ્ વનસ્પતિક્રોડે ગુહાયાં ચાભિવર્ષતિ ।
નિર્વિશ્ય[2] ભગવાન્ રેમે કન્દમૂલફલાશનઃ ॥ ૨૮॥

પણ સ્થિર ભાવથી રહેતી નથી. ॥ ૧૭ ॥ આકાશ મેઘ-ગર્જનાથી વ્યાપ્ત છે. તેમાં નિર્ગુણ (દોરડા વિનાનું) ઈન્દ્રધનુષ્ય તેવી રીતે શોભી રહ્યું છે, જેમ સત્ત્વ-રજ વગેરે ગુણોથી વ્યાપ્ત વિશ્વમાં નિર્ગુણ બ્રહ્મ શોભી રહ્યું હોય. ॥ ૧૮ ॥ જોકે ચન્દ્રમાની ધવલ ચાંદનીથી વાદળો દેખાતાં હતાં, છતાં પણ તે વાદળોએ ચન્દ્રમાને ઢાંકીને શોભાહીન બનાવી દીધો હતો, જેમ પોતાના ચૈતન્ય-પ્રકાશથી પ્રકાશિત અહંબુદ્ધિ જીવને પ્રકાશિત થવા દેતી નથી. ॥ ૧૯ ॥ જેમ સાંસારિક તાપોથી તપ્ત થઈને વૈરાગ્યયુક્ત થયેલા મનુષ્યો ભગવાનના ભક્તોનો સમાગમ થતાં પ્રસન્ન થઈ થઈને તેમનો આદર-સત્કાર કરે છે, તેમ મયૂરો પણ વાદળોના આગમનથી આનંદિત થઈને, ટહુકા કરીને, નૃત્ય કરીને આનંદથી તેમનો સત્કાર કરી રહ્યા છે. ॥ ૨૦ ॥ જે વૃક્ષો જેઠ-અષાઢમાં સુકાઈ ગયાં હતાં, તે હવે તેમનાં મૂળિયાંથી જળ પીને પાંદડાં, ફૂલ અને ડાળીઓથી ખૂબ જ સોહામણાં લાગે છે – સજી-ધજી ગયાં છે – જેમ સકામભાવે તપ કરવાવાળા, પહેલાં તો દુર્બળ થઈ જાય છે, પરંતુ કામના પૂરી થયેથી ફરીથી હૃષ્ટ-પુષ્ટ થઈ જાય છે. ॥ ૨૧ ॥ પરીક્ષિત! તળાવોના કિનારા, કાંટા-કીચડ અને પાણીના વહેવાથી મોટે ભાગે અશાંત હોય છે પરંતુ જેમ સારસ પક્ષી તે સ્થળને એક ક્ષણ માટે પણ છોડતું નથી તેમ અશુદ્ધ હૃદયના કામી પુરુષો કામકાજથી અને અશાંતિથી ભરેલા ઘરને છોડતા નથી – ઘરમાં પડી રહે છે. ॥ ૨૨ ॥ વર્ષાઋતુમાં ઈન્દ્રની પ્રેરણાથી મુશળધાર વરસાદ થાય છે, તેથી ખેતરોની અને તળાવોની પાળો તૂટી જાય છે – જેમ કલિયુગમાં પાખંડીઓના જાત-જાતના મિથ્યા સંપ્રદાયોથી વૈદિક માર્ગની મર્યાદા ઢીલી પડી જાય છે. ॥ ૨૩ ॥ વાયુની પ્રેરણાથી વાદળો પ્રાણીઓ માટે અમૃતતુલ્ય જળની વૃષ્ટિ કરે છે – જેમ બ્રાહ્મણોની પ્રેરણાથી ધનવાનો દાન દ્વારા ગરીબોની અભિલાષા પૂરે છે. ॥ ૨૪ ॥

વર્ષાઋતુમાં વૃન્દાવન આ પ્રમાણે શોભાયમાન બની અનેક જાતના પાકેલાં ફળોથી સમૃદ્ધ હતું. તે જ વનમાં વિહાર કરવા માટે શ્યામ અને બલરામજીએ ગ્વાલબાળકો અને ગાયો સાથે પ્રવેશ કર્યો. ॥ ૨૫ ॥ ગાયો તેમના દૂધના ભરાવવાથી ભારે થયેલા થાન (આંચળ)ને કારણે ખૂબ ધીરે – ધીરે ચાલતી હતી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ તેમનું નામ લઈને બોલાવતા ત્યારે તે પ્રેમવશ થઈને જલદી-જલદી તેમના તરફ દોડી આવતી હતી. તેમનાં થાનમાંથી દૂધની ધારા વહેતી હતી. ॥ ૨૬ ॥ ભગવાને જોયું કે તેમના દર્શનથી વનવાસીઓ અને તેમની સ્ત્રીઓ આનંદમગ્ન થઈ ગયાં છે. વનરાજીઓ પુષ્પરસ ઝરવા લાગી, પર્વતમાંથી ઝરણાંઓ વહી રહ્યાં છે, તેનો અવાજ ઘણો જ કર્ણપ્રિય લાગતો હતો. સાથે-સાથે વરસાદ પડી જાય તો ત્યાં છુપાઈ જવા માટે ઘણીબધી પર્વતની ગુફાઓ પણ છે. ॥ ૨૭ ॥ જ્યારે વરસાદ વરસવા લાગે, ત્યારે

૧. સ્નુતસ્તનાઃ । ૨. નિર્વિશન્ ।

દધ્યોદનં[1] સમાનીતં શિલાયાં સલિલાન્તિકે ।
સમ્ભોજનીયૈર્બુભુજે ગોપૈઃ સઙ્કર્ષણાન્વિતઃ ॥ ૨૯॥

શાદ્વલોપરિ સંવિશ્ય ચર્વતો મીલિતેક્ષણાન્ ।
તૃપ્તાન્ વૃષાન્ વત્સતરાન્ ગાશ્ચ સ્વોધોભરશ્રમાઃ[2] ॥ ૩૦॥

પ્રાવૃટ્શ્રિયં ચ તાં વીક્ષ્ય સર્વભૂતમુદાવહામ્[3] ।
ભગવાન્ પૂજયાઞ્ચક્રે આત્મશક્ત્યુપબૃંહિતામ્ ॥ ૩૧॥

એવં નિવસતોસ્તસ્મિન્ રામકેશવયોર્વ્રજે ।
શરત્ સમભવદ્ વ્યભ્રા સ્વચ્છામ્બ્વપરુષાનિલા ॥ ૩૨॥

શરદા નીરજોત્પત્ત્યા નીરાણિ પ્રકૃતિં યયુઃ ।
ભ્રષ્ટાનામિવ ચેતાંસિ પુનર્યોગનિષેવયા ॥ ૩૩॥

વ્યોમ્નોઽબ્દં ભૂતશાબલ્યં ભુવઃ પઙ્કમપાં મલમ્ ।
શરજ્જહારાશ્રમિણાં કૃષ્ણે ભક્તિર્યથાઽશુભમ્ ॥ ૩૪॥

સર્વસ્વં જલદા હિત્વા વિરેજુઃ શુભ્રવર્ચસઃ ।
યથા ત્યક્તૈષણાઃ શાન્તા મુનયો મુક્તકિલ્બિષાઃ[4] ॥ ૩૫॥

ગિરયો મુમુચુસ્તોયં ક્વચિન્ન મુમુચુઃ શિવમ્[5] ।
યથા જ્ઞાનામૃતં કાલે જ્ઞાનિનો દદતે ન વા ॥ ૩૬॥

નૈવાવિન્દન્ ક્ષીયમાણં જલં ગાધજલેચરાઃ ।
યથાઽઽયુરન્વહં ક્ષય્યં નરા મૂઢાઃ કુટુમ્બિનઃ ॥ ૩૭॥

ગાધવારિચરાસ્તાપમવિન્દઞ્છરદર્કજમ્ ।
યથા દરિદ્રઃ કૃપણઃ કુટુમ્બ્યવિજિતેન્દ્રિયઃ ॥ ૩૮॥

શનૈઃ શનૈર્જહુઃ પઙ્કં સ્થલાન્યામં ચ વીરુધઃ ।
યથાહંમમતાં ધીરાઃ શરીરાદિષ્વનાત્મસુ ॥ ૩૯॥

શ્રીકૃષ્ણ ક્યારેક કોઈ વૃક્ષ નીચે અથવા ગુફામાં જઈને બેસતા. અને કંદ-મૂળ-ફળ આરોગીને ગોપકુમારો સાથે રમતો રમતા. ॥ ૨૮ ॥ ક્યારેક વહેતા જળની પાસે કોઈ પથ્થરની શિલા પર બેસી જતા અને બલરામજી તથા ગ્વાલબાળકો સાથે ઘરેથી લાવેલાં દહીં-ભાત, દાળ-શાક વગેરેનું ભોજન કરતા. ॥ ૨૯ ॥ વર્ષાઋતુમાં બળદ, વાછડાં અને ભારે થાનને લીધે થાકેલી ગાયો થોડી જ વારમાં પેટ ભરીને ઘાસ ચરી લેતી અને લીલા લીલા ઘાસ પર બેસીને આંખો બંધ કરી વાગોળતી. વર્ષાઋતુ અતિ સુંદર હતી. તે બધાં પ્રાણીઓ માટે સુખકર હતી. એમાં શંકા નથી કે તે ઋતુ, ગાયો, બળદો, વાછડાં—બધાં જ ભગવાનની લીલાનો જ વિલાસ હતો. છતાં પણ તેમને જોઈને ભગવાન બહુ પ્રસન્ન થતા હતા અને વારંવાર તેમની પ્રશંસા કરતા હતા. ॥ ૩૦-૩૧ ॥

આ પ્રમાણે શ્યામ અને બલરામ ખૂબ આનંદપૂર્વક વ્રજમાં નિવાસ કરી રહ્યા હતા. ત્યારે વર્ષાઋતુ ગઈ અને શરદઋતુ આવી. હવે આકાશ સ્વચ્છ થઈ ગયું, જળ નિર્મળ થઈ ગયું અને વાયુ બહુ જ ધીમી ગતિએ વહેવા લાગ્યો. ॥ ૩૨ ॥ શરદ ઋતુમાં કમળોના ઉત્પન્ન થવાથી જળાશયોનાં જળ સ્વચ્છ બની ગયાં — જેમ કોઈ યોગભ્રષ્ટ પુરુષનું ચિત્ત પુનઃ યોગસાધનાથી સ્વચ્છ બની જાય છે. ॥ ૩૩ ॥ શરદ ઋતુએ આકાશનાં વાદળો, વર્ષાઋતુમાં પેદા થયેલાં વધારાનાં જંતુઓને, પૃથ્વી પરના કાદવને અને જળના મેલને નષ્ટ કરી દીધો — જેમ ભગવાનની ભક્તિ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીઓનાં બધાં પ્રકારના દુઃખો અને અનિષ્ટોનો તુરત નાશ કરી દે છે. ॥ ૩૪ ॥ વાદળો પોતાનું સ્વસ્ર્વ દાન કરીને ઉજ્જ્વળ કાંતિથી શોભવાં લાગ્યાં — બરાબર એ રીતે કે, જેમ લોકપરલોક, સ્ત્રી-પુત્રો અને ધન-સંપત્તિ વિશેની ચિંતા અને કામનાઓનો પરિત્યાગ કરી દેવાથી સંસારના બંધનથી છૂટેલા પરમ શાંત સંન્યાસીઓ શોભે છે. ॥ ૩૫ ॥ હવે પર્વતોમાંથી નીકળતાં ઝરણાં ક્યાંક-ક્યાંક વહેતાં હતાં અને ક્યાંક તે પોતાના કલ્યાણકારી જળને નહોતા પણ વહેવડાવતાં — જેમ જ્ઞાની પુરુષો યથાસમય પોતાના અમૃતતુલ્ય જ્ઞાનનું દાન કોઈ અધિકારીને કરે છે અને કોઈ કોઈને નથી પણ કરતા. ॥ ૩૬ ॥ નાના-નાના ખાડાઓમાં ભરેલાં જળચરો એ નથી જાણતાં કે, આ ખાડાનું જળ દિવસે-દિવસે સુકાઈ રહ્યું છે — જેમ કુટુંબના ભરણપોષણમાં વ્યસ્ત મૂર્ખ લોકો એ નથી જાણતા કે અમારું આયુષ્ય ક્ષણે-ક્ષણે ક્ષીણ થઈ રહ્યું છે. ॥ ૩૭ ॥ થોડા જળમાં રહેવાવાળા પ્રાણીઓને શરદકાળના સૂર્યના તાપથી બહુ પીડા થવા લાગી — જેમ પોતાની ઇન્દ્રિયોને વશ રહેવાવાળા કૃપણ અને દરિદ્રી પરિવારને જાત-જાતના તાપ (દુઃખો) સતાવતા રહે છે. ॥ ૩૮ ॥ ધરતી પરનો કીચડ ધીરે ધીરે સુકાવા લાગ્યો અને નાનાં છોડવાં અને વેલા ધીરે ધીરે કચાશ છોડવા લાગ્યાં — જેમ

૧. દધ્યોદનમુપાનીતં । ૨. સ્વોધો ભરશ્રમાઃ । ૩. સર્વભૂતસુખાવહમ્ । ૪. મુક્તકલ્મષાઃ । ૫. સ્વયમ્ ।

નિશ્ચલામ્બુરભૂત્તૂષ્ણીં સમુદ્રઃ શરદાગમે ।
આત્મન્યુપરતે સમ્યઙ્મુનિર્વ્યુપરતાગમઃ ॥ ૪૦॥

કેદારેભ્યસ્ત્વપોઽગૃહ્ણન્ કર્ષકા દૃઢસેતુભિઃ ।
યથા પ્રાણૈઃ સ્રવજ્જ્ઞાનં તન્નિરોધેન યોગિનઃ ॥ ૪૧॥

શરદર્કાંશુજાંસ્તાપાન્ ભૂતાનામુડુપોઽહરત્ ।
દેહાભિમાનજં બોધો મુકુન્દો વ્રજયોષિતામ્ ॥ ૪૨॥

ખમશોભત નિર્મેઘં શરદ્વિમલતારકમ્ ।
સત્ત્વયુક્તં યથા ચિત્તં શબ્દબ્રહ્માર્થદર્શનમ્ ॥ ૪૩॥

અખણ્ડમણ્ડલો વ્યોમ્નિ રરાજોડુગણૈઃ શશી ।
યથા યદુપતિઃ કૃષ્ણો વૃષ્ણિચક્રાવૃતો ભુવિ ॥ ૪૪॥

આશ્લિષ્ય સમશીતોષ્ણં પ્રસૂનવનમારુતમ્ ।
જનાસ્તાપં જહુર્ગોપ્યો ન કૃષ્ણહૃતચેતસઃ ॥ ૪૫॥

ગાવો મૃગાઃખગા નાર્યઃપુષ્પિણ્યઃશરદાભવન્ ।
અન્વીયમાનાઃ સ્વવૃષૈઃ ફલૈરીશક્રિયા ઈવ ॥ ૪૬॥

ઉદહૃષ્યન્ વારિજાનિ સૂર્યોત્થાને કુમુદ્ વિના ।
રાજ્ઞા તુ નિર્ભયા લોકા યથા[1] દસ્યૂન્ વિના નૃપ ॥ ૪૭॥

પુરગ્રામેષ્વાગ્રયણૈરૈન્દ્રિયૈશ્ચ મહોત્સવૈઃ ।
બભૌ ભૂઃ પક્વસસ્યાઢ્યા કલાભ્યાં નિતરાં હરેઃ ॥ ૪૮॥

વણિઙ્મુનિનૃપસ્નાતા નિર્ગમ્યાર્થાન્ પ્રપેદિરે ।
વર્ષરુદ્ધા યથા સિદ્ધાઃ સ્વપિણ્ડાન્ કાલ આગતે ॥ ૪૯॥

વિવેકસમ્પન્ન સાધક ધીરે-ધીરે શરીર વગેરે અનાત્મ પદાર્થોમાંથી 'આ હું છું અને આ મારું છે' એવી અહંતા અને મમતા છોડી દે છે. ॥ ૩૯ ॥ શરદ ઋતુમાં સમુદ્રનું જળ સ્થિર, ગંભીર અને શાંત થઈ ગયું – જેમ મન નિઃસંકલ્પ થઈ જવાથી આત્મારામ પુરુષ કર્મકાંડનો ઝમેલો ત્યજીને શાંત થઈ જાય છે. ॥ ૪૦ ॥ ખેડૂતો ખેતરોની પાળો મજબૂત કરીને વહી જતાં પાણીને રોકવા લાગ્યા – જેમ યોગીઓ પોતાની ઇન્દ્રિયોને વિષયોમાંથી રોકીને, પ્રત્યાહાર કરીને તેના દ્વારા ક્ષીણ થતા જ્ઞાનની રક્ષા કરે છે. ॥ ૪૧ ॥ શરદઋતુમાં દિવસે બહુ તીક્ષ્ણ તાપ લાગવાથી લોકોને બહુ કષ્ટ થાય છે, પરંતુ રાત્રિના સમયે ચન્દ્રમા તેમનો બધો સંતાપ એવી રીતે હરી લે છે – જેમ દેહાભિમાનથી થવાવાળા દુઃખને જ્ઞાન અને ભગવાનના વિરહથી થનારા ગોપીજનોના તાપને શ્રીકૃષ્ણ નષ્ટ કરી દે છે. ॥ ૪૨ ॥ જેમ વેદોના અર્થને સ્પષ્ટરૂપે જાણનારું સત્ત્વગુણી ચિત્ત બહુ જ શોભાસ્પદ હોય છે, તે જ રીતે શરદઋતુમાં રાત્રિના સમયે વાદળો રહિત નિર્મળ આકાશ તારાની જ્યોતિથી શોભવા લાગ્યું. ॥ ૪૩ ॥ પરીક્ષિત! જેમ ભૂતળ પર યાદવોની વચ્ચે ભગવાન શ્રીકૃષ્ણ શોભી રહ્યા છે, તે જ રીતે આકાશમાં તારાઓની વચ્ચે પૂર્ણ ચન્દ્રમા શોભી રહ્યો છે. ॥ ૪૪ ॥ ફૂલોથી લચી રહેલાં વૃક્ષો અને વેલાઓમાંથી વહી રહેલો સુંદર વાયુ ન વધારે ઠંડો કે ન વધારે ગરમ હોય છે. તે વાયુના સ્પર્શથી બધા લોકોની બળતરા તો મટી જાય છે, પરંતુ ગોપીજનોની બળતરા વધી જાય છે, કારણ કે તેમનું ચિત્ત તેમના હાથમાં ન હતું, શ્રીકૃષ્ણે તેને ચોરી લીધું હતું. ॥ ૪૫ ॥ શરદઋતુમાં ગાયો, હરણીઓ, માદા પક્ષીઓ અને સ્ત્રીઓ ઋતુકાળમાં આવી સંતાન-ઉત્પત્તિની કામનાવાળાં થઈ ગયાં અને સાંઢ, હરણ, પક્ષીઓ અને પુરુષો તેમનું અનુસરણ કરવા લાગ્યા – જેમ સમર્થ પુરુષ દ્વારા કરાયેલી ક્રિયાઓ ફળદાયી બને છે. અર્થાત્ તે ક્રિયાઓનું ફળ તેનું અનુસરણ કરે છે. ॥ ૪૬ ॥ પરીક્ષિત! જેમ રાજાના શુભાગમનથી ડાકુ-ચોરો સિવાય બીજા બધા લોકો નિર્ભય બની જાય છે, તે જ રીતે સૂર્યોદય વખતે માત્ર ચન્દ્રવિકાસી કમળો સિવાય બધાં કમળો ખીલી ગયાં. ॥ ૪૭ ॥ તે વખતે મોટાં-મોટાં શહેરો અને ગામોમાં નવાન્ન-પ્રાશન અને ઇન્દ્રદેવના ઉત્સવો થવા લાગ્યા. ખેતરોમાં અનાજ પાકી ગયું અને પૃથ્વી ભગવાન શ્રીકૃષ્ણ તથા બલરામજીની ઉપસ્થિતિથી અત્યંત શોભવા લાગી. ॥ ૪૮ ॥ સાધનાથી સિદ્ધ બનેલા પુરુષો જેમ સમય આવ્યે પોતાનાં દેવ આદિ શરીરોને પ્રાપ્ત થાય છે, તે જ રીતે વૈશ્ય, સંન્યાસી, રાજા અને સ્નાતક – જે વર્ષાઋતુને કારણે એક સ્થાન પર રોકાઈ ગયેલા છે – તેઓ ત્યાંથી ચાલીને પોતાના અભીષ્ટ કાર્યમાં લાગી ગયા. ॥ ૪૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] પ્રાવૃટ્શરદ્વર્ણનં નામ વિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત પ્રાવૃટ્શરદ્વર્ણન નામનો વીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. આસન્ ।

# એકવીસમો અધ્યાય

## વેણુગીત

*શ્રીશુક ઉવાચ*

ઈત્થં શરત્સ્વચ્છજલં પદ્માકરસુગન્ધિના ।
ન્યવિશદ્ વાયુના વાતં સગોગોપાલકોઽચ્યુતઃ ॥ ૧॥

કુસુમિતવનરાજિશુષ્મિભૃઙ્ગ-
દ્વિજકુલઘુષ્ટસરઃસરિન્મહીધ્રમ્ ।
મધુપતિરવગાહ્ય ચારયન્ ગાઃ
સહપશુપાલબલશ્ચુકૂજ વેણુમ્ ॥ ૨॥

તદ્ વ્રજસ્ત્રિય આશ્રુત્ય વેણુગીતં સ્મરોદયમ્ ।
કાશ્ચિત્ પરોક્ષં કૃષ્ણસ્ય સ્વસખીભ્યોઽન્વવર્ણયન્ ॥ ૩॥

તદ્ વર્ણયિતુમારબ્ધાઃ સ્મરન્ત્યઃ કૃષ્ણચેષ્ટિતમ્ ।
નાશકન્ સ્મરવેગેન વિક્ષિપ્તમનસો નૃપ ॥ ૪॥

બર્હાપીડં નટવરવપુઃ
કર્ણયોઃ કર્ણિકારં
બિભ્રદ્ વાસઃ કનકકપિશં
વૈજયન્તીં ચ માલામ્ ।
રન્ધ્રાન્ વેણોરધરસુધયા
પૂરયન્ ગોપવૃન્દૈ-
ર્વૃન્દારણ્યં સ્વપદરમણં
પ્રાવિશદ્ ગીતકીર્તિઃ ॥ ૫॥

ઈતિ વેણુરવં રાજન્ સર્વભૂતમનોહરમ્[1] ।
શ્રુત્વા વ્રજસ્ત્રિયઃ સર્વા વર્ણયન્ત્યોઽભિરેભિરે ॥ ૬॥

*ગોપ્ય ઊચુઃ*

અક્ષણ્વતાં ફલમિદં ન પરં વિદામઃ
સખ્યઃ પશૂનનુ વિવેશયતોર્વયસ્યૈઃ ।
વક્ત્રં વ્રજેશસુતયોરનુવેણુ જુષ્ટં
યૈર્વા નિપીતમનુરક્તકટાક્ષમોક્ષમ્ ॥ ૭॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! શરદઋતુના કારણે વૃન્દાવન બહુ જ સુંદર બની રહ્યું હતું. જળ નિર્મળ હતું અને સરોવરોમાં ખીલેલાં કમળોની સુગંધને સ્પર્શીને મન્દ-મન્દ વાયુ વહી રહ્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણે ગાયો અને ગોપકુમારો સાથે તે વનમાં પ્રવેશ કર્યો. ॥ ૧ ॥ સુંદર-સુંદર પુષ્પોથી પરિપૂર્ણ લીલાં-લીલાં વૃક્ષોની હારમાળામાં મદમસ્ત ભ્રમરો જ્યાં-ત્યાં ગુંજાર કરી રહ્યા હતા અને વિવિધ જાતનાં પક્ષીઓનાં વૃન્દો અલગ-અલગ કલરવ કરી રહ્યાં હતાં, જેનાથી તે વનનાં સરોવરો, સરિતાઓ, પર્વતો – બધાં જ ગુંજતા રહેતાં હતાં. મધુપતિ શ્રીકૃષ્ણે બલરામજી અને ગોપબાળકો સાથે તે વનમાં પ્રવેશ કરીને ગાયો ચરાવતાં રહીને પોતાની વાંસળી પર વેણુનાદ છેડ્યો. ॥ ૨ ॥ શ્રીકૃષ્ણનો તે વંશીનાદ ભગવાન પ્રત્યેના પ્રેમભાવને, તેમની સાથેના મિલનની આકાંક્ષાને જગાડનારો હતો. (તે સાંભળીને ગોપીજનોનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ થઈ ગયું.) તેઓ એકાંતમાં પોતાની સખીઓને તેમના રૂપ, ગુણ અને વેણુનાદના પ્રભાવનું વર્ણન કરવા લાગી. ॥ ૩ ॥ વ્રજની ગોપીઓએ વેણુનાદનું માધુર્ય આપસમાં વર્ણન કરવા તો જરૂર ઇચ્છ્યું, પરંતુ વંશીનું સ્મરણ થતાં જ તેમને શ્રીકૃષ્ણની મધુર લીલાઓનું, તેમની પ્રેમભરી દૃષ્ટિ, ભ્રૂકુટિના ઇશારા અને મન્દ-હાસ્ય વગેરેનું સ્મરણ થઈ આવ્યું. તેમની ભગવાનને મળવાની આકાંક્ષા વધારે તીવ્ર બની. તેમનું મન હાથમાંથી નીકળી ગયું. તેઓ મન દ્વારા ત્યાં પહોંચી ગઈ, જ્યાં શ્રીકૃષ્ણ હતા. હવે તેમની વાણી કઈ રીતે નીકળે? તેઓ તે વેણુનાદનું વર્ણન કરવા અસમર્થ બની ગઈ. ॥ ૪ ॥ (તેમને મનમાં-ને-મનમાં અનુપમ ઝાંખી થઈ-) શ્રીકૃષ્ણ ગોપકુમારોની સાથે વૃન્દાવનમાં પ્રવેશ કરી રહ્યા છે, તેમનાં મસ્તક પર મયૂરપિચ્છ છે અને કાનોમાં કરેણનાં પીળાં-પીળાં પુષ્પો; શરીર પર સોનેરી પીતામ્બર અને કંઠમાં પાંચ પ્રકારનાં પુષ્પોથી બનેલી વૈજયન્તી માળા છે. રંગમંચ પર અભિનય કરતા શ્રેષ્ઠ નટ જેવો સુંદર વેશ છે. વાંસળીનાં છિદ્રોને તેઓ પોતાના અધરામૃતથી ભરી રહ્યા છે. તેની પાછળ-પાછળ ગ્વાલબાળકો તેમની લોકપાવન કીર્તિનું ગાન કરી રહ્યા છે. આ પ્રમાણે વૈકુંઠથી પણ શ્રેષ્ઠ તે વૃન્દાવનધામ તેમનાં ચરણચિહ્નોથી વિશેષ રમણીય બની ગયું છે. ॥ ૫ ॥ પરીક્ષિત! સર્વ પ્રાણીઓના મનનું હરણ કરનાર વેણુનાદ સાંભળીને તેનું શ્રવણ કરીને સર્વ વ્રજનારીઓએ શ્રીવેણુનાદનું વર્ણન કરવાનો આરંભ કર્યો. વેણુનાદનું વર્ણન કરતાં-કરતાં તેઓ તન્મય થઈ ગયાં અને મનથી શ્રીકૃષ્ણનું આલિંગન કરવા લાગ્યાં. ॥ ૬ ॥

ગોપીઓ આપસમાં વાતચીત કરવા લાગી – અરે સખી! મિત્રોની સાથે પશુઓને વનમાં લઈ જતા વ્રજપતિ નંદના

1. ૦મનોરમમ્ ।

ચૂતપ્રવાલબર્હસ્તબલોત્પલાબ્જ-
માલાનુપૃક્તપરિધાનવિચિત્રવેષૌ ।
મધ્યે વિરેજતુરલં પશુપાલગોષ્ઠ્યાં
રઙ્ગે યથા નટવરૌ ક્વ ચ ગાયમાનૌ ॥ ૮॥

ગોપ્યઃ કિમાચરદયં કુશલં સ્મ વેણુ-
ર્દામોદરાધરસુધામપિ ગોપિકાનામ્ ।
ભુઙ્ક્તે સ્વયં યદવશિષ્ટરસં હ્રદિન્યો
હૃષ્યત્ત્વચોઽશ્રુ મુમુચુસ્તરવો યથાઽઽર્યાઃ ॥ ૯॥

વૃન્દાવનં સખિ ભુવો વિતનોતિ કીર્તિં
યદ્ દેવકીસુતપદામ્બુજલબ્ધલક્ષ્મિ ।
ગોવિન્દવેણુમનુ મત્તમયૂરનૃત્યં
પ્રેક્ષ્યાદ્રિસાન્વપરતાન્યસમસ્તસત્ત્વમ્ ॥ ૧૦॥

ધન્યાઃ સ્મ મૂઢમતયોઽપિ હરિણ્ય એતા
યા નન્દનન્દનમુપાત્તવિચિત્રવેષમ્ ।
આકર્ણ્ય વેણુરણિતં સહકૃષ્ણસારાઃ
પૂજાં દધુર્વિરચિતાં પ્રણયાવલોકૈઃ ॥ ૧૧॥

પુત્ર શ્રીકૃષ્ણ તથા બલદેવજીના વેણુનાદ કરી રહેલા અને અનુરાગભર્યા કટાક્ષથી આપણી તરફ નિહાળી રહેલા મુખકમળનું દર્શન નિરંતર કરતાં રહીએ અથવા પાન કરતાં રહીએ, તેટલી જ આંખ ધરાવનારાઓના જીવનની અને તેમની આંખોની સફળતા છે એવું અમે તો સમજ્યાં છીએ, બીજો કોઈ લાભ હોય તો અમે જાણતાં નથી. ॥ ૭ ॥ અરે સખી! જ્યારે તેઓ આંબાની કૂણી કૂંપળો, મોરપિચ્છ, પુષ્પોના ગુચ્છ, રંગ-બેરંગી કમળ અને કુમદની માળાઓ ધારણ કરી લે છે, શ્રીકૃષ્ણના મેઘશ્યામ શરીર પર પીતાંબર અને બલરામજીના ગોરા શરીર પર નીલામ્બર ફરકવા લાગે છે ત્યારે તેમનો વેશ અત્યંત અદ્‌ભુત હોય છે. ગ્વાલમંડળીની મધ્યમાં તે બન્ને બેસી જાય છે અને મધુર સંગીતની તાન છેડે છે. મારી પ્રિય સખી! ત્યારે એવું લાગે છે જાણે બે ચતુર નટ રંગમંચ પર અભિનય કરી રહ્યા છે. હું શું કહું? તે વખતે તે કેટલા સુંદર લાગે છે! ॥ ૮ ॥ અરે ગોપીઓ! આ વેણુ નર જાતિનો હોવા છતાં પણ પૂર્વજન્મમાં કોણ જાણે તેણે એવી કઈ સાધના કરી છે કે આપણી ગોપીઓની સંપત્તિ — દામોદરના અધરોનું અમૃત તે પોતે એ રીતે પીધે જાય છે કે આપણા માટે થોડું પણ શેષ રહેશે નહીં. અને તે જોઈને (તે વેણુને પોતાના જળરૂપી દૂધથી ઉછેરનાર) આ માતા જેવા ધરાઓ આજે કમળોની જેમ રોમાંચિત થઈ ગયા હોય તેવા જણાય છે. આ વાંસળી જેના કુળમાં જન્મી છે તે વૃક્ષો (પોતાના વંશમાં ભગવત્પ્રેમી સંતાનોને જોઈને શ્રેષ્ઠ પુરુષોની જેમ) રોમાંચિત થઈ હર્ષનાં આંસુ સારે છે. ॥ ૯ ॥

અરે સખી! આ વૃન્દાવન વૈકુંઠલોક સુધી પોતાની કીર્તિનો વિસ્તાર કરી રહ્યું છે. કેમકે, યશોદાનન્દન શ્રીકૃષ્ણનાં ચરણચિહ્નોથી તે અંકિત થઈ રહ્યું છે! સખી! જ્યારે શ્રીકૃષ્ણ મુનિઓને મોહિત કરનારો પોતાનો વેણુનાદ કરે છે, ત્યારે મદોન્મત્ત થયેલા મયૂરો નૃત્ય કરે છે. આ જોઈને પર્વતોનાં શિખરો પર વિચરનારાં બધાં પશુ-પક્ષીઓ ચુપચાપ — શાંત બનીને ઊભાં રહી જાય છે. ॥ ૧૦ ॥ અરે સખી! જ્યારે પ્રાણવલ્લભ શ્રીકૃષ્ણ વિચિત્ર વેશ ધારણ કરીને વેણુનાદ કરે છે, ત્યારે મૂઢમતિ આ હરણીઓ પણ વંશીનાદ સાંભળીને પોતાના પતિ કૃષ્ણસાર મૃગો સાથે નંદનંદન પાસે ચાલી આવે છે અને પોતાની પ્રેમભરી મોટી મોટી આંખોથી તેમને નિરખવા લાગે છે. નિરખે શું છે, પોતાની કમળ જેવી મોટી-મોટી આંખો શ્રીકૃષ્ણના ચરણો પર ન્યોછાવર કરી દે છે અને શ્રીકૃષ્ણની પ્રેમભરી દૃષ્ટિ દ્વારા થયેલો પોતાના સત્કારનો સ્વીકાર કરે છે. વાસ્તવમાં તેમનું જ જીવન ધન્ય છે! (આપણે વૃન્દાવનની ગોપીઓ હોવા છતાં પણ આ પ્રમાણે પોતાને તેમના પર ન્યોછાવર નથી કરી શકતી, અમારા ઘરવાળા તો મનમાં અકળાય છે, આ કેટલી વિડમ્બના છે!) ॥ ૧૧ ॥

કૃષ્ણં નિરીક્ષ્ય વનિતોત્સવરૂપશીલં
શ્રુત્વા ચ તત્ક્વણિતવેણુવિચિત્રગીતમ્[1] ।
દેવ્યો વિમાનગતયઃ સ્મરનુન્નસારા
ભ્રશ્યત્પ્રસૂનકબરા મુમુહુર્વિનીવ્યઃ ॥ ૧૨॥

અરે સખી! હરણીઓની તો વાત જ શી છે – પોતાના પતિઓ સાથે વિમાનમાં જતી સ્વર્ગની દેવીઓ જ્યારે, યુવતીઓને આનંદિત કરવાવાળા સૌન્દર્ય અને શીલના સાગર શ્રીકૃષ્ણને જુએ છે અને તેમના દ્વારા વાંસળીમાંથી નીકળેલું મધુર સંગીત સાંભળે છે, તથા તેમના ચિત્ર-વિચિત્ર આલાપ સાંભળીને ધૈર્ય ગુમાવી મોહિત થઈ જાય છે – મૂર્છિત થઈ જાય છે. સખી! તને આ કઈ રીતે ખબર પડી? સાંભળ, જ્યારે તેમના હૃદયમાં શ્રીકૃષ્ણને મળવાની તીવ્ર આકાંક્ષા જાગે છે ત્યારે તેમને એ વાતની પણ ખબર પડતી નથી કે તેમના અંબોડામાં ગૂંથેલી વેણીનાં ફૂલ જમીન પર પડી રહ્યાં છે. ત્યાં સુધી કે તેમને પોતાની સાડીનું પણ ભાન રહેતું નથી અને તે કમરમાંથી ખસીને નીચે પડી જાય છે. ॥ ૧૨ ॥ અરે સખી! તું દેવીઓની વાત શું કરી રહી છે, આ ગાયોને જોતી નથી? જ્યારે આપણા પ્યારા કૃષ્ણ પોતાના મુખથી બંસરીમાં સૂર ભરે છે અને ગાયો તેમનું મધુર સંગીત સાંભળે છે, ત્યારે તે તેમના બન્ને કાનના પડિયા ઊંચા કરી લે છે અને જાણે તેનાથી અમૃત પીએ છે. સખી! આવું કેમ કરે છે? તે ગાયો પોતાનાં નેત્રો દ્વારા શ્યામસુંદરને હૃદયમાં લઈ જઈને તેમને ત્યાં પધરાવે છે અને મનથી તેમનું આલિંગન કરે છે, જોતી નથી? તેમનાં નેત્રોથી આનંદનાં આંસુ છલકાઈ રહ્યાં છે! અને તેમનાં વાછડાં? વાછડાંની તો દશા જ અનોખી છે. જોકે ગાયોના થનોમાંથી આપમેળે દૂધ સ્રવતું રહે છે. પરંતુ વાછડાં દૂધ પીતાં પીતાં અચાનક વેણુનાદ સાંભળે છે, ત્યારે મોઢામાં લીધેલો દૂધનો ઘૂંટડો મોઢામાં જ રહી જાય છે, નથી બહાર કાઢતાં કે નથી ઉતારી જતાં. તેમનાં હૃદયમાં પણ થાય છે ભગવાનનો સ્પર્શ અને નેત્રોમાં છલકાય છે આનંદનાં આંસુ. તેઓ જેમનાં-તેમ સ્થિર થઈ જાય છે. ॥ ૧૩ ॥ અરે સખી! ગાયો અને વાછડાં તો આપણાં ઘરનાં છે, તેમની વાત તો જવા દે, આ વૃન્દાવનનાં પક્ષીઓને તું જોતી નથી? તેમને તો પક્ષી કહેવાં એ પણ ભૂલ છે. સાચું પૂછો તો તેમાંથી મોટા ભાગનાં મોટા-મોટા ઋષિ-મહાત્માઓ છે. તેઓ વૃન્દાવનમાં સુંદર-સુંદર વૃક્ષોની નવી અને મનોહર કૂંપળોવાળી ડાળીઓ પર ચુપચાપ બેસી જાય છે અને આંખો બંધ કરતાં નથી, આંખનું મટકું માર્યા વિના ખુલ્લી આંખે શ્રીકૃષ્ણના રૂપ-માધુર્યને તથા તેમનું પ્રેમભર્યું અવલોકન જોઈ-જોઈને કૃતાર્થ થઈ જાય છે, તથા કાનોથી બીજું કાંઈ ન સાંભળતાં માત્ર તેમની મોહ પમાડનારી વાણી અને વંશીનું ત્રિભુવનને મોહિત કરનારું સંગીત સાંભળતાં રહે છે. મારી પ્રિય સખી! તેમનું જીવન કેટલું ધન્ય છે! ॥ ૧૪ ॥

ગાવશ્ચ કૃષ્ણમુખનિર્ગતવેણુગીત-
પીયૂષમુત્તભિતકર્ણપુટૈઃ પિબન્ત્યઃ ।
શાવાઃ સ્નુતસ્તનપયઃકવલાઃ સ્મ તસ્થુ-
ર્ગોવિન્દમાત્મનિ દૃશાશ્રુકલાઃ સ્પૃશન્ત્યઃ ॥ ૧૩॥

પ્રાયો બતામ્બ વિહગા[2] મુનયો વનેઽસ્મિન્
કૃષ્ણેક્ષિતં તદુદિતં કલવેણુગીતમ્ ।
આરુહ્ય યે દ્રુમભુજાન્ રુચિરપ્રવાલાન્
શૃણ્વન્ત્યમીલિતદૃશો વિગતાન્યવાચઃ ॥ ૧૪॥

અરે સખી! દેવતાઓ, ગાયો અને પક્ષીઓની વાત કેમ કરે છે? તે તો ચેતન છે. આ જડ સરિતાઓને નથી જોતી? તેમાં જે ઘૂમરીઓ દેખાય છે, તેમાં એમના હૃદયમાં શ્યામસુંદરને મળવાની તીવ્ર આકાંક્ષા દેખાય છે. તે આકાંક્ષાના વેગથી જ તો

નદ્યસ્તદા તદુપધાર્ય મુકુન્દગીત-
માવર્તલક્ષિતમનોભવભગ્નવેગાઃ ।
આલિઙ્ગનસ્થગિતમૂર્મિભુજૈર્મુરારે-
ર્ગૃહ્ણન્તિ પાદયુગલં કમલોપહારાઃ ॥ ૧૫॥

૧. ળવિવિક્તગીતમ્ । ૨. મુનયો વિહગાઃ ।

દૃષ્ટ્વાઽઽતપે વ્રજપશૂન્ સહ રામગોપૈઃ
સઞ્ચારયન્તમનુ વેણુમુદીરયન્તમ્ ।
પ્રેમપ્રવૃદ્ધ ઉદિતઃ કુસુમાવલીભિઃ
સખ્યુર્વ્યધાત્ સ્વવપુષામ્બુદ આતપત્રમ્ ॥ ૧૬॥

પૂર્ણાઃ પુલિન્દ્ય ઉરુગાયપદાબ્જરાગ-
શ્રીકુઙ્કુમેન દયિતાસ્તનમણ્ડિતેન ।
તદ્દર્શનસ્મરરુજસ્તૃણરૂષિતેન
લિમ્પન્ત્ય આનનકુચેષુ જહુસ્તદાધિમ્ ॥ ૧૭॥

હન્તાયમદ્રિરબલા હરિદાસવર્યો
યદ્ રામકૃષ્ણચરણસ્પર્શપ્રમોદઃ ।
માનં તનોતિ સહગોગણયોસ્તયોર્યત્
પાનીયસૂયવસકન્દરકન્દમૂલૈઃ ॥ ૧૮॥

ગા ગોપકૈરનુવનં નયતોરુદાર-
વેણુસ્વનૈઃ કલપદૈસ્તનુભૃત્સુ સખ્યઃ ।
અસ્પન્દનં ગતિમતાં પુલકસ્તરૂણાં
નિર્યોગપાશકૃતલક્ષણયોર્વિચિત્રમ્ ॥ ૧૯॥

એમનો પ્રવાહ રોકાઈ ગયો છે. એમણે પણ પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણનો વેણુનાદ સાંભળી લીધો છે. જુઓ, જુઓ! તે પોતાના તરંગોરૂપી હાથોથી તેમના ચરણ પકડીને કમળનાં ફૂલોનો ઉપહાર ચઢાવી રહી છે. ॥ ૧૫ ॥ અરે સખી! આ નદીઓ તો આપણી પૃથ્વીની, આપણા વૃન્દાવનની વસ્તુ છે, જરા આ વાદળોને તો જુઓ! જ્યારે તે જુએ છે કે, વ્રજરાજકુમાર શ્રીકૃષ્ણ અને બલરામજી ગ્વાલબાળકો સાથે તડકામાં ગાયો ચારી રહ્યા છે અને સાથે-સાથે વેણુનાદ પણ કરતા જઈ રહ્યા છે ત્યારે તેમનાં હૃદયમાં પ્રેમ ઊમટે છે. ત્યારે ભગવાનના ઉપર આવીને તે શ્યામઘન પોતાના સખા ઘનશ્યામ ઉપર પોતાના શરીરની છત્રી બનાવીને ઓઢાડી દે છે. એટલું જ નહીં સખી! તે જ્યારે તેમના ઉપર ઝીણાં ઝીણાં ફોરાં વરસાવે છે, ત્યારે એવું લાગે છે તે તેમના ઉપર સુંદર-સુંદર શ્વેત-પુષ્પો ચડાવી રહ્યાં છે. ના, ના સખી! તેને બહાને તે તો પોતાનું જીવન જ ન્યોછાવર કરી દે છે! ॥ ૧૬ ॥ અલી ઓ! અમે તો વૃન્દાવનની આ ભીલડીઓને કૃતાર્થ માનીએ છીએ. સખી! એવું કેમ? એટલા માટે કે, એમના હૃદયમાં બહુ પ્રેમ છે. જ્યારે તે અમારા પ્યારા શ્રીકૃષ્ણને જુએ છે, ત્યારે તેમના હૃદયમાં તેમને મળવાની તીવ્ર આકાંક્ષા જાગી ઊઠે છે. એમના હૃદયમાં પણ પ્રેમનો વ્યાધિ ઉત્પન્ન થઈ જાય છે. ત્યારે તે શો ઉપાય કરે છે, તે પણ સાંભળી લો. આપણા પ્રિયતમની પ્રેયસી ગોપીઓ પોતાનાં વક્ષઃસ્થળ પર જે કેસર લગાડે છે તે શ્યામસુંદરના ચરણોમાં લાગેલું હોય છે અને ભગવાન જ્યારે વૃન્દાવનનાં ઘાસ-પાન પર ચાલે છે, ત્યારે તેમાં પણ તે લાગી જાય છે. આ ભાગ્યશાળી ભીલડીઓ તે કેસરને તે તણખલાં પરથી લઈને પોતાનાં વક્ષઃસ્થલ પર અને મુખ પર ચોપડી દે છે અને આ રીતે તેઓ પોતાના હૃદયના પ્રેમ-વ્યાધિને શાંત કરે છે. ॥ ૧૭ ॥ અરે ગોપી! આ ગિરિરાજ ગોવર્ધન તો ભગવાનના ભક્તોમાં સર્વોત્તમ છે. ધન્ય છે તેના ભાગ્યને! જોતી નથી! આપણા પ્રાણવલ્લભ શ્રીકૃષ્ણ અને નયનાભિરામ બલરામજીનાં ચરણકમળોનો સ્પર્શ મેળવીને તે કેટલો આનંદિત રહે છે! એના ભાગ્યની શી પ્રશંસા કરવી? એ તો, તે બન્નેનો – ગોપકુમારો અને ગાયોનો બહુ જ સત્કાર કરે છે. સ્નાન-પાન માટે ઝરણાંઓનું જળ આપે છે. ગાયો માટે સુંદર લીલું-લીલું ઘાસ આપે છે. શ્રીકૃષ્ણ-બલરામ અને તેમના સખાઓને ખાવા માટે કન્દ-મૂળ-ફળ અને વિશ્રામ કરવા માટે ગુફાઓ આપે છે. ખરેખર એ ધન્ય છે. ॥ ૧૮ ॥ અરે સખી! આ શ્યામ-ગૌર કિશોરોની તો ગતિ જ નિરાળી છે. જ્યારે ગાયોને પગે બાંધવાના નોંજણાને (ગાયોને દોહતી વખતે બાંધવાનું દોરડું) મસ્તક પર લપેટીને અને ખભા પર ગાયોને પકડવાની રાશ મૂકીને તેઓ ગોપબાળકોની સાથે ગાયોને એક વનથી બીજા વનમાં હાંકીને લઈ જાય છે, મધુર-મધુર સંગીત ગાતા ગાતા વેણુનાદ કરે છે, ત્યારે તેમની છટા જોઈને તે વખતે માત્ર મનુષ્યો જ નહીં પણ અન્ય શરીરધારી પશુ-પક્ષીઓ અને જડ નદીઓ

એવંવિધા ભગવતો
યા વૃન્દાવનચારિણઃ ।
વર્ણયન્ત્યો મિથો ગોપ્યઃ
ક્રીડાસ્તન્મયતાં યયુઃ ॥ ૨૦॥

વગેરે પણ સ્થિર થઈ જાય છે તથા અચલ વૃક્ષોનાં ચિત્ત રોમાંચિત થઈને ચેતનવંતાં થઈ જાય છે. વંશીના જાદુનો બીજો શો ચમત્કાર સંભળાવું? ॥ ૧૯ ॥

પરીક્ષિત! વૃન્દાવન-વિહારી શ્રીકૃષ્ણની આવી-આવી એક નહીં, અનેક લીલાઓ છે. ગોપીઓ દરરોજ પરસ્પર તેમનું વર્ણન કરતી અને તન્મય થઈ જતી. ભગવાનની લીલાઓ તેમનાં હૃદયમાં સ્ફુરિત થવા લાગતી. ॥ ૨૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] વેણુગીતં નામૈકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત વેણુગીત નામનો એકવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# બાવીસમો અધ્યાય

## ચીરહરણ-લીલા

*શ્રીશુક ઉવાચ*

હેમન્તે પ્રથમે માસિ નન્દવ્રજકુમારિકાઃ ।
ચેરુર્હવિષ્યં ભુઞ્જાનાઃ કાત્યાયન્યર્ચનવ્રતમ્ ॥ ૧॥

આપ્લુત્યામ્ભસિ કાલિન્દ્યા જલાન્તે ચોદિતેઽરુણે ।
કૃત્વા પ્રતિકૃતિં દેવીમાનર્ચુર્નૃપ સૈકતીમ્ ॥ ૨॥

ગન્ધૈર્માલ્યૈઃ સુરભિભિર્બલિભિર્ધૂપદીપકૈઃ ।
ઉચ્ચાવચૈશ્ચોપહારૈઃ પ્રવાલફલતણ્ડુલૈઃ ॥ ૩॥

કાત્યાયનિ મહામાયે મહાયોગિન્યધીશ્વરિ ।
નન્દગોપસુતં દેવિ પતિં મે કુરુ તે નમઃ ।
ઇતિ મન્ત્રં જપન્ત્યસ્તાઃ પૂજાં ચક્રુઃ કુમારિકાઃ ॥ ૪॥

એવં માસં વ્રતં ચેરુઃ કુમાર્યઃ કૃષ્ણચેતસઃ ।
ભદ્રકાલીં સમાનર્ચુર્ભૂયાન્નન્દસુતઃ પતિઃ ॥ ૫॥

ઉષસ્યુત્થાય ગોત્રૈઃ સ્વૈરન્યોન્યાબદ્ધબાહવઃ ।
કૃષ્ણમુચ્ચૈર્જગુર્યાન્ત્યઃ કાલિન્દ્યાં સ્નાતુમન્વહમ્ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! હવે હેમંત ઋતુ આવી. તેના પહેલા જ મહિનામાં અર્થાત્ માર્ગશીર્ષ (માગશર)માં નંદબાવાના વ્રજની કુમારિકાઓ કાત્યાયની દેવીની પૂજા અને વ્રત કરવા લાગી. તે માત્ર હવિષ્યાન્ન (ફળાહાર) જ ખાતી હતી. ॥ ૧ ॥ રાજન્! તે કુમારી કન્યાઓ પૂર્વદિશાનું ક્ષિતિજ લાલ થતાં-થતાં યમુનાજળમાં સ્નાન કરી લેતી અને કિનારા પર જ દેવીની રેતીની મૂર્તિ બનાવીને સુગન્ધિત ચંદન, પુષ્પોના હાર, જાત-જાતનાં નૈવેદ્ય, ધૂપ-દીપ, નાની-મોટી ભેટની વસ્તુઓ, પ્રવાલ - ફળ (લાલ ચંદનનું લાકડું) અને ચોખા વગેરેથી તેમની પૂજા કરતી. ॥ ૨-૩ ॥ સાથે-સાથે 'હે કાત્યાયની! હે મહામાયા! હે મહાયોગિની! હે બધાંની એકમાત્ર સ્વામિની! તમે નંદનંદન શ્રીકૃષ્ણને અમારા પતિ બનાવી દો. દેવી! અમે તમારા ચરણોમાં નમસ્કાર કરીએ છીએ.' આ મંત્રનો જપ કરીને તે કુમારિકાઓ દેવીની આરાધના કરતી હતી. ॥ ૪ ॥ આ પ્રમાણે તે કુમારિકાઓએ કે, જેમનું મન શ્રીકૃષ્ણ પર ન્યોછાવર થઈ ચૂક્યું હતું, એ સંકલ્પની સાથે એક મહિના સુધી ભદ્રકાલીની સારી રીતે પૂજા કરી અને તેમની પાસે માગ્યું કે 'નંદનંદન શ્યામસુંદર જ અમારા પતિ થાય.' ॥ ૫ ॥ તેઓ દરરોજ પરોઢિયે ઊઠીને જ નામ લઈ-લઈને એક-બીજી સખીને બોલાવતી અને એક-બીજાના હાથમાં હાથ નાંખીને ઊંચા સ્વરે ભગવાન શ્રીકૃષ્ણની લીલા તથા નામોનું ગાન કરતી રહીને યમુના-સ્નાન કરવા જતી. ॥ ૬ ॥

૧. વૃન્દાવનક્રીડાયામેકવિંશોઽધ્યાયઃ ।

નદ્યાં કદાચિદાગત્ય તીરે નિક્ષિપ્ય પૂર્વવત્ ।
વાસાંસિ કૃષ્ણં ગાયન્ત્યો વિજહ્રુઃ સલિલે મુદા ॥ ૭॥

ભગવાંસ્તદભિપ્રેત્ય કૃષ્ણો યોગેશ્વરેશ્વરઃ ।
વયસ્યૈરાવૃતસ્તત્ર ગતસ્તત્કર્મસિદ્ધયે ॥ ૮॥

તાસાં વાસાંસ્યુપાદાય નીપમારુહ્ય સત્વરઃ ।
હસદ્ભિઃ પ્રહસન્ બાલૈઃ પરિહાસમુવાચ હ ॥ ૯॥

અત્રાગત્યાબલાઃ કામં સ્વં સ્વં વાસઃ પ્રગૃહ્યતામ્ ।
સત્યં બ્રવાણિ નો નર્મ યદ્ યૂયં વ્રતકર્શિતાઃ ॥ ૧૦॥

ન મયોદિતપૂર્વં વા અનૃતં તદિમે વિદુઃ ।
એકૈકશઃ પ્રતીચ્છધ્વં સહૈવોત સુમધ્યમાઃ ॥ ૧૧॥

તસ્ય તત્ ક્ષ્વેલિતં દૃષ્ટ્વા ગોપ્યઃ પ્રેમપરિપ્લુતાઃ ।
વ્રીડિતાઃ પ્રેક્ષ્ય ચાન્યોન્યં જાતહાસા ન નિર્યયુઃ ॥ ૧૨॥

એવં બ્રુવતિ ગોવિન્દે નર્મણાઽઽક્ષિપ્તચેતસઃ ।
આકણ્ઠમગ્નાઃ શીતોદે વેપમાનાસ્તમબ્રુવન્ ॥ ૧૩॥

માઽનયં ભોઃ કૃથાસ્ત્વાં તુ નન્દગોપસુતં પ્રિયમ્ ।
જાનીમોઽઙ્ગ વ્રજશ્લાઘ્યં દેહિ વાસાંસિ વેપિતાઃ ॥ ૧૪॥

શ્યામસુન્દર તે દાસ્યઃ કરવામ તવોદિતમ્ ।
દેહિ વાસાંસિ ધર્મજ્ઞ નો ચેદ્ રાજ્ઞે બ્રુવામ હે ॥ ૧૫॥

*શ્રીભગવાનુવાચ*

ભવત્યો યદિ મે દાસ્યો મયોક્તં વા કરિષ્યથ ।
અત્રાગત્ય સ્વવાસાંસિ પ્રતીચ્છન્તુ શુચિસ્મિતાઃ ॥ ૧૬॥

તતો જલાશયાત્ સર્વા દારિકાઃ શીતવેપિતાઃ ।
પાણિભ્યાં યોનિમાચ્છાદ્ય પ્રોત્તેરુઃ શીતકર્શિતાઃ ॥ ૧૭॥

એક દિવસ બધી કુમારિકાઓએ દરરોજની જેમ યમુનાજીના કિનારે જઈને પોત-પોતાનાં વસ્ત્રો ઉતારી દીધાં અને ભગવાન શ્રીકૃષ્ણના ગુણોનું ગાન કરતી કરતી બહુ જ આનંદથી જલ-ક્રીડા કરવા લાગી. ॥ ૭ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સનકાદિ યોગીઓ અને શંકર વગેરે યોગેશ્વરોના પણ ઈશ્વર છે. તેમનાથી ગોપીઓની અભિલાષા છાની ન રહી. તેઓ તેમનો અભિપ્રાય જાણીને પોતાના મિત્રો ગોપબાળકોની સાથે તે કુમારિકાઓની સાધના સફળ કરવા માટે યમુનાકિનારે ગયા. ॥ ૮ ॥ તેમણે એકલાએ જ ગોપીઓનાં બધાં વસ્ત્રો ઉઠાવી લીધાં અને બહુ જ ત્વરાથી તેઓ એક કદંબના વૃક્ષ પર ચઢી ગયા. સાથી ગોપકુમારો મોટે-મોટેથી હસવા લાગ્યા. સ્વયં શ્રીકૃષ્ણ પણ હસીને ગોપીઓને હસવાનું કારણ કહેવા લાગ્યા. ॥ ૯ ॥ 'અરે કુમારિકાઓ! તમે અહીં આવીને ઈચ્છા હોય તો પોત-પોતાનાં વસ્ત્રો લઈ જાઓ. તમને આ હું સાચું જ કહું છું. મજાક કરતો નથી. તમે લોકો વ્રત કરી-કરીને દૂબળી થઈ ગઈ છો. ॥ ૧૦ ॥ આ મારા મિત્ર ગ્વાલબાળકો જાણે છે કે, મેં ક્યારેય કોઈ જૂઠી વાત કહી નથી. હે કુમારિકાઓ! તમારી ઈચ્છા હોય તો અલગ-અલગ આવીને પોતાનાં વસ્ત્ર લઈ લો અથવા બધી એક સાથે આવો. તેમાં મને કોઈ વાંધો નથી. ॥ ૧૧ ॥

ભગવાનનો આ વિનોદ જોઈને ગોપીઓ ભગવત્પ્રેમ-રસમાં ડૂબી ગઈ. તેઓ થોડો સંકોચ અનુભવીને એક-બીજીના સામું જોવા લાગી અને હસવા લાગી. જલમાંથી બહાર ન નીકળી. ॥ ૧૨ ॥ જ્યારે ભગવાને હસતાં-હસતાં ફરીથી એ જ વાત દોહરાવી ત્યારે તેમના વિનોદથી કુમારિકાઓનું ચિત્ત વધારે તેમનામાં ખેંચાયું. તે ઠંડા પાણીમાં ગળા સુધી ડૂબેલી હતી. અને તેમનું શરીર થર-થર કાંપી રહ્યું હતું. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું– ॥ ૧૩ ॥ 'વહાલા શ્રીકૃષ્ણ! તમે આવી અનીતિ ન કરો, અમે જાણીએ છીએ કે તમે નંદબાવાના લાડલા લાલ છો. અમારા પ્રિય છો. બધા વ્રજવાસીઓ તમારી પ્રશંસા કરે છે. જુઓ, અમે ઠંડીમાં ધ્રૂજીએ છીએ, તમે અમને અમારાં વસ્ત્ર આપી દો. ॥ ૧૪ ॥ પ્રિય શ્યામસુંદર! અમે તમારી દાસીઓ છીએ. તમે જે કાંઈ કહેશો, તે અમે કરવા તૈયાર છીએ. તમે તો ધર્મનો મર્મ સારી રીતે જાણો છો. અમને દુઃખી ન કરો. અમારાં વસ્ત્ર અમને આપી દો; નહીં તો અમારે નંદબાવાને ફરિયાદ કરવી પડશે.' ॥ ૧૫ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — કુમારિકાઓ! તમારું હાસ્ય પવિત્રતા અને પ્રેમથી ભરેલું છે. જ્યારે તમે પોતાને મારી દાસી સ્વીકારો છો અને મારી આજ્ઞાનું પાલન કરવા ઈચ્છો છો તો અહીં આવીને તમારાં વસ્ત્રો લઈ લો. ॥ ૧૬ ॥ પરીક્ષિત! તે કુમારિકાઓ ઠંડીથી ધ્રૂજી રહી હતી. ભગવાનની આવી વાત સાંભળીને તે પોતાનાં બન્ને હાથોથી ગુપ્ત-અંગને ઢાંકીને યમુનાજીમાંથી બહાર નીકળી. તે વખતે ઠંડી તેમને બહુ કષ્ટ આપી રહી હતી. ॥ ૧૭ ॥

ભગવાનાહતા વીક્ષ્ય શુદ્ધભાવપ્રસાદિતઃ ।
સ્કન્ધે નિધાય વાસાંસિ પ્રીતઃ પ્રોવાચ સસ્મિતમ્ ॥ ૧૮॥

યૂયં વિવસ્ત્રા યદપો ધૃતવ્રતા
વ્યગાહતૈતત્તદુ દેવહેલનમ્ ।
બદ્ધ્વાઽઞ્જલિં મૂર્ધ્ન્યપનુત્તયેંઽહસઃ
કૃત્વા નમોઽધો વસનં પ્રગૃહ્યતામ્ ॥ ૧૯॥

ઇત્યચ્યુતેનાભિહિતં વ્રજાબલા
મત્વા વિવસ્ત્રાપ્લવનં વ્રતચ્યુતિમ્ ।
તત્પૂર્તિકામાસ્તદશેષકર્મણાં
સાક્ષાત્કૃતં નેમુરવદ્યમૃગ્ યતઃ ॥ ૨૦॥

તાસ્તથાઽવનતા દૃષ્ટ્વા ભગવાન્ દેવકીસુતઃ ।
વાસાંસિ તાભ્યઃ પ્રાયચ્છત્ કરુણસ્તેન તોષિતઃ ॥ ૨૧॥

દૃઢં પ્રલબ્ધાસ્ત્રપયા ચ હાપિતાઃ
પ્રસ્તોભિતાઃ ક્રીડનવચ્ચ કારિતાઃ ।
વસ્ત્રાણિ ચૈવાપહૃતાન્યથાપ્યમું
તા નાભ્યસૂયન્ પ્રિયસઙ્ગનિર્વૃતાઃ ॥ ૨૨॥

પરિધાય સ્વવાસાંસિ પ્રેષ્ઠસઙ્ગમસજ્જિતાઃ ।
ગૃહીતચિત્તા નો ચેલુસ્તસ્મિઁલ્લજ્જાયિતેક્ષણાઃ ॥ ૨૩॥

તાસાં વિજ્ઞાય ભગવાન્ સ્વપાદસ્પર્શકામ્યયા ।
ધૃતવ્રતાનાં સઙ્કલ્પમાહ દામોદરોઽબલાઃ ॥ ૨૪॥

સઙ્કલ્પો વિદિતઃ સાધ્વ્યો[1] ભવતીનાં મદર્ચનમ્ ।
મયાનુમોદિતઃ સોઽસૌ સત્યો ભવિતુમર્હતિ ॥ ૨૫॥

ન મય્યાવેશિતધિયાં કામઃ કામાય કલ્પતે ।
ભર્જિતા ક્વથિતા ધાના પ્રાયો બીજાય નેષ્યતે ॥ ૨૬॥

એમના આ શુદ્ધ ભાવથી ભગવાન બહુ પ્રસન્ન થયા. તેમને પોતાની પાસે આવેલી જોઈને તેમણે ગોપીઓનાં વસ્ત્રો પોતાના ખભા પર મૂકી દીધાં અને ખૂબ પ્રસન્નતાથી હસતાં હસતાં બોલ્યા - ॥ ૧૮ ॥ 'અરે ગોપીઓ! તમે જે વ્રત લીધું હતું તેને બરાબર નિભાવ્યું છે — તેમાં કોઈ સંદેહ નથી. પરંતુ આ વ્રત દરમિયાન તમે વસ્ત્રહીન થઈને જલમાં સ્નાન કર્યું છે, તેનાથી જલના અધિષ્ઠાતા દેવ વરુણનો અને યમુનાજીનો અપરાધ થયો છે. તેથી હવે આ દોષના નિવારણ માટે તમે તમારા હાથ જોડીને માથા ઉપર મૂકો અને તેમને નમીને પ્રણામ કરો, ત્યાર પછી તમારાં વસ્ત્ર લઈ જાઓ.' ॥ ૧૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણની વાત સાંભળીને તે વ્રજકુમારીઓ એવું જ સમજી કે, ખરેખર વસ્ત્રહીન અવસ્થામાં સ્નાન કરવાથી અમારા વ્રતમાં ઊણપ રહી ગઈ. તેથી તેની નિર્વિઘ્ન પૂર્તિ માટે તેમણે સમસ્ત કર્મોના સાક્ષી શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. કારણ કે તેમને નમસ્કાર કરવાથી જ બધી ઊણપ અને અપરાધોની નિવૃત્તિ થઈ જાય છે. ॥ ૨૦ ॥ જ્યારે યશોદાનંદન ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, બધી જ કુમારિકાઓ મારી આજ્ઞા પ્રમાણે પ્રણામ કરી રહી છે, ત્યારે તે બહુ જ પ્રસન્ન થયા. તેમના હૃદયમાં કરુણા ઊભરાઈ આવી અને તેમણે ગોપીઓનાં[1] વસ્ત્ર આપી દીધાં. ॥ ૨૧ ॥ પ્રિય પરીક્ષિત! શ્રીકૃષ્ણે કુમારિકાઓની બહુ જ કસોટી કરી, લજ્જા ત્યજાવી, છળભરી વાતો કરી અને કઠપુતળીની જેમ તેમને નચાવી, ત્યાં સુધી કે તેમનાં વસ્ત્રો પણ હરી લીધાં. છતાં તે ભગવાન પર નારાજ ન થઈ. તેમની આવી ચેષ્ટાઓને દોષ ન માન્યો, બલકે પોતાના પ્રિયતમના સંગથી તે વધારે પ્રસન્ન થઈ ગઈ. ॥ ૨૨ ॥ પરીક્ષિત! ગોપીઓએ પોત-પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં, પરંતુ શ્રીકૃષ્ણે તેમના ચિત્તને એ રીતે વશ કરી રાખ્યું હતું કે તે ત્યાંથી એક ડગલું પણ આગળ ચાલી શકી નહીં. પોતાના પ્રિયતમના સમાગમ માટે સજીને તે તેમની તરફ લજ્જાયુક્ત દૃષ્ટિથી નિહાળતી રહી. ॥ ૨૩ ॥

ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, તે કુમારીઓએ તેમનાં ચરણકમળોના સ્પર્શની કામનાથી જ વ્રત કર્યું હતું અને તેમના જીવનનો આ જ એક માત્ર સંકલ્પ છે. ત્યારે તેમના પ્રેમને વશ થઈને ખાંડણિયા સાથે પણ બંધાઈ જનારા ભગવાને તેમને કહ્યું—॥ ૨૪ ॥ 'મારી પરમ પ્રેયસી કુમારિકાઓ! હું તમારો સંકલ્પ જાણું છું કે તમે મારી પૂજા કરવા ઇચ્છો છો. હું તમારી આ ઇચ્છાનું અનુમોદન કરું છું, તમારો આ સંકલ્પ સત્ય થશે, તમે મારી પૂજા કરી શકશો. ॥ ૨૫ ॥ જેમણે પોતાનાં મન અને પ્રાણ મને સમર્પિત કરી દીધાં છે તેમની કામનાઓ તેમને સાંસારિક ભોગો તરફ લઈ જવામાં સમર્થ થતી નથી; જેમ શેકેલાં કે ઉકાળેલાં બીજ અંકુરરૂપે ઊગવાને યોગ્ય નથી રહેતાં. ॥ ૨૬ ॥

૧. સૌમ્યાઃ ।

યાતાબલા વ્રજં સિદ્ધા મયેમા રંસ્યથ ક્ષપાઃ ।
યદુદ્દિશ્ય વ્રતમિદં ચેરુરાર્યાર્ચનં સતીઃ ॥ ૨૭॥

તેથી કુમારિકાઓ! હવે તમે પોત-પોતાને ઘેર જાઓ. તમારી સાધના સિદ્ધ થઈ ગઈ છે. તમે આવનારી શરદઋતુની રાત્રિઓમાં મારી સાથે વિહાર કરશો. સતીઓ! એ જ ઉદ્દેશથી તો તમે લોકોએ આ વ્રત અને કાત્યાયની દેવીની પૂજા કરી હતી.'* ॥ ૨૭ ॥

---

* ચીર-હરણના પ્રસંગને લઈને અનેક પ્રકારની શંકાઓ કરવામાં આવે છે, તેથી આ સંબંધમાં થોડો વિચાર કરવાની જરૂર છે. વાસ્તવમાં વાત એ છે કે સચ્ચિદાનંદઘન ભગવાનની દિવ્ય મધુર રસમયી લીલાઓનું રહસ્ય જાણવાનું સૌભાગ્ય ઘણા ઓછા લોકોનું હોય છે. જે રીતે ભગવાન ચિન્મય છે, તે જ પ્રમાણે તેમની લીલા પણ દિવ્ય જ હોય છે. સચ્ચિદાનંદ રસમય–સામ્રાજ્યના જે પરમ ઉન્નત સ્તર પર આ લીલા થયા કરે છે, તેની એવી વિલક્ષણતા છે કે, કેટલીક વાર તો જ્ઞાનવિજ્ઞાન-સ્વરૂપ વિશુદ્ધ ચેતન પરમ બ્રહ્મમાં પણ તેનું પ્રાકટ્ય થતું નથી અને તેથી બ્રહ્મ-સાક્ષાત્કારને પ્રાપ્ત મહાત્માઓ પણ આ લીલા-રસનું સમાસ્વાદન કરી શકતા નથી. ભગવાનની આ પરમ ઉજ્જ્વળ દિવ્ય-રસ-લીલાનો યથાર્થ પ્રકાશ તો ભગવાનની સ્વરૂપભૂતા આહ્‌લાદિનીશક્તિ નિત્યનિકુંજેશ્વરી શ્રીવૃષભાનુનંદિની શ્રીરાધાજી અને તદંગભૂતા પ્રેમમયી ગોપીઓના હૃદયમાં જ થાય છે અને તે જ નિરાવરણ થઈને ભગવાનની આ પરમ અંતરંગ રસમયી લીલાનું સમાસ્વાદન કરે છે.

આમ તો ભગવાનના જન્મ-કર્મની બધી લીલાઓ દિવ્ય હોય છે, પરંતુ વ્રજની લીલા, વ્રજમાં નિકુંજલીલા અને નિકુંજમાં પણ માત્ર રસમયી ગોપીઓની સાથે થનારી મધુર લીલા તો દિવ્યાતિ-દિવ્ય અને સર્વગુહ્યતમ છે. આ લીલા સર્વસાધારણની સામે પ્રગટ નથી, અંતરંગ લીલા છે અને આમાં પ્રવેશનો અધિકાર માત્ર ગોપીજનોને જ છે. ખેર.

દસમા સ્કંધના એકવીસમા અધ્યાયમાં એવું વર્ણન આવ્યું છે કે, ભગવાનની રૂપ-માધુરી, વંશીધ્વનિ અને પ્રેમમયી લીલાઓ જોઈ-સાંભળીને ગોપીઓ મુગ્ધ થઈ ગઈ. બાવીસમા અધ્યાયમાં તે જ પ્રેમની પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તે સાધના કરવા લાગી. આ જ અધ્યાયમાં ભગવાને આવીને તેમની સાધના પૂર્ણ કરી છે. આ જ ચીર-હરણનો પ્રસંગ છે.

ગોપીઓ શું ઇચ્છતી હતી, એ વાત તેમની સાધનાથી સ્પષ્ટ થાય છે. તે ચાહતી હતી – શ્રીકૃષ્ણ પ્રત્યે પૂર્ણ આત્મસમર્પણ. શ્રીકૃષ્ણની સાથે એ રીતે હળી-મળી જવું કે તેમનું રોમ-રોમ, મન-પ્રાણ, સંપૂર્ણ આત્મા માત્ર શ્રીકૃષ્ણમય થઈ જાય. શરદઋતુમાં તેમણે શ્રીકૃષ્ણના વેણુનાદની ચર્ચા આપસમાં કરી હતી, હેમંતના પ્રથમ માસમાં અર્થાત્ ભગવાનની વિભૂતિસ્વરૂપ માર્ગશીર્ષમાં તેમની સાધના પ્રારંભ થઈ ગઈ. વિલંબ તેમના માટે અસહ્ય હતો. ઠંડીના દિવસોમાં તે પ્રાતઃકાળે જ યમુના-સ્નાન માટે જતી હતી, તેમને દેહની પરવા ન હતી. ઘણી બધી કુમારિકાઓ એક સાથે જતી, તેમનામાં ઈર્ષ્યા-દ્વેષ ન હતાં. તેઓ ઊંચા સ્વરે શ્રીકૃષ્ણનું નામ કીર્તન કરતી કરતી જતી હતી, તેમને ગામનો કે જ્ઞાતિજનોનો ડર ન હતો. તેઓ ઘરમાં પણ હવિષ્યાન્નનું (ફળાહારનું) ભોજન કરતી હતી, તે શ્રીકૃષ્ણ માટે એટલી વ્યાકુળ થઈ ગઈ હતી કે તેમને માતા-પિતા સુધીનો પણ સંકોચ ન હતો. તે વિધિપૂર્વક દેવીની રેતીની મૂર્તિ બનાવીને પૂજા અને મંત્ર-જપ કરતી હતી. પોતાના આ કાર્યને બધી રીતે ઉચિત અને ઉત્તમ માનતી હતી. એક વાક્યમાં – તેમણે પોતાનો તમામ પરિવાર, ધર્મ, સંકોચ અને વ્યક્તિત્વ ભગવાનના ચરણોમાં બધી રીતે સમર્પિત કરી દીધો હતો. તે એ જ જપ્યા કરતી હતી કે એકમાત્ર નંદનંદન અમારા પ્રાણોના સ્વામી થાય. શ્રીકૃષ્ણ તો વસ્તુતઃ તેમના સ્વામી હતા જ, પરંતુ લીલાની દૃષ્ટિએ તેમના સમર્પણમાં થોડી ઊણપ હતી. તે નિરાવરણરૂપે શ્રીકૃષ્ણની સામે નહોતી જતી, તેમનામાં થોડો સંકોચ હતો. તે સંકોચ દૂર કરવા માટે તેમની સાધના, તેમનું સમર્પણ પૂર્ણ કરવા માટે તેમનું આવરણ ભંગ કરી દેવાની જરૂર હતી, તેમનું આ આવરણરૂપી વસ્ત્ર હરી લેવું જરૂરી હતું અને એ જ કામ ભગવાન શ્રીકૃષ્ણે કર્યું. તેથી જ યોગેશ્વરોના ઈશ્વર ભગવાન પોતાના મિત્ર ગ્વાલબાળકોની સાથે યમુના કિનારે પધાર્યા હતા.

સાધક પોતાની શક્તિથી, પોતાના બળ અને સંકલ્પથી, માત્ર પોતાના નિશ્ચયથી પૂર્ણ સમર્પણ નથી કરી શકતો. સમર્પણ પણ એક ક્રિયા છે અને તેને કરવાવાળો અસમર્પિત જ રહી જાય છે. આવી સ્થિતિમાં અંતરાત્માનું પૂર્ણ સમર્પણ ત્યારે થાય છે, જ્યારે ભગવાન પોતે આવીને તે સંકલ્પનો સ્વીકાર કરે છે અને સંકલ્પ કરવાવાળાનો પણ સ્વીકાર કરે છે. ત્યારે જ સમર્પણ પૂરું થાય છે. સાધકનું કર્તવ્ય છે – પૂર્ણ સમર્પણની તૈયારી. તેને પૂર્ણ તો ભગવાન જ કરે છે.

ભગવાન શ્રીકૃષ્ણ આમ તો લીલા-પુરુષોત્તમ છે, છતાં પણ જ્યારે પોતાની લીલા પ્રગટ કરે છે ત્યારે મર્યાદાનું ઉલ્લંઘન નથી કરતા, સ્થાપના જ કરે છે. વિધિનું અતિક્રમણ કરીને કોઈ સાધના-માર્ગમાં અગ્રેસર થઈ શકતું નથી. પરંતુ હૃદયની નિષ્કપટતા, સચ્ચાઈ

અને સાચો પ્રેમ વિધિના અતિક્રમણને પણ શિથિલ કરી દે છે. ગોપીઓ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવા માટે જે સાધના કરી રહી હતી. તેમાં એક ઊણપ હતી. તેઓ શાસ્ત્ર-મર્યાદા અને પરંપરાગત સનાતન મર્યાદાનું ઉલ્લંઘન કરીને નગ્ન-સ્નાન કરતી હતી. જોકે તેમની આ ક્રિયા અજ્ઞાનપૂર્વક હતી, તો પણ ભગવાન દ્વારા તેની ચોખવટ થવી જરૂરી હતી. ભગવાને ગોપીઓ પાસે આનું પ્રાયશ્ચિત્ત પણ કરાવ્યું. જે લોકો ભગવાન પરના પ્રેમને નામે વિધિનું ઉલ્લંઘન કરે છે તેમણે આ પ્રસંગ ધ્યાનથી વાંચવો જોઈએ અને ભગવાન શાસ્ત્રોક્ત વિધિનું કેટલું સન્માન કરે છે એ જોવું જોઈએ.

વૈધી (વિધિ અનુસાર) ભક્તિનો અંત રાગાત્મિકા ભક્તિમાં છે અને રાગાત્મિકા ભક્તિ પૂર્ણ સમર્પણના રૂપમાં પરિણત થઈ જાય છે. ગોપીઓએ વિધિ પ્રમાણે અનુષ્ઠાન કર્યું. તેમનું હૃદય તો રાગાત્મિકા ભક્તિથી ભરેલું હતું. હવે પૂર્ણ સમર્પણ થવું જોઈએ. ચીર-હરણ દ્વારા એ જ કાર્ય સમ્પન્ન થાય છે.

ગોપીઓએ જેમના માટે લોક-પરલોક, સ્વાર્થ-પરમાર્થ, જાતિ-કુલ, પુરજન-પરિજન અને ગુરુજનોની પરવા ન કરી, જેમની પ્રાપ્તિ માટે જ તેમનું આ મહાન અનુષ્ઠાન છે, જેમના ચરણોમાં એમણે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દીધું છે, જેમને નિરાવરણ મળવાની જ એકમાત્ર અભિલાષા છે, તે જ નિરાવરણ રસમય ભગવાન શ્રીકૃષ્ણની સામે તેઓ નિરાવરણ ભાવે ન જઈ શકે – શું આ તેમની સાધનાની અપૂર્ણતા નથી? છે, જરૂર છે અને આવું સમજીને જ ગોપીઓ નિરાવરણરૂપે તેમની સામે ગઈ.

શ્રીકૃષ્ણ ચરાચર પ્રકૃતિના એકમાત્ર અધીશ્વર છે; સમસ્ત ક્રિયાઓના કર્તા, ભોક્તા અને સાક્ષી પણ તે જ છે. એવો એક પણ વ્યક્ત કે અવ્યક્ત પદાર્થ નથી જે કોઈ પણ પ્રકારના પડદા વિના તેમની સામે ન હોય. તે જ સર્વવ્યાપક, અંતર્યામી છે. ગોપીઓના, ગોપોના અને અખિલ વિશ્વના તે જ આત્મા છે. તેમને સ્વામી, ગુરુ, પિતા, માતા, સખા, પતિ વગેરેના રૂપમાં માનીને લોકો તેમની જ ઉપાસના કરે છે. ગોપીઓ તે જ ભગવાનને જાણી-બૂજીને કે, આ ભગવાન છે – આ જ યોગયોગેશ્વર, ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ છે – પતિરૂપે પ્રાપ્ત કરવા ઇચ્છતી હતી. શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધનો શ્રદ્ધા-ભાવથી પાઠ કરવાથી આ વાત બહુ જ સ્પષ્ટ થઈ જાય છે કે, ગોપીઓ શ્રીકૃષ્ણના વાસ્તવિક સ્વરૂપને જાણતી હતી, ઓળખતી હતી. વેણુગીત, ગોપીગીત, યુગલગીત અને શ્રીકૃષ્ણના અંતર્ધાન થઈ જવાથી ગોપીઓની તપાસ (ખોજ)માં આ વાત કોઈ પણ જોઈ-સાંભળી-સમજી શકે છે. જે લોકો ભગવાનને ભગવાન માને છે, તેમનાથી સંબંધ રાખે છે, સ્વામી-સુહૃદ વગેરેના રૂપે તેમને માને છે, તેમના હૃદયમાં ગોપીઓનો આ અલૌકિક માધુર્ય સંબંધ અને તેમની સાધના વિશે શંકા જ કઈ રીતે થઈ શકે?

ગોપીઓની આ દિવ્ય લીલાનું જીવન ઉચ્ચ શ્રેણીના સાધક માટે આદર્શ જીવન છે. શ્રીકૃષ્ણ જીવોના એકમાત્ર પ્રાપ્તવ્ય સાક્ષાત્ પરમાત્મા છે. આપણી બુદ્ધિ, આપણી દૃષ્ટિ દેહ સુધી જ મર્યાદિત છે. તેથી આપણે શ્રીકૃષ્ણ અને ગોપીઓના પ્રેમને પણ માત્ર શારીરિક તથા કામના-વાસનાથી ખરડાયેલો સમજીએ છીએ. આ અપાર્થિવ અને અપ્રાકૃત લીલાને આ પ્રકૃતિના રાજ્યમાં ઘસડી લાવવી, આપણી સ્થૂળ વાસનાઓનું અશુભ પરિણામ છે. જીવોનું મન ભોગપરાયણ વાસનાઓથી અને તમોગુણી પ્રવૃત્તિઓથી ભરેલું રહે છે. તે વિષયોમાં જ આમ તેમ ભટકતું રહે છે અને અનેક પ્રકારે રોગ-શોકથી પીડિત રહે છે. જ્યારે કોઈ વાર પુણ્યોના ફળનો ઉદય થાય ત્યારે ભગવાનની અચિન્ત્ય, અહેતુકી કૃપાથી વિચારનો ઉદય થાય છે, ત્યારે જીવ દુઃખોની જ્વાળાઓથી ઊગરવા માટે અને પોતાના પ્રાણોને શાંતિમય ધામમાં પહોંચાડવા માટે ઉત્સુક બને છે. તે ભગવાનનાં લીલા-સ્થળોની યાત્રા કરે છે, સત્સંગ પ્રાપ્ત કરે છે, અને તેના હૃદયની તાલાવેલી તે આકાંક્ષાઓ માટે, જે અત્યાર સુધી સુષુપ્ત હતી, જાગીને બહુ વેગપૂર્વક પરમાત્મા તરફ ચાલવા માંડે છે. ચિરકાળથી વિષયોનો જ અભ્યાસ હોવાને કારણે વચ્ચે-વચ્ચે વિષયોના સંસ્કાર તેને પરેશાન કરે છે, અને વારંવાર વિક્ષેપોનો સામનો કરવો પડે છે. પરંતુ ભગવાનની પ્રાર્થના, કીર્તન, સ્મરણ, ચિંતન કરતાં-કરતાં ચિત્ત સ-રસ બનવા લાગે છે અને ધીરે-ધીરે તેને ભગવાનના સાન્નિધ્યનો અનુભવ પણ થવા લાગે છે. થોડો રસ પડવાથી ચિત્ત ભારે વેગથી અંતર્દેશમાં પ્રવેશ કરી જાય છે, અને ભગવાન માર્ગદર્શકરૂપે સંસાર-સાગરથી પાર લઈ જનારી નૌકા પર કેવટરૂપે અથવા એમ સમજો કે, સાક્ષાત્ ચિત્સ્વરૂપ ગુરુદેવના રૂપમાં પ્રગટ થઈ જાય છે. બરાબર એ જ ક્ષણે અભાવ, અપૂર્ણતા અને સીમાઓનું બંધન નષ્ટ થઈ જાય છે. વિશુદ્ધ આનંદ – વિશુદ્ધ જ્ઞાનની અનુભૂતિ થવા લાગે છે.

ગોપીઓ જે હમણાં-હમણાં જ સાધના દ્વારા સિદ્ધ થઈને ભગવાનની અંતરંગ લીલામાં પ્રવેશ કરવાની છે તેઓ ચિરકાળથી શ્રીકૃષ્ણના પ્રાણોમાં પોતાના પ્રાણ લીન કરવા માટે ઉત્સુક છે, હવે સિદ્ધિ મળતાં નજીક પહોંચી ગઈ છે. અથવા તો નિત્યશુદ્ધા હોવા છતાં પણ ભગવાનની ઇચ્છાનુસાર તેમની દિવ્ય લીલામાં સહયોગ આપી રહી છે, તેમના હૃદયના સમસ્ત ભાવોના એકમાત્ર જ્ઞાતા શ્રીકૃષ્ણ વાંસળી વગાડીને તેમને આકૃષ્ટ કરે છે અને તેમના હૃદયમાં રહેલા જૂના સંસ્કારો જે શેષ છે, જાણે તેમને ધોઈ નાંખવા માટે સાધનામાં જોડે છે. તેમની કેટલી દયા છે, તે પોતાના પ્રેમીઓ સાથે કેટલો પ્રેમ કરે છે – એ વિચારીને ચિત્ત મુગ્ધ થઈ જાય છે, ગદ્‌ગદ થઈ જાય છે.

શ્રીકૃષ્ણ ગોપીઓનાં વસ્ત્રોના રૂપમાં તેમના સમસ્ત સંસ્કારોનાં આવરણ પોતાના હાથમાં લઈને પાસે જ કદંબના વૃક્ષ પર ચઢીને બેસી ગયા. ગોપીઓ પાણીમાં હતી, તેઓ જળમાં સર્વવ્યાપક સર્વદર્શી ભગવાન શ્રીકૃષ્ણથી જાણે પોતાને ગુપ્ત સમજી રહી હતી– તેઓ જાણે તે તત્ત્વને ભૂલી ગઈ હતી કે, શ્રીકૃષ્ણ જળમાં જ નથી, સ્વયં જળસ્વરૂપ પણ છે. તેમના જૂના સંસ્કાર શ્રીકૃષ્ણના સમ્મુખ જવામાં બાધક બની રહ્યા હતા. તેઓ શ્રીકૃષ્ણ માટે સર્વ કાંઈ ભૂલી ગઈ હતી, પરંતુ હજી સુધી પોતાને નહોતી ભૂલી. તેઓ ચાહતી હતી માત્ર શ્રીકૃષ્ણને, પરંતુ તેમના સંસ્કાર, વચ્ચે આ પડદો રાખવા માગતા હતા. પ્રેમ પ્રેમી અને પ્રિયતમની વચ્ચે એક પુષ્પનો પણ પડદો રાખવા ઈચ્છતો નથી. પ્રેમની પ્રકૃતિ છે, સર્વથા વ્યવધાનરહિત, અબાધ અને અનંત મિલન. જ્યાં સુધી પોતાનું સર્વસ્વ – તે ભલે ગમે તેટલું હોય – પ્રેમની જ્વાળામાં ભસ્મ કરી દેવામાં આવતું નથી, ત્યાં સુધી પ્રેમ અને સમર્પણ બન્ને અપૂર્ણ રહે છે. આ જ અપૂર્ણતાને દૂર કરતાં, 'શુદ્ધભાવથી પ્રસન્ન થયેલા' (શુદ્ધભાવપ્રસાદિત) શ્રીકૃષ્ણે કહ્યું કે 'મારી સાથે અનન્ય પ્રેમ કરવાવાળી ગોપીઓ! એકવાર, ફક્ત એકવાર પોતાના સર્વસ્વને અને પોતાને પણ ભૂલીને મારી પાસે આવો તો ખરાં. હૈયામાં જે અવ્યક્ત ત્યાગ છે, તેને ક્ષણ માટે વ્યક્ત તો કરો. શું તમે મારે માટે આટલું પણ નથી કરી શકતી?' ગોપીઓએ જાણે કહ્યું – 'શ્રીકૃષ્ણ! અમે અમારી જાતને કઈ રીતે ભૂલીએ? અમારી જન્મ-જન્મની ધારણાઓ ભૂસાઈ જાય, ત્યારે ને! અમે સંસારના અગાધ જળમાં કંઠ સુધી ડૂબેલી છીએ. ઠંડીનો પ્રકોપ પણ છે. અમે આવવા ઈચ્છતી હોવા છતાં પણ આવી શકતી નથી. શ્યામસુંદર! પ્રાણોના પ્રાણ! અમારું હૃદય તમારી સામે ઉન્મુક્ત છે. અમે તમારી દાસીઓ છીએ. તમારી આજ્ઞાનું પાલન કરીશું. પરંતુ અમને નિરાવરણ કરીને પોતાની સામે ન બોલાવો.' સાધકની આ દશા – ભગવાનને ચાહવા અને સાથે-સાથે સંસારને પણ ન છોડવો, સંસ્કારોમાં જ ગોથાં ખાવાં – માયાના પડદાને જાળવી રાખવો, બહુ દુવિધાની દશા છે. ભગવાન આ જ શિખવાડે છે કે, 'સંસ્કારશૂન્ય થઈને, નિરાવરણ થઈને, માયાનો પડદો હટાવીને, આવો, મારી પાસે આવો. અરે, તમારો આ મોહનો પડદો તો મેં જ છીનવી લીધો છે. તમે હવે આ પડદાના મોહમાં કેમ પડી છો? આ પડદો જ પરમાત્મા અને જીવની વચ્ચે મોટી અડચણ છે; આ હટી ગયો, કલ્યાણ થઈ ગયું. હવે તમે મારી પાસે આવો, ત્યારે તમારાં જન્મો-જન્મની આકાંક્ષાઓ પૂરી થઈ શકશે.' પરમાત્મા શ્રીકૃષ્ણનું આ આહ્વાન, આત્માના આત્મા પરમ પ્રિયતમના મિલનનું આ મધુર આમંત્રણ ભગવત્કૃપાથી જેના અંતર્દેશમાં પ્રગટ થઈ જાય છે, તે પ્રેમમાં ડૂબીને, બધું જ છોડીને, છોડવાને પણ ભૂલીને, પ્રિયતમ શ્રીકૃષ્ણના ચરણોમાં દોડી જાય છે. પછી ન તેને તેનાં વસ્ત્રોની સ્મૃતિ રહે છે અને ન લોકોનું ધ્યાન રહે છે! તે ન જગતને જુએ છે, ન પોતાને, આ ભગવત્પ્રેમનું રહસ્ય છે. વિશુદ્ધ અને અનન્ય ભગવત્પ્રેમમાં આવું થાય જ છે.

ગોપીઓ આવી, શ્રીકૃષ્ણના ચરણ પાસે મૂક-ભાવે ઊભી થઈ ગઈ. તેમનું મુખ લજ્જાયુક્ત હતું. યત્કિંચિત શેષ રહી ગયેલા સંસ્કારો શ્રીકૃષ્ણ સાથે તદાકાર થવામાં અવરોધક થઈ રહ્યા છે. શ્રીકૃષ્ણ હસ્યા. તેમણે સંકેત કર્યો 'આટલા મોટા ત્યાગમાં આ સંકોચ કલંક છે. તમે તો સદા–સર્વદા નિષ્કલંકા છો, તમારે આનો પણ ત્યાગ, ત્યાગની ભાવનાનો પણ ત્યાગ, ત્યાગની સ્મૃતિનો પણ ત્યાગ કરવો પડશે.' ગોપીઓની નજર શ્રીકૃષ્ણના મુખકમળ પર પડી. બન્ને હાથ આપમેળે જ ભેગા થઈ ગયા. અને સૂર્યમંડળમાં બિરાજેલા પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણ પાસે જ પ્રેમની ભિક્ષા માગી. ગોપીઓના આ સર્વસ્વના ત્યાગે, આવા પૂર્ણ સમર્પણે આ જ ઉચ્ચતમ આત્મવિસ્મૃતિએ તેમને ભગવાન શ્રીકૃષ્ણના પ્રેમથી ભરી દીધી. તે દિવ્ય રસના અલૌકિક, અપ્રાકૃત મધુના અનંત સમુદ્રમાં ડૂબવા ઊતરવા લાગી. તે બધું જ ભૂલી ગઈ, ભૂલવાવાળાને પણ ભૂલી ગઈ, તેમની દૃષ્ટિમાં હવે શ્યામસુંદર હતા. બસ, માત્ર શ્યામસુંદર હતા.

જ્યારે પ્રેમી ભક્ત આત્મવિસ્મૃત થઈ જાય છે, ત્યારે તેનું દાયિત્વ પ્રિયતમ ભગવાન પર હોય છે. હવે મર્યાદાની રક્ષા માટે ગોપીઓને તો વસ્ત્રોની જરૂર ન હતી. કેમકે, તેમને જે વસ્તુની જરૂર હતી, તે તો મળી ગઈ હતી. પરંતુ શ્રીકૃષ્ણ પોતાના પ્રેમીને મર્યાદાચ્યુત થવા દેતા નથી. તેઓ સ્વયં વસ્ત્રો આપે છે અને પોતાની અમૃતતુલ્ય વાણીથી તેમને વિસ્મૃતિમાંથી જગાડીને પાછા જગતમાં લઈ આવે છે. શ્રીકૃષ્ણે કહ્યું – 'ગોપીઓ! તમે સતી-સાધ્વી છો. તમારાં પ્રેમ અને સાધના મારાથી અજાણ્યાં નથી. તમારો સંકલ્પ સત્ય થશે. તમારો આ સંકલ્પ – તમારી આ કામના તમને તે પદ પર બેસાડે છે જે નિઃસંકલ્પતા અને નિષ્કામતાનું છે. તમારો ઉદ્દેશ પૂર્ણ, તમારું સમર્પણ પૂર્ણ અને આગળ આવનારી શરદઋતુની રાત્રિઓમાં આપણું રમણ પૂર્ણ થશે. ભગવાને સાધના સફળ થવાનો અવધિ પણ નિર્ધારિત કરી દીધો. આનાથી સ્પષ્ટ થાય છે કે, ભગવાન શ્રીકૃષ્ણમાં કોઈ પણ પ્રકારના કામ-વિકારની કલ્પના ન હતી. કામી પુરુષનું ચિત્ત વસ્ત્રહીન સ્ત્રીઓને જોઈને એક ક્ષણ માટે પણ વશમાં રહી શકે ખરું?

એક મહત્ત્વની વિલક્ષણ વાત છે. ભગવાનની સમ્મુખ જતાં પહેલાં જે વસ્ત્રો સમર્પણની પૂર્ણતામાં બાધક થઈ રહ્યાં હતાં, વિક્ષેપનું કારણ બની રહ્યાં હતાં તે ભગવાનની કૃપા, પ્રેમ, સાન્નિધ્ય અને વરદાન પ્રાપ્ત થયા પછી 'પ્રસાદ' સ્વરૂપ બની ગયાં. આનું કારણ શું છે? આનું કારણ છે ભગવાનનો સંબંધ. ભગવાને પોતાના હાથે તે વસ્ત્રોને ઉપાડ્યાં હતાં અને પછી તે વસ્ત્રોને પોતાના શ્રેષ્ઠ અંગ ખભા પર

રાખી દીધાં હતાં. નીચેના શરીરમાં પહેરવાની સાડીઓ, ભગવાનના ખભા પર ચઢીને તેમનો સંસ્પર્શ મેળવીને કેટલી અપ્રાકૃત રસાત્મક થઈ ગઈ, કેટલી પવિત્ર-કૃષ્ણમય બની ગઈ, આનું અનુમાન કોણ લગાવી શકે? ખરેખર આ સંસાર ત્યાં સુધી બાધક અને વિક્ષેપજનક છે, જ્યાં સુધી તે ભગવાન સાથે સંબંધ જોડીને ભગવાનનો પ્રસાદ નથી બની જતો. ભગવાન દ્વારા પ્રાપ્ત થવાથી તો આ બંધન પણ મુક્તિરૂપ બની જાય છે. તેમના સંપર્કથી માયા, શુદ્ધ વિદ્યા બની જાય છે. સંસાર અને તેનાં સમસ્ત કર્મો અમૃતમય આનંદ-રસથી પરિપૂર્ણ થઈ જાય છે. ત્યારે બંધનનો ભય રહેતો નથી. કોઈ પણ આવરણ ભગવાનના દર્શનથી વંચિત રાખી શકતું નથી. નરક, નરક નથી રહેતું, ભગવાનનાં દર્શન થતાં રહેવાથી તે વૈકુંઠ બની જાય છે. આ જ સ્થિતિમાં પહોંચીને મોટા-મોટા સાધકો પ્રાકૃત મનુષ્યની જેમ આચરણ કરતા હોય એમ દેખાય છે. ભગવાન શ્રીકૃષ્ણની પોતાની બનીને ગોપીઓ ફરીથી તે જ વસ્ત્ર ધારણ કરે છે અથવા શ્રીકૃષ્ણ તે જ વસ્ત્રો ધારણ કરાવે છે. પરંતુ ગોપીઓની દૃષ્ટિમાં હવે આ વસ્ત્ર, તે વસ્ત્ર નથી. વસ્તુતઃ તે છે પણ નહીં – હવે તો આ બીજી જ વસ્તુ થઈ ગયાં છે. હવે તો આ ભગવાનનો પાવન પ્રસાદ છે. પળે-પળ ભગવાનનું સ્મરણ કરાવનારાં, ભગવાનનાં પરમ સુંદર પ્રતીક છે. તેથી તેમણે સ્વીકારી પણ લીધાં. તેમની પ્રેમમય સ્થિતિ મર્યાદાને ઓળંગી ગઈ હતી, છતાં તેમણે ભગવાનની મર્યાદા સ્વીકારી. આ દૃષ્ટિએ વિચાર કરવાથી એવું લાગે છે કે, ભગવાનની આ ચીરહરણ-લીલા અન્ય લીલાઓની જેમ ઉચ્ચતમ મર્યાદાથી પરિપૂર્ણ છે.

ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓના સંબંધમાં માત્ર તે જ પ્રાચીન આર્ષગ્રંથ પ્રમાણ છે – જેમાં તેમની લીલાઓનું વર્ણન થયું છે. તેમાં એક પણ એવો ગ્રંથ નથી, જેમાં શ્રીકૃષ્ણની ભગવત્તાનું વર્ણન ન હોય. શ્રીકૃષ્ણ 'સ્વયં ભગવાન છે.' આ જ વાત બધે મળે છે. જે શ્રીકૃષ્ણને ભગવાન નથી માનતા, તેના પરથી એ સ્પષ્ટ છે કે તે આ ગ્રંથોને પણ નથી માનતા. અને જે આ ગ્રંથોને પણ પ્રમાણ નથી માનતા, તે તેમાં વર્ણવેલી લીલાઓના આધાર પર શ્રીકૃષ્ણનાં ચરિત્રોની સમીક્ષા કરવાનો અધિકાર પણ રાખતા નથી. ભગવાનની લીલાઓને લૌકિક ચરિત્ર જેવી ગણવી તે શાસ્ત્રની દૃષ્ટિમાં એક મોટો અપરાધ છે અને તેનું અનુકરણ કરવાનો તો સર્વથા નિષેધ છે. મનુષ્યબુદ્ધિ – જે સ્થૂળતાથી જ વીંટળાયેલી છે – તે માત્ર જડ પદાર્થોના સંબંધમાં જ વિચારી શકે છે, ભગવાનની દિવ્ય ચિન્મયી લીલા વિશે કોઈ કલ્પના પણ કરી શકાતી નથી. આ બુદ્ધિ સ્વયં પોતાની જ હાંસી ઉડાવે છે, જે સમસ્ત બુદ્ધિઓના પ્રેરક અને બુદ્ધિથી અત્યંત પર રહેવાવાળા પરમાત્માની દિવ્ય લીલાઓને પોતાના ત્રાજવે તોલે છે – પોતાની કસોટી પર કસે છે.

હૃદય અને બુદ્ધિ સર્વથા વિપરીત હોય તો પણ, માની લઈએ કે શ્રીકૃષ્ણ ભગવાન નહોતા અથવા તેમની આ લીલા લૌકિક હતી તો પણ તર્ક અને યુક્તિની સામે એવી કોઈ વાત ટકી શકતી નથી, જે શ્રીકૃષ્ણના ચરિત્રમાં લાંછનરૂપ થાય. શ્રીમદ્ભાગવતનું પારાયણ કરવાવાળા જાણે છે કે, વ્રજમાં શ્રીકૃષ્ણ અગિયાર વર્ષ સુધી જ રહ્યા હતા. જો રાસલીલાનું વર્ષ તેમના માટે દસ વર્ષ માનીએ, તો નવમા વર્ષમાં જ ચીરહરણ-લીલા થઈ હતી. એ વાતની કલ્પના પણ કરી શકાય એમ નથી કે, આઠ-નવ વર્ષના બાળકમાં કામોત્તેજના થઈ શકે. ગામડાની ગમાર ગોવાલણો, જ્યાં વર્તમાનકાળની નાગરિક મનોવૃત્તિ પહોંચી શકી નથી, એક આઠ-નવ વર્ષના બાળક સાથે નિષિદ્ધ કર્મ કરવા ઇચ્છે અને તેના માટે સાધના કરે – એ કોઈ રીતે સંભવ નથી. તે કુમારી ગોપીઓના મનમાં કલુષિત વૃત્તિ હતી, એ વર્તમાન કલુષિત મનોવૃત્તિનું અનુમાન છે. આજકાલ જેમ ગામડાની નાની-નાની છોકરીઓ રામ જેવો પતિ અને લક્ષ્મણ જેવો દિયર પ્રાપ્ત કરવા માટે દેવી-દેવતાઓની ઉપાસના કરે છે, તે જ પ્રમાણે તે કુમારીઓએ પણ પરમ સુંદર, પરમ મધુર શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવા માટે દેવીની ઉપાસના અને વ્રત કર્યું હતું. આમાં દોષની કઈ વાત છે?

આજની વાત જુદી છે. ભોગપ્રધાન દેશોમાં તો નગ્નસંપ્રદાય અને નગ્ન-સ્નાનની કલબો છે. તેમની દૃષ્ટિ ઇન્દ્રિયોની તૃપ્તિ સુધી જ સીમિત છે. 'ન નગ્નઃ સ્નાયાત્' – આ શાસ્ત્રની આજ્ઞા છે. શ્રીકૃષ્ણ નહોતા ઇચ્છતા કે ગોપીઓ શાસ્ત્રની વિરુદ્ધ આચરણ કરે. માત્ર લૌકિક અનર્થ જ નહીં, ભારતીય ઋષિઓનો એ સિદ્ધાંત છે કે, તે દરેક વસ્તુમાં દેવતાઓનું અસ્તિત્વ સ્વીકારે છે. આ નગ્નસ્નાનને દેવતાઓની વિપરીત બતાવ્યું છે. શ્રીકૃષ્ણ જાણતા હતા કે, આનાથી વરુણ દેવતાનું અપમાન થાય છે. ગોપીઓ પોતાની કૃષ્ણ-પ્રાપ્તિ માટે જે તપસ્યા કરી રહી હતી તેમાં તેમનું નગ્નસ્નાન અનિષ્ટ ફળ આપનાર હતું અને આ પ્રથાના મૂળમાં જ જો આનો વિરોધ ન કરવામાં આવે તો આગળ જતાં આ કુપ્રથા વધારે પ્રચલિત બને; તેથી શ્રીકૃષ્ણે આ પ્રથાનો અલૌકિક ઢંગથી નિષેધ કરી દીધો.

ગામડાની ગોવાલણોને આ પ્રથામાં રહેલી બૂરાઈ કઈ રીતે સમજાવવી, એ માટે શ્રીકૃષ્ણે એક મૌલિક ઉપાય વિચાર્યો. જો તેઓ ગોપીઓની પાસે જઈને તેમને દેવતાઓના નિયમનું તત્ત્વજ્ઞાન સમજાવત, તો તેઓ સરળતાથી સમજી શકત નહીં. તેમને તો આ પ્રથાને કારણે ઊભી થનારી વિપત્તિનો પ્રત્યક્ષ અનુભવ કરાવવો હતો. અને વિપત્તિનો અનુભવ કરાવ્યા પછી તેમણે દેવતાઓના અપમાનની વાત પણ કહી દીધી તથા હાથ જોડીને ક્ષમા-પ્રાર્થનારૂપી પ્રાયશ્ચિત્ત પણ કરાવ્યું. મહાપુરુષોમાં તેમની બાલ્યાવસ્થામાં પણ આવી પ્રતિભા જોવા મળે છે.

*શ્રીશુક ઉવાચ*

ઈત્યાદિષ્ટા ભગવતા લબ્ધકામાઃ કુમારિકાઃ ।
ધ્યાયન્ત્યસ્તત્પદામ્ભોજં કૃચ્છ્રાન્નિર્વિવિશુર્વ્રજમ્ ॥ ૨૮॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાનની આવી આજ્ઞા મેળવીને તે કુમારિકાઓ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોનું ધ્યાન કરતી રહીને જવાની ઇચ્છા ન હોવા છતાં પણ બહુ કષ્ટ સાથે વ્રજમાં ગઈ. હવે તેમની બધી કામનાઓ પૂરી થઈ ચૂકી હતી. ॥ ૨૮ ॥

અથ ગોપૈઃ પરિવૃતો ભગવાન્ દેવકીસુતઃ ।
વૃન્દાવનાદ્ ગતો દૂરં ચારયન્ ગાઃ સહાગ્રજઃ ॥ ૨૯॥

નિદાઘાર્કાતપે તિગ્મે છાયાભિઃ સ્વાભિરાત્મનઃ ।
આતપત્રાયિતાન્ વીક્ષ્ય દ્રુમાનાહ વ્રજૌકસઃ ॥ ૩૦॥

હે સ્તોકકૃષ્ણ હે અંશો શ્રીદામન્ સુબલાર્જુન ।
વિશાલર્ષભ તેજસ્વિન્ દેવપ્રસ્થ વરૂથપ ॥ ૩૧॥

પશ્યતૈતાન્ મહાભાગાન્ પરાર્થૈકાન્તજીવિતાન્ ।
વાતવર્ષાતપહિમાન્ સહન્તો વારયન્તિ નઃ ॥ ૩૨॥

પ્રિય પરીક્ષિત! એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી અને ગોપકુમારો સાથે ગાયો ચરાવતા વૃન્દાવનમાં બહુ દૂર નીકળી ગયા. ॥ ૨૯ ॥ ગ્રીષ્મઋતુ હતી. સૂર્યનો તડકો બહુ ઉગ્ર થઈ રહ્યો હતો. પરંતુ ઘટાદાર વૃક્ષો ભગવાન શ્રીકૃષ્ણ ઉપર છત્રનું કામ કરી રહ્યાં હતાં. ભગવાન શ્રીકૃષ્ણે વૃક્ષોને છાયા કરતાં જોઈને સ્તોકકૃષ્ણ, અંશુ, શ્રીદામા, સુબલ, અર્જુન, વિશાલ, ઋષભ, તેજસ્વી, દેવપ્રસ્થ અને વરૂથપ વગેરે ગોપકુમારોને સંબોધીને કહ્યું - ॥ ૩૦-૩૧ ॥ 'મારા પ્રિય મિત્રો! જુઓ, આ વૃક્ષો કેટલાં ભાગ્યશાળી છે! તેમનું સંપૂર્ણ જીવન માત્ર અન્યની ભલાઈ કરવા માટે જ છે. તે સ્વયં તો હવાની ઝાપટો, વરસાદ, ગરમી અને ઠંડી – બધું સહન કરે છે, પરંતુ આપણા લોકોની વરસાદ, ગરમી-ઠંડીથી રક્ષા કરે છે. ॥ ૩૨ ॥

---

શ્રીકૃષ્ણ આઠ-નવ વર્ષના હતા. તેટલા બાળકમાં કામ-વિકાર સંભવ નથી અને નગ્નસ્નાનની કુપ્રથા નષ્ટ કરવા માટે તેમણે ચીરહરણ કર્યાં – આવો જવાબ યોગ્ય હોવા છતાં પણ મૂળમાં 'કામ' અને 'રમણ' આવા શબ્દોથી લોકો ભડકે છે. આ માત્ર શબ્દોની જ માયા છે, મહાત્મા લોકો તેના પર ધ્યાન આપતા નથી. શ્રુતિઓમાં અને ગીતામાં પણ અનેક વાર 'કામ', 'રમણ' અને 'રતિ' વગેરે શબ્દોનો પ્રયોગ થયો છે, પરંતુ ત્યાં તે શબ્દોનો અશ્લીલ અર્થ થતો નથી. ગીતામાં તો 'ધર્માવિરુદ્ધ કામ'ને પરમાત્માનું સ્વરૂપ કહ્યો છે. મહાપુરુષોનું આત્મરમણ, આત્મમિથુન અને આત્મરતિ જાણીતાં છે. આવી સ્થિતિમાં માત્ર થોડા શબ્દોને જોઈને ભડકી જવું એ વિચારવાન મનુષ્યનું કામ નથી. જે શ્રીકૃષ્ણને માત્ર મનુષ્ય સમજે છે તેમણે રમણ અને રતિ શબ્દનો અર્થ માત્ર ક્રીડા અથવા રમત સમજવો જોઈએ, વ્યાકરણ પ્રમાણે એ બરાબર છે – 'રમુ ક્રીડાયામ્.'

દૃષ્ટિભેદથી શ્રીકૃષ્ણની લીલા ભિન્ન-ભિન્ન રૂપમાં દેખાય છે. અધ્યાત્મવાદીઓ શ્રીકૃષ્ણને આત્મારૂપે જુએ છે, ગોપીઓને વૃત્તિઓના રૂપે. વૃત્તિઓનું આવરણ નષ્ટ થઈ જવું એ જ 'ચીરહરણ-લીલા' છે અને તેમનું આત્મામાં લીન થઈ જવું એ જ 'રાસ' છે. આ દૃષ્ટિથી પણ બધી લીલાઓનો મેળ બેસી જાય છે. ભક્તોની દૃષ્ટિથી ગોલોકાધિપતિ પૂર્ણતમ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનો આ બધો નિત્યલીલા-વિલાસ છે અને અનાદિકાલથી અનન્તકાલ સુધી આ નિત્ય ચાલતો રહે છે. ક્યારેક ક્યારેક ભક્તો પર કૃપા કરીને તેઓ પોતાના નિત્યધામ અને નિત્ય સખા-સહચરીઓ સાથે લીલાધામમાં પ્રગટ થઈને લીલા કરતા રહે છે અને ભક્તો માટે સ્મરણ-ચિંતન તથા આનંદમંગલની સામગ્રી પ્રગટ કરીને ફરી અંતર્ધાન થઈ જાય છે. સાધકો માટે કઈ રીતે કૃપા કરીને ભગવાન અંતરના મળને અને અનાદિકાલથી સંચિત સંસ્કારોને વિશુદ્ધ કરી દે છે, એ વાત પણ આ ચીરહરણ-લીલાથી પ્રગટ થાય છે. ભગવાનની લીલા રહસ્યમયી છે. તેનું તત્ત્વ કેવળ ભગવાન જ જાણે છે અને તેમની કૃપાથી તેમની લીલામાં પ્રવિષ્ટ ભાગ્યશાળી ભક્તો થોડું-થોડું જાણે છે. અહીં તો શાસ્ત્રો અને સંતોની વાણીના આધારે જ થોડું લખવાનું સાહસ કર્યું છે.

—હનુમાનપ્રસાદ પોદાર

અહો એષાં વરં જન્મ સર્વપ્રાણ્યુપજીવનમ્ ।
સુજનસ્યેવ યેષાં વૈ વિમુખા યાન્તિ નાર્થિનઃ ॥ ૩૩॥

પત્રપુષ્પફલચ્છાયામૂલવલ્કલદારુભિઃ ।
ગન્ધનિર્યાસભસ્માસ્થિતોક્મૈઃ[1] કામાન્ વિતન્વતે ॥ ૩૪॥

એતાવજ્જન્મસાફલ્યં[2] દેહિનામિહ દેહિષુ ।
પ્રાણૈરર્થૈર્ધિયા વાચા શ્રેય[3] એવાચરેત્ સદા ॥ ૩૫॥

ઇતિ પ્રવાલસ્તબકફલપુષ્પદલોત્કરૈઃ ।
તરૂણાં નમ્રશાખાનાં મધ્યેન યમુનાં ગતઃ ॥ ૩૬॥

તત્ર ગાઃ પાયયિત્વાઽપઃ સુમૃષ્ટાઃ શીતલાઃ શિવાઃ ।
તતો નૃપ સ્વયં ગોપાઃ કામં સ્વાદુ પપુર્જલમ્ ॥ ૩૭॥

તસ્યા ઉપવને કામં ચારયન્તઃ પશૂન્ નૃપ ।
કૃષ્ણરામાવુપાગમ્ય ક્ષુધાર્તા ઇદમબ્રુવન્ ॥ ૩૮॥

હું કહું છું કે આમનું જ જીવન બધાંથી શ્રેષ્ઠ છે. કેમકે, એમના દ્વારા બધાં પ્રાણીઓને આશ્રય મળે છે, તેમનો જીવન-નિર્વાહ થાય છે. જેમ કોઈ સજ્જન પુરુષના ઘેરથી યાચક ખાલી હાથે પાછો જતો નથી, તે જ રીતે આ વૃક્ષો પાસેથી પણ દરેકને કાંઈ ને કાંઈ મળી જાય છે. ॥ ૩૩ ॥ વૃક્ષો પોતાનાં પાંદડાં, ફૂલ, ફળ, છાયા, મૂળિયાં, છાલ, લાકડાં, ધૂપ, ગુન્દર, રાખોડી, કોલસા, છોડવાં અને કૂંપળોથી લોકોની કામના પૂરી કરે છે. ॥ ૩૪ ॥ મારા પ્યારા મિત્રો! સંસારમાં પ્રાણીઓ તો બહુ છે, પરંતુ તેમના જીવનની સફળતા એમાં છે કે, જ્યાં સુધી બની શકે, પોતાના ધનથી, વિવેક-વિચારથી, વાણીથી અને પ્રાણોથી પણ એવાં જ કર્મ કરવાં જોઈએ જેથી બીજાનું હિત થાય. ॥ ૩૫ ॥ પરીક્ષિત! બન્ને બાજુનાં વૃક્ષો નવી-નવી કૂંપળો, ગુચ્છ, ફળ-ફૂલ, અને પાંદડાંથી ભરપૂર હતાં. તેમની ડાળીઓ જમીન સુધી ઝૂકેલી હતી. આ પ્રમાણે વાતો કરતા ભગવાન શ્રીકૃષ્ણ, વૃક્ષોની મધ્યમાંથી પસાર થઈને યમુનાજીના કિનારે પધાર્યા. ॥ ૩૬ ॥ રાજન્! યમુનાજીનું જળ બહુ જ મધુર, શીતળ અને સ્વચ્છ હતું. તે લોકોએ પહેલાં ગાયોને પાણી પાયું અને પછી પોતે પણ સ્વાદિષ્ટ જળનું પાન કર્યું. ॥ ૩૭ ॥

પરીક્ષિત! જે સમયે તેઓ યમુનાજીના કિનારે હર્યા-ભર્યા ઉપવનમાં પોતાની ગાયોને ચારી રહ્યા હતા, તે વખતે થોડા ભૂખ્યા થયેલા ગોવાળોએ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની પાસે આવીને આ પ્રમાણે કહ્યું– ॥ ૩૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[4] ગોપીવસ્ત્રાપહારો નામ દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨ ॥
દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ગોપીવસ્ત્રાપહાર નામનો બાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ત્રેવીસમો અધ્યાય

## યજ્ઞપત્નીઓ પર કૃપા

*ગોપા ઊચુઃ*

રામ રામ મહાવીર્ય કૃષ્ણ દુષ્ટનિબર્હણ ।
એષા વૈ બાધતે ક્ષુન્નસ્તચ્છાન્તિં કર્તુમર્હથઃ ॥ ૧॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ વિજ્ઞાપિતો ગોપૈર્ભગવાન્ દેવકીસુતઃ ।
ભક્તાયા વિપ્રભાર્યાયાઃ પ્રસીદન્નિદમબ્રવીત્ ॥ ૨॥

ગોપકુમારોએ કહ્યું — નયનાભિરામ બલરામ! તમે બહુ પરાક્રમી છો. તમે મોટા-મોટા દૈત્યોનો સંહાર કર્યો છે. હે અમારા ચિત્તચોર શ્યામસુંદર! આ ભૂખ પણ અમને બહુ કષ્ટ આપી રહી છે. તેથી તમે બન્ને અમારી ક્ષુધા શાંત થાય એવો કોઈ ઉપાય કરો. ॥ ૧ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! જ્યારે ગોપબાળકોએ દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે વિનંતી કરી, ત્યારે તેમણે મથુરાની પોતાની ભક્ત બ્રાહ્મણપત્નીઓ પર અનુગ્રહ કરવા માટે આ પ્રમાણે કહ્યું - ॥ ૨ ॥

૧. ०ભસ્માસ્થિભોગૈઃ । ૨. ०સામગ્ર્યં । ૩. શ્રેયઆચરણં સદા । ૪. કૃષ્ણક્રીડાયાં યમુનાગમનં નામ દ્વાવિંશતિતમોઽધ્યાયઃ ।

પ્રયાત દેવયજનં બ્રાહ્મણા બ્રહ્મવાદિનઃ ।
સત્રમાઙ્ગિરસં નામ હ્યાસતે સ્વર્ગકામ્યયા ॥ ૩॥

તત્ર ગત્વૌદનં ગોપા યાચતાઽસ્મદ્વિસર્જિતાઃ ।
કીર્તયન્તો ભગવત આર્યસ્ય મમ ચાભિધામ્ ॥ ૪॥

ઇત્યાદિષ્ટા ભગવતા ગત્વાઽયાચન્ત તે તથા ।
કૃતાઞ્જલિપુટા વિપ્રાન્ દણ્ડવત્ પતિતા ભુવિ ॥ ૫॥

હે ભૂમિદેવાઃ શૃણુત કૃષ્ણસ્યાદેશકારિણઃ ।
પ્રાપ્તાઞ્જાનીત ભદ્રં વો ગોપાન્ નો રામચોદિતાન્ ॥ ૬॥

ગાશ્ચારયન્તાવવિદૂર[1] ઓદનં
રામાચ્યુતૌ વો લષતો બુભુક્ષિતૌ ।
તયોર્દ્વિજા ઓદનમર્થિનોર્યદિ
શ્રદ્ધા ચ વો યચ્છત ધર્મવિત્તમાઃ ॥ ૭॥

દીક્ષાયાઃ પશુસંસ્થાયાઃ સૌત્રામણ્યાશ્ચ સત્તમાઃ ।
અન્યત્ર દીક્ષિતસ્યાપિ નાન્નમશ્નન્ હિ દુષ્યતિ ॥ ૮॥

ઇતિ તે ભગવદ્યાચ્ઞાં શૃણ્વન્તોઽપિ ન શુશ્રુવુઃ ।
ક્ષુદ્રાશા ભૂરિકર્માણો બાલિશા વૃદ્ધમાનિનઃ ॥ ૯॥

દેશઃ કાલઃ પૃથગ્દ્રવ્યં મન્ત્રતન્ત્રર્ત્વિજોઽગ્નયઃ ।
દેવતા યજમાનશ્ચ ક્રતુર્ધર્મશ્ચ યન્મયઃ ॥ ૧૦॥

તં બ્રહ્મ પરમં સાક્ષાદ્ ભગવન્તમધોક્ષજમ્ ।
મનુષ્યદૃષ્ટ્યા દુષ્પ્રજ્ઞા મર્ત્યાત્માનો ન મેનિરે ॥ ૧૧॥

ન તે યદોમિતિ પ્રોચુર્ન નેતિ ચ પરન્તપ ।
ગોપા નિરાશાઃ પ્રત્યેત્ય તથોચુઃ કૃષ્ણરામયોઃ ॥ ૧૨॥

'મારા પ્રિય મિત્રો! અહીંથી થોડે દૂર વેદવાદી બ્રાહ્મણો સ્વર્ગની કામનાથી આઙ્ગિરસ નામનો યજ્ઞ કરી રહ્યા છે. તમે તેમની યજ્ઞશાળામાં જાઓ. ॥ ૩ ॥ ગોપકુમારો! તમારે ત્યાં જઈને કહેવું કે, 'અમે શ્રીકૃષ્ણ અને બલરામજીના કહેવાથી અહીં આવ્યા છીએ' એમ કહીને તેમની પાસેથી થોડા ભાત-ભોજનની સામગ્રી માંગી લાવો.' ॥ ૪ ॥ જ્યારે ભગવાને આવી આજ્ઞા આપી ત્યારે ગ્વાલબાળકો તે બ્રાહ્મણોની યજ્ઞશાળામાં ગયા અને તેમની પાસે ભગવાનની આજ્ઞા અનુસાર અન્ન માંગ્યું. પહેલાં તેમણે જમીન પર પડીને દંડવત્-પ્રણામ કર્યાં અને પછી હાથ જોડીને કહ્યું—॥ ૫ ॥ 'પૃથ્વીના મૂર્તિમાન દેવતા બ્રાહ્મણો! તમારું કલ્યાણ થાઓ. આપને વિનંતી છે કે અમે વ્રજના ગોવાળો છીએ. ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની આજ્ઞાથી અમે આપની પાસે આવ્યા છીએ. આપ અમારી વાત સાંભળો. ॥ ૬ ॥ ભગવાન બલરામ અને શ્રીકૃષ્ણ ગાયો ચરાવવા અહીંથી થોડે જ દૂર આવેલા છે. તેમને અત્યારે ભૂખ લાગી છે અને તેઓ ઇચ્છે છે કે આપ લોકો તેમને થોડો ભાત આપો. બ્રાહ્મણો! આપ ધર્મનો મર્મ જાણો છો. જો આપની શ્રદ્ધા હોય તો તે ભોજનાર્થીઓ માટે થોડો ભાત આપો. ॥ ૭ ॥ સજ્જનો! જે યજ્ઞદીક્ષામાં પશુબલિ થાય છે ત્યાં અને સૌત્રામણી યજ્ઞમાં દીક્ષિત પુરુષનું અન્ન ન ખાવું જોઈએ. એ સિવાય બીજા કોઈ પણ સમયે કોઈ પણ યજ્ઞમાં દીક્ષિત પુરુષનું અન્ન ખાવામાં કોઈ દોષ નથી.' ॥ ૮ ॥ પરીક્ષિત! આ પ્રમાણે ભગવાને અન્ન માગ્યાની વાત સાંભળીને તે બ્રાહ્મણોએ તેના પર કોઈ ધ્યાન ન આપ્યું. તેઓ ઇચ્છતા હતા સ્વર્ગ વગેરેનું તુચ્છ ફળ અને તેના માટે મોટાં-મોટાં કર્મોમાં વ્યસ્ત હતા. સાચું પૂછો તો તે બ્રાહ્મણો જ્ઞાનની દૃષ્ટિએ બાળક જ હતા, પરંતુ પોતાને મોટા જ્ઞાનવૃદ્ધ માનતા હતા. ॥ ૯ ॥ પરીક્ષિત! દેશ, કાલ અને અનેક પ્રકારની સામગ્રીઓ, જુદા જુદા મંત્રો, અનુષ્ઠાનની પદ્ધતિ, ઋત્વિજ – બ્રહ્મા વગેરે યજ્ઞ કરાવનારા, અગ્નિ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ – આ બધાં રૂપોમાં એકમાત્ર ભગવાન જ પ્રગટરૂપે રહેલા છે. ॥ ૧૦ ॥ તે જ ઇન્દ્રિયાતીત પરબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં ગોપકુમારો દ્વારા ભોજન માગી રહ્યા છે. પરંતુ તે મૂર્ખ બ્રાહ્મણોએ, જે પોતાને શરીર જ માની બેઠા છે, ભગવાનને પણ એક સાધારણ મનુષ્ય જ માન્યા અને તેમનો આદર ન કર્યો. ॥ ૧૧ ॥ પરીક્ષિત! જ્યારે તે બ્રાહ્મણોએ 'હા અથવા ના' – કશું ન કહ્યું, ત્યારે ગોપબાળકો નિરાશ થઈ પાછા આવ્યા અને ત્યાંની બધી વાત શ્રીકૃષ્ણ તથા બલરામજીને કહી. ॥ ૧૨ ॥

[1] ગાશ્ચારયન્તૌ ન વિદૂર ।

તદુપાકર્ણ્ય ભગવાન્ પ્રહસ્ય જગદીશ્વરઃ ।
વ્યાજહાર પુનર્ગોપાન્ દર્શયઁલ્લૌકિકીં ગતિમ્ ॥ ૧૩॥

માં જ્ઞાપયત પત્નીભ્યઃ સસઙ્કર્ષણમાગતમ્ ।
દાસ્યન્તિ કામમન્નં વઃ સ્નિગ્ધા મય્યુષિતા ધિયા ॥ ૧૪॥

ગત્વાથ પત્નીશાલાયાં દૃષ્ટ્વાઽઽસીનાઃ સ્વલઙ્કૃતાઃ ।
નત્વા દ્વિજસતીર્ગોપાઃ પ્રશ્રિતા ઇદમબ્રુવન્ ॥ ૧૫॥

નમો વો વિપ્રપત્નીભ્યો નિબોધત વચાંસિ નઃ ।
ઇતોઽવિદૂરે ચરતા કૃષ્ણેનેહેષિતા વયમ્ ॥ ૧૬॥

ગાશ્ચારયન્ સગોપાલૈઃ સરામો દૂરમાગતઃ ।
બુભુક્ષિતસ્ય તસ્યાન્નં સાનુગસ્ય પ્રદીયતામ્ ॥ ૧૭॥

શ્રુત્વાચ્યુતમુપાયાતં નિત્યં તદ્દર્શનોત્સુકાઃ ।
તત્કથાક્ષિપ્તમનસો બભૂવુર્જાતસમ્ભ્રમાઃ ॥ ૧૮॥

ચતુર્વિધં બહુગુણમન્નમાદાય ભાજનૈઃ ।
અભિસસ્રુઃ પ્રિયં સર્વાઃ સમુદ્રમિવ નિમ્નગાઃ ॥ ૧૯॥

નિષિધ્યમાનાઃ પતિભિર્ભ્રાતૃભિર્બન્ધુભિઃ સુતૈઃ ।
ભગવત્યુત્તમશ્લોકે દીર્ઘશ્રુતધૃતાશયાઃ ॥ ૨૦॥

યમુનોપવનેઽશોકનવપલ્લવમણ્ડિતે ।
વિચરન્તં વૃતં ગોપૈઃ સાગ્રજં દદૃશુઃ સ્ત્રિયઃ ॥ ૨૧॥

શ્યામં હિરણ્યપરિધિં વનમાલ્યબર્હ-
ધાતુપ્રવાલનટવેષમનુવ્રતાંસે ।
વિન્યસ્તહસ્તમિતરેણ ધુનાનમબ્જં
કર્ણોત્પલાલકકપોલમુખાબ્જહાસમ્ ॥ ૨૨॥

તેમની વાત સાંભળીને સંપૂર્ણ જગતના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ હસવા લાગ્યા. તેમણે ગોપબાળકોને સમજાવ્યા કે, 'સંસારમાં અસફળતા તો વારંવાર મળે જ છે, તેનાથી નિરાશ ન થવું જોઈએ; વારંવાર પ્રયત્ન કરતા રહેવાથી સફળતા મળી જ જાય છે.' પછી તેમને કહ્યું - ॥ ૧૩ ॥ 'મારા પ્યારા ગોપકુમારો! હવે તમે તેમની પત્નીઓ પાસે જાઓ અને તેમને કહો કે, કૃષ્ણ અને બલરામ અહીં આવ્યા છે. તમે જેટલું ઇચ્છશો તેટલું ભોજન તે તમને આપશે. તે મને બહુ પ્રેમ કરે છે. તેમનું મન સદા-સર્વદા મારામાં પરોવાયેલું રહે છે.' ॥ ૧૪ ॥

હવે ગોપબાળકો બ્રાહ્મણોની પત્નીઓ જ્યાં હતી, ત્યાં ગયા. ત્યાં જઈને જોયું તો બ્રાહ્મણોની પત્નીઓ સુંદર-સુંદર વસ્ત્ર અને આભૂષણોથી સજી-ધજીને બેઠી છે. તેમણે બ્રાહ્મણ-પત્નીઓને પ્રણામ કરીને ખૂબ વિનયપૂર્વક કહ્યું - ॥ ૧૫ ॥ 'તમે બ્રાહ્મણપત્નીઓને અમે પ્રણામ કરીએ છીએ. તમે કૃપા કરીને અમારી વાત સાંભળો. ભગવાન શ્રીકૃષ્ણ અહીંથી થોડે જ દૂર પધારેલા છે અને તેમણે જ અમને તમારી પાસે મોકલ્યા છે. ॥ ૧૬ ॥ તેઓ ગોવાળિયા અને બલરામજીની સાથે ગાયો ચરાવતા અહીં, બહુ દૂર આવી ગયા છે. અત્યારે તેમને અને તેમના મિત્રોને ભૂખ લાગી છે. તમે તેમના માટે કાંઈક ભોજન આપો.' ॥ ૧૭ ॥ પરીક્ષિત! તે બ્રાહ્મણપત્નીઓ ઘણા દિવસથી ભગવાનની મનોહર લીલાઓ સાંભળતી હતી. તેમનું મન ભગવાનમાં મગ્ન થઈ ચૂક્યું હતું. તેઓ હંમેશાં એ વાત માટે ઉત્સુક રહેતી હતી કે, કોઈ પ્રકારે શ્રીકૃષ્ણનાં દર્શન થઈ જાય. શ્રીકૃષ્ણના આવવાની વાત સાંભળતાં જ તેઓ અધીરી બની ગઈ. ॥ ૧૮ ॥ તેમણે વાસણોમાં બહુ સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય — ચારે પ્રકારની ભોજન-સામગ્રી લઈ લીધી તથા ભાઈ-બંધુ, પતિ-પુત્રોના રોકવા છતાં પોતાના પ્રિયતમ ભગવાન શ્રીકૃષ્ણ પાસે જવા માટે, નદીઓ સમુદ્ર પાસે જાય એમ ઘેરથી નીકળી ગઈ. કેમ ન જાય, ન જાણે કેટલા દિવસથી પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણનાં ગુણ, લીલા, સૌન્દર્ય અને માધુર્ય વગેરેનું વર્ણન સાંભળી-સાંભળીને તેમણે તેમના ચરણો પર પોતાનું હૃદય ન્યોછાવર કરી દીધું હતું. ॥ ૧૯-૨૦ ॥ બ્રાહ્મણપત્નીઓએ જઈને જોયું કે યમુના-કિનારે નવી-નવી કૂંપળોથી શોભતા અશોક વનમાં ગોવાળોથી ઘેરાયેલા બલરામજીની સાથે શ્રીકૃષ્ણ આમ-તેમ ફરી રહ્યા છે. ॥ ૨૧ ॥ તેમના શ્યામ-શરીર પર સોનેરી પીતામ્બર ઝળહળી રહ્યું છે. ગળામાં વનમાળા લટકી રહી છે. મસ્તક પર મોરપિચ્છનો મુગટ છે. અંગ-અંગમાં રંગીન ધાતુઓથી ચિતરામણ કરી રાખ્યું છે. નવી-નવી કૂંપળોના ગુચ્છ શરીર પર લગાડીને નટ જેવો વેશ બનાવ્યો છે. એક હાથ પોતાના સખા ગોપબાળકના ખભા પર રાખ્યો છે અને બીજા હાથમાં કમળનું ફૂલ નચાવી રહ્યા છે. કાનોમાં કમળનાં કુંડળો છે, કપોલ પર વાંકડિયા વાળની લટો ઝૂલી રહી છે અને મુખકમળ મંદ-હાસ્યથી પ્રફુલ્લિત છે. ॥ ૨૨ ॥

પ્રાયઃ શ્રુતપ્રિયતમોદયકર્ણપૂરૈ-
ર્યસ્મિન્ નિમગ્નમનસસ્તમથાક્ષિરન્ધ્રૈઃ ।
અન્તઃ પ્રવેશ્ય સુચિરં પરિરભ્ય તાપં
પ્રાજ્ઞં યથાભિમતયો વિજહુર્નરેન્દ્ર ॥ ૨૩॥

તાસ્તથા ત્યક્તસર્વાશાઃ પ્રાપ્તા આત્મદિદૃક્ષયા ।
વિજ્ઞાયાખિલદૃગ્દ્રષ્ટા પ્રાહ પ્રહસિતાનનઃ ॥ ૨૪॥

સ્વાગતં[1] વો મહાભાગા આસ્યતાં કરવામ કિમ્ ।
યન્નો દિદૃક્ષયા[2] પ્રાપ્તા ઉપપન્નમિદં હિ વઃ ॥ ૨૫॥

નન્વદ્ધા મયિ કુર્વન્તિ કુશલાઃ સ્વાર્થદર્શનાઃ ।
અહૈતુક્યવ્યવહિતાં ભક્તિમાત્મપ્રિયે યથા ॥ ૨૬॥

પ્રાણબુદ્ધિમનઃસ્વાત્મદારાપત્યધનાદયઃ ।
યત્સમ્પર્કાત્ પ્રિયા આસંસ્તતઃ કો ન્વપરઃ પ્રિયઃ ॥ ૨૭॥

તદ્ યાત દેવયજનં પતયો વો દ્વિજાતયઃ ।
સ્વસત્રં પારયિષ્યન્તિ યુષ્માભિર્ગૃહમેધિનઃ ॥ ૨૮॥

પત્ન્ય ઊચુઃ

મૈવં વિભોઽર્હતિ ભવાન્ ગદિતું નૃશંસં
સત્યં કુરુષ્વ નિગમં તવ પાદમૂલમ્ ।
પ્રાપ્તા વયં તુલસિદામ પદાવસૃષ્ટં
કેશૈર્નિવોઢુમતિલઙ્ઘ્ય[3] સમસ્તબન્ધૂન્ ॥ ૨૯॥

ગૃહ્ણન્તિ નો ન પતયઃ પિતરૌ સુતા વા
ન ભ્રાતૃબન્ધુસુહૃદઃ કુત એવ ચાન્યે ।
તસ્માદ્ ભવત્પ્રપદયોઃ પતિતાત્મનાં નો
નાન્યા ભવેદ્ ગતિરરિન્દમ તદ્ વિધેહિ ॥ ૩૦॥

પરીક્ષિત! અત્યાર સુધી પોતાના પ્રિયતમ શ્યામસુંદરના ગુણ અને લીલાઓ પોતાના કાનોથી સાંભળી-સાંભળીને તેમણે પોતાના મનને તેમના જ પ્રેમના રંગે રંગી નાખ્યું હતું; તેમાં જ ડુબાડી દીધું હતું. હવે નેત્રોના માર્ગે તેમને અંદર લઈ જઈને ઘણીવાર સુધી તેઓ મનોમન તેમનું આલિંગન કરતી રહી અને આ પ્રમાણે તેમણે પોતાના હૃદયની બળતરા શાંત કરી. જેમ જાગ્રત અને સ્વપ્ન અવસ્થાઓની વૃત્તિઓ 'આ હું, અને આ મારું' એવા ભાવથી બની રહે છે, પરંતુ સુષુપ્તિ અવસ્થામાં તેના અભિમાની પ્રાજ્ઞને પ્રાપ્ત કરીને તેમાં લીન થઈ જાય છે અને તેની બધી બળતરા મટી જાય છે. ॥ ૨૩ ॥

પ્રિય પરીક્ષિત! ભગવાન બધાના હૃદયની વાત જાણે છે, બધાની બુદ્ધિઓના તે સાક્ષી છે. તેમણે જ્યારે જોયું કે આ બ્રાહ્મણપત્નીઓ પોતાના ભાઈબંધુ અને પતિ-પુત્રોના રોકવા છતાં બધાં સગાં-સંબંધીઓ અને વિષયોની આશા છોડીને માત્ર મારાં દર્શનની લાલસાથી જ મારી પાસે આવી છે, ત્યારે તેઓ હાસ્યભર્યા મુખ-કમળથી કહેવા લાગ્યા. ॥ ૨૪ ॥ ભગવાને કહ્યું – 'મહાભાગ્યશાળી દેવીઓ! તમારું સ્વાગત છે. આવો, બેસો. કહો, અમે તમારું શું સ્વાગત કરીએ? તમે બધાં મારાં દર્શનની ઈચ્છાથી અહીં આવ્યાં છો, એ તમારા જેવા પ્રેમપૂર્ણ હૃદયવાળાઓ માટે યોગ્ય જ છે. ॥ ૨૫ ॥ એમાં સંદેહ નથી કે, સંસારમાં પોતાના સાચા હિતને સમજવાવાળા જેટલા પણ બુદ્ધિમાન પુરુષ છે, તેઓ પોતાના પ્રિયતમ જેવો મારી સાથે પ્રેમ કરે છે અને એવો પ્રેમ કરે છે, જેમાં કોઈ પ્રકારની કામના હોતી નથી. જેમાં કોઈ પ્રકારનો પડદો, સંકોચ, ગુપ્તતા, દુવિધા અથવા દ્વૈત નથી હોતું. ॥ ૨૬ ॥ પ્રાણ, બુદ્ધિ, મન, શરીર, સ્વજન, સ્ત્રી-પુત્ર અને સંપત્તિ વગેરે બધી સાંસારિક વસ્તુઓ જે આત્માના સંબંધથી જ પ્રિય લાગે છે તે આત્મારૂપ (મારા) વિના બીજો કયો પદાર્થ (વધારે) પ્રિય હોય. ॥ ૨૭ ॥ તેથી તમારું આવવું યોગ્ય જ છે, હું તમારા પ્રેમનો આદર કરું છું. હવે તમે મારાં દર્શન કરી લીધાં છે, હવે તમારી યજ્ઞશાળામાં પાછાં જાઓ. તમારા પતિ બ્રાહ્મણ-ગૃહસ્થ છે, તેઓ તમારી સાથે મળીને જ યજ્ઞ પૂરો કરી શકશે.' ॥ ૨૮ ॥

બ્રાહ્મણપત્નીઓએ કહ્યું – અંતર્યામી શ્યામસુંદર! આવી કઠોર વાત આપના મુખેથી ઉચિત નથી. આપે આવી વાત ન કરવી જોઈએ. શ્રુતિઓ કહે છે કે, જે એક વાર ભગવાનને પ્રાપ્ત થઈ જાય છે, તેને પછી સંસારમાં પાછા જવું પડતું નથી. આપ પોતાની આ વેદવાણી સત્ય કરો. અમે અમારાં તમામ સગાં-સંબંધીઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આપના ચરણોમાં એટલા માટે આવી છીએ કે આપના ચરણોની પ્રસાદી તુલસીમાળા અમારા કેશમાં ધારણ કરીએ. ॥ ૨૯ ॥ સ્વામી! હવે અમારા પતિ-પુત્ર, માતા-પિતા, ભાઈ-બંધુ અને સ્વજન-

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોક પહેલાં 'શ્રીભગવાનુવાચ' એટલો વધુ પાઠ છે. । ૨. દિદૃક્ષયાભ્યેતાઃ । ૩. કેશૈર્નિરોદ્ધુમભિલઙ્ઘ્ય ।

*શ્રીભગવાનુવાચ*

પતયો નાભ્યસૂયેરન્[૧] પિતૃભ્રાતૃસુતાદયઃ ।
લોકાશ્ચ વો મયોપેતા દેવા અપ્યનુમન્વતે ॥ ૩૧॥

ન પ્રીતયેઽનુરાગાય હ્યઙ્ગસઙ્ગો નૃણામિહ ।
તન્મનો મયિ યુઞ્જાના અચિરાન્મામવાપ્સ્યથ ॥ ૩૨॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુક્તા દ્વિજપત્ન્યસ્તા યજ્ઞવાટં પુનર્ગતાઃ ।
તે ચાનસૂયવઃ સ્વાભિઃ સ્ત્રીભિઃ સત્રમપારયન્ ॥ ૩૩॥

તત્રૈકા વિધૃતા ભર્ત્રા ભગવન્તં યથાશ્રુતમ્ ।
હૃદોપગુહ્ય વિજહૌ દેહં કર્માનુબન્ધનમ્ ॥ ૩૪॥

ભગવાનપિ ગોવિન્દસ્તેનૈવાન્નેન ગોપકાન્ ।
ચતુર્વિધેનાશયિત્વા સ્વયં ચ બુભુજે પ્રભુઃ ॥ ૩૫॥

એવં લીલાનરવપુર્નૃલોકમનુશીલયન્ ।
રેમે ગોગોપગોપીનાં રમયન્ રૂપવાક્કૃતૈઃ ॥ ૩૬॥

અથાનુસ્મૃત્ય વિપ્રાસ્તે અન્વતપ્યન્ કૃતાગસઃ ।
યદ્ વિશ્વેશ્વરયોર્યાચ્ઞામહન્મ નૃવિડમ્બયોઃ ॥ ૩૭॥

દૃષ્ટ્વા સ્ત્રીણાં ભગવતિ કૃષ્ણે ભક્તિમલૌકિકીમ્ ।
આત્માનં ચ તયા હીનમનુતપ્તા વ્યગર્હયન્ ॥ ૩૮॥

ધિગ્ જન્મ નસ્ત્રિવૃદ્ વિદ્યાં ધિગ્ વ્રતં ધિગ્ બહુજ્ઞતામ્ ।
ધિક્ કુલં ધિક્ ક્રિયાદાક્ષ્યં વિમુખા યે ત્વધોક્ષજે ॥ ૩૯॥

સંબંધી અમારો સ્વીકાર કરશે નહીં, પછી બીજાઓની તો વાત જ શી? હે વીરશિરોમણિ! હવે અમે આપના ચરણોમાં આવી ગઈ છીએ. અમને બીજા કોઈનો આશ્રય નથી. તેથી હવે અમને બીજાની શરણમાં ન જવું પડે, એવી વ્યવસ્થા કરો. ॥ ૩૦ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** — દેવીઓ! તમારા પતિ-પુત્ર, ભાઈ-બંધુ, માતા-પિતા, કોઈ પણ તમારો તિરસ્કાર કરશે નહીં. તેમની તો વાત જ ક્યાં છે, પૂરો સંસાર તમારું સમ્માન કરશે. તેનું કારણ છે, હવે તમે મારી થઈ ગઈ છો, મારાથી જોડાઈ ગઈ છો. જુઓ ને, આ દેવતાઓ પણ મારી વાતનું અનુમોદન કરી રહ્યા છે. ॥ ૩૧ ॥ દેવીઓ! તમારું મન મારામાં જોડી રાખો, અંગ-સંગ મારી પ્રીતિ કે અનુરાગનું કારણ નથી. તમે જાઓ અને મનથી મારું ચિંતન કરતા રહો. તમને જલદી મારી પ્રાપ્તિ થઈ જશે. ॥ ૩૨ ॥

**શ્રી શુકદેવજી કહે છે** — પરીક્ષિત! જ્યારે ભગવાને આ પ્રમાણે કહ્યું ત્યારે તે બ્રાહ્મણપત્નીઓ યજ્ઞશાળામાં પાછી ગઈ. તે બ્રાહ્મણોએ તેમની પત્નીઓમાં સ્હેજ પણ દોષદૃષ્ટિ કરી નહીં. તેમની સાથે મળીને પોતાનો યજ્ઞ પૂરો કર્યો. ॥ ૩૩ ॥ તે સ્ત્રીઓમાં એક સ્ત્રીને આવતી વખતે બળપૂર્વક તેના પતિએ રોકી લીધી હતી. ત્યારે તે બ્રાહ્મણપત્નીએ ભગવાનના તેવા જ સ્વરૂપનું ધ્યાન કર્યું, જેવું તેણે ઘણા દિવસથી સાંભળ્યું હતું. જ્યારે તેનું ધ્યાન સ્થિર થયું ત્યારે મનમાં જ ભગવાન સાથે આલિંગન કરીને તેણે કર્મ દ્વારા બનેલા પોતાના શરીરને ત્યજી દીધું. (શુદ્ધ સત્ત્વમય દિવ્ય શરીરથી તેણે ભગવાનનું સાન્નિધ્ય પ્રાપ્ત કરી લીધું.) ॥ ૩૪ ॥ અહીં ભગવાન શ્રીકૃષ્ણે બ્રાહ્મણ-પત્નીઓના લાવેલા તે ચાર પ્રકારના અન્નથી પહેલાં ગ્વાલ-બાળકોને ભોજન કરાવ્યું અને પછી સ્વયં પણ ભોજન કર્યું. ॥ ૩૫ ॥ પરીક્ષિત! આ પ્રમાણે લીલામનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણે મનુષ્ય જેવી લીલા કરી અને પોતાના સૌન્દર્ય, માધુર્ય, વાણી તથા કર્મોથી ગાયો, ગોવાળો અને ગોપીઓને આનંદ આપ્યો અને સ્વયં પણ તેમના પ્રેમરસનું આસ્વાદન કરીને આનંદિત થયા. ॥ ૩૬ ॥

પરીક્ષિત! અહીં બધા બ્રાહ્મણોને એ ખબર પડી કે, શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે, ત્યારે તેમને બહુ પસ્તાવો થયો. તે વિચારવા લાગ્યા કે જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અમે બહુ મોટો અપરાધ કર્યો છે. તેઓ તો મનુષ્યના જેવી લીલા કરતા હોવા છતાં પરમેશ્વર જ છે. ॥ ૩૭ ॥ જ્યારે તેમણે જોયું કે અમારી પત્નીઓના હૃદયમાં તો ભગવાન પ્રત્યે અલૌકિક પ્રેમ છે અને અમે લોકો તેમનાથી બિલકુલ અજાણ છીએ ત્યારે તેઓ ખૂબ પસ્તાઈને પોતાને નિંદવા લાગ્યા. ॥ ૩૮ ॥ તેઓ કહેવા લાગ્યા — અરે, અમે ભગવાન શ્રીકૃષ્ણથી વિમુખ છીએ. બહુ ઊંચા કુળમાં અમારો જન્મ થયો, ગાયત્રીની દીક્ષા લઈને અમે દ્વિજ થયા. વેદાધ્યયન કરી-કરીને અમે મોટા-મોટા યજ્ઞો કર્યા,

૧. ન હ્યભ્યસૂયેરન્ ।

નૂનં ભગવતો માયા યોગિનામપિ મોહિની ।
યદ્ વયં ગુરવો નૃણાં સ્વાર્થે મુહ્યામહે દ્વિજાઃ ॥ ૪૦॥

અહો પશ્યત નારીણામપિ કૃષ્ણે જગદ્ગુરૌ ।
દુરન્તભાવં યોઽવિધ્યન્મૃત્યુપાશાન્ ગૃહાભિધાન્ ॥ ૪૧॥

નાસાં દ્વિજાતિસંસ્કારો ન નિવાસો ગુરાવપિ ।
ન તપો નાત્મમીમાંસા ન શૌચં ન ક્રિયાઃ શુભાઃ ॥ ૪૨॥

અથાપિ હ્યુત્તમશ્લોકે કૃષ્ણે યોગેશ્વરેશ્વરે ।
ભક્તિર્દઢા ન ચાસ્માકં સંસ્કારાદિમતામપિ ॥ ૪૩॥

નનુ[1] સ્વાર્થવિમૂઢાનાં પ્રમત્તાનાં ગૃહેહયા ।
અહો નઃ સ્મારયામાસ ગોપવાક્યૈઃ સતાં ગતિઃ ॥ ૪૪॥

અન્યથા પૂર્ણકામસ્ય કૈવલ્યાદ્યાશિષાં પતેઃ ।
ઈશિતવ્યૈઃ કિમસ્માભિરીશસ્યૈતદ્ વિડમ્બનમ્ ॥ ૪૫॥

હિત્વાઽન્યાન્ ભજતે યં શ્રીઃ પાદસ્પર્શાશયાઽસકૃત્ ।
આત્મદોષાપવર્ગેણ તદ્યાચ્ઞા જનમોહિની ॥ ૪૬॥

દેશઃ કાલઃ પૃથગ્દ્રવ્યં મન્ત્રતન્ત્રર્ત્વિજોઽગ્નયઃ ।
દેવતા યજમાનશ્ચ ક્રતુર્ધર્મશ્ચ યન્મયઃ ॥ ૪૭॥

સ એષ ભગવાન્ સાક્ષાદ્ વિષ્ણુર્યોગેશ્વરેશ્વરઃ ।
જાતો યદુષ્વિત્યશૃણ્મ હ્યપિ મૂઢા ન વિદ્મહે ॥ ૪૮॥

અહો[2] વયં ધન્યતમા યેષાં નસ્તાદૃશીઃ સ્ત્રિયઃ ।
ભક્ત્યા યાસાં મતિર્જાતા અસ્માકં નિશ્ચલા હરૌ ॥ ૪૯॥

પરંતુ તે બધું શા કામનું? ધિક્કાર છે, ધિક્કાર છે, અમારી વિદ્યા વ્યર્થ ગઈ, અમારાં વ્રત નકામાં ગયાં. અમારી આ વિદ્વત્તાને ધિક્કાર છે! ઊંચા કુળમાં જન્મ લેવો, કર્મકાંડમાં નિપુણ થવું કશા કામમાં ન આવ્યું. અમને વારંવાર ધિક્કાર છે. ॥ ૩૯ ॥ ખરેખર ભગવાનની માયા મોટા-મોટા યોગીઓને પણ મોહિત કરી દે છે. ત્યારે તો અમે કહેવાઈએ છીએ મનુષ્યોના ગુરુ અને બ્રાહ્મણ, પરંતુ અમારા સાચા સ્વાર્થ અને પરમાર્થના વિષયમાં તદ્દન અજ્ઞાની છીએ. ॥ ૪૦ ॥ કેટલા આશ્ચર્યની વાત છે! જુઓ તો ખરા, જોકે આ સ્ત્રીઓ છે, છતાં પણ જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણમાં આમનો કેટલો અગાધ પ્રેમ છે, અખંડ અનુરાગ છે! આનાથી જ તેમણે ગૃહાસક્તિ નામના મૃત્યુપાશને કાપી નાંખ્યો. ॥ ૪૧ ॥ આ લોકોના ન તો દ્વિજાતિને યોગ્ય યજ્ઞોપવીત સંસ્કાર થયા છે અને ન એમણે ગુરુકુળમાં વિદ્યાભ્યાસ કર્યો છે. ન તેમણે તપ કર્યું છે અને ન તો આત્માસંબંધી તેમણે કોઈ વિવેક-વિચાર કર્યો છે. એ બધી વાત તો ઠીક, તેમનામાં ન તો પૂરેપૂરી પવિત્રતા છે કે ન તેમનાં કોઈ શુભકર્મો છે. ॥ ૪૨ ॥ છતાં સમસ્ત યોગેશ્વરોના ઈશ્વર પુણ્યકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં તેમનો દૃઢ પ્રેમ છે અને અમે અમારા બધા સંસ્કાર કર્યા છે, ગુરુકુળમાં રહ્યા છીએ, તપસ્યા કરી છે, આત્માનુસંધાન કર્યું છે. પવિત્રતા જાળવી છે તથા શ્રેષ્ઠ કર્મો પણ કર્યાં છે છતાં ભગવાનના ચરણોમાં અમારો પ્રેમ નથી. ॥ ૪૩ ॥ સાચી વાત એ છે કે અમે લોકો ગૃહસ્થીના કામમાં આસક્ત થઈ ગયા હતા. પોતાના હિત-અહિતને વિસારી દીધું હતું. અહો! ભગવાનની કેટલી કૃપા છે! ભક્તવત્સલ પ્રભુએ ગોવાળોને મોકલીને તેમના સંદેશા દ્વારા અમને ચેતવ્યા, પોતાનું સ્મરણ કરાવ્યું. ॥ ૪૪ ॥ ભગવાન સ્વયં પૂર્ણકામ છે અને કૈવલ્યમોક્ષ સુધીની જેટલી પણ કામનાઓ છે તેને પૂર્ણ કરવાવાળા છે. જો અમને ચેતવ્યા ન હોત તો તેમનું અમારા જેવા ક્ષુદ્ર જીવો સાથે શું પ્રયોજન હોઈ શકે? અવશ્ય, તેમણે આ જ ઉદ્દેશ્યથી માગવાનું બહાનું બનાવ્યું. અન્યથા તેમને માગવાની ભલા, શી જરૂર? ॥ ૪૫ ॥ સ્વયં લક્ષ્મી બીજા બધા દેવતાઓને છોડીને અને પોતાની ચંચળતા, ગર્વ વગેરે દોષોનો પરિત્યાગ કરીને નિરંતર તેમના ચરણોનો સ્પર્શ પ્રાપ્ત કરવા માટે સેવા કરતી રહે છે. તેવા પ્રભુ કોઈની પાસે ભોજનની યાચના કરે, એ લોકોને મોહિત કરવા સિવાય બીજું શું હોઈ શકે? ॥ ૪૬ ॥ દેશ, કાળ, જુદી-જુદી સામગ્રીઓ, તે તે કર્મોમાં વિનિયોગ માટેના મંત્રો, અનુષ્ઠાનની વિધિ, ઋત્વિજ, અગ્નિ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ – બધું ભગવાનનું જ સ્વરૂપ છે. ॥ ૪૭ ॥ તે જ યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાન વિષ્ણુ સ્વયં શ્રીકૃષ્ણના રૂપમાં યદુવંશીઓમાં અવતર્યા છે, આ વાત અમે સાંભળી હતી, પરંતુ અમે એટલા મૂર્ખ છીએ કે તેમને ઓળખી ન શક્યા. ॥ ૪૮ ॥ આ બધું થવા છતાં પણ અમે ધન્ય થઈ ગયા છીએ, અમારા અહોભાગ્ય છે.

૧. નૂનં । ૨. પ્રાચીન પ્રતમાં આ શ્લોક નથી ।

નમસ્તુભ્યં[1] ભગવતે કૃષ્ણાયાકુણ્ઠમેધસે ।
યન્માયામોહિતધિયો ભ્રમામઃ કર્મવર્ત્મસુ ॥ ૫૦॥

સ વૈ ન આદ્યઃ પુરુષઃ સ્વમાયામોહિતાત્મનામ્ ।
અવિજ્ઞાતાનુભાવાનાં ક્ષન્તુમર્હત્યતિક્રમમ્ ॥ ૫૧॥

ઇતિ સ્વાઘમનુસ્મૃત્ય કૃષ્ણે તે કૃતહેલનાઃ ।
દિદૃક્ષવોઽપ્યચ્યુતયોઃ કંસાદ્ ભીતા ન ચાચલન્ ॥ ૫૨॥

ત્યારે તો અમને આવી પત્નીઓ પ્રાપ્ત થઈ છે. તેમની ભક્તિથી અમારી બુદ્ધિ પણ ભગવાન શ્રીકૃષ્ણના અવિચળ પ્રેમમાં યુક્ત થઈ ગઈ છે. ॥ ૪૯ ॥ પ્રભુ! આપ અચિન્ત્ય અને અનંત ઐશ્વર્યોના સ્વામી છો. શ્રીકૃષ્ણ! આપનું જ્ઞાન અપાર છે. આપની માયાથી જ અમે મોહિત થઈ રહ્યા છીએ અને અમે કર્મોની જાળમાં ભટકી રહ્યા છીએ, અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૫૦ ॥ હે આદિપુરુષ ભગવાન શ્રીકૃષ્ણ! આપ અમારા અપરાધને ક્ષમા કરો. કારણ કે અમારી બુદ્ધિ આપની માયાથી જ મોહિત થઈ રહી છે અને અમે આપના પ્રભાવને જાણી ન શકનારા અજ્ઞાની છીએ. ॥ ૫૧ ॥

પરીક્ષિત! તે બ્રાહ્મણોએ શ્રીકૃષ્ણનો તિરસ્કાર કર્યો હતો. તેથી તેમને પોતાના અપરાધની સ્મૃતિ થતાં ભારે પશ્ચાત્તાપ થયો અને તેમના હૃદયમાં શ્રીકૃષ્ણ-બલરામજીનાં દર્શનની પણ ઉત્કટ ઇચ્છા થઈ, પરંતુ કંસના ભયથી તેઓ તેમનાં દર્શન કરવા જઈ ન શક્યા. ॥ ૫૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે યજ્ઞપત્ન્યુદ્ધરણં[2] નામ ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત યજ્ઞપત્ની-ઉદ્ધરણ નામનો ત્રેવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોવીસમો અધ્યાય

## ઇન્દ્રયજ્ઞ–નિવારણ

*શ્રીશુક ઉવાચ*[3]

ભગવાનપિ તત્રૈવ બલદેવેન સંયુતઃ ।
અપશ્યન્નિવસન્ ગોપાનિન્દ્રયાગકૃતોદ્યમાન્ ॥ ૧॥

તદભિજ્ઞોઽપિ ભગવાન્ સર્વાત્મા સર્વદર્શનઃ ।
પ્રશ્રયાવનતોઽપૃચ્છદ્ વૃદ્ધાન્ નન્દપુરોગમાન્ ॥ ૨॥

કથ્યતાં મે પિતઃ કોઽયં સમ્ભ્રમો વ ઉપાગતઃ ।
કિં ફલં કસ્ય ચોદ્દેશઃ કેન વા સાધ્યતે મખઃ ॥ ૩॥

એતદ્ બ્રૂહિ મહાન્ કામો મહ્યં શુશ્રૂષવે પિતઃ ।
ન હિ ગોપ્યં હિ સાધૂનાં કૃત્યં સર્વાત્મનામિહ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીની સાથે વૃન્દાવનમાં રહીને અનેક પ્રકારની લીલાઓ કરી રહ્યા હતા. તેમણે એક દિવસ જોયું કે ત્યાંના બધા ગોપો ઇન્દ્ર-યજ્ઞ કરવાની તૈયારી કરી રહ્યા છે. ॥ ૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સર્વના અંતર્યામી અને સર્વજ્ઞ છે. તેમનાથી કોઈ વાત ગુપ્ત ન હતી, તે બધું જાણતા હતા. છતાં પણ વિનયપૂર્વક તેમણે નંદબાવા વગેરે વયોવૃદ્ધ ગોપોને પૂછ્યું– ॥ ૨ ॥ 'પિતાજી! તમારા લોકોની સામે એવું કયું મોટું કાર્ય, કયો મોટો ઉત્સવ આવી રહ્યો છે? તેનું ફળ શું છે? કયા ઉદ્દેશથી, કયા લોકો, કયાં સાધનો દ્વારા આ યજ્ઞ કરી રહ્યા છે? પિતાજી! તમે મને એ જરૂર કહો. ॥ ૩ ॥ તમે મારા પિતા છો અને હું તમારો પુત્ર છું, અને આ વાત જાણવાની મને બહુ ઉત્કંઠા પણ છે. પિતાજી! જે સંતપુરુષો બધાને પોતાનો આત્મા માને છે, જેમની દૃષ્ટિમાં પોતાના-પારકાનો ભેદ નથી, તેમની દૃષ્ટિમાં કોઈ મિત્ર,

૧. નમસ્તસ્મૈ । ૨. યજ્ઞપત્ન્યુપદર્શનં નામ ત્રયોવિંશતિતમોઽધ્યાયઃ । ૩. બાદરાયણિરુવાચ ।

અસ્ત્યસ્વપરદૃષ્ટીનામમિત્રોદાસ્તવિદ્વિષામ્ ।
ઉદાસીનોઽરિવદ્ વર્જ્ય આત્મવત્ સુહૃદુચ્યતે ॥ ૫॥

જ્ઞાત્વાઽજ્ઞાત્વા ચ કર્માણિ જનોઽયમનુતિષ્ઠતિ ।
વિદુષઃ કર્મસિદ્ધિઃ સ્યાત્તથા નાવિદુષો ભવેત્ ॥ ૬॥

તત્ર તાવત્ ક્રિયાયોગો ભવતાં કિં વિચારિતઃ ।
અથવા લૌકિકસ્તન્મે પૃચ્છતઃ સાધુ ભણ્યતામ્ ॥ ૭॥

શત્રુ કે ઉદાસીન નથી, તેમનું કોઈ કાર્ય ગુપ્ત હોતું નથી. પરંતુ જો કોઈ એવી સ્થિતિ ન હોય તો રહસ્યની વાત શત્રુની જેમ ઉદાસીનને પણ ન કહેવી જોઈએ. પરંતુ પિતાજી! હું તો તમારો પુત્ર છું તેથી મને કહેવામાં કોઈ વાંધો નથી. ॥ ૪-૫ ॥ આ સંસારી લોકો જાણ્યે-અજાણ્યે, અનેક પ્રકારનાં કર્મો કરે છે. તેમાં સમજી-વિચારીને કરવાવાળા મનુષ્યોનાં કર્મો જે રીતે સફળ થાય છે, તેવાં સમજ્યા વિના કરનારનાં થતાં નથી. ॥ ૬ ॥ તેથી અત્યારે તમે લોકો જે ક્રિયા કરવાની તૈયારી કરી રહ્યા છો તે માત્ર પરંપરા મુજબ કરી રહ્યા છો અર્થાત્ આ કર્મ લૌકિક છે કે શાસ્ત્રની દૃષ્ટિએ વિચારપૂર્વક કરી રહ્યા છો, એ હું જાણવા ઇચ્છું છું, કૃપા કરીને સ્પષ્ટરૂપે મને જણાવો.' ॥ ૭ ॥

નન્દ ઉવાચ[1]

પર્જન્યો ભગવાનિન્દ્રો મેઘાસ્તસ્યાત્મમૂર્તયઃ ।
તેઽભિવર્ષન્તિ ભૂતાનાં પ્રીણનં જીવનં પયઃ ॥ ૮॥

તં તાત વયમન્યે ચ વાર્મુચાં પતિમીશ્વરમ્ ।
દ્રવ્યૈસ્તદ્રેતસા સિદ્ધૈર્યજન્તે ક્રતુભિર્નરાઃ ॥ ૯॥

તચ્છેષેણોપજીવન્તિ ત્રિવર્ગફલહેતવે ।
પુંસાં પુરુષકારાણાં પર્જન્યઃ ફલભાવનઃ ॥ ૧૦॥

ય એવં વિસૃજેદ્ ધર્મં પારમ્પર્યાગતં નરઃ ।
કામાલ્લોભાદ્ ભયાદ્ દ્વેષાત્ સ વૈ નાપ્નોતિ શોભનમ્ ॥ ૧૧॥

નંદબાવાએ કહ્યું – બેટા! વરસાદ વરસાવનાર ભગવાન ઇન્દ્ર મેઘોના અધિપતિ છે. આ મેઘ ઇન્દ્રસ્વરૂપ જ છે. તે સમસ્ત પ્રાણીઓને તૃપ્ત કરનારું અને જીવનદાન આપનારું જલ વરસાવે છે. ॥ ૮ ॥ મારા પ્રિય પુત્ર! અમે બધા વ્રજવાસીઓ મળીને તે જ મેઘોના અધિપતિ ભગવાન ઇન્દ્રની યજ્ઞો દ્વારા પૂજા કરીએ છીએ. જે સામગ્રીઓ દ્વારા યજ્ઞ થાય છે, તે પણ તેમના વરસાવેલા જીવન-જળથી જ ઉત્પન્ન થાય છે. ॥ ૯ ॥ તેમનો યજ્ઞ કર્યા પછી જે શેષ રહે છે, તે જ અન્નથી અમે બધા લોકો ધર્મ, અર્થ અને કામ – ત્રણેની સિદ્ધિ માટે જીવન-નિર્વાહ કરીએ છીએ. મનુષ્યને ખેતી વગેરે પ્રયત્નોમાં ફળ આપનાર ઇન્દ્ર જ છે. ॥ ૧૦ ॥ આ ધાર્મિક કાર્ય અમારી કુલપરંપરાથી થતું આવ્યું છે. જે મનુષ્ય કામ, લોભ, ભય અથવા દ્વેષને વશ થઈ આવો પરંપરાગત ધર્મ ત્યજી દે છે, તેનું ક્યારેય શુભ થતું નથી. ॥ ૧૧ ॥

શ્રીશુક ઉવાચ[2]

વચો નિશમ્ય નન્દસ્ય તથાઽન્યેષાં વ્રજૌકસામ્ ।
ઇન્દ્રાય મન્યું જનયન્ પિતરં પ્રાહ કેશવઃ ॥ ૧૨॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! બ્રહ્મા, શંકર વગેરેના ઉપર પણ શાસન કરવાવાળા કેશવ ભગવાને નંદબાવા અને બીજા વ્રજવાસીઓની વાત સાંભળીને ઇન્દ્રને ગુસ્સે કરવા માટે પોતાના પિતા નંદબાવાને કહ્યું– ॥ ૧૨ ॥

શ્રીભગવાનુવાચ

કર્મણા જાયતે જન્તુઃ કર્મણૈવ વિલીયતે ।
સુખં દુઃખં ભયં ક્ષેમં કર્મણૈવાભિપદ્યતે ॥ ૧૩॥

શ્રીભગવાને કહ્યું – પિતાજી! પ્રાણી પોતાના કર્મ પ્રમાણે ઉત્પન્ન થાય છે અને કર્મથી જ મરે છે. તેને તેનાં કર્મ અનુસાર જ સુખ-દુઃખ, ભય અને કલ્યાણ પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥

૧. નન્દગોપ ઉવાચ । ૨. બાદરાયણિરુવાચ ।

અસ્તિ ચેદીશ્વરઃ કશ્ચિત્ ફલરૂપ્યન્યકર્મણામ્ ।
કર્તારં ભજતે સોઽપિ ન હ્યકર્તુઃ પ્રભુર્હિ સઃ ॥ ૧૪॥

કિમિન્દ્રેણેહ ભૂતાનાં સ્વસ્વકર્માનુવર્તિનામ્ ।
અનીશેનાન્યથા કર્તું સ્વભાવવિહિતં નૃણામ્ ॥ ૧૫॥

સ્વભાવતન્ત્રો હિ જનઃ સ્વભાવમનુવર્તતે ।
સ્વભાવસ્થમિદં સર્વં સદેવાસુરમાનુષમ્ ॥ ૧૬॥

દેહાનુચ્ચાવચાઞ્જન્તુઃ પ્રાપ્યોત્સૃજતિ કર્મણા ।
શત્રુર્મિત્રમુદાસીનઃ કર્મૈવ ગુરુરીશ્વરઃ ॥ ૧૭॥

તસ્માત્ સમ્પૂજયેત્ કર્મ સ્વભાવસ્થઃ સ્વકર્મકૃત્ ।
અઞ્જસા યેન વર્તેત તદેવાસ્ય હિ દૈવતમ્ ॥ ૧૮॥

આજીવ્યૈકતરં ભાવં યસ્ત્વન્યમુપજીવતિ ।
ન તસ્માદ્ વિન્દતે ક્ષેમં જારં નાર્યસતી યથા ॥ ૧૯॥

વર્તેત બ્રહ્મણા વિપ્રો રાજન્યો રક્ષયા ભુવઃ ।
વૈશ્યસ્તુ વાર્તયા જીવેચ્છૂદ્રસ્તુ દ્વિજસેવયા ॥ ૨૦॥

કૃષિવાણિજ્યગોરક્ષા[1] કુસીદં તુર્યમુચ્યતે ।
વાર્તા ચતુર્વિધા તત્ર વયં ગોવૃત્તયોઽનિશમ્ ॥ ૨૧॥

સત્ત્વં રજસ્તમ ઇતિ સ્થિત્યુત્પત્ત્યન્તહેતવઃ ।
રજસોત્પદ્યતે વિશ્વમન્યોન્યં વિવિધં જગત્ ॥ ૨૨॥

રજસા ચોદિતા મેઘા વર્ષન્ત્યમ્બૂનિ સર્વતઃ ।
પ્રજાસ્તૈરેવ સિદ્ધ્યન્તિ મહેન્દ્રઃ કિં કરિષ્યતિ ॥ ૨૩॥

ન નઃ પુરો જનપદા ન ગ્રામા ન ગૃહા વયમ્ ।
નિત્યં વનૌકસસ્તાત વનશૈલનિવાસિનઃ ॥ ૨૪॥

જો કોઈ ઈશ્વર છે તો કર્મફળ આપનારો તે ઈશ્વર પણ કર્મ કરનારને જ ફળ આપવા સમર્થ છે. કર્મ ન કરનાર ઉપર તેનું સામર્થ્ય ચાલી શકતું નથી. ॥ ૧૪ ॥ જ્યારે બધાં પ્રાણીઓ પોત-પોતાનાં કર્મોનાં ફળ જ ભોગવી રહ્યાં છે, ત્યારે આપણને ઈન્દ્રની શી જરૂર છે? પિતાજી! તે ઈન્દ્ર મનુષ્યના પૂર્વ સંસ્કાર મુજબનાં કર્મોને બદલી શકતા નથી – તો તેમનાથી આપણને શું પ્રયોજન? ॥ ૧૫ ॥ મનુષ્ય પોતાના સ્વભાવ (પૂર્વ-સંસ્કારો)ને આધીન છે. તે તેનું જ અનુસરણ કરે છે. ત્યાં સુધી કે દેવતાઓ, અસુરો, મનુષ્યો વગેરેનું આ સમસ્ત જગત સ્વભાવમાં જ સ્થિત છે. ॥ ૧૬ ॥ જીવ પોતાનાં કર્મો અનુસાર ઉત્તમ અને અધમ શરીરને ગ્રહણ કરે છે, અને છોડે છે. પોતાનાં કર્મો અનુસાર જ 'આ શત્રુ છે, આ મિત્ર છે, આ ઉદાસીન છે.' – એવો વ્યવહાર કરે છે. કેટલું કહું! કર્મ જ ગુરુ છે અને કર્મ જ ઈશ્વર છે. ॥ ૧૭ ॥ તેથી પિતાજી! મનુષ્યે પૂર્વ સંસ્કારો પ્રમાણે, પોતાના વર્ણ તથા આશ્રમને અનુકૂળ ધર્મોનું પાલન કરતા રહીને કર્મોનો જ આદર કરવો જોઈએ. જેના દ્વારા મનુષ્યની જીવિકા સુગમતાથી ચાલે, તે જ તેનો ઇષ્ટદેવ છે. ॥ ૧૮ ॥ જેમ પોતાના પરણેલા પતિને છોડીને જાર પતિનું સેવન કરનારી વ્યભિચારિણી સ્ત્રીને ક્યારેય શાંતિ પ્રાપ્ત થતી નથી, તે જ પ્રમાણે જે મનુષ્યો પોતાનો જીવન-નિર્વાહ કરનારા દેવતાને છોડીને બીજાની ઉપાસના કરે છે, તેનાથી તેમને ક્યારેય સુખ મળતું નથી. ॥ ૧૯ ॥ બ્રાહ્મણો વેદોના અધ્યયન–અધ્યાપનથી, ક્ષત્રિયો પૃથ્વીપાલનથી, વૈશ્યો ખેતીવાડી, વેપાર કે ગોરક્ષા અને ધીરધારથી અને શૂદ્રો બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોની સેવાથી પોતાનો જીવન-નિર્વાહ કરે. ॥ ૨૦ ॥ આપણે આ ચાર વૃત્તિઓમાંથી એક જ ગોપાલન કરતા આવ્યા છીએ. ॥ ૨૧ ॥ પિતાજી! આ સંસારની સ્થિતિ, ઉત્પત્તિ અને અંતનું કારણ ક્રમશઃ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ છે. આ વિવિધ પ્રકારનું સંપૂર્ણ જગત સ્ત્રી-પુરુષના સંયોગથી રજોગુણ દ્વારા ઉત્પન્ન થયું છે. ॥ ૨૨ ॥ તે જ રજોગુણની પ્રેરણાથી મેઘો પણ વૃષ્ટિ કરે છે. તેનાથી અન્ન અને અન્નથી બધાં જીવોનો નિર્વાહ થાય છે. તેમાં ભલા, ઈન્દ્રને શું લેવા-દેવા? તે શું કરી શકે છે? ॥ ૨૩ ॥

પિતાજી! ન તો આપણી પાસે કોઈ દેશનું રાજ્ય છે અને ન તો કોઈ મોટાં શહેરો આપણે આધીન છે. આપણી પાસે તો ગામ અને ઘર પણ નથી. આપણે તો સદાકાળથી વનવાસી છીએ, જંગલો અને પર્વતો જ આપણાં

[1] ૧. ૦ગોરક્ષ્યં ।

તસ્માદ્ ગવાં બ્રાહ્મણાનામદ્રેશ્ચારભ્યતાં મખઃ ।
ય ઈન્દ્રયાગસમ્ભારાસ્તૈરયં સાધ્યતાં મખઃ ॥ ૨૫॥

પચ્યન્તાં વિવિધાઃ પાકાઃ સૂપાન્તાઃ પાયસાદયઃ ।
સંયાવાપૂપશષ્કુલ્યઃ સર્વદોહશ્ચ ગૃહ્યતામ્ ॥ ૨૬॥

હૂયન્તામગ્નયઃ સમ્યગ્ બ્રાહ્મણૈર્બ્રહ્મવાદિભિઃ ।
અન્નં બહુવિધં તેભ્યો દેયં વો ધેનુદક્ષિણાઃ ॥ ૨૭॥

અન્યેભ્યશ્ચાશ્વચાણ્ડાલપતિતેભ્યો યથાર્હતઃ ।
યવસં ચ ગવાં દત્ત્વા ગિરયે દીયતાં બલિઃ ॥ ૨૮॥

સ્વલઙ્કૃતા ભુક્તવન્તઃ સ્વનુલિપ્તાઃ સુવાસસઃ ।
પ્રદક્ષિણં ચ કુરુત ગોવિપ્રાનલપર્વતાન્ ॥ ૨૯॥

એતન્મમ મતં તાત ક્રિયતાં યદિ રોચતે ।
અયં ગોબ્રાહ્મણાદ્રીણાં મહ્યં ચ દયિતો મખઃ ॥ ૩૦॥

નિવાસ-સ્થાન છે. ॥ ૨૪ ॥ તેથી આપણે ગાયો, બ્રાહ્મણો અને ગિરિરાજની પૂજા કરવાની તૈયારી કરીએ. ઈન્દ્ર-યજ્ઞ માટે જે સામગ્રી એકઠી કરવામાં આવી છે, તે સામગ્રીથી જ આ યજ્ઞનું અનુષ્ઠાન થઈ જાય. ॥ ૨૫ ॥ અનેક પ્રકારનાં પકવાન – ખીર, હલવો, માલપૂવા, પૂરી વગેરેથી માંડીને મગની દાળ સુધી બધી સામગ્રી બનાવવામાં આવે. વ્રજનું બધું જ દૂધ ભેગું કરવામાં આવે. ॥ ૨૬ ॥ વેદપાઠી બ્રાહ્મણો દ્વારા સારી રીતે હવન કરાવવામાં આવે અને તેમને અનેક પ્રકારનાં અન્ન, ગાયો અને દક્ષિણા આપવામાં આવે. ॥ ૨૭ ॥ આથી વિશેષ ચાંડાળો, પતિતો તથા કૂતરાંઓ સુધી બધાં જીવોને યથાયોગ્ય વસ્તુઓ આપીને ગાયોને ઘાસચારો આપીને પછી ગિરિરાજજીને ભોગ અર્પણ કરવામાં આવે. ॥ ૨૮ ॥ ત્યાર પછી બહુ પ્રસાદ ખાઈ-પીને, સારાં-સારાં વસ્ત્રો પહેરીને, દાગીનાઓથી સજી-ધજીને, ચંદનનો લેપ કરીને ગાયો, બ્રાહ્મણો, અગ્નિ અને ગિરિરાજ – ગોવર્ધનની પ્રદક્ષિણા કરવામાં આવે. ॥ ૨૯ ॥ પિતાજી! મારી તો આ જ ઈચ્છા છે. જો તમને બધાંને યોગ્ય લાગે તો આ પ્રમાણે કરો. આવો યજ્ઞ ગાયો, બ્રાહ્મણો અને ગિરિરાજ ઉપરાંત મને પણ પ્રિય થશે. ॥ ૩૦ ॥

*શ્રીશુક ઉવાચ*

કાલાત્મના ભગવતા શક્રદર્પં જિઘાંસતા ।
પ્રોક્તં નિશમ્ય નન્દાદ્યાઃ સાધ્વગૃહ્ણન્ત તદ્વચઃ ॥ ૩૧॥

તથા ચ વ્યદધુઃ સર્વં યથાઽઽહ મધુસૂદનઃ ।
વાચયિત્વા સ્વસ્ત્યયનં તદ્ દ્રવ્યેણ ગિરિદ્વિજાન્ ॥ ૩૨॥

ઉપહૃત્ય બલીન્ સર્વાનાદૃતા યવસં ગવામ્ ।
ગોધનાનિ પુરસ્કૃત્ય ગિરિં ચક્રુઃ પ્રદક્ષિણમ્ ॥ ૩૩॥

અનાંસ્યનડુદ્યુક્તાનિ તે ચારુહ્ય સ્વલઙ્કૃતાઃ ।
ગોપ્યશ્ચ કૃષ્ણવીર્યાણિ ગાયન્ત્યઃ સદ્વિજાશિષઃ ॥ ૩૪॥

કૃષ્ણસ્ત્વન્યતમં રૂપં ગોપવિશ્રમ્ભણં ગતઃ ।
શૈલોઽસ્મીતિ બ્રુવન્ ભૂરિ બલિમાદદ્ બૃહદ્વપુઃ ॥ ૩૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! કાલાત્મા ભગવાન ઈન્દ્રના ગર્વનો નાશ કરવા ઈચ્છતા હતા. નંદબાવા વગેરે ગોપોએ ભગવાનની વાત સાંભળીને બહુ પ્રસન્નતાથી સ્વીકારી લીધી. ॥ ૩૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જે પ્રકારનો યજ્ઞ કરવાનું કહ્યું હતું, તેવો જ યજ્ઞ શરૂ થયો. પહેલાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તે જ સામગ્રીથી ગિરિરાજજી અને બ્રાહ્મણોને આદર-પૂર્વક ભેટો આપી તથા ગાયોને લીલું-લીલું ઘાસ ખવડાવ્યું. ત્યાર પછી નંદબાવા વગેરે ગોપોએ ગાયોને આગળ કરીને ગિરિરાજજીની પ્રદક્ષિણા કરી. ॥ ૩૨-૩૩ ॥ બ્રાહ્મણોના આશીર્વાદ પ્રાપ્ત કરીને તેઓ અને ગોપીઓએ સારી રીતે આભૂષણો પહેરી, બળદ-ગાડાંમાં બેસીને ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું ગાન કરતાં-કરતાં ગિરિરાજજીની પરિક્રમા કરી. ॥ ૩૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણ ગોપોમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવવા માટે ગિરિરાજ ઉપર એક બીજું વિશાળ શરીર ધારણ કરીને પ્રગટ થઈ ગયા, તથા 'હું ગિરિરાજ છું' આ પ્રમાણે કહીને બધી સામગ્રી આરોગવા લાગ્યા. ॥ ૩૫ ॥

તસ્મૈ નમો વ્રજજનૈઃ સહ ચક્રેઽઽત્મનાઽઽત્મને ।
અહો પશ્યત શૈલોઽસૌ રૂપી નોઽનુગ્રહં વ્યધાત્ ॥ ૩૬॥

ભગવાન શ્રીકૃષ્ણે પોતાના તે સ્વરૂપને બીજા વ્રજવાસીઓની સાથે પોતે પણ પ્રણામ કર્યા અને કહેવા લાગ્યા – 'જુઓ, કેવું આશ્ચર્ય છે! આપણા ગિરિરાજજીએ સાક્ષાત્ પ્રગટ થઈને આપણા ઉપર કૃપા કરી છે. ॥ ૩૬ ॥ તેઓ ઇચ્છે તેવું રૂપ ધારણ કરી શકે છે. જે વ્રજવાસી લોકો આમનો નિરાદર કરે છે, તેમને આ નષ્ટ કરી નાખે છે. આવો, પોતાના અને ગાયોના અભ્યુદય માટે આ ગિરિરાજજીને આપણે પ્રણામ કરીએ.' ॥ ૩૭ ॥ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની પ્રેરણાથી નંદબાવા વગેરે વયોવૃદ્ધ ગોપોએ ગિરિરાજજી, ગાયો અને બ્રાહ્મણોનું વિધિપૂર્વક પૂજન કર્યું અને ત્યાર પછી શ્રીકૃષ્ણની સાથે બધાં વ્રજમાં પાછા આવ્યાં. ॥ ૩૮ ॥

એષોઽવજાનતો મર્ત્યાન્ કામરૂપી વનૌકસઃ ।
હન્તિ હ્યસ્મૈ નમસ્યામઃ શર્મણે આત્મનો ગવામ્ ॥ ૩૭॥

ઇત્યદ્રિગોદ્વિજમખં વાસુદેવપ્રણોદિતાઃ[1] ।
યથા વિધાય તે ગોપાઃ સહકૃષ્ણા વ્રજં યયુઃ ॥ ૩૮॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ચોવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# પચીસમો અધ્યાય

## ગોવર્ધન-ધારણ

*શ્રીશુક ઉવાચ*[3]

ઇન્દ્રસ્તદાઽઽત્મનઃ પૂજાં વિજ્ઞાય વિહતાં નૃપ ।
ગોપેભ્યઃ કૃષ્ણનાથેભ્યો નન્દાદિભ્યશ્ચુકોપ સઃ ॥ ૧॥

ગણં સાંવર્તકં નામ મેઘાનાં ચાન્તકારિણામ્ ।
ઇન્દ્રઃ પ્રાચોદયત્ ક્રુદ્ધો વાક્યં ચાહેશમાન્યુત ॥ ૨॥

અહો શ્રીમદમાહાત્મ્યં ગોપાનાં કાનનૌકસામ્ ।
કૃષ્ણં મર્ત્યમુપાશ્રિત્ય યે[4] ચક્રુર્દેવહેલનમ્ ॥ ૩॥

યથાદૃઢૈઃ કર્મમયૈઃ ક્રતુભિર્નામનૌનિભૈઃ ।
વિદ્યામાન્વીક્ષિકીં હિત્વા તિતીર્ષન્તિ ભવાર્ણવમ્ ॥ ૪॥

વાચાલં બાલિશં સ્તબ્ધમજ્ઞં પણ્ડિતમાનિનમ્ ।
કૃષ્ણં મર્ત્યમુપાશ્રિત્ય ગોપા મે ચક્રુરપ્રિયમ્ ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે ઇન્દ્રને ખબર પડી કે મારી પૂજા બંધ કરી દેવામાં આવી છે ત્યારે તેઓ નંદબાવા વગેરે ગોપો પર બહુ ક્રોધિત થયા. પરંતુ તેમના ક્રોધ કરવાથી શું થાય, તે ગોપોના રક્ષક તો સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ હતા. ॥ ૧ ॥ ઇન્દ્રને તેના પદનું બહુ અભિમાન હતું કે હું જ ત્રિલોકનો ઈશ્વર છું. તેમણે ક્રોધાયમાન થઈ પ્રલય કરનારા મેઘોના સંવર્તક નામના ગણને વ્રજ પર ચઢાઈ કરવાની આજ્ઞા આપી અને કહ્યું – ॥ ૨ ॥ 'અહો, આ જંગલી ગોવાળોને આટલું અભિમાન! ખરેખર આ સંપત્તિનો જ નશો છે. જુઓ તો ખરા, એક સાધારણ માનવી કૃષ્ણના બળ પર તેમણે મારું – દેવરાજનું અપમાન કરી દીધું. ॥ ૩ ॥ જેમ પૃથ્વી પર ઘણા મંદબુદ્ધિવાળા પુરુષો ભવસાગર પાર ઊતરવા માટે સાચું સાધન એવી બ્રહ્મવિદ્યાને તો છોડી દે છે અને માત્ર કહેવામાત્રની તૂટેલી નાવથી અર્થાત્ કર્મજનિત યજ્ઞોથી આ ભવસાગર પાર ઊતરવા ચાહે છે. ॥ ૪ ॥ આ કૃષ્ણ વાચાળ, નાદાન, અભિમાની અને મૂર્ખ હોવા છતાં પોતાને બહુ મોટો જ્ઞાની સમજે છે. તે સ્વયં મૃત્યુનો કોળિયો છે, છતાં પણ તેના આધારે આ ગોવાળોએ મારો અનાદર કર્યો છે. ॥ ૫ ॥

૧. ०प्रचोदिताः । ૨. ઇન્દ્રમખભઙ્ગશ્ચતુર્વિંશોઽધ્યાયઃ । ૩. બાદરાયણિરુવાચ । ૪. મખભઙ્ગમચીકરન્ ।

એષાં શ્રિયાઽવલિપ્તાનાં કૃષ્ણેનાધ્માયિતાત્મનામ્ ।
ધુનુત શ્રીમદસ્તમ્ભં પશૂન્ નયત સઙ્ક્ષયમ્ ॥ ૬॥

અહં ચૈરાવતં નાગમારુહ્યાનુવ્રજે વ્રજમ્ ।
મરુદ્ગણૈર્મહાવીર્યૈર્નન્દગોષ્ઠજિઘાંસયા[1] ॥ ૭॥

શ્રીશુક ઉવાચ

ઇત્થં મઘવતાઽઽજ્ઞપ્તા મેઘા નિર્મુક્તબન્ધનાઃ ।
નન્દગોકુલમાસારૈઃ પીડયામાસુરોજસા ॥ ૮॥

વિદ્યોતમાના વિદ્યુદ્ભિઃ સ્તનન્તઃ સ્તનયિત્નુભિઃ ।
તીવ્રૈર્મરુદ્ગણૈર્નુન્ના વવૃષુર્જલશર્કરાઃ ॥ ૯॥

સ્થૂણાસ્થૂલા વર્ષધારા મુઞ્ચત્સ્વભ્રેષ્વભીક્ષ્ણશઃ ।
જલૌઘૈઃ પ્લાવ્યમાના ભૂર્નાદૃશ્યત નતોન્નતમ્ ॥ ૧૦॥

અત્યાસારાતિવાતેન પશવો જાતવેપનાઃ ।
ગોપા ગોપ્યશ્ચ શીતાર્તા ગોવિન્દં શરણં યયુઃ ॥ ૧૧॥

શિરઃ સુતાંશ્ચ કાયેન પ્રચ્છાદ્યાસારપીડિતાઃ ।
વેપમાના ભગવતઃ પાદમૂલમુપાયયુઃ ॥ ૧૨॥

કૃષ્ણ કૃષ્ણ મહાભાગ ત્વન્નાથં ગોકુલં પ્રભો ।
ત્રાતુમર્હસિ દેવાન્નઃ કુપિતાદ્ ભક્તવત્સલ ॥ ૧૩॥

શિલાવર્ષનિપાતેન હન્યમાનમચેતનમ્ ।
નિરીક્ષ્ય ભગવાન્ મેને કુપિતેન્દ્રકૃતં હરિઃ ॥ ૧૪॥

અપર્ત્વત્યુલ્બણં વર્ષમતિવાતં શિલામયમ્ ।
સ્વયાગે વિહતેઽસ્માભિરિન્દ્રો નાશાય વર્ષતિ ॥ ૧૫॥

તત્ર પ્રતિવિધિં સમ્યગાત્મયોગેન સાધયે ।
લોકેશમાનિનાં મૌઢ્યાદ્ધરિષ્યે[2] શ્રીમદં તમઃ ॥ ૧૬॥

એક તો આ લોકો આમેય સંપત્તિના નશામાં છકી ગયા છે અને પાછા કૃષ્ણે તેમને વધારે ફટાવ્યા છે. હવે તમે લોકો જઈને તેમના સંપત્તિના નશાને અને તેમની ઉદંડતાને ધૂળભેગી કરી તેમનાં પશુઓનો સંહાર કરી નાખો. ॥ ૬ ॥ હું પણ તમારી પાછળ-પાછળ ઐરાવત હાથી પર બેસીને નંદના વ્રજનો નાશ કરવા માટે મરુદ્ગણો સાથે આવું છું.' ॥ ૭ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ઇન્દ્રએ આ પ્રમાણે પ્રલયના મેઘોને આજ્ઞા આપી અને તેમનાં બંધન ખોલી દીધાં. હવે તેઓ બહુ વેગથી નંદબાવાના વ્રજ પર ચડી આવ્યા અને મુશળધાર પાણી વરસાવીને સંપૂર્ણ વ્રજને દુઃખી કરવા લાગ્યા. ॥ ૮ ॥ ચારે બાજુ વીજળીઓ ચમકવા લાગી, વાદળો પરસ્પર ટકરાઈને ગર્જના કરવા લાગ્યાં અને પ્રચંડ આંધીની પ્રેરણાથી મોટા-મોટા કરા પડવા લાગ્યા. ॥ ૯ ॥ આ પ્રમાણે જ્યારે તે મેઘો થાંભલીઓ જેવી જળધારાથી અસ્ખલિતપણે વરસવા લાગ્યા, ત્યારે વ્રજભૂમિના ખૂણે-ખૂણામાં પાણી ભરાઈ ગયાં અને ક્યાં નીચી જમીન છે કે ક્યાં ઊંચી, તે જાણી શકવું મુશ્કેલ થઈ પડ્યું. ॥ ૧૦ ॥ આ પ્રમાણે મુશળધાર વર્ષા તથા આંધીના તોફાનથી જ્યારે બધાં પશુઓ ઠુંઠવાઈ ગયાં અને ધ્રૂજવા લાગ્યાં, ગોવાળો અને ગોપીઓ પણ ઠંડીથી અત્યંત વ્યાકુળ થઈ ગયાં, ત્યારે તે બધાં ભગવાન શ્રીકૃષ્ણના શરણમાં આવ્યાં. ॥ ૧૧ ॥ મુશળધાર વર્ષા દ્વારા સતાવવામાં આવ્યાં હોવાને કારણે બધાં પોતાનાં મસ્તકો અને બાળકોને પોતાના શરીરથી ઢાંકીને ધ્રૂજતા-ધ્રૂજતા ભગવાન પાસે આવ્યાં. ॥ ૧૨ ॥ અને બોલ્યા – 'પ્રિય કૃષ્ણ! તમે બહુ ભાગ્યશાળી છો, હવે તો કૃષ્ણ! તમારા ભાગ્યથી જ અમારી રક્ષા થશે. પ્રભુ! આ આખા ગોકુલના એકમાત્ર સ્વામી, એકમાત્ર રક્ષક તમે જ છો. ભક્તવત્સલ! ઇન્દ્રના કોપથી હવે તમે જ અમારી રક્ષા કરી શકો છો.' ॥ ૧૩ ॥ ભગવાને જોયું કે વરસાદ અને કરાના મારથી દુઃખી થઈને બધાં બેહોશ થઈ રહ્યાં છે. તેઓ સમજી ગયા કે આ બધું ઇન્દ્રનું જ કામ છે. તેણે જ ક્રોધવશ આવું કર્યું છે. ॥ ૧૪ ॥ તેઓ મનમાં કહેવા લાગ્યા – 'અમે ઇન્દ્રનો યજ્ઞ બંધ કરી દીધો છે, તેથી તેઓ વ્રજનો નાશ કરવા માટે ઋતુ વિના જ આવો પ્રચંડ પવન અને કરા સાથેની વૃષ્ટિ કરી રહ્યા છે. ॥ ૧૫ ॥ સારું, હું મારી યોગમાયાથી આનો સારી રીતે ઉપાય કરું છું. તે મૂર્ખતાવશ પોતાને લોકપાલ માને છે, તેમના ઐશ્વર્ય, સંપત્તિના અભિમાન અને અજ્ઞાનનો હું નાશ કરીશ. ॥ ૧૬ ॥

૧. ૦ર્મહાવેગૈર્નન્દગોષ્ઠજિઘાંસયા । ૨. મૌઢ્યાદ્ધનિષ્યે ।

ન હિ સદ્ભાવયુક્તાનાં સુરાણામીશવિસ્મયઃ ।
મત્તોઽસતાં માનભઙ્ગઃ પ્રશમાયોપકલ્પતે ॥ ૧૭॥

તસ્માન્મચ્છરણં ગોષ્ઠં મન્નાથં મત્પરિગ્રહમ્ ।
ગોપાયે સ્વાત્મયોગેન સોઽયં મે વ્રત આહિતઃ ॥ ૧૮॥

ઇત્યુક્ત્વૈકેન હસ્તેન કૃત્વા ગોવર્ધનાચલમ્ ।
દધાર લીલયા [1]કૃષ્ણશ્છત્રાકમિવ બાલકઃ ॥ ૧૯॥

અથાહ ભગવાન્ ગોપાન્ હેઽમ્બ તાત વ્રજૌકસઃ ।
યથોપજોષં વિશત ગિરિગર્તં સગોધનાઃ ॥ ૨૦॥

ન ત્રાસ ઇહ વઃ કાર્યો મદ્ધસ્તાદ્રિનિપાતને ।
વાતવર્ષભયેનાલં તત્ત્રાણં વિહિતં હિ વઃ ॥ ૨૧॥

તથા નિર્વિવિશુર્ગર્તં કૃષ્ણાશ્વાસિતમાનસાઃ ।
યથાવકાશં સધનાઃ સવ્રજાઃ સોપજીવિનઃ ॥ ૨૨॥

ક્ષુત્તૃડ્વ્યથાં સુખાપેક્ષાં હિત્વા તૈર્વ્રજવાસિભિઃ ।
વીક્ષ્યમાણો દધાવદ્રિં[2] સપ્તાહં નાચલત્પદાત્ ॥ ૨૩॥

કૃષ્ણયોગાનુભાવં તં નિશામ્યેન્દ્રોઽતિવિસ્મિતઃ ।
નિઃસ્તમ્ભો ભ્રષ્ટસઙ્કલ્પઃ સ્વાન્ મેઘાન્ સંન્યવારયત્ ॥ ૨૪॥

ખં વ્યભ્રમુદિતાદિત્યં વાતવર્ષં ચ દારુણમ્ ।
નિશામ્યોપરતં ગોપાન્ ગોવર્ધનધરોઽબ્રવીત્ ॥ ૨૫॥

દેવતાઓ તો સત્ત્વપ્રધાન હોય છે. તેમનામાં પોતાના ઐશ્વર્ય અને પદનું અભિમાન ન હોવું જોઈએ. તેથી એ યોગ્ય જ છે કે, આ સત્ત્વગુણરહિત દુષ્ટ દેવતાઓનું હું માન ભંગ કરી દઉં. આનાથી છેવટે તો તેમનું કલ્યાણ જ થશે. ॥ ૧૭ ॥ આ સંપૂર્ણ વ્રજ મારું આશ્રિત છે, મારા દ્વારા સ્વીકારાયેલું છે અને એકમાત્ર હું જ તેનો રક્ષક છું. તેથી હું મારી યોગમાયાથી આની રક્ષા કરીશ. સંતોની રક્ષા કરવી એ તો મારો સંકલ્પ જ છે. અને તે સંકલ્પને પૂરો કરવાનો સમય આવી ગયો છે.* ॥ ૧૮ ॥

આ પ્રમાણે કહીને ભગવાન શ્રીકૃષ્ણે રમત-રમતમાં એક જ હાથે જેમ બાળક બિલાડીના ટોપને ઉપાડે તેમ ગિરિરાજને ઉપાડી લીધો. ॥ ૧૯ ॥ ત્યાર પછી ભગવાને ગોવાળોને કહ્યું – 'માતાજી, પિતાજી અને વ્રજવાસીઓ! તમે લોકો પોતાની ગાયો અને બધી ઘરવખરી સાથે આ પર્વતના ખાડામાં આવીને આરામથી બેસી જાઓ. ॥ ૨૦ ॥ જુઓ, તમે એવી શંકા ન કરતા કે મારા હાથમાંથી આ પર્વત પડી જશે. તમે સ્હેજ પણ ગભરાશો નહીં. આ આંધી-પાણીથી તમને બચાવવા માટે મેં આ યુક્તિ કરી છે.' ॥ ૨૧ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે બધાંને આશ્વાસન આપ્યું – હિંમત આપી ત્યારે બધા જ ગોવાળો પોતાનું ગોધન, ગાડાં, આશ્રિતો, પુરોહિતો અને નોકરોને સાથે લઈને ઘણી મોટી મોકળાશવાળી જગામાં આવી ગયા. ॥ ૨૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે બધાં વ્રજવાસીઓની સામે જ ભૂખ-તરસની પીડા, આરામ-વિશ્રામની જરૂરિયાત વગેરે બધું જ ભુલાવીને સાત દિવસ સુધી લગાતાર તે પર્વતને હાથ પર ધારણ કરી રાખ્યો. તેઓ એક ડગલું પણ ત્યાંથી આમ-તેમ ખસ્યા નહીં. ॥ ૨૩ ॥ શ્રીકૃષ્ણની યોગમાયાનો આ પ્રભાવ જોઈને ઇન્દ્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. પોતાનો ઇરાદો પૂરો ન થવાને કારણે તેનો બધો ગર્વ ઊતરી ગયો. વ્રજનો નાશ કરવાના સંકલ્પનો જ નાશ થઈ ગયો. તેણે મેઘોને પાછા વાળી લીધા, જાણે તેનો પાણીનો જથ્થો જ સમાપ્ત થઈ જતાં તેનું જ પાણી ઊતરી ગયું! ॥ ૨૪ ॥ જ્યારે ગોવર્ધનધારી ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, આ ભયંકર આંધી અને ઘનઘોર વૃષ્ટિ બંધ થઈ ગઈ છે, આકાશમાંથી

---

૧. વિષ્ણુ૦ । ૨ દધારાદ્રિં ।

* ભગવાન કહે છે -

સકૃદેવ પ્રપન્નાય તવાસ્મીતિ ચ યાચતે । અભયં સર્વભૂતેભ્યો દદામ્યેતદ્ વ્રતં મમ ॥

'જે માત્ર એક વાર મારા શરણમાં આવી જાય છે અને 'હું તમારો છું' આ પ્રમાણે યાચના કરે છે, તેને હું સંપૂર્ણ પ્રાણીઓથી અભય કરી દઉં છું – આ મારું વ્રત છે.'

નિર્યાત ત્યજત ત્રાસં ગોપાઃ સસ્ત્રીધનાર્ભકાઃ ।
ઉપારતં વાતવર્ષં વ્યુદપ્રાયાશ્ચ નિમ્નગાઃ ॥ ૨૬॥

તતસ્તે નિર્યયુર્ગોપાઃ સ્વં સ્વમાદાય ગોધનમ્ ।
શકટોઢોપકરણં સ્ત્રીબાલસ્થવિરાઃ શનૈઃ ॥ ૨૭॥

ભગવાનપિ તં શૈલં સ્વસ્થાને પૂર્વવત્ પ્રભુઃ ।
પશ્યતાં સર્વભૂતાનાં સ્થાપયામાસ લીલયા ॥ ૨૮॥

તં પ્રેમવેગાન્નિભૃતા[1] વ્રજૌકસો
યથા સમીયુઃ પરિરમ્ભણાદિભિઃ ।
ગોપ્યશ્ચ સસ્નેહમપૂજયન્ મુદા
દધ્યક્ષતાદ્ભિર્યુયુજુઃ સદાશિષઃ ॥ ૨૯॥

યશોદા રોહિણી નન્દો રામશ્ચ બલિનાં વરઃ ।
કૃષ્ણમાલિઙ્ગ્ય યુયુજુરાશિષઃ સ્નેહકાતરાઃ ॥ ૩૦॥

દિવિ દેવગણાઃ સાધ્યાઃ સિદ્ધગન્ધર્વચારણાઃ ।
તુષ્ટુવુર્મુમુચુસ્તુષ્ટાઃ પુષ્પવર્ષાણિ પાર્થિવ ॥ ૩૧॥

શઙ્ખદુન્દુભયો નેદુર્દિવિ દેવપ્રણોદિતાઃ ।
જગુર્ગન્ધર્વપતયસ્તુમ્બુરુપ્રમુખા નૃપ ॥ ૩૨॥

તતોઽનુરક્તૈઃ પશુપૈઃ પરિશ્રિતો
રાજન્ સ ગોષ્ઠં સબલોઽવ્રજદ્ધરિઃ ।
તથાવિધાન્યસ્ય કૃતાનિ ગોપિકા
ગાયન્ત્ય ઈયુર્મુદિતા હૃદિસ્પૃશઃ ॥ ૩૩॥

વાદળો વિખેરાઈ ગયાં અને સૂર્ય દેખાવા લાગ્યા ત્યારે ભગવાને ગોવાળોને કહ્યું - ॥ ૨૫ ॥ 'મારા પ્રિય ગોવાળો! હવે તમે નિર્ભય થઈ જાઓ અને પોતાની સ્ત્રીઓ, ગોધન તથા બાળકો સાથે બહાર નીકળી જાઓ. જુઓ, હવે વર્ષા-આંધીનું તોફાન બંધ થઈ ગયું છે અને નદીઓનું પાણી પણ ઊતરી ગયું છે. ॥ ૨૬ ॥ ભગવાનની આવી આજ્ઞા મળવાથી પોત-પોતાનાં ગોધન, સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને સાથે લઈને તથા પોતાની ઘરવખરી વગેરે ગાડામાં ભરીને ધીરે-ધીરે બધા લોકો બહાર નીકળી આવ્યા. ॥ ૨૭ ॥ સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણે પણ બધાં પ્રાણીઓની સામે રમત-રમતમાં જ ગિરિરાજજીને પૂર્વવત્ તેમના સ્થાન પર પધરાવી દીધા. ॥ ૨૮ ॥

વ્રજવાસીઓનાં હૃદય પ્રેમના આવેગથી ભરાઈ રહ્યાં હતાં. પર્વતને મૂકતાંની સાથે જ તે બધાં ભગવાન શ્રીકૃષ્ણ પાસે દોડી આવ્યાં. કોઈએ તેમને હૃદયે લગાડીને, કોઈએ તેમને ચૂમીને તેમનો સત્કાર કર્યો. ઉંમરમાં મોટી ગોપીઓએ ખૂબ આનંદ અને સ્નેહથી દહીં, અક્ષત અને જલથી ભગવાનને મંગલ તિલક કર્યું અને પ્રસન્ન હૃદયથી તેમને શુભ આશીર્વાદ આપ્યા. ॥ ૨૯ ॥ યશોદારાણી, રોહિણીજી, નંદબાવા અને બળવાનોમાં શ્રેષ્ઠ બલરામજી સ્નેહાતુર થઈને શ્રીકૃષ્ણને હૃદયે લગાડી ભેટ્યા અને તેમને આશીર્વાદ આપ્યા. ॥ ૩૦ ॥ પરીક્ષિત! તે વખતે આકાશમાં ઊભેલા દેવતાઓ, સિદ્ધો, સાધ્યો, ગન્ધર્વો અને ચારણો વગેરેએ પ્રસન્ન થઈ ભગવાનની સ્તુતિ કરી અને તેમના ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥ રાજન્! સ્વર્ગમાં દેવતાઓ શંખ અને નોબત વગાડવા લાગ્યા. તુમ્બુરુ વગેરે ગન્ધર્વો ભગવાનની મધુર લીલાનું ગાન કરવા લાગ્યા. ॥ ૩૨ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે વ્રજ તરફ પ્રયાણ કર્યું. તેમની સાથે બલરામજી ચાલી રહ્યા હતા અને તેમના પ્રેમપાત્ર ગોપબાળકો તેમની સેવા કરી રહ્યા હતા. તેમની સાથે જ પ્રેમમૂર્તિ ગોપીઓ પણ પોતાના હૃદયને આકર્ષિત કરવાવાળા, તેમનામાં પ્રેમ જગાડવાવાળા ભગવાનની ગોવર્ધન-ધારણ વગેરે લીલાઓનું ગાન કરતી રહીને બહુ આનંદથી વ્રજમાં આવી. ॥ ૩૩ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] પૂર્વાર્ધે પઞ્ચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત પચીસમો અધ્યાય સમાપ્ત.

=★=

---

૧. પ્રેમગર્ભાન્નિભૃતા । ૨. દશમસ્કન્ધે પઞ્ચવિંશોઽધ્યાયઃ ।

# છવ્વીસમો અધ્યાય

૨૬૧ નંદબાવા સાથે ગોવાળોની શ્રીકૃષ્ણના પ્રભાવ વિશે વાતચીત

*શ્રીશુક ઉવાચ*[1]

એવંવિધાનિ કર્માણિ ગોપાઃ કૃષ્ણસ્ય વીક્ષ્ય તે ।
અતદ્વીર્યવિદઃ[2] પ્રોચુઃ સમભ્યેત્ય સુવિસ્મિતાઃ ॥ ૧॥

બાલકસ્ય યદેતાનિ કર્માણ્યત્યદ્ભુતાનિ વૈ ।
કથમર્હત્યસૌ જન્મ ગ્રામ્યેષ્વાત્મજુગુપ્સિતમ્ ॥ ૨॥

યઃ સપ્તહાયનો બાલઃ કરેણૈકેન લીલયા ।
કથં બિભ્રદ્ ગિરિવરં પુષ્કરં ગજરાડિવ ॥ ૩॥

તોકેનામીલિતાક્ષેણ પૂતનાયા મહૌજસઃ ।
પીતઃ સ્તનઃ સહ પ્રાણૈઃ કાલેનેવ વયસ્તનોઃ ॥ ૪॥

હિન્વતોઽધઃ શયાનસ્ય માસ્યસ્ય ચરણાવુદક્ ।
અનોઽપતદ્ વિપર્યસ્તં રુદતઃ પ્રપદાહતમ્ ॥ ૫॥

એકહાયન આસીનો હ્રિયમાણો વિહાયસા ।
દૈત્યેન યસ્તૃણાવર્તમહન્ કણ્ઠગ્રહાતુરમ્ ॥ ૬॥

ક્વચિદ્ધૈયઙ્ગવસ્તૈન્યે માત્રા બદ્ધ ઉલૂખલે ।
ગચ્છન્નર્જુનયોર્મધ્યે બાહુભ્યાં તાવપાતયત્ ॥ ૭॥

વને સઞ્ચારયન્ વત્સાન્ સરામો બાલકૈર્વૃતઃ ।
હન્તુકામં બકં દોર્ભ્યાં મુખતોઽરિમપાટયત્ ॥ ૮॥

વત્સેષુ વત્સરૂપેણ પ્રવિશન્તં જિઘાંસયા ।
હત્વા ન્યપાતયત્તેન કપિત્થાનિ ચ લીલયા ॥ ૯॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! વ્રજના ગોપો ભગવાન શ્રીકૃષ્ણનાં આવાં અલૌકિક કર્મ જોઈને બહુ આશ્ચર્યમાં પડી ગયા. તેમને ભગવાનની અનંત શક્તિનું તો જ્ઞાન હતું નહીં, તે ભેગા થઈને પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા– ॥ ૧ ॥ 'આ બાળકનાં કર્મ બહુ જ અલૌકિક છે. આપણા જેવા ગમાર ગામડીયા લોકોમાં જન્મ લેવો એ તો તેના માટે બહુ નિન્દનીય વાત છે. આ કઈ રીતે યોગ્ય ગણાય? ॥ ૨ ॥ જેમ ગજરાજ કમળને ઉખાડીને ઉપર ઉઠાવી લે અને પકડી રાખે તે રીતે જ આ નાનકડા સાત વર્ષના બાળકે એક જ હાથેથી ગિરિરાજ ગોવર્ધનને ઉખાડીને રમત-રમતમાં સાત દિવસ સુધી ઉપાડી રાખ્યો. ॥ ૩ ॥ આવું સાધારણ મનુષ્ય માટે ભલા, કઈ રીતે સંભવ છે? જ્યારે આ બહુ નાનો બાળક હતો તે વખતે બહુ ભયંકર રાક્ષસી પૂતના આવી હતી અને આ બાળકે આંખો બંધ રાખીને જ, તેનું સ્તનપાન તો કર્યું જ, પ્રાણ પણ પી ગયો – જેમ મૃત્યુ શરીરના આયુષ્યને ગળી જાય છે. ॥ ૪ ॥ જ્યારે આ માત્ર ત્રણ મહિનાનો હતો અને ગાડા નીચે સૂતો-સૂતો રડી રહ્યો હતો, તે વખતે રોતાં-રોતાં આણે એવો પગ ઉછાળ્યો કે તેની લાતથી તે બહુ મોટું ગાડું ઊંધું થઈ ગયું. ॥ ૫ ॥ ત્યારે તો તે એક વર્ષનો જ હતો, જ્યારે દૈત્ય વંટોળિયો તેને આકાશમાં ઉપાડી ગયો હતો. તમે બધું જાણો જ છો કે, તેણે તે તૃણાવર્ત દૈત્યનું ગળું દબાવીને મારી નાખ્યો. ॥ ૬ ॥ તે દિવસની વાત તો બધા જાણીએ છીએ કે માખણની ચોરી કરવાથી યશોદાજીએ તેને ખાંડણિયા સાથે બાંધી દીધો હતો. ઘૂંટણોના બળથી ખાંડણિયો ખેંચતો ખેંચતો તે બે વિશાળ અર્જુન વૃક્ષોની વચ્ચે ગયો અને તે બન્ને વૃક્ષોને (તે દામોદર ભગવાને) ઉખાડી જ નાખ્યાં. ॥ ૭ ॥ જ્યારે તે ગોપકુમારો અને બલરામજીની સાથે વાછડાં ચરાવવા માટે વનમાં ગયો હતો, ત્યારે તેને મારી નાખવા માટે એક દૈત્ય બગલાના રૂપમાં આવ્યો અને આ બાળકે બે હાથોથી તેની ચાંચ પકડીને તેને ચીરી નાંખ્યો ॥ ૮ ॥ જે વખતે આને મારી નાખવાના ઇરાદાથી એક દૈત્ય વાછડાના રૂપમાં વાછરડાંઓના ટોળામાં ઘુસી ગયો હતો, ત્યારે આણે તે દૈત્યને રમત-રમતમાં જ મારી નાંખ્યો અને તેને કોઠાના વૃક્ષ સાથે પછાડતાં તે કોઠાના વૃક્ષોને પણ પાડી દીધાં. ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ન તદ્વીર્યવિદઃ ।

હત્વા રાસભદૈતેયં તદ્બન્ધૂંશ્ચ બલાન્વિતઃ ।
ચક્રે તાલવનં ક્ષેમં પરિપક્વફલાન્વિતમ્ ॥ ૧૦॥

પ્રલમ્બં ઘાતયિત્વોગ્રં બલેન બલશાલિના ।
અમોચયદ્ વ્રજપશૂન્ ગોપાંશ્ચારણ્યવહ્નિતઃ ॥ ૧૧॥

આશીવિષતમાહીન્દ્રં દમિત્વા વિમદં હ્રદાત્ ।
પ્રસહ્યોદ્વાસ્ય યમુનાં ચક્રેઽસૌ નિર્વિષોદકામ્ ॥ ૧૨॥

દુસ્ત્યજશ્ચાનુરાગોઽસ્મિન્ સર્વેષાં નો વ્રજૌકસામ્ ।
નન્દ તે તનયેઽસ્માસુ[1] તસ્યાપ્યૌત્પત્તિકઃ કથમ્ ॥ ૧૩॥

ક્વ સપ્તહાયનો બાલઃ ક્વ મહાદ્રિવિધારણમ્ ।
તતો નો જાયતે શઙ્કા વ્રજનાથ તવાત્મજે ॥ ૧૪॥

આ બાળકે બલરામજીની સાથે મળીને ગધેડાના રૂપમાં રહેનારા ધેનુકાસુર તથા તેના ભાઈ-બંધુઓને મારી નાખ્યા અને પાકેલાં ફળોથી પરિપૂર્ણ તાલવનને બધાના માટે ઉપયોગી અને મંગલમય બનાવી દીધું. ॥ ૧૦ ॥ આણે બળશાળી બલરામજી દ્વારા ક્રૂર પ્રલમ્બાસુરને મરાવી નાખ્યો તથા દાવાનળથી ગાયો અને ગોવાળોની રક્ષા કરી. ॥ ૧૧ ॥ યમુનાજળમાં રહેવાવાળો કાલિયનાગ કેટલો ભયંકર હતો? પરંતુ આ બાળકે તેનો પણ ગર્વ ઉતારીને તેને બળપૂર્વક ધરામાંથી કાઢી મૂક્યો અને યમુનાજીનું જળ સદાને માટે વિષરહિત — અમૃતમય બનાવી દીધું. ॥ ૧૨ ॥ નંદજી! અમે એ પણ જોઈ રહ્યા છીએ કે, તમારા આ શ્યામસુંદર પર અમારા બધા વ્રજવાસીઓનો અનંત પ્રેમ છે અને આનો પણ અમારા પ્રતિ સ્વાભાવિક અપાર સ્નેહ છે. શું તમે જણાવી શકો છો કે આ બધાનું કારણ શું છે? ॥ ૧૩ ॥ ભલા, ક્યાં આ સાત વર્ષનો નાનકડો બાળક અને ક્યાં આટલા મોટા ગિરિરાજજીને સાત દિવસ સુધી ઉપાડી રાખવા! વ્રજરાજ! આ કારણે જ તમારા પુત્રના વિશે અમને બહુ શંકા થઈ રહી છે કે આ કોઈ સાધારણ બાળક નથી.' ॥ ૧૪ ॥

નન્દ ઉવાચ[2]

શ્રૂયતાં મે વચો ગોપા વ્યેતુ શઙ્કા ચ વોઽર્ભકે ।
એનં કુમારમુદ્દિશ્ય ગર્ગો મે યદુવાચ હ ॥ ૧૫॥

વર્ણાસ્ત્રયઃ કિલાસ્યાસન્ ગૃહ્ણતોઽનુયુગં તનૂઃ ।
શુક્લો રક્તસ્તથા પીત ઇદાનીં કૃષ્ણતાં ગતઃ ॥ ૧૬॥

પ્રાગયં વસુદેવસ્ય ક્વચિજ્જાતસ્તવાત્મજઃ ।
વાસુદેવ ઇતિ શ્રીમાનભિજ્ઞાઃ સમ્પ્રચક્ષતે ॥ ૧૭॥

બહૂનિ સન્તિ નામાનિ રૂપાણિ ચ સુતસ્ય તે ।
ગુણકર્માનુરૂપાણિ તાન્યહં વેદ નો જનાઃ ॥ ૧૮॥

એષ વઃ શ્રેય આધાસ્યદ્ ગોપગોકુલનન્દનઃ ।
અનેન સર્વદુર્ગાણિ યૂયમઞ્જસ્તરિષ્યથ ॥ ૧૯॥

**નંદબાવાએ કહ્યું** — ગોપો! તમે લોકો ધ્યાન આપીને મારી વાત સાંભળો જેથી મારા બાળક વિશે તમારી શંકા દૂર થઈ જાય. કેમકે, મહર્ષિ ગર્ગાચાર્યજીએ આ બાળકને જોઈને તેના વિશે આવું જ કહ્યું હતું– ॥ ૧૫ ॥ 'તમારો આ બાળક પ્રત્યેક યુગમાં શરીર ગ્રહણ કરે છે. વિભિન્ન યુગોમાં આ બાળકે શ્વેત, લાલ અને પીળો — જુદા જુદા રંગ સ્વીકાર કર્યા હતા. આ વખતે આ શ્યામવર્ણ થયો છે. ॥ ૧૬ ॥ નંદજી! આ તમારો પુત્ર પહેલાં ક્યારેક વસુદેવજીને ઘેર પણ પેદા થયો હતો, તેથી આ રહસ્યને જાણવાવાળા લોકો 'આનું નામ શ્રીમાન વાસુદેવ છે' — એવું કહે છે. ॥ ૧૭ ॥ તમારા પુત્રનાં ગુણ અને કર્મોને અનુરૂપ બીજાં પણ ઘણાં નામ અને રૂપ છે. હું તો તે બધાં નામોને જાણું છું, પરંતુ સંસારના સાધારણ લોકો નથી જાણતા. ॥ ૧૮ ॥ આ બાળક તમારા લોકોનું પરમ કલ્યાણ કરશે. સમસ્ત ગોપ અને ગાયોને આ ઘણો જ આનંદ આપશે. આની સહાયતાથી તમે લોકો મહાન-મહાન વિપત્તિઓથી ખૂબ સુગમતાપૂર્વક પાર ઊતરી જશો. ॥ ૧૯ ॥

૧. તનયે હ્યસ્મિન્ । ૨. નન્દગોપ ઉવાચ ।

પુરાઽનેન વ્રજપતે સાધવો દસ્યુપીડિતાઃ ।
અરાજકે રક્ષ્યમાણા જિગ્યુર્દસ્યૂન્ સમેધિતાઃ ॥ ૨૦॥

'વ્રજરાજ! પૂર્વકાળમાં પૃથ્વી પર કોઈ રાજા નહોતો. ડાકુઓ ચારે બાજુ લૂટફાટ કરી રહ્યા હતા. ત્યારે તમારા આ પુત્રએ સજ્જનોની રક્ષા કરી અને આનાથી બળ પ્રાપ્ત કરીને તે લોકોએ લૂટારાઓ પર વિજય મેળવ્યો. ॥ ૨૦ ॥

ય એતસ્મિન્ મહાભાગાઃ પ્રીતિં કુર્વન્તિ માનવાઃ ।
નારયોઽભિભવન્ત્યેતાન્ વિષ્ણુપક્ષાનિવાસુરાઃ ॥ ૨૧॥

નંદબાવા! જે તમારા આ શ્યામસુંદરને પ્રેમ કરે છે, તે બહુ ભાગ્યશાળી છે. જેમ વિષ્ણુ ભગવાનની છત્ર-છાયામાં રહેવાવાળા દેવતાઓને અસુરો જીતી શકતા નથી, તે જ પ્રમાણે આ બાળક સાથે પ્રેમ કરનારને અંદરના કે બહારના કોઈ શત્રુઓ જીતી શકતા નથી. ॥ ૨૧ ॥

તસ્માન્નન્દ કુમારોઽયં નારાયણસમો ગુણૈઃ ।
શ્રિયા કીર્ત્યાઽનુભાવેન તત્કર્મસુ ન વિસ્મયઃ ॥ ૨૨॥

નન્દજી! ગમે તે દૃષ્ટિએ જોઈએ, – ગુણોથી, ઐશ્વર્યથી અને સૌન્દર્યથી, કીર્તિ અને પ્રભાવથી તમારો પુત્ર સ્વયં ભગવાન નારાયણ જેવો જ છે, તેથી આ બાળકનાં અલૌકિક કાર્યોને જોઈને આશ્ચર્ય પામવું ન જોઈએ.' ॥ ૨૨ ॥

ઇત્યદ્ધા માં સમાદિશ્ય ગર્ગે ચ સ્વગૃહં ગતે ।
મન્યે નારાયણસ્યાંશં કૃષ્ણમક્લિષ્ટકારિણમ્ ॥ ૨૩॥

ગોપો! મને સ્વયં ગર્ગાચાર્યજી આવું કહીને પોતાને ઘેર ચાલ્યા ગયા. ત્યારથી હું અલૌકિક અને પરમ સુખદ કર્મ કરવાવાળા આ બાળકને ભગવાન નારાયણનો અંશ માનું છું. ॥ ૨૩ ॥

ઇતિ નન્દવચઃ શ્રુત્વા ગર્ગગીતં વ્રજૌકસઃ ।
દૃષ્ટશ્રુતાનુભાવાસ્તે કૃષ્ણસ્યામિતતેજસઃ ।
મુદિતા નન્દમાનર્ચુઃ કૃષ્ણં ચ ગતવિસ્મયાઃ ॥ ૨૪॥

જ્યારે વ્રજવાસીઓએ નંદબાવાના મુખેથી ગર્ગજીની આ વાત સાંભળી, ત્યારે તેમના આશ્ચર્યનું નિવારણ થયું. કેમ કે, હવે તે અમિત તેજસ્વી શ્રીકૃષ્ણના પ્રભાવને પૂર્ણરૂપે જોઈ-સાંભળી ચૂક્યા હતા. આનંદિત થઈને તેમણે નંદબાવા અને શ્રીકૃષ્ણની બહુ જ પૂજા, પ્રશંસા કરી ॥ ૨૪ ॥

દેવે વર્ષતિ યજ્ઞવિપ્લવરુષા
વજ્રાશ્મપર્ષાનિલૈઃ
સીદત્પાલપશુસ્ત્રિ આત્મશરણં
દૃષ્ટ્વાનુકમ્પ્યુત્સ્મયન્ ।
ઉત્પાટ્યૈકકરેણ શૈલમબલો
લીલોચ્છિલીન્ધ્રં યથા
બિભ્રદ્ ગોષ્ઠમપાન્મહેન્દ્રમદભિત્
પ્રીયાન્ન ઇન્દ્રો ગવામ્ ॥ ૨૫॥

જ્યારે પોતાનો યજ્ઞ બંધ કરી દેવાને કારણે ઇન્દ્ર ક્રોધથી અકળાઈ ગયા હતા અને મુશળધાર વૃષ્ટિ કરવા લાગ્યા હતા, તે સમયે વજ્રપાત, કરાની ઝડીઓ અને પ્રચંડ આંધીથી સ્ત્રીઓ, પશુઓ અને ગોવાળો બહુ જ દુઃખી થઈ ગયા હતા. પોતાના શરણમાં રહેનારા વ્રજવાસીઓની આ દશા જોઈને ભગવાનનું હૃદય કરુણાથી ભરાઈ ગયું. પરંતુ ફરી એક નવી લીલા કરવાના વિચારથી તેઓ તુરત હસવા લાગ્યા. જેમ કોઈ નાનું નિર્બળ બાળક રમત-રમતમાં જ વરસાદી છત્રી (બિલાડીઓનો ટોપ) જેવું પુષ્પ ઉપાડી લે, તેમ તેમણે એક હાથે જ ગિરિરાજ ગોવર્ધનને ઉપાડી લીધા અને પૂરા વ્રજની રક્ષા કરી. ઇન્દ્રના ગર્વને નષ્ટ કરવાવાળા તે જ ભગવાન ગોવિંદ અમારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૨૫ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત છવ્વીસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. નન્દગોપસંવાદઃ ષડ્વિંશોઽધ્યાયઃ ।

# સત્તાવીસમો અધ્યાય

## શ્રીકૃષ્ણનો અભિષેક

*શ્રીશુક ઉવાચ*[1]

ગોવર્ધને ધૃતે શૈલ આસારાદ્ રક્ષિતે વ્રજે ।
ગોલોકાદાવ્રજત્ કૃષ્ણં સુરભિઃ શક્ર એવ ચ ॥ ૧॥

વિવિક્ત ઉપસઙ્ગમ્ય વ્રીડિતઃ કૃતહેલનઃ ।
પસ્પર્શ પાદયોરેનં કિરીટેનાર્કવર્ચસા ॥ ૨॥

દૃષ્ટશ્રુતાનુભાવોઽસ્ય કૃષ્ણસ્યામિતતેજસઃ ।
નષ્ટત્રિલોકેશમદ ઈન્દ્ર[2] આહ કૃતાઞ્જલિઃ ॥ ૩॥

*ઈન્દ્ર ઉવાચ*

વિશુદ્ધસત્ત્વં તવ ધામ શાન્તં
તપોમયં ધ્વસ્તરજસ્તમસ્કમ્ ।
માયામયોઽયં ગુણસમ્પ્રવાહો
ન વિદ્યતે તેઽગ્રહણાનુબન્ધઃ ॥ ૪॥

કુતો નુ તદ્ધેતવ ઈશ તત્કૃતા
લોભાદયો યેઽબુધલિઙ્ગભાવાઃ ।
તથાપિ દણ્ડં ભગવાન્ બિભર્તિ
ધર્મસ્ય ગુપ્ત્યૈ ખલનિગ્રહાય ॥ ૫॥

પિતા ગુરુસ્ત્વં જગતામધીશો
દુરત્યયઃ કાલ ઉપાત્તદણ્ડઃ ।
હિતાય સ્વેચ્છાતનુભિઃ સમીહસે
માનં વિધુન્વઞ્જગદીશમાનિનામ્ ॥ ૬॥

યે મદ્વિધાજ્ઞા જગદીશમાનિન-
સ્ત્વાં વીક્ષ્ય કાલેઽભયમાશુ તન્મદમ્ ।

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે ગિરિરાજ ગોવર્ધન ધારણ કરીને મુશળધાર વર્ષાથી વ્રજને બચાવી લીધું, ત્યારે તેમની પાસે ગોલોકથી કામધેનુ (તેમને અભિનંદન આપવા) અને સ્વર્ગથી દેવરાજ ઇન્દ્ર (પોતાના અપરાધને ક્ષમા કરાવવા માટે) આવ્યા. ॥ ૧ ॥ ભગવાનનો તિરસ્કાર કરવાને કારણે ઈન્દ્ર બહુ જ શરમાઈ ગયો હતો. તેથી તેમણે એકાંત સ્થળે ભગવાન પાસે જઈને પોતાના સૂર્ય જેવા તેજસ્વી મુકુટથી તેમના ચરણોનો સ્પર્શ કર્યો. ॥ ૨ ॥ પરમ તેજસ્વી ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ જોઈને ઈન્દ્રનો 'હું ત્રણે લોકનો સ્વામી છું' એવો ગર્વ ચાલ્યો ગયો. હવે તેમણે હાથ જોડીને તેમની સ્તુતિ કરી. ॥ ૩ ॥

ઈન્દ્રે કહ્યું – ભગવન્! આપનું સ્વરૂપ પરમ શાંત, જ્ઞાનમય, રજોગુણ તથા તમોગુણથી રહિત અને વિશુદ્ધ અપ્રાકૃત સત્ત્વમય છે. આ ગુણોના પ્રવાહરૂપે પ્રતીત થનારો વિશ્વ-પ્રપંચ કેવળ માયામય છે; કેમકે, આપના સ્વરૂપના અજ્ઞાનને કારણે જ આપનામાં તેની પ્રતીતિ થાય છે. ॥ ૪ ॥ જ્યારે આપનો સંબંધ અજ્ઞાન અને તેના કારણે પ્રતીત થનારાં દેહાદિથી છે જ નહીં, પછી તે દેહ વગેરેની પ્રાપ્તિને લીધે તથા તેમનાથી જ થવાવાળા લોભ-ક્રોધ વગેરે દોષ તો આપનામાં આવે જ કઈ રીતે? પ્રભુ! આ દોષો તો અજ્ઞાનને કારણે આવે છે. આ પ્રમાણે જોકે અજ્ઞાન અને તેનાથી થવાવાળા જગતથી આપનો કોઈ સંબંધ નથી, તેમ છતાં ધર્મની રક્ષા અને દુષ્ટોનું દમન કરવા માટે આપ અવતાર ગ્રહણ કરો છો અને નિગ્રહ-અનુગ્રહ પણ કરો છો. ॥ ૫ ॥ આપ જગતના પિતા, ગુરુ અને સ્વામી છો. આપ જગતનું નિયંત્રણ કરવા માટે દંડ ધારણ કરેલા દુસ્તર કાળ છો. આપ પોતાના ભક્તોની ઇચ્છા પૂરી કરવા માટે સ્વેચ્છાથી લીલા-શરીર પ્રગટ કરો છો અને જે લોકો મારી જેમ પોતાને ઈશ્વર માની બેસે છે, તેમનો ગર્વ ઉતારતા રહીને અનેક પ્રકારની લીલાઓ કરો છો. ॥ ૬ ॥ પ્રભુ! જે મારા જેવા અજ્ઞાની અને પોતાને જગતનો ઈશ્વર માનવાવાળા છે, તે જ્યારે જુએ છે કે, મોટા-મોટા ભયના અવસરો પર પણ આપ નિર્ભય રહો છો, ત્યારે તે પોતાનો ગર્વ છોડી દે છે અને અમાની બનીને સંતો દ્વારા સેવેલા

૧. બાદરાયણિરુવાચ । ૨. ઇંદ્રમાહ ।

હિત્વાડડર્યમાર્ગં પ્રભજન્ત્યપસ્મયા
ઈહા ખલાનામપિ તેડનુશાસનમ્ ॥ ૭॥

ભક્તિમાર્ગનો આશ્રય લઈને આપનું ભજન કરે છે. પ્રભુ! આપની એક-એક ચેષ્ટા દુષ્ટોનું દમન કરવા માટે છે. ॥ ૭ ॥

સ ત્વં મમૈશ્વર્યમદપ્લુતસ્ય
કૃતાગસસ્તેડવિદુષઃ પ્રભાવમ્ ।
ક્ષન્તું પ્રભોડથાર્હસિ મૂઢચેતસો
મૈવં પુનર્ભૂન્મતિરીશ મેડસતી ॥ ૮॥

પ્રભુ! મેં ઐશ્વર્યના મદમાં છકી જઈને આપનો અપરાધ કર્યો છે, કેમકે, હું આપની શક્તિ અને પ્રભાવથી બિલકુલ અજ્ઞાત હતો. પરમેશ્વર! આપ કૃપા કરીને મુજ મૂર્ખ અપરાધીનો અપરાધ ક્ષમા કરો અને એવી કૃપા કરો કે મારે ક્યારેય આવા દુષ્ટ અજ્ઞાનનો શિકાર ન બનવું પડે. ॥ ૮ ॥

તવાવતારોડયમધોક્ષજેહ
સ્વયમ્ભરાણામુરુભારજન્મનામ્[1] ।
ચમૂપતીનામભવાય દેવ
ભવાય યુષ્મચ્ચરણાનુવર્તિનામ્ ॥ ૯॥

સ્વયંપ્રકાશ, ઇન્દ્રિયાતીત પરમાત્મન્! આપનો આ અવતાર એટલા માટે થયો છે કે, જે અસુર-સેનાપતિઓ કેવળ પોતાનું પેટ પોષવામાં જ લાગેલા છે અને પૃથ્વી માટે મોટા બોજરૂપ બની રહ્યા છે, તેમનો વધ કરીને તેમનો ઉદ્ધાર થાય અને જે આપના ચરણોના સેવક છે – આજ્ઞાકારી ભક્તો છે તેમનો અભ્યુદય થાય – તેમની રક્ષા થાય. ॥ ૯ ॥

નમસ્તુભ્યં ભગવતે પુરુષાય મહાત્મને ।
વાસુદેવાય કૃષ્ણાય સાત્વતાં પતયે નમઃ ॥ ૧૦॥

ભગવન્! હું આપને નમસ્કાર કરું છું. આપ સર્વના અંતર્યામી પુરુષોત્તમ તથા સર્વાત્મા વાસુદેવ છો. આપ યદુવંશીઓના એકમાત્ર સ્વામી, ભક્તવત્સલ અને સર્વના ચિત્તને આકર્ષિત કરવાવાળા છો. હું આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૧૦ ॥

સ્વચ્છન્દોપાત્તદેહાય વિશુદ્ધજ્ઞાનમૂર્તયે ।
સર્વસ્મૈ સર્વબીજાય સર્વભૂતાત્મને નમઃ ॥ ૧૧॥

આપે જીવોની જેમ કર્મવશ થઈને નહીં, સ્વતંત્રતાથી પોતાના ભક્તોની તથા પોતાની ઇચ્છા અનુસાર શરીરનો સ્વીકાર કર્યો છે. આપનું આ શરીર પણ વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે. સર્વ કાંઈ આપ જ છો, સર્વના કારણ છો અને સર્વના આત્મા છો. હું આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૧૧ ॥

મયેદં ભગવન્ ગોષ્ઠનાશાયાસારવાયુભિઃ ।
ચેષ્ટિતં વિહતે યજ્ઞે માનિના તીવ્રમન્યુના ॥ ૧૨॥

ભગવન્! મારા અભિમાનનો અંત નથી તથા મારો ક્રોધ પણ ઘણો તીવ્ર છે અને મારા વશમાં નથી. જ્યારે મેં જોયું કે મારો યજ્ઞ તો નષ્ટ કરી દેવામાં આવ્યો છે ત્યારે હું મુશળધાર વર્ષા અને વંટોળિયા દ્વારા સંપૂર્ણ વ્રજનો નાશ કરવા તૈયાર થયો. ॥ ૧૨ ॥

ત્વયેશાનુગૃહીતોડસ્મિ ધ્વસ્તસ્તમ્ભો વૃથોદ્યમઃ ।
ઈશ્વરં ગુરુમાત્માનં ત્વામહં શરણં ગતઃ ॥ ૧૩॥

પરંતુ પ્રભુ! આપે મારા પર ઘણો જ અનુગ્રહ કર્યો. મારો પ્રયત્ન વ્યર્થ જવાથી મારું અભિમાન જડ-મૂળમાંથી ઊખડી ગયું. આપ મારા સ્વામી છો, ગુરુ અને મારા આત્મા છો. હું આપના શરણે છું. ॥ ૧૩ ॥

*શ્રીશુક ઉવાચ*

એવં સઙ્કીર્તિતઃ કૃષ્ણો મઘોના ભગવાનમુમ્ ।
મેઘગમ્ભીરયા વાચા પ્રહસન્નિદમબ્રવીત્ ॥ ૧૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે દેવરાજ ઇન્દ્રએ ભગવાન શ્રીકૃષ્ણની આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભગવાને સ્મિત-હાસ્ય કરતાં મેઘ જેવી ગંભીર વાણીથી ઇન્દ્રને કહ્યું - ॥ ૧૪ ॥

*શ્રીભગવાનુવાચ*

મયા તેડકારિ મઘવન્ મખભઙ્ગોડનુગૃહ્ણતા ।
મદનુસ્મૃતયે નિત્યં મત્તસ્યેન્દ્રશ્રિયા ભૃશમ્ ॥ ૧૫॥

**શ્રીભગવાને કહ્યું** – ઇન્દ્ર! તમે ઐશ્વર્ય અને ધન સંપત્તિથી સંપૂર્ણપણે મદાંધ થઈ ગયા હતા. તેથી તમારા ઉપર અનુગ્રહ કરવા માટે જ મેં તમારો યજ્ઞ ભંગ કર્યો છે. આ એટલા માટે કર્યું કે હવે તમે મારું સદા-સર્વદા સ્મરણ રાખી શકો. ॥ ૧૫ ॥

૧. ભુવો ભરાણાં બહુભારજન્મનામ્ ।

મામૈશ્વર્યશ્રીમદાન્ધો દણ્ડપાણિં ન પશ્યતિ ।
તં ભ્રંશયામિ સમ્પદ્ભ્યો યસ્ય ચેચ્છામ્યનુગ્રહમ્[1] ॥ ૧૬॥

ગમ્યતાં શક્ર ભદ્રં વઃ ક્રિયતાં મેડનુશાસનમ્ ।
સ્થીયતાં સ્વાધિકારેષુ યુક્તૈર્વઃ સ્તમ્ભવર્જિતૈઃ ॥ ૧૭॥

અથાહ સુરભિઃ કૃષ્ણમભિવન્દ્ય[2] મનસ્વિની ।
સ્વસન્તાનૈરુપામન્ત્ર્ય ગોપરૂપિણમીશ્વરમ્ ॥ ૧૮॥

*સુરભિરુવાચ*

કૃષ્ણ કૃષ્ણ મહાયોગિન્ વિશ્વાત્મન્ વિશ્વસમ્ભવ[3] ।
ભવતા લોકનાથેન સનાથા વયમચ્યુત ॥ ૧૯॥

ત્વં નઃ પરમકં દૈવં ત્વં ન ઈન્દ્રો જગત્પતે ।
ભવાય ભવ ગોવિપ્રદેવાનાં યે ચ સાધવઃ ॥ ૨૦॥

ઈન્દ્રં નસ્ત્વાભિષેક્ષ્યામો બ્રહ્મણા નોદિતા વયમ્ ।
અવતીર્ણોડસિ વિશ્વાત્મન્ ભૂમેર્ભારાપનુત્તયે ॥ ૨૧॥

*શ્રીશુક ઉવાચ*

એવં કૃષ્ણમુપામન્ત્ર્ય સુરભિઃ પયસાડડત્મનઃ ।
જલૈરાકાશગઙ્ગાયા ઐરાવતકરોદ્ધૃતૈઃ ॥ ૨૨॥

ઈન્દ્રઃ સુરર્ષિભિઃ સાકં નોદિતો[4] દેવમાતૃભિઃ ।
અભ્યષિઞ્ચત દાશાર્હં ગોવિન્દ ઈતિ ચાભ્યધાત્ ॥ ૨૩॥

તત્રાગતાસ્તુમ્બુરુનારદાદયો
ગન્ધર્વવિદ્યાધરસિદ્ધચારણાઃ ।
જગુર્યશો લોકમલાપહં હરેઃ
સુરાઙ્ગનાઃ સંનનૃતુર્મુદાન્વિતાઃ ॥ ૨૪॥

જે ઐશ્વર્ય અને ધન-સંપત્તિના મદથી અંધ થઈ જાય છે, તે એ નથી જોતો કે કાળરૂપ પરમેશ્વર એવો હું હાથમાં દંડ લઈ તેના માથા પર બેઠો છું. હું જેના પર અનુગ્રહ કરવા ઇચ્છું છું, તેને ઐશ્વર્યભ્રષ્ટ કરી દઉં છું. ॥ ૧૬ ॥ ઈન્દ્ર! તમારું કલ્યાણ થાઓ. હવે તમે તમારી રાજધાની અમરાવતીમાં જાઓ અને મારી આજ્ઞાનું પાલન કરો. હવે ક્યારેય અભિમાન કરશો નહીં. નિત્ય-નિરંતર મારા સાન્નિધ્યનો, મારા સંયોગનો અનુભવ કરતા રહેજો અને પોતાના અધિકાર પ્રમાણે યોગ્ય રીતે મર્યાદાનું પાલન કરજો. ॥ ૧૭ ॥

પરીક્ષિત! ભગવાન આ પ્રમાણે આજ્ઞા આપી જ રહ્યા હતા, તે જ વખતે મનસ્વિની કામધેનુએ પોતાનાં સંતાનો સાથે ગોપવેશધારી પરમેશ્વર શ્રીકૃષ્ણની વંદના કરી અને તેમને સંબોધીને કહ્યું- ॥ ૧૮ ॥

**કામધેનુએ કહ્યું** – સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપ મહાયોગી – યોગીશ્વર છો. આપ સ્વયં વિશ્વ છો, વિશ્વના પરમ કારણ છો, અચ્યુત છો. સંપૂર્ણ વિશ્વના સ્વામી એવા આપને અમારા રક્ષકના રૂપમાં પ્રાપ્ત કરીને અમે સનાથ થઈ ગયાં છીએ. ॥ ૧૯ ॥ આપ જગતના સ્વામી છો, પરંતુ અમારા તો પરમ પૂજ્ય આરાધ્ય દેવ જ છો. પ્રભુ! ઈન્દ્ર ભલે ત્રિલોકના ઈન્દ્ર બને પરંતુ અમારા ઈન્દ્ર તો આપ જ છો. તેથી આપ જ ગાયો, બ્રાહ્મણો, દેવતાઓ અને સાધુજનોની રક્ષા માટે અમારા ઈન્દ્ર થઈ જાઓ. ॥ ૨૦ ॥ અમે ગાયો, બ્રહ્માજીની પ્રેરણાથી આપને અમારા ઈન્દ્ર માનીને અભિષેક કરીશું. વિશ્વાત્મન્! આપે પૃથ્વીનો ભાર ઉતારવા માટે જ અવતાર ધારણ કર્યો છે. ॥ ૨૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણને આમ કહીને કામધેનુએ પોતાના દૂધથી અને દેવમાતાઓની પ્રેરણાથી દેવરાજ ઈન્દ્રે ઐરાવતની સૂંઢ દ્વારા લાવેલા આકાશગંગાના જળથી દેવર્ષિઓની સાથે યદુનાથ શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો અને તેમને 'ગોવિન્દ' નામથી સંબોધિત કર્યા. ॥ ૨૨-૨૩ ॥ તે વખતે ત્યાં નારદ, તુમ્બુરુ વગેરે ગન્ધર્વો, વિદ્યાધરો, સિદ્ધો અને ચારણો પણ પહેલેથી જ આવી ગયા હતા. તેઓ સમસ્ત સંસારના પાપ-તાપને મિટાવી દેનારા ભગવાનના લોકમલાપહ (લોકોના દોષોને હરનારા) યશનું ગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ આનંદમગ્ન થઈને નૃત્ય કરવા લાગી. ॥ ૨૪ ॥

૧. વાચ્છામ્યનુગ્રહમ્ । ૨. ૦મભિનન્દ્ય । ૩. વિશ્વભાવન । ૪. ચોદિતો ।

તં તુષ્ટુવુર્દેવનિકાયકેતવો
વ્યવાકિરંશ્ચાદ્ભુતપુષ્પવૃષ્ટિભિઃ ।
લોકાઃ પરાં નિર્વૃતિમાપ્નુવંસ્ત્રયો
ગાવસ્તદા ગામનયન્ પયોદ્રુતામ્ ॥ ૨૫॥

નાનારસૌઘાઃ સરિતો વૃક્ષા આસન્ મધુસ્રવાઃ ।
અકૃષ્ટપચ્યૌષધયો ગિરયોઽબિભ્રદુન્મણીન્ ॥ ૨૬॥

કૃષ્ણેઽભિષિક્ત એતાનિ સત્ત્વાનિ[1] કુરુનન્દન ।
નિર્વૈરાણ્યભવંસ્તાત ક્રૂરાણ્યપિ નિસર્ગતઃ ॥ ૨૭॥

ઇતિ ગોગોકુલપતિં ગોવિન્દમભિષિચ્ય સઃ ।
અનુજ્ઞાતો યયૌ શક્રો વૃતો દેવાદિભિર્દિવમ્ ॥ ૨૮॥

મુખ્ય-મુખ્ય દેવતાઓ ભગવાનની સ્તુતિ કરીને તેમના ઉપર નંદનવનનાં પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ત્રણે લોકમાં પરમાનંદનું પૂર આવ્યું અને ગાયોના થાનોમાંથી આપમેળે જ એટલું દૂધ નીકળ્યું કે પૃથ્વી ભીની થઈ ગઈ. ॥ ૨૫ ॥ નદીઓમાં વિવિધ રસોનું પૂર આવ્યું, વૃક્ષોમાંથી મધુધારા વહેવા લાગી, ખેડ્યા વિના, વાવ્યા વિના પૃથ્વીમાંથી અનેક પ્રકારની વનસ્પતિઓ અને અન્ન પેદા થઈ ગયું, પર્વતોમાં છુપાયેલા મણિ-માણેક સ્વયં બહાર આવી ગયાં. ॥ ૨૬ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનો અભિષેક થવાથી, જે જીવો સ્વભાવે જ ક્રૂર છે, તે પણ વેરરહિત થઈ ગયા, તેમનામાં પણ મિત્રતાનો ભાવ પેદા થઈ ગયો. ॥ ૨૭ ॥ ઇન્દ્રે આ પ્રમાણે ગાયો અને ગોકુલના સ્વામી શ્રીગોવિન્દનો અભિષેક કર્યો અને તેમની આજ્ઞા લઈને દેવતાઓ વગેરે સાથે સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું. ॥ ૨૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે ઇન્દ્રસ્તુતિર્નામ[2] સપ્તવિંશોઽધ્યાયઃ ॥ ૨૭ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ઇન્દ્રસ્તુતિ નામનો સત્તાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઠ્ઠાવીસમો અધ્યાય

## વરુણલોકથી નંદજીને છોડાવી લાવવા

*શ્રીશુક ઉવાચ*[3]

એકાદશ્યાં નિરાહારઃ સમભ્યર્ચ્ય જનાર્દનમ્ ।
સ્નાતું નન્દસ્તુ કાલિન્દ્યા દ્વાદશ્યાં જલમાવિશત્ ॥ ૧॥

તં ગૃહીત્વાઽનયદ્ ભૃત્યો વરુણસ્યાસુરોઽન્તિકમ્ ।
અવિજ્ઞાયાસુરીં વેલાં પ્રવિષ્ટમુદકં નિશિ ॥ ૨॥

ચુક્રુશુસ્તમપશ્યન્તઃ કૃષ્ણ રામેતિ ગોપકાઃ ।
ભગવાંસ્તદુપશ્રુત્ય પિતરં વરુણાહતમ્ ।
તદન્તિકં[4] ગતો રાજન્સ્વાનામભયદો વિભુઃ ॥ ૩॥

પ્રાપ્તં વીક્ષ્ય હૃષીકેશં લોકપાલઃ સપર્યયા ।
મહત્યા પૂજયિત્વાઽઽહ તદ્દર્શનમહોત્સવઃ ॥ ૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! નન્દબાવાએ કાર્તિક સુદ એકાદશીનો ઉપવાસ કર્યો અને ભગવાનની પૂજા કરી તથા તે જ દિવસે રાત્રિના સમયે દ્વાદશીના પરોઢમાં વહેલા ઊઠી સ્નાન કરવા માટે યમુના-જલમાં પ્રવેશ કર્યો. ॥ ૧ ॥ નન્દબાવાને એ ખબર ન રહી કે અત્યારે આસુરી કાળ છે, તેથી તેઓ રાત્રિના સમયે જ જલમાં પ્રવેશી ગયા. તે વખતે વરુણના એક સેવકે તેમને પકડી લીધા અને પોતાના સ્વામી પાસે લઈ ગયો. ॥ ૨ ॥ નંદબાવા ખોવાઈ જતાં વ્રજના બધા ગોવાળો 'શ્રીકૃષ્ણ! હવે તમે જ તમારા પિતાને લાવી શકો છો, બલરામ! હવે તમારો જ ભરોસો છે' – આ પ્રમાણે કહીને રડવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણ સર્વશક્તિમાન છે અને સદાથી પોતાના ભક્તોનો ભય દૂર કરતા આવ્યા છે. જ્યારે તેમણે વ્રજવાસીઓને ચિંતાતુર થઈ રડતા જોયા ત્યારે તેઓ વરુણજી પાસે ગયા. ॥ ૩ ॥ જ્યારે લોકપાલ વરુણે જોયું કે, સમસ્ત જગતના ભગવાન હૃષીકેશ (ઇન્દ્રિયોના સ્વામી) સ્વયં અહીં પધાર્યા છે, ત્યારે તેમણે તેમની ભવ્ય પૂજા કરી. ભગવાનનાં દર્શનથી તેમના રોમે-રોમ આનંદથી ખીલી ઊઠ્યા. ત્યાર પછી તેમણે ભગવાનને કહ્યું- ॥ ૪ ॥

---

૧. સર્વાણિ । ૨. કૃષ્ણાભિષેકો નામ । ૩. બાદરાયણિરુવાચ । ૪. નન્દાન્તિકં ।

વરુણ ઉવાચ

અદ્ય મે નિભૃતો દેહોઽદ્યૈવાર્થોઽધિગતઃ પ્રભો ।
ત્વત્પાદભાજો[1] ભગવન્નવાપુઃ પારમધ્વનઃ ॥ ૫॥

નમસ્તુભ્યં ભગવતે બ્રહ્મણે પરમાત્મને ।
ન યત્ર શ્રૂયતે માયા લોકસૃષ્ટિવિકલ્પના ॥ ૬॥

અજાનતા મામકેન મૂઢેનાકાર્યવેદિના ।
આનીતોઽયં તવ પિતા તદ્ ભવાન્ ક્ષન્તુમર્હતિ ॥ ૭॥

મમાપ્યનુગ્રહં કૃષ્ણ કર્તુમર્હસ્યશેષદૃક્ ।
ગોવિન્દ નીયતામેષ પિતા તે પિતૃવત્સલ ॥ ૮॥

શ્રીશુક ઉવાચ

એવં પ્રસાદિતઃ કૃષ્ણો ભગવાનીશ્વરેશ્વરઃ[2] ।
આદાયાગાત્ સ્વપિતરં બન્ધૂનાં ચાવહન્ મુદમ્ ॥ ૯॥

નન્દસ્ત્વતીન્દ્રિયં દૃષ્ટ્વા લોકપાલમહોદયમ્ ।
કૃષ્ણે ચ સન્નતિં તેષાં જ્ઞાતિભ્યો વિસ્મિતોઽબ્રવીત્ ॥ ૧૦॥

તે ત્વૌત્સુક્યધિયો રાજન્ મત્વા ગોપાસ્તમીશ્વરમ્ ।
અપિ નઃ સ્વગતિં સૂક્ષ્મામુપાધાસ્યદધીશ્વરઃ ॥ ૧૧॥

ઈતિ સ્વાનાં સ ભગવાન્ વિજ્ઞાયાખિલદૃક્[3] સ્વયમ્ ।
સઙ્કલ્પસિદ્ધયે તેષાં કૃપયૈતદચિન્તયત્ ॥ ૧૨॥

જનો વૈ લોક એતસ્મિન્નવિદ્યાકામકર્મભિઃ ।
ઉચ્ચાવચાસુ ગતિષુ ન વેદ સ્વાં ગતિં ભ્રમન્ ॥ ૧૩॥

**વરુણજીએ કહ્યું** – પ્રભુ! આજે મારો જન્મ સફળ થયો. આજે મને બધા પુરુષાર્થોની પ્રાપ્તિ થઈ ગઈ, કેમકે, આજે મને આપના ચરણોની સેવાનો શુભ અવસર પ્રાપ્ત થયો છે. ભગવન્! જેમને પણ આપના ચરણોની સેવાનો સુઅવસર મળ્યો, તે ભવસાગર પાર કરી ગયા. ॥ ૫ ॥ આપ ભક્તોના ભગવાન, વેદાન્તીઓના બ્રહ્મ અને યોગીઓના પરમાત્મા છો. આપના વિગ્રહમાં વિભિન્ન લોકસૃષ્ટિઓની કલ્પના કરવાવાળી માયા નથી – એવું શ્રુતિઓ કહે છે. હું આપને નમસ્કાર કરું છું. ॥ ૬ ॥ પ્રભુ! મારો આ સેવક અતિ મૂર્ખ અને અજ્ઞાત છે. તે પોતાના કર્તવ્યને પણ જાણતો નથી, તે જ આપના પિતાજીને લઈ આવ્યો છે. આપ કૃપા કરીને તેનો અપરાધ ક્ષમા કરો. ॥ ૭ ॥ હે ગોવિંદ! હું જાણું છું કે આપ આપના પિતા માટે બહુ પ્રેમ ધરાવો છો. આ આપના પિતાજી છે, તેમને આપ લઈ જાઓ. પરન્તુ ભગવન્! આપ સર્વના અંતર્યામી, સર્વના સાક્ષી છો. તેથી વિશ્વમોહન શ્રીકૃષ્ણ! આપ મને દાસ ગણી મારા પર પણ કૃપા કરો. ॥ ૮ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્મા વગેરે ઈશ્વરોના પણ ઈશ્વર છે. લોકપાલ વરુણે આ પ્રમાણે તેમની સ્તુતિ કરીને તેમને પ્રસન્ન કર્યા. ત્યાર પછી ભગવાન પોતાના પિતા નંદજીને લઈને વ્રજમાં આવ્યા અને વ્રજવાસી ભાઈ-બંધુઓને આનંદિત કર્યા. ॥ ૯ ॥ નંદબાવાએ વરુણલોકમાં લોકપાલોનાં ઇન્દ્રિયાતીત ઐશ્વર્ય અને સુખ-સંપત્તિને જોયાં તથા એ પણ જોયું કે, ત્યાંનાં નિવાસીઓ તેમના પુત્ર શ્રીકૃષ્ણના ચરણોમાં નમી-નમીને પ્રણામ કરી રહ્યા હતા. તે જોઈને તેમને બહુ જ આશ્ચર્ય થયું. તેમણે વ્રજમાં આવીને પોતાના જ્ઞાતિ-ભાઈઓને બધી વાત કહી સંભળાવી. ॥ ૧૦ ॥ પરીક્ષિત! ભગવાનના પ્રેમી આ બધું સાંભળીને એવું સમજવા લાગ્યા કે, અરે, આ તો સ્વયં ભગવાન છે. ત્યારે તેમણે મનમાં જ બહુ ઉત્સુકતાથી વિચાર કર્યો કે, શું ક્યારેય જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણ અમને બધાને પણ પોતાનું તે માયાતીત સ્વધામ, જ્યાં કેવળ તેમના પ્રેમી ભક્તો જ જઈ શકે છે, બતાવશે! ॥ ૧૧ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં સર્વદર્શી છે. ભલા, તેમનાથી આ વાત કઈ રીતે છૂપી રહી શકે? તેઓ પોતાના આત્મીય ગોપોની અભિલાષા જાણી ગયા અને તેમનો સંકલ્પ સાકાર કરવા માટે કૃપાપૂર્ણ થઈને આ પ્રમાણે વિચારવા લાગ્યા. ॥ ૧૨ ॥ 'આ સંસારમાં જીવ અજ્ઞાનવશ શરીરમાં આત્મબુદ્ધિ કરીને જાત-જાતની કામનાઓ અને તેને પૂરી કરવા માટે અનેક પ્રકારનાં કર્મો કરે છે. પછી તેના ફળસ્વરૂપ દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે ઊંચી-નીચી યોનિઓમાં ભટકતો ફરે છે, તેથી તે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી.' ॥ ૧૩ ॥

૧. યત્પાદભાજો । ૨. ભગવાનખિલેશ્વરઃ । ૩. વિજ્ઞાય સ્થિરનિશ્ચયમ્ ।

ઇતિ સઞ્ચિન્ત્ય ભગવાન્ મહાકારુણિકો હરિઃ ।
દર્શયામાસ લોકં સ્વં ગોપાનાં તમસઃ પરમ્ ॥ ૧૪॥

પરમ કૃપાળુ ભગવાન શ્રીકૃષ્ણે આવું વિચારીને તેમના પર કરુણાસભર થઈને તે ગોપોને માયાના અંધકારથી અતીત પોતાનું પરમધામ દેખાડ્યું. ॥ ૧૪ ॥

સત્યં જ્ઞાનમનન્તં યદ્[1] બ્રહ્મ જ્યોતિઃ સનાતનમ્ ।
યદ્ધિ પશ્યન્તિ મુનયો ગુણાપાયે સમાહિતાઃ ॥ ૧૫॥

ભગવાને પ્રથમ તેમને તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવ્યો જેનું સ્વરૂપ સત્ય, જ્ઞાન, અનંત, સનાતન અને જ્યોતિસ્વરૂપ છે તથા સમાધિનિષ્ઠ ગુણાતીત પુરુષો જ જેને જોઈ શકે છે. ॥ ૧૫ ॥

તે તુ બ્રહ્મહ્રદં નીતા મગ્નાઃ કૃષ્ણેન ચોદ્ધૃતાઃ ।
દદૃશુર્બ્રહ્મણો લોકં યત્રાક્રૂરોઽધ્યગાત્ પુરા ॥ ૧૬॥

જે જળાશયમાં અક્રૂરજીને ભગવાને પોતાનું સ્વરૂપ દેખાડ્યું હતું તે જ બ્રહ્મહ્રદમાં (બ્રહ્મસ્વરૂપ-ધરામાં) તે ગોપોને લઈ ગયા. ત્યાં તે લોકોએ તેમાં ડૂબકી મારી. તેઓ બ્રહ્મહ્રદ (બ્રહ્મ-ધરા)માં પ્રવેશી ગયા. ત્યારે ભગવાને તેમને તેમાંથી કાઢીને પોતાના પરમધામનું દર્શન કરાવ્યું. ॥ ૧૬ ॥

નન્દાદયસ્તુ તં દૃષ્ટ્વા પરમાનન્દનિર્વૃતાઃ ।
કૃષ્ણં ચ તત્રચ્છન્દોભિઃ સ્તૂયમાનં સુવિસ્મિતાઃ[2] ॥ ૧૭॥

તે દિવ્ય ભગવત્સ્વરૂપ લોકને જોઈને નંદ વગેરે ગોપજનો પરમાનંદમાં મગ્ન થઈ ગયા. ત્યાં તેમણે જોયું કે, બધા વેદો મૂર્તિમાન થઈને ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી રહ્યા છે. આવું જોઈને તે બધા બહુ જ વિસ્મિત થઈ ગયા. ॥ ૧૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધેઽષ્ટાવિંશોઽધ્યાયઃ[3] ॥ ૨૮ ॥
દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અઠ્ઠાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ઓગણત્રીસમો અધ્યાય

## રાસલીલાનો આરંભ

*શ્રીશુક ઉવાચ*[4]

ભગવાનપિ તા રાત્રીઃ શરદોત્ફુલ્લમલ્લિકાઃ ।
વીક્ષ્ય રન્તું મનશ્ચક્રે યોગમાયામુપાશ્રિતઃ[5] ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! શરદ ઋતુ હતી. તેના કારણે મલ્લિકા તથા ચમેલી વગેરેનાં સુગન્ધિત પુષ્પો ખીલીને મહેકી રહ્યાં હતાં. ભગવાને ચીરહરણ વખતે ગોપીઓને જે રાત્રિઓનો સંકેત કર્યો હતો તે બધી જ એકત્રિત થઈને એક જ રાત્રિના રૂપમાં પ્રકાશિત થઈ રહી હતી. ભગવાને તેમને જોઈ, જોઈને દિવ્ય બનાવી. ગોપીઓ તો ઇચ્છતી જ હતી. હવે ભગવાને પણ પોતાની અચિન્ત્ય મહાશક્તિ યોગમાયાનો આશ્રય લઈને તેમને નિમિત્ત બનાવીને રસમયી રાસક્રીડા કરવાનો સંકલ્પ કર્યો. સ્વયં અ-મના હોવા છતાં પણ તેમણે પોતાના પ્રેમીજનોની ઇચ્છા પૂરી કરવા માટે મનનો સ્વીકાર કર્યો. ॥ ૧ ॥

તદોડુરાજઃ કકુભઃ કરૈર્મુખં
પ્રાચ્યા વિલિમ્પન્નરુણેન શન્તમૈઃ ।
સ ચર્ષણીનામુદગાચ્છુચો મૃજન્
પ્રિયઃ પ્રિયાયા ઇવ દીર્ઘદર્શનઃ ॥ ૨॥

ભગવાને સંકલ્પ કરતાં જ જાણે ઘણા લાંબા સમયે મળેલો પતિ પ્રિયાના મુખ પર કોમળ કરકમળથી કેસરનો લેપ કરી સુખ આપે તેમ ચન્દ્રદેવે પૂર્વદિશાના મુખને પોતાનાં શીતળ કિરણોરૂપી કરકમળથી ઉદયકાળના કંકુ-કેસર વડે લાલ બનાવતાં, ઉદય થઈને ન માત્ર પૂર્વદિશાનો, બલકે સંસારના સમસ્ત ચર-અચર પ્રાણીઓનો સંતાપ (જે દિવસના સમયે શરદકાળનાં પ્રખર સૂર્યકિરણોને લીધે વધી ગયો હતો) દૂર કરી દીધો. ॥ ૨ ॥

૧. તં બ્રહ્મ૦ । ૨. કૃષ્ણં સમભિસંસ્તૂય માનયન્તઃ શુચિસ્મિતાઃ । ૩. નન્દવિમોક્ષણમષ્ટાવિંશોઽધ્યાયઃ । ૪. બાદરાયણિરુવાચ । ૫. યોગમાયામયોઽચ્યુતઃ ।

દૃષ્ટ્વા કુમુદ્વન્તમખણ્ડમણ્ડલં
રમાનનાભં નવકુઙ્કુમારુણમ્ ।
વનં ચ તત્કોમલગોભિરઞ્જિતં
જગૌ કલં વામદૃશાં મનોહરમ્ ॥ ૩॥

*O* તે દિવસે ચંદ્રમંડળ અખંડ હતું. પૂર્ણિમાની રાત્રિ હતી. ચન્દ્રમા નવા કેસર જેવા લાલ-લાલ થઈ રહ્યા હતા, કાંઈક સંકોચ-મિશ્રિત અભિલાષાથી યુક્ત જણાતા હતા. લક્ષ્મીજીના જેવી મુખકમળની કાન્તિવાળા તે ચન્દ્રદેવના કોમળ કિરણોથી સંપૂર્ણ વન અનુરાગના રંગમાં રંગાઈ ગયું હતું. વનના ખૂણે-ખૂણામાં તેમણે પોતાની ચાંદની દ્વારા અમૃતનો સાગર ભરી દીધો હતો. ભગવાન શ્રીકૃષ્ણે પોતાના દિવ્ય ઉજ્જ્વળ રસને જગાડનારી પૂરી સામગ્રી, અને તે વનને જોઈને પોતાની વાંસળી પર વ્રજસુંદરીઓના મનનું હરણ કરનારો કામબીજ 'ક્લીં'નો મધુર વેણુનાદ છેડ્યો. ॥ ૩ ॥ ભગવાનનું તે વંશીવાદન ભગવાન પ્રત્યેના પ્રેમને, તેમને મળવાની લાલસાને અત્યંત વધારનારું હતું. આમ તો શ્યામસુંદરે પહેલાં જ ગોપીઓના મનને પોતાને વશ કરી લીધાં હતાં. હવે તો ગોપીઓના મનની બધી વસ્તુઓ – ભય, સંકોચ, ધૈર્ય, મર્યાદા વગેરે વૃત્તિઓ પણ છીનવી લીધી. વેણુનાદ સાંભળતાં જ તેમની સ્થિતિ વિચિત્ર થઈ ગઈ. જેમણે શ્રીકૃષ્ણને પતિરૂપે પ્રાપ્ત કરવા માટે એક સાથે સાધના કરી હતી, તે ગોપીઓ પણ એક-બીજાને કહ્યા વિના – ત્યાં સુધી કે એક-બીજાથી પોતાની ચેષ્ટાને છુપાવીને જ્યાં શ્રીકૃષ્ણ હતા, ત્યાં જવા દોડી ગઈ. પરીક્ષિત! તે એટલા વેગથી ચાલતી હતી કે તેમનાં કાનોનાં કુંડળો ખૂબ જ ડોલી રહ્યાં હતાં ॥ ૪ ॥

નિશમ્ય ગીતં તદનઙ્ગવર્ધનં
વ્રજસ્ત્રિયઃ કૃષ્ણગૃહીતમાનસાઃ ।
આજગ્મુરન્યોન્યમલક્ષિતોદ્યમાઃ
સ યત્ર કાન્તો જવલોલકુણ્ડલાઃ ॥ ૪॥

દુહન્ત્યોઽભિયયુઃ કાશ્ચિદ્ દોહં હિત્વા સમુત્સુકાઃ ।
પયોઽધિશ્રિત્ય સંયાવમનુદ્વાસ્યાપરા યયુઃ ॥ ૫॥

બંસીનો ધ્વનિ સાંભળીને જે ગોપીઓ દૂધ દોહી રહી હતી, તે અત્યંત ઉત્સુકતાવશ દૂધ દોહવાનું છોડીને ચાલી નીકળી. જે ચૂલા પર દૂધ ગરમ કરી રહી હતી, તે ઊકળતું દૂધ ચૂલા પર જ મૂકીને અને જે લાપસી બનાવી રહી હતી તે બનાવેલી લાપસી ચૂલા પરથી ઉતાર્યા વિના જેમ-ની-તેમ મૂકીને ચાલી નીકળી. ॥ ૫ ॥ જે ભોજન પીરસી રહી હતી તે પીરસવું મૂકીને, જે નાના બાળકોને દૂધ પિવડાવી રહી હતી તે દૂધ પિવડાવવાનું છોડીને, જે પતિઓની સેવા-શુશ્રૂષા કરી રહી હતી તે સેવા-શુશ્રૂષા છોડીને અને જે પોતે ભોજન કરી રહી હતી તે ભોજન કરવું છોડીને પોતાના પ્રિય કૃષ્ણ પાસે દોડી ગઈ. ॥ ૬ ॥ કોઈ-કોઈ ગોપી પોતાના શરીર પર ચંદન અને સુગન્ધિત તેલ લગાડી રહી હતી અને કોઈક આંખોમાં મેશ આંજી રહી હતી, તે આ બધું છોડીને તથા ઉલટાં-સુલટાં વસ્ત્રો પહેરીને શ્રીકૃષ્ણ પાસે પહોંચી જવા દોડી ગઈ. ॥ ૭ ॥

પરિવેષયન્ત્યસ્તદ્ધિત્વા પાયયન્ત્યઃ શિશૂન્ પયઃ ।
શુશ્રૂષન્ત્યઃ પતીન્ કાશ્ચિદશ્નન્ત્યોઽપાસ્ય ભોજનમ્ ॥ ૬॥

લિમ્પન્ત્યઃ પ્રમૃજન્ત્યોઽન્યા અઞ્જન્ત્યઃ કાશ્ચ લોચને ।
વ્યત્યસ્તવસ્ત્રાભરણાઃ કાશ્ચિત્ કૃષ્ણાન્તિકં યયુઃ ॥ ૭॥

પિતા અને પતિઓએ, ભાઈ અને જ્ઞાતિબંધુઓએ તેમને રોકીને તેમની મંગલમયી પ્રેમયાત્રામાં વિઘ્ન નાખ્યું. પરંતુ તે એટલી મોહિત થઈ ગઈ હતી કે, રોકવા છતાં પણ ન રોકાઈ, ન રોકાઈ શકી. કઈ રીતે રોકાય? વિશ્વમોહન શ્રીકૃષ્ણે તેમનાં પ્રાણ, મન અને આત્મા બધાંનું અપહરણ કરી લીધું હતું. ॥ ૮ ॥ પરીક્ષિત! તે સમયે થોડી ગોપીઓ ઘરની અંદર હતી. તેમને બહાર નીકળવાનો રસ્તો જ ન મળ્યો. ત્યારે તેમણે પોતાનાં નેત્રો બંધ કરી દીધાં અને ખૂબ તન્મયતાથી શ્રીકૃષ્ણનાં સૌન્દર્ય, માધુર્ય અને લીલાઓનું ધ્યાન કરવા લાગી. ॥ ૯ ॥

તા વાર્યમાણાઃ પતિભિઃ પિતૃભિર્ભ્રાતૃબન્ધુભિઃ ।
ગોવિન્દાપહૃતાત્માનો ન ન્યવર્તન્ત મોહિતાઃ[1] ॥ ૮॥

અન્તર્ગૃહગતાઃ કાશ્ચિદ્ ગોપ્યોઽલબ્ધવિનિર્ગમાઃ ।
કૃષ્ણં તદ્ભાવનાયુક્તા દધ્યુર્મીલિતલોચનાઃ ॥ ૯॥

૧. કાશ્ચન ।

દુઃસહપ્રેષ્ઠવિરહતીવ્રતાપધુતાશુભાઃ ।
ધ્યાનપ્રાપ્તાચ્યુતાશ્લેષનિર્વૃત્યા ક્ષીણમઙ્ગલાઃ ॥ ૧૦॥

તમેવ પરમાત્માનં જારબુદ્ધ્યાપિ સઙ્ગતાઃ ।
જહુર્ગુણમયં દેહં સદ્યઃપ્રક્ષીણબન્ધનાઃ ॥ ૧૧॥

રાજોવાચ

કૃષ્ણં વિદુઃ પરં કાન્તં ન તુ બ્રહ્મતયા મુને ।
ગુણપ્રવાહોપરમસ્તાસાં ગુણધિયાં કથમ્ ॥ ૧૨॥

શ્રીશુક ઉવાચ

ઉક્તં પુરસ્તાદેતત્તે ચૈદ્યઃ સિદ્ધિં યથા ગતઃ ।
દ્વિષન્નપિ હૃષીકેશં કિમુતાધોક્ષજપ્રિયાઃ ॥ ૧૩॥

નૃણાં નિઃશ્રેયસાર્થાય વ્યક્તિર્ભગવતો નૃપ ।
અવ્યયસ્યાપ્રમેયસ્ય નિર્ગુણસ્ય ગુણાત્મનઃ ॥ ૧૪॥

કામં ક્રોધં ભયં સ્નેહમૈક્યં સૌહૃદમેવ ચ ।
નિત્યં હરૌ વિદધતો યાન્તિ તન્મયતાં હિ તે ॥ ૧૫॥

ન ચૈવં વિસ્મયઃ કાર્યો ભવતા ભગવત્યજે ।
યોગેશ્વરેશ્વરે કૃષ્ણે યત એતદ્ વિમુચ્યતે ॥ ૧૬॥

પરીક્ષિત! પોતાના પરમ પ્રિયતમ શ્રીકૃષ્ણના અસહ્ય વિરહની તીવ્ર વેદનાથી તેમના હૃદયમાં એટલી વ્યથા – એટલી બળતરા થઈ કે તેમનામાં જે કાંઈ અશુભ સંસ્કારોના અવશેષો હતા, તે ભસ્મ થઈ ગયા. અને પછી તુરત જ ધ્યાન લાગી ગયું. ધ્યાનમાં તેમની સામે ભગવાન શ્રીકૃષ્ણ પ્રગટ થયા. તેમણે મનમાં જ બહુ પ્રેમથી અને ખૂબ આવેગથી તેમનું આલિંગન કર્યું. તે વખતે તેમને એટલું સુખ, એટલી શાંતિ મળી કે, તેમના તમામ પુણ્યના સંસ્કારો પણ એકસામટા જ ક્ષીણ થઈ ગયા. ॥ ૧૦ ॥ પરીક્ષિત! જોકે તેમનો શ્રીકૃષ્ણ પ્રતિ જારભાવ પણ હતો; તેમ છતાં સત્ય વસ્તુ ભાવની અપેક્ષા ક્યાં રાખે છે? તેમણે જેમનું આલિંગન કર્યું, ભલે, ગમે તે ભાવે કર્યું હોય, છતાં, તે સ્વયં પરમાત્મા જ તો હતા. તેથી જારબુદ્ધિ લઈને ભગવાન પાસે જનારી ગોપીઓને ભગવાનની પ્રાપ્તિ થઈ ગઈ અર્થાત્ તેમનાં બંધન નષ્ટ થઈ ગયાં. તેમણે પ્રાકૃત શરીરનો ત્યાગ કરી દીધો. અને ભગવાનની લીલામાં પ્રવેશ કરવા યોગ્ય દિવ્ય શરીર પ્રાપ્ત કરી લીધાં. ॥ ૧૧ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! ગોપીઓ તો ભગવાન શ્રીકૃષ્ણને માત્ર પોતાના પરમ પ્રિયતમ જ માનતી હતી. તેમનો ભગવાનમાં બ્રહ્મ-ભાવ ન હતો. આ પ્રમાણે તેમની દૃષ્ટિ પ્રાકૃત ગુણોમાં જ આસક્ત દેખાય છે. આવી સ્થિતિમાં તેમના માટે ગુણોના પ્રવાહરૂપી આ સંસારની નિવૃત્તિ કઈ રીતે સંભવ બની? ॥ ૧૨ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! હું તમને પહેલાં જ જણાવી ચૂક્યો છું કે, ચેદિરાજ શિશુપાલ, ભગવાન પ્રત્યે દ્વેષ-ભાવ રાખવા છતાં પોતાનું પ્રાકૃત શરીર છોડીને અપ્રાકૃત શરીરથી ભગવાનનો પાર્ષદ બની ગયો. આવી સ્થિતિમાં જે સમસ્ત પ્રકૃતિ અને તેના ગુણોથી અતીત ભગવાન શ્રીકૃષ્ણને પ્રિય છે અને તેમની સાથે અનન્ય પ્રેમ કરે છે, તે ગોપીઓ તેમને પ્રાપ્ત થઈ જાય – એમાં કયા આશ્ચર્યની વાત છે? ॥ ૧૩ ॥ પરીક્ષિત! વાસ્તવમાં ભગવાન પ્રકૃતિસંબંધી બુદ્ધિ-વિનાશ, પ્રમાણ-પ્રમેય અને ગુણ-ગુણીભાવથી રહિત છે. તેઓ અચિન્ત્ય, અનંત, અપ્રાકૃત, પરમ કલ્યાણસ્વરૂપ ગુણોના એકમાત્ર આશ્રય છે. એમણે આ જે પોતાને અને પોતાની લીલાને પ્રગટ કરી છે, તેનું પ્રયોજન માત્ર એટલું જ છે કે જીવ તેના આધારે પોતાનું પરમ કલ્યાણ કરી શકે. ॥ ૧૪ ॥ તેથી ભગવાન સાથે માત્ર સંબંધ થઈ જવો જોઈએ. પછી તે સંબંધ ભલે ગમે તેવો હોય – કામનાનો હોય, ક્રોધનો હોય અથવા ભયનો હોય, સ્નેહ, સગપણ અથવા મિત્રતાનો હોય, ભલે ગમે તે ભાવથી ભગવાનમાં નિત્ય-નિરંતર આપણી વૃત્તિઓ જોડી દેવાથી તે ભગવાન સાથે જોડાઈ જાય છે, અને તેથી તે વૃત્તિઓ ભગવાનમય બની જાય છે અને તે જીવને ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૧૫ ॥ પરીક્ષિત! તમારા જેવા પરમ ભાગવત, ભગવાનના રહસ્યને જાણવાવાળા ભક્તે શ્રીકૃષ્ણ વિશે આવી શંકા ન કરવી જોઈએ. યોગેશ્વરોના પણ ઈશ્વર, અજન્મા ભગવાન માટે પણ આ કોઈ આશ્ચર્યની

તા દૃષ્ટ્વાન્તિકમાયાતા ભગવાન્ વ્રજયોષિતઃ ।
અવદદ્ વદતાં શ્રેષ્ઠો વાચઃપેશૈર્વિમોહયન્ ॥ ૧૭॥

*શ્રીભગવાનુવાચ*

સ્વાગતં વો મહાભાગાઃ પ્રિયં કિં કરવાણિ વઃ ।
વ્રજસ્યાનામયં કચ્ચિદ્ બ્રૂતાગમનકારણમ્ ॥ ૧૮॥

રજન્યેષા ઘોરરૂપા ઘોરસત્ત્વનિષેવિતા ।
પ્રતિયાત વ્રજં નેહ સ્થેયં સ્ત્રીભિઃ સુમધ્યમાઃ ॥ ૧૯॥

માતરઃ પિતરઃ પુત્રા ભ્રાતરઃ પતયશ્ચ વઃ ।
વિચિન્વન્તિ હ્યપશ્યન્તો મા કૃધ્વં બન્ધુસાધ્વસમ્ ॥ ૨૦॥

દૃષ્ટં વનં કુસુમિતં રાકેશકરરઞ્જિતમ્ ।
યમુનાનિલલીલૈજત્તરુપલ્લવશોભિતમ્ ॥ ૨૧॥

તદ્ યાત મા ચિરં ગોષ્ઠં શુશ્રૂષધ્વં પતીન્ સતીઃ ।
ક્રન્દન્તિ વત્સા બાલાશ્ચ તાન્ પાયયત દુહ્યત ॥ ૨૨॥

અથવા મદભિસ્નેહાદ્ ભવત્યો યન્ત્રિતાશયાઃ ।
આગતા હ્યુપપન્નં વઃ પ્રીયન્તે મયિ જન્તવઃ ॥ ૨૩॥

ભર્તુઃ શુશ્રૂષણં સ્ત્રીણાં પરો ધર્મો હ્યમાયયા ।
તદ્બન્ધૂનાં ચ કલ્યાણ્યઃ પ્રજાનાં ચાનુપોષણમ્ ॥ ૨૪॥

દુઃશીલો દુર્ભગો વૃદ્ધો જડો રોગ્યધનોઽપિ વા ।
પતિઃ સ્ત્રીભિર્ન હાતવ્યો લોકેપ્સુભિરપાતકી ॥ ૨૫॥

અસ્વર્ગ્યમયશસ્યં ચ ફલ્ગુ કૃચ્છ્રં ભયાવહમ્ ।
જુગુપ્સિતં ચ સર્વત્ર ઔપપત્યં કુલસ્ત્રિયાઃ ॥ ૨૬॥

વાત છે? અરે, તેમના સંકલ્પમાત્રથી, તેમની ભ્રૂકુટિના ઇશારાથી સંપૂર્ણ જગતનું પરમ કલ્યાણ થઈ શકે છે. ॥ ૧૬ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, વ્રજની અનુપમ વિભૂતિઓ – ગોપીઓ મારી તદ્દન પાસે આવી ગઈ છે, ત્યારે તેમણે પોતાની વિનોદયુક્ત વાક્છટાથી તેમને ભ્રમિત કરતા રહીને કહ્યું – કેમ ન કહે – ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાલના જેટલા પણ વક્તા છે, તેમનામાં તે જ તો સર્વશ્રેષ્ઠ છે. ॥ ૧૭ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – મહાભાગ્યશાળી ગોપીઓ! તમારું સ્વાગત છે. કહો, તમારું હું શું પ્રિય કરું? વ્રજમાં બધું કુશળ-મંગળ છે ને? કહો, આ સમયે અહીં તમારા બધાના પધારવાનું પ્રયોજન શું છે? ॥ ૧૮ ॥ હે સુન્દરીઓ! હે ગોપીઓ! અત્યારે રાત્રિનો સમય છે, તે સ્વયં જ બહુ ભયાનક હોય છે અને એમાં મોટા-મોટા ભયાનક જીવ-જંતુઓ આમ-તેમ ફરતા હોય છે. તેથી તમે બધાં તુરત જ વ્રજમાં પાછાં જાઓ. રાત્રિના સમયે ઘોર જંગલમાં સ્ત્રીઓએ ઊભાં રહેવું ન જોઈએ. ॥ ૧૯ ॥ તમને ન જોઈને તમારાં મા-બાપ, પતિ-પુત્ર અને ભાઈ-બંધુઓ શોધી રહ્યાં હશે, તેમને ચિંતામાં ન મૂકો. ॥ ૨૦ ॥ તમે લોકોએ રળિયામણાં રંગ-બેરંગી પુષ્પોથી ભરપૂર આ વનની શોભા તો જોઈ. શરદપૂર્ણિમાનાં પૂર્ણચંદ્રના કોમળ કિરણોથી એ રંગાયેલું છે, જાણે તેણે પોતાના હાથે ચિત્રકારી કરી હોય; અને યમુનાજીના જળનો સ્પર્શ કરીને વહેનારા શીતળ વાયુની મંદ-મંદ ગતિથી હાલી રહેલાં વૃક્ષો પરનાં પલ્લવો, જે આ વનની શોભાને અનુપમ બનાવી રહ્યાં છે તે પણ તમે જોઈ લીધું છે. તેથી હવે તો તમે બધાંએ પાછાં જવું જોઈએ. ॥ ૨૧ ॥ હવે વિલંબ ન કરો, જલદીથી વ્રજમાં પાછાં વળો. તમે લોકો કુળવાન અને સતી સ્ત્રીઓ છો, જાઓ, તમારા પતિદેવોની સેવા-શુશ્રૂષા કરો. જુઓ, તમારા ઘરના નાનાં બાળકો અને ગાયોનાં વાછડાં તમારા વિના ઝૂરતાં હશે. તેમને જઈને દૂધ પિવડાવો. ॥ ૨૨ ॥ જો તમે મારા પ્રેમને વશ થઈ અહીં આવી છો, તો તેમાં કશી અનુચિત વાત નથી, તે તો તમારે યોગ્ય જ છે, કેમકે જગતનાં પશુ-પક્ષી સુધીના બધા જીવો મને પ્રેમ કરે છે, મને જોઈને પ્રસન્ન થાય છે. ॥ ૨૩ ॥ પરંતુ હે કલ્યાણી ગોપીઓ! સ્ત્રીઓનો પરમધર્મ એ જ છે કે તેઓ પતિ અને પરિવારની નિષ્કપટ ભાવે સેવા કરે અને સંતાનનું પાલન-પોષણ કરે. ॥ ૨૪ ॥ જે સ્ત્રીઓને ઉત્તમલોક પ્રાપ્ત કરવાની અભિલાષા હોય તેમણે પાપીને છોડીને બીજા કોઈ પણ પ્રકારના પતિનો પરિત્યાગ ન કરવો; ચાહે તે ખરાબ સ્વભાવવાળો, ભાગ્યહીન, વૃદ્ધ, મૂર્ખ, રોગી અથવા નિર્ધન પણ કેમ ન હોય. ॥ ૨૫ ॥ કુળવાન સ્ત્રીઓ માટે જારપુરુષની સેવા બધી રીતે નિંદનીય છે. આનાથી તેમના પરલોક બગડે છે, સ્વર્ગપ્રાપ્તિ થતી નથી, સુખનો અને યશનો નાશ થાય છે. આ કુકર્મ સ્વયં તો અત્યંત તુચ્છ અને ક્ષણિક છે જ, આમાં પ્રત્યક્ષ – વર્તમાનમાં પણ દુઃખ-જ-દુઃખ છે. મોક્ષ વગેરેની તો વાત જ જવા દો, આ તો સાક્ષાત્ પરમ ભયરૂપી– નરકોનો જ રસ્તો છે. ॥ ૨૬ ॥

શ્રવણાદ્ દર્શનાદ્ ધ્યાનાન્મયિ ભાવોऽનુકીર્તનાત્ ।
ન તથા સન્નિકર્ષેણ પ્રતિયાત તતો ગૃહાન્ ॥ ૨૭॥

ગોપીઓ! મારી લીલા અને ગુણોના શ્રવણથી, રૂપનાં દર્શનથી, આ બધાનાં કીર્તનથી અને ધ્યાનથી જેવી અનન્ય પ્રેમની પ્રાપ્તિ થાય છે, તેવી પાસે રહેવાથી નથી થતી. તેથી તમે લોકો અત્યારે જ પાછાં ફરો. ॥ ૨૭ ॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ વિપ્રિયમાકર્ણ્ય ગોપ્યો ગોવિન્દભાષિતમ્ ।
વિષણ્ણા ભગ્નસઙ્કલ્પાશ્ચિન્તામાપુર્દુરત્યયામ્ ॥ ૨૮॥

કૃત્વા મુખાન્યવ શુચઃ શ્વસનેન શુષ્યદ્
બિમ્બાધરાણિ ચરણેન ભુવં લિખન્ત્યઃ ।
અસ્રૈરુપાત્તમષિભિઃ[1] કુચકુઙ્કુમાનિ
તસ્થુર્મૃજન્ત્ય ઉરુદુઃખભરાઃ સ્મ તૂષ્ણીમ્ ॥ ૨૯॥

પ્રેષ્ઠં પ્રિયેતરમિવ પ્રતિભાષમાણં
કૃષ્ણં તદર્થવિનિવર્તિતસર્વકામાઃ ।
નેત્રે વિમૃજ્ય રુદિતોપહતે સ્મ કિઞ્ચિત્
સંરમ્ભગદ્ગદગિરોऽબ્રુવતાનુરક્તાઃ ॥ ૩૦॥

*ગોપ્ય ઊચુઃ*

મૈવં વિભોऽર્હતિ ભવાન્ ગદિતું નૃશંસં
સન્ત્યજ્ય સર્વવિષયાંસ્તવ પાદમૂલમ્ ।
ભક્તા ભજસ્વ દુરવગ્રહ મા ત્યજાસ્માન્
દેવો યથાऽऽદિપુરુષો ભજતે મુમુક્ષૂન્ ॥ ૩૧॥

યત્પત્યપત્યસુહૃદામનુવૃત્તિરઙ્ગ
સ્ત્રીણાં સ્વધર્મ ઇતિ ધર્મવિદા ત્વયોક્તમ્ ।
અસ્ત્વેવમેતદુપદેશપદે ત્વયીશે
પ્રેષ્ઠો ભવાંસ્તનુભૃતાં કિલ બન્ધુરાત્મા ॥ ૩૨॥

કુર્વન્તિ હિ ત્વયિ રતિં કુશલાઃ સ્વ આત્મન્
નિત્યપ્રિયે પતિસુતાદિભિરાર્તિદૈઃ કિમ્ ।
તન્નઃ પ્રસીદ પરમેશ્વર મા સ્મ છિન્દ્યા
આશાં ભૃતાં ત્વયિ ચિરાદરવિન્દનેત્ર ॥ ૩૩॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનું આ અપ્રિય ભાષણ સાંભળીને ગોપીઓ ઉદાસ, ખિન્ન થઈ ગઈ. તેમના મનોરથો નષ્ટ થઈ ગયા. તેઓ ચિંતાના અથાગ અને અપાર સમુદ્રમાં ગોથાં ખાવા લાગી. ॥ ૨૮ ॥ તેમના રક્તવર્ણા અધરોષ્ઠ, શોકને કારણે ચાલતા ગરમ શ્વાસથી સુકાઈ ગયા. તેમણે તેમનાં મુખ નીચે લટકાવી દીધાં, તેઓ પગના નખોથી ધરતી ખોતરવા લાગી. નેત્રોમાંથી આંસુ વહી-વહીને કાજળની સાથે વક્ષઃસ્થળ પર પહોંચીને ત્યાં લગાડેલા કેસરને ધોવા લાગ્યાં. તેમનું હૃદય દુઃખથી એટલું વ્યથિત થઈ ગયું કે તેઓ કાંઈ બોલી ન શકી, ચૂપચાપ ઊભી રહી ગઈ. ॥ ૨૯ ॥ ગોપીઓએ પોતાના પ્રિયતમ શ્યામસુંદર માટે બધી જ કામનાઓ, બધા જ ભોગો ત્યજી દીધાં હતાં. શ્રીકૃષ્ણમાં તેમનો અનન્ય અનુરાગ, પરમ પ્રેમ હતો. જ્યારે તેમણે તેમના પ્રિયતમ શ્રીકૃષ્ણની આ નિષ્ઠુરતાભરી વાત સાંભળી, જે બહુ જ અપ્રિય લાગી રહી હતી, ત્યારે તેમને ભારે દુઃખ થયું. આંખો રડી-રડીને લાલ થઈ ગઈ, આંસુઓથી રુંધાઈ ગઈ. તેમણે ધીરજ ધારણ કરીને પોતાનાં આંસુ લૂંછ્યાં અને પછી પ્રિયતમ છતાં અપ્રિય જેવું બોલતા શ્રીકૃષ્ણ પ્રત્યે કંઈક કોપાવેશથી ગળગળી વાણીથી બોલી. ॥ ૩૦ ॥

**ગોપીઓએ કહ્યું** — પ્યારા શ્રીકૃષ્ણ! તમે ઘટ-ઘટમાં વ્યાપ્ત છો. અમારા હૃદયની વાત જાણો છો. તમારે આવાં નિષ્ઠુરતાભર્યાં વચનો ન કહેવાં જોઈએ. અમે બધું જ છોડીને માત્ર તમારા ચરણોમાં પ્રેમ કરીએ છીએ. એમાં તો શંકા નથી કે તમે સ્વતંત્ર અને હઠાગ્રહી છો. તમારા પર અમારો કોઈ વશ નથી. તેમ છતાં તમે તમારા તરફથી, જેમ આદિપુરુષ ભગવાન નારાયણ કૃપા કરીને પોતાના મુમુક્ષુ ભક્તો સાથે પ્રેમ કરે છે' તે જ રીતે, અમારો સ્વીકાર કરી લો, અમારો ત્યાગ ન કરો. ॥ ૩૧ ॥ પ્રિય શ્યામસુંદર! તમે તમામ ધર્મોના રહસ્યને જાણો છો. તમારું એવું કહેવું છે કે, 'પોતાના પતિ, પુત્ર અને પરિવારજનોની સેવા કરવી એ જ સ્ત્રીઓનો સ્વધર્મ છે.' — આ અક્ષરશઃ બરાબર છે. પરંતુ આ ઉપદેશ પ્રમાણે તો અમારે તમારી જ સેવા કરવી જોઈએ, કેમકે તમે જ બધા ઉપદેશોની ચરમ-સીમા છો, સાક્ષાત્ ભગવાન છો. તમે જ સમસ્ત દેહધારીઓના મિત્ર છો, આત્મા છો અને પરમ પ્રિયતમ છો. ॥ ૩૨ ॥ આત્મજ્ઞાની કુશળ પુરુષો જ તમને પ્રેમ કરે છે, કેમકે, તમે નિત્ય પ્રિય અને સર્વના આત્મા છો. અનિત્ય અને દુઃખદ પતિ-પુત્રાદિથી અમારે શું પ્રયોજન? પરમેશ્વર! તેથી અમારા પર પ્રસન્ન થાઓ, કૃપા કરો. કમલનયન! અમે ચિરકાલથી તમને પ્રાપ્ત કરવાની આશારૂપી વેલને પાળી-પોષીને હરી-ભરી રાખી

૧. અસ્રૈરુપાત્તમલિનૈઃ ।

ચિત્તં સુખેન ભવતાઽપહૃતં ગૃહેષુ
યન્નિર્વિશત્યુત કરાવપિ ગૃહ્યકૃત્યે ।
પાદૌ પદં ન ચલતસ્તવ પાદમૂલાદ્
યામઃ કથં વ્રજમથો કરવામ કિં વા ॥ ૩૪॥

સિઞ્ચાઙ્ગ નસ્ત્વદધરામૃતપૂરકેણ
હાસાવલોકકલગીતજહૃચ્છયાગ્નિમ્ ।
નો ચેદ્ વયં વિરહજાગ્ન્યુપયુક્તદેહા
ધ્યાનેન યામ પદયોઃ પદવીં સખે તે ॥ ૩૫॥

યર્હ્યમ્બુજાક્ષ તવ પાદતલં રમાયા
દત્તક્ષણં ક્વચિદરણ્યજનપ્રિયસ્ય ।
અસ્પ્રાક્ષ્મ તત્પ્રભૃતિ નાન્યસમક્ષમઙ્ગ
સ્થાતું ત્વયાભિરમિતા બત પારયામઃ ॥ ૩૬॥

શ્રીર્યત્પદામ્બુજરજશ્ચકમે તુલસ્યા
લબ્ધ્વાપિ વક્ષસિ પદં કિલ ભૃત્યજુષ્ટમ્ ।
યસ્યાઃ [1]સ્વવીક્ષણકૃતેઽન્યસુરપ્રયાસ-
સ્તદ્વદ્ વયં ચ તવ પાદરજઃ પ્રપન્નાઃ ॥ ૩૭॥

તન્નઃ પ્રસીદ વૃજિનાર્દન તેઽઙ્ઘ્રિમૂલં
પ્રાપ્તા વિસૃજ્ય વસતીસ્ત્વદુપાસનાશાઃ ।
ત્વત્સુન્દરસ્મિતનિરીક્ષણતીવ્રકામ-
તપ્તાત્મનાં પુરુષભૂષણ દેહિ દાસ્યમ્ ॥ ૩૮॥

વીક્ષ્યાલકાવૃતમુખં તવ કુણ્ડલશ્રી-
ગણ્ડસ્થલાધરસુધં હસિતાવલોકમ્ ।
દત્તાભયં ચ ભુજદણ્ડયુગં વિલોક્ય
વક્ષઃ શ્રિયૈકરમણં ચ ભવામ દાસ્યઃ ॥ ૩૯॥

ઉછેરી છે તેનું છેદન ન કરો. ॥ ૩૩ ॥ મનમોહન! અત્યાર સુધી અમારું ચિત્ત ઘરના કામકાજમાં લાગતું હતું. અને અમારા બન્ને હાથ પણ ઘરના કામકાજમાં લાગ્યા રહેતા હતા, પરંતુ તમે અમારાં જોતાં-જોતાં જ અમારું તે ચિત્ત તો ચોરી લીધું છે. તેમાં તમને કોઈ મુશ્કેલી પણ ઉઠાવવી પડી નહીં, તમે તો સુખસ્વરૂપ જ છો ને! પરંતુ હવે અમારી સ્થિતિ કફોડી થઈ ગઈ છે. અમારા આ પગ તમારાં ચરણકમળોને છોડીને એક ડગલું પણ દૂર ખસવા તૈયાર નથી, ખસતા જ નથી. પછી અમે વ્રજમાં કઈ રીતે જઈએ? અને કદાચ ત્યાં જઈએ તો, ત્યાં જઈને કરીએ પણ શું? ॥ ૩૪ ॥ પ્રાણવલ્લભ! અમારા પ્રિય સખા! તમારું મન્દ-મન્દ હાસ્ય, પ્રેમભરી દૃષ્ટિ અને મનોહર સંગીતે અમારા હૃદયમાં તમારા પ્રતિ પ્રેમ-અને-મિલનનો અગ્નિ ધગધગાવ્યો છે. તેને તમારા અધરામૃતથી શાંત કરો. નહિ તો હે પ્રિયતમ! અમે સાચું કહીએ છીએ, તમારા વિરહાગ્નિમાં અમે શરીર બાળી નાખશું અને ધ્યાન દ્વારા તમારાં ચરણકમળોને પ્રાપ્ત થઈ જશું. ॥ ૩૫ ॥ પ્યારા કમલનયન! તમે વનવાસીજનોના પ્રિય છો અને તેઓ પણ તમને બહુ પ્રેમ કરે છે. તેથી જ તમે મોટા ભાગે તેમની પાસે જ રહો છો. ત્યાં સુધી કે, તમારાં જે ચરણકમળોની સેવાનો અવસર સ્વયં લક્ષ્મીજીને પણ ક્વચિત જ મળે છે. તે ચરણોનો સ્પર્શ અમને પ્રાપ્ત થયો. જે દિવસે આ સૌભાગ્ય અમને સાંપડ્યું અને તમે અમારો સ્વીકાર કરીને અમને આનંદિત કરી તે દિવસથી તમે જ અમારી આંખોમાં વસી ગયા છો, અમારી દૃષ્ટિ હવે બીજા કોઈ તરફ જતી નથી. ॥ ૩૬ ॥ હે અમારા સ્વામી! જે લક્ષ્મીજીનો કૃપાકટાક્ષ પ્રાપ્ત કરવા માટે મોટા-મોટા દેવતાઓ તપસ્યા કરે છે, તે જ લક્ષ્મીજી તમારા વક્ષઃસ્થળમાં એકલાં જ સ્થાન પ્રાપ્ત કરી લેવા છતાં પણ પોતાની શોક તુલસીની સાથે તમારા ચરણોની રજ પ્રાપ્ત કરવાની અભિલાષા સેવે છે. અત્યાર સુધીના બધા ભક્તોએ આ ચરણ-રજનું સેવન કર્યું છે. તેમની જેમ જ અમે પણ તમારી તે ચરણ-રજના શરણમાં આવી છીએ. ॥ ૩૭ ॥ ભગવન્! અત્યાર સુધી જેણે પણ તમારા ચરણોનું શરણ લીધું, તેનાં બધાં દુઃખો તમે નષ્ટ કરી દીધાં. હવે તમે અમારા પર કૃપા કરો. અમને પણ તમારા પ્રસાદના અધિકારી બનાવો. અમે તમારી સેવા કરવાની આશા-અભિલાષાથી ઘર, ગામ, પરિવાર – બધું જ છોડીને તમારા યુગલચરણોના શરણમાં આવી છીએ. પ્રિયતમ! ત્યાં તો તમારી આરાધના માટે ફુરસદ જ નથી. પુરુષશ્રેષ્ઠ! પુરુષોત્તમ! તમારા મધુર હાસ્ય અને સુંદર અવલોકને અમારા હૃદયમાં તમારી સાથેના મિલનની આકાંક્ષાનો અગ્નિ ઉદ્દીપ્ત કરી દીધો છે, અમારું રોમે-રોમ બળી રહ્યું છે. તમે અમને તમારી દાસીરૂપે સ્વીકારી લો, અમને તમારી સેવાનો અવસર આપો. ॥ ૩૮ ॥ પ્રિયતમ! તમારું સુંદર મુખકમળ, જેના ઉપર વાંકડિયા કેશની લટો લટકી રહી છે, તમારા આ અતિસુંદર કપોલ (ગાલ) કે

[1] સ્વવીક્ષણ ઉતાન્યસુર૦ ।

કા સ્ત્ર્યઙ્ગ તે કલપદાયતમૂર્ચ્છિતેન
સમ્મોહિતાઽઽર્યચરિતાન્ન ચલેત્ત્રિલોક્યામ્ ।
ત્રૈલોક્યસૌભગમિદં ચ નિરીક્ષ્ય રૂપં
યદ્ ગોદ્વિજદ્રુમમૃગાઃ પુલકાન્યબિભ્રન્ ॥ ૪૦॥

વ્યક્તં ભવાન્ વ્રજભયાર્તિહરોઽભિજાતો
દેવો યથાઽઽદિપુરુષઃ સુરલોકગોપ્તા ।
તન્નો નિધેહિ કરપઙ્કજમાર્તબન્ધો
તપ્તસ્તનેષુ ચ શિરસ્સુ ચ કિઙ્કરીણામ્ ॥ ૪૧॥

શ્રીશુક ઉવાચ

ઇતિ વિક્લવિતં તાસાં શ્રુત્વા યોગેશ્વરેશ્વરઃ ।
પ્રહસ્ય સદયં ગોપીરાત્મારામોઽપ્યરીરમત્ ॥ ૪૨॥

તાભિઃ સમેતાભિરુદારચેષ્ટિતઃ
પ્રિયેક્ષણોત્ફુલ્લમુખીભિરચ્યુતઃ ।
ઉદારહાસદ્વિજકુન્દદીધિતિ-
ર્વ્યરોચતૈણાઙ્ક ઇવોડુભિર્વૃતઃ ॥ ૪૩॥

ઉપગીયમાન ઉદ્ગાયન્ વનિતાશતયૂથપઃ ।
માલાં બિભ્રદ્વૈજયન્તીં વ્યચરન્મણ્ડયન્ વનમ્ ॥ ૪૪॥

નદ્યાઃ પુલિનમાવિશ્ય ગોપીભિર્હિમવાલુકમ્ ।
રેમે તત્તરલાનન્દકુમુદામોદવાયુના ॥ ૪૫॥

જેના પર સુંદર સુંદર કુંડળો પોતાનું અનન્ત સૌન્દર્ય પાથરી રહ્યાં છે, તમારા આ મધુર અધરો, તેમની સુધા, સુધાને પણ લજવી રહી છે, તમારું મંદ-હાસ્યપૂર્વક જોતું મુખ તથા તમારી આ બે ભુજાઓ, જે શરણાગતને અભયદાન આપવામાં અત્યંત ઉદાર છે અને તમારું આ વક્ષઃસ્થળ, જે લક્ષ્મીજીનું – સૌન્દર્યનાં એકમાત્ર દેવીનું નિત્ય ક્રીડાસ્થળ છે, જોઈને અમે તમારી દાસી બની ચૂકી છીએ. ॥ ૩૯ ॥

પ્રિય શ્યામસુન્દર! ત્રણે લોકમાં અને અન્યત્ર એવી કઈ સ્ત્રી છે, જે મધુર-મધુર પદ અને આરોહ-અવરોહ-ક્રમથી વિવિધ પ્રકારની મૂર્છાઓથી યુક્ત તમારો વેણુનાદ સાંભળીને તથા આ ત્રિલોકસુંદર મોહિની મૂર્તિને – કે જે પોતાના એક બુંદ સૌન્દર્યથી ત્રિલોકને સૌન્દર્યનું દાન કરે છે અને જેને જોઈને ગાયો, પક્ષીઓ, વૃક્ષો અને હરણાઓ પણ રોમાંચિત અને પુલકિત થઈ જાય છે– પોતાના નેત્રોથી નિરખીને આર્ય–મર્યાદાથી ડગી ન જાય, કુળ અને લોકલાજને છોડીને તમને પ્રેમ ન કરે! ॥ ૪૦ ॥ અમારાથી એ વાત અજાણી નથી કે જેમ ભગવાન નારાયણ દેવતાઓની રક્ષા કરે છે તે જ રીતે તમે વ્રજમંડળનાં ભય અને દુઃખ નિવારવા માટે જ પ્રગટ થયા છો! અને એ પણ સ્પષ્ટ છે કે, દીન-દુઃખીઓ પર તમારો અતિશય પ્રેમ અને કૃપા છે. પ્રિયતમ! અમે પણ બહુ દુઃખી છીએ. તમને મળવાની આકાંક્ષાના અગ્નિથી અમારું હૃદય બળી રહ્યું છે. તમે પોતાની આ દાસીઓના વક્ષઃસ્થળ પર અને મસ્તક પર પોતાનો કોમળ કરકમળ મૂકીને અપનાવી લો, અમને જીવનદાન આપો. ॥ ૪૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સનકાદિ યોગીઓ અને શિવ વગેરે યોગેશ્વરોના પણ ઈશ્વર છે. જ્યારે તેમણે ગોપીઓની વ્યથા અને વ્યાકુળતાથી ભરેલી વાણી સાંભળી, ત્યારે તેમનું હૃદય દયાથી ભરાઈ ગયું, જોકે તેઓ આત્મારામ છે – પોતે પોતાનામાં જ રમણ કરતા રહે છે, તેમને પોતાના સિવાય બહારની કોઈ વસ્તુની અપેક્ષા નથી. તેમ છતાં તેમણે હસીને તેમની સાથે ક્રીડા પ્રારંભ કરી. ॥ ૪૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના હાવ-ભાવ અને ક્રિયાને ગોપીઓને અનુકૂળ કરી દીધાં, છતાં તેઓ પોતાના સ્વરૂપમાં જેમના તેમ એકરસ સ્થિત હતા; અચ્યુત હતા. જ્યારે તેઓ ખડખડાટ હસતા ત્યારે તેમના દાંત મોગરાના પુષ્પ જેવી કાંતિવાળા જણાતા હતા. તેમની પ્રેમપૂર્ણ દૃષ્ટિથી અને તેમના દર્શનના આનંદથી ગોપીઓનાં મુખકમળ ખીલી ઊઠ્યાં. તે તેમને ચારે તરફ ઘેરીને ઊભી રહી. ત્યારે શ્રીકૃષ્ણ એ રીતે શોભતા હતા જાણે પોતાની પત્નીઓ વચ્ચે (નક્ષત્રોમાં) ચન્દ્રમા શોભતો હોય! ॥ ૪૩ ॥ ગોપીઓના સેંકડો યૂથોના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ વૈજયંતીમાળા પહેરીને વૃન્દાવનને સુશોભિત કરતા વિચરવા લાગ્યા. ક્યારેક ગોપીઓ પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણના ગુણ અને લીલાઓનું ગાન કરતી તો ક્યારેક શ્રીકૃષ્ણ ગોપીઓના પ્રેમ અને સૌન્દર્યનાં ગીતો ગાવા લાગતા. ॥ ૪૪ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે યમુનાજીના પવિત્ર તટ પર કે જે કપૂર જેવી

બાહુપ્રસારપરિરમ્ભકરાલકોરુ-
નીવીસ્તનાલભનનર્મનખાગ્રપાતૈઃ ।
ક્ષ્વેલ્યાઽવલોકહસિતૈર્વ્રજસુન્દરીણા-
મુત્તમ્ભયન્ રતિપતિં રમયાઞ્ચકાર ॥ ૪૬॥

ચળકતી રેતીથી ઝગમગી રહ્યો હતો, પદાર્પણ કર્યું. તે યમુનાજીના ચપળ તરંગોના સ્પર્શથી શીતળ અને ચન્દ્રવિકસી કમળોની સુગન્ધથી સુવાસિત થઈ રહ્યો હતો. તે આનંદદાયક યમુના તટપર ભગવાન ગોપીઓ સાથે વિહાર કરવા લાગ્યા. ॥ ૪૫ ॥ પોતાના કરકમળ પસારીને, તો વળી આલિંગન આપીને, તો વળી કરકમળનો સ્પર્શ આપીને, વિનોદથી તો નખાગ્ર ભાગથી સુખ આપીને, કટાક્ષભરી દૃષ્ટિથી જોવું અને હસવું – આ ક્રિયાઓ દ્વારા ગોપીઓના દિવ્ય પ્રેમાનંદને વધારતા રહીને ભગવાન શ્રીકૃષ્ણ તેમને વિહાર દ્વારા આનંદિત કરવા લાગ્યા. ॥ ૪૬ ॥

એવં ભગવતઃ કૃષ્ણાલ્લબ્ધમાના મહાત્મનઃ ।
આત્માનં મેનિરે સ્ત્રીણાં માનિન્યોઽભ્યધિકં ભુવિ ॥ ૪૭॥

ઉદારશિરોમણી સર્વવ્યાપક ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે આ રીતે ગોપીઓનું સન્માન કર્યું, ત્યારે ગોપીઓના મનમાં એવો ભાવ આવ્યો કે સંસારની સમસ્ત સ્ત્રીઓમાં અમે જ સર્વશ્રેષ્ઠ છીએ, અમારા જેવું કોઈ જ નથી. તેઓ કંઈક અભિમાની થઈ ગઈ. ॥ ૪૭ ॥

તાસાં તત્ સૌભગમદં વીક્ષ્ય માનં ચ કેશવઃ ।
પ્રશમાય પ્રસાદાય તત્રૈવાન્તરધીયત ॥ ૪૮॥

જ્યારે ભગવાને જોયું કે આમને તો સૌન્દર્યનો મદ અને અભિમાન આવી ગયો છે અને હવે પોતાને શ્રેષ્ઠ માનવા લાગી છે, ત્યારે તેઓ ગોપીઓના અભિમાનને નષ્ટ કરીને તેમને પ્રસન્ન કરવા માટે ત્યાં જ – તેમની વચ્ચે જ અંતર્ધાન થઈ ગયા. ॥ ૪૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] ભગવતો રાસક્રીડાવર્ણનં નામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૯ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ભગવાનની રાસક્રીડાનું વર્ણન નામનો ઓગણત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ત્રીસમો અધ્યાય

## શ્રીકૃષ્ણના વિરહમાં ગોપીઓની દશા

*શ્રીશુક ઉવાચ*

અન્તર્હિતે ભગવતિ સહસૈવ વ્રજાઙ્ગનાઃ ।
અતપ્યંસ્તમચક્ષાણાઃ કરિણ્ય ઇવ યૂથપમ્ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન એકાએક અંતર્ધાન થઈ ગયા. તેમને ન જોઈને વ્રજનારીઓની એવી દશા થઈ ગઈ, જેમ યૂથપતિ ગજરાજ વિના હાથણીઓની થાય છે. તેમનું અંતર વિરહાગ્નિથી બળવા લાગ્યું. ॥ ૧ ॥

ગત્યાનુરાગસ્મિતવિભ્રમેક્ષિતૈ-
ર્મનોરમાલાપવિહારવિભ્રમૈઃ ।
આક્ષિપ્તચિત્તાઃ પ્રમદા રમાપતે-
સ્તાસ્તા વિચેષ્ટા જગૃહુસ્તદાત્મિકાઃ ॥ ૨॥

ભગવાન શ્રીકૃષ્ણની મદોન્મત્ત ગજરાજ જેવી ચાલ, પ્રેમભર્યું હાસ્ય, વિલાસયુક્ત ચિતવન, મનોરમ પ્રેમ-આલાપ, ભિન્ન-ભિન્ન પ્રકારની લીલાઓ અને શૃંગાર-રસના હાવ-ભાવે તેમનું ચિત્ત ચોરી લીધું હતું. તે પ્રેમવિહ્વળ ગોપીઓ શ્રીકૃષ્ણમય બની ગઈ અને પછી શ્રીકૃષ્ણની વિભિન્ન લીલાઓનું અનુકરણ કરવા લાગી. ॥ ૨ ॥

ગતિસ્મિતપ્રેક્ષણભાષણાદિષુ
પ્રિયાઃ પ્રિયસ્ય પ્રતિરૂઢમૂર્તયઃ ।

પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણનું ચાલવું, હાવ-ભાવ, અવલોકન, વિલાસ અને વાણીની છટામાં શ્રીકૃષ્ણની પ્રિય ગોપીઓ તેમના જેવી જ બની ગઈ, તેમનાં શરીરમાં પણ એવી જ ગતિ-મતિ, તેવા જ હાવ-ભાવ ઊતરી આવ્યા હતા. તેઓ પોતાને બધી રીતે ભૂલીને શ્રીકૃષ્ણરૂપ બની ગઈ અને તેમના લીલા-વિલાસનું અનુકરણ કરીને 'હું જ શ્રીકૃષ્ણ છું' – આ

[1] રાસક્રીડાયાં કૃષ્ણાન્વેષણમેકોનત્રિંશોઽધ્યાયઃ।

અસાવહં ત્વિત્યબલાસ્તદાત્મિકા
ન્યવેદિષુઃ કૃષ્ણવિહારવિભ્રમાઃ ॥ ૩॥

ગાયન્ત્ય ઉચ્ચૈરમુમેવ સંહતા
વિચિક્યુરુન્મત્તકવદ્ વનાદ્ વનમ્ ।
પપ્રચ્છુરાકાશવદન્તરં બહિ-
ર્ભૂતેષુ સન્તં પુરુષં વનસ્પતીન્ ॥ ૪॥

દૃષ્ટો વઃ કચ્ચિદશ્વત્થ પ્લક્ષ ન્યગ્રોધ નો મનઃ ।
નન્દસૂનુર્ગતો હૃત્વા પ્રેમહાસાવલોકનૈઃ ॥ ૫॥

કચ્ચિત્ કુરબકાશોકનાગપુન્નાગચમ્પકાઃ ।
રામાનુજો માનિનીનામિતો[1] દર્પહરસ્મિતઃ ॥ ૬॥

કચ્ચિત્તુલસિ કલ્યાણિ ગોવિન્દચરણપ્રિયે ।
સહ ત્વાડલિકુલૈર્બિભ્રદ્ દૃષ્ટસ્તેડતિપ્રિયોડચ્યુતઃ ॥ ૭॥

માલત્યદર્શિ વઃ કચ્ચિન્મલ્લિકે જાતિ યૂથિકે ।
પ્રીતિં વો જનયન્ યાતઃ કરસ્પર્શેન માધવઃ ॥ ૮॥

ચૂતપ્રિયાલપનસાસનકોવિદાર-
જમ્બ્વર્કબિલ્વબકુલામ્રકદમ્બનીપાઃ ।
યેડન્યે પરાર્થભવકા યમુનોપકૂલાઃ
શંસન્તુ કૃષ્ણપદવીં રહિતાત્મનાં નઃ ॥ ૯॥

કિં તે કૃતં ક્ષિતિ તપો બત કેશવાઙ્ઘ્રિ-
સ્પર્શોત્સવોત્પુલકિતાઙ્ગરુહૈર્વિભાસિ ।
અપ્યઙ્ઘ્રિસમ્ભવ ઉરુક્રમવિક્રમાદ્ વા
આહો વરાહવપુષઃ પરિરમ્ભણેન ॥ ૧૦॥

અપ્યેણપત્ન્યુપગતઃ પ્રિયયેહ ગાત્રૈ-
સ્તન્વન્ દૃશાં સખિ સુનિર્વૃતિમચ્યુતો વઃ ।

પ્રમાણે કહેવા લાગી. ॥ ૩ ॥ તે બધી ગોપીઓ મળીને પરસ્પર ઊંચા અવાજે ભગવાનના ગુણોનું ગાન કરવા લાગી અને વ્યાકુળ થઈને એક વનથી બીજા વનમાં શ્રીકૃષ્ણને શોધવા લાગી! (પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ કાંઈ દૂર થોડા જ ગયા હતા. તે તો સમસ્ત જડ-ચેતન પદાર્થોમાં તથા તેમની બહાર પણ આકાશની જેમ એકરસ સ્થિત છે. તે ત્યાં જ હતા, તેમાં જ હતા, પરંતુ તેમને ન જોઈને ગોપીઓ વનસ્પતિઓને, વૃક્ષ—લતાઓને તેમના વિશે પૂછવા લાગી. ॥ ૪ ॥

(ગોપીઓએ પહેલાં મોટાં-મોટાં વૃક્ષોને જઈને પૂછ્યું—) 'હે પીપળી! હે પીપળા, હે વડલા! નંદનંદન શ્યામસુંદર પોતાના પ્રેમભર્યા હાસ્ય અને દૃષ્ટિથી અમારું મન ચોરીને ચાલ્યા ગયા છે, શું તમે તેમને જોયા છે? ॥ ૫ ॥ હે કુરબક! હે અશોક! હે નાગકેસર! હે પુન્નાગ! હે ચંપક! બલરામજીના નાના ભાઈ કે જે હાસ્ય માત્રથી મોટી-મોટી માનિની સ્ત્રીઓના મનને હરી લે છે તે આ તરફ આવ્યા હતા?' ॥ ૬ ॥ (હવે તેમણે અન્ય વનસ્પતિઓને કહ્યું–) 'બહેન તુલસી! તમે તો બહુ જ કોમળ હૃદયનાં છો, તમે તો બધાંનું હિત ઇચ્છો છો. ભગવાનના ચરણોમાં તમારો પ્રેમ તો છે જ, તે પણ તમારા પર બહુ પ્રેમ રાખે છે. તેથી તો ભમરાઓના સમૂહ વચ્ચે તમારી માળા ધારણ કરે છે. શું તમે તમારા પરમ પ્રિય શ્યામસુંદરને જોયા છે? ॥ ૭ ॥ પ્રિય માલતી! ઓ મોગરા! ઓ જાઈ અને જૂઈ! તમે કદાચ અમારા પ્રિય માધવને જોયા હશે. શું તે પોતાના કરકમળથી તમને આનંદિત કરતા અહીંથી ગયા છે?' ॥ ૮ ॥ 'ઓ આંબા! ઓ રાયણ! ઓ ફણસ! ઓ અસનવૃક્ષ! ઓ પીળી કાંચનાર! ઓ જાંબુડી! ઓ આકડા! ઓ બીલી! ઓ બોરસલી! ઓ લીમડા! ઓ કદમ્બ! તથા યમુના તટ પર બિરાજેલાં ભાગ્યશાળી તરુવરો! તમારો જન્મ અને જીવન માત્ર પરોપકાર માટે જ છે. શ્રીકૃષ્ણ વિના અમારું જીવન સૂનું બની રહ્યું છે. અમે બેહોશ બની રહી છીએ. તમે અમને તેમને પ્રાપ્ત કરવાનો રસ્તો બતાવો.' ॥ ૯ ॥ 'ભગવાનની પ્રેયસી પૃથ્વીદેવી! તમે એવી કઈ તપસ્યા કરી છે કે, શ્રીકૃષ્ણના ચરણોનો સ્પર્શ પ્રાપ્ત કરીને તમે આનંદથી ઊભરાઈ રહ્યાં છો અને તૃણ-લતા વગેરેના રૂપમાં પોતાનો રોમાંચ પ્રગટ કરી રહ્યાં છો? તમારો આ આનંદ-વિલાસ શ્રીકૃષ્ણચન્દ્રના ચરણસ્પર્શને કારણે જ છે. અથવા વામન અવતારમાં વિશ્વરૂપ ધારણ કરીને એમણે તમને જે માપ્યાં હતાં તેના કારણે છે? ક્યાંક તેનાથી પણ પહેલાં વરાહ ભગવાનના અંગ-સંગને કારણે તો તમારો આ આનંદ દેખાતો નથી ને?' ॥ ૧૦ ॥ 'અરી સખી! હરણીઓ! અમારા જે શ્યામસુંદરના અંગ-સંગથી સૌન્દર્યની ધારા વહેતી રહે છે તે ક્યાંક પોતાની પ્રાણપ્રિયા સાથે તમારાં નેત્રોને પરમાનંદનું

૧. માનિનીનાં ગતો ।

કાન્તાઙ્ગસઙ્ગકુચકુઙ્કુમરઞ્જિતાયાઃ
કુન્દસ્રજઃ કુલપતેરિહ વાતિ ગન્ધઃ ॥ ૧૧॥

બાહું પ્રિયાંસ ઉપધાય ગૃહીતપદ્મો
રામાનુજસ્તુલસિકાલિકુલૈર્મદાન્ધૈઃ ।
અન્વીયમાન ઇહ વસ્તરવઃ પ્રણામં
કિં વાભિનન્દતિ ચરન્ પ્રણયાવલોકૈઃ ॥ ૧૨॥

પૃચ્છતેમા લતા બાહૂનપ્યાશ્લિષ્ટા વનસ્પતેઃ ।
નૂનં તત્કરજસ્પૃષ્ટા બિભ્રત્યુત્પુલકાન્યહો ॥ ૧૩॥

ઇત્યુન્મત્તવચો ગોપ્યઃ કૃષ્ણાન્વેષણકાતરાઃ ।
લીલા ભગવતસ્તાસ્તા હ્યનુચક્રુસ્તદાત્મિકાઃ ॥ ૧૪॥

કસ્યાશ્ચિત્ પૂતનાયન્ત્યાઃ કૃષ્ણાયન્ત્યપિબત્ સ્તનમ્ ।
તોકાયિત્વા રુદત્યન્યા પદાહઞ્છકટાયતીમ્ ॥ ૧૫॥

દૈત્યાયિત્વા જહારાન્યામેકા કૃષ્ણાર્ભભાવનામ્ ।
રિઙ્ગયામાસ કાપ્યઙ્ઘ્રી કર્ષન્તી ઘોષનિઃસ્વનૈઃ ॥ ૧૬॥

કૃષ્ણરામાયિતે દ્વે તુ ગોપાયન્ત્યશ્ચ કાશ્ચન ।
વત્સાયતીં[1] હન્તિ ચાન્યા તત્રૈકા તુ બકાયતીમ્ ॥ ૧૭॥

આહૂય દૂરગા યદ્વત્ કૃષ્ણસ્તમનુકુર્વતીમ્ ।
વેણું ક્વણન્તીં ક્રીડન્તીમન્યાઃ શંસન્તિ સાધ્વિતિ ॥ ૧૮॥

કસ્યાંચિત્ સ્વભુજં ન્યસ્ય ચલન્ત્યાહાપરા નનુ ।
કૃષ્ણોઽહં પશ્યત ગતિં લલિતામિતિ તન્મનાઃ ॥ ૧૯॥

મા ભૈષ્ટ વાતવર્ષાભ્યાં તત્ત્રાણં વિહિતં મયા ।
ઇત્યુક્ત્વૈકેન હસ્તેન યતન્ત્યુન્નિદધેઽમ્બરમ્ ॥ ૨૦॥

દાન કરતા રહીને અહીંથી જ તો ગયા નથી ને? જુઓ, જુઓ, અહીં કુલપતિ શ્રીકૃષ્ણની મોગરાની માળાની મનોહર સુગન્ધ આવી રહી છે, જે તેમનાં પરમ પ્રેયસીના અંગ-સંગથી લાગેલા કુચ-કુમકુમથી લેપાયેલી રહે છે.' ॥ ૧૧ ॥ 'તરુવરો! તેમની માળાની તુલસીમાં એવી સુગંધ છે કે, તેની સુગન્ધના આશિક ભમરાઓ નિરંતર તેને વળગી રહે છે. તેમના એક હાથમાં કમલ હશે અને બીજો હાથ તેમની પ્રેયસીના ખભા પર મૂકેલો હશે. લાગે છે એવું કે તમે લોકો તેમને પ્રણામ કરવા માટે જ નમેલાં છો.(પરંતુ તેમણે પોતાની પ્રેમયુક્ત ચિતવનથી પણ તમારી વંદનાનો પ્રતિભાવ આપ્યો કે નહીં?' ॥ ૧૨ ॥ 'અરે સખી! આ લતાઓને તો પૂછો. તે પોતાના પતિ વૃક્ષોને પોતાના બાહુપાશમાં લપેટીને આલિંગન કરી રહી છે, તેથી શું થયું? તેમના શરીરમાં જે આનંદ છે, જે રોમાંચ છે, તે તો ભગવાનના નખોના સ્પર્શથી જ છે. અહો, આમનું કેવું સૌભાગ્ય છે?' ॥ ૧૩ ॥

પરીક્ષિત! આ પ્રમાણે બાવરી ગોપીઓ પ્રલાપ કરીને ભગવાનને શોધતાં-શોધતાં દુઃખી થઈ રહી હતી. હવે એથી પણ વધારે જોશ આવવાથી તે ભગવન્મય થઈને ભગવાનની વિભિન્ન લીલાઓનું અનુકરણ કરવા લાગી. ॥ ૧૪ ॥(એક ગોપી પૂતના બની, તો બીજી શ્રીકૃષ્ણ બનીને તેનું સ્તનપાન કરવા લાગી. કોઈ ગાડું બની ગઈ તો કોઈએ બાલકૃષ્ણ બનીને રડતાં-રડતાં તેને પગની લાત મારીને ઊંધું કરી દીધું. ॥ ૧૫ ॥ કોઈ સખી બાલકૃષ્ણ બનીને બેસી ગઈ તો કોઈ તૃણાવર્ત દૈત્યનું રૂપ ધારણ કરીને તેને ઉપાડી ગઈ. કોઈ ગોપી પગ ખેંચી ખેંચીને ઘૂંટણીએ ચાલવા લાગી અને તે વખતે તેના ઝાંઝર ઝૂમ-ઝૂમ બોલવા લાગ્યાં. ॥ ૧૬ ॥ એક થઈ કૃષ્ણ તો બીજી થઈ બલરામ, અને બીજી ગોપીઓ ગોપકુમારો બની ગઈ. એક થઈ વત્સાસુર, તો બીજી થઈ બકાસુર. ત્યારે તો ગોપીઓએ અલગ-અલગ શ્રીકૃષ્ણ બનીને વત્સાસુર અને બકાસુર બનેલી ગોપીઓને મારવાની લીલા કરી. ॥ ૧૭ ॥ જેમ શ્રીકૃષ્ણ વનમાં કરતા હતા, તે જ રીતે એક ગોપી વાંસળી વગાડી-વગાડીને દૂર ચાલી ગયેલાં પશુઓને બોલાવવાની રમત રમવા લાગી. ત્યારે બીજી ગોપીઓ 'વાહ, વાહ' કરીને તેની પ્રશંસા કરવા લાગી. ॥ ૧૮ ॥ એક ગોપી પોતાને શ્રીકૃષ્ણ સમજીને બીજી સખીના ગળામાં હાથ નાખીને ચાલતી અને ગોપીઓને કહેતી – 'મિત્રો! હું શ્રીકૃષ્ણ છું. તમે મારી આ મનોહર ચાલ જુઓ.' ॥ ૧૯ ॥ કોઈ ગોપી શ્રીકૃષ્ણ બનીને કહેતી – 'અરે વ્રજવાસીઓ! તમે આંધી-વર્ષાથી ડરો નહીં, મેં તેનાથી બચવાનો ઉપાય શોધી કાઢ્યો છે.' આમ કહીને ગોવર્ધન-ધારણનું અનુકરણ કરતી રહીને તે પોતાની ઓઢણી લઈને ઉપર તાણી લેતી. ॥ ૨૦ ॥

૧. વત્સાયિતાં ગૃહીત્વાઽન્યા તત્રૈકા તુ વકાયિતામ્ ।

આરુહ્યૈકા પદાઽઽક્રમ્ય શિરસ્યાહાપરાં નૃપ ।
દુષ્ટાહે ગચ્છ જાતોઽહં ખલાનાં નનુ દણ્ડધૃક્ ॥ ૨૧॥

તત્રૈકોવાચ હે ગોપા દાવાગ્નિં પશ્યતોલ્બણમ્ ।
ચક્ષૂંષ્યાશ્વપિદધ્વં વો વિધાસ્યે ક્ષેમમઞ્જસા ॥ ૨૨॥

બદ્ધાન્યયા સ્રજા કાચિત્તન્વી તત્ર ઉલૂખલે ।
ભીતા સુદૃક્ પિધાયાસ્યં ભેજે ભીતિવિડમ્બનમ્[1] ॥ ૨૩॥

એવં કૃષ્ણં પૃચ્છમાના વૃન્દાવનલતાસ્તરૂન્ ।
વ્યચક્ષત વનોદેશે પદાનિ પરમાત્મનઃ ॥ ૨૪॥

પદાનિ વ્યક્તમેતાનિ નન્દસૂનોર્મહાત્મનઃ ।
લક્ષ્યન્તે હિ ધ્વજામ્ભોજવજ્રાઙ્કુશયવાદિભિઃ ॥ ૨૫॥

તૈસ્તૈઃ પદૈસ્તત્પદવીમન્વિચ્છન્ત્યોઽગ્રતોઽબલાઃ ।
વધ્વાઃ પદૈઃ સુપૃક્તાનિ વિલોક્યાર્તાઃ સમબ્રુવન્ ॥ ૨૬॥

કસ્યાઃ પદાનિ ચૈતાનિ યાતાયા નન્દસૂનુના ।
અંસન્યસ્તપ્રકોષ્ઠાયાઃ કરેણોઃ કરિણા યથા ॥ ૨૭॥

અનયાઽઽરાધિતો નૂનં ભગવાન્ હરિરીશ્વરઃ ।
યન્નો વિહાય ગોવિન્દઃ પ્રીતો યામનયદ્ રહઃ ॥ ૨૮॥

ધન્યા અહો અમી આલ્યો ગોવિન્દાઙ્ઘ્ર્યબ્જરેણવઃ ।
યાન્[2] બ્રહ્મેશો રમા દેવી દધુર્મૂર્ધ્ન્યઘનુત્તયે ॥ ૨૯॥

તસ્યા અમૂનિ નઃ ક્ષોભં કુર્વન્ત્યુચ્ચૈઃ પદાનિ યત્ ।
યૈકાપહૃત્ય ગોપીનાં રહો ભુઙ્ક્તેઽચ્યુતાધરમ્ ॥ ૩૦॥

ન લક્ષ્યન્તે પદાન્યત્ર તસ્યા નૂનં તૃણાઙ્કુરૈઃ ।
ખિદ્યત્સુજાતાઙ્ઘ્રિતલામુન્નિન્યે પ્રેયસીં પ્રિયઃ ॥ ૩૧॥

પરીક્ષિત! એક ગોપી બની કાલિયનાગ, તો બીજી શ્રીકૃષ્ણ બનીને તેના માથા ઉપર પગ મૂકીને કહેવા લાગી – 'અરે, દુષ્ટ સર્પ! તું અહીંથી ચાલ્યો જા. હું દુષ્ટોનું દમન કરવા માટે જ ઉત્પન્ન થયો છું.' ॥ ૨૧ ॥ એટલામાં જ એક ગોપી બોલી – 'અરે ગોવાળો! જુઓ, વનમાં મોટી ભયંકર આગ લાગી છે. તમે જલદીથી પોતાની આંખો બંધ કરી દો, હું અનાયાસે જ તમારી રક્ષા કરીશ.' ॥ ૨૨ ॥ એક ગોપી યશોદા બની અને બીજી બની શ્રીકૃષ્ણ. યશોદાએ ફૂલોની માળાથી શ્રીકૃષ્ણને ખાંડણિયા સાથે બાંધી દીધા. હવે તે કૃષ્ણ બનેલી ગોપી હાથેથી મોઢું ઢાંકીને ભયની નકલ કરવા લાગી. ॥ ૨૩ ॥

પરીક્ષિત! આ પ્રમાણે લીલા કરતાં-કરતાં ગોપીઓ વૃન્દાવનનાં વૃક્ષો અને લતાઓ વગેરેને ફરીથી શ્રીકૃષ્ણ વિશે પૂછવા લાગી. તે વખતે તેમણે એક જગાએ ભગવાનનાં ચરણચિહ્ન જોયાં. ॥ ૨૪ ॥ તે આપસમાં કહેવા લાગી – 'અવશ્ય આ ચરણચિહ્ન નંદનંદન શ્યામસુંદરનાં જ છે; કેમકે એમાં ધજા, કમળ, વજ્ર, અંકુશ અને જવ વગેરે ચિહ્નો સ્પષ્ટ દેખાય છે.' ॥ ૨૫ ॥ તે ચરણચિહ્નો દ્વારા વ્રજવલ્લભ ભગવાનને શોધતી-શોધતી ગોપીઓ આગળ વધી, ત્યારે તેમને શ્રીકૃષ્ણની સાથે કોઈ વ્રજ યુવતીનાં પણ ચરણચિહ્નો દેખાયાં. તેમને જોઈને ગોપીઓ વ્યાકુળ થઈ ગઈ. અને આપસમાં કહેવા લાગી - ॥ ૨૬ ॥ 'જેમ હાથણી પોતાના પ્રિયતમ ગજરાજની સાથે ગઈ હોય, તેમ જ નન્દનંદન શ્યામસુંદરની સાથે તેમના ખભા પર હાથ મૂકીને ચાલનારી કઈ ભાગ્યશાળીનાં આ ચરણચિહ્નો છે? ॥ ૨૭ ॥ અવશ્ય સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણની આ કોઈ 'આરાધિકા' હશે. તેથી આના પર પ્રસન્ન થઈને આપણા પ્રાણપ્રિય શ્યામસુંદરે આપણને છોડી દીધી છે અને આને એકાંતમાં લઈ ગયા છે. ॥ ૨૮ ॥ પ્રિય સખીઓ! ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ચરણકમળથી જે રજનો સ્પર્શ કરે છે, તે ધન્ય બની જાય છે, તેનાં અહોભાગ્ય છે! કેમકે, બ્રહ્મા, શંકર અને લક્ષ્મી વગેરે પણ પોતાનાં અશુભ નષ્ટ કરવા માટે તે રજને પોતાના મસ્તક પર ધારણ કરે છે.' ॥ ૨૯ ॥ 'અરે સખી! ભલે ગમે તે થાય. આ જે સખી અમારા સર્વસ્વ શ્રીકૃષ્ણને એકાંતમાં લઈ જઈને એકલી જ તેમની અધર-સુધાનો રસ પી રહી છે, આ ગોપીના ઉપસેલાં ચરણચિહ્નો તો અમારા હૃદયમાં બહુ ક્ષોભ ઉત્પન્ન કરી રહ્યાં છે.' ॥ ૩૦ ॥ અહીં તે ગોપીનાં પગલાં દેખાતાં નથી. એવું લાગે છે, અહીં પ્રિય શ્યામસુંદરે જોયું હશે કે, મારી પ્રેયસીના કોમળ ચરણોમાં ઘાસના અંકુરો વાગતાં હશે, તેથી તેમણે તેને ખભા પર બેસાડી લીધી લાગે છે. ॥ ૩૧ ॥

૧. ૦વિડમ્બનામ્। ૨. યાન્ન બ્રહ્માદયો દેવાઃ પ્રાપ્નુવન્તિ ચ મૂર્ધતઃ।

ઈમાન્યધિકમગ્નાનિ પદાનિ વહતો વધૂમ્ ।
ગોપ્યઃપશ્યત કૃષ્ણસ્ય ભારાક્રાન્તસ્ય કામિનઃ ॥ ૩૨॥

અત્રાવરોપિતા[1] કાન્તા પુષ્પહેતોર્મહાત્મના ।
અત્ર પ્રસૂનાવચયઃ પ્રિયાર્થે પ્રેયસા કૃતઃ ।
પ્રપદાક્રમણે એતે પશ્યતાસકલે પદે ॥ ૩૩॥

કેશપ્રસાધનં ત્વત્ર કામિન્યાઃ કામિના કૃતમ્ ।
તાનિ ચૂડયતા કાન્તામુપવિષ્ટમિહ ધ્રુવમ્ ॥ ૩૪॥

રેમે તયા ચાત્મરત આત્મારામોઽપ્યખણ્ડિતઃ ।
કામિનાં દર્શયન્ દૈન્યં સ્ત્રીણાં ચૈવ દુરાત્મતામ્ ॥ ૩૫॥

ઈત્યેવં દર્શયન્ત્યસ્તાશ્ચેરુર્ગોપ્યો વિચેતસઃ ।
યાં ગોપીમનયત્ કૃષ્ણો વિહાયાન્યાઃ સ્ત્રિયો વને ॥ ૩૬॥

સા ચ મેને તદાઽઽત્માનં વરિષ્ઠં સર્વયોષિતામ્ ।
હિત્વા ગોપીઃ કામયાના મામસૌ ભજતે પ્રિયઃ ॥ ૩૭॥

તતો ગત્વા વનોદ્દેશં દૃપ્તા કેશવમબ્રવીત્ ।
ન પારયેઽહં ચલિતું નય માં યત્ર તે મનઃ ॥ ૩૮॥

એવમુક્તઃ પ્રિયામાહ સ્કન્ધ આરુહ્યતામિતિ ।
તતશ્ચાન્તર્દધે કૃષ્ણઃ સા વધૂરન્વતપ્યત ॥ ૩૯॥

હા નાથ રમણ પ્રેષ્ઠ ક્વાસિ ક્વાસિ મહાભુજ ।
દાસ્યાસ્તે કૃપણાયા મે સખે દર્શય સન્નિધિમ્ ॥ ૪૦॥

અન્વિચ્છન્ત્યો ભગવતો માર્ગં ગોપ્યોઽવિદૂરતઃ ।
દદૃશુઃ પ્રિયવિશ્લેષમોહિતાં દુઃખિતાં સખીમ્ ॥ ૪૧॥

સખીઓ! અહીં જુઓ, પ્રિય શ્રીકૃષ્ણનાં ચરણચિહ્નો વધારે ઊંડાં રેતીમાં ખૂંપેલાં છે. આનાથી સ્પષ્ટ થાય છે કે, અહીં તેઓ કોઈ ભારે વસ્તુને ઉપાડીને ચાલ્યા છે, તેના વજનથી તેમના ચરણ જમીનમાં ઊતરી ગયા છે. માનો-ન-માનો તે પ્રેમાનંદ પ્રદાન કરનારા ભગવાને પોતાની પ્રિયતમાને જરૂર ખભે બેસાડી હશે. ॥ ૩૨ ॥ જુઓ, જુઓ, અહીં પરમ પ્રેમી વ્રજવલ્લભે ફૂલ વીણવા માટે પોતાની પ્રેયસીને નીચે ઉતારી દીધી છે અને અહીં પરમ પ્રિયતમ શ્રીકૃષ્ણે પોતાની પ્રેયસી માટે ફૂલ તોડ્યાં છે. ઊંચા થઈ થઈને ફૂલ તોડવાને કારણે અહીં તેમનાં પગલાં તો ધરતીમાં ખૂંપેલાં છે અને પાની દેખાતી નથી. ॥ ૩૩ ॥ પરમપ્રેમી શ્રીકૃષ્ણે અહીં પોતાની પ્રેયસીના કેશ ગૂંથ્યા છે. જુઓ, પોતાનાં ચૂંટેલાં ફૂલ પોતાની પ્રેયસીના અંબોડામાં ગૂંથવા માટે તે અહીં જરૂર બેઠા હશે. ॥ ૩૪ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ આત્મારામ છે. તે પોતે-પોતાનામાં જ સંતુષ્ટ અને પરિપૂર્ણ છે. જ્યારે તેઓ અખંડ છે, તેમનામાં બીજું કોઈ છે જ નહીં ત્યારે તેમનામાં અન્ય કલ્પના કઈ રીતે થઈ શકે? છતાં તેમણે સ્ત્રીપરવશતા વગેરે દેખાડીને ત્યાં તે ગોપીની સાથે એક લીલા કરી હતી. ॥ ૩૫ ॥

આ પ્રમાણે ગોપીઓ બાવરી જેવી થઈને – પોતાનું સાન-ભાન ગુમાવીને એક-બીજીને ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણચિહ્નો દેખાડતી વન-વનમાં ભટકી રહી હતી. અહીં ભગવાન શ્રીકૃષ્ણ બીજી ગોપીઓને વનમાં મૂકીને જે ભાગ્યશાળી ગોપીને લઈ ગયા હતા, તે સમજી કે 'હું જ સઘળી ગોપીઓમાં શ્રેષ્ઠ છું. તેથી તો અમારા પ્રિય શ્રીકૃષ્ણ બીજી ગોપીઓને છોડીને મને આટલું ચાહે છે, માત્ર મારો જ આદર કરે છે. ॥ ૩૬-૩૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્મા અને શંકરના શાસક છે. તે ગોપી વનમાં જઈને પોતાના પ્રેમસૌભાગ્યના મદમાં બાવરી થઈ ગઈ અને તે જ શ્રીકૃષ્ણને કહેવા લાગી – 'પ્રિય! મારાથી હવે વધારે ચલાતું નથી. મારા કોમળ પગ થાકી ગયા છે, હવે તમે જ્યાં જવા ઇચ્છો, મને તમારા ખભા પર બેસાડીને લઈ ચાલો.' ॥ ૩૮ ॥ પોતાની પ્રિયતમાની આ વાત સાંભળીને શ્યામસુંદરે કહ્યું – 'સારું! તું હવે મારા ખભા પર ચઢી જા.' તે સાંભળીને તે ગોપી જ્યાં તેમના ખભે બેસવા જતી હતી, ત્યાં જ શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા અને તે ભાગ્યશાળી ગોપી રડવા-પસ્તાવા લાગી— ॥ ૩૯ ॥ 'હે નાથ! હે રમણ! હે પ્રિયતમ! હે મોટી ભુજાવાળા! તમે ક્યાં છો? ક્યાં છો!! મારા સખા! હું તમારી દીન અને તુચ્છ દાસી છું. મને શીઘ્ર તમારા સાન્નિધ્યનો અનુભવ કરાવો, મને દર્શન આપો.' ॥ ૪૦ ॥ પરીક્ષિત! ગોપીઓ ભગવાનનાં ચરણચિહ્નોને આધારે તેમના જવાનો રસ્તો શોધતી-શોધતી ત્યાં જઈ પહોંચી. થોડે દૂરથી જ તેમણે જોયું કે, તેમની સખી તેના પ્રિયતમના વિયોગમાં દુઃખી થઈને

1. પ્રાચીન પ્રતમાં 'અત્રાવરોપિતા કાન્તા પુષ્પહેતોર્મહાત્મના' એ શ્લોકાર્ધ મૂળમાં નહીં, પણ ટિપ્પણીમાં છે.

તયા[1] કથિતમાકર્ણ્ય માનપ્રાપ્તિં ચ માધવાત્ ।
અવમાનં ચ દૌરાત્મ્યાદ્ વિસ્મયં પરમં યયુઃ ॥ ૪૨॥

અચેત થઈ ગઈ છે. ॥ ૪૧ ॥ જ્યારે ગોપીઓએ તેને જગાડી, ત્યારે તેણે ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી તેને જે પ્રેમ અને સન્માન પ્રાપ્ત થયું હતું, તે તેમને કહ્યું. તેણે એ પણ કહ્યું કે 'મારી દુષ્ટતાથી મેં તેમનું અપમાન કર્યું, તેથી તે અંતર્ધાન થઈ ગયા.' તેની વાત સાંભળીને ગોપીઓના આશ્ચર્યની સીમા ન રહી. ॥ ૪૨ ॥

તતોઽવિશન્ વનં ચન્દ્રજ્યોત્સ્ના યાવદ્ વિભાવ્યતે ।
તમઃ પ્રવિષ્ટમાલક્ષ્ય તતો નિવવૃતુઃ સ્ત્રિયઃ ॥ ૪૩॥

ત્યાર પછી વનમાં જ્યાં સુધી ચન્દ્રનો પ્રકાશ હતો, ત્યાં સુધી તેમને શોધતી શોધતી ગઈ. પરંતુ જ્યારે તેમણે જોયું કે, આગળ તો ઘોર અંધકાર છે – ઘોર જંગલ છે – આપણે શોધતી જઈશું તો શ્રીકૃષ્ણ વધારે તેમાં ઘૂસી જશે (કાળી વસ્તુ અંધકારમાં દેખાય નહીં), ત્યારે તે ત્યાંથી પાછી આવી. ॥ ૪૩ ॥ પરીક્ષિત! ગોપીઓનું મન શ્રીકૃષ્ણમય થઈ ગયું હતું. તેમની વાણીમાંથી કૃષ્ણચર્ચા સિવાય બીજી કોઈ વાત નીકળતી ન હતી. તેમના શરીરમાંથી માત્ર શ્રીકૃષ્ણને માટે અને કેવળ શ્રીકૃષ્ણની ચેષ્ટાઓ થઈ રહી હતી. ક્યાં સુધી કહું, તેમનું રોમ-રોમ, તેમનો આત્મા શ્રીકૃષ્ણમય થઈ રહ્યો હતો. તે માત્ર તેમના ગુણો અને લીલાઓનું જ ગાન કરી રહી હતી અને તેમનામાં એટલી તન્મય થઈ રહી હતી કે તેમને પોતાના શરીરનું પણ ભાન ન હતું, પછી ઘરને તો યાદ કરે જ કોણ? ॥ ૪૪ ॥ ગોપીઓનાં રોમ-રોમ આ વાતની પ્રતીક્ષા અને આકાંક્ષા કરી રહ્યાં હતાં કે જલદીથી જલદી શ્રીકૃષ્ણનાં દર્શન થાય. શ્રીકૃષ્ણની જ ભાવનામાં ડૂબેલી ગોપીઓ યમુનાજીના પવિત્ર તટ પર – રમણરેતીમાં પાછી આવી અને એકી સાથે મળીને શ્રીકૃષ્ણના ગુણોનું ગાન કરવા લાગી. ॥ ૪૫ ॥

તન્મનસ્કાસ્તદાલાપાસ્તદ્વિચેષ્ટાસ્તદાત્મિકાઃ ।
તદ્ગુણાનેવ ગાયન્ત્યો નાત્માગારાણિ સસ્મરુઃ ॥ ૪૪॥

પુનઃ પુલિનમાગત્ય કાલિન્દ્યાઃ કૃષ્ણભાવનાઃ ।
સમવેતા જગુઃ કૃષ્ણં તદાગમનકાઙ્ક્ષિતાઃ ॥ ૪૫॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] રાસક્રીડાયાં કૃષ્ણાન્વેષણં નામ ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૦ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત રાસક્રીડામાં કૃષ્ણનું અન્વેષણ નામનો ત્રીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# એકત્રીસમો અધ્યાય

## ગોપીગીત

ગોપ્ય[3] ઊચુઃ

જયતિ તેઽધિકં જન્મના વ્રજઃ
શ્રયત ઇન્દિરા શશ્વદત્ર હિ ।
દયિત દૃશ્યતાં દિક્ષુ તાવકા-
સ્ત્વયિ ધૃતાસવસ્ત્વાં વિચિન્વતે ॥ ૧॥

ગોપીઓ વિરહાવેશમાં ગાવા લાગી – 'પ્યારા શ્યામસુન્દર! તમારા જન્મના કારણે વૈકુંઠ વગેરે લોકોથી પણ વ્રજનો મહિમા વધી ગયો છે. તેથી તો સૌન્દર્ય અને મૃદુલતાનાં દેવી લક્ષ્મીજી પોતાનું નિવાસસ્થાન વૈકુંઠ છોડીને અહીં નિત્ય-નિરંતર નિવાસ કરવા લાગ્યાં છે, વ્રજની સેવા કરવા લાગ્યાં છે. પરંતુ પ્રિયતમ! જુઓ આ તમારી ગોપીઓ, જેમણે તમારા ચરણોમાં જ પોતાના પ્રાણ સમર્પિત કરી રાખ્યા છે, વન-વન ભટકતી તમને શોધી રહી છે. ॥ ૧ ॥ અમારા પ્રેમપૂર્ણ હૃદયના નાથ! અમે તમારી વિના મોલની દાસીઓ છીએ. શરદઋતુના સરોવરમાં સુંદર રીતે ખીલેલા શ્રેષ્ઠ કમળના ગર્ભની શોભાને

શરદુદાશયે સાધુજાતસત્-
સરસિજોદરશ્રીમુષા દૃશા ।

૧. તથા । ૨. રાસક્રીડાયાં ત્રિંશોઽધ્યાયઃ । ૩. ગોપિકા ।

સુરતનાથ તેઽશુલ્કદાસિકા
વરદ નિઘ્નતો નેહ કિં વધઃ ॥ ૨॥

વિષજલાપ્યયાદ્ વ્યાલરાક્ષસાદ્
વર્ષમારુતાદ્ વૈદ્યુતાનલાત્ ।
વૃષમયાત્મજાદ્ વિશ્વતોભયા-
દૃષભ તે વયં રક્ષિતા મુહુઃ ॥ ૩॥

ન ખલુ ગોપિકાનન્દનો ભવા-
નખિલદેહિનામન્તરાત્મદૃક્ ।
વિખનસાऽર્થિતો વિશ્વગુપ્તયે
સખ ઉદેયિવાન્ સાત્વતાં કુલે ॥ ૪॥

વિરચિતાભયં વૃષ્ણિધુર્ય તે
ચરણમીયુષાં સંસૃતેર્ભયાત્ ।
કરસરોરુહં કાન્ત કામદં
શિરસિ ધેહિ નઃ શ્રીકરગ્રહમ્ ॥ ૫॥

વ્રજજનાર્તિહન્[1] વીર યોષિતાં
નિજજનસ્મયધ્વંસનસ્મિત ।
ભજ સખે ભવત્કિઙ્કરીઃ સ્મ નો
જલરુહાનનં ચારુ દર્શય ॥ ૬॥

પ્રણતદેહિનાં પાપકર્શનં
તૃણચરાનુગં શ્રીનિકેતનમ્ ।
ફણિફણાર્પિતં તે પદામ્બુજં
કૃણુ કુચેષુ નઃ કૃન્ધિ હૃચ્છયમ્ ॥ ૭॥

મધુરયા ગિરા વલ્ગુવાક્યયા
બુધમનોજ્ઞયા પુષ્કરેક્ષણ ।
વિધિકરીરિમા વીર મુહ્યતી-
રધરસીધુનાऽऽપ્યાયયસ્વ નઃ ॥ ૮॥

હરી લેતાં નેત્રો વડે તમે અમને ઘાયલ કરી ચૂક્યા છો! અમારા મનોરથો પૂર્ણ કરનારા પ્રાણનાથ! શું નેત્રોથી હણવા એ વધ નથી? ॥ ૨ ॥ સર્વોત્કૃષ્ટ દેવ! યમુનાજીના ઝેરી જળથી, અજગરના રૂપમાં ગળી જવા માટે આવેલા અઘાસુરથી, ઇન્દ્રનો વૃષ્ટિપ્રકોપ, આંધી, વીજળી, દાવાનલ, વૃષભાસુર અને વ્યોમાસુર વગેરેથી અને જુદા-જુદા સમયે તમામ પ્રકારનાં સંકટોથી તમે વારંવાર અમારી રક્ષા કરી છે. ॥ ૩ ॥ તમે માત્ર યશોદાનંદન જ નથી, સમસ્ત શરીરધારીઓના હૃદયમાં રહેનારા તેમના સાક્ષી છો, અંતર્યામી છો. સખા! બ્રહ્માજીની પ્રાર્થનાથી વિશ્વની રક્ષા કરવા માટે તમે યદુવંશમાં અવતાર લીધો છે. ॥ ૪ ॥

પોતાના પ્રેમીઓની અભિલાષા પૂરી કરનારાઓમાં અગ્રેસર યદુવંશશિરોમણિ! જે લોકો જન્મ-મૃત્યુરૂપી સંસારના ચકરાવાથી ડરીને તમારા ચરણોનું શરણ ગ્રહણ કરે છે, તેમને તમારાં કરકમલ પોતાની છત્રછાયામાં રાખીને અભય કરી દે છે. અમારા પ્રિયતમ! બધાની લાલસા, અભિલાષા પૂરી કરનારા તે જ કરમલ, જેનાથી તમે લક્ષ્મીજીનો હાથ પકડ્યો છે, અમારા મસ્તક પર પધરાવો. ॥ ૫ ॥ વ્રજવાસીઓના દુઃખ દૂર કરનારા વીરશિરોમણિ શ્યામસુંદર! વ્રજજનોની વ્યથાને હરનારા, ભક્તજનોના ગર્વને મન્દસ્મિતથી ચૂર્ણ કરનારા અમારા પ્રિય સખા! અમારાથી રિસાઓ નહીં, પ્રેમ કરો, અમે તો તમારી દાસીઓ છીએ, તમારા ચરણો પર ન્યોછાવર છીએ. અમ અબલાઓને પોતાના પરમ સુંદર મુખકમળનાં દર્શન આપો. ॥ ૬ ॥ તમારાં ચરણકમળ શરણાગત પ્રાણીઓનાં તમામ પાપોને નષ્ટ કરી દે છે. તે સમસ્ત સૌન્દર્ય, માધુર્યની ખાણ છે અને સ્વયં લક્ષ્મીજી તેમની સેવા કરે છે. તમે તે ચરણોથી અમારાં વાછડાંની પાછળ-પાછળ ચાલો છો અને તમે તે ચરણોને અમારા માટે કાલિયનાગના મસ્તક ઉપર મૂકતાં પણ સંકોચ કર્યો નહીં. અમારું હૃદય તમારા વિરહાગ્નિથી બળી રહ્યું છે અને તમને મળવાની આકાંક્ષા અમને પજવી રહી છે. તમે તમારા તે જ ચરણ અમારા વક્ષઃસ્થળ પર પધરાવીને અમારા હૃદયની બળતરાને શાંત કરો. ॥ ૭ ॥ કમલનયન! તમારી વાણી કેટલી મધુર છે! તેનો એક-એક શબ્દ, એક-એક અક્ષર, અતિ મધુર, અતિ મધુર છે. તે મોટા-મોટા વિદ્વાનોને પણ મુગ્ધ કરે છે, તેના પર તેઓ પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દે છે. તમારી તે જ વાણીનું રસાસ્વાદન કરીને તમારી આજ્ઞાંકિત દાસી ગોપીઓ મોહિત થઈ ગઈ છે. દાનવીર! હવે તમે દિવ્ય અમૃતથી પણ મધુર અધરામૃતનું પાન કરાવીને અમને જીવન-દાન આપો અમને તેનાથી અમને રસતરબોળ કરી દો. ॥ ૮ ॥

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોક નથી.

તવ કથામૃતં તપ્તજીવનં
કવિભિરીડિતં કલ્મષાપહમ્ ।
શ્રવણમઙ્ગલં શ્રીમદાતતં
ભુવિ ગૃણન્તિ તે ભૂરિદા જનાઃ ॥૯॥

પ્રહસિતં પ્રિય પ્રેમવીક્ષણં[1]
વિહરણં ચ તે ધ્યાનમઙ્ગલમ્ ।
રહસિ સંવિદો યા હૃદિસ્પૃશઃ
કુહક નો મનઃ ક્ષોભયન્તિ હિ ॥૧૦॥

ચલસિ યદ્ વ્રજાચ્ચારયન્ પશૂન્
નલિનસુન્દરં નાથ તે પદમ્ ।
શિલતૃણાઙ્કુરૈઃ સીદતીતિ નઃ
કલિલતાં મનઃ કાન્ત ગચ્છતિ ॥૧૧॥

દિનપરિક્ષયે નીલકુન્તલૈ-
ર્વનરુહાનનં બિભ્રદાવૃતમ્ ।
ઘનરજસ્વલં દર્શયન્ મુહુ-
ર્મનસિ નઃ સ્મરં વીર યચ્છસિ ॥૧૨॥

પ્રણતકામદં પદ્મજાર્ચિતં
ધરણિમણ્ડનં ધ્યેયમાપદિ ।
ચરણપઙ્કજં શન્તમં ચ તે
રમણ નઃ સ્તનેષ્વર્પયાધિહન્ ॥૧૩॥

સુરતવર્ધનં શોકનાશનં
સ્વરિતવેણુના સુષ્ઠુ ચુમ્બિતમ્ ।
ઈતરરાગવિસ્મારણં નૃણાં
વિતર વીર નસ્તેઽધરામૃતમ્ ॥૧૪॥

અટતિ યદ્ ભવાનહ્નિ કાનનં
ત્રુટિર્યુગાયતે ત્વામપશ્યતામ્ ।
કુટિલકુન્તલં શ્રીમુખં ચ તે
જડ ઉદીક્ષતાં પક્ષ્મકૃદ્ દૃશામ્ ॥૧૫॥

પ્રભુ! તમારી લીલાકથા પણ અમૃતસ્વરૂપ છે. વિરહથી વ્યથિત થયેલા લોકો માટે તો તે જીવન-સર્વસ્વ છે. મોટા-મોટા જ્ઞાની મહાત્માઓ – ભક્ત કવિઓએ તેનું ગાન કર્યું છે, તે બધાં પાપ-તાપને હરવાવાળી છે, સાથે સાથે તેના શ્રવણમાત્રથી મંગલ–પરમ કલ્યાણનું દાન પણ કરનારી છે. તે પરમ સુંદર, પરમ મધુર, અને બહુ વિસ્તૃત પણ છે. જે તમારી તે લીલા-કથાનું ગાન કરે છે, વાસ્તવમાં પૃથ્વીલોકમાં તે જ સૌથી મોટા દાતા છે. ॥ ૯ ॥ વહાલા! એક દિવસ એ હતો, જ્યારે તમારું પ્રેમભર્યું હાસ્ય અને ચિતવન તથા તમારી જુદી જુદી ક્રીડાઓનું ધ્યાન કરીને અમે આનંદમગ્ન થઈ જતી હતી. તે લીલાઓનું ધ્યાન પણ પરમ મંગલદાયક છે, પછી તમે મળ્યા. હૃદયને સ્પર્શી જનારી તમારી હાસ્યરસ યુક્ત વાતો કરી. હે કપટી! હવે એ બધી વાતો યાદ આવતાં અમારા મનને ક્ષુબ્ધ કરી દે છે. ॥ ૧૦ ॥

અમારા પ્રિય સ્વામી! તમારા ચરણ કમળથી પણ કોમળ અને સુંદર છે. જ્યારે તમે ગાયો ચરાવવા વ્રજમાંથી નીકળો છો ત્યારે તમારા યુગલચરણમાં કાંકરા, કુશ-કાંટા વાગી જવાથી કષ્ટ થતું હશે. એવા વિચારથી અમારું મન બેચેન થઈ જાય છે, અમને ભારે દુઃખ થાય છે. ॥ ૧૧ ॥ દિવસ ઢળ્યે જ્યારે તમે વનમાંથી ઘેર આવો છો ત્યારે અમે જોઈએ છીએ કે કાળા વાંકડિયા કેશથી છવાયેલા તમારા સુંદર મુખકમલ પર પુષ્કળ ગોરજ ઊડેલી હોય છે ત્યારે તમારું સુંદરતમ તે મુખકમલ અમને દેખાડીને અમારા હૃદયમાં મિલનની આકાંક્ષા—પ્રેમ ઉત્પન્ન કરો છો. ॥ ૧૨ ॥ પ્રિયતમ! એકમાત્ર તમે જ અમારાં બધાં દુઃખોને હરવાવાળા છો. તમારાં ચરણકમળ શરણાગત ભક્તોની સઘળી અભિલાષાને પૂરી કરવાવાળા છે. સ્વયં લક્ષ્મીજી તે ચરણોની સેવા કરે છે અને પૃથ્વીના તો તે ભૂષણ જ છે. આપત્તિ-સમયે એકમાત્ર તેમનું ચિંતન કરવું ઉચિત છે, જેથી તમામ આપત્તિઓ નષ્ટ થઈ જાય છે. કુંજવિહારી! તમે તમારાં તે કલ્યાણસ્વરૂપ ચરણકમળ અમારા વક્ષઃસ્થળ પર પધરાવીને અમારા હૃદયની વ્યથાને દૂર કરો. ॥ ૧૩ ॥ વીરશિરોમણિ! તમારું અધરામૃત મળવાની આકાંક્ષાને વધારનારું છે. તે વિરહજન્ય સમસ્ત શોક-સંતાપને હરી લે છે. સ્વરસંગીત ઉત્પન્ન કરતી વેણુ તેનું પાન કરે છે. મનુષ્યોની બીજી સર્વ ઇચ્છાઓને ભુલાવી દેનારા આપના તે અધરામૃતનું અમને પાન કરાવો. ॥ ૧૪ ॥ વહાલા! દિવસે જ્યારે તમે વનમાં વિહાર કરવા ચાલ્યા જાઓ છો ત્યારે તમને જોયા વિના અમારા માટે એક ક્ષણ યુગ જેવો થઈ જાય છે અને જ્યારે તમે સાંજે પાછા આવો છો ત્યારે વાંકડિયા કેશથી છવાયેલું તમારું પરમ સુંદર મુખ અમે જોઈએ છીએ. ત્યારે અમને અમારાં નેત્રોની પાંપણો

[1] પ્રેમવીક્ષિતં વિરહિણાં ચ ।

પતિસુતાન્વયભ્રાતૃબાન્ધવા-
નતિવિલઙ્ઘ્ય તેઽન્ત્યચ્યુતાગતાઃ ।
ગતિવિદસ્તવોદ્‌ગીતમોહિતાઃ
કિતવ યોષિતઃ કસ્ત્યજેન્નિશિ ॥ ૧૬॥

વચ્ચે નડે છે. તેથી એવું લાગે છે કે અમારાં નેત્રોની પાંપણો ઉત્પન્ન કરનાર બ્રહ્મા ખરેખર મૂર્ખ છે. ॥ ૧૫ ॥ પ્રિય શ્યામસુંદર! અમે અમારા પતિ-પુત્ર-ભાઈ-બંધુ અને કુલ-પરિવાર છોડીને, તેમની ઇચ્છા અને આજ્ઞાનું ઉલ્લંઘન કરી તમારી પાસે આવી છીએ. અમે તમારી બધી રમત જાણીએ છીએ, અને તમારા મધુર ગીતથી મોહિત છીએ તે તમે જાણો છો. છતાં હે કપટી! આ રીતે રાત્રિના સમયે તમારી સાથે જ પ્રેમ કરનારી એવી અમ યુવતીઓનો તમારા વિના કોણ ત્યાગ કરી શકે? ॥ ૧૬ ॥ પ્યારા કૃષ્ણ! તમારી ચેષ્ટાઓ, તેના કારણે તમને મળવાની અમારી કામના, તમારું મંદ હાસ્ય, પ્રેમભરી દૃષ્ટિ અને લક્ષ્મીના નિવાસરૂપ તમારું વિશાળ વક્ષઃસ્થળ – આ બધું જોઈને અમારી સ્પૃહા અત્યંત વધી રહી છે અને વારંવાર અમારું મન મુગ્ધ થઈ રહ્યું છે. ॥ ૧૭ ॥ અરે કૃષ્ણ! તમારું પ્રાકટ્ય વ્રજવાસીઓ તથા વનવાસીઓનાં સર્વ દુઃખોનો નાશ કરવા માટે અને સઘળા વિશ્વનું મંગલ કરવા માટે છે. અમારું હૃદય તમારા પ્રતિ પ્રેમથી ભરાઈ રહ્યું છે. કંઈક થોડી એવી ઔષધિ આપો, જે તમારા નિજજનોના હૃદયરોગનો સર્વથા નાશ કરી દે. ॥ ૧૮ ॥ કમળથી પણ કોમળ તમારા ચરણ છે, તેમને અમે અમારા કઠોર વક્ષઃસ્થળ પર પણ બીતાં બીતાં ધીરેથી પધરાવીએ છીએ કે જેથી તમને પીડા ન થાય! તે જ ચરણોથી તમે રાત્રિના સમયે ઘોર જંગલમાં છાના-છાના ભટકી રહ્યા છો! શું કાંકરા-કાંટાથી તમારા ચરણોને પીડા નહીં થતી હોય? અમને તો આવો વિચાર કરતાં જ ચક્કર આવી જાય છે, અચેત થઈ જઈએ છીએ. હે કૃષ્ણ! હે શ્યામસુંદર! હે પ્રાણનાથ! અમારું જીવન આપના માટે છે, અમે માત્ર તમારા માટે જીવી રહી છીએ. અમે તમારી છીએ. ॥ ૧૯ ॥

રહસિ સંવિદં હૃચ્છયોદયં
પ્રહસિતાનનં પ્રેમવીક્ષણમ્ ।
બૃહદુરઃ શ્રિયો વીક્ષ્ય ધામ[1] તે
મુહુરતિસ્પૃહા[2] મુહ્યતે મનઃ ॥ ૧૭॥

વ્રજવનૌકસાં વ્યક્તિરઙ્ગ તે
વૃજિનહન્ત્ર્યલં વિશ્વમઙ્ગલમ્ ।
ત્યજ મનાક્ ચ નસ્ત્વત્સ્પૃહાત્મનાં
સ્વજનહૃદ્‌રુજાં યન્નિષૂદનમ્ ॥ ૧૮॥

યત્તે સુજાતચરણામ્બુરુહં સ્તનેષુ
ભીતાઃ શનૈઃ પ્રિય દધીમહિ કર્કશેષુ ।
તેનાટવીમટસિ તદ્ વ્યથતે ન કિંસ્વિત્
કૂર્પાદિભિર્ભ્રમતિ ધીર્ભવદાયુષાં નઃ ॥ ૧૯॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે રાસક્રીડાયાં[3] ગોપીગીતં નામૈકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત રાસક્રીડામાંનું ગોપીગીત નામનો એકત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ૧૦ બત્રીસમો અધ્યાય

## ભગવાનનું પ્રગટ થવું અને ગોપીઓને સાન્ત્વના આપવી

*શ્રીશુક ઉવાચ*[4]

ઇતિ ગોપ્યઃ પ્રગાયન્ત્યઃ પ્રલપન્ત્યશ્ચ ચિત્રધા ।
રુરુદુઃ સુસ્વરં રાજન્ કૃષ્ણદર્શનલાલસાઃ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાનની પ્રિય ગોપીઓ વિરહના આવેશમાં આ પ્રમાણે જાત-જાતના ગીત-પ્રલાપ કરવા લાગી. પોતાના પ્રિય કૃષ્ણનાં દર્શનની લાલસાથી તે પોતાને રોકી ન શકી, કરુણાજનક સુમધુર સ્વરથી પ્રલાપ કરતી

૧. વીર । ૨. મુહુરતિસ્પૃહં । ૩. રાસક્રીડાયામેકત્રિંશોઽધ્યાયઃ । ૪. બાદરાયણિરુવાચ ।

તાસામાવિરભૂચ્છૌરિઃસ્મયમાનમુખામ્બુજઃ ।
પીતામ્બરધરઃ સ્રગ્વી સાક્ષાન્મન્મથમન્મથઃ ॥ ૨॥

તં વિલોક્યાગતં પ્રેષ્ઠં પ્રીત્યુત્ફુલ્લદૃશોઽબલાઃ ।
ઉત્તસ્થુર્યુગપત્ સર્વાસ્તન્વઃ પ્રાણમિવાગતમ્ ॥ ૩॥

કાચિત્ કરામ્બુજં શૌરેર્જગૃહેઽઞ્જલિના મુદા ।
કાચિદ્ દધાર તદ્બાહુમંસે ચન્દનરૂષિતમ્ ॥ ૪॥

કાચિદઞ્જલિનાઽગૃહ્ણાત્તન્વી તામ્બૂલચર્વિતમ્ ।
એકા તદઙ્ઘ્રિકમલં સન્તમા સ્તનયોરધાત્ ॥ ૫॥

એકા ભ્રુકુટિમાબધ્ય પ્રેમસંરમ્ભવિહ્વલા ।
ઘ્નન્તીવૈક્ષત્ કટાક્ષેપૈઃ સન્દષ્ટદશનચ્છદા[1] ॥ ૬॥

અપરાઽનિમિષદ્દૃગ્ભ્યાં જુષાણા તન્મુખામ્બુજમ્ ।
આપીતમપિ નાતૃપ્યત્ સન્તસ્તચ્ચરણં યથા ॥ ૭॥

તં કાચિન્નેત્રરન્ધ્રેણ હૃદિકૃત્ય નિમીલ્ય ચ ।
પુલકાઙ્ગ્યુપગુહ્યાસ્તે યોગીવાનન્દસમ્પ્લુતા ॥ ૮॥

સર્વાસ્તાઃ કેશવાલોકપરમોત્સવનિર્વૃતાઃ ।
જહુર્વિરહજં તાપં પ્રાજ્ઞં પ્રાપ્ય યથા જનાઃ ॥ ૯॥

તાભિર્વિધૂતશોકાભિર્ભગવાનચ્યુતો વૃતઃ ।
વ્યરોચતાધિકં તાત પુરુષઃ શક્તિભિર્યથા ॥ ૧૦॥

તાઃ સમાદાય કાલિન્દ્યા નિર્વિશ્ય પુલિનં વિભુઃ ।
વિકસત્કુન્દમન્દારસુરભ્યનિલષટ્પદમ્ ॥ ૧૧॥

રડવા લાગી. ॥ ૧ ॥ બરાબર તે જ વખતે તેમની વચ્ચે ભગવાન શ્રીકૃષ્ણ પ્રગટ થઈ ગયા. તેમનું મુખકમળ મન્દ-મન્દ હાસ્યથી પ્રફુલ્લિત હતું. કંઠમાં સુંદર વનમાળા અને પીતાંબરથી શોભતું તેમનું આ જે રૂપ હતું તે સર્વના મનને મથી નાખનાર કામદેવના મનને પણ મોહ ઉપજાવતું હતું. ॥ ૨ ॥ કરોડો કામદેવોથી પણ સુંદર પરમ મનોહર પ્રાણવલ્લભ શ્યામસુંદરને પ્રગટ થયેલા જોઈને ગોપીઓનાં નેત્રો પ્રેમ અને આનંદથી નાચી ઊઠ્યાં. તે બધી જ એકી સાથે એ રીતે ઊભી થઈ ગઈ, જાણે પ્રાણહીન શરીરમાં દિવ્ય પ્રાણોનો સંચાર થઈ ગયો હોય, તેમના શરીરના એક-એક અંગમાં નવી ચેતના, નવી સ્ફૂર્તિ આવી ગઈ હોય. ॥ ૩ ॥ એક ગોપીએ બહુ જ આનંદથી શ્રીકૃષ્ણના કરકમલને પોતાના બન્ને હાથોમાં લઈ લીધો અને તે ધીરે ધીરે તેને પંપાળવા લાગી. બીજી ગોપીએ તેમના ચંદનચર્ચિત બાહુને પોતાના ખભા પર મૂકી દીધો. ॥ ૪ ॥ ત્રીજી ગોપીએ ભગવાનનું ચાવેલું પાન પોતાના હાથમાં લઈ લીધું. ચોથી ગોપી, જેના હૃદયમાં ભગવાનના વિરહથી ખૂબ બળતરા થઈ રહી હતી, બેસી ગઈ અને તેમનાં ચરણકમળને પોતાના વક્ષઃસ્થળ પર પધરાવી દીધા. ॥ ૫ ॥ પાંચમી ગોપી પ્રણય-કોપથી વિહ્વળ થઈને, ભ્રૂકુટિ ચઢાવીને, દાંતોથી હોઠ દબાવીને પોતાના કટાક્ષબાણોથી વીંધતી તેમના તરફ તાકવા લાગી. ॥ ૬ ॥ છઠ્ઠી ગોપી પોતાની આંખોની પાપણો પાડ્યા વિના તેમના મુખકમલના મકરન્દરસનું પાન કરવા લાગી. પરંતુ જેમ સંતપુરુષો ભગવાનના ચરણોનાં દર્શનથી ક્યારેય તૃપ્ત થતા નથી તે પ્રમાણે તે તેમની મુખ-માધુરીનું નિરંતર પાન કરતી રહેવા છતાં પણ તૃપ્ત થતી ન હતી. ॥ ૭ ॥ સાતમી ગોપી નેત્રોના માર્ગથી ભગવાનને પોતાના હૃદયમાં લઈ ગઈ અને પછી તેણે આંખો બંધ કરી દીધી. હવે મનથી જ ભગવાનનું આલિંગન કરવાથી તેનું શરીર રોમાંચિત થઈ ગયું, રોમે-રોમ નાચી ઊઠ્યાં અને તે સિદ્ધ યોગીઓની જેમ પરમાનંદમાં મગ્ન થઈ ગઈ. ॥ ૮ ॥ પરીક્ષિત! જેમ મુમુક્ષુજનો પરમ જ્ઞાની સંત પુરુષને પ્રાપ્ત કરીને સંસારની પીડાથી મુક્ત થઈ જાય છે, તે જ પ્રમાણે બધી ગોપીઓને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શનથી પરમ આનંદ અને પરમ ઉલ્લાસ પ્રાપ્ત થયો. તેઓ વિરહજન્ય તાપથી મુક્ત થઈને પરમ શાંતિને પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૯ ॥ પરીક્ષિત! આમ તો ભગવાન અચ્યુત અને એકરસ છે, તેમનું સૌન્દર્ય અને માધુર્ય નિરતિશય છે; છતાં પણ વિરહ-વ્યથાથી મુક્ત થયેલી ગોપીઓની વચ્ચે તેમની શોભા વિશેષરૂપે વધી ગઈ હતી. બરાબર એ રીતે કે જેમ પરમાત્મા આપણા નિત્ય જ્ઞાન, બળ વગેરે શક્તિઓ દ્વારા સેવવામાં આવતાં વિશેષ સુંદર લાગે છે. ॥ ૧૦ ॥

ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે તે વ્રજસુંદરીઓને સાથે લઈ યમુનાજીના પુલિનમાં પ્રવેશ કર્યો. તે સમયે ખીલેલાં મોગરા અને મંદારનાં પુષ્પોથી સુગંધિત અને શીતલ વાયુ પ્રસરી રહ્યો

[1] નિર્દષ્ટદશનચ્છદા ।

શરચ્ચન્દ્રાંશુસન્દોહધ્વસ્તદોષાતમઃ શિવમ્ ।
કૃષ્ણાયા હસ્તતરલાચિતકોમલવાલુકમ્[૧] ॥ ૧૨॥

તદ્દર્શનાહ્લાદવિધૂતહૃદ્રુજો
મનોરથાન્તં શ્રુતયો યથા યયુઃ ।
સ્વૈરુત્તરીયૈઃ કુચકુઙ્કુમાઙ્કિતૈ-
રચીક્લૃપન્નાસનમાત્મબન્ધવે ॥ ૧૩॥

તત્રોપવિષ્ટો ભગવાન્ સ ઈશ્વરો
યોગેશ્વરાન્તર્હૃદિ કલ્પિતાસનઃ ।
ચકાસ ગોપીપરિષદ્‌ગતોઽર્ચિત-
સ્ત્રૈલોક્યલક્ષ્મ્યેકપદં વપુર્દધત્ ॥ ૧૪॥

સભાજયિત્વા તમનઙ્ગદીપનં
સહાસલીલેક્ષણવિભ્રમભ્રુવા ।
સંસ્પર્શનેનાઙ્કકૃતાઙ્‌ઘ્રિહસ્તયોઃ
સંસ્તુત્ય ઈષત્કુપિતા બભાષિરે ॥ ૧૫॥

*ગોપ્ય ઊચુઃ*

ભજતોઽનુભજન્ત્યેક એક એતદ્વિપર્યયમ્ ।
નોભયાંશ્ચ ભજન્ત્યેક એતન્નો બ્રૂહિ સાધુ ભોઃ ॥ ૧૬॥

*શ્રીભગવાનુવાચ*

મિથો ભજન્તિ યે સખ્યઃ સ્વાર્થૈકાન્તોદ્યમા હિ તે ।
ન તત્ર સૌહૃદં ધર્મઃ સ્વાર્થાર્થં તદ્ધિ નાન્યથા ॥ ૧૭॥

હતો. અને તેની મહેકથી ચકચૂર થઈને ભમરા આમ-તેમ ઊડી રહ્યા હતા. ॥ ૧૧ ॥ શરદપૂર્ણિમાના ચન્દ્રમાની ચાંદની પોતાની નિરાળી છટા દેખાડી રહી હતી. તેને લીધે રાત્રિના અંધકારનું તો નામ-નિશાન ન હતું, ચારે કોર આનંદ-મંગલનું સામ્રાજ્ય છવાયેલું હતું. તે યમુનાતટ (પુલિન)ને યમુનાજીએ જ પોતાનાં તરંગોરૂપી કરકમળથી અતિ કોમળ વાલુકા (રેતી) પાથરીને જાણે મહારાસ માટે રંગમંચ તૈયાર કરી દીધો હતો. ॥ ૧૨ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શનથી ગોપીઓનાં હૃદયમાં પરમાનંદ પ્રગટ્યો. એટલું જ નહિ, તેમના હૃદયરોગનો બધો જ વ્યાધિ નિર્મૂળ થઈ ગયો. જેમ શ્રુતિઓ કર્મકાંડમાં પરમેશ્વરને ન જોતાં વિભિન્ન કામનાઓને લીધે અપૂર્ણ જેવી લાગે છે, પરંતુ તે જ શ્રુતિઓ જ્ઞાનકાંડમાં પરમેશ્વરનાં દર્શન કરી આનંદપૂર્ણ થઈ બધી કામનાઓને છોડી દે છે, તેમ ગોપીઓ પ્રથમ ભગવાનના સાન્નિધ્ય વિના શોકાતુર બની હતી અને પછી શ્રીકૃષ્ણનાં દર્શન કરીને પૂર્ણકામ થઈ ગઈ. ગોપીજનોએ હવે પોતાનાં વક્ષઃસ્થળ પરના કંકુ-કેસરવાળું ઉત્તરીય વસ્ત્ર, ભગવાનના આસન માટે બિછાવી દીધું. ॥ ૧૩ ॥ મોટા-મોટા યોગેશ્વરો પોતાની યોગસાધનાથી પવિત્ર બનાવેલા પોતાના હૃદયસિંહાસન પર સર્વશક્તિમાન ભગવાનને બેસાડી શકતા નથી, તે જ પરમાત્માને યમુનાજીની રેતીમાં પોતાના ઉત્તરીય વસ્ત્રના આસન પર ગોપીઓએ બેસાડી દીધા. હજાર-હજાર ગોપીઓની મધ્યમાં તેમના દ્વારા પૂજાયેલા શ્રીકૃષ્ણ ભગવાન અત્યંત શોભી રહ્યા હતા! પરીક્ષિત! ત્રણે લોકમાં — ત્રણે કાળમાં જેટલું પણ સૌન્દર્ય પ્રગટ થાય છે, તે તમામ સૌન્દર્યોના એકમાત્ર આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ છે. ॥ ૧૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના આ અલૌકિક સૌન્દર્ય દ્વારા ગોપીઓનાં પ્રેમ અને આકાંક્ષાઓને વધારે તીવ્ર બનાવી રહ્યા હતા. ગોપીઓએ હાસ્ય અને લીલાઓપૂર્ણ અવલોકન કરીને વિલાસ કરતી ભ્રુકુટિથી શ્રીકૃષ્ણનું સ્વાગત કર્યું. કોઈકે તેમનાં ચરણકમળને પોતાનાં ખોળામાં લઈ લીધાં તો કોઈએ તેમનાં કરકમલને. ભગવાનના સંસ્પર્શનો આનંદ લઈ રહેલી ગોપીઓ ક્યારેક બોલી ઊઠતી — કેટલા કોમળ છે, કેટલા મધુર છે! ત્યાર બાદ શ્રીકૃષ્ણના અંતર્ધાન થઈ જવાથી મનોમન થોડો અણગમો દેખાડીને તેમનાં મોઢેથી જ તેમનો દોષ સ્વીકારવા માટે તે કહેવા લાગી. ॥ ૧૫ ॥

ગોપીઓએ કહ્યું — હે નટનાગર! કેટલાક લોકો એવા હોય છે કે, જે પ્રેમ કરવાવાળા સાથે જ પ્રેમ કરે છે, અને કેટલાક પ્રેમ ન કરનારાઓ સાથે પણ પ્રેમ કરે છે. પરંતુ કેટલાક તો આ બન્નેમાંથી કોઈને પણ પ્રેમ નથી કરતા. હે પ્રિયતમ! અમને એ સ્પષ્ટ રીતે સમજાવો કે, આવું કેમ થાય છે? ॥ ૧૬ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — મારી પ્રિય સખીઓ! જે પ્રેમ કરનારને પ્રેમ કરે છે, તેમનો તો બધો પ્રયાસ સ્વાર્થ માટે જ છે.

૧. હસ્તતરલસિત૦ ।

ભજન્ત્યભજતો યે વૈ કરુણાઃ પિતરો યથા ।
ધર્મો નિરપવાદોઽત્ર સૌહૃદં ચ સુમધ્યમાઃ ॥ ૧૮॥

ભજતોઽપિ ન વૈ કેચિદ્ ભજન્ત્યભજતઃ કુતઃ ।
આત્મારામા હ્યાપ્તકામા અકૃતજ્ઞા ગુરુદ્રુહઃ ॥ ૧૯॥

નાહં તુ સખ્યો ભજતોઽપિ જન્તૂન્
ભજામ્યમીષામનુવૃત્તિવૃત્તયે ।
યથાઽધનો લબ્ધધને વિનષ્ટે
તચ્ચિન્તયાન્યન્નિભૃતો ન વેદ ॥ ૨૦॥

એવં મદર્થોજ્ઝિતલોકવેદ-
સ્વાનાં હિ વો મય્યનુવૃત્તયેઽબલાઃ ।
મયા પરોક્ષં ભજતા તિરોહિતં
માઽસૂયિતું માઽર્હથ[1] તત્ પ્રિયં પ્રિયાઃ ॥ ૨૧॥

ન પારયેઽહં નિરવદ્યસંયુજાં
સ્વસાધુકૃત્યં વિબુધાયુષાપિ વઃ ।
યા માઽભજન્ દુર્જરગેહશૃઙ્ખલાઃ
સંવૃશ્ચ્ય તદ્ વઃ પ્રતિયાતુ સાધુના ॥ ૨૨॥

માત્ર લેણ-દેણ જ છે. ન તો તેમનામાં મિત્રતા છે અને ન ધર્મ. તેમનો પ્રેમ માત્ર સ્વાર્થ પૂરતો જ છે; આ સિવાય તેમનું કોઈ પ્રયોજન નથી. ॥ ૧૭ ॥ ગોપીઓ! જે લોકો પ્રેમ ન કરનાર સાથે પણ પ્રેમ કરે છે – જેમ કે સ્વભાવથી જ કરુણાશીલ સજ્જનો અને માતા-પિતા–તેમનું હૃદય સૌહાર્દથી, હિતકામનાઓથી ભરેલું રહે છે અને સાચું પૂછો તો, તેમના વ્યવહારમાં નિષ્કપટ સત્ય અને પૂર્ણ ધર્મ પણ છે. ॥ ૧૮ ॥ કેટલાક લોકો એવા હોય છે, જે પ્રેમ કરનારાઓ સાથે પણ પ્રેમ નથી કરતા, પ્રેમ ન કરવાવાળાઓનો તો તેમની સામે કોઈ પ્રશ્ન જ નથી. આવા લોકો ચાર પ્રકારના હોય છે. એક તો તે છે, જે પોતાના સ્વરૂપમાં જ મસ્ત રહે છે – જેમની દૃષ્ટિમાં ક્યારેય દ્વૈતભાવ જ નથી. બીજા તે છે, જેમનામાં દ્વૈતભાવ તો છે, પરંતુ જે કૃતકૃત્ય થઈ ચૂક્યા છે, તેમનું કોઈ પણની સાથે કોઈ પ્રયોજન હોતું નથી. ત્રીજા એવા છે કે, તે જાણતા જ નથી કે, અમારી સાથે કોણ પ્રેમ કરે છે; અને ચોથા પ્રકારના લોકો એવા હોય છે જે જાણીબૂજીને પોતાનું હિત કરનારા પરોપકારી ગુરુતુલ્ય લોકો સાથે પણ દ્વેષ કરે છે, તેમને પજવવા ઇચ્છે છે. ॥ ૧૯ ॥ ગોપીઓ! હું તો પ્રેમ કરનારાઓ સાથે પણ પ્રેમનો એવો વહેવાર નથી કરતો, જેવો કરવો જોઈએ. હું આવું માત્ર એટલા માટે કરું છું કે, તેમનું ચિત્ત વિશેષરૂપે મારામાં જોડાય, નિરંતર જોડાયેલું રહે. જેમ નિર્ધન માણસને ક્યારેક બહુ ધન મળી જાય અને પછી ચાલ્યું જાય, તો તેનું મન ચાલ્યા ગયેલા ધનના વિચારમાં જ ચોંટેલું રહે છે. તેથી હું પણ મળી-મળીને છુપાઈ જાઉં છું. ॥ ૨૦ ॥ ગોપીઓ! એમાં શંકા નથી કે, તમે લોકોએ મારા માટે લોકમર્યાદા, વેદમાર્ગ, અને પોતાનાં સગાં-સંબંધીઓને પણ છોડી દીધાં છે. આવી સ્થિતિમાં તમારી મનોવૃત્તિ બીજે ક્યાંય ન ચાલી જાય, પોતાના સૌન્દર્ય અને સુહાગની ચિંતા ન કરવા લાગે – મારામાં જ લાગેલી રહે, તેથી પરોક્ષરૂપે તમારી સાથે પ્રેમ કરતો હોવા છતાં હું છુપાઈ ગયો હતો. તેથી તમે મારા પ્રેમમાં દોષ ન જુઓ. તમે બધી મને પ્રિય છો અને હું તમને પ્રિય છું. ॥ ૨૧ ॥ મારી પ્રિય ગોપીઓ! તમે મારા માટે ઘર-પરિવારનાં તે બંધનો કાપી નાંખ્યાં છે, જે મોટા-મોટા યોગી-યતિ પણ કાપી શકતા નથી. મારી સાથેનું તમારું આ મિલન, આ આત્મસંયોગ બધી રીતે નિર્મળ અને બધી રીતે નિર્દોષ છે. જો હું અમર શરીરથી – અમર જીવનથી અનંતકાલ સુધી તમારા પ્રેમ, સેવા અને ત્યાગનો બદલો ચૂકવવા ચાહું તો પણ ચૂકવી શકું એમ નથી. હું જન્મોજન્મ તમારો ઋણી છું, તમે તમારા સૌમ્યભાવથી, પ્રેમથી મને ઉઋણ કરી શકો છો. પરંતુ હું તો તમારો ઋણી જ રહીશ. ॥ ૨૨ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે રાસક્રીડાયાં[2] ગોપીસાન્ત્વનં નામ દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૨ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત રાસક્રીડામાં ગોપીસાન્ત્વન નામનો બત્રીસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. નાર્હથ । ૨. રાસક્રીડાયાં ભગવદ્દર્શનં દ્વાત્રિંશોઽધ્યાયઃ ।

# તેત્રીસમો અધ્યાય

## મહારાસ

*શ્રીશુક ઉવાચ*[1]

ઇત્થં ભગવતો ગોપ્યઃ શ્રુત્વા વાચઃ સુપેશલાઃ ।
જહુર્વિરહજં[2] તાપં તદઙ્ગોપચિતાશિષઃ ॥ ૧॥

તત્રારભત ગોવિન્દો રાસક્રીડામનુવ્રતૈઃ ।
સ્ત્રીરત્નૈરન્વિતઃ પ્રીતૈરન્યોન્યાબદ્ધબાહુભિઃ ॥ ૨॥

રાસોત્સવઃ સમ્પ્રવૃત્તો ગોપીમણ્ડલમણ્ડિતઃ ।
યોગેશ્વરેણ કૃષ્ણેન તાસાં મધ્યે દ્વયોર્દ્વયોઃ ।
પ્રવિષ્ટેન ગૃહીતાનાં કણ્ઠે સ્વનિકટં સ્ત્રિયઃ ॥ ૩॥

યં મન્યેરન્ નભસ્તાવદ્ વિમાનશતસઙ્કુલમ્ ।
દિવૌકસાં સદારાણામૌત્સુક્યાપહૃતાત્મનામ્ ॥ ૪॥

તતો દુન્દુભયો નેદુર્નિપેતુઃ પુષ્પવૃષ્ટયઃ ।
જગુર્ગન્ધર્વપતયઃ સસ્ત્રીકાસ્તદ્યશોઽમલમ્ ॥ ૫॥

વલયાનાં નૂપુરાણાં કિઙ્કિણીનાં ચ યોષિતામ્ ।
સપ્રિયાણામભૂચ્છબ્દસ્તુમુલો રાસમણ્ડલે ॥ ૬॥

તત્રાતિશુશુભે તાભિર્ભગવાન્ દેવકીસુતઃ ।
મધ્યે મણીનાં હૈમાનાં મહામરકતો યથા ॥ ૭॥

પાદન્યાસૈર્ભુજવિધુતિભિઃ
સસ્મિતૈર્ભ્રૂવિલાસૈ-
ર્ભજ્યન્મધ્યૈશ્ચલકુચપટૈઃ
કુણ્ડલૈર્ગણ્ડલોલૈઃ ।
સ્વિદ્યન્મુખ્યઃ કબરરશના
ગ્રન્થયઃ કૃષ્ણવધ્વો
ગાયન્ત્યસ્તં તડિત ઇવ
તા મેઘચક્રે વિરેજુઃ ॥ ૮॥

**શ્રીશુકદેવજી કહે છે** — રાજન્! ગોપીઓ ભગવાનની આ પ્રમાણેની સુમધુર વાણી સાંભળીને, તેમનો જે વિરહજન્ય તાપ શેષ હતો, તેનાથી પણ મુક્ત થઈ ગઈ અને સૌન્દર્ય, માધુર્યનિધિ પ્રાણપ્રિયના અંગ-સંગથી કૃતાર્થ થઈ ગઈ. ॥ ૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણની પ્રેયસી અને સેવિકા ગોપીઓ એક-બીજાના બાહુઓમાં બાહુઓ નાંખીને ઊભી હતી. તે સ્ત્રી-રત્નોની સાથે યમુનાજીના પુલિન પર ભગવાને પોતાની રાસલીલાનો આરંભ કર્યો. ॥ ૨ ॥ સંપૂર્ણ યોગોના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ બે-બે ગોપીઓની મધ્યમાં પ્રગટ થઈ ગયા અને તેમના ગળામાં પોતાનો હાથ મૂકી દીધો. આ પ્રમાણે એક ગોપી અને એક કૃષ્ણ, આ ક્રમ હતો. બધી ગોપીઓ એવો અનુભવ કરતી હતી કે મારા કૃષ્ણ તો મારી પાસે જ છે. આ પ્રમાણે હજાર-હજાર ગોપીઓની વચ્ચે શોભાયમાન ભગવાન શ્રીકૃષ્ણનો દિવ્ય રાસોત્સવ શરૂ થયો. તે વખતે આકાશમાં સેંકડો વિમાનોની ભીડ હતી. બધા દેવતાઓ પોત-પોતાની પત્નીઓ સાથે ત્યાં આવ્યા હતા. રાસોત્સવના દર્શન કરવાની લાલસાની ઉત્સુકતાથી તેમનું મન તેમના વશમાં ન હતું. ॥ ૩-૪ ॥ સ્વર્ગની દિવ્ય દુન્દુભિઓ આપમેળે વાગવા લાગી. સ્વર્ગમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી. ગન્ધર્વો પોતાની પત્નીઓ સાથે ભગવાનના નિર્મળ યશનું ગાન કરવા લાગ્યા. ॥ ૫ ॥ રાસમંડળમાં બધી ગોપીઓ પોતાના પ્રિયતમ શ્યામસુંદર સાથે નૃત્ય કરવા લાગી. તેમના હાથનાં કંકણો, પગનાં ઝાંઝર અને કન્દોરાની નાની-નાની ઘૂઘરીઓ એક સાથે ઝણકી ઊઠી. ગોપીઓ અસંખ્ય હતી, તેથી તે મધુર ધ્વનિ પણ બહુ જોરથી થઈ રહ્યો હતો. ॥ ૬ ॥ યમુનાજીની રમણરેતી પર વ્રજસુંદરીઓની વચ્ચે ભગવાન શ્રીકૃષ્ણની અદ્‌ભુત શોભા હતી. એવું લાગતું હતું કે, જાણે અસંખ્ય પીળા-પીળા ચમકતા સુવર્ણ-મણિઓની મધ્યમાં જ્યોતિર્મય નીલમણિ ચમકી રહ્યો હોય. ॥ ૭ ॥ નૃત્ય વખતે ગોપીઓ જાત-જાતના ઠુમકા લઈને પગ ક્યારેક આગળ લઈ જતી અને ક્યારેક પાછળ હટાવી લેતી. ક્યારેક ચકરડાની જેમ ફરતી, ક્યારેક પોતાના હાથ ઉપાડી-ઉપાડીને પ્રગટ કરતી તો ક્યારેક વિભિન્ન પ્રકારના હાવ-ભાવ કરતી, ત્યારે તે આકાશમાં વીજળીઓની જેમ ચમકતી હતી. ક્યારેક બહુ કલાત્મક ઢંગથી હસતી. જ્યારે તે ભ્રૂકુટિના વિલાસો સાથે નાચતી ત્યારે તેમની પાતળી કમર એવી રીતે લચી પડતી કે જાણે તૂટી ગઈ હોય. નીચા નમવું, બેસવું, ઊઠવું અને ચાલવાની સ્ફૂર્તિને લીધે તેમનાં વક્ષઃસ્થળ હાલી રહ્યાં હતાં. તથા વસ્ત્રો ઊડતાં હતાં. કાનોનાં કુંડળો હાલતાં-હાલતાં ગાલો પર આવી જતાં હતાં. નૃત્યના પરિશ્રમથી તેમના મુખ

૧. બાદરાયણિરુવાચ । ૨. જહુર્વિરહસન્તાપં ।

ઉચ્ચૈર્જગુર્નૃત્યમાના રક્તકણ્ઠ્યો રતિપ્રિયાઃ ।
કૃષ્ણાભિમર્શમુદિતા યદ્ગીતેનેદમાવૃતમ્ ॥ ૯॥

કાચિત્ સમં મુકુન્દેન સ્વરજાતીરમિશ્રિતાઃ ।
ઉન્નિન્યે પૂજિતા તેન પ્રીયતા સાધુ સાધ્વિતિ ।
તદેવ ધ્રુવમુન્નિન્યે તસ્યૈ માનં ચ બહ્વદાત્ ॥ ૧૦॥

કાચિદ્ રાસપરિશ્રાન્તા પાર્શ્વસ્થસ્ય ગદાભૃતઃ ।
જગ્રાહ બાહુના સ્કન્ધં શ્લથદ્વલયમલ્લિકા ॥ ૧૧॥

તત્રૈકાંસગતં બાહું કૃષ્ણસ્યોત્પલસૌરભમ્ ।
ચન્દનાલિપ્તમાઘ્રાય હૃષ્ટરોમા ચુચુમ્બ હ ॥ ૧૨॥

કસ્યાશ્ચિન્નાટ્યવિક્ષિપ્તકુણ્ડલત્વિષમણ્ડિતમ્[1] ।
ગણ્ડં ગણ્ડે સન્દધત્યા અદાત્તામ્બૂલચર્વિતમ્ ॥ ૧૩॥

નૃત્યન્તી ગાયતી કાચિત્ કૂજન્નૂપુરમેખલા ।
પાર્શ્વસ્થાઽચ્યુતહસ્તાબ્જં શ્રાન્તાઽધાત્ સ્તનયોઃ શિવમ્ ॥ ૧૪॥

ગોપ્યો લબ્ધ્વાઽચ્યુતં કાન્તં શ્રિય એકાન્તવલ્લભમ્ ।
ગૃહીતકણ્ઠ્યસ્તદ્દોર્ભ્યાં ગાયન્ત્યસ્તં વિજહ્રિરે ॥ ૧૫॥

કર્ણોત્પલાલકવિટઙ્કકપોલઘર્મ-
વક્ત્રશ્રિયો વલયનૂપુરઘોષવાદ્યૈઃ[2] ।
ગોપ્યઃ સમં ભગવતા નનૃતુઃ સ્વકેશ-
સ્રસ્તસ્રજો ભ્રમરગાયકરાસગોષ્ઠ્યામ્ ॥ ૧૬॥

પર પસીનાનાં બિન્દુઓ ચમકતાં હતાં. કેશના અંબોડા ઢીલા થઈ ગયા હતા. કટિમેખલાનાં બંધનો ઢીલાં થઈ ગયાં હતાં. આ પ્રમાણે નટવર નંદલાલની પરમ પ્રેયસી ગોપીઓ તેમની સાથે નાચી-ગાઈ રહી હતી. પરીક્ષિત! તે વખતે એવું લાગતું હતું, જાણે અનેક શ્રીકૃષ્ણ કાળાં-કાળાં મેઘમંડળ છે અને તેમની વચ્ચે ગોરી-ગોરી ગોપીઓ વીજળીઓ છે. તેમની શોભા અપાર હતી. ॥ ૮ ॥ ગોપીઓનું જીવન ભગવાનનો પ્રેમ છે. તેઓ શ્રીકૃષ્ણને સ્પર્શ કરીને ઊંચા-ઊંચા સ્વરે ગાન કરી રહી હતી. શ્રીકૃષ્ણનો સંસ્પર્શ પ્રાપ્ત કરીને વધારે આનંદઘેલી બની ગઈ. તેમના રાગ-રાગિણીઓના ગુંજનથી આજે પણ આખું જગત ગુંજી રહ્યું છે. ॥ ૯ ॥ કોઈ ગોપી ભગવાન સાથે – તેમના સ્વરોમાં સૂર પુરાવીને ગાઈ રહી હતી. તે શ્રીકૃષ્ણના સ્વર કરતાં વધારે ઊંચા સ્વરથી રાગ આલાપવા લાગી. તેના વિલક્ષણ અને ઉત્તમ સ્વરને સાંભળીને ભગવાન બહુ જ પ્રસન્ન થયા અને વાહ, વાહ કહીને તેની પ્રશંસા કરવા લાગ્યા. તે જ રાગને એક બીજી સખીએ ધ્રુપદમાં ગાયો.... તેને પણ ભગવાને અભિનંદન આપ્યાં. ॥ ૧૦ ॥ એક ગોપી નૃત્ય કરતાં-કરતાં થાકી ગઈ. તેના હાથનાં કંકણ અને અંબોડાની વેણીનાં ફૂલ ખરવા લાગ્યાં. ત્યારે તેણે બાજુમાં જ ઊભેલા મુરલીમનોહર શ્યામસુંદરના ખભાને પોતાના હાથે જોરથી પકડી લીધો. ॥ ૧૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો એક હાથ બીજી ગોપીના ખભા પર મૂક્યો હતો. તે સ્વભાવથી તો કમળ જેવો સુગન્ધિત હતો જ, તેના પર બહુ જ સુગન્ધિત ચંદનનો લેપ પણ હતો, તેની સુગંધથી તે ગોપી રોમાંચિત થઈ ગઈ, તેનાં રોમે-રોમ ખીલી ઊઠ્યાં. તેણે તુરત જ તે શ્રીહસ્તને ચૂમી લીધો. ॥ ૧૨ ॥ એક ગોપી નૃત્ય કરી રહી હતી. નાચવાના કારણે તેનાં કુંડળ હાલી રહ્યાં હતાં, તેના તેજથી તેના ગાલ વધારે ચમકી રહ્યા હતા. તેણે પોતાના કપોલ (ગાલ)ને ભગવાનના ગાલ સાથે મિલાવી દીધા અને ભગવાને તેના મુખમાં પોતાનો પ્રસાદ તાંબૂલ આપી દીધું. ॥ ૧૩ ॥ કોઈ ગોપી નૂપુર અને કન્દોરાની ઘૂઘરીઓને ઝણકારતી રહીને નાચી ગાઈ રહી હતી. તે જ્યારે બહુ થાકી ગઈ ત્યારે તેણે પોતાની બાજુમાં જ ઊભેલા શ્યામસુંદરનાં શીતલ કરકમળોને પોતાનાં વક્ષઃસ્થળ પર પધરાવી દીધાં. ॥ ૧૪ ॥

પરીક્ષિત! ગોપીઓ લક્ષ્મીજી કરતાં પણ ભાગ્યશાળી બની રહી છે. લક્ષ્મીજીના પરમ પ્રિયતમ એકાંતવલ્લભ ભગવાન શ્રીકૃષ્ણને પોતાના પરમ પ્રિયતમના રૂપમાં પ્રાપ્ત કરીને ગોપીઓ ગાન કરતી રહીને તેમની સાથે વિહાર કરવા લાગી. ભગવાન શ્રીકૃષ્ણે તેમના ભુજપાશથી તેમને ગળેથી બાંધી રાખી હતી. ત્યારે ગોપીઓની શોભા અપૂર્વ હતી. ॥ ૧૫ ॥ તેમના કાનોમાં કમળનાં કુંડળો શોભી રહ્યાં હતાં. વાંકડિયા કેશની લટો કપોલો પર લટકી રહી હતી. પસીનાનાં બિન્દુઓ તેમના મુખના

૧. ત્મણ્ડિતે । ૨. ત્ઘોષનાદૈઃ ।

એવં પરિષ્વઙ્ગકરાભિમર્શ-
સ્નિગ્ધેક્ષણોદ્દામવિલાસહાસૈઃ ।
રેમે રમેશો વ્રજસુન્દરીભિ-
ર્યથાર્ભકઃ સ્વપ્રતિબિમ્બવિભ્રમઃ ॥ ૧૭॥

તદઙ્ગસઙ્ગપ્રમુદાકુલેન્દ્રિયાઃ
કેશાન્ દુકૂલં કુચપટ્ટિકાં વા ।
નાઞ્જઃ પ્રતિવ્યોઢુમલં વ્રજસ્ત્રિયો
વિસ્રસ્તમાલાભરણાઃ કુરૂદ્વહ ॥ ૧૮॥

કૃષ્ણવિક્રીડિતં વીક્ષ્ય મુમુહુઃ ખેચરસ્ત્રિયઃ ।
કામાર્દિતાઃ[1] શશાઙ્કશ્ચ સગણો વિસ્મિતોઽભવત્ ॥ ૧૯॥

કૃત્વા તાવન્તમાત્માનં યાવતીર્ગોપયોષિતઃ ।
રેમે સ ભગવાંસ્તાભિરાત્મારામોઽપિ લીલયા ॥ ૨૦॥

તાસામતિવિહારેણ[2] શ્રાન્તાનાં વદનાનિ સઃ ।
પ્રામૃજત્ કરુણઃ પ્રેમ્ણા શન્તમેનાઙ્ગ પાણિના ॥ ૨૧॥

ગોપ્યઃ સ્ફુરત્પુરટકુણ્ડલકુન્તલત્વિડ્-
ગણ્ડશ્રિયા સુધિતહાસનિરીક્ષણેન ।
માનં દધત્ય ઋષભસ્ય જગુઃ કૃતાનિ
પુણ્યાનિ તત્કરરુહસ્પર્શપ્રમોદાઃ ॥ ૨૨॥

તાભિર્યુતઃ શ્રમમપોહિતુમઙ્ગસઙ્ગ-
ઘૃષ્ટસ્રજઃ સ કુચકુઙ્કુમરઞ્જિતાયાઃ ।
ગન્ધર્વપાલિભિરનુદ્રુત આવિશદ્ વાઃ
શ્રાન્તો ગજીભિરિભરાડિવ ભિન્નસેતુઃ ॥ ૨૩॥

લાવણ્યને વધારતા હતા. તેઓ રાસમંડળમાં ભગવાન શ્રીકૃષ્ણ સાથે નૃત્ય કરી રહી હતી. તેમનાં કંકણ અને ઝાંઝરો ઝણકી રહ્યાં હતાં. ભમરાઓ તેમના તાલમાં પોતાનો સૂર પુરાવી ગાઈ રહ્યા હતા, તેમના અંબોડામાં ગૂંથેલી વેણીઓનાં પુષ્પો ખરી રહ્યાં હતાં. ॥ ૧૬ ॥ પરીક્ષિત! જેમ નાનો બાળક નિર્વિકાર ભાવે પોતાના પડછાયા સાથે રમે છે, તે જ પ્રમાણે રમાપતિ ભગવાન શ્રીકૃષ્ણ ક્યારેક ગોપીઓને પોતાના હૃદય સાથે લગાવે છે, ક્યારેક હાથથી તેમનો અંગ-સ્પર્શ કરતા, ક્યારેક પ્રેમભરી વાંકી દૃષ્ટિથી તેમના તરફ જોતા તો ક્યારેક લીલાપૂર્વક હાસ્ય કરતા. આ પ્રમાણે તેમણે વ્રજસુંદરીઓ સાથે ક્રીડા કરી, વિહાર કર્યો. ॥ ૧૭ ॥ પરીક્ષિત! ભગવાનનાં શ્રીઅંગોનો સંસ્પર્શ પ્રાપ્ત કરીને ગોપીઓની ઇન્દ્રિયો પ્રેમ અને આનંદથી વિહ્વળ થઈ ગઈ. નૃત્ય કરતાં કરતાં તેમના કેશ વિખેરાઈ ગયા. તેઓ પોતાનાં કેશ, વસ્ત્ર અને ચોળી વગેરેને પૂરી રીતે સાચવવામાં અસમર્થ બની ગઈ. ॥ ૧૮ ॥ ભગવાન શ્રીકૃષ્ણની આ રાસક્રીડા જોઈને સ્વર્ગની અપ્સરાઓ પણ મળવાની કામનાથી મોહિત થઈ ગઈ અને બધા જ તારાઓ અને નક્ષત્રો સાથે ચન્દ્રમા પણ ચકિત થઈ ગયા. ॥ ૧૯ ॥ પરીક્ષિત! જોકે ભગવાન આત્મારામ છે. તેમને પોતાના સિવાય બીજા કોઈની આવશ્યકતા નથી. છતાં તેમણે જેટલી ગોપીઓ હતી, તેટલાં જ રૂપ ધારણ કર્યાં અને સહજતાથી તેમની સાથે આ પ્રમાણે વિહાર કર્યો. ॥ ૨૦ ॥ જ્યારે ઘણા સમય સુધી નૃત્ય અને વિહાર કરવાને કારણે ગોપીઓ થાકી ગઈ ત્યારે કરુણાશીલ ભગવાન શ્રીકૃષ્ણે બહુ પ્રેમથી સ્વયં પોતાના સુખદ કરકમળ દ્વારા તેમનાં મુખ લૂછ્યાં. ॥ ૨૧ ॥ પરીક્ષિત! ભગવાનનાં કરકમળના સ્પર્શથી ગોપીઓને બહુ આનંદ થયો. તેમણે તેમના તે કપોલોનું સૌન્દર્ય, જેમના પર સોનાનાં કુંડળો ઝગમગી રહ્યાં હતાં અને સુંદર વાંકડિયા કેશની લટો લટકી રહી હતી, તથા તે પ્રેમયુક્ત દૃષ્ટિથી જે અમૃત કરતાં પણ મધુર હાસ્યથી ઉજ્જ્વળ બની રહી હતી તેનાથી ભગવાન શ્રીકૃષ્ણનું સન્માન કર્યું અને ભગવાનની પરમ પવિત્ર લીલાઓનું ગાન કરવા લાગી. ॥ ૨૨ ॥ પછી જેમ થાકેલો ગજરાજ નદીઓના કિનારા તોડતો હાથણીઓ સાથે જળમાં પ્રવેશ કરે તેમ ભગવાને પોતાનો શ્રમ દૂર કરવા માટે ગોપીઓ સાથે જલક્રીડા કરવાના ઉદ્દેશથી યમુનાજીના જળમાં પ્રવેશ કર્યો. તે વખતે ભગવાનની વનમાળા ગોપીઓના અંગ-સ્પર્શથી મસળાઈ ગઈ હતી અને ગોપીઓના વક્ષઃસ્થળના કેસરથી તે પણ રંગાઈ ગઈ હતી. તેની ચારે બાજુ ગુંજન કરતા ભમરાઓ તેમની પાછળ-પાછળ એ રીતે ચાલી રહ્યા હતા જાણે ગન્ધર્વરાજ તેમનો યશોગાન ગાતા-ગાતા તેમની પાછળ ચાલી

૧. કામાર્દિતઃ । ૨. તાસામિતિવિહારેણ ।

સોઽમ્ભસ્યલં યુવતિભિઃ પરિષિચ્યમાનઃ
　　પ્રેમ્ણેક્ષિતઃ પ્રહસતીભિરિતસ્તતોઽઙ્ગ ।
વૈમાનિકૈઃ　કુસુમવર્ષિભિરીડ્યમાનો
　　રેમે સ્વયં સ્વરતિરત્ર ગજેન્દ્રલીલઃ ॥ ૨૪॥

તતશ્ચ　કૃષ્ણોપવને　જલસ્થલ-
　　પ્રસૂનગન્ધાનિલજુષ્ટદિક્તટે　।
ચચાર　ભૃઙ્ગપ્રમદાગણાવૃતો
　　યથા મદચ્યુદ્ દ્વિરદઃ કરેણુભિઃ ॥ ૨૫॥

એવં　શશાઙ્કાંશુવિરાજિતા　નિશાઃ
　　સ　સત્યકામોઽનુરતાબલાગણઃ ।
સિષેવ　આત્મન્યવરુદ્ધસૌરતઃ
　　સર્વાઃ　શરત્કાવ્યકથારસાશ્રયાઃ ॥ ૨૬॥

રાજોવાચ[1]

સંસ્થાપનાય ધર્મસ્ય પ્રશમાયેતરસ્ય ચ ।
અવતીર્ણો હિ ભગવાનંશેન જગદીશ્વરઃ ॥ ૨૭॥

સ કથં ધર્મસેતૂનાં વક્તા કર્તાભિરક્ષિતા ।
પ્રતીપમાચરદ્ બ્રહ્મન્ પરદારાભિમર્શનમ્ ॥ ૨૮॥

આપ્તકામો યદુપતિઃ કૃતવાન્ વૈ જુગુપ્સિતમ્ ।
કિમભિપ્રાય એતં નઃ સંશયં છિન્ધિ સુવ્રત ॥ ૨૯॥

શ્રીશુક ઉવાચ

ધર્મવ્યતિક્રમો દૃષ્ટ ઈશ્વરાણાં ચ સાહસમ્ ।
તેજીયસાં ન દોષાય વહ્નેઃ સર્વભુજો યથા ॥ ૩૦॥

નૈતત્ સમાચરેજ્જાતુ મનસાપિ હ્યનીશ્વરઃ ।
વિનશ્યત્યાચરન્[2] મૌઢ્યાદ્યથા રુદ્રોઽબ્ધિજં વિષમ્ ॥ ૩૧॥

રહ્યા હોય. ॥ ૨૩ ॥ પરીક્ષિત! યમુનાજલમાં ગોપીઓ પ્રેમભરી દૃષ્ટિથી ભગવાન તરફ જોઈ-જોઈને હસી-હસીને તેમના પર ખૂબ જળ છાંટતી હતી. જળ ઉલેચી-ઉલેચીને તેમને ખૂબ નવડાવ્યા. વિમાનોમાં બેઠેલા દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરીને તેમની સ્તુતિ કરવા લાગ્યા. આ પ્રમાણે યમુનાજલમાં સ્વયં આત્મારામ ભગવાન શ્રીકૃષ્ણે ગજરાજની જેમ જલવિહાર કર્યો. ॥ ૨૪ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ વ્રજ-યુવતીઓ અને ભ્રમરવૃંદથી ઘેરાયેલા યમુના તટના ઉપવનમાં ગયા. તે અત્યંત રમણીય ઉપવન હતું. તેની ચારે બાજુ જલ અને સ્થળમાં અતિ સુંદર સુગન્ધિત પુષ્પો ખીલેલાં હતાં. તેમની સુગન્ધ લઈને મંદ-મંદ વાયુ વહી રહ્યો હતો. જેમ મદમસ્ત ગજરાજ હાથણીઓના ટોળા સાથે ઘૂસી રહ્યો હોય તેમ ભગવાન તેમાં વિચરવા લાગ્યા. ॥ ૨૫ ॥ પરીક્ષિત! શરદઋતુની તે રાત્રિ, જેમાં અનેક રાત્રિઓ એકત્રિત થઈ ગઈ હતી, બહુ જ રળિયામણી હતી. ચારે બાજુ ચન્દ્રમાની સુંદર ચાંદની પ્રસરી રહી હતી. કાવ્યોમાં શરદઋતુની જે રસાળ-સામગ્રીઓનું વર્ણન મળે છે, તે બધા જ પદાર્થોથી તે યુક્ત હતી. તેમાં ભગવાન શ્રીકૃષ્ણે પોતાની પ્રેયસી ગોપીઓની સાથે યમુનાતટ, યમુનાજી અને ઉપવનમાં વિહાર કર્યો. એ વાતનું સ્મરણ રહે કે, ભગવાન સત્યસંકલ્પ છે. આ બધી તેમના ચિન્મય સંકલ્પની ચિન્મયી લીલા છે. અને તેમણે આ લીલામાં કામભાવને, તેની ચેષ્ટાઓને તથા તેની ક્રિયાને બધી રીતે પોતાને આધીન કરી રાખી હતી, તેમને પોતાનામાં કેદ કરી રાખી હતી. ॥ ૨૬ ॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન! ભગવાન શ્રીકૃષ્ણ સંપૂર્ણ જગતના એકમાત્ર સ્વામી છે. તેમણે પોતાના અંશ બલરામજી સાથે પૂર્ણરૂપે અવતાર ગ્રહણ કર્યો છે. તેમના અવતારનો ઉદ્દેશ હતો ધર્મની સ્થાપના અને અધર્મનો નાશ. ॥ ૨૭ ॥ બ્રહ્મન્! તેઓ ધર્મની મર્યાદાના સ્થાપક, ઉપદેશક અને રક્ષક હતા. તો પછી તેમણે પોતે ધર્મથી વિપરીત પરસ્ત્રીઓનો સ્પર્શ કેમ કર્યો? ॥ ૨૮ ॥ હું માનું છું કે, ભગવાન શ્રીકૃષ્ણ પૂર્ણકામ હતા, તેમને કોઈ વસ્તુની કામના ન હતી, તેમ છતાં તેમણે શા અભિપ્રાયથી આવું નિન્દનીય કર્મ કર્યું? પરમ બ્રહ્મચારી મુનીશ્વર! આપ કૃપા કરીને મારો સંશય દૂર કરો. ॥ ૨૯ ॥

શ્રીશુકદેવજી કહે છે – સૂર્ય, અગ્નિ વગેરે ઈશ્વર ક્યારેક ક્યારેક ધર્મનું ઉલ્લંઘન અને સાહસનું કાર્ય કરતા જોવામાં આવે છે, પરંતુ તે કર્મોથી તે તેજસ્વી પુરુષોને કોઈ દોષ લાગતો નથી. જુઓ, અગ્નિ બધું ભક્ષણ કરે છે, પરંતુ તે પદાર્થોના દોષોથી તે લિપ્ત થતો નથી. ॥ ૩૦ ॥ જે લોકોમાં એવું સામર્થ્ય નથી, તેમણે મનથી પણ આવી વાત ક્યારેય

૧. પરીક્ષિદુવાચ । ૨. નશ્યત્યાશ્વાચરન્ ।

ઈશ્વરાણાં વચઃ સત્યં તથૈવાચરિતં ક્વચિત્ ।
તેષાં યત્ સ્વવચોયુક્તં બુદ્ધિમાંસ્તત્ સમાચરેત્ ॥ ૩૨॥

કુશલાચરિતેનૈષામિહ સ્વાર્થો ન વિદ્યતે ।
વિપર્યયેણ વાઽનર્થો નિરહઙ્કારિણાં પ્રભો ॥ ૩૩॥

કિમુતાખિલસત્ત્વાનાં તિર્યઙ્મર્ત્યદિવૌકસામ્ ।
ઈશિતુશ્ચેશિતવ્યાનાં કુશલાકુશલાન્વયઃ ॥ ૩૪॥

યત્પાદપઙ્કજપરાગનિષેવતૃપ્તા
યોગપ્રભાવવિધુતાખિલકર્મબન્ધાઃ ।
સ્વૈરં ચરન્તિ મુનયોઽપિ ન નહ્યમાના-
સ્તસ્યેચ્છયાઽઽત્તવપુષઃ કુત એવ બન્ધઃ ॥ ૩૫॥

ગોપીનાં તત્પતીનાં ચ સર્વેષામેવ[1] દેહિનામ્ ।
યોઽન્તશ્ચરતિ સોઽધ્યક્ષઃ ક્રીડનેનેહ દેહભાક્ ॥ ૩૬॥

અનુગ્રહાય ભૂતાનાં માનુષં દેહમાસ્થિતઃ ।
ભજતે તાદૃશીઃ ક્રીડા યાઃ શ્રુત્વા તત્પરો ભવેત્ ॥ ૩૭॥

નાસૂયન્ ખલુ કૃષ્ણાય મોહિતાસ્તસ્ય માયયા ।
મન્યમાનાઃ સ્વપાર્શ્વસ્થાન્ સ્વાન્ સ્વાન્ દારાન્ વ્રજૌકસઃ ॥ ૩૮॥

બ્રહ્મરાત્ર ઉપાવૃત્તે વાસુદેવાનુમોદિતાઃ ।
અનિચ્છન્ત્યો યયુર્ગોપ્યઃ સ્વગૃહાન્ ભગવત્પ્રિયાઃ[2] ॥ ૩૯॥

વિચારવી જોઈએ નહીં, શરીરથી કરવાની વાત તો બાજુ પર રહી. જો મૂર્ખતાવશ કોઈ આવું કામ કરી બેસે, તો તેનો નાશ થઈ જાય છે. ભગવાન શંકરે હળાહળ વિષ પી લીધું હતું, બીજો કોઈ પીએ તો તે બળીને ભસ્મ થઈ જશે. ॥ ૩૧ ॥ સમર્થ પુરુષોનાં વચન સત્ય હોય છે, (તેથી તેમનાં વચન પ્રમાણે વર્તવું) અને પોતાના અધિકાર પ્રમાણે આચરણ કરવું જોઈએ. તેમના આચરણનું અનુકરણ તો ક્વચિત કરવામાં આવે છે. તેથી બુદ્ધિમાન મનુષ્યે તેમનું જે આચરણ તેમના ઉપદેશને અનુકૂળ હોય, તેને જીવનમાં ઉતારવું જોઈએ. ॥ ૩૨ ॥ પરીક્ષિત! તે સામર્થ્યવાન પુરુષો અહંકાર-રહિત હોય છે, શુભ કર્મ કરવામાં તેમનો કોઈ સાંસારિક સ્વાર્થ હોતો નથી અને અશુભ કર્મ કરવામાં તેમને કોઈ અનર્થ (નુકસાન) થતો નથી. તેઓ સ્વાર્થ અને અનર્થથી પર હોય છે. ॥ ૩૩ ॥ જ્યારે આવા સમર્થોના માટે આવી વાત છે તો જે પશુ-પક્ષી, મનુષ્ય, દેવતા વગેરે સમસ્ત ચરાચર જીવોના એકમાત્ર પ્રભુ સર્વેશ્વર ભગવાન છે, તેમની સાથે પુણ્ય-પાપનો સંબંધ કઈ રીતે કલ્પી શકાય? ॥ ૩૪ ॥ જેમનાં ચરણકમળોની રજનું સેવન કરીને ભક્તજન તૃપ્ત થઈ જાય છે, જેમની સાથે યોગ પ્રાપ્ત કરીને યોગીઓ પોતાનાં તમામ કર્મબંધનો કાપી નાખે છે અને વિચારશીલ જ્ઞાનીઓ જેમના તત્ત્વનો વિચાર કરીને તત્સ્વરૂપ થઈ જાય છે તથા સમસ્ત કર્મબંધનોથી મુક્ત થઈને સ્વચ્છાએ વિચરે છે, તે જ ભગવાન પોતાના ભક્તોની ઇચ્છાથી પોતાનો ચિન્મય વિગ્રહ પ્રગટ કરે છે; ત્યારે ભલા, તેમનામાં કર્મબંધનની કલ્પના જ કઈ રીતે કરી શકાય? ॥ ૩૫ ॥ ગોપીઓના, તેમના પતિદેવોમાં અને સંપૂર્ણ શરીરધારીઓના અંતઃકરણમાં જે આત્મારૂપે બિરાજમાન છે, જે સર્વના સાક્ષી અને પરમપતિ છે, તે જ તો પોતાનો ચિન્મય વિગ્રહ પ્રગટ કરીને આ લીલા કરી રહ્યા છે. ॥ ૩૬ ॥ ભગવાન જીવો પર કૃપા કરવા માટે જ પોતાને મનુષ્યરૂપે પ્રગટ કરે છે અને આવી લીલાઓ કરે છે, જેને સાંભળીને જીવો ભગવત્પરાયણ થઈ જાય છે. ॥ ૩૭ ॥ વ્રજવાસી ગોપોએ ભગવાન શ્રીકૃષ્ણમાં સ્હેજ પણ દોષબુદ્ધિ કરી નથી. તેઓ ભગવાનની યોગમાયાથી મોહિત થઈને એવું સમજી રહ્યા હતા કે અમારી પત્નીઓ અમારી પાસે જ છે. ॥ ૩૮ ॥ બ્રહ્માની રાત્રિના જેવડી તે રાત્રિ વીતી ગઈ. બે ઘડી રાત્રિ બાકી રહી ત્યારે (બ્રહ્મમુહૂર્તમાં) પણ ગોપીઓની ઇચ્છા પોતાને ઘેર જવાની ન હતી, છતાં ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞાથી તે પોતપોતાને ઘેર ચાલી ગઈ. કેમકે, તેઓ પોતાની પ્રત્યેક ક્રિયા, પ્રત્યેક સંકલ્પથી માત્ર ભગવાનને જ પ્રસન્ન કરવા ઇચ્છતી હતી. ॥ ૩૯ ॥

૧. સર્વેષામપિ । ૨. ભગવત્પ્રિયઃ ।

વિક્રીડિતં વ્રજવધૂભિરિદં ચ વિષ્ણોઃ
શ્રદ્ધાન્વિતોઽનુશૃણુયાદથ વર્ણયેદ્ યઃ ।
ભક્તિં પરાં ભગવતિ પ્રતિલભ્ય કામં
હૃદ્રોગમાશ્વપહિનોત્યચિરેણ ધીરઃ ॥ ૪૦॥

પરીક્ષિત! જે ધીર પુરુષ વ્રજયુવતીઓની સાથે ભગવાન શ્રીકૃષ્ણના આ ચિન્મય રાસ-વિલાસનું શ્રદ્ધા સાથે વારંવાર શ્રવણ અને વર્ણન કરે છે, તેને ભગવાનના ચરણોમાં પરાભક્તિ પ્રાપ્ત થાય છે. અને તે બહુ જલદી પોતાના હૃદયરોગ – કામવિકારથી છુટકારો મેળવે છે. તેનો કામભાવ હંમેશને માટે નષ્ટ થઈ જાય છે.* ॥ ૪૦ ॥

==★==

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[૧] રાસક્રીડાવર્ણનં નામ ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૩ ॥**

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત રાસક્રીડાવર્ણન નામનો તેત્રીસમો અધ્યાય સમાપ્ત.**

==★==

૧. રાસક્રીડાયાં ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ।

* શ્રીમદ્ભાગવતમાં આ રાસલીલાના પાંચ અધ્યાય તેના પાંચ પ્રાણ માનવામાં આવે છે. ભગવાન શ્રીકૃષ્ણની પરમ અંતરંગ લીલા, નિજસ્વરૂપ જેવી જ ગોપીઓ અને આહ્‌લાદિની શક્તિ શ્રીરાધાજીની સાથે થતી ભગવાનની દિવ્યાતિદિવ્ય ક્રીડા, આ અધ્યાયોમાં કહેવામાં આવી છે. 'રાસ' શબ્દનું મૂળ રસ છે અને રસ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ જ છે – 'રસો વૈ સઃ'. જે દિવ્ય ક્રીડામાં એક જ રસ અનેક રસોના રૂપમાં થઈને અનંત-અનંત રસનું આસ્વાદન કરે; એક રસ જ રસ-સમૂહના રૂપમાં પ્રકટ થઈને સ્વયં જ આસ્વાદ્ય – આસ્વાદક, લીલા, ધામ અને વિભિન્ન આલંબન અને ઉદ્દીપનના રૂપમાં ક્રીડા કરે – તેનું નામ રાસ છે. ભગવાનની આ દિવ્ય લીલા ભગવાનના દિવ્ય ધામમાં દિવ્યરૂપે નિરંતર થયા કરે છે. આ ભગવાનની વિશેષ કૃપાથી પ્રેમી સાધકોના હિતાર્થે ક્યારેક-ક્યારેક પોતાના દિવ્યધામની સાથે જ પૃથ્વી પર પણ પ્રકટ થાય છે. જેને જોઈ, સાંભળી, અને ગાઈને તથા સ્મરણ-ચિંતન કરીને અધિકારી પુરુષો રસસ્વરૂપ ભગવાનની આ રસમયી લીલાનો આનંદ લઈ શકે અને સ્વયં પણ ભગવાનની લીલામાં સામેલ થઈને પોતાને કૃતાર્થ કરી શકે. આ પંચાધ્યાયીમાં વંશીધ્વનિ, શ્રીકૃષ્ણ સાથે ગોપીઓની વાતચીત, રમણ, શ્રીરાધાજી સાથે અંતર્ધાન, પુનઃ પ્રાગટ્ય, ગોપીઓ દ્વારા આપેલા વસ્ત્રના આસન પર બેસવું, ગોપીઓના પ્રશ્નોનો ઉત્તર, રાસનૃત્ય, ક્રીડા, જલક્રીડા અને વનવિહારનું વર્ણન છે. જે માનવી-ભાષામાં હોવા છતાં વસ્તુતઃ પરમ દિવ્ય છે.

સમયની સાથે જ મનુષ્યના વિચારો પણ બદલાય છે. ક્યારેક અંતર્દષ્ટિની પ્રધાનતા થઈ જાય છે તો ક્યારેક બહિર્દષ્ટિની. આજનો યુગ જ એવો છે, જેમાં ભગવાનની દિવ્ય લીલાઓની તો વાત જ શી, સ્વયં ભગવાનના અસ્તિત્વ પર જ વિશ્વાસ નથી. આવી સ્થિતિમાં આ દિવ્ય લીલાનું રહસ્ય ન સમજીને લોકો જાત-જાતની શંકાઓ કરે, તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી. આ લીલા અંતર્દષ્ટિથી અને ખાસ તો ભગવત્કૃપાથી જ સમજમાં આવે છે. જે ભાગ્યશાળી અને ભગવત્કૃપાપ્રાપ્ત મહાત્માઓએ આનો અનુભવ કર્યો છે, તે ધન્ય છે અને તેમની ચરણ-રજના પ્રતાપે જ ત્રિલોક ધન્ય છે. તેમની જ ઉક્તિઓનો આશ્રય લઈને અહીં રાસલીલાના સંબંધમાં યત્કિંચિત લખવાની ધૃષ્ટતા કરવામાં આવી રહી છે.

એ વાત પહેલાં જ સમજી લેવી જોઈએ કે, ભગવાનનું શરીર, જીવના શરીર જેવું જડ હોતું નથી. જડની સત્તા માત્ર જીવની દૃષ્ટિમાં હોય છે, ભગવાનની દૃષ્ટિમાં નહીં. આ દેહ છે અને આ દેહી છે, આ પ્રકારનો ભેદભાવ માત્ર પ્રકૃતિના રાજ્યમાં હોય છે. અપ્રાકૃત લોકમાં – જ્યાંની પ્રકૃતિ પણ ચિન્મય છે – બધું ચિન્મય જ હોય છે; ત્યાં અચિત્‌ની પ્રતીતિ તો માત્ર ચિદ્‌વિલાસ અથવા ભગવાનની લીલાની સિદ્ધિ માટે હોય છે. તેથી સ્થૂળતામાં – અથવા એમ કહો કે જડતામાં રહેનારું મસ્તિષ્ક જ્યારે ભગવાનની અપ્રાકૃત લીલાઓના સંબંધમાં વિચાર કરે છે, ત્યારે તે પોતાની પૂર્વ વાસનાઓ પ્રમાણે જડરાજ્યની ધારણાઓ, કલ્પનાઓ અને ક્રિયાઓનો જ આરોપ તે દિવ્યરાજ્યના વિષયમાં પણ કરે છે; તેથી દિવ્ય લીલાના રહસ્યને સમજવામાં અસમર્થ બની જાય છે. આ રાસ વસ્તુતઃ પરમ ઉજ્જ્વળ રસનો એક દિવ્ય પ્રકાશ છે. જડ જગતની વાત તો દૂર રહી, જ્ઞાનરૂપ અથવા વિજ્ઞાનરૂપ જગતમાં પણ આ પ્રગટ થતો નથી. વધારે શું કહેવું? સાક્ષાત્ ચિન્મય તત્ત્વમાં

પણ આ પરમ દિવ્ય ઉજ્જ્વળ રસના લેશનો આભાસ પણ જોવામાં આવતો નથી. આ પરમ રસનો દિવ્ય આનંદ તો પરમ ભાવમયી શ્રીકૃષ્ણપ્રેમસ્વરૂપા ગોપીજનોના મધુર હૃદયમાં જ થાય છે. આ રાસલીલાના યથાર્થ સ્વરૂપનો અને પરમ માધુર્યનો આસ્વાદ તેમને જ મળે છે, બીજા લોકો તો તેની કલ્પના પણ કરી શકતા નથી.

ભગવાન જેવી જ ગોપીઓ પણ પરમરસમયી અને સચ્ચિદાનંદમયી જ છે. સાધનાની દૃષ્ટિથી પણ તેમણે માત્ર જડ શરીરનો જ ત્યાગ કરી દીધો નથી, બલકે સૂક્ષ્મશરીરથી પ્રાપ્ત થવાવાળા સ્વર્ગ, કૈવલ્યથી અનુભવાતું મોક્ષ – બીજું તો શું, જડતાની દૃષ્ટિનો જ ત્યાગ કરી દીધો છે. તેમની દૃષ્ટિમાં માત્ર સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ છે, તેમના હૃદયમાં શ્રીકૃષ્ણને તૃપ્ત કરનારું પ્રેમામૃત છે. તેમની આ અલૌકિક સ્થિતિમાં સ્થૂળશરીર, તેની સ્મૃતિ અને તેના સંબંધથી થવાવાળા અંગ-સંગની કલ્પના કોઈ પણ રીતે કરી શકાય એમ નથી. આવી કલ્પના તો માત્ર દેહાત્મબુદ્ધિથી ગ્રસ્ત જીવોની હોય છે. જેમણે ગોપીઓને જાણી છે, તેમણે ગોપીઓની ચરણ-રજ પ્રાપ્ત કરીને પોતાને ધન્ય માન્યા છે. બ્રહ્માજી, શંકર ભગવાન, પરમજ્ઞાની ઉદ્ધવજી અને અર્જુને ગોપીઓની ઉપાસના કરીને ભગવાનના ચરણોમાં તેવા પ્રેમનું વરદાન પ્રાપ્ત કર્યું છે, અથવા પ્રાપ્ત કરવાની અભિલાષા કરી છે. તે ગોપીઓના દિવ્ય ભાવને સાધારણ સ્ત્રી-પુરુષના ભાવ જેવો માનવો એ ગોપીઓ, ભગવાન અને ખરેખર તો સત્ય પ્રતિ મહાન અન્યાય કરવાનો અપરાધ છે. આ અપરાધથી બચવા માટે ભગવાનની દિવ્ય લીલાઓનો વિચાર કરતી વેળા તેમની અપ્રાકૃત દિવ્યતાનું સ્મરણ રાખવું બહુ જરૂરી છે.

ભગવાનનું ચિદાનંદઘન શરીર દિવ્ય છે. તેઓ અજન્મા અને અવિનાશી છે, અપ્રાકૃત છે. તેઓ નિત્ય સનાતન શુદ્ધ ભગવત્સ્વરૂપ જ છે. એ જ પ્રમાણે ગોપીઓ દિવ્ય જગતની ભગવાનની સ્વરૂપભૂતા અંતરંગ શક્તિઓ છે. આ બન્નેનો સંબંધ પણ દિવ્ય જ છે. આ ઉચ્ચતમ ભાવરાજ્યની લીલા સ્થૂળ શરીર અને સ્થૂળ મનથી પર છે. આવરણભંગ પછી અર્થાત્ ચીરહરણ કરીને જ્યારે ભગવાન સ્વીકૃતિ આપે છે ત્યારે આમાં પ્રવેશ થાય છે.

પ્રાકૃત દેહનું નિર્માણ થાય છે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ – આ ત્રણ દેહોના સંયોગથી. જ્યાં સુધી 'કારણશરીર' રહે છે, ત્યાં સુધી આ પ્રાકૃત-દેહથી જીવને છુટકારો મળતો નથી. 'કારણશરીર' પૂર્વકૃત કર્મોના તે સંસ્કારોને કહે છે જે શરીર-નિર્માણમાં કારણ હોય છે. આ 'કારણશરીર'ના આધારે જીવને વારંવાર જન્મ-મૃત્યુના ચકરાવામાં પડવું પડે છે. અને આ ચક્ર જીવની મુક્તિ ન થાય ત્યાં સુધી અથવા 'કારણ'નો સર્વથા અભાવ ન થાય ત્યાં સુધી ચાલતું જ રહે છે. આ જ કર્મબંધનોને લીધે પાંચભૌતિક સ્થૂળ શરીર મળે છે – જે રક્ત, માંસ, અસ્થિ વગેરેથી ભરેલું અને ચામડીથી ઢંકાયેલું હોય છે.

ભગવાન શ્રીકૃષ્ણનું ભગવત્સ્વરૂપ શરીર તો ચિદાનંદમય છે. તેમાં દેહ-દેહી, ગુણ-ગુણી, રૂપ-રૂપી, નામ-નામી અને લીલાપુરુષોત્તમનો ભેદ નથી. શ્રીકૃષ્ણનું એક એક અંગ પૂર્ણ શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણનું મુખમંડલ જેમ પૂર્ણ શ્રીકૃષ્ણ છે, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણના પદનખ પણ પૂર્ણ શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણની બધી ઇન્દ્રિયોથી બધાં કામ થઈ શકે છે. તેમના કાન જોઈ શકે છે, તેમની આંખો સાંભળી શકે છે, તેમની નાસિકા સ્પર્શ કરી શકે છે, તેમની રસના સૂંઘી શકે છે, તેમની ત્વચા સ્વાદ લઈ શકે છે. તેઓ હાથોથી જોઈ શકે છે, આંખોથી ચાલી શકે છે. શ્રીકૃષ્ણનું બધું જ શ્રીકૃષ્ણ હોવાને કારણે તે સર્વથા પૂર્ણતમ છે. તેનાથી તેમની રૂપમાધુરી નિત્યવર્દ્ધનશીલ, નિત્યનવીન સૌન્દર્યમયી છે. તેમાં એવો ચમત્કાર છે કે, તે સ્વયં પોતાને જ આકર્ષિત કરી લે છે. પછી તેમના સૌન્દર્ય-માધુર્યથી ગાયો-હરણાઓ અને વૃક્ષ-લતાઓ પુલકિત થઈ જાય તેમાં તો કહેવાનું જ શું?

ભગવાનને ઉપનિષદમાં 'અખંડ બ્રહ્મચારી' કહેવામાં આવ્યા છે. અને એથી જ ભાગવતમાં તેમના માટે 'અવરુદ્ધસૌરત' વગેરે શબ્દો આવ્યા છે. પછી કોઈ શંકા કરે કે, તેમની સોળહજાર એક સો આઠ રાણીઓના આટલા પુત્રો કઈ રીતે થયા, તો એનો સીધો જવાબ એ જ છે કે આ બધી ભાગવતી સૃષ્ટિ હતી, ભગવાનના સંકલ્પથી થઈ હતી. ભગવાનના શરીરમાં

જે રક્ત-માંસ વગેરે દેખાય છે તે તો ભગવાનની યોગમાયાનો ચમત્કાર છે. આ વિવેચનથી પણ એ જ સિદ્ધ થાય છે કે, ગોપીઓની સાથે ભગવાન શ્રીકૃષ્ણનું જે રમણ થયું તે સર્વથા દિવ્ય ભગવત્-રાજ્યની લીલા છે, લૌકિક નથી.

× × × × × ×

ભગવાનની વાંસળી જડને ચેતન, ચેતનને જડ, ચલને અચલ અને અચલને ચલ, વિક્ષિપ્તને સમાધિસ્થ અને સમાધિસ્થને વિક્ષિપ્ત બનાવતી રહે છે. ભગવાનનું પ્રેમ-દાન પ્રાપ્ત કરીને ગોપીઓ નિઃસંકલ્પ, નિશ્ચિંત થઈને ઘરના કામમાં લાગેલી હતી. કોઈ ગુરુજનોની સેવા-શુશ્રૂષા – ધર્મના કામમાં લાગેલી હતી, કોઈ ગાયો દોહવી વગેરે અર્થના કામમાં લાગેલી હતી, કોઈ સજવા-ધજવા વગેરે શૃંગાર કામના સાધનમાં વ્યસ્ત હતી, તો કોઈ પૂજા-પાઠ વગેરે મોક્ષસાધનમાં વ્યસ્ત હતી, પરંતુ વાસ્તવમાં તે તેમાંથી કોઈ પદાર્થને ઇચ્છતી ન હતી. આ જ તેમની વિશેષતા હતી. અને આનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે, વેણુનાદ સાંભળતાં જ કર્મની પૂર્ણતા પર તેમનું ધ્યાન ન ગયું. કામ પૂરું કરીને જઈએ એવું તેમણે વિચાર્યું નહીં, તે નીકળી ગઈ સાધક સંન્યાસીની જેમ, કે જેનું ચિત્ત વૈરાગ્યની પ્રદીપ્ત જ્વાળાથી પરિપૂર્ણ છે. કોઈએ કોઈને પૂછ્યું નહીં, સલાહ પૂછી નહીં, અસ્ત-વ્યસ્ત સ્થિતિમાં જે જેમ હતી, તે જ સ્થિતિમાં શ્રીકૃષ્ણ પાસે પહોંચી ગઈ. વૈરાગ્યની પૂર્ણતા અને પ્રેમની પૂર્ણતા એક જ વાત છે, બે નથી. ગોપીઓ વ્રજ અને શ્રીકૃષ્ણની વચ્ચે મૂર્તિમાન વૈરાગ્ય છે કે મૂર્તિમાન પ્રેમ, શું આનો કોઈ નિર્ણય કરી શકે?

સાધકોમાં બે ભેદ છે – (૧) મર્યાદાપૂર્ણ વિહિત સાધના અને (૨) મર્યાદારહિત અ-વિહિત પ્રેમ-સાધના. બન્નેના પોત-પોતાના સ્વતંત્ર નિયમ છે. વિહિત સાધનામાં જેમ નિયમોના બંધનોનો, સનાતન પદ્ધતિના કર્તવ્યોનો અને વિવિધ આચરવા યોગ્ય કર્મોનો ત્યાગ સાધનાથી ચ્યુત કરનારો અને ઘણો જ હાનિકારક છે, તે જ પ્રમાણે અ-વિહિત પ્રેમસાધનામાં આમનું પાલન કલંકરૂપ હોય છે. એવી વાત નથી કે આ બધાં આત્મોન્નતિનાં સાધનોને તે અ-વિહિત પ્રેમ-સાધનાનો સાધક જાણીબૂઝીને છોડી દે છે. વાત એ છે કે, તે સ્તર જ એવું છે જ્યાં આમની આવશ્યકતા જ નથી. તે અહીં આપમેળે જ છૂટી જાય છે, જેમ નદી પાર કર્યા પછી સ્વાભાવિક રીતે જ નૌકા છૂટી જાય છે. જમીન પર ચાલતાં નૌકામાં બેસવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી અને ન એવું ઇચ્છનાર અથવા કરનાર બુદ્ધિમાન હોય છે. આ બધાં સાધનો ત્યાં સુધી રહે છે, જ્યાં સુધી તમામ વૃત્તિઓ સહજ સ્વેચ્છાથી હંમેશાં એકમાત્ર ભગવાન તરફ દોડવા લાગી ન જાય. તેથી ભગવાને ગીતામાં એક જગાએ અર્જુનને કહ્યું છે–

> ન મે પાર્થાસ્તિ કર્તવ્યં ત્રિષુ લોકેષુ કિઞ્ચન। નાનવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ॥
> યદિ હ્યહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિતઃ। મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ॥
> ઉત્સીદેયુરિમે લોકા ન કુર્યાં કર્મ ચેદહમ્। સઙ્કરસ્ય ચ કર્તા સ્યામુપહન્યામિમાઃ પ્રજાઃ॥
> સક્તાઃ કર્મણ્યવિદ્વાંસો યથા કુર્વન્તિ ભારત। કુર્યાદ્વિદ્વાંસ્તથાસક્તશ્ચિકીર્ષુર્લોકસઙ્ગ્રહમ્ ॥
> (૩/૨૨-૨૫)

'અર્જુન! જોકે ત્રણે લોકમાં મારે કશું કરવાનું નથી અને ન મારે કોઈ વસ્તુ પ્રાપ્ત પણ કરવાની છે, જે મને પ્રાપ્ત ન હોય; તો પણ હું કર્મ કરું છું. જો હું સાવધાન થઈને કર્મ ન કરું તો અર્જુન! મારા દેખાદેખી લોકો કર્મોને છોડી દેશે અને આમ મારા કર્મો ન કરવાથી બધા લોકો ભ્રષ્ટ થઈ જાય તથા હું એમને વર્ણસંકર બનાવવાવાળો અને તમામ પ્રજાનો નાશ કરવાવાળો બની જાઉં. તેથી મારા આ આદર્શ પ્રમાણે અનાસક્ત જ્ઞાની પુરુષે પણ લોકસંગ્રહ માટે તે જ રીતે કર્મો કરવાં જોઈએ, જેમ કર્મમાં આસક્ત અજ્ઞાની લોકો કરે છે.'

અહીં ભગવાન આદર્શ લોકસંગ્રહી મહાપુરુષરૂપે બોલે છે, લોકનાયક બનીને સર્વસાધારણને શિક્ષા આપે છે. તેથી સ્વયં પોતાનું ઉદાહરણ આપીને લોકોને કર્મમાં પ્રવૃત્ત કરવા ચાહે છે. એ જ ભગવાન તે જ ગીતામાં જ્યાં અંતરંગતાની વાત કરે છે. ત્યાં સ્પષ્ટ કહે છે–

સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ। (૧૮/૬૬)

'બધા ધર્મોનો ત્યાગ કરીને તું માત્ર એક મારી જ શરણમાં આવી જા.'

આ વાત બધા માટે નથી. એટલે જ ભગવાન ૧૮/૬૪માં આને બધાથી ચઢિયાતી છુપાયેલી (રહસ્યની) વાત (સર્વગુહ્યતમ) કહીને તેના પછીના શ્લોકમાં કહે છે–

ઇદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન।
ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ॥
(૧૮/૬૭)

'ભાઈ અર્જુન! આ સર્વગુહ્યતમ વાતને જે ઇન્દ્રિય-વિજયી તપસ્વી ન હોય, મારો ભક્ત ન હોય, સાંભળવા ન ઇચ્છતો હોય, મારામાં દોષારોપણ કરતો હોય, તેને કહીશ નહીં.

શ્રીગોપીજનો સાધનાના આ જ ઉચ્ચ સ્તરમાં પરમ આદર્શ હતાં. તેથી તેઓ દેહ-ગેહ, પતિ-પુત્ર, લોક-પરલોક, કર્તવ્ય-ધર્મ બધાંને છોડીને, બધાંને ઓળંગીને એકમાત્ર પરમધર્મસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવા માટે ગયાં હતાં. તેમનો આ પતિ-પુત્રોનો ત્યાગ એ સર્વધર્મનો ત્યાગ જ તેમના સ્તર પ્રમાણે સ્વધર્મ છે.

આ 'સર્વધર્મત્યાગ' રૂપ સ્વધર્મનું આચરણ ગોપીઓ જેવા ઉચ્ચ સ્તરના સાધકોમાં જ સંભવ છે. કેમકે, બધા ધર્મોનો ત્યાગ તે જ કરી શકે છે જે આનું યથાવિધિ પાલન કરી ચૂક્યા પછી તેના પરમફળ એવા અનન્ય અને અચિન્ત્ય દેવદુર્લભ ભગવત્પ્રેમને પ્રાપ્ત કરી ચૂકે છે, તે પણ જાણીબૂજીને ત્યાગ નથી કરતા. સૂર્યનો પ્રખર પ્રકાશ થઈ જતાં તેલના દીવાની જેમ સ્વતઃ જ તે ધર્મ તેને ત્યાગી દે છે. આ ત્યાગ તિરસ્કારભર્યો નથી, પરંતુ તૃપ્તિભર્યો છે. ભગવત્પ્રેમની ઊંચી સ્થિતિનું આ જ સ્વરૂપ છે. દેવર્ષિ નારદજીનું એક સૂત્ર છે–

'વેદાનપિ સંન્યસ્યતિ, કેવલમવિચ્છિન્નાનુરાગં લભતે।'

'જે વેદોનો (વેદમૂલક સમસ્ત ધર્મમર્યાદાઓનો) પણ સારી રીતે ત્યાગ કરી દે છે, તે અખંડ, અપાર, ભગવત્પ્રેમને પ્રાપ્ત કરે છે.'

જેને ભગવાન પોતાનો વેણુનાદ સંભળાવીને – નામ લઈ લઈને બોલાવે, તે ભલા, કોઈ બીજા ધર્મ તરફ તાકીને ક્યાં અને કેવી રીતે રોકાઈ શકે?

રોકવાવાળાઓએ રોક્યા પણ, પરંતુ હિમાલયથી નીકળીને સમુદ્રમાં મળનારી બ્રહ્મપુત્રા નદીની પ્રખર ધારાને શું કોઈ રોકી શકે છે? તે ન રોકાઈ, રોકાઈ શકી નહીં. જેમના ચિત્તમાં થોડા પૂર્વ સંસ્કાર શેષ હતા તે પોતાના અનધિકારને લીધે સશરીર જવામાં સફળ ન થઈ. તેમનું શરીર ઘરમાં પડી રહ્યું. ભગવાનના વિયોગના દુઃખથી તેમનાં બધાં પાપો ધોવાઈ ગયાં, ધ્યાનમાં પ્રાપ્ત ભગવાનના પ્રેમ-આલિંગનથી તેમના સઘળાં સૌભાગ્યનું પરમફળ પ્રાપ્ત થઈ ગયું અને તે ભગવાન પાસે સશરીર જનારી ગોપીઓથી પહેલાં જ ભગવાન પાસે પહોંચી ગઈ, ભગવાનમાં મળી ગઈ. આ શાસ્ત્રનો પ્રસિદ્ધ સિદ્ધાંત છે કે પાપ-પુણ્યને કારણે જ બંધન થાય છે અને શુભ-અશુભ કર્મો ભોગવવાં પડે છે. શુભ-અશુભ કર્મો ભોગવવાથી જ્યારે પાપ-

પુણ્ય બન્ને નષ્ટ થઈ જાય છે, ત્યારે જીવની મુક્તિ થઈ જાય છે. જોકે ગોપીઓ પાપ-પુણ્યથી રહિત શ્રીભગવાનની પ્રેમ-મૂર્તિઓ જ હતી, તો પણ લીલા માટે એવું દેખાડવામાં આવ્યું કે, પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણ પાસે જઈ ન શકવાથી, તેમના વિરહાગ્નિથી તેમને એટલો મહાન્ સંતાપ થયો કે તેનાથી તેમનાં તમામ અશુભ કર્મો ભોગવાઈ ગયાં, તેમનાં સમસ્ત પાપ નષ્ટ થઈ ગયાં. અને પ્રિયતમ ભગવાનના ધ્યાનથી તેમને એટલો આનંદ થયો કે તેનાથી તેમનાં બધાં પુણ્યોનું ફળ મળી ગયું. આ પ્રમાણે પાપ-પુણ્યોનો સંપૂર્ણ અભાવ થવાથી તેમની મુક્તિ થઈ ગઈ. ચાહે ગમે તે ભાવે – કામથી, ક્રોધથી, લોભથી – જે ભગવાનના મંગલમય શ્રીવિગ્રહનું ચિંતન કરે છે, તેના ભાવની અપેક્ષા ન કરીને વસ્તુશક્તિથી જ તેનું કલ્યાણ થઈ જાય છે. આ ભગવાનના શ્રીવિગ્રહની વિશેષતા છે. ભાવ દ્વારા તો એક માટી-ધાતુ-લાકડાની મૂર્તિ પણ પરમ કલ્યાણનું દાન કરી શકે છે, ભાવ વિના જ કલ્યાણદાન ભગવદ્‌વિગ્રહનું સહજ દાન છે.

ભગવાન છે મોટા લીલામય. જ્યાં તે અખિલ વિશ્વના વિધાતા બ્રહ્મા-શંકર વગેરેના પણ વંદનીય, અખિલ જીવોના પ્રત્યગાત્મા (અંતરાત્મા) છે, ત્યાં તે લીલાનટવર ગોપીઓના ઇશારે નાચવાવાળા પણ છે. તેમની જ ઇચ્છાથી, તેમના જ પ્રેમ-આહ્‌વાનથી, તેમના જ બંસી-નિમંત્રણથી પ્રેરિત થઈને ગોપીઓ તેમની પાસે આવી, પરંતુ તેમણે એવા હાવ-ભાવ પ્રગટ કર્યા, એવો સ્વાંગ બનાવ્યો, જાણે તેમને ગોપીઓના આવવાની કોઈ ખબર જ ન હોય. કદાચ ગોપીઓના મોઢેથી તે તેમના હૃદયની વાત, પ્રેમની વાતો સાંભળવા માગતા હશે. સંભવ છે તેઓ વિપ્રલમ્ભ (વિરહ) દ્વારા તેમના મિલન-ભાવને પુષ્ટ કરવા ઇચ્છતા હોય. વધારે શક્યતા તો એ દેખાય છે કે, ક્યાંક લોકો આને સાધારણ વાત ન સમજી લે, તેથી સાધારણ લોકો માટે ઉપદેશ અને ગોપીઓનો અધિકાર પણ તેમણે બધાની સામે મૂકી દીધો. તેમણે કહ્યું – 'ગોપીઓ! વ્રજમાં કોઈ આપત્તિ તો આવી નથી ને, ઘોર રાત્રિના સમયે અહીં આવવાનું કારણ શું છે? ઘરના લોકો શોધતા હશે, તમારે હવે અહીં રોકાવું ન જોઈએ. વનની શોભા જોઈ લીધી, હવે બાળકો અને વાછડાં ઉપર પણ ધ્યાન આપો. ધર્મને અનુકૂળ મોક્ષના ખુલેલા દ્વાર સમા તમારા સગા-સંબંધીઓની સેવા છોડીને વનમાં આમ-તેમ ભટકવું સ્ત્રીઓ માટે ઉચિત નથી. સ્ત્રીએ પોતાના પતિની જ સેવા કરવી જોઈએ. તે ગમે તેવો કેમ ન હોય. આ જ સનાતન ધર્મ છે. આ જ પ્રમાણે તમારે વર્તવું જોઈએ. હું જાણું છું કે તમે બધી મને પ્રેમ કરો છો. પરંતુ પ્રેમમાં શરીરનું સાન્નિધ્ય જરૂરી નથી. સ્મરણ, શ્રવણ, દર્શન અને ધ્યાનથી સાન્નિધ્યની અપેક્ષાએ પ્રેમનું વધારે જતન થાય છે. જાઓ, તમે સનાતન સદાચારનું પાલન કરો. આમ-તેમ મનને ભટકવા ન દો.

શ્રીકૃષ્ણનો આ બોધ ગોપીઓ માટે નથી, સામાન્ય નારીજાતિ માટે છે. ગોપીઓનો અધિકાર વિશેષ હતો. અને તેને પ્રગટ કરવા માટે જ ભગવાન શ્રીકૃષ્ણે આવાં વચન કહ્યાં હતાં. આ બધું સાંભળીને ગોપીઓની શી સ્થિતિ થઈ અને આના ઉત્તરમાં તેમણે શ્રીકૃષ્ણને શી પ્રાર્થના કરી; તેઓ શ્રીકૃષ્ણને મનુષ્ય નથી માનતી, તેમના પૂર્ણબ્રહ્મ સનાતન સ્વરૂપને સારી રીતે જાણે છે અને તે જાણીને જ તેમને પ્રેમ કરે છે – આ વાતનો કેટલો સુંદર પરિચય આપ્યો, આ બધા વિષયનો મૂળમાં જ પાઠ કરવા યોગ્ય છે. ખરેખર જેમના હૃદયમાં ભગવાનના પરમતત્ત્વનું તેવું અનુપમ જ્ઞાન અને ભગવાન માટે તેવો મહાન અનન્ય અનુરાગ છે અને સાચા દિલથી જેમની વાણીમાં તેવા ઉદ્‌ગાર છે, તે જ વિશેષ અધિકારી છે.

ગોપીઓની પ્રાર્થનાથી એ વાત સ્પષ્ટ છે કે તેઓ શ્રીકૃષ્ણને અંતર્યામી, યોગેશ્વરેશ્વર પરમાત્માના રૂપે ઓળખતી હતી. અને જેમ બીજા લોકો ગુરુ, મિત્ર અથવા માતા-પિતાના રૂપમાં શ્રીકૃષ્ણની ઉપાસના કરે છે, તે જ પ્રમાણે તે પતિના રૂપમાં શ્રીકૃષ્ણ સાથે પ્રેમ કરતી હતી. જોકે શાસ્ત્રોમાં મધુર ભાવને – ઉજ્જવળ પરમરસના નામથી કહેવામાં આવ્યો છે. જ્યારે પ્રેમના બધા ભાવો પૂર્ણ થાય છે અને સાધકને સ્વામી, સખા વગેરે રૂપમાં ભગવાન મળે છે, ત્યારે ગોપીઓએ શું અપરાધ કર્યો હતો કે તેમનો આવો ઉચ્ચતમભાવ જેમાં, શાંત, દાસ્ય, સખ્ય અને વાત્સલ્ય બધા જ ભાવ અંતર્ભૂત છે અને જે બધાથી ઉન્નત અને બધાનું અંતિમરૂપ છે – પૂરો ન થાય? ભગવાને તેમનો ભાવ પૂરો કર્યો અને પોતાને અસંખ્ય રૂપોમાં પ્રગટ

કરીને ગોપીઓ સાથે ક્રીડા કરી. એમની ક્રીડાનું સ્વરૂપ નિર્દેશિત કરતાં કહેવામાં આવ્યું છે કે, – '**રેમે રમેશો વ્રજસુન્દરીભિર્યથાર્ભકઃ સ્વપ્રતિબિમ્બવિભ્રમઃ**' જેમ નાનકડું બાળક દર્પણ અથવા જળમાં પડેલા પોતાના પ્રતિબિંબ સાથે રમે છે, તે જ પ્રમાણે રમેશ ભગવાન અને વ્રજ સુન્દરીઓએ રમણ કર્યું. અર્થાત્ સચ્ચિદાનંદઘન સર્વાન્તર્યામી પ્રેમરસ-સ્વરૂપ, લીલારસમય પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણે પોતાની આહ્લાદિની – શક્તિરૂપા આનંદચિન્મયરસ – પ્રતિભાવિતા પોતાની જ પ્રતિમૂર્તિથી ઉત્પન્ન પોતાના પ્રતિબિમ્બ-સ્વરૂપા ગોપીઓ સાથે ક્રીડા કરી. પૂર્ણ બ્રહ્મ સનાતન રસસ્વરૂપ રસરાજ રસિક-શેખર રસપરબ્રહ્મ અખિલરસામૃત વિગ્રહ ભગવાન શ્રીકૃષ્ણની આ ચિદાનંદ રસમયી દિવ્યક્રીડાનું નામ જ રાસ છે. આમાં ન કોઈ જડ શરીર હતું, ન પ્રાકૃત અંગ-સંગ હતો અને ન આના સંબંધની પ્રાકૃત અને સ્થૂળ કલ્પનાઓ પણ હતી. આ હતો ચિદાનંદમય ભગવાનનો દિવ્યવિહાર, જે દિવ્ય લીલાધામમાં સર્વદા થતો રહેવા છતાં પણ ક્યારેક-ક્યારેક પૃથ્વી પર પણ પ્રગટ થઈ જાય છે.

વિયોગ જ સંયોગનો પોષક છે. માન અને મદ જ ભગવાનની લીલામાં બાધક છે. ભગવાનની દિવ્ય લીલામાં માન અને મદ પણ, જોકે દિવ્ય છે તે એટલા માટે હોય છે કે તેનાથી લીલામાં રસને વધારે પોષણ મળે. ભગવાનની ઇચ્છાથી જ ગોપીઓમાં લીલાને અનુરૂપ માન અને મદનો સંચાર થયો અને ભગવાન અંતર્ધાન થઈ ગયા. જેમના હૃદયમાં લેશમાત્ર પણ મદ બચેલો છે, નામમાત્રના પણ માનના સંસ્કાર શેષ છે, તેઓ ભગવાનના સાન્નિધ્યમાં રહેવાના અધિકારી નથી. અથવા તેઓ ભગવાનની પાસે રહેવા છતાં પણ દર્શન કરી શકતા નથી. પરંતુ ગોપીઓ ગોપીઓ હતી, તેમની સાથે જગતના કોઈ પ્રાણીની તલભાર પણ તુલના ન થઈ શકે. ભગવાનના વિયોગમાં ગોપીઓની શી દશા થઈ, એ વાતને રાસલીલાના બધા વાચકો જાણે છે. ગોપીઓનાં શરીર, મન, પ્રાણ (તે જે કંઈ હતી) બધાં જ શ્રીકૃષ્ણમાં એકરસ થઈ ગયાં. તેમના પ્રેમ-ઉન્માદનું તે ગીત, જે તેમના પ્રાણોનું પ્રત્યક્ષ પ્રતીક છે, આજે પણ ભાવિક ભક્તોને ભાવમગ્ન કરીને ભગવાનના લીલા-લોકમાં પહોંચાડી દે છે. એકવાર સ-રસ હૃદયથી, હૃદયહીન થઈને નહીં, માત્ર પાઠ કરવાથી જ એ ગોપીઓની મહત્તા હૃદયમાં ભરી દે છે. ગોપીઓનો તે 'મહાભાવ' – તે 'અલૌકિક પ્રેમ-ઉન્માદ' જોઈને શ્રીકૃષ્ણ પણ વધુ સમય અંતર્ધાન ન રહી શક્યા, તેમની સામે 'સાક્ષાન્મન્મથમન્મથઃ' રૂપે પ્રગટ થયા અને તેમણે મુક્તકંઠે સ્વીકાર કર્યો કે, 'ગોપીઓ! હું તમારા પ્રેમભાવનો ચિર-ઋણી છું. જો હું અનંતકાલ સુધી તમારી સેવા કરતો રહું, તોપણ તમારા ઋણથી મુક્ત થઈ શકતો નથી. મારા અંતર્ધાન થવાનું પ્રયોજન તમને દુભવવાનું ન હતું, પરંતુ તમારા પ્રેમને વધારે ઉજ્જ્વળ અને સમૃદ્ધ કરવાનું હતું. આ પછી મહારાસ શરૂ થયો.

જેમણે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, તેઓ જાણે છે કે, યોગસિદ્ધિને પ્રાપ્ત થયેલા સાધારણ યોગીઓ પણ કાયવ્યૂહ દ્વારા એક સાથે અનેક શરીરોનું નિર્માણ કરી શકે છે અને અનેક સ્થાનોમાં ઉપસ્થિત રહીને જુદાં જુદાં કાર્યો કરી શકે છે. ઇન્દ્ર વગેરે દેવો એક જ સમયે અનેક સ્થાનોમાં ઉપસ્થિત રહીને અનેક યજ્ઞોમાં યુગપત્ (એકી સાથે) આહુતિ સ્વીકારી શકે છે. અખિલ યોગીઓ અને યોગેશ્વરોના ઈશ્વર સર્વસમર્થ ભગવાન શ્રીકૃષ્ણ જો એકી સાથે અનેક ગોપીઓની સાથે ક્રીડા કરે, તો તેમાં કયા આશ્ચર્યની વાત છે? જે લોકો ભગવાનને ભગવાન માનતા નથી, તે જ અનેક પ્રકારની શંકા-કુશંકાઓ કરે છે. ભગવાનની નિજ લીલામાં આવા તર્કોને બિલકુલ સ્થાન નથી.

ગોપીઓ શ્રીકૃષ્ણની સ્વકીયા હતી કે પરકીયા આવો પ્રશ્ન પણ શ્રીકૃષ્ણના સ્વરૂપને વિસારીને જ ઊભો કરવામાં આવે છે. શ્રીકૃષ્ણ કોઈ જીવ નથી કે જગતની વસ્તુઓમાં તેમનો ભાગીદાર બીજો જીવ પણ હોય. જે કંઈ પણ હતું, છે અને થશે – તેના એકમાત્ર પતિ શ્રીકૃષ્ણ જ છે. પોતાની પ્રાર્થનામાં ગોપીઓએ અને પરીક્ષિતના પ્રશ્નના ઉત્તરમાં શ્રીશુકદેવજીએ આ જ વાત કહી છે કે, ગોપી, ગોપીઓના પતિ, તેમના પુત્ર, સગા-સંબંધીઓ અને જગતના સમસ્ત પ્રાણીઓના હૃદયમાં આત્મારૂપે, પરમાત્મારૂપે જે પ્રભુ સ્થિત છે – તે જ શ્રીકૃષ્ણ છે. કોઈ ભ્રમથી, અજ્ઞાનથી, ભલેને શ્રીકૃષ્ણને પરાયા સમજે, તે કોઈના પરાયા નથી. બધાના પોતાના છે, બધા તેમના છે. શ્રીકૃષ્ણની દૃષ્ટિથી કે જે વાસ્તવિક દૃષ્ટિ છે, કોઈ તેમા પરકીયા છે જ નહીં, બધી સ્વકીયા છે, બધો માત્ર પોતાનો જ લીલાવિલાસ છે, બધી સ્વરૂપભૂતા અંતરંગા શક્તિ છે. ગોપીઓ આ વાતને જાણતી હતી અને ઠેક-ઠેકાણે તેમણે આવું કહ્યું છે.

શ્રીમદ્ભાગવત, તેના દશમ સ્કંધ ઉપર અને રાસ-પંચાધ્યાયી ઉપર અત્યાર સુધી અનેક-અનેક ભાષ્યો અને ટીકાઓ લખાઈ ચૂક્યાં છે – જેમના લેખકોમાં જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્ય, શ્રીશ્રીધરસ્વામી, શ્રીજીવગોસ્વામી વગેરે છે. તે લોકોએ બહુ જ વિસ્તારથી રાસલીલાનો મહિમા સમજાવ્યો છે. કોઈએ આને કામ પરનો વિજય કહ્યો છે, કોઈએ ભગવાનનો દિવ્ય વિહાર બતાવ્યો છે અને કોઈએ આનો આધ્યાત્મિક અર્થ કર્યો છે. ભગવાન શ્રીકૃષ્ણ બધાના આત્મા છે, આત્માકાર વૃત્તિ શ્રીરાધા છે અને બાકીની આત્માભિમુખ વૃત્તિઓ તે ગોપીઓ છે. તેમનું ધારાપ્રવાહરૂપે નિરંતર આત્મરમણ જ રાસ છે. કોઈ પણ દૃષ્ટિએ જોઈએ, રાસલીલાનો મહિમા વધારે ને વધારે પ્રગટ થાય છે.

પરંતુ આનાથી એવું ન માનવું જોઈએ કે, શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલ રાસ અથવા રમણ-પ્રસંગ માત્ર રૂપક અથવા કલ્પના જ છે. તે સર્વથા સત્ય છે અને જેવું વર્ણન છે, તેવું જ મિલન-વિલાસ વગેરે રૂપે શૃંગારનું રસાસ્વાદન પણ થયું હતું. ફરક એટલો જ છે કે તે લૌકિક સ્ત્રી-પુરુષોનું મિલન ન હતું. તેમના નાયક હતા સચ્ચિદાનંદવિગ્રહ, પરાત્પરતત્ત્વ, પૂર્ણતમ સ્વાધીન અને નિરંકુશ સ્વેચ્છાવિહારી ગોપીનાથ ભગવાન નંદનન્દન અને નાયિકા હતી સ્વયં આહ્‌લાદિનીશક્તિ શ્રીરાધાજી અને તેમની કાયવ્યૂહરૂપા, તેમની ઘનીભૂત મૂર્તિઓ શ્રીગોપીજનો! તેથી આમની તે લીલા અપ્રાકૃત હતી. સર્વથા મીઠી સાકરની કડવી તુંબડી જેવી કોઈ આકૃતિ બનાવવામાં આવે, જે જોવામાં આબેહૂબ તુંબડી જેવી જ લાગે, પરંતુ ખરેખર તે સાકરની તુંબડી કડવી થોડી થઈ જાય છે! શું તુંબડીનો આકાર હોવાથી જ સાકરનો સ્વાભાવિક ગુણ એવી મીઠાશનો અભાવ થઈ જાય ખરો? ના, ના, તે કોઈ પણ આકારમાં હોય – સર્વત્ર, સદા અને સર્વથા સાકર છે. બલકે એમાં લીલા-ચમત્કારની વાત જરૂર છે. લોકો સમજે છે કે કડવી તુંબડી છે પરંતુ છે મીઠી સાકર. આ જ પ્રમાણે અખિલરસામૃતસિન્ધુ સચ્ચિદાનંદવિગ્રહ ભગવાન શ્રીકૃષ્ણ અને તેમની અંતરંગા અભિન્નસ્વરૂપા ગોપીઓની લીલા પણ જોવામાં જે પણ હોય, વસ્તુતઃ તે સચ્ચિદાનંદમયી જ છે. તેમાં સાંસારિક અભદ્ર કામનો કડવો સ્વાદ છે જ નહીં. હા, એ જરૂર છે કે, આ લીલાનું અનુકરણ કોઈએ કરવું ન જોઈએ, કરવું સંભવ પણ નથી. માયાજન્ય પદાર્થો દ્વારા માયાતીત ભગવાનનું અનુકરણ કોઈ કઈ રીતે કરી શકે? કડવી તુંબડીને ભલે ગમે તેવી સુંદર મિઠાઈની આકૃતિ આપવામાં આવે, તેની કડવાશ ક્યારેય નષ્ટ થતી નથી. તેથી જે મોહગ્રસ્ત મનુષ્યોએ શ્રીકૃષ્ણની રાસલીલા વગેરે અંતરંગ લીલાઓનું અનુકરણ કરીને નાયક-નાયિકાનું રસાસ્વાદ કરવા ચાહ્યું અથવા ચાહે છે, તેમનું ઘોર પતન થયું છે અને થશે. શ્રીકૃષ્ણની આ લીલાઓનું અનુકરણ તો માત્ર શ્રીકૃષ્ણ જ કરી શકે છે. તેથી શ્રીશુકદેવજીએ રાસ-પંચાધ્યાયીના અંતમાં બધાને સાવધાન કરતાં કહી દીધું છે કે ભગવાનના ઉપદેશનું તો બધાએ પાલન કરવું જોઈએ, પરંતુ તેમના બધાં આચરણોનું અનુકરણ કરવું ન જોઈએ.

જે લોકો ભગવાન શ્રીકૃષ્ણને માત્ર મનુષ્ય માને છે અને માત્ર માનવીય ભાવ અને આદર્શની કસોટી પર તેમના ચરિત્રને કસવા ચાહે છે, તે સર્વપ્રથમ શાસ્ત્રોથી વિમુખ થઈ જાય છે, તેમના ચિત્તમાં ધર્મનો કોઈ વિચાર પણ હોતો નથી અને તે ભગવાનને પણ પોતાની બુદ્ધિની પાછળ ચલાવવા ઇચ્છે છે. તેથી સાધકોની સામે આવા લોકોની યુક્તિઓનું કોઈ મહત્ત્વ જ રહેતું નથી. જે શાસ્ત્રના 'શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન છે' આ વચનને માનતો નથી, તે તેમની લીલાઓને કયા આધારે સત્ય માનીને તેમની આલોચના કરે છે – આ જ સમજાતું નથી. જેમ માનવધર્મ, દેવધર્મ અને પશુધર્મ અલગ-અલગ હોય છે, તે જ પ્રમાણે ભગવદ્ધર્મ પણ અલગ હોય છે અને ભગવાનના ચરિત્રનું પરીક્ષણ તેની જ કસોટી પર થવું જોઈએ. ભગવાનનો એકમાત્ર ધર્મ છે – પ્રેમપરવશતા, દયાપરવશતા અને ભક્તોની અભિલાષાની પૂર્તિ. યશોદાજીના હાથે ખાંડણિયાથી બંધાઈ જનારા શ્રીકૃષ્ણ પોતાના નિજજન ગોપીઓના પ્રેમને કારણે તેમની સાથે નાચે, આ તેમનો સહજ ધર્મ છે.

જો એવી જીદ હોય કે શ્રીકૃષ્ણનું ચરિત્ર માનવીય ધારણાઓ અને આદર્શોને અનુકૂળ જ હોવું જોઈએ, તો એમાં પણ કોઈ આપત્તિની વાત નથી. શ્રીકૃષ્ણની ઉંમર તે સમયે લગભગ દસ વર્ષની હતી એવું ભાગવતમાં સ્પષ્ટ વર્ણન છે. બાળકોમાં કામ-વૃત્તિ અને સ્ત્રી-પુરુષના સંબંધનું કોઈ જ્ઞાન જ નથી. છોકરા-છોકરીઓ ભેગાં રમે છે, નાચે છે, ગાય છે, તહેવારો ઉજવે છે, ઢીંગલા-ઢીંગલીને પરણાવે છે, જાન લઈને જાય છે અને પરસ્પર ભોજન વગેરે પણ કરે છે. ગામડાના વૃદ્ધજનો

છોકરાઓનું આ મનોરંજન જોઈને પ્રસન્ન જ થાય છે. તેમના મનમાં કોઈ પ્રકારનો દુર્ભાવ આવતો નથી. આવા છોકરાઓને યુવાન છોકરીઓ પણ બહુ પ્રેમથી જુએ છે, આદર કરે છે, નવડાવે છે, ખવડાવે છે. આ સાધારણ છોકરાઓની વાત છે. શ્રીકૃષ્ણ જેવા અસાધારણ બુદ્ધિ-બળથી સપન્ન બાળક જેમના અનેક સદ્ગુણ બાળપણમાં જ પ્રકટ થઈ ચૂક્યા હતા, જેમની સંમતિ, ચતુરાઈ અને શક્તિથી મોટી-મોટી વિપત્તિઓથી વ્રજવાસીઓને રક્ષણ મળ્યું હતું, તેમનાં સૌન્દર્ય, માધુર્ય અને ઐશ્વર્યથી આકર્ષિત થઈને ગામનાં છોકરા-છોકરીઓ તેમની સાથે જ રહેતાં હતાં અને શ્રીકૃષ્ણ પણ પોતાની મૌલિક પ્રતિભાથી રાગ, તાલ વગેરે નવા-નવા પ્રકારે તેમનું મનોરંજન કરતા હતા અને તેમને શિક્ષા (બોધ) આપતા હતા. આવા જ મનોરંજનોમાં રાસલીલા પણ એક હતી, એવું સમજવું જોઈએ. જે શ્રીકૃષ્ણને માત્ર મનુષ્ય સમજે છે, તેમની દૃષ્ટિમાં પણ તે દોષદૃષ્ટિ ન હોવી જોઈએ. તેઓ ઉદારતા અને બુદ્ધિમાનીથી ભાગવતમાં આવેલા કામ-રતિ વગેરે શબ્દોનો ઠીક તેવો જ (યથાર્થ) અર્થ સમજે, જેવો કે ઉપનિષદ અને ગીતામાં તે શબ્દોનો અર્થ થાય છે. વાસ્તવમાં ગોપીઓનો આ નિષ્કપટ પ્રેમ જ છે અને ભગવાન શ્રીકૃષ્ણનું આત્મરમણ અને તેમની દિવ્ય લીલા છે. તેથી ઠેક-ઠેકાણે તેમના માટે વિભુ, પરમેશ્વર, લક્ષ્મીપતિ, ભગવાન, યોગેશ્વરેશ્વર, આત્મારામ, મન્મથમન્મથ વગેરે શબ્દો આવ્યા છે – જેથી કોઈને કોઈ ભ્રમ ન થઈ જાય.

જ્યારે ગોપીઓ શ્રીકૃષ્ણનો વેણુનાદ સાંભળીને વનમાં જવા લાગી હતી, ત્યારે તેમના સગા-સંબંધીઓએ તેમને જતાં રોકી હતી. રાત્રિના સમયે પોતાની છોકરીઓને ભલા, કોણ બહાર જવા દે. છતાં તે ચાલી ગઈ અને એથી ઘરના લોકો કોઈ રીતે નારાજ ન થયા અને તેમણે શ્રીકૃષ્ણ પર અથવા ગોપીઓ પર કોઈ પ્રકારનું લાંછન પણ ન લગાડ્યું. તેમનો શ્રીકૃષ્ણ પર, ગોપીઓ પર વિશ્વાસ હતો અને તે બધા આમના બાળપણની રમતોથી પરિચિત હતા. તેમને તો એવું લાગ્યું કે જાણે ગોપીઓ અમારી પાસે જ છે. આ વાતને બે રીતે સમજી શકીએ. એક તો એ કે શ્રીકૃષ્ણ પર તેમનો એટલો વિશ્વાસ હતો કે શ્રીકૃષ્ણ પાસે ગોપીઓનું રહેવું પણ પોતાની પાસે રહેવા જેવું જ છે. આ તો માનવીય દૃષ્ટિ છે. બીજી દૃષ્ટિ એ છે કે, શ્રીકૃષ્ણની યોગમાયાએ એવી વ્યવસ્થા કરી રાખી હતી કે ગોપીઓ તે ગોપોને ઘરમાં દેખાતી હતી. કોઈ પણ દૃષ્ટિથી રાસલીલા દૂષિત પ્રસંગ નથી, બલકે અધિકારી પુરુષો માટે સંપૂર્ણ મનના દોષોને નષ્ટ કરનારો છે. રાસલીલાના અંતમાં કહેવામાં આવ્યું છે કે, જે પુરુષ શ્રદ્ધાભક્તિપૂર્વક રાસલીલાનું શ્રવણ-વર્ણન કરે છે તેના હૃદયનો રોગ અતિ શીઘ્ર નષ્ટ થઈ જાય છે અને તેને ભગવાનનો પ્રેમ પ્રાપ્ત થઈ જાય છે. ભાગવતમાં અનેક ઠેકાણે એવું વર્ણન આવે છે કે, જે ભગવાનની માયાનું વર્ણન કરે છે તે માયાથી પાર થઈ જાય છે. જે ભગવાનના કામવિજયનું વર્ણન કરે છે તે કામ પર વિજય પ્રાપ્ત કરે છે. પરીક્ષિત રાજાએ પોતાના પ્રશ્નોમાં જે શંકા વ્યકત કરી છે, તેમનો ઉત્તર પ્રશ્નોને અનુરૂપ જ અધ્યાય ૨૯ના શ્લોક ૧૩થી ૧૬ સુધી અને અધ્યાય ૩૩ના શ્લોક ૩૦થી ૩૭ સુધી શ્રીશુકદેવજીએ આપ્યો છે.

તે ઉત્તરથી તે શંકાઓ તો ચાલી ગઈ છે, પરંતુ ભગવાનની દિવ્ય-લીલાનું રહસ્ય સમજાયું નહીં. સંભવતઃ તે રહસ્યને ગુપ્ત રાખવા માટે જ ૩૩મા અધ્યાયમાં રાસલીલાંનો પ્રસંગ સમાપ્ત કરી દેવામાં આવ્યો. વસ્તુતઃ આ લીલાના ગૂઢ રહસ્યની પ્રાકૃત જગતમાં વ્યાખ્યા કરી પણ શકાય એમ નથી. કારણ કે રાસલીલા એ જગતની ક્રીડા નથી. એ તો તે દિવ્ય આનંદમય રસમય રાજ્યની ચમત્કારમયી લીલા છે, જેના શ્રવણ અને દર્શન માટે પરમહંસ મુનિઓ પણ સદા લાલાયિત રહે છે. થોડા લોકો આ લીલાપ્રસંગને ભાગવતમાં ક્ષેપક માને છે, આ ખરેખર તેમનો દુરાગ્રહ છે, કેમકે પ્રાચીનમાં પ્રાચીન પ્રતોમાં પણ આ પ્રસંગ છે. અને થોડો વિચાર કરીને જોતાં આ બધી રીતે સુસંગત અને નિર્દોષ જણાય છે. ભગવાન શ્રીકૃષ્ણ કૃપા કરીને એવી નિર્મળ બુદ્ધિ આપે, જેથી અમે લોકો આનું થોડું રહસ્ય જાણવા સમર્થ બની શકીએ.

ભગવાનની આ દિવ્ય લીલાના વર્ણનનું પ્રયોજન એ જ છે કે, જીવ ગોપીઓના અહેતુ-પ્રેમનું—જે શ્રીકૃષ્ણને સુખ આપવા માટે હતો – સ્મરણ કરે અને તેના દ્વારા ભગવાનના રસમય દિવ્યલીલાલોકમાં ભગવાનના અનંત પ્રેમનો અનુભવ કરે. આપણે રાસલીલાનું અધ્યયન કરતી વેળા કોઈ પણ પ્રકારની શંકા ન કરીને શ્રદ્ધા સાથે આનો પાઠ કરવો જોઈએ.

**—હનુમાનપ્રસાદ પોદાર**

# ચોત્રીસમો અધ્યાય

## સુદર્શન અને શંખચૂડનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[૧]

એકદા દેવયાત્રાયાં ગોપાલા જાતકૌતુકાઃ ।
અનોભિરનડુદ્યુક્તૈઃ પ્રયયુસ્તેઽમ્બિકાવનમ્ ॥ ૧॥

તત્ર સ્નાત્વા સરસ્વત્યાં દેવં પશુપતિં વિભુમ્ ।
આનર્ચુરર્હણૈર્ભક્ત્યા દેવીં ચ નૃપતેઽમ્બિકામ્ ॥ ૨॥

ગાવો હિરણ્યં વાસાંસિ મધુ મધ્વન્નમાદૃતાઃ ।
બ્રાહ્મણેભ્યો દદુઃ સર્વે દેવો નઃ પ્રીયતામિતિ ॥ ૩॥

ઊષુઃ સરસ્વતીતીરે જલં પ્રાશ્ય ધૃતવ્રતાઃ ।
રજનીં તાં મહાભાગા નન્દસુનન્દકાદયઃ ॥ ૪॥

કશ્ચિન્મહાનહિસ્તસ્મિન્ વિપિનેઽતિબુભુક્ષિતઃ ।
યદૃચ્છયાઽઽગતો નન્દં શયાનમુરગોઽગ્રસીત્ ॥ ૫॥

સ ચુક્રોશાહિના ગ્રસ્તઃ કૃષ્ણ કૃષ્ણ મહાનયમ્ ।
સર્પો માં ગ્રસતે તાત પ્રપન્નં પરિમોચય ॥ ૬॥

તસ્ય ચાક્રન્દિતં શ્રુત્વા ગોપાલાઃ સહસોત્થિતાઃ ।
ગ્રસ્તં ચ દૃષ્ટ્વા વિભ્રાન્તાઃ સર્પં વિવ્યધુરુલ્મુકૈઃ ॥ ૭॥

અલાતૈર્દહ્યમાનોઽપિ નામુઞ્ચત્તમુરઙ્ગમઃ ।
તમસ્પૃશત્ પદાઽભ્યેત્ય ભગવાન્ સાત્વતાં પતિઃ ॥ ૮॥

સ વૈ ભગવતઃ[૨] શ્રીમત્પાદસ્પર્શહતાશુભઃ ।
ભેજે સર્પવપુર્હિત્વા રૂપં વિદ્યાધરાર્ચિતમ્ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! એક વાર નંદબાવા વગેરે ગોપજનો શિવરાત્રિના દિવસે ભારે ઉત્સુકતા, કુતૂહલ અને આનંદયુક્ત થઈ બળદગાડા પર સવાર થઈ અંબિકાવનમાં ગયા. ॥ ૧ ॥ રાજન્! ત્યાં તે લોકોએ સરસ્વતી નદીમાં સ્નાન કર્યું અને સર્વાન્તર્યામી પશુપતિ ભગવાન શંકરજીનું તથા ભગવતી અંબિકાદેવીનું બહુ જ ભક્તિપૂર્વક અનેક પ્રકારની સામગ્રીઓ દ્વારા પૂજન કર્યું. ॥ ૨ ॥ ત્યાં તેમણે આદરપૂર્વક ગાયો, સુવર્ણ, વસ્ત્ર, મધ અને સ્વાદિષ્ટ અન્ન બ્રાહ્મણોને દાનમાં આપ્યું અને તેમને ભોજન કરાવ્યું. તેઓ માત્ર એવું ઇચ્છતા હતા કે દેવાધિદેવ ભગવાન શંકર અમારા પર પ્રસન્ન થાય. ॥ ૩ ॥ તે દિવસે પરમ ભાગ્યશાળી નન્દ-સુનન્દ વગેરે ગોપોએ ઉપવાસ કર્યો હતો, તેથી તે લોકો માત્ર જલપાન કરીને સરસ્વતી નદીના કિનારે જ સૂઈ ગયા. ॥ ૪ ॥

તે અંબિકાવનમાં એક મોટો ભયંકર અજગર રહેતો હતો. તે દિવસે તે બહુ ભૂખ્યો પણ હતો. દૈવવશ તે ત્યાં આવી ચઢ્યો અને તેણે સૂઈ રહેલા નંદજીને પકડી લીધા. ॥ ૫ ॥ અજગરે પકડી લેતાં નંદબાવા બૂમો પાડવા લાગ્યા – 'બેટા કૃષ્ણ, કૃષ્ણ! દોડો, દોડો! જો બેટા! આ અજગર મને ગળી જાય છે. હું તારા શરણમાં છું. જલદી મને આ સંકટમાંથી બચાવ. ॥ ૬ ॥ નંદબાવાની બૂમો સાંભળીને બધા જ ગોપો જાગીને ઊભા થઈ ગયા અને તેમને અજગરના મુખમાં જોઈને ગભરાઈ ગયા. તેઓ ત્યાં પડેલા અરધા-બળેલા લાકડાથી અજગરને મારવા લાગ્યા. ॥ ૭ ॥ પરંતુ માર પડવા છતાં અને ધગધગતા ઊંબાડિયાથી દઝાડવા છતાં અજગરે તેમને છોડ્યા નહીં. ત્યારે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણે ત્યાં પહોંચીને પોતાના ચરણથી તે અજગરને સ્પર્શ કર્યો. ॥ ૮ ॥ ભગવાનના શ્રીચરણનો સ્પર્શ થતાં જ અજગરનાં બધાં પાપ બળી ગયાં અને તે અજગર શરીરનો ત્યાગ કરીને વિદ્યાધરો પૂજે તેવા વિદ્યાધરના સર્વાંગસુંદર શરીરને પ્રાપ્ત થઈ ગયો. ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ભગવતા ।

તમપૃચ્છદ્ધૃષીકેશઃ પ્રણતં સમુપસ્થિતમ્ ।
દીપ્યમાનેન વપુષા પુરુષં હેમમાલિનમ્ ॥ ૧૦॥

કો ભવાન્ પરયા લક્ષ્મ્યા રોચતેઽદ્ભુતદર્શનઃ[1] ।
કથં જુગુપ્સિતામેતાં ગતિં વા પ્રાપિતોઽવશઃ ॥ ૧૧॥

સર્પ ઉવાચ

અહં વિદ્યાધરઃ કશ્ચિત્ સુદર્શન ઇતિ શ્રુતઃ[2] ।
શ્રિયા સ્વરૂપસમ્પત્ત્યા વિમાનેનાચરં દિશઃ ॥ ૧૨॥

ઋષીન્ વિરૂપાનઙ્ગિરસઃ પ્રાહસં રૂપદર્પિતઃ ।
તૈરિમાં પ્રાપિતો યોનિં પ્રલબ્ધૈઃ સ્વેન પાપ્મના ॥ ૧૩॥

શાપો મેઽનુગ્રહાયૈવ કૃતસ્તૈઃ કરુણાત્મભિઃ ।
યદહં લોકગુરુણા પદા સ્પૃષ્ટો હતાશુભઃ ॥ ૧૪॥

તં ત્વાહં ભવભીતાનાં પ્રપન્નાનાં ભયાપહમ્ ।
આપૃચ્છે શાપનિર્મુક્તઃ પાદસ્પર્શાદમીવહન્ ॥ ૧૫॥

પ્રપન્નોઽસ્મિ મહાયોગિન્ મહાપુરુષ સત્પતે ।
અનુજાનીહિ માં દેવ સર્વલોકેશ્વરેશ્વર ॥ ૧૬॥

બ્રહ્મદણ્ડાદ્ વિમુક્તોઽહં સદ્યસ્તેઽચ્યુત દર્શનાત્ ।
યન્નામ ગૃહ્ણન્નખિલાન્ શ્રોતૄનાત્માનમેવ ચ ।
સદ્યઃ પુનાતિ કિં ભૂયસ્તસ્ય સ્પૃષ્ટઃ પદા હિ તે ॥ ૧૭॥

ઇત્યનુજ્ઞાપ્ય દાશાર્હં પરિક્રમ્યાભિવન્દ્ય[3] ચ ।
સુદર્શનો દિવં યાતઃ કૃચ્છ્રાન્નન્દશ્ચ મોચિતઃ ॥ ૧૮॥

નિશામ્ય કૃષ્ણસ્ય તદાત્મવૈભવં
વ્રજૌકસો વિસ્મિતચેતસસ્તતઃ ।

તે પુરુષના શરીરમાંથી દિવ્ય જ્યોતિ નીકળી રહી હતી. તેણે સુવર્ણનો હાર ધારણ કર્યો હતો. જ્યારે તે પ્રણામ કરીને હાથ જોડીને ભગવાનની સામે ઊભો થઈ ગયો, ત્યારે ભગવાને તેને પૂછ્યું– ॥ ૧૦ ॥ 'સર્વાંગસુંદર અને જોવામાં અદ્‌ભુત એવા તમે કોણ છો? તમને આ અત્યંત નિંદનીય અજગરનું શરીર કઈ રીતે પ્રાપ્ત થયું? ખરેખર તમારે કોઈ મજબૂરીથી આ યોનિમાં આવવું પડ્યું હશે.' ॥ ૧૧ ॥

**અજગરના શરીરમાંથી નીકળેલા પુરુષે કહ્યું –** ભગવન્! હું પહેલાં એક વિદ્યાધર હતો. મારું નામ સુદર્શન હતું. મારી પાસે સૌન્દર્ય તો હતું જ, સંપત્તિ પણ બહુ હતી. એક દિવસ હું વિમાનમાં બેસીને જઈ રહ્યો હતો. ॥ ૧૨ ॥ ત્યારે મેં અંગિરા ગોત્રના કદરૂપા ઋષિઓને જોયા. મારી સુંદરતાના અભિમાનમાં મેં તે ઋષિઓની હાંસી કરી. મારા આ અપરાધથી કોપ કરીને તે ઋષિઓએ આપેલા શાપથી મને આ અજગરયોનિ મળી હતી. પ્રભુ! આ મારા પાપનું જ ફળ છે. ॥ ૧૩ ॥ તે દયાળુ ઋષિઓએ મારા પર અનુગ્રહ કરવા માટે જ શાપ આપ્યો હતો. કેમકે, તેમના શાપનો પ્રભાવ છે કે, આજે ચરાચરના ગુરુ સ્વયં આપે પોતાના ચરણકમળથી મારો સ્પર્શ કર્યો અને મારા બધાં અશુભ નષ્ટ થઈ ગયાં. ॥ ૧૪ ॥ સમસ્ત પાપોનો નાશ કરનાર પ્રભુ! જે લોકો જન્મ-મૃત્યુરૂપી સંસારથી ભયભીત થઈને આપના ચરણોનું શરણ લે છે, તેમને આપ તમામ ભયોથી મુક્ત કરી દો છો. હવે હું આપના શ્રીચરણોના સ્પર્શથી શાપમુક્ત થઈ ગયો છું અને મારા લોકમાં જવાની આજ્ઞા માગું છું. ॥ ૧૫ ॥ ભક્તવત્સલ! મહાયોગેશ્વર પુરુષોત્તમ! હું આપના શરણમાં છું. ઇન્દ્રાદિ સમસ્ત લોકેશ્વરોના પરમેશ્વર! સ્વયંપ્રકાશ પરમાત્મન્! મને આજ્ઞા આપો. ॥ ૧૬ ॥ પોતાના સ્વરૂપમાં નિત્ય-નિરંતર સ્થિત રહેનારા અચ્યુત! આપના દર્શનમાત્રથી હું બ્રાહ્મણોના શાપથી મુક્ત થઈ ગયો, એ કોઈ આશ્ચર્યની વાત નથી, કેમકે, જે પુરુષ આપના નામનું કીર્તન કરે છે, તે પોતાને તથા બધા શ્રોતાઓને પણ તુરત પવિત્ર કરી દે છે. પછી મને તો આપે સ્વયં પોતાના ચરણકમળથી સ્પર્શ કર્યો છે. ત્યારે ભલા, મારી મુક્તિમાં સંદેહ છે? ॥ ૧૭ ॥ આ પ્રમાણે સુદર્શને ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, પરિક્રમા કરી, પ્રણામ કરીને ભગવાનની આજ્ઞા લઈને તે પોતાના લોકમાં ચાલ્યો ગયો અને નંદબાવા આ ભારે સંકટમાંથી ઊગરી ગયા. ॥ ૧૮ ॥ રાજન્! જ્યારે વ્રજવાસીઓએ ભગવાન શ્રીકૃષ્ણનો આ અદ્‌ભુત પ્રભાવ જોયો, ત્યારે તેમને બહુ જ આશ્ચર્ય થયું. તે લોકોએ તે ક્ષેત્રમાં રાત્રિ રોકાવાનો જે નિયમ લીધો હતો તે પૂર્ણ કરીને તેઓ

૧. રોચતે શુભદર્શનઃ । ૨. સ્મૃતઃ । ૩. ઽભિવાદ્ય ।

સમાપ્ય તસ્મિન્ નિયમં પુનર્વ્રજં
નૃપાયયુસ્તત્ કથયન્ત આદૃતાઃ ॥ ૧૯॥

કદાચિદથ ગોવિન્દો રામશ્ચાદ્ભુતવિક્રમઃ ।
વિજહ્રતુર્વને રાત્ર્યાં મધ્યગૌ વ્રજયોષિતામ્ ॥ ૨૦॥

ઉપગીયમાનૌ લલિતં સ્ત્રીજનૈર્બદ્ધસૌહૃદૈઃ ।
સ્વલઙ્કૃતાનુલિપ્તાઙ્ગૌ સ્રગ્વિણૌ વિરજોઽમ્બરૌ ॥ ૨૧॥

નિશામુખં માનયન્તાવુદિતોડુપતારકમ્ ।
મલ્લિકાગન્ધમત્તાલિજુષ્ટં કુમુદવાયુના ॥ ૨૨॥

જગતુઃ સર્વભૂતાનાં મનઃશ્રવણમઙ્ગલમ્ ।
તૌ કલ્પયન્તૌ યુગપત્ સ્વરમણ્ડલમૂર્ચ્છિતમ્ ॥ ૨૩॥

ગોપ્યસ્તદ્ગીતમાકર્ણ્ય મૂર્ચ્છિતા નાવિદન્ નૃપ ।
સ્રંસદ્દુકૂલમાત્માનં[1] સ્રસ્તકેશસ્રજં તતઃ ॥ ૨૪॥

એવં વિક્રીડતોઃ સ્વૈરં ગાયતોઃ સમ્પ્રમત્તવત્ ।
શઙ્ખચૂડ ઇતિ ખ્યાતો ધનદાનુચરોઽભ્યગાત્ ॥ ૨૫॥

તયોર્નિરીક્ષતો રાજંસ્તન્નાથં[2] પ્રમદાજનમ્ ।
ક્રોશન્તં કાલયામાસ દિશ્યુદીચ્યામશઙ્કિતઃ ॥ ૨૬॥

ક્રોશન્તં કૃષ્ણ રામેતિ વિલોક્ય સ્વપરિગ્રહમ્ ।
યથા ગા દસ્યુના ગ્રસ્તા ભ્રાતરાવન્વધાવતામ્ ॥ ૨૭॥

મા ભૈષ્ટેત્યભયારાવૌ શાલહસ્તૌ તરસ્વિનૌ ।
આસેદતુસ્તં તરસા ત્વરિતં ગુહ્યકાધમમ્ ॥ ૨૮॥

સ વીક્ષ્ય તાવનુપ્રાપ્તૌ કાલમૃત્યૂ ઇવોદ્વિજન્ ।
વિસૃજ્ય સ્ત્રીજનં મૂઢઃ પ્રાદ્રવજ્જીવિતેચ્છયા ॥ ૨૯॥

બહુ આદર અને પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણની લીલાનું ગાન કરતા પાછા વ્રજમાં આવ્યા. ॥ ૧૯ ॥

એક દિવસ અલૌકિક કર્મો કરનારા ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી રાત્રિના સમયે વનમાં ગોપીઓની સાથે વિહાર કરી રહ્યા હતા. ॥ ૨૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે નિર્મળ પીતામ્બર અને બલરામજીએ નીલામ્બર ધારણ કર્યું હતું. બન્નેના કંઠમાં પુષ્પોની સુંદર માળા શોભી રહી હતી તથા શરીરમાં અંગરાગ, સુગન્ધિત ચન્દન લગાડી તેમણે સુંદર સુંદર આભૂષણો ધારણ કર્યાં હતાં. ગોપીઓ બહુ જ પ્રેમ અને આનંદથી લલિત સ્વરમાં તેમના ગુણગાન ગાઈ રહી હતી. ॥ ૨૧ ॥ હજી હમણાં જ સન્ધ્યાકાળ થયો હતો. આકાશમાં તારા દેખાતા હતા અને ચન્દ્રમાનો પ્રકાશ પ્રસરી રહ્યો હતો. મલ્લિકાનાં સુગન્ધિત પુષ્પોથી મદોન્મત્ત થઈને ભમરાઓ ગૂંજી રહ્યા હતા. તથા જળાશયમાં ખીલેલાં ચન્દ્રવિકાસી કમળોની સુગંધને પ્રસરાવતો મંદ-મંદ વાયુ વહી રહ્યો હતો. તે વખતે તેમનું સમ્માન કરતા રહીને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી બન્ને જણે રાગ છેડ્યો. એમનો રાગ સ્વરોના આરોહ-અવરોહથી અત્યંત કર્ણપ્રિય લાગતો હતો. તે જગતના સમસ્ત પ્રાણીઓનાં મન અને કાનોને આનંદમાં તરબોળ કરનારો હતો. ॥ ૨૨-૨૩ ॥ તેમનું આ ગાન સાંભળીને ગોપીઓ મોહિત થઈ ગઈ. પરીક્ષિત! તેમને પોતાનાં શરીરનું પણ ભાન રહ્યું નહીં કે તેમના પરથી ખસી રહેલાં વસ્ત્રો અને અંબોડામાંથી ખરી પડતાં ફૂલોને તે સંભાળી શકે. ॥ ૨૪ ॥

જ્યારે શ્રીકૃષ્ણ અને બલરામ બન્ને ભાઈ આ પ્રમાણે સ્વચ્છન્દ વિહાર કરી રહ્યા હતા અને મસ્તીમાં ગાઈ રહ્યા હતા, તે સમયે ત્યાં શંખચૂડ નામનો એક યક્ષ આવ્યો. તે કુબેરનો અનુચર હતો. ॥ ૨૫ ॥ પરીક્ષિત! બન્ને ભાઈઓની નજર સામે જ તે ગોપીઓને લઈને ઉત્તર દિશા તરફ ભાગી ગયો. જેમના એકમાત્ર સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ જ છે તે ગોપીઓ ત્યારે રડી-રડીને બૂમો પાડવા લાગી. ॥ ૨૬ ॥ બન્ને ભાઈઓએ જોયું કે જાણે કોઈ ચોર ગાયોને હાંકી જાય તે જ પ્રમાણે આ યક્ષ અમારી પ્રિય ગોપીઓને લઈ જઈ રહ્યો છે અને તે 'હે કૃષ્ણ! હે રામ!' પોકારી પોકારીને રડી રહી છે. તે જ સમયે બન્ને ભાઈ તે તરફ દોડ્યા. ॥ ૨૭ ॥ 'ડરો નહિ, ડરો નહિ' આ પ્રમાણે અભયવાણી કહેતા હાથમાં શાલના વૃક્ષ લઈને બહુ જ વેગપૂર્વક ક્ષણભરમાં જ તે નીચ યક્ષ પાસે પહોંચી ગયા. ॥ ૨૮ ॥ યક્ષે જોયું કે, કાળ અને મૃત્યુ જેવા આ બન્ને ભાઈ મારી પાસે આવી ગયા છે ત્યારે તે મૂર્ખ ગભરાઈ ગયો. તેણે ગોપીઓને ત્યાં જ છોડી દીધી અને સ્વયં જીવ બચાવવા માટે ભાગ્યો. ॥ ૨૯ ॥

૧. શ્લથદ્દુકૂલમાત્માનં । ૨. રાજંસ્તં તાવત્ ।

તમન્વધાવદ્ ગોવિન્દો યત્ર યત્ર સ ધાવતિ ।
જિહીર્ષુસ્તચ્છિરોરત્નં તસ્થૌ રક્ષન્ સ્ત્રિયો બલઃ ॥ ૩૦॥

ત્યારે ગોપીઓની રક્ષા કરવા માટે બલરામજી તો ત્યાં ઊભા રહી ગયા, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ જ્યાં-જ્યાં તે યક્ષ ભાગીને ગયો તેની પાછળ પાછળ દોડ્યા. તેઓ ઇચ્છતા હતા કે તેના માથા પરનો ચૂડામણિ કાઢી લઉં. ॥ ૩૦ ॥

અવિદૂર ઇવાભ્યેત્ય શિરસ્તસ્ય દુરાત્મનઃ ।
જહાર મુષ્ટિનૈવાઙ્ગ સહચૂડામણિં વિભુઃ ॥ ૩૧ ॥

થોડે દૂર ગયા પછી ભગવાને તેને પકડી લીધો. અને તે દુષ્ટના માથા પર જોરથી મુક્કીનો પ્રહાર કર્યો ત્યારે ચૂડામણિ સહિત તેનું મસ્તક ધડથી અલગ થઈ ગયું. ॥ ૩૧ ॥

શઙ્ખચૂડં નિહત્યૈવં મણિમાદાય ભાસ્વરમ્ ।
અગ્રજાયાદદાત્ પ્રીત્યા પશ્યન્તીનાં ચ યોષિતામ્ ॥ ૩૨ ॥

આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ શંખચૂડને મારીને અને તે તેજસ્વી મણિ લઈને પાછા આવ્યા અને બધી ગોપીઓની સામે જ તે મણિ તેમણે શ્રીબલરામજીને પ્રેમથી આપી દીધો. ॥ ૩૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[1] શઙ્ખચૂડવધો નામ ચતુસ્ત્રિંશોऽધ્યાયઃ ॥ ૩૪ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત શંખચૂડવધ નામનો ચોત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંત્રીસમો અધ્યાય

## યુગલગીત

*શ્રીશુક ઉવાચ*[2]

ગોપ્યઃ કૃષ્ણે વનં યાતે તમનુદ્રુતચેતસઃ ।
કૃષ્ણલીલાઃ પ્રગાયન્ત્યો નિન્યુર્દુઃખેન વાસરાન્ ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ ગાયો ચરાવવા માટે દરરોજ વનમાં જતા ત્યારે ગોપીઓનું ચિત્ત પણ તેમની સાથે ચાલ્યું જતું હતું. તેમનું મન શ્રીકૃષ્ણનું ચિંતન કરતું રહેતું અને તેઓ વાણીથી તેમની લીલાઓનું ગાન કરતી રહેતી. આ પ્રમાણે બહુ જ મુશ્કેલીથી તે તેમનો દિવસ વિતાવતી હતી. ॥ ૧ ॥

*ગોપ્ય ઊચુઃ*

વામબાહુકૃતવામકપોલો
વલ્ગિતભ્રુરધરાર્પિતવેણુમ્ ।
કોમલાઙ્ગુલિભિરાશ્રિતમાર્ગં
ગોપ્ય ઈરયતિ યત્ર મુકુન્દઃ ॥ ૨ ॥

વ્યોમયાનવનિતાઃ સહ સિદ્ધૈ-
ર્વિસ્મિતાસ્તદુપધાર્ય સલજ્જાઃ ।
કામમાર્ગણસમર્પિતચિત્તાઃ
કશ્મલં યયુરપસ્મૃતનીવ્યઃ ॥ ૩ ॥

**ગોપીઓ આપસમાં કહેતી**—અરે સખી! પોતાના પ્રેમીજનોને પ્રેમનું વિતરણ કરવાવાળા અને દ્વેષ કરનારાઓને પણ મોક્ષ આપી દેનારા શ્યામસુંદર નટનાગર જ્યારે પોતાના ડાબા કપોલને ડાબા ખભા પર મૂકીને પોતાની ભ્રૂકુટિ નચાવતા રહીને વાંસળીને પોતાના અધરો પર મૂકીને પોતાની કોમળ આંગળીઓ તેનાં છિદ્રો પર નચાવતા મધુર તાન છેડે છે, ત્યારે સિદ્ધોની પત્નીઓ આકાશમાં પોતાના પતિ સિદ્ધગણો સાથે વિમાનમાં બેસીને આવી જાય છે અને તે વેણુનાદ સાંભળીને અત્યંત વિસ્મિત થઈ જાય છે. પહેલાં તો તેમના પતિદેવો સાથે હોવાથી તેમના મનની આવી સ્થિતિ થાય ત્યારે તે સંકોચ અનુભવે છે પરંતુ ક્ષણભરમાં તેમનું ચિત્ત પણ ભગવાનમાં આકૃષ્ટ થઈ જાય છે, તે વિવશ અને અચેત થઈ જાય છે. તેમને એ વાતનું પણ ભાન રહેતું નથી કે, તેમની વસ્ત્રગ્રંથિઓ પણ શિથિલ થઈ ગઈ છે અને તેમનાં વસ્ત્રો ખસી ગયાં છે. ॥ ૨-૩ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'પૂર્વાર્ધે' પાઠ નથી. । ૨. બાદરાયણિરુવાચ ।

હન્ત ચિત્રમબલાઃ શૃણુતેદં
હારહાસ ઉરસિ સ્થિરવિદ્યુત્ ।
નન્દસૂનુરયમાર્તજનાનાં
નર્મદો યર્હિ કૂજિતવેણુઃ ॥ ૪॥

વૃન્દશો વ્રજવૃષા મૃગગાવો
વેણુવાદ્યહૃતચેતસ આરાત્ ।
દન્તદષ્ટકવલા ધૃતકર્ણા
નિદ્રિતા લિખિતચિત્રમિવાસન્ ॥ ૫॥

અરે ગોપીઓ! તમે એક આશ્ચર્યજનક વાત સાંભળો. આ નંદકુમાર કેટલા સુંદર છે? જ્યારે તેઓ હસે છે ત્યારે તેમની હાસ્યરેખાઓ તેમના ગળાના હારનું રૂપ ધારણ કરી લે છે, અને શુભ મોતી જેવી ચળકવા લાગે છે. અરે સખી! તેમનાં વક્ષઃસ્થળ પર લટકી રહેલા હારમાં તે હાસ્યનાં કિરણો ચળકવા લાગે છે. તેમના વક્ષઃસ્થળ પર જે શ્રીવત્સની સોનેરી રેખા છે, તે તો એવી લાગે છે, જાણે કાળા વાદળ ઉપર વીજળી સ્થિર થઈને બેસી ગઈ હોય. તેઓ જ્યારે સંતપ્ત લોકોને સુખ આપવા માટે, વિરહીજનોના મૃત શરીરમાં પ્રાણોનો સંચાર કરવા માટે વાંસળી વગાડે છે, ત્યારે વ્રજનાં ટોળે-ટોળાં બળદો, ગાયો અને હરણાંઓ તેમની પાસે દોડી આવે છે. માત્ર આવતાં જ નથી, સખી! દાંતોમાં આવેલા ઘાસનો ગ્રાસ તેમના મોઢામાં જેમનો તેમ રહી જાય છે, તેને તે પશુઓ ગળી શકતાં નથી અને નથી તેને પાછો કાઢી શકતાં. બન્ને કાન ઊંચા કરીને એ રીતે સ્થિર ઊભાં થઈ જાય છે જાણે સૂઈ ગયાં છે અથવા ભીંત પરનાં ચિત્રો જ છે. તેમની આવી દશા થવી સ્વાભાવિક જ છે, કેમ કે, આ વાંસળીની તાન તેમના ચિત્તને હરી લે છે. ॥ ૪-૫ ॥

બર્હિણસ્તબકધાતુપલાશૈ-
ર્બદ્ધમલ્લપરિબર્હવિડમ્બઃ ।
કર્હિચિત્ સબલ આલિ સ ગોપૈ-
ર્ગાઃ સમાહ્વયતિ યત્ર મુકુન્દઃ ॥ ૬॥

તર્હિ ભગ્નગતયઃ સરિતો વૈ
તત્પદામ્બુજરજોઽનિલનીતમ્ ।
સ્પૃહયતીર્વયમિવાબહુપુણ્યાઃ
પ્રેમવેપિતભુજાઃ સ્તિમિતાપઃ ॥ ૭॥

હે સખી! જ્યારે તે નંદનો લાડીલો લાલ પોતાના મસ્તકમાં મોરનાં પીંછાંનો મુકુટ મૂકે છે, વાંકડિયા કેશની લટોમાં ફૂલના ગુચ્છ ખોસે છે, ગેરુ વગેરે ધાતુઓથી પોતાનું અંગે-અંગ રંગીને, તરુવરોના કોમળ પાનના અંકુરોથી નટવેશનું નાટક કરતા, અને કોઈ મોટા પહેલવાન હોય એવો વેશ સજીને બલભદ્ર ભૈયા સાથે દૂર ગયેલી ગાયોને અને ગોપ સખાઓને વાંસળીમાં નામ લઈ-લઈને બોલાવે છે, ત્યારે હે સખીઓ! નદીઓનાં નીર સ્થંભી જાય છે. તે ઈચ્છે છે કે અમારા પ્રિયતમના ચરણોની રજ લઈને વાયુ અમને પહોંચાડી દે અને તે પ્રાપ્ત કરીને અમે કૃતાર્થ થઈ જઈએ, પરંતુ સખીઓ! તે નદીઓ પણ આપણી જેમ બહુ પુણ્યશાળી નથી. જેમ નંદનંદન શ્રીકૃષ્ણનું આલિંગન કરીએ ત્યારે આપણા હાથ ધ્રૂજે છે અને જડતારૂપ અસ્થિરભાવનો ઉદય થઈ જવાથી આપણે આપણા હાથ હલાવી શકતી નથી, તે જ રીતે નદીઓ પણ પ્રેમવશ થઈને ધ્રૂજવા લાગે છે. બે-ચાર વખત પ્રેમથી કંપિત તરંગરૂપી પોતાની ભુજાઓને ઉઠાવે છે, પરંતુ પછી વિવશ થઈને સ્થિર થઈ જાય છે, પ્રેમના આવેશથી સ્થંભી જાય છે. ॥ ૬-૭ ॥

અનુચરૈઃ સમનુવર્ણિતવીર્ય
આદિપૂરુષ ઈવાચલભૂતિઃ ।
વનચરો ગિરિતટેષુ ચરન્તી-
ર્વેણુનાઽઽહ્વયતિ ગાઃ સ યદા હિ ॥ ૮॥

વનલતાસ્તરવ આત્મનિ વિષ્ણું
વ્યઞ્જયન્ત્ય ઈવ પુષ્પફલાઢ્યાઃ ।
પ્રણતભારવિટપા મધુધારાઃ
પ્રેમહૃષ્ટતનવઃ સસૃજુઃ સ્મ ॥ ૯॥

અરે સખી! જેમ દેવતાઓ અનંત અને અચિન્ત્ય ઐશ્વર્યોના સ્વામી ભગવાન નારાયણની શક્તિઓનું ગાન કરે છે, તે જ રીતે ગ્વાલબાળકો અનંત સુંદર નટનાગર શ્રીકૃષ્ણની લીલાઓનું ગાન કરે છે. અચિન્ત્ય ઐશ્વર્ય સંપન્ન શ્રીકૃષ્ણ જ્યારે વૃન્દાવનમાં વિહાર કરે છે અને વેણુનાદ કરીને ગિરિરાજ ગોવર્ધનની તળેટીમાં ચરતી ગાયોને નામ લઈ-લઈને બોલાવે છે, ત્યારે વૃક્ષો, લતાઓ, પુષ્પો અને ફળોથી ભરપૂર ડાળીઓ નીચે ઝૂકીને ધરતીને સ્પર્શ કરે છે, જાણે ભગવાનને પ્રણામ કરતી હોય! તે વૃક્ષો અને લતાઓ પોતાની

દર્શનીયતિલકો વનમાલા-
દિવ્યગન્ધતુલસીમધુમત્તૈઃ ।
અલિકુલૈરલઘુગીતમભીષ્ટ-
માદ્રિયન્ યર્હિ સન્ધિતવેણુઃ ॥ ૧૦॥

સરસિ સારસહંસવિહઙ્ગા-
શ્ચારુગીતહૃતચેતસ એત્ય ।
હરિમુપાસત તે યતચિત્તા
હન્ત મીલિતદૃશો ધૃતમૌનાઃ ॥ ૧૧॥

સહબલઃ સ્રગવતંસવિલાસઃ
સાનુષુ ક્ષિતિભૃતો વ્રજદેવ્યઃ ।
હર્ષયન્ યર્હિ વેણુરવેણ
જાતહર્ષ ઉપરમ્ભતિ વિશ્વમ્ ॥ ૧૨॥

મહદતિક્રમણશઙ્કિતચેતા
મન્દમન્દમનુ ગર્જતિ મેઘઃ ।
સુહૃદમભ્યવર્ષત્ સુમનોભિ-
શ્છાયયા ચ વિદધત્ પ્રતપત્રમ્ ॥ ૧૩॥

વિવિધગોપચરણેષુ વિદગ્ધો
વેણુવાદ્ય ઉરુધા નિજશિક્ષાઃ ।
તવ સુતઃ સતિ યદાધરબિમ્બે
દત્તવેણુરનયત્ સ્વરજાતીઃ ॥ ૧૪॥

સવનશસ્તદુપધાર્ય સુરેશાઃ
શક્રશર્વપરમેષ્ઠિપુરોગાઃ ।
કવય આનતકન્ધરચિત્તાઃ
કશ્મલં યયુરનિશ્ચિતતત્ત્વાઃ ॥ ૧૫॥

અંદર ભગવાન વિષ્ણુને પ્રગટાવતાં હોય એ રીતે પ્રેમથી રોમાંચિત થઈ મધની ધારાઓ વહાવે છે. ॥ ૮-૯ ॥

અરે સખી! જેટલી પણ વસ્તુઓ સંસારમાં અથવા તેની બહાર જોવા યોગ્ય છે, તેમાં સૌથી સુંદર, સૌથી મધુર, સૌના શિરોમણિ છે – આ આપણા મનમોહન. તેમના મેઘશ્યામ લલાટ પર કેસરનું તિલક કેટલું શોભે છે – બસ, જોયા જ કરો! ગળામાં ઘૂંટણો સુધી લટકતી વનમાળામાં ગૂંથેલાં તુલસીની દિવ્ય ગંધ અને મધુર મધથી મદમસ્ત થઈને ભમરાના ટોળે-ટોળાં ઊંચા સ્વરે ગુંજાર કરી રહ્યાં છે. આપણા નટનાગર શ્યામસુંદર ભમરાઓના ગણગણાટનો આદર કરે છે અને તેમના સ્વરમાં સ્વર મિલાવીને વાંસળી વગાડે છે. તે વખતે સખી! તે મુનિઓને મોહિત કરનારા સંગીતને સાંભળીને સરોવરમાં રહેવાવાળા સારસ-હંસ વગેરે પક્ષીઓનું ચિત્ત પણ તેમના હાથમાં રહેતું નથી, હરાઈ જાય છે. તેઓ વિવશ થઈને પ્રિય શ્યામસુંદર પાસે આવીને બેસી જાય છે તથા આંખો બંધ કરીને, ચૂપચાપ ચિત્ત એકાગ્ર કરીને તેમની આરાધના કરે છે. જાણે કોઈ વિહંગમવૃત્તિના રસિક પરમહંસ જ હોય, ભલા કહો તો, આ કેટલા આશ્ચર્યની વાત છે! ॥ ૧૦-૧૧ ॥

અરે વ્રજદેવીઓ! આપણા શ્યામસુંદર જ્યારે ફૂલોનાં કુંડળ બનાવીને કાનોમાં ધારણ કરે છે, અને બલરામજીની સાથે ગિરિરાજજીનાં શિખરો પર ઊભા રહીને સમસ્ત લોકને હર્ષ પમાડતા વેણુનાદ કરે છે – અરે વાંસળી શું વગાડે છે, આનંદમગ્ન થઈને તેના ધ્વનિ દ્વારા સમસ્ત વિશ્વનું આલિંગન કરે છે – ત્યારે કાળા મેઘો વાંસળીમાં સૂર પૂરતા હોય તેમ મંદ-મંદ ગર્જના કરવા લાગે છે. મેઘોના મનમાં એવી શંકા રહે છે કે, ક્યાંક અમે જોરથી ગર્જના કરીએ અને તે ક્યાંક વેણુનાદના સૂરથી વિપરીત થઈ જાય, તેમાં બેસૂરાપણું લાગે તો મહાત્મા શ્રીકૃષ્ણનો અપરાધ થઈ જાય. સખી! તે મેઘ એટલું જ નથી કરતા, તે જ્યારે જુએ છે કે અમારા મિત્ર ઘનશ્યામને પસીનો થઈ રહ્યો છે ત્યારે તે તેમના ઉપર આવીને છાયા કરે છે, તેમનું છત્ર બની જાય છે. અરે સખી! મેઘ તો પ્રસન્ન થઈને તેમના ઉપર પોતાનું જીવન ન્યોછાવર કરી દે છે – ઝીણાં-ઝીણાં ફોરાં રૂપે એવી રીતે વરસવા લાગે છે કે જાણે દિવ્ય પુષ્પોની વર્ષા થઈ રહી હોય! ક્યારેક વાદળોની પાછળ છુપાઈને દેવતાઓ પણ પુષ્પની વૃષ્ટિ કરે છે. ॥ ૧૨-૧૩ ॥

સતીશિરોમણિ યશોદાજી! તમારા સુંદર કુંવર ગોપકુમારો સાથે રમવામાં બહુ ચતુર છે. તમારા લાડલા લાલ બધાના પ્રિય તો છે જ, ચતુર પણ છે. જુઓ, તેમણે વાંસળી વગાડવાની કળા કોઈની પાસેથી શીખી નથી. અનેક પ્રકારની રાગ-રાગિણીઓ તેમણે જાતે જ શોધી કાઢી. હવે તેઓ તેમના પાકા ઘિલોડા જેવા લાલ-લાલ નીચલા હોઠ પર વાંસળી રાખી ઋષભ, નિષાદ વગેરે સ્વરો વગાડે છે, ત્યારે વેણુનાદના તે સ્વરોથી મોહિત થઈ બ્રહ્મા, શંકર અને ઇન્દ્ર વગેરે મોટા-મોટા દેવતાઓ પણ કે જેઓ સર્વજ્ઞ

નિજપદાબ્જદલૈર્ધ્વજવજ્ર-
નીરજાઙ્કુશવિચિત્રલલામૈઃ ।
વ્રજભુવઃ શમયન્ ખુરતોદં
વર્ષ્મધુર્યગતિરીડિતવેણુઃ ॥૧૬॥

વ્રજતિ તેન વયં સવિલાસ-
વીક્ષણાર્પિતમનોભવવેગાઃ ।
કુજગતિં ગમિતા ન વિદામઃ
કશ્મલેન કબરં વસનં વા ॥૧૭॥

મણિધરઃ ક્વચિદાગણયન્ ગા
માલયા દયિતગન્ધતુલસ્યાઃ ।
પ્રણયિનોઽનુચરસ્ય કદાંસે
પ્રક્ષિપન્ ભુજમગાયત યત્ર ॥૧૮॥

ક્વણિતવેણુરવવઞ્ચિતચિત્તાઃ
કૃષ્ણમન્વસત કૃષ્ણગૃહિણ્યઃ ।
ગુણગણાર્ણમનુગત્ય હરિણ્યો
ગોપિકા ઈવ વિમુક્તગૃહાશાઃ ॥૧૯॥

કુન્દદામકૃતકૌતુકવેષો
ગોપગોધનવૃતો યમુનાયામ્ ।
નન્દસૂનુરનઘે તવ વત્સો
નર્મદઃ પ્રણયિનાં વિજહાર ॥૨૦॥

મન્દવાયુરુપવાત્યનુકૂલં
માનયન્ મલયજસ્પર્શેન[1] ।
વન્દિનસ્તમુપદેવગણા યે
વાદ્યગીતબલિભિઃ પરિવવ્રુઃ ॥૨૧॥

છે – તેને સમજી શકતા નથી. તેઓ એટલા મોહિત થઈ જાય છે કે તેમનું ચિત્ત તો તેમના રોકવા છતાં પણ તેમના હાથમાંથી નીકળીને વંશીનાદમાં તલ્લીન થઈ જાય છે, મસ્તક પણ ઝૂકી જાય છે, અને તેઓ પોતાનું સાન-ભાન ગુમાવીને તન્મય થઈ જાય છે. ॥૧૪-૧૫॥

અરી સખી! તેમના ચરણકમળમાં ધજા, વજ્ર, કમળ, અંકુશ વગેરેનાં અદ્ભુત અને સુંદર-સુંદર ચિહ્નો છે. જ્યારે વ્રજભૂમિ ગાયોની ખરીઓથી ખોદાઈ જાય છે ત્યારે તેઓ પોતાના કોમળ ચરણોથી તેની પીડા હરીને ગજરાજની જેમ મન્દગતિથી આવે છે અને વાંસળી પણ વગાડે છે. તેમનો તે વેણુનાદ, તેમની તે ચાલ અને તે વિલાસપૂર્ણ દૃષ્ટિ અમારા હૃદયમાં પ્રેમની, મિલનની આકાંક્ષાના આવેગને વધારી દે છે. અમે ત્યારે એટલી મુગ્ધ, એટલી મોહિત થઈ જઈએ છીએ કે, જડ વૃક્ષની જેમ હાલી-ચાલી પણ શકતી નથી. અમને તો અમારાં વસ્ત્રો અને કેશનું પણ ભાન રહેતું નથી. ॥૧૬-૧૭॥

અરે સખી! તેમના ગળામાં મણિઓની માળા બહુ સુંદર લાગે છે. તુલસીની મધુર સુગન્ધ તેમને બહુ પ્રિય છે. તેથી તુલસી-માળાને તો તેઓ ક્યારેય છોડતા જ નથી, હંમેશાં ધારણ કરી રાખે છે. જ્યારે તે શ્યામસુંદર તે મણિઓની માળાથી ગાયોની ગણતરી કરતાં-કરતાં કોઈ પ્રેમી સખાના ગળામાં હાથ નાખી દે છે અને ભાવયુક્ત થઈને વાંસળી વગાડતા ગાવા લાગે છે, તે સમયે વાગી રહેલી તે વાંસળીના મધુર સ્વરથી મોહિત થયેલી કૃષ્ણસાર મૃગોની પત્ની હરણીઓ પણ પોતાનું ચિત્ત તેમના ચરણો પર ન્યોછાવર કરી દે છે. અને જેમ આપણે ગોપીઓ આપણાં ઘર-બારની આશા-અભિલાષા મૂકીને ગુણસાગર નાગર નન્દનન્દનને ઘેરી લઈએ છીએ, તે જ રીતે હરણીઓ પણ તેમની પાસે દોડી આવે છે અને ત્યાં એકીટશે જોતી ઊભી રહી જાય છે. પાછા વળવાનું નામ લેતી નથી. ॥૧૮-૧૯॥

નંદરાણી યશોદાજી! ખરેખર તમે બહુ પુણ્યશાળી છો. તેથી તો તમને આવા પુત્ર મળ્યા છે. તમારા તે લાડલા લાલ બહુ જ પ્રેમી છે, તેમનું ચિત્ત બહુ કોમળ છે. તે પ્રેમી સખાઓને જાત-જાતની હાંસી-મજાક દ્વારા સુખ આપે છે. મોગરાની કળીઓનો હાર પહેરીને જ્યારે તે પોતાને અદ્ભુત વેશમાં સજાવે છે અને ગોપકુમારો અને ગાયોની સાથે યમુનાકિનારે વિહાર કરે છે, ત્યારે ચંદન જેવા સુગંધી અને શીતળ સ્પર્શથી તેમનો સત્કાર કરતો મંદ વાયુ અનુકૂળ બની સેવા કરે છે અને ગન્ધર્વ વગેરે ઉપદેવતાઓ બંદીજનોની જેમ વાજિન્ત્ર સાથે મધુર ગીતો ગાઈને તેમને સંતુષ્ટ કરે છે અને અનેક પ્રકારની ભેટો આપતા, બધી રીતે તેમની સેવા કરે છે. ॥૨૦-૨૧॥

[1] મલયજસ્ય રસેન ।

વત્સલો વ્રજગવાં યદગધ્રો
વન્દ્યમાનચરણઃ પથિ વૃદ્ધૈઃ ।
કૃત્સ્નગોધનમુપોહ્ય દિનાન્તે
ગીતવેણુરનુગેડિતકીર્તિઃ ॥ ૨૨॥

ઉત્સવં શ્રમરુચાપિ દૃશીના-
મુન્નયન્ ખુરરજશ્છુરિતસ્રક્ ।
દિત્સયૈતિ સુહૃદાશિષ એષ
દેવકીજઠરભૂરુડુરાજઃ ॥ ૨૩॥

અરી સખી! શ્યામસુંદર વ્રજની ગાયો સાથે બહુ પ્રેમ કરે છે, તે માટે તો તેમણે ગોવર્ધન ધારણ કર્યો હતો. હવે તે બધા ગાયોને ચરાવીને આવતા જ હશે; જુઓ, સાયંકાલ થઈ ગયો છે. ત્યારે આટલું મોડું કેમ થાય છે, સખી? કારણ કે, રસ્તામાં મોટા-મોટા બ્રહ્મા વગેરે વયોવૃદ્ધ અને શંકર વગેરે જ્ઞાનવૃદ્ધ તેમના ચરણોની વંદના કરતા હોય છે. હવે ગાયોની પાછળ-પાછળ વાંસળી વગાડતા તે આવતા જ હશે. ગ્વાલ મિત્રો તેમનો યશોગાન ગાતા જ હશે. જુઓને, એ આવી જ રહ્યા છે. ગાયોની ખરીઓથી ઊડીને કેટલીય ધૂળ વનમાળા પર પડી છે. તેઓ દિવસભર વનમાં ફરી-ફરીને થાકી ગયા છે. તેમ છતાં પોતાની શોભાથી તેઓ અમારી આંખોને કેટલું સુખ, કેટલો આનંદ આપી રહ્યા છે. જુઓ, આ યશોદાની કૂખે પ્રગટ થઈ બધાને આહ્લાદિત કરવાવાળા શ્રીગોકુલચન્દ્ર અમારા પ્રેમીજનોના હિત માટે અમારી આશા-અભિલાષાઓ પૂરી કરવા માટે આપણી પાસે આવી રહ્યા છે. ॥ ૨૨-૨૩ ॥

મદવિઘૂર્ણિતલોચન ઈષન્
માનદઃ સ્વસુહૃદાં વનમાલી ।
બદરપાણ્ડુવદનો મૃદુગણ્ડં
મણ્ડયન્ કનકકુણ્ડલલક્ષ્મ્યા ॥ ૨૪॥

યદુપતિર્દ્વિરદરાજવિહારો
યામિનીપતિરિવૈષ દિનાન્તે ।
મુદિતવક્ત્ર ઉપયાતિ દુરન્તં
મોચયન્ વ્રજગવાં દિનતાપમ્ ॥ ૨૫॥

સખી! જો તો ખરી, કેવું સૌન્દર્ય છે! મદભર્યા રતુમડાં નેત્રોને નચાવે છે ત્યારે તે કેટલા સુન્દર લાગે છે! કંઠમાં વનમાળા લહેરાઈ રહી છે. સુવર્ણનાં કુંડળોની કાન્તિથી તેઓ પોતાના કોમળ કપોલોને અલંકૃત કરી રહ્યા છે. એનાથી તેમનું મુખ અર્ધપાકેલા બોર જેવું પાંડુવર્ણ લાગે છે અને તેમના રોમે રોમમાંથી, ખાસ કરીને મુખકમળમાંથી પ્રસન્નતા છલકાઈ રહી છે. જો, જો, હવે તે પોતાના સખા ગોપબાળકોને સન્માનપૂર્વક વિદાય કરી રહ્યા છે. સખી! જો તો ખરી, વ્રજભૂષણ શ્રીકૃષ્ણ ગજરાજ જેવી મદભરી ચાલથી આપણી તરફ આવી રહ્યા છે. હવે વ્રજમાં (પુરાઈ રહેલી) ગાય જેવી ગોપીઓના (આપણા) આખા દિવસના હૃદયના વિરહ-તાપને શાંત કરવા હમણાં (સાયંકાળે) તેઓ અહીં પાધારી રહ્યા છે. ॥ ૨૪-૨૫ ॥

*શ્રીશુક ઉવાચ*[1]

એવં વ્રજસ્ત્રિયો રાજન્ કૃષ્ણલીલા નુ ગાયતીઃ ।
રેમિરેડહઃસુ તચ્ચિત્તાસ્તન્મનસ્કા મહોદયાઃ ॥ ૨૬॥

**શ્રી શુકદેવજી કહે છે** — પરીક્ષિત! બહુ ભાગ્યશાળી ગોપીઓનું મન શ્રીકૃષ્ણમાં જ પરોવાયેલું રહેતું હતું. તે કૃષ્ણમય થઈ ગઈ હતી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ દિવસે ગાયો ચારવા વનમાં ચાલ્યા જતા, ત્યારે ગોપીઓ તેમનું જ ચિંતન કરતી રહેતી અને પોત-પોતાની સખીઓ સાથે જુદી જુદી તેમની લીલાઓનું ગાન કરીને તેમાં મગ્ન થઈ જતી. આ પ્રમાણે તે દિવસો પસાર કરતી હતી. ॥ ૨૬ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે વૃન્દાવનક્રીડાયાં[2] ગોપિકાયુગલગીતં નામ પઞ્ચત્રિંશોડધ્યાયઃ ॥ ૩૫ ॥**

**દસમ સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ગોપિકાયુગલગીત નામનો પાંત્રીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' અને તે પછીના શ્લોકનો પાઠ મૂળમાં નથી । ૨. વૃન્દાવનક્રીડાયાં ગોપિકાગીતં નામ ।

# છત્રીસમો અધ્યાય

## અરિષ્ટાસુરનો ઉદ્ધાર અને કંસ દ્વારા શ્રીઅક્રૂરજીને વ્રજમાં મોકલવા

*શ્રીશુક ઉવાચ*[1]

અથ તર્હ્યાગતો ગોષ્ઠમરિષ્ટો વૃષભાસુરઃ ।
મહીં મહાકકુત્કાયઃ કમ્પયન્ ખુરવિક્ષતામ્ ॥ ૧॥

રમ્ભમાણઃ ખરતરં પદા ચ[2] વિલિખન્ મહીમ્ ।
ઉદ્યમ્ય પુચ્છં વપ્રાણિ વિષાણાગ્રેણ ચોદ્ધરન્ ॥ ૨॥

કિઞ્ચિત્ કિઞ્ચિચ્છકૃન્મુઞ્ચન્ મૂત્રયન્ સ્તબ્ધલોચનઃ ।
યસ્ય નિર્હ્રાદિતેનાઙ્ગ નિષ્ઠુરેણ ગવાં નૃણામ્[3] ॥ ૩॥

પતન્ત્યકાલતો[4] ગર્ભાઃ સ્રવન્તિ સ્મ ભયેન વૈ ।
નિર્વિશન્તિ ઘના યસ્ય કકુદ્યચલશઙ્કયા ॥ ૪॥

તં તીક્ષ્ણશૃઙ્ગમુદ્વીક્ષ્ય ગોપ્યો ગોપાશ્ચ તત્રસુઃ ।
પશવો દુદ્રુવુર્ભીતા[5] રાજન્ સન્ત્યજ્ય ગોકુલમ્ ॥ ૫॥

કૃષ્ણ કૃષ્ણેતિ તે સર્વે ગોવિન્દં શરણં યયુઃ ।
ભગવાનપિ[6] તદ્ વીક્ષ્ય ગોકુલં ભયવિદ્રુતમ્[7] ॥ ૬॥

મા ભૈષ્ટેતિ ગિરાઽઽશ્વાસ્ય વૃષાસુરમુપાહ્વયત્ ।
ગોપાલૈઃ પશુભિર્મન્દ ત્રાસિતૈઃ કિમસત્તમ ॥ ૭॥

બલદર્પહાઽહં[8] દુષ્ટાનાં ત્વદ્વિધાનાં દુરાત્મનામ્ ।
ઈત્યાસ્ફોટ્યાચ્યુતોઽરિષ્ટં તલશબ્દેન કોપયન્ ॥ ૮॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જે વખતે ભગવાન શ્રીકૃષ્ણ વ્રજમાં પ્રવેશ કરી રહ્યા હતા અને ત્યાં આનંદ-ઉત્સવની ધૂમ મચેલી હતી, તે જ સમયે અરિષ્ટાસુર નામનો એક દૈત્ય બળદનું રૂપ ધારણ કરીને આવ્યો. તેની ખાંધ અને કાયા બહુ મોટી હતી. તે પોતાની ખરીઓને એટલી જોરથી પછાડતો હતો કે તેનાથી ધરતી ધ્રૂજી રહી હતી. ॥ ૧ ॥ તે ભયંકર રીતે બરાડતો, પૂંછડું ઊંચું કરીને શિંગડાની અણીઓથી કોટ-કાંગરા-દીવાલોને તથા ખેતરની પાળોને તોડતો આવી રહ્યો હતો. ॥ ૨ ॥ રસ્તામાં વારંવાર છાણ-મૂત્ર વિસર્જન કરતો, આંખો ફાડીને દોડી રહ્યો હતો. પરીક્ષિત! તેના ક્રૂર અને કઠોર બરાડવાથી – ગર્જનાથી ભયભીત થઈને સ્ત્રીઓના અને ગાયોના ગર્ભ અકાળે સવી જતા હતા. વધારે તો શું કહું, તેની ખાંધને પર્વત સમજીને વાદળો તેના પર બેસી જતા હતા. ॥ ૩-૪ ॥ પરીક્ષિત! તે અણીદાર શિંગડાવાળા બળદને જોઈને વ્રજનાં સ્ત્રી-પુરુષો ભયભીત થઈ ગયાં. પશુઓ તો એટલાં ગભરાઈ ગયાં કે તેમનાં સ્થાન છોડીને ભાગી ગયાં. ॥ ૫ ॥ તે વખતે બધા વ્રજવાસીઓ શ્રીકૃષ્ણને પોકારતા તેમના શરણમાં આવ્યા. ભગવાને જોયું કે, મારું ગોકુલ બહુ જ ભયભીત થઈ રહ્યું છે. ॥ ૬ ॥ ત્યારે તેમણે 'ડરશો નહિ' એવું કહીને બધાને આશ્વાસન આપી અને પછી તે 'વૃષાસુર'ને લલકાર્યો. 'અરે મૂર્ખ! મહાદુષ્ટ! તું આ ગાયો અને ગોવાળોને શું ડરાવી રહ્યો છે? તેનાથી શું થશે? ॥ ૭ ॥ જો, તારા જેવા દુરાત્મા દુષ્ટોના અભિમાનના ચૂરે-ચૂરા કરવાવાળો હું 'કાળ' છું.' આ રીતે તેને બોલાવીને ભગવાને સાથળ પર હાથ ઠોકીને તેને ક્રોધિત કરવા માટે એક મિત્રના ગળામાં હાથ મૂકીને ઊભા રહી ગયા. ભગવાન શ્રીકૃષ્ણના આ પડકારથી તે ક્રોધથી લાલ-પીળો થઈ ગયો અને પોતાની ખરીઓથી ખૂબ જોરથી ધરતી ખોદતો શ્રીકૃષ્ણ તરફ દોડ્યો. તે વખતે તેણે

૧. બાદરાયણિરુવાચ । ૨. સંવિલિખન્ । ૩. ભૃશમ્ । ૪. પતન્ત્વાકાલિકા ગર્ભાઃ । ૫. દુદ્રુવૂ રાજન્ સન્ત્યજ્ય નિજગોકુલમ્ । ૬. ભગવાનથ । ૭. ભયવિહ્વલમ્ । ૮. પ્રાચીન પ્રતમાં 'બલદર્પહાઽહં............ દુરાત્મનામ્' એ શ્લોકાર્ધ નથી. ।

સખ્યુરંસે ભુજાભોગં પ્રસાર્યાવસ્થિતો હરિઃ ।
સોઽપ્યેવં કોપિતોઽરિષ્ટઃ ખુરેણાવનિમુલ્લિખન્ ।
ઉદ્યત્પુચ્છભ્રમન્મેઘઃ ક્રુદ્ધઃ કૃષ્ણમુપાદ્રવત્ ॥ ૯॥

અગ્રન્યસ્તવિષાણાગ્રઃ સ્તબ્ધાસૃગ્લોચનોઽચ્યુતમ્ ।
કટાક્ષિપ્યાદ્રવત્તૂર્ણમિન્દ્રમુક્તોઽશનિર્યથા ॥ ૧૦॥

ગૃહીત્વા શૃઙ્ગયોસ્તં વા અષ્ટાદશ પદાનિ સઃ ।
પ્રત્યપોવાહ ભગવાન્ ગજઃ પ્રતિગજં યથા ॥ ૧૧॥

સોઽપવિદ્ધો ભગવતા પુનરુત્થાય સત્વરઃ ।
આપતત્ સ્વિન્નસર્વાઙ્ગો નિઃશ્વસન્ ક્રોધમૂર્છિતઃ ॥ ૧૨॥

તમાપતન્તં સ નિગૃહ્ય શૃઙ્ગયોઃ
પદા સમાક્રમ્ય નિપાત્ય ભૂતલે ।
નિષ્પીડયામાસ યથાઽઽર્દ્રમમ્બરં
કૃત્વા વિષાણેન જઘાન સોઽપતત્ ॥ ૧૩॥

અસૃગ્ વમન્ મૂત્રશકૃત્ સમુત્સૃજન્
ક્ષિપંશ્ચ પાદાનનવસ્થિતેક્ષણઃ ।
જગામ કૃચ્છ્રં નિર્ઋતેરથ ક્ષયં
પુષ્પૈઃ કિરન્તો હરિમીડિરે સુરાઃ ॥ ૧૪॥

એવં કકુદ્મિનં હત્વા સ્તૂયમાનઃ સ્વજાતિભિઃ ।
વિવેશ ગોષ્ઠં સબલો ગોપીનાં નયનોત્સવઃ ॥ ૧૫॥

અરિષ્ટે નિહતે દૈત્યે કૃષ્ણેનાદ્ભુતકર્મણા ।
કંસાયાથાહ ભગવાન્ નારદો દેવદર્શનઃ ॥ ૧૬॥

યશોદાયાઃ સુતાં કન્યાં દેવક્યાઃ કૃષ્ણમેવ ચ ।
રામં ચ રોહિણીપુત્રં વસુદેવેન બિભ્યતા ॥ ૧૭॥

ન્યસ્તૌ સ્વમિત્રે નન્દે વૈ યાભ્યાં તે પુરુષા હતાઃ ।
નિશમ્ય તદ્ ભોજપતિઃ કોપાત્ પ્રચલિતેન્દ્રિયઃ ॥ ૧૮॥

ઊંચા કરેલા પૂંછડાના ધક્કાથી આકાશના વાદળો છિન્નભિન્ન થઈ ગયાં. ॥ ૮-૯ ॥ તેણે પોતાનાં તીક્ષ્ણ શિંગડાં આગળ કરી લીધાં. લાલ આંખોથી એકી નજરે જોતો શ્રીકૃષ્ણ તરફ ત્રાંસુ જોઈને તેમના પર એટલા વેગથી ધસ્યો જાણે ઈન્દ્રના હાથથી છૂટેલું વજ્ર હોય. ॥ ૧૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના બન્ને હાથથી તેનાં બન્ને શિંગડાં પકડી લીધાં અને જેમ એક હાથી, તેની સાથે ભીડતા બીજા હાથીને હટાવે તેવી રીતે તેમણે તેને અઢાર ડગલાં પાછળ ધકેલી દીધો. ॥ ૧૧ ॥ ભગવાનના આ પ્રકારે તેને પાછો ઠેલી દેવાથી તે ફરી પાછો ઊભો થઈ ગયો અને ક્રોધાવેશમાં આવીને ઊંડા-ઊંડા શ્વાસ લેતો પાછો ભગવાન તરફ ધસ્યો. તે વખતે તેનું આખું શરીર પસીનાથી લથપથ થઈ ગયું હતું. ॥ ૧૨ ॥ ભગવાને જ્યારે જોયું કે, તે હવે મારા ઉપર પ્રહાર કરવા ઈચ્છે છે ત્યારે તેમણે તેનાં શિંગડાં પકડી લીધાં અને પછી પગથી દબાવીને તેને ભીના કપડાની જેમ નિચોવી નાંખ્યો. ત્યાર પછી તેનાં શિંગડાં ઉપાડીને તેને બહુ માર્યો. અત્યંત માર ખાવાથી તે હાલ્યા-ચાલ્યા વિના પડી રહ્યો. ॥ ૧૩ ॥ પરીક્ષિત! આ પ્રમાણે તે દૈત્ય મોઢામાંથી લોહી ઓકતો અને મળ-મૂત્ર વિસર્જિત કરતો પગ પછાડવા લાગ્યો. તેની આંખોની કીકીઓ અવળી ફરી ગઈ અને તેણે બહુ જ કષ્ટ સાથે શરીર છોડ્યું. હવે દેવતાઓ ભગવાન પર પુષ્પો વરસાવીને સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ રીતે બળદરૂપમાં આવેલા અરિષ્ટાસુર (વૃષાસુર)ને મારી નાખ્યો, ત્યારે બધા ગોવાળિયા તેમની પ્રશંસા કરવા લાગ્યા. તેમણે બલરામજીની સાથે વ્રજમાં પ્રવેશ કર્યો અને તેમને જોઈ-જોઈને ગોપીઓનાં મન અને નેત્રો આનંદથી પુલકિત થઈ ગયાં. ॥ ૧૫ ॥

પરીક્ષિત! ભગવાનની લીલા બહુ જ અદ્‌ભુત છે. અહીં જ્યારે તેમણે અરિષ્ટાસુરને મારી નાખ્યો, ત્યારે ભગવન્મય નારદજી (કે જેઓ લોકોને બહુ જ જલદીથી ભગવાનનાં દર્શન કરાવતા રહે છે) કંસ પાસે આવ્યા. તેમણે કંસને કહ્યું - ॥ ૧૬ ॥ 'કંસ! જે કન્યા તમારા હાથમાંથી છૂટીને આકાશમાં ચાલી ગઈ હતી, તે તો યશોદાની પુત્રી હતી અને વ્રજમાં જે શ્રીકૃષ્ણ છે, તે દેવકીના પુત્ર છે. ત્યાં જે બલરામજી છે તે રોહિણીના પુત્ર છે. વસુદેવજીએ તમારાથી ડરીને પોતાના મિત્ર નંદ પાસે તે બે પુત્રોને મૂકી દીધા છે. તેમણે જ તમારા અનુચરો - દૈત્યોનો વધ કર્યો છે.' આ વાત સાંભળતાં જ કંસની બધી ઈન્દ્રિયો ક્રોધથી ધ્રૂજવા લાગી. ॥ ૧૭-૧૮ ॥

નિશાતમસિમાદત્ત વસુદેવજિઘાંસયા ।
નિવારિતો નારદેન તત્સુતૌ મૃત્યુમાત્મનઃ ॥ ૧૯॥

જ્ઞાત્વા લોહમયૈઃ પાશૈર્બબન્ધ સહ ભાર્યયા ।
પ્રતિયાતે તુ દેવર્ષૌ કંસ આભાષ્ય કેશિનમ્ ॥ ૨૦॥

પ્રેષયામાસ હન્યેતાં ભવતા રામકેશવૌ[1] ।
તતો મુષ્ટિકચાણૂરશલતોશલકાદિકાન્ ॥ ૨૧॥

અમાત્યાન્ હસ્તિપાંશ્ચૈવ સમાહૂયાહ ભોજરાટ્ ।
ભો ભો નિશમ્યતામેતદ્ વીરચાણૂરમુષ્ટિકૌ ॥ ૨૨॥

નન્દવ્રજે કિલાસાતે સુતાવાનકદુન્દુભેઃ ।
રામકૃષ્ણૌ તતો મહ્યં મૃત્યુઃ કિલ[2] નિદર્શિતઃ ॥ ૨૩॥

ભવદ્ભ્યામિહ સમ્પ્રાપ્તૌ હન્યેતાં મલ્લલીલયા ।
મઞ્ચાઃ ક્રિયન્તાં વિવિધા મલ્લરઙ્ગપરિશ્રિતાઃ ।
પૌરા જાનપદાઃ સર્વે પશ્યન્તુ સ્વૈરસંયુગમ્ ॥ ૨૪॥

મહામાત્ર ત્વયા ભદ્ર રઙ્ગદ્વાર્યુપનીયતામ્ ।
દ્વિપઃ કુવલયાપીડો જહિ તેન મમાહિતૌ ॥ ૨૫॥

આરભ્યતાં ધનુર્યાગશ્ચતુર્દશ્યાં યથાવિધિ ।
વિશસન્તુ પશૂન્ મેધ્યાન્ ભૂતરાજાય મીઢુષે ॥ ૨૬॥

ઈત્યાજ્ઞાપ્યાર્થતન્ત્રજ્ઞ આહૂય યદુપુઙ્ગવમ્ ।
ગૃહીત્વા પાણિના પાણિં તતોઽક્રૂરમુવાચ હ ॥ ૨૭॥

ભો ભો દાનપતે મહ્યં ક્રિયતાં મૈત્રમાદતઃ ।
નાન્યસ્ત્વત્તો હિતતમો વિદ્યતે ભોજવૃષ્ણિષુ ॥ ૨૮॥

અતસ્ત્વામાશ્રિતઃ સૌમ્ય કાર્યગૌરવસાધનમ્ ।
યથેન્દ્રો વિષ્ણુમાશ્રિત્ય સ્વાર્થમધ્યગમદ્ વિભુઃ ॥ ૨૯॥

તેણે વસુદેવજીને મારી નાખવા માટે તુરત જ તીક્ષ્ણ તલવાર ઉઠાવી લીધી, પરંતુ તેને નારદજીએ રોક્યો. જ્યારે કંસને એ ખબર પડી ગઈ કે વસુદેવજીના પુત્રો જ મારા મૃત્યુનું કારણ છે, ત્યારે તેણે દેવકી અને વસુદેવ બન્નેને સાંકળથી બાંધીને જેલમાં પૂરી દીધાં. જ્યારે દેવર્ષિ નારદજી ચાલ્યા ગયા ત્યારે કંસે કેશીને બોલાવ્યો અને કહ્યું – 'તું વ્રજમાં જઈને બલરામ ને કૃષ્ણને મારી નાખ.' તે રવાના થઈ ગયો. ત્યાર બાદ કંસે મુષ્ટિક, ચાણૂર, શલ, તોશલ વગેરે પહેલવાનો, મંત્રીઓ અને મહાવતોને બોલાવીને કહ્યું – 'વીર ચાણૂર અને મુષ્ટિક! તમે લોકો ધ્યાનથી મારી વાત સાંભળો. ॥ ૧૯-૨૨ ॥ વસુદેવના બે પુત્રો બલરામ અને કૃષ્ણ, નંદના વ્રજમાં રહે છે. તેમના હાથે મારું મૃત્યુ છે, એવું કહેવાય છે. ॥ ૨૩ ॥ તેથી જ્યારે તે અહીં આવે, ત્યારે તમારે તેમને કુસ્તી લડવા માટે પ્રેરીને મારી નાખવા. હવે તમે લોકો અખાડાની ચારે બાજુ અનેક પ્રકારના મંચ (માંચડા) બાંધો. તેના પર બેસીને નગરવાસી અને રાજ્યની પ્રજા આ સ્વચ્છન્દ મલ્લયુદ્ધને જોઈ શકે. ॥ ૨૪ ॥ મહાવત! તું બહુ ચતુર છે. જો ભાઈ! તારે રંગમંચના દરવાજા પર જ આપણા કુવલયાપીડ હાથીને ઊભો રાખવો અને જ્યારે મારા શત્રુ બલરામ અને કૃષ્ણ ત્યાંથી નીકળે, ત્યારે તે હાથી દ્વારા તેમને મરાવી નાંખવા. ॥ ૨૫ ॥ આ જ ચતુર્દશીના દિવસે વિધિપૂર્વક ધનુષ્યયજ્ઞનો પ્રારંભ કરી દો અને તેની સફળતા માટે વરદાતા ભૂતનાથ ભૈરવને અનેક પવિત્ર પશુઓનો બલિ ચઢાવો.' ॥ ૨૬ ॥

પરીક્ષિત! કંસ તો માત્ર સ્વાર્થ-સાધનાના સિદ્ધાંતને' જાણવાવાળો હતો. તેથી તેણે મંત્રીઓ, પહેલવાનો અને મહાવત વગેરેને એવી આજ્ઞા આપીને યદુવંશીઓમાં શ્રેષ્ઠ અક્રૂરજીને બોલાવ્યા અને તેમનો હાથ પોતાના હાથમાં લઈને કંસે કહ્યું - ॥ ૨૭ ॥ 'અક્રૂરજી! તમે તો બહુ ઉદાર દાની છો. અને બધી રીતે મારા આદરણીય છો. આજે તમે મિત્રધર્મ બજાવીને મારું એક કાર્ય પાર પાડી આપો; કેમકે ભોજવંશી અને વૃષ્ણિવંશી યાદવોમાં તમારાથી વધીને મારું હિત કરનાર બીજું કોઈ નથી. ॥ ૨૮ ॥ આ કામ બહુ મોટું છે, તેથી હે મિત્ર! જેમ સમર્થ હોવા છતાં ઇન્દ્ર પણ વિષ્ણુનો આશ્રય કરીને પોતાનો સ્વાર્થ સાધે છે તેમ મેં તમારો આશ્રય લીધો છે. ॥ ૨૯ ॥

૧. રામમાધવૌ । ૨. કાલનિદર્શિતઃ ।

ગચ્છ નન્દવ્રજં તત્ર સુતાવાનકદુન્દુભેઃ ।
આસાતે તાવિહાનેન રથેનાનય મા ચિરમ્ ॥ ૩૦॥

નિસૃષ્ટઃ કિલ મે મૃત્યુર્દેવૈર્વૈકુણ્ઠસંશ્રયૈઃ ।
તાવાનય સમં ગોપૈર્નન્દાદ્યૈઃ સાભ્યુપાયનૈઃ ॥ ૩૧॥

ઘાતયિષ્ય ઇહાનીતૌ કાલકલ્પેન હસ્તિના ।
યદિ મુક્તૌ તતો મલ્લૈર્ઘાતયે વૈદ્યુતોપમૈઃ ॥ ૩૨॥

તયોર્નિહતયોસ્તપ્તાન્ વસુદેવપુરોગમાન્ ।
તદ્બન્ધૂન્ નિહનિષ્યામિ વૃષ્ણિભોજદશાર્હકાન્[1] ॥ ૩૩॥

ઉગ્રસેનં ચ[2] પિતરં સ્થવિરં રાજ્યકામુકમ્ ।
તદ્ભ્રાતરં દેવકં ચ યે ચાન્યે વિદ્વિષો મમ ॥ ૩૪॥

તતશ્ચૈષા મહી મિત્ર ભવિત્રી નષ્ટકણ્ટકા ।
જરાસન્ધો મમ ગુરુર્દ્વિવિદો દયિતઃ સખા ॥ ૩૫॥

શમ્બરો નરકો બાણો મય્યેવ કૃતસૌહૃદાઃ ।
તૈરહં સુરપક્ષીયાન્ હત્વા ભોક્ષ્યે મહીં નૃપાન્ ॥ ૩૬॥

એતજ્જ્ઞાત્વાऽऽનય ક્ષિપ્રં રામકૃષ્ણાવિહાર્ભકૌ ।
ધનુર્મખનિરીક્ષાર્થં દ્રષ્ટું યદુપુરશ્રિયમ્ ॥ ૩૭॥

અક્રૂર ઉવાચ

રાજન્ મનીષિતં સમ્યક્ તવ સ્વાવદ્યમાર્જનમ્ ।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમં કુર્યાદ્ દૈવં હિ ફલસાધનમ્ ॥ ૩૮॥

મનોરથાન્ કરોત્યુચ્ચૈર્જનો દૈવહતાનપિ ।
યુજ્યતે હર્ષશોકાભ્યાં તથાપ્યાજ્ઞાં કરોમિ તે ॥ ૩૯॥

તમે નંદરાયના વ્રજમાં જાઓ. ત્યાં વસુદેવજીના બે પુત્રો છે, તેમને આ જ રથમાં બેસાડી અહીં લઈ આવો. બસ, હવે આ કામમાં વિલંબ ન થવો જોઈએ. ॥ ૩૦ ॥ સાંભળ્યું છે, વિષ્ણુના આશ્રયે જીવી રહેલા દેવતાઓએ તે બન્નેને મારા મૃત્યુનું કારણ ગણાવ્યા છે. તેથી તમે તે બન્નેને તો ગમે તેમ કરીને લઈ જ આવો. સાથે-સાથે નંદ અને ગોવાળોને પણ બહુ મોટા-મોટા ઉપહાર આપીને તમારી સાથે લઈ આવો. ॥ ૩૧ ॥ અહીં આવ્યા પછી હું તેમને સાક્ષાત્ કાળ જેવા કુવલયાપીડ હાથી પાસે મરાવી નાખીશ. જો તેઓ તે હાથીથી બચી ગયા તો હું આપણા વજ્ર જેવા બળવાન અને ચપળ પહેલવાનો – મુષ્ટિક અને ચાણૂર વગેરે દ્વારા તેમને મરાવી નાખીશ. ॥ ૩૨ ॥ તેમના મૃત્યુથી વસુદેવ વગેરે વૃષ્ણિઓ, ભોજ અને દશાર્હવંશી તેમના ભાઈ-બંધુઓ શોકાતુર થઈ જશે. પછી તેમને હું મારા હાથે મારી નાખીશ. ॥ ૩૩ ॥ મારો પિતા ઉગ્રસેન આમ તો વૃદ્ધ થઈ ગયો છે, પરંતુ હજી તેને રાજગાદીનો મોહ છૂટ્યો નથી. આ બધું કાર્ય સંપન્ન કર્યા પછી હું તેને, તેના ભાઈ દેવકને અને બીજા જે જે મારી સાથે દ્વેષ રાખે છે તે બધાને તલવારને હવાલે કરી દઈશ. ॥ ૩૪ ॥ હે મિત્ર અક્રૂરજી! પછી તો હું અને તમે બે જ રહીશું અને બીજું હશે, આ પૃથ્વીનું અકંટક રાજ્ય. જરાસંધ મારા વયોવૃદ્ધ સસરા છે અને વાનરરાજ દ્વિવિદ મારો પ્રિય મિત્ર છે. ॥ ૩૫ ॥ શમ્બરાસુર, નરકાસુર અને બાણાસુર – આ બધા મારી સાથે મિત્રતા રાખે છે, મારી આજ્ઞા માટે તેમની નજર મારી સામે જ હોય છે, આ બધાંની મદદથી હું દેવતાઓના પક્ષપાતી રાજાઓને મારીને પૃથ્વીનું અકંટક રાજ્ય ભોગવીશ. ॥ ૩૬ ॥ આ બધી મારી ગુપ્ત યોજના મેં તમને કહી દીધી. હવે તમે યથાશીઘ્ર બલરામ અને કૃષ્ણને અહીં લઈ આવો. હજી તો તે બાળક જ છે, તેમને મારી નાખવામાં કયો અનર્થ થઈ જવાનો છે? તેમને ત્યાં જઈને માત્ર એટલું જ કહેજો કે 'તમે લોકો ધનુષયજ્ઞનાં દર્શન અને યાદવોની રાજધાની મથુરાની શોભા જોવા માટે ત્યાં ચાલો.' ॥ ૩૭ ॥

અક્રૂરજીએ કહ્યું – મહારાજ! તમે તમારું મૃત્યુ અને દુઃખ ટાળવાનું વિચારો છો તે તમારો વિચાર ઠીક છે. મનુષ્યે સફળતા મળે કે અસફળતા, બન્નેમાં સમભાવ રાખી પોતાનું કાર્ય કરતાં રહેવું જોઈએ. ફળ તો પ્રયત્નથી નહીં, દૈવની પ્રેરણાથી મળે છે. ॥ ૩૮ ॥ મનુષ્ય મોટા મોટા મનોરથો કરે છે, પરંતુ તે એ નથી જાણતો કે દૈવે—પ્રારબ્ધે તેને પહેલેથી જ નષ્ટ કરી દીધાં છે. એ જ કારણ છે કે, ક્યારેક પ્રારબ્ધ અનુકૂળ હોય તો પ્રયત્ન સફળ થઈ જાય છે. ત્યારે તે વ્યક્તિ હર્ષથી ફુલાય છે, અને વિપરીત ફળ પ્રાપ્ત થતાં તે શોકાતુર બની જાય છે. તેમ છતાં હું તમારી આજ્ઞાનું પાલન તો કરી જ રહ્યો છું. ॥ ૩૯ ॥

૧. ०ભોજદશાર્હજાન્ । ૨. મત્પિતરં ।

શ્રીશુક ઉવાચ

એવમાદિશ્ય ચાક્રૂરં મન્ત્રિણશ્ચ વિસૃજ્ય સઃ ।
પ્રવિવેશ ગૃહં કંસસ્તથાક્રૂરઃ સ્વમાલયમ્ ॥ ૪૦॥

શ્રીશુકદેવજી કહે છે – કંસે મંત્રીઓ અને અક્રૂરજીને આ પ્રમાણે આજ્ઞા આપીને બધાને વિદાય કરી દીધા. ત્યાર બાદ તે પોતાના મહેલમાં ચાલ્યો ગયો અને અક્રૂરજી પોતાને ઘેર આવ્યા. ॥ ૪૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધેઽક્રૂરસમ્પ્રેષણં[1] નામ ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૬ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અક્રૂરસંપ્રેષણ નામનો છત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# સાડત્રીસમો અધ્યાય

## કેશી અને વ્યોમાસુરનો ઉદ્ધાર તથા નારદજી દ્વારા ભગવાનની સ્તુતિ

શ્રીશુક ઉવાચ[2]

કેશી તુ કંસપ્રહિતઃ ખુરૈર્મહીં
મહાહયો નિર્જરયન્ મનોજવઃ ।
સટાવધૂતાભ્રવિમાનસઙ્કુલં
કુર્વન્ નભો હેષિતભીષિતાખિલઃ ॥ ૧॥

વિશાલનેત્રો વિકટાસ્યકોટરો
બૃહદ્ગલો નીલમહામ્બુદોપમઃ ।
દુરાશયઃ કંસહિતં ચિકીર્ષુ-
ર્વ્રજં સ નન્દસ્ય જગામ કમ્પયન્ ॥ ૨॥

તં ત્રાસયન્તં ભગવાન્ સ્વગોકુલં
તદ્ધેષિતૈર્વાલવિઘૂર્ણિતામ્બુદમ્ ।
આત્માનમાજૌ મૃગયન્તમગ્રણી-
રુપાહ્વયત્ સ વ્યનદન્મૃગેન્દ્રવત્ ॥ ૩॥

સ તં નિશામ્યાભિમુખો મુખેન ખં
પિબન્નિવાભ્યદ્રવદત્યમર્ષણઃ ।
જઘાન પદ્ભ્યામરવિન્દલોચનં
દુરાસદશ્ચણ્ડજવો દુરત્યયઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! કંસે જે કેશી નામના દૈત્યને મોકલ્યો હતો તે એક બહુ બળવાન ઘોડાનું રૂપ લઈને મનના વેગથી દોડતો-દોડતો વ્રજમાં આવ્યો. તે પોતાની ખરીઓથી પૃથ્વીને ખોદતો આવી રહ્યો હતો. તેની ગરદનની કેશવાળીથી વાદળો અને દેવતાઓનાં વિમાનોની ભીડ અસ્ત-વ્યસ્ત થઈ રહી હતી. તેના ભયંકર હણહણાટથી બધા વ્રજવાસીઓ ભયથી ધ્રૂજી ઊઠ્યા. તેની આંખો મોટી અને ભયંકર, તેનું મોઢું વૃક્ષની કોતર જેવું હતું. તેની વિશાળ ગરદન અને પર્વતાકાર શરીર જાણે વાદળોની કાળી-કાળી ઘટા છવાઈ હોય એવું લાગતું હતું. તે મહાન દુષ્ટ હતો. તે શ્રીકૃષ્ણને મારીને પોતાના સ્વામી કંસનું હિત કરવા ચાહતો હતો. તેના ચાલવાથી પૃથ્વી ધ્રૂજતી હતી. ॥ ૧-૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, આ દુષ્ટ દૈત્યના હણહણાટથી તેમના આશ્રિત ગોકુલના લોકો ભયભીત થઈ રહ્યા છે એટલું જ નહીં, તેના પૂંછડાના વાળથી વાદળો પણ છિન્ન-ભિન્ન થઈ રહ્યાં છે તથા લડવા માટે તે પોતાને શોધી રહ્યો છે, ત્યારે તેઓ તેની સામે આવી ગયા અને સિંહની જેમ ગર્જના કરીને તેને પડકાર્યો. ॥ ૩ ॥ ભગવાનને સામે આવેલા જોઈને તે વધારે ક્રોધિત થયો તથા જાણે આકાશને ભરખી જતો હોય તેમ વેગથી મોઢું પહોળું કરીને તેમની તરફ ધસ્યો. પરીક્ષિત! ખરેખર આ કેશીનો વેગ અત્યંત પ્રચંડ હતો, તેના પર વિજય પ્રાપ્ત કરવો તો મુશ્કેલ હતો, તેને પકડી લેવાનું કામ પણ સહેલું ન હતું, તે દુષ્ટે ભગવાન પાસે આવીને પોતાના પાછલા પગથી પ્રહાર કર્યો. ॥ ૪ ॥

૧. કંસમન્ત્રણં ષટ્ત્રિંશોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ ।

તદ્ વઞ્ચયિત્વા તમધોક્ષજો રુષા
પ્રગૃહ્ય દોર્ભ્યાં પરિવિધ્ય પાદયોઃ ।
સાવજ્ઞમુત્સૃજ્ય ધનુઃશતાન્તરે
યથોરગં તાર્ક્ષ્યસુતો વ્યવસ્થિતઃ ॥ ૫॥

સ લબ્ધસઞ્જ્ઞઃ પુનરુત્થિતો રુષા
વ્યાદાય કેશી તરસાઽપતદ્ધરિમ્ ।
સોઽપ્યસ્ય વક્ત્રે ભુજમુત્તરં સ્મયન્
પ્રવેશયામાસ યથોરગં બિલે ॥ ૬॥

દન્તા નિપેતુર્ભગવદ્ભુજસ્પૃશ-
સ્તે કેશિનસ્તપ્તમયઃસ્પૃશો યથા ।
બાહુશ્ચ તદ્દેહગતો મહાત્મનો
યથાઽઽમયઃ સંવવૃધે ઉપેક્ષિતઃ ॥ ૭॥

સમેધમાનેન સ કૃષ્ણબાહુના
નિરુદ્ધવાયુશ્ચરણાંશ્ચ વિક્ષિપન્ ।
પ્રસ્વિન્નગાત્રઃ પરિવૃત્તલોચનઃ
પપાત લેણ્ડં વિસૃજન્ ક્ષિતૌ વ્યસુઃ ॥ ૮॥

તદ્દેહતઃ કર્કટિકાફલોપમાદ્
વ્યસોરપાકૃષ્ય ભુજં મહાભુજઃ ।
અવિસ્મિતોઽયત્નહતારિરુત્સ્મયૈઃ[1]
પ્રસૂનવર્ષૈર્દિવિષદ્ભિરીડિતઃ ॥ ૯॥

દેવર્ષિરુપસઙ્ગમ્ય ભાગવતપ્રવરો નૃપ ।
કૃષ્ણમક્લિષ્ટકર્માણં રહસ્યેતદભાષત ॥ ૧૦॥

કૃષ્ણ કૃષ્ણાપ્રમેયાત્મન્ યોગેશ જગદીશ્વર ।
વાસુદેવાખિલાવાસ સાત્વતાં પ્રવર પ્રભો ॥ ૧૧॥

ત્વમાત્મા સર્વભૂતાનામેકો જ્યોતિરિવૈધસામ્ ।
ગૂઢો ગુહાશયઃ સાક્ષી મહાપુરુષ ઈશ્વરઃ ॥ ૧૨॥

પરંતુ ભગવાને તેનાથી પોતાને બચાવી લીધા. ભલા, તે ઇન્દ્રિયાતીત ભગવાનને કઈ રીતે ઇજા પહોંચાડી શકે? ભગવાને બે હાથ વડે તે કેશી દૈત્યના પાછલા બે પગ પકડી લીધા અને પછી ગરુડ જેમ સાપને પકડીને ફેંકી દે તેમ ક્રોધપૂર્વક તેને ઘુમાવીને રમતમાં જ સો ધનુષ્ય જેટલો દૂર ફેંકી દીધો અને પોતે ત્યાં જ ઊભા રહ્યા. ॥ ૫ ॥ થોડીવાર પછી તે દુષ્ટ પાછો હોશમાં આવી ગયો અને ઊભો થયો. ત્યાર પછી તે ક્રોધપૂર્વક મોઢું પહોળું કરીને બહુ વેગથી ભગવાન તરફ દોડ્યો. તેને દોડતો આવી રહેલો જોઈને ભગવાન હસવા લાગ્યા. તેમણે તેમનો ડાબો હાથ તેના મોઢામાં એ રીતે ઘુસાડી દીધો, જેમ સાપ કોઈ પ્રકારની શંકા વિના પોતાના દરમાં ઘુસી જાય છે. ॥ ૬ ॥ પરીક્ષિત! ભગવાનનો અત્યંત કોમળ કર પણ તે વખતે તપાવેલા લોઢા જેવો થઈ ગયો. તેનો સ્પર્શ થતાં જ કેશીના દાંત તૂટી-તૂટીને પડી ગયા અને જેમ જળોદર રોગ તેની ઉપેક્ષા કરવાથી બહુ વધી જાય છે, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણનો ભુજદંડ તેના મુખમાં જઈને વધવા લાગ્યો. ॥ ૭ ॥ અચિન્ત્ય શક્તિ ભગવાન શ્રીકૃષ્ણનો હાથ તેના મુખમાં એટલો વધી ગયો કે તેના શ્વાસ રુંધાવા લાગ્યા. હવે તો શ્વાસ રોકાઈ જવાને કારણે તે પગ પછાડવા લાગ્યો. તેનું શરીર પસીનાથી લથપથ થઈ ગયું. આંખોની પુતળીઓ ફરી ગઈ, તે મળત્યાગ કરવા લાગ્યો. થોડી જ વારમાં તેનું શરીર નિષ્પ્રાણ થઈને પૃથ્વી પર પડી ગયું. ॥ ૮ ॥ તેનું નિષ્પ્રાણ શરીર ફૂલેલું હોવાથી જમીન ઉપર પડતાંની સાથે પાકેલી કાકડીના ફળની જેમ ફાટી ગયું. મહાબાહુ ભગવાન શ્રીકૃષ્ણે તેના મોઢામાંથી હાથ ખેંચી લીધો. તેનાથી તેમને કોઈ આશ્ચર્ય ન થયું. પ્રયત્ન વિના જ શત્રુનો નાશ થઈ ગયો. દેવતાઓને અવશ્ય બહુ આશ્ચર્ય થયું. તે પ્રસન્ન થઈ ભગવાનના ઉપર પુષ્પો વરસાવી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૯ ॥

પરીક્ષિત! દેવર્ષિ નારદજી ભગવાનના પરમ પ્રેમી અને સમસ્ત જીવોના સાચા હિતૈષી છે. કંસને ત્યાંથી નીકળીને તેઓ અનાયાસે જ અદ્ભુત કર્મો કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણ પાસે આવ્યા અને એકાંતમાં તેમને કહેવા લાગ્યા– ॥ ૧૦ ॥ 'સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપનો વિગ્રહ મન અને વાણીનો વિષય નથી. આપ યોગેશ્વર છો. સમસ્ત જગતનું નિયંત્રણ આપ જ કરો છો. આપ સર્વના હૃદયમાં નિવાસ કરો છો. આપ ભક્તોના એકમાત્ર આશ્રય, યદુવંશ-શિરોમણિ અને અમારા સ્વામી છો. ॥ ૧૧ ॥ જેમ એક જ અગ્નિ બધાં લાકડાંમાં વ્યાપીને રહે છે, તેમ આપ એકલા જ સમસ્ત પ્રાણીઓના આત્મા છો. આત્મારૂપે હોવા છતાં પણ આપ

૧. સુવિસ્મિતૈઃ પદ્મભવાદિભિઃ સુરૈઃ ।

આત્મનાઽઽત્માશ્રયઃપૂર્વં માયયા સસૃજે ગુણાન્ ।
તૈરિદં સત્યસઙ્કલ્પઃ સૃજસ્યત્સ્યવસીશ્વરઃ ॥ ૧૩॥

સ ત્વં ભૂધરભૂતાનાં દૈત્યપ્રમથરક્ષસામ્ ।
અવતીર્ણો વિનાશાય સેતૂનાં[1] રક્ષણાય ચ ॥ ૧૪॥

દિષ્ટ્યા તે નિહતો દૈત્યો લીલયાઽયં હયાકૃતિઃ ।
યસ્ય હેષિતસન્ત્રસ્તાસ્ત્યજન્ત્યનિમિષા દિવમ્ ॥ ૧૫॥

ચાણૂરં મુષ્ટિકં ચૈવ મલ્લાનન્યાંશ્ચ હસ્તિનમ્ ।
કંસં ચ નિહતં દ્રક્ષ્યે પરશ્વોઽહનિ તે વિભો ॥ ૧૬॥

તસ્યાનુ શઙ્ખયવનમુરાણાં નરકસ્ય ચ ।
પારિજાતાપહરણમિન્દ્રસ્ય ચ પરાજયમ્ ॥ ૧૭॥

ઉદ્વાહં વીરકન્યાનાં વીર્યશુલ્કાદિલક્ષણમ્ ।
નૃગસ્ય મોક્ષણં પાપાદ્ દ્વારકાયાં જગત્પતે ॥ ૧૮॥

સ્યમન્તકસ્ય ચ મણેરાદાનં સહ ભાર્યયા ।
મૃતપુત્રપ્રદાનં ચ બ્રાહ્મણસ્ય સ્વધામતઃ ॥ ૧૯॥

પૌણ્ડ્રકસ્ય વધં પશ્ચાત્ કાશિપુર્યાશ્ચ દીપનમ્ ।
દન્તવક્ત્રસ્ય નિધનં ચૈદ્યસ્ય ચ મહાક્રતૌ ॥ ૨૦॥

યાનિ ચાન્યાનિ વીર્યાણિ દ્વારકામાવસન્ ભવાન્ ।
કર્તા દ્રક્ષ્યામ્યહં તાનિ ગેયાનિ[2] કવિભિર્ભુવિ ॥ ૨૧॥

અથ તે કાલરૂપસ્ય ક્ષપયિષ્ણોરમુષ્ય વૈ ।
અક્ષૌહિણીનાં નિધનં દ્રક્ષ્યામ્યર્જુનસારથેઃ ॥ ૨૨॥

વિશુદ્ધવિજ્ઞાનઘનં સ્વસંસ્થયા
સમાપ્તસર્વાર્થમમોઘવાઞ્છિતમ્ ।

પોતાને છુપાવી રાખો છો. કેમકે, આપ પંચકોશરૂપી ગુફાઓની અંદર રહો છો. છતાં પણ પુરુષોત્તમરૂપે, બધાના નિયન્તારૂપે અને બધાના સાક્ષીરૂપે આપનો અનુભવ થાય જ છે. ॥ ૧૨ ॥ પ્રભુ! આપ બધાના અધિષ્ઠાન અને સ્વયં અધિષ્ઠાનરહિત છો. આપે સૃષ્ટિના પ્રારંભમાં પોતાની માયાથી જ ગુણોની સૃષ્ટિની રચના કરી અને તે ગુણોનો સ્વીકાર કરીને આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરતા રહો છો. આ બધું કરવા માટે આપને આપના સિવાય અન્ય કોઈ પણ વસ્તુની આવશ્યકતા નથી. કેમકે, આપ સર્વશક્તિમાન અને સત્યસંકલ્પ છો. ॥ ૧૩ ॥ તે જ આપે દૈત્યો, પ્રમથોનો તથા રાક્ષસોનો (કે જે અત્યારે રાજાઓના રૂપમાં રહે છે) વિનાશ કરવા માટે તથા ધર્મની મર્યાદાની રક્ષા કરવા માટે યદુવંશમાં અવતાર લીધો છે. ॥ ૧૪ ॥ એ બહુ આનંદની વાત છે કે, આપે અનાયાસે જ ઘોડાના રૂપમાં રહેલા કેશી દૈત્યને મારી નાખ્યો. તેના હણહણાટથી ભયભીત થઈને દેવતાઓ સ્વર્ગ છોડીને નાસી જતા હતા. ॥ ૧૫ ॥

પ્રભુ! ચાણૂર, મુષ્ટિક વગેરે મલ્લોને, કુવલયાપીડ હાથીને તથા કંસને પણ પરમ દિવસે આપના હાથે મરતાં જોઈશ. ॥ ૧૬ ॥ ત્યાર પછી શંખાસુર, કાલયવન, મુર અને નરકાસુરનો વધ જોઈશ. આપ સ્વર્ગમાંથી પારિજાતવૃક્ષ ઉખાડીને લાવશો, ત્યારે ઇન્દ્રનો આપના દ્વારા પરાજય પણ જોવા મળશે. ॥ ૧૭ ॥ આપ પોતાની કૃપા, વીરતા, સૌન્દર્ય વગેરે કીમતથી વીર કન્યાઓ સાથે લગ્ન કરશો અને હે જગદીશ્વર! આપ દ્વારકામાં રહીને નૃગનો ઉદ્ધાર કરશો. ॥ ૧૮ ॥ આપ જામ્બવતી સાથે સ્યમન્તક મણિને જામ્બવાન પાસેથી લઈ આવશો અને પોતાના ધામથી મરી ગયેલા બ્રાહ્મણના પુત્રને લાવી આપશો. ॥ ૧૯ ॥ ત્યાર પછી આપ પૌણ્ડ્રક – મિથ્યાવાસુદેવનો વધ કરશો. કાશિપુરને બાળી નાખશો. યુધિષ્ઠિરના રાજસૂય-યજ્ઞમાં ચેદિરાજ શિશુપાલને અને ત્યાંથી પાછા વળતાં તેના મશિયાઈ ભાઈ દન્તવક્ત્રનો ઉદ્ધાર કરશો. ॥ ૨૦ ॥ પ્રભુ! દ્વારકામાં નિવાસ દરમિયાન બીજાં પણ અનેક પરાક્રમો કરશો, જેનું પૃથ્વીના મોટા-મોટા જ્ઞાનીઓ અને પ્રતિભાશાળી પુરુષો આગળ જતાં વર્ણન કરશે – ગાશે. આ બધું હું જોઈશ. ॥ ૨૧ ॥ ત્યારબાદ આપ પૃથ્વીનો ભાર ઉતારવા માટે અર્જુનના સારથિ બનશો અને કાળરૂપે અનેક અક્ષૌહિણી સેનાનો સંહાર કરશો. આ બધું હું મારી આંખોથી જોઈશ. ॥ ૨૨ ॥

પ્રભુ! આપ વિશુદ્ધવિજ્ઞાનઘન છો. આપના સ્વરૂપમાં બીજા કશાનું અસ્તિત્વ છે જ નહીં. આપ નિરંતર પોતાના પરમાનંદ સ્વરૂપમાં સ્થિત રહો છો. તેથી તમામ પદાર્થો આપને નિત્ય-પ્રાપ્ત છે. આપનો સંકલ્પ અમોઘ છે. આપની

૧. સાધૂનાં । ૨. યાનિ શેષાણિ વૈ ભુવિ ।

સ્વતેજસા નિત્યનિવૃત્તમાયા-
ગુણપ્રવાહં ભગવન્તમીમહિ ॥ ૨૩॥

ત્વામીશ્વરં સ્વાશ્રયમાત્મમાયયા
વિનિર્મિતાશેષવિશેષકલ્પનમ્ ।
ક્રીડાર્થમદ્યાત્તમનુષ્યવિગ્રહં
નતોऽસ્મિ ધુર્યં યદુવૃષ્ણિસાત્વતામ્ ॥ ૨૪॥

શિન્મયી શક્તિની સામે માયા અને માયાથી ઉત્પન્ન થયેલું આ ત્રિગુણમય સંસાર-ચક્ર નિત્યનિવૃત્ત છે – ક્યારેય થયું જ નથી. એવા આપ અખંડ એકરસ, સચ્ચિદાનંદસ્વરૂપ, નિરતિશય (ઉત્તમ કોટિના), ઐશ્વર્યસમ્પન્ન ભગવાનનું હું શરણ ગ્રહણ કરું છું. ॥ ૨૩ ॥ આપ સર્વના અંતર્યામી અને નિયંતા છો. પોતેપોતાનામાં સ્થિત, પરમ સ્વતંત્ર છો. જગત અને તેના ભાવ-અભાવરૂપી બધા ભેદો-વિભેદોની કલ્પના માત્ર આપની માયાથી થયેલી છે. આ સમયે આપે આપની લીલા પ્રગટ કરવા માટે મનુષ્યના જેવો શ્રીવિગ્રહ પ્રગટ કર્યો છે અને આપ યાદવો, વૃષ્ણિઓ અને સાત્વત-વંશીઓના શિરોમણિ છો. પ્રભુ! હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૪ ॥

*શ્રીશુક ઉવાચ*

એવં યદુપતિં કૃષ્ણં ભાગવતપ્રવરો મુનિઃ ।
પ્રણિપત્યાભ્યનુજ્ઞાતો યયૌ તદ્દર્શનોત્સવઃ ॥ ૨૫॥

ભગવાનપિ ગોવિન્દો હત્વા કેશિનમાહવે ।
પશૂનપાલયત્ પાલૈઃ પ્રીતૈર્વ્રજસુખાવહઃ ॥ ૨૬॥

એકદા તે પશૂન્ પાલાશ્ચારયન્તોऽદ્રિસાનુષુ ।
ચક્રુર્નિલાયનક્રીડાશ્ચોરપાલાપદેશતઃ ॥ ૨૭॥

તત્રાસન્ કતિચિચ્ચોરાઃ પાલાશ્ચ કતિચિન્નૃપ ।
મેષાયિતાશ્ચ તત્રૈકે વિજહ્રુરકુતોભયાઃ ॥ ૨૮॥

મયપુત્રો મહામાયો વ્યોમો ગોપાલવેષધૃક્ ।
મેષાયિતાનપોવાહ પ્રાયશ્ચોરાયિતો બહૂન્ ॥ ૨૯॥

ગિરિદર્યાં વિનિક્ષિપ્ય નીતં નીતં મહાસુરઃ ।
શિલયા પિદધે દ્વારં ચતુઃપઞ્ચાવશેષિતાઃ ॥ ૩૦॥

તસ્ય તત્ કર્મ વિજ્ઞાય કૃષ્ણઃ શરણદઃ સતામ્ ।
ગોપાન્ નયન્તં જગ્રાહ વૃકં હરિરિવૌજસા ॥ ૩૧॥

સ નિજં રૂપમાસ્થાય ગિરીન્દ્રસદૃશં બલી ।
ઇચ્છન્ વિમોક્તુમાત્માનં નાશક્નોદ્ ગ્રહણાતુરઃ ॥ ૩૨॥

શુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાનના પરમપ્રેમી ભક્ત દેવર્ષિ નારદજીએ આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરીને પ્રણામ કર્યા. ભગવાનનાં દર્શનના આનંદથી નારદજીનું રોમે-રોમ ખીલી ઊઠ્યું. પછી ભગવાનની આજ્ઞા લઈને તેઓ ત્યાંથી સિધાવી ગયા. ॥ ૨૫ ॥ અહીં ભગવાન શ્રીકૃષ્ણ કેશી દૈત્યને માર્યા પછી પોતાના પ્રેમી અને પ્રસન્નચિત્ત ગ્વાલ બાળકો સાથે પહેલાંની જેમ પશુપાલનના કામમાં લાગી ગયા તથા વ્રજવાસીઓને પરમાનંદનું દાન કરવા લાગ્યા. ॥ ૨૬ ॥ એક વાર તે બધા ગ્વાલબાળકો પર્વતના શિખર પર ગાય વગેરે પશુઓને ચરાવી રહ્યા હતા ત્યારે થોડા ચોર અને થોડા રક્ષક બનીને છૂપવા-છુપાવવાની–સંતાવા–શોધવાની રમત રમી રહ્યા હતા. ॥ ૨૭ ॥ રાજન્! તે લોકોમાં થોડા ચોર અને થોડા રક્ષક તથા થોડા ઘેટાં બન્યા હતા. આ પ્રમાણે નિર્ભયતાપૂર્વક તેઓ રમતો રમી રહ્યા હતા. ॥ ૨૮ ॥ તે સમયે ગોવાળનું રૂપ લઈને વ્યોમાસુર ત્યાં આવ્યો. તે માયાવીઓના ગુરુ મયાસુરનો પુત્ર હતો અને પોતે પણ મોટો માયાવી હતો. તે રમત દરમિયાન મોટે ભાગે ચોર બનતો અને ઘેટાં બનેલા કેટલાક બાળકોને ચોરીને સંતાડી આવતો. ॥ ૨૯ ॥ તે મોટો અસુર તેમને વારંવાર લઈ જઈને પર્વતની ગુફામાં નાખીને તેનો દરવાજો મોટી શિલાથી બંધ કરી દેતો હતો. આ પ્રમાણે ગ્વાલબાળકોમાં કેવળ ચાર કે પાંચ બાળક જ બચ્યા હતા. ॥ ૩૦ ॥ ભક્તવત્સલ ભગવાન એની આ કરતૂતો જાણી ગયા. જે સમયે એ ગ્વાલ બાળકોને લઈ જતો હતો, તે જ સમયે તેમણે (ભગવાને) જાણે સિંહ ઘેટાને પકડે એમ પકડીને તેનું ગળું દબાવ્યું. ॥ ૩૧ ॥ વ્યોમાસુર બહુ બળવાન હતો, તે પોતાના અસલી સ્વરૂપમાં પર્વતાકાર બની ગયો અને ભગવાનની પકડમાંથી પોતાને છોડાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ આ તો શ્રીકૃષ્ણ છે! તેને એવી રીતે પકડ્યો કે તે પોતાને છોડાવી ન શક્યો. ॥ ૩૨ ॥

તં નિગૃહ્યાચ્યુતો દોર્ભ્યાં પાતયિત્વા મહીતલે ।
પશ્યતાં દિવિ દેવાનાં પશુમારમમારયત્ ॥ ૩૩॥

ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના બે હાથથી પકડીને તેને ભૂમિ પર પછાડ્યો અને પશુની જેમ ગળું દબાવીને મારી નાખ્યો. દેવતાઓ વિમાનમાં બેસીને આ લીલા જોઈ રહ્યા હતા. ॥ ૩૩ ॥ હવે ભગવાન ગુફાના દ્વાર પર મૂકેલી મોટી શિલાઓને તોડીને ગ્વાલબાળકોને તે સંકટમાંથી બહાર કાઢ્યા. મોટા-મોટા દેવતાઓ અને ગોપકુમારો તેમની સ્તુતિ કરવા લાગ્યા. ત્યાંથી ભગવાન વ્રજમાં પધાર્યા. ॥ ૩૪ ॥

ગુહાપિધાનં નિર્ભિદ્ય ગોપાન્ નિઃસાર્ય કૃચ્છ્રતઃ ।
સ્તૂયમાનઃ સુરૈર્ગોપૈઃ પ્રવિવેશ સ્વગોકુલમ્ ॥ ૩૪॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે વ્યોમાસુરવધો[1] નામ સપ્તત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૭ ॥

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત વ્યોમાસુરવધ નામનો સાડત્રીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# આડત્રીસમો અધ્યાય

5

## અક્રૂરજીની વ્રજયાત્રા

*શ્રીશુક ઉવાચ*

અક્રૂરોઽપિ ચ તાં રાત્રિં મધુપુર્યાં મહામતિઃ ।
ઉષિત્વા રથમાસ્થાય પ્રયયૌ નન્દગોકુલમ્ ॥ ૧॥

ગચ્છન્ પથિ મહાભાગો ભગવત્યમ્બુજેક્ષણે ।
ભક્તિં પરામુપગત એવમેતદચિન્તયત્ ॥ ૨॥

કિં મયાઽઽચરિતં ભદ્રં કિં તપ્તં પરમં તપઃ ।
કિં વાઽથાપ્યર્હતે દત્તં યદ્ દ્રક્ષ્યામ્યદ્ય કેશવમ્ ॥ ૩॥

મમૈતદ્ દુર્લભં મન્ય ઉત્તમશ્લોકદર્શનમ્ ।
વિષયાત્મનો યથા બ્રહ્મકીર્તનં શૂદ્રજન્મનઃ ॥ ૪॥

મૈવં મમાધમસ્યાપિ સ્યાદેવાચ્યુતદર્શનમ્ ।
હ્રિયમાણઃ કાલનદ્યા ક્વચિત્તરતિ કશ્ચન ॥ ૫॥

મમાદ્યામઙ્ગલં નષ્ટં ફલવાંશ્ચૈવ મે ભવઃ ।
યન્નમસ્યે ભગવતો યોગિધ્યેયાઙ્ઘ્રિપઙ્કજમ્ ॥ ૬॥

**શ્રી શુકદેવજી કહે છે** — પરીક્ષિત! મહામતિ અક્રૂરજી પણ તે રાત્રિ મથુરામાં વિતાવી પ્રાતઃકાળ થતાં જ રથમાં બેસી નંદબાવાના ગોકુલ તરફ નીકળી ગયા. ॥ ૧ ॥ પરમ ભાગ્યશાળી અક્રૂરજી વ્રજની યાત્રા દરમિયાન રસ્તામાં કમલનયન ભગવાન શ્રીકૃષ્ણની પરમ પ્રેમયુક્ત ભક્તિથી પરિપૂર્ણ થઈ ગયા. તેઓ આ પ્રમાણે વિચાર કરતા જઈ રહ્યા છે - ॥ ૨ ॥ 'મેં એવું કયું સત્કર્મ કર્યું છે, એવી કઈ શ્રેષ્ઠ તપસ્યા કરી છે અથવા કોઈ સત્પાત્રને એવું કયું મહત્ત્વપૂર્ણ દાન આપ્યું છે, જેના ફળસ્વરૂપે આજે હું ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરીશ. ॥ ૩ ॥ હું બહુ જ વિષયી જીવ છું, આવી સ્થિતિમાં મોટા-મોટા સાત્ત્વિક પુરુષો પણ જેમના ગુણોનું ગાન કરતા રહેવા છતાં તેમનાં દર્શન કરી શકતા નથી — તે ભગવાનનાં દર્શન મારા માટે (જેમ શૂદ્રકુળના બાળક માટે વેદોનું ગાન દુર્લભ છે તેમ) દુર્લભ છે. ॥ ૪ ॥ પરંતુ ના, ના, મુજ અધમને પણ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થશે જ. કેમકે, જેમ નદીમાં તણાતું તણખલું પણ ક્યારેક આ કિનારેથી બીજા કિનારે પહોંચી જાય છે, તે જ પ્રમાણે સમયના પ્રવાહમાં પણ ક્યાંક કોઈ જીવ આ સંસારસાગર પાર થઈ શકે છે. ॥ ૫ ॥ ખરેખર, આજે મારાં બધાં અશુભ નષ્ટ થઈ ગયાં. આજે મારો જન્મ સફળ થઈ ગયો. કેમકે, આજે હું ભગવાનનાં તે ચરણકમળોમાં સાક્ષાત્ નમસ્કાર કરીશ, જે મોટા-મોટા યોગી-યતિઓ માટે ધ્યાન કરવા યોગ્ય છે. ॥ ૬ ॥

૧. કેશિવ્યોમવધઃ સપ્તત્રિંશોઽધ્યાયઃ ।

કંસો બતાદ્યાઽકૃત મેઽત્યનુગ્રહં
દ્રક્ષ્યેઽઙ્ઘ્રિપદ્મં પ્રહિતોઽમુના હરેઃ ।
કૃતાવતારસ્ય દુરત્યયં તમઃ
પૂર્વેઽતરન્ યન્નખમણ્ડલત્વિષા ॥ ૭॥

યદર્ચિતં બ્રહ્મભવાદિભિઃ સુરૈઃ
શ્રિયા ચ દેવ્યા મુનિભિઃ સસાત્વતૈઃ ।
ગોચારણાયાનુચરૈશ્ચરદ્વને
યદ્ ગોપિકાનાં કુચકુઙ્કુમાઙ્કિતમ્ ॥ ૮॥

દ્રક્ષ્યામિ નૂનં સુકપોલનાસિકં
સ્મિતાવલોકારુણકઞ્જલોચનમ્ ।
મુખં મુકુન્દસ્ય ગુડાલકાવૃતં
પ્રદક્ષિણં મે પ્રચરન્તિ વૈ મૃગાઃ ॥ ૯॥

અપ્યદ્ય વિષ્ણોર્મનુજત્વમીયુષો
ભારાવતારાય ભુવો નિજેચ્છયા ।
લાવણ્યધામ્નો ભવિતોપલમ્ભનં
મહ્યં ન ન સ્યાત્ ફલમઞ્જસા દૃશઃ ॥ ૧૦॥

ય ઈક્ષિતાઽહંરહિતોઽપ્યસત્સતોઃ
સ્વતેજસાઽપાસ્તતમોભિદાભ્રમઃ ।
સ્વમાયયાઽઽત્મન્ રચિતૈસ્તદીક્ષયા
પ્રાણાક્ષધીભિઃ સદનેષ્વભીયતે[1] ॥ ૧૧॥

યસ્યાખિલામીવહભિઃ સુમઙ્ગલૈ-
ર્વાચો વિમિશ્રા ગુણકર્મજન્મભિઃ ।
પ્રાણન્તિ શુમ્ભન્તિ પુનન્તિ વૈ જગદ્
યાસ્તદ્વિરક્તાઃ શવશોભના મતાઃ ॥ ૧૨॥

સ ચાવતીર્ણઃ કિલ સાત્વતાન્વયે
સ્વસેતુપાલામરવર્યશર્મકૃત્ ।
યશો વિતન્વન્ વ્રજ આસ્ત ઈશ્વરો
ગાયન્તિ દેવા યદશેષમઙ્ગલમ્ ॥ ૧૩॥

અહો! કંસે આજે મારા ઉપર બહુ મોટી કૃપા કરી છે. તે જ કંસના મોકલવાથી હું આ ભૂતળ પર પધારેલા સ્વયં ભગવાનનાં ચરણકમળોનાં દર્શન કરી શકીશ. જેમના નખમંડળની કાન્તિનું ધ્યાન કરીને પૂર્વકાળમાં ઋષિ-મહર્ષિઓ આ અજ્ઞાનરૂપી અપાર અંધકાર-સમૂહને પાર ઊતરી ગયા છે, સ્વયં તે જ ભગવાન અવતાર ગ્રહણ કરીને પ્રગટ થયા છે. ॥ ૭ ॥ ભગવાનનાં જે ચરણકમળની બ્રહ્માજી, શિવજી, ઈન્દ્ર વગેરે મોટા-મોટા દેવતાઓ ઉપાસના કરતા રહે છે, સ્વયં ભગવતી લક્ષ્મી એક ક્ષણ માટે પણ જે ચરણોની સેવા છોડતાં નથી, પ્રેમી ભક્તોની સાથે મોટા-મોટા જ્ઞાનીઓ પણ જેમની આરાધનામાં લાગ્યા રહે છે – ભગવાનનાં તે જ ચરણ-કમલ ગાયોને ચરાવવા માટે ગોપકુમારો સાથે વન-વન વિચરે છે, તે જ દેવતાઓ અને મુનિઓ દ્વારા વંદિત શ્રીચરણ ગોપીઓના વક્ષ:સ્થળ પર લાગેલા કેસરના ચિહ્નોવાળા છે. ॥ ૮ ॥ આજે હું અવશ્ય-અવશ્ય તેમનું દર્શન કરીશ. મરકતમણિ જેવા સુંદર કપોલ અને પોપટની ચાંચ જેવી સુંદર નાસિકા છે, હોઠો પર મન્દ-મન્દ સ્મિતહાસ્યભર્યા અવલોકનવાળા, લાલવર્ણના કમળ જેવા નેત્રવાળા, વાંકડિયા વાળથી છવાયેલા મુખકમળવાળા, પ્રેમ અને મુક્તિના પરમ દાની એવા મુકુન્દ ભગવાનનાં હું આજે અવશ્ય દર્શન કરીશ. કેમકે, મારી જમણી બાજુથી હરણાં નીકળી રહ્યાં છે, તે શુભ શુકનનો સંકેત છે. ॥ ૯ ॥ ભગવાન વિષ્ણુ પૃથ્વીનો ભાર ઉતારવા માટે સ્વેચ્છાએ મનુષ્ય જેવી લીલા કરી રહ્યા છે! તેઓ સંપૂર્ણ લાવણ્યના ધામ છે, સૌન્દર્યના નિધિ છે, આજે મને તેમનાં દર્શન થશે! અવશ્ય થશે! આજે સહજમાં જ મને મારી આંખોનું ફળ પ્રાપ્ત થશે. ॥ ૧૦ ॥ ભગવાન આ કાર્ય-કારણરૂપ જગતના દ્રષ્ટા છે, અને તેમ છતાં દ્રષ્ટાપણાનો અહંકાર તેમને સ્પર્શી કરી શકતો નથી. તેમની ચિન્મયી શક્તિથી અજ્ઞાનને લીધે થનારા ભેદ-ભ્રમ, અજ્ઞાનસહિત દૂરથી જ નષ્ટ થઈ જાય છે. તેઓ પોતાની યોગમાયાથી જ પોતાનામાં, ભ્રૂકુટિના વિલાસમાત્રથી પ્રાણ, ઈન્દ્રિયો, બુદ્ધિ વગેરે સહિત પોતાના સ્વરૂપભૂત જીવોની રચના કરે છે અને તેમની સાથે વૃન્દાવનની કુંજોમાં તથા ગોપીજનોના ઘરોમાં વિવિધ લીલાઓ કરતા જણાય છે. ॥ ૧૧ ॥ જ્યારે સમસ્ત પાપોને નષ્ટ કરનાર તેમના મંગલમય ગુણ, કર્મ, અને જન્મની લીલાઓથી યુક્ત થઈને વાણી તેમનું ગાન કરે છે ત્યારે તે ગાનથી સંસારમાં જીવન પાંગરે છે, શોભાનો સંચાર થઈ જાય છે, તમામ અપવિત્રતા ધોવાઈને પવિત્રતાનું સામ્રાજ્ય છવાઈ જાય છે. પરંતુ જે વાણીથી તેમના ગુણ-લીલા અને જન્મની કથાઓ ગવાતી નથી, તે તો મુડદા જેવી વ્યર્થ છે. ॥ ૧૨ ॥ જેમના ગુણગાનનું જ આવું માહાત્મ્ય છે, તે જ ભગવાન સ્વયં યદુકુળમાં અવતર્યા છે. શા માટે? પોતાની સ્થાપેલી મર્યાદાનું પાલન કરનારા શ્રેષ્ઠ દેવતાઓનું કલ્યાણ

૧. ૦બ્યધીયતે ।

તં ત્વદ્ય નૂનં મહતાં ગતિં ગુરું
ત્રૈલોક્યકાન્તં દૃશિમન્મહોત્સવમ્ ।
રૂપં દધાનં શ્રિય ઈપ્સિતાસ્પદં
દ્રક્ષ્યે મમાસન્નુષસઃ સુદર્શનાઃ ॥ ૧૪॥

અથાવરૂઢઃ સપદીશયો રથાત્
પ્રધાનપુંસોશ્ચરણં સ્વલબ્ધયે ।
ધિયા ધૃતં યોગિભિરપ્યહં ધ્રુવં
નમસ્ય આભ્યાં ચ સખીન્ વનૌકસઃ ॥ ૧૫॥

અપ્યઙ્ઘ્રિમૂલે પતિતસ્ય મે વિભુઃ
શિરસ્યધાસ્યન્નિજહસ્તપઙ્કજમ્ ।
દત્તાભયં કાલભુજઙ્ગરંહસા
પ્રોદ્વેજિતાનાં શરણૈષિણાં નૃણામ્ ॥ ૧૬॥

સમર્હણં યત્ર નિધાય કૌશિક-
સ્તથા બલિશ્ચાપ જગત્ત્રયેન્દ્રતામ્ ।
યદ્ વા વિહારે વ્રજયોષિતાં શ્રમં
સ્પર્શેન સૌગન્ધિકગન્ધ્યપાનુદત્ ॥ ૧૭॥

ન મય્યુપૈષ્યત્યરિબુદ્ધિમચ્યુતઃ
કંસસ્ય દૂતઃ પ્રહિતોઽપિ વિશ્વદૃક્ ।
યોઽન્તર્બહિશ્ચેતસ એતદીહિતં
ક્ષેત્રજ્ઞ ઈક્ષત્યમલેન ચક્ષુષા ॥ ૧૮॥

અપ્યઙ્ઘ્રિમૂલેઽવહિતં કૃતાઞ્જલિં
મામીક્ષિતા સસ્મિતમાર્દ્રયા દૃશા ।
સપદ્યપધ્વસ્તસમસ્તકિલ્બિષો
વોઢા મુદં વીતવિશઙ્ક ઊર્જિતામ્ ॥ ૧૯॥

સુહૃત્તમં જ્ઞાતિમનન્યદૈવતં
દોર્ભ્યાં બૃહદ્ભ્યાં પરિરપ્સ્યતેઽથ મામ્ ।

કરવા માટે. તે જ પરમ ઐશ્વર્યશાળી ભગવાન આજે વ્રજમાં નિવાસ કરે છે અને ત્યાંથી જ પોતાના યશનો વિસ્તાર કરી રહ્યા છે. તેમનો યશ કેટલો પવિત્ર છે! અહો, દેવતાઓ પણ તે સંપૂર્ણ મંગલમય યશનું ગાન કર્યા કરે છે. ॥ ૧૩ ॥ એમાં શંકા નથી કે, આજે હું તેમનાં અવશ્ય દર્શન કરીશ. તેઓ મોટા-મોટા સંતો અને લોકપાલોના પણ આશ્રય છે. બધાના પરમ ગુરુ છે અને તેમનું રૂપ-સૌન્દર્ય ત્રણે લોકને મોહિત કરે છે. જે નેત્રવાળા છે, તેમના માટે શ્રીકૃષ્ણ આનંદ અને રસની ચરમસીમા છે. તેથી જ સ્વયં લક્ષ્મીજી પણ, જે સ્વયં સૌન્દર્યનાં અધીશ્વરી છે, તેમને પ્રાપ્ત કરવા માટે લાલાયિત રહે છે. હા, તો હું તેમને અવશ્ય આજે જોઈશ. કારણ કે આજે મને પ્રભાતમાં થયેલાં સુંદર શુકનો આ શુભ દર્શનના સૂચક છે. ॥ ૧૪ ॥

જ્યારે હું તેમને જોઈશ ત્યારે સર્વશ્રેષ્ઠ પુરુષ બલરામ તથા શ્રીકૃષ્ણના ચરણોમાં નમસ્કાર કરવા માટે હું તુરત રથમાંથી કૂદી પડીશ, તેમના ચરણ પકડી લઈશ. અહો! તેમના ચરણ કેટલા દુર્લભ છે! મોટા-મોટા યોગી-યતિ આત્મ-સાક્ષાત્કાર કરવા માટે મનમાં પોતાના હૃદયમાં તેમના ચરણોનું ધ્યાન કરે છે અને હું તો તે ચરણોને પ્રત્યક્ષ પ્રાપ્ત કરી લઈશ અને આળોટીશ તે ચરણોમાં. તે બન્નેની સાથે તેમના વનવાસી મિત્રો એવા એકે-એક ગોપકુમારની પણ ચરણ-વંદના કરીશ. ॥ ૧૫ ॥ મારા અહોભાગ્ય! જ્યારે હું તેમના ચરણોમાં પડી જઈશ, ત્યારે શું તેઓ તેમનો શ્રીહસ્ત મારા માથા પર પધરાવશે? તેમનાં તે કરકમળ તે લોકોને સદાને માટે અભયદાન આપી ચૂક્યા છે. જે કાલરૂપી સર્પના ભયથી ભયભીત થઈને તેમનું શરણ ઇચ્છે છે અને શરણમાં આવી જાય છે. ॥ ૧૬ ॥ ઇન્દ્ર અને દૈત્યરાજ બલિએ ભગવાનનાં તે જ કરકમળોમાં પૂજાની ભેટ સમર્પિત કરીને ત્રણે લોકનું પ્રભુત્વ – ઇન્દ્રપદ પ્રાપ્ત કરી લીધું. ભગવાનનાં તે જ કરકમલોએ (જેમાંથી દિવ્ય કમળના જેવી સુગંધ આવ્યા કરે છે) પોતાના સ્પર્શથી રાસલીલા વખતે વ્રજયુવતીઓનો બધો શ્રમ હરી લીધો હતો. ॥ ૧૭ ॥ હું કંસનો દૂત છું. તેનો મોકલેલો તેમની પાસે જઈ રહ્યો છું. ક્યાંક તેઓ મને પોતાનો શત્રુ તો સમજી નહીં લે ને? રામ, રામ! તેઓ આવું ક્યારેય નહીં સમજે. કારણ કે તેઓ નિર્વિકાર છે, સમ છે, અચ્યુત છે, બધા વિશ્વના સાક્ષી છે, સર્વજ્ઞ છે, તેઓ ચિત્તની અંદર પણ છે અને બહાર પણ. તેઓ ક્ષેત્રજ્ઞરૂપે સ્થિત રહીને અંતઃકરણની એક-એક ચેષ્ટાને પોતાની નિર્મળ જ્ઞાનદૃષ્ટિ દ્વારા જોતા રહે છે. ॥ ૧૮ ॥ તો પછી મારી શંકા વ્યર્થ છે. જરૂર હું તેમના ચરણોમાં હાથ જોડીને વિનીત ભાવે ઊભો રહી જઈશ. તેઓ સ્મિતહાસ્ય અને કરુણાભરી દૃષ્ટિથી મારી સામું જોશે. તે વખતે મારા જન્મો-જન્મના બધા અશુભ સંસ્કારો

આત્મા હિ તીર્થીક્રિયતે તદૈવ મે
બન્ધશ્ચ કર્માત્મક ઉચ્છ્વસિત્યતઃ ॥ ૨૦॥

લબ્ધાઙ્ગસઙ્ગં પ્રણતં કૃતાઞ્જલિં
માં વક્ષ્યતેઽક્રૂર તતેત્યુરુશ્રવાઃ ।
તદા વયં જન્મભૃતો મહીયસા
નૈવાદૃતો યો ધિગમુષ્ય જન્મ તત્ ॥ ૨૧॥

ન તસ્ય કશ્ચિદ્ દયિતઃ સુહૃત્તમો
ન ચાપ્રિયો દ્વેષ્ય ઉપેક્ષ્ય એવ વા ।
તથાપિ ભક્તાન્ ભજતે યથા તથા
સુરદ્રુમો યદ્વદુપાશ્રિતોઽર્થદઃ ॥ ૨૨॥

કિઞ્ચાગ્રજો માઽવનતં યદૂત્તમઃ
સ્મયન્ પરિષ્વજ્ય ગૃહીતમઞ્જલૌ ।
ગૃહં પ્રવેશ્યાપ્તસમસ્તસત્કૃતં
સમ્પ્રક્ષ્યતે કંસકૃતં સ્વબન્ધુષુ ॥ ૨૩॥

શ્રીશુક ઉવાચ

ઇતિ સઞ્ચિન્તયન્ કૃષ્ણં શ્વફલ્કતનયોઽધ્વનિ ।
રથેન ગોકુલં પ્રાપ્તઃ સૂર્યશ્ચાસ્તગિરિં નૃપ ॥ ૨૪॥

પદાનિ તસ્યાખિલલોકપાલ-
કિરીટજુષ્ટામલપાદરેણોઃ[1] ।
દદર્શ ગોષ્ઠે ક્ષિતિકૌતુકાનિ
વિલક્ષિતાન્યબ્જયવાઙ્કુશાદ્યૈઃ ॥ ૨૫॥

તદ્દર્શનાહ્લાદવિવૃદ્ધસમ્ભ્રમઃ
પ્રેમ્ણોર્ધ્વરોમાઽશ્રુકલાકુલેક્ષણઃ ।
રથાદવસ્કન્દ્ય સ તેષ્વચેષ્ટત
પ્રભોરમૂન્યઙ્ઘ્રિરજાંસ્યહો ઇતિ ॥ ૨૬॥

તે જ વખતે નષ્ટ થઈ જશે અને હું નિઃશંક થઈને સદાને માટે પરમાનંદમાં મગ્ન થઈ જઈશ. ॥ ૧૯ ॥ હું તેમના પરિવારનો છું અને તેમનો હિતૈષી છું. તેમના સિવાય બીજા કોઈ મારા આરાધ્ય દેવ નથી. એવી સ્થિતિમાં તેઓ પોતાના આજાનબાહુથી મને પકડીને અવશ્ય પોતાના હૃદયે લગાડી લેશે. અહો! તે વખતે મારો દેહ પવિત્ર થઈ જશે, એટલું જ નહિ તે બીજાઓને પણ પવિત્ર કરનારો બની જશે અને તે જ સમયે — તેમનું આલિંગન પ્રાપ્ત થતાં જ — મારાં બધાં કર્મરૂપી બંધનો, જેના કારણે હું અનાદિકાળથી ભટકી રહ્યો છું, નષ્ટ થઈ જશે. ॥ ૨૦ ॥ જ્યારે તેઓ મારું આલિંગન કરી ચૂક્યા હશે ત્યારે હું હાથ જોડીને, મસ્તક નમાવીને તેમની સામે ઊભો રહી જઈશ. ત્યારે તેઓ 'કાકા અક્રૂર'! સંબોધન કરીને મને બોલાવશે! કેમ ન બોલાવે? આ જ પવિત્ર અને મધુર યશનો વિસ્તાર કરવા માટે જ તો તે લીલા કરી રહ્યા છે. ત્યારે મારું જીવન સફળ થઈ જશે. ભગવાન શ્રીકૃષ્ણે જેને અપનાવ્યો નથી, જેને આદર આપ્યો નથી — તેના તે જન્મને, જીવનને ધિક્કાર છે. ॥ ૨૧ ॥ ન તો તેમને કોઈ પ્રિય છે કે ન અપ્રિય. ન તો તેમનો કોઈ આત્મીય મિત્ર છે કે ન શત્રુ. તેમનું ઉપેક્ષાપાત્ર પણ કોઈ નથી. તેમ છતાં જેમ કલ્પવૃક્ષ પોતાની પાસે આવીને યાચના કરવાવાળાને તેની ઇચ્છિત વસ્તુ આપે છે, તે જ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ પણ જે તેમને જે રીતે ભજે છે, તેને તે જ રૂપે ભજે છે — તેઓ પોતાના પ્રેમી ભક્તોને પૂર્ણ પ્રેમ કરે છે. ॥ ૨૨ ॥ હું તેમની સામે વિનયપૂર્વક મસ્તક નમાવીને ઊભો થઈ જઈશ. અને બલરામજી હસતા વદને મને પોતાના હૃદયે લગાડશે અને પછી મારા બન્ને હાથ પકડીને ઘરમાં લઈ જશે. ત્યાં બધી રીતે મારો સત્કાર કરશે, ત્યાર પછી મને પૂછશે કે 'કંસ અમારા ઘરવાળાઓ સાથે કેવો વ્યવહાર કરે છે?' ॥ ૨૩ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! શ્વફલ્કનન્દન અક્રૂરજી રસ્તામાં આ પ્રકારના ચિંતનમાં મગ્ન થઈને રથ દ્વારા નન્દગામ પહોંચ્યા ત્યારે સૂર્યદેવ અસ્તાચલ પર ચાલ્યા ગયા હતા. ॥ ૨૪ ॥ જેમના ચરણકમળની રજ બધા લોકપાલોએ પોતાના મુકુટ પર ધારણ કરી છે તેવા શ્રીકૃષ્ણનાં પગલાં તેમણે વ્રજમાં જોયાં કે જે પગલાં પૃથ્વીના આભૂષણરૂપ અને કમળ, જવ, ધજા તથા અંકુશનાં ચિહ્નોથી યુક્ત હતાં. ॥ ૨૫ ॥ તે ચરણચિહ્નોનાં દર્શન કરતાં જ અક્રૂરજીના હૃદયમાં એટલો આનંદ થયો કે તેઓ પોતાને સંભાળી ન શક્યા, વિહ્વળ થઈ ગયા. પ્રેમના આવેગથી તેમનું રોમેરોમ પુલકિત થઈ ગયું. નેત્રોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેઓ રથમાંથી કૂદીને શ્રીકૃષ્ણનાં પદચિહ્નોથી અંકિત રજમાં — આ મારા પ્રભુની ચરણ-રજ છે — એમ કહીને આળોટવા લાગ્યા. ॥ ૨૬ ॥

૧. કિરીટસઙ્ઘટ્ટિતપાદરેણોઃ ।

દેહમ્ભૃતામિયાનર્થો[1] હિત્વા દમ્ભં ભિયં શુચમ્ ।
સન્દેશાદ્ યો હરેર્લિઙ્ગદર્શનશ્રવણાદિભિઃ ॥ ૨૭॥

દદર્શ કૃષ્ણં રામં ચ વ્રજે ગોદોહનં ગતૌ ।
પીતનીલામ્બરધરૌ શરદમ્બુરુહેક્ષણૌ ॥ ૨૮॥

કિશોરૌ શ્યામલશ્વેતૌ શ્રીનિકેતૌ બૃહદ્ભુજૌ ।
સુમુખૌ સુન્દરવરૌ બાલદ્વિરદવિક્રમૌ ॥ ૨૯॥

ધ્વજવજ્રાઙ્કુશામ્ભોજૈશ્ચિહ્નિતૈરઙ્ઘ્રિભિર્વ્રજમ્ ।
શોભયન્તૌ મહાત્માનાવનુક્રોશસ્મિતેક્ષણૌ ॥ ૩૦॥

ઉદારરુચિરક્રીડૌ સ્રગ્વિણૌ વનમાલિનૌ ।
પુણ્યગન્ધાનુલિપ્તાઙ્ગૌ સ્નાતૌ વિરજવાસસૌ ॥ ૩૧॥

પ્રધાનપુરુષાવાદ્યૌ[2] જગદ્ધેતૂ જગત્પતી ।
અવતીર્ણૌ જગત્યર્થે સ્વાંશેન બલકેશવૌ ॥ ૩૨॥

દિશો વિતિમિરા રાજન્ કુર્વાણૌ પ્રભયા સ્વયા ।
યથા મારકતઃ શૈલો રૌપ્યશ્ચ કનકાચિતૌ ॥ ૩૩॥

રથાત્તૂર્ણમવપ્લુત્ય સોઽક્રૂરઃ સ્નેહવિહ્વલઃ ।
પપાત ચરણોપાન્તે દણ્ડવદ્ રામકૃષ્ણયોઃ ॥ ૩૪॥

ભગવદ્દર્શનાહ્લાદબાષ્પપર્યાકુલેક્ષણઃ ।
પુલકાચિતાઙ્ગ ઔત્કણ્ઠ્યાત્ સ્વાખ્યાને નાશકન્ નૃપ ॥ ૩૫॥

ભગવાંસ્તમભિપ્રેત્ય રથાઙ્ગાઙ્કિતપાણિના ।
પરિરેભેઽભ્યુપાકૃષ્ય પ્રીતઃ પ્રણતવત્સલઃ ॥ ૩૬॥

સઙ્કર્ષણશ્ચ પ્રણતમુપગુહ્ય મહામનાઃ ।
ગૃહીત્વા પાણિના પાણી અનયત્ સાનુજો ગૃહમ્ ॥ ૩૭॥

પરીક્ષિત! કંસે સંદેશો આપ્યો ત્યારથી અહીં સુધી અક્રૂરજીના ચિત્તની જેવી સ્થિતિ રહી છે, તે જ જીવોએ દેહ ધારણ કર્યાનો પરમ લાભ છે. તેથી જીવમાત્રનું એ જ પરમ કર્તવ્ય છે કે, દંભ, ભય અને શોક છોડીને શ્રીહરિનાં સ્વરૂપદર્શન તથા શ્રવણ વગેરેથી તેણે એ લાભ મેળવવો જોઈએ. ॥ ૨૭ ॥

વ્રજમાં પહોંચીને અક્રૂરજીએ શ્રીકૃષ્ણ અને બલરામ બન્ને ભાઈઓને ગાય દોહવાના સ્થાનમાં જોયા. શ્યામસુંદર શ્રીકૃષ્ણે પીતામ્બર ધારણ કરેલું હતું અને ગૌરસુંદર બલરામજીએ નીલામ્બર. તેમનાં નેત્ર શરદઋતુનાં કમળ જેવાં જણાતાં હતાં. ॥ ૨૮ ॥ તેઓ હમણાં જ કિશોર-અવસ્થામાં પ્રવેશ્યા હતા. તે બન્ને ગૌર-શ્યામ સમસ્ત સૌંદર્યની ખાણ હતા. ઘૂંટણોને સ્પર્શ કરતી લાંબી ભુજાઓ, સુંદર મુખ, પરમ મનોહર અને બાળહાથી જેવી તેમની લલિત ચાલ હતી. ॥ ૨૯ ॥ ધજા, વજ્ર, અંકુશ અને કમલનાં ચિહ્નોવાળા ચરણોથી તે ચાલતા હતા ત્યારે પૃથ્વી શોભાયમાન બની જતી હતી. તેમનું મંદ હાસ્ય અને ચિતવન (અવલોકન) એવી હતી, જાણે કૃપાની વૃષ્ટિ થઈ રહી છે. તેઓ ઉદારતાની તો જાણે મૂર્તિ હતા. ॥ ૩૦ ॥ તેમની એક-એક લીલા ઉદારતા અને સુંદર લાલિત્યથી પૂર્ણ હતી. ગળામાં વનમાળા અને મણિઓના હાર ઝગમગી રહ્યા હતા. તેમણે હમણાં જ સ્નાન કરીને નિર્મળ વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને બન્નેનાં અંગ પવિત્ર ચન્દનથી ચર્ચિત હતાં. ॥ ૩૧ ॥ પરીક્ષિત! અક્રૂરજીએ જોયું કે, જગતના આદિકારણ, જગતના પરમપતિ પુરુષોત્તમ જ સંસારની રક્ષા કાજે પોતાના સંપૂર્ણ અંશોથી બલરામજી અને શ્રીકૃષ્ણના રૂપમાં અવતીર્ણ થઈને પોતાની અંગકાન્તિથી દિશાઓના અંધકારને દૂર કરી રહ્યા છે. (તેઓ બન્ને જાણે મરકતમણિ અને રજતગિરિ સમા પોતાની કાંતિથી પ્રકાશિત થઈ રહ્યા હોય. ॥ ૩૨-૩૩ ॥ તેમને જોતાં જ અક્રૂરજી પ્રેમના આવેગમાં અધીર થઈને રથમાંથી કૂદી પડ્યા અને ભગવાન શ્રીકૃષ્ણ તથા બલરામજીના ચરણ પાસે સાષ્ટાંગ પ્રણામ કરતા પડી ગયા. ॥ ૩૪ ॥ પરીક્ષિત! ભગવાનનાં દર્શનથી તેમને એટલો આનંદ થયો કે તેમનાં નેત્રો આંસુથી છલકાઈ ગયાં. સંપૂર્ણ શરીર રોમાંચિત બન્યું, ઉત્કંઠાવશ ગળું ભરાઈ ગયું અને તેઓ પોતાનું નામ પણ બોલી શક્યા નહીં. ॥ ૩૫ ॥ શરણાગતવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ તેમના મનનો ભાવ જાણી ગયા. તેમણે ખૂબ જ પ્રસન્નતાથી ચક્રના ચિહ્નવાળા હાથથી તેમને ખેંચીને ઉઠાવી લીધા અને હૃદયે ચાંપી દીધા. ॥ ૩૬ ॥ ત્યાર પછી જ્યારે તેઓ પરમ મનસ્વી બલરામજીની સામે વિનીત ભાવે ઊભા રહ્યા ત્યારે તેઓ તેમને ભેટી પડ્યા અને તેમનો એક હાથ શ્રીકૃષ્ણે પકડ્યો અને બીજો બલરામજીએ, એ રીતે બન્ને ભાઈ તેમને ઘરમાં લઈ ગયા. ॥ ૩૭ ॥

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોક મૂળમાં નથી. । ૨. ૦પુરુષવાદ્યૌ ।

પૃષ્ટ્વાથ સ્વાગતં તસ્મૈ નિવેદ્ય ચ વરાસનમ્ ।
પ્રક્ષાલ્ય વિધિવત્ પાદૌ મધુપર્કાર્હણમાહરત્[1] ॥ ૩૮॥

ઘરમાં લઈ જઈને ભગવાને તેમનો બહુ આદર-સત્કાર કર્યો. કુશળ-મંગળ પૂછીને શ્રેષ્ઠ આસન પર બેસાડ્યા અને વિધિપૂર્વક તેમના ચરણ ધોઈ મધુપર્ક (મધ મિશ્રિત દહીં) વગેરે પૂજાની સામગ્રીથી તેમની પૂજા કરી. ॥ ૩૮ ॥

નિવેદ્ય ગાં ચાતિથયે સંવાહ્ય શ્રાન્તમાદૃતઃ ।
અન્નં બહુગુણં મેધ્યં શ્રદ્ધયોપાહરદ્ વિભુઃ ॥ ૩૯॥

ત્યાર પછી ભગવાને અતિથિ અક્રૂરજીને એક ગાય આપી અને ચરણસેવા કરીને તેમનો શ્રમ દૂર કર્યો તથા બહુ જ આદર અને શ્રદ્ધાથી પવિત્ર અને તેમને અનુકૂળ ભોજન કરાવ્યું. ॥ ૩૯ ॥

તસ્મૈ ભુક્તવતે પ્રીત્યા રામઃ પરમધર્મવિત્ ।
મુખવાસૈર્ગન્ધમાલ્યૈઃ પરાં પ્રીતિં વ્યધાત્ પુનઃ ॥ ૪૦॥

જ્યારે તેમણે ભોજન કરી લીધું ત્યારે ધર્મના પરમ મર્મજ્ઞ ભગવાન બલરામજીએ બહુ જ પ્રેમથી મુખવાસ (પાન-ઈલાયચી વગેરે) અને સુગન્ધિત માળા વગેરે આપીને તેમને બહુ જ પ્રસન્ન કર્યા. ॥ ૪૦ ॥

પપ્રચ્છ સત્કૃતં નન્દઃ કથં સ્થ નિરનુગ્રહે ।
કંસે જીવતિ દાશાર્હ સૌનપાલા ઈવાવયઃ ॥ ૪૧॥

આ પ્રમાણે સત્કારવિધિ થયા પછી નંદરાયજીએ તેમની પાસે આવીને પૂછ્યું – 'અક્રૂરજી! તમે લોકો નિર્દયી કંસની હયાતીમાં કઈ રીતે દિવસો પસાર કરો છો? અરે, તે છે ત્યાં સુધી આપની એવી દશા છે, જેવી કસાઈ દ્વારા પાળેલાં ઘેટાંની હોય છે. ॥ ૪૧ ॥

યોઽવધીત્ સ્વસ્વસુસ્તોકાન્ ક્રોશન્ત્યા અસુતૃપ્ ખલઃ ।
કિં નુ સ્વિત્તત્પ્રજાનાં વઃ કુશલં વિમૃશામહે ॥ ૪૨॥

જે ઇન્દ્રિયોના ગુલામ પાપીએ પોતાની કલ્પાંત કરતી બહેનનાં નાનાં-નાનાં બાળકોને મારી નાખ્યાં, તમે લોકો તેની પ્રજા છો. પછી તમે સુખી છો, એવું અનુમાન તો અમે કઈ રીતે કરી શકીએ? ॥ ૪૨ ॥

ઈત્થં સૂનૃતયા વાચા નન્દેન સુસભાજિતઃ ।
અક્રૂરઃ પરિપૃષ્ટેન જહાવધ્વપરિશ્રમમ્ ॥ ૪૩॥

(અક્રૂરજીએ નંદબાવાને પહેલાં જ કુશળ-મંગળ પૂછી લીધું હતું.) જ્યારે આ પ્રમાણે નંદબાવાએ મધુર વાણીથી અક્રૂરજીને કુશળ-મંગળ પૂછ્યું અને તેમનું સન્માન કર્યું ત્યારે અક્રૂરજીના શરીરમાંથી રસ્તાની થકાવટ દૂર થઈ ગઈ. ॥ ૪૩ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2]ઽક્રૂરાગમનં નામાષ્ટાત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૮ ॥

દસમાસ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અક્રૂરજીનું આગમન નામનો આડત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ઓગણચાલીસમો અધ્યાય

## શ્રીકૃષ્ણ-બલરામનું મથુરા-ગમન

*શ્રીશુક ઉવાચ*

સુખોપવિષ્ટઃ પર્યઙ્કે રામકૃષ્ણોરુમાનિતઃ ।
લેભે મનોરથાન્ સર્વાન્ પથિ યાન્ સ ચકાર હ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ અક્રૂરજીનું સારી રીતે સન્માન કર્યું. તેઓ આરામથી પલંગ પર બેસી ગયા. તેમણે રસ્તામાં જે જે અભિલાષાઓ કરી હતી, તે બધી પૂરી થઈ ગઈ. ॥ ૧ ॥

કિમલભ્યં ભગવતિ પ્રસન્ને શ્રીનિકેતને ।
તથાપિ તત્પરા રાજન્ન હિ વાઞ્છન્તિ કિઞ્ચન ॥ ૨॥

પરીક્ષિત! લક્ષ્મીજીના આશ્રયસ્થાન ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય ત્યારે એવી કઈ વસ્તુ છે જે પ્રાપ્ત ન થઈ શકે? છતાં ભગવાનના પરમ પ્રેમી ભક્તો કોઈ પણ વસ્તુની કામના કરતા નથી. ॥ ૨ ॥

---

૧. મધુપર્કમુપાહરત્ । ૨. પ્રાચીન પ્રતમાં 'પૂર્વાર્ધે' પાઠ નથી. ।

સાયન્તનાશનં કૃત્વા ભગવાન્ દેવકીસુતઃ ।
સુહૃત્સુ વૃત્તં કંસસ્ય પપ્રચ્છાન્યચ્ચિકીર્ષિતમ્ ॥ ૩॥

દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણે સાયંકાળનું ભોજન કર્યા પછી અક્રૂરજીની પાસે જઈને પોતાના સ્વજન-સંબંધીઓ સાથે કંસના વહેવાર અને તેના આગામી કાર્યક્રમ વિશે પૂછ્યું. ॥ ૩ ॥

*શ્રીભગવાનુવાચ*

તાત સૌમ્યાગતઃ કચ્ચિત્ સ્વાગતં ભદ્રમસ્તુ વઃ ।
અપિ સ્વજ્ઞાતિબન્ધૂનામનમીવમનામયમ્ ॥ ૪॥

કિં નુ નઃ કુશલં પૃચ્છે એધમાને કુલામયે ।
કંસે માતુલનામ્ન્યઙ્ગ સ્વાનાં નસ્તત્પ્રજાસુ ચ[1] ॥ ૫॥

અહો અસ્મદભૂદ્ ભૂરિ પિત્રોર્વૃજિનમાર્યયોઃ ।
યદ્ધેતોઃ પુત્રમરણં યદ્ધેતોર્બન્ધનં તયોઃ ॥ ૬॥

દિષ્ટ્યાદ્ય દર્શનં સ્વાનાં મહ્યં વઃ સૌમ્ય કાઙ્ક્ષિતમ્ ।
સઞ્જાતં[2] વર્ણ્યતાં તાત તવાગમનકારણમ્ ॥ ૭॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – કાકાજી! આપ બહુ જ શુદ્ધહૃદયી છો. આપને રસ્તામાં કોઈ કષ્ટ તો થયું નથી ને? સ્વાગત છે, હું આપના માટે મંગલ કામના કરું છું. મથુરાના અમારા આત્મીય મિત્રો, કુટુંબીઓ, તથા બીજા બધા સંબંધીઓ કુશળ અને સ્વસ્થ તો છે ને? ॥ ૪ ॥ અમારો નામમાત્રનો મામો કંસ તો આપણા કુલ માટે એક ભયંકર વ્યાધિરૂપ છે. જ્યાં સુધી તેની ચઢતીના દિવસો છે ત્યાં સુધી અમે પોતાના કુટુંબીઓ અને તેમનાં બાલ-બચ્ચાનું કુશળ-મંગળ શું પૂછીએ? ॥ ૫ ॥ કાકાજી! અમારા માટે એ ઘણા જ દુઃખી વાત છે કે મારા જ કારણે મારા નિર્દોષ અને સદાચારી માતા-પિતાને અનેક પ્રકારની યાતનાઓ સહેવી પડી – જાત-જાતનાં દુઃખો વેઠવાં પડ્યાં. વધારે તો શું કહું, મારા જ કારણે હાથકડી પહેરાવીને બાંધીને તેમને જેલમાં નાખી દીધાં અને મારા જ કારણે તેમનાં બાળકોને પણ મારી નાખ્યાં. ॥ ૬ ॥ હું ઘણા દિવસથી ઇચ્છતો હતો કે તમારામાંથી કોઈ ને કોઈ મને મળે. ઘણા સૌભાગ્યની વાત છે કે, આજે મારી તે અભિલાષા પૂરી થઈ. સૌમ્ય સ્વભાવવાળા કાકાજી! હવે તમે કૃપા કરીને જણાવો કે, આપનું શુભ-આગમન કયા કારણે થયું છે? ॥ ૭ ॥

*શ્રીશુક ઉવાચ*

પૃષ્ટો ભગવતા સર્વં વર્ણયામાસ માધવઃ ।
વૈરાનુબન્ધં યદુષુ વસુદેવવધોદ્યમમ્ ॥ ૮॥

યત્સન્દેશો યદર્થં વા દૂતઃ સમ્પ્રેષિતઃ સ્વયમ્ ।
યદુક્તં નારદેનાસ્ય સ્વજન્માનકદુન્દુભેઃ ॥ ૯॥

શ્રુત્વાઽક્રૂરવચઃ કૃષ્ણો બલશ્ચ પરવીરહા ।
પ્રહસ્ય નન્દં પિતરં રાજ્ઞાઽઽદિષ્ટં વિજજ્ઞતુઃ ॥ ૧૦॥

ગોપાન્ સમાદિશત્ સોઽપિ ગૃહ્યતાં[3] સર્વગોરસઃ ।
ઉપાયનાનિ ગૃહ્ણીધ્વં યુજ્યન્તાં શકટાનિ ચ ॥ ૧૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે અક્રૂરજીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે તેમણે જણાવ્યું કે, 'કંસ તો બધા યદુવંશીઓની સાથે ઘોર શત્રુતા રાખે છે. તે વસુદેવજીને મારી નાખવાનો પણ પ્રયત્ન કરી ચૂક્યો છે.' ॥ ૮ ॥ અક્રૂરજીએ કંસનો સંદેશો અને જે ઉદ્દેશથી તેણે સ્વયં અક્રૂરજીને દૂત બનાવીને મોકલ્યા છે અને નારદજીએ જે રીતે વસુદેવજીને ઘેર શ્રીકૃષ્ણના જન્મ લેવાની હકીકત તેને કહી દીધી હતી, તે બધું કહી સંભળાવ્યું. ॥ ૯ ॥ અક્રૂરજીની આ વાત સાંભળીને વિપક્ષી શત્રુઓનું દમન કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી હસવા લાગ્યા અને ત્યાર પછી તેમણે તેમના પિતા નંદજીને કંસની આજ્ઞાની જાણ કરી. ॥ ૧૦ ॥ ત્યારે નંદબાવાએ બધા ગોપોને આજ્ઞા કરી કે 'બધું ગોરસ એકત્ર કરો. ભેટની સામગ્રી લઈ લો અને ગાડાં જોડો. ॥ ૧૧ ॥

૧. વૈ । ૨. સામ્પ્રતં । ૩. ગૃહ્યન્તાં સર્વગોરસાઃ ।

યાસ્યામઃ શ્વો મધુપુરીં દાસ્યામો નૃપતે રસાન્ ।
દ્રક્ષ્યામઃ સુમહત્ પર્વ યાન્તિ જાનપદાઃ કિલ ।
એવમાઘોષયત્ ક્ષત્ત્રા નન્દગોપઃ સ્વગોકુલે ॥ ૧૨॥

ગોપ્યસ્તાસ્તદુપશ્રુત્ય બભૂવુર્વ્યથિતા ભૃશમ્ ।
રામકૃષ્ણૌ પુરીં નેતુમક્રૂરં વ્રજમાગતમ્ ॥ ૧૩॥

કાશ્ચિત્તત્કૃતહૃત્તાપશ્વાસમ્લાનમુખશ્રિયઃ[1] ।
સ્રંસદ્દુકૂલવલયકેશગ્રન્થ્યશ્ચ[2] કાશ્ચન ॥ ૧૪॥

અન્યાશ્ચ તદનુધ્યાનનિવૃત્તાશેષવૃત્તયઃ ।
નાભ્યજાનન્નિમં લોકમાત્મલોકં ગતા ઇવ ॥ ૧૫॥

સ્મરન્ત્યશ્ચાપરાઃ શૌરેરનુરાગસ્મિતેરિતાઃ[3] ।
હૃદિસ્પૃશશ્ચિત્રપદા ગિરઃ સંમુમુહુઃ સ્ત્રિયઃ ॥ ૧૬॥

ગતિં સુલલિતાં ચેષ્ટાં સ્નિગ્ધહાસાવલોકનમ્ ।
શોકાપહાનિ નર્માણિ પ્રોદ્દામચરિતાનિ ચ ॥ ૧૭॥

ચિન્તયન્ત્યો મુકુન્દસ્ય ભીતા વિરહકાતરાઃ ।
સમેતાઃ સઙ્ઘશઃ પ્રોચુરશ્રુમુખ્યોઽચ્યુતાશયાઃ[4] ॥ ૧૮॥

*ગોપ્ય ઊચુઃ*

અહો વિધાતસ્તવ ન ક્વચિદ્ દયા
સંયોજ્ય મૈત્ર્યા પ્રણયેન દેહિનઃ ।
તાંશ્ચાકૃતાર્થાન્ વિયુનઙ્ક્ષ્યપાર્થકં
વિક્રીડિતં[5] તેઽર્ભકચેષ્ટિતં યથા ॥ ૧૯॥

કાલે પ્રાતઃકાળે જ આપણે મથુરા જશું અને ત્યાં જઈને કંસ રાજાને ગોરસ આપીશું. ત્યાં બહુ મોટો ઉત્સવ થઈ રહ્યો છે, તેને જોવા માટે દેશના બધા પ્રજાજનો ત્યાં આવવાના છે. આપણે પણ તે જોઈશું.' નંદબાવાએ આખા ગોકુલમાં નગરમંત્રી દ્વારા સાદ પડાવી આ બાબતની બધાને જાણ કરી દીધી. ॥ ૧૨ ॥

પરીક્ષિત! જ્યારે ગોપીઓએ સાંભળ્યું કે, અમારા મનમોહન શ્યામસુંદર અને ગૌરસુન્દર બલરામજીને મથુરા લઈ જવા માટે અક્રૂરજી વ્રજમાં આવ્યા છે, ત્યારે તેમના હૃદયમાં ભારે સંતાપ થયો. તે વ્યાકુલ થઈ ગઈ. ॥ ૧૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણના મથુરા જવાની વાત સાંભળતાં જ ઘણા લોકોના હૃદયમાં એટલી વેદના થઈ કે તેમનો શ્વાસ વધી ગયો, તેમનાં મુખ કરમાઈ ગયાં અને ઘણાની એવી દશા થઈ કે, તે એ રીતે અચેત (બેહોશ) પણ થઈ ગયાં કે તેમને દેહભાન, વસ્ત્રભાન, કે પોતાના સૌભાગ્યચિહ્નોનું પણ ભાન ન રહ્યું. ॥ ૧૪ ॥ ભગવાનના શ્યામસુંદર સ્વરૂપની યાદ આવતાં જ કેટલીએ ગોપીઓની ચિત્તવૃત્તિ બધી રીતે નિવૃત્ત થઈ જતાં સમાધિસ્થ અર્થાત્ આત્મસ્વરૂપમાં વિલીન થઈ ગઈ અને તેમને પોતાના દેહનું કે દુનિયાનું કોઈ ભાન રહ્યું નહીં. ॥ ૧૫ ॥ ઘણી ગોપીઓની સામે ભગવાન શ્રીકૃષ્ણનો પ્રેમ, તેમનું મન્દ-હાસ્ય અને હૃદયસ્પર્શી વિચિત્ર શબ્દોથી યુક્ત મધુરવાણી તેનો પ્રભાવ પ્રગટ કરવા લાગી. તેથી તેમાં તલ્લીન થયેલી ગોપીઓ મોહિત થઈ ગઈ. ॥ ૧૬ ॥ ગોપીઓ મનમાં જ ભગવાનની મધુર લટકાળી ચાલ, મધુર ચેષ્ટા, સ્નેહાળ સ્મિત હાસ્ય, મધુર-અવલોકન, તમામ શોકની નિવૃત્તિ કરનારાં હાસ્ય વચનો અને શ્રીકૃષ્ણનાં સ્વચ્છન્દ ચરિત્રોનું ચિંતન કરતી સર્વ વ્રજનારીઓ વિરહના ભયથી દીન-રાંક બની ગઈ. કારણ કે તેમણે તેમનું હૃદય, તેમનું જીવન-સર્વસ્વ ભગવાન પર ન્યોછાવર કરી દીધું હતું. તેમની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તેઓ ટોળે વળીને આ પ્રમાણે કહેવા લાગી– ॥ ૧૭-૧૮ ॥

**ગોપીઓએ કહ્યું** – હે વિધાતા! કેટલા દુઃખની વાત છે કે તમારા હૃદયમાં દયાનો છાંટો પણ નથી. એક વાર આ દેહધારી કુટુંબીજનોને સ્નેહ-મિત્રતાથી એકઠાં કરો છો અને હજી તો તેઓ મળીને સંતોષ પામ્યા નથી, તેમનાં કાર્ય સર્યાં નથી, ત્યાં તમે તેમને વિખૂટા પાડો છો! ખરેખર તમારી આ રમત બાળકની રમત જેવી વ્યર્થ છે. ॥ ૧૯ ॥

૧. ૦સન્તાપાઃ શ્વાસ૦ । ૨. ૦કેશબન્ધાશ્ચ । ૩. ૦સ્મિતેક્ષણાઃ । ૪. ૦ઽચ્યુતાશ્રયાઃ । ૫. વિચેષ્ટિતં ।

યસ્ત્વં પ્રદર્શ્યાસિતકુન્તલાવૃતં
મુકુન્દવક્ત્રં સુકપોલમુન્નસમ્ ।
શોકાપનોદસ્મિતલેશસુન્દરં
કરોષિ પારોક્ષ્યમસાધુ તે કૃતમ્ ॥ ૨૦॥

ક્રૂરસ્ત્વમક્રૂરસમાખ્યયા સ્મ ન-
શ્ચક્ષુર્હિ દત્તં હરસે બતાજ્ઞવત્[1] ।
યેનૈકદેશેઽખિલસર્ગસૌષ્ઠવં
ત્વદીયમદ્રાક્ષ્મ વયં મધુદ્વિષઃ ॥ ૨૧॥

ન નન્દસૂનુઃ ક્ષણભઙ્ગસૌહૃદઃ
સમીક્ષતે નઃ સ્વકૃતાતુરા બત ।
વિહાય ગેહાન્ સ્વજનાન્ સુતાન્ પતીં-
સ્તદ્દાસ્યમદ્ધોપગતા નવપ્રિયઃ ॥ ૨૨॥

સુખં પ્રભાતા રજનીયમાશિષઃ
સત્યા બભૂવુઃ પુરયોષિતાં ધ્રુવમ્ ।
યાઃ સમ્પ્રવિષ્ટસ્ય મુખં વ્રજસ્પતેઃ
પાસ્યન્ત્યપાઙ્ગોત્કલિતસ્મિતાસવમ્ ॥ ૨૩॥

તાસાં મુકુન્દો મધુમઞ્જુભાષિતૈ-
ર્ગૃહીતચિત્તઃ પરવાન્ મનસ્વ્યપિ ।
કથં પુનર્નઃ પ્રતિયાસ્યતેઽબલા
ગ્રામ્યાઃ સલજ્જસ્મિતવિભ્રમૈર્ભ્રમન્ ॥ ૨૪॥

અથ ધ્રુવં તત્ર દૃશો ભવિષ્યતે
દાશાર્હભોજાન્ધકવૃષ્ણિસાત્વતામ્ ।
મહોત્સવઃ શ્રીરમણં ગુણાસ્પદં
દ્રક્ષ્યન્તિ યે ચાધ્વનિ દેવકીસુતમ્ ॥ ૨૫॥

અરે વિધાતા! એ કેટલા દુઃખની વાત છે, તમે પહેલાં પ્રેમની પરબ જેવા શ્યામસુંદરનું મુખ દેખાડ્યું. કેટલું સુંદર છે તે! કાળા-કાળા વાંકડિયા વાળ ગાલ પર ઝળકી રહ્યા છે. મરકતમણિ જેવા સુંવાળા કપોલ અને પોપટની ચાંચ જેવી સુંદર નાસિકા તથા અધરોષ્ઠ પર મન્દ-મન્દ હાસ્યને લીધે સુંદર શ્રીમુકુન્દના મુખારવિંદનાં દર્શન કરાવી હવે તેમને અમારી આંખોથી અળગા કરી રહ્યા છો, ખરેખર તમારું આ કાર્ય અત્યંત અનુચિત છે. ॥ ૨૦ ॥ હે વિધાતા! અમે જાણીએ છીએ કે આમાં અક્રૂરજીનો દોષ નથી, આ તો ખુલ્લે-ખુલ્લી તમારી ક્રૂરતા છે. વાસ્તવમાં તમે જ અક્રૂરના નામે અહીં આવ્યા છો અને તમે જ આપેલી આંખો તમે અમારી પાસેથી મૂર્ખની જેમ છીનવી રહ્યા છો! તેમના દ્વારા અમે શ્યામસુંદરના એક-એક અંગમાં તમારી સૃષ્ટિનું સંપૂર્ણ સૌન્દર્ય નિહાળ્યા કરીએ છીએ. અરે વિધાતા! તમારે આવું ન કરવું જોઈએ. ॥ ૨૧ ॥

અહો, નંદનંદન શ્યામસુંદરને પણ નવા-નવા લોકો સાથે સ્નેહ બાંધવાની આદત પડી ગઈ છે. જુઓ તો ખરા, તેમની મિત્રતા, એમનો પ્રેમ એક ક્ષણમાં જ ક્યાં જતો રહ્યો? અમે તો અમારાં ઘર-બાર, સ્વજન-સંબંધી, પતિ-પુત્ર વગેરેને છોડીને એમની દાસીઓ બની ગઈ અને એમના લીધે જ આજે અમારું હૃદય શોકમગ્ન થઈ રહ્યું છે, પરંતુ આ શ્યામસુંદર એવા છે કે અમારી સામું જોતા સુધ્ધાં નથી. ॥ ૨૨ ॥ આજની રાત્રિનો પ્રાતઃકાળ મથુરાની સ્ત્રીઓ માટે ખરેખર અત્યંત મંગલકારી હશે. આજે તેમની ઘણા દિવસની અભિલાષાઓ અવશ્ય પૂરી થઈ જશે. હવે અમારા વ્રજરાજ શ્યામસુંદર પોતાના કટાક્ષભર્યા અવલોકન અને મન્દ-મન્દ હાસ્યયુક્ત મુખકમળના માદક મધુનું વિતરણ કરતાં રહીને મથુરા પુરીમાં પ્રવેશ કરશે, ત્યારે તેઓ તેનું પાન કરીને ધન્ય થઈ જશે. ॥ ૨૩ ॥ જોકે અમારા શ્યામસુંદર ધૈર્યવાળા હોવાની સાથે-સાથે નંદબાવા વગેરે વડીલોના આજ્ઞાંકિત છે, છતાં પણ મથુરાની સ્ત્રીઓ પોતાના મધ જેવાં મધુર વચનોથી આમનું ચિત્ત પરાણે પોતાના તરફ ખેંચી લેશે અને તેમનું લજ્જાયુક્ત હાસ્ય અને કટાક્ષભર્યા અવલોકનથી તેમનું મન આકર્ષાઈ જશે. પછી આપણે તદન ગામડાની અબુધ નારીઓ પાસે ક્યાંથી આવશે? ॥ ૨૪ ॥ ધન્ય છે આજે અમારા શ્યામસુંદરનું દર્શન કરીને મથુરાના દાશાર્હ, ભોજ, અંધક, વૃષ્ણિ, સાત્વત વગેરે યાદવોનાં નેત્રો અવશ્ય પરમાનંદનો સાક્ષાત્કાર કરશે. આજે તેમને ત્યાં બહુ મોટો ઉત્સવ થશે. સાથે-સાથે જે લોકો અહીંથી મથુરા જઈ રહેલા રમારમણ, ગુણસાગર, નટનાગર, દેવકીનંદન શ્યામસુંદરનું માર્ગમાં દર્શન કરશે તે પણ ધન્ય બની જશે. ॥ ૨૫ ॥

---

૧. બતાર્થવત્ ।

મૈતદ્વિધસ્યાકરુણસ્ય નામ ભૂ-
દક્રૂર ઈત્યેતદતીવ દારુણઃ।
યોઽસાવનાશ્વાસ્ય સુદુઃખિતં જનં
પ્રિયાત્પ્રિયં નેષ્યતિ પારમધ્વનઃ ॥ ૨૬॥

અનાર્દ્રધીરેષ[1] સમાસ્થિતો રથં
તમન્વમી ચ ત્વરયન્તિ દુર્મદાઃ।
ગોપા અનોભિઃ સ્થવિરૈરુપેક્ષિતં
દૈવં ચ નોઽદ્ય પ્રતિકૂલમીહતે ॥ ૨૭॥

નિવારયામઃ સમુપેત્ય માધવં
કિં નોઽકરિષ્યન્ કુલવૃદ્ધબાન્ધવાઃ।
મુકુન્દસઙ્ગાન્નિમિષાર્ધદુસ્ત્યજાદ્
દૈવેન વિધ્વંસિતદીનચેતસામ્ ॥ ૨૮॥

યસ્યાનુરાગલલિતસ્મિતવલ્ગુમન્ત્ર-
લીલાવલોકપરિરમ્ભણરાસગોષ્ઠ્યામ્।
નીતાઃ સ્મ નઃ ક્ષણમિવ ક્ષણદા વિના તં
ગોપ્યઃ કથં ન્વતિતરેમ તમો દુરન્તમ્ ॥ ૨૯॥

યોઽહ્નઃ ક્ષયે વ્રજમનન્તસખઃ પરીતો
ગોપૈર્વિશન્ ખુરરજશ્છુરિતાલકસ્રક્।
વેણું ક્વણન્ સ્મિતકટાક્ષનિરીક્ષણેન
ચિત્તં ક્ષિણોત્યમુમૃતે[2] નુ કથં ભવેમ ॥ ૩૦॥

શ્રીશુક ઉવાચ

એવં બ્રુવાણા વિરહાતુરા ભૃશં
વ્રજસ્ત્રિયઃ કૃષ્ણવિષક્તમાનસાઃ।
વિસૃજ્ય લજ્જાં રુરુદુઃ સ્મ સુસ્વરં
ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૩૧॥

સ્ત્રીણામેવં રુદન્તીનામુદિતે સવિતર્યથ।
અક્રૂરશ્ચોદયામાસ કૃતમૈત્રાદિકો રથમ્ ॥ ૩૨॥

જો સખી! આ અક્રૂર કેટલા દયારહિત, કેટલા કરુણારહિત છે. આ બાજુ તો અમે એટલાં દુઃખી થઈ રહ્યાં છીએ અને આ અમારા પરમ પ્રિયતમ નંદદુલારા શ્યામસુંદરને અમારી આંખોથી દૂર કરીને ઘણે દૂર લઈ જવા ઇચ્છે છે અને આશ્વાસનના બે શબ્દો કહી અમને હૈયાધારણ પણ આપતા નથી. ખરેખર આવા અત્યંત ક્રૂર પુરુષનું નામ 'અક્રૂર' ન હોવું જોઈએ. ॥ ૨૬ ॥ સખી! આપણા આ શ્યામસુંદર પણ ઓછા ક્રૂર નથી, જુઓ જુઓ, તે પણ રથમાં બેસી ગયા, આપણી સામું જોતા નથી. વળી મદમાં છકેલા આ ગોપો, ગાડાંઓ જોડીને તેમની સાથે જવાની કેટલી ઉતાવળ કરી રહ્યા છે. ખરેખર તે મૂર્ખા છે. અને અમારા વડીલ-વૃદ્ધજનો! તેમણે તો આ લોકોની ઉતાવળ જોઈને ઉપેક્ષા જ કરી દીધી છે. 'જાઓ તમને મન ફાવે તેમ કરો.'! હવે આપણે શું કરીએ? આજે વિધાતા બધી રીતે આપણી પ્રતિકૂળ ચેષ્ટા કરી રહ્યો છે. ॥ ૨૭ ॥ ચાલો, આપણે પોતે જ જઈને આપણા પ્રાણપ્રિય શ્યામસુંદરને રોકીશું. પરિવારના વડીલો-વૃદ્ધો અને ભાઈઓ વગેરે આપણું શું કરી લેશે? અરે સખી! આપણે અરધી ક્ષણ માટે પણ પ્રાણવલ્લભ નંદનંદનનો સાથ છોડવા અસમર્થ છીએ. આજે આપણા દુર્ભાગ્યવશ આપણી સામે તેમનો વિયોગ ઉપસ્થિત કરીને આપણા ચિત્તને પૂરી રીતે નષ્ટ અને વ્યાકુળ કરી રહ્યો છે. ॥ ૨૮ ॥ સખીઓ! જેમનું પ્રેમભર્યું મનોહર હાસ્ય, રહસ્યપૂર્ણ મીઠી-મીઠી વાતો, કટાક્ષભર્યું અવલોકન અને પ્રેમપૂર્વક આલિંગનથી આપણે રાસલીલાની તે રાત્રિઓ (જે બહુ દીર્ઘ હતી) એક ક્ષણ જેવી પસાર કરી હતી. હવે ભલા, તેમના વિના આપણે તેમની આપેલી અપાર વિરહવ્યથાને કઈ રીતે પાર થઈશું. ॥ ૨૯ ॥ એક દિવસની નહીં, આ તો દરરોજની વાત છે, સાયંકાળે દરરોજ તેઓ ગોપબાળકોથી ઘેરાયેલા બલરામજી સાથે વનમાંથી ગાયો ચરાવીને પાછા આવે છે. તેમની કાળી-કાળી વાંકડિયા કેશની લટો અને ગળાના પુષ્પહાર ગાયોની ખરીઓની ધૂળથી ઢંકાયેલા રહે છે. તે વાંસળી વગાડતા — મન્દ-મન્દ હાસ્ય અને કટાક્ષભર્યા અવલોકન જોઈ-જોઈને અમારાં હૃદયોને વીંધી નાખે છે. તેમના વિના ભલા, આપણે કઈ રીતે જીવી શકીશું? ॥ ૩૦ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! ગોપીઓ વાણીથી તો આ પ્રમાણે કહી રહી હતી, પરંતુ તેમનો એક-એક મનોભાવ ભગવાન શ્રીકૃષ્ણનો સ્પર્શ, તેમનું આલિંગન કરી રહ્યો હતો. તેઓ વિરહની સંભાવનાથી અત્યંત વ્યાકુળ થઈ ગઈ હતી અને લજ્જા છોડીને હે ગોવિંદ! હે દામોદર! હે માધવ! આ પ્રમાણે પોકારી-પોકારીને ઉચ્ચ સ્વરે રુદન કરવા લાગી. ॥ ૩૧ ॥ રુદન કરતાં કરતાં સંપૂર્ણ રાત્રિ પસાર થઈ ગઈ, સૂર્યોદય થયો,

૧. અનાર્યધી૦ । ૨. ક્ષિણોતિ તમૃતે ।

ગોપાસ્તમન્વસજ્જન્ત નન્દાદ્યાઃ શકટૈસ્તતઃ ।
આદાયોપાયનં ભૂરિ કુમ્ભાન્ ગોરસસમ્ભૃતાન્ ॥ ૩૩॥

ગોપ્યશ્ચ દયિતં કૃષ્ણમનુવ્રજ્યાનુરઞ્જિતાઃ ।
પ્રત્યાદેશં ભગવતઃ કાઙ્ક્ષન્ત્યશ્ચાવતસ્થિરે ॥ ૩૪॥

તાસ્તથા તપ્યતીર્વીક્ષ્ય સ્વપ્રસ્થાને યદૂત્તમઃ ।
સાન્ત્વયામાસ સપ્રેમૈરાયાસ્ય ઈતિ દૌત્યકૈઃ ॥ ૩૫॥

યાવદાલક્ષ્યતે કેતુર્યાવદ્ રેણૂ રથસ્ય ચ ।
અનુપ્રસ્થાપિતાત્માનો લેખ્યાનીવોપલક્ષિતાઃ ॥ ૩૬॥

તા નિરાશા નિવવૃતુર્ગોવિન્દવિનિવર્તને ।
વિશોકા અહની નિન્યુર્ગાયન્ત્યઃ પ્રિયચેષ્ટિતમ્ ॥ ૩૭॥

ભગવાનપિ સમ્પ્રાપ્તો રામાક્રૂરયુતો નૃપ ।
રથેન વાયુવેગેન કાલિન્દીમઘનાશિનીમ્ ॥ ૩૮॥

તત્રોપસ્પૃશ્ય પાનીયં પીત્વા મૃષ્ટં મણિપ્રભમ્ ।
વૃક્ષષણ્ડમુપવ્રજ્ય સરામો રથમાવિશત્ ॥ ૩૯॥

અક્રૂરસ્તાવુપામન્ત્ય નિવેશ્ય ચ રથોપરિ ।
કાલિન્દ્યા હ્રદમાગત્ય સ્નાનં વિધિવદાચરત્ ॥ ૪૦॥

નિમજ્જ્ય તસ્મિન્ સલિલે જપન્ બ્રહ્મ સનાતનમ્ ।
તાવેવ દદૃશેઽક્રૂરો રામકૃષ્ણૌ સમન્વિતૌ ॥ ૪૧॥

તૌ રથસ્થૌ કથમિહ સુતાવાનકદુન્દુભેઃ ।
તર્હિ સ્વિત્ સ્યન્દને ન સ્ત ઈત્યુન્મજ્જ્ય વ્યચષ્ટ સઃ ॥ ૪૨॥

તત્રાપિ ચ યથાપૂર્વમાસીનૌ પુનરેવ સઃ ।
ન્યમજ્જદ્ દર્શનં યન્મે મૃષા કિં સલિલે તયોઃ ॥ ૪૩॥

અક્રૂરજી સન્ધ્યા-વંદન વગેરે નિત્યકર્મોથી નિવૃત્ત થઈને રથ પર બેઠા અને તેને હાંકીને લઈ ચાલ્યા. ॥ ૩૨ ॥

નંદબાવા વગેરે ગોપોએ પણ દૂધ, દહીં, માખણ, ઘી વગેરેથી ભરેલાં માટલાં અને ભેટની અનેક સામગ્રીઓ લઈ લીધી તથા તેઓ ગાડામાં બેસીને પાછળ-પાછળ ચાલ્યા. ॥ ૩૩ ॥ તે સમયે અનુરાગમાં રંગાયેલી ગોપીઓ પોતાના પ્રાણપ્રિય શ્રીકૃષ્ણ પાસે ગઈ અને તેમનું મુખારવિંદ, અવલોકન વગેરેનાં દર્શન કરી કંઈક શાતા વળી. હવે તેઓ પોતાના પ્રિયતમ શ્યામસુંદર પાસેથી કંઈક સંદેશો મળવાની અપેક્ષાથી ત્યાં જ ઊભી રહી ગઈ. ॥ ૩૪ ॥ યાદવશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, મારા મથુરા જવાથી ગોપીઓના હૃદયમાં તીવ્ર વેદના થઈ રહી છે, તેઓ સંતપ્ત થઈ રહી છે, ત્યારે તેમણે 'હું આવીશ' એવો દૂત દ્વારા સંદેશો કહેવડાવીને તેમને શાંત કરી. ॥ ૩૫ ॥ ગોપીઓને જ્યાં સુધી રથની ધજા અને રથના પૈડાંથી ઊડતી ધૂળ દેખાતી રહી ત્યાં સુધી તેઓ પૂતળીઓની જેમ ત્યાંને ત્યાં ઊભી રહી. પરંતુ તેમણે પોતાનું ચિત્ત તો મનમોહન પ્રાણવલ્લભ શ્રીકૃષ્ણની સાથે જ મોકલી દીધું હતું. ॥ ૩૬ ॥ હજી તેમના મનમાં આશા હતી કે, કદાચ શ્રીકૃષ્ણ થોડે દૂર જઈને પાછા આવશે! પરંતુ જ્યારે ન આવ્યા ત્યારે તે નિરાશ થઈ ગઈ અને પોત-પોતાને ઘેર ચાલી ગઈ. પરીક્ષિત! તે રાત-દિવસ પોતાના પ્રિય શ્યામસુંદરની લીલાઓનું ગાન કરીને પોતાનો શોક-સંતાપ હળવો કરતી હતી. ॥ ૩૭ ॥

પરીક્ષિત! આ બાજુ ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી અને અક્રૂરજીની સાથે વાયુવેગે ચાલતા રથમાં બેસી પાપનાશિની યમુનાજીના કિનારે પહોંચ્યા. ॥ ૩૮ ॥ ત્યાં આ લોકોએ હાથ-મોઢું ધોઈને ઇન્દ્રનીલમણિ જેવું નિર્મળ જળ પીધું. તે પછી બલરામજીની સાથે વૃક્ષોની ઘટા પાસે ઊભેલા રથમાં જઈને બેઠા. ॥ ૩૯ ॥ અક્રૂરજી બન્ને ભાઈઓને રથમાં બેસાડીને તેમની આજ્ઞા લઈ યમુનાકુંડ (અનંત-તીર્થ અથવા બ્રહ્મહ્રદ) પર આવીને વિધિપૂર્વક સ્નાન કરવા લાગ્યા. ॥ ૪૦ ॥ તે કુંડમાં સ્નાન કર્યા પછી તેઓ જલમાં ડુબકી લગાવીને ગાયત્રી-જપ કરવા લાગ્યા. તે વખતે જલમાં અક્રૂરજીએ જોયું કે, શ્રીકૃષ્ણ અને બલરામ બન્ને ભાઈ સાથે બેઠેલા છે. ॥ ૪૧ ॥ હવે તેમના મનમાં એવી શંકા થઈ કે 'વસુદેવજીના પુત્રોને તો હું રથમાં બેસાડીને આવ્યો છું. તો પછી તેઓ જલમાં કઈ રીતે આવી ગયા? જ્યારે અહીં છે તો કદાચ રથમાં નહીં હોય.' એવું વિચારીને તેમણે માથું બહાર કાઢીને જોયું. ॥ ૪૨ ॥ પણ તેઓ તે રથમાં પૂર્વવત્ બેઠેલા જ હતા, તેમણે 'મેં જે આ બન્નેને જલમાં જોયા, તે મારો ભ્રમ જ હશે.' એવું વિચારી ફરી ડુબકી લગાવી. ॥ ૪૩ ॥

ભૂયસ્તત્રાપિ સોઽદ્રાક્ષીત્ સ્તૂયમાનમહીશ્વરમ્ ।
[1]સિદ્ધચારણગન્ધર્વૈરસુરૈર્નતકન્ધરૈઃ ॥ ૪૪॥

સહસ્રશિરસં દેવં સહસ્રફણમૌલિનમ્ ।
નીલામ્બરં બિસશ્વેતં શૃઙ્ગૈઃ શ્વેતમિવ સ્થિતમ્ ॥ ૪૫॥

તસ્યોત્સઙ્ગે ઘનશ્યામં પીતકૌશેયવાસસમ્ ।
પુરુષં ચતુર્ભુજં શાન્તં પદ્મપત્રારુણેક્ષણમ્ ॥ ૪૬॥

ચારુપ્રસન્નવદનં ચારુહાસનિરીક્ષણમ્ ।
સુભ્રૂન્નસં ચારુકર્ણં સુકપોલારુણાધરમ્ ॥ ૪૭॥

પ્રલમ્બપીવરભુજં તુઙ્ગાંસોરઃસ્થલશ્રિયમ્ ।
કમ્બુકણ્ઠં નિમ્નનાભિં વલિમત્પલ્લવોદરમ્ ॥ ૪૮॥

બૃહત્કટિતટશ્રોણિકરભોરુદ્વયાન્વિતમ્ ।
ચારુજાનુયુગં ચારુજઙ્ઘાયુગલસંયુતમ્ ॥ ૪૯॥

તુઙ્ગગુલ્ફારુણનખવ્રાતદીધિતિભિર્વૃતમ્[2] ।
નવાઙ્ગુલ્યઙ્ગુષ્ઠદલૈર્વિલસત્પાદપઙ્કજમ્ ॥ ૫૦॥

[3]સુમહાર્હમણિવ્રાતકિરીટકટકાઙ્ગદૈઃ ।
કટિસૂત્રબ્રહ્મસૂત્રહારનૂપુરકુણ્ડલૈઃ ॥ ૫૧॥

ભ્રાજમાનં પદ્મકરં શઙ્ખચક્રગદાધરમ્ ।
શ્રીવત્સવક્ષસં ભ્રાજત્કૌસ્તુભં વનમાલિનમ્ ॥ ૫૨॥

સુનન્દનન્દપ્રમુખૈઃ પાર્ષદૈઃ સનકાદિભિઃ ।
સુરેશૈર્બ્રહ્મરુદ્રાદ્યૈર્નવભિશ્ચ દ્વિજોત્તમૈઃ ॥ ૫૩॥

પ્રહ્લાદનારદવસુપ્રમુખૈર્ભાગવતોત્તમૈઃ ।
સ્તૂયમાનં પૃથગ્ભાવૈર્વચોભિરમલાત્મભિઃ ॥ ૫૪॥

પરંતુ ફરી તેમણે ત્યાં પણ જોયું કે સાક્ષાત્ અનંતદેવ શ્રી શેષજી બિરાજેલા છે અને સિદ્ધો, ચારણો, ગન્ધર્વો અને અસુરો પોતાનાં મસ્તક નમાવી તેમની સ્તુતિ કરી રહ્યા છે. ॥ ૪૪ ॥ શેષજીના હજાર ફણાઓરૂપી મસ્તકો છે. અને પ્રત્યેક ફણા પર મુગટ ધારણ કરેલો છે. કમલનાળ જેવા ઉજ્જ્વળ શરીર પર નીલામ્બર ધારણ કરવાથી જાણે હજાર શિખરોવાળા શ્વેતગિરિ કૈલાસ જેવા શોભતા હતા. ॥ ૪૫ ॥ (અક્રૂરજીએ જોયું કે, શેષજીના ખોળામાં શ્યામ મેઘ જેવા ઘનશ્યામ બિરાજેલા છે. તેમણે રેશમી પીતામ્બર ધારણ કર્યું છે. ખૂબ જ શાંત ચતુર્ભુજ મૂર્તિ છે, કમલની પાંખડી જેવાં લાલ રતુમડાં નેત્ર છે. ॥ ૪૬ ॥ તેમનું મુખ ખૂબ જ મનોહર અને પ્રસન્નતાનું નિવાસ-સ્થાન છે. તેમનું મધુર હાસ્ય અને સુંદર અવલોકન ચિત્તને ચોરી લે છે. ભ્રુકુટિ સુન્દર અને નાસિકા સ્હેજ ઊંચી તથા અત્યંત સુઘડ છે. સુંદર કાન, કપોલ અને લાલ-લાલ અધરોની છટા અનોખી જ છે. ભુજાઓ ઘુંટણો સુધી લાંબી અને હૃષ્ટ-પુષ્ટ છે. ખભા ઊંચા અને વક્ષઃસ્થળ લક્ષ્મીજીનું આશ્રયસ્થાન છે. શંખ જેવો ઘાટીલો ભરાવદાર કંઠ-પ્રદેશ, ઊંડી નાભિ, ત્રણ રેખાઓ યુક્ત પીપળાના પાન જેવું પાતળું મનોહર ઉદર છે. ॥ ૪૭-૪૮ ॥ સ્થૂલ કટિપ્રદેશ અને નિતંબ, હાથીની સૂંઢ જેવી સાથળો, સુંદર ઘુંટણો અને પિંડીઓ છે. એડીના સાંધાનો ભાગ ઉપસેલો છે. લાલ-લાલ નખોથી દિવ્ય જ્યોતિર્મય કિરણો ફેલાઈ રહ્યાં હતાં. ચરણકમળની આંગળીઓ અને અંગૂઠા નવીન અને કોમળ પાંખડીઓ જેવા શોભતાં હતાં. ॥ ૪૯-૫૦ ॥ અત્યંત બહુમૂલ્ય મણિઓ જડેલો મુકુટ, કડાં, બાજુબંધ, મેખલા, હાર, નૂપુર અને કુંડળો, તથા યજ્ઞોપવીતથી ભગવાનનો દિવ્ય વિગ્રહ અલંકૃત હતો. એક હાથમાં પદ્મ શોભી રહ્યું હતું અને બાકીના ત્રણ હાથોમાં શંખ, ચક્ર અને ગદા, વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન, ગળામાં કૌસ્તુભમણિ અને વનમાળા લટકી રહી હતી. ॥ ૫૧-૫૨ ॥ નન્દ-સુનન્દ વગેરે પાર્ષદો પોતાના 'સ્વામી', સનકાદિ પરમઋષિઓ 'પરબ્રહ્મ', બ્રહ્મા, મહાદેવ વગેરે દેવતાઓ 'સર્વેશ્વર' મરીચિ વગેરે નવ બ્રાહ્મણો 'પ્રજાપતિ' અને પ્રહ્લાદ – નારદ વગેરે ભગવાનના પરમ પ્રેમી ભક્તો તથા આઠ વસુઓ પોતાના પરમ પ્રિયતમ 'ભગવાન' સમજીને ભિન્ન ભિન્ન ભાવો અનુસાર નિર્દોષ વેદવાણીથી ભગવાનની સ્તુતિ કરી રહ્યા છે. ॥ ૫૩-૫૪ ॥

૧. સિદ્ધૈર્ભુજઙ્ગપતિભિરસુરૈ૦ । ૨. ૦દીધિતિભિર્નૃપ । ૩. મહાર્હમણિકવ્રાત૦ ।

શ્રિયા પુષ્ટ્યા ગિરા કાન્ત્યા કીર્ત્યા તુષ્ટ્યેલયોર્જયા ।
વિદ્યયાઽવિદ્યયા શક્ત્યા માયયા ચ નિષેવિતમ્ ॥ ૫૫॥

સાથે જ લક્ષ્મી, પુષ્ટિ, સરસ્વતી, કાન્તિ, કીર્તિ અને તુષ્ટિ (અર્થાત્ ઐશ્વર્ય, બલ, જ્ઞાન, શ્રી, યશ અને વૈરાગ્ય – આ છ ઐશ્વર્યો યુક્ત શક્તિઓ), ઇલા (સન્ધિનીરૂપ પૃથ્વી-શક્તિ), ઊર્જા (લીલાશક્તિ), વિદ્યા-અવિદ્યા (જીવના મોક્ષ અને બંધનમાં કારણરૂપા બહિરંગ શક્તિ) આહ્લાદિની, સંવિત્ (અંતરંગા શક્તિ) અને માયા વગેરે શક્તિઓ મૂર્તિમાન થઈને તેમની સેવા કરી રહી છે. ॥ ૫૫ ॥

વિલોક્ય સુભૃશં પ્રીતો[1] ભક્ત્યા પરમયા યુતઃ ।
હૃષ્યત્તનૂરુહો ભાવપરિક્લિન્નાત્મલોચનઃ ॥ ૫૬॥

ભગવાનની આ ઝાંખી નિરખીને અક્રૂરજીનું હૃદય પરમાનંદથી તરબોળ થઈ ગયું. તેમને પરમભક્તિ પ્રાપ્ત થઈ ગઈ. આખું શરીર હર્ષથી રોમાંચિત થઈ ગયું. પ્રેમનો ઊભરો આવવાથી નેત્રોમાં આંસુ છલકાઈ ગયાં. ॥ ૫૬ ॥

ગિરા ગદ્ગદયાઽસ્તૌષીત્ સત્ત્વમાલમ્બ્ય સાત્વતઃ ।
પ્રણમ્ય મૂર્ધ્નાઽવહિતઃ કૃતાઞ્જલિપુટઃ શનૈઃ ॥ ૫૭॥

હવે અક્રૂરજીએ પોતાની હિંમત ભેગી કરીને ભગવાનના ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યા અને તેઓ ત્યાર પછી હાથ જોડીને બહુ જ સાવધાનીથી ધીરે-ધીરે ગદ્ગદ કંઠે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૫૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] પૂર્વાર્ધેઽક્રૂરપ્રતિયાને એકોનચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૩૯ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અક્રૂરજીના પ્રત્યાગમનમાંનો ઓગણચાલીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચાલીસમો અધ્યાય

## અક્રૂરજી દ્વારા ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ

*અક્રૂર ઉવાચ*

નતોઽસ્મ્યહં ત્વાઽખિલહેતુહેતું
નારાયણં પૂરુષમાદ્યમવ્યયમ્ ।
યન્નાભિજાતાદરવિન્દકોશાદ્
બ્રહ્માઽઽવિરાસીદ્ યત એષ લોકઃ ॥ ૧॥

**અક્રૂરજી બોલ્યા** – પ્રભુ! આપ પ્રકૃતિ આદિ સમસ્ત કારણોના પરમ કારણ છો. આપ જ અવિનાશી પુરુષોત્તમ નારાયણ છો તથા આપના જ નાભિકમળથી તે બ્રહ્માજીનો આવિર્ભાવ થયો છે, જેમણે આ ચરાચર જગતની રચના કરી છે. હું આપના ચરણોમાં નમસ્કાર કરું છું. ॥ ૧ ॥

ભૂસ્તોયમગ્નિઃ પવનઃ ખમાદિ-
ર્મહાનજાદિર્મન ઇન્દ્રિયાણિ ।
સર્વેન્દ્રિયાર્થા વિબુધાશ્ચ સર્વે
યે હેતવસ્તે જગતોઽઙ્ગભૂતાઃ ॥ ૨॥

પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ, પ્રકૃતિ, પુરુષ, મન, ઇન્દ્રિયો, બધી જ ઇન્દ્રિયોના વિષયો અને તેમના અધિષ્ઠાતા દેવતાઓ આ બધું ચરાચર જગત તથા તેનાં કારણો આપના જ અંગમાંથી જન્મ્યાં છે. ॥ ૨ ॥

નૈતે સ્વરૂપં વિદુરાત્મનસ્તે
હ્યજાદયોઽનાત્મતયા ગૃહીતાઃ ।

પ્રકૃતિ અને પ્રકૃતિથી ઉત્પન્ન થવાવાળા સમસ્ત પદાર્થો 'ઇદંવૃત્તિ' દ્વારા ગ્રહણ કરવામાં આવે છે, તેથી એ બધા અનાત્મ છે. અનાત્મ હોવાથી તે જડ છે અને તેથી આપનું સ્વરૂપ જાણી શકતા નથી. કેમકે, આપ તો સ્વયં આત્મા જ છો. બ્રહ્માજી આમ તો આપનું જ સ્વરૂપ છે, પરંતુ તેઓ રજોગુણથી યુક્ત છે,

૧. શાન્તં । ૨. દશમસ્કન્ધેઽક્રૂરપ્રતિયાનં નામૈકોનચત્વારિંશોઽધ્યાયઃ ।

અજોઽનુબદ્ધઃ સ ગુણૈરજાયા
ગુણાત્ પરં વેદ ન તે સ્વરૂપમ્ ॥ ૩॥

ત્વાં યોગિનો યજન્ત્યદ્ધા મહાપુરુષમીશ્વરમ્ ।
સાધ્યાત્મં સાધિભૂતં ચ સાધિદૈવં ચ સાધવઃ ॥ ૪॥

ત્રય્યા ચ વિદ્યયા કેચિત્ ત્વાં વૈ વૈતાનિકા દ્વિજાઃ ।
યજન્તે વિતતૈર્યજ્ઞૈર્નાનારૂપામરાખ્યયા ॥ ૫॥

એકે ત્વાઽખિલકર્માણિ સંન્યસ્યોપશમં ગતાઃ ।
જ્ઞાનિનો જ્ઞાનયજ્ઞેન યજન્તિ જ્ઞાનવિગ્રહમ્ ॥ ૬॥

અન્યે ચ સંસ્કૃતાત્માનો વિધિનાઽભિહિતેન તે ।
યજન્તિ ત્વન્મયાસ્ત્વાં વૈ બહુમૂર્ત્યેકમૂર્તિકમ્ ॥ ૭॥

ત્વામેવાન્યે શિવોક્તેન માર્ગેણ શિવરૂપિણમ્ ।
બહ્વાચાર્યવિભેદેન ભગવન્ સમુપાસતે ॥ ૮॥

સર્વ એવ યજન્તિ ત્વાં સર્વદેવમયેશ્વરમ્ ।
યેઽપ્યન્યદેવતાભક્તા યદ્યપ્યન્યધિયઃ પ્રભો ॥ ૯॥

યથાદ્રિપ્રભવા નદ્યઃ પર્જન્યાપૂરિતાઃ[1] પ્રભો ।
વિશન્તિ સર્વતઃ સિન્ધું તદ્વત્ત્વાં ગતયોઽન્તતઃ ॥ ૧૦॥

સત્ત્વં રજસ્તમ ઇતિ ભવતઃ પ્રકૃતેર્ગુણાઃ ।
તેષુ હિ પ્રાકૃતાઃ પ્રોતા આબ્રહ્મસ્થાવરાદયઃ ॥ ૧૧॥

તુભ્યં નમસ્તેઽસ્ત્વવિષક્તદૃષ્ટયે
સર્વાત્મને સર્વધિયાં ચ સાક્ષિણે ।
ગુણપ્રવાહોઽયમવિદ્યયા કૃતઃ
પ્રવર્તતે દેવનૃતિર્યગાત્મસુ ॥ ૧૨॥

તેથી તેઓ પણ આપની પ્રકૃતિને અને આપના ગુણાતીત સ્વરૂપને જાણતા નથી. ॥ ૩ ॥ ઉત્તમ યોગીઓ સ્વયં પોતાના અંતઃકરણમાં સ્થિત 'અંતર્યામી'ના રૂપમાં, સમસ્ત ભૂતોમાં અને ભૌતિક પદાર્થોમાં વ્યાપ્ત 'પરમાત્માના' રૂપમાં અને સૂર્ય, ચન્દ્ર, અગ્નિ વગેરે દેવમંડલમાં સ્થિત 'ઇષ્ટ દેવતા'ના રૂપમાં તથા તેમના સાક્ષી મહાપુરુષ તથા નિયંતા ઈશ્વરના રૂપમાં સાક્ષાત્ આપની જ ઉપાસના કરે છે. ॥ ૪ ॥ ઘણા કર્મકાંડી બ્રાહ્મણો કર્મમાર્ગની ઉપદેશક ત્રયીવિદ્યા દ્વારા, (જે આપના ઇન્દ્ર, અગ્નિ વગેરે અનેક દેવવાચક નામ તથા વજ્રહસ્ત, સપ્તાર્ચિ વગેરે અનેક નામ બતાવે છે) મોટા-મોટા યજ્ઞો કરે છે અને તેના દ્વારા આપની જ ઉપાસના કરે છે. ॥ ૫ ॥ ઘણા જ્ઞાનીઓ પોતાનાં સમસ્ત કર્મોનો ત્યાગ કરીને શાંતભાવમાં સ્થિત થઈને જ્ઞાનયજ્ઞ દ્વારા જ્ઞાનસ્વરૂપ આપની જ ઉપાસના કરે છે. ॥ ૬ ॥ બીજા પણ કેટલાય સંસ્કારસમ્પન્ન અથવા શુદ્ધચિત્ત વૈષ્ણવો આપના દ્વારા પ્રેરિત પાંચરાત્ર વગેરે વિધિઓથી તન્મય થઈને આપના ચતુર્વ્યૂહ વગેરે અનેક અને નારાયણરૂપ એક સ્વરૂપની પૂજા કરે છે. ॥ ૭ ॥ ભગવન્! બીજા કેટલાક લોકો ભગવાન શિવજી દ્વારા બતાવેલા માર્ગથી (જેના આચાર્ય-ભેદથી અનેક અવાંતર ભેદ પણ છે) શિવસ્વરૂપ આપની જ પૂજા કરે છે! ॥ ૮ ॥ હે સ્વામી! જે લોકો બીજા દેવતાઓની ભક્તિ કરે છે અને તેમને આપનાથી ભિન્ન સમજે છે, તે બધા પણ વાસ્તવમાં આપની જ આરાધના કરે છે; કેમકે, આપ જ સમસ્ત દેવતારૂપે છો અને સર્વેશ્વર પણ છો. ॥ ૯ ॥ પ્રભુ! જેમ પર્વતો પરથી બધી બાજુ અનેક નદીઓ નીકળે છે અને વરસાદના પાણીથી ભરાઈને ફરતી-ફરતી સમુદ્રમાં ચાલી જાય છે, તે જ પ્રમાણે બધા પ્રકારના ઉપાસના-માર્ગો ફરી-ફરીને વહેલા-મોડા આપની જ પાસે આવી મળે છે. ॥ ૧૦ ॥

પ્રભુ! આપની પ્રકૃતિના ત્રણ ગુણ છે – સત્ત્વ, રજ અને તમ. બ્રહ્માથી લઈને સ્થાવર પર્યન્ત બધા જ ચરાચર જીવો પ્રાકૃત છે અને જેમ વસ્ત્ર સૂતરના તંતુઓથી ઓતપ્રોત હોય છે, તે જ પ્રમાણે આ બધા પ્રકૃતિના તે ગુણોથી ઓતપ્રોત છે. ॥ ૧૧ ॥ પરંતુ આપ સર્વસ્વરૂપ હોવા છતાં પણ તેમની સાથે લિપ્ત નથી. આપની દૃષ્ટિ નિર્લિપ્ત છે, કેમકે આપ સમસ્ત વૃત્તિઓના સાક્ષી છો. આ ગુણોના પ્રવાહથી થનારી સૃષ્ટિ અજ્ઞાનમૂલક છે અને આ દેવતાઓ, મનુષ્યો, પશુ-પક્ષીઓ વગેરે બધી જ યોનિઓમાં વ્યાપ્ત છે, પરંતુ આપ તે બધાથી અલગ છો, હું આપને નમસ્કાર કરું છું. ॥ ૧૨ ॥

૧. ૦પૂરિતા વિભો ।

અગ્નિર્મુખં તેઽવનિરઙ્ઘ્રિરીક્ષણં
સૂર્યો નભો નાભિરથો દિશઃ શ્રુતિઃ ।
દ્યૌઃ કં સુરેન્દ્રાસ્તવ બાહવોઽર્ણવાઃ
કુક્ષિર્મરુત્ પ્રાણબલં પ્રકલ્પિતમ્ ॥ ૧૩॥

રોમાણિ વૃક્ષૌષધયઃ શિરોરુહા
મેઘાઃ પરસ્યાસ્થિનખાનિ તેઽદ્રયઃ ।
નિમેષણં રાત્ર્યહની પ્રજાપતિ-
ર્મેઢ્રસ્તુ વૃષ્ટિસ્તવ વીર્યમિષ્યતે ॥ ૧૪॥

ત્વય્યવ્યયાત્મન્ પુરુષે પ્રકલ્પિતા
લોકાઃ સપાલા બહુજીવસઙ્કુલાઃ ।
યથા જલે સઞ્જિહતે જલૌકસો-
ઽપ્યુદુમ્બરે વા મશકા મનોમયે ॥ ૧૫॥

યાનિ યાનીહ રૂપાણિ ક્રીડનાર્થં બિભર્ષિ હિ ।
તૈરામૃષ્ટશુચો લોકા મુદા ગાયન્તિ તે યશઃ ॥ ૧૬॥

નમઃ કારણમત્સ્યાય પ્રલયાબ્ધિચરાય ચ ।
હયશીર્ષ્ણે નમસ્તુભ્યં મધુકૈટભમૃત્યવે ॥ ૧૭॥

અકૂપારાય બૃહતે નમો મન્દરધારિણે ।
ક્ષિત્યુદ્ધારવિહારાય નમઃ સૂકરમૂર્તયે ॥ ૧૮॥

નમસ્તેઽદ્ભુતસિંહાય સાધુલોકભયાપહ ।
વામનાય નમસ્તુભ્યં ક્રાન્તત્રિભુવનાય ચ ॥ ૧૯॥

નમો ભૃગૂણાં પતયે દૃપ્તક્ષત્રવનચ્છિદે ।
નમસ્તે રઘુવર્યાય રાવણાન્તકરાય ચ ॥ ૨૦॥

નમસ્તે વાસુદેવાય નમઃ સઙ્કર્ષણાય ચ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય સાત્વતાં પતયે નમઃ ॥ ૨૧॥

અગ્નિ આપનું મુખ છે. પૃથ્વી ચરણ છે. સૂર્ય-ચન્દ્રમા નેત્ર છે. આકાશ નાભિ છે. દિશાઓ કાન છે. સ્વર્ગ આપનું મસ્તક છે. દેવતાઓ આપની ભુજાઓ છે. સમુદ્ર આપનું ઉદર છે અને વાયુ આપના પ્રાણ છે. ॥ ૧૩ ॥ વૃક્ષો અને વનસ્પતિઓ આપનાં રોમ છે. મેઘ શિરના કેશ છે. પર્વતો આપના અસ્થિસમૂહ અને નખ છે. દિવસ-રાત એ પાપણોનો વિલાસ છે. પ્રજાપતિ જનનેન્દ્રિય છે અને વૃષ્ટિ જ આપનું વીર્ય છે. ॥ ૧૪ ॥ હે અવિનાશી ભગવન્! જેમ જલમાં અનેક જલચર જીવો અને ઉંબરાના ફળમાં નાનાં-નાનાં અનેક જંતુઓ રહેતા હોય છે તેમ કેવળ ઉપાસના માટે મનોવૃત્તિથી જાણવા યોગ્ય આપ પૂર્ણ પરમેશ્વરમાં લોકપાલો સહિત અનંત જીવોથી પૂર્ણ અનેક લોકો રહેલા છે. ॥ ૧૫ ॥ પ્રભુ! આપ ક્રીડા કરવા માટે પૃથ્વી પર જે જે રૂપ ધારણ કરો છો તે બધા અવતારો લોકોના શોક-મોહને નષ્ટ કરી નાખે છે અને પછી બધા લોકો ઘણા આનંદથી આપના નિર્મલયશનું ગાન કરે છે. ॥ ૧૬ ॥ પ્રભુ! આપે વેદો, ઋષિઓ, ઔષધિઓ અને સત્ય-વ્રત વગેરેની રક્ષા અને પ્રસાર માટે મત્સ્યરૂપ ધારણ કર્યું હતું અને પ્રલયના સમુદ્રમાં સ્વચ્છન્દ વિહાર કર્યો હતો. આપના તે મત્સ્યરૂપને હું નમસ્કાર કરું છું. આપે જ મધુ-કૈટભ નામના અસુરોનો સંહાર કરવા માટે હયગ્રીવ અવતાર લીધો હતો. હું આપના તે રૂપને પણ નમસ્કાર કરું છું. ॥ ૧૭ ॥ આપે જે વિશાળ કચ્છપરૂપ લઈને મંદરાચલને ધારણ કર્યો હતો, આપને નમસ્કાર છે. આપે જ પૃથ્વીના ઉદ્ધાર માટે વરાહરૂપ સ્વીકાર્યું હતું, આપને મારા વારંવાર નમસ્કાર. ॥ ૧૮ ॥ પ્રહ્લાદ જેવા ભક્તોના ભયને દૂર કરનાર પ્રભુ! આપના તે અલૌકિક નૃસિંહરૂપને નમસ્કાર કરું છું. આપે વામનરૂપ ગ્રહણ કરીને પોતાનાં ત્રણ ડગલાંથી ત્રણ લોકને માપી લીધાં હતાં. આપને હું નમસ્કાર કરું છું. ॥ ૧૯ ॥ધર્મનું ઉલ્લંઘન કરનારા અભિમાની ક્ષત્રિયોના સમૂહનો સંહાર કરવા માટે આપે ભૃગુપતિ પરશુરામરૂપ ધારણ કર્યું હતું. હું આપના તે રૂપને નમસ્કાર કરું છું. રાવણનો નાશ કરવા માટે આપે રઘુવંશમાં ભગવાન શ્રીરામરૂપે અવતાર લીધો હતો. હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૦ ॥ વૈષ્ણવો તથા યાદવોનું પાલન-પોષણ કરીને આપ જ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ – ચતુર્વ્યૂહના રૂપમાં પ્રકટ થયા છો – હું આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૨૧ ॥

નમો બુદ્ધાય શુદ્ધાય દૈત્યદાનવમોહિને ।
મ્લેચ્છપ્રાયક્ષત્રહન્ત્રે નમસ્તે કલ્કિરૂપિણે ॥ ૨૨॥

દૈત્યો અને દાનવોને મોહિત કરવા માટે આપ શુદ્ધ અહિંસા-માર્ગના પ્રવર્તક બુદ્ધનું રૂપ ગ્રહણ કરશો. હું આપને નમસ્કાર કરું છું. પૃથ્વીના ક્ષત્રિયો જ્યારે મ્લેચ્છો જેવા થઈ જશે, ત્યારે તેમનો નાશ કરવા માટે આપ જ કલ્કિરૂપે અવતાર લેશો. હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૨ ॥

ભગવજ્જીવલોકોઽયં મોહિતસ્તવ માયયા ।
અહંમમેત્યસદ્ગ્રાહો ભ્રામ્યતે કર્મવર્ત્મસુ ॥ ૨૩॥

ભગવન્! આ બધા જ જીવો આપની માયાથી મોહિત થઈ રહ્યા છે અને આ મોહને કારણે જ 'આ હું છું', આ મારું છે' એવા જૂઠા દુરાગ્રહમાં ફસાઈને કર્મમાર્ગમાં ભટકી રહ્યા છે. ॥ ૨૩ ॥ મારા સ્વામી! આ પ્રમાણે હું પણ સ્વપ્નમાં દેખાનારા પદાર્થોની જેમ જૂઠાં દેહ-ઘર, પત્ની-પુત્ર અને ધન-સ્વજન વગેરેને સત્ય સમજીને તેમના મોહમાં ફસાઈ રહ્યો છું અને ભટકી રહ્યો છું. ॥ ૨૪ ॥

અહં ચાત્માત્મજાગારદારાર્થસ્વજનાદિષુ ।
ભ્રમામિ સ્વપ્નકલ્પેષુ મૂઢઃ સત્યધિયા વિભો ॥ ૨૪॥

મારી મૂર્ખતા તો જુઓ, પ્રભુ! મેં અનિત્ય વસ્તુઓને નિત્ય, અનાત્માને આત્મા અને દુઃખને સુખ માની લીધું છે. ભલા, મારી આ ઉલટી બુદ્ધિની કોઈ સીમા છે! આ પ્રમાણે હું અજ્ઞાનવશ સાંસારિક સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોમાં જ પડી રહ્યો અને એ વાત બિલકુલ ભૂલી ગયો કે, આપ જ અમારા સાચા હિતૈષી છો. ॥ ૨૫ ॥ જેમ કોઈ અજાણ્યો મનુષ્ય જળ માટે તળાવ પર જાય અને તેને તે જળથી જ ઉત્પન્ન થયેલ શેવાળ વગેરેથી ઢંકાયેલા જળને, 'આ જળ નથી' એવું માનીને પાછો જાય અથવા દૂર દેખાતા ઝાંઝવાના જળની પાછળ દોડે, તે જ રીતે હું આપ જે પોતાની માયાથી છુપાયેલા હોવાથી આપને છોડીને વિષયોમાં સુખની આશાએ ભટકી રહ્યો છું. ॥ ૨૬ ॥ હું અવિનાશી અક્ષર વસ્તુના જ્ઞાનથી રહિત છું. તેથી મારા મનમાં અનેક વસ્તુઓની કામના અને તેના માટે કર્મ કરવાના સંકલ્પો થતા જ રહે છે. આ સિવાય આ ઇન્દ્રિયો પણ જે બહુ જ બળવાન અને વશમાં રહે તેવી નથી તે મનને મથી-મથીને બળપૂર્વક આમ-તેમ ઘસડીને લઈ જાય છે. તેથી મનને હું રોકી શકતો નથી. ॥ ૨૭ ॥ આ પ્રમાણે ભટકતો રહેલો હું આપનાં તે ચરણકમળોની છત્રછાયામાં આવી પહોંચ્યો છું, જે દુષ્ટો માટે દુર્લભ છે. મારા સ્વામી! આને પણ હું આપનો કૃપા-પ્રસાદ જ માનું છું. કેમકે, હે પદ્મનાભ! જ્યારે જીવનો સંસારથી મુક્ત થવાનો સમય આવે છે, ત્યારે સત્પુરુષોની ઉપાસનાથી ચિત્તવૃત્તિ આપના ચરણોમાં જોડાય છે. ॥ ૨૮ ॥ પ્રભુ! આપ કેવલ વિજ્ઞાનરૂપ છો, વિજ્ઞાનઘન છો. જ્ઞાન વગેરે જેટલી પણ પ્રતીતિઓ થાય છે, જેટલી પણ વૃત્તિઓ છે તે બધાંના આપ જ કારણ અને અધિષ્ઠાન છો. જીવરૂપે અને જીવોને સુખ-દુઃખ આપનારા કાળ, કર્મ, સ્વભાવે વગેરેના નિયંતા અને અનંત શક્તિવાળા આપ પૂર્ણ બ્રહ્મને હું નમસ્કાર કરું છું. ॥ ૨૯ ॥

અનિત્યાનાત્મદુઃખેષુ વિપર્યયમતિર્હ્યહમ્ ।
દ્વન્દ્વારામસ્તમોવિષ્ટો ન જાને ત્વાઽઽત્મનઃ પ્રિયમ્ ॥ ૨૫॥

યથાઽબુધો જલં હિત્વા પ્રતિચ્છન્નં તદુદ્ભવૈઃ ।
અભ્યેતિ મૃગતૃષ્ણાં વૈ તદ્વત્ત્વાઽહં[1] પરાઙ્મુખઃ ॥ ૨૬॥

નોત્સહેઽહં કૃપણધીઃ કામકર્મહતં મનઃ ।
રોદ્ધું પ્રમાથિભિશ્ચાક્ષૈર્હ્રિયમાણમિતસ્તતઃ ॥ ૨૭॥

સોઽહં તવાઙ્ઘ્ર્યુપગતોઽસ્મ્યસતાં દુરાપં
તચ્ચાપ્યહં ભવદનુગ્રહ ઈશ મન્યે ।
પુંસો ભવેદ્ યર્હિ સંસરણાપવર્ગ-
સ્ત્વય્યબ્જનાભ સદુપાસનયા મતિઃ સ્યાત્ ॥ ૨૮॥

નમો વિજ્ઞાનમાત્રાય સર્વપ્રત્યયહેતવે ।
પુરુષેશપ્રધાનાય બ્રહ્મણેઽનન્તશક્તયે ॥ ૨૯॥

૧. હિત્વાઽહં ત્વાં પરાઙ્મુખઃ ।

નમસ્તે વાસુદેવાય સર્વભૂતક્ષયાય ચ ।
હૃષીકેશ નમસ્તુભ્યં પ્રપન્નં પાહિ માં પ્રભો ॥ ૩૦॥

પ્રભુ! આપ જ વાસુદેવ, આપ જ સઘળા જીવોના આશ્રય (સંકર્ષણ) છો; તથા આપ જ બુદ્ધિ અને મનના અધિષ્ઠાતા દેવતા હૃષીકેશ (પ્રદ્યુમ્ન-અનિરુદ્ધ) છો. હું આપને વારંવાર નમસ્કાર કરું છું. પ્રભુ! આપ મુજ શરણાગતની રક્ષા કરો. ॥ ૩૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધેઽક્રૂરસ્તુતિર્નામ[1] ચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૦ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અક્રૂરસ્તુતિ નામનો ચાલીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# એકતાલીસમો અધ્યાય

## શ્રીકૃષ્ણનો મથુરામાં પ્રવેશ

*શ્રીશુક ઉવાચ*

સ્તુવતસ્તસ્ય ભગવાન્ દર્શયિત્વા જલે વપુઃ ।
ભૂયઃ સમાહરત્ કૃષ્ણો નટો નાટ્યમિવાત્મનઃ ॥ ૧॥

સોઽપિ ચાન્તર્હિતં વીક્ષ્ય જલાદુન્મજ્જ્ય સત્વરઃ ।
કૃત્વા ચાવશ્યકં સર્વં વિસ્મિતો રથમાગમત્ ॥ ૨॥

તમપૃચ્છદ્ધૃષીકેશઃ કિં તે દૃષ્ટમિવાદ્ભુતમ્ ।
ભૂમૌ વિયતિ તોયે વા તથા ત્વાં લક્ષયામહે ॥ ૩॥

*અક્રૂર ઉવાચ*

અદ્ભુતાનીહ યાવન્તિ ભૂમૌ વિયતિ વા જલે ।
ત્વયિ વિશ્વાત્મકે તાનિ કિં મેઽદૃષ્ટં વિપશ્યતઃ ॥ ૪॥

યત્રાદ્ભુતાનિ સર્વાણિ ભૂમૌ વિયતિ વા જલે ।
તં ત્વાઽનુપશ્યતો બ્રહ્મન્ કિં મે દૃષ્ટમિહાદ્ભુતમ્ ॥ ૫॥

ઇત્યુક્ત્વા ચોદયામાસ સ્યન્દનં ગાન્દિનીસુતઃ ।
મથુરામનયદ્ રામં કૃષ્ણં ચૈવ દિનાત્યયે ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! અક્રૂરજી આ પ્રમાણે સ્તુતિ કરી રહ્યા હતા. તેમને ભગવાન શ્રીકૃષ્ણે જલમાં પોતાનાં દિવ્યરૂપના દર્શન કરાવ્યાં અને પછી તે રૂપ અદશ્ય કરી દીધું, જેમ કોઈ કલાકાર અભિનય દરમિયાન કોઈ રૂપ દેખાડીને પછી તેને પરદા પાછળ છુપાવી દે છે તેમ. ॥ ૧ ॥ જ્યારે અક્રૂરજીએ જોયું કે ભગવાનનું તે દિવ્યરૂપ અંતર્ધાન થઈ ગયું, ત્યારે તે જલમાંથી બહાર આવ્યા અને પછી જલદી-જલદી બધાં આવશ્યક કર્મ સમાપ્ત કરીને રથમાં બેસી ગયા. તે સમયે તે વિસ્મિત થઈ રહ્યા હતા. ॥ ૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તેમને પૂછ્યું – 'કાકાશ્રી! તમે શું પૃથ્વી, આકાશ અથવા જલમાં કોઈ અદ્‌ભુત વસ્તુ જોઈ? કેમકે તમારું મુખ જોતાં એવું લાગે છે.' ॥ ૩ ॥

**અક્રૂરજીએ કહ્યું** – 'પ્રભુ! પૃથ્વી, આકાશ તથા જલમાં અને સંપૂર્ણ સંસારમાં જેટલા પણ અદ્‌ભુત પદાર્થો છે, તે બધા આપમાં જ છે. કેમ કે, આપ વિશ્વરૂપ છો. જ્યારે હું આપને જ જોઈ રહ્યો છું, ત્યારે એવી કઈ અદ્‌ભુત વસ્તુ જોવાની બાકી રહી જાય છે, જે મેં ન જોઈ હોય! ॥ ૪ ॥ ભગવન્! જેટલી પણ અદ્‌ભુત વસ્તુઓ છે, તે પૃથ્વીમાં હોય, અથવા જલમાં કે આકાશમાં હોય – તે બધી જેમાં છે, તે જ આપને હું જોઈ રહ્યો છું! આપના વિના બીજે કોઈ સ્થળે કંઈ આશ્ચર્ય છે જ નહીં. ॥ ૫ ॥ એમ કહી ગાંદિનીના પુત્ર અક્રૂરજીએ રથ હાંક્યો અને ભગવાન શ્રીકૃષ્ણ તથા બલરામજીને લઈને સાયંકાળે તેઓ મથુરાપુરી જઈ પહોંચ્યા. ॥ ૬ ॥

[1] અક્રૂરયાને મહાપુરુષસ્તુતિશ્ચત્વારિંશોઽધ્યાયઃ ।

માર્ગે ગ્રામજના રાજંસ્તત્ર તત્રોપસઙ્ગતાઃ ।
વસુદેવસુતૌ વીક્ષ્ય[1] પ્રીતા દૃષ્ટિં ન ચાદદુઃ ॥ ૭॥

તાવદ્ વ્રજૌકસસ્તત્ર નન્દગોપાદયોઽગ્રતઃ ।
પુરોપવનમાસાદ્ય પ્રતીક્ષન્તોઽવતસ્થિરે ॥ ૮॥

તાન્ સમેત્યાહ ભગવાનક્રૂરં જગદીશ્વરઃ ।
ગૃહીત્વા પાણિના પાણિં પ્રશ્રિતં પ્રહસન્નિવ ॥ ૯॥

ભવાન્ પ્રવિશતામગ્રે સહયાનઃ પુરીં ગૃહમ્ ।
વયં ત્વિહાવમુચ્યાથ તતો દ્રક્ષ્યામહે પુરીમ્ ॥ ૧૦॥

અક્રૂર ઉવાચ

નાહં ભવદ્ભ્યાં રહિતઃ પ્રવેક્ષ્યે મથુરાં પ્રભો ।
ત્યક્તું નાર્હસિ માં નાથ ભક્તં તે ભક્તવત્સલ ॥ ૧૧॥

આગચ્છ યામ ગેહાન્ નઃ સનાથાન્ કુર્વધોક્ષજ ।
સહાગ્રજઃ સગોપાલૈઃ સુહૃદ્ભિશ્ચ સુહૃત્તમ ॥ ૧૨॥

પુનીહિ પાદરજસા ગૃહાન્ નો ગૃહમેધિનામ્ ।
યચ્છૌચેનાનુતૃપ્યન્તિ પિતરઃ સાગ્નયઃ સુરાઃ ॥ ૧૩॥

અવનિજ્યાઙ્ઘ્રિયુગલમાસીચ્છ્લોક્યો બલિર્મહાન્ ।
ઐશ્વર્યમતુલં લેભે ગતિં ચૈકાન્તિનાં તુ યા ॥ ૧૪॥

આપસ્તેઽઙ્ઘ્ર્યવનેજન્યસ્ત્રીઁલ્લોકાઞ્છુચયોઽપુનન્ ।
શિરસાઽધત્ત યાઃ શર્વઃ સ્વર્યાતાઃ સગરાત્મજાઃ ॥ ૧૫॥

દેવદેવ જગન્નાથ પુણ્યશ્રવણકીર્તન ।
યદૂત્તમોત્તમશ્લોક નારાયણ નમોઽસ્તુ તે ॥ ૧૬॥

પરીક્ષિત! રસ્તામાં ઠેક-ઠેકાણે એકઠા થયેલા ગામડાના લોકો વસુદેવજીના તે બન્ને પુત્રોને જોઈ પ્રસન્ન થઈ ગયા. તેઓ તેમની દૃષ્ટિને પાછી વાળી શકતા ન હતા. ॥ ૭ ॥ નંદબાવા વગેરે વ્રજવાસીઓ તો પહેલાંથી જ ત્યાં પહોંચી ગયા હતા, અને મથુરાપુરીના બહારના ઉપવનમાં રોકાઈને તેમની પ્રતીક્ષા કરી રહ્યા હતા. ॥ ૮ ॥ તેમની પાસે પહોંચીને જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણે વિનયપૂર્વક ઊભેલા અક્રૂરજીનો હાથ પોતાના હાથમાં લઈને હસતા હોય તેમ મુખ મલકાવીને કહ્યું - ॥ ૯ ॥ 'કાકાશ્રી! તમે રથ લઈને પહેલાં મથુરાપુરીમાં પ્રવેશ કરી તમારે ઘેર જાઓ. અમે લોકો અહીં ઊતરીને પછી નગર જોવા આવીશું. ॥ ૧૦ ॥

અક્રૂરજીએ કહ્યું – પ્રભુ! તમને બન્નેને લીધા વિના હું મથુરાપુરીમાં જઈ શકતો નથી. સ્વામી! હું તમારો ભક્ત છું! ભક્તવત્સલ પ્રભુ! તમે મારો ત્યાગ ન કરો. ॥ ૧૧ ॥ ભગવન્! આવો ને, આપણે જઈએ. મારા પરમ હિતૈષી અને સાચા સુહૃદ ભગવન્! આપ, બલરામજી, ગોપબાળકો તથા નંદરાયજી વગેરે આત્મીયજનો સાથે આવીને મારું ઘર સનાથ કરો. ॥ ૧૨ ॥ અમે ગૃહસ્થી છીએ. તમે તમારી ચરણ-રજથી અમારું ઘર પવિત્ર કરો. આપના ચરણોના પ્રક્ષાલિત જળ (ગંગાજળ અથવા ચરણામૃત)થી અગ્નિ, દેવતાઓ, પિતૃઓ—બધા જ તૃપ્ત થઈ જાય છે. ॥ ૧૩ ॥ પ્રભુ! તમારા યુગલચરણોને પખાળીને મહાત્મા બલિએ એવો યશ પ્રાપ્ત કર્યો, જેનું ગાન સંત પુરુષો કરે છે. માત્ર યશ જ નહીં તેમને અપાર ઐશ્વર્ય તથા તે ગતિ પ્રાપ્ત થઈ, જે અનન્ય પ્રેમી ભક્તોને પ્રાપ્ત થાય છે. ॥ ૧૪ ॥ આપના ચરણોના પ્રક્ષાલનથી પવિત્ર ચરણોદક – ગંગાજીએ ત્રણે લોકને પવિત્ર કરી દીધાં. ખરેખર તેઓ પવિત્રતાની મૂર્તિ છે. તે ગંગાજળના સ્પર્શથી સગરના પુત્રોને સદ્ગતિ પ્રાપ્ત થઈ અને તે જ જલને ભગવાન શંકરે પોતાના મસ્તક પર ધારણ કર્યું. ॥ ૧૫ ॥ યાદવશ્રેષ્ઠ! તમે દેવતાઓના પણ આરાધ્ય દેવ છો. જગતના સ્વામી છો. આપના ગુણ અને લીલાઓનું શ્રવણ તથા કીર્તન અત્યંત મંગલકારી છે. ઉત્તમ પુરુષો આપના ગુણોનું કીર્તન કરતા રહે છે. નારાયણ! હું આપને નમસ્કાર કરું છું. ॥ ૧૬ ॥

[1] દૃષ્ટ્વા ।

*શ્રીભગવાનુવાચ*

આયાસ્યે ભવતો ગેહમહમાર્યસમન્વિતઃ ।
યદુચક્રદ્રુહં હત્વા વિતરિષ્યે સુહૃત્પ્રિયમ્ ॥ ૧૭॥

શ્રીભગવાને કહ્યું – કાકાશ્રી! હું દાઊભૈયા સાથે તમારે ઘેર આવીશ, પરંતુ પહેલાં આ યાદવોના દ્રોહી કંસને મારીને પછી મારા બધા સુહૃદ-સ્વજનોનું પ્રિય કરીશ. ॥ ૧૭ ॥

*શ્રીશુક ઉવાચ*

એવમુક્તો ભગવતા સોઽક્રૂરો[1] વિમના ઇવ ।
પુરીં પ્રવિષ્ટઃ કંસાય કર્માવેદ્ય ગૃહં યયૌ ॥ ૧૮॥

અથાપરાહ્ને ભગવાન્ કૃષ્ણઃ સઙ્કર્ષણાન્વિતઃ ।
મથુરાં પ્રાવિશદ્ ગોપૈર્દિદૃક્ષુઃ પરિવારિતઃ ॥ ૧૯॥

દદર્શ તાં સ્ફાટિકતુઙ્ગગોપુર-
દ્વારાં બૃહદ્ધેમકપાટતોરણામ્ ।
તામ્રારકોષ્ઠાં પરિખાદુરાસદા-
મુદ્યાનરમ્યોપવનોપશોભિતામ્ ॥ ૨૦॥

સૌવર્ણશૃઙ્ગાટકહર્મ્યનિષ્કુટૈઃ
શ્રેણીસભાભિર્ભવનૈરુપસ્કૃતામ્ ।
વૈદૂર્યવજ્રામલનીલવિદ્રુમૈ-
ર્મુક્તાહરિદ્ભિર્વલભીષુ વેદિષુ ॥ ૨૧॥

જુષ્ટેષુ જાલામુખરન્ધ્રકુટ્ટિમે-
ષ્વાવિષ્ટપારાવતબર્હિનાદિતામ્ ।
સંસિક્તરથ્યાપણમાર્ગચત્વરાં
પ્રકીર્ણમાલ્યાઙ્કુરલાજતણ્ડુલામ્ ॥ ૨૨॥

આપૂર્ણકુમ્ભૈર્દધિચન્દનોક્ષિતૈઃ
પ્રસૂનદીપાવલિભિઃ સપલ્લવૈઃ ।
સવૃન્દરમ્ભાક્રમુકૈઃ સકેતુભિઃ
સ્વલઙ્કૃતદ્વારગૃહાં સપટ્ટિકૈઃ ॥ ૨૩॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાનના આ પ્રમાણે કહેવાથી અક્રૂરજી થોડા ઉદાસ જેવા થઈ ગયા. તેમણે મથુરામાં પ્રવેશ કરીને કંસ પાસે જઈને શ્રીકૃષ્ણ-બલરામને લઈ આવ્યાના સમાચાર કહ્યા અને પછી તેઓ પોતાને ઘેર ગયા. ॥ ૧૮ ॥ બીજા દિવસે ત્રીજા પહોરમાં બલરામજી અને ગોપબાળકો સાથે ભગવાન શ્રીકૃષ્ણે મથુરાપુરી જોવા માટે નગરમાં પ્રવેશ કર્યો. ॥ ૧૯ ॥ ભગવાને જોયું કે નગરના કિલ્લામાં સ્ફટિકમણિના બહુ ઊંચા-ઊંચા ગોપુર (મુખ્ય દરવાજા) તથા ઘરોમાં પણ મોટા-મોટા દરવાજા હતા. તેમાં સોનાનાં મોટાં-મોટાં કમાડ લગાવેલાં છે અને સોનાનાં જ તોરણ (બહારના દરવાજા) બનાવેલાં છે. નગરમાં ચારે બાજુ તાંબા-પીતળની દીવાલો બનાવેલી છે. ખાઈને કારણે બીજે ક્યાંયથી તે નગરમાં પ્રવેશ કરવો બહુ મુશ્કેલ હતો. નગરમાં અનેક સ્થળે સુંદર બગીચા અને ઉપવનો (માત્ર સ્ત્રીઓ માટે) શોભી રહ્યાં હતાં. ॥ ૨૦ ॥ સોનાના ચોતરા, ધનવાનોની હવેલીઓ પણ સોનાની હતી, ભવનોની ભૂમિ પણ સોને મઢેલી હતી. ચૌટાં, સભાસ્થાનો અને જન-નિવાસો-મકાનો, તેનાં છજાં, ચબૂતરા, જરૂખા વગેરે પણ સોનાથી બનાવેલાં હતાં. ઘરની અને બગીચામાં બેસવાની ઓટલીઓ વૈદૂર્ય, હીરા, સ્ફટિકમણિ, નીલમણિ, પ્રવાલમણિ, મૌક્તિકો, લીલમથી શોભતી હતી. તેના પર બેઠેલાં કબૂતર, મોર વગેરે પક્ષીઓ જાત-જાતનો કલરવ કરી રહ્યાં હતાં. માર્ગ, બજાર, ગલી અને ચોતરાઓને ફૂલો, જવારા, ડાંગરની ધાણી, ચોખા વગેરેથી શણગાર્યાં હતાં. ॥ ૨૧-૨૨ ॥ ઘરના દરવાજાઓ પર દહીં અને ચંદન વગેરેના સુગન્ધિત જળથી ભરેલા કળશ મૂકેલા હતા અને તે ફૂલ, દીપક, નવી-નવી કૂંપળો, કેળ, સોપારીનાં વૃક્ષો, નાની-નાની ધજાઓ અને રેશમી વસ્ત્રોથી સારી રીતે સજાવવામાં આવ્યા હતા. ॥ ૨૩ ॥

૧. અક્રૂરો ।

તાં સમ્પ્રવિષ્ટૌ વસુદેવનન્દનૌ
વૃતૌ વયસ્યૈર્નરદેવવર્ત્મના ।
દ્રષ્ટું સમીયુસ્ત્વરિતાઃ પુરસ્ત્રિયો
હર્મ્યાણિ ચૈવારુરુહુર્નૃપોત્સુકાઃ ॥ ૨૪॥

કાશ્ચિદ્ વિપર્યગ્ધૃતવસ્ત્રભૂષણા
વિસ્મૃત્ય ચૈકં યુગલેષ્વથાપરાઃ ।
કૃતૈકપત્રશ્રવણૈકનૂપુરા
નાઙ્ક્ત્વા દ્વિતીયં ત્વપરાશ્ચ લોચનમ્ ॥ ૨૫॥

અશ્નન્ત્ય એકાસ્તદપાસ્ય સોત્સવા
અભ્યજ્યમાના અકૃતોપમજ્જનાઃ ।
સ્વપન્ત્ય ઉત્થાય નિશમ્ય નિઃસ્વનં
[1]પ્રપાયયન્ત્યોઽર્ભમપોહ્ય માતરઃ ॥ ૨૬॥

મનાંસિ તાસામરવિન્દલોચનઃ
પ્રગલ્ભલીલાહસિતાવલોકનૈઃ ।
જહાર મત્તદ્વિરદેન્દ્રવિક્રમો
દૃશાં દદચ્છ્રીરમણાત્મનોત્સવમ્ ॥ ૨૭॥

દૃષ્ટ્વા મુહુઃશ્રુતમનુદ્રુતચેતસસ્તં
તત્પ્રેક્ષણોત્સ્મિતસુધોક્ષણલબ્ધમાનાઃ ।
આનન્દમૂર્તિમુપગુહ્ય દૃશાઽઽત્મલબ્ધં
હૃષ્યત્ત્વચો જહુરનન્તમરિન્દમાધિમ્ ॥ ૨૮॥

પ્રાસાદશિખરારૂઢાઃ પ્રીત્યુત્ફુલ્લમુખામ્બુજાઃ ।
અભ્યવર્ષન્ સૌમનસ્યૈઃ પ્રમદા બલકેશવૌ ॥ ૨૯॥

દધ્યક્ષતૈઃ સોદપાત્રૈઃ સ્રગ્ગન્ધૈરભ્યુપાયનૈઃ ।
તાવાનર્ચુઃ પ્રમુદિતાસ્તત્ર તત્ર દ્વિજાતયઃ ॥ ૩૦॥

પરીક્ષિત! વસુદેવનંદન ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ ગોપબાળકો સાથે રાજમાર્ગથી મથુરાનગરીમાં પ્રવેશ કર્યો. તે વખતે નગરની સ્ત્રીઓ બહુ જ ઉત્સુકતાથી આ બન્ને ભાઈઓને જોવા માટે જલદી-જલદી અટારીઓ પર ચઢી ગઈ. ॥ ૨૪ ॥ કોઈક કોઈકે ઉતાવળને લીધે પોતાનાં વસ્ત્રો અને દાગીના ઊંધા પહેરી લીધાં. કોઈકે ભૂલથી કુંડળ, કંકણ વગેરે જોડીમાં પહેરવામાં આવતાં આભૂષણોમાંથી એક જ પહેર્યું અને ચાલવા માંડ્યું. કોઈકે એક જ કાનમાં આભૂષણ પહેર્યું હતું તો કોઈએ એક જ પગમાં ઝાંઝર પહેર્યાં. કોઈક એક જ આંખમાં કાજલ આંજી શકી હતી અને બીજી આંખમાં આંજ્યા વિના જ નીકળી પડી. ॥ ૨૫ ॥ કેટલીક સ્ત્રીઓ તો ભોજન કરી રહી હતી તે હાથમાંનો કોળિયો ફેંકીને દોડી ગઈ. કેટલીક શરીરે મર્દન કરતી તેને અધૂરું મૂકી અને કેટલીક નાહ્યા વિના જ દોડી ગઈ. કેટલીક સૂતેલી સ્ત્રીઓ લોકોનો અવાજ સાંભળીને ઊઠીને આવી અને બીજી કેટલીક માતાઓ બાળકોને સ્તનપાન કરાવવાનું મૂકીને શ્રીકૃષ્ણનાં દર્શન કરવા દોડી આવી. આ પ્રમાણે બધાનું મન શ્રીકૃષ્ણનાં દર્શન કરવા આતુર હતું. ॥ ૨૬ ॥ રાજમાર્ગ પર મદમાતા ગજરાજની જેમ ચાલતા કમલનયન શ્રીકૃષ્ણે, મથુરાપુરીની સ્ત્રીઓના નેત્રોને (કે, જે લક્ષ્મીજીને પણ આનંદિત કરવાવાળા છે) પોતાના શ્યામસુંદર વિગ્રહથી બહુ જ આનંદ આપ્યો અને પોતાના વિલાસપૂર્ણ હાસ્ય તથા ભાવભરી દૃષ્ટિ વડે મથુરાની સ્ત્રીઓનાં મન હરી લીધાં. ॥ ૨૭ ॥ મથુરાની સ્ત્રીઓ બહુ દિવસથી ભગવાન શ્રીકૃષ્ણની અદ્‌ભુત લીલાઓ વિશે સાંભળતી હતી. તેમનાં ચિત્ત ચિરકાળથી શ્રીકૃષ્ણનાં દર્શન માટે ચંચળ-વ્યાકુળ થઈ રહ્યાં હતાં. આજે તેમણે તેમને જોયા. ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાની પ્રેમભરી દૃષ્ટિથી અને મન્દ હાસ્યના સુધારસથી તેમનું સન્માન કર્યું. પરીક્ષિત! તે સ્ત્રીઓએ નેત્રો દ્વારા ભગવાનને પોતાના હૃદયમાં લઈ જઈને તેમના આનંદમય સ્વરૂપનું આલિંગન કર્યું. તેમના શરીરમાં રોમાંચ થઈ ગયો અને બહુ દિવસનો વિરહ-વ્યાધિ શાંત થઈ ગયો. ॥ ૨૮ ॥ મથુરાની સ્ત્રીઓ પોત-પોતાના મહેલોની અટારીઓ પર ચઢીને બલરામજી અને શ્રીકૃષ્ણ પર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગી. તે સમયે તે સ્ત્રીઓનાં મુખકમલ પ્રેમના આવેગથી ખીલી રહ્યાં હતાં. ॥ ૨૯ ॥ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ઠેક-ઠેકાણે દહીં, અક્ષત, જલથી ભરેલાં પાત્રો, પુષ્પોના હાર, ચંદન અને ભેટની સામગ્રીઓથી આનંદમગ્ન થઈને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની પૂજા કરી ॥ ૩૦ ॥

૧. નિપાયયન્ત્યો૦ ।

ઊચુઃપૌરા અહો ગોપ્યસ્તપઃકિમચરન્ મહત્ ।
યા હ્યેતાવનુપશ્યન્તિ નરલોકમહોત્સવૌ ॥ ૩૧॥

ભગવાનને જોઈને બધા નગરવાસી આપસમાં કહેવા લાગ્યા – 'ધન્ય છે! ધન્ય છે!' ગોપીઓએ એવી કઈ મહાન તપસ્યા કરી છે, જેના કારણે આ મનુષ્યમાત્રને પરમાનન્દ આપવાવાળા આ બન્ને મનોહર કિશોરોને નિરખતી રહે છે. ॥ ૩૧ ॥

રજકં કઞ્ચિદાયાન્તં રઙ્ગકારં ગદાગ્રજઃ ।
દૃષ્ટ્વાડયાચત વાસાંસિ ધૌતાન્યત્યુત્તમાનિ ચ ॥ ૩૨॥

દેહ્યાવયોઃ સમુચિતાન્યઙ્ગ વાસાંસિ ચાર્હતોઃ ।
ભવિષ્યતિ પરં શ્રેયો દાતુસ્તે નાત્ર સંશયઃ ॥ ૩૩॥

એ જ સમયે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે એક ધોબી, (જે કપડાં રંગવાનું કામ પણ કરતો હતો) તેમની તરફ આવી રહ્યો છે. ભગવાન શ્રીકૃષ્ણે તેની પાસે ધોયેલા ઉત્તમ-ઉત્તમ વસ્ત્રો માંગ્યાં. ॥ ૩૨ ॥ ભગવાને કહ્યું, 'ભાઈ! તમે મને એવાં વસ્ત્રો આપો જે અમને અમારા શરીરને યોગ્ય હોય. ખરેખર અમે તે વસ્ત્રોના અધિકારી છીએ. એમાં શંકા નથી કે, જો તમે અમને વસ્ત્રો આપશો, તો તમારું પરમ કલ્યાણ થશે.' ॥ ૩૩ ॥

સ યાચિતો ભગવતા પરિપૂર્ણેન સર્વતઃ ।
સાક્ષેપં રુષિતઃ પ્રાહ ભૃત્યો રાજ્ઞઃ સુદુર્મદઃ[1] ॥ ૩૪॥

પરીક્ષિત! ભગવાન સર્વત્ર પરિપૂર્ણ છે. સર્વ કાંઈ તેમનું જ છે. છતાં તેમણે આ પ્રમાણે માગવાની લીલા કરી. પરંતુ તે મૂર્ખ, રાજા કંસનો સેવક હોવાને કારણે ગર્વથી છકી ગયો હતો. ભગવાનની વસ્તુ ભગવાનને આપવી તો દૂર રહી, તેણે ક્રોધિત થઈને આક્ષેપ કરતાં કહ્યું – ॥ ૩૪ ॥

ઈદૃશાન્યેવ વાસાંસિ નિત્યં ગિરિવનેચરાઃ ।
પરિધત્ત કિમુદ્વૃત્તા રાજદ્રવ્યાણ્યભીપ્સથ ॥ ૩૫॥

'તમે લોકો રહો છો હંમેશાં પર્વતો અને જંગલમાં. શું ત્યાં આવાં કપડાં પહેરો છો? તમે લોકો બહુ જ ઉદ્ધત થઈ ગયા છો, તેથી તો આ રાજ્યની વસ્તુ પર હક કરો છો. હવે તમને રાજાની સંપત્તિ લૂટવાની ઇચ્છા થઈ છે. ॥ ૩૫ ॥

યાતાશુ બાલિશા મૈવં પ્રાર્થ્યં યદિ જિજીવિષા ।
બધ્નન્તિ ઘ્નન્તિ લુમ્પન્તિ દૃપ્તં રાજકુલાનિ વૈ ॥ ૩૬॥

અરે મૂર્ખાઓ! જાઓ, ભાગી જાઓ! જો થોડા દિવસ જીવવાની ઇચ્છા હોય તો આવું બીજીવાર માગશો નહીં. રાજ્યના સેવકો તમારા જેવા ઉદ્ધત લોકોને પકડીને કેદ કરી લે છે.' ॥ ૩૬ ॥

એવં વિકત્થમાનસ્ય કુપિતો દેવકીસુતઃ ।
રજકસ્ય કરાગ્રેણ શિરઃ કાયાદપાતયત્ ॥ ૩૭॥

જ્યારે તે ધોબી આ પ્રમાણે વધારે પડતી બહેકી બહેકીને વાતો કરવા લાગ્યો ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે સહેજ ક્રોધિત થઈને તેને એક તમાચો માર્યો અને તેનું માથું તુરત જ ધડથી નીચે પડી ગયું. ॥ ૩૭ ॥

તસ્યાનુજીવિનઃ સર્વે વાસઃ[2] કોશાન્ વિસૃજ્ય વૈ ।
દુદ્રુવુઃ સર્વતો માર્ગં વાસાંસિ જગૃહેડચ્યુતઃ ॥ ૩૮॥

આ જોઈને તે ધોબીની પાસે કામ કરવાવાળા બધા માણસો કપડાંનાં પોટલાં ત્યાં જ મૂકીને ભાગી ગયા. ભગવાને તે વસ્ત્રો લઈ લીધાં ॥ ૩૮ ॥

વસિત્વાડડત્મપ્રિયે વસ્ત્રે કૃષ્ણઃ સઙ્કર્ષણસ્તથા ।
શેષાણ્યાદત્ત ગોપેભ્યો વિસૃજ્ય ભુવિ કાનિચિત્ ॥ ૩૯॥

ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ મનગમતાં વસ્ત્રો પહેરી લીધાં તથા બચેલાં વસ્ત્રોમાંથી ઘણાં વસ્ત્રો પોતાના સાથી ગોપબાળકોને પણ આપ્યાં. ઘણાં વસ્ત્રો તો ત્યાં પડતા મૂકીને તેમણે ચાલવા માંડ્યું. ॥ ૩૯ ॥

તતસ્તુ વાયકઃ પ્રીતસ્તયોર્વેષમકલ્પયત્ ।
વિચિત્રવર્ણૈશ્ચૈલેયૈરાકલ્પૈરનુરૂપતઃ ॥ ૪૦॥

ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી જ્યારે થોડા આગળ વધ્યા. ત્યારે તેમને એક દરજી મળ્યો. ભગવાનનું અનુપમ સૌન્દર્ય જોઈને તે બહુ પ્રસન્ન થઈ ગયો. તેણે તે રંગ-બેરંગી સુંદર વસ્ત્રોમાંથી તેમના શરીર પર બંધબેસતા પોષાક બનાવી આપ્યા. ॥ ૪૦ ॥

નાનાલક્ષણવેષાભ્યાં કૃષ્ણરામૌ વિરેજતુઃ ।
સ્વલઙ્કૃતૌ બાલગજૌ પર્વણીવ સિતેતરૌ ॥ ૪૧॥

અનેક પ્રકારનાં વસ્ત્રોથી વિભૂષિત બનેલા બન્ને ભાઈ વિશેષ શોભી રહ્યા હતા. જાણે ઉત્સવના પ્રસંગે શ્વેત-શ્યામ હાથીના બચ્ચાં સજાવ્યાં હોય! ॥ ૪૧ ॥

૧. સુદુર્મુખઃ । ૨. બાહ્યધોયૈર્વિતત્રસુઃ ।

તસ્ય પ્રસન્નો ભગવાન્ પ્રાદાત્ સારૂપ્યમાત્મનઃ ।
શ્રિયં ચ પરમાં લોકે બલૈશ્વર્યસ્મૃતીન્દ્રિયમ્ ॥ ૪૨॥

ભગવાન શ્રીકૃષ્ણ તે દરજી ઉપર બહુ પ્રસન્ન થયા. તેમણે તેને આ લોકમાં ભરપૂર ધન-સંપત્તિ, બલ-ઐશ્વર્ય, પોતાની સ્મૃતિ અને દૂર સુધી જોવા-સાંભળવાની ઇન્દ્રિયો સંબંધી શક્તિઓ આપી અને મૃત્યુ પછી પોતાનો સારૂપ્યમોક્ષ પણ આપી દીધો. ॥ ૪૨ ॥

તતઃ સુદામ્નો ભવનં માલાકારસ્ય જગ્મતુઃ ।
તૌ દૃષ્ટ્વા સ સમુત્થાય નનામ શિરસા ભુવિ ॥ ૪૩॥

તયોરાસનમાનીય પાદ્યં ચાર્ઘ્યાર્હણાદિભિઃ ।
પૂજાં સાનુગયોશ્ચક્રે સ્રક્તામ્બૂલાનુલેપનૈઃ ॥ ૪૪॥

પ્રાહ નઃ સાર્થકં જન્મ પાવિતં ચ કુલં પ્રભો ।
પિતૃદેવર્ષયો મહ્યં તુષ્ટા હ્યાગમનેન વામ્ ॥ ૪૫॥

ભવન્તૌ કિલ વિશ્વસ્ય જગતઃ કારણં પરમ્ ।
અવતીર્ણાવિહાંશેન ક્ષેમાય ચ ભવાય ચ ॥ ૪૬॥

ન હિ વાં વિષમા દૃષ્ટિઃ સુહૃદોર્જગદાત્મનોઃ ।
સમયોઃ સર્વભૂતેષુ ભજન્તં ભજતોરપિ ॥ ૪૭॥

તાવાજ્ઞાપયતં[1] ભૃત્યં કિમહં કરવાણિ વામ્ ।
પુંસોઽત્યનુગ્રહો હ્યેષ ભવદ્ભિર્યન્નિયુજ્યતે ॥ ૪૮॥

ઇત્યભિપ્રેત્ય રાજેન્દ્ર સુદામા પ્રીતમાનસઃ ।
શસ્તૈઃ સુગન્ધૈઃ કુસુમૈર્માલા[2] વિરચિતા દદૌ ॥ ૪૯॥

તાભિઃ સ્વલઙ્કૃતૌ પ્રીતૌ કૃષ્ણરામૌ સહાનુગૌ ।
પ્રણતાય પ્રપન્નાય દદતુર્વરદૌ વરાન્ ॥ ૫૦॥

સોઽપિ વવ્રેઽચલાં ભક્તિં તસ્મિન્નેવાખિલાત્મનિ ।
તદ્ભક્તેષુ ચ સૌહાર્દં ભૂતેષુ ચ દયાં પરામ્ ॥ ૫૧॥

ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ સુદામા માળીને ઘેર ગયા. બન્ને ભાઈઓને જોતાં જ સુદામા ઊઠીને ઊભો થઈ ગયો અને જમીન પર માથું મૂકીને તેમને પ્રણામ કર્યાં. ॥ ૪૩ ॥ પછી તેમને આસન પર બેસાડી તેમના ચરણ પખાળ્યા, હાથ ધોવડાવ્યા અને પછી ગ્વાલબાળકો સહિત બધાની પુષ્પહાર, પાન, ચન્દન-વગેરે સામગ્રીથી વિધિપૂર્વક પૂજા કરી. ॥ ૪૪ ॥ ત્યાર પછી તેણે પ્રાર્થના કરી — 'પ્રભુ! આપ બન્નેના શુભ-આગમનથી અમારો જન્મ સફળ થઈ ગયો, અમારું કુળ પવિત્ર થઈ ગયું. આજે અમે પિતૃઓ, ઋષિઓ અને દેવતાઓના ઋણમાંથી મુક્ત થઈ ગયા. તેઓ અમારા પર પરમ સંતુષ્ટ છે. ॥ ૪૫ ॥ આપ બન્ને સંપૂર્ણ જગતના પરમ કારણ છો. આપે સંસારના અભ્યુદય, ઉન્નતિ અને નિઃશ્રેયસ — મોક્ષના માટે જ આ પૃથ્વી પર પોતાના જ્ઞાન, બલ વગેરે અંશો સાથે અવતાર લીધો છે. ॥ ૪૬ ॥ જોકે તમે પ્રેમ કરનારાઓ સાથે જ પ્રેમ કરો છો, ભજન કરનારાઓને જ ભજો છો — તેમ છતાં આપની દૃષ્ટિમાં વિષમતા નથી. કેમકે, આપ સંપૂર્ણ જગતના પરમ સુહૃદ અને આત્મા છો. આપ સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોમાં સમરૂપે સ્થિત છો. ॥ ૪૭ ॥ હું આપનો દાસ છું. આપ મને આજ્ઞા આપો કે હું આપની શી સેવા કરું. ભગવન્! જીવ પર આપનો આ બહુ મોટો અનુગ્રહ છે, પૂર્ણ કૃપા-પ્રસાદ છે કે આપ તેને આજ્ઞા આપીને કોઈ કાર્યમાં નિયુક્ત કરો છો. ॥ ૪૮ ॥ રાજેન્દ્ર! સુદામા માળીએ આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી ભગવાનનો અભિપ્રાય જાણીને બહુ જ પ્રેમ અને આનંદમગ્ન થઈને બહુ જ સુંદર-સુંદર તથા સુગન્ધિત પુષ્પોથી ગૂંથેલી માળાઓ તેમને પહેરાવી. ॥ ૪૯ ॥ જ્યારે ગોપબાળકો અને બલરામજીની સાથે ભગવાન શ્રીકૃષ્ણ તે સુંદર-સુંદર માળાઓથી અલંકૃત થઈ ચૂક્યા, ત્યારે તે વરદાયક પ્રભુએ પ્રસન્ન થઈને નમ્ર અને શરણાગત સુદામાને શ્રેષ્ઠ વરદાન આપ્યાં. ॥ ૫૦ ॥ સુદામાએ તેમની પાસે એ જ વરદાન માગ્યું કે, 'પ્રભુ! આપ જ સમસ્ત પ્રાણીઓના આત્મા છો. સર્વસ્વરૂપ આપના ચરણોમાં મારી અવિચલ ભક્તિ રહો. આપના ભક્તો સાથે મારું સૌહાર્દ, મૈત્રીનો સંબંધ રહો અને સમસ્ત પ્રાણીઓના પ્રતિ સ્વાભાવિક દયાનો ભાવ રહો.' ॥ ૫૧ ॥

૧. સાક્ષાજ્જ્ઞાપયતં । ૨. ર્માલાં વિરચિતા ।

ઈતિ તસ્મૈ વરં દત્ત્વા શ્રિયં ચાન્વયવર્ધિનીમ્ ।
બલમાયુર્યશઃ કાન્તિં નિર્જગામ સહાગ્રજઃ ॥ ૫૨॥

ભગવાન શ્રીકૃષ્ણે સુદામાને તેને માગેલું વરદાન તો આપ્યું જ – એવી લક્ષ્મી પણ આપી, જે વંશપરંપરાની સાથે-સાથે વધતી જાય, અને સાથે-સાથે બળ, આયુષ્ય, કીર્તિ તથા કાન્તિનું પણ વરદાન આપ્યું. ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી સાથે ત્યાંથી વિદાય થઈ ગયા. ॥ ૫૨ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[૧] પુરપ્રવેશો નામ એકચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૧ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત પુરપ્રવેશ નામનો એકતાલીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# બેતાલીસમો અધ્યાય

## કુબ્જા પર કૃપા, ધનુષભંગ અને કંસને ગભરામણ

*શ્રીશુક ઉવાચ*[૨]

અથ વ્રજન્ રાજપથેન માધવઃ
સ્ત્રિયં ગૃહીતાઙ્ગવિલેપભાજનામ્ ।
વિલોક્ય કુબ્જાં યુવતીં વરાનનાં
પપ્રચ્છ યાન્તીં પ્રહસન્ રસપ્રદઃ ॥ ૧॥

કા ત્વં વરોર્વેતદુ હાનુલેપનં
કસ્યાઙ્ગને વા કથયસ્વ સાધુ નઃ ।
દેહ્યાવયોરઙ્ગવિલેપમુત્તમં
શ્રેયસ્તતસ્તે નચિરાદ્ ભવિષ્યતિ ॥ ૨॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એ પછી ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે પોતાની મંડળી સાથે રાજમાર્ગથી આગળ વધ્યા ત્યારે તેમણે એક તરુણ સ્ત્રીને જોઈ. તેનું મુખ તો સુંદર હતું પરંતુ તે શરીરથી કૂબડી હતી. તેથી તેનું નામ પડી ગયું હતું 'કુબ્જા.' તે પોતાના હાથમાં ચંદનનું પાત્ર લઈને જઈ રહી હતી. ભગવાન શ્રીકૃષ્ણ પ્રેમરસનું દાન કરવાવાળા છે, તેમણે કુબ્જા પર કૃપા કરવા માટે હસીને તેને પૂછ્યું – ॥ ૧ ॥ 'સુન્દરી! તમે કોણ છો? આ ચંદન કોના માટે લઈ જઈ રહ્યાં છો? કલ્યાણી! મને બધું સાચે સાચું કહી દો. આ ઉત્તમ ચંદન, આ અંગરાગ અમને પણ આપો. આ દાનથી તુરત તમારું પરમ કલ્યાણ થશે.' ॥ ૨ ॥

*સૈરન્ધ્ર્યુવાચ*

દાસ્યસ્મ્યહં સુન્દર કંસસમ્મતા
ત્રિવક્રનામા હ્યનુલેપકર્મણિ ।
મદ્ભાવિતં ભોજપતેરતિપ્રિયં
વિના યુવાં કોઽન્યતમસ્તદર્હતિ ॥ ૩॥

રૂપપેશલમાધુર્યહસિતાલાપવીક્ષિતૈઃ ।
ધર્ષિતાત્મા દદૌ સાન્દ્રમુભયોરનુલેપનમ્ ॥ ૪॥

**સૈરન્ધ્રી કુબ્જાએ કહ્યું** – 'પરમ સુંદર! હું કંસની પ્રિય દાસી છું. મહારાજ મને બહુ માને છે. મારું નામ ત્રિવક્રા (કુબ્જા) છે. હું તેમને ત્યાં ચંદન, અંગરાગ લગાડવાનું કામ કરું છું. મારા દ્વારા તૈયાર કરેલું ચંદન અને અંગરાગ ભોજરાજ કંસને બહુ પસંદ છે. પરંતુ તમારા બન્નેથી ચઢિયાતું બીજું કોઈ ઉત્તમ પાત્ર નથી.' ॥ ૩ ॥ ભગવાનનાં સૌન્દર્ય, કોમળતા, રસિકતા, સ્મિતહાસ્ય, પ્રેમ-આલાપ અને સુંદર અવલોકનથી કુબ્જાનું મન હાથમાંથી નીકળી ગયું. તેણે ભગવાન પર પોતાનું હૃદય ન્યોછાવર કરી દીધું. તેણે બન્ને ભાઈઓને તે સુંદર અને ગાઢું વિલેપન આપી દીધું. ॥ ૪ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'પૂર્વાર્ધે' નથી. । ૨. બાદરાયણિરુવાચ ।

| | |
|---|---|
| તતસ્તાવઙ્ગરાગેણ સ્વવર્ણેતરશોભિના ।<br>સમ્પ્રાપ્તપરભાગેન શુશુભાતેઽનુરઞ્જિતૌ ॥ ૫॥ | ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના શ્યામસુંદર શરીર પર પીળા રંગનો અંગરાગ અને બલરામજીએ પોતાના ગોરા શરીર પર નાભિથી ઉપરના ભાગમાં લાલ રંગનો અંગરાગ લગાડ્યો; ત્યારે તેઓ બહુ શોભવા લાગ્યા. ॥ ૫ ॥ |
| પ્રસન્નો ભગવાન્ કુબ્જાં ત્રિવક્રાં રુચિરાનનામ્ ।<br>ઋજ્વીં કર્તું મનશ્ચક્રે દર્શયન્ દર્શને ફલમ્ ॥ ૬॥ | ભગવાન શ્રીકૃષ્ણ કુબ્જા પર બહુ પ્રસન્ન થયા. તેમણે પોતાના દર્શનનું પ્રત્યક્ષ ફળ આપવા માટે ત્રણ ઠેકાણે વાંકી તે કુબ્જાનું શરીર સર્વાંગસુંદર બનાવવાનો સંકલ્પ કર્યો ॥ ૬ ॥ |
| પદ્ભ્યામાક્રમ્ય પ્રપદે દ્વ્યઙ્ગુલ્યુત્તાનપાણિના ।<br>પ્રગૃહ્ય ચુબુકેઽધ્યાત્મમુદનીનમદચ્યુતઃ ॥ ૭॥ | અને ભગવાને પોતાના ચરણોથી કુબ્જાના પગના બન્ને પંજા દબાવ્યા અને હાથ ઊંચા કરીને બે આંગળીઓ તેની દાઢી પર મૂકી અને તેના શરીરને થોડું ખેંચ્યું. ॥ ૭ ॥ |
| સા તદર્જુસમાનાઙ્ગી બૃહચ્છ્રોણિપયોધરા ।<br>મુકુન્દસ્પર્શનાત્ સદ્યો બભૂવ પ્રમદોત્તમા ॥ ૮॥ | ખેંચતાની સાથે જ તેનાં બધાં અંગો સીધાં અને સપ્રમાણ થઈ ગયાં. પ્રેમ અને મુક્તિના દાતા ભગવાનના સ્પર્શથી તુરત જ વિશાળ નિતંબ તથા પયોધરવાળી તે એક ઉત્તમ સુંદરી બની ગઈ. ॥ ૮ ॥ |
| તતો રૂપગુણૌદાર્યસમ્પન્ના પ્રાહ કેશવમ્ ।<br>ઉત્તરીયાન્તમાકૃષ્ય સ્મયન્તી જાતહૃચ્છયા ॥ ૯॥ | તે જ ક્ષણે કુબ્જા રૂપ, ગુણ અને ઉદારતાથી સમ્પન્ન બની ગઈ. તેના મનમાં ભગવાનને મળવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ. તેણે ભગવાનના ઉપવસ્ત્રનો છેડો પકડીને હસીને કહ્યું - ॥ ૯ ॥ |
| એહિ વીર ગૃહં યામો ન ત્વાં ત્યક્તુમિહોત્સહે ।<br>ત્વયોન્મથિતચિત્તાયાઃ પ્રસીદ પુરુષર્ષભ ॥ ૧૦॥ | 'વીરશિરોમણિ! આવો, આપણે ઘેર જઈએ. હવે હું આપને અહીં મૂકીને ઘેર નહીં જાઉં. કારણ કે, તમે મારા ચિત્તને વલોવી નાખ્યું છે. પુરુષોત્તમ! મુજ દાસી પર પ્રસન્ન થાઓ.' ॥ ૧૦ ॥ |
| એવં સ્ત્રિયા યાચ્યમાનઃ કૃષ્ણો રામસ્ય પશ્યતઃ ।<br>મુખં વીક્ષ્યાનુગાનાં ચ પ્રહસંસ્તામુવાચ હ ॥ ૧૧॥ | જ્યારે બલરામજીની સામે જ કુબ્જાએ આવી પ્રાર્થના કરી, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના ગોવાળ મિત્રોની સામે જોઈને હસીને તેને કહ્યું - ॥ ૧૧ ॥ |
| એષ્યામિ તે ગૃહં સુભ્રૂઃ પુંસામાધિવિકર્શનમ્ ।<br>સાધિતાર્થોઽગૃહાણાં નઃ પાન્થાનાં ત્વં પરાયણમ્ ॥ ૧૨॥ | 'સુંદરી! તમારું ઘર સંસારી લોકો માટે પોતાના મનનો વ્યાધિ દૂર કરનારું છે. હું મારું કાર્ય પૂરું કરીને અવશ્ય ત્યાં આવીશ. અમારા જેવા ઘર વગરના મુસાફરોને તો તમારો જ આશરો છે.' ॥ ૧૨ ॥ |
| વિસૃજ્ય માધ્વ્યા વાણ્યા તાં વ્રજન્ માર્ગે વણિક્પથૈઃ ।<br>નાનોપાયનતામ્બૂલસ્રગ્ગન્ધૈઃ સાગ્રજોઽર્ચિતઃ ॥ ૧૩॥ | આ પ્રમાણે મીઠી-મીઠી વાતો કરીને ભગવાન શ્રીકૃષ્ણે તેને વિદાય કરી. હવે તે વેપારીઓના મહોલ્લામાં ગયા. ત્યાં વેપારીઓએ તેમનું તથા બલરામજીનું ફૂલોના હાર, ચંદન, પાન અને અનેક પ્રકારની ભેટોથી પૂજન કર્યું. ॥ ૧૩ ॥ |
| તદ્દર્શનસ્મરક્ષોભાદાત્માનં નાવિદન્[1] સ્ત્રિયઃ ।<br>વિસ્રસ્તવાસઃકબરવલયાલેખ્યમૂર્તયઃ ॥ ૧૪॥ | તેમનાં દર્શનમાત્રથી સ્ત્રીઓના હૃદયમાં પ્રેમનો આવેગ, મિલનની આકાંક્ષા ઉત્પન્ન થઈ જતી હતી. ત્યાં સુધી કે, તેમને તેમના શરીરનું પણ ભાન રહેતું ન હતું. તેમનાં વસ્ત્રો, કંકણ અને માથાના કેશ અસ્ત-વ્યસ્ત થઈ જતાં અને તેઓ પૂતળીની જેમ ઊભી રહી જતી હતી. ॥ ૧૪ ॥ |
| તતઃ પૌરાન્ પૃચ્છમાનો ધનુષઃ સ્થાનમચ્યુતઃ ।<br>તસ્મિન્ પ્રવિષ્ટો દદૃશે ધનુરૈન્દ્રમિવાદ્ભુતમ્ ॥ ૧૫॥ | ત્યાર બાદ ભગવાન શ્રીકૃષ્ણ નગરવાસીઓને ધનુર્યાગનું સ્થળ પૂછતા ત્યાં પહોંચ્યા અને ત્યાં પેસતાં જ તેમણે ઇન્દ્રધનુષ્ય જેવું અદ્ભુત ધનુષ્ય જોયું. ॥ ૧૫ ॥ |

૧. નાવિદુઃ ।

પુરુષૈર્બહુભિર્ગુપ્તમર્ચિતં પરમર્દ્ધિમત્ ।
વાર્યમાણો નૃભિઃ કૃષ્ણઃ પ્રસહ્ય ધનુરાદદે ॥ ૧૬॥

કરેણ વામેન સલીલમુદ્ધૃતં
સજ્યં ચ કૃત્વા નિમિષેણ પશ્યતામ્ ।
નૃણાં વિકૃષ્ય પ્રબભઞ્જ મધ્યતો
યથેક્ષુદણ્ડં મદકર્યુરુક્રમઃ ॥ ૧૭॥

ધનુષો ભજ્યમાનસ્ય શબ્દઃ ખં રોદસી દિશઃ ।
પૂરયામાસ યં[1] શ્રુત્વા કંસસ્ત્રાસમુપાગમત્ ॥ ૧૮॥

તદ્રક્ષિણઃ સાનુચરાઃ કુપિતા આતતાયિનઃ ।
ગ્રહીતુકામા આવવ્રુર્ગૃહ્યતાં બધ્યતામિતિ ॥ ૧૯॥

અથ તાન્ દુરભિપ્રાયાન્ વિલોક્ય બલકેશવૌ ।
ક્રુદ્ધૌ ધન્વન આદાય શકલે તાંશ્ચ જઘ્નતુઃ ॥ ૨૦॥

બલં ચ કંસપ્રહિતં હત્વા શાલામુખાત્તતઃ ।
નિષ્ક્રમ્ય ચેરતુર્હૃષ્ટૌ નિરીક્ષ્ય પુરસમ્પદઃ ॥ ૨૧॥

તયોસ્તદદ્ભુતં વીર્યં નિશામ્ય પુરવાસિનઃ ।
તેજઃ પ્રાગલ્ભ્યં રૂપં ચ મેનિરે વિબુધોત્તમૌ ॥ ૨૨॥

તયોર્વિચરતોઃ સ્વૈરમાદિત્યોઽસ્તમુપેયિવાન્ ।
કૃષ્ણરામૌ વૃતૌ ગોપૈઃ પુરાચ્છકટમીયતુઃ ॥ ૨૩॥

ગોપ્યો મુકુન્દવિગમે વિરહાતુરા યા
આશાસતાશિષ ઋતા મધુપુર્યભૂવન્ ।
સમ્પશ્યતાં પુરુષભૂષણગાત્રલક્ષ્મીં
હિત્વેતરાન્ નુ ભજતશ્ચકમેઽયનં શ્રીઃ ॥ ૨૪॥

તે ધનુષ્ય બહુમૂલ્ય અલંકારોથી સજાવેલું હતું. તેની પૂજા કરવામાં આવી હતી અને અનેક સૈનિકો તેની રક્ષા કરી રહ્યા હતા. ભગવાન શ્રીકૃષ્ણે રક્ષકોના રોકવા છતાં તે ધનુષ્યને બળજબરીથી ઉઠાવી લીધું. ॥ ૧૬ ॥ તેમણે બધાના દેખતાં-દેખતાં તે ધનુષ્યને ડાબા હાથે ઉઠાવીને તેના ઉપર પ્રત્યંચા ચઢાવી દીધી અને એક ક્ષણમાં તેને ખેંચીને મધ્ય ભાગથી એ રીતે તોડીને બે ટુકડા કરી નાંખ્યા, જેમ બહુ બળવાન હાથી સહજમાં જ શેરડીના સાંઠાને તોડી નાંખે. ॥ ૧૭ ॥ જ્યારે ધનુષ્ય તૂટ્યું ત્યારે તેના ભીષણ અવાજથી આકાશ, પૃથ્વી અને દિશાઓ ગૂંજી ઊઠી. તે સાંભળીને કંસ પણ ભયભીત થઈ ગયો. ॥ ૧૮ ॥ હવે ધનુષ્યના રક્ષકો કે જે આતતાયી અસુરો હતા, તે તેમના સહાયકો સહિત અત્યંત ગુસ્સે થયા. તેમણે શ્રીકૃષ્ણને ચારે બાજુથી ઘેરી લીધા અને 'આ છોકરાને પકડી લો, બાંધી દો. આ ભાગી ન જાય.' એવી બૂમો પાડવા લાગ્યા. ॥ ૧૯ ॥ તેમનો બદઇરાદો જાણીને બલરામજી અને શ્રીકૃષ્ણ પણ થોડીવાર માટે ગુસ્સે થયા અને તે ભાંગેલા ધનુષ્યના ટુકડા ઉઠાવીને તેમના દ્વારા જ તેમને યમસદન પહોંચાડી દીધા. ॥ ૨૦ ॥ અને ત્યારબાદ આવેલી કંસની મોટી સેનાનો પણ તેમણે તે જ ધનુષ્યના ટુકડાઓથી સંહાર કરી નાખ્યો. ત્યાર પછી તેઓ યજ્ઞશાળાના મુખ્ય દરવાજેથી બહાર નીકળીને બહુ જ આનંદથી મથુરાપુરીની શોભા જોતા જોતા વિચરવા લાગ્યા. ॥ ૨૧ ॥ જ્યારે નાગરિકોએ બન્ને ભાઈઓના આવા અદ્ભુત પરાક્રમની વાત સાંભળી અને તેમના તેજ, સાહસ તથા અનુપમ રૂપને જોયું ત્યારે તેમણે એવો નિશ્ચય કરી લીધો કે, માનો-ન-માનો આ બન્ને કોઈ શ્રેષ્ઠ દેવતાઓ છે. ॥ ૨૨ ॥ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પૂરી સ્વતંત્રતાથી મથુરાપુરીમાં ફરવા લાગ્યા. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે ગ્વાલબાળકોથી ઘેરાયેલા બન્ને ભાઈ પોતાના ઉતારા પર આવી ગયા. ॥ ૨૩ ॥ ત્રણે લોકના મોટા-મોટા દેવતાઓ ઇચ્છતા હતા કે લક્ષ્મી અમને મળે. પરંતુ લક્ષ્મીએ બધાનો પરિત્યાગ કરી દીધો અને જે ઇચ્છતા ન હતા તેવા ભગવાનને વર્યાં. એટલું જ નહીં ભગવાનના વક્ષઃસ્થળને પોતાનું કાયમી રહેઠાણ બનાવી લીધું. મથુરાવાસીઓ તે જ પુરુષશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણના અંગ-અંગનું સૌન્દર્ય જોઈ રહ્યા હતા. તેમનું કેટલું સૌભાગ્ય છે! વ્રજમાંથી ભગવાન જ્યારે મથુરા આવવા નીકળ્યા ત્યારે ગોપીઓએ વિરહાતુર થઈને મથુરાવાસીઓ માટે જે જે વાતો કહી હતી તે બધી અક્ષરશઃ સાચી પડી. ખરેખર, તેઓ પરમાનંદમાં મગ્ન થઈ ગયા. ॥ ૨૪ ॥

૧. તં ।

અવનિક્તાઙ્ઘ્રિયુગલૌ ભુક્ત્વા ક્ષીરોપસેચનમ્ ।
ઊષતુસ્તાં સુખં રાત્રિં જ્ઞાત્વા કંસચિકીર્ષિતમ્ ॥ ૨૫॥

કંસસ્તુ ધનુષો ભઙ્ગં રક્ષિણાં સ્વબલસ્ય ચ ।
વધં નિશમ્ય ગોવિન્દરામવિક્રીડિતં પરમ્ ॥ ૨૬॥

દીર્ઘપ્રજાગરો ભીતો દુર્નિમિત્તાનિ દુર્મતિઃ ।
બહૂન્યચષ્ટોભયથા મૃત્યોર્દૌત્યકરાણિ ચ ॥ ૨૭॥

અદર્શનં સ્વશિરસઃ પ્રતિરૂપે[1] ચ સત્યપિ ।
અસત્યપિ દ્વિતીયે ચ દ્વૈરૂપ્યં જ્યોતિષાં તથા ॥ ૨૮॥

છિદ્રપ્રતીતિશ્છાયાયાં પ્રાણઘોષાનુપશ્રુતિઃ ।
સ્વર્ણપ્રતીતિર્વૃક્ષેષુ સ્વપદાનામદર્શનમ્ ॥ ૨૯॥

સ્વપ્ને પ્રેતપરિષ્વઙ્ગઃ ખરયાનં વિષાદનમ્ ।
યાયાન્નલદમાલ્યેકસ્તૈલાભ્યક્તો દિગમ્બરઃ ॥ ૩૦॥

અન્યાનિ ચેત્થંભૂતાનિ સ્વપ્નજાગરિતાનિ ચ ।
પશ્યન્ મરણસન્ત્રસ્તો નિદ્રાં લેભે ન ચિન્તયા ॥ ૩૧॥

વ્યુષ્ટાયાં નિશિ કૌરવ્ય સૂર્યે ચાદ્ભ્યઃ[2] સમુત્થિતે ।
કારયામાસ વૈ કંસો મલ્લક્રીડામહોત્સવમ્ ॥ ૩૨॥

આનર્ચુઃ પુરુષા રઙ્ગં તૂર્યભેર્યશ્ચ જઘ્નિરે ।
મઞ્ચાશ્ચાલઙ્કૃતાઃ સ્રગ્ભિઃ પતાકાચૈલતોરણૈઃ ॥ ૩૩॥

તેષુ પૌરા જાનપદા બ્રહ્મક્ષત્રપુરોગમાઃ ।
યથોપજોષં વિવિશૂ રાજાનશ્ચ કૃતાસનાઃ ॥ ૩૪॥

કંસઃ પરિવૃતોઽમાત્યૈ રાજમઞ્ચ ઉપાવિશત્ ।
મણ્ડલેશ્વરમધ્યસ્થો હૃદયેન વિદૂયતા ॥ ૩૫॥

પછી હાથ-પગ ધોઈને શ્રીકૃષ્ણ અને બલરામજીએ દૂધની ખીર વગેરે પદાર્થોનું ભોજન કર્યું અને કંસ હવે શું કરવા ઇચ્છે છે, તે વાતની જાણકારી મેળવીને તે રાત્રિએ ત્યાં જ વિશ્રામ કર્યો. ॥ ૨૫ ॥

જ્યારે કંસે સાંભળ્યું કે, શ્રીકૃષ્ણ અને બલરામે ધનુષ્ય તોડી નાખ્યું, રક્ષકો અને તેમની મદદમાં મોકલેલા સૈન્યનો પણ સંહાર કરી નાખ્યો. અને આ બધું તેમના માટે માત્ર એક રમત જેવું જ હતું – આના માટે તેમને કોઈ પરિશ્રમ અથવા મુશ્કેલી ઉઠાવવી ન પડી. ॥ ૨૬ ॥ ત્યારે તે બહુ ગભરાઈ ગયો. તે દુર્બુદ્ધિની ઊંઘ ઊડી ગઈ અને પોતાનું અને પોતાના પક્ષકારોનું હવે મૃત્યુ જ થશે, એવું સૂચવનારા મૃત્યુના દૂત જેવાં અમંગલ સ્વપ્નો – અપશુકનો જોવા લાગ્યો. ॥ ૨૭ ॥ જાગ્રત અવસ્થામાં તેણે જોયું કે જલ અથવા દર્પણમાં શરીરનું પ્રતિબિંબ તો દેખાય છે, પરંતુ માથું દેખાતું નથી, આંખ પર આંગળી ન મૂકવા છતાં તેને ચન્દ્રમા, તારા અને દીપક વગેરેની જ્યોતિઓ બે-બે દેખાય છે. ॥ ૨૮ ॥ તેના પડછાયામાં તેને છિદ્રો દેખાયાં અને કાનોમાં આંગળીઓ નાખતાં સંભળાતો અવાજ તેને ન સંભળાયો. વૃક્ષો તેને સોનેરી રંગનાં દેખાયાં અને ધૂળ કે કાદવમાં તેને તેનાં પદચિહ્નો ન દેખાયાં. ॥ ૨૯ ॥ કંસે સ્વપ્નાવસ્થામાં જોયું કે, તે પ્રેતોને ગળે લગાડી રહ્યો છે, ગધેડા પર બેસીને જઈ રહ્યો છે અને વિષ પી રહ્યો છે. તેનું આખું શરીર તેલથી તરબોળ છે, ગળામાં જાસૂદની માળા પહેરી નિર્વસ્ત્ર જઈ રહ્યો છે. ॥ ૩૦ ॥ સ્વપ્ન અને જાગ્રત અવસ્થામાં તેણે આ પ્રકારનાં બીજાં અનેક અપશુકનો જોયાં. તેથી તેને ભારે ચિંતા થવા લાગી. તે મૃત્યુથી ભયભીત થઈ ગયો અને તેને નિદ્રા ન આવી. ॥ ૩૧ ॥

પરીક્ષિત! જ્યારે રાત્રિ પસાર થઈ ગઈ અને સૂર્યનારાયણ પૂર્વ દિશામાં ઉપર આવ્યા ત્યારે રાજા કંસે મલ્લ-યુદ્ધનો મહોત્સવ શરૂ કરાવ્યો. ॥ ૩૨ ॥ રાજ્યના કર્મચારીઓએ રંગભૂમિને સુંદર રીતે શણગારી હતી. અનેક પ્રકારનાં વાદ્યો ગૂંજી ઊઠ્યાં. લોકોએ બેસવાના મંચોને પુષ્પો-ગજરાઓ, ધજાઓ, વસ્ત્રો અને તોરણોથી સજાવ્યા હતા. ॥ ૩૩ ॥ તેના પર બ્રાહ્મણો, ક્ષત્રિયો વગેરે નાગરિકો તથા ગ્રામવાસીઓ યથાસ્થાને બેસી ગયા. રાજાઓ પણ પોતાનાં નિશ્ચિત સ્થાને બેસી ગયા. ॥ ૩૪ ॥ કંસ તેના મંત્રીઓ સાથે મંડળેશ્વરો (નાના-નાના રાજાઓ)ની વચ્ચે બધાંથી શ્રેષ્ઠ સિંહાસન પર બેઠો. આ વખતે પણ અપશુકનોને કારણે તેના ચિત્તમાં અત્યંત વ્યાકુળતા હતી. ॥ ૩૫ ॥

૧. પ્રતિરૂપેષુ સત્સ્વપિ । ૨. ચાત્રિસમુત્થિતે ।

વાદ્યમાનેષુ તૂર્યેષુ મલ્લતાલોત્તરેષુ ચ ।
મલ્લાઃસ્વલઙ્કૃતા દૃપ્તાઃસોપાધ્યાયાઃસમાવિશન્ ॥ ૩૬॥

ચાણૂરો મુષ્ટિકઃ કૂટઃ શલસ્તોશલ એવ ચ ।
ત આસેદુરુપસ્થાનં વલ્ગુવાદ્યપ્રહર્ષિતાઃ ॥ ૩૭॥

નન્દગોપાદયો ગોપા ભોજરાજસમાહુતાઃ ।
નિવેદિતોપાયનાસ્તે એકસ્મિન્ મઞ્ચ આવિશન્ ॥ ૩૮॥

ત્યારે પહેલવાનો દ્વારા તાલ ઠોકવાની સાથે જ વાજિન્ત્રો વાગવા લાગ્યાં અને ખૂબ સજી-ધજીને ગર્વિષ્ઠ મલ્લો પોતાના આચાર્યો (ઉસ્તાદો) સાથે અખાડામાં ઊતર્યા. ॥ ૩૬ ॥ ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલ વગેરે મુખ્ય-મુખ્ય પહેલવાનો સુંદર વાજિંત્રોથી પ્રસન્ન થઈ મલ્લોના રંગમંડપમાં હાજર થયા. ॥ ૩૭ ॥ આ જ વખતે ભોજરાજ કંસે નંદ વગેરે ગોપોને બોલાવ્યા. તે લોકોએ આવીને કંસને અનેક પ્રકારની ભેટ-સામગ્રીઓ આપી અને પછી જઈને તેઓ એક મંચ પર બેસી ગયા. ॥ ૩૮ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે મલ્લરઙ્ગોપવર્ણનં[1] નામ દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૨ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત મલ્લરંગોપવર્ણન નામનો બેતાલીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# તેંતાલીસમો અધ્યાય

## કુવલયાપીડનો ઉદ્ધાર અને અખાડામાં પ્રવેશ

*શ્રીશુક ઉવાચ*[2]

અથ કૃષ્ણશ્ચ રામશ્ચ કૃતશૌચૌ પરન્તપ ।
મલ્લદુન્દુભિનિર્ઘોષં શ્રુત્વા દ્રષ્ટુમુપેયતુઃ ॥ ૧॥

રઙ્ગદ્વારં સમાસાદ્ય તસ્મિન્ નાગમવસ્થિતમ્ ।
અપશ્યત્ કુવલયાપીડં કૃષ્ણોઽમ્બષ્ઠપ્રચોદિતમ્ ॥ ૨॥

બદ્ધ્વા પરિકરં શૌરિઃ સમુહ્ય કુટિલાલકાન્ ।
ઉવાચ હસ્તિપં વાચા મેઘનાદગભીરયા ॥ ૩॥

અમ્બષ્ઠામ્બષ્ઠ માર્ગં નૌ દેહ્યપક્રમ મા ચિરમ્ ।
નો ચેત્ સકુઞ્જરં ત્વાઽદ્ય નયામિ યમસાદનમ્ ॥ ૪॥

એવં નિર્ભર્ત્સિતોઽમ્બષ્ઠઃ કુપિતઃ કોપિતં ગજમ્ ।
ચોદયામાસ કૃષ્ણાય કાલાન્તકયમોપમમ્ ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – કામ-ક્રોધ વગેરે શત્રુઓને પરાજિત કરનારા પરીક્ષિત! હવે શ્રીકૃષ્ણ અને બલરામ પણ સ્નાનાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈને દુદુંભિ-નગારાંનો અવાજ સાંભળી રંગભૂમિ જોવા માટે નીકળ્યા. ॥ ૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણે રંગભૂમિના દ્વાર પર જઈને જોયું કે ત્યાં મહાવતની પ્રેરણાથી કુવલયાપીડ નામનો હાથી ઊભો છે. ॥ ૨ ॥ ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે પોતાની કમર બાંધી અને માથાની લટો બાંધી દીધી અને મેઘ જેવી ગંભીર વાણીથી મહાવતને પડકારતાં કહ્યું. ॥ ૩ ॥ 'મહાવત, ઓ મહાવત! અમને બન્નેને જવાનો રસ્તો આપ. અમારા રસ્તામાંથી હટી જા. અરે, સાંભળતો નથી? મોડું ન કર. અન્યથા હું હમણાં જ આ હાથીની સાથે તને યમસદન મોકલી દઉં છું.' ॥ ૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે મહાવતને આ પ્રમાણે ધમકાવ્યો, ત્યારે તે ક્રોધથી સમસમી ગયો અને તેણે કાળ, મૃત્યુ અને યમરાજ જેવા અત્યંત ભયંકર કુવલયાપીડને અંકુશ મારી ક્રોધિત કરીને શ્રીકૃષ્ણ તરફ હાંક્યો. ॥ ૫ ॥

૧. મલ્લરઙ્ગોપવર્ણનં દ્વિચત્વારિંશોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ ।

કરીન્દ્રસ્તમભિદ્રુત્ય કરેણ તરસાગ્રહીત્ ।
કરાદ્ વિગલિતઃ સોઽમું નિહત્યાઙ્ઘ્રિષ્વલીયત ॥ ૬॥

સઙ્ક્રુદ્ધસ્તમચક્ષાણો ઘ્રાણદૃષ્ટિઃ સ કેશવમ્ ।
પરામૃશત્ પુષ્કરેણ સ પ્રસહ્ય વિનિર્ગતઃ ॥ ૭॥

પુચ્છે પ્રગૃહ્યાતિબલં ધનુષઃ પઞ્ચવિંશતિમ્ ।
વિચકર્ષ યથા નાગં સુપર્ણ ઇવ લીલયા ॥ ૮॥

સ પર્યાવર્તમાનેન સવ્યદક્ષિણતોઽચ્યુતઃ ।
બભ્રામ ભ્રામ્યમાણેન ગોવત્સેનેવ બાલકઃ ॥ ૯॥

તતોઽભિમુખમભ્યેત્ય પાણિનાઽઽહત્ય વારણમ્ ।
પ્રાદ્રવન્ પાતયામાસ સ્પૃશ્યમાનઃ પદે પદે ॥ ૧૦॥

સ ધાવન્ ક્રીડયા ભૂમૌ પતિત્વા[1] સહસોત્થિતઃ ।
તં મત્વા પતિતં ક્રુદ્ધો દન્તાભ્યાં સોઽહનત્ક્ષિતિમ્ ॥ ૧૧॥

સ્વવિક્રમે પ્રતિહતે કુઞ્જરેન્દ્રોઽત્યમર્ષિતઃ ।
ચોદ્યમાનો મહામાત્રૈઃ કૃષ્ણમભ્યદ્રવદ્ રુષા ॥ ૧૨॥

તમાપતન્તમાસાદ્ય ભગવાન્ મધુસૂદનઃ ।
નિગૃહ્ય પાણિના હસ્તં પાતયામાસ ભૂતલે ॥ ૧૩॥

પતિતસ્ય પદાઽઽક્રમ્ય મૃગેન્દ્ર ઇવ લીલયા ।
દન્તમુત્પાટ્ય તેનેભં હસ્તિપાંશ્ચાહનદ્ધરિઃ ॥ ૧૪॥

મૃતકં દ્વિપમુત્સૃજ્ય દન્તપાણિઃ સમાવિશત્ ।
અંસન્યસ્તવિષાણોઽસૃઙ્મદબિન્દુભિરઙ્કિતઃ ।
વિરૂઢસ્વેદકણિકાવદનામ્બુરુહો બભૌ ॥ ૧૫॥

કુવલયાપીડે ભગવાન તરફ દોડીને તેમને બહુ જ ત્વરાથી સૂંઢમાં લપેટી લીધા, પરંતુ ભગવાન સૂંઢમાંથી છટકી ગયા અને તેને એક મુક્કો મારી તેના પગોની વચ્ચે જઈને છુપાયા. ॥ ૬ ॥ તેમને પોતાની સામે ન જોઈને કુવલયાપીડ વધારે ક્રોધિત થયો. તેણે સૂંઘીને પોતાની સૂંઢથી ભગવાનને શોધીને પકડી પણ લીધા, પરંતુ ભગવાને બળપૂર્વક તેમાંથી પોતાને છોડાવી લીધા. ॥ ૭ ॥ ત્યાર પછી ભગવાન તે બળવાન હાથીનું પૂછડું પકડીને જેમ ગરુડ સર્પને પકડીને ઘસડે, તેમ ક્રીડા માત્રમાં પચીસ ધનુષ્ય (સો હાથ) ઘસડીને લઈ ગયા. ॥ ૮ ॥ જેમ બાળક ગાયના વાછરડાનું પૂછડું પકડી તેની પાછળ ફરે, તેમ (શ્રીકૃષ્ણ, પોતાને પકડવા માટે ડાબા-જમણા ફરતા) તે હાથીની પાછળ ફરવા લાગ્યા. ॥ ૯ ॥ ત્યાર પછી હાથીની સામે આવીને તેમણે હાથીને એક થપ્પડ મારીને નીચે પાડવા માટે તેની સામેથી ભાગવા લાગ્યા, જાણે તે પગલે-પગલે તેમને પકડી લેશે, હમણાં જ પકડી લેશે. ॥ ૧૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે દોડતાં-દોડતાં એકવાર રમતમાં જ જમીન પર પડી જવાનો અભિનય કર્યો અને ત્યાંથી ઝટ-પટ ભાગી ગયા. ત્યારે તે હાથી ક્રોધથી બળીને શેકાઈ રહ્યો હતો. તે સમજ્યો કે તે પડી ગયા છે, તેથી તેણે બહુ જ જોરથી પોતાના બન્ને દાંત ધરતી પર માર્યા. ॥ ૧૧ ॥ જ્યારે કુવલયાપીડનું આ આક્રમણ વ્યર્થ ગયું ત્યારે તે વધારે ચિડાયો. મહાવતોની પ્રેરણાથી તે ક્રોધિત થઈને ભગવાન શ્રીકૃષ્ણ પર તૂટી પડ્યો. ॥ ૧૨ ॥ ભગવાન મધુસૂદને જ્યારે તેને પોતાની તરફ આવતો જોયો, ત્યારે તેની પાસે ગયા અને પોતાના એક જ હાથેથી તેની સૂંઢ પકડીને તેને ધરતી પર પટકી દીધો. ॥ ૧૩ ॥ તેના પડી જવાથી ભગવાને સિંહની જેમ રમતમાં જ તેને પગથી દબાવી તેના દાંત ખેંચી કાઢ્યા અને તે રીતે હાથી અને મહાવતને સ્વધામ પહોંચાડી દીધા. ॥ ૧૪ ॥

પરીક્ષિત! મરણ પામેલા હાથીને ત્યાં જ છોડી દઈને ભગવાન શ્રીકૃષ્ણે હાથમાં તેના દાંત રાખીને જ રંગભૂમિમાં પ્રવેશ કર્યો. તે વખતે તેમની શોભા દર્શનીય હતી. તેમના ખભા પર હાથીનો દાંત હતો, શરીર લોહી અને મદબિંદુથી શોભી રહ્યું હતું અને મુખકમલ પર પસીનાનાં બિન્દુઓ શોભી રહ્યાં હતાં. ॥ ૧૫ ॥

૧. પતિતઃ ।

વૃતૌ ગોપૈઃ કતિપયૈર્બલદેવજનાર્દનૌ ।
રઙ્ગં વિવિશતૂ રાજન્ ગજદન્તવરાયુધૌ ॥ ૧૬॥

મલ્લાનામશનિર્નૃણાં નરવરઃ
સ્ત્રીણાં સ્મરો મૂર્તિમાન્
ગોપાનાં સ્વજનોઽસતાં ક્ષિતિભુજાં
શાસ્તા સ્વપિત્રોઃ શિશુઃ ।
મૃત્યુર્ભોજપતેર્વિરાડવિદુષાં
તત્ત્વં પરં યોગિનાં
વૃષ્ણીનાં પરદેવતેતિ વિદિતો
રઙ્ગં ગતઃ સાગ્રજઃ ॥ ૧૭॥

હતં કુવલયાપીડં દૃષ્ટ્વા તાવપિ દુર્જયૌ ।
કંસો મનસ્વ્યપિ તદા ભૃશમુદ્વિવિજે નૃપ ॥ ૧૮॥

તૌ રેજતૂ રઙ્ગગતૌ મહાભુજૌ
વિચિત્રવેષાભરણસ્રગમ્બરૌ ।
યથા નટાવુત્તમવેષધારિણૌ
મનઃ ક્ષિપન્તૌ પ્રભયા નિરીક્ષતામ્ ॥ ૧૯॥

નિરીક્ષ્ય તાવુત્તમપૂરુષૌ જના
મઞ્ચસ્થિતા નાગરરાષ્ટ્રકા નૃપ ।
પ્રહર્ષવેગોત્કલિતેક્ષણાનનાઃ
પપુર્ન તૃપ્તા નયનૈસ્તદાનનમ્ ॥ ૨૦॥

પિબન્ત ઇવ ચક્ષુર્ભ્યાં લિહન્ત ઇવ જિહ્વયા ।
જિઘ્રન્ત ઇવ નાસાભ્યાં શ્લિષ્યન્ત ઇવ બાહુભિઃ ॥ ૨૧॥

ઊચુઃ પરસ્પરં તે વૈ યથાદૃષ્ટં યથાશ્રુતમ્ ।
તદ્રૂપગુણમાધુર્યપ્રાગલ્ભ્યસ્મારિતા ઇવ ॥ ૨૨॥

એતૌ ભગવતઃ સાક્ષાદ્ધરેર્નારાયણસ્ય હિ ।
અવતીર્ણાવિહાંશેન વસુદેવસ્ય વેશ્મનિ ॥ ૨૩॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ બન્નેના હાથમાં કુવલયાપીડના મોટા-મોટા દાંત શસ્ત્રના રૂપમાં શોભી રહ્યા હતા અને કેટલાક ગોપબાળકો તેમની સાથે ચાલી રહ્યા હતા. આ પ્રમાણે તેમણે રંગભૂમિમાં પ્રવેશ કર્યો. ॥ ૧૬ ॥ જે વખતે ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીની સાથે રંગભૂમિમાં પધાર્યા, ત્યારે તેઓ પહેલવાનોને વજ્ર જેવા, જનસમુદાયને નરરત્ન જેવા, સ્ત્રીઓને મૂર્તિમાન કામદેવ જેવા, ગોપોને પોતાના સ્વજન, દુષ્ટ રાજાઓને દંડ આપનારા શાસક, માતા-પિતા સમાન વડીલો-વૃદ્ધોને બાળક જેવા, કંસને કાળ જેવા, અજ્ઞાનીઓને વિરાટ પુરુષ જેવા, યોગીઓને પરમતત્ત્વરૂપે અને પરમ ભક્ત યાદવોને પોતાના ઈષ્ટદેવ દેખાયા. (બધાએ પોત-પોતાના ભાવ પ્રમાણે ક્રમશઃ રૌદ્ર, અદ્‌ભુત, શૃંગાર, હાસ્ય, વીર, વાત્સલ્ય, ભયાનક, બીભત્સ, શાંત અને પ્રેમભક્તિરસનો અનુભવ કર્યો.) ॥ ૧૭ ॥ રાજન્! આમ તો કંસ બહુ જ ધીર વીર હતો, છતાં પણ જ્યારે તેણે જોયું કે આ બન્નેએ કુવલયાપીડને મારી નાખ્યો, ત્યારે તેને એ વાત સમજાઈ ગઈ કે, આમને જીતવા બહુ મુશ્કેલ છે. ત્યારે તે બહુ ગભરાઈ ગયો. ॥ ૧૮ ॥ શ્રીકૃષ્ણ અને બલરામની ભુજાઓ લાંબી-લાંબી હતી. પુષ્પોના હાર, સુંદર વસ્ત્રો અને આભૂષણો વગેરેથી તેમનો વેશ અદ્‌ભુત લાગતો હતો. એવું લાગતું હતું કે, જાણે ઉત્તમ વેશ ધારણ કરીને બે અભિનેતા (નટ) અભિનય કરવા માટે આવ્યા હોય! જેમનાં નેત્ર એક વાર તેમના પર પડી જતાં, બસ, ત્યાંથી ખસતાં ન નહીં. એટલું જ નહીં, તેઓ પોતાની કાંતિથી તેમનું મન પણ ચોરી લેતા. આ પ્રમાણે બન્ને રંગભૂમિમાં છવાઈ ગયા. ॥ ૧૯ ॥ પરીક્ષિત! મંચ પર જેટલા લોકો બેઠા હતા – તે મથુરાના નાગરિકો અને રાષ્ટ્રના પ્રજાજનો પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીને જોઈને એટલા પ્રસન્ન થયા કે તેમનાં નેત્રો અને મુખકમળ ખીલી ઊઠ્યાં. તેઓ ઉત્કંઠાથી ભરાઈ ગયા. તેમને આ બન્નેનાં દર્શન કરીને તૃપ્તિ થતી ન હતી. ॥ ૨૦ ॥ જાણે તે નેત્રોથી આ બન્ને ભાઈઓને પી રહ્યા હોય, જીભથી ચાટી રહ્યા હોય, નાસિકાથી સૂંઘી રહ્યા હોય અને હાથોથી પકડીને હૃદયે ચાંપતા હોય! ॥ ૨૧ ॥ તેમનાં સૌન્દર્ય, ગુણ, માધુર્ય અને નિર્ભયતાએ જાણે દર્શકોને તેમની લીલાઓનું સ્મરણ કરાવી દીધું અને તે લોકો પરસ્પર તેમના વિશે જોયેલી-સાંભળેલી વાતો કહેવા-સાંભળવા લાગ્યા. ॥ ૨૨ ॥ એ બન્ને સાક્ષાત્ ભગવાન નારાયણના અંશ છે. એ પૃથ્વી પર વસુદેવજીના પુત્રો તરીકે અવતર્યા છે. ॥ ૨૩ ॥

એષ વૈ કિલ દેવક્યાં જાતો નીતશ્ચ ગોકુલમ્ ।
કાલમેતં વસન્ ગૂઢો વવૃધે નન્દવેશ્મનિ ॥ ૨૪॥

પૂતનાऽનેન નીતાऽન્તં ચક્રવાતશ્ચ દાનવઃ ।
અર્જુનૌ ગુહ્યકઃ કેશી ધેનુકોऽન્યે ચ તદ્વિધાઃ ॥ ૨૫॥

ગાવઃ સપાલા એતેન દાવાગ્નેઃ પરિમોચિતાઃ ।
કાલિયો દમિતઃ સર્પ ઇન્દ્રશ્ચ વિમદઃ કૃતઃ ॥ ૨૬॥

સપ્તાહમેકહસ્તેન ધૃતોऽદ્રિપ્રવરોऽમુના ।
વર્ષવાતાશનિભ્યશ્ચ પરિત્રાતં ચ ગોકુલમ્ ॥ ૨૭॥

ગોપ્યોऽસ્ય નિત્યમુદિતહસિતપ્રેક્ષણં મુખમ્ ।
પશ્યન્ત્યો વિવિધાંસ્તાપાંસ્તરન્તિ સ્માશ્રમં મુદા ॥ ૨૮॥

વદન્ત્યનેન વંશોऽયં યદોઃ સુબહુવિશ્રુતઃ ।
શ્રિયં યશો મહત્ત્વં ચ લપ્સ્યતે પરિરક્ષિતઃ ॥ ૨૯॥

અયં ચાસ્યાગ્રજઃ શ્રીમાન્ રામઃ કમલલોચનઃ ।
પ્રલમ્બો નિહતો યેન વત્સકો યે બકાદયઃ ॥ ૩૦॥

જનેષ્વેવં બ્રુવાણેષુ તૂર્યેષુ નિનદત્સુ ચ ।
કૃષ્ણરામૌ સમાભાષ્ય ચાણૂરો વાક્યમબ્રવીત્ ॥ ૩૧॥

હે નન્દસૂનો હે રામ ભવન્તૌ વીરસંમતૌ[1] ।
નિયુદ્ધકુશલૌ શ્રુત્વા રાજ્ઞાऽऽહૂતૌ દિદૃક્ષુણા ॥ ૩૨॥

પ્રિયં રાજ્ઞઃ પ્રકુર્વન્ત્યઃ શ્રેયો વિન્દન્તિ વૈ પ્રજાઃ ।
મનસા કર્મણા વાચા વિપરીતમતોऽન્યથા ॥ ૩૩॥

નિત્યં પ્રમુદિતા ગોપા વત્સપાલા યથા સ્ફુટમ્ ।
વનેષુ મલ્લયુદ્ધેન ક્રીડન્તશ્ચારયન્તિ ગાઃ ॥ ૩૪॥

(આંગળી દેખાડીને) આ શ્યામસુંદર જે દેખાય છે ને, તે દેવકીજીના પુત્ર છે. જન્મતાં જ તેમને વસુદેવજીએ ગોકુળ પહોંચાડી દીધા હતા. આટલા વખત સુધી તેઓ ત્યાં ગુપ્તરૂપે રહ્યા અને નંદજીના ઘરમાં જ તેઓ આટલા મોટા થયા. ॥ ૨૪ ॥ એમણે જ પૂતના, તૃણાવર્ત, શંખચૂડ, કેશી અને ધેનુકાસુર વગેરે તથા બીજા પણ દુષ્ટ દૈત્યોનો વધ કર્યો અને યમલાર્જુનનો ઉદ્ધાર કર્યો છે. ॥ ૨૫ ॥ એમણે જ ગાયો અને ગોવાળોને દાવાનલની જ્વાળાથી બચાવ્યા હતા. કાલિયનાગને નાથ્યો અને ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો હતો. ॥ ૨૬ ॥ એમણે સાત દિવસ સુધી એક હાથ પર ગિરિરાજ ગોવર્ધન પર્વતને ઉપાડી રાખ્યો અને તેનાથી ભારે વૃષ્ટિ-આંધી અને વજ્રપાતથી ગોકુલની રક્ષા કરી. ॥ ૨૭ ॥ ગોપીઓ આમના મન્દ-મન્દ હાસ્ય, મધુર અવલોકન અને સર્વદા એકસરખા પ્રસન્ન મુખારવિંદનાં દર્શન કરી આનંદિત રહેતી હતી અને અનાયાસે જ તે બધા પ્રકારના તાપોથી મુક્ત થઈ જતી હતી. ॥ ૨૮ ॥ વિદ્વાનો કહે છે કે, આ શ્રીકૃષ્ણ યદુવંશની રક્ષા કરશે. આ પ્રસિદ્ધ વંશ શ્રીકૃષ્ણ દ્વારા મહાન સમૃદ્ધિ, યશ અને ગૌરવ પ્રાપ્ત કરશે. ॥ ૨૯ ॥ આ બીજા શ્યામસુંદરના મોટાભાઈ કમલનયન બલરામજી છે. અમે કોઈ-કોઈના મુખેથી સાંભળ્યું છે કે, આમણે જ પ્રલમ્બાસુર, વત્સાસુર અને બકાસુર વગેરેને માર્યા છે. ॥ ૩૦ ॥

જે વખતે દર્શકોમાં આ પ્રમાણેની ચર્ચા ચાલી રહી હતી અને અખાડામાં તૂરી વગેરે વાદ્યો વાગી રહ્યાં હતાં, તે સમયે ચાણૂરે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામને ઉદેશીને કહ્યું – ॥ ૩૧ ॥ 'નંદનંદન શ્રીકૃષ્ણ અને બલરામજી! તમે બન્ને આદરણીય વીર છો. અમારા મહારાજે એવું સાંભળીને કે, તમે લોકો મલ્લયુદ્ધ કરવામાં બહુ નિપુણ છો, તમારું પરાક્રમ જોવા માટે તમને અહીં બોલાવ્યા છે. ॥ ૩૨ ॥ જુઓ ભાઈ! જે પ્રજા મન-વચન અને કર્મથી રાજાનું પ્રિય કાર્ય કરે છે, તેનું કલ્યાણ થાય છે અને જે રાજાની ઇચ્છાથી વિપરીત કામ કરે છે તેને નુકસાન થાય છે. ॥ ૩૩ ॥ એ તો બધા જાણે છે કે, ગાય-વાછડાં ચરાવનારા ગોવાળો દરરોજ આનંદથી જંગલમાં કુશ્તી લડવાની રમતો રમતા હોય છે અને ગાયો ચરાવતા રહે છે. ॥ ૩૪ ॥

૧. વીર્યસહ્નતૌ ।

તસ્માદ્ રાજ્ઞઃ પ્રિયં યૂયં વયં ચ કરવામ હે ।
ભૂતાનિ નઃ પ્રસીદન્તિ સર્વભૂતમયો નૃપઃ ॥ ૩૫॥

તેથી આવો, અમે અને તમે મળીને મહારાજને પ્રસન્ન કરવા માટે કુશ્તી લડીએ: આવું કરવાથી આપણા પર બધા લોકો ખુશ થશે, કેમકે, રાજા બધી પ્રજાના પ્રતીક છે.' ॥ ૩૫ ॥

તન્નિશમ્યાબ્રવીત્ કૃષ્ણો દેશકાલોચિતં વચઃ ।
નિયુદ્ધમાત્મનોઽભીષ્ટં મન્યમાનોઽભિનન્દ્ય ચ ॥ ૩૬॥

પ્રજા ભોજપતેરસ્ય વયં ચાપિ વનેચરાઃ ।
કરવામ પ્રિયં નિત્યં તન્નઃ પરમનુગ્રહઃ ॥ ૩૭॥

બાલા વયં તુલ્યબલૈઃ ક્રીડિષ્યામો યથોચિતમ્ ।
ભવેન્નિયુદ્ધં માઽધર્મઃ સ્પૃશેન્મલ્લ[1] સભાસદઃ ॥ ૩૮॥

પરીક્ષિત! શ્રીકૃષ્ણ તો ઇચ્છતા જ હતા કે આમની સાથે કુશ્તી કરવી. તેથી તેમણે ચાણૂરની વાત સાંભળીને તેનું અનુમોદન કર્યું અને દેશ-કાલ પ્રમાણે આ પ્રમાણે કહ્યું - ॥ ૩૬ ॥ 'ચાણૂર! અમે પણ આ ભોજરાજ કંસની વનવાસી પ્રજા છીએ. અમારે પણ એમને પ્રસન્ન કરવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ, એમાં જ અમારું કલ્યાણ છે. ॥ ૩૭ ॥ પરંતુ ચાણૂર! અમે અત્યારે બાળક છીએ. તેથી અમે અમારા જેવા બળવાળા બાળકોની સાથે જ કુશ્તી લડીશું. કુશ્તી સમાન બળવાળાઓ વચ્ચે જ થવી જોઈએ. જેથી દર્શક સભાસદોને અન્યાયના સમર્થક બનવાનું પાપ ન લાગે.' ॥ ૩૮ ॥

*ચાણૂર ઉવાચ*

ન બાલો ન કિશોરસ્ત્વં બલશ્ચ બલિનાં વરઃ ।
લીલયેભો હતો યેન સહસ્રદ્વિપસત્ત્વભૃત્ ॥ ૩૯॥

તસ્માદ્ ભવદ્‌ભ્યાં બલિભિર્યોદ્ધવ્યં નાનયોઽત્ર વૈ ।
મયિ વિક્રમ વાર્ષ્ણેય બલેન સહ મુષ્ટિકઃ ॥ ૪૦॥

ચાણૂરે કહ્યું – હવે રહેવા દો! તમે અને બલરામ ન તો બાળક છો અને ન કિશોર. તમે બન્ને બળવાનોમાં શ્રેષ્ઠ છો, તમે અત્યારે જ હજાર હાથીઓનું બળ ધરાવતા કુવલયાપીડને રમતમાં જ મારી નાખ્યો. ॥ ૩૯ ॥ તેથી તમે બન્નેએ અમારા જેવા બળવાનો સાથે જ લડવું જોઈએ. એમાં અન્યાયની કોઈ વાત નથી. તમે મારા પર તમારું જોર અજમાવો અને બલરામ સાથે મુષ્ટિક લડશે. ॥ ૪૦ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે[2] કુવલયાપીડવધો નામ ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૩ ॥

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત કુવલયાપીડનો વધ નામનો તેંતાલીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

# ચુંમાલીસમો અધ્યાય

## ચાણૂર, મુષ્ટિક વગેરે પહેલવાનોનો તથા કંસનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*

એવં ચર્ચિતસઙ્કલ્પો ભગવાન્ મધુસૂદનઃ ।
આસસાદાથ ચાણૂરં મુષ્ટિકં રોહિણીસુતઃ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે ચાણૂર વગેરેના વધનો અફર સંકલ્પ કરી લીધો અને જોડી નક્કી કર્યા પ્રમાણે શ્રીકૃષ્ણ ચાણૂર સાથે અને બલરામજી મુષ્ટિક સાથે મલ્લયુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧ ॥

૧. મલ્લ સદઃ ક્વચિત્ । ૨. મલ્લક્રીડાયાં ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ।

હસ્તાભ્યાં હસ્તયોર્બદ્ધ્વા પદ્ભ્યામેવ ચ પાદયોઃ ।
વિચકર્ષતુરન્યોન્યં પ્રસહ્ય વિજિગીષયા ॥ ૨॥

તે લોકો એક-બીજાને જીતી લેવાની ઇચ્છાથી હાથમાં હાથ અને પગમાં પગ ભરાવીને બળપૂર્વક એક-બીજાને ખેંચવા લાગ્યા. ॥ ૨ ॥ તેઓ પંજામાં પંજો, ઢીંચણોમાં ઢીંચણ, માથા સાથે માથું અને છાતી સાથે છાતી ભિડાવીને એક-બીજાને હરાવવા માટે મલ્લયુદ્ધ કરવા લાગ્યા. ॥ ૩ ॥

અરત્ની દ્વે અરત્નિભ્યાં જાનુભ્યાં ચૈવ જાનુની ।
શિરઃ શીર્ષ્ણોરસોરસ્તાવન્યોન્યમભિજઘ્નતુઃ ॥ ૩॥

પરિભ્રામણવિક્ષેપપરિરમ્ભાવપાતનૈઃ ।
ઉત્સર્પણાપસર્પણૈશ્ચાન્યોન્યં પ્રત્યરુન્ધતામ્ ॥ ૪॥

ઉત્થાપનૈરુન્નયનૈશ્ચાલનૈઃ સ્થાપનૈરપિ ।
પરસ્પરં જિગીષન્તાવુપચક્રતુરાત્મનઃ ॥ ૫॥

આ પ્રમાણે દાવ-પેચ કરી-કરીને પોત-પોતાના પ્રતિસ્પર્ધીને પકડીને આમ-તેમ ઘુમાવતા, દૂર ધકેલી દેતા, જોરથી પકડી લેતા, ચોંટી જતા, ઉઠાવીને ફેંકી દેતા, છટકીને નીકળી ભાગતા અને ક્યારેક છોડીને પાછા હટી જતા હતા. આ પ્રમાણે એકબીજાના પ્રહારોને રોકતા, પ્રહાર કરતા અને પછાડવાની કોશિશ કરતા. ક્યારેક કોઈ નીચે પડી જાય તો બીજો તેને ઢીંચણો અને પગથી દબાવી ઊભો કરી દેતો, હાથથી પકડીને ઉપર લઈ જતો, ગળે વળગ્યો હોય તેને ધકેલી દેતો અને જરૂર પડ્યે હાથ-પગ ભેગા કરી પોટલાની જેમ બાંધી દેવા પ્રયત્ન કરતો. ॥ ૪-૫ ॥

તદ્ બલાબલવદ્યુદ્ધં સમેતાઃ સર્વયોષિતઃ ।
ઊચુઃ પરસ્પરં રાજન્ સાનુકમ્પા[1] વરૂથશઃ ॥ ૬॥

પરીક્ષિત! આ કુશ્તી જોવા માટે નગરની ઘણી સ્ત્રીઓ પણ આવી હતી. તેમણે જ્યારે જોયું કે, મોટા-મોટા પહેલવાનો સાથે આ નાના-નાના નિર્બળ બાળકો લડાવવામાં આવી રહ્યા છે, ત્યારે તે અલગ-અલગ જૂથોમાં મળીને કરુણાવશ આપસમાં વાતચીત કરવા લાગતી - ॥ ૬ ॥

મહાનયં બતાધર્મ એષાં રાજસભાસદામ્ ।
યે બલાબલવદ્યુદ્ધં[2] રાજ્ઞોઽન્વિચ્છન્તિ પશ્યતઃ ॥ ૭॥

'અહીં રાજા કંસની સભાના આયોજકો મોટો અન્યાય અને અધર્મ કરી રહ્યા છે. કેટલા દુઃખની વાત છે કે રાજાની સામે જ આ બળવાન પહેલવાનો અને નિર્બળ બાળકોના યુદ્ધનું અનુમોદન કરી રહ્યા છે. ॥ ૭ ॥

ક્વ વજ્રસારસર્વાઙ્ગૌ મલ્લૌ શૈલેન્દ્રસન્નિભૌ ।
ક્વ ચાતિસુકુમારાઙ્ગૌ કિશોરૌ નાપ્તયૌવનૌ ॥ ૮॥

બહેન! જુઓ આ પહેલવાનોનું એક-એક અંગ વજ્ર જેવું મજબૂત છે, જોવામાં પણ તેઓ પર્વત જેવા ભયંકર છે. પરંતુ શ્રીકૃષ્ણ અને બલરામ હજી પુખ્ત (યુવાન) પણ થયા નથી, એમની તો કિશોર અવસ્થા છે. એમનું એકેએક અંગ અત્યંત કોમળ છે. ક્યાં આ અને ક્યાં તે? ॥ ૮ ॥

ધર્મવ્યતિક્રમો હ્યસ્ય સમાજસ્ય ધ્રુવં ભવેત્ ।
યત્રાધર્મઃ સમુત્તિષ્ઠેન્ન સ્થેયં તત્ર કર્હિચિત્ ॥ ૯॥

જેટલા લોકો એકઠા થયા છે, જોઈ રહ્યા છે તે બધાંને ધર્મના ઉલ્લંઘનનું પાપ લાગશે. સખી! હવે આપણે અહીં રોકાવું નથી, ચાલો આપણે જતાં રહીએ, જ્યાં અધર્મની બોલબાલા હોય, ત્યાં ક્યારેય ઊભા ન રહેવું જોઈએ. આ શાસ્ત્રનો નિયમ છે. ॥ ૯ ॥

ન સભાં પ્રવિશેત્ પ્રાજ્ઞઃ સભ્યદોષાનનુસ્મરન્ ।
અબ્રુવન્ વિબ્રુવન્નજ્ઞો નરઃ કિલ્બિષમશ્નુતે ॥ ૧૦॥

જુઓ, શાસ્ત્ર કહે છે કે, ડાહ્યા માણસે સભાસદોના દોષોનો વિચાર કરી સભામાં ન જવું અને કારણ કે ત્યાં જઈને તે અવગુણોને કહેવા, ચૂપ રહેવું અને 'હું નથી જાણતો' એમ બોલવું - એ ત્રણેય વાત મનુષ્યને દોષમાં ભાગીદાર બનાવે છે. ॥ ૧૦ ॥

વલ્ગતઃ શત્રુમભિતઃ કૃષ્ણસ્ય વદનામ્બુજમ્ ।
વીક્ષ્યતાં શ્રમવાર્યુપ્તં પદ્મકોશમિવામ્બુભિઃ ॥ ૧૧॥

જુઓ જુઓ, શ્રીકૃષ્ણ શત્રુની ચારે બાજુ દાવ બદલી રહ્યા છે. તેમના મુખ પર પસીનાના બિંદુઓ કમળકોશ પર જળનાં બિન્દુઓની જેમ શોભી રહ્યાં છે. ॥ ૧૧ ॥

૧. સાનુક્રોશા । ૨. બલાબલયોર્યુદ્ધં ।

કિં ન પશ્યત રામસ્ય મુખમાતામ્રલોચનમ્ ।
મુષ્ટિકં પ્રતિ સામર્ષં હાસસંરમ્ભશોભિતમ્[1] ॥ ૧૨॥

પુણ્યા બત વ્રજભુવો યદયં નૃલિઙ્ગ-
ગૂઢઃ પુરાણપુરુષો વનચિત્રમાલ્યઃ ।
ગાઃ પાલયન્ સહબલઃ ક્વણયંશ્ચ વેણું
વિક્રીડયાઽઞ્ચતિ ગિરિત્રરમાર્ચિતાઙ્ઘ્રિઃ ॥ ૧૩॥

ગોપ્યસ્તપઃ કિમચરન્ યદમુષ્ય રૂપં
લાવણ્યસારમસમોર્ધ્વમનન્યસિદ્ધમ્ ।
દૃગ્ભિઃ પિબન્ત્યનુસવાભિનવં દુરાપ-
મેકાન્તધામ યશસઃ શ્રિય ઐશ્વરસ્ય ॥ ૧૪॥

યા દોહનેઽવહનને મથનોપલેપ-
પ્રેઙ્ખેઙ્ખનાર્ભરુદિતોક્ષણમાર્જનાદૌ ।
ગાયન્તિ ચૈનમનુરક્તધિયોઽશ્રુકણ્ઠ્યો
ધન્યા વ્રજસ્ત્રિય ઉરુક્રમચિત્તયાનાઃ ॥ ૧૫॥

પ્રાતર્વ્રજાદ્ વ્રજત આવિશતશ્ચ સાયં
ગોભિઃ સમં ક્વણયતોઽસ્ય નિશમ્ય વેણુમ્ ।
નિર્ગમ્ય તૂર્ણમબલાઃ પથિ ભૂરિપુણ્યાઃ
પશ્યન્તિ સસ્મિતમુખં સદયાવલોકમ્ ॥ ૧૬॥

એવં પ્રભાષમાણાસુ સ્ત્રીષુ યોગેશ્વરો હરિઃ ।
શત્રું હન્તું મનશ્ચક્રે ભગવાન્ ભરતર્ષભ ॥ ૧૭॥

સભયાઃ સ્ત્રીગિરઃ શ્રુત્વા પુત્રસ્નેહશુચાઽઽતુરૌ ।
પિતરાવન્વતપ્યેતાં પુત્રયોરબુધૌ બલમ્ ॥ ૧૮॥

સખીઓ! શું તમે જોતી નથી કે મુષ્ટિકના પ્રતિ ક્રોધને લીધે બલરામજીનું મુખ અને આંખો કંઈક લાલ-લાલ થઈ ગઈ છે! છતાં પણ મુખ પર હાસ્ય કેટલું મનોહર લાગે છે. ॥ ૧૨ ॥ સખી! સાચું પૂછો તો વ્રજભૂમિ જ પરમ પવિત્ર અને ધન્ય છે. કેમકે, ત્યાં આ પુરુષોત્તમ મનુષ્ય વેશમાં છુપાઈને રહે છે. સ્વયં ભગવાન શંકર અને લક્ષ્મીજી જેમના ચરણોની પૂજા કરે છે, તે જ પ્રભુ ત્યાં રંગ-બેરંગી જંગલી પુષ્પોની માળા ધારણ કરી લે છે તથા બલરામજીની સાથે વેણુનાદ કરતા ગાયો ચરાવીને જાત-જાતની ક્રીડા કરતા આનંદથી વિચરે છે. ॥ ૧૩ ॥ સખી! ખબર નહીં, ગોપીઓએ કેવી તપસ્યા કરી હશે, જે આંખોના પડિયાથી નિત્ય-નિરંતર આમની રૂપ-માધુરીનું પાન કરતી રહે છે. આમનું રૂપ શું છે, બધાં જ લાવણ્યનો સાર! સંસારમાં અથવા એનાથી પર કોઈનું પણ આ બન્ને ભાઈઓ જેવું રૂપ નથી, પછી એમનાથી વધારે સુંદર હોવાની તો વાત જ અસ્થાને છે. અને આ રૂપ પણ કોઈના સજાવવા, શણગારવાથી નહીં, આભૂષણો કે કપડાંથી નહીં, પરંતુ સ્વયંસિદ્ધ છે. આ રૂપને જોતાં તૃપ્તિ જ થતી નથી. કેમકે, આ રૂપ પ્રતિક્ષણે નવું-નવું નિત્યનૂતન છે. સમગ્ર યશ, સૌન્દર્ય અને ઐશ્વર્ય આમને જ આશ્રિત છે. સખીઓ! પરંતુ આનું દર્શન તો ગોપીઓ સિવાય અન્યને માટે તો બહુ દુર્લભ છે. ॥ ૧૪ ॥ સખી! વ્રજની ગોપીઓ ધન્ય છે. નિરંતર શ્રીકૃષ્ણમાં જ તેમનું ચિત્ત જોડાયેલું રહેવાને લીધે પ્રેમભર્યા હૃદયથી આંસુઓના કારણે ગદ્‌ગદ કંઠથી તે આ શ્રીકૃષ્ણની લીલાઓનું જ ગાન કરતી રહે છે. તે દૂધ દોહતાં, દહીં મથતાં, અનાજ ખાંડતાં, ઘર લીંપતાં, બાળકોને હીંચકા નાખતાં, રોતાં બાળકોને છાનાં રાખતાં, તેમને નવડાવતાં, ઘરમાં ઝાડુ કાઢતાં — શું શું કહું! તમામ ઘરનાં કામ કરતાં શ્રીકૃષ્ણના ગુણગાનમાં જ તલ્લીન રહે છે. ॥ ૧૫ ॥ આ શ્રીકૃષ્ણ જ્યારે સવારે ગાયો ચારવા માટે વ્રજમાંથી વનમાં જાય છે અને સાયંકાળે તેમને લઈને વ્રજમાં પાછા આવે છે, ત્યારે બહુ જ મધુર સ્વરમાં વાંસળી વગાડે છે. બંસીનાદ સાંભળી ગોપીઓ ઘરનું બધું કામકાજ છોડીને જલદી જલદી રસ્તા પર દોડી આવે છે અને શ્રીકૃષ્ણનું મંદહાસ્ય અને કરુણાભરી ચિતવનથી યુક્ત મુખકમલ નિરખી-નિરખીને ન્યાલ થઈ જાય છે. ખરેખર ગોપીઓ પરમ પુણ્યશાળી છે. ॥ ૧૬ ॥

ભરતવંશના શ્રેષ્ઠ પુરુષ! જે સમયે મથુરાની સ્ત્રીઓ આ પ્રમાણે વાતો કરી રહી હતી ત્યારે યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે શત્રુને મારી નાંખવાનો મનમાં નિશ્ચય કરી લીધો. ॥ ૧૭ ॥ સ્ત્રીઓની આ ચિંતાયુક્ત વાતો માતા-પિતા દેવકી-વસુદેવ પણ સાંભળી રહ્યાં હતાં.✦ તેઓ પુત્રસ્નેહવશ

૧. ૦શોભનમ્ ।

✦ સ્ત્રીઓ જ્યાં વાતો કરતી હતી, ત્યાં પાસે જ વસુદેવ-દેવકી કેદમાં હતાં. તેથી તેઓ તેમની વાતો સાંભળતાં હતાં.

तैस्तैर्नियुद्धविधिभिर्विविधैरच्युतेतरौ ।
युयुधाते यथान्योन्यं तथैव बलमुष्टिकौ ॥ १९॥

भगवद्गात्रनिष्पातैर्वज्रनिष्पेषनिष्ठुरैः ।
चाणूरो भज्यमानाङ्गो मुहुर्ग्लानिमवाप ह ॥ २०॥

स श्येनवेग उत्पत्य मुष्टीकृत्य करावुभौ ।
भगवन्तं वासुदेवं क्रुद्धो वक्षस्यबाधत ॥ २१॥

नाचलत्तत्प्रहारेण मालाहत[1] इव द्विपः ।
बाह्वोर्निगृह्य चाणूरं बहुशो भ्रामयन् हरिः ॥ २२॥

भूपृष्ठे पोथयामास तरसा क्षीणजीवितम् ।
विस्रस्ताकल्पकेशस्रगिन्द्रध्वज इवापतत् ॥ २३॥

तथैव मुष्टिकः पूर्वं स्वमुष्ट्याभिहतेन वै ।
बलभद्रेण बलिना तलेनाभिहतो भृशम् ॥ २४॥

प्रवेपितः स रुधिरमुद्वमन् मुखतोऽर्दितः ।
व्यसुः पपातोर्व्युपस्थे वाताहत इवाङ्घ्रिपः ॥ २५॥

ततः कूटमनुप्राप्तं रामः प्रहरतां वरः ।
अवधील्लीलया राजन् सावज्ञं वाममुष्टिना ॥ २६॥

तर्ह्येव हि शलः कृष्णपदापहतशीर्षकः ।
द्विधा विदीर्णस्तोशलक उभावपि निपेततुः ॥ २७॥

चाणूरे मुष्टिके कूटे शले तोशलके हते ।
शेषाः प्रदुद्रुवुर्मल्लाः सर्वे प्राणपरीप्सवः ॥ २८॥

गोपान् वयस्यानाकृष्य तैः संसृज्य विजह्रतुः ।
वाद्यमानेषु तूर्येषु वल्गन्तौ रुतनूपुरौ ॥ २९॥

શોકથી વિહ્‌વળ થઈ ગયાં. તેમનાં હૃદયમાં બહુ જ સંતાપ, બહુ પીડા થવા લાગી. કેમકે, તેઓ તેમના પુત્રોના બળ-પરાક્રમને જાણતાં ન હતાં. ॥ ૧૮ ॥ ભગવાન શ્રીકૃષ્ણ અને તેમની સાથે કુશ્તી કરનાર ચાણૂર બન્ને જુદા-જુદા પ્રકારના દાવ-પેચનો પ્રયોગ કરીને લડી રહ્યા હતા, તે જ પ્રમાણે બલરામજી અને મુષ્ટિક પણ લડી રહ્યા હતા. ॥ ૧૯ ॥ ભગવાનનું પ્રત્યેક અંગ (શરીરના ગૌણ ભાગો – કપાળ-કાન વગેરે) વજ્રથી પણ કઠોર થઈ રહ્યું હતું. તેમની સાથે લડતાં-લડતાં ચાણૂરની નસો ઢીલી પડી ગઈ. વારંવાર તેને એવું લાગતું હતું કે તેના શરીરના બંધ તૂટી રહ્યા છે. તેને બહુ ગ્લાનિ અને વ્યથા થઈ. ॥ ૨૦ ॥ હવે તે વધારે જોશપૂર્વક બાજની જેમ ઝપટ્યો અને બન્ને હાથની મુઠ્ઠીઓ વાળીને તેણે ભગવાન શ્રીકૃષ્ણની છાતી પર પ્રહાર કર્યો. ॥ ૨૧ ॥ પરંતુ તેના પ્રહારથી (ફૂલના ગજરાના મારથી ગજરાજની જેમ) ભગવાન સહેજ પણ વિચલિત ન થયા. તેમણે ચાણૂરના બન્ને હાથ પકડી લીધા અને તેને ખૂબ જ વેગથી અંતરિક્ષમાં ફેરવ્યો અને પછી જમીન પર પછાડ્યો. પરીક્ષિત! ચાણૂરના પ્રાણ તો તેને ફેરવ્યો ત્યારે જ નીકળી ગયા હતા. તેની વેશભૂષા અસ્ત-વ્યસ્ત થઈ ગઈ, કેશ અને માળાઓ વિખેરાઈ ગઈ, તે ઇન્દ્રધ્વજ (ઇન્દ્રની પૂજા માટે ઊભી કરાયેલી મોટી ધજા)ની જેમ પડી ગયો. ॥ ૨૨-૨૩ ॥ એ જ પ્રમાણે મુષ્ટિકે પણ પહેલાં બલરામજીને ઠોંસો માર્યો. તેથી બળવાન બલરામજીએ તેને બહુ જોરથી એક તમાચો ચોંટાડ્યો. ॥ ૨૪ ॥ તમાચો વાગતાં જ તે ધ્રૂજી ઊઠ્યો અને આંધીથી વૃક્ષ ઊખડી પડે તેમ અત્યંત વ્યથિત અને છેવટે પ્રાણહીન થઈને લોહી ઓકતો પૃથ્વી પર પડી ગયો. ॥ ૨૫ ॥ હે રાજન્! ત્યાર પછી યોદ્ધાઓમાં શ્રેષ્ઠ બલરામજીએ પોતાની સામે આવતાં જ કૂટ નામના પહેલવાનને રમત-રમતમાં જ ડાબા હાથે ઠોંસો મારી સહજમાં જ મારી નાંખ્યો. ॥ ૨૬ ॥ તે જ સમયે ભગવાન શ્રીકૃષ્ણે પગની લાતથી શલનું માથું ધડથી અલગ કરી દીધું અને તોશલના તણખલાની જેમ ચીરીને બે ટુકડા કરી નાખ્યા. આ રીતે બન્ને ધરાશાયી થઈ ગયા. ॥ ૨૭ ॥ જ્યારે ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ, અને તોશલ – આ પાંચ પહેલવાનો મરાઈ ગયા, ત્યારે જે બચી ગયા હતા તેઓ પોતાના પ્રાણ બચાવવા માટે પોતે જ નાસી ગયા. ॥ ૨૮ ॥ તેમના ભાગી જવાથી ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પોતાની ઉંમરના ગ્વાલબાળકોને ખેંચી ખેંચીને તેમની સાથે નાચી-નાચીને વાજિન્ત્રોની સાથે પોતાના નૂપુરોનો ઝણકાર મિલાવીને મલ્લક્રીડા કરવા લાગ્યા. ॥ ૨૯ ॥

૧. स्रग्भिर्हत इव ।

જનાઃ પ્રજહૃષુઃ સર્વે કર્મણા રામકૃષ્ણયોઃ ।
ઋતે કંસં વિપ્રમુખ્યાઃ સાધવઃ સાધુ સાધ્વિતિ ॥ ૩૦॥

હતેષુ મલ્લવર્યેષુ વિદ્રુતેષુ ચ ભોજરાટ્ ।
ન્યવારયત્ સ્વતૂર્યાણિ વાક્યં ચેદમુવાચ હ ॥ ૩૧॥

નિઃસારયત દુર્વૃત્તૌ વસુદેવાત્મજૌ પુરાત્ ।
ધનં હરત ગોપાનાં નન્દં બધ્નીત દુર્મતિમ્ ॥ ૩૨॥

વસુદેવસ્તુ દુર્મેધા હન્યતામાશ્વસત્તમઃ ।
ઉગ્રસેનઃ પિતા ચાપિ સાનુગઃ પરપક્ષગઃ ॥ ૩૩॥

એવં વિકત્થમાને વૈ કંસે પ્રકુપિતોઽવ્યયઃ ।
લઘિમ્નોત્પત્ય તરસા મઞ્ચમુત્તુઙ્ગમારુહત્ ॥ ૩૪॥

તમાવિશન્તમાલોક્ય મૃત્યુમાત્મન આસનાત્ ।
મનસ્વી સહસોત્થાય જગૃહે સોઽસિચર્મણી ॥ ૩૫॥

તં ખડ્ગપાણિં વિચરન્તમાશુ
શ્યેનં યથા દક્ષિણસવ્યમમ્બરે ।
સમગ્રહીદ્ દુર્વિષહોગ્રતેજા
યથોરગં તાર્ક્ષ્યસુતઃ પ્રસહ્ય ॥ ૩૬॥

પ્રગૃહ્ય કેશેષુ ચલત્કિરીટં
નિપાત્ય રઙ્ગોપરિ તુઙ્ગમઞ્ચાત્ ।
તસ્યોપરિષ્ટાત્ સ્વયમબ્જનાભઃ
પપાત વિશ્વાશ્રય આત્મતન્ત્રઃ ॥ ૩૭॥

તં સમ્પરેતં વિચકર્ષ ભૂમૌ
હરિર્યથેભં જગતો વિપશ્યતઃ ।
હાહેતિ શબ્દઃ સુમહાંસ્તદાભૂ-
દુદીરિતઃ સર્વજનૈર્નરેન્દ્ર ॥ ૩૮॥

ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની આ અદ્ભુત લીલા જોઈને બધા દર્શકોને અતિ આનંદ થયો. શ્રેષ્ઠ બ્રાહ્મણો અને સાધુ-મહાત્માઓ 'ધન્ય છે, ધન્ય છે' – કહીને તેમની પ્રશંસા કરવા લાગ્યા. પરંતુ કંસને આનાથી ભારે દુઃખ થયું. તે વધારે ઉશ્કેરાયો. ॥ ૩૦ ॥ જ્યારે તેના મુખ્ય-મુખ્ય પહેલવાનો મરાઈ ગયા અને બાકીના બધા જ ભાગી ગયા, ત્યારે ભોજરાજ કંસે વાજિન્ત્રો બંધ કરાવી દીધાં અને પોતાના સેવકોને એવી આજ્ઞા આપી કે – ॥ ૩૧ ॥ 'અરે, વસુદેવના આ દુરાચારી છોકરાઓને નગરની બહાર કાઢી મૂકો. ગોવાળોનું બધું ધન છીનવી લો અને દુર્બુદ્ધિ નંદને કેદ કરી લો. ॥ ૩૨ ॥ વસુદેવ પણ બહુ જ કુબુદ્ધિનો અને દુષ્ટ છે. તેને તુરત જ મારી નાંખો અને ઉગ્રસેન મારો પિતા હોવા છતાં પોતાના અનુયાયીઓ સહિત મારા શત્રુઓને મળેલો છે. તેથી તેને પણ જીવતો છોડશો નહીં. ॥ ૩૩ ॥ કંસ આ પ્રમાણે બકવાટ કરી રહ્યો હતો ત્યારે અત્યંત કોપેલા અવિનાશી ત્યાં વેગપૂર્વક ઠેકડો મારી ઊંચા મંચ પર ચઢી ગયા. ॥ ૩૪ ॥ જ્યારે મનસ્વી કંસે જોયું કે મારા મૃત્યુરૂપી ભગવાન શ્રીકૃષ્ણ સામે આવી ગયા, ત્યારે તે એકદમ પોતાના સિંહાસન પરથી ઊભો થઈ ગયો અને હાથમાં ઢાલ-તલવાર લઈને તે શ્રીકૃષ્ણ પર વાર કરવાનો મોકો શોધતો પેંતરા બદલવા લાગ્યો. રાજન્! પક્ષીને પકડવા માટે જેમ બાજ પક્ષી આકાશમાં ઊડતા પક્ષીની ડાબી-જમણી બાજુ આંટા મારે, તે જ રીતે શ્રીકૃષ્ણને પકડવા માટે કંસ હાથમાં તલવાર લઈ જમણી-ડાબી બાજુ પેંતરા બદલવા લાગ્યો. આકાશમાં ઊડતા બાજ પક્ષીની જેમ તે ક્યારેક જમણી બાજુ તો ક્યારેક ડાબી બાજુ જતો હતો. પરંતુ ભગવાનનું પ્રચંડ તેજ અત્યંત દુસ્સહ છે. જેમ ગરુડ સાપને પકડી લે તેમ ભગવાને બળપૂર્વક તેને પકડી લીધો. ॥ ૩૫-૩૬ ॥ તે જ સમયે તેનો મુકુટ પડી ગયો અને ભગવાને તેના કેશ પકડીને તેને તે ઊંચા મંચ પરથી રંગભૂમિમાં પટક્યો. અને પછી પરમ સ્વતંત્ર અને સમગ્ર વિશ્વના આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ તેના ઉપર સ્વયં કૂદી પડ્યા. ॥ ૩૭ ॥ તેમના કૂદતાં જ કંસનું મૃત્યુ થઈ ગયું. બધાની સામે જ ભગવાન શ્રીકૃષ્ણ કંસની લાશને ધરતી પર એ રીતે ઘસડવા લાગ્યા, જેમ સિંહ હાથીને ઘસડે. નરેન્દ્ર! તે વખતે બધાંના મુખેથી 'હાય! હાય!' શબ્દો બહુ જ ઊંચા અવાજે સાંભળવા મળ્યા. ॥ ૩૮ ॥

સ નિત્યદોદ્વિગ્નધિયા તમીશ્વરં
પિબન્ વદન્ વા વિચરન્ સ્વપઞ્છ્વસન્ ।
દદર્શ ચક્રાયુધમગ્રતો [1]ય-
સ્તદેવ રૂપં દુરવાપમાપ ॥ ૩૯॥

કંસ નિત્ય-નિરંતર અત્યંત ભયભીત થઈને શ્રીકૃષ્ણનું જ ચિંતન કરતો રહેતો હતો. તે ખાતાં-પીતાં, સૂતાં-બેસતાં, બોલતાં કે શ્વાસ લેતાં — નિરંતર પોતાની સામે હાથમાં ચક્ર લીધેલા ભગવાન શ્રીકૃષ્ણને જ જોતો રહેતો હતો. આ પ્રકારના નિરંતર ચિંતનના ફળસ્વરૂપ — (તે ભલે દ્વેષભાવથી જ કેમ નહીં) તેને ભગવાનના તે જ રૂપની પ્રાપ્તિ થઈ, સારૂપ્ય મુક્તિ થઈ, જેની પ્રાપ્તિ મોટા-મોટા તપસ્વી યોગીઓને થવી કઠણ છે. ॥ ૩૯ ॥

તસ્યાનુજા ભ્રાતરોઽષ્ટૌ કઙ્કન્યગ્રોધકાદયઃ ।
અભ્યધાવન્નભિક્રુદ્ધા ભ્રાતુર્નિર્વેશકારિણઃ ॥ ૪૦॥

તથાતિરભસાંસ્તાંસ્તુ સંયત્તાન્ રોહિણીસુતઃ ।
અહન્ પરિઘમુદ્યમ્ય પશૂનિવ મૃગાધિપઃ ॥ ૪૧॥

નેદુર્દુન્દુભયો વ્યોમ્નિ બ્રહ્મેશાદ્યા વિભૂતયઃ ।
પુષ્પૈઃ કિરન્તસ્તં પ્રીતાઃ શશંસુર્નનૃતુઃ સ્ત્રિયઃ ॥ ૪૨॥

તેષાં સ્ત્રિયો મહારાજ સુહૃન્મરણદુઃખિતાઃ ।
તત્રાભીયુર્વિનિઘ્નન્ત્યઃ શીર્ષાણ્યશ્રુવિલોચનાઃ ॥ ૪૩॥

શયાનાન્ વીરશય્યાયાં પતીનાલિઙ્ગ્ય શોચતીઃ ।
વિલેપુઃ સુસ્વરં નાર્યો વિસૃજન્ત્યો મુહુઃ શુચઃ ॥ ૪૪॥

હા નાથ પ્રિય ધર્મજ્ઞ કરુણાઽનાથવત્સલ ।
ત્વયા હતેન નિહતા વયં તે સગૃહપ્રજાઃ ॥ ૪૫॥

ત્વયા વિરહિતા પત્યા પુરીયં પુરુષર્ષભ ।
ન શોભતે વયમિવ નિવૃત્તોત્સવમઙ્ગલા ॥ ૪૬॥

અનાગસાં ત્વં ભૂતાનાં કૃતવાન્ દ્રોહમુલ્બણમ્ ।
તેનેમાં ભો દશાં નીતો ભૂતધ્રુક્ કો લભેત શમ્ ॥ ૪૭॥

સર્વેષામિહ ભૂતાનામેષ હિ પ્રભવાપ્યયઃ ।
ગોપ્તા ચ તદવધ્યાયી ન ક્વચિત્ સુખમેધતે ॥ ૪૮॥

કંસના કંક અને ન્યગ્રોધ વગેરે આઠ નાના ભાઈ હતા. તે પોતાના મોટા ભાઈનો બદલો લેવા માટે ક્રોધપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ તરફ દોડ્યા. ॥ ૪૦ ॥ જ્યારે ભગવાન બલરામજીએ જોયું કે, તે બહુ વેગથી યુદ્ધ માટે તૈયાર થઈને આવી રહ્યા છે, ત્યારે તેમણે પરીઘ ઉઠાવીને (જેમ સિંહ પશુઓને મારી નાખે તેમ) તેમને મારી નાંખ્યા. ॥ ૪૧ ॥ તે સમયે આકાશમાં દુંદુભિનાદ થવા લાગ્યો. ભગવાનના વિભૂતિસ્વરૂપ બ્રહ્માજી, શંકર વગેરે દેવતાઓ ખૂબ જ આનંદથી પુષ્પોની વૃષ્ટિ કરતા રહીને તેમની સ્તુતિ કરવા લાગ્યા. અપ્સરાઓ નાચવા લાગી. ॥ ૪૨ ॥ મહારાજ! કંસ અને તેના ભાઈઓની પત્નીઓ પોતાના પતિઓના મૃત્યુથી અત્યંત દુઃખી થઈ ગઈ. તે માથાં કૂટતી અને આંખમાંથી આંસુ સારતી ત્યાં આવી. ॥ ૪૩ ॥ વીરશય્યા પર સૂતેલા પોતાના પતિઓને ભેટી શોકગ્રસ્ત થઈ ગઈ અને ઊંચા સ્વરે વિલાપ કરવા લાગી. ॥ ૪૪ ॥ 'હા નાથ! હે પ્રિય, હે ધર્મજ્ઞ, હે કરુણામય! હે અનાથવત્સલ! તમારો નાશ થવાથી ઘર અને પ્રજા સાથે અમારો પણ નાશ થઈ ગયો. આપણાં સંતાનો અનાથ થઈ ગયાં. ॥ ૪૫ ॥ પુરુષશ્રેષ્ઠ! આ નગરીના આપ જ સ્વામી હતા. આપના વિરહમાં તેના ઉત્સવો સમાપ્ત થઈ ગયા અને તેનાં મંગળચિહ્નો ઊતરી ગયાં. આ નગરી અમારી જેમ વિધવા બનીને શોભાહીન થઈ ગઈ. ॥ ૪૬ ॥ સ્વામી! તમે નિરપરાધ લોકો સાથે ઉગ્ર દ્રોહ કર્યો હતો, અન્યાય કર્યો હતો, તેથી આપની આ ગતિ થઈ. સાચું જ છે, જે જગતના પ્રાણીઓ સાથે દ્રોહ કરે છે, તેમનું અહિત કરે છે, એવો કયો પુરુષ શાંતિને પ્રાપ્ત થઈ શકે? ॥ ૪૭ ॥ આ ભગવાન શ્રીકૃષ્ણ જગતના સમસ્ત પ્રાણીઓની ઉત્પત્તિ અને પ્રલયના આધાર છે. આ જ રક્ષક પણ છે. જે એમનું બૂરું ઇચ્છે છે, એમનો તિરસ્કાર કરે છે, તે ક્યારેય સુખી થઈ શકતો નથી. ॥ ૪૮ ॥

૧. યતસ્તદેવ ।

*શ્રીશુક ઉવાચ*

રાજયોષિત આશ્વાસ્ય ભગવાઁલ્લોકભાવનઃ ।
યામાહુર્લૌકિકીં સંસ્થાં હતાનાં સમકારયત્ ॥ ૪૯॥

માતરં પિતરં ચૈવ મોચયિત્વાડથ બન્ધનાત્ ।
કૃષ્ણરામૌ વવન્દાતે શિરસાડડસ્પૃશ્ય પાદયોઃ ॥ ૫૦॥

દેવકી વસુદેવશ્ચ વિજ્ઞાય જગદીશ્વરૌ ।
કૃતસંવન્દનૌ પુત્રૌ સસ્વજાતે ન[1] શઙ્કિતૌ ॥ ૫૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ જ સંપૂર્ણ જગતના જીવનદાતા છે. તેમણે કંસની પત્નીઓને આશ્વાસન આપ્યું, સાન્ત્વના આપી પછી લોક-વ્યવહાર પ્રમાણે મૃત્યુ પામનારનું જે રીતે ક્રિયા-કર્મ થાય છે, તે પ્રમાણે બધું કરાવ્યું. ॥ ૪૯ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ જેલમાં જઈને પોતાના માતા-પિતાને બંધનમાંથી છોડાવ્યા અને મસ્તકથી સ્પર્શ કરીને તેમના ચરણોમાં વન્દન કર્યાં. ॥ ૫૦ ॥ પરંતુ પોતાના પુત્રોના પ્રણામ કરવા છતાં પણ દેવકી અને વસુદેવે તેમને જગદીશ્વર સમજીને પોતાના હૃદયે ચાંપ્યા નહીં. તેમને શંકા થઈ ગઈ કે અમે જગદીશ્વરને પુત્ર કઈ રીતે સમજીએ! ॥ ૫૧ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] પૂર્વાર્ધે કંસવધો નામ ચતુશ્ચત્વારિંશોડધ્યાયઃ ॥ ૪૪ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત કંસવધ નામનો ચુંમાલીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# પિસ્તાલીસમો અધ્યાય

## શ્રીકૃષ્ણ-બલરામનું યજ્ઞોપવીત અને ગુરુકુળમાં પ્રવેશ

*શ્રીશુક ઉવાચ[3]*

પિતરાવુપલબ્ધાર્થૌ વિદિત્વા પુરુષોત્તમઃ ।
મા ભૂદિતિ નિજાં માયાં તતાન જનમોહિનીમ્ ॥ ૧॥

ઉવાચ પિતરાવેત્ય સાગ્રજઃ સાત્વતર્ષભઃ ।
પ્રશ્રયાવનતઃ પ્રીણન્નમ્બ તાતેતિ સાદરમ્ ॥ ૨॥

નાસ્મત્તો યુવયોસ્તાત નિત્યોત્કણ્ઠિતયોરપિ ।
બાલ્યપૌગણ્ડકૈશોરાઃ પુત્રાભ્યામભવન્ ક્વચિત્ ॥ ૩॥

ન લબ્ધો દૈવહતયોર્વાસો નૌ ભવદન્તિકે ।
યાં બાલાઃ પિતૃગેહસ્થા વિન્દન્તે લાલિતા મુદમ્ ॥ ૪॥

સર્વાર્થસમ્ભવો દેહો જનિતઃ પોષિતો યતઃ ।
ન તયોર્યાતિ નિર્વેશં પિત્રોર્મર્ત્યઃ શતાયુષા ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે માતા-પિતાને મારા ઐશ્વર્યનું, મારા ભગવદ્ભાવનું જ્ઞાન થઈ ગયું છે, પરંતુ તેમને આવું જ્ઞાન થવું ન જોઈએ. (આનાથી તેઓ પુત્ર-સ્નેહનું સુખ નહીં પામી શકે.) એવું વિચારીને તેમણે તેમના પર પોતાની તે યોગમાયાનો પડદો નાખી દીધો, જે તેમના સ્વજનોને મુગ્ધ કરીને તેમની લીલામાં સહાયક થાય છે. ॥ ૧ ॥ યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણ મોટાભાઈ બલરામજીની સાથે પોતાના મા-બાપ પાસે જઈને આદર અને વિનયપૂર્વક નમીને 'હે માતા! હે પિતા!' આ સંબોધનથી તેમને પ્રસન્ન કરતાં કહેવા લાગ્યા– ॥ ૨ ॥ 'હે પિતા! હે માતા! અમે તમારા પુત્ર છીએ અને તમે અમારા માટે હંમેશાં આતુર રહ્યા છો, તેમ છતાં અમારી બાલ્યાવસ્થાનું, પોગંડ અવસ્થાનું અને કિશોર અવસ્થાનું સુખ તમને મળ્યું નથી. ॥ ૩ ॥ કમનસીબે અમને આપની પાસે રહેવાનું સૌભાગ્ય પણ પ્રાપ્ત ન થયું. તેથી બાળકોને માતા-પિતાના ઘરમાં રહીને જે લાડ-પ્યારનું સુખ મળે છે તે અમને પણ ન મળી શક્યું. ॥ ૪ ॥ પિતા અને માતા જ આ શરીરને જન્મ આપે છે અને આનું લાલન-પાલન કરે છે. ત્યારે ક્યાંક

૧. અશઙ્કિતૌ । ૨. દશમસ્કન્ધે કંસવધો । ૩. બાદરાયણિરુવાચ ।

યસ્તયોરાત્મજઃ કલ્પ આત્મના ચ ધનેન ચ ।
વૃત્તિં ન દદ્યાત્તં પ્રેત્ય સ્વમાંસં ખાદયન્તિ હિ ॥ ૬॥

માતરં પિતરં વૃદ્ધં ભાર્યાં સાધ્વીં સુતં શિશુમ્ ।
ગુરું વિપ્રં પ્રપન્નં ચ કલ્પોઽબિભ્રચ્છ્‌વસન્ મૃતઃ ॥ ૭॥

તન્નાવકલ્પયોઃ કંસાન્નિત્યમુદ્વિગ્નચેતસોઃ ।
મોઘમેતે વ્યતિક્રાન્તા દિવસા વામનર્ચતોઃ ॥ ૮॥

તત્ ક્ષન્તુમર્હથસ્તાત માતર્નૌ પરતન્ત્રયોઃ ।
અકુર્વતોર્વાં શુશ્રૂષાં ક્લિષ્ટયોર્દુર્હૃદા ભૃશમ્ ॥ ૯॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ માયામનુષ્યસ્ય હરેર્વિશ્વાત્મનો ગિરા ।
મોહિતાવઙ્કમારોપ્ય પરિષ્વજ્યાપતુર્મુદમ્ ॥ ૧૦॥

સિઞ્ચન્તાવશ્રુધારાભિઃ સ્નેહપાશેન ચાવૃતૌ ।
ન કિઞ્ચિદૂચતુ[1] રાજન્ બાષ્પકણ્ઠૌ વિમોહિતૌ ॥ ૧૧॥

એવમાશ્વાસ્ય પિતરૌ ભગવાન્ દેવકીસુતઃ ।
માતામહં તૂગ્રસેનં યદૂનામકરોન્નૃપમ્ ॥ ૧૨॥

આહ ચાસ્માન્ મહારાજ પ્રજાશ્ચાજ્ઞમુમર્હસિ ।
યયાતિશાપાદ્ યદુભિર્નાસિતવ્યં નૃપાસને ॥ ૧૩॥

મયિ ભૃત્ય ઉપાસીને ભવતો વિબુધાદયઃ ।
બલિં હરન્ત્યવનતાઃ કિમુતાન્યે નરાધિપાઃ[2] ॥ ૧૪॥

સર્વાન્ સ્વાઞ્જ્ઞાતિસંબન્ધાન્ દિગ્ભ્યઃ કંસભયાકુલાન્[3] ।
યદુવૃષ્ણ્યન્ધકમધુદાશાર્હકુકુરાદિકાન્ ॥ ૧૫॥

આ શરીર ધર્મ, અર્થ, કામ અથવા મોક્ષની પ્રાપ્તિનું સાધન બને છે. જો કોઈ મનુષ્ય સો વર્ષ સુધી જીવીને મા-બાપની સેવા કરતો રહે, તો પણ તે તેમના ઉપકારોથી ઋણમુક્ત થઈ શકતો નથી. ॥ ૫ ॥ જે પુત્ર સામર્થ્ય હોવા છતાં પણ પોતાના મા-બાપની શરીર અને ધનથી સેવા કરતો નથી, તેના મૃત્યુ પછી યમદૂતો તેને તેના શરીરનું માંસ ખવડાવે છે. ॥ ૬ ॥ જે પુરુષ સમર્થ હોવા છતાં પણ વૃદ્ધ માતા-પિતા, સતીપત્ની, બાળકો, ગુરુ, બ્રાહ્મણો અને શરણાગતનું ભરણ-પોષણ કરતો નથી, તે જીવતો હોવા છતાં પણ મુડદા જેવો છે. ॥ ૭ ॥ હે પિતાજી! અમારા આટલા દિવસો વ્યર્થ ચાલ્યા ગયા. કારણ કે કંસના ભયથી હંમેશાં વ્યાકુળ રહેવાને કારણે અમે તમારી સેવા કરવામાં અસમર્થ રહ્યા. ॥ ૮ ॥ હે માતા! હે પિતા! આપ બન્ને અમને ક્ષમા કરો. અરે, દુષ્ટ કંસે તમને બહુ કષ્ટ આપ્યું, પરંતુ અમે પરતંત્ર હોવાને કારણે તમારી કોઈ સેવા-શુશ્રૂષા કરી ન શક્યા.' ॥ ૯ ॥

ઙ । શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! પોતાની લીલાથી મનુષ્ય બનેલા વિશ્વાત્મા શ્રીહરિની આ વાણીથી મોહિત થઈ દેવકી-વસુદેવે તેમને ખોળામાં બેસાડ્યા અને હૃદયે ચાંપીને પરમાનંદને પ્રાપ્ત થયાં. ॥ ૧૦ ॥ રાજન્! તેઓ સ્નેહપાશમાં બંધાઈને પૂર્ણપણે મોહિત થઈ ગયાં અને અશ્રુધારાથી તેમનો અભિષેક કરવા લાગ્યાં. ત્યાં સુધી કે આંસુઓને કારણે ગળું રુંધાઈ જવાથી તેઓ કાંઈ બોલી શક્યાં નહીં. ॥ ૧૧ ॥

દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે પોતાના માતા-પિતાને સાન્ત્વના આપીને પોતાના માતામહ (નાના) ઉગ્રસેનને યાદવોના રાજા બનાવી દીધા. ॥ ૧૨ ॥ અને તેમને કહ્યું – 'મહારાજ! અમે આપની પ્રજા છીએ. આપ અમારા લોકો પર શાસન કરો. રાજા યયાતિનો શાપ હોવાથી યાદવો રાજ્યસિંહાસન પર બેસી શકતા નથી. (પરંતુ મારી એવી જ ઇચ્છા છે, તેથી તમને કોઈ દોષ નથી.) ॥ ૧૩ ॥ જ્યારે હું સેવકની જેમ તમારી સેવા કરતો રહીશ, ત્યારે મોટા-મોટા દેવતાઓ પણ મસ્તક નમાવીને તમને ભેટ આપશે. તો બીજા રાજાઓ આપશે તેમાં તો નવાઈ જ શું!' ॥ ૧૪ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ જ સંપૂર્ણ વિશ્વના વિધાતા છે. તેમણે જે કંસના ભયથી વ્યાકુળ થઈને આમ-તેમ ભાગી ગયેલા યાદવ, વૃષ્ણિ, અંધક, મધુ, દાશાર્હ અને કુકુર વગેરે વંશોના સઘળા જ્ઞાતિજનો –

૧. કિઞ્ચનોચતુ । ૨. નૃપાદયઃ । ૩. ળભયાર્દિતાન્ ।

સભાજિતાન્ સમાશ્વાસ્ય વિદેશાવાસકર્શિતાન્ ।
ન્યવાસયત્ સ્વગેહેષુ વિત્તૈઃ સન્તર્પ્ય વિશ્વકૃત્ ॥ ૧૬॥

કૃષ્ણસઙ્કર્ષણભુજૈર્ગુપ્તા લબ્ધમનોરથાઃ ।
ગૃહેષુ રેમિરે સિદ્ધાઃ કૃષ્ણરામગતજ્વરાઃ ॥ ૧૭॥

વીક્ષન્તોઽહરહઃ પ્રીતા મુકુન્દવદનામ્બુજમ્ ।
નિત્યં પ્રમુદિતં શ્રીમત્ સદયસ્મિતવીક્ષણમ્ ॥ ૧૮॥

તત્ર પ્રવયસોઽપ્યાસન્ યુવાનોઽતિબલૌજસઃ ।
પિબન્તોઽક્ષૈર્મુકુન્દસ્ય મુખામ્બુજસુધાં મુહુઃ ॥ ૧૯॥

અથ નન્દં સમાસાદ્ય ભગવાન્ દેવકીસુતઃ ।
સઙ્કર્ષણશ્ચ રાજેન્દ્ર પરિષ્વજ્યેદમૂચતુઃ ॥ ૨૦॥

પિતર્યુવાભ્યાં સ્નિગ્ધાભ્યાં પોષિતૌ લાલિતૌ ભૃશમ્ ।
પિત્રોરભ્યધિકા પ્રીતિરાત્મજેષ્વાત્મનોઽપિ હિ ॥ ૨૧॥

સ પિતા સા ચ જનની યૌ પુષ્ણીતાં સ્વપુત્રવત્ ।
શિશૂન્ બન્ધુભિરુત્સૃષ્ટાનકલ્પૈઃ પોષરક્ષણે ॥ ૨૨॥

યાત યૂયં વ્રજં તાત વયં ચ સ્નેહદુઃખિતાન્ ।
જ્ઞાતીન્ વો દ્રષ્ટુમેષ્યામો વિધાય સુહૃદાં સુખમ્ ॥ ૨૩॥

એવં સાન્ત્વય્ય ભગવાન્ નન્દં સવ્રજમચ્યુતઃ ।
વાસોઽલઙ્કારકુપ્યાદ્યૈરર્હયામાસ સાદરમ્ ॥ ૨૪॥

ઈત્યુક્તસ્તૌ પરિષ્વજ્ય નન્દઃ પ્રણયવિહ્વલઃ ।
પૂરયન્નશ્રુભિર્નેત્રે સહ ગોપૈર્વ્રજં યયૌ ॥ ૨૫॥

અથ શૂરસુતો રાજન્ પુત્રયોઃ સમકારયત્ ।
પુરોધસા બ્રાહ્મણૈશ્ચ યથાવદ્ દ્વિજસંસ્કૃતિમ્ ॥ ૨૬॥

સંબંધીઓને શોધી શોધીને બોલાવડાવ્યા. તેમને ઘર છોડીને બહાર રહેવામાં મોટું કષ્ટ ઉઠાવવું પડ્યું હતું. ભગવાને તેમનો સત્કાર કર્યો, સાન્ત્વના આપી અને તેમને બહુ જ ધન-સંપત્તિ આપીને તૃપ્ત કર્યા તથા પોત-પોતાનાં ઘરોમાં વસાવી દીધાં. ॥ ૧૫-૧૬ ॥ હવે તમામ યાદવો ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીના બાહુબળથી સુરક્ષિત હતા. તેમની કૃપાથી તેમને કોઈ પ્રકારનું દુઃખ ન હતું. તેમના બધા મનોરથો સફળ થઈ ગયા હતા. તેઓ કૃતાર્થ થઈ ગયા. હવે તેઓ પોતાનાં ઘરોમાં આનંદથી રહેવા લાગ્યા. ॥ ૧૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણનું વદન આનંદનું સદન છે. તેઓ નિત્ય પ્રફુલ્લિત, ક્યારેય ન કરમાવાવાળા કમળ છે. તેનું સૌન્દર્ય અપાર છે. કરુણાર્દ્ર અને મંદ સ્મિતવાળા શ્રીકૃષ્ણના મુખકમળનું હંમેશાં દર્શન કરી યાદવો પ્રસન્ન થતા. ॥ ૧૮ ॥ મથુરાના વૃદ્ધ પુરુષો પણ યુવકો જેવા બળવાન અને ઉત્સાહી થઈ ગયા હતા, કેમકે, તેઓ પોતાનાં નેત્રોના પડિયા વડે વારંવાર ભગવાનના મુખારવિંદના અમૃતનું પાન કરતા હતા. ॥ ૧૯ ॥

પ્રિય પરીક્ષિત! ત્યાર પછી દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી બન્ને નંદબાવા પાસે આવ્યા, તેમને ભેટી પડ્યા અને કહેવા લાગ્યા – ॥ ૨૦ ॥ 'બાબા! તમે અને મા યશોદાએ ખૂબ સ્નેહ અને લાડથી અમારું પાલન-પોષણ કર્યું છે. એમાં કોઈ શંકા નથી કે, મા-બાપ પોતાના સંતાનને પોતાના શરીરથી અધિક સ્નેહ કરે છે. ॥ ૨૧ ॥ જેમને પાલન-પોષણ ન કરી શકવાને કારણે સ્વજન-સંબંધીઓએ છોડી દીધાં છે, તે બાળકોને જે લોકો પોતાના પુત્ર જેવા લાડ-પ્યારથી ઉછેરે છે તે જ વાસ્તવમાં તેમના મા-બાપ છે. ॥ ૨૨ ॥ બાબા! હવે તમે લોકો વ્રજમાં જાઓ. એમાં શંકા નથી કે અમારા વિના વાત્સલ્ય-સ્નેહને કારણે તમને બધાંને બહુ દુઃખ થશે. અહીંના સુહૃદ-સંબંધીઓને સુખી કરીને અમે તમને મળવા આવીશું. ॥ ૨૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણે નંદબાવા અને બીજા વ્રજવાસીઓને આ પ્રમાણે સાન્ત્વના આપી બહુ જ આદરપૂર્વક વસ્ત્ર-આભૂષણો અને અનેક ધાતુઓનાં વાસણો વગેરે આપી તેમનું સન્માન કર્યું. ॥ ૨૪ ॥ ભગવાનની વાત સાંભળીને નંદબાવા પ્રેમ-અધીરા થઈને બન્ને ભાઈઓને ભેટી પડ્યા અને નેત્રોથી આંસુ સારતા ગોપોની સાથે વ્રજ જવા માટે વિદાય થઈ ગયા. ॥ ૨૫ ॥

હે રાજન્! ત્યાર પછી વસુદેવજીએ પોતાના પુરોહિત ગર્ગાચાર્યજી તથા બીજા બ્રાહ્મણો પાસે બન્ને પુત્રોના વિધિપૂર્વક દ્વિજ સંસ્કાર (યજ્ઞોપવીત-સંસ્કાર) કરાવ્યા. ॥ ૨૬ ॥

તેભ્યોઽદાદ્ દક્ષિણા ગાવો રુક્મમાલાઃ સ્વલઙ્કૃતાઃ ।
સ્વલઙ્કૃતેભ્યઃ સમ્પૂજ્ય સવત્સાઃ ક્ષૌમમાલિનીઃ ॥ ૨૭॥

યાઃ કૃષ્ણરામજન્મર્ક્ષે મનોદત્તા મહામતિઃ ।
તાશ્ચાદદાદનુસ્મૃત્ય કંસેનાધર્મતો હૃતાઃ ॥ ૨૮॥

તતશ્ચ લબ્ધસંસ્કારૌ દ્વિજત્વં પ્રાપ્ય સુવ્રતૌ ।
ગર્ગાદ્ યદુકુલાચાર્યાદ્ ગાયત્રં વ્રતમાસ્થિતૌ ॥ ૨૯॥

પ્રભવૌ સર્વવિદ્યાનાં સર્વજ્ઞૌ જગદીશ્વરૌ ।
નાન્યસિદ્ધામલજ્ઞાનં ગૂહમાનૌ નરેહિતૈઃ ॥ ૩૦॥

અથો ગુરુકુલે વાસમિચ્છન્તાવુપજગ્મતુઃ ।
કાશ્યં સાન્દીપનિં નામ હ્યવન્તીપુરવાસિનમ્ ॥ ૩૧॥

યથોપસાદ્ય તૌ દાન્તૌ ગુરૌ વૃત્તિમનિન્દિતામ્ ।
ગ્રાહયન્તાવુપેતૌ સ્મ ભક્ત્યા દેવમિવાદૃતૌ ॥ ૩૨॥

તયોર્દ્વિજવરસ્તુષ્ટઃ શુદ્ધભાવાનુવૃત્તિભિઃ ।
પ્રોવાચ વેદાનખિલાન્ સાઙ્ગોપનિષદો ગુરુઃ ॥ ૩૩॥

સરહસ્યં ધનુર્વેદં ધર્માન્ ન્યાયપથાંસ્તથા ।
તથા ચાન્વીક્ષિકીં વિદ્યાં રાજનીતિં ચ ષડ્વિધામ્ ॥ ૩૪॥

સર્વં નરવરશ્રેષ્ઠૌ સર્વવિદ્યાપ્રવર્તકૌ ।
સકૃન્નિગદમાત્રેણ તૌ સઞ્જગૃહતુર્નૃપ ॥ ૩૫॥

અહોરાત્રૈશ્ચતુઃષષ્ટ્યા સંયત્તૌ તાવતીઃ કલાઃ ।
ગુરુદક્ષિણયાઽઽચાર્યં છન્દયામાસતુર્નૃપ ॥ ૩૬॥

તેમણે વિવિધ પ્રકારનાં વસ્ત્રો અને આભૂષણોથી બ્રાહ્મણોનો સત્કાર કરી ઘણી જ દક્ષિણા તથા વાછરડાંવાળી ગાયો દાનમાં આપી. બધી ગાયોના ગળામાં સોનાની માળા પહેરાવી હતી તથા બીજાં પણ ઘણાં આભૂષણો અને રેશમી વસ્ત્રોથી શણગારી હતી. ॥ ૨૭ ॥ મહામતિ વસુદેવજીએ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીના જન્મ-નક્ષત્રમાં જેટલી ગાયો આપવાનો સંકલ્પ કર્યો હતો તે ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી. જોકે વસુદેવજી પાસેથી બધી ગાયો કંસે છીનવી લીધી હતી. તે હવે છોડાવીને સંકલ્પ પ્રમાણે દાનમાં આપી. ॥ ૨૮ ॥ આ પ્રમાણે યાદવોના આચાર્ય ગર્ગાચાર્યજી પાસે સંસ્કાર કરાવીને બલરામજી અને ભગવાન શ્રીકૃષ્ણ બન્ને ઉપનયન સંસ્કાર દ્વારા ગાયત્રીવ્રતમાં નિષ્ઠાવાળા થઈ દ્વિજ બન્યા. ॥ ૨૯ ॥ રાજન્! શ્રીબલરામજી અને ભગવાન શ્રીકૃષ્ણ સર્વ વિદ્યાઓનું ઉત્પત્તિસ્થાન, સર્વજ્ઞ તથા જગતના ઈશ્વર હોવા છતાં તેમણે પોતાના સ્વતઃસિદ્ધ નિર્મળ જ્ઞાનને મનુષ્ય-લીલાથી છુપાવી રાખ્યું હતું. ॥ ૩૦ ॥

હવે તે બન્ને ગુરુકુળમાં નિવાસ કરવાની ઇચ્છાથી ઉજ્જયિનીમાં કશ્યપગોત્રી સાન્દીપનિ મુનિ પાસે ગયા. ॥ ૩૧ ॥ તે બન્ને ભાઈ વિધિપૂર્વક ગુરુજી પાસે રહેવા લાગ્યા. તે વખતે તેઓ જિતેન્દ્રિય બની ગુરુસમીપે નિર્દોષપણે કેવી રીતે રહેવું તે પોતાની સાથે અભ્યાસ કરતા બીજા વિદ્યાર્થીઓને શિખવાડતા હતા. તેઓ ગુરુવરની શુદ્ધભાવે ઇષ્ટદેવ જેવી સેવા કરવા લાગ્યા. ॥ ૩૨ ॥ તેમની સેવાથી ગુરુજી તે બન્ને ભાઈઓ પર બહુ પ્રસન્ન થયા અને તેમણે તેમને છયે શાસ્ત્રો અને ઉપનિષદો સહિત સંપૂર્ણ વેદો ભણાવ્યા. ॥ ૩૩ ॥ એ સિવાય મંત્રો અને દેવતાઓના જ્ઞાન સાથે ધનુર્વેદ, મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રો, મીમાંસા વગેરે વેદોનું તાત્પર્ય બતાવનારાં શાસ્રો, તર્કવિદ્યા (ન્યાયશાસ્ત્ર) વગેરે પણ ભણાવ્યાં. સાથે-સાથે સન્ધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ અને આશ્રય – આ છ ભેદોથી યુક્ત રાજનીતિનો પણ અભ્યાસ કરાવ્યો. ॥ ૩૪ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ બધી વિદ્યાઓના પ્રવર્તક છે. અત્યારે માત્ર શ્રેષ્ઠ મનુષ્ય જેવો વ્યવહાર કરતા રહીને તેઓ અધ્યયન કરી રહ્યા હતા. તેમણે માત્ર ગુરુજીના એક જ વાર કહેવાથી બધી વિદ્યાઓ શીખી લીધી. ॥ ૩૫ ॥ માત્ર ચોસઠ દિવસમાં જ સંયમશિરોમણિ બન્ને ભાઈઓએ ચોસઠ કળાઓનું* જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. આ પ્રમાણે અધ્યયન સમાપ્ત થઈ જવાથી

* ચોસઠ કળાઓ આ મુજબ છે –

૧. સંગીતકલા, ૨. વાદ્ય – જાત-જાતનાં વાજાં વગાડવાં, ૩. નૃત્ય, ૪. નાટ્ય, ૫. ચિત્રકામ, ૬. ઉત્તમ આકૃતિઓ બનાવવી, ૭. ચોખાના કે પુષ્પના સાથિયા વગેરે પૂજાના ઉપહારની રચના કરવી, ૮. પુષ્પોની શય્યા બનાવવી, ૯. દાંત, વસ્ત્ર અને શરીરનાં અંગોને રંગવાં, ૧૦. લાદી ઉપર મણિ જડવા, ૧૧. શય્યા-રચના, ૧૨. જળ પર બંધ બાંધવો, ૧૩. જાત-જાતની સિદ્ધિઓ દેખાડવી, ૧૪. હાર, માળા વગેરે બનાવવાં,

દ્વિજસ્તયોસ્તં મહિમાનમદ્ભુતં
સંલક્ષ્ય રાજન્નતિમાનુષીં મતિમ્ ।
સમ્મન્ત્ર્ય પત્ન્યા સ મહાર્ણવે મૃતં
બાલં પ્રભાસે વરયામ્બભૂવ હ ॥ ૩૭॥

તેમણે સાન્દીપનિ મુનિને પ્રાર્થના કરી કે 'આપની ઇચ્છા હોય તે ગુરુ-દક્ષિણા માંગો.' ॥ ૩૬ ॥ મહારાજ! સાન્દીપનિ મુનિએ તેમનો અદ્ભુત મહિમા અને અલૌકિક બુદ્ધિનો અનુભવ કરી લીધો હતો. તેથી તેમણે તેમનાં પત્નીને પૂછીને દક્ષિણા માગી કે 'પ્રભાસ ક્ષેત્રમાં અમારો પુત્ર સમુદ્રમાં ડૂબીને મરી ગયો હતો, તેને તમે લાવી આપો.' ॥ ૩૭ ॥ બલરામજી અને શ્રીકૃષ્ણ અનંત પરાક્રમી હતા. બન્નેય મહારથી હતા. તેમણે 'બહુ સારું' કહીને ગુરુજીની આજ્ઞા સ્વીકારી લીધી અને રથમાં બેસી પ્રભાસક્ષેત્રમાં ગયા. તેઓ ક્ષણભર સમુદ્ર-કિનારે બેઠા. તે સમયે તેમને સાક્ષાત્ ઈશ્વર જાણીને સમુદ્ર અનેક પ્રકારની પૂજાસામગ્રી લઈને ત્યાં આવ્યો. ॥ ૩૮ ॥ ભગવાને સમુદ્રને કહ્યું, 'સમુદ્ર! તમે અહીં તમારા મોટા-મોટા તરંગોથી અમારા જે ગુરુપુત્રને ખેંચી ગયા છો, તેને તુરત જ લાવી આપો.' ॥ ૩૯ ॥

તથેત્યથારુહ્ય મહારથૌ રથં
પ્રભાસમાસાદ્ય દુરન્તવિક્રમૌ ।
વેલામુપવ્રજ્ય નિષીદતુઃ ક્ષણં
સિન્ધુર્વિદિત્વાઽર્હણમાહરત્તયોઃ ॥ ૩૮॥

તમાહ ભગવાનાશુ ગુરુપુત્રઃ પ્રદીયતામ્ ।
યોઽસાવિહ ત્વયા ગ્રસ્તો બાલકો મહતોર્મિણા ॥ ૩૯॥

સમુદ્ર ઉવાચ

નૈવાહાર્ષમહં દેવ દૈત્યઃ પઞ્ચજનો મહાન્ ।
અન્તર્જલચરઃ કૃષ્ણ શઙ્ખરૂપધરોઽસુરઃ ॥ ૪૦॥

મનુષ્યવેશધારી સમુદ્રે કહ્યું – 'દેવાધિદેવ શ્રીકૃષ્ણ! મેં તે બાળકને લીધો નથી. મારા જલમાં પંચજન નામનો એક મોટો દૈત્યજાતિનો અસુર શંખના રૂપમાં રહે છે. તેણે જ તે બાળકનું હરણ કર્યું હશે.' ॥ ૪૦ ॥ સમુદ્રની વાત સાંભળીને ભગવાને તુરત જ જલમાં પ્રવેશ કર્યો અને શંખાસુરને મારી નાખ્યો. પરંતુ તે બાળક તેના ઉદરમાં ન હતો. ॥ ૪૧ ॥

આસ્તે તેનાહૃતો નૂનં તચ્છ્રુત્વા સત્વરં પ્રભુઃ ।
જલમાવિશ્ય તં હત્વા નાપશ્યદુદરેઽર્ભકમ્ ॥ ૪૧॥

૧૫. ફૂલોનાં આભૂષણો બનાવવાં – કાન અને અંબોડા માટે. ૧૬. કપડાં અને આભૂષણો બનાવવાં, ૧૭. ફૂલના આભૂષણોનો શણગાર કરવો, ૧૮. પુષ્પો કે કમળપત્રના કાનમાં પહેરવાનાં આભૂષણો બનાવવાં, ૧૯. સુગન્ધિત તેલ, અત્તર વગેરે બનાવવાં, ૨૦. ઇન્દ્રજાલ, જાદૂકલા, ૨૧. અનેક પ્રકારની વેષભૂષા ધારણ કરવી, ૨૨. ફૂર્તિથી હસ્તકલા દેખાડવી, ૨૩. જાતજાતનાં ભોજન બનાવવાં, ૨૪. જાત-જાતની પીવાની વસ્તુઓ બનાવવી, ૨૫. સીવણકલા, ૨૬. કઠપૂતળીઓ બનાવવી અને તેમને નચાવવી, ૨૭. ઉખાણાં-પ્રહેલિકા, ૨૮ મૂર્તિઓ બનાવવી, ૨૯. કૂટનીતિ, ૩૦. ગ્રંથોના અધ્યાપનમાં દક્ષતા, ૩૧. નાટક, આખ્યાનોની રચના કરવી, ૩૨. સમસ્યાઓની પૂર્તિ કરવી, ૩૩. ખુરશી, ખાટલો ભરવાની તથા સોટી, બાણ બનાવવાની કલા, ૩૪. ગાલીચા, દરી, ચટાઈ વગેરે બનાવવાં, ૩૫. સુથારીકામ, ૩૬. ગૃહઉદ્યોગ, ૩૭. સોના-ચાંદી-ધાતુ તથા હીરા, પન્ના, રત્નોની પરીક્ષા, ૩૮. સોના, ચાંદી, તાંબાની શુદ્ધ ધાતુ બનાવવાની કળા, ૩૯ મણિઓના રંગ ઓળખવા, ૪૦. ખાણોની ઓળખ, ૪૧. વૃક્ષોની માવજત, ૪૨. ઘેટાં, મરઘાં લડાવવાની કળા, ૪૩. પોપટ-મેનાની ભાષા બોલવી, ૪૪. મારણવિદ્યા, ૪૫. કેશ-વેણી ગૂંથણ, ૪૬. મુઠ્ઠીની વસ્તુ અને મનની વાત જાણી લેવી, ૪૭. મ્લેચ્છ-કાવ્યોને સમજવાં, ૪૮. વિભિન્ન દેશોની ભાષાનું જ્ઞાન, ૪૯. શુકન-અપશુકન પારખવાં, પ્રશ્નોના ઉત્તરમાં શુભ-અશુભ સમજવું અને કહેવું, ૫૦. અનેક પ્રકારના યંત્રો બનાવવા, ૫૧. રત્નોને અનેક પ્રકારના આકારમાં કાપવા, ૫૨. સાંકેતિક ભાષા બનાવવી, ૫૩. મનોવિજ્ઞાનકલા, ૫૪. નવા-નવા શબ્દોના અર્થ શોધવા તથા શબ્દો શોધવા, ૫૫. છલવિદ્યાથી કામ બનાવી લેવું, ૫૬. સઘળા કોશોનું જ્ઞાન, ૫૭ સમસ્ત છન્દોનું જ્ઞાન, ૫૮. વસ્ત્રગોપનકલા, ૫૯. દ્યૂતક્રીડા, ૬૦. દૂર રહેલા મનુષ્યનું અથવા વસ્તુનું આકર્ષણ કરવું, ૬૧. બાળકોની રમતો, ૬૨. મંત્રવિદ્યા, ૬૩. વિજય પ્રાપ્ત કરાવનાર વિદ્યા, ૬૪ વેતાલ વગેરેને વશ કરવાની વિદ્યા.

તદઙ્ગપ્રભવં શઙ્ખમાદાય રથમાગમત્ ।
તતઃ સંયમનીં નામ યમસ્ય દયિતાં પુરીમ્ ॥ ૪૨॥

ગત્વા જનાર્દનઃ શઙ્ખં પ્રદધ્મૌ સહલાયુધઃ ।
શઙ્ખનિર્હ્રાદમાકર્ણ્ય પ્રજાસંયમનો યમઃ ॥ ૪૩॥

તયોઃ સપર્યાં મહતીં ચક્રે ભક્ત્યુપબૃંહિતામ્ ।
ઉવાચાવનતઃ કૃષ્ણં સર્વભૂતાશયાલયમ્ ।
લીલામનુષ્ય હે વિષ્ણો યુવયોઃ કરવામ કિમ્ ॥ ૪૪॥

*શ્રીભગવાનુવાચ*

ગુરુપુત્રમિહાનીતં નિજકર્મનિબન્ધનમ્ ।
આનયસ્વ મહારાજ મચ્છાસનપુરસ્કૃતઃ ॥ ૪૫॥

તથેતિ તેનોપાનીતં ગુરુપુત્રં યદૂત્તમૌ ।
દત્ત્વા સ્વગુરવે ભૂયો વૃણીષ્વેતિ તમૂચતુઃ ॥ ૪૬॥

*ગુરુરુવાચ*

સમ્યક્ સમ્પાદિતો વત્સ ભવદ્ભ્યાં ગુરુનિષ્ક્રયઃ ।
કો નુ યુષ્મદ્વિધગુરોઃ કામાનામવશિષ્યતે ॥ ૪૭॥

ગચ્છતં સ્વગૃહં વીરૌ કીર્તિર્વામસ્તુ પાવની ।
છન્દાંસ્યયાતયામાનિ ભવન્ત્વિહ પરત્ર ચ ॥ ૪૮॥

ગુરુણૈવમનુજ્ઞાતૌ રથેનાનિલરંહસા ।
આયાતૌ સ્વપુરં તાત પર્જન્યનિનદેન વૈ ॥ ૪૯॥

સમનન્દન્ પ્રજાઃ સર્વા દૃષ્ટ્વા રામજનાર્દનૌ ।
અપશ્યન્ત્યો બહ્વહાનિ નષ્ટલબ્ધધના ઈવ ॥ ૫૦॥

ત્યારે તેના શરીરનો શંખ લઈને ભગવાન રથમાં બેસી પાછા આવ્યા! ત્યાંથી બલરામજી સાથે શ્રીકૃષ્ણે યમરાજની પ્રિય નગરી સંયમનીમાં જઈને શંખનાદ કર્યો. શંખનો ઘોષ સાંભળીને તમામ પ્રજાનું શાસન કરવાવાળા યમરાજે તેમનું સ્વાગત કર્યું અને ભક્તિભાવપૂર્વક વિધિ અનુસાર તેમની પૂજા કરી. તેમણે વિનયપૂર્વક નમીને સઘળાં પ્રાણીઓના હૃદયમાં બિરાજેલા સચ્ચિદાનંદસ્વરૂપ ભગવાનને કહ્યું – 'લીલાથી જ મનુષ્ય બનેલા હે સર્વવ્યાપક પરમેશ્વર! હું આપ બન્નેની શું સેવા કરું?' ॥ ૪૨-૪૪ ॥

**શ્રીભગવાને કહ્યું** – યમરાજ! અહીં પોતાના કર્મબંધન અનુસાર મારા ગુરુપુત્રને લાવવામાં આવ્યો છે. તમે મારી આજ્ઞા સ્વીકારીને તેનાં કર્મો પર ધ્યાન ન આપી તેને મારી પાસે લઈ આવો. ॥ ૪૫ ॥ યમરાજે 'જેવી આજ્ઞા' કહીને ભગવાનની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને તેમનો ગુરુપુત્ર લાવી આપ્યો. ત્યારે યદુશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી તે બાળકને લઈને ઉજ્જયિની પાછા આવ્યા અને તેને ગુરુદેવને સોંપતાં કહ્યું કે, 'તમે બીજું જે કંઈ જોઈએ તે માંગી લો.' ॥ ૪૬ ॥

**ગુરુદેવે કહ્યું** – 'બેટા! તમે મને બહુ ગુરુદક્ષિણા આપી દીધી. હવે બીજું શું જોઈએ? જે તમારા જેવા પુરુષોત્તમોના ગુરુ છે, તેના કયા મનોરથો અપૂર્ણ કરી શકે છે? ॥ ૪૭ ॥ વીર શિષ્યો! હવે તમે બન્ને તમારા ઘેર સિધાવો! તમારી પવિત્ર કીર્તિ થાઓ. તમારી ભણેલી વિદ્યા આ લોક અને પરલોકમાં સદા તાજી જ રહો, તેની વિસ્મૃતિ ન થાઓ.' ॥ ૪૮ ॥ પરીક્ષિત! પછી ગુરુજીની આજ્ઞા લઈને વાયુ સમાન વેગવાળા અને મેઘ જેવી ગર્જના કરતા રથમાં બેસી બન્ને ભાઈ મથુરા પધાર્યા ॥ ૪૯ ॥ મથુરાનાં પ્રજાજનો ઘણા દિવસ સુધી શ્રીકૃષ્ણ અને બલરામજીને ન જોઈ બહુ દુઃખી થઈ રહ્યાં હતાં. હવે તેમને આવેલા જોઈને બધાં જ પરમાનંદમાં મગ્ન થઈ ગયાં, જાણે ખોવાઈ ગયેલું ધન પાછું મળી ગયું હોય! ॥ ૫૦ ॥

==★==

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે ગુરુપુત્રાનયનં[1] નામ પઞ્ચચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૫ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ગુરુપુત્રાનયન નામનો પિસ્તાલીસમો અધ્યાય સમાપ્ત.

==★==

૧. ગુરુકુલવૃત્તિઃ પઞ્ચ૦ ।

# છેતાલીસમો અધ્યાય

## ઉદ્ધવજીની વ્રજયાત્રા

*શ્રીશુક ઉવાચ*[1]

વૃષ્ણીનાં પ્રવરો મન્ત્રી કૃષ્ણસ્ય દયિતઃ સખા ।
શિષ્યો બૃહસ્પતેઃ સાક્ષાદુદ્ધવો બુદ્ધિસત્તમઃ ॥ ૧॥

તમાહ ભગવાન્ પ્રેષ્ઠં ભક્તમેકાન્તિનં ક્વચિત્ ।
ગૃહીત્વા પાણિના પાણિં પ્રપન્નાર્તિહરો હરિઃ ॥ ૨॥

ગચ્છોદ્ધવ વ્રજં સૌમ્ય પિત્રોર્નૌ પ્રીતિમાવહ ।
ગોપીનાં મદ્વિયોગાધિં મત્સન્દેશૈર્વિમોચય ॥ ૩॥

તા મન્મનસ્કા મત્પ્રાણા મદર્થે ત્યક્તદૈહિકાઃ ।
મામેવ દયિતં પ્રેષ્ઠમાત્માનં મનસા ગતાઃ ।
યે ત્યક્તલોકધર્માશ્ચ મદર્થે તાન્ બિભર્મ્યહમ્ ॥ ૪॥

મયિ તાઃ પ્રેયસાં પ્રેષ્ઠે દૂરસ્થે ગોકુલસ્ત્રિયઃ ।
સ્મરન્ત્યોઽઙ્ગ વિમુહ્યન્તિ વિરહૌત્કણ્ઠ્યવિહ્વલાઃ ॥ ૫॥

ધારયન્ત્યતિકૃચ્છ્રેણ પ્રાયઃ પ્રાણાન્ કથઞ્ચન ।
પ્રત્યાગમનસન્દેશૈર્બલ્લવ્યો મે મદાત્મિકાઃ ॥ ૬॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ઉદ્ધવજી વૃષ્ણિઓમાં એક પ્રધાનપુરુષ હતા. તેઓ સાક્ષાત્ બૃહસ્પતિના શિષ્ય, અત્યંત શ્રેષ્ઠ બુદ્ધિમાન હતા. શ્રીઉદ્ધવજીના મહિમા વિશે આથી વિશેષ બીજી કઈ વાત કરી શકાય કે તેઓ શ્રીકૃષ્ણના પ્રિય સખા તથા મંત્રી પણ હતા. ॥ ૧ ॥ એક દિવસ શરણાગતોનાં બધા દુઃખો હરનારા ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રિય ભક્ત અને એકાંતપ્રેમી ઉદ્ધવજીનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું – ॥ ૨ ॥ હે સૌમ્ય સખા ઉદ્ધવ! તમે વ્રજમાં જાઓ. ત્યાં મારા માતા-પિતા નંદબાવા અને યશોદામૈયા છે, તેમને પ્રસન્ન કરો અને ગોપીઓ મારા વિરહ-વ્યાધિથી બહુ દુઃખી થઈ રહી છે. તેમને મારો સંદેશો કહીને તેમને મનોવ્યથાથી મુક્ત કરો. ॥ ૩ ॥ પ્રિય ઉદ્ધવ! ગોપીઓનું મન નિત્ય-નિરંતર મારામાં લાગેલું રહે છે. તેમના પ્રાણ, તેમનું જીવન, તેમનું સર્વસ્વ હું જ છું. મારા માટે તેમણે તેમના પતિ પુત્ર વગેરે, બધા સગા-સંબંધીઓને છોડી દીધા છે. હું તેમના પ્રિયતમોમાં અત્યંત પ્રિયતમ છું, ના, ના, તેમનો આત્મા જ છું. મારો એ સંકલ્પ છે કે જે લોકો મારા માટે આ લોક અને પરલોકના ધર્મોને છોડી દે છે, તેમનું યોગ-ક્ષેમ (ભરણ-પોષણ) હું વહન કરું છું. ॥ ૪ ॥ પ્રિય ઉદ્ધવ! તે ગોપીઓ મારા અહીં આવી જવાથી મને દૂર રહેલો માને છે અને મારું સ્મરણ કરીને અત્યંત વિહ્વળ થઈ રહી છે, પ્રતિક્ષણ મારા માટે આતુર રહે છે. ॥ ૫ ॥ મારી ગોપીઓ અત્યારે બહુ જ પ્રયત્નપૂર્વક કષ્ટ સાથે પોતાના પ્રાણને ટકાવી રાખી રહી છે. મેં તેમને કહ્યું હતું કે, 'હું આવીશ.' આ મારું વચન જ તેમના જીવનનો આધાર છે. ઉદ્ધવ! વધારે શું કહું, હું જ તેમનો આત્મા છું. તેઓ નિત્ય-નિરંતર મારામાં તન્મય રહે છે. ॥ ૬ ॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુક્ત ઉદ્ધવો રાજન્ સન્દેશં ભર્તુરાદતઃ ।
આદાય રથમારુહ્ય પ્રયયૌ નન્દગોકુલમ્ ॥ ૭॥

પ્રાપ્તો નન્દવ્રજં શ્રીમાન્ નિમ્લોચતિ વિભાવસૌ ।
છન્નયાનઃ પ્રવિશતાં પશૂનાં ખુરરેણુભિઃ ॥ ૮॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ વાત કહી, ત્યારે ઉદ્ધવજી બહુ જ આદરથી પોતાના સ્વામીનો સંદેશો લઈને રથમાં બેસી નંદગાંવ જવા નીકળ્યા. ॥ ૭ ॥ પરમ સુંદર ઉદ્ધવજી સૂર્યાસ્તના સમયે નંદબાવાના વ્રજમાં પહોંચ્યા. તે સમયે જંગલમાંથી ગાયો આવી રહી હતી. તેમની ખરીઓની એટલી ધૂળ ઊડી રહી હતી કે તેમનો રથ ઢંકાઈ ગયો. ॥ ૮ ॥

---

૧. બાદરાયણિરુવાચ ।

વાસિતાર્થેઽભિયુધ્યદ્ભિર્નાદિતં શુષ્મિભિર્વૃષૈઃ ।
ધાવન્તીભિશ્ચ વાસ્રાભિરૂધોભારૈઃ સ્વવત્સકાન્ ॥ ૯॥

ઈતસ્તતો વિલઙ્ઘદ્ભિર્ગોવત્સૈર્મણ્ડિતં સિતૈઃ ।
ગોદોહશબ્દાભિરવં વેણૂનાં નિઃસ્વનેન ચ ॥ ૧૦॥

ગાયન્તીભિશ્ચ કર્માણિ શુભાનિ બલકૃષ્ણયોઃ ।
સ્વલઙ્કૃતાભિર્ગોપીભિર્ગોપૈશ્ચ સુવિરાજિતમ્ ॥ ૧૧॥

અગ્ન્યર્કાતિથિગોવિપ્રપિતૃદેવાર્ચનાન્વિતૈઃ ।
ધૂપદીપૈશ્ચ માલ્યૈશ્ચ ગોપાવાસૈર્મનોરમમ્ ॥ ૧૨॥

સર્વતઃ પુષ્પિતવનં દ્વિજાલિકુલનાદિતમ્ ।
હંસકારણ્ડવાકીર્ણૈઃ પદ્મષણ્ડૈશ્ચ મણ્ડિતમ્ ॥ ૧૩॥

તમાગતં સમાગમ્ય કૃષ્ણસ્યાનુચરં પ્રિયમ્ ।
નન્દઃપ્રીતઃપરિષ્વજ્ય વાસુદેવધિયાઽઽર્ચયત્ ॥ ૧૪॥

ભોજિતં પરમાન્નેન સંવિષ્ટં કશિપૌ સુખમ્ ।
ગતશ્રમં પર્યપૃચ્છત્ પાદસંવાહનાદિભિઃ ॥ ૧૫॥

કચ્ચિદઙ્ગ મહાભાગ સખા નઃ શૂરનન્દનઃ ।
આસ્તે કુશલ્યપત્યાદ્યૈર્યુક્તો મુક્તઃ સુહૃદ્વૃતઃ ॥ ૧૬॥

દિષ્ટ્યા કંસો હતઃ પાપઃ સાનુગઃ સ્વેન પાપ્મના ।
સાધૂનાં ધર્મશીલાનાં યદૂનાં દ્વેષ્ટિ યઃ સદા ॥ ૧૭॥

અપિ સ્મરતિ નઃ કૃષ્ણો માતરં સુહૃદઃ સખીન્ ।
ગોપાન્ વ્રજં ચાત્મનાથં ગાવો વૃન્દાવનં ગિરિમ્ ॥ ૧૮॥

વ્રજભૂમિમાં ઋતુમતી ગાયો માટે મદોન્મત્ત આખલાઓ લડી રહ્યા હતા. તેમની ગર્જનાથી વ્રજ ગુંજી રહ્યું હતું. થોડા દિવસની વિયાયેલી મોટા અડાણવાળી ગાયો પોતાનાં વાછડાંઓ તરફ દોડી રહી હતી. ॥ ૯ ॥ સફેદ રંગનાં વાછડાં આમ-તેમ ઊછળતાં-કૂદતાં સુંદર લાગી રહ્યાં હતાં. ઘેર-ઘેર ગાયો દોહવાના ધ્વનિથી અને મધુર વાંસળીઓના સૂરોથી હજી પણ વ્રજની અપૂર્વ શોભા જણાતી હતી. ॥ ૧૦ ॥ ગોપીઓ અને ગોપો સુંદર પરિધાન અને આભૂષણોથી સજી-ધજીને શ્રીકૃષ્ણ તથા બલરામજીનાં મંગલમય ચરિત્રોનું ગાન કરી રહ્યાં હતાં. આ પ્રમાણે વ્રજ વિશેષ રળિયામણું લાગતું હતું. ॥ ૧૧ ॥ ગોપોના ઘરોમાં અગ્નિ, સૂર્ય, અતિથિ, ગાય, બ્રાહ્મણ, દેવતાઓ અને પિતૃઓની પૂજા કરેલી હતી. ધૂપની સુગન્ધ ચારે બાજુ પ્રસરી રહી હતી. અને દીપક ઝગમગી રહ્યા હતા. દરેક ઘર પુષ્પોથી સુશોભિત હતાં. આવા સુંદર ઘરોથી સંપૂર્ણ વ્રજ વિશેષ મનોહર બની રહ્યું હતું. ॥ ૧૨ ॥ ચારે બાજુ વનરાજી ફૂલોથી ભરચક હતી. પક્ષીઓ ટહુકા કરી રહ્યાં હતાં અને ભમરાઓ ગુંજાર કરી રહ્યા હતા. ત્યાં જલ અને જમીન બન્ને સ્થળો કમળોના વનથી શોભી રહ્યાં હતાં અને હંસ, બતક વગેરે પક્ષીઓ વનમાં વિહાર કરી રહ્યાં હતાં. ॥ ૧૩ ॥

જ્યારે ભગવાન શ્રીકૃષ્ણના પ્રિય અનુચર ઉદ્ધવજી વ્રજમાં આવ્યા, ત્યારે તેમને મળીને નંદબાવા બહુ પ્રસન્ન થયા. તેમણે ઉદ્ધવજીને ભેટીને તેમનું ભગવાન શ્રીકૃષ્ણના જેવું સન્માન કર્યું. ॥ ૧૪ ॥ યથાસમય ઉત્તમ અન્નનું ભોજન કરાવ્યું અને જ્યારે તેઓ આરામથી પલંગ પર બેસી ગયા ત્યારે સેવકોએ ચરણસેવા કરીને, પંખો ઢોળીને તેમનો શ્રમ દૂર કર્યો. ॥ ૧૫ ॥ ત્યારે નંદબાવાએ પૂછ્યું – 'પરમ ભાગ્યશાળી ઉદ્ધવજી! હવે અમારા મિત્ર વસુદેવજી જેલમાંથી છૂટી ગયા. તેમના આત્મીય સ્વજન તથા પુત્ર વગેરે તેમની સાથે છે. અત્યારે તે બધા કુશળ તો છે ને? ॥ ૧૬ ॥ એ મોટા સૌભાગ્યની વાત છે કે પોતાનાં પાપોનાં ફળસ્વરૂપ પાપી કંસ તેના અનુયાયીઓ સાથે મરાઈ ગયો. કેમ કે, સ્વભાવથી જ ધાર્મિક અને ઉત્તમ યાદવોનો તે દ્વેષ કરતો હતો. ॥ ૧૭ ॥ ઉદ્ધવજી! શ્રીકૃષ્ણ ક્યારેય અમને લોકોને યાદ કરે છે? આ તેમની મા છે, સ્વજન-સંબંધીઓ છે, મિત્રો છે. ગોવાળો છે અને તેમને જ પોતાના સ્વામી અને સર્વસ્વ માનવવાળું વ્રજ છે, તેમની જ ગાયો અને વૃન્દાવન અને ગિરિરાજ છે, શું તેઓ તેમને યાદ કરે છે? ॥ ૧૮ ॥

અપ્યાયાસ્યતિ ગોવિન્દઃસ્વજનાન્[1] સકૃદીક્ષિતુમ્ ।
તર્હિ દ્રક્ષ્યામ તદ્વક્ત્રં સુનસં સુસ્મિતેક્ષણમ્ ॥ ૧૯॥

દાવાગ્નેર્વાતવર્ષાચ્ચ વૃષસર્પાચ્ચ રક્ષિતાઃ ।
દુરત્યયેભ્યો મૃત્યુભ્યઃ કૃષ્ણેન સુમહાત્મના ॥ ૨૦॥

સ્મરતાં કૃષ્ણવીર્યાણિ લીલાપાઙ્ગનિરીક્ષિતમ્ ।
હસિતં ભાષિતં ચાઙ્ગ સર્વા નઃશિથિલાઃક્રિયાઃ ॥ ૨૧॥

સરિચ્છૈલવનોદ્દેશાન્ મુકુન્દપદભૂષિતાન્ ।
આક્રીડાનીક્ષમાણાનાં મનો યાતિ તદાત્મતામ્ ॥ ૨૨॥

મન્યે કૃષ્ણં ચ રામં ચ પ્રાપ્તાવિહ સુરોત્તમૌ ।
સુરાણાં મહદર્થાય ગર્ગસ્ય વચનં યથા ॥ ૨૩॥

કંસં નાગાયુતપ્રાણં મલ્લૌ ગજપતિં તથા ।
અવધિષ્ટાં લીલયૈવ પશૂનિવ મૃગાધિપઃ ॥ ૨૪॥

તાલત્રયં મહાસારં ધનુર્યષ્ટિમિવેભરાટ્ ।
બભઞ્જૈકેન હસ્તેન સપ્તાહમદધાદ્ ગિરિમ્ ॥ ૨૫॥

પ્રલમ્બો ધેનુકોઽરિષ્ટસ્તૃણાવર્તો બકાદયઃ ।
દૈત્યાઃ સુરાસુરજિતો હતા યેનેહ લીલયા ॥ ૨૬॥

શ્રીશુક ઉવાચ

ઇતિ સંસ્મૃત્ય સંસ્મૃત્ય નન્દઃ કૃષ્ણાનુરક્તધીઃ ।
અત્યુત્કણ્ઠોઽભવત્તૂષ્ણીં પ્રેમપ્રસરવિહ્વલઃ ॥ ૨૭॥

તમે એ તો જણાવો કે અમારા ગોવિંદ પોતાના સુહૃદ-બાંધવોને મળવા માટે એક વાર પણ અહીં આવશે ખરા? જો તેઓ અહીં આવી જાય તો અમે તેમની સુંદર નાસિકા, તેમનું મધુર હાસ્ય અને મનોહર ચિતવનથી યુક્ત મુખકમલ જોઈ તો લઈએ. ॥ ૧૯ ॥ ઉદ્ધવજી! શ્રીકૃષ્ણનું હૃદય બહુ ઉદાર છે, તેમની શક્તિ અનંત છે. તેમણે દાવાનળથી, આંધી-વર્ષાથી, વૃષાસુર અને અજગર વગેરે અનેક મૃત્યુના અવસરોમાં – કે જેમાંથી બચવાનો કોઈ ઉપાય જ ન હતો – એક વાર નહીં, અનેકવાર અમારી રક્ષા કરી છે. ॥ ૨૦ ॥ ઉદ્ધવજી! શ્રીકૃષ્ણનાં અદ્ભુત ચરિત્રો, તેમનું વિલાસપૂર્ણ કટાક્ષદર્શન, ઉદાર હાસ્ય અને મધુર ભાષણ વગેરેનું અમે સ્મરણ કરતા રહીએ છીએ અને તેમાં એવા ડૂબી જઈએ છીએ કે હવે અમારાથી કોઈ કામકાજ થઈ શકતું નથી. ॥ ૨૧ ॥ જ્યારે અમે જોઈએ છીએ કે આ તે જ નદી છે, જેમાં શ્રીકૃષ્ણ જલક્રીડા કરતા હતા, આ તે જ ગિરિરાજ છે, જેને તેમણે પોતાના એક હાથ પર ધારણ કરી લીધો હતો, આ તે જ વનપ્રદેશો છે, જ્યાં શ્રીકૃષ્ણ ગાયો ચરાવતા, વાંસળી વગાડતા હતા અને આ તે જ સ્થાન છે, જ્યાં તેઓ પોતાના મિત્રો સાથે અનેક પ્રકારની ક્રીડા કરતા હતા; અને સાથે-સાથે એ પણ જોઈએ છીએ કે, તેમનાં ચરણચિહ્નો હજી ભૂંસાયા નથી. ત્યારે તે જોઈને અમારું મન શ્રીકૃષ્ણમય બની જાય છે. ॥ ૨૨ ॥ એમાં શંકા નથી કે, હું બલરામ અને શ્રીકૃષ્ણને શ્રેષ્ઠ દેવતાઓ માનું છું અને એ પણ માનું છું કે, તેઓ દેવતાઓનું કોઈ મોટું કાર્ય સાધવા માટે અહીં આવ્યા છે. સ્વયં ભગવાન ગર્ગાચાર્યજીએ મને આ પ્રમાણે જ કહ્યું હતું. ॥ ૨૩ ॥ જેમ સિંહ કોઈ પણ પરિશ્રમ વિના પશુઓને મારી નાખે છે, તે જ પ્રમાણે તેમણે રમતાં-રમતાં દશ હજાર હાથીઓનું બળ ધરાવતા કંસ, તેના બન્ને અજેય પહેલવાનો અને અત્યંત બળવાન કુવલયાપીડ હાથીને મારી નાખ્યો. ॥ ૨૪ ॥ તેમણે ત્રણ તાડ જેટલા લાંબા અને અત્યંત મજબૂત ધનુષ્યને એ રીતે તોડી નાખ્યું, જેમ કોઈ હાથી કોઈ લાકડીને ભાંગી નાખે. અમારા પ્રિય શ્રીકૃષ્ણે એક હાથે સાત દિવસ સુધી ગિરિરાજને ધારણ કરી રાખ્યો હતો. ॥ ૨૫ ॥ અહીં બધાંની નજર સામે તે પ્રલમ્બ, ધેનુક, અરિષ્ટ, તૃણાવર્ત અને બક વગેરે મોટા-મોટા દૈત્યોને મારી નાખ્યા જેમણે દેવતાઓ અને અસુરો પર વિજય પ્રાપ્ત કર્યો હતો. ॥ ૨૬ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! નંદબાવાનું હૃદય આમ પણ ભગવાન શ્રીકૃષ્ણના અનુરાગથી રંગાયેલું હતું. જ્યારે આ પ્રમાણે તેઓ તેમની લીલાઓનું એક-એક કરીને સ્મરણ કરવા લાગ્યા, ત્યારે તો તેમનામાં પ્રેમની ભરતી આવી ગઈ, તેઓ વિહ્વળ થઈ ગયા અને મળવાની બહુ આતુરતાથી તેમનું ગળું રુંધાઈ ગયું. અને તે મૌન થઈ ગયા. ॥ ૨૭ ॥

૧. સ્વજનં ચાત્ર વીક્ષિતુમ્ ।

યશોદા વર્ણ્યમાનાનિ પુત્રસ્ય ચરિતાનિ ચ ।
શૃણ્વન્ત્યશ્રૂણ્યવાસ્રાક્ષીત્ સ્નેહસ્નુતપયોધરા ॥ ૨૮॥

તયોરિત્થં ભગવતિ કૃષ્ણે નન્દયશોદયોઃ ।
વીક્ષ્યાનુરાગં પરમં નન્દમાહોદ્ધવો મુદા ॥ ૨૯॥

*ઉદ્ધવ ઉવાચ*

યુવાં શ્લાઘ્યતમૌ નૂનં દેહિનામિહ માનદ ।
નારાયણેઽખિલગુરૌ યત્ કૃતા મતિરીદૃશી ॥ ૩૦॥

એતૌ હિ વિશ્વસ્ય ચ બીજયોની
રામો મુકુન્દઃ પુરુષઃ પ્રધાનમ્ ।
અન્વીય ભૂતેષુ વિલક્ષણસ્ય
જ્ઞાનસ્ય ચેશાત ઈમૌ પુરાણૌ ॥ ૩૧॥

યસ્મિઞ્જનઃ પ્રાણવિયોગકાલે
ક્ષણં સમાવેશ્ય મનો વિશુદ્ધમ્ ।
નિર્હૃત્ય કર્માશયમાશુ યાતિ
પરાં ગતિં બ્રહ્મમયોઽર્કવર્ણઃ ॥ ૩૨॥

તસ્મિન્ ભવન્તાવખિલાત્મહેતૌ
નારાયણે કારણમર્ત્યમૂર્તૌ ।
ભાવં વિધત્તાં નિતરાં મહાત્મન્
કિં વાઽવશિષ્ટં યુવયોઃ સુકૃત્યમ્ ॥ ૩૩॥

આગમિષ્યત્યદીર્ઘેણ કાલેન વ્રજમચ્યુતઃ ।
પ્રિયં વિધાસ્યતે પિત્રોર્ભગવાન્ સાત્વતાં પતિઃ ॥ ૩૪॥

હત્વા કંસં રઙ્ગમધ્યે પ્રતીપં સર્વસાત્વતામ્ ।
યદાહ વઃ સમાગત્ય કૃષ્ણઃ સત્યં કરોતિ તત્ ॥ ૩૫॥

મા ખિદ્યતં મહાભાગૌ દ્રક્ષ્યથઃ કૃષ્ણમન્તિકે ।
અન્તર્હૃદિ સ ભૂતાનામાસ્તે જ્યોતિરિવૈધસિ ॥ ૩૬॥

યશોદાજી પણ ત્યાં જ બેસીને નંદબાવાની વાતો સાંભળી રહ્યાં હતાં. શ્રીકૃષ્ણની એક-એક લીલા સાંભળીને તેમનાં નેત્રોમાંથી આંસુની ધારા વહી રહી હતી અને પુત્રસ્નેહની વૃદ્ધિ થતાં તેમનાં સ્તનોમાંથી દૂધની પણ ધારા વહી રહી હતી. ॥ ૨૮ ॥ નંદબાવા અને યશોદાજીના હૃદયમાં શ્રીકૃષ્ણના પ્રતિ કેવો અગાધ અનુરાગ છે – એ જોઈને ઉદ્ધવજી આનંદમગ્ન થઈ ગયા અને તેમને કહેવા લાગ્યા. ॥ ૨૯ ॥

ઉદ્ધવજીએ કહ્યું – હે માન દેનારા નંદરાય! એમાં શંકા નથી કે તમે બન્ને સમસ્ત દેહધારીઓમાં અતિ ભાગ્યશાળી છો, વખાણવા યોગ્ય છો. કેમકે, સંપૂર્ણ ચરાચર જગતને ઉત્પન્ન કરનાર અને તેને જ્ઞાન આપવાવાળા નારાયણ છે, તેમના પ્રતિ તમારા હૃદયમાં આવો વાત્સલ્યભર્યો સ્નેહ – પુત્રભાવ છે. ॥ ૩૦ ॥ બલરામ અને શ્રીકૃષ્ણ પુરાણપુરુષ છે; તેઓ સમસ્ત સંસારના ઉપાદાન અને નિમિત્ત કારણ પણ છે. ભગવાન શ્રીકૃષ્ણ પુરુષ છે અને બલરામજી પ્રધાન પ્રકૃતિ. આ જ બન્ને બધાં શરીરોમાં પ્રવિષ્ટ થઈને તેમને જીવનદાન આપે છે અને તેમનામાં શરીરો કરતાં અત્યંત વિલક્ષણ જ્ઞાનસ્વરૂપ જે જીવ છે, તેનું નિયમન કરે છે. ॥ ૩૧ ॥ જે જીવ મૃત્યુ સમયે પોતાના શુદ્ધ મનને એક ક્ષણ માટે પણ તેમનામાં સ્થાપે છે તે સમસ્ત કર્મ-વાસનાઓને બાળી નાંખે છે અને તરત જ સૂર્ય જેવો તેજસ્વી તથા બ્રહ્મસ્વરૂપ બનીને પરમગતિને પ્રાપ્ત થાય છે. ॥ ૩૨ ॥ તે ભગવાન, જે બધાના આત્મા અને પરમ કારણ છે, ભક્તોની અભિલાષા પૂરી કરવા અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે મનુષ્ય જેવું શરીર ધારણ કરીને પ્રગટ થયા છે. તેમના પ્રતિ તમારા બન્નેનો આવો સુદૃઢ વાત્સલ્યભાવ છે, પછી હે મહાત્માઓ! તમારા બન્ને માટે હવે કયું શુભ કર્મ કરવું બાકી રહી જાય છે? ॥ ૩૩ ॥ ભક્તવત્સલ યાદવશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણ થોડા જ દિવસમાં વ્રજમાં આવશે અને તમને બન્નેને – અર્થાત્ પોતાના માતા-પિતાને આનંદિત કરશે. ॥ ૩૪ ॥ જ્યારે તેમણે સમસ્ત યાદવોના દ્રોહી કંસને રંગભૂમિમાં મારી નાખ્યો અને તમારી પાસે આવીને કહ્યું કે, 'હું વ્રજમાં આવીશ.' આ વચનને તેઓ સત્ય કરશે. ॥ ૩૫ ॥ નંદબાવા અને માતા યશોદાજી! તમે બન્ને બહુ જ ભાગ્યશાળી છો. દુઃખી ન થાઓ. તમે શ્રીકૃષ્ણને તમારી પાસે જ જોશો, કેમકે, જેમ કાષ્ઠમાં અગ્નિ હંમેશાં વ્યાપકરૂપે રહે છે, તે જ પ્રમાણે તેઓ સમસ્ત પ્રાણીઓના હૃદયમાં સર્વદા બિરાજમાન રહે છે. ॥ ૩૬ ॥

ન હ્યસ્યાસ્તિ પ્રિયઃ કશ્ચિન્નાપ્રિયો વાઽસ્ત્યમાનિનઃ ।
નોત્તમો નાધમો નાપિ સમાનસ્યાસમોઽપિ વા ॥ ૩૭॥

ન માતા ન પિતા તસ્ય ન ભાર્યા ન સુતાદયઃ ।
નાત્મીયો ન પરશ્ચાપિ ન દેહો જન્મ એવ ચ ॥ ૩૮॥

ન ચાસ્ય કર્મ વા લોકે સદસન્મિશ્રયોનિષુ ।
ક્રીડાર્થઃ સોઽપિ સાધૂનાં પરિત્રાણાય કલ્પતે ॥ ૩૯॥

સત્ત્વં રજસ્તમ ઇતિ ભજતે નિર્ગુણો ગુણાન્ ।
ક્રીડન્નતીતોઽત્ર ગુણૈઃ સૃજત્યવતિ હન્ત્યજઃ ॥ ૪૦॥

યથા ભ્રમરિકાદૃષ્ટ્યા ભ્રામ્યતીવ મહીયતે ।
ચિત્તે કર્તરિ તત્રાત્મા કર્તેવાહંધિયા સ્મૃતઃ ॥ ૪૧॥

યુવયોરેવ નૈવાયમાત્મજો ભગવાન્ હરિઃ ।
સર્વેષામાત્મજો હ્યાત્મા પિતા માતા સ ઈશ્વરઃ ॥ ૪૨॥

દૃષ્ટં શ્રુતં ભૂતભવદ્ ભવિષ્યત્
સ્થાસ્નુશ્ચરિષ્ણુર્મહદલ્પકં ચ ।
વિનાઽચ્યુતાદ્ વસ્તુ તરાં ન વાચ્યં
સ એવ સર્વં પરમાર્થભૂતઃ[1] ॥ ૪૩॥

એવં નિશા સા બ્રુવતોર્વ્યતીતા
નન્દસ્ય કૃષ્ણાનુચરસ્ય રાજન્ ।
ગોપ્યઃ સમુત્થાય નિરૂપ્ય દીપાન્
વાસ્તૂન્ સમભ્યર્ચ્ય દધીન્યમન્થન્ ॥ ૪૪॥

તા દીપદીપ્તૈર્મણિભિર્વિરેજૂ
રજ્જૂર્વિકર્ષદ્ભુજકઙ્કણસ્રજઃ ।
ચલન્નિતમ્બસ્તનહારકુણ્ડલ-
ત્વિષત્કપોલારુણકુઙ્કુમાનનાઃ ॥ ૪૫॥

બાવા! શ્રીકૃષ્ણને કોઈ પ્રિય નથી કે કોઈ અપ્રિય નથી. તેઓ સ્વયં અમાની છે. વળી, બધા પ્રત્યે સમાન ભાવવાળા છે. તેમને મન કોઈ ઉત્તમ નથી કે કોઈ અધમ નથી. એટલું જ નહીં, વિષમતાનો ભાવ રાખનારાઓ માટે પણ તેઓ વિષમ નથી. ॥ ૩૭ ॥ ન તેમની કોઈ માતા છે અને ન પિતા, ન પત્ની છે કે ન પુત્ર વગેરે, ન પોતાનું છે કે ન પરાયું, ન દેહ છે અને ન જન્મ છે. ॥ ૩૮ ॥ આ લોકમાં તેમને માટે કોઈ કર્મ નથી, છતાં તેઓ સાધુઓની રક્ષા માટે, લીલા કરવા માટે દેવો વગેરે સાત્ત્વિક, મત્સ્યાદિ તામસ, અને મનુષ્ય વગેરે મિશ્ર યોનિઓમાં શરીર ધારણ કરે છે. ॥ ૩૯ ॥ભગવાન અજન્મા છે. તેમનામાં પ્રાકૃત સત્ત્વ, રજ વગેરેમાંથી એક પણ ગુણ નથી. એ પ્રમાણે આ ગુણોથી અતીત હોવા છતાં પણ લીલાને માટે ક્રીડા કરતા સત્ત્વ, રજ અને તમ આ ત્રણે ગુણોનો સ્વીકાર કરે છે અને તેમના દ્વારા જગતની રચના, પાલન અને સંહાર કરે છે. ॥ ૪૦ ॥ જેમ ગોળ-ગોળ ફૂદડી ફરવાથી, દૃષ્ટિ ભ્રમિત થવાથી પૃથ્વી પણ ફરતી જણાય છે. તે જ પ્રમાણે વાસ્તવમાં બધું કરવાવાળું ચિત્ત જ છે. પરંતુ તે ચિત્તમાં કર્તૃત્વબુદ્ધિ થઈ જવાથી ભ્રમવશ આત્મા પણ પોતાને કર્તા સમજવા લાગે છે. ॥ ૪૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણ માત્ર તમારા બન્નેના જ પુત્ર નથી, તેઓ સમસ્ત પ્રાણીઓના આત્મા, પુત્ર, માતા-પિતા અને સ્વામી પણ છે. ॥ ૪૨ ॥ બાવા! જે કાંઈ જોવા કે સાંભળવામાં આવે છે – તે બધું ચાહે ભૂતકાળ, વર્તમાન કે ભવિષ્યનું હોય, સ્થાવર હોય કે જંગમ, મહાન હોય કે અલ્પ – એવી કોઈ વસ્તુ નથી જે ભગવાન શ્રીકૃષ્ણથી ભિન્ન હોય. બાવા! શ્રીકૃષ્ણ સિવાય એવી કોઈ વસ્તુ નથી, જેને વસ્તુ કહી શકાય. વાસ્તવમાં પરમકારણ પરમાત્મા જ સર્વ વસ્તુરૂપ છે. ॥ ૪૩ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણના સખા ઉદ્ધવજી અને નંદબાવા આ પ્રમાણે આપસમાં વાતો કરી રહ્યા હતા ત્યાં રાત્રિ પસાર થઈ ગઈ. થોડી રાત બાકી રહી ત્યારે ગોપીઓ ઊઠી, દીવા પ્રગટાવીને તેમણે ઘરની અટારીઓ પર વાસ્તુદેવનું પૂજન કર્યું. પોતાનાં ઘરોને વાળી-ઝૂડીને સાફ કર્યાં અને પછી દહીં મથવા લાગી. ॥ ૪૪ ॥ તે વેળા નેતરાંને ખેંચતાં તેમણે હાથમાં પહેરેલા કંકણો, તેમનાં નિતંબો, વક્ષઃસ્થળ અને ગળાના હાર ડોલતાં હતાં. કુંડળોની કાંતિથી ગાલ શોભતા હતા. તેમનાં મુખ લાલ કેસરવાળાં હતાં અને કટિ-મેખલામાં જડેલા અનેક લાલમણિઓ ઝળકતા હોવાથી તે શોભાયમાન બનીને દધિમંથન કરી રહી હતી. ॥ ૪૫ ॥

૧. પરમાત્મભૂતઃ ।

ઉદ્ગાયતીનામરવિન્દલોચનં
વ્રજાઙ્ગનાનાં દિવમસ્પૃશદ્ ધ્વનિઃ ।
દધ્નશ્ચ નિર્મન્થનશબ્દમિશ્રિતો
નિરસ્યતે યેન દિશામમઙ્ગલમ્ ॥ ૪૬॥

તે સમયે ગોપીઓ કમલનયન શ્રીકૃષ્ણનાં મંગલ ચરિત્રોનું ગાન કરતી વ્રજાંગનાઓના કંઠનો મધુર ધ્વનિ સ્વર્ગલોકને સ્પર્શી રહ્યો હતો. ત્યાં વળી દધિમંથનના ધ્વનિનું તેમાં મિશ્રણ થયું. આ બન્નેનો મિશ્રિત મંગલ ધ્વનિ દિશાઓનાં અમંગળો દૂર કરી દે છે. ॥ ૪૬ ॥

ભગવત્યુદિતે સૂર્યે નન્દદ્વારિ વ્રજૌકસઃ ।
દૃષ્ટ્વા રથં શાતકૌમ્ભં કસ્યાયમિતિ ચાબ્રુવન્ ॥ ૪૭॥

અક્રૂર આગતઃ કિં વા યઃ કંસસ્યાર્થસાધકઃ ।
યેન નીતો મધુપુરીં કૃષ્ણઃ કમલલોચનઃ ॥ ૪૮॥

કિં સાધયિષ્યત્યસ્માભિર્ભર્તુઃ પ્રેતસ્ય નિષ્કૃતિમ્ ।
ઇતિ[1] સ્ત્રીણાં વદન્તીનામુદ્ધવોઽગાત્ કૃતાહ્નિકઃ ॥ ૪૯॥

જ્યારે ભગવાન ભુવનભાસ્કરનો ઉદય થયો, ત્યારે વ્રજાંગનાઓએ જોયું કે, નંદબાવાના દરવાજા પર એક સોનાનો રથ ઊભો છે. તેઓ એક-બીજાને પૂછવા લાગી, 'આ કોનો રથ છે?' ॥ ૪૭ ॥ કોઈ ગોપીએ કહ્યું – 'કંસનો મનસૂબો સિદ્ધ કરનારો અક્રૂર જ તો ક્યાંક પાછો આવ્યો નથી ને? જે કમલનયન પ્યારા શ્યામસુંદરને અહીંથી મથુરા લઈ ગયો હતો. ॥ ૪૮ ॥ કોઈ બીજી ગોપીએ કહ્યું – 'શું તે હવે આપણને લઈ જઈને તેના મરી ગયેલા સ્વામી કંસનું પિંડદાન કરશે? હવે તેનું અહીં આવવાનું બીજું શું પ્રયોજન હોઈ શકે?' વ્રજની સ્ત્રીઓ આ પ્રમાણે આપસમાં વાતચીત કરી રહી હતી તે જ સમયે નિત્યકર્મથી નિવૃત્ત થઈને ઉદ્ધવજી આવી ગયા. ॥ ૪૯ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે નન્દશોકાપનયનં[2] નામ ષટ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૬ ॥

દશમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત નન્દના શોકને દૂર કરવો એ નામનો છેતાલીસમો અધ્યાય સમાપ્ત.

═★═

## સુડતાલીસમો અધ્યાય

### ઉદ્ધવ તથા ગોપીઓનો સંવાદ અને ભ્રમરગીત

*શ્રીશુક ઉવાચ*

તં વીક્ષ્ય કૃષ્ણાનુચરં વ્રજસ્ત્રિયઃ
પ્રલમ્બબાહું નવકઞ્જલોચનમ્ ।
પીતામ્બરં પુષ્કરમાલિનં લસ-
ન્મુખારવિન્દં મણિમૃષ્ટકુણ્ડલમ્ ॥ ૧॥

શુચિસ્મિતાઃ કોઽયમપીચ્યદર્શનઃ[3]
કુતશ્ચ કસ્યાચ્યુતવેષભૂષણઃ ।
ઇતિ સ્મ સર્વાઃ પરિવવ્રુરુત્સુકા-
સ્તમુત્તમશ્લોકપદામ્બુજાશ્રયમ્ ॥ ૨॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ગોપીઓએ જોયું કે, શ્રીકૃષ્ણના સેવક ઉદ્ધવજીની આકૃતિ અને વેશભૂષા શ્રીકૃષ્ણના જેવી જ છે. ઘૂંટણો સુધી લાંબી-લાંબી ભુજાઓ છે, નવા કમળપત્ર જેવાં કોમળ નેત્ર છે, શરીર પર પીતામ્બર ધારણ કરેલું છે, ગળામાં કમળનાં ફૂલોની માળા છે, કાનોમાં મણિજડિત કુંડળો ઝબકી રહ્યાં છે અને મુખારવિંદ અત્યંત પ્રસન્ન છે. ॥ ૧ ॥ પવિત્ર હાસ્યવાળી ગોપીઓએ આપસમાં કહ્યું – 'આ પુરુષ જોવામાં તો બહુ જ સુંદર છે. પરંતુ આ છે કોણ? ક્યાંથી આવ્યો છે? કોનો દૂત છે? આણે શ્રીકૃષ્ણ જેવો વેશ કેમ પહેર્યો છે? બધી જ ગોપીઓ તેમનો પરિચય મેળવવા અત્યંત ઉત્સુક થઈ ગઈ અને તેમાંથી કેટલીક, પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોના આશ્રિત તથા તેમના સેવક-સખા ઉદ્ધવજીને ચારેબાજુ ઘેરીને ઊભી રહી ગઈ. ॥ ૨ ॥

૧. તત્ર । ૨. ઉદ્ધવયાનં । ૩. કોઽયમપૂર્વદર્શનઃ ।

તં પ્રશ્રયેણાવનતાઃ સુસત્કૃતં
સવ્રીડહાસેક્ષણસૂનૃતાદિભિઃ ।
રહસ્યપૃચ્છન્નુપવિષ્ટમાસને
વિજ્ઞાય સન્દેશહરં રમાપતેઃ ॥ ૩॥

જાનીમસ્ત્વાં યદુપતેઃ પાર્ષદં સમુપાગતમ્ ।
ભર્ત્રેહ પ્રેષિતઃ પિત્રોર્ભવાન્ પ્રિયચિકીર્ષયા ॥ ૪॥

અન્યથા ગોવ્રજે તસ્ય સ્મરણીયં ન ચક્ષ્મહે ।
સ્નેહાનુબન્ધો બન્ધૂનાં મુનેરપિ સુદુસ્ત્યજઃ ॥ ૫॥

અન્યેષ્વર્થકૃતા મૈત્રી યાવદર્થવિડમ્બનમ્ ।
પુમ્ભિઃ સ્ત્રીષુ કૃતા યદ્વત્ સુમનસ્સ્વિવ ષટ્પદૈઃ ॥ ૬॥

નિસ્સ્વં ત્યજન્તિ ગણિકા અકલ્પં નૃપતિં પ્રજાઃ ।
અધીતવિદ્યા આચાર્યમૃત્વિજો દત્તદક્ષિણમ્ ॥ ૭॥

ખગા વીતફલં વૃક્ષં ભુક્ત્વા ચાતિથયો ગૃહમ્ ।
દગ્ધં મૃગાસ્તથારણ્યં જારો ભુક્ત્વા રતાં સ્ત્રિયમ્ ॥ ૮॥

ઇતિ ગોપ્યો હિ ગોવિન્દે ગતવાક્કાયમાનસાઃ ।
કૃષ્ણદૂતે વ્રજં યાતે ઉદ્ધવે ત્યક્તલૌકિકાઃ ॥ ૯॥

ગાયન્ત્યઃ પ્રિયકર્માણિ રુદત્યશ્ચ ગતહ્રિયઃ ।
તસ્ય સંસ્મૃત્ય સંસ્મૃત્ય યાનિ કૈશોરબાલ્યયોઃ ॥ ૧૦॥

કાચિન્મધુકરં દૃષ્ટ્વા ધ્યાયન્તી કૃષ્ણસઙ્ગમમ્ ।
પ્રિયપ્રસ્થાપિતં દૂતં કલ્પયિત્વેદમબ્રવીત્ ॥ ૧૧॥

જ્યારે તેમને ખબર પડી કે આ તો રમારમણ ભગવાન શ્રીકૃષ્ણનો સંદેશો લઈને આવ્યા છે, ત્યારે તેમણે વિનયપૂર્વક નીચા નમીને લજ્જાયુક્ત હાસ્ય, અવલોકન તથા મધુર વાણીથી ઉદ્ધવજીનો બહુ સત્કાર કર્યો તથા એકાંતમાં આસન પર બેસાડી તેઓ તેમને આ પ્રમાણે કહેવા લાગી – ॥ ૩ ॥ 'ઉદ્ધવજી! અમે જાણીએ છીએ કે, આપ યદુપતિ શ્રીકૃષ્ણના સેવક છો. તેમનો સંદેશો લઈને અહીં પધાર્યા છો. આપના સ્વામીએ પોતાના માતા-પિતાને સુખ આપવા માટે તમને અહીં મોકલ્યા છે. ॥ ૪ ॥ અન્યથા અમને તો હવે આ નંદગામમાં – ગાયોના રહેવાની જગામાં તેમના માટે સ્મરણ કરવા યોગ્ય કોઈ પણ વસ્તુ દેખાતી નથી; માતા-પિતા વગેરે સગા-સંબંધીઓનાં સ્નેહ-બંધન તો મોટા-મોટા ઋષિ-મુનિ પણ બહુ મુશ્કેલીથી છોડી શકે છે. ॥ ૫ ॥ બીજાઓની સાથે જે પ્રેમ-સંબંધનો અભિનય કરવામાં આવે છે, તે તો કોઈ-ને-કોઈ સ્વાર્થ માટે જ હોય છે. ભમરાઓનો પુષ્પો સાથે અને પુરુષોનો સ્ત્રીઓ સાથે આવો જ સ્વાર્થનો પ્રેમ-સંબંધ હોય છે. ॥ ૬ ॥ જ્યારે ગણિકા સમજે છે કે મારી પાસે આવનારની પાસે ધન નથી ત્યારે તેને તે ધુત્કારી દે છે. જ્યારે પ્રજા જુએ છે કે, આ રાજા અમારી રક્ષા કરી શકતો નથી, ત્યારે તે તેનો સાથ છોડી દે છે. અધ્યયન સમાપ્ત થયા પછી કેટલા શિષ્યો પોતાના આચાર્યોની સેવા કરે છે? યજ્ઞની દક્ષિણા મળ્યા પછી ઋત્વિજો ચાલવા માંડે છે. ॥ ૭ ॥ જ્યારે વૃક્ષ પર ફળ રહેતાં નથી ત્યારે પક્ષીઓ ત્યાંથી કશું પણ વિચાર્યા વિના ઊડી જાય છે. ભોજન કરી લીધા પછી અતિથિઓ ગૃહસ્થની તરફ ક્યારે જુએ છે? વનમાં આગ લાગી કે પશુઓ તેને ત્યજીને ભાગી જાય છે. ભલે, સ્ત્રીના હૃદયમાં ગમે તેટલો અનુરાગ હોય, જાર પુરુષ પોતાનું કામ પતી ગયા પછી પાછું વળીને જોતો નથી.' ॥ ૮ ॥ પરીક્ષિત! ગોપીઓનાં મન, વાણી અને શરીર શ્રીકૃષ્ણમાં જ તલ્લીન હતાં. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણના દૂત બનીને ઉદ્ધવજી વ્રજમાં આવ્યા ત્યારે ગોપીઓ તેમને આ પ્રમાણે કહેતાં-કહેતાં એ ભૂલી જ ગઈ કે કઈ વાત કઈ રીતે કોની સામે કહેવી જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણે બાળપણથી લઈને કિશોર અવસ્થા સુધી જેટલી પણ લીલાઓ કરી હતી, તે બધી લીલાઓની યાદ કરી કરીને ગોપીઓ તેમનું ગાન કરવા લાગી. તેઓ આત્મભાન ભૂલીને સ્ત્રી-સહજ લજ્જાને પણ ભૂલી ગઈ અને મોટે-મોટેથી રડવા લાગી. ॥ ૯-૧૦ ॥ એક ગોપી પોતાને પ્રાપ્ત થયેલા ભગવાનના સંગમનું ધ્યાન કરી રહી હતી ત્યાં એક ભમરને જોયો. ત્યારે તે ભમરને ભગવાને પોતાની પાસે મોકલેલા સંદેશવાહક દૂત માનીને ભમરને નીચે પ્રમાણે કહેવા લાગી– ॥ ૧૧ ॥

ગોપ્યુવાચ

મધુપ કિતવબન્ધો મા સ્પૃશાઙ્ઘ્રિં સપત્ન્યાઃ
કુચવિલુલિતમાલાકુઙ્કુમશ્મશ્રુભિર્નઃ ।
વહતુ મધુપતિસ્તન્માનિનીનાં પ્રસાદં
યદુસદસિ વિડમ્બ્યં યસ્ય દૂતસ્ત્વમીદૃક્ ॥ ૧૨॥

સકૃદધરસુધાં સ્વાં મોહિનીં પાયયિત્વા
સુમનસ ઇવ સદ્યસ્તત્યજેઽસ્માન્ ભવાદૃક્ ।
પરિચરતિ કથં તત્પાદપદ્મં તુ પદ્મા
હ્યપિ બત હૃતચેતા ઉત્તમશ્લોકજલ્પૈઃ[1] ॥ ૧૩॥

કિમિહ બહુ ષડઙ્ઘ્રે ગાયસિ ત્વં યદૂના-
મધિપતિમગૃહાણામગ્રતો નઃ પુરાણમ્ ।
વિજયસખસખીનાં ગીયતાં તત્પ્રસઙ્ગઃ
ક્ષપિતકુચરુજસ્તે કલ્પયન્તીષ્ટમિષ્ટાઃ ॥ ૧૪॥

દિવિ ભુવિ ચ રસાયાં કાઃ સ્ત્રિયસ્તદ્દુરાપાઃ
કપટરુચિરહાસભ્રૂવિજૃમ્ભસ્ય યાઃ સ્યુઃ ।
ચરણરજ ઉપાસ્તે યસ્ય ભૂતિર્વયં કા
અપિ ચ કૃપણપક્ષે હ્યુત્તમશ્લોકશબ્દઃ ॥ ૧૫॥

ગોપીએ કહ્યું – હે મધુપ! તું કપટીનો મિત્ર છે; તેથી તું પણ કપટી છે. તું અમારા પગને અડકીશ નહીં. ખોટા-ખોટા પ્રણામ કરીને અમારી સામે વિનંતી-વિનય ન કર. અમે જોઈ રહી છીએ કે શ્રીકૃષ્ણની જે વનમાળા અમારી શોકના વક્ષઃસ્થળના સ્પર્શથી મસળાયેલી છે, અને તે માળામાં લાગેલું કેસર તારી મૂછો પર પણ ચોંટેલું છે. તું પોતે પણ કોઈ એક પુષ્પ સાથે પ્રેમ કરતો નથી, અહીં-તહીં ઊડ્યા કરે છે. જેવા તારા સ્વામી, એવો જ તું! મધુપતિ શ્રીકૃષ્ણ મથુરાની માનિની સ્ત્રીઓને ભલે મનાવ્યા કરે, તેમનો તે કુમકુમરૂપી કૃપા-પ્રસાદ, જે યાદવોની સભામાં ઉપહાસ કરવા યોગ્ય છે, તે ભલે તેમની પાસે રાખે. તેને તારા દ્વારા અહીં મોકલવાની શું જરૂર છે? ॥ ૧૨ ॥ જેવો તું કાળો છે, તેવા તે પણ છે. તું પણ પુષ્પોનો રસ લઈને ઊડી જાય છે, તેવા જ તે પણ નીકળ્યા. તેમણે અમને માત્ર એક વાર – હા, એવું જ લાગે છે – માત્ર એક વાર અમને મુગ્ધ કરનારા અધરામૃતનું પાન કરાવ્યું હતું અને પછી અમ ભલી-ભોળી ગોપીઓને છોડીને તે અહીંથી ચાલ્યા ગયા. અહો, અમને ખેદ થાય છે કે આવા અકૃતજ્ઞ તે કપટીનાં ચરણકમળોની સેવા લક્ષ્મીજી કઈ રીતે કરતાં હશે! અવશ્ય, તેઓ પણ આ કપટી શ્રીકૃષ્ણની જૂઠી-મીઠી વાતોમાં આવી ગયાં હશે. ચિત્તચોરે તેમનું પણ ચિત્ત ચોરી લીધું હશે. ॥ ૧૩ ॥ અરે ભ્રમર! અમે વનવાસી સ્ત્રીઓ છીએ. અમારે તો ઘર-બાર પણ નથી. તું અમારી સામે યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણના અતિશય ગુણગાન કેમ ગાય છે? આ બધું ભલા, અમને મનાવવા માટે જ તો? પરંતુ નહિ, નહિ, તે અમારા માટે કોઈ નવા નથી. અમારા તો જોયેલા-જાણેલા, બિલકુલ જૂના-પુરાણા છે. તારી ચાપલૂસી અમારી પાસે નહીં ચાલે. તું જા, અહીંથી ચાલ્યો જા અને જેમનો સદા વિજય થાય છે, તે શ્રીકૃષ્ણની મથુરાવાસી સખીઓની સામે જઈને તેમના ગુણગાન ગાયા કર. તે નવી છે, તે તેમની લીલાઓ ઓછી જાણે છે અને અત્યારે તે તેમની પ્રિય બની ગઈ છે; તેમના હૃદયની પીડા તેમણે મિટાવી દીધી છે. તે તારી પ્રાર્થના સ્વીકારશે. તારી ચાપલૂસીથી પ્રસન્ન થઈને તને મોંમાગી વસ્તુ આપશે. ॥ ૧૪ ॥ ભ્રમર! તે (શ્રીકૃષ્ણ) અમારા માટે તરફડી રહ્યા છે એવું તું કેમ કહે છે? તેમનું કપટભર્યું મનોહર હાસ્ય અને ભ્રૂકુટિના ઈશારાથી જે વશમાં ન થઈ જાય, તેમની પાસે દોડી ન આવે – એવી કઈ સ્ત્રીઓ છે? અરે ભ્રમર! અજાણ્યો ન થા, સ્વર્ગમાં, પાતાલમાં અને પૃથ્વીમાં એવી એક પણ સ્ત્રી નથી. બીજાની તો વાત જ શી કરવી, સ્વયં લક્ષ્મીજી પણ તેમના ચરણોની સેવા કર્યા કરે છે. પછી અમે તેમના માટે કઈ ગણતરીમાં? પરંતુ તું તેમને જઈને કહેજે, 'તમારું નામ તો 'ઉત્તમશ્લોક' છે, મોટા-મોટા લોકો તમારી કીર્તિનું ગાન કરે

૧. હ્યુત્તમ૦ ।

વિસૃજ શિરસિ પાદં વેદ્મ્યહં ચાટુકારૈ-

રનુનયવિદુષસ્તેઽભ્યેત્ય દૌત્યૈર્મુકુન્દાત્ ।

સ્વકૃત ઇહ વિસૃષ્ટાપત્યપત્યન્યલોકા

વ્યસૃજદકૃતચેતાઃ કિં નુ સન્ધેયમસ્મિન્ ॥ ૧૬॥

મૃગયુરિવ કપીન્દ્રં વિવ્યધે લુબ્ધધર્મા

સ્ત્રિયમકૃત વિરૂપાં સ્ત્રીજિતઃ કામયાનામ્ ।

બલિમપિ બલિમત્ત્વાઽવેષ્ટયદ્ ધ્વાઙ્ક્ષવદ્ ય-

સ્તદલમસિતસખ્યૈર્દુસ્ત્યજસ્તત્કથાર્થઃ ॥ ૧૭॥

યદનુચરિતલીલાકર્ણપીયૂષવિપ્રુટ્-

સકૃદદનવિધૂતદ્વન્દ્વધર્મા વિનષ્ટાઃ ।

સપદિ ગૃહકુટુમ્બં દીનમુત્સૃજ્ય દીના

બહવ ઇહ વિહઙ્ગા ભિક્ષુચર્યાં ચરન્તિ ॥ ૧૮॥

વયમૃતમિવ જિહ્મવ્યાહૃતં શ્રદ્દધાનાઃ

કુલિકરુતમિવાજ્ઞાઃ કૃષ્ણવધ્વો હરિણ્યઃ ।

દદૃશુરસકૃદેતત્તન્નખસ્પર્શતીવ્ર-

સ્મરરુજ ઉપમન્ત્રિન્ ભણ્યતામન્યવાર્તા ॥ ૧૯॥

છે. પરંતુ તેની સાર્થકતા તો એમાં જ છે કે તમે દીનજનો પર દયા કરો. નહીં તો કૃષ્ણ! તમારું 'ઉત્તમશ્લોક' નામ અવાસ્તવિક બની જાય છે. ॥ ૧૫ ॥ અરે મધુકર! જો, તું મારા પગ ઉપર માથું ન મૂક. હું જાણું છું કે તું પ્રાર્થના-વિનય કરવામાં, ક્ષમા-યાચના કરવામાં બહુ કુશળ છે. એવું લાગે છે કે તું શ્રીકૃષ્ણ પાસેથી જ આ બધું શીખીને આવ્યો છે કે રિસાયેલાંને મનાવવા માટે દૂતે — સંદેશવાહકે કેટલી ખુશામત કરવી જોઈએ. પરંતુ તું સમજી લે કે અહીં તારી દાળ ગળવાની નથી. જો, અમે શ્રીકૃષ્ણના માટે જ અમારા પતિ, પુત્ર અને અન્ય લોકોને છોડી દીધા. પરંતુ તેમનામાં સહેજ પણ કૃતજ્ઞતા નથી. તે એવા નિર્મોહી નીકળ્યા કે અમને છોડીને ચાલ્યા ગયા! હવે તું જ બતાવ, આવા અકૃતજ્ઞની સાથે અમે શું સમાધાન કરીએ? તું હજી કહે કે તેમના પર શું વિશ્વાસ કરવો જોઈએ? ॥ ૧૬ ॥ અરે મધુપ! જ્યારે તે રામ બન્યા હતા ત્યારે તેમણે કપિરાજ બાલિને વ્યાધની જેમ છુપાઈને બહુ જ નિર્દયતાપૂર્વક માર્યો હતો. બિચારી શૂર્પણખા કામવશ તેમની પાસે આવી હતી, પરંતુ તેમણે પોતાની સ્ત્રીને વશ થઈને તે બિચારીનાં નાક-કાન કાપી લીધાં અને આ પ્રમાણે તેને કુરૂપ કરી દીધી. બ્રાહ્મણને ઘેર વામનરૂપે જન્મ લઈને તેમણે શું કર્યું? બલિએ તો તેમની પૂજા કરી, તેમને મોંમાગી વસ્તુ આપી અને એમણે તેની પૂજા ગ્રહણ કરીને પણ તેને વરુણપાશથી બાંધી પાતાલમાં નાખી દીધો. બરાબર એ જ રીતે કે જેમ કાગડો બલિ ખાઈને પણ બલિ આપનારને પોતાના અન્ય સાથીઓ સાથે મળીને ઘેરી લે છે અને પરેશાન કરે છે. ખેર, હવે જવા દો; અમારે શ્રીકૃષ્ણ સાથે તો શું, કોઈ પણ કાળી વસ્તુ સાથે મિત્રતા કરવાનું કોઈ પ્રયોજન નથી. પરંતુ જો તું એમ કહે કે 'જો આવું જ છે તો તમે તેની (શ્રીકૃષ્ણની) ચર્ચા કેમ કરો છો?' તો ભ્રમર! અમે સાચું કહીએ છીએ, એકવાર જેને આનો ચસકો લાગી જાય છે, તે તેને છોડી શકતું નથી. આવી સ્થિતિમાં અમે ઇચ્છવા છતાં પણ તેમની ચર્ચા છોડી શકતી નથી. ॥ ૧૭ ॥ શ્રીકૃષ્ણની લીલારૂપી કર્ણામૃતના એક કણનું પણ જે રસાસ્વાદન કરી લે છે, તેના રાગ-દ્વેષ, સુખ-દુઃખ વગેરે બધા દ્વંદ્વો છૂટી જાય છે. એટલે સુધી કે ઘણા લોકો તો પોતાની દુઃખમય—દુઃખથી ખદબદતી ઘર-ગૃહસ્થી છોડીને અકિંચન બની જાય છે, પોતાની પાસે કંઈ પણ સંગ્રહ-પરિગ્રહ રાખતા નથી અને પક્ષીઓની જેમ વીણી-વીણીને ભીખ માગીને પોતાનું પેટ ભરે છે, દીન-દુનિયાથી વિરક્ત થઈ જાય છે. છતાં પણ શ્રીકૃષ્ણની લીલાકથા છોડી શકતા નથી. વાસ્તવમાં તેનો રસ, તેનું વ્યસન એવું જ છે. આ જ દશા અમારી પણ થઈ ગઈ છે. ॥ ૧૮ ॥ જેમ કૃષ્ણસાર મૃગની પત્ની ભલી-ભોળી હરણીઓ વ્યાધના સુમધુર સંગીતનો વિશ્વાસ કરે છે અને તેની જાળમાં ફસાઈ જાય છે, એ જ રીતે

પ્રિયસખ પુનરાગાઃ પ્રેયસા પ્રેષિતઃ કિં
વરય કિમનુરુન્ધે માનનીયોઽસિ મેઽઙ્ગ ।
નયસિ કથમિહાસ્માન્ દુસ્ત્યજદ્વન્દ્વપાર્શ્વં
સતતમુરસિ સૌમ્ય શ્રીર્વધૂઃ સાકમાસ્તે ॥ ૨૦॥

અપિ બત મધુપુર્યામાર્યપુત્રોઽધુનાઽઽસ્તે
સ્મરતિ સ પિતૃગેહાન્ સૌમ્ય બન્ધૂંશ્ચ ગોપાન્ ।
ક્વચિદપિ સ કથા નઃ કિઙ્કરીણાં ગૃણીતે
ભુજમગુરુસુગન્ધં મૂર્ધ્ન્યધાસ્યત્ કદા નુ ॥ ૨૧॥

શ્રીશુક ઉવાચ

અથોદ્ધવો નિશમ્યૈવં કૃષ્ણદર્શનલાલસાઃ ।
સાન્ત્વયન્ પ્રિયસન્દેશૈર્ગોપીરિદમભાષત ॥ ૨૨॥

ઉદ્ધવ ઉવાચ

અહો યૂયં સ્મ પૂર્ણાર્થા ભવત્યો લોકપૂજિતાઃ ।
વાસુદેવે ભગવતિ યાસામિત્યર્પિતં મનઃ ॥ ૨૩॥

દાનવ્રતતપોહોમજપસ્વાધ્યાયસંયમૈઃ ।
શ્રેયોભિર્વિવિધૈશ્ચાન્યૈઃ કૃષ્ણે ભક્તિર્હિ સાધ્યતે ॥ ૨૪॥

ભગવત્યુત્તમશ્લોકે ભવતીભિરનુત્તમા ।
ભક્તિઃ પ્રવર્તિતા દિષ્ટ્યા મુનીનામપિ દુર્લભા ॥ ૨૫॥

દિષ્ટ્યા પુત્રાન્ પતીન્ દેહાન્ સ્વજનાન્ ભવનાનિ ચ ।
હિત્વાઽવૃણીત યૂયં યત્ કૃષ્ણાખ્યં પુરુષં પરમ્ ॥ ૨૬॥

અમે ભલી-ભોળી ગોપીઓ પણ તે કપટી કૃષ્ણની કપટપૂર્ણ મીઠી-મીઠી વાતોમાં આવીને તેને સત્ય જેવી માની બેઠી અને તેમના નખસ્પર્શથી થનારા કામવ્યાધિનો વારંવાર અનુભવ કરતી રહી. તેથી શ્રીકૃષ્ણના દૂત ભ્રમર! હવે આ વિષયમાં તું વધારે કંઈ કહીશ નહીં. તારે કહેવું જ હોય તો કોઈ બીજી વાત કર. ॥ ૧૯ ॥ અમારા પ્રિયતમના પ્રિય સખા! એવું લાગે છે કે, તું એક વાર ત્યાં જઈને પાછો આવ્યો છે. જરૂર અમારા પ્રિયતમે તને મનાવવા માટે મોકલ્યો હશે! પ્રિય ભ્રમર! તું બધી રીતે અમારા આદરને પાત્ર છે. કહે, તારી શી ઇચ્છા છે? અમારી પાસે જે ઇચ્છા હોય તે માગી લે. સારું, તું સાચું કહે, શું અમને ત્યાં લઈ જવા ઇચ્છે છે? અરે, તેમની પાસે જઈને પાછા વળવું બહુ મુશ્કેલ છે. અમે તો તેમની પાસે જઈ ચૂકી છીએ. પરંતુ તું અમને ત્યાં લઈ જઈને શું કરીશ? પ્રિય ભ્રમર! તેમની સાથે — તેમના વક્ષઃસ્થળ પર તો તેમની પ્રિય પત્ની લક્ષ્મીજી હંમેશાં રહે છે ને? ત્યારે ત્યાં અમારો નિર્વાહ કઈ રીતે થશે? ॥ ૨૦ ॥ સારું, અમારા પ્રિયતમના પ્રિય દૂત મધુકર! અમને એ જણાવ કે, આર્યપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ ગુરુકુલથી આવીને મથુરામાં હવે સુખી તો છે ને? શું તે ક્યારેય નંદબાવા, યશોદાજી, અહીંનાં ઘર, સગા-સંબંધી અને ગોવાળોને યાદ કરે છે? અને શું અમ દાસીઓની કોઈ વાત ક્યારેય કરે છે? પ્રિય ભ્રમર! અમને એ પણ જણાવ કે, ક્યારેય તેઓ પોતાની ચંદન જેવી દિવ્ય સુગંધથી યુક્ત ભુજા અમારા મસ્તક પર પધરાવશે? શું અમારા જીવનમાં ક્યારેય એવો શુભ અવસર આવશે? ॥ ૨૧ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! ગોપીઓ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન માટે અત્યંત ઉત્સુક લાલાયિત થઈ રહી હતી, તેના માટે તડપી રહી હતી. તેમની વાતો સાંભળીને ઉદ્ધવજીએ તેમને તેમના પ્રિયતમનો સંદેશો સંભળાવીને સાન્ત્વના આપતાં આ પ્રમાણે કહ્યું— ॥ ૨૨ ॥

ઉદ્ધવજીએ કહ્યું — અહો ગોપીઓ! તમે કૃતકૃત્ય છો. તમારું જીવન સફળ છે. દેવીઓ! તમે સંપૂર્ણ સંસાર માટે પૂજનીય છો; કેમકે, તમે લોકોએ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણને પોતાનું હૃદય, પોતાનું સર્વસ્વ સમર્પિત કરી દીધું છે. ॥ ૨૩ ॥ દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, ધ્યાન, ધારણા, સમાધિ અને કલ્યાણનાં અન્ય વિવિધ સાધનો દ્વારા ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય, એ જ પ્રયત્ન કરવામાં આવે છે. ॥ ૨૪ ॥ એ ઘણા સૌભાગ્યની વાત છે કે, તમે લોકોએ પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણની તે જ સર્વોત્તમ પ્રેમભક્તિ પ્રાપ્ત કરી છે અને તે ભક્તિનો આદર્શ સ્થાપિત કર્યો છે, જે મોટા-મોટા ઋષિ-મુનિઓ માટે પણ અત્યંત દુર્લભ છે. ॥ ૨૫ ॥ ખરેખર, એ કેટલા સૌભાગ્યની વાત છે કે તમે પોતાના પુત્ર, પતિ, શરીર, સ્વજન અને ઘર-બાર છોડીને પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનું (જે સર્વના પરમ પતિ છે) પતિરૂપે વરણ કર્યું છે. ॥ ૨૬ ॥

સર્વાત્મભાવોડધિકૃતો ભવતીનામધોક્ષજે ।
વિરહેણ મહાભાગા મહાન્ મેડનુગ્રહઃ કૃતઃ ॥ ૨૭॥

શ્રૂયતાં પ્રિયસન્દેશો ભવતીનાં સુખાવહઃ ।
યમાદાયાગતો ભદ્રા અહં ભર્તૂ રહસ્કરઃ ॥ ૨૮॥

*શ્રીભગવાનુવાચ*

ભવતીનાં વિયોગો મે ન હિ સર્વાત્મના ક્વચિત્ ।
યથા ભૂતાનિ ભૂતેષુ ખં વાય્વગ્નિર્જલં મહી ।
તથાહં ચ મનઃપ્રાણભૂતેન્દ્રિયગુણાશ્રયઃ ॥ ૨૯॥

આત્મન્યેવાત્મનાડડત્માનં સૃજે હન્મ્યનુપાલયે ।
આત્મમાયાનુભાવેન ભૂતેન્દ્રિયગુણાત્મના ॥ ૩૦॥

આત્મા જ્ઞાનમયઃશુદ્ધો વ્યતિરિક્તોડગુણાન્વયઃ ।
સુષુપ્તિસ્વપ્નજાગ્રદ્ભિર્માયાવૃત્તિભિરીયતે ॥ ૩૧॥

યેનેન્દ્રિયાર્થાન્ ધ્યાયેત મૃષા સ્વપ્નવદુત્થિતઃ ।
તન્નિરુન્ધ્યાદિન્દ્રિયાણિ વિનિદ્રઃ પ્રત્યપદ્યત ॥ ૩૨॥

એતદન્તઃસમામ્નાયો યોગઃસાઙ્ખ્યં મનીષિણામ્ ।
ત્યાગસ્તપો દમઃ સત્યં સમુદ્રાન્તા ઈવાપગાઃ ॥ ૩૩॥

યત્ત્વહં ભવતીનાં વૈ દૂરે વર્તે પ્રિયો દૃશામ્ ।
મનસઃ સન્નિકર્ષાર્થં મદનુધ્યાનકામ્યયા ॥ ૩૪॥

પરમ ભાગ્યવતી ગોપીઓ! ભગવાન શ્રીકૃષ્ણના વિયોગથી તમે ઇન્દ્રિયાતીત પરમાત્મા માટે તે ભાવ પ્રાપ્ત કરી લીધો છે, જે બધા પદાર્થોના રૂપમાં તેમનાં દર્શન કરાવે છે. તમારા લોકોનો તે ભાવ મારી સામે પણ પ્રગટ થયો, આ મારા ઉપર તમારી—દેવીઓની બહુ જ દયા છે. ॥ ૨૭ ॥ હું મારા સ્વામીનું ગુપ્ત કામ કરવાવાળો દૂત છું. તમારા પ્રિયતમ ભગવાન શ્રીકૃષ્ણે તમને પરમ સુખ આપવા માટે આ પ્રિય સંદેશો મોકલ્યો છે. હે કલ્યાણમૂર્તિ ગોપીઓ! તે સંદેશો લઈને હું તમારી પાસે આવ્યો છું, હવે તે સાંભળો. ॥ ૨૮ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે** – હું સર્વનું ઉપાદાન કારણ હોવાથી સર્વનો આત્મા છું, બધામાં અનુગત છું. તેથી મારી સાથે તમારો વિયોગ ક્યારેય થવાનો નથી. જેમ સંસારના બધા ભૌતિક પદાર્થોમાં આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી – આ પાંચભૂત વ્યાપ્ત છે, એનાથી જ બધી વસ્તુઓ બને છે, અને એ જ તે વસ્તુઓના રૂપમાં છે. તે જ પ્રમાણે હું મન, પ્રાણ, પંચભૂત, ઇન્દ્રિયો અને તેમના વિષયોનો આશ્રય છું. તે મારામાં છે, હું તેમનામાં છું. અને સાચું પૂછો તો, હું જ તેમના રૂપે પ્રગટ થઈ રહ્યો છું. ॥ ૨૯ ॥ હું જ મારી માયા દ્વારા ભૂત, ઇન્દ્રિયો અને તેમના વિષયોના રૂપમાં તેમનો આશ્રય બની જાઉં છું તથા સ્વયં નિમિત્ત પણ બનીને મને પોતાને સર્જું છું, પાળું છું અને સમેટી લઉં છું. ॥ ૩૦ ॥ આત્મા માયા અને માયાનાં કાર્યોથી ભિન્ન છે. તે વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ, જડ પ્રકૃતિ, અનેક જીવો તથા પોતાના જ અવાન્તર ભેદોથી રહિત સર્વથા શુદ્ધ છે. કોઈ પણ ગુણ તેનો સ્પર્શ કરી શકતો નથી. માયાની ત્રણ વૃત્તિઓ છે – સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત. એમના દ્વારા તે જ અખંડ, અનંત, બોધસ્વરૂપ આત્મા ક્યારેક પ્રાજ્ઞ, તો ક્યારેક તૈજસ અને ક્યારેક વિશ્વરૂપે પ્રતીત થાય છે. ॥ ૩૧ ॥ મનુષ્યે સમજવું જોઈએ કે, સ્વપ્નમાં દેખાનારા પદાર્થોની જેમ જ જાગ્રત – અવસ્થામાં ઇન્દ્રિયોના વિષય પણ પ્રતીત થઈ રહ્યા છે, તે મિથ્યા છે. તેથી તે વિષયોનું ચિંતન કરવાવાળાં મન અને ઇન્દ્રિયોને રોકીને જાણે જાગીને ઊઠ્યો હોય, તેમ જગતના સ્વાપ્નિક વિષયોનો ત્યાગ કરી મારો સાક્ષાત્કાર કરો. ॥ ૩૨ ॥ જે પ્રમાણે બધી નદીઓ ફરી-ફરીને સમુદ્રમાં જ પહોંચે છે, તે જ પ્રમાણે મનસ્વી પુરુષોનો વેદાભ્યાસ, યોગ-સાધના, આત્મ-અનાત્મવિવેક, ત્યાગ, તપસ્યા, ઇન્દ્રિયસંયમ અને સત્ય વગેરે બધા ધર્મો મારી પ્રાપ્તિમાં જ સમાપ્ત થઈ જાય છે. બધાનું સાચું ફળ છે મારો સાક્ષાત્કાર; કેમકે, તે બધા મનને નિરુદ્ધ કરીને મારી પાસે પહોંચાડે છે. ॥ ૩૩ ॥

ગોપીઓ! એમાં શંકા નથી કે, હું તમારાં નેત્રોનું અટલ લક્ષ્ય છું. તમારો જીવન-સર્વસ્વ છું. પરંતુ હું જે તમારાથી આટલો દૂર રહું છું, તેનું કારણ એ છે કે તમે નિરંતર મારું ધ્યાન કરી શકો. શરીરથી દૂર રહેવા છતાં પણ મનથી તમે મારા સાન્નિધ્યનો અનુભવ કરો, તમારું મન મારી પાસે રાખો. ॥ ૩૪ ॥

યથા દૂરચરે પ્રેષ્ઠે મન આવિશ્ય વર્તતે ।
સ્ત્રીણાં ચ ન તથા ચેતઃ[1] સન્નિકૃષ્ટેઽક્ષિગોચરે ॥ ૩૫॥

મય્યાવેશ્ય મનઃ કૃત્સ્નં[2] વિમુક્તાશેષવૃત્તિ યત્ ।
અનુસ્મરન્ત્યો માં નિત્યમચિરાન્મામુપૈષ્યથ ॥ ૩૬॥

યા મયા ક્રીડતા રાત્ર્યાં વનેઽસ્મિન્ વ્રજ આસ્થિતાઃ ।
અલબ્ધરાસાઃ કલ્યાણ્યો માઽઽપુર્મદ્વીર્યચિન્તયા ॥ ૩૭॥

*શ્રીશુક ઉવાચ*

એવં પ્રિયતમાદિષ્ટમાકર્ણ્ય વ્રજયોષિતઃ ।
તા ઊચુરુદ્ધવં પ્રીતાસ્તત્સન્દેશાગતસ્મૃતીઃ ॥ ૩૮॥

*ગોપ્ય ઊચુઃ*

દિષ્ટ્યાઽહિતો હતઃ કંસો યદૂનાં સાનુગોઽઘકૃત્ ।
દિષ્ટ્યાઽઽપ્તૈર્લબ્ધસર્વાર્થૈઃ કુશલ્યાસ્તેઽચ્યુતોઽધુના ॥ ૩૯॥

કચ્ચિદ્ ગદાગ્રજઃ સૌમ્ય કરોતિ પુરયોષિતામ્ ।
પ્રીતિં નઃ સ્નિગ્ધસવ્રીડહાસોદારેક્ષણાર્ચિતઃ ॥ ૪૦॥

કથં રતિવિશેષજ્ઞઃ પ્રિયશ્ચ વરયોષિતામ્ ।
નાનુબધ્યેત તદ્વાક્યૈર્વિભ્રમૈશ્ચાનુભાજિતઃ ॥ ૪૧॥

અપિ સ્મરતિ નઃ સાધો ગોવિન્દઃ પ્રસ્તુતે ક્વચિત્ ।
ગોષ્ઠીમધ્યે પુરસ્ત્રીણાં ગ્રામ્યાઃ સ્વૈરકથાન્તરે ॥ ૪૨॥

તાઃ કિં નિશાઃ સ્મરતિ યાસુ તદા પ્રિયાભિ-
ર્વૃન્દાવને કુમુદકુન્દશશાઙ્કરમ્યે ।
રેમે ક્વણચ્ચરણનૂપુરરાસગોષ્ઠ્યા-
મસ્માભિરીડિતમનોજ્ઞકથઃ કદાચિત્ ॥ ૪૩॥

કેમ કે, સ્ત્રીઓ અને અન્ય પ્રેમીઓનું ચિત્ત પોતાના પરદેશી પ્રિયતમમાં જેટલું નિશ્ચલ ભાવે લાગેલું રહે છે, તેટલું આંખોની સામે, પાસે રહેનારા પ્રિયતમમાં નથી લાગતું. ॥ ૩૫ ॥ અશેષ વૃત્તિઓથી રહિત સંપૂર્ણ મન મારામાં પરોવીને જ્યારે તમે મારું અનુસ્મરણ કરશો, ત્યારે શીઘ્ર જ સદાને માટે મને પ્રાપ્ત થઈ જશો. ॥ ૩૬ ॥ કલ્યાણી ગોપીઓ! જે સમયે મેં વૃન્દાવનમાં શરદપૂર્ણિમાની રાત્રિમાં રાસ-ક્રીડા કરી હતી તે સમયે જે ગોપીઓ સ્વજનો દ્વારા રોકી લેવાથી વ્રજમાં જ રહી ગઈ – મારી સાથે રાસ-વિહારમાં સામેલ ન થઈ શકી, તે મારી લીલાઓનું સ્મરણ કરવાથી જ મને પ્રાપ્ત થઈ ગઈ હતી. (તમને પણ હું મળીશ અવશ્ય, નિરાશ થવાની કોઈ વાત નથી.) ॥ ૩૭ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણનો સંદેશો સાંભળીને ગોપીઓને બહુ આનંદ થયો અને તેમના સંદેશથી તેમને શ્રીકૃષ્ણના સ્વરૂપની અને એક-એક લીલાની યાદ આવવા માંડી. ॥ ૩૮ ॥

**પ્રેમસભર થઈને ગોપીઓએ કહ્યું** – ઉદ્ધવજી! એ ઘણા સૌભાગ્યની અને આનંદની વાત છે કે યાદવોને સંતાપી રહેલો પાપી કંસ પોતાના અનુયાયીઓ સાથે મરાઈ ગયો. એ પણ ઓછા આનંદની વાત નથી કે શ્રીકૃષ્ણના બંધુ-બાંધવો અને ગુરુજનોના બધા મનોરથ પૂર્ણ થઈ ગયા તથા હવે અમારા પ્રિય શ્યામસુંદર તેમની સાથે સકુશળ નિવાસ કરી રહ્યા છે. ॥ ૩૯ ॥ પરંતુ ઉદ્ધવજી! એક વાત તમે અમને જણાવો કે 'જે રીતે અમે અમારા પ્રેમભર્યા લજ્જાયુક્ત હાસ્ય અને ઉદાર દૃષ્ટિથી તેમની પૂજા કરતી હતી અને તેઓ પણ અમને પ્રેમ કરતા હતા, તે જ પ્રમાણે મથુરાની સ્ત્રીઓ સાથે પણ તેઓ પ્રેમ કરે છે કે નહીં?' ॥ ૪૦ ॥ ત્યાં સુધીમાં બીજી ગોપી બોલી ઊઠી – 'અરે સખી! આપણા પ્યારા શ્યામસુંદર તો પ્રેમની મોહિની કળાના વિશેષજ્ઞ છે. બધી શ્રેષ્ઠ સ્ત્રીઓ તેમને પ્રેમ કરે છે, પછી ભલા, જ્યારે નગરની સ્ત્રીઓ તેમને મીઠી-મીઠી વાતો કરશે અને હાવ-ભાવથી તેમની તરફ જોશે ત્યારે તેઓ તેમના પર કેમ નહીં રીઝે?' ॥ ૪૧ ॥ બીજી ગોપીઓ બોલી – 'મહાત્મા! આપ એ જણાવો કે, જ્યારે પણ નગરની સ્ત્રીઓની મંડળીમાં કોઈ વાત ચર્ચાય છે અને અમારા પ્રિય સ્વચ્છન્દતાથી, કોઈ પણ પ્રકારના સંકોચ વિના પ્રેમની વાતો કરવા માંડે છે, ત્યારે શું કોઈ પ્રસંગવશ અમ ગમાર ગોવાલણોને પણ તે યાદ કરે છે?' ॥ ૪૨ ॥ થોડી ગોપીઓએ કહ્યું – 'ઉદ્ધવજી! શું ક્યારેય શ્રીકૃષ્ણ તે રાત્રિઓનું સ્મરણ કરે છે, જ્યારે રાત્રિવિકાસી કમળો, મોગરા અને ચન્દ્રથી સુશોભિત અત્યંત રમણીય વૃન્દાવનમાં તે રાત્રિઓમાં જ તેમણે રાસ-મંડળ બનાવીને અમારી સાથે નૃત્ય કર્યું હતું. કેવી સુંદર

૧. ચિત્તં । ૨. કૃષ્ણે ।

અપ્યેષ્યતીહ દાશાર્હસ્તપ્તાઃ સ્વકૃતયા શુચા ।
સઞ્જીવયન્ નુ નો ગાત્રૈર્યથેન્દ્રો વનમમ્બુદૈઃ ॥ ૪૪॥

કસ્માત્ કૃષ્ણ ઈહાયાતિ પ્રાપ્તરાજ્યો હતાહિતઃ ।
નરેન્દ્રકન્યા ઉદ્વાહ્ય પ્રીતઃ સર્વસુહૃદ્વૃતઃ ॥ ૪૫॥

કિમસ્માભિર્વનૌકોભિરન્યાભિર્વા મહાત્મનઃ ।
શ્રીપતેરાપ્તકામસ્ય ક્રિયેતાર્થઃ કૃતાત્મનઃ ॥ ૪૬॥

પરં સૌખ્યં હિ નૈરાશ્યં સ્વૈરિણ્યપ્યાહ[1] પિઙ્ગલા ।
તજ્જાનતીનાં નઃ કૃષ્ણે તથાપ્યાશા દુરત્યયા ॥ ૪૭॥

ક ઉત્સહેત સન્ત્યક્તુમુત્તમશ્લોકસંવિદમ્ ।
અનિચ્છતોઽપિ યસ્ય શ્રીરઙ્ગાન્ન ચ્યવતે ક્વચિત્ ॥ ૪૮॥

સરિચ્છૈલવનોદ્દેશા ગાવો વેણુરવા ઈમે ।
સઙ્કર્ષણસહાયેન કૃષ્ણેનાચરિતાઃ પ્રભો ॥ ૪૯॥

પુનઃ પુનઃ સ્મારયન્તિ નન્દગોપસુતં બત ।
શ્રીનિકેતૈસ્તત્પદકૈર્વિસ્મર્તું નૈવ શક્નુમઃ ॥ ૫૦॥

હતી તે રાસલીલા! તે સમયે પગનાં ઝાંઝરોના ઝણકાર સાથે અમે બધી ગોપીઓ તેમની સુંદર-સુંદર લીલાઓનું ગાન કરી રહી હતી.' ॥ ૪૩ ॥ થોડી બીજી ગોપીઓ બોલી ઊઠી – 'ઉદ્ધવજી! અમે બધી તેમના વિરહાગ્નિમાં બળી રહી છીએ. જેમ દેવરાજ ઈન્દ્ર જલ વરસાવીને વનને લીલુંછમ કરી દે છે, તેમ શું શ્રીકૃષ્ણ ક્યારેય પોતાના કરકમળનો સ્પર્શ કરી અમને જીવનદાન આપવા માટે આવશે ખરા?' ॥ ૪૪ ॥ ત્યાં સુધીમાં એક ગોપી બોલી – 'અરે સખી! હવે તો તેમણે શત્રુઓને મારીને રાજ્ય પ્રાપ્ત કરી લીધું છે; જેને જુઓ તે બધા જ તેમના સુહૃદ થઈને આંટા મારે છે. હવે તો તે મોટા-મોટા રાજાઓની કન્યાઓ સાથે લગ્ન કરશે, તેમની સાથે આનંદપૂર્વક રહેશે; હવે તે મહાપુરુષ આપણા જેવી વનવાસી સ્રીઓ પાસે શા માટે આવે?' ॥ ૪૫ ॥ બીજી ગોપીએ કહ્યું – 'ના, સખી! મહાત્મા શ્રીકૃષ્ણ તો સ્વયં લક્ષ્મીપતિ છે. તેઓ પૂર્ણકામ અને પૂર્ણપુરુષ છે, એમને માટે આવું વિચારવું યોગ્ય નથી. તે કૃતકૃત્ય છે. આપણે વનવાસી ગોવાલણો અથવા રાજકુમારીઓ સાથે તેમને કોઈ પ્રયોજન નથી. આપણા વિના તેમનું કયું કામ અટકી પડ્યું છે! ॥ ૪૬ ॥ જુઓ, વેશ્યા હોવા છતાં પિંગલાએ કેટલી સરસ વાત કહી છે – 'સંસારમાં કોઈની આશા ન રાખવી એ જ સૌથી મોટું સુખ છે.' આ વાત આપણે જાણીએ છીએ, છતાં પણ આપણે શ્રીકૃષ્ણના પાછા આવવાની આશાને છોડી શકવા અસમર્થ છીએ. તેમના શુભ-આગમનની આશા જ તો આપણું જીવન છે. ॥ ૪૭ ॥ આપણા પ્રિય શ્યામસુંદરે આપણી સાથે એકાંતમાં મીઠી-મીઠી પ્રેમની વાતો કરી છે તેને છોડી દેવાની, ભૂલી જવાની હિંમત પણ કેમ કરી શકાય? જુઓ તો, તેમની ઇચ્છા ન હોવા છતાં સ્વયં લક્ષ્મીજી તેમનાં ચરણોને છોડતાં નથી, એક ક્ષણ માટે પણ તેમનો અંગ-સંગ છોડીને ક્યાંય જતાં નથી. ॥ ૪૮ ॥ ઉદ્ધવજી! આ તે જ નદી છે, જેમાં તેઓ વિહાર કરતા હતા, આ તે જ પર્વત છે, જેના શિખર પર બેસીને તેઓ વાંસળી વગાડતા હતા. આ તે જ વન છે, જેમાં તેઓ રાત્રિના સમયે રાસલીલા કરતા હતા અને આ તે જ ગાયો છે, જેમને ચરાવવા માટે તેઓ સવાર-સાંજ અમારી સામે જોતા-જોતા જતા-આવતા હતા. અને આજે પણ બરાબર તેવો જ વેણુનાદ અમારા કાનોમાં ગૂંજી રહ્યો છે, જેવો તેઓ પોતાના અધરોના સંયોગથી છેડતા હતા. બલરામજીની સાથે શ્રીકૃષ્ણે આ (નદી, વન, પર્વત) બધી જગ્યાએ વિહાર કર્યો છે. ॥ ૪૯ ॥ અહીંનું એક-એક સ્થળ એકે-એક રજકણ તેમનાં ચરણચિહ્નોથી અંકિત છે. અમે જ્યારે આ બધું જોઈએ છીએ, સાંભળીએ છીએ, – અરે આખો દિવસ આ જ તો કરીએ છીએ – ત્યારે તે અમારા પ્રિય શ્યામસુંદર નન્દનંદનને અમારાં નેત્રો

[1] સ્વૈરિણી પ્રાહ ।

ગત્યા લલિતયોદારહાસલીલાવલોકનૈઃ ।
માધ્વ્યા ગિરા હૃતધિયઃ કથં તં[1] વિસ્મરામહે ॥ ૫૧॥

હે નાથ[2] હે રમાનાથ વ્રજનાથાર્તિનાશન ।
મગ્નમુદ્ધર ગોવિન્દ ગોકુલં વૃજિનાર્ણવાત્ ॥ ૫૨॥

શ્રીશુક ઉવાચ

તતસ્તાઃ કૃષ્ણસન્દેશૈર્વ્યપેતવિરહજ્વરાઃ ।
ઉદ્ધવં પૂજયાઞ્ચક્રુર્જ્ઞાત્વાઽઽત્માનમધોક્ષજમ્ ॥ ૫૩॥

ઉવાસ કતિચિન્માસાન્ ગોપીનાં વિનુદઞ્છુચઃ ।
કૃષ્ણલીલાકથાં ગાયન્ રમયામાસ ગોકુલમ્ ॥ ૫૪॥

યાવન્ત્યહાનિ નન્દસ્ય વ્રજેઽવાત્સીત્ સ ઉદ્ધવઃ ।
વ્રજૌકસાં ક્ષણપ્રાયાણ્યાસન્ કૃષ્ણસ્ય વાર્તયા ॥ ૫૫॥

સરિદ્વનગિરિદ્રોણીર્વીક્ષન્ કુસુમિતાન્ દ્રુમાન્ ।
કૃષ્ણં સંસ્મારયન્ રેમે હરિદાસો વ્રજૌકસામ્ ॥ ૫૬॥

દૃષ્ટ્વૈવમાદિ ગોપીનાં કૃષ્ણાવેશાત્મવિક્લવમ્ ।
ઉદ્ધવઃ પરમપ્રીતસ્તા નમસ્યન્નિદં જગૌ ॥ ૫૭॥

સમક્ષ લાવીને મૂકી દઈએ છીએ. ઉદ્ધવજી! અમે કોઈ પણ રીતે – મરીને પણ તેમને ભૂલી શકતી નથી એવું તેમની સાથે અમારું તાદાત્મ્ય છે. ॥ ૫૦ ॥ તેમની પેલા હંસ જેવી સુંદર ચાલ, ઉદાર હાસ્ય, વિલાસપૂર્વક જોવું. અને મધુર વાણી! અહો! આ બધાએ અમારું ચિત્ત ચોરી લીધું છે, અમારું મન અમારા વશમાં નથી; હવે અમે તેમને ભૂલીએ પણ કઈ રીતે? ॥ ૫૧ ॥ અમારા પ્રિય શ્રીકૃષ્ણ! તમે જ અમારા જીવનના સ્વામી છો, અમારું સર્વસ્વ છો. પ્રિય! તમે લક્ષ્મીપતિ છો તેથી શું થયું? અમારા માટે તો વ્રજનાથ જ છો! અમ વ્રજગોપીઓના એકમાત્ર તમે જ સાચા સ્વામી છો. શ્યામસુંદર! તમે વારંવાર અમારી વ્યથા મિટાવી છે, અમારાં સંકટો કાપ્યાં છે. ગોવિંદ! તમે ગાયોને બહુ પ્રેમ કરો છો. શું અમે ગાયો નથી? તમારું આ સંપૂર્ણ ગોકુલ, જેમાં ગોપબાળકો, માતા-પિતા, ગાયો અને અમે ગોપીઓ બધા જ છીએ – દુઃખના અગાધ દરિયામાં ડૂબી રહ્યું છે, તમે આને બચાવો. આવો, અમારી રક્ષા કરો. ॥ ૫૨ ॥

શ્રીશુકદેવજી કહે છે – પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનો પ્રિય સંદેશ સાંભળીને ગોપીઓની વિરહ-વ્યથા શાંત થઈ ગઈ હતી. તેઓ ઇન્દ્રિયાતીત ભગવાન શ્રીકૃષ્ણને પોતાના આત્મારૂપે સર્વત્ર વિદ્યમાન છે, એવું સમજી ચૂકી હતી. હવે તેઓ બહુ જ પ્રેમ અને આદરપૂર્વક ઉદ્ધવજીનો સત્કાર કરવા લાગી. ॥ ૫૩ ॥ ઉદ્ધવજી ગોપીઓની વિરહ-વ્યથા દૂર કરવા માટે કેટલાય મહિનાઓ સુધી ત્યાં રહ્યા. તેઓ ભગવાન શ્રીકૃષ્ણની અનેક-અનેક લીલાઓ અને વાતો કહી-કહીને વ્રજવાસીઓને આનંદિત કરતા રહ્યા. ॥ ૫૪ ॥ નંદબાવાના વ્રજમાં જેટલા દિવસ ઉદ્ધવજી રહ્યા, એટલા દિવસ ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓની ચર્ચા થતી રહેવાને કારણે વ્રજવાસીઓને એવું લાગ્યું કે, જાણે હજી એક ક્ષણ જ થઈ છે. ॥ ૫૫ ॥ ભગવાનના પરમ પ્રેમી ભક્ત ઉદ્ધવજી ક્યારેક યમુનાકિનારે જતા, ક્યારેક વૃન્દાવનમાં વિચરતા અને ક્યારેક ગિરિરાજની ઘાટીમાં જતા. ક્યારેક રંગ-બેરંગી પુષ્પોથી લચી રહેલાં વૃક્ષોમાં જ લીન થઈ જતા, અને અહીં ભગવાન શ્રીકૃષ્ણે કઈ લીલા કરી છે, એવું પૂછી-પૂછીને વ્રજવાસીઓને ભગવાન શ્રીકૃષ્ણ અને તેમની લીલામાં તન્મય કરી દેતા. ॥ ૫૬ ॥

ઉદ્ધવજીએ વ્રજમાં રહીને ગોપીઓની આ પ્રમાણેની પ્રેમ-વ્યાકુળતા તથા અનેક પ્રકારની પ્રેમ-ચેષ્ટાઓ જોઈ. તેમની આ પ્રકારની શ્રીકૃષ્ણમાં તન્મયતા જોઈને તેઓ પ્રેમાનંદથી પૂર્ણ થઈ ગયા. તેમણે ગોપીઓને વંદન કરતાં આ પ્રમાણે કહ્યું – ॥ ૫૭ ॥

૧. તદ્વિસ્મરામહે । ૨. કૃષ્ણ ।

એતાઃ પરં તનુભૃતો ભુવિ ગોપવધ્વો
ગોવિન્દ એવ નિખિલાત્મનિ રૂઢભાવાઃ ।
વાઞ્છન્તિ યદ્ ભવભિયો મુનયો વયં ચ
કિં બ્રહ્મજન્મભિરનન્તકથારસસ્ય ॥ ૫૮॥

ક્વેમાઃ સ્ત્રિયો વનચરીર્વ્યભિચારદુષ્ટાઃ
કૃષ્ણે ક્વ ચૈષ પરમાત્મનિ રૂઢભાવઃ ।
નન્વીશ્વરોઽનુભજતોઽવિદુષોઽપિ સાક્ષા-
ચ્છ્રેયસ્તનોત્યગદરાજ ઇવોપયુક્તઃ ॥ ૫૯॥

નાયં શ્રિયોઽઙ્ગ ઉ નિતાન્તરતેઃ પ્રસાદઃ
સ્વર્યોષિતાં નલિનગન્ધરુચાં કુતોઽન્યાઃ ।
રાસોત્સવેઽસ્ય ભુજદણ્ડગૃહીતકણ્ઠ-
લબ્ધાશિષાં ય ઉદગાદ્ વ્રજવલ્લવીનામ્ ॥ ૬૦॥

આસામહો ચરણરેણુજુષામહં સ્યાં
વૃન્દાવને કિમપિ ગુલ્મલતૌષધીનામ્ ।
યા દુસ્ત્યજં સ્વજનમાર્યપથં ચ હિત્વા
ભેજુર્મુકુન્દપદવીં શ્રુતિભિર્વિમૃગ્યામ્ ॥ ૬૧॥

'આ પૃથ્વી પર માત્ર આ ગોપીઓનું જ શરીર ધારણ કરવું શ્રેષ્ઠ અને સફળ છે; કેમકે, એ સર્વાત્મા શ્રીકૃષ્ણના પરમ પ્રેમમય દિવ્ય મહાભાવમાં સ્થિત થઈ ગઈ છે. પ્રેમની આ સર્વોચ્ચ સ્થિતિ સંસારના ભયથી ભયભીત મુમુક્ષુઓ માટે જ નહીં, બલકે મોટા-મોટા મુનિઓ, મુક્ત મહાત્માઓ તથા અમારા જેવા ભક્તો માટે પણ હજી ઇચ્છવા યોગ્ય જ છે. અમને આવા પ્રેમની પ્રાપ્તિ થઈ શકી નથી. સાચું જ છે, જેને ભગવાન શ્રીકૃષ્ણની લીલા-કથાના રસનો ચસકો લાગી ગયો, તેમને ઉત્તમકુળ, બ્રાહ્મણોના સંસ્કારો અને મોટા-મોટા યજ્ઞ-યાગાદિથી શું પ્રયોજન? અર્થાત્ જો ભગવાનના લીલા-કથારસની પ્રાપ્તિ ન થઈ, તેમાં રુચિ ન થઈ, તો અનેક મહાકલ્પો સુધી વારંવાર બ્રહ્માનું પદ મળવાથી પણ શો લાભ? ॥ ૫૮ ॥ ક્યાં આ વાનવાસી, આચાર, જ્ઞાન અને જાતિથી હીન ગામડાની ગમાર ગોવાલણો અને ક્યાં સચ્ચિદાનંદઘન ભગવાન શ્રીકૃષ્ણમાં આવો અનન્ય પ્રેમ! અહો, ધન્ય છે! ધન્ય છે! આનાથી સિદ્ધ થાય છે કે, કોઈ ભગવાનના સ્વરૂપ અને રહસ્યને ભલે જાણ્યા વિના, તેમની સાથે પ્રેમ કરે, તેમની ભક્તિ કરે, તો તેઓ સ્વયં પોતાની શક્તિથી, પોતાની કૃપાથી તેનું પરમ કલ્યાણ કરી દે છે; બરાબર તે જ પ્રમાણે જેમ કોઈ અજાણતાં અમૃતપાન કરી લે તો તે પોતાની વસ્તુ-શક્તિથી જ પીનારને અમર બનાવી દે છે. ॥ ૫૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણે રાસલીલા વખતે આ વ્રજાંગનાઓના ગળામાં પોતાનો શ્રીહસ્ત પધરાવીને તેમના મનોરથ પૂર્ણ કર્યા. તેમને ભગવાને જે કૃપા-પ્રસાદનું દાન કર્યું, તેમને જેવું પ્રેમ-દાન કર્યું, તેવું ભગવાનનાં પરમ પ્રેમાસ્પદ નિત્યસંગિની વક્ષઃસ્થળ પર વિરાજમાન લક્ષ્મીજીને પણ પ્રાપ્ત થયું નથી. કમળ જેવી સુગંધ અને કાન્તિયુક્ત દેવાંગનાઓને પણ પ્રાપ્ત થયું નથી. પછી અન્ય સ્ત્રીઓની તો વાત જ શી કરવી? ॥ ૬૦ ॥ મારા માટે તો સર્વશ્રેષ્ઠ વાત એ જ હશે કે હું વૃન્દાવનધામમાં કોઈ વૃક્ષ-લતા અથવા વનસ્પતિ, જડી-બુટ્ટી રૂપે જ બની જાઉં, તો મને આ ગોપીજનોની ચરણરજ નિરંતર સેવન કરવા માટે મળતી રહેશે. આમની ચરણ-રજમાં સ્નાન કરીને હું ધન્ય થઈ જઈશ. ધન્ય છે આ ગોપીઓ! જુઓ તો ખરા, જેમને છોડવા અત્યંત દુષ્કર છે તેવા સ્વજનો તથા લોક-વેદની આર્ય-મર્યાદાનો પરિત્યાગ કરીને આપણે ભગવાનની પદવી, તેમની સાથે તન્મયતા, તેમનો પરમ પ્રેમ પ્રાપ્ત કરી લીધો. (બીજાઓની વાત ક્યાં છે – ભગવદ્વાણી, તેમના નિઃશ્વાસરૂપ સમસ્ત શ્રુતિઓ, ઉપનિષદો પણ હજી સુધી ભગવાનના પરમ પ્રેમમય સ્વરૂપને શોધ્યા કરે છે, પ્રાપ્ત કરી શક્યાં નથી. ॥ ૬૧ ॥

યા વૈ શ્રિયાર્ચિતમજાદિભિરાપ્તકામૈ-
ર્યોગેશ્વરૈરપિ યદાત્મનિ રાસગોષ્ઠ્યામ્ ।
કૃષ્ણસ્ય તદ્ ભગવતશ્ચરણારવિન્દં
ન્યસ્તં સ્તનેષુ વિજહુઃ પરિરભ્ય તાપમ્ ॥ ૬૨॥

વન્દે નન્દવ્રજસ્ત્રીણાં પાદરેણુમભીક્ષ્ણશઃ ।
યાસાં હરિકથોદ્‌ગીતં પુનાતિ ભુવનત્રયમ્ ॥ ૬૩॥

*શ્રીશુક ઉવાચ*

અથ ગોપીરનુજ્ઞાપ્ય યશોદાં નન્દમેવ ચ ।
ગોપાનામન્ત્ર્ય દાશાર્હો યાસ્યન્નારુરુહે રથમ્ ॥ ૬૪॥

તં નિર્ગતં સમાસાદ્ય નાનોપાયનપાણયઃ ।
નન્દાદયોઽનુરાગેણ પ્રાવોચન્નશ્રુલોચનાઃ ॥ ૬૫॥

મનસો વૃત્તયો નઃ સ્યુઃ કૃષ્ણપાદામ્બુજાશ્રયાઃ ।
વાચોઽભિધાયિનીર્નામ્નાં કાયસ્તત્પ્રહ્વણાદિષુ ॥ ૬૬॥

કર્મભિર્ભ્રામ્યમાણાનાં યત્ર ક્વાપીશ્વરેચ્છયા ।
મઙ્ગલાચરિતૈર્દાનૈ રતિર્નઃ કૃષ્ણ ઈશ્વરે ॥ ૬૭॥

એવં સભાજિતો ગોપૈઃ કૃષ્ણભક્ત્યા નરાધિપ ।
ઉદ્ધવઃ પુનરાગચ્છન્મથુરાં કૃષ્ણપાલિતામ્ ॥ ૬૮॥

કૃષ્ણાય પ્રણિપત્યાહ ભક્ત્યુદ્રેકં વ્રજૌકસામ્ ।
વસુદેવાય રામાય રાજ્ઞે ચોપાયનાન્યદાત્ ॥ ૬૯॥

સ્વયં ભગવતી લક્ષ્મીજી જેમની પૂજા કરે છે; બ્રહ્મા, શંકર વગેરે પરમ સમર્થ દેવતાઓ, પૂર્ણકામ આત્મારામ અને મોટા-મોટા યોગેશ્વરો પોતાના હૃદયમાં જેમનું ચિંતન કરતા રહે છે, ભગવાન શ્રીકૃષ્ણના તે જ ચરણારવિંદને રાસલીલા વખતે ગોપીઓએ પોતાનાં વક્ષઃસ્થળ પર પધરાવ્યા અને તેમનું આલિંગન કરીને પોતાના હૃદયની બળતરા, વિરહ-વ્યથાને શાંત કરી. ॥ ૬૨ ॥ નંદબાવાના વ્રજમાં રહેવાવાળી ગોપાંગનાઓની ચરણરજને હું વારંવાર પ્રણામ કરું છું – તેને મસ્તક પર ચઢાવું છું. અહો, આ ગોપીઓએ ભગવાન શ્રીકૃષ્ણની લીલા-કથા વિશે ગાયેલું હરિકથાગીત આ ત્રણે લોકને પવિત્ર કરતું રહેશે. ॥ ૬૩ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! આ પ્રમાણે કેટલાય મહિનાઓ સુધી વ્રજમાં રહીને ઉદ્ધવજીએ હવે મથુરા જવા માટે ગોપીઓની, નંદબાવા અને યશોદા મૈયાની આજ્ઞા લીધી. ગ્વાલબાળકોની વિદાય લઈને ત્યાંથી મથુરા જવા માટે તેઓ રથમાં બેઠા. ॥ ૬૪ ॥ જ્યારે તેમનો રથ વ્રજમાંથી બહાર નીકળ્યો, ત્યારે નંદબાવા વગેરે ગોવાળો અનેક પ્રકારની ભેટ-સામગ્રીઓ લઈને તેમની પાસે આવ્યા અને અશ્રુભીનાં નેત્રોથી તેમણે અતિશય પ્રેમપૂર્વક કહ્યું– ॥ ૬૫ ॥ 'ઉદ્ધવજી! હવે અમે એ જ ઇચ્છીએ છીએ કે અમારા મનની એક-એક વૃત્તિ, અમારો એક-એક સંકલ્પ શ્રીકૃષ્ણના ચરણારવિંદને આશ્રિત રહે. તેમની સેવા માટે જ તે સંકલ્પો ઉદ્‌ભવો અને તેમનામાં જ જોડાયેલા રહો. અમારી વાણી નિત્ય-નિરંતર તેમનાં જ નામોનું ઉચ્ચારણ કરતી રહે અને શરીર તેમને પ્રણામ કરવા, તેમની આજ્ઞાનું પાલન અને સેવામાં લાગેલું રહે. ॥ ૬૬ ॥ ઉદ્ધવજી! અમે સાચું કહીએ છીએ, અમને મોક્ષની બિલકુલ ઇચ્છા નથી. અને ભગવાનની ઇચ્છાથી પોતાનાં કર્મો પ્રમાણે ગમે તે યોનિમાં જન્મ લઈએ ત્યાં શુભ આચરણ કરીએ, દાન આપીએ અને તેના ફળસ્વરૂપે અમારો શ્રીકૃષ્ણના પ્રતિ ઉત્તરોત્તર પ્રેમ વધતો રહે.' ॥ ૬૭ ॥ પ્રિય પરીક્ષિત! નંદબાવા વગેરે ગોવાળોએ આ પ્રમાણે શ્રીકૃષ્ણ-ભક્તિથી ઉદ્ધવજીનું સન્માન કર્યું. હવે તેઓ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સુરક્ષિત એવી મથુરાપુરીમાં પાછા આવ્યા. ॥ ૬૮ ॥ ત્યાં પહોંચીને તેમણે ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા અને તેમને વ્રજવાસીઓની પ્રેમપૂર્ણ ભક્તિની વિપુલતા, જે તેમણે જોઈ હતી, વિસ્તારથી કહી. ત્યાર પછી નંદબાવાએ જે-જે ભેટની વસ્તુઓ આપી હતી તે તેમને, વસુદેવજીને, બલરામજીને અને રાજા ઉગ્રસેનને આપી દીધી. ॥ ૬૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] પૂર્વાર્ધે ઉદ્ધવપ્રતિયાને સપ્તચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૭ ॥

**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ઉદ્ધવના પ્રત્યાગમનમાંનો સુડતાલીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. દશમસ્કન્ધે ઉદ્ધવ૦ ।

# અડતાલીસમો અધ્યાય

## ભગવાનનું કુબ્જા અને અક્રૂરજીને ઘેર પધારવું

*શ્રીશુક ઉવાચ*[૧]

અથ વિજ્ઞાય ભગવાન્ સર્વાત્મા સર્વદર્શનઃ ।
સૈરન્ધ્ર્યાઃ કામતપ્તાયાઃ પ્રિયમિચ્છન્ ગૃહં યયૌ ॥ ૧॥

મહાર્હોપસ્કરૈરાઢ્યં કામોપાયોપબૃંહિતમ્ ।
મુક્તાદામપતાકાભિર્વિતાનશયનાસનૈઃ ।
ધૂપૈઃ સુરભિભિર્દીપૈઃ સ્રગ્ગન્ધૈરપિ[૨] મણ્ડિતમ્ ॥ ૨॥

ગૃહં તમાયાન્તમવેક્ષ્ય સાઽઽસનાત્
સદ્યઃ સમુત્થાય હિ[૩] જાતસમ્ભ્રમા ।
યથોપસઙ્ગમ્ય સખીભિરચ્યુતં
સભાજયામાસ સદાસનાદિભિઃ ॥ ૩॥

તથોદ્ધવઃ સાધુ તયાઽભિપૂજિતો
ન્યષીદદુર્વ્યામભિમૃશ્ય ચાસનમ્ ।
કૃષ્ણોઽપિ તૂર્ણં શયનં મહાધનં
વિવેશ લોકાચરિતાન્યનુવ્રતઃ ॥ ૪॥

સા મજ્જનાલેપદુકૂલભૂષણ-
સ્રગ્ગન્ધતામ્બૂલસુધાસવાદિભિઃ ।
પ્રસાધિતાત્મોપસસાર માધવં
સવ્રીડલીલોત્સ્મિતવિભ્રમેક્ષિતૈઃ ॥ ૫॥

આહૂય કાન્તાં નવસઙ્ગમહ્રિયા
વિશઙ્કિતાં કઙ્કણભૂષિતે કરે ।
પ્રગૃહ્ય શય્યામધિવેશ્ય રામયા
રેમેઽનુલેપાર્પણપુણ્યલેશયા ॥ ૬॥

સાનઙ્ગતપ્તકુચયોરુરસસ્તથાક્ષ્ણો-
ર્જિઘ્રન્ત્યનન્તચરણેન રુજો મૃજન્તી ।
દોર્ભ્યાં સ્તનાન્તરગતં પરિરભ્ય કાન્ત-
માનન્દમૂર્તિમજહાદતિદીર્ઘતાપમ્ ॥ ૭॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ત્યાર પછી સર્વાત્મા તથા સર્વના સાક્ષી ભગવાન શ્રીકૃષ્ણ પોતાને મળવાની આકાંક્ષા રાખીને વ્યાકુળ થઈ ગયેલી કુબ્જાનું પ્રિય કરવા – તેને સુખ આપવાની ઇચ્છાથી તેના ઘેર ગયા. ॥ ૧ ॥ કુબ્જાનું ઘર બહુ કીમતી વસ્તુઓથી સમ્પન્ન હતું. તેમાં શૃંગાર-રસને વધારનારી અનેક સાધન-સામગ્રીઓ પણ ભરપૂર હતી. મોતીનાં તોરણો, પતાકાઓ, ચન્દરવા, શય્યાઓ અને બેઠકોથી સુશોભિત અને સુગંધી ધૂપ-દીપ તથા પુષ્પમાળાઓથી તે મહેકી રહ્યું હતું. ॥ ૨ ॥ ભગવાનને પોતાને ઘેર આવતા જોઈને કુબ્જા તુરત એકદમ ઊભી થઈ ગઈ અને સખીઓની સાથે આગળ આવીને તેણે વિધિપૂર્વક ભગવાનનો સ્વાગત-સત્કાર કર્યો. પછી શ્રેષ્ઠ આસન વગેરે આપીને વિવિધ ઉપચારોથી તેમની વિધિપૂર્વક પૂજા કરી. ॥ ૩ ॥ કુબ્જાએ ભગવાનના પરમભક્ત ઉદ્ધવજીનું પણ યથોચિત પૂજન કર્યું; પરંતુ તેઓ કુબ્જા દ્વારા અપાયેલા આસનને સ્પર્શ કરીને જમીન પર બેસી ગયા. (પોતાના સ્વામીની સામે તેમણે આસન પર બેસવાનું ઉચિત ન માન્યું.) ભગવાન શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદસ્વરૂપ હોવા છતાં પણ લોક-વ્યવહારનું અનુકરણ કરતા રહીને તુરત જ તેના બહુ કીમતી પલંગ પર જઈને બિરાજ્યા. ॥ ૪ ॥ કુબ્જા સ્નાન, અંગરાગ, વસ્ત્ર, આભૂષણ, હાર, ચંદન-અત્તર, પાન અને સુધાસવ વગેરેથી પોતાને બહુ જ શણગારી, લીલાપૂર્વક હસતી તેમજ વિલાસપૂર્વક જોતી શ્રીકૃષ્ણની પાસે આવી. ॥ ૫ ॥ કુબ્જા નવા સમાગમના સંકોચથી ખમચાતી હતી. ત્યારે શ્યામસુંદર શ્રીકૃષ્ણે તેને પોતાની પાસે બોલાવી લીધી અને તેનો કંકણથી શોભતો હાથ પકડીને પોતાની પાસે બેસાડી દીધી અને તેની સાથે ક્રીડા કરવા લાગ્યા. પરીક્ષિત! કુબ્જાએ આ જન્મમાં ભગવાનને માત્ર ચંદન આપ્યું હતું, તે જ એક શુભ કર્મના ફળસ્વરૂપ તેને આવો અનુપમ અવસર પ્રાપ્ત થયો. ॥ ૬ ॥ કુબ્જા ભગવાન શ્રીકૃષ્ણના ચરણોને પોતાનાં કામ-સંતપ્ત હૃદય, વક્ષઃસ્થળ અને નેત્રો પર પધરાવીને તે ચરણોની દિવ્ય સુગંધ લેવા લાગી અને આ પ્રમાણે તેણે પોતાના હૃદયના લાંબા સમયના તાપને (તમામ આધિ-વ્યાધિને) શાંત કર્યો. આ પ્રમાણે ભગવાનનું સાન્નિધ્ય પ્રાપ્ત કરીને

૧. બાદરાયણિરુવાચ । ૨. સુગન્ધૈરપિ । ૩. સુજાતસમ્ભ્રમા ।

સૈવં કૈવલ્યનાથં તં પ્રાપ્ય દુષ્પ્રાપમીશ્વરમ્ ।
અઙ્ગરાગાર્પણેનાહો દુર્ભગેદમયાચત ॥ ૮॥

આહોષ્યતામિહ પ્રેષ્ઠ દિનાનિ કતિચિન્મયા ।
રમસ્વ નોત્સહે ત્યક્તું સઙ્ગં તેઽમ્બુરુહેક્ષણ ॥ ૯॥

તસ્યૈ કામવરં દત્ત્વા માનયિત્વા ચ માનદઃ ।
સહોદ્ધવેન સર્વેશઃ સ્વધામાગમદર્ચિતમ્[1] ॥ ૧૦॥

દુરારાધ્યં સમારાધ્ય વિષ્ણું સર્વેશ્વરેશ્વરમ્ ।
યો વૃણીતે મનોગ્રાહ્યમસત્ત્વાત્ કુમનીષ્યસૌ ॥ ૧૧॥

અક્રૂરભવનં કૃષ્ણઃ સહરામોદ્ધવઃ પ્રભુઃ ।
કિઞ્ચિચ્ચિકીર્ષયન્ પ્રાગાદક્રૂરપ્રિયકામ્યયા ॥ ૧૨॥

સ તાન્ નરવરશ્રેષ્ઠાનારાદ્ વીક્ષ્ય સ્વબાન્ધવાન્ ।
પ્રત્યુત્થાય પ્રમુદિતઃ પરિષ્વજ્યાભ્યનન્દત[2] ॥ ૧૩॥

નનામ કૃષ્ણં રામં ચ સ તૈરપ્યભિવાદિતઃ ।
પૂજયામાસ વિધિવત્ કૃતાસનપરિગ્રહાન્ ॥ ૧૪॥

પાદાવનેજનીરાપો ધારયઞ્છિરસા નૃપ ।
અર્હણેનામ્બરૈર્દિવ્યૈર્ગન્ધસ્રગ્ભૂષણોત્તમૈઃ ॥ ૧૫॥

અર્ચિત્વા શિરસાઽઽનમ્ય[3] પાદાવઙ્કગતૌ મૃજન્ ।
પ્રશ્રયાવનતોઽક્રૂરઃ કૃષ્ણરામાવભાષત ॥ ૧૬॥

દિષ્ટ્યા પાપો હતઃ કંસઃ સાનુગો વામિદં કુલમ્ ।
ભવદ્‌ભ્યામુદ્ધૃતં કૃચ્છ્રાદ્ દુરન્તાચ્ચ સમેધિતમ્ ॥ ૧૭॥

આનંદમગ્ન થઈ ગઈ. ॥ ૭ ॥ પરીક્ષિત! કુબ્જાએ માત્ર શ્રીકૃષ્ણને ચંદન આપ્યું હતું. તેટલાથી જ તેને તે સર્વશક્તિમાન ભગવાનની પ્રાપ્તિ થઈ, જેઓ કૈવલ્ય–મોક્ષના અધીશ્વર છે અને જેમની પ્રાપ્તિ અત્યંત કઠણ છે. પરંતુ તે અભાગણીએ તેમને પ્રાપ્ત કરીને પણ ગોપીઓની જેમ સેવા ન માગતાં આ જ માગ્યું - ॥ ૮ ॥ કુબ્જાએ કહ્યું, 'પ્રિયતમ! આપ થોડો સમય અહીં રહીને મારી સાથે ક્રીડા કરો. કેમકે, હે કમલનયન! હું આપને છોડી શકું એમ નથી.' ॥ ૯ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ બધાંનું માન રાખવાવાળા અને સર્વેશ્વર છે. તેમણે અભીષ્ટ વરદાન આપીને તેની પૂજાનો સ્વીકાર કર્યો અને પછી પોતાના પ્રિય ભક્ત ઉદ્ધવજીની સાથે પોતાના સર્વસન્માનિત ઘરે પાછા આવ્યા. ॥ ૧૦ ॥ પરીક્ષિત! ભગવાન બ્રહ્મા વગેરે સમસ્ત ઈશ્વરોના પણ ઈશ્વર છે. તેમને પ્રસન્ન કરવા જીવને માટે બહુ કઠણ છે. જે કોઈ તેમને પ્રસન્ન કરીને તેમની પાસે વિષય-સુખ માગે છે, તે ખરેખર દુર્બુદ્ધિ છે; કેમકે વાસ્તવમાં વિષય-સુખ અત્યંત તુચ્છ છે. ॥ ૧૧ ॥

ત્યાર પછી એક દિવસ સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી અને ઉદ્ધવજીની સાથે અક્રૂરજીની અભિલાષા પૂરી કરવા અને તેમની પાસે કંઈક સેવા લેવા માટે તેમને ઘેર પધાર્યા. ॥ ૧૨ ॥ અક્રૂરજીએ દૂરથી જ જોયું કે મારા પરમ બંધુ મનુષ્યલોકશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી વગેરે પધારી રહ્યા છે. તેઓ તુરત ઊઠીને સામે ગયા અને આનંદઘેલા થઈને તેમનું અભિનંદન અને આલિંગન કર્યું. ॥ ૧૩ ॥ અક્રૂરજીએ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીને નમસ્કાર કર્યા તથા ઉદ્ધવજીની સાથે તે બન્ને ભાઈઓએ પણ તેમને નમસ્કાર કર્યા. જ્યારે બધા આરામથી આસન પર બેસી ગયા, ત્યારે અક્રૂરજીએ તેમની વિધિવત્ પૂજા કરી. ॥ ૧૪ ॥ પરીક્ષિત! તેમણે પ્રથમ ભગવાનના ચરણ પખાળીને ચરણોદક માથે ચઢાવ્યું અને પછી અનેક પ્રકારની પૂજા-સામગ્રી, દિવ્ય વસ્ત્રો, ગંધ, માળા અને શ્રેષ્ઠ આભૂષણોથી તેમનું પૂજન કર્યું, મસ્તક નમાવીને તેમને પ્રણામ કર્યા અને ભગવાનના ચરણ પોતાના ખોળામાં લઈને ચરણ-સેવા કરવા લાગ્યા. તે વખતે તેમણે બહુ જ વિનમ્રતાથી ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીને કહ્યું– ॥ ૧૫-૧૬ ॥ 'ભગવન્! એ અત્યંત આનંદ અને સૌભાગ્યની વાત છે કે પાપી કંસ પોતાના અનુયાયીઓ સાથે મરાઈ ગયો. તેને મારીને તમે બન્નેએ યદુવંશને બહુ મોટા સંકટમાંથી

૧. સ્વધામાગમદ્ધિમત્ । ૨. પરિષ્વજ્યાભિવાદ્ય ચ । ૩. શિરસા તસ્ય ।

યુવાં પ્રધાનપુરુષૌ જગદ્ધેતૂ જગન્મયૌ ।
ભવદ્ભ્યાં ન વિના કિઞ્ચિત્ પરમસ્તિ ન ચાપરમ્ ॥ ૧૮॥

આત્મસૃષ્ટમિદં વિશ્વમન્વાવિશ્ય સ્વશક્તિભિઃ[1] ।
ઈયતે બહુધા બ્રહ્મન્ શ્રુતપ્રત્યક્ષગોચરમ્ ॥ ૧૯॥

યથા હિ ભૂતેષુ ચરાચરેષુ
મહ્યાદયો યોનિષુ ભાન્તિ નાના ।
એવં ભવાન્ કેવલ આત્મયોનિ-
ષ્વાત્માઽઽત્મતન્ત્રો બહુધા વિભાતિ ॥ ૨૦॥

સૃજસ્યથો લુમ્પસિ પાસિ વિશ્વં
રજસ્તમઃસત્ત્વગુણૈઃ સ્વશક્તિભિઃ ।
ન બધ્યસે તદ્ગુણકર્મભિર્વા
જ્ઞાનાત્મનસ્તે ક્વ ચ બન્ધહેતુઃ ॥ ૨૧॥

દેહાદ્યુપાધેરનિરૂપિતત્વાદ્
ભવો ન સાક્ષાન્ન ભિદાઽઽત્મનઃ સ્યાત્ ।
અતો ન બન્ધસ્તવ નૈવ મોક્ષઃ
સ્યાતાં નિકામસ્ત્વયિ નોઽવિવેકઃ ॥ ૨૨॥

ત્વયોદિતોઽયં જગતો હિતાય
યદા યદા વેદપથઃ પુરાણઃ ।
બાધ્યેત પાખણ્ડપથૈરસદ્ભિ-
સ્તદા ભવાન્ સત્ત્વગુણં બિભર્તિ ॥ ૨૩॥

સ ત્વં પ્રભોઽદ્ય વસુદેવગૃહેઽવતીર્ણઃ
સ્વાંશેન ભારમપનેતુમિહાસિ ભૂમેઃ ।
અક્ષૌહિણીશતવધેન સુરેતરાંશ-
રાજ્ઞામમુષ્ય ચ કુલસ્ય યશો વિતન્વન્ ॥ ૨૪॥

અદ્યેશ નો વસતયઃ ખલુ ભૂરિભાગા
યઃ સર્વદેવપિતૃભૂતનૃદેવમૂર્તિઃ ।

બચાવી લીધો તથા તેને ઉન્નત અને સમૃદ્ધ કર્યો. ॥ ૧૭ ॥ તમે બન્ને જગતના કારણ અને જગદ્રૂપ આદિપુરુષ છો. આપના સિવાય બીજી કોઈ વસ્તુ નથી, ન કારણ છે કે ન કાર્ય. ॥ ૧૮ ॥ પરમાત્મન્! આપે જ આપની શક્તિથી આ સંસારની રચના કરી છે અને આપની કાળ, માયા વગેરે શક્તિઓથી એમાં પ્રવિષ્ટ થઈને જેટલા પણ સાંભળેલા દેખાતા પદાર્થો છે તેમાં આપ જ પ્રતીત થઈ રહ્યા છો. ॥ ૧૯ ॥ જેમ પૃથ્વી વગેરે કારણતત્ત્વોથી જ તેમનાં કાર્ય સ્થાવર-જંગમ શરીરો બને છે, તે (પંચમહાભૂતો) તેમનામાં અનુપ્રવિષ્ટ જેવા થઈને અનેક રૂપોમાં પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવમાં તે કારણરૂપે જ છે. એ જ પ્રમાણે છો તો માત્ર આપ જ, પરંતુ પોતાના કાર્યરૂપ જગતમાં સ્વેચ્છાથી અનેક રૂપોમાં પ્રતીત થાઓ છો. આ પણ આપની એક લીલા જ છે. ॥ ૨૦ ॥ પ્રભુ! આપ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણરૂપી પોતાની શક્તિઓથી ક્રમશઃ જગતની રચના, પાલન અને સંહાર કરો છો, પરંતુ આપ તે ગુણોથી અથવા તેમના દ્વારા થનારાં કર્મોમાં લેપાતા નથી, કેમકે, આપ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છો. આવી સ્થિતિમાં આપના માટે બંધનનું શું કારણ હોઈ શકે? ॥ ૨૧ ॥ પ્રભુ! સ્વયં આત્મવસ્તુમાં સ્થૂળદેહ, સૂક્ષ્મદેહ વગેરે ઉપાધિઓ ન હોવાને કારણે ન તો તેમાં જન્મ-મૃત્યુ છે અને ન કોઈ પ્રકારનો ભેદભાવ. આ જ કારણ છે કે ન આપનામાં બંધન છે, ન મોક્ષ! આપનામાં પોત-પોતાના અભિપ્રાય પ્રમાણે બંધન અથવા મોક્ષની જે કલ્પના થાય છે તેનું કારણ માત્ર અમારો અવિવેક જ છે. ॥ ૨૨ ॥ આપે જગતના કલ્યાણ માટે આ સનાતન વેદમાર્ગ પ્રગટ કર્યો છે. જ્યારે-જ્યારે આને પાખંડી-મત અનુસાર ચાલનારા દુષ્ટ લોકો દ્વારા ક્ષતિ પહોંચે છે, ત્યારે-ત્યારે આપ શુદ્ધ-સત્ત્વમય શરીર ધારણ કરો છો. ॥ ૨૩ ॥ પ્રભુ! તે જ આપ અત્યારે આપના અંશ શ્રીબલરામજીની સાથે પૃથ્વીનો ભાર ઉતારવા માટે અહીં વસુદેવજીને ઘેર અવતર્યા છો. આપ અસુરોના અંશથી ઉત્પન્ન થયેલા નામમાત્રના શાસકોની સો-સો અક્ષૌહિણી સેનાનો નાશ કરશો અને યદુવંશના યશનો વિસ્તાર કરશો. ॥ ૨૪ ॥ ઇન્દ્રિયાતીત પરમાત્મન્! બધા દેવતાઓ, પિતૃઓ, ભૂતગણ અને રાજાઓ આપની જ મૂર્તિઓ છે. આપના ચરણોદકરૂપ ગંગાજી ત્રણે લોકને પવિત્ર કરે છે. આપ સંપૂર્ણ જગતના એકમાત્ર પિતા અને ગુરુ છો. તે જ આપ આજે અમારે ઘેર પધાર્યા છો. એમાં શંકા નથી કે, આજે મારું ઘર ધન્ય-ધન્ય થઈ ગયું અને અમારા

૧. સ્વશક્તિતઃ ।

યત્પાદશૌચસલિલં ત્રિજગત્ પુનાતિ
સ ત્વં જગદ્‌ગુરુરધોક્ષજ યાઃ પ્રવિષ્ટઃ ॥ ૨૫॥

કઃ પણ્ડિતસ્ત્વદપરં શરણં સમીયાદ્
ભક્તપ્રિયાદૃતગિરઃ સુહૃદઃ કૃતજ્ઞાત્ ।
સર્વાન્ દદાતિ સુહૃદો ભજતોઽભિકામા-
નાત્માનમપ્યુપચયાપચયૌ ન યસ્ય ॥ ૨૬॥

દિષ્ટ્યા જનાર્દન ભવાનિહ નઃ પ્રતીતો
યોગેશ્વરૈરપિ દુરાપગતિઃ સુરેશૈઃ ।
છિન્ધ્યાશુ નઃ સુતકલત્રધનાપ્તગેહ-
દેહાદિમોહરશનાં ભવદીયમાયામ્ ॥ ૨૭॥

શ્રીશુક ઉવાચ

ઇત્યર્ચિતઃ સંસ્તુતશ્ચ ભક્તેન ભગવાન્ હરિઃ ।
અક્રૂરં સસ્મિતં પ્રાહ ગીર્ભિઃ સમ્મોહયન્નિવ ॥ ૨૮॥

શ્રીભગવાનુવાચ

ત્વં નો ગુરુઃ પિતૃવ્યશ્ચ શ્લાઘ્યો બન્ધુશ્ચ નિત્યદા ।
વયં તુ રક્ષ્યાઃ પોષ્યાશ્ચ અનુકમ્પ્યાઃ પ્રજા હિ વઃ ॥ ૨૯॥

ભવદ્વિધા મહાભાગા નિષેવ્યા અર્હસત્તમાઃ ।
શ્રેયસ્કામૈર્નૃભિર્નિત્યં દેવાઃ સ્વાર્થા ન સાધવઃ ॥ ૩૦॥

ન હ્યમ્મયાનિ તીર્થાનિ ન દેવા મૃચ્છિલામયાઃ ।
તે પુનન્ત્યુરુકાલેન દર્શનાદેવ સાધવઃ ॥ ૩૧॥

સ ભવાન્ સુહૃદાં વૈ નઃ શ્રેયાઞ્છ્રેયશ્ચિકીર્ષયા ।
જિજ્ઞાસાર્થં પાણ્ડવાનાં ગચ્છસ્વ ત્વં ગજાહ્વયમ્ ॥ ૩૨॥

સૌભાગ્યની કોઈ સીમા નથી. ॥ ૨૫ ॥ પ્રભુ! આપ પ્રેમીભક્તોના પરમ પ્રિયતમ, સત્યવક્તા, અકારણ હિતૈષી અને કૃતજ્ઞ છો – જીવની થોડી સેવાને પણ વિશેષ માનો છો. ભલા, એવો કોણ બુદ્ધિમાન પુરુષ છે જે આપને છોડીને કોઈ અન્યના શરણમાં જશે? આપ આપની ભક્તિ કરનાર પ્રેમી ભક્તોની અભિલાષા પૂરી કરો છો. ત્યાં સુધી કે પોતાના આત્માનું પણ દાન કરી દો છો, છતાં આપનામાં કોઈ વધઘટ થતી નથી, આપ એકરસ છો. ॥ ૨૬ ॥ ભક્તોનાં દુઃખ દૂર કરવાવાળા અને જન્મ-મૃત્યુના કષ્ટમાંથી છોડાવનારા પ્રભુ! મોટા-મોટા યોગીઓ અને દેવરાજ પણ આપના સ્વરૂપને જાણી શકતા નથી. પરંતુ મને આપનાં સાક્ષાત્ દર્શન થઈ ગયાં, એ કેટલા સૌભાગ્યની વાત છે? પ્રભુ! અમે પત્ની, પુત્ર, ધન, સ્વજન, ઘર અને શરીર વગેરે પદાર્થોના મોહ-બંધનથી બંધાયેલા છીએ. ખરેખર, આ બધો આપની માયાનો ખેલ છે. આપ કૃપા કરીને આ માયારૂપી મજબૂત બંધનમાંથી અમને તુરત જ છોડાવો. ॥ ૨૭ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! આ પ્રમાણે ભક્ત અક્રૂરજીએ ભગવાન શ્રીકૃષ્ણની પૂજા અને સ્તુતિ કરી. ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે મોહ પમાડતા હોય એમ સ્મિતહાસ્યપૂર્વક મધુરવાણીમાં કહ્યું– ॥ ૨૮ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – કાકાશ્રી! તમે તો અમારા ગુરુ – હિત-ઉપદેશક અને કાકા છો. અમારા વંશમાં અત્યંત પ્રશંસનીય તથા અમારા સદા હિતૈષી છો. અમે તો આપના સંતાન છીએ. અમે સદા તમારા દ્વારા રક્ષણ, પાલન અને કૃપાને પાત્ર છીએ. ॥ ૨૯ ॥ પોતાનું પરમ કલ્યાણ ઇચ્છનાર મનુષ્યએ તમારા જેવા પરમ પૂજનીય અને ભાગ્યશાળી સંતોની હંમેશાં સેવા કરવી જોઈએ. તમારા જેવા સંત-પુરુષ તો દેવતાઓથી પણ ચઢિયાતા છે. કેમકે, દેવતાઓ તો સ્વાર્થી છે, પરંતુ સંતો નિઃસ્વાર્થી હોય છે. ॥ ૩૦ ॥ માત્ર જળપ્રધાન તીર્થો (નદી, સરોવરો વગેરે) જ તીર્થ નથી, માત્ર માટી અને પથ્થર વગેરેની મૂર્તિઓ જ દેવતા નથી. કાકાશ્રી! તેમની તો લાંબા સમય સુધી સેવા કરવામાં આવે, ત્યારે તે પવિત્ર કરે છે. પરંતુ સંતપુરુષો તો પોતાના દર્શનમાત્રથી પવિત્ર કરી દે છે. ॥ ૩૧ ॥ કાકાશ્રી! તમે અમારા હિતૈષી સુહૃદોમાં સર્વશ્રેષ્ઠ છો. તેથી તમે પાંડવોનું હિત કરવા માટે તથા તેમનું કુશળ-મંગળ જાણવા માટે હસ્તિનાપુર જાઓ. ॥ ૩૨ ॥

પિતર્યુપરતે બાલાઃ સહ માત્રા સુદુઃખિતાઃ ।
આનીતાઃ સ્વપુરં રાજ્ઞા વસન્ત ઇતિ શુશ્રુમ ॥ ૩૩॥

તેષુ રાજામ્બિકાપુત્રો ભ્રાતૃપુત્રેષુ દીનધીઃ ।
સમો ન વર્તતે નૂનં દુષ્પુત્રવશગોઽન્ધદક્ ॥ ૩૪॥

ગચ્છ જાનીહિ તદ્વૃત્તમધુના સાધ્વસાધુ વા ।
વિજ્ઞાય તદ્ વિધાસ્યામો યથા શં સુહૃદાં ભવેત્ ॥ ૩૫॥

ઇત્યક્રૂરં સમાદિશ્ય ભગવાન્ હરિરીશ્વરઃ ।
સઙ્કર્ષણોદ્ધવાભ્યાં વૈ તતઃ સ્વભવનં યયૌ ॥ ૩૬॥

અમે એવું સાંભળ્યું છે કે, પાંડુરાજાના મૃત્યુ પછી યુધિષ્ઠિર વગેરે પાંડવો પોતાના માતા કુંતી સાથે બહુ જ કષ્ટ ભોગવી રહ્યા છે. હવે રાજા ધૃતરાષ્ટ્ર તેમને પોતાની રાજધાની હસ્તિનાપુરમાં લઈ આવ્યા છે અને તેઓ ત્યાં જ રહે છે. ॥ ૩૩ ॥ તમે જાણો જ છો કે, રાજા ધૃતરાષ્ટ્ર એક તો નેત્રહીન છે અને બીજું તેમનામાં મનોબળની પણ કમી છે. તેમનો પુત્ર દુર્યોધન બહુ દુષ્ટ છે અને ધૃતરાષ્ટ્ર તેને આધીન હોવાને કારણે તેઓ પાંડવો સાથે તેમના પુત્રો જેવો–સમાન વ્યવહાર કરી શકતા નથી. ॥ ૩૪ ॥ તેથી તમે ત્યાં જાઓ અને જાણકારી મેળવો કે તેમની સ્થિતિ સારી છે કે નહીં, તમારા દ્વારા સમાચાર મળ્યા પછી હું તેનો ઉપાય કરીશ, જેથી તે સુહૃદો (પાંડવો)ને સુખ મળે. ॥ ૩૫ ॥સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણ અક્રૂરજીને આ પ્રમાણે આદેશ આપીને બલરામજી અને ઉદ્ધવજીની સાથે ત્યાંથી પોતાને ઘેર ગયા. ॥ ૩૬ ॥

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] પૂર્વાર્ધેઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૮ ॥**
**દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત અડતાલીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

# ઓગણપચાસમો અધ્યાય

## અક્રૂરજીનું હસ્તિનાપુર જવું

*શ્રીશુક ઉવાચ*[2]

સ ગત્વા હાસ્તિનપુરં પૌરવેન્દ્રયશોઽઙ્કિતમ્ ।
દદર્શ તત્રામ્બિકેયં સભીષ્મં વિદુરં પૃથામ્ ॥ ૧॥

સહપુત્રં ચ બાહ્લીકં ભારદ્વાજં સગૌતમમ્ ।
કર્ણં સુયોધનં દ્રૌણિં પાણ્ડવાન્ સુહૃદોઽપરાન્ ॥ ૨॥

યથાવદુપસઙ્ગમ્ય બન્ધુભિર્ગાન્દિનીસુતઃ ।
સમ્પૃષ્ટસ્તૈઃ સુહૃદ્વાર્તાં સ્વયં ચાપૃચ્છદવ્યયમ્ ॥ ૩॥

ઉવાસ કતિચિન્માસાન્ રાજ્ઞો વૃત્તવિવિત્સયા ।
દુષ્પ્રજસ્યાલ્પસારસ્ય[3] ખલચ્છન્દાનુવર્તિનઃ ॥ ૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાનની આજ્ઞાનુસાર અક્રૂરજી હસ્તિનાપુર ગયા. ત્યાંની એક-એક વસ્તુ પર પુરુવંશી રાજાઓની અમરકીર્તિની મહોર લાગેલી છે. તેઓ ત્યાં પ્રથમ ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, કુન્તી, બાહ્લીક અને તેમના પુત્ર સોમદત્ત, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન, દ્રોણપુત્ર અશ્વત્થામા, યુધિષ્ઠિર વગેરે પાંચે પાંડવો તથા બીજા ઇષ્ટમિત્રોને મળ્યા. ॥ ૧-૨ ॥ જ્યારે ગાન્દિનીનન્દન અક્રૂરજી બધા મિત્રો અને સંબંધીઓને સારી રીતે મળ્યા ત્યારે તેમને તે લોકોએ પોતાના મથુરાવાસી સ્વજન-સંબંધીઓના કુશળ-મંગળ પૂછ્યાં. તેમને ઉત્તર આપીને અક્રૂરજીએ પણ હસ્તિનાપુરવાસીઓના કુશળ-મંગળ પૂછ્યાં. ॥ ૩ ॥ પરીક્ષિત! ધૃતરાષ્ટ્ર પાંડવો સાથે કેવો વહેવાર કરે છે એ જાણવા માટે જ અક્રૂરજી ત્યાં થોડા મહિના રોકાયા. ખરું પૂછો તો ધૃતરાષ્ટ્રમાં પોતાના દુષ્ટ પુત્રોની ઇચ્છાથી વિપરીત કાંઈ પણ કરવાનું સાહસ ન હતું. તેઓ શકુનિ વગેરે દુષ્ટ લોકોની સલાહ પ્રમાણે જ કામ કરી રહ્યા હતા. ॥ ૪ ॥

૧. દશમસ્કન્ધેઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ । ૩. દુષ્પ્રજસ્યાલ્પવીર્યસ્ય ।

તેજ ઓજો બલં વીર્યં પ્રશ્રયાદીંશ્ચ સદ્‌ગુણાન્ ।
પ્રજાનુરાગં પાર્થેષુ ન સહદ્‌ભિશ્ચિકીર્ષિતમ્ ॥ ૫॥

કૃતં ચ ધાર્તરાષ્ટ્રૈર્યદ્ ગરદાનાદ્યપેશલમ્ ।
આચખ્યૌ સર્વમેવાસ્મૈ પૃથા વિદુર એવ ચ ॥ ૬॥

અક્રૂરજીને કુન્તી અને વિદુરજીએ એમ કહ્યું કે, ધૃતરાષ્ટ્રના દુર્યોધન વગેરે પુત્રો પાંડવોનો પ્રભાવ, શસ્ત્રકૌશલ્ય, બળ, વીરતા તથા વિનય વગેરે સદ્‌ગુણો જોઈ જોઈને તેમના પ્રત્યે ઈર્ષ્યાથી બળ્યા કરે છે. જ્યારે તેઓ પાંડવોના ઉપરોક્ત ગુણો જુએ છે ત્યારે તેમનું અનિષ્ટ કરવા તત્પર થઈ જાય છે. અત્યાર સુધી દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રોએ પાંડવો પર કેટલીયવાર અન્નમાં વિષ આપવા જેવા અનેક અત્યાચારો કર્યા છે અને હજી પણ ઘણું-ઘણું કરવાની યોજના બનાવી રહ્યા છે. ॥ ૫-૬ ॥

પૃથા તુ ભ્રાતરં પ્રાપ્તમક્રૂરમુપસૃત્ય તમ્ ।
ઉવાચ જન્મનિલયં સ્મરન્ત્યશ્રુકલેક્ષણા ॥ ૭॥

અપિ સ્મરન્તિ નઃ સૌમ્ય પિતરૌ ભ્રાતરશ્ચ મે ।
ભગિન્યો ભ્રાતૃપુત્રાશ્ચ જામયઃ સખ્ય એવ ચ ॥ ૮॥

ભ્રાત્રેયો ભગવાન્ કૃષ્ણઃ શરણ્યો ભક્તવત્સલઃ ।
પૈતૃષ્વસ્રેયાન્ સ્મરતિ રામશ્ચામ્બુરુહેક્ષણઃ ॥ ૯॥

સપત્નમધ્યે શોચન્તીં વૃકાણાં હરિણીમિવ ।
સાન્ત્વયિષ્યતિ માં વાક્યૈઃ પિતૃહીનાંશ્ચ બાલકાન્ ॥ ૧૦॥

જ્યારે અક્રૂરજી કુન્તીજીને ઘેર આવ્યા, ત્યારે તેઓ પોતાના ભાઈ પાસે જઈને બેઠાં. અક્રૂરજીને જોઈને કુન્તીજીને તેમના પિયરની સ્મૃતિ તાજી થઈ. તેમનાં નેત્રોમાં આંસુ આવી ગયાં. તેમણે કહ્યું - ॥ ૭ ॥ 'પ્રિય ભાઈ! શું ક્યારેય મારાં મા-બાપ, ભાઈઓ-બહેનો, ભત્રીજા, પરિવારની સ્ત્રીઓ અને સખી-સાહેલીઓ મને યાદ કરે છે? ॥ ૮ ॥ મેં સાંભળ્યું છે કે, મારા ભત્રીજા ભગવાન શ્રીકૃષ્ણ અને કમલનયન બલરામ ખૂબ જ ભક્તવત્સલ અને શરણાગત-રક્ષક છે. શું ક્યારેય તેઓ આ તેમના ફોઈના દીકરા-ભાઈઓને યાદ કરે છે? ॥ ૯ ॥ હું શત્રુઓની વચ્ચે ઘેરાયેલી અત્યંત શોકગ્રસ્ત થઈ રહી છું. મારી દશા વરુઓની વચ્ચે રહેલી હરિણી જેવી છે. મારા પુત્ર બાપ વિનાના થઈ ગયા છે. શું આપણા શ્રીકૃષ્ણ ક્યારેય અહીં આવીને મને અને આ અનાથ બાળકોને સાન્ત્વના આપશે? ॥ ૧૦ ॥ (શ્રીકૃષ્ણને પોતાની સામે હોય એમ સમજીને કુન્તીજી કહેવા લાગ્યાં) 'સચ્ચિદાનંદસ્વરૂપ હે શ્રીકૃષ્ણ! તમે મહાયોગી છો, વિશ્વાત્મા છો અને તમે સંપૂર્ણ વિશ્વના જીવનદાતા છો. હે ગોવિંદ! હું મારા બાળકો સાથે દુઃખો ઉપર દુઃખો ભોગવી રહી છું. હું તમારા શરણમાં આવી છું. મારી રક્ષા કરો. મારા બાળકોને બચાવો. ॥ ૧૧ ॥ મારા શ્રીકૃષ્ણ! આ સંસાર મૃત્યુરૂપ છે અને તમારા ચરણ મોક્ષ આપનારા છે. હું જોઉં છું કે જે લોકો આ સંસારથી ભયભીત થયેલા છે, તેમના માટે તમારા ચરણો સિવાય બીજું કોઈ શરણ અને સહારો નથી. ॥ ૧૨ ॥ શ્રીકૃષ્ણ! તમે માયાથી અતીત પરમશુદ્ધ છો. તમે સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છો. સમસ્ત સાધનાઓ, યોગ અને ઉપાયોના સ્વામી છો અને સ્વયં યોગ પણ છો. શ્રીકૃષ્ણ! હું તમારા શરણમાં આવી છું. તમે મારી રક્ષા કરો.' ॥ ૧૩ ॥

કૃષ્ણ કૃષ્ણ મહાયોગિન્[1] વિશ્વાત્મન્ વિશ્વભાવન ।
પ્રપન્નાં પાહિ ગોવિન્દ શિશુભિશ્ચાવસીદતીમ્ ॥ ૧૧॥

નાન્યત્તવ પદામ્ભોજાત્ પશ્યામિ શરણં નૃણામ્ ।
બિભ્યતાં મૃત્યુસંસારાદીશ્વરસ્યાપવર્ગિકાત્ ॥ ૧૨॥

નમઃ કૃષ્ણાય શુદ્ધાય બ્રહ્મણે પરમાત્મને ।
યોગેશ્વરાય યોગાય ત્વામહં શરણં ગતા ॥ ૧૩॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યનુસ્મૃત્ય સ્વજનં કૃષ્ણં ચ જગદીશ્વરમ્ ।
પ્રારુદદ્ દુઃખિતા રાજન્ ભવતાં પ્રપિતામહી ॥ ૧૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! તમારાં પરદાદી કુન્તી આ પ્રમાણે પોતાના સગા-સંબંધીઓ અને અંતમાં જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને અત્યંત દુઃખી થઈ ગયાં અને ધ્રૂસકે-ધ્રૂસકે રડવા લાગ્યાં. ॥ ૧૪ ॥

૧. મહાયોગિન્ સર્વાત્મન્ વિશ્વપાલક ।

સમદુઃખસુખોઽક્રૂરો વિદુરશ્ચ મહાયશાઃ ।
સાન્ત્વયામાસતુઃ કુન્તીં તત્પુત્રોત્પત્તિહેતુભિઃ ॥ ૧૫॥

યાસ્યન્ રાજાનમભ્યેત્ય વિષમં પુત્રલાલસમ્ ।
અવદત્ સુહૃદાં મધ્યે બન્ધુભિઃ સૌહૃદોદિતમ્ ॥ ૧૬॥

અક્રૂર ઉવાચ

ભો ભો વૈચિત્રવીર્ય ત્વં કુરૂણાં કીર્તિવર્ધન ।
ભ્રાતર્યુપરતે પાણ્ડાવધુનાઽઽસનમાસ્થિતઃ ॥ ૧૭॥

ધર્મેણ પાલયન્નુર્વીં પ્રજાઃ શીલેન રઞ્જયન્ ।
વર્તમાનઃ સમઃ સ્વેષુ શ્રેયઃ કીર્તિમવાપ્સ્યસિ ॥ ૧૮॥

અન્યથા ત્વાચરઁલ્લોકે[1] ગર્હિતો યાસ્યસે તમઃ ।
તસ્માત્ સમત્વે વર્તસ્વ પાણ્ડવેષ્વાત્મજેષુ ચ ॥ ૧૯॥

નેહ ચાત્યન્તસંવાસઃ કર્હિચિત્ કેનચિત્ સહ ।
રાજન્ સ્વેનાપિ દેહેન કિમુ જાયાત્મજાદિભિઃ ॥ ૨૦॥

એકઃ પ્રસૂયતે જન્તુરેક એવ પ્રલીયતે ।
એકોઽનુભુઙ્ક્તે સુકૃતમેક એવ ચ દુષ્કૃતમ્ ॥ ૨૧॥

અધર્મોપચિતં વિત્તં હરન્ત્યન્યેઽલ્પમેધસઃ ।
સમ્ભોજનીયાપદેશૈર્જલાનીવ જલૌકસઃ ॥ ૨૨॥

પુષ્ણાતિ યાનધર્મેણ સ્વબુદ્ધ્યા તમપણ્ડિતમ્ ।
તેઽકૃતાર્થં પ્રહિણ્વન્તિ પ્રાણા રાયઃ સુતાદયઃ ॥ ૨૩॥

સ્વયં કિલ્બિષમાદાય તૈસ્ત્યક્તો નાર્થકોવિદઃ ।
અસિદ્ધાર્થો વિશત્યન્ધં સ્વધર્મવિમુખસ્તમઃ ॥ ૨૪॥

અક્રૂરજી અને વિદુરજી બન્નેય સુખ-દુઃખને સમદષ્ટિથી જોતા હતા. બન્ને યશસ્વી મહાત્માઓએ કુન્તીને તેમના પુત્રોના જન્મદાતા ધર્મ, વાયુ વગેરે દેવતાઓની યાદ અપાવી કહ્યું કે તમારા પુત્રો અધર્મનો નાશ કરવા માટે જ પેદા થયા છે. આ પ્રમાણે સમજાવી તેમને સાન્ત્વના આપી. ॥ ૧૫ ॥ અક્રૂરજી મથુરા જવા રવાના થતાં પહેલાં રાજા ધૃતરાષ્ટ્ર પાસે ગયા. અત્યાર સુધીમાં એ સ્પષ્ટ થઈ ગયું હતું કે, રાજા પોતાના પુત્રોના પક્ષપાતી છે અને ભત્રીજાઓ સાથે પોતાના પુત્રો જેવો સારો વર્તાવ કરતા નથી. હવે અક્રૂરજીએ કૌરવોની ભરીસભામાં શ્રીકૃષ્ણ અને બલરામજી વગેરેનો હિતકારી સંદેશ કહી સંભળાવ્યો. ॥ ૧૬ ॥

**અક્રૂરજીએ કહ્યું** – મહારાજ ધૃતરાષ્ટ્રજી! તમે કુરુવંશીઓની ઉજ્જ્વળ કીર્તિને હજી પણ આગળ વધારો. તમારે આ કામ વિશેષરૂપે એટલા માટે કરવું જોઈએ કે, તમારા ભાઈ પાંડુ પરલોક સિધાવી ગયા પછી હવે તમે રાજ્ય-સિંહાસનના અધિકારી બન્યા છો. ॥ ૧૭ ॥ તમે ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરો. પોતાના સદ્વ્યવહારથી પ્રજાને પ્રસન્ન રાખો અને પોતાના સ્વજનો સાથે સમાન વર્તાવ રાખો. આવું કરવાથી જ તમને આ લોકમાં યશ અને પરલોકમાં સદ્ગતિ પ્રાપ્ત થશે. ॥ ૧૮ ॥ જો તમે આનાથી વિપરીત આચરણ કરશો તો આ લોકમાં તમારી નિંદા થશે અને મૃત્યુ પછી તમારે નરકમાં જવું પડશે. તેથી તમારા પુત્રો અને પાંડવો સાથે સમાનતાનો વહેવાર રાખો. ॥ ૧૯ ॥ તમે જાણો જ છો કે આ સંસારમાં ક્યારેય ક્યાંય કોઈ કોઈની સાથે હંમેશાં રહી શકતું નથી. જેમની સાથે જોડાયેલા છીએ તેમનાથી એક દિવસ છૂટા પડવું પડશે જ. રાજન્! આ વાત આપણા શરીર માટે પણ શત-પ્રતિશત સાચી છે, છતાં પત્ની, પુત્ર, ધન વગેરેને છોડીને જવું પડશે. એમાં તો કહેવાનું જ શું હોય! ॥ ૨૦ ॥ જીવ એકલો જ જન્મે છે અને મૃત્યુ પછી એકલો જ જાય છે. પોતાનાં કર્મોનું – પાપ-પુણ્યનું ફળ પણ એકલો જ ભોગવે છે. ॥ ૨૧ ॥ જે પત્ની-પુત્રોને આપણે પોતાનાં સમજીએ છીએ તેઓ તો 'અમે તમારાં પોતાનાં છીએ, અમારું ભરણ-પોષણ કરવું એ તમારો ધર્મ છે' – આવી-આવી વાતો કરીને મૂર્ખ મનુષ્યે અધર્મથી એકઠા કરેલા ધનને લૂંટી લે છે, જેમ જલમાં રહેવાવાળા જંતુઓના સર્વસ્વ જલને તેમના જ સંબંધીઓ ચાટી જાય છે. ॥ ૨૨ ॥ આ મૂર્ખ જીવ જેમને પોતાનાં સમજીને અધર્મ કરીને પણ પાળે-પોષે છે, તે જ પ્રાણ, ધન અને પુત્ર વગેરે આ જીવને અસંતુષ્ટ છોડીને ચાલ્યા જાય છે. ॥ ૨૩ ॥ જે પોતાના ધર્મથી વિમુખ છે – સાચું પૂછો તો તે, પોતાનો લૌકિક સ્વાર્થ પણ જાણતો નથી. જેમના માટે તે અધર્મ કરે છે, તેઓ તો તેને છોડી જ દેશે, તેને ક્યારેય સંતોષનો અનુભવ નહીં થાય અને તે પોતાના પાપોનું પોટલું માથે મૂકીને સ્વયં ઘોર નરકમાં

૧. ત્વાચરઁલ્લોકે ।

તસ્માલ્લોકમિમં રાજન્ સ્વપ્નમાયામનોરથમ્ ।
વીક્ષ્યાયમ્યાત્મનાઽઽત્માનં સમઃ શાન્તો ભવ પ્રભો ॥ ૨૫॥

જશે. ॥ ૨૪ ॥ તેથી મહારાજ! આ વાત સમજી લો કે આ દુનિયા ચાર દિવસની ચાંદની છે, સ્વપ્નનો ખેલ છે, જાદુનો તમાશો છે અને છે માત્ર મનોરાજ્ય! (તમે તમારા પ્રયત્નથી, પોતાની શક્તિથી ચિત્તને વશ કરો, મમતાવશ પક્ષપાત ન કરો. તમે સમર્થ છો.) સમત્વમાં સ્થિત થઈ જાઓ અને આ સંસારમાંથી ઉપરામ – શાંત થઈ જાઓ. ॥ ૨૫ ॥

*ધૃતરાષ્ટ્ર ઉવાચ*

યથા વદતિ કલ્યાણીં વાચં દાનપતે ભવાન્ ।
તથાઽનયા ન તૃપ્યામિ મર્ત્યઃ પ્રાપ્ય યથાઽમૃતમ્ ॥ ૨૬॥

તથાપિ સૂનૃતા સૌમ્ય હૃદિ ન સ્થીયતે ચલે ।
પુત્રાનુરાગવિષમે વિદ્યુત્ સૌદામની યથા ॥ ૨૭॥

ઈશ્વરસ્ય વિધિં કો નુ વિધુનોત્યન્યથા પુમાન્ ।
ભૂમેર્ભારાવતારાય યોઽવતીર્ણો યદોઃ કુલે ॥ ૨૮॥

યો દુર્વિમર્શપથયા નિજમાયયેદં
સૃષ્ટ્વા ગુણાન્ વિભજતે તદનુપ્રવિષ્ટઃ ।
તસ્મૈ નમો દુરવબોધવિહારતન્ત્ર-
સંસારચક્રગતયે પરમેશ્વરાય ॥ ૨૯॥

રાજા ધૃતરાષ્ટ્રે કહ્યું – મહાદાની અક્રૂરજી! તમે મારા કલ્યાણની, ભલાઈની વાત કહી રહ્યા છો, અમૃતનું પાન કરતાં જેમ મનુષ્ય તૃપ્ત થતો નથી, તેમ હું પણ તમારી વાતોથી તૃપ્ત થતો નથી. ॥ ૨૬ ॥ તેમ છતાં અમારા હિતૈષી અક્રૂરજી! મારા ચંચળ ચિત્તમાં તમારી આ શિખામણ સ્હેજ પણ ટકતી નથી, કેમકે, મારું હૃદય પુત્રોની મમતાને કારણે અત્યંત વિષમ (ભેદ-ભાવવાળું) થઈ ગયું છે. જેમ સ્ફટિક પર્વતના શિખર પર એક વાર વીજળી ચમકીને બીજી જ ક્ષણે અંતર્ધાન થઈ જાય છે તેવી જ દશા તમારા આ ઉપદેશની છે. ॥ ૨૭ ॥ અક્રૂરજી! સાંભળ્યું છે કે સર્વશક્તિમાન ભગવાન પૃથ્વીનો ભાર ઉતારવા માટે યદુકુળમાં અવતર્યા છે. એવો કોણ પુરુષ છે જે, તેમના વિધાનમાં ફેરફાર કરી શકે. તેમની જેવી ઇચ્છા હશે, તેવું જ થશે. ॥ ૨૮ ॥ ભગવાનની માયાનો માર્ગ અચિન્ત્ય છે. તેઓ પોતાની એ માયા દ્વારા આ સંસાર ઉત્પન્ન કરીને તેમાં પ્રવેશ કરે છે અને ભિન્ન-ભિન્ન કર્મફળોનું વિભાજન કરે છે. આ સંસાર-ચક્રની ગતિમાં તેમની અચિન્ત્ય માયા શક્તિ સિવાય બીજું કોઈ કારણ નથી. હું તે પરમ ઐશ્વર્યશક્તિશાળી પ્રભુને નમસ્કાર કરું છું. ॥ ૨૯ ॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યભિપ્રેત્ય નૃપતેરભિપ્રાયં સ યાદવઃ ।
સુહૃદ્ભિઃ સમનુજ્ઞાતઃ પુનર્યદુપુરીમગાત્ ॥ ૩૦॥

શશંસ રામકૃષ્ણાભ્યાં ધૃતરાષ્ટ્રવિચેષ્ટિતમ્ ।
પાણ્ડવાન્ પ્રતિ કૌરવ્ય યદર્થં પ્રેષિતઃ સ્વયમ્ ॥ ૩૧॥

શ્રીશુકદેવજી કહે છે – આ પ્રમાણે અક્રૂરજી મહારાજ ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય જાણીને અને કુરુવંશી સ્વજન-સંબંધીઓની પ્રેમપૂર્વક અનુમતિ લઈને મથુરા પાછા આવ્યા. ॥ ૩૦ ॥ પરીક્ષિત! તેમણે ત્યાં ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની સામે ધૃતરાષ્ટ્રનો તે બધો જ વ્યવહાર-વર્તાવ, કે જે તેઓ પાંડવો સાથે કરતા હતા, કહી સંભળાવ્યો, કેમકે, તેમને હસ્તિનાપુર મોકલવાનો વાસ્તવમાં આ જ ઉદેશ હતો. ॥ ૩૧ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે[1] વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે પૂર્વાર્ધે એકોનપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૪૯ ॥

દસમા સ્કંધના પૂર્વાર્ધ-અંતર્ગત ઓગણપચાસમો અધ્યાય સમાપ્ત.

=★=

**॥ સમાપ્તમિદં દશમસ્કન્ધસ્ય પૂર્વાર્દ્ધમ્ ॥**

**દસમા સ્કંધનો પૂર્વાર્ધ સમાપ્ત.**

=★=

**॥ શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ॥**

=★=

૧. મહાપુરાણે દશમસ્કન્ધે એકોનપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ।

ॐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

# દસમો સ્કંધ

# (ઉત્તરાર્ધ)

## પચાસમો અધ્યાય

### જરાસંધ સાથે યુદ્ધ અને દ્વારકાપુરીનું નિર્માણ

*શ્રીશુક ઉવાચ*[1]

અસ્તિઃ પ્રાપ્તિશ્ચ કંસસ્ય મહિષ્યૌ ભરતર્ષભ ।
મૃતે ભર્તરિ દુઃખાર્તે ઈયતુઃ સ્મ પિતુર્ગૃહાન્ ॥ ૧॥

પિત્રે મગધરાજાય જરાસન્ધાય દુઃખિતે ।
વેદયાચ્ચક્રતુઃ સર્વમાત્મવૈધવ્યકારણમ્ ॥ ૨॥

સ તદપ્રિયમાકર્ણ્ય શોકામર્ષયુતો નૃપ ।
અયાદવીં મહીં કર્તું ચક્રે પરમમુદ્યમમ્ ॥ ૩॥

અક્ષૌહિણીભિર્વિંશત્યા તિસૃભિશ્ચાપિ સંવૃતઃ ।
યદુરાજધાનીં મથુરાં ન્યરુણત્ સર્વતોદિશમ્ ॥ ૪॥

નિરીક્ષ્ય તદ્બલં કૃષ્ણ ઉદ્વેલમિવ સાગરમ્ ।
સ્વપુરં તેન સંરુદ્ધં સ્વજનં ચ ભયાકુલમ્ ॥ ૫॥

ચિન્તયામાસ ભગવાન્ હરિઃ કારણમાનુષઃ ।
તદ્દેશકાલાનુગુણં સ્વાવતારપ્રયોજનમ્ ॥ ૬॥

હનિષ્યામિ બલં હ્યેતદ્ ભુવિ ભારં સમાહિતમ્ ।
માગધેન સમાનીતં વશ્યાનાં સર્વભૂભુજામ્ ॥ ૭॥

શ્રીશુકદેવજી કહે છે – ભરતશ્રેષ્ઠ રાજા પરીક્ષિત! કંસને બે રાણીઓ હતી – અસ્તિ અને પ્રાપ્તિ. પતિના મૃત્યુથી તેમને બહુ દુઃખ થયું અને તેઓ પોતાના પિતાની રાજધાનીમાં ચાલી ગઈ. ॥ ૧ ॥ તે બન્નેનો પિતા હતો મગધરાજ જરાસંધ. તેની પાસે તેમણે બહુ જ દુઃખ સાથે પોતાના વૈધવ્યનાં કારણોનું વર્ણન કર્યું. ॥ ૨ ॥ પરીક્ષિત! આ અપ્રિય સમાચાર સાંભળીને પ્રથમ તો જરાસંધને બહુ દુઃખ થયું, પરંતુ પછીથી તે ક્રોધથી સમસમી ગયો. પૃથ્વી પર એક પણ યદુવંશીને રહેવા નહીં દઉં એવો નિશ્ચય કરીને તેણે યુદ્ધની ભારે તૈયારી કરી. ॥ ૩ ॥ અને તેવીસ અક્ષૌહિણી સેના સાથે યાદવોની રાજધાની મથુરાને ચારે બાજુથી ઘેરી લીધી. ॥ ૪ ॥

ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, જરાસંધે ચારે બાજુથી અમારી રાજધાની મથુરાને ઘેરી લીધી છે અને અમારાં સ્વજનો તથા નગરવાસીઓ ભયભીત થઈ રહ્યાં છે. ॥ ૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર ઉતારવા માટે જ મનુષ્યનો વેશ ધારણ કર્યો છે. હવે તેમણે વિચાર્યું કે મારા અવતારનું પ્રયોજન શું છે અને અત્યારે અહીં મારે શું કરવું જોઈએ. ॥ ૬ ॥ તેમણે વિચાર્યું કે આ બધું સારું થયું કે મગધરાજ જરાસંધ પોતાને આધીન રાજાઓની પાયદળ, ઘોડેસ્વાર, રથો અને હાથીઓવાળી કેટલીયે અક્ષૌહિણી સેના સાથે મારી પાસે સામેથી આવી પહોંચ્યો છે. આ તો બધો

1. શ્રીબાદરાયણિરુવાચ ।

અક્ષૌહિણીભિઃ સઙ્ખ્યાતં ભટાશ્વરથકુઞ્જરૈઃ ।
માગધસ્તુ ન હન્તવ્યો ભૂયઃ કર્તા બલોદ્યમમ્ ॥ ૮॥

એતદર્થોઽવતારોઽયં ભૂભારહરણાય મે ।
સંરક્ષણાય સાધૂનાં કૃતોઽન્યેષાં વધાય ચ ॥ ૯॥

અન્યોઽપિ ધર્મરક્ષાયૈ દેહઃ સમ્ભ્રિયતે મયા ।
વિરામાયાપ્યધર્મસ્ય કાલે પ્રભવતઃ ક્વચિત્ ॥ ૧૦॥

એવં ધ્યાયતિ ગોવિન્દ આકાશાત્ સૂર્યવર્ચસૌ ।
રથાવુપસ્થિતૌ સદ્યઃ સસૂતૌ સપરિચ્છદૌ ॥ ૧૧॥

આયુધાનિ ચ દિવ્યાનિ પુરાણાનિ યદૃચ્છયા ।
દૃષ્ટ્વા તાનિ હૃષીકેશઃ સઙ્કર્ષણમથાબ્રવીત્ ॥ ૧૨॥

પશ્યાર્ય વ્યસનં પ્રાપ્તં યદૂનાં ત્વાવતાં પ્રભો ।
એષ તે રથ આયાતો દયિતાન્યાયુધાનિ ચ ॥ ૧૩॥

યાનમાસ્થાય જહ્યેતદ્ વ્યસનાત્ સ્વાન્ સમુદ્ધર ।
એતદર્થં હિ નૌ જન્મ સાધૂનામીશ શર્મકૃત્ ॥ ૧૪॥

ત્રયોવિંશત્યનીકાખ્યં ભૂમેર્ભારમપાકુરુ ।
એવં સમ્મન્ત્ર્ય દાશાર્હૌ દંશિતૌ રથિનૌ પુરાત્ ॥ ૧૫॥

નિર્જગ્મતુઃ સ્વાયુધાઢ્યૌ બલેનાલ્પીયસાઽઽવૃતૌ ।
શઙ્ખં દધ્મૌ વિનિર્ગત્ય હરિર્દારુકસારથિઃ ॥ ૧૬॥

તતોઽભૂત્ પરસૈન્યાનાં હૃદિ વિત્રાસવેપથુઃ ।
તાવાહ માગધો વીક્ષ્ય હે કૃષ્ણ પુરુષાધમ ॥ ૧૭॥

ન ત્વયા યોદ્ધુમિચ્છામિ બાલેનૈકેન લજ્જયા ।
ગુપ્તેન હિ ત્વયા મન્દ ન યોત્સ્યે યાહિ બન્ધુહન્ ॥ ૧૮॥

પૃથ્વીનો ભાર એકત્ર થઈને મારી પાસે આવી પહોંચ્યો છે. હું આનો નાશ કરીશ. પરંતુ હમણા મગધરાજ જરાસંધને મારવો ન જોઈએ. કેમકે, તે જીવતો હશે તો ફરીથી અસુરોની બહુ મોટી સેના એકત્ર કરીને લાવશે. ॥ ૭-૮ ॥ મારા અવતારનું એ જ પ્રયોજન છે કે, હું પૃથ્વીનો ભાર ઓછો કરી દઉં, સાધુ-સજ્જનોનું રક્ષણ કરું અને દુષ્ટ-દુર્જનોનો સંહાર. ॥ ૯ ॥ સમયે-સમયે ધર્મની રક્ષા માટે અને વધી રહેલા અધર્મને રોકવા માટે હું બીજાં પણ અનેક શરીર ધારણ કરું છું. ॥ ૧૦ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રમાણે વિચારી જ રહ્યા હતા કે આકાશમાંથી સૂર્ય જેવા પ્રકાશમાન બે રથ ત્યાં આવી પહોંચ્યા. તેમાં યુદ્ધની સંપૂર્ણ સામગ્રી સુસજ્જ હતી અને બે સારથિ તે રથ હાંકી રહ્યા હતા. ॥ ૧૧ ॥ તે જ સમયે ભગવાનનાં દિવ્ય અને સનાતન આયુધો પણ આપમેળે ત્યાં આવીને ઉપસ્થિત થઈ ગયાં. તેમને જોઈને ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મોટા ભાઈ બલરામજીને કહ્યું - ॥ ૧૨ ॥ 'મોટાભાઈ! તમે બહુ જ શક્તિશાળી છો. અત્યારે જે યાદવો તમને જ પોતાના સ્વામી અને રક્ષક માને છે, જેઓ આપનાથી જ સનાથ છે, તેમના ઉપર બહુ મોટી વિપત્તિ આવી પડી છે. જુઓ, આ તમારો રથ છે અને તમારાં પ્રિય આયુધ હળ-મુશળ પણ આવી પહોંચ્યાં છે. ॥ ૧૩ ॥ હવે તમે આ રથ પર બેસીને શત્રુસેનાનો સંહાર કરો અને પોતાનાં સ્વજનોને વિપત્તિથી બચાવી લો. ભગવન્! સાધુ-સંતોનું કલ્યાણ કરવા માટે જ આપણે બન્નેએ અવતાર લીધો છે. ॥ ૧૪ ॥ તેથી હવે તમે આ તેવીસ અક્ષૌહિણી સેનાના રૂપમાં પૃથ્વીનો આ મોટો ભાર નષ્ટ કરી દો.' ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ આ પ્રમાણે પરસ્પર સલાહ-સૂચન કરીને કવચ ધારણ કર્યાં અને રથ પર બેસીને તેઓ મથુરાથી નીકળ્યા. તે સમયે બન્ને ભાઈ પોત-પોતાનાં આયુધોથી સજ્જ હતા અને નાનકડી સેના તેમની સાથે ચાલતી હતી. શ્રીકૃષ્ણના સારથિ હતા દારુક. મથુરાપુરીથી બહાર નીકળીને તેમણે પોતાનો પાંચજન્ય શંખ વગાડ્યો. ॥ ૧૫-૧૬ ॥ તેમના શંખનો ભયંકર ધ્વનિ સાંભળીને શત્રુસેનાના વીરોનાં હૃદય ભયથી ધ્રૂજી ઊઠ્યાં. તેમને જોઈને મગધરાજ જરાસંધે કહ્યું – 'પુરુષોમાં અધમ કૃષ્ણ! તું તો હજી કુમળું બાળક છે. એકલા તારી સાથે લડવામાં મને લજ્જા (સંકોચ) આવી રહી છે. આટલા દિવસથી ખબર નહીં તું ક્યાં-ક્યાં છુપાતો ફરતો હતો. અરે મૂર્ખ! તું તો પોતાના મામાનો હત્યારો છે. તેથી હું તારી સાથે લડી શકતો નથી, જા, મારી સામેથી ભાગી જા. ॥ ૧૭-૧૮ ॥ બલરામ! જો તારા

તવ રામ યદિ શ્રદ્ધા યુધ્યસ્વ ધૈર્યમુદ્વહ ।
હિત્વા વા મચ્છરૈશ્છિન્નં દેહં સ્વર્યાહિ માં જહિ ॥ ૧૯॥

*શ્રીભગવાનુવાચ*

ન વૈ શૂરા વિકત્થન્તે દર્શયન્ત્યેવ પૌરુષમ્ ।
ન ગૃહ્ણીમો વચો રાજન્નાતુરસ્ય મુમૂર્ષતઃ ॥ ૨૦॥

*શ્રીશુક ઉવાચ*

જરાસુતસ્તાવભિસૃત્ય માધવૌ
મહાબલૌઘેન બલીયસાઽઽવૃણોત્ ।
સસૈન્યયાનધ્વજવાજિસારથી
સૂર્યાનલૌ વાયુરિવાભ્રરેણુભિઃ ॥ ૨૧॥

સુપર્ણતાલધ્વજચિહ્નિતૌ રથા-
વલક્ષયન્ત્યો હરિરામયોર્મૃધે ।
સ્ત્રિયઃ પુરાટ્ટાલકહર્મ્યગોપુરં
સમાશ્રિતાઃ સંમુમુહુઃ શુચાર્દિતાઃ[1] ॥ ૨૨॥

હરિઃ પરાનીકપયોમુચાં મુહુઃ
શિલીમુખાત્યુલ્બણવર્ષપીડિતમ્ ।
સ્વસૈન્યમાલોક્ય સુરાસુરાર્ચિતં
વ્યસ્ફૂર્જયચ્છાર્ઙ્ગશરાસનોત્તમમ્ ॥ ૨૩॥

ગૃહ્ણન્ નિષઙ્ગાદથ સન્દધચ્છરાન્
વિકૃષ્ય મુઞ્ચઞ્છિતબાણપૂગાન્ ।
નિઘ્નન્ રથાન્ કુઞ્જરવાજિપત્તીન્
નિરન્તરં યદ્વદલાતચક્રમ્ ॥ ૨૪॥

નિર્ભિન્નકુમ્ભાઃ કરિણો નિપેતુ-
રનેકશોઽશ્વાઃ શરવૃક્ણકન્ધરાઃ ।
રથા હતાશ્વધ્વજસૂતનાયકાઃ
પદાતયશ્છિન્નભુજોરુકન્ધરાઃ ॥ ૨૫॥

મનમાં એવી ખાતરી હોય કે, યુદ્ધમાં મરવાથી સ્વર્ગ મળે છે, તો તું હિમ્મત એકઠી કરીને મારી સાથે લડ. મારા બાણોથી છેદાયેલા શરીરને અહીં છોડીને સ્વર્ગમાં જા અથવા જો તારામાં શક્તિ હોય તો મને મારી નાખ. ॥ ૧૯ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – મગધરાજ! જે શૂરવીર હોય છે, તે તમારી માફક ડંફાસ નથી મારતા, તે તો પોતાનું બળ-પરાક્રમ જ દેખાડે છે. જુઓ, હવે તમારું મૃત્યુ તમારા માથા પર નાચી રહ્યું છે. તમે જાણે મૃત્યુ પામતા રોગીને જેમ સનેપાત ઉપડે તેમ બકી રહ્યા છો. બકો, હું તમારી વાત પર ધ્યાન નથી આપતો. ॥ ૨૦ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જેમ વાયુ વાદળોથી સૂર્યને અને ધુમાડાથી અગ્નિને ઢાંકી દે છે, પરંતુ વાસ્તવમાં તે ઢંકાતા નથી, તેમનો પ્રકાશ ફરીથી ફેલાય જ છે; તે જ પ્રમાણે મગધરાજ જરાસંધે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીની સામે આવીને પોતાની બહુ મોટી બળવાન સેનાથી તેમને ચારે બાજુથી ઢાંકી લીધા – ત્યાં સુધી કે તેમની સેના, રથ, ધજા, ઘોડા અને સારથિઓ પણ દેખાતા બંધ થઈ ગયા. ॥ ૨૧ ॥ મથુરાપુરીની સ્ત્રીઓ પોતાના મહેલોની અટારીઓ, છત અને દરવાજાઓ પર ચડીને યુદ્ધ નિહાળી રહી હતી. જ્યારે તેમણે જોયું કે યુદ્ધભૂમિમાં ભગવાન શ્રીકૃષ્ણનો ગરુડધ્વજ રથ અને બલરામજીનો તાડની ધ્વજારૂપી ચિહ્નવાળો રથ – બન્ને રથ દેખાતા નથી ત્યારે તેઓ શોકથી મૂર્છિત થઈ ગઈ. ॥ ૨૨ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, શત્રુસેનાના યોદ્ધાઓ અમારી સેના પર એ રીતે બાણોની વૃષ્ટિ કરી રહ્યા છે, જાણે આકાશમાંથી જલવૃષ્ટિ થઈ રહી હોય અને અમારી સેના તેનાથી વ્યથિત થઈ રહી છે; ત્યારે તેમણે દેવતાઓ અને અસુરો બન્ને દ્વારા સમ્માનિત પોતાના ઉત્તમ શાર્ઙ્ગધનુષ્યનો ટંકાર કર્યો. ॥ ૨૩ ॥ ત્યાર પછી તેઓ તરકસમાંથી બાણ કાઢવા, તેમને ધનુષ્ય પર ચઢાવવા અને ધનુષ્યની દોરી ખેંચીને અસંખ્ય બાણ છોડવા લાગ્યા. તે વખતે તેમનું તે ધનુષ્ય એટલી ત્વરાથી ફરી રહ્યું હતું, જાણે કોઈ અત્યંત વેગથી ફરતું સળગતું લાકડાનું ઊંબાડિયું ન હોય! આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ જરાસંધની ચતુરંગિણી – હાથી, ઘોડા, રથ અને પાયદળ સેનાનો સંહાર કરવા લાગ્યા. ॥ ૨૪ ॥ એના કારણે ઘણા હાથીઓનાં માથાં ફાટી ગયાં અને તે મરી-મરીને ધરતી પર પડવા લાગ્યા. બાણોની વૃષ્ટિથી અનેક ઘોડાઓના માથાં ધડથી અલગ થઈ ગયાં. ઘોડા, ધજા, સારથિ અને નાયકોનો નાશ થઈ જવાથી ઘણા રથ નકામા થઈ ગયા. પાયદળ સેનાના હાથ, પગ, જાંઘ અને મસ્તક વગેરે અંગ-પ્રત્યંગો કપાઈ-કપાઈને પડી ગયાં. ॥ ૨૫ ॥

૧. શુચાર્પિતાઃ ।

સચ્છિદ્યમાનદ્વિપદેભવાજિના-
મઙ્ગપ્રસૂતાઃ શતશોઽસૃગાપગાઃ ।
ભુજાહયઃ પૂરુષશીર્ષકચ્છપા
હતદ્વિપદ્વીપહયગ્રહાકુલાઃ ॥ ૨૬॥

કરોરુમીના નરકેશશૈવલા
ધનુસ્તરઙ્ગાયુધગુલ્મસઙ્કુલાઃ ।
અચ્છૂરિકાવર્તભયાનકા મહા-
મણિપ્રવેકાભરણાશ્મશર્કરાઃ ॥ ૨૭॥

પ્રવર્તિતા ભીરુભયાવહા મૃધે
મનસ્વિનાં હર્ષકરીઃ પરસ્પરમ્ ।
વિનિઘ્નતાઽરીન્ મુસલેન દુર્મદાન્
સઙ્કર્ષણેનાપરિમેયતેજસા ॥ ૨૮॥

બલં તદઙ્ગાર્ણવદુર્ગભૈરવં[1]
દુરન્તપારં મગધેન્દ્રપાલિતમ્ ।
ક્ષયં પ્રણીતં વસુદેવપુત્રયો-
ર્વિક્રીડિતં તજ્જગદીશયોઃ પરમ્ ॥ ૨૯॥

સ્થિત્યુદ્ભવાન્તં ભુવનત્રયસ્ય યઃ
સમીહતેઽનન્તગુણઃ સ્વલીલયા ।
ન તસ્ય ચિત્રં પરપક્ષનિગ્રહ-
સ્તથાપિ મર્ત્યાનુવિધસ્ય વર્ણ્યતે ॥ ૩૦॥

જગ્રાહ વિરથં રામો જરાસન્ધં મહાબલમ્ ।
હતાનીકાવશિષ્ટાસું સિંહઃ સિંહમિવૌજસા ॥ ૩૧॥

બધ્યમાનં હતારાતિં પાશૈર્વારુણમાનુષૈઃ ।
વારયામાસ ગોવિન્દસ્તેન કાર્યચિકીર્ષયા ॥ ૩૨॥

સ મુક્તો લોકનાથાભ્યાં વ્રીડિતો વીરસંમતઃ ।
તપસે કૃતસઙ્કલ્પો વારિતઃ પથિ રાજભિઃ ॥ ૩૩॥

તે યુદ્ધમાં અપાર તેજસ્વી ભગવાન બલરામજીએ પોતાના મુશળના ઘાથી અનેક બળવાન શત્રુઓને મારી-મારીને તેમના અંગ-પ્રત્યંગોમાંથી નીકળેલા લોહીની સેંકડો નદીઓ વહાવી દીધી. ક્યાંક મનુષ્ય કપાઈ રહ્યા છે તો ક્યાંક હાથી અને ઘોડા તરફડી રહ્યા છે. તે નદીઓમાં સૈનિકોની ભુજાઓ સર્પના જેવી દેખાઈ રહી હતી અને કપાયેલાં માથાં એવાં લાગતાં હતાં જાણે કાચબાઓની ભીડ જામી હોય. મરેલા હાથી બેટ જેવા અને ઘોડા મગરો જેવા લાગતા હતા. હાથ અને સાથળો માછલાં જેવાં, મનુષ્યોનાં માથાંના વાળ શેવાળ જેવા, ધનુષ્યો તરંગો જેવાં અને બીજાં અસ્ત્ર-શસ્ત્રો જાણે રણનદીમાં તણાઈ આવેલાં તણખલાં અને લતાઓના સમૂહ જેવા લાગતાં હતાં. ઢાલો ભયંકર ભમરીઓ જેવી, બહુ કીમતી મણિઓથી મઢેલા મહામૂલા આભૂષણો નદીની રેતી અને પથ્થરના ટુકડા જેવાં તણાતા જઈ રહ્યાં હતાં. તે નદીઓને જોઈને કાયરો ભયભીત થઈ રહ્યા હતા અને વીર પુરુષોનો ઉત્સાહ વધી રહ્યો હતો. ॥ ૨૬-૨૮ ॥ પરીક્ષિત! હાથી, ઘોડા, રથ, આયુધો વગેરેથી સજ્જ જરાસંધનું સૈન્ય સમુદ્ર જેવું દુર્ગમ, ભયંકર અને બહુ મુશ્કેલીથી જિતાય એવું હતું. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ થોડા જ સમયમાં તેને નષ્ટ કરી નાખ્યું. તેઓ સંપૂર્ણ જગતના સ્વામી છે. તેમના માટે આ સેનાનો નાશ કરી દેવો એક રમત છે. ॥ ૨૯ ॥ પરીક્ષિત! ભગવાનના અનંત ગુણો છે. તેઓ ક્રીડામાત્રથી ત્રણે લોકની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરે છે. તેમના માટે શત્રુઓની સેનાનો આ રીતે સહજમાં જ સત્યાનાશ કરી દેવો એ કોઈ મોટી વાત ન હતી. તેમ છતાં જ્યારે તેઓ મનુષ્ય જેવો વેશ ધારણ કરીને મનુષ્ય જેવી લીલા કરે છે ત્યારે તેનું પણ વર્ણન કરવામાં આવે જ છે. ॥ ૩૦ ॥

આ પ્રમાણે જરાસંધનું બધું સૈન્ય નાશ પામ્યું. તેનો રથ પણ ભાંગી ગયો. શરીરમાં માત્ર પ્રાણ બાકી રહ્યા. ત્યારે ભગવાન શ્રી બલરામજીએ જેમ એક સિંહ બીજા સિંહને પકડી લે છે તે જ પ્રમાણે બળપૂર્વક મહાબળવાન જરાસંધને પકડી લીધો. ॥ ૩૧ ॥ જરાસંધે પહેલાં ઘણા શત્રુ રાજાઓનો વધ કર્યો હતો. પરંતુ આજે તેને બલરામજીએ વરુણપાશથી અને મનુષ્યપાશથી બાંધવા માંડ્યો. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે એવું વિચારીને કે, આને છોડી દેવામાં આવે તો બીજી સેના ભેગી કરીને લાવશે અને અમે સહજ રીતે પૃથ્વીનો ભાર ઉતારી શકીશું, તેથી તેમણે બલરામજીને રોક્યા. ॥ ૩૨ ॥ મોટા-મોટા શૂરવીરો જરાસંધનું સન્માન કરતા હતા. તેથી તે આવી વાત સાંભળીને બહુ લજ્જિત થઈ ગયો કે મને શ્રીકૃષ્ણ-બલરામે દયા કરીને રાંકની જેમ છોડી દીધો છે. હવે તેણે તપ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ રસ્તામાં તેના મિત્ર રાજાઓએ તેને બહુ સમજાવ્યો કે રાજન્! આ યાદવોમાં છે શું? તે તમને બિલકુલ પરાજિત કરી

[1] તુરઙ્ગા૦ ।

વાક્યૈઃ પવિત્રાર્થપદૈર્નયનૈઃ પ્રાકૃતૈરપિ ।
સ્વકર્મબન્ધપ્રાપ્તોઽયં યદુભિસ્તે પરાભવઃ ॥ ૩૪॥

હતેષુ સર્વાનીકેષુ નૃપો બાર્હદ્રથસ્તદા ।
ઉપેક્ષિતો ભગવતા મગધાન્ દુર્મના યયૌ ॥ ૩૫॥

મુકુન્દોઽપ્યક્ષતબલો નિસ્તીર્ણારિબલાર્ણવઃ ।
વિકીર્યમાણઃ કુસુમૈસ્ત્રિદશૈરનુમોદિતઃ ॥ ૩૬॥

માથુરૈરુપસઙ્ગમ્ય વિજ્વરૈર્મુદિતાત્મભિઃ ।
ઉપગીયમાનવિજયઃ સૂતમાગધવન્દિભિઃ ॥ ૩૭॥

શઙ્ખદુન્દુભયો નેદુર્ભેરીતૂર્યાણ્યનેકશઃ ।
વીણાવેણુમૃદઙ્ગાનિ પુરં પ્રવિશતિ પ્રભૌ ॥ ૩૮॥

સિક્તમાર્ગાં હૃષ્ટજનાં પતાકાભિરલઙ્કૃતામ્ ।
નિર્ઘુષ્ટાં બ્રહ્મઘોષેણ કૌતુકાબદ્ધતોરણામ્ ॥ ૩૯॥

નિચીયમાનો[1] નારીભિર્માલ્યદધ્યક્ષતાઙ્કુરૈઃ ।
નિરીક્ષ્યમાણઃ સસ્નેહં પ્રીત્યુત્કલિતલોચનૈઃ ॥ ૪૦॥

આયોધનગતં વિત્તમનન્તં વીરભૂષણમ્ ।
યદુરાજાય તત્ સર્વમાહૃતં પ્રાદિશત્પ્રભુઃ ॥ ૪૧॥

એવં સપ્તદશકૃત્વસ્તાવત્યક્ષૌહિણીબલઃ[2] ।
યુયુધે માગધો રાજા યદુભિઃ કૃષ્ણપાલિતૈઃ ॥ ૪૨॥

અક્ષિણ્વંસ્તદ્બલં સર્વં વૃષ્ણયઃ કૃષ્ણતેજસા ।
હતેષુ સ્વેષ્વનીકેષુ ત્યક્તોઽયાદરિભિર્નૃપઃ ॥ ૪૩॥

શકે એમ ન હતા. તમારે પ્રારબ્ધવશ જ નીચું જોવું પડ્યું છે.' તે લોકોએ ભગવાનની ઇચ્છા, પછી વિજય પ્રાપ્ત કરવાની આશા વગેરે બતાવીને લૌકિક દૃષ્ટાંત આપી-આપીને એ વાત સમજાવી દીધી કે તમારે તપસ્યા ન કરવી જોઈએ. ॥ ૩૩-૩૪ ॥ પરીક્ષિત! તે સમયે મગધરાજ જરાસંધની બધી સેના મરાઈ ચૂકી હતી. ભગવાન બલરામજીએ તેને ઉપેક્ષાપૂર્વક છોડી દીધો હતો, તેથી તે બહુ ઉદાસ થઈને પોતાના વતન મગધ દેશમાં ચાલ્યો ગયો. ॥ ૩૫ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણની સેનામાં કોઈનો વાળ પણ વાંકો ન થયો અને તેમણે જરાસંધની તેવીસ અક્ષૌહિણી સેના પર, જે સમુદ્ર જેવી હતી, સહજમાં વિજય પ્રાપ્ત કરી લીધો. ત્યારે મોટા-મોટા દેવતાઓ તેમના ઉપર નંદનવનના પુષ્પોની વૃષ્ટિ અને તેમના આ મહાન કાર્યની પ્રશંસા કરી રહ્યા હતા. ॥ ૩૬ ॥ જરાસંધની સેનાના પરાજયથી મથુરાવાસીઓ નિર્ભય બની ગયા અને ભગવાન શ્રીકૃષ્ણના વિજયથી તેઓના હૃદયમાં આનંદ સમાતો ન હતો. ભગવાન શ્રીકૃષ્ણ આવીને તેમને મળ્યા. સૂત, માગધ, અને બન્દીજન તેમના વિજયનું યશોગાન ગાઈ રહ્યા હતા. ॥ ૩૭ ॥ જે સમયે ભગવાન શ્રીકૃષ્ણે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં શંખધ્વનિ, નગારાં, ભેરી, તૂરી, વીણા, વાંસળી અને મૃદંગ વગેરે વાજિન્ત્રો વાગવા લાગ્યાં ॥ ૩૮ ॥ મથુરાના બધા માર્ગો અને શેરીઓને શણગારવામાં આવી હતી. ચારે બાજુ ઉત્સાહનું વાતાવરણ હતું. સંપૂર્ણ નગરમાં ધજા-પતાકા-તોરણો બાંધવામાં આવ્યાં હતાં. બ્રાહ્મણોનો વેદધ્વનિ ગુંજી રહ્યો હતો. ॥ ૩૯ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ નગરમાં પ્રવેશ કરી રહ્યા હતા તે વખતે નગરની સ્ત્રીઓ પ્રેમ અને આતુરતાથી ઊભરાતાં નેત્રોથી તેમને સ્નેહપૂર્વક નિહાળી રહી હતી અને ફૂલોના હાર, દહીં, અક્ષત અને જવ વગેરેના અંકુરોથી તેમને વધાવી રહી હતી. ॥ ૪૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણ રણભૂમિમાંથી અપાર ધન અને સૈનિકોનાં આભૂષણો લઈ આવ્યા હતા. તે બધું તેમણે યાદવોના રાજા ઉગ્રસેન પાસે મોકલી આપ્યું. ॥ ૪૧ ॥

પરીક્ષિત! આ પ્રમાણે સત્તર વખત તેવીસ-તેવીસ અક્ષૌહિણી સેના એકઠી કરીને મગધરાજ જરાસંધે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સુરક્ષિત યાદવો સાથે યુદ્ધ કર્યું. ॥ ૪૨ ॥ પરંતુ યાદવોએ ભગવાન શ્રીકૃષ્ણની શક્તિથી દરેક વખતે તેની સેનાનો નાશ કરી નાખ્યો. જ્યારે સંપૂર્ણ સેના નષ્ટ થઈ જતી ત્યારે યાદવોના ઉપેક્ષાપૂર્વક છોડી દેવાથી જરાસંધ પોતાની રાજધાનીમાં ચાલ્યો જતો. ॥ ૪૩ ॥

૧. વિકીર્યમાણો । ૨. ત્યક્ષૌહિણીર્નૃપઃ ।

અષ્ટાદશમસઙ્ગ્રામે આગામિનિ તદન્તરા ।
નારદપ્રેષિતો[1] વીરો યવનઃ પ્રત્યદૃશ્યત ॥ ૪૪॥

રુરોધ મથુરામેત્ય તિસૃભિર્મ્લેચ્છકોટિભિઃ ।
નૃલોકે ચાપ્રતિદ્વન્દ્વો વૃષ્ણીઞ્છ્રુત્વાऽऽત્મસમ્મિતાન્ ॥ ૪૫॥

તં દૃષ્ટ્વાऽચિન્તયત્ કૃષ્ણઃ સઙ્કર્ષણસહાયવાન્ ।
અહો યદૂનાં વૃજિનં પ્રાપ્તં હ્યુભયતો મહત્ ॥ ૪૬॥

યવનોऽયં નિરુન્ધેऽસ્માનદ્ય તાવન્મહાબલઃ ।
માગધોऽપ્યદ્ય વા શ્વો વા પરશ્વો વાऽऽગમિષ્યતિ ॥ ૪૭॥

આવયોર્યુધ્યતોરસ્ય યદ્યાગન્તા જરાસુતઃ ।
બન્ધૂન્ વધિષ્યત્યથવા નેષ્યતે સ્વપુરં બલી ॥ ૪૮॥

તસ્માદદ્ય વિધાસ્યામો દુર્ગં દ્વિપદદુર્ગમમ્ ।
તત્ર જ્ઞાતીન્ સમાધાય યવનં ઘાતયામહે ॥ ૪૯॥

ઇતિ સમ્મન્ત્ર્ય ભગવાન્ દુર્ગં દ્વાદશયોજનમ્ ।
અન્તઃસમુદ્રે નગરં કૃત્સ્નાદ્ભુતમચીકરત્ ॥ ૫૦॥

દૃશ્યતે યત્ર હિ ત્વાષ્ટ્રં વિજ્ઞાનં શિલ્પનૈપુણમ્ ।
રથ્યાચત્વરવીથીભિર્યથાવાસ્તુ વિનિર્મિતમ્ ॥ ૫૧॥

સુરદ્રુમલતોદ્યાનવિચિત્રોપવનાન્વિતમ્ ।
હેમશૃઙ્ગૈર્દિવિસ્પૃગ્ભિઃ સ્ફાટિકાટ્ટાલગોપુરૈઃ ॥ ૫૨॥

રાજતારકુટૈઃ કોષ્ઠૈર્હેમકુમ્ભૈરલઙ્કૃતૈઃ ।
રત્નકૂટૈર્ગૃહૈર્હૈમૈર્મહામરકતસ્થલૈઃ ॥ ૫૩॥

વાસ્તોષ્પતીનાં ચ ગૃહૈર્વલભીભિશ્ચ નિર્મિતમ્ ।
ચાતુર્વર્ણ્યજનાકીર્ણં યદુદેવગૃહોલ્લસત્ ॥ ૫૪॥

જે સમયે અઢારમું યુદ્ધ શરૂ થવાનું જ હતું, તે સમયે નારદજીનો મોકલેલો વીર કાલયવન દેખાયો. ॥ ૪૪ ॥ યુદ્ધમાં કાલયવનની સામે ઊભો રહેનાર કોઈ વીર સંસારમાં ન હતો. તેણે જ્યારે સાંભળ્યું કે યદુવંશીઓ અમારા જેવા જ બળવાન છે અને અમારો સામનો કરી શકે છે, ત્યારે ત્રણ કરોડ મ્લેચ્છોનું સૈન્ય લઈને તેણે મથુરાને ઘેરી લીધું. ॥ ૪૫ ॥

કાલયવનની આ કસમયની ચઢાઈ જોઈને શ્રીકૃષ્ણે બલરામજી સાથે મળીને વિચાર કર્યો – 'અહો! અત્યારે તો યદુવંશીઓ ઉપર જરાસંધ અને કાલયવન – આ બે-બે આપત્તિઓ એક સાથે જ ઘેરાઈ રહી છે. ॥ ૪૬ ॥ આજે આ પરમ બળવાન યવને અમને આવીને ઘેરી લીધા છે અને જરાસંધ પણ આજે, કાલે કે પરમદિવસે આવી જ જશે. ॥ ૪૭ ॥ જો અમે બન્ને ભાઈ આની સાથે લડવા જઈએ અને તે જ સમયે જરાસંધ પણ આવી પહોંચશે તો તે અમારા યાદવ-બંધુઓને મારી નાખશે. અથવા કેદ કરીને પોતાના નગરમાં લઈ જશે. કેમકે, તે બહુ બળવાન છે. ॥ ૪૮ ॥ તેથી આજે આપણે એક એવો કિલ્લો બનાવીએ કે જેમાં કોઈ પણ મનુષ્ય માટે પ્રવેશ કરવો અત્યંત કઠણ થઈ જાય. આપણાં સ્વજન-સંબંધીઓને તે કિલ્લામાં પહોંચાડીને પછી આ યવનનો વધ કરાવીશું.' ॥ ૪૯ ॥ બલરામજી સાથે આ પ્રમાણે વાતચીત કરીને ભગવાન શ્રીકૃષ્ણે સમુદ્રની અંદર અડતાલીસ કોસ વિસ્તારનું એક એવું દુર્ગમનગર બનાવડાવ્યું, જેમાં બધી વસ્તુઓ અદ્ભુત હતી. ॥ ૫૦ ॥ તે નગરની એક-એક વસ્તુમાં વિશ્વકર્માનું વિજ્ઞાન (વાસ્તુ-શાસ્ત્ર) અને શિલ્પકળાની નિપુણતા પ્રગટ થઈ રહી હતી. તેમાં લાંબા-પહોળા માર્ગો, ચોતરાઓ અને શેરીઓનું યથાયોગ્ય વિભાજન કરવામાં આવ્યું હતું. ॥ ૫૧ ॥ તે નગરમાં દેવતાઓનાં વૃક્ષ-લતાઓથી શોભતાં બહુ સુંદર ઉદ્યાનો અને અદ્ભુત ઉપવનો હતાં. મંદિરો ઉપર આકાશ સાથે વાતો કરતાં સોનાનાં બહુ જ ઊંચાં શિખરો હતાં. સ્ફટિકમણિની અટારીઓ અને ઊંચા-ઊંચા દરવાજા તે નગરની શોભામાં અભિવૃદ્ધિ કરતા હતા. ॥ ૫૨ ॥ અનાજ સંગ્રહ કરવા માટે ચાંદી અને પિત્તળના કોઠારો હતા. રત્નો અને પન્નાથી મઢેલા સોનાના કળશવાળા બધા મહેલો સોનાના હતા. ॥ ૫૩ ॥ આ સિવાય આ નગરમાં વાસ્તુદેવતાનાં મંદિરો અને છજાં બહુ જ સુંદર હતાં. આ નગરમાં ચારે વર્ણના લોકો રહેતા હતા. નગરની મધ્યમાં યાદવોના રાજા ઉગ્રસેનજી, વસુદેવજી, બલરામજી તથા ભગવાન શ્રીકૃષ્ણના મહેલો શોભી રહ્યા હતા. ॥ ૫૪ ॥

[1] નારદપ્રેરિતો ।

સુધર્માં પારિજાતં ચ મહેન્દ્રઃ પ્રાહિણોદ્ધરેઃ ।
યત્ર ચાવસ્થિતો મર્ત્યો મર્ત્યધર્મૈર્ન યુજ્યતે ॥ ૫૫॥

પરીક્ષિત! તે સમયે દેવરાજ ઇન્દ્રએ ભગવાન શ્રીકૃષ્ણ માટે પારિજાત વૃક્ષ અને સુધર્મા-સભાને મોકલી આપી. તે સભા એવી દિવ્ય હતી કે તેમાં બેઠેલા મનુષ્યોને ભૂખ-તરસ વગેરે મૃત્યુલોકના ધર્મો સ્પર્શ કરતા ન હતા. ॥ ૫૫ ॥

શ્યામૈકકર્ણાન્ વરુણો હયાઞ્છુક્લાન્ મનોજવાન્ ।
અષ્ટૌ નિધિપતિઃ કોશાન્ લોકપાલો નિજોદયાન્ ॥ ૫૬॥

વરુણદેવે એવા અનેક શ્વેત ઘોડા મોકલી આપ્યા જેમનો એક-એક કાન શ્યામવર્ણનો હતો અને તે મનોવેગથી ચાલનારા હતા. ધનપતિ કુબેરજીએ પોતાના આઠેય નિધિઓ મોકલી આપ્યા અને બીજા લોકપાલોએ પણ પોત-પોતાની વિભૂતિઓ ભગવાન પાસે મોકલી આપી. ॥ ૫૬ ॥

યદ્ યદ્ ભગવતા દત્તમાધિપત્યં સ્વસિદ્ધયે ।
સર્વં પ્રત્યર્પયામાસુર્હરૌ ભૂમિગતે નૃપ ॥ ૫૭॥

પરીક્ષિત! બધા લોકપાલોને ભગવાન શ્રીકૃષ્ણે જ તેમના અધિકારના જતન માટે શક્તિઓ અને સિદ્ધિઓ આપી હતી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પૃથ્વી પર અવતરીને લીલા કરવા લાગ્યા ત્યારે બધી સિદ્ધિઓ તેમણે ભગવાનના ચરણોમાં સમર્પિત કરી દીધી. ॥ ૫૭ ॥

તત્ર યોગપ્રભાવેણ નીત્વા સર્વજનં હરિઃ ।
પ્રજાપાલેન રામેણ કૃષ્ણઃ સમનુમન્ત્રિતઃ ।
નિર્જગામ પુરદ્વારાત્ પદ્મમાલી નિરાયુધઃ ॥ ૫૮॥

ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં બધાં સ્વજન-સંબંધીઓને પોતાની અચિન્ત્ય મહાશક્તિ યોગમાયા દ્વારા દ્વારકામાં પહોંચાડી દીધાં. બાકી રહેલી પ્રજાની રક્ષા માટે બલરામજીને મથુરાપુરીમાં રાખ્યા અને તેમની સલાહ લઈને તેઓ કંઠમાં કમળની માળા પહેરીને, હાથમાં કોઈ અસ્ત્ર-શસ્ત્ર રાખ્યા વિના નગરના મુખ્ય દરવાજામાંથી બહાર નીકળી ગયા. ॥ ૫૮ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે દુર્ગનિવેશનં નામ પઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૦ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત દુર્ગનિવેશન નામનો પચાસમો અધ્યાય સમાપ્ત.

═★═

# એકાવનમો અધ્યાય

## કાલયવનનું ભસ્મ થવું, મુચુકુન્દની કથા

*શ્રીશુક ઉવાચ*

તં વિલોક્ય વિનિષ્ક્રાન્તમુજ્જિહાનમિવોડુપમ્ ।
દર્શનીયતમં શ્યામં પીતકૌશેયવાસસમ્ ॥ ૧॥

શ્રીવત્સવક્ષસં ભ્રાજત્કૌસ્તુભામુક્તકન્ધરમ્ ।
પૃથુદીર્ઘચતુર્બાહું નવકઞ્જારુણેક્ષણમ્ ॥ ૨॥

નિત્યપ્રમુદિતં શ્રીમત્સુકપોલં શુચિસ્મિતમ્ ।
મુખારવિન્દં બિભ્રાણં સ્ફુરન્મકરકુણ્ડલમ્ ॥ ૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – પ્રિય પરીક્ષિત! જે સમયે ભગવાન શ્રીકૃષ્ણ મથુરાનગરીના મુખ્ય દરવાજેથી નીકળ્યા, ત્યારે એવું લાગ્યું કે જાણે પૂર્વદિશામાં ચન્દ્રોદય થઈ રહ્યો હોય. તેમનો શ્યામસુન્દર વિગ્રહ અત્યંત દર્શનીય હતો, તેના ઉપર રેશમી પીતામ્બરની છટા અદ્ભુત હતી, વક્ષઃસ્થળ પર સુવર્ણરેખાના રૂપમાં શ્રીવત્સચિહ્ન શોભી રહ્યું હતું અને કંઠમાં કૌસ્તુભમણિ ઝળહળી રહ્યો હતો. લાંબી અને ભરાવદાર ચાર ભુજાઓ હતી. નવાં ખીલેલાં કમળ જેવાં કોમળ રતુમડાં નેત્ર હતાં. મુખકમળ પર અઢળક આનંદ હતો. કપોલની શોભા નિરાળી જ હતી. મન્દહાસ્ય જોનારનું મન ચોરી લેતું હતું. કાનોમાં મકરાકૃત કુંડળો ઝળકતાં હતાં. તેમને જોઈને કાલયવને નિશ્ચય કર્યો કે – 'આ જ વાસુદેવ

[1] ૧. દશમસ્કન્ધે પઞ્ચાશત્તમોઽધ્યાયઃ ।

વાસુદેવો હ્યયમિતિ પુમાઞ્છ્રીવત્સલાઞ્છનઃ ।
ચતુર્ભુજોઽરવિન્દાક્ષો વનમાલ્યતિસુન્દરઃ ॥ ૪॥

લક્ષણૈર્નારદપ્રોક્તૈર્નાન્યો ભવિતુમર્હતિ ।
નિરાયુધશ્ચલન્ પદ્ભ્યાં યોત્સ્યેઽનેન નિરાયુધઃ ॥ ૫॥

ઇતિ નિશ્ચિત્ય યવનઃ પ્રાદ્રવન્તં પરાઙ્મુખમ્ ।
અન્વધાવજ્જિઘૃક્ષુસ્તં દુરાપમપિ યોગિનામ્ ॥ ૬॥

હસ્તપ્રાપ્તમિવાત્માનં[1] હરિણા સ પદે પદે ।
નીતો દર્શયતા દૂરં યવનેશોઽદ્રિકન્દરમ્ ॥ ૭॥

પલાયનં યદુકુલે જાતસ્ય તવ નોચિતમ્ ।
ઇતિ ક્ષિપન્નનુગતો નૈનં પ્રાપાહતાશુભઃ ॥ ૮॥

એવં ક્ષિપ્તોઽપિ ભગવાન્પ્રાવિશદ્ ગિરિકન્દરમ્ ।
સોઽપિ પ્રવિષ્ટસ્તત્રાન્યં શયાનં દદૃશે નરમ્ ॥ ૯॥

નન્વસૌ દૂરમાનીય શેતે મામિહ સાધુવત્ ।
ઇતિ મત્વાઽચ્યુતં મૂઢસ્તં પદા સમતાડયત્ ॥ ૧૦॥

સ ઉત્થાય ચિરં સુપ્તઃ શનૈરુન્મીલ્ય લોચને ।
દિશો વિલોકયન્ પાર્શ્વે તમદ્રાક્ષીદવસ્થિતમ્ ॥ ૧૧॥

સ તાવત્તસ્ય રુષ્ટસ્ય દૃષ્ટિપાતેન ભારત ।
દેહજેનાગ્નિના દગ્ધો ભસ્મસાદભવત્ ક્ષણાત્ ॥ ૧૨॥

રાજોવાચ[2]

કો નામ સ પુમાન્ બ્રહ્મન્ કસ્ય કિંવીર્ય એવ ચ ।
કસ્માદ્ ગુહાં ગતઃ શિશ્યે કિંતેજો યવનાર્દનઃ ॥ ૧૩॥

છે. કારણ કે, નારદજીએ જે-જે લક્ષણ બતાવ્યાં હતાં – વક્ષઃસ્થળ પર શ્રીવત્સ ચિહ્ન, ચાર ભુજાઓ, કમળ જેવાં નેત્રો, ગળામાં વનમાળા અને સુંદરતાની સીમા; આ બધાં જ લક્ષણો આનામાં છે. તેથી આ કોઈ બીજો હોઈ શકે નહીં. અત્યારે આ કોઈ અસ્ત્ર-શસ્ત્ર વિના ચાલીને આ તરફ આવી રહ્યો છે, તેથી હું પણ આની સાથે અસ્ત્ર-શસ્ત્ર વિના જ લડીશ. ॥ ૧-૫ ॥

આવો નિશ્ચય કરીને જ્યારે કાલયવન ભગવાન શ્રીકૃષ્ણ તરફ દોડ્યો ત્યારે ભગવાન બીજી બાજુ મુખ કરીને રણભૂમિમાંથી ભાગી ગયા અને તે યોગીઓને પણ દુર્લભ એવા ભગવાનને પકડવા માટે કાલયવન તેમની પાછળ-પાછળ દોડવા લાગ્યો. ॥ ૬ ॥ રણછોડ ભગવાન લીલા કરતાં ભાગી રહ્યા હતા; કાલયવન ડગલે ને પગલે એવું સમજતો હતો કે હમણાં પકડાશે, હમણાં પકડાશે. આ પ્રમાણે ભગવાન તેને બહુ દૂર સુધી એક પર્વતની ગુફામાં લઈ ગયા. ॥ ૭ ॥ કાલયવન પાછળથી વારંવાર આક્ષેપ કરતો હતો કે, 'અરે ભાઈ! તમે પરમ યશસ્વી યદુવંશમાં પેદા થયા છો, તમારું આ પ્રમાણે યુદ્ધ છોડીને નાસી જવું ઉચિત નથી.' પરંતુ હજી તેનાં અશુભ કર્મો બાકી હતાં, તેથી તે ભગવાનને પકડવા સમર્થ ન થઈ શક્યો. ॥ ૮ ॥ તેના આક્ષેપો ચાલુ હોવા છતાં પણ ભગવાન એક પર્વતની ગુફામાં પેસી ગયા. તેમની પાછળ કાલયવન પણ પેઠો. ત્યાં તેણે એક બીજા માણસને સૂતેલો જોયો. ॥ ૯ ॥ તેને જોઈને કાલયવને વિચાર્યું, 'જુઓ તો ખરા, આ મને આ રીતે આટલે દૂર લઈ આવ્યો અને હવે આ પ્રમાણે – જાણે તેને કાંઈ ખબર જ ન હોય – સાધુ મહારાજ બનીને સૂઈ ગયો છે.' તેવું વિચારી તે મૂર્ખ કાલયવને તેને જોરથી એક લાત મારી. ॥ ૧૦ ॥ તે પુરુષ ત્યાં ઘણા દિવસથી સૂતેલો હતો. પગની લાત વાગવાથી તે ઊઠ્યો અને ધીરે-ધીરે તેણે પોતાની આંખો ખોલી. આજુ-બાજુ જોયું તો પાસે જ કાલયવન ઊભેલો જોવા મળ્યો. ॥ ૧૧ ॥ પરીક્ષિત! તે પુરુષ આ પ્રમાણે લાત મારીને જગાડવાથી કંઈક નારાજ થઈ ગયો હતો. તેની દૃષ્ટિ પડતાં જ કાલયવનના શરીરમાં અગ્નિ પ્રગટ થઈ ગયો અને તે ક્ષણવારમાં બળીને રાખનો ઢગલો થઈ ગયો. ॥ ૧૨ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! જેના માત્ર દૃષ્ટિપાતથી કાલયવન બળીને ભસ્મ થઈ ગયો, તે પુરુષ કોણ હતો? તેનામાં કેવી શક્તિ હતી અને તે કોનો પુત્ર હતો? તમે કૃપા કરીને એ પણ જણાવો કે તે પર્વતની ગુફામાં જઈને કેમ સૂતો હતો? ॥ ૧૩ ॥

૧. હસ્તપ્રાપ્ય૦ । ૨. પરીક્ષિદુવાચ ।

*શ્રીશુક ઉવાચ*

સ ઈક્ષ્વાકુકુલે જાતો માન્ધાતૃતનયો મહાન્ ।
મુચુકુન્દ ઈતિ ખ્યાતો બ્રહ્મણ્યઃ સત્યસઙ્ગરઃ ॥ ૧૪॥

સ યાચિતઃ સુરગણૈરિન્દ્રાદ્યૈરાત્મરક્ષણે ।
અસુરેભ્યઃપરિત્રસ્તૈસ્તદ્રક્ષાં સોઽકરોચ્ચિરમ્ ॥ ૧૫॥

લબ્ધ્વા ગુહં તે સ્વઃપાલં મુચુકુન્દમથાબ્રુવન્ ।
રાજન્વિરમતાં કૃચ્છ્રાદ્ ભવાન્ નઃપરિપાલનાત્ ॥ ૧૬॥

નરલોકે પરિત્યજ્ય રાજ્યં નિહતકણ્ટકમ્[1] ।
અસ્માન્ પાલયતો વીર કામાસ્તે સર્વ ઉજ્ઝિતાઃ ॥ ૧૭॥

સુતા મહિષ્યો ભવતો જ્ઞાતયોઽમાત્યમન્ત્રિણઃ ।
પ્રજાશ્ચ તુલ્યકાલીયા નાધુના સન્તિ કાલિતાઃ ॥ ૧૮॥

કાલો બલીયાન્ બલિનાં ભગવાનીશ્વરોઽવ્યયઃ ।
પ્રજાઃ કાલયતે ક્રીડન્ પશુપાલો યથા પશૂન્ ॥ ૧૯॥

વરં વૃણીષ્વ ભદ્રં તે ઋતે કૈવલ્યમદ્ય નઃ ।
એક એવેશ્વરસ્તસ્ય ભગવાન્ વિષ્ણુરવ્યયઃ ॥ ૨૦॥

એવમુક્તઃ સ વૈ દેવાનભિવન્દ્ય મહાયશાઃ ।
અશયિષ્ટ ગુહાવિષ્ટો નિદ્રયા દેવદત્તયા ॥ ૨૧॥

સ્વાપં[2] યાતં યસ્તુ મધ્યે બોધયેત્ત્વામચેતનઃ ।
સ ત્વયા દૃષ્ટમાત્રસ્તુ ભસ્મીભવતુ તત્ક્ષણાત્ ॥ ૨૨॥

યવને ભસ્મસાન્નીતે ભગવાન્ સાત્વતર્ષભઃ ।
આત્માનં દર્શયામાસ મુચુકુન્દાય ધીમતે ॥ ૨૩॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! તેઓ ઈક્ષ્વાકુવંશના મહારાજા માન્ધાતાના પુત્ર રાજા મુચુકુન્દ હતા. તેઓ બ્રાહ્મણોના પરમ ભક્ત, સત્યવાદી, સંગ્રામવિજયી અને મહાપુરુષ હતા. ॥ ૧૪ ॥ એકવાર ઈન્દ્ર વગેરે દેવતાઓ અસુરોથી બહુ ભયભીત થઈ ગયા હતા. તેમણે પોતાની રક્ષા માટે રાજા મુચુકુન્દને પ્રાર્થના કરી અને તેમણે ઘણા સમય સુધી તેમની રક્ષા કરી. ॥ ૧૫ ॥ જ્યારે ઘણા સમય બાદ દેવતાઓને સેનાપતિના રૂપમાં કાર્તિકસ્વામી મળી ગયા, ત્યારે દેવતાઓએ રાજા મુચુકુન્દને કહ્યું – 'રાજન્! તમે અમારી રક્ષા માટે બહુ જ પરિશ્રમ અને કષ્ટ વેઠ્યાં છે. હવે તમે વિશ્રામ કરો. ॥ ૧૬ ॥ વીરશિરોમણિ! તમે અમારી રક્ષા માટે મનુષ્યલોકનું પોતાનું અકંટક રાજ્ય છોડી દીધું તથા જીવનની અભિલાષાઓ તથા ભોગોનો પણ પરિત્યાગ કરી દીધો. ॥ ૧૭ ॥ હવે તમારા પુત્રો, રાણીઓ, ભાઈ-બાંધવો અને મંત્રીઓ તથા તમારા સમયની પ્રજામાંથી અત્યારે કોઈ રહ્યું નથી. બધા જ કાળનો કોળિયો બની ગયા છે. ॥ ૧૮ ॥ બધા જ બળવાનોમાં કાળ સૌથી બળવાન છે. તે પોતે પરમ સમર્થ અવિનાશી અને ભગવત્સ્વરૂપ છે. જેમ ગોવાળો પશુઓને પોતાના વશમાં રાખે છે, તેમ તે સહજ રીતે જ તમામ પ્રજાને પોતાને આધીન રાખે છે. ॥ ૧૯ ॥ રાજન્! તમારું કલ્યાણ થાઓ. તમારી જે ઈચ્છા હોય તે અમારી પાસે માગી લો. અમે કૈવલ્ય-મોક્ષ સિવાય, આપને જે માગો તે આપી શકીએ છીએ. કેમકે, કૈવલ્ય-મોક્ષ આપવાનું સામર્થ્ય તો માત્ર અવિનાશી ભગવાન વિષ્ણુમાં જ છે. ॥ ૨૦ ॥ દેવતાઓની વાત સાંભળીને પરમ યશસ્વી રાજા મુચુકુન્દે તેમને વંદન કર્યાં અને બહુ જ થાકી ગયા હોવાથી નિદ્રાનું જ વરદાન માગ્યું અને વરદાન મેળવીને તેઓ નિદ્રાધીન થઈને પર્વતની ગુફામાં સૂઈ ગયા. ॥ ૨૧ ॥ તે સમયે દેવતાઓએ કહી દીધું હતું કે 'રાજન્! નિદ્રાધીન અવસ્થામાં જો કોઈ મૂર્ખ તમને જગાડી દે તો તે આપની દૃષ્ટિ પડતાં તે જ ક્ષણે બળીને ભસ્મ થઈ જશે.' ॥ ૨૨ ॥

પરીક્ષિત! હવે કાલયવન ભસ્મ થઈ ગયો, ત્યારે યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે પરમ બુદ્ધિમાન રાજા મુચુકુન્દને દર્શન આપ્યાં. (ભગવાન શ્રીકૃષ્ણનો વિગ્રહ વર્ષાકાળના મેઘ જેવો શ્યામસુંદર હતો. રેશમી પીતામ્બર ધારણ કરેલું હતું. વક્ષઃસ્થળ પર શ્રીવત્સ અને ગળામાં કૌસ્તુભમણિ પોતાનું દિવ્ય તેજ પ્રસરાવી રહ્યો હતો. ચાર

૧. ચ હતકણ્ટકમ્ ।
૨. પ્રાચીન પ્રતમાં 'સ્વાપં યાતં....' એ આખો શ્લોક મૂળમાં નહીં પણ ટિપ્પણીમાં લખ્યો છે. 'સ્વાપં યાતં'ના સ્થાને 'સ્વાપં યન્તં' પાઠભેદ છે.

તમાલોક્ય ઘનશ્યામં પીતકૌશેયવાસસમ્ ।
શ્રીવત્સવક્ષસં ભ્રાજત્કૌસ્તુભેન વિરાજિતમ્ ॥ ૨૪॥

ચતુર્ભુજં રોચમાનં વૈજયન્ત્યા ચ માલયા ।
ચારુપ્રસન્નવદનં સ્ફુરન્મકરકુણ્ડલમ્ ॥ ૨૫॥

પ્રેક્ષણીયં નૃલોકસ્ય સાનુરાગસ્મિતેક્ષણમ્[1] ।
અપીચ્યવયસં[2] મત્તમૃગેન્દ્રોદારવિક્રમમ્ ॥ ૨૬॥

પર્યપૃચ્છન્મહાબુદ્ધિસ્તેજસા તસ્ય ધર્ષિતઃ ।
શઙ્કિતઃ શનકૈ રાજા દુર્ધર્ષમિવ તેજસા ॥ ૨૭॥

ભુજાઓ હતી. ઘૂંટણ સુધી વૈજયન્તીમાળા લટકી રહી હતી. મુખકમળ અત્યંત સુન્દર અને પ્રસન્નતાથી ખીલેલું હતું. કાનોમાં મકરાકૃત કુંડળ ઝળહળી રહ્યાં હતાં. હોઠો પર પ્રેમભર્યું હાસ્ય અને નેત્રોમાં અનુરાગ વરસી રહ્યો હતો. અત્યંત દર્શનીય તરુણ અવસ્થા અને મદમસ્ત સિંહ જેવી નીડર ચાલ હતી! રાજા મુચુકુન્દ જોકે બહુ જ બુદ્ધિમાન અને ધીર-પુરુષ હતા, છતાં પણ ભગવાનનું આ દિવ્ય જ્યોતિર્મય સ્વરૂપ જોઈને કંઈક વિસ્મિત થઈ ગયા. ભગવાનના તેજથી હતપ્રભ (નિસ્તેજ) થઈને આશ્ચર્યમાં પડી ગયા. ભગવાન પોતાના તેજથી દુર્ધર્ષ (પ્રચંડ) લાગતા હતા, રાજાએ સહેજ શંકિત થઈને પૂછ્યું - ॥ ૨૩-૨૭ ॥

મુચુકુન્દ ઉવાચ

કો ભવાનિહ સમ્પ્રાપ્તો વિપિને ગિરિગહ્વરે ।
પદ્ભ્યાં પદ્મપલાશાભ્યાં વિચરસ્યુરુકણ્ટકે ॥ ૨૮॥

કિંસ્વિત્તેજસ્વિનાં તેજો ભગવાન્ વા વિભાવસુઃ ।
સૂર્યઃ સોમો મહેન્દ્રો વા લોકપાલોઽપરોઽપિ વા ॥ ૨૯॥

મન્યે ત્વાં દેવદેવાનાં ત્રયાણાં પુરુષર્ષભમ્ ।
યદ્ બાધસે ગુહાધ્વાન્તં પ્રદીપઃ પ્રભયા યથા ॥ ૩૦॥

શુશ્રૂષતામવ્યલીકમસ્માકં નરપુઙ્ગવ ।
સ્વજન્મ કર્મ ગોત્રં વા કથ્યતાં યદિ રોચતે ॥ ૩૧॥

વયં તુ[3] પુરુષવ્યાઘ્ર ઐક્ષ્વાકાઃ ક્ષત્રબન્ધવઃ ।
મુચુકુન્દ ઇતિ પ્રોક્તો યૌવનાશ્વાત્મજઃ પ્રભો ॥ ૩૨॥

ચિરપ્રજાગરશ્રાન્તો નિદ્રયોપહતેન્દ્રિયઃ ।
શયેઽસ્મિન્ વિજને કામં કેનાપ્યુત્થાપિતોઽધુના ॥ ૩૩॥

રાજા મુચુકુન્દે કહ્યું — 'આપ કોણ છો? આ કંટકથી ભરેલા ઘોર જંગલમાં આપ કમળ જેવા કોમળ ચરણોથી કેમ ફરી રહ્યા છો? અને આ પર્વતની ગુફામાં પધારવાનું શું પ્રયોજન હતું? ॥ ૨૮ ॥ શું આપ સમસ્ત તેજસ્વીઓનું મૂર્તિમાન તેજ અથવા ભગવાન અગ્નિદેવ તો નથી? શું આપ સૂર્ય, ચન્દ્રમા, દેવરાજ ઇન્દ્ર અથવા બીજા કોઈ લોકપાલ તો નથી? ॥ ૨૯ ॥ હું તો એવું સમજું છું કે, આપ દેવતાઓના આરાધ્યદેવ બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર – આ ત્રણેમાંથી પુરુષોત્તમ નારાયણ જ છો. કેમકે, જેમ શ્રેષ્ઠ દીપક અંધકારને દૂર કરી દે છે, તે જ રીતે આપ પોતાની અંગકાન્તિથી આ ગુફાનો અંધકાર દૂર કરી રહ્યા છો. ॥ ૩૦ ॥ પુરુષશ્રેષ્ઠ! જો આપને યોગ્ય લાગે તો મને આપનાં જન્મ, કર્મ અને ગોત્ર વિશે જણાવો; કેમકે, હું સાચા હૃદયથી આ બધું સાંભળવા ઇચ્છું છું. ॥ ૩૧ ॥ અને પુરુષોત્તમ! જો આપ મારા વિશે પૂછવા ઇચ્છતા હો તો હું ઇક્ષ્વાકુવંશનો ક્ષત્રિય છું, મારું નામ મુચુકુન્દ છે. અને પ્રભુ! હું યુવનાશ્વનન્દન મહારાજ માન્ધાતાનો પુત્ર છું. ॥ ૩૨ ॥ ઘણા સમય સુધી જાગતા રહેવાથી હું થાકી ગયો હતો. નિદ્રાએ મારી સમસ્ત ઇન્દ્રિયોની શક્તિ છીનવી લીધી હતી અર્થાત્ તેમને નિષ્ક્રિય બનાવી દીધી હતી. આના કારણે હું અહીં નિર્જન સ્થાનમાં એકલો જ સૂતો હતો. હમણાં જ મને કોઈએ જગાડી દીધો. ॥ ૩૩ ॥

૧. હસિતેક્ષિતમ્ । ૨. અપીતાવયસં । ૩. વયં ચ ઇહ વિખ્યાતા ।

સોઽપિ ભસ્મીકૃતો નૂનમાત્મીયેનૈવ[1] પાપ્મના ।
અનન્તરં ભવાઞ્છ્રીમાન્ લક્ષિતોઽમિત્રશાતનઃ[2] ॥ ૩૪॥

ખરેખર તેનાં પાપોએ જ તેને બાળીને ભસ્મ કરી નાખ્યો છે. ત્યાર પછી શત્રુઓનો સંહાર કરનારા પરમ સુંદર એવા આપે મને દર્શન આપ્યાં. ॥ ૩૪ ॥ મહાભાગ! આપ સમસ્ત પ્રાણીઓના વંદનીય છો. આપના પરમ દિવ્ય અને અસહ્ય તેજથી મારી શક્તિ ખોવાઈ ગઈ છે. હું આપને વધારે સમય જોઈ શકવાને પણ સમર્થ નથી.' ॥ ૩૫ ॥ જ્યારે રાજા મુચુકુન્દે આ પ્રમાણે કહ્યું ત્યારે સમસ્ત પ્રાણીઓના જીવનદાતા ભગવાન શ્રીકૃષ્ણે હસતાં-હસતાં મેઘ જેવી ગંભીર વાણીથી કહ્યું– ॥ ૩૬ ॥

તેજસા તેઽવિષહ્યેણ ભૂરિ દ્રષ્ટું ન શક્નુમઃ ।
હતૌજસો મહાભાગ માનનીયોઽસિ દેહિનામ્ ॥ ૩૫॥

એવં સમ્ભાષિતો રાજ્ઞા ભગવાન્ ભૂતભાવનઃ ।
પ્રત્યાહ પ્રહસન્ વાણ્યા મેઘનાદગભીરયા ॥ ૩૬॥

*શ્રીભગવાનુવાચ*

જન્મકર્માભિધાનાનિ સન્તિ મેઽઙ્ગ સહસ્રશઃ ।
ન શક્યન્તેઽનુસઙ્ખ્યાતુમનન્તત્વાન્મયાપિ હિ ॥ ૩૭॥

ક્વચિદ્ રજાંસિ વિમમે પાર્થિવાન્યુરુજન્મભિઃ ।
ગુણકર્માભિધાનાનિ ન મે જન્માનિ કર્હિચિત્ ॥ ૩૮॥

કાલત્રયોપપન્નાનિ જન્મકર્માણિ મે નૃપ ।
અનુક્રમન્તો નૈવાન્તં ગચ્છન્તિ પરમર્ષયઃ ॥ ૩૯॥

તથાપ્યદ્યતનાન્યઙ્ગ શૃણુષ્વ ગદતો મમ ।
વિજ્ઞાપિતો વિરિઞ્ચેન પુરાઽહં ધર્મગુપ્તયે ।
ભૂમેર્ભારાયમાણાનામસુરાણાં ક્ષયાય ચ ॥ ૪૦॥

અવતીર્ણો યદુકુલે ગૃહ આનકદુન્દુભેઃ ।
વદન્તિ વાસુદેવેતિ વસુદેવસુતં હિ મામ્ ॥ ૪૧॥

કાલનેમિર્હતઃ કંસઃ પ્રલમ્બાદ્યાશ્ચ સદ્દ્વિષઃ ।
અયં ચ યવનો દગ્ધો રાજંસ્તે તિગ્મચક્ષુષા ॥ ૪૨॥

સોઽહં તવાનુગ્રહાર્થં ગુહામેતામુપાગતઃ ।
પ્રાર્થિતઃ પ્રચુરં પૂર્વં ત્વયાઽહં ભક્તવત્સલઃ ॥ ૪૩॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય મુચુકુન્દ! મારાં હજારો જન્મ, કર્મ અને નામ છે. તે અનંત છે, તેથી હું પણ તેની ગણતરી કરીને કહી શકતો નથી. ॥ ૩૭ ॥ એ સંભવ છે કે કોઈ પુરુષ પોતાના અનેક જન્મોમાં પૃથ્વીના રજ-કણોની ગણતરી કદાચ કરી શકે, પરંતુ મારાં જન્મ, ગુણ, કર્મ અને નામોને કોઈ પણ રીતે ગણી શકે એમ નથી. ॥ ૩૮ ॥ રાજન્! સનક-સનન્દન વગેરે પરમઋષિઓ ત્રણે કાળમાં થતાં મારા જન્મોનું વર્ણન કરતા રહે છે, પરંતુ ક્યારેય તેનો પાર પામી શકતા નથી. ॥ ૩૯ ॥ પ્રિય મુચુકુન્દ! આમ છતાં હું મારાં વર્તમાન જન્મ, કર્મ અને નામોનું વર્ણન કરું છું, સાંભળો. પહેલાં બ્રહ્માજીએ ધર્મની રક્ષા અને પૃથ્વીને ભારરૂપ અસુરોનો સંહાર કરવા માટે પ્રાર્થના કરી હતી. ॥ ૪૦ ॥ તેમની જ પ્રાર્થનાથી મેં યદુવંશમાં વસુદેવજીને ત્યાં અવતાર લીધો છે. અત્યારે હું વસુદેવજીનો પુત્ર છું, તેથી લોકો મને 'વાસુદેવ' કહે છે. ॥ ૪૧ ॥ અત્યાર સુધી હું કાલનેમિ અસુરનો કે, જે કંસરૂપે પેદા થયો હતો તથા પ્રલંબાસુર વગેરે અનેક સંતોના દ્રોહી અસુરોનો સંહાર કરી ચૂક્યો છું. રાજન્! આ કાલયવન હતો, જે મારી જ પ્રેરણાથી તમારી તીક્ષ્ણ દૃષ્ટિ પડતાં ભસ્મ થઈ ગયો. ॥ ૪૨ ॥ તે જ હું તમારા પર કૃપા કરવા માટે જ આ ગુફામાં આવ્યો છું. તમે પહેલાં મારી બહુ જ આરાધના કરી છે અને હું ભક્તવત્સલ છું. ॥ ૪૩ ॥

૧. નૂનમાત્મજેનૈવ । ૨. ન્નાશનઃ ।

વરાન્ વૃણીષ્વ રાજર્ષે સર્વાન્ કામાન્ દદામિ તે ।
માં પ્રપન્નો જનઃ કશ્ચિન્ન ભૂયોઽર્હતિ શોચિતુમ્ ॥ ૪૪॥

તેથી રાજર્ષિ! તમારી જે ઇચ્છા હોય તે મારી પાસે માગી લો. હું તમારી તમામ ઇચ્છા, અભિલાષાઓ પૂરી કરી દઈશ. જે પુરુષ મારા શરણમાં આવે છે, તેના માટે પછી એવી કોઈ વસ્તુ રહેતી નથી, જેના માટે તેને દુઃખી થવું પડે. ॥ ૪૪ ॥

શ્રીશુક ઉવાચ

ઇત્યુક્તસ્તં પ્રણમ્યાહ મુચુકુન્દો મુદાન્વિતઃ ।
જ્ઞાત્વા નારાયણં દેવં ગર્ગવાક્યમનુસ્મરન્ ॥ ૪૫॥

**શ્રીશુકદેવજી કહે છે** — જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાજા મુચુકુન્દને વૃદ્ધ ગર્ગાચાર્યજીનું એ વચન યાદ આવી ગયું કે, યદુવંશમાં ભગવાન જન્મ લેવાના છે. તેઓ જાણી ગયા કે આ સ્વયં ભગવાન નારાયણ છે. આનંદિત થઈને તેમણે ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યા અને આ પ્રમાણે સ્તુતિ કરી. ॥ ૪૫ ॥

મુચુકુન્દ ઉવાચ

વિમોહિતોઽયં જન ઈશ માયયા
ત્વદીયયા ત્વાં ન ભજત્યનર્થદૃક્ ।
સુખાય દુઃખપ્રભવેષુ સજ્જતે
ગૃહેષુ યોષિત્ પુરુષશ્ચ વઞ્ચિતઃ ॥ ૪૬॥

લબ્ધ્વા જનો દુર્લભમત્ર માનુષં
કથઞ્ચિદવ્યઙ્ગમયત્નતોઽનઘ ।
પાદારવિન્દં ન ભજત્યસન્મતિ-
ર્ગૃહાન્ધકૂપે પતિતો યથા પશુઃ ॥ ૪૭॥

મમૈષ કાલોઽજિત નિષ્ફલો ગતો
રાજ્યશ્રિયોન્નદ્ધમદસ્ય ભૂપતેઃ ।
મર્ત્યાત્મબુદ્ધેઃ સુતદારકોશભૂ-
ષ્વાસજ્જમાનસ્ય દુરન્તચિન્તયા ॥ ૪૮॥

કલેવરેઽસ્મિન્ ઘટકુડ્યસન્નિભે
નિરૂઢમાનો નરદેવ ઇત્યહમ્ ।
વૃતો રથેભાશ્વપદાત્યનીકપૈ-
ર્ગાં પર્યટંસ્ત્વાઽગણયન્ સુદુર્મદઃ ॥ ૪૯॥

પ્રમત્તમુચ્ચૈરિતિકૃત્યચિન્તયા
પ્રવૃદ્ધલોભં વિષયેષુ લાલસમ્ ।

**મુચુકુન્દે કહ્યું** — 'પ્રભુ! જગતનાં તમામ પ્રાણીઓ આપની માયાથી મોહિત થઈ રહ્યાં છે. જેઓ આપનાથી વિમુખ થઈને અનર્થોમાં ફસાયેલા રહે છે અને આપની ભક્તિ કરતા નથી તેઓ સુખ માટે ઘર-ગૃહસ્થીની ઝંઝટમાં ફસાઈ જાય છે, કે જે તમામ દુઃખોની જડ છે. આમ સ્ત્રી અને પુરુષ બધાં જ ઠગાઈ રહ્યાં છે.॥ ૪૬ ॥ પાપરૂપી સંસારથી સર્વથા અતીત પ્રભો! આ ભૂમિ અત્યંત પવિત્ર કર્મભૂમિ છે, આમાં મનુષ્યનો જન્મ થવો બહુ દુર્લભ છે. મનુષ્યજીવન એટલું પૂર્ણ છે કે, તેમાં ભક્તિ માટે કોઈ પણ અસુવિધા નથી. પોતાના પરમ સૌભાગ્ય અને ભગવાનની અહેતુ કૃપાથી તેને અનાયાસે પ્રાપ્ત કરીને પણ જે પોતાની મતિ-ગતિને અસત એવા સંસારમાં લગાડી દે છે અને તુચ્છ વિષયસુખને માટે તમામ પ્રયત્ન કરતા રહીને ઘર-ગૃહસ્થીના અંધારા કૂવામાં પડ્યા રહે છે — ભગવાનનાં ચરણકમળોની ઉપાસના કરતા નથી તેઓ તો બરાબર તે પશુ જેવા છે, જે તુચ્છ તૃણ (ઘાસ)ના લોભથી અંધારા કૂવામાં પડે છે. ॥ ૪૭ ॥ ભગવન્! હું રાજા હતો, રાજ્યલક્ષ્મીના મદમાં હું છકી ગયો હતો. આ મરણશીલ શરીરને જ હું મારો આત્મા — પોતાનું સ્વરૂપ સમજી રહ્યો હતો અને રાજકુમારો, રાણી અને રાજભંડાર તથા પૃથ્વીના લોભ-મોહમાં ફસાયેલો હતો. તે વસ્તુઓની ચિંતા રાત-દિવસ મારા ગળે વળગી હતી. આ પ્રમાણે મારા જીવનનો તે અમૂલ્ય સમય બિલકુલ નિષ્ફળ — વ્યર્થ ચાલ્યો ગયો. ॥ ૪૮ ॥ જે શરીર વાસ્તવમાં ઘડા અને ભીંતના જેવું માટીનું છે અને દૃશ્ય હોવાથી તેમની જેમ આપણાથી અલગ પણ છે, તેને જ મેં પોતાનું સ્વરૂપ માની લીધું હતું અને પછી પોતાને રાજા માની બેઠો હતો. આ પ્રમાણે મેં મદાન્ધ થઈને આપના વિશે તો કશું જાણ્યું જ નહીં. રથ, હાથી, ઘોડા અને પાયદળની ચતુરંગિણી સેના તથા સેનાપતિઓથી ઘેરાઈને હું પૃથ્વી પર આમ-તેમ ફરતો રહ્યો. ॥ ૪૯ ॥ મારે આ કરવું જોઈએ અને આ ન કરવું જોઈએ, આ પ્રકારના વિવિધ કર્તવ્ય અને અકર્તવ્યની ચિંતામાં પડીને મનુષ્ય પોતાના એકમાત્ર કર્તવ્ય ભગવત્પ્રાપ્તિથી વિમુખ થઈને પાગલ થઈ જાય

ત્વમપ્રમત્તઃ સહસાભિપદ્યસે
ક્ષુલ્લેલિહાનોઽહિરિવાખુમન્તકઃ ॥ ૫૦॥

પુરા રથૈર્હેમપરિષ્કૃતૈશ્ચરન્
મતઙ્ગજૈર્વા નરદેવસઞ્જ્ઞિતઃ ।
સ એવ કાલેન દુરત્યયેન તે
કલેવરો વિટ્કૃમિભસ્મસઞ્જ્ઞિતઃ ॥ ૫૧॥

નિર્જિત્ય દિક્ચક્રમભૂતવિગ્રહો
વરાસનસ્થઃ સમરાજવન્દિતઃ ।
ગૃહેષુ મૈથુન્યસુખેષુ યોષિતાં
ક્રીડામૃગઃ પૂરુષ ઈશ નીયતે ॥ ૫૨॥

કરોતિ કર્માણિ તપસ્સુનિષ્ઠિતો
નિવૃત્તભોગસ્તદપેક્ષયા દદત્ ।
પુનશ્ચ ભૂયેયમહં સ્વરાડિતિ
પ્રવૃદ્ધતર્ષો ન સુખાય કલ્પતે ॥ ૫૩॥

ભવાપવર્ગો ભ્રમતો યદા ભવે-
જ્જનસ્ય તર્હ્યચ્યુત સત્સમાગમઃ ।
સત્સઙ્ગમો યર્હિ તદૈવ સદ્ગતૌ
પરાવરેશે ત્વયિ જાયતે મતિઃ ॥ ૫૪॥

મન્યે મમાનુગ્રહ ઈશ તે કૃતો
રાજ્યાનુબન્ધાપગમો યદૃચ્છયા ।
યઃ પ્રાર્થ્યતે સાધુભિરેકચર્યયા
વનં વિવિક્ષદ્ભિરખણ્ડભૂમિપૈઃ ॥ ૫૫॥

ન કામયેઽન્યં તવ પાદસેવના-
દકિઞ્ચનપ્રાર્થ્યતમાદ્ વરં વિભો ।
આરાધ્ય કસ્ત્વાં હ્યપવર્ગદં હરે
વૃણીત આર્યો વરમાત્મબન્ધનમ્ ॥ ૫૬॥

છે, અસાવધાન થઈ જાય છે. સંસાર સાથે બાંધી રાખનારા વિષયો માટે તેની લાલસા ઉત્તરોત્તર વધતી જાય છે. પરંતુ ભૂખ્યો થયેલો સાપ અસાવધાન ઉંદરને પકડી લે છે, તે જ પ્રમાણે આપ કાળરૂપે સદા-સર્વદા સાવધાન રહીને એકાએક તે પ્રમાદગ્રસ્ત પ્રાણીને ઉઠાવી લો છો. ॥ ૫૦ ॥ જે શરીરથી પહેલાં સોનાના રથ પર અથવા મોટા-મોટા ગજરાજો પર ચઢીને ફરતો હતો અને રાજા કહેવાતો હતો, તે જ શરીર તમારા અબાધિત કાળનો કોળિયો બનીને બહાર ફેંકી દેવાથી પક્ષીઓની વિષ્ટા, ધરતીમાં દાટી દેતાં સડીને કીડાનો આહાર અને બાળી દેવાથી રાખનો ઢગલો થઈ જાય છે. ॥ ૫૧ ॥ પ્રભુ! જેણે બધી દિશાઓ પર વિજય પ્રાપ્ત કરી લીધો છે અને જેની સામે લડનાર સંસારમાં કોઈ રહ્યો નથી, જે શ્રેષ્ઠ સિંહાસન પર બેસે છે અને મોટા-મોટા રાજાઓ (જે તેના જેવા જ હતા) હવે જેના ચરણોમાં માથું ઝુકાવે છે, તે જ પુરુષ જ્યારે વિષયસુખ ભોગવવા માટે (જે ઘર-ગૃહસ્થીની વિશેષ વસ્તુ છે) સ્ત્રીઓ પાસે જાય છે, ત્યારે તેમના હાથનું રમકડું, તેમનું પાળેલું પશુ બની જાય છે. ॥ ૫૨ ॥ ઘણા લોકો વિષયભોગો છોડીને ફરીથી રાજ્ય વગેરે ભોગો મળવાની ઇચ્છાથી જ દાન-પુણ્ય કરે છે અને 'હું ફરી જન્મ લઈને સૌથી મોટો ચક્રવર્તી રાજા બનું,' આવી કામના રાખીને તપસ્યામાં સારી પેઠે સ્થિત થઈને શુભ કર્મો કરે છે. આ પ્રમાણે જેની તૃષ્ણા અપાર છે, તે કદાપિ સુખી થઈ શકતો નથી. ॥ ૫૩ ॥ પોતાના સ્વરૂપમાં એકરસ સ્થિત રહેવાવાળા ભગવન્! જીવ અનાદિકાળથી જન્મ-મૃત્યુરૂપી સંસારચક્રમાં ભટકી રહ્યો છે. જ્યારે તે ચકરાવામાંથી છૂટવાનો સમય આવે છે, તે જ ક્ષણે સંતોના આશ્રય, કાર્ય-કારણરૂપ જગતના એકમાત્ર સ્વામી એવા આપનામાં જીવની બુદ્ધિ અત્યંત દૃઢતાપૂર્વક લાગી જાય છે. ॥ ૫૪ ॥ ભગવન્! હું તો એવું સમજું છું કે આપે મારા ઉપર પરમ અનુગ્રહની વૃષ્ટિ કરી છે. કેમકે, કોઈ પણ પ્રકારના પરિશ્રમ વિના – અનાયાસ જ મારો રાજ્ય-સંબંધ છૂટી ગયો. સાધુ સ્વભાવના ચક્રવર્તી રાજા પણ જ્યારે પોતાનું રાજ્ય છોડીને એકાંતમાં ભક્તિ-સાધના કરવાના ઉદ્દેશથી વનમાં જવા ઇચ્છે છે, ત્યારે તે મમતારૂપી બંધનથી મુક્ત થવા માટે આપને પ્રાર્થના કરે છે. ॥ ૫૫ ॥ અંતર્યામી પ્રભુ! આપનાથી શું અછાનું છે? હું આપના ચરણોની સેવા સિવાય બીજું કોઈ વરદાન ઇચ્છતો નથી. કેમકે, જેની પાસે કોઈ પણ પ્રકારનો સંગ્રહ-પરિગ્રહ નથી અથવા જે એના અભિમાનથી રહિત છે તે લોકો પણ માત્ર તેના માટે જ પ્રાર્થના કરતા રહે છે. ભગવન્! આપ જ કહો કે, મોક્ષદાતા એવા આપની આરાધના કરીને એવો કયો શ્રેષ્ઠ પુરુષ હશે, જે પોતાને બંધનમાં નાખનારા સાંસારિક વિષયોને માગે? ॥ ૫૬ ॥

તસ્માદ્ વિસૃજ્યાશિષ ઈશ સર્વતો
રજસ્તમઃસત્ત્વગુણાનુબન્ધનાઃ ।
નિરઞ્જનં નિર્ગુણમદ્વયં પરં
ત્વાં જ્ઞપ્તિમાત્રં પુરુષં વ્રજામ્યહમ્ ॥ ૫૭॥

ચિરમિહ વૃજિનાર્તસ્તપ્યમાનોઽનુતાપૈ-
રવિતૃષષડમિત્રોઽલબ્ધશાન્તિઃ કથઞ્ચિત્ ।
શરણદ સમુપેતસ્ત્વત્પદાબ્જં પરાત્મ-
ન્નભયમૃતમશોકં પાહિ માઽઽપન્નમીશ ॥ ૫૮॥

તેથી હે પ્રભુ! હું સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ સાથે સંબંધ રાખવાવાળી તમામ કામનાઓને ત્યજીને માત્ર માયાના (લેશમાત્ર) સંબંધથી રહિત, ગુણાતીત, એક અદ્વિતીય, ચિત્સ્વરૂપ પરમપુરુષ એવા આપનું શરણ લઉં છું. ॥ ૫૭ ॥ ભગવન્! હું અનાદિકાળથી પોતાનાં કર્મફળોને ભોગવતો-ભોગવતો અત્યંત આર્ત (દીન) થઈ રહ્યો હતો, તે કર્મફળોની દુઃખદ જ્વાળા મને રાત-દિવસ દઝાડતી રહેતી હતી. મારા છ શત્રુ (પાંચ ઇન્દ્રિયો અને એક મન) ક્યારેય શાંત થતાં ન હતાં, તેમની વિષયોની તૃષ્ણા વધતી જતી હતી. ક્યારેય કોઈ પ્રકારે એક ક્ષણ માટે પણ મને શાંતિ ન મળી. શરણદાતા! હવે હું ભય, મૃત્યુ અને શોક-રહિત આપનાં ચરણકમળોના શરણે આવ્યો છું. સંપૂર્ણ જગતના એકમાત્ર સ્વામી! પરમાત્મન્! આપ મુજ શરણાગતની રક્ષા કરો. ॥ ૫૮ ॥

*શ્રીભગવાનુવાચ*

સાર્વભૌમ મહારાજ મતિસ્તે વિમલોર્જિતા ।
વરૈઃ પ્રલોભિતસ્યાપિ ન કામૈર્વિહતા યતઃ ॥ ૫૯॥

પ્રલોભિતો વરૈર્યત્ત્વમપ્રમાદાય વિદ્ધિ તત્ ।
ન ધીર્મય્યેકભક્તાનામાશીર્ભિર્ભિદ્યતે ક્વચિત્ ॥ ૬૦॥

યુઞ્જાનાનામભક્તાનાં[1] પ્રાણાયામાદિભિર્મનઃ ।
અક્ષીણવાસનં રાજન્ દૃશ્યતે પુનરુત્થિતમ્[2] ॥ ૬૧॥

વિચરસ્વ મહીં કામં મય્યાવેશિતમાનસઃ ।
અસ્ત્વેવ નિત્યદા તુભ્યં ભક્તિર્મય્યનપાયિની ॥ ૬૨॥

ક્ષાત્રધર્મસ્થિતો જન્તૂન્ ન્યવધીર્મૃગયાદિભિઃ ।
સમાહિતસ્તત્તપસા જહ્યઘં મદુપાશ્રિતઃ[3] ॥ ૬૩॥

જન્મન્યનન્તરે રાજન્ સર્વભૂતસુહૃત્તમઃ ।
ભૂત્વા દ્વિજવરસ્ત્વં વૈ મામુપૈષ્યસિ કેવલમ્ ॥ ૬૪॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'સાર્વભૌમ મહારાજ! તમારી મતિ, તમારો નિશ્ચય ખૂબ જ પવિત્ર અને સર્વશ્રેષ્ઠ છે. જોકે મેં તમને વારંવાર વરદાન આપવાનું પ્રલોભન આપ્યું, છતાં પણ તમારી બુદ્ધિ કામનાઓને આધીન ન થઈ. ॥ ૫૯ ॥ મેં જે તમને વરદાન આપવાનું પ્રલોભન આપ્યું, તે માત્ર તમારી સાવધાનીની પરીક્ષા માટે હતું. મારા જે અનન્ય ભક્તો હોય છે તેમની બુદ્ધિ ક્યારેય કામનાઓમાં આસક્ત થતી નથી. ॥ ૬૦ ॥ જે લોકો મારા ભક્ત નથી, તે ભલે પ્રાણાયામ વગેરે દ્વારા પોતાના મનને વશ કરવાનો ગમે તેટલો પ્રયત્ન કેમ ન કરે, તેમની વાસનાઓ ક્ષીણ થતી નથી. અને રાજન્! તેમનું મન ફરી-ફરીને વિષયો પાછળ દોડે છે. ॥ ૬૧ ॥ તમે તમારું મન અને બધા મનના ભાવો મને અર્પણ કરી દો, મારામાં જોડી દો અને પછી સ્વચ્છન્દતાથી પૃથ્વી પર વિચરણ કરો. મારામાં તમારી (વિષય-વાસનારહિત) નિર્મળ ભક્તિ અખંડ રહેશે. ॥ ૬૨ ॥ તમે ક્ષત્રિય ધર્મનું આચરણ કરતી વેળાએ શિકાર વગેરે કરીને અનેક પશુઓનો વધ કર્યો છે. હવે એકાગ્ર ચિત્તે મારી ઉપાસના કરતા રહીને તપસ્યા દ્વારા તે પાપોને ધોઈ નાખો. ॥ ૬૩ ॥ રાજન્! આગલા જન્મમાં તમે બ્રાહ્મણ થશો અને સમસ્ત પ્રાણીઓના સાચા હિતૈષી, પરમ સુહૃદ બનશો તથા વિશુદ્ધ વિજ્ઞાનઘન પરમાત્મા એવા મને પ્રાપ્ત કરી લેશો.' ॥ ૬૪ ॥

—★—

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[4] ઉત્તરાર્ધે મુચુકુન્દસ્તુતિર્નામૈક-પઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૧ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત મુચુકુન્દની સ્તુતિ નામનો એકાવનમો અધ્યાય સમાપ્ત.

—★—

૧. યુઞ્જાનાનામયુક્તાનાં । ૨. ક્વચિદુત્થિતમ્ । ૩. મદુપાશ્રયઃ । ૪. દશમસ્કન્ધે યવનવધો મુચુકુન્દસ્તવ એક૦ ।

# બાવનમો અધ્યાય

## દ્વારકાગમન, શ્રી બલરામજીનો વિવાહ તથા શ્રીકૃષ્ણની પાસે રુક્મિણીનો સંદેશો લઈને બ્રાહ્મણનું આવવું

*શ્રીશુક ઉવાચ*

ઈત્થં સોઽનુગૃહીતોઽઙ્ગ કૃષ્ણેનેક્ષ્વાકુનન્દનઃ ।
તં પરિક્રમ્ય સન્નમ્ય નિશ્ચક્રામ ગુહામુખાત્ ॥ ૧॥

સ વીક્ષ્ય ક્ષુલ્લકાન્ મર્ત્યાન્ પશૂન્ વીરુદ્વનસ્પતીન્ ।
મત્વા કલિયુગં પ્રાપ્તં જગામ દિશમુત્તરામ્ ॥ ૨॥

તપઃશ્રદ્ધાયુતો ધીરો[1] નિઃસઙ્ગો મુક્તસંશયઃ ।
સમાધાય મનઃ કૃષ્ણે પ્રાવિશદ્ ગન્ધમાદનમ્ ॥ ૩॥

બદર્યાશ્રમમાસાદ્ય નરનારાયણાલયમ્ ।
સર્વદ્વન્દ્વસહઃ શાન્તસ્તપસાઽઽરાધયદ્ધરિમ્ ॥ ૪॥

ભગવાન્ પુનરાવ્રજ્ય પુરીં[2] યવનવેષ્ટિતામ્ ।
હત્વા મ્લેચ્છબલં નિન્યે તદીયં દ્વારકાં ધનમ્ ॥ ૫॥

નીયમાને ધને ગોભિર્નૃભિશ્ચાચ્યુતચોદિતૈઃ ।
આજગામ જરાસન્ધસ્ત્રયોવિંશત્યનીકપઃ ॥ ૬॥

વિલોક્ય વેગરભસં રિપુસૈન્યસ્ય માધવૌ ।
મનુષ્યચેષ્ટામાપન્નૌ રાજન્ દુદ્રુવતુર્દ્રુતમ્ ॥ ૭॥

વિહાય વિત્તં પ્રચુરમભીતૌ ભીરુભીતવત્ ।
પદ્ભ્યાં પદ્મપલાશાભ્યાં ચેરતુર્બહુયોજનમ્ ॥ ૮॥

પલાયમાનૌ તૌ દૃષ્ટ્વા માગધઃ પ્રહસન્ બલી ।
અન્વધાવદ્ રથાનીકૈરીશયોરપ્રમાણવિત્ ॥ ૯॥

શ્રીશુકદેવજી કહે છે — પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે આ રીતે ઈક્ષ્વાકુનંદન રાજા મુચુકુન્દ પર અનુગ્રહ કર્યો. હવે તેમણે ભગવાનની પરિક્રમા કરી, તેમને નમસ્કાર કર્યા અને ગુફામાંથી બહાર નીકળ્યા. ॥ ૧ ॥ તેમણે બહાર આવીને જોયું કે, બધા જ મનુષ્યો, પશુ, લતા અને વૃક્ષ-વનસ્પતિ પહેલાંની તુલનામાં બહુ નાના આકારનાં થઈ ગયાં છે. તેથી (એવું જાણીને કે કલિયુગ આવી ગયો,) તેઓ ઉત્તર દિશા તરફ ચાલ્યા ગયા. ॥ ૨ ॥ મહારાજ મુચુકુન્દ તપસ્યા, શ્રદ્ધા, ધૈર્ય તથા અનાસક્તિથી યુક્ત અને સંશય-સંદેહથી મુક્ત હતા. તેઓ પોતાનું ચિત્ત ભગવાન શ્રીકૃષ્ણમાં પરોવીને ગન્ધમાદન પર્વત પર પહોંચ્યા. ॥ ૩ ॥ ભગવાન નર-નારાયણના નિત્ય નિવાસસ્થાન બદરિકાશ્રમ જઈને બહુ શાંતભાવે ગરમી-ઠંડી વગેરે દ્વંદ્વોને સહન કરતાં તેઓ તપસ્યા દ્વારા ભગવાનની આરાધના કરવા લાગ્યા. ॥ ૪ ॥

અહીં ભગવાન શ્રીકૃષ્ણ મથુરાપુરીમાં પાછા આવ્યા ત્યાં સુધી કાલયવનની સેનાએ તેને ઘેરી રાખી હતી. હવે તેમણે મ્લેચ્છોની સેનાનો સંહાર કર્યો અને તેમનું બધું ધન છીનવી લઈ દ્વારકા લઈ ગયા. ॥ ૫ ॥ જે સમયે ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે માણસો અને પોઠિયાઓ પર ચડાવીને તે ધન દ્વારકા લઈ જવાતું હતું તે વખતે તેવીસ અક્ષૌહિણી સેના સાથે જરાસંધ (અઢારમી વાર) મથુરા પર ચડી આવ્યો. ॥ ૬ ॥ પરીક્ષિત! શત્રુસેનાનો પ્રબળ વેગ જોઈને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ મનુષ્યોના જેવી લીલા કરતા રહીને તેમની સામેથી બહુ જ ત્વરાથી ભાગી ગયા. ॥ ૭ ॥ તેમના મનમાં સહેજ પણ ભય ન હતો. છતાં જાણે અત્યંત ભયભીત થઈ ગયા હોય એવું નાટક કરતાં, તે તમામ ધન ત્યાં જ છોડીને અનેક યોજનો સુધી તેઓ પોતાના કમળપત્ર જેવા કોમળ ચરણોથી જ, અર્થાત્ પગપાળા દોડતા દોડતા ભાગી ગયા. ॥ ૮ ॥ હવે મહાબળવાન મગધરાજ જરાસંધે જોયું કે શ્રીકૃષ્ણ અને બલરામ તો ભાગી રહ્યા છે, ત્યારે તે હસવા લાગ્યો અને પોતાના રથ અને સેના સાથે તેમની પાછળ દોડ્યો. તેને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીના ઐશ્વર્ય, પ્રભાવ વગેરેનું જ્ઞાન ન હતું. ॥ ૯ ॥

૧. વીરો । ૨. મથુરાં યવને હતે ।

પ્રદ્રુત્ય દૂરં સંશ્રાન્તૌ તુઙ્ગમારુહતાં ગિરિમ્ ।
પ્રવર્ષણાખ્યં ભગવાન્ નિત્યદા યત્ર વર્ષતિ ॥ ૧૦॥

ગિરૌ નિલીનાવાજ્ઞાય નાધિગમ્ય પદં નૃપ ।
દદાહ ગિરિમેધોભિઃ સમન્તાદગ્નિમુત્સૃજન્ ॥ ૧૧॥

તત ઉત્પત્ય તરસા દહ્યમાનતટાદુભૌ ।
દશૈકયોજનોત્તુઙ્ગાન્નિપેતતુરધો ભુવિ ॥ ૧૨॥

અલક્ષ્યમાણૌ રિપુણા સાનુગેન યદૂત્તમૌ ।
સ્વપુરં પુનરાયાતૌ સમુદ્રપરિખાં નૃપ ॥ ૧૩॥

સોઽપિ દગ્ધાવિતિ મૃષા મન્વાનો બલકેશવૌ ।
બલમાકૃષ્ય સુમહન્મગધાન્ માગધો યયૌ ॥ ૧૪॥

આનર્ત્તાધિપતિઃ શ્રીમાન્ રૈવતો રેવતીં સુતામ્ ।
બ્રહ્મણા ચોદિતઃ પ્રાદાદ્ બલાયેતિ પુરોદિતમ્ ॥ ૧૫॥

ભગવાનપિ ગોવિન્દ ઉપયેમે કુરૂદ્વહ ।
વૈદર્ભીં ભીષ્મકસુતાં શ્રિયો માત્રાં સ્વયંવરે ॥ ૧૬॥

પ્રમથ્ય તરસા રાજ્ઞઃ શાલ્વાદીંશ્ચૈદ્યપક્ષગાન્ ।
પશ્યતાં સર્વલોકાનાં તાર્ક્ષ્યપુત્રઃ સુધામિવ ॥ ૧૭॥

રાજોવાચ

ભગવાન્ ભીષ્મકસુતાં રુક્મિણીં રુચિરાનનામ્ ।
રાક્ષસેન વિધાનેન ઉપયેમ ઇતિ શ્રુતમ્ ॥ ૧૮॥

ભગવઞ્છ્રોતુમિચ્છામિ કૃષ્ણસ્યામિતતેજસઃ ।
યથા માગધશાલ્વાદીન્ જિત્વા કન્યામુપાહરત્ ॥ ૧૯॥

ઘણે દૂર સુધી દોડવાને કારણે બન્ને ભાઈ થોડા થાકી ગયા હોય એવા થઈ ગયા. હવે તેઓ બહુ ઊંચા પ્રવર્ષણ પર્વત પર ચડી ગયા. તે પર્વતનું 'પ્રવર્ષણ' નામ એટલા માટે પડ્યું હતું કે, ત્યાં હંમેશાં મેઘ વર્ષા કરતા હતા. ॥ ૧૦ ॥ પરીક્ષિત! જ્યારે જરાસંધે જોયું કે તે બન્ને પર્વતમાં છુપાઈ ગયા છે અને બહુ શોધવા છતાં મળતા નથી, ત્યારે તેણે લાકડાંથી ભરપૂર એવા પ્રવર્ષણ પર્વતની ચારે બાજુ આગ લગાવડાવીને તેને બાળી મૂક્યો. ॥ ૧૧ ॥ જ્યારે ભગવાને જોયું કે પર્વતના છેડા બળવા લાગ્યા છે ત્યારે બન્ને ભાઈ જરાસંધની સેનાને ઓળંગીને બહુ જ વેગપૂર્વક તે અગિયાર યોજન (ચુંમાલીસ કોસ) ઊંચા પર્વત પરથી એકદમ નીચે ધરતી પર કૂદી પડ્યા. ॥ ૧૨ ॥ રાજન્! તેમને જરાસંધે અથવા તેમના કોઈ સૈનિકે જોયા નહીં અને તે બન્ને ભાઈ ત્યાંથી ચાલીને પોતાની સમુદ્રથી ઘેરાયેલી દ્વારકાપુરીમાં આવી ગયા. ॥ ૧૩ ॥ જરાસંધે એવું માની લીધું કે શ્રીકૃષ્ણ અને બલરામ તો બળી ગયા હશે ત્યારે તે પોતાની બહુ મોટી સેના સાથે મગધદેશ ચાલ્યો ગયો. ॥ ૧૪ ॥

એ વાત હું તમને પહેલાં જ (નવમા સ્કંધમાં) કહી ચૂક્યો છું કે, આનર્ત દેશના રાજા શ્રીમાન રૈવતજીએ પોતાની રેવતી નામની કન્યા બ્રહ્માજીની પ્રેરણાથી બલરામજી સાથે પરણાવી. ॥ ૧૫ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ પણ સ્વયંવરમાં આવેલા શિશુપાલ તથા તેના પક્ષપાતી શાલ્વ વગેરે રાજાઓને બળપૂર્વક હરાવીને બધાની સામે જેમ ગરુડે સુધા(અમૃત)નું હરણ કર્યું હતું, તે જ રીતે વિદર્ભદેશની રાજકુમારી રુક્મિણીને હરી લાવ્યા અને તેમની સાથે લગ્ન કર્યાં. રુક્મિણીજી રાજા ભીષ્મકની કન્યા અને સ્વયં ભગવતી લક્ષ્મીજીનો અવતાર હતાં. ॥ ૧૬-૧૭ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! અમે સાંભળ્યું છે કે ભગવાન શ્રીકૃષ્ણે ભીષ્મકનંદિની પરમસુંદરી રુક્મિણીદેવીને બળપૂર્વક હરણ કરીને રાક્ષસવિધિથી તેમની સાથે લગ્ન કર્યાં હતાં. ॥ ૧૮ ॥ મહારાજ! હવે હું એ સાંભળવા ઇચ્છું છું કે પરમ તેજસ્વી ભગવાન શ્રીકૃષ્ણે જરાસંધ, શાલ્વ વગેરે રાજાઓને જીતીને કઈ રીતે રુક્મિણીનું હરણ કર્યું. ॥ ૧૯ ॥

બ્રહ્મન્ કૃષ્ણકથાઃપુણ્યા માધ્વીર્લોકમલાપહાઃ ।
કો નુ તૃપ્યેત શૃણ્વાનઃ શ્રુતજ્ઞો નિત્યનૂતનાઃ ॥ ૨૦॥

હે બ્રહ્મર્ષિ! ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓ વિશે તો કહેવાનું જ શું? તે લીલા-ચરિત્રો સ્વયં તો પવિત્ર છે જ, સંપૂર્ણ જગતના મલોનો નાશ કરનારાં છે. તેમાં એવી અલૌકિક મધુરતા છે, જેનું રાત-દિવસ સેવન કરતાં રહેવા છતાં નિત્ય નવો-નવો રસ મળતો રહે છે. એવો કોણ રસિક, કોણ મર્મજ્ઞ છે, જે તે લીલા-કથાઓને સાંભળીને તૃપ્ત થઈ જાય? ॥ ૨૦ ॥

*શ્રીશુક ઉવાચ*[1]

રાજાઽઽસીદ્ ભીષ્મકો નામ વિદર્ભાધિપતિર્મહાન્ ।
તસ્ય પઞ્ચાભવન્ પુત્રાઃ કન્યૈકા ચ વરાનના ॥ ૨૧॥

રુક્મ્યગ્રજો રુક્મરથો રુક્મબાહુરનન્તરઃ ।
રુક્મકેશો રુક્મમાલી રુક્મિણ્યેષાં સ્વસા સતી ॥ ૨૨॥

સોપશ્રુત્ય મુકુન્દસ્ય રૂપવીર્યગુણશ્રિયઃ ।
ગૃહાગતૈર્ગીયમાનાસ્તં[2] મેને સદૃશં પતિમ્ ॥ ૨૩॥

તાં બુદ્ધિલક્ષણૌદાર્યરૂપશીલગુણાશ્રયામ્ ।
કૃષ્ણશ્ચ સદૃશીં ભાર્યાં સમુદ્વોઢું મનો દધે ॥ ૨૪॥

બન્ધૂનામિચ્છતાં દાતું કૃષ્ણાય ભગિનીં નૃપ ।
તતો નિવાર્ય કૃષ્ણદ્વિડ્ રુક્મી ચૈદ્યમમન્યત ॥ ૨૫॥

તદવેત્યાસિતાપાઙ્ગી વૈદર્ભી દુર્મના ભૃશમ્ ।
વિચિન્ત્યાપ્તં દ્વિજં કઞ્ચિત્ કૃષ્ણાય પ્રાહિણોદ્ દ્રુતમ્ ॥ ૨૬॥

દ્વારકાં સ સમભ્યેત્ય પ્રતીહારૈઃ પ્રવેશિતઃ ।
અપશ્યદાદ્યં પુરુષમાસીનં કાઞ્ચનાસને ॥ ૨૭॥

દૃષ્ટ્વા બ્રહ્મણ્યદેવસ્તમવરુહ્ય નિજાસનાત્ ।
ઉપવેશ્યાર્હયાઞ્ચક્રે યથાઽઽત્માનં દિવૌકસઃ ॥ ૨૮॥

તં ભુક્તવન્તં વિશ્રાન્તમુપગમ્ય સતાં ગતિઃ ।
પાણિનાઽભિમૃશન્ પાદાવવ્યગ્રસ્તમપૃચ્છત ॥ ૨૯॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! મહારાજ ભીષ્મક વિદર્ભદેશના અધિપતિ હતા. તેમને પાંચ પુત્રો અને સુંદર મુખવાળી એક કન્યા હતી. ॥ ૨૧ ॥ બધાથી મોટા પુત્રનું નામ રુક્મી હતું. બીજા ચાર નાના હતા — જેમનાં નામ હતાં ક્રમશઃ રુક્મરથ, રુક્મબાહુ, રુક્મકેશ અને રુક્મમાલી. તેમનાં બહેન હતાં સતી રુક્મિણી. ॥ ૨૨ ॥ જ્યારે રુક્મિણીએ ભગવાન શ્રીકૃષ્ણનાં સૌન્દર્ય, પરાક્રમ, ગુણ અને વૈભવની પ્રશંસા સાંભળી, જે તેમને ત્યાં આવતા અતિથિઓ પ્રાયઃ ગાયા કરતા હતા, ત્યારે તેમણે એવો નિશ્ચય કર્યો કે ભગવાન શ્રીકૃષ્ણ જ મારા માટે યોગ્ય પતિ છે. ॥ ૨૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પણ બુદ્ધિ, લક્ષણો, ઉદારતા, રૂપ, શીલ તથા ગુણોના નિવાસરૂપ રુક્મિણીને જ યોગ્ય પત્ની માનીને તેમની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. ॥ ૨૪ ॥ રુક્મિણીના ભાઈ-બાંધવો પણ ઇચ્છતા હતા કે અમારી બહેનનું લગ્ન શ્રીકૃષ્ણ સાથે જ થાય. પરંતુ રુક્મ શ્રીકૃષ્ણ સાથે બહુ દ્વેષ કરતો હતો, તેણે બીજા ભાઈઓને આમ કરતાં રોકી દીધાં અને શિશુપાલને જ પોતાની બહેન માટે યોગ્ય વર સમજ્યો. ॥ ૨૫ ॥

જ્યારે પરમ સુંદરી રુક્મિણીને આ વાતની ખબર પડી કે મારો ભાઈ રુક્મી શિશુપાલ સાથે મારો વિવાહ કરવા ઇચ્છે છે, ત્યારે તેઓ બહુ ઉદાસ થઈ ગયાં. તેમણે ખૂબ સમજી-વિચારીને એક વિશ્વાસપાત્ર બ્રાહ્મણને તુરંત શ્રીકૃષ્ણ પાસે મોકલ્યા. ॥ ૨૬ ॥ જ્યારે તે બ્રાહ્મણદેવતા દ્વારકાપુરીમાં પહોંચ્યા ત્યારે દ્વારપાલ તેમને રાજમહેલમાં લઈ ગયો. ત્યાં જઈને બ્રાહ્મણદેવતાએ જોયું કે, આદિપુરુષ ભગવાન શ્રીકૃષ્ણ સોનાના સિંહાસન પર બિરાજેલા છે. ॥ ૨૭ ॥ બ્રાહ્મણના પરમભક્ત ભગવાન શ્રીકૃષ્ણ તે બ્રાહ્મણદેવતાને જોતાં જ પોતાના આસન પરથી નીચે ઊતરી ગયા અને તેમને પોતાના આસન પર બેસાડીને (જેમ દેવતાઓ ભગવાનની પૂજા કરે છે તેવી) તેમની પૂજા કરી. ॥ ૨૮ ॥ આદર-સત્કાર કુશળ-પ્રશ્ન પછી જ્યારે બ્રાહ્મણદેવતાએ ભોજન કરી લીધું ત્યારે સંતોના પરમ આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ તેમની પાસે ગયા અને પોતાના કોમળ કરકમળથી તેમની ચરણસેવા કરતા રહીને શાંતભાવે પૂછવા લાગ્યા. ॥ ૨૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ર્ગીયમાનં તં ।

કચ્ચિદ્ દ્વિજવરશ્રેષ્ઠ ધર્મસ્તે વૃદ્ધસમ્મતઃ ।
વર્તતે નાતિકૃચ્છ્રેણ સન્તુષ્ટમનસઃ સદા ॥ ૩૦॥

સન્તુષ્ટો યર્હિ વર્તેત બ્રાહ્મણો યેન કેનચિત્ ।
અહીયમાનઃસ્વાદ્ધર્માત્ સ હ્યસ્યાખિલકામધુક્[1] ॥ ૩૧॥

અસન્તુષ્ટોઽસકૃલ્લોકાનાપ્નોત્યપિ સુરેશ્વરઃ ।
અકિઞ્ચનોઽપિ સન્તુષ્ટઃ શેતે સર્વાઙ્ગવિજ્વરઃ ॥ ૩૨॥

વિપ્રાન્ સ્વલાભસન્તુષ્ટાન્ સાધૂન્ ભૂતસુહૃત્તમાન્ ।
નિરહઙ્કારિણઃ શાન્તાન્ નમસ્યે શિરસાઽસકૃત્ ॥ ૩૩॥

કચ્ચિદ્ વઃ કુશલં બ્રહ્મન્ રાજતો યસ્ય હિ પ્રજાઃ ।
સુખં વસન્તિ વિષયે પાલ્યમાનાઃ સ મે પ્રિયઃ ॥ ૩૪॥

યતસ્ત્વમાગતો દુર્ગં નિસ્તીર્યેહ યદિચ્છયા ।
સર્વં નો બ્રૂહ્યગુહ્યં ચેત્ કિં કાર્યં કરવામ તે ॥ ૩૫॥

એવં સમ્પૃષ્ટસમ્પ્રશ્નો બ્રાહ્મણઃ પરમેષ્ઠિના ।
લીલાગૃહીતદેહેન તસ્મૈ સર્વમવર્ણયત્ ॥ ૩૬॥

*રુક્મિણ્યુવાચ*

શ્રુત્વા ગુણાન્ ભુવનસુન્દર શૃણ્વતાં તે
નિર્વિશ્ય કર્ણવિવરૈર્હરતોઽઙ્ગતાપમ્ ।
રૂપં દૃશાં દૃશિમતામખિલાર્થલાભં
ત્વય્યચ્યુતાવિશતિ ચિત્તમપત્રપં મે ॥ ૩૭॥

કા ત્વા મુકુન્દ મહતી કુલશીલરૂપ-
વિદ્યાવયોદ્રવિણધામભિરાત્મતુલ્યમ્ ।
ધીરા પતિં કુલવતી ન વૃણીત કન્યા
કાલે નૃસિંહ નરલોકમનોઽભિરામમ્ ॥ ૩૮॥

'હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! આપનું ચિત્ત તો સદા-સર્વદા સંતુષ્ટ રહે છે ને? આપને પોતાના પૂર્વપુરુષો દ્વારા સ્વીકૃત ધર્મનું પાલન કરવામાં કોઈ મુશ્કેલી તો થતી નથી ને? ॥ ૩૦ ॥ બ્રાહ્મણ જે કાંઈ મળી જાય તેમાં સંતુષ્ટ રહે અને પોતાના ધર્મનું પાલન કરે, તેનાથી ચ્યુત ન થાય તો તે સંતોષ જ તેની બધી કામનાઓ પૂરી કરી દે છે. ॥ ૩૧ ॥ જો ઇન્દ્રનું પદ મેળવીને પણ કોઈને સંતોષ ન થાય તો તેણે સુખ માટે એક લોકથી બીજા લોકમાં વારંવાર ભટકવું પડશે, તે ક્યાંય પણ શાંતિથી બેસી નહીં શકે. પરંતુ જેની પાસે બિલકુલ સંગ્રહ-પરિગ્રહ નથી અને જે પ્રાપ્ત પરિસ્થિતિમાં સંતુષ્ટ છે તે બધી રીતે સંતાપરહિત થઈને સુખની નિદ્રામાં સૂએ છે. ॥ ૩૨ ॥ જેઓ સ્વયં પ્રાપ્ત થયેલી વસ્તુમાં સંતોષ માની લે છે, જેમનો સ્વભાવ અત્યંત મધુર છે અને જેઓ સમસ્ત પ્રાણીઓના પરમ હિતૈષી, અહંકારરહિત અને શાંત છે – તેવા બ્રાહ્મણોને હું મસ્તક નમાવી નમસ્કાર કરું છું. ॥ ૩૩ ॥ બ્રહ્મદેવ! રાજા તરફથી તો આપ લોકોને બધા પ્રકારની સુવિધા મળે છે ને? જેના રાજ્યમાં પ્રજાનું સારી રીતે પાલન થાય છે, અને જેની પ્રજા આનંદમાં રહે છે તે રાજા મને બહુ પ્રિય છે. ॥ ૩૪ ॥ બ્રહ્મદેવ! આપ ક્યાંથી, કયા હેતુથી અને કઈ અભિલાષાથી આટલો વિકટ માર્ગ કાપીને અહીં પધાર્યા છો? જો કોઈ વાત વિશેષ ગુપ્ત ન હોય તો મને કહો. અમે આપની શી સેવા કરીએ? ॥ ૩૫ ॥ પરીક્ષિત! લીલાથી જ મનુષ્યરૂપ ધારણ કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે આ પ્રમાણે બ્રહ્મદેવને પૂછ્યું, ત્યારે તેમણે બધી વાત કહી સંભળાવી. ત્યાર પછી તેઓ ભગવાનને રુક્મિણીજીનો સંદેશો કહેવા લાગ્યા. ॥ ૩૬ ॥

રુક્મિણીએ કહ્યું છે – ત્રિભુવનસુંદર! આપના ગુણોનું મેં શ્રવણ કર્યું છે, જે ગુણાનુવાદ કર્ણદ્વારોમાંથી અંતઃકરણમાં પ્રવિષ્ટ થઈને શ્રવણ કરનારના અંગતાપ-સંતાપને હરી લે છે. આ સંસારમાં જેટલા પણ નેત્રવાળા – સાચી આંખવાળા પ્રાણીઓ છે, તેમના માટે આપનું રૂપ અખિલાર્થ-લાભ અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – ચારે પુરુષાર્થોની પ્રાપ્તિ કરાવનારું છે. હે શ્રીકૃષ્ણ! મારું ચિત્ત લજ્જાને નેવે મૂકીને આપના સ્વરૂપમાં પ્રવેશ કરી ગયું છે. ॥ ૩૭ ॥ હે પ્રેમસ્વરૂપ શ્યામસુંદર! આપણા બન્નેનાં કુળ, શીલ, રૂપ, વિદ્યા, વય, દ્રવ્ય-ધામ (ઘર) વગેરે સમાન છે. મનુષ્યલોકમાં જેટલાં પણ પ્રાણી છે, બધાનું મન આપને જોઈને શાંતિનો અનુભવ કરે છે, આનંદિત થાય છે. હવે પુરુષોમાં શ્રેષ્ઠ! આપ જ કહો, એવી કઈ કુળવાન, મહાગુણવાન અને ધૈર્યવાન કન્યા હશે, જે વિવાહ કરવા યોગ્ય સમય આવતાં પતિ તરીકે આપને ન વરે? ॥ ૩૮ ॥

૧. હ્યસ્યાખિલકર્મકૃત્ ।

તન્મે ભવાન્ ખલુ વૃતઃ પતિરઙ્ગ જાયા-
માત્માઽર્પિતશ્ચ ભવતોઽત્ર વિભો વિધેહિ ।
મા વીરભાગમભિમર્શતુ ચૈદ્ય આરાદ્
ગોમાયુવન્મૃગપતેર્બલિમમ્બુજાક્ષ ॥ ૩૯॥

પૂર્તેષ્ટદત્તનિયમવ્રતદેવવિપ્ર-
ગુર્વર્ચનાદિભિરલં ભગવાન્ પરેશઃ ।
આરાધિતો યદિ ગદાગ્રજ એત્ય પાણિં
ગૃહ્ણાતુ મે ન દમઘોષસુતાદયોઽન્યે ॥ ૪૦॥

શ્વોભાવિનિ ત્વમજિતોદ્વહને વિદર્ભાન્
ગુપ્તઃ સમેત્ય પૃતનાપતિભિઃ પરીતઃ ।
નિર્મથ્ય ચૈદ્યમગધેન્દ્રબલં પ્રસહ્ય
માં રાક્ષસેન વિધિનોદ્વહ વીર્યશુલ્કામ્ ॥ ૪૧॥

અન્તઃપુરાન્તરચરીમનિહત્ય બન્ધૂં-
સ્ત્વામુદ્વહે કથમિતિ પ્રવદામ્યુપાયમ્ ।
પૂર્વેદ્યુરસ્તિ મહતી કુલદેવિયાત્રા
યસ્યાં બહિર્નવવધૂર્ગિરિજામુપેયાત્ ॥ ૪૨॥

યસ્યાઙ્ઘ્રિપઙ્કજરજઃસ્નપનં મહાન્તો
વાઞ્છન્ત્યુમાપતિરિવાત્મતમોઽપહત્યૈ ।
યર્હ્યમ્બુજાક્ષ ન લભેય ભવત્પ્રસાદં
જહ્યામસૂન્ વ્રતકૃશાઞ્છતજન્મભિઃ સ્યાત્ ॥ ૪૩॥

બ્રાહ્મણ ઉવાચ

ઇત્યેતે ગુહ્યસન્દેશા યદુદેવ મયાઽઽહૃતાઃ ।
વિમૃશ્ય કર્તું યચ્ચાત્ર ક્રિયતાં તદનન્તરમ્ ॥ ૪૪॥

તેથી હે પ્રિયતમ! મેં આપને પતિરૂપે સ્વીકારી લીધા છે. હું આપને આત્મસમર્પણ કરી ચૂકી છું. આપ અંતર્યામી છો. મારા હૃદયની વાત આપનાથી છાની નથી. આપ અહીં પધારીને મારો પત્નીરૂપે સ્વીકાર કરો. કમલનયન! પ્રાણવલ્લભ! હું આપ જેવા વીરપુરુષને સમર્પિત થઈ ચૂકી છું, આપની જ છું. હવે સિંહના ભાગ તરીકે નક્કી થયેલી એવી મને શિયાળ સ્પર્શી ન જાય, અર્થાત્ શિશુપાલ મને સ્પર્શ ન કરી જાય. ॥ ૩૯ ॥ મેં જો પૂર્વજન્મમાં કૂવા, વાવ, તળાવ વગેરે બનાવ્યાં હોય, યજ્ઞ-યાગાદિ કર્યાં હોય, દાન, નિયમ, વ્રત તથા દેવતાઓ, બ્રાહ્મણો અને ગુરુજનોની પૂજા દ્વારા ભગવાન પરમેશ્વરની આરાધના કરી હોય અને તે મારા પર પ્રસન્ન હોય તો ભગવાન શ્રીકૃષ્ણ અહીં પધારીને મારું પાણિગ્રહણ કરે, શિશુપાલ અથવા બીજો કોઈ પણ પુરુષ મારો સ્પર્શ ન કરી શકે. ॥ ૪૦ ॥ પ્રભુ! આપ અજીત છો. જે દિવસે મારો વિવાહ થવાનો હોય તેના એક દિવસ પહેલાં આપ અમારી રાજધાનીમાં ગુપ્તરૂપે આવી જશો અને પછી મોટા-મોટા સેનાપતિઓ સાથે શિશુપાલ તથા જરાસંધની સેનાઓનું મંથન કરીને, હરાવીને બળપૂર્વક રાક્ષસવિધિથી વીરતાનું મૂલ્ય ચૂકવીને મારું પાણિગ્રહણ કરો. ॥ ૪૧ ॥ જો આપ એવું વિચારતા હો કે, 'તમે તો અંતઃપુરમાં – મહેલોની અંદર અને અનેક રક્ષક સૈનિકોના પહેરામાં રહો છો, તમારા ભાઈ-બંધુઓને માર્યા વિના હું તમને કઈ રીતે લઈ જઈ શકું?' તો આનો ઉપાય હું આપને જણાવી દઉં છું. અમારા કુળનો એવો નિયમ છે કે વિવાહના એક દિવસ પહેલાં કુળદેવીનાં દર્શન કરવા માટે એક બહુ મોટી શોભાયાત્રા નીકળે છે, જેમાં લગ્ન કરનાર કન્યાને નગરની બહાર ગિરિજાદેવીના મંદિરે જવું પડે છે. તે સમયે આપ રાક્ષસવિધિથી વીરતાનું મૂલ્ય ચૂકવીને મારું પાણિગ્રહણ કરો. ॥ ૪૨ ॥ કમલનયન! ઉમાપતિ ભગવાન શંકર જેવા મોટા-મોટા મહાપુરુષો પણ આત્મશુદ્ધિ માટે આપની ચરણરજમાં સ્નાન કરવા ઇચ્છે છે. જો હું આપનો તે પ્રસાદ, આપની તે ચરણરજ પ્રાપ્ત ન કરી શકી તો વ્રત દ્વારા આ શરીરને ક્ષીણ કરીને પ્રાણોનો ત્યાગ કરીશ. ભલે, તેના માટે સેંકડો જન્મ કેમ ન લેવાં પડે, ક્યારેક તો આપનો એ પ્રસાદ અવશ્ય મળશે જ. ॥ ૪૩ ॥

**બ્રહ્મદેવે કહ્યું** – યદુશ્રેષ્ઠ! આ જ રુક્મિણીજીનો ગુપ્ત સંદેશો છે, જે લઈને હું આપની પાસે આવ્યો છું, આ બાબતમાં જે કંઈ કરવું હોય, વિચારી લો અને તુરંત જ તે પ્રમાણે કાર્ય કરો. ॥ ૪૪ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે રુક્મિણ્યુદ્વાહપ્રસ્તાવે દ્વિપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૨ ॥**

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત રુક્મિણીનાં લગ્નના પ્રસ્તાવમાંનો બાવનમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. દશમસ્કન્ધે રુક્મિણ્યુદ્વાહે દ્વિપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ।

# ત્રેપનમો અધ્યાય

## રુક્મિણીહરણ

*શ્રીશુક ઉવાચ*

વૈદર્ભ્યાઃ સ તુ સન્દેશં નિશમ્ય યદુનન્દનઃ ।
પ્રગૃહ્ય પાણિના પાણિં પ્રહસન્નિદમબ્રવીત્ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે વિદર્ભરાજકુમારી રુક્મિણીજીનો આ સંદેશ સાંભળીને પોતાના હાથથી બ્રહ્મદેવનો હાથ પકડી લીધો અને હસીને આ પ્રમાણે બોલ્યા– ॥ ૧ ॥

*શ્રીભગવાનુવાચ*

તથાહમપિ તચ્ચિત્તો નિદ્રાં ચ ન લભે નિશિ ।
વેદાહં રુક્મિણા દ્વેષાન્મમોદ્વાહો નિવારિતઃ ॥ ૨॥

તામાનયિષ્ય ઉન્મથ્ય રાજન્યાપસદાન્ મૃધે ।
મત્પરામનવદ્યાઙ્ગીમેધસોઽગ્નિશિખામિવ ॥ ૩॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – બ્રહ્મદેવ! જેમ વિદર્ભરાજકુમારી મને ચાહે છે, તે જ પ્રમાણે હું પણ તેમને ચાહું છું. મારું ચિત્ત તેમનામાં જ લાગેલું રહે છે. ક્યાં સુધી કહું, મને રાતના સમયે નિદ્રા પણ આવતી નથી. હું જાણું છું કે, રુક્મીએ દ્વેષબુદ્ધિથી મારો વિવાહ અટકાવ્યો છે. ॥ ૨ ॥ પરંતુ બ્રહ્મદેવ! તમે જોઈ લેજો, જેમ લાકડાંનું મંથન કરીને – એક-બીજાની સાથે ઘસીને–મનુષ્ય તેમાંથી અગ્નિ ઉત્પન્ન કરે છે, તે જ રીતે યુદ્ધમાં તે ખલ અને ક્ષુદ્ર રાજાઓનું મંથન કરીને મને પ્રેમ કરનારી પરમસુંદરી રાજકુમારીને હું લઈ જઈશ. ॥ ૩ ॥

*શ્રીશુક ઉવાચ*

ઉદ્વાહર્ક્ષં ચ વિજ્ઞાય રુક્મિણ્યા મધુસૂદનઃ ।
રથઃ સંયુજ્યતામાશુ દારુકેત્યાહ સારથિમ્ ॥ ૪॥

સ ચાશ્વૈઃ શૈવ્યસુગ્રીવમેઘપુષ્પબલાહકૈઃ ।
યુક્તં રથમુપાનીય તસ્થૌ પ્રાઞ્જલિરગ્રતઃ ॥ ૫॥

આરુહ્ય સ્યન્દનં શૌરિર્દ્વિજમારોપ્ય તૂર્ણગૈઃ ।
આનર્ત્તાદેકરાત્રેણ વિદર્ભાનગમદ્ધયૈઃ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! મધુસૂદન શ્રીકૃષ્ણે એવું જાણીને કે, રુક્મિણીના લગ્ન પરમ દિવસે રાત્રિના સમયે જ છે, તેમણે સારથિને આજ્ઞા કરી કે, 'દારુક! ક્ષણના પણ વિલંબ વિના રથ તૈયાર કરો.' ॥ ૪ ॥ દારુક ભગવાનના રથમાં શૈવ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચાર ઘોડા જોડીને રથ લઈ આવ્યો અને હાથ જોડીને ભગવાનની સામે ઊભો રહ્યો. ॥ ૫ ॥ શૂરનન્દન શ્રીકૃષ્ણે બ્રહ્મદેવને પ્રથમ ચડાવીને પછી પોતે રથમાં બેઠા અને તે શીઘ્રગામી ઘોડા દ્વારા એક જ રાતમાં આનર્તદેશથી વિદર્ભદેશમાં પહોંચી ગયા. ॥ ૬ ॥

રાજા સ કુણ્ડિનપતિઃ પુત્રસ્નેહવશં ગતઃ ।
શિશુપાલાય સ્વાં કન્યાં દાસ્યન્ કર્માણ્યકારયત્ ॥ ૭॥

પુરં સમ્મૃષ્ટસંસિક્તમાર્ગરથ્યાચતુષ્પથમ્ ।
ચિત્રધ્વજપતાકાભિસ્તોરણૈઃ સમલઙ્કૃતમ્ ॥ ૮॥

કુણ્ડિનનરેશ મહારાજ ભીષ્મક પોતાના મોટા પુત્ર રુક્મીના સ્નેહવશ પોતાની કન્યા શિશુપાલને આપવા માટે વિવાહોત્સવની તૈયારી કરાવી રહ્યા હતા. ॥ ૭ ॥ નગરના રાજમાર્ગો, શેરીઓ તથા બજારો વાળી-ઝૂડીને સાફ કરાવ્યાં હતાં. ત્યાં પાણી છંટાવી રંગ-બેરંગી ધજા, પતાકાઓ તથા તોરણોથી શહેર શણગાર્યું હતું. ॥ ૮ ॥

સ્રગ્ગન્ધમાલ્યાભરણૈર્વિરજોઽમ્બરભૂષિતૈઃ ।
જુષ્ટં સ્ત્રીપુરુષૈઃ શ્રીમદ્ગૃહૈરગુરુધૂપિતૈઃ ॥ ૯॥

પિતૄન્ દેવાન્ સમભ્યર્ચ્ય વિપ્રાંશ્ચ વિધિવન્નૃપ ।
ભોજયિત્વા યથાન્યાયં વાચયામાસ મઙ્ગલમ્ ॥ ૧૦॥

સુસ્નાતાં સુદતીં કન્યાં કૃતકૌતુકમઙ્ગલામ્ ।
અહતાંશુકયુગ્મેન ભૂષિતાં ભૂષણોત્તમૈઃ ॥ ૧૧॥

ચક્રુઃ સામર્ગ્યજુર્મન્ત્રૈર્વધ્વા રક્ષાં દ્વિજોત્તમાઃ ।
પુરોહિતોઽથર્વવિદ્[1] વૈ જુહાવ ગ્રહશાન્તયે ॥ ૧૨॥

હિરણ્યરૂપ્યવાસાંસિ તિલાંશ્ચ ગુડમિશ્રિતાન્ ।
પ્રાદાદ્ ધેનૂશ્ચ વિપ્રેભ્યો રાજા વિધિવિદાં વરઃ ॥ ૧૩॥

એવં ચેદિપતી રાજા દમઘોષઃ સુતાય વૈ ।
કારયામાસ મન્ત્રજ્ઞૈઃ સર્વમભ્યુદયોચિતમ્ ॥ ૧૪॥

મદચ્યુદ્ભિર્ગજાનીકૈઃ સ્યન્દનૈર્હેમમાલિભિઃ ।
પત્ત્યશ્વસઙ્કુલૈઃ સૈન્યૈઃ પરીતઃ કુણ્ડિનં યયૌ ॥ ૧૫॥

તં વૈ વિદર્ભાધિપતિઃ સમભ્યેત્યાભિપૂજ્ય ચ ।
નિવેશયામાસ મુદા કલ્પિતાન્યનિવેશને ॥ ૧૬॥

તત્ર શાલ્વો જરાસન્ધો દન્તવક્ત્રો વિદૂરથઃ ।
આજગ્મુશ્ચૈદ્યપક્ષીયાઃ પૌણ્ડ્રકાદ્યાઃ સહસ્રશઃ ॥ ૧૭॥

કૃષ્ણરામદ્વિષો યત્તાઃ કન્યાં ચૈદ્યાય સાધિતુમ્ ।
યદ્યાગત્ય હરેત્ કૃષ્ણો રામાદ્યૈર્યદુભિર્વૃતઃ[2] ॥ ૧૮॥

યોત્સ્યામઃ સંહતાસ્તેન ઇતિ નિશ્ચિતમાનસાઃ ।
આજગ્મુર્ભૂભુજઃ સર્વે સમગ્રબલવાહનાઃ ॥ ૧૯॥

નગરનાં સ્ત્રી-પુરુષો પણ એ સમયે પુષ્પમાળા, ચંદન, પુષ્પો, અલંકારો તથા નિર્મળ વસ્ત્રો પહેરી સજ્જ થયાં હતાં. ત્યાંના સુંદર-સુંદર આવાસોમાંથી અગરના ધૂપની સુગન્ધ ફેલાઈ રહી હતી. ॥ ૯ ॥ પરીક્ષિત! રાજા ભીષ્મકે દેવતાઓ અને પિતૃઓનું વિધિપૂર્વક પૂજન કરીને બ્રાહ્મણોને ભોજન કરાવ્યું અને સ્વસ્તિવાચન કરાવ્યું. ॥ ૧૦ ॥ સુશોભિત દંતપંક્તિઓથી શોભતાં પરમસુંદરી રાજકુમારી રુક્મિણીજીને મંગળસ્નાન કરાવ્યું. તેમના હાથમાં મંગલસૂત્ર-કંકણ બાંધવામાં આવ્યું. કોહબર (લગ્ન સમયે પૂજવાના કુળદેવતાનું સ્થાન) બનાવવામાં આવ્યું. બે નવાં વસ્ત્રો તેમને પહેરાવ્યાં અને ઉત્તમ-ઉત્તમ આભૂષણો પહેરાવવામાં આવ્યાં. ॥ ૧૧ ॥ શ્રેષ્ઠ બ્રાહ્મણોએ સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રોથી પરિણય-અભિમુખી નવવધૂની રક્ષાવિધિ કરાવી તેમજ અથર્વવેદી બ્રાહ્મણો પાસે ગ્રહ-શાન્તિ માટે હવન કરાવ્યો. ॥ ૧૨ ॥ રાજા ભીષ્મક કુલપરંપરા અને શાસ્ત્રીય વિધિઓના અચ્છા જાણકાર હતા. તેમણે સુવર્ણ, ચાંદી, વસ્ત્ર, ગોળમિશ્રિત તલ તથા ગાયોનું બ્રાહ્મણોને દાન આપ્યું. ॥ ૧૩ ॥

આ જ પ્રમાણે ચેદિનરેશ રાજા દમઘોષે પણ પોતાના પુત્ર શિશુપાલ માટે મન્ત્રજ્ઞ બ્રાહ્મણો પાસે વિવાહસંબંધી માંગલિક કાર્યો કરાવ્યાં. ॥ ૧૪ ॥ ત્યાર બાદ તેઓ મદઝરતા હાથીઓ, સુવર્ણની માળાઓથી સજાવેલા રથ, પાયદળ તથા ઘોડેસવારોની ચતુરંગિણી સેના સાથે લઈને કુણ્ડિનપુર પહોંચ્યા. ॥ ૧૫ ॥ વિદર્ભરાજ ભીષ્મકે આગળ આવીને તેમનો સ્વાગત-સત્કાર અને અર્ચન-પૂજન કર્યાં. ત્યાર પછી તે લોકોને પૂર્વનિશ્ચિત આવાસોમાં આનંદપૂર્વક ઉતારા આપ્યા. ॥ ૧૬ ॥ તે જાનમાં શાલ્વ, જરાસંધ, દન્તવક્ત્ર, વિદૂરથ અને પૌણ્ડ્રક વગેરે શિશુપાલના હજારો મિત્ર રાજાઓ આવ્યા હતા. ॥ ૧૭ ॥ તે બધા રાજાઓ શ્રીકૃષ્ણ અને બલરામજીના વિરોધી હતા અને રાજકુમારી રુક્મિણી શિશુપાલને જ મળે, એવા વિચારથી આવ્યા હતા. તેમણે પોત-પોતાના મનમાં પહેલેથી જ એવું નક્કી કરી રાખ્યું હતું કે, જો શ્રીકૃષ્ણ-બલરામ વગેરે યાદવોની સાથે આવીને કન્યાનું હરણ કરવાની ચેષ્ટા કરશે તો અમે બધા મળીને તેમની સાથે લડીશું. આ જ કારણે તે રાજાઓ પોત-પોતાની પૂરી સેના અને રથ, ઘોડા, હાથી વગેરે પણ પોતાની સાથે લઈ આવ્યા હતા. ॥ ૧૮-૧૯ ॥

૧. ૦વિદ્ભિર્જુહાવ । ૨. ૦ર્યદુભિઃ સહ ।

શ્રુત્વૈતદ્ ભગવાન્ રામો વિપક્ષીયનૃપોદ્યમમ્ ।
કૃષ્ણં ચૈકં ગતં હર્તું કન્યાં કલહશઙ્કિતઃ ॥ ૨૦॥

બલેન મહતા સાર્ધં ભ્રાતૃસ્નેહપરિપ્લુતઃ ।
ત્વરિતઃ કુણ્ડિનં પ્રાગાદ્ ગજાશ્વરથપત્તિભિઃ ॥ ૨૧॥

ભીષ્મકન્યા વરારોહા કાઙ્ક્ષન્ત્યાગમનં હરેઃ ।
પ્રત્યાપત્તિમપશ્યન્તી દ્વિજસ્યાચિન્તયત્તદા ॥ ૨૨॥

અહો ત્રિયામાન્તરિત ઉદ્વાહો મેઽલ્પરાધસઃ ।
નાગચ્છત્યરવિન્દાક્ષો નાહં વેદ્મ્યત્ર કારણમ્ ।
સોઽપિ નાવર્તતેઽદ્યાપિ મત્સન્દેશહરો દ્વિજઃ ॥ ૨૩॥

અપિ મય્યનવદ્યાત્મા દૃષ્ટ્વા કિઞ્ચિજ્જુગુપ્સિતમ્ ।
મત્પાણિગ્રહણે નૂનં નાયાતિ હિ કૃતોદ્યમઃ ॥ ૨૪॥

દુર્ભગાયા ન મે ધાતા નાનુકૂલો મહેશ્વરઃ ।
દેવી વા વિમુખા ગૌરી રુદ્રાણી ગિરિજા સતી ॥ ૨૫॥

એવં ચિન્તયતી બાલા ગોવિન્દહૃતમાનસા ।
ન્યમીલયત કાલજ્ઞા નેત્રે ચાશ્રુકલાકુલે ॥ ૨૬॥

એવં વધ્વાઃ પ્રતીક્ષન્ત્યા ગોવિન્દાગમનં નૃપ ।
વામ ઊરુર્ભુજો નેત્રમસ્ફુરન્ પ્રિયભાષિણઃ ॥ ૨૭॥

અથ કૃષ્ણવિનિર્દિષ્ટઃ સ એવ દ્વિજસત્તમઃ ।
અન્તઃપુરચરીં દેવીં રાજપુત્રીં દદર્શ હ ॥ ૨૮॥

સા તં પ્રહૃષ્ટવદનમવ્યગ્રાત્મગતિં સતી ।
આલક્ષ્ય લક્ષણાભિજ્ઞા સમપૃચ્છચ્છુચિસ્મિતા ॥ ૨૯॥

તસ્યા આવેદયત્ પ્રાપ્તં શશંસ યદુનન્દનમ્ ।
ઉક્તં ચ સત્યવચનમાત્મોપનયનં પ્રતિ ॥ ૩૦॥

વિપક્ષી રાજાઓની આ તૈયારીની જાણ ભગવાન બલરામજીને થઈ ગઈ અને જ્યારે તેમણે સાંભળ્યું કે શ્રીકૃષ્ણ એકલા જ રાજકુમારીનું હરણ કરવા ચાલ્યા ગયા છે, ત્યારે તેમને ત્યાં યુદ્ધની આશંકા થઈ. ॥ ૨૦ ॥ જોકે તેઓ શ્રીકૃષ્ણનું બળ-પરાક્રમ જાણતા હતા. તેમ છતાં ભ્રાતૃસ્નેહથી તેમનું હૃદય તરબોળ થઈ ગયું, તેઓ તુરંત જ હાથી, ઘોડા, રથ અને પાયદળની ઘણી મોટી ચતુરંગિણી સેનાને સાથે લઈને કુણ્ડિનપુર જવા માટે રવાના થઈ ગયા. ॥ ૨૧ ॥

અહીં પરમસુંદરી રુક્મિણીજી ભગવાન શ્રીકૃષ્ણના શુભાગમનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. તેઓ વિચાર કરવા લાગ્યાં કે, શ્રીકૃષ્ણ આવશે કે નહીં, પરંતુ મારા મોકલેલા ભૂદેવ પણ હજી આવ્યા નથી. રુક્મિણીજી બહુ જ ચિંતામાં પડી ગયાં. તેઓ વિચારવા લાગ્યાં– ॥ ૨૨ ॥ 'અહો! હવે તો મારી અભાગિણીના લગ્ન આડે માત્ર એક રાત જ બાકી છે. પરંતુ મારા જીવનસર્વસ્વ કમલનયન ભગવાન હજી પણ પધાર્યા નથી! આનું શું કારણ હોઈ શકે, કાંઈ સમજાતું નથી. એટલું જ નહીં, મારો સંદેશ લઈ જનાર બ્રહ્મદેવતા પણ હજી ન આવ્યા. ॥ ૨૩ ॥ એમાં તો સંદેહ નથી કે ભગવાન શ્રીકૃષ્ણનું સ્વરૂપ પરમશુદ્ધ છે અને વિશુદ્ધ પુરુષો જ તેમની સાથે પ્રેમ કરી શકે છે. તેમણે મારામાં કોઈ ને કોઈ અપરાધ – અનુચિત વ્યવહાર જોયો હશે, ત્યારે તો મારો હાથ પકડવા માટે – મારો સ્વીકાર કરવા માટે તૈયાર થઈને અહીં પધાર્યા નથી! ॥ ૨૪ ॥ સારું, કોઈને દોષ દેવાથી શું? મારું જ કમભાગ્ય માનું છું. બ્રહ્માજી (વિધાતા) અને ભગવાન શંકર અનુકૂળ નહીં હોય! એવું પણ સંભવ છે કે રુદ્રપત્ની ગિરિરાજકુમારી સતી પાર્વતી મારાથી નારાજ હોય!' ॥ ૨૫ ॥ પરીક્ષિત! રુક્મિણીજી આ પ્રમાણે ગડમથલમાં પડ્યાં હતાં. તેમનું સંપૂર્ણ મન અને તેમના બધા જ મનોભાવ ભક્તોના ચિત્તચોર ભગવાને ચોરી લીધાં હતાં. તેમણે આ પ્રમાણે વિચાર કરતાં-કરતાં 'હજી સમય છે' એવું સમજીને પોતાનાં આંસુઓથી છલકાતાં નેત્ર બંધ કરી દીધાં. ॥ ૨૬ ॥ પરીક્ષિત! આ પ્રમાણે રુક્મિણીજી ભગવાનના શુભાગમનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. તે જ સમયે તેમના મંગલને સૂચવતાં વામ સાથળ, વામ ભુજા અને વામ નેત્ર એમ ત્રણે અંગો ફરકવા લાગ્યાં. ॥ ૨૭ ॥ એટલામાં જ ભગવાન શ્રીકૃષ્ણના મોકલેલા તે બ્રહ્મદેવતા આવી ગયા અને તેમણે અંતઃપુરમાં રાજકુમારી રુક્મિણીને ધ્યાનમગ્ન દેવીની મુદ્રામાં જોયાં. ॥ ૨૮ ॥ સતી રુક્મિણીજીએ જોયું કે બ્રહ્મદેવતાનું મુખ પ્રસન્ન છે, તેમના મન અને વદન પર કોઈ ઉદાસીનતા નથી, તેઓ તેમનાં લક્ષણો પરથી જ સમજી ગયાં કે, ભગવાન શ્રીકૃષ્ણ આવી ગયા. પછી પ્રસન્નતાથી તેમણે બ્રહ્મદેવને પૂછ્યું. ॥ ૨૯ ॥ ત્યારે ભૂદેવે જણાવ્યું કે 'ભગવાન શ્રીકૃષ્ણ અહીં પધારી ગયા છે.' અને તેમણે ભગવાનની ભારે પ્રશંસા કરી. એ પણ જણાવ્યું

તમાગતં સમાજ્ઞાય વૈદર્ભી હૃષ્ટમાનસા ।
ન પશ્યન્તી બ્રાહ્મણાય પ્રિયમન્યન્નનામ સા ॥ ૩૧॥

પ્રાપ્તૌ શ્રુત્વા સ્વદુહિતુરુદ્વાહપ્રેક્ષણોત્સુકૌ ।
અભ્યયાત્તૂર્યઘોષેણ રામકૃષ્ણૌ સમર્હણૈઃ ॥ ૩૨॥

મધુપર્કમુપાનીય વાસાંસિ વિરજાંસિ સઃ ।
ઉપાયનાન્યભીષ્ટાનિ વિધિવત્ સમપૂજયત્ ॥ ૩૩॥

તયોર્નિવેશનં શ્રીમદુપકલ્પ્ય મહામતિઃ ।
સસૈન્યયોઃ સાનુગયોરાતિથ્યં વિદધે યથા ॥ ૩૪॥

એવં રાજ્ઞાં સમેતાનાં યથાવીર્યં યથાવયઃ ।
યથાબલં યથાવિત્તં સર્વૈઃ કામૈઃ સમર્હયત્ ॥ ૩૫॥

કૃષ્ણમાગતમાકર્ણ્ય વિદર્ભપુરવાસિનઃ ।
આગત્ય નેત્રાઞ્જલિભિઃ પપુસ્તન્મુખપઙ્કજમ્ ॥ ૩૬॥

અસ્યૈવ ભાર્યા ભવિતું રુક્મિણ્યર્હતિ નાપરા ।
અસાવપ્યનવદ્યાત્મા ભૈષ્મ્યાઃ સમુચિતઃ પતિઃ ॥ ૩૭॥

કિઞ્ચિત્સુચરિતં યન્નસ્તેન તુષ્ટસ્ત્રિલોકકૃત્ ।
અનુગૃહ્ણાતુ ગૃહ્ણાતુ[1] વૈદર્ભ્યાઃ પાણિમચ્યુતઃ ॥ ૩૮॥

એવં પ્રેમકલાબદ્ધા વદન્તિ સ્મ પુરૌકસઃ ।
કન્યા ચાન્તઃપુરાત્પ્રાગાદ્ ભટૈર્ગુપ્તામ્બિકાલયમ્ ॥ ૩૯॥

પદ્ભ્યાં વિનિર્યયૌ દ્રષ્ટું ભવાન્યાઃ પાદપલ્લવમ્ ।
સા ચાનુધ્યાયતી સમ્યઙ્મુકુન્દચરણામ્બુજમ્ ॥ ૪૦॥

યતવાઙ્માતૃભિઃ સાર્ધં સખીભિઃ પરિવારિતા ।
ગુપ્તા રાજભટૈઃ શૂરૈઃ સન્નદ્ધૈરુદ્યતાયુધૈઃ ।
મૃદઙ્ગશઙ્ખપણવાસ્તૂર્યભેર્યશ્ચ જઘ્નિરે ॥ ૪૧॥

કે 'રાજકુમારીજી! આપને લઈ જવાની તેમણે સત્યપ્રતિજ્ઞા કરી છે.' ॥ ૩૦ ॥ ભગવાનના શુભાગમનના સમાચાર સાંભળીને રુક્મિણીજી આનંદવિભોર થઈ ગયાં. તેમણે આ કાર્યના બદલામાં બ્રાહ્મણને આપવા યોગ્ય ભગવાન સિવાય કોઈ વસ્તુ ન જણાતાં માત્ર નમસ્કાર કર્યા. અર્થાત્ જગતની સમગ્ર લક્ષ્મી બ્રહ્મદેવને સોંપી દીધી. ॥ ૩૧ ॥

રાજા ભીષ્મકે સાંભળ્યું કે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી મારી કન્યાનો વિવાહ જોવા માટે ઉત્સુકતાવશ અહીં પધાર્યા છે. ત્યારે તૂરી, ભેરી વગેરે વાજિંત્રો વગાડતાં, પૂજાની સામગ્રી લઈને તેમની સામે ગયા. ॥ ૩૨ ॥ અને મધુપર્ક, નિર્મળ વસ્ત્રો તથા ઉત્તમ-ઉત્તમ ભેટ-સામગ્રીઓ આપીને વિધિપૂર્વક તેમની પૂજા કરી. ॥ ૩૩ ॥ ભીષ્મકજી બહુ બુદ્ધિશાળી હતા, તેઓ ભગવાનના ભક્ત હતા. તેમણે ભગવાનને સૈન્ય, સેનાપતિ અને અન્ય સર્વને તમામ સુવિધાઓથી સજ્જ નિવાસસ્થાનમાં ઉતારો આપ્યો અને તેમનો યથાયોગ્ય આતિથ્ય-સત્કાર કર્યો. ॥ ૩૪ ॥ વિદર્ભરાજ ભીષ્મકજીને ત્યાં નિમંત્રિત જેટલા રાજાઓ આવ્યા હતા તે બધાનો પણ રાજાએ તેમના બળ, પરાક્રમ અનુસાર તમામ ઇચ્છિત પદાર્થો આપીને ખૂબ સત્કાર કર્યો. ॥ ૩૫ ॥ વિદર્ભદેશના નાગરિકોએ સાંભળ્યું કે, ભગવાન શ્રીકૃષ્ણ અહીં પધાર્યા છે, ત્યારે તે લોકો ભગવાનના નિવાસસ્થાને આવ્યા અને આનંદમગ્ન બની શ્યામસુંદર ભગવાન શ્રીકૃષ્ણના મુખકમળના માધુર્યનું પોતાની નેત્ર-અંજલિઓ ભરી ભરીને પાન કરવા લાગ્યા. ॥ ૩૬ ॥ તેઓ પરસ્પર એવી વાતો કરતા હતા. 'રુક્મિણી આમની જ અર્ધાંગિની થવા યોગ્ય છે, અને આ પરમ પવિત્રમૂર્તિ શ્યામસુંદર રુક્મિણીને યોગ્ય પતિ છે. બીજી કોઈ આમની પત્ની થવા યોગ્ય નથી. ॥ ૩૭ ॥ જો અમે અમારા પૂર્વજન્મમાં અથવા આ જન્મમાં કોઈ સત્કર્મ કર્યું હોય તો ત્રિલોકવિધાતા ભગવાન અમારા પર પ્રસન્ન થઈને એવી કૃપા કરે કે શ્યામસુંદર શ્રીકૃષ્ણ જ વિદર્ભરાજકુમારી રુક્મિણીનું પાણિગ્રહણ કરે.' ॥ ૩૮ ॥

પરીક્ષિત! જે વખતે પ્રેમપરવશ થઈને નગરવાસીઓ પરસ્પર આ પ્રકારની વાતચીત કરી રહ્યા હતા, તે જ સમયે રુક્મિણીજીએ અંતઃપુરમાંથી નીકળીને દેવીના મંદિરે જવા પ્રસ્થાન કર્યું. અનેક સૈનિકો તેમની રક્ષા માટે નિયુક્ત કરવામાં આવ્યા હતા. ॥ ૩૯ ॥ તેઓ પ્રેમમૂર્તિ શ્રીકૃષ્ણચંદ્રનાં ચરણકમળોનું ચિંતન કરતાં રહીને ભગવતી ભવાનીનાં ચરણકમળોનાં દર્શન માટે પગે ચાલીને નીકળ્યાં. ॥ ૪૦ ॥ તેઓ મૌન હતાં અને માતાઓ અને સખી-સાહેલીઓથી તેઓ વીંટળાયેલાં હતાં. રાજ્યના બળવાન સૈનિકો હાથમાં શસ્ત્રો ઉઠાવીને, કવચ પહેરીને તેમની રક્ષા કરી રહ્યા હતા. તે સમયે મૃદંગ, શંખ, ઢોલ, તૂરી અને ભેરી વગેરે વાજિંત્રો વાગી રહ્યાં હતાં. ॥ ૪૧ ॥

૧. વૈદર્ભ્યા વિધિવત્પાણિમચ્યુતઃ ।

નાનોપહારબલિભિર્વારમુખ્યાઃ સહસ્રશઃ ।
સ્રગ્ગન્ધવસ્ત્રાભરણૈર્દ્વિજપત્ન્યઃ સ્વલઙ્કૃતાઃ ॥ ૪૨॥

ગાયન્તશ્ચ સ્તુવન્તશ્ચ ગાયકા વાદ્યવાદકાઃ ।
પરિવાર્ય વધૂં જગ્મુઃ સૂતમાગધવન્દિનઃ ॥ ૪૩॥

આસાદ્ય દેવીસદનં ધૌતપાદકરામ્બુજા ।
ઉપસ્પૃશ્ય શુચિઃ શાન્તા પ્રવિવેશામ્બિકાન્તિકમ્ ॥ ૪૪॥

તાં વૈ પ્રવયસો બાલાં વિધિજ્ઞા વિપ્રયોષિતઃ ।
ભવાનીં વન્દયાઞ્ચક્રુર્ભવપત્નીં ભવાન્વિતામ્ ॥ ૪૫॥

નમસ્યે ત્વાઽમ્બિકેઽભીક્ષ્ણં સ્વસન્તાનયુતાં શિવામ્ ।
ભૂયાત્ પતિર્મે ભગવાન્ કૃષ્ણસ્તદનુમોદતામ્ ॥ ૪૬॥

અદ્ભિર્ગન્ધાક્ષતૈર્ધૂપૈર્વાસઃસ્રઙ્માલ્યભૂષણૈઃ[1] ।
નાનોપહારબલિભિઃ પ્રદીપાવલિભિઃ પૃથક્ ॥ ૪૭॥

વિપ્રસ્ત્રિયઃ પતિમતીસ્તથા તૈઃ સમપૂજયત્ ।
લવણાપૂપતામ્બૂલકણ્ઠસૂત્રફલેક્ષુભિઃ ॥ ૪૮॥

તસ્યૈ સ્ત્રિયસ્તાઃ પ્રદદુઃ શેષાં યુયુજુરાશિષઃ ।
તાભ્યો દેવ્યૈ નમશ્ચક્રે શેષાં ચ જગૃહે વધૂઃ ॥ ૪૯॥

મુનિવ્રતમથ ત્યક્ત્વા નિશ્ચક્રામામ્બિકાગૃહાત્ ।
પ્રગૃહ્ય પાણિના ભૃત્યાં રત્નમુદ્રોપશોભિના ॥ ૫૦॥

તાં દેવમાયામિવ વીરમોહિનીં
સુમધ્યમાં કુણ્ડલમણ્ડિતાનનામ્ ।
શ્યામાં નિતમ્બાર્પિતરત્નમેખલાં
વ્યઞ્જત્સ્તનીં કુન્તલશઙ્કિતેક્ષણામ્[2] ॥ ૫૧॥

મોટી સંખ્યામાં બ્રાહ્મણ સ્ત્રીઓ પુષ્પમાળાઓ, ચંદન વગેરે સુગંધિત દ્રવ્ય અને આભૂષણો-વસ્ત્રોથી સજી-ધજીને તેમની સાથે ચાલી રહી હતી અને અનેક પ્રકારના ઉપહારો તથા પૂજન વગેરેની સામગ્રી લઈને હજારો શ્રેષ્ઠ વારાંગનાઓ પણ સાથે હતી. ॥ ૪૨ ॥ ગાયકો ગાઈ રહ્યા હતા, વાજાં વાગી રહ્યાં હતાં અને સૂત-માગધ તથા બંદીજન કન્યાની ચારે બાજુ જયઘોષ કરતાં બિરદાવલિ ગાઈ રહ્યા હતા. ॥ ૪૩ ॥ દેવીના મંદિરે પહોંચીને રુક્મિણીજીએ પોતાનાં કમળ જેવાં સુકોમળ હાથ-પગ ધોઈ, આચમન કરી અંદર-બહારથી પવિત્ર થઈ શાંત ભાવે અંબિકાદેવીના મંદિરમાં પ્રવેશ કર્યો. ॥ ૪૪ ॥ અનેક પ્રકારના વિધિ-વિધાનની જાણકાર વૃદ્ધ બ્રાહ્મણ સ્ત્રીઓ તેમની સાથે હતી. તેમણે ભગવાન શંકરનાં અર્ધાંગિની દેવી ભવાનીને અને ભગવાન સદાશિવને પ્રણામ કરવા કહ્યું. ॥ ૪૫ ॥ રુક્મિણીજીએ ભગવતીને પ્રણામ કરીને પ્રાર્થના કરી કે – 'અંબિકામાતા! આપના ખોળામાં બિરાજેલા આપના પ્રિયપુત્ર ગણેશજીને તથા આપને હું વારંવાર પ્રણામ કરું છું. આપ એવો આશીર્વાદ આપો કે મારી અભિલાષા પૂરી થાય. ભગવાન શ્રીકૃષ્ણ જ મારા પતિ થાય.' ॥ ૪૬ ॥ ત્યાર પછી રુક્મિણીજીએ જળ, ચંદન વગેરે સુગંધી દ્રવ્ય, અક્ષત, ધૂપ, વસ્ત્ર, પુષ્પમાળા, હાર, આભૂષણો, અનેક પ્રકારનાં નૈવેદ્યો, ભેટ અને આરતી વગેરે સામગ્રીઓથી અંબિકાદેવીની પૂજા કરી. ॥ ૪૭ ॥ ત્યાર પછી પૂજન–સામગ્રીથી તથા મીઠું, માલપૂઆ, પાન, કંઠસૂત્ર, ફળ અને શેરડી વગેરેથી સોહાગણ બ્રાહ્મણ સ્ત્રીઓની પૂજા કરી. ॥ ૪૮ ॥ ત્યારે બ્રાહ્મણસ્ત્રીઓએ તેમને પ્રસાદ આપીને આશીર્વાદ આપ્યા. ત્યાર બાદ રુક્મિણીજીએ બ્રાહ્મણ સ્ત્રીઓ અને અંબિકામાતાને નમસ્કાર કરીને પ્રસાદ ગ્રહણ કર્યો. ॥ ૪૯ ॥ પૂજા-અર્ચનાની વિધિ સમાપ્ત થઈ ગયા બાદ મૌનવ્રત છોડીને રત્નજડિત અંગૂઠીથી ઝળહળતા કરકમળ દ્વારા એક સાહેલીનો હાથ પકડીને તેઓ ગિરિજામંદિરમાંથી બહાર નીકળ્યાં. ॥ ૫૦ ॥

પરીક્ષિત! રુક્મિણીજી ભગવાનની માયાની જેમ મોટા-મોટા ધીર-વીરોને મોહિત કરવાવાળાં હતાં. તેમનો કટિપ્રદેશ અતિ સુંદર અને નાજુક હતો. કુંડળોથી સુશોભિત મુખકમળવાળાં, કિશોર અને તરુણ અવસ્થાની સન્ધિવાળાં, નિતંબભાગે રત્નમેખલાને ધારણ કરેલાં, ઉપસેલાં વક્ષઃસ્થળ વાળાં હતાં, તથા તેમની દૃષ્ટિ લટકી રહેલી કેશ-લટોને કારણે કંઈક ચંચળ થઈ રહી હતી. ॥ ૫૧ ॥

---

૧. ૦ર્દીપૈર્વાસઃ૦ । ૨. કુણ્ડલશઙ્કિતેક્ષણામ્ ।

શુચિસ્મિતાં બિમ્બફલાધરદ્યુતિ-
શોણાયમાનદ્વિજકુન્દકુડ્મલામ્ ।
પદા ચલન્તીં કલહંસગામિનીં
શિઞ્જત્કલાનૂપુરધામશોભિના[1] ।
વિલોક્ય વીરા મુમુહુઃ સમાગતા
યશસ્વિનસ્તત્કૃતહૃચ્છયાર્દિતાઃ ॥ ૫૨॥

યાં વીક્ષ્ય તે નૃપતયસ્તદુદારહાસ-
વ્રીડાવલોકહૃતચેતસ ઉજ્ઝિતાસ્ત્રાઃ ।
પેતુઃ ક્ષિતૌ ગજરથાશ્વગતા વિમૂઢા
યાત્રાચ્છલેન હરયેઽર્પયતીં સ્વશોભામ્ ॥ ૫૩॥

સૈવં શનૈશ્ચલયતી ચલપદ્મકોશૌ
પ્રાપ્તિં તદા ભગવતઃ પ્રસમીક્ષમાણા ।
ઉત્સાર્ય વામકરજૈરલકાનપાઙ્ગૈઃ
પ્રાપ્તાન્ હ્રિયૈક્ષત નૃપાન્ દદૃશેઽચ્યુતં સા ॥ ૫૪॥

તાં રાજકન્યાં રથમારુરુક્ષતીં
જહાર કૃષ્ણો દ્વિષતાં સમીક્ષતામ્ ।
રથં સમારોપ્ય સુપર્ણલક્ષણં
રાજન્યચક્રં પરિભૂય માધવઃ ॥ ૫૫॥

તતો યયૌ રામપુરોગમૈઃ શનૈઃ
સૃગાલમધ્યાદિવ ભાગહૃદ્ધરિઃ ॥ ૫૬॥

તં માનિનઃ સ્વાભિભવં યશઃક્ષયં
પરે જરાસન્ધવશા ન સેહિરે ।
અહો ધિગસ્માન્ યશ આત્તધન્વનાં
ગોપૈર્હૃતં કેસરિણાં મૃગૈરિવ ॥ ૫૭॥

તેમના હોઠ પર મનોહર હાસ્ય હતું. પાકાં ઘિલોડાં જેવા લાલ-લાલ હોઠોની કાન્તિથી લાલ જણાતા મોગરાની કળીઓ જેવા દાંત હતા. તેમના ચરણોમાં ઝાંઝરો ઘુઘરીઓથી ઝણકાર કરી રહ્યાં હતાં. તેઓ પોતાના કોમળ ચરણો વડે હંસ જેવી ગતિથી ચાલી રહ્યાં હતાં. તેમની તે અપૂર્વ શોભા જોઈને ત્યાં આવેલા મોટા-મોટા યશસ્વી વીરપુરુષો મોહિત થઈ ગયા. સ્વયં કામદેવે જ ભગવાનનું કાર્ય સિદ્ધ કરવા માટે પોતાના કામબાણોથી તેમનાં હૃદય જર્જરિત કરી દીધાં. ॥ ૫૨ ॥ રુક્મિણીજી આ પ્રમાણે આ ઉત્સવ-યાત્રાને બહાને મન્દ-મન્દ ગતિથી ચાલતાં ભગવાન શ્રીકૃષ્ણ પર પોતાના સૌન્દર્ય અને શોભાને ન્યોછાવર કરી રહ્યાં હતાં. તેમને જોઈને અને તેમનું મુક્તહાસ્ય તથા લજ્જાયુક્ત દૃષ્ટિથી મોટા-મોટા રાજાઓ અને વીર પુરુષો પોતાનું ચિત્ત લૂંટાવીને મોહિત થઈને બેહોશ થઈ ગયા, તેમના હાથમાંથી અસ્ત્ર-શસ્ત્ર પડી ગયાં અને તેઓ સ્વયં પણ રથ, હાથી તથા ઘોડા પરથી જમીન પર પડી ગયા. ॥ ૫૩ ॥ આ પ્રમાણે રુક્મિણીજી ભગવાન શ્રીકૃષ્ણના શુભાગમનની પ્રતીક્ષા કરતાં પોતાના કમળ જેવા સુકોમળ ચરણોને ધીરે-ધીરે આગળ વધારતાં હતાં. તેમણે પોતાના વામ હાથથી મોઢા પર લટકતી કેશ-લટોને હટાવી અને ત્યાં આવેલા રાજાઓ તરફ લજ્જાયુક્ત દૃષ્ટિથી જોયું, તે જ સમયે તેમને શ્યામસુંદર ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. ॥ ૫૪ ॥ રાજકુમારી રુક્મિણીજી રથ પર ચડવા જ ઇચ્છતા હતાં ત્યાં તો ભગવાન શ્રીકૃષ્ણે તમામ શત્રુઓની નજર સામે જ તેમની ભીડમાંથી રુક્મિણીજીને ઉઠાવી લીધાં અને તે સેંકડો રાજાઓના મસ્તક પર પગ મૂકીને તેમને પોતાના ગરુડધ્વજ રથ પર બેસાડી દીધાં. ॥ ૫૫ ॥ ત્યાર પછી જેમ સિંહ શિયાળોની વચ્ચેથી પોતાનો ભાગ લઈ જાય, તે જ રીતે રુક્મિણીજીને લઈને ભગવાન શ્રીકૃષ્ણ બલરામજી વગેરે યાદવોની સાથે ત્યાંથી નીકળી ગયા. ॥ ૫૬ ॥ તે સમયે જરાસંધના તાબાના બીજા અભિમાની રાજાઓ પોતાની કીર્તિનો નાશ કરનારું અપમાન સહન ન કરી શક્યા. તે બધા જ કહેવા લાગ્યા – 'અરે, અમને ધિક્કાર છે. આજે અમે બધા ધનુષ્ય ધારણ કરીને ઊભા જ રહ્યા અને આ ગોવાળો, સિંહના ભાગને જેમ હરણ લઈ જાય તે રીતે અમારાં યશ-કીર્તિને હરી ગયા! ॥ ૫૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે રુક્મિણીહરણં નામ ત્રિપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૩ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત રુક્મિણીહરણ નામનો ત્રેપનમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. શોભિતામ્ । ૨. દશમસ્કન્ધે ત્રિપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ।

# ચોપનમો અધ્યાય

## શિશુપાલના સાથી રાજાઓનો અને રુકમીનો પરાજય તથા શ્રીકૃષ્ણ-રુક્મિણી-વિવાહ

*શ્રીશુક ઉવાચ*

ઇતિ સર્વે સુસંરબ્ધા વાહાનારુહ્ય દંશિતાઃ ।
સ્વૈઃ સ્વૈર્બલૈઃ પરિક્રાન્તા અન્વીયુર્ધૃતકાર્મુકાઃ ॥ ૧॥

તાનાપતત આલોક્ય યાદવાનીકયૂથપાઃ ।
તસ્થુસ્તત્સંમુખા રાજન્વિસ્ફૂર્જ્ય સ્વધનૂંષિ તે ॥ ૨॥

અશ્વપૃષ્ઠે ગજસ્કન્ધે રથોપસ્થે ચ કોવિદાઃ ।
મુમુચુઃ શરવર્ષાણિ મેઘા[1] અદ્રિષ્વપો યથા ॥ ૩॥

પત્યુર્બલં શરાસારૈશ્છન્નં વીક્ષ્ય સુમધ્યમા ।
સવ્રીડમૈક્ષત્તદ્વક્ત્રં ભયવિહ્વલલોચના ॥ ૪॥

પ્રહસ્ય ભગવાનાહ મા સ્મ ભૈર્વામલોચને ।
વિનઙ્ક્ષ્યત્યધુનૈવૈતત્ તાવકૈઃ શાત્રવં બલમ્ ॥ ૫॥

તેષાં તદ્વિક્રમં વીરા ગદસઙ્કર્ષણાદયઃ ।
અમૃષ્યમાણા નારાચૈર્જઘ્નુર્હયગજાન્ રથાન્ ॥ ૬॥

પેતુઃ શિરાંસિ રથિનામશ્વિનાં ગજિનાં ભુવિ ।
સકુણ્ડલકિરીટાનિ સોષ્ણીષાણિ ચ કોટિશઃ ॥ ૭॥

હસ્તાઃ સાસિગદેષ્વાસાઃ કરભા ઊરવોઽઙ્ઘ્રયઃ ।
અશ્વાશ્વતરનાગોષ્ટ્રખરમર્ત્યશિરાંસિ ચ ॥ ૮॥

હન્યમાનબલાનીકા વૃષ્ણિભિર્જયકાઙ્ક્ષિભિઃ ।
રાજાનો વિમુખા જગ્મુર્જરાસન્ધપુરઃસરાઃ ॥ ૯॥

શિશુપાલં સમભ્યેત્ય હૃતદારમિવાતુરમ્ ।
નષ્ટત્વિષં ગતોત્સાહં શુષ્યદ્વદનમબ્રુવન્ ॥ ૧૦॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! આ પ્રમાણે કહેતા — સાંભળતા બધા જ રાજાઓ ક્રોધથી રાતા-પીળા થઈ ગયા અને બખ્તરો પહેરીને વાહનો પર બેસીને પોત-પોતાના સૈન્ય સાથે ધનુષ્ય લઈ-લઈને ભગવાન શ્રીકૃષ્ણની પાછળ દોડ્યા. ॥ ૧ ॥ રાજન્! જ્યારે યાદવ સેનાપતિઓએ જોયું કે, શત્રુઓની સેનાઓ અમારા ઉપર આક્રમણ કરવા આવી રહી છે ત્યારે તેમણે પણ પોત-પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો અને પાછા વળીને તેમની સામે ઊભા રહ્યા. ॥ ૨ ॥ જરાસંધની સેનાના સૈનિકો હાથી, ઘોડા અને રથ પર બેઠેલા હતા. તે બધા ધનુષ્ય-વિદ્યાના મર્મજ્ઞ હતા. તેઓ યાદવો પર એ રીતે બાણવૃષ્ટિ કરવા લાગ્યા જાણે મેઘો પર્વત પર મુશળધાર વૃષ્ટિ કરી રહ્યા હોય! ॥ ૩ ॥ પરમ સુંદરી રુક્મિણીજીએ જોયું કે, શ્રીકૃષ્ણનું સૈન્ય બાણવૃષ્ટિથી ઢંકાઈ ગયું છે ત્યારે તેમણે લજ્જાસહિત ભયભીત નેત્રોથી ભગવાન શ્રીકૃષ્ણના મુખ સામે જોયું. ॥ ૪ ॥ ભગવાને હસીને કહ્યું — 'સુંદરી! ગભરાઓ નહીં. તમારી સેના તમારા શત્રુસૈન્યનો હમણાં જ નાશ કરી નાખશે.' ॥ ૫ ॥ આ બાજુ ગદ અને સંકર્ષણ વગેરે યાદવવીરો પોતાના શત્રુઓનું પરાક્રમ વધારે સહી ન શક્યા. તેઓ પોતાનાં બાણોથી શત્રુસેનાના હાથી, ઘોડા અને રથોને છિન્ન-ભિન્ન કરવા લાગ્યા. ॥ ૬ ॥ તેમનાં બાણોથી રથ, ઘોડા, અને હાથીઓ પર બેઠેલા શત્રુસેનાના વીરોનાં કુંડળો, મુકુટો અને પાઘડીઓથી શોભતાં કરોડો મસ્તકો, તલવારો, ગદા અને ધનુષ્યો સાથેના હાથ, કાંડાં, સાથળો અને પેટ કપાઈ-કપાઈને પૃથ્વી પર પડવા લાગ્યાં. આ ઉપરાંત ઘોડા, ખચ્ચર, હાથી, ઊંટ, ગધેડાં અને સૈનિકોનાં માથાં પણ કપાઈ-કપાઈને રણભૂમિમાં પડવા લાગ્યાં. ॥ ૭-૮ ॥ છેવટે વિજયના સાચા અધિકારી યાદવો શત્રુઓની સેનાનો નાશ કરવા લાગ્યા ત્યારે જરાસંધ વગેરે બધા રાજાઓ યુદ્ધમાં પીઠ દેખાડીને ભાગી ગયા. ॥ ૯ ॥

ત્યાં શિશુપાલને પોતાની ભાવિ-પત્નીનું હરણ થવાથી મૃત્યુતુલ્ય પીડા થઈ. ન તો તેના હૃદયમાં ઉત્સાહ રહ્યો અને ન શરીર પર કાન્તિ. તેનું મોઢું સુકાતું હતું. તેની પાસે જઈને જરાસંધ ખરખરો કરતાં કહેવા લાગ્યો— ॥ ૧૦ ॥

[1]. મેઘાસ્તોયં યથાઽદ્રિષુ ।

ભો ભોઃ પુરુષશાર્દૂલ દૌર્મનસ્યમિદં ત્યજ ।
ન પ્રિયાપ્રિયયો રાજન્ નિષ્ઠા દેહિષુ દૃશ્યતે ॥ ૧૧॥

યથા દારુમયી યોષિન્નૃત્યતે કુહકેચ્છયા ।
એવમીશ્વરતન્ત્રોઽયમીહતે સુખદુઃખયોઃ ॥ ૧૨॥

શૌરેઃ સપ્તદશાહં વૈ સંયુગાનિ પરાજિતઃ ।
ત્રયોવિંશતિભિઃ સૈન્યૈર્જિગ્ય એકમહં પરમ્ ॥ ૧૩॥

તથાપ્યહં ન શોચામિ ન પ્રહૃષ્યામિ કર્હિચિત્ ।
કાલેન દૈવયુક્તેન જાનન્ વિદ્રાવિતં જગત્ ॥ ૧૪॥

અધુનાપિ વયં સર્વે વીરયૂથપયૂથપાઃ ।
પરાજિતાઃ ફલ્ગુતન્ત્રૈર્યદુભિઃ કૃષ્ણપાલિતૈઃ ॥ ૧૫॥

રિપવો જિગ્યુરધુના કાલ આત્માનુસારિણિ ।
તદા વયં વિજેષ્યામો યદા કાલઃ પ્રદક્ષિણઃ ॥ ૧૬॥

એવં પ્રબોધિતો મિત્રૈશ્ચૈદ્યોઽગાત્ સાનુગઃ પુરમ્ ।
હતશેષાઃ પુનસ્તેઽપિ યયુઃ સ્વં સ્વં પુરં નૃપાઃ ॥ ૧૭॥

રુક્મી તુ રાક્ષસોદ્વાહં કૃષ્ણદ્વિડસહન્ સ્વસુઃ ।
પૃષ્ઠતોઽન્વગમત્ કૃષ્ણમક્ષૌહિણ્યા વૃતો બલી ॥ ૧૮॥

રુક્મ્યમર્ષી સુસંરબ્ધઃ શૃણ્વતાં સર્વભૂભુજામ્ ।
પ્રતિજજ્ઞે મહાબાહુર્દંશિતઃ સશરાસનઃ ॥ ૧૯॥

અહત્વા સમરે કૃષ્ણમપ્રત્યૂહ્ય ચ રુક્મિણીમ્ ।
કુણ્ડિનં ન પ્રવેક્ષ્યામિ સત્યમેતદ્ બ્રવીમિ વઃ ॥ ૨૦॥

ઇત્યુક્ત્વા રથમારુહ્ય સારથિં પ્રાહ સત્વરઃ ।
ચોદયાશ્વાન્ યતઃ કૃષ્ણસ્તસ્ય મે સંયુગં ભવેત્ ॥ ૨૧॥

શિશુપાલજી! તમે તો એક શ્રેષ્ઠ પુરુષ છો, હવે ચિંતાને ત્યજી દો. કેમ કે, રાજન્! કોઈ પણ ઘટના હંમેશાં પોતાના મનને અનુકૂળ જ બને કે પ્રતિકૂળ જ બને એવું જીવનમાં જોવા મળતું નથી. ॥ ૧૧ ॥ જેમ કઠપૂતળી તેના નચાવનારાના ઇશારે નાચે છે, તે જ પ્રમાણે આ જીવ પણ ભગવદ્દઇચ્છાને આધીન રહીને સુખ-દુઃખ માટે યથાશક્તિ ચેષ્ટા કરે છે. ॥ ૧૨ ॥ જુઓ, શ્રીકૃષ્ણે મને તેવીસ-તેવીસ અક્ષૌહિણી સેના સાથે સત્તર વાર હરાવ્યો, મેં માત્ર એકવાર (અઢારમી વાર) તેના પર વિજય પ્રાપ્ત કર્યો. ॥ ૧૩ ॥ તેમ છતાં આ સંબંધમાં હું ન તો ક્યારેય શોક કરું છું અને ન ક્યારેય હર્ષ; કેમ કે, હું જાણું છું કે પ્રારબ્ધ અનુસાર કાળ ભગવાન જ આ ચરાચર જગતને વશમાં રાખે છે. ॥ ૧૪ ॥ એમાં શંકા નથી કે, આપણે બધા મોટા-મોટા વીર સેનાપતિઓના નાયક હોવા છતાં આ વખતે શ્રીકૃષ્ણ દ્વારા સુરક્ષિત એવી યાદવોની નાની-સરખી સેનાએ આપણને હરાવી દીધા. ॥ ૧૫ ॥ આ વખતે આપણા શત્રુઓનો જ વિજય થયો. કેમકે, કાળ તેમને અનુકૂળ હતો. જ્યારે કાળ આપણા માટે અનુકૂળ થશે ત્યારે આપણે પણ તેમને જીતી લઈશું.' ॥ ૧૬ ॥ પરીક્ષિત! જ્યારે મિત્રોએ આ પ્રમાણે સમજાવ્યો ત્યારે ચેદિરાજ શિશુપાલ પોતાના અનુયાયીઓ સાથે પોતાની રાજધાની જવા રવાના થઈ ગયો. અને તેના મિત્ર રાજાઓ પણ, જે મૃત્યુમાંથી ઊગરી ગયા હતા, પોતાના વતન જવા નીકળી ગયા. ॥ ૧૭ ॥

રુક્મિણીજીનો મોટો ભાઈ રુક્મી ભગવાન શ્રીકૃષ્ણ સાથે બહુ દ્વેષ રાખતો હતો. તેને આ વાત બિલકુલ સહન ન થઈ કે – મારી બહેનનું શ્રીકૃષ્ણ હરણ કરી લઈ જાય અને રાક્ષસવિધિથી બળપૂર્વક તેની સાથે લગ્ન કરે. રુક્મી બળવાન તો હતો જ. તેણે એક અક્ષૌહિણી સેના સાથે લઈને શ્રીકૃષ્ણનો પીછો કર્યો. ॥ ૧૮ ॥ મહાબાહુ રુક્મી ક્રોધથી બળી રહ્યો હતો. તેણે કવચ પહેરીને, ધનુષ્ય ધારણ કરીને બધા રાજાઓની સામે પ્રતિજ્ઞા કરી કે - ॥ ૧૯ ॥ 'હું તમારા બધાની વચ્ચે પ્રતિજ્ઞા કરું છું કે, જો હું યુદ્ધમાં શ્રીકૃષ્ણને મારી ન શક્યો અને મારી બહેન રુક્મિણીને પાછી ન લાવી શક્યો તો મારી રાજધાની કુણ્ડિનપુરમાં પ્રવેશ નહીં કરું.' ॥ ૨૦ ॥ પરીક્ષિત! આવું કહીને તે રથ પર બેસી ગયો અને સારથિને કહ્યું – 'જ્યાં કૃષ્ણ હોય ત્યાં તુરંત મારો રથ લઈ જા. આજે મારું તેની સાથે યુદ્ધ થશે. ॥ ૨૧ ॥

અદ્યાહં નિશિતૈર્બાણૈર્ગોપાલસ્ય સુદુર્મતેઃ ।
નેષ્યે વીર્યમદં યેન સ્વસા મે પ્રસભં હૃતા ॥ ૨૨॥

વિકત્થમાનઃ કુમતિરીશ્વરસ્યાપ્રમાણવિત્ ।
રથેનૈકેન ગોવિન્દં તિષ્ઠ તિષ્ઠેત્યથાહ્વયત્[1] ॥ ૨૩॥

ધનુર્વિકૃષ્ય સુદૃઢં જઘ્ને કૃષ્ણં ત્રિભિઃ શરૈઃ ।
આહ ચાત્ર ક્ષણં તિષ્ઠ યદૂનાં કુલપાંસન ॥ ૨૪॥

કુત્ર યાસિ સ્વસારં મે મુષિત્વા ધ્વાઙ્ક્ષવદ્ધવિઃ ।
હરિષ્યેઽદ્ય મદં મન્દ માયિનઃ કૂટયોધિનઃ ॥ ૨૫॥

યાવન્ન મે હતો બાણૈઃ શયીથા મુઞ્ચ દારિકામ્ ।
સ્મયન્ કૃષ્ણો ધનુશ્છિત્ત્વા ષડ્ભિર્વિવ્યાધ રુક્મિણમ્ ॥ ૨૬॥

અષ્ટભિશ્ચતુરો વાહાન્ દ્વાભ્યાં સૂતં ધ્વજં ત્રિભિઃ ।
સ ચાન્યદ્ ધનુરાદાય કૃષ્ણં વિવ્યાધ પઞ્ચભિઃ ॥ ૨૭॥

તૈસ્તાડિતઃ શરૌઘૈસ્તુ ચિચ્છેદ ધનુરચ્યુતઃ ।
પુનરન્યદુપાદત્ત તદપ્યચ્છિનદવ્યયઃ[2] ॥ ૨૮॥

પરિઘં પટ્ટિશં શૂલં ચર્માસી[3] શક્તિતોમરૌ ।
યદ્ યદાયુધમાદત્ત[4] તત્ સર્વં સોઽચ્છિનદ્ધરિઃ ॥ ૨૯॥

તતો રથાદવપ્લુત્ય ખડ્ગપાણિર્જિઘાંસયા ।
કૃષ્ણમભ્યદ્રવત્ ક્રુદ્ધઃ પતઙ્ગ ઈવ પાવકમ્ ॥ ૩૦॥

તસ્ય ચાપતતઃ ખડ્ગં તિલશશ્ચર્મ ચેષુભિઃ ।
છિત્ત્વાઽસિમાદદે તિગ્મં રુક્મિણં હન્તુમુદ્યતઃ ॥ ૩૧॥

દૃષ્ટ્વા ભ્રાતૃવધોદ્યોગં રુક્મિણી ભયવિહ્વલા ।
પતિત્વા પાદયોર્ભર્તુરુવાચ કરુણં સતી ॥ ૩૨॥

આજે હું મારાં તીક્ષ્ણ બાણોથી તે દુર્બુદ્ધિ ગોવાળિયાના બળ-પરાક્રમના ચૂરેચૂરા કરી દઈશ. તેની હિંમત તો જુઓ! તે અમારી બહેનને બળપૂર્વક હરી ગયો.' ॥ ૨૨ ॥ પરીક્ષિત! રુક્મીની બુદ્ધિ મારી ગઈ હતી. તે ભગવાનના તેજ-પ્રભાવને બિલકુલ જાણતો ન હતો. તેથી આ પ્રમાણે ગાંડી-ઘેલી વાતો કરતો રહીને તે એક જ રથ લઈને શ્રીકૃષ્ણની પાસે પહોંચી ગયો અને 'ઊભો રહે, ઊભો રહે' એમ બૂમો પાડી શ્રીકૃષ્ણને લલકારવા લાગ્યો. ॥ ૨૩ ॥ તેણે પોતાના ધનુષ્યને બળપૂર્વક ખેંચીને ભગવાન શ્રીકૃષ્ણને ત્રણ બાણ માર્યાં અને કહ્યું – 'એક ક્ષણ મારી સામે ઊભો રહે! યાદવોના કુળ-કલંક! જેમ કાગડો હવનની સામગ્રી ચોરીને ઊડી જાય, તે જ રીતે તું મારી બહેનને ચોરીને ક્યાં ભાગી જઈ રહ્યો છે? અરે મૂર્ખ! તું મોટો માયાવી અને કપટયુદ્ધમાં નિપુણ છે. આજે હું તારું બધું અભિમાન ઉતારી નાખું છું. ॥ ૨૪-૨૫ ॥ જો, મારાં બાણ તને ધરતી પર પોઢાડી દે, તેની પહેલાં જ આ છોકરીને મૂકીને નાસી જા.' રુક્મીની વાત સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણ હસવા લાગ્યા. ભગવાને તુરત જ રુક્મીનું ધનુષ્ય કાપી નાખ્યું અને તેના પર છ બાણ છોડ્યાં. ॥ ૨૬ ॥ સાથે-સાથે ભગવાન શ્રીકૃષ્ણે આઠ બાણ તેના ચાર ઘોડા ઉપર અને બે સારથિ પર છોડ્યાં અને ત્રણ બાણોથી તેના રથની ધજાને કાપી નાખી. ત્યારે રુક્મીએ બીજું ધનુષ્ય ઉઠાવ્યું અને ભગવાન શ્રીકૃષ્ણને પાંચ બાણ માર્યાં. ॥ ૨૭ ॥ તે બાણ વાગતાં ભગવાને તેનું તે ધનુષ્ય પણ કાપી નાખ્યું. રુક્મીએ ત્યાર પછી એક બીજું ધનુષ્ય લીધું, પરંતુ હાથમાં લેતાં જ અવિનાશી અચ્યુતે તેને પણ કાપી નાખ્યું. ॥ ૨૮ ॥ આ પ્રમાણે રુક્મીએ પરીઘ, પટ્ટિશ, ભાલો, ઢાલ, તલવાર, શક્તિ અને તોમર – જેટલાં અસ્ત્ર-શસ્ત્ર ઉઠાવ્યાં તે બધાંને ભગવાને પ્રહાર કરતાં પહેલાં જ કાપી નાખ્યાં. ॥ ૨૯ ॥ હવે રુક્મી ક્રોધપૂર્વક હાથમાં તલવાર લઈને ભગવાન શ્રીકૃષ્ણનો વધ કરવાની ઈચ્છાથી રથમાંથી કૂદી પડ્યો અને એ રીતે તેમની તરફ દોડ્યો, જેમ પતંગિયું અગ્નિમાં ભસ્મ થવા દોડે છે. ॥ ૩૦ ॥ જ્યારે ભગવાને જોયું કે રુક્મી મારા પર વાર કરવા ઈચ્છે છે ત્યારે તેમણે પોતાનાં બાણોથી તેની ઢાલ-તલવારના તલ-તલ જેવડા ટુકડા કરી નાખ્યા અને તેનો વધ કરવા માટે હાથમાં તીક્ષ્ણ તલવાર ઉઠાવી. ॥ ૩૧ ॥ જ્યારે રુક્મિણીજીએ જોયું કે આ તો મારા ભાઈને હમણાં મારી નાખશે, ત્યારે તે ભયથી વિહ્વળ થઈ પોતાના પ્રિયતમ પતિ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં પડીને કરુણ-સ્વરે બોલ્યાં– ॥ ૩૨ ॥

૧. તિષ્ઠેતિ ચ બ્રુવન્ । ૨. ૦દચ્યુતઃ । ૩. ચર્માસિશક્તિતોમરાન્ । ૪. યદ્ યદાયુધમાદધ્યાત્ તત્તદચ્છિનદચ્યુતઃ ।

યોગેશ્વરાપ્રમેયાત્મન્ દેવદેવ જગત્પતે ।
હન્તું નાર્હસિ કલ્યાણ ભ્રાતરં મે મહાભુજ ॥ ૩૩॥

શ્રીશુક ઉવાચ[૧]

તયા પરિત્રાસવિકમ્પિતાઙ્ગયા
શુચાવશુષ્યન્મુખરુદ્ધકણ્ઠયા ।
કાતર્યવિસ્રંસિતહેમમાલયા
ગૃહીતપાદઃ કરુણો ન્યવર્તત ॥ ૩૪॥

ચૈલેન બદ્ધ્વા તમસાધુકારિણં
સશ્મશ્રુકેશં પ્રવપન્ વ્યરૂપયત્ ।
તાવન્મમર્દુઃ પરસૈન્યમદ્ભુતં
યદુપ્રવીરા નલિનીં યથા ગજાઃ ॥ ૩૫॥

કૃષ્ણાન્તિકમુપવ્રજ્ય દદૃશુસ્તત્ર રુક્મિણમ્ ।
તથાભૂતં હતપ્રાયં દૃષ્ટ્વા સઙ્કર્ષણો વિભુઃ ।
વિમુચ્ય બદ્ધં કરુણો ભગવાન્ કૃષ્ણમબ્રવીત્ ॥ ૩૬॥

અસાધ્વિદં ત્વયા કૃષ્ણ કૃતમસ્મજ્જુગુપ્સિતમ્ ।
વપનં શ્મશ્રુકેશાનાં વૈરૂપ્યં સુહૃદો વધઃ ॥ ૩૭॥

મૈવાસ્માન્ સાધ્વ્યસૂયેથા ભ્રાતુર્વૈરૂપ્યચિન્તયા ।
સુખદુઃખદો ન ચાન્યોઽસ્તિ યતઃ સ્વકૃતભુક્ પુમાન્ ॥ ૩૮॥

બન્ધુર્વધાર્હદોષોઽપિ ન બન્ધોર્વધમર્હતિ ।
ત્યાજ્યઃ સ્વેનૈવ દોષેણ હતઃ કિં હન્યતે પુનઃ ॥ ૩૯॥

ક્ષત્રિયાણામયં ધર્મઃ પ્રજાપતિવિનિર્મિતઃ ।
ભ્રાતાપિ ભ્રાતરં હન્યાદ્ યેન ઘોરતરસ્તતઃ ॥ ૪૦॥

રાજ્યસ્ય ભૂમેર્વિત્તસ્ય સ્ત્રિયો[૨] માનસ્ય તેજસઃ ।
માનિનોઽન્યસ્ય વા હેતોઃ શ્રીમદાન્ધાઃ ક્ષિપન્તિ હિ ॥ ૪૧॥

'દેવતાઓના પણ આરાધ્ય દેવ! જગત્પતે! આપ યોગેશ્વર છો. આપના સ્વરૂપને અને ઇચ્છાઓને કોઈ જાણી શકતું નથી. આપ પરમ બળવાન છો, પરંતુ કલ્યાણસ્વરૂપ પણ છો. પ્રભુ! મારા ભાઈને મારવો એ આપને માટે યોગ્ય નથી.' ॥ ૩૩ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — રુક્મિણીજીનું એક-એક અંગ ભયથી ધ્રૂજી રહ્યું હતું. અતિશય શોકને લીધે મોઢું સુકાઈ ગયું હતું, ગળું રુંધાઈ ગયું હતું. વ્યાકુળતાને લીધે તેમના કંઠમાંથી સોનાની માળા સરી પડી હતી અને આ જ સ્થિતિમાં તેઓએ ભગવાનના ચરણ પકડી લીધા. ત્યારે પરમ દયાળુ ભગવાન તેમને ભયભીત જોઈને કરુણાથી ભીંજાઈ ગયા. તેમણે રુક્મીને મારી નાખવાનો વિચાર છોડી દીધો. ॥ ૩૪ ॥ તેમ છતાં રુક્મી ભગવાનનું અનિષ્ટ કરવાની ચેષ્ટાથી અટક્યો નહીં. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તેને તેના જ ઉપવસ્ત્રથી બાંધી દીધો તથા તેની દાઢી, મૂછ તથા માથાના કેશ મૂંડીને તેને કુરૂપ બનાવી દીધો. ત્યાં સુધીમાં યાદવસેનાએ — જેમ હાથી કમળના વનને છૂંદી નાખે તેમ—શત્રુની સેનાને છૂંદી નાખી. ॥ ૩૫ ॥ પછી તે યાદવ યોદ્ધાઓ શ્રીકૃષ્ણની પાસે આવ્યા, ત્યારે જોયું કે, રુક્મી દુપટ્ટાથી બંધાયેલો લગભગ મરી ગયા જેવો પડ્યો છે. તેને જોઈને સર્વશક્તિમાન ભગવાન બલરામજીને બહુ દયા આવી અને તેમણે તેને છોડી દીધો અને શ્રીકૃષ્ણને કહ્યું— ॥ ૩૬ ॥ 'કૃષ્ણ! તમે આ સારું ન કર્યું. આવું નિંદિત કાર્ય આપણા માટે યોગ્ય નથી. આપણા સંબંધીની દાઢી-મૂછ મૂંડીને તેને કુરૂપ કરી દેવો એ તો એક પ્રકારે વધ કર્યા જેવું જ છે.' ॥ ૩૭ ॥ ત્યારબાદ બલરામજીએ રુક્મિણીને સંબોધીને કહ્યું — 'સાધ્વી! તમારા ભાઈનું રૂપ વિકૃત કરી દેવામાં આવ્યું છે, આવું વિચારીને અમારા પર ખોટું લગાડશો નહીં. કારણ કે, જીવને સુખ-દુઃખ આપનાર બીજું કોઈ નથી. તેને તો પોતાનાં જ કર્મોનાં ફળ ભોગવવાં પડે છે.' ॥ ૩૮ ॥ હવે શ્રીકૃષ્ણને કહ્યું — 'કૃષ્ણ! જો આપણો સગો-સંબંધી વધ કરવા યોગ્ય અપરાધ કરે તો પણ તેને આપણા દ્વારા મારી નાખવો યોગ્ય નથી. તેને છોડી દેવો જોઈએ. તે તો પોતાના અપરાધથી જ મરાઈ ચૂક્યો છે, મરેલાને ફરી શું મારવો?' ॥ ૩૯ ॥ પછી રુક્મિણીજીને કહ્યું— 'સાધ્વી! બ્રહ્માજીએ ક્ષત્રિયોનો ધર્મ એવો બનાવ્યો છે, કે સગો ભાઈ પણ પોતાના ભાઈને મારી નાંખે છે, તેથી આ ક્ષાત્રધર્મ અત્યંત ભયંકર છે.' ॥ ૪૦ ॥ ત્યાર પછી શ્રીકૃષ્ણને કહ્યું — 'ભાઈ કૃષ્ણ! એ બરાબર છે કે જે લોકો સંપત્તિના મદમાં આંધળા બની ગયા છે અને અભિમાની છે, તેઓ રાજ્ય, પૃથ્વી, પૈસા, સ્ત્રી, માન, પરાક્રમ અથવા કોઈ પણ કારણે પોતાના બંધુઓનો પણ તિરસ્કાર કર્યા કરે છે.' ॥ ૪૧ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. સ્ત્રિયો ।

તવેયં વિષમા બુદ્ધિઃ સર્વભૂતેષુ દુર્હદામ્ ।
યન્મન્યસે સદાઽભદ્રં સુહૃદાં ભદ્રમજ્ઞવત્ ॥ ૪૨॥

આત્મમોહો નૃણામેષ કલ્પ્યતે દેવમાયયા ।
સુહૃદ્ દુર્હૃદુદાસીન ઇતિ દેહાત્મમાનિનામ્ ॥ ૪૩॥

એક એવ પરો હ્યાત્મા સર્વેષામપિ દેહિનામ્ ।
નાનેવ ગૃહ્યતે મૂઢૈર્યથા જ્યોતિર્યથા નભઃ ॥ ૪૪॥

દેહ આદ્યન્તવાનેષ દ્રવ્યપ્રાણગુણાત્મકઃ ।
આત્મન્યવિદ્યયા ક્લૃપ્તઃ સંસારયતિ દેહિનમ્ ॥ ૪૫॥

નાત્મનોઽન્યેન સંયોગો વિયોગશ્ચાસતઃ સતિ ।
તદ્ધેતુત્વાત્તત્પ્રસિદ્ધેર્દૃગ્રૂપાભ્યાં યથા રવેઃ ॥ ૪૬॥

જન્માદયસ્તુ દેહસ્ય વિક્રિયા નાત્મનઃ ક્વચિત્ ।
કલાનામિવ નૈવેન્દોર્મૃતિર્હ્યસ્ય કુહૂરિવ ॥ ૪૭॥

યથા શયાન આત્માનં વિષયાન્ ફલમેવ ચ ।
અનુભુઙ્ક્તેઽપ્યસત્યર્થે તથાઽઽપ્નોત્યબુધો ભવમ્ ॥ ૪૮॥

તસ્માદજ્ઞાનજં શોકમાત્મશોષવિમોહનમ્ ।
તત્ત્વજ્ઞાનેન નિર્હૃત્ય સ્વસ્થા ભવ શુચિસ્મિતે ॥ ૪૯॥

શ્રીશુક ઉવાચ

એવં ભગવતા તન્વી રામેણ પ્રતિબોધિતા ।
વૈમનસ્યં પરિત્યજ્ય મનો બુદ્ધ્યા સમાદધે ॥ ૫૦॥

પ્રાણાવશેષ ઉત્સૃષ્ટો દ્વિડ્ભિર્હતબલપ્રભઃ ।
સ્મરન્ વિરૂપકરણં વિતથાત્મમનોરથઃ ॥ ૫૧॥

હવે તેઓ રુક્મિણીજીને કહેવા લાગ્યા – 'સાધ્વી! તમારા ભાઈ-બંધુઓ સમસ્ત પ્રાણીઓ પ્રત્યે દુર્ભાવ રાખે છે. અમે તેમના કલ્યાણ માટે જ તેમને યોગ્ય દંડ આપ્યો છે. તેને તમે અજ્ઞાનીઓની જેમ અમંગલ માની રહ્યાં છો, આ તમારી બુદ્ધિની વિષમતા છે. ॥ ૪૨ ॥ દેવી! જે લોકો ભગવાનની માયાથી મોહિત થઈને શરીરને જ આત્મા માની લે છે, તેમને જ આવો આત્મમોહ થાય છે કે આ મિત્ર છે, આ શત્રુ છે અને આ નિષ્પક્ષ છે. ॥ ૪૩ ॥ સમસ્ત દેહધારીઓનો આત્મા એક જ છે અને કાર્ય-કારણથી, માયાથી તેનો કોઈ સંબંધ નથી. જલ અને ઘડા વગેરેમાં ઉપાધિભેદથી જેમ સૂર્ય, ચન્દ્રમા વગેરે પ્રકાશિત પદાર્થો અને આકાશ અલગ-અલગ દેખાય છે; પરંતુ છે એક જ, તે જ પ્રમાણે અજ્ઞાની લોકો શરીરના ભેદથી આત્માનો ભેદ માને છે. ॥ ૪૪ ॥ આ શરીર આદિ-અંતવાળું છે. પંચભૂત, પંચપ્રાણ, તન્માત્રા અને ત્રિગુણ જ આનું સ્વરૂપ છે. આત્મામાં તેના અજ્ઞાનથી જ આની કલ્પના કરવામાં આવી છે. અને તે કલ્પિત શરીરમાં હું અને મારાપણું જ તેને જન્મ-મૃત્યુના ચકરાવામાં લઈ જાય છે. ॥ ૪૫ ॥ સાધ્વી! નેત્ર અને રૂપ બન્ને સૂર્ય દ્વારા પ્રકાશિત થાય છે. સૂર્ય જ તેમનું કારણ છે. તેથી સૂર્યની સાથે નેત્ર અને રૂપનો ન તો ક્યારેય વિયોગ થાય છે કે ન સંયોગ. આ જ પ્રમાણે સમસ્ત સંસારની સત્તા આત્મસત્તાને કારણે જણાય છે, સમસ્ત સંસારનો પ્રકાશક આત્મા જ છે. પછી આત્માની સાથે બીજા અસત પદાર્થોનો સંયોગ અથવા વિયોગ થઈ જ કેવી રીતે શકે? ॥ ૪૬ ॥ જન્મ લેવો, રહેવું, વધવું, બદલાવું, ઘટવું અને મરી જવું આ બધા વિકારો શરીરના જ છે, આત્માના નથી. જેમ કૃષ્ણપક્ષમાં કલાઓનો જ ક્ષય થાય છે, ચન્દ્રમાનો નહીં, પરંતુ અમાસના દિવસે વ્યવહારમાં લોકો ચન્દ્રમાનો ક્ષય કહેતા – સાંભળતા હોય છે. તે જ પ્રમાણે જન્મ-મૃત્યુ વગેરે બધા વિકારો શરીરના જ હોય છે, પરંતુ લોકો તેને ભ્રમવશ પોતાના – પોતાના આત્માના માની લે છે. ॥ ૪૭ ॥ જેમ સૂતેલો પુરુષ (કોઈ પદાર્થ ન હોવા છતાં) સ્વપ્નમાં ભોક્તા, ભોગ્ય અને ભોગરૂપ ફળનો અનુભવ કરે છે, તે જ પ્રમાણે અજ્ઞાની લોકો મિથ્યા સંસાર-ચક્રનો અનુભવ કરે છે. ॥ ૪૮ ॥ તેથી સાધ્વી! અજ્ઞાનના કારણે થવાવાળા આ શોકને ત્યજી દો. આ શોક અંતઃકરણને શોષી લે છે, તેને મોહિત કરી દે છે. તેથી આને છોડીને તમે પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાઓ. ॥ ૪૯ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે બલરામજીએ આ પ્રમાણે સમજાવ્યાં, ત્યારે સુંદર અંગવાળાં રુક્મિણીજીએ પોતાના મનના શોકને દૂર કરી વિવેક-બુદ્ધિથી મનનું સમાધાન કર્યું. ॥ ૫૦ ॥ રુક્મીની સેના અને તેના પરાક્રમનો નાશ થઈ ચૂક્યો હતો. માત્ર પ્રાણ જ બચ્યા હતા. તેના ચિત્તના બધાં જ આશા-અરમાનો વ્યર્થ થઈ ચૂક્યાં હતાં અને શત્રુઓએ

ચક્રે ભોજકટં નામ નિવાસાય મહત્ પુરમ્ ।
અહત્વા દુર્મતિં કૃષ્ણમપ્રત્યૂહ્ય યવીયસીમ્ ।
કુણ્ડિનં ન પ્રવેક્ષ્યામીત્યુક્ત્વા તત્રાવસદ્ રુષા ॥ ૫૨॥

ભગવાન્ભીષ્મકસુતામેવં નિર્જિત્ય ભૂમિપાન્ ।
પુરમાનીય વિધિવદુપયેમે કુરૂદ્વહ ॥ ૫૩॥

તદા મહોત્સવો નૃણાં[1] યદુપુર્યાં ગૃહે ગૃહે ।
અભૂદનન્યભાવાનાં કૃષ્ણે યદુપતૌ નૃપ ॥ ૫૪॥

નરા નાર્યશ્ચ મુદિતાઃ પ્રમૃષ્ટમણિકુણ્ડલાઃ ।
પારિબર્હમુપાજહ્રુર્વરયોશ્ચિત્રવાસસોઃ ॥ ૫૫॥

સા વૃષ્ણિપુર્યુત્તભિતેન્દ્રકેતુભિ-
ર્વિચિત્રમાલ્યામ્બરરત્નતોરણૈઃ ।
બભૌ પ્રતિદ્વાર્યુપક્લૃપ્તમઙ્ગલૈ-
રાપૂર્ણકુમ્ભાગુરુધૂપદીપકૈઃ ॥ ૫૬॥

સિક્તમાર્ગા મદચ્યુદ્ભિરાહૂતપ્રેષ્ઠભૂભુજામ્ ।
ગજૈર્દ્વાસ્સુ પરામૃષ્ટરમ્ભાપૂગોપશોભિતા ॥ ૫૭॥

કુરુસૃઞ્જયકૈકેયવિદર્ભયદુકુન્તયઃ ।
મિથો મુમુદિરે તસ્મિન્ સમ્ભ્રમાત્ પરિધાવતામ્ ॥ ૫૮॥

રુક્મિણ્યા હરણં શ્રુત્વા ગીયમાનં તતસ્તતઃ ।
રાજાનો રાજકન્યાશ્ચ બભૂવુર્ભૃશવિસ્મિતાઃ ॥ ૫૯॥

દ્વારકાયામભૂદ્ રાજન્ મહામોદઃ પુરૌકસામ્ ।
રુક્મિણ્યા રમયોપેતં દૃષ્ટ્વા કૃષ્ણં શ્રિયઃ પતિમ્ ॥ ૬૦॥

અપમાનિત કરીને તેને છોડી દીધો હતો. તે પોતાને કુરૂપ કરી દીધો હોવાથી દુઃખદ સ્થિતિ ભૂલી શકતો ન હતો. ॥ ૫૧ ॥ તેથી તેણે પોતાને રહેવા માટે ભોજકટ નામની એક બહુ મોટી નગરી વસાવી. તેણે પહેલેથી એવી ક્રોધપૂર્વક પ્રતિજ્ઞા કરી હતી કે, 'દુર્બુદ્ધિ કૃષ્ણને માર્યા વિના અને પોતાની બહેનને પાછી લાવ્યા વિના હું કુણ્ડિનપુરમાં પ્રવેશ નહીં કરું.' તેથી તે ત્યાં જ રહ્યો. ॥ ૫૨ ॥

પરીક્ષિત! ભગવાન કૃષ્ણે આ પ્રમાણે બધા રાજાઓને જીતી લીધા અને વિદર્ભરાજકુમારી રુક્મિણીજીને દ્વારકા લાવીને તેમનું વિધિપૂર્વક પાણિગ્રહણ કર્યું. ॥ ૫૩ ॥ હે રાજન્! તે સમયે દ્વારકાપુરીમાં ઘેર-ઘેર ઉત્સવ થવા લાગ્યો. કેમ ન થાય, ત્યાંના બધા લોકોનો યદુપતિ શ્રીકૃષ્ણમાં અનન્ય પ્રેમ હતો. ॥ ૫૪ ॥ ત્યાંનાં બધાં સ્ત્રી-પુરુષોએ ઉજ્જ્વળ મણિજડિત કુંડળો અને જાત-જાતનાં સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં અને આનંદપૂર્વક વર-વધૂ શ્રીકૃષ્ણ અને રુક્મિણીજીને જુદી જુદી ભેટો આપતાં હતાં. ॥ ૫૫ ॥ તે સમયે દ્વારકાપુરીની શોભા પણ અપૂર્વ હતી. ક્યાંક મોટી-મોટી ધજાઓ ઊંચે સ્વર્ગને સ્પર્શતી હતી. ચિત્ર-વિચિત્ર માળાઓનાં, વસ્ત્રોનાં અને રત્નોનાં તોરણો મંગળવૃદ્ધિ કરી રહ્યાં હતાં. પ્રત્યેક દરવાજે મંગળ કળશો નિત્ય-મંગલની સાક્ષી પૂરતા હતા. જળથી ભરેલા કળશ તથા અગરના ધૂપ-દીપનાં દર્શન થતાં હતાં. જાણે આજે નગરી ઉલ્લાસમય બની હોય એમ લાગતું હતું. ॥ ૫૬ ॥ મિત્ર રાજાઓ ભગવાનના લગ્નમાં પધાર્યા હતા. હાથીઓના મદોથી માર્ગો સુગન્ધિત હતા. દ્વારે-દ્વારે કેળના સ્તંભો, રાજમાર્ગોની બન્ને હરોળમાં સોપારીનાં વૃક્ષો શોભી રહ્યાં હતાં. ॥ ૫૭ ॥ કુરુ, સૃંજય, કેકય, વિદર્ભ, યદુ, કુન્તિદેશના રાજાઓ પરસ્પરના વેર-ઝેર વિસરી દ્વારકા પધારી આનંદમાં અભિવૃદ્ધિ કરતા હતા. ॥ ૫૮ ॥ જ્યાં ત્યાં રુક્મિણી-હરણની જ ગાથા ગવાતી હતી. તે સાંભળીને અન્ય દેશોના રાજાઓ અને રાજકન્યાઓ અત્યંત વિસ્મિત થઈ ગયાં હતાં. ॥ ૫૯ ॥ મહારાજ! ભગવતી લક્ષ્મીજીને રુક્મિણીના રૂપમાં સાક્ષાત્ લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણની સાથે જોઈને દ્વારકાવાસી સ્ત્રી-પુરુષોને પરમ-આનંદ થયો. ॥ ૬૦ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે રુક્મિણ્યુદ્વાહે ચતુઃપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૪ ॥**

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત રુક્મિણીના વિવાહમાંનો ચોપનમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. રાજન્ । ૨. દશમસ્કન્ધે રુક્મિણ્યુદ્વાહોત્સવો નામ ચતુ૦ ।

# પંચાવનમો અધ્યાય

## પ્રદ્યુમ્નનો જન્મ અને શમ્બરાસુરનો વધ

*શ્રીશુક ઉવાચ*[1]

કામસ્તુ વાસુદેવાંશો દગ્ધઃ પ્રાગ્ રુદ્રમન્યુના ।
દેહોપપત્તયે ભૂયસ્તમેવ પ્રત્યપદ્યત ॥ ૧॥

સ એવ જાતો વૈદર્ભ્યાં કૃષ્ણવીર્યસમુદ્ભવઃ ।
પ્રદ્યુમ્ન ઇતિ વિખ્યાતઃ સર્વતોઽનવમઃ પિતુઃ ॥ ૨॥

તં શમ્બરઃ કામરૂપી હૃત્વા તોકમનિર્દશમ્ ।
સ વિદિત્વાઽઽત્મનઃશત્રું પ્રાસ્યોદન્વત્યગાદ્ ગૃહમ્ ॥ ૩॥

તં નિર્જગાર બલવાન્ મીનઃ[2] સોઽપ્યપરૈઃ સહ ।
વૃતો જાલેન મહતા ગૃહીતો મત્સ્યજીવિભિઃ ॥ ૪॥

તં શમ્બરાય કૈવર્તા ઉપાજહ્રુરુપાયનમ્ ।
સૂદા મહાનસં નીત્વાઽવદ્યન્ સ્વધિતિનાદ્ભુતમ્ ॥ ૫॥

દૃષ્ટ્વા તદુદરે બાલં માયાવત્યૈ ન્યવેદયન્ ।
નારદોઽકથયત્સર્વં તસ્યાઃ શઙ્કિતચેતસઃ ।
બાલસ્ય તત્ત્વમુત્પત્તિં મત્સ્યોદરનિવેશનમ્ ॥ ૬॥

સા ચ કામસ્ય વૈ પત્ની રતિર્નામ યશસ્વિની ।
પત્યુર્નિર્દગ્ધદેહસ્ય દેહોત્પત્તિં પ્રતીક્ષતી ॥ ૭॥

નિરૂપિતા શમ્બરેણ સા સૂપૌદનસાધને ।
કામદેવં શિશું બુદ્ધ્વા ચક્રે સ્નેહં તદાર્ભકે ॥ ૮॥

નાતિદીર્ઘેણ કાલેન સ કાર્ષ્ણી રૂઢયૌવનઃ ।
જનયામાસ નારીણાં વીક્ષન્તીનાં ચ વિભ્રમમ્ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! કામદેવ ભગવાન વાસુદેવના જ અંશ છે. તેઓ પહેલાં રુદ્રભગવાનના ક્રોધાગ્નિથી ભસ્મ થઈ ગયા હતા. હવે ફરી શરીરપ્રાપ્તિ માટે તેમણે પોતાના અંશી ભગવાન વાસુદેવનો જ આશ્રય લીધો. ॥ ૧ ॥ તે જ કામદેવ આ વખતે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા રુક્મિણીજીના ગર્ભથી ઉત્પન્ન થયા અને પ્રદ્યુમ્ન નામથી જગતમાં પ્રસિદ્ધ થયા. સૌન્દર્ય, પરાક્રમ, શીલ વગેરે સદ્ગુણોમાં તેઓ ભગવાન શ્રીકૃષ્ણથી કોઈ રીતે કમ ન હતા. ॥ ૨ ॥ બાળક પ્રદ્યુમ્ન હજી દશ દિવસના પણ થયા ન હતા કે કામરૂપી માયાવી શમ્બરાસુર વેશ બદલીને સૂતિકાગૃહમાંથી તેમને હરી લઈ ગયો અને સમુદ્રમાં ફેંકી દઈ પોતાને ઘેર આવી ગયો. તેને ખબર પડી ગઈ હતી કે આ પ્રદ્યુમ્ન મારો ભાવિ શત્રુ છે. ॥ ૩ ॥ સમુદ્રમાં પ્રદ્યુમ્નને એક મોટો મચ્છ ગળી ગયો. ત્યાર પછી માછીમારોએ પોતાની જાળમાં ફસાવીને બીજી માછલીઓ સાથે આ મોટા માછલાને પણ પકડી લીધો. ॥ ૪ ॥ અને તેમણે તે માછલાને લઈ જઈને શમ્બરાસુરને ભેટ આપી દીધો. શમ્બરાસુરનો રસોઈયો તે અદ્ભુત મચ્છને ઉઠાવીને રસોઈઘરમાં લઈ આવ્યો અને તેને ચીરવામાં આવ્યો. ॥ ૫ ॥ રસોઈયાએ મચ્છના પેટમાં બાળક જોઈને તેને શમ્બરાસુરની દાસી માયાવતીને આપી દીધો. માયાવતીના મનમાં શંકા ઉત્પન્ન થઈ. ત્યારે નારદજીએ આવીને કહ્યું કે આ 'કામદેવ' જ છે, શ્રીકૃષ્ણના પત્ની રુક્મિણીના ગર્ભથી તેની ઉત્પત્તિ થઈ છે અને માછલાના પેટમાં પ્રવેશ વગેરે બધી વાત કહી સંભળાવી. ॥ ૬ ॥ પરીક્ષિત! તે માયાવતી કામદેવની પત્ની યશસ્વી રતિ જ હતી. જે દિવસે ભગવાન શંકરના ક્રોધથી કામદેવનું શરીર ભસ્મ થઈ ગયું, તે દિવસથી તે તેમના સદેહે પુનઃ ઉત્પન્ન થવાની પ્રતીક્ષા કરી રહી હતી. ॥ ૭ ॥ તે જ રતિને શંબરાસુરે પોતાને ત્યાં દાળ-ભાત બનાવવાના કામ માટે રાખી હતી. જ્યારે તેને ખબર પડી કે આ બાળકના રૂપમાં મારા પતિ કામદેવ જ છે ત્યારે તે તેના પ્રતિ બહુ પ્રેમ કરવા લાગી. ॥ ૮ ॥ શ્રીકૃષ્ણકુમાર ભગવાન પ્રદ્યુમ્ન થોડા જ સમયમાં યુવાન થઈ ગયા. તેમનું રૂપ-લાવણ્ય એટલું અદ્ભુત હતું કે જે સ્ત્રીઓ તેમને જોતી તેમના મનમાં શૃંગાર-રસ ઉત્પન્ન થઈ જતો. ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. મત્સ્યઃ ।

સા તં પતિં પદ્મદલાયતેક્ષણં
પ્રલમ્બબાહું નરલોકસુન્દરમ્ ।
સવ્રીડહાસોત્તભિતભ્રુવેક્ષતી
પ્રીત્યોપતસ્થે રતિરઙ્ગ સૌરતૈઃ ॥ ૧૦॥

કમળની પાંખડી જેવાં કોમળ અને વિશાળ નેત્ર, ઘૂંટણો સુધી લાંબી ભુજાઓ અને મનુષ્યલોકમાં સૌથી સુંદર શરીર જોઈને રતિ લજ્જાયુક્ત હાસ્ય સાથે વાંકી ભ્રૂકુટિથી પ્રણયપૂર્વક ભાવો વ્યક્ત કરતી રહીને તેમની સેવામાં મગ્ન રહેતી હતી. ॥ ૧૦ ॥

તામાહ ભગવાન્ કાર્ષ્ણિર્માતસ્તે મતિરન્યથા ।
માતૃભાવમતિક્રમ્ય વર્તસે કામિની યથા ॥ ૧૧॥

શ્રીકૃષ્ણકુમાર ભગવાન પ્રદ્યુમ્ને તેના ભાવોમાં પરિવર્તન જોઈને કહ્યું – 'દેવી! તમે તો મારી મા સમાન છો. તમારી બુદ્ધિ વિપરીત કેમ થઈ ગઈ? હું જોઉં છું કે તમે માનો ભાવ ત્યજીને પત્ની જેવો હાવ-ભાવ દેખાડી રહ્યાં છો.' ॥ ૧૧ ॥

રતિરુવાચ

ભવાન્ નારાયણસુતઃ શમ્બરેણાહૃતો ગૃહાત્ ।
અહં તેઽધિકૃતા પત્ની રતિઃ કામો ભવાન્પ્રભો ॥ ૧૨॥

રતિએ કહ્યું – 'પ્રભુ! તમે સ્વયં ભગવાન નારાયણના પુત્ર છો. શંબરાસુર તમને સૂતિકાગૃહમાંથી ચોરી લાવ્યો હતો. તમે મારા પતિ સ્વયં કામદેવ છો અને હું આપની હર-હંમેશની પત્ની રતિ છું. ॥ ૧૨ ॥

એષ ત્વાઽનિર્દશં સિન્ધાવક્ષિપચ્છમ્બરોઽસુરઃ ।
મત્સ્યોઽગ્રસીત્તદુદરાદિહ પ્રાપ્તો ભવાન્પ્રભો ॥ ૧૩॥

મારા સ્વામી! જ્યારે તમે દશ દિવસના પણ ન હતા, ત્યારે આ શંબરાસુરે તમારું હરણ કરીને તમને સમુદ્રમાં નાખી દીધા હતા. ત્યાં એક મચ્છ તમને ગળી ગયો અને તેના પેટમાંથી તમે અહીં મને પ્રાપ્ત થયા છો. ॥ ૧૩ ॥

તમિમં જહિ દુર્ધર્ષં દુર્જયં શત્રુમાત્મનઃ ।
માયાશતવિદં ત્વં ચ માયાભિર્મોહનાદિભિઃ ॥ ૧૪॥

આ શંબરાસુર અનેક પ્રકારની માયા જાણે છે. તેને પોતાના વશમાં કરવો અથવા જીતી લેવો બહુ કઠણ છે, તમે તમારા આ શત્રુનો મોહન વગેરે માયાઓ વડે નાશ કરો. ॥ ૧૪ ॥

પરિશોચતિ તે માતા કુરરીવ ગતપ્રજા ।
પુત્રસ્નેહાકુલા દીના વિવત્સા ગૌરિવાતુરા ॥ ૧૫॥

સ્વામી! પોતાનો પુત્ર (તમે) ખોવાઈ જવાથી તમારી માતા પુત્ર-સ્નેહથી વ્યાકુળ થઈ રહ્યાં છે. તેઓ વાત્સલ્ય-સ્નેહથી વ્યાકુળ બનીને રાત-દિવસ ચિંતા કરતાં રહે છે. તેઓ બચ્ચાં વિનાની ટિટોડી અને વાછરડા વિનાની ગાયની જેમ પુત્ર-સ્નેહથી વ્યાકુળ બની ગયાં છે.' ॥ ૧૫ ॥

પ્રભાષ્યૈવં દદૌ વિદ્યાં પ્રદ્યુમ્નાય મહાત્મને ।
માયાવતી મહામાયાં સર્વમાયાવિનાશિનીમ્ ॥ ૧૬॥

માયાવતી રતિએ આ પ્રમાણે કહીને પરમ શક્તિશાળી પ્રદ્યુમ્નને 'મહામાયા' નામની વિદ્યા આપી. આ વિદ્યા એવી છે, જે તમામ પ્રકારની માયાઓનો નાશ કરી દે છે. ॥ ૧૬ ॥

સ ચ શમ્બરમભ્યેત્ય સંયુગાય સમાહ્વયત્ ।
અવિષહ્યૈસ્તમાક્ષેપૈઃ ક્ષિપન્ સઞ્જનયન્ કલિમ્ ॥ ૧૭॥

હવે પ્રદ્યુમ્નજીએ શંબરાસુરની પાસે જઈને સહન ન થઈ શકે તેવાં વચનોથી કલહ પેદા કર્યો. તેઓ ઈચ્છતા હતા કે આ કોઈ રીતે ઝઘડો કરે. એટલું જ નહીં, તેમણે શંબરાસુરને યુદ્ધ માટે સ્પષ્ટરૂપે આમંત્રિત કર્યો. ॥ ૧૭ ॥

સોઽધિક્ષિપ્તો દુર્વચોભિઃ પાદાહત ઈવોરગઃ ।
નિશ્ચક્રામ ગદાપાણિરમર્ષાત્તામ્રલોચનઃ ॥ ૧૮॥

પ્રદ્યુમ્નજીનાં કટુવચનોના ઘાથી શંબરાસુર એવી રીતે છંછેડાઈ ગયો, જાણે કોઈએ ઝેરીલા સાપને પગથી લાત મારી હોય. તેની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ. તે હાથમાં ગદા લઈને બહાર નીકળ્યો. ॥ ૧૮ ॥

ગદામાવિધ્ય તરસા પ્રદ્યુમ્નાય મહાત્મને ।
પ્રક્ષિપ્ય વ્યનદન્નાદં વજ્રનિષ્પેષનિષ્ઠુરમ્ ॥ ૧૯॥

તેણે પોતાની ગદા બહુ જોરથી આકાશમાં ઘુમાવીને પ્રદ્યુમ્નજી ઉપર પ્રહાર કર્યો. ગદા મારતી વખતે તેણે વજ્રના કડાકા જેવી તીવ્ર ગર્જના કરી, જાણે વીજળી ત્રાટકી હોય. ॥ ૧૯ ॥

તામાપતન્તીં ભગવાન્પ્રદ્યુમ્નો ગદયા ગદામ્ ।
અપાસ્ય શત્રવે ક્રુદ્ધઃપ્રાહિણોત્ સ્વગદાં નૃપ[1] ॥ ૨૦॥

સ ચ માયાં સમાશ્રિત્ય દૈતેયીં મયદર્શિતામ્ ।
મુમુચેઽસ્ત્રમયં વર્ષં કાર્ષ્ણૌ વૈહાયસોઽસુરઃ ॥ ૨૧॥

બાધ્યમાનોઽસ્ત્રવર્ષેણ રૌક્મિણેયો મહારથઃ ।
સત્ત્વાત્મિકાં મહાવિદ્યાં સર્વમાયોપમર્દિનીમ્ ॥ ૨૨॥

તતો ગૌહ્યકગાન્ધર્વપૈશાચોરગરાક્ષસીઃ[2] ।
પ્રાયુઙ્‌ક્ત શતશો દૈત્યઃ કાર્ષ્ણિર્વ્યધમયત્ સ તાઃ ॥ ૨૩॥

નિશાતમસિમુદ્યમ્ય સકિરીટં સકુણ્ડલમ્ ।
શમ્બરસ્ય શિરઃ કાયાત્ તામ્રશ્મશ્ર્વોજસાઽહરત્ ॥ ૨૪॥

આકીર્યમાણો દિવિજૈઃ સ્તુવદ્ભિઃ કુસુમોત્કરૈઃ ।
ભાર્યયાઽમ્બરચારિણ્યા પુરં નીતો વિહાયસા ॥ ૨૫॥

અન્તઃપુરવરં રાજન્ લલનાશતસઙ્કુલમ્ ।
વિવેશ પત્ન્યા ગગનાદ્ વિદ્યુતેવ બલાહકઃ ॥ ૨૬॥

તં દૃષ્ટ્વા જલદશ્યામં પીતકૌશેયવાસસમ્ ।
પ્રલમ્બબાહું તામ્રાક્ષં સુસ્મિતં રુચિરાનનમ્ ॥ ૨૭॥

સ્વલઙ્કૃતમુખામ્ભોજં નીલવક્રાલકાલિભિઃ ।
કૃષ્ણં મત્વા સ્ત્રિયો હ્રીતા નિલિલ્યુસ્તત્ર તત્ર હ ॥ ૨૮॥

અવધાર્ય[3] શનૈરીષદ્વૈલક્ષણ્યેન યોષિતઃ ।
ઉપજગ્મુઃ પ્રમુદિતાઃ સસ્ત્રીરત્નં સુવિસ્મિતાઃ ॥ ૨૯॥

અથ તત્રાસિતાપાઙ્ગી વૈદર્ભી વલ્ગુભાષિણી ।
અસ્મરત્ સ્વસુતં નષ્ટં સ્નેહસ્નુતપયોધરા ॥ ૩૦॥

પરીક્ષિત! ભગવાન પ્રદ્યુમ્નજીએ જોયું કે તેની ગદા બહુ વેગથી મારી તરફ આવી રહી છે, ત્યારે તેમણે પોતાની ગદાના પ્રહારથી તેની ગદાને રોકી લીધી અને ક્રોધપૂર્વક પોતાની ગદા તેના પર ફેંકી. ॥ ૨૦ ॥ ત્યારે તે દૈત્ય મયાસુર પાસેથી શીખેલી આસુરી માયાનો આશ્રય લઈને આકાશમાં ચાલ્યો ગયો. અને ત્યાંથી પ્રદ્યુમ્નજી પર અસ્ત્ર-શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો. ॥ ૨૧ ॥ મહારથી પ્રદ્યુમ્નજી પર અનેક પ્રકારનાં અસ્ત્રોની વર્ષા કરીને જ્યારે તે તેમને પીડવા લાગ્યો ત્યારે પ્રદ્યુમ્નજીએ સમસ્ત માયાઓને શાંત કરનારી સત્ત્વમયી મહાવિદ્યાનો પ્રયોગ કર્યો. ॥ ૨૨ ॥ ત્યારબાદ શંબરાસુરે યક્ષ, ગન્ધર્વ, પિશાચ, નાગ અને રાક્ષસોની અનેક માયાઓનો પ્રયોગ કર્યો; પરંતુ શ્રીકૃષ્ણકુમાર પ્રદ્યુમ્નજીએ પોતાની મહાવિદ્યાથી તે બધી માયાઓનો નાશ કરી દીધો. ॥ ૨૩ ॥ ત્યાર પછી તેમણે એક તીક્ષ્ણ તલવાર ઉઠાવી અને શંબરાસુરનું મુકુટ અને કુંડળોથી સુશોભિત મસ્તક (જે લાલ-લાલ દાઢી-મૂછોથી અત્યંત ભયંકર લાગતું હતું) કાપીને ધડથી અલગ કરી દીધું. ॥ ૨૪ ॥ દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરીને સ્તુતિ કરવા લાગ્યા અને ત્યાર પછી માયાવતી રતિ, જે આકાશમાં પણ ચાલી શકતી હતી, પોતાના પતિ પ્રદ્યુમ્નજીને આકાશમાર્ગે દ્વારકાપુરીમાં લઈ ગઈ. ॥ ૨૫ ॥

પરીક્ષિત! આકાશમાં પોતાની ગોરી પત્ની સાથે શ્યામવર્ણના પ્રદ્યુમ્નજી વીજળી અને મેઘના જોડાની જેમ શોભી રહ્યા હતા. આ પ્રમાણે તેમણે સેંકડો સ્ત્રીઓના નિવાસસ્થાન એવા ભગવાનના તે ઉત્તમ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ॥ ૨૬ ॥ અંતઃપુરની સ્ત્રીઓએ જોયું કે, પ્રદ્યુમ્નજીનું શરીર વર્ષાકાલીન મેઘ જેવું શ્યામવર્ણ છે. રેશમી પીતાંબર ધારણ કરેલું છે. ઘૂંટણો સુધી લાંબી ભુજાઓ છે. કમળ જેવાં લાલ નેત્રો અને કાળા વાંકડિયા કેશોથી સુશોભિત સુંદર હાસ્યથી પ્રફુલ્લિત સુંદર મુખવાળા તે પ્રદ્યુમ્નજીને જોઈને બધી સ્ત્રીઓ તેમને શ્રીકૃષ્ણ સમજીને શરમાઈ ગઈ અને જ્યાં-ત્યાં છુપાઈ ગઈ. ॥ ૨૭-૨૮ ॥ પછી ધીરે-ધીરે તે સ્ત્રીઓને ખબર પડી ગઈ કે આ શ્રીકૃષ્ણ નથી, તેથી તેઓ ફરીથી ધીરે-ધીરે સૂક્ષ્મ નજરે જોવા લાગી. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપ, વય વગેરેમાં થોડી વિલક્ષણતા જોઈને તે અત્યંત આનંદિત અને વિસ્મયપૂર્વક આ શ્રેષ્ઠ દંપતી પાસે આવી ગઈ. ॥ ૨૯ ॥ પરીક્ષિત! સદા મધુરભાષી, શ્યામનયના રુક્મિણીજી ત્યાં આવી પહોંચ્યાં. આ નવા દંપતીને જોઈને તેમને તેમના ખોવાયેલા પુત્રનું સ્મરણ થઈ આવ્યું. વાત્સલ્ય-સ્નેહની વિપુલતાથી તેમના સ્તનોમાંથી દૂધ સ્રવવા લાગ્યું. ॥ ૩૦ ॥

૧. નદન્ । ૨. તતો મોહકરીં માયાં પિશાચોરગરક્ષસામ્ । ૩. ઉપધાર્ય ।

કો ન્વયં નરવૈદૂર્યઃ કસ્ય વા કમલેક્ષણઃ ।
ધૃતઃ કયા વા જઠરે કેયં લબ્ધા ત્વનેન વા ॥ ૩૧॥

મમ ચાપ્યાત્મજો નષ્ટો નીતો યઃ સૂતિકાગૃહાત્[1] ।
એતત્તુલ્યવયોરૂપો યદિ જીવતિ કુત્રચિત્ ॥ ૩૨॥

કથં ત્વનેન સમ્પ્રાપ્તં સારૂપ્યં શાર્ઙ્ગધન્વનઃ ।
આકૃત્યાઽવયવૈર્ગત્યા સ્વરહાસાવલોકનૈઃ ॥ ૩૩॥

સ એવ વા ભવેન્નૂનં યો મે ગર્ભે ધૃતોઽર્ભકઃ ।
અમુષ્મિન્ પ્રીતિરધિકા વામઃ સ્ફુરતિ મે ભુજઃ ॥ ૩૪॥

એવં મીમાંસમાનાયાં વૈદર્ભ્યાં દેવકીસુતઃ ।
દેવક્યાનકદુન્દુભ્યામુત્તમશ્લોક આગમત્ ॥ ૩૫॥

વિજ્ઞાતાર્થોઽપિ ભગવાંસ્તૂષ્ણીમાસ જનાર્દનઃ ।
નારદોઽકથયત્ સર્વં શમ્બરાહરણાદિકમ્ ॥ ૩૬॥

તચ્છ્રુત્વા મહદાશ્ચર્યં કૃષ્ણાન્તઃપુરયોષિતઃ ।
અભ્યનન્દન્ બહૂનબ્દાન્ નષ્ટં મૃતમિવાગતમ્ ॥ ૩૭॥

દેવકી વસુદેવશ્ચ કૃષ્ણરામૌ તથા સ્ત્રિયઃ ।
દમ્પતી તૌ પરિષ્વજ્ય રુક્મિણી ચ યયુર્મુદમ્ ॥ ૩૮॥

નષ્ટં પ્રદ્યુમ્નમાયાતમાકર્ણ્ય દ્વારકૌકસઃ ।
અહો મૃત ઈવાયાતો બાલો દિષ્ટ્યેતિ હાબ્રુવન્ ॥ ૩૯॥

યં વૈ મુહુઃ પિતૃસરૂપનિજેશભાવા-
સ્તન્માતરો યદભજન્ રહરૂઢભાવાઃ ।
ચિત્રં ન તત્ ખલુ રમાસ્પદબિમ્બબિમ્બે
કામે સ્મરેઽક્ષિવિષયે કિમુતાન્યનાર્યઃ ॥ ૪૦॥

રુક્મિણીજી વિચારવા લાગ્યાં – 'આ નરરત્ન કોણ છે? આ કમલનયન કોનો પુત્ર છે? કઈ ભાગ્યશાળી સ્ત્રીએ આને પોતાના ગર્ભમાં ધારણ કર્યો હશે? આને આ કોણ સૌભાગ્યવતી પત્ની પ્રાપ્ત થઈ છે? ॥ ૩૧ ॥ મારો પણ એક નાનકડો બાળક ખોવાઈ ગયો છે. ખબર નથી એને કોણ સૂતિકાગૃહમાંથી ઉઠાવી લઈ ગયું! જો તે ક્યાંક જીવતો-જાગતો હશે તો તેની ઉંમર તથા રૂપ પણ આના જેવું જ હશે. ॥ ૩૨ ॥ હું તો એ વાતથી પરેશાન છું કે, આને ભગવાન શ્યામસુંદર જેવું જ રૂપ, શરીરનો બાંધો, ચાલ, હાસ્ય, ચિતવન અને બોલ-ચાલ ક્યાંથી પ્રાપ્ત થયાં? ॥ ૩૩ ॥ માનો-ન-માનો, આ તે જ બાળક છે, જેને મેં મારા ઉદરમાં ધારણ કર્યો હતો; કેમકે, સ્વાભાવિક રીતે મારો સ્નેહ આના પ્રતિ ઊભરાઈ રહ્યો છે અને મારી વામ ભુજા પણ ફરકી રહી છે.' ॥ ૩૪ ॥

જે સમયે રુક્મિણીજી આવો વિચાર કરી રહ્યાં હતાં તે જ સમયે પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના માતા-પિતા દેવકી-વસુદેવજીની સાથે ત્યાં પધાર્યા. ॥ ૩૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણ બધું જાણતા હતા. પરંતુ તેઓ કાંઈ બોલ્યા નહીં, ચૂપચાપ ઊભા રહ્યા. એટલામાં જ દેવર્ષિ નારદજી ત્યાં આવી પહોંચ્યા અને તેમણે પ્રદ્યુમ્નજીને શંબરાસુરે હરી જવાની, સમુદ્રમાં ફેંકી દીધાની વગેરે જે-જે ઘટનાઓ બની હતી તે બધી કહી સંભળાવી. ॥ ૩૬ ॥ નારદજી દ્વારા આ અત્યંત આશ્ચર્યજનક ઘટના સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણના અંતઃપુરની સ્ત્રીઓ ચકિત થઈ ગઈ અને ઘણાં વર્ષોથી ખોવાઈ ગયા પછી પાછા આવેલા પ્રદ્યુમ્નજીનું એ રીતે અભિનંદન કરવા લાગી, જાણે કોઈ મૃત શરીરમાં પ્રાણ આવી ગયા હોય. ॥ ૩૭ ॥ દેવકીજી, વસુદેવજી, ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી, રુક્મિણીજી અને સ્ત્રીઓ – બધાં તે નવદંપતીને હૃદયે લગાડી અત્યંત આનંદિત થઈ ગયાં. ॥ ૩૮ ॥ જ્યારે દ્વારકાવાસી સ્ત્રી-પુરુષોને ખબર પડી કે ખોવાઈ ગયેલા પ્રદ્યુમ્નજી પાછા આવી ગયા છે ત્યારે તે પરસ્પર કહેવા લાગ્યાં – 'અહો, કેવા સૌભાગ્યની વાત છે કે આ બાળક જાણે મરીને પાછો આવ્યો.' ॥ ૩૯ ॥ પરીક્ષિત! પ્રદ્યુમ્નજીનાં રૂપ-રંગ ભગવાન શ્રીકૃષ્ણ સાથે એટલાં મળતાં આવતાં હતાં કે તેમને જોઈને તેમની માતાઓ પણ તેમને પોતાના પતિદેવ શ્રીકૃષ્ણ સમજીને મધુરભાવમાં મગ્ન થઈ જતી હતી. અને તેમની સામેથી ખસીને એકાંતમાં ચાલી જતી હતી! શ્રીનિકેતન ભગવાનના પ્રતિબિંબસ્વરૂપ કામાવતાર ભગવાન પ્રદ્યુમ્નને જોયા પછી આમ થવું એ કોઈ આશ્ચર્યની વાત નથી. પછી તેમને જોઈને બીજી સ્ત્રીઓની વિચિત્ર દશા થઈ જાય એમાં તો કહેવાનું જ શું છે. ॥ ૪૦ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે પ્રદ્યુમ્નોત્પત્તિનિરૂપણં નામ પઞ્ચપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૫ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત પ્રદ્યુમ્નની ઉત્પત્તિનું નિરૂપણ એ નામનો પંચાવનમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. સૂતિકાલયાત્ । ૨. દશમસ્કન્ધે શમ્બરવધઃ પઞ્ચ૦ ।

# છપ્પનમો અધ્યાય

## સ્યમન્તકમણિની કથા, જામ્બવતી અને સત્યભામા સાથે શ્રીકૃષ્ણના વિવાહ

શ્રીશુક ઉવાચ

સત્રાજિતઃ સ્વતનયાં કૃષ્ણાય કૃતકિલ્બિષઃ ।
સ્યમન્તકેન મણિના સ્વયમુદ્યમ્ય દત્તવાન્ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! સત્રાજિતે શ્રીકૃષ્ણ પર ખોટું કલંક લગાડ્યું હતું. પછી તે અપરાધના નિવારણ માટે તેણે પોતે સ્યમન્તકમણિ સહિત પોતાની કન્યા સત્યભામા ભગવાન શ્રીકૃષ્ણને આપી દીધી. ॥ ૧ ॥

રાજોવાચ

સત્રાજિતઃ કિમકરોદ્ બ્રહ્મન્ કૃષ્ણસ્ય કિલ્બિષમ્ ।
સ્યમન્તકઃ કુતસ્તસ્ય કસ્માદ્ દત્તા સુતા હરેઃ ॥ ૨॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! સત્રાજિતે ભગવાન શ્રીકૃષ્ણનો શો અપરાધ કર્યો હતો? તેને સ્યમન્તકમણિ ક્યાંથી મળ્યો? અને તેણે પોતાની કન્યા તેમને કેમ આપી? ॥ ૨ ॥

શ્રીશુક ઉવાચ

આસીત્ સત્રાજિતઃ સૂર્યો ભક્તસ્ય પરમઃ સખા ।
પ્રીતસ્તસ્મૈ મણિં પ્રાદાત્ સૂર્યસ્તુષ્ટઃ સ્યમન્તકમ્ ॥ ૩॥

સ તં બિભ્રન્ મણિં કણ્ઠે ભ્રાજમાનો યથા રવિઃ ।
પ્રવિષ્ટો દ્વારકાં રાજંસ્તેજસા નોપલક્ષિતઃ ॥ ૪॥

તં વિલોક્ય જના દૂરાત્તેજસા મુષ્ટદૃષ્ટયઃ ।
દીવ્યતેઽક્ષૈર્ભગવતે શશંસુઃ સૂર્યશઙ્કિતાઃ ॥ ૫॥

નારાયણ નમસ્તેઽસ્તુ શઙ્ખચક્રગદાધર ।
દામોદરારવિન્દાક્ષ ગોવિન્દ યદુનન્દન ॥ ૬॥

એષ આયાતિ સવિતા ત્વાં દિદૃક્ષુર્જગત્પતે ।
મુષ્ણન્ ગભસ્તિચક્રેણ નૃણાં ચક્ષૂંષિ તિગ્મગુઃ ॥ ૭॥

નન્વન્વિચ્છન્તિ તે માર્ગં ત્રિલોક્યાં વિબુધર્ષભાઃ ।
જ્ઞાત્વાઽદ્ય ગૂઢં યદુષુ દ્રષ્ટું ત્વાં યાત્યજઃ પ્રભો ॥ ૮॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! સત્રાજિત ભગવાન સૂર્યનો મહાન ભક્ત હતો. તેથી સૂર્યદેવ સત્રાજિતના પરમમિત્ર બની ગયા હતા. સૂર્યભગવાને જ પ્રસન્ન થઈને બહુ પ્રેમથી તેને સ્યમન્તકમણિ આપ્યો હતો. ॥ ૩ ॥ સત્રાજિતે તે મણિને ગળામાં પહેરતાં તે સૂર્યના જેવો ચમકવા લાગ્યો. પરીક્ષિત! જ્યારે સત્રાજિત દ્વારકામાં આવ્યો, ત્યારે અત્યંત તેજસ્વિતાને લીધે લોકો તેને ઓળખી ન શક્યા. ॥ ૪ ॥ દૂરથી જ તેને જોઈને લોકોની આંખો તેના તેજથી અંજાઈ ગઈ. લોકો સમજ્યા કે કદાચ સ્વયં સૂર્યભગવાન આવી રહ્યા છે. તે લોકોએ ભગવાન પાસે આવીને તેમને આ વાતની જાણ કરી. તે સમયે ભગવાન શ્રીકૃષ્ણ ચોસર રમી રહ્યા હતા. ॥ ૫ ॥ લોકોએ કહ્યું – 'શંખ-ચક્ર-ગદાધારી નારાયણ કમલનયન દામોદર! યાદવશ્રેષ્ઠ ગોવિંદ! આપને નમસ્કાર છે. ॥ ૬ ॥ જગદીશ્વર! જુઓ, પોતાના પ્રકાશમાન કિરણોથી લોકોની આંખોને આંજી દેતા પ્રચંડરશ્મિ ભગવાન સૂર્ય આપનાં દર્શન કરવા આવી રહ્યા છે. ॥ ૭ ॥ પ્રભુ! બધા શ્રેષ્ઠ દેવતાઓ ત્રિલોકમાં આપને પ્રાપ્ત કરવાનો માર્ગ શોધે છે, પરંતુ તે આપને પ્રાપ્ત કરી શકતા નથી. આજે આપને યદુવંશમાં છુપાયેલા જાણીને સ્વયં સૂર્યનારાયણ આપનાં દર્શન કરવા આવી રહ્યા છે.' ॥ ૮ ॥

*શ્રીશુક ઉવાચ*

નિશમ્ય બાલવચનં પ્રહસ્યામ્બુજલોચનઃ ।
પ્રાહ નાસૌ રવિર્દેવઃ સત્રાજિન્મણિના જ્વલન્ ॥ ૯॥

સત્રાજિત્ સ્વગૃહં શ્રીમત્ કૃતકૌતુકમઙ્ગલમ્ ।
પ્રવિશ્ય દેવસદને મણિં વિપ્રૈર્ન્યવેશયત્ ॥ ૧૦॥

દિને દિને સ્વર્ણભારાનષ્ટૌ સ સૃજતિ પ્રભો ।
દુર્ભિક્ષમાર્યરિષ્ટાનિ સર્પાધિવ્યાધયોઽશુભાઃ ।
ન સન્તિ માયિનસ્તત્ર યત્રાસ્તેઽભ્યર્ચિતો મણિઃ ॥ ૧૧॥

સ યાચિતો મણિં ક્વાપિ યદુરાજાય શૌરિણા ।
નૈવાર્થકામુકઃ પ્રાદાદ્ યાચ્ઞાભઙ્ગમતર્કયન્ ॥ ૧૨॥

તમેકદા મણિં કણ્ઠે પ્રતિમુચ્ય મહાપ્રભમ્ ।
પ્રસેનો હયમારુહ્ય મૃગયાં વ્યચરદ્ વને ॥ ૧૩॥

પ્રસેનં સહયં હત્વા મણિમાચ્છિદ્ય કેસરી ।
ગિરિં વિશઞ્જામ્બવતા નિહતો મણિમિચ્છતા ॥ ૧૪॥

સોઽપિ ચક્રે કુમારસ્ય મણિં ક્રીડનકં બિલે ।
અપશ્યન્ ભ્રાતરં ભ્રાતા સત્રાજિત્ પર્યતપ્યત ॥ ૧૫॥

પ્રાયઃ કૃષ્ણેન નિહતો મણિગ્રીવો વનં ગતઃ ।
ભ્રાતા મમેતિ તચ્છ્રુત્વા કર્ણે કર્ણેઽજપઞ્જનાઃ ॥ ૧૬॥

ભગવાંસ્તદુપશ્રુત્ય દુર્યશો લિપ્તમાત્મનિ ।
માર્ષ્ટું પ્રસેનપદવીમન્વપદ્યત નાગરૈઃ ॥ ૧૭॥

**શ્રીશુકદેવજી કહે છે –** પરીક્ષિત! અજાણ્યા લોકોની આ વાત સાંભળીને કમલનયન ભગવાન શ્રીકૃષ્ણ હસવા લાગ્યા. તેમણે કહ્યું – 'અરે, આ સૂર્યદેવ નથી. આ તો સત્રાજિત છે, જે મણિને લીધે આટલો પ્રકાશિત થઈ રહ્યો છે. ॥ ૯ ॥ ત્યારબાદ સત્રાજિત પોતાના સમૃદ્ધ ઘરમાં આવી ગયો. ઘરમાં તેના શુભાગમનના નિમિત્તે મંગલ ઉત્સવ મનાવાઈ રહ્યો હતો. તેણે બ્રાહ્મણો દ્વારા સ્યમન્તકમણિને એક દેવમંદિરમાં સ્થાપિત કરાવી દીધો. ॥ ૧૦ ॥ પરીક્ષિત! તે મણિ દરરોજ આઠ ભાર* સોનું આપતો હતો. અને જ્યાં પૂજાઈને રહેતો હતો ત્યાં દુકાળ, મરકી, અમંગળો, સર્પો, માનસિક પીડા, શારીરિક પીડા, અશુભો કે માયાવીઓ રહી શકતા ન હતા. ॥ ૧૧ ॥ એકવાર ભગવાન શ્રીકૃષ્ણે પ્રસંગવશ કહ્યું – 'સત્રાજિત! તમે તમારો મણિ રાજા ઉગ્રસેનને આપી દો.' પરંતુ તે એટલો અર્થલોલુપ–લોભી હતો કે ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન થશે, એનો વિચાર ન કરીને તેનો અસ્વીકાર કરી દીધો. ॥ ૧૨ ॥

એક દિવસ સત્રાજિતનો ભાઈ પ્રસેન તે પરમ પ્રકાશમાન મણિને પોતાના ગળામાં પહેરીને ઘોડા પર બેસી શિકાર કરવા વનમાં ચાલ્યો ગયો. ॥ ૧૩ ॥ ત્યાં એક સિંહે ઘોડાસહિત પ્રસેનને મારી નાખ્યો અને તે મણિને છીનવી લીધો. તે સિંહ હજી પર્વતની ગુફામાં પ્રવેશ કરી રહ્યો હતો, કે મણિને માટે ઋક્ષરાજ જામ્બવાને તે સિંહને મારી નાખ્યો. ॥ ૧૪ ॥ તેમણે તે મણિ પોતાની ગુફામાં લઈ જઈને છોકરાઓને રમવા માટે આપી દીધો. પોતાનો ભાઈ પ્રસેન ઘેર પાછો ન આવતાં સત્રાજિતને બહુ દુઃખ થયું. ॥ ૧૫ ॥ તે કહેવા લાગ્યો, સંભવ છે કે 'શ્રીકૃષ્ણે જ મારા ભાઈને મારી નાખ્યો હોય, કેમકે, તે મણિ પહેરીને વનમાં ગયો હતો.' સત્રાજિતની આ વાત સાંભળીને લોકો પરસ્પર આવી વાતો કરવા લાગ્યા. ॥ ૧૬ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે સાંભળ્યું કે, આ કલંક મારા ઉપર જ લગાડવામાં આવ્યું છે ત્યારે તેઓ તે કલંકને ધોઈ નાંખવાના બહાને નગરના થોડા સભ્ય પુરુષોને સાથે

---

* ભારનું માપ આ પ્રમાણે છે -

ચતુર્ભિર્વ્રીહિભિર્ગુઞ્જં ગુઞ્જાન્પઞ્ચ પણં પણાન્ ।
અષ્ટૌ ધરણમષ્ટૌ ચ કર્ષં તાંશ્ચતુરઃ પલમ્ ।
તુલાં પલશતં પ્રાહુર્ભારં સ્યાદ્વિંશતિસ્તુલાઃ ॥

ચાર વ્રીહિ (ડાંગર) બરાબર એક ગુંજા (ચણોઠી), પાંચ ગુંજાનો એક પણ, આઠ પણનો એક ધરણ, આઠ ધરણનો એક કર્ષ, ચાર કર્ષનો એક પલ, સો પલની એક તુલા અને વીસ તુલાનો એક ભાર.

હતં પ્રસેનમશ્વં ચ વીક્ષ્ય કેસરિણા વને ।
તં ચાદ્રિપૃષ્ઠે નિહતમૃક્ષેણ દદૃશુર્જનાઃ ॥ ૧૮॥

લઈને પ્રસેનને શોધવા માટે વનમાં ગયા. ॥ ૧૭ ॥ ત્યાં શોધતા-શોધતા લોકોએ જોયું કે, ઘોર જંગલમાં સિંહે પ્રસેનને અને તેના ઘોડાને મારી નાખ્યા છે. જ્યારે તે લોકો સિંહનાં પગચિહ્નો જોતાં-જોતાં આગળ વધ્યા, ત્યારે તે લોકોએ એ પણ જોયું કે પર્વત પર એક રીંછે સિંહને પણ મારી નાંખ્યો છે. ॥ ૧૮ ॥

ઋક્ષરાજબિલં ભીમમન્ધેન તમસાઽઽવૃતમ્ ।
એકો વિવેશ ભગવાનવસ્થાપ્ય બહિઃ પ્રજાઃ ॥ ૧૯॥

તત્ર દૃષ્ટ્વા મણિશ્રેષ્ઠં બાલક્રીડનકં કૃતમ્ ।
હર્તું કૃતમતિસ્તસ્મિન્નવતસ્થેઽર્ભકાન્તિકે ॥ ૨૦॥

ભગવાન શ્રીકૃષ્ણે બધા લોકોને બહાર બેસાડ્યા અને એકલા જ ઘોર અંધકારથી ભરેલી ઋક્ષરાજની ભયંકર ગુફામાં પ્રવેશ કર્યો. ॥ ૧૯ ॥ ભગવાને ત્યાં જઈને જોયું કે, શ્રેષ્ઠ મણિ સ્યમન્તકને બાળકોનું રમકડું બનાવી દીધો છે. તેઓ તે મણિને હરી લેવાના ઈરાદે તે બાળકો પાસે જઈને ઊભા રહ્યા. ॥ ૨૦ ॥

તમપૂર્વં નરં દૃષ્ટ્વા ધાત્રી ચુક્રોશ ભીતવત્ ।
તચ્છ્રુત્વાઽભ્યદ્રવત્ ક્રુદ્ધો જામ્બવાન્ બલિનાં વરઃ ॥ ૨૧॥

તે ગુફામાં એક અપરિચિત મનુષ્યને જોઈને બાળકોની ધાય ભયભીત થઈને બૂમો પાડવા લાગી. તેની બૂમો સાંભળીને પરમ બળવાન ઋક્ષરાજ જામ્બવાન ક્રોધિત થઈને ત્યાં દોડી આવ્યા. ॥ ૨૧ ॥ પરીક્ષિત! જામ્બવાન તે સમયે કોપાયમાન થઈ રહ્યા હતા. તેમને ભગવાનના મહિમા અને પ્રભાવની જાણ ન હતી. તેમણે ભગવાનને એક સાધારણ મનુષ્ય સમજ્યા અને તેઓ પોતાના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૨૨ ॥

સ વૈ ભગવતા તેન યુયુધે સ્વામિનાઽઽત્મનઃ ।
પુરુષં પ્રાકૃતં મત્વા કુપિતો નાનુભાવવિત્ ॥ ૨૨॥

દ્વન્દ્વયુદ્ધં સુતુમુલમુભયોર્વિજિગીષતોઃ ।
આયુધાશ્મદ્રુમૈર્દોર્ભિઃ ક્રવ્યાર્થે શ્યેનયોરિવ ॥ ૨૩॥

જે રીતે માંસ માટે બે બાજ-પક્ષી આપસમાં લડે, તે જ પ્રમાણે વિજયની અભિલાષા ધરાવતા શ્રીકૃષ્ણ અને જામ્બવાન એક-બીજા સાથે ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. પહેલાં તો તેમણે અસ્ત્ર-શસ્ત્રોનો પ્રહાર કર્યો, પછી શિલાઓનો, ત્યાર પછી તેઓ વૃક્ષો ઉપાડીને એક-બીજા પર ફેંકવા લાગ્યા. છેવટે તેમની વચ્ચે બાહુ-યુદ્ધ થયું. ॥ ૨૩ ॥ પરીક્ષિત! વજ્રપ્રહાર જેવા કઠોર મુક્કાઓથી બન્ને જણ પરસ્પર અઠ્ઠાવીશ દિવસ સુધી વિશ્રામ કર્યા વિના રાત-દિવસ લડતા રહ્યા. ॥ ૨૪ ॥

આસીત્તદષ્ટાવિંશાહમિતરેતરમુષ્ટિભિઃ ।
વજ્રનિષ્પેષપરુષૈરવિશ્રમમહર્નિશમ્ ॥ ૨૪॥

કૃષ્ણમુષ્ટિવિનિષ્પાતનિષ્પિષ્ટાઙ્ગોરુબન્ધનઃ ।
ક્ષીણસત્ત્વઃ સ્વિન્નગાત્રસ્તમાહાતીવ વિસ્મિતઃ ॥ ૨૫॥

છેવટે ભગવાન શ્રીકૃષ્ણના મુક્કાઓથી જામ્બવાનના શરીરના સાંધા ઢીલા થઈ ગયા. તેમનો ઉત્સાહ ભાંગી પડ્યો. શરીર પરસેવાથી લથપથ થઈ ગયું. ત્યારે તેમણે અત્યંત આશ્ચર્ય-ચકિત થઈને ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું – ॥ ૨૫ ॥ 'પ્રભુ! હું ઓળખી ગયો. આપ જ સમસ્ત પ્રાણીઓના સ્વામી, રક્ષક, પુરાણપુરુષ ભગવાન વિષ્ણુ છો! આપ જ બધાના પ્રાણ, ઇન્દ્રિયબળ, મનોબળ અને શરીરબળ છો. ॥ ૨૬ ॥ આપ વિશ્વના રચયિતા બ્રહ્મા વગેરેને પણ ઉત્પન્ન કરનાર છો. ઉત્પન્ન પદાર્થોમાં પણ સત્તારૂપે આપ જ બિરાજમાન છો. કાળના જેટલા પણ અવયવો છે, તેના નિયામક, પરમ કાળ આપ જ છો. અને શરીરભેદથી ભિન્ન-ભિન્ન પ્રતીત થતા અંતરાત્માઓના પરમ આત્મા પણ આપ જ છો. ॥ ૨૭ ॥

જાને ત્વાં સર્વભૂતાનાં પ્રાણ ઓજઃ સહો બલમ્ ।
વિષ્ણું પુરાણપુરુષં પ્રભવિષ્ણુમધીશ્વરમ્ ॥ ૨૬॥

ત્વં હિ વિશ્વસૃજાં સ્રષ્ટા સૃજ્યાનામપિ યચ્ચ સત્ ।
કાલઃ કલયતામીશઃ પર આત્મા તથાઽઽત્મનામ્ ॥ ૨૭॥

યસ્યેષદુત્કલિતરોષકટાક્ષમોક્ષૈ-
ર્વર્ત્માદિશત્ ક્ષુભિતનક્રતિમિઙ્ગિલોઽબ્ધિઃ ।
સેતુઃ કૃતઃ સ્વયશ ઉજ્જ્વલિતા ચ લઙ્કા
રક્ષઃશિરાંસિ ભુવિ પેતુરિષુક્ષતાનિ ॥ ૨૮॥

પ્રભુ! મને યાદ છે, આપે આપનાં નેત્રોમાં સ્હેજ ક્રોધનો ભાવ પ્રગટ કરી વક્ર દૃષ્ટિથી સમુદ્ર તરફ જોયું હતું ત્યારે સમુદ્રની અંદર રહેવાવાળા મોટા-મોટા મગરમચ્છો અને માછલાં વગેરે જળચર પ્રાણીઓ ખળભળી ઊઠ્યાં હતાં અને સમુદ્રએ આપને માર્ગ આપી દીધો હતો. ત્યારે આપે તેના પર સેતુ બાંધીને સુંદર

ઇતિ　 વિજ્ઞાતવિજ્ઞાનમૃક્ષરાજાનમચ્યુતઃ ।
વ્યાજહાર મહારાજ ભગવાન્ દેવકીસુતઃ ॥ ૨૯॥

અભિમૃશ્યારવિન્દાક્ષઃ પાણિના શઙ્કરેણ તમ્ ।
કૃપયા પરયા ભક્તં પ્રેમગમ્ભીરયા ગિરા ॥ ૩૦॥

મણિહેતોરિહ પ્રાપ્તા વયમૃક્ષપતે બિલમ્ ।
મિથ્યાભિશાપં પ્રમૃજન્નાત્મનો મણિનાઽમુના ॥ ૩૧॥

ઇત્યુક્તઃ સ્વાં દુહિતરં કન્યાં જામ્બવતીં મુદા ।
અર્હણાર્થં સ મણિના કૃષ્ણાયોપજહાર હ ॥ ૩૨॥

અદૃષ્ટ્વા નિર્ગમં શૌરેઃ પ્રવિષ્ટસ્ય બિલં જનાઃ ।
પ્રતીક્ષ્ય દ્વાદશાહાનિ દુઃખિતાઃ સ્વપુરં યયુઃ ॥ ૩૩॥

નિશમ્ય દેવકી દેવી રુક્મિણ્યાનકદુન્દુભિઃ ।
સુહૃદો જ્ઞાતયોઽશોચન્ બિલાત્ કૃષ્ણમનિર્ગતમ્ ॥ ૩૪॥

સત્રાજિતં શપન્તસ્તે દુઃખિતા દ્વારકૌકસઃ ।
ઉપતસ્થુર્મહામાયાં દુર્ગાં કૃષ્ણોપલબ્ધયે ॥ ૩૫॥

તેષાં તુ દેવ્યુપસ્થાનાત્ પ્રત્યાદિષ્ટાશિષા સ ચ ।
પ્રાદુર્બભૂવ સિદ્ધાર્થઃ સદારો હર્ષયન્ હરિઃ ॥ ૩૬॥

ઉપલભ્ય હૃષીકેશં મૃતં પુનરિવાગતમ્ ।
સહ પત્ન્યા મણિગ્રીવં સર્વે જાતમહોત્સવાઃ ॥ ૩૭॥

સત્રાજિતં સમાહૂય સભાયાં રાજસન્નિધૌ ।
પ્રાપ્તિં ચાખ્યાય ભગવાન્ મણિં તસ્મૈ ન્યવેદયત્ ॥ ૩૮॥

સ ચાતિવ્રીડિતો રત્નં ગૃહીત્વાઽવાઙ્મુખસ્તતઃ ।
અનુતપ્યમાનો[1] ભવનમગમત્ સ્વેન પાપ્મના ॥ ૩૯॥

પક્ષની સ્થાપના કરી તથા લંકાનો વિધ્વંસ કર્યો. આપના બાણોથી કપાઈ-કપાઈને રાક્ષસોનાં માથાં પૃથ્વી પર રખડતાં હતાં. (અવશ્ય, આપ મારા તે જ 'શ્રીરામજી' શ્રીકૃષ્ણના રૂપમાં આવ્યા છો.) ॥ ૨૮ ॥ પરીક્ષિત! જ્યારે ઋક્ષરાજ જામ્બવાને ભગવાનને ઓળખી લીધા, ત્યારે કમલનયન શ્રીકૃષ્ણે પોતાના પરમ કલ્યાણકારી શ્રીહસ્તનો તેમના શરીર પર સ્પર્શ કરીને પછી અહેતુ કૃપાથી ગંભીર વાણીમાં કહ્યું– ॥ ૨૯-૩૦ ॥ 'ઋક્ષરાજ! હું મણિ માટે જ તમારી ગુફામાં આવ્યો છું. આ મણિ દ્વારા હું મારા ઉપર લાગેલા ખોટા કલંકને મિટાવવા ઇચ્છું છું.' ॥ ૩૧ ॥ ભગવાને આમ કહ્યું ત્યારે જામ્બવાનેં ખૂબ જ આનંદથી તેમની પૂજા કરવા માટે પોતાની કન્યા જામ્બવતીને મણિ સાથે તેમના ચરણોમાં સમર્પિત કરી દીધી. ॥ ૩૨ ॥

ભગવાન શ્રીકૃષ્ણ જે લોકોને ગુફા બહાર છોડીને ગયા હતા, તેમણે બાર દિવસ સુધી તેમની પ્રતીક્ષા કરી. પરંતુ જ્યારે તેમણે જોયું કે હજી સુધી તેઓ ગુફામાંથી પાછા ન આવ્યા, ત્યારે તેઓ અત્યંત દુઃખી થઈને દ્વારકા પાછા આવ્યા. ॥ ૩૩ ॥ ત્યાં હવે મા દેવકી, રુક્મિણી, વસુદેવજી તથા અન્ય સંબંધીઓ અને જ્ઞાતિજનોને ખબર પડી કે શ્રીકૃષ્ણ ગુફામાંથી નીકળ્યા નથી, ત્યારે તેમને બહુ દુઃખ થયું. ॥ ૩૪ ॥ બધા દ્વારકાવાસીઓ શોકમગ્ન થઈને સત્રાજિતને અપશબ્દો કહેવા લાગ્યા અને ભગવાન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે મહામાયા દુર્ગાદેવીના શરણે ગયા, તેમની ઉપાસના કરવા લાગ્યા. ॥ ૩૫ ॥ તેમની ઉપાસનાથી દુર્ગાદેવી પ્રસન્ન થયાં અને તેમને આશીર્વાદ આપ્યા. તે જ સમયે તેમની વચ્ચે મણિ અને પોતાની નવી પત્ની જામ્બવતી સાથે પોતાનો મનોરથ સફળ કરીને શ્રીકૃષ્ણ બધાને પ્રસન્ન કરતા ત્યાં પ્રગટ થઈ ગયા. ॥ ૩૬ ॥ બધા દ્વારકાવાસીઓ ભગવાનને પત્ની સાથે અને ગળામાં મણિ ધારણ કરેલા જોઈને પરમાનંદમાં મગ્ન થઈ ગયા, જાણે કોઈ મૃત્યુ પામ્યા પછી સજીવન થયું હોય. ॥ ૩૭ ॥

ત્યાર પછી સત્રાજિતને રાજસભામાં મહારાજ ઉગ્રસેન પાસે બોલાવ્યો અને જે રીતે મણિ પ્રાપ્ત થયો, તે બધું કહીને તે મણિ સત્રાજિતને આપી દીધો. ॥ ૩૮ ॥ સત્રાજિત ખૂબ જ લજ્જિત થઈ ગયો. મણિ લઈને તે નીચે મોઢે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતો ઘેર ગયો. ॥ ૩૯ ॥

૧. સન્તપ્યમાનો ।

સોઽનુધ્યાયંસ્તદેવાઘં બલવદ્વિગ્રહાકુલઃ ।
કથં મૃજામ્યાત્મરજઃ પ્રસીદેદ્[1] વાઽચ્યુતઃ કથમ્ ॥ ૪૦॥

તેના મનરૂપી આંખોની સામે નિરંતર પોતાનો અપરાધ નાચવા લાગ્યો. બળવાન સાથે વિરોધ કરવાને લીધે તે ભયભીત પણ થઈ ગયો હતો. હવે તે એ વિચારવા લાગ્યો કે, 'હું મારા અપરાધનું પ્રાયશ્ચિત્ત કઈ રીતે કરું? ભગવાન શ્રીકૃષ્ણ મારા પર કઈ રીતે પ્રસન્ન થાય. ॥ ૪૦ ॥

કિં કૃત્વા સાધુ મહ્યં સ્યાન્ન શપેદ્ વા જનો યથા ।
અદીર્ઘદર્શનં ક્ષુદ્રં મૂઢં દ્રવિણલોલુપમ્ ॥ ૪૧॥

હું એવું કયું કામ કરું, જેનાથી મારું કલ્યાણ થાય અને લોકો મને મહેણાં ન મારે. ખરેખર હું અલ્પબુદ્ધિવાળો શૂદ્ર છું. ધનના લોભથી હું અત્યંત મૂર્ખ જેવું કાર્ય કરી બેઠો. ॥ ૪૧ ॥

દાસ્યે દુહિતરં તસ્મૈ સ્ત્રીરત્નં રત્નમેવ ચ ।
ઉપાયોઽયં સમીચીનસ્તસ્ય શાન્તિર્ન ચાન્યથા ॥ ૪૨॥

હવે હું સ્ત્રીઓમાં રત્ન જેવી મારી પુત્રી સત્યભામા અને તે સ્યમન્તક મણિ—બન્ને શ્રીકૃષ્ણને આપી દઉં. આ ઉપાય બહુ સુંદર છે. આનાથી મારા અપરાધનું નિવારણ થઈ જશે. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી.' ॥ ૪૨ ॥

એવં વ્યવસિતો બુદ્ધ્યા સત્રાજિત્ સ્વસુતાં શુભામ્ ।
મણિં ચ સ્વયમુદ્યમ્ય કૃષ્ણાયોપજહાર હ[2] ॥ ૪૩॥

સત્રાજિતે પોતાની વિવેકબુદ્ધિથી આવો નિશ્ચય કરીને આ કાર્ય માટે પોતે જ પ્રયત્ન કરી પોતાની કન્યા સત્યભામા અને સ્યમન્તકમણિ બન્ને ભગવાન શ્રીકૃષ્ણને અર્પણ કરી દીધાં. ॥ ૪૩ ॥

તાં સત્યભામાં ભગવાનુપયેમે યથાવિધિ ।
બહુભિર્યાચિતાં શીલરૂપૌદાર્યગુણાન્વિતામ્ ॥ ૪૪॥

સત્યભામા શીલ-સ્વભાવ, અતિ સુંદર અને ઉદારતા જેવા સદ્ગુણોથી સમ્પન્ન હતાં. ઘણા લોકો ઈચ્છતા હતા કે સત્યભામા અમને મળે. એવી આશાથી કેટલાક લોકોએ સત્રાજિત પાસે તેમની માગણી પણ કરી હતી. પરંતુ હવે ભગવાન શ્રીકૃષ્ણે તેમનું વિધિપૂર્વક પાણિગ્રહણ કર્યું. ॥ ૪૪ ॥

ભગવાનાહ ન મણિં પ્રતીચ્છામો વયં નૃપ[3] ।
તવાસ્તાં[4] દેવભક્તસ્ય વયં ચ ફલભાગિનઃ ॥ ૪૫॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે સત્રાજિતને કહ્યું – 'હું સ્યમન્તકમણિનો સ્વીકાર કરતો નથી. તમે ભગવાન સૂર્યનારાયણના ભક્ત છો, તેથી તમારી પાસે રાખો. અમે તો માત્ર તેના ફળના, અર્થાત્ તેમાંથી પ્રાપ્ત થતા સોનાના અધિકારી છીએ. તે તમે અમને આપ્યા કરજો. ॥ ૪૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[5] ઉત્તરાર્ધે સ્યમન્તકોપાખ્યાને ષટ્પઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૬ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત સ્યમન્તકના ઉપાખ્યાનમાંનો છપ્પનમો અધ્યાય સમાપ્ત.

=★=

# સત્તાવનમો અધ્યાય

### સ્યમન્તક-હરણ, શતધન્વાનો ઉદ્ધાર અને અક્રૂરજીને ફરીથી દ્વારકા બોલાવવા

*શ્રીશુક ઉવાચ*

વિજ્ઞાતાર્થોઽપિ ગોવિન્દો દગ્ધાનાકર્ણ્ય પાણ્ડવાન્ ।
કુન્તીં ચ કુલ્યકરણે સહરામો યયૌ કુરૂન્ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જોકે ભગવાન શ્રીકૃષ્ણને એ વાતની જાણ હતી કે લાક્ષાગૃહના અગ્નિમાં પાંડવોનો વાળ પણ વાંકો થયો નથી, તેમ છતાં જ્યારે તેમણે સાંભળ્યું કે કુન્તી અને પાંડવો બળી ગયાં, ત્યારે સમયની કુલ-પરંપરાને યોગ્ય વ્યવહાર કરવા માટે તેઓ બલરામજીની સાથે હસ્તિનાપુર ગયા. ॥ ૧ ॥

૧. પ્રસીદેદચ્યુતઃ । ૨. સઃ । ૩. તવ । ૪. ભવાંસ્તુ દેવભક્તશ્ચ । ૫. દશમસ્કન્ધે સ્યમન્તકાહરણં ષટ્પઞ્ચા૦ ।

ભીષ્મં કૃપં સવિદુરં ગાન્ધારીં દ્રોણમેવ ચ ।
તુલ્યદુઃખૌ ચ સઙ્ગમ્ય હા કષ્ટમિતિ હોચતુઃ ॥ ૨॥

ત્યાં જઈને ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, વિદુર, ગાન્ધારી અને દ્રોણાચાર્યને મળીને તેમની સાથે સમવેદના – સહાનુભૂતિ પ્રકટ કરી અને તે લોકોને કહ્યું – 'અરે, રે... આ તો અત્યંત દુઃખદ ઘટના બની ગઈ.' ॥ ૨ ॥

લબ્ધ્વૈતદન્તરં રાજન્ શતધન્વાનમૂચતુઃ ।
અક્રૂરકૃતવર્માણૌ મણિઃ કસ્માન્ન ગૃહ્યતે ॥ ૩॥

યોઽસ્મભ્યં સમ્પ્રતિશ્રુત્ય કન્યારત્નં વિગર્હ્ય નઃ ।
કૃષ્ણાયાદાન્ન સત્રાજિત્ કસ્માદ્ ભ્રાતરમન્વિયાત્ ॥ ૪॥

એવં ભિન્નમતિસ્તાભ્યાં સત્રાજિતમસત્તમઃ ।
શયાનમવધીલ્લોભાત્ સ પાપઃ ક્ષીણજીવિતઃ ॥ ૫॥

સ્ત્રીણાં વિક્રોશમાનાનાં ક્રન્દન્તીનામનાથવત્ ।
હત્વા પશૂન્ સૌનિકવન્મણિમાદાય જગ્મિવાન્ ॥ ૬॥

ભગવાન શ્રીકૃષ્ણના હસ્તિનાપુર જવાથી દ્વારકામાં અક્રૂર અને કૃતવર્માને અવસર મળી ગયો. તેમણે શતધન્વાને જઈને કહ્યું – 'તમે સત્રાજિત પાસેથી મણિ કેમ છીનવી લેતા નથી? ॥ ૩ ॥ સત્રાજિતે પોતાની શ્રેષ્ઠ કન્યા સત્યભામા આપણને આપવાનું વચન આપ્યું હતું. અને હવે તેણે આપણું અપમાન કરીને તેને શ્રીકૃષ્ણ સાથે પરણાવી દીધી છે. હવે સત્રાજિત પણ તેના ભાઈ પ્રસેનની જેમ યમપુરીમાં કેમ ન જવો જોઈએ?' ॥ ૪ ॥ શતધન્વા પાપી હતો અને હવે તો તેનું મૃત્યુ પણ તેના માથા પર નાચી રહ્યું હતું. અક્રૂર અને કૃતવર્માના આ પ્રમાણે બહેકાવવાથી શતધન્વા તેમની વાતોમાં આવી ગયો અને તે મહાદુષ્ટે લોભવશ સૂતેલા સત્રાજિતને મારી નાખ્યો. ॥ ૫ ॥ તે સમયે સ્ત્રીઓ અનાથની જેમ રડવા લાગી, પરંતુ શતધન્વાએ તે તરફ બિલકુલ ધ્યાન ન આપ્યું; જેમ કસાઈ પશુઓની હત્યા કરી નાખે છે, તે જ પ્રમાણે તે સત્રાજિતને મારીને, મણિ લઈને ત્યાંથી ભાગી ગયો. ॥ ૬ ॥

સત્યભામા ચ પિતરં હતં વીક્ષ્ય શુચાર્પિતા ।
વ્યલપત્તાત તાતેતિ હા હતાસ્મીતિ મુહ્યતી ॥ ૭॥

તૈલદ્રોણ્યાં મૃતં પ્રાસ્ય જગામ ગજસાહ્વયમ્ ।
કૃષ્ણાય વિદિતાર્થાય તપ્તાऽऽચખ્યૌ પિતુર્વધમ્ ॥ ૮॥

તદાકર્ણ્યેશ્વરૌ રાજન્નનુસૃત્ય નૃલોકતામ્ ।
અહો નઃ પરમં કષ્ટમિત્યસ્રાક્ષૌ વિલેપતુઃ ॥ ૯॥

આગત્ય ભગવાંસ્તસ્માત્ સભાર્યઃ સાગ્રજઃ પુરમ્ ।
શતધન્વાનમારેભે હન્તું હર્તું મણિં તતઃ ॥ ૧૦॥

પોતાના પિતાને મારી નાખવામાં આવ્યો છે તે જાણીને સત્યભામાજી અત્યંત શોકમગ્ન થઈ ગયાં અને તેઓ 'ઓ પિતાજી! ઓ પિતાજી! હું મરાઈ ગઈ' – આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યાં. વચ્ચે-વચ્ચે તેઓ બેહોશ થઈ જતાં હતાં અને હોશ આવવાથી ફરી વિલાપ કરતાં હતાં. ॥ ૭ ॥ ત્યાર પછી તેઓ પિતાના મૃતદેહને તેલ ભરેલા પાત્રમાં રખાવીને સ્વયં હસ્તિનાપુર ગયાં. તેમણે અત્યંત દુઃખ સાથે ભગવાન શ્રીકૃષ્ણને પોતાના પિતાની હત્યાની વાત કરી – જોકે આ બધું ભગવાન શ્રીકૃષ્ણ પહેલેથી જાણતા હતા. ॥ ૮ ॥ પરીક્ષિત! સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ આ બધું સાંભળીને મનુષ્યોના જેવી લીલા કરતા રહીને પોતાની આંખોમાંથી આંસુ સાર્યાં અને વિલાપ કરવા લાગ્યા, 'અહો! આપણા ઉપર તો આ બહુ મોટી વિપત્તિ આવી પડી!' ॥ ૯ ॥ ત્યારપછી ભગવાન શ્રીકૃષ્ણ સત્યભામાજી અને બલરામજીની સાથે હસ્તિનાપુરથી દ્વારકા આવ્યા અને શતધન્વાને મારવા અને તેની પાસેથી મણિ છીનવી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ॥ ૧૦ ॥

સોઽપિ કૃષ્ણોદ્યમં જ્ઞાત્વા ભીતઃ પ્રાણપરીપ્સયા ।
સાહાય્યે કૃતવર્માણમયાચત સ ચાબ્રવીત્ ॥ ૧૧॥

નાહમીશ્વરયોઃ કુર્યાં હેલનં રામકૃષ્ણયોઃ ।
કો નુ ક્ષેમાય કલ્પેત તયોર્વૃજિનમાચરન્ ॥ ૧૨॥

જ્યારે શતધન્વાને ખબર પડી કે ભગવાન શ્રીકૃષ્ણ મને મારવાનો પ્રયત્ન કરી રહ્યા છે, ત્યારે તે બહુ ગભરાઈ ગયો અને પોતાના પ્રાણ બચાવવા માટે તેણે કૃતવર્માની મદદ માગી; ત્યારે કૃતવર્માએ કહ્યું – ॥ ૧૧ ॥ 'ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી સર્વશક્તિમાન ઈશ્વર છે. હું

કંસઃ સહાનુગોઽપીતો યદ્દ્વેષાત્ત્યાજિતઃ શ્રિયા ।
જરાસન્ધઃ સપ્તદશ સંયુગાન્ વિરથો ગતઃ ॥ ૧૩॥

પ્રત્યાખ્યાતઃ સ ચાક્રૂરં પાર્ષ્ણિગ્રાહમયાચત ।
સોઽપ્યાહ કો વિરુધ્યેત વિદ્વાનીશ્વરયોર્બલમ્ ॥ ૧૪॥

ય ઇદં લીલયા વિશ્વં સૃજત્યવતિ હન્તિ ચ ।
ચેષ્ટાં વિશ્વસૃજો યસ્ય ન વિદુર્મોહિતાઽજયા ॥ ૧૫॥

યઃ સપ્તહાયનઃ શૈલમુત્પાટ્યૈકેન પાણિના ।
દધાર લીલયા બાલ ઉચ્છિલીન્ધ્રમિવાર્ભકઃ ॥ ૧૬॥

નમસ્તસ્મૈ ભગવતે કૃષ્ણાયાદ્‌ભુતકર્મણે ।
અનન્તાયાદિભૂતાય કૂટસ્થાયાત્મને નમઃ ॥ ૧૭॥

પ્રત્યાખ્યાતઃ સ તેનાપિ શતધન્વા મહામણિમ્ ।
તસ્મિન્ ન્યસ્યાશ્વમારુહ્ય શતયોજનગં યયૌ ॥ ૧૮॥

ગરુડધ્વજમારુહ્ય રથં રામજનાર્દનૌ ।
અન્વયાતાં મહાવેગૈરશ્વૈ રાજન્ ગુરુદ્રુહમ્ ॥ ૧૯॥

મિથિલાયામુપવને વિસૃજ્ય પતિતં હયમ્ ।
પદ્‌ભ્યામધાવત્ સન્ત્રસ્તઃ કૃષ્ણોઽપ્યન્વદ્રવદ્ રુષા ॥ ૨૦॥

પદાતેર્ભગવાંસ્તસ્ય પદાતિસ્તિગ્મનેમિના ।
ચક્રેણ શિર ઉત્કૃત્ય વાસસો વ્યચિનોન્મણિમ્ ॥ ૨૧॥

અલબ્ધમણિરાગત્ય કૃષ્ણ આહાગ્રજાન્તિકમ્ ।
વૃથા હતઃ શતધનુર્મણિસ્તત્ર ન વિદ્યતે ॥ ૨૨॥

તેમની સામે કાંઈ કરી શકું તેમ નથી. ભલા, એવું કોણ છે જે તેમની સાથે વેર બાંધીને આ લોક કે પરલોકમાં સકુશળ રહી શકે? ॥ ૧૨ ॥ તમે જાણો છો કે, કંસ આમની સાથે દ્વેષ કરવાને લીધે રાજ્યલક્ષ્મી ગુમાવી બેઠો અને પોતાના અનુયાયીઓ સાથે મરાઈ ગયો. જરાસંધ જેવા બળવાનને પણ તેમની સામે સત્તર વખત મેદાનમાંથી પરાજિત થઈને રથ વિના જ પોતાની રાજધાનીમાં ચાલ્યા જવું પડ્યું.' ॥ ૧૩ ॥ જ્યારે કૃતવર્માએ તેને આ પ્રમાણે સ્પષ્ટ જવાબ આપી દીધો ત્યારે શતધન્વાએ મદદ માટે અક્રૂરજીને પ્રાર્થના કરી. તેમણે કહ્યું, 'ભાઈ! એવું કોણ છે જે સર્વશક્તિમાન ભગવાનનું બળ-પરાક્રમ જાણીને પણ તેમની સાથે વેર-વિરોધ કરે. જે ભગવાન ક્રીડામાત્રથી આ સંપૂર્ણ વિશ્વની રચના, રક્ષા અને સંહાર કરે છે તથા તેઓ ક્યારે શું કરવા ઇચ્છે છે તેને બ્રહ્મા વગેરે વિશ્વ-વિધાતા પણ સમજી શકતા નથી; જેમણે માત્ર સાત વર્ષની અવસ્થામાં – જ્યારે તે તદ્દન બાળક હતા, એક હાથે જ ગિરિરાજ ગોવર્ધનને ઉપાડી લીધો અને જેમ નાના-નાના બાળકો બિલાડીના ટોપ ઉપાડીને હાથમાં રાખે તે જ પ્રમાણે રમત-રમતમાં જ સાત દિવસ સુધી તેને હાથ પર ધારણ કરી રાખ્યો; હું તો તે ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર કરું છું. તેમનાં કર્મો અદ્‌ભુત છે. તેઓ અનંત, અનાદિ, એકરસ અને સર્વાત્માસ્વરૂપ છે. હું તેમને નમસ્કાર કરું છું.' ॥ ૧૪-૧૭ ॥ જ્યારે અક્રૂરજીએ પણ ચોખ્ખો જવાબ આપી દીધો, ત્યારે શતધન્વા સ્યમન્તકમણિ અક્રૂરજી પાસે થાપણ તરીકે મૂકીને પોતે ચારસો કોસ સતત દોડવાવાળા ઘોડા પર બેસીને ત્યાંથી શીઘ્રતાપૂર્વક ભાગી ગયો. ॥ ૧૮ ॥

✓ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ બન્ને ભાઈ પોતાના ગરુડધ્વજ રથ પર બેઠા, જેમાં અત્યંત વેગવાળા ઘોડા જોડેલા હતા. હવે તેમણે પોતાના સસરા સત્રાજિતને મારનારા શતધન્વાનો પીછો કર્યો. ॥ ૧૯ ॥ મિથિલાપુરી પાસે એક ઉપવનમાં શતધન્વાનો ઘોડો પડી ગયો. હવે તે તેને છોડીને પગપાળા ભાગવા લાગ્યો. તે ખૂબ જ ભયભીત હતો. ભગવાન શ્રીકૃષ્ણ પણ ક્રોધિત થઈને તેની પાછળ દોડ્યા. ॥ ૨૦ ॥ શતધન્વા પગપાળા ભાગી રહ્યો હતો, તેથી ભગવાને પણ પગપાળા દોડીને પોતાના તીક્ષ્ણ ધારવાળા ચક્રથી તેનું માથું ઉતારી લીધું અને તેનાં કપડાંમાં સ્યમંતક મણિને શોધ્યો. ॥ ૨૧ ॥ પરંતુ જ્યારે મણિ મળ્યો નહીં ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે મોટાભાઈ બલરામજીને આવીને કહ્યું – 'મેં શતધન્વાને વ્યર્થ જ માર્યો.

તત આહ બલો નૂનં સ મણિઃ શતધન્વના ।
કસ્મિંશ્ચિત્ પુરુષે ન્યસ્તસ્તમન્વેષ[1] પુરં વ્રજ ॥ ૨૩॥

અહં વિદેહમિચ્છામિ દ્રષ્ટું પ્રિયતમં મમ ।
ઈત્યુક્ત્વા મિથિલાં રાજન્ વિવેશ યદુનન્દનઃ ॥ ૨૪॥

તં દૃષ્ટ્વા સહસોત્થાય મૈથિલઃ પ્રીતમાનસઃ ।
અર્હયામાસ વિધિવદર્હણીયં[2] સમર્હણૈઃ ॥ ૨૫॥

ઉવાસ તસ્યાં કતિચિન્મિથિલાયાં સમા વિભુઃ ।
માનિતઃ પ્રીતિયુક્તેન જનકેન મહાત્મના ।
તતોઽશિક્ષદ્ ગદાં કાલે ધાર્તરાષ્ટ્રઃ સુયોધનઃ ॥ ૨૬॥

કેશવો દ્વારકામેત્ય નિધનં શતધન્વનઃ ।
અપ્રાપ્તિં ચ મણેઃ પ્રાહ પ્રિયાયાઃ પ્રિયકૃદ્ વિભુઃ ॥ ૨૭॥

તતઃ સ કારયામાસ ક્રિયા બન્ધોર્હતસ્ય વૈ ।
સાકં[3] સુહૃદ્ભિર્ભગવાન્ યા યાઃ સ્યુ સામ્પરાયિકાઃ ॥ ૨૮॥

અક્રૂરઃ કૃતવર્મા ચ શ્રુત્વા શતધનોર્વધમ્ ।
વ્યૂષતુર્ભયવિત્રસ્તૌ દ્વારકાયાઃ પ્રયોજકૌ ॥ ૨૯॥

અક્રૂરે પ્રોષિતેઽરિષ્ટાન્યાસન્ વૈ દ્વારકૌકસામ્ ।
શારીરા માનસાસ્તાપા મુહુર્દૈવિકભૌતિકાઃ ॥ ૩૦॥

ઈત્યઙ્ગોપદિશન્ત્યેકે વિસ્મૃત્ય પ્રાગુદાહૃતમ્ ।
મુનિવાસનિવાસે કિં ઘટેતારિષ્ટદર્શનમ્ ॥ ૩૧॥

દેવેઽવર્ષતિ કાશીશઃ શ્વફલ્કાયાગતાય વૈ ।
સ્વસુતાં ગાન્દિનીં પ્રાદાત્ તતોઽવર્ષત્ સ્મ કાશિષુ ॥ ૩૨॥

તત્સુતસ્તત્પ્રભાવોઽસાવક્રૂરો યત્ર યત્ર હ[4] ।
દેવોઽભિવર્ષતે તત્ર નોપતાપા ન મારિકાઃ ॥ ૩૩॥

કેમકે, તેની પાસે સ્યમન્તકમણિ તો છે જ નહીં.' ॥ ૨૨ ॥ બલરામજીએ કહ્યું – 'એમાં સંદેહ નથી કે, શતધન્વાએ સ્યમન્તકમણિને કોઈની પાસે રાખી દીધો છે. હવે તમે દ્વારકા જાઓ અને તેનો પત્તો મેળવો. ॥ ૨૩ ॥ હું વિદેહરાજને મળવા ઈચ્છું છું, કેમકે, તેઓ મારા અત્યંત પ્રિય મિત્ર છે.' પરીક્ષિત! આમ કહીને યાદવશ્રેષ્ઠ બલરામજી મિથિલાનગરીમાં ચાલ્યા ગયા. ॥ ૨૪ ॥જ્યારે મિથિલાનરેશે જોયું કે પૂજનીય બલરામજી મહારાજ પધાર્યા છે, ત્યારે તેમને અતિશય આનંદ થયો. તેમણે તુરત જ પોતાના આસન પરથી ઊભા થઈને અનેક પ્રકારની સામગ્રીઓથી તેમની પૂજા કરી. ॥ ૨૫ ॥ ત્યાર પછી ભગવાન બલરામજી કેટલાંય વર્ષો સુધી મિથિલાપુરીમાં જ રહ્યા. મહાત્મા જનકજીએ બહુ જ પ્રેમ અને સન્માનપૂર્વક તેમનું આતિથ્ય કર્યું. તે વખતે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને તેમની પાસે ગદાયુદ્ધનું શિક્ષણ પ્રાપ્ત કર્યું. ॥ ૨૬ ॥ પોતાનાં પ્રિયા સત્યભામાનું પ્રિય કાર્ય કરીને ભગવાન શ્રીકૃષ્ણ દ્વારકા પાછા આવ્યા. અને સત્યભામાને જણાવી દીધું કે શતધન્વાને મારી નાખ્યો છે, પરંતુ સ્યમન્તકમણિ તેની પાસેથી મળ્યો નહીં. ॥ ૨૭ ॥ ત્યાર બાદ તેમણે ભાઈ-બંધુઓની સાથે પોતાના સસરા સત્રાજિતની પરલોક માટે જે જે ક્રિયાઓ કરવી જોઈએ તે કરાવી, જેનાથી મરનાર પ્રાણીનો પરલોક સુધરે છે. ॥ ૨૮ ॥

અક્રૂર અને કૃતવર્માએ શતધન્વાને સત્રાજિતનો વધ કરવા ઉત્તેજિત કર્યો હતો. તેથી હવે તેમણે સાંભળ્યું કે ભગવાન શ્રીકૃષ્ણે શતધન્વાને મારી નાખ્યો છે. ત્યારે તેઓ અત્યંત ભયભીત થઈને દ્વારકા છોડીને ભાગી ગયા. ॥ ૨૯ ॥ પરીક્ષિત! કેટલાક લોકો એવું માને છે કે, અક્રૂરજીના દ્વારકાથી ચાલ્યા જવાથી દ્વારકાવાસીઓમાં અનેક પ્રકારના વારંવાર દૈવિક, દૈહિક અને ભૌતિક સંતાપો થવા લાગ્યા. પરંતુ જે લોકો આવું કહે છે તેઓ પહેલાં કહેલી વાતોને ભૂલી જાય છે. ભલા, એવું ક્યારેય સંભવી શકે કે, જે ભગવાન શ્રીકૃષ્ણમાં સમસ્ત ઋષિ-મુનિ નિવાસ કરે છે, તેમના નિવાસસ્થાન દ્વારકામાં તેમની હયાતીમાં કોઈ ઉપદ્રવ થાય! ॥ ૩૦-૩૧ ॥ પરંતુ તે સમયે નગરના વડીલ-વૃદ્ધોએ કહ્યું, 'એકવાર કાશીનરેશના રાજ્યમાં વરસાદ થયો ન હતો, દુકાળ પડ્યો હતો. ત્યારે તેમણે પોતાના રાજ્યમાં આવેલા અક્રૂરજીના પિતા શ્વફલ્કને પોતાની પુત્રી ગાન્દિની પરણાવી દીધી. ત્યારે તે પ્રદેશમાં વૃષ્ટિ થઈ. અક્રૂરજી પણ શ્વફલ્કના જ પુત્ર છે અને એમનો પ્રભાવ પણ તેમના જેવો જ છે. તેથી જ્યાં-જ્યાં અક્રૂરજી રહે છે, ત્યાં-ત્યાં બહુ વરસાદ પડે છે, તથા કોઈ પ્રકારનું દુઃખ કે મહામારી જેવા ઉપદ્રવો થતા નથી.' પરીક્ષિત! તે લોકોની વાત સાંભળીને ભગવાને વિચાર્યું કે 'આ ઉપદ્રવનું આ જ કારણ નથી' આવું જાણવા છતાં પણ

૧. ને । ૨. વિધિવદાર્હણ્યં વૈ તમર્હણૈઃ । ૩. સાર્દ્ધં । ૪. સઃ ।

ઇતિ વૃદ્ધવચઃ શ્રુત્વા નૈતાવદિહ કારણમ્ ।
ઇતિ મત્વા[1] સમાનાય્ય પ્રાહાક્રૂરં જનાર્દનઃ ॥ ૩૪॥

પૂજયિત્વાઽભિભાષ્યૈનં કથયિત્વા પ્રિયાઃ કથાઃ ।
વિજ્ઞાતાખિલચિત્તજ્ઞઃ સ્મયમાન ઉવાચ હ ॥ ૩૫॥

નનુ દાનપતે ન્યસ્તસ્ત્વય્યાસ્તે શતધન્વના ।
સ્યમન્તકો મણિઃ શ્રીમાન્ વિદિતઃ પૂર્વમેવ નઃ ॥ ૩૬॥

સત્રાજિતોઽનપત્યત્વાદ્ ગૃહ્ણીયુર્દુહિતુઃ સુતાઃ ।
દાયં નિનીયાપઃ પિણ્ડાન્ વિમુચ્યર્ણં ચ શેષિતમ્ ॥ ૩૭॥

તથાપિ દુર્ધરસ્ત્વન્યૈસ્ત્વય્યાસ્તાં સુવ્રતે મણિઃ ।
કિન્તુ મામગ્રજઃ સમ્યઙ્ ન પ્રત્યેતિ મણિં પ્રતિ ॥ ૩૮॥

દર્શયસ્વ મહાભાગ બન્ધૂનાં શાન્તિમાવહ ।
અવ્યુચ્છિન્ના મખાસ્તેઽદ્ય વર્તન્તે રુક્મવેદયઃ ॥ ૩૯॥

એવં સામભિરાલબ્ધઃ શ્વફલ્કતનયો મણિમ્ ।
આદાય વાસસાચ્છન્નં દદૌ સૂર્યસમપ્રભમ્ ॥ ૪૦॥

સ્યમન્તકં દર્શયિત્વા જ્ઞાતિભ્યો રજ આત્મનઃ ।
વિમૃજ્ય મણિના ભૂયસ્તસ્મૈ પ્રત્યર્પયત્ પ્રભુઃ ॥ ૪૧॥

યસ્ત્વેતદ્ ભગવત ઈશ્વરસ્ય વિષ્ણો-
વીર્યાઢ્યં વૃજિનહરં સુમઙ્ગલં ચ ।
આખ્યાનં પઠતિ શૃણોત્યનુસ્મરેદ્ વા
દુષ્કીર્તિં દુરિતમપોહ્ય યાતિ શાન્તિમ્ ॥ ૪૨॥

ભગવાને દૂત મોકલીને અક્રૂરજીને દ્વારકા તેડાવ્યા. તેમના આવ્યા પછી તેમની સાથે વાતચીત કરી. ॥ ૩૨-૩૪ ॥ ભગવાને તેમનું બહુ સ્વાગત કર્યું અને મીઠી-મીઠી પ્રેમની વાતો કહીને તેમની સાથે ચર્ચા કરી. પરીક્ષિત! ભગવાન બધાના ચિત્તમાં રહેલા એકે-એક સંકલ્પને જાણે છે, તેથી તેમણે હસીને અક્રૂરજીને કહ્યું– ॥ ૩૫ ॥ 'કાકાશ્રી! આપ મહાદાની છો, અમને આ વાતની પહેલેથી જ ખબર છે કે, શતધન્વા તમારી પાસે સ્યમન્તકમણિ મૂકી ગયો છે, જે અત્યંત પ્રકાશમાન અને ધન આપનારો છે. ॥ ૩૬ ॥ તમે જાણો જ છો કે, સત્રાજિતને કોઈ પુત્ર નથી, તેથી તેની પુત્રીના પુત્રો – તેમના દોહિત્રો જ તેમને તિલાંજલિ અને પિંડદાન કરશે, તેમનું ઋણ ચૂકવશે અને જે કંઈ સંપત્તિ શેષ રહેશે તેના તે ઉત્તરાધિકારી થશે. ॥ ૩૭ ॥ આ પ્રમાણે શાસ્ત્રીય દૃષ્ટિથી જોકે સ્યમન્તકમણિ અમારા પુત્રોને જ મળવો જોઈએ, તેમ છતાં તે મણિ ભલે તમારી પાસે રહે. કેમકે, તમે ઘણા વ્રતધારી અને પવિત્રાત્મા છો તથા બીજાઓ માટે આ મણિ રાખવો એ બહુ મુશ્કેલ પણ છે. પરંતુ મારી સામે એક બહુ મોટી સમસ્યા આવી પડી છે કે, મારા મોટા ભાઈ બલરામજી મણિની બાબતમાં મારા ઉપર પૂરો વિશ્વાસ રાખતા નથી. ॥ ૩૮ ॥ તેથી હે ભાગ્યશાળી અક્રૂરજી! તમે તે મણિ દેખાડીને અમારા ઇષ્ટ-મિત્રો – બલરામજી, સત્યભામા અને જામ્બવતીનો સંદેહ દૂર કરો અને તેમના હૃદયમાં શાંતિ પહોંચાડો. મને ખબર છે કે તે જ મણિના પ્રતાપે આજકાલ તમે સતત એવા યજ્ઞો કરી રહ્યા છો, જેમાં સોનાની વેદીઓ બનાવવામાં આવે છે. ॥ ૩૯ ॥ પરીક્ષિત! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે સાન્ત્વના આપીને તેમને સમજાવ્યા, ત્યારે અક્રૂરજીએ પોતાના વસ્ત્રમાં બાંધેલો સૂર્ય જેવો પ્રકાશમાન તે મણિ કાઢીને ભગવાન શ્રીકૃષ્ણને આપી દીધો. ॥ ૪૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તે સ્યમન્તકમણિ પોતાના જ્ઞાતિભાઈઓને બતાવીને પોતાનું કલંક દૂર કર્યું અને તેને પોતાની પાસે રાખવા સમર્થ હોવા છતાં પણ તે ફરીથી અક્રૂરજીને આપી દીધો. ॥ ૪૧ ॥

સર્વશક્તિમાન, સર્વવ્યાપક ભગવાન શ્રીકૃષ્ણના પરાક્રમોથી પરિપૂર્ણ આ આખ્યાન તમામ પાપો, અપરાધો અને કલંકોનો નાશ કરનારું તથા પરમમંગલકારી છે. જે આ આખ્યાનને વાંચે, સાંભળે અથવા સ્મરણ કરે છે, તે બધા પ્રકારની અપકીર્તિ અને પાપોથી મુક્ત થઈને શાંતિનો અનુભવ કરે છે. ॥ ૪૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે સ્યમન્તકોપાખ્યાને સપ્તપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૭ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત સ્યમન્તકના ઉપાખ્યાનમાંનો સત્તાવનમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. દૂતૈઃ । ૨. દશમસ્કન્ધે સપ્ત૦ ।

# અઠાવનમો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણનાં બીજાં લગ્નોની કથા

*શ્રીશુક ઉવાચ*[1]

એકદા પાણ્ડવાન્ દ્રષ્ટું પ્રતીતાન્ પુરુષોત્તમઃ ।
ઈન્દ્રપ્રસ્થં ગતઃ શ્રીમાન્ યુયુધાનાદિભિર્વૃતઃ ॥ ૧॥

દૃષ્ટ્વા તમાગતં પાર્થા મુકુન્દમખિલેશ્વરમ્ ।
ઉત્તસ્થુર્યુગપદ્ વીરાઃ પ્રાણા મુખ્યમિવાગતમ્ ॥ ૨॥

પરિષ્વજ્યાચ્યુતં વીરા અઙ્ગસઙ્ગહતૈનસઃ ।
સાનુરાગસ્મિતં વક્ત્રં વીક્ષ્ય તસ્ય મુદં યયુઃ ॥ ૩॥

યુધિષ્ઠિરસ્ય ભીમસ્ય કૃત્વા પાદાભિવન્દનમ્ ।
ફાલ્ગુનં પરિરભ્યાથ યમાભ્યાં ચાભિવન્દિતઃ[2] ॥ ૪॥

પરમાસન[3] આસીનં કૃષ્ણા કૃષ્ણમનિન્દિતા ।
નવોઢા વ્રીડિતા કિઞ્ચિચ્છનૈરેત્યાભ્યવન્દત ॥ ૫॥

તથૈવ સાત્યકિઃ પાર્થૈઃ પૂજિતશ્ચાભિવન્દિતઃ[4] ।
નિષસાદાસનેઽન્યે[5] ચ પૂજિતાઃ પર્યુપાસત ॥ ૬॥

પૃથાં સમાગત્ય કૃતાભિવાદન-
　　સ્તયાતિહાર્દાર્દ્રદૃશાભિરમ્ભિતઃ[6] ।
આપૃષ્ટવાંસ્તાં કુશલં સહસ્નુષાં
　　પિતૃષ્વસારં પરિપૃષ્ટબાન્ધવઃ ॥ ૭॥

તમાહ પ્રેમવૈક્લવ્યરુદ્ધકણ્ઠાશ્રુલોચના[7] ।
સ્મરન્તી તાન્ બહૂન્ ક્લેશાન્ ક્લેશાપાયાત્મદર્શનમ્ ॥ ૮॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! હવે પાંડવોના સમાચાર મળી ગયા હતા કે, તેઓ લાક્ષાગૃહમાં બળી ગયા નથી. એકવાર ભગવાન શ્રીકૃષ્ણ તેમને મળવા માટે ઈન્દ્રપ્રસ્થ પધાર્યા. તેમની સાથે સાત્યકિ વગેરે બીજા કેટલાક યાદવો પણ હતા. ॥ ૧ ॥ જ્યારે વીર પાંડવોએ જોયું કે, સર્વેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ પધાર્યા છે ત્યારે જેમ પ્રાણનો સંચાર થવાથી, બધી ઈન્દ્રિયો સચેત થઈ જાય છે, તે જ રીતે તે બધા એકી સાથે ઊભા થઈ ગયા. ॥ ૨ ॥ વીર પાંડવોએ ભગવાન શ્રીકૃષ્ણનું આલિંગન કર્યું. ભગવાનના શરીરના સ્પર્શથી તેમનાં બધાં પાપોનો ક્ષય થઈ ગયો. ભગવાનના પ્રેમયુક્ત હાસ્યથી શોભતા મુખને જોઈને તેઓ આનંદમગ્ન થઈ ગયા. ॥ ૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર અને ભીમસેનના ચરણોમાં પ્રણામ કર્યાં અને અર્જુનને હૃદયે લગાડ્યા. નકુલ અને સહદેવે ભગવાનના ચરણોમાં વંદન કર્યાં. ॥ ૪ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ સિંહાસન પર બિરાજમાન થઈ ગયા, ત્યારે પરમસુંદરી શ્યામવર્ણા દ્રૌપદી, જેઓ નવવિવાહિતા હોવાને કારણે સહેજ શરમાઈ રહ્યાં હતાં, ધીરે-ધીરે ભગવાન શ્રીકૃષ્ણની પાસે આવ્યાં અને તેમને પ્રણામ કર્યાં. ॥ ૫ ॥ પાંડવોએ ભગવાન શ્રીકૃષ્ણ જેવા જ વીર સાત્યકિનું પણ સન્માન કરી અભિનંદન, વંદન કર્યાં. તેઓ આસન પર બેસી ગયા. બીજા યાદવોનો પણ યથોચિત સત્કાર કર્યો અને બધા ભગવાન શ્રીકૃષ્ણની આજુબાજુ બેસી ગયા. ॥ ૬ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે તેમનાં ફોઈ કુન્તીજી પાસે જઈ તેમના ચરણોમાં પ્રણામ કર્યાં. કુન્તીજીએ અત્યંત સ્નેહવશ તેમને પોતાના હૃદયે લગાડી લીધા. તે વખતે તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ છલકાઈ આવ્યાં. કુન્તીજીએ શ્રીકૃષ્ણને પોતાના ભાઈ-બાંધવોના કુશળ-મંગળ પૂછ્યાં અને ભગવાને પણ તેમને યથોચિત ઉત્તર આપીને તેમને તેમનાં પુત્રવધૂ દ્રૌપદી અને સ્વયં તેમનું કુશળ-મંગળ પૂછ્યું. ॥ ૭ ॥ તે સમયે પ્રેમવિહ્વળ થઈને કુંતીજીનું ગળું રુંધાઈ ગયું. નેત્રોમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં. ભગવાનના પૂછવાથી તેમને પોતાનાં અગાઉનાં દુઃખો યાદ આવવા લાગ્યાં અને તેઓ પોતાને ખૂબ સંભાળીને (જેમનું દર્શન સમસ્ત દુઃખોનો અંત કરવાવાળું હોય છે તેવા) ભગવાન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યાં– ॥ ૮ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ચાભિવાદિતઃ । ૩. પરમાસનમાસીનં । ૪. ૦શ્ચાભિનન્દિતઃ । ૫. ૦દાસને રમ્યે । ૬. ૦વીક્ષિતઃ । ૭. ૦બદ્ધકણ્ઠાશ્રુ૦ ।

તદૈવ કુશલં નોઽભૂત્ સનાથાસ્તે કૃતા વયમ્ ।
જ્ઞાતીન્ નઃ સ્મરતા કૃષ્ણ ભ્રાતા મે પ્રેષિતસ્ત્વયા ॥ ૯॥

ન તેઽસ્તિ સ્વપરભ્રાન્તિર્વિશ્વસ્ય સુહૃદાત્મનઃ ।
તથાપિ સ્મરતાં શશ્વત્ ક્લેશાન્ હંસિ હૃદિ સ્થિતઃ ॥ ૧૦॥

"શ્રીકૃષ્ણ! જ્યારે તમે અમને પોતાના કુટુંબી, સંબંધી સમજીને, યાદ કરીને અમારું કુશળ-મંગળ જાણવા માટે ભાઈ અક્રૂરને મોકલ્યા, તે જ સમયે અમારું કલ્યાણ થઈ ગયું, અમે અનાથોને તમે સનાથ કરી દીધાં. ॥ ૯ ॥ હું જાણું છું કે, તમે સંપૂર્ણ જગતના પરમ હિતૈષી, સુહૃદ અને આત્મા છો. આ મારું છે અને આ પારકું એવી ભ્રાન્તિ તમારામાં નથી. આમ છતાં પણ શ્રીકૃષ્ણ! જે નિરંતર તમારું સ્મરણ કરે છે, તેમના હૃદયમાં આવીને તમે બેસી જાઓ છો અને તેમના ક્લેશોને દૂર કરો છો.' ॥ ૧૦ ॥

*યુધિષ્ઠિર ઉવાચ*

કિં ન આચરિતં શ્રેયો ન વેદાહમધીશ્વર ।
યોગેશ્વરાણાં દુર્દર્શો યન્નો દૃષ્ટઃ કુમેધસામ્ ॥ ૧૧॥

ઇતિ વૈ વાર્ષિકાન્ માસાન્ રાજ્ઞા સોઽભ્યર્થિતઃ સુખમ્ ।
જનયન્ નયનાનન્દમિન્દ્રપ્રસ્થૌકસાં વિભુઃ ॥ ૧૨॥

એકદા રથમારુહ્ય વિજયો વાનરધ્વજમ્ ।
ગાણ્ડીવં ધનુરાદાય તૂણૌ ચાક્ષયસાયકૌ ॥ ૧૩॥

સાકં કૃષ્ણેન સન્નદ્ધો વિહર્તું વિપિનં મહત્ ।
બહુવ્યાલમૃગાકીર્ણં પ્રાવિશત્ પરવીરહા ॥ ૧૪॥

તત્રાવિધ્યચ્છરૈર્વ્યાઘ્રાન્ સૂકરાન્ મહિષાન્ રુરૂન્ ।
શરભાન્ ગવયાન્ ખડ્ગાન્ હરિણાઞ્છશશલ્લકાન્ ॥ ૧૫॥

તાન્ નિન્યુઃ કિઙ્કરા રાજ્ઞે મેધ્યાન્ પર્વણ્યુપાગતે ।
તૃટ્પરીતઃ પરિશ્રાન્તો બીભત્સુર્યમુનામગાત્ ॥ ૧૬॥

તત્રોપસ્પૃશ્ય વિશદં પીત્વા વારિ મહારથૌ ।
કૃષ્ણૌ દદૃશતુઃ કન્યાં ચરન્તીં ચારુદર્શનામ્ ॥ ૧૭॥

તામાસાદ્ય વરારોહાં સુદ્વિજાં રુચિરાનનામ્ ।
પપ્રચ્છ પ્રેષિતઃ સખ્યા ફાલ્ગુનઃ પ્રમદોત્તમામ્ ॥ ૧૮॥

યુધિષ્ઠિરે કહ્યું – 'સર્વેશ્વર શ્રીકૃષ્ણ! અમને એ વાતની ખબર નથી કે, અમે અમારા પૂર્વ જન્મોમાં અથવા આ જન્મમાં કયું કલ્યાણ કાર્ય કર્યું છે? આપનાં દર્શન મોટા-મોટા યોગેશ્વરોને પણ દુર્લભ છે અને અમે કુબુદ્ધિવાળાઓને ઘેર બેઠાં આપનાં દર્શન થઈ રહ્યાં છે.' ॥ ૧૧ ॥ રાજા યુધિષ્ઠિરે આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણનું બહુ સન્માન કર્યું અને થોડા દિવસ ત્યાં રોકાઈ જવાની પ્રાર્થના કરી. આથી ભગવાન શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થના સ્ત્રી-પુરુષોને પોતાના રૂપમાધુર્યથી નયનાનંદનું દાન કરતા રહીને વર્ષાઋતુના ચાર મહિના સુધી ત્યાં સુખપૂર્વક રોકાયા. ॥ ૧૨ ॥ પરીક્ષિત! એકવાર શ્રેષ્ઠવીર અર્જુને ગાંડીવ ધનુષ્ય અને અક્ષય બાણવાળાં બે તરકસ લીધાં તથા ભગવાનની સાથે કવચ પહેરીને પોતાના કપિધ્વજ રથ પર બેઠા. ત્યાર પછી શત્રુદળનો સંહાર કરવાવાળા અર્જુન તે ભયંકર વનમાં ગયા, જ્યાં ઘણાં સિંહ-વાઘ વગેરે ભયંકર જાનવરો હતાં. ॥ ૧૩-૧૪ ॥ અર્જુને યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે જંગલમાંથી યજ્ઞ માટેની આવશ્યક સામગ્રી સેવકો સાથે યુધિષ્ઠિરજી પાસે મોકલી આપી. તે સમયે તેઓ થાકી ગયા હતા. અને તરસ પણ લાગી હોવાથી યમુનાજીના કિનારે ગયા. ॥ ૧૫-૧૬ ॥ ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન બન્ને મહારથીઓએ યમુનાજીમાં હાથ-પગ ધોઈને નિર્મળ જળ પીધું અને ત્યાં તેમણે એક સર્વાંગસુંદર કન્યાને તપ કરતાં નિહાળી. ॥ ૧૭ ॥ દાડમની કળી જેવા સુઘટ્ટ અને સુંદર દાંતવાળી, સ્ત્રીઓમાં ઉત્તમ, મનોહર કાન્તિવાળી કન્યાને જોઈને પોતાના પ્રિય મિત્ર શ્રીકૃષ્ણના મોકલવાથી અર્જુને તેની પાસે જઈને પૂછ્યું – ॥ ૧૮ ॥

કા ત્વં કસ્યાસિ સુશ્રોણિ કુતોऽસિ[1] કિં ચિકીર્ષસિ ।
મન્યે ત્વાં પતિમિચ્છન્તીં સર્વં કથય શોભને ॥ ૧૯॥

'હે સુન્દરી! તમે કોણ છો? કોનાં પુત્રી છો? ક્યાંથી આવ્યાં છો? અને શું કરવા ઇચ્છો છો? હું એવું સમજ્યો છું કે, તમને તમારા લાયક પતિ જોઈએ છે. હે કલ્યાણી! તમે તમારી બધી હકીકત કહો.' ॥ ૧૯ ॥

*કાલિન્દ્યુવાચ*

અહં દેવસ્ય સવિતુર્દુહિતા પતિમિચ્છતી ।
વિષ્ણું વરેણ્યં વરદં તપઃ પરમમાસ્થિતા ॥ ૨૦॥

નાન્યં પતિં વૃણે વીર[2] તમૃતે શ્રીનિકેતનમ્ ।
તુષ્યતાં મે સ ભગવાન્ મુકુન્દોऽનાથસંશ્રયઃ ॥ ૨૧॥

કાલિન્દીતિ સમાખ્યાતા વસામિ યમુનાજલે ।
નિર્મિતે ભવને પિત્રા યાવદચ્યુતદર્શનમ્ ॥ ૨૨॥

કાલિન્દીએ કહ્યું – 'હું ભગવાન સૂર્યદેવની પુત્રી છું. હું સર્વશ્રેષ્ઠ વરદાતા ભગવાન વિષ્ણુને મારા પતિ તરીકે પ્રાપ્ત કરવા અહીં કઠોર તપ કરી રહી છું. ॥ ૨૦ ॥ વીર અર્જુન! હું લક્ષ્મીજીના પરમ આશ્રય ભગવાન સિવાય અન્ય કોઈને મારા પતિ બનાવીશ નહીં. અનાથોના એકમાત્ર બેલી, પ્રેમાસ્પદ ભગવાન શ્રીકૃષ્ણ મારા પર પ્રસન્ન થાઓ. ॥ ૨૧ ॥ મારું નામ કાલિન્દી છે. યમુનાજળમાં મારા પિતા સૂર્યદેવે એક ભવન પણ બનાવી આપ્યું છે, તેમાં હું રહું છું. જ્યાં સુધી ભગવાનનાં દર્શન નહીં થાય, હું અહીં જ રહીશ.' ॥ ૨૨ ॥ અર્જુને ભગવાન પાસે જઈને આ બધી હકીકત જણાવી. તેઓ તો સર્વ કાંઈ જાણતા જ હતા, હવે તેમણે કાલિન્દીને પોતાના રથ પર બેસાડી દીધાં અને તેની સાથે ધર્મરાજ યુધિષ્ઠિરને ત્યાં (ઇન્દ્રપ્રસ્થમાં) આવ્યા. ॥ ૨૩ ॥

તથાऽવદદ્ ગુડાકેશો વાસુદેવાય સોऽપિ તામ્ ।
રથમારોપ્ય તદ્ વિદ્વાન્ ધર્મરાજમુપાગમત્ ॥ ૨૩॥

યદૈવ[3] કૃષ્ણઃ સન્દિષ્ટઃ પાર્થાનાં પરમાદ્ભુતમ્ ।
કારયામાસ નગરં વિચિત્રં વિશ્વકર્મણા ॥ ૨૪॥

ભગવાંસ્તત્ર નિવસન્ સ્વાનાં પ્રિયચિકીર્ષયા ।
અગ્નયે ખાણ્ડવં દાતુમર્જુનસ્યાસ સારથિઃ ॥ ૨૫॥

સોऽગ્નિસ્તુષ્ટો ધનુરદાદ્ધયાઞ્છ્વેતાન્ રથં નૃપ ।
અર્જુનાયાક્ષયૌ તૂણૌ વર્મ ચાભેદ્યમસ્ત્રિભિઃ ॥ ૨૬॥

મયશ્ચ મોચિતો વહ્નેઃ સભાં સખ્ય ઉપાહરત્ ।
યસ્મિન્ દુર્યોધનસ્યાસીજ્જલસ્થલદૃશિભ્રમઃ ॥ ૨૭॥

ત્યારબાદ પાંડવોની વિનંતીથી ભગવાન શ્રીકૃષ્ણે પાંડવોને રહેવા માટે એક અત્યંત અદ્‌ભુત અને વિચિત્ર નગર વિશ્વકર્મા પાસે નિર્માણ કરાવી આપ્યું. ॥ ૨૪ ॥ ભગવાન આ વખતે પાંડવોને આનંદ આપવા અને તેમનું હિત કરવા માટે ઘણા દિવસ સુધી ત્યાં રોકાયા. તે દરમિયાન અગ્નિદેવને ખાણ્ડવવન આપવા માટે તેઓ અર્જુનના સારથિ પણ બન્યા. ॥ ૨૫ ॥ ખાણ્ડવવનનું ભોજન મળી જવાથી અગ્નિદેવ બહુ પ્રસન્ન થયા. તેમણે અર્જુનને ગાંડીવ ધનુષ્ય, ચાર શ્વેત ઘોડા, એક રથ, બે અતૂટ બાણોવાળા તરકસ અને એક એવું કવચ આપ્યું, જેને કોઈ અસ્ત્ર-શસ્ત્રધારી ભેદી ન શકે. ॥ ૨૬ ॥ ખાણ્ડવ-દહન વખતે અર્જુને મય દાનવને બળતાં બચાવી લીધો હતો. તેથી તેણે અર્જુન સાથે મિત્રતા કરીને તેમના માટે એક પરમ અદ્‌ભુત સભા ભવન બનાવી આપ્યું. તે જ સભાભવનમાં દુર્યોધનને જળમાં સ્થળ અને સ્થળમાં જળનો ભ્રમ થઈ ગયો હતો. ॥ ૨૭ ॥

સ તેન સમનુજ્ઞાતઃ સુહૃદ્ભિશ્ચાનુમોદિતઃ ।
આયયૌ[4] દ્વારકાં ભૂયઃ સાત્યકિપ્રમુખૈર્વૃતઃ ॥ ૨૮॥

થોડા દિવસ બાદ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનની અનુમતિ અને અન્ય સંબંધીઓની રજા લઈને સાત્યકિ વગેરેની સાથે દ્વારકા આવી ગયા. ॥ ૨૮ ॥

૧. કુતો વા કિં । ૨. વીરમૃતે પુરુષમીશ્વરમ્ । ૩. યથૈવ । ૪. પ્રયયૌ ।

અથોપયેમે કાલિન્દીં સુપુણ્યર્ત્વૃક્ષ ઊર્જિતે ।
વિતન્વન્ પરમાનન્દં સ્વાનાં પરમમઙ્ગલમ્ ॥ ૨૯॥

વિન્દાનુવિન્દાવાવન્ત્યૌ દુર્યોધનવશાનુગૌ ।
સ્વયંવરે સ્વભગિનીં કૃષ્ણે સક્તાં ન્યષેધતામ્ ॥ ૩૦॥

રાજાધિદેવ્યાસ્તનયાં મિત્રવિન્દાં પિતૃષ્વસુઃ ।
પ્રસહ્ય હૃતવાન્ કૃષ્ણો રાજન્ રાજ્ઞાં પ્રપશ્યતામ્ ॥ ૩૧॥

નગ્નજિન્નામ કૌસલ્ય આસીદ્ રાજાતિધાર્મિકઃ ।
તસ્ય સત્યાઽભવત્ કન્યા દેવી નાગ્નજિતી નૃપ ॥ ૩૨॥

ન તાં શેકુર્નૃપા વોઢુમજિત્વા સપ્ત ગોવૃષાન્ ।
તીક્ષ્ણશૃઙ્ગાન્ સુદુર્ધર્ષાન્ વીરગન્ધાસહાન્ ખલાન્ ॥ ૩૩॥

તાં શ્રુત્વા વૃષજિલ્લભ્યાં ભગવાન્ સાત્વતાં પતિઃ ।
જગામ કૌસલ્યપુરં[1] સૈન્યેન મહતા વૃતઃ ॥ ૩૪॥

સ કોસલપતિઃ પ્રીતઃ પ્રત્યુત્થાનાસનાદિભિઃ ।
અર્હણેનાપિ ગુરુણા પૂજયન્ પ્રતિનન્દિતઃ ॥ ૩૫॥

વરં વિલોક્યાભિમતં સમાગતં
નરેન્દ્રકન્યા ચકમે રમાપતિમ્ ।
ભૂયાદયં મે પતિરાશિષોઽમલાઃ
કરોતુ સત્યા યદિ મે ધૃતો વ્રતૈઃ[2] ॥ ૩૬॥

યત્પાદપઙ્કજરજઃ[3] શિરસા બિભર્તિ
શ્રીરબ્જજઃ સગિરિશઃ સહલોકપાલૈઃ ।
લીલાતનૂઃ સ્વકૃતસેતુપરીપ્સયેશઃ
કાલે દધત્ સ ભગવાન્ મમ કેન તુષ્યેત્ ॥ ૩૭॥

ત્યાં આવીને તેમણે વિવાહ માટે યોગ્ય ઋતુ અને જ્યોતિષશાસ્ત્ર અનુસાર પુણ્ય નક્ષત્ર જોઈ મંગલ-મુહૂર્તમાં કાલિન્દીનું પાણિગ્રહણ કર્યું.(જેનાથી તેમના સ્વજન-સંબંધીઓને પરમ મંગળ અને પરમાનંદની પ્રાપ્તિ થઈ. ॥ ૨૯ ॥

અવન્તી (ઉજ્જૈન) દેશના રાજા વિન્દ અને અનુવિન્દ હતા. તેઓ દુર્યોધનને આધીન રહેનારા તથા અનુયાયી હતા. તેમની બહેન મિત્રવિન્દા સ્વયંવરમાં ભગવાન શ્રીકૃષ્ણને જ પોતાના પતિ બનાવવા ચાહતી હતી. પરંતુ વિન્દ અને અનુવિન્દે પોતાની બહેનને તેમ કરતાં અટકાવી દીધી. ॥ ૩૦ ॥ પરીક્ષિત! મિત્રવિન્દા શ્રીકૃષ્ણના ફોઈ રાજાધિદેવીની કન્યા હતી. ભગવાન શ્રીકૃષ્ણ રાજાઓથી ભરેલી સભામાં તેનું બળપૂર્વક હરણ કરી લઈ ગયા, બધા લોકો એક-બીજાનું મોઢું જોતાં રહી ગયા. ॥ ૩૧ ॥

પરીક્ષિત! કોસલદેશના નગ્નજિત નામના રાજા બહુ જ ધાર્મિક હતા. તેમની પરમ સુંદરી કન્યાનું નામ હતું સત્યા; નગ્નજિતની પુત્રી હોવાથી તે નાગ્નજિતી પણ કહેવાતી હતી. પરીક્ષિત! રાજાએ પ્રતિજ્ઞા કરી હતી કે – 'તીક્ષ્ણ શિંગડાંવાળા, ખૂબ માતેલા, કોઈને ન ગાંઠતા, બળવાન અને વીર પુરુષોની ગન્ધને ન સહેનારા સાત સાંઢોને જે વીરપુરુષ એક સાથે નાથશે તેને જ સત્યા (પત્ની તરીકે) પ્રાપ્ત થશે.' ॥ ૩૨-૩૩ ॥ જ્યારે યાદવશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ બહુ મોટી સેના લઈને કોસલપુરી (અયોધ્યા) પહોંચ્યા. ॥ ૩૪ ॥ કોસલનરેશ મહારાજ નગ્નજિતે બહુ જ પ્રસન્નતાપૂર્વક તેમનું સામૈયું કર્યું અને આસન વગેરે આપીને ઘણી બધી પૂજા-સામગ્રીથી તેમનો સત્કાર કર્યો. ભગવાન શ્રીકૃષ્ણે પણ તેમને બહુ અભિનંદન આપ્યાં. ॥ ૩૫ ॥ રાજા નગ્નજિતની કન્યા સત્યાએ જોયું કે, મારા ઇષ્ટદેવ રમારમણ ભગવાન શ્રીકૃષ્ણ અહીં પધાર્યા છે, ત્યારે તેણે મનથી જ એવી અભિલાષા કરી કે, જો 'મેં વ્રત-નિયમ વગેરેનું પાલન કરીને શ્રીકૃષ્ણનું જ ચિંતન કર્યું હોય તો એ જ મારા પતિ થાઓ અને મારા નિર્મળ મનોરથો સત્ય થાઓ.' ॥ ૩૬ ॥ નાગ્નજિતી સત્યા મનમાં જ વિચારવા લાગી કે – ભગવતી લક્ષ્મી, બ્રહ્મા, શંકર અને મોટા-મોટા લોકપાલો જેમના પદારવિંદની રજને પોતાના મસ્તક પર ધારણ કરે છે અને જે પ્રભુએ પોતાની બનાવેલી મર્યાદાનું પાલન કરવા માટે જ સમયે-સમયે અનેક લીલા અવતારો ધારણ કર્યા છે, તે પ્રભુ મારા કયા ધર્મ, વ્રત અથવા નિયમથી પ્રસન્ન થશે, તેઓ તો માત્ર પોતાની કૃપાથી જ પ્રસન્ન થઈ શકે છે. ॥ ૩૭ ॥

૧. કૌસલપુરીં । ૨. વ્રતઃ । ૩. પ્રાચીન પ્રતમાં આ શ્લોકને એ પછીના 'અર્ચિતં....' શ્લોક પછી લખ્યો છે.

અર્ચિતં પુનરિત્યાહ નારાયણ જગત્પતે ।
આત્માનન્દેન પૂર્ણસ્ય કરવાણિ કિમલ્પકઃ ॥ ૩૮॥

પરીક્ષિત! રાજા નગ્નજિતે ભગવાન શ્રીકૃષ્ણની વિધિપૂર્વક પૂજા કરીને પ્રાર્થના કરી – 'જગતના એકમાત્ર સ્વામી નારાયણ! આપ આપના સ્વરૂપભૂત આનંદથી જ પરિપૂર્ણ છો અને હું છું એક તુચ્છ મનુષ્ય! હું આપની શી સેવા કરું?' ॥ ૩૮ ॥

*શ્રીશુક ઉવાચ*

તમાહ ભગવાન્ હૃષ્ટઃ[1] કૃતાસનપરિગ્રહઃ ।
મેઘગમ્ભીરયા વાચા સસ્મિતં કુરુનન્દન ॥ ૩૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! રાજા નગ્નજિતનું આપેલું આસન, પૂજા વગેરેનો સ્વીકાર કરીને ભગવાન શ્રીકૃષ્ણ બહુ પ્રસન્ન થયા. તેમણે હસતાં હસતાં મેઘ જેવી ગંભીર વાણીથી કહ્યું – ॥ ૩૯ ॥

*શ્રીભગવાનુવાચ*

નરેન્દ્ર યાચ્ઞા કવિભિર્વિગર્હિતા
રાજન્યબન્ધોર્નિજધર્મવર્તિનઃ ।
તથાપિ યાચે તવ સૌહૃદેચ્છયા
કન્યાં ત્વદીયાં ન હિ શુલ્કદા વયમ્ ॥ ૪૦॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – રાજન્! જે ક્ષત્રિય પોતાના ધર્મમાં સ્થિત છે, તેના માટે કંઈ પણ માગવું ઉચિત નથી. ધર્મજ્ઞ વિદ્વાનોએ ક્ષત્રિયની યાચના-વૃત્તિની નિંદા કરી છે. તેમ છતાં આપની પાસે મિત્રતાનો – પ્રેમનો સંબંધ રાખવા માટે હું આપની કન્યાની માગણી કરું છું. અમારે ત્યાં આના બદલામાં કોઈ ધન વગેરે આપવાની પ્રથા નથી. ॥ ૪૦ ॥

*રાજોવાચ*

કોઽન્યસ્તેઽભ્યધિકો નાથ કન્યાવર ઈપ્સિતઃ ।
ગુણૈકધામ્નો યસ્યાઙ્ગે શ્રીર્વસત્યનપાયિની ॥ ૪૧॥

કિં ત્વસ્માભિઃ કૃતઃ પૂર્વં સમયઃ સાત્વતર્ષભ ।
પુંસાં વીર્યપરીક્ષાર્થં કન્યાવરપરીપ્સયા ॥ ૪૨॥

સપ્તૈતે ગોવૃષા વીર દુર્દાન્તા દુરવગ્રહાઃ ।
એતૈર્ભગ્નાઃ સુબહવો ભિન્નગાત્રા નૃપાત્મજાઃ ॥ ૪૩॥

યદિમે નિગૃહીતાઃ સ્યુસ્ત્વયૈવ યદુનન્દન ।
વરો ભવાનભિમતો દુહિતુર્મે શ્રિયઃ[2] પતે ॥ ૪૪॥

એવં સમયમાકર્ણ્ય બદ્ધ્વા પરિકરં પ્રભુઃ ।
આત્માનં સપ્તધા કૃત્વા ન્યગૃહ્ણાલ્લીલયૈવ તાન્ ॥ ૪૫॥

બદ્ધ્વા તાન્ દામભિઃ શૌરિર્ભગ્નદર્પાન્ હતૌજસઃ ।
વ્યકર્ષલ્લીલયા બદ્ધાન્ બાલો દારુમયાન્ યથા ॥ ૪૬॥

**રાજા નગ્નજિતે કહ્યું** – 'પ્રભુ! આપ સમસ્ત ગુણોના ધામ છો; એકમાત્ર આશ્રય છો. આપના વક્ષઃસ્થળ પર ભગવતી લક્ષ્મી નિત્ય-નિરંતર નિવાસ કરે છે. કન્યાના માટે આપનાથી શ્રેષ્ઠ વર ભલા, કોણ હોઈ શકે છે? ॥ ૪૧ ॥ પરંતુ યદુશ્રેષ્ઠ! અમે આ સંબંધમાં એક પ્રતિજ્ઞા કરી છે. કન્યાને માટે કયો વર ઉપયુક્ત છે, તેનું બળ-પરાક્રમ કેવું છે – વગેરે વાતોની પરીક્ષા લેવા માટે જ આ પ્રતિજ્ઞા કરી છે. ॥ ૪૨ ॥ વીરશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ! અમારા આ સાત સાંઢ કોઈના વશમાં ન આવવાવાળા અને હજી પલોટાયા વિનાના છે. આ સાંઢોએ ઘણા બધા રાજકુમારોના અંગોને ખંડિત કરીને તેમને હતપ્રભ કરી દીધા છે. ॥ ૪૩ ॥ શ્રીકૃષ્ણ! જો આમને તમે જ નાથી લો, પોતાને વશ કરી લો, તો લક્ષ્મીપતિ! આપ જ મારી કન્યા માટે યોગ્ય વર હશો.' ॥ ૪૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણે રાજા નગ્નજિતની પ્રતિજ્ઞા સાંભળીને કમર બાંધી, અને પોતાનાં સાત રૂપ બનાવીને એકી સાથે રમત-રમતમાં જ તે સાંઢોને નાથી લીધા. ॥ ૪૫ ॥ આનાથી સાંઢોનો ગર્વ નાશ પામ્યો અને તેમનું બળ-પરાક્રમ પણ વિદાય થઈ ગયું. હવે ભગવાન શ્રીકૃષ્ણ તે સાંઢોને દોરડાથી બાંધીને એ રીતે ખેંચવા લાગ્યા, જેમ રમતું બાળક લાકડાના બળદને ખેંચતું હોય. ॥ ૪૬ ॥

---

૧. કૃષ્ણઃ । ૨. પ્રિયઃ પતિઃ ।

તતઃ પ્રીતઃ સુતાં રાજા દદૌ કૃષ્ણાય વિસ્મિતઃ ।
તાં પ્રત્યગૃહ્ણાદ્ ભગવાન્ વિધિવત્ સદૃશીં પ્રભુઃ ॥ ૪૭॥

રાજા નગ્નજિતને ભારે આશ્ચર્ય થયું. તેમણે પ્રસન્ન થઈને ભગવાન શ્રીકૃષ્ણને પોતાની કન્યાનું દાન કરી દીધું અને સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાને અનુરૂપ પત્ની સત્યાનું વિધિપૂર્વક પાણિગ્રહણ કર્યું. ॥ ૪૭ ॥

રાજપત્ન્યશ્ચ દુહિતુઃ કૃષ્ણં લબ્ધ્વા પ્રિયં પતિમ્ ।
લેભિરે પરમાનન્દં જાતશ્ચ પરમોત્સવઃ ॥ ૪૮॥

રાણીઓએ જોયું કે અમારી કન્યાને તેના અત્યંત પ્રિય ભગવાન શ્રીકૃષ્ણ જ પતિ તરીકે પ્રાપ્ત થઈ ગયા છે. તેથી તેમને બહુ આનંદ થયો અને પૂરા નગરમાં મોટો ભારે ઉત્સવ થયો. ॥ ૪૮ ॥

શઙ્ખભેર્યાનકા નેદુર્ગીતવાદ્યદ્વિજાશિષઃ ।
નરા નાર્યઃ પ્રમુદિતાઃ સુવાસઃસ્રગલઙ્કૃતાઃ ॥ ૪૯॥

શંખ, ઢોલ, નગારાં વાગ્યાં, મંગળ ગીતો ગવાવા લાગ્યાં, બ્રાહ્મણો આશીર્વાદો આપવા લાગ્યા. નગરના સ્નેહાળ નર-નારીઓ શ્રેષ્ઠ સાડીઓ, અલંકારો, શૃંગાર સજી માળાઓથી સુશોભિત થઈ આનંદવિભોર બની હર્ષ લૂટવા લાગ્યાં. ॥ ૪૯ ॥

દશધેનુસહસ્રાણિ પારિબર્હમદાદ્ વિભુઃ ।
યુવતીનાં ત્રિસાહસ્રં નિષ્કગ્રીવસુવાસસામ્ ॥ ૫૦॥

નવનાગસહસ્રાણિ નાગાચ્છતગુણાન્ રથાન્ ।
રથાચ્છતગુણાનશ્વાનશ્વાચ્છતગુણાન્ નરાન્ ॥ ૫૧॥

રાજા નગ્નજિતે પુત્રીને દહેજમાં દશ હજાર ગાયો, ત્રણ હજાર દાસીઓ (જે સુંદર વસ્ત્રો અને ગળામાં સોનાના હાર પહેરેલી હતી) આપી. આ ઉપરાંત નવ હજાર હાથી, નવ લાખ રથ, નવ કરોડ ઘોડા અને નવ અબજ સેવકો પણ દહેજમાં આપ્યા. ॥ ૫૦-૫૧ ॥

દમ્પતી રથમારોપ્ય મહત્યા સેનયા વૃતૌ ।
સ્નેહપ્રક્લિન્નહૃદયો યાપયામાસ કોસલઃ ॥ ૫૨॥

કોસલનરેશ રાજા નગ્નજિતે વર-કન્યાને રથમાં બેસાડી એક મોટી સેનાની સાથે તેમને વિદાય આપી. તે સમયે પિતાનું હૃદય પુત્રીના પ્રેમથી દ્રવીભૂત થઈ રહ્યું હતું. ॥ ૫૨ ॥

શ્રુત્વૈતદ્ રુરુધુર્ભૂપા નયન્તં પથિ કન્યકામ્ ।
ભગ્નવીર્યાઃ સુદુર્મર્ષા યદુભિર્ગોવૃષૈઃ પુરા ॥ ૫૩॥

પરીક્ષિત! યાદવોએ અને રાજા નગ્નજિતના સાંઢોએ અનેક રાજાઓનાં બળ-પરાક્રમને ધૂળમાં મિલાવી દીધું હતું. જ્યારે તે રાજાઓએ સમાચાર સાંભળ્યા, ત્યારે તેમનાથી ભગવાન શ્રીકૃષ્ણનો આ વિજય સહન ન થયો. તે લોકોએ નાગ્નજિતી સત્યાને લઈને જતાં રસ્તામાં ભગવાન શ્રીકૃષ્ણને ઘેરી લીધા. ॥ ૫૩ ॥

તાનસ્યતઃ શરવ્રાતાન્[1] બન્ધુપ્રિયકૃદર્જુનઃ ।
ગાણ્ડીવી કાલયામાસ સિંહઃ ક્ષુદ્રમૃગાનિવ ॥ ૫૪॥

અને ખૂબ વેગપૂર્વક તેમના ઉપર બાણોની વર્ષા કરવા લાગ્યા. ત્યારે પાંડવવીર અર્જુને પોતાના મિત્ર ભગવાન શ્રીકૃષ્ણનું પ્રિય કરવા માટે ગાંડીવ ધનુષ્ય ધારણ કરીને — જેમ સિંહ નાનાં-મોટાં પશુઓને ખદેડી મૂકે, તેમ તે રાજાઓને મારીને ભગાડી દીધા. ॥ ૫૪ ॥

પારિબર્હમુપાગૃહ્ય દ્વારકામેત્ય સત્યયા ।
રેમે યદૂનામૃષભો ભગવાન્ દેવકીસુતઃ ॥ ૫૫॥

ત્યાર પછી યાદવશિરોમણિ દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ દહેજની વસ્તુઓ તથા સત્યાને લઈને દ્વારકામાં પધાર્યા અને ત્યાં રહીને ગૃહસ્થોચિત વિહાર કરવા લાગ્યા. ॥ ૫૫ ॥

શ્રુતકીર્તેઃ સુતાં ભદ્રામુપયેમે પિતૃષ્વસુઃ ।
કૈકેયીં ભ્રાતૃભિર્દત્તાં કૃષ્ણઃ સન્તર્દનાદિભિઃ ॥ ૫૬॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનાં ફોઈ શ્રુતકીર્તિ કેકયદેશમાં પરણાવ્યાં હતાં. તેમની પુત્રીનું નામ ભદ્રા હતું. તેના ભાઈ સંતર્દન વગેરેએ તેને ભગવાન શ્રીકૃષ્ણને આપી અને તેમણે ભદ્રા સાથે લગ્ન કર્યાં. ॥ ૫૬ ॥

સુતાં ચ મદ્રાધિપતેર્લક્ષ્મણાં લક્ષણૈર્યુતામ્ ।
સ્વયંવરે જહારૈકઃ સ સુપર્ણઃ સુધામિવ ॥ ૫૭॥

મદ્રપ્રદેશના રાજાની કન્યા હતી લક્ષ્મણા. તે અત્યંત સુલક્ષણોવાળી હતી. જેમ ગરુડે સ્વર્ગમાંથી અમૃતનું હરણ કર્યું હતું, તે જ રીતે ભગવાન શ્રીકૃષ્ણ સ્વયંવરમાંથી એકલા જઈને તેનું હરણ કરી લાવ્યા. ॥ ૫૭ ॥

૧. શરવ્રાતૈર્બન્ધુ૦ ।

અન્યાશ્ચૈવંવિધાઃ ભાર્યાઃ કૃષ્ણસ્યાસન્ સહસ્રશઃ ।
ભૌમં હત્વા તન્નિરોધાદાહૃતાશ્ચારુદર્શનાઃ ॥ ૫૮॥

પરીક્ષિત! આ રીતે ભગવાન શ્રીકૃષ્ણની બીજી પણ હજારો પત્નીઓ હતી. તે પરમ સુંદરીઓને તેઓ ભૌમાસુરને મારીને તેના બંદીગૃહમાંથી છોડાવી લાવ્યા હતા. ॥ ૫૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે[1] અષ્ટમહિષ્યુદ્વાહો નામાષ્ટપઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૮ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત આઠ રાણીઓના વિવાહ એ નામનો અઠાવનમો અધ્યાય સમાપ્ત.

=★=

# ઓગણસાઠમો અધ્યાય

## ભૌમાસુરનો ઉદ્ધાર અને સોળહજાર એકસો રાજકન્યાઓ સાથે ભગવાનનાં લગ્ન

રાજોવાચ

યથા હતો ભગવતા ભૌમો યેન ચ તાઃ સ્ત્રિયઃ ।
નિરુદ્ધા એતદાચક્ષ્વ વિક્રમં શાર્ઙ્ગધન્વનઃ ॥ ૧॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! ભગવાન શ્રીકૃષ્ણે ભૌમાસુરને (જેણે તે સ્ત્રીઓને કારાગૃહમાં પૂરી રાખી હતી) શા માટે અને કઈ રીતે માર્યો? તમે કૃપા કરીને શાર્ઙ્ગ-ધનુષ્યધારી ભગવાન શ્રીકૃષ્ણનું તે વિચિત્ર ચરિત્ર સંભળાવો. ॥ ૧ ॥

શ્રીશુક ઉવાચ

ઇન્દ્રેણ હૃતછત્રેણ હૃતકુણ્ડલબન્ધુના ।
હૃતામરાદ્રિસ્થાનેન જ્ઞાપિતો ભૌમચેષ્ટિતમ્ ।
સભાર્યો ગરુડારૂઢઃ પ્રાગ્જ્યોતિષપુરં યયૌ ॥ ૨॥

ગિરિદુર્ગૈઃ શસ્ત્રદુર્ગૈર્જલાગ્ન્યનિલદુર્ગમમ્[2] ।
મુરપાશાયુતૈર્ઘોરૈર્દૃઢૈઃ સર્વત આવૃતમ્ ॥ ૩॥

ગદયા નિર્બિભેદાદ્રીન્ શસ્ત્રદુર્ગાણિ સાયકૈઃ ।
ચક્રેણાગ્નિં જલં વાયું મુરપાશાંસ્તથાસિના ॥ ૪॥

શઙ્ખનાદેન યન્ત્રાણિ હૃદયાનિ મનસ્વિનામ્ ।
પ્રાકારં ગદયા ગુર્વ્યા નિર્બિભેદ ગદાધરઃ ॥ ૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભૌમાસુરે વરુણનું છત્ર, માતા અદિતિનાં કુંડળ અને મેરુપર્વત પર સ્થિત દેવતાઓનું મણિપર્વત નામક સ્થાન છીનવી લીધું. આના કારણે સર્વના રાજા ઇન્દ્ર દ્વારકામાં આવ્યા અને તેનાં એક-એક કરતૂતો (કૃત્યો) ભગવાન શ્રીકૃષ્ણને કહ્યાં. ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પ્રિય પત્ની સત્યભામા સાથે ગરુડ પર બેસી ભૌમાસુરની રાજધાની પ્રાગ્જ્યોતિષપુરમાં ગયા. ॥ ૨ ॥ આ નગરના રક્ષણ માટે ભૌમાસુરે છ કિલ્લા બનાવ્યા હતા. (૧) ગિરિદુર્ગ – ચારે બાજુ પર્વતોની હારમાળા હતી. (૨) શસ્ત્ર-દુર્ગ – ચારે બાજુ વિવિધ પ્રકારનાં શસ્ત્રો લઈને સૈનિકો ઊભા હતા. (૩) જલદુર્ગ – પાણીની ઊંડી જલભરેલી ખાઈઓ હતી. (૪) અગ્નિદુર્ગ-ચારે તરફ સળગતો અગ્નિ હતો. (૫) પવનદુર્ગ – વાયુની ભયંકર ઘુમરીઓ, અને ધૂળની ડમરીઓ ઊડતી હતી અને (૬) મુરપાશદુર્ગ – હજારોની સંખ્યામાં મુર દાનવના દશહજાર દૃઢ પાશની જાળ બિછાવેલી હતી. ॥ ૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પોતાની ગદા દ્વારા ગિરિદુર્ગને ભેદી નાખ્યો અને શસ્ત્રોના મોરચાને બાણો વડે છિન્નભિન્ન કરી નાખ્યો. સુદર્શનચક્ર દ્વારા અગ્નિ, જલ અને વાયુના કિલ્લાઓનો નાશ કરી નાખ્યો અને મુર દૈત્યના ફાંસા (પાશ) કાપી – તોડીને જુદા કરી દીધા. ॥ ૪ ॥ જે મોટાં-મોટાં યંત્રો રાખેલાં હતાં તેમને તથા વીર પુરુષોનાં હૃદયોને શંખનાદ દ્વારા ચીરી નાખ્યાં અને નગરના કિલ્લાને ગદાધર ભગવાને પોતાની ભારે ગદાથી તોડી નાખ્યો. ॥ ૫ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'ઉત્તરાર્ધે' પાઠ નથી. । ૨. ૦દુર્ગમૈઃ ।

પાઞ્ચજન્યધ્વનિં શ્રુત્વા યુગાન્તાશનિભીષણમ્ ।
મુરઃ શયાન ઉત્તસ્થૌ દૈત્યઃ પઞ્ચશિરા જલાત્ ॥ ૬॥

ત્રિશૂલમુદ્યમ્ય સુદુર્નિરીક્ષણો[1]
યુગાન્તસૂર્યાનલરોચિરુલ્બણઃ[2] ।
ગ્રસંસ્ત્રિલોકીમિવ પઞ્ચભિર્મુખૈ-
રભ્યદ્રવત્તાર્ક્ષ્યસુતં યથોરગઃ ॥ ૭॥

આવિધ્ય શૂલં તરસા ગરુત્મતે
નિરસ્ય વક્ત્રૈર્વ્યનદત્ સ પઞ્ચભિઃ ।
સ રોદસી સર્વદિશોઽમ્બરં મહા-
નાપૂરયન્નણ્ડકટાહમાવૃણોત્ ॥ ૮॥

તદાપતદ્ વૈ ત્રિશિખં ગરુત્મતે
હરિઃ શરાભ્યામભિનત્ત્રિધૌજસા ।
મુખેષુ તં ચાપિ શરૈરતાડયત્
તસ્મૈ ગદાં સોઽપિ રુષા વ્યમુઞ્ચત ॥ ૯॥

તામાપતન્તીં ગદયા ગદાં મૃધે
ગદાગ્રજો નિર્બિભિદે સહસ્રધા ।
ઉદ્યમ્ય બાહૂનભિધાવતોઽજિતઃ
શિરાંસિ ચક્રેણ જહાર લીલયા ॥ ૧૦॥

વ્યસુઃ પપાતામ્ભસિ કૃત્તશીર્ષો
નિકૃત્તશૃઙ્ગોઽદ્રિરિવેન્દ્રતેજસા ।
તસ્યાત્મજાઃ સપ્ત પિતુર્વધાતુરાઃ
પ્રતિક્રિયામર્ષજુષઃ સમુદ્યતાઃ ॥ ૧૧॥

તામ્રોઽન્તરિક્ષઃ શ્રવણો વિભાવસુ-
ર્વસુર્નભસ્વાનરુણશ્ચ સપ્તમઃ ।
પીઠં પુરસ્કૃત્ય ચમૂપતિં મૃધે
ભૌમપ્રયુક્તા નિરગન્ ધૃતાયુધાઃ ॥ ૧૨॥

ભગવાનના પાંચજન્ય શંખનો ધ્વનિ પ્રલયકાળના વીજળીના કડાકા જેવો મહાભયંકર હતો. તે સાંભળીને પાંચ મસ્તકોવાળો (અને ખાઈના જલમાં સૂતેલો) મુર દૈત્ય તે જળમાંથી જાગ્યો. ॥ ૬ ॥ તે દૈત્ય પ્રલયકાળના સૂર્ય અને અગ્નિ જેવો પ્રચંડ તેજસ્વી હતો. તે એટલો ભયંકર હતો કે તેની તરફ આંખ ખોલીને જોવું પણ અશક્ય હતું. તેણે ત્રિશૂળ ઉઠાવ્યું અને પાંચે મુખોને પહોળાં કરીને જાણે ત્રિલોકને ગળી જતો હોય તેમ (સર્પ જેમ ગરુડ સામે ધસે તેમ) તે શ્રીકૃષ્ણ સામે દોડ્યો. ॥ ૭ ॥ તેણે પોતાના ત્રિશૂળને ખૂબ વેગથી ઘુમાવીને ગરુડજી ઉપર ફેંક્યું અને પછી પોતાનાં પાંચે મુખોથી ભયંકર ગર્જના કરવા લાગ્યો. તેના સિંહનાદનો ઘોર અવાજ પૃથ્વી, આકાશ, પાતાળ અને દશે દિશાઓમાં ફેલાઈને પૂરા બ્રહ્માંડમાં વ્યાપી ગયો. ॥ ૮ ॥ ભગવાન કૃષ્ણે જોયું કે મુર દૈત્યનું ત્રિશૂળ બહુ વેગપૂર્વક ગરુડ તરફ આવી રહ્યું છે, ત્યારે તેમણે પોતાનું હસ્ત-કૌશલ દેખાડતાં ઝડપથી બે બાણ છોડ્યાં, જેનાથી તે ત્રિશૂળના ત્રણ ટુકડા થઈ ગયા. તેની સાથે-સાથે મુર દૈત્યના મુખમાં પણ ભગવાને ઘણાં બાણ માર્યાં. તેથી તેણે અત્યંત ક્રોધિત થઈને ભગવાન પર પોતાની ગદા ફેંકી. ॥ ૯ ॥ પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે પોતાની ગદાના પ્રહારથી મુરદૈત્યની ગદાના પોતાની પાસે આવતાં પહેલાં જ હજારો ટુકડા કરી નાખ્યા. હવે તે અસ્ત્રહીન થઈ જતાં પોતાની ભુજાઓ ફેલાવીને શ્રીકૃષ્ણ તરફ દોડ્યો. ત્યારે ભગવાને સહજમાં જ પોતાના ચક્ર દ્વારા તેનાં પાંચે માથાં ઉતારી લીધાં. ॥ ૧૦ ॥ માથાં છેદાતાં તેનું પ્રાણપંખેરુ ઊડી ગયું અને જેમ વજ્રથી શિખર કપાઈને સમુદ્રમાં પડે તેમ તે જલમાં પડી ગયો. મુર દૈત્યને સાત પુત્રો હતા — તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન અને અરુણ. તે બધા પિતાના મૃત્યુથી અત્યંત વ્યાકુળ થઈને ક્રોધાયમાન થયા અને પિતાના મૃત્યુનો બદલો લેવા પીઠ નામના સેનાપતિને આગળ કરી ભૌમાસુરના આદેશથી શ્રીકૃષ્ણ ઉપર ચઢી આવ્યા. ॥ ૧૧-૧૨ ॥

૧. સુદુર્નિરીક્ષ્યં । ૨. ઽઽલ્બણં ।

પ્રાયુઞ્જતાસાદ્ય શરાનસીન્ ગદાઃ
　　શક્ત્યૃષ્ટિશૂલાન્યજિતે રુષોલ્બણાઃ ।
તચ્છસ્ત્રકૂટં ભગવાન્ સ્વમાર્ગણૈ-
　　અમોઘવીર્યસ્તિલશશ્ચકર્ત હ ॥ ૧૩॥

તાન્ પીઠમુખ્યાનનયદ્ યમક્ષયં
　　નિકૃત્તશીર્ષોરુભુજાઙ્ઘ્રિવર્મણઃ ।
સ્વાનીકપાનચ્યુતચક્રસાયકૈ-
　　સ્તથા નિરસ્તાન્ નરકો ધરાસુતઃ ॥ ૧૪॥

નિરીક્ષ્ય દુર્મર્ષણ આસ્રવન્મદૈ-
　　ર્ગજૈઃ પયોધિપ્રભવૈર્નિરાક્રમત્ ।
દૃષ્ટ્વા સભાર્યં ગરુડોપરિ સ્થિતં
　　સૂર્યોપરિષ્ટાત્ સતડિદ્ઘનં યથા ।
કૃષ્ણં સ તસ્મૈ વ્યસૃજચ્છતઘ્નીં
　　યોધાશ્ચ સર્વે યુગપત્ સ્મ વિવ્યધુઃ ॥ ૧૫॥

તદ્ ભૌમસૈન્યં ભગવાન્ ગદાગ્રજો
　　વિચિત્રવાજૈર્નિશિતૈઃ શિલીમુખૈઃ ।
નિકૃત્તબાહૂરુશિરોધ્રવિગ્રહં
　　ચકાર તર્હ્યેવ હતાશ્વકુઞ્જરમ્ ॥ ૧૬॥

યાનિ[1] યોધૈઃ પ્રયુક્તાનિ શસ્ત્રાસ્ત્રાણિ કુરૂદ્વહ ।
હરિસ્તાન્યચ્છિનત્તીક્ષ્ણૈઃ શરૈરેકૈકશસ્ત્રિભિઃ ॥ ૧૭॥

ઉહ્યમાનઃ સુપર્ણેન પક્ષાભ્યાં નિઘ્નતા ગજાન્ ।
ગરુત્મતા હન્યમાનાસ્તુણ્ડપક્ષનખૈર્ગજાઃ ॥ ૧૮॥

પુરમેવાવિશન્નાર્તા નરકો યુધ્યયુધ્યત ।
દૃષ્ટ્વા વિદ્રાવિતં સૈન્યં ગરુડેનાર્દિતં સ્વકમ્ ॥ ૧૯॥

તેઓ ત્યાં આવીને ક્રોધપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણ ઉપર બાણ, તલવાર, ગદા, શક્તિ, ઋષ્ટિ અને ત્રિશૂળ વગેરે પ્રચંડ શસ્ત્રોની વર્ષા કરવા લાગ્યા. પરીક્ષિત! ભગવાનની શક્તિ અમોઘ અને અનંત છે. તેમણે પોતાનાં બાણોથી તેમનાં કરોડો શસ્ત્રોના તલ-તલ જેવા ટુકડા કરીને કાપી નાંખ્યાં ॥ ૧૩ ॥ ભગવાનના શસ્ત્રપ્રહારથી સેનાપતિ પીઠ અને તેના સાથી દૈત્યોનાં માથાં, સાથળો, ભુજાઓ, પગ અને કવચ કપાઈ ગયાં અને તે બધાને ભગવાને યમસદન પહોંચાડી દીધા. જ્યારે પૃથ્વીના પુત્ર નરકાસુરે (ભૌમાસુરે) જોયું કે ભગવાન શ્રીકૃષ્ણનાં ચક્ર અને બાણોથી અમારી સેના અને સેનાપતિઓનો સંહાર થઈ ગયો, ત્યારે તેને અસહ્ય ક્રોધ થયો. તે સમુદ્રકિનારે પેદા થયેલ અનેક મદમસ્ત હાથીઓની સેના લઈને નગરની બહાર નીકળ્યો. તેણે જોયું કે ભગવાન શ્રીકૃષ્ણ પોતાની પત્ની સાથે આકાશમાં ગરુડ પર બેઠેલા – જેમ સૂર્ય ઉપર વીજળી સાથેના વર્ષાકાળના શ્યામ મેઘ શોભી રહ્યા હોય તેવા શોભી રહ્યા છે. ભૌમાસુરે સ્વયં ભગવાન ઉપર શતઘ્ની નામની શક્તિ છોડી અને તેના બધા સૈનિકોએ પણ એકી સાથે તેમના પર પોત-પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર છોડ્યાં. ॥ ૧૪-૧૫ ॥ હવે ભગવાન શ્રીકૃષ્ણ પણ વિચિત્ર-વિચિત્ર પાંખોવાળાં તીક્ષ્ણ બાણ છોડવા લાગ્યા. એના કારણે તે જ વખતે ભૌમાસુરના સૈનિકોનાં માથાં, ભુજાઓ, સાથળો, અને ધડ કપાઈ-કપાઈને પડવા લાગ્યાં. હાથી અને ઘોડા પણ મરવા લાગ્યા. ॥ ૧૬ ॥

પરીક્ષિત! ભૌમાસુરના સૈનિકોએ ભગવાન પર જે-જે અસ્ત્ર-શસ્ત્ર ચલાવ્યાં હતાં, તે બધાંને ભગવાને પોતાનાં તીક્ષ્ણ બાણોથી કાપી નાંખ્યાં. ॥ ૧૭ ॥ તે સમયે ભગવાન શ્રીકૃષ્ણ ગરુડજી પર બેઠા હતા અને ગરુડજી પોતાની પાંખોથી હાથીઓને મારી રહ્યા હતા. તેમની ચાંચ, પાંખો અને પંજાના મારથી હાથીઓ બહુ વ્યાકુળ થઈ ગયા અને બધા દુઃખી થઈને યુદ્ધભૂમિમાંથી નાસીને નગરમાં ઘુસી ગયા. હવે ત્યાં માત્ર ભૌમાસુર એકલો જ લડી રહ્યો હતો. જ્યારે તેણે જોયું કે ગરુડના મારથી વ્યાકુળ થઈને મારી સેના ભાગી રહી છે, ત્યારે તેણે ગરુડજી પર એક શક્તિ ચલાવી, જેણે વજ્રને પણ નકામું કરી દીધું હતું. પરંતુ તેના પ્રહારથી પક્ષીરાજ ગરુડજી સ્હેજ પણ વિચલિત થયા નહીં,

૧. પ્રાચીન પ્રતમાં આ શ્લોકને સ્થાને આવો પાઠ છે – મુક્તાનિ ચાસ્ત્રાણિ કુરૂદ્વહામુના તાન્યચ્છિનત્તીક્ષ્ણશરૈસ્ત્રિભિસ્ત્રિભિઃ ।

તં ભૌમઃ પ્રાહરચ્છક્ત્યા વજ્રઃ પ્રતિહતો યતઃ ।
નાકમ્પત તયા વિદ્ધો માલાહત[1] ઇવ દ્વિપઃ ॥ ૨૦॥

શૂલં ભૌમોઽચ્યુતં હન્તુમાદદે વિતથોદ્યમઃ ।
તદ્વિસર્ગાત્ પૂર્વમેવ નરકસ્ય શિરો હરિઃ ।
અપાહરદ્ ગજસ્થસ્ય ચક્રેણ ક્ષુરનેમિના ॥ ૨૧॥

સકુણ્ડલં ચારુકિરીટભૂષણં
બભૌ પૃથિવ્યાં પતિતં સમુજ્જ્વલત્ ।
હાહેતિ સાધ્વિત્યૃષયઃ સુરેશ્વરા
માલ્યૈર્મુકુન્દં વિકિરન્ત ઈડિરે ॥ ૨૨॥

તતશ્ચ ભૂઃ કૃષ્ણમુપેત્ય કુણ્ડલે
પ્રતપ્તજામ્બૂનદરત્નભાસ્વરે ।
સવૈજયન્ત્યા વનમાલયાર્પયત્
પ્રાચેતસં છત્રમથો મહામણિમ્ ॥ ૨૩॥

અસ્તૌષીદથ વિશ્વેશં દેવી દેવવરાર્ચિતમ્ ।
પ્રાઞ્જલિઃ પ્રણતા રાજન્ ભક્તિપ્રવણયા ધિયા ॥ ૨૪॥

*ભૂમિરુવાચ*[2]

નમસ્તે દેવદેવેશ શઙ્ખચક્રગદાધર ।
ભક્તેચ્છોપાત્તરૂપાય પરમાત્મન્ નમોઽસ્તુ તે ॥ ૨૫॥

નમઃ પઙ્કજનાભાય નમઃ પઙ્કજમાલિને ।
નમઃ પઙ્કજનેત્રાય નમસ્તે પઙ્કજાઙ્ઘ્રયે ॥ ૨૬॥

નમો ભગવતે તુભ્યં વાસુદેવાય વિષ્ણવે[3] ।
પુરુષાયાદિબીજાય પૂર્ણબોધાય તે નમઃ ॥ ૨૭॥

અજાય જનયિત્રેઽસ્ય બ્રહ્મણેઽનન્તશક્તયે ।
પરાવરાત્મન્[4] ભૂતાત્મન્ પરમાત્મન્ નમોઽસ્તુ તે ॥ ૨૮॥

જાણે કોઈએ મદમસ્ત ગજરાજ પર ફૂલોની માળાનો પ્રહાર કર્યો હોય. ॥ ૧૮-૨૦ ॥ હવે ભૌમાસુરે જોયું કે, મારા બધા ઉપાયો નિષ્ફળ જાય છે ત્યારે તેણે શ્રીકૃષ્ણને મારી નાખવા માટે એક ત્રિશૂળ ઉપાડ્યું. પરંતુ હજુ તેને તે છોડી પણ શક્યો ન હતો ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તીક્ષ્ણ ધારવાળા ચક્રથી હાથી પર બેઠેલા ભૌમાસુરનું મસ્તક છેદી નાખ્યું. ॥ ૨૧ ॥ તેનું ઝગમગતું મસ્તક કુંડળો અને સુંદર કિરીટ સાથે પૃથ્વી પર પડી ગયું. તે જોઈને ભૌમાસુરના સગા-સંબંધીઓ અરે...રે...અરે...રે પોકારી ઊઠ્યાં. ઋષિઓ સાધુ-સાધુ કહેવા લાગ્યા અને દેવતાઓ ભગવાન પર પુષ્પોની વૃષ્ટિ કરતા રહીને સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૨ ॥

હવે પૃથ્વી દેવી ભગવાન પાસે આવ્યાં. તેમણે ભગવાન શ્રીકૃષ્ણના ગળામાં વૈજયન્તીની સાથે વનમાળા પહેરાવીને અદિતિ માતાનાં અતિશય ઉજ્જ્વળ કુંડળો, વરુણદેવનું છત્ર અને એક મોટો મણિ તેમને આપ્યો. ॥ ૨૩ ॥ રાજન્! ત્યાર પછી પૃથ્વીદેવી મોટા-મોટા દેવતાઓ દ્વારા પૂજાયેલા વિશ્વેશ્વર ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કરીને હાથ જોડીને ભક્તિ-ભાવ-યુક્ત હૃદયે તેમની સ્તુતિ કરવા લાગ્યાં– ॥ ૨૪ ॥

**પૃથ્વી દેવીએ કહ્યું** – શંખચક્રગદાધારી વિશ્વેશ્વર! હું આપને નમસ્કાર કરું છું. પરમાત્મન્! આપ પોતાના ભક્તોની ઇચ્છા પૂરી કરવા માટે સ્વરૂપ ધારણ કરો છો. પ્રભુ, આપને નમસ્કાર કરું છું. ॥ ૨૫ ॥ પ્રભુ! આપની નાભિમાંથી કમળ પ્રગટ થયું છે, આપ કમળની માળા ધારણ કરો છો. આપનાં નેત્રો કમળ જેવાં ખીલેલાં અને શાંતિદાયક છે. આપના ચરણ કમળ જેવા કોમળ અને ભક્તોના હૃદયને શીતળ કરનારા છે. હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૬ ॥ આપ સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, સંપત્તિ, જ્ઞાન અને વૈરાગ્યના આશ્રય છો. હું આપને નમસ્કાર કરું છું. આપ સર્વવ્યાપક હોવા છતાં પણ સ્વયં વસુદેવનન્દનરૂપે પ્રગટ થયા છો. હું આપને નમસ્કાર કરું છું. આપ જ પુરાણપુરુષ છો અને સમસ્ત કારણોના પણ પરમ કારણ છો. આપ સ્વયં પૂર્ણ જ્ઞાન–સ્વરૂપ છો, હું આપને નમસ્કાર કરું છું. ॥ ૨૭ ॥ આપ સ્વયં અજન્મા છો, પરંતુ આ જગતના જન્મદાતા આપ જ છો. આપ જ અનંત શક્તિઓના આશ્રય બ્રહ્મ છો. જગતનું જે કાંઈ પણ કાર્ય-કારણમય રૂપ છે, જેટલાં પણ પ્રાણી અથવા અપ્રાણી છે – બધાં જ આપનાં સ્વરૂપ છે. હે પરમાત્મન્! આપના ચરણોમાં મારા વારંવાર નમસ્કાર હો. ॥ ૨૮ ॥

૧. માલાવિદ્ધ । ૨. ભૂરુવાચ । ૩. ચક્રિણે । ૪. પરાવરાય ભૂતાનાં ।

ત્વં વૈ સિસૃક્ષૂ રજ ઉત્કટં પ્રભો
તમો નિરોધાય બિભર્ષ્યસંવૃતઃ ।
સ્થાનાય સત્ત્વં જગતો જગત્પતે
કાલઃ પ્રધાનં પુરુષો ભવાન્ પરઃ ॥ ૨૯॥

અહં પયો જ્યોતિરથાનિલો નભો
માત્રાણિ દેવા મન ઇન્દ્રિયાણિ ।
કર્તા મહાનિત્યખિલં ચરાચરં
ત્વય્યદ્વિતીયે ભગવન્નયં ભ્રમઃ ॥ ૩૦॥

તસ્યાત્મજોઽયં તવ પાદપઙ્કજં
ભીતઃ પ્રપન્નાર્તિહરોપસાદિતઃ ।
તત્ પાલયૈનં કુરુ હસ્તપઙ્કજં
શિરસ્યમુષ્યાખિલકલ્મષાપહમ્ ॥ ૩૧॥

*શ્રીશુક ઉવાચ*

ઇતિ ભૂમ્યાર્થિતો વાગ્ભિર્ભગવાન્ ભક્તિનમ્રયા ।
દત્ત્વાઽભયં ભૌમગૃહં પ્રાવિશત્ સકલર્દ્ધિમત્ ॥ ૩૨॥

તત્ર રાજન્યકન્યાનાં ષટ્સહસ્રાધિકાયુતમ્ ।
ભૌમાહૃતાનાં વિક્રમ્ય રાજભ્યો દદૃશે હરિઃ ॥ ૩૩॥

તં પ્રવિષ્ટં સ્ત્રિયો વીક્ષ્ય નરવીરં[1] વિમોહિતાઃ ।
મનસા વવ્રિરેઽભીષ્ટં પતિં દૈવોપસાદિતમ્ ॥ ૩૪॥

ભૂયાત્ પતિરયં મહ્યં ધાતા તદનુમોદતામ્ ।
ઇતિ સર્વાઃ પૃથક્ કૃષ્ણે ભાવેન હૃદયં[2] દધુઃ ॥ ૩૫॥

તાઃ પ્રાહિણોદ્ દ્વારવતીં સુમૃષ્ટવિરજોઽમ્બરાઃ ।
નરયાનૈર્મહાકોશાન્ રથાશ્વાન્ દ્રવિણં મહત્ ॥ ૩૬॥

ઐરાવતકુલેભાંશ્ચ ચતુર્દન્તાંસ્તરસ્વિનઃ ।
પાણ્ડુરાંશ્ચ ચતુઃષષ્ટિં પ્રેષયામાસ કેશવઃ ॥ ૩૭॥

પ્રભુ! જ્યારે આપ જગતની રચના કરવા ઇચ્છો છો, ત્યારે કાંઈક કરવામાં તત્પર ઉત્કટ રજોગુણનું, અને જ્યારે તેનો પ્રલય કરવા ઇચ્છો છો ત્યારે તમોગુણનું, તથા જ્યારે તેનું પાલન કરવા ઇચ્છો છો ત્યારે ઉત્કટ સત્ત્વગુણનું સર્જન કરો છો. પરંતુ આ બધું કરવા છતાં પણ આપ તે ગુણોથી અલિપ્ત જ રહો છો. જગત્પતિ! આપ સ્વયં પ્રકૃતિ, પુરુષ અને બન્નેના સંયોગ-વિયોગના હેતુ કાળ છો તથા તે ત્રણેથી પર પણ છો. ॥ ૨૯ ॥ ભગવન્! હું (પૃથ્વી), જલ, અગ્નિ, વાયુ, આકાશ, પંચતન્માત્રાઓ, મન, ઇન્દ્રિયો અને એમના અધિષ્ઠાતા દેવતા, અહંકાર અને મહત્તત્ત્વ – શું – શું કહું, આ સંપૂર્ણ ચરાચર જગત આપના અદ્વિતીય સ્વરૂપમાં ભ્રમને કારણે જ ભિન્ન-ભિન્ન પ્રતીત થાય છે. ॥ ૩૦ ॥ શરણાગતના ભયને હરવાવાળા પ્રભુ! મારા પુત્ર ભૌમાસુરનો આ પુત્ર ભગદત્ત અત્યંત ભયભીત થઈ રહ્યો છે. હું તેને આપનાં ચરણકમળો પાસે લઈ આવી છું. પ્રભુ! આપ તેની રક્ષા કરો. અને સમસ્ત પાપ-તાપોને નષ્ટ કરનાર આપનો કરકમળ તેના મસ્તક પર પધરાવો. ॥ ૩૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે પૃથ્વીએ ભક્તિભાવથી વિનમ્ર થઈને આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી ત્યારે તેમણે ભગદત્તને અભયદાન આપ્યું અને ભૌમાસુરના સર્વ સંપત્તિઓથી સમ્પન્ન મહેલમાં પ્રવેશ કર્યો. ॥ ૩૨ ॥ ત્યાં જઈને ભગવાને જોયું કે, ભૌમાસુરે બળપૂર્વક રાજાઓની સોળ હજાર રાજકુમારીઓ છીનવી લઈને અહીં રાખી હતી. ॥ ૩૩ ॥ હવે તે રાજકુમારીઓ અંતઃપુરમાં પધારેલા નરશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણને જોઈને મોહિત થઈ ગઈ અને તેમણે ભગવાનની અહેતુ કૃપા તથા પોતાનું સૌભાગ્ય સમજીને મનમાં જ ભગવાનને પોતાના પરમ પ્રિયતમ પતિના રૂપમાં વરવાનું નક્કી કરી લીધું. ॥ ૩૪ ॥ તે રાજકુમારીઓમાંથી દરેકે અલગ-અલગ પોતાના મનમાં એવો જ નિશ્ચય કર્યો કે, 'આ શ્રીકૃષ્ણ જ મારા પતિ થાય અને વિધાતા મારી આ અભિલાષા પૂરી કરે.' આ પ્રમાણે તેમણે પ્રેમભાવથી પોતાનું હૃદય ભગવાનને ન્યોછાવર કરી દીધું. ॥ ૩૫ ॥ ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તે રાજકુમારીઓને સુંદર સુંદર, નિર્મળ વસ્ત્રાભૂષણ પહેરાવીને પાલખીઓમાં દ્વારકા મોકલી આપી અને તેમની સાથે મોટા ખજાના, રથ, ઘોડા અને પુષ્કળ સંપત્તિ પણ દ્વારકા મોકલી દીધી. ॥ ૩૬ ॥ ઐરાવતના વંશમાં ઉત્પન્ન થયેલા અત્યંત વેગવાન ચાર-ચાર દાંતવાળા સફેદ રંગના ચોસઠ હાથી પણ ભગવાને દ્વારકા મોકલી આપ્યા. ॥ ૩૭ ॥

૧. નરવર્યં । ૨. કૃતચેતસઃ ।

ગત્વા સુરેન્દ્રભવનં દત્ત્વાઽદિત્યૈ ચ કુણ્ડલે ।
પૂજિતસ્ત્રિદશેન્દ્રેણ સહેન્દ્રાણ્યા ચ સપ્રિયઃ ॥ ૩૮॥

ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ અમરાવતીમાં સ્થિત દેવરાજ ઇન્દ્રના મહેલમાં ગયા. ત્યાં દેવરાજ ઇન્દ્રએ પોતાનાં પત્ની ઇન્દ્રાણી સાથે સત્યભામાજી અને ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી, ત્યારે ભગવાને અદિતિ (તેમનાં માતા)નાં કુંડળો તેમને આપી દીધાં. ॥ ૩૮ ॥

ચોદિતો ભાર્યયોત્પાટ્ય પારિજાતં ગરુત્મતિ ।
આરોપ્ય સેન્દ્રાન્ વિબુધાન્ નિર્જિત્યોપાનયત્ પુરમ્ ॥ ૩૯॥

ત્યાંથી પાછા વળતાં સત્યભામાજીની પ્રેરણાથી ભગવાન શ્રીકૃષ્ણે પારિજાત (કલ્પવૃક્ષ) ઉપાડીને ગરુડ પર મૂકી દીધું અને દેવરાજ ઇન્દ્ર તથા સમસ્ત દેવતાઓને જીતીને તેને દ્વારકા લઈ આવ્યા. ॥ ૩૯ ॥

સ્થાપિતઃ સત્યભામાયા ગૃહોદ્યાનોપશોભનઃ ।
અન્વગુર્ભ્રમરાઃ સ્વર્ગાત્ તદ્ગન્ધાસવલમ્પટાઃ ॥ ૪૦॥

ભગવાને તે પારિજાત વૃક્ષને સત્યભામાના મહેલના બગીચામાં રોપી દીધું. આનાથી તે બગીચાની શોભા બહુ વધી ગઈ! પારિજાતની સાથે તેની સુવાસ અને મકરન્દના લોભી ભમરાઓ સ્વર્ગમાંથી દ્વારકા આવી ગયા. ॥ ૪૦ ॥

યયાચ આનમ્ય કિરીટકોટિભિઃ
પાદૌ સ્પૃશન્નચ્યુતમર્થસાધનમ્ ।
સિદ્ધાર્થ એતેન વિગૃહ્યતે મહા-
નહો સુરાણાં ચ તમો ધિગાઢ્યતામ્ ॥ ૪૧॥

પરીક્ષિત! જુઓ તો ખરા, જ્યારે ઇન્દ્રને પોતાનું કાર્ય સાધવું હતું ત્યારે તે પોતાનું મસ્તક નમાવીને મુકુટના અગ્રભાગથી શ્રીકૃષ્ણનો ચરણસ્પર્શ કરીને તેમની સહાયતાની ભીખ માગતો હતો. પરંતુ જ્યારે કાર્ય સિદ્ધ થઈ ગયું ત્યારે તે જ ઇન્દ્ર ભગવાન સાથે યુદ્ધ કરે છે. ખરેખર આ દેવતાઓ પણ બહુ જ તમોગુણી છે અને સૌથી મોટો દોષ તો તેમનામાં ધનિકતાનો છે. ધિક્કાર છે આવી ધનસંપત્તિને. ॥ ૪૧ ॥

અથો મુહૂર્ત એકસ્મિન્ નાનાગારેષુ તાઃ સ્ત્રિયઃ ।
યથોપયેમે ભગવાંસ્તાવદ્રૂપધરોઽવ્યયઃ ॥ ૪૨॥

ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે એક જ મુહૂર્તમાં જુદા-જુદા આવાસોમાં અલગ-અલગ રૂપ ધારણ કરીને એકી સાથે બધી (૧૬ હજાર) રાજકુમારીઓનું શાસ્ત્રોક્ત વિધિથી પાણિગ્રહણ કર્યું. સર્વશક્તિમાન અવિનાશી ભગવાન માટે એમાં આશ્ચર્યની કઈ વાત છે? ॥ ૪૨ ॥

ગૃહેષુ તાસામનપાય્યતર્ક્યકૃ-
ન્નિરસ્તસામ્યાતિશયેષ્વવસ્થિતઃ ।
રેમે રમાભિર્નિજકામસમ્પ્લુતો
યથેતરો ગાર્હકમૈધિકાંશ્ચરન્ ॥ ૪૩॥

પરીક્ષિત! ભગવાનની પત્નીઓના અલગ-અલગ મહેલોમાં એવી દિવ્ય સામગ્રીઓ ભરેલી હતી, જેની બરાબરી જગતમાં ક્યાંય પણ અને કોઈ પણ સામગ્રીઓ સાથે થઈ શકે નહીં; પછી વિશેષ હોવાની તો વાત જ ક્યાં છે? તે મહેલોમાં રહીને અતર્ક્ય કર્મો કરનારા ભગવાન પોતે સ્વરૂપાનંદથી પૂર્ણ હોવા છતાં બીજા સામાન્ય મનુષ્યોની જેમ ગૃહસ્થધર્મને આચરતા લક્ષ્મીના અંશરૂપ એવી તે સ્ત્રીઓ સાથે રહેતા હતા. ॥ ૪૩ ॥

ઇત્થં રમાપતિમવાપ્ય પતિં સ્ત્રિયસ્તા
બ્રહ્માદયોઽપિ ન વિદુઃ પદવીં યદીયામ્ ।
ભેજુર્મુદાઽવિરતમેધિતયાઽનુરાગ-
હાસાવલોકનવસઙ્ગમજલ્પલજ્જાઃ ॥ ૪૪॥

પરીક્ષિત! બ્રહ્મા વગેરે મોટા-મોટા દેવતાઓ પણ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને અને તેમની પ્રાપ્તિના માર્ગને જાણતા નથી. તે જ રમારમણ ભગવાન શ્રીકૃષ્ણને તે સ્ત્રીઓએ પતિ તરીકે પ્રાપ્ત કર્યા હતા. તેઓ અત્યંત પ્રસન્નતાથી ઉત્તરોત્તર ઊછળતી પ્રીતિ, અનુરાગથી નિરખવું અને અભિનવ સંગમમાં પરસ્પરનું પ્રેમપૂર્વક હાસ્ય, મધુર ચિતવન, નવસમાગમ, પ્રેમ-આલાપ તથા ભાવમાં વૃદ્ધિ કરતી લજ્જાથી યુક્ત થઈને બધી રીતે ભગવાનની સેવા કરતી હતી. ॥ ૪૪ ॥

પ્રત્યુદ્ગમાસનવરાર્હણપાદશૌચ-
તામ્બૂલવિશ્રમણવીજનગન્ધમાલ્યૈઃ ।

તે બધી પત્નીઓ સાથે સેવા કરવા માટે સેંકડો દાસીઓ હતી, છતાં જ્યારે તેમના મહેલમાં ભગવાન પધારતા ત્યારે તે પોતે આગળ જઈને આદરપૂર્વક તેમને મહેલમાં લઈ આવતી, શ્રેષ્ઠ આસન પર બેસાડતી, ઉત્તમ સામગ્રીઓથી પૂજા કરતી, ચરણ ધોતી, પાન બનાવીને ખવડાવતી, ચરણ દબાવીને શ્રમ દૂર કરતી,

કેશપ્રસારશયનસ્નપનોપહાર્યૈ-

ર્દાસીશતા અપિ વિભોર્વિદધુઃ સ્મ દાસ્યમ્ ॥ ૪૫॥

પંખાથી પવન નાંખતી, ચંદન-પુષ્પો-અત્તર વગેરે સુગન્ધિત દ્રવ્યો સમર્પિત કરતી, ફૂલોની માળા પહેરાવતી અને કેશ ઓળી આપવા, શયન કરાવવું, સ્નાન કરાવવું અને વિવિધ વાનગીઓ બનાવી ભોજન કરાવવું વગેરે ભગવાનની તમામ પ્રકારની સેવા સ્વયં પોતાના હાથે જ કરતી હતી. ॥ ૪૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે પારિજાતહરણનરકવધો નામ એકોનષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૫૯ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત પારિજાતનું હરણ અને નરકવધ નામનો ઓગણસાઠમો અધ્યાય સમાપ્ત.

=★=

# સાઠમો અધ્યાય

## શ્રીકૃષ્ણ-રુક્મિણી-સંવાદ

*શ્રીશુક ઉવાચ*[2]

કર્હિચિત્ સુખમાસીનં સ્વતલ્પસ્થં જગદ્ગુરુમ્ ।
પતિં પર્યચરદ્ ભૈષ્મી વ્યજનેન સખીજનૈઃ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! એક દિવસ સમસ્ત જગતના પરમપિતા અને જ્ઞાનદાતા ભગવાન શ્રીકૃષ્ણ રુક્મિણીજીના પલંગ પર આરામથી બેઠા હતા. ભીષ્મકનંદિની શ્રીરુક્મિણીજી સખીઓની સાથે પતિદેવ શ્રીકૃષ્ણની સેવા કરી રહ્યાં હતાં, તેમને ચામર ઢોળી રહ્યાં હતાં. ॥ ૧ ॥

યસ્ત્વેતલ્લીલયા વિશ્વં સૃજત્યત્ત્યવતીશ્વરઃ ।
સ હિ જાતઃ સ્વસેતૂનાં ગોપીથાય યદુષ્વજઃ ॥ ૨॥

પરીક્ષિત! જે સર્વશક્તિમાન ભગવાન ક્રીડામાત્રથી જ આ જગતની રચના, રક્ષા અને પ્રલય કરે છે – તે જ અજન્મા પ્રભુ પોતાની બનાવેલી ધર્મ-મર્યાદાઓની રક્ષા કરવા માટે યાદવકુળમાં અવતરેલા છે. ॥ ૨ ॥

તસ્મિન્નન્તર્ગૃહે ભ્રાજન્મુક્તાદામવિલમ્બિના ।
વિરાજિતે વિતાનેન દીપૈર્મણિમયૈરપિ ॥ ૩॥

રુક્મિણીજીનો મહેલ અતિ સુંદર હતો. તેમાં ઉજ્જ્વળ મોતીઓની માળાઓ લટકાવેલા ચંદરવા તથા મણિમય દીવડાઓ ઝગમગી રહ્યા હતા. ॥ ૩ ॥

મલ્લિકાદામભિઃ[3] પુષ્પૈર્દ્વિરેફકુલનાદિતૈઃ ।
જાલરન્ધ્રપ્રવિષ્ટૈશ્ચ ગોભિશ્ચન્દ્રમસોઽમલૈઃ[4] ॥ ૪॥

માલતીના પુષ્પોની સેરોથી ચારે તરફની દીવાલો સજાવી હતી. તે સુગન્ધિત પુષ્પો પર ભમરાઓનાં વૃંદ ગુંજાર કરી રહ્યાં હતાં. સુંદર-સુંદર જરૂખાની જાળીઓનાં છિદ્રોમાંથી ચન્દ્રનાં શુભ્ર કિરણો મહેલની અંદર પ્રસરી રહ્યાં હતાં. ॥ ૪ ॥

પારિજાતવનામોદવાયુનોદ્યાનશાલિના ।
ધૂપૈરગુરુજૈ રાજન્ જાલરન્ધ્રવિનિર્ગતૈઃ ॥ ૫॥

બગીચાનાં પારિજાત વૃક્ષોનો સુગન્ધિત, શીતળ અને મન્દ વાયુ મન પ્રસન્ન કરી રહ્યો હતો. જાળીઓનાં છિદ્રોમાંથી અગરનો ધૂપ બહાર નીકળી રહ્યો હતો. ॥ ૫ ॥

પયઃફેનનિભે શુભ્રે પર્યઙ્કે કશિપૂત્તમે ।
ઉપતસ્થે સુખાસીનં જગતામીશ્વરં પતિમ્ ॥ ૬॥

આવા સુંદર મહેલમાં દૂધના ફીણ જેવા કોમળ અને ઉજ્જ્વળ બિછાનાથી યુક્ત સુંદર પલંગ પર ભગવાન શ્રીકૃષ્ણ બહુ જ આનંદથી બિરાજેલા હતા અને રુક્મિણીજી ત્રિલોકનાથને પતિરૂપે પ્રાપ્ત કરીને તેમની સેવા કરી રહ્યાં હતાં. ॥ ૬ ॥

વાલવ્યજનમાદાય રત્નદણ્ડં સખીકરાત્ ।
તેન વીજયતી દેવી ઉપાસાઞ્ચક્ર ઈશ્વરમ્ ॥ ૭॥

રુક્મિણીજીએ પોતાની સખીના હાથમાંથી રત્નોની દાંડીવાળું ચામર લઈ લીધું અને સુંદર અંગોવાળાં લક્ષ્મીરૂપ દેવી રુક્મિણીજી તે ચામર ઢોળીને ભગવાનની સેવા કરવા લાગ્યાં. ॥ ૭ ॥

૧. દશમસ્કન્ધે પારિજાતહરણં નરકવધ એકોનષષ્ટિતમોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ । ૩. ૦દામભિર્મુષ્ટૈ૦ । ૪. ૦કરુણૈઃ ।

સોપાચ્યુતં[1] ક્વણયતી મણિનૂપુરાભ્યાં
રેજેઽઙ્ગુલીયવલયવ્યજનાગ્રહસ્તા ।
વસ્ત્રાન્તગૂઢકુચકુઙ્કુમશોણહાર-
ભાસા નિતમ્બધૃતયા ચ પરાર્ધ્યકાઞ્ચ્યા ॥ ૮॥

તેમના કરકમળના અગ્રભાગમાં મણિજડિત વીંટીઓ, કંકણ તથા હાથમાં ચામર શોભી રહ્યું હતું. ચરણોમાં મણિજડિત ઝાંઝર ઝણકાર કરી રહ્યાં હતાં. સાડીના પાલવમાં છુપાયેલા વક્ષ:સ્થળ પરના કેસરની લાલિમાથી તેમનો હાર પણ લાલ-લાલ જણાતો હતો અને ચમકી રહ્યો હતો. નિતમ્બ-ભાગમાં બહુમૂલ્ય મેખલાની સેરો લટકી રહી હતી. આ પ્રમાણે તેઓ ભગવાન પાસે બેસીને તેમની સેવામાં પરોવાયેલાં હતાં. ॥ ૮ ॥

તાં રૂપિણીં શ્રિયમનન્યગતિં નિરીક્ષ્ય
યા લીલયા ધૃતતનોરનુરૂપરૂપા ।
પ્રીતઃ સ્મયન્નલકકુણ્ડલનિષ્કકણ્ઠ-
વક્ત્રોલ્લસત્સ્મિતસુધાં હરિરાબભાષે ॥ ૯॥

રુક્મિણીજીના વાંકડિયા વાળની લટો, કાનનાં કુંડળો અને ગળામાં પહેરેલો સોનાનો હાર વગેરે અત્યંત વિલક્ષણ જણાતાં હતાં. તેમના મુખકમળ પર હાસ્યની અમૃતવર્ષા થઈ રહી હતી. આ રુક્મિણીજી અલૌકિક લાવણ્ય ધરાવતા સ્વયં લક્ષ્મીજી જ તો છે. તેમણે જ્યારે જોયું કે ભગવાને લીલાપૂર્વક મનુષ્ય જેવું શરીર ધારણ કર્યું છે ત્યારે તેમણે પણ તેમને અનુરૂપ શરીર ધારણ કરી લીધું. ભગવાન શ્રીકૃષ્ણ આ જોઈને બહુ પ્રસન્ન થયા કે રુક્મિણીજી મારે પરાયણ છે, મારામાં તેમનો અનન્ય પ્રેમ છે, ત્યારે તેમણે બહુ પ્રેમપૂર્વક હસીને તેમને કહ્યું. ॥ ૯ ॥

શ્રીભગવાનુવાચ

રાજપુત્રીપ્સિતા ભૂપૈર્લોકપાલવિભૂતિભિઃ ।
મહાનુભાવૈઃ શ્રીમદ્ભી રૂપૌદાર્યબલોર્જિતૈઃ ॥ ૧૦॥

તાન્ પ્રાપ્તાનર્થિનો હિત્વા ચૈદ્યાદીન્ સ્મરદુર્મદાન્ ।
દત્તા ભ્રાત્રા સ્વપિત્રા ચ કસ્માન્નો વવૃષેઽસમાન્ ॥ ૧૧॥

રાજભ્યો બિભ્યતઃ સુભ્રૂઃ સમુદ્રં શરણં ગતાન્ ।
બલવદ્ભિઃ કૃતદ્વેષાન્ પ્રાયસ્ત્યક્તનૃપાસનાન્ ॥ ૧૨॥

અસ્પષ્ટવર્ત્મનાં પુંસામલોકપથમીયુષામ્ ।
આસ્થિતાઃ પદવીં સુભ્રૂઃ પ્રાયઃ સીદન્તિ યોષિતઃ ॥ ૧૩॥

નિષ્કિઞ્ચના વયં શશ્વન્નિષ્કિઞ્ચનજનપ્રિયાઃ ।
તસ્માત્ પ્રાયેણ ન હ્યાઢ્યા માં ભજન્તિ સુમધ્યમે ॥ ૧૪॥

યયોરાત્મસમં વિત્તં જન્મૈશ્વર્યાકૃતિર્ભવઃ ।
તયોર્વિવાહો મૈત્રી ચ નોત્તમાધમયોઃ ક્વચિત્ ॥ ૧૫॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – રાજકુમારી! મોટા-મોટા રાજાઓ કે, જેમની પાસે લોકપાલો જેવું ઐશ્વર્ય અને સંપત્તિ છે, જે મોટા પ્રભાવશાળી અને સર્વશ્રેષ્ઠ છે, તથા રૂપ, ઉદારતા તથા બળમાં પણ બધાથી મોખરે છે, તે તમારી સાથે લગ્ન કરવા ઇચ્છતા હતા. ॥ ૧૦ ॥એટલું જ નહીં, તમારા પિતા અને ભાઈ પણ તેમની સાથે તમારો વિવાહ કરવા ચાહતા હતા. ત્યાં સુધી કે તેમણે તમારું સગપણ પણ કરી દીધું હતું. શિશુપાલ વગેરે મોટા-મોટા વીર રાજાઓ, જે કામથી મદોન્મત્ત થઈને તમારા યાચક બની ગયા હતા, તેમને તમે છોડી દીધા અને મારા જેવા વ્યક્તિને, જે કોઈ રીતે તમારે યોગ્ય નથી તેનો તમારા પતિ તરીકે સ્વીકાર કેમ કર્યો? ॥ ૧૧ ॥ સુંદરી! જુઓ, અમે તો જરાસંધ જેવા રાજાઓના ભયથી સમુદ્રના શરણમાં આવી વસ્યા છીએ. મોટા-મોટા બળવાન રાજાઓએ અમારી સાથે વેર બાંધી રાખ્યું છે અને પ્રાયઃ રાજ્યસિંહાસનના અધિકારથી પણ અમે વંચિત જ છીએ. ॥ ૧૨ ॥ સુંદર અંગવાળાં રાજકુમારી! અમે કયા માર્ગના અનુયાયી છીએ, અમારો માર્ગ કયો છે, એ પણ લોકોને સારી પેઠે ખબર નથી. અમે લોકો લૌકિક વ્યવહારનું પણ સારી રીતે પાલન કરતા નથી, વિનય કે પ્રાર્થના દ્વારા સ્ત્રીઓને રીઝવતા પણ નથી. જે સ્ત્રીઓ અમારા જેવા પુરુષોનું અનુસરણ કરે છે, તેમને ઘણું કરીને દુઃખ જ ભોગવવું પડે છે. ॥ ૧૩ ॥ હે સુંદરી! અમે તો સદાને માટે અકિંચન છીએ. ન તો અમારી પાસે હમણાં કશું છે અને ન રહેશે. એવા જ અકિંચન લોકો સાથે અમે પ્રેમ પણ કરીએ છીએ અને તે લોકો પણ અમારી સાથે પ્રેમ કરે છે. એ જ કારણ છે કે પોતાને ધનવાન સમજનારા લોકો પ્રાયઃ અમારી સાથે પ્રેમ કરતા નથી, અમારી સેવા કરતા નથી. ॥ ૧૪ ॥ જેમની સંપત્તિ, કુળ, ઐશ્વર્ય, સૌન્દર્ય અને આવક સમાન હોય – તેમની જ સાથે વિવાહ અને મિત્રતાનો સંબંધ કરવો જોઈએ. જે પોતાનાથી શ્રેષ્ઠ અથવા અધમ હોય, તેમની સાથે ન કરવો જોઈએ. ॥ ૧૫ ॥

૧. સાપ્યચ્યુતં ।

વૈદર્ભ્યેતદવિજ્ઞાય ત્વયાઽદીર્ઘસમીક્ષયા ।
વૃતા વયં ગુણૈર્હીના ભિક્ષુભિઃ શ્લાઘિતા મુધા ॥ ૧૬॥

અથાત્મનોઽનુરૂપં વૈ ભજસ્વ ક્ષત્રિયર્ષભમ્ ।
યેન ત્વમાશિષઃ સત્યા ઇહામુત્ર ચ લપ્સ્યસે ॥ ૧૭॥

ચૈદ્યશાલ્વજરાસન્ધદન્તવક્ત્રાદયો નૃપાઃ ।
મમ દ્વિષન્તિ વામોરુ રુક્મી ચાપિ તવાગ્રજઃ ॥ ૧૮॥

તેષાં વીર્યમદાન્ધાનાં દૃપ્તાનાં સ્મયનુત્તયે ।
આનીતાસિ મયા ભદ્રે તેજોઽપહરતાઽસતામ્ ॥ ૧૯॥

ઉદાસીના વયં નૂનં ન સ્ત્ર્યપત્યાર્થકામુકાઃ ।
આત્મલબ્ધ્યાઽઽસ્મહે પૂર્ણા ગેહયોર્જ્યોતિરક્રિયાઃ ॥ ૨૦॥

શ્રીશુક ઉવાચ[1]

એતાવદુક્ત્વા ભગવાનાત્માનં વલ્લભામિવ ।
મન્યમાનામવિશ્લેષાત્ તદ્દર્પઘ્ન ઉપારમત્ ॥ ૨૧॥

ઇતિ ત્રિલોકેશપતેસ્તદાઽઽત્મનઃ
પ્રિયસ્ય દેવ્યશ્રુતપૂર્વમપ્રિયમ્ ।
આશ્રુત્ય ભીતા હૃદિ જાતવેપથુ-
શ્ચિન્તાં દુરન્તાં રુદતી જગામ હ ॥ ૨૨॥

પદા સુજાતેન નખારુણશ્રિયા
ભુવં લિખન્ત્યશ્રુભિરઞ્જનાસિતૈઃ ।
આસિઞ્ચતી કુઙ્કુમરુષિતૌ સ્તનૌ
તસ્થાવધોમુખ્યતિદુઃખરુદ્ધવાક્ ॥ ૨૩॥

તસ્યાઃ સુદુઃખભયશોકવિનષ્ટબુદ્ધે-
ર્હસ્તાચ્છ્લથદ્વલયતો વ્યજનં પપાત ।

વિદર્ભરાજકુમારી! તમે તમારા ટૂંકા વિચારને લીધે આ બાબતનો વિચાર ન કર્યો અને જાણ્યા વિના ભિખારીઓ પાસેથી મારી ખોટી પ્રશંસા સાંભળીને ગુણરહિત એવા મને પસંદ કરી લીધો. ॥ ૧૬ ॥ હજી પણ કાંઈ બગડી ગયું નથી. તમે તમારે યોગ્ય કોઈ શ્રેષ્ઠ ક્ષત્રિયને પસંદ કરી લો. જેના દ્વારા તમારી આ લોક અને પરલોકની તમામ આશા-અભિલાષાઓ પૂરી થઈ શકે. ॥ ૧૭ ॥ સુંદરી! તમે જાણો જ છો કે શિશુપાલ, શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર વગેરે રાજાઓ અને તમારો મોટો ભાઈ રુક્મી હજી મારી સાથે દ્વેષ કરે છે. ॥ ૧૮ ॥ કલ્યાણી! તે બધા બળ-પરાક્રમના ગર્વથી આંધળા બની રહ્યા હતા. પોતાની સામે બીજાઓને તુચ્છ ગણતા હતા, તે દુષ્ટોનો ગર્વ ઉતારવા માટે જ મેં તમારું હરણ કર્યું હતું. અન્ય કોઈ કારણ ન હતું. ॥ ૧૯ ॥ ખરેખર અમે ઉદાસીન છીએ. અમે સ્ત્રી-પુત્રો અને ધનના લોભી નથી. નિષ્ક્રિય અને દેહ-ઘરથી સંબંધરહિત દીપશિખાની જેમ અક્રિય અને સાક્ષીમાત્ર છીએ. અમે પોતાના આત્માના સાક્ષાત્કારથી જ પૂર્ણકામ છીએ, કૃતકૃત્ય છીએ. ॥ ૨૦ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ ક્ષણ માટે પણ રુક્મિણીથી દૂર થતા ન હતા, એથી રુક્મિણીને એવું અભિમાન આવી ગયું હતું કે, 'હું તમને સર્વાધિક પ્રિય છું.' આવું માની રહેલા રુક્મિણીના ગર્વનો નાશ કરવા માટે જ આટલું બોલીને ભગવાન મૌન થઈ ગયા. ॥ ૨૧ ॥ પરીક્ષિત! જ્યારે રુક્મિણીજીએ પોતાના પરમ પ્રિયતમ પતિ ત્રિલોકેશ્વર ભગવાનની આવી અપ્રિય વાણી સાંભળી (જે પહેલાં ક્યારેય સાંભળી ન હતી) ત્યારે તેઓ અત્યંત ભયભીત થઈ ગયાં, તેમનું હૃદય કંપવા લાગ્યું. તેઓ રડતાં-રડતાં અપાર ચિંતામાં પડી ગયાં. ॥ ૨૨ ॥ રક્તવર્ણા નખની કાન્તિથી દીપતા કોમળ ચરણનખથી ધરણીને ખોતરતાં, અંજન આંજેલાં નયનોમાંથી કાજળમિશ્રિત શ્યામ અશ્રુઓ વડે કેસર-કંકુથી અલંકૃત કરેલા વક્ષઃસ્થળને ભીંજવતાં, મોઢું નીચે લટકાવીને અત્યંત વ્યાકુળ થઈ મૌન થઈ ગયાં. ॥ ૨૩ ॥ અત્યંત વ્યથા, ભય અને શોકને કારણે તેમની વિચારશક્તિ લુપ્ત થઈ ગઈ. વિયોગની સંભાવનાથી તેમની કાયા એકાએક સુકાઈ જતાં તેમના હાથનાં કંકણો સરી પડ્યાં. હાથનું ચામર પડી ગયું, બુદ્ધિ વ્યાકુળ થઈ જવાને કારણે રુક્મિણીજી અચેત થઈ ગયાં, કેશ વિખેરાઈ

[1]. બાદરાયણિરુવાચ ।

દેહશ્ચ વિક્લવધિયઃ સહસૈવ મુહ્યન્
રમ્ભેવ વાયુવિહતા પ્રવિકીર્ય કેશાન્ ॥ ૨૪॥

તદ્ દૃષ્ટ્વા ભગવાન્ કૃષ્ણઃ પ્રિયાયાઃ પ્રેમબન્ધનમ્ ।
હાસ્યપ્રૌઢિમજાનન્ત્યાઃ કરુણઃ સોઽન્વકમ્પત ॥ ૨૫॥

પર્યઙ્કાદવરુહ્યાશુ તામુત્થાપ્ય ચતુર્ભુજઃ ।
કેશાન્ સમુહ્ય તદ્વક્ત્રં પ્રામૃજત્ પદ્મપાણિના ॥ ૨૬॥

પ્રમૃજ્યાશ્રુકલે નેત્રે સ્તનૌ ચોપહતૌ શુચા ।
આશ્લિષ્ય બાહુના રાજન્નનન્યવિષયાં સતીમ્ ॥ ૨૭॥

સાન્ત્વયામાસ સાન્ત્વજ્ઞઃ કૃપયા કૃપણાં પ્રભુઃ ।
હાસ્યપ્રૌઢિભ્રમચ્ચિત્તામતદર્હાં[1] સતાં ગતિઃ ॥ ૨૮॥

*શ્રીભગવાનુવાચ*

મા મા વૈદર્ભ્યસૂયેથા જાને ત્વાં મત્પરાયણામ્ ।
ત્વદ્વચઃ શ્રોતુકામેન ક્ષ્વેલ્યાઽઽચરિતમઙ્ગને ॥ ૨૯॥

મુખં ચ પ્રેમસંરમ્ભસ્ફુરિતાધરમીક્ષિતુમ્ ।
કટાક્ષેપારુણાપાઙ્ગં સુન્દરભ્રુકુટીતટમ્ ॥ ૩૦॥

અયં હિ પરમો લાભો ગૃહેષુ ગૃહમેધિનામ્ ।
યન્નર્મૈર્નીયતે યામઃ પ્રિયયા ભીરુ ભામિનિ ॥ ૩૧॥

*શ્રીશુક ઉવાચ*

સૈવં ભગવતા રાજન્ વૈદર્ભી પરિસાન્ત્વિતા ।
જ્ઞાત્વા તત્પરિહાસોક્તિં પ્રિયત્યાગભયં જહૌ ॥ ૩૨॥

બભાષ ઋષભં પુંસાં વીક્ષન્તી ભગવન્મુખમ્ ।
સવ્રીડહાસરુચિરસ્નિગ્ધાપાઙ્ગેન ભારત ॥ ૩૩॥

ગયા. તેમનું શ્રીઅંગ પવનથી પટકાઈ પડેલી કેળની માફક જમીન પર પટકાઈ પડ્યું. ॥ ૨૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, મારા હાસ્ય-વિનોદની રમૂજને રુક્મિણીજી સમજ્યાં નથી અને પ્રેમ-પાશની દૃઢતાને કારણે તેમની આવી દશા થઈ ગઈ છે. સ્વભાવથી જ કરુણાનિધાન ભગવાન શ્રીકૃષ્ણનું હૃદય તેમના માટે કરુણાથી ભરાઈ ગયું. ॥ ૨૫ ॥ ચારભુજાઓવાળા ભગવાન તે જ વખતે પલંગ પરથી ઊતરી પડ્યા અને રુક્મિણીજીને ઉઠાવી લીધાં તથા તેમના કેશકલાપને સંવારતા પોતાના શીતલ કરકમળથી તેમનું મોઢું લૂછ્યું. ॥ ૨૬ ॥ ભગવાને તેમનાં નેત્રોનાં આંસુ અને શોકથી ભીંજાયેલા વક્ષઃસ્થળને લૂછીને પોતાના માટે અનન્ય પ્રેમ રાખનારાં સતી રુક્મિણીને ઉઠાવીને હૃદયે ચાંપ્યાં. ॥ ૨૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સમજાવવામાં બહુ કુશળ અને પોતાના પ્રેમી ભક્તોના એકમાત્ર આશ્રય છે. જ્યારે તેમણે જોયું કે, હાસ્યની ગંભીરતાના કારણે રુક્મિણીજીની બુદ્ધિ ચકરાવામાં પડી ગઈ છે અને તેઓ અત્યંત રાંક બની ગયાં છે, ત્યારે તેમને થયું કે મારે આવો વિનોદ કરવો ન જોઈએ. હવે તેઓ રુક્મિણીજીને સમજાવવા લાગ્યા. ॥ ૨૮ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – વિદર્ભનંદિની! નારાજ થશો નહિ દેવી! મારા પર રોષે ભરાશો નહિ પ્રિયા! હું જાણું છું કે, તમે એકમાત્ર મારાં અનન્ય છો. હે સુંદરાંગિની! મેં તો તમારાં વિનોદ-મધુર વચનો સાંભળવા માટે આવી વિનોદભરી વાત કરી હતી. ॥ ૨૯ ॥ હું જોવા ઈચ્છતો હતો કે મારા આ પ્રમાણે કહેવાથી તમારા લાલ-લાલ હોઠ પ્રણયકોપથી કઈ રીતે ફરકવા લાગે છે. તમારા કટાક્ષપૂર્વક જોવાથી તમારાં નેત્રોમાં કેવી લાલિમા છવાઈ જાય છે અને ભવાં ચઢી જતાં તમારું મુખ કેવું સુંદર લાગે છે! ॥ ૩૦ ॥ હે ભામિની! ઘરના કામ-ધંધામાં રાત-દિવસ વ્યસ્ત રહેવાવાળા ગૃહસ્થોને માટે એ જ તો લ્હાવો છે કે પોતાની પ્રિય પત્ની સાથે હાસ્ય-વિનોદ કરીને થોડી ક્ષણો સુખેથી ગાળી લેવાય છે. ॥ ૩૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – રાજન્! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં પ્રાણપ્રિયાને આ પ્રમાણે સમજાવ્યાં ત્યારે તેમને એ વાતની ખાતરી થઈ ગઈ કે, મારા પ્રિયતમે માત્ર વિનોદમાં જ આવું કહ્યું હતું. હવે તેમના હૃદયમાંથી શ્રીકૃષ્ણ મને છોડી દેશે એ ભય નિવૃત્ત થઈ ગયો. ॥ ૩૨ ॥ પરીક્ષિત! હવે તેઓ લજ્જામણા હાસ્ય અને પ્રેમભરી દૃષ્ટિથી પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનું મુખારવિંદ નિરખતાં તેમને કહેવા લાગ્યાં. ॥ ૩૩ ॥

૧. હાસ્યૈઃ પ્રૌઢિભ્રમ૦ ।

રુક્મિણ્યુવાચ

નન્વેવમેતદરવિન્દવિલોચનાહ
　યદ્ વૈ ભવાન્ ભગવતોઽસદૃશી વિભૂમ્નઃ ।
ક્વ સ્વે મહિમ્ન્યભિરતો ભગવાંસ્ત્ર્યધીશઃ
　ક્વાહં　ગુણપ્રકૃતિરજ્ઞગૃહીતપાદા ॥ ૩૪॥

સત્યં ભયાદિવ ગુણેભ્ય ઉરુક્રમાન્તઃ
　શેતે સમુદ્ર ઉપલમ્ભનમાત્ર આત્મા ।
નિત્યં કદિન્દ્રિયગણૈઃ કૃતવિગ્રહસ્ત્વં
　ત્વત્સેવકૈર્નૃપપદં વિધુતં તમોઽન્ધમ્ ॥ ૩૫॥

ત્વત્પાદપદ્મમકરન્દજુષાં　મુનીનાં
　વર્ત્માસ્ફુટં નૃપશુભિર્નનુ દુર્વિભાવ્યમ્ ।
યસ્માદલૌકિકમિવેહિતમીશ્વરસ્ય
　ભૂમંસ્તવેહિતમથો અનુ યે ભવન્તમ્ ॥ ૩૬॥

નિષ્કિઞ્ચનો નનુ ભવાન્ ન યતોઽસ્તિ કિઞ્ચિદ્
　યસ્મૈ બલિં બલિભુજોઽપિ હરન્ત્યજાદ્યાઃ ।
ન ત્વા વિદન્ત્યસુતૃપોઽન્તકમાઢ્યતાન્ધાઃ
　પ્રેષ્ઠો ભવાન્ બલિભુજામપિ તેઽપિ તુભ્યમ્ ॥ ૩૭॥

ત્વં વૈ સમસ્તપુરુષાર્થમયઃ ફલાત્મા
　યદ્વાઞ્છયા સુમતયો વિસૃજન્તિ કૃત્સ્નમ્ ।
તેષાં વિભો સમુચિતો ભવતઃ સમાજઃ
　પુંસઃ સ્ત્રિયાશ્ચ રતયોઃ સુખદુઃખિનોર્ન ॥ ૩૮॥

**રુક્મિણીજીએ કહ્યું** — કમલનયન! આપનું કહેવું બરાબર છે કે ઐશ્વર્ય વગેરે બધા ગુણોથી યુક્ત, અનંત ભગવાનને અનુરૂપ હું નથી. આપની બરાબરી હું કોઈ રીતે કરી શકું એમ નથી. ક્યાં પોતાના અખંડ મહિમામાં સ્થિત ત્રણે ગુણોના સ્વામી તથા બ્રહ્મા વગેરે દેવતાઓ દ્વારા સેવિત આપ ભગવાન; અને ક્યાં ત્રિગુણાત્મક સ્વભાવવાળી હું ગુણમયી પ્રકૃતિ કે જેની કામનાઓની પાછળ ભટકનારા અજ્ઞાની લોકો જ સેવા કરે છે. ॥ ૩૪ ॥ ભલા, હું તમારી બરાબરી કઈ રીતે કરી શકું? સ્વામી! આપનું એ કહેવું પણ સત્ય છે કે, આપ રાજાઓના ભયને લીધે સમુદ્રમાં આવીને છુપાયા છો. ખરેખર જ આપ ગુણોના ભયથી સમુદ્રમાં રહો છો. આપ તે પૃથ્વીના રાજાઓના નહીં, પરંતુ ત્રણેગુણોરૂપી રાજાના સંદર્ભમાં કહો છો. અર્થાત્ આપ તેમના ભયથી અંતઃકરણરૂપી સમુદ્રમાં ચૈતન્યઘન અનુભૂતિસ્વરૂપ આત્માના રૂપમાં બિરાજો છો. એમાં સંદેહ નથી કે આપ રાજાઓ સાથે શત્રુતા રાખો છો, પરંતુ તે રાજા ક્યા છે? આ જ આપણી દુષ્ટ ઇન્દ્રિયો. તેમની સાથે તો તમારું વેર છે જ. અને પ્રભુ! આપ સિંહાસનથી રહિત છો, એ વાત પણ બરાબર જ છે; કેમકે, આપના ચરણોની સેવા કરવાવાળાઓએ પણ રાજાના પદને ઘોર અજ્ઞાનરૂપી અંધકાર સમજીને દૂરથી જ ત્યજી દીધું છે. પછી આપના માટે તો કહેવાનું જ શું હોય! ॥ ૩૫ ॥ આપ કહો છો કે, 'અમારો માર્ગ સ્પષ્ટ નથી અને અમે લૌકિક પુરુષો જેવું આચરણ પણ કરતા નથી,' એ વાત પણ સાચી જ છે. કેમકે, જે ઋષિ-મુનિઓ આપનાં ચરણકમળોના મકરન્દ-રસનું સેવન કરે છે, તેમનો માર્ગ પણ અસ્પષ્ટ જ હોય છે અને વિષયોમાં ફસાયેલા નરપશુ તેનું અનુમાન પણ કરી શકતા નથી. અને હે અનંત! આપના માર્ગ પર ચાલનારા આપના ભક્તોની પણ ચેષ્ટાઓ જ્યારે પ્રાયઃ અલૌકિક જ હોય છે, ત્યારે સમસ્ત શક્તિઓ તથા ઐશ્વર્યોના આશ્રય એવા આપની ચેષ્ટાઓ અલૌકિક હોય એમાં તો કહેવાનું જ શું હોય? ॥ ૩૬ ॥ આપે પોતાને અકિંચન કહ્યા છે; પરંતુ આપની અકિંચનતા એ દરિદ્રતા નથી. તેનો અર્થ છે કે આપના સિવાય બીજી કોઈ વસ્તુ ન હોવાને લીધે આપ જ સર્વ કાંઈ છો. આપની પાસે રાખવા માટે કશું નથી. પરંતુ જે બ્રહ્મા વગેરે દેવતાઓની પૂજા બધા લોકો કરે છે, તેમને ભેટો આપે છે, તે જ લોકો આપની પૂજા કરતા રહે છે. આપ તેમનાં પ્રિય છો અને તે આપને પ્રિય છે. (આપનું એ કહેવું પણ સર્વથા ઉચિત છે કે, ધનાઢ્ય લોકો મારી ભક્તિ કરતા નથી;) જે લોકો પોતાના ધનના અભિમાનથી અંધ બની રહ્યા છે અને ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં જ મગ્ન છે, તેઓ ન તો આપનું ભજન-સેવન પણ કરે છે કે ન તો એવું જાણે છે કે આપ મૃત્યુના રૂપમાં તેમના માથા પર બેઠેલા છો. ॥ ૩૭ ॥ જગતમાં જીવને માટે જેટલા પણ ઇચ્છવાયોગ્ય પદાર્થો છે — ધર્મ, અર્થ, કામ, મોક્ષ — તે બધાના રૂપમાં આપ જ પ્રગટ છો. આપ સમસ્ત વૃત્તિઓ — પ્રવૃત્તિઓ, સાધનો, સિદ્ધિઓ અને સાધ્યોના ફળસ્વરૂપ છો. વિચારશીલ પુરુષો આપને પ્રાપ્ત કરવા માટે બધું જ છોડી દે

ત્વં ન્યસ્તદણ્ડમુનિભિર્ગદિતાનુભાવ[1]
આત્માડડત્મદશ્ચ જગતામિતિ મે વૃતોડસિ ।
હિત્વા ભવદ્‌ભ્રુવ ઉદીરિતકાલવેગ-
ધ્વસ્તાશિષોડબ્જભવનાકપતીન્ કુતોડન્યે ॥ ૩૯॥

જાડ્યં વચસ્તવ ગદાગ્રજ યસ્તુ[2] ભૂપાન્
વિદ્રાવ્ય શાર્ઙ્ગનિનદેન જહર્થ માં ત્વમ્ ।
સિંહો યથા સ્વબલિમીશ પશૂન્ સ્વભાગં
તેભ્યો ભયાદ્ યદુદધિં શરણં પ્રપન્નઃ ॥ ૪૦॥

યદ્વાઞ્છયા નૃપશિખામણયોડઙ્ગવૈન્ય-
જાયન્તનાહુષગયાદય ઐકપત્યમ્ ।
રાજ્યં વિસૃજ્ય વિવિશુર્વનમમ્બુજાક્ષ
સીદન્તિ તેડનુપદવીં ત ઇહાસ્થિતાઃ કિમ્ ॥ ૪૧॥

કાડન્યં શ્રયેત તવ પાદસરોજગન્ધ-
માઘ્રાય સન્મુખરિતં જનતાપવર્ગમ્ ।
લક્ષ્મ્યાલયં ત્વવિગણય્ય ગુણાલયસ્ય
મર્ત્યા સદોરુભયમર્થવિવિક્તદૃષ્ટિઃ ॥ ૪૨॥

તં ત્વાડનુરૂપમભજં જગતામધીશ-
માત્માનમત્ર ચ પરત્ર ચ કામપૂરમ્ ।
સ્યાન્મે તવાઙ્‌ઘ્રિરરણં સૃતિભિર્ભ્રમન્ત્યા
યો વૈ ભજન્તમુપયાત્યનૃતાપવર્ગઃ ॥ ૪૩॥

છે. ભગવન્! તે જ વિવેકી પુરુષોનો આપની સાથે સંબંધ હોવો જોઈએ. જે લોકો સ્ત્રી-પુરુષના સહવાસથી પ્રાપ્ત થનારા સુખ અથવા દુઃખના વશમાં છે, તેઓ ક્યારેય આપનો સંબંધ પ્રાપ્ત કરવા યોગ્ય નથી. ॥ ૩૮ ॥ બરાબર જ છે કે, ભિખારીઓએ આપની પ્રશંસા કરી છે. પરંતુ ક્યા ભિખારીઓએ? તે પરમશાંત સંન્યાસી મહાત્માઓએ આપના મહિમા અને પ્રભાવનું વર્ણન કર્યું છે, જેમણે મોટામાં મોટા અપરાધીને દંડ ન આપવાનો નિશ્ચય કરી લીધો છે. મેં ટૂંકી બુદ્ધિથી નહીં, પરંતુ એ વાતને સમજીને આપને પસંદ કર્યા છે કે, આપ સંપૂર્ણ જગતના આત્મા છો અને પોતાના પ્રેમીજનોને આત્મદાન કરો છો. મેં જાણી જોઈને બ્રહ્મા અને તે ઇન્દ્ર વગેરેનો પણ એટલા માટે પરિત્યાગ કરી દીધો છે કે, આપની ભ્રૂકુટિના ઇશારાથી પેદા થવાવાળો કાળ પોતાના વેગથી તેમની આશા-અભિલાષાઓ પર પાણી ફેરવી દે છે. પછી બીજાઓ – શિશુપાલ, દંતવક્ત્ર અથવા જરાસંધની તો વાત જ શી છે? ॥ ૩૯ ॥

સર્વેશ્વર આર્યપુત્ર! આપની એ વાત કોઈ રીતે તર્કસંગત નથી કે, આપ રાજાઓથી ભયભીત થઈને સમુદ્રમાં આવીને વસ્યા છો. કેમકે, આપે માત્ર આપના શાર્ઙ્ગધનુષ્યના ટંકારથી મારા લગ્નસમયે આવેલા સમસ્ત રાજાઓને ભગાડીને આપના ચરણોમાં સમર્પિત એવી મુજ દાસીને એ રીતે હરી લીધી, જેમ સિંહ પોતાના કર્કશ ધ્વનિથી વનનાં પશુઓને ભગાડીને પોતાનો ભાગ લઈ આવે છે. ॥ ૪૦ ॥ કમલનયન! આપ કઈ રીતે કહો છો કે, જે મારું અનુસરણ કરે છે, તેને ઘણું કરીને દુઃખ જ ભોગવવું પડે છે. પ્રાચીનકાળમાં અંગ, પૃથુ, ભરત, યયાતિ અને ગય વગેરે જે મોટા-મોટા રાજરાજેશ્વરો પોત-પોતાનું એકછત્ર સામ્રાજ્ય છોડીને આપને પ્રાપ્ત કરવાની અભિલાષાથી તપસ્યા કરવા વનમાં ચાલ્યા ગયા હતા, તેઓ શું આપના માર્ગનું અનુસરણ કરવાના કારણે દુઃખી થઈ રહ્યા છે? ॥ ૪૧ ॥ આપ મને કોઈ બીજા રાજકુમારનું વરણ કરવા કહી રહ્યા છો. ભગવન્! આપ સમસ્ત ગુણોના એકમાત્ર આશ્રય છો. મોટા-મોટા સંતો આપનાં ચરણકમળોની સુગંધની પ્રશંસા કરતા રહે છે. તે ચરણોનો આશ્રય લેવામાત્રથી લોકો સંસારના પાપ-તાપથી મુક્ત થઈ જાય છે. લક્ષ્મીજી સર્વદા તે ચરણોમાં જ નિવાસ કરે છે. પછી આપ જ બતાવો કે, પોતાના સ્વાર્થ અને પરમાર્થને સારી રીતે સમજનારી એવી કઈ સ્ત્રી છે,\જેને એક વાર તે ચરણકમળોની સુગન્ધ માણવા મળી જાય અને પછી તે તેનો અનાદર કરીને એવા લોકોને પસંદ કરે જે સદા મૃત્યુ, રોગ, જન્મ, જરા વગેરે ભયોથી યુક્ત છે! કોઈ પણ બુદ્ધિમાન સ્ત્રી આવું કરશે જ નહીં. ॥ ૪૨ ॥ પ્રભુ! આપ સંપૂર્ણ જગતના એકમાત્ર સ્વામી છો. આપ જ આ લોક અને પરલોકમાં સઘળી આશાઓની પૂર્તિ કરવાવાળા અને આત્મા છો. મેં આપને મારા અનુરૂપ સમજીને જ આપનું વરણ કર્યું છે. મારે પોતાનાં કર્મો અનુસાર વિભિન્ન યોનિઓમાં ભટકવું પડે તેની મને પરવા નથી. મારી

૧. ન્મુનિભિર્હદિ ભાવિતાત્મા । ૨. યશ્ચ ।

તસ્યાઃ સ્યુરચ્યુત નૃપા ભવતોપદિષ્ટાઃ
સ્ત્રીણાં ગૃહેષુ ખરગોશ્વબિડાલભૃત્યાઃ ।
યત્કર્ણમૂલમરિકર્ષણ નોપયાયાદ્
યુષ્મત્કથા મૃડવિરિઞ્ચસભાસુ ગીતા ॥ ૪૪॥

ત્વક્શ્મશ્રુરોમનખકેશપિનદ્ધમન્ત-
ર્માંસાસ્થિરક્તકૃમિવિટ્કફપિત્તવાતમ્ ।
જીવચ્છવં ભજતિ કાન્તમતિર્વિમૂઢા
યા તે પદાબ્જમકરન્દમજિઘ્રતી સ્ત્રી ॥ ૪૫॥

અસ્ત્વમ્બુજાક્ષ મમ તે ચરણાનુરાગ
આત્મન્ રતસ્ય મયિ ચાનતિરિક્તદૃષ્ટેઃ ।
યર્હિસ્ય વૃદ્ધય ઉપાત્તરજોઽતિમાત્રો
મામીક્ષસે તદુ હ નઃ પરમાનુકમ્પા ॥ ૪૬॥

નૈવાલીકમહં મન્યે વચસ્તે મધુસૂદન ।
અમ્બાયા ઈવ હિ પ્રાયઃ કન્યાયાઃ સ્યાદ્ રતિઃ ક્વચિત્ ॥ ૪૭॥

વ્યૂઢાયાશ્ચાપિ પુંશ્ચલ્યા મનોઽભ્યેતિ નવં નવમ્ ।
બુધોઽસતીં ન બિભૃયાત્ તાં બિભ્રદુભયચ્યુતઃ ॥ ૪૮॥

શ્રીભગવાનુવાચ

સાધ્વ્યેતચ્છ્રોતુકામૈસ્ત્વં રાજપુત્રિ પ્રલમ્ભિતા ।
મયોદિતં યદન્વાત્થ સર્વં તત્ સત્યમેવ હિ ॥ ૪૯॥

યાન્[1] યાન્ કામયસે કામાન્ મય્યકામાય ભામિનિ ।
સન્તિ હ્યેકાન્તભક્તાયાસ્તવ કલ્યાણિ નિત્યદા ॥ ૫૦॥

એકમાત્ર અભિલાષા એ છે કે, હું હંમેશાં (પોતાનું ભજન કરવાવાળાઓના મિથ્યા સંસારભ્રમને નિવૃત્ત કરવાવાળા તથા તેને પોતાની જાત સુધ્ધાં આપી દેવાવાળા) આપ પરમેશ્વરના ચરણોના શરણમાં જ રહું. ॥ ૪૩ ॥ હે અચ્યુત! શત્રુસૂદન! ગધેડાની જેમ ધન માટે વૈતરું કરવાવાળા, બળદની જેમ ગૃહસ્થોના કામકાજમાં જોડાયેલા રહીને કષ્ટ ઉઠાવનારા કૂતરાની જેમ તિરસ્કાર સહન કરવાવાળા, બિલાડા જેવા કૃપણ અને હિંસક તથા ખરીદેલા નોકરની જેમ સ્ત્રીની સેવા કરવાવાળા જે રાજાઓના માટે આપે મને સંકેત કર્યો છે – તેઓ તો એવી અભાગણી સ્ત્રીના પતિ થાય જેના કાનોમાં ભગવાન શંકર, બ્રહ્મા વગેરે દેવેશ્વરોની સભામાં ગવાનારી આપની લીલા-કથાઓએ પ્રવેશ કર્યો નથી. ॥ ૪૪ ॥ આ મનુષ્યનું શરીર જીવતું હોવા છતાં મુડદા જેવું જ છે. ઉપરથી ચામડી, દાઢી, મૂછ, રૂવાડાં, નખ અને વાળથી ઢંકાયેલું છે; પરંતુ તેની અંદર માંસ, હાડકાં, રક્ત, કીડા, મલ-મૂત્ર, કફ, પિત્ત અને વાયુ ભરાયેલાં છે. આને તે જ મૂર્ખ સ્ત્રી પોતાનો પતિ સમજીને સેવા કરે છે, જેણે ક્યારેય આપના ચરણારવિંદના મકરંદની સુગંધ લીધી નથી. ॥ ૪૫ ॥ કમલનયન! આપ આત્મારામ છો. તેથી આપની દૃષ્ટિ મારા પ્રત્યે વિશેષરૂપે આકર્ષિત થાય એ આપના માટે જરૂરી નથી. તેથી આપનું ઉદાસીન રહેવું સ્વાભાવિક છે, તેમ છતાં આપનાં ચરણકમળોમાં મારો દૃઢ અનુરાગ રહે એ જ મારી અભિલાષા છે. જ્યારે આપ આ સંસારની અભિવૃદ્ધિ માટે ઉત્કટ રજોગુણનો સ્વીકાર કરીને મારી તરફ જુઓ છો, ત્યારે તે પણ આપનો પરમ અનુગ્રહ જ છે. ॥ ૪૬ ॥ મધુસૂદન! આપે કહ્યું કે, કોઈ અનુરૂપ વરનું વરણ કરી લો. હું આપની આ વાતને પણ અસત્ય માનતી નથી. કેમ કે, કોકવાર એક પુરુષ દ્વારા જિતાઈ જવા છતાં કાશી-નરેશની કન્યા અમ્બાની જેમ કોઈ-કોઈની બીજા પુરુષમાં પ્રીતિ હોય છે. ॥ ૪૭ ॥ કુલટા સ્ત્રીનું મન તો લગ્ન થઈ ગયા પછી પણ નવા-નવા પુરુષો તરફ ખેંચાતું હોય છે. બુદ્ધિમાન પુરુષે આવી કુલટા સ્ત્રીને પોતાની પાસે રાખવી ન જોઈએ. તેને અપનાવનારો પુરુષ આ લોક અને પરલોક બન્ને ખોઈ બેસે છે, તેનું ઉભય ભ્રષ્ટ થઈ જાય છે. ॥ ૪૮ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – સાધ્વી! રાજકુમારી! આ બધી વાતો સાંભળવા માટે જ તો મેં હાસ્ય-વિનોદ કરીને તમને ઉશ્કેર્યાં હતાં. તમે મારા શબ્દોની જેવી વ્યાખ્યા કરી છે, તે અક્ષરશઃ સત્ય છે. ॥ ૪૯ ॥ સુંદરી! તમે મારાં અનન્ય પ્રેમી છો. મારા પ્રતિ તમારો અનન્ય પ્રેમ છે. તમે મારી પાસે જે જે અભિલાષાઓ રાખો છો તે તો તમને સદા-સર્વદા પ્રાપ્ત છે જ. બીજી એ વાત પણ છે કે મારી પાસેથી રાખેલી અભિલાષાઓ સાંસારિક કામનાઓની જેમ બંધનકારક થતી નથી. બલકે તે સમસ્ત કામનાઓથી મુક્ત કરી દે છે. ॥ ૫૦ ॥

૧. યં યં કામયસે કામં ।

ઉપલબ્ધં પતિપ્રેમ પાતિવ્રત્યં ચ તેઽનઘે ।
યદ્વાક્યૈશ્ચાલ્યમાનાયા ન ધીર્મય્યપકર્ષિતા ॥ ૫૧॥

યે માં ભજન્તિ દામ્પત્યે તપસા વ્રતચર્યયા ।
કામાત્માનોઽપવર્ગેશં મોહિતા મમ[1] માયયા ॥ ૫૨॥

માં પ્રાપ્ય માનિન્યપવર્ગસમ્પદં
વાઞ્છન્તિ યે સમ્પદ એવ તત્પતિમ્ ।
તે મન્દભાગ્યા નિરયેઽપિ યે નૃણાં
માત્રાત્મકત્વાન્નિરયઃ સુસઙ્ગમઃ ॥ ૫૩॥

દિષ્ટ્યા ગૃહેશ્વર્યસકૃન્મયિ ત્વયા
કૃતાઽનુવૃત્તિર્ભવમોચની ખલૈઃ ।
સુદુષ્કરાસૌ સુતરાં દુરાશિષો
હ્યસુમ્ભરાયા નિકૃતિઞ્જુષઃ સ્ત્રિયાઃ ॥ ૫૪॥

ન ત્વાદૃશીં પ્રણયિનીં ગૃહિણીં ગૃહેષુ
પશ્યામિ માનિનિ યયા સ્વવિવાહકાલે ।
પ્રાપ્તાન્ નૃપાનવગણય્ય રહોહરો મે
પ્રસ્થાપિતો દ્વિજ ઉપશ્રુતસત્કથસ્ય ॥ ૫૫॥

ભ્રાતુર્વિરૂપકરણં યુધિ નિર્જિતસ્ય
પ્રોદ્વાહપર્વણિ ચ તદ્વધમક્ષગોષ્ઠ્યામ્ ।
દુઃખં સમુત્થમસહોઽસ્મદયોગભીત્યા
નૈવાબ્રવીઃ કિમપિ તેન વયં જિતાસ્તે ॥ ૫૬॥

દૂતસ્ત્વયાઽઽત્મલભને સુવિવિક્તમન્ત્રઃ
પ્રસ્થાપિતો મયિ ચિરાયતિ શૂન્યમેતત્ ।
મત્વા જિહાસ ઇદમઙ્ગમનન્યયોગ્યં
તિષ્ઠેત તત્ત્વયિ વયં પ્રતિનન્દયામઃ ॥ ૫૭॥

હે નિર્દોષ રુક્મિણી! મેં તમારો પતિપ્રેમ અને પાતિવ્રત્ય પણ સારી રીતે જોઈ લીધું છે. મેં કટુ-કટાક્ષ વાક્યો કહી-કહીને તમને વિચલિત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તમારી બુદ્ધિ મારાથી લગીરે ચલિત ન થઈ. ॥ ૫૧ ॥ પ્રિયે! હું મોક્ષનો સ્વામી છું. લોકોને સંસાર-સાગરથી પાર કરું છું. જે લોકો સકામ ભાવથી અનેક પ્રકારનાં વ્રત-તપ કરીને દામ્પત્ય-જીવનમાં સુખની અભિલાષાથી મારી ભક્તિ કરે છે, તેઓ મારી માયાથી મોહિત છે. ॥ ૫૨ ॥ હે માનિની! હું મોક્ષ તથા સંપૂર્ણ સંપદાઓનો આશ્રય છું, અધીશ્વર છું. મને પરમાત્માને પ્રાપ્ત કરીને પણ જે લોકો માત્ર વિષયસુખનાં સાધનો અને સંપત્તિની જ અભિલાષા રાખે છે, મારી પરા-ભક્તિ નથી ઇચ્છતા, તેમને મંદભાગી સમજવા જોઈએ. કેમકે, વિષયસુખ તો નરકમાં અને નરક જેવી અધમ-યોનિઓમાં પણ હોય છે. પરંતુ તે લોકોનું મન તો વિષયોમાં જ લાગેલું રહે છે, તેથી તેમને નરકમાં જવું પણ સારું લાગે છે. ॥ ૫૩ ॥ ગૃહેશ્વરી! પ્રાણપ્રિયે! બહુ આનંદની વાત છે કે, તમે અત્યાર સુધી નિરંતર સંસાર-બંધનથી મુક્ત કરનારી મારી સેવા કરી છે. અજ્ઞાની લોકો આવું ક્યારેય કરી શકતા નથી. જે સ્ત્રીઓનું ચિત્ત દૂષિત કામનાઓથી ભરેલું છે અને જે પોતાની ઇન્દ્રિઓ તૃપ્ત કરવાના જ કામમાં ડૂબેલી રહેવાને લીધે અનેક પ્રકારનાં છલ-કપટ રચે છે, તેમના માટે તો આમ કરવું વધારે મુશ્કેલ છે. ॥ ૫૪ ॥ માનિની! મને મારા ઘરમાં તમારા જેવો પ્રેમ કરનારી પત્ની બીજી કોઈ દેખાતી નથી. કેમકે, જ્યારે તમે મને જોયો ન હતો, માત્ર મારી પ્રશંસા સાંભળી હતી, ત્યારે પણ, તમારા લગ્નમાં આવેલા રાજાઓની ઉપેક્ષા કરીને તમે બ્રાહ્મણ દ્વારા મારી પાસે ગુપ્ત સંદેશો મોકલ્યો હતો. ॥ ૫૫ ॥ તમારું હરણ કરતી વેળાએ મેં તમારા ભાઈને યુદ્ધમાં જીતીને તેને કુરૂપ કરી દીધો હતો અને અનિરુદ્ધના લગ્નોત્સવમાં સોગટાંબાજી રમતી વખતે બલરામજીએ તો તેને મારી જ નાખ્યો. પરંતુ અમારાથી વિયોગ થઈ જવાની આશંકાથી તમે મૌન રહીને તે બધું દુઃખ સહી લીધું, મને એક શબ્દ પણ તમે કહ્યો નહીં. તમારા આ ગુણોથી હું તમારે વશ થઈ ગયો છું. ॥ ૫૬ ॥ તમે મારી પ્રાપ્તિ માટે દૂત દ્વારા પોતાનો ગુપ્ત સંદેશો મોકલ્યો હતો; પણ જ્યારે મારા પહોંચવામાં વિલંબ થતો જણાયો, ત્યારે તમને આ સંપૂર્ણ સંસાર સૂનો દેખાવા લાગ્યો. તે સમયે તમારું આ સર્વાંગસુંદર શરીર કોઈ બીજાને યોગ્ય ન સમજીને એ શરીરનો ત્યાગ કરવાનો સંકલ્પ કરી લીધો હતો. તમારો આ પ્રેમભાવ તમારામાં જ વસે. હું તેનો બદલો ચૂકવી શકું એમ નથી. તમારા આ સર્વોચ્ચ પ્રેમ-ભાવને હું માત્ર અભિનંદન આપું છું. ॥ ૫૭ ॥

૧. માયયા હિ મે ।

*શ્રીશુક ઉવાચ*

એવં સૌરતસંલાપૈર્ભગવાઞ્જગદીશ્વરઃ ।
સ્વરતો રમયા રેમે નરલોકં વિડમ્બયન્ ॥ ૫૮॥

તથાન્યાસામપિ વિભુર્ગૃહેષુ ગૃહવાનિવ ।
આસ્થિતો ગૃહમેધીયાન્ ધર્માંલ્લોકગુરુર્હરિઃ ॥ ૫૯॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણ આત્મારામ છે. તેઓ બધી મનુષ્ય જેવી લીલા કરી રહ્યા છે. ત્યારે તેમાં દામ્પત્ય-પ્રેમને વધારનારો વિનોદપૂર્ણ વાર્તાલાપ પણ કરે છે અને આ રીતે લક્ષ્મીરૂપા રુક્મિણીજીની સાથે વિહાર કરતા રહે છે. ॥ ૫૮ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સમસ્ત જગતના ગુરુ અને સર્વવ્યાપક છે. તેઓ આ રીતે બીજી પત્નીઓના મહેલોમાં પણ ગૃહસ્થોની જેમ રહીને ગૃહસ્થોચિત ધર્મનું પાલન કરતા હતા. ॥ ૫૯ ॥

==★==

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે[1] કૃષ્ણરુક્મિણીસંવાદો નામ ષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૦ ॥**

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત કૃષ્ણ-રુક્મિણીનો સંવાદ એ નામનો સાઠમો અધ્યાય સમાપ્ત.**

==★==

# એકસઠમો અધ્યાય

**ભગવાનનાં સંતાનોનું વર્ણન તથા અનિરુદ્ધના વિવાહમાં રુક્મીનું માર્યું જવું**

*શ્રીશુક ઉવાચ*

એકૈકશસ્તાઃ કૃષ્ણસ્ય પુત્રાન્ દશ દશાબલાઃ ।
અજીજનન્નનવમાન્પિતુઃ સર્વાત્મસમ્પદા ॥ ૧॥

ગૃહાદનપગં વીક્ષ્ય રાજપુત્ર્યોઽચ્યુતં સ્થિતમ્ ।
પ્રેષ્ઠં ન્યમંસત[2] સ્વં સ્વં ન તત્તત્ત્વવિદઃ સ્ત્રિયઃ ॥ ૨॥

ચાર્વબ્જકોશવદનાયતબાહુનેત્ર-
સપ્રેમહાસરસવીક્ષિતવલ્ગુજલ્પૈઃ ।
સમ્મોહિતા ભગવતો ન મનો વિજેતું
સ્વૈર્વિભ્રમૈઃ સમશકન્ વનિતા વિભૂમ્નઃ ॥ ૩॥

સ્માયાવલોકલવદર્શિતભાવહારિ-
ભ્રૂમણ્ડલપ્રહિતસૌરતમન્ત્રશૌણ્ડૈઃ ।
પત્ન્યસ્તુ ષોડશસહસ્રમનઙ્ગબાણૈ-
ર્યસ્યેન્દ્રિયં વિમથિતું કરણૈર્ન શેકુઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણની દરેક પત્નીના ગર્ભથી દશ-દશ પુત્રો થયા. તેઓ રૂપ, બળ વગેરે ગુણોમાં પોતાના પિતા ભગવાન શ્રીકૃષ્ણથી કોઈ વાતે કમ ન હતા. ॥ ૧ ॥ રાજકુમારીઓ જોતી હતી કે ભગવાન શ્રીકૃષ્ણ અમારા મહેલમાંથી ક્યારેય બહાર જતા નથી. હંમેશા અમારી પાસે જ રહે છે. તેથી તેઓ એવું જ સમજતી હતી કે, શ્રીકૃષ્ણને હું જ બધાંથી વધારે પ્રિય છું. પરીક્ષિત! સાચું પૂછો તો તેઓ પોતાના પતિ ભગવાન શ્રીકૃષ્ણના તત્ત્વને – તેમના મહિમાને જાણતી ન હતી. ॥ ૨ ॥ તે બધી કૃષ્ણની રાણીઓ પોતાના આત્માનંદમાં એકરસ સ્થિત ભગવાન શ્રીકૃષ્ણના કમળની કળી જેવા મુખારવિંદ, વિશાળ બાહુ, વિશાળ નેત્રો, પ્રેમભર્યું હાસ્ય, રસમયી દૃષ્ટિ અને મધુર વાણીથી સ્વયં મોહિત રહેતી હતી. તે પોતાના શૃંગારસંબંધી હાવ-ભાવોથી તેમના મનને પોતાના તરફ આકર્ષિત કરવા સમર્થ ન થઈ શકી. ॥ ૩ ॥ તેઓ સોળ હજારથી વધારે હતી. પોતાના મન્દ-મન્દ હાસ્ય અને વાંકી દૃષ્ટિયુક્ત મનોહર ભવાંના ઇશારાઓ વડે કામકળાથી ભરેલા પ્રેમબાણ ચલાવતી હતી. પરંતુ કોઈ પણ પ્રકારે ભગવાન શ્રીકૃષ્ણના મનને પ્રભાવિત કરવા અથવા જીતવા સમર્થ થઈ શકી નહીં. ॥ ૪ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'ઉત્તરાર્ધે' પાઠ નથી. । ૨. ન્યમંસતાત્માનં ન તુ તત્ત્વવિદઃ ।

ઈત્થં રમાપતિમવાપ્ય પતિં સ્ત્રિયસ્તા
બ્રહ્માદયોઽપિ ન વિદુઃ પદવીં યદીયામ્ ।
ભેજુર્મુદાઽવિરતમેધિતયાઽનુરાગ-
હાસાવલોકનવસઙ્ગમલાલસાદ્યમ્ ॥ ૫॥

પરીક્ષિત! બ્રહ્મા વગેરે મોટા-મોટા દેવતાઓ પણ ભગવાનના વાસ્તવિક સ્વરૂપને અથવા તેમની પ્રાપ્તિના માર્ગને જાણતા નથી. તે જ રમારમણ ભગવાન શ્રીકૃષ્ણને તે સ્ત્રીઓએ પતિરૂપે પ્રાપ્ત કર્યા હતા. હવે નિત્ય-નિરંતર તેમના પ્રેમ-આનંદની અભિવૃદ્ધિ થતી રહેતી હતી. અને તેઓ પ્રેમપૂર્ણ હાસ્ય, મધુર દૃષ્ટિ, નવસમાગમની લાલસા વગેરેથી ભગવાનની સેવા કરતી રહેતી હતી. ॥ ૫ ॥ તે બધી પત્નીઓ પાસે તેમની સેવા કરવા માટે સેંકડો દાસીઓ હતી. તેમ છતાં જ્યારે તેમના મહેલમાં ભગવાન પધારતા ત્યારે તે પોતે આગળ જઈને આદરપૂર્વક તેમને લઈ આવતી, શ્રેષ્ઠ આસન પર બેસાડતી, ઉત્તમ સામગ્રીઓથી તેમની પૂજા કરતી, ચરણકમળ પખાળતી, પાન બનાવીને ખવડાવતી, ચરણસેવા કરી તેમનો શ્રમ દૂર કરતી, ચામર ઢોળતી, અત્તર-ચંદન વગેરે લગાડતી, શયન કરાવતી, સ્નાન કરાવતી, અનેક પ્રકારનાં ભોજન કરાવીને પોતાના હાથે જ તમામ સેવા કરતી હતી. ॥ ૬ ॥

પ્રત્યુદ્ગમાસનવરાર્હણપાદશૌચ-
તામ્બૂલવિશ્રમણવીજનગન્ધમાલ્યૈઃ ।
કેશપ્રસારશયનસ્નપનોપહાર્યૈ-
ર્દાસીશતા અપિ વિભોર્વિદધુઃ સ્મ દાસ્યમ્ ॥ ૬॥

તાસાં[1] યા દશપુત્રાણાં કૃષ્ણસ્ત્રીણાં પુરોદિતાઃ ।
અષ્ટૌ મહિષ્યસ્તત્પુત્રાન્ પ્રદ્યુમ્નાદીન્ ગૃણામિ તે ॥ ૭॥

ચારુદેષ્ણઃ સુદેષ્ણશ્ચ ચારુદેહશ્ચ વીર્યવાન્ ।
સુચારુશ્ચારુગુપ્તશ્ચ[2] ભદ્રચારુસ્તથાપરઃ ॥ ૮॥

ચારુચન્દ્રો વિચારુશ્ચ ચારુશ્ચ દશમો હરેઃ ।
પ્રદ્યુમ્નપ્રમુખા જાતા રુક્મિણ્યાં નાવમાઃ પિતુઃ ॥ ૯॥

ભાનુઃ સુભાનુઃ સ્વર્ભાનુઃ પ્રભાનુર્ભાનુમાંસ્તથા ।
ચન્દ્રભાનુર્બૃહદ્ભાનુરતિભાનુસ્તથાઽષ્ટમઃ ॥ ૧૦॥

શ્રીભાનુઃ પ્રતિભાનુશ્ચ સત્યભામાત્મજા દશ ।
સામ્બઃ સુમિત્રઃ પુરુજિચ્છતજિચ્ચ સહસ્રજિત્ ॥ ૧૧॥

વિજયશ્ચિત્રકેતુશ્ચ વસુમાન્ દ્રવિડઃ ક્રતુઃ ।
જામ્બવત્યાઃ સુતા હ્યેતે સામ્બાદ્યાઃ પિતૃસંમતાઃ[3] ॥ ૧૨॥

પરીક્ષિત! મેં કહ્યું છે કે, ભગવાન શ્રીકૃષ્ણની દરેક પત્નીને દશ-દશ પુત્રો હતા. તે રાણીઓમાં આઠ પટરાણીઓ હતી. જેમનાં લગ્નોનું વર્ણન હું પહેલાં કરી ચૂક્યો છું. હવે તેમના પ્રદ્યુમ્ન વગેરે પુત્રો વગેરેનું વર્ણન કરું છું. ॥ ૭ ॥ રુક્મિણીજીને દશ પુત્રો થયા – પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, સુદેષ્ણ, પરાક્રમી ચારુદેહ, સુચારુ, ચારુગુપ્ત, ભદ્રચારુ, ચારુચન્દ્ર, વિચારુ અને દશમો ચારુ. આ બધા પોતાના પિતા ભગવાન શ્રીકૃષ્ણથી કોઈ વાતમાં કમ ન હતા. ॥ ૮-૯ ॥ સત્યભામાને પણ દશ પુત્રો હતા – ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચન્દ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ. જામ્બવતીને પણ સામ્બ વગેરે દશ પુત્રો હતા – સામ્બ, સુમિત્ર, પુરુજિત, શતજિત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિડ, અને ક્રતુ. આ બધા શ્રીકૃષ્ણને બહુ પ્રિય હતા. ॥ ૧૦-૧૨ ॥

વીરશ્ચન્દ્રોઽશ્વસેનશ્ચ[4] ચિત્રગુર્વેગવાન્ વૃષઃ ।
આમઃ શઙ્કુર્વસુઃ શ્રીમાન્ કુન્તિર્નાગ્નજિતેઃ સુતાઃ ॥ ૧૩॥

શ્રુતઃ કવિર્વૃષો વીરઃ સુબાહુર્ભદ્ર એકલઃ ।
શાન્તિર્દર્શઃ પૂર્ણમાસઃ કાલિન્દ્યાઃ સોમકોઽવરઃ ॥ ૧૪॥

નાગ્નજિતી સત્યાને પણ દશ પુત્ર થયા – વીર, ચન્દ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શઙ્કુ, વસુ અને પરમ તેજસ્વી કુન્તિ. ॥ ૧૩ ॥ કાલિન્દીના દશપુત્રો હતા – શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાન્તિ, દર્શ, પૂર્ણમાસ અને બધાથી નાનો સોમક. ॥ ૧૪ ॥

૧. આસાં । ૨. ર્દીપ્તિશ્ચ । ૩. પિતૃવત્સલાઃ । ૪. ચારુચન્દ્રોઽશ્વસેનશ્ચ ।

પ્રઘોષો ગાત્રવાન્સિંહો બલઃ પ્રબલ ઊર્ધ્વગઃ ।
માદ્ર્યાઃ પુત્રા મહાશક્તિઃ સહ ઓજોઽપરાજિતઃ ॥ ૧૫॥

વૃકો હર્ષોઽનિલો ગૃધ્રો વર્ધનોઽન્નાદ એવ ચ ।
મહાશઃ પાવનો વહ્નિર્મિત્રવિન્દાત્મજાઃ ક્ષુધિઃ ॥ ૧૬॥

સઙ્ગ્રામજિદ્ બૃહત્સેનઃ શૂરઃ પ્રહરણોઽરિજિત્ ।
જયઃ સુભદ્રો ભદ્રાયા વામ આયુશ્ચ સત્યકઃ ॥ ૧૭॥

દીપ્તિમાંસ્તામ્રતપ્તાદ્યા[1] રોહિણ્યાસ્તનયા હરેઃ ।
પ્રદ્યુમ્નાચ્ચાનિરુદ્ધોઽભૂદ્ રુક્મવત્યાં મહાબલઃ ॥ ૧૮॥

પુત્ર્યાં તુ રુક્મિણો રાજન્ નામ્ના ભોજકટે પુરે ।
એતેષાં પુત્રપૌત્રાશ્ચ બભૂવુઃ કોટિશો નૃપ ।
માતરઃ કૃષ્ણજાતાનાં સહસ્રાણિ ચ ષોડશ ॥ ૧૯॥

રાજોવાચ

કથં રુક્મ્યરિપુત્રાય પ્રાદાદ્ દુહિતરં યુધિ ।
કૃષ્ણેન પરિભૂતસ્તં[2] હન્તું રન્ધ્રં પ્રતીક્ષતે ।
એતદાખ્યાહિ મે વિદ્વન્ દ્વિષોર્વૈવાહિકં મિથઃ ॥ ૨૦॥

અનાગતમતીતં ચ વર્તમાનમતીન્દ્રિયમ્ ।
વિપ્રકૃષ્ટં વ્યવહિતં સમ્યક્ પશ્યન્તિ યોગિનઃ ॥ ૨૧॥

શ્રીશુક ઉવાચ

વૃતઃ[3] સ્વયંવરે સાક્ષાદનઙ્ગોઽઙ્ગયુતસ્તયા ।
રાજ્ઞઃ સમેતાન્ નિર્જિત્ય જહારૈકરથો યુધિ ॥ ૨૨॥

મદ્રદેશની રાજકુમારી લક્ષ્મણાને પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઊર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ અને અપરાજિત નામના દશ પુત્રો હતા. ॥ ૧૫ ॥ મિત્રવૃન્દાના પુત્ર હતા – વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્ધન, અન્નાદ, મહાશ, પાવન, વહ્નિ અને ક્ષુધિ. ॥ ૧૬ ॥ ભદ્રાના પુત્ર હતા – સંગ્રામજિત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત, જય, સુભદ્ર, વામ, આયુ, અને સત્યક. ॥ ૧૭ ॥ આ પટરાણીઓ સિવાય ભગવાનની રોહિણી વગેરે સોળ હજાર એકસો બીજી પણ રાણીઓ હતી. તેમના દીપ્તિમાન અને તામ્રતપ્ત વગેરે દશ-દશ પુત્રો થયા. રુક્મિણીનંદન પ્રદ્યુમ્નનો વિવાહ માયાવતી રતિ સિવાય ભોજકટ-નગરનિવાસી રુક્મીની પુત્રી રુક્મવતી સાથે પણ થયો હતો. તે રુક્મવતીથી પરમ બળવાન અનિરુદ્ધનો જન્મ થયો હતો. પરીક્ષિત! શ્રીકૃષ્ણના પુત્રોની માતાઓ જ સોળ હજારથી વધારે હતી. તેથી તેમના પુત્ર-પૌત્રોની સંખ્યા કરોડો સુધી પહોંચી ગઈ. ॥ ૧૮-૧૯ ॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – પરમજ્ઞાની મુનીશ્વર! ભગવાન શ્રીકૃષ્ણે રણભૂમિમાં રુક્મીનો ભારે તિરસ્કાર કર્યો હતો. તેથી તે હંમેશાં એ લાગ જોતો હતો કે અવસર મળતાં જ શ્રીકૃષ્ણને મારી નાખું. આવી સ્થિતિમાં તેણે પોતાની કન્યા રુક્મવતી પોતાના શત્રુના પુત્ર પ્રદ્યુમ્નજીને કઈ રીતે આપી? કૃપા કરીને કહો! બે શત્રુઓમાં – શ્રીકૃષ્ણ અને રુક્મીમાં ફરીથી પરસ્પર વૈવાહિક સંબંધ કઈ રીતે થયો? ॥ ૨૦ ॥ આપ બધી વાત જાણો છો. કેમકે યોગીઓ ભૂત, ભવિષ્ય અને વર્તમાનની બધી વાતો સારી રીતે જાણે છે. (તેઓ ઇન્દ્રિયોથી ન જાણી શકાય તેવું, દૂર રહેલું તથા જેની વચ્ચે બીજી વસ્તુ રહેલી હોય તેવું પણ જાણી શકે છે. ॥ ૨૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! પ્રદ્યુમ્નજી મૂર્તિમાન કામદેવ હતા. તેમના સૌન્દર્ય અને ગુણોથી પ્રસન્ન થઈને રુક્મવતીએ સ્વયંવરમાં તેમને વરમાળા પહેરાવી દીધી. પ્રદ્યુમ્નજીએ યુદ્ધમાં એકલા જ ત્યાં એકઠા થયેલા રાજાઓને જીતી લીધા અને રુક્મવતીને હરી લાવ્યા. ॥ ૨૨ ॥

૧. તામ્રપત્રાદ્યાઃ । ૨. પરિભૂતોઽસૌ । ૩. પ્રાચીન મતમાં આ શ્લોક એ પછીના તેવીસમા શ્લોક પછી છે.

યદ્યપ્યનુસ્મરન્ વૈરં રુક્મી કૃષ્ણાવમાનિતઃ ।
વ્યતરદ્ ભાગિનેયાય સુતાં કુર્વન્ સ્વસુઃ પ્રિયમ્ ॥ ૨૩॥

રુક્મિણ્યાસ્તનયાં રાજન્ કૃતવર્મસુતો બલી ।
ઉપયેમે વિશાલાક્ષીં કન્યાં ચારુમતીં કિલ ॥ ૨૪॥

દૌહિત્રાયાનિરુદ્ધાય પૌત્રીં રુક્મ્યદદાદ્ધરેઃ ।
રોચનાં બદ્ધવૈરોઽપિ સ્વસુઃ પ્રિયચિકીર્ષયા ।
જાનન્નધર્મં તદ્ યૌનં સ્નેહપાશાનુબન્ધનઃ ॥ ૨૫॥

તસ્મિન્નભ્યુદયે રાજન્ રુક્મિણી રામકેશવૌ ।
પુરં ભોજકટં જગ્મુઃ સામ્બપ્રદ્યુમ્નકાદયઃ ॥ ૨૬॥

તસ્મિન્ નિવૃત્ત ઉદ્વાહે કાલિઙ્ગપ્રમુખા નૃપાઃ ।
દૃપ્તાસ્તે રુક્મિણં પ્રોચુર્બલમક્ષૈર્વિનિર્જય ॥ ૨૭॥

અનક્ષજ્ઞો હ્યયં રાજન્નપિ તદ્વ્યસનં મહત્ ।
ઇત્યુક્તો બલમાહૂય તેનાક્ષૈ રુક્મ્યદીવ્યત ॥ ૨૮॥

શતં સહસ્રમયુતં રામસ્તત્રાદદે પણમ્ ।
તં તુ રુક્મ્યજયત્તત્ર કાલિઙ્ગઃ પ્રાહસદ્ બલમ્ ।
દન્તાન્ સન્દર્શયન્નુચ્ચૈર્નામૃષ્યત્તદ્ધલાયુધઃ ॥ ૨૯॥

તતો લક્ષં રુક્મ્યગૃહ્ણાદ્ ગ્લહં તત્રાજયદ્ બલઃ ।
જિતવાનહમિત્યાહ રુક્મી કૈતવમાશ્રિતઃ ॥ ૩૦॥

મન્યુના ક્ષુભિતઃ શ્રીમાન્ સમુદ્ર ઇવ પર્વણિ ।
જાત્યારુણાક્ષોઽતિરુષા ન્યર્બુદં ગ્લહમાદદે ॥ ૩૧॥

તં ચાપિ જિતવાન્ રામો ધર્મેણચ્છલમાશ્રિતઃ ।
રુક્મી જિતં મયાઽત્રેમે વદન્તુ[1] પ્રાશ્નિકા ઇતિ ॥ ૩૨॥

જોકે ભગવાન શ્રીકૃષ્ણથી અપમાનિત થવાને લીધે રુક્મીના હૃદયનો ક્રોધાગ્નિ શાંત થયો ન હતો, તે હજી પણ તેમની સાથે વેર બાંધીને બેઠો હતો, તેમ છતાં પોતાની બહેન રુક્મિણીને પ્રસન્ન કરવા માટે તેણે તેના ભાણેજ પ્રદ્યુમ્નને પોતાની પુત્રી પરણાવી દીધી. ॥ ૨૩ ॥ પરીક્ષિત! દશ પુત્રો ઉપરાંત રુક્મિણીજીને એક સુંદર અંગોવાળી, વિશાળ નેત્રોવાળી કન્યા હતી. તેનું નામ હતું ચારુમતી. કૃતવર્માના પુત્ર બલીએ તેની સાથે લગ્ન કર્યાં. ॥ ૨૪ ॥

પરીક્ષિત! રુક્મીનું ભગવાન શ્રીકૃષ્ણ સાથે જૂનું વેર હતું. છતાં પણ પોતાની બહેન રુક્મિણીને પ્રસન્ન કરવા માટે તેણે પોતાની પૌત્રી રોચનાના વિવાહ રુક્મિણીના પૌત્ર, પોતાના દૌહિત્ર અનિરુદ્ધ સાથે કર્યા. જોકે રુક્મીને એ વાતની જાણ હતી કે આ પ્રકારનો વિવાહ-સંબંધ ધર્મને અનુકૂળ નથી, છતાં પણ સ્નેહવશ તેણે આમ કર્યું. ॥ ૨૫ ॥ પરીક્ષિત! અનિરુદ્ધના લગ્નોત્સવમાં ભાગ લેવા માટે ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી, રુક્મિણીજી, પ્રદ્યુમ્ન, સામ્બ વગેરે દ્વારકાવાસી ભોજકટનગર પધાર્યા. ॥ ૨૬ ॥ જ્યારે વિવાહોત્સવ નિર્વિઘ્ને સમાપ્ત થઈ ગયો ત્યારે કલિંગનરેશ વગેરે અભિમાની રાજાઓએ રુક્મીને કહ્યું કે, 'તમે બલરામજીને પાસાની રમતમાં જીતી લો. રાજન્! બલરામજી પાસા નાખવાનું તો જાણતા નથી, પરંતુ તેમને તે રમતનું વ્યસન છે.' તે લોકોના બહેકાવવાથી રુક્મીએ બલરામજીને બોલાવ્યા અને સ્વયં તેમની સાથે ચોસર રમવા બેઠો. ॥ ૨૭-૨૮ ॥ બલરામજીએ પહેલાં સો, પછી હજાર અને ત્યાર પછી દશ હજાર મહોરોનો દાવ લગાવ્યો તે દાવ રુક્મી જીતી ગયો. રુક્મીની જીત થવાથી કલિંગનરેશ દાંત દેખાડી-દેખાડીને, ખૂબ મોટેથી બલદેવજીની હાંસી ઉડાડવા લાગ્યો. બલરામજી તે હાંસીને સહી ન શક્યા અને થોડા ક્રોધિત થયા. ॥ ૨૯ ॥ ત્યાર પછી રુક્મીએ એક લાખ મહોરોનો દાવ લગાડ્યો. તે બલરામજી જીતી ગયા. પરંતુ રુક્મી કપટનો આશ્રય કરીને કહેવા લાગ્યો કે આ દાવ હું જીત્યો છું. ॥ ૩૦ ॥ આથી બલરામજી ક્રોધથી ખળભળી ઊઠ્યા, તેમના હૃદયમાં (પૂર્ણિમાના દિવસે સમુદ્રમાં ભરતી આવે તેમ) ક્રોધની ભરતી આવી. તેમનાં નેત્રો સ્વાભાવિક રીતે જ લાલ-લાલ હતાં અને વળી ક્રોધથી વધારે લાલચોળ થઈ ગયાં. હવે તેમણે દશ કરોડ મહોરોનો દાવ મૂક્યો. ॥ ૩૧ ॥ આ વખતે પણ દ્યૂતનિયમ પ્રમાણે બલરામજી દાવ જીતી ગયા, પરંતુ રુક્મીએ કપટ કરીને કહ્યું — 'હું જીત્યો છું. આ વિષયના નિષ્ણાત કલિંગનરેશ વગેરે સભાસદો આનો નિર્ણય કરે.' ॥ ૩૨ ॥

[1] બ્રુવન્તુ ।

તદાઽબ્રવીન્નભોવાણી બલેનૈવ જિતો ગ્લહઃ ।
ધર્મતો વચનેનૈવ રુક્મી વદતિ વૈ મૃષા ॥ ૩૩॥

તે સમયે આકાશવાણીએ કહ્યું – 'ધર્મ પ્રમાણે આ દાવ બલદેવજી જીત્યા છે. રુક્મીની વાત તદ્દન જૂઠી છે. ॥ ૩૩ ॥

તામનાદૃત્ય વૈદર્ભો દુષ્ટરાજન્યચોદિતઃ ।
સઙ્કર્ષણં પરિહસન્ બભાષે કાલચોદિતઃ ॥ ૩૪॥

એક તો રુક્મીના માથા પર મૃત્યુ નાચતું હતું અને બીજું તેમના મિત્ર દુષ્ટ રાજાઓએ તેને ચઢાવી રાખ્યો હતો. તેથી તેણે આકાશવાણી ઉપર કોઈ ધ્યાન ન આપ્યું અને બલરામજીની ઠેકડી કરતો તેમને કહેવા લાગ્યો - ॥ ૩૪ ॥

નૈવાક્ષકોવિદા યૂયં ગોપાલા વનગોચરાઃ ।
અક્ષૈર્દીવ્યન્તિ રાજાનો બાણૈશ્ચ ન ભવાદૃશાઃ ॥ ૩૫॥

'બલરામજી! છેવટે તમે લોકો વન-વન ભટકનારા ગોવાળ જ છો ને! તમે પાસા રમવાનું શું જાણો? પાસા અને બાણોથી તો માત્ર રાજાઓ જ રમી શકે છે, તમારા જેવા નહીં. ॥ ૩૫ ॥

રુક્મિણૈવમધિક્ષિપ્તો રાજભિશ્ચોપહાસિતઃ ।
ક્રુદ્ધઃ પરિઘમુદ્યમ્ય જઘ્ને તં[1] નૃમ્ણસંસદિ ॥ ૩૬॥

રુક્મીના આ રીતે આક્ષેપ અને બીજા રાજાઓ દ્વારા ઉપહાસ કરવાથી બલરામજી ક્રોધથી લાલચોળ થઈ ગયા. તેમણે એક મુદ્ગર ઉઠાવ્યો અને તે માંગલિક સભામાં જ રુક્મીને મારી નાંખ્યો. ॥ ૩૬ ॥

કલિઙ્ગરાજં તરસા ગૃહીત્વા દશમે પદે ।
દન્તાનપાતયત્ ક્રુદ્ધો યોઽહસદ્ વિવૃતૈર્દ્વિજૈઃ ॥ ૩૭॥

પહેલાં કલિંગનરેશ દાંત દેખાડી-દેખાડીને હસતો હતો, હવે રંગમાં ભંગ જોઈને તે ત્યાંથી ભાગ્યો; પરંતુ બલરામજીએ દશ ડગલાંમાં જ તેને પકડી લીધો અને ક્રોધપૂર્વક તેના દાંત તોડી નાખ્યા. ॥ ૩૭ ॥

અન્યે નિર્ભિન્નબાહૂરુશિરસો રુધિરોક્ષિતાઃ ।
રાજાનો દુદ્રુવુર્ભીતા બલેન પરિઘાર્દિતાઃ ॥ ૩૮॥

બલરામજીએ પોતાના મુદ્ગરના પ્રહારથી બીજા રાજાઓના પણ હાથ, પગ, સાથળો, માથાં વગેરે તોડી-ફોડી નાખ્યાં. તે બધા રાજા લોહીથી ખરડાયેલા, ભયભીત થઈને ત્યાંથી ભાગી છૂટ્યા. ॥ ૩૮ ॥

નિહતે રુક્મિણિ શ્યાલે નાબ્રવીત્ સાધ્વસાધુ વા ।
રુક્મિણીબલયો રાજન્ સ્નેહભઙ્ગભયાદ્ધરિઃ ॥ ૩૯॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે એવું વિચારીને કે, બલરામજીનું સમર્થન કરવાથી રુક્મિણીજી નારાજ થશે અને રુક્મીના વધને અયોગ્ય કહેવાથી બલરામજી નારાજ થશે તેથી પોતાના સાળા રુક્મીના મૃત્યુ બદલ તેમણે સારું-ખોટું કંઈ પણ ન કહ્યું. ॥ ૩૯ ॥

તતોઽનિરુદ્ધં સહ સૂર્યયા વરં
રથં સમારોપ્ય યયુઃ કુશસ્થલીમ્ ।
રામાદયો ભોજકટાદ્ દશાર્હાઃ
સિદ્ધાખિલાર્થા મધુસૂદનાશ્રયાઃ ॥ ૪૦॥

ત્યાર પછી અનિરુદ્ધનું લગ્ન અને શત્રુનો વધ બન્ને પ્રયોજન સિદ્ધ થઈ જતાં ભગવાનના આશ્રિત બલરામજી વગેરે યાદવો નવવિવાહિત કન્યા રોચનાની સાથે અનિરુદ્ધને શ્રેષ્ઠ રથમાં બેસાડી ભોજકટથી દ્વારકાપુરી આવ્યા. ॥ ૪૦ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે અનિરુદ્ધવિવાહે રુક્મિવધો નામૈકષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૧ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત અનિરુદ્ધ-વિવાહમાંનો રુક્મિવધ નામનો એકસઠમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. તાતં કુસંસદિ । ૨. દશમસ્કન્ધે એકષષ્ટિતમોઽધ્યાયઃ ।

# બાસઠમો અધ્યાય

## ઊષા અને અનિરુદ્ધનું મિલન

*રાજોવાચ*

બાણસ્ય તનયામૂષામુપયેમે યદૂત્તમઃ ।
તત્ર યુદ્ધમભૂદ્ ઘોરં હરિશઙ્કરયોર્મહત્ ।
એતત્ સર્વં મહાયોગિન્ સમાખ્યાતું ત્વમર્હસિ ॥ ૧॥

*શ્રીશુક ઉવાચ*

બાણઃ પુત્રશતજ્યેષ્ઠો બલેરાસીન્મહાત્મનઃ[1] ।
યેન વામનરૂપાય હરયેઽદાયિ મેદિની ॥ ૨॥

તસ્યૌરસઃ સુતો બાણઃ શિવભક્તિરતઃ સદા ।
માન્યો વદાન્યો ધીમાંશ્ચ સત્યસન્ધો દૃઢવ્રતઃ ॥ ૩॥

શોણિતાખ્યે પુરે રમ્યે સ રાજ્યમકરોત્ પુરા ।
તસ્ય શમ્ભોઃ પ્રસાદેન કિઙ્કરા ઇવ તેઽમરાઃ ।
સહસ્રબાહુર્વાદ્યેન તાણ્ડવેઽતોષયન્મૃડમ્ ॥ ૪॥

ભગવાન્ સર્વભૂતેશઃ શરણ્યો ભક્તવત્સલઃ ।
વરેણચ્છન્દયામાસ સ તં વવ્રે પુરાધિપમ્ ॥ ૫॥

સ એકદાઽઽહ ગિરિશં પાર્શ્વસ્થં વીર્યદુર્મદઃ ।
કિરીટેનાર્કવર્ણેન સંસ્પૃશંસ્તત્પદામ્બુજમ્ ॥ ૬॥

નમસ્યે ત્વાં મહાદેવ લોકાનાં ગુરુમીશ્વરમ્ ।
પુંસામપૂર્ણકામાનાં કામપૂરામરાઙ્ઘ્રિપમ્ ॥ ૭॥

દોઃસહસ્રં ત્વયા દત્તં પરં ભારાય મેઽભવત્ ।
ત્રિલોક્યાં પ્રતિયોદ્ધારં ન લભે ત્વદૃતે સમમ્ ॥ ૮॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું –** મહાયોગસમ્પન્ન મુનીશ્વર! મેં સાંભળ્યું છે કે, યાદવશ્રેષ્ઠ અનિરુદ્ધજીએ બાણાસુરની પુત્રી ઊષા સાથે લગ્ન કર્યાં હતાં અને આ પ્રસંગમાં ભગવાન શ્રીકૃષ્ણ અને શંકરજીનું ભારે યુદ્ધ થયું હતું. તમે કૃપા કરીને આ કથા વિસ્તારથી કહો. ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે –** પરીક્ષિત! મહાત્મા બલિની કથા તો તમે સાંભળી લીધી છે. તેમણે વામનરૂપધારી ભગવાનને સંપૂર્ણ પૃથ્વી દાનમાં આપી દીધી હતી. તેમને સો પુત્રો હતા. તેમાં સૌથી મોટો બાણાસુર હતો. દૈત્યરાજ બલિનો પુત્ર બાણાસુર મહાન શિવભક્ત હતો. જનસમાજમાં માન્ય, દાતા, બુદ્ધિમાન, સત્યપ્રતિજ્ઞ અને દૃઢવ્રતી હતો. તે સમયે તે પરમ રમણીય શોણિતપુરમાં રાજ્ય કરતો હતો. ભગવાન શંકરની કૃપાથી ઇન્દ્ર વગેરે દેવતાઓ સેવકોની જેમ તેની સેવા કરતા હતા. તેને એક હજાર હાથ હતા. એક દિવસ જ્યારે ભગવાન શંકર તાંડવ-નૃત્ય કરી રહ્યા હતા ત્યારે તેણે પોતાના હજાર હાથથી અનેક પ્રકારનાં વાજિંત્રો વગાડીને તેમને પ્રસન્ન કર્યા. ॥ ૪ ॥ ખરેખર ભગવાન શંકર અત્યંત ભક્તવત્સલ અને શરણાગતરક્ષક છે. સમસ્ત ભૂતોના એકમાત્ર સ્વામી પ્રભુએ બાણાસુરને કહ્યું, 'તમારી જે ઇચ્છા હોય તે મારી પાસે માગી લો.' બાણાસુરે કહ્યું, 'ભગવન્! આપ મારા નગરની રક્ષા કરતા રહીને અહીં જ નિવાસ કરો.' ॥ ૫ ॥

એક દિવસ બળ-પરાક્રમના ગર્વમાં મદમસ્ત બાણાસુરે પોતાની સમીપ જ ઊભેલા ભગવાન શંકરજીનાં ચરણકમળોને સૂર્ય જેવા પ્રકાશમાન મુગટનો સ્પર્શ કરી પ્રણામ કર્યા અને કહ્યું – ॥ ૬ ॥ દેવાધિદેવ! આપ સમસ્ત ચરાચર જગતના ગુરુ અને ઈશ્વર છો. હું આપને નમસ્કાર કરું છું. જે લોકોની અભિલાષાઓ પૂરી થઈ નથી, તે પૂરી કરવા માટે આપ કલ્પવૃક્ષ છો. ॥ ૭ ॥ ભગવન્! આપે મને એક હજાર ભુજાઓ આપી છે, પરંતુ તે મારા માટે માત્ર બોજરૂપ જ છે. કેમકે, ત્રણે લોકમાં આપના સિવાય મને મારી બરાબરીનો કોઈ વીર યોદ્ધો મળતો નથી, જે મારી સાથે લડી શકે. ॥ ૮ ॥

[1] મહાબલઃ ।

કણ્ડૂત્યા નિભૃતૈર્દોર્ભિર્યુયુત્સુર્દિગ્ગજાનહમ્ ।
આદ્યાયાં ચૂર્ણયન્નદ્રીન્ ભીતાસ્તેઽપિ પ્રદુદ્રુવુઃ ॥ ૯॥

તચ્છ્રુત્વા ભગવાન્ ક્રુદ્ધઃ કેતુસ્તે ભજ્યતે યદા ।
ત્વદ્દર્પઘ્નં ભવેન્મૂઢ સંયુગં મત્સમેન તે ॥ ૧૦॥

ઇત્યુક્તઃ કુમતિર્હૃષ્ટઃ સ્વગૃહં પ્રાવિશન્નૃપ ।
પ્રતીક્ષન્ ગિરિશાદેશં સ્વવીર્યનશનં કુધીઃ ॥ ૧૧॥

તસ્યોષા નામ દુહિતા સ્વપ્ને પ્રાદ્યુમ્નિના રતિમ્ ।
કન્યાઽલભત કાન્તેન પ્રાગદૃષ્ટશ્રુતેન સા ॥ ૧૨॥

સા તત્ર તમપશ્યન્તી ક્વાસિ કાન્તેતિ વાદિની ।
સખીનાં મધ્ય ઉત્તસ્થૌ વિહ્વલા વ્રીડિતા ભૃશમ્ ॥ ૧૩॥

બાણસ્ય મન્ત્રી કુમ્ભાણ્ડશ્ચિત્રલેખા ચ તત્સુતા ।
સખ્યપૃચ્છત્ સખીમૂષાં કૌતૂહલસમન્વિતા ॥ ૧૪॥

કં ત્વં મૃગયસે સુભ્રૂઃ કીદૃશસ્તે મનોરથઃ ।
હસ્તગ્રાહં ન તેઽદ્યાપિ રાજપુત્ર્યુપલક્ષયે ॥ ૧૫॥

ઊષોવાચ

દૃષ્ટઃ કશ્ચિન્નરઃ સ્વપ્ને શ્યામઃ કમલલોચનઃ ।
પીતવાસા બૃહદ્બાહુર્યોષિતાં હૃદયઙ્ગમઃ ॥ ૧૬॥

તમહં મૃગયે કાન્તં પાયયિત્વાઽધરં મધુ ।
ક્વાપિ યાતઃ સ્પૃહયતીં ક્ષિપ્ત્વા માં વૃજિનાર્ણવે ॥ ૧૭॥

ચિત્રલેખોવાચ

વ્યસનં તેઽપકર્ષામિ[1] ત્રિલોક્યાં યદિ ભાવ્યતે ।
તમાનેષ્યે નરં યસ્તે મનોહર્તા તમાદિશ ॥ ૧૮॥

આદિદેવ! એકવાર મારી ભુજાઓમાં લડવા માટે એટલી ચળ ઊપડી કે હું દિગ્ગજો પાસે ગયો. પરંતુ તે પણ ડરીને ભાગી ગયા. તે સમયે રસ્તામાં મારી ભુજાઓના પ્રહારથી મેં કેટલાય પર્વતો તોડી નાખ્યા હતા. ॥ ૯ ॥ બાણાસુરની આ પ્રાર્થના સાંભળીને ભગવાન શંકરે સહેજ ક્રોધમાં આવીને કહ્યું – 'અરે મૂર્ખ! જ્યારે તારી ધજા તૂટીને પડી જશે તે વખતે મારા જેવા યોદ્ધાઓ સાથે તારું યુદ્ધ થશે અને તે યુદ્ધ તારા અભિમાનનો નાશ કરશે. ॥ ૧૦ ॥ પરીક્ષિત! બાણાસુરની બુદ્ધિ એટલી દુષ્ટ થઈ ગઈ હતી કે ભગવાન શંકરની વાત સાંભળીને તેને આનંદ થયો અને તે પોતાને ઘેર આવ્યો. હવે તે મૂર્ખ ભગવાન શંકરજીના જણાવ્યા પ્રમાણેના યુદ્ધની પ્રતીક્ષા કરવા લાગ્યો. જે યુદ્ધ તેના બળ-પરાક્રમનો નાશ કરનારું હતું. ॥ ૧૧ ॥

પરીક્ષિત! બાણાસુરની એક કન્યા હતી, તેનું નામ ઊષા હતું. હજી તે કુંવારી હતી ત્યારે સ્વપ્નમાં તેણીએ 'પરમસુંદર અનિરુદ્ધજી સાથે પોતાનો સમાગમ થઈ રહ્યો છે.' એવું જોયું. આશ્ચર્યની વાત તો એ હતી કે, તેણીએ અનિરુદ્ધજીને ન તો ક્યારેય જોયા હતા કે ન સાંભળ્યા હતા. ॥ ૧૨ ॥ સ્વપ્નમાં જ તેમને ન જોઈને તે બોલી ઊઠી – 'પ્રાણપ્યારા! તમે ક્યાં છો? અને તેની નિદ્રા ખુલી ગઈ. તેણે અત્યંત વિહ્વળતા સાથે ઊઠીને જોયું કે, 'હું તો કેટલીય સખીઓની મધ્યમાં છું' ત્યારે તે શરમાઈ ગઈ. ॥ ૧૩ ॥ પરીક્ષિત! બાણાસુરના મંત્રીનું નામ હતું કુમ્ભાંડ. તેની એક કન્યા હતી, જેનું નામ ચિત્રલેખા હતું. ઊષા અને ચિત્રલેખા સખીઓ હતી. ચિત્રલેખાએ ઊષાને આશ્ચર્ય પામતાં પૂછ્યું- ॥ ૧૪ ॥ 'સુંદરી! હું જાણું છું કે હજી સુધી તારું પાણિગ્રહણ કોઈ સાથે થયું નથી. છતાં તું કોને શોધી રહી છે અને તારી અભિલાષા શું છે?' ॥ ૧૫ ॥

**ઊષાએ કહ્યું** – સખી! મેં સ્વપ્નમાં એક અતિસુંદર નવયુવકને જોયો છે. તેના શરીરનો વર્ણ શ્યામ જેવો છે, નેત્ર કમળપત્ર જેવાં છે, શરીર પર પીળું પીતાંબર પહેર્યું છે. લાંબી ભુજાઓ છે અને તે સ્ત્રીઓનું ચિત્ત ચોરનારો છે. ॥ ૧૬ ॥ તેણે પહેલાં તો તેનું મધુર અધરામૃત મને પિવડાવ્યું. પરંતુ હું તેને ધરાઈને પી શકી જ ન હતી ત્યાં તો તે મને દુઃખના દરિયામાં નાખીને ન જાણે ક્યાં ચાલ્યો ગયો. હું તલસતી જ રહી ગઈ. સખી! હું મારા તે પ્રાણવલ્લભને શોધી રહી છું. ॥ ૧૭ ॥

**ચિત્રલેખાએ કહ્યું** – 'સખી! જો તારો ચિત્તચોર ત્રિલોકમાં ક્યાંય પણ હશે અને તેને તું ઓળખી શકે, તો તારી વિરહ-વ્યથા હું જરૂર શાંત કરી દઈશ. હું ચિત્રો બનાવું છું, તું તારા પ્રાણવલ્લભને ઓળખીને કહી દે. પછી તેને હું ગમે ત્યાંથી અવશ્ય લાવી આપીશ. ॥ ૧૮ ॥

1. તેઽપનેષ્યામિ ।

ઇત્યુક્ત્વા દેવગન્ધર્વસિદ્ધચારણપન્નગાન્ ।
દૈત્યવિદ્યાધરાન્ યક્ષાન્ મનુજાંશ્ચ યથાઽલિખત્ ॥ ૧૯॥

મનુજેષુ ચ સા વૃષ્ણીન્ શૂરમાનકદુન્દુભિમ્ ।
વ્યલિખદ્ રામકૃષ્ણૌ ચ પ્રદ્યુમ્નં વીક્ષ્ય લજ્જિતા ॥ ૨૦॥

અનિરુદ્ધં વિલિખિતં વીક્ષ્યોષાવાઙ્મુખી હ્રિયા ।
સોઽસાવસાવિતિ પ્રાહ સ્મયમાના મહીપતે ॥ ૨૧॥

ચિત્રલેખા તમાજ્ઞાય પૌત્રં કૃષ્ણસ્ય યોગિની ।
યયૌ વિહાયસા રાજન્ દ્વારકાં કૃષ્ણપાલિતામ્ ॥ ૨૨॥

તત્ર સુપ્તં સુપર્યઙ્કે પ્રાદ્યુમ્નિં યોગમાસ્થિતા ।
ગૃહીત્વા શોણિતપુરં સખ્યૈ પ્રિયમદર્શયત્ ॥ ૨૩॥

સા ચ તં સુન્દરવરં વિલોક્ય મુદિતાનના ।
દુષ્પ્રેક્ષ્યે સ્વગૃહે પુમ્ભી રેમે પ્રાદ્યુમ્નિના સમમ્ ॥ ૨૪॥

પરાર્ધ્યવાસઃસ્રગ્ગન્ધધૂપદીપાસનાદિભિઃ ।
પાનભોજનભક્ષ્યૈશ્ચ વાક્યૈઃ શુશ્રૂષયાઽર્ચિતઃ[1] ॥ ૨૫॥

ગૂઢઃ કન્યાપુરે શશ્વત્પ્રવૃદ્ધસ્નેહયા તયા ।
નાહર્ગણાન્ સ બુબુધે ઊષયાપહૃતેન્દ્રિયઃ ॥ ૨૬॥

તાં તથા યદુવીરેણ ભુજ્યમાનાં હતવ્રતામ્[2] ।
હેતુભિર્લક્ષયાઞ્ચક્રુરાપ્રીતાં દુરવચ્છદૈઃ ॥ ૨૭॥

ભટા આવેદયાઞ્ચક્રૂ રાજંસ્તે દુહિતુર્વયમ્ ।
વિચેષ્ટિતં લક્ષયામઃ કન્યાયાઃ કુલદૂષણમ્ ॥ ૨૮॥

અનપાયિભિરસ્માભિર્ગુપ્તાયાશ્ચ ગૃહે પ્રભો ।
કન્યાયા દૂષણં પુમ્ભિર્દુષ્પ્રેક્ષાયા ન વિદ્મહે ॥ ૨૯॥

આમ કહીને ચિત્રલેખાએ – દેવો, ગન્ધર્વો, સિદ્ધો, ચારણો, સર્પો, દૈત્યો, વિદ્યાધરો, યક્ષો તથા મનુષ્યોનાં ચિત્રો બનાવ્યાં. ॥ ૧૯ ॥ મનુષ્યોમાં તેણે વૃષ્ણિકુલના વસુદેવજીના પિતા શૂર, સ્વયં વસુદેવજી, બલરામજી અને ભગવાન શ્રીકૃષ્ણ વગેરેનાં ચિત્રો બનાવ્યાં. પ્રદ્યુમ્નજીનું ચિત્ર જોતાં જ ઊષા શરમાઈ ગઈ. ॥ ૨૦ ॥ પરીક્ષિત! જ્યારે તેણે અનિરુદ્ધજીનું ચિત્ર જોયું, ત્યારે તો શરમથી તેનું માથું નીચું થઈ ગયું. પછી મંદ-મંદ હસીને તે બોલી – 'મારા તે પ્રાણવલ્લભ આ જ છે.' ॥ ૨૧ ॥

પરીક્ષિત! ચિત્રલેખા યોગિની હતી. તે જાણી ગઈ કે, આ ભગવાન શ્રીકૃષ્ણના પૌત્ર છે. હવે તે આકાશમાર્ગે રાત્રિના સમયે જ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સુરક્ષિત દ્વારકાપુરીમાં પહોંચી. ॥ ૨૨ ॥ ત્યાં અનિરુદ્ધજી સુંદર પલંગમાં સૂઈ રહ્યા હતા. ચિત્રલેખા યોગસિદ્ધિના પ્રભાવથી તેમને ઉપાડીને શોણિતપુર લઈ આવી અને પોતાની સખી ઊષાને તેના પ્રિયતમનાં દર્શન કરાવી દીધાં. ॥ ૨૩ ॥ પોતાના પરમ સુંદર પ્રાણવલ્લભને પ્રાપ્ત કરીને આનંદના અતિરેકથી તેનું મુખકમળ પ્રફુલ્લિત થઈ ગયું અને તે અનિરુદ્ધજીની સાથે પોતાના મહેલમાં વિહાર કરવા લાગી. પરીક્ષિત! ઊષાનું અંતઃપુર એવું સુરક્ષિત હતું કે, તેના તરફ કોઈ પુરુષ જોઈ પણ શકે એમ ન હતો. ॥ ૨૪ ॥ ઊષાનો પ્રેમ ઉત્તરોત્તર વધી રહ્યો હતો. તે કીમતી વસ્ત્રો, પુષ્પોના હાર, અત્તર, ધૂપ-દીપ, આસન વગેરે સામગ્રીઓથી, સુમધુર પેય પદાર્થો (દૂધ, શરબત વગેરે), ભોજ્ય (ચાવીને ખાવાના પદાર્થો) અને ભક્ષ્ય (ગળી જવા યોગ્ય પદાર્થો) તથા મનોહર વાણી અને સેવા–શુશ્રૂષાથી અનિરુદ્ધનું બહુ સન્માન કરતી. ઊષાએ પોતાના પ્રેમ વડે અનિરુદ્ધના મનને પોતાને વશ કરી લીધું. અનિરુદ્ધજીએ ઊષાના અંતઃપુરમાં છુપાયેલા રહીને પોતાની જાતને પણ વિસારી દીધી. તેમને એ વાતની પણ ખબર ન પડી કે 'મને અહીં આવ્યે કેટલા દિવસ વીતી ગયા.' ॥ ૨૫-૨૬ ॥

પરીક્ષિત! યદુકુમાર અનિરુદ્ધના સહવાસથી ઊષાનું કૌમાર્ય નષ્ટ થઈ ગયું હતું. તેના શરીર પર એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં, જે સ્પષ્ટ કહી રહ્યાં હતાં અને જે કોઈ રીતે છુપાવી શકાય તેમ ન હતાં. ઊષાની પ્રસન્નતા પણ બહુ વધી ગઈ. તેના દ્વારપાલોએ જાણી લીધું કે ઊષાનો કોઈ ને કોઈ પુરુષ સાથે સંબંધ અવશ્ય થઈ ગયો છે. તેમણે જઈને બાણાસુરને કહ્યું – 'રાજન્! અમે લોકો તમારી અવિવાહિત રાજકુમારીનાં જેવા રંગ-ઢંગ જોઈએ છીએ, તે તમારા કુળમાં કલંક લગાડનારાં છે. ॥ ૨૭-૨૮ ॥ પ્રભુ! એમાં કોઈ શંકા નથી, કે અમે લોકો નિરંતર રાત-દિવસ તે મહેલની ચોકી

૧. શુશ્રૂષણાર્ચિતઃ । ૨. હતત્રપામ્ ।

તતઃ પ્રવ્યથિતો બાણો દુહિતુઃ શ્રુતદૂષણઃ ।
ત્વરિતઃ કન્યકાગારં પ્રાપ્તોઽદ્રાક્ષીદ્ યદૂદ્વહમ્ ॥ ૩૦॥

કામાત્મજં તં ભુવનૈકસુન્દરં
શ્યામં પિશઙ્ગામ્બરમમ્બુજેક્ષણમ્ ।
બૃહદ્ભુજં કુણ્ડલકુન્તલત્વિષા
સ્મિતાવલોકેન ચ મણ્ડિતાનનમ્ ॥ ૩૧॥

દીવ્યન્તમક્ષૈઃ પ્રિયયાઽભિનૃમ્ણયા[૧]
તદઙ્ગસઙ્ગસ્તનકુઙ્કુમસ્રજમ્ ।
બાહ્વોર્દધાનં મધુમલ્લિકાશ્રિતાં
તસ્યાગ્ર આસીનમવેક્ષ્ય વિસ્મિતઃ ॥ ૩૨॥

સ તં પ્રવિષ્ટં વૃતમાતતાયિભિ-
ર્ભટૈરનીકૈરવલોક્ય માધવઃ ।
ઉદ્યમ્ય મૌર્વં પરિઘં વ્યવસ્થિતો
યથાન્તકો દણ્ડધરો જિઘાંસયા ॥ ૩૩॥

જિઘૃક્ષયા તાન્ પરિતઃ પ્રસર્પતઃ
શુનો યથા સૂકરયૂથપોઽહનત્ ।
તે હન્યમાના ભવનાદ્ વિનિર્ગતા
નિર્ભિન્નમૂર્ધોરુભુજાઃ પ્રદુદ્રુવુઃ ॥ ૩૪॥

તં નાગપાશૈર્બલિનન્દનો બલી
ઘ્નન્તં સ્વસૈન્યં કુપિતો બબન્ધ હ ।
ઊષા ભૃશં શોકવિષાદવિહ્વલા
બદ્ધં નિશમ્યાશ્રુકલાક્ષ્યરૌદિષીત્ ॥ ૩૫॥

કરીએ છીએ. આપની કન્યાને બહારથી મનુષ્યો જોઈ પણ શકતા નથી. તેમ છતાં તે કલંકિત કઈ રીતે થઈ ગઈ? એનું કારણ અમને સમજાતું નથી.' ॥ ૨૯ ॥

પરીક્ષિત! ચોકીદારો પાસેથી એવા સમાચાર જાણીને કે, કન્યાનું ચરિત્ર દૂષિત થઈ ગયું છે ત્યારે બાણાસુરના અંતરમાં ભારે પીડા થઈ. તે તુરંત ઊષાના મહેલમાં પહોંચી ગયો અને જોયું કે અનિરુદ્ધજી ત્યાં બેઠેલા છે. ॥ ૩૦ ॥ પ્રિય પરીક્ષિત! અનિરુદ્ધજી સ્વયં કામાવતાર પ્રદ્યુમ્નજીના પુત્ર છે. ત્રિભુવનમાં તેમના જેવું સુંદર કોઈ નથી. શ્યામ-સુંદર શરીર અને તેના પર લહેરાતું પીતામ્બર, કમળની પાંખડીઓ જેવાં વિશાળ અને કોમળ નેત્રો, લાંબી-લાંબી ભુજાઓ, કપોલ પર વાંકડિયા કેશની લટો અને ઉજ્જ્વળ કુંડળો, હોઠ પર મન્દ હાસ્ય અને પ્રેમભરી દૃષ્ટિથી તેમની શોભા અવર્ણનીય હતી. ॥ ૩૧ ॥ અનિરુદ્ધજી તે વખતે બધી રીતે સજીધજીને બેઠેલી પ્રિયતમા ઊષાની સાથે રમત રમી રહ્યા હતા. અનિરુદ્ધજીના ગળામાં મલ્લિકાનાં સુંદર પુષ્પોનો હાર શોભી રહ્યો હતો અને તે હારમાં ઊષાનો અંગ-સંપર્ક થવાથી તેના વક્ષઃસ્થળનું કેસર લાગેલું હતું. તેને ઊષાની સામે બેઠેલો જોઈને બાણાસુરને આશ્ચર્ય થયું. ॥ ૩૨ ॥ જ્યારે અનિરુદ્ધજીએ જોયું કે, બાણાસુર ઘણાબધા આક્રમક શસ્ત્ર-અસ્ત્રથી સુસજ્જ વીર સૈનિકોની સાથે મહેલમાં આવી ગયો છે, ત્યારે તેઓ એક લોખંડનો પરિઘ લઈને તેમની સામે (કાલદંડ લઈને યમરાજાની જેમ) ઊભા થઈ ગયા. ॥ ૩૩ ॥ બાણાસુરની સાથે આવેલા સૈનિકો તેમને પકડવા માટે જેમ-જેમ તેમની તરફ જતા, તેમ-તેમ તેઓ તેમને પ્રહાર કરીને પાડી દેતા – બરાબર એ રીતે, જેમ સૂવરોના ટોળાનો નાયક કૂતરાઓને મારી નાખે. અનિરુદ્ધના પ્રહારથી તે સૈનિકોનાં માથાં, ભુજાઓ, સાથળો વગેરે અંગો તૂટી-ફૂટી ગયાં. જે બચ્યા હતા તે બધા ત્યાંથી ભાગી ગયા. ॥ ૩૪ ॥ જ્યારે બળવાન બાણાસુરે જોયું કે, આ તો મારી સેનાનો સંહાર કરી રહ્યો છે, ત્યારે તેણે ભયંકર ક્રોધિત થઈને અનિરુદ્ધજીને નાગપાશથી બાંધી દીધા. ઊષાએ જ્યારે સાંભળ્યું કે, તેના પ્રિયતમને બાંધી દેવામાં આવ્યા છે, ત્યારે તે બહુ જ શોક અને વિષાદથી વિહ્વળ થઈ ગઈ; તે રડવા લાગી. ॥ ૩૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[૨] ઉત્તરાર્ધેઽનિરુદ્ધબન્ધો નામ દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૨ ॥

**દસમા સ્કંધના-ઉત્તરાર્ધ અંતર્ગત અનિરુદ્ધબન્ધન નામનો બાસઠમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રિયયાઽભિતુષ્ટયા । ૨. દશમસ્કન્ધે દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ।

# ત્રેસઠમો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણ સાથે બાણાસુરનું યુદ્ધ

*શ્રીશુક ઉવાચ*

અપશ્યતાં ચાનિરુદ્ધં તદ્બન્ધૂનાં ચ ભારત ।
ચત્વારો વાર્ષિકા માસા વ્યતીયુરનુશોચતામ્ ॥ ૧॥

નારદાત્તદુપાકર્ણ્ય વાર્તાં બદ્ધસ્ય કર્મ ચ ।
પ્રયયુઃ શોણિતપુરં વૃષ્ણયઃ કૃષ્ણદેવતાઃ ॥ ૨॥

પ્રદ્યુમ્નો યુયુધાનશ્ચ ગદઃ સામ્બોઽથ સારણઃ ।
નન્દોપનન્દભદ્રાદ્યા રામકૃષ્ણાનુવર્તિનઃ ॥ ૩॥

અક્ષૌહિણીભિર્દ્વાદશભિઃ સમેતાઃ સર્વતોદિશમ્ ।
રુરુધુર્બાણનગરં સમન્તાત્ સાત્વતર્ષભાઃ ॥ ૪॥

ભજ્યમાનપુરોદ્યાનપ્રાકારાટ્ટાલગોપુરમ્ ।
પ્રેક્ષમાણો રુષાવિષ્ટસ્તુલ્યસૈન્યોઽભિનિર્યયૌ ॥ ૫॥

બાણાર્થે ભગવાન્ રુદ્રઃ સસુતૈઃ[1] પ્રમથૈર્વૃતઃ ।
આરુહ્ય નન્દિવૃષભં યુયુધે રામકૃષ્ણયોઃ ॥ ૬॥

આસીત્ સુતુમુલં યુદ્ધમદ્ભુતં રોમહર્ષણમ્ ।
કૃષ્ણશઙ્કરયો રાજન્ પ્રદ્યુમ્નગુહયોરપિ ॥ ૭॥

કુમ્ભાણ્ડકૂપકર્ણાભ્યાં બલેન સહ સંયુગઃ ।
સામ્બસ્ય બાણપુત્રેણ બાણેન સહ સાત્યકેઃ ॥ ૮॥

બ્રહ્માદયઃ સુરાધીશા મુનયઃ સિદ્ધચારણાઃ ।
ગન્ધર્વાપ્સરસો યક્ષા વિમાનૈર્દ્રષ્ટુમાગમન્ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! વર્ષાઋતુના ચાર મહિના વીતી ગયા. પરંતુ અનિરુદ્ધજીનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. તેમના ઘરના લોકો આ ઘટનાથી બહુ ચિંતામાં રહેતા હતા. ॥ ૧ ॥ એક દિવસ નારદજીએ આવીને અનિરુદ્ધજીનું શોણિતપુર જવું, ત્યાં બાણાસુરના સૈનિકોને હરાવવા અને પછી નાગપાશથી બંધાઈ ગયાના બધા સમાચાર કહ્યા. ત્યારે શ્રીકૃષ્ણને જ પોતાના આરાધ્યદેવ માનવાવાળા યાદવોએ શોણિતપુર પર આક્રમણ કરી દીધું. ॥ ૨ ॥ હવે શ્રીકૃષ્ણ અને બલરામજીની સાથે તેમના અનુયાયી બધા યાદવો – પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ, સામ્બ, સારણ, નંદ, ઉપનંદ અને ભદ્ર વગેરેએ બાર અક્ષૌહિણી સેનાની સાથે વ્યૂહ બનાવીને ચારે બાજુથી બાણાસુરની રાજધાનીને ઘેરી લીધી. ॥ ૩-૪ ॥ જ્યારે બાણાસુરે જાણ્યું કે, યાદવોની સેનાએ નગરનાં ઉદ્યાનો, કિલ્લા-કોઠા તથા દરવાજા તોડવા માંડ્યા છે, ત્યારે તે બહુ જ ક્રોધિત થઈને બાર અક્ષૌહિણી સેના સાથે નગરમાંથી બહાર નીકળ્યો. ॥ ૫ ॥ બાણાસુરના પક્ષમાં સાક્ષાત્ ભગવાન શંકર વૃષભરાજ નંદી પર બેસીને પોતાના પુત્ર કાર્તિકેય અને ગણોની સાથે રણભૂમિમાં પધાર્યા અને તેમણે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી સાથે યુદ્ધ કર્યું. ॥ ૬ ॥ પરીક્ષિત! તે યુદ્ધ એટલું અદ્ભુત અને ભયંકર થયું કે તેને જોનારાનાં રૂવાંડાં ઊભાં થઈ જતાં હતાં. ભગવાન શ્રીકૃષ્ણ સાથે શંકરજી અને પ્રદ્યુમ્નજી સાથે કાર્તિકેયજી યુદ્ધ કરતા હતા. ॥ ૭ ॥ બલરામજી સાથે કુમ્ભાંડ અને કૂપકર્ણનું યુદ્ધ થયું. બાણાસુરના પુત્ર સાથે સામ્બ અને સ્વયં બાણાસુર સાથે સાત્યકિ યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૮ ॥ બ્રહ્મા વગેરે મોટા-મોટા દેવતાઓ, ઋષિ-મુનિઓ, સિદ્ધો, ચારણો, ગન્ધર્વો, અપ્સરાઓ અને યક્ષો વિમાનોમાં બેસીને યુદ્ધ જોવા આવી પહોંચ્યા. ॥ ૯ ॥

---

૧. સુપુત્રઃ ।

શઙ્કરાનુચરાઞ્છૌરિર્ભૂતપ્રમથગુહ્યકાન્ ।
ડાકિનીર્યાતુધાનાંશ્ચ વેતાલાન્ સવિનાયકાન્ ॥ ૧૦॥

પ્રેતમાતૃપિશાચાંશ્ચ[1] કૂષ્માણ્ડાન્ બ્રહ્મરાક્ષસાન્ ।
દ્રાવયામાસ તીક્ષ્ણાગ્રૈઃ શરૈઃ શાર્ઙ્ગધનુશ્ચ્યુતૈઃ[2] ॥ ૧૧॥

પૃથગ્વિધાનિ પ્રાયુઙ્ક્ત પિનાક્યસ્ત્રાણિ શાર્ઙ્ગિણે ।
પ્રત્યસ્ત્રૈઃ શમયામાસ શાર્ઙ્ગપાણિરવિસ્મિતઃ ॥ ૧૨॥

બ્રહ્માસ્ત્રસ્ય ચ બ્રહ્માસ્ત્રં વાયવ્યસ્ય ચ પાર્વતમ્ ।
આગ્નેયસ્ય ચ પાર્જન્યં નૈજં પાશુપતસ્ય ચ ॥ ૧૩॥

મોહયિત્વા તુ[3] ગિરિશં જૃમ્ભણાસ્ત્રેણ જૃમ્ભિતમ્ ।
બાણસ્ય પૃતનાં શૌરિર્જઘાનાસિગદેષુભિઃ ॥ ૧૪॥

સ્કન્દઃ પ્રદ્યુમ્નબાણૌઘૈરર્દ્યમાનઃ સમન્તતઃ ।
અસૃગ્ વિમુઞ્ચન્ ગાત્રેભ્યઃ શિખિનાઽપાક્રમદ્ રણાત્ ॥ ૧૫॥

કુમ્ભાણ્ડઃ કૂપકર્ણશ્ચ પેતતુર્મુસલાર્દિતૌ ।
દુદ્રુવુસ્તદનીકાનિ હતનાથાનિ સર્વતઃ ॥ ૧૬॥

વિશીર્યમાણં સ્વબલં દૃષ્ટ્વા બાણોઽત્યમર્ષણઃ ।
કૃષ્ણમભ્યદ્રવત્ સઙ્ખ્યે રથી હિત્વૈવ સાત્યકિમ્ ॥ ૧૭॥

ધનૂંષ્યાકૃષ્ય યુગપદ્[4] બાણઃ પઞ્ચશતાનિ વૈ ।
એકૈકસ્મિઞ્છરૌ દ્વૌ દ્વૌ સન્દધે રણદુર્મદઃ ॥ ૧૮॥

તાનિ ચિચ્છેદ ભગવાન્ ધનૂંષિ યુગપદ્ધરિઃ ।
સારથિં રથમશ્વાંશ્ચ હત્વા શઙ્ખમપૂરયત્ ॥ ૧૯॥

તન્માતા કોટરા નામ નગ્ના મુક્તશિરોરુહા ।
પુરોઽવતસ્થે કૃષ્ણસ્ય પુત્રપ્રાણરિરક્ષયા ॥ ૨૦॥

ભગવાન શ્રીકૃષ્ણે પોતાના શાર્ઙ્ગધનુષ્યનાં તીક્ષ્ણ બાણોથી શંકરજીના અનુચરો – ભૂત, પ્રેતો, પ્રમથો, ગુહ્યકો, ડાકિનીઓ, યાતુધાનો, વેતાલો, વિનાયકો, પ્રેતગણો, માતૃગણો, પિશાચો, કૂષ્માંડો અને બ્રહ્મરાક્ષસોને મારી-મારીને ભગાડી મૂક્યા. ॥ ૧૦-૧૧ ॥ પિનાકપાણિ શંકરજીએ ભગવાન શ્રીકૃષ્ણ પર જાત-જાતનાં અગણિત અસ્ત્ર-શસ્ત્રોનો પ્રયોગ કર્યો, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે કોઈ પણ પ્રકારના આશ્ચર્ય વિના તે બધાં અસ્ત્ર-શસ્ત્રોને તેમનાં વિરોધી શસ્ત્રાસ્ત્રોથી નિષ્ફળ બનાવી દીધાં. ॥ ૧૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે બ્રહ્માસ્ત્રને શાંત કરવા બ્રહ્માસ્ત્રનો, વાયવ્યાસ્ત્રને શાંત કરવા પાર્વતાસ્ત્રનો, આગ્નેયાસ્ત્રની સામે પર્જન્યાસ્ત્ર અને પાશુપતાસ્ત્રની સામે નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો. ॥ ૧૩ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે જૃંભણાસ્ત્રથી (જેનાથી માણસને બગાસાં ઉપર બગાસાં આવવા લાગે છે) મહાદેવજીને મોહિત કરી દીધા. તેઓ યુદ્ધ છોડીને બગાસાં ખાવા લાગ્યા, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ શંકરથી ફારગ થઈને તલવાર, ગદા અને બાણોથી બાણાસુરના સૈન્યનો સંહાર કરવા લાગ્યા. ॥ ૧૪ ॥ આ બાજુ પ્રદ્યુમ્નજીએ બાણોની વર્ષાથી કાર્તિકસ્વામીને ઘાયલ કરી દીધા. તેમનાં અંગના અનેક ભાગોમાંથી લોહીની ધારાઓ નીકળવા લાગી, તેઓ રણભૂમિ છોડીને પોતાના વાહન મોર પર બેસીને ભાગી ગયા. ॥ ૧૫ ॥ બલરામજીએ પોતાના મુશળના પ્રહારથી કુમ્ભાંડ અને કૂપકર્ણને ઘાયલ કરી દીધા, ત્યારે તેઓ રણભૂમિમાં પડી ગયા. આ પ્રમાણે પોતાના સેનાપતિઓને ઘાયલ થયેલા જોઈને બાણાસુરની બધી સેના આમ-તેમ વિખેરાઈ ગઈ. ॥ ૧૬ ॥

જ્યારે રથ પર બેઠેલા બાણાસુરે જોયું કે, શ્રીકૃષ્ણ વગેરેના પ્રહારથી મારી સેના આમ-તેમ વિખેરાઈ ગઈ છે, ત્યારે તે બહુ ભારે ક્રોધિત થયો. તે ચિઢાઈને સાત્યકિની સામેથી ભગવાન શ્રીકૃષ્ણ પર આક્રમણ કરવા દોડી આવ્યો. ॥ ૧૭ ॥ પરીક્ષિત! રણમાં મદોન્મત્ત બાણાસુરે પોતાના એક હજાર હાથોથી એક સાથે પાંચસો ધનુષ્યો ખેંચીને દરેક ધનુષ્ય પર બે-બે બાણ ચઢાવ્યાં. ॥ ૧૮ ॥ પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે એકી સાથે તેનાં બધાં ધનુષ્ય કાપી નાંખ્યાં અને સારથિ, રથ તથા ઘોડાને પણ ધરાશાયી કરી દીધા અને પછી શંખધ્વનિ કર્યો. ॥ ૧૯ ॥ કોટરા નામની એક દેવી બાણાસુરની ધર્મની મા હતી. તે પોતાના ભક્ત પુત્રના પ્રાણોની રક્ષા માટે માથાનાં વાળ વિખેરીને નગ્ન થઈ ભગવાન શ્રીકૃષ્ણની સામે આવીને ઊભી રહી ગઈ. ॥ ૨૦ ॥

૧. ભૂતમાતૃ૦ । ૨. શાર્ઙ્ગચ્યુતૈર્ભૃશમ્ । ૩. હરિઃ શમ્ભું । ૪. યુગપચ્છતાનિ પઞ્ચ સન્દધે ।

તતસ્તિર્યઙ્મુખો નગ્નામનિરીક્ષન્ ગદાગ્રજઃ ।
બાણશ્ચ તાવદ્[1] વિરથશ્છિન્નધન્વાઽવિશત્ પુરમ્ ॥ ૨૧॥

ભગવાન શ્રીકૃષ્ણે તેના પર દૃષ્ટિ ન પડી જાય, તે માટે પોતાનું મુખ ફેરવી લીધું અને તેઓ બીજી બાજુ જોવા લાગ્યા. ત્યારે બાણાસુર ધનુષ્ય કપાઈ જવાથી અને રથરહિત થઈ જવાથી પોતાના નગરમાં ચાલ્યો ગયો. ॥ ૨૧ ॥

વિદ્રાવિતે ભૂતગણે[2] જ્વરસ્તુ ત્રિશિરાસ્ત્રિપાત્ ।
અભ્યધાવત દાશાર્હં દહન્નિવ દિશો દશ ॥ ૨૨॥

અથ નારાયણો દેવસ્તં દૃષ્ટ્વા વ્યસૃજજ્જ્વરમ્ ।
માહેશ્વરો વૈષ્ણવશ્ચ યુયુધાતે જ્વરાવુભૌ ॥ ૨૩॥

માહેશ્વરઃ સમાક્રન્દન્ વૈષ્ણવેન બલાર્દિતઃ ।
અલબ્ધ્વાઽભયમન્યત્ર ભીતો માહેશ્વરો જ્વરઃ ।
શરણાર્થી હૃષીકેશં તુષ્ટાવ પ્રયતાઞ્જલિઃ ॥ ૨૪॥

આ બાજુ જ્યારે ભગવાન શંકરના ભૂતગણો આમ-તેમ ભાગી ગયા, ત્યારે તેમનો છોડેલો ત્રણ મસ્તકો અને ત્રણ પગવાળો જ્વર (તાવ) દશે દિશાઓમાં બાળતો રહીને ભગવાન શ્રીકૃષ્ણ તરફ દોડ્યો. ॥ ૨૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તેને પોતાની તરફ આવતો જોઈને તેનો સામનો કરવા માટે પોતાનો જ્વર (તાવ) છોડ્યો. હવે વૈષ્ણવ અને માહેશ્વર બન્ને જ્વર પરસ્પર લડવા લાગ્યા. ॥ ૨૩ ॥ છેવટે વૈષ્ણવ જ્વરના તેજથી માહેશ્વર જ્વર પીડિત (દુઃખી) થઈને પોકારવા લાગ્યો અને અત્યંત ભયભીત થઈ ગયો. જ્યારે તેને અન્ય કોઈ જગાએ રક્ષણ ન મળ્યું, ત્યારે તે ખૂબ નમ્રતાપૂર્વક હાથ જોડીને શરણમાં લેવા માટે ભગવાન શ્રીકૃષ્ણને પ્રાર્થના કરવા લાગ્યો. ॥ ૨૪ ॥

જ્વર ઉવાચ

નમામિ ત્વાઽનન્તશક્તિં પરેશં
સર્વાત્માનં કેવલં[3] જ્ઞપ્તિમાત્રમ્ ।
વિશ્વોત્પત્તિસ્થાનસંરોધહેતું
યત્તદ્ બ્રહ્મ બ્રહ્મલિઙ્ગં પ્રશાન્તમ્ ॥ ૨૫॥

કાલો દૈવં કર્મ જીવઃ સ્વભાવો
દ્રવ્યં ક્ષેત્રં પ્રાણ આત્મા વિકારઃ ।
તત્સઙ્ઘાતો બીજરોહપ્રવાહ-
સ્ત્વન્માયૈષા તન્નિષેધં પ્રપદ્યે ॥ ૨૬॥

નાનાભાવૈર્લીલયૈવોપપન્નૈ-
ર્દેવાન્ સાધૂઁલ્લોકસેતૂન્ બિભર્ષિ ।
હંસ્યુન્માર્ગાન્ હિંસયા વર્તમાનાન્
જન્મૈતત્તે ભારહારાય ભૂમેઃ ॥ ૨૭॥

તપ્તોઽહં તે તેજસા દુઃસહેન
શાન્તોગ્રેણાત્યુલ્બણેન જ્વરેણ ।
તાવત્તાપો દેહિનાં તેઽઙ્ઘ્રિમૂલં
નો સેવેરન્ યાવદાશાનુબદ્ધાઃ[4] ॥ ૨૮॥

**જ્વરે સ્તુતિ કરતાં કહ્યું** – પ્રભુ! આપની શક્તિ અનંત છે. આપ બ્રહ્માદિ ઈશ્વરોના પણ પરમ મહેશ્વર છો. આપ સર્વના આત્મા અને સર્વસ્વરૂપ છો. આપ અદ્વિતીય અને કેવલ જ્ઞાનસ્વરૂપ છો. સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના આપ જ કારણ છો. શ્રુતિઓ દ્વારા આપનું જ વર્ણન અને અનુમાન કરવામાં આવે છે. આપ સમસ્ત વિકારોથી રહિત, સ્વયં બ્રહ્મ છો. હું આપને પ્રણામ કરું છું. ॥ ૨૫ ॥ કાલ, દૈવ (અદૃષ્ટ), કર્મ, જીવ, સ્વભાવ, સૂક્ષ્મભૂત, શરીર, સૂત્રાત્મા પ્રાણ, અહંકાર, એકાદશ ઇન્દ્રિયો અને પાંચભૂત–આ બધાનો સંઘાત લિંગશરીર અને બીજાંકુર–ન્યાય પ્રમાણે તેનાથી કર્મ અને અકર્મ, તેનાથી ફરી લિંગશરીરની ઉત્પત્તિ – આ બધું આપની માયા જ છે. એ માયાના નિષેધની આપ પરમ અવધિ છો. હું આપને શરણે આવ્યો છું. ॥ ૨૬ ॥ પ્રભુ! આપ આપની લીલાથી જ અનેક રૂપો ધારણ કરો છો અને દેવતાઓ, સાધુ-મહાત્માઓ તથા લોક-મર્યાદાઓનું પાલન-પોષણ કરો છો. સાથે-સાથે દુરાચારી અને હિંસક અસુરોનો સંહાર પણ કરો છો. આપનો આ અવતાર પૃથ્વીનો ભાર ઉતારવા માટે જ થયો છે. ॥ ૨૭ ॥ પ્રભુ! આપના શાંત, ઉગ્ર અને અત્યંત ભયાનક સહી ન શકાય તેવા તેજ જ્વરથી હું બહુ વ્યાકુળ થઈ રહ્યો છું. ભગવન્! દેહધારી જીવોને ત્યાં સુધી તાપ-સંતાપ રહે છે, જ્યાં સુધી તેઓ આશાના ફંદામાં ફસાયેલા રહેવાથી આપના ચરણમૂળને સેવતા નથી. ॥ ૨૮ ॥

૧. તત્ર । ૨. ભૂતપતૌ । ૩. કેશવં । ૪. યાવદાશાનુબન્ધાઃ ।

*શ્રીભગવાનુવાચ*

ત્રિશિરસ્તે પ્રસન્નોઽસ્મિ[1] વ્યેતુ તે મજ્જ્વરાદ્ ભયમ્ ।
યો નૌ સ્મરતિ સંવાદં તસ્ય ત્વન્ન ભવેદ્ ભયમ્ ॥ ૨૯॥

ઈત્યુક્તોઽચ્યુતમાનમ્ય ગતો માહેશ્વરો જ્વરઃ ।
બાણસ્તુ રથમારૂઢઃ પ્રાગાદ્યોત્સ્યઞ્જનાર્દનમ્ ॥ ૩૦॥

તતો બાહુસહસ્રેણ નાનાયુધધરોઽસુરઃ[2] ।
મુમોચ પરમક્રુદ્ધો બાણાંશ્ચક્રાયુધે નૃપ ॥ ૩૧॥

તસ્યાસ્યતોઽસ્ત્રાણ્યસકૃચ્ચક્રેણ ક્ષુરનેમિના ।
ચિચ્છેદ ભગવાન્ બાહૂન્ શાખા ઈવ વનસ્પતેઃ ॥ ૩૨॥

બાહુષુ ચ્છિદ્યમાનેષુ બાણસ્ય ભગવાન્ ભવઃ ।
ભક્તાનુકમ્પ્યુપવ્રજ્ય ચક્રાયુધમભાષત ॥ ૩૩॥

*શ્રીરુદ્ર ઉવાચ*

ત્વં હિ બ્રહ્મ પરં જ્યોતિર્ગૂઢં બ્રહ્મણિ વાઙ્મયે ।
યં પશ્યન્ત્યમલાત્માન આકાશમિવ કેવલમ્ ॥ ૩૪॥

નાભિર્નભોઽગ્નિર્મુખમમ્બુ રેતો
દ્યૌઃ શીર્ષમાશા શ્રુતિરઙ્ઘ્રિરુર્વી ।
ચન્દ્રો મનો યસ્ય દૃગર્ક આત્મા
અહં સમુદ્રો જઠરં ભુજેન્દ્રઃ ॥ ૩૫॥

રોમાણિ યસ્યૌષધયોઽમ્બુવાહાઃ
કેશા વિરિઞ્ચો ધિષણા વિસર્ગઃ ।
પ્રજાપતિર્હૃદયં યસ્ય ધર્મઃ
સ વૈ ભવાન્ પુરુષો લોકકલ્પઃ ॥ ૩૬॥

તવાવતારોઽયમકુણ્ઠધામન્
ધર્મસ્ય ગુપ્ત્યૈ જગતો ભવાય ।

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'ત્રિશિરા! હું તારા પર પ્રસન્ન છું. હવે તું મારા જ્વરથી નિર્ભય થઈ જા. સંસારમાં જે કોઈ આપણા બન્નેના સંવાદનું સ્મરણ કરશે, તેને તારાથી કોઈ ભય રહેશે નહીં.' ॥ ૨૯ ॥ ભગવાન શ્રીકૃષ્ણના આ પ્રમાણે કહેવાથી માહેશ્વર જ્વર તેમને પ્રણામ કરીને ચાલ્યો ગયો. ત્યાં સુધીમાં બાણાસુર રથમાં બેસીને ભગવાન શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવા ફરીથી આવી પહોંચ્યો. ॥ ૩૦ ॥ પરીક્ષિત! બાણાસુરે હજાર હાથોમાં જાત-જાતનાં હથિયારો રાખેલાં હતાં. હવે તે બહુ જ ક્રોધપૂર્વક ચક્રપાણિ ભગવાન પર બાણ વરસાવવા લાગ્યો. ॥ ૩૧ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે બાણાસુરે તો બાણોની ઝડી વરસાવવા માંડી છે, ત્યારે તેઓ તીક્ષ્ણ ધારવાળા ચક્રથી તેની ભુજાઓ કાપવા લાગ્યા, જાણે કોઈ વૃક્ષની શાખાઓ કાપી રહ્યું હોય! ॥ ૩૨ ॥ જ્યારે ભક્તવત્સલ ભગવાન શંકરે જોયું કે, બાણાસુરની ભુજાઓ છેદાઈ રહી છે, ત્યારે તેઓ ચક્રધારી ભગવાન શ્રીકૃષ્ણ પાસે આવીને તેમની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૩ ॥

ભગવાન શંકરે કહ્યું – પ્રભુ! આપ વેદમન્ત્રોમાં તાત્પર્યરૂપે છુપાયેલા પરમ જ્યોતિસ્વરૂપ પરબ્રહ્મ છો. શુદ્ધહૃદયી મહાત્માઓ આપના આકાશ જેવા સર્વવ્યાપક અને નિર્વિકાર સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. ॥ ૩૪ ॥ આકાશ આપની નાભિ છે, અગ્નિ મુખ છે અને જલ વીર્ય છે. સ્વર્ગ આપનું શ્રીમસ્તક, દિશાઓ કાન અને પૃથ્વી આપના ચરણ છે. ચન્દ્રમા મન, સૂર્ય નેત્ર અને હું સ્વયંશિવ આપનો અહંકાર છું. સમુદ્ર આપનું ઉદર અને ઈન્દ્ર ભુજા છે. ॥ ૩૫ ॥ ધાન્યાદિ ઔષધિઓ આપના રૂવાડાં છે, મેઘ કેશ છે અને બ્રહ્મા આપની બુદ્ધિ છે. પ્રજાપતિ લિઙ્ગ છે અને ધર્મ આપનું હૃદય છે. આ પ્રમાણે સમસ્ત લોક અને લોકાંતરોની સાથે જેના શરીરની તુલના કરવામાં આવે છે, તે પરમપુરુષ આપ જ છો. ॥ ૩૬ ॥ અખંડ જ્યોતિસ્વરૂપ પરમાત્મન્! આપનો આ અવતાર ધર્મની રક્ષા અને સંસારના અભ્યુદય – અભિવૃદ્ધિ માટે થયો છે. અમે બધા પણ આપના પ્રભાવથી જ પ્રભાવાન્વિત થઈને સાતે

૧. પ્રસન્નોઽહં । ૨. નાનાયુધયુતોઽસુરઃ ।

વયં ચ સર્વે ભવતાનુભાવિતા
વિભાવયામો ભુવનાનિ સપ્ત ॥ ૩૭॥

ભુવનોનું પાલન કરીએ છીએ. ॥ ૩૭ ॥ આપ સજાતીય, વિજાતીય અને સ્વગતભેદથી રહિત છો. એક અને અદ્વિતીય આદિ પુરુષ છો. માયાકૃત જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ – આ ત્રણે અવસ્થાઓમાં અનુગત અને તેનાથી અતીત તુરીય તત્ત્વ પણ આપ જ છો. આપ સ્વયં પ્રકાશ છો. આપનામાં જ આપની દૃષ્ટિ છે. કારણરૂપ અને ઈશ્વરરૂપ પણ આપ જ છો. પરંતુ આપ ત્રણે ગુણોની વિભિન્ન વિષમતાઓને પ્રકાશિત કરવા માટે આપની માયાથી દેવતાઓ, પશુ-પક્ષી, મનુષ્ય વગેરે શરીરો પ્રમાણે જુદા જુદા રૂપોમાં પ્રતીત થાઓ છો. ॥ ૩૮ ॥

ત્વમેક આદ્યઃ પુરુષોऽદ્વિતીય-
સ્તુર્યઃ સ્વદૃગ્ઘેતુરહેતુરીશઃ ।
પ્રતીયસેऽથાપિ યથાવિકારં
સ્વમાયયા સર્વગુણપ્રસિદ્ધ્યૈ ॥ ૩૮॥

પ્રભુ! સૂર્ય પોતાની છાયા એવા વાદળોથી જ ઢંકાઈ જાય છે અને તે વાદળો તથા વિભિન્ન રૂપોને પ્રકાશિત કરે છે, તે જ પ્રમાણે આપ સ્વયંપ્રકાશ છો, પરંતુ ગુણો દ્વારા જાણે ઢંકાઈ જાઓ છો અને સમસ્ત ગુણો તથા ગુણાભિમાની જીવોને પ્રકાશિત કરો છો. વાસ્તવમાં આપ અનંત છો. ॥ ૩૯ ॥

યથૈવ સૂર્યઃ પિહિતશ્છાયયા સ્વયા
છાયાં ચ રૂપાણિ ચ સઞ્ચકાસ્તિ ।
એવં ગુણેનાપિહિતો ગુણાંસ્ત્વ-
માત્મપ્રદીપો ગુણિનશ્ચ ભૂમન્ ॥ ૩૯॥

ભગવન્! આપની માયાથી મોહિત થઈને લોકો પત્ની-પુત્ર, દેહ-ઘર વગેરેમાં આસક્ત થઈ જાય છે અને પછી દુઃખના અપાર સમુદ્રમાં ગોથાં ખાય છે. ॥ ૪૦ ॥

યન્માયામોહિતધિયઃ પુત્રદારગૃહાદિષુ ।
ઉન્મજ્જન્તિ નિમજ્જન્તિ પ્રસક્તા વૃજિનાર્ણવે ॥ ૪૦॥

સંસારના મનુષ્યોને આ માનવદેહ આપે અત્યંત કૃપા કરીને આપ્યો છે. જે મનુષ્ય તે પ્રાપ્ત કરીને પણ પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખતો નથી, અને આપનાં ચરણકમળોનો આશ્રય નથી લેતો – તેમનું સેવન નથી કરતો, તેનું જીવન અત્યંત શોચનીય છે અને તે પોતે જ પોતાને ઠગનારો છે. ॥ ૪૧ ॥

દેવદત્તમિમં લબ્ધ્વા નૃલોકમજિતેન્દ્રિયઃ ।
યો નાદ્રિયેત ત્વત્પાદૌ સ શોચ્યો હ્યાત્મવઞ્ચકઃ ॥ ૪૧॥

પ્રભુ! આપ સમસ્ત પ્રાણીઓના આત્મા, પ્રિયતમ અને ઈશ્વર છો. જે મૃત્યુનો કોળિયો છે એવો મનુષ્ય આપને છોડી દે છે અને અનાત્મ, દુઃખરૂપ અને તુચ્છ વિષયોમાં સુખબુદ્ધિ કરીને તેની પાછળ ભટકે છે, તે એટલો મૂર્ખ છે કે અમૃત છોડીને વિષપાન કરી રહ્યો છે. ॥ ૪૨ ॥

યસ્ત્વાં વિસૃજતે મર્ત્ય આત્માનં પ્રિયમીશ્વરમ્ ।
વિપર્યયેન્દ્રિયાર્થાર્થં વિષમત્ત્યમૃતં ત્યજન્ ॥ ૪૨॥

હું, બ્રહ્મા, તમામ દેવતાઓ અને વિશુદ્ધ હૃદયવાળા ઋષિ-મુનિઓ બધી રીતે અને સર્વાત્મભાવથી આપના શરણાગત છીએ; કેમકે, આપ જ અમારા બધાના આત્મા, પ્રિયતમ અને ઈશ્વર છો. ॥ ૪૩ ॥

અહં બ્રહ્માથ વિબુધા મુનયશ્ચામલાશયાઃ ।
સર્વાત્મના પ્રપન્નાસ્ત્વામાત્માનં [1]પ્રેષ્ઠમીશ્વરમ્ ॥ ૪૩॥

આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણ છો. આપ બધામાં સમાન, પરમ-શાંત, બધાના સુહૃદ, આત્મા અને ઇષ્ટદેવ છો. આપ એક, અદ્વિતીય અને જગતના આધાર તથા અધિષ્ઠાન છો. હે પ્રભુ! અમે બધા સંસારથી મુક્ત થવા માટે આપને ભજીએ છીએ. ॥ ૪૪ ॥

તં ત્વા જગત્સ્થિત્યુદયાન્તહેતું
સમં પ્રશાન્તં સુહૃદાત્મદૈવમ્ ।
અનન્યમેકં જગદાત્મકેતં
ભવાપવર્ગાય ભજામ દેવમ્ ॥ ૪૪॥

૧. શ્રેષ્ઠ૦ ।

અયં મમેષ્ટો દયિતોઽનુવર્તી
મયાઽભયં દત્તમમુષ્ય દેવ ।
સમ્પાદ્યતાં તદ્ ભવતઃ પ્રસાદો
યથા હિ તે દૈત્યપતૌ પ્રસાદઃ ॥ ૪૫॥

હે દેવ! આ બાણાસુર મારો પ્રિય ભક્ત, કૃપાપાત્ર અને સેવક છે. મેં તેને અભયદાન આપ્યું છે. પ્રભુ! જે રીતે તેના પરદાદા દૈત્યરાજ પ્રહ્લાદ પર આપે કૃપા કરી હતી તેવી જ કૃપા આ બાણાસુર પર કરો. ॥ ૪૫ ॥

*શ્રીભગવાનુવાચ*

યદાત્થ ભગવંસ્ત્વં નઃ કરવામ પ્રિયં તવ ।
ભવતો યદ્ વ્યવસિતં તન્મે સાધ્વનુમોદિતમ્ ॥૪૬॥

અવધ્યોઽયં મમાપ્યેષ વૈરોચનિસુતોઽસુરઃ ।
પ્રહ્લાદાય વરો દત્તો ન વધ્યો મે તવાન્વયઃ ॥ ૪૭॥

દર્પોપશમનાયાસ્ય પ્રવૃક્ણા[1] બાહવો મયા ।
સૂદિતં ચ બલં ભૂરિ યચ્ચ ભારાયિતં ભુવઃ ॥ ૪૮॥

ચત્વારોઽસ્ય ભુજાઃ શિષ્ટા ભવિષ્યન્ત્યજરામરાઃ ।
પાર્ષદમુખ્યો ભવતો નકુતશ્ચિદ્ભયોઽસુરઃ ॥ ૪૯॥

ઇતિ લબ્ધ્વાઽભયં કૃષ્ણં પ્રણમ્ય શિરસાઽસુરઃ ।
પ્રાદ્યુમ્નિં રથમારોપ્ય સવધ્વા સમુપાનયત્ ॥ ૫૦॥

અક્ષૌહિણ્યા પરિવૃતં સુવાસઃસમલઙ્કૃતમ્ ।
સપત્નીકં પુરસ્કૃત્ય યયૌ રુદ્રાનુમોદિતઃ ॥ ૫૧॥

સ્વરાજધાનીં[2] સમલઙ્કૃતાં ધ્વજૈઃ
સતોરણૈરુક્ષિતમાર્ગચત્વરામ્[3] ।
વિવેશ શઙ્ખાનકદુન્દુભિસ્વનૈ-
રભ્યુદ્યતઃ પૌરસુહૃદ્દ્વિજાતિભિઃ ॥ ૫૨॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — ભગવન્! તમારી વાત માનીને — જેવું તમે ઇચ્છો છો, હું આને નિર્ભય કરી દઉં છું. આપે પહેલાં તેના વિશે જેવો નિશ્ચય કર્યો હતો, તે પ્રમાણે મેં તેની ભુજાઓ કાપીને તમારા નિર્ણયનું અનુમોદન કર્યું છે. ॥ ૪૬ ॥ હું જાણું છું કે બાણાસુર દૈત્યરાજ બલિનો પુત્ર છે. તેથી હું પણ તેનો વધ કરી શકતો નથી; કેમકે, પ્રહ્લાદને વરદાન આપ્યું છે કે, 'હું તમારા વંશમાં પેદા થનારા કોઈ પણ દૈત્યનો વધ નહીં કરું.' ॥ ૪૭ ॥ આ અસુરનો ગર્વ ઉતારવા માટે જ મેં આની ભુજાઓ છેદી નાખી છે. આની બહુ મોટી સેના પૃથ્વી માટે ભારરૂપ બની રહી હતી, તેથી મેં તેનો સંહાર કરી દીધો છે. ॥ ૪૮ ॥ હવે આની ચાર ભુજાઓ બાકી છે તે અજર, અમર રહેશે. આ બાણાસુર તમારા પાર્ષદોમાં મુખ્ય હશે. હવે આને કોઈનોય, કોઈ પણ પ્રકારનો ભય નથી. ॥ ૪૯ ॥

શ્રીકૃષ્ણ પાસેથી આ પ્રકારનું અભયદાન પ્રાપ્ત કરીને બાણાસુરે તેમની પાસે આવીને ધરતીને સ્પર્શ કરીને માથું ટેકવી પ્રણામ કર્યા અને અનિરુદ્ધજીને પોતાની પુત્રી ઊષા સાથે રથમાં બેસાડીને ભગવાન પાસે લઈ આવ્યો. ॥ ૫૦ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે મહાદેવજીની સંમતિથી વસ્ત્રાલંકાર-વિભૂષિત ઊષા અને અનિરુદ્ધને એક અક્ષૌહિણી સેના સાથે આગળ કરીને દ્વારકા જવા માટે પ્રસ્થાન કર્યું. ॥ ૫૧ ॥ અહીં દ્વારકામાં ભગવાન શ્રીકૃષ્ણ વગેરેના શુભાગમનના સમાચાર સાંભળી ધજાઓ અને તોરણોથી નગરનો ખૂણે-ખૂણો શણગારવામાં આવ્યો. મોટા-મોટા માર્ગો અને ચોતરાઓ પર ચંદનના જળથી છંટકાવ કરવામાં આવ્યો હતો. બજારો શણગારવામાં આવ્યા. ઢોલ, નગારાં અને શંખના મંગલ-ધ્વનિ સાથે ભગવાને દ્વારકામાં પ્રવેશ કર્યો. નગરના નાગરિકો, બંધુવર્ગ અને બ્રાહ્મણોએ આગળ જઈને ખૂબ ધામધૂમથી ભગવાનનું સામૈયું કર્યું. ॥ ૫૨ ॥

૧. પ્રકૃત્તા । ૨. સ રાજધાનીં । ૩. મનોરમૈર્ભૂષિતમાર્ગચત્વરામ્ ।

ય એવં કૃષ્ણવિજયં શઙ્કરેણ ચ સંયુગમ્ ।
સંસ્મરેત્ પ્રાતરુત્થાય ન તસ્ય સ્યાત્ પરાજયઃ ॥ ૫૩॥

પરીક્ષિત! જે પુરુષ શ્રીશંકરજી સાથે ભગવાન શ્રીકૃષ્ણના યુદ્ધ અને તેમના વિજયની કથાનું પ્રાતઃકાળે ઊઠીને સ્મરણ કરશે તેનો પરાજય થશે નહિ. ॥ ૫૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[૧] ઉત્તરાર્ધેઽનિરુદ્ધાનયનં નામ ત્રિષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૩ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત અનિરુદ્ધને લઈને આવવું નામનો ત્રેસઠમો અધ્યાય સમાપ્ત.

═★═

# ચોસઠમો અધ્યાય

## નૃગરાજાની કથા

*શ્રીશુક ઉવાચ*[૨]

એકદોપવનં રાજન્ જગ્મુર્યદુકુમારકાઃ ।
વિહર્તું સામ્બપ્રદ્યુમ્નચારુભાનુગદાદયઃ ॥ ૧॥

ક્રીડિત્વા સુચિરં તત્ર વિચિન્વન્તઃ પિપાસિતાઃ ।
જલં નિરુદકે કૂપે દદૃશુઃ સત્ત્વમદ્ભુતમ્ ॥ ૨॥

કૃકલાસં ગિરિનિભં વીક્ષ્ય વિસ્મિતમાનસાઃ[૩] ।
તસ્ય ચોદ્ધરણે યત્નં ચક્રુસ્તે કૃપયાન્વિતાઃ ॥ ૩॥

ચર્મજૈસ્તાન્તવૈઃ[૪] પાશૈર્બદ્ધ્વા પતિતમર્ભકાઃ ।
નાશક્નુવન્ સમુદ્ધર્તું કૃષ્ણાયાચખ્યુરુત્સુકાઃ ॥ ૪॥

તત્રાગત્યારવિન્દાક્ષો[૫] ભગવાન્ વિશ્વભાવનઃ ।
વીક્ષ્યોજ્જહાર વામેન તં કરેણ સ લીલયા ॥ ૫॥

સ ઉત્તમશ્લોકકરાભિમૃષ્ટો
વિહાય સદ્યઃ કૃકલાસરૂપમ્ ।
સન્તપ્તચામીકરચારુવર્ણઃ
સ્વર્ગ્યદ્ભુતાલઙ્કરણામ્બરસ્રક્[૬] ॥ ૬॥

શ્રીશુકદેવજી કહે છે – પ્રિય પરીક્ષિત! એક દિવસ સામ્બ, પ્રદ્યુમ્ન, ચારુભાનુ અને ગદ વગેરે યાદવકુમારો ફરવા માટે ઉપવનમાં ગયા. ॥ ૧ ॥ ત્યાં વધારે વખત રમતા રહેવાથી તેમને તરસ લાગી. તેઓ આમ-તેમ પાણી શોધતા એક કૂવા પાસે ગયા. તેમાં પાણી તો હતું નહિ, પરંતુ તેમાં એક બહુ જ વિચિત્ર પ્રાણી જોવા મળ્યું. ॥ ૨ ॥ તે પ્રાણી પર્વતના જેવા આકારવાળો એક કાચંડો હતો. તેને જોઈને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. તેમના હૃદયમાં કરુણા પેદા થઈ અને તેને બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ॥ ૩ ॥ પરંતુ જ્યારે રાજકુમારો કૂવામાં પડેલા તે કાચંડાને ચામડા અને સૂતરના દોરડા વડે પણ બહાર કાઢી ન શક્યા ત્યારે કુતૂહલવશ તેમણે આ આશ્ચર્યજનક વાત ભગવાન શ્રીકૃષ્ણની પાસે જઈને કહી. ॥ ૪ ॥ જગતના જીવનદાતા કમલનયન ભગવાન શ્રીકૃષ્ણ તે કૂવા પર આવ્યા. તેને જોઈને ભગવાને ડાબા હાથથી અનાયાસે જ તેને બહાર કાઢ્યો. ॥ ૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણના કરકમળનો સ્પર્શ થતાં જ તે કાચંડાનું રૂપ છોડી તપાવેલા સુવર્ણ જેવા વર્ણનો સ્વર્ગનો દેવતા બની ગયો. તેના શરીર પર અદ્ભુત વસ્ત્ર, આભૂષણો અને પુષ્પોના હાર શોભી રહ્યા હતા. ॥ ૬ ॥

૧. દશમસ્કન્ધે બાણાસુરસઙ્ગ્રામે કૃષ્ણવિજયઃ । ૨. બાદરાયણિરુવાચ । ૩. વિસ્મિતચેતસઃ । ૪. તં બદ્ધ્વા તાન્તવૈઃ પાશૈઃ પતિતં ચ તમર્ભકાઃ । ૫. તત્ર ગત્વારવિન્દાક્ષો । ૬. સ્વર્ગ્યદ્ભુતાલઙ્કરણોપપન્નઃ ।

પપ્રચ્છ વિદ્વાનપિ તન્નિદાનં
જનેષુ વિખ્યાપયિતું મુકુન્દઃ ।
કસ્ત્વં મહાભાગ વરેણ્યરૂપો
દેવોત્તમં ત્વાં ગણયામિ નૂનમ્ ॥ ૭॥

જોકે, ભગવાન શ્રીકૃષ્ણ જાણતા હતા કે આ દિવ્ય પુરુષને કાચંડાની યોનિ કેમ મળી હતી, તેમ છતાં તે કારણની સર્વસાધારણને જાણ થાય, તેથી તેમણે તે દિવ્ય પુરુષને પૂછ્યું – 'મહાભાગ્યશાળી! તમે તો બહુ જ સુંદર છો, તમે કોણ છો? હું તો એવું સમજું છું કે, તમે અવશ્ય કોઈ શ્રેષ્ઠ દેવતા છો. ॥ ૭ ॥ હે મંગલમૂર્તિ! કયા કર્મના ફળસ્વરૂપ તમારે આ યોનિમાં આવવું પડ્યું હતું? વાસ્તવમાં તમે આ યોનિને યોગ્ય નથી. અમે તમારું પૂર્વવૃત્તાંત જાણવા ઇચ્છીએ છીએ. જો તમે અમને લોકોને તે જણાવવું ઉચિત સમજતા હો તો તમારો પરિચય આપો.' ॥ ૮ ॥

દશામિમાં વા કતમેન કર્મણા
સમ્પ્રાપિતોઽસ્યતદર્હઃ સુભદ્ર ।
આત્માનમાખ્યાહિ વિવિત્સતાં નો
યન્મન્યસે નઃ ક્ષમમત્ર વક્તુમ્ ॥ ૮॥

*શ્રીશુક ઉવાચ*[1]

ઇતિ સ્મ રાજા સમ્પૃષ્ટઃ કૃષ્ણેનાનન્તમૂર્તિના ।
માધવં પ્રણિપત્યાહ કિરીટેનાર્કવર્ચસા ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે અનંતમૂર્તિ ભગવાન શ્રીકૃષ્ણે રાજા નૃગને (કેમકે, તેઓ જ આ રૂપમાં પ્રગટ થયા હતાં) આ પ્રમાણે પૂછ્યું ત્યારે તેમણે પોતાનો સૂર્ય જેવો પ્રકાશમાન મુગટ નમાવીને ભગવાનને પ્રણામ કર્યા અને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૯ ॥

*નૃગ ઉવાચ*

નૃગો નામ નરેન્દ્રોઽહમિક્ષ્વાકુતનયઃ[2] પ્રભો ।
દાનિષ્વાખ્યાયમાનેષુ યદિ તે કર્ણમસ્પૃશમ્ ॥ ૧૦॥

કિં નુ તેઽવિદિતં નાથ સર્વભૂતાત્મસાક્ષિણઃ ।
કાલેનાવ્યાહતદૃશો વક્ષ્યેઽથાપિ તવાજ્ઞયા ॥ ૧૧॥

યાવત્યઃ સિકતા ભૂમેર્યાવત્યો દિવિ તારકાઃ ।
યાવત્યો વર્ષધારાશ્ચ તાવતીરદદાં સ્મ ગાઃ ॥ ૧૨॥

**રાજા નૃગ બોલ્યા** – 'પ્રભુ! હું મહારાજ ઇક્ષ્વાકુનો પુત્ર નૃગ છું. જ્યારે કોઈએ આપની સામે દાતાઓની ગણતરી કરી હશે, ત્યારે તેમાં મારું નામ પણ આપના કાને અવશ્ય પડ્યું હશે. ॥ ૧૦ ॥ પ્રભુ! આપ સમસ્ત પ્રાણીઓની એક-એક વૃત્તિના સાક્ષી છો. ભૂત અને ભવિષ્યનો ભેદ આપના જ્ઞાનમાં કોઈ પ્રકારની અડચણ ઊભી કરી શકતો નથી, તેથી આપનાથી અજાણ્યું છે જ શું? કાળ આપની દૃષ્ટિને રોકી શકતો નથી. તેમ છતાં આપની આજ્ઞા છે તો હું આપને જણાવું છું. ॥ ૧૧ ॥ ભગવન્! પૃથ્વીના જેટલા રજકણ છે, આકાશમાં જેટલા તારા છે અને વરસાદના જેટલાં જળબિન્દુઓ છે, મેં તેટલી ગાયો દાનમાં આપી હતી. ॥ ૧૨ ॥ તે પણ બધી દૂધવાળી, યુવાન, શાંત, સુંદર, સુલક્ષણોવાળી અને કપિલા ગાયો હતી. તે બધી ગાયો મેં સાત્ત્વિક ધનથી પ્રાપ્ત કરી હતી. તે ગાયો વાછડા સાથે હતી. તેમનાં શીંગડાં સોનાથી મઢાવ્યાં હતાં અને ખરીઓ ચાંદીથી. તેમને હાર, વસ્ત્ર અને આભૂષણોથી શણગારી હતી. ॥ ૧૩ ॥ ભગવન્! યુવાવસ્થાવાળા બ્રાહ્મણકુમારોને – જેઓ સદ્ગુણી, શીલસમ્પન્ન, દુઃખી કુટુંબવાળા, દંભરહિત, તપસ્વી, વેદપાઠી, શિષ્યોને વિદ્યાદાન કરવાવાળા તથા સચ્ચરિત્રવાળા હતા તેમને વસ્ત્રાલંકારથી અલંકૃત કરીને તેવી ગાયોનું દાન આપતો હતો. ॥ ૧૪ ॥

પયસ્વિનીસ્તરુણીઃ શીલરૂપ-
ગુણોપપન્નાઃ કપિલા હેમશૃઙ્ગીઃ ।
ન્યાયાર્જિતા રૂપ્યખુરાઃ સવત્સા
દુકૂલમાલાભરણા દદાવહમ્ ॥ ૧૩॥

સ્વલઙ્કૃતેભ્યો ગુણશીલવદ્ભ્યઃ
સીદત્કુટુમ્બેભ્ય ઋતવ્રતેભ્યઃ ।
તપઃશ્રુતબ્રહ્મવદાન્યસદ્ભ્યઃ
પ્રાદાં યુવભ્યો દ્વિજપુઙ્ગવેભ્યઃ ॥ ૧૪॥

૧. બાદરાયણિરુવાચ । ૨. નરેન્દ્રોઽહં માનવે વસ્ત્રાત્મજઃ ।

ગોભૂહિરણ્યાયતનાશ્વહસ્તિનઃ
કન્યાઃ સદાસીસ્તિલરૂપ્યશય્યાઃ ।
વાસાંસિ રત્નાનિ પરિચ્છદાન્ રથા-
નિષ્ટં ચ યજ્ઞૈશ્ચરિતં ચ પૂર્તમ્ ॥૧૫॥

આ પ્રમાણે મેં ઘણી બધી ગાયો, પૃથ્વી, સુવર્ણ, આવાસ, ઘોડા, હાથી, દાસીઓ સહિત કન્યાઓ, તલના પર્વત, ચાંદી, શય્યા, વસ્ત્રો, રત્નો, ઘરનું રાચરચીલું અને રથ વગેરેનું દાન કર્યું હતું. અનેક યજ્ઞો કર્યા અને ઘણા કૂવા–વાવ વગેરે બંધાવ્યા. ॥ ૧૫ ॥

કસ્યચિદ્ દ્વિજમુખ્યસ્ય ભ્રષ્ટા ગૌર્મમ ગોધને ।
સમ્પૃક્તાઽવિદુષા સા ચ મયા દત્તા દ્વિજાતયે ॥ ૧૬॥

તાં નીયમાનાં તત્સ્વામી દૃષ્ટ્વોવાચ મમેતિ તમ્ ।
મમેતિ પ્રતિગ્રાહ્યાહ નૃગો મે દત્તવાનિતિ ॥ ૧૭॥

વિપ્રૌ વિવદમાનૌ મામૂચતુઃ સ્વાર્થસાધકૌ ।
ભવાન્ દાતાઽપહર્તેતિ તચ્છ્રુત્વા મેઽભવદ્ ભ્રમઃ ॥ ૧૮॥

અનુનીતાવુભૌ વિપ્રૌ ધર્મકૃચ્છ્રગતેન વૈ[૧] ।
ગવાં લક્ષં પ્રકૃષ્ટાનાં દાસ્યામ્યેષા પ્રદીયતામ્ ॥ ૧૯॥

ભવન્તાવનુગૃહ્ણીતાં કિઙ્કરસ્યાવિજાનતઃ ।
સમુદ્ધરત માં કૃચ્છ્રાત્ પતન્તં નિરયેઽશુચૌ ॥ ૨૦॥

નાહં[૨] પ્રતીચ્છે વૈ રાજન્નિત્યુક્ત્વા સ્વામ્યપાક્રમત્ ।
નાન્યદ્ ગવામપ્યયુતમિચ્છામીત્યપરો યયૌ ॥ ૨૧॥

એતસ્મિન્નન્તરે યામ્યૈર્દૂતૈર્નીતો[૩] યમક્ષયમ્ ।
યમેન પૃષ્ટસ્તત્રાહં દેવદેવ જગત્પતે ॥ ૨૨॥

પૂર્વં ત્વમશુભં ભુઙ્ક્ષે ઉતાહો[૪] નૃપતે શુભમ્ ।
નાન્તં દાનસ્ય ધર્મસ્ય પશ્યે લોકસ્ય ભાસ્વતઃ ॥ ૨૩॥

પૂર્વં દેવાશુભં ભુઞ્જ ઇતિ પ્રાહ પતેતિ સઃ ।
તાવદદ્રાક્ષમાત્માનં કૃકલાસં પતન્ પ્રભો ॥ ૨૪॥

એક દિવસ કોઈ અપ્રતિગ્રહી (દાન ન લેવાવાળા) તપસ્વી બ્રાહ્મણની એક ગાય છૂટી પડીને મારી ગાયોમાં આવી ગઈ. મને આ વાતની જાણ ન હતી. તેથી મેં અજાણતાં તે ગાય કોઈ બીજા બ્રાહ્મણને દાનમાં આપી દીધી. ॥ ૧૬ ॥ જ્યારે તે ગાયને બ્રાહ્મણ લઈ જતા હતા, ત્યારે તે ગાયના મૂળ માલિકે કહ્યું – 'આ ગાય તો મારી છે.' દાન લઈ જનાર બ્રાહ્મણે કહ્યું – 'આ તો મારી છે, કેમકે, રાજા નૃગે મને આ દાનમાં આપી છે.' ॥ ૧૭ ॥ તે બન્ને બ્રાહ્મણો પરસ્પર લડતા લડતા પોતાની વાત સાચી ઠેરવવા માટે મારી પાસે આવ્યા. એક બ્રાહ્મણે કહ્યું – 'આ ગાય હમણાં જ આપે મને આપી છે' અને બીજાએ કહ્યું – જો એવી વાત છે તો તમે મારી ગાય ચોરી લીધી છે.' ભગવન્! તે બન્ને બ્રાહ્મણોની વાત સાંભળીને મારું ચિત્ત ભ્રમિત થઈ ગયું. ॥ ૧૮ ॥ મેં ધર્મસંકટમાં પડીને તે બન્નેને ખૂબ વિનમ્રતાથી પ્રાર્થના કરીને કહ્યું કે, 'હું આના બદલામાં એક લાખ શ્રેષ્ઠ ગાયો આપીશ. તમે લોકો મને આ ગાય આપી દો.' ॥ ૧૯ ॥ હું આપ લોકોનો સેવક છું. મારાથી અજાણતાં આ અપરાધ થઈ ગયો છે. મારા ઉપર તમે લોકો કૃપા કરો અને મને આ મોટા કષ્ટમાંથી અને ઘોર નરકમાં પડતાં બચાવી લો.' ॥ ૨૦ ॥ 'રાજન્! મારે આના બદલામાં કાંઈ ન જોઈએ.' આવું કહીને ગાયનો માલિક ચાલ્યો ગયો. 'તમે આ ગાયના બદલામાં એક લાખ ઉપરાંત દશ હજાર વધારાની ગાયો આપો તો પણ હું તે લેવાનો નથી.' આ પ્રમાણે કહીને બીજો બ્રાહ્મણ પણ ચાલ્યો ગયો. ॥ ૨૧ ॥ દેવાધિદેવ જગદીશ્વર! ત્યાર પછી મારું આયુષ્ય પૂરું થતાં યમરાજાના દૂત આવ્યા અને મને યમપુરીમાં લઈ ગયા. ત્યાં યમરાજાએ મને પૂછ્યું – ॥ ૨૨ ॥ 'રાજન્! તમે પહેલાં તમારા પાપનું ફળ ભોગવવા ઇચ્છો છો કે પુણ્યનું? તમારા દાન અને ધર્મના ફળસ્વરૂપ તમને એવો દિવ્ય લોક પ્રાપ્ત થશે જેની કોઈ સીમા નથી.' ॥ ૨૩ ॥ ભગવન્! ત્યારે મેં યમરાજાને કહ્યું – 'દેવ! પહેલાં હું મારાં પાપનું ફળ ભોગવવા ઇચ્છું છું.' અને તે જ ક્ષણે યમરાજાએ કહ્યું – 'જાઓ તમે અધમયોનિમાં પડો.' તેમના આ પ્રમાણે કહેતાં જ ત્યાંથી પતન પામતાં જ મેં પોતાને કાચંડો થયેલો જોયો. ॥ ૨૪ ॥

૧. તૌ । ૨. નાન્યં પ્રતીચ્છે રાજેન્દ્ર ઇત્યુક્ત્વા સ્વામ્યુપાક્રમત્ । ૩. દૂતૈર્યામ્યૈર્નીતો । ૪. અથવા ।

બ્રહ્મણ્યસ્ય વદાન્યસ્ય તવ દાસસ્ય કેશવ ।
સ્મૃતિર્નાદ્યાપિ વિધ્વસ્તા ભવત્સન્દર્શનાર્થિનઃ ॥ ૨૫॥

સ ત્વં કથં મમ વિભોઽક્ષિપથઃ પરાત્મા
યોગેશ્વરૈઃ શ્રુતિદૃશાઽમલહૃદ્વિભાવ્યઃ ।
સાક્ષાદધોક્ષજ ઉરુવ્યસનાન્ધબુદ્ધેઃ
સ્યાન્મેઽનુદૃશ્ય ઈહ યસ્ય ભવાપવર્ગઃ ॥ ૨૬॥

દેવદેવ જગન્નાથ ગોવિન્દ પુરુષોત્તમ ।
નારાયણ હૃષીકેશ પુણ્યશ્લોકાચ્યુતાવ્યય ॥ ૨૭॥

અનુજાનીહિ માં કૃષ્ણ યાન્તં દેવગતિં પ્રભો ।
યત્ર ક્વાપિ સતશ્ચેતો ભૂયાન્મે ત્વત્પદાસ્પદમ્ ॥ ૨૮॥

નમસ્તે સર્વભાવાય બ્રહ્મણેઽનન્તશક્તયે ।
કૃષ્ણાય વાસુદેવાય યોગાનાં પતયે નમઃ ॥ ૨૯॥

ઈત્યુક્ત્વા તં પરિક્રમ્ય પાદૌ સ્પૃષ્ટ્વા સ્વમૌલિના ।
અનુજ્ઞાતો વિમાનાગ્ર્યમારુહત્ પશ્યતાં નૃણામ્ ॥ ૩૦॥

કૃષ્ણઃ પરિજનં પ્રાહ ભગવાન્ દેવકીસુતઃ ।
બ્રહ્મણ્યદેવો ધર્માત્મા રાજન્યાનનુશિક્ષયન્ ॥ ૩૧॥

દુર્જરં બત બ્રહ્મસ્વં ભુક્તમગ્નેર્મનાગપિ ।
તેજીયસોઽપિ કિમુત રાજ્ઞામીશ્વરમાનિનામ્ ॥ ૩૨॥

નાહં હાલાહલં મન્યે વિષં યસ્ય પ્રતિક્રિયા ।
બ્રહ્મસ્વં હિ વિષં પ્રોક્તં નાસ્ય પ્રતિવિધિર્ભુવિ ॥ ૩૩॥

હિનસ્તિ વિષમત્તારં વહ્નિરદ્ભિઃ પ્રશામ્યતિ ।
કુલં સમૂલં દહતિ બ્રહ્મસ્વારણિપાવકઃ ॥ ૩૪॥

પ્રભુ! હું બ્રાહ્મણોનો સેવક, ઉદાર, દાની અને આપનો ભક્ત હતો. મને એ વાતની ઉત્કટ અભિલાષા હતી કે, કોઈ રીતે આપનાં દર્શન થઈ જાય. આ પ્રમાણે આપની કૃપાથી મારા પૂર્વજન્મોની સ્મૃતિ નષ્ટ થઈ નથી. ॥ ૨૫ ॥ ભગવન્! આપ પરમાત્મા છો. મોટા-મોટા શુદ્ધ હૃદયના યોગેશ્વરો ઉપનિષદોની દૃષ્ટિથી (અભેદદૃષ્ટિથી) પોતાના હૃદયમાં આપનું ધ્યાન કરતા રહે છે. ઈન્દ્રિયાતીત પરમાત્મન્! સાક્ષાત્ આપ મારાં નેત્રો સમક્ષ કઈ રીતે આવી ગયા? કેમકે, હું તો અનેક પ્રકારનાં વ્યસનો, દુઃખદ કર્મોમાં ફસાઈને આંધળો થઈ રહ્યો હતો. આપનાં દર્શન તો ત્યારે થાય છે, જ્યારે સંસારચક્રમાંથી છૂટવાનો સમય આવે છે. ॥ ૨૬ ॥ દેવતાઓના પણ આરાધ્યદેવ! પુરુષોત્તમ ગોવિન્દ! આપ જ વ્યક્ત અને અવ્યક્ત જગત અને જીવોના સ્વામી છો. અવિનાશી અચ્યુત! આપ પવિત્રકીર્તિ છો. અંતર્યામી નારાયણ! આપ જ સમસ્ત વૃત્તિઓ અને ઈન્દ્રિયોના સ્વામી છો. ॥ ૨૭ ॥ પ્રભુ! શ્રીકૃષ્ણ! હું હવે દેવલોકમાં જઈ રહ્યો છું. આપ મને આજ્ઞા આપો. આપ એવી કૃપા કરો કે ગમે ત્યાં હોઉં પણ મારું ચિત્ત કેવળ આપના ચરણોમાં જ પરોવાયેલું રહે. ॥ ૨૮ ॥ આપ સમસ્ત કાર્ય-કારણરૂપે વિદ્યમાન છો. આપની શક્તિ અનંત છે અને આપ સ્વયં બ્રહ્મ છો. આપને હું નમસ્કાર કરું છું. સચ્ચિદાનંદસ્વરૂપ અંતર્યામી વાસુદેવ શ્રીકૃષ્ણ! આપ સમસ્ત યોગોના સ્વામી, યોગેશ્વર છો. હું આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૨૯ ॥

રાજા નૃગે આ પ્રમાણે કહીને ભગવાનની પ્રદક્ષિણા કરી અને પોતાના મુગટથી તેમના ચરણોનો સ્પર્શ કરીને પ્રણામ કર્યા. પછી તેમની આજ્ઞા લઈને બધાની સામે જ તેઓ શ્રેષ્ઠ વિમાનમાં બેસી ગયા. ॥ ૩૦ ॥

રાજા નૃગના ગયા પછી બ્રાહ્મણોને માન આપનારા ધર્માત્મા દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણ ક્ષત્રિયોને ઉપદેશ આપવા માટે ત્યાં ઉપસ્થિત પોતાના પુત્રાદિ પરિવારને કહેવા લાગ્યા - ॥ ૩૧ ॥ "જે લોકો અગ્નિ જેવા તેજસ્વી છે, તે પણ બ્રાહ્મણોનું થોડુંક ધન હડપ કરીને પચાવી શકતા નથી. પછી જે અભિમાનથી, વ્યર્થ પોતાને સમર્થ માનતા હોય તેવા રાજાઓને તો ક્યાંથી પચે? ॥ ૩૨ ॥ હું હળાહળ ઝેરને ઝેર નથી માનતો, કેમકે, તેનો ઉપાય થઈ શકે છે, ખરેખર તો બ્રાહ્મણોનું ધન એ જ પરમ વિષ છે; તેને પચાવવા માટે પૃથ્વી પર કોઈ ઔષધ, કોઈ ઉપાય નથી. ॥ ૩૩ ॥ હળાહળ વિષ માત્ર ખાનારના જ પ્રાણ હરે છે, અને અગ્નિ પણ જલ દ્વારા શાંત થાય છે, પરંતુ બ્રાહ્મણના ધનરૂપી અરણિમાંથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે, તે સંપૂર્ણ કુળને મૂળ સાથે બાળી નાખે છે. ॥ ૩૪ ॥

બ્રહ્મસ્વં દુરનુજ્ઞાતં ભુક્તં હન્તિ ત્રિપૂરુષમ્ ।
પ્રસહ્ય તુ બલાદ્ ભુક્તં દશ પૂર્વાન્ દશાપરાન્ ॥ ૩૫॥

રાજાનો રાજલક્ષ્મ્યાન્ધા નાત્મપાતં વિચક્ષતે ।
નિરયં યેઽભિમન્યન્તે બ્રહ્મસ્વં સાધુ બાલિશાઃ ॥ ૩૬॥

ગૃહ્ણન્તિ યાવતઃ પાંસૂન્ ક્રન્દતામશ્રુબિન્દવઃ ।
વિપ્રાણાં હૃતવૃત્તીનાં વદાન્યાનાં કુટુમ્બિનામ્ ॥ ૩૭॥

રાજાનો રાજકુલ્યાશ્ચ તાવતોઽબ્દાન્નિરઙ્કુશાઃ ।
કુમ્ભીપાકેષુ પચ્યન્તે બ્રહ્મદાયાપહારિણઃ ॥ ૩૮॥

સ્વદત્તાં પરદત્તાં વા બ્રહ્મવૃત્તિં હરેચ્ચ યઃ ।
ષષ્ટિવર્ષસહસ્રાણિ વિષ્ઠાયાં જાયતે કૃમિઃ ॥ ૩૯॥

ન મે બ્રહ્મધનં ભૂયાદ્ યદ્ ગૃદ્ધ્વાઽલ્પાયુષો નરાઃ[1] ।
પરાજિતાશ્ચ્યુતા રાજ્યાદ્ ભવન્ત્યુદ્વેજિનોઽહયઃ[2] ॥ ૪૦॥

વિપ્રં કૃતાગસમપિ નૈવ દ્રુહ્યત મામકાઃ ।
ઘ્નન્તં બહુ શપન્તં વા નમસ્કુરુત નિત્યશઃ ॥ ૪૧॥

યથાહં પ્રણમે વિપ્રાનનુકાલં સમાહિતઃ ।
તથા નમત યૂયં ચ યોઽન્યથા મે સ દણ્ડભાક્ ॥ ૪૨॥

બ્રાહ્મણાર્થો હ્યપહૃતો હર્તારં પાતયત્યધઃ ।
અજાનન્તમપિ હ્યેનં નૃગં બ્રાહ્મણગૌરિવ ॥ ૪૩॥

એવં વિશ્રાવ્ય ભગવાન્ મુકુન્દો દ્વારકૌકસઃ[3] ।
પાવનઃ સર્વલોકાનાં વિવેશ નિજમન્દિરમ્ ॥ ૪૪॥

બ્રાહ્મણનું દ્રવ્ય જો તેની પૂરે-પૂરી સમ્મતિ લીધા વિના ભોગવવામાં આવે તો તે ભોગવનાર, તેનાં સંતાનો અને પૌત્રો – એ ત્રણ પેઢીનો નાશ કરે છે. પરંતુ જો બળાત્કારથી કે હઠથી છીનવી લીધેલું કે ખૂંચવી લીધેલું બ્રાહ્મણનું દ્રવ્ય ખાવામાં આવે તો તે વિપ્રનું ધન પોતાની પૂર્વની દશ પેઢી અને પોતાના પછીની દશ પેઢીનો નાશ કરે છે. ॥ ૩૫ ॥ જે મૂર્ખ રાજાઓ પોતાની સત્તાના અભિમાનમાં અંધ બનીને બ્રાહ્મણોનું ધન હડપ કરવા ચાહે છે તેમણે સમજવું જોઈએ કે તેઓ જાણી જોઈને નરકમાં જવાનો રસ્તો બનાવી રહ્યા છે. તેમને ખબર નથી કે તેમને અધઃપતનના કેવા ઊંડા ખાડામાં પડવું પડશે. ॥ ૩૬ ॥ જે નિર્લોભી અને વિશાળ-કુટુંબી બ્રાહ્મણોની આજીવિકા છીનવી લેવામાં આવે છે ત્યારે તેમનાં આંસુઓથી જેટલાં ધરતીનાં રજકણો ભીંજાય છે, તેટલાં વર્ષો સુધી બ્રાહ્મણના સ્વત્વને છીનવી લેનારા તે ઉચ્છૃંખલ રાજા અને તેના વંશજોને કુંભીપાક નરકમાં દુઃખ ભોગવવું પડે છે. ॥ ૩૭-૩૮ ॥ જે મનુષ્ય પોતે અથવા બીજાએ આપેલી બ્રાહ્મણની આજીવિકાના સાધનને છીનવી લે છે, તેઓ સાઠહજાર વર્ષો સુધી નરક ભોગવે છે. ॥ ૩૯ ॥ તેથી હું તો એવું ઇચ્છું છું કે, બ્રાહ્મણોનું દ્રવ્ય ભૂલથી પણ મારા ખજાનામાં ન આવે, કેમકે જે લોકો બ્રાહ્મણના દ્રવ્યની ઇચ્છા પણ કરે છે – તેને છીનવી લેવાની વાત તો અલગ છે – તે આ જન્મમાં અલ્પ આયુ, શત્રુઓથી પરાજિત અને રાજ્યભ્રષ્ટ થઈ જાય છે અને મૃત્યુ પછી પણ બીજાને કષ્ટ આપનાર સર્પ બને છે. ॥ ૪૦ ॥ તેથી મારા આત્મીયજનો! જો બ્રાહ્મણ અપરાધ કરે, તો પણ તેનો દ્વેષ ન કરો. તે મારે, અપશબ્દો કહે અથવા શાપ આપે તો પણ તેને નમસ્કાર કરો. ॥ ૪૧ ॥ જે પ્રમાણે હું બહુ જ સાવધાનીથી ત્રણે સમય બ્રાહ્મણોને પ્રણામ કરું છું, તેમ તમે પણ કરો. જે મારી આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, તેને હું ક્ષમા નહીં કરું, સજા કરીશ. ॥ ૪૨ ॥ જો બ્રાહ્મણના દ્રવ્યનું અપહરણ થઈ જાય તો તે અપહરણ કરનારને (ભલે અજાણતાં આ અપરાધ થયો હોય તો પણ) અધઃપતનના ખાડામાં નાખી દે છે. જેમ બ્રાહ્મણની ગાયે અજાણતાં તેને લેનારા રાજા નૃગને નરકમાં નાખી દીધા હતા.' ॥ ૪૩ ॥ પરીક્ષિત! સમસ્ત લોકને પવિત્ર કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણ દ્વારકાવાસીઓને આ પ્રમાણે ઉપદેશ આપીને પોતાના મહેલમાં પધારી ગયા. ॥ ૪૪ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે[4] નૃગોપાખ્યાનં નામ ચતુઃષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૪ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત નૃગ-ઉપાખ્યાન નામનો ચોસઠમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. નૃપાઃ । ૨. હિ યે । ૩. દ્વારકાપ્રજાઃ । ૪. પ્રાચીન પ્રતમાં 'ઉત્તરાર્ધે' નથી.

# પાંસઠમો અધ્યાય

## બલરામજીની વ્રજયાત્રા

*શ્રીશુક ઉવાચ*[1]

બલભદ્રઃ કુરુશ્રેષ્ઠ ભગવાન્ રથમાસ્થિતઃ ।
સુહૃદ્દિદૃક્ષુરુત્કણ્ઠઃ પ્રયયૌ નન્દગોકુલમ્ ॥ ૧ ॥

પરિષ્વક્તશ્ચિરોત્કણ્ઠૈર્ગોપૈર્ગોપીભિરેવ[2] ચ ।
રામોઽભિવાદ્ય પિતરાવાશીર્ભિરભિનન્દિતઃ ॥ ૨ ॥

ચિરં નઃ પાહિ દાશાર્હ સાનુજો જગદીશ્વરઃ ।
ઈત્યારોપ્યાઙ્કમાલિઙ્ગ્ય નેત્રૈઃ સિષિચતુર્જલૈઃ ॥ ૩ ॥

ગોપવૃદ્ધાંશ્ચ વિધિવદ્ યવિષ્ઠૈરભિવન્દિતઃ[3] ।
યથાવયો યથાસખ્યં યથાસમ્બન્ધમાત્મનઃ ॥ ૪ ॥

સમુપેત્યાથ ગોપાલાન્ હાસ્યહસ્તગ્રહાદિભિઃ ।
વિશ્રાન્તં સુખમાસીનં પપ્રચ્છુઃ પર્યુપાગતાઃ ॥ ૫ ॥

પૃષ્ટાશ્ચાનામયં સ્વેષુ પ્રેમગદ્ગદયા ગિરા ।
કૃષ્ણે કમલપત્રાક્ષે સંન્યસ્તાખિલરાધસઃ ॥ ૬ ॥

કચ્ચિન્નો બાન્ધવા રામ સર્વે[4] કુશલમાસતે ।
કચ્ચિત્ સ્મરથ નો રામ યૂયં દારસુતાન્વિતાઃ ॥ ૭ ॥

દિષ્ટ્યા કંસો હતઃ પાપો દિષ્ટ્યા મુક્તાઃ સુહૃજ્જનાઃ ।
નિહત્ય નિર્જિત્ય રિપૂન્ દિષ્ટ્યા દુર્ગં સમાશ્રિતાઃ ॥ ૮ ॥

ગોપ્યો હસન્ત્યઃ પપ્રચ્છૂ રામસન્દર્શનાદૃતાઃ ।
કચ્ચિદાસ્તે સુખં કૃષ્ણઃ પુરસ્ત્રીજનવલ્લભઃ ॥ ૯ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! ભગવાન બલરામજીના મનમાં વ્રજના નંદબાવા વગેરે સ્વજન-સંબંધીઓને મળવાની બહુ ઉત્કંઠા હતી. તેઓ રથમાં બેસીને દ્વારકાથી નંદબાવાના વ્રજમાં આવ્યા. ॥ ૧ ॥ અહીં તેમના માટે વ્રજવાસી ગોપ અને ગોપીઓ પણ બહુ દિવસથી આતુર હતાં. તેમને પોતાને ત્યાં આવેલા જોઈને બધા બહુ જ પ્રેમથી તેમને ભેટ્યા. બલરામજીએ મા જશોદાજી અને નંદબાવાને પ્રણામ કર્યાં. તે લોકોએ પણ આશીર્વાદ આપીને તેમને અભિનંદન આપ્યાં. ॥ ૨ ॥ 'બલરામજી! તમે જગદીશ્વર છો, તમારા નાનાભાઈ શ્રીકૃષ્ણ સાથે હંમેશાં અમારી રક્ષા કરતા રહો.' એવું કહીને બલરામજીને ખોળામાં લઈ લીધા અને પોતાનાં પ્રેમાશ્રુથી તેમને ભીંજવી દીધા. ॥ ૩ ॥ ત્યાર પછી વડીલ-વૃદ્ધ ગોપોને બલરામજીએ અને નાની વયના ગોપોએ બલરામજીને નમસ્કાર કર્યાં. તેઓ યથોચિત બધાને મળ્યા. ॥ ૪ ॥ ગોપબાળકો પાસે જઈને કોઈની સાથે હાથ મિલાવ્યો, કોઈની સાથે મીઠી-મીઠી વાતો કરી, કોઈને ખૂબ હસી-હસીને ભેટ્યા. ત્યાર પછી જ્યારે બલરામજીનો શ્રમ નિવૃત્ત થયો અને તેઓ આરામથી બેઠા ત્યારે બધા ગોપો તેમની પાસે આવ્યા. આ ગોપો કમલનયન ભગવાન શ્રીકૃષ્ણ માટે સમસ્ત ભોગ, સ્વર્ગ અને મોક્ષ પણ ત્યજી બેઠા હતા. બલરામજીએ જ્યારે તેમને અને તેમના પરિવાર વિશે કુશળ-પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે પણ પ્રેમપૂર્વક ગદ્ગદ વાણીથી તેમને પણ પ્રશ્ન પૂછ્યો. ॥ ૫-૬ ॥ 'બલરામજી! વસુદેવજી વગેરે અમારા સ્નેહી-સ્વજનો સકુશળ તો છે ને? હવે તો તમે લોકો પત્ની-પુત્રોવાળા થયા છો, તો અમને કદી યાદ કરો છો? ॥ ૭ ॥ એ મોટા સૌભાગ્યની વાત છે કે, પાપી કંસને તમે લોકોએ મારી નાખ્યો અને પોતાના સ્નેહી-સંબંધીઓને મોટા કષ્ટમાંથી ઉગારી લીધા. એ પણ ઓછા આનંદની વાત નથી કે, તમે લોકોએ બીજા પણ ઘણા શત્રુઓને મારી નાખ્યા અથવા જીતી લીધા. અને હવે અત્યંત સુરક્ષિત કિલ્લામાં જઈને રહો છો. ॥ ૮ ॥

પરીક્ષિત! ભગવાન બલરામજીનાં દર્શનથી, તેમની પ્રેમભરી દૃષ્ટિથી ગોપીઓ ન્યાલ થઈ ગઈ. તેમણે હસીને પૂછ્યું — 'કેમ બલરામજી! મથુરાનગરીની સ્ત્રીઓના વહાલા શ્રીકૃષ્ણ સુખી તો છે ને? ॥ ૯ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. ર્ગોપગોપીભિરેવ ચ । ૩. યવિષ્ઠૈશ્ચાભિવાદિતઃ । ૪. તે વૈ ।

કચ્ચિત્ સ્મરતિ વા બન્ધૂન્ પિતરં માતરં ચ સઃ ।
અપ્યસૌ[1] માતરં દ્રષ્ટું સકૃદપ્યાગમિષ્યતિ ।
અપિ વા સ્મરતેઽસ્માકમનુસેવાં મહાભુજઃ ॥ ૧૦॥

માતરં પિતરં ભ્રાતૄન્ પતીન્ પુત્રાન્ સ્વસૄરપિ ।
યદર્થે જહિમ દાશાર્હ દુસ્ત્યજાન્ સ્વજનાન્ પ્રભો ॥ ૧૧॥

તા નઃ સદ્યઃ પરિત્યજ્ય ગતઃ સઞ્છિન્નસૌહૃદઃ ।
કથં નુ તાદૃશં સ્ત્રીભિર્ન શ્રદ્ધીયેત ભાષિતમ્ ॥ ૧૨॥

કથં નુ ગૃહ્ણન્ત્યનવસ્થિતાત્મનો
વચઃ કૃતઘ્નસ્ય બુધાઃ પુરસ્ત્રિયઃ ।
ગૃહ્ણન્તિ વૈ ચિત્રકથસ્ય સુન્દર-
સ્મિતાવલોકોચ્છ્વસિતસ્મરાતુરાઃ ॥ ૧૩॥

કિં નસ્તત્કથયા ગોપ્યઃ કથાઃ કથયતાપરાઃ ।
યાત્યસ્માભિર્વિના કાલો યદિ તસ્ય તથૈવ નઃ ॥ ૧૪॥

ઇતિ પ્રહસિતં શૌરેર્જલ્પિતં ચારુ વીક્ષિતમ્ ।
ગતિં પ્રેમપરિષ્વઙ્ગં સ્મરન્ત્યો રુરુદુઃ સ્ત્રિયઃ ॥ ૧૫॥

સઙ્કર્ષણસ્તાઃ કૃષ્ણસ્ય સન્દેશૈર્હૃદયઙ્ગમૈઃ ।
સાન્ત્વયામાસ ભગવાન્ નાનાનુનયકોવિદઃ ॥ ૧૬॥

દ્વૌ માસૌ તત્ર ચાવાત્સીન્મધું માધવમેવ ચ ।
રામઃ ક્ષપાસુ ભગવાન્ ગોપીનાં રતિમાવહન્ ॥ ૧૭॥

શું તેમને ક્યારેય પોતાના ભાઈ-બંધુ અને માતા-પિતાની યાદ આવે છે! શું તેઓ તેમનાં માનાં દર્શન માટે એક વખત પણ અહીં આવી શકશે? શું મહાબાહુ શ્રીકૃષ્ણ ક્યારેય અમારા લોકોની સેવાનું પણ કંઈ સ્મરણ કરે છે? ॥ ૧૦ ॥ તમે જાણો છો કે સ્વજન-સંબંધીઓને છોડવા બહુ કઠણ છે. તેમ છતાં અમે તેમના માટે મા-બાપ, ભાઈ-બંધુ, પતિ-પુત્ર અને બહેન-દીકરીઓને પણ છોડી દીધાં. પરંતુ પ્રભુ! જેને માટે અમે સર્વ ત્યજી ચૂક્યાં તેવા અનન્ય-આશ્રિત અમને વાત-વાતમાં જ ત્યજીને સ્નેહ-સૌહાર્દના તંતુને તોડી, અમારી સાથેના સંબંધો તોડીને પરદેશ ચાલ્યા ગયા; અમારો સદંતર ત્યાગ કરી દીધો! અમે ઇચ્છત તો તેમને રોકી લેત, પણ જ્યારે તે કહેતા કે, 'હું તમારો ઋણી છું – તમારા ઉપકારનો બદલો ક્યારેય ચૂકવી શકું એમ નથી', ત્યારે એવી કઈ સ્ત્રી છે જે તેમની મીઠી-મીઠી વાતો પર વિશ્વાસ ન મૂકે!' ॥ ૧૧-૧૨ ॥ એક ગોપીએ કહ્યું – 'બલરામજી! અમે તો ગામડાની ગમાર ગોવાલણો છીએ, તેમની વાતોમાં આવી ગઈ. પરંતુ શહેરની સ્ત્રીઓ તો બહુ ચતુર હોય છે. ભલા તે ચંચળ અને કૃતઘ્ન શ્રીકૃષ્ણની વાતો કેમ સાચી માની લેતી હશે?' બીજી ગોપીએ કહ્યું – 'નહીં સખી, શ્રીકૃષ્ણ વાતો બનાવવામાં તો અદ્વિતીય છે. તેઓ એવી રંગ-બેરંગી મીઠી-મીઠી વાતો ઘડી કાઢે છે કે કહેવું જ શું? તેમનું હાસ્ય, જાદુભર્યા કટાક્ષોના કામણથી ઠગાઈને તે સ્ત્રીઓ કામવશ બનીને તેમનો વિશ્વાસ કરતી હશે.' ॥ ૧૩ ॥ ત્રીજી ગોપીએ કહ્યું – 'અરે ગોપીઓ! આપણને તેની વાતોથી હવે શું લેવાદેવા? જો સમય જ પસાર કરવો હોય તો વિષય જ બદલી નાખો. જો તે નિષ્ઠુરનો આપણા વિના આટલો સમય પસાર થઈ જાય છે, તો આપણો પણ તેની જ માફક (ભલે દુઃખમાં જ કેમ ન હોય) પસાર થઈ જશે.' ॥ ૧૪ ॥ હવે ગોપીઓનાં નેત્રોની સામે શ્રીકૃષ્ણનું સુંદર હાસ્ય, ભાષણ, જોવું, ગતિ તેમજ પ્રેમપૂર્વક આલિંગન વગેરેની યાદ આવવાથી ગોપીઓ રડવા લાગી. ॥ ૧૫ ॥

પરીક્ષિત! ભગવાન બલરામજી વિવિધ પ્રકારે મનનું સમાધાન કરાવવામાં, અને દુઃખમાં સાન્ત્વના આપવામાં કુશળ હતા. તેમણે ભગવાન શ્રીકૃષ્ણનો હૃદયસ્પર્શી અને લોભામણો સંદેશો કહીને તેમના મનનું સમાધાન કર્યું. ॥ ૧૬ ॥ બલરામજી વસંત ઋતુના બે મહિના ચૈત્ર-વૈશાખ ત્યાં રોકાયા. તેઓ રાત્રિના સમયે ગોપીઓ સાથે રહીને તેમના પ્રેમમાં અભિવૃદ્ધિ કરતા. કેમ ન કરે? તે તો ભગવાન રામ છે ને! ॥ ૧૭ ॥

[1] પ્રાચીન પ્રતમાં 'અપ્યસૌ... ...ગમિષ્યતિ' એ શ્લોકાર્ધ નથી ।

પૂર્ણચન્દ્રકલામૃષ્ટે કૌમુદીગન્ધવાયુના ।
યમુનોપવને રેમે સેવિતે સ્ત્રીગણૈર્વૃતઃ ॥ ૧૮॥

તે સમયે પૂર્ણ ચન્દ્રમાનાં કિરણોથી ઉજ્જ્વળ અને રાત્રિ-વિકાસી કમળના છોડના સુગંધી વાયુથી સેવાયેલા યમુનાજીના ઉપવનમાં બલરામજી ગોપીઓ સાથે ત્યાં વિહાર કરવા લાગ્યા. ॥ ૧૮ ॥

વરુણપ્રેષિતા દેવી વારુણી વૃક્ષકોટરાત્ ।
પતન્તી તદ્ વનં સર્વં સ્વગન્ધેનાધ્યવાસયત્ ॥ ૧૯॥

વરુણદેવે પોતાની પુત્રી વારુણીદેવીને ત્યાં મોકલી આપી. તે એક વૃક્ષની બખોલમાંથી બહાર નીકળી. તેણે પોતાની સુગન્ધથી સંપૂર્ણ વનને સુગન્ધિત કરી દીધું. ॥ ૧૯ ॥

તં ગન્ધં મધુધારાયા વાયુનોપહૃતં બલઃ ।
આઘ્રાયોપગતસ્તત્ર લલનાભિઃ સમં[1] પપૌ ॥ ૨૦॥

મધુધારાની તે સુગંધ વાયુદેવે બલરામજી પાસે પહોંચાડી, જાણે તેણે તેમને ઉપહાર આપ્યો હોય! તેની મહેકથી આકર્ષિત થઈને બલરામજી ગોપીઓને લઈને ત્યાં પહોંચી ગયા અને તેમની સાથે તેનું પાન કર્યું. ॥ ૨૦ ॥

ઉપગીયમાનચરિતો વનિતાભિર્હલાયુધઃ ।
વનેષુ વ્યચરત્ ક્ષીબો મદવિહ્વલલોચનઃ ॥ ૨૧॥

તે વખતે ગોપીઓ બલરામજીની ચારે બાજુ તેમનાં ચરિત્રોનું ગાન કરી રહી હતી અને તેઓ વારુણીના મદથી વિહ્વળ નેત્રોવાળા થઈ મદમત્ત બનીને વનમાં ફરતા હતા. ॥ ૨૧ ॥

સ્રગ્વ્યેકકુણ્ડલો મત્તો વૈજયન્ત્યા ચ માલયા ।
બિભ્રત્ સ્મિતમુખામ્ભોજં સ્વેદપ્રાલેયભૂષિતમ્ ॥ ૨૨॥

ગળામાં પુષ્પોનો હાર શોભી રહ્યો હતો વૈજયંતીમાળા પહેરી હતી. તેમના એક કાનમાં કુંડળ ઝળકતું હતું. મુખારવિંદ પર હાસ્ય હતું. તેના પર પરસેવાનાં બુન્દ હિમકણો જેવાં શોભતાં હતાં. ॥ ૨૨ ॥

સ આજુહાવ યમુનાં જલક્રીડાર્થમીશ્વરઃ ।
નિજં[2] વાક્યમનાદૃત્ય મત્ત ઈત્યાપગાં બલઃ ।
અનાગતાં હલાગ્રેણ કુપિતો વિચકર્ષ હ ॥ ૨૩॥

સર્વશક્તિમાન બલરામજીએ જલક્રીડા કરવા માટે યમુનાજીને બોલાવ્યાં. પરંતુ યમુનાજી 'આ તો મદિરાથી મત્ત બનેલા છે,' એવું સમજીને બલરામજીનાં વાક્યોનો અનાદર કરીને ન આવ્યાં. ત્યારે બલરામજીએ ક્રોધપૂર્વક પોતાના હળની અણીથી તેમને ખેંચ્યા. ॥ ૨૩ ॥

પાપે ત્વં મામવજ્ઞાય યન્નાયાસિ મયાऽऽહુતા ।
નેષ્યે ત્વાં લાઙ્ગલાગ્રેણ શતધા કામચારિણીમ્ ॥ ૨૪॥

અને કહ્યું, 'પાપિણી યમુના! મારા બોલાવવા છતાં તું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અહીં આવતી નથી, મારો તિરસ્કાર કરી રહી છે! જો, હવે હું તને તારા સ્વેચ્છાચારનું ફળ ચખાડું છું. હમણાં જ હળની અણીથી તારા સેંકડો ટુકડા કરી નાખું છું.' ॥ ૨૪ ॥

એવં નિર્ભર્ત્સિતા ભીતા યમુના યદુનન્દનમ્ ।
ઉવાચ ચકિતા વાચં પતિતા પાદયોર્નૃપ ॥ ૨૫॥

જ્યારે બલરામજીએ યમુનાજીને આ પ્રમાણે ધમકાવ્યાં ત્યારે યમુનાજી ભયભીત થઈને બળરામજીના ચરણોમાં આવીને પ્રાર્થના કરવા લાગ્યાં— ॥ ૨૫ ॥

રામ રામ મહાબાહો ન જાને તવ વિક્રમમ્ ।
યસ્યૈકાંશેન વિધૃતા જગતી જગતઃ પતે ॥ ૨૬॥

'લોકાભિરામ બલરામજી! મહાબાહો! હું તમારું પરાક્રમ ભૂલી ગઈ હતી. જગત્પતિ! હવે હું સમજી ગઈ કે આપના અંશમાત્ર શેષનાગજી આ સંપૂર્ણ જગતને ધારણ કરે છે. ॥ ૨૬ ॥

પરં ભાવં ભગવતો ભગવન્ મામજાનતીમ્ ।
મોક્તુમર્હસિ વિશ્વાત્મન્ પ્રપન્નાં ભક્તવત્સલ ॥ ૨૭॥

ભગવન્! તમે પરમ ઐશ્વર્યશાળી છો. તમારા વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનને લીધે મારાથી આ અપરાધ થયો છે. સર્વસ્વરૂપ ભક્તવત્સલ! હું આપના શરણમાં છું. આપ મારી ભૂલચૂક ક્ષમા કરો, મને મુક્ત કરવા કૃપા કરો.' ॥ ૨૭ ॥

તતો વ્યમુઞ્ચદ્[3] યમુનાં યાચિતો ભગવાન્ બલઃ ।
વિજગાહ જલં સ્ત્રીભિઃ કરેણુભિરિવેભરાટ્ ॥ ૨૮॥

હવે યમુનાજીની પ્રાર્થના સ્વીકારીને ભગવાન બલરામજીએ તેમને ક્ષમા કરી દીધાં અને જેમ ગજરાજ હાથણીઓની સાથે ક્રીડા કરે છે, તે પ્રમાણે તેઓ ગોપીઓની સાથે જલક્રીડા કરવા લાગ્યા. ॥ ૨૮ ॥

૧. પપૌ સમમ્ । ૨. નેતિ । ૩. તતોऽમુઞ્ચદ્ ભગવાન્ યાચિતો યમુનાં બલઃ ।

કામં વિહૃત્ય સલિલાદુત્તીર્ણાયાસિતામ્બરે ।
ભૂષણાનિ મહાર્હાણિ દદૌ કાન્તિઃ શુભાં સ્રજમ્ ॥ ૨૯॥

જ્યારે તેઓ ઈચ્છાનુસાર જલક્રીડા કરી બહાર નીકળ્યા ત્યારે લક્ષ્મીજીએ તેમને નીલામ્બર, બહુમૂલ્ય આભૂષણો અને સુવર્ણનો સુંદર હાર આપ્યો. ॥ ૨૯ ॥

વસિત્વા વાસસી નીલે માલામામુચ્ય કાઞ્ચનીમ્ ।
રેજે સ્વલઙ્કૃતો લિપ્તો માહેન્દ્ર ઈવ વારણઃ ॥ ૩૦॥

બલરામજીએ નીલાંબર અને સુવર્ણની માળા પહેરી લીધી. તેઓ સુંદર આભૂષણો પહેરવાથી એટલા સુંદર લાગતા હતા કે જાણે ઈન્દ્રનો શ્વેતવર્ણનો હાથી હોય! ॥ ૩૦ ॥

અદ્યાપિ દૃશ્યતે રાજન્ યમુનાઽઽકૃષ્ટવર્ત્મના ।
બલસ્યાનન્તવીર્યસ્ય વીર્યં સૂચયતીવ હિ ॥ ૩૧॥

પરીક્ષિત! આજે પણ અનંત પરાક્રમવાળા બલદેવજીના પરાક્રમનાં યશોગાન કરતાં હોય તેમ યમુનાજી તેમણે ખેંચેલા માર્ગથી વહી રહ્યાં છે. ॥ ૩૧ ॥

એવં સર્વા નિશા યાતા એકેવ રમતો વ્રજે ।
રામસ્યાક્ષિપ્તચિત્તસ્ય માધુર્યૈર્વ્રજયોષિતામ્ ॥ ૩૨॥

બલરામજીનું ચિત્ત વ્રજવાસી ગોપીઓના માધુર્યથી એ રીતે મુગ્ધ થઈ ગયું કે તેમને સમયનું પણ ધ્યાન ન રહ્યું, ઘણી બધી રાત્રિઓ એક રાતની જેમ વ્યતીત થઈ ગઈ. આ પ્રમાણે બલરામજી વ્રજમાં વિહાર કરતા રહ્યા. ॥ ૩૨ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે બલદેવવિજયે યમુનાકર્ષણં નામ પઞ્ચષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૫ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત બલદેવ-વિજયમાંનો યમુનાકર્ષણ નામનો પાંસઠમો અધ્યાય સમાપ્ત.

=★=

# છાસઠમો અધ્યાય

## પૌણ્ડ્રક અને કાશિરાજનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[2]

નન્દવ્રજં ગતે રામે કરૂષાધિપતિર્નૃપ ।
વાસુદેવોઽહમિત્યજ્ઞો દૂતં કૃષ્ણાય પ્રાહિણોત્ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે ભગવાન બલરામજી નંદબાવાના વ્રજમાં ગયેલા હતા ત્યારે પાછળથી કરૂષ દેશના અજ્ઞાની રાજા પૌણ્ડ્રકે ભગવાન શ્રીકૃષ્ણ પાસે એક દૂત મોકલીને એવું કહેવડાવ્યું કે 'ભગવાન વાસુદેવ હું છું.' ॥ ૧ ॥

ત્વં વાસુદેવો ભગવાનવતીર્ણો જગત્પતિઃ ।
ઈતિ પ્રસ્તોભિતો બાલૈર્મેન આત્માનમચ્યુતમ્ ॥ ૨॥

અજ્ઞાની લોકો તેને બહેકાવ્યા કરતા હતા કે, 'આપ જ ભગવાન વાસુદેવ છો અને જગતની રક્ષા માટે પૃથ્વી પર અવતર્યા છો.' આનું પરિણામ એ આવ્યું કે તે મૂર્ખ પોતાને જ ભગવાન માની બેઠો. ॥ ૨ ॥

દૂતં ચ પ્રાહિણોન્મન્દઃ કૃષ્ણાયાવ્યક્તવર્ત્મને ।
દ્વારકાયાં યથા બાલો નૃપો બાલકૃતોઽબુધઃ ॥ ૩॥

જેમ છોકરાઓ આપસમાં રમતમાં કોઈ બાળકને જ રાજા માની લે છે અને તે રાજાની જેમ તેની સાથે વ્યવહાર કરવા લાગે છે, તે જ પ્રમાણે મંદબુદ્ધિના અજ્ઞાની પૌણ્ડ્રકે અચિન્ત્યગતિ ભગવાન શ્રીકૃષ્ણની લીલા અને રહસ્યને જાણ્યા વિના દ્વારકામાં તેમની પાસે દૂત મોકલી આપ્યો. ॥ ૩ ॥

દૂતસ્તુ દ્વારકામેત્ય સભાયામાસ્થિતં પ્રભુમ્ ।
કૃષ્ણં કમલપત્રાક્ષં રાજસન્દેશમબ્રવીત્ ॥ ૪॥

પૌણ્ડ્રકનો દૂત દ્વારકા આવ્યો અને રાજસભામાં બેઠેલા કમલનયન ભગવાન શ્રીકૃષ્ણને તેણે તેના રાજાનો આ સંદેશો સંભળાવ્યો– ॥ ૪ ॥

---

૧. દશમસ્કન્ધે યમુનાકર્ષણં પઞ્ચષષ્ટિતમોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ ।

વાસુદેવોઽવતીર્ણોઽહમેક એવ ન ચાપરઃ ।
ભૂતાનામનુકમ્પાર્થં ત્વં તુ મિથ્યાભિધાં ત્યજ ॥૫॥

યાનિ ત્વમસ્મચ્ચિહ્નાનિ મૌઢ્યાદ્ બિભર્ષિ સાત્વત ।
ત્યક્ત્વૈહિ માં ત્વં શરણં નો ચેદ્ દેહિ મમાહવમ્ ॥૬॥

*શ્રીશુક ઉવાચ*

કત્થનં તદુપાકર્ણ્ય પૌણ્ડ્રકસ્યાલ્પમેધસઃ ।
ઉગ્રસેનાદયઃ સભ્યા ઉચ્ચકૈર્જહસુસ્તદા ॥૭॥

ઉવાચ દૂતં ભગવાન્ પરિહાસકથામનુ ।
ઉત્સ્રક્ષ્યે મૂઢ ચિહ્નાનિ યૈસ્ત્વમેવં વિકત્થસે ॥૮॥

મુખં તદપિધાયાજ્ઞ કઙ્કગૃધ્રવટૈર્વૃતઃ ।
શયિષ્યસે હતસ્તત્ર ભવિતા શરણં શુનામ્ ॥૯॥

ઇતિ દૂતસ્તદાક્ષેપં સ્વામિને સર્વમાહરત્ ।
કૃષ્ણોઽપિ રથમાસ્થાય કાશીમુપજગામ હ ॥૧૦॥

પૌણ્ડ્રકોઽપિ તદુદ્યોગમુપલભ્ય મહારથઃ ।
અક્ષૌહિણીભ્યાં સંયુક્તો નિશ્ચક્રામ પુરાદ્ દ્રુતમ્ ॥૧૧॥

તસ્ય કાશિપતિર્મિત્રં પાર્ષ્ણિગ્રાહોઽન્વયાન્નૃપ ।
અક્ષૌહિણીભિસ્તિસૃભિરપશ્યત્ પૌણ્ડ્રકં હરિઃ ॥૧૨॥

શઙ્ખાર્યસિગદાશાર્ઙ્ગશ્રીવત્સાદ્યુપલક્ષિતમ્ ।
બિભ્રાણં કૌસ્તુભમણિં વનમાલાવિભૂષિતમ્ ॥૧૩॥

કૌશેયવાસસી પીતે વસાનં ગરુડધ્વજમ્ ।
અમૂલ્યમૌલ્યાભરણં સ્ફુરન્મકરકુણ્ડલમ્ ॥૧૪॥

દૃષ્ટ્વા તમાત્મનસ્તુલ્યવેષં કૃત્રિમમાસ્થિતમ્ ।
યથા નટં રઙ્ગગતં વિજહાસ ભૃશં હરિઃ ॥૧૫॥

'એકમાત્ર હું જ વાસુદેવ છું. બીજું કોઈ નથી. જીવો પર કૃપા કરવા માટે મેં જ અવતાર ગ્રહણ કર્યો છે. તમે તમારું 'વાસુદેવ' એવું ખોટું નામ છોડી દો. ॥ ૫ ॥ હે યાદવ! તમે મૂર્ખતાવશ મારાં ચિહ્નો ધારણ કરી રાખ્યાં છે. તેને છોડીને મારા શરણમાં આવો અને મારી વાત સ્વીકાર્ય ન હોય તો મારી સાથે યુદ્ધ કરો.' ॥ ૬ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! દુર્બુદ્ધિ પૌણ્ડ્રકનો આ બકવાટ સાંભળીને ઉગ્રસેન વગેરે સભાસદો જોર-જોરથી હસવા લાગ્યા. ॥ ૭ ॥ તેમનું હસવું બંધ થયા બાદ ભગવાન શ્રીકૃષ્ણે દૂતને કહ્યું – 'તમે જઈને તમારા રાજાને કહી દો કે 'અરે મૂર્ખ! હું મારાં ચક્ર વગેરે ચિહ્નો આમ છોડીશ નહીં. એમને હું તારા પર છોડીશ અને માત્ર તારા પર જ નહીં, તારા એ બધા સાથીઓ પર પણ છોડીશ કે જેમના બહેકાવવાથી તું આ પ્રમાણે બહેકી ગયો છે. તે વખતે મૂર્ખ! તું કંક, ગીધ, બક વગેરે માંસભક્ષી પક્ષીઓથી ઘેરાયેલો, મોઢું ઢાંકીને પૃથ્વી પર સૂઈ જઈશ, ત્યારે તું મારો શરણદાતા તો નહિ થાય પણ કૂતરાંઓને શરણે જઈશ; એટલે અગ્નિસંસ્કાર પણ પામીશ નહીં.' ॥ ૮-૯ ॥ પરીક્ષિત! ભગવાનનો આ અપમાનજનક સંદેશો લઈને પૌણ્ડ્રકનો દૂત પોતાના સ્વામી પાસે ગયો અને તે સંદેશો તેને કહી સંભળાવ્યો. અહીં ભગવાન શ્રીકૃષ્ણે પણ રથ પર બેસીને કાશીનગરી પર ચઢાઈ કરી દીધી. (કેમકે તે કરૂષનો રાજા આ દિવસોમાં તેના મિત્ર કાશિરાજની પાસે રહેતો હતો.) ॥ ૧૦ ॥

ભગવાન શ્રીકૃષ્ણના આક્રમણના સમાચાર સાંભળીને મહારથી પૌણ્ડ્રક પણ બે અક્ષૌહિણી સેના સાથે તુરંત જ નગરની બહાર નીકળી આવ્યો. ॥ ૧૧ ॥ કાશીનો રાજા પૌણ્ડ્રકનો મિત્ર હતો. તેથી તે પણ તેની મદદ કરવા માટે ત્રણ અક્ષૌહિણી સેના સાથે તેની પાછળ પાછળ આવ્યો. પરીક્ષિત! હવે ભગવાન શ્રીકૃષ્ણે પૌણ્ડ્રકને જોયો. ॥ ૧૨ ॥ પૌણ્ડ્રકે પણ શંખ, ચક્ર, તલવાર, ગદા, શાર્ઙ્ગધનુષ્ય અને શ્રીવત્સ વગેરે ચિહ્ન ધારણ કરી રાખ્યાં હતાં. તેના વક્ષઃસ્થળ પર બનાવટી કૌસ્તુભમણિ અને વનમાળા પણ લટકી રહી હતી. ॥ ૧૩ ॥ તેણે રેશમી પીળા વસ્ત્રો પહેર્યાં હતાં અને રથની ધજા પર ગરુડનું ચિહ્ન પણ લગાડેલું હતું. તેના માથા પર અમૂલ્ય મુગટ હતો. અને કાનમાં મકરાકૃત કુંડળો ઝગમગી રહ્યાં હતાં. ॥ ૧૪ ॥ તેનો આ પૂરેપૂરો વેશ બનાવટી હતો, જાણે કોઈ અભિનેતા રંગમંચ પર અભિનય કરવા માટે આવ્યો હોય! તેની વેષભૂષા પોતાના જેવી જોઈને ભગવાન શ્રીકૃષ્ણ ખડખડાટ હસવા લાગ્યા. ॥ ૧૫ ॥

શૂલૈર્ગદાભિઃ પરિઘૈઃ શક્ત્યૃષ્ટિપ્રાસતોમરૈઃ ।
અસિભિઃ પટ્ટિશૈર્બાણૈઃ પ્રાહરન્નરયો હરિમ્ ॥ ૧૬॥

કૃષ્ણસ્તુ તત્પૌણ્ડ્રકકાશિરાજયો-
ર્બલં ગજસ્યન્દનવાજિપત્તિમત્ ।
ગદાસિચક્રેષુભિરાર્દયદ્ ભૃશં
યથા યુગાન્તે હુતભુક્ પૃથક્ પ્રજાઃ ॥ ૧૭॥

આયોધનં તદ્રથવાજિકુઞ્જર-
દ્વિપત્ખરોષ્ટ્રૈરરિણાવખણ્ડિતૈઃ ।
બભૌ ચિતં મોદવહં મનસ્વિના-
માક્રીડનં ભૂતપતેરિવોલ્બણમ્ ॥ ૧૮॥

અથાહ પૌણ્ડ્રકં શૌરિર્ભો ભો પૌણ્ડ્રક યદ્ ભવાન્ ।
દૂતવાક્યેન મામાહ તાન્યસ્ત્રાણ્યુત્સૃજામિ તે ॥ ૧૯॥

ત્યાજયિષ્યેઽભિધાનં મે યત્ત્વયાઽજ્ઞ મૃષા ધૃતમ્ ।
વ્રજામિ શરણં તેઽદ્ય યદિ નેચ્છામિ સંયુગમ્ ॥ ૨૦॥

ઇતિ ક્ષિપ્ત્વા શિતૈર્બાણૈર્વિરથીકૃત્ય પૌણ્ડ્રકમ્ ।
શિરોઽવૃશ્ચદ્ રથાઙ્ગેન વજ્રેણેન્દ્રો યથા ગિરેઃ ॥ ૨૧॥

તથા કાશિપતેઃ કાયાચ્છિર ઉત્કૃત્ય પત્રિભિઃ ।
ન્યપાતયત્ કાશિપુર્યાં પદ્મકોશમિવાનિલઃ ॥ ૨૨॥

એવં મત્સરિણં હત્વા પૌણ્ડ્રકં સસખં હરિઃ ।
દ્વારકામાવિશત્ સિદ્ધૈર્ગીયમાનકથામૃતઃ ॥ ૨૩॥

સ નિત્યં ભગવદ્ધ્યાનપ્રધ્વસ્તાખિલબન્ધનઃ ।
બિભ્રાણશ્ચ હરે રાજન્ સ્વરૂપં તન્મયોઽભવત્ ॥ ૨૪॥

શિરઃ પતિતમાલોક્ય રાજદ્વારે સકુણ્ડલમ્ ।
કિમિદં કસ્ય વા વક્ત્રમિતિ સંશિશિયરે જનાઃ ॥ ૨૫॥

હવે શત્રુઓએ ભગવાન શ્રીકૃષ્ણ ઉપર ત્રિશૂળ, ગદા, મુદ્ગર, શક્તિ, ઋષ્ટિ, પ્રાસ, તોમર, તલવાર, પટ્ટિશ અને બાણ વગેરે શસ્ત્રાસ્ત્રોથી પ્રહાર કર્યો. ॥ ૧૬ ॥ પ્રલયના સમયે જે રીતે અગ્નિ ચારે બાજુથી પ્રાણીઓને બાળી દે છે, તે જ રીતે શ્રીકૃષ્ણે પણ ગદા, તલવાર, ચક્ર અને બાણ વગેરે શસ્ત્રાસ્ત્રોથી પૌણ્ડ્રક તથા કાશિરાજની હાથી, રથ, ઘોડા અને પાયદળની ચતુરંગિણી સેનાને છિન્ન-ભિન્ન કરી નાખી. ॥ ૧૭ ॥ ભગવાનના ચક્રથી ભાંગી ગયેલા રથો ઉપરાંત ઘોડા, હાથી, મનુષ્ય, ગધેડાં અને ઊંટોના અંગ-પ્રત્યંગોથી રણભૂમિ છવાઈ ગઈ હતી. તે વખતે એવું લાગતું હતું, જાણે તે ભૂતનાથ શંકરજીનું ક્રીડા-સ્થળ હોય. તે જોઈને શૂરવીરોનો ઉત્સાહ પણ વધી રહ્યો હતો. ॥ ૧૮ ॥

ભગવાન શ્રીકૃષ્ણે પૌણ્ડ્રકને કહ્યું – 'અરે પૌણ્ડ્રક! તેં દૂત સાથે સંદેશો મોકલ્યો હતો કે 'મારાં ચિહ્નો – અસ્ત્ર-શસ્ત્રાદિ છોડી દો.' તો તે મારાં શસ્ત્રો હવે હું તારા ઉપર છોડી રહ્યો છું. ॥ ૧૯ ॥ તેં મારું નામ ખોટી રીતે ધારણ કર્યું છે. તેથી હે મૂર્ખ! હવે હું તારી પાસેથી તે નામને પણ છોડાવીને જંપીશ. બાકી રહી તારા શરણમાં આવવાની વાત; તો હું તારી સાથે યુદ્ધ ન કરી શકું તો તારા શરણમાં આવીશ. ॥ ૨૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે આ રીતે પૌણ્ડ્રકનો તિરસ્કાર કરીને પોતાનાં તીક્ષ્ણ બાણોથી તેના રથને તોડી-ફોડી નાખ્યો અને ચક્રથી તેનું માથું, જેમ ઇન્દ્ર પોતાના વજ્રથી પર્વતોના શિખરો કાપે તેમ, કાપી નાખ્યું. ॥ ૨૧ ॥ આ જ પ્રમાણે ભગવાને પોતાનાં બાણોથી કાશીનરેશનું મસ્તક પણ (વાયુ જેમ કમળના પુષ્પને પાડી દે છે તેમ) ઉડાડીને કાશીનગરીમાં પાડી દીધું. ॥ ૨૨ ॥ આ પ્રમાણે પોતાની સાથે દ્વેષ કરતા પૌણ્ડ્રકને તથા તેના મિત્ર કાશીનરેશને મારીને ભગવાન શ્રીકૃષ્ણ પોતાની રાજધાની દ્વારકામાં પાછા આવ્યા. તે વખતે સિદ્ધો ભગવાનની અમૃતમયી કથાનું ગાન કરી રહ્યા હતા. ॥ ૨૩ ॥ પરીક્ષિત! પૌણ્ડ્રક ભગવાનના રૂપનું (ભલે તે ગમે તે ભાવે હોય) હંમેશાં ચિંતન કરતો હતો. તેથી તેનાં બધાં કર્મબંધનો નાશ પામ્યાં. તે ભગવાનનો બનાવટી વેશ ધારણ કરતો હતો, તેનાથી વારંવાર ભગવાનનું સ્મરણ થતું રહેવાને કારણે તે ભગવાનની સારૂપ્ય મુક્તિને પ્રાપ્ત થયો. ॥ ૨૪ ॥

આ બાજુ કાશીમાં રાજમહેલના દ્વાર પર એક કુંડળોથી સુશોભિત મસ્તક પડેલું જોઈને લોકો જાત-જાતના તર્ક કરવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે 'આ કોનું મસ્તક છે?' ॥ ૨૫ ॥

રાજ્ઞઃ કાશિપતેર્જ્ઞાત્વા મહિષ્યઃ પુત્રબાન્ધવાઃ ।
પૌરાશ્ચ હા હતા રાજન્ નાથ નાથેતિ પ્રારુદન્ ॥ ૨૬॥

સુદક્ષિણસ્તસ્ય સુતઃ કૃત્વા સંસ્થાવિધિં પિતુઃ ।
નિહત્ય પિતૃહન્તારં યાસ્યામ્યપચિતિં પિતુઃ ॥ ૨૭॥

ઈત્યાત્મનાઽભિસન્ધાય સોપાધ્યાયો મહેશ્વરમ્ ।
સુદક્ષિણોઽર્ચયામાસ પરમેણ સમાધિના ॥ ૨૮॥

પ્રીતોઽવિમુક્તે ભગવાંસ્તસ્મૈ વરમદાદ્ ભવઃ ।
પિતૃહન્તૃવધોપાયં સ વવ્રે વરમીપ્સિતમ્ ॥ ૨૯॥

દક્ષિણાગ્નિં પરિચર બ્રાહ્મણૈઃ સમમૃત્વિજમ્ ।
અભિચારવિધાનેન સ ચાગ્નિઃ પ્રમથૈર્વૃતઃ ॥ ૩૦॥

સાધયિષ્યતિ સઙ્કલ્પમબ્રહ્મણ્યે પ્રયોજિતઃ ।
ઈત્યાદિષ્ટસ્તથા ચક્રે કૃષ્ણાયાભિચરન્ વ્રતી ॥ ૩૧॥

તતોઽગ્નિરુત્થિતઃ કુણ્ડાન્મૂર્તિમાનતિભીષણઃ ।
તપ્તતામ્રશિખાશ્મશ્રુરઙ્ગારોદ્ગારિલોચનઃ ॥ ૩૨॥

દંષ્ટ્રોગ્રભ્રુકુટીદણ્ડકઠોરાસ્યઃ[1] સ્વજિહ્વયા ।
આલિહન્ સૃક્કિણી નગ્નો વિધુન્વંસ્ત્રિશિખં જ્વલન્ ॥ ૩૩॥

પદ્ભ્યાં તાલપ્રમાણાભ્યાં કમ્પયન્નવનીતલમ્ ।
સોઽભ્યધાવદ્ વૃતો[2] ભૂતૈર્દ્વારકાં પ્રદહન્ દિશઃ ॥ ૩૪॥

તમાભિચારદહનમાયાન્તં દ્વારકૌકસઃ ।
વિલોક્ય તત્રસુઃ સર્વે વનદાહે મૃગા[3] યથા ॥ ૩૫॥

અક્ષૈઃ સભાયાં ક્રીડન્તં ભગવન્તં ભયાતુરાઃ ।
ત્રાહિ ત્રાહિ ત્રિલોકેશ વહ્નેઃ પ્રદહતઃ પુરમ્ ॥ ૩૬॥

જ્યારે એ ખબર પડી કે, આ તો કાશીનરેશનું જ મસ્તક છે, ત્યારે રાણીઓ, રાજકુમાર, રાજ્ય-પરિવારના લોકો તથા નાગરિકો રડી-રડીને વિલાપ કરવા લાગ્યા. તેઓ કહેતા હતા – 'અરે મહારાજ! અમારો તો સર્વનાશ થઈ ગયો.' ॥ ૨૬ ॥ કાશીનરેશનો પુત્ર હતો સુદક્ષિણ. તેણે પોતાના પિતાના અન્ત્યેષ્ટિ સંસ્કાર કરીને મનમાં એવો નિશ્ચય કર્યો કે, મારા પિતાનો વધ કરનારને મારીને જ હું પિતાના ઋણમાંથી મુક્ત થઈ શકીશ. તેથી તે તેના કુલપુરોહિત અને આચાર્યોની સાથે ખૂબ જ એકાગ્રતાપૂર્વક ભગવાન શંકરની આરાધના કરવા લાગ્યો. ॥ ૨૭-૨૮ ॥ કાશીનગરીમાં તેની આરાધનાથી પ્રસન્ન થઈને ભગવાન શંકરે વરદાન માગવા કહ્યું. સુદક્ષિણે એવું અભીષ્ટ વરદાન માગ્યું કે, મને મારા પિતાનો વધ કરનારને મારવાનો ઉપાય બતાવો. ॥ ૨૯ ॥ ભગવાન શંકરે કહ્યું, 'તમે બ્રાહ્મણો સાથે મળીને યજ્ઞના દેવતા ઋત્વિગ્ભૂત દક્ષિણાગ્નિની અભિચારવિધિથી આરાધના કરો. આમ કરવાથી તે અગ્નિ પ્રમથગણો સાથે પ્રગટ થઈને તારો મનોરથ પૂરો કરશે, પરંતુ આ પ્રયોગ બ્રાહ્મણના ભક્ત ઉપર સફળ નહીં થાય, માટે જે બ્રાહ્મણ ભક્ત ન હોય તેના ઉપર કરજે.' ભગવાન શંકરની આ પ્રમાણેની આજ્ઞા મેળવીને સુદક્ષિણે અનુષ્ઠાન અંગેના નિયમો ધારણ કર્યા અને તે ભગવાન શ્રીકૃષ્ણને મારવા માટે અભિચાર (મારણનું પુરશ્ચરણ) કરવા લાગ્યો. ॥ ૩૦-૩૧ ॥ અભિચાર પૂર્ણ થતાં જ યજ્ઞકુંડમાંથી અતિ ભીષણ અગ્નિ મૂર્તિમાન થઈને પ્રગટ થયો. તેનાં કેશ અને દાઢી-મૂછ તપેલા તાંબા જેવાં લાલ-લાલ હતાં. આંખોમાંથી જાણે અંગારા વરસી રહ્યા હતા. ॥ ૩૨ ॥ ઉગ્ર દાઢો અને વાંકી ભ્રૂકુટિ અને નગ્ન હોવાને કારણે તેના મુખ પર ક્રૂરતા ટપકી રહી હતી. તે પોતાની જીભથી ગલોફાં ચાટતો અને ત્રણ અણીવાળું ઝળહળતું ત્રિશૂળ ઘુમાવતો હતો ત્યારે તેમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળતી હતી. ॥ ૩૩ ॥ તાડના વૃક્ષ જેવા લાંબા પગ હતા. તે પોતાના વેગથી ધરણી ધ્રુજાવતો અને જ્વાળાઓથી દશે દિશાઓને દઝાડતો દ્વારકા તરફ દોડ્યો અને થોડી જ વારમાં ત્યાં પહોંચી ગયો. તેની સાથે ઘણા-બધા ભૂતો પણ હતા. ॥ ૩૪ ॥ તે અભિચારના અગ્નિને એકદમ પાસે આવેલો જોઈને દ્વારકાવાસી લોકો – જંગલમાં આગ લાગવાથી હરણાઓ ડરી જાય તેમ – ડરી ગયા. ॥ ૩૫ ॥ તે લોકો ભયભીત થઈને ભગવાન પાસે દોડ્યા. ભગવાન તે વખતે સભામાં ચોસર રમી રહ્યા હતા. તે લોકોએ ભગવાનને પ્રાર્થના કરી – 'ત્રણે લોકના એકમાત્ર સ્વામી! દ્વારકાનગરી આ અગ્નિથી ભસ્મ થઈ જશે. આપ અમારી રક્ષા કરો. આપના સિવાય અમારી રક્ષા કરનાર અન્ય કોઈ નથી. ॥ ૩૬ ॥

૧. ०चण्डकठोरास्यः । ૨. द्रुतः पादैर्द्वारकां । ૩. यथा मृगाः ।

શ્રુત્વા તજ્જનવૈક્લવ્યં દૃષ્ટ્વા સ્વાનાં ચ સાધ્વસમ્ ।
શરણ્યઃ સમ્પ્રહસ્યાહ મા ભૈષ્ટેત્યવિતાસ્મ્યહમ્ ॥ ૩૭॥

શરણાગત ભક્તવત્સલ ભગવાને જોયું કે, અમારા સ્વજનો ભયભીત થઈ ગયા છે અને પોકારી-પોકારીને વિલાપ કરતાં આર્ત સ્વરથી પ્રાર્થના કરી રહ્યા છે; ત્યારે તેમણે હસીને કહ્યું – 'ડરો નહિ, હું તમારી રક્ષા કરીશ.' ॥ ૩૭ ॥

સર્વસ્યાન્તર્બહિઃસાક્ષી કૃત્યાં માહેશ્વરીં વિભુઃ ।
વિજ્ઞાય તદ્વિઘાતાર્થં પાર્શ્વસ્થં ચક્રમાદિશત્ ॥ ૩૮॥

તત્ સૂર્યકોટિપ્રતિમં સુદર્શનં
જાજ્વલ્યમાનં પ્રલયાનલપ્રભમ્ ।
સ્વતેજસા ખં કકુભોઽથ રોદસી
ચક્રં મુકુન્દાસ્ત્રમથાગ્નિમાર્દયત્ ॥ ૩૯॥

પરીક્ષિત! ભગવાન સર્વના અંતર્યામી હોવાથી બધું જાણે છે, તેઓ જાણી ગયા કે આ કાશીરાજાની મોકલેલી માહેશ્વરી કૃત્યા છે. તેમણે તેના પ્રતિકાર માટે પોતાની પાસે જ બિરાજેલા સુદર્શનચક્રને આજ્ઞા કરી. ॥ ૩૮ ॥ ભગવાન મુકુન્દનું પ્રિય અસ્ત્ર-સુદર્શનચક્ર કરોડો સૂર્ય જેવું તેજસ્વી અને પ્રલયકાળના અગ્નિ જેવું કાંતિવાળું છે. તેના તેજથી આકાશ, દિશાઓ અને અંતરિક્ષ પ્રકાશિત થઈ ગયાં, અને હવે તેણે તે અભિચાર અગ્નિને કચડી નાખ્યો. ॥ ૩૯ ॥

કૃત્યાનલઃ પ્રતિહતઃ સ રથાઙ્ગપાણે-
રસ્ત્રૌજસા સ નૃપ ભગ્નમુખો નિવૃત્તઃ ।
વારાણસીં પરિસમેત્ય સુદક્ષિણં તં[1]
સર્ત્વિગ્જનં સમદહત્ સ્વકૃતોઽભિચારઃ ॥ ૪૦॥

ભગવાન શ્રીકૃષ્ણના અસ્ત્ર સુદર્શનચક્રની શક્તિથી કૃત્યારૂપી અગ્નિનું મોઢું તૂટી-ફૂટી ગયું અને તેનું તેજ નષ્ટ થઈ ગયું, શક્તિ કુંઠિત થઈ ગઈ અને તે ત્યાંથી પાછો વળીને કાશીનગરીમાં આવ્યો અને તેણે ઋત્વિજ આચાર્યોની સાથે સુદક્ષિણને બાળીને ભસ્મ કરી નાખ્યો. આ પ્રમાણે તેનો અભિચાર (મારણ-પ્રયોગ) તેના જ વિનાશનું કારણ બની ગયો. ॥ ૪૦ ॥

ચક્રં ચ વિષ્ણોસ્તદનુપ્રવિષ્ટં
વારાણસીં સાટ્ટસભાલયાપણામ્ ।
સગોપુરાટ્ટાલકકોષ્ઠસઙ્કુલાં
સકોશહસ્ત્યશ્વરથાન્નશાલામ્ ॥ ૪૧॥

દગ્ધ્વા વારાણસીં સર્વાં વિષ્ણોશ્ચક્રં[2] સુદર્શનમ્ ।
ભૂયઃ પાર્શ્વમુપાતિષ્ઠત્ કૃષ્ણસ્યાક્લિષ્ટકર્મણઃ ॥ ૪૨॥

કૃત્યાની પાછળ-પાછળ સુદર્શનચક્ર પણ કાશી પહોંચ્યું. કાશી બહુ વિશાળ નગરી હતી. તે મોટી મોટી અટારીઓ, સભાભવન, બજાર, નગરદ્વાર, દ્વાર પરનાં શિખરો, કિલ્લો, ખજાના, હાથી, ઘોડા, રથ અને અન્નના ગોદામોથી સુસજ્જ હતી. ભગવાન શ્રીકૃષ્ણના સુદર્શને પૂરી કાશીનગરી બાળીને ભસ્મ કરી નાખી અને પછી તે ઉત્તમ કર્મ કરનારા ભગવાન શ્રીકૃષ્ણ પાસે આવી ગયું. ॥ ૪૧-૪૨ ॥

ય એતચ્છ્રાવયેન્મર્ત્ય ઉત્તમશ્લોકવિક્રમમ્ ।
સમાહિતો વા શૃણુયાત્ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૪૩॥

જે મનુષ્ય ઉત્તમ કીર્તિવાળા ભગવાન શ્રીકૃષ્ણના આ ચરિત્રને એકાગ્રતાથી સાંભળે-સંભળાવે છે તે તમામ પાપોથી છૂટી જાય છે. ॥ ૪૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[3] ઉત્તરાર્ધે પૌણ્ડ્રકાદિવધો નામ ષટ્ષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૬ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત પૌણ્ડ્રક વગેરેનો વધ નામનો છાસઠમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. તમૃત્વિક્સમેતમદહત્ । ૨. વિષ્ણુચક્રં । ૩. દશમસ્કન્ધે પૌણ્ડ્રકકાશિરાજવધઃ ષટ્ષષ્ટિતમોઽધ્યાયઃ ।

# સડસઠમો અધ્યાય

## દ્વિવિદનો ઉદ્ધાર

રાજોવાચ

ભૂયોઽહં શ્રોતુમિચ્છામિ રામસ્યાદ્ભુતકર્મણઃ ।
અનન્તસ્યાપ્રમેયસ્ય યદન્યત્ કૃતવાન્ પ્રભુઃ ॥ ૧॥

શ્રીશુક ઉવાચ

નરકસ્ય સખા કશ્ચિદ્ દ્વિવિદો નામ વાનરઃ ।
સુગ્રીવસચિવઃ સોઽથ ભ્રાતા મૈન્દસ્ય વીર્યવાન્ ॥ ૨॥

સખ્યુઃ સોઽપચિતિં કુર્વન્ વાનરો રાષ્ટ્રવિપ્લવમ્ ।
પુરગ્રામાકરાન્ ઘોષાનદહદ્ વહ્નિમુત્સૃજન્[1] ॥ ૩॥

ક્વચિત્ સ શૈલાનુત્પાટ્ય તૈર્દેશાન્ સમચૂર્ણયત્ ।
આનર્તાન્ સુતરામેવ યત્રાસ્તે મિત્રહા હરિઃ ॥ ૪॥

ક્વચિત્ સમુદ્રમધ્યસ્થો દોર્ભ્યામુત્ક્ષિપ્ય તજ્જલમ્ ।
દેશાન્ નાગાયુતપ્રાણો વેલાકૂલાનમજ્જયત્ ॥ ૫॥

આશ્રમાનૃષિમુખ્યાનાં[2] કૃત્વા ભગ્નવનસ્પતીન્ ।
અદૂષયચ્છકૃન્મૂત્રૈરગ્નીન્ વૈતાનિકાન્ ખલઃ ॥ ૬॥

પુરુષાન્ યોષિતો દૃપ્તઃ ક્ષ્માભૃદ્દ્રોણીગુહાસુ સઃ ।
નિક્ષિપ્ય ચાપ્યધાચ્છૈલૈઃ પેશસ્કારીવ કીટકમ્ ॥ ૭॥

એવં દેશાન્ વિપ્રકુર્વન્ દૂષયંશ્ચ કુલસ્ત્રિયઃ ।
શ્રુત્વા સુલલિતં ગીતં ગિરિં રૈવતકં યયૌ ॥ ૮॥

તત્રાપશ્યદ્ યદુપતિં રામં પુષ્કરમાલિનમ્ ।
સુદર્શનીયસર્વાઙ્ગં લલનાયૂથમધ્યગમ્ ॥ ૯॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવાન બલરામજી સર્વશક્તિમાન અને સૃષ્ટિ -પ્રલયની સીમાથી પર છે, અનંત છે. તેમનું સ્વરૂપ, ગુણ, લીલા વગેરે મન, બુદ્ધિ અને વાણીનો વિષય નથી. તેમની એક-એક લીલા લોકમર્યાદાથી વિલક્ષણ છે, અલૌકિક છે. તેમણે બીજાં જે કોઈ અદ્‌ભુત કર્મ કર્યાં હોય, તેમને હું ફરીથી સાંભળવા ઇચ્છું છું. ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! દ્વિવિદ નામનો એક વાનર હતો. તે ભૌમાસુરનો મિત્ર, સુગ્રીવનો મંત્રી અને મૈન્દનો શક્તિશાળી ભાઈ હતો. ॥ ૨ ॥ જ્યારે તેણે સાંભળ્યું કે, શ્રીકૃષ્ણે ભૌમાસુરને મારી નાખ્યો, ત્યારે તે પોતાના મિત્રના ઋણમાંથી મુક્ત થવા માટે દેશનો નાશ કરવા તૈયાર થઈ ગયો. તે વાનર મોટાં-મોટાં નગરો, ગામડાં, ખાણો અને આહીરોની વસ્તીઓમાં આગ લગાડીને સળગાવી દેવા માંડ્યો. ॥ ૩ ॥ ક્યારેક તે મોટા મોટા પર્વતોને ઉપાડીને વસ્તી ઉપર નાખી શહેરો-ગામડાઓનો કચ્ચરઘાણ વાળતો અને ખાસ કરીને આવું કામ તે આનર્ત (કાઠિયાવાડ) પ્રદેશમાં જ કરતો હતો. કારણ કે તેના મિત્રને મારવાવાળા ભગવાન શ્રીકૃષ્ણ તે જ દેશમાં રહેતા હતા. ॥ ૪ ॥ દ્વિવિદ વાનર દશ હજાર હાથીઓનું બળ ધરાવતો હતો. ક્યારેક તે દુષ્ટ સમુદ્રમાં ઊભો રહી હાથ વડે એટલું પાણી ઉછાળતો કે સમુદ્ર-કિનારાની વસ્તી ડૂબી જતી. ॥ ૫ ॥ તે દુષ્ટ તપસ્વી ઋષિ-મુનિઓના આશ્રમોની સુંદર-સુંદર લતા-વનસ્પતિઓનો તોડી, ઉખાડીને નાશ કરી દેતો અને તેમના યજ્ઞકુંડોમાં મળ-મૂત્ર નાખીને તેમને દૂષિત કરી નાખતો. ॥ ૬ ॥ જેમ ભૃઙ્ગી નામનું કીટ બીજાં કીટ જંતુઓને લઈ જઈને પોતાના ઘરમાં પૂરી દે છે, તેમ આ મદોન્મત્ત વાનર સ્ત્રીઓ અને પુરુષોને લઈ જઈને પર્વતોની ગુફાઓ અને કંદરાઓમાં નાખી દેતો અને બહારથી મોટી-મોટી શિલાઓ મૂકીને તેમને બંધ કરી દેતો. ॥ ૭ ॥ આ પ્રમાણે તે દેશવાસીઓને હેરાન-પરેશાન તો કરતો જ હતો અને કુળવાન સ્ત્રીઓને દૂષિત પણ કરતો હતો. એક દિવસ તે દુષ્ટ અતિ સુંદર ગીત સાંભળીને રૈવતાચલ પર્વત પર આવ્યો. ॥ ૮ ॥

ત્યાં તેણે જોયું કે, યાદવશ્રેષ્ઠ બલરામજી સુંદર-સુંદર યુવતીઓના વૃન્દમાં બિરાજેલા છે. તેમનું એક-એક અંગ અત્યંત સુંદર અને દર્શનીય છે અને વક્ષઃસ્થળ પર કમળની માળા લટકી રહી છે. ॥ ૯ ॥

૧. વહ્નિના ભૃશમ્ । ૨. આશ્રમાન્મુનિમુખ્યાનાં ।

ગાયન્તં વારુણીં પીત્વા મદવિહ્વલલોચનમ્ ।
વિભ્રાજમાનં વપુષા પ્રભિન્નમિવ[1] વારણમ્ ॥ ૧૦॥

દુષ્ટઃ શાખામૃગઃ શાખામારૂઢઃ કમ્પયન્[2] દ્રુમાન્ ।
ચક્રે કિલકિલાશબ્દમાત્માનં સમ્પ્રદર્શયન્ ॥ ૧૧॥

તસ્ય ધાર્ષ્ટ્યં કપેર્વીક્ષ્ય તરુણ્યો જાતિચાપલાઃ ।
હાસ્યપ્રિયા વિજહસુર્બલદેવપરિગ્રહાઃ ॥ ૧૨॥

તા હેલયામાસ કપિર્ભ્રૂક્ષેપૈઃ સમ્મુખાદિભિઃ ।
દર્શયન્ સ્વગુદં તાસાં રામસ્ય ચ નિરીક્ષતઃ ॥ ૧૩॥

તં ગ્રાવ્ણા પ્રાહરત્ ક્રુદ્ધો બલઃ પ્રહરતાં વરઃ ।
સ વઞ્ચયિત્વા ગ્રાવાણં મદિરાકલશં કપિઃ ॥ ૧૪॥

ગૃહીત્વા હેલયામાસ ધૂર્તસ્તં કોપયન્ હસન્ ।
નિર્ભિદ્ય કલશં દુષ્ટો વાસાંસ્યાસ્ફાલયદ્ બલમ્ ॥ ૧૫॥

કદર્થીકૃત્ય બલવાન્ વિપ્રચક્રે મદોદ્ધતઃ ।
તં તસ્યાવિનયં દૃષ્ટ્વા દેશાંશ્ચ તદુપદ્રુતાન્ ॥ ૧૬॥

ક્રુદ્ધો મુસલમાદત્ત હલં ચારિજિઘાંસયા ।
દ્વિવિદોઽપિ મહાવીર્યઃ શાલમુદ્યમ્ય પાણિના ॥ ૧૭॥

અભ્યેત્ય તરસા તેન બલં મૂર્ધન્યતાડયત્ ।
તં તુ સઙ્કર્ષણો મૂર્ધ્નિ પતન્તમચલો યથા ॥ ૧૮॥

પ્રતિજગ્રાહ બલવાન્ સુનન્દેનાહનચ્ચ તમ્ ।
મુસલાહતમસ્તિષ્કો વિરેજે રક્તધારયા ॥ ૧૯॥

ગિરિર્યથા ગૈરિકયા પ્રહારં નાનુચિન્તયન્ ।
પુનરન્યં સમુત્ક્ષિપ્ય કૃત્વા નિષ્પત્રમોજસા ॥ ૨૦॥

તેઓ મધુપાન કરીને મધુર સંગીત ગાઈ રહ્યા હતા. તેમનાં નેત્ર આનંદના ઉન્માદથી વિહ્વળ થઈ રહ્યાં હતાં. તેમનું શરીર એ રીતે શોભી રહ્યું હતું, જાણે મદ-ઝરતો હાથી હોય. ॥ ૧૦ ॥ તે દુષ્ટ વાનર વૃક્ષો ઉપર ચડી જતો અને વૃક્ષોને કંપાવતો, ક્યારેક સ્ત્રીઓની સામે આવીને કિલકિલાટ કરતો હતો. ॥ ૧૧ ॥ યુવતી-સ્ત્રીઓ સ્વભાવે ચંચળ અને હાસ્યપ્રિય હોય છે. બલરામજી પાસે બેઠેલી સ્ત્રીઓ તે વાનરનું જંગલીપણું જોઈને હસવા લાગી. ॥ ૧૨ ॥ (હવે તે વાનર ભગવાન બલરામજીની સામે જ તે સ્ત્રીઓની અવહેલના કરતો ક્યારેક તેમને પોતાની ગુદા દેખાડતો, ક્યારે ભ્રૂકુટિના ઈશારાઓ કરતો, ક્યારેક ગર્જના કરીને મોઢું દેખાડતો વગેરે ચેષ્ટાઓ કરવા લાગ્યો. ॥ ૧૩ ॥ (વીરશ્રેષ્ઠ બલરામજી તેની આવી ચેષ્ટાઓ જોઈને ક્રોધિત થઈ ગયા. તેમણે તેને એક પથ્થર માર્યો. પરંતુ દ્વિવિદે તેનાથી પોતાને બચાવી લીધો અને બલરામજીની અવહેલના કરવા લાગ્યો. તે ધૂર્ત વાનરે મદિરાના કળશને તો ફોડી નાંખ્યો, સ્ત્રીઓનાં વસ્ત્રો પણ ફાડી નાંખ્યાં અને હસીને બલરામજીને ઉશ્કેરવા લાગ્યો. ॥ ૧૪-૧૫ ॥ પરીક્ષિત! જ્યારે આ પ્રમાણે બળવાન અને મદોન્મત્ત દ્વિવિદ બલરામજીનો ઉપહાસ કરી તેમનો અનાદર કરવા લાગ્યો, ત્યારે તેમણે તેની ઉદ્ધતાઈ જોઈને અને તેના દ્વારા સતાવાયેલા અન્ય દેશોની દુર્દશાનો વિચાર કરીને તે શત્રુને મારી નાખવાની ઈચ્છાથી ક્રોધ કરીને પોતાનું હળ-મુશળ ઉઠાવ્યું. દ્વિવિદ પણ મહાન બળશાળી હતો. તેણે તેના એક હાથેથી સાગનું એક વૃક્ષ ઉપાડીને બલરામજીના માથા પર માર્યું. તેમણે તે વૃક્ષને પોતાના ઉપર આવતું જોઈને સામેથી ઝાલી લીધું અને પોતાના સુનંદ નામના મુશળથી તેના પર પ્રહાર કર્યો. મુશળ વાગતાં જ તેનું માથું ફાટી ગયું અને તેમાંથી લોહીની ધાર વહેવા લાગી. ત્યારે તે જેમ પર્વત ગેરુથી શોભે તેમ શોભવા લાગ્યો. પરંતુ દ્વિવિદે પોતાનું માથું ફૂટી ગયું તેની પરવા ન કરી. તેણે ક્રોધ કરીને એક બીજું વૃક્ષ ઉખાડ્યું. અને તે ખંખેરીને પાંદડાં વિનાનું કરી નાંખ્યું, અને પછી તે વૃક્ષનો બલરામજી પર જોરથી પ્રહાર કર્યો. બલરામજીએ તે વૃક્ષના સેંકડો ટુકડા કરી દીધા. ત્યાર પછી દ્વિવિદે ફરીથી બીજું વૃક્ષ ફેંક્યું,

૧. પ્રમત્તમિવ । ૨. કમ્પયન્ રુષા ।

તેનાહનત્ સુસઙ્ક્રુદ્ધસ્તં બલઃ શતધાચ્છિનત્ ।
તતોઽન્યેન રુષા જઘ્ને તં ચાપિ શતધાચ્છિનત્ ॥ ૨૧॥

એવં યુધ્યન્ ભગવતા ભગ્ને ભગ્ને પુનઃ પુનઃ ।
આકૃષ્ય સર્વતો વૃક્ષાન્ નિર્વૃક્ષમકરોદ્ વનમ્ ॥ ૨૨॥

તતોઽમુઞ્ચચ્છિલાવર્ષં બલસ્યોપર્યમર્ષિતઃ ।
તત્ સર્વં ચૂર્ણયામાસ લીલયા મુસલાયુધઃ ॥ ૨૩॥

સ બાહૂ તાલસઙ્કાશૌ મુષ્ટીકૃત્ય કપીશ્વરઃ ।
આસાદ્ય રોહિણીપુત્રં તાભ્યાં વક્ષસ્યરૂરુજત્ ॥ ૨૪॥

યાદવેન્દ્રોઽપિ તં દોર્ભ્યાં ત્યક્ત્વા મુસલલાઙ્ગલે[1] ।
જત્રાવભ્યર્દયત્ક્રુદ્ધઃ સોઽપતદ્ રુધિરં વમન્ ॥ ૨૫॥

ચકમ્પે તેન પતતા સટઙ્કઃ સવનસ્પતિઃ ।
પર્વતઃ કુરુશાર્દૂલ વાયુના નૌરિવામ્ભસિ ॥ ૨૬॥

જયશબ્દો નમઃશબ્દઃ સાધુ સાધ્વિતિ ચામ્બરે ।
સુરસિદ્ધમુનીન્દ્રાણામાસીત્ કુસુમવર્ષિણામ્ ॥ ૨૭॥

એવં નિહત્ય દ્વિવિદં જગદ્વ્યતિકરાવહમ્ ।
સંસ્તૂયમાનો ભગવાઞ્જનૈઃ સ્વપુરમાવિશત્ ॥ ૨૮॥

પરંતુ ભગવાન બલરામજીએ તેના પણ સેંકડો ટુકડા કરી નાખ્યા. ॥ ૧૬-૨૧ ॥ આ રીતે તે વાનર બલરામજી સાથે યુદ્ધ કરતો રહ્યો. એક પછી બીજું અને બીજા પછી ત્રીજું એમ વૃક્ષો ઉપાડી-ઉપાડીને તેણે આખું વન વૃક્ષહીન કરી દીધું. ॥ ૨૨ ॥ વૃક્ષ ન રહ્યાં ત્યારે તે વધારે કોપાયમાન થયો અને હવે બલરામજી ઉપર મોટી-મોટી શિલાઓની વૃષ્ટિ કરવા લાગ્યો. પરંતુ ભગવાન બલરામજીએ પોતાના મુશળથી તે બધી શિલાઓનો સહજતાથી ભુક્કો કરી નાખ્યો. ॥ ૨૩ ॥ છેવટે કપિરાજ દ્વિવિદ પોતાના તાડ જેવા લાંબા હાથની મુઠ્ઠીઓ વાળીને બલરામજી તરફ દોડ્યો. અને બલરામજીની છાતીમાં પ્રહાર કર્યો. ॥ ૨૪ ॥ હવે યાદવશ્રેષ્ઠ બલરામજીએ હળ-મુશળ બાજુ પર મૂકી દીધાં અને ક્રોધપૂર્વક બન્ને હાથથી તેની હાંસડીમાં પ્રહાર કર્યો. ત્યારે તે લોહી ઓકતો ધરતી પર પડી ગયો. ॥ ૨૫ ॥ પરીક્ષિત! આંધી આવવાથી જેમ પાણીમાં નાવ ડોલવા લાગે છે તે જ પ્રમાણે તેના પડવાથી મોટાં-મોટાં વૃક્ષો અને શિખરો સહિત આખો પર્વત ડોલવા લાગ્યો. ॥ ૨૬ ॥ આકાશમાં દેવતાઓ જયજયકાર, સિદ્ધ લોકો 'નમો નમઃ' અને મોટા-મોટા ઋષિ-મુનિઓ 'સાધુ-સાધુ'ના શબ્દઘોષ કરવા લાગ્યા અને બલરામજી પર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૨૭ ॥ પરીક્ષિત! દ્વિવિદે જગતમાં મોટો ઉત્પાત મચાવી મૂક્યો હતો, તેથી ભગવાન બલરામજીએ તેને આ રીતે મારી નાખ્યો અને પછી તેઓ દ્વારકાપુરી પધારી ગયા. તે વખતે બધા નગરજનો ભગવાન બલરામજીની પ્રશંસા કરતા હતા. ॥ ૨૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે દ્વિવિદવધો નામ સપ્તષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૭ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત દ્વિવિદવધ નામનો સડસઠમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. મુસલલાઙ્ગલી । ૨. દશમસ્કન્ધે દ્વિવિદવધઃ સપ્તષષ્ટિતમોઽધ્યાયઃ ।

# અડસઠમો અધ્યાય

## કૌરવો પર બલરામજીનો કોપ અને સામ્બનો વિવાહ

*શ્રીશુક ઉવાચ*

દુર્યોધનસુતાં રાજન્ લક્ષ્મણાં સમિતિઞ્જયઃ ।
સ્વયંવરસ્થામહરત્ સામ્બો જામ્બવતીસુતઃ ॥ ૧॥

કૌરવાઃ કુપિતા[1] ઊચુર્દુર્વિનીતોઽયમર્ભકઃ ।
કદર્થીકૃત્ય નઃ કન્યામકામામહરદ્ બલાત્ ॥ ૨॥

બધ્નીતેમં દુર્વિનીતં કિં કરિષ્યન્તિ વૃષ્ણયઃ ।
યેઽસ્મત્પ્રસાદોપચિતાં દત્તાં નો ભુઞ્જતે મહીમ્ ॥ ૩॥

નિગૃહીતં સુતં શ્રુત્વા યદ્યેષ્યન્તીહ વૃષ્ણયઃ ।
ભગ્નદર્પાઃ શમં યાન્તિ પ્રાણા ઇવ સુસંયતાઃ ॥ ૪॥

ઇતિ કર્ણઃ શલો ભૂરિર્યજ્ઞકેતુઃ સુયોધનઃ ।
સામ્બમારેભિરે બદ્ધું કુરુવૃદ્ધાનુમોદિતાઃ ॥ ૫॥

દૃષ્ટ્વાનુધાવતઃ સામ્બો ધાર્તરાષ્ટ્રાન્ મહારથઃ ।
પ્રગૃહ્ય રુચિરં ચાપં તસ્થૌ સિંહ ઇવૈકલઃ ॥ ૬॥

તં તે જિઘૃક્ષવઃ ક્રુદ્ધાસ્તિષ્ઠ તિષ્ઠેતિ ભાષિણઃ ।
આસાદ્ય ધન્વિનો બાણૈઃ કર્ણાગ્રણ્યઃ સમાકિરન્ ॥ ૭॥

સોઽપવિદ્ધઃ[2] કુરુશ્રેષ્ઠ કુરુભિર્યદુનન્દનઃ ।
નામૃષ્યત્તદચિન્ત્યાર્ભઃ સિંહઃ ક્ષુદ્રમૃગૈરિવ ॥ ૮॥

વિસ્ફૂર્જ્ય રુચિરં ચાપં સર્વાન્ વિવ્યાધ સાયકૈઃ ।
કર્ણાદીન્ ષડ્રથાન્ વીરાંસ્તાવદ્ભિર્યુગપત્ પૃથક્ ॥ ૯॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! જામ્બવતીનંદન સામ્બ એકલા જ બહુ મોટા-મોટા વીરો પર વિજય પ્રાપ્ત કરવાવાળા હતા. તેઓ સ્વયંવરમાં રહેલી દુર્યોધનની કન્યા લક્ષ્મણાનું હરણ કરી લાવ્યા. ॥ ૧ ॥ તેથી કૌરવો ભારે ક્રોધિત થઈ કહેવા લાગ્યા — 'આ છોકરો બહુ ઉદ્ધત છે. જુઓ તો ખરા, આણે અમને બધાને નીચું જોવડાવી બળપૂર્વક અમારી કન્યાનું અપહરણ કરી લીધું. આ કન્યા તો તેને ઇચ્છતી પણ ન હતી. ॥ ૨ ॥ તેથી આ ઉદ્ધત છોકરાને પકડીને બાંધી દો. જો યાદવો આપણા પર નારાજ પણ થઈ જશે તો આપણું શું બગાડી લેશે? તેઓ તો આપણી જ કૃપાથી આપણી જ આપેલી ધન-ધાન્યથી પરિપૂર્ણ પૃથ્વીને ભોગવી રહ્યા છે. ॥ ૩ ॥ જો તે લોકો આ છોકરાને કેદ કર્યો છે એવું સાંભળીને અહીં આવશે, તો આપણે તેમનું બધું અભિમાન ઉતારી ઠંડા કરી દઈશું. તેમને આપણે (સંયમી પુરુષો પ્રાણાયામ વગેરે ઉપાયોથી ઇન્દ્રિયો વશમાં કરી લે છે તેમ) વશમાં કરી લઈશું. ॥ ૪ ॥ આ વખતે સભામાં કર્ણ, શલ, ભૂરિશ્રવા, યજ્ઞકેતુ અને દુર્યોધન વગેરે વીરોએ કુરુવંશના વડીલ-વૃદ્ધોની અનુમતિ લીધી અને સામ્બને પકડી લેવાની તૈયારી કરી. ॥ ૫ ॥

જ્યારે મહારથી સામ્બે જોયું કે, ધૃતરાષ્ટ્રના પુત્રો મારો પીછો કરી રહ્યા છે, ત્યારે તેઓ એક સુંદર ધનુષ્ય લઈને તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. ॥ ૬ ॥ આ બાજુ કર્ણને સેનાપતિ બનાવીને કૌરવો ધનુષ્ય ચડાવીને સામ્બ પાસે આવી પહોંચ્યા અને ક્રોધપૂર્વક તેને પકડી લેવાના ઇરાદાથી 'ઊભો રહે! ઊભો રહે!' આ પ્રમાણે તેને લલકારતા રહીને બાણોની વર્ષા કરવા લાગ્યા. ॥ ૭ ॥ પરીક્ષિત! યદુનંદન સામ્બ અચિન્ત્ય ઐશ્વર્યવાળા ભગવાન શ્રીકૃષ્ણના પુત્ર હતા. તેઓ કૌરવોના આક્રમણથી હરણાઓના ટોળા પર સિંહની જેમ તૂટી પડ્યા. ॥ ૮ ॥ સામ્બે પોતાના દિવ્ય ધનુષ્યનો ટંકાર કર્યો અને કર્ણ વગેરે છ-છ મહારથીઓને એક સાથે અને પ્રત્યેકને અલગ-અલગ વીંધવા લાગ્યા. ॥ ૯ ॥

૧. કુપિતા પ્રોચુ૦ । ૨. સોઽકતિવિદ્ધઃ ।

ચતુર્ભિશ્ચતુરો વાહાનેકૈકેન ચ સારથીન્ ।
રથિનશ્ચ મહેષ્વાસાંસ્તસ્ય તત્તેઽભ્યપૂજયન્ ॥ ૧૦॥

તં તુ તે વિરથં ચક્રુશ્ચત્વારશ્ચતુરો હયાન્ ।
એકસ્તુ સારથિં જઘ્ને ચિચ્છેદાન્યઃ શરાસનમ્ ॥ ૧૧॥

તં બદ્ધ્વા વિરથીકૃત્ય કૃચ્છ્રેણ કુરવો યુધિ ।
કુમારં સ્વસ્ય કન્યાં ચ સ્વપુરં જયિનોઽવિશન્ ॥ ૧૨॥

તચ્છ્રુત્વા નારદોક્તેન રાજન્ સઞ્જાતમન્યવઃ ।
કુરૂન્ પ્રત્યુદ્યમં ચક્રુરુગ્રસેનપ્રચોદિતાઃ ॥ ૧૩॥

સાન્ત્વયિત્વા તુ તાન્ રામઃ સન્નદ્ધાન્ વૃષ્ણિપુઙ્ગવાન્ ।
નૈચ્છત્ કુરૂણાં વૃષ્ણીનાં કલિં કલિમલાપહઃ ॥ ૧૪॥

જગામ હાસ્તિનપુરં રથેનાદિત્યવર્ચસા ।
બ્રાહ્મણૈઃ કુલવૃદ્ધૈશ્ચ વૃતશ્ચન્દ્ર ઇવ ગ્રહૈઃ ॥ ૧૫॥

ગત્વા ગજાહ્વયં રામો બાહ્યોપવનમાસ્થિતઃ ।
ઉદ્ધવં પ્રેષયામાસ ધૃતરાષ્ટ્રં[1] બુભુત્સયા ॥ ૧૬॥

સોઽભિવન્દ્યામ્બિકાપુત્રં ભીષ્મં દ્રોણં ચ બાહ્લિકમ્ ।
દુર્યોધનં ચ વિધિવદ્ રામમાગતમબ્રવીત્ ॥ ૧૭॥

તેઽતિપ્રીતાસ્તમાકર્ણ્ય પ્રાપ્તં રામં સુહૃત્તમમ્ ।
તમર્ચયિત્વાઽભિયયુઃ સર્વે મઙ્ગલપાણયઃ ॥ ૧૮॥

તં સઙ્ગમ્ય યથાન્યાયં ગામર્ઘ્યં ચ ન્યવેદયન્ ।
તેષાં યે તત્પ્રભાવજ્ઞાઃ પ્રણેમુઃ શિરસા બલમ્ ॥ ૧૯॥

બન્ધૂન્ કુશલિનઃ શ્રુત્વા પૃષ્ટ્વા શિવમનામયમ્ ।
પરસ્પરમથો રામો બભાષેઽવિક્લવં વચઃ ॥ ૨૦॥

તેમાંથી ચાર-ચાર બાણ તેમના ઘોડાઓને, એક-એક તેમના સારથિઓ પર અને એક-એક બાણ તે મહારથી વીરોને લગાવી દીધાં. સામ્બની આ અદ્ભુત વીરતાની આ છયે મહારથીઓ પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૧૦ ॥ ત્યારબાદ તે છયે વીરોએ એકસાથે મળીને સામ્બને રથહીન કરી દીધો. ચાર વીરોએ એક-એક બાણથી તેમના ચાર ઘોડાને માર્યા, એકે સારથિને અને એકે સામ્બનું ધનુષ્ય કાપી નાખ્યું. ॥ ૧૧ ॥ આ પ્રમાણે કૌરવોએ યુદ્ધમાં બહુ જ મુશ્કેલી અને કષ્ટપૂર્વક રથહીન સામ્બને બંદી બનાવી દીધો. પછી તેઓ તેને અને કન્યાને લઈને વિજય મનાવતા હસ્તિનાપુર આવી ગયા. ॥ ૧૨ ॥

પરીક્ષિત! નારદજી પાસેથી આ સમાચાર સાંભળીને યાદવો બહુ ક્રોધિત થઈ ગયા. તેઓ મહારાજ ઉગ્રસેનની આજ્ઞાથી કૌરવો પર ચઢાઈ કરવાની તૈયારી કરવા લાગ્યા. ॥ ૧૩ ॥ કલિ-કલહ નામના મલને દૂર કરવાની ખૂબી બલરામજીમાં હોવાથી તેમણે યાદવો અને કૌરવો વચ્ચેના યુદ્ધને યોગ્ય ન માન્યું, જોકે યાદવો લડાઈની પૂરી તૈયારી કરી ચૂક્યા હતા, છતાં તેમને બલરામજીએ શાંત કરી દીધા અને તે સ્વયં સૂર્ય જેવા તેજસ્વી રથ પર બેસીને હસ્તિનાપુર ગયા. તેમની સાથે થોડા બ્રાહ્મણો અને યાદવકુળના થોડા વડીલ-વૃદ્ધો પણ હતા. તે બધાની મધ્યમાં બલરામજી ગ્રહો સાથે ભગવાન ચંદ્રની જેમ શોભતા હતા. ॥ ૧૪-૧૫ ॥ હસ્તિનાપુર પહોંચીને બલરામજી નગરની બહાર એક ઉપવનમાં ઊતર્યા અને કૌરવો શું કરવા ઇચ્છે છે, એ વાતનો પત્તો મેળવવા માટે તેમણે શ્રીઉદ્ધવજીને ધૃતરાષ્ટ્ર પાસે મોકલ્યા. ॥ ૧૬ ॥

ઉદ્ધવજીએ કૌરવોની સભામાં જઈને ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, બાહ્લીક અને દુર્યોધન વગેરેનું વિધિપૂર્વક અભિવાદન કરીને બલરામજી જે કારણ માટે અહીં પધાર્યા છે, તે જણાવ્યું. ॥ ૧૭ ॥ પોતાના પરમ હિતૈષી અને પ્રિયતમ બલરામજીના આગમનના સમાચાર સાંભળીને કૌરવો બહુ પ્રસન્ન થયા. તેમણે ઉદ્ધવજીનું વિધિપૂર્વક અર્ચન કર્યું અને માંગલિક સામગ્રીઓ લઈ બલદેવજીનાં દર્શન કરવા ચાલ્યા. ॥ ૧૮ ॥ પછી પોતાની અવસ્થા અને સંબંધ પ્રમાણે બધા લોકો બલરામજીને મળ્યા તેમજ ગાય તથા અર્ઘ્ય અર્પણ કરીને તેમનો સત્કાર કર્યો. તેમાંથી જે લોકો ભગવાન બલરામજીનો પ્રભાવ જાણતા હતા, તેમણે મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા. ॥ ૧૯ ॥ ત્યાર બાદ તેમણે પરસ્પર એક-બીજાના કુશળ-મંગળ પૂછ્યા અને બધા કુશળ છે એવું સાંભળીને, બલરામજીએ અત્યંત ધૈર્ય અને ગંભીરતાપૂર્વક આ પ્રમાણે કહ્યું – ॥ ૨૦ ॥

૧. રાજંસ્તેષાં ।

ઉગ્રસેનઃ ક્ષિતીશેશો યદ્ વ આજ્ઞાપયત્ પ્રભુઃ ।
તદવ્યગ્રધિયઃ શ્રુત્વા કુરુધ્વં મા વિલમ્બિતમ્ ॥ ૨૧॥

યદ્ યૂયં બહવસ્ત્વેકં જિત્વાઽધર્મેણ ધાર્મિકમ્ ।
અબધ્નીતાથ તન્મૃષ્યે બન્ધૂનામૈક્યકામ્યયા ॥ ૨૨॥

વીર્યશૌર્યબલોન્નદ્ધમાત્મશક્તિસમં વચઃ ।
કુરવો બલદેવસ્ય નિશમ્યોચુઃ પ્રકોપિતાઃ ॥ ૨૩॥

અહો મહચ્ચિત્રમિદં કાલગત્યા દુરત્યયા ।
આરુરુક્ષત્યુપાનદ્ વૈ શિરો મુકુટસેવિતમ્ ॥ ૨૪॥

એતે યૌનેન સમ્બદ્ધાઃ સહશય્યાસનાશનાઃ ।
વૃષ્ણયસ્તુલ્યતાં નીતા અસ્મદત્તનૃપાસનાઃ ॥ ૨૫॥

ચામરવ્યજને શઙ્ખમાતપત્રં ચ પાણ્ડુરમ્ ।
કિરીટમાસનં શય્યાં ભુઞ્જન્ત્યસ્મદુપેક્ષયા ॥ ૨૬॥

અલં યદૂનાં નરદેવલાઞ્છનૈ-
ર્દાતુઃ પ્રતીપૈઃ ફણિનામિવામૃતમ્ ।
યેઽસ્મત્પ્રસાદોપચિતા હિ યાદવા
આજ્ઞાપયન્ત્યદ્ય ગતત્રપા બત ॥ ૨૭॥

કથમિન્દ્રોઽપિ કુરુભિર્ભીષ્મદ્રોણાર્જુનાદિભિઃ ।
અદત્તમવરુન્ધીત સિંહગ્રસ્તમિવોરણઃ ॥ ૨૮॥

શ્રીશુક ઉવાચ[1]

જન્મબન્ધુશ્રિયોન્નદ્ધમદાસ્તે ભરતર્ષભ ।
આશ્રાવ્ય રામં દુર્વાચ્યમસભ્યાઃ પુરમાવિશન્ ॥ ૨૯॥

દૃષ્ટ્વા કુરૂણાં દૌઃશીલ્યં શ્રુત્વાઽવાચ્યાનિ ચાચ્યુતઃ ।
અવોચત્ કોપસંરબ્ધો દુષ્પ્રેક્ષ્યઃ પ્રહસન્ મુહુઃ ॥ ૩૦॥

'સર્વસમર્થ રાજાધિરાજ મહારાજ ઉગ્રસેનજીએ તમને લોકોને એક આજ્ઞા કરી છે, તેને તમે લોકો એકાગ્રતાથી અને સાવધાની સાથે સાંભળો અને વિના વિલમ્બે તેનું પાલન કરો. ॥ ૨૧ ॥ ઉગ્રસેનજીએ કહ્યું છે – અમે જાણીએ છીએ કે તમે લોકોએ (ઘણા લોકોએ) ભેગા થઈને અધર્મપૂર્વક એકલા ધર્માત્મા સામ્બને હરાવ્યો અને બંદી બનાવી દીધો છે. આ બધું અમે એટલે સહી લઈએ છીએ કે, આપણા સંબંધીઓમાં ફૂટ ન પડે, એકતા જળવાઈ રહે. (તેથી હવે ઝઘડો વધારો નહીં, સામ્બને તેની નવવધૂ સાથે અમારી પાસે મોકલી આપો.) ॥ ૨૨ ॥

પરીક્ષિત! બલરામજીની વાણી વીરતા, શૂરતા અને બળ-પરાક્રમને છાજે તેવી તથા તેમની શક્તિને અનુરૂપ હતી. આ સાંભળીને કૌરવો કોપી ઊઠ્યા. તેઓ કહેવા લાગ્યા – ॥ ૨૩ ॥ 'અરે આ તો ઘણા જ આશ્ચર્યની વાત છે! ખરેખર કાલની ગતિ કેવી વિચિત્ર છે! તેથી જ તો આજે તે પગનું ખાસડું પણ શ્રેષ્ઠ મુકુટથી શોભતા મસ્તક પર ચડવા ઇચ્છે છે. ॥ ૨૪ ॥ આ યાદવો સાથે કોઈ રીતે આપણે વિવાહ-સંબંધ બાંધ્યો, આ લોકો આપણી સાથે બેસવા, ઊઠવા અને એક પંગતમાં ખાવા-પીવા લાગ્યા. આપણે જ તેમને રાજ્ય-સિંહાસન આપીને રાજા બનાવ્યા અને આપણા સમકક્ષ બનાવી દીધા. ॥ ૨૫ ॥ મહારાજાના મહત્ત્વને દર્શાવતા પંખા, શંખ, શ્વેત છત્ર, મુકુટ, રાજ્યસિંહાસન અને રાજોચિત શય્યાનો ઉપયોગ-ઉપભોગ યાદવો એટલા માટે કરી રહ્યા છે કે, આપણે જાણી જોઈને આ બાબતમાં ઉપેક્ષા કરી છે. ॥ ૨૬ ॥બસ-બસ, હવે પૂરું થઈ ગયું. હવેથી યાદવોની પાસે રાજચિહ્નો રહે એવી કોઈ આવશ્યકતા નથી, તેમને તેમની પાસેથી છીનવી લેવાં જોઈએ. આપણે સાપને દૂધ પાઈને ઉછેરવા જેવું કર્યું. કારણ કે સાપ ઉછેરનારને કરડતાં ખચકાતો નથી. એ જ પ્રમાણે આપણાં જ આપેલાં રાજચિહ્નો લઈને આ યાદવો આપણાથી વિરોધ કરી રહ્યા છે. જુઓ તો ખરા! અમારી જ કૃપાથી આ લોકોની ચઢતી થઈ છે અને હવે આ નિર્લજ્જ થઈ આપણા ઉપર આજ્ઞા કરવા નીકળી પડ્યા છે. ખેદ છે, ખેદ છે. ॥ ૨૭ ॥જેમ સિંહનો ભાગ ક્યારેય શિયાળ છીનવી શકતું નથી. તે જ પ્રમાણે જો ભીષ્મ, દ્રોણ, અર્જુન વગેરે કૌરવવીરો જાણી-જોઈને છોડી ન દે તો, આપી ન દે ત્યાં સુધી સ્વયં દેવરાજ ઇન્દ્ર પણ કોઈ વસ્તુનો ઉપભોગ કઈ રીતે કરી શકે? ॥ ૨૮ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! કુરુવંશીઓમાં પોતાની કુલીનતા, વિશાળ સંખ્યામાં બંધુજનો (ભીષ્મ વગેરે)ના બળ અને ધન-સંપત્તિ તેમજ રાજ્યલક્ષ્મીના અભિમાનથી તે છકી ગયા હતા. તેમણે સામાન્ય શિષ્ટાચારની પણ પરવા ન કરી અને તેઓ ભગવાન બલરામજીને આ પ્રમાણે દુર્વચન કહીને હસ્તિનાપુર પાછા આવ્યા. ॥ ૨૯ ॥ બલરામજીએ કૌરવોની દુષ્ટતા, અશિષ્ટતા જોઈ અને તેમનાં દુર્વચન પણ સાંભળ્યાં. હવે

૧. બાદરાયણિરુવાચ ।

નૂનં નાનામદોન્નદ્ધાઃ શાન્તિં નેચ્છન્ત્યસાધવઃ ।
તેષાં હિ પ્રશમો દણ્ડઃ પશૂનાં લગુડો યથા ॥ ૩૧॥

અહો યદૂન્ સુસંરબ્ધાન્ કૃષ્ણં ચ કુપિતં શનૈઃ ।
સાન્ત્વયિત્વાઽહમેતેષાં શમમિચ્છન્નિહાગતઃ ॥ ૩૨॥

ત ઈમે મન્દમતયઃ કલહાભિરતાઃ ખલાઃ ।
તં મામવજ્ઞાય મુહુર્દુર્ભાષાન્ માનિનોઽબ્રુવન્ ॥ ૩૩॥

નોગ્રસેનઃ કિલ વિભુર્ભોજવૃષ્ણ્યન્ધકેશ્વરઃ ।
શક્રાદયો લોકપાલા યસ્યાદેશાનુવર્તિનઃ ॥ ૩૪॥

સુધર્માઽઽક્રમ્યતે યેન પારિજાતોઽમરાઙ્ઘ્રિપઃ ।
આનીય ભુજ્યતે સોઽસૌ ન કિલાધ્યાસનાર્હણઃ ॥ ૩૫॥

યસ્ય પાદયુગં સાક્ષાત્ શ્રીરુપાસ્તેઽખિલેશ્વરી ।
સ નાર્હતિ કિલ શ્રીશો નરદેવપરિચ્છદાન્ ॥ ૩૬॥

યસ્યાઙ્ઘ્રિપઙ્કજરજોઽખિલલોકપાલૈ-
મૌલ્યુત્તમૈર્ધૃતમુપાસિતતીર્થતીર્થમ્ ।
બ્રહ્મા ભવોઽહમપિ યસ્ય કલાઃ કલાયાઃ
શ્રીશ્ચોદ્વહેમ ચિરમસ્ય નૃપાસનં ક્વ ॥ ૩૭॥

ભુઞ્જતે કુરુભિર્દત્તં ભૂખણ્ડં વૃષ્ણયઃ કિલ ।
ઉપાનહઃ કિલ વયં સ્વયં તુ કુરવઃ શિરઃ ॥ ૩૮॥

અહો ઐશ્વર્યમત્તાનાં મત્તાનામિવ માનિનામ્ ।
અસમ્બદ્ધા ગિરો રૂક્ષાઃ કઃ સહેતાનુશાસિતા ॥ ૩૯॥

અદ્ય નિષ્કૌરવીં પૃથ્વીં કરિષ્યામીત્યમર્ષિતઃ ।
ગૃહીત્વા હલમુત્તસ્થૌ દહન્નિવ જગત્ત્રયમ્ ॥ ૪૦॥

તેમનું મુખ ક્રોધથી લાલચોળ થઈ ગયું. તે વખતે બલદેવજી સામે જોઈ પણ શકાતું ન હતું. તેઓ વારંવાર જોરથી હસી-હસીને કહેવા લાગ્યા – ॥ ૩૦ ॥ 'સાચું જ છે કે, જે દુષ્ટોને પોતાની કુલીનતા, બળ-પરાક્રમ અને રાજ્યલક્ષ્મીનું અભિમાન થઈ જાય છે, તેઓ શાંતિ ઈચ્છતા નથી. તેમનું દમન કરવાનો, તેમને રસ્તે લાવવાનો ઉપાય સમજાવવાનો નથી, બલકે પશુઓની જેમ દંડાના જોરે જ સીધા કરવા એ જ ઉપાય છે. ॥ ૩૧ ॥ ભલા, જુઓ તો ખરા – બધા યાદવો અને શ્રીકૃષ્ણ પણ ક્રોધપૂર્વક લડાઈ માટે તૈયાર થઈ રહ્યા હતા. હું તેમને ધીરે ધીરે શાંત કરીને સમાધાન કરવા માટે અહીં આવ્યો છું. ॥ ૩૨ ॥ છતાં આ મૂર્ખાઓ આવી દુષ્ટતા કરી રહ્યા છે! આ લોકોને શાંતિ પ્રિય નથી, ક્લેશ પ્રિય છે. આ લોકો એટલા બધા અભિમાની થઈ રહ્યા છે કે વારંવાર મારો તિરસ્કાર કરીને અપશબ્દો કહી ગયા! ॥ ૩૩ ॥ ઠીક છે, ઠીક છે. પૃથ્વીના રાજાઓ માટે તો શું કહેવું, ત્રિલોકના સ્વામી ઈન્દ્ર વગેરે લોકપાલો જેમની આજ્ઞાનું પાલન કરે છે તેવા મહારાજ ઉગ્રસેન માત્ર ભોજ, વૃષ્ણિ અને અંધકોના જ રાજા નથી. તેઓ સર્વસમર્થ છે. ॥ ૩૪ ॥ શ્રીકૃષ્ણ જે સુધર્મા સભામાં બિરાજે છે, જ્યાં ઈન્દ્ર વગેરે આવે ત્યારે તે સભાને દેવત્વભાવથી પ્રણામ કરીને પછી અંદર પ્રવેશે છે, અને જે દેવતાઓના વૃક્ષ પારિજાતને ઉપાડી લાવીને તેનો ઉપભોગ કરે છે, તે ભગવાન શ્રીકૃષ્ણ પણ રાજ્યસિંહાસનના અધિકારી નથી! સારી વાત છે! ॥ ૩૫ ॥ સંપૂર્ણ જગતના સ્વામિની ભગવતી લક્ષ્મી સ્વયં જેમનાં ચરણકમળોની ઉપાસના કરે છે તે લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર છત્ર, ચામર આદિ રાજોચિત સામગ્રીઓ રાખી શકતા નથી! ॥ ૩૬ ॥ બરાબર છે ભાઈ! જેમનાં ચરણકમળોની રજ સંતપુરુષો દ્વારા સેવાયેલાં ગંગા આદિ તીર્થોને પણ તીર્થ બનાવનારી છે, બધા લોકપાલો પોતાના શ્રેષ્ઠ મુગટો પર જેમના ચરણોની રજ ધારણ કરે છે, બ્રહ્મા, શંકર, હું અને લક્ષ્મી જેમના અંશના પણ અંશ છીએ અને જેમના ચરણોની રજ હંમેશાં ધારણ કરીએ છીએ તે ભગવાન શ્રીકૃષ્ણને માટે ભલા, રાજ્યસિંહાસન ક્યાં છે? ॥ ૩૭ ॥ બિચારા યાદવો તો કૌરવોએ આપેલો પૃથ્વીનો ટુકડો ભોગવે છે. વાહ, કહેવું પડે! અમે લોકો પગના ખાસડાં છીએ અને તે કુરુવંશીઓ મસ્તક છે! ॥ ૩૮ ॥ કૌરવો ઐશ્વર્યથી છકીને અભિમાનથી પાગલ થઈ રહ્યા છે. તેમની એક-એક વાત કઠોર અને ધડ-માથા વિનાની છે. મારા જેવો પુરુષ કે જે તેમના ઉપર શાસન કરી શકે છે, એમને દંડ આપીને તેમને હોશમાં લાવી શકે છે – ખરેખર, આમની વાતોને કઈ રીતે સહી શકે? ॥ ૩૯ ॥ આજે હું આ પૃથ્વીને કૌરવો વિનાની કરી દઈશ, આ પ્રમાણે કહીને બલરામજી ક્રોધિત થઈ ગયા, જાણે ત્રિલોકને ભસ્મ કરી દેશે. તેઓ પોતાનું હળ લઈને ઊભા થઈ ગયા. ॥ ૪૦ ॥

લાઙ્ગલાગ્રેણ નગરમુદ્વિદાર્ય ગજાહ્વયમ્ ।
વિચકર્ષ સ ગઙ્ગાયાં પ્રહરિષ્યન્નમર્ષિતઃ ॥ ૪૧॥

તેઓ હળની અણીથી વારંવાર પ્રહાર કરીને હસ્તિનાપુરને જમીનમાંથી ઉખાડીને ગંગાજીના પ્રવાહમાં ફેંકી દેવા માટે ખેંચવા લાગ્યા. ॥ ૪૧ ॥

જલયાનમિવાઘૂર્ણં ગઙ્ગાયાં નગરં પતત્ ।
આકૃષ્યમાણમાલોક્ય કૌરવા જાતસમ્ભ્રમાઃ ॥ ૪૨॥

તમેવ શરણં જગ્મુઃ સકુટુમ્બા જિજીવિષવઃ ।
સલક્ષ્મણં પુરસ્કૃત્ય સામ્બં પ્રાઞ્જલયઃ પ્રભુમ્ ॥ ૪૩॥

હળ ખેંચવાથી હસ્તિનાપુર એ રીતે કંપવા લાગ્યું, જાણે પાણીમાં નાવ ડોલતી હોય; જ્યારે કૌરવો સમગ્ર નગરને ગંગાજીમાં ધસી રહેલું જોઈને ગભરાઈ ગયા. ॥ ૪૨ ॥ પછી તે લોકોએ લક્ષ્મણાની સાથે સામ્બને આગળ કરી અને પોતાના પ્રાણોની રક્ષા માટે તેઓ પરિવાર સાથે હાથ જોડીને સર્વશક્તિમાન ભગવાન બલરામજીના શરણમાં આવી ગયા. ॥ ૪૩ ॥ અને કહેવા લાગ્યા – 'લોકાભિરામ! અમે આપનો પ્રભાવ જાણતા નથી. પ્રભુ! અમે લોકો તદ્દન બાલિશ છીએ, વળી કુબુદ્ધિ છીએ; તેથી આપ અમારો અપરાધ ક્ષમા કરો. ॥ ૪૪ ॥ આપ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના એકમાત્ર કારણ છો અને સ્વયં નિરાધાર સ્થિત છો. સર્વશક્તિમાન પ્રભુ! મોટા-મોટા ઋષિમુનિઓ કહે છે કે, આપ ખેલાડી છો અને આ બધા જ લોકો રમવાનાં સાધન (રમકડાં) છે. ॥ ૪૫ ॥ અનંત! આપનાં હજાર-હજાર મસ્તક છે અને આપ અનાયાસે જ આ સમસ્ત ભૂમંડળને આપના મસ્તક ઉપર ધારણ કરી રહ્યા છો. જ્યારે પ્રલયનો સમય આવે છે, ત્યારે આપ સમગ્ર જગતને પોતાનામાં લીન કરી લો છો. અને માત્ર આપ જ 'શેષ' રહીને અદ્વિતીયરૂપે શયન કરો છો. ॥ ૪૬ ॥ ભગવન્! આપ જગતની સ્થિતિ અને પાલન માટે વિશુદ્ધ સત્ત્વમય શરીર ધારણ કરી રહ્યા છો. (આપનો આ ક્રોધ દ્વેષ અથવા મત્સરને લીધે નથી, પરંતુ આ તો સમસ્ત પ્રાણીઓને ઉપદેશ આપવા માટે છે. ॥ ૪૭ ॥ સમસ્ત શક્તિઓને ધારણ કરવાવાળા સર્વપ્રાણીસ્વરૂપ અવિનાશી ભગવન્! આપને અમે નમસ્કાર કરીએ છીએ. સમસ્ત વિશ્વના રચયિતા દેવ! અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. અમે આપના શરણે છીએ. આપ કૃપા કરીને અમારું રક્ષણ કરો.' ॥ ૪૮ ॥

રામ રામાખિલાધાર પ્રભાવં ન વિદામ તે ।
મૂઢાનાં નઃ કુબુદ્ધીનાં ક્ષન્તુમર્હસ્યતિક્રમમ્ ॥ ૪૪॥

સ્થિત્યુત્પત્ત્યપ્યયાનાં ત્વમેકો હેતુર્નિરાશ્રયઃ ।
લોકાન્ ક્રીડનકાનીશ ક્રીડતસ્તે વદન્તિ હિ ॥ ૪૫॥

ત્વમેવ મૂર્ધ્નીદમનન્ત લીલયા
ભૂમણ્ડલં બિભર્ષિ સહસ્રમૂર્ધન્ ।
અન્તે ચ યઃ સ્વાત્મનિ રુદ્ધવિશ્વઃ
શેષેઽદ્વિતીયઃ પરિશિષ્યમાણઃ ॥ ૪૬॥

કોપસ્તેઽખિલશિક્ષાર્થં[1] ન દ્વેષાન્ન ચ મત્સરાત્ ।
બિભ્રતો ભગવન્ સત્ત્વં સ્થિતિપાલનતત્પરઃ ॥ ૪૭॥

નમસ્તે સર્વભૂતાત્મન્ સર્વશક્તિધરાવ્યય ।
વિશ્વકર્મન્ નમસ્તેઽસ્તુ ત્વાં વયં શરણં ગતાઃ ॥ ૪૮॥

શ્રીશુક ઉવાચ[2]

એવં પ્રપન્નૈઃ સંવિગ્નૈર્વેપમાનાયનૈર્બલઃ ।
પ્રસાદિતઃ સુપ્રસન્નો મા ભૈષ્ટેત્યભયં દદૌ ॥ ૪૯॥

શુકદેવજી કહે છે – પરીક્ષિત! કૌરવોનું નગર ડગમગી રહ્યું હતું અને તેઓ અત્યંત ગભરાઈ ગયા હતા. જ્યારે બધા જ કુરુવંશીઓ આ પ્રમાણે ભગવાન બલરામજીના શરણમાં આવ્યા અને તેમની સ્તુતિ પ્રાર્થના કરી ત્યારે તેઓ પ્રસન્ન થઈ ગયા અને 'ડરશો નહીં' એમ કહીએ અભયદાન આપ્યું. ॥ ૪૯ ॥ પરીક્ષિત! દુર્યોધન તેની પુત્રી લક્ષ્મણાને બહુ પ્રેમ કરતો હતો. તેણે દહેજમાં સાઠ-સાઠ વર્ષના બારસો હાથી, દશ હજાર ઘોડા, સૂર્ય જેવા

દુર્યોધનઃ પારિબર્હં કુઞ્જરાન્ ષષ્ટિહાયનાન્ ।
દદૌ ચ[3] દ્વાદશશતાન્યયુતાનિ તુરઙ્ગમાન્ ॥ ૫૦॥

૧. કોપસ્તે ખલુ શિક્ષાર્થં । ૨. બાદરાયણિરુવાચ । ૩. દદૌ દ્વિશતસાહસ્રં હયાનામયુતાનિ ચ ।

રથાનાં ષટ્સહસ્રાણિ રૌક્માણાં સૂર્યવર્ચસામ્ ।
દાસીનાં નિષ્કકણ્ઠીનાં સહસ્રં દુહિતૃવત્સલઃ ॥ ૫૧॥

પ્રતિગૃહ્ય તુ તત્ સર્વં ભગવાન્ સાત્વતર્ષભઃ ।
સસુતઃ સસ્નુષઃ પ્રાગાત્ સુહૃદ્ભિરભિનન્દિતઃ ॥ ૫૨॥

તતઃ પ્રવિષ્ટઃ સ્વપુરં હલાયુધઃ
સમેત્ય બન્ધૂનનુરક્તચેતસઃ ।
શશંસ સર્વં યદુપુઙ્ગવાનાં
મધ્યેસભાયાં કુરુષુ સ્વચેષ્ટિતમ્ ॥ ૫૩॥

અદ્યાપિ ચ પુરં હ્યેતત્ સૂચયદ્ રામવિક્રમમ્ ।
સમુન્નતં દક્ષિણતો ગઙ્ગાયામનુદૃશ્યતે ॥ ૫૪॥

પ્રકાશમાન સોનાના છ હજાર રથ, સોનાના હાર પહેરેલી એક હજાર દાસીઓ આપી. ॥ ૫૦-૫૧ ॥ યાદવશ્રેષ્ઠ ભગવાન બલરામજીએ દહેજનો સ્વીકાર કર્યો અને નવ-દંપતી લક્ષ્મણા તથા સામ્બને સાથે લઈ કૌરવોનું અભિનંદન સ્વીકારીને દ્વારકા જવા પ્રયાણ કર્યું. ॥ ૫૨ ॥ બલરામજી દ્વારકાપુરીમાં પહોંચ્યા અને પોતાના પ્રિયજનો તથા સમાચાર જાણવા ઉત્સુક ભાઈ-બાંધવોને મળ્યા. તેમણે યાદવોની ભરેલી સભામાં હસ્તિનાપુરની પૂરી કથાનું વર્ણન કર્યું. ॥ ૫૩ ॥ પરીક્ષિત! આ હસ્તિનાપુર આજે પણ દક્ષિણ તરફ ઊંચુ અને ગંગાજી તરફ કંઈક નમેલું છે અને આ પ્રમાણે તે ભગવાન બલરામજીના પરાક્રમનો પરિચય આપી રહ્યું છે. ॥ ૫૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે હાસ્તિનપુરકર્ષણરૂપસઙ્કર્ષણવિજયો નામાષ્ટષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૮ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત હાસ્તિનપુરકર્ષણરૂપસંકર્ષણવિજય નામનો અડસઠમો અધ્યાય સમાપ્ત.

=★=

# ઓગણસિત્તેરમો અધ્યાય

## દેવર્ષિ નારદજીએ જોયેલી ભગવાનની ગૃહચર્યા

*શ્રીશુક ઉવાચ*[2]

નરકં નિહતં શ્રુત્વા તથોદ્વાહં ચ યોષિતામ્ ।
કૃષ્ણેનૈકેન બહ્વીનાં તદ્ દિદૃક્ષુઃ સ્મ નારદઃ ॥ ૧॥

ચિત્રં બતૈતદેકેન વપુષા યુગપત્ પૃથક્ ।
ગૃહેષુ દ્વ્યષ્ટસાહસ્રં સ્ત્રિય એક ઉદાવહત્[3] ॥ ૨॥

ઇત્યુત્સુકો દ્વારવતીં દેવર્ષિર્દ્રષ્ટુમાગમત્ ।
પુષ્પિતોપવનારામદ્વિજાલિકુલનાદિતામ્ ॥ ૩॥

ઉત્ફુલ્લેન્દીવરામ્ભોજકહ્લારકુમુદોત્પલૈઃ ।
છુરિતેષુ સરસ્સૂચ્ચૈઃ કૂજિતાં હંસસારસૈઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે દેવર્ષિ નારદજીએ સાંભળ્યું કે ભગવાન શ્રીકૃષ્ણ નરકાસુર (ભૌમાસુર)ને મારીને એકલા જ હજારો રાજકુમારીઓ સાથે પરણી ગયા છે, ત્યારે તેમના મનમાં ભગવાનની જીવન-ચર્યા જોવાની અભિલાષા થઈ. ॥ ૧ ॥ તેઓ વિચારવા લાગ્યા – અહો, કેટલા આશ્ચર્યની વાત છે કે, ભગવાન શ્રીકૃષ્ણે એક જ શરીરથી એક જ સમયે સોળ હજાર મહેલોમાં અલગ-અલગ સોળ હજાર રાજકુમારીનું પાણિગ્રહણ કર્યું. ॥ ૨ ॥ દેવર્ષિ નારદ આવી ઉત્સુકતાથી પ્રેરાઈને ભગવાનની લીલા જોવા માટે દ્વારકા આવી પહોંચ્યા. ત્યાંનાં ઉદ્યાનો અને ઉપવનો રંગ-બેરંગી ખીલેલાં પુષ્પોથી ભરપૂર હતાં, તેમના ઉપર જાત-જાતનાં પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં અને ભમરાઓ ગૂંજી રહ્યા હતા. ॥ ૩ ॥ નિર્મળ જળથી પરિપૂર્ણ સરોવરોમાં લાલ અને સફેદ રંગનાં કમળ ખીલ્યાં હતાં. કુમુદ અને બીજા પ્રકારનાં નવજાત કમળોનું જાણે વન હતું. તેમના ઉપર હંસ અને સારસ કલરવ કરી રહ્યાં

૧. દશમસ્કન્ધે બલદેવવિજયોઽષ્ટષષ્ટિતમોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ । ૩. ઉવાહ યત્ ।

પ્રાસાદલક્ષૈર્નવભિર્જુષ્ટાં સ્ફાટિકરાજતૈઃ ।
મહામરકતપ્રખ્યૈઃ સ્વર્ણરત્નપરિચ્છદૈઃ ॥ ૫॥

વિભક્તરથ્યાપથચત્વરાપણૈઃ
શાલાસભાભી રુચિરાં સુરાલયૈઃ ।
સંસિક્તમાર્ગાઙ્ગણવીથિદેહલીં[1]
પતત્પતાકાધ્વજવારિતાતપામ્[2] ॥ ૬॥

તસ્યામન્તઃપુરં શ્રીમદર્ચિતં સર્વધિષ્ણ્યપૈઃ ।
હરેઃ[3] સ્વકૌશલં યત્ર ત્વષ્ટ્રા કાર્ત્સ્ન્યેન દર્શિતમ્ ॥ ૭॥

તત્ર ષોડશભિઃ સદ્મસહસ્રૈઃ સમલઙ્કૃતમ્ ।
વિવેશૈકતમં શૌરેઃ પત્નીનાં ભવનં મહત્ ॥ ૮॥

વિષ્ટબ્ધં વિદ્રુમસ્તમ્ભૈર્વૈદુર્યફલકોત્તમૈઃ ।
ઇન્દ્રનીલમયૈઃ કુડ્યૈર્જગત્યા[4] ચાહતત્વિષા ॥ ૯॥

વિતાનૈર્નિર્મિતૈસ્ત્વષ્ટ્રા મુક્તાદામવિલમ્બિભિઃ ।
દાન્તૈરાસનપર્યઙ્કૈર્મણ્યુત્તમપરિષ્કૃતૈઃ ॥ ૧૦॥

દાસીભિર્નિષ્કકણ્ઠીભિઃ સુવાસોભિરલઙ્કૃતમ્ ।
પુમ્ભિઃ સકઞ્ચુકોષ્ણીષસુવસ્ત્રમણિકુણ્ડલૈઃ[5] ॥ ૧૧॥

રત્નપ્રદીપનિકરદ્યુતિભિર્નિરસ્ત-
ધ્વાન્તં વિચિત્રવલભીષુ શિખણ્ડિનોઽઙ્ગ ।
નૃત્યન્તિ યત્ર વિહિતાગુરુધૂપમક્ષૈ-
ર્નિર્યાન્તમીક્ષ્ય ઘનબુદ્ધ્ય ઉન્નદન્તઃ ॥ ૧૨॥

તસ્મિન્ સમાનગુણરૂપવયસ્સુવેષ-
દાસીસહસ્રયુતયાઽનુસવં ગૃહિણ્યા ।

હતાં. ॥ ૪ ॥ દ્વારકાપુરીમાં સ્ફટિકમણિ અને ચાંદીના નવ લાખ મહેલ હતા. તેમાં પ્રત્યેક માળના તળિયા ઉપર જડેલી લાદીઓમાં અણમોલ મરકતમણિ એટલે નીલમણિ ઝગમગી રહ્યાં હતાં અને તેમાં સુવર્ણ અને હીરા વગેરે જડેલાં હતાં. ॥ ૫ ॥ દ્વારકાપુરીના રાજપથ (લાંબા-પહોળા માર્ગો), શેરીઓ, ચોતરાઓ અને બજાર બહુ સુંદર હતાં. ઘોડા અને પશુઓને રાખવાનાં સ્થાન, સભાભવન અને દેવ-મંદિરોને લીધે તે વિશેષ સુંદર લાગતી હતી. માર્ગો, ચોક, શેરીઓ અને દરવાજાઓ પર જળનો છંટકાવ કરવામાં આવ્યો હતો. નાની નાની ઝંડીઓ અને મોટી-મોટી ધજાઓ ફરકવાને લીધે રસ્તા પર તડકો આવતો ન હતો. ॥ ૬ ॥

તે જ દ્વારકાનગરીમાં ભગવાન શ્રીકૃષ્ણનું અતિ સુંદર અંતઃપુર હતું. મોટા-મોટા લોકપાલો તેની પૂજા-પ્રશંસા કરતા રહેતા હતા. તેનું નિર્માણ કરવામાં વિશ્વકર્માએ પોતાનું સંપૂર્ણ કળા-કૌશલ, બધી કારીગરીનો ઉપયોગ કર્યો હતો. તે અંતઃપુર (રાણીવાસ)માં ભગવાનની રાણીઓના સોળહજારથી વધારે મહેલ હતા. તેમાંથી એક મોટા મહેલમાં નારદજીએ પ્રવેશ કર્યો. ॥ ૮ ॥ તે મહેલમાં વિદ્રુમ-પ્રવાલ-મણિઓના સ્તંભો, વૈદૂર્યમણિનાં ઉત્તમ છજાં તથા ઇન્દ્રનીલમણિની દીવાલો ઝગમગી રહી હતી. વળી, તળિયાની લાદીઓ પણ ઇન્દ્રમણિથી મઢવામાં આવી હતી. જેની ચમક ક્યારેય ઓછી ન થાય તેવી હતી. ॥ ૯ ॥ વિશ્વકર્માએ કેટલાયે એવા ચંદરવા બનાવી રાખ્યા હતા, જેમાં મોતીઓની સેરો લટકતી હતી. હાથીદાંતની ખુરશીઓ અને પલંગમાં પણ શ્રેષ્ઠ મણિઓ જડવામાં આવ્યા હતા. ॥ ૧૦ ॥ અનેક દાસીઓ ગળામાં સોનાનો હાર અને સુંદર વસ્ત્રોમાં સજ્જ થઈને અને અનેક સેવકો પણ જામા-પાગડી અને સુંદર-સુંદર વસ્ત્રો તથા જડેલાં કુંડળો પહેરીને પોતાના કાર્યમાં વ્યસ્ત હતા. ॥ ૧૧ ॥ અનેક રત્નોના દીવા પોતાના તેજથી તેનો અંધકાર દૂર કરી રહ્યા હતા. રાજભવનના ખંડોમાં અગરના ધૂપમાંથી નીકળતો ધૂપ બારી-બારણાં અને જાળીઓમાંથી બહાર પસાર થતો હતો. તેને જોઈને રંગ-બેરંગી મણિમય છજાં પર બેઠેલા મોર વાદળોના ભ્રમથી ટહુકી-ટહુકીને નાચતા હતા. ॥ ૧૨ ॥ દેવર્ષિ નારદજીએ જોયું કે, ભગવાન શ્રીકૃષ્ણ તે મહેલનાં સ્વામિની રુક્મિણીજી સાથે બેઠા છે અને રુક્મિણીજી હાથમાં સોનાની દાંડીવાળા ચામરથી ભગવાનને પવન ઢોળી રહ્યાં છે. જોકે તે મહેલમાં રુક્મિણીજીના જેવાં જ ગુણ, રૂપ,

૧. ૦વીથિશોભાં । ૨. પ્રાચીન પ્રતમાં આ છઠ્ઠા શ્લોક પછી 'ઉત્ફુલ્લેન્દીવરામ્ભોજ..... હંસસારસૈઃ ॥ ૪॥ પુષ્પિતોપવનારામ-દ્વિજાલિકુલનાદિતામ્ ।' (ત્રીજાનો ઉત્તરાર્ધ) એમ દોઢ શ્લોકનો પાઠ છે, છઠ્ઠા શ્લોકની પહેલાં નહીં. ૩. સર્વવિસ્માપકં યત્નાત્ ત્વષ્ટ્રા કાર્ત્સ્ન્યેન નિર્મિતામ્ । ૪. કુડ્યૈર્જાલૈર્મરકતોત્તમૈઃ । ૫. સકઞ્ચુકોષ્ણીષૈઃ સુવાસોમણિકુણ્ડલૈઃ ।

વિપ્રો દદર્શ ચમરવ્યજનેન રુક્મ-
દણ્ડેન સાત્વતપતિં પરિવીજયન્ત્યા ॥ ૧૩॥

તં સન્નિરીક્ષ્ય ભગવાન્ સહસોત્થિતઃ શ્રી-
પર્યઙ્કતઃ સકલધર્મભૃતાં વરિષ્ઠઃ ।
આનમ્ય પાદયુગલં શિરસા કિરીટ-
જુષ્ટેન સાઞ્જલિરવીવિશદાસને સ્વે ॥ ૧૪॥

તસ્યાવનિજ્ય ચરણૌ તદપઃ સ્વમૂર્ધ્ના-
ડબિભ્રજ્જગદ્ગુરુતરોડપિ સતાં પતિર્હિ ।
બ્રહ્મણ્યદેવ ઇતિ યદ્ગુણનામ યુક્તં
તસ્યૈવ યચ્ચરણશૌચમશેષતીર્થમ્ ॥ ૧૫॥

સમ્પૂજ્ય દેવઋષિવર્યમૃષિઃ પુરાણો
નારાયણો નરસખો વિધિનોદિતેન ।
વાણ્યાડભિભાષ્ય મિતયાડમૃતમિષ્ટયા તં
પ્રાહ પ્રભો ભગવતે કરવામ હે કિમ્ ॥ ૧૬॥

નારદ ઉવાચ

નૈવાદ્ભુતં ત્વયિ વિભોડખિલલોકનાથે
મૈત્રી જનેષુ સકલેષુ દમઃ ખલાનામ્ ।
નિઃશ્રેયસાય હિ જગત્સ્થિતિરક્ષણાભ્યાં
સ્વૈરાવતાર ઉરુગાય વિદામ સુષ્ઠુ ॥ ૧૭॥

દૃષ્ટં તવાઙ્ઘ્રિયુગલં જનતાપવર્ગં
બ્રહ્માદિભિર્હૃદિ વિચિન્ત્યમગાધબોધૈઃ ।
સંસારકૂપપતિતોત્તરણાવલમ્બં
ધ્યાયંશ્ચરામ્યનુગૃહાણ યથા સ્મૃતિઃ સ્યાત્ ॥ ૧૮॥

તતોડન્યદાવિશદ્ ગેહં કૃષ્ણપત્ન્યાઃ સ નારદઃ ।
યોગેશ્વરેશ્વરસ્યાઙ્ગ યોગમાયાવિવિત્સયા ॥ ૧૯॥

અવસ્થા અને વેશ-ભૂષાવાળી હજારો દાસીઓ પણ નિરંતર ઉપસ્થિત રહેતી હતી. ॥ ૧૩ ॥

નારદજીને જોતાં જ તમામ ધાર્મિકોમાં શ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણ રુક્મિણીજીના પલંગ પરથી એકદમ ઊભા થઈ ગયા. તેમણે દેવર્ષિ નારદજીના બન્ને ચરણોમાં મુકુટ ધરેલા નિજ મસ્તકથી પ્રણામ કર્યા અને હાથ જોડીને તેમને પોતાના આસન પર બેસાડ્યા. ॥ ૧૪ ॥ પરીક્ષિત! એમાં સંદેહ નથી કે, ભગવાન શ્રીકૃષ્ણ ચરાચર જગતના પરમગુરુ છે અને તેમનું ચરણોદક-ગંગાજલ સમસ્ત જગતને પવિત્ર કરવાવાળું છે. છતાં પણ તેઓ પરમ ભક્તવત્સલ તેમજ સંતોના પરમ આદર્શ અને તેમના સ્વામી છે. તેમનું એક અસાધારણ નામ બ્રહ્મણ્યદેવ પણ છે. તેઓ બ્રાહ્મણોને જ પોતાના આરાધ્યદેવ માને છે. તેમનું આ નામ તેમના ગુણ પ્રમાણે યોગ્ય જ છે. તેથી તો ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં નારદજીના ચરણ પખાળ્યા અને તે ચરણામૃત પોતાના મસ્તક પર પધરાવ્યું. ॥ ૧૫ ॥ નરશ્રેષ્ઠ, નરના સખા, સર્વદર્શી, પુરાણપુરુષોત્તમ ભગવાન નારાયણે શાસ્ત્રોક્ત વિધિથી દેવર્ષિશ્રેષ્ઠ ભગવાન નારદજીની પૂજા કરી. ત્યાર પછી અમૃતથી પણ મીઠા પરંતુ થોડા શબ્દોમાં તેમનો સ્વાગત-સત્કાર કર્યો અને પછી કહ્યું – 'પ્રભુ! આપ તો સ્વયં સમગ્ર જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, યશ, શ્રી અને ઐશ્વર્યથી પૂર્ણ છો. આપની અમે શી સેવા કરીએ?' ॥ ૧૬ ॥

દેવર્ષિ નારદજીએ કહ્યું – ભગવન્! આપ સમસ્ત લોકોના એકમાત્ર સ્વામી છો. આપના માટે એ કોઈ નવી વાત નથી કે, આપ આપના ભક્તજનોને પ્રેમ કરો છો અને દુષ્ટલોકોને દંડ આપો છો. પરમયશસ્વી પ્રભુ! આપે જગતની સ્થિતિ અને રક્ષા દ્વારા સમસ્ત જીવોનું કલ્યાણ કરવા માટે સ્વેચ્છાએ અવતાર ગ્રહણ કર્યો છે. ભગવન્! એ વાત અમે સારી રીતે જાણીએ છીએ. ॥ ૧૭ ॥ એ મોટા સૌભાગ્યની વાત છે કે, આજે મને આપનાં ચરણકમળોનાં દર્શન થયાં છે. આપનાં આ ચરણકમળ સંપૂર્ણ જગતના તાપને હરનારા અને મોક્ષ આપવામાં સમર્થ છે. જેમના જ્ઞાનની કોઈ સીમા નથી તેવા બ્રહ્મા, શંકર વગેરે નિરંતર પોતાના હૃદયમાં તે ચરણકમળોનું ચિંતન કરતા રહે છે. વાસ્તવમાં આ શ્રીચરણ જ ભવકૂપમાં પડેલા લોકોને બહાર કાઢવા માટે અવલંબન છે. આપ એવી કૃપા કરો કે આપનાં ચરણકમળોની સ્મૃતિ નિરંતર રહે અને હું જ્યાં પણ રહું તેમના ધ્યાનમાં તન્મય રહું. ॥ ૧૮ ॥

પરીક્ષિત! ત્યાર પછી દેવર્ષિ નારદજી યોગેશ્વરોના પણ ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણની યોગમાયાનું રહસ્ય જાણવા માટે તેમનાં બીજાં પત્નીના મહેલમાં ગયા. ॥ ૧૯ ॥

દીવ્યન્તમક્ષૈસ્તત્રાપિ પ્રિયયા ચોદ્ધવેન ચ ।
પૂજિતઃ પરયા ભક્ત્યા પ્રત્યુત્થાનાસનાદિભિઃ ॥ ૨૦॥

પૃષ્ટશ્ચાવિદુષેવાસૌ કદાઽઽયાતો ભવાનિતિ ।
ક્રિયતે કિં નુ પૂર્ણાનામપૂર્ણૈરસ્મદાદિભિઃ ॥ ૨૧॥

અથાપિ બ્રૂહિ નો બ્રહ્મન્ જન્મૈતચ્છોભનં કુરુ ।
સ તુ વિસ્મિત ઉત્થાય તૂષ્ણીમન્યદગાદ્ ગૃહમ્ ॥ ૨૨॥

તત્રાપ્યચષ્ટ ગોવિન્દં લાલયન્તં સુતાઞ્છિશૂન્[1] ।
તતોઽન્યસ્મિન્ ગૃહેઽપશ્યન્મજ્જનાય કૃતોદ્યમમ્ ॥ ૨૩॥

જુહ્વન્તં ચ વિતાનાગ્નીન્ યજન્તં પઞ્ચભિર્મખૈઃ ।
ભોજયન્તં દ્વિજાન્ ક્વાપિ ભુઞ્જાનમવશેષિતમ્ ॥ ૨૪॥

ક્વાપિ સન્ધ્યામુપાસીનં જપન્તં બ્રહ્મ વાગ્યતમ્ ।
એકત્ર ચાસિચર્મભ્યાં ચરન્તમસિવર્ત્મસુ ॥ ૨૫॥

અશ્વૈર્ગજૈઃ રથૈઃ ક્વાપિ વિચરન્તં ગદાગ્રજમ્ ।
ક્વચિચ્છયાનં પર્યઙ્કે સ્તૂયમાનં ચ વન્દિભિઃ ॥ ૨૬॥

મન્ત્રયન્તં ચ કસ્મિંશ્ચિન્મન્ત્રિભિશ્ચોદ્ધવાદિભિઃ ।
જલક્રીડારતં ક્વાપિ વારમુખ્યાબલાવૃતમ્ ॥ ૨૭॥

કુત્રચિદ્ દ્વિજમુખ્યેભ્યો દદતં ગાઃ સ્વલઙ્કૃતાઃ ।
ઈતિહાસપુરાણાનિ શૃણ્વન્તં[2] મઙ્ગલાનિ ચ ॥ ૨૮॥

હસન્તં હાસ્યકથયા કદાચિત્ પ્રિયયા ગૃહે ।
ક્વાપિ ધર્મં સેવમાનમર્થકામૌ ચ કુત્રચિત્ ॥ ૨૯॥

ધ્યાયન્તમેકમાસીનં[3] પુરુષં પ્રકૃતેઃ પરમ્ ।
શુશ્રૂષન્તં ગુરૂન્ ક્વાપિ કામૈર્ભોગૈઃ[4] સપર્યયા ॥ ૩૦॥

ત્યાં તેમણે જોયું કે ભગવાન શ્રીકૃષ્ણ પોતાનાં પ્રાણપ્રિયા અને ઉદ્ધવજીની સાથે ચોસર રમી રહ્યા છે. ત્યાં પણ ભગવાને ઊભા થઈને તેમનું સ્વાગત કર્યું. આસન પર બેસાડ્યા અને વિવિધ સામગ્રીઓ દ્વારા ખૂબ ભક્તિપૂર્વક તેમનું પૂજન-અર્ચન કર્યું. ॥ ૨૦ ॥ ત્યાર પછી ભગવાને નારદજીને અજાણ્યાની જેમ પૂછ્યું, 'આપ અહીં ક્યારે પધાર્યા! આપ તો પરિપૂર્ણ આપ્તકામ – આત્મારામ છો અને અમે લોકો અપૂર્ણ ગૃહસ્થ છીએ. આવી સ્થિતિમાં ભલા, અમે આપની શી સેવા કરી શકીએ. ॥ ૨૧ ॥ છતાં પણ બ્રહ્મસ્વરૂપ નારદજી! આપ કંઈ ને કંઈ સેવાનો અવસર આપીને અમારો જન્મ સફળ કરો.' નારદજી આ બધું જોઈ-સાંભળીને આશ્ચર્યમાં પડી ગયા. તેઓ ત્યાંથી ઊઠીને ચુપચાપ બીજા મહેલમાં ચાલ્યા ગયા. ॥ ૨૨ ॥ તે મહેલમાં પણ દેવર્ષિ નારદજીએ જોયું કે, ભગવાન શ્રીકૃષ્ણ પોતાના નાનાં-નાનાં બાળકોને રમાડી રહ્યા છે. ત્યાંથી પછી બીજા મહેલમાં ગયા તો ત્યાં જુએ છે કે ભગવાન સ્નાન કરવાની તૈયારી કરી રહ્યા છે. ॥ ૨૩ ॥ (આ પ્રમાણે દેવર્ષિ નારદજીએ વિભિન્ન મહેલોમાં ભગવાનને ભિન્ન-ભિન્ન કાર્ય કરતા જોયા.) ક્યાંક તેઓ યજ્ઞકુંડમાં હવન કરી રહ્યા છે તો ક્યાંક પંચમહાયજ્ઞોથી દેવતાઓની આરાધના કરે છે. ક્યાંક બ્રાહ્મણોને ભોજન કરાવી રહ્યા છે તો ક્યાંક યજ્ઞનું અવશેષ સ્વયં જમી રહ્યા છે. ॥ ૨૪ ॥ ક્યાંક સંધ્યા કરી રહ્યા છે તો ક્યાંક મૌનપૂર્વક ગાયત્રી-જપ કરી રહ્યા છે. ક્યાંક ઢાલ, તલવાર હાથમાં લઈને તેને ચલાવવાના દાવ ખેલી રહ્યા છે. ॥ ૨૫ ॥ ક્યાંક હાથી, ઘોડા અથવા રથમાં બેસીને વિચરણ કરી રહ્યા છે, ક્યાંક પલંગ પર સૂઈ રહ્યા છે, તો ક્યાંક બંદીજન તેમની સ્તુતિ કરી રહ્યા છે. ॥ ૨૬ ॥ કોઈ મહેલમાં ઉદ્ધવ વગેરે મંત્રીઓ સાથે કોઈ ગંભીર વિષયમાં વિચાર-વિનિમય કરી રહ્યા છે તો ક્યાંક શ્રેષ્ઠ વારાંગનાઓની વચ્ચે જલક્રીડા કરી રહ્યા છે. ॥ ૨૭ ॥ ક્યાંક શ્રેષ્ઠ બ્રાહ્મણોને વસ્ત્રાભૂષણથી સજાવેલી ગાયોનું દાન કરી રહ્યા છે તો ક્યાંક મંગલમય ઈતિહાસ-પુરાણોનું શ્રવણ કરી રહ્યા છે. ॥ ૨૮ ॥ ક્યાંક કોઈ પત્નીના મહેલમાં પોતાની પ્રાણપ્રિયાની સાથે હાસ્ય-વિનોદની વાતો કરીને હસી રહ્યા છે તો ક્યાંક ધાર્મિક કાર્ય કરી રહ્યા છે, ક્યાંક અર્થનું સેવન કરી રહ્યા છે – ધનસંગ્રહ અને ધનવૃદ્ધિના કાર્યમાં લાગેલા છે, તો ક્યાંક ધર્મને અનુકૂળ ગૃહસ્થોચિત વિષયોનો ઉપભોગ કરી રહ્યા છે. ॥ ૨૯ ॥ ક્યાંક એકાંતમાં બેસીને પ્રવૃત્તિથી અતીત પુરાણ-પુરુષનું ધ્યાન કરી રહ્યા છે, તો ક્યાંક ગુરુજનોને અભીષ્ટ સામગ્રી અર્પણ કરીને તેમની સેવા-શુશ્રૂષા કરી રહ્યા છે. ॥ ૩૦ ॥

૧. શિશૂન સુતાન્ । ૨. ગાયન્તં । ૩. ધ્યાયન્તાસ્તે ક્વ ચાત્માનં । ૪. કામભોગૈઃ ।

કુર્વન્તં વિગ્રહં કૈશ્ચિત્ સન્ધિં ચાન્યત્ર કેશવમ્ ।
કુત્રાપિ સહ રામેણ ચિન્તયન્તં સતાં શિવમ્ ॥ ૩૧॥

પુત્રાણાં દુહિતૄણાં ચ કાલે વિધ્યુપયાપનમ્ ।
દારૈર્વરૈસ્તત્સદૃશૈઃ કલ્પયન્તં વિભૂતિભિઃ ॥ ૩૨॥

પ્રસ્થાપનોપાનયનૈરપત્યાનાં મહોત્સવાન્ ।
વીક્ષ્ય યોગેશ્વરેશસ્ય યેષાં લોકા વિસિસ્મિરે ॥ ૩૩॥

યજન્તં સકલાન્ દેવાન્ ક્વાપિ ક્રતુભિરૂર્જિતૈઃ ।
પૂર્તયન્તં ક્વચિદ્ ધર્મં કૂપારામમઠાદિભિઃ ॥ ૩૪॥

ચરન્તં મૃગયાં ક્વાપિ હયમારુહ્ય સૈન્ધવમ્ ।
ઘ્નન્તં તતઃ પશૂન્ મેધ્યાન્ પરીતં યદુપુઙ્ગવૈઃ ॥ ૩૫॥

અવ્યક્તલિઙ્ગં પ્રકૃતિષ્વન્તઃપુરગૃહાદિષુ ।
ક્વચિચ્ચરન્તં યોગેશં તત્તદ્ભાવબુભુત્સયા ॥ ૩૬॥

અથોવાચ હૃષીકેશં નારદઃ પ્રહસન્નિવ ।
યોગમાયોદયં વીક્ષ્ય માનુષીમીયુષો ગતિમ્ ॥ ૩૭॥

વિદામ યોગમાયાસ્તે દુર્દર્શા અપિ માયિનામ્ ।
યોગેશ્વરાત્મન્ નિર્ભાતા ભવત્પાદનિષેવયા ॥ ૩૮॥

અનુજાનીહિ માં દેવ લોકાંસ્તે યશસાઽઽપ્લુતાન્ ।
પર્યટામિ તવોદ્ગાયન્ લીલાં ભુવનપાવનીમ્ ॥ ૩૯॥

શ્રીભગવાનુવાચ

બ્રહ્મન્ ધર્મસ્ય વક્તાઽહં કર્તા તદનુમોદિતા ।
તચ્છિક્ષયઁલ્લોકમિમમાસ્થિતઃ પુત્ર મા ખિદઃ ॥ ૪૦॥

શ્રીશુક ઉવાચ

ઈત્યાચરન્તં સદ્ધર્માન્ પાવનાન્ ગૃહમેધિનામ્ ।
તમેવ સર્વગેહેષુ સન્તમેકં દદર્શ હ ॥ ૪૧॥

દેવર્ષિ નારદજીએ જોયું કે, ભગવાન કોઈની સાથે યુદ્ધની વાત કરી રહ્યા છે તો ક્યાંક સમાધાનની. ક્યાંક ભગવાન બલરામજી સાથે બેસીને સત્પુરુષોના કલ્યાણ માટે ચર્ચા-વિચારણા કરી રહ્યા છે. ॥ ૩૧ ॥ ક્યાંક ઉચિત સમયે પુત્ર અને કન્યાઓ માટે તેમના અનુરૂપ પત્ની અને વરોની સાથે ખૂબ જ ધામધૂમથી વિધિવત્ લગ્ન કરાવી રહ્યા છે. ॥ ૩૨ ॥ ક્યાંક ઘરમાંથી કન્યાને વિદાય આપી રહ્યા છે તો ક્યાંક કન્યાને તેડી લાવવાની તૈયારી કરી રહ્યા છે. યોગેશ્વરેશ્વર ભગવાન શ્રીકૃષ્ણના આ વિરાટ ઉત્સવોને જોઈને બધા લોકો આશ્ચર્ય-ચકિત થઈ જતા હતા. ॥ ૩૩ ॥ ક્યાંક મોટા-મોટા યજ્ઞો દ્વારા સમસ્ત દેવતાઓનું યજન-પૂજન અને ક્યાંક કૂવા-બગીચા તથા મઠ વગેરે બનાવીને ઈષ્ટાપૂર્ત ધર્મનું આચરણ કરી રહ્યા છે. ॥ ૩૪ ॥ ક્યાંક યાદવોની વચ્ચે સિન્ધુ દેશના ઘોડા પર બેસીને મૃગયા કરી રહ્યા હતા, અને તેમાં યજ્ઞ માટે પવિત્ર સામગ્રી એકઠી કરી રહ્યા છે. ॥ ૩૫ ॥ અને ક્યાંક પ્રજામાં તથા અંતઃપુરના મહેલોમાં વેશપલટો કરીને છૂપા રૂપે બધાનો અભિપ્રાય જાણવા માટે વિચરણ કરી રહ્યા છે. કેમ ન કરે, ભગવાન સ્વયં યોગેશ્વર છે! ॥ ૩૬ ॥

પરીક્ષિત! આ પ્રમાણે મનુષ્યના જેવી લીલા કરી રહેલા ભગવાન શ્રીકૃષ્ણની યોગમાયાનો વૈભવ જોઈને દેવર્ષિ નારદજીએ હસતાં-હસતાં તેમને કહ્યું - ॥ ૩૭ ॥ 'યોગેશ્વર! આત્મદેવ! આપની યોગમાયા બ્રહ્માજી વગેરે મોટા-મોટા માયાવીઓ માટે પણ અગમ્ય છે. પરંતુ હું આપની યોગમાયાનું રહસ્ય જાણું છું, કેમકે, આપનાં ચરણકમળોની સેવા કરવાથી તે સ્વયં જ મારી સામે પ્રગટ થઈ ગઈ છે. ॥ ૩૮ ॥ દેવતાઓના પણ આરાધ્ય-દેવ ભગવન્! ચૌદ, ભુવન આપના સુયશથી પરિપૂર્ણ થઈ રહ્યા છે. હવે મને આજ્ઞા આપો, હું આપની ત્રિભુવનને પવિત્ર કરનારી લીલાઓનું ગાન કરતો રહીને તે લોકોમાં વિચરણ કરું.' ॥ ૩૯ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – દેવર્ષિ નારદજી! હું જ ધર્મનો ઉપદેશક, પાલન કરવાવાળો અને તેનું અનુષ્ઠાન કરવાવાળાઓનું અનુમોદન કરનાર પણ છું. તેથી સંસારને ધર્મનો ઉપદેશ આપવાના ઉદેશથી જ હું આ પ્રમાણે ધર્મનું આચરણ કરી રહ્યો છું. મારા પ્રિય પુત્ર! તમે મારી આ યોગમાયા જોઈને મોહિત ન થશો. ॥ ૪૦ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ ગૃહસ્થોને પવિત્ર કરવાવાળા શ્રેષ્ઠ ધર્મોનું આચરણ કરી રહ્યા હતા. જોકે તેઓ એક જ છે, છતાં પણ દેવર્ષિ નારદજીએ તેમને દરેક પત્નીના મહેલમાં અલગ-અલગ જોયા. ॥ ૪૧ ॥

કૃષ્ણસ્યાનન્તવીર્યસ્ય યોગમાયામહોદયમ્ ।
મુહુર્દૃષ્ટ્વા ઋષિરભૂદ્ વિસ્મિતો જાતકૌતુકઃ ॥ ૪૨॥

ઇત્યર્થકામધર્મેષુ કૃષ્ણેન શ્રદ્ધિતાત્મના
સમ્યક્ સભાજિતઃ પ્રીતસ્તમેવાનુસ્મરન્ યયૌ ॥ ૪૩॥

એવં મનુષ્યપદવીમનુવર્તમાનો
નારાયણોઽખિલભવાય ગૃહીતશક્તિઃ ।
રેમેઽઙ્ગ ષોડશસહસ્રવરાઙ્ગનાનાં
સવ્રીડસૌહૃદનિરીક્ષણહાસજુષ્ટઃ ॥ ૪૪॥

યાનીહ વિશ્વવિલયોદ્ભવવૃત્તિહેતુઃ
કર્માણ્યનન્યવિષયાણિ હરિશ્ચકાર ।
યસ્ત્વઙ્ગ ગાયતિ શૃણોત્યનુમોદતે વા
ભક્તિર્ભવેદ્ ભગવતિ હ્યપવર્ગમાર્ગે ॥ ૪૫॥

ભગવાન શ્રીકૃષ્ણની શક્તિ અનંત છે. તેમની યોગમાયાનું પરમ ઐશ્વર્ય વારંવાર જોઈને દેવર્ષિ નારદજીના વિસ્મય અને ઉત્કંઠાની સીમા ન રહી. ॥ ૪૨ ॥ દ્વારકામાં ભગવાન શ્રીકૃષ્ણ ગૃહસ્થની જેમ એવું આચરણ કરતા હતા, જાણે ધર્મ, અર્થ, કામરૂપ પુરુષાર્થોમાં તેમની બહુ શ્રદ્ધા હોય. તેમણે દેવર્ષિ નારદજીનું બહુ સન્માન કર્યું. તેઓ અત્યંત પ્રસન્ન થઈને ભગવાનના ગુણગાન ગાતા રહીને ત્યાંથી પ્રસ્થાન કરી ગયા. ॥ ૪૩ ॥ રાજન્! ભગવાન નારાયણ સંપૂર્ણ જગતના કલ્યાણ માટે પોતાની અચિન્ત્ય મહાશક્તિ યોગમાયાનો સ્વીકાર કરે છે અને આ રીતે મનુષ્ય જેવી લીલા કરે છે. દ્વારકાપુરીમાં સોળહજારથી પણ અધિક પત્નીઓ પોતાની લજ્જાયુક્ત અને પ્રેમભરી દૃષ્ટિ તથા મંદ-મંદ હાસ્ય સાથે તેમની સેવા કરતી હતી. અને તેઓ તેમની સાથે વિહાર કરતા હતા. ॥ ૪૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણે જે લીલાઓ કરી છે, તેવી લીલા બીજું કોઈ કરી શકતું નથી. પરીક્ષિત! તેઓ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના પરમ કારણ છે. જે તેમની લીલાઓનું ગાન-શ્રવણ કરે છે અને ગાન-શ્રવણ કરનારાઓનું અનુમોદન કરે છે, તેને મોક્ષના માર્ગસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં પરમ પ્રેમમયી ભક્તિ પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૪૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે શ્રીકૃષ્ણગાર્હસ્થ્યદર્શનં નામૈકોનસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૬૯ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત શ્રીકૃષ્ણના ગાર્હસ્થ્યનું દર્શન નામનો ઓગણસિત્તેરમો અધ્યાય સમાપ્ત.

=★=

# સિત્તેરમો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણની નિત્યચર્યા અને તેમની પાસે જરાસંધના કેદી રાજાઓના દૂતનું આવવું

*શ્રીશુક ઉવાચ*[2]

અથોષસ્યુપવૃત્તાયાં કુક્કુટાન્ કૂજતોઽશપન્ ।
ગૃહીતકણ્ઠ્યઃ પતિભિર્માધવ્યો વિરહાતુરાઃ ॥ ૧॥

વયાંસ્યરૂરુવન્ કૃષ્ણં બોધયન્તીવ વન્દિનઃ ।
ગાયત્સ્વલિષ્વનિદ્રાણિ મન્દારવનવાયુભિઃ ॥ ૨॥

મુહૂર્તં તં તુ વૈદર્ભી નામૃષ્યદતિશોભનમ્ ।
પરિરમ્ભણવિશ્લેષાત્ પ્રિયબાહ્વન્તરં ગતા ॥ ૩॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! જ્યારે પ્રાતઃકાળ થવા આવતો, કૂકડા બોલવા લાગતા, ત્યારે તે શ્રીકૃષ્ણપત્નીઓ, કે જેમના કંઠમાં શ્રીકૃષ્ણ પોતાની ભુજા વડે આલિંગન આપી રહ્યા છે, શ્રીકૃષ્ણથી વિખૂટાં થવું પડશે એમ વિચારીને વ્યાકુળ થઈ એમ કહેતી કે 'આ કૂકડાઓ ના બોલ્યા હોત તો સારું.' ॥ ૧ ॥ તે વખતે મંદારનાં પુષ્પોની સુગંધથી સુવાસિત વાયુ વાતો હતો. ભમરાઓ તાલસ્વરે સંગીતનો તાન છેડી દેતા. પક્ષીઓ જાગી જતાં અને બંદીજનોની જેમ ભગવાન શ્રીકૃષ્ણને જગાડવા માટે મધુર સ્વરથી કલરવ કરવા લાગતાં. ॥ ૨ ॥ એ પ્રભાતના સમયે પતિ શ્રીકૃષ્ણના બાહુઓ વચ્ચે રહેલાં રુક્મિણીજી, પતિના આલિંગનથી વિયોગ થશે એવી આશંકાથી તે સુંદર અને પવિત્ર બ્રાહ્મમુહૂર્તને પણ અસહ્ય સમજવા લાગતાં હતાં. ॥ ૩ ॥

૧. દશમસ્કન્ધે એકોનસપ્તતિતમોઽધ્યાયઃ । ૨. બાદરાયણિરુવાચ ।

બ્રાહ્મે મુહૂર્ત ઉત્થાય વાર્યુપસ્પૃશ્ય માધવઃ ।
દધ્યૌ પ્રસન્નકરણ આત્માનં તમસઃ પરમ્ ॥ ૪॥

ભગવાન શ્રીકૃષ્ણ દરરોજ બ્રાહ્મમુહૂર્તમાં જ ઊઠી જતા અને હાથ-મોઢું ધોઈને પોતાના માયાતીત આત્મસ્વરૂપનું ધ્યાન કરતા. તે સમયે તેમનું રોમે-રોમ આનંદથી ખીલી ઊઠતું હતું. ॥ ૪ ॥ પરીક્ષિત! ભગવાનનું આત્મસ્વરૂપ

એકં સ્વયંજ્યોતિરનન્યમવ્યયં[1]
સ્વસંસ્થયા નિત્યનિરસ્તકલ્મષમ્ ।
બ્રહ્માખ્યમસ્યોદ્ભવનાશહેતુભિઃ
સ્વશક્તિભિર્લક્ષિતભાવનિર્વૃતિમ્ ॥ ૫॥

એક છે અર્થાત્ અદ્વિતીય છે, સ્વયંપ્રકાશસ્વરૂપ છે, તથા તે જ તે છે – તેમના સિવાય અન્ય કાંઈ છે જ નહિ, અખંડ છે, અવિનાશી છે, આત્મસ્વરૂપમાં રહેવાના કારણે તેમાં કોઈ ઉપાધિદોષ નથી અને જે 'બ્રહ્મ' નામથી કહેવાય છે. આ વિશ્વની ઉત્પત્તિ, પાલન અને સંહારનું કારણ છે. તેમની શક્તિઓને કારણે જ આ વિશ્વની સત્તા અને આનંદ પ્રકાશિત થાય છે. ॥ ૫ ॥

અથાપ્લુતોઽમ્ભસ્યમલે યથાવિધિ
ક્રિયાકલાપં પરિધાય વાસસી ।
ચકાર સન્ધ્યોપગમાદિ સત્તમો
હુતાનલો બ્રહ્મ જજાપ વાગ્યતઃ ॥ ૬॥

ત્યાર બાદ તેઓ વિધિપૂર્વક નિર્મળ અને પવિત્ર જળમાં સ્નાન કરતા. પછી શુદ્ધ ધોતી પહેરીને, ઉપવસ્ત્ર ઓઢીને યથાવિધિ નિત્યકર્મ સંધ્યાવંદન વગેરે કરતા. ત્યાર પછી હવન કરતા અને મૌન રહી ગાયત્રી-જપ કરતા. કેમ ન કરે, તેઓ સત્પુરુષોના આદર્શ છે. ॥ ૬ ॥

ઉપસ્થાયાર્કમુદ્યન્તં તર્પયિત્વાઽઽત્મનઃ કલાઃ ।
દેવાનૃષીન્ પિતૄન્ વૃદ્ધાન્ વિપ્રાનભ્યર્ચ્ય ચાત્મવાન્ ॥ ૭॥

ત્યાર પછી સૂર્યોદયના સમયે સૂર્યોપસ્થાન કરતા અને પોતાના અંશસ્વરૂપ દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું તર્પણ કરતા. પછી કુળના વડીલ-વૃદ્ધો અને બ્રાહ્મણોનું વિધિપૂર્વક પૂજન કરતા. ત્યાર પછી પરમ મનસ્વી શ્રીકૃષ્ણ દૂધ આપતી, પ્રથમવાર વિયાએલી,

ધેનૂનાં રુક્મશૃઙ્ગીણાં સાધ્વીનાં મૌક્તિકસ્રજામ્ ।
પયસ્વિનીનાં ગૃષ્ટીનાં સવત્સાનાં સુવાસસામ્ ॥ ૮॥

વાછરડાવાળી, શાંત ગાયોનું દાન આપતા. દાનમાં અપાતી ગાયોને સુંદર વસ્ત્રો અને મોતીઓની માળાઓ પહેરાવવામાં આવતી. શિંગડીઓમાં સોનું અને પગની ખરીઓમાં ચાંદી મઢવામાં આવતી. તે ગાયો બ્રાહ્મણોને

દદૌ રૂપ્યખુરાગ્રાણાં ક્ષૌમાજિનતિલૈઃ સહ ।
અલઙ્કૃતેભ્યો વિપ્રેભ્યો બદ્વં બદ્વં દિને દિને ॥ ૯॥

વસ્ત્રાભૂષણથી સુસજ્જ કરીને, રેશમી વસ્ત્ર, મૃગચર્મ અને તિલક કરીને દરરોજ તેરહજાર ચોર્યાશી ગાયોનું આ રીતે દાન આપતા. ॥ ૭-૯ ॥ ત્યાર પછી પોતાની વિભૂતિરૂપ ગાયો, બ્રાહ્મણો, દેવતાઓ, કુળના વડીલ-

ગોવિપ્રદેવતાવૃદ્ધગુરૂન્[2] ભૂતાનિ સર્વશઃ ।
નમસ્કૃત્યાત્મસમ્ભૂતીર્મઙ્ગલાનિ[3] સમસ્પૃશત્ ॥ ૧૦॥

વૃદ્ધો, ગુરુજનો અને સમસ્ત પ્રાણીઓને પ્રણામ કરીને માંગલિક વસ્તુઓનો સ્પર્શ કરતા. ॥ ૧૦ ॥

૧. ૦મક્ષયં । ૨. ૦વૃદ્ધાન્ ગુરૂન્ । ૩. નમસ્કૃત્યાત્મનો ભૂતી૦ ।

આત્માનં ભૂષયામાસ નરલોકવિભૂષણમ્ ।
વાસોભિર્ભૂષણૈઃ સ્વીયૈર્દિવ્યસ્રગનુલેપનૈઃ ॥ ૧૧॥

અવેક્ષ્યાજ્યં તથાઽઽદર્શં ગોવૃષદ્વિજદેવતાઃ ।
કામાંશ્ચ સર્વવર્ણાનાં પૌરાન્તઃપુરચારિણામ્ ।
પ્રદાપ્ય પ્રકૃતીઃ કામૈઃ પ્રતોષ્ય પ્રત્યનન્દત ॥ ૧૨॥

સંવિભજ્યાગ્રતો વિપ્રાન્ સ્રક્તામ્બૂલાનુલેપનૈઃ ।
સુહૃદઃ પ્રકૃતીર્દારાનુપાયુઙ્ક્ત તતઃ સ્વયમ્ ॥ ૧૩॥

તાવત્ સૂત ઉપાનીય સ્યન્દનં પરમાદ્ભુતમ્ ।
સુગ્રીવાદ્યૈર્હયૈર્યુક્તં પ્રણમ્યાવસ્થિતોઽગ્રતઃ ॥ ૧૪॥

ગૃહીત્વા પાણિના પાણી સારથેસ્તમથારુહત્ ।
સાત્યક્યુદ્ધવસંયુક્તઃ પૂર્વાદ્રિમિવ ભાસ્કરઃ ॥ ૧૫॥

ઈક્ષિતોઽન્તઃપુરસ્ત્રીણાં સવ્રીડપ્રેમવીક્ષિતૈઃ[1] ।
કૃચ્છ્રાદ્ વિસૃષ્ટો નિરગાજ્જાતહાસો હરન્ મનઃ ॥ ૧૬॥

સુધર્માખ્યાં સભાં સર્વૈર્વૃષ્ણિભિઃ પરિવારિતઃ ।
પ્રાવિશદ્ યન્નિવિષ્ટાનાં ન સન્ત્યઙ્ગ ષડૂર્મયઃ ॥ ૧૭॥

તત્રોપવિષ્ટઃ પરમાસને વિભુ-
ર્બભૌ સ્વભાસા કકુભોઽવભાસયન્[2] ।
વૃતો નૃસિંહૈર્યદુભિર્યદૂત્તમો
યથોડુરાજો દિવિ તારકાગણૈઃ ॥ ૧૮॥

તત્રોપમન્ત્રિણો રાજન્ નાનાહાસ્યરસૈર્વિભુમ્ ।
ઉપતસ્થુર્નટાચાર્યા નર્તક્યસ્તાણ્ડવૈઃ પૃથક્ ॥ ૧૯॥

મૃદઙ્ગવીણામુરજવેણુતાલદરસ્વનૈઃ ।
નનૃતુર્જગુસ્તુષ્ટુવુશ્ચ સૂતમાગધવન્દિનઃ ॥ ૨૦॥

પરીક્ષિત! જોકે ભગવાનના દિવ્ય શરીરનું સહજ સૌંદર્ય જ મનુષ્યલોકનું આભૂષણ છે, છતાં પણ તેઓ પોતાનું પીતામ્બર વગેરે દિવ્ય વસ્ત્રો, કૌસ્તુભાદિ આભૂષણો, પુષ્પોના હાર અને ચન્દન વગેરે દિવ્ય અંગરાગથી પોતાને શણગારતા. ॥ ૧૧ ॥ ત્યાર પછી તેઓ ઘી અને દર્પણમાં પોતાનું મુખારવિંદ નિહાળતા. ગાય, ઋષભ, બ્રાહ્મણ અને દેવ-પ્રતિમાઓનાં દર્શન કરતા. પછી નગરજનો અને અંતઃપુરમાં રહેવાવાળા ચારે વર્ણના લોકોની અભિલાષાઓ પૂરી કરતા અને પછી પોતાના અન્ય નગરવાસી પ્રજાજનોની કામનાપૂર્તિ કરીને તેમને સંતુષ્ટ કરતા અને આ બધાંને પ્રસન્ન જોઈને સ્વયં આનંદિત થતા. ॥ ૧૨ ॥ તેઓ પુષ્પમાળા, તાંબૂલ, ચંદન અને અંગરાગ વગેરે વસ્તુઓ પહેલાં બ્રાહ્મણો, સગા-સંબંધીઓ, મંત્રીઓ અને રાણીઓને વહેંચતા અને તેમાંથી બચેલી સામગ્રીનો પોતે ઉપયોગ કરતા. ॥ ૧૩ ॥ ભગવાન આ બધા કાર્યમાંથી પરવારી જાય ત્યાં સુધીમાં દારુક સારથિ, સુગ્રીવ વગેરે ઘોડાઓ જોડીને રથ લઈ આવતો અને પ્રણામ કરીને ભગવાનની સામે ઊભો રહી જતો. ॥ ૧૪ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ સાત્યકિ અને ઉદ્ધવજીની સાથે પોતાના હાથ વડે સારથિનો હાથ પકડીને રથમાં બેસી જતા – બરાબર તે જ રીતે જેમ ભુવનભાસ્કર ભગવાન સૂર્ય ઉદયાચલ પર આરૂઢ થાય છે. ॥ ૧૫ ॥ તે વખતે રાણીવાસની સ્ત્રીઓ લજ્જા તથા પ્રેમભરી દૃષ્ટિથી તેમને જોવા લાગતી અને બહુ કષ્ટપૂર્વક તેમને વિદાય આપતી. ભગવાન હસીને તેમનાં ચિત્તને ચોરીને મહેલમાંથી બહાર નીકળતા. ॥ ૧૬ ॥

પરીક્ષિત! ત્યારબાદ ભગવાન શ્રીકૃષ્ણ યાદવોની સાથે સુધર્મા નામક સભામાં પ્રવેશ કરતા. તે સભાનો એવો મહિમા છે કે, જે લોકો તે સભામાં જઈને બેસતા તેમને ભૂખ-તરસ, શોક-મોહ અને જરા-મૃત્યુ – આ છ વિકારો સ્પર્શ કરી શકતા નહીં. ॥ ૧૭ ॥ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ બધી રાણીઓથી અલગ-અલગ વિદાય લઈને, એક જ રૂપમાં સુધન્વા સભામાં પ્રવેશ કરતા અને ત્યાં જઈને શ્રેષ્ઠ સિંહાસન પર બિરાજતા. તેમની અંગકાન્તિથી દિશાઓ પ્રકાશિત થતી હતી. તે સમયે યાદવ વીરોની વચ્ચે આકાશમાં તારાઓની વચ્ચે ચન્દ્રમાની જેમ તેઓ શોભાયમાન થતા હતા. ॥ ૧૮ ॥ પરીક્ષિત! સભામાં વિદૂષકો અનેક પ્રકારના હાસ્ય-વિનોદથી, અભિનેતાઓ અભિનયથી અને નર્તકીઓ કળાપૂર્ણ નૃત્યથી પોતાની અલગ-અલગ ટુકડીઓ સાથે ભગવાનની સેવા કરતી. ॥ ૧૯ ॥ તે વખતે મૃદંગ, વીણા, પખાવજ, વાંસળી, ઝાંઝ અને શંખના ધ્વનિથી સૂત, માગધ તથા બંદીજનો નાચી ગાઈને ભગવાનની સ્તુતિ કરતા. ॥ ૨૦ ॥

૧. ત્વીક્ષણૈઃ । ૨. કકુભો વિરાજયન્ ।

તત્રાહુર્બ્રાહ્મણાઃ કેચિદાસીના બ્રહ્મવાદિનઃ ।
પૂર્વેષાં પુણ્યયશસાં રાજ્ઞાં ચાકથયન્ કથાઃ ॥ ૨૧॥

તત્રૈકઃ પુરુષો રાજન્નાગતોઽપૂર્વદર્શનઃ ।
વિજ્ઞાપિતો ભગવતે પ્રતીહારૈઃ પ્રવેશિતઃ ॥ ૨૨॥

સ નમસ્કૃત્ય કૃષ્ણાય પરેશાય કૃતાઞ્જલિઃ ।
રાજ્ઞામાવેદયદ્ દુઃખં જરાસન્ધનિરોધજમ્[1] ॥ ૨૩॥

યે ચ દિગ્વિજયે તસ્ય સન્નતિં ન યયુર્નૃપાઃ ।
પ્રસહ્ય રુદ્ધાસ્તેનાસન્નયુતે દ્વે ગિરિવ્રજે ॥ ૨૪॥

કૃષ્ણ કૃષ્ણાપ્રમેયાત્મન્ પ્રપન્નભયભઞ્જન ।
વયં ત્વાં શરણં યામો ભવભીતાઃ પૃથગ્ધિયઃ ॥ ૨૫॥

લોકો વિકર્મનિરતઃ કુશલે પ્રમત્તઃ
કર્મણ્યયં[2] ત્વદુદિતે ભવદર્ચને સ્વે ।
યસ્તાવદસ્ય બલવાનિહ જીવિતાશાં
સદ્યશ્છિનત્ત્યનિમિષાય નમોઽસ્તુ તસ્મૈ ॥ ૨૬॥

લોકે ભવાઞ્જગદિનઃ કલયાવતીર્ણઃ
સદ્રક્ષણાય ખલનિગ્રહણાય ચાન્યઃ ।
કશ્ચિત્ ત્વદીયમતિયાતિ નિદેશમીશ
કિં વા જનઃ સ્વકૃતમૃચ્છતિ તન્ન વિદ્મઃ ॥ ૨૭॥

સ્વપ્નાયિતં નૃપસુખં પરતન્ત્રમીશ
શશ્વદ્ભયેન મૃતકેન ધુરં વહામઃ ।
હિત્વા તદાત્મનિ સુખં ત્વદનીહલભ્યં
ક્લિશ્યામહેઽતિકૃપણાસ્તવ માયયેહ ॥ ૨૮॥

કોઈ-કોઈ કુશળ વ્યાખ્યાતા બ્રાહ્મણો ત્યાં બેસીને વેદમંત્રોની વ્યાખ્યા કરતા અને કોઈ-કોઈ પૂર્વકાળના રાજાઓનાં ચરિત્રો કહી સંભળાવતા. ॥ ૨૧ ॥

એક દિવસ દ્વારકાપુરીની રાજસભાના દ્વાર પર એક નવો માણસ આવ્યો. દ્વારપાલોએ તેના આવવાની સૂચના ભગવાનને આપીને તેને સભાભવનમાં હાજર કર્યો. ॥ ૨૨ ॥ તે મનુષ્યે પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણને હાથ જોડીને નમસ્કાર કર્યા અને તે રાજાઓ કે જેમણે જરાસંધના દિગ્વિજય સમયે તેની સામે માથું ઝુકાવ્યું ન હતું અને બળપૂર્વક કેદ કરી લેવામાં આવ્યા હતા, જેમની સંખ્યા વીશ હજારની હતી, તેમનું જરાસંધના બંદી બનવાનું દુઃખ, શ્રીકૃષ્ણ સામે નિવેદન કર્યું - ॥ ૨૩-૨૪ ॥ 'સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપ મન-વાણીથી અગોચર છો. જે આપના શરણમાં આવે છે તેના તમામ ભય આપ નષ્ટ કરી દો છો. પ્રભુ! અમારી ભેદ-બુદ્ધિને લીધે અમે જન્મ-મૃત્યુરૂપ સંસારના ચકરાવાથી ભયભીત થઈને આપના શરણમાં આવ્યા છીએ. ॥ ૨૫ ॥ ભગવન્! મોટા ભાગના જીવો એવાં સકામ અને નિષિદ્ધ કર્મોમાં ફસાયેલા છે કે તે આપના જણાવેલા પોતાના પરમ કલ્યાણકારી કર્મથી અને આપની ઉપાસનાથી વિમુખ થઈ ગયા છે અને પોતાના જીવન અને જીવનસંબંધી આશા-અભિલાષાઓના ભ્રમમાં ભટકી રહ્યા છે. પરંતુ આપ અતિ બળવાન છો. આપ કાળરૂપે હંમેશાં સાવધાન રહીને તેમની આશા-અભિલાષાઓનો મૂળ સાથે નાશ કરી નાખો છો. અમે આપના તે કાળરૂપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૬ ॥ આપ સ્વયં જગદીશ્વર છો અને આપે જગતમાં પોતાના જ્ઞાન, બળ વગેરે અંશો સાથે એટલા માટે અવતાર ગ્રહણ કર્યો છે કે, સંતોની રક્ષા કરી દુષ્ટોને દંડ આપી શકો. આવી સ્થિતિમાં પ્રભુ! જરાસંધ વગેરે કોઈ બીજા રાજાઓ આપની ઇચ્છા અને આજ્ઞાથી વિપરીત અમને કઈ રીતે કષ્ટ આપી રહ્યા છે, એ વાત અમારી સમજમાં આવતી નથી. જો એમ કહેવામાં આવે કે જરાસંધ અમને કષ્ટ આપતો નથી, તેના રૂપે અમારાં અશુભ કર્મો જ અમને દુઃખ આપી રહ્યાં છે, તો એ પણ બરાબર નથી; કેમકે, જ્યારે અમે લોકો આપના પોતાના છીએ ત્યારે અમારાં દુષ્કર્મો અમને ફળ આપવા કઈ રીતે સમર્થ થઈ શકે? તેથી આપ કૃપા કરીને અવશ્ય અમને આ દુઃખમાંથી મુક્ત કરો. ॥ ૨૭ ॥ પ્રભુ! અમે જાણીએ છીએ કે, રાજાનું સુખ પ્રારબ્ધને આધીન અને વિષયસાધ્ય છે અને સાચું કહીએ તો આ સુખ સ્વપ્ન-સુખ જેવું અત્યંત તુચ્છ અને અસત છે. સાથે-સાથે તે સુખને ભોગવનાર આ શરીર પણ એક રીતે મુડદા જેવું જ છે અને આની પાછળ હંમેશાં સેંકડો પ્રકારના ભય જોડાયેલા છે. પરંતુ અમે તો આના દ્વારા જ જગતના અનેક ભાર ઉપાડીને ફરીએ છીએ અને એ

૧. ૦નિરોધજમ્ । ૨. કર્મણ્યપિ ।

તન્નો ભવાન્ પ્રણતશોકહરાઙ્ઘ્રિયુગ્મો
બદ્ધાન્ વિયુઙ્ક્ષ્વ મગધાહ્વયકર્મપાશાત્ ।
યો ભૂભુજોઽયુતમતઙ્ગજવીર્યમેકો
બિભ્રદ્ રુરોધ ભવને મૃગરાડિવાવીઃ ॥ ૨૯॥

યો વૈ ત્વયા દ્વિનવકૃત્વ ઉદાત્તચક્ર
ભગ્નો મૃધે ખલુ ભવન્તમનન્તવીર્યમ્ ।
જિત્વા નૃલોકનિરતં સકૃદૂઢદર્પો
યુષ્મત્પ્રજા રુજતિ નોઽજિત તદ્ વિધેહિ ॥ ૩૦॥

દૂત ઉવાચ

ઇતિ માગધસંરુદ્ધા ભવદ્દર્શનકાઙ્ક્ષિણઃ ।
પ્રપન્નાઃ પાદમૂલં તે દીનાનાં શં વિધીયતામ્ ॥ ૩૧॥

શ્રીશુક ઉવાચ

રાજદૂતે બ્રુવત્યેવં દેવર્ષિઃ પરમદ્યુતિઃ ।
બિભ્રત્ પિઙ્ગજટાભારં પ્રાદુરાસીદ્ યથા રવિઃ ॥ ૩૨॥

તં દૃષ્ટ્વા ભગવાન્ કૃષ્ણઃ સર્વલોકેશ્વરેશ્વરઃ ।
વવન્દ ઉત્થિતઃ શીર્ષ્ણા સસભ્યઃ સાનુગો મુદા ॥ ૩૩॥

સભાજયિત્વા વિધિવત્ કૃતાસનપરિગ્રહમ્ ।
બભાષે સૂનૃતૈર્વાક્યૈઃ શ્રદ્ધયા તર્પયન્ મુનિમ્ ॥ ૩૪॥

અપિ સ્વિદદ્ય લોકાનાં ત્રયાણામકુતોભયમ્ ।
નનુ ભૂયાન્ ભગવતો લોકાન્ પર્યટતો ગુણઃ ॥ ૩૫॥

ન હિ તેઽવિદિતં કિઞ્ચિલ્લોકેષ્વીશ્વરકર્તૃષુ ।
અથ પૃચ્છામહે યુષ્માન્ પાણ્ડવાનાં ચિકીર્ષિતમ્ ॥ ૩૬॥

જ કારણ છે કે અમે અંતઃકરણના નિષ્કામભાવ અને નિઃસંગ સ્થિતિથી પ્રાપ્ત થનારા આત્મસુખનો પરિત્યાગ કરી દીધો છે. ખરેખર અમે બહુ અજ્ઞાની છીએ અને આપની માયાથી મોહિત થઈ દીન બનીને દુઃખો ભોગવી રહ્યાં છીએ. ॥ ૨૮ ॥

ભગવન્! આપનાં ચરણકમળ શરણાગત પુરુષોના તમામ શોક-મોહને નષ્ટ કરવાવાળા છે. તેથી આપ જ અમને જરાસંધરૂપી કર્મોના બંધનથી છોડાવો. પ્રભુ! તે એકલો જ દશહજાર હાથીઓની શક્તિ ધરાવે છે અને અમને બધાને એ રીતે બંદી બનાવી રાખ્યા છે, જેમ સિંહ ઘેટાંઓને ઘેરી રાખે. ॥ ૨૯ ॥ ચક્રપાણિ! આપે અઢાર વખત જરાસંધ સાથે યુદ્ધ કર્યું અને સત્તર વાર તેનું માન-મર્દન કરીને તેને છોડી દીધો. પરંતુ એક વાર તેણે આપને જીતી લીધા. અમે જાણીએ છીએ કે, આપની શક્તિ, આપનું બળ-પરાક્રમ અનંત છે. છતાં પણ મનુષ્ય જેવું આચરણ કરતા રહીને આપે હારી જવાનો અભિનય કર્યો હતો. પરંતુ આના કારણે તેનો અહંકાર વધી ગયો છે. હે અજીત! હવે તે અમે આપના ભક્ત છીએ, એવું જાણીને અમને વધારે સતાવે છે. અમે આપની પ્રજા છીએ. હવે આપની જેવી ઇચ્છા હોય તેમ કરો. ॥ ૩૦ ॥

**દૂતે કહ્યું** — ભગવન્! જરાસંધના બંદી રાજાઓએ આ પ્રમાણે આપને પ્રાર્થના કરી છે. તેઓ આપનાં ચરણકમળોના શરણમાં છે અને આપનાં દર્શન ઇચ્છે છે. આપ કૃપા કરીને તે દીનરાજાઓનું કલ્યાણ કરો. ॥ ૩૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! રાજાઓનો દૂત આ પ્રમાણે કહી જ રહ્યો હતો કે પરમ તેજસ્વી દેવર્ષિ નારદજી ત્યાં આવી પહોંચ્યા. તેમના મસ્તક પર ચળકતી સોનેરી જટા હતી. તેમને જોઈને એવું લાગતું હતું કે જાણે સાક્ષાત્ ભગવાન સૂર્યનારાયણ પધાર્યા છે. ॥ ૩૨ ॥ બ્રહ્મા વગેરે સમસ્ત લોકપાલોના એકમાત્ર સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ તેમને જોતાં જ સભાસદો અને સેવકો સાથે આનંદિત થઈને ઊભા થઈ ગયા અને મસ્તક નમાવીને તેમની વંદના કરવા લાગ્યા. ॥ ૩૩ ॥ દેવર્ષિ નારદજી આસનનો સ્વીકાર કરીને બેસી ગયા ત્યારે ભગવાને તેમની વિધિપૂર્વક પૂજા કરી અને પોતાની શ્રદ્ધાથી તેમને સંતુષ્ટ કરીને મધુરવાણીથી બોલ્યા—॥ ૩૪ ॥ 'દેવર્ષિ! અત્યારે ત્રણે લોકમાં કુશળ-મંગળ તો છે ને? આપ ત્રણે લોકમાં વિચરણ કરતા રહો છો, અમને એ બહુ મોટો લાભ છે કે, ઘેર બેઠાં બધાના સમાચાર મળી જાય છે. ॥ ૩૫ ॥ ઈશ્વર દ્વારા રચાયેલા ત્રણે લોકમાં એવું કોઈ રહસ્ય નથી, જેને આપ જાણતા ન હો. તેથી અમે આપની પાસેથી એ જાણવા માગીએ છીએ કે, યુધિષ્ઠિર વગેરે પાંડવો આ સમયે શું કરવા ઇચ્છે છે?' ॥ ૩૬ ॥

*શ્રીનારદ ઉવાચ*

દૃષ્ટા મયા તે બહુશો દુરત્યયા
માયા વિભો વિશ્વસૃજશ્ચ માયિનઃ ।
ભૂતેષુ ભૂમંશ્ચરતઃ સ્વશક્તિભિ-
ર્વહ્નેરિવ ચ્છન્નરુચો ન મેઽદ્ભુતમ્ ॥ ૩૭॥

તવેહિતં કોઽર્હતિ સાધુ વેદિતું
સ્વમાયયેદં સૃજતો નિયચ્છતઃ ।
યદ્ વિદ્યમાનાત્મતયાઽવભાસતે
તસ્મૈ નમસ્તે સ્વવિલક્ષણાત્મને ॥ ૩૮॥

જીવસ્ય યઃ સંસરતો વિમોક્ષણં
ન જાનતોઽનર્થવહાચ્છરીરતઃ ।
લીલાવતારૈઃ સ્વયશઃપ્રદીપકં
પ્રાજ્વાલયત્ ત્વા તમહં પ્રપદ્યે ॥ ૩૯॥

અથાપ્યાશ્રાવયે બ્રહ્મ નરલોકવિડમ્બનમ્ ।
રાજ્ઞઃ પૈતૃષ્વસેયસ્ય ભક્તસ્ય ચ ચિકીર્ષિતમ્ ॥ ૪૦॥

યક્ષ્યતિ ત્વાં મખેન્દ્રેણ રાજસૂયેન પાણ્ડવઃ ।
પારમેષ્ઠ્યકામો નૃપતિસ્તદ્ ભવાનનુમોદતામ્ ॥ ૪૧॥

તસ્મિન્ દેવ ક્રતુવરે ભવન્તં વૈ સુરાદયઃ ।
દિદૃક્ષવઃ સમેષ્યન્તિ રાજાનશ્ચ યશસ્વિનઃ ॥ ૪૨॥

શ્રવણાત્ કીર્તનાદ્ ધ્યાનાત્ પૂયન્તેઽન્તેવસાયિનઃ ।
તવ બ્રહ્મમયસ્યેશ કિમુતેક્ષાભિમર્શિનઃ ॥ ૪૩॥

યસ્યામલં દિવિ યશઃ પ્રથિતં રસાયાં
ભૂમૌ ચ તે ભુવનમઙ્ગલ દિગ્વિતાનમ્ ।
મન્દાકિનીતિ દિવિ ભોગવતીતિ ચાધો
ગઙ્ગેતિ ચેહ ચરણામ્બુ પુનાતિ વિશ્વમ્ ॥ ૪૪॥

દેવર્ષિ નારદજીએ કહ્યું – સર્વવ્યાપક અનંત! આપ વિશ્વના નિર્માતા છો અને એટલા મોટા માયાવી છો કે, મોટા-મોટા માયાવી બ્રહ્માજી વગેરે આપની માયાને સમજી શકતા નથી! પ્રભુ! આપ સર્વના ઘટ-ઘટમાં પોતાની અચિન્ત્યશક્તિથી વ્યાપ્ત છો – બરાબર એ જ રીતે કે જેમ અગ્નિ લાકડામાં વ્યાપ્ત છે. લોકોની દૃષ્ટિ સત્ત્વ વગેરે ગુણોમાં જ અટકેલી રહે છે, તેથી તેઓ આપને નથી જોઈ શકતા. મેં એક જ વાર નહિ, અનેકવાર આપની માયા જોઈ છે. તેથી આપ આ પ્રમાણે અજાણ્યા થઈને પાંડવોના સમાચાર પૂછો છો એમાં મને કોઈ આશ્ચર્ય થતું નથી. ॥ ૩૭ ॥ ભગવન્! આપ પોતાની માયાથી જ આ જગતની રચના અને સંહાર કરો છો, અને આપની માયાને લીધે જ આ જગત અસત્ય હોવા છતાં સત્ય ભાસે છે. આપ ક્યારે શું કરવા ઇચ્છો છો, એ વાત સારી પેઠે કોણ સમજી શકે છે? આપનું સ્વરૂપ સર્વથા અચિન્ત્ય છે. હું તો માત્ર આપને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૩૮ ॥ શરીર અને તેની સાથે સંબંધ રાખવાવાળી વાસનાઓમાં ફસાઈને જીવ જન્મ-મૃત્યુના ચકરાવામાં ભટકતો રહે છે તથા તે જાણતો નથી કે, 'હું આ શરીરથી કઈ રીતે મુક્ત થઈ શકું છું.' વાસ્તવમાં તેના કલ્યાણ માટે આપ અનેક પ્રકારના લીલા-અવતારો ગ્રહણ કરીને પોતાની પવિત્ર કીર્તિરૂપી દીપક પ્રજ્જ્વલિત કરી દો છો, જેના આધારે તે આ અનર્થકારી સંસારથી મુક્ત થઈ શકે. તેથી હું આપના શરણમાં છું. ॥ ૩૯ ॥ પ્રભુ! આપ સ્વયં પરબ્રહ્મ છો. તો પણ મનુષ્ય જેવી લીલાનું નાટક કરતા રહીને મને પૂછી રહ્યા છો. તેથી આપના ફોઈના દીકરા-ભાઈ અને પ્રેમી ભક્ત યુધિષ્ઠિર શું કરવા ઇચ્છે છે, એ વાત હું તમને કહું છું. ॥ ૪૦ ॥ એમાં શંકા નથી કે, બ્રહ્મલોકમાં જે ભોગ પ્રાપ્ત થઈ શકે છે, તે રાજા યુધિષ્ઠિરને અહીં જ પ્રાપ્ત છે. તેમને કોઈ વસ્તુની કામના નથી. તેમ છતાં તેઓ શ્રેષ્ઠ એવા રાજસૂય યજ્ઞ દ્વારા આપની પ્રાપ્તિ માટે આપની આરાધના કરવા ઇચ્છે છે. આપ કૃપા કરીને તેમની આ અભિલાષાનું અનુમોદન કરો. ॥ ૪૧ ॥ ભગવન્! તે શ્રેષ્ઠયજ્ઞમાં આપનાં દર્શન કરવા માટે મોટા-મોટા દેવતાઓ અને યશસ્વી રાજાઓ આવશે. ॥ ૪૨ ॥ પ્રભુ! આપ સ્વયં વિજ્ઞાનાનંદઘન બ્રહ્મ છો. આપના શ્રવણ, કીર્તન અને ધ્યાનમાત્રથી ચાંડાળો પણ પવિત્ર થઈ જાય છે. પછી જેને આપનાં દર્શન અને સ્પર્શ મળે છે, તેમના માટે તો કહેવાનું જ શું છે? ॥ ૪૩ ॥ ત્રિભુવન-મંગલ! આપની નિર્મલ કીર્તિ સમસ્ત દિશાઓ તથા સ્વર્ગ, પૃથ્વી પાતાળમાં પણ છવાઈ રહી છે; બરાબર તે જ પ્રમાણે જેમ આપના ચરણામૃતની ધારા સ્વર્ગમાં મંદાકિની, પાતાલમાં ભોગવતી અને મૃત્યુલોકમાં ગંગાના નામથી પ્રવાહિત થઈને સંપૂર્ણ વિશ્વને પવિત્ર કરી રહી છે. ॥ ૪૪ ॥

*શ્રીશુક ઉવાચ*

**તત્ર તેષ્વાત્મપક્ષેષ્વગૃહ્ણત્સુ વિજિગીષયા ।**
**વાચઃપેશૈઃ સ્મયન્ ભૃત્યમુદ્ધવં પ્રાહ કેશવઃ ॥ ૪૫॥**

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! સભામાં જેટલા યાદવો બેઠા હતા, તેઓ એ વાત માટે અત્યંત ઉત્સાહિત થઈ રહ્યા હતા કે, પ્રથમ જરાસંધ ઉપર ચઢાઈ કરીને તેને જીતી લેવો. તેથી તેમને નારદજીની વાત ગમી ગઈ. ત્યારે બ્રહ્મા વગેરેના શાસક ભગવાન શ્રીકૃષ્ણે સહેજ હસીને બહુ જ મધુરવાણીમાં ઉદ્ધવજીને કહ્યું - ॥ ૪૫ ॥

*શ્રીભગવાનુવાચ*

**ત્વં હિ નઃ પરમં ચક્ષુઃ સુહૃન્મન્ત્રાર્થતત્ત્વવિત્ ।**
**તથાત્ર બ્રૂહ્યનુષ્ઠેયં શ્રદ્ધ્મઃ કરવામ તત્ ॥ ૪૬॥**

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – 'ઉદ્ધવ! તમે મારા હિતૈષી સુહૃદ છો. શુભ સંમતિ આપવાવાળા અને કાર્યના તત્ત્વને સારી રીતે સમજો છો, તેથી અમે તમને અમારું ઉત્તમ નેત્ર માનીએ છીએ. હવે તમે જ કહો કે, આ વિષયમાં આપણે શું કરવું જોઈએ. તમારી વાતમાં અમને શ્રદ્ધા છે. તેથી હવે તમારી સલાહ પ્રમાણે જ કામ કરીશું. ॥ ૪૬ ॥ જ્યારે ઉદ્ધવજીએ જોયું કે, ભગવાન શ્રીકૃષ્ણ સર્વજ્ઞ હોવા છતાં પણ અજાણ્યાની જેમ સલાહ પૂછી રહ્યા છે, ત્યારે તેઓ તેમની આજ્ઞા માથે ચઢાવીને બોલ્યા. ॥ ૪૭ ॥

**ઈત્યુપામન્ત્રિતો ભર્ત્રા સર્વજ્ઞેનાપિ મુગ્ધવત્ ।**
**નિદેશં શિરસાऽऽધાય ઉદ્ધવઃ પ્રત્યભાષત ॥ ૪૭॥**

═★═

ઈતિ[1] શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે ભગવદ્યાનવિચારે સપ્તતિતમોऽધ્યાયઃ ॥ ૭૦ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત સિત્તેરમો અધ્યાય સમાપ્ત.**

═★═

# એકોતેરમો અધ્યાય

## શ્રીકૃષ્ણ ભગવાનનું ઈન્દ્રપ્રસ્થ પધારવું

*શ્રીશુક ઉવાચ*

**ઈત્યુદીરિતમાકર્ણ્ય દેવર્ષેરુદ્ધવોऽબ્રવીત્ ।**
**સભ્યાનાં મતમાજ્ઞાય કૃષ્ણસ્ય ચ મહામતિઃ ॥ ૧॥**

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને મહામતિ ઉદ્ધવજીએ દેવર્ષિ નારદ, સભાસદો અને ભગવાન શ્રીકૃષ્ણના મત પર વિચાર કર્યો અને પછી તેમણે કહ્યું – ॥ ૧ ॥

*ઉદ્ધવ ઉવાચ*

**યદુક્તમૃષિણા દેવ સાચિવ્યં યક્ષ્યતસ્ત્વયા ।**
**કાર્યં પૈતૃષ્વસેયસ્ય રક્ષા ચ શરણૈષિણામ્ ॥ ૨॥**

**યષ્ટવ્યં રાજસૂયેન દિક્ચક્રજયિના વિભો ।**
**અતો જરાસુતજય ઉભયાર્થો મતો મમ ॥ ૩॥**

**ઉદ્ધવજીએ કહ્યું** – ભગવન્! દેવર્ષિ નારદજીએ આપને એવી સલાહ આપી છે કે, ફોઈના દીકરા-ભાઈ પાંડવોના રાજસૂયયજ્ઞમાં પધારીને તેમને મદદ કરવી જોઈએ. તેમનું આ સૂચન બરાબર જ છે અને સાથે-સાથે શરણાગતોની રક્ષા કરવી એ આપણું કર્તવ્ય છે. ॥ ૨ ॥ પ્રભુ! જ્યારે આપણે આ દૃષ્ટિએ વિચાર કરીએ છીએ કે રાજસૂયયજ્ઞ તે જ કરી શકે છે, જે દશે દિશાઓ પર વિજય પ્રાપ્ત કરી લે, ત્યારે આપણે એ નિર્ણય કોઈ પણ પ્રકારના સંશય વિના કરીએ છીએ કે પાંડવોનો યજ્ઞ અને શરણાગતોની રક્ષા – આમ બન્ને હેતુ માટે જરાસંધને જીતવો જરૂરી છે. ॥ ૩ ॥

૧. પ્રાચીન પ્રતમાં અહીં અધ્યાય સમાપ્ત થતો નથી અને આગળના અધ્યાયના વીસમા શ્લોકના પૂર્વાર્ધ સુધીનો પાઠ ખંડિત છે.

અસ્માકં ચ મહાનર્થો હ્યેતેનૈવ ભવિષ્યતિ ।
યશશ્ચ તવ ગોવિન્દ રાજ્ઞો બદ્ધાન્ વિમુઞ્ચતઃ ॥ ૪॥

સ વૈ દુર્વિષહો રાજા નાગાયુતસમો બલે ।
બલિનામપિ ચાન્યેષાં ભીમં સમબલં વિના ॥ ૫॥

દ્વૈરથે સ તુ જેતવ્યો મા શતાક્ષૌહિણીયુતઃ ।
બ્રહ્મણ્યોઽભ્યર્થિતો વિપ્રૈર્ન પ્રત્યાખ્યાતિ કર્હિચિત્ ॥ ૬॥

બ્રહ્મવેષધરો ગત્વા તં ભિક્ષેત વૃકોદરઃ ।
હનિષ્યતિ ન સન્દેહો દ્વૈરથે તવ સન્નિધૌ ॥ ૭॥

નિમિત્તં પરમીશસ્ય વિશ્વસર્ગનિરોધયોઃ ।
હિરણ્યગર્ભઃ શર્વશ્ચ કાલસ્યારૂપિણસ્તવ ॥ ૮॥

ગાયન્તિ તે વિશદકર્મ ગૃહેષુ દેવ્યો
રાજ્ઞાં સ્વશત્રુવધમાત્મવિમોક્ષણં ચ ।
ગોપ્યશ્ચ કુઞ્જરપતેર્જનકાત્મજાયાઃ
પિત્રોશ્ચ લબ્ધશરણા મુનયો વયં ચ ॥ ૯॥

જરાસન્ધવધઃ કૃષ્ણ ભૂર્યર્થાયોપકલ્પતે ।
પ્રાયઃ પાકવિપાકેન તવ ચાભિમતઃ ક્રતુઃ ॥ ૧૦॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુદ્ધવવચો રાજન્ સર્વતોભદ્રમચ્યુતમ્ ।
દેવર્ષિર્યદુવૃદ્ધાશ્ચ કૃષ્ણશ્ચ પ્રત્યપૂજયન્ ॥ ૧૧॥

અથાદિશત્ પ્રયાણાય ભગવાન્ દેવકીસુતઃ ।
ભૃત્યાન્ દારુકજૈત્રાદીનનુજ્ઞાપ્ય ગુરૂન્ વિભુઃ ॥ ૧૨॥

નિર્ગમય્યાવરોધાન્ સ્વાન્ સસુતાન્ સપરિચ્છદાન્ ।
સઙ્કર્ષણમનુજ્ઞાપ્ય યદુરાજં ચ શત્રુહન્ ।
સૂતોપનીતં સ્વરથમારુહદ્ ગરુડધ્વજમ્ ॥ ૧૩॥

પ્રભુ! માત્ર જરાસંધને જીતી લેવાથી જ આપણો મહાન્ ઉદ્દેશ સફળ થઈ જશે, સાથે-સાથે તેના દ્વારા બંદી બનાવેલા રાજાઓની મુક્તિ અને તેના કારણે આપને સુયશ પ્રાપ્ત થશે. ॥ ૪ ॥ રાજા જરાસંધ મોટા-મોટા રાજાઓમાં પણ દાંત ખાટા કરી દે છે; કેમકે, દશ હજાર હાથીઓનું તેનામાં બળ છે. તેને જો હરાવી શકે તો માત્ર ભીમસેન જ. કેમકે, તેઓ પણ તેના જેવા જ બળવાન છે. ॥ ૫ ॥ તેને દ્વંદ્વયુદ્ધમાં એક વીર જીતી લે, એ જ બધાથી ઉત્તમ છે. સો અક્ષૌહિણી સેના લઈને તે જ્યારે યુદ્ધ માટે ઊભો થશે, ત્યારે તેને જીતવો સરળ નહીં થાય. જરાસંધ બહુ મોટો બ્રાહ્મણ-ભક્ત છે. જો બ્રાહ્મણો તેની પાસેથી કોઈ વાતની યાચના કરે તો તે બ્રાહ્મણોની ઇચ્છા અવશ્ય પૂરી કરે છે. ॥ ૬ ॥ તેથી ભીમસેન બ્રાહ્મણના વેશમાં જઈને તેની પાસે યુદ્ધની ભિક્ષા માગે. ભગવન્! એમા શંકા નથી કે, જો આપની ઉપસ્થિતિમાં ભીમસેન અને જરાસંધનું દ્વંદ્વયુદ્ધ થાય, તો ભીમસેન તેને મારી નાંખશે. ॥ ૭ ॥ પ્રભુ! આપ સર્વશક્તિમાન, રૂપરહિત કાલસ્વરૂપ છો. વિશ્વની સૃષ્ટિ અને પ્રલય આપની જ શક્તિથી થાય છે. બ્રહ્મા અને શંકર તો તેમાં નિમિત્તમાત્ર છે. (આ પ્રમાણે જરાસંધનો વધ આપની શક્તિથી જ થશે, ભીમસેન તો માત્ર તેમાં નિમિત્ત બનશે.) ॥ ૮ ॥ જ્યારે આ રીતે આપ જરાસંધનો વધ કરી નાખશો, ત્યારે કેદમાં પડેલા રાજાઓની રાણીઓ, તેમના મહેલોમાં આપની વિશુદ્ધ લીલાનું ગાન કરશે કે, આપે તેમના શત્રુનો નાશ કરી દીધો અને તેમના પતિઓને છોડાવી દીધા. બરાબર તે જ પ્રમાણે જેમ ગોપીઓ શંખચૂડથી છોડાવવાની લીલાનું, આપના શરણાગત મુનિલોકો ગજેન્દ્રની તથા રાવણ પાસેથી જાનકીજીની મુક્તિની લીલાનું તથા અમે લોકો આપના માતા-પિતાને કંસના કારાગારમાંથી છોડાવવાની લીલાનું ગાન કરીએ છીએ. ॥ ૯ ॥ તેથી હે પ્રભુ! જરાસંધનો વધ અનેક પ્રયોજનો સિદ્ધ કરી દેશે. બંદી રાજાઓના પુણ્ય-પરિણામથી અથવા જરાસંધના પાપ-પરિણામથી સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપ પણ અત્યારે રાજસૂય યજ્ઞ થાય તેવું ઇચ્છો છો. (તેથી આપ પ્રથમ ત્યાં પધારો.) ॥ ૧૦ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ઉદ્ધવજીની આ સલાહ બધી રીતે હિતકર અને નિર્દોષ હતી. દેવર્ષિ નારદ, યાદવોના વડીલ-વૃદ્ધો અને સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પણ તેમની વાતનું સમર્થન કર્યું. ॥ ૧૧ ॥ હવે અંતર્યામી ભગવાન શ્રીકૃષ્ણે વસુદેવજી વગેરે ગુરુજનોની અનુમતિ લઈને દારુક, જૈત્ર વગેરે સેવકોને ઈન્દ્રપ્રસ્થ જવાની તૈયારી કરવાની આજ્ઞા કરી. ॥ ૧૨ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે યાદવપતિ ઉગ્રસેન અને બલરામની આજ્ઞા લઈને પરિવાર સાથે રાણીઓ અને તેમના બધા રસાલાને આગળ રવાના કરીને પછી દારુકે લાવેલા ગરુડધ્વજ રથમાં બેઠા. ॥ ૧૩ ॥

તતો રથદ્વિપભટસાદિનાયકૈઃ
કરાલયા પરિવૃત આત્મસેનયા ।
મૃદઙ્ગભેર્યાનકશઙ્ખગોમુખૈઃ
પ્રઘોષઘોષિતકકુભો નિરાક્રમત્ ॥ ૧૪॥

નૃવાજિકાઞ્ચનશિબિકાભિરચ્યુતં
સહાત્મજાઃ પતિમનુ સુવ્રતા યયુઃ ।
વરામ્બરાભરણવિલેપનસ્રજઃ
સુસંવૃતા નૃભિરસિચર્મપાણિભિઃ ॥ ૧૫॥

નરોષ્ટ્રગોમહિષખરાશ્વતર્યનઃ-
કરેણુભિઃ પરિજનવારયોષિતઃ ।
સ્વલઙ્કૃતાઃ કટકુટિકમ્બલામ્બરા-
દ્યુપસ્કરા યયુરધિયુજ્ય સર્વતઃ ॥ ૧૬॥

બલં બૃહદ્ધ્વજપટછત્રચામરૈ-
ર્વરાયુધાભરણકિરીટવર્મભિઃ ।
દિવાંશુભિસ્તુમુલરવં બભૌ રવે-
ર્યથાર્ણવઃ ક્ષુભિતતિમિઙ્ગિલોર્મિભિઃ ॥ ૧૭॥

અથો મુનિર્યદુપતિના સભાજિતઃ
પ્રણમ્ય તં હૃદિ વિદધદ્ વિહાયસા ।
નિશમ્ય તદ્વ્યવસિતમાહૃતાર્હણો
મુકુન્દસન્દર્શનનિર્વૃતેન્દ્રિયઃ ॥ ૧૮॥

રાજદૂતમુવાચેદં ભગવાન્ પ્રીણયન્ ગિરા ।
મા ભૈષ્ટ દૂત ભદ્રં વો ઘાતયિષ્યામિ માગધમ્ ॥ ૧૯॥

ઇત્યુક્તઃ પ્રસ્થિતો દૂતો યથાવદવદન્નૃપાન્ ।
તેઽપિ સન્દર્શનં શૌરેઃ પ્રત્યૈક્ષન્ યન્મુમુક્ષવઃ ॥ ૨૦॥

આનર્તસૌવીરમરૂંસ્તીર્ત્વા વિનશનં હરિઃ ।
ગિરીન્ નદીરતીયાય પુરગ્રામવ્રજાકરાન્ ॥ ૨૧॥

ત્યાર પછી રથ, હાથી, ઘોડેસવારો અને પાયદળની બહુ મોટી સેના સાથે તેમણે પ્રસ્થાન કર્યું. તેમની વિદાય વેળાએ મૃદંગ, નગારાં, ઢોલ, શંખ અને શૃંગવાદ્યોના મોટા ધ્વનિથી દશે દિશાઓ ગુંજી ઊઠી. ॥ ૧૪ ॥ સતીશિરોમણિ રુક્મિણીજી વગેરે હજારો શ્રીકૃષ્ણની પત્નીઓ પોતાનાં સંતાનો સાથે સુંદર-સુંદર વસ્ત્રાભૂષણ, ચંદન, અંગરાગ અને પુષ્પોના હાર વગેરેથી સજી-ધજીને ડોલીઓ, રથ અને સોનાની પાલખીઓમાં બેસીને પોતાના પતિદેવ ભગવાન શ્રીકૃષ્ણની સાથે ચાલી. પાયદળ સૈનિકો હાથમાં ઢાલ-તલવાર લઈને તેમની રક્ષા કરતા રહીને ચાલતા હતા. ॥ ૧૫ ॥ એ જ પ્રમાણે સેવકોની સ્ત્રીઓ અને વારાંગનાઓ સારી પેઠે શૃંગાર સજીને સાદડીઓના તંબુઓ તથા કામળા વગેરે વસ્ત્રોરૂપી સરસામાનને ગાડાંઓ ઉપર બાંધીને ઊંટો, બળદો, પાડા, ગધેડાં, ખચ્ચરો તેમજ હાથીઓનાં વાહનો પર બેસીને ચાલવા લાગી. ॥ ૧૬ ॥ જેમ મગરમચ્છ અને તરંગો ઊછળવાથી ક્ષુબ્ધ સમુદ્ર શોભે છે, બરાબર તે જ પ્રમાણે અત્યંત ઘોંઘાટવાળું તે સૈન્ય, મોટી ધજાઓ, છત્રો, ચામરો, ઉત્તમ આયુધો, અલંકારો, મુગટો તથા બખ્તરોથી તથા દિવસે તેના પર પડતાં સૂર્યનાં કિરણોથી પ્રકાશિત થઈ રહેલી ભગવાન શ્રીકૃષ્ણની સેના અત્યંત શોભી ઊઠી. ॥ ૧૭ ॥ દેવર્ષિ નારદજી ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સમ્માનિત થઈને અને તેમના નિશ્ચયને સાંભળીને બહુ પ્રસન્ન થયા. ભગવાનનાં દર્શનથી તેમનું હૃદય અને બધી ઇન્દ્રિયો પરમાનંદમાં મગ્ન થઈ ગઈ. વિદાય વખતે ભગવાન શ્રીકૃષ્ણે તેમનું અનેક પ્રકારની સામગ્રીઓથી પૂજન કર્યું. હવે દેવર્ષિ નારદજીએ તેમને મનમાં જ પ્રણામ કર્યા અને તેમના દિવ્ય વિગ્રહને હૃદયમાં ધારણ કરીને આકાશમાર્ગે પ્રસ્થાન કર્યું. ॥ ૧૮ ॥ ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે જરાસંધના બંદી રાજાઓના દૂતને મધુર વાણીથી આશ્વાસન આપતાં કહ્યું – 'દૂત! તમે તમારા રાજાઓને જઈને કહેજો કે – ડરશો નહિ! તમારું કલ્યાણ થાઓ. હું જરાસંધને મરાવી નાખીશ.' ॥ ૧૯ ॥ ભગવાનની આવી આજ્ઞા લઈને તે દૂત ગિરિવ્રજ ચાલ્યો ગયો અને રાજાઓને ભગવાન શ્રીકૃષ્ણનો સંદેશો યથાવત્ કહી સંભળાવ્યો. તે રાજાઓ પણ કારાગૃહમાંથી છૂટવા માટે ભગવાનના શીઘ્ર આગમનની રાહ જોવા લાગ્યા. ॥ ૨૦ ॥

પરીક્ષિત! હવે ભગવાન શ્રીકૃષ્ણ આનર્ત, સૌવીર, મરુ, કુરુક્ષેત્ર અને તેની વચ્ચે આવતાં પર્વતો, નદીઓ, નગરો, ગામડાઓ, આહીરોની વસ્તીઓ તથા ખાણોને પાર કરતા રહીને આગળ વધવા લાગ્યા. ॥ ૨૧ ॥

તતો દૃષદ્વતીં તીર્ત્વા મુકુન્દોઽથ સરસ્વતીમ્ ।
પઞ્ચાલાનથ મત્સ્યાંશ્ચ શક્રપ્રસ્થમથાગમત્ ॥ ૨૨॥

તમુપાગતમાકર્ણ્ય પ્રીતો દુર્દર્શનં નૃણામ્ ।
અજાતશત્રુર્નિરગાત્ સોપાધ્યાયઃ સુહૃદ્વૃતઃ ॥ ૨૩॥

ગીતવાદિત્રઘોષેણ બ્રહ્મઘોષેણ ભૂયસા ।
અભ્યયાત્ સ હૃષીકેશં પ્રાણાઃ પ્રાણમિવાદૃતઃ ॥ ૨૪॥

દૃષ્ટ્વા વિક્લિન્નહૃદયઃ કૃષ્ણં સ્નેહેન પાણ્ડવઃ ।
ચિરાદ્ દૃષ્ટં પ્રિયતમં સસ્વજેઽથ પુનઃ પુનઃ ॥ ૨૫॥

દોર્ભ્યાં પરિષ્વજ્ય રમામલાલયં
મુકુન્દગાત્રં નૃપતિર્હતાશુભઃ ।
લેભે પરાં નિર્વૃતિમશ્રુલોચનો
હૃષ્યત્તનુર્વિસ્મૃતલોકવિભ્રમઃ ॥ ૨૬॥

તં માતુલેયં પરિરભ્ય નિર્વૃતો
ભીમઃ સ્મયન્ પ્રેમજવાકુલેન્દ્રિયઃ[1] ।
યમૌ કિરીટી ચ સુહૃત્તમં મુદા
પ્રવૃદ્ધબાષ્પાઃ પરિરેભિરેઽચ્યુતમ્ ॥ ૨૭॥

અર્જુનેન પરિષ્વક્તો યમાભ્યામભિવાદિતઃ ।
બ્રાહ્મણેભ્યો નમસ્કૃત્ય વૃદ્ધેભ્યશ્ચ યથાર્હતઃ ॥ ૨૮॥

માનિતો[2] માનયામાસ કુરુસૃઞ્જયકૈકયાન્ ।
સૂતમાગધગન્ધર્વા વન્દિનશ્ચોપમન્ત્રિણઃ ॥ ૨૯॥

મૃદઙ્ગશઙ્ખપટહવીણાપણવગોમુખૈઃ[3] ।
બ્રાહ્મણાશ્ચારવિન્દાક્ષં તુષ્ટુવુર્નનૃતુર્જગુઃ ॥ ૩૦॥

એવં સુહૃદ્ભિઃ પર્યસ્તઃ પુણ્યશ્લોકશિખામણિઃ ।
સંસ્તૂયમાનો ભગવાન્ વિવેશાલઙ્કૃતં પુરમ્ ॥ ૩૧॥

ભગવાન મુકુન્દ રસ્તામાં દૃષદ્વતી અને સરસ્વતી નદી પાર કરીને પાંચાલ અને મત્સ્ય દેશોમાં થઈ ઇન્દ્રપ્રસ્થ પહોંચ્યા. ॥ ૨૨ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન અત્યંત દુર્લભ છે. જ્યારે અજાતશત્રુ મહારાજ યુધિષ્ઠિરને એવા સમાચાર મળ્યા કે, ભગવાન પધારી ગયા છે, ત્યારે તેમનું રોમે-રોમ આનંદથી ખીલી ઊઠ્યું. તેઓ પોતાના આચાર્યો અને સ્વજન-સંબંધીઓની સાથે ભગવાનનું સામૈયું કરવા નગરની બહાર આવ્યા. ॥ ૨૩ ॥ મંગલ ગીતો ગવાતાં હતાં, વાજિન્ત્રો વાગતાં હતાં, ઘણા બ્રાહ્મણો ઊંચા સ્વરે વેદમંત્રોનું ઉચ્ચારણ કરવા લાગ્યા. આ પ્રમાણે તેઓ બહુ જ આદરપૂર્વક હૃષિકેશ ભગવાનનું સ્વાગત કરવા માટે ચાલ્યા, જાણે ઇન્દ્રિયો મુખ્ય પ્રાણને મળવા જઈ રહી હોય! ॥ ૨૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણને જોઈને રાજા યુધિષ્ઠિરનું હૃદય સ્નેહની અધિકતાથી ગદ્ગદ થઈ ગયું. તેમને ઘણા દિવસે પોતાના પ્રિયતમ ભગવાન શ્રીકૃષ્ણને જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેથી તેઓ તેમને વારંવાર પોતાના હૃદયે ચાંપતા હતા. ॥ ૨૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણનો શ્રીવિગ્રહ ભગવતી લક્ષ્મીજીનું પવિત્ર અને એકમાત્ર નિવાસસ્થાન છે. રાજા યુધિષ્ઠિર પોતાની બે ભુજાઓથી તેમનું આલિંગન કરીને સમસ્ત પાપ-તાપોથી મુક્ત થઈ ગયા. તેઓ પૂર્ણરૂપે પરમાનંદના સાગરમાં ડૂબી ગયા. નેત્રોમાં આંસુ છલકાઈ આવ્યાં, અંગ-અંગ પુલકિત થઈ ગયું. તેમને આ વિશ્વ-પ્રપંચનું સ્હેજ પણ સ્મરણ ન રહ્યું. ॥ ૨૬ ॥ ત્યાર પછી ભીમસેને હસતાં-હસતાં પોતાના મામાના દીકરા-ભાઈ શ્રીકૃષ્ણનું આલિંગન કર્યું. આનાથી તેમને બહુ ખુશી થઈ. તે વખતે તેઓ એટલા ભાવવિભોર થઈ ગયા કે તેમને જાણે બહારની વિસ્મૃતિ થઈ ગઈ. નકુલ, સહદેવ અને અર્જુને પણ પોતાના પરમ પ્રિયતમ અને હિતૈષી ભગવાન શ્રીકૃષ્ણનું બહુ જ આનંદપૂર્વક આલિંગન પ્રાપ્ત કર્યું, ત્યારે તેમનાં નેત્રોમાં આંસુઓની ભરતી આવી ગઈ! ॥ ૨૭ ॥ અર્જુને ફરી ભગવાનનું આલિંગન કર્યું, નકુલ અને સહદેવે અભિવાદન કર્યું અને સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે બ્રાહ્મણો અને કુરુવંશના વડીલ-વૃદ્ધોને યથાયોગ્ય નમસ્કાર કર્યા. ॥ ૨૮ ॥ કુરુ, સૃઞ્જય અને કેકય દેશના રાજાઓએ ભગવાન શ્રીકૃષ્ણનું સન્માન કર્યું અને ભગવાન શ્રીકૃષ્ણે પણ તેમનો યથોચિત સત્કાર કર્યો. સૂત, માગધ, બંદીજન અને બ્રાહ્મણો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા તથા ગન્ધર્વો, નટો, વિદૂષકો વગેરે મૃદંગ, શંખ, નગારાં, વીણા, ઢોલ અને શૃંગવાદ્યો વગાડી-વગાડીને કમલનયન ભગવાન શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા માટે નાચવા-ગાવા લાગ્યા. ॥ ૨૯-૩૦ ॥ આ પ્રમાણે પરમ યશસ્વી ભગવાન શ્રીકૃષ્ણે પોતાના સુહૃદ-સ્વજનો સાથે બધી રીતે સુસજ્જ ઇન્દ્રપ્રસ્થ નગરમાં પ્રવેશ કર્યો. તે સમયે લોકો પરસ્પર ભગવાન શ્રીકૃષ્ણની પ્રશંસા કરતા ચાલી રહ્યા હતા. ॥ ૩૧ ॥

૧. પ્રેમજલાકુલેન્દ્રિયઃ । ૨. માનિનો । ૩. ૦પણવવેણુભિઃ ।

સંસિક્તવર્ત્મ કરિણાં મદગન્ધતોયૈ-
શ્ચિત્રધ્વજૈઃ કનકતોરણપૂર્ણકુમ્ભૈઃ ।
મૃષ્ટાત્મભિર્નવદુકૂલવિભૂષણસ્રગ્-
ગન્ધૈર્નૃભિર્યુવતિભિશ્ચ વિરાજમાનમ્ ॥ ૩૨॥

ઉદ્દીપ્તદીપબલિભિઃ પ્રતિસદ્મજાલ-
નિર્યાતધૂપરુચિરં વિલસત્પતાકમ્ ।
મૂર્ધન્યહેમકલશૈ રજતોરુશૃઙ્ગૈ-
ર્જુષ્ટં દદર્શ ભવનૈઃ કુરુરાજધામ ॥ ૩૩॥

પ્રાપ્તં નિશમ્ય નરલોચનપાનપાત્ર-
મૌત્સુક્યવિશ્લથિતકેશદુકૂલબન્ધાઃ ।
સદ્યો વિસૃજ્ય ગૃહકર્મ પતીંશ્ચ તલ્પે
દ્રષ્ટું યયુર્યુવતયઃ સ્મ નરેન્દ્રમાર્ગે ॥ ૩૪॥

તસ્મિન્ સુસઙ્કુલ ઇભાશ્વરથદ્વિપદ્ભિઃ
કૃષ્ણં સભાર્યમુપલભ્ય ગૃહાધિરૂઢાઃ ।
નાર્યો વિકીર્ય કુસુમૈર્મનસોપગુહ્ય
સુસ્વાગતં વિદધુરુત્સ્મયવીક્ષિતેન ॥ ૩૫॥

ઊચુઃ સ્ત્રિયઃ પથિ નિરીક્ષ્ય મુકુન્દપત્ની-
સ્તારા યથોડુપસહાઃ કિમકાર્યમૂભિઃ ।
યચ્ચક્ષુષાં પુરુષમૌલિરુદારહાસ-
લીલાવલોકકલયોત્સવમાતનોતિ ॥ ૩૬॥

તત્ર તત્રોપસઙ્ગમ્ય પૌરા મઙ્ગલપાણયઃ ।
ચક્રુઃ સપર્યાં કૃષ્ણાય શ્રેણીમુખ્યા હતૈનસઃ ॥ ૩૭॥

અન્તઃપુરજનૈઃ પ્રીત્યા મુકુન્દઃ ફુલ્લલોચનૈઃ ।
સસમ્ભ્રમૈરભ્યુપેતઃ પ્રાવિશદ્ રાજમન્દિરમ્ ॥ ૩૮॥

ઇન્દ્રપ્રસ્થ નગરના માર્ગો અને શેરીઓ પર મદમસ્ત હાથીઓના મદગંધથી તથા સુગન્ધિત જલથી છંટકાવ કરવામાં આવ્યો હતો. રંગ-બેરંગી ધજાઓ, સોનેરી તોરણો, જળથી પૂર્ણ સોનાના કળશો અને નાહી-ધોઈ સ્વચ્છ થઈ નવાં વસ્ત્રો, અલંકારો, પુષ્પની માળાઓ તથા ચંદનનાં વિલેપનોથી સજ્જ પુરુષો તથા સ્ત્રીઓથી નગર શોભી રહ્યું હતું. ॥ ૩૨ ॥ વળી ઘેર-ઘેર પ્રકાશતા દીવડાઓથી દિવાળી જેવી શોભા દેખાતી હતી. દરેક ઘરના ઝરૂખામાં સુગંધિત ધૂપનો નીકળી રહેલો ધુમાડો બહુ સુંદર લાગતો હતો. બધા આવાસો પર ધજાઓ ફરકી રહી હતી તથા સુવર્ણના કળશો તથા ચાંદીના શિખરો ઝળહળી રહ્યા હતા. ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રકારના મહેલોથી પરિપૂર્ણ પાંડવોની રાજધાની ઇન્દ્રપ્રસ્થનગરને નીરખતા રહીને આગળ વધી રહ્યા હતા. ॥ ૩૩ ॥ જ્યારે સ્ત્રીઓએ સાંભળ્યું કે, મનુષ્યનાં નેત્રો માટે અત્યંત દર્શનીય ભગવાન શ્રીકૃષ્ણ રાજમાર્ગ પર આવી રહ્યા છે, ત્યારે તેમનાં દર્શનની ઉત્સુકતાના આવેગથી તેમના કેશ અને વસ્ત્રબંધ ઢીલા થઈ ગયા. તેમણે ઘરનું કામકાજ તો છોડી જ દીધું, પરંતુ શય્યામાં સૂતેલા પોતાના પતિને પણ છોડીને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે રાજમાર્ગ પર દોડી આવી. ॥ ૩૪ ॥ માર્ગ પર હાથી, ઘોડા, રથ અને પાયદળની ભીડ જામી હતી. તે સ્ત્રીઓએ અટારીઓ પર ચઢીને રાણીઓ સહિત ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં, તેમના ઉપર પુષ્પો પધરાવ્યાં અને મનથી જ આલિંગન કર્યું તથા પ્રેમાળ હાસ્ય અને સ્નેહભરી દૃષ્ટિથી તેમનું સારી પેઠે સ્વાગત કરવા લાગી. ॥ ૩૫ ॥ નગરની સ્ત્રીઓ રાજપથ પર ચન્દ્રમાની સાથે શોભતાં નક્ષત્રો જેવી જ શ્રીકૃષ્ણની પત્નીઓને જોઈને પરસ્પર કહેવા લાગી – 'સખી! આ મહાભાગ્યશાળી રાણીઓએ ન જાણે એવું કયું પુણ્ય કર્યું છે, જેના કારણે પુરુષોના મુગટમણિ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ઉદાર હાસ્ય તથા વિલાસપૂર્વક દૃષ્ટિ વડે આ સ્ત્રીઓનાં નેત્રોને આનંદ આપે છે. ॥ ૩૬ ॥ આ રીતે ભગવાન શ્રીકૃષ્ણ રાજમાર્ગ પરથી જઈ રહ્યા હતા. માર્ગમાં અનેક જગાએ મોટી સંખ્યામાં પવિત્ર ધનવાનો – મહાજનો અને કારીગરોએ માંગલિક સામગ્રીઓ લઈ-લઈને ભગવાનની પૂજા-અર્ચના અને સ્વાગત-સત્કાર કર્યા. ॥ ૩૭ ॥

અંતઃપુરની સ્ત્રીઓ ભગવાન શ્રીકૃષ્ણને જોઈને પ્રેમ અને આનંદમગ્ન થઈ ગઈ. તેમણે પોતાનાં પ્રેમ-વિહ્વળ અને આનંદથી ખીલેલાં નેત્રો દ્વારા ભગવાનનું સ્વાગત કર્યું અને શ્રીકૃષ્ણ તેમનો સ્વાગત-સત્કાર સ્વીકારતા રહીને રાજમહેલમાં પધાર્યા. ॥ ૩૮ ॥

પૃથા વિલોક્ય ભ્રાત્રેયં કૃષ્ણં ત્રિભુવનેશ્વરમ્ ।
પ્રીતાત્મોત્થાય પર્યઙ્કાત્ સસ્નુષા પરિષસ્વજે ॥ ૩૯॥

ગોવિન્દં ગૃહમાનીય દેવદેવેશમાદૃતઃ ।
પૂજાયાં નાવિદત્ કૃત્યં પ્રમોદોપહતો નૃપઃ ॥ ૪૦॥

પિતૃષ્વસુર્ગુરુસ્ત્રીણાં કૃષ્ણશ્ચક્રેઽભિવાદનમ્ ।
સ્વયં ચ કૃષ્ણયા રાજન્ ભગિન્યા ચાભિવન્દિતઃ ॥ ૪૧॥

શ્વશ્ર્વા સઞ્ચોદિતા કૃષ્ણા કૃષ્ણપત્નીશ્ચ સર્વશઃ ।
આનર્ચ રુક્મિણીં સત્યાં ભદ્રાં જામ્બવતીં તથા ॥ ૪૨॥

કાલિન્દીં મિત્રવિન્દાં ચ શૈબ્યાં નાગ્નજિતીં સતીમ્[1] ।
અન્યાશ્ચાભ્યાગતા યાસ્તુ વાસઃસ્રઙ્મણ્ડનાદિભિઃ ॥ ૪૩॥

સુખં નિવાસયામાસ ધર્મરાજો જનાર્દનમ્ ।
સસૈન્યં સાનુગામાત્યં સભાર્યં ચ નવં નવમ્ ॥ ૪૪॥

તર્પયિત્વા ખાણ્ડવેન વહ્નિં ફાલ્ગુનસંયુતઃ ।
મોચયિત્વા મયં યેન રાજ્ઞે દિવ્યા સભા કૃતા ॥ ૪૫॥

ઉવાસ કતિચિન્માસાન્ રાજ્ઞઃ પ્રિયચિકીર્ષયા ।
વિહરન્ રથમારુહ્ય ફાલ્ગુનેન ભટૈર્વૃતઃ ॥ ૪૬॥

જ્યારે કુન્તીજીએ પોતાના ત્રિભુવનપતિ ભત્રીજા શ્રીકૃષ્ણને જોયા, ત્યારે તેમનું હૃદય પ્રેમથી ભરાઈ ગયું. તેઓ પલંગ પરથી ઊઠીને પોતાની પુત્રવધૂ દ્રૌપદી સાથે આગળ ગયાં અને ભગવાન શ્રીકૃષ્ણને ભેટી પડ્યાં. ॥ ૩૯ ॥ દેવદેવેશ્વર ભગવાન શ્રીકૃષ્ણને રાજમહેલમાં લાવીને રાજા યુધિષ્ઠિર આદરભાવ અને આનંદની અધિકતાથી આત્મવિસ્મૃત થઈ ગયા; તેમને એ વાતની પણ સ્મૃતિ ન રહી કે ભગવાનની પૂજા કયા ક્રમથી કરવી જોઈએ. ॥ ૪૦ ॥ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના ફોઈ કુંતી અને ગુરુજનોની પત્નીઓનું અભિવાદન કર્યું. તેમના બહેન સુભદ્રા અને દ્રૌપદીએ ભગવાનને નમસ્કાર કર્યા. ॥ ૪૧ ॥ દ્રૌપદીએ પોતાના સાસુ કુન્તીજીની પ્રેરણાથી વસ્ત્ર, આભૂષણ, માળા વગેરેથી રુક્મિણી, સત્યભામા, ભદ્રા, જામ્બવતી, કાલિન્દી, મિત્રવિન્દા, લક્ષ્મણા અને પરમ સાધ્વી સત્યા – ભગવાનની આ પટરાણીઓનો તથા ત્યાં આવેલી કૃષ્ણની અન્ય પત્નીઓનો પણ યથાયોગ્ય સત્કાર કર્યો. ॥ ૪૨-૪૩ ॥ ધર્મરાજ યુધિષ્ઠિરે ભગવાન શ્રીકૃષ્ણને તેમની સેના, સેવકો, મંત્રીઓ અને પત્નીઓની સાથે એવા સ્થાને ઉતારો આપ્યો જ્યાં રોજ નવી-નવી સુખદ સામગ્રીઓ ઉપલબ્ધ હોય. ॥ ૪૪ ॥ અર્જુનની સાથે રહીને ભગવાન શ્રીકૃષ્ણે ખાંડવવનને બાળીને અગ્નિને તૃપ્ત કર્યો હતો અને મયાસુરને તેમાંથી બચાવી લીધો હતો. પરીક્ષિત! તે મયાસુરે જ ધર્મરાજ યુધિષ્ઠિરને માટે ભગવાનની આજ્ઞાથી એક દિવ્ય સભા તૈયાર કરી દીધી. ॥ ૪૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને આનંદિત કરવા માટે કેટલાય મહિના ઇન્દ્રપ્રસ્થમાં જ રોકાયા. તેઓ વખતો-વખત અર્જુનની સાથે રથમાં બેસીને વિહાર કરવા માટે જતા હતા. તે સમયે મોટા-મોટા વીર સૈનિકો પણ તેમની સેવામાં સાથે રહેતા હતા. ॥ ૪૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે કૃષ્ણસ્યેન્દ્રપ્રસ્થગમનં નામૈકસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૧ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત કૃષ્ણનું ઇન્દ્રપ્રસ્થગમન નામનો એકોતેરમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. તથા । ૨. દશમસ્કન્ધે એકસપ્તતિતમોઽધ્યાયઃ ।

# બોતેરમો અધ્યાય

## પાંડવોના રાજસૂયયજ્ઞનું આયોજન અને જરાસંધનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[1]

એકદા તુ સભામધ્યે આસ્થિતો મુનિભિર્વૃતઃ ।
બ્રાહ્મણૈઃ ક્ષત્રિયૈર્વૈશ્યૈર્ભ્રાતૃભિશ્ચ યુધિષ્ઠિરઃ ॥ ૧॥

આચાર્યૈઃ કુલવૃદ્ધૈશ્ચ જ્ઞાતિસમ્બન્ધિબાન્ધવૈઃ ।
શૃણ્વતામેવ ચૈતેષામાભાષ્યેદમુવાચ હ ॥ ૨॥

*યુધિષ્ઠિર ઉવાચ*

ક્રતુરાજેન ગોવિન્દ રાજસૂયેન પાવનીઃ ।
યક્ષ્યે વિભૂતીર્ભવતસ્તત્ સમ્પાદય નઃ પ્રભો ॥ ૩॥

ત્વત્પાદુકે અવિરતં પરિ યે ચરન્તિ
ધ્યાયન્ત્યભદ્રનશને શુચયો ગૃણન્તિ ।
વિન્દન્તિ તે કમલનાભ ભવાપવર્ગ-
માશાસતે યદિ ત આશિષ ઈશ નાન્યે ॥ ૪॥

તદ્ દેવદેવ ભવતશ્ચરણારવિન્દ-
સેવાનુભાવમિહ પશ્યતુ લોક એષઃ ।
યે ત્વાં ભજન્તિ ન ભજન્ત્યુત વોભયેષાં
નિષ્ઠાં પ્રદર્શય વિભો કુરુસૃઞ્જયાનામ્ ॥ ૫॥

ન બ્રહ્મણઃ સ્વપરભેદમતિસ્તવ સ્યાત્
સર્વાત્મનઃ સમદૃશઃ સ્વસુખાનુભૂતેઃ ।
સંસેવતાં[2] સુરતરોરિવ તે પ્રસાદઃ
સેવાઽનુરૂપમુદયો ન વિપર્યયોઽત્ર ॥ ૬॥

*શ્રીભગવાનુવાચ*

સમ્યગ્ વ્યવસિતં રાજન્ ભવતા શત્રુકર્શન ।
કલ્યાણી યેન તે કીર્તિર્લોકાનનુ ભવિષ્યતિ[3] ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એક દિવસ મહારાજ યુધિષ્ઠિર ઘણા બધા મુનિઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ભીમસેન વગેરે ભાઈઓ, આચાર્યો, કુળના વડીલ-વૃદ્ધો, જ્ઞાતિબંધુઓ, સંબંધીઓ અને કુટુંબીઓની સાથે રાજસભામાં બેઠા હતા. તેમણે બધાની સામે ભગવાન શ્રીકૃષ્ણને સંબોધન કરીને આ વાત કહી - ॥ ૧-૨ ॥

**ધર્મરાજ યુધિષ્ઠિરે કહ્યું** – ગોવિન્દ! હું સર્વશ્રેષ્ઠ રાજસૂયયજ્ઞ દ્વારા આપનું અને આપના પરમપવિત્ર વિભૂતિસ્વરૂપ દેવતાઓનું યજન કરવા ઇચ્છું છું. પ્રભુ! આપ કૃપા કરીને મારો આ સંકલ્પ સિદ્ધ કરો એવી પ્રાર્થના છે. ॥ ૩ ॥ કમળનાભ! આપના ચરણની પાદુકાઓ સમસ્ત અમંગળોનો નાશ કરનારી છે. જે લોકો નિરંતર તેમની સેવા કરે છે, ધ્યાન અને સ્તુતિ કરે છે, ખરેખર તેઓ જ પવિત્રાત્મા છે. તેઓ જન્મ-મૃત્યુના ચકરાવામાંથી છૂટી જાય છે. અને જો તેઓ સાંસારિક વિષયોની અભિલાષા કરે, તો તેમને તેમની પણ પ્રાપ્તિ થઈ જાય છે, પરંતુ જે આપનાં ચરણ-કમળોનું શરણ લેતા નથી, તેમને મુક્તિ તો મળતી જ નથી, સંસારના ભોગ પણ મળતા નથી. ॥ ૪ ॥ દેવતાઓના પણ આરાધ્યદેવ! હું ઇચ્છું છું કે સંસારી લોકો આપનાં ચરણકમળોની સેવાનો પ્રભાવ જુએ. પ્રભુ! કુરુવંશી અને સૃઞ્જયવંશી રાજાઓમાં જે લોકો આપની ભક્તિ કરે છે, અને જે નથી કરતા તેમનામાં શો ફરક છે તે સામાન્ય જનતાને દેખાડી દો. ॥ ૫ ॥ પ્રભુ! આપ બધાના આત્મા, સમદર્શી અને સ્વયં સ્વરૂપસુખનો અનુભવ કરનારા સ્વયં બ્રહ્મ છો. આપનામાં 'આ હું છું અને આ બીજો' એવો આપણા-પરાયાનો ભેદભાવ નથી. તેમ છતાં જે આપની સેવા કરે છે, તેમને તેમની ભાવના પ્રમાણે ફળ મળે જ છે, બરાબર તે જ પ્રમાણે જેમ કલ્પવૃક્ષની સેવા કરનારને મળે છે. તે ફળમાં જે ન્યૂનાધિકતા હોય છે, તે તો ન્યૂનાધિક સેવાને અનુરૂપ જ હોય છે. એનાથી આપનામાં વિષમતા અથવા નિર્દયતા વગેરે દોષ આવતા નથી. ॥ ૬ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – શત્રુવિજયી ધર્મરાજ! આપનો નિશ્ચય બહુ જ ઉત્તમ છે. રાજસૂય યજ્ઞ કરવાથી તમારી કલ્યાણકારી કીર્તિ સર્વલોકમાં ફેલાશે. ॥ ૭ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. સંસેવયા । ૩. ચરિષ્યતિ ।

ઋષીણાં પિતૃદેવાનાં સુહૃદામપિ નઃ પ્રભો ।
સર્વેષામપિ ભૂતાનામીપ્સિતઃ ક્રતુરાડયમ્ ॥ ૮॥

વિજિત્ય નૃપતીન્ સર્વાન્ કૃત્વા ચ જગતીં વશે ।
સમ્ભૃત્ય સર્વસમ્ભારાનાહરસ્વ. મહાક્રતુમ્ ॥ ૯॥

એતે તે ભ્રાતરો રાજન્ લોકપાલાંશસમ્ભવાઃ ।
જિતોઽસ્મ્યાત્મવતા તેઽહં દુર્જયો યોઽકૃતાત્મભિઃ ॥ ૧૦॥

ન કશ્ચિન્મત્પરં લોકે તેજસા યશસા શ્રિયા ।
વિભૂતિભિર્વાભિભવેદ્ દેવોઽપિ કિમુ પાર્થિવઃ ॥ ૧૧॥

શ્રીશુક ઉવાચ

નિશમ્ય ભગવદ્ગીતં પ્રીતઃ ફુલ્લમુખામ્બુજઃ ।
ભ્રાતૄન્ દિગ્વિજયેઽયુઙ્ક્ત વિષ્ણુતેજોપબૃંહિતાન્ ॥ ૧૨॥

સહદેવં દક્ષિણસ્યામાદિશત્ સહ સૃઞ્જયૈઃ ।
દિશિ પ્રતીચ્યાં નકુલમુદીચ્યાં સવ્યસાચિનમ્ ।
પ્રાચ્યાં વૃકોદરં મત્સ્યૈઃ કેકયૈઃ સહ મદ્રકૈઃ ॥ ૧૩॥

તે વિજિત્ય નૃપાન્ વીરા આજહ્રુર્દિગ્ભ્ય ઓજસા ।
અજાતશત્રવે ભૂરિ દ્રવિણં નૃપ યક્ષ્યતે ॥ ૧૪॥

શ્રુત્વાઽજિતં જરાસન્ધં નૃપતેર્ધ્યાયતો હરિઃ ।
આહોપાયં તમેવાદ્ય ઉદ્ધવો યમુવાચ હ ॥ ૧૫॥

ભીમસેનોઽર્જુનઃ કૃષ્ણો બ્રહ્મલિઙ્ગધરાસ્ત્રયઃ ।
જગ્મુર્ગિરિવ્રજં તાત બૃહદ્રથસુતો યતઃ ॥ ૧૬॥

તે ગત્વાઽઽતિથ્યવેલાયાં ગૃહેષુ ગૃહમેધિનમ્ ।
બ્રહ્મણ્યં સમયાચેરન્ રાજન્યા બ્રહ્મલિઙ્ગિનઃ ॥ ૧૭॥

રાજન્! તમારો આ મહાયજ્ઞ ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, સગાસંબંધીઓ, અમને અને ક્યાં સુધી ગણાવું, સમસ્ત પ્રાણીઓને અભીષ્ટ છે. ॥ ૮ ॥ મહારાજ! પૃથ્વીના સમસ્ત નરપતિઓને જીતીને, સંપૂર્ણ પૃથ્વીને પોતાના વશમાં કરીને અને યજ્ઞોચિત સંપૂર્ણ સામગ્રી એકત્રિત કરીને પછી આ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરો. ॥ ૯ ॥ મહારાજ! તમારા ચારે ભાઈઓ ઈન્દ્ર વગેરે લોકપાલોના અંશથી પેદા થયા છે. તે બધા જ અત્યંત બળવાન છે. તમે તો પરમ મનસ્વી અને સંયમી છો જ. તમે લોકોએ પોતાના સદ્ગુણોથી મને તમારા વશમાં કરી લીધો છે. જે લોકોએ પોતાની ઇન્દ્રિયો અને મનને વશમાં કર્યું નથી, તેઓ મને પોતાને વશ કરી શકતા નથી. ॥ ૧૦ ॥ સંસારમાં કોઈ મોટામાં મોટો દેવતા પણ તેજ, યશ, લક્ષ્મી, સૌન્દર્ય અને ઐશ્વર્ય વગેરે દ્વારા મારા ભક્તનો તિરસ્કાર કરી શકતો નથી. પછી કોઈ રાજા તેનો તિરસ્કાર કરે, તે તો સંભવી જ કઈ રીતે શકે? ॥ ૧૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! ભગવાનની વાત સાંભળીને મહારાજ યુધિષ્ઠિરનું હૃદય આનંદથી ભરાઈ ગયું. તેમનું મુખકમલ પ્રફુલ્લિત થઈ ગયું. હવે તેમણે પોતાના ભાઈઓને દિગ્વિજય કરવાનો આદેશ આપ્યો. ભગવાન શ્રીકૃષ્ણે પાંડવોમાં પોતાની શક્તિનો સંચાર કરીને તેમને અત્યંત પ્રભાવશાળી બનાવી દીધા હતા. ॥ ૧૨ ॥ ધર્મરાજ યુધિષ્ઠિરે સૃઞ્જયવંશી વીરો સાથે સહદેવજીને દક્ષિણ દિશામાં દિગ્વિજય કરવા માટે મોકલ્યા. નકુલને મત્સ્યદેશીય વીરોની સાથે પશ્ચિમમાં, અર્જુનને કેકય દેશના વીરો સાથે ઉત્તરમાં અને ભીમસેનને મદ્ર દેશના વીરો સાથે પૂર્વ દિશામાં દિગ્વિજય કરવાનો આદેશ આપ્યો. ॥ ૧૩ ॥ પરીક્ષિત! તે ભીમસેન વગેરે વીરોએ પોતાના બળ-પરાક્રમથી બધી બાજુથી રાજાઓને જીતી લીધા અને યજ્ઞ કરવા માટે પ્રયત્નશીલ મહારાજ યુધિષ્ઠિરને બહુ જ ધન લાવીને આપ્યું. ॥ ૧૪ ॥ જ્યારે મહારાજ યુધિષ્ઠિરે એવું સાંભળ્યું કે હજી સુધી જરાસંધને જીતી શકાયો નથી, ત્યારે તે ચિંતા કરવા લાગ્યા. તે વખતે ભગવાન શ્રીકૃષ્ણે તેમને તે જ ઉપાય કહ્યો જે ઉદ્ધવજીએ બતાવ્યો હતો. ॥ ૧૫ ॥ પરીક્ષિત! ત્યાર પછી ભીમસેન, અર્જુન અને ભગવાન શ્રીકૃષ્ણ એ ત્રણે બ્રાહ્મણવેશમાં ગિરિવ્રજ ગયા. ત્યાં જ જરાસંધની રાજધાની હતી. ॥ ૧૬ ॥ રાજા જરાસંધ બ્રાહ્મણોનો ભક્ત અને ગૃહસ્થોચિત ધર્મોનું પાલન કરવાવાળો હતો. ઉપર જણાવ્યું તેમ આ ક્ષત્રિયો બ્રાહ્મણના વેશમાં અતિથિ-અભ્યાગતોના સત્કાર સમયે જરાસંધ પાસે ગયા અને તેની પાસે આ પ્રમાણે યાચના કરી— ॥ ૧૭ ॥

રાજન્ વિદ્ધ્યતિથીન્[1] પ્રાપ્તાનર્થિનો દૂરમાગતાન્ ।
તન્નઃ પ્રયચ્છ ભદ્રં તે યદ્ વયં કામયામહે ॥ ૧૮॥

કિં દુર્મર્ષં તિતિક્ષૂણાં કિમકાર્યમસાધુભિઃ ।
કિં ન દેયં વદાન્યાનાં કઃ પરઃ સમદર્શિનામ્ ॥ ૧૯॥

યોઽનિત્યેન શરીરેણ સતાં ગેયં યશો ધ્રુવમ્ ।
નાચિનોતિ સ્વયંકલ્પઃ સ વાચ્યઃ શોચ્ય એવ સઃ ॥ ૨૦॥

હરિશ્ચન્દ્રો રન્તિદેવ ઉઞ્છવૃત્તિઃ શિબિર્બલિઃ ।
વ્યાધઃ કપોતો બહવો હ્યધ્રુવેણ ધ્રુવં ગતાઃ ॥ ૨૧॥

*શ્રીશુક ઉવાચ*

સ્વરૈરાકૃતિભિસ્તાંસ્તુ પ્રકોષ્ઠૈર્જ્યાહતૈરપિ ।
રાજન્યબન્ધૂન્ વિજ્ઞાય દૃષ્ટપૂર્વાનચિન્તયત્ ॥ ૨૨॥

રાજન્યબન્ધવો હ્યેતે બ્રહ્મલિઙ્ગાનિ બિભ્રતિ ।
દદામિ ભિક્ષિતં તેભ્ય આત્માનમપિ દુસ્ત્યજમ્ ॥ ૨૩॥

બલેર્નુ શ્રૂયતે કીર્તિર્વિતતા દિક્ષ્વકલ્મષા ।
ઐશ્વર્યાદ્ ભ્રંશિતસ્યાપિ વિપ્રવ્યાજેન વિષ્ણુના ॥ ૨૪॥

શ્રિયં જિહીર્ષતેન્દ્રસ્ય વિષ્ણવે દ્વિજરૂપિણે ।
જાનન્નપિ મહીં પ્રાદાદ્ વાર્યમાણોઽપિ દૈત્યરાટ્ ॥ ૨૫॥

જીવતા બ્રાહ્મણાર્થાય કો ન્વર્થઃ ક્ષત્રબન્ધુના ।
દેહેન પતમાનેન નેહતા વિપુલં યશઃ ॥ ૨૬॥

'રાજન્! આપનું કલ્યાણ થાઓ. અમે ત્રણે આપના અતિથિ છીએ અને બહુ દૂરથી આવી રહ્યા છીએ. ચોક્કસ અમે અહીં કોઈ વિશેષ પ્રયોજનથી આવ્યા છીએ. તેથી અમે આપની પાસેથી જે ઇચ્છીએ છીએ, તે આપ અમને અવશ્ય આપો. ॥ ૧૮ ॥ સહનશીલને દુઃખ શું છે? દુષ્ટોને અકાર્ય શું છે? દાતાઓને ન આપવા જેવું શું છે? અને સમદર્શી પુરુષને પારકું કોણ છે? ॥ ૧૯ ॥ જે પુરુષ પોતે સમર્થ હોઈને પણ આ નાશવાન શરીરથી એવો અવિનાશી યશ નથી પ્રાપ્ત કરતો કે, જેને મોટા-મોટા સત્પુરુષો પણ ગાયા કરે; સાચું પૂછો તો તેવા માણસની જેટલી નિંદા કરવામાં આવે, ઓછી છે. તેનું જીવન શોક કરવાને યોગ્ય છે. ॥ ૨૦ ॥ રાજન્! તમે તો જાણતા જ હશો — રાજા હરિશ્ચન્દ્ર, રન્તિદેવ, માત્ર અન્નના દાણા વીણી-વીણીને નિર્વાહ કરવાવાળા મહાત્મા મુદ્ગલ, શિબિ, બલિ, વ્યાધ અને કપોત વગેરે કેટલાય વ્યક્તિઓ અતિથિને પોતાનું સર્વસ્વ આપીને નાશવાન શરીર દ્વારા અવિનાશી પદને પ્રાપ્ત થઈ ચૂક્યા છે. તેથી તમે પણ અમને નિરાશ કરશો નહીં. ॥ ૨૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! જરાસંધે તે લોકોનો સ્વર, આકૃતિ અને ધનુષ્યની દોરીના ઘસારાના ચિહ્નવાળાં હાથનાં કાંડાં જોઈને ઓળખી લીધા કે આ તો બ્રાહ્મણ નથી પણ ક્ષત્રિય છે. હવે તે વિચારવા લાગ્યો કે, મેં ક્યાંક આ લોકોને જોયા પણ છે. ॥ ૨૨ ॥ પછી તેણે મનમાં વિચાર્યું કે, 'આ ક્ષત્રિયો હોવા છતાં પણ બ્રાહ્મણનો વેશ બનાવીને આવ્યા છે. જ્યારે આ ભિક્ષા જ માગવા આવ્યા છે, ત્યારે તેમની ઇચ્છા હોય તે માગી લે, હું તેમને આપીશ. યાચના કરવાથી પોતાનું અત્યંત પ્રિય અને દુસ્ત્યજ શરીર આપવામાં પણ મને વાર નહીં લાગે. ॥ ૨૩ ॥ વિષ્ણુ ભગવાને બ્રાહ્મણનો વેશ ધારણ કરીને બલિરાજાનું ધન, ઐશ્વર્ય — બધું જ છીનવી લીધું, છતાં બલિનો પવિત્ર યશ હજી પણ ફેલાયેલો છે અને આજે પણ લોકો બહુ જ આદરપૂર્વક તેનું ગાન કરે છે. ॥ ૨૪ ॥ એમાં સંદેહ નથી કે, વિષ્ણુ ભગવાને દેવરાજ ઇન્દ્રની રાજલક્ષ્મી બલિ પાસેથી છીનવીને તેને આપવા માટે જ બ્રાહ્મણનું રૂપ લીધું હતું. દૈત્યરાજ બલિને આ વાતની ખબર પડી ગઈ હતી અને શુક્રાચાર્યજીએ તેમને રોક્યા પણ હતા; પરંતુ તેમને પૃથ્વીનું દાન આપી જ દીધું. ॥ ૨૫ ॥ મારો તો આ પાકો નિર્ણય છે કે, આ શરીર નાશવાન છે. આ શરીરથી જે વિપુલ યશ કમાતો નથી અને જે ક્ષત્રિય બ્રાહ્મણને માટે જ જીવન ધારણ નથી કરતો, તેનું જીવવું વ્યર્થ છે. ॥ ૨૬ ॥

૧. વિદ્ધ્યતિથીનસ્માનર્થિનો ।

ઈત્યુદારમતિઃ પ્રાહ કૃષ્ણાર્જુનવૃકોદરાન્ ।
હે વિપ્રા વ્રિયતાં કામો દદામ્યાત્મશિરોઽપિ વઃ ॥ ૨૭॥

*શ્રીભગવાનુવાચ*

યુદ્ધં નો દેહિ રાજેન્દ્ર દ્વન્દ્વશો યદિ મન્યસે ।
યુદ્ધાર્થિનો વયં પ્રાપ્તા રાજન્યા નાન્નકાઙ્ક્ષિણઃ ॥ ૨૮॥

અસૌ વૃકોદરઃ પાર્થસ્તસ્ય ભ્રાતાઽર્જુનો હ્યયમ્ ।
અનયોર્માતુલેયં માં કૃષ્ણં જાનીહિ તે રિપુમ્ ॥ ૨૯॥

એવમાવેદિતો રાજા જહાસોચ્ચૈઃ સ્મ માગધઃ ।
આહ ચામર્ષિતો મન્દા યુદ્ધં તર્હિ દદામિ[1] વઃ ॥ ૩૦॥

ન ત્વયા ભીરુણા યોત્સ્યે યુધિ વિક્લવચેતસા ।
મથુરાં સ્વપુરીં ત્યક્ત્વા સમુદ્રં શરણં ગતઃ ॥ ૩૧॥

અયં તુ વયસાઽતુલ્યો નાતિસત્ત્વો ન મે સમઃ ।
અર્જુનો ન ભવેદ્ યોદ્ધા ભીમસ્તુલ્યબલો મમ ॥ ૩૨॥

ઈત્યુક્ત્વા ભીમસેનાય પ્રાદાય મહતીં ગદામ્ ।
દ્વિતીયાં સ્વયમાદાય નિર્જગામ પુરાદ્ બહિઃ ॥ ૩૩॥

તતઃ સમે ખલે વીરૌ સંયુક્તાવિતરેતરૌ ।
જઘ્નતુર્વજ્રકલ્પાભ્યાં ગદાભ્યાં રણદુર્મદૌ ॥ ૩૪॥

મણ્ડલાનિ વિચિત્રાણિ સવ્યં દક્ષિણમેવ ચ ।
ચરતોઃ શુશુભે યુદ્ધં નટયોરિવ રઙ્ગિણોઃ ॥ ૩૫॥

તતશ્ચટચટાશબ્દો વજ્રનિષ્પેષસન્નિભઃ[2] ।
ગદયોઃ ક્ષિપ્તયો રાજન્ દન્તયોરિવ દન્તિનોઃ ॥ ૩૬॥

પરીક્ષિત! ખરેખર જરાસંધની બુદ્ધિ બહુ ઉદાર હતી. ઉપર્યુક્ત વિચાર કરીને તેણે બ્રાહ્મણ-વેશધારી શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમસેનને કહ્યું – 'બ્રાહ્મણો! તમે ઇચ્છા હોય તે માગી લો, આપ ઇચ્છો તો તમને મારું મસ્તક પણ આપી શકું છું. ॥ ૨૭ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'રાજેન્દ્ર! અમે લોકો અન્નની ઇચ્છાવાળા બ્રાહ્મણો નથી, ક્ષત્રિય છીએ; અમે તમારી પાસે યુદ્ધ માટે આવ્યા છીએ. જો તમારી ઇચ્છા હોય તો અમને દ્વંદ્વ યુદ્ધની ભિક્ષા આપો. ॥ ૨૮ ॥ જુઓ, આ પાંડુપુત્ર ભીમસેન છે અને આ તેમનો ભાઈ અર્જુન છે અને હું આ બન્નેના મામાનો પુત્ર તથા તમારો જૂનો શત્રુ કૃષ્ણ છું.' ॥ ૨૯ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે પોતાનો પરિચય આપ્યો, ત્યારે રાજા જરાસંધ ખૂબ મોટેથી હસવા લાગ્યો અને ચિઢાઈને બોલ્યો – 'અરે મૂર્ખાઓ! જો તમારી યુદ્ધની જ ઇચ્છા છે તો ચાલો, હું તમારી પ્રાર્થનાનો સ્વીકાર કરું છું. ॥ ૩૦ ॥ પરંતુ કૃષ્ણ! તું તો બહુ બીકણ છે. યુદ્ધમાં તું ગભરાઈ જાય છે. તેં તો મારા ભયથી પોતાની નગરી મથુરાને પણ છોડી દીધી તથા સમુદ્રનું શરણ લીધું છે. તેથી હું તારી સાથે લડીશ નહીં. ॥ ૩૧ ॥ આ અર્જુન પણ કોઈ યોદ્ધો નથી. એક તો ઉંમરમાં મારાથી નાનો છે અને બીજું તે કોઈ વિશેષ બળવાન પણ નથી. તેથી એ પણ મારી જોડીનો વીર નથી, હું તેની સાથે પણ લડીશ નહીં. રહ્યા માત્ર ભીમસેન, તેઓ અવશ્ય મારા જેવા બળવાન અને મારી જોડીના છે. ॥ ૩૨ ॥ જરાસંધે આમ કહીને ભીમસેનને એક બહુ મોટી ગદા આપી અને પોતે બીજી ગદા લઈને નગરની બહાર નીકળ્યો. ॥ ૩૩ ॥ હવે બન્ને રણઘેલા વીરો અખાડામાં આવીને એક બીજા સાથે લડવા લાગ્યા અને પોતાની વજ્ર જેવી ગદાઓથી એક-બીજા પર પ્રહાર કરવા લાગ્યા. ॥ ૩૪ ॥ તેઓ ડાબા-જમણી જાત-જાતના દાવ બદલતા રહીને જાણે બે શ્રેષ્ઠ નટનાયકો રંગમંચ પર યુદ્ધનો અભિનય કરતા હોય એવા શોભવા લાગ્યા. ॥ ૩૫ ॥ પરીક્ષિત! જ્યારે એકની ગદા બીજાની ગદા સાથે ટકરાતી ત્યારે એવું લાગતું કે, જાણે યુદ્ધ કરતા બે હાથીઓના દાંત સામસામા અથડાવાથી કડાકા થાય છે અથવા જોરથી વીજળીના કડાકા થઈ રહ્યા છે. ॥ ૩૬ ॥

૧. દદાનિ । ૨. વજ્રનિર્ઘોષસન્નિભઃ ।

તે વૈ ગદે ભુજજવેન નિપાત્યમાને
અન્યોન્યતોંડસકટિપાદકરોરુજત્રૂન્ ।
ચૂર્ણીબભૂવતુરુપેત્ય યથાડર્કશાખે
સંયુધ્યતોર્દ્વિરદયોરિવ દીપ્તમન્ય્વોઃ ॥ ૩૭॥

ઈત્થં તયોઃ પ્રહતયોર્ગદયોર્નૃવીરૌ
ક્રુદ્ધૌ સ્વમુષ્ટિભિરયઃસ્પર્શૈરપિષ્ટામ્[1] ।
શબ્દસ્તયોઃ પ્રહરતોરિભયોરિવાસી-
ન્નિર્ઘાતવજ્રપરુષસ્તલતાડનોત્થઃ ॥ ૩૮॥

તયોરેવં પ્રહરતોઃ સમશિક્ષાબલૌજસોઃ ।
નિર્વિશેષમભૂદ્ યુદ્ધમક્ષીણજવયોર્નૃપ ॥ ૩૯॥

એવં તયોર્મહારાજ યુધ્યતોઃ સપ્તવિંશતિઃ ।
દિનાનિ નિરગંસ્તત્ર સુહૃદ્વન્નિશિ તિષ્ઠતોઃ ॥ ૪૦॥

એકદા માતુલેયં વૈ પ્રાહ રાજન્ વૃકોદરઃ ।
ન શક્તોડહં જરાસન્ધં નિર્જેતું યુધિ માધવ ॥ ૪૧॥

શત્રોર્જન્મમૃતી વિદ્વાન્ જીવિતં ચ જરાકૃતમ્ ।
પાર્થમાપ્યાયયન્ સ્વેન તેજસાડચિન્તયદ્ધરિઃ ॥ ૪૨॥

સઞ્ચિન્ત્યારિવધોપાયં ભીમસ્યામોઘદર્શનઃ ।
દર્શયામાસ વિટપં પાટયન્નિવ સઞ્જ્ઞયા ॥ ૪૩॥

તદ્ વિજ્ઞાય મહાસત્ત્વો ભીમઃ પ્રહરતાં વરઃ ।
ગૃહીત્વા પાદયોઃ શત્રું પાતયામાસ ભૂતલે ॥ ૪૪॥

એકં પાદં પદાડડક્રમ્ય દોર્ભ્યામન્યં પ્રગૃહ્ય સઃ ।
ગુદતઃ પાટયામાસ શાખામિવ મહાગજઃ ॥ ૪૫॥

એકપાદોરુવૃષણકટિપૃષ્ઠસ્તનાંસકે ।
એકબાહ્વક્ષિભ્રૂકર્ણે શકલે દદૃશુઃ પ્રજાઃ ॥ ૪૬॥

જ્યારે બે હાથી ક્રોધ કરીને લડવા લાગે છે અને આકડાની ડાળીઓ તોડી-તોડીને એક-બીજા પર પ્રહાર કરે છે ત્યારે એક-બીજાના પ્રહારથી તે ડાળીઓનો ભુક્કો થઈ જાય છે, તે જ રીતે જ્યારે જરાસંધ અને ભીમસેન ખૂબ વેગપૂર્વક ગદાઓ ફેરવી-ફેરવીને એક-બીજાના ખભા, કમર, પગ, હાથ, સાથળ અને હાંસડીઓ પર પ્રહાર કરવા લાગ્યા; ત્યારે તેમની ગદાઓ તેમનાં શરીર સાથે ટકરાઈને ભાંગીને ભુક્કો થવા લાગી. ॥ ૩૭ ॥ આ પ્રમાણે જ્યારે ગદાઓ ભાંગી ગઈ ત્યારે બન્ને વીરો ક્રોધપૂર્વક પોતાની મુઠ્ઠીઓથી એક બીજાને કચડી નાખવાની ચેષ્ટા કરવા લાગ્યા. તેમના મુક્કાના પ્રહારો લોઢાના ઘણ જેવા પડતા હતા. એક-બીજા પરના પ્રહારોનો ભારે કર્કશ અવાજ – વીજળીઓના કડાકા જેવો લાગતો હતો. ॥ ૩૮ ॥ પરીક્ષિત! જરાસંધ અને ભીમસેનની ગદાયુદ્ધમાં કુશળતા, બળ અને ઉત્સાહ સરખા હતા. બન્નેમાંથી કોઈ એક સ્હેજ પણ ક્ષીણ થતો હોય એવું લાગતું ન હતું. આમ સતત પ્રહારો કરતા રહેવા છતાં પણ બન્નેમાંથી કોઈની હાર-જીત ન થઈ. ॥ ૩૯ ॥ બન્ને વીરો રાત્રિના સમયે મિત્રની જેમ રહેતા હતા અને દિવસે એક-બીજા પર પ્રહાર કરતા રહીને લડતા હતા. મહારાજ! આ પ્રમાણે તેમને લડતાં-લડતાં સત્તાવીસ દિવસ વીતી ગયા. ॥ ૪૦ ॥

પ્રિય પરીક્ષિત! અઠ્ઠાવીસમા દિવસે ભીમસેને પોતાના મામાના દીકરા-ભાઈ શ્રીકૃષ્ણને કહ્યું – 'શ્રીકૃષ્ણ! હું યુદ્ધમાં જરાસંધને જીતી શકતો નથી.' ॥ ૪૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણ જરાસંધના જન્મ અને મૃત્યુનું રહસ્ય જાણતા હતા કે જરા નામની રાક્ષસીએ જરાસંધના શરીરના બે ટુકડાઓને જોડીને તેને જીવનદાન આપ્યું હતું. તેથી ભગવાને ભીમના શરીરમાં પોતાની શક્તિનો સંચાર કર્યો અને જરાસંધના વધનો ઉપાય વિચાર્યો. ॥ ૪૨ ॥ પરીક્ષિત! ભગવાનનું જ્ઞાન અમોઘ છે. હવે તેમણે જરાસંધના મૃત્યુનો ઉપાય જાણીને ભીમને કહ્યું, એક વૃક્ષની ડાળને 'જે રીતે હું ચીરું, તેમ તું શત્રુને ચીરી નાખ.' ॥ ૪૩ ॥ વીરશ્રેષ્ઠ અને પરમ શક્તિશાળી ભીમસેને ભગવાનનો અભિપ્રાય સમજી લીધો અને જરાસંધના પગ પકડીને તેને ધરતી પર પછાડ્યો. ॥ ૪૪ ॥ પછી તેના એક પગને પોતાના પગ નીચે દબાવ્યો અને બીજા પગને બે હાથથી પકડી લીધો. પછી ભીમસેને તેને ગુદા તરફથી એ રીતે ચીરી નાખ્યો, જેમ ગજરાજ વૃક્ષની ડાળને ચીરી નાખે. ॥ ૪૫ ॥ લોકોએ જોયું કે જરાસંધના શરીરના બે ટુકડા થઈ ગયા છે, અને તેના આ રીતે એક-એક પગ, સાથળ, અણ્ડકોશ, કમર, પીઠ, સ્તન, ખભો, ભુજા, નેત્ર, ભ્રૂકુટિ અને કાન અલગ-અલગ થઈ ગયા છે. ॥ ૪૬ ॥

૧. વ્યયસારૈરપિષ્ટામ્ ।

હાહાકારો મહાનાસીન્નિહતે મગધેશ્વરે ।
પૂજયામાસતુર્ભીમં પરિરભ્ય જયાચ્યુતૌ ॥ ૪૭॥

મગધરાજ જરાસંધનું મૃત્યુ થઈ જવાથી ત્યાંની પ્રજા જોર-જોરથી રડવા લાગી. ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુને ભીમસેનને ભેટીને તેમને અભિનંદન આપ્યાં. ॥ ૪૭ ॥

સહદેવં તત્તનયં ભગવાન્ ભૂતભાવનઃ ।
અભ્યષિઞ્ચદમેયાત્મા મગધાનાં પતિં પ્રભુઃ ।
મોચયામાસ રાજન્યાન્ સંરુદ્ધા માગધેન યે ॥ ૪૮॥

પ્રાણીમાત્રનું રક્ષણ કરનારા અને દુર્જ્ઞેય સ્વરૂપવાળા સમર્થ ભગવાન શ્રીકૃષ્ણ સમસ્ત પ્રાણીઓના જીવનદાતા છે. તેમણે જરાસંધના રાજ્યસિંહાસન પર તેના પુત્ર સહદેવનો અભિષેક કરી દીધો અને જરાસંધે જે રાજાઓને કેદી બનાવી રાખ્યા હતા તેમને કારાગારમાંથી મુક્ત કરી દીધા. ॥ ૪૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે જરાસન્ધવધો[1] નામ દ્વિસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૨ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત જરાસંધવધ નામનો બોતેરમો અધ્યાય સમાપ્ત.

=★=

# તોંતેરમો અધ્યાય

## જરાસંધના કારાવાસમાંથી છૂટેલા રાજાઓની વિદાય અને ભગવાનનું ઇન્દ્રપ્રસ્થ પાછા આવવું

*શ્રીશુક ઉવાચ*

અયુતે દ્વે શતાન્યષ્ટૌ લીલયા યુધિ નિર્જિતાઃ ।
તે નિર્ગતા ગિરિદ્રોણ્યાં મલિના મલવાસસઃ ॥ ૧॥

ક્ષુત્ક્ષામાઃ શુષ્કવદનાઃ સંરોધપરિકર્શિતાઃ ।
દદૃશુસ્તે ઘનશ્યામં પીતકૌશેયવાસસમ્ ॥ ૨॥

શ્રીવત્સાઙ્કં ચતુર્બાહું પદ્મગર્ભારુણેક્ષણમ્ ।
ચારુપ્રસન્નવદનં સ્ફુરન્મકરકુણ્ડલમ્ ॥ ૩॥

પદ્મહસ્તં ગદાશઙ્ખરથાઙ્ગૈરુપલક્ષિતમ્ ।
કિરીટહારકટકકટિસૂત્રાઙ્ગદાચિતમ્ ॥ ૪॥

ભ્રાજદ્વરમણિગ્રીવં નિવીતં વનમાલયા ।
પિબન્ત ઇવ ચક્ષુર્ભ્યાં લિહન્ત ઇવ જિહ્વયા ॥ ૫॥

જિઘ્રન્ત ઇવ નાસાભ્યાં રમ્ભન્ત ઇવ બાહુભિઃ ।
પ્રણેમુર્હતપાપ્માનો મૂર્ધભિઃ પાદયોર્હરેઃ ॥ ૬॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જરાસંધે અનાયાસે જ વીસ હજાર આઠસો રાજાઓને જીતીને પર્વતોની તળેટીમાં એક કિલ્લામાં કેદ કરી રાખ્યા હતા. ભગવાન શ્રીકૃષ્ણના છોડી દેવાથી જ્યારે તેઓ ત્યાંથી નીકળ્યા, ત્યારે તેમનાં શરીર અને વસ્ત્રો મેલાં થઈ ગયાં હતાં. ॥ ૧ ॥ ભૂખથી દુર્બળ થઈ ગયા હતા અને તેમનાં મોઢાં સુકાઈ ગયાં હતાં. જેલમાં બંધ રહેવાને કારણે તેમનાં શરીરનું એક-એક અંગ ઢીલું પડી ગયું હતું. ત્યાંથી નીકળતાં જ તે રાજાઓએ જોયું કે, સામે ભગવાન શ્રીકૃષ્ણ ઊભા છે. વર્ષાકાળના મેઘ જેવું તેમનું શ્યામસુંદર શરીર છે અને તેના પર પીળા રંગનું રેશમી વસ્ત્ર ધારણ કરેલું છે. ॥ ૨ ॥ ચાર ભુજાઓ છે – જેમાં ગદા, શંખ, ચક્ર અને કમળ શોભી રહ્યાં છે, વક્ષઃસ્થળ પર સોનેરી રેખા – શ્રીવત્સનું ચિહ્ન છે અને કમળના ગર્ભ જેવાં લાલ નેત્રો છે. સુંદર પ્રસન્ન મુખારવિન્દ અને કાનોમાં મકરાકૃત કુંડળો ઝગમગી રહ્યાં છે. સુંદર મુગટ, મોતીઓના હાર, કંકણ, મેખલા અને બાજુબંધ પોત-પોતાના સ્થાને શોભી રહ્યાં છે. ॥ ૩-૪ ॥ કંઠમાં કૌસ્તુભમણિ ધારણ કરેલા અને ઘૂંટણ સુધી લટકતી વનમાળા ધારણ કરેલા ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરીને તે રાજાઓ જાણે તેમનાં નેત્રોથી ભગવાનને પી રહ્યા છે, જીભથી ચાટી રહ્યા છે, નાસિકાથી સૂંઘી રહ્યા છે અને બાહુઓથી આલિંગન કરી રહ્યા છે. તેમનાં બધા પાપ તો ભગવાનનાં દર્શનથી જ ધોવાઈ ગયાં હતાં. તેમણે ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં પોતાનાં મસ્તક મૂકીને પ્રણામ કર્યાં. ॥ ૫-૬ ॥

૧. ૦વધે દ્વિસપ્તતિ૦ ।

કૃષ્ણસન્દર્શનાહ્લાદધ્વસ્તસંરોધનક્લમાઃ ।
પ્રશશંસુર્હૃષીકેશં ગીર્ભિઃ પ્રાઞ્જલયો નૃપાઃ ॥ ૭॥

રાજાન ઊચુઃ

નમસ્તે દેવદેવેશ પ્રપન્નાર્તિહરાવ્યય ।
પ્રપન્નાન્ પાહિ નઃ કૃષ્ણ નિર્વિણ્ણાન્ ઘોરસંસૃતેઃ ॥ ૮॥

નૈનં નાથાન્વસૂયામો માગધં મધુસૂદન ।
અનુગ્રહો યદ્ ભવતો રાજ્ઞાં રાજ્યચ્યુતિર્વિભો ॥ ૯॥

રાજ્યૈશ્વર્યમદોન્નદ્ધો ન શ્રેયો વિન્દતે નૃપઃ ।
ત્વન્માયામોહિતોઽનિત્યા મન્યતે સમ્પદોઽચલાઃ ॥ ૧૦॥

મૃગતૃષ્ણાં યથા બાલા મન્યન્ત ઉદકાશયમ્ ।
એવં વૈકારિકીં માયામયુક્તા વસ્તુ ચક્ષતે ॥ ૧૧॥

વયં પુરા શ્રીમદનષ્ટદૃષ્ટયો[1]
જિગીષયાઽસ્યા ઇતરેતરસ્પૃધઃ ।
ઘ્નન્તઃ પ્રજાઃ સ્વા અતિનિર્ઘૃણાઃ પ્રભો
મૃત્યું પરસ્ત્વાઽવિગણય્ય દુર્મદાઃ ॥ ૧૨॥

ત એવ કૃષ્ણાદ્ય ગભીરરંહસા
દુરન્તવીર્યેણ વિચાલિતાઃ શ્રિયઃ ।
કાલેન તન્વા ભવતોઽનુકમ્પયા
વિનષ્ટદર્પાશ્ચરણૌ સ્મરામ[2] તે ॥ ૧૩॥

અથો ન રાજ્યં મૃગતૃષ્ણિરૂપિતં
દેહેન શશ્વત્ પતતા રુજાં ભુવા ।
ઉપાસિતવ્યં સ્પૃહયામહે વિભો
ક્રિયાફલં પ્રેત્ય ચ કર્ણરોચનમ્ ॥ ૧૪॥

તં નઃ સમાદિશોપાયં યેન તે ચરણાબ્જયોઃ ।
સ્મૃતિર્યથા ન વિરમેદપિ સંસરતામિહ ॥ ૧૫॥

ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શનથી તે રાજાઓને એટલો અધિક આનંદ થયો કે કેદમાં રહેવાનું દુઃખ ભુલાઈ ગયું. તેઓ હાથ જોડીને વિનમ્રતાથી ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૭ ॥

રાજાઓએ કહ્યું — શરણાગતોનાં તમામ દુઃખ અને ભય હરી લેનારા દેવેશ્વર! સચ્ચિદાનંદસ્વરૂપ અવિનાશી શ્રીકૃષ્ણ! અમે આપને નમસ્કાર કરીએ છીએ. આપે જરાસંધના કારાગારમાંથી તો અમને છોડાવી જ દીધા, હવે આ જન્મ-મૃત્યુરૂપ ઘોર સંસારચક્રથી પણ છોડાવો; કેમકે, સંસારનાં દુઃખોનો કડવો અનુભવ કરીને તેનાથી અમને વૈરાગ્ય થઈ ગયો છે અને આપના શરણમાં આવ્યા છીએ. પ્રભુ! હવે આપ અમારી રક્ષા કરો. ॥ ૮ ॥ મધુસૂદન! અમારા સ્વામી! અમે મગધરાજ જરાસંધનો કોઈ દોષ જોતા નથી. ભગવન્! એ તો આપનો બહુ મોટો અનુગ્રહ છે કે અમે રાજા કહેવાતા લોકોને રાજ્યલક્ષ્મીથી ચ્યુત કરી દેવામાં આવ્યા. અર્થાત્ રાજાઓનું રાજ્યભ્રષ્ટ થવું તે આપની કૃપા છે. ॥ ૯ ॥ કેમકે, જે રાજા પોતાના રાજ્ય-ઐશ્વર્યના મદથી છકી જાય છે તેને સાચા સુખની, કલ્યાણની પ્રાપ્તિ ક્યારેય થઈ શકતી નથી. તે આપની માયાથી મોહિત થઈને અનિત્ય સંપત્તિઓને જ અચલ માની બેસે છે. ॥ ૧૦ ॥ જેમ મૂર્ખ લોકો ઝાંઝવાના જળને જળાશય માને છે, તેવી જ રીતે ઇન્દ્રિયલોલુપ અને અજ્ઞાની પુરુષો પણ આ પરિવર્તનશીલ માયાને સત્ય વસ્તુ માની લે છે. ॥ ૧૧ ॥ભગવન્! પહેલાં અમે લોકો ધન-સંપત્તિના નશામાં ચૂર થઈને આંધળા બની ગયા હતા. આ પૃથ્વીને જીતી લેવા માટે એક-બીજાની હરિફાઈ કરતા હતા અને પોતાની પ્રજાનો નાશ કરતા હતા. ખરેખર અમારું જીવન અત્યંત ક્રૂરતાથી ભરેલું હતું. અને અમે લોકો એટલા વધારે ઉદ્ધત બની ગયા હતા કે આપ મૃત્યુરૂપે અમારી સામે ઊભા છો, એ વાતની અમે સહેજ પણ પરવા કરતા ન હતા. ॥ ૧૨ ॥સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! કાળ બહુ બળવાન છે, તે કોઈને છોડતો નથી. કેમ ન હોય, કારણ કે તે પણ આપનું સ્વરૂપ જ તો છે. અત્યારે તેણે અમને બધાને શ્રીહીન, નિર્ધન બનાવી દીધા છે. આપની અહેતુ કૃપાથી અમારું અભિમાન નષ્ટ થઈ ગયું છે. હવે અમે આપનાં ચરણકમળોનું સ્મરણ કરીએ છીએ. ॥ ૧૩ ॥વિભો! આ શરીર દિવસે-દિવસે ક્ષીણ થતું જાય છે. રોગોનું તો આ નિવાસસ્થાન છે. હવે અમારે આ શરીરથી રાજ્યભોગની અભિલાષા નથી. કેમકે, અમે સમજી ગયા છીએ કે, તે મૃગતૃષ્ણાના જલ જેવું સર્વથા મિથ્યા છે. એટલું જ નહીં, અમને સ્વર્ગાદિ લોકોની પણ, કે જે મર્યા પછી મળે છે, ઇચ્છા નથી. કેમકે, અમે જાણીએ છીએ કે તેમાં કાંઈ સાર નથી, માત્ર સાંભળવામાં જ આકર્ષક લાગે છે. ॥ ૧૪ ॥ હવે અમને કૃપા કરીને આપ એ ઉપાય બતાવો, જેનાથી આપનાં ચરણકમળોની

૧. નષ્ટબુદ્ધયો । ૨. નમામ ।

કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને ।
પ્રણતક્લેશનાશાય ગોવિન્દાય નમો નમઃ ॥ ૧૬॥

*શ્રીશુક ઉવાચ*

સંસ્તૂયમાનો ભગવાન્ રાજભિર્મુક્તબન્ધનૈઃ ।
તાનાહ કરુણસ્તાત શરણ્યઃ શ્લક્ષ્ણયા ગિરા ॥ ૧૭॥

*શ્રીભગવાનુવાચ*

અદ્યપ્રભૃતિ વો ભૂપા મય્યાત્મન્યખિલેશ્વરે ।
સુદૃઢા જાયતે ભક્તિર્બાઢમાશંસિતં તથા ॥ ૧૮॥

દિષ્ટ્યા વ્યવસિતં ભૂપા ભવન્ત ઋતભાષિણઃ ।
શ્રિયૈશ્વર્યમદોન્નાહં પશ્ય ઉન્માદકં નૃણામ્ ॥ ૧૯॥

હૈહયો નહુષો વેનો રાવણો નરકોઽપરે ।
શ્રીમદાદ્ ભ્રંશિતાઃ સ્થાનાદ્ દેવદૈત્યનરેશ્વરાઃ ॥ ૨૦॥

ભવન્ત એતદ્ વિજ્ઞાય દેહાદ્યુત્પાદ્યમન્તવત્ ।
માં યજન્તોઽધ્વરૈર્યુક્તાઃ પ્રજા ધર્મેણ રક્ષથ ॥ ૨૧॥

સન્તન્વન્તઃ પ્રજાતન્તૂન્ સુખં દુઃખં ભવાભવૌ ।
પ્રાપ્તં પ્રાપ્તં ચ સેવન્તો મચ્ચિત્તા વિચરિષ્યથ ॥ ૨૨॥

ઉદાસીનાશ્ચ દેહાદાવાત્મારામા ધૃતવ્રતાઃ ।
મય્યાવેશ્ય મનઃ સમ્યઙ્મામન્તે બ્રહ્મ યાસ્યથ ॥ ૨૩॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યાદિશ્ય નૃપાન્ કૃષ્ણો ભગવાન્ ભુવનેશ્વરઃ ।
તેષાં[1] ન્યયુઙ્ક્ત પુરુષાન્ સ્ત્રિયો મજ્જનકર્મણિ ॥ ૨૪॥

વિસ્મૃતિ ક્યારેય ન થાય અર્થાત્ સર્વદા સ્મૃતિ રહે. ભલે અમારે સંસારની કોઈ પણ યોનિમાં જન્મ કેમ ન લેવો પડે. ॥ ૧૫ ॥ પ્રણામ કરવાવાળાના ક્લેશનો નાશ કરવાવાળા શ્રીકૃષ્ણ, વાસુદેવ, હરિ, પરમાત્મા અને ગોવિન્દને અમારા વારંવાર નમસ્કાર. ॥ ૧૬ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! કારાગારમાંથી મુક્ત રાજાઓએ જ્યારે આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી ત્યારે શરણાગતરક્ષક પ્રભુએ અત્યંત મધુરવાણીમાં કહ્યું– ॥ ૧૭ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – રાજાઓ! તમે લોકોએ જેવી ઈચ્છા વ્યક્ત કરી છે, તે પ્રમાણે આજથી મારામાં તમારી અવશ્ય સુદૃઢ ભક્તિ થશે. એવું જાણી લો કે હું સર્વનો આત્મા અને સર્વનો સ્વામી છું. ॥ ૧૮ ॥ રાજાઓ! તમે લોકોએ જે નિશ્ચય કર્યો છે તે ખરેખર તમારા માટે બહુ મોટા સૌભાગ્ય અને આનંદની વાત છે. તમે લોકોએ મને જે કાંઈ કહ્યું છે તે તદ્દન બરાબર છે. કેમકે, હું જોઉં છું કે, ધન-સંપત્તિ અને ઐશ્વર્યના મદથી છકી જઈને ઘણા લોકો સ્વેચ્છાચારી અને પાગલ જેવા થઈ જાય છે. ॥ ૧૯ ॥ હૈહય, નહુષ, વેન, રાવણ, નરકાસુર વગેરે અનેક દેવતાઓ, દૈત્યો અને રાજાઓ શ્રીમદને કારણે પોતાના સ્થાનેથી ભ્રષ્ટ થઈ ચૂક્યા છે. ॥ ૨૦ ॥ તમે લોકો સમજી લો કે શરીર અને તેના સંબંધીઓ પેદા થાય છે, તેથી તેમનો નાશ પણ નિશ્ચિત છે. તેથી તેમનામાં આસક્તિ ન રાખો. ખૂબ સાવધાનીથી મન અને ઈન્દ્રિયોને વશમાં રાખીને યજ્ઞો દ્વારા મારું યજન કરો અને ધર્મપૂર્વક પ્રજાની રક્ષા કરો. ॥ ૨૧ ॥ તમે લોકો તમારી વંશપરંપરાની રક્ષા માટે (ભોગ માટે નહીં), સંતાન ઉત્પન્ન કરો. અને પ્રારબ્ધ પ્રમાણે જન્મ-મૃત્યુ, સુખ-દુઃખ, લાભ-હાનિ – જે કાંઈ પણ પ્રાપ્ત થાય તેનું સમાનભાવે મારો પ્રસાદ સમજીને સેવન કરો અને પોતાનું ચિત્ત મારામાં રાખીને રહો. ॥ ૨૨ ॥ શરીર અને શરીરના સંબંધીઓ સાથે કોઈ પ્રકારની આસક્તિ ન રાખીને ઉદાસીન રહો; નિજાનંદમાં જ મસ્ત રહો તથા ભક્તિ તેમજ આશ્રમધર્મ અનુસાર વ્રતોનું પાલન કરો. પોતાનું મન સારી રીતે મારામાં પરોવીને છેવટે તમે લોકો મુજ બ્રહ્મસ્વરૂપને જ પ્રાપ્ત થઈ જશો. ॥ ૨૩ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભુવનેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે રાજાઓને આવો આદેશ આપીને તેમને સ્નાન વગેરે કરાવવા માટે ઘણા બધા સ્ત્રી-પુરુષો (સેવામાં) નિયુક્ત કરી દીધાં. ॥ ૨૪ ॥

૧. તેષામયુઙ્ક્ત ।

સપર્યાં કારયામાસ સહદેવેન ભારત ।
નરદેવોચિતૈર્વસ્ત્રૈર્ભૂષણૈઃ સ્રગ્વિલેપનૈઃ ॥ ૨૫॥

ભોજયિત્વા વરાન્નેન સુસ્નાતાન્ સમલઙ્કૃતાન્ ।
ભોગૈશ્ચ વિવિધૈર્યુક્તાંસ્તામ્બૂલાદ્યૈર્નૃપોચિતૈઃ ॥ ૨૬॥

તે પૂજિતા મુકુન્દેન રાજાનો મૃષ્ટકુણ્ડલાઃ ।
વિરેજુર્મોચિતાઃ ક્લેશાત્ પ્રાવૃડન્તે યથા ગ્રહાઃ ॥ ૨૭॥

રથાન્ સદશ્વાનારોપ્ય મણિકાઞ્ચનભૂષિતાન્ ।
પ્રીણય્ય સૂનૃતૈર્વાક્યૈઃ સ્વદેશાન્ પ્રત્યયાપયત્ ॥ ૨૮॥

ત એવં મોચિતાઃ કૃચ્છ્રાત્ કૃષ્ણેન સુમહાત્મના ।
યયુસ્તમેવ ધ્યાયન્તઃ કૃતાનિ ચ જગત્પતેઃ ॥ ૨૯॥

જગદુઃ પ્રકૃતિભ્યસ્તે મહાપુરુષચેષ્ટિતમ્ ।
યથાઽન્વશાસદ્ ભગવાંસ્તથા ચક્રુરતન્દ્રિતાઃ ॥ ૩૦॥

જરાસન્ધં ઘાતયિત્વા ભીમસેનેન કેશવઃ ।
પાર્થાભ્યાં સંયુતઃ પ્રાયાત્ સહદેવેન પૂજિતઃ ॥ ૩૧॥

ગત્વા તે ખાણ્ડવપ્રસ્થં શઙ્ખાન્[1] દધ્મુર્જિતારયઃ ।
હર્ષયન્તઃ સ્વસુહૃદો દુર્હૃદાં ચાસુખાવહાઃ ॥ ૩૨॥

તચ્છ્રુત્વા પ્રીતમનસ ઇન્દ્રપ્રસ્થનિવાસિનઃ ।
મેનિરે માગધં શાન્તં રાજા ચાપ્તમનોરથઃ ॥ ૩૩॥

અભિવન્દ્યાથ રાજાનં ભીમાર્જુનજનાર્દનાઃ ।
સર્વમાશ્રાવયાઞ્ચક્રુરાત્મના યદનુષ્ઠિતમ્ ॥ ૩૪॥

પરીક્ષિત! જરાસંધના પુત્ર સહદેવ પાસે તેમને યથોચિત વસ્ત્ર, આભૂષણ, માળા-ચંદન વગેરે અપાવીને બહુ સન્માન કરાવ્યું. ॥ ૨૫ ॥ જ્યારે તેઓ સ્નાન કરીને વસ્ત્રાભૂષણથી સુસજ્જ થઈ ચૂક્યા, ત્યારે ભગવાને તેમને ઉત્તમ-ઉત્તમ પદાર્થોનું ભોજન કરાવ્યું અને તાંબૂલ વગેરે વિવિધ પ્રકારના રાજોચિત ભોગ અપાવ્યા. ॥ ૨૬ ॥ ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે તે બંદી રાજાઓને સન્માનિત કર્યા. હવે તેઓ બધાં દુઃખોથી મુક્ત થઈ તથા કાનોમાં ચળકતાં કુંડળો પહેરીને (વર્ષાઋતુ સમાપ્ત થતાં) તારાઓની જેમ શોભવા લાગ્યા. ॥ ૨૭ ॥ પછી ભગવાન શ્રીકૃષ્ણે તેમને સુવર્ણ અને મણિઓથી ભૂષિત અને શ્રેષ્ઠ ઘોડા જોડેલા રથો પર બેસાડ્યા, મધુરવાણીથી તેમને તૃપ્ત કર્યા અને પછી તેમને તેમના દેશ જવા માટે રવાના કર્યા. ॥ ૨૮ ॥ આ પ્રમાણે ઉદાર-શિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે તે રાજાઓને મહાન કષ્ટથી મુક્ત કર્યા. હવે તેઓ જગત્પતિ ભગવાન શ્રીકૃષ્ણનાં રૂપ, ગુણ અને લીલાઓનું ચિંતન કરતાં-કરતાં પોત-પોતાની રાજધાની જવા માટે નીકળ્યા. ॥ ૨૯ ॥ ત્યાં જઈને તે લોકોએ પોતાની પ્રજાને પરમપુરુષ ભગવાન શ્રીકૃષ્ણની અદ્ભુત કૃપા અને લીલા કહી સંભળાવી અને પછી ખૂબ સાવધાનીથી ભગવાનની આજ્ઞા અનુસાર તેઓ પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યા. ॥ ૩૦ ॥

પરીક્ષિત! આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ ભીમસેન પાસે જરાસંધનો વધ કરાવીને ભીમસેન અને અર્જુનની સાથે જરાસંધનંદન સહદેવ દ્વારા સમ્માનિત થઈને ઇન્દ્રપ્રસ્થ આવ્યા. તે વિજયી થઈને આવેલા ત્રણે વીરોએ ઇન્દ્રપ્રસ્થ પાસે પહોંચીને પોત-પોતાના શંખ વગાડ્યા, જેનાથી તેમના સ્વજન-મિત્રોને સુખ અને શત્રુઓને બહુ દુઃખ થયું. ॥ ૩૧-૩૨ ॥ ઇન્દ્રપ્રસ્થવાસીઓનું મન તે શંખધ્વનિને સાંભળીને પ્રસન્ન થઈ ગયું. તેઓ સમજી ગયા કે જરાસંધ મરાઈ ગયો છે અને હવે રાજા યુધિષ્ઠિરનો રાજસૂયયજ્ઞ કરવાનો સંકલ્પ એક રીતે પૂરો થઈ ગયો. ॥ ૩૩ ॥ ભીમસેન, અર્જુન અને ભગવાન શ્રીકૃષ્ણે રાજા યુધિષ્ઠિરને વંદન કર્યાં અને જરાસંધના વધ દરમિયાન ત્યાં જે જે બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું. ॥ ૩૪ ॥

૧. શઙ્ખ ।

નિશમ્ય ધર્મરાજસ્તત્ કેશવેનાનુકમ્પિતમ્ ।
આનન્દાશ્રુકલાં મુઞ્ચન્ પ્રેમ્ણા નોવાચ કિઞ્ચન ॥ ૩૫॥

ધર્મરાજ યુધિષ્ઠિર ભગવાન શ્રીકૃષ્ણના આ પરમ અનુગ્રહની વાત સાંભળીને પ્રેમવિહ્વળ થઈ ગયા, તેમનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુ ટપકવા લાગ્યાં અને તેઓ તેમને કશું કહી ન શક્યા. ॥ ૩૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે કૃષ્ણાદ્યાગમને ત્રિસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૩ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત કૃષ્ણ વગેરેના આગમનમાંનો તોંતેરમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચુમ્મોતેરમો અધ્યાય

## ભગવાનની અગ્રપૂજા અને શિશુપાલનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[2]

એવં યુધિષ્ઠિરો રાજા જરાસન્ધવધં વિભોઃ[3] ।
કૃષ્ણસ્ય ચાનુભાવં તં[4] શ્રુત્વા પ્રીતસ્તમબ્રવીત્ ॥ ૧॥

*યુધિષ્ઠિર ઉવાચ*

યે સ્યુસ્ત્રૈલોક્યગુરવઃ સર્વે લોકમહેશ્વરાઃ ।
વહન્તિ દુર્લભં લબ્ધ્વા શિરસૈવાનુશાસનમ્[5] ॥ ૨॥

સ ભવાનરવિન્દાક્ષો દીનાનામીશમાનિનામ્ ।
ધત્તેઽનુશાસનં ભૂમંસ્તદત્યન્તવિડમ્બનમ્ ॥ ૩॥

ન હ્યેકસ્યાદ્વિતીયસ્ય બ્રહ્મણઃ પરમાત્મનઃ ।
કર્મભિર્વર્ધતે તેજો હ્રસતે ચ યથા રવેઃ ॥ ૪॥

ન વૈ તેઽજિત ભક્તાનાં મમાહમિતિ માધવઃ ।
ત્વં તવેતિ ચ નાનાધીઃ પશૂનામિવ વૈકૃતા[6] ॥ ૫॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્ત્વા યજ્ઞિયે કાલે વવ્રે યુક્તાન્ સ ઋત્વિજઃ ।
કૃષ્ણાનુમોદિતઃ પાર્થો બ્રાહ્મણાન્ બ્રહ્મવાદિનઃ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ધર્મરાજ યુધિષ્ઠિર જરાસંધનો વધ અને સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણનો અદ્ભુત મહિમા સાંભળીને ખૂબ પ્રસન્ન થયા અને તેમને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**ધર્મરાજા યુધિષ્ઠિરે કહ્યું** – સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! ત્રિલોકના સ્વામી, બ્રહ્મા, શંકર અને ઇન્દ્ર વગેરે લોકપાલો – બધા જ આપની આજ્ઞા માટે તત્પર રહે છે અને જો તે મળી જાય તો ઘણી જ શ્રદ્ધાથી તેને શિરોધાર્ય કરે છે. ॥ ૨ ॥ હે અનન્ત! અમે લોકો છીએ તો અત્યંત દીન, પરંતુ માનીએ છીએ પોતાને ભૂપતિ અને રાજા. આવી સ્થિતિમાં અમે છીએ તો દંડને પાત્ર, પરંતુ આપ અમારી આજ્ઞા સ્વીકારો છો અને તેનું પાલન કરો છો. સર્વશક્તિમાન કમલનયન ભગવાન માટે આ મનુષ્ય-લીલાનો અભિનયમાત્ર છે. ॥ ૩ ॥ જેમ ઉદય અથવા અસ્તને કારણે સૂર્યના તેજમાં કોઈ અંતર પડતું નથી, તે જ પ્રમાણે કોઈ પણ પ્રકારનાં કર્મોથી આપનું તેજ ન તો વધે છે અથવા ઘટે છે. કેમકે, આપ એક અદ્વિતીય સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છો. ॥ ૪ ॥ કોઈનાથી પરાજિત ન થવાવાળા માધવ! 'આ હું છું અને આ મારું છે તથા આ તું છે અને આ તારું' – આ પ્રકારની વિકારબુદ્ધિ તો પશુઓમાં હોય છે, જે આપના અનન્ય ભક્તો છે, તેમના ચિત્તમાં આવા પાગલ જેવા વિચારો ક્યારેય આવતા નથી. પછી આપનામાં તો હોય જ કઈ રીતે? (તેથી આપ જે કરી રહ્યા છો તે બધી આપની લીલા છે.) ॥ ૫ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! આ પ્રમાણે કહીને ધર્મરાજ યુધિષ્ઠિરે ભગવાન શ્રીકૃષ્ણની અનુમતિથી યજ્ઞ માટેનો યોગ્ય સમય આવવાથી યજ્ઞકર્મોમાં નિપુણ વેદવાદી બ્રાહ્મણો, ઋત્વિજો, આચાર્યો વગેરેની વરણી કરી. ॥ ૬ ॥

૧. દશમસ્કન્ધે રાજસૂયદિગ્વિજયો ત્રિસપ્ત૦ । ૨. બાદરાયણિરુવાચ । ૩. પ્રભોઃ । ૪. ચ । ૫. શિરસા મેઽનુશાસનમ્ । ૬. વિક્રિયા ।

દ્વૈપાયનો ભરદ્વાજઃ સુમન્તુર્ગૌતમોઽસિતઃ ।
વસિષ્ઠશ્ચ્યવનઃ કણ્વો મૈત્રેયઃ કવષસ્ત્રિતઃ ॥ ૭॥

વિશ્વામિત્રો વામદેવઃ સુમતિર્જૈમિનિઃ ક્રતુઃ ।
પૈલઃ પરાશરો ગર્ગો વૈશમ્પાયન એવ ચ ॥ ૮॥

અથર્વા કશ્યપો ધૌમ્યો રામો ભાર્ગવ આસુરિઃ ।
વીતિહોત્રો મધુચ્છન્દા વીરસેનોઽકૃતવ્રણઃ ॥ ૯॥

ઉપહૂતાસ્તથા ચાન્યે દ્રોણભીષ્મકૃપાદયઃ ।
ધૃતરાષ્ટ્રઃ સહસુતો વિદુરશ્ચ મહામતિઃ ॥ ૧૦॥

બ્રાહ્મણાઃ ક્ષત્રિયા વૈશ્યાઃ શૂદ્રા યજ્ઞદિદૃક્ષવઃ ।
તત્રેયુઃ સર્વરાજાનો રાજ્ઞાં પ્રકૃતયો નૃપ ॥ ૧૧॥

તતસ્તે દેવયજનં બ્રાહ્મણાઃ સ્વર્ણલાઙ્ગલૈઃ ।
કૃષ્ટ્વા તત્ર યથામ્નાયં દીક્ષયાઞ્ચક્રિરે નૃપમ્ ॥ ૧૨॥

હૈમાઃ કિલોપકરણા વરુણસ્ય યથા પુરા ।
ઇન્દ્રાદયો લોકપાલા વિરિઞ્ચિભવસંયુતાઃ ॥ ૧૩॥

સગણાઃ સિદ્ધગન્ધર્વા વિદ્યાધરમહોરગાઃ ।
મુનયો યક્ષરક્ષાંસિ ખગકિન્નરચારણાઃ ॥ ૧૪॥

રાજાનશ્ચ સમાહૂતા રાજપત્ન્યશ્ચ સર્વશઃ ।
રાજસૂયં સમીયુઃ સ્મ રાજ્ઞઃ પાણ્ડુસુતસ્ય વૈ ॥ ૧૫॥

મેનિરે કૃષ્ણભક્તસ્ય સૂપપન્નમવિસ્મિતાઃ ।
અયાજયન્ મહારાજં યાજકા દેવવર્ચસઃ ।
રાજસૂયેન વિધિવત્ પ્રાચેતસમિવામરાઃ ॥ ૧૬॥

સૌત્યેઽહન્યવનીપાલો યાજકાન્ સદસસ્પતીન્ ।
અપૂજયન્ મહાભાગાન્ યથાવત્ સુસમાહિતઃ ॥ ૧૭॥

તેમનાં નામ હતાં – શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસદેવ, ભરદ્વાજ, સુમન્તુ, ગૌતમ, અસિત, વસિષ્ઠ, ચ્યવન, કણ્વ, મૈત્રેય, ક્વષ, ત્રિત, વિશ્વામિત્ર, વામદેવ, સુમતિ, જૈમિનિ, ક્રતુ, પૈલ, પરાશર, ગર્ગ, વૈશંપાયન, અથર્વા, કશ્યપ, ધૌમ્ય, પરશુરામ, શુક્રાચાર્ય, આસુરિ, વીતિહોત્ર, મધુચ્છન્દા, વીરસેન અને અકૃતવ્રણ. ॥ ૭-૯ ॥

આ સિવાય ધર્મરાજાએ દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, ધૃતરાષ્ટ્ર અને તેમના પુત્રો દુર્યોધન વગેરે, મહામતિ વિદુર વગેરેને પણ બોલાવ્યા. ॥ ૧૦ ॥ રાજન્! રાજસૂયયજ્ઞનાં દર્શન કરવા માટે દેશના બધા રાજાઓ, તેમના મંત્રીઓ તથા કર્મચારીઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો – બધા જ આવ્યા હતા. ॥ ૧૧ ॥

ત્યાર પછી ઋત્વિજ બ્રાહ્મણોએ સોનાનાં હળોથી જમીન ખેડીને રાજા યુધિષ્ઠિરને શાસ્ત્રાનુસાર યજ્ઞ-દીક્ષા આપી. ॥ ૧૨ ॥ પ્રાચીન કાળમાં જેમ વરુણદેવના યજ્ઞમાં બધાં જ યજ્ઞપાત્રો સોનાનાં બનાવેલાં હતાં, તે જ પ્રમાણે યુધિષ્ઠિરના યજ્ઞમાં પણ હતાં. પાંડુનંદન મહારાજ યુધિષ્ઠિરના યજ્ઞનું નિમંત્રણ મળવાથી બ્રહ્માજી, શંકર ભગવાન, ઇન્દ્ર વગેરે લોકપાલો, તેમના ગણો સાથે સિદ્ધ-ગન્ધર્વો, વિદ્યાધરો, નાગ, મુનિ, યક્ષ, રાક્ષસ, પક્ષી, કિન્નર, ચારણ, મોટા-મોટા રાજાઓ અને રાણીઓ વગેરે ઉપસ્થિત થયાં. ॥ ૧૩-૧૫ ॥

આવેલા તમામ મહાનુભાવોએ આશ્ચર્યરહિત થઈને માની લીધું કે રાજસૂય-યજ્ઞનું આયોજન યુધિષ્ઠિરજીને માટે યોગ્ય જ છે. કારણ કે, ભગવાન શ્રીકૃષ્ણના ભક્ત માટે આવું આયોજન કરવું એ કોઈ મોટી વાત નથી. તે સમયે દેવતાઓ જેવા તેજસ્વી ઋત્વિજોએ ધર્મરાજા યુધિષ્ઠિર પાસે વિધિપૂર્વક રાજસૂય-યજ્ઞ કરાવ્યો, કે જેવો પૂર્વકાળમાં દેવતાઓએ વરુણ પાસે કરાવ્યો હતો. ॥ ૧૬ ॥ સોમલતાથી રસ કાઢવાના દિવસે મહારાજ યુધિષ્ઠિરે પોતાના પરમ ભાગ્યવાન ઋત્વિજો અને યજ્ઞકર્મની ભૂલ-ચૂકનું નિરીક્ષણ કરવાવાળા વિપ્રોનું વિધિપૂર્વક પૂજન કર્યું. ॥ ૧૭ ॥

હવે સભાસદો એ વિષય પર વિચાર કરવા લાગ્યા કે

સદસ્યાગ્ર્યાર્હણાર્હં વૈ વિમૃશન્તઃ સભાસદઃ ।
નાધ્યગચ્છન્નનૈકાન્ત્યાત્ સહદેવસ્તદાઽબ્રવીત્ ॥ ૧૮॥

અર્હતિ હ્યચ્યુતઃ શ્રૈષ્ઠ્યં ભગવાન્ સાત્વતાં પતિઃ ।
એષ વૈ દેવતાઃ સર્વા દેશકાલધનાદયઃ ॥ ૧૯॥

યદાત્મકમિદં વિશ્વં ક્રતવશ્ચ યદાત્મકાઃ ।
અગ્નિરાહુતયો મન્ત્રા સાઙ્ખ્યં યોગશ્ચ યત્પરઃ ॥ ૨૦॥

એક એવાદ્વિતીયોઽસાવૈતદાત્મ્યમિદં જગત્ ।
આત્મનાઽઽત્માશ્રયઃ સભ્યાઃ સૃજત્યવતિ હન્ત્યજઃ ॥ ૨૧॥

વિવિધાનીહ કર્માણિ જનયન્ યદવેક્ષયા ।
ઈહતે યદયં સર્વઃ શ્રેયો ધર્માદિલક્ષણમ્ ॥ ૨૨॥

તસ્માત્ કૃષ્ણાય મહતે દીયતાં પરમાર્હણમ્ ।
એવં ચેત્ સર્વભૂતાનામાત્મનશ્ચાર્હણં ભવેત્ ॥ ૨૩॥

સર્વભૂતાત્મભૂતાય કૃષ્ણાયાનન્યદર્શિને ।
દેયં શાન્તાય પૂર્ણાય દત્તસ્યાનન્ત્યમિચ્છતા ॥ ૨૪॥

ઇત્યુક્ત્વા સહદેવોઽભૂત્ તૂષ્ણીં કૃષ્ણાનુભાવવિત્ ।
તચ્છ્રુત્વા તુષ્ટુવુઃ સર્વે સાધુ સાધ્વિતિ સત્તમાઃ ॥ ૨૫॥

શ્રુત્વા દ્વિજેરિતં રાજા જ્ઞાત્વા હાર્દં સભાસદામ્ ।
સમર્હયદ્ધૃષીકેશં પ્રીતઃ પ્રણયવિહ્વલઃ ॥ ૨૬॥

તત્પાદાવવનિજ્યાપઃ શિરસા લોકપાવનીઃ ।
સભાર્યઃ સાનુજામાત્યઃ[1] સકુટુમ્બોઽવહન્મુદા ॥ ૨૭॥

વાસોભિઃ પીતકૌશેયૈર્ભૂષણૈશ્ચ મહાધનૈઃ ।
અર્હયિત્વાઽશ્રુપૂર્ણાક્ષો નાશકત્ સમવેક્ષિતુમ્ ॥ ૨૮॥

સદસ્યોમાં અગ્રપૂજા કોની કરવી. જેટલી મતિ, એટલા મત. તેથી સર્વસમ્મતિથી કોઈ નિર્ણય ન થઈ શક્યો. આવી સ્થિતિમાં સહદેવજીએ કહ્યું – ॥ ૧૮ ॥ 'યાદવશ્રેષ્ઠ ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ જ સદસ્યોમાં સર્વશ્રેષ્ઠ અને અગ્રપૂજાને પાત્ર છે; કેમકે, તેઓ જ સમસ્ત દેવતાઓના રૂપમાં છે અને દેશ, કાળ, ધન વગેરે જેટલી પણ વસ્તુઓ છે, તે બધાના રૂપમાં પણ તેઓ જ છે. ॥ ૧૯ ॥ આ સંપૂર્ણ વિશ્વ શ્રીકૃષ્ણનું જ રૂપ છે. સમસ્ત યજ્ઞો પણ શ્રીકૃષ્ણસ્વરૂપ જ છે. ભગવાન શ્રીકૃષ્ણ જ અગ્નિ, આહુતિ અને મન્ત્રોના રૂપે છે. જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ – એ બન્ને પણ શ્રીકૃષ્ણપ્રાપ્તિના જ હેતુ છે. ॥ ૨૦ ॥ સભાસદો! હું ક્યાં સુધી વર્ણન કરું, શ્રીકૃષ્ણ એક છે, અદ્વિતીય છે, આ શ્રીકૃષ્ણ જ સર્વ જગતના આત્મા છે. તેઓ પોતે પોતાનામાં જ સ્થિત અને જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ વગેરે છ ભાવવિકારોથી રહિત છે. તેઓ પોતાના આત્મસ્વરૂપ સંકલ્પથી જ જગતની રચના, પાલન અને સંહાર કરે છે. ॥ ૨૧ ॥ આ સમસ્ત સંસાર શ્રીકૃષ્ણના જ અનુગ્રહથી અનેક પ્રકારનાં કર્મોનું અનુષ્ઠાન કરતો રહીને, ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ પુરુષાર્થો કરે છે. ॥ ૨૨ ॥ તેથી સર્વશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણની જ અગ્રપૂજા થવી જોઈએ. એમની પૂજા કરવાથી સમસ્ત પ્રાણીઓની તથા આપણી પણ પૂજા થઈ જાય છે. ॥ ૨૩ ॥ જેઓ પોતાના દાન-ધર્મનું અનંત ફળ ઇચ્છે છે, તેમણે સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોના અંતરાત્મા, ભેદભાવરહિત, પરમશાંત અને પરિપૂર્ણ ભગવાન શ્રીકૃષ્ણને જ (દાન) આપવું જોઈએ.' ॥ ૨૪ ॥ પરીક્ષિત! સહદેવજી ભગવાનનો મહિમા અને તેમના પ્રભાવને જાણતા હતા. આટલું કહીને તેઓ મૌન થઈ ગયા. તે વખતે ધર્મરાજ યુધિષ્ઠિરની યજ્ઞસભામાં જેટલા સત્પુરુષો ઉપસ્થિત હતા, બધાએ એકી અવાજે 'બરાબર છે, બરાબર છે' કહીને સહદેવજીની વાતનું સમર્થન કર્યું. ॥ ૨૫ ॥ ધર્મરાજ યુધિષ્ઠિરે બ્રાહ્મણોની આજ્ઞા સાંભળીને તથા સભાસદોનો અભિપ્રાય જાણીને બહુ આનંદપૂર્વક પ્રેમની અધિકતાથી વિહ્વળ થઈને ભગવાન શ્રીકૃષ્ણની અગ્રપૂજા કરી. ॥ ૨૬ ॥ પોતાનાં પત્ની, ભાઈઓ, મંત્રીઓ અને કુટુંબીજનો સાથે ધર્મરાજ યુધિષ્ઠિરે ખૂબ જ પ્રેમથી, આનંદથી ભગવાનના ચરણ પખાળ્યા તથા તેમના ચરણોનું લોકપાવન જળ પોતાના મસ્તક પર ચઢાવ્યું. ॥ ૨૭ ॥ તેમણે ભગવાનને પીળાં રેશમી વસ્ત્રો અને બહુ કીમતી આભૂષણો અર્પણ કર્યાં. તે સમયે તેમનાં નેત્રો હર્ષનાં અશ્રુબિન્દુથી ભરાઈ જવાને કારણે તેઓ ભગવાનને સારી રીતે જોઈ પણ શકતા ન હતા. ॥ ૨૮ ॥ યજ્ઞસભામાં ઉપસ્થિત બધા લોકો ભગવાન

૧. સાનુજોઽવ્યગ્રઃ ।

ઇત્થં સભાજિતં વીક્ષ્ય સર્વે પ્રાઞ્જલયો જનાઃ ।
નમો જયેતિ નેમુસ્તં નિપેતુઃ પુષ્પવૃષ્ટયઃ ॥ ૨૯॥

ઇત્થં નિશમ્ય દમઘોષસુતઃ સ્વપીઠા-
દુત્થાય કૃષ્ણગુણવર્ણનજાતમન્યુઃ ।
ઉત્ક્ષિપ્ય બાહુમિદમાહ સદસ્યમર્ષી
સંશ્રાવયન્ ભગવતે પરુષાણ્યભીતઃ ॥ ૩૦॥

ઈશો દુરત્યયઃ કાલ ઇતિ સત્યવતી શ્રુતિઃ ।
વૃદ્ધાનામપિ યદ્ બુદ્ધિર્બાલવાક્યૈર્વિભિદ્યતે ॥ ૩૧॥

યૂયં પાત્રવિદાં શ્રેષ્ઠા મા મન્ધ્વં બાલભાષિતમ્ ।
સદસસ્પતયઃ સર્વે કૃષ્ણો યત્ સમ્મતોઽર્હણે ॥ ૩૨॥

તપોવિદ્યાવ્રતધરાન્ જ્ઞાનવિધ્વસ્તકલ્મષાન્ ।
પરમર્ષીન્ બ્રહ્મનિષ્ઠાન્ લોકપાલૈશ્ચ પૂજિતાન્ ॥ ૩૩॥

સદસ્પતીનતિક્રમ્ય[1] ગોપાલઃ કુલપાંસનઃ ।
યથા કાકઃ પુરોડાશં સપર્યાં કથમર્હતિ ॥ ૩૪॥

વર્ણાશ્રમકુલાપેતઃ સર્વધર્મબહિષ્કૃતઃ ।
સ્વૈરવર્તી ગુણૈર્હીનઃ સપર્યાં કથમર્હતિ ॥ ૩૫॥

યયાતિનૈષાં હિ કુલં શપ્તં સદ્ભિર્બહિષ્કૃતમ્ ।
વૃથાપાનરતં શશ્વત્ સપર્યાં કથમર્હતિ ॥ ૩૬॥

બ્રહ્મર્ષિસેવિતાન્ દેશાન્ હિત્વૈતેઽબ્રહ્મવર્ચસમ્ ।
સમુદ્રં દુર્ગમાશ્રિત્ય બાધન્તે દસ્યવઃ પ્રજાઃ ॥ ૩૭॥

એવમાદીન્યભદ્રાણિ બભાષે નષ્ટમઙ્ગલઃ ।
નોવાચ કિઞ્ચિદ્ ભગવાન્ યથા સિંહઃ શિવારુતમ્ ॥ ૩૮॥

શ્રીકૃષ્ણને આ રીતે પૂજાયેલા, સત્કારાયેલા જોઈને હાથ જોડીને 'નમો નમઃ । નમો નમઃ । નમોઃ નમઃ । જય-જય'નો ઘોષ કરીને ભગવાનને નમસ્કાર કરવા લાગ્યા. તે વખતે આકાશમાંથી પુષ્પોની (સ્વયં) વૃષ્ટિ થઈ. ॥ ૨૯ ॥

પરીક્ષિત! પોતાના આસન પર બેઠેલો શિશુપાલ આ બધું જોઈ – સાંભળી રહ્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણના ગુણ સાંભળીને તેને ક્રોધ આવ્યો અને તે ઊભો થઈ ગયો. તે ભરી સભામાં હાથ ઊંચા કરીને ખૂબ જ ઉદ્ધતાઈપૂર્વક અને નિર્ભયતાથી ભગવાનને સંભળાવી-સંભળાવીને અત્યંત કઠોર શબ્દો કહેવા લાગ્યો - ॥ ૩૦ ॥ 'સભાસદો! શ્રુતિઓનું એ કહેવું સર્વથા (અક્ષરશઃ) સાચું છે કે કાળ એ જ ઈશ્વર છે. લાખ ઉપાયો કરવા છતાં પણ તે પોતાનું કામ કરાવી જ લે છે. આનું પ્રત્યક્ષ પ્રમાણ અમે જોઈ લીધું છે કે અહીં બાળકો અને અજ્ઞાનીઓની વાતોથી મોટા-મોટા વયોવૃદ્ધો અને જ્ઞાનવૃદ્ધોની બુદ્ધિ પણ ભ્રમિત થઈ ગઈ છે. ॥ ૩૧ ॥ પરંતુ હું માનું છું કે, તમે લોકો અગ્રપૂજાને યોગ્ય પાત્રનો નિર્ણય કરવા પૂરી રીતે સક્ષમ છો. તેથી હે સભાપતિઓ! તમે લોકો યોગ્ય-અયોગ્યને જાણનારાઓમાં શ્રેષ્ઠ છો, તેથી 'કૃષ્ણ જ અગ્રપૂજાને માટે યોગ્ય છે' એવું બાળક સહદેવનું વચન માનશો નહીં. ॥ ૩૨ ॥ અહીં મોટા-મોટા તપસ્વીઓ, વિદ્વાનો, વ્રતધારીઓ, જ્ઞાન દ્વારા પોતાનાં સમસ્ત પાપ-તાપોને શાંત કરી દેનારા પરમ જ્ઞાની, પરમઋષિ, બ્રહ્મનિષ્ઠ વગેરે ઉપસ્થિત છે – જેમની પૂજા મોટા-મોટા લોકપાલો પણ કરે છે. ॥ ૩૩ ॥ યજ્ઞની ભૂલ-ચૂક બતાવનારા તે સભાપતિઓને છોડીને આ કુળકલંક ગોવાળ, ભલા, અગ્રપૂજાનો અધિકારી કઈ રીતે થઈ શકે? શું કાગડો ક્યારેય યજ્ઞના પુરોડાશનો અધિકારી થઈ શકે છે? ॥ ૩૪ ॥ ન તેનો કોઈ વર્ણ છે, ન કોઈ આશ્રમ. કુળ પણ તેનું ઊંચું નથી. તે બધા ધર્મોથી બહિષ્કૃત છે. વેદ અને લોકમર્યાદાઓનું ઉલ્લંઘન કરીને ઇચ્છાનુસાર આચરણ કરે છે. તેનામાં કોઈ ગુણ પણ નથી. આવી સ્થિતિમાં આ અગ્રપૂજાને પાત્ર કઈ રીતે થઈ શકે? ॥ ૩૫ ॥ તમે લોકો જાણો છો કે, રાજા યયાતિએ યદુકુળને શાપ આપ્યો છે. તેથી સત્પુરુષોએ આ વંશનો બહિષ્કાર કરી દીધો છે. તે બધા વ્યર્થ મધુપાનમાં આસક્ત રહે છે. પછી આ અગ્રપૂજાને યોગ્ય કઈ રીતે હોઈ શકે? ॥ ૩૬ ॥ આ બધાએ બ્રહ્મર્ષિઓ દ્વારા સેવિત મથુરા વગેરે દેશોનો પરિત્યાગ કરી દીધો અને બ્રહ્મતેજ-રહિત સમુદ્રરૂપી કિલ્લાનો આશ્રય કરીને રહે છે. ત્યાંથી જ્યારે આ લોકો બહાર નીકળે છે, ત્યારે ડાકુઓની જેમ પ્રજાને સતાવે છે.' ॥ ૩૭ ॥ પરીક્ષિત! સાચું પૂછો તો શિશુપાલનું તમામ શુભ નષ્ટ થઈ ચૂક્યું હતું. તેથી તેણે બીજી પણ ઘણી કડવી વાતો ભગવાન શ્રીકૃષ્ણને સંભળાવી. પરંતુ જેમ સિંહ ક્યારેય શિયાળની બૂમો

૧. સદસ્પતીનતિવ્રજ્ય ।

ભગવન્નિન્દનં શ્રુત્વા દુઃસહં તત્ સભાસદઃ ।
કર્ણૌ પિધાય નિર્જગ્મુઃ શપન્તશ્ચેદિપં રુષા ॥ ૩૯॥

નિન્દાં ભગવતઃ શૃણ્વંસ્તત્પરસ્ય જનસ્ય વા ।
તતો નાપૈતિ યઃ સોઽપિ યાત્યધઃ સુકૃતાચ્ચ્યુતઃ ॥ ૪૦॥

તતઃ પાણ્ડુસુતાઃ ક્રુદ્ધા મત્સ્યકૈકયસૃઞ્જયાઃ ।
ઉદાયુધાઃ સમુત્તસ્થુઃ શિશુપાલજિઘાંસવઃ[1] ॥ ૪૧॥

તતશ્ચૈદ્યસ્ત્વસમ્ભ્રાન્તો જગૃહે ખડ્ગચર્મણી ।
ભર્ત્સયન્ કૃષ્ણપક્ષીયાન્ રાજ્ઞઃ સદસિ ભારત ॥ ૪૨॥

તાવદુત્થાય ભગવાન્ સ્વાન્ નિવાર્ય સ્વયં રુષા ।
શિરઃ ક્ષુરાન્તચક્રેણ જહારાપતતો રિપોઃ ॥ ૪૩॥

શબ્દઃ કોલાહલોઽપ્યાસીત્ શિશુપાલે હતે મહાન્ ।
તસ્યાનુયાયિનો ભૂપા દુદ્રુવુર્જીવિતૈષિણઃ ॥ ૪૪॥

ચૈદ્યદેહોત્થિતં જ્યોતિર્વાસુદેવમુપાવિશત્ ।
પશ્યતાં સર્વભૂતાનામુલ્કેવ ભુવિ ખાચ્ચ્યુતા ॥ ૪૫॥

જન્મત્રયાનુગુણિતવૈરસંરબ્ધયા ધિયા ।
ધ્યાયંસ્તન્મયતાં યાતો ભાવો હિ ભવકારણમ્ ॥ ૪૬॥

ઋત્વિગ્ભ્યઃ સસદસ્યેભ્યો દક્ષિણાં વિપુલામદાત્ ।
સર્વાન્ સમ્પૂજ્ય વિધિવચ્ચક્રેઽવભૃથમેકરાટ્ ॥ ૪૭॥

સાધયિત્વા ક્રતું રાજ્ઞઃ કૃષ્ણો યોગેશ્વરેશ્વરઃ ।
ઉવાસ કતિચિન્માસાન્ સુહૃદ્ભિરભિયાચિતઃ ॥ ૪૮॥

તતોઽનુજ્ઞાપ્ય રાજાનમનિચ્છન્તમપીશ્વરઃ ।
યયૌ સભાર્યઃ સામાત્યઃ સ્વપુરં દેવકીસુતઃ ॥ ૪૯॥

ઉપર ધ્યાન આપતો નથી તે જ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ મૌન રહ્યા, તેમણે શિશુપાલને કોઈ ઉત્તર ન આપ્યો. ॥ ૩૮ ॥ પરંતુ સભાસદો માટે ભગવાનની નિન્દા અસહ્ય બની ગઈ. તેમાંથી કેટલાયે પોતાના કાન બંધ કરીને શિશુપાલને ગાળો દેતા બહાર નીકળી ગયા. ॥ ૩૯ ॥ પરીક્ષિત! જે ભગવાનની અથવા ભગવાનના ભક્તોની નિન્દા સાંભળીને ત્યાંથી ચાલ્યો નથી જતો તે પોતાનાં શુભ કર્મોથી ચ્યુત થઈ જાય છે અને તેની અધોગતિ થાય છે. ॥ ૪૦ ॥

પરીક્ષિત! હવે શિશુપાલને મારી નાખવા માટે પાંડવો, મત્સ્ય, કેકય અને સૃઞ્જયવંશી રાજાઓ ક્રોધ કરીને હાથમાં હથિયાર ઉઠાવી ઊભા થઈ ગયા. ॥ ૪૧ ॥ પરંતુ શિશુપાલ એનાથી સ્હેજ પણ ગભરાયો નહીં. તેણે કોઈ પણ પ્રકારનો આગળ-પાછળનો વિચાર કર્યા વિના પોતાની ઢાલ-તલવાર ઉઠાવી લીધી અને તે ભરી સભામાં શ્રીકૃષ્ણના પક્ષપાતી રાજાઓને લલકારવા લાગ્યો. ॥ ૪૨ ॥ તે લોકોને લડતા ઝઘડતા જોઈને ભગવાન શ્રીકૃષ્ણ ઊભા થયા. તેમણે પોતાના પક્ષના રાજાઓને શાંત કર્યા અને સ્વયં ક્રોધ કરીને પોતાના ઉપર દોડીને આવી રહેલા શિશુપાલનું મસ્તક તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કાપી નાંખ્યું. ॥ ૪૩ ॥ શિશુપાલના મૃત્યુથી ત્યાં ભારે કોલાહલ થયો. તેના અનુયાયી રાજાઓ પોતાના પ્રાણ બચાવવા ત્યાંથી નાસી ગયા. ॥ ૪૪ ॥ શિશુપાલના દેહમાંથી ઉત્પન્ન થયેલ તેજની જ્યોતિ, જેમ આકાશમાંથી ઉત્પન્ન થયેલ ઉલ્કાવીજળી ભૂમિમાં સમાઈ જાય તેમ ભગવાનમાં સમાઈ ગઈ. ॥ ૪૫ ॥ પરીક્ષિત! શિશુપાલના અંતઃકરણમાં લાગલગાટ ત્રણ જન્મોથી વેરભાવમાં અભિવૃદ્ધિ થઈ રહી હતી. અને આ પ્રમાણે વેરભાવથી જ ભગવાનનું ધ્યાન કરતાં-કરતાં તે તન્મય થઈ ગયો – ભગવાનનો પાર્ષદ બની ગયો. સાચું જ છે, મૃત્યુ પછી પ્રાપ્ત થનાર ગતિમાં ભાવ જ કારણ છે. ॥ ૪૬ ॥ શિશુપાલની સદ્‌ગતિ થયા પછી ચક્રવર્તી ધર્મરાજા યુધિષ્ઠિરે સદસ્યો અને ઋત્વિજોને ઘણી દક્ષિણા આપી તથા બધાનો સત્કાર કરીને વિધિ-પૂર્વક યજ્ઞાંત-સ્નાન – અવભૃથ-સ્નાન કર્યું. ॥ ૪૭ ॥

પરીક્ષિત! આ પ્રમાણે યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે ધર્મરાજ યુધિષ્ઠિરનો રાજસૂય-યજ્ઞ પૂર્ણ કર્યો અને પોતાના સગાસંબંધીઓ અને સુહૃદોની પ્રાર્થનાથી થોડા મહિના ત્યાં જ રોકાયા. ॥ ૪૮ ॥ ત્યાર પછી રાજા યુધિષ્ઠિરની ઇચ્છા ન હોવા છતાં પણ સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણે તેમની આજ્ઞા લઈ લીધી અને પોતાની રાણીઓ તથા મંત્રીઓ સાથે ઇન્દ્રપ્રસ્થથી દ્વારકાપુરી જવા પ્રસ્થાન કર્યું. ॥ ૪૯ ॥

૧. જિઘાંસયા ।

વર્ણિતં તદુપાખ્યાનં મયા તે બહુવિસ્તરમ્ ।
વૈકુણ્ઠવાસિનોર્જન્મ વિપ્રશાપાત્ પુનઃ પુનઃ ॥ ૫૦॥

પરીક્ષિત! હું એ ઉપાખ્યાન તમને વિસ્તારપૂર્વક સંભળાવી ચૂક્યો છું કે વૈકુંઠવાસી જય અને વિજયને સનકાદિ ઋષિઓના શાપથી વારંવાર જન્મ લેવો પડ્યો હતો. ॥ ૫૦ ॥

રાજસૂયાવભૃથ્યેન સ્નાતો રાજા યુધિષ્ઠિરઃ ।
બ્રહ્મક્ષત્રસભામધ્યે શુશુભે સુરરાડિવ ॥ ૫૧॥

મહારાજ યુધિષ્ઠિર રાજસૂયનું યજ્ઞાંત-સ્નાન કરીને બ્રાહ્મણો અને ક્ષત્રિયોની સભામાં દેવરાજ ઇન્દ્ર જેવા શોભી રહ્યા હતા. ॥ ૫૧ ॥

રાજ્ઞા સભાજિતાઃ સર્વે સુરમાનવખેચરાઃ ।
કૃષ્ણં ક્રતું ચ શંસન્તઃ સ્વધામાનિ યયુર્મુદા[1] ॥ ૫૨॥

રાજા યુધિષ્ઠિરે દેવતાઓ, મનુષ્યો અને આકાશચારી-કિન્નરો, ગન્ધર્વોનો યથાયોગ્ય સત્કાર કર્યો તથા તેઓ ભગવાન શ્રીકૃષ્ણ અને રાજસૂય યજ્ઞની પ્રશંસા કરતા - કરતા ખૂબ આનંદિત થઈને પોત-પોતાના લોકમાં સિધાવી ગયા. ॥ ૫૨ ॥

દુર્યોધનમૃતે પાપં કલિં કુરુકુલામયમ્ ।
યો ન સેહે શ્રિયં સ્ફીતાં દૃષ્ટ્વા પાણ્ડુસુતસ્ય તામ્ ॥ ૫૩॥

પરીક્ષિત! બધા લોકો સુખી થયા. પરંતુ દુર્યોધન પાંડવોની આ ઉજ્જ્વળ રાજ્યલક્ષ્મીની ઉન્નતિ સહી ન શક્યો. કેમકે, તે સ્વભાવથી જ પાપી, કલહ-પ્રેમી, કુરુકુળનો નાશ કરવા માટે એક મહાન રોગ હતો. ॥ ૫૩ ॥

ય ઇદં કીર્તયેદ્ વિષ્ણોઃ કર્મ ચૈદ્યવધાદિકમ્ ।
રાજમોક્ષં વિતાનં ચ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૫૪॥

પરીક્ષિત! જે મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણની આ લીલાનું – શિશુપાલ-વધ, જરાસંધ-વધ, બંદી રાજાઓની મુક્તિ અને યજ્ઞ-અનુષ્ઠાનનું કીર્તન કરશે તે સમસ્ત પાપોથી મુક્ત થઈ જશે. ॥ ૫૪ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે શિશુપાલવધો[2] નામ ચતુઃસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૪ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત શિશુપાલવધ નામનો ચુમ્મોતેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# પંચોતેરમો અધ્યાય

## રાજસૂય યજ્ઞ સમ્પન્ન અને દુર્યોધનનું અપમાન

*રાજોવાચ*

અજાતશત્રોસ્તં દૃષ્ટ્વા રાજસૂયમહોદયમ્ ।
સર્વે મુમુદિરે બ્રહ્મન્ નૃદેવા યે સમાગતાઃ ॥ ૧॥

દુર્યોધનં વર્જયિત્વા રાજાનઃ સર્ષયઃ સુરાઃ ।
ઇતિ શ્રુતં નો ભગવંસ્તત્ર કારણમુચ્યતામ્ ॥ ૨॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન્! અજાતશત્રુ ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમહોત્સવને જોઈને જેટલા મનુષ્યો, રાજાઓ, ઋષિઓ, મુનિઓ અને દેવતાઓ આવ્યા હતા, તે બધાને ખૂબ આનંદ થયો. પરંતુ દુર્યોધનને બહુ દુઃખ, સંતાપ થયો; એવું મેં આપના મુખેથી સાંભળ્યું. ભગવન્! આપ કૃપા કરીને એનું કારણ જણાવો. ॥ ૧-૨ ॥

*ઋષિરુવાચ*[3]

પિતામહસ્ય તે યજ્ઞે રાજસૂયે મહાત્મનઃ ।
બાન્ધવાઃ પરિચર્યાયાં તસ્યાસન્ પ્રેમબન્ધનાઃ ॥ ૩॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! તમારા દાદા યુધિષ્ઠિર મોટા મહાત્મા હતા. તેમના પ્રેમ-પાશથી બંધાઈને બધા ભાઈ-બંધુઓએ રાજસૂય-યજ્ઞમાં જુદું જુદું સેવાકાર્ય સ્વીકારી લીધું હતું. ॥ ૩ ॥

---

૧. મુદા યયુઃ । ૨. ઽવધશ્ચતુઃસપ્તતિ૰ । ૩. બાદરાયણિરુવાચ ।

ભીમો મહાનસાધ્યક્ષો ધનાધ્યક્ષઃ સુયોધનઃ ।
સહદેવસ્તુ પૂજાયાં નકુલો દ્રવ્યસાધને ॥ ૪॥

ગુરુશુશ્રૂષણે[1] જિષ્ણુઃ કૃષ્ણઃ પાદાવનેજને ।
પરિવેષણે દ્રુપદજા કર્ણો દાને મહામનાઃ ॥ ૫॥

યુયુધાનો વિકર્ણશ્ચ હાર્દિક્યો વિદુરાદયઃ ।
બાહ્લીકપુત્રા ભૂર્યાદ્યા યે ચ સન્તર્દનાદયઃ ॥ ૬॥

નિરૂપિતા મહાયજ્ઞે નાનાકર્મસુ તે તદા ।
પ્રવર્તન્તે સ્મ રાજેન્દ્ર રાજ્ઞઃ પ્રિયચિકીર્ષવઃ ॥ ૭॥

ઋત્વિક્સદસ્યબહુવિત્સુ સુહૃત્તમેષુ
સ્વિષ્ટેષુ સૂનૃતસમર્હણદક્ષિણાભિઃ ।
ચૈદ્યે ચ સાત્વતપતેશ્ચરણં પ્રવિષ્ટે
ચક્રુસ્તતસ્ત્વવભૃથસ્નપનં દ્યુનદ્યામ્ ॥ ૮॥

મૃદઙ્ગશઙ્ખપણવધુન્ધુર્યાનકગોમુખાઃ ।
વાદિત્રાણિ વિચિત્રાણિ નેદુરાવભૃથોત્સવે ॥ ૯॥

નર્તક્યો નનૃતુર્હૃષ્ટા ગાયકા યૂથશો જગુઃ ।
વીણાવેણુતલોન્નાદસ્તેષાં સ દિવમસ્પૃશત્ ॥ ૧૦॥

ચિત્રધ્વજપતાકાગ્રૈરિભેન્દ્રસ્યન્દનાર્વભિઃ ।
સ્વલઙ્કૃતૈર્ભટૈર્ભૂપા નિર્યયૂ રુક્મમાલિનઃ ॥ ૧૧॥

યદુસૃઞ્જયકામ્બોજકુરુકેકયકોસલાઃ ।
કમ્પયન્તો ભુવં સૈન્યૈર્યજમાનપુરઃસરાઃ ॥ ૧૨॥

સદસ્યર્ત્વિગ્દ્વિજશ્રેષ્ઠા બ્રહ્મઘોષેણ ભૂયસા ।
દેવર્ષિપિતૃગન્ધર્વાસ્તુષ્ટુવુઃ પુષ્પવર્ષિણઃ ॥ ૧૩॥

સ્વલઙ્કૃતા નરા નાર્યો ગન્ધસ્રગ્ભૂષણામ્બરૈઃ[2] ।
વિલિમ્પન્ત્યોઽભિષિઞ્ચન્ત્યો વિજહ્રુર્વિવિધૈ રસૈઃ ॥ ૧૪॥

ભીમસેન ભોજનાલયની દેખ-રેખ કરતા હતા. દુર્યોધન કોષાધ્યક્ષ હતા. સહદેવને અભ્યાગતોના સ્વાગત-સત્કાર માટે નિયુક્ત કરવામાં આવ્યા હતા અને નકુલ વિવિધ પ્રકારની સામગ્રી એકત્ર કરવાનું કામ કરતા હતા. ॥ ૪ ॥ અર્જુન ગુરુજનોની સેવા-શુશ્રૂષા કરતા હતા અને સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ આવેલા અતિથિઓના ચરણ પખાળતા હતા. દેવી દ્રૌપદી ભોજન પીરસતાં હતાં અને ઉદારશિરોમણિ કર્ણ ખુલ્લા હાથે દાન આપતા હતા. ॥ ૫ ॥ પરીક્ષિત! આ જ પ્રમાણે સાત્યકિ, વિકર્ણ, હાર્દિક્ય, વિદુર, ભૂરિશ્રવા વગેરે બાહ્લીકના પુત્રો અને સન્તર્દન વગેરે રાજસૂય યજ્ઞમાં જુદા જુદા કામોમાં નિયુક્ત હતા. તે બધા જ યુધિષ્ઠિરજીનું પ્રિય થાય તેવું કામ કરતા હતા. ॥ ૬-૭ ॥

પરીક્ષિત! જ્યારે ઋત્વિજો, સદસ્યો અને વિદ્વાનોનું તથા પોતાના ઇષ્ટ-મિત્રો અને ભાઈ-બાંધવોનો સુમધુર વાણી, વિવિધ પ્રકારની પૂજા સામગ્રી અને દક્ષિણા વગેરેથી સારી રીતે સત્કાર થઈ ચૂક્યો તથા શિશુપાલ ભક્તવત્સલ ભગવાનના ચરણોમાં સમાઈ ગયો, ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિર ગંગાજીમાં યજ્ઞાંત-સ્નાન કરવા ગયા. ॥ ૮ ॥ જે વખતે તેઓ અવભૃથ-સ્નાન કરવા લાગ્યા, ત્યારે મૃદંગ, શંખ, ભેરી, ઢોલ, નગારાં અને શૃંગવાદ્યો વગેરે વિવિધ પ્રકારનાં વાજિંત્રો વાગવાં લાગ્યાં. ॥ ૯ ॥ નર્તકીઓ હર્ષભેર નાચી રહી હતી. ગવૈયાઓના વૃન્દ ગાવા લાગ્યા અને વીણા, વાંસળી તથા ઝાંઝ-મંજીરા વગેરે વાદ્યોનો ધ્વનિ આકાશ સુધી ગૂંજી રહ્યો હતો. ॥ ૧૦ ॥ સોનાના હાર પહેરેલા યાદવ, સૃઞ્જય, કુરુ, કેકય અને કોસલ દેશના રાજાઓ રંગ-બે-રંગી ધજા-પતાકાઓ સાથેના ખૂબ સજાવેલા ગજરાજો, રથો, ઘોડાઓ તથા સુસજ્જ વીર સૈનિકો સાથે મહારાજ યુધિષ્ઠિરની આગળ પૃથ્વીને કંપાવતા ચાલી રહ્યા હતા. ॥ ૧૧-૧૨ ॥ યજ્ઞના સદસ્યો, ઋત્વિજો અને અનેક શ્રેષ્ઠ બ્રાહ્મણો વેદમંત્રોનો ઊંચા સ્વરથી પાઠ કરી રહ્યા હતા. દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, ગન્ધર્વો, આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ કરતા હતા. ॥ ૧૩ ॥ ઈન્દ્રપ્રસ્થના સ્ત્રી-પુરુષો સુગન્ધિત દ્રવ્યો, પુષ્પના હાર, રંગ-બેરંગી વસ્ત્રો અને કીમતી આભૂષણોથી સજી-ધજીને એક-બીજા પર જળ, તેલ, દૂધ, માખણ વગેરે નાખીને ભીંજવતા હતા અને એક-બીજાના શરીરે ચોપડતા હતા. આ પ્રમાણે ક્રીડા કરતા ધર્મરાજાની સાથે ચાલી રહ્યા હતા. ॥ ૧૪ ॥

૧. સતાં શુશ્રૂષણે । ૨. ૦ભૂષણાદિભિઃ ।

તૈલગોરસગન્ધોદહરિદ્રાસાન્દ્રકુઙ્કુમૈઃ ।
પુમ્ભિર્લિપ્તાઃ પ્રલિમ્પન્ત્યો વિજહ્રુર્વારયોષિતઃ ॥ ૧૫॥

ગુપ્તા નૃભિર્નિરગમન્નુપલબ્ધુમેતદ્
દેવ્યો યથા દિવિ વિમાનવરૈર્નૃદેવ્યઃ ।
તા માતુલેયસખિભિઃ પરિષિચ્યમાનાઃ
સવ્રીડહાસવિકસદ્વદના વિરેજુઃ ॥ ૧૬॥

તા દેવરાનુત સખીન્ સિષિચુર્દતીભિઃ
ક્લિન્નામ્બરા વિવૃતગાત્રકુચોરુમધ્યાઃ ।
ઔત્સુક્યમુક્તકબરાચ્ચ્યવમાનમાલ્યાઃ
ક્ષોભં દધુર્મલધિયાં રુચિરૈર્વિહારૈઃ ॥ ૧૭॥

સ સમ્રાડ્ રથમારૂઢઃ સદશ્વં રુક્મમાલિનમ્ ।
વ્યરોચત સ્વપત્નીભિઃ ક્રિયાભિઃ ક્રતુરાડિવ ॥ ૧૮॥

પત્નીસંયાજાવભૃથ્યૈશ્ચરિત્વા તે તમૃત્વિજઃ ।
આચાન્તં સ્નાપયાઞ્ચક્રુર્ગઙ્ગાયાં સહ કૃષ્ણયા ॥ ૧૯॥

દેવદુન્દુભયો નેદુર્નરદુન્દુભિભિઃ સમમ્ ।
મુમુચુઃ પુષ્પવર્ષાણિ દેવર્ષિપિતૃમાનવાઃ ॥ ૨૦॥

સસ્નુસ્તત્ર તતઃ સર્વે વર્ણાશ્રમયુતા નરાઃ[1] ।
મહાપાતક્યપિ યતઃ સદ્યો મુચ્યેત કિલ્બિષાત્ ॥ ૨૧॥

અથ રાજાઽહતે ક્ષૌમે પરિધાય સ્વલઙ્કૃતઃ ।
ઋત્વિક્સદસ્યવિપ્રાદીનાનર્ચાભરણામ્બરૈઃ ॥ ૨૨॥

બન્ધુજ્ઞાતિનૃપાન્ મિત્રસુહૃદોઽન્યાંશ્ચ સર્વશઃ ।
અભીક્ષ્ણં પૂજયામાસ નારાયણપરો નૃપઃ ॥ ૨૩॥

વારાંગનાઓ પુરુષોને તેલ, ગોરસ, સુગન્ધિત જલ, હળદર અને કેસરનો લેપ કરતી હતી અને પુરુષો પણ તેમને તે જ વસ્તુઓથી તરબોળ કરી દેતા હતા. ॥ ૧૫ ॥

તે સમયે આ ઉત્સવને જોવા માટે જેમ ઉત્તમ-ઉત્તમ વિમાનોમાં બેસીને આકાશમાં અનેક દેવીઓ આવી હતી, તે જ પ્રમાણે સૈનિકો દ્વારા સુરક્ષિત ઇન્દ્રપ્રસ્થની અનેક રાજ-મહિલાઓ પણ સુંદર-સુંદર પાલખીઓમાં બેસીને આવી હતી. પાંડવોના મામાના દીકરા-ભાઈ શ્રીકૃષ્ણ અને તેમના મિત્રો તે રાણીઓ ઉપર વિવિધ પ્રકારના રંગ વગેરે નાખી રહ્યા હતા. તેથી રાણીઓનાં મુખ લજ્જાભર્યા હાસ્યથી ખીલી ઊઠતાં હતાં અને તેઓ ત્યારે બહુ સુંદર લાગતી હતી. ॥ ૧૬ ॥ તે લોકોના રંગ વગેરે નાખવાથી રાણીઓનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં હોવાથી તેઓ સંકોચ અનુભવતાં હતાં. તેઓ પણ પિચકારીઓ અને પાત્રોમાં રંગ ભરી ભરીને પોતાના દિયરો અને તેમના મિત્રો પર છાંટતાં હતાં. પ્રેમભરી ઉત્સુકતાને કારણે તેમના ગૂંથેલા કેશ અને વસ્ત્ર-બંધન ઢીલાં થઈ ગયાં હતાં. તથા વેણીમાં ગૂંથેલાં પુષ્પો ખરી પડતાં હતાં. પરીક્ષિત! તેમનો આ રુચિકર અને પવિત્ર વિહાર જોઈને મલિન અંતઃકરણવાળા પુરુષોનું ચિત્ત ચંચળ થઈ ઊઠતું હતું. કામથી મોહિત થઈ જતું હતું. ॥ ૧૭ ॥

ચક્રવર્તી રાજા યુધિષ્ઠિર દ્રૌપદી વગેરે રાણીઓની સાથે સુંદર ઘોડાઓ જોતરેલા અને સોનાના હારોથી સજાવેલા રથ પર બેસીને અત્યંત શોભી રહ્યા હતા. જાણે સ્વયં રાજસૂય-યજ્ઞ પ્રયાજ વગેરે ક્રિયાઓ સહિત મૂર્તિમાન થઈને પ્રગટ થઈ ગયો હોય. ॥ ૧૮ ॥ ઋત્વિજોએ પત્ની-સંયાજ (એક પ્રકારનું યજ્ઞકર્મ) તથા યજ્ઞાન્ત-સ્નાન સંબંધી કર્મ કરાવીને દ્રૌપદીની સાથે સમ્રાટ યુધિષ્ઠિરને આચમન કરાવ્યું અને ત્યાર પછી ગંગાસ્નાન કરાવ્યું. ॥ ૧૯ ॥ તે સમયે મનુષ્યોનાં વાજિંત્રોની સાથે દેવતાઓનાં પણ દુન્દુભિ વગેરે પણ વાગવા લાગ્યાં. મોટા-મોટા દેવતાઓ, ઋષિ-મુનિઓ, પિતૃઓ અને મનુષ્યો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૨૦ ॥ મહારાજ યુધિષ્ઠિરે સ્નાન કર્યા પછી બધા વર્ણાશ્રમના લોકોએ ગંગાજીમાં સ્નાન કર્યું. કેમકે, આ સ્નાનથી મોટા-મોટા મહાપાપી પણ પોતાના પાપ-સમૂહોથી તુરત મુક્ત થઈ જાય છે. ॥ ૨૧ ॥ ત્યાર પછી ધર્મરાજ યુધિષ્ઠિરે નવું રેશમી વસ્ત્ર અને ઉપવસ્ત્ર ધારણ કર્યું તથા વિવિધ પ્રકારનાં આભૂષણોથી પોતે સજ્જ થયા. પછી ઋત્વિજ, સદસ્ય, બ્રાહ્મણ વગેરેને વસ્ત્રાભૂષણ આપીને તેમની પૂજા કરી. ॥ ૨૨ ॥ મહારાજ યુધિષ્ઠિર ભગવત્પરાયણ હતા. તેમને બધામાં ભગવાન જ દેખાતા હતા. તેથી તેઓ ભાઈ-બાંધવો, કુટુંબીઓ, રાજાઓ, ઇષ્ટ-મિત્રો, હિતૈષી અને બધા લોકોની વારંવાર પૂજા કરતા હતા. ॥ ૨૩ ॥

૧. જનાઃ ।

સર્વે જનાઃ સુરરુચો મણિકુણ્ડલસ્ર-
ગુષ્ણીષકઞ્ચુકદુકૂલમહાર્ઘ્યહારાઃ ।
નાર્યશ્ચ કુણ્ડલયુગાલકવૃન્દજુષ્ટ-
વક્ત્રશ્રિયઃ કનકમેખલયા વિરેજુઃ ॥ ૨૪॥

તે સમયે બધા લોકોએ મનોહર કુંડળો, પુષ્પોની માળાઓ, પાઘડીઓ, લાંબા જામા, ઉપવસ્ત્ર તથા મણિઓના કીમતી હાર પહેર્યા હોવાથી દેવતાઓ જેવા શોભી રહ્યા હતા. સ્ત્રીઓ પણ બન્ને કાનોમાં કર્ણફૂલ અને વાંકડિયા કેશની લટોથી બહુ જ સુંદર લાગતી હતી. તેમણે કટિપ્રદેશમાં સોનાના કન્દોરા (મેખલા) પહેર્યા હતા. ॥ ૨૪ ॥

અથર્ત્વિજો મહાશીલાઃ સદસ્યા બ્રહ્મવાદિનઃ ।
બ્રહ્મક્ષત્રિયવિટ્શૂદ્રા રાજાનો યે સમાગતાઃ ॥ ૨૫॥

દેવર્ષિપિતૃભૂતાનિ લોકપાલાઃ સહાનુગાઃ ।
પૂજિતાસ્તમનુજ્ઞાપ્ય સ્વધામાનિ યયુર્નૃપ ॥ ૨૬॥

પરીક્ષિત! રાજસૂય-યજ્ઞમાં જેટલા લોકો આવ્યા હતા— ઋત્વિજો, બ્રહ્મવાદી સદસ્યો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, રાજાઓ, દેવતાઓ, ઋષિ-મુનિઓ, પિતૃઓ તથા અન્ય પોતાના અનુયાયીઓની સાથે લોકપાલો – તે બધાની મહારાજ યુધિષ્ઠિરે પૂજા કરી. ત્યાર પછી તે લોકો ધર્મરાજાની અનુમતિ લઈને પોતાને વતન જવા વિદાય થઈ ગયા. ॥ ૨૫-૨૬ ॥ પરીક્ષિત! જેમ મનુષ્ય અમૃતપાન કરતાં-કરતાં તૃપ્ત થતો નથી તે જ પ્રમાણે બધા લોકો ભગવદ્‌ભક્ત રાજર્ષિ યુધિષ્ઠિરના રાજસૂય મહાયજ્ઞની પ્રશંસા કરતાં તૃપ્ત થતા ન હતા. ॥ ૨૭ ॥ પછી ધર્મરાજ યુધિષ્ઠિરે બહુ જ પ્રેમપૂર્વક પોતાનાં હિતૈષી, મિત્રો-સંબંધીઓ, ભાઈ-બંધુઓ અને ભગવાન શ્રીકૃષ્ણને પણ રોકી લીધા, કેમકે, તેમના વિયોગની કલ્પનાથી જ બહુ દુઃખ થતું હતું. ॥ ૨૮ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે યાદવવીર સામ્બ વગેરેને દ્વારકા મોકલી દીધા અને પોતે રાજા યુધિષ્ઠિરની અભિલાષા પૂરી કરવા માટે, તેમને આનંદ આપવા માટે ત્યાં રોકાઈ ગયા. ॥ ૨૯ ॥ આ પ્રમાણે ધર્મનંદન મહારાજ યુધિષ્ઠિર મનોરથોના મહાન સમુદ્રને, જેને પાર કરવો બહુ મુશ્કેલ છે, ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી અનાયાસે જ પાર કરી ગયા અને તેમની તમામ ચિંતા દૂર થઈ ગઈ. ॥ ૩૦ ॥

હરિદાસસ્ય રાજર્ષે રાજસૂયમહોદયમ્ ।
નૈવાતૃપ્યન્ પ્રશંસન્તઃ પિબન્ મર્ત્યોઽમૃતં યથા ॥ ૨૭॥

તતો યુધિષ્ઠિરો રાજા સુહૃત્સમ્બન્ધિબાન્ધવાન્ ।
પ્રેમ્ણા નિવાસયામાસ કૃષ્ણં ચ ત્યાગકાતરઃ ॥ ૨૮॥

ભગવાનપિ તત્રાઙ્ગ ન્યવાત્સીત્તત્પ્રિયઙ્કરઃ ।
પ્રસ્થાપ્ય યદુવીરાંશ્ચ સામ્બાદીંશ્ચ કુશસ્થલીમ્ ॥ ૨૯॥

ઇત્થં રાજા ધર્મસુતો મનોરથમહાર્ણવમ્ ।
સુદુસ્તરં સમુત્તીર્ય કૃષ્ણેનાસીદ્ ગતજ્વરઃ ॥ ૩૦॥

એકદાઽન્તઃપુરે તસ્ય વીક્ષ્ય દુર્યોધનઃ શ્રિયમ્ ।
અતપ્યદ્ રાજસૂયસ્ય મહિત્વં ચાચ્યુતાત્મનઃ ॥ ૩૧॥

યસ્મિન્ નરેન્દ્રદિતિજેન્દ્રસુરેન્દ્રલક્ષ્મી-
ર્નાના વિભાન્તિ કિલ વિશ્વસૃજોપક્લૃપ્તાઃ ।
તાભિઃ પતીન્ દ્રુપદરાજસુતોપતસ્થે
યસ્યાં વિષક્તહૃદયઃ કુરુરાડતપ્યત્ ॥ ૩૨॥

યસ્મિંસ્તદા મધુપતેર્મહિષીસહસ્રં
શ્રોણીભરેણ શનકૈઃ ક્વણદઙ્ઘ્રિશોભમ્ ।

એક દિવસની વાત છે, ભગવાનના પરમ પ્રિય મહારાજ યુધિષ્ઠિરના અંતઃપુરની સૌન્દર્ય-સંપત્તિ અને રાજસૂય-યજ્ઞ દ્વારા પ્રાપ્ત થયેલા મહત્ત્વને જોઈને દુર્યોધનનું હૃદય ઈર્ષ્યાથી બળવા લાગ્યું. ॥ ૩૧ ॥ પરીક્ષિત! પાંડવો માટે મયદાનવે જે મહેલ બનાવ્યો હતો તેમાં રાજાઓની સંપત્તિ દૈત્યેન્દ્રોની સંપત્તિ, દેવેન્દ્રોની સંપત્તિ તથા વિવિધ પ્રકારની સંપત્તિઓ પ્રકાશતી હતી. તમામ શ્રેષ્ઠ સૌન્દર્ય સર્વત્ર શોભી રહ્યું હતું. આ સંપત્તિઓ દ્વારા અંતઃપુરમાં રહેતાં રાજરાણી દ્રૌપદી પોતાના પતિઓની સેવા કરતાં હતાં. તે રાજભવનમાં તે દિવસોમાં ભગવાન શ્રીકૃષ્ણની હજારો રાણીઓ રહેતી હતી. ભારે નિતંબને કારણે તેઓ જ્યારે રાજભવનમાં ધીરે – ધીરે ચાલતી ત્યારે તેમનાં ઝાંઝરોનો ઝણકાર ચારેબાજુ સંભળાતો હતો. સુંદર કટિપ્રદેશવાળી તે રાણીઓના વક્ષઃસ્થળ પર લાગેલા કેસરની લાલિમાથી મોતીઓના સુંદર શ્વેત હાર પણ લાલ-લાલ જણાતા હતા. કુંડળો તરફ વાંકડિયા કેશની અલકોની ચંચળતાથી તેમના

મધ્યે સુચારુ કુચકુઙ્કુમશોણહારં
શ્રીમન્મુખં પ્રચલકુણ્ડલકુન્તલાઢ્યમ્ ॥ ૩૩॥

સભાયાં મયક્લૃપ્તાયાં ક્વાપિ ધર્મસુતોઽધિરાટ્ ।
વૃતોઽનુજૈર્બન્ધુભિશ્ચ કૃષ્ણેનાપિ સ્વચક્ષુષા ॥ ૩૪॥

આસીનઃ કાઞ્ચને સાક્ષાદાસને મઘવાનિવ ।
પારમેષ્ઠ્યશ્રિયા જુષ્ટઃ સ્તૂયમાનશ્ચ વન્દિભિઃ ॥ ૩૫॥

તત્ર દુર્યોધનો માની પરીતો ભ્રાતૃભિર્નૃપ ।
કિરીટમાલી ન્યવિશદસિહસ્તઃ ક્ષિપન્ રુષા ॥ ૩૬॥

સ્થલેઽભ્યગૃહ્ણાદ્ વસ્ત્રાન્તં જલં મત્વા સ્થલેઽપતત્ ।
જલે ચ સ્થલવદ્ ભ્રાન્ત્યા મયમાયાવિમોહિતઃ ॥ ૩૭॥

જહાસ ભીમસ્તં દૃષ્ટ્વા સ્ત્રિયો નૃપતયોઽપરે ।
નિવાર્યમાણા અપ્યઙ્ગ રાજ્ઞા કૃષ્ણાનુમોદિતાઃ ॥ ૩૮॥

સ વ્રીડિતોઽવાગ્વદનો રુષા જ્વલન્
નિષ્ક્રમ્ય તૂષ્ણીં પ્રયયૌ ગજાહ્વયમ્ ।
હાહેતિ શબ્દઃ સુમહાનભૂત્ સતા-
મજાતશત્રુર્વિમના ઈવાભવત્ ।
બભૂવ તૂષ્ણીં ભગવાન્ ભુવો ભરં
સમુજ્જિહીર્ષુર્ભ્રમતિ સ્મ યદ્દૃશા ॥ ૩૯॥

એતત્તેઽભિહિતં રાજન્ યત્ પૃષ્ટોઽહમિહ ત્વયા ।
સુયોધનસ્ય દૌરાત્મ્યં રાજસૂયે મહાક્રતૌ ॥ ૪૦॥

મુખની શોભા વધારે વધી જતી હતી. આ બધું જોઈને દુર્યોધનના હૃદયમાં ભારે બળતરા થઈ. પરીક્ષિત! સાચું પૂછો તો દુર્યોધનનું ચિત્ત દ્રૌપદીમાં આસક્ત હતું અને તેની ઈર્ષ્યાનું મુખ્ય કારણ પણ તે જ હતું. ॥ ૩૨-૩૩ ॥

એક દિવસ રાજાધિરાજ મહારાજ યુધિષ્ઠિર દેવરાજ ઇન્દ્રની જેમ પોતાના ભાઈઓ, સંબંધીઓ અને પોતાના નેત્રરૂપ પરમ હિતૈષી ભગવાન શ્રીકૃષ્ણ સાથે મયદાનવે બનાવેલી સભામાં સુવર્ણના સિંહાસન પર બિરાજી રહ્યા હતા. તેમની ભોગ-સામગ્રી, તેમની રાજ્યલક્ષ્મી બ્રહ્માજીના ઐશ્વર્ય જેવી હતી. બંદીજનો તેમની સ્તુતિ કરી રહ્યા હતા. ॥ ૩૪-૩૫ ॥ તે સમયે અભિમાની દુર્યોધન પોતાના દુઃશાસન વગેરે ભાઈઓની સાથે ત્યાં આવ્યો. તેના માથા પર મુગટ, ગળામાં માળા અને હાથમાં તલવાર હતી. પરીક્ષિત! તે ક્રોધના આવેશમાં દ્વારપાલો અને સેવકોને ધમકાવી રહ્યો હતો. ॥ ૩૬ ॥ એ સભામાં મયદાનવે એવી માયામય રચના કરી રાખી હતી કે દુર્યોધને તેનાથી મોહિત થઈને સ્થળને જળ સમજીને પોતાનાં વસ્ત્ર ઊંચાં કરી લીધાં અને જળને સ્થળ સમજીને તે તેમાં પડી ગયો. ॥ ૩૭ ॥ તેને પાણીમાં પડતો જોઈને ભીમસેન, રાજરાણીઓ તથા બીજા રાજાઓ હસવા લાગ્યા. જોકે યુધિષ્ઠિર તેમને આમ કરતાં રોકી રહ્યા હતા, પરંતુ પ્રિય પરીક્ષિત! તે લોકોને ઇશારાથી શ્રીકૃષ્ણનું અનુમોદન પ્રાપ્ત થઈ ગયું હતું. ॥ ૩૮ ॥ આનાથી દુર્યોધન શરમાઈને ક્રોધથી રાતો-પીળો થઈને નીચું મોઢું કરી સભાભવનમાંથી નીકળીને ચુપચાપ હસ્તિનાપુર ચાલ્યો ગયો. આ ઘટનાને જોઈને સત્પુરુષોમાં હાહાકાર મચી ગયો અને મહારાજ યુધિષ્ઠિરનું મન પણ કંઈક ઉદાસ જેવું થઈ ગયું. પરીક્ષિત! આ બધું થયું છતાં ભગવાન શ્રીકૃષ્ણ ચુપ હતા. તેમની ઇચ્છા હતી કે કોઈ રીતે પૃથ્વીનો ભાર ઓછો થાય; અને સાચું પૂછો તો દુર્યોધનની બુદ્ધિમાં ભ્રમ પેદા કરનાર પણ ભગવાન જ છે. ॥ ૩૯ ॥ પરીક્ષિત! તમે મને પૂછ્યું હતું કે તે મહાન રાજસૂય-યજ્ઞમાં દુર્યોધનને ઈર્ષ્યા કેમ થઈ? બળતરા કેમ થઈ? તે બધું મેં તમને કહી દીધું. ॥ ૪૦ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે દુર્યોધનમાનભઙ્ગો નામ પઞ્ચસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૫ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત દુર્યોધનનો માનભંગ નામનો પંચોતેરમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. દશમસ્કન્ધે દુર્યોધન૦ ।

# છોતેરમો અધ્યાય

## શાલ્વની સાથે યાદવોનું યુદ્ધ

*શ્રીશુક ઉવાચ*

અથાન્યદપિ કૃષ્ણસ્ય શૃણુ કર્માદ્ભુતં નૃપ ।
ક્રીડાનરશરીરસ્ય યથા સૌભપતિર્હતઃ ॥ ૧॥

શિશુપાલસખઃ શાલ્વો રુક્મિણ્યુદ્વાહ આગતઃ[૧] ।
યદુભિર્નિર્જિતઃ સઙ્ખ્યે જરાસન્ધાદયસ્તથા ॥ ૨॥

શાલ્વઃ પ્રતિજ્ઞામકરોત્ શૃણ્વતાં સર્વભૂભુજામ્ ।
અયાદવીં ક્ષ્માં કરિષ્યે પૌરુષં મમ પશ્યત ॥ ૩॥

ઇતિ મૂઢઃ પ્રતિજ્ઞાય દેવં પશુપતિં પ્રભુમ્ ।
આરાધયામાસ નૃપ પાંસુમુષ્ટિં સકૃદ્ ગ્રસન્ ॥ ૪॥

સંવત્સરાન્તે ભગવાનાશુતોષ ઉમાપતિઃ ।
વરેણ છન્દયામાસ શાલ્વં શરણમાગતમ્ ॥ ૫॥

દેવાસુરમનુષ્યાણાં ગન્ધર્વોરગરક્ષસામ્ ।
અભેદ્યં કામગં વવ્રે સ યાનં વૃષ્ણિભીષણમ્ ॥ ૬॥

તથેતિ ગિરિશાદિષ્ટો મયઃ પરપુરઞ્જયઃ ।
પુરં નિર્માય શાલ્વાય પ્રાદાત્સૌભમયસ્મયમ્[૨] ॥ ૭॥

સ લબ્ધ્વા કામગં યાનં તમોધામ દુરાસદમ્ ।
યયૌ દ્વારવતીં શાલ્વો વૈરં[૩] વૃષ્ણિકૃતં સ્મરન્ ॥ ૮॥

નિરુધ્ય સેનયા શાલ્વો મહત્યા ભરતર્ષભ ।
પુરીં બભઞ્જોપવનાન્યુદ્યાનાનિ ચ સર્વશઃ ॥ ૯॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! હવે મનુષ્ય જેવી લીલા કરનારા ભગવાન શ્રીકૃષ્ણનું એક બીજું અદ્ભુત ચરિત્ર સાંભળો. એમાં એ કહેવામાં આવશે કે સૌભ નામના વિમાનનો અધિપતિ શાલ્વ કઈ રીતે ભગવાનના હાથે મરાયો. ॥ ૧ ॥ શાલ્વ શિશુપાલનો મિત્ર હતો અને રુક્મિણીના વિવાહસમયે તે શિશુપાલ તરફથી જાનમાં આવ્યો હતો. તે વખતે યાદવોએ જરાસંધ વગેરેની સાથે-સાથે શાલ્વને પણ જીતી લીધો હતો. ॥ ૨ ॥ તે દિવસે બધા રાજાઓની સામે શાલ્વે એવી પ્રતિજ્ઞા કરી હતી કે 'હું પૃથ્વી પરથી યાદવોને નષ્ટ કરી દઈશ, બધા લોકો મારું બળ-પરાક્રમ જોઈ લેજો.' ॥ ૩ ॥ પરીક્ષિત! મૂર્ખ શાલ્વે આવી પ્રતિજ્ઞા કરીને દેવાધિદેવ ભગવાન પશુપતિની આરાધના કરી. તે દિવસોમાં તે આખા દિવસમાં એક જ વાર એક મુઠ્ઠી રાખોડી ફાકીને આરાધના કરતો હતો. ॥ ૪ ॥ આમ તો પાર્વતીપતિ ભગવાન શંકર આશુતોષ છે, છતાં પણ તેઓ શાલ્વનો ભયંકર સંકલ્પ જાણીને એક વર્ષ બાદ પ્રસન્ન થયા. તેમણે પોતાના શરણાગત શાલ્વને વરદાન માગવા માટે કહ્યું. ॥ ૫ ॥ ત્યારે શાલ્વે એવું વરદાન માગ્યું કે 'મને આપ એવું વિમાન આપો જે દેવતાઓ, અસુરો, મનુષ્યો, ગન્ધર્વો, નાગ અને રાક્ષસોથી તોડી શકાય નહીં, જ્યાં ઇચ્છા હોય ત્યાં જઈ શકે અને યાદવો માટે અત્યંત ભયંકર બની રહે.' ॥ ૬ ॥ભગવાન શંકરે કહી દીધું 'તથાસ્તુ!' ત્યાર પછી તેમની આજ્ઞાથી વિપક્ષીઓના નગર જીતવાવાળા મય દાનવે લોઢાનું સૌભ નામનું વિમાન બનાવ્યું અને શાલ્વને તે આપી દીધું. ॥ ૭ ॥ તે વિમાન નહીં પણ જાણે એક નગર જ હતું. તે એટલું અંધકારમય હતું કે તેને જોઈ શકવું અથવા પકડવું બહુ મુશ્કેલ હતું. ચલાવનાર તેને જ્યાં લઈ જવા ઇચ્છે ત્યાં તે તેની ઇચ્છા કરતાં જ પહોંચી જતું હતું. શાલ્વે તે વિમાન પ્રાપ્ત કરીને દ્વારકા પર ચઢાઈ કરી દીધી. કેમકે, તે વૃષ્ણિવંશી યાદવો દ્વારા કરાયેલા વેરને સદા યાદ રાખતો હતો. ॥ ૮ ॥

પરીક્ષિત! શાલ્વે પોતાની બહુ મોટી સેનાથી દ્વારકાને ચારેબાજુથી ઘેરી લીધી અને તેનાં ફળ-ફૂલથી ભરપૂર ઉપવનો અને બગીચાઓને ઉજાડવા અને નગરદ્વારો,

૧. આગતેઃ । ૨. સૌભમયોમયમ્ । ૩. વૈરિકૃષ્ણમનુસ્મરન્ ।

સગોપુરાણિ દ્વારાણિ પ્રાસાદાટ્ટાલતોલિકાઃ[1] ।
વિહારાન્ સ વિમાનાગ્ર્યાન્નિપેતુઃ શસ્ત્રવૃષ્ટયઃ ॥ ૧૦॥

શિલા દ્રુમાશ્ચાશનયઃ સર્પા આસારશર્કરાઃ ।
પ્રચણ્ડશ્ચક્રવાતોઽભૂદ્ રજસાઽઽચ્છાદિતા દિશઃ ॥ ૧૧॥

ઇત્યર્દ્યમાના સૌભેન કૃષ્ણસ્ય નગરી ભૃશમ્ ।
નાભ્યપદ્યત શં રાજંસ્ત્રિપુરેણ યથા મહી ॥ ૧૨॥

પ્રદ્યુમ્નો ભગવાન્ વીક્ષ્ય બાધ્યમાના નિજાઃ પ્રજાઃ ।
મા ભૈષ્ટેત્યભ્યધાદ્ વીરો રથારૂઢો મહાયશાઃ[2] ॥ ૧૩॥

સાત્યકિશ્ચારુદેષ્ણશ્ચ સામ્બોઽક્રૂરઃ સહાનુજઃ ।
હાર્દિક્યો ભાનુવિન્દશ્ચ ગદશ્ચ શુકસારણૌ ॥ ૧૪॥

અપરે ચ મહેષ્વાસા રથયૂથપયૂથપાઃ ।
નિર્યયુર્દંશિતા ગુપ્તા રથેભાશ્વપદાતિભિઃ ॥ ૧૫॥

તતઃ પ્રવવૃતે યુદ્ધં શાલ્વાનાં યદુભિઃ સહ ।
યથાઽસુરાણાં વિબુધૈસ્તુમુલં લોમહર્ષણમ્ ॥ ૧૬॥

તાશ્ચ સૌભપતેર્માયા દિવ્યાસ્ત્રૈ રુક્મિણીસુતઃ ।
ક્ષણેન નાશયામાસ નૈશં તમ ઇવોષ્ણગુઃ ॥ ૧૭॥

વિવ્યાધ પઞ્ચવિંશત્યા સ્વર્ણપુઙ્ખૈરયોમુખૈઃ ।
શાલ્વસ્ય ધ્વજિનીપાલં શરૈઃ સન્નતપર્વભિઃ ॥ ૧૮॥

શતેનાતાડયચ્છાલ્વમેકૈકેનાસ્ય સૈનિકાન્ ।
દશભિર્દશભિર્નેતૄન્ વાહનાનિ ત્રિભિસ્ત્રિભિઃ ॥ ૧૯॥

તદદ્ભુતં મહત્ કર્મ પ્રદ્યુમ્નસ્ય મહાત્મનઃ ।
દૃષ્ટ્વા તં પૂજયામાસુઃ સર્વે સ્વપરસૈનિકાઃ ॥ ૨૦॥

દરવાજાઓ, રાજમહેલો, અટારીઓ, દીવાલો અને નાગરિકોના હરવા-ફરવાનાં સ્થાનોને નષ્ટ-ભ્રષ્ટ કરવા લાગ્યો. તે બહુ મોટા વિમાનમાંથી શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો.॥ ૯-૧૦ ॥ મોટી-મોટી શિલાઓ, વૃક્ષો, વજ્ર, સર્પ અને જલની મોટી-મોટી ધારાઓ વરસવા લાગી. પ્રચંડ વંટોળિયો ફૂંકાવા લાગ્યો. ચારે બાજુ ધૂળ છવાઈ ગઈ. ॥ ૧૧ ॥ પરીક્ષિત! પ્રાચીન કાળમાં જેમ ત્રિપુરાસુરે સમગ્ર પૃથ્વીને પીડિત કરી દીધી હતી, તે જ પ્રમાણે શાલ્વના વિમાને દ્વારકાપુરીને અત્યંત પીડિત કરી દીધી. ત્યાંના સ્ત્રી-પુરુષોને ક્ષણભરની શાન્તિ ન રહી. ॥ ૧૨ ॥ પરમયશસ્વી વીર ભગવાન પ્રદ્યુમ્નજીએ જોયું કે અમારી પ્રજા ઉપર બહુ મોટી આપત્તિ આવી છે, ત્યારે તેમણે રથ પર બેસીને બધાને સાન્ત્વના આપતાં કહ્યું 'ડરશો નહીં.' ॥ ૧૩ ॥ તેમની પાછળ-પાછળ સાત્યકિ, ચારુદેષ્ણ, સામ્બ, ભાઈઓની સાથે અક્રૂર, કૃતવર્મા, ભાનુવિંદ, ગદ, શુક, સારણ વગેરે ઘણા વીર મોટા-મોટા ધનુષ્ય ધારણ કરીને નીકળ્યા. આ બધા મહારથી હતા. બધાએ બખ્તર પહેર્યાં હતાં અને બધાની રક્ષા માટે ઘણાં બધાં રથ, હાથી, ઘોડા, તથા પાયદળ સાથે ચાલી રહ્યાં હતાં. ॥ ૧૪-૧૫ ॥ ત્યાર પછી પ્રાચીન કાળમાં જેમ દેવતાઓની સાથે અસુરોનું ભયંકર યુદ્ધ થયું હતું, તેવું જ શાલ્વના સૈનિકો અને યાદવોનું યુદ્ધ થવા લાગ્યું. તે જોઈને લોકોનાં રૂવાં ઊભા થઈ જતાં હતાં. ॥ ૧૬ ॥ પ્રદ્યુમ્નજીએ પોતાના દિવ્ય અસ્ત્રોથી ક્ષણવારમાં જેમ સૂર્ય ઉદય થતાં અંધકારનો નાશ થઈ જાય છે તેમ શાલ્વની બધી માયાને નષ્ટ કરી દીધી. ॥ ૧૭ ॥ પ્રદ્યુમ્નજીનાં બાણોમાં સોનાની પાંખો અને લોઢાની તીક્ષ્ણ અણીવાળા ફલક લગાવેલાં હતાં, તેવાં નાની સંધિ-ગાંઠવાળાં પચીસ બાણોથી શાલ્વના સેનાપતિને ઘાયલ કરી દીધો. ॥ ૧૮ ॥ પરમ મનસ્વી પ્રદ્યુમ્નજીએ સેનાપતિની સાથે શાલ્વને પણ સો બાણ માર્યાં. પછી પ્રત્યેક સૈનિકને એક-એક અને સારથિઓને દશ-દશ તથા વાહનોને ત્રણ-ત્રણ બાણોથી ઘાયલ કરી દીધા. ॥ ૧૯ ॥ મહાપરાક્રમી પ્રદ્યુમ્નજીના આ અદ્ભુત અને મહાન શૌર્યને જોઈને યાદવસેનાના અને વિપક્ષના સૈનિકો તેમની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૦ ॥

૧. પ્રાકારાટ્ટાલતોલિકાઃ । ૨. મહારથઃ ।

બહુરૂપૈકરૂપં તદ્ દૃશ્યતે ન ચ દૃશ્યતે ।
માયામયં મયકૃતં દુર્વિભાવ્યં પરૈરભૂત્ ॥ ૨૧॥

ક્વચિદ્ ભૂમૌ ક્વચિદ્ વ્યોમ્નિ ગિરિમૂર્ધ્નિ જલે ક્વચિત્ ।
અલાતચક્રવદ્ ભ્રામ્યત્ સૌભં તદ્દુરવસ્થિતમ્ ॥ ૨૨॥

યત્ર યત્રોપલક્ષ્યેત સસૌભઃ સહસૈનિકઃ ।
શાલ્વસ્તતસ્તતોઽમુઞ્ચન્ શરાન્ સાત્વતયૂથપાઃ ॥ ૨૩॥

શરૈરગ્ન્યર્કસંસ્પર્શૈરાશીવિષદુરાસદૈઃ ।
પીડ્યમાનપુરાનીકઃ શાલ્વોઽમુહ્યત્ પરેરિતૈઃ ॥ ૨૪॥

શાલ્વાનીકપશસ્ત્રૌઘૈર્વૃષ્ણિવીરા ભૃશાર્દિતાઃ ।
ન તત્યજૂ રણં સ્વં સ્વં લોકદ્વયજિગીષવઃ[1] ॥ ૨૫॥

શાલ્વામાત્યો દ્યુમાન્ નામ પ્રદ્યુમ્નં પ્રાક્પ્રપીડિતઃ ।
આસાદ્ય ગદયા મૌર્વ્યા[2] વ્યાહત્ય વ્યનદદ્ બલી ॥ ૨૬॥

પ્રદ્યુમ્નં ગદયા શીર્ણવક્ષઃસ્થલમરિન્દમમ્ ।
અપોવાહ રણાત્સૂતો ધર્મવિદ્ દારુકાત્મજઃ ॥ ૨૭॥

લબ્ધસઞ્જ્ઞો મુહૂર્તેન કાર્ષ્ણિઃ સારથિમબ્રવીત્ ।
અહો અસાધ્વિદં સૂત યદ્ રણાન્મેઽપસર્પણમ્ ॥ ૨૮॥

ન યદૂનાં કુલે જાતઃ શ્રૂયતે રણવિચ્યુતઃ ।
વિના મત્ ક્લીબચિત્તેન સૂતેન પ્રાપ્તકિલ્બિષાત્[3] ॥ ૨૯॥

કિં નુ વક્ષ્યેઽભિસઙ્ગમ્ય પિતરૌ રામકેશવૌ ।
યુદ્ધાત્ સમ્યગપક્રાન્તઃ પૃષ્ટસ્તત્રાત્મનઃ ક્ષમમ્ ॥ ૩૦॥

વ્યક્તં મે કથયિષ્યન્તિ હસન્ત્યો ભ્રાતૃજામયઃ ।
ક્લૈબ્યં કથં કથં વીર તવાન્યૈઃ કથ્યતાં મૃધે ॥ ૩૧॥

પરીક્ષિત! મય દાનવનું બનાવેલું શાલ્વનું તે વિમાન અત્યંત માયામય હતું. તે એટલું વિચિત્ર હતું કે ક્યારેક અનેક રૂપોમાં દેખાતું તો ક્યારેક એક રૂપમાં, ક્યારેક દેખાતું અને ક્યારેક અદૃશ્ય થઈ જતું. યાદવોને એ વાતની ખબર જ પડતી ન હતી કે તે વિમાન અત્યારે ક્યાં છે. ॥ ૨૧ ॥ તે ક્યારેક પૃથ્વી પર આવી જતું તો ક્યારેક આકાશમાં ઊડવા લાગતું. ક્યારેક પર્વતના શિખર પર ચડી જતું તો ક્યારેક પાણીમાં તરવા લાગતું. તે વિમાન સળગતા ઊંબાડિયાની માફક સર્વત્ર ઘૂમતું હોવાથી નિશ્ચય થતો ન હતો કે તે ક્યાં વિચરતું હશે. ॥ ૨૨ ॥ શાલ્વ પોતાના વિમાન અને સૈનિકોની સાથે જ્યાં-જ્યાં દેખાતો, ત્યાં-ત્યાં યાદવ સેનાપતિ બાણોની વૃષ્ટિ કરતા હતા. ॥ ૨૩ ॥ તેમનાં બાણ સૂર્ય અને અગ્નિ જેવાં સળગતાં તથા વિષધર નાગ જેવાં અસહ્ય હતાં. તેનાથી શાલ્વનું નગર આકારનું વિમાન અને સેના પીડાવા લાગ્યાં. એટલું જ નહીં, શાલ્વ સ્વયં મૂર્છિત થઈ ગયો. ॥ ૨૪ ॥

પરીક્ષિત! શાલ્વના સેનાપતિઓએ પણ યાદવો પર બાણોની ભારે વૃષ્ટિ કરી, તેથી તેઓ ભારે વ્યથિત થઈ ગયા હતા; પરંતુ તેમણે પોતાનું સ્થાન છોડ્યું ન હતું. તેઓ જાણતા હતા કે મરીશું તો પરલોક સુધરશે અને જીતીશું તો વિજય પ્રાપ્ત થશે. ॥ ૨૫ ॥ પરીક્ષિત! શાલ્વના મંત્રીનું નામ હતું દ્યુમાન, જેને પહેલાં પ્રદ્યુમ્નજીએ પચીસ બાણ માર્યાં હતાં. તે બહુ બળવાન હતો. તેણે દોડીને પોતાની ગજવેલની ગદાથી પ્રદ્યુમ્નજી ઉપર પ્રહાર કર્યો અને 'મારી નાખ્યો, મારી નાખ્યો' એમ કહીને ગર્જના કરવા લાગ્યો. ॥ ૨૬ ॥ પરીક્ષિત! ગદાના પ્રહારથી પ્રદ્યુમ્નજીની છાતી ફાટી ગયા જેવી થઈ ગઈ. દારુકનો પુત્ર તેમનો રથ ચલાવી રહ્યો હતો. તે સારથિ-ધર્મ પ્રમાણે તેમને રણભૂમિમાંથી દૂર લઈ ગયો. ॥ ૨૭ ॥ બે ક્ષણમાં પ્રદ્યુમ્નજી ભાનમાં આવ્યા ત્યારે તેમણે સારથિને કહ્યું, 'સારથિ! તે આ બહુ ખોટું કર્યું. અરે...રે...! તું મને રણભૂમિમાંથી દૂર લઈ આવ્યો? ॥ ૨૮ ॥ સૂત! મેં એવું ક્યારેય સાંભળ્યું નથી કે અમારા વંશનો કોઈ પણ વીર ક્યારેય રણભૂમિ છોડીને પાછો ગયો હોય! આ કલંકનો ચાંલ્લો તો માત્ર મારા જ કપાળમાં થયો! ખરેખર સૂત! તું કાયર છે, નપુંસક છે. ॥ ૨૯ ॥ બતાવ તો ખરો કે હવે હું મારા પિતાશ્રી અને કાકા શ્રીબલરામજીની સામે જઈને શું કહીશ? હવે તો બધા લોકો એ જ કહેશે કે યુદ્ધમાંથી નાસી ગયો? તેમના પૂછવાથી હું શો બચાવ કરી શકીશ? ॥ ૩૦ ॥ મારી ભાભીઓ હસી-હસીને મને સ્પષ્ટ રીતે પૂછશે કે 'કહો વીર! તમે નપુંસક કઈ રીતે થઈ ગયા? શત્રુઓએ તમને યુદ્ધમાં નીચું કઈ રીતે દેખાડ્યું?' સૂત! ખરેખર તમે મને રણભૂમિથી હટાવીને અક્ષમ્ય અપરાધ કર્યો છે!' ॥ ૩૧ ॥

૧. લોકત્રય૦ । ગુર્વ્યા । ૩. પ્રાપ્તકલ્મષાત્ ।

*સારથિરુવાચ*[1]

ધર્મં વિજાનતાऽऽયુષ્મન્ કૃતમેતન્મયા વિભો ।
સૂતઃ કૃચ્છ્રગતં રક્ષેદ્ રથિનં સારથિં રથી ॥ ૩૨॥

એતદ્ વિદિત્વા તુ ભવાન્ મયાપોવાહિતો રણાત્ ।
ઉપસૃષ્ટઃ પરેણેતિ મૂર્ચ્છિતો ગદયા હતઃ ॥ ૩૩॥

**સારથિએ કહ્યું** – આયુષ્યમાન્! મેં જે કંઈ કર્યું છે, સારથિનો ધર્મ સમજીને જ કર્યું છે. મારા સમર્થ સ્વામી! યુદ્ધનો એવો ધર્મ છે કે, સંકટ ઉપસ્થિત થાય ત્યારે સારથિ રથીની રક્ષા કરી લે અને રથી સારથિની. ॥ ૩૨ ॥ આ ધર્મને સમજીને જ મેં આપને રણભૂમિથી હટાવ્યા છે. શત્રુએ તમારા ઉપર ગદાનો પ્રહાર કર્યો હતો, તેનાથી આપ મૂર્છિત થઈ ગયા હતા, મોટા સંકટમાં હતા, તેથી મારે આમ કરવું પડ્યું. ॥ ૩૩ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે શાલ્વયુદ્ધે ષટ્સપ્તતિતમોऽધ્યાયઃ ॥ ૭૬ ॥**

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત શાલ્વ સાથેના યુદ્ધમાંનો છોત્તેરમો અધ્યાય સમાપ્ત.**

=★=

# સિત્યોતેરમો અધ્યાય

## શાલ્વનો ઉદ્ધાર

*શ્રીશુક ઉવાચ*[3]

સ તૂપસ્પૃશ્ય સલિલં દંશિતો ધૃતકાર્મુકઃ ।
નય માં દ્યુમતઃ પાર્શ્વં વીરસ્યેત્યાહ સારથિમ્ ॥ ૧॥

વિધમન્તં સ્વસૈન્યાનિ દ્યુમન્તં રુક્મિણીસુતઃ ।
પ્રતિહત્ય પ્રત્યવિધ્યન્નારાચૈરષ્ટભિઃ સ્મયન્ ॥ ૨॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! હવે પ્રદ્યુમ્નજીએ હાથ-મોઢું ધોઈ, કવચ પહેરીને ધનુષ્ય ધારણ કર્યું અને સારથિને કહ્યું, 'મને વીર દ્યુમાનની પાસે લઈ ચાલો.' ॥ ૧ ॥ તે સમયે દ્યુમાન યાદવસેનાને છિન્ન-ભિન્ન કરી રહ્યો હતો. પ્રદ્યુમ્નજીએ તેની પાસે પહોંચીને તેને આમ કરતાં અટકાવી દીધો અને હસીને તેને આઠ બાણ માર્યાં. ॥ ૨ ॥

ચતુર્ભિશ્ચતુરો વાહાન્ સૂતમેકેન ચાહનત્ ।
દ્વાભ્યાં ધનુશ્ચ કેતું ચ શરેણાન્યેન વૈ શિરઃ ॥ ૩॥

ગદસાત્યકિસામ્બાદ્યા જઘ્નુઃ સૌભપતેર્બલમ્ ।
પેતુઃ સમુદ્રે સૌભેયાઃ સર્વે સઞ્છિન્નકન્ધરાઃ ॥ ૪॥

ચાર બાણોથી તેના ચાર ઘોડા અને એક-એક બાણથી સારથિ, ધનુષ્ય, ધજા અને તેનું માથું કાપી નાખ્યું. ॥ ૩ ॥ આ બાજુ ગદ, સાત્યકિ, સામ્બ અને યાદવવીરો પણ શાલ્વની સેનાનો સંહાર કરવા લાગ્યા. સૌભ વિમાનમાં બેઠેલા સૈનિકોનાં મસ્તકો કપાઈ-કપાઈને સમુદ્રમાં પડવા લાગ્યાં. ॥ ૪ ॥

એવં યદૂનાં શાલ્વાનાં નિઘ્નતામિતરેતરમ્ ।
યુદ્ધં ત્રિણવરાત્રં તદભૂત્તુમુલમુલ્બણમ્ ॥ ૫॥

આ રીતે યાદવો અને શાલ્વના સૈનિકો એક-બીજા પર પ્રહાર કરતા રહ્યા. બહુ ભયંકર યુદ્ધ થયું અને તે સતત સત્તાવીસ દિવસ સુધી ચાલતું રહ્યું. ॥ ૫ ॥

૧. સૂત ઉવાચ । ૨. દશમસ્કન્ધે સૌભવધે ષટ્સપ્તતિતમોऽધ્યાયઃ । ૩. બાદરાયણિરુવાચ ।

ઇન્દ્રપ્રસ્થં ગતઃ કૃષ્ણ આહૂતો ધર્મસૂનુના ।
રાજસૂયેઽથ નિર્વૃત્તે શિશુપાલે ચ સંસ્થિતે ॥ ૬॥

કુરુવૃદ્ધાનનુજ્ઞાપ્ય મુનીંશ્ચ સસુતાં પૃથામ્ ।
નિમિત્તાન્યતિઘોરાણિ પશ્યન્ દ્વારવતીં યયૌ ॥ ૭॥

આહ ચાહમિહાયાત આર્યમિશ્રાભિસઙ્ગતઃ ।
રાજન્યાશ્ચૈદ્યપક્ષીયા નૂનં હન્યુઃ પુરીં મમ ॥ ૮॥

વીક્ષ્ય તત્ કદનં સ્વાનાં નિરૂપ્ય પુરરક્ષણમ્ ।
સૌભં ચ શાલ્વરાજં ચ દારુકં પ્રાહ કેશવઃ ॥ ૯॥

રથં પ્રાપય મે સૂત શાલ્વસ્યાન્તિકમાશુ વૈ ।
સમ્ભ્રમસ્તે ન કર્તવ્યો માયાવી સૌભરાડયમ્ ॥ ૧૦॥

ઇત્યુક્તશ્ચોદયામાસ રથમાસ્થાય દારુકઃ ।
વિશન્તં દદૃશુઃ સર્વે સ્વે પરે ચારુણાનુજમ્ ॥ ૧૧॥

શાલ્વશ્ચ કૃષ્ણમાલોક્ય[1] હતપ્રાયબલેશ્વરઃ ।
પ્રાહરત્ કૃષ્ણસૂતાય શક્તિં ભીમરવાં મૃધે ॥ ૧૨॥

તામાપતન્તીં નભસિ મહોલ્કામિવ રંહસા ।
ભાસયન્તીં દિશઃ શૌરિઃ સાયકૈઃ શતધાઽચ્છિનત્ ॥ ૧૩॥

તં ચ ષોડશભિર્વિદ્ધ્વા[2] બાણૈઃ સૌભં ચ ખે ભ્રમત્ ।
અવિધ્યચ્છરસન્દોહૈઃ ખં સૂર્ય ઇવ રશ્મિભિઃ ॥ ૧૪॥

શાલ્વઃ શૌરેસ્તુ દોઃ સવ્યં સશાર્ઙ્ગં શાર્ઙ્ગધન્વનઃ ।
બિભેદ ન્યપતદ્ધસ્તાત્ શાર્ઙ્ગમાસીત્તદદ્ભુતમ્ ॥ ૧૫॥

હાહાકારો મહાનાસીદ્ ભૂતાનાં તત્ર પશ્યતામ્ ।
વિનદ્ય સૌભરાડુચ્ચૈરિદમાહ જનાર્દનમ્ ॥ ૧૬॥

તે દિવસોમાં ભગવાન શ્રીકૃષ્ણ ધર્મરાજ યુધિષ્ઠિરના બોલાવવાથી ઇન્દ્રપ્રસ્થ ગયેલા હતા. રાજસૂય-યજ્ઞ સંપન્ન થઈ ચૂક્યો હતો અને શિશુપાલ પણ મરાઈ ગયો હતો. ॥ ૬ ॥ ત્યાં ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે બહુ ભયંકર અપશુકનો થઈ રહ્યાં છે. ત્યારે તેમણે કુરુવંશના વડીલ-વૃદ્ધો, ઋષિ-મુનિઓ, કુન્તી અને પાંડવોની અનુમતિ લઈને દ્વારકા માટે પ્રસ્થાન કર્યું. ॥ ૭ ॥ તેઓ મનમાં વિચારવા લાગ્યા કે 'હું પૂજ્ય બલરામભાઈ સાથે અહીં ચાલ્યો આવ્યો, પરંતુ શિશુપાલના પક્ષપાતી ક્ષત્રિયોએ અવશ્ય દ્વારકા પર આક્રમણ કર્યું હશે.' ॥ ૮ ॥ ભગવાન શ્રીકૃષ્ણે દ્વારકા પહોંચીને જોયું કે ખરેખર યાદવો પર બહુ મોટી આપત્તિ આવી છે, ત્યારે તેમણે બલરામજીને નગરની રક્ષામાં નિયુક્ત કરી દીધા અને સૌભપતિ શાલ્વને જોઈને પોતાના સારથિ દારુકને કહ્યું - ॥ ૯ ॥ 'દારુક! તું બહુ જ જલ્દી મારો રથ શાલ્વ પાસે લઈ ચાલ. આ શાલ્વ મોટો માયાવી છે, તો પણ તું સ્હેજ પણ ભય રાખીશ નહીં.' ॥ ૧૦ ॥ ભગવાનની આવી આજ્ઞા મેળવીને દારુક રથ પર ચઢી ગયો અને તેને શાલ્વ પાસે લઈ ગયો. ભગવાનના રથની ધજા ગરુડજીના ચિહ્નવાળી હતી. તે જોઈને યાદવો તથા શાલ્વસેનાના લોકોએ યુદ્ધભૂમિમાં પ્રવેશ કરતાં જ ભગવાનને ઓળખી લીધા. ॥ ૧૧ ॥ પરીક્ષિત! અત્યાર સુધીમાં શાલ્વની મોટાભાગની સેના નષ્ટ થઈ ચૂકી હતી. ભગવાન શ્રીકૃષ્ણને જોતાં જ શાલ્વે ભગવાનના સારથિ ઉપર બહુ ખતરનાક શક્તિ ચલાવી. તે શક્તિ ભયંકર અવાજ કરતી આકાશમાં બહુ વેગથી દોડી રહી હતી અને મહાન ઉલ્કા જેવી દેખાતી હતી. તેના પ્રકાશથી દિશાઓ પ્રકાશિત થઈ ઊઠી હતી. તેને સારથિ તરફ આવતી જોઈને ભગવાન શ્રીકૃષ્ણે પોતાનાં બાણોથી તેના સેંકડો ટુકડા કરી દીધા. ॥ ૧૨-૧૩ ॥ ત્યાર પછી તેમણે શાલ્વને સોળ બાણ માર્યાં અને તેના વિમાનને પણ, જે આકાશમાં ફરી રહ્યું હતું, અસંખ્ય બાણોથી ચાળણી જેવું કરી નાંખ્યું – બરાબર એ જ રીતે, જેમ સૂર્ય પોતાનાં કિરણોથી આકાશને ભરી દે છે. ॥ ૧૪ ॥ ત્યાર પછી શાલ્વે ભગવાન શ્રીકૃષ્ણની ડાબી ભુજામાં, જેમાં શાર્ઙ્ગધનુષ્ય શોભી રહ્યું હતું, બાણ માર્યું, જેના કારણે ભગવાનના હાથમાંથી દિવ્ય ધનુષ્ય નીચે પડી ગયું. આ એક અદ્ભુત ઘટના બની ગઈ. ॥ ૧૫ ॥ જે લોકો આકાશ અથવા પૃથ્વી પરથી આ યુદ્ધ જોઈ રહ્યા હતા, તેઓ બહુ જોરથી હાહાકાર પોકારી ઊઠ્યા. ત્યારે શાલ્વે ગર્જના કરીને ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું - ॥ ૧૬ ॥

૧. રથમાલોક્ય । ૨. ષોડશભિર્બાણૈર્વિદ્ધ્વા ।

યત્ત્વયા મૂઢ નઃ સખ્યુર્ભ્રાતુર્ભાર્યા[1] હૃતેક્ષતામ્ ।
પ્રમત્તઃ સ સભામધ્યે ત્વયા વ્યાપાદિતઃ સખા ॥ ૧૭॥

તં ત્વાડદ્ય નિશિતૈર્બાણૈરપરાજિતમાનિનમ્ ।
નયામ્યપુનરાવૃત્તિં યદિ તિષ્ઠેર્મમાગ્રતઃ ॥ ૧૮॥

*શ્રીભગવાનુવાચ*

વૃથા ત્વં કત્થસે મન્દ ન પશ્યસ્યન્તિકેડન્તકમ્ ।
પૌરુષં દર્શયન્તિ સ્મ શૂરા ન બહુભાષિણઃ ॥ ૧૯॥

ઈત્યુક્ત્વા ભગવાઞ્છાલ્વં ગદયા ભીમવેગયા ।
તતાડ જત્રૌ સંરબ્ધઃ સ ચકમ્પે વમન્નસૃક્ ॥ ૨૦॥

ગદાયાં સન્નિવૃત્તાયાં શાલ્વસ્ત્વન્તરધીયત ।
તતો મુહૂર્ત આગત્ય પુરુષઃ શિરસાચ્યુતમ્ ।
દેવક્યા પ્રહિતોડસ્મીતિ નત્વા પ્રાહ વચો રુદન્ ॥ ૨૧॥

કૃષ્ણ કૃષ્ણ મહાબાહો પિતા તે પિતૃવત્સલ ।
બદ્‌ધ્વાડપનીતઃ શાલ્વેન સૌનિકેન યથા પશુઃ ॥ ૨૨॥

નિશમ્ય વિપ્રિયં કૃષ્ણો માનુષીં પ્રકૃતિં ગતઃ ।
વિમનસ્કો ઘૃણી સ્નેહાદ્ બભાષે પ્રાકૃતો યથા ॥ ૨૩॥

કથં રામમસમ્ભ્રાન્તં જિત્વાડજેયં સુરાસુરૈઃ ।
શાલ્વેનાલ્પીયસા નીતઃ પિતા મે બલવાન્ વિધિઃ ॥ ૨૪॥

ઈતિ બ્રુવાણે ગોવિન્દે સૌભરાટ્ પ્રત્યુપસ્થિતઃ ।
વસુદેવમિવાનીય કૃષ્ણં ચેદમુવાચ સઃ[2] ॥ ૨૫॥

એષ તે જનિતા તાતો યદર્થમિહ જીવસિ ।
વધિષ્યે વીક્ષતસ્તેડમુમીશશ્ચેત્ પાહિ બાલિશ ॥ ૨૬॥

'મૂર્ખ! તેં અમારા લોકોની નજર સામે અમારા ભાઈ અને મિત્ર શિશુપાલની પત્નીનું હરણ કર્યું અને ભરી સભામાં જ્યારે અમારો મિત્ર શિશુપાલ અસાવધ હતો, તેં તેને મારી નાખ્યો. ॥ ૧૭ ॥ હું જાણું છું કે તું પોતાને અજેય માને છે. જો મારી સામે ઊભો રહી જાય તો હું આજે તને મારાં તીક્ષ્ણ બાણોથી ત્યાં પહોંચાડી દઈશ, જ્યાંથી કોઈ પાછું આવતું નથી. ॥ ૧૮ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'અરે મૂર્ખ! તું મિથ્યા બકે છે, તને ખબર નથી કે તારા માથા પર મોત સવાર છે. શૂરવીરો વ્યર્થ બકવાટ નથી કરતા, તે તો પોતાની વીરતા જ દેખાડે છે.' ॥ ૧૯ ॥ આ પ્રમાણે કહીને ભગવાન શ્રીકૃષ્ણે ક્રોધપૂર્વક પોતાની અત્યંત વેગવાળી એક ભયંકર ગદાથી શાલ્વની હાંસડી પર પ્રહાર કર્યો. એનાથી તે લોહી ઓકતો ધ્રૂજવા લાગ્યો. ॥ ૨૦ ॥ અહીં જ્યારે ગદા ભગવાન પાસે પાછી આવી ત્યારે શાલ્વ અંતર્ધાન થઈ ગયો. ત્યાર પછી બે ઘડી વીતતાં-વીતતાં એક મનુષ્ય ભગવાન પાસે આવીને તેમને મસ્તક નમાવી પ્રણામ કરી રડતો રડતો કહેવા લાગ્યો – 'મને આપના માતા દેવકીજીએ મોકલ્યો છે. ॥ ૨૧ ॥ તેમણે કહ્યું છે કે, પોતાના પિતા પર અત્યંત પ્રેમ રાખનારા મહાબાહુ કૃષ્ણ! શાલ્વ તમારા પિતાને જેમ કસાઈ પશુને બાંધીને લઈ જાય તેમ બાંધીને લઈ ગયો છે!' ॥ ૨૨ ॥ આવા અપ્રિય સમાચાર સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણ જાણે મનુષ્ય જેવા બની ગયા. તેમના મુખ પર ઉદાસી છવાઈ ગઈ. તેઓ સાધારણ મનુષ્યની જેમ અત્યંત કરુણા અને સ્નેહથી કહેવા લાગ્યા – ॥ ૨૩ ॥ 'અહો! મારા ભાઈ બલરામજીને તો દેવતા કે અસુર કોઈ જીતી શકતું નથી. તેઓ હંમેશાં સાવધાન રહે છે. શાલ્વનું બળ-પરાક્રમ તો તદ્દન અલ્પ છે, છતાં તેણે તેમને કઈ રીતે જીતી લીધા અને કઈ રીતે મારા પિતાજીને બાંધીને લઈ ગયો? ખરેખર, પ્રારબ્ધ બહુ બળવાન છે.' ॥ ૨૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રમાણે કહી જ રહ્યા હતા કે શાલ્વ વસુદેવજી જેવો એક માયા-રચિત મનુષ્ય લઈને ત્યાં આવી પહોંચ્યો અને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો – ॥ ૨૫ ॥ 'મૂર્ખ! જો આ જ તને પેદા કરવાવાળો તારો બાપ છે, જેના માટે તું જીવી રહ્યો છે. તારી સામે જ હું આનો વધ કરું છું. કાંઈ બળ-પરાક્રમ હોય તો આને બચાવ.' ॥ ૨૬ ॥

૧. ર્ભ્રાતૃભાર્યા । ૨. હ ।

એવં નિર્ભર્ત્સ્ય માયાવી ખડ્ગેનાનકદુન્દુભેઃ ।
ઉત્કૃત્ય શિર આદાય ખસ્થં સૌભં સમાવિશત્ ॥ ૨૭॥

તતો મુહૂર્તં પ્રકૃતાવુપપ્લુતઃ
સ્વબોધ આસ્તે સ્વજનાનુષઙ્ગતઃ ।
મહાનુભાવસ્તદબુધ્યદાસુરીં
માયાં સ શાલ્વપ્રસૃતાં મયોદિતામ્ ॥ ૨૮॥

ન તત્ર દૂતં ન પિતુઃ કલેવરં
પ્રબુદ્ધ આજૌ સમપશ્યદચ્યુતઃ ।
સ્વાપ્નં[1] યથા ચામ્બરચારિણં રિપું
સૌભસ્થમાલોક્ય નિહન્તુમુદ્યતઃ ॥ ૨૯॥

એવં વદન્તિ રાજર્ષે ઋષયઃ કેચનાન્વિતાઃ ।
યત્ સ્વવાચો વિરુધ્યેત નૂનં તે ન સ્મરન્ત્યુત ॥ ૩૦॥

ક્વ શોકમોહૌ સ્નેહો વા ભયં વા[2] યેઽજ્ઞસમ્ભવાઃ ।
ક્વ ચાખણ્ડિતવિજ્ઞાનજ્ઞાનૈશ્વર્યસ્ત્વખણ્ડિતઃ ॥ ૩૧॥

યત્પાદસેવોર્જિતયાઽઽત્મવિદ્યયા
હિન્વન્ત્યનાદ્યાત્મવિપર્યયગ્રહમ્ ।
લભન્ત આત્મીયમનન્તમૈશ્વરં
કુતો નુ મોહઃ પરમસ્ય સદ્ગતેઃ ॥ ૩૨॥

તં શસ્ત્રપૂગૈઃ પ્રહરન્તમોજસા
શાલ્વં શરૈઃ શૌરિરમોઘવિક્રમઃ ।
વિદ્ધ્વાઽચ્છિનદ્ વર્મ ધનુઃ શિરોમણિં
સૌભં ચ શત્રોર્ગદયા રુરોજ હ ॥ ૩૩॥

તત્ કૃષ્ણહસ્તેરિતયા વિચૂર્ણિતં
પપાત તોયે ગદયા સહસ્રધા ।
વિસૃજ્ય તદ્ ભૂતલમાસ્થિતો ગદા-
મુદ્યમ્ય શાલ્વોઽચ્યુતમભ્યગાદ્ દ્રુતમ્ ॥ ૩૪॥

માયાવી શાલ્વે આ પ્રમાણે ભગવાનનો આવો તિરસ્કાર કરીને માયારચિત વસુદેવનું માથું તલવારથી કાપી નાખ્યું અને તેને લઈને આકાશમાં સ્થિત વિમાન પર જઈને બેસી ગયો. ॥ ૨૭ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સ્વયંસિદ્ધ જ્ઞાનસ્વરૂપ અને મહાત્મા છે. તેઓ આ ઘટના જોઈને બે ઘડી માટે પોતાના સ્વજન વસુદેવજી પર પ્રેમ હોવાને લીધે સાધારણ મનુષ્યની જેમ શોકમાં ડૂબી ગયા. પરંતુ પછી તે જાણી ગયા કે આ તો શાલ્વની રચેલી આસુરી માયા જ છે. અને તે મય દાનવે તેને આપી છે. ॥ ૨૮ ॥ ભગવાન શ્રીકૃષ્ણે યુદ્ધભૂમિમાં સચેત થઈને જોયું તો ન ત્યાં કોઈ દૂત છે કે ન તેમના પિતાનું શરીર; જાણે, સ્વપ્નમાં એક દૃશ્ય દેખાઈને લુપ્ત થઈ ગયું! ત્યાં જોયું તો શાલ્વ વિમાનમાં બેસીને આકાશમાં વિચરી રહ્યો છે. ત્યારે તેઓ તેનો વધ કરવા તૈયાર થઈ ગયા. ॥ ૨૯ ॥

પ્રિય પરીક્ષિત! પૂર્વાપરની વાતને ન જાણનારા લોકો વિશે કોઈ-કોઈ ઋષિઓ આ પ્રકારની વાત કહે છે, પણ રાજર્ષિ! તેઓ ખરેખર ભૂલી જાય છે કે શ્રીકૃષ્ણ વિશે આવું કહેવાથી તેમની પોતાની વાણીમાં વિરોધ આવે છે. ॥ ૩૦ ॥ ક્યાં અજ્ઞાનીઓમાં રહેવાવાળા શોક, મોહ, સ્નેહ અને ભય, તથા ક્યાં તે પરિપૂર્ણ ભગવાન શ્રીકૃષ્ણ – જેમનું જ્ઞાન, વિજ્ઞાન અને ઐશ્વર્ય અખંડિત છે, એકરસ છે. ભલા, તેમનામાં આવા ભાવોની સંભાવના જ ક્યાં છે? ॥ ૩૧ ॥ મોટા-મોટા ઋષિ-મુનિઓ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની સેવા કરીને મળેલી આત્મવિદ્યાનું સારી રીતે સંપાદન કરે છે અને તેના દ્વારા શરીર વગેરેમાં આત્મબુદ્ધિરૂપી અનાદિ અજ્ઞાનને નષ્ટ કરી દે છે તથા આત્મસંબંધી અનંત ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે. તે સંતોના પરમ ગતિસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણમાં ભલા, મોહ કઈ રીતે થઈ શકે? ॥ ૩૨ ॥

હવે શાલ્વ ભગવાન શ્રીકૃષ્ણ ઉપર ખૂબ ઉત્સાહ અને વેગપૂર્વક શસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો. અમોઘશક્તિ ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાના બાણોથી શાલ્વને ઘાયલ કરી દીધો અને તેનાં કવચ, ધનુષ્ય તથા મસ્તકના મણિને છિન્ન-ભિન્ન કરી દીધાં. આ ઉપરાંત ગદાના પ્રહારથી તેના વિમાનને પણ ખોખરું કરી નાખ્યું. ॥ ૩૩ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણના હાથની ગદાથી વિમાનના ટુકડે-ટુકડા થઈને તે સમુદ્રમાં પડી ગયું. તે વિમાન નીચે પડતાં પહેલાં જ શાલ્વ ગદા લઈને ધરતી પર કૂદી પડ્યો અને સાવધાન થઈને બહુ વેગપૂર્વક શ્રીકૃષ્ણ તરફ દોડ્યો. ॥ ૩૪ ॥

૧. સ્વપ્નં । ૨. વાઽજ્ઞાનસમ્ભવમ્ ।

આધાવતઃ સગદં તસ્ય બાહું
ભલ્લેન છિત્ત્વાઽથ રથાઙ્ગમદ્ભુતમ્ ।
વધાય શાલ્વસ્ય લયાર્કસન્નિભં
બિભ્રદ્ બભૌ સાર્ક ઈવોદયાચલઃ ॥ ૩૫॥

શાલ્વને આક્રમણ કરતો જોઈને ભગવાને ભાલાથી ગદા સહિત તેનો હાથ કાપી નાખ્યો. પછી તેને મારી નાખવા માટે તેમણે પ્રલયકાળના સૂર્ય જેવું તેજસ્વી અને અત્યંત અદ્ભુત સુદર્શન ચક્ર ધારણ કરી લીધું. તે સમયે તેઓ સૂર્યદેવની સાથે ઉદયાચલ જેવા શોભતા હતા. ॥ ૩૫ ॥

જહાર તેનૈવ શિરઃ સકુણ્ડલં
કિરીટયુક્તં પુરુમાયિનો હરિઃ ।
વજ્રેણ વૃત્રસ્ય યથા પુરન્દરો
બભૂવ હાહેતિ વચસ્તદા નૃણામ્ ॥ ૩૬॥

ભગવાન શ્રીકૃષ્ણે તે ચક્રથી પરમ માયાવી શાલ્વનું કિરીટ-કુંડળો સહિત, ઈન્દ્રે વજ્રાસુરનું મસ્તક છેદી નાખ્યું હતું તેમ, મસ્તક છેદી નાખ્યું. તે સમયે શાલ્વના સૈનિકો અત્યંત દુઃખથી હાહાકાર પોકારી ઊઠ્યા. ॥ ૩૬ ॥

તસ્મિન્ નિપતિતે પાપે સૌભે ચ ગદયા હતે ।
નેદુર્દુન્દુભયો રાજન્ દિવિ દેવગણેરિતાઃ ।
સખીનામપચિતિં કુર્વન્ દન્તવક્ત્રો રુષાઽભ્યગાત્ ॥ ૩૭॥

પરીક્ષિત! જ્યારે પાપી શાલ્વ મરી ગયો અને તેનું વિમાન પણ ગદાથી ભુક્કો થઈ ગયું ત્યારે દેવતાઓ આકાશમાં વાજિંત્રો વગાડવા લાગ્યા. બરાબર એ જ વખતે દંતવક્ત્ર પોતાના મિત્ર શિશુપાલ વગેરેનો બદલો લેવા માટે અતિ ક્રોધપૂર્વક આવી પહોંચ્યો. ॥ ૩૭ ॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે સૌભવધો નામ સપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૭ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત સૌભવધ નામનો સિત્યોતેરમો અધ્યાય સમાપ્ત.

═★═

# ઇઠ્ઠોતેરમો અધ્યાય

## દન્તવક્ત્ર અને વિદૂરથનો ઉદ્ધાર તથા તીર્થયાત્રામાં બલરામજીના હાથે સૂતજીનો વધ

*શ્રીશુક ઉવાચ*

શિશુપાલસ્ય શાલ્વસ્ય પૌણ્ડ્રકસ્યાપિ દુર્મતિઃ ।
પરલોકગતાનાં ચ કુર્વન્ પારોક્ષ્યસૌહૃદમ્ ॥ ૧॥

એકઃ પદાતિઃ સઙ્કુદ્ધો ગદાપાણિઃ પ્રકમ્પયન્ ।
પદ્ભ્યામિમાં મહારાજ મહાસત્ત્વો વ્યદૃશ્યત ॥ ૨॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! શિશુપાલ, શાલ્વ અને પૌણ્ડ્રકના મરાઈ જવાથી તેમની મિત્રતાનું ઋણ ચૂકવવા માટે મૂર્ખ દન્તવક્ત્ર એકલો જ પગે ચાલીને યુદ્ધભૂમિમાં આવી પહોંચ્યો. તે ક્રોધથી લાલચોળ થઈ ગયો હતો. શસ્ત્રના નામે તેના હાથમાં માત્ર એક ગદા જ હતી. પરંતુ પરીક્ષિત! લોકોએ જોયું કે, તે એટલો શક્તિશાળી છે, કે તેના ચાલવાથી પૃથ્વી ડોલતી હતી. ॥ ૧-૨ ॥

તં તથાઽઽયાન્તમાલોક્ય ગદામાદાય સત્વરઃ ।
અવપ્લુત્ય રથાત્ કૃષ્ણઃ સિન્ધું વેલેવ પ્રત્યધાત્ ॥ ૩॥

ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે તેને આ રીતે આવતો જોયો, ત્યારે તુરત જ હાથમાં ગદા લઈને તેઓ રથમાંથી કૂદી પડ્યા. પછી જેમ સમુદ્ર-કિનારાની ભૂમિ તેના તરંગોને આગળ જતાં રોકી લે છે તે જ પ્રમાણે તેમણે તેને રોકી લીધો. ॥ ૩ ॥

ગદામુદ્યમ્ય કારૂષો મુકુન્દં પ્રાહ દુર્મદઃ ।
દિષ્ટ્યા દિષ્ટ્યા ભવાનદ્ય મમ દૃષ્ટિપથં ગતઃ ॥ ૪॥

ગર્વના નશામાં ચકચૂર કરૂષનરેશ દન્તવક્ત્રે ગદા ઉગામીને ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું – 'મોટા સૌભાગ્ય અને હર્ષની વાત છે કે આજે તું મારી નજર સમક્ષ આવી ગયો. ॥ ૪ ॥

૧. દશમસ્કન્ધે સૌભશાલ્વવધો નામ ।

ત્વં માતુલેયો નઃ કૃષ્ણ મિત્રધ્રુઙ્માં જિઘાંસસિ ।
અતસ્ત્વાં ગદયા મન્દ હનિષ્યે વજ્રકલ્પયા ॥ ૫॥

તર્હ્યાનૃણ્યમુપૈમ્યજ્ઞ મિત્રાણાં મિત્રવત્સલઃ ।
બન્ધુરૂપમરિં હત્વા વ્યાધિં દેહચરં યથા ॥ ૬॥

એવં રૂક્ષૈસ્તુદન્ વાક્યૈઃ કૃષ્ણં તોત્ત્રૈરિવ દ્વિપમ્ ।
ગદયાઽતાડયન્મૂર્ધ્નિ સિંહવદ્ વ્યનદચ્ચ સઃ ॥ ૭॥

ગદયાઽભિહતોઽપ્યાજૌ ન ચચાલ યદૂદ્વહઃ ।
કૃષ્ણોઽપિ તમહન્ ગુર્વ્યા કૌમોદક્યા સ્તનાન્તરે ॥ ૮॥

ગદાનિર્ભિન્નહૃદય ઉદ્વમન્ રુધિરં મુખાત્ ।
પ્રસાર્ય કેશબાહ્વઙ્ઘ્રીન્ ધરણ્યાં ન્યપતદ્ વ્યસુઃ ॥ ૯॥

તતઃ સૂક્ષ્મતરં જ્યોતિઃ કૃષ્ણમાવિશદદ્ભુતમ્ ।
પશ્યતાં સર્વભૂતાનાં યથા ચૈદ્યવધે નૃપ ॥ ૧૦॥

વિદૂરથસ્તુ તદ્ભ્રાતા ભ્રાતૃશોકપરિપ્લુતઃ ।
આગચ્છદસિચર્મભ્યામુચ્છ્વસંસ્તજ્જિઘાંસયા ॥ ૧૧॥

તસ્ય ચાપતતઃ કૃષ્ણશ્ચક્રેણ ક્ષુરનેમિના ।
શિરો જહાર રાજેન્દ્ર સકિરીટં સકુણ્ડલમ્ ॥ ૧૨॥

એવં સૌભં ચ શાલ્વં ચ દન્તવક્ત્રં સહાનુજમ્ ।
હત્વા દુર્વિષહાનન્યૈરીડિતઃ સુરમાનવૈઃ ॥ ૧૩॥

મુનિભિઃ સિદ્ધગન્ધર્વૈર્વિદ્યાધરમહોરગૈઃ ।
અપ્સરોભિઃ પિતૃગણૈર્યક્ષૈઃ કિન્નરચારણૈઃ ॥ ૧૪॥

ઉપગીયમાનવિજયઃ કુસુમૈરભિવર્ષિતઃ ।
વૃતશ્ચ વૃષ્ણિપ્રવરૈર્વિવેશાલઙ્કૃતાં પુરીમ્ ॥ ૧૫॥

કૃષ્ણ! તું મારા મામાનો પુત્ર છે, તેથી તને મારવો તો ન જોઈએ, પરંતુ એક તો તેં મારા મિત્રોને મારી નાખ્યા છે અને બીજું મને પણ મારવા ઇચ્છે છે. તેથી મૂર્ખ! આજે હું તને પોતાની વજ્ર જેવી ગદાથી મારીશ. ॥ ૫ ॥ મૂર્ખ! આમ તો તું મારો સંબંધી છે છતાં છે તો શત્રુ જ, જેમ આપણા જ શરીરમાં રહેવાવાળો કોઈ રોગ હોય! હું મારા મિત્રોને બહુ પ્રેમ કરું છું, તેમનું મારા ઉપર ઋણ છે. હવે તને મારીને હું તેમના ઋણમાંથી મુક્ત થઈ શકું છું. ॥ ૬ ॥ જેમ મહાવત અંકુશથી હાથીને ઘાયલ કરે છે, તે જ પ્રમાણે દંતવક્ત્રે પોતાની કડવી વાતોથી શ્રીકૃષ્ણને પ્રહાર કરવાની ચેષ્ટા કરી અને પછી તે તેમના મસ્તક ઉપર બહુ વેગપૂર્વક ગદા મારીને સિંહની જેમ ગર્જી ઊઠ્યો. ॥ ૭ ॥ રણભૂમિમાં ગદાનો પ્રહાર ખાઈને પણ ભગવાન શ્રીકૃષ્ણ સહેજ પણ ડગ્યા નહીં. તેમણે પોતાની બહુ મોટી કૌમોદકી ગદાનો દન્તવક્ત્રના વક્ષઃસ્થળ પર પ્રહાર કર્યો. ॥ ૮ ॥ ગદાના પ્રહારથી દન્તવક્ત્રનું હૃદય ફાટી ગયું. તે મોઢેથી લોહી ઓકવા લાગ્યો. તેના વાળ વિખેરાઈ ગયા, ભુજાઓ અને પગ પહોળા કરી તે પ્રાણરહિત થઈ ધરતી પર પડી ગયો. ॥ ૯ ॥ પરીક્ષિત! જેવું શિશુપાલના મૃત્યુ સમયે થયું હતું, બધા લોકોની સામે જ દંતવક્ત્રના મૃત શરીરમાંથી એક અત્યંત સૂક્ષ્મ જ્યોતિ નીકળી અને તે બહુ વિચિત્ર રીતે ભગવાન શ્રીકૃષ્ણમાં લીન થઈ ગઈ. ॥ ૧૦ ॥

દન્તવક્ત્રના ભાઈનું નામ હતું વિદૂરથ. તે પોતાના ભાઈના મૃત્યુથી અત્યંત શોકગ્રસ્ત થઈ ગયો. હવે તે ક્રોધપૂર્વક લાંબા-લાંબા શ્વાસ લેતો હાથમાં ઢાલ-તલવાર લઈને ભગવાન શ્રીકૃષ્ણને મારવાની ઇચ્છાથી આવ્યો. ॥ ૧૧ ॥ રાજેન્દ્ર! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે, હવે તે પ્રહાર કરવા જ ઇચ્છે છે, ત્યારે તેમણે તેમના તીક્ષ્ણ ધારવાળા ચક્રથી કિરીટ, કુંડળ સાથે તેનું મસ્તક ધડથી અલગ કરી નાખ્યું. ॥ ૧૨ ॥ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણે શાલ્વ, તેનું વિમાન સૌભ, દન્તવક્ત્ર અને વિદૂરથને, જેમને મારવા બીજાને માટે અશક્ય હતા, મારીને દ્વારકાપુરીમાં પ્રવેશ કર્યો. તે વખતે દેવતાઓ અને મનુષ્યો તેમની સ્તુતિ કરી રહ્યા હતા. મોટા-મોટા ઋષિ–મુનિઓ, સિદ્ધો, ગન્ધર્વો, વિદ્યાધરો અને વાસુકિ વગેરે મહાનાગ, અપ્સરાઓ, પિતૃઓ, યક્ષો, કિન્નરો તથા ચારણો તેમના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરતાં વિજયગાન કરી રહ્યા હતા. ભગવાનના દ્વારકાપ્રવેશ સમયે નગરીને ખૂબ સજાવવામાં આવી હતી અને મોટા-મોટા વૃષ્ણિવંશી યાદવવીરો તેમની પાછળ-પાછળ ચાલી રહ્યા હતા. ॥ ૧૩-૧૫ ॥

એવં યોગેશ્વરઃ કૃષ્ણો ભગવાઞ્જગદીશ્વરઃ ।
ઈયતે પશુદૃષ્ટીનાં નિર્જિતો જયતીતિ સઃ ॥ ૧૬॥

યોગેશ્વર અને જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણ આ જ પ્રમાણે અનેક લીલાઓ કરતા રહે છે. જે લોકો પશુઓ જેવા અવિવેકી છે, તેઓ તેમને ક્યારેક હારતા પણ જુએ છે, પરંતુ વાસ્તવમાં તો તેઓ સદા-સર્વદા વિજયી જ છે. ॥ ૧૬ ॥

શ્રુત્વા યુદ્ધોદ્યમં રામઃ કુરૂણાં સહ પાણ્ડવૈઃ ।
તીર્થાભિષેકવ્યાજેન મધ્યસ્થઃ પ્રયયૌ કિલ ॥ ૧૭॥

સ્નાત્વા પ્રભાસે સન્તર્પ્ય દેવર્ષિપિતૃમાનવાન્ ।
સરસ્વતીં પ્રતિસ્રોતં યયૌ બ્રાહ્મણસંવૃતઃ ॥ ૧૮॥

પૃથૂદકં બિન્દુસરસ્ત્રિતકૂપં સુદર્શનમ્ ।
વિશાલં બ્રહ્મતીર્થં ચ ચક્રં પ્રાચીં સરસ્વતીમ્ ॥ ૧૯॥

યમુનામનુ યાન્યેવ ગઙ્ગામનુ ચ ભારત ।
જગામ નૈમિષં યત્ર ઋષયઃ સત્રમાસતે ॥ ૨૦॥

એક વાર બલરામજીએ સાંભળ્યું કે, દુર્યોધન વગેરે કૌરવો પાંડવો સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી રહ્યા છે. તેઓ તટસ્થ હતા, તેમને કોઈનો પક્ષ લઈને લડવું પસંદ ન હતું. તેથી તેઓ તીર્થોમાં સ્નાન કરવાના બહાને દ્વારકાથી ચાલ્યા ગયા. ત્યાંથી નીકળીને તેમણે પ્રભાસક્ષેત્રમાં સ્નાન કર્યું અને તર્પણ તથા બ્રાહ્મણ-ભોજન દ્વારા દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ અને મનુષ્યોને તૃપ્ત કર્યા. ત્યાર પછી તેઓ થોડા બ્રાહ્મણો સાથે જ્યાંથી સરસ્વતી નદી આવી રહી હતી, તે મૂળસ્રોત તરફ ચાલી નીકળ્યા. ॥ ૧૮ ॥ તેઓ ક્રમશઃ પૃથૂદક, બિન્દુસર, ત્રિતકૂપ, સુદર્શનતીર્થ, વિશાલતીર્થ, બ્રહ્મતીર્થ, ચક્રતીર્થ અને પૂર્વવાહિની સરસ્વતી વગેરે તીર્થોમાં ગયા. ॥ ૧૯ ॥ પરીક્ષિત! ત્યાર પછી યમુનાતટ અને ગંગાતટનાં મુખ્ય-મુખ્ય તીર્થોમાં થઈને પછી તેઓ નૈમિષારણ્યક્ષેત્રમાં આવ્યા. તે દિવસોમાં નૈમિષારણ્યક્ષેત્રમાં મોટા-મોટા ઋષિઓએ સત્સંગરૂપી મોટા જ્ઞાનસત્રનું આયોજન કર્યું હતું. ॥ ૨૦ ॥

તમાગતમભિપ્રેત્ય મુનયો દીર્ઘસત્રિણઃ ।
અભિનન્દ્ય યથાન્યાયં પ્રણમ્યોત્થાય ચાર્ચયન્ ॥ ૨૧॥

લાંબા સમય સુધી સત્સંગ-સત્રનો નિયમ લઈને બેઠેલા ઋષિઓએ બલરામજીને આવેલા જોઈને પોત-પોતાનાં આસનો પરથી ઊઠીને તેમનું સ્વાગત કર્યું અને યથાયોગ્ય પ્રણામ-આશીર્વાદ કરીને તેમની પૂજા કરી. ॥ ૨૧ ॥

સોઽર્ચિતઃ સપરીવારઃ કૃતાસનપરિગ્રહઃ ।
રોમહર્ષણમાસીનં મહર્ષેઃ શિષ્યમૈક્ષત ॥ ૨૨॥

તેઓ પોતાના સાથીઓ સાથે આસન પર બેસી ગયા અને તેમનું પૂજન-અર્ચન થઈ ચૂક્યાં પછી તેમણે જોયું કે ભગવાન વ્યાસના શિષ્ય રોમહર્ષણજી વ્યાસગાદી પર બેઠેલા છે. ॥ ૨૨ ॥

અપ્રત્યુત્થાયિનં સૂતમકૃતપ્રહ્વણાઞ્જલિમ્ ।
અધ્યાસીનં ચ તાન્ વિપ્રાંશ્ચુકોપોદ્વીક્ષ્ય માધવઃ ॥ ૨૩॥

બલરામજીએ જોયું કે રોમહર્ષણજી સૂત-જાતિમાં ઉત્પન્ન થયા હોવા છતાં પણ તે શ્રેષ્ઠ બ્રાહ્મણોથી ઊંચા આસન ઉપર બેઠેલા છે. અને તેમના આવવા છતાં ન તો ઊભા થઈને સ્વાગત કરે છે અને ન હાથ જોડીને પ્રણામ પણ. તેથી બલરામજીને ક્રોધ આવી ગયો. ॥ ૨૩ ॥

યસ્માદસાવિમાન્ વિપ્રાનધ્યાસ્તે પ્રતિલોમજઃ ।
ધર્મપાલાંસ્તથૈવાસ્માન્ વધમર્હતિ દુર્મતિઃ ॥ ૨૪॥

તેઓ કહેવા લાગ્યા 'આ રોમહર્ષણ પ્રતિલોમ જાતિનો હોવા છતાં પણ આ શ્રેષ્ઠ બ્રાહ્મણોથી તથા ધર્મના રક્ષક અમારાથી ઊંચે બેઠો છે, તો તે દુર્બુદ્ધિ મૃત્યુદંડને પાત્ર છે. ॥ ૨૪ ॥

ઋષેર્ભગવતો ભૂત્વા શિષ્યોઽધીત્ય બહૂનિ ચ ।
સેતિહાસપુરાણાનિ ધર્મશાસ્ત્રાણિ સર્વશઃ ॥ ૨૫॥

અદાન્તસ્યાવિનીતસ્ય વૃથાપણ્ડિતમાનિનઃ ।
ન ગુણાય ભવન્તિ સ્મ નટસ્યેવાજિતાત્મનઃ ॥ ૨૬॥

ભગવાન વ્યાસદેવનો શિષ્ય થઈને આણે ઇતિહાસ, પુરાણ, ધર્મશાસ્ત્ર, વગેરે ઘણાં શાસ્ત્રોનું અધ્યયન પણ કર્યું છે, પરંતુ હજી આનો પોતાના મન પર સંયમ નથી. આ વિનમ્ર નથી, ઉદ્દંડ છે. આ અજિતાત્માએ ખોટે-ખોટો પોતાને બહુ મોટો પંડિત માની લીધો છે. જેમ નટની બધી ચેષ્ટાઓ અભિનયમાત્ર હોય છે, તે જ પ્રમાણે આનું બધું અધ્યયન અભિનયને (સ્વાંગને) માટે જ છે. આનાથી ન તો તેને કોઈ લાભ છે, કે ન બીજા કોઈને. ॥ ૨૫-૨૬ ॥

એતદર્થો હિ લોકેઽસ્મિન્નવતારો મયા કૃતઃ ।
વધ્યા મે ધર્મધ્વજિનસ્તે હિ પાતકિનોઽધિકાઃ ॥ ૨૭॥

એતાવદુક્ત્વા ભગવાન્ નિવૃત્તોઽસદ્વધાદપિ ।
ભાવિત્વાત્તં કુશાગ્રેણ કરસ્થેનાહનત્ પ્રભુઃ ॥ ૨૮॥

હાહેતિ વાદિનઃ સર્વે મુનયઃ ખિન્નમાનસાઃ ।
ઊચુઃ સઙ્કર્ષણં દેવમધર્મસ્તે કૃતઃ પ્રભો ॥ ૨૯॥

અસ્ય બ્રહ્માસનં દત્તમસ્માભિર્યદુનન્દન ।
આયુશ્ચાત્માક્લમં તાવદ્ યાવત્ સત્રં સમાપ્યતે ॥ ૩૦॥

અજાનતૈવાચરિતસ્ત્વયા બ્રહ્મવધો યથા ।
યોગેશ્વરસ્ય ભવતો નામ્નાયોઽપિ નિયામકઃ ॥ ૩૧॥

યદ્યેતદ્ બ્રહ્મહત્યાયાઃ પાવનં લોકપાવન ।
ચરિષ્યતિ ભવાઁલ્લોકસઙ્ગ્રહોઽનન્યચોદિતઃ ॥ ૩૨॥

*શ્રીભગવાનુવાચ*

કરિષ્યે[1] વધનિર્વેશં લોકાનુગ્રહકામ્યયા ।
નિયમઃ પ્રથમે કલ્પે યાવાન્ સ તુ વિધીયતામ્ ॥ ૩૩॥

દીર્ઘમાયુર્બતૈતસ્ય સત્ત્વમિન્દ્રિયમેવ ચ ।
આશાસિતં યત્તદ્ બ્રૂત સાધયે યોગમાયયા ॥ ૩૪॥

*ઋષય ઊચુઃ*

અસ્ત્રસ્ય તવ વીર્યસ્ય મૃત્યોરસ્માકમેવ ચ ।
યથા ભવેદ્ વચઃ સત્યં તથા રામ વિધીયતામ્ ॥ ૩૫॥

*શ્રીભગવાનુવાચ*

આત્મા વૈ પુત્ર ઉત્પન્ન ઈતિ વેદાનુશાસનમ્ ।
તસ્માદસ્ય ભવેદ્ વક્તા આયુરિન્દ્રિયસત્ત્વવાન્ ॥ ૩૬॥

જે લોકો ધર્મનું ચિહ્ન ધારણ કરે છે, પરંતુ ધર્મનું પાલન નથી કરતા, તે વધારે પાપી છે અને તે મારા માટે વધ કરવા યોગ્ય છે. આ જગતમાં તે માટે જ મેં અવતાર ધારણ કર્યો છે. ॥ ૨૭ ॥ ભગવાન બલરામ જોકે, તીર્થયાત્રાને કારણે દુષ્ટ લોકોનો વધ કરવાથી પણ અટકી ગયા હતા, તેમ છતાં આટલું કહીને તેમણે પોતાના હાથમાં રાખેલા દર્ભની અણીથી તેમના પર પ્રહાર કરી દીધો અને સૂતજી તુરત મરણ પામ્યા. ભાવિ જ આવું હતું. ॥ ૨૮ ॥ સૂતજીના મૃત્યુથી ઋષિઓ હાહાકાર કરવા લાગ્યા. બધાનાં ચિત્ત ખિન્ન થઈ ગયાં. તેમણે દેવાધિદેવ બલરામજીને કહ્યું – 'પ્રભુ! તમે આ બહુ મોટો અધર્મ કર્યો. ॥ ૨૯ ॥ યાદવશ્રેષ્ઠ! સૂતજીને અમે જ બ્રહ્માસન આપ્યું હતું અને જ્યાં સુધી અમારું આ સત્ર સમાપ્ત ન થાય ત્યાં સુધી તેમને શારીરિક કષ્ટથી રહિત આયુષ્ય પણ આપી દીધું હતું. ॥ ૩૦ ॥ આપે જાણ્યા વિના આ કેવું કાર્ય કરી નાંખ્યું, જે બ્રહ્મહત્યા સમાન છે. અમે આપને યોગેશ્વર માનીએ છીએ, વેદવચન પણ આપના પર શાસન કરી શકતું નથી, તો પણ આપને પ્રાર્થના કરીએ છીએ કે, આપનો અવતાર લોકોને પવિત્ર કરવા માટે થયો છે. જો તમે કોઈની પ્રેરણા વિના સ્વયં પોતાની ઇચ્છાથી આ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરી લેશો તો લોકો પણ તે પ્રમાણે વર્તશે. ॥ ૩૧-૩૨ ॥

**ભગવાન બલરામે કહ્યું** – હું લોકોને શિક્ષા (બોધ) દેવા માટે લોકો પર અનુગ્રહ કરવા માટે આ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરીશ. આના માટે મુખ્ય વિધિમાં નિયમ હોય તે મને જણાવો. ॥ ૩૩ ॥ તમે લોકો આ સૂતને લાંબું આયુષ્ય, બળ, ઇન્દ્રિયશક્તિ વગેરે જે કાંઈ પણ આપવા ઈચ્છતા હો, મને જણાવી દો, હું મારા યોગબળથી બધું સિદ્ધ કરીશ. ॥ ૩૪ ॥

**ઋષિઓએ કહ્યું** – બલરામજી! તમે એવો કોઈ ઉપાય કરો જેથી તમારું શસ્ત્ર, પરાક્રમ અને આમનું મૃત્યુ પણ વ્યર્થ ન થાય અને અમે આમને જે વરદાન આપ્યું હતું તે પણ સત્ય થઈ જાય. ॥ ૩૫ ॥

**ભગવાન બલરામજીએ કહ્યું** – ઋષિઓ! વેદોનું એવું કહેવું છે કે, આત્મા જ પુત્રના રૂપે ઉત્પન્ન થાય છે. તેથી રોમહર્ષણના સ્થાને તેમનો પુત્ર તમને પુરાણોની કથાઓ સંભળાવશે. તેને હું મારી શક્તિથી દીર્ઘાયુ, ઇન્દ્રિયશક્તિ અને બળ આપું છું. ॥ ૩૬ ॥

૧. ચરિષ્યે ।

કિં વઃ કામો મુનિશ્રેષ્ઠા બ્રૂતાહં કરવાણ્યથ ।
અજાનતસ્ત્વપચિતિં યથા મે ચિન્ત્યતાં બુધાઃ ॥ ૩૭॥

ઋષિઓ! આ સિવાય તમે લોકો જે કંઈ ઇચ્છા હોય, મારી પાસે માગી લો. હું તમારા લોકોની ઇચ્છા પૂરી કરીશ. અજાણતાં મારાથી જે અપરાધ થઈ ગયો છે, તેનું પ્રાયશ્ચિત્ત પણ તમે વિચારીને કહો; કેમકે, તમે આ બાબતના વિદ્વાન છો. ॥ ૩૭ ॥

*ઋષય ઊચુઃ*

ઇલ્વલસ્ય સુતો ઘોરો બલ્વલો નામ દાનવઃ ।
સ દૂષયતિ નઃ સત્રમેત્ય પર્વણિ પર્વણિ ॥ ૩૮॥

તં પાપં જહિ દાશાર્હ તન્નઃ શુશ્રૂષણં પરમ્ ।
પૂયશોણિતવિણ્મૂત્રસુરામાંસાભિવર્ષિણમ્ ॥ ૩૯॥

તતશ્ચ ભારતં વર્ષં પરીત્ય સુસમાહિતઃ ।
ચરિત્વા દ્વાદશ માસાંસ્તીર્થસ્નાયી વિશુદ્ધ્યસે ॥ ૪૦॥

**ઋષિઓએ કહ્યું** – બલરામજી! ઇલ્વલનો પુત્ર બલ્વલ નામનો એક મહાભયંકર દાનવ છે. તે દરેક પર્વના દિવસે અહીં આવે છે અને અમારા આ સત્રને દૂષિત કરી જાય છે. ॥ ૩૮ ॥ યદુનન્દન! તે અહીં આવીને પરુ, લોહી, વિષ્ટા, મૂત્ર અને માંસની વૃષ્ટિ કરે છે. તમે એ પાપીને મારી નાખો. અમારા લોકોની આ બહુ મોટી સેવા થશે. ॥ ૩૯ ॥ ત્યાર પછી તમે બાર મહિના સુધી એકાગ્રચિત્તે તીર્થોમાં સ્નાન કરતા રહીને ભારતવર્ષની પરિક્રમા કરો. આનાથી તમારી શુદ્ધિ થઈ જશે. ॥ ૪૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે બલદેવચરિત્રે બલ્વલવધોપક્રમો નામાષ્ટસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૮ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત બલદેવચરિત્રમાંનો બલ્વલવધની તૈયારી નામનો ઇઠોતેરમો અધ્યાય સમાપ્ત.**

=★=

# ઓગણ્યાએંસીમો અધ્યાય

## બલ્વલનો ઉદ્ધાર અને બલરામજીની તીર્થયાત્રા

*શ્રીશુક ઉવાચ*

તતઃ પર્વણ્યુપાવૃત્તે પ્રચણ્ડઃ પાંસુવર્ષણઃ ।
ભીમો વાયુરભૂદ્ રાજન્ પૂયગન્ધસ્તુ[2] સર્વશઃ ॥ ૧॥

તતોઽમેધ્યમયં વર્ષં બલ્વલેન વિનિર્મિતમ્ ।
અભવદ્ યજ્ઞશાલાયાં સોઽન્વદૃશ્યત શૂલધૃક્ ॥ ૨॥

તં વિલોક્ય બૃહત્કાયં ભિન્નાઞ્જનચયોપમમ્ ।
તપ્તતામ્રશિખાશ્મશ્રું દંષ્ટ્રોગ્રભ્રુકુટીમુખમ્ ॥ ૩॥

સસ્માર મુસલં રામઃ પરસૈન્યવિદારણમ્ ।
હલં ચ દૈત્યદમનં તે તૂર્ણમુપતસ્થતુઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! પર્વનો દિવસ આવ્યો. તે દિવસે ભયંકર મોટી આંધીનું તોફાન શરૂ થયું. ધૂળની વર્ષા થવા લાગી અને ચારે બાજુથી પરુની દુર્ગન્ધ આવવા લાગી. ॥ ૧ ॥ ત્યાર પછી યજ્ઞશાળામાં બલ્વલ દાનવે મલ-મૂત્ર વગેરે અપવિત્ર પદાર્થોની વર્ષા કરી. ત્યાર પછી હાથમાં ત્રિશૂળ લઈને તે પોતે દેખાયો. ॥ ૨ ॥ તે શરીરે બહુ શ્યામ કાજળના ઢગલા જેવો હતો. તેનાં કેશ–દાઢી-મૂછ તપાવેલા તાંબા જેવાં લાલ-લાલ હતાં. મોટી-મોટી દાઢો અને ભ્રુકુટિને કારણે તેનું મોઢું અતિ ભયંકર લાગતું હતું. તેને જોઈને ભગવાન બલરામજીએ શત્રુસેનાનો નાશ કરનારું મુશળ અને દૈત્યને ચીરી-ફાડી નાખનારા હળનું સ્મરણ કર્યું. તેમનું સ્મરણ કરતાં જ તે બન્ને શસ્ત્રો તુરત ત્યાં આવી પહોંચ્યાં. ॥ ૩-૪ ॥

૧. દશમસ્કન્ધે બલદેવતીર્થયાત્રાયાં પઞ્ચસપ્તતિતમોઽધ્યાયઃ । ૨. પૂયગન્ધશ્ચ ।

તમાકૃષ્ય હલાગ્રેણ બલ્વલં ગગનેચરમ્ ।
મુસલેનાહનત્ ક્રુદ્ધો મૂર્ધ્નિ બ્રહ્મદ્રુહં બલઃ ॥ ૫॥

સોઽપતદ્ ભુવિ નિર્ભિન્નલલાટોઽસૃક્ સમુત્સૃજન્ ।
મુઞ્ચન્નાર્તસ્વરં શૈલો યથા વજ્રહતોઽરુણઃ ॥ ૬॥

સંસ્તુત્ય મુનયો રામં પ્રયુજ્યાવિતથાશિષઃ ।
અભ્યષિઞ્ચન્ મહાભાગા વૃત્રઘ્નં વિબુધા યથા ॥ ૭॥

વૈજયન્તીં દદુર્માલાં શ્રીધામામ્લાનપઙ્કજામ્ ।
રામાય વાસસી દિવ્યે દિવ્યાન્યાભરણાનિ ચ ॥ ૮॥

અથ તૈરભ્યનુજ્ઞાતઃ કૌશિકીમેત્ય બ્રાહ્મણૈઃ ।
સ્નાત્વા સરોવરમગાદ્ યતઃ સરયુરાસ્રવત્ ॥ ૯॥

અનુસ્રોતેન સરયૂં[1] પ્રયાગમુપગમ્ય સઃ ।
સ્નાત્વા સન્તર્પ્ય દેવાદીન્ જગામ પુલહાશ્રમમ્ ॥ ૧૦॥

ગોમતીં ગણ્ડકીં સ્નાત્વા વિપાશાં શોણ આપ્લુતઃ ।
ગયાં ગત્વા પિતૄનિષ્ટ્વા ગઙ્ગાસાગરસઙ્ગમે ॥ ૧૧॥

ઉપસ્પૃશ્ય મહેન્દ્રાદ્રૌ રામં દૃષ્ટ્વાઽભિવાદ્ય ચ ।
સપ્તગોદાવરીં વેણાં પમ્પાં ભીમરથીં તતઃ ॥ ૧૨॥

સ્કન્દં દૃષ્ટ્વા યયૌ રામઃ શ્રીશૈલં ગિરિશાલયમ્ ।
દ્રવિડેષુ મહાપુણ્યં દૃષ્ટ્વાઽદ્રિં વેઙ્કટં પ્રભુઃ ॥ ૧૩॥

કામકોષ્ણીં પુરીં કાઞ્ચીં કાવેરીં ચ સરિદ્વરામ્ ।
શ્રીરઙ્ગાખ્યં મહાપુણ્યં યત્ર સન્નિહિતો હરિઃ ॥ ૧૪॥

ઋષભાદ્રિં હરેઃ ક્ષેત્રં દક્ષિણાં મથુરાં તથા ।
સામુદ્રં સેતુમગમન્મહાપાતકનાશનમ્ ॥ ૧૫॥

બલરામજીએ આકાશમાં વિચરનારા બલ્વલ દૈત્યને પોતાના હળના અગ્રભાગથી ખેંચીને તે બ્રહ્મદ્રોહીના માથા પર બહુ જ ક્રોધ કરીને જોરથી મુસળ ફટકાર્યું, જેથી તેનું લલાટ ફાટી ગયું અને તે લોહી ઓકતો રહીને આર્તનાદે પોકાર કરતો બરાબર વજ્રથી તોડી પાડેલા પર્વતની જેમ ધરતી પર પડી ગયો. ॥ ૫-૬ ॥ નૈમિષારણ્યવાસી મહાભાગ્યવાન મુનિઓએ બલરામજીની સ્તુતિ કરી, ક્યારેય વ્યર્થ ન જનારા આશીર્વાદ આપ્યા. અને દેવતાઓ જેમ ઈન્દ્રનો અભિષેક કરે છે તેમ ઋષિઓએ તેમનો અભિષેક કર્યો. ॥ ૭ ॥ ત્યાર પછી ઋષિઓએ બલરામજીને દિવ્ય વસ્ત્ર, આભૂષણો તથા એક એવી વૈજયન્તી માળા પણ આપી, જે સૌન્દર્યનો આશ્રય અને ક્યારેય મૂરઝાઈ જાય નહીં તેવાં કમળપુષ્પોની હતી. ॥ ૮ ॥

ત્યારબાદ નૈમિષારણ્યવાસી ઋષિઓની વિદાય લઈને બલરામજી બ્રાહ્મણો સાથે કૌશિકી નદીના તટ પર આવ્યા. ત્યાં સ્નાન કરીને તેઓ, જ્યાંથી સરયૂ નદી નીકળી છે તે સરોવર પર ગયા. ॥ ૯ ॥ ત્યાંથી સરયૂના કિનારે-કિનારે ચાલવા લાગ્યા પછી ત્યાંથી પ્રયાગ આવ્યા અને ત્યાં સ્નાન તથા દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓનું તર્પણ વગેરે કરીને પુલહાશ્રમ ગયા. ॥ ૧૦ ॥ ત્યાંથી ગણ્ડકી, ગોમતી તથા વિપાશા નદીઓમાં સ્નાન કરીને શોણનદના કિનારે જઈ સ્નાન કર્યું. ત્યાંથી ગયા ક્ષેત્રમાં જઈને પિતૃઓનું વસુદેવજીની આજ્ઞા અનુસાર પૂજન-યજન કર્યું. પછી ગંગાસાગર-સંગમ પર ગયા, ત્યાં પણ સ્નાન કર્યું. પછી તીર્થાદિ કૃત્યોથી નિવૃત્ત થઈને મહેન્દ્ર પર્વત પર ગયા. ત્યાં પરશુરામજીનાં દર્શન અને અભિવાદન કર્યાં. ત્યારબાદ સપ્તગોદાવરી, વેણા, પમ્પા અને ભીમરથી વગેરેમાં સ્નાન કરીને સ્વામી કાર્તિકેયજીનાં દર્શન કરવા માટે ગયા તથા ત્યાંથી મહાદેવજીના નિવાસસ્થાન શ્રીશૈલ તીર્થ પર પહોંચ્યા. ત્યાર પછી બલરામજીએ દ્રવિડ દેશના પરમ પુણ્યમય સ્થાન વેંકટાચલ (બાલાજી)નાં દર્શન કર્યાં. અને ત્યાંથી તેઓ કામાક્ષી – શિવકાઞ્ચી, વિષ્ણુકાઞ્ચી થઈને તથા શ્રેષ્ઠ નદી કાવેરીમાં સ્નાન કરીને પુણ્યમય શ્રીરંગ ક્ષેત્રમાં પહોંચ્યા. શ્રીરંગમાં ભગવાન વિષ્ણુ સદા બિરાજે છે. ॥ ૧૧-૧૪ ॥ ત્યાંથી તેમણે વિષ્ણુભગવાનના ક્ષેત્ર ઋષભ-પર્વત, દક્ષિણ મથુરા વગેરે તથા મોટા-મોટા પાપોનો નાશ કરનાર સેતુબંધની યાત્રા કરી. ॥ ૧૫ ॥

૧. રમયન્ ।

તત્રાયુતમદાદ્ ધેનૂર્બ્રાહ્મણેભ્યો હલાયુધઃ ।
કૃતમાલાં તામ્રપર્ણીં મલયં ચ કુલાચલમ્ ॥ ૧૬॥

ત્યાં બલરામજીએ બ્રાહ્મણોને દશ હજાર ગાયોનું દાન આપ્યું. પછી ત્યાંથી કૃતમાલા અને તામ્રપર્ણી નદીઓમાં સ્નાન કરીને મલયપર્વત પર ગયા. તે પર્વત સાત કુલપર્વતોમાંનો એક છે. ॥ ૧૬ ॥ ત્યાં બિરાજી રહેલા અગસ્ત્ય મુનિને તેમણે નમસ્કાર અને અભિવાદન કર્યું. અગસ્ત્યજી પાસેથી આશીર્વાદ અને અનુમતિ લઈને બલરામજીએ દક્ષિણ સમુદ્રની યાત્રા કરી. ત્યાં તેમણે દુર્ગાદેવીનાં કન્યાકુમારીના રૂપમાં દર્શન કર્યાં. ॥ ૧૭ ॥ ત્યાર પછી તેઓ ફાલ્ગુન-તીર્થ – અનંત-શયન ક્ષેત્રમાં ગયા અને ત્યાંના સર્વશ્રેષ્ઠ પઞ્ચાપ્સરસ તીર્થમાં સ્નાન કર્યું. તે તીર્થમાં હંમેશાં ભગવાન વિષ્ણુ સાક્ષાત્ બિરાજે છે. બલરામજીએ આ ક્ષેત્રમાં પણ દશહજાર ગાયોનું દાન આપ્યું. ॥ ૧૮ ॥

તત્રાગસ્ત્યં સમાસીનં નમસ્કૃત્યાભિવાદ્ય ચ ।
યોજિતસ્તેન ચાશીર્ભિરનુજ્ઞાતો ગતોઽર્ણવમ્ ।
દક્ષિણં તત્ર કન્યાખ્યાં દુર્ગાં દેવીં દદર્શ સઃ ॥ ૧૭॥

તતઃ ફાલ્ગુનમાસાદ્ય પઞ્ચાપ્સરસમુત્તમમ્ ।
વિષ્ણુઃ સન્નિહિતો યત્ર સ્નાત્વાઽસ્પર્શદ્ ગવાયુતમ્ ॥ ૧૮॥

તતોઽભિવ્રજ્ય ભગવાન્ કેરલાંસ્તુ ત્રિગર્તકાન્ ।
ગોકર્ણાખ્યં શિવક્ષેત્રં સાન્નિધ્યં યત્ર ધૂર્જટેઃ ॥ ૧૯॥

હવે ભગવાન બલરામજી ત્યાંથી કેરળ અને ત્રિગર્ત પ્રદેશોમાં થઈને ભગવાન શંકરજીના ક્ષેત્ર ગોકર્ણતીર્થમાં આવ્યા. ભગવાન શંકર અહીં સર્વકાળ બિરાજે છે. ॥ ૧૯ ॥ ત્યાંથી જળથી ઘેરાયેલાં દ્વીપનિવાસી આર્યા દેવીનાં દર્શન કરવા ગયા અને પછી ત્યાંથી શૂર્પારક – ક્ષેત્રની યાત્રા કરી, ત્યાંથી તાપી, પયોષ્ણી અને નિર્વિન્ધ્યા નદીઓમાં સ્નાન કરી તેઓ દણ્ડકારણ્યમાં આવ્યા. ॥ ૨૦ ॥ ત્યાંથી નર્મદાકિનારે આવ્યા. પરીક્ષિત! આ પવિત્ર નદીના તટે જ માહિષ્મતીપુરી છે. ત્યાં મનુતીર્થમાં સ્નાન કરીને તેઓ પાછા પ્રભાસ-ક્ષેત્રમાં આવી ગયા. ॥ ૨૧ ॥ ત્યાં તેમણે બ્રાહ્મણો પાસેથી સાંભળ્યું કે, કૌરવ-પાંડવોના યુદ્ધમાં મોટાભાગના ક્ષત્રિયોનો સંહાર થઈ ગયો. તેમણે એવો અનુભવ કર્યો કે, હવે પૃથ્વીનો બહુ મોટો ભાર ઊતરી ગયો. ॥ ૨૨ ॥ જે દિવસે રણભૂમિમાં ભીમસેન અને દુર્યોધન ગદાયુદ્ધ કરી રહ્યા હતા, તે દિવસે બલરામજી તેમને રોકવા માટે કુરુક્ષેત્ર જઈ પહોંચ્યા. ॥ ૨૩ ॥

આર્યાં દ્વૈપાયનીં દૃષ્ટ્વા શૂર્પારકમગાદ્ બલઃ ।
તાપીં પયોષ્ણીં નિર્વિન્ધ્યામુપસ્પૃશ્યાથ દણ્ડકમ્ ॥ ૨૦॥

પ્રવિશ્ય રેવામગમદ્ યત્ર માહિષ્મતી પુરી ।
મનુતીર્થમુપસ્પૃશ્ય પ્રભાસં પુનરાગમત્ ॥ ૨૧॥

શ્રુત્વા દ્વિજૈઃ કથ્યમાનં કુરુપાણ્ડવસંયુગે ।
સર્વરાજન્યનિધનં ભારં મેને હૃતં ભુવઃ ॥ ૨૨॥

સ ભીમદુર્યોધનયોર્ગદાભ્યાં યુધ્યતોર્મૃધે ।
વારયિષ્યન્ વિનશનં જગામ યદુનન્દનઃ ॥ ૨૩॥

યુધિષ્ઠિરસ્તુ તં દૃષ્ટ્વા યમૌ કૃષ્ણાર્જુનાવપિ ।
અભિવાદ્યાભવંસ્તૂષ્ણીં કિંવિવક્ષુરિહાગતઃ ॥ ૨૪॥

મહારાજ યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુને બલરામજીને જોઈને પ્રણામ કર્યા અને મૌન રહ્યા. તેઓને ડર હતો કે, ખબર નહીં, શું કહેવા માટે અહીં પધાર્યા છે? ॥ ૨૪ ॥ તે વખતે ભીમસેન અને દુર્યોધન બન્ને હાથમાં ગદા લઈને એક-બીજાને જીતવા માટે ક્રોધપૂર્વક જાતજાતના દાવપેચ બદલી રહ્યા હતા. તેમને જોઈને બલરામજીએ કહ્યું – ॥ ૨૫ ॥ 'રાજા દુર્યોધન અને ભીમસેન! તમે બન્ને વીર છો, તમારા બન્નેમાં બળ-પરાક્રમ પણ સમાન છે. હું એવું સમજું છું કે, ભીમસેનમાં બળ વધારે છે અને દુર્યોધને ગદાયુદ્ધનું જ્ઞાન વધારે પ્રાપ્ત કર્યું છે. ॥ ૨૬ ॥

ગદાપાણી ઉભૌ દૃષ્ટ્વા સંરબ્ધૌ વિજયૈષિણૌ ।
મણ્ડલાનિ વિચિત્રાણિ ચરન્તાવિદમબ્રવીત્ ॥ ૨૫॥

યુવાં તુલ્યબલૌ વીરૌ હે રાજન્ હે વૃકોદર ।
એકં પ્રાણાધિકં મન્યે ઉતૈકં શિક્ષયાધિકમ્ ॥ ૨૬॥

તસ્માદેકતરસ્યેહ યુવયોઃ સમવીર્યયોઃ ।
ન લક્ષ્યતે જયોઽન્યો વા વિરમત્વફલો રણઃ ॥ ૨૭॥

ન તદ્વાક્યં જગૃહતુર્બદ્ધવૈરૌ નૃપાર્થવત્ ।
અનુસ્મરન્તાવન્યોન્યં દુરુક્તં દુષ્કૃતાનિ ચ ॥ ૨૮॥

દિષ્ટં તદનુમન્વાનો રામો દ્વારવતીં યયૌ ।
ઉગ્રસેનાદિભિઃ પ્રીતૈર્જ્ઞાતિભિઃ સમુપાગતઃ ॥ ૨૯॥

તં પુનર્નૈમિષં પ્રાપ્તમૃષયોઽયાજયન્ મુદા ।
ક્રત્વઙ્ગં ક્રતુભિઃ સર્વૈર્નિવૃત્તાખિલવિગ્રહમ્ ॥ ૩૦॥

તેભ્યો વિશુદ્ધવિજ્ઞાનં ભગવાન્ વ્યતરદ્ વિભુઃ ।
યેનૈવાત્મન્યદો વિશ્વમાત્માનં વિશ્વગં વિદુઃ ॥ ૩૧॥

સ્વપત્ન્યાવભૃથસ્નાતો જ્ઞાતિબન્ધુસુહૃદ્વૃતઃ ।
રેજે સ્વજ્યોત્સ્નયેવેન્દુઃ સુવાસાઃ સુષ્ઠ્વલઙ્કૃતઃ ॥ ૩૨॥

ઈદૃગ્વિધાન્યસઙ્ખ્યાનિ બલસ્ય બલશાલિનઃ ।
અનન્તસ્યાપ્રમેયસ્ય માયામર્ત્યસ્ય સન્તિ હિ ॥ ૩૩॥

યોઽનુસ્મરેત રામસ્ય કર્માણ્યદ્ભુતકર્મણઃ ।
સાયં પ્રાતરનન્તસ્ય વિષ્ણોઃ સ દયિતો ભવેત્ ॥ ૩૪॥

તેથી તમારા જેવા સમાન બળ ધરાવનારાઓમાંથી કોઈનો જય-પરાજય થાય એવું દેખાતું નથી. તેથી તમે લોકો વ્યર્થ યુદ્ધ ન કરો, હવે આ યુદ્ધ બંધ કરી દો.' ॥ ૨૭ ॥ પરીક્ષિત! બલરામજીની વાત બન્ને માટે હિતકર હતી. પરંતુ તે બન્ને વચ્ચે વેરભાવ એટલો સુદૃઢ થઈ ગયો હતો કે તેમણે બલરામજીની વાત ન માની. તેઓ એક-બીજાનાં કટુ-વચનો અને દુર્વ્યવહારોનું સ્મરણ કરીને ઉન્મત્ત જેવા થઈ ગયા હતા. ॥ ૨૮ ॥ ભગવાન બલરામજીએ નિશ્ચય કર્યો કે એમનું પ્રારબ્ધ જ આવું છે, તેથી તેના વિશે વિશેષ આગ્રહ ન કરીને તેઓ પાછા દ્વારકા ચાલ્યા ગયા. દ્વારકામાં ઉગ્રસેન વગેરે ગુરુજનો તથા અન્ય સંબંધીઓએ બહુ પ્રેમથી આગળ આવીને તેમનું સ્વાગત કર્યું. ॥ ૨૯ ॥ ત્યાંથી બલરામજી ફરી નૈમિષારણ્ય ગયા. ત્યાં ઋષિઓએ વિરોધભાવથી – અર્થાત્ યુદ્ધ વગેરેથી નિવૃત્ત બલરામજી દ્વારા બહુ પ્રેમથી બધા પ્રકારના યજ્ઞો કરાવ્યા. પરીક્ષિત! સાચું પૂછો તો જેટલા પણ યજ્ઞો છે, તે બધા બલરામજીનાં અંગ જ છે. તેથી તેમનું આ યજ્ઞોનું અનુષ્ઠાન લોકસંગ્રહ માટે જ હતું. ॥ ૩૦ ॥ સર્વસમર્થ ભગવાન બલરામજીએ તે ઋષિઓને વિશુદ્ધ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો, તેથી તે લોકો આ સંપૂર્ણ વિશ્વને પોતાનામાં અને પોતાને સમસ્ત વિશ્વમાં અનુભવ કરવા લાગ્યા. ॥ ૩૧ ॥ ત્યાર પછી બલરામજીએ પોતાનાં પત્ની રેવતીજી સાથે યજ્ઞાન્ત-સ્નાન કર્યું અને સુંદર-સુંદર વસ્ત્ર તથા આભૂષણો પહેરીને પોતાના સ્વજનો-સંબંધીઓની સાથે – ચન્દ્રિકા અને નક્ષત્રોની સાથે ચન્દ્રમાની જેમ – શોભવા લાગ્યા. ॥ ૩૨ ॥ પરીક્ષિત! ભગવાન બલરામજી સ્વયં અનંત છે. તેમનું સ્વરૂપ મન અને વાણીથી પર છે. તેમણે લીલા માટે જ આ મનુષ્યના જેવું શરીર ગ્રહણ કર્યું છે. તે બળશાળી બલરામજીના આવાં-આવાં અપાર ચરિત્રો છે. ॥ ૩૩ ॥ જે મનુષ્ય અનન્ત, સર્વવ્યાપક, અદ્ભુત કર્મ કરનારા ભગવાન બલરામજીનાં ચરિત્રોનું સવાર-સાંજ સ્મરણ કરશે, તે ભગવાનનો અત્યંત પ્રિય બની જશે. ॥ ૩૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે બલદેવતીર્થયાત્રાનિરૂપણં[1] નામૈકોનાશીતિતમોઽધ્યાયઃ ॥ ૭૯ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત બલદેવજીની તીર્થયાત્રાનું નિરૂપણ નામનો ઓગણ્યાએંસીમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. બલદેવતીર્થયાત્રાયાં ષટ્સપ્તતિતમોઽધ્યાયઃ ।

# એંસીમો અધ્યાય

## શ્રીકૃષ્ણ દ્વારા સુદામાજીનું સ્વાગત

રાજોવાચ

ભગવન્ યાનિ ચાન્યાનિ મુકુન્દસ્ય મહાત્મનઃ ।
વીર્યાણ્યનન્તવીર્યસ્ય શ્રોતુમિચ્છામિ હે પ્રભો ॥ ૧॥

કો નુ શ્રુત્વાઽસકૃદ્[1] બ્રહ્મન્નુત્તમશ્લોકસત્કથાઃ ।
વિરમેત વિશેષજ્ઞો વિષણ્ણઃ કામમાર્ગણૈઃ ॥ ૨॥

સા વાગ્ યયા તસ્ય ગુણાન્ ગૃણીતે
કરૌ ચ તત્કર્મકરૌ મનશ્ચ ।
સ્મરેદ્ વસન્તં સ્થિરજઙ્ગમેષુ
શૃણોતિ તત્પુણ્યકથાઃ સ કર્ણઃ ॥ ૩॥

શિરસ્તુ તસ્યોભયલિઙ્ગમાનમેત્[2]
તદેવ યત્ પશ્યતિ તદ્ધિ ચક્ષુઃ ।
અઙ્ગાનિ વિષ્ણોરથ તજ્જનાનાં
પાદોદકં યાનિ ભજન્તિ નિત્યમ્ ॥ ૪॥

સૂત ઉવાચ

વિષ્ણુરાતેન સમ્પૃષ્ટો ભગવાન્ બાદરાયણિઃ ।
વાસુદેવે ભગવતિ નિમગ્નહૃદયોઽબ્રવીત્ ॥ ૫॥

શ્રીશુક ઉવાચ

કૃષ્ણસ્યાસીત્ સખા કશ્ચિદ્ બ્રાહ્મણો બ્રહ્મવિત્તમઃ ।
વિરક્ત ઇન્દ્રિયાર્થેષુ પ્રશાન્તાત્મા જિતેન્દ્રિયઃ ॥ ૬॥

યદૃચ્છયોપપન્નેન વર્તમાનો ગૃહાશ્રમી ।
તસ્ય ભાર્યા કુચૈલસ્ય[3] ક્ષુત્ક્ષામા ચ તથાવિધા ॥ ૭॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! પ્રેમ અને મુક્તિદાતા પરબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણની શક્તિ અનંત છે. તેથી તેમની મધુર અને ઐશ્વર્યથી ભરપૂર લીલાઓ પણ અનંત છે. હવે તેમની બીજી લીલાઓ, જેમનું વર્ણન હજી સુધી આપે કર્યું નથી, તે સાંભળવાની મારી ઇચ્છા છે. ॥ ૧ ॥ બ્રહ્મન્! આ જીવ વિષય-સુખને શોધતાં-શોધતાં અત્યંત દુઃખી થઈ ગયો છે. તે વિષય-સુખો બાણની જેમ તેના ચિત્તને વ્યથિત કરતાં રહે છે. આવી સ્થિતિમાં એવો કોણ રસિક – રસને વિશેષરૂપે જાણનાર પુરુષ હશે, જે વારંવાર પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણની મંગલમયી લીલાઓનું શ્રવણ કરીને પણ તેનાથી તૃપ્ત થઈ જશે. ॥ ૨ ॥ જે વાણી ભગવાનના ગુણાનુવાદ કરે છે, તે જ સાચી વાણી છે. તે જ સાચા હાથ છે, જે ભગવાનની સેવાનું કામ કરે છે. તે જ સાચું મન છે, જે ચરાચર પ્રાણીઓમાં વસનારા ભગવાનનું સ્મરણ કરતું રહે અને તે જ કાન વાસ્તવમાં કાન કહેવા યોગ્ય છે, જે ભગવાનની પુણ્ય-પવિત્ર કથાઓનું શ્રવણ કરે છે. ॥ ૩ ॥ તે મસ્તક, મસ્તક છે જે ચરાચર જગતને ભગવાનની ચલ-અચલ પ્રતિમા સમજીને નમસ્કાર કરે છે; અને જે સર્વત્ર ભગવદ્વિગ્રહનું દર્શન કરે છે તે જ સાચાં નેત્ર છે. શરીરનાં જે અંગો ભગવાન અને તેમના ભક્તોના ચરણોદકનું સેવન કરે છે, તે જ અંગ વાસ્તવમાં અંગ છે; સાચું પૂછો તો તેમનું હોવું જ સફળ છે. ॥ ૪ ॥

**સૂતજી કહે છે** – શૌનકાદિ ઋષિઓ! જ્યારે રાજા પરીક્ષિતે આ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે ભગવાન શુકદેવજીનું હૃદય ભગવાન શ્રીકૃષ્ણમાં તલ્લીન થઈ ગયું. તેમણે પરીક્ષિત રાજાને આ પ્રમાણે કહ્યું– ॥ ૫ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – પરીક્ષિત! એક બ્રાહ્મણદેવ ભગવાન શ્રીકૃષ્ણના પરમમિત્ર હતા. તેઓ બહુ બ્રહ્મજ્ઞાની, વિષયોથી વિરક્ત, શાંતચિત્ત અને જિતેન્દ્રિય હતા. ॥ ૬ ॥ તેઓ ગૃહસ્થ હોવા છતાં પણ કોઈ પ્રકારનો સંગ્રહ-પરિગ્રહ ન કરીને પ્રારબ્ધ અનુસાર જે કંઈ મળી જાય, તેમાં જ સંતુષ્ટ રહેતા હતા. તેમનાં વસ્ત્ર જૂનાં અને ફાટેલાં હતાં. તેમનાં પત્નીની પણ એ જ દશા હતી. તે પણ પોતાના પતિની જેમ જ ભૂખથી દુર્બળ થઈ ગયાં હતાં. ॥ ૭ ॥

૧. મુહુર્બ્રહ્મ૦ । ૨. ૦લિઙ્ગમાનં તદેવ । ૩. કુચૈલા ચ ।

પતિવ્રતા પતિં પ્રાહ મ્લાયતા વદનેન સા ।
દરિદ્રા સીદમાના સા વેપમાનાઽભિગમ્ય ચ ॥ ૮॥

નનુ બ્રહ્મન્ ભગવતઃ સખા સાક્ષાચ્છ્રિયઃ પતિઃ ।
બ્રહ્મણ્યશ્ચ શરણ્યશ્ચ ભગવાન્ સાત્વતર્ષભઃ ॥ ૯॥

તમુપૈહિ મહાભાગ સાધૂનાં ચ પરાયણમ્ ।
દાસ્યતિ દ્રવિણં ભૂરિ સીદતે તે કુટુમ્બિને ॥ ૧૦॥

આસ્તેઽધુના દ્વારવત્યાં ભોજવૃષ્ણ્યન્ધકેશ્વરઃ ।
સ્મરતઃ પાદકમલમાત્માનમપિ યચ્છતિ ।
કિં ન્વર્થકામાન્ ભજતો નાત્યભીષ્ટાઞ્જગદ્ગુરુઃ ॥ ૧૧॥

સ એવં ભાર્યયા વિપ્રો બહુશઃ પ્રાર્થિતો મૃદુ ।
અયં હિ પરમો લાભ ઉત્તમશ્લોકદર્શનમ્ ॥ ૧૨॥

ઇતિ સઞ્ચિન્ત્ય મનસા ગમનાય મતિં દધે ।
અપ્યસ્ત્યુપાયનં કિઞ્ચિદ્ગૃહે કલ્યાણિ દીયતામ્ ॥ ૧૩॥

યાચિત્વા ચતુરો મુષ્ટીન્ વિપ્રાન્ પૃથુકતણ્ડુલાન્ ।
ચૈલખણ્ડેન તાન્ બદ્ધ્વા ભર્ત્રે પ્રાદાદુપાયનમ્ ॥ ૧૪॥

સ તાનાદાય વિપ્રાગ્ર્યઃ પ્રયયૌ દ્વારકાં કિલ ।
કૃષ્ણસન્દર્શનં મહ્યં કથં સ્યાદિતિ ચિન્તયન્ ॥ ૧૫॥

ત્રીણિ[1] ગુલ્માન્યતીયાય તિસ્રઃ કક્ષાશ્ચ સદ્વિજઃ ।
વિપ્રોઽગમ્યાન્ધકવૃષ્ણીનાં ગૃહેષ્વચ્યુતધર્મિણામ્ ॥ ૧૬॥

ગૃહં દ્વ્યષ્ટસહસ્રાણાં મહિષીણાં હરેર્દ્વિજઃ ।
વિવેશૈકતમં શ્રીમદ્ બ્રહ્માનન્દં ગતો યથા ॥ ૧૭॥

એક દિવસ તે દરિદ્રતાની પ્રતિમૂર્તિ એવી પતિવ્રતા સ્ત્રી ભૂખને લીધે દુઃખી થઈને પતિ પાસે જઈને સુકાતાં મુખથી બોલી - ॥ ૮ ॥ 'ભગવન્! સાક્ષાત્ લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ આપના મિત્ર છે. તેઓ બ્રાહ્મણોના ભક્ત, શરણે આવેલાનું રક્ષણ કરવાવાળા છે. તેઓ ભક્તોની ઇચ્છા પૂરી કરવામાં કલ્પતરુ જેવા છે. ॥ ૯ ॥ પરમ ભાગ્યશાળી આર્યપુત્ર! તેઓ સાધુ-સંતોના, સત્પુરુષોના એકમાત્ર આશ્રય છે. તમે તેમની પાસે જાઓ. જ્યારે તેઓ જાણશે કે તમે ગૃહસ્થી છો અને અન્ન વિના દુઃખી થઈ રહ્યા છો તો તેઓ તમને ઘણું ધન આપશે. ॥ ૧૦ ॥ આજકાલ તેઓ ભોજ, વૃષ્ણિ અને અંધકવંશી યાદવોના સ્વામી તરીકે દ્વારકામાં નિવાસ કરે છે અને તેઓ એટલા ઉદાર છે કે જે તેમનાં ચરણકમળોનું સ્મરણ કરે છે, તે પ્રેમી ભક્તને તેઓ પોતાની જાત સુધ્ધાં દાનમાં આપી દે છે. આવી સ્થિતિમાં જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ભક્તને જો કદાચ અતિ તુચ્છ એવું ધન અને વિષયસુખ (ન ચાહવા છતાં) આપે તેમાં શું આશ્ચર્યની વાત છે.' ॥ ૧૧ ॥ આ પ્રમાણે જ્યારે તે બ્રાહ્મણપત્નીએ પોતાના પતિદેવને વારંવાર બહુ જ નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી, ત્યારે તેમણે વિચાર્યું કે, 'ધનની તો વાત જ નથી, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થશે, એ તો જીવનનો બહુ મોટો લાભ છે.' ॥ ૧૨ ॥ આવો વિચાર કરીને તેમણે દ્વારકા જવાનો નિશ્ચય કર્યો અને પોતાની પત્નીને કહ્યું – 'કલ્યાણી! ઘરમાં કાંઈક ભેટ આપવા જેવી કોઈ વસ્તુ છે? જો હોય તો આપી દો.' ॥ ૧૩ ॥ ત્યારે તે બ્રાહ્મણીએ આજુ-બાજુના બ્રાહ્મણોના કેટલાક ઘરેથી ચાર મુઠ્ઠી પૌંવા માગીને એક કપડામાં બાંધીને ભગવાનને ભેટ આપવા માટે પોતાના પતિદેવને આપી દીધા. ॥ ૧૪ ॥ ત્યાર પછી તે બ્રાહ્મણદેવ તે પૌંવા લઈને દ્વારકા જવા રવાના થઈ ગયા. તેઓ રસ્તામાં એવું વિચારતા હતા કે, 'મને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કેવી રીતે થશે?' ॥ ૧૫ ॥

પરીક્ષિત! દ્વારકામાં પહોંચ્યા પછી તે બ્રાહ્મણદેવ બીજા બ્રાહ્મણોની સાથે સૈનિકોની ત્રણ છાવણીઓ અને ત્રણ દરવાજા પાર કરીને ભગવદ્ધર્મનું પાલન કરવાવાળા અંધક અને વૃષ્ણિવંશી યાદવોના મહેલોમાં (જ્યાં પહોંચવું અત્યંત કઠણ છે) પહોંચ્યા. ॥ ૧૬ ॥ તેની વચ્ચે ભગવાન શ્રીકૃષ્ણની સોળ હજાર રાણીઓના મહેલ હતા. તેમાંથી એકમાં તે બ્રાહ્મણદેવે પ્રવેશ કર્યો. તે મહેલ બહુ સજાવેલો અને સુંદર હતો. તેમાં પ્રવેશ કરતાં તેમને એવું લાગ્યું કે, જાણે તેઓ બ્રહ્માનંદના સમુદ્રમાં ડૂબી ગયા હોય! ॥ ૧૭ ॥

૧. ગુલ્માનિ ત્રીણ્યતીયાય ।

તં વિલોક્યાચ્યુતો દૂરાત્ પ્રિયાપર્યઙ્કમાસ્થિતઃ[1] ।
સહસોત્થાય ચાભ્યેત્ય દોર્ભ્યાં પર્યગ્રહીન્મુદા ॥ ૧૮॥

સખ્યુઃ પ્રિયસ્ય વિપ્રર્ષેરઙ્ગસઙ્ગાતિનિર્વૃતઃ ।
પ્રીતો વ્યમુઞ્ચદબ્બિન્દૂન્ નેત્રાભ્યાં પુષ્કરેક્ષણઃ ॥ ૧૯॥

અથોપવેશ્ય પર્યઙ્કે સ્વયં સખ્યુઃ સમર્હણમ્ ।
ઉપહૃત્યાવનિજ્યાસ્ય પાદૌ પાદાવનેજનીઃ ॥ ૨૦॥

અગ્રહીચ્છિરસા રાજન્ ભગવાઁલ્લોકપાવનઃ ।
વ્યલિમ્પદ્ દિવ્યગન્ધેન ચન્દનાગુરુકુઙ્કુમૈઃ ॥ ૨૧॥

ધૂપૈઃ સુરભિભિર્મિત્રં પ્રદીપાવલિભિર્મુદા ।
અર્ચિત્વાऽऽવેદ્ય તામ્બૂલં ગાં ચ સ્વાગતમબ્રવીત્ ॥ ૨૨॥

કુચૈલં મલિનં ક્ષામં દ્વિજં ધમનિસન્તતમ્ ।
દેવી પર્યચરત્ સાક્ષાચ્ચામરવ્યજનેન વૈ ॥ ૨૩॥

અન્તઃપુરજનો દૃષ્ટ્વા કૃષ્ણેનામલકીર્તિના ।
વિસ્મિતોऽભૂદતિપ્રીત્યા અવધૂતં સભાજિતમ્ ॥ ૨૪॥

કિમનેન કૃતં પુણ્યમવધૂતેન ભિક્ષુણા ।
શ્રિયા હીનેન લોકેऽસ્મિન્ ગર્હિતેનાધમેન ચ ॥ ૨૫॥

યોऽસૌ ત્રિલોકગુરુણા શ્રીનિવાસેન સમ્ભૃતઃ ।
પર્યઙ્કસ્થાં શ્રિયં હિત્વા પરિષ્વક્તોऽગ્રજો યથા ॥ ૨૬॥

કથયાઞ્ચક્રતુર્ગાથાઃ પૂર્વા ગુરુકુલે સતોઃ ।
આત્મનો લલિતા રાજન્ કરૌ ગૃહ્ય પરસ્પરમ્ ॥ ૨૭॥

તે વખતે ભગવાન શ્રીકૃષ્ણ પોતાનાં પ્રાણપ્રિયા રુક્મિણીજીના પલંગ પર બિરાજેલા હતા. બ્રાહ્મણદેવને દૂરથી જ આવતા જોઈને તેઓ એકદમ ઊભા થઈ ગયા અને તેમની પાસે આવીને બહુ આનંદથી તેમને પોતાના ભુજપાશમાં જકડી લીધા. ॥ ૧૮ ॥ પરીક્ષિત! પરમાનંદસ્વરૂપ ભગવાન પોતાના પ્રિય સખા બ્રાહ્મણદેવના અંગ-સ્પર્શથી અત્યંત આનંદિત થઈ ગયા. તેમનાં કમળ જેવાં કોમળ નેત્રોમાં પ્રેમાશ્રુ વરસવા લાગ્યાં. ॥ ૧૯ ॥ પરીક્ષિત! થોડા સમય પછી ભગવાન શ્રીકૃષ્ણે તેમને લઈ જઈને પોતાના પલંગ પર બેસાડ્યા-અને સ્વયં પૂજનની સામગ્રી લાવીને તેમની પૂજા કરી. પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સર્વને પવિત્ર કરવાવાળા છે; તેમ છતાં તેમણે પોતાના હાથે બ્રાહ્મણદેવના પગ પખાળીને તેમનું ચરણોદક પોતાના મસ્તક પર ધારણ કર્યું અને તેમના શરીરમાં ચન્દન, અગરુ, કેસર વગેરે દિવ્ય ગન્ધોનો લેપ કર્યો. ॥ ૨૦-૨૧ ॥ પછી તેમણે બહુ આનંદથી સુગન્ધિત ધૂપ અને દીપથી મિત્રની આરતી ઉતારી. આ પ્રમાણે પૂજા કરીને પાન અને ગાયનું દાન આપીને મધુર વાણીથી 'ભલે પધાર્યા' કહીને તેમનું સ્વાગત કર્યું. ॥ ૨૨ ॥ બ્રાહ્મણદેવનાં વસ્ત્રો જૂનાં અને ફાટેલાં હતાં. શરીર અત્યંત મલિન અને દુર્બળ હતું. શરીરની બધી નસો દેખાતી હતી. સ્વયં ભગવતી રુક્મિણીજી ચામર ઢોળીને તેમની સેવા કરવા લાગ્યાં. ॥ ૨૩ ॥ અંતઃપુરની સ્ત્રીઓને આ જોઈને ખૂબ આશ્ચર્ય થયું કે પવિત્રકીર્તિ ભગવાન શ્રીકૃષ્ણ અતિશય પ્રેમથી આ મેલા-ઘેલા અવધૂત બ્રાહ્મણની પૂજા કરી રહ્યા છે. ॥ ૨૪ ॥ તેઓ પરસ્પર કહેવા લાગી — 'આ દિગંબર જેવા, નિર્ધન, નિન્દનીય અને તુચ્છ ભિખારીએ એવા ક્યાં પુણ્ય કર્યાં હશે, જેથી ત્રિલોકના ગુરુ, શ્રીનિવાસ શ્રીકૃષ્ણ સ્વયં તેમનો આટલો આદર-સત્કાર કરી રહ્યા છે. જુઓ તો ખરાં, પોતાના પલંગ પર તેમની સેવા કરી રહેલાં સ્વયં લક્ષ્મીરૂપ રુક્મિણીજીને છોડીને આ બ્રાહ્મણને પોતાના મોટાભાઈ બલરામજીની જેમ હૃદયે ચાંપી રહ્યા છે.' ॥ ૨૫-૨૬ ॥ પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ અને તે બ્રાહ્મણ બન્ને એક-બીજાનો હાથ પકડીને પોતાના પૂર્વ-જીવનની તે આનંદદાયક ઘટનાઓનું સ્મરણ અને વર્ણન કરવા લાગ્યા, જે ગુરુકુળમાં વિદ્યાભ્યાસ સમયે ઘટી હતી. ॥ ૨૭ ॥

૧. ૦માશ્રિતઃ ।

*શ્રીભગવાનુવાચ*

અપિ બ્રહ્મન્ ગુરુકુલાદ્ ભવતા લબ્ધદક્ષિણાત્ ।
સમાવૃત્તેન ધર્મજ્ઞ ભાર્યોઢા સદૃશી ન વા ॥ ૨૮॥

પ્રાયો ગૃહેષુ તે ચિત્તમકામવિહતં[૧] તથા ।
નૈવાતિપ્રીયસે વિદ્વન્ ધનેષુ વિદિતં હિ મે ॥ ૨૯॥

કેચિત્ કુર્વન્તિ કર્માણિ કામૈરહતચેતસઃ ।
ત્યજન્તઃ પ્રકૃતીર્દૈવીર્યથાઽહં લોકસઙ્ગ્રહમ્ ॥ ૩૦॥

કચ્ચિદ્ ગુરુકુલે વાસં બ્રહ્મન્ સ્મરસિ નૌ યતઃ ।
દ્વિજો વિજ્ઞાય વિજ્ઞેયં તમસઃ પારમશ્નુતે ॥ ૩૧॥

સ વૈ સત્કર્મણાં સાક્ષાદ્ દ્વિજાતેરિહ સમ્ભવઃ ।
આદ્યોઽઙ્ગ યત્રાશ્રમિણાં યથાઽહં જ્ઞાનદો ગુરુઃ ॥ ૩૨॥

નન્વર્થકોવિદા બ્રહ્મન્ વર્ણાશ્રમવતામિહ ।
યે મયા ગુરુણા વાચા તરન્ત્યઞ્જો ભવાર્ણવમ્ ॥ ૩૩॥

નાહમિજ્યાપ્રજાતિભ્યાં તપસોપશમેન વા ।
તુષ્યેયં સર્વભૂતાત્મા ગુરુશુશ્રૂષયા યથા ॥ ૩૪॥

અપિ નઃ સ્મર્યતે બ્રહ્મન્ વૃત્તં નિવસતાં ગુરૌ ।
ગુરુદારૈશ્ચોદિતાનામિન્ધનાનયને ક્વચિત્ ॥ ૩૫॥

પ્રવિષ્ટાનાં મહારણ્યમપર્તૌ સુમહદ્ દ્વિજ ।
વાતવર્ષમભૂત્તીવ્રં નિષ્ઠુરાઃ સ્તનયિત્નવઃ ॥ ૩૬॥

સૂર્યશ્ચાસ્તં ગતસ્તાવત્ તમસા ચાવૃતા દિશઃ ।
નિમ્નં કૂલં જલમયં ન પ્રાજ્ઞાયત કિઞ્ચન ॥ ૩૭॥

૯ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — ધર્મના મર્મજ્ઞ બ્રાહ્મણદેવ! ગુરુદક્ષિણા આપીને જ્યારે ગુરુકુળમાંથી પાછા આવ્યા પછી તમે તમારા યોગ્ય સ્ત્રી સાથે લગ્ન કર્યાં કે નહીં? ॥ ૨૮ ॥ હું જાણું છું કે તમે ગૃહસ્થી હોવા છતાં પણ તમારું ચિત્ત પ્રાયઃ વિષય-ભોગોમાં આસક્ત નથી. વિદ્વાન! મને એ પણ ખબર છે કે ધન વગેરેમાં પણ તમને કોઈ પ્રેમ નથી. ॥ ૨૯ ॥ સાચા જ્ઞાની લોકો એવા હોય છે, જે ભગવાનની માયારચિત વિષય-સંબંધી વાસનાઓનો પરિત્યાગ કરી દે છે અને ચિત્તમાં વિષયોની સ્હેજ પણ વાસના ન હોવા છતાં પણ મારી જેમ માત્ર લોકસંગ્રહ માટે જ કર્મ કરે છે. ॥ ૩૦ ॥ બ્રાહ્મણશ્રેષ્ઠ! શું તમને તે સમયની વાત યાદ છે, જ્યારે આપણે બન્ને એક સાથે ગુરુકુળમાં રહેતા હતા. ખરેખર ગુરુકુળમાં જ દ્વિજ બનેલા દ્વિજપુત્રને જાણવા યોગ્ય વસ્તુનું જ્ઞાન થાય છે, જેના દ્વારા તેઓ અજ્ઞાનરૂપી અંધકારથી પાર થઈ જાય છે. ॥ ૩૧ ॥ મિત્ર! આ સંસારમાં શરીરનું કારણ જન્મદાતા પિતા પ્રથમ ગુરુ છે. ત્યાર પછી ઉપનયન-સંસ્કાર કરીને સત્કર્મોનું શિક્ષણ આપનાર બીજો ગુરુ છે. તે મારા જેવા જ (ભગવાન જેવા) પૂજ્ય છે. ત્યાર પછી જ્ઞાનોપદેશ કરીને પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર ગુરુ તો મારું સ્વરૂપ જ છે. આ સંસારમાં માનવના ત્રણ ગુરુ હોય છે. ॥ ૩૨ ॥ મારા પ્રિય મિત્ર! ગુરુના સ્વરૂપમાં સ્વયં હું છું. આ સંસારમાં વર્ણાશ્રમીઓમાં જે લોકો પોતાના ગુરુદેવના ઉપદેશ પ્રમાણે અનાયાસે જ ભવસાગર પાર કરી જાય છે, તેઓ પોતાના સ્વાર્થ અને પરમાર્થને સારી રીતે જાણવાવાળા છે. ॥ ૩૩ ॥ પ્રિય મિત્ર! હું સર્વનો આત્મા છું, બધાના હૃદયમાં અંતર્યામીરૂપે રહું છું. હું ગૃહસ્થ ધર્મના પાંચ મહાયજ્ઞોથી, બ્રહ્મચારીના ધર્મ ઉપનયન-વેદાધ્યયન આદિથી, વાનપ્રસ્થીના ધર્મ તપસ્યાથી અને બધાથી ઉપરત થઈ જવું એવા સંન્યાસધર્મથી પણ એટલો સંતુષ્ટ નથી થતો, જેટલો ગુરુદેવની સેવા-શુશ્રૂષાથી સંતુષ્ટ થાઉં છું. ॥ ૩૪ ॥

બ્રહ્મન્! જે સમયે આપણે ગુરુકુળમાં રહેતા હતા, ત્યારે તમને યાદ છે? આપણાં ગુરુપત્નીએ લાકડાં લાવવા માટે આપણને જંગલમાં મોકલ્યા હતા. ॥ ૩૫ ॥ તે સમયે આપણે એક ભયંકર જંગલમાં ગયેલા હતા અને ઋતુ વિના જ બહુ ભારે આંધી અને વરસાદ આવી ગયો. આકાશમાં વીજળીના કડાકા થતા હતા. ॥ ૩૬ ॥ ત્યારે તો સૂર્યાસ્ત પણ થઈ ગયો, અને ચારે બાજુ અંધારું જ અંધારું ફેલાઈ ગયું. ધરતી પર એટલું પાણી ભરાઈ ગયું કે ક્યાં જમીન છે અને ક્યાં ખાડો છે તે દેખાતું ન હતું. ॥ ૩૭ ॥

૧. ૦કામનિરતં તદા ।

વયં ભૃશં તત્ર મહાનિલામ્બુભિ-
ર્નિહન્યમાના મુહુરમ્બુસમ્પ્લવે ।
દિશોઽવિદન્તોઽથ પરસ્પરં વને
ગૃહીતહસ્તાઃ પરિબભ્રિમાતુરાઃ ॥ ૩૮॥

તે વરસાદ જાણે એક પ્રકારનો પ્રલય ન હોય એવો હતો. આંધીની થપાટો અને પાણીની ધારાઓથી આપણને ભારે મુશ્કેલી પડી, દિશાનું જ્ઞાન રહ્યું નહીં. આપણે બહુ જ દયનીય સ્થિતિમાં મુકાઈ ગયા અને એકબીજાનો હાથ પકડીને જંગલમાં આમ-તેમ ભટકતા રહ્યા. ॥ ૩૮ ॥

એતદ્ વિદિત્વા ઉદિતે રવૌ સાન્દીપનિર્ગુરુઃ ।
અન્વેષમાણો નઃ શિષ્યાનાચાર્યોઽપશ્યદાતુરાન્ ॥ ૩૯॥

જ્યારે આપણા ગુરુદેવ સાન્દીપનિ મુનિને આ વાતની ખબર પડી, ત્યારે સૂર્યોદય થતાં તેઓ આપણને શોધવા માટે આવ્યા; ત્યારે તેમણે આપણને બહુ જ કષ્ટદાયી સ્થિતિમાં જોયા. ॥ ૩૯ ॥

અહો હે પુત્રકા યૂયમસ્મદર્થેઽતિદુઃખિતાઃ ।
આત્મા વૈ પ્રાણિનાં [1]પ્રેષ્ઠસ્તમનાદૃત્ય મત્પરાઃ ॥ ૪૦॥

તેમણે કહ્યું – 'આશ્ચર્ય છે, આશ્ચર્ય છે! પુત્રો! તમે અમારા માટે બહુ કષ્ટ વેઠ્યું. બધા પ્રાણીઓને પોતાનું શરીર સર્વાધિક પ્રિય હોય છે; પરંતુ તમે બન્ને તેની પણ પરવા ન કરીને અમારી સેવા કરતા રહ્યા. ॥ ૪૦ ॥

એતદેવ હિ સચ્છિષ્યૈઃ કર્તવ્યં ગુરુનિષ્કૃતમ્ ।
યદ્ વૈ વિશુદ્ધભાવેન સર્વાર્થાત્માર્પણં ગુરૌ ॥ ૪૧॥

ગુરુઋણથી મુક્ત થવા માટે સત્-શિષ્યોનું એટલું જ કર્તવ્ય છે કે તેઓ વિશુદ્ધ ભાવથી પોતાનું સર્વસ્વ અને શરીર પણ ગુરુની સેવામાં સમર્પિત કરી દે. ॥ ૪૧ ॥

તુષ્ટોઽહં ભો દ્વિજશ્રેષ્ઠાઃ સત્યાઃ સન્તુ મનોરથાઃ ।
છન્દાંસ્યયાતયામાનિ ભવન્ત્વિહ પરત્ર ચ ॥ ૪૨॥

દ્વિજશ્રેષ્ઠો! હું તમારાથી અત્યંત પ્રસન્ન છું. તમારા સર્વ મનોરથો, સઘળી અભિલાષાઓ પૂર્ણ થાઓ અને તમે મારી પાસેથી જે વેદાધ્યયન કર્યું છે, તે તમને હંમેશાં કંઠસ્થ રહો તથા તે આ લોક અને પરલોકમાં ક્યાંય પણ નિષ્ફળ ન થાઓ.' ॥ ૪૨ ॥

ઇત્થંવિધાન્યનેકાનિ વસતાં ગુરુવેશ્મસુ[2] ।
ગુરોરનુગ્રહેણૈવ પુમાન્ પૂર્ણઃ પ્રશાન્તયે ॥ ૪૩॥

પ્રિય મિત્ર! જ્યારે આપણા ગુરુકુળમાં નિવાસ કરતા હતા, આપણા જીવનમાં આવા-આવા અનેક પ્રસંગો બન્યા હતા. એમાં તો શંકા નથી કે, ગુરુદેવની કૃપાથી જ મનુષ્ય શાંતિનો અધિકારી બનીને પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. ॥ ૪૩ ॥

બ્રાહ્મણ ઉવાચ

કિમસ્માભિરનિર્વૃત્તં દેવદેવ જગદ્ગુરો ।
ભવતા સત્યકામેન યેષાં વાસો ગુરાવભૂત્ ॥ ૪૪॥

**બ્રાહ્મણદેવે કહ્યું** – દેવતાઓના આરાધ્યદેવ જગદ્ગુરુ શ્રીકૃષ્ણ! ભલા, પૂર્ણકામ એવા આપની સાથે જેનો ગુરુકુળમાં વાસ હતો તેવા મારું હવે શું અપૂર્ણ રહ્યું હોય? (અર્થાત્ આપની સાથે રહીને હું કૃતાર્થ થઈ ગયો છું.) ॥ ૪૪ ॥

યસ્ય ચ્છન્દોમયં બ્રહ્મ દેહ આવપનં વિભો[3] ।
શ્રેયસાં તસ્ય ગુરુષુ વાસોઽત્યન્તવિડમ્બનમ્ ॥ ૪૫॥

પ્રભુ! છન્દોમય વેદ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરુષાર્થના મૂળ સ્રોત છે, અને તે છે આપનો શ્રીવિગ્રહ. તે જ આપ વેદાધ્યયન માટે ગુરુકુળમાં રહો, એ આપની મનુષ્ય-લીલાનો અભિનય નથી તો બીજું શું છે? ॥ ૪૫ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[4] ઉત્તરાર્ધે
શ્રીદામચરિતેઽશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૦ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત સુદામાચરિતમાંનો એંસીમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. શ્રેષ્ઠ૦ । ૨. ગુરુવેશ્મનિ । ૩. પ્રભો । ૪. દશમસ્કન્ધે સપ્તસપ્તતિતમોઽધ્યાયઃ ।

# એક્યાસીમો અધ્યાય

## સુદામાજીને ઐશ્વર્યની પ્રાપ્તિ

*શ્રીશુક ઉવાચ*

સ ઈત્થં દ્વિજમુખ્યેન સહ સઙ્કથયન્ હરિઃ ।
સર્વભૂતમનોઽભિજ્ઞઃ સ્મયમાન ઉવાચ તમ્[1] ॥ ૧॥

બ્રહ્મણ્યો બ્રાહ્મણં કૃષ્ણો ભગવાન્ પ્રહસન્ પ્રિયમ્ ।
પ્રેમ્ણા નિરીક્ષણેનૈવ પ્રેક્ષન્ ખલુ સતાં ગતિઃ ॥ ૨॥

*શ્રીભગવાનુવાચ*

કિમુપાયનમાનીતં બ્રહ્મન્ મે ભવતા ગૃહાત્ ।
અણ્વપ્યુપાહૃતં ભક્તૈઃ પ્રેમ્ણા ભૂર્યેવ મે ભવેત્ ।
ભૂર્યપ્યભક્તોપહૃતં ન મે તોષાય કલ્પતે ॥ ૩॥

પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।
તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥ ૪॥

ઈત્યુક્તોઽપિ દ્વિજસ્તસ્મૈ વ્રીડિતઃ પતયે શ્રિયઃ ।
પૃથુકપ્રસૃતિં[2] રાજન્ ન પ્રાયચ્છદવાઙ્મુખઃ ॥ ૫॥

સર્વભૂતાત્મદૃક્ સાક્ષાત્ તસ્યાગમનકારણમ્ ।
વિજ્ઞાયાચિન્તયન્નાયં શ્રીકામો માઽભજત્પુરા ॥ ૬॥

પત્ન્યાઃ પતિવ્રતાયાસ્તુ સખા પ્રિયચિકીર્ષયા ।
પ્રાપ્તો મામસ્ય દાસ્યામિ સમ્પદોઽમર્ત્યદુર્લભાઃ ॥ ૭॥

ઈત્થં[3] વિચિન્ત્ય વસનાચ્ચીરબદ્ધાન્ દ્વિજન્મનઃ ।
સ્વયં જહાર કિમિદમિતિ પૃથુકતણ્ડુલાન્ ॥ ૮॥

નન્વેતદુપનીતં મે પરમપ્રીણનં સખે ।
તર્પયન્ત્યઙ્ગ માં વિશ્વમેતે પૃથુકતણ્ડુલાઃ ॥ ૯॥

**શ્રીશુકદેવજી કહે છે** — પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ બધાના મનની વાત જાણે છે. તેઓ બ્રાહ્મણોના પરમભક્ત, તેમનાં દુઃખોને દૂર કરવાવાળા તથા સંતોના એકમાત્ર આશ્રય છે. તેઓ પૂર્વાશ્રમ વિશે ઘણી વાર સુધી તે બ્રાહ્મણદેવ સાથે વાતચીત કરતા રહ્યા. હવે તેઓ પોતાના પ્રિયસખા તે સુદામા દેવ સાથે પ્રેમદૃષ્ટિથી નિહાળતા રહીને, સ્હેજ હસીને વિનોદ કરતા બોલ્યા. ॥ ૧-૨ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** — હે બ્રાહ્મણ! તમે તમારે ઘેરથી મારા માટે શું ભેટ લાવ્યા છો? મારા પ્રિયભક્તો જ્યારે પ્રેમપૂર્વક થોડી વસ્તુ પણ અર્પણ કરે છે તો તે મારા માટે અનંતગણી થઈ જાય છે. પરંતુ મારા અભક્તો જો ઘણી બધી સામગ્રી પણ મને અર્પણ કરે તો તેનાથી હું સંતુષ્ટ થતો નથી. ॥ ૩ ॥ જે મનુષ્ય પ્રેમ-ભક્તિથી ફળ-ફૂલ અને પત્ર-જલમાંથી કોઈ પણ વસ્તુ મને સમર્પિત કરે છે, તો હું તે શુદ્ધચિત્ત ભક્તના તે પ્રેમપૂર્વક અર્પણ કરેલા ઉપહારને માત્ર સ્વીકારતો જ નથી, બલકે તુરત પ્રેમથી આરોગી લઉં છું. ॥ ૪ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહેવા છતાં પણ તે બ્રાહ્મણદેવે લજ્જાવશ તે લક્ષ્મીપતિને તે ચાર મુઠ્ઠી પૌંવા ન આપ્યા. તેમણે સંકોચથી પોતાનું મુખ નીચે કરી લીધું. પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સમસ્ત પ્રાણીઓના હૃદયનો એક-એક સંકલ્પ અને તેનો ભાવ જાણે છે. તેમણે બ્રાહ્મણના આવવાનું કારણ અને તેમના હૃદયની વાત જાણી લીધી. હવે તેઓ વિચાર કરવા લાગ્યા કે 'એક તો આ મારો પ્રિય મિત્ર છે, બીજું આણે પહેલાં ક્યારેય ધનની કામનાથી મારી ભક્તિ કરી નથી. આ વખતે તે તેની પતિવ્રતા પત્નીને રાજી કરવા માટે તેના આગ્રહથી અહીં આવ્યો છે. હવે હું આને એવી સંપત્તિ આપીશ, જે દેવતાઓને માટે પણ અત્યંત દુર્લભ છે.' ॥ ૫-૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણે આવો વિચાર કરીને સુદામાના વસ્ત્રમાંથી ચીંથરાની એક પોટલીમાં બાંધેલા પૌંવા 'આ શું છે?' — એવું કહીને પોતે જ છીનવી લીધા. ॥ ૮ ॥ અને ખૂબ આદરપૂર્વક કહેવા લાગ્યા — 'પ્રિય મિત્ર! આ તમે મને બહુ જ પ્રિય એવી ભેટ લાવ્યો છો. આ પૌંવા માત્ર મને જ નહીં, પરંતુ સમગ્ર સંસારને તૃપ્ત કરવા માટે પર્યાપ્ત છે.' ધન્ય છે ભગવાનની ભોગ-પ્રિયતાને. ॥ ૯ ॥

૧. હ । ૨. ૦પ્રસૃતી । ૩. ઇતિ સઞ્ચિન્ત્ય મનસા ચીર૦ ।

ઇતિ મુષ્ટિં સકૃજ્જગ્ધ્વા દ્વિતીયાં જગ્ધુમાદદે ।
તાવચ્છ્રીર્જગૃહે હસ્તં તત્પરા પરમેષ્ઠિનઃ ॥ ૧૦॥

એતાવતાઽલં વિશ્વાત્મન્ સર્વસમ્પત્સમૃદ્ધયે ।
અસ્મિઁલ્લોકેઽથવામુષ્મિન્ પુંસસ્ત્વત્તોષકારણમ્ ॥ ૧૧॥

બ્રાહ્મણસ્તાં તુ રજનીમુષિત્વાઽચ્યુતમન્દિરે ।
ભુક્ત્વા પીત્વા સુખં મેને આત્માનં સ્વર્ગતં યથા ॥ ૧૨॥

શ્વોભૂતે વિશ્વભાવેન સ્વસુખેનાભિવન્દિતઃ ।
જગામ સ્વાલયં તાત પથ્યનુવ્રજ્ય[1] નન્દિતઃ ॥ ૧૩॥

સ ચાલબ્ધ્વા ધનં કૃષ્ણાન્ન[2] તુ યાચિતવાન્ સ્વયમ્ ।
સ્વગૃહાન્ વ્રીડિતોઽગચ્છન્મહદ્દર્શનનિર્વૃતઃ ॥ ૧૪॥

અહો બ્રહ્મણ્યદેવસ્ય દૃષ્ટા બ્રહ્મણ્યતા મયા ।
યદ્ દરિદ્રતમો લક્ષ્મીમાશ્લિષ્ટો બિભ્રતોરસિ ॥ ૧૫॥

ક્વાહં દરિદ્રઃ પાપીયાન્ ક્વ કૃષ્ણઃ શ્રીનિકેતનઃ ।
બ્રહ્મબન્ધુરિતિ સ્માહં બાહુભ્યાં પરિરમ્ભિતઃ ॥ ૧૬॥

નિવાસિતઃ પ્રિયાજુષ્ટે પર્યઙ્કે ભ્રાતરો યથા ।
મહિષ્યા વીજિતઃ શ્રાન્તો વાલવ્યજનહસ્તયા ॥ ૧૭॥

શુશ્રૂષયા પરમયા પાદસંવાહનાદિભિઃ ।
પૂજિતો દેવદેવેન વિપ્રદેવેન દેવવત્ ॥ ૧૮॥

સ્વર્ગાપવર્ગયોઃ પુંસાં રસાયાં ભુવિ સમ્પદામ્ ।
સર્વાસામપિ સિદ્ધીનાં મૂલં તચ્ચરણાર્ચનમ્ ॥ ૧૯॥

અધનોઽયં ધનં પ્રાપ્ય માદ્યન્નુચ્ચૈર્ન માં સ્મરેત્ ।
ઇતિ કારુણિકો નૂનં ધનં મેઽભૂરિ નાદદાત્ ॥ ૨૦॥

એવું કહીને તેઓ તેમાંથી એક મુઠ્ઠી પૌંવા ખાઈ ગયા અને બીજી મુઠ્ઠી જ્યાં ભરી, ત્યાં જ રુક્મિણીના રૂપમાં સ્વયં ભગવતી લક્ષ્મીજીએ ભગવાન શ્રીકૃષ્ણનો હાથ પકડી લીધો. કારણ કે, તેઓ તો એકમાત્ર ભગવાનને પરાયણ છે, તેમને છોડીને ક્યાંય જઈ શકતાં નથી. ॥ ૧૦ ॥ રુક્મિણીજીએ કહ્યું, – 'વિશ્વાત્મન્! બસ, બસ. મનુષ્યને આ લોકમાં તથા મૃત્યુ પછી પરલોકમાં પણ સમસ્ત સંપત્તિઓની સમૃદ્ધિ પ્રાપ્ત કરવા માટે એક મુઠ્ઠી પૌંવા જ પર્યાપ્ત છે, અર્થાત્ આપને પ્રસન્ન થવા માટે આટલું બસ છે. ॥ ૧૧ ॥

પરીક્ષિત! બ્રાહ્મણદેવ તે રાત્રિ ભગવાન શ્રીકૃષ્ણના મહેલમાં જ રોકાયા. તેમણે ખૂબ આરામથી ત્યાં ખાધું-પીધું અને એવો અનુભવ કર્યો કે જાણે 'હું વૈકુંઠમાં જ પહોંચી ગયો છું.' ॥ ૧૨ ॥ પરીક્ષિત! શ્રીકૃષ્ણ પાસેથી બ્રાહ્મણદેવને પ્રત્યક્ષરૂપે કાંઈ ન મળ્યું. છતાં તેમણે તેમની પાસે કશું માગ્યું નહીં. તેમણે પોતાની પત્નીની ઇચ્છાને લીધે કંઈક સંકોચ અનુભવ્યો. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શનને કારણે થયેલા આનંદમાં ડૂબતા પોતાના ઘર તરફ ચાલી નીકળ્યા. ॥ ૧૩-૧૪ ॥ તેઓ મનમાં વિચારવા લાગ્યા – 'અહો, કેટલા આનંદ અને આશ્ચર્યની વાત છે! બ્રાહ્મણોને પોતાના ઇષ્ટદેવ માનવાવાળા ભગવાન શ્રીકૃષ્ણની બ્રાહ્મણભક્તિ આજે મેં મારી આંખોથી જોઈ. ધન્ય છે! જેમના વક્ષઃસ્થળ પર લક્ષ્મીજી સદા બિરાજમાન રહે છે, તેમણે અત્યંત દરિદ્ર એવા મને પોતાના હૃદયે લગાડ્યો! ॥ ૧૫ ॥ ક્યાં અત્યંત પાપી અને દરિદ્ર હું અને ક્યાં લક્ષ્મીજીના એકમાત્ર આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ! પરંતુ તેમણે 'આ બ્રાહ્મણ છે' એવું સમજીને મને પોતાની ભુજાઓમાં લઈને હૃદયે લગાડી દીધો. ॥ ૧૬ ॥ એટલું જ નહીં, તેમણે મને તે પલંગ પર સુવાડ્યો, જેના પર તેમના પ્રાણપ્રિયા રુક્મિણીજી શયન કરે છે. જાણે હું તેમનો સગો ભાઈ હોઉં! કેટલું કહું? હું થાકેલો હતો, તેથી સ્વયં તેમનાં પટરાણી રુક્મિણીજીએ પોતાના હાથે ચામર ઢોળીને મારી સેવા કરી. ॥ ૧૭ ॥ અહો, દેવતાઓના આરાધ્ય દેવ થઈને પણ બ્રાહ્મણોને પોતાના ઇષ્ટદેવ માનવાવાળા પ્રભુએ પગ દબાવીને પોતાના હાથે ખવડાવી-પિવડાવીને મારી બહુ જ સેવા-શુશ્રૂષા કરી અને દેવતાઓ જેવી મારી પૂજા કરી. ॥ ૧૮ ॥ સ્વર્ગ, મોક્ષ, પૃથ્વી અને રસાતલની સંપત્તિ તથા સમસ્ત યોગ-સિદ્ધિઓની પ્રાપ્તિનું મૂળ તેમના ચરણોની પૂજા જ છે. ॥ ૧૯ ॥ છતાં પણ પરમ દયાળુ શ્રીકૃષ્ણે એવું વિચારીને મને થોડું પણ ધન ન આપ્યું કે ક્યાંક આ દરિદ્રી ધન પ્રાપ્ત કરીને બિલકુલ છકી ન જાય અને મને ભૂલી ન જાય.' ॥ ૨૦ ॥

૧. પરિષ્વજ્યાતિનન્દિતઃ । ૨. સખ્યુર્ન તુ ।

ઈતિ તચ્ચિન્તયન્નન્તઃ પ્રાપ્તો નિજગૃહાન્તિકમ્ ।
સૂર્યાનલેન્દુસઙ્કાશૈર્વિમાનૈઃ સર્વતો વૃતમ્ ॥ ૨૧॥

વિચિત્રોપવનોદ્યાનૈઃ કૂજદ્દ્વિજકુલાકુલૈઃ ।
પ્રોત્ફુલ્લકુમુદામ્ભોજકહ્લારોત્પલવારિભિઃ ॥ ૨૨॥

જુષ્ટં સ્વલઙ્કૃતૈઃ પુમ્ભિઃ સ્ત્રીભિશ્ચ હરિણાક્ષિભિઃ ।
કિમિદં કસ્ય વા સ્થાનં કથં તદિદમિત્યભૂત્ ॥ ૨૩॥

એવં મીમાંસમાનં તં નરા નાર્યોઽમરપ્રભાઃ ।
પ્રત્યગૃહ્ણન્ મહાભાગં ગીતવાદ્યેન ભૂયસા ॥ ૨૪॥

પતિમાગતમાકર્ણ્ય પત્ન્યુદ્ધર્ષાતિસમ્ભ્રમા[૧] ।
નિશ્ચક્રામ ગૃહાત્તૂર્ણં રૂપિણી શ્રીરિવાલયાત્ ॥ ૨૫॥

પતિવ્રતા પતિં દૃષ્ટ્વા પ્રેમોત્કણ્ઠાશ્રુલોચના ।
મીલિતાક્ષ્યનમદ્ બુદ્ધ્યા મનસા પરિષસ્વજે ॥ ૨૬॥

પત્નીં વીક્ષ્ય વિસ્ફુરન્તીં દેવીં વૈમાનિકીમિવ ।
દાસીનાં નિષ્કકણ્ઠીનાં મધ્યે ભાન્તીં સ વિસ્મિતઃ ॥ ૨૭॥

પ્રીતઃ સ્વયં તયા યુક્તઃ પ્રવિષ્ટો નિજમન્દિરમ્ ।
મણિસ્તમ્ભશતોપેતં મહેન્દ્રભવનં યથા ॥ ૨૮॥

પયઃફેનનિભાઃ શય્યા દાન્તા રુક્મપરિચ્છદાઃ ।
પર્યઙ્કા હેમદણ્ડાનિ ચામરવ્યજનાનિ ચ ॥ ૨૯॥

આસનાનિ ચ હૈમાનિ મૃદૂપસ્તરણાનિ ચ ।
મુક્તાદામવિલમ્બીનિ વિતાનાનિ દ્યુમન્તિ ચ ॥ ૩૦॥

સ્વચ્છસ્ફટિકકુડ્યેષુ મહામારકતેષુ ચ ।
રત્નદીપા ભ્રાજમાના લલનારત્નસંયુતાઃ ॥ ૩૧॥

આ પ્રમાણે મનમાં વિચાર કરતા-કરતા બ્રાહ્મણદેવ પોતાના ઘર પાસે પહોંચી ગયા. તેઓ ત્યાં જુએ છે કે તે સ્થળ સૂર્ય, અગ્નિ અને ચન્દ્ર સમાન પ્રકાશમાન રત્નોથી બનેલા મહેલોથી ઘેરાયેલું છે. ઠેક-ઠેકાણે ચિત્ર-વિચિત્ર ઉપવનો અને બગીચાઓ બનેલાં છે. તેમાં ટોળે-ટોળાં રંગ-બેરંગી પક્ષીઓ કલરવ કરી રહ્યાં છે./સરોવરમાં કુમુદિની તથા શ્વેત, નીલ અને સુગન્ધિત – જાત-જાતનાં કમળો ખીલેલાં છે. સુંદર-સુંદર સ્ત્રી-પુરુષો સજી-ધજીને આમ-તેમ વિચરી રહ્યાં છે. તે સ્થાનને જોઈને બ્રાહ્મણદેવ વિચાર કરવા લાગ્યા – 'હું આ શું જોઈ રહ્યો છું? આ કોનું સ્થાન છે, જ્યાં હું રહેતો હતો તે આવું કઈ રીતે થઈ ગયું?' ॥ ૨૧-૨૩ ॥ આ પ્રમાણે તેઓ વિચારી જ રહ્યા હતા કે દેવતાઓ જેવા સુંદર-સુંદર સ્ત્રી-પુરુષો વાજિંત્રો સાથે મંગલગીતો ગાતાં તે ભાગ્યશાળી બ્રાહ્મણનું સામૈયું કરવા માટે આવ્યાં. ॥ ૨૪ ॥ પતિદેવતાનું શુભ આગમન સાંભળીને બ્રાહ્મણીને બહુ આનંદ થયો. અને તે જલ્દી-જલ્દી ઘરમાંથી બહાર નીકળી આવ્યાં, જાણે સાક્ષાત્ લક્ષ્મીજી કમળવનથી પધાર્યાં હોય! ॥ ૨૫ ॥ પતિદેવને જોતાં જ પતિવ્રતા પત્નીની આંખોમાં પ્રેમ અને હર્ષનાં આંસુ છલકાઈ ગયાં. તેમણે પોતાનાં નેત્ર બંધ કરી લીધાં. બ્રાહ્મણીએ બહુ પ્રેમભાવથી તેમને નમસ્કાર કર્યા અને મનથી જ આલિંગન કર્યું. ॥ ૨૬ ॥

૦ પ્રિય પરીક્ષિત! બ્રાહ્મણપત્ની સોનાના હાર પહેરેલી દાસીઓની વચ્ચે વિમાનસ્થિત દેવાંગનાઓ જેવાં અત્યંત શોભાયમાન અને દેદીપ્યમાન થઈ રહ્યાં હતાં. તેમને આવા સુંદર રૂપમાં જોઈને બ્રાહ્મણદેવ વિસ્મિત થઈ ગયા. ॥ ૨૭ ॥ તેમણે તેમની પત્ની સાથે બહુ પ્રેમથી પોતાના મહેલમાં પ્રવેશ કર્યો. તેમનો મહેલ જાણે દેવરાજ ઈન્દ્રના નિવાસસ્થાન જેવો જ હતો. તેમાં મણિઓના સેંકડો સ્તંભ ઊભા હતા. ॥ ૨૮ ॥ હાથીદાંતથી બનેલા અને સોનાનાં પતરાંથી મઢેલા પલંગો પર દૂધના ફીણ જેવાં સફેદ અને કોમળ બિછાનાં બિછાવેલાં હતાં. સોનાની દાંડીવાળા ઘણાં બધાં ચામરો ત્યાં રાખેલાં હતાં. ॥ ૨૯ ॥ સોનાનાં સિંહાસન શોભી રહ્યાં હતાં, જેના ઉપર ખૂબ જ સુંવાળી-સુંવાળી ગાદીઓ મૂકેલી હતી! મોતીઓની સેરો લટકાવેલા ચન્દરવા ઝળહળી રહ્યા હતા. ॥ ૩૦ ॥ સ્ફટિકમણિની સ્વચ્છ ભીંતો પર ઉત્તમ ઈન્દ્રનીલમણિ જડેલા હતા. રત્નોથી બનેલી સ્ત્રીઓની મૂર્તિઓના હાથમાં રત્નોના દીવા ઝગમગતા હતા. ॥ ૩૧ ॥

૧. તતિમાનિતા ।

વિલોક્ય બ્રાહ્મણસ્તત્ર સમૃદ્ધીઃ[1] સર્વસમ્પદામ્ ।
તર્કયામાસ નિર્વ્યગ્રઃ સ્વસમૃદ્ધિમહૈતુકીમ્ ॥ ૩૨॥

નૂનં બતૈતન્મમ દુર્ભગસ્ય
શશ્વદ્દરિદ્રસ્ય સમૃદ્ધિહેતુઃ ।
મહાવિભૂતેરવલોકતોઽન્યો
નૈવોપપદ્યેત યદૂત્તમસ્ય ॥ ૩૩॥

નન્વબ્રુવાણો દિશતે સમક્ષં
યાચિષ્ણવે ભૂર્યપિ ભૂરિભોજઃ ।
પર્જન્યવત્તત્ સ્વયમીક્ષમાણો
દાશાર્હકાણામૃષભઃ સખા મે ॥ ૩૪॥

કિઞ્ચિત્કરોત્યુર્વપિ યત્ સ્વદત્તં
સુહૃત્કૃતં ફલ્ગ્વપિ ભૂરિકારી ।
મયોપનીતાં પૃથુકૈકમુષ્ટિં
પ્રત્યગ્રહીત્ પ્રીતિયુતો મહાત્મા ॥ ૩૫॥

તસ્યૈવ મે સૌહૃદસખ્યમૈત્રી
દાસ્યં પુનર્જન્મનિ જન્મનિ સ્યાત્ ।
મહાનુભાવેન ગુણાલયેન
વિષજ્જતસ્તત્પુરુષપ્રસઙ્ગઃ ॥ ૩૬॥

ભક્તાય ચિત્રા ભગવાન્ હિ સમ્પદો
રાજ્યં વિભૂતીર્ન સમર્થયત્યજઃ ।
અદીર્ઘબોધાય વિચક્ષણઃ સ્વયં
પશ્યન્ નિપાતં ધનિનાં મદોદ્ભવમ્ ॥ ૩૭॥

ઇત્થં વ્યવસિતો બુદ્ધ્યા ભક્તોઽતીવ જનાર્દને ।
વિષયાઞ્જાયયા ત્યક્ષ્યન્ બુભુજે નાતિલમ્પટઃ ॥ ૩૮॥

તસ્ય વૈ દેવદેવસ્ય હરેર્યજ્ઞપતેઃ પ્રભોઃ ।
બ્રાહ્મણાઃ પ્રભવો દૈવં ન તેભ્યો વિદ્યતે પરમ્ ॥ ૩૯॥

આ રીતે સમસ્ત સમ્પત્તિ-સમૃદ્ધિ જોઈને અને તેનું કોઈ પ્રત્યક્ષ કારણ ન દેખાતાં બ્રાહ્મણદેવ ગંભીરતાથી વિચાર કરવા લાગ્યા કે મારી પાસે આટલી સંપત્તિ ક્યાંથી આવી ગઈ. ॥ ૩૨ ॥ તેઓ મનમાં વિચારવા લાગ્યા – 'હું જન્મથી જ ભાગ્યહીન અને દરિદ્ર છું. પછી મારી આ સંપત્તિ-સમૃદ્ધિનું કારણ શું છે? અવશ્ય, પરમ ઐશ્વર્યશાળી યાદવશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણની કૃપા સિવાય બીજું કોઈ કારણ હોઈ શકે નહીં. ॥ ૩૩ ॥ આ બધી તેમની કરુણાની દેન છે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ પૂર્ણકામ અને લક્ષ્મીપતિ હોવાથી અનંત ભોગ-સામગ્રીઓથી યુક્ત છે. તેથી તેઓ યાચક-ભક્તને તેના મનનો ભાવ જાણીને ઘણું આપી દે છે, પરંતુ તેને તેઓ 'બહુ જ ઓછું આપ્યું' એવું સમજે છે, તેથી સામે કશું કહેતા નથી. મારા યાદવશ્રેષ્ઠ મિત્ર શ્યામસુંદર ખરેખર પેલા મેઘ કરતાં પણ વધીને ઉદાર છે, જે સમુદ્રને ભરી દેવાની શક્તિ ધરાવતો હોવા છતાં ખેડુતની સામે ન વરસીને તેના સૂઈ ગયા પછી રાત્રિના સમયે વરસે છે અને ઘણું વરસ્યા પછી પણ થોડું જ સમજે છે. ॥ ૩૪ ॥ મારા પ્રિય મિત્ર શ્રીકૃષ્ણ આપે છે બહુ, પરંતુ તેને બહુ ઓછું માને છે. અને તેમનો પ્રેમી ભક્ત જો તેમના માટે કંઈ પણ કરે, તો તેને ઘણું કરેલું માને છે. જુઓ તો ખરા! મેં માત્ર એક મુઠ્ઠી પૌંઆ ભેટ આપ્યા હતા, પરંતુ ઉદારશિરોમણિ શ્રીકૃષ્ણે તે કેટલા પ્રેમથી આરોગ્યા! ॥ ૩૫ ॥ મને જન્મોજન્મ તેમનો પ્રેમ, તેમની હિતૈષિતા, તેમની મિત્રતા અને તેમની સેવા પ્રાપ્ત થાઓ. મારે સમ્પત્તિની જરૂર નથી, સદાસર્વદા તે ગુણોના એકમાત્ર નિવાસસ્થાન મહાનુભાવ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં મારો અનુરાગ વધતો જાય અને તેમના પ્રેમી ભક્તોનો સત્સંગ પ્રાપ્ત થાય. ॥ ૩૬ ॥ અજન્મા ભગવાન શ્રીકૃષ્ણ સંપત્તિના દોષોને જાણે છે. તે જુએ છે કે મોટા-મોટા ધનવાનોનું ધન અને ઐશ્વર્યના મદથી પતન થાય છે. તેથી તેઓ પોતાના નિકટતમ ભક્તને તેના માગવા છતાં પણ જાત-જાતની સંપત્તિ, રાજ્ય, ઐશ્વર્ય વગેરે આપતા નથી. આ તેમની બહુ મોટી કૃપા છે.' ॥ ૩૭ ॥ પરીક્ષિત! પોતાની બુદ્ધિથી આ પ્રમાણે નિશ્ચય કરીને તે બ્રહ્મદેવ ત્યાગપૂર્વક અનાસક્ત ભાવથી પોતાની પત્ની સાથે ભગવત્પ્રસાદસ્વરૂપ વિષયોને ગ્રહણ કરવા લાગ્યા અને દિન-પ્રતિદિન તેમની ભક્તિ વધવા લાગી. ॥ ૩૮ ॥

પ્રિય પરીક્ષિત! દેવતાઓના પણ આરાધ્યદેવ ભક્તભયહારી યજ્ઞપતિ સર્વશક્તિમાન ભગવાન સ્વયં બ્રાહ્મણોને પોતાના પ્રભુ, પોતાના ઇષ્ટદેવ માને છે. તેથી બ્રાહ્મણોથી વધીને બીજું કોઈ પ્રાણી જગતમાં નથી. ॥ ૩૯ ॥

૧. સમૃદ્ધિં ।

એવં સ વિપ્રો ભગવત્સુહૃત્તદા
દૃષ્ટ્વા સ્વભૃત્યૈરજિતં પરાજિતમ્ ।
તદ્ધ્યાનવેગોદ્ગ્રથિતાત્મબન્ધન-
સ્તદ્ધામ લેભેઽચિરતઃ સતાં ગતિમ્ ॥ ૪૦॥

આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણના પ્રિય સખા તે બ્રાહ્મણે જોયું કે 'જોકે ભગવાન અજીત છે, કોઈના આધીન નથી, છતાં પણ તેઓ પોતાના સેવકોને આધીન થઈ જાય છે, તેમનાથી પરાજિત થઈ જાય છે,' હવે તેઓ તે જ ભગવાનના ધ્યાનમાં મગ્ન થઈ ગયા. ધ્યાનના વેગથી તેમની અવિદ્યાની ગાંઠ કપાઈ ગઈ અને તેમણે થોડા જ સમયમાં ભગવાનનું ધામ (કે જે સંતોનું એકમાત્ર આશ્રય છે) પ્રાપ્ત કરી લીધું. ॥ ૪૦ ॥

એતદ્ બ્રહ્મણ્યદેવસ્ય શ્રુત્વા બ્રહ્મણ્યતાં નરઃ ।
લબ્ધભાવો ભગવતિ કર્મબન્ધાદ્ વિમુચ્યતે ॥ ૪૧॥

પરીક્ષિત! બ્રાહ્મણોને પોતાના ઈષ્ટદેવ માનવાવાળા ભગવાન શ્રીકૃષ્ણની આ બ્રાહ્મણ-ભક્તિને જે સાંભળે છે, તેને ભગવાનના ચરણોમાં પ્રેમભાવ પ્રાપ્ત થાય છે અને તે કર્મબંધનોથી મુક્ત થઈ જાય છે. ॥ ૪૧ ॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે પૃથુકોપાખ્યાનં નામૈકાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૧ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત પૃથુકોપાખ્યાન નામનો એક્યાસીમો અધ્યાય સમાપ્ત.

═★═

# બ્યાસીમો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણ-બલરામ સાથે ગોપ-ગોપીઓનું મિલન

*શ્રીશુક ઉવાચ*[2]

અથૈકદા દ્વારવત્યાં વસતો રામકૃષ્ણયોઃ ।
સૂર્યોપરાગઃ સુમહાનાસીત્ કલ્પક્ષયે યથા ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી દ્વારકામાં નિવાસ કરી રહ્યા હતા. એકવાર પ્રલયકાળ જેવું સર્વગ્રાસ સૂર્યગ્રહણ થયું. ॥ ૧ ॥

તં[3] જ્ઞાત્વા મનુજા રાજન્ પુરસ્તાદેવ સર્વતઃ ।
સમન્તપઞ્ચકં ક્ષેત્રં યયુઃ શ્રેયોવિધિત્સયા ॥ ૨॥

પરીક્ષિત! મનુષ્યોને જ્યોતિષીઓ દ્વારા તે ગ્રહણની પહેલેથી જ ખબર પડી ગઈ હતી, તેથી બધા લોકો પોત-પોતાના કલ્યાણ માટે, પુણ્ય-પ્રાપ્ત કરવા માટે સમન્તપઞ્ચક-તીર્થ અર્થાત્ કુરુક્ષેત્રમાં આવ્યા. ॥ ૨ ॥

નિઃક્ષત્રિયાં મહીં કુર્વન્ રામઃ શસ્ત્રભૃતાં વરઃ ।
નૃપાણાં રુધિરૌઘેણ યત્ર ચક્રે મહાહ્રદાન્ ॥ ૩॥

સમન્તપઞ્ચક ક્ષેત્ર તે છે જ્યાં શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ પરશુરામજીએ સમગ્ર પૃથ્વીને ક્ષત્રિયહીન કરીને રાજાઓની રુધિરધારાથી નવ મોટા-મોટા કુંડ બનાવી દીધા હતા. ॥ ૩ ॥

ઈજે ચ ભગવાન્ રામો યત્રાસ્પૃષ્ટોઽપિ કર્મણા ।
લોકસ્ય ગ્રાહયન્નીશો યથાઽન્યોઽઘાપનુત્તયે ॥ ૪॥

જેમ કોઈ સાધારણ મનુષ્ય પોતાના પાપની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કરે છે, તે જ પ્રમાણે સર્વશક્તિમાન ભગવાન પરશુરામજીએ પોતાને કર્મ સાથે કોઈ સંબંધ ન હોવા છતાં પણ લોકમર્યાદાની રક્ષા માટે ત્યાં યજ્ઞ કર્યો હતો. ॥ ૪ ॥

મહત્યાં તીર્થયાત્રાયાં તત્રાગન્ ભારતીઃ પ્રજાઃ ।
વૃષ્ણયશ્ચ તથાઽક્રૂરવસુદેવાહુકાદયઃ ॥ ૫॥

પરીક્ષિત! આ મહાન તીર્થયાત્રાના અવસર પર ભારતવર્ષના બધા પ્રાન્તોના નાગરિકો કુરુક્ષેત્ર આવ્યા હતા. તેમાં અક્રૂર, વસુદેવ, ઉગ્રસેન વગેરે વડીલ-વૃદ્ધો તથા ગદ, પ્રદ્યુમ્ન, સામ્બ વગેરે અન્ય યાદવો પણ પોત-પોતાના કલ્યાણ

૧. દશમસ્કન્ધે પૃથુકોપાખ્યાનેઽષ્ટસપ્તતિતમોઽધ્યાયઃ । ૨. ઋષિરુવાચ । ૩. જ્ઞાત્વા તં ।

યયુર્ભારત તત્ ક્ષેત્રં સ્વમઘં ક્ષપયિષ્ણવઃ ।
ગદપ્રદ્યુમ્નસામ્બાદ્યાઃ[1] સુચન્દ્રશુકસારણૈઃ ॥ ૬॥

આસ્તેઽનિરુદ્ધો રક્ષાયાં કૃતવર્મા ચ યૂથપઃ ।
તે રથૈર્દેવધિષ્ણ્યાભૈર્હયૈશ્ચ તરલપ્લવૈઃ ॥ ૭॥

ગજૈર્નદદ્ભિરભ્રાભૈર્નૃભિર્વિદ્યાધરદ્યુભિઃ ।
વ્યરોચન્ત મહાતેજાઃ પથિ કાઞ્ચનમાલિનઃ ॥ ૮॥

દિવ્યસ્રગ્વસ્ત્રસન્નાહાઃ કલત્રૈઃ ખેચરા ઇવ ।
તત્ર સ્નાત્વા મહાભાગા ઉપોષ્ય સુસમાહિતાઃ ॥ ૯॥

બ્રાહ્મણેભ્યો દદુર્ધેનૂર્વાસઃસ્રગ્રુક્મમાલિનીઃ ।
રામહ્રદેષુ વિધિવત્ પુનરાપ્લુત્ય વૃષ્ણયઃ ॥ ૧૦॥

દદુઃ[2] સ્વન્નં દ્વિજાગ્ર્યેભ્યઃ કૃષ્ણે નો ભક્તિરસ્ત્વિતિ ।
સ્વયં ચ તદનુજ્ઞાતા વૃષ્ણયઃ કૃષ્ણદેવતાઃ ॥ ૧૧॥

ભુક્ત્વોપવિવિશુઃ કામં સ્નિગ્ધચ્છાયાઙ્ઘ્રિપાઙ્ઘ્રિષુ ।
તત્રાગતાંસ્તે દદૃશુઃ સુહૃત્સમ્બન્ધિનો નૃપાન્ ॥ ૧૨॥

મત્સ્યોશીનરકૌસલ્યવિદર્ભકુરુસૃઞ્જયાન્ ।
કામ્બોજકૈકયાન્ મદ્રાન્ કુન્તીનાનર્તકેરલાન્ ॥ ૧૩॥

અન્યાંશ્ચૈવાત્મપક્ષીયાન્ પરાંશ્ચ શતશો નૃપ ।
નન્દાદીન્ સુહૃદો ગોપાન્ ગોપીશ્ચોત્કણ્ઠિતાશ્ચિરમ્ ॥ ૧૪॥

અન્યોન્યસન્દર્શનહર્ષરંહસા
પ્રોત્ફુલ્લહૃદ્વક્ત્રસરોરુહશ્રિયઃ ।
આશ્લિષ્ય ગાઢં નયનૈઃ સ્રવજ્જલા
હૃષ્યત્ત્વચો રુદ્ધગિરો યયુર્મુદમ્ ॥ ૧૫॥

માટે કુરુક્ષેત્ર આવ્યા હતા. પ્રદ્યુમ્નનંદન અનિરુદ્ધ અને યાદવોના સેનાપતિ કૃતવર્મા – આ બન્ને સુચન્દ્ર, શુક, સારણ વગેરેની સાથે નગરની રક્ષા માટે દ્વારકામાં રહ્યા હતા. યદુવંશીઓ તેજસ્વી તો હતા જ અને ગળામાં સોનાની માળા, દિવ્ય પુષ્પોના હાર, બહુ કીમતી વસ્ત્રો અને કવચ વગેરેથી સુસજ્જ હોવાને લીધે તે બહુ સુંદર લાગતા હતા. તેઓ તીર્થયાત્રાના માર્ગ પર દેવતાઓના વિમાન જેવા રથ, સમુદ્રની તરંગોની જેમ ચાલનારા ઘોડા, વાદળો જેવા વિશાળકાય અને ગર્જના કરતા હાથી તથા વિદ્યાધરો જેવા મનુષ્યો દ્વારા ઉપાડાતી પાલખીઓ પર પોતાની પત્નીઓની સાથે એ પ્રમાણે શોભાયમાન થઈ રહ્યા હતા, જાણે સ્વર્ગના દેવતાઓ જ યાત્રા કરી રહ્યા હોય. મહાભાગ્યવાન યાદવોએ કુરુક્ષેત્રમાં પહોંચીને એકાગ્રચિત્તથી સંયમપૂર્વક સ્નાન કર્યું અને ગ્રહણના ઉપલક્ષ્યમાં નિશ્ચિત સમય સુધી ઉપવાસ કર્યો. ॥ ૫-૯ ॥ તેમણે બ્રાહ્મણોને ગૌદાન કર્યું. તે ગાયોને સુંદર વસ્ત્રો, પુષ્પમાળાઓ અને સોનાની સાંકળો પહેરાવેલી હતી. ગ્રહણનો મોક્ષ થઈ ગયા પછી પરશુરામજીએ બનાવેલા કુંડોમાં યાદવોએ વિધિપૂર્વક સ્નાન કર્યું અને સુપાત્ર બ્રાહ્મણોને સુંદર-સુંદર પકવાન સાથે ભોજન કરાવ્યું. તેમણે પોતાના મનમાં એવો સંકલ્પ કર્યો હતો કે ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં અમારી ભક્તિ થાઓ. ભગવાન શ્રીકૃષ્ણને જ પોતાના આદર્શ અને ઇષ્ટદેવ માનવાવાળા યાદવોએ બ્રાહ્મણોની અનુમતિ લઈને પોતે ભોજન કર્યું અને પછી ઘટાદાર અને ઠંડી છાયાવાળા વૃક્ષ નીચે પોત-પોતાની ઇચ્છા પ્રમાણે ડેરા નાખીને બેસી ગયા. પરીક્ષિત! વિશ્રામ કર્યા પછી યાદવો ત્યાં આવેલા પોતાના મિત્ર રાજાઓ, મિત્રો અને સંબંધીઓને મળવા ગયા. ॥ ૧૦-૧૨ ॥ ત્યાં મત્સ્ય, ઉશીનર, કોસલ, વિદર્ભ, કુરુ, સૃઞ્જય, કામ્બોજ, કૈકય, મદ્ર, કુન્તિ, આનર્ત, કેરલ અને બીજા અનેક દેશોના પોતાના પક્ષના તથા શત્રુપક્ષોના સેંકડો રાજાઓ આવેલા હતા. પરીક્ષિત! આ ઉપરાંત વ્રજમાંથી યાદવોના પરમ હિતૈષી બંધુ નન્દબાવા વગેરે ગોપો તથા ભગવાનનાં જ દર્શન માટે ચિરકાળથી આતુર ગોપીઓ પણ ત્યાં આવી હતી. યાદવોએ આ બધાને જોયા. ॥ ૧૩-૧૪ ॥ પરીક્ષિત! એક-બીજાનાં દર્શન, મિલન અને વાર્તાલાપથી બધાને બહુ આનંદ થયો. બધાનાં હૃદય અને મુખ પ્રસન્નતાથી ખીલી ઊઠ્યાં. બધા એક-બીજાની ભુજાઓમાં ભરાઈને હૃદયે લગાડતા ત્યારે તેમનાં નેત્રોમાં આંસુઓ છલકાતાં હતાં. પ્રેમના આવેગથી તેઓ બોલી શકતા નહીં. આમ એક-બીજાને મળીને બધા જ આનંદ-સાગરમાં ડુબકી મારવા લાગ્યા. ॥ ૧૫ ॥

૧. ઽસામ્બાશ્ચ । ૨. દદુશ્ચાન્નં ।

સ્ત્રિયશ્ચ સંવીક્ષ્ય મિથોઽતિસૌહૃદ-
સ્મિતામલાપાઙ્ગદૃશોઽભિરેભિરે ।
સ્તનૈઃ સ્તનાન્ કુઙ્કુમપઙ્કરૂષિતાન્
નિહત્ય દોર્ભિઃ પ્રણયાશ્રુલોચનાઃ ॥ ૧૬॥

પુરુષોની જેમ સ્ત્રીઓ પણ એક-બીજાને જોઈને પ્રેમ અને આનંદથી તરબોળ થઈ ગઈ. તેઓ અત્યંત મિત્રતા, મન્દ-મન્દ હાસ્ય, પરમ પવિત્ર કટાક્ષભર્યા અવલોકન સાથે એક-બીજાને આલિંગન આપવા લાગી. આ આલિંગન વખતે કુંકુમના લેપવાળા વક્ષઃસ્થળ સાથે આલિંગન દ્વારા બધા અત્યંત આનંદનો અનુભવ કરતા હતા. તેમનાં નેત્રોમાં પ્રેમનાં આંસુ છલકાતાં હતાં. ॥ ૧૬ ॥

તતોઽભિવાદ્ય તે વૃદ્ધાન્ યવિષ્ઠૈરભિવાદિતાઃ ।
સ્વાગતં કુશલં પૃષ્ટ્વા ચક્રુઃ કૃષ્ણકથા મિથઃ ॥ ૧૭॥

ઓછી વયના લોકોએ વડીલ-વૃદ્ધોને પ્રણામ કર્યા અને તેમણે પ્રણામનો સ્વીકાર કર્યો. તેઓ એક-બીજાનું સ્વાગત કરીને તથા કુશળ-મંગળ વગેરે પૂછીને પછી શ્રીકૃષ્ણની મધુર લીલાઓ પરસ્પર કહેવા-સાંભળવા લાગ્યા. ॥ ૧૭ ॥

પૃથા ભ્રાતૄન્ સ્વસૄર્વીક્ષ્ય તત્પુત્રાન્ પિતરાવપિ ।
ભ્રાતૃપત્નીર્મુકુન્દં ચ જહૌ સઙ્કથયા શુચઃ ॥ ૧૮॥

પરીક્ષિત! કુન્તી, વસુદેવ વગેરે પોતાનાં ભાઈ-બહેનો, તેમના પુત્રો, માતા-પિતા, ભત્રીજા અને ભગવાન શ્રીકૃષ્ણને જોઈને તથા તેમની સાથે વાતચીત કરીને પોતાનું બધું દુઃખ ભૂલી ગયાં. ॥ ૧૮ ॥

*કુન્ત્યુવાચ*

આર્ય ભ્રાતરહં મન્યે આત્માનમકૃતાશિષમ્ ।
યદ્ વા આપત્સુ મદ્વાર્તાં નાનુસ્મરથ[1] સત્તમાઃ ॥ ૧૯॥

સુહૃદો જ્ઞાતયઃ પુત્રા ભ્રાતરઃ પિતરાવપિ ।
નાનુસ્મરન્તિ સ્વજનં યસ્ય દૈવમદક્ષિણમ્ ॥ ૨૦॥

કુન્તીજીએ વસુદેવજીને કહ્યું – ભાઈ! હું ખરેખર બહુ મન્દભાગ્યવાળી છું. મારી એક પણ ઇચ્છા પૂરી ન થઈ. તમારા જેવા સત્પુરુષ અને ભાઈ મારી આપત્તિના સમયે ખબર પણ ન લે, આનાથી વધીને દુઃખ બીજું શું હોઈ શકે? ॥ ૧૯ ॥ ભાઈ! વિધાતા જેના વિપરીત થઈ જાય છે તેને પોતાના સ્વજનસંબંધીઓ અને માતા-પિતા, પુત્ર પણ ભૂલી જાય છે, તેમાં તમારો કોઈ દોષ નથી. ॥ ૨૦ ॥

*વસુદેવ ઉવાચ*

અમ્બ માઽસ્માનસૂયેથા દૈવક્રીડનકાન્ નરાન્ ।
ઈશસ્ય હિ વશે લોકઃ કુરુતે કાર્યતેઽથવા ॥ ૨૧॥

કંસપ્રતાપિતાઃ સર્વે વયં યાતા દિશં દિશમ્ ।
એતર્હ્યેવ[2] પુનઃ સ્થાનં દૈવેનાસાદિતાઃ સ્વસઃ ॥ ૨૨॥

વસુદેવજીએ કહ્યું – બહેન! અમારા ઉપર દોષારોપણ ન કરો. અમને અલગ ન માનો. બધા મનુષ્યો દેવનાં રમકડાં છે. આ સંપૂર્ણ લોક ઈશ્વરના વશમાં રહીને કર્મ કરે છે અને તેનું ફળ ભોગવે છે. ॥ ૨૧ ॥ બહેન! કંસ દ્વારા ત્રાસેલા અમે લોકો અનેક દિશાઓમાં ભાગતા ફરતા હતા. હમણાં થોડા જ દિવસ થયા, ઈશ્વરકૃપાથી અમે બધા ફરી પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શક્યા છીએ. ॥ ૨૨ ॥

*શ્રીશુક ઉવાચ*

વસુદેવોગ્રસેનાદ્યૈર્યદુભિસ્તેઽર્ચિતા નૃપાઃ ।
આસન્નચ્યુતસન્દર્શપરમાનન્દનિર્વૃતાઃ ॥ ૨૩॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ત્યાં જેટલા પણ રાજાઓ આવ્યા હતા – વસુદેવ, ઉગ્રસેન વગેરે યાદવોએ તેમનો ખૂબ આદર-સત્કાર કર્યો. તેઓ બધા ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરીને પરમાનંદ અને શાંતિનો અનુભવ કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

૧. નાનુસ્મરત । ૨. એતર્હેવ ।

ભીષ્મો દ્રોણોઽમ્બિકાપુત્રો ગાન્ધારી સસુતા તથા ।
સદારાઃ પાણ્ડવાઃ કુન્તી સૃઞ્જયો વિદુરઃ કૃપઃ ॥ ૨૪॥

કુન્તિભોજો વિરાટશ્ચ ભીષ્મકો નગ્નજિન્મહાન્ ।
પુરુજિદ્ દ્રુપદઃ શલ્યો[1] ધૃષ્ટકેતુઃ સકાશિરાટ્ ॥ ૨૫॥

દમઘોષો વિશાલાક્ષો મૈથિલો મદ્રકેકયૌ ।
યુધામન્યુઃ સુશર્મા ચ સસુતા[2] બાહ્લિકાદયઃ ॥ ૨૬॥

રાજાનો યે ચ રાજેન્દ્ર યુધિષ્ઠિરમનુવ્રતાઃ ।
શ્રીનિકેતં વપુઃ શૌરેઃ સસ્ત્રીકં વીક્ષ્ય વિસ્મિતાઃ ॥ ૨૭॥

અથ તે રામકૃષ્ણાભ્યાં સમ્યક્ પ્રાપ્તસમર્હણાઃ ।
પ્રશશંસુર્મુદા યુક્તા વૃષ્ણીન્ કૃષ્ણપરિગ્રહાન્ ॥ ૨૮॥

અહો ભોજપતે યૂયં જન્મભાજો નૃણામિહ ।
યત્ પશ્યથાસકૃત્ કૃષ્ણં દુર્દર્શમપિ યોગિનામ્ ॥ ૨૯॥

યદ્ વિશ્રુતિઃ શ્રુતિનુતેદમલં પુનાતિ
પાદાવનેજનપયશ્ચ વચશ્ચ શાસ્ત્રમ્ ।
ભૂઃ કાલભર્જિતભગાઽપિ યદઙ્ઘ્રિપદ્મ-
સ્પર્શોત્થશક્તિરભિવર્ષતિ નોઽખિલાર્થાન્ ॥ ૩૦॥

તદ્દર્શનસ્પર્શનાનુપથપ્રજલ્પ-
શય્યાસનાશનસયૌનસપિણ્ડબન્ધઃ ।
યેષાં ગૃહે નિરયવર્ત્મનિ વર્તતાં વઃ
સ્વર્ગાપવર્ગવિરમઃ સ્વયમાસ વિષ્ણુઃ ॥ ૩૧॥

*શ્રીશુક ઉવાચ*

નન્દસ્તત્ર યદૂન્ પ્રાપ્તાન્ જ્ઞાત્વા કૃષ્ણપુરોગમાન્ ।
તત્રાગમદ્ વૃતો ગોપૈરનઃસ્થાર્થૈર્દિદૃક્ષયા ॥ ૩૨॥

પરીક્ષિત! ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, દુર્યોધન વગેરે પુત્રોની સાથે ગાંધારી, પત્નીઓ સાથે યુધિષ્ઠિર વગેરે પાંડવો, કુન્તી, સૃઞ્જય, વિદુર, કૃપાચાર્ય, કુન્તિભોજ, વિરાટ, ભીષ્મક, મહારાજ નગ્નજિત, પુરુજિત, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટકેતુ, કાશીનરેશ, દમઘોષ, વિશાલાક્ષ, મિથિલાનરેશ, મદ્રનરેશ, કેકયનરેશ, યુધામન્યુ, સુશર્મા, પોતાના પુત્રો સાથે બાહ્લીક અને બીજા પણ યુધિષ્ઠિરના અનુયાયી રાજાઓ ભગવાન શ્રીકૃષ્ણના પરમ સુંદર શ્રીનિકેતન વિગ્રહ અને તેમની રાણીઓને જોઈને અત્યંત વિસ્મિત થઈ ગયા. ॥ ૨૪-૨૭ ॥ હવે તેઓ બલરામજી તથા ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી સારી રીતે સમ્માન પ્રાપ્ત કરીને ખૂબ જ આનંદથી શ્રીકૃષ્ણના સ્વજનો – યાદવોની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૨૮ ॥ તે લોકોએ ખાસ કરીને ઉગ્રસેનજીને સંબોધિત કરીને કહ્યું – 'ભોજરાજ ઉગ્રસેનજી! સાચું પૂછો તો આ જગતના મનુષ્યોમાં તમારા લોકોનું જ જીવન સફળ છે, ધન્ય છે! ધન્ય છે! કેમ કે, જે શ્રીકૃષ્ણનાં દર્શન મોટા-મોટા યોગીઓને માટે પણ દુર્લભ છે, તમે લોકો નિત્ય-નિરંતર તેમની સાથે જ રહો છો. ॥ ૨૯ ॥ વેદોએ બહુ આદરપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણની કીર્તિનું ગાન કર્યું છે. તેમનું ચરણોદક ગંગાજળ, તેમની વાણી શાસ્ત્ર અને તેમની કીર્તિ આ જગતને પવિત્ર કરી રહી છે. અરે! કાળના પ્રભાવથી પોતાનું સત્ત્વ (બીજ) ગુમાવી ચૂકેલી આ પૃથ્વી શ્રીકૃષ્ણનાં ચરણકમળોનો સ્પર્શ પામીને ઉત્તમ શક્તિ સમ્પાદન કરીને આપણા સર્વ મનોરથોને પૂર્ણ કરી રહી છે. ॥ ૩૦ ॥ ઉગ્રસેનજી! તમારા લોકોનો શ્રીકૃષ્ણ સાથે વૈવાહિક અને ગોત્રસંબંધ છે, એટલું જ નહીં, તમે નિરંતર તેમનાં દર્શન અને સ્પર્શ કરતા રહો છો. તેમની સાથે હરો-ફરો છો, વાતો કરો છો, સૂઓ-બેસો છો અને ખાઓ-પીઓ છો. આમ તો તમે લોકો ગૃહસ્થ હોઈ અનેક ઝંઝટોમાં વ્યસ્ત રહો છો – કે જે નરકનો માર્ગ છે, પરંતુ તમારા લોકોના ઘરમાં તે સર્વવ્યાપક વિષ્ણુ ભગવાન મૂર્તિમાનરૂપે નિવાસ કરે છે, જેમનાં દર્શનમાત્રથી સ્વર્ગ અને મોક્ષ સુધીની અભિલાષાઓ પણ રહેતી નથી.' ॥ ૩૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે નન્દબાવાને એ વાતની ખબર પડી કે, શ્રીકૃષ્ણ વગેરે યાદવો કુરુક્ષેત્રમાં આવ્યા છે, ત્યારે તેઓ ગોપોની સાથે સાધન-સામગ્રી ગાડામાં ભરીને પોતાના પ્રિયપુત્ર શ્રીકૃષ્ણ-બલરામ વગેરેનાં દર્શન કરવા માટે કુરુક્ષેત્રમાં આવ્યા. ॥ ૩૨ ॥

૧. શૈબ્યો ધૃષ્ટકેતુશ્ચ કાશિરાટ્ । ૨. યદુશ્ચાવન્તિકાદયઃ ।

તં દૃષ્ટ્વા વૃષ્ણયો હૃષ્ટાસ્તન્વઃ પ્રાણમિવોત્થિતાઃ ।
પરિષસ્વજિરે ગાઢં ચિરદર્શનકાતરાઃ ॥ ૩૩॥

વસુદેવઃ પરિષ્વજ્ય સમ્પ્રીતઃ[1] પ્રેમવિહ્વલઃ ।
સ્મરન્ કંસકૃતાન્ ક્લેશાન્ પુત્રન્યાસં ચ ગોકુલે ॥ ૩૪॥

કૃષ્ણરામૌ પરિષ્વજ્ય પિતરાવભિવાદ્ય ચ ।
ન કિઞ્ચનોચતુઃ પ્રેમ્ણા સાશ્રુકણ્ઠૌ કુરૂદ્વહ ॥ ૩૫॥

તાવાત્માસનમારોપ્ય બાહુભ્યાં પરિરભ્ય ચ ।
યશોદા ચ મહાભાગા સુતૌ વિજહતુઃ શુચઃ ॥ ૩૬॥

રોહિણી દેવકી ચાથ પરિષ્વજ્ય વ્રજેશ્વરીમ્ ।
સ્મરન્ત્યૌ તત્કૃતાં મૈત્રીં બાષ્પકણ્ઠ્યૌ સમૂચતુઃ ॥ ૩૭॥

કા વિસ્મરેત વાં મૈત્રીમનિવૃત્તાં વ્રજેશ્વરિ ।
[2]અવાપ્યાપ્યૈન્દ્રમૈશ્વર્યં યસ્યા નેહ પ્રતિક્રિયા ॥ ૩૮॥

એતાવદદૃષ્ટપિતરૌ યુવયોઃ સ્મ પિત્રોઃ
સમ્પ્રીણનાભ્યુદયપોષણપાલનાનિ ।
પ્રાપ્યોષતુર્ભવતિ પક્ષ્મ હ યદ્વદક્ષ્ણો-
ર્ન્યસ્તાવકુત્ર ચ ભયૌ ન સતાં પરઃ સ્વઃ ॥ ૩૯॥

શ્રીશુક ઉવાચ[3]

ગોપ્યશ્ચ કૃષ્ણમુપલભ્ય ચિરાદભીષ્ટં
યત્પ્રેક્ષણે દૃશિષુ પક્ષ્મકૃતં શપન્તિ ।

નંદ વગેરે ગોપોને જોઈને બધા જ યાદવોને બહુ જ આનંદ થયો. તેઓ એ રીતે ઊભા થઈ ગયા, જાણે મડદામાં પ્રાણ આવી ગયા હોય. તે લોકો એક-બીજા સાથે મળવા માટે ઘણા દિવસથી આતુર હતા. તેથી એક-બીજાને ખૂબ હૃદયના ભાવથી આલિંગન કરતા રહ્યા. ॥ ૩૩ ॥ વસુદેવજીએ અત્યંત પ્રેમ અને આનંદવિહ્વળ થઈને નંદજીને હૃદયે લગાડી દીધા. તેમને એક-એક કરીને બધી વાતો યાદ આવી – કંસ કઈ રીતે તેમને સતાવતો હતો અને કઈ રીતે તેમણે પોતાના પુત્રને ગોકુલ લઈ જઈને નંદજીને ઘેર મૂકી દીધો હતો. ॥ ૩૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી માતા યશોદા અને પિતા નંદજીને દંડવત્ કરીને ભેટી પડ્યા. આ અવસરે બન્ને કુમારોનાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, કંઠ ભરાઈ આવ્યો, વાણી ગદ્‌ગદ થઈ ગઈ, કાંઈ પણ બોલી ન શક્યા. ॥ ૩૫ ॥ મહાભાગ્યશાળી યશોદાજી અને નંદબાવાએ બન્ને પુત્રોને પોતાના ખોળામાં બેસાડ્યા અને ભુજાઓથી તેમને ગાઢ આલિંગન કર્યું. એમના હૃદયમાં ઘણા વખતથી ન મળવાનું જે દુઃખ હતું, બધું શાંત થઈ ગયું. ॥ ૩૬ ॥ રોહિણી અને દેવકીજી વ્રજેશ્વરી યશોદાજીને પ્રેમથી ભેટી પડ્યાં. યશોદાજીએ તેમની સાથે જે મિત્રતાનો વ્યવહાર કર્યો હતો, તેનું સ્મરણ કરીને બન્નેનું ગળું ભરાઈ આવ્યું. તેઓ યશોદાજીને કહેવા લાગ્યાં - ॥ ૩૭ ॥ 'યશોદારાણી! તમે અને વ્રજેશ્વર નંદજીએ અમારી સાથે જે મિત્રતાનો વ્યવહાર કર્યો છે, તે ક્યારેય ભૂલી શકાય તેવો નથી, તેનો બદલો ઈન્દ્રનું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને પણ કોઈ રીતે ચૂકવી શકીએ એમ નથી. નંદરાણીજી! એવું કોણ કૃતઘ્ન છે, જે આપના આ ઉપકારને ભૂલી જાય? ॥ ૩૮ ॥ દેવી! જ્યારે બલરામ અને શ્રીકૃષ્ણે પોતાનાં મા-બાપને જોયાં પણ ન હતાં અને વસુદેવજીએ અનામતરૂપે આ બન્નેને તમારા બન્નેની પાસે મૂકી દીધા હતા, ત્યારે તમે બન્નેએ આ બેઉનું એ રીતે રક્ષણ કર્યું જેમ પાંપણો બન્ને આંખોનું રક્ષણ કરે છે. તમે જ આ લોકોનું લાલન-પાલન કરી મોટા કર્યા, તેમના કલ્યાણ માટે અનેક પ્રકારના ઉત્સવો કર્યા. સાચું પૂછો તો આ બન્નેનાં મા-બાપ તમે જ છો. તમારી દેખરેખમાં જ આ લોકોને કોઈ પ્રકારની ઊની આંચ પણ આવી નહીં. આ બન્ને હંમેશાં નિર્ભયતાથી રહ્યા. ખરેખર! સજ્જનો માટે કોઈ પરાયું હોતું નથી. નંદરાણીજી! ખરેખર તમે લોકો પરમ સંત છો. ॥ ૩૯ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! હું કહી ચૂક્યો છું કે, ગોપીઓના પરમ પ્રિયતમ, જીવનસર્વસ્વ શ્રીકૃષ્ણ જ હતા. જ્યારે શ્રીકૃષ્ણનાં દર્શન કરતાં તેમની પાંપણો બંધ થઈ જતી, ત્યારે તે પાંપણો બનાવનારાને ભાંડતી. તે જ પ્રેમમૂર્તિ ગોપીઓને આજે ઘણા દિવસો પછી ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન

૧. પ્રતીતઃ । ૨. અપિ પ્રાપ્યૈન્દ્રમૈશ્વર્યં । ૩. ઋષિરુવાચ ।

દૃગ્ભિર્હૃદીકૃતમલં પરિરભ્ય સર્વા-
સ્તદ્ભાવમાપુરપિ નિત્યયુજાં દુરાપમ્ ॥ ૪૦॥

ભગવાંસ્તાસ્તથાભૂતા વિવિક્ત ઉપસઙ્ગતઃ ।
આશ્લિષ્યાનામયં પૃષ્ટ્વા પ્રહસન્નિદમબ્રવીત્ ॥ ૪૧॥

અપિ સ્મરથ નઃ સખ્યઃ સ્વાનામર્થચિકીર્ષયા ।
ગતાંશ્ચિરાયિતાઞ્છત્રુપક્ષક્ષપણચેતસઃ ॥ ૪૨॥

અપ્યવધ્યાયથાસ્માન્ સ્વિદકૃતજ્ઞાવિશઙ્કયા ।
નૂનં ભૂતાનિ ભગવાન્ યુનક્તિ વિયુનક્તિ ચ ॥ ૪૩॥

વાયુર્યથા ઘનાનીકં તૃણં તૂલં રજાંસિ ચ ।
સંયોજ્યાક્ષિપતે ભૂયસ્તથા ભૂતાનિ ભૂતકૃત્ ॥ ૪૪॥

મયિ ભક્તિર્હિ ભૂતાનામમૃતત્વાય કલ્પતે ।
દિષ્ટ્યા યદાસીન્મત્સ્નેહો ભવતીનાં મદાપનઃ ॥ ૪૫॥

અહં હિ સર્વભૂતાનામાદિરન્તોઽન્તરં બહિઃ ।
ભૌતિકાનાં યથા ખં વાર્ભૂર્વાયુર્જ્યોતિરઙ્ગનાઃ ॥ ૪૬॥

એવં હ્યેતાનિ ભૂતાનિ ભૂતેષ્વાત્માઽઽત્મના તતઃ ।
ઉભયં મય્યથ પરે પશ્યતાભાતમક્ષરે ॥ ૪૭॥

*શ્રીશુક ઉવાચ*[1]

અધ્યાત્મશિક્ષયા ગોપ્ય એવં કૃષ્ણેન શિક્ષિતાઃ ।
તદનુસ્મરણધ્વસ્તજીવકોશાસ્તમધ્યગન્ ॥ ૪૮॥

થયાં. તેમના મનમાં આ માટે કેટલી લાલસા હતી, તેનું અનુમાન થઈ શકે એમ નથી. તેમણે નેત્રોના રસ્તે પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણને હૃદયમાં લઈ જઈને ગાઢ આલિંગન કર્યું અને મનમાં જ આલિંગન કરતાં તલ્લીન થઈ ગઈ. પરીક્ષિત! ક્યાં સુધી કહું! તે એવા ભાવને પ્રાપ્ત થઈ ગઈ, જે નિત્ય-નિરંતર અભ્યાસ કરનારા યોગીઓને માટે પણ અત્યંત દુર્લભ છે. ॥ ૪૦ ॥

જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને જોયું કે, ગોપીઓ મારી સાથે તાદાત્મ્યભાવે એક થઈ રહી છે, ત્યારે તેઓ એકાંતમાં તેમની પાસે ગયા, તેમને હૃદયે લગાડી અને કુશળ-મંગળ પૂછીને મંદ સ્મિતપૂર્વક કહેવા લાગ્યા– ॥ ૪૧ ॥ 'સખીઓ! અમે બંધુજનોનાં કામ કરવા માટે વ્રજથી બહાર નીકળી આવ્યા અને આ પ્રમાણે તમારા જેવી પ્રેમિકાઓને છોડીને અમે શત્રુઓનો વિનાશ કરવામાં રોકાઈ ગયા. ઘણા દિવસ વીતી ગયા, શું તમે ક્યારેય અમને યાદ કરો છો? ॥ ૪૨ ॥ મારી પ્રિય ગોપીઓ! ક્યાંક તમારા મનમાં એવી શંકા તો આવી નથી ને કે હું અકૃતજ્ઞ છું અને એવું સમજીને તમે લોકોએ અમારા પર ખોટું લગાડ્યું હોય? ખરેખર! ભગવાન જ પ્રાણીઓના સંયોગ અને વિયોગનું કારણ છે. ॥ ૪૩ ॥ જેમ વાયુ વાદળોના સમૂહોને, ઘાસને, રૂને અને ધૂળના કણોને એક-બીજા સાથે જોડીને વિખૂટાં કરે છે તેમ સમસ્ત પદાર્થોના નિર્માતા ભગવાન પ્રાણીઓને એક-બીજા સાથે જોડીને વિખૂટાં પાડે છે. ॥ ૪૪ ॥ સખીઓ! એ મોટા સૌભાગ્યની વાત છે કે, તમને બધાને મારો તે પ્રેમ પ્રાપ્ત થઈ ચૂક્યો છે, જે મારી જ પ્રાપ્તિ કરાવનારો છે. કેમકે, મારા પ્રતિ કરેલી પ્રેમ-ભક્તિ પ્રાણીઓને અમૃતત્વ (પરમાનંદ-ધામ) પ્રદાન કરાવવા સમર્થ છે. ॥ ૪૫ ॥ પ્રિય ગોપીઓ! જેમ ઘટ, પટ વગેરે જેટલા પણ ભૌતિક પદાર્થો છે, તેના આદિ, મધ્ય અને અંતમાં, બહાર અને ભીતર તેમનું મૂળ કારણ પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ તથા આકાશ જ ઓતપ્રોત થઈ રહ્યું છે, તે જ પ્રમાણે જેટલા પણ પદાર્થો છે, તેમના આદિ, અંત અને મધ્યમાં અંદર અને બહાર હું જ છું. ॥ ૪૬ ॥ એ જ પ્રમાણે બધા પ્રાણીઓનાં શરીરમાં આ જ પાંચ ભૂત કારણરૂપે સ્થિત રહેલા છે અને આત્મા ભોક્તારૂપે અથવા જીવરૂપે રહેલો છે. પરંતુ હું આ બન્નેથી પર અવિનાશી સત્ય છું. આ બન્નેય મારી અંદર પ્રતીત થઈ રહ્યા છે, તમે એવો અનુભવ કરો. ॥ ૪૭ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે ગોપીઓને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. તે જ ઉપદેશના વારંવાર સ્મરણથી ગોપીઓનો જીવભાવ (લિંગ શરીર) નષ્ટ થઈ ગયો અને તેઓ ભગવાન સાથે એકાકાર બની ગઈ, ભગવાનને જ સદા-સર્વદાને માટે પ્રાપ્ત થઈ ગઈ. ॥ ૪૮ ॥

[1] ૧. ઋષિરુવાચ ।

આહુશ્ચ તે નલિનનાભ પદારવિન્દં
યોગેશ્વરૈર્હૃદિ વિચિન્ત્યમગાધબોધૈઃ ।
સંસારકૂપપતિતોત્તરણાવલમ્બં
ગેહઞ્જુષામપિ મનસ્યુદિયાત્ સદા નઃ ॥ ૪૯॥

તેમણે કહ્યું – હે કમલનાભ! અગાધ જ્ઞાનવાળા યોગેશ્વરો પોતાના હૃદયકમળમાં આપના ચરણકમળનું ચિંતન કરતા રહે છે. જે લોકો ભવકૂપમાં પડેલા છે, તેમને તેમાંથી કાઢવા માટે આપનાં ચરણકમળ જ એકમાત્ર અવલંબન છે. પ્રભુ! આપ એવી કૃપા કરો કે આપનાં તે ચરણકમળ, ઘર-ગૃહસ્થીનું કામ કરતાં રહેવા છતાં પણ નિરંતર અમારા હૃદયમાં બિરાજેલા રહે, અમે એક ક્ષણ માટે તેમને ન ભૂલીએ. ॥ ૪૯ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે વૃષ્ણિગોપસઙ્ગમો નામ દ્ર્યશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૨ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત વૃષ્ણિગોપસંગમ નામનો બ્યાસીમો અધ્યાય સમાપ્ત

═★═

# ત્યાસીમો અધ્યાય

## ભગવાનની પટરાણીઓ સાથે દ્રૌપદીની વાતચીત

*શ્રીશુક ઉવાચ*

તથાનુગૃહ્ય ભગવાન્ ગોપીનાં સ ગુરુર્ગતિઃ ।
યુધિષ્ઠિરમથાપૃચ્છત્ સર્વાંશ્ચ સુહૃદોઽવ્યયમ્ ॥ ૧॥

ત એવં લોકનાથેન પરિપૃષ્ટાઃ સુસત્કૃતાઃ ।
પ્રત્યૂચુર્હૃષ્ટમનસસ્તત્પાદેક્ષાહતાંહસઃ ॥ ૨॥

કુતોઽશિવં ત્વચ્ચરણામ્બુજાસવં
મહન્મનસ્તો મુખનિઃસૃતં ક્વચિત્ ।
પિબન્તિ યે કર્ણપુટૈરલં પ્રભો
દેહમ્ભૃતાં દેહકૃદસ્મૃતિચ્છિદમ્ ॥ ૩॥

હિત્વાઽઽત્મધામવિધુતાત્મકૃતત્ર્યવસ્થ-
માનન્દસમ્પ્લવમખણ્ડમકુણ્ઠબોધમ્ ।
કાલોપસૃષ્ટનિગમાવન આત્તયોગ-[2]
માયાકૃતિં પરમહંસગતિં નતાઃ સ્મ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ગોપીઓને ઉપદેશ આપવાવાળા પણ ભગવાન શ્રીકૃષ્ણ જ છે અને તે ઉપદેશ દ્વારા પ્રાપ્ત થનાર તત્ત્વ પણ તે જ છે. આ પહેલાં જે પ્રમાણે વર્ણન કર્યું છે, ભગવાન શ્રીકૃષ્ણે તેમના પર મહાન્ અનુગ્રહ કર્યો. હવે તેમણે ધર્મરાજ યુધિષ્ઠિર તથા બીજા બધા સંબંધીઓને કુશળ-મંગલ પૂછ્યાં. ॥ ૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનાં દર્શન કરવાથી જ તેમનાં બધાં અમંગળ નષ્ટ થઈ ચૂક્યાં હતાં. હવે જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે તેમનો સત્કાર કર્યો, કુશળ-મંગળ પૂછ્યાં, ત્યારે તેઓ બહુ આનંદિત થઈને તેમને કહેવા લાગ્યા - ॥ ૨ ॥ 'ભગવન્! મોટા-મોટા મહાપુરુષો મનથી જ આપનાં તે ચરણારવિન્દના મકરંદરસનું પાન કરતા હોઈ, તેમનાં મુખકમળ દ્વારા આપની કથારૂપે છલકાતા તે અદ્ભુત દિવ્ય રસનું કોઈ પણ પ્રાણી પાન કરી લે તો તે જન્મ-મૃત્યુના ચકરાવામાં નાખનારી અવિદ્યાને નષ્ટ કરી દે છે. તે જ રસને જે લોકો પોતાના કાનરૂપી પડિયામાં ભરી-ભરીને પ્રેમથી પીએ છે, તેમનું અમંગળ કઈ રીતે થઈ શકે? ॥ ૩ ॥ ભગવન્! આપ એકરસ, જ્ઞાનસ્વરૂપ અને અખંડ આનંદના સમુદ્ર છો. બુદ્ધિકૃત ત્રણે અવસ્થાઓ (જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિ) આપના સ્વયંપ્રકાશ સુધી પહોંચી જ શકતી નથી, દૂરથી જ નષ્ટ થઈ જાય છે. આપ પરમહંસોની એકમાત્ર ગતિ છો. સમયના પ્રભાવને લીધે વેદોનો હ્રાસ થતો જોઈને, તેમની રક્ષા માટે આપે

૧. દશમસ્કન્ધે તીર્થમાલાયામેકોનસપ્તતિતમોઽધ્યાયઃ । ૨. આત્મયોગ૦ ।

ઋષિરુવાચ

ઈત્યુત્તમશ્લોકશિખામણિં જને-
ષ્વભિષ્ટુવત્સ્વન્ધકકૌરવસ્ત્રિયઃ ।
સમેત્ય ગોવિન્દકથા મિથોઽગૃણં-
સ્ત્રિલોકગીતાઃ શૃણુ વર્ણયામિ તે ॥ ૫॥

દ્રૌપદ્યુવાચ

હે વૈદર્ભ્યચ્યુતો ભદ્રે હે જામ્બવતિ કૌસલે ।
હે સત્યભામે કાલિન્દિ શૈબ્યે રોહિણિ લક્ષ્મણે ॥ ૬॥

હે કૃષ્ણપત્ન્ય એતન્નો બ્રૂત વો ભગવાન્ સ્વયમ્ ।
ઉપયેમે યથા લોકમનુકુર્વન્ સ્વમાયયા ॥ ૭॥

રુક્મિણ્યુવાચ

ચૈદ્યાય માઽર્પયિતુમુદ્યતકાર્મુકેષુ
રાજસ્વજેયભટશેખરિતાઙ્‌ઘ્રિરેણુઃ ।
નિન્યે મૃગેન્દ્ર ઈવ ભાગમજાવિયૂથાત્
તચ્છ્રીનિકેતચરણોઽસ્તુ મમાર્ચનાય ॥ ૮॥

સત્યભામોવાચ

યો મે સનાભિવધતપ્તહૃદા તતેન
લિપ્તાભિશાપમપમાર્ષ્ટુમુપાજહાર ।
જિત્વર્ક્ષરાજમથ રત્નમદાત્ સ તેન
ભીતઃ પિતાઽદિશત માં પ્રભવેઽપિ દત્તામ્ ॥ ૯॥

જામ્બવત્યુવાચ

પ્રાજ્ઞાય દેહકૃદમું નિજનાથદેવં
સીતાપતિં ત્રિણવહાન્યમુનાઽભ્યયુધ્યત્ ।
જ્ઞાત્વા પરીક્ષિત ઉપાહરદર્હણં માં
પાદૌ પ્રગૃહ્ય મણિનાઽહમમુષ્ય દાસી ॥ ૧૦॥

આપની અચિન્ત્ય યોગમાયા દ્વારા મનુષ્ય જેવું શરીર ગ્રહણ કર્યું છે. અમે આપના ચરણોમાં વારંવાર નમસ્કાર કરીએ છીએ.' ॥ ૪ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! જે સમયે બીજા લોકો આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરી રહ્યા હતા, તે સમયે યાદવો અને કૌરવ-કુળની સ્ત્રીઓ એકત્ર થઈને પરસ્પર ભગવાનની ત્રિભુવન-પાવન લીલાઓનું વર્ણન કરી રહી હતી. હવે હું તે વાત તમને કહું છું. ॥ ૫ ॥

**દ્રૌપદીએ કહ્યું** — હે રુક્મિણીજી! ભદ્રાજી! જામ્બવતીજી! સત્યાજી! સત્યભામાજી! કાલિન્દીજી! શૈબ્યાજી! લક્ષ્મણાજી! રોહિણીજી! અને અન્ય શ્રીકૃષ્ણપત્નીઓ! તમે લોકો અમને એ વાત તો કહો કે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ પોતાની માયાથી લોકલીલાનું નાટક કરતા રહીને કઈ રીતે તમારી સાથે પરણ્યા? ॥ ૬-૭ ॥

**રુક્મિણીજીએ કહ્યું** — દ્રૌપદીજી! જરાસંધ વગેરે બધા રાજાઓ ઈચ્છતા હતા કે, મારું લગ્ન શિશુપાલ સાથે થાય; તેના માટે બધા અસ્ત્ર-શસ્ત્રોથી સજ્જ થઈને યુદ્ધ માટે તૈયાર હતા. પરંતુ જેમ બકરાં-ઘેટાંના ટોળામાંથી સિંહ પોતાનો ભાગ છીનવીને લઈ જાય તે રીતે ભગવાન મને લઈ આવ્યા. કેમ ન લાવે — જગતમાં જેટલા પણ અજેય વીરો છે તેમના મુગટો પર શ્રીકૃષ્ણની ચરણરજ શોભી રહી છે. દ્રૌપદીજી! મારી તો એક જ અભિલાષા છે કે ભગવાનનાં સમસ્ત સમ્પત્તિ અને સૌન્દર્યના આશ્રય એવાં તે જ ચરણકમળ જન્મો-જન્મ મને આરાધના કરવા માટે પ્રાપ્ત થતાં રહે અને હું તેમની સેવા કરતી રહું. ॥ ૮ ॥

**સત્યભામાએ કહ્યું** — દ્રૌપદીજી! મારા પિતાજી તેમના ભાઈ પ્રસેનના મૃત્યુથી બહુ દુઃખી થઈ રહ્યા હતા, તેથી તેમણે તેમની હત્યાનું કલંક ભગવાન પર લગાડ્યું. તે કલંકને દૂર કરવા માટે ભગવાને ઋક્ષરાજ જામ્બવાન ઉપર વિજય પ્રાપ્ત કરીને તે મણિ લાવીને મારા પિતાજીને આપી દીધો. ત્યારે મારા પિતાજી મિથ્યા કલંક મૂકવાને કારણે ડરી ગયા. જોકે તેઓ બીજા સાથે મને પરણાવવાનું વચન આપી ચૂક્યા હતા, તો પણ તેમણે મને સ્યમન્તકમણિની સાથે ભગવાનના ચરણોમાં સમર્પિત કરી દીધી. ॥ ૯ ॥

**જામ્બવતીએ કહ્યું** — દ્રૌપદીજી! મારા પિતા ઋક્ષરાજ જામ્બવાનને એ વાતની ખબર ન હતી કે આ જ મારા સ્વામી ભગવાન સીતાપતિ છે. તેથી તેઓ આમની સાથે સત્તાવીસ દિવસ સુધી લડ્યા. પરંતુ જ્યારે પરીક્ષા પૂરી થઈ, તેમણે જાણી લીધું કે આ શ્રીકૃષ્ણના રૂપમાં ભગવાન રામ જ છે, ત્યારે તેમના ચરણ પકડીને સ્યમંતકમણિ સાથે ઉપહારના રૂપમાં મને સમર્પિત કરી દીધી. હું એ જ ચાહું છું કે, જન્મો-જન્મ શ્રીકૃષ્ણની જ દાસી બનું. ॥ ૧૦ ॥

*કાલિન્દ્યુવાચ*

તપશ્ચરન્તીમાજ્ઞાય સ્વપાદસ્પર્શનાશયા ।
સખ્યોપેત્યાગ્રહીત્ પાણિં યોઽહં તદ્ગૃહમાર્જની ॥ ૧૧॥

*મિત્રવિન્દોવાચ*

યો માં સ્વયંવર ઉપેત્ય વિજિત્ય ભૂપાન્
નિન્યે શ્વયૂથગમિવાત્મબલિં દ્વિપારિઃ ।
ભ્રાતૄંશ્ચ મેઽપકુરુતઃ સ્વપુરં શ્રિયૌક-
સ્તસ્યાસ્તુ મેઽનુભવમઙ્ઘ્ર્યવનેજનત્વમ્ ॥ ૧૨॥

*સત્યોવાચ*

સપ્તોક્ષણોઽતિબલવીર્યસુતીક્ષ્ણશૃઙ્ગાન્
પિત્રા કૃતાન્ ક્ષિતિપવીર્યપરીક્ષણાય ।
તાન્ વીરદુર્મદહનસ્તરસા નિગૃહ્ય
ક્રીડન્ બબન્ધ હ યથા શિશવોઽજતોકાન્ ॥ ૧૩॥

ય ઇત્થં વીર્યશુલ્કાં માં દાસીભિશ્ચતુરઙ્ગિણીમ્ ।
પથિ નિર્જિત્ય રાજન્યાન્ નિન્યે તદ્દાસ્યમસ્તુ મે ॥ ૧૪॥

*ભદ્રોવાચ*

પિતા મે માતુલેયાય સ્વયમાહૂય દત્તવાન્ ।
કૃષ્ણે[1] કૃષ્ણાય તચ્ચિત્તામક્ષૌહિણ્યા સખીજનૈઃ ॥ ૧૫॥

અસ્ય મે પાદસંસ્પર્શો ભવેજ્જન્મનિ જન્મનિ ।
કર્મભિર્ભ્રામ્યમાણાયા યેન તચ્છ્રેય આત્મનઃ ॥ ૧૬॥

*લક્ષ્મણોવાચ*

મમાપિ રાજ્ઞ્યચ્યુતજન્મકર્મ
શ્રુત્વા મુહુર્નારદગીતમાસ હ ।
ચિત્તં મુકુન્દે કિલ પદ્મહસ્તયા
વૃતઃ સુસંમૃશ્ય વિહાય લોકપાન્ ॥ ૧૭॥

**કાલિન્દીએ કહ્યું** – દ્રૌપદીજી! જ્યારે ભગવાનને એ ખબર પડી કે, હું તેમના ચરણોનો સ્પર્શ કરવાની આશા-અભિલાષાથી તપ કરી રહી છું, ત્યારે તેઓ પોતાના મિત્ર અર્જુન સાથે યમુનાકિનારે આવ્યા અને મારો સ્વીકાર કરી લીધો. હું તેમનું ગૃહકાર્ય કરનાર દાસી છું. ॥ ૧૧ ॥

**મિત્રવિન્દાએ કહ્યું** – દ્રૌપદીજી! મારો સ્વયંવર થઈ રહ્યો હતો. ત્યાં આવીને ભગવાને બધા રાજાઓને જીતી લીધા અને જેમ કૂતરાઓના ટોળામાંથી સિંહ પોતાનો ભાગ લઈ જાય, તે રીતે મને પોતાની સોહામણી દ્વારકાપુરીમાં લઈ આવ્યા. મારા ભાઈઓએ પણ મને ભગવાન પાસેથી છોડાવીને મારું અહિત કરવા ઇચ્છ્યું પરંતુ ભગવાન આગળ તેમને પણ નીચું જોવું પડ્યું. હું એવું ચાહું છું કે, મને જન્મોજન્મ તેમના ચરણ પખાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય. ॥ ૧૨ ॥

**સત્યાએ કહ્યું** – દ્રૌપદીજી! મારા પિતાજીએ મારા સ્વયંવરમાં આવેલા રાજાઓના બળ-પરાક્રમની પરીક્ષા માટે બહુ બળવાન અને પરાક્રમી તીક્ષ્ણ શિંગડાંવાળા સાત સાંઢ રાખ્યા હતા. તે સાંઢોએ મોટા-મોટા બળવાનોનો ગર્વ ઉતારી નાંખ્યો હતો. તેમને ભગવાને નાના-નાના છોકરાઓ બકરીના બચ્ચાને પકડી લે તેમ અનાયાસે નાથીને બાંધી દીધા. ॥ ૧૩ ॥ આ પ્રમાણે ભગવાન બળ-પરાક્રમ દ્વારા મને પ્રાપ્ત કરીને ચતુરંગિણી સેના અને દાસીઓ સાથે મને દ્વારકા લઈ આવ્યા. રસ્તામાં જે ક્ષત્રિયોએ વિઘ્ન ઉપસ્થિત કર્યું તેમને પણ જીતી લીધા. મારી એવી જ અભિલાષા છે કે, મને એમની સેવાનો અવસર સદા પ્રાપ્ત થતો રહે. ॥ ૧૪ ॥

**ભદ્રાએ કહ્યું** – 'દ્રૌપદીજી! ભગવાન મારા મામાના પુત્ર છે. મારું ચિત્ત તેમના જ ચરણોમાં સમર્પિત થઈ ગયું હતું. જ્યારે મારા પિતાજીને આ વાતની ખબર પડી ત્યારે તેમણે પોતે જ ભગવાનને બોલાવીને એક અક્ષૌહિણી સેના અને અસંખ્ય દાસીઓ સાથે મને તેમના ચરણોમાં સમર્પિત કરી દીધી. ॥ ૧૫ ॥ હું મારું પરમ કલ્યાણ એમાં જ સમજું છું કે કર્મ અનુસાર મને જ્યાં-જ્યાં જન્મ મળે ત્યાં બધે જ શ્રીકૃષ્ણના ચરણકમળનો સ્પર્શ પ્રાપ્ત થતો રહે. ॥ ૧૬ ॥

**લક્ષ્મણાએ કહ્યું** – રાણીજી! દેવર્ષિ નારદજી વારંવાર ભગવાનના અવતાર અને લીલાઓનું ગાન કરતા રહે છે. તે સાંભળીને અને એવું વિચારીને કે, લક્ષ્મીજી સમસ્ત લોકપાલોનો ત્યાગ કરીને ભગવાનને વર્યાં છે, તેથી મારું ચિત્ત ભગવાનના ચરણોમાં આસક્ત થઈ ગયું. ॥ ૧૭ ॥

૧. પ્રેમ્ણા ।

જ્ઞાત્વા મમ મતં સાધ્વિ પિતા દુહિતૃવત્સલઃ ।
બૃહત્સેન ઇતિ ખ્યાતસ્તત્રોપાયમચીકરત્ ॥ ૧૮॥

યથા સ્વયંવરે રાજ્ઞિ મત્સ્યઃ પાર્થેપ્સયા કૃતઃ ।
અયં તુ બહિરાચ્છન્નો દૃશ્યતે સ જલે પરમ્ ॥ ૧૯॥

શ્રુત્વૈતત્ સર્વતો ભૂપા આયયુર્મત્પિતુઃ પુરમ્ ।
સર્વાસ્ત્રશસ્ત્રતત્ત્વજ્ઞાઃ સોપાધ્યાયાઃ સહસ્રશઃ ॥ ૨૦॥

પિત્રા સમ્પૂજિતાઃ સર્વે યથાવીર્યં યથાવયઃ ।
આદદુઃ સશરં ચાપં વેદ્ધું પર્ષદિ મદ્ધિયઃ ॥ ૨૧॥

આદાય વ્યસૃજન્ કેચિત્ સજ્યં કર્તુમનીશ્વરાઃ ।
આકોટિ જ્યાં સમુત્કૃષ્ય પેતુરેકેઽમુના હતાઃ ॥ ૨૨॥

સજ્યં કૃત્વા પરે વીરા માગધામ્બષ્ઠચેદિપાઃ ।
ભીમો દુર્યોધનઃ કર્ણો નાવિન્દંસ્તદવસ્થિતિમ્ ॥ ૨૩॥

મત્સ્યાભાસં જલે વીક્ષ્ય જ્ઞાત્વા ચ તદવસ્થિતિમ્ ।
પાર્થો યત્તોઽસૃજદ્ બાણં નાચ્છિનત્ પસ્પૃશે પરમ્ ॥ ૨૪॥

રાજન્યેષુ નિવૃત્તેષુ ભગ્નમાનેષુ માનિષુ ।
ભગવાન્ ધનુરાદાય સજ્યં કૃત્વાઽથ લીલયા ॥ ૨૫॥

તસ્મિન્ સન્ધાય વિશિખં મત્સ્યં વીક્ષ્ય સકૃજ્જલે ।
છિત્ત્વેષુણાઽપાતયત્તં સૂર્યે ચાભિજિતિ સ્થિતે ॥ ૨૬॥

દિવિ દુન્દુભયો નેદુર્જયશબ્દયુતા ભુવિ ।
દેવાશ્ચ કુસુમાસારાન્ મુમુચુર્હર્ષવિહ્વલાઃ[1] ॥ ૨૭॥

તદ્ રઙ્ગમાવિશમહં કલનૂપુરાભ્યાં
 પદ્‌ભ્યાં પ્રગૃહ્ય કનકોજ્જ્વલરત્નમાલામ્ ।
નૂત્ને નિવીય પરિધાય ચ કૌશિકાગ્ર્યે
 સવ્રીડહાસવદના કબરીધૃતસ્રક્ ॥ ૨૮॥

સાધ્વી! મારા પિતા બૃહત્સેન મારા પર બહુ પ્રેમ રાખતા હતા. જ્યારે તેમને મારી ઇચ્છાની જાણ થઈ, ત્યારે તેમણે મારી ઇચ્છા પૂર્ણ કરવા માટે આ ઉપાય કર્યો. ॥ ૧૮ ॥ મહારાણી! જે પ્રમાણે પાંડવવીર અર્જુનની પ્રાપ્તિ માટે તમારા પિતાજીએ સ્વયંવરમાં મત્સ્યવેધનું આયોજન કર્યું હતું, તેવું મારા પિતાજીએ પણ કર્યું. આપના સ્વયંવરથી અમારે ત્યાં થોડી ભિન્નતા એ હતી કે મત્સ્ય બહારથી ઢાંકેલો હતો, માત્ર જલમાં જ તેનો પડછાયો દેખાતો હતો. ॥ ૧૯ ॥ જ્યારે આ સમાચાર રાજાઓને મળ્યા, ત્યારે બધી બાજુથી તમામ અસ્ત્ર-શસ્ત્રોના તત્ત્વજ્ઞ હજારો રાજાઓ પોત-પોતાના ગુરુઓની સાથે મારા પિતાજીની રાજધાનીમાં આવવા લાગ્યા. ॥ ૨૦ ॥ મારા પિતાજીએ આવેલા બધા રાજાઓનો બળ-પરાક્રમ અને અવસ્થા પ્રમાણે સારી રીતે સ્વાગત-સત્કાર કર્યો. તે લોકોએ મને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી સ્વયંવરસભામાં રાખેલા ધનુષ્ય-બાણ ઉઠાવ્યાં. ॥ ૨૧ ॥ તેમાંથી કેટલાય રાજા તો ધનુષ્ય પર પ્રત્યંચા પણ ચઢાવી ન શક્યા. તેમણે ધનુષ્યને યથાવત્ મૂકી દીધું. કેટલાકે ધનુષ્યની દોરીને એક બાજુથી બાંધીને બીજા છેડા સુધી ખેંચી તો લીધી, પરંતુ તેઓ બીજા છેડે તેને બાંધી ન શક્યા, તેમના હાથમાંથી ધનુષ્ય છટકી છતાં તે જાતે જ પડી ગયા! ॥ ૨૨ ॥ રાણીજી! મોટા-મોટા પ્રખ્યાત શૂરવીરો – જેવા કે જરાસંધ, અમ્બષ્ઠનરેશ, શિશુપાલ, ભીમસેન, દુર્યોધન અને કર્ણ – એ લોકોએ પ્રત્યંચા તો ચઢાવી લીધી, પરંતુ તેઓ મત્સ્યની સ્થિતિ જાણી ન શક્યા. ॥ ૨૩ ॥ પાંડવવીર અર્જુને જલમાં તે માછલીનો પડછાયો જોઈ લીધો અને એ પણ જાણી લીધું કે, તે ક્યાં છે. બહુ જ સાવધાનીથી તેમણે બાણ છોડ્યું પણ ખરું, પરંતુ તેમનાથી લક્ષ્યવેધ ન થયો, તેમના બાણે માછલાનો સ્પર્શમાત્ર કર્યો. ॥ ૨૪ ॥

રાણીજી! આ પ્રમાણે મોટા-મોટા અભિમાનીઓનું માન-મર્દન થઈ ગયું. મોટા ભાગના રાજાઓએ મને પ્રાપ્ત કરવાની લાલસા અને લક્ષ્યવેધની ઇચ્છા પણ છોડી દીધી. ત્યારે ભગવાને ધનુષ્ય ઉઠાવીને રમતમાં જ, અનાયાસે જ તેના પર પ્રત્યંચા ચઢાવી દીધી, બાણ સાંધીને જલમાં માત્ર એકવાર માછલાનો પડછાયો જોઈને બાણ માર્યું તથા તેને નીચે પાડી દીધું. તે સમય બરાબર મધ્યાહ્નનો હતો. સર્વ અર્થોને સિદ્ધ કરનારું 'અભિજિત' મુહૂર્ત હતું. ॥ ૨૫-૨૬ ॥ દેવીજી! તે સમયે પૃથ્વી પર જય-જયકાર થવા લાગ્યો અને આકાશમાં દુન્દુભિઓ વાગવા લાગી. મોટા-મોટા દેવતાઓ આનંદવિહ્વળ થઈને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૨૭ ॥ રાણીજી! તે સમયે મેં રંગશાળામાં પ્રવેશ કર્યો. મારા પગમાં ઝાંઝર રુમઝુમ વાગી રહ્યાં હતાં. મેં નવાં અને ઉત્તમ રેશમી વસ્ત્રો ધારણ કર્યાં હતાં. મારા મસ્તકના કેશમાં પુષ્પમાળાઓ ગૂંથેલી હતી. લજ્જાયુક્ત સ્મિતવદને સુવર્ણની ઉજ્જ્વળ રત્નમાળા હાથમાં લીધેલી હતી. રાણીજી! તે સમયે મારું મુખમંડળ વાંકડિયા વાળની લટોથી

૧. વિક્લવાઃ ।

ઉન્નીય વક્ત્રમુરુકુન્તલકુણ્ડલત્વિડ્-
ગણ્ડસ્થલં શિશિરહાસકટાક્ષમોક્ષૈઃ ।
રાજ્ઞો નિરીક્ષ્ય પરિતઃ શનકૈર્મુરારે-
રંસેઽનુરક્તહૃદયા નિદધે સ્વમાલામ્ ॥ ૨૯॥

તાવન્મૃદઙ્ગપટહાઃ શઙ્ખભેર્યાનકાદયઃ ।
નિનેદુર્નટનર્તક્યો નનૃતુર્ગાયકા જગુઃ ॥ ૩૦॥

એવં વૃતે ભગવતિ મયેશે[1] નૃપયૂથપાઃ ।
ન સેહિરે યાજ્ઞસેનિ સ્પર્ધન્તો હૃચ્છયાતુરાઃ ॥ ૩૧॥

માં તાવદ્ રથમારોપ્ય હયરત્નચતુષ્ટયમ્ ।
શાર્ઙ્ગમુદ્યમ્ય સન્નદ્ધસ્તસ્થાવાજૌ ચતુર્ભુજઃ ॥ ૩૨॥

દારુકશ્ચોદયામાસ કાઞ્ચનોપસ્કરં રથમ્ ।
મિષતાં ભૂભુજાં રાજ્ઞિ મૃગાણાં મૃગરાડિવ ॥ ૩૩॥

તેઽન્વસજ્જન્ત રાજન્યા નિષેદ્ધું[2] પથિ કેચન ।
સંયત્તા ઉદ્ધૃતેષ્વાસા ગ્રામસિંહા યથા હરિમ્ ॥ ૩૪॥

તે શાર્ઙ્ગચ્યુતબાણૌઘૈઃ કૃત્તબાહ્વઙ્ઘ્રિકન્ધરાઃ ।
નિપેતુઃ પ્રધને કેચિદેકે સન્ત્યજ્ય દુદ્રુવુઃ ॥ ૩૫॥

તતઃ પુરીં યદુપતિરત્યલઙ્કૃતાં
રવિચ્છદધ્વજપટચિત્રતોરણામ્ ।
કુશસ્થલીં દિવિ ભુવિ ચાભિસંસ્તુતાં[3]
સમાવિશત્તરણિરિવ સ્વકેતનમ્ ॥ ૩૬॥

પિતા મે પૂજયામાસ સુહૃત્સમ્બન્ધિબાન્ધવાન્ ।
મહાર્હવાસોઽલઙ્કારૈઃ શય્યાસનપરિચ્છદૈઃ ॥ ૩૭॥

શોભી રહ્યું હતું. કપોલો પર કુંડળોની આભા પડવાથી તે પણ ચમકી રહ્યા હતા. મેં એક વાર મારું મુખ ઊંચું કરીને શીતળ હાસ્યસહિત કટાક્ષો ભર્યા અવલોકનથી ચારે બાજુ રાજાઓને જોઈ ધીમેથી શ્રીકૃષ્ણના કંઠમાં વરમાળા પહેરાવી દીધી. મેં એ તો જણાવી દીધું છે કે મારું મન પહેલેથી જ ભગવાનમાં અનુરક્ત હતું. ॥ ૨૮-૨૯ ॥ વરમાળા પહેરાવતાં જ ત્યાં મૃદંગ, પખાવજ, શંખ, ઢોલ, નગારાં વગેરે વાજિંત્રો વાગવા લાગ્યાં. નટો અને નર્તકીઓ નાચવા લાગી, ગવૈયાઓ ગાવા લાગ્યા. ॥ ૩૦ ॥

દ્રૌપદીજી! જ્યારે મેં આ પ્રમાણે મારા સ્વામી પ્રિયતમ ભગવાનને વરમાળા પહેરાવી તેમને વરી ચૂકી, ત્યારે મોટા-મોટા રાજાઓ કામાતુર થઈને ભારે ઈર્ષા કરવા લાગ્યા. તેઓ બહુ ઉશ્કેરાઈ ગયા. ॥ ૩૧ ॥ ત્યારે ચતુર્ભુજ ભગવાને પોતાના શ્રેષ્ઠ ચાર ઘોડાવાળા રથ પર મને બેસાડી દીધી અને હાથમાં શાર્ઙ્ગધનુષ્ય લઈ, કવચ પહેરીને તેઓ યુદ્ધ કરવા માટે રથ પર ઊભા થઈ ગયા. ॥ ૩૨ ॥ રાણીજી! દારુક સારથિએ સોનાના સાજ-સામાનથી ભરેલા રથને બધા રાજાઓની સામે જ દ્વારકા જવા માટે હંકારી દીધો, જેમ કોઈ સિંહ હરણાઓની વચ્ચેથી પોતાનો ભાગ લઈ જાય. ॥ ૩૩ ॥ તેમાંથી થોડા રાજાઓએ ધનુષ્ય લઈને યુદ્ધ માટે ભગવાનને રોકી લેવા તેમનો પીછો કર્યો, પરંતુ રાણીજી! તેમનો ઉદ્યમ માત્ર કૂતરાઓ દ્વારા સિંહને રોકવા જેવો બની રહ્યો. ॥ ૩૪ ॥ શાર્ઙ્ગધનુષ્યમાંથી છૂટેલાં બાણોએ કોઈના હાથ, કોઈના પગ, કોઈના માથાં કાપી નાખ્યાં. કેટલાક તો ત્યાં જ મૃત્યુ પામ્યા અને કેટલાક યુદ્ધભૂમિ છોડીને નાસી ગયા. ॥ ૩૫ ॥

ત્યાર પછી યદુવંશશિરોમણિ ભગવાને સૂર્યની જેમ પોતાના નિવાસસ્થાન – સ્વર્ગ અને પૃથ્વીમાં સર્વત્ર પ્રશંસિત દ્વારકાનગરીમાં પ્રવેશ કર્યો. તે દિવસે દ્વારકા નગરી બહુ સુંદર રીતે શણગારી હતી. એટલી બધી ધજા-પતાકાઓ અને તોરણો બાંધ્યાં હતાં કે તેના કારણે સૂર્યનાં કિરણો જમીન પર આવી શકતાં ન હતાં. ॥ ૩૬ ॥ મારી અભિલાષા પૂર્ણ થઈ જવાથી મારા પિતાજીને બહુ પ્રસન્નતા થઈ. તેમણે પોતાના હિતૈષી, સુહૃદો, સગાંસંબંધીઓ અને ભાઈ-બંધુઓને બહુમૂલ્ય વસ્ત્રો, આભૂષણો, શય્યા, આસન અને વિવિધ પ્રકારની સામગ્રીઓ આપીને સમ્માનિત કર્યા. ॥ ૩૭ ॥

૧. મયેમે । ૨. નિયોદ્ધું । ૩. ઽસમ્મતાં ।

દાસીભિઃ સર્વસમ્પદ્ભિર્ભટેભરથવાજિભિઃ[1] ।
આયુધાનિ મહાર્હાણિ દદૌ પૂર્ણસ્ય ભક્તિતઃ ॥ ૩૮॥

આત્મારામસ્ય તસ્યેમા વયં વૈ ગૃહદાસિકાઃ ।
સર્વસઙ્ગનિવૃત્ત્યાદ્ધા તપસા ચ બભૂવિમ ॥ ૩૯॥

ભગવાન પરિપૂર્ણ છે – તેમ છતાં મારા પિતાજીએ પ્રેમવશ તેમને બહુ જ દાસીઓ, તમામ પ્રકારની સંપત્તિ, સૈનિકો, હાથી, રથ, ઘોડા અને બહુમૂલ્ય અસ્ત્ર-શસ્ત્રો સમર્પિત કર્યાં. ॥ ૩૮ ॥ રાણીજી! અમે પૂર્વજન્મમાં સર્વ આસક્તિઓને છોડીને બહુ મોટું તપ કર્યું હશે. ત્યારે જ તો અમે આ જન્મમાં આત્મારામ ભગવાનની ગૃહ-દાસી બની છીએ. ॥ ૩૯ ॥

*મહિષ્ય ઊચુઃ*

ભૌમં નિહત્ય સગણં યુધિ તેન રુદ્ધા
જ્ઞાત્વાઽથ નઃ ક્ષિતિજયે જિતરાજકન્યાઃ ।
નિર્મુચ્ય સંસૃતિવિમોક્ષમનુસ્મરન્તીઃ
પાદામ્બુજં પરિણિનાય ય[2] આપ્તકામઃ ॥ ૪૦॥

ન વયં સાધ્વિ સામ્રાજ્યં સ્વારાજ્યં ભૌજ્યમપ્યુત ।
વૈરાજ્યં પારમેષ્ઠ્યં ચ આનન્ત્યં વા હરેઃ પદમ્ ॥ ૪૧॥

કામયામહ એતસ્ય શ્રીમત્પાદરજઃ શ્રિયઃ ।
કુચકુઙ્કુમગન્ધાઢ્યં મૂર્ધ્ના વોઢું ગદાભૃતઃ ॥ ૪૨॥

વ્રજસ્ત્રિયો યદ્ વાઞ્છન્તિ પુલિન્દ્યસ્તૃણવીરુધઃ ।
ગાવશ્ચારયતો ગોપાઃ પાદસ્પર્શં મહાત્મનઃ ॥ ૪૩॥

**સોળ હજાર પત્નીઓ તરફથી રોહિણીજીએ કહ્યું –** ભૌમાસુરે દિગ્વિજય વખતે ઘણા રાજાઓને જીતીને તેમની કન્યાઓ એવી અમને લાવીને પોતાના મહેલમાં બંદી બનાવી દીધી હતી. ભગવાને આ વાત જાણીને યુદ્ધમાં ભૌમાસુર અને તેની સેનાનો સંહાર કરીને સ્વયં પૂર્ણકામ હોવા છતાં પણ તેમણે અમને ત્યાંથી છોડાવીને અમારું પાણિગ્રહણ કરી અમને તેમની દાસીરૂપે સ્વીકારી લીધી. રાણીજી! અમે નિરંતર તેમનાં તે ચરણકમળોનું ચિંતન કરતી હતી, જે જન્મ-મૃત્યુરૂપી સંસારથી મુક્ત કરવાવાળા છે. ॥ ૪૦ ॥ સાધ્વી! દ્રૌપદીજી! અમે સામ્રાજ્ય, ઇન્દ્રનું પદ અથવા તે બન્નેના ભોગો, અણિમા વગેરે ઐશ્વર્ય, બ્રહ્માનું પદ, મોક્ષ અથવા સાલોક્ય, સારૂપ્ય વગેરે મુક્તિઓ – કશું જ ઇચ્છતી નથી. અમે પોતાના પ્રિયતમ પ્રભુનાં સુકોમળ ચરણકમળોની તે શ્રીરજ નિરંતર અમારા મસ્તક પર ધારણ કરવા ઇચ્છીએ છીએ, જે લક્ષ્મીજીના વક્ષઃસ્થળ પર લાગેલા કેસરની સુગંધથી યુક્ત છે. ॥ ૪૧-૪૨ ॥ ગાયો ચારતા મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાનનો ચરણસ્પર્શ જેમ વ્રજની સ્ત્રીઓ, ભીલડીઓ, ગોવાળિયા અને વૃન્દાવનનાં ઘાસ-વેલા ઇચ્છે છે, તેમ અમે પણ તે ઇચ્છીએ છીએ. ॥ ૪૧-૪૩ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે[3] ત્ર્યશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૩ ॥
દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત ત્યાસીમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોર્યાસીમો અધ્યાય

## વસુદેવજીનો યજ્ઞોત્સવ

*શ્રીશુક ઉવાચ*

શ્રુત્વા પૃથા સુબલપુત્ર્યથ યાજ્ઞસેની
માધવ્યથ ક્ષિતિપપત્ન્ય ઉત સ્વગોપ્યઃ ।

**શ્રીશુકદેવજી કહે છે –** પરીક્ષિત! સર્વાત્મા ભક્તભયહારી ભગવાન શ્રીકૃષ્ણને માટે તેમની પત્નીઓનો કેટલો પ્રેમ છે એ વાત કુન્તી, ગાન્ધારી, દ્રૌપદી, સુભદ્રા, બીજી રાજરાણીઓ અને ભગવાનના પ્રિય ગોપીજનોએ

૧. ર્ભટૈર્દ્વિરદવાજિભિઃ । ૨. યદાપ્તકામઃ । ૩. પ્રાચીન પ્રતમાં 'ઉત્તરાર્ધે' નથી.

કૃષ્ણેઽખિલાત્મનિ હરૌ પ્રણયાનુબન્ધં
સર્વા વિસિસ્મ્યુરલમશ્રુકલાકુલાક્ષ્યઃ ॥ ૧॥

ઇતિ સમ્ભાષણમાણાસુ[1] સ્ત્રીભિઃ સ્ત્રીષુ નૃભિર્નૃષુ ।
આયયુર્મુનયસ્તત્ર કૃષ્ણરામદિદૃક્ષયા ॥ ૨॥

દ્વૈપાયનો નારદશ્ચ ચ્યવનો દેવલોઽસિતઃ ।
વિશ્વામિત્રઃ શતાનન્દો ભરદ્વાજોઽથ ગૌતમઃ ॥ ૩॥

રામઃ સશિષ્યો ભગવાન્ વસિષ્ઠો ગાલવો ભૃગુઃ ।
પુલસ્ત્યઃ કશ્યપોઽત્રિશ્ચ માર્કણ્ડેયો બૃહસ્પતિઃ ॥ ૪॥

દ્વિતસ્ત્રિતશ્ચૈકતશ્ચ બ્રહ્મપુત્રાસ્તથાઙ્ગિરાઃ ।
અગસ્ત્યો યાજ્ઞવલ્ક્યશ્ચ વામદેવાદયોઽપરે[2] ॥ ૫॥

તાન્ દૃષ્ટ્વા સહસોત્થાય પ્રાગાસીના નૃપાદયઃ ।
પાણ્ડવાઃ કૃષ્ણરામૌ ચ પ્રણેમુર્વિશ્વવન્દિતાન્ ॥ ૬॥

તાનાનર્ચુર્યથા સર્વે સહરામોઽચ્યુતોઽર્ચયત્ ।
સ્વાગતાસનપાદ્યાર્ઘ્યમાલ્યધૂપાનુલેપનૈઃ ॥ ૭॥

ઉવાચ સુખમાસીનાન્ ભગવાન્ ધર્મગુપ્તનુઃ ।
સદસસ્તસ્ય મહતો યતવાચોઽનુશૃણ્વતઃ ॥ ૮॥

પણ સાંભળી. બધાં જ તેમનો આ અલૌકિક પ્રેમ જોઈને અત્યંત મુગ્ધ અને વિસ્મિત થઈ ગયાં. બધાંના નેત્રોમાં પ્રેમાશ્રુ છલકાઈ ગયાં. ॥ ૧ ॥ આ પ્રમાણે જે સમયે સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ અને પુરુષો સાથે પુરુષો વાતચીત કરી રહ્યા હતા, તે સમયે અનેક ઋષિ-મુનિઓ ભગવાન શ્રીકૃષ્ણ-બલરામનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યા. ॥ ૨ ॥ તેમાં મુખ્ય શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ, દેવર્ષિ નારદ, ચ્યવન, દેવલ, અસિત, વિશ્વામિત્ર, શતાનંદ, ભરદ્વાજ, ગૌતમ પોતાના શિષ્યો સાથે પરશુરામજી, વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય, બૃહસ્પતિ, દ્વિત, ત્રિત, એકત, સનક, સનન્દન, સનાતન, સનત્કુમાર, અઙ્ગિરા, અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય અને વામદેવ વગેરે હતા. ॥ ૩-૫ ॥ ઋષિઓને જોઈને પહેલેથી બેઠેલા રાજાઓ, યુધિષ્ઠિર સહિત પાંડવો, ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી એકદમ ઊભા થઈ ગયા અને બધાએ તે વિશ્વવન્દિત ઋષિઓને પ્રણામ કર્યાં. ॥ ૬ ॥ ત્યાર પછી સ્વાગત, આસન, પાદ્ય, અર્ઘ્ય, પુષ્પમાળા, ધૂપ અને ચન્દન વગેરેથી બધા રાજાઓએ તથા બલરામજી સાથે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે તે બધા ઋષિઓની વિધિપૂર્વક પૂજા કરી. ॥ ૭ ॥ જ્યારે બધા ઋષિઓ આરામથી બેસી ગયા ત્યારે ધર્મરક્ષા માટે પૃથ્વી પર પધારેલા ભગવાન શ્રીકૃષ્ણે તેમને કહ્યું. તે સમયે બહુ મોટી સંખ્યામાં ઉપસ્થિત સમુદાય ભગવાનનું વચનામૃત સાંભળી રહ્યો હતો. ॥ ૮ ॥

*શ્રીભગવાનુવાચ*

અહો વયં જન્મભૃતો લબ્ધં કાર્ત્સ્ન્યેન તત્ફલમ્ ।
દેવાનામપિ દુષ્પ્રાપં યદ્ યોગેશ્વરદર્શનમ્ ॥ ૯॥

કિં સ્વલ્પતપસાં નૃણામર્ચાયાં દેવચક્ષુષામ્ ।
દર્શનસ્પર્શનપ્રશ્નપ્રહ્વપાદાર્ચનાદિકમ્ ॥ ૧૦॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — ધન્ય છે! અમારા લોકોનું જીવન સફળ થઈ ગયું, આજે જન્મ લેવાનું અમને પૂરેપૂરું ફળ મળી ગયું. કેમકે, જે યોગેશ્વરોનાં દર્શન મોટા-મોટા દેવતાઓ માટે પણ દુર્લભ છે, તેમનાં દર્શન અમને થયાં છે. ॥ ૯ ॥ જેઓ બહુ તપસ્વી નથી અને જે લોકો પોતાના ઇષ્ટદેવને સમસ્ત પ્રાણીઓના હૃદયમાં ન જોતાં માત્ર પ્રતિમાઓમાં જ તેમનાં દર્શન કરે છે, તેમને આપ લોકોનાં દર્શન, સ્પર્શ, કુશળ-પ્રશ્ન, પ્રણામ અને પાદપૂજન વગેરેનો સુઅવસર ક્યાંથી પ્રાપ્ત થઈ શકે? ॥ ૧૦ ॥

૧. ૦માણાભિઃ । ૨. વામદેવાદયો નૃપ ।

ન હ્યમ્મયાનિ તીર્થાનિ ન દેવા મૃચ્છિલામયાઃ ।
તે પુનન્ત્યુરુકાલેન દર્શનાદેવ સાધવઃ ॥ ૧૧॥

નાગ્નિર્ન સૂર્યો ન ચ ચન્દ્રતારકા
ન ભૂર્જલં ખં શ્વસનોઽથ વાઙ્‌મનઃ ।
ઉપાસિતા ભેદકૃતો હરન્ત્યઘં
વિપશ્ચિતો ઘ્નન્તિ મુહૂર્તસેવયા ॥ ૧૨॥

યસ્યાત્મબુદ્ધિઃ કુણપે ત્રિધાતુકે
સ્વધીઃ કલત્રાદિષુ ભૌમ ઈજ્યધીઃ ।
યત્તીર્થબુદ્ધિઃ સલિલે ન કર્હિચિ-
જ્જનેષ્વભિજ્ઞેષુ સ એવ ગોખરઃ ॥ ૧૩॥

માત્ર જળવાળાં તીર્થો જ તીર્થ નથી કહેવાતાં અને માત્ર માટી-પથ્થરની પ્રતિમાઓ જ દેવતા નથી હોતી, બલકે સંતો જ વાસ્તવમાં તીર્થ અને દેવતા છે. કેમકે, તીર્થ અને પ્રતિમાની તો લાંબા સમય સુધી સેવા કરવામાં આવે, ત્યારે તે પવિત્ર કરે છે, પરંતુ સંત-પુરુષો તો દર્શનમાત્રથી કૃતાર્થ કરી દે છે. ॥ ૧૧ ॥ અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા, તારા, પૃથ્વી, જલ, આકાશ, વાયુ, વાણી અને મનના અધિષ્ઠાતૃ-દેવતા ઉપાસના કરવા છતાં પણ પાપનો સંપૂર્ણ નાશ કરી શકતા નથી. કારણ કે, તેમની ઉપાસનાથી ભેદ-બુદ્ધિનો નાશ થતો નથી, તે તો વિશેષરૂપે વધે છે. પરંતુ જો ઘડી બે ઘડી પણ જ્ઞાની મહાપુરુષોની સેવા કરવામાં આવે તો તેઓ સંપૂર્ણ પાપ-તાપોનો નાશ કરી દે છે; કેમકે, તેઓ ભેદબુદ્ધિના વિનાશક છે. ॥ ૧૨ ॥ મહાત્માઓ અને સભાસદો! જે મનુષ્ય વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓથી બનેલા આ શવતુલ્ય શરીરને જ આત્મા, પોતાને 'હું', પત્ની-પુત્ર વગેરેને જ પોતાનાં અને માટી, પથ્થર, લાકડા વગેરેના પાર્થિવ વિકારોને જ ઇષ્ટદેવ માને છે તથા જે જ્ઞાની મહાપુરુષોને ન માનતાં માત્ર જળને તીર્થ માને છે, તે મનુષ્ય હોવા છતાં પણ પશુઓમાં પણ નિમ્ન શ્રેણિના છે. ॥ ૧૩ ॥

શ્રીશુક ઉવાચ

નિશમ્યેત્થં ભગવતઃ કૃષ્ણસ્યાકુણ્ઠમેધસઃ ।
વચો દુરન્વયં વિપ્રાસ્તૂષ્ણીમાસન્ ભ્રમદ્ધિયઃ ॥ ૧૪॥

ચિરં વિમૃશ્ય મુનય ઈશ્વરસ્યેશિતવ્યતામ્ ।
જનસઙ્ગ્રહ ઈત્યૂચુઃ સ્મયન્તસ્તં[1] જગદ્ગુરુમ્ ॥ ૧૫॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ અખંડ જ્ઞાનસમ્પન્ન છે. તેમનું આ અકળ (ગૂઢ) ભાષણ સાંભળીને બધા જ ઋષિમુનિઓની બુદ્ધિ ભ્રમિત થઈ જવાથી ચૂપ જ રહ્યા. તેમની બુદ્ધિ ચકરાવામાં પડી ગઈ, તે સમજી ન શક્યા કે ભગવાન શું કહી રહ્યા છે. ॥ ૧૪ ॥ તેમણે બહુ વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે, ભગવાન સર્વેશ્વર હોવા છતાં પણ જે આ પ્રમાણે સામાન્ય, કર્મ-પરતંત્ર જીવની જેમ વ્યવહાર કરી રહ્યા છે — એ માત્ર લોકસંગ્રહ માટે જ છે. એવું સમજીને તેઓ હસતાં હસતાં જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

મુનય ઊચુઃ

યન્માયયા તત્ત્વવિદુત્તમા વયં
વિમોહિતા વિશ્વસૃજામધીશ્વરાઃ ।
યદીશિતવ્યાયતિ ગૂઢ ઈહયા
અહો વિચિત્રં ભગવદ્વિચેષ્ટિતમ્ ॥ ૧૬॥

અનીહ એતદ્ બહુધૈક આત્મના
સૃજત્યવત્યત્તિ ન બધ્યતે યથા ।
ભૌમૈર્હિ ભૂમિર્બહુનામરૂપિણી
અહો વિભૂમ્નશ્ચરિતં વિડમ્બનમ્ ॥ ૧૭॥

**મુનિઓએ કહ્યું** — ભગવન્! આપની માયાથી પ્રજાપતિઓના અધીશ્વર મરીચિ વગેરે તથા મોટા-મોટા તત્ત્વજ્ઞાની એવા અમે લોકો મોહિત થઈ રહ્યા છીએ. આપ સ્વયં ઈશ્વર હોવા છતાં પણ મનુષ્યના જેવી ચેષ્ટાઓથી પોતાને છુપાવી રાખીને જીવની જેમ આચરણ કરો છો. ભગવન્! ખરેખર આપની લીલા અત્યંત વિચિત્ર છે — પરમ આશ્ચર્યમયી છે. ॥ ૧૬ ॥ જેમ પૃથ્વી પોતાના વિકારો — વૃક્ષ, પથ્થર, ઘડો વગેરે દ્વારા ઘણાં નામ-રૂપ ગ્રહણ કરે છે, વાસ્તવમાં તે એક જ છે, તે જ પ્રમાણે આપ એક જ છો અને ક્રિયારહિત હોવા છતાં પણ અનેક રૂપ ધારણ કરી લો છો અને સ્વયં પોતાના દ્વારા જ આ જગતની રચના, રક્ષા અને સંહાર કરો છો. પણ આ બધું કરતાં હોવા છતાં પણ એ કર્મોથી લેપાતા નથી. જે સજાતીય, વિજાતીય અને સ્વગત-ભેદશૂન્ય એકરસ અનંત છે, તેનું આ ચરિત્ર લીલામાત્ર નથી તો બીજું શું છે? ધન્ય છે આપની આ લીલા! ॥ ૧૭ ॥

૧. સ્મરન્તસ્તં ।

અથાપિ કાલે સ્વજનાભિગુપ્તયે
બિભર્ષિ સત્ત્વં ખલનિગ્રહાય ચ ।
સ્વલીલયા વેદપથં સનાતનં
વર્ણાશ્રમાત્મા પુરુષઃ પરો ભવાન્ ॥ ૧૮॥

બ્રહ્મ તે હૃદયં શુક્લં તપઃસ્વાધ્યાયસંયમૈઃ ।
યત્રોપલબ્ધં સદ્ વ્યક્તમવ્યક્તં ચ તતઃ પરમ્ ॥ ૧૯॥

તસ્માદ્ બ્રહ્મકુલં બ્રહ્મન્ શાસ્ત્રયોનેસ્ત્વમાત્મનઃ ।
સભાજયસિ સદ્ધામ[1] તદ્ બ્રહ્મણ્યાગ્રણીર્ભવાન્ ॥ ૨૦॥

અદ્ય નો જન્મસાફલ્યં વિદ્યાયાસ્તપસો દૃશઃ ।
ત્વયા સઙ્ગમ્ય સદ્‌ગત્યા યદન્તઃ શ્રેયસાં પરઃ ॥ ૨૧॥

નમસ્તસ્મૈ ભગવતે કૃષ્ણાયાકુણ્ઠમેધસે ।
સ્વયોગમાયયાચ્છન્નમહિમ્ને પરમાત્મને ॥ ૨૨॥

ન યં વિદન્ત્યમી ભૂપા એકારામાશ્ચ વૃષ્ણયઃ ।
માયાજવનિકાચ્છન્નમાત્માનં કાલમીશ્વરમ્ ॥ ૨૩॥

યથા શયાનઃ પુરુષ આત્માનં ગુણતત્ત્વદૃક્ ।
નામમાત્રેન્દ્રિયાભાતં ન વેદ રહિતં પરમ્ ॥ ૨૪॥

એવં ત્વા નામમાત્રેષુ વિષયેષ્વિન્દ્રિયેહયા ।
માયયા વિભ્રમચ્ચિત્તો ન વેદ સ્મૃત્યુપપ્લવાત્ ॥ ૨૫॥

તસ્યાદ્ય તે દદૃશિમાઙ્‌ઘ્રિમઘૌઘમર્ષ-
તીર્થાસ્પદં હૃદિ કૃતં સુવિપક્વયોગૈઃ ।
ઉત્સિક્તભક્ત્યુપહતાશયજીવકોશા
આપુર્ભવદ્‌ગતિમથોઽનુગૃહાણ ભક્તાન્ ॥ ૨૬॥

ભગવન્! જોકે આપ પ્રકૃતિથી પર, સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છો. તેમ છતાં યોગ્ય સમયે ભક્તોનું રક્ષણ અને દુષ્ટોનું દમન કરવા માટે વિશુદ્ધ સત્ત્વમય શ્રીવિગ્રહ પ્રકટ કરો છો અને પોતાની લીલા દ્વારા સનાતન વૈદિક માર્ગનું રક્ષણ કરો છો; કેમકે, બધા વર્ણો અને આશ્રમોના રૂપમાં આપ સ્વયં પ્રગટ થઈ તેનું રક્ષણ કરો છો. ॥ ૧૮ ॥ ભગવન્! વેદ આપનું વિશુદ્ધ હૃદય છે; તપસ્યા, સ્વાધ્યાય, ધારણા, ધ્યાન અને સમાધિ દ્વારા તેમાં જ આપનાં સાકાર-નિરાકારરૂપ અને બન્નેના અધિષ્ઠાન-સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ॥ ૧૯ ॥ હે પરમાત્મન્! બ્રાહ્મણો જ વેદોના આધારભૂત આપના સ્વરૂપની ઉપલબ્ધિનું સ્થાન છે; એથી જ આપ બ્રાહ્મણોનું સમ્માન કરો છો અને એથી જ આપ બ્રાહ્મણભક્તોમાં અગ્રણી પણ છો. ॥ ૨૦ ॥ આપ સર્વ પ્રકારનાં કલ્યાણ-સાધનોની ચરમસીમા છો અને સંતપુરુષોની એકમાત્ર ગતિ છો. આપનાં દર્શનથી આજે અમારાં જન્મ, વિદ્યા, તપ અને જ્ઞાન સફળ થઈ ગયાં. વાસ્તવમાં આ બધાંનું પરમ-ફળ આપ જ છો. ॥ ૨૧ ॥ પ્રભુ! આપનું જ્ઞાન અનંત છે, આપ સ્વયં સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા ભગવાન છો. આપે આપની અચિન્ત્ય શક્તિ યોગમાયા દ્વારા પોતાનો મહિમા છુપાવી રાખ્યો છે, અમે આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૨ ॥ આ સભામાં બેઠેલા રાજાઓ અને બીજાની તો વાત જ શી કરવી, આપની સાથે આહાર-વિહાર કરવાવાળા યાદવો પણ ખરેખર આપને જાણતા નથી, કેમકે, આપે પોતાના સ્વરૂપને – જે સર્વનો આત્મા, જગતનું આદિકારણ અને નિયન્તા છે – માયાના પડદાથી ઢાંકી રાખ્યું છે. ॥ ૨૩ ॥ જ્યારે માણસ સ્વપ્ન જુએ છે, ત્યારે સ્વપ્નના મિથ્યા પદાર્થોને જ સત્ય સમજી લે છે અને નામમાત્રની ઇન્દ્રિયોથી પ્રતીત થવાવાળા સ્વપ્ન-શરીરને જ વાસ્તવિક શરીર માની બેસે છે. તેને તેટલા સમય માટે આ વાતનું બિલકુલ જ્ઞાન નથી રહેતું કે સ્વપ્ન-શરીર સિવાય એક જાગ્રત અવસ્થાનું શરીર પણ છે. ॥ ૨૪ ॥ બરાબર એ જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ ઇન્દ્રિયોની પ્રવૃત્તિરૂપ માયાથી ચિત્ત મોહિત થઈને નામમાત્રના વિષયોમાં ભટકવા લાગે છે. તે સમયે પણ ચિત્તભ્રમથી વિવેકશક્તિ ઢંકાઈ જાય છે. તેથી જીવ એ જાણી નથી શકતો કે આપ (ભગવાન) આ જાગ્રત સંસારથી પર છો. ॥ ૨૫ ॥ પ્રભુ! મોટા-મોટા ઋષિ-મુનિઓ અત્યંત પરિપક્વ યોગ-સાધના દ્વારા આપનાં તે ચરણકમળોને હૃદયમાં ધારણ કરે છે, જે સમસ્ત પાપસમૂહોને નષ્ટ કરવાવાળા ગંગાજલનાં પણ આશ્રયસ્થાન છે. એ મોટા સૌભાગ્યની વાત છે કે, આજે અમને તેમનાં દર્શન થયાં છે. પ્રભુ! અમે આપના

૧. યઃ સર્વાંસ્તસ્માદ્‌બ્રહ્મણ્યાગ્રણીર્ભવાન્ ।

શ્રીશુક ઉવાચ

ઈત્યનુજ્ઞાપ્ય દાશાર્હં ધૃતરાષ્ટ્રં યુધિષ્ઠિરમ્ ।
રાજર્ષે સ્વાશ્રમાન્ ગન્તું મુનયો દધિરે મનઃ ॥ ૨૭॥

તદ્ વીક્ષ્ય તાનુપવ્રજ્ય વસુદેવો મહાયશાઃ[1] ।
પ્રણમ્ય ચોપસઙ્ગૃહ્ય બભાષેદં સુયન્ત્રિતઃ ॥ ૨૮॥

વસુદેવ ઉવાચ

નમો વઃ સર્વદેવેભ્ય ઋષયઃ શ્રોતુમર્હથ ।
કર્મણા કર્મનિર્હારો યથા સ્યાન્નસ્તદુચ્યતામ્ ॥ ૨૯॥

નારદ ઉવાચ

નાતિચિત્રમિદં[2] વિપ્રા વસુદેવો બુભુત્સયા ।
કૃષ્ણં મત્વાર્ભકં યન્નઃ પૃચ્છતિ શ્રેય આત્મનઃ ॥ ૩૦॥

સન્નિકર્ષો હિ મર્ત્યાનામનાદરણકારણમ્ ।
ગાઙ્ગં હિત્વા યથાન્યામ્ભસ્તત્રત્યો યાતિ શુદ્ધયે ॥ ૩૧॥

યસ્યાનુભૂતિઃ કાલેન લયોત્પત્ત્યાદિનાઽસ્ય વૈ ।
સ્વતોઽન્યસ્માચ્ચ ગુણતો ન કુતશ્ચન રિષ્યતિ ॥ ૩૨॥

તં ક્લેશકર્મપરિપાકગુણપ્રવાહૈ-
રવ્યાહતાનુભવમીશ્વરમદ્વિતીયમ્ ।
પ્રાણાદિભિઃ સ્વવિભવૈરુપગૂઢમન્યો
મન્યેત સૂર્યમિવ મેઘહિમોપરાગૈઃ ॥ ૩૩॥

અથોચુર્મુનયો રાજન્નાભાષ્યાનકદુન્દુભિમ્ ।
સર્વેષાં શૃણ્વતાં રાજ્ઞાં તથૈવાચ્યુતરામયોઃ ॥ ૩૪॥

કર્મણા કર્મનિર્હાર એષ સાધુનિરૂપિતઃ ।
યચ્છ્રદ્ધયા યજેદ્ વિષ્ણું સર્વયજ્ઞેશ્વરં મખૈઃ ॥ ૩૫॥

'ભક્ત છીએ, આપ અમારા પર અનુગ્રહ કરો, કારણ કે, ઉત્કૃષ્ટ ભક્તિને કારણે જેમની કર્મવાસના નષ્ટ થઈ ગઈ છે તેવા (ભક્ત) પુરુષો આપની ગતિને પામે છે. ॥ ૨૬ ॥

શ્રીશુકદેવજી કહે છે – રાજર્ષિ! ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરીને અને તેમની, રાજા ધૃતરાષ્ટ્રની તથા ધર્મરાજ યુધિષ્ઠિરની અનુમતિ લઈને તે લોકોએ પોત-પોતાના આશ્રમો પર જવાનો વિચાર કર્યો. ॥ ૨૭ ॥ પરમ યશસ્વી વસુદેવજી તેમનો જવાનો વિચાર જોઈને તેમની પાસે આવ્યા અને તેમને પ્રણામ કરી તેમના ચરણ પકડીને બહુ જ નમ્રતાપૂર્વક નિવેદન કરવા લાગ્યા. ॥ ૨૮ ॥

વસુદેવજીએ કહ્યું – ઋષિઓ! આપ લોકો સર્વદેવ-સ્વરૂપ છો. હું આપ સર્વને નમસ્કાર કરું છું. આપ કૃપા કરીને મારી એક પ્રાર્થના સાંભળી લો. તે એ છે કે, જે કર્મોના અનુષ્ઠાનથી કર્મો અને કર્મ-વાસનાઓનો નાશ – મોક્ષ થઈ જાય, તેનો આપ મને ઉપદેશ કરો. ॥ ૨૯ ॥

નારદજીએ કહ્યું – ઋષિઓ! એ કોઈ આશ્ચર્યની વાત નથી કે, વસુદેવજી શ્રીકૃષ્ણને પોતાનો પુત્ર સમજીને શુદ્ધ જિજ્ઞાસાના ભાવથી પોતાના કલ્યાણનું સાધન આપણને પૂછી રહ્યા છે. ॥ ૩૦ ॥ સંસારમાં બહુ નિકટ રહેવું મનુષ્યના અનાદરનું કારણ બને છે. જોઈએ છીએ, ગંગાકિનારે રહેનાર વ્યક્તિ ગંગાજળ છોડીને પોતાની શુદ્ધિ માટે બીજા તીર્થમાં જાય છે. ॥ ૩૧ ॥ અને ભગવાનનું જ્ઞાન તો ત્રણે કાળમાં અબાધિત છે. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ કે પ્રલય થાય તો પણ એ નાશ પામતું નથી. તે સ્વયં કોઈ બીજા નિમિત્તથી, ગુણોથી અને અન્ય કોઈ રીતે પણ ક્ષીણ થતું નથી. ॥ ૩૨ ॥ તેમનું જ્ઞાનમય સ્વરૂપ અવિદ્યા, રાગ-દ્વેષ વગેરે વિકારો, પુણ્ય-પાપરૂપી કર્મો, સુખ-દુઃખાદિ કર્મફળ તથા સત્ત્વ વગેરે ગુણોના પ્રવાહથી ખંડિત નથી. તેઓ સ્વયં અદ્વિતીય પરમાત્મા છે. જ્યારે તેઓ પોતાને પોતાની જ શક્તિઓ – પ્રાણ વગેરેથી ઢાંકી લે છે, ત્યારે અજ્ઞાની લોકો એવું સમજે છે કે તેઓ ઢંકાઈ ગયા, જેમ વાદળો, ધુમ્મસ અથવા ગ્રહણ દ્વારા પોતાની આંખો ઢંકાઈ જવાથી સૂર્યને ઢંકાઈ ગયેલા માની લે છે તેમ. ॥ ૩૩ ॥

પરીક્ષિત! ત્યાર પછી ઋષિઓએ ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી અને અન્ય રાજાઓની સામે જ વસુદેવજીને સંબોધીને કહ્યું - ॥ ૩૪ ॥ 'કર્મો દ્વારા કર્મ-વાસનાઓ અને કર્મફળોનો આત્યંતિક નાશ કરવાનો સર્વશ્રેષ્ઠ ઉપાય એ છે કે, યજ્ઞ વગેરે દ્વારા સમસ્ત યજ્ઞોના અધિપતિ ભગવાન વિષ્ણુની શ્રદ્ધાપૂર્વક આરાધના કરો.' ॥ ૩૫ ॥

૧. મહામનાઃ । ૨. નાપિ ચિત્રમિદં ।

ચિત્તસ્યોપશમોઽયં વૈ કવિભિઃ શાસ્ત્રચક્ષુષા ।
દર્શિતઃ સુગમો યોગો ધર્મશ્ચાત્મમુદાવહઃ ॥ ૩૬॥

અયં સ્વસ્ત્યયનઃ પન્થા દ્વિજાતેર્ગૃહમેધિનઃ ।
યચ્છ્રદ્ધયાઽઽપ્તવિત્તેન[1] શુક્લેનેજ્યેત પૂરુષઃ ॥ ૩૭॥

વિત્તૈષણાં યજ્ઞદાનૈર્ગૃહૈર્દારસુતૈષણામ્ ।
આત્મલોકૈષણાં દેવ કાલેન વિસૃજેદ્ બુધઃ ।
ગ્રામે ત્યક્તૈષણાઃ સર્વે યયુર્ધીરાસ્તપોવનમ્ ॥ ૩૮॥

ઋણૈસ્ત્રિભિર્દ્વિજો જાતો દેવર્ષિપિતૃણાં પ્રભો ।
યજ્ઞાધ્યયનપુત્રૈસ્તાન્યનિસ્તીર્ય ત્યજન્ પતેત્ ॥ ૩૯॥

ત્વં ત્વદ્ય મુક્તો દ્વાભ્યાં વૈ ઋષિપિત્રોર્મહામતે ।
યજ્ઞૈર્દેવર્ણમુન્મુચ્ય નિરૃણોઽશરણો ભવ ॥ ૪૦॥

વસુદેવ ભવાન્ નૂનં ભક્ત્યા પરમયા હરિમ્ ।
જગતામીશ્વરં પ્રાર્ચઃ સ યદ્ વાં પુત્રતાં ગતઃ ॥ ૪૧॥

*શ્રીશુક ઉવાચ*[2]

ઇતિ તદ્વચનં શ્રુત્વા વસુદેવો મહામનાઃ ।
તાનૃષીનૃત્વિજો વવ્રે મૂર્ધ્નાઽઽનમ્ય[3] પ્રસાદ્ય ચ ॥ ૪૨॥

ત એનમૃષયો રાજન્ વૃતા ધર્મેણ ધાર્મિકમ્ ।
તસ્મિન્નયાજયન્ ક્ષેત્રે મખૈરુત્તમકલ્પકૈઃ ॥ ૪૩॥

તદ્દીક્ષાયાં પ્રવૃત્તાયાં વૃષ્ણયઃ પુષ્કરસ્રજઃ ।
સ્નાતાઃ સુવાસસો રાજન્ રાજાનઃ સુષ્ઠ્વલઙ્કૃતાઃ ॥ ૪૪॥

તન્મહિષ્યશ્ચ[4] મુદિતા નિષ્કકણ્ઠ્યઃ સુવાસસઃ ।
દીક્ષાશાલામુપાજગ્મુરાલિપ્તા વસ્તુપાણયઃ ॥ ૪૫॥

ત્રિકાળદર્શી જ્ઞાનીઓએ શાસ્ત્રદૃષ્ટિથી આને જ ચિત્તની શાંતિનો ઉપાય, મોક્ષનું સુગમ સાધન અને ચિત્તમાં આનંદનો ઉલ્લાસ કરવાવાળો ધર્મ કહ્યો છે. ॥ ૩૬ ॥ પોતાના ન્યાયમાર્ગ વડે મેળવેલા ધનથી શ્રદ્ધાપૂર્વક પુરુષોત્તમ ભગવાનની આરાધના કરવી એ જ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ગૃહસ્થો માટે પરમ કલ્યાણનો માર્ગ છે. ॥ ૩૭ ॥ વસુદેવજી! વિચારશીલ પુરુષે યજ્ઞ, દાન વગેરે દ્વારા ધનની ઇચ્છાને, ગૃહસ્થોચિત ભોગો દ્વારા સ્ત્રી-પુત્રની ઇચ્છાને અને કાલક્રમથી સ્વર્ગાદિ ભોગો પણ નષ્ટ થવાવાળા છે – એ વિચારથી લોકૈષણાનો ત્યાગ કરવો જોઈએ. આ પ્રમાણે ધીર પુરુષો ઘરમાં રહીને જ ત્રણે પ્રકારની ઇચ્છાઓનો પરિત્યાગ કરીને તપોવનનો રસ્તો લે છે. ॥ ૩૮ ॥ સમર્થ વસુદેવજી! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય – એ ત્રણે દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓનું ઋણ લઈને જ પેદા થાય છે. યજ્ઞ, અધ્યયન અને સંતાનોની ઉત્પત્તિથી આ ઋણમાંથી મુક્તિ મળે છે. આમાંથી ઉઋણ (ઋણમુક્ત) થયા વિના જ જે સંસારનો ત્યાગ કરે છે, તેનું પતન થઈ જાય છે. ॥ ૩૯ ॥ પરમ બુદ્ધિમાન વસુદેવજી! તમે અત્યાર સુધીમાં પિતૃઓ અને ઋષિઓનાં ઋણમાંથી તો મુક્ત થઈ ચૂક્યા છો. હવે યજ્ઞો દ્વારા દેવતાઓનું ઋણ ચૂકવી આપો; અને આ રીતે બધાથી ઋણમુક્ત થઈને ગૃહત્યાગ કરો, ભગવાનના શરણે જાઓ. ॥ ૪૦ ॥ વસુદેવજી! તમે પરમ ભક્તિ સાથે જગદીશ્વરની આરાધના તો કરી જ છે; તેથી તો તે બન્ને તમારા પુત્ર છે. ॥ ૪૧ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! પરમ મનસ્વી વસુદેવજીએ ઋષિઓની વાત સાંભળીને તેમના ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યાં, તેમને પ્રસન્ન કર્યા અને યજ્ઞ માટે ઋત્વિજોના રૂપમાં તેમની વરણી કરી લીધી. ॥ ૪૨ ॥ રાજન્! જ્યારે આ પ્રમાણે વસુદેવજીએ ધર્મપૂર્વક વરણી કરી લીધી ત્યારે તેમણે પુણ્યક્ષેત્ર કુરુક્ષેત્રમાં પરમધાર્મિક વસુદેવજી દ્વારા ઉત્તમોત્તમ સામગ્રીથી યુક્ત યજ્ઞો કરાવ્યા. ॥ ૪૩ ॥ પરીક્ષિત! જ્યારે વસુદેવજીએ યજ્ઞની દીક્ષા લઈ લીધી, ત્યારે યદુવંશીઓએ સ્નાન કરીને સુંદર વસ્ત્રો અને કમળની માળાઓ ધારણ કરી લીધી, રાજા લોકોએ પણ સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરી લીધાં. વસુદેવજીની પત્નીઓ સુંદર વસ્ત્રો, અંગરાગ, અને સોનાનાં આભૂષણોથી પોતાને સજાવીને ખૂબ આનંદથી માંગલિક સામગ્રી લઈને યજ્ઞશાળામાં આવી. ॥ ૪૫ ॥

૧. ઽવિત્તેન । ૨. બાદરાયણિરુવાચ । ૩. ઽનમ્યોપસર્પ્ય ચ । ૪. તસ્મિન્ મહિષ્યો ।

નેદુર્મૃદઙ્ગપટહશઙ્ખભેર્યાનકાદયઃ[1] ।
નનૃતુર્નટનર્તક્યસ્તુષ્ટુવુઃ સૂતમાગધાઃ ।
જગુઃ સુકણ્ઠ્યો ગન્ધર્વ્યઃ સઙ્ગીતં સહભર્તૃકાઃ ॥ ૪૬॥

તમભ્યષિઞ્ચન્ વિધિવદક્તમભ્યક્તમૃત્વિજઃ ।
પત્નીભિરષ્ટાદશભિઃ સોમરાજમિવોડુભિઃ ॥ ૪૭॥

તાભિર્દુકૂલવલયૈર્હારનૂપુરકુણ્ડલૈઃ[2] ।
સ્વલઙ્કૃતાભિર્વિબભૌ દીક્ષિતોઽજિનસંવૃતઃ ॥ ૪૮॥

તસ્યર્ત્વિજો મહારાજ રત્નકૌશેયવાસસઃ ।
સસદસ્યા વિરેજુસ્તે યથા વૃત્રહણોઽધ્વરે ॥ ૪૯॥

તદા રામશ્ચ કૃષ્ણશ્ચ સ્વૈઃ સ્વૈર્બન્ધુભિરન્વિતૌ ।
રેજતુઃ સ્વસુતૈર્દારૈર્જીવેશૌ સ્વવિભૂતિભિઃ ॥ ૫૦॥

ઈજેઽનુયજ્ઞં વિધિના અગ્નિહોત્રાદિલક્ષણૈઃ ।
પ્રાકૃતૈર્વૈકૃતૈર્યજ્ઞૈર્દ્રવ્યજ્ઞાનક્રિયેશ્વરમ્ ॥ ૫૧॥

અથર્ત્વિગ્ભ્યોઽદદાત્ કાલે યથામ્નાતં સ દક્ષિણાઃ ।
સ્વલઙ્કૃતેભ્યોઽલઙ્કૃત્ય ગોભૂકન્યા મહાધનાઃ ॥ ૫૨॥

પત્નીસંયાજાવભૃથ્યૈશ્ચરિત્વા તે મહર્ષયઃ ।
સસ્નૂ રામહ્રદે વિપ્રા યજમાનપુરઃસરાઃ ॥ ૫૩॥

સ્નાતોઽલઙ્કારવાસાંસિ[3] વન્દિભ્યોઽદાત્તથા સ્ત્રિયઃ ।
તતઃ સ્વલઙ્કૃતો વર્ણાનાશ્વભ્યોઽન્નેન પૂજયત્ ॥ ૫૪॥

બન્ધૂન્ સદારાન્ સસુતાન્ પારિબર્હેણ ભૂયસા ।
વિદર્ભકોસલકુરૂન્ કાશિકેકયસૃઞ્જયાન્ ॥ ૫૫॥

સદસ્યર્ત્વિક્સુરગણાન્ નૃભૂતપિતૃચારણાન્ ।
શ્રીનિકેતમનુજ્ઞાપ્ય શંસન્તઃ પ્રયયુઃ ક્રતુમ્ ॥ ૫૬॥

તે સમયે મૃદંગ, પખાવજ, શંખ, ઢોલ અને નગારાં વગેરે વાજિંત્રો વાગવા લાગ્યાં. નટ અને નર્તકીઓ નાચવા લાગી. સૂત અને માગધ સ્તુતિગાન કરવા લાગ્યા. ગંધર્વોની સાથે સુન્દર રાગથી ગંધર્વપત્નીઓ ગાન કરવા લાગી. ॥ ૪૬ ॥ વસુદેવજીએ પ્રથમ નેત્રોમાં કાજળ અને શરીર પર માખણ લગાડ્યું; પછી તેમનાં દેવકી વગેરે અઢાર પત્નીઓ સાથે તેમને ઋત્વિજોએ મહાભિષેકની વિધિથી એ પ્રમાણે અભિષેક કરાવ્યો, જે પ્રમાણે પ્રાચીનકાળમાં નક્ષત્રોની સાથે ચન્દ્રમાનો અભિષેક થયો હતો. ॥ ૪૭ ॥ તે સમયે યજ્ઞમાં દીક્ષિત હોવાને કારણે વસુદેવજીએ તો મૃગચર્મ ધારણ કરેલું હતું, પરંતુ તેમની પત્નીઓએ સુંદર સુંદર સાડીઓ, કંકણ, હાર, ઝાંઝર અને કર્ણફૂલ વગેરે આભૂષણો પહેર્યાં હતાં. યજ્ઞશાળામાં આ પ્રમાણે વસુદેવજી પોતાની પત્નીઓ સાથે અત્યંત શોભી રહ્યા હતા. ॥ ૪૮ ॥ મહારાજ! વસુદેવજીના ઋત્વિજો અને સભાસદો રત્નજડિત આભૂષણો તથા રેશમી વસ્ત્રો ધારણ કરીને એવા સુશોભિત થયા, જેમ પૂર્વે ઈન્દ્રના યજ્ઞમાં થયા હતા. ॥ ૪૯ ॥ તે સમયે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પોત-પોતાના ભાઈ-બંધુ અને સ્ત્રી-પુત્રો સાથે એ રીતે શોભાયમાન થયા. કારણ કે, તેઓ બન્ને સમસ્ત જીવોના ઈશ્વર છે. ॥ ૫૦ ॥

વસુદેવજીએ પ્રત્યેક યજ્ઞમાં જ્યોતિષ્ટોમ, દર્શ, પૂર્ણમાસ વગેરે પ્રાકૃત યજ્ઞો, સૌરસત્રાદિ વૈકૃત યજ્ઞો અને અગ્નિહોત્ર વગેરે અન્ય યજ્ઞો દ્વારા દ્રવ્ય, ક્રિયા અને તેમના જ્ઞાનના મંત્રોના સ્વામી વિષ્ણુ ભગવાનની આરાધના કરી. ॥ ૫૧ ॥ ત્યાર પછી તેમણે યોગ્ય સમયે ઋત્વિજોને વસ્ત્રાલંકારોથી સુસજ્જ કર્યા અને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ઘણી દક્ષિણા અને પ્રચુર ધન સાથે અલંકૃત ગાયો, પૃથ્વી અને સુંદર કન્યાઓ આપી. ॥ ૫૨ ॥ ત્યાર પછી મહર્ષિઓએ પત્નીસંયાજ નામક યજ્ઞાંગ અને અવભૃથસ્નાન અર્થાત્ યજ્ઞાન્ત-સ્નાન સંબંધી અવશેષ કર્મ કરાવીને વસુદેવજીને આગળ કરીને પરશુરામજી દ્વારા નિર્મિત કુંડ – રામહ્રદમાં સ્નાન કર્યું. ॥ ૫૩ ॥ સ્નાન પછી વસુદેવજી અને તેમની પત્નીઓએ બંદીજનોને પોતાનાં બધાં વસ્ત્રાભૂષણો આપી દીધાં તથા પોતે નવાં વસ્ત્રાભૂષણોથી સુસજ્જ થઈને તેમણે બ્રાહ્મણોથી માંડીને કૂતરાં સુધીના દરેક પ્રાણીને ભોજન કરાવ્યું. ॥ ૫૪ ॥ ત્યાર પછી પોતાના ભાઈ-બંધુઓ, તેમનાં સ્ત્રી-પુત્રો તથા વિદર્ભ, કોસલ, કુરુ, કાશી, કેકય અને સૃઞ્જય વગેરે દેશોના રાજાઓ, સદસ્યો, ઋત્વિજો, દેવતાઓ, મનુષ્યો, ભૂતો, પિતૃઓ અને ચારણોને વિદાય-સમયે બહુ ભેટ આપીને સમ્માનિત કર્યા. તે લોકો લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણની અનુમતિ લઈને યજ્ઞની પ્રશંસા કરતા

૧. ૦પટહાઃ શઙ્ખ૦ । ૨. ૦કુણ્ડલનૂપુરૈઃ । ૩. નાનાલઙ્કાર૦ ।

ધૃતરાષ્ટ્રોઽનુજઃ પાર્થા ભીષ્મો દ્રોણઃ પૃથા યમૌ ।
નારદો ભગવાન્ વ્યાસઃ સુહૃત્સમ્બન્ધિબાન્ધવાઃ ॥ ૫૭॥

બન્ધૂન્ પરિષ્વજ્ય યદૂન્ સૌહૃદાત્ ક્લિન્નચેતસઃ ।
યયુર્વિરહકૃચ્છ્રેણ સ્વદેશાંશ્ચાપરે[1] જનાઃ ॥ ૫૮॥

નન્દસ્તુ[2] સહ ગોપાલૈર્બૃહત્યા પૂજયાઽર્ચિતઃ ।
કૃષ્ણરામોગ્રસેનાદ્યૈર્ન્યવાત્સીદ્ બન્ધુવત્સલઃ ॥ ૫૯॥

વસુદેવોઽઞ્જસોત્તીર્ય મનોરથમહાર્ણવમ્ ।
સુહૃદ્વૃતઃ પ્રીતમના નન્દમાહ કરે સ્પૃશન્ ॥ ૬૦॥

*વસુદેવ ઉવાચ*

ભ્રાતરીશકૃતઃ પાશો નૃણાં યઃ સ્નેહસઞ્જ્ઞિતઃ ।
તં દુસ્ત્યજમહં મન્યે શૂરાણામપિ યોગિનામ્ ॥ ૬૧॥

અસ્માસ્વપ્રતિકલ્પેયં યત્ કૃતાજ્ઞેષુ સત્તમૈઃ ।
મૈત્ર્યર્પિતાઽફલા વાપિ ન નિવર્તેત કર્હિચિત્ ॥ ૬૨॥

પ્રાગકલ્પાચ્ચ કુશલં ભ્રાતર્વો નાચરામ હિ ।
અધુના શ્રીમદાન્ધાક્ષા ન પશ્યામઃ પુરઃ સતઃ ॥ ૬૩॥

મા રાજ્યશ્રીરભૂત્ પુંસઃ શ્રેયસ્કામસ્ય માનદ ।
સ્વજનાનુત બન્ધૂન્ વા ન પશ્યતિ યયાઽન્ધદૃક્ ॥ ૬૪॥

*શ્રીશુક ઉવાચ*

એવં સૌહૃદશૈથિલ્યચિત્ત આનકદુન્દુભિઃ ।
રુરોદ તત્કૃતાં મૈત્રીં સ્મરન્નશ્રુવિલોચનઃ ॥ ૬૫॥

નન્દસ્તુ સખ્યુઃ પ્રિયકૃત્ પ્રેમ્ણા ગોવિન્દરામયોઃ ।
અદ્ય શ્વ ઇતિ માસાંસ્ત્રીન્ યદુભિર્માનિતોઽવસત્ ॥ ૬૬॥

પોતાને ઘેર ગયા. ॥ ૫૫-૫૬ ॥ પરીક્ષિત! તે સમયે રાજા ધૃતરાષ્ટ્ર, વિદુર, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કુન્તી, નકુલ, સહદેવ, નારદ, ભગવાન વેદવ્યાસ તથા બીજા સ્વજનો, સંબંધીઓ અને બાંધવો પોતાના હિતૈષી યાદવોને છોડીને જતાં અત્યંત વિરહ-વ્યથાનો અનુભવ કરવા લાગ્યા. તેમણે અત્યંત સ્નેહાર્દ્ર ચિત્તથી યાદવોનું આલિંગન કર્યું અને મહાકષ્ટથી પોતાને દેશ જવા વિદાય થયા. ॥ ૫૭-૫૮ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ, બલરામજી તથા ઉગ્રસેન વગેરેએ નંદબાવા અને બીજા બધા ગોપોની બહુ સામગ્રીઓ વડે અર્ચા-પૂજા કરી; તેમનો સત્કાર કર્યો. તેઓ પ્રેમ-પરવશ થઈને ઘણા દિવસ સુધી ત્યાં રહ્યા. ॥ ૫૯ ॥ વસુદેવજી અનાયાસે જ પોતાના બહુ મોટા મનોરથનો મહાસાગર પાર કરી ગયા હતા. તેમના આનંદની સીમા ન રહી. બધા આત્મીય સ્વજનો તેમની સાથે હતા. તેમણે નંદબાવાનો હાથ પકડીને કહ્યું– ॥ ૬૦ ॥

**વસુદેવજીએ કહ્યું** – ભાઈ! ભગવાને મનુષ્યો માટે સ્નેહ નામનો જે પાશ (બંધન) રચ્યો છે તે શૂરવીરો કે યોગીઓને માટે પણ તજવો (કાપવો) મુશ્કેલ છે. ॥ ૬૧ ॥ આપે અકૃતજ્ઞો એવા અમારા ઉપર અનુપમ મિત્રતાનો વ્યવહાર કર્યો છે. કેમ નહીં કરો, તમારા જેવા સંત-શિરોમણિઓનો તો આવો સ્વભાવ જ હોય છે. અમે આપના તે ઉપકારનો બદલો ચૂકવી શકીએ એમ નથી, અમે આપનું કાંઈ પ્રિય કરી શકતા નથી. છતાં પણ આપણો આ મિત્રતાનો સંબંધ અતૂટ રહેશે. તમે તેને સદા નિભાવતા રહેશો. ॥ ૬૨ ॥ ભાઈ નંદજી! પહેલાં તો અમે બંદીગૃહમાં બંધ હોવાને કારણે આપનું કાંઈ પ્રિય કરી શક્યા નહિ. હવે ધન-સંપત્તિના નશામાં અમારી દશા મદાંધ જેવી થઈ રહી છે; તમે અમારી સામે છો તો પણ અમે આપના તરફ જોતા નથી. ॥ ૬૩ ॥ બીજાનું સમ્માન કરીને સ્વયં અમાની રહેવાવાળા નંદજી! જે કલ્યાણવાંચ્છુ છે તેને રાજ્યલક્ષ્મી ન મળે – એમાં જ તેનું હિત છે; કેમકે, મનુષ્ય રાજ્યલક્ષ્મીથી આંધળો બની જાય છે અને પોતાના ભાઈ-બાંધવો અને સ્વજનોને સામે હોવા છતાં પણ જોઈ શકતો નથી. ॥ ૬૪ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! આ પ્રમાણે કહેતાં-કહેતાં વસુદેવનું હૃદય પ્રેમથી ગદ્ગદ થઈ ગયું. તેમને નંદબાવાની મિત્રતા અને ઉપકારોનું સ્મરણ થઈ આવ્યું. તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ છલકાયાં અને તેઓ રડવા લાગ્યા. ॥ ૬૫ ॥ નંદજી પોતાના મિત્ર વસુદેવજીને પ્રસન્ન કરવા માટે તથા ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીના સ્નેહ-બંધનવશ, આજ-કાલ કરતાં-કરતાં ત્રણ મહિના ત્યાં રહ્યા. યાદવોએ તેમનું

૧. સ્વદેશાનપરે । ૨. નન્દશ્ચ ।

તતઃ કામૈઃ પૂર્યમાણઃ સવ્રજઃ સહબાન્ધવઃ ।
પરાર્ધ્યાભરણક્ષૌમનાનાનર્ઘ્યપરિચ્છદૈઃ ॥ ૬૭॥

મોકળા મને સમ્માન કર્યું. ॥ ૬૬ ॥ ત્યાર પછી બહુ કીમતી આભૂષણો, રેશમી વસ્ત્રો, અનેક પ્રકારની ઉત્તમ-ઉત્તમ સામગ્રીઓ અને વિવિધ ભોગો દ્વારા નંદબાવાને, તેમના વ્રજવાસી મિત્રોને અને ભાઈ-બંધુઓને ખૂબ તૃપ્ત કર્યા. ॥ ૬૭ ॥

વસુદેવોગ્રસેનાભ્યાં કૃષ્ણોદ્ધવબલાદિભિઃ ।
દત્તમાદાય પારિબર્હં યાપિતો યદુભિર્યયૌ ॥ ૬૮॥

વસુદેવજી! ઉગ્રસેનજી, શ્રીકૃષ્ણ, બલરામજી, ઉદ્ધવજી વગેરે યાદવોએ બધાને અલગ-અલગ પ્રકારની ભેટો આપી. તેમની વિદાય લઈને નંદબાવાએ બધી સામગ્રી સાથે વ્રજની યાત્રા કરી. ॥ ૬૮ ॥

નન્દો ગોપાશ્ચ ગોપ્યશ્ચ ગોવિન્દચરણામ્બુજે ।
મનઃ ક્ષિપ્તં પુનર્હર્તુમનીશા[1] મથુરાં યયુઃ ॥ ૬૯॥

નંદબાવા, ગોવાળો અને ગોપીજનોનું ચિત્ત ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોમાં એ રીતે આસક્ત થઈ ગયું કે પછી પ્રયત્ન કરવા છતાં તેને ત્યાંથી પાછું વાળી ન શક્યાં. છેવટે મનને અહીં મૂકીને – મન વિના જ તેમણે વિદાય લીધી. ॥ ૬૯ ॥

બન્ધુષુ પ્રતિયાતેષુ વૃષ્ણયઃ કૃષ્ણદેવતાઃ ।
વીક્ષ્ય પ્રાવૃષમાસન્નાં યયુર્દ્વારવતીં પુનઃ ॥ ૭૦॥

જ્યારે બધા ભાઈ-બાંધવો ત્યાંથી વિદાય થઈ ગયા ત્યારે ભગવાન શ્રીકૃષ્ણને જ એકમાત્ર ઈષ્ટદેવ માનવાવાળા યાદવોએ જોયું કે હવે વર્ષાઋતુ આવી ગઈ છે, તેથી તેમણે પણ દ્વારકા જવા પ્રસ્થાન કર્યું. ॥ ૭૦ ॥

જનેભ્યઃ કથયાઞ્ચક્રુર્યદુદેવમહોત્સવમ્ ।
યદાસીત્તીર્થયાત્રાયાં સુહૃત્સન્દર્શનાદિકમ્ ॥ ૭૧॥

ત્યાં જઈને તેમણે બધા લોકોની સામે વસુદેવજીના યજ્ઞ-મહોત્સવ, સ્વજન-સંબંધીઓનું દર્શન-મિલન વગેરે તીર્થયાત્રાના પ્રસંગોનું વર્ણન કર્યું. ॥ ૭૧ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[2] ઉત્તરાર્ધે તીર્થયાત્રાનુવર્ણનં નામ ચતુરશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૪ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત તીર્થયાત્રાનું વર્ણન નામનો ચોર્યાસીમો અધ્યાય સમાપ્ત.

═★═

## પંચ્યાસીમો અધ્યાય

**શ્રીભગવાન દ્વારા વસુદેવજીને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ તથા દેવકીજીના છ પુત્રોને પાછા લાવવા**

*શ્રીબાદરાયણિરુવાચ*

અથૈકદાઽઽત્મજૌ પ્રાપ્તૌ કૃતપાદાભિવન્દનૌ ।
વસુદેવોઽભિનન્દ્યાહ પ્રીત્યા સઙ્કર્ષણાચ્યુતૌ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! આ પછી એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પ્રાતઃકાળના પ્રણામ કરવા માટે માતા-પિતાની પાસે આવ્યા. પ્રણામ કર્યા પછી વસુદેવજી બહુ પ્રેમથી બન્ને ભાઈઓને અભિનંદન આપીને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

મુનીનાં સ વચઃ શ્રુત્વા પુત્રયોર્ધામસૂચકમ્ ।
તદ્વીર્યૈર્જાતવિસ્રમ્ભઃ[3] પરિભાષ્યાભ્યભાષત ॥ ૨॥

વસુદેવજીએ મોટા-મોટા ઋષિઓના મુખેથી ભગવાનનો મહિમા સાંભળ્યો હતો તથા તેમનાં ઐશ્વર્યપૂર્ણ ચરિત્રો પણ જોયાં હતાં. તેથી તેમને એ વાતનો દૃઢ વિશ્વાસ થઈ ગયો હતો કે, આ સાધારણ મનુષ્ય નથી, સ્વયં ભગવાન છે. એટલા માટે તેમણે પોતાના પુત્રોને પ્રેમપૂર્વક સંબોધીને આ પ્રમાણે કહ્યું – ॥ ૨ ॥

કૃષ્ણ કૃષ્ણ મહાયોગિન્ સઙ્કર્ષણ સનાતન ।
જાને વામસ્ય યત્[4] સાક્ષાત્ પ્રધાનપુરુષૌ પરૌ ॥ ૩॥

'સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! મહાયોગીશ્વર સંકર્ષણ! તમે બન્ને સનાતન છો. હું જાણું છું કે, તમે બન્ને સમસ્ત જગતના સાક્ષાત્ કારણસ્વરૂપ પ્રકૃતિ અને પુરુષના પણ નિયામક પરમેશ્વર છો. ॥ ૩ ॥

૧. ૦મશક્તાઃ સ્વાશ્રમાન્ યયુઃ । ૨. દશમસ્કન્ધે તીર્થયાત્રા૦ । ૩. તદ્વાક્યૈર્જાત૦ । ૪. જગતઃ પ્રધાન૦ ।

યત્ર યેન યતો યસ્ય યસ્મૈ યદ્ યદ્ યથા યદા ।
સ્યાદિદં ભગવાન્ સાક્ષાત્ પ્રધાનપુરુષેશ્વરઃ ॥ ૪॥

એતન્નાનાવિધં વિશ્વમાત્મસૃષ્ટમધોક્ષજ ।
આત્મનાનુપ્રવિશ્યાત્મન્ પ્રાણો જીવો બિભર્ષ્યજઃ ॥ ૫॥

પ્રાણાદીનાં વિશ્વસૃજાં શક્તયો યાઃ પરસ્ય તાઃ ।
પારતન્ત્ર્યાદ્ વૈસાદૃશ્યાદ્ દ્વયોશ્ચેષ્ટૈવ ચેષ્ટતામ્ ॥ ૬॥

કાન્તિસ્તેજઃ પ્રભા સત્તા ચન્દ્રાગ્ન્યર્કર્ક્ષવિદ્યુતામ્ ।
યત્ સ્થૈર્યં ભૂભૃતાં ભૂમેર્વૃત્તિર્ગન્ધોઽર્થતો ભવાન્ ॥ ૭॥

તર્પણં પ્રાણનમપાં દેવ ત્વં તાશ્ચ તદ્રસઃ ।
ઓજઃ સહો બલં ચેષ્ટા ગતિર્વાયોસ્તવેશ્વર[1] ॥ ૮॥

દિશાં ત્વમવકાશોઽસિ દિશઃ ખં સ્ફોટ આશ્રયઃ ।
નાદો વર્ણસ્ત્વમોઙ્કાર આકૃતીનાં પૃથક્કૃતિઃ ॥ ૯॥

ઇન્દ્રિયં[2] ત્વિન્દ્રિયાણાં ત્વં દેવાશ્ચ તદનુગ્રહઃ ।
અવબોધો ભવાન્ બુદ્ધેર્જીવસ્યાનુસ્મૃતિઃ સતી ॥ ૧૦॥

ભૂતાનામસિ ભૂતાદિરિન્દ્રિયાણાં ચ તૈજસઃ ।
વૈકારિકો વિકલ્પાનાં પ્રધાનમનુશાયિનામ્ ॥ ૧૧॥

નશ્વરેષ્વિહ ભાવેષુ તદસિ ત્વમનશ્વરમ્ ।
યથા દ્રવ્યવિકારેષુ દ્રવ્યમાત્રં નિરૂપિતમ્ ॥ ૧૨॥

આ જગતના આધાર, નિર્માતા અને નિર્માણસામગ્રી પણ તમે જ છો. આ સમસ્ત જગતના સ્વામી તમે બન્ને છો અને તમારી જ ક્રીડા માટે આ જગતનું નિર્માણ થયું છે. આ જગત જે સમયે, જે રૂપમાં, જે કાંઈ રહે છે, થાય છે – તે બધું તમે જ છો. આ જગતમાં પ્રકૃતિરૂપે ભોગ્ય અને પુરુષરૂપે ભોક્તા તથા બન્નેથી પર, બન્નેના નિયામક સાક્ષાત્ ભગવાન પણ તમે જ છો. ॥ ૪ ॥ ઇન્દ્રિયાતીત! જન્મ, અસ્તિત્વ વગેરે ભાવવિકારોથી રહિત પરમાત્મન્! આ ચિત્ર-વિચિત્ર જગતનું તમે જ નિર્માણ કર્યું છે અને આમાં સ્વયં તમે જ આત્મારૂપે પ્રવેશ પણ કર્યો છે. તમે પ્રાણ (ક્રિયા શક્તિ) અને જીવ (જ્ઞાન શક્તિ)ના રૂપે આનું પાલન-પોષણ કરી રહ્યા છો. ॥ ૫ ॥ ક્રિયાશક્તિપ્રધાન પ્રાણ વગેરેમાં જગતના પદાર્થોનું સર્જન કરવાનું જે સામર્થ્ય છે, તે તેમનું પોતાનું નથી, તમારું જ છે. કેમકે, તે તમારી જેમ ચેતન નથી, અચેતન છે; સ્વતંત્ર નહીં, પરતંત્ર છે. તેથી તે ક્રિયાશક્તિરૂપી પ્રાણ વગેરેમાં માત્ર ચેષ્ટામાત્ર હોય છે, શક્તિ નથી હોતી. શક્તિ તો તમારી જ છે. ॥ ૬ ॥ પ્રભુ! ચન્દ્રમાની કાંતિ, અગ્નિનું તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્રો તથા વીજળીના ઝબકારા, પર્વતોની સ્થિરતા તથા પૃથ્વીનું સર્વના આધારરૂપે સ્થિર રહેવું અને તેનો ગુણ ગંધ, ખરેખર આપ જ છો. ॥ ૭ ॥ પરમેશ્વર! જળમાં તૃપ્ત કરવાની, જીવન આપવાની અને શુદ્ધ કરવાની જે શક્તિઓ છે, તે બધું તમે જ છો. જળ અને તેનો રસ પણ તમે જ છો. પ્રભુ! ઇન્દ્રિયશક્તિ, અંતઃકરણની શક્તિ, શરીરની શક્તિ, તેનું હાલવું – ડોલવું, ચાલવું-ફરવું – આ બધી વાયુની શક્તિઓ તમારી જ છે. ॥ ૮ ॥ દિશાઓ, દિશાઓનો અવકાશ – (ખાલી જગ્યા, આકાશ) પણ તમે જ છો. આકાશ અને તેનો સ્ફોટ – શબ્દતન્માત્ર અથવા પરા વાણી, નાદ-પશ્યન્તી, ઓંકાર-મધ્યમા તથા વર્ણ (અક્ષર) અને પદાર્થોનો અલગ-અલગ નિર્દેશ કરવાવાળી પદરૂપ, વૈખરી વાણી પણ તમે જ છો. ॥ ૯ ॥ ઇન્દ્રિયો અને તેની વિષયપ્રકાશનશક્તિ, અને તેના અધિષ્ઠાતા દેવો પણ તમે જ છો. બુદ્ધિની નિશ્ચય કરવાની શક્તિ અને જીવની વિશુદ્ધ સ્મૃતિ પણ તમે જ છો. ॥ ૧૦ ॥ ભૂતોમાં તેમનું કારણ તામસ અહંકાર, ઇન્દ્રિયોમાં તેમનું કારણ તૈજસ અહંકાર અને ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓમાં તેમનું કારણ સાત્ત્વિક અહંકાર તથા જીવોના આવાગમનનું કારણ માયા પણ તમે જ છો. ॥ ૧૧ ॥ ભગવન્! જેમ માટી વગેરે પદાર્થોના વિકાર ઘડો, વૃક્ષ વગેરેમાં માટી નિરંતર રહે છે અને વાસ્તવમાં તે કારણ (માટી) રૂપ જ છે – તે જ પ્રમાણે જેટલા પણ નાશવાન પદાર્થો છે, તેમનામાં તમે કારણરૂપે અવિનાશી તત્ત્વ છો. વાસ્તવમાં તે બધાં તમારાં જ સ્વરૂપ છે. ॥ ૧૨ ॥

૧. ઙ્સ્તવેશ્વર । ૨. ઇન્દ્રિયાણાન્દ્રિયાણાં ચ દેવાશ્ચ ત્વદનુગ્રહઃ ।

સત્ત્વં રજસ્તમ ઇતિ ગુણાસ્તદ્વૃત્તયશ્ચ યાઃ ।
ત્વય્યદ્ધા બ્રહ્મણિ પરે કલ્પિતા યોગમાયયા ॥ ૧૩॥

તસ્માન્ન સન્ત્યમી ભાવા યર્હિ[1] ત્વયિ વિકલ્પિતાઃ ।
ત્વં ચામીષુ વિકારેષુ હ્યન્યદા વ્યાવહારિકઃ ॥ ૧૪॥

ગુણપ્રવાહ એતસ્મિન્નબુધાસ્ત્વખિલાત્મનઃ ।
ગતિં સૂક્ષ્મામબોધેન સંસરન્તીહ કર્મભિઃ ॥ ૧૫॥

યદૃચ્છયા નૃતાં પ્રાપ્ય સુકલ્પામિહ દુર્લભામ્ ।
સ્વાર્થે પ્રમત્તસ્ય વયો ગતં ત્વન્માયયેશ્વર ॥ ૧૬॥

અસાવહં મમૈવૈતે દેહે ચાસ્યાન્વયાદિષુ ।
સ્નેહપાશૈર્નિબધ્નાતિ ભવાન્ સર્વમિદં જગત્ ॥ ૧૭॥

યુવાં ન નઃ સુતૌ સાક્ષાત્ પ્રધાનપુરુષેશ્વરૌ ।
ભૂભારક્ષત્રક્ષપણ[2] અવતીર્ણૌ તથાઽઽત્થ હ ॥ ૧૮॥

તત્તે ગતોઽસ્મ્યરણમદ્ય[3] પદારવિન્દ-
માપન્નસંસૃતિભયાપહમાર્તબન્ધો ।
એતાવતાઽલમલમિન્દ્રિયલાલસેન
મર્ત્યાત્મદૃક્ ત્વયિ પરે યદપત્યબુદ્ધિઃ ॥ ૧૯॥

સૂતીગૃહે નનુ જગાદ ભવાનજો નૌ
સઞ્જજ્ઞ ઇત્યનુયુગં નિજધર્મગુપ્ત્યૈ ।
નાનાતનૂર્ગગનવદ્ વિદધજ્જહાસિ
કો વેદ ભૂમ્ન ઉરુગાય વિભૂતિમાયામ્ ॥ ૨૦॥

શ્રીશુક ઉવાચ[4]

આકર્ણ્યેત્થં પિતુર્વાક્યં ભગવાન્ સાત્વતર્ષભઃ ।
પ્રત્યાહ પ્રશ્રયાનમ્રઃ પ્રહસઞ્શ્લક્ષ્ણયા ગિરા ॥ ૨૧॥

પ્રભુ! સત્ત્વ, રજ, તમ – આ ત્રણે ગુણો અને તેમની વૃત્તિઓ (પરિણામ) મહત્તત્ત્વાદિ પરબ્રહ્મ પરમાત્મામાં, તમારામાં યોગમાયા દ્વારા કલ્પિત છે. ॥ ૧૩ ॥ તેથી આ જેટલા પણ જન્મ, અસ્તિ, વૃદ્ધિ, પરિણામ વગેરે ભાવવિકાર છે, તે તમારામાં છે જ નહીં. જ્યારે તમારામાં આમની કલ્પના કરવામાં આવે છે, ત્યારે તમે તે વિકારોમાં અનુગત જણાઓ છો. કલ્પનાની નિવૃત્તિ થઈ જતાં તો નિર્વિકલ્પ પરમાર્થ સ્વરૂપ તમે જ રહી જાઓ છો. ॥ ૧૪ ॥ આ જગત સત્ત્વ, રજ, તમ – એ ત્રણે ગુણોનો પ્રવાહ છે; દેહ, ઇન્દ્રિયો, અંતઃકરણ, સુખ-દુઃખ અને રાગ-લોભ વગેરે તેમનાં કાર્ય છે. એમાં જે અજ્ઞાનીઓ તમારું સર્વાત્મા, સૂક્ષ્મસ્વરૂપ જાણતા નથી, તેઓ પોતાના દેહાભિમાનરૂપ અજ્ઞાનને કારણે જ કર્મોમાં ફસાઈને વારંવાર જન્મ-મૃત્યુના ચકરાવામાં ભટકતા રહે છે. ॥ ૧૫ ॥ પરમેશ્વર! મને શુભ પ્રારબ્ધ પ્રમાણે ઇન્દ્રિયો વગેરેનાં સામર્થ્યથી યુક્ત અત્યંત દુર્લભ મનુષ્ય-શરીર પ્રાપ્ત થયું. પરંતુ તમારી માયાને વશ થઈને હું મારા સાચા સ્વાર્થ – પરમાર્થથી જ અસાવધાન થઈ ગયો અને મારું આખું આયુષ્ય એળે ગયું. ॥ ૧૬ ॥ પ્રભુ! આ શરીર હું છું અને આ શરીરના સંબંધીઓ મારા પોતાના છે, આ અહંતા અને મમતારૂપી સ્નેહપાશથી તમે આ પૂરા સંસારને બાંધી રાખ્યો છે. ॥ ૧૭ ॥ હું જાણું છું કે, તમે બન્ને મારા પુત્ર નથી, સંપૂર્ણ પ્રકૃતિ અને જીવોના સ્વામી છો. પૃથ્વીના ભારરૂપ રાજાઓનો નાશ કરવા માટે જ તમે અવતાર લીધો છે, આ વાત તમે મને કહી હતી. ॥ ૧૮ ॥ તેથી દીનજનોના હિતૈષી, શરણાગતવત્સલ! હું હવે તમારાં ચરણકમળોના શરણમાં છું, કારણ કે, તે જ શરણાગતોના સંસારભયનો નાશ કરવાવાળા છે. હે નાથ! હવે ઇન્દ્રિયોની લોલુપતાથી ધરાઈ ગયો છું, આના કારણે જ મેં મૃત્યુનો કોળિયો એવા આ શરીરમાં આત્મબુદ્ધિ કરી લીધી અને તમે જે પરમાત્મા છો, તેમાં પુત્રબુદ્ધિ. ॥ ૧૯ ॥ પ્રભુ! તમે પ્રસૂતિગૃહમાં જ મને કહ્યું હતું કે 'જોકે હું અજન્મા છું, તેમ છતાં હું મારી જ બનાવેલી ધર્મ-મર્યાદાના રક્ષણ માટે પ્રત્યેક યુગમાં તમારા બન્ને દ્વારા અવતાર ગ્રહણ કરું છું.' ભગવન્! તમે આકાશની જેમ અસંગ રહીને અનેક શરીરો ધારણ કરો છો અને ત્યજો છો. વાસ્તવમાં તમે અનંત એકરસ સત્તા છો. તમારી આશ્ચર્યમયી શક્તિ યોગમાયાના રહસ્યને કોણ જાણી શકે છે? બધા લોકો તમારી કીર્તિનું જ ગાન કરે છે.' ॥ ૨૦ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! વસુદેવજીનાં વચન સાંભળીને યાદવશ્રેષ્ઠ ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ હસવા લાગ્યા. તેમણે વિનયપૂર્વક નમીને મધુરવાણીમાં કહ્યું– ॥ ૨૧ ॥

૧. યે હિ । ૨. ભૂભારક્ષપણાર્થાય । ૩. ગતોઽસ્મિ શરણમદ્ય । ૪. બાદરાયણિરુવાચ ।

*શ્રીભગવાનુવાચ*

વચો વઃ સમવેતાર્થં તાતૈતદુપમન્મહે ।
યન્નઃ પુત્રાન્ સમુદિશ્ય તત્ત્વગ્રામ ઉદાહૃતઃ ॥ ૨૨॥

અહં યૂયમસાવાર્ય[1] ઈમે ચ દ્વારકૌકસઃ ।
સર્વેઽપ્યેવં યદુશ્રેષ્ઠ વિમૃશ્યાઃ સચરાચરમ્ ॥ ૨૩॥

આત્મા હ્યેકઃ સ્વયંજ્યોતિર્નિત્યોઽન્યો નિર્ગુણો ગુણૈઃ ।
આત્મસૃષ્ટૈસ્તત્કૃતેષુ ભૂતેષુ બહુધેયતે ॥ ૨૪॥

ખં વાયુર્જ્યોતિરાપો ભૂસ્તત્કૃતેષુ યથાશયમ્ ।
આવિસ્તિરોઽલ્પભૂર્યેકો નાનાત્વં યાત્યસાવપિ ॥ ૨૫॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – પિતાજી! અમે તો તમારા પુત્ર જ છીએ. અમને ઉદ્દેશીને તમે આ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. અમે તમારી એક-એક વાત યોગ્ય અને અર્થસભર માનીએ છીએ. ॥ ૨૨ ॥ પિતાજી! હું, તમે, આ મોટાભાઈ, આ દ્વારકાવાસીઓ તથા સ્થાવરજંગમ જગત – તે બધા જ આપે જેવું કહ્યું છે તેવા જ છે અર્થાત્ બધાંને બ્રહ્મરૂપ જ સમજવા જોઈએ. ॥ ૨૩ ॥ પિતાજી! આત્મા તો એક જ છે. પરંતુ તે પોતાનામાં જ ગુણોની સૃષ્ટિ કરી લે છે અને ગુણો દ્વારા બનાવેલા પંચભૂતોમાં એક હોવા છતાં અનેક, સ્વયં-પ્રકાશ હોવા છતાં દૃશ્ય, પોતાનું સ્વરૂપ હોવા છતાં પણ પોતાનાથી ભિન્ન, નિત્ય હોવા છતાં અનિત્ય અને નિર્ગુણ હોવા છતાં સગુણરૂપે પ્રતીત થાય છે. ॥ ૨૪ ॥ જેમ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી – આ પાંચ મહાભૂતો પોતાના કાર્ય ઘડો, કુંડળ વગેરેમાં પ્રગટ-અપ્રગટ, નાના-મોટા, ઓછા-વધારે, એક અને અનેક જેવા પ્રતીત થાય છે – પરંતુ વાસ્તવમાં સત્તારૂપથી તે એક જ રહે છે, તે જ પ્રમાણે આત્મામાં પણ ઉપાધિઓના ભેદથી નાનાત્વની પ્રતીતિ થાય છે. તેથી જે હું છું, તે જ બધા છે – આ દૃષ્ટિએ આપનું કહેવું બરાબર છે. ॥ ૨૫ ॥

*શ્રીશુક ઉવાચ*

એવં ભગવતા રાજન્ વસુદેવ ઉદાહૃતમ્ ।
શ્રુત્વા વિનષ્ટનાનાધીસ્તૂષ્ણીં પ્રીતમના અભૂત્ ॥ ૨૬॥

અથ તત્ર કુરુશ્રેષ્ઠ દેવકી સર્વદેવતા ।
શ્રુત્વાઽઽનીતં ગુરોઃ પુત્રમાત્મજાભ્યાં સુવિસ્મિતા ॥ ૨૭॥

કૃષ્ણરામૌ સમાશ્રાવ્ય પુત્રાન્ કંસવિહિંસિતાન્ ।
સ્મરન્તી કૃપણં પ્રાહ વૈક્લવ્યાદશ્રુલોચના ॥ ૨૮॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનાં આ વચન સાંભળીને વસુદેવજીની ભેદબુદ્ધિ નાશ પામી, તેઓ આનંદમગ્ન થઈને વાણીથી મૌન અને મનથી નિઃસંકલ્પ થઈ ગયા. ॥ ૨૬ ॥ કુરુશ્રેષ્ઠ! તે સમયે ત્યાં રહેલાં સર્વદેવમયી દેવકીજી પણ બેઠાં હતાં. આ બધું સાંભળીને તેઓ પહેલેથી જ આશ્ચર્યમાં ડૂબી ગયાં હતાં કે શ્રીકૃષ્ણ અને બળદેવજી મરી ગયેલા ગુરુપુત્રને યમલોકમાંથી પાછો લઈ આવ્યા. ॥ ૨૭ ॥ હવે તેમને તેમના તે પુત્રોનું સ્મરણ થઈ આવ્યું, જેમને કંસે મારી નાખ્યા હતા. તેમના સ્મરણથી દેવકીજીનાં નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં, તેઓ અધીરાં બની ગયાં. તેમણે ખૂબ જ દીનતાપૂર્વક શ્રીકૃષ્ણ અને બલરામજીને કહ્યું – ॥ ૨૮ ॥

*દેવક્યુવાચ*

રામ રામાપ્રમેયાત્મન્ કૃષ્ણ યોગેશ્વરેશ્વર ।
વેદાહં વાં વિશ્વસૃજામીશ્વરાવાદિપૂરુષૌ ॥ ૨૯॥

કાલવિધ્વસ્તસત્ત્વાનાં રાજ્ઞામુચ્છાસ્ત્રવર્તિનામ્ ।
ભૂમેર્ભારાયમાણાનામવતીર્ણૌ કિલાદ્ય મે ॥ ૩૦॥

દેવકીજીએ કહ્યું – હે અમાપસ્વરૂપવાળા શ્રીરામ! તમારી શક્તિ મન અને વાણીથી પર છે. શ્રીકૃષ્ણ! તમે યોગેશ્વરોના પણ ઈશ્વર છો. હું જાણું છું કે, તમે બન્ને પ્રજાપતિઓના પણ ઈશ્વર, આદિપુરુષ નારાયણ છો. ॥ ૨૯ ॥ એ પણ હું અવશ્ય જાણું છું કે, જે લોકો કાલક્રમથી પોતાનું ધૈર્ય, સંયમ અને સત્ત્વગુણ ખોઈ બેઠા છે તથા શાસ્ત્રની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરીને જે સ્વેચ્છાચારી થઈ ગયા છે, એવા ભૂમિના ભારરૂપ તે રાજાઓનો નાશ કરવા માટે જ તમે બન્નેએ અમારે ઘેર અવતાર લીધો છે. ॥ ૩૦ ॥

૧. અહં ત્રિયો મમાચાર્ય ।

યસ્યાંશાંશાંશભાગેન વિશ્વોત્પત્તિલયોદયાઃ ।
ભવન્તિ કિલ વિશ્વાત્મંસ્તં ત્વાઽદ્યાહં ગતિં ગતા ॥ ૩૧॥

ચિરાન્મૃતસુતાદાને ગુરુણા કાલચોદિતૌ ।
આનિન્યથુઃ પિતૃસ્થાનાદ્ ગુરવે ગુરુદક્ષિણામ્ ॥ ૩૨॥

તથા મે કુરુતં કામં યુવાં યોગેશ્વરેશ્વરૌ ।
ભોજરાજહતાન્ પુત્રાન્ કામયે દ્રષ્ટુમાહૃતાન્ ॥ ૩૩॥

ઋષિરુવાચ

એવં સઞ્ચોદિતૌ માત્રા રામઃ કૃષ્ણશ્ચ ભારત ।
સુતલં સંવિવિશતુર્યોગમાયામુપાશ્રિતૌ ॥ ૩૪॥

તસ્મિન્ પ્રવિષ્ટાવુપલભ્ય દૈત્યરાડ્
વિશ્વાત્મદૈવં સુતરાં તથાઽઽત્મનઃ ।
તદ્દર્શનાહ્લાદપરિપ્લુતાશયઃ
સદ્યઃ સમુત્થાય[1] નનામ સાન્વયઃ ॥ ૩૫॥

તયોઃ સમાનીય વરાસનં મુદા
નિવિષ્ટયોસ્તત્ર મહાત્મનોસ્તયોઃ ।
દધાર પાદાવવનિજ્ય તજ્જલં
સવૃન્દ આબ્રહ્મ પુનદ્ યદમ્બુ હ ॥ ૩૬॥

સમર્હયામાસ સ તૌ વિભૂતિભિ-
ર્મહાર્હવસ્ત્રાભરણાનુલેપનૈઃ ।
તામ્બૂલદીપામૃતભક્ષણાદિભિઃ[2]
સ્વગોત્રવિત્તાત્મસમર્પણેન ચ ॥ ૩૭॥

સ ઈન્દ્રસેનો ભગવત્પદામ્બુજં
બિભ્રન્મુહુઃ પ્રેમવિભિન્નયા ધિયા ।
ઉવાચ હાનન્દજલાકુલેક્ષણઃ
પ્રહૃષ્ટરોમા નૃપ ગદ્ગદાક્ષરમ્[3] ॥ ૩૮॥

વિશ્વાત્મન્! તમારા પુરુષોત્તમરૂપ અંશથી ઉત્પન્ન થયેલી માયાથી ગુણોની ઉત્પત્તિ થાય છે, તેમના લેશમાત્રથી જગતની ઉત્પત્તિ, વિકાસ તથા પ્રલય થાય છે. આજે હું મારા અંતઃકરણથી તમારી શરણાગત છું. ॥ ૩૧ ॥ મેં સાંભળ્યું છે કે તમારા ગુરુ સાન્દીપનિજીના પુત્રને મરીને ઘણા દિવસ થઈ ગયા હતા. તેમને ગુરુદક્ષિણા આપવા માટે તેમની આજ્ઞા તથા કાળની પ્રેરણાથી તમે બન્નેએ તેમના પુત્રને યમપુરીથી પાછો લાવી આપ્યો. ॥ ૩૨ ॥ તમે બન્ને યોગેશ્વરોના પણ ઈશ્વર છો. તેથી આજે મારી પણ અભિલાષા પૂરી કરો. હું ઇચ્છું છું કે મારા તે પુત્રોને (જેમને કંસે મારી નાખ્યા હતા) લાવી આપો જેથી તેમને હું આંખ ભરીને જોઈ લઉં. ॥ ૩૩ ॥

શ્રીશુકદેવજી કહે છે – પ્રિય પરીક્ષિત! માતા દેવકીજીની આ વાત સાંભળીને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામ બન્નેએ યોગમાયાનો આશ્રય લઈને સુતલ લોકમાં પ્રવેશ કર્યો. ॥ ૩૪ ॥ જ્યારે દૈત્યરાજ બલિએ જોયું કે, જગતના આત્મા અને ઈષ્ટદેવ તથા મારા પરમ સ્વામી ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી સુતલલોકમાં પધાર્યા છે, ત્યારે તેમનું હૃદય તેમનાં દર્શન કરીને આનંદમાં ડૂબી ગયું. તેમણે તુરત જ પોતાના કુટુંબ સાથે આસન પરથી ઊભા થઈને ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યા. ॥ ૩૫ ॥ અત્યંત આનંદિત થઈને દૈત્યરાજ બલિએ ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીને શ્રેષ્ઠ આસન આપ્યું અને જ્યારે તે બન્ને મહાપુરુષો તેના પર બેઠા, ત્યારે તેમણે તેમના ચરણ પખાળીને તેમનું ચરણોદક પરિવારસહિત પોતાના મસ્તક પર ધારણ કર્યું. પરીક્ષિત! ભગવાનના ચરણોનું જલ બ્રહ્મા સુધીના તમામ જગતને પવિત્ર કરે છે. ॥ ૩૬ ॥ ત્યાર પછી દૈત્યરાજ બલિએ બહુમૂલ્ય વસ્ત્રો, આભૂષણ, ચંદન, તાંબુલ, દીપક, અમૃત જેવું ભોજન અને અન્ય વિવિધ સામગ્રીઓથી તેમની પૂજા કરી અને પોતાના સમસ્ત પરિવાર, ધન તથા શરીર વગેરેને તેમના ચરણોમાં સમર્પિત કર્યાં. ॥ ૩૭ ॥ પરીક્ષિત! દૈત્યરાજ બલિ વારંવાર ભગવાનનાં ચરણકમળોમાં મસ્તક નમાવતા પ્રેમવિહ્વળ થઈ ગયા. નેત્રોમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. રોમે-રોમ ખીલી ઊઠ્યું. હવે તેઓ ગદ્ગદ સ્વરથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૮ ॥

૧. સ ઉત્થાય । ૨. સમ્પૂપદીપામૃત૦ । ૩. ગદ્ગદાક્ષરઃ ।

*બલિરુવાચ*

નમોऽનન્તાય બૃહતે[1] નમઃ કૃષ્ણાય વેધસે ।
સાઙ્ખ્યયોગવિતાનાય બ્રહ્મણે પરમાત્મને ॥ ૩૯॥

દર્શનં વાં હિ ભૂતાનાં દુષ્પ્રાપં ચાપ્યદુર્લભમ્[2] ।
રજસ્તમઃસ્વભાવાનાં યન્નઃ પ્રાપ્તૌ યદૃચ્છયા ॥ ૪૦॥

દૈત્યદાનવગન્ધર્વાઃ સિદ્ધવિદ્યાધ્રચારણાઃ ।
યક્ષરક્ષઃપિશાચાશ્ચ ભૂતપ્રમથનાયકાઃ ॥ ૪૧॥

વિશુદ્ધસત્ત્વધામ્ન્યદ્ધા ત્વયિ શાસ્ત્રશરીરિણિ ।
નિત્યં નિબદ્ધવૈરાસ્તે વયં ચાન્યે ચ તાદૃશાઃ ॥ ૪૨॥

કેચનોદ્બદ્ધવૈરેણ ભક્ત્યા કેચન કામતઃ ।
ન તથા સત્ત્વસંરબ્ધાઃ સન્નિકૃષ્ટાઃ સુરાદયઃ ॥ ૪૩॥

ઇદમિત્થમિતિ પ્રાયસ્તવ યોગેશ્વરેશ્વર ।
ન વિદન્ત્યપિ યોગેશા યોગમાયાં કુતો વયમ્ ॥ ૪૪॥

તન્નઃ પ્રસીદ નિરપેક્ષવિમૃગ્યયુષ્મત્-
પાદારવિન્દધિષણાન્યગૃહાન્ધકૂપાત્ ।
નિષ્ક્રમ્ય વિશ્વશરણાઙ્ઘ્ર્યુપલબ્ધવૃત્તિઃ
શાન્તો યથૈક ઉત સર્વસખૈશ્ચરામિ ॥ ૪૫॥

શાધ્યસ્માનીશિતવ્યેશ નિષ્પાપાન્ કુરુ નઃ પ્રભો ।
પુમાન્ યચ્છ્રદ્ધયાऽऽતિષ્ઠંશ્ચોદનાયા વિમુચ્યતે ॥ ૪૬॥

*શ્રીભગવાનુવાચ*

આસન્ મરીચેઃ ષટ્ પુત્રા ઊર્ણાયાં પ્રથમેऽન્તરે ।
દેવાઃ કં જહસુર્વીક્ષ્ય સુતાં યભિતુમુદ્યતમ્ ॥ ૪૭॥

**દૈત્યરાજ બલિએ કહ્યું** – બલરામજી! આપ અનંત છો. આપ એટલા મહાન છો કે શેષ વગેરે બધા વિગ્રહો આપના અંતર્ભૂત છે. સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! આપ સમસ્ત જગતના નિર્માતા છો. જ્ઞાનયોગ અને ભક્તિયોગ બન્નેના પ્રવર્તક આપ જ છો. આપ સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છો. હું આપ બન્નેને વારંવાર નમસ્કાર કરું છું. ॥ ૩૯ ॥ ભગવન્! આપ બન્નેનાં દર્શન પ્રાણીઓને માટે અત્યંત દુર્લભ છે. છતાં આપની કૃપાથી તે સુલભ થઈ જાય છે. કેમકે, આજે આપે કૃપા કરીને રજોગુણી એવા અમને અને તમોગુણી સ્વભાવવાળા દૈત્યોને પણ દર્શન આપ્યાં છે. ॥ ૪૦ ॥ પ્રભુ! અમે અને અમારા જેવા બીજા દૈત્યો, દાનવો, ગન્ધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, યક્ષો, રાક્ષસો, પિશાચો, ભૂતો અને પ્રમથનાયકો વગેરે પ્રેમથી આપનું ભજન કરવું તો દૂર રહ્યું, આપનાથી હંમેશાં દૃઢ વેરભાવ રાખીએ છીએ. પરંતુ આપનો શ્રીવિગ્રહ સાક્ષાત્ વેદમય અને વિશુદ્ધ સત્ત્વમય છે. તેથી અમારા લોકોમાંથી ઘણા-ખરાએ તો દૃઢ વેરભાવથી, થોડાએ ભક્તિથી અને થોડાએ કામનાથી આપનું સ્મરણ કરીને તે પદને પ્રાપ્ત કર્યું છે, જેને આપના સમીપમાં રહેવાવાળા સત્ત્વપ્રધાન દેવતાઓ વગેરે પણ પ્રાપ્ત કરી શકતા નથી. ॥ ૪૧-૪૩ ॥ યોગેશ્વરોના અધીશ્વર! મોટા-મોટા યોગેશ્વરો પણ મોટે ભાગે એ વાત નથી જાણતા કે આપની યોગમાયા આ છે અને આવી છે, પછી અમારી તો વાત જ ક્યાં છે? ॥ ૪૪ ॥ તેથી હે સ્વામી! મારા પર એવી કૃપા કરો કે, મારી ચિત્તવૃત્તિ આપનાં તે ચરણકમળોમાં જોડાઈ જાય, જેને કોઈની પણ અપેક્ષા ન રાખવાવાળા પરમહંસો શોધ્યા કરે છે અને તેમનો આશ્રય લઈને હું તેનાથી ભિન્ન આ ઘર-ગૃહસ્થીના અંધારા' કૂવામાંથી નીકળી જાઉં. પ્રભુ! આ પ્રમાણે આપનાં ચરણ-કમળો જે સંપૂર્ણ સંસારનો એકમાત્ર આશ્રય છે તેમનું શરણ લઈને શાંત થઈ જાઉં અને એકલો જ વિચરણ કરું. જો કોઈનો સંગ કરવો જ પડે તો બધાના પરમ હિતૈષી સંતોનો જ સંગ કરું. ॥ ૪૫ ॥ પ્રભુ! આપ સમસ્ત જગતના નિયન્તા અને સ્વામી છો. આપ અમને આજ્ઞા આપીને નિષ્પાપ બનાવો, અમારા પાપોનો નાશ કરી દો, કેમકે, જે પુરુષ શ્રદ્ધા સાથે આપની આજ્ઞાનું પાલન કરે છે તે વિધિ-નિષેધના બંધનથી મુક્ત થઈ જાય છે. ॥ ૪૬ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – 'દૈત્યરાજ? સ્વાયંભુવ મન્વન્તરમાં પ્રજાપતિ મરીચિનાં પત્ની ઊર્ણાના ગર્ભથી છ પુત્ર ઉત્પન્ન થયા હતા. તે બધા દેવતા હતા. તેઓ બ્રહ્માજીને

૧. મહતે । ૨. ચાતિદુર્લભમ્ ।

તેનાસુરીમગન્ યોનિમધુનાઽવદ્યકર્મણા ।
હિરણ્યકશિપોર્જાતા નીતાસ્તે યોગમાયયા ॥ ૪૮॥

દેવક્યા ઉદરે જાતા રાજન્ કંસવિહિંસિતાઃ ।
સા તાઞ્છોચત્યાત્મજાન્ સ્વાંસ્ત ઈમેઽધ્યાસતેઽન્તિકે ॥ ૪૯॥

ઈત એતાન્ પ્રણેષ્યામો માતૃશોકાપનુત્તયે ।
તતઃ શાપાદ્ વિનિર્મુક્તા લોકં યાસ્યન્તિ વિજ્વરાઃ ॥ ૫૦॥

સ્મરોદ્ગીથઃ પરિષ્વઙ્ગઃ પતઙ્ગઃ ક્ષુદ્રભૃદ્ ઘૃણી ।
ષડિમે મત્પ્રસાદેન પુનર્યાસ્યન્તિ સદ્ગતિમ્ ॥ ૫૧॥

ઈત્યુક્ત્વા તાન્ સમાદાય ઈન્દ્રસેનેન પૂજિતૌ ।
પુનર્દ્વારવતીમેત્ય માતુઃ પુત્રાનયચ્છતામ્ ॥ ૫૨॥

તાન્ દૃષ્ટ્વા બાલકાન્ દેવી પુત્રસ્નેહસ્નુતસ્તની ।
પરિષ્વજ્યાઙ્કમારોપ્ય મૂર્ધ્ન્યજિઘ્રદભીક્ષ્ણશઃ ॥ ૫૩॥

અપાયયત્ સ્તનં પ્રીતા સુતસ્પર્શપરિપ્લુતા ।
મોહિતા માયયા વિષ્ણોર્યયા સૃષ્ટિઃ પ્રવર્તતે ॥ ૫૪॥

પીત્વાઽમૃતં[1] પયસ્તસ્યાઃ પીતશેષં ગદાભૃતઃ ।
નારાયણાઙ્ગસંસ્પર્શપ્રતિલબ્ધાત્મદર્શનાઃ ॥ ૫૫॥

તે નમસ્કૃત્ય ગોવિન્દં દેવકીં પિતરં બલમ્ ।
મિષતાં સર્વભૂતાનાં યયુર્ધામ દિવૌકસામ્ ॥ ૫૬॥

તં દૃષ્ટ્વા દેવકી દેવી મૃતાગમનનિર્ગમમ્ ।
મેને સુવિસ્મિતા માયાં કૃષ્ણસ્ય રચિતાં નૃપ ॥ ૫૭॥

એવંવિધાન્યદ્ભુતાનિ કૃષ્ણસ્ય પરમાત્મનઃ ।
વીર્યાણ્યનન્તવીર્યસ્ય સન્ત્યનન્તાનિ ભારત ॥ ૫૮॥

તેમની પુત્રી સાથે સમાગમ માટે ઉદ્યત જોઈને હસવા લાગ્યા. ॥ ૪૭ ॥ આ મશ્કરીરૂપ અપરાધને કારણે તેમને બ્રહ્માજીએ શાપ આપી દીધો અને તેઓ અસુરયોનિમાં હિરણ્યકશિપુના પુત્રરૂપે જન્મ્યા. યોગમાયાએ તેમને ત્યાંથી લાવીને દેવકીના ગર્ભમાં મૂકી દીધા અને તેમને જન્મતાં જ કંસે મારી નાંખ્યા. દૈત્યરાજ! માતા દેવકીજી તે પુત્રો માટે અત્યંત શોક કરી રહ્યાં છે અને તે તમારી પાસે છે. ॥ ૪૮-૪૯ ॥ તેથી અમે અમારી માતાનો શોક દૂર કરવા માટે તેમને અહીંથી લઈ જઈશું. ત્યાર પછી આ બધા શાપમુક્ત થઈ જશે અને આનંદપૂર્વક પોતાના લોકમાં ચાલ્યા જશે. ॥ ૫૦ ॥ તેમનાં નામ આ પ્રમાણે છે – સ્મર, ઉદ્ગીથ, પરિષ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત્ અને ઘૃણી. તેમને મારી કૃપાથી ફરી સદ્ગતિ પ્રાપ્ત થશે.' ॥ ૫૧ ॥ પરીક્ષિત! આટલું કહીને ભગવાન શ્રીકૃષ્ણ મૌન થઈ ગયા. દૈત્યરાજ બલિએ તેમની પૂજા કરી, ત્યાર પછી શ્રીકૃષ્ણ અને બલરામજી બાળકોને લઈને દ્વારકા આવી ગયા તથા માતા દેવકીજીને તેમના પુત્રો સોંપી દીધા. ॥ ૫૨ ॥ તે બાળકોને જોઈને દેવી દેવકીજીના હૃદયમાં વાત્સલ્યની ભરતી આવી ગઈ. તેમનાં સ્તનોમાંથી દૂધ વહેવા લાગ્યું. તેઓ વારંવાર તેમને ખોળામાં લઈને છાતીથી લગાડતાં અને તેમનું મસ્તક સૂંઘતાં હતાં. ॥ ૫૩ ॥ પુત્રોના સ્પર્શસુખથી તરબોળ અને આનંદિત દેવકીજીએ તેમને સ્તનપાન કરાવ્યું. તેઓ વિષ્ણુ ભગવાનની તે માયાથી મોહિત થઈ રહ્યાં હતાં જેનાથી આ સૃષ્ટિચક્ર ચાલે છે. ॥ ૫૪ ॥ પરીક્ષિત! દેવકીજીના સ્તનોનું દૂધ સાક્ષાત્ અમૃત હતું, કેમ ન હોય, ભગવાન શ્રીકૃષ્ણ તે પી ચૂક્યા હતા! તે બાળકોએ તે જ અમૃતમય દૂધ પીધું. તે પીવાથી અને ભગવાન શ્રીકૃષ્ણનો અંગસ્પર્શ થવાથી તેમને આત્મસાક્ષાત્કાર થઈ ગયો. ॥ ૫૫ ॥ ત્યાર પછી તે લોકોએ ભગવાન શ્રીકૃષ્ણ, માતા દેવકી, પિતા વસુદેવ અને બલરામજીને નમસ્કાર કર્યાં. ત્યાર પછી બધાની સામે જ તેઓ દેવલોકમાં ચાલ્યા ગયા. ॥ ૫૬ ॥ પરીક્ષિત! દેવી દેવકીજી એ જોઈને અત્યંત વિસ્મિત થઈ ગયાં કે મરેલા બાળકો પાછા આવ્યા અને પાછા ચાલ્યા ગયા. તેમણે એવો નિશ્ચય કર્યો કે આ શ્રીકૃષ્ણનું જ કોઈ લીલા-કૌશલ્ય છે. ॥ ૫૭ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં પરમાત્મા છે, તેમની શક્તિ અનંત છે. તેમના આવાં-આવાં અદ્ભુત ચરિત્રો એટલાં છે કે જેનું કોઈ રીતે વર્ણન થઈ શકે એમ નથી. ॥ ૫૮ ॥

૧. પીત્વાઽમૃતોપમં તનુ પીત૦ ।

સૂત ઉવાચ

ય ઈદમનુશૃણોતિ શ્રાવયેદ્ વા મુરારે-
શ્ચરિતમમૃતકીર્તેર્વર્ણિતં વ્યાસપુત્રૈઃ ।
જગદઘભિદલં તદ્ભક્તસત્કર્ણપૂરં
ભગવતિ કૃતચિત્તો યાતિ તત્ક્ષેમધામ ॥ ૫૯॥

**સૂતજી કહે છે** – શૌનકાદિ ઋષિઓ! ભગવાન શ્રીકૃષ્ણની કીર્તિ અમર છે, અમૃતમયી છે. તેમનું ચરિત્ર જગતનાં સમસ્ત પાપ-તાપોને દૂર કરવાવાળું છે તથા ભક્તજનોના કાનોમાં આનંદસુધા પ્રવાહિત કરનારું છે. આનું વર્ણન સ્વયં વ્યાસપુત્ર ભગવાન શ્રીશુકદેવજીએ કર્યું છે. જે આનું શ્રવણ કરે છે અને બીજાઓને સંભળાવે છે, તેની સંપૂર્ણ ચિત્તવૃત્તિ ભગવાન સાથે જોડાઈ જાય છે અને તે તેમના કલ્યાણસ્વરૂપ ધામને પ્રાપ્ત થાય છે. ॥ ૫૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે મૃતાગ્રજાનયનં નામ પઞ્ચાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૫ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત મૃત મોટાભાઈને લાવવા એ નામનો પંચ્યાસીમો અધ્યાય સમાપ્ત.

=★=

# છ્યાસીમો અધ્યાય

## સુભદ્રાહરણ તથા ભગવાનનું મિથિલાપુરીમાં રાજા જનક અને શ્રુતદેવ બ્રાહ્મણના ઘરે એકીસાથે જવું

રાજોવાચ

બ્રહ્મન્ વેદિતુમિચ્છામઃ[2] સ્વસારં રામકૃષ્ણયોઃ ।
યથોપયેમે વિજયો યા મમાસીત્ પિતામહી ॥ ૧॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! મારા દાદા અર્જુને ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીનાં બહેન સુભદ્રાજી સાથે, જે મારાં દાદી હતાં, કઈ રીતે વિવાહ કર્યો? હું એ જાણવા માટે બહુ ઉત્સુક છું. ॥ ૧ ॥

શ્રીશુક ઉવાચ

અર્જુનસ્તીર્થયાત્રાયાં પર્યટન્નવનીં પ્રભુઃ ।
ગતઃ પ્રભાસમશૃણોન્માતુલેયીં સ આત્મનઃ ॥ ૨॥

દુર્યોધનાય રામસ્તાં દાસ્યતીતિ ન ચાપરે ।
તલ્લિપ્સુઃ સ યતિર્ભૂત્વા ત્રિદણ્ડી દ્વારકામગાત્ ॥ ૩॥

તત્ર[3] વૈ વાર્ષિકાન્ માસાનવાત્સીત્ સ્વાર્થસાધકઃ ।
પૌરૈઃ સભાજિતોઽભીક્ષ્ણં રામેણાજાનતા ચ સઃ ॥ ૪॥

એકદા ગૃહમાનીય[4] આતિથ્યેન નિમન્ત્ર્ય તમ્ ।
શ્રદ્ધયોપહૃતં ભૈક્ષ્યં બલેન બુભુજે કિલ ॥ ૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! એકવાર અત્યંત શક્તિશાળી અર્જુન તીર્થયાત્રા માટે પૃથ્વી પર વિચરણ કરતા રહીને પ્રભાસક્ષેત્ર પહોંચ્યા. ત્યાં તેમણે એવું સાંભળ્યું કે, બલરામજી મારા મામાની પુત્રી સુભદ્રાનો વિવાહ દુર્યોધન સાથે કરવા ઇચ્છે છે અને વસુદેવ, શ્રીકૃષ્ણ વગેરે તેમની સાથે આ વિષયમાં સહમત નથી. હવે અર્જુનના મનમાં સુભદ્રાને પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગી. તેઓ ત્રિદંડી વૈષ્ણવનો વેશ ધારણ કરીને દ્વારકા પહોંચ્યા. ॥ ૨-૩ ॥ અર્જુન સુભદ્રાને પ્રાપ્ત કરવા માટે વર્ષાકાળના ચાર મહિના ત્યાં રહ્યા. ત્યાં નગરવાસીઓ અને બલરામજીએ તેમનું બહુ સન્માન કર્યું. તેમને એ ખબર ન પડી કે આ અર્જુન છે. ॥ ૪ ॥

એક દિવસ બલરામજી તેમને અતિથિ તરીકે આમંત્રણ આપી ઘેર લઈ આવ્યા. ત્રિદંડી-વેશધારી અર્જુનને બલરામજીએ બહુ જ શ્રદ્ધાથી ભોજન-સામગ્રી અર્પણ કરી અને તેમણે બહુ પ્રેમથી ભોજન કર્યું. ॥ ૫ ॥

૧. દશમસ્કન્ધે મૃતાગ્રજા૦ । ૨. ૦મિચ્છામિ । ૩. તત્રાસૌ । ૪. ગૃહમાનિન્યે ।

સોઽપશ્યત્તત્ર મહતીં કન્યાં વીરમનોહરામ્ ।
પ્રીત્યુત્ફુલ્લેક્ષણસ્તસ્યાં ભાવક્ષુબ્ધં[1] મનો દધે ॥ ૬॥

સાપિ તં ચકમે વીક્ષ્ય નારીણાં હૃદયઙ્ગમમ્ ।
હસન્તી વ્રીડિતાપાઙ્ગી તન્યસ્તહૃદયેક્ષણા ॥ ૭॥

તાં પરં સમનુધ્યાયન્નન્તરં પ્રેપ્સુરર્જુનઃ ।
ન લેભે શં ભ્રમચ્ચિત્તઃ કામેનાતિબલીયસા ॥ ૮॥

મહત્યાં દેવયાત્રાયાં રથસ્થાં દુર્ગનિર્ગતામ્ ।
જહારાનુમતઃ પિત્રોઃ કૃષ્ણસ્ય ચ મહારથઃ ॥ ૯॥

રથસ્થો ધનુરાદાય શૂરાંશ્ચારુન્ધતો ભટાન્ ।
વિદ્રાવ્ય ક્રોશતાં સ્વાનાં સ્વભાગં મૃગરાડિવ ॥ ૧૦॥

તચ્છ્રુત્વા ક્ષુભિતો રામઃ પર્વણીવ મહાર્ણવઃ ।
ગૃહીતપાદઃ કૃષ્ણેન સુહૃદ્ભિશ્ચાન્વશામ્યત[2] ॥ ૧૧॥

પ્રાહિણોત્ પારિબર્હાણિ વરવધ્વોર્મુદા બલઃ ।
મહાધનોપસ્કરેભરથાશ્વનરયોષિતઃ ॥ ૧૨॥

*શ્રીશુક ઉવાચ*

કૃષ્ણસ્યાસીદ્ દ્વિજશ્રેષ્ઠઃ શ્રુતદેવ ઇતિ શ્રુતઃ ।
કૃષ્ણૈકભક્ત્યા પૂર્ણાર્થઃ શાન્તઃ કવિરલમ્પટઃ ॥ ૧૩॥

સ ઉવાસ વિદેહેષુ મિથિલાયાં ગૃહાશ્રમી ।
અનીહયાઽઽગતાહાર્યનિર્વર્તિતનિજક્રિયઃ ॥ ૧૪॥

યાત્રામાત્રં ત્વહરહર્દૈવાદુપનમત્યુત[3] ।
નાધિકં તાવતા તુષ્ટઃ ક્રિયાશ્ચક્રે યથોચિતાઃ ॥ ૧૫॥

અર્જુને ભોજનસમયે ત્યાં વિવાહયોગ્ય પરમ સુંદરી સુભદ્રાને જોઈ. તેનું સૌન્દર્ય મોટા-મોટા વીર પુરુષોના મનને હરનારું હતું. અર્જુનનાં નેત્ર પ્રેમથી પ્રફુલ્લિત થઈ ગયાં. તેમનું મન તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ક્ષુબ્ધ થઈ ગયું અને તેમણે સુભદ્રાને પત્ની બનાવવાનો નિશ્ચય કરી લીધો. ॥ ૬ ॥ પરીક્ષિત! તમારા દાદા અર્જુન પણ બહુ સુંદર હતા. તેમના શરીરનો દેખાવ, ભાવ-ભંગિ સ્ત્રીઓના હૃદયને સ્પર્શ કરી લેતી હતી. તેમને જોઈને સુભદ્રાએ પણ મનમાં તેમને પતિ બનાવવાનો નિશ્ચય કરી લીધો. તે સ્હેજ હસીને લજામણી દૃષ્ટિથી તેમના તરફ જોવા લાગી. તેણે પોતાનું હૃદય તેમને સમર્પિત કરી દીધું. ॥ ૭ ॥ હવે અર્જુન માત્ર તેનું જ ચિંતન કરવા લાગ્યા અને એવો મોકો શોધવા લાગ્યા કે આને કઈ રીતે હરણ કરી લઈ જાઉં. સુભદ્રાને પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છાથી તેમનું ચિત્ત ભ્રમિત થઈ ગયું. તેમને સ્હેજ પણ ચેન પડતું ન હતું. ॥ ૮ ॥

એકવાર સુભદ્રા દેવ-દર્શન માટે રથમાં બેસીને દ્વારકાના કિલ્લાની બહાર નીકળ્યાં. તે સમયે મહારથી અર્જુને દેવકી-વસુદેવ અને શ્રીકૃષ્ણની અનુમતિથી સુભદ્રાનું હરણ કરી લીધું. ॥ ૯ ॥ રથ પર બેસીને વીર અર્જુને ધનુષ્ય ઉઠાવી લીધું અને જે સૈનિકો તેમને રોકવા માટે આવ્યા તેમને ભગાડી દીધા. સુભદ્રાના સ્વજનો રડતા-કકળતા રહી ગયા અને જેમ સિંહ પોતાનો ભાગ લઈને ચાલ્યો જાય તેમ સુભદ્રાને લઈને અર્જુન ચાલ્યા ગયા. ॥ ૧૦ ॥ આ સમાચાર સાંભળીને બલરામજી બહુ ગુસ્સે થયા. તેઓ પૂર્ણિમાના દિવસે સમુદ્રની જેમ ક્ષુબ્ધ થઈ ગયા. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ અને અન્ય સુહૃદ – સંબંધીઓએ તેમના પગ પકડીને તેમને બહુ સમજાવ્યા. ત્યારે તેઓ શાંત થયા. ॥ ૧૧ ॥ ત્યાર પછી બલરામજીએ પ્રસન્ન થઈને વર-વધૂ માટે બહુ ધન, સામગ્રી, હાથી, ઘોડા, રથ અને દાસ-દાસીઓ દહેજમાં મોકલી આપ્યાં. ॥ ૧૨ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! વિદેહની રાજધાની મિથિલામાં એક ગૃહસ્થ બ્રાહ્મણ હતા. તેમનું નામ શ્રુતદેવ હતું. તેઓ ભગવાન શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. તેઓ એકમાત્ર ભગવદ્‌ભક્તિથી જ કૃતકૃત્ય, શાંત તથા વિદ્વાન હતા. ॥ ૧૩ ॥ તેઓ ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ કોઈ પ્રકારના વિષયોમાં આસક્ત ન હતા. જે કાંઈ મળી જાય તેમાં પોતાનો નિર્વાહ કરી લેતા હતા. ॥ ૧૪ ॥ પ્રારબ્ધવશ દરરોજ તેમને જીવન-નિર્વાહ જેટલી સામગ્રી મળી જતી હતી, વધારે નહીં. તેઓ તેટલા સંતોષી પણ હતા, અને પોતાના વર્ણાશ્રમ અનુસાર ધર્મપાલનમાં તત્પર રહેતા હતા. ॥ ૧૫ ॥

૧. સ્મરક્ષુબ્ધં । ૨. સુહૃદ્ભિશ્ચાનુસાન્ત્વિતઃ । ૩. ૦મત્યયમ્ ।

તથા તદ્રાષ્ટ્રપાલોઽઙ્ગ બહુલાશ્વ ઈતિ શ્રુતઃ ।
મૈથિલો નિરહંમાન ઉભાવપ્યચ્યુતપ્રિયૌ ॥ ૧૬॥

તયોઃ પ્રસન્નો ભગવાન્ દારુકેણાહૃતં રથમ્ ।
આરુહ્ય સાકં મુનિભિર્વિદેહાન્ પ્રયયૌ પ્રભુઃ ॥ ૧૭॥

નારદો વામદેવોઽત્રિઃ કૃષ્ણો રામોઽસિતોઽરુણિઃ ।
અહં બૃહસ્પતિઃ કણ્વો મૈત્રેયશ્ચ્યવનાદયઃ ॥ ૧૮॥

તત્ર તત્ર તમાયાન્તં પૌરા જાનપદા નૃપ ।
ઉપતસ્થુઃ સાર્ઘ્યહસ્તા ગ્રહૈઃ સૂર્યમિવોદિતમ્ ॥ ૧૯॥

આનર્તધન્વકુરુજાઙ્ગલકઙ્કમત્સ્ય-
પાઞ્ચાલકુન્તિમધુકેકયકોસલાર્ણાઃ ।
અન્યે ચ તન્મુખસરોજમુદારહાસ-
સ્નિગ્ધેક્ષણં નૃપ પપુર્દશિભિર્નૃનાર્યઃ ॥ ૨૦॥

તેભ્યઃ સ્વવીક્ષણવિનષ્ટતમિસ્રદગ્ભ્યઃ
ક્ષેમં ત્રિલોકગુરુરર્થદૃશં ચ યચ્છન્ ।
શૃણ્વન્ દિગન્તધવલં સ્વયશોઽશુભઘ્નં
ગીતં સુરૈર્નૃભિરગાચ્છનકૈર્વિદેહાન્ ॥ ૨૧॥

તેઽચ્યુતં પ્રાપ્તમાકર્ણ્ય પૌરા જાનપદા નૃપ[1] ।
[2]અભીયુર્મુદિતાસ્તસ્મૈ ગૃહીતાર્હણપાણયઃ ॥ ૨૨॥

દૃષ્ટ્વા ત ઉત્તમશ્લોકં પ્રીત્યુત્ફુલ્લાનનાશયાઃ ।
કૈર્ધૃતાઞ્જલિભિર્નેમુઃ શ્રુતપૂર્વાંસ્તથા મુનીન્ ॥ ૨૩॥

સ્વાનુગ્રહાય સમ્પ્રાપ્તં મન્વાનૌ તં જગદ્ગુરુમ્ ।
મૈથિલઃ શ્રુતદેવશ્ચ પાદયોઃ પેતતુઃ પ્રભોઃ ॥ ૨૪॥

ન્યમન્ત્રયેતાં દાશાર્હમાતિથ્યેન સહ દ્વિજૈઃ ।
મૈથિલઃ શ્રુતદેવશ્ચ યુગપત્ સંહતાઞ્જલી ॥ ૨૫॥

પ્રિય પરીક્ષિત! તે દેશના રાજા પણ બ્રાહ્મણ જેવા જ ભક્ત હતા. મૈથિલવંશના તે પ્રતિષ્ઠિત રાજાનું નામ હતું બહુલાશ્વ. તેમનામાં અહંકારનો લેશમાત્ર ન હતો. શ્રુતદેવ અને બહુલાશ્વ બન્ને ભગવાનના પ્રિય ભક્ત હતા. ॥ ૧૬ ॥

એક વાર ભગવાન શ્રીકૃષ્ણે તે બન્ને પર પ્રસન્ન થઈને દારુક પાસે રથ મંગાવ્યો અને તેમાં બેસીને દ્વારકાથી વિદેહદેશ તરફ પ્રસ્થાન કર્યું. ॥ ૧૭ ॥ ભગવાન સાથે નારદજી, વામદેવ, અત્રિ, વેદવ્યાસ, પરશુરામ, અસિત, આરુણિ, હું (શુકદેવ), બૃહસ્પતિ, કણ્વ, મૈત્રેય, ચ્યવન વગેરે ઋષિઓ પણ હતા. ॥ ૧૮ ॥ પરીક્ષિત! તેઓ જ્યાં-જ્યાં જતા, ત્યાં-ત્યાંના નાગરિકો તથા ગ્રામવાસી પ્રજા પૂજાની સામગ્રી લઈને ઉપસ્થિત થઈ જતી. પૂજા કરવાવાળાને ભગવાન જાણે ગ્રહો સાથે સાક્ષાત્ સૂર્યનારાયણ ઉદય થઈ રહ્યા હોય એવા લાગતા. ॥ ૧૯ ॥ પરીક્ષિત! આ યાત્રામાં આનર્ત, ધન્વ, કુરુ, જાંગલ, કંક, મત્સ્ય, પાંચાલ, કુન્તિ, મધુ, કેકય, કોસલ, અર્ણ વગેરે અનેક પ્રાંતોનાં સ્ત્રી-પુરુષોએ પોતાના નેત્રરૂપી પડિયાથી ભગવાન શ્રીકૃષ્ણના ઉદારહાસ્ય અને પ્રેમભરી ચિતવનથી યુક્ત મુખારવિન્દના અમૃતનું પાન કર્યું. ॥ ૨૦ ॥ ત્રિલોકના ગુરુ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શનથી તે લોકોની અજ્ઞાનદૃષ્ટિ નષ્ટ થઈ ગઈ. પ્રભુનું દર્શન કરનાર સ્ત્રી-પુરુષોને પોતાની દૃષ્ટિથી પરમ કલ્યાણ અને તત્ત્વજ્ઞાનનું દાન કરતા તેઓ જઈ રહ્યા હતા. રસ્તામાં ઠેક-ઠેકાણે મનુષ્યો અને દેવતાઓ ભગવાનની તે કીર્તિનું ગાન કરીને સંભળાવતા, જે સમસ્ત દિશાઓને પ્રકાશિત કરનારી અને સઘળા અશુભોનો નાશ કરવાવાળી છે. આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ ધીરે ધીરે વિદેહ દેશમાં પહોંચ્યા. ॥ ૨૧ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણના શુભાગમનના સમાચાર સાંભળીને નાગરિકો અને ગ્રામવાસીઓના આનંદની સીમા ન રહી. તેઓ પોતાના હાથમાં પૂજાની વિવિધ સામગ્રીઓ લઈને તેમનું સામૈયું કરવા આવ્યા. ॥ ૨૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરીને તેમનાં હૃદય અને મુખકમળ પ્રેમ અને આનંદથી ખીલી ગયાં. તેમણે ભગવાનને તથા તે મુનિઓને, જેમનું નામ માત્ર સાંભળ્યું જ હતું, જોયા ન હતા, હાથ જોડીને મસ્તક ઝુકાવીને પ્રણામ કર્યાં. ॥ ૨૩ ॥ મિથિલાનરેશ બહુલાશ્વ અને શ્રુતદેવે એવું સમજીને કે, જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ અમારા ઉપર અનુગ્રહ કરવા માટે જ પધાર્યા છે, તેમના ચરણોમાં પડીને પ્રણામ કર્યાં. ॥ ૨૪ ॥ બહુલાશ્વ અને શ્રુતદેવ બન્નેય જણે એક સાથે હાથ જોડીને મુનિ-મંડળી સાથે શ્રીકૃષ્ણને આતિથ્ય ગ્રહણ કરવા માટે નિમંત્રિત કર્યા. ॥ ૨૫ ॥

૧. નૃપાઃ । ૨. પ્રતીયુ૦ ।

ભગવાંસ્તદભિપ્રેત્ય દ્વયોઃ પ્રિયચિકીર્ષયા ।
ઉભયોરાવિશદ્ ગેહમુભાભ્યાં તદલક્ષિતઃ ॥ ૨૬॥

શ્રોતુમપ્યસતાં[1] દૂરાન્ જનકઃ સ્વગૃહાગતાન્ ।
આનીતેષ્વાસનાગ્ર્યેષુ સુખાસીનાન્ મહામનાઃ ॥ ૨૭॥

પ્રવૃદ્ધભક્ત્યા ઉદ્ધર્ષહૃદયાસ્રાવિલેક્ષણઃ ।
નત્વા તદઙ્ઘ્રીન્ પ્રક્ષાલ્ય તદપો લોકપાવનીઃ ॥ ૨૮॥

સકુટુમ્બો વહન્ મૂર્ધ્ના પૂજયાંચક્ર ઈશ્વરાન્ ।
ગન્ધમાલ્યામ્બરાકલ્પધૂપદીપાર્ઘ્યગોવૃષૈઃ ॥ ૨૯॥

વાચા મધુરયા પ્રીણન્નિદમાહાન્નતર્પિતાન્ ।
પાદાવઙ્કગતૌ વિષ્ણોઃ સંસ્પૃશઞ્છનકૈર્મુદા ॥ ૩૦॥

રાજોવાચ

ભવાન્ હિ સર્વભૂતાનામાત્મા[2] સાક્ષી સ્વદૃગ્ વિભો ।
અથ નસ્ત્વત્પદામ્ભોજં સ્મરતાં દર્શનં ગતઃ ॥ ૩૧॥

સ્વવચસ્તદૃતં કર્તુમસ્મદ્દૃગ્ગોચરો ભવાન્ ।
યદાત્થૈકાન્તભક્તાન્ મે નાનન્તઃ શ્રીરજઃ પ્રિયઃ ॥ ૩૨॥

કો નુ ત્વચ્ચરણામ્ભોજમેવંવિદ્[3] વિસૃજેત્ પુમાન્ ।
નિષ્કિઞ્ચનાનાં શાન્તાનાં મુનીનાં યસ્ત્વમાત્મદઃ ॥ ૩૩॥

યોઽવતીર્ય યદોર્વંશે નૃણાં સંસરતામિહ ।
યશો વિતેને તચ્છાન્ત્યૈ ત્રૈલોક્યવૃજિનાપહમ્ ॥ ૩૪॥

નમસ્તુભ્યં ભગવતે કૃષ્ણાયાકુણ્ઠમેધસે ।
નારાયણાય ઋષયે સુશાન્તં તપ ઈયુષે ॥ ૩૫॥

ભગવાન શ્રીકૃષ્ણ બન્નેની પ્રાર્થનાનો સ્વીકાર કરીને બન્નેને પ્રસન્ન કરવા માટે એક જ સમયે જુદા જુદા રૂપમાં બન્નેને ઘેર પધાર્યા અને આ વાતની એક-બીજાને ખબર ન પડી કે ભગવાન શ્રીકૃષ્ણ મારા ઘર સિવાય બીજે ક્યાંય પણ જઈ રહ્યા છે. ॥ ૨૬ ॥ મહાન મનસ્વી વિદેહરાજા બહુલાશ્વે એ જોઈને કે, દુષ્ટ-દુરાચારી માણસો જેમનું નામ પણ સાંભળી શકતા નથી, તે જ ભગવાન શ્રીકૃષ્ણ અને ઋષિ-મુનિઓ મારે ઘેર પધાર્યા છે, સુંદર-સુંદર આસન મંગાવ્યાં અને ભગવાન શ્રીકૃષ્ણ અને ઋષિ-મુનિઓ તેના પર બેસી ગયા. તે સમયે બહુલાશ્વની દશા બહુ વિચિત્ર હતી. પ્રેમ-ભક્તિથી તેમનું હૃદય ભરાઈ આવ્યું હતું. નેત્રોમાં આંસુ છલકાતાં હતાં. તેમણે તેમના પૂજ્યતમ અતિથિઓના ચરણોમાં નમસ્કાર કરીને તેમનાં ચરણ ધોયાં અને પોતાના પરિવારના સભ્યો સહિત બધાએ તે ચરણોદક માથા પર ચઢાવ્યું અને પછી ભગવાન અને ભગવત્સ્વરૂપ ઋષિઓને ગંધ, માળા, વસ્ત્ર, અલંકાર, ધૂપ-દીપ, અર્ધ્ય, ગાયો, ઋષભ વગેરે સમર્પિત કરીને તેમની પૂજા કરી. ॥ ૨૭-૨૯ ॥ જ્યારે બધા લોકો ભોજન કરીને તૃપ્ત થઈ ગયા, ત્યારે રાજા બહુલાશ્વ ભગવાન શ્રીકૃષ્ણના ચરણને પોતાના ખોળામાં લઈને બેસી ગયા અને ખૂબ આનંદપૂર્વક ચરણસેવા કરતાં મધુરવાણીથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૦ ॥

રાજા બહુલાશ્વએ કહ્યું – 'પ્રભુ! આપ સમસ્ત પ્રાણીઓના આત્મા, સાક્ષી અને સ્વયંપ્રકાશ છો. અમે સદા-સર્વદા આપનાં ચરણકમળોનું સ્મરણ કરતા રહીએ છીએ. તેથી આપે અમને દર્શન આપીને કૃતાર્થ કર્યા છે. ॥ ૩૧ ॥ ભગવન્! આપનું વચન છે કે 'મને મારા સ્વરૂપ બલરામજી, અર્ધાંગિની લક્ષ્મીજી અને પુત્ર બ્રહ્માથી પણ મારો અનન્યપ્રેમી ભક્ત વધારે પ્રિય છે.' આપનાં આ વચનોને સત્ય કરવા માટે જ આપે અમને દર્શન આપ્યાં છે. ॥ ૩૨ ॥ ભલા, એવો કોણ મનુષ્ય છે જે આપની આ પરમ દયાળુતા અને પ્રેમ-પરવશતાને જાણ્યા પછી પણ આપનાં ચરણકમળોનો પરિત્યાગ કરી શકે? પ્રભુ! જેમણે જગતની તમામ વસ્તુઓનો તથા શરીર વગેરેનો પણ મનથી પરિત્યાગ કરી દીધો છે, તે પરમ શાંત મુનિઓને આપ પોતાની જાત સુધ્ધાં આપી દો છો. ॥ ૩૩ ॥ આપે યદુવંશમાં અવતાર લઈને જન્મ-મૃત્યુના ચક્કરમાં પડેલા મનુષ્યોને તેમાંથી મુક્ત કરવા માટે જગતમાં એવા વિશુદ્ધ યશનો વિસ્તાર કર્યો છે, જે ત્રિલોકના પાપ-તાપને શાંત કરવાવાળો છે. ॥ ૩૪ ॥ પ્રભુ! આપ અચિન્ત્ય, અનંત ઐશ્વર્ય અને માધુર્યના નિધિ છો; બધાના ચિત્તને પોતાના તરફ આકર્ષિત કરવા માટે આપ સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મ છો. આપનું જ્ઞાન અનંત છે. પરમ શાંતિનો વિસ્તાર કરવા માટે આપ જ નારાયણ ઋષિના રૂપમાં

[1] ૦મપ્યઘ તાન્ । [2] સર્વજીવાના૦ । [3] ત્વચ્ચરણામ્ભોજં વન્દિત્વા વિસૃજેત્ ।

દિનાનિ કતિચિદ્ ભૂમન્ ગૃહાન્ નો નિવસ દ્વિજૈઃ ।
સમેતઃ પાદરજસા પુનીહીદં નિમેઃ કુલમ્ ॥ ૩૬॥

ઈત્યુપામન્ત્રિતો રાજ્ઞા ભગવાઁલ્લોકભાવનઃ ।
ઉવાસ કુર્વન્ કલ્યાણં મિથિલાનરયોષિતામ્ ॥ ૩૭॥

શ્રુતદેવોઽચ્યુતં પ્રાપ્તં સ્વગૃહાઞ્જનકો યથા ।
નત્વા મુનીન્ સુસંહૃષ્ટો ધુન્વન્ વાસો નનર્ત હ ॥ ૩૮॥

તૃણપીઠબૃસીષ્વેતાનાનીતેષૂપવેશ્ય[1] સઃ ।
સ્વાગતેનાભિનન્દ્યાઙ્ઘ્રીન્ સભાર્યોઽવનિજે મુદા ॥ ૩૯॥

તદમ્ભસા મહાભાગ આત્માનં સગૃહાન્વયમ્ ।
સ્નાપયાઞ્ચક્ર ઉદ્ધર્ષો લબ્ધસર્વમનોરથઃ ॥ ૪૦॥

ફલાર્હણોશીરશિવામૃતામ્બુભિ-
　　ર્મૃદા સુરભ્યા તુલસીકુશામ્બુજૈઃ ।
આરાધયામાસ યથોપપન્નયા
　　સપર્યયા સત્ત્વવિવર્ધનાન્ધસા[2] ॥ ૪૧॥

સ તર્કયામાસ કુતો મમાન્વભૂદ્
　　ગૃહાન્ધકૂપે પતિતસ્ય સઙ્ગમઃ ।
યઃ સર્વતીર્થાસ્પદપાદરેણુભિઃ
　　કૃષ્ણેન ચાસ્યાત્મનિકેતભૂસુરૈઃ ॥ ૪૨॥

સૂપવિષ્ટાન્ કૃતાતિથ્યાઞ્છ્રુતદેવ ઉપસ્થિતઃ ।
સભાર્યસ્વજનાપત્ય ઉવાચાઙ્ઘ્ર્યભિમર્શનઃ ॥ ૪૩॥

શ્રુતદેવ ઉવાચ

નાદ્ય નો દર્શનં પ્રાપ્તઃ પરં પરમપૂરુષઃ ।
યર્હીદં[3] શક્તિભિઃ સૃષ્ટ્વા પ્રવિષ્ટો હ્યાત્મસત્તયા ॥ ૪૪॥

તપસ્યા કરી રહ્યા છો. હું આપને નમસ્કાર કરું છું. ॥ ૩૫ ॥ એકરસ, અનંત! આપ થોડા દિવસ મુનિ-મંડળી સાથે અમારે ત્યાં નિવાસ કરો અને આપની ચરણરજથી આ નિમિવંશને પવિત્ર કરો.' ॥ ૩૬ ॥ પરીક્ષિત! સર્વના જીવનદાતા ભગવાન શ્રીકૃષ્ણ રાજા બહુલાશ્વની આ પ્રાર્થના સ્વીકારીને મિથિલાવાસી નર-નારીઓનું કલ્યાણ કરતા રહીને થોડા દિવસ ત્યાં રોકાયા. ॥ ૩૭ ॥

પ્રિય પરીક્ષિત! જેમ રાજા બહુલાશ્વ ભગવાન શ્રીકૃષ્ણ અને મુનિમંડળી પધારવાથી આનંદમગ્ન થઈ ગયા હતા તે જ રીતે શ્રુતદેવ બ્રાહ્મણ પણ ભગવાન શ્રીકૃષ્ણ અને મુનિઓને પોતાને ઘેર આવ્યા જોઈને આનંદ-વિહ્વળ થઈ ગયા; તેઓ તેમને નમસ્કાર કરીને પોતાનાં વસ્ત્રો ફરકાવીને નાચવા લાગ્યા. ॥ ૩૮ ॥ શ્રુતદેવે સાદડી, ઘાસનાં આસનો અને પાટલા મૂકીને તેના પર ભગવાન શ્રીકૃષ્ણ અને મુનિઓને બેસાડ્યા, સ્વાગત કરી અભિનંદન આપી પત્ની સાથે હર્ષથી તેમના પગ ધોયા. ॥ ૩૯ ॥ પરીક્ષિત! મહાભાગ્યશાળી શ્રુતદેવે ભગવાન અને ઋષિઓના ચરણોદકથી પોતાના ઘરને અને કુટુંબીઓને પવિત્ર કર્યા. તે સમયે તેમના તમામ મનોરથો પૂર્ણ થઈ ગયા હતા. તેઓ હર્ષના અતિરેકથી ઝૂમી ઊઠ્યા. ॥ ૪૦ ॥ ત્યાર પછી તેમણે ફળ, ગન્ધ, ખસથી સુવાસિત અને નિર્મળ જળ, સુગન્ધિત માટી, તુલસી, દર્ભ, કમળ વગેરે પૂજા-સામગ્રી અને સત્ત્વગુણ વધારનાર અન્ન દ્વારા બધાની આરાધના કરી. ॥ ૪૧ ॥ તે વખતે શ્રુતદેવજી મનમાં તર્ક કરવા લાગ્યા કે, 'હું તો ઘર-ગૃહસ્થીના અંધારા કૂવામાં પડેલો છું, અભાગિયો છું, મને ભગવાન શ્રીકૃષ્ણ અને તેમના નિવાસસ્થાન એવા આ ઋષિમુનિઓ કે જેમના ચરણોની રજ સમસ્ત તીર્થોને તીર્થ બનાવનારી છે, દર્શન કઈ રીતે થયાં?' ॥ ૪૨ ॥ જ્યારે બધા આતિથ્યનો સ્વીકાર કરીને આરામથી બેસી ગયા, ત્યારે શ્રુતદેવ પોતાનાં સ્ત્રી-પુત્ર તથા અન્ય સંબંધીઓ સાથે તેમની સેવામાં ઉપસ્થિત થયા. તેઓ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોનો સ્પર્શ કરતા રહીને કહેવા લાગ્યા. ॥ ૪૩ ॥

**શ્રુતદેવે કહ્યું** — પ્રભુ! આપ વ્યક્ત-અવ્યક્તરૂપ પ્રકૃતિ અને જીવોથી પર પુરુષોત્તમ છો. મને આપે આજે જ દર્શન આપ્યાં છે એવી વાત નથી. આપ તો ત્યારથી જ બધાને પ્રાપ્ત છો, જ્યારથી આપે પોતાની શક્તિથી આ જગતની રચના કરીને આત્મસત્તારૂપે એમાં પ્રવેશ કર્યો છે. ॥ ૪૪ ॥

૧. ૦ષૂપવેશયન્ । ૨. ૦માલયા । ૩. યદિદં ।

યથા શયાનઃ પુરુષો મનસૈવાત્મમાયયા ।
સૃષ્ટ્વા લોકં પરં સ્વાપ્નમનુવિશ્યાવભાસતે ॥ ૪૫॥

શૃણ્વતાં ગદતાં શશ્વદર્ચતાં ત્વાઽભિવન્દતામ્[૧] ।
નૃણાં સંવદતામન્તર્હૃદિ ભાસ્યમલાત્મનામ્ ॥ ૪૬॥

હૃદિસ્થોઽપ્યતિદૂરસ્થઃ કર્મવિક્ષિપ્તચેતસામ્ ।
આત્મશક્તિભિરગ્રાહ્યોઽપ્યન્ત્યુપેતગુણાત્મનામ્ ॥ ૪૭॥

નમોઽસ્તુ તેઽધ્યાત્મવિદાં પરાત્મને
અનાત્મને સ્વાત્મવિભક્તમૃત્યવે ।
સકારણાકારણલિઙ્ગમીયુષે
સ્વમાયયાઽસંવૃતરુદ્ધદૃષ્ટયે ॥ ૪૮॥

સ ત્વં શાધિ સ્વભૃત્યાન્ નઃ કિં દેવ કરવામ હે[૨] ।
એતદન્તો નૃણાં ક્લેશો યદ્ ભવાનક્ષિગોચરઃ ॥ ૪૯॥

*શ્રીશુક ઉવાચ*

તદુક્તમિત્યુપાકર્ણ્ય ભગવાન્ પ્રણતાર્તિહા ।
ગૃહીત્વા પાણિના પાણિં પ્રહસંસ્તમુવાચ હ ॥ ૫૦॥

*શ્રીભગવાનુવાચ*

બ્રહ્મંસ્તેઽનુગ્રહાર્થાય સમ્પ્રાપ્તાન્ વિદ્ધ્યમૂન્ મુનીન્ ।
સઞ્ચરન્તિ મયા લોકાન્ પુનન્તઃ પાદરેણુભિઃ ॥ ૫૧॥

દેવાઃ ક્ષેત્રાણિ તીર્થાનિ દર્શનસ્પર્શનાર્ચનૈઃ ।
શનૈઃ પુનન્તિ કાલેન તદપ્યર્હત્તમેક્ષયા ॥ ૫૨॥

બ્રાહ્મણો જન્મના શ્રેયાન્ સર્વેષાં પ્રાણિનામિહ ।
તપસા વિદ્યયા તુષ્ટ્યા કિમુ મત્કલયા યુતઃ ॥ ૫૩॥

જેમ સૂતેલો મનુષ્ય સ્વપ્નાવસ્થામાં અવિદ્યાવશ મનમાં જ સ્વપ્ન-જગતની સૃષ્ટિ (રચના) કરે છે અને તેમાં સ્વયં ઉપસ્થિત થઈને અનેક રૂપોમાં અનેક કર્મો કરતો હોવાનું પ્રતીત થાય છે, તે જ પ્રમાણે આપે આપનામાં જ પોતાની માયાથી જગતની રચના કરી લીધી છે અને હવે તેમાં પ્રવેશ કરીને અનેક રૂપોમાં પ્રકાશિત થઈ રહ્યા છો. ॥ ૪૫ ॥જે લોકો હંમેશાં આપની લીલા-કથાનું શ્રવણ-કીર્તન તથા આપની પ્રતિમાઓનું અર્ચન-વન્દન કરે છે અને આપસમાં આપની જ ચર્ચા કરે છે, તેમનું હૃદય શુદ્ધ થઈ જાય છે અને આપ તેમાં પ્રકાશિત થઈ જાઓ છો. ॥ ૪૬ ॥ જે લોકોનું ચિત્ત લૌકિક-વૈદિક વગેરે કર્મોની વાસનાઓથી બહિર્મુખ થઈ રહ્યું છે, તેમનાં હૃદયમાં રહેવા છતાં પણ આપ તેમનાથી બહુ દૂર છો. પરંતુ જે લોકોએ આપના ગુણાનુવાદથી પોતાના અંતઃકરણને સદ્‌ગુણોથી સમ્પન્ન બનાવી દીધું છે તેમના માટે ચિત્તવૃત્તિઓથી અગ્રાહ્ય હોવા છતાં પણ આપ અત્યંત નિકટ છો. ॥ ૪૭ ॥ પ્રભુ! જે લોકો આત્મતત્ત્વને જાણવાવાળા છે તેમના આત્મારૂપે જ આપ સ્થિત છો અને જે શરીર વગેરેને જ પોતાનો આત્મા માની બેઠા છે તેમના માટે આપ અનાત્માને પ્રાપ્ત થનાર મૃત્યુરૂપ છો. આપ મહત્તત્ત્વ વગેરે કાર્યકારણરૂપ પ્રકૃતિના નિયામક છો, શાસક છો. આપની માયા આપની પોતાની દૃષ્ટિ પર પડદો નાખી શકતી નથી, પરંતુ તેણે બીજાની દૃષ્ટિને ઢાંકી દીધી છે. આપને હું નમસ્કાર કરું છું. ॥ ૪૮ ॥સ્વપ્રકાશ પ્રભુ! અમે આપના સેવક છીએ. અમને આજ્ઞા આપો કે અમે આપની શી સેવા કરીએ? નેત્રો દ્વારા આપનાં દર્શન થતાં નથી ત્યાં સુધી જીવોના ક્લેશ રહે છે. આપનાં દર્શનમાં જ બધા ક્લેશોની સમાપ્તિ છે. ॥ ૪૯ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! શરણાગતભયહારી ભગવાન શ્રીકૃષ્ણે શ્રુતદેવની પ્રાર્થના સાંભળીને પોતાના હાથમાં તેમનો હાથ લઈ લીધો અને હસીને તેને કહેવા લાગ્યા. ॥ ૫૦ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – પ્રિય શ્રુતદેવ! આ મોટા-મોટા ઋષિ-મુનિ તમારા પર અનુગ્રહ કરવા માટે જ અહીં પધાર્યા છે. આ તેમના ચરણકમળની રજથી તમામ મનુષ્યો અને સઘળા લોકોને પવિત્ર કરતા રહીને મારી સાથે વિચરણ કરી રહ્યા છે. ॥ ૫૧ ॥ દેવતાઓ, પુણ્યક્ષેત્ર અને તીર્થ વગેરે તો દર્શન, સ્પર્શ, અર્ચન વગેરે દ્વારા ધીરે-ધીરે અને લાંબા સમય પછી પવિત્ર કરે છે, જ્યારે સંત પુરુષો પોતાની દૃષ્ટિથી જ બધાને પવિત્ર કરી દે છે. એટલું જ નહીં, દેવતાઓ વગેરેમાં જે પવિત્ર કરવાની શક્તિ છે, તે પણ તેમને સંતોની દૃષ્ટિથી જ પ્રાપ્ત થાય છે. ॥ ૫૨ ॥ શ્રુતદેવ! જગતમાં બ્રાહ્મણ જન્મથી જ બધા પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે. જો તે તપસ્યા, વિદ્યા, સન્તોષ અને મારી ઉપાસના – મારી ભક્તિથી યુક્ત હોય ત્યારે તો કહેવાનું જ શું? ॥ ૫૩ ॥

૧. ચાભિવન્દતામ્ । ૨. તે ।

ન બ્રાહ્મણાન્મે દયિતં રૂપમેતચ્ચતુર્ભુજમ્ ।
સર્વવેદમયો વિપ્રઃ સર્વદેવમયો હ્યહમ્ ॥ ૫૪॥

દુષ્પ્રજ્ઞા અવિદિત્વૈવમવજાનન્ત્યસૂયવઃ ।
ગુરું માં વિપ્રમાત્માનમર્ચાદાવિજ્યદૃષ્ટયઃ ॥ ૫૫॥

ચરાચરમિદં વિશ્વં ભાવા યે ચાસ્ય હેતવઃ ।
મદ્રૂપાણીતિ ચેતસ્યાધત્તે વિપ્રો મદીક્ષયા ॥ ૫૬॥

તસ્માદ્ બ્રહ્મઋષીનેતાન્ બ્રહ્મન્ મચ્છ્રદ્ધયાર્ચય ।
એવં ચેદર્ચિતોઽસ્મ્યદ્ધા નાન્યથા ભૂરિભૂતિભિઃ ॥ ૫૭॥

મને મારું આ ચતુર્ભુજરૂપ પણ બ્રાહ્મણો કરતાં વધારે પ્રિય નથી. કેમકે, બ્રાહ્મણ સર્વવેદમય છે અને હું સર્વદેવમય છું. ॥ ૫૪ ॥ દુર્બુદ્ધિ મનુષ્યો આ વાતને ન જાણીને માત્ર મૂર્તિ વગેરેમાં જ પૂજ્યબુદ્ધિ રાખે છે અને ગુણોમાં દોષ કાઢીને મારા સ્વરૂપ જગદ્‌ગુરુ બ્રાહ્મણનો, કે જે તેમનો આત્મા જ છે, તિરસ્કાર કરે છે. ॥ ૫૫ ॥ બ્રાહ્મણ મારો સાક્ષાત્કાર કરીને પોતાના ચિત્તમાં એવો નિશ્ચય કરી લે છે કે, આ ચરાચર વિશ્વ, તે સંબંધી બધી ભાવનાઓ અને તેનાં કારણ પ્રકૃતિ, મહત્તત્ત્વાદિ બધાં જ આત્મસ્વરૂપ ભગવાનનાં જ રૂપ છે. ॥ ૫૬ ॥ તેથી શ્રુતદેવ! તમે આ બ્રહ્મર્ષિઓને મારું જ સ્વરૂપ સમજીને પૂરી શ્રદ્ધાથી તેમની પૂજા કરો. જો તમે આ પ્રમાણે કરશો તો તમે સાક્ષાત્ અનાયાસે જ મારું પૂજન કરી લીધું; અન્યથા મોટી-મોટી બહુ કીમતી સામગ્રીઓથી પણ મારી પૂજા થઈ શકતી નથી. ॥ ૫૭ ॥

*શ્રીશુક ઉવાચ*[1]

સ ઇત્થં પ્રભુણાઽઽદિષ્ટઃ સહકૃષ્ણાન્ દ્વિજોત્તમાન્ ।
આરાધ્યૈકાત્મભાવેન મૈથિલશ્ચાપ સદ્‌ગતિમ્ ॥ ૫૮॥

એવં સ્વભક્તયો રાજન્ ભગવાન્ ભક્તભક્તિમાન્ ।
ઉષિત્વાઽઽદિશ્ય સન્માર્ગં પુનર્દ્વારવતીમગાત્ ॥ ૫૯॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણનો આ આદેશ પ્રાપ્ત કરીને શ્રુતદેવે ભગવાન શ્રીકૃષ્ણ અને તે બ્રહ્મર્ષિઓની એકાત્મભાવથી આરાધના કરી તથા તેમની કૃપાથી તેઓ ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયા. રાજા બહુલાશ્વએ પણ તે જ ગતિ પ્રાપ્ત કરી. ॥ ૫૮ ॥ પ્રિય પરીક્ષિત! જેમ ભક્તો ભગવાનની ભક્તિ કરે છે, તે જ પ્રમાણે ભગવાન પણ ભક્તોની ભક્તિ કરે છે. તેઓ પોતાના બન્ને ભક્તોને પ્રસન્ન કરવા માટે થોડા દિવસ સુધી મિથિલાપુરીમાં રહ્યા અને તેમને સાધુપુરુષોના માર્ગનો ઉપદેશ આપીને તેઓ પાછા દ્વારકા પધાર્યા. ॥ ૫૯ ॥

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે શ્રુતદેવાનુગ્રહો નામ ષડશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૬ ॥**

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત શ્રુતદેવ પર અનુગ્રહ નામનો છ્યાસીમો અધ્યાય સમાપ્ત.**

═★═

# સત્યાસીમો અધ્યાય

## વેદસ્તુતિ

*પરીક્ષિદુવાચ*[2]

બ્રહ્મન્ બ્રહ્મણ્યનિર્દેશ્યે નિર્ગુણે ગુણવૃત્તયઃ ।
કથં ચરન્તિ શ્રુતયઃ સાક્ષાત્ સદસતઃ પરે ॥ ૧॥

**પરીક્ષિત રાજાએ પૂછ્યું** – બ્રહ્મન્! બ્રહ્મ તો કાર્ય-કારણથી બધી રીતે પર છે, મન-વાણી દ્વારા સંકેતરૂપે પણ તેનો નિર્દેશ કરી શકાતો નથી, બીજી બાજુ શ્રુતિઓ તો માત્ર ગુણોના વિષયમાં જ કહી શકે છે, નિર્ગુણ તત્ત્વનું સ્વરૂપ તો તેમના સામર્થ્યથી પર છે, તો પછી 'શ્રુતિઓ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કઈ રીતે કરે છે?' ॥ ૧ ॥

૧. બાદરાયણિરુવાચ । ૨. વિષ્ણુરાત ઉવાચ ।

*શ્રીશુક ઉવાચ*[1]

બુદ્ધીન્દ્રિયમનઃપ્રાણાન્ જનાનામસૃજત્ પ્રભુઃ ।
માત્રાર્થં ચ ભવાર્થં ચ આત્મનેઽકલ્પનાય ચ ॥ ૨॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – (પ્રિય પરીક્ષિત!) ભગવાને મનુષ્યોનાં મન, બુદ્ધિ, ઇન્દ્રિયો અને પ્રાણોની સાથે વિષયોને પણ ઉત્પન્ન કર્યા છે, જેથી તેઓ તે વિષયોનો ઉપભોગ કરીને જીવન ધારણ કરી શકે. આમ કરવાથી સૃષ્ટિની પરંપરા પણ ચાલતી રહે, તેઓ ધર્મનું આચરણ પણ કરી શકે અને કર્મફળ ભોગવવાની સાથે-સાથે પોતાના આત્મસ્વરૂપને જાણીને સંસાર-બંધનથી મુક્ત પણ થઈ શકે. ॥ ૨ ॥

સૈષા હ્યુપનિષદ્ બ્રાહ્મી પૂર્વેષાં પૂર્વજૈર્ધૃતા ।
શ્રદ્ધયા ધારયેદ્ યસ્તાં ક્ષેમં ગચ્છેદકિઞ્ચનઃ ॥ ૩॥

બ્રહ્મનું પ્રતિપાદન કરનારા એ ઉપનિષદને પૂર્વજોના પણ પૂર્વજ સનકાદિ ઋષિઓએ આત્મસાત્ કર્યું હતું. જેમને કોઈ પણ પ્રકારની કામના નથી તેઓ જ આને શ્રદ્ધા દ્વારા ધારણ કરે છે અને તેઓ જ કલ્યાણસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરે છે. ॥ ૩ ॥

અત્ર તે વર્ણયિષ્યામિ ગાથાં નારાયણાન્વિતામ્ ।
નારદસ્ય ચ સંવાદમૃષેર્નારાયણસ્ય ચ ॥ ૪॥

આ સંબંધમાં ભગવાન નારાયણ સાથે સંબંધ ધરાવતી એક કથા સંભળાવું છું, તેમાં દેવર્ષિ નારદજી અને ઋષિશ્રેષ્ઠ નારાયણનો સંવાદ છે. ॥ ૪ ॥

એકદા નારદો લોકાન્ પર્યટન્ ભગવત્પ્રિયઃ ।
સનાતનમૃષિં દ્રષ્ટું યયૌ નારાયણાશ્રમમ્ ॥ ૫॥

(ભગવાન નારાયણ અનાદિકાળથી સમસ્ત લોકની મંગળ-કામનાના હેતુથી તપ કરી રહ્યા છે, તેથી તેઓ સનાતન ઋષિ છે.) એક સમયની વાત છે – ભગવાનના પ્રિય ભક્ત દેવર્ષિ નારદ વિભિન્ન લોકમાં ફરતા-ફરતા ભગવાન નારાયણનાં દર્શન કરવા માટે બદરિકાશ્રમ ગયા. ॥ ૫ ॥

યો વૈ ભારતવર્ષેઽસ્મિન્ ક્ષેમાય સ્વસ્તયે નૃણામ્ ।
ધર્મજ્ઞાનશમોપેતમાકલ્પાદાસ્થિતસ્તપઃ ॥ ૬॥

ભગવાન નારાયણ મનુષ્યોના અભ્યુદય (લૌકિક કલ્યાણ) માટે અને પરમ નિઃશ્રેયસ (મોક્ષ) માટે આ ભારત-વર્ષમાં કલ્પના આરંભથી જ ધર્મ, જ્ઞાન અને સંયમપૂર્વક મહાન તપ કરી રહ્યા છે. ॥ ૬ ॥

તત્રોપવિષ્ટમૃષિભિઃ કલાપગ્રામવાસિભિઃ ।
પરીતં પ્રણતોઽપૃચ્છદિદમેવ કુરૂદ્વહ ॥ ૭॥

નારદજી બદરિકાશ્રમ જઈને ભગવાન નારાયણને પ્રણામ કરીને વિનમ્ર ભાવે બેઠા અને તેમને એ જ બ્રહ્મ વિશે પ્રશ્ન કર્યો. ભગવાને જે (બ્રહ્મ) વિશે કલાપગ્રામવાસી ઋષિઓને જણાવ્યું હતું, પરીક્ષિત! તમે પણ મને તે જ બ્રહ્મ વિશે પૂછી રહ્યા છો. ॥ ૭ ॥

તસ્મૈ હ્યવોચદ્ ભગવાનૃષીણાં શૃણ્વતામિદમ્ ।
યો બ્રહ્મવાદઃ પૂર્વેષાં જનલોકનિવાસિનામ્ ॥ ૮॥

એ બ્રહ્મ વિશે હું તમને જે કહું છું, તેને તમે ભગવાન નારાયણના જ શબ્દોમાં સાંભળો. આ (જ્ઞાન) પ્રાચીનકાળમાં સ્વયં ભગવાન નારાયણે જનલોક-નિવાસી સનકાદિ ઋષિઓને કહ્યું હતું. ત્યાં આ જ બ્રહ્મના વિષયમાં ચર્ચા થતી હતી. ॥ ૮ ॥

*શ્રીભગવાનુવાચ*

સ્વાયમ્ભુવ બ્રહ્મસત્રં જનલોકેઽભવત્ પુરા ।
તત્રસ્થાનાં માનસાનાં મુનીનામૂર્ધ્વરેતસામ્ ॥ ૯॥

**ભગવાન નારાયણે કહ્યું** – પ્રિય નારદ! એક વાર જનલોકમાં આવું જ બ્રહ્મસત્ર થયું હતું. તે સત્ર ત્યાં રહેનારા બ્રહ્માના માનસપુત્રો અને નૈષ્ઠિક બ્રહ્મચારી એવા સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર સમક્ષ થયું હતું. ॥ ૯ ॥

[1] ૧. ઋષિરુવાચ

શ્વેતદ્વીપં ગતવતિ ત્વયિ દ્રષ્ટું તદીશ્વરમ્ ।
બ્રહ્મવાદઃ સુસંવૃત્તઃ શ્રુતયો યત્ર શેરતે ।
તત્ર હાડયમભૂત્ પ્રશ્નસ્ત્વં માં યમનુપૃચ્છસિ ॥ ૧૦॥

તમે જ્યારે મારા શ્વેતદ્વીપાધિપતિ અનિરુદ્ધ સ્વરૂપનાં દર્શન કરવા માટે શ્વેતદ્વીપ ગયા હતા ત્યારે ત્યાં બ્રહ્મ વિશે ઘણી જ સુંદર ચર્ચા થઈ હતી, એ વિષયનું વર્ણન કરવામાં શ્રુતિઓ પણ અસમર્થ છે. ત્યાં એ જ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો જે તમે મને હમણાં પૂછી રહ્યા છો, 'શ્રુતિઓ નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કઈ રીતે કરે છે?' ॥ ૧૦ ॥

તુલ્યશ્રુતતપઃશીલાસ્તુલ્યસ્વીયારિમધ્યમાઃ ।
અપિ ચક્રુઃ પ્રવચનમેકં શુશ્રૂષવોડપરે ॥ ૧૧॥

સનકાદિ ચારેય ઋષિઓ શાસ્ત્રીય જ્ઞાનથી સંપન્ન છે, તપસ્યા અને શીલ-સ્વભાવમાં પણ સમાન છે, તેમની દૃષ્ટિમાં શત્રુ, મિત્ર કે ઉદાસીનનો ભેદ નથી. તેમણે પોતાનામાંથી સનન્દનને વક્તા બનાવ્યા અને બાકીના ત્રણે ભાઈ જિજ્ઞાસુ શ્રોતા બનીને બેસી ગયા. ॥ ૧૧ ॥

*સનન્દન ઉવાચ*

**સનન્દને કહ્યું** – જ્યારે પરમાત્મા પોતે બનાવેલા આ જગતને પોતાનામાં લીન કરીને પોતાની શક્તિઓની સાથે સૂતા હોય છે અને પ્રલયનો કાળ સમાપ્ત થતાં ફરીથી સૃષ્ટિ-નિર્માણનો સમય આવે છે ત્યારે શ્રુતિઓ પરમાત્માનું પ્રતિપાદન કરનારાં વચનોથી એ રીતે તેમને જગાડે છે,

સ્વસૃષ્ટમિદમાપીય શયાનં સહ શક્તિભિઃ ।
તદન્તે બોધયાઞ્ચક્રુસ્તલ્લિઙ્ગૈઃ શ્રુતયઃ પરમ્ ॥ ૧૨॥

જેમ સવારે સેવક એવા બંદીજનો આવીને રાજાનાં પરાક્રમ તથા સુયશનું વર્ણન કરીને સૂઈ ગયેલા રાજાને જગાડે છે. ॥ ૧૨-૧૩ ॥

યથા શયાનં સમ્રાજં વન્દિનસ્તત્પરાક્રમૈઃ ।
પ્રત્યૂષેડભ્યેત્ય સુશ્લોકૈર્બોધયન્ત્યનુજીવિનઃ ॥ ૧૩॥

*શ્રુતય ઊચુઃ*

**શ્રુતિઓ કહે છે** – હે અજિત! આપનો જય થાઓ! જય થાઓ! આપ સર્વશ્રેષ્ઠ છો; આ ચરાચર જગતના આનંદાદિ ગુણોને ઢાંકી દેવા માટે જ આપની માયાએ સત્ત્વાદિ ગુણોનો સ્વીકાર કર્યો છે, તે માયાનો આપ નાશ કરો, કેમકે, એકમાત્ર સ્વયં આપ જ સમસ્ત ઐશ્વર્યથી પરિપૂર્ણ છો; અને તેથી મનુષ્ય વગેરે સમસ્ત પ્રાણીઓની' જ્ઞાન-વૈરાગ્ય વગેરે શક્તિઓને જાગૃત કરનારા પણ આપ જ છો. ક્યારેક આપ માયાની સાથે જગતરૂપે પ્રગટ થાઓ છો તો ક્યારેક વિશ્વના નિર્માણનો સંકલ્પ કરો છો, ત્યારે સર્જન, પાલન અને સંહારની લીલા કરો છો. (અથવા જગતના કલ્યાણ માટે અવતાર ધારણ કરવાની લીલા કરો છો.) આવા આપના (સગુણ) રૂપનું વર્ણન કરવામાં અમે શ્રુતિઓ કંઈક અંશે થોડી-ઘણી સમર્થ થઈ શકીએ છીએ.卐 ॥ ૧૪ ॥

જય જય જહ્યજામજિત દોષગૃભીતગુણાં
ત્વમસિ યદાત્મના સમવરુદ્ધસમસ્તભગઃ ।
અગજગદોકસામખિલશક્ત્યવબોધક તે
ક્વચિદજયાડડત્મના ચ ચરતોડનુચરેન્નિગમઃ ॥ ૧૪॥

---

卐 આ શ્લોકો ઉપર શ્રીશ્રીધરસ્વામીએ બહુ સુંદર શ્લોકો લખ્યા છે તે અર્થ સાથે અહીં આપવામાં આવ્યા છે –

જય જયાજિત જહ્યગજઙ્ગમાવૃતિમજામુપનીતમૃષાગુણામ્ ।
ન હિ ભવન્તમૃતે પ્રભવન્ત્યમી નિગમગીતગુણાર્ણવતા તવ ॥ ૧ ॥

અજિત! આપનો જય થાઓ, જય થાઓ! મિથ્યા ગુણો ધારણ કરીને સ્થાવરજંગમ જીવોના આવરણરૂપ આ માયાનો નાશ કરો. આપના વિના બિચારા જીવ તેને મારી નહીં શકે – તેને પાર નહીં કરી શકે. વેદો એ વાતનું ગાન કરતા રહે છે કે આપ સદ્ગુણોના સમુદ્ર છો. ॥૧ ॥

બૃહદુપલબ્ધમેતદવયન્ત્યવશેષતયા

યત ઉદયાસ્તમયૌ વિકૃતેર્મૃદિ વાઽવિકૃતાત્ ।

અત ઋષયો દધુસ્ત્વયિ મનોવચનાચરિતં

કથમયથા ભવન્તિ ભુવિ દત્તપદાનિ નૃણામ્ ॥ ૧૫॥

હે પ્રભુ! આ સમગ્ર જગત આપથી જ ઉત્પન્ન થયું છે, તેથી આ સંપૂર્ણ જગત બ્રહ્મનું જ સ્વરૂપ છે. જ્ઞાનીઓ સંપૂર્ણ વિશ્વનો બ્રહ્મરૂપે અનુભવ કરે છે; કેમકે, તે બ્રહ્મથી જ ઉત્પન્ન થયું છે અને બ્રહ્મમાં જ વિલીન થઈ જાય છે, પરમાત્મા જ શેષ રહે છે. તેથી તત્ત્વદષ્ટિથી જોતાં એકમાત્ર પરબ્રહ્મની જ સત્તા છે. જેમ માટીમાંથી અનેક પ્રકારનાં જુદાં-જુદાં આકારનાં પાત્રો બને છે, પરંતુ તે પાત્રો બન્યાં તે પૂર્વે માટી જ હતી, પાત્રોના આકારમાં પણ માટી જ છે અને તે પાત્રો નષ્ટ થતાં પણ માટી જ શેષ રહે છે. અર્થાત્ માટી અવિકારીરૂપે એક જ રહે છે. તે જ પ્રમાણે પ્રપંચનું અર્થાત્ સંસારનું સર્જન આપનાથી થતું હોવાના કારણે તેના આદિ, મધ્ય અને અંતમાં અવિકારી રૂપે આપ જ રહો છો. પ્રકૃતિના કાર્યરૂપ સંસારમાં નિરંતર પરિવર્તન થઈ રહ્યું છે. તેથી ઋષિઓ મન દ્વારા જે ચિંતન કરે છે, વાણી દ્વારા જે વર્ણન કરે છે, તે બધું બ્રહ્મનું જ ચિંતન, મનન અને વર્ણન થાય છે. અગ્નિ, ઈન્દ્ર, વરુણ વગેરેના રૂપમાં તેઓ જે ઉપાસના વગેરે કરે છે તે બધી બ્રહ્મની જ ઉપાસના છે. જેમ કોઈ મનુષ્ય પોતાનો પગ ઈંટ, પથ્થર અથવા લાકડા પર મૂકે તો પણ તે પૃથ્વી પર જ હશે, કેમકે, તે બધાં પૃથ્વીસ્વરૂપ જ છે. તેથી અમે શ્રુતિઓ પણ જે નામ-રૂપનું વર્ણન કરીએ છીએ, તે બધું આપનું જ વર્ણન છે.* ॥ ૧૫ ॥

ઈતિ તવ સૂરયસ્ત્ર્યધિપતેઽખિલલોકમલ-

ક્ષપણકથામૃતાબ્ધિમવગાહ્ય તપાંસિ જહુઃ ।

કિમુત પુનઃ સ્વધામવિધુતાશયકાલગુણાઃ

પરમ ભજન્તિ યે પદમજસ્રસુખાનુભવમ્ ॥ ૧૬॥

હે ત્રિલોકના અધિપતિ! આપના તત્ત્વ-રહસ્યને જાણનારા ભક્તોમાંથી કેટલાય ભક્તો તો આપના લીલા-કથામૃતરૂપી સાગરમાં સ્નાન કરીને પોતાના પાપ-તાપ ધોઈને આપને પ્રાપ્ત થાય છે તથા બીજા કેટલાક જ્ઞાનમાર્ગ દ્વારા રાગ-દ્વેષ વગેરેને નષ્ટ કરી કર્મવાસના ક્ષીણ થતાં આપના સ્વરૂપમાં એકાત્મતાથી સ્થિત થઈને આપને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે હે પરમાત્મા! આપના તે ભક્તોએ પોતાનું અંતઃકરણ આત્મજ્ઞાન દ્વારા તદ્દન શાંત અને પરિશુદ્ધ કરી દીધું છે. તેથી તેમને કાળના પ્રભાવે થતા શરીરના વિકારો – વૃદ્ધાવસ્થા અને મૃત્યુ વગેરે પણ ચલિત કરી શકતાં નથી. ક્યાં સુધી કહું, તે ભક્તો તો સતત પરમાનંદનો અનુભવ કરતા રહીને આપના ભજન-ધ્યાનમાં લીન રહે છે.• ॥ ૧૬ ॥

---

* દ્રુહિણવહ્નિરવીન્દ્રમુખામરા જગદિદં ન ભવેત્પૃથગુત્થિતમ્ ।
બહુમુખૈરપિ મન્ત્રગણૈરજસ્ત્વમુરુમૂર્તિરતો વિનિગદ્યસે ॥ ૨ ॥

બ્રહ્મા, અગ્નિ, સૂર્ય, ઈન્દ્ર વગેરે દેવતાઓ તથા આ સંપૂર્ણ જગત પ્રતીત થતું હોવા છતાં પણ આપનાથી અલગ નથી. તેથી અનેક દેવતાઓનું પ્રતિપાદન કરનારા વેદ-મંત્રો તે દેવતાઓના નામથી અલગ-અલગ આપની જ વિભિન્ન મૂર્તિઓનું વર્ણન કરે છે. વસ્તુતઃ આપ અજન્મા છો, તે મૂર્તિઓના રૂપે પણ આપનો જન્મ થતો નથી. ॥ ૨ ॥

• સકલવેદગણેરિતસદ્‌ગુણસ્ત્વમિતિ સર્વમનીષિજના રતાઃ ।
ત્વયિ સુભદ્રગુણશ્રવણાદિભિસ્તવ પદસ્મરણેન ગતક્લમાઃ ॥ ૩ ॥

બધા વેદો આપના સદ્‌ગુણોનું વર્ણન કરે છે. તેથી સંસારના બધા વિદ્વાનો આપના મંગલમય કલ્યાણકારી ગુણોના શ્રવણ, સ્મરણ વગેરે દ્વારા આપની સાથે જ પ્રેમ કરે છે, અને આપના ચરણોનું સ્મરણ કરીને બધાં જ દુઃખોથી મુક્ત થઈ જાય છે. ॥ ૩ ॥

દૃતય ઈવ શ્વસન્ત્યસુભૃતો યદિ તેઽનુવિધા

મહદહમાદયોઽણ્ડમસૃજન્ યદનુગ્રહતઃ ।

પુરુષવિધોઽન્વયોઽત્ર ચરમોઽન્નમયાદિષુ યઃ

સદસતઃ પરં ત્વમથ યદેષ્વવશેષમૃતમ્ ॥ ૧૭॥

હે પરમાત્મન્! પ્રાણી આપની ભક્તિ, આપનું પૂજન વગેરે કરતો રહે તેમાં જ તેના જીવનની સાર્થકતા છે, નહીંતર તેનું શ્વાસ લેવું લુહારની ધમણ જેવું વ્યર્થ છે. મહત્તત્ત્વ વગેરે જેટલાં પણ તત્ત્વો છે તે બધાં જડ છે, સૃષ્ટિના સર્જનમાં એ બધાં જ્યારે સફળ ન થઈ શક્યાં ત્યારે આપે જ કૃપાપૂર્વક એ તત્ત્વોમાં પોતાની શક્તિનો સંચાર કર્યો, ત્યારે તે સૃષ્ટિના નિર્માણકાર્યમાં સફળ થયાં. આ પ્રમાણે આપના અનુગ્રહથી જ સૃષ્ટિનું નિર્માણ થયું. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય - આ પંચકોશોમાં (તે-તે શરીર પ્રમાણે) આપ જ પુરુષરૂપે રહો છો. આ કોશોમાં જે છેલ્લો આનંદમય કોશ છે તે આપનું જ સ્વરૂપ છે, આનંદમય કોશમાં સ્થિત થઈને પ્રાણી (જીવ) આપને પ્રાપ્ત થાય છે. સત્, અસત્ અર્થાત્ કાર્ય-કારણરૂપી જગતથી આપ પર છો, આથી ઉપનિષદનાં 'નેતિ, નેતિ' વાક્યોથી નિષેધ થઈ ગયા પછી પણ શેષ જે પરમાત્મતત્ત્વ રહે છે તેને જ જ્ઞાનીજનો ઋત અર્થાત્ સત્ય માને છે અને તે સત્ય તત્ત્વ આપ જ છો.✢ ॥ ૧૭ ॥

ઉદરમુપાસતે ય ઋષિવર્ત્મસુ કૂર્પદૃશઃ

પરિસરપદ્ધતિં હૃદયમારુણયો દહરમ્ ।

તત ઉદગાદનન્ત તવ ધામ શિરઃ પરમં

પુનરિહ યત્ સમેત્ય ન પતન્તિ કૃતાન્તમુખે ॥ ૧૮॥

✗ ઋષિઓએ આપની પ્રાપ્તિ માટેના અનેક માર્ગ બતાવ્યા છે. જે સ્થૂળ દૃષ્ટિવાળા છે તે મણિપૂરક ચક્રમાં (નાભિમાં) અગ્નિરૂપે આપની ઉપાસના કરે છે. બીજા અરુણવંશના ઋષિઓ નાડીઓના પ્રસારના સ્થાનરૂપ હૃદયમાં આપના પરમ સૂક્ષ્મ દહર-બ્રહ્મની ઉપાસના કરે છે. હે અનંત! તે હૃદયમાંથી જ જે સુષુમ્ણા નાડી કે જે મસ્તકમાં બ્રહ્મરન્ધ્ર (સહસ્રારચક્ર) સુધી ગયેલી છે અને જે આપને પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે, તે જ્યોતિર્મય માર્ગ દ્વારા યોગી ઉપર જઈને આપને પ્રાપ્ત કરે છે, આને અર્ચિરાદિ માર્ગ કહે છે. આ માર્ગ દ્વારા આપને પ્રાપ્ત થયેલ જીવ પુનઃ જન્મ-મરણના ચકરાવામાં પડતો નથી.✦ ॥ ૧૮ ॥

---

✢ નરવપુઃ પ્રતિપદ્ય યદિ ત્વયિ શ્રવણવર્ણનસંસ્મરણાદિભિઃ ।
નરહરે! ન ભજન્તિ નૃણામિદં દૃતિવદુચ્છ્વસિતં વિફલં તતઃ ॥ ૪ ॥

નરહરિ! મનુષ્ય-શરીર પ્રાપ્ત કરીને, જે જીવો આપના શ્રવણ, વર્ણન અને સ્મરણ વગેરે દ્વારા આપની ભક્તિ કરતા નથી તે જીવોનું શ્વાસ લેવું ધમણ જેવું વ્યર્થ છે. ॥ ૪ ॥

✦ ઉદરાદિષુ યઃ પુંસાં ચિન્તિતો મુનિવર્ત્મભિઃ ।
હન્તિ મૃત્યુભયં દેવો હૃદ્ગતં તમુપાસ્મહે ॥ ૫ ॥

મનુષ્ય ઋષિ-મુનિઓ દ્વારા બતાવેલી પદ્ધતિઓથી ઉદર વગેરે સ્થાનોમાં જેમનું ચિંતન કરે છે અને જે પ્રભુ તેમના ચિંતન કરવાથી મૃત્યુ-ભયનો નાશ કરી દે છે, તે હૃદયદેશમાં બિરાજમાન પ્રભુની અમે ઉપાસના કરીએ છીએ. ॥ ૫ ॥

સ્વકૃતવિચિત્રયોનિષુ વિશન્નિવ હેતુતયા

તરતમતશ્ચકાસ્સ્યનલવત્ સ્વકૃતાનુકૃતિઃ ।

અથ વિતથાસ્વમૂષ્વવિતથં તવ ધામ સમં

વિરજધિયોઽન્વયન્ત્યભિવિપણ્યવ એકરસમ્ ॥ ૧૯॥

ભગવન્! આપે જ અનેક પ્રકારની યોનિઓ બનાવી છે અને તે યોનિઓમાં જાણે કારણરૂપે આપ જ પ્રવિષ્ટ થઈ ગયા છો. જોકે, આપ સર્વવ્યાપી હોવાથી આપના માટે પ્રવેશ કરવાની વાત કઈ રીતે કરી શકાય; તેમ છતાં પણ પ્રવેશ કર્યો હોય એવું લાગે છે. અગ્નિ જે રીતે સર્વત્ર સમાનરૂપે વ્યાપક છે, છતાં લાકડાની આકૃતિ પ્રમાણે જુદા જુદા આકારનો જોવામાં આવે છે, તે જ પ્રમાણે આપ સદા સર્વત્ર એકરસ અને સમભાવમાં વ્યાપક છો. આપ આનંદસ્વરૂપ છો, સત્યસ્વરૂપ છો. નિર્મળબુદ્ધિના તેમજ કર્મફળમાં આસક્તિ વિનાના મહાપુરુષો પ્રપંચની સત્તાને તેમજ એની બધી આકૃતિઓને મિથ્યા સમજીને એનાં ઉપર-છલ્લાં નામ-રૂપોને છોડી દઈને તત્ત્વરૂપે સર્વત્ર એકમાત્ર પરબ્રહ્મ પરમાત્માની જ સત્તાનો નિરંતર સાક્ષાત્કાર કરે છે.❖ ॥ ૧૯ ॥

સ્વકૃતપુરેષ્વમીષ્વબહિરન્તરસંવરણં

તવ પુરુષં વદન્ત્યખિલશક્તિધૃતોંઽશકૃતમ્ ।

ઇતિ નૃગતિં વિવિચ્ય કવયો નિગમાવપનં

ભવત ઉપાસતેઽઙ્ઘ્રિમભવં ભુવિ વિશ્વસિતાઃ ॥ ૨૦॥

જીવોનાં સઘળાં શરીરોનું નિર્માણ આપે જ કર્યું છે. તે શરીરોમાં રહેનારો જીવ એકમાત્ર આપનો જ સનાતન અંશ છે.* જેમ આપનો વિગ્રહ જડ તત્ત્વોથી અતીત છે તે જ પ્રમાણે આપના અંશ એવા જીવનું સ્વરૂપ પણ (અંશી-અંશના સંબંધથી) વાસ્તવિક રીતે જડથી બિલકુલ પર છે. આપના દ્વારા નિર્મિત શરીરોમાં જીવ (અન્તઃસંવરણમ્ અર્થાત્ પ્રકૃતિના કારણનું આવરણ અને બહિઃસંવરણમ્ અર્થાત્ પ્રકૃતિના કાર્યરૂપ શરીરનું આવરણ) આ બન્ને આવરણોથી રહિત છે અર્થાત્ જીવ જડ પ્રકૃતિથી પર છે. જે રીતે આપનું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ, ચેતન, આનંદસ્વરૂપ અને અવિનાશી છે તે જ પ્રમાણે જીવ પણ ચેતન અમલ, સહજ, સુખરાશિ (આનંદસ્વરૂપ) અને અવિનાશી છે. તત્ત્વજ્ઞાનીઓ એને સમસ્ત શક્તિઓને ધારણ કરનાર એવા આપનો જ સનાતન અંશ માને છે. જીવની આવી મહત્તાને સમજીને જ જ્ઞાનીજનો આપના ચરણોની ઉપાસના કરે છે, કારણ કે, આપના ચરણોની સેવા-પૂજા સંસારના આવાગમનને મિટાવી દે છે. એટલું જ નહિ, 'આપના ચરણો જ બધાં પ્રકારનાં લૌકિક અને વૈદિક કર્મોનું સમર્પણ-સ્થાન છે' એવા દૃઢ નિશ્ચય સાથે આપની ઉપાસના કરીને આપના ભક્તો આપના પવિત્ર ધામ એવા વૈકુંઠને પામે છે.❖ ॥ ૨૦ ॥

દુરવગમાત્મતત્ત્વનિગમાય તવાત્તતનો-

શ્ચરિતમહામૃતાબ્ધિપરિવર્તપરિશ્રમણાઃ ।

ન પરિલષન્તિ કેચિદપવર્ગમપીશ્વર તે

ચરણસરોજહંસકુલસઙ્ગવિસૃષ્ટગૃહાઃ ॥ ૨૧॥

હે ઈશ્વર! પરમાત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થવું ઘણું કઠણ છે એવું જાણીને જીવો પર અનુગ્રહ કરવા માટે અને તેમનો સંસારના આવાગમનથી છુટકારો કરવા માટે આપ અનેક અવતાર-ધારણની લીલા કરો છો. અમૃતના સાગર જેવી આપની તે લીલામાં ડુબકી મારીને જીવો પોતાના

---

❖ સ્વનિર્મિતેષુ કાર્યેષુ તારતમ્યવિવર્જિતમ્ ।
સર્વાનુસ્યૂતસન્માત્રં ભગવન્તં ભજામહે ॥ ૬ ॥

પોતાના દ્વારા નિર્મિત સંપૂર્ણ કાર્યોમાં જે ન્યૂનાધિક શ્રેષ્ઠ-કનિષ્ઠના ભાવથી રહિત અને સર્વમાં ભરપૂર છે, આ રૂપે અનુભવમાં આવનારી નિર્વિશેષ સત્તા રૂપે સ્થિત છે, તે ભગવાનનું અમે ભજન કરીએ છીએ. ॥ ૬ ॥

* 'ભગવદ્ગીતા'માં પણ ભગવાનનું વચન છે : **મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ** (ગીતા - ૧૫/૭)

❖ ત્વદંશસ્ય મમેશાન ત્વન્માયાકૃતબન્ધનમ્ ।
ત્વદઙ્ઘ્રિસેવામાદિશ્ય પરાનન્દ નિવર્તય ॥ ૭ ॥

મારા પરમાનંદ-સ્વરૂપ સ્વામી! હું આપનો અંશ છું. પોતાના ચરણોની સેવાની આજ્ઞા આપીને પોતાની માયા દ્વારા નિર્મિત મારા બંધનને કાપી નાખો. ॥ ૭ ॥

ત્વદનુપથં કુલાયમિદમાત્મસુહૃત્પ્રિયવ-

ચ્ચરતિ તથોન્મુખે ત્વયિ હિતે પ્રિય આત્મનિ ચ ।

ન બત રમન્ત્યહો અસદુપાસનયાઽઽત્મહનો

યદનુશયા ભ્રમન્ત્યુરુભયે કુશરીરભૃતઃ ॥ ૨૨॥

નિભૃતમરુન્મનોઽક્ષદૃઢયોગયુજો હૃદિ ય-

ન્મુનય ઉપાસતે તદરયોઽપિ યયુઃ સ્મરણાત્ ।

સ્ત્રિય ઉરગેન્દ્રભોગભુજદણ્ડવિષક્તધિયો

વયમપિ તે સમાઃ સમદૃશોઽઙ્ઘ્રિસરોજસુધાઃ ॥ ૨૩॥

સાંસારિક ક્લેશોરૂપી અવરોધોને શાંત કરે છે અને આ રીતે તેમનો સંસારચક્રમાં ભટકવાનો થાક પણ દૂર થાય છે. તેથી આપના ભક્તો આપનાં ચરણકમળોના પ્રેમી એવા પરમહંસોના સત્સંગમાં જ અનંત આનંદનો અનુભવ કરતા રહીને પોતાના ગૃહસ્થ-જીવનને પણ વિસારી દે છે. એટલું જ નહિ, તેઓ કથામૃતના આનંદને છોડીને મોક્ષની પણ કામના કરતા નથી. કારણ કે, આપની કથા જ અમૃતનો લહેરાતો સાગર છે. ભક્તોનું ચિત્ત પૂર્ણતઃ આપમાં જ જોડાયેલું રહે છે. તેથી આપની અવતારલીલા પણ જીવો માટે એક વિશેષ અનુગ્રહ જ છે.• ॥ ૨૧ ॥

હે પરમાત્મન્! આ પાંચભૌતિક શરીર આપને પ્રાપ્ત કરવાનું એક સાધન છે, તેનો જો આપની પ્રાપ્તિ અર્થે વિનિયોગ કરી શકાય તો એ જ (શરીર) પોતાના આત્મીય, પ્રિય સુહૃદનો પરિચય આપે છે, કેમકે, આપ તો જીવને અપનાવવા સદા તત્પર રહો છો, તેની સંમુખ જ છો. એટલું જ નહિ, આપ સર્વના હિતૈષી, પ્રિય અને આત્મા છો. તેથી જ આપે આપના તરફથી જીવને વિપુલ સાધનો આપીને આપને પ્રાપ્ત કરવાની અનુકૂળતા કરી આપી છે. પરંતુ દુઃખની વાત છે કે, જીવ અસત્ એવા ભોગોની કામના કરીને, તેમાં જ ખૂંપેલા રહીને એ કામનાઓની પૂર્તિ કરવામાં જ વ્યસ્ત રહે છે. અને આ રીતે તેઓ સ્વયં પોતાના આત્માનું જ હનન કરી રહ્યા છે. આવા જીવોએ શરીર ધારણ કરવું એ એક રીતે જન્મ-મરણના ચકરાવામાં ભટકવું જ છે અર્થાત્ તેમનું જીવન વ્યર્થ છે.* ॥ ૨૨ ॥

હે પ્રભુ! આપનો સર્વના પ્રત્યે સમાન ભાવ છે, સાથે-સાથે તમામ જીવો પ્રત્યે આપની અપાર કરુણા છે. એનું પ્રમાણ એ છે કે, જે યોગીઓ પ્રાણાયામ, પ્રત્યાહાર વગેરે દ્વારા પોતાનાં મન-ઈન્દ્રિયોને વશ કરીને આપની ઉપાસના કરે છે તેઓ પણ આપને જ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે આપનું શત્રુભાવે સ્મરણ કરનારા - રાવણ, કંસ, શિશુપાલ વગેરે પણ આપને જ પ્રાપ્ત થાય છે. એ ઉપરાંત આદિ શેષનારાયણના જેવી ભુજાઓ ધરાવનારા આપનામાં જ જેમની બુદ્ધિ પરોવાયેલી છે એવી વ્રજની ગોપી વગેરે સ્ત્રીઓ તેમ જ અન્ય કામભાવથી પ્રેમ કરનારી સ્ત્રીઓ પણ આપનું પ્રેમભાવથી સ્મરણ કરીને આપને જ પ્રાપ્ત થાય છે. અને અમે શ્રુતિઓ કે જેમણે આપનાં ચરણકમળોને પોતાનો દૃઢ આશ્રય માન્યો છે તે પણ આપને જ પ્રાપ્ત થઈએ છીએ. અર્થાત્ આપનું સ્મરણ ભલે કોઈ પણ ભાવથી કરવામાં આવે, છેવટે તે આપની પ્રાપ્તિ કરાવી દે છે." આપના સમાન ભાવનું જ આ પરિણામ છે.卐 ॥ ૨૩ ॥

• ત્વત્કથામૃતપાથોધૌ વિહરન્તો મહામુદઃ । કુર્વન્તિ કૃતિનઃ કેચિચ્ચતુર્વર્ગં તૃણોપમમ્ ॥ ૮ ॥

કોઈ કોઈ શુદ્ધ અંતઃકરણવાળા મહાપુરુષો આપની અમૃતમયી કથાના મહાસાગરમાં વિહાર કરતા રહીને પરમાનંદમાં મગ્ન રહે છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – આ ચારે પુરુષાર્થોને તણખલા જેવા તુચ્છ ગણે છે. ॥ ૮ ॥

* ત્વય્યાત્મનિ જગન્નાથે મન્મનો રમતામિહ । કદા મમેદૃશં જન્મ માનુષં સમ્ભવિષ્યતિ ॥ ૯ ॥

આપ જગતના સ્વામી છો અને અમારા આત્મા જ છો. આ જીવનમાં જ મારું મન આપમાં રમણ કરે. મારા સ્વામી! મારું એવું સૌભાગ્ય ક્યારે થશે, જ્યારે મને આ પ્રકારનો મનુષ્ય-જન્મ પ્રાપ્ત થાય? ॥ ૯ ॥

* અંધાધુન્ધ સરકાર હૈ તુલસી ભજો નિસંક । ખીઝે દીનો અમરપદ રીઝે દીનો લંક ॥

卐 ચરણસ્મરણં પ્રેમ્ણા તવ દેવ સુદુર્લભમ્ । યથાકથઞ્ચિન્નૃહરે મમ ભૂયાદહર્નિશમ્ ॥ ૧૦ ॥

ક ઈહ નુ વેદ બતાવરજન્મલયોઽગ્રસરં

યત ઉદગાદૃષિર્યમનુ દેવગણા ઉભયે ।

તર્હિ ન સન્ન ચાસદુભયં ન ચ કાલજવઃ

કિમપિ ન તત્ર શાસ્ત્રમવકૃષ્ય શયીત યદા ॥ ૨૪॥

હે ભગવન્! આપ જ સૌના આદિકારણ છો, સર્વ પ્રથમ પ્રજાપિતા બ્રહ્માજી આપનામાં જ ઉત્પન્ન થયા છે. તે પછી આધ્યાત્મિક અને આધિદૈવિક બન્ને પ્રકારના દેવતાઓ (શરીરમાં રહેનારા મન અને ઇન્દ્રિયોના અભિમાની દેવતા એટલે આધ્યાત્મિક દેવતા તથા બહારના અન્ય લોકપાલ દેવતા એટલે આધિદૈવિક દેવતા) ઉત્પન્ન થયા. આ પ્રમાણે એ તમામની ઉત્પત્તિ આપનામાંથી જ થઈ છે. તેથી જેઓ આપનામાંથી ઉત્પન્ન થયા છે તેઓ સર્વના મૂળ કારણ એવા આપને, આપના વાસ્તવિક સ્વરૂપને કઈ રીતે જાણી શકે? પ્રભુ! જન્મ લેનારનું મૃત્યુ પણ નિશ્ચિત છે. આપ અવિનાશી છો, આપ સમગ્ર પ્રપંચ પોતાનામાં લીન કરીને શયન કરો છો ત્યારે ન તો કારણ રહે છે કે ન કાર્ય, અર્થાત્ સૂક્ષ્મ અને સ્થૂળ બન્ને પ્રકારની સૃષ્ટિનું અસ્તિત્વ રહેતું નથી; કાળનો વેગ પણ રહેતો નથી કે કોઈ શાસ્ત્ર પણ રહેતું નથી. આવી સ્થિતિમાં આપનું સ્વરૂપ કેવું છે એ વિશેની કોઈ કલ્પના પણ કઈ રીતે કરી શકે?✦ ॥ ૨૪ ॥

જનિમસતઃ સતો મૃતિમુતાત્મનિ યે ચ ભિદાં

વિપણમૃતં સ્મરન્ત્યુપદિશન્તિ ત આરુપિતૈઃ ।

ત્રિગુણમયઃ પુમાનિતિ ભિદા યદબોધકૃતા

ત્વયિ ન તતઃ પરત્ર સ ભવેદવબોધરસે ॥ ૨૫॥

આ પ્રમાણે આપના વાસ્તવિક તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું સુલભ નથી. તેથી ઉપદેશકોમાં પણ અનેક પ્રકારના મતભેદ થતા રહે છે. તેમનામાંથી થોડાક જે નાસ્તિકવાદી છે તે કહે છે કે, આ સંસારની ઉત્પત્તિ જડથી થઈ છે અર્થાત્ સ્ત્રી-પુરુષના સંયોગથી પ્રકૃતિ દ્વારા આ સંસાર ઉત્પન્ન થયો છે. જે ઉત્પન્ન થાય છે તેનો નાશ પણ થાય છે, તેમાં પણ પ્રકૃતિ જ કારણ છે. કેટલાક લોકો દુઃખોના નાશને જ મુક્તિ માને છે, બીજા કેટલાક લોકો કર્મ અને તેના ફળને સત્ય માને છે તથા અન્ય કેટલાક લોકો આત્માનાં અનેક રૂપો છે એમ કહે છે. એ બધા જ ભ્રમવશ આરોપ કરીને જ આ પ્રમાણે કહે છે. કેટલાક લોકો જીવને ત્રિગુણાત્મક કહે છે. વાસ્તવમાં આ બધા તર્કો અજ્ઞાનને કારણે છે. હે પ્રભુ! આપ તો જ્ઞાનસ્વરૂપ છો અને જીવનું વાસ્તવિક સ્વરૂપ પણ આપની જેમ જ્ઞાનસ્વરૂપ જ છે, પરંતુ જીવ પોતાના આત્મસ્વરૂપને ભૂલીને માયાના ચકરાવામાં ભ્રમિત થયો હોવાથી તે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી. જ્ઞાનસ્વરૂપ એવા આપનામાં આ પ્રકારના ભ્રમને કોઈ સ્થાન નથી.❖ ॥ ૨૫ ॥

---

દેવ! આપના ચરણોનું પ્રેમપૂર્વક સ્મરણ બહુ દુર્લભ છે. ભલે, ગમે તે રીતે થાય, નૃસિંહ! મને તો આપના ચરણોનું સ્મરણ નિરંતર રાત-દિવસ થતું રહો. ॥ ૧૦ ॥

✦ ક્વાહં બુદ્ધ્યાદિસંરુદ્ધઃ ક્વ ચ ભૂમન્મહસ્તવ ।
દીનબન્ધો દયાસિન્ધો ભક્તિં મે નૃહરે દિશ ॥ ૧૧ ॥

હે અનંત! ક્યાં બુદ્ધિ વગેરે પરિચ્છિન્ન ઉપાધિઓથી ઘેરાયેલો હું અને ક્યાં આપનું મન, વાણી વગેરેથી અગોચર સ્વરૂપ (આપનું જ્ઞાન પ્રાપ્ત કરવું તો બહુ અઘરું છે), તેથી દીનબંધુ! દયાસિન્ધુ! નરહરિ દેવ! મને તો આપની ભક્તિ જ આપો. ॥ ૧૧ ॥

❖ મિથ્યાતર્કસુકર્કશેરિતમહાવાદાન્ધકારાન્તર-
ભ્રામ્યન્મન્દમતેરમન્દમહિમંસ્ત્વજ્જ્ઞાનવર્ત્માસ્ફુટમ્ ।
શ્રીમન્માધવ વામન ત્રિનયન શ્રીશઙ્કર શ્રીપતે
ગોવિન્દેતિ મુદા વદન્ મધુપતે મુક્તઃ કદા સ્યામહમ્ ॥ ૧૨ ॥

અનંત મહિમાવાળા પ્રભુ! જે મૂઢ લોકો મિથ્યા તર્કો દ્વારા પ્રેરિત અત્યંત કર્કશ વાદ-વિવાદના ઘોર અંધકારમાં ભટકી રહ્યા છે, તેમના માટે આપના જ્ઞાનનો માર્ગ સ્પષ્ટ દેખાવો સંભવ નથી. તેથી મારા જીવનમાં એવી સૌભાગ્યની ઘડી ક્યારે આવશે કે હું શ્રીમન્માધવ, વામન, ત્રિલોચન, શ્રીશંકર, શ્રીપતે, ગોવિન્દ, મધુપતે – આ રીતે આપને આનંદમગ્ન થઈને પોકારતો રહીને મુક્ત થઈ જાઉં જ. ॥ ૧૨ ॥

સદિવ મનસ્ત્રિવૃત્ત્વયિ વિભાત્યસદામનુજાત્

સદભિમૃશન્ત્યશેષમિદમાત્મતયાઽઽત્મવિદઃ ।

ન હિ વિકૃતિં ત્યજન્તિ કનકસ્ય તદાત્મતયા

સ્વકૃતમનુપ્રવિષ્ટમિદમાત્મતયાઽવસિતમ્ ॥ ૨૬॥

તવ પરિ યે ચરન્ત્યખિલસત્ત્વનિકેતતયા

ત ઉત પદાઽઽક્રમન્ત્યવિગણય્ય શિરો નિર્ઋતેઃ ।

પરિવયસે પશૂનિવ ગિરા વિબુધાનપિ તાં-

સ્ત્વયિ કૃતસૌહૃદાઃ ખલુ પુનન્તિ ન યે વિમુખાઃ ॥ ૨૭॥

ત્વમકરણઃ સ્વરાઽખિલકારકશક્તિધર-

સ્તવ બલિમુદ્વહન્તિ સમદન્ત્યજયાઽનિમિષાઃ ।

મનુષ્યથી મન સુધીનું જે આ ત્રિગુણાત્મક જગત છે એ પ્રકૃતિનું કાર્ય હોવાથી અસત્ છે, પરંતુ તેના આધાર આપ છો અને આપ જ તેમાં પરિપૂર્ણરૂપે રહેલા હોવાથી તે અસત્ હોવા છતાં પણ સત્ જેવું પ્રતીત થાય છે. આત્મજ્ઞાનીની બ્રહ્મદષ્ટિ હોવાથી તેના માટે સમગ્ર વિશ્વ બ્રહ્મમય જ છે. બ્રહ્મજ્ઞાની જગતને આપનું જ સ્વરૂપ જુએ છે, તે માયાનો સ્વીકાર કરતો નથી. તેથી તેનું વિશ્વને સત્ય માનવું પણ ઉચિત જ છે. જેમ સોનાનાં આભૂષણોમાં તત્ત્વરૂપે સોનું જ સમજનાર આભૂષણોની આકૃતિને મિથ્યા માનીને સોનાની જ કીમત સમજે છે, તે જ રીતે તત્ત્વજ્ઞાની માયાથી બનેલી આકૃતિઓને મિથ્યા માનીને અધિષ્ઠાનરૂપે આપને જ જુએ છે. કેમકે, આ વિશ્વનું સર્જન કરીને આપે જ તેમાં પ્રવેશ કર્યો છે.✣ ॥ ૨૬ ॥ આ પ્રમાણે બધાં પ્રાણીઓમાં આપ જ પ્રકાશિત થઈ રહ્યા છો એવું જાણીને આપના અનન્ય ભક્તો બધામાં સર્વાત્મભાવ રાખીને બધાં પ્રાણીઓની સેવાને આપની જ સેવા સમજે છે. તેવા મહાપુરુષોની બધી ક્રિયાઓ આપની સાથે જ થતી હોવાથી તેવા મહાપુરુષો મૃત્યુના મસ્તક પર પગ મૂકે છે. (મૃત્યુના ભયને વિસારી દે છે.) તેમનું મન આપનામાં પરોવાયેલું રહેવાને લીધે તેઓ પરમ પવિત્ર હોય છે. આથી તેઓ જન્મ-મૃત્યુના ચકરાવામાં ફસાતા નથી; પરંતુ જેઓ આપની ભક્તિથી વિમુખ છે તેઓ વિદ્વાન હોવા છતાં આપની વેદવાણી કે જેમાં કર્મફળનું વર્ણન છે, તેમાં રચ્યા-પચ્યા રહેવાથી કર્મફળની કામના તેમને બંધનકારક બને છે, અને જેમ પશુને બાંધીને તેમની પાસે કામ લેવામાં આવે છે તે જ પ્રમાણે કર્મફળ આપનારી વેદવાણીમાં ફસાઈને કર્મ કરતા રહે છે, પુણ્યપાપના ફળસ્વરૂપે તેમના જન્મ-મરણના ફેરા ટળતા નથી. પરંતુ આપના ભક્તો તો આપને પામી જતા હોઈ પુનઃ સંસારમાં આવતા નથી. તેથી આપની ભક્તિ જ જીવોને માટે સર્વોત્તમ છે.* ॥ ૨૭ ॥

હે પ્રભુ! આપ મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરેથી રહિત હોવા છતાં બધી ઇન્દ્રિયોની શક્તિને ધારણ કરનારા છો. આપ સ્વયં પ્રકાશસ્વરૂપ છો. સર્વ પ્રાણીઓની સર્વ પ્રકારની શક્તિના સ્રોત

---

✣ યત્સત્ત્વતઃ સદાભાતિ જગદેતદસત્ સ્વતઃ ।
સદાભાસમસત્યસ્મિન્ ભગવન્તં ભજામ તમ્ ॥ ૧૩ ॥

આ જગત પોતાના સ્વરૂપ, નામ અને આકૃતિના રૂપમાં અસત્ છે, છતાં પણ જે અધિષ્ઠાન-સત્તાની સત્યતાથી આ સત્ દેખાય છે તથા જે આ અસત્ પ્રપંચમાં સતરૂપે સદા પ્રકાશમાન રહે છે, તે ભગવાનનું અમે ભજન કરીએ છીએ. ॥ ૧૩ ॥

* તપન્તુ તાપૈઃ પ્રપતન્તુ પર્વતાદટન્તુ તીર્થાનિ પઠન્તુ ચાગમાન્ ।
યજન્તુ યાગૈર્વિવદન્તુ વાદૈર્હરિં વિના નૈવ મૃતિં તરન્તિ ॥ ૧૪ ॥

લોકો પંચાગ્નિ વગેરે તપોથી ભલે તપ્યા કરે, પર્વતો પરથી કૂદીને આત્મહત્યા કરી લે, તીર્થોમાં ભલે ભટક્યા કરે, વેદોને ભલે ભણ્યા કરે, ભલે યજ્ઞો કરે, અથવા જુદા-જુદા સમ્પ્રદાયો દ્વારા આપસમાં વિવાદ કરે, પરંતુ ભગવાન વિના આ મૃત્યુમય સંસાર-સાગરથી પાર થઈ શકાશે નહીં. ॥ ૧૪ ॥

વર્ષભુજોઽખિલક્ષિતિપતેરિવ વિશ્વસૃજો

વિદધતિ યત્ર યે ત્વધિકૃતા ભવતશ્ચકિતાઃ ॥ ૨૮॥

પણ આપ જ છો. તેથી બધા દેવતાઓ પોતપોતાના ઉપહાર આપને સમર્પિત કરે છે અને પુનઃ આપની પાસેથી જ જે-જે વસ્તુઓ પ્રાપ્ત કરે છે, ઇન્દ્રિયોના દેવતારૂપે તેઓ તે-તે વિષયોનો ભોગ કરે છે. હે ભગવન્! આ બધી આપની જ પૂજા છે. જે પ્રમાણે કોઈ સમ્રાટને આધીન રહેનારા સામંત રાજાઓ (ખંડિયા રાજાઓ) પ્રજા પાસેથી કર લઈને સમ્રાટને આપે છે અને સમ્રાટ પાસેથી મળે તેનો ઉપભોગ કરે છે, તે જ પ્રમાણે દેવતાઓ પણ આપના દ્વારા બધા ભોગો પ્રાપ્ત કરીને તેમનો ઉપભોગ કરે છે અને આપનાથી ભયભીત થતા રહીને વિશ્વનિર્માણના કાર્યમાં, જેમને આપે જ્યાં નિયુક્ત કર્યા છે, તેઓ પોતપોતાનાં કાર્યમાં સાવધાનીપૂર્વક જોડાયેલા રહે છે.* ॥ ૨૮ ॥

સ્થિરચરજાતયઃ સ્યુરજયોત્થનિમિત્તયુજો

વિહર ઉદીક્ષયા યદિ પરસ્ય વિમુક્ત તતઃ ।

ન હિ પરમસ્ય કશ્ચિદપરો ન પરશ્ચ ભવેદ્

વિયત ઇવાપદસ્ય તવ શૂન્યતુલાં દધતઃ ॥ ૨૯॥

હે નિત્યમુક્ત પરમેશ્વર! આપ જ્યારે લીલા કરવાની ઇચ્છા કરો છો ત્યારે આપના સંકલ્પમાત્રથી સ્થાવર-જંગમ વસ્તુઓ, દેહ, પ્રાણી - આ બધી નામ-રૂપાત્મક સૃષ્ટિ બની જાય છે. તે સમયે પૂર્વ સંસ્કારોથી યુક્ત થઈને બધાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. આપ તે સર્વમાં આકાશની જેમ બધાંથી અસંગ રહો છો. આપ સર્વવ્યાપી છો, સર્વશ્રેષ્ઠ છો, પરમ છો, ન તો કોઈ આપનું પોતાનું છે કે ન પરાયું છે. તેમ છતાં જેઓ આપની ભક્તિ કરે છે તે આ જન્મ-મૃત્યુના ચકરાવામાંથી છૂટીને આપના પરમપદને પ્રાપ્ત થઈ જાય છે.* ॥ ૨૯ ॥

અપરિમિતા ધ્રુવાસ્તનુભૃતો યદિ સર્વગતા-

સ્તર્હિ ન શાસ્યતેતિ નિયમો ધ્રુવ નેતરથા ।

અજનિ ચ યન્મયં તદવિમુચ્ય નિયન્તૃ ભવેત્

સમમનુજાનતાં યદમતં મતદુષ્ટતયા ॥ ૩૦॥

હે ધ્રુવસત્યસ્વરૂપ પરમાત્મન્! પ્રાણીઓ અસંખ્ય છે, જો તે બધાંને નિત્ય અને સર્વવ્યાપી માની લેવામાં આવે તો એ બધા જીવો પણ આપના જેવા જ હોત, અને તો પછી તેવી સ્થિતિમાં આપના દ્વારા તેમને નિયંત્રણમાં રાખવા અસંભવ બની જાત. કેમકે, શાસન કરનારાનું તો વ્યાપક હોવું બરાબર છે, પરંતુ જેમના ઉપર શાસન કરવાનું છે તેઓ વ્યાપક હોઈ શકતાં નથી. વળી, જે કારણથી એ યુક્ત છે અને જેનાથી આ સમગ્ર વિશ્વ ઉત્પન્ન થયું છે તે જ આ વિશ્વનો શાસક થઈ શકે છે. આ વિશ્વ આપનામાંથી જ ઉત્પન્ન થયું છે. અને આપ જ તેના ઉપાદાન કારણ પણ છો, આપ જ વિશ્વના નિયંતા છો અને આ સંસાર સાથે ઓતપ્રોત રહીને આપ જ બધાંનું સમભાવે શાસન કરો છો. આ વિશ્વ આપનું જ સ્વરૂપ છે. તેથી આપના સિવાય અન્ય

---

* અનિન્દ્રિયોઽપિ યો દેવઃ સર્વકારકશક્તિધૃક્ ।
સર્વજ્ઞઃ સર્વકર્તા ચ સર્વસેવ્યં નમામિ તમ્ ॥ ૧૫ ॥

જે પ્રભુ ઇન્દ્રિયરહિત હોવા છતાં પણ સમસ્ત બાહ્ય અને આંતરિક ઇન્દ્રિયશક્તિને ધારણ કરે છે અને સર્વજ્ઞ અને સર્વકર્તા છે, તે બધાના સેવનીય પ્રભુને હું નમસ્કાર કરું છું. ॥ ૧૫ ॥

* ત્વદીક્ષણવશક્ષોભમાયાબોધિતકર્મભિઃ ।
જાતાન્ સંસરતઃ ખિન્નાન્નૃહરે પાહિ નઃ પિતઃ ॥ ૧૬ ॥

નૃસિંહ! આપના સૃષ્ટિ-સંકલ્પથી ક્ષુબ્ધ થઈને માયાએ કર્મોને જાગૃત કરી દીધાં છે. તેમના કારણે અમારો જન્મ થયો અને હવે આવાગમનના ચકરાવામાં ભટકીને અમે દુઃખી થઈ રહ્યા છીએ. પિતાજી! તમે અમારી રક્ષા કરો. ॥ ૧૬ ॥

કોઈ આ વિશ્વનો નિયંતા હોઈ શકે નહિ. જો કોઈ કહે કે, 'મેં આપને જાણી લીધા' તો તેનું આ કથન - અભિપ્રાયદોષને કારણે યથાર્થ નથી. અમારા અભિપ્રાય પ્રમાણે તો સર્વના પરમપિતા એવા આપના ચરણોનું શરણ લેવું એ જ અભયપદની પ્રાપ્તિમાં હેતુ છે.+ ॥ ૩૦ ॥

ન ઘટત ઉદ્ભવઃ પ્રકૃતિપૂરુષયોરજયો-

રુભયયુજા ભવન્ત્યસુભૃતો જલબુદ્બુદવત્ ।

ત્વયિ ત ઇમે તતો વિવિધનામગુણૈઃ પરમે

સરિત ઇવાર્ણવે મધુનિ લિલ્યુરશેષરસાઃ ॥ ૩૧ ॥

હે સ્વામી! પ્રકૃતિ અને પુરુષ બન્નેય અજન્મા અને અનાદિ છે, પરંતુ તેમનાથી આ વિશ્વની ઉત્પત્તિ થઈ હોય એ શક્ય નથી, (આપ તો પોતાના સંકલ્પમાત્રથી અનંતકોટિ બ્રહ્માંડોનું નિર્માણ કરો છો.) જેમ જળ અને વાયુના સંયોગથી પાણીમાં પરપોટો ઉત્પન્ન થાય છે અને વિલીન થઈ જાય છે તે જ પ્રમાણે પ્રાણીઓ પણ પ્રકૃતિ અને પુરુષના સંયોગથી ઉત્પન્ન થાય છે અને છેવટે અનેક નામ અને ગુણો સહિત સર્વશ્રેષ્ઠ એવા આપમાં લીન થઈ જાય છે; જેમ નદીઓ પોતાનાં નામ-રૂપ છોડીને સમુદ્રમાં સમાઈ જાય છે, મધમાં જેમ બધાં ફૂલોનો રસ સમાયેલો હોય છે તેમ આપનામાં બધા જીવો સમાયેલા હોય છે.✡ ॥ ૩૧ ॥

નૃષુ તવ માયયા ભ્રમમમીષ્વવગત્ય ભૃશં

ત્વયિ સુધિયોઽભવે દધતિ ભાવમનુપ્રભવમ્ ।

કથમનુવર્તતાં ભવભયં તવ યદ્ ભ્રુકુટિઃ

સૃજતિ મુહુસ્ત્રિણેમિરભવચ્છરણેષુ ભયમ્ ॥ ૩૨ ॥

હે પ્રભુ! આપ અજન્મા છો. જ્ઞાની પુરુષો આપનાં ચરણકમળોનો દૃઢભાવે આશ્રય કરીને અભય પદને પ્રાપ્ત કરે છે. તેઓ એ વાત સારી રીતે સમજે છે કે, આપની માયામાં ફસાઈને જીવ સંસારમાં ભટકી રહ્યો છે. આપના ચરણોનાં શરણમાં ન આવવાને કારણે જ આપનું કાળચક્ર તેને વારંવાર ભયભીત કરી રહ્યું છે. ઠંડી, ગરમી અને વરસાદ એવા ત્રણ ભાગવાળું સંવત્સરરૂપી કાળચક્ર આપનો જ ભ્રૂવિલાસ છે. જ્ઞાનીઓ પૂર્ણરૂપે આપની જ ભક્તિ કરે છે. આપનું જ અનુસરણ કરનારાઓને સંસારનો ભય રહેતો' નથી. તેથી હે ભગવન્! આ જીવ આપના શરણમાં આવ્યો છે, તેનો આપ ઉદ્ધાર કરો.* ॥ ૩૨ ॥

---

\+ અન્તર્યન્તા સર્વલોકસ્ય ગીતઃ શ્રુત્યા યુક્ત્યા ચૈવમેવાવસેયઃ ।
યઃ સર્વજ્ઞઃ સર્વશક્તિર્નૃસિંહઃ શ્રીમન્તં તં ચેતસૈવાવલમ્બે ॥ ૧૭ ॥

શ્રુતિએ સમસ્ત દૃશ્ય પ્રપંચના અન્તર્યામીના રૂપમાં જેમનું ગાન કર્યું છે, અને તર્કથી પણ એવો જ નિશ્ચય થાય છે, જે સર્વજ્ઞ, સર્વશક્તિ અને નૃસિંહ-પુરુષોત્તમ છે, તે જ સર્વ સૌન્દર્ય, માધુર્યનિધિ પ્રભુનો હું મનથી આશ્રય ગ્રહણ કરું છું. ॥ ૧૭ ॥

✡ યસ્મિન્નુદ્યદ્ વિલયમપિ યદ્ ભાતિ વિશ્વં લયાદૌ
જીવોપેતં ગુરુકરુણયા કેવલાત્માવબોધે ।
અત્યન્તાન્તં વ્રજતિ સહસા સિન્ધુવત્સિન્ધુમધ્યે
મધ્યેચિત્તં ત્રિભુવનગુરું ભાવયે તં નૃસિંહમ્ ॥ ૧૮ ॥

પ્રલયકાળે અને સુષુપ્તિકાળે જીવ સહિત આ જગત પરમાત્મામાં લય પામે છે, તો પણ સંસ્કારરૂપે સૂક્ષ્મપણે રહે છે ખરું; કારણ કે સૃષ્ટિ સમયે અને જાગ્રત સમયે ફરી પણ ઉત્પન્ન થયેલું જ જણાય છે, પરંતુ ગુરુનો ઉપદેશ પ્રાપ્ત થતાં જ્યારે શુદ્ધ આત્મજ્ઞાન થાય છે ત્યારે સમુદ્રમાં નદીની જેમ લય પામે છે, તે જ ત્રિભુવનગુરુ નરસિંહ ભગવાનની હું મારા હૃદયમાં ભાવના કરું છું. ॥ ૧૮ ॥

* સંસારચક્રક્રકચૈર્વિદીર્ણમુદીર્ણનાનાભવતાપતપ્તમ્ ।
કથઞ્ચિદાપન્નમિહ પ્રપન્નં ત્વમુદ્ધર શ્રીનૃહરે નૃલોકમ્ ॥ ૧૯ ॥

વિજિતહૃષીકવાયુભિરદાન્તમનસ્તુરગં

ય ઇહ યતન્તિ યન્તુમતિલોલમુપાયખિદઃ ।

વ્યસનશતાન્વિતાઃ સમવહાય ગુરોશ્ચરણં

વણિજ ઇવાજ સન્ત્યકૃતકર્ણધરા જલધૌ ॥ ૩૩॥

હે અજન્મા પ્રભુ! જે યોગીઓએ પ્રાણાયામ વગેરે સાધનો દ્વારા પોતાની ઇન્દ્રિયોને વશ કરી લીધી છે, પરંતુ ગુરુદેવના ચરણોનો આશ્રય લીધો નથી, પરિણામે તેમનો મનરૂપી ઘોડો અત્યંત ચંચળ હોવાથી કોઈ પણ રીતે વશ થતો નથી અને તે તેમની ઇન્દ્રિયોને વારંવાર ક્ષુબ્ધ (ચંચળ) કરતો રહે છે; અને તેથી તેમને વિપત્તિઓનો સામનો કરવો પડે છે. (આવા યોગીઓની સ્થિતિ સઢ વિનાના વહાણમાં બેસીને યાત્રા કરતા વેપારીઓ જેવી થઈ જાય છે. તેથી પરમાનંદની પ્રાપ્તિ માટે ગુરુદેવના ચરણોનો આશ્રય લેવો જોઈએ. ગુરુદેવના રૂપે પણ આપ સ્વયં જ છો.⁂ ॥ ૩૩ ॥

સ્વજનસુતાત્મદારધનધામધરાસુરથૈ-

સ્ત્વયિ સતિ કિં નૃણાં શ્રયત આત્મનિ સર્વરસે ।

ઇતિ સદજાનતાં મિથુનતો રતયે ચરતાં

સુખયતિ કો ન્વિહ સ્વવિહતે સ્વનિરસ્તભગે ॥ ૩૪॥

હે ભગવન્! આપ અખંડ આનંદસ્વરૂપ છો, શરણાગત ભક્તો માટે તો આત્મસ્વરૂપ જ છો. જે ભક્તોએ આપને પોતાના બનાવી દીધા તેમને સ્વજન કહેવાતા પુત્ર, પત્ની અને પોતાના દેહ કે સ્થાવર સંપત્તિ - ઘર, જમીન કે અન્ય કશાથી શું પ્રયોજન? આ સત્યને વિસારીને જે લોકો આનંદ માટે સંસારમાં તલ્લીન રહે છે અને વિષયોની પાછળ ભટકે છે તેમને વિષયો પોતે જ વિનાશી અને સારહીન હોવાને કારણે ભલા, કયું સુખ આપી શકે? તેથી મનુષ્યે પરમાનંદસ્વરૂપ એવા આપનું જ ભજન કરવું જોઈએ.✦ ॥ ૩૪ ॥

ભુવિ પુરુપુણ્યતીર્થસદનાન્યૃષયો વિમદા-

સ્ત ઉત ભવત્પદામ્બુજહૃદોઽઘભિદઙ્ઘ્રિજલાઃ ।

દધતિ સકૃન્મનસ્ત્વયિ ય આત્મનિ નિત્યસુખે

ન પુનરુપાસતે પુરુષસારહરાવસથાન્ ॥ ૩૫॥

હે ભગવન્! જે સંત-મહાત્માઓએ આપના ચરણોને પોતાના હૃદયમાં સ્થિત કરી દીધા છે એવા સંત-મહાત્માઓ મદ, માત્સર્ય વગેરે વિકારો વિનાના છે અને તેઓ આ ધરાતલ પર અત્યંત પવિત્ર અને તીર્થસ્વરૂપ છે. તેવા મહાપુરુષોનું ચરણોદક સમસ્ત પાપ-તાપોને સદાને માટે મિટાવી દે છે. આપ નિત્ય-આનંદસ્વરૂપ અને સર્વના આત્મા છો. જ્યાં આપની લીલા-કથાઓ નિરંતર સાંભળવા મળે છે એવા મહાપુરુષોના સત્સંગમાં જે એક વાર પણ પોતાનું મન પરોવે છે તે પુનઃ મનુષ્યના મનના સાત્ત્વિક ગુણોનું હરણ કરનારી સંસાર-જાળમાં ફસાતા નથી.⁺ ॥ ૩૫ ॥

---

નૃસિંહ! સંસાર-ચક્રની કરવતો વડે ઉપજેલા સંસારના અનેક તાપોથી તપેલા અને આપત્તિ પામી, કોઈ રીતે આપના શરણે આવેલા આ મનુષ્યલોકનો આપ ઉદ્ધાર કરો. ॥ ૧૯ ॥

⁂ યદા પરાનન્દગુરો ભવત્પદે પદં મનો મે ભગવઁલ્લભેત ।
તદા નિરસ્તાખિલસાધનશ્રમઃ શ્રયેય સૌખ્યં ભવતઃ કૃપાતઃ ॥ ૨૦ ॥

હે ભગવન્! હે પરમ આનંદ સ્વરૂપ ગુરુદેવ! આપના ચરણમાં મારું મન સ્થાન ગ્રહણ કરશે ત્યારે સમગ્ર સાધનો મેળવવાનો પરિશ્રમ તજી આપની કૃપાથી જ હું સુખ પામીશ. ॥ ૨૦ ॥

✦ ભજતો હિ ભવાન્ સાક્ષાત્પરમાનન્દચિદ્ઘનઃ ।
આત્મૈવ કિમતઃ કૃત્યં તુચ્છદારસુતાદિભિઃ ॥ ૨૧ ॥

આપનું ભજન કરનાર પુરુષને પરમ આનંદ સ્વરૂપ અને ચૈતન્યઘન સાક્ષાત્ આપ જ આત્મારૂપે પ્રાપ્ત થાઓ છો, તો તુચ્છ સ્ત્રી-પુત્ર વગેરેનું શું કામ છે? ॥ ૨૧ ॥

+ મુઞ્ચન્નઙ્ગતદઙ્ગસઙ્ગમનિશં ત્વામેવ સઞ્ચિન્તયન્
સન્તઃ સન્તિ યતો યતો ગતમદાસ્તાનાશ્રમાનાવસન્ ।

સત ઈદમુત્થિતં

સદિતિ ચેન્નનુ તર્કહતં

વ્યભિચરતિ ક્વ ચ

ક્વ ચ મૃષા ન તથોભયયુક્।

વ્યવહૃતયે વિકલ્પ

ઈષિતોઽન્ધપરમ્પરયા

ભ્રમયતિ ભારતી ત

ઉરુવૃત્તિભિરુક્થજડાન્ ॥ ૩૬॥

પ્રશ્ન એ છે કે, જગત સત્‌થી ઉત્પન્ન થયું છે તેથી તેને પણ સત્ માની લેવામાં આવે તો શો વાંધો છે? આ પ્રશ્નનો ખુલાસો એ છે કે, આ વાત તર્ક દ્વારા સિદ્ધ થતી નથી, કારણ કે જગતમાં અનેકતા છે અને તે અસત્ય પણ દેખાય છે. તેથી જગતને સત્ય માનવામાં અભિપ્રાય-દોષ (મતભેદ) છે. વાસ્તવમાં એમાં વિદ્યા અને અવિદ્યા અર્થાત્ ચેતન અને જડ બન્ને ભળેલાં છે. હે પ્રભુ! આ જગતના અધિષ્ઠાનમાં સત્‌સ્વરૂપ પરમાત્મા આપ સ્વયં રહેલા છો, સાથે-સાથે માયાનું કાર્ય એવો પ્રપંચ છે અને તે વિકલ્પિત છે, અને પાછું એ પ્રપંચને વ્યાવહારિક સત્ય માનવામાં આવે છે; આવી માન્યતા અંધપરંપરાથી ચાલતી આવી છે. વેદો આપની વાણી છે, તેમનું વાસ્તવિક તાત્પર્ય જગતની સત્યતામાં નથી, તેમ છતાં કર્મકાંડમાં ફસાયેલા મનુષ્યો મોટાં મોટાં કર્મફળોના પ્રલોભનમાં આસક્ત થઈ સ્વર્ગાદિ ભોગોને જ તથા ભૌતિક સુખને જ પરમ સુખ માને છે. તેમની આ માન્યતા ભ્રમવશ દોરડામાં સાપ સમજી લેવા જેવી છે. તેમને દોરડામાં સાપ જ દેખાય છે. તે રીતે આ જગતના રૂપે (સગુણ નિરાકારરૂપે) પરમાત્મા જ વિદ્યમાન છે, પરંતુ માયાના આવરણને લીધે તેમને આ જગત સત્ય લાગે છે, પરમાત્મા દેખાતા નથી.❖ ॥ ૩૬ ॥

---

નિત્યં તન્મુખપઙ્કજાદ્વિગલિતત્વત્પુણ્યગાથામૃત-
સ્રોતઃસમ્પ્લવસમ્પ્લુતો નરહરે ન સ્યામહં દેહભૃત્ ॥ ૨૨ ॥

હે નૃસિંહ! શરીર અને તેના અંગરૂપ પુત્ર, સ્ત્રી, ઘર, ધન વગેરેમાં આસક્તિ છોડીને, જ્યાં-જ્યાં મદરહિત સત્પુરુષો બિરાજતા હોય તે તે આશ્રમોમાં વસીને, તે સત્પુરુષોના મુખકમળમાંથી નીકળેલા આપના પવિત્ર કથામૃતના પ્રવાહમાં નિત્યસ્નાન કરીને અને આપનું જ ચિંતન કરીને હું કદી દેહધારી ન થાઉં. ॥ ૨૨ ॥

❖ ઉદ્ભૂતં ભવતઃ સતોઽપિ ભુવનં સન્નૈવ સર્પઃ સ્રજઃ
કુર્વત્ કાર્યમપીહ કૂટકનકં વેદોઽપિ નૈવંપરઃ।
અદ્વૈતં તવ સત્પરં તુ પરમાનન્દં પદં તન્મુદા
વન્દે સુન્દરમિન્દિરાનુત હરે મા મુઞ્ચ મામાનતમ્ ॥ ૨૩ ॥

હારમાં પ્રતીત થતા સર્પ જેવું સત્યસ્વરૂપ આપથી ઉત્પન્ન થયું હોવા છતાં પણ આ ત્રિભુવન સત્ય નથી. ખોટું સોનું બજારમાં ચાલી જવાથી સાચું બની જતું નથી. વેદોનું તાત્પર્ય પણ જગતની સત્યતામાં નથી. તેથી આપનું જે પરમ સત્ય પરમાનંદસ્વરૂપ અદ્વૈત સુંદર પદ છે, હે ઇન્દિરાવંદિત શ્રીહરિ! હું તેની વંદના કરું છું. મુજ શરણાગતને તજશો નહીં. ॥ ૨૩ ॥

ન યદિદમગ્ર આસ ન ભવિષ્યદતો નિધના-

દનુમિતમન્તરા ત્વયિ વિભાતિ મૃષૈકરસે।

અત ઉપમીયતે દ્રવિણજાતિવિકલ્પપથૈ-

ર્વિતથમનોવિલાસમૃતમિત્યવયન્ત્યબુધાઃ ॥ ૩૭॥

આનું બીજું મહત્ત્વનું પ્રમાણ એ છે કે, આ જગત ઉત્પન્ન થયા પહેલાં ન હતું અને પ્રલય થયા બાદ પણ રહેશે નહિ. આનાથી પણ એ સિદ્ધ થાય છે કે, મધ્યમાં પણ તે મિથ્યા જ છે. ઉત્પત્તિ અને પ્રલયના મધ્યના ગાળામાં તે આપનામાં પ્રતીત થાય છે. દ્રવ્ય, જાતિ, આકાર, વગેરેના આધારે અને વ્યવહાર માટે તે બધાંનાં નામરૂપ રાખવામાં આવે છે, ખરેખર તે બધો પણ વાણીનો વિલાસ જ છે અર્થાત્ તેમનું નામ લઈને વ્યવહાર કરવો તે એક પ્રકારની આપણી કલ્પના જ તો છે. જ્ઞાનીઓ આ બધાંને અને તેમના વ્યવહારને મિથ્યા માને છે. જ્ઞાનીઓ સમગ્ર વિશ્વના કણ-કણમાં આપ જ વિદ્યમાન છો - વ્યાપ્ત છો એવો સાક્ષાત્કાર કરે છે; પરંતુ અજ્ઞાનીઓને આપ દેખાતા નથી, તેમની દૃષ્ટિમાં સાંસારિક પદાર્થો દેખાય છે અને તેમને તેઓ સત્ય માને છે.* ॥ ૩૭ ॥

સ યદજયા ત્વજામનુશયીત ગુણાંશ્ચ જુષન્

ભજતિ સરૂપતાં તદનુ મૃત્યુમપેતભગઃ।

ત્વમુત જહાસિ તામહિરિવ ત્વચમાત્તભગો

મહસિ મહીયસેઽષ્ટગુણિતેઽપરિમેયભગઃ ॥ ૩૮॥

આ પ્રમાણે જીવ માયાથી મોહિત થઈને માયાનો (અવિદ્યાનો) સ્વીકાર કરે છે, ત્યાર પછી તે ગુણોને સ્વીકારે છે અને પછી સ્વયં માયારૂપ બની જાય છે. પરિણામે પોતાનું જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેને તે ભૂલી જાય છે. આ પ્રમાણે જીવ પોતાના ઐશ્વર્યને નષ્ટ કરીને વારંવાર જન્મ-મૃત્યુરૂપી આવાગમનમાં ભટક્યા કરે છે. પરંતુ હે પ્રભુ! જેમ સાપ કાંચળીનો ત્યાગ કરે છે તેમ આપ માયાનો ત્યાગ કરી આપની અમાપ અણિમા વગેરે આઠ સિદ્ધિઓથી યુક્ત થઈને પોતાના ઐશ્વર્યમાં સ્થિત રહો છો. જીવ આપનો અંશ હોવાથી સચ્ચિદાનંદસ્વરૂપ જ છે. પરંતુ જીવ અલ્પ છે, તે પોતાનું ઐશ્વર્ય ગુમાવી દે છે, જ્યારે આપ પોતાના મહિમામાં સ્થિત રહો છો. આપ મહાન છો.● ॥ ૩૮ ॥

---

* મુકુટકુણ્ડલકઙ્કણકિઙ્કિણીપરિણતં કનકં પરમાર્થતઃ ।
મહદહઙ્કૃતિખપ્રમુખં તથા નરહરે ન પરં પરમાર્થતઃ ॥ ૨૪ ॥

જેમ મુકુટ, કુંડળ, કંકણ અને ઘૂઘરીઓ વગેરેના આકારે પરિણામ પામેલું બધું ખરી રીતે સોનું જ છે, તેમ મહત્તત્ત્વ, અહંકાર, આકાશ વગેરે બધું ખરી રીતે નૃસિંહ ભગવાનથી અલગ નથી. ॥ ૨૪ ॥

● નૃત્યન્તી તવ વીક્ષણાઙ્ગણગતા કાલસ્વભાવાદિભિ-
ર્ભાવાન્ સત્ત્વરજસ્તમોગુણમયાનુન્મીલયન્તી બહૂન્ ।
મામાક્રમ્ય પદા શિરસ્યતિભરં સમ્મર્દયન્ત્યાતુરં
માયા તે શરણં ગતોઽસ્મિ નૃહરે ત્વામેવ તાં વારય ॥ ૨૫ ॥

પ્રભુ! આપની આ માયા આપની દૃષ્ટિથી જ પ્રભાવિત થઈને નાચી રહી છે અને કાલ, સ્વભાવ વગેરે દ્વારા સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણમય અનેક ભાવોનું પ્રદર્શન કરી રહી છે. સાથે-સાથે આ મારા મસ્તક પર સવાર થઈને મુજ બેચેનને બળપૂર્વક મસળી રહી છે. હે નૃસિંહ! હું આપના શરણમાં આવ્યો છું, આપ જ આને વારો. ॥ ૨૫ ॥

યદિ ન સમુદ્ધરન્તિ યતયો હૃદિ કામજટા
દુરધિગમોઽસતાં હૃદિ ગતોઽસ્મૃતકણ્ઠમણિઃ ।
અસુતૃપયોગિનામુભયતોઽપ્યસુખં ભગવ-
ન્નનપગતાન્તકાદનધિરૂઢપદાદ્ ભવતઃ ॥ ૩૯॥

હે પ્રભુ! જો પ્રસન્નતાપૂર્વક સંયમ દ્વારા હૃદયમાંથી કામ-વાસનાઓની જાળને સમૂળી ઉખાડીને નષ્ટ ન કરવામાં આવી તો વિષયોમાં ડૂબેલા સાધકના હૃદયમાં આપના રહેવા છતાં, આપનાં દર્શન તેને એ રીતે દુર્લભ છે, જેમ કંઠમાં મણિ ધારણ કરેલો હોવા છતાં વિસ્મૃતિ થઈ જતાં તે તેને મળતો નથી. આથી જ વિષયી મનુષ્યો ઇન્દ્રિયો અને પ્રાણોની તૃપ્તિમાં ડૂબેલા રહીને આપનાથી વિમુખ રહે છે. આવા લોકોનો મૃત્યુથી છુટકારો થઈ શકતો નથી. આપના સ્વરૂપના અજ્ઞાનને કારણે તેમને મૃત્યુ બાદ નરકની યાતનાઓ ભોગવવી પડે છે અને આ રીતે આ લોક અને પરલોક—બન્નેમાં એમને દુઃખો પ્રાપ્ત થાય છે.* ॥ ૩૯ ॥

ત્વદવગમી ન વેત્તિ ભવદુત્થશુભાશુભયો-
ર્ગુણવિગુણાન્વયાંસ્તર્હિ દેહભૃતાં ચ ગિરઃ ।
અનુયુગમન્વહં સગુણ ગીતપરમ્પરયા
શ્રવણભૃતો યતસ્ત્વમપવર્ગગતિર્મનુજૈઃ ॥ ૪૦॥

હે સગુણ! હે પરમાત્મા! આપને જાણનાર આપનો ભક્ત પુણ્ય અને પાપના ફળને અહીં જ ત્યજી દે છે. જ્યારે પુણ્ય-પાપનું ફળ તેને સ્પર્શ કરતું નથી ત્યારે અન્ય દેહધારીઓ માટે જે વેદવાણી છે તેનો પણ તે સ્વીકાર કરતો નથી. કારણ કે, તેણે પોતાના વાસ્તવિક સ્વરૂપને અર્થાત્ આપને પ્રાપ્ત કરી લીધા છે. આપને પ્રાપ્ત કરી લેવા એ જ શાસ્ત્રોનો છેવટનો સિદ્ધાંત છે. આપના ભક્તોએ દરેક યુગમાં આપની લીલાઓ, ગુણોનું ગાન કર્યું છે. તેનું સતત શ્રવણ કરવાથી ભક્તોની તદાકાર (ભગવાનમય) વૃત્તિ થઈ જાય છે; અને તેવા તદાકાર વૃત્તિ ધરાવતા ભક્તોને આપ મોક્ષગતિ પ્રદાન કરો છો.✦ ॥ ૪૦ ॥

---

* દમ્ભન્યાસમિષેણ વઞ્ચિતજનં ભોગૈકચિન્તાતુરં
સમ્મુહ્યન્તમહર્નિશં વિરચિતોદ્યોગક્લમૈરાકુલમ્ ।
આજ્ઞાલઙ્ઘિનમજ્ઞમજ્ઞજનતાસમ્માનનાસન્મદં
દીનાનાથ દયાનિધાન પરમાનન્દ પ્રભો પાહિ મામ્ ॥ ૨૬ ॥

પ્રભુ! હું દંભી સંન્યાસના બહાને લોકોને ઠગી રહ્યો છું, એકમાત્ર ભોગની ચિંતામાં જ આતુર છું તથા રાત-દિવસ અનેક પ્રકારના ઉદ્યોગોની રચનાના થાકથી વ્યાકુળ તથા બેસુધ થઈ રહ્યો છું. હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરું છું, અજ્ઞાની છું અને અજ્ઞાની લોકો દ્વારા પ્રાપ્ત સમ્માનથી 'હું સંત છું' એવું અભિમાન ધરાવી રહ્યો છું. દીનાનાથ! દયાનિધાન! પરમાનંદ! મારું રક્ષણ કરો. ॥ ૨૬ ॥

✦ અવગમં તવ મે દિશ માધવ સ્ફુરતિ યન્ન સુખાસુખસઙ્ગમઃ ।
શ્રવણવર્ણનભાવમથાપિ વા ન હિ ભવામિ યથા વિધિકિઙ્કરઃ ॥ ૨૭ ॥

દ્યુપતય એવ તે ન યયુરન્તમનન્તતયા
ત્વમપિ યદન્તરાણ્ડનિચયા નનુ સાવરણાઃ ।
ખ ઈવ રજાંસિ વાન્તિ વયસા સહ યચ્છ્રુતય-
સ્ત્વયિ હિ ફલન્ત્યતન્નિરસનેન ભવન્નિધનાઃ ॥ ૪૧॥

હે ભગવન્! આપની ભીતર સપ્ત આવરણો સહિત અનેક બ્રહ્માંડો રહેલાં છે. અનંતકોટિ બ્રહ્માંડનાયક એવા આપમાં તે બધાં બ્રહ્માંડો એ રીતે ઘૂમી રહ્યાં છે, જેમ આકાશમાં રજકણો. આશ્ચર્યની વાત તો એ છે કે, આપના આદિ, અંતનું આપ સ્વયં પણ વર્ણન કરી શકતા નથી, તો પછી સાધારણ અન્ય જીવો એને કઈ રીતે જાણી શકે? તે બધાં બ્રહ્માંડો કાળના વેગથી ઘૂમી રહ્યાં છે. જેમનો અંત આપનામાં જ છે એવી અમે શ્રુતિઓ પણ 'નેતિ-નેતિ' વાક્યો દ્વારા આપના સિવાયની વસ્તુઓનો નિષેધ કરતાં કરતાં અમારો પણ નિષેધ કરી દઈએ છીએ, અને છેવટે આપમાં જ પોતાની સમાપ્તિ કરીને સફળ થઈ જઈએ છીએ.卐 ॥ ૪૧ ॥

*શ્રીભગવાનુવાચ*

ઈત્યેતદ્ બ્રહ્મણઃ પુત્રા આશ્રુત્યાત્માનુશાસનમ્ ।
સનન્દનમથાનર્ચુઃ સિદ્ધા જ્ઞાત્વાઽઽત્મનો ગતિમ્ ॥ ૪૨॥

ઈત્યશેષસમામ્નાયપુરાણોપનિષદ્રસઃ ।
સમુદ્ધૃતઃ પૂર્વજાતૈર્વ્યોમયાનૈર્મહાત્મભિઃ ॥ ૪૩॥

ત્વં ચૈતદ્ બ્રહ્મદાયાદ શ્રદ્ધયાઽઽત્માનુશાસનમ્ ।
ધારયંશ્ચર ગાં કામં કામાનાં ભર્જનં નૃણામ્ ॥ ૪૪॥

ભગવાન નારાયણે કહ્યું – દેવર્ષિ નારદ! આ પ્રમાણે સનકાદિ ઋષિઓએ જીવ (આત્મા) અને બ્રહ્મ (પરમાત્મા)ની એકતાને સિદ્ધ કરતો ઉપદેશ સાંભળીને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો. તેઓ નિત્ય સિદ્ધ હોવા છતાં પણ તેમના ઉપદેશથી જાણે કૃતકૃત્ય થઈને તેમણે સનન્દન ઋષિની પૂજા કરી. ॥ ૪૨ ॥ નારદજી! સનકાદિ ઋષિઓ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયા હતા, તેથી તેઓ બધાના પૂર્વજ છે. તે આકાશગામી મહાત્માઓએ આ પ્રમાણે સમસ્ત વેદો, પુરાણો અને ઉપનિષદોનો સાર નિચોવી લીધો છે. એ બધાં શાસ્ત્રોનો સાર છે. ॥ ૪૩ ॥ દેવર્ષિ! તમે પણ તેમની જેમ બ્રહ્માજીના માનસપુત્ર છો, તેમની જ્ઞાનસંપત્તિના અધિકારી છો, તેથી તમે પણ આ બ્રહ્મવિદ્યાને ધારણ કરો અને સ્વચ્છંદભાવે પૃથ્વી પર વિચરણ કરો. આ વિદ્યા સમસ્ત વાસનાઓને ભસ્મ કરનારી છે. ॥ ૪૪ ॥

*શ્રીશુક ઉવાચ*

એવં સ ઋષિણાઽઽદિષ્ટં ગૃહીત્વા શ્રદ્ધયાઽઽત્મવાન્ ।
પૂર્ણઃ શ્રુતધરો રાજન્નાહ વીરવ્રતો મુનિઃ ॥ ૪૫॥

શ્રીશુકદેવજી કહે છે – પ્રિય પરીક્ષિત! દેવર્ષિ નારદ અત્યંત સંયમી, જ્ઞાની, પૂર્ણકામ અને નૈષ્ઠિક બ્રહ્મચારી છે. ભગવાન નારાયણ દ્વારા અપાયેલા ઉપદેશને તેમણે બહુ શ્રદ્ધાથી સાંભળ્યો અને આ પ્રમાણે કહ્યું – ॥ ૪૫ ॥

---

માધવ! આપ મને પોતાના સ્વરૂપનો અનુભવ કરાવો, જેનાથી પછી સુખ-દુઃખનો સમાગમ જ ન રહે અથવા આપના શ્રવણ-કીર્તનમાં મને ભાવ થાઓ, તેથી હું વિધિ-નિષેધનો દાસ ન બનું. ॥ ૨૭ ॥

卐 દ્યુપતયો વિદુરન્તમનન્ત તે ન ચ ભવાન્ન ગિરઃ શ્રુતિમૌલયઃ ।
ત્વયિ ફલન્તિ યતો નમ ઈત્યતો જય જયેતિ ભજે તવ તત્પદમ્ ॥ ૨૮ ॥

હે અનંત! બ્રહ્મા વગેરે દેવતાઓ આપનો અંત જાણતા નથી, ન આપ પણ જાણો છો અને ન વેદોના મુકુટમણિ ઉપનિષદો પણ જાણે છે, કેમ કે, આપ અનંત છો. ઉપનિષદો 'નમો નમઃ', 'જય હો, જય હો' કહીને આપને પોકારે છે. તેથી હું પણ 'નમો નમઃ', 'જય હો, જય હો' જ કહીને આપના ચરણોની ઉપાસના કરું છું. ॥ ૨૮ ॥

નારદ ઉવાચ

નમસ્તસ્મૈ ભગવતે કૃષ્ણાયામલકીર્ત્તયે ।
યો ધત્તે સર્વભૂતાનામભવાયોશતીઃ કલાઃ ॥ ૪૬॥

ઈત્યાદ્યમૃષિમાનમ્ય તચ્છિષ્યાંશ્ચ મહાત્મનઃ ।
તતોઽગાદાશ્રમં સાક્ષાત્ પિતુર્દ્વૈપાયનસ્ય મે ॥ ૪૭॥

સભાજિતો ભગવતા કૃતાસનપરિગ્રહઃ ।
તસ્મૈ તદ્ વર્ણયામાસ નારાયણમુખાચ્છ્રુતમ્ ॥ ૪૮॥

ઈત્યેતદ્ વર્ણિતં રાજન્ યન્નઃ પ્રશ્નઃ કૃતસ્ત્વયા ।
યથા બ્રહ્મણ્યનિર્દેશ્યે નિર્ગુણેઽપિ મનશ્ચરેત્ ॥ ૪૯॥

યોઽસ્યોત્પ્રેક્ષક આદિમધ્યનિધને
યોઽવ્યક્તજીવેશ્વરો
યઃ સૃષ્ટ્વેદમનુપ્રવિશ્ય ઋષિણા
ચક્રે પુરઃ શાસ્તિ તાઃ ।
યં સમ્પદ્ય જહાત્યજામનુશયી
સુપ્તઃ કુલાયં યથા
તં કૈવલ્યનિરસ્તયોનિમભયં
ધ્યાયેદજસ્રં હરિમ્ ॥ ૫૦॥

દેવર્ષિ નારદજીએ કહ્યું – હે ભગવન્! આપ સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ છો. આપની કીર્તિ પરમ પવિત્ર છે. આપ સમસ્ત પ્રાણીઓના પરમ કલ્યાણ માટે જ મનોહર અવતાર-ધારણની લીલા કરો છો. હું આપને પ્રણામ કરું છું. ॥ ૪૬ ॥

પ્રિય પરીક્ષિત! આ પ્રમાણે આદિઋષિ ભગવાન નારાયણને અને તેમના શિષ્યોને નમસ્કાર કરીને દેવર્ષિ નારદ મારા પિતા શ્રીકૃષ્ણ દ્વૈપાયનના આશ્રમે સિધાવી ગયા. ॥ ૪૭ ॥ ત્યાં મારા પિતા શ્રીવ્યાસજીએ તેમનો યથોચિત સત્કાર કર્યો. નારદજી આસન ગ્રહણ કરીને બેસી ગયા. ત્યાર પછી તેમણે ભગવાન નારાયણના મુખેથી સાંભળેલી બ્રહ્મસંબંધી ચર્ચા શ્રીવ્યાસજીને કહી સંભળાવી. ॥ ૪૮ ॥ રાજન્! તમારો પ્રશ્ન હતો કે, 'શ્રુતિઓ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કઈ રીતે કરે છે, કેમકે, નિર્ગુણ તત્ત્વ તો મન-વાણીથી પર છે અને પ્રાકૃત ગુણોથી રહિત છે.' તો આ પ્રમાણે તમારા પ્રશ્નનું સમાધાન મેં તમારી સમક્ષ કરી દીધું. ॥ ૪૯ ॥ પ્રિય પરીક્ષિત! ભગવાન જ પોતાના સંકલ્પથી આ વિશ્વનું નિર્માણ કરે છે, તેઓ જ સૌના પ્રેરક છે. આ વિશ્વના આદિ, મધ્ય અને અંતમાં તેઓ જ રહે છે. તેઓ અવ્યક્ત પ્રકૃતિ અને જીવ - બેનાય ઈશ્વર છે, તેમણે જ આ વિશ્વનું નિર્માણ કરીને જીવરૂપે આમાં પ્રવેશ કર્યો. જીવ સ્વયં પરમાત્માનો અંશ હોવાથી ઋષિસ્વરૂપ છે. એના રહેવા માટે પરમાત્માએ દેહનું નિર્માણ કર્યું. સઘળા જીવોનું નિયંત્રણ પણ પરમાત્મા જ કરે છે. એ પરમાત્માને પામીને જીવ માયા ત્યજીને પોતાના સ્વરૂપ એવા પરબ્રહ્મને જ પામે છે. જેમ ગાઢ નિદ્રા વખતે મનુષ્યને આ પાંચભૌતિક શરીરનું ભાન નથી રહેતું, તેમ નિરંતર પરમાત્માનું ચિંતન કરતી વેળાએ ભક્તને માયામાંથી ઉપજેલા પદાર્થોનું ચિંતન નથી થતું. આથી મુક્ત થવાનો એકમાત્ર સરળ ઉપાય છે, નિરંતર ભગવાનનું સ્મરણ-ચિંતન કરવું. ભગવાન કૈવલ્ય-સ્વરૂપ છે, એમનું ભજન કરવાથી સંસારનું આવાગમન નષ્ટ થઈ જાય છે. આથી સદા ભગવાનનું જ ચિંતન-ભજન કરતાં રહેવું જોઈએ. એમાં જ મંગળ છે અને એ જ નિર્ભય સ્થાન છે.' આથી ભગવાનના ચરણોનું જ શરણું લેવું જોઈએ. ॥ ૫૦ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે નારદનારાયણસંવાદે વેદસ્તુતિર્નામ સપ્તાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૭ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત નારદ-નારાયણસંવાદમાંનો વેદસ્તુતિ નામનો સત્યાસીમો અધ્યાય સમાપ્ત.

=★=

# અઠ્યાસીમો અધ્યાય

## શિવજીનું સઙ્કટમોચન

રાજોવાચ

દેવાસુરમનુષ્યેષુ યે ભજન્ત્યશિવં શિવમ્ ।
પ્રાયસ્તે ધનિનો ભોજા ન તુ લક્ષ્મ્યાઃ પતિં હરિમ્ ॥ ૧॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન્! ભગવાન શંકરે સમસ્ત ભોગોનો પરિત્યાગ કરી દીધો છે; પરંતુ એવું જોવામાં આવે છે કે, જે દેવતાઓ, અસુરો અથવા મનુષ્યો તેમની ઉપાસના કરે છે, તે બધા જ પ્રાયઃ ધનવાન અને અનેક પ્રકારની ભોગ-સામગ્રીઓથી સમ્પન્ન થઈ જાય છે. અને

એતદ્ વેદિતુમિચ્છામઃ સન્દેહોઽત્ર મહાન્ હિ નઃ ।
વિરુદ્ધશીલયોઃ પ્રભ્વોર્વિરુદ્ધા ભજતાં ગતિઃ ॥ ૨॥

શ્રીશુક ઉવાચ

શિવઃ શક્તિયુતઃ શશ્વત્ ત્રિલિઙ્ગો ગુણસંવૃતઃ ।
વૈકારિકસ્તૈજસશ્ચ તામસશ્ચેત્યહં ત્રિધા ॥ ૩॥

તતો વિકારા અભવન્ ષોડશામીષુ કઞ્ચન ।
ઉપધાવન્ વિભૂતીનાં સર્વાસામશ્નુતે ગતિમ્ ॥ ૪॥

હરિર્હિ નિર્ગુણઃ સાક્ષાત્ પુરુષઃ પ્રકૃતેઃ પરઃ ।
સ સર્વદૃગુપદ્રષ્ટા તં ભજન્ નિર્ગુણો ભવેત્ ॥ ૫॥

નિવૃત્તેષ્વશ્વમેધેષુ રાજા યુષ્મત્પિતામહઃ ।
શૃણ્વન્ ભગવતો ધર્માનપૃચ્છદિદમચ્યુતમ્ ॥ ૬॥

સ આહ ભગવાંસ્તસ્મૈ પ્રીતઃ શુશ્રૂષવે પ્રભુઃ ।
નૃણાં નિઃશ્રેયસાર્થાય યોઽવતીર્ણો યદોઃ કુલે ॥ ૭॥

શ્રીભગવાનુવાચ

યસ્યાહમનુગૃહ્ણામિ હરિષ્યે તદ્ધનં શનૈઃ ।
તતોઽધનં ત્યજન્ત્યસ્ય સ્વજના દુઃખદુઃખિતમ્ ॥ ૮॥

સ યદા વિતથોદ્યોગો નિર્વિણ્ણઃ સ્યાદ્ ધનેહયા ।
મત્પરૈઃ કૃતમૈત્રસ્ય કરિષ્યે મદનુગ્રહમ્ ॥ ૯॥

તદ્‌બ્રહ્મ પરમં સૂક્ષ્મં ચિન્માત્રં સદનન્તકમ્ ।
અતો માં સુદુરારાધ્યં હિત્વાઽન્યાન્ ભજતે જનઃ ॥ ૧૦॥

ભગવાન વિષ્ણુ લક્ષ્મીપતિ છે, પરંતુ તેમની ઉપાસના કરનારા પ્રાયઃ ધનવાન અને ભોગ-સમ્પન્ન થતા નથી. ॥ ૧ ॥ બન્ને ભગવાન ત્યાગ અને ભોગની દૃષ્ટિથી એક-બીજાથી વિપરીત સ્વભાવવાળા છે, પરંતુ તેમના ઉપાસકોને તેમના સ્વરૂપથી વિપરીત ફળ મળે છે. મને આ વિષયમાં મોટો સંદેહ છે કે ત્યાગીની ઉપાસનાથી ભોગ અને લક્ષ્મીપતિની ઉપાસનાથી ત્યાગ કઈ રીતે મળે છે? હું આપની પાસે આનું સમાધાન ઇચ્છું છું. ॥ ૨ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! શિવજી હંમેશાં પોતાની શક્તિથી યુક્ત રહે છે, તેઓ સત્ત્વ વગેરે ગુણોથી યુક્ત તથા અહંકારના અધિષ્ઠાતા છે. અહંકારના ત્રણ ભેદ છે – વૈકારિક, તૈજસ અને તામસ. ॥ ૩ ॥ ત્રિવિધ અહંકારથી સોળ વિકાર થયા—દશ ઇન્દ્રિયો, પાંચ મહાભૂત અને એક મન. તેથી આ બધાના અધિષ્ઠાતા દેવતાઓમાં કોઈ એકની ઉપાસના કરવાથી સમસ્ત ઐશ્વર્યોની પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૪ ॥ પરંતુ પરીક્ષિત! ભગવાન શ્રીહરિ તો પ્રકૃતિથી પર સ્વયં પુરુષોત્તમ અને પ્રાકૃત ગુણથી રહિત છે. તેઓ સર્વજ્ઞ તથા સર્વના અંતઃકરણના સાક્ષી છે. જે તેમની ભક્તિ કરે છે, તે સ્વયં પણ ગુણાતીત થઈ જાય છે. ॥ ૫ ॥ પરીક્ષિત! તમારા દાદા ધર્મરાજ યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ સમાપ્ત કરીને ભગવાન પાસેથી વિવિધ પ્રકારના ધર્મોનું વર્ણન સાંભળતાં તેમણે આ જ પ્રશ્ન પૂછ્યો હતો. ॥ ૬ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સર્વશક્તિમાન પરમેશ્વર છે. મનુષ્યોના કલ્યાણ માટે જ તેમણે યદુવંશમાં અવતાર ધારણ કર્યો હતો. રાજા યુધિષ્ઠિરનો પ્રશ્ન સાંભળીને અને તેમની જિજ્ઞાસા જોઈને તેમણે પ્રસન્નતાપૂર્વક આ પ્રમાણે ઉત્તર આપ્યો. ॥ ૭ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – રાજન્! જેના ઉપર હું કૃપા કરું છું તેનું બધું ધન ધીરે-ધીરે છીનવી લઉં છું. જ્યારે તે નિર્ધન થઈ જાય છે, ત્યારે તેના સગાં-સંબંધીઓ તેના દુઃખથી આતુર ચિત્તની પરવા ન કરતાં તેને ત્યજી દે છે. ॥ ૮ ॥ પછી તે ધન કમાવા માટે પ્રયત્ન કરવા લાગે છે, ત્યારે હું તેનો તે પ્રયત્ન પણ સફળ થવા દેતો નથી. આ પ્રમાણે વારંવાર અસફળ થતાં જ્યારે ધન કમાવામાંથી તેનું મન વિરક્ત થઈ જાય છે, તેને દુઃખ સમજીને તે ત્યાંથી તેનું મોઢું ફેરવી લે છે અને મારા પ્રિય ભક્તોનો આશ્રય લઈને તેમની સાથે સંબંધ બાંધે છે, ત્યારે હું તેના પર મારી કૃપા કરું છું. ॥ ૯ ॥ મારી કૃપાથી તેને પરમ સૂક્ષ્મ અનંત સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે. આ રીતે મારી પ્રસન્નતા, મારી આરાધના બહુ કઠણ છે. તેથી સાધારણ લોકો મને છોડીને મારા જ બીજા રૂપ એવા અન્ય દેવતાઓની આરાધના કરે છે. ॥ ૧૦ ॥

તતસ્ત આશુતોષેભ્યો લબ્ધરાજ્યશ્રિયોદ્ધતાઃ ।
મત્તાઃ પ્રમત્તા વરદાન્ વિસ્મરન્ત્યવજાનતે ॥ ૧૧॥

શ્રીશુક ઉવાચ

શાપપ્રસાદયોરીશા બ્રહ્મવિષ્ણુશિવાદયઃ ।
સદ્યઃ શાપપ્રસાદોઽઙ્ગ શિવો બ્રહ્મા ન ચાચ્યુતઃ ॥ ૧૨॥

અત્ર ચોદાહરન્તીમમિતિહાસં પુરાતનમ્ ।
વૃકાસુરાય ગિરિશો વરં દત્ત્વાઽઽપ સઙ્કટમ્ ॥ ૧૩॥

વૃકો નામાસુરઃ પુત્રઃ શકુનેઃ પથિ નારદમ્ ।
દૃષ્ટ્વાઽઽશુતોષં પપ્રચ્છ દેવેષુ ત્રિષુ દુર્મતિઃ ॥ ૧૪॥

સ આહ દેવં ગિરિશમુપાધાવાશુ સિદ્ધ્યસિ ।
યોઽલ્પાભ્યાં ગુણદોષાભ્યામાશુ તુષ્યતિ કુપ્યતિ ॥ ૧૫॥

દશાસ્યબાણયોસ્તુષ્ટઃ સ્તુવતોર્વન્દિનોરિવ ।
ઐશ્વર્યમતુલં દત્ત્વા તત આપ સુસઙ્કટમ્ ॥ ૧૬॥

ઇત્યાદિષ્ટસ્તમસુર ઉપાધાવત્ સ્વગાત્રતઃ ।
કેદાર આત્મક્રવ્યેણ જુહ્વાનોઽગ્નિમુખં હરમ્ ॥ ૧૭॥

દેવોપલબ્ધિમપ્રાપ્ય નિર્વેદાત્ સપ્તમેઽહનિ ।
શિરોઽવૃશ્ચત્ સ્વધિતિના તત્તીર્થક્લિન્નમૂર્ધજમ્ ॥ ૧૮॥

તદા મહાકારુણિકઃ સ ધૂર્જટિ-
ર્યથા વયં ચાગ્નિરિવોત્થિતોઽનલાત્ ।
નિગૃહ્ય દોર્ભ્યાં ભુજયોર્ન્યવારયત્
તત્સ્પર્શનાદ્ ભૂય ઉપસ્કૃતાકૃતિઃ ॥ ૧૯॥

બીજા દેવતાઓ આશુતોષ છે, તેઓ જલદી પીગળી જાય છે અને પોતાના ભક્તોને સામ્રાજ્ય-લક્ષ્મી આપી દે છે. તે પ્રાપ્ત કરીને તેઓ ઉદ્ધત, પ્રમાદી અને ઉન્મત્ત થઈ જાય છે. અને પોતાના વરદાન આપનાર દેવતાઓને પણ ભૂલી જાય છે. તથા તેમનો તિરસ્કાર કરી બેસે છે. ॥ ૧૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ – આ ત્રણે શાપ અને વરદાન આપવામાં સમર્થ છે; પરંતુ તેમાં મહાદેવ અને બ્રહ્મા જલદી પ્રસન્ન અથવા નારાજ થઈને વરદાન અથવા શાપ આપી દે છે, પરંતુ વિષ્ણુ ભગવાન તેવા નથી. ॥ ૧૨ ॥ આ વિષયમાં મહાત્માઓ એક પ્રાચીન ઇતિહાસ કહેતા હોય છે. ભગવાન શંકર એક વાર વૃકાસુરને વરદાન આપીને સંકટમાં મુકાઈ ગયા હતા. ॥ ૧૩ ॥ પરીક્ષિત! વૃકાસુર શકુનિનો પુત્ર હતો. તે દુર્બુદ્ધિનો હતો. એક દિવસ તેણે રસ્તામાં દેવર્ષિ નારદજીને જોયા અને તેમને પૂછ્યું, 'ત્રણે દેવતાઓમાં તુરંત પ્રસન્ન થનારા દેવતા કયા છે?' ॥ ૧૪ ॥ પરીક્ષિત! દેવર્ષિ નારદે કહ્યું, 'તમે ભગવાન શંકરની આરાધના કરો. તેથી તમારો મનોરથ બહુ જલદી પૂરો થશે. તેઓ થોડા જ ગુણોથી તુરંત પ્રસન્ન અને થોડા જ અપરાધથી તુરંત ક્રોધિત થઈ જાય છે. ॥ ૧૫ ॥ રાવણ અને બાણાસુરે માત્ર બંદીજનોની જેમ માત્ર ભગવાન શંકરની થોડી સ્તુતિઓ ગાઈ હતી. તેનાથી તેઓ તેમના પર પ્રસન્ન થઈ ગયા અને તેમને અપાર ઐશ્વર્ય આપી દીધું. પછીથી રાવણે કૈલાસ ઉપાડતાં અને બાણાસુરના નગરની રક્ષાની જવાબદારી લઈને તેઓ સંકટમાં મુકાઈ ગયા હતા. ॥ ૧૬ ॥

નારદજીનો ઉપદેશ સાંભળીને વૃકાસુર કેદારક્ષેત્રમાં ગયો અને અગ્નિને ભગવાન શંકરનું મુખ માનીને પોતાના શરીરનું માંસ કાપી-કાપીને તેમાં હોમવા લાગ્યો. ॥ ૧૭ ॥ આ પ્રમાણે છ દિવસ સુધી ઉપાસના કરવા છતાં જ્યારે તેને ભગવાન શંકરનાં દર્શન ન થયાં, ત્યારે તેને બહુ દુઃખ થયું. સાતમા દિવસે કેદાર તીર્થમાં સ્નાન કરીને તેના પલળેલા વાળવાળા મસ્તકને કુહાડીથી કાપીને હોમ કરવાનો નિશ્ચય કર્યો. ॥ ૧૮ ॥ પરીક્ષિત! જેમ જગતમાં કોઈ દુઃખવશ આત્મહત્યા કરવા જાય છે તો આપણે કરુણાવશ તેને બચાવી લઈએ છીએ, તે જ પ્રમાણે પરમ દયાળુ ભગવાન શંકરે અગ્નિકુંડમાંથી અગ્નિદેવની જેમ પ્રગટ થઈને પોતાના બે હાથથી વૃકાસુરના બન્ને હાથ પકડી લીધા અને વૃકાસુરને આત્મઘાત કરતાં પહેલાં જ રોકી લીધો. તેમનો સ્પર્શ થતાં જ વૃકાસુરનું અંગ પૂર્વવત્ પૂર્ણ બની ગયું. ॥ ૧૯ ॥

તમાહ ચાઙ્ગાલમલં વૃણીષ્વ મે
યથાભિકામં વિતરામિ તે વરમ્ ।
પ્રીયેય તોયેન નૃણાં પ્રપદ્યતા-
મહો ત્વયાઽઽત્મા ભૃશમર્દ્યતે વૃથા ॥ ૨૦॥

દેવં સ વવ્રે પાપીયાન્ વરં ભૂતભયાવહમ્ ।
યસ્ય યસ્ય કરં શીર્ષ્ણિ ધાસ્યે સ મ્રિયતામિતિ ॥ ૨૧॥

તચ્છ્રુત્વા ભગવાન્ રુદ્રો દુર્મના ઇવ ભારત ।
ઓમિતિ પ્રહસંસ્તસ્મૈ દદેઽહેરમૃતં યથા ॥ ૨૨॥

ઇત્યુક્તઃ સોઽસુરો નૂનં ગૌરીહરણલાલસઃ ।
સ તદ્વરપરીક્ષાર્થં શમ્ભોર્મૂર્ધ્નિ કિલાસુરઃ ।
સ્વહસ્તં ધાતુમારેભે સોઽબિભ્યત્ સ્વકૃતાચ્છિવઃ ॥ ૨૩॥

તેનોપસૃષ્ટઃ સન્ત્રસ્તઃ પરાધાવન્ સવેપથુઃ ।
યાવદન્તં દિવો ભૂમેઃ કાષ્ઠાનામુદગાદુદક્ ॥ ૨૪॥

અજાનન્તઃ પ્રતિવિધિં તૂષ્ણીમાસન્ સુરેશ્વરાઃ ।
તતો વૈકુણ્ઠમગમદ્ ભાસ્વરં તમસઃ પરમ્ ॥ ૨૫॥

યત્ર નારાયણઃ સાક્ષાન્ન્યાસિનાં પરમા ગતિઃ ।
શાન્તાનાં ન્યસ્તદણ્ડાનાં યતો નાવર્તતે ગતઃ ॥ ૨૬॥

તં તથાવ્યસનં દૃષ્ટ્વા ભગવાન્ વૃજિનાર્દનઃ ।
દૂરાત્ પ્રત્યુદિયાદ્ ભૂત્વા બટુકો યોગમાયયા ॥ ૨૭॥

મેખલાજિનદણ્ડાક્ષૈસ્તેજસાઽગ્નિરિવ જ્વલન્ ।
અભિવાદયામાસ ચ તં કુશપાણિર્વિનીતવત્ ॥ ૨૮॥

*શ્રીભગવાનુવાચ*

શાકુનેય ભવાન્ વ્યક્તં શ્રાન્તઃ કિં દૂરમાગતઃ ।
ક્ષણં વિશ્રમ્યતાં પુંસ આત્માઽયં સર્વકામધુક્ ॥ ૨૯॥

ભગવાન શંકરે વૃકાસુરને કહ્યું – 'પ્રિય વૃકાસુર! બસ, બસ, બહુ થયું. હું તને વરદાન આપવા ઇચ્છું છું. તું જે જોઈએ તે માગી લે. અરે ભાઈ! હું તો મારા શરણાગત ભક્તો પર માત્ર જલ ચઢાવવાથી જ સંતુષ્ટ થઈ જાઉં છું. અરે ભાઈ! તું વ્યર્થ પોતાના શરીરને કેમ કષ્ટ આપી રહ્યો છે?' ॥ ૨૦ ॥ પરીક્ષિત! અત્યન્ત પાપી વૃકાસુરે સમસ્ત પ્રાણીઓને ભયભીત કરવાનું વરદાન માગી લીધું કે 'હું જેના માથા પર હાથ મૂકું તે મરી જાય.' ॥ ૨૧ ॥ પરીક્ષિત! તેની આવી માગણી સાંભળીને ભગવાન રુદ્ર પહેલાં તો કંઈક વિચારમાં પડી ગયા, પછી હસીને કહ્યું – 'સારું, એવું જ થશે.' આવું વરદાન આપીને તેમણે જાણે સાપને અમૃત પાઈ દીધું. ॥ ૨૨ ॥

ભગવાન શંકરે આ પ્રમાણે કહી દીધા પછી વૃકાસુરના મનમાં એવી લાલચ થઈ ગઈ કે 'હું પાર્વતીજીને જ હરી લાવું.' તે અસુર શંકરજીના વરદાનની પરીક્ષા કરવા તેમના જ મસ્તક પર હાથ મૂકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હવે તો શંકરજી પોતે આપેલા વરદાનથી જ ભયભીત થઈ ગયા. ॥ ૨૩ ॥ વૃકાસુરે શંકરજીનો પીછો કર્યો અને તેઓ તેનાથી ભયભીત થઈને ભાગવા લાગ્યા. તેઓ પૃથ્વી, સ્વર્ગ અને દિશાઓના અંત સુધી દોડ્યા, છતાં તેને પાછળ આવતો જોઈને ઉત્તર દિશા તરફ ગયા. ॥ ૨૪ ॥ મોટા-મોટા દેવતાઓ આ સંકટને ટાળવાનો કોઈ ઉપાય ન જોતાં મૌન રહી ગયા. છેવટે તેઓ પ્રાકૃતિક અંધકારથી પર પરમ-પ્રકાશમય વૈકુંઠ લોકમાં ગયા. ॥ ૨૫ ॥ વૈકુંઠમાં સ્વયં ભગવાન નારાયણ નિવાસ કરે છે. એકમાત્ર તેઓ જ તે સંન્યાસીઓની પરમગતિ છે, જે સંપૂર્ણ જગતને અભયદાન કરીને શાંતભાવમાં સ્થિત છે. વૈકુંઠમાં ગયા પછી જીવને પાછું આવવું પડતું નથી. ॥ ૨૬ ॥ ભક્તભયહારી ભગવાને જોયું કે શંકરજી તો મોટા સંકટમાં પડેલા છે. ત્યારે તેઓ પોતાની યોગમાયાથી બ્રહ્મચારી બનીને દૂરથી જ ધીરે-ધીરે વૃકાસુર તરફ આવવા લાગ્યા. ॥ ૨૭ ॥ ભગવાને મુંજની મેખલા, કાળું મૃગચર્મ, દંડ અને રુદ્રાક્ષની માળા ધારણ કરી હતી. તેમના એક-એક અંગથી દિવ્ય પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. તે બટુકે હાથમાં દર્ભ રાખીને વિનયીની પેઠે વંદન કરીને વૃકાસુરને પૂછ્યું– ॥ ૨૮ ॥

**બ્રહ્મચારી-વેશધારી ભગવાને કહ્યું** – શકુનિનંદન વૃકાસુરજી! તમે સ્પષ્ટરૂપે બહુ થાકેલા લાગો છો. શું તમે બહુ દૂરથી આવી રહ્યા છો? થોડો આરામ કરી લો. જુઓ શરીર જ બધા સુખોનું મૂળ છે. આનાથી જ બધી કામનાઓ પૂરી થાય છે. આને વધારે કષ્ટ ન આપવું જોઈએ. ॥ ૨૯ ॥

યદિ નઃ શ્રવણાયાલં યુષ્મદ્વ્યવસિતં વિભો ।
ભણ્યતાં પ્રાયશઃ પુમ્ભિર્ધૃતૈઃ સ્વાર્થાન્ સમીહતે ॥ ૩૦॥

શ્રીશુક ઉવાચ

એવં ભગવતા પૃષ્ટો વચસાऽમૃતવર્ષિણા ।
ગતક્લમોऽબ્રવીત્તસ્મૈ યથાપૂર્વમનુષ્ઠિતમ્ ॥ ૩૧॥

શ્રીભગવાનુવાચ

એવં ચેત્તર્હિ તદ્વાક્યં ન વયં શ્રદ્દધીમહિ ।
યો દક્ષશાપાત્ પૈશાચ્યં પ્રાપ્તઃ પ્રેતપિશાચરાટ્ ॥ ૩૨॥

યદિ વસ્તત્ર વિશ્રમ્ભો દાનવેન્દ્ર જગદ્ગુરૌ ।
તર્હ્યઙ્ગાશુ સ્વશિરસિ હસ્તં ન્યસ્ય પ્રતીયતામ્ ॥ ૩૩॥

યદ્યસત્યં વચઃ શમ્ભોઃ કથઞ્ચિદ્ દાનવર્ષભ ।
તદૈનં જહ્યસદ્વાચં ન યદ્ વક્તાऽનૃતં પુનઃ ॥ ૩૪॥

ઇત્થં ભગવતશ્ચિત્રૈર્વચોભિઃ સ સુપેશલૈઃ ।
ભિન્નધીર્વિસ્મૃતઃ શીર્ષ્ણિ સ્વહસ્તં કુમતિર્ન્યધાત્ ॥ ૩૫॥

અથાપતદ્ ભિન્નશિરા વજ્રાહત ઇવ ક્ષણાત્ ।
જયશબ્દો નમઃશબ્દઃ સાધુશબ્દોऽભવદ્દિવિ ॥ ૩૬॥

મુમુચુઃ પુષ્પવર્ષાણિ હતે પાપે વૃકાસુરે ।
દેવર્ષિપિતૃગન્ધર્વા મોચિતઃ સઙ્કટાચ્છિવઃ ॥ ૩૭॥

મુક્તં ગિરિશમભ્યાહ ભગવાન્ પુરુષોત્તમઃ ।
અહો દેવ મહાદેવ પાપોऽયં સ્વેન પાપ્મના ॥ ૩૮॥

હતઃ કો નુ મહત્સ્વીશ જન્તુર્વૈ કૃતકિલ્બિષઃ ।
ક્ષેમી સ્યાત્ કિમુ વિશ્વેશે કૃતાગસ્કો જગદ્ગુરૌ ॥ ૩૯॥

તમે તો બધી રીતે સમર્થ છો. અત્યારે તમે શું કરવા ઇચ્છો છો? જો મારે સાંભળવા યોગ્ય કોઈ વાત હોય તો કહો. કેમકે, સંસારમાં જોઈએ છીએ કે, લોકો સહાયકો દ્વારા ઘણા-ખરા કામ સાધી લેતા હોય છે. ॥ ૩૦ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાનના એક-એક શબ્દમાંથી અમૃત વરસી રહ્યું હતું. તેમના આ પ્રમાણે પૂછવાથી તેણે સહેજ રોકાઈને પોતાનો થાક દૂર કર્યો; ત્યાર પછી ક્રમશઃ તેનું તપ, વરદાન-પ્રાપ્તિ તથા ભગવાન શંકરની પાછળ દોડવાની વાત કહી સંભળાવી. ॥ ૩૧ ॥

ભગવાને કહ્યું – 'અચ્છા આવી વાત છે? ત્યારે તો ભાઈ! હું તો તેની (શંકરની) વાત પર વિશ્વાસ કરતો જ નથી. તમે જાણતા નથી? તે તો દક્ષ-પ્રજાપતિના શાપથી પિશાચત્વને પ્રાપ્ત થઈ ગયો છે. આજકાલ તે જ પિશાચો અને પ્રેતોનો સમ્રાટ છે. ॥ ૩૨ ॥ દાનવરાજ! તમે આટલા મહાન થઈને આવી નાની-નાની વાતો પર વિશ્વાસ કરો છો? જો તમે તેને હજી પણ જગદ્ગુરુ માનતા હો અને તેની વાત પર વિશ્વાસ કરતા હો તો જલદી પોતાના માથા પર હાથ મૂકીને પરીક્ષા કરી જુઓ. ॥ ૩૩ ॥ દાનવશ્રેષ્ઠ! જો કોઈ રીતે શંકરની વાત અસત્ય નીકળે તો તે અસત્યવાદીને મારી નાખો, જેથી તે ક્યારેય જૂઠું બોલી ન શકે.' ॥ ૩૪ ॥ પરીક્ષિત! ભગવાને એવી મોહિત કરનારી અદ્ભુત અને મીઠી વાત કહી કે તેની વિવેક-બુદ્ધિ નાશ પામી. તે દુર્બુદ્ધિએ વરદાનની વાત ભૂલીને પોતાના જ માથા પર હાથ મૂકી દીધો. ॥ ૩૫ ॥ બસ, તે જ ક્ષણે તેનું માથું ફાટી ગયું અને તે ત્યાં જ પૃથ્વી પર પડી ગયો. જાણે તેના પર વીજળી તૂટી પડી. તે સમયે આકાશમાં દેવતાઓ 'જય-જય, નમો નમઃ, સાધુ-સાધુ!'ના ઘોષ કરવા લાગ્યા. ॥ ૩૬ ॥ પાપી વૃકાસુરના મૃત્યુથી દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ અને ગન્ધર્વો ખૂબ પ્રસન્ન થઈને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને ભગવાન શંકર તે વિકટ સંકટમાંથી મુક્ત થઈ ગયા. ॥ ૩૭ ॥ હવે ભગવાન પુરુષોત્તમે ભયમુક્ત શંકરજીને કહ્યું, 'દેવાધિદેવ! બહુ હર્ષની વાત છે કે આ દુષ્ટ તેના પાપે જ મરાઈ ગયો. પરમેશ્વર! ભલા, એવો કોણ જીવ છે જે મહાપુરુષોનો અપરાધ કરીને કુશળ રહી શકે? પછી સ્વયં જગદ્ગુરુ વિશ્વેશ્વર! આપનો અપરાધ કરીને તો કોઈ કુશળ રહી જ કેમ શકે? ॥ ૩૮-૩૯ ॥

એવમવ્યાકૃતશક્ત્યુદન્વતઃ
પરસ્ય સાક્ષાત્ પરમાત્મનો હરેઃ।
ગિરિત્રમોક્ષં કથયેચ્છૃણોતિ વા
વિમુચ્યતે સંસૃતિભિસ્તથાઽરિભિઃ ॥ ૪૦॥

ભગવાન અનંત શક્તિઓના સમુદ્ર છે. તેમની એક-એક શક્તિ મન-વાણીની સીમાથી પર છે. તેઓ પ્રકૃતિથી અતીત સ્વયં પરમાત્મા છે. તેમની શંકરજીને સંકટમાંથી છોડાવવાની આ લીલા જે કોઈ કહે કે સાંભળે છે, તે સંસાર-બંધન અને શત્રુઓના ભયથી મુક્ત થઈ જાય છે. ॥ ૪૦ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે રુદ્રમોક્ષણં નામાષ્ટાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૮ ॥

**દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત રુદ્રમોક્ષ નામનો અઠ્યાસીમો અધ્યાય સમાપ્ત.**

═★═

# નેવ્યાસીમો અધ્યાય

**ભૃગુજી દ્વારા ત્રિદેવોની પરીક્ષા તથા ભગવાન દ્વારા બ્રાહ્મણના મૃત બાળકોને પાછા લાવવા**

*શ્રીશુક ઉવાચ*

સરસ્વત્યાસ્તટે રાજન્નૃષયઃ સત્રમાસત।
વિતર્કઃ સમભૂત્તેષાં ત્રિષ્વધીશેષુ કો મહાન્ ॥ ૧॥

તસ્ય જિજ્ઞાસયા તે વૈ ભૃગું બ્રહ્મસુતં નૃપ।
તજ્જ્ઞપ્ત્યૈ પ્રેષયામાસુઃ સોઽભ્યગાદ્ બ્રહ્મણઃ સભામ્ ॥ ૨॥

ન તસ્મૈ પ્રહ્વણં સ્તોત્રં ચક્રે સત્ત્વપરીક્ષયા।
તસ્મૈ ચુક્રોધ ભગવાન્ પ્રજ્વલન્ સ્વેન તેજસા ॥ ૩॥

સ આત્મન્યુત્થિતં મન્યુમાત્મજાયાત્મના પ્રભુઃ।
અશીશમદ્ યથા વહ્નિં સ્વયોન્યા વારિણાઽઽત્મભૂઃ[1] ॥ ૪॥

તતઃ કૈલાસમગમત્ સ તં દેવો મહેશ્વરઃ।
પરિરબ્ધું સમારેભે ઉત્થાય ભ્રાતરં મુદા ॥ ૫॥

નૈચ્છત્ત્વમસ્યુત્પથગ ઇતિ દેવશ્ચુકોપ હ।
શૂલમુદ્યમ્ય તં હન્તુમારેભે તિગ્મલોચનઃ ॥ ૬॥

પતિત્વા પાદયોર્દેવી સાન્ત્વયામાસ તં ગિરા।
અથો જગામ વૈકુણ્ઠં યત્ર દેવો જનાર્દનઃ ॥ ૭॥

**શ્રીશુકદેવજી કહે છે** — પરીક્ષિત! એક વાર સરસ્વતી નદીના પવિત્ર કિનારે યજ્ઞ પ્રારંભ કરવા માટે મોટા-મોટા ઋષિ-મુનિઓ એકઠા થયા. તે લોકોમાં એ વિષયમાં વાદ-વિવાદ થયો કે, બ્રહ્મા, વિષ્ણુ અને શિવમાં સૌથી મોટા કોણ છે? ॥ ૧ ॥

પરીક્ષિત! તે લોકોએ આ વાત જાણવા માટે બ્રહ્મા, વિષ્ણુ અને શિવની પરીક્ષા લેવાના ઉદ્દેશથી બ્રહ્માના પુત્ર ભૃગુજીને તેમની પાસે મોકલ્યા. મહર્ષિ ભૃગુ સર્વ પ્રથમ બ્રહ્માજીની સભામાં ગયા. ॥ ૨ ॥ તેમણે બ્રહ્માજીના ધૈર્ય વગેરેની પરીક્ષા કરવા માટે ન તેમને નમસ્કાર કર્યા કે ન તેમની સ્તુતિ કરી. તેથી પોતાના તેજથી પ્રકાશતા બ્રહ્માજી તેમના ઉપર ક્રોધાયમાન થયા, પરંતુ બ્રહ્માજીએ પોતાના તે પુત્રનો નાશ કરવા મનમાં ઉપજેલા ક્રોધને જેમ અગ્નિને અગ્નિથી જ ઉત્પન્ન થયેલા પાણી વડે મનુષ્ય શાંત કરે છે, તેમ મારું જ બીજું રૂપ આ મારો પુત્ર છે, એવા ભાવથી પોતાનો ક્રોધ શાંત કર્યો. ॥ ૪ ॥

ત્યાંથી મહર્ષિ ભૃગુ કૈલાસમાં ગયા. દેવાધિદેવ શંકરજીએ જોયું કે, મારા ભાઈ ભૃગુ આવ્યા છે, ત્યારે તેમણે ખૂબ આનંદથી ઊભા થઈને તેમનું આલિંગન કરવા માટે ભુજાઓ લંબાવી. ॥ ૫ ॥ પરંતુ મહર્ષિ ભૃગુએ તેમને આલિંગન ન કર્યું અને કહ્યું — 'તમે તો લોક અને વેદમર્યાદાનું ઉલ્લંઘન કરો છો. તેથી હું તમને મળતો નથી.' ભૃગુજીની આ વાત સાંભળીને ભગવાન શંકર ભારે કોપિત થઈ ગયા. તેમની આંખો પહોળી થઈ ગઈ. તેઓ ત્રિશૂળ ઉઠાવી ભૃગુને મારવા તૈયાર થયા. ॥ ૬ ॥ પરંતુ તે સમયે ભગવતી સતીએ તેમના ચરણોમાં પડીને નમ્રતાપૂર્વક વિનંતી કરી અને જેમ-તેમ કરીને તેમનો ક્રોધ શાંત કર્યો. હવે મહર્ષિ

[1] વારિણા પ્રભુઃ।

શયાનં શ્રિય ઉત્સઙ્ગે પદા વક્ષસ્યતાડયત્ ।
તત ઉત્થાય ભગવાન્ સહ લક્ષ્મ્યા સતાં ગતિઃ ॥ ૮॥

સ્વતલ્પાદવરુહ્યાથ નનામ શિરસા મુનિમ્ ।
આહ[1] તે સ્વાગતં બ્રહ્મન્ નિષીદાત્રાસને ક્ષણમ્ ।
અજાનતામાગતાન્[2] વઃ ક્ષન્તુમર્હથ નઃ પ્રભો ॥ ૯॥

અતીવ કોમલૌ તાત ચરણૌ તે મહામુને ।
ઈત્યુક્ત્વા વિપ્રચરણૌ મર્દયન્ સ્વેન પાણિના ॥ ૧૦॥

પુનીહિ સહલોકં માં લોકપાલાંશ્ચ મદ્ગતાન્ ।
પાદોદકેન ભવતસ્તીર્થાનાં તીર્થકારિણા ॥ ૧૧॥

અદ્યાહં ભગવઁલ્લક્ષ્મ્યા આસમેકાન્તભાજનમ્ ।
વત્સ્યત્યુરસિ મે ભૂતિર્ભવત્પાદહતાંહસઃ ॥ ૧૨॥

શ્રીશુક ઉવાચ

એવં બ્રુવાણે વૈકુણ્ઠે ભૃગુસ્તન્મન્દ્રયા[3] ગિરા ।
નિર્વૃતસ્તર્પિતસ્તૂષ્ણીં ભક્ત્યુત્કણ્ઠોऽશ્રુલોચનઃ ॥ ૧૩॥

પુનશ્ચ સત્રમાવ્રજ્ય મુનીનાં બ્રહ્મવાદિનામ્ ।
સ્વાનુભૂતમશેષેણ રાજન્ ભૃગુરવર્ણયત્ ॥ ૧૪॥

તન્નિશમ્યાથ મુનયો વિસ્મિતા મુક્તસંશયાઃ ।
ભૂયાંસં શ્રદ્દધુર્વિષ્ણું યતઃ શાન્તિર્યતોऽભયમ્ ॥ ૧૫॥

ધર્મઃ સાક્ષાદ્ યતો જ્ઞાનં વૈરાગ્યં ચ તદન્વિતમ્ ।
ઐશ્વર્યં ચાષ્ટધા યસ્માદ્ યશશ્ચાત્મમલાપહમ્ ॥ ૧૬॥

મુનીનાં ન્યસ્તદણ્ડાનાં શાન્તાનાં સમચેતસામ્ ।
અકિઞ્ચનાનાં સાધૂનાં યમાહુઃ પરમાં ગતિમ્ ॥ ૧૭॥

ભૃગુજી ભગવાન વિષ્ણુ પાસે વૈકુંઠમાં ગયા. ॥ ૭ ॥ તે સમયે ભગવાન વિષ્ણુ લક્ષ્મીજીના ખોળામાં મસ્તક મૂકી સૂઈ રહ્યા હતા. ભૃગુજીએ જઈને તેમની છાતીમાં જોરથી એક લાત મારી. ભક્તવત્સલ ભગવાન વિષ્ણુ લક્ષ્મીજી સાથે પોતાની શૈય્યાથી ઊતરીને ઊભા રહી ગયા અને મુનિને મસ્તક નમાવી પ્રણામ કર્યા. ભગવાને કહ્યું – 'બ્રહ્મન્! આપનું સ્વાગત છે. ભલે પધાર્યા. આ આસન ગ્રહણ કરી થોડો સમય વિશ્રામ કરો. પ્રભુ! મને આપના આગમનની ખબર ન હતી. તેથી હું આપની સામે ન આવી શક્યો. મારો અપરાધ ક્ષમા કરો. ॥ ૮-૯ ॥ મહામુનિ! આપનાં ચરણકમળ અત્યંત કોમળ છે.' આમ કહીને ભૃગુજીના ચરણોને ભગવાન પોતાના હાથમાં લઈ દબાવવા લાગ્યા. ॥ ૧૦ ॥ અને કહ્યું – 'મહર્ષિ! આપનું ચરણોદક તીર્થોને પણ તીર્થ બનાવનારું છે. આપ તેનાથી વૈકુંઠ લોક, મને અને મારી અંદર રહેલા લોકપાલોને પવિત્ર કરો. ॥ ૧૧ ॥ ભગવન્! આપના ચરણકમળના સ્પર્શથી મારાં તમામ પાપો નષ્ટ થઈ ગયા, તેથી આજે હું લક્ષ્મીનો એકમાત્ર સ્થાયી આશ્રય બન્યો છું. હવે આપના ચરણોના ચિહ્નવાળા મારા વક્ષઃસ્થળ પર લક્ષ્મી સદા-સર્વદા નિવાસ કરશે.' ॥ ૧૨ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – જ્યારે ભગવાને ખૂબ જ ગંભીર વાણીથી આ પ્રમાણે કહ્યું, ત્યારે ભૃગુજી પરમ સુખી અને તૃપ્ત થઈ ગયા. ભક્તિવશ તેમનું ગળું ભરાઈ ગયું, આંખોમાં આંસુ છલકાઈ ગયાં અને તેઓ મૌન થઈ ગયા. ॥ ૧૩ ॥ પરીક્ષિત! ભૃગુજી ત્યાંથી બ્રહ્મવાદી મુનિઓના સત્સંગમાં આવ્યા અને તેમણે બ્રહ્મા, શિવ અને વિષ્ણુ ભગવાનને ત્યાં જે કોઈ અનુભવ થયો તે બધું કહી સંભળાવ્યું. ॥ ૧૪ ॥ ભૃગુજીનો અનુભવ સાંભળીને બધા ઋષિ-મુનિઓ અત્યંત વિસ્મિત થઈ ગયા. તેમનો સંદેહ દૂર થઈ ગયો. ત્યારથી તેઓ ભગવાન વિષ્ણુને જ સર્વશ્રેષ્ઠ માનવા લાગ્યા. કારણ કે તેઓ જ શાંતિ અને અભયના ઉદ્ગમસ્થાન છે. ॥ ૧૫ ॥ ભગવાન વિષ્ણુથી જ સાક્ષાત્ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, આઠ પ્રકારનાં ઐશ્વર્યો અને ચિત્તને શુદ્ધ કનારો યશ પ્રાપ્ત થાય છે. ॥ ૧૬ ॥ શાંત, સમચિત્ત, અકિંચન અને સર્વને અભય આપનારા સાધુ-મુનિઓની તેઓ જ એકમાત્ર પરમ ગતિ છે. એવું બધાં શાસ્ત્રો કહે છે. ॥ ૧૭ ॥

૧. અહો । ૨. ૦માગમનં ક્ષન્તું૦ । ૩. ભૃગુસ્તં સાન્દ્રયા ।

સત્ત્વં યસ્ય પ્રિયા મૂર્તિર્બ્રાહ્મણાસ્ત્વિષ્ટદેવતાઃ ।
ભજન્ત્યનાશિષઃ શાન્તા યં વા નિપુણબુદ્ધયઃ ॥ ૧૮॥

ત્રિવિધાકૃતયસ્તસ્ય રાક્ષસા અસુરાઃ સુરાઃ ।
ગુણિન્યા માયયા સૃષ્ટાઃ સત્ત્વં તત્તીર્થસાધનમ્ ॥ ૧૯॥

શ્રીશુક ઉવાચ[1]

એવં સારસ્વતા વિપ્રા નૃણાં સંશયનુત્તયે ।
પુરુષસ્ય પદામ્ભોજસેવયા તદ્ગતિં ગતાઃ ॥ ૨૦॥

સૂત ઉવાચ

ઇત્યેતન્મુનિતનયાસ્યપદ્મગન્ધ-
પીયૂષં ભવભયભિત્ પરસ્ય પુંસઃ ।
સુશ્લોકં શ્રવણપુટૈઃ પિબત્યભીક્ષ્ણં
પાન્થોઽધ્વભ્રમણપરિશ્રમં જહાતિ ॥ ૨૧॥

શ્રીશુક ઉવાચ

એકદા દ્વારવત્યાં તુ વિપ્રપત્ન્યાઃ કુમારકઃ ।
જાતમાત્રો ભુવં સ્પૃષ્ટ્વા મમાર કિલ ભારત ॥ ૨૨॥

વિપ્રો ગૃહીત્વા મૃતકં રાજદ્વાર્યુપધાય સઃ ।
ઇદં પ્રોવાચ વિલપન્નાતુરો દીનમાનસઃ ॥ ૨૩॥

બ્રહ્મદ્વિષઃ શઠધિયો લુબ્ધસ્ય વિષયાત્મનઃ ।
ક્ષત્રબન્ધોઃ કર્મદોષાત્ પઞ્ચત્વં મે ગતોઽર્ભકઃ ॥ ૨૪॥

હિંસાવિહારં નૃપતિં દુઃશીલમજિતેન્દ્રિયમ્ ।
પ્રજા ભજન્ત્યઃ સીદન્તિ દરિદ્રા નિત્યદુઃખિતાઃ ॥ ૨૫॥

એવં દ્વિતીયં વિપ્રર્ષિસ્તૃતીયં ત્વેવમેવ ચ ।
વિસૃજ્ય સ નૃપદ્વારિ તાં ગાથાં સમગાયત ॥ ૨૬॥

તામર્જુન ઉપશ્રુત્ય કર્હિચિત્ કેશવાન્તિકે ।
પરેતે નવમે બાલે બ્રાહ્મણં સમભાષત ॥ ૨૭॥

તેમની પ્રિય મૂર્તિ છે સત્ત્વ અને ઇષ્ટદેવ છે બ્રાહ્મણ. નિષ્કામ, શાંત અને વિવેક-સમ્પન્ન પુરુષો તેમની ભક્તિ કરે છે. ॥ ૧૮ ॥ રાક્ષસ, અસુર અને દેવતા – આ ત્રણેય જોકે વિષ્ણુ ભગવાનની ત્રિગુણાત્મક માયાથી જન્મેલી ત્રણ પ્રકારની આકૃતિઓ છે. આ ત્રણમાં જે સત્ત્વસ્વરૂપ છે, જેમને ભગવાનની મૂર્તિ માનવામાં આવેલ છે, તે જ તેમની પ્રાપ્તિનું સાધન છે અને સ્વયં સમસ્ત પુરુષાર્થસ્વરૂપ છે. ॥ ૧૯ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! સરસ્વતીતટના ઋષિઓએ પોતાના માટે નહીં, પરંતુ મનુષ્યોનો સંશય દૂર કરવા માટે એવી યુક્તિ રચી હતી. પુરુષોત્તમ ભગવાનનાં ચરણકમળોની સેવા કરીને તેઓ વિષ્ણુગતિને પામ્યા. ॥ ૨૦ ॥

સૂતજી કહે છે – શૌનકાદિ ઋષિઓ! ભગવાન પુરુષોત્તમની આ સુંદર કીર્તિ-કથા જન્મ-મૃત્યુરૂપી સંસારના ભયને દૂર કરનારી છે. આ વ્યાસનંદન ભગવાન શ્રીશુકદેવજીના મુખારવિંદથી નીકળેલી સુગન્ધિત અમૃતધારા છે. આ સંસારના લાંબા પથના જે મુસાફરો પોતાના કાનરૂપી પડિયાથી આનું નિરંતર પાન કરતા રહે છે, તેમનો બધો થાક (જે જગતમાં આમ-તેમ ભટકવાથી થાય છે તે) ઊતરી જાય છે. ॥ ૨૧ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! એક દિવસની વાત છે. દ્વારકાપુરીમાં કોઈ બ્રાહ્મણને ત્યાં પુત્રનો જન્મ થયો, પરંતુ તે જન્મતાં જ મરી ગયો. ॥ ૨૨ ॥ બ્રાહ્મણ પોતાના બાળકનું મૃત શરીર લઈને રાજમહેલના દ્વાર પર ગયો અને ત્યાં તેને મૂકીને અત્યંત દુઃખી થઈને રડતાં-રડતાં કહેવા લાગ્યો – ॥ ૨૩ ॥ 'એમાં શંકા નથી કે, બ્રાહ્મણદ્રોહી, ધૂર્ત, કૃપણ, અને વિષયી રાજાના કર્મદોષથી જ મારો પુત્ર મરી ગયો છે. ॥ ૨૪ ॥ જે રાજા સિંહાસનપરાયણ, દુરાચારી અને અજિતેન્દ્રિય હોય છે તેને રાજા માનીને સેવા કરવાવાળી પ્રજા દરિદ્રી થઈને દુઃખો ભોગવે છે. અને તેમની સામે સંકટો ઉપર સંકટો આવતાં રહે છે. ॥ ૨૫ ॥ પરીક્ષિત! આ જ પ્રમાણે પોતાના બીજા અને ત્રીજા પુત્રનું પણ જન્મતાંની સાથે મૃત્યુ થતાં, તે બ્રાહ્મણ પુત્રની લાશ રાજભવન આગળ નાખી ગયો અને તે જ વાત દોહરાવીને કહી ગયો. ॥ ૨૬ ॥ નવમા પુત્રના મરી જવાથી જ્યારે તે ત્યાં આવ્યો, ત્યારે તે સમયે ભગવાન શ્રીકૃષ્ણની પાસે અર્જુન પણ બેઠા હતા. તેમણે બ્રાહ્મણની વાત સાંભળીને

૧. બાદરાયણિરુવાચ ।

કિંસ્વિદ્ બ્રહ્મંસ્ત્વન્નિવાસે ઇહ નાસ્તિ ધનુર્ધરઃ ।
રાજન્યબન્ધુરેતે વૈ બ્રાહ્મણાઃ સત્ર આસતે ॥ ૨૮॥

ધનદારાત્મજાપૃક્તા યત્ર શોચન્તિ બ્રાહ્મણાઃ ।
તે વૈ રાજન્યવેષેણ નટા જીવન્ત્યસુમ્ભરાઃ ॥ ૨૯॥

અહં પ્રજાં વાં ભગવન્ રક્ષિષ્યે દીનયોરિહ ।
અનિસ્તીર્ણપ્રતિજ્ઞોઽગ્નિં પ્રવેક્ષ્યે હતકલ્મષઃ ॥ ૩૦॥

બ્રાહ્મણ ઉવાચ

સઙ્કર્ષણો વાસુદેવઃ પ્રદ્યુમ્નો ધન્વિનાં વરઃ ।
અનિરુદ્ધોઽપ્રતિરથો ન ત્રાતું શક્નુવન્તિ યત્ ॥ ૩૧॥

તત્ કથં નુ ભવાન્ કર્મ દુષ્કરં જગદીશ્વરૈઃ ।
ચિકીર્ષસિ ત્વં બાલિશ્યાત્ તન્ન શ્રદ્દધ્મહે વયમ્ ॥ ૩૨॥

અર્જુન ઉવાચ

નાહં સઙ્કર્ષણો બ્રહ્મન્ ન કૃષ્ણઃ કાર્ષ્ણિરેવ ચ ।
અહં વા અર્જુનો નામ ગાણ્ડીવં યસ્ય વૈ ધનુઃ ॥ ૩૩॥

માઽવમંસ્થા મમ બ્રહ્મન્ વીર્યં ત્ર્યમ્બકતોષણમ્ ।
મૃત્યું વિજિત્ય પ્રધને આનેષ્યે તે પ્રજાં પ્રભો ॥ ૩૪॥

એવં વિશ્રમ્ભિતો વિપ્રઃ ફાલ્ગુનેન પરન્તપ ।
જગામ સ્વગૃહં પ્રીતઃ પાર્થવીર્યં નિશામયન્ ॥ ૩૫॥

પ્રસૂતિકાલ આસન્ને ભાર્યાયા દ્વિજસત્તમઃ ।
પાહિ પાહિ પ્રજાં મૃત્યોરિત્યાહાર્જુનમાતુરઃ ॥ ૩૬॥

સ ઉપસ્પૃશ્ય શુચ્યમ્ભો નમસ્કૃત્ય મહેશ્વરમ્ ।
દિવ્યાન્યસ્ત્રાણિ[1] સંસ્મૃત્ય સજ્યં ગાણ્ડીવમાદદે ॥ ૩૭॥

તેને કહ્યું– ॥ ૨૭ ॥ 'બ્રહ્મન્! આપના નિવાસસ્થાન દ્વારકામાં કોઈ ધનુષ્યધારી ક્ષત્રિય નથી શું? એવું લાગે છે કે આ બધા યાદવો તો પ્રજાપાલનના કર્તવ્યને છોડીને યજ્ઞ કરવા બેઠેલા બ્રાહ્મણો જેવા છે. ॥ ૨૮ ॥ જેમના રાજ્યમાં ધન, સ્ત્રી અથવા પુત્રોથી વિયુક્ત થઈને બ્રાહ્મણ દુઃખી થતા હોય, તે ક્ષત્રિય નથી, ક્ષત્રિયના વેશમાં પેટ ભરવાવાળા નટ (અભિનેતા) છે. તેમનું જીવન વ્યર્થ છે. ॥ ૨૯ ॥ ભગવન્! હું સમજું છું કે, તમે પતિ-પત્ની તમારા બાળકોના મૃત્યુથી દીન બની ગયાં છો. હું આપનાં સંતાનોનું રક્ષણ કરીશ. જો હું મારી પ્રતિજ્ઞા પૂરી ન કરી શક્યો તો અગ્નિમાં પડીને આત્મહત્યા કરીશ. અને આ રીતે મારા પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જશે.' ॥ ૩૦ ॥

બ્રાહ્મણે કહ્યું – 'અર્જુન! અહીં બલરામજી, ભગવાન શ્રીકૃષ્ણ, ધનુષ્યધારીઓમાં શ્રેષ્ઠ પ્રદ્યુમ્નજી, એવા જ અનિરુદ્ધજી પણ જ્યારે મારા બાળકોનું રક્ષણ કરવા સમર્થ નથી, આ જગદીશ્વરો માટે પણ આ કામ મુશ્કેલ બની રહ્યું છે, ત્યારે તમે આને કઈ રીતે કરવા ચાહો છો? ખરેખર, આ તમારી મૂર્ખતા છે. હું તમારી વાત પર બિલકુલ વિશ્વાસ કરતો નથી. ॥ ૩૧-૩૨ ॥

અર્જુને કહ્યું – હું બલરામ, શ્રીકૃષ્ણ અથવા પ્રદ્યુમ્ન નથી. હું અર્જુન છું, જેનું ગાંડીવ નામનું ધનુષ્ય વિશ્વવિખ્યાત છે. ॥ ૩૩ ॥ બ્રહ્મદેવ! તમે મારા બળ-પરાક્રમનું અપમાન ન કરો. તમે જાણતા નથી, હું મારા પરાક્રમથી ભગવાન શંકરને યુદ્ધમાં સંતુષ્ટ કરનાર વીર અર્જુન છું. ભગવન્! હું તમને વધારે શું કહું, હું યુદ્ધમાં સાક્ષાત્ મૃત્યુને પણ જીતીને તમારા સંતાનને પાછા લાવી આપીશ. ॥ ૩૪ ॥

પરીક્ષિત! જ્યારે અર્જુને તે બ્રાહ્મણને આ પ્રમાણે વિશ્વાસ આપ્યો, ત્યારે તે બ્રાહ્મણ લોકોની સામે તેમના (અર્જુનના) બળ-પરાક્રમના વખાણ કરતો રહીને ખૂબ પ્રસન્નતા સાથે પોતાને ઘેર પાછો આવ્યો. ॥ ૩૫ ॥ પ્રસવનો સમય નજીક આવ્યો ત્યારે બ્રાહ્મણ અધીરો થઈને અર્જુન પાસે આવ્યો અને કહેવા લાગ્યો – 'આ વખતે તમે મારા બાળકને મૃત્યુથી બચાવી લો.' ॥ ૩૬ ॥ આ સાંભળીને અર્જુને શુદ્ધ જળથી આચમન કર્યું તથા ભગવાન શંકરને નમસ્કાર કર્યા, પછી દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કર્યું અને ગાંડીવ ધનુષ્ય પર પણછ ચઢાવીને હાથમાં લઈ લીધું. ॥ ૩૭ ॥

૧. દિવ્યાસ્ત્રાણિ ચ ।

ન્યરુણત્ સૂતિકાગારં શરૈર્નાનાસ્ત્રયોજિતૈઃ ।
તિર્યગૂર્ધ્વમધઃ પાર્થશ્ચકાર શરપઞ્જરમ્ ॥ ૩૮॥

તતઃ કુમારઃ સઞ્જાતો વિપ્રપત્ન્યા રુદન્ મુહુઃ ।
સદ્યોઽદર્શનમાપેદે સશરીરો વિહાયસા ॥ ૩૯॥

તદાઽઽહ વિપ્રો વિજયં વિનિન્દન્ કૃષ્ણસન્નિધૌ ।
મૌઢ્યં પશ્યત મે યોઽહં શ્રદ્દધે ક્લીબકત્થનમ્ ॥ ૪૦॥

ન પ્રદ્યુમ્નો નાનિરુદ્ધો ન રામો ન ચ કેશવઃ ।
યસ્ય શેકુઃ પરિત્રાતું કોઽન્યસ્તદવિતેશ્વરઃ ॥ ૪૧॥

ધિગર્જુનં મૃષાવાદં ધિગાત્મશ્લાઘિનો ધનુઃ ।
દૈવોપસૃષ્ટં યો મૌઢ્યાદાનિનીષતિ દુર્મતિઃ ॥ ૪૨॥

એવં શપતિ વિપ્રર્ષૌ વિદ્યામાસ્થાય ફાલ્ગુનઃ ।
યયૌ સંયમનીમાશુ યત્રાસ્તે ભગવાન્ યમઃ ॥ ૪૩॥

વિપ્રાપત્યમચક્ષાણસ્તત ઐન્દ્રીમગાત્ પુરીમ્ ।
આગ્નેયીં નૈર્ઋતીં સૌમ્યાં વાયવ્યાં વારુણીમથ ।
રસાતલં નાકપૃષ્ઠં ધિષ્ણ્યાન્યન્યાન્યુદાયુધઃ ॥ ૪૪॥

તતોઽલબ્ધદ્વિજસુતો હ્યનિસ્તીર્ણપ્રતિશ્રુતઃ ।
અગ્નિં વિવિક્ષુઃ કૃષ્ણેન પ્રત્યુક્તઃ પ્રતિષેધતા[1] ॥ ૪૫॥

દર્શયે દ્વિજસૂનૂંસ્તે માવજ્ઞાત્માનમાત્મના ।
યે તે નઃ કીર્તિં વિમલાં મનુષ્યાઃ સ્થાપયિષ્યન્તિ ॥ ૪૬॥

ઇતિ સમ્ભાષ્ય ભગવાનર્જુનેન સહેશ્વરઃ ।
દિવ્યં સ્વરથમાસ્થાય પ્રતીચીં દિશમાવિશત્ ॥ ૪૭॥

સપ્ત દ્વીપાન્ સપ્ત સિન્ધૂન્ સપ્તસપ્તગિરીનથ ।
લોકાલોકં તથાઽતીત્ય વિવેશ સુમહત્તમઃ ॥ ૪૮॥

અર્જુને બાણોને અનેક પ્રકારે અસ્ત્ર-મંત્રોથી અભિમંત્રિત કરીને પ્રસૂતિગૃહને ચારે બાજુથી ઘેરી લીધું. આ પ્રમાણે તેમણે સૂતિકાગૃહની ઉપર-નીચે, આજુબાજુ બાણોનું જાણે એક પાંજરું જ બનાવી દીધું. ॥ ૩૮ ॥ ત્યાર પછી બ્રાહ્મણપત્નીએ એક પુત્રને જન્મ આપ્યો, જે વારંવાર રડી રહ્યો હતો પરંતુ જોતજોતાંમાં તે શરીર સાથે આકાશમાં અંતર્ધાન થઈ ગયો. ॥ ૩૯ ॥ હવે તે બ્રાહ્મણ ભગવાન શ્રીકૃષ્ણની સામે જ અર્જુનની નિંદા કરવા લાગ્યો. તેણે કહ્યું – 'મારી મૂર્ખતા તો જુઓ, મેં આ નપુંસકની બડાઈની વાતો પર વિશ્વાસ મૂક્યો. ॥ ૪૦ ॥ ભલા, જેને પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, અરે બલરામ અને ભગવાન શ્રીકૃષ્ણ પણ ન બચાવી શક્યા, તેની રક્ષા કરવા બીજું કોણ સમર્થ છે? મિથ્યાવાદી અર્જુનને ધિક્કાર છે. પોતાના મોઢે પોતાની બડાઈ કરવાવાળા અર્જુનના ધનુષ્યને ધિક્કાર છે. આની બુદ્ધિ તો જુઓ, તે મૂર્ખતાવશ તે પુત્રને પાછો લાવવા ઇચ્છે છે, જેને પ્રારબ્ધે અમારાથી અલગ કરી દીધો છે.' ॥ ૪૨ ॥

તે બ્રાહ્મણ આ પ્રમાણે અર્જુનને ખરું-ખોટું બોલવા લાગ્યો. ત્યારે અર્જુન યોગબળથી તુરંત ભગવાન યમરાજની સંયમની પુરીમાં ગયા. ॥ ૪૩ ॥ ત્યાં તેમને બ્રાહ્મણનો પુત્ર ન મળ્યો. પછી તેઓ શસ્ત્ર લઈને ક્રમશઃ ઇન્દ્ર, અગ્નિ, નિર્ઋતિ, સોમ, વાયુ અને વરુણ વગેરેનાં સ્થાનોમાં ગયા, અતલ વગેરે નીચેના લોકોમાં, સ્વર્ગથી ઉપરના મહર્લોક વગેરે અને અન્ય સ્થાનોમાં પણ ગયા. ॥ ૪૪ ॥ પરંતુ ક્યાંય પણ તેમને બાળક મળ્યો નહીં, તેમની પ્રતિજ્ઞા પૂરી ન થઈ શકી. હવે તેમણે અગ્નિમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો. પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે તેમને તેમ કરતાં રોકીને કહ્યું- ॥ ૪૫ ॥ 'ભાઈ અર્જુન! તમે પોતાની જાતે પોતાનો તિરસ્કાર ન કરો. હું તમને બ્રાહ્મણના બધા બાળકો હમણાં દેખાડું છું. આજે જે લોકો તમારી નિંદા કરી રહ્યા છે, તે જ પછી આપણા લોકોની નિર્મળ કીર્તિ ગાશે.' ॥ ૪૬ ॥

સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે સમજાવીને અર્જુન સાથે પોતાના દિવ્ય રથ પર બેસી પશ્ચિમ દિશામાં પ્રસ્થાન કર્યું. ॥ ૪૭ ॥ તેમણે સાત-સાત પર્વતોવાળા સાત દ્વીપ, સાત સમુદ્ર અને લોકાલોક પર્વતને ઓળંગીને ઘોર અંધકારમાં પ્રવેશ કર્યો. ॥ ૪૮ ॥

૧. પ્રતિષેધિતઃ ।

તત્રાશ્વાઃ　શૈબ્યસુગ્રીવમેઘપુષ્પબલાહકાઃ ।
તમસિ　ભ્રષ્ટગતયો　બભૂવુર્ભરતર્ષભ ॥ ૪૯॥

તાન્ દૃષ્ટ્વા ભગવાન્ કૃષ્ણો મહાયોગેશ્વરેશ્વરઃ ।
સહસ્રાદિત્યસઙ્કાશં સ્વચક્રં પ્રાહિણોત્ પુરઃ ॥ ૫૦॥

તમઃ સુઘોરં ગહનં કૃતં મહદ્
　વિદારયદ્ ભૂરિતરેણ રોચિષા ।
મનોજવં નિર્વિવિશે સુદર્શનં
　ગુણચ્યુતો રામશરો યથા ચમૂઃ ॥ ૫૧॥

દ્વારેણ ચક્રાનુપથેન તત્તમઃ-
　પરં[1] પરં જ્યોતિરનન્તપારમ્ ।
સમશ્નુવાનં પ્રસમીક્ષ્ય ફાલ્ગુનઃ
　પ્રતાડિતાક્ષો પિદધેઽક્ષિણી ઉભે ॥ ૫૨॥

તતઃ પ્રવિષ્ટઃ સલિલં નભસ્વતા
　બલીયસૈજદ્બૃહદૂર્મિભૂષણમ્[2] ।
તત્રાદ્ભુતં વૈ ભવનં દ્યુમત્તમં
　ભ્રાજન્મણિસ્તમ્ભસહસ્રશોભિતમ્ ॥ ૫૩॥

તસ્મિન્ મહાભીમમનન્તમદ્ભુતં
　સહસ્રમૂર્ધન્યફણામણિદ્યુભિઃ[3] ।
વિભ્રાજમાનં દ્વિગુણોલ્બણેક્ષણં
　સિતાચલાભં શિતિકણ્ઠજિહ્વમ્[4] ॥ ૫૪॥

દદર્શ તદ્ભોગસુખાસનં વિભું
　મહાનુભાવં પુરુષોત્તમોત્તમમ્ ।
સાન્દ્રામ્બુદાભં સુપિશઙ્ગવાસસં
　પ્રસન્નવક્ત્રં રુચિરાયતેક્ષણમ્ ॥ ૫૫॥

પરીક્ષિત! તે અંધકાર એટલો ઘોર હતો કે તેમાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક નામના ચારે ઘોડા પોતાનો માર્ગ ભૂલીને આમ તેમ ભટકવા લાગ્યા. તેમને કાંઈ સૂઝતું જ ન હતું. ॥ ૪૯ ॥ યોગેશ્વરોના પણ પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણના ઘોડાઓની આ દશા જોઈને ભગવાને પોતાના હજાર-હજાર સૂર્ય જેવા તેજસ્વી ચક્રને આગળ ચાલવાની આજ્ઞા આપી. ॥ ૫૦ ॥ સુદર્શનચક્ર પોતાના જ્યોતિર્મય તેજથી સ્વયં ભગવાન દ્વારા ઉત્પન્ન તે ગાઢ અને મહાન અંધકારને છેદીને મનના જેવી તીવ્રગતિથી આગળ ચાલવા લાગ્યું. તે સમયે ભગવાન શ્રીરામના છોડેલા અને રાક્ષસોની સેનામાં પ્રવેશી રહેલા બાણ જેવું તે લાગતું હતું. ॥ ૫૧ ॥ આ પ્રમાણે સુદર્શન ચક્ર દ્વારા નિર્દેશિત માર્ગે ચાલીને રથ અંધકારની અંતિમ સીમા પર પહોંચ્યો. તે અંધકારની પેલી તરફ અનંત અપાર શ્રેષ્ઠ જ્યોતિ ચારે તરફ ફેલાયેલી દેખાઈ. તેને જોઈને આંખો અંજાઈ ગઈ; અર્જુને વિવશ થઈને બન્ને આંખો બંધ કરી દીધી. ॥ ૫૨ ॥ ત્યાર પછી ભગવાનના રથે દિવ્ય જલરાશિમાં પ્રવેશ કર્યો. ખૂબ જ જોરદાર આંધી ચાલી રહી હોવાને કારણે તે જલમાં મોટા મોટા તરંગો ઊછળતા હતા, જે બહુ સુંદર લાગતા હતા. ત્યાં એક બહુ વિશાળ મહેલ હતો. તેમાં મણિઓના હજાર-હજાર સ્તંભો ચળકતા હતા. તેને કારણે ચારે બાજુ બહુ ઉજ્જ્વળ પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. ॥ ૫૩ ॥ તે મહેલમાં ભગવાન શેષજી બિરાજેલા હતા. તેમનું શરીર અત્યંત ભયાનક અને અદ્‌ભુત હતું. તેમનાં સહસ્ર મસ્તક હતાં અને દરેક ફણા પર સુંદર-સુંદર મણિ ઝગમગી રહ્યો હતો. દરેક મસ્તકમાં બે-બે નેત્ર હતાં અને તે બહુ જ ભયંકર હતાં. તેમનું સંપૂર્ણ શરીર કૈલાસ જેવું શ્વેતવર્ણનું હતું અને ગળું અને જીભ નીલા રંગનાં હતાં. ॥ ૫૪ ॥ પરીક્ષિત! અર્જુને જોયું કે શેષ ભગવાનની સુખમયી શય્યા પર સર્વવ્યાપક મહાન પ્રભાવશાળી પરમ પુરુષોત્તમ ભગવાન બિરાજમાન છે. તેમના શરીરની કાન્તિ વર્ષાકાળના મેઘ જેવી શ્યામ હતી. અત્યંત સુંદર પીળું વસ્ત્ર ધારણ કરેલું છે. મુખ પર પ્રસન્નતા ખીલી રહી છે અને વિશાળ નેત્રો બહુ જ સુંદર લાગે છે. ॥ ૫૫ ॥ બહુમૂલ્ય મણિઓ જડેલો મુગટ અને કુંડળોની કાન્તિથી હજારો વાંકડિયા વાળની અલકો પ્રકાશિત થઈ રહી છે. લાંબી-લાંબી આઠ ભુજાઓ છે, ગળામાં કૌસ્તુભ મણિ છે, વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન

૧. પરાત્પરં । ૨. ૦ભીષણમ્ । ૩. ૦મણિદ્યુતિ । ૪. ૦કણ્ઠભૂષણં ।

મહામણિવ્રાતકિરીટકુણ્ડલ-
પ્રભાપરિક્ષિપ્તસહસ્રકુન્તલમ્ ।
પ્રલમ્બચાર્વષ્ટભુજં સકૌસ્તુભં
શ્રીવત્સલક્ષ્મં વનમાલયા વૃતમ્ ॥ ૫૬॥

સુનન્દનન્દપ્રમુખૈઃ સ્વપાર્ષદૈ-
શ્ચક્રાદિભિર્મૂર્તિધરૈર્નિજાયુધૈઃ ।
પુષ્ટ્યા શ્રિયા કીર્ત્યજયાઽખિલર્દ્ધિભિ-
ર્નિષેવ્યમાણં પરમેષ્ઠિનાં પતિમ્ ॥ ૫૭॥

વવન્દ આત્માનમનન્તમચ્યુતો[1]
જિષ્ણુશ્ચ તદ્દર્શનજાતસાધ્વસઃ ।
તાવાહ[2] ભૂમા પરમેષ્ઠિનાં પ્રભુ-
ર્બદ્ધાઞ્જલી સસ્મિતમૂર્જયા ગિરા ॥ ૫૮॥

દ્વિજાત્મજા મે યુવયોર્દિદૃક્ષુણા
મયોપનીતા ભુવિ ધર્મગુપ્તયે ।
કલાવતીર્ણાવવનેર્ભરાસુરાન્
હત્વેહ ભૂયસ્ત્વરયેતમન્તિ મે ॥ ૫૯॥

પૂર્ણકામાવપિ યુવાં નરનારાયણાવૃષી ।
ધર્મમાચરતાં સ્થિત્યૈ ઋષભૌ લોકસઙ્ગ્રહમ્ ॥ ૬૦॥

ઇત્યાદિષ્ટૌ ભગવતા તૌ કૃષ્ણૌ પરમેષ્ઠિના[3] ।
ઓમિત્યાનમ્ય ભૂમાનમાદાય દ્વિજદારકાન્ ॥ ૬૧॥

ન્યવર્તતાં સ્વકં ધામ સમ્પ્રહૃષ્ટૌ યથાગતમ્ ।
વિપ્રાય દદતુઃ પુત્રાન્ યથારૂપં યથાવયઃ[4] ॥ ૬૨॥

નિશામ્ય વૈષ્ણવં ધામ પાર્થઃ પરમવિસ્મિતઃ ।
યત્કિઞ્ચિત્ પૌરુષં પુંસાં મેને કૃષ્ણાનુકમ્પિતમ્ ॥ ૬૩॥

ઇતીદૃશાન્યનેકાનિ વીર્યાણીહ પ્રદર્શયન્ ।
બુભુજે વિષયાન્ ગ્રામ્યાનીજે ચાત્યૂર્જિતૈર્મખૈઃ ॥ ૬૪॥

છે અને ઘૂંટણો સુધી વનમાળા લટકી રહી છે. ॥ ૫૬ ॥ અર્જુને જોયું કે, તેમના નંદ-સુનંદ વગેરે પાર્ષદો, ચક્ર-સુદર્શન વગેરે મૂર્તિમાન આયુધો તથા પુષ્ટિ, શ્રી, કીર્તિ અજા – આ ચારે શક્તિઓ તથા બધી જ રિદ્ધિઓ વગેરે બ્રહ્માદિ લોકપાલોના અધીશ્વર ભગવાનની સેવા કરી રહી છે. ॥ ૫૭ ॥ પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે પોતાના જ સ્વરૂપ શ્રીઅનંત ભગવાનને પ્રણામ કર્યા. અર્જુન તેમનાં દર્શનથી થોડા ભયભીત થઈ ગયા હતા. શ્રીકૃષ્ણ પછી તેમણે પણ તેમને પ્રણામ કર્યા અને તેઓ હાથ જોડીને ઊભા થઈ ગયા. હવે બ્રહ્માદિ લોકપાલોના સ્વામી ભૂમાપુરુષે હસીને ગંભીર વાણીથી કહ્યું - ॥ ૫૮ ॥ 'શ્રીકૃષ્ણ! અને અર્જુન! મેં તમને બન્નેને જોવા માટે જ બ્રાહ્મણના પુત્રો મારી પાસે મંગાવી લીધા હતા. તમે બન્નેએ ધર્મની રક્ષા માટે મારી કલાઓ સાથે પૃથ્વી પર અવતાર ગ્રહણ કર્યો છે; પૃથ્વીના ભારરૂપ દૈત્યોનો સંહાર કરીને જલદીથી જલદી તમે મારી પાસે પાછા આવી જાઓ. ॥ ૫૯ ॥ તમે બન્ને ઋષિવર નર અને નારાયણ છો. જોકે તમે પૂર્ણકામ અને સર્વશ્રેષ્ઠ છો, છતાં પણ જગતની સ્થિતિ અને લોકસંગ્રહ માટે ધર્મનું આચરણ કરો.' ॥ ૬૦ ॥

જ્યારે ભગવાન ભૂમા પુરુષે શ્રીકૃષ્ણ અને અર્જુનને આ પ્રમાણે આદેશ આપ્યો ત્યારે તે લોકોએ તેનો સ્વીકાર કરીને તેમને નમસ્કાર કર્યા અને બહુ જ આનંદ સાથે બ્રાહ્મણ બાળકોને લઈને જે રસ્તેથી, જે રીતે આવ્યા હતા, તે જ રસ્તે, તે જ પ્રમાણે દ્વારકા પાછા આવ્યા. બ્રાહ્મણના પુત્રો તેમના આયુષ્ય પ્રમાણે મોટા-મોટા થઈ ગયા હતા. તેમનું રૂપ અને આકૃતિ જન્મ સમયે હતી તેવી જ હતી. તેમને ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુને તેમના પિતાને સોંપી દીધા. ॥ ૬૧-૬૨ ॥ ભગવાન વિષ્ણુના એ પરમધામને જોઈને અર્જુનના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેમણે એવો અનુભવ કર્યો કે, જીવોમાં જે કાંઈ બળ-પરાક્રમ છે તે બધું જ ભગવાન શ્રીકૃષ્ણની કૃપાનું જ ફળ છે. ॥ ૬૩ ॥ પરીક્ષિત! ભગવાને બીજી પણ એવી અનેક ઐશ્વર્ય અને વીરતાથી પરિપૂર્ણ લીલાઓ કરી. લોકદૃષ્ટિમાં સાધારણ લોકો જેવા સાંસારિક ભોગ કર્યા અને મોટા-મોટા મહારાજાઓ જેવા શ્રેષ્ઠ-શ્રેષ્ઠ યજ્ઞો કર્યા. ॥ ૬૪ ॥

૧. આત્માનમજં તમચ્યુતં । ૨. સ ચાહ ભૂમ્નાં । ૩. પરમેષ્ઠિની । ૪. તથા પ્રભૂ ।

પ્રવવર્ષાખિલાન્ કામાન્ પ્રજાસુ બ્રાહ્મણાદિષુ ।
યથાકાલં યથૈવેન્દ્રો ભગવાઞ્છ્રૈષ્ઠ્યમાસ્થિતઃ ॥ ૬૫॥

ભગવાન શ્રીકૃષ્ણે આદર્શ મહાપુરુષોના જેવું આચરણ કરતા રહીને બ્રાહ્મણ વગેરે સઘળી પ્રજાઓના બધા મનોરથો, જેમ ઇન્દ્ર પ્રાણીઓ માટે વરસાદ વરસાવે છે તેમ, પૂર્ણ કર્યા. ॥ ૬૫ ॥

હત્વા નૃપાનધર્મિષ્ઠાન્ ઘાતયિત્વાર્જુનાદિભિઃ ।
અઞ્જસા વર્તયામાસ ધર્મં ધર્મસુતાદિભિઃ ॥ ૬૬॥

તેમણે ઘણા અધર્મી રાજાઓને પોતે જ મારી નાખ્યા અને કેટલાકને અર્જુન વગેરે પાસે મરાવી નાખ્યા. આ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિર વગેરે ધાર્મિક રાજાઓ દ્વારા તેમણે અનાયાસે જ સમસ્ત પૃથ્વી પર ધર્મ-મર્યાદાની સ્થાપના કરી દીધી. ॥ ૬૬ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે[1] ઉત્તરાર્ધે દ્વિજકુમારાનયનં નામ એકોનનવતિતમોઽધ્યાયઃ ॥ ૮૯ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત દ્વિજકુમારને લાવવો એ નામનો નેવ્યાસીમો અધ્યાય સમાપ્ત.

═★═

# નેવુમો અધ્યાય

## ભગવાન શ્રીકૃષ્ણના લીલા-વિહારનું વર્ણન

*શ્રીશુક ઉવાચ*

સુખં સ્વપુર્યાં નિવસન્ દ્વારકાયાં શ્રિયઃ પતિઃ ।
સર્વસમ્પત્સમૃદ્ધાયાં જુષ્ટાયાં વૃષ્ણિપુઙ્ગવૈઃ ॥ ૧॥

સ્ત્રીભિશ્ચોત્તમવેષાભિર્નવયૌવનકાન્તિભિઃ ।
કન્દુકાદિભિર્હર્મ્યેષુ ક્રીડન્તીભિસ્તડિદ્દ્યુભિઃ ॥ ૨॥

નિત્યં સઙ્કુલમાર્ગાયાં મદચ્યુદ્ભિર્મતઙ્ગજૈઃ ।
સ્વલઙ્કૃતૈર્ભટૈરશ્વૈ રથૈશ્ચ કનકોજ્જ્વલૈઃ ॥ ૩॥

ઉદ્યાનોપવનાઢ્યાયાં પુષ્પિતદ્રુમરાજિષુ ।
નિર્વિશદ્ભૃઙ્ગવિહગૈર્નાદિતાયાં સમન્તતઃ ॥ ૪॥

રેમે ષોડશસાહસ્રપત્નીનામેકવલ્લભઃ ।
તાવદ્વિચિત્રરૂપોઽસૌ તદ્ગૃહેષુ મહર્દ્ધિષુ ॥ ૫॥

પ્રોત્ફુલ્લોત્પલકહ્લારકુમુદામ્ભોજરેણુભિઃ ।
વાસિતામલતોયેષુ કૂજદ્દ્વિજકુલેષુ ચ ॥ ૬॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! દ્વારકાનગરીની શોભા અલૌકિક હતી. તેના માર્ગો મદઝરતા મદમસ્ત હાથીઓ, સુસજ્જિત સૈનિકો, ઘોડા અને સોનાના રથોની ભીડથી ભરચક ભરેલા રહેતા હતા. જ્યાં જુઓ ત્યાં લીલાંછમ ઉપવનો અને બગીચાઓ લહેરાઈ રહ્યાં છે. ફળ-ફૂલોથી લદાયેલાં વૃક્ષોની હારમાળાઓ છે. તેમના પર બેસીને ભમરાઓ ગુંજી રહ્યા છે અને જાત-જાતનાં પક્ષીઓ કલરવ કરી રહ્યાં છે. તે નગરી બધી પ્રકારની સંપત્તિઓથી ભરપૂર હતી. જગતના શ્રેષ્ઠ વીર યાદવો તેનું સેવન કરીને પોતાને ભાગ્યશાળી માનતા હતા. ત્યાંની સ્ત્રીઓ સુંદર વેષભૂષાથી વિભૂષિત હતી અને તેમનાં અંગ-અંગમાં તરુણતા છલકાતી હતી. તેઓ જ્યારે પોતાના મહેલોમાં વિવિધ ક્રીડાઓ કરતી (રમતો રમતી) ત્યારે એવું લાગતું, જાણે વીજળી ચમકી રહી છે. લક્ષ્મીપતિ ભગવાનની પોતાની આ દ્વારકાનગરી હતી. તેમાં તેઓ નિવાસ કરતા હતા. ભગવાન શ્રીકૃષ્ણ સોળહજારથી વધુ પત્નીઓના એકમાત્ર પ્રાણવલ્લભ હતા. તે બધી પત્નીઓના જુદા-જુદા મહેલો પણ ઐશ્વર્યથી સમ્પન્ન હતા. જેટલી પત્નીઓ હતી તેટલાં જ અદ્ભુત રૂપ ધારણ કરીને તેઓ તેમની સાથે વિહાર કરતા હતા. ॥ ૧-૫ ॥ બધી પત્નીઓના મહેલમાં સુંદર-સુંદર સરોવર હતાં. તેમનું નિર્મળ જળ ખીલેલાં નીલા, પીળા, શ્વેત, લાલ વગેરે જાત-જાતનાં કમળોના પરાગથી મહેકતું હતું. તે સરોવરમાં ટોળે-ટોળાં

૧. દશમસ્કન્ધે દ્વિજકુમારાહરણં ।

વિજહાર વિગાહ્યામ્ભો હ્રદિનીષુ મહોદયઃ ।
કુચકુઙ્કુમલિપ્તાઙ્ગઃ પરિરબ્ધશ્ચ યોષિતામ્ ॥ ૭॥

ઉપગીયમાનો ગન્ધર્વૈર્મૃદઙ્ગપણવાનકાન્[1] ।
વાદયદ્ભિર્મુદા વીણાં સૂતમાગધવન્દિભિઃ ॥ ૮॥

સિચ્યમાનોઽચ્યુતસ્તાભિર્હસન્તીભિઃ સ્મ રેચકૈઃ ।
પ્રતિષિઞ્ચન્ વિચિક્રીડે યક્ષીભિર્યક્ષરાડિવ ॥ ૯॥

તાઃ ક્લિન્નવસ્ત્રવિવૃતોરુકુચપ્રદેશાઃ
સિઞ્ચન્ત્ય ઉદ્ધૃતબૃહત્કબરપ્રસૂનાઃ ।
કાન્તં સ્મ રેચકજિહીરષયોપગુહ્ય
જાતસ્મરોત્સવલસદ્વદના વિરેજુઃ ॥ ૧૦॥

કૃષ્ણસ્તુ તત્સ્તનવિષજ્જિતકુઙ્કુમસ્રક્
ક્રીડાભિષઙ્ગધુતકુન્તલવૃન્દબન્ધઃ ।
સિઞ્ચન્ મુહુર્યુવતિભિઃ પ્રતિષિચ્યમાનો
રેમે કરેણુભિરિવેભપતિઃ પરીતઃ ॥ ૧૧॥

નટાનાં નર્તકીનાં ચ ગીતવાદ્યોપજીવિનામ્ ।
ક્રીડાલઙ્કારવાસાંસિ કૃષ્ણોઽદાત્તસ્ય ચ સ્ત્રિયઃ ॥ ૧૨॥

કૃષ્ણસ્યૈવં વિહરતો ગત્યાલાપેક્ષિતસ્મિતૈઃ ।
નર્મક્ષ્વેલિપરિષ્વઙ્ગૈઃ[2] સ્ત્રીણાં કિલ હૃતા ધિયઃ ॥ ૧૩॥

ઊચુર્મુકુન્દૈકધિયોઽગિર ઉન્મત્તવજ્જડમ્ ।
ચિન્તયન્ત્યોઽરવિન્દાક્ષં તાનિ મે ગદતઃ શૃણુ ॥ ૧૪॥

હંસ, સારસ વગેરે સુંદર-સુંદર પક્ષીઓ ટહુકી રહ્યાં હતાં. ભગવાન શ્રીકૃષ્ણ તે જળાશયો તથા ક્યારેક નદીઓના જળમાં પણ પ્રવેશ કરીને પોતાની પત્નીઓ સાથે જલવિહાર કરતા હતા. ભગવાનની સાથે જલવિહાર કરવાવાળી પત્નીઓ જ્યારે તેમને પોતાના ભુજપાશમાં જકડી લેતી, આલિંગન કરતી, ત્યારે ભગવાનનાં શ્રીઅંગોમાં તેમના વક્ષઃસ્થળનું કેસર લાગી જતું હતું. ॥ ૬-૭ ॥ તે સમયે ગન્ધર્વો તેમનું યશોગાન કરતા અને સૂત, માગધ અને બંદીજનો બહુ આનંદથી મૃદંગ, ઢોલ, નગારાં અને વીણા વગેરે વાજિંત્રો વગાડવા લાગતા. ॥ ૮ ॥

ભગવાનની પત્નીઓ ક્યારેક-ક્યારેક હાસ્ય કરતાં-કરતાં પિચકારીઓ વડે જળ છાંટીને તેમને ભીંજવી દેતી હતી તો ક્યારેક ભગવાન પણ તેમને જળથી આર્દ્ર કરી દેતા. આ પ્રમાણે ભગવાન પોતાની પત્નીઓ સાથે ક્રીડા કરતા, જાણે યક્ષરાજ કુબેર યક્ષિણીઓ સાથે વિહાર કરી રહ્યા હોય! ॥ ૯ ॥ તે સમયે વસ્ત્રો પલળી જતાં હતાં અને તેમના મોટા-મોટા અંબોડામાં ગૂંથેલાં ફૂલ સરી પડતાં હતાં. તેઓ તેમને ભીંજવતાં-ભીંજવતાં પિચકારી છીનવી લેવા માટે તેમની પાસે પહોંચી જતી અને એ બહાને તેમનું આલિંગન કરી લેતી. તેમના સ્પર્શથી તેમની પત્નીઓના હૃદયમાં પ્રેમ-ભાવની અભિવૃદ્ધિ થઈ જતી, જેથી તેમનું મુખકમળ ખીલી ઊઠતું; ત્યારે તેઓ વધારે સુંદર દેખાતી હતી. ॥ ૧૦ ॥ તે સમયે ભગવાન શ્રીકૃષ્ણની વનમાળા તે રાણીઓના વક્ષઃસ્થળ પર લગાડેલા કેસરના રંગથી રંગાઈ જતી. વિહારમાં અત્યંત મગ્ન થઈ જવાને કારણે વાંકડિયા વાળની લટો ઉન્મુક્ત ભાવથી લહેરાવા લાગતી. તેઓ પોતાની રાણીઓને વારંવાર ભીંજવી દેતા અને રાણીઓ તેમને પણ તરબોળ કરી દેતી. ભગવાન શ્રીકૃષ્ણ તેમની સાથે એ રીતે વિહાર કરતા, જાણે કોઈ ગજરાજ હાથિણીઓથી ઘેરાઈને તેમની સાથે ક્રીડા કરી રહ્યો હોય. ॥ ૧૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણ અને તેમની પત્નીઓ ક્રીડા કર્યા પછી પોત-પોતાનાં વસ્ત્ર-આભૂષણો ઉતારીને તે નટ-નર્તકીઓને આપી દેતાં, જેમની આજીવિકા માત્ર ગાવું-બજાવવું જ છે. ॥ ૧૨ ॥ પરીક્ષિત! ભગવાન આ રીતે તેમની સાથે વિહાર કરતા ત્યારે તેમની ગતિ, ભાષણ, અવલોકન, મંદ હાસ્ય, વિનોદભર્યાં વચનો તથા આલિંગનોથી સ્ત્રીઓની બુદ્ધિ હરાઈ જતી. ॥ ૧૩ ॥ પરીક્ષિત! રાણીઓના જીવન-સર્વસ્વ, તેમના એકમાત્ર હૃદયેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ જ હતા. તે કમલનયન શ્યામસુંદરના ચિંતનમાં જ એટલી મગ્ન થઈ જતી કે કેટલીય

૧. ૦પણવાદિભિઃ । ૨. નર્મકેલિ૦ ।

*મહિષ્ય ઊચુ:*[1]

કુરરિ વિલપસિ ત્વં વીતનિદ્રા ન શેષે
　સ્વપિતિ જગતિ રાત્ર્યામીશ્વરો ગુપ્તબોધઃ ।
વયમિવ સખિ કચ્ચિદ્ ગાઢનિર્ભિન્નચેતા
　નલિનનયનહાસોદારલીલેક્ષિતેન　　　॥ ૧૫॥

નેત્રે નિમીલયસિ નક્તમદૃષ્ટબન્ધુ-
　સ્ત્વં રોરવીષિ કરુણં બત ચક્રવાકિ ।
દાસ્યં ગતા વયમિવાચ્યુતપાદજુષ્ટાં
　કિં વા સ્રજં સ્પૃહયસે કબરેણ વોઢુમ્ ॥ ૧૬॥

ભો ભોઃ સદા નિષ્ટનસે ઉદન્વ-
　ન્નલબ્ધનિદ્રોઽધિગતપ્રજાગરઃ　　　।
કિં વા મુકુન્દાપહૃતાત્મલાઞ્છનઃ
　પ્રાપ્તાં દશાં ત્વં ચ ગતો દુરત્યયામ્ ॥ ૧૭॥

ત્વં યક્ષ્મણા બલવતાસિ ગૃહીત ઇન્દો
　ક્ષીણસ્તમો ન નિજદીધિતિભિઃ ક્ષિણોષિ ।
કચ્ચિન્મુકુન્દગદિતાનિ યથા વયં ત્વં
　વિસ્મૃત્ય ભોઃ સ્થગિતગીરુપલક્ષ્યસે નઃ ॥ ૧૮॥

કિં ત્વાચરિતમસ્માભિર્મલયાનિલ તેઽપ્રિયમ્ ।
ગોવિન્દાપાઙ્ગનિર્ભિન્ને હૃદીરયસિ નઃ સ્મરમ્ ॥ ૧૯॥

મેઘ શ્રીમંસ્ત્વમસિ દયિતો યાદવેન્દ્રસ્ય નૂનં
શ્રીવત્સાઙ્કં વયમિવ ભવાન્ ધ્યાયતિ પ્રેમબદ્ધઃ ।
અત્યુત્કણ્ઠઃ શબલહૃદયોઽસ્મદ્વિધો બાષ્પધારાઃ
સ્મૃત્વા સ્મૃત્વા વિસૃજસિ મુહુર્દુઃખદસ્તત્પ્રસઙ્ગઃ ॥ ૨૦॥

વાર સુધી જડની જેમ ચૂપ થઈ રહેતી. ક્યારેક-ક્યારેક તો ભગવાન શ્રીકૃષ્ણની ઉપસ્થિતિમાં જ પ્રેમના ઉન્માદને કારણે તેમના વિરહનો અનુભવ કરવા લાગતી. અને ન જાણે શું શું કહેવા લાગતી, તે હું તમને સંભળાવું છું. ॥ ૧૪ ॥

**રાણીઓ કહેતી** – અલી ઓ ટિટોડી! હવે તો બહુ રાત થઈ ગઈ છે. સંસારમાં બધી બાજું શૂન્યતા છવાઈ ગઈ છે. જો, અત્યારે સ્વયં ભગવાન પોતાનું અખંડ જ્ઞાન છુપાવીને સૂઈ ગયા છે અને તને નિદ્રા નથી આવતી? તું આ પ્રમાણે આખી રાત જાગીને બકવાટ કેમ કરી રહી છે? સખી! ક્યાંક તું પણ અમારી જેમ કમલનયન ભગવાન શ્રીકૃષ્ણની હાસ્ય સહિત ઉદાર દૃષ્ટિથી વિંધાઈ ગઈ છે કે શું? ॥ ૧૫ ॥

અરે ચકવી! તેં રાત્રીના સમયે તારાં નેત્રો બંધ કેમ કરી દીધાં છે? શું તારા પતિદેવ ક્યાંક વિદેશ ચાલ્યા ગયા છે? કે આ પ્રમાણે તું કરુણ સ્વરથી પોકારી રહી છે? અરે...રે! ત્યારે તો તું બહુ દુખિયારી છે. પરંતુ માનો-ન-માનો તારા હૃદયમાં પણ અમારી જેમ જ ભગવાનની દાસી થવાનો ભાવ જાગૃત થઈ ગયો છે. શું તું હવે તેમના ચરણોમાં ચડાવેલી પુષ્પોની માળા પોતાના અંબોડામાં ગૂંથવા ઇચ્છે છે? ॥ ૧૬ ॥

અરે ઓ સમુદ્ર! તમે નિરંતર ગર્જના કર્યા કરો છો. તમને નિદ્રા નથી આવતી? એવું લાગે છે કે તમને હંમેશાં જાગતા રહેવાની બીમારી લાગુ પડી ગઈ છે. પરંતુ ના, ના, અમે સમજી ગયાં, અમારા પ્રિય શ્યામસુંદરે તમારું ધૈર્ય, ગંભીરતા વગેરે સ્વાભાવિક ગુણ છીનવી લીધા છે. શું આને કારણે જ તમે અમારા જેવા અસાધ્ય વ્યાધિના શિકાર થઈ ગયા છો, જેની કોઈ દવા નથી? ॥ ૧૭ ॥

ચન્દ્રદેવ! તમને બહુ મોટો ક્ષયરોગ લાગુ પડી ગયો છે. તેથી તમે આટલા ક્ષીણ થઈ રહ્યા છો. અરે રામ-રામ! હવે તમે તમારાં કિરણોથી અંધારું પણ દૂર નથી કરી શકતા? શું અમારી જેમ અમારા પ્રિય શ્યામસુંદરની મીઠી-મીઠી રહસ્યની વાતો ભૂલી જવાને લીધે તમારી બોલતી બંધ થઈ ગઈ છે? શું તેની ચિંતાથી તમે મૌન થઈ રહ્યા છો? ॥ ૧૮ ॥

ઓ મલયાચલના વાયુ! અમે તારું શું બગાડ્યું છે, જેથી તું શ્રીકૃષ્ણના કટાક્ષોથી વીંધાયેલા અમારા હૃદયમાં કામદેવને પ્રગટ કરી રહ્યો છે? અરે, શું તું નથી જાણતો? ભગવાનની કામણગારી દૃષ્ટિથી અમારાં હૃદય તો પહેલેથી જ ઘાયલ થઈ ગયાં છે. ॥ ૧૯ ॥

અરે મેઘ! તમારા શરીરનું સૌન્દર્ય તો અમારા પ્રિયતમ જેવું જ છે. ખરેખર તમે યાદવશ્રેષ્ઠ ભગવાનના પ્રિય છો.

[1] સ્ત્રિય ઊચુઃ ।

પ્રિયરાવપદાનિ ભાષસે
ऽमृतसञ्जीविकयाऽनया गिरा ।
કરવાણિ કિમદ્ય તે પ્રિયં
વદ મે વલ્ગિતકણ્ઠ કોકિલ ॥ ૨૧॥

ન ચલસિ ન વદસ્યુદારબુદ્ધે
ક્ષિતિધર ચિન્તયસે મહાન્તમર્થમ્ ।
અપિ બત વસુદેવનન્દનાઙ્ઘ્રિં
વયમિવ કામયસે સ્તનૈર્વિધર્તુમ્ ॥ ૨૨॥

શુષ્યદ્ધ્રદાઃ કર્શિતા બત સિન્ધુપત્ન્યઃ
સમ્પ્રત્યપાસ્તકમલશ્રિય ઇષ્ટભર્તુઃ ।
યદ્વદ્ વયં મધુપતેઃ પ્રણયાવલોક-
મપ્રાપ્ય મુષ્ટહૃદયાઃ પુરુકર્શિતાઃ સ્મ ॥ ૨૩॥

હંસ સ્વાગતમાસ્યતાં પિબ પયો
બ્રૂહ્યઙ્ગ શૌરેઃ કથાં
દૂતં ત્વાં નુ વિદામ કચ્ચિદજિતઃ
સ્વસ્ત્યાસ્ત ઉક્તં પુરા ।
કિં વા નશ્ચલસૌહૃદઃ સ્મરતિ તં
કસ્માદ્ ભજામો વયં
ક્ષૌદ્રાલાપય કામદં શ્રિયમૃતે
સૈવૈકનિષ્ઠા સ્ત્રિયામ્ ॥ ૨૪॥

તેથી જ તો તમે અમારી જેમ પ્રેમપાશથી બંધાઈને તેમનું ધ્યાન કરી રહ્યા છો! તેથી તો વારંવાર તેમનું સ્મરણ કરીને અમારી જેમ ઘનશ્યામ સાથે સંબંધ બાંધવો એ ઘરે બેઠાં પીડાને વહોરવા જેવું છે. ॥ ૨૦ ॥

ઓ કોયલ! તારો કંઠ બહુ જ મધુર છે, મીઠું-મીઠું બોલવાવાળા અમારા પ્રાણપ્રિયની જેમ તું પણ મધુર સ્વરથી બોલે છે. ખરેખર, તારા અવાજમાં અમૃત ઘોળ્યું છે, જે પ્રિયતમના વિરહથી મરી ગયેલા પ્રેમીઓને જીવતદાન દેનારું છે. તું જ કહે, અત્યારે અમે તારું શું પ્રિય કરીએ? ॥ ૨૧ ॥

પ્રિય પર્વત! તમે તો બહુ ઉદાર વિચારના છો. તમે જ પૃથ્વીને પણ ધારણ કરી રાખી છે. ન તમે હાલો-ચાલો છો અને કાંઈ કહો કે સાંભળો છો. એવું લાગે છે કે, કોઈ મોટા વિચારમાં મગ્ન થઈ ગયા છો. સારું સારું, હવે સમજાયું. તમે અમારી જેમ એવું જ ઇચ્છો છો કે, 'અમારાં સ્તન જેવાં અનેક શિખરો પર હું પણ ભગવાન શ્યામસુંદરના ચરણકમળને ધારણ કરું.' ॥ ૨૨ ॥

ઓ સમુદ્રપત્ની નદીઓ! આ ગ્રીષ્મ ઋતુ છે. તમારો પ્રવાહ પણ સુકાઈ ગયો છે. હવે તમારી અંદર ખીલેલાં કમળોનું સૌન્દર્ય દેખાતું નથી. તમે બહુ દૂબળી-પાતળી થઈ ગઈ છો. એવું લાગે છે – જેમ અમે અમારા પ્રિયતમ શ્યામસુંદરની પ્રેમદૃષ્ટિ ન પામીને અમારું હૃદય હારી બેઠી છીએ અને ખૂબ જ દૂબળી-પાતળી થઈ ગઈ છીએ, તેમ તમે પણ મેઘો દ્વારા પોતાના પ્રિયતમ સમુદ્રને મળી ન શકવાના વિરહમાં આવી દૂબળી-પાતળી થઈ ગઈ છો. ॥ ૨૩ ॥

ઓ હંસ! આવ, આવ, ભલે આવ્યો! તારું સ્વાગત છે. આસન પર બેસ. લે, દૂધ પી. પ્રિય હંસ! શ્યામસુંદરની કોઈ વાત તો સંભળાવ. અમે એવું સમજીએ છીએ કે, તું તેમનો દૂત છે. કોઈના વશમાં ન થનારા શ્યામસુંદર સકુશળ તો છે ને? અરે ભાઈ! તેમની મિત્રતા તો બહુ જ અસ્થિર છે, ક્ષણભંગુર છે. એક વાત તો કહે, તેમણે અમને કહ્યું હતું કે, તમે જ અમારી પરમ પ્રિયતમા છો. શું આ વાત હવે તેમને યાદ છે? જા, જા, અમે તારી વિનંતી-પ્રાર્થના નહીં સાંભળીએ. જ્યારે તેઓ અમારી પરવા કરતા નથી, તો અમે તેમની પાછળ શા માટે મરીએ? કપટીના દૂત! અમે તેમની પાસે જવાના નથી. શું કહ્યું? તેઓ અમારી ઇચ્છા પૂરી કરવા અહીં આવવા ચાહે છે, અચ્છા! તો તેમને તો અહીં બોલાવી લાવ, અમારી સાથે વાત કરાવજે, પરંતુ ક્યાંક લક્ષ્મીને સાથે નહીં લઈ આવતો. તો શું તેઓ લક્ષ્મીને છોડીને અહીં આવવા નથી ઇચ્છતા? આ કેવી વાત છે? શું સ્ત્રીઓમાં લક્ષ્મી જ એવી છે, જેનો ભગવાનમાં અનન્ય પ્રેમ છે? શું અમારામાંથી કોઈ એક પણ એવી નથી? ॥ ૨૪ ॥

ઈતીદૃશેન ભાવેન કૃષ્ણે યોગેશ્વરેશ્વરે ।
ક્રિયમાણેન માધવ્યો લેભિરે પરમાં ગતિમ્ ॥ ૨૫॥

શ્રુતમાત્રોઽપિ યઃ સ્ત્રીણાં પ્રસહ્યાકર્ષતે મનઃ ।
ઉરુગાયોરુગીતો વા પશ્યન્તીનાં કુતઃ પુનઃ ॥ ૨૬॥

યાઃ સમ્પર્યચરન્ પ્રેમ્ણા પાદસંવાહનાદિભિઃ ।
જગદ્ગુરું ભર્તૃબુદ્ધ્યા તાસાં કિં વર્ણ્યતે તપઃ ॥ ૨૭॥

એવં વેદોદિતં ધર્મમનુતિષ્ઠન્ સતાં ગતિઃ ।
ગૃહં ધર્માર્થકામાનાં મુહુશ્ચાદર્શયત્ પદમ્ ॥ ૨૮॥

આસ્થિતસ્ય પરં ધર્મં કૃષ્ણસ્ય ગૃહમેધિનામ્ ।
આસન્ ષોડશસાહસ્રં મહિષ્યશ્ચ શતાધિકમ્ ॥ ૨૯॥

તાસાં સ્ત્રીરત્નભૂતાનામષ્ટૌ યાઃ પ્રાગુદાહૃતાઃ ।
રુક્મિણીપ્રમુખા રાજંસ્તત્પુત્રાશ્ચાનુપૂર્વશઃ ॥ ૩૦॥

એકૈકસ્યાં દશ દશ કૃષ્ણોઽજીજનદાત્મજાન્ ।
યાવત્ય આત્મનો ભાર્યા અમોઘગતિરીશ્વરઃ ॥ ૩૧॥

તેષામુદ્દામવીર્યાણામષ્ટાદશ મહારથાઃ ।
આસન્નુદારયશસસ્તેષાં નામાનિ મે શૃણુ ॥ ૩૨॥

પ્રદ્યુમ્નશ્ચાનિરુદ્ધશ્ચ દીપ્તિમાન્ ભાનુરેવ ચ ।
સામ્બો મધુર્બૃહદ્ભાનુશ્ચિત્રભાનુર્વૃકોઽરુણઃ ॥ ૩૩॥

પુષ્કરો વેદબાહુશ્ચ શ્રુતદેવઃ સુનન્દનઃ ।
ચિત્રબાહુર્વિરૂપશ્ચ કવિર્ન્યગ્રોધ એવ ચ ॥ ૩૪॥

એતેષામપિ રાજેન્દ્ર તનુજાનાં મધુદ્વિષઃ ।
પ્રદ્યુમ્ન આસીત્ પ્રથમઃ પિતૃવદ્ રુક્મિણીસુતઃ ॥ ૩૫॥

સ રુક્મિણો દુહિતરમુપયેમે મહારથઃ ।
તસ્માત્ સુતોઽનિરુદ્ધોઽભૂન્નાગાયુતબલાન્વિતઃ ॥ ૩૬॥

સ ચાપિ રુક્મિણઃ પૌત્રીં દૌહિત્રો જગૃહે તતઃ ।
વજ્રસ્તસ્યાભવદ્ યસ્તુ મૌસલાદવશેષિતઃ ॥ ૩૭॥

પરીક્ષિત! શ્રીકૃષ્ણની પત્નીઓ, યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણમાં આવો જ અનન્ય પ્રેમ-ભાવ રાખતી હતી. આના કારણે તેમણે પરમપદ પ્રાપ્ત કર્યું. ॥ ૨૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓ અનેક પ્રકારનાં ગીતોથી અનેક પ્રકારે ગાવામાં આવે છે. તે એટલી મધુર, એટલી મનોહર છે કે, તેમના સાંભળવા માત્રથી સ્ત્રીઓના મનને તેમના તરફ ખેંચી જાય છે. પછી જે સ્ત્રીઓ તેમને પોતાનાં નેત્રોથી જુએ છે, તેમના માટે તો કહેવું જ શું? ॥ ૨૬ ॥

જે ભાગ્યશાળી સ્ત્રીઓ જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણને પોતાના પતિ માનીને પરમ પ્રેમથી તેમના ચરણોની સેવા કરે છે તેમના તપનું શું વર્ણન કરીએ? કરી જ શકાય એવું નથી! ॥ ૨૭ ॥

પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ સત્પુરુષોના એકમાત્ર આશ્રય છે. તેમણે વેદોક્ત ધર્મનું વારંવાર આચરણ કરીને લોકોને એ વાત દેખાડી દીધી કે, ઘર જ ધર્મ, અર્થ અને કામ – પુરુષાર્થોનું સ્થાન છે. ॥ ૨૮ ॥ તેથી જ તેઓ ગૃહસ્થોચિત શ્રેષ્ઠ ધર્મનો આશ્રય લઈને વ્યવહાર કરી રહ્યા હતા. પરીક્ષિત! હું તમને કહી જ ચૂક્યો છું કે, તેમની સોળ હજાર એકસો આઠ રાણીઓ હતી. ॥ ૨૯ ॥ તે શ્રેષ્ઠ સ્ત્રીઓમાં રુક્મિણી વગેરે આઠ પટરાણીઓ અને તેમના પુત્રોનું તો હું પહેલાં જ વર્ણન કરી ચૂક્યો છું. ॥ ૩૦ ॥ તેમના સિવાય ભગવાન શ્રીકૃષ્ણની બીજી જેટલી પત્નીઓ હતી, તેમનાથી પણ દરેકને દશ-દશ પુત્રો થયા. આ કોઈ આશ્ચર્યની વાત નથી. કેમકે, ભગવાન સર્વશક્તિમાન અને સત્યસંકલ્પ છે. ॥ ૩૧ ॥ ભગવાનના પરમ પરાક્રમી પુત્રોમાં અઢાર તો મહારથી હતા, જેમનો યશ સંપૂર્ણ જગતમાં ફેલાયેલો હતો. તેમનાં નામ મારા પાસેથી સાંભળો. ॥ ૩૨ ॥ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, દીપ્તિમાન, ભાનુ, સામ્બ, મધુ, બૃહદ્ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરુણ, પુષ્કર, વેદબાહુ, શ્રુતદેવ, સુનન્દન, ચિત્રબાહુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ. ॥ ૩૩-૩૪ ॥ રાજેન્દ્ર! ભગવાન શ્રીકૃષ્ણના આ પુત્રોમાં પણ બધાથી શ્રેષ્ઠ રુક્મિણીનંદન પ્રદ્યુમ્નજી હતા. તે બધા ગુણોમાં પોતાના પિતા જેવા જ હતા. ॥ ૩૫ ॥ મહારથી પ્રદ્યુમ્નજીએ રુક્મીની પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં. તેનાથી અનિરુદ્ધજીનો જન્મ થયો. તેમનામાં દશ હજાર હાથીઓનું બળ હતું. ॥ ૩૬ ॥ રુક્મીના દોહિત્ર અનિરુદ્ધજીએ પોતાના નાનાની પૌત્રી સાથે લગ્ન કર્યાં, તેનાથી વજ્રનો જન્મ થયો. બ્રાહ્મણોના શાપથી ઉત્પન્ન થયેલા મુશળ દ્વારા યાદવોનો નાશ થઈ ગયો ત્યારે માત્ર તે એકલા જ બચી ગયા હતા. ॥ ૩૭ ॥

પ્રતિબાહુરભૂત્તસ્માત્ સુબાહુસ્તસ્ય ચાત્મજઃ ।
સુબાહોઃ શાન્તસેનોઽભૂચ્છતસેનસ્તુ તત્સુતઃ ॥ ૩૮॥

ન હ્યેતસ્મિન્ કુલે જાતા અધના અબહુપ્રજાઃ ।
અલ્પાયુષોઽલ્પવીર્યાશ્ચ અબ્રહ્મણ્યાશ્ચ જજ્ઞિરે ॥ ૩૯॥

યદુવંશપ્રસૂતાનાં પુંસાં વિખ્યાતકર્મણામ્ ।
સઙ્ખ્યા ન શક્યતે કર્તુમપિ વર્ષાયુતૈર્નૃપ ॥ ૪૦॥

તિસ્રઃ કોટ્યઃ સહસ્રાણામષ્ટાશીતિશતાનિ ચ ।
આસન્ યદુકુલાચાર્યાઃ કુમારાણામિતિ શ્રુતમ્ ॥ ૪૧॥

સઙ્ખ્યાનં યાદવાનાં કઃ કરિષ્યતિ મહાત્મનામ્ ।
યત્રાયુતાનામયુતલક્ષેણાસ્તે સ આહુકઃ ॥ ૪૨॥

દેવાસુરાહવહતા દૈતેયા યે સુદારુણાઃ ।
તે ચોત્પન્ના મનુષ્યેષુ પ્રજા દૃપ્તા બબાધિરે ॥ ૪૩॥

તન્નિગ્રહાય હરિણા પ્રોક્તા દેવા યદોઃ કુલે ।
અવતીર્ણાઃ કુલશતં તેષામેકાધિકં નૃપ ॥ ૪૪॥

તેષાં પ્રમાણં ભગવાન્ પ્રભુત્વેનાભવદ્ધરિઃ ।
યે ચાનુવર્તિનસ્તસ્ય વવૃધુઃ સર્વયાદવાઃ ॥ ૪૫॥

શય્યાસનાટનાલાપક્રીડાસ્નાનાદિકર્મસુ ।
ન વિદુઃ સન્તમાત્માનં વૃષ્ણયઃ કૃષ્ણચેતસઃ ॥ ૪૬॥

તીર્થં ચક્રે નૃપોનં યદજનિ યદુષુ
સ્વઃસરિત્પાદશૌચં
વિદ્વિટ્સ્નિગ્ધાઃ સ્વરૂપં યયુરજિતપરા
શ્રીર્યદર્થેઽન્યયત્નઃ ।
યન્નામામઙ્ગલઘ્નં શ્રુતમથ ગદિતં
યત્કૃતો ગોત્રધર્મઃ
કૃષ્ણસ્યૈતન્ન ચિત્રં ક્ષિતિભરહરણં
કાલચક્રાયુધસ્ય ॥ ૪૭॥

વજ્રના પુત્ર છે પ્રતિબાહુ, પ્રતિબાહુના સુબાહુ, સુબાહુના શાંતસેન અને શાંતસેનના શતસેન. ॥ ૩૮ ॥ પરીક્ષિત! આ વંશમાં કોઈ પણ પુરુષ એવો ન થયો કે તે બહુ સંતાનવાળો ન હોય તથા જે નિર્ધન, અલ્પઆયુ અને અલ્પશક્તિ હોય. આ બધા બ્રાહ્મણભક્ત હતા. ॥ ૩૯ ॥ પરીક્ષિત! યદુવંશીઓમાં એવા એવા યશસ્વી અને પરાક્રમી પુરુષ થયા છે, જેમની ગણતરી હજારો વર્ષે પણ કરી શકાય એમ નથી. ॥ ૪૦ ॥ મેં એવું સાંભળ્યું છે કે, યદુવંશના બાળકોને શિક્ષણ આપવા માટે ત્રણ કરોડ અઠ્યાશી લાખ આચાર્યો હતા. ॥ ૪૧ ॥ આવી સ્થિતિમાં તે મહાત્મા યાદવોની સંખ્યા તો કઈ રીતે ગણાવી શકાય! સ્વયં મહારાજ ઉગ્રસેનને એક નીલ (૧,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦) જેટલા લગભગ સૈનિકો હતા. ॥ ૪૨ ॥

પરીક્ષિત! પ્રાચીનકાળમાં દેવાસુર-સંગ્રામ વખતે ઘણા ભયંકર અસુરો મરાઈ ગયા હતા. તેઓ જ મનુષ્ય તરીકે ઉત્પન્ન થયા અને બહુ અભિમાનપૂર્વક જનતાને રંજાડવા લાગ્યા. ॥ ૪૩ ॥ તેમનું દમન કરવા માટે ભગવાનની આજ્ઞાથી દેવતાઓએ જ યદુવંશમાં અવતાર લીધો હતો. પરીક્ષિત! યાદવોનાં એકસો એક કુળ હતાં. ॥ ૪૪ ॥ તે બધા ભગવાન શ્રીકૃષ્ણને જ પોતાના સ્વામી અને આદર્શ માનતા હતા. જે યદુવંશીઓ તેમના અનુયાયી હતા તેમની બધી રીતે ઉન્નતિ થઈ. ॥ ૪૫ ॥ યદુવંશીઓનું ચિત્ત એ રીતે ભગવાન શ્રીકૃષ્ણમાં પરોવાયેલું રહેતું હતું કે તેમને તેમનાં દૈનિક કાર્યો જેવાં કે, સૂવું-બેસવું, ખાવું-પીવું, હરવું-ફરવું, બોલવું-રમવું, નહાવું-ધોવું વગેરેમાં તેઓ પોતાના શરીરને પણ ભૂલી જતા હતા. તેઓ જાણતા જ ન હતા કે, અમારું શરીર શું કરી રહ્યું છે. તેમની સંપૂર્ણ શારીરિક ક્રિયાઓ યંત્રની જેમ આપમેળે થયા કરતી હતી. ॥ ૪૬ ॥

પરીક્ષિત! ભગવાનનું ચરણોદક એવા ગંગાજી અવશ્ય તમામ તીર્થોમાં મહાન અને પવિત્ર છે, પરંતુ જ્યારે સ્વયં પરમતીર્થરૂપ ભગવાને જ યદુવંશમાં અવતાર ગ્રહણ કર્યો ત્યારે તો ગંગાજીનો મહિમા આપમેળે જ તેમના સુયશતીર્થ કરતાં ઓછો થઈ ગયો. ભગવાનના સ્વરૂપનો એ કેટલો મોટો મહિમા છે કે તેમની સાથે પ્રેમ કરનારા ભક્તો અને દ્વેષ કરવાવાળા શત્રુ બન્નેય તેમના સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયા. જે લક્ષ્મીને પ્રાપ્ત કરવા માટે મોટા-મોટા દેવતાઓ પ્રયત્ન કરતા રહે છે તેઓ જ ભગવાનની સેવામાં નિત્ય-નિરંતર લાગેલાં રહે છે. ભગવાનનું નામ એક વખત સાંભળવાથી કે ઉચ્ચારણ કરવાથી જ બધાં જ અમંગળોનો નાશ કરી દે છે. ઋષિઓના વંશજોમાં જેટલા પણ પ્રચલિત ધર્મ છે, બધાના સ્થાપક ભગવાન જ છે. પરીક્ષિત! આવી

જયતિ જનનિવાસો દેવકીજન્મવાદો
યદુવરપર્ષત્સ્વૈર્દોર્ભિરસ્યન્નધર્મમ્ ।
સ્થિરચરવૃજિનઘ્નઃ સુસ્મિતશ્રીમુખેન
વ્રજપુરવનિતાનાં વર્ધયન્ કામદેવમ્ ॥ ૪૮॥

સ્થિતિમાં તેઓ પૃથ્વીનો ભાર ઉતારી દે એમાં આ કઈ મોટી વાત છે? ॥ ૪૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણ જ સઘળા જીવોના આશ્રયસ્થાન છે. જોકે તેઓ સદા-સર્વદા સર્વત્ર ઉપસ્થિત જ રહે છે, છતાં 'દેવકીજીની કૂખે જન્મ' એ તો માત્ર કહેવા પૂરતું જ છે. યદુવંશી વીરો પાર્ષદોના રૂપમાં તેમની સેવા કરતા રહેતા હતા. તેમણે પોતાના બાહુબળથી અધર્મનો નાશ કરી દીધો છે. પરીક્ષિત! ભગવાન સ્વભાવથી જ ચરાચર જગતનું દુઃખ મિટાવતા રહે છે. તેમનું મંદ હાસ્યથી ખીલેલું સુંદર મુખારવિંદ વ્રજની સ્ત્રીઓ અને નગર-સ્ત્રીઓના હૃદયમાં પ્રેમભાવને પ્રદીપ્ત કરે છે. વાસ્તવમાં સંપૂર્ણ જગત પર તેઓ વિજયી છે. તેમનો જય થાઓ! જય થાઓ! ॥ ૪૮ ॥

ઇત્થં પરસ્ય નિજવર્ત્મરિરક્ષયાઽઽત્ત-
લીલાતનોસ્તદનુરૂપવિડમ્બનાનિ ।
કર્માણિ કર્મકષણાનિ યદૂત્તમસ્ય
શ્રૂયાદમુષ્ય પદયોરનુવૃત્તિમિચ્છન્ ॥ ૪૯॥

પરીક્ષિત! પ્રવૃત્તિથી અતીત પરમાત્માએ પોતાના દ્વારા સ્થાપિત ધર્મ-મર્યાદાની રક્ષા માટે દિવ્ય લીલા-શરીર ગ્રહણ કર્યું અને તેને અનુરૂપ અનેક અદ્ભુત ચરિત્રોનો અભિનય કર્યો. તેમનું એક-એક કર્મ સ્મરણ કરવાવાળાઓનાં કર્મ-બંધનોએ કાપી નાખે છે. જે યાદવશ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની સેવાનો અધિકાર પ્રાપ્ત કરવા ઇચ્છે, તેણે તેમની લીલાઓનું જ શ્રવણ કરવું જોઈએ. ॥ ૪૯ ॥

મર્ત્યસ્તયાઽનુસવમેધિતયા મુકુન્દ-
શ્રીમત્કથાશ્રવણકીર્તનચિન્તયૈતિ ।
તદ્ધામ દુસ્તરકૃતાન્તજવાપવર્ગં
ગ્રામાદ્ વનં ક્ષિતિભુજોઽપિ યયુર્યદર્થાઃ ॥ ૫૦॥

પરીક્ષિત! જ્યારે મનુષ્ય પ્રતિક્ષણ ભગવાન શ્રીકૃષ્ણની મનને હરનારી લીલા-કથાઓનું વધુમાં વધુ શ્રવણ-કીર્તન અને ચિંતન કરવા લાગે છે, ત્યારે તેની આ જ ભક્તિ તેને ભગવાનના પરમધામમાં પહોંચાડી દે છે. જોકે, કાળની ગતિથી પર થવું બહુ કઠણ છે, પરંતુ ભગવાનના ધામમાં કાળની દાળ ગળતી નથી અર્થાત્ ત્યાં તેનું કાંઈ ચાલતું નથી. તે ત્યાં સુધી પહોંચી જ શકતો નથી. તે જ ધામની પ્રાપ્તિ માટે અનેક સમ્રાટો પોતાના રાજપાટ છોડીને તપસ્યા કરવાના ઉદ્દેશથી જંગલમાં ચાલ્યા ગયા. તેથી મનુષ્યે તેમની કથાનું જ શ્રવણ કરવું જોઈએ. ॥ ૫૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં દશમસ્કન્ધે ઉત્તરાર્ધે શ્રીકૃષ્ણચરિતાનુવર્ણનં નામ નવતિતમોઽધ્યાયઃ ॥ ૯૦ ॥

દસમા સ્કંધના ઉત્તરાર્ધ-અંતર્ગત શ્રીકૃષ્ણચરિતાનુવર્ણન નામનો નેવુમો અધ્યાય સમાપ્ત.

=★=

## ॥ ઇતિ દશમસ્કન્ધોત્તરાર્ધઃ ॥

### દસમા સ્કન્ધનો ઉત્તરાર્ધ સમાપ્ત.

=★=

### શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

શ્રીરાધાકૃષ્ણાભ્યાં નમઃ

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

## અગિયારમો સ્કંધ



નિરસ્તનિખિલાજ્ઞાનં જ્ઞાનાજ્ઞાનવિલક્ષણમ્ ।
પૂર્ણાનન્દં કિમપિ તન્નીલરત્નમહં ભજે ॥

ૐ નમો ભગવતે વાસુદેવાય ॥

# શ્રીમદ્‌ભાગવત-મહાપુરાણ

# અગિયારમો સ્કંધ

## પહેલો અધ્યાય

### યદુવંશને ઋષિઓનો શાપ

*શ્રીબાદરાયણિરુવાચ*

કૃત્વા દૈત્યવધં કૃષ્ણઃ સરામો યદુભિર્વૃતઃ ।
ભુવોઽવતારયદ્ ભારં જવિષ્ઠં જનયન્ કલિમ્ ॥ ૧॥

યે કોપિતાઃ સુબહુ પાણ્ડુસુતાઃ સપત્નૈ-
ર્દુર્દ્યૂતહેલનકચગ્રહણાદિભિસ્તાન્ ।
કૃત્વા નિમિત્તમિતરેતરતઃ સમેતાન્
હત્વા નૃપાન્ નિરહરત્ ક્ષિતિભારમીશઃ ॥ ૨॥

ભૂભારરાજપૃતના યદુભિર્નિરસ્ય
ગુપ્તૈઃ સ્વબાહુભિરચિન્તયદપ્રમેયઃ ।
મન્યેઽવનેર્નનુ ગતોઽપ્યગતં હિ ભારં
યદ્ યાદવં કુલમહો અવિષહ્યમાસ્તે ॥ ૩॥

નૈવાન્યતઃ પરિભવોઽસ્ય ભવેત્ કથઞ્ચિ-
ન્મત્સંશ્રયસ્ય વિભવોન્નહનસ્ય નિત્યમ્ ।
અન્તઃકલિં યદુકુલસ્ય વિધાય વેણુ-
સ્તમ્બસ્ય વહ્નિમિવ શાન્તિમુપૈમિ ધામ ॥ ૪॥

એવં વ્યવસિતો રાજન્ સત્યસઙ્કલ્પ ઈશ્વરઃ ।
શાપવ્યાજેન વિપ્રાણાં સઞ્જહ્રે સ્વકુલં વિભુઃ ॥ ૫॥

સ્વમૂર્ત્યા લોકલાવણ્યનિર્મુક્ત્યા લોચનં નૃણામ્ ।
ગીર્ભિસ્તાઃ સ્મરતાં ચિત્તં પદૈસ્તાનીક્ષતાં ક્રિયાઃ ॥ ૬॥

**વ્યાસપુત્ર ભગવાન શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત!** ભગવાન શ્રીકૃષ્ણે બલરામજી અને અન્ય યાદવો સાથે મળીને અનેક દૈત્યોનો સંહાર કરીને કૌરવો અને પાંડવોમાં અત્યંત પ્રબળ કલહ ઉત્પન્ન કરાવીને પૃથ્વીનો ભાર ઉતારી દીધો. ॥ ૧ ॥ જે પાંડવોને તેમના દુશ્મન કૌરવોએ કપટપૂર્વક જુગાર રમીને, તેમનો તિરસ્કાર કરીને તથા દ્રૌપદીના કેશ ખેંચવા વગેરે અત્યાચારો દ્વારા અત્યંત ક્રોધિત કરી દીધા હતા, એવા તે પાંડવોને નિમિત્ત બનાવીને ભગવાન શ્રીકૃષ્ણે કૌરવો અને પાંડવો - બન્ને પક્ષોમાં એકઠા થયેલા રાજાઓને પરસ્પર મરાવી નાખ્યા. આ પ્રમાણે ભગવાને પૃથ્વીનો ભાર ઉતારી દીધો. ॥ ૨ ॥

અપ્રમેય-સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના બાહુબળથી રક્ષાયેલા યાદવો દ્વારા પૃથ્વીને ભારરૂપ એવા રાજાઓ અને તેમના સૈન્યનો વિનાશ કરીને વિચાર કર્યો કે અરે! આ યાદવકુળ, જે અન્ય કોઈનાથી પણ જીતી શકાય એવું નથી, તે તો હજી જીવિત છે, ત્યાં સુધી પૃથ્વીનો ભાર ઓછો થયો હોવા છતાં પણ હું એવું માનું છું કે, હજી પૃથ્વીનો ભાર ઊતર્યો નથી. ॥ ૩ ॥

મારા આશ્રયમાં રહેલા હોવાથી આ યદુવંશીઓનો પરાજય બીજા કોઈ પ્રકારે થઈ શકતો નથી; આ લોકો પૂરેપૂરા ઉદ્ધત થતા જાય છે, અપાર વૈભવને કારણે તેઓ કોઈની આજ્ઞામાં રહેતા નથી. તેથી જેમ વાંસમાં પરસ્પરના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો અગ્નિ વાંસના જંગલને બાળી નાખે છે, તે જ પ્રમાણે આ યાદવોમાં પરસ્પર કલહ ઉત્પન્ન કરીને પછી હું પોતાના શાંતસ્વરૂપ પરમધામમાં જઈશ. ॥ ૪ ॥ હે રાજન્! સત્યસંકલ્પ સર્વસમર્થ પ્રભુએ આવો નિશ્ચય કર્યો અને તે સર્વવ્યાપી પરમાત્માએ બ્રાહ્મણોના શાપને નિમિત્ત બનાવીને પોતાના કુળનો સંહાર કરી નાખ્યો. ॥ ૫ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સંપૂર્ણ ત્રિલોકને સૌન્દર્ય તેમજ માધુર્યનું દાન કરવાવાળા છે. તેઓ સૌન્દર્ય અને માધુર્યનો ભંડાર છે. ભગવાનનું શ્યામસુંદર સ્વરૂપ એટલું સુંદર હતું, એટલું મનોહર હતું કે, જે કોઈ તેમને એક વાર જોઈ લે તેનાં નેત્રો હંમેશને માટે ભગવાનમાં જ પરોવાઈ જતાં. ભગવાનની વાણી એટલી મધુર હતી કે, તેમનું જે કોઈ ચિંતન કરતું તેનું ચિત્ત પછી ભગવાનમાં જ સ્થિર થઈ જતું. તેમનું સુમધુર

આચ્છિદ્ય કીર્તિં સુશ્લોકાં વિતત્ય હ્યઞ્જસા નુ કૌ ।
તમોઽનયા તરિષ્યન્તીત્યગાત્ સ્વં પદમીશ્વરઃ ॥ ૭॥

રાજોવાચ

બ્રહ્મણ્યાનાં વદાન્યાનાં નિત્યં વૃદ્ધોપસેવિનામ્ ।
વિપ્રશાપઃ કથમભૂદ્ વૃષ્ણીનાં કૃષ્ણચેતસામ્ ॥ ૮॥

યન્નિમિત્તઃ સ વૈ શાપો યાદૃશો દ્વિજસત્તમ ।
કથમેકાત્મનાં ભેદ એતત્ સર્વં વદસ્વ મે ॥ ૯॥

શ્રીશુક ઉવાચ[1]

બિભ્રદ્ વપુઃ સકલસુન્દરસન્નિવેશં
કર્માચરન્ ભુવિ સુમઙ્ગલમાપ્તકામઃ ।
આસ્થાય ધામ રમમાણ ઉદારકીર્તિઃ
સંહર્તુમૈચ્છત કુલં સ્થિતકૃત્યશેષઃ ॥ ૧૦॥

કર્માણિ પુણ્યનિવહાનિ સુમઙ્ગલાનિ
ગાયજ્જગત્કલિમલાપહરાણિ કૃત્વા ।
કાલાત્મના નિવસતા યદુદેવગેહે
પિણ્ડારકં સમગમન્ મુનયો નિસૃષ્ટાઃ ॥ ૧૧॥

વિશ્વામિત્રોઽસિતઃ કણ્વો દુર્વાસા ભૃગુરઙ્ગિરાઃ ।
કશ્યપો વામદેવોઽત્રિર્વસિષ્ઠો નારદાદયઃ ॥ ૧૨॥

ક્રીડન્તસ્તાનુપવ્રજ્ય કુમારા યદુનન્દનાઃ ।
ઉપસઙ્ગૃહ્ય પપ્રચ્છુરવિનીતા વિનીતવત્ ॥ ૧૩॥

વંશીવાદન અને ત્રિભંગી મનોહર ચાલ એવી મોહક હતી કે, બધાં જ પ્રાણીઓ પોતાની ક્રિયાઓને પણ ભૂલી જતા અને કામધંધો છોડીને તેમના તરફ આકર્ષિત થઈ જતા. (આ પ્રમાણે નેત્રોને આકૃષ્ટ કરીને તેમના સ્થૂળ શરીરને, ચિત્તને આકૃષ્ટ કરીને તેમના સૂક્ષ્મશરીરને અને ક્રિયાઓને આકર્ષિત કરીને તેમની કર્મવાસનાઓના બીજનો નાશ કરીને તેમના કારણશરીરને; બધાંને પોતાની તરફ ખેંચીને પૂર્ણપણે તેમને કર્મબંધનથી મુક્ત કરી દેતા.) ભગવાને આ પ્રમાણે પોતાની પવિત્ર કીર્તિનો પૃથ્વી પર વિસ્તાર કર્યો. ભગવાનની તે લીલાઓનું ગાન કરીને જ મનુષ્ય સહજરૂપે આ અજ્ઞાનરૂપી અંધકારને પાર થઈ જશે.* પરમદયાળુ ભગવાન શ્રીકૃષ્ણ આ પ્રમાણે પોતાની પવિત્ર કીર્તિનો વિસ્તાર કરીને પોતાના નિજધામમાં ગયા. ॥ ૬-૭ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – આ યાદવો તો બ્રાહ્મણભક્ત હતા, દાનેશ્વર હતા અને ઉત્તમ જનોની આદરપૂર્વક સેવા કરવાવાળા હતા, અને તેમનું ચિત્ત પણ હંમેશાં શ્રીકૃષ્ણ સાથે જોડાયેલું રહેતું હતું; તેમ છતાં તેમને બ્રાહ્મણોનો શાપ શાથી થયો, કયા કારણે થયો અને તે શાપ કેવો હતો? બીજું, તે બધા યાદવોમાં પરસ્પર સદ્ભાવ હતો, તેમ છતાં તેમનામાં એવો ભેદભાવ કેમ ઉત્પન્ન થયો અને આપસમાં ફૂટ કેમ પડી, આ બધું આપ મને કહેવાની કૃપા કરો. ॥ ૮-૯ ॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** – ભગવાન શ્રીકૃષ્ણનો શ્રીવિગ્રહ સમગ્ર સૌન્દર્યનો સમૂહ હતો. તે પ્રભુએ આ પૃથ્વી પર અનેક મંગલમય કલ્યાણકારી કર્મોનું આચરણ કર્યું. તેઓ સ્વયં પૂર્ણકામ છે. પોતાના પરમધામમાં રહીને પોતાનામાં જ રમણ કરવાવાળા ઉદારકીર્તિ પ્રભુએ પોતાના કુળનો સંહાર કરવાનો સંકલ્પ કર્યો, 'પૃથ્વીનો ભાર ઉતારવામાં માત્ર આ જ કાર્ય બાકી રહી ગયું છે' એવો તેમણે વિચાર કર્યો. ॥ ૧૦ ॥

ભગવાન શ્રીકૃષ્ણે અનેક મંગલમય અને પુણ્યદાયી કર્મો કર્યાં, જેનું ગાન કરનારનાં બધાં પાપ નષ્ટ થઈ જાય છે. આવાં પવિત્ર કર્મો કરીને હવે તેઓ કાળરૂપે વસુદેવજીના ઘરમાં નિવાસ કરતા હતા; તે જ વખતે તેમણે કેટલાક મુનિઓને પિંડારક ક્ષેત્રમાં (પ્રભાસ ક્ષેત્રમાં) મોકલ્યા. ભગવાન દ્વારા મોકલવાથી તેઓ ત્યાં ગયા. તે મુનિઓમાં વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ, નારદ વગેરે હતા. ॥ ૧૧-૧૨ ॥

એક દિવસની વાત છે, થોડા યાદવકુમારો રમતાં-રમતાં

[1] શ્રીબાદરાયણિરુવાચ ।

* ભગવાન બધાં પ્રાણીઓના સાચા સુહૃદ છે. પ્રાણીઓનો ઉદ્ધાર કરવા માટે જ તેઓ અવતાર-લીલા કરે છે. મનુષ્ય તે લીલાઓ દ્વારા સહજરૂપે ભગવાનનું મનન-ચિંતન-સ્મરણ કરીને આ મૃત્યુરૂપી સંસારથી પાર ઊતરી શકે છે, એમાં પણ ભગવાનની અપાર કૃપા જ છે. તેથી ભગવાનના નામનો જપ, સ્વરૂપનું ચિંતન અને લીલાઓનું સ્મરણ કરવાનો અભ્યાસ વધારવો જોઈએ. ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતા (૧૦/૯)માં કહ્યું છે–

**મચ્ચિત્તા મદ્ગતપ્રાણા બોધયન્તઃ પરસ્પરમ્ । કથયન્તશ્ચ માં નિત્યં તુષ્યન્તિ ચ રમન્તિ ચ ॥**

નિરંતર મારામાં મન રાખનારા અને મારામાં જ પ્રાણોને અર્પણ કરવાવાળા ભક્તો મારી ભક્તિની ચર્ચા દ્વારા પરસ્પર મારો પ્રભાવ જાણીને તથા ગુણ અને પ્રભાવસહિત મારું કથન કરીને સંતુષ્ટ થાય છે અને મુજ વાસુદેવમાં જ નિરંતર રમણ કરે છે.

તે વેષયિત્વા સ્ત્રીવેષૈઃ સામ્બં જામ્બવતીસુતમ્ ।
એષા પૃચ્છતિ વો વિપ્રા અન્તર્વત્ન્યસિતેક્ષણા ॥ ૧૪॥

પ્રષ્ટું વિલજ્જતી સાક્ષાત્ પ્રબ્રૂતામોઘદર્શનાઃ ।
પ્રસોષ્યન્તી પુત્રકામા કિંસ્વિત્ સઞ્જનયિષ્યતિ ॥ ૧૫॥

એવં પ્રલબ્ધા મુનયસ્તાનૂચુઃ કુપિતા નૃપ ।
જનયિષ્યતિ વો મન્દા મુસલં કુલનાશનમ્ ॥ ૧૬॥

તચ્છ્રુત્વા તેઽતિસન્ત્રસ્તા વિમુચ્ય સહસોદરમ્ ।
સામ્બસ્ય દદૃશુસ્તસ્મિન્ મુસલં ખલ્વયસ્મયમ્[1] ॥ ૧૭॥

કિં કૃતં મન્દભાગ્યૈર્નઃ કિં વદિષ્યન્તિ નો જનાઃ ।
ઈતિ વિહ્વલિતા ગેહાનાદાય મુસલં યયુઃ ॥ ૧૮॥

તચ્ચોપનીય[2] સદસિ પરિમ્લાનમુખશ્રિયઃ ।
રાજ્ઞ આવેદયાઞ્ચક્રુઃ સર્વયાદવસન્નિધૌ ॥ ૧૯॥

શ્રુત્વાઽમોઘં વિપ્રશાપં દૃષ્ટ્વા ચ મુસલં નૃપ ।
વિસ્મિતા ભયસન્ત્રસ્તા બભૂવુર્દ્વારકૌકસઃ ॥ ૨૦॥

તચ્ચૂર્ણયિત્વા[3] મુસલં યદુરાજઃ સ આહુકઃ ।
સમુદ્રસલિલે પ્રાસ્યલ્લોહં ચાસ્યાવશેષિતમ્ ॥ ૨૧॥

કશ્ચિન્મત્સ્યોઽગ્રસીલ્લોહં ચૂર્ણાનિ તરલૈસ્તતઃ ।
ઉહ્યમાનાનિ વેલાયાં લગ્નાન્યાસન્ કિલૈરકાઃ ॥ ૨૨॥

મત્સ્યો ગૃહીતો મત્સ્યઘ્નૈર્જાલેનાન્યૈઃ સહાર્ણવે ।
તસ્યોદરગતં લોહં[4] સ શલ્યે લુબ્ધકોઽકરોત્ ॥ ૨૩॥

આ મુનિઓની પાસે પહોંચી ગયા. તે બધા ઉદંડ હતા, પરંતુ બનાવટી નમ્રતા બતાવીને તેમણે તે બ્રાહ્મણોને પ્રશ્ન પૂછ્યો. ॥ ૧૩ ॥

તેઓ યાદવકુમાર જામ્બવતીના પુત્ર સામ્બને સ્ત્રીનો વેષ પહેરાવીને લઈ ગયા. તેમણે બ્રાહ્મણોને કહ્યું કે, આ શ્યામનયના સુન્દરી ગર્ભવતી છે. હે વિપ્રો! તે પ્રસવની તૈયારીમાં છે અને પુત્રની ઈચ્છાવાળી છે. તે સ્વયં આપને પૂછવામાં શરમાય છે. આપનું જ્ઞાન અમોઘ છે, તેથી આપ કહો કે, આ સ્ત્રીથી પુત્ર જન્મશે કે પુત્રી? ॥ ૧૪-૧૫ ॥

હે રાજન્! આ પ્રમાણે તે કુમારોએ મુનિઓ સાથે કપટ કર્યું ત્યારે કોપેલા મુનિવરો બોલ્યા કે, અરે મંતમતિ યદુકુમારો! 'આ સ્ત્રી તમારા કુળનો સંહાર કરનાર મુશળને જન્મ આપશે.' ॥ ૧૬ ॥

આવું સાંભળીને તેઓ અત્યંત ભય પામ્યા અને તુરત સામ્બના પેટને છોડીને જોયું તો તેમાંથી ખરેખર લોખંડનું મુશળ નીકળ્યું.* ॥ ૧૭ ॥

તેઓ વિચાર કરવા લાગ્યા કે, અમારું ભાગ્ય બહુ જ ખરાબ છે, અમે લોકોએ આ શું કર્યું, હવે લોકો અમને શું કહેશે? આ પ્રમાણે દુઃખી થઈને તેઓ મુશળને લઈને ઘેર આવ્યા. ॥ ૧૮ ॥

અને બધા યાદવો સમક્ષ તે મુશળને મૂકીને રાજા ઉગ્રસેનને બધી જ હકીકત જણાવી. તે વખતે તેમના મુખની કાંતિ નિસ્તેજ બની ગઈ હતી. ॥ ૧૯ ॥

બ્રાહ્મણોનો શાપ અમોઘ (અફર) છે, હે રાજન્! બધા દ્વારકાવાસીઓ બ્રાહ્મણોના શાપને સાંભળીને અને મુશળને જોઈને ઘણા જ આશ્ચર્યચકિત થયા અને ભયથી ધ્રૂજવા લાગ્યા. ॥ ૨૦ ॥

યદુરાજ ઉગ્રસેને તે મુશળનું ચૂર્ણ કરાવી નાખ્યું અને તેને સમુદ્રના જળમાં ફેંકાવી દીધું. જે તેનો શેષ લોઢાનો ટુકડો હતો, તે ચૂર્ણ ન થઈ શક્યો, તેને તેવો જ સમુદ્રમાં ફેંકાવી દીધો. ॥ ૨૧ ॥

થોડા દિવસોમાં મુશળનું ચૂર્ણ સમુદ્રની લહેરો દ્વારા સમુદ્રના કિનારે આવી ગયું, તેમાંથી નેતર નામનું ઘાસ ઊગ્યું અને લોઢાના ટુકડાને એક માછલી ગળી ગઈ. ॥ ૨૨ ॥

તે માછલી કોઈ માછલી પકડનારની જાળમાં બીજી માછલીઓ સાથે પકડાઈ ગઈ, અને તેને કોઈ પારધીએ ખરીદી લીધી. તે માછલીના પેટમાંથી લોખંડનો ટુકડો નીકળ્યો, તેને પારધીએ તેના બાણના અગ્રભાગ પર લગાડી દીધો.★ ॥ ૨૩ ॥

૧. ખલ્વયોમયમ્ । ૨. તે ચોપનીય । ૩. તં ચૂર્ણયિત્વા । ૪. લોહં શૂલેષુ ।

* તે બાળકોએ મુનિઓની ઠેકડી ઉડાડવા માટે સામ્બના પેટ ઉપર કપડાં બાંધી દીધાં હતાં, પરંતુ ભાવિવશ તે લોખંડનું મુશળ થઈ ગયું. આ પ્રમાણે પોતાના કૃત્ય ઉપર પછીથી પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

★ માછલીના પેટમાં આવો લોઢાનો ટુકડો મળે છે તેને બાણના અગ્રભાગે લગાડી દેવામાં આવે તો અસાધ્ય શિકાર પણ સાધ્ય બની જાય છે અને બાણ અમોઘ થઈ જાય છે. આ બધું જે થયું તે ભગવાનની ઇચ્છા જ હતી.

ભગવાઞ્જ્ઞાતસર્વાર્થ ઈશ્વરોઽપિ તદન્યથા ।
કર્તું નૈચ્છદ્ વિપ્રશાપં કાલરૂપ્યન્વમોદત ॥ ૨૪॥

ભગવાન બધી વાત જાણે છે, તેઓ સર્વસમર્થ છે. બ્રાહ્મણોના શાપને પણ વિફળ કરવા સમર્થ હોવા છતાં પણ તે કાળસ્વરૂપ ભગવાને બ્રાહ્મણોના શાપને અનુમોદન આપ્યું. ॥ ૨૪ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયામેકાદશસ્કન્ધે વિપ્રશાપો નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત યદુવંશને ઋષિઓનો શાપ નામનો પહેલો અધ્યાય સમાપ્ત.

═★═

# બીજો અધ્યાય

## વસુદેવજીની પાસે નારદજીનું આવવું અને તેમને જનકરાજા તથા નવ યોગીશ્વરોનો સંવાદ સંભળાવવો

*શ્રીશુક ઉવાચ*

ગોવિન્દભુજગુપ્તાયાં દ્વારવત્યાં કુરૂદ્વહ ।
અવાત્સીન્નારદોઽભીક્ષ્ણં કૃષ્ણોપાસનલાલસઃ ॥ ૧॥

કો નુ રાજન્નિન્દ્રિયવાન્ મુકુન્દચરણામ્બુજમ્ ।
ન ભજેત્ સર્વતોમૃત્યુરુપાસ્યમમરોત્તમૈઃ ॥ ૨॥

તમેકદા તુ દેવર્ષિં વસુદેવો ગૃહાગતમ્ ।
અર્ચિતં સુખમાસીનમભિવાદ્યેદમબ્રવીત્ ॥ ૩॥

*વસુદેવ ઉવાચ*[1]

ભગવન્ ભવતો યાત્રા સ્વસ્તયે સર્વદેહિનામ્ ।
કૃપણાનાં યથા પિત્રોરુત્તમશ્લોકવર્ત્મનામ્ ॥ ૪॥

ભૂતાનાં દેવચરિતં દુઃખાય ચ સુખાય ચ ।
સુખાયૈવ હિ સાધૂનાં ત્વાદૃશામચ્યુતાત્મનામ્ ॥ ૫॥

ભજન્તિ યે યથા દેવાન્[2] દેવા અપિ તથૈવ તાન્ ।
છાયેવ કર્મસચિવાઃ સાધવો દીનવત્સલાઃ ॥ ૬॥

**શ્રીશુકદેવજીએ કહ્યું** — હે કુરુનંદન! ભગવાન શ્રીકૃષ્ણના બાહુબળથી સુરક્ષિત દ્વારકાપુરીમાં નારદજી શ્રીકૃષ્ણનાં દર્શનની લાલસાથી જ વારંવાર ત્યાં આવીને રહ્યા કરતા હતા. ॥ ૧ ॥

હે રાજન્! ચારે તરફથી મૃત્યુથી ઘેરાયેલી એવી કઈ વ્યક્તિ છે જે બ્રહ્માદિ મોટા-મોટા દેવતાઓના પણ ઉપાસ્ય ભગવાનના ચરણકમળના દિવ્ય મધુર મકરંદ રસનો, અલૌકિક રૂપમાધુરીનો આનંદદાયી સ્પર્શ અને મંગળમય ધ્વનિનું આ ઇન્દ્રિયોથી સેવન કરવા ન ઇચ્છે? ॥ ૨ ॥

એક દિવસની વાત છે, દેવર્ષિ શ્રીનારદજી વસુદેવજીને ઘેર પધાર્યા. વસુદેવજીએ તેમનું આદરપૂર્વક અભિવાદન કર્યું. શ્રીનારદજી સુખપૂર્વક આસન પર બિરાજ્યા પછી તેમની પૂજા કરી, ફરીથી પ્રણામ કરીને વસુદેવજીએ આ પ્રમાણે કહ્યું. ॥ ૩ ॥

**વસુદેવજીએ કહ્યું** — હે ભગવન્! (હે નારદજી) આપ પુણ્યશ્લોક ભગવાનના જ માર્ગનું અવલંબન કરનારા મહાપુરુષ છો. આપની યાત્રા બધા પ્રાણીઓના કલ્યાણ માટે જ હોય છે. જે પ્રમાણે નાનાં બાળકો પોતાના મા-બાપ પર જ અવલંબિત હોય છે, તેમના માટે માતા-પિતાનું આગમન પરમ કલ્યાણકારી હોય છે, તે જ પ્રમાણે આપ જેવા મહાપુરુષોની યાત્રા તમામ પ્રાણીઓના કલ્યાણ માટે જ હોય છે. ॥ ૪ ॥

અન્ય દેવતાઓનો વ્યવહાર પ્રાણીઓના દુઃખ માટે પણ હોય છે અને સુખ માટે પણ, (દેવતાઓની પૂજા વિધિ પ્રમાણે થાય તો તેઓ પ્રસન્ન થાય છે, પરંતુ પૂજામાં ત્રુટિ રહી જાય તો તેઓ નારાજ પણ થઈ જાય છે.) પરંતુ આપ જેવા પવિત્રાત્મા અને ભગવદ્‌ભક્ત સંત-મહાત્માઓનો વ્યવહાર તમામ પ્રાણીઓના હિત માટે જ હોય છે. ॥ ૫ ॥

અન્ય લોકો દેવતાઓની જે રીતે ઉપાસના કરે છે તે જ પ્રમાણે દેવતાઓ તેમને ફળ પ્રદાન કરે છે. તેઓ છાયા જેવા છે. દેવતાઓની મનુષ્ય જે રીતે ઉપાસના કરે છે તે જ રીતે

૧. પ્રાચીન પ્રતમાં 'વસુદેવ ઉવાચ' નથી । ૨. દેવાંસ્તાંસ્તથૈવ વિમત્સરાઃ ।

બ્રહ્મંસ્તથાપિ પૃચ્છામો ધર્માન્ ભાગવતાંસ્તવ ।
યાઞ્છ્રુત્વા શ્રદ્ધયા મર્ત્યો મુચ્યતે સર્વતોભયાત્ ॥ ૭॥

અહં કિલ પુરાऽનન્તં પ્રજાર્થો ભુવિ મુક્તિદમ્ ।
અપૂજયં ન મોક્ષાય મોહિતો દેવમાયયા ॥ ૮॥

યથા વિચિત્રવ્યસનાદ્ ભવદ્ભિર્વિશ્વતોભયાત્ ।
મુચ્યેમહ્યઞ્જસૈવાદ્ધા તથા નઃ શાધિ સુવ્રત ॥ ૯॥

શ્રીશુક ઉવાચ

રાજન્નેવં કૃતપ્રશ્નો વસુદેવેન ધીમતા ।
પ્રીતસ્તમાહ દેવર્ષિર્હરેઃ સંસ્મારિતો ગુણૈઃ ॥ ૧૦॥

નારદ ઉવાચ

સમ્યગેતદ્ વ્યવસિતં ભવતા સાત્વતર્ષભ ।
યત્ પૃચ્છસે ભાગવતાન્ ધર્માંસ્ત્વં વિશ્વભાવનાન્ ॥ ૧૧॥

શ્રુતોऽનુપઠિતો ધ્યાત આદૃતો વાऽનુમોદિતઃ ।
સદ્યઃ પુનાતિ સદ્ધર્મો દેવ વિશ્વદ્રુહોऽપિ હિ ॥ ૧૨॥

ત્વયા પરમકલ્યાણઃ પુણ્યશ્રવણકીર્તનઃ ।
સ્મારિતો ભગવાનદ્ય દેવો નારાયણો મમ ॥ ૧૩॥

અત્રાપ્યુદાહરન્તીમમિતિહાસં પુરાતનમ્ ।
આર્ષભાણાં ચ સંવાદં વિદેહસ્ય મહાત્મનઃ ॥ ૧૪॥

પ્રિયવ્રતો નામ સુતો મનોઃ સ્વાયમ્ભુવસ્ય યઃ ।
તસ્યાગ્નીધ્રસ્તતો નાભિર્ઋષભસ્તત્સુતઃ સ્મૃતઃ ॥ ૧૫॥

તમાહુર્વાસુદેવાંશં મોક્ષધર્મવિવક્ષયા ।
અવતીર્ણં સુતશતં તસ્યાસીદ્ બ્રહ્મપારગમ્ ॥ ૧૬॥

દેવતાઓ તેમને ફળ આપે છે, પરંતુ સાધુ-મહાત્માઓનો સ્વભાવ હેતુરહિત અને દીનજનો પર કૃપા કરવાનો જ હોય છે. ॥ ૬ ॥

હે બ્રહ્મન્! હવે અમે ભાગવતધર્મના સંબંધમાં આપને પૂછીએ છીએ, જેને શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરીને મનુષ્ય બધા પ્રકારના ભયથી મુક્ત થઈ જાય છે. ॥ ૭ ॥

ભગવાન વિષ્ણુ મુક્તિ આપનારા છે. પૂર્વકાળમાં મેં તે મોક્ષદાતા ભગવાનની ઉપાસના મોક્ષ માટે ન કરતાં, તેમને પુત્રરૂપે પ્રાપ્ત કરવા માટે કરી હતી, કારણ કે, તે સમયે હું તેમની માયામાં મોહિત હતો. ॥ ૮ ॥

હે સુવ્રત! આ કેવી વિચિત્ર વાત છે કે સંસારનાં દુઃખો પણ સુખ જેવાં જ લાગે છે, આવાં આ વિચિત્ર દુઃખોથી કે જે બધી રીતે દુઃખદાયી છે, તે દુઃખોથી હું સરળતાપૂર્વક કઈ રીતે નિશ્ચિતરૂપે મુક્ત થઈ શકું - એવો સરળ ઉપાય જણાવો. ॥ ૯ ॥

**શ્રી શુકદેવજીએ કહ્યું** – હે રાજન્! બુદ્ધિશાળી વસુદેવજીએ જ્યારે આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે દેવર્ષિ નારદ ભગવાનના કલ્યાણકારી ગુણોનું સ્મરણ કરતાં-કરતાં તન્મય થઈ ગયા. થોડી ક્ષણ બાદ સ્વસ્થ થઈને પ્રેમ અને આનંદવિભોર થઈને કહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

**શ્રીનારદજીએ કહ્યું** – હે યદુવંશશિરોમણિ! આ પ્રકારનો આપનો નિશ્ચય બહુ જ શ્રેષ્ઠ છે કે, જે આપ સમગ્ર વિશ્વનું કલ્યાણ કરનારા ભાગવતધર્મના સંબંધમાં પૂછી રહ્યા છો. ॥ ૧૧ ॥

હે વસુદેવજી! આ ભાગવતધર્મ એક એવી વસ્તુ છે જેને કાન દ્વારા સાંભળવાથી, વાણી દ્વારા ઉચ્ચારણ કરવાથી, ચિત્ત દ્વારા સ્મરણ કરવાથી, હૃદયથી તેનો આદર અને અનુમોદન કરવાથી મનુષ્ય તે જ ક્ષણે પવિત્ર થઈ જાય છે. આ, ભાગવતધર્મનો પ્રભાવ એવો છે કે, તેનું અવલંબન કરવાથી કોઈ ગમે એટલો દુષ્ટ કેમ ન હોય, તેને પણ તે તત્કાળ પવિત્ર કરી દે છે. ભગવાન પરમ કલ્યાણરૂપ છે, તેમનાં નામોનું શ્રવણ અને કીર્તન ખૂબ જ પુણ્યદાયી છે. આવા દેવોના દેવ આદિપુરુષ ભગવાન નારાયણનું આપે મને સ્મરણ કરાવ્યું. ॥ ૧૨-૧૩ ॥

આ સંદર્ભમાં એક પ્રાચીન ઇતિહાસ ઉદાહરણરૂપે આપને કહું છું. તેમાં મહાત્મા વિદેહરાજ નિમિ અને ઋષભદેવજીના નવ પુત્રોનો (યોગીશ્વરોનો) સંવાદ છે. ॥ ૧૪ ॥

પૂર્વકાળમાં સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રત હતા, તેમના આગ્નીધ્ર થયા, આગ્નીધ્રના નાભિ અને નાભિના પુત્ર ભગવાન ઋષભદેવ થયા. ॥ ૧૫ ॥

તે ઋષભદેવજીને ભગવાન વાસુદેવના જ અંશાવતાર માનવામાં આવ્યા છે. તેમણે મોક્ષધર્મનો ઉપદેશ આપવા માટે જ અવતાર લીધો હતો. તેમને સો પુત્રો થયા, તે બધા જ વેદોના પારદર્શી વિદ્વાન હતા. તેમનામાં ભરત બધાથી મોટા હતા.

તેષાં વૈ ભરતો જ્યેષ્ઠો નારાયણપરાયણઃ ।
વિખ્યાતં વર્ષમેતદ્ યન્નામ્ના ભારતમદ્ભુતમ્ ॥ ૧૭॥

ભરતજી પણ ભગવાન નારાયણના ઉપાસક હતા, તેમના નામ પરથી જ આ દેશ ભારતવર્ષના નામે પ્રસિદ્ધ છે. ॥ ૧૬-૧૭ ॥

સ ભુક્તભોગાં ત્યક્ત્વેમાં નિર્ગતસ્તપસા હરિમ્ ।
ઉપાસીનસ્તત્પદવીં લેભે વૈ જન્મભિસ્ત્રિભિઃ ॥ ૧૮॥

રાજર્ષિ ભરતે સમગ્ર ભૂમંડળનું રાજ કર્યું અને પછી રાજ્યનો ત્યાગ કરીને ભગવાનની આરાધના માટે, તપસ્યા કરવા વનમાં ચાલ્યા ગયા. વનમાં તેમણે ભગવાનની ઉપાસના કરી; પરંતુ ત્રીજા જન્મમાં તેમને ભગવાનની પ્રાપ્તિ થઈ. (આ જ રાજર્ષિ ભરતને બીજો જન્મ હરણયોનિમાં મળ્યો, પછી ત્રીજા જન્મમાં બ્રાહ્મણયોનિમાં આવીને જડભરતના નામે પ્રસિદ્ધ થયા. આવી કથા જાણીતી છે.) ॥ ૧૮ ॥

તેષાં નવ નવદ્વીપપતયોઽસ્ય સમન્તતઃ ।
કર્મતન્ત્રપ્રણેતાર એકાશીતિર્દ્વિજાતયઃ ॥ ૧૯॥

ઋષભદેવજીના સો પુત્રોમાંથી નવ પુત્રો નવ દ્વીપોના અધિપતિ થયા, કે જે ભારતવર્ષની ચારે બાજુ સ્થિત છે અને એક્યાસી પુત્રો કર્મકાંડના રચયિતા અગ્નિહોત્રી અર્થાત્ કર્મમાર્ગના પ્રવર્તક બ્રાહ્મણ થયા. ॥ ૧૯ ॥

નવાભવન્ મહાભાગા મુનયો હ્યર્થશંસિનઃ ।
શ્રમણા વાતરશના આત્મવિદ્યાવિશારદાઃ ॥ ૨૦॥

કવિર્હરિરન્તરિક્ષઃ પ્રબુદ્ધઃ પિપ્પલાયનઃ ।
આવિર્હોત્રોઽથ દ્રુમિલશ્ચમસઃ કરભાજનઃ ॥ ૨૧॥

બાકીના નવ પરમાર્થ-તત્ત્વના પ્રચારક મહાન ભાગ્યશાળી એવા સંન્યાસી થયા. તેઓ દિગંબર સંન્યાસી હતા અને આત્મવિદ્યામાં પારંગત હતા. તેમનાં નામ આ પ્રમાણે છે. કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન. ॥ ૨૦-૨૧ ॥

ત એતે ભગવદ્રૂપં વિશ્વં સદસદાત્મકમ્ ।
આત્મનોઽવ્યતિરેકેણ પશ્યન્તો વ્યચરન્ મહીમ્ ॥ ૨૨॥

આ બધા મહાત્માઓ આ જડ-ચેતનાત્મક સમગ્ર વિશ્વને ભગવાનનું જ સ્વરૂપ માનતા હતા અને તેને પોતાનાથી અલગ જોતા ન હતા અર્થાત્ સર્વત્ર એક પરમાત્માનું જ તેમને દર્શન થતું હતું. આ પ્રમાણે સર્વત્ર આત્મભાવ રાખીને એક પરમાત્માનું જ વિશ્વબ્રહ્માંડમાં દર્શન કરતા રહીને સર્વત્ર વિચરણ કરતા હતા. ॥ ૨૨ ॥

અવ્યાહતેષ્ટગતયઃ સુરસિદ્ધસાધ્ય-
ગન્ધર્વયક્ષનરકિંનરનાગલોકાન્ ।
મુક્તાશ્ચરન્તિ મુનિચારણભૂતનાથ-
વિદ્યાધરદ્વિજગવાં ભુવનાનિ કામમ્ ॥ ૨૩॥

તેમની ગતિ ત્રિલોકમાં વિના રોક-ટોક સર્વત્ર હતી; તેઓ દેવતાઓ, ગંધર્વો, યક્ષો, મનુષ્યો, કિન્નરો, ઉપરાંત નાગલોક વગેરે કોઈ પણ સ્થળમાં સ્વચ્છન્દ વિચરણ કરતા હતા. આ સિવાય તેઓ બીજા પણ મુનિઓ, ચારણો, ભૂતપતિઓ, વિદ્યાધરો, બ્રાહ્મણો તથા ગાયોનાં સ્થાનોમાં પણ અબાધિતપણે વિચરણ કરતા હતા. ॥ ૨૩ ॥

ત એકદા નિમેઃ સત્રમુપજગ્મુર્યદૃચ્છયા ।
વિતાયમાનમૃષિભિરજનાભે મહાત્મનઃ ॥ ૨૪॥

એકવાર તે (નવ યોગીશ્વરો) વિચરણ કરતાં-કરતાં નિમિરાજાના યજ્ઞમાં સ્વાભાવિક રીતે જઈ પહોંચ્યા. ત્યાં અજનાભ ખંડમાં (ભારતવર્ષમાં) મહાત્મા નિમિ, મોટા-મોટા ઋષિઓ દ્વારા યજ્ઞ કરાવી રહ્યા હતા. ॥ ૨૪ ॥

તાન્ દૃષ્ટ્વા સૂર્યસઙ્કાશાન્ મહાભાગવતાન્ નૃપઃ ।
યજમાનોઽગ્નયો વિપ્રાઃ સર્વ એવોપતસ્થિરે ॥ ૨૫॥

આ પરમભાગવત મહાનુભાવો કે જેઓ પોતાના તેજથી સૂર્ય જેવા પ્રકાશિત થઈ રહ્યા હતા, તે યોગીશ્વરોને જોઈને યજ્ઞ કરાવનાર નિમિરાજા, પ્રગટરૂપે અગ્નિદેવ, ઋત્વિજ વગેરે બ્રાહ્મણો બધાએ ઊભા થઈ તેમનું સ્વાગત કર્યું. ॥ ૨૫ ॥

વિદેહસ્તાનભિપ્રેત્ય નારાયણપરાયણાન્ ।
પ્રીતઃ સમ્પૂજયાઞ્ચક્રે આસનસ્થાન્ યથાર્હતઃ ॥ ૨૬॥

નિમિરાજાએ તે નવ યોગીશ્વરોને ભગવાન નારાયણનાં જ સ્વરૂપ જાણીને અતિ પ્રસન્નતાપૂર્વક તેમને ઉચિત આસન આપ્યાં અને વિધિપૂર્વક તેમનું પૂજન કર્યું. ॥ ૨૬ ॥

તાન્ રોચમાનાન્ સ્વરુચા[૧] બ્રહ્મપુત્રોપમાન્ નવ ।
પપ્રચ્છ પરમપ્રીતઃ પ્રશ્રયાવનતો નૃપઃ ॥ ૨૭॥

તે બધા યોગીશ્વરો પોતાની કાંતિથી સાક્ષાત્ બ્રહ્માજીના માનસપુત્ર સનકાદિ જેવા પ્રકાશિત થઈ રહ્યા હતા. નિમિરાજાએ

૧. વપુષા ।

*વિદેહ ઉવાચ*

મન્યે ભગવતઃ સાક્ષાત્ પાર્ષદાન્ વો મધુદ્વિષઃ ।
વિષ્ણોર્ભૂતાનિ લોકાનાં પાવનાય ચરન્તિ હિ ॥ ૨૮॥

દુર્લભો માનુષો દેહો દેહિનાં ક્ષણભઙ્ગુરઃ ।
તત્રાપિ દુર્લભં મન્યે વૈકુણ્ઠપ્રિયદર્શનમ્ ॥ ૨૯॥

અત આત્યન્તિકં ક્ષેમં પૃચ્છામો ભવતોઽનઘાઃ ।
સંસારેઽસ્મિન્ ક્ષણાર્ધોઽપિ સત્સઙ્ગઃ શેવધિર્નૃણામ્ ॥ ૩૦॥

ધર્માન્ ભાગવતાન્ બ્રૂત યદિ નઃ શ્રુતયે ક્ષમમ્ ।
યૈઃ પ્રસન્નઃ[1] પ્રપન્નાય દાસ્યત્યાત્માનમપ્યજઃ ॥ ૩૧॥

*શ્રીનારદ ઉવાચ*

એવં તે નિમિના પૃષ્ટા વસુદેવ મહત્તમાઃ ।
પ્રતિપૂજ્યાબ્રુવન્ પ્રીત્યા સસદસ્યર્ત્વિજં નૃપમ્ ॥ ૩૨॥

*કવિરુવાચ*

મન્યેઽકુતશ્ચિદ્ભયમચ્યુતસ્ય
પાદામ્બુજોપાસનમત્ર નિત્યમ્ ।
ઉદ્વિગ્નબુદ્ધેરસદાત્મભાવાદ્
વિશ્વાત્મના યત્ર નિવર્તતે ભીઃ ॥ ૩૩॥

યે વૈ ભગવતા પ્રોક્તા ઉપાયા હ્યાત્મલબ્ધયે ।
અઞ્જઃ પુંસામવિદુષાં વિદ્ધિ ભાગવતાન્ હિ તાન્ ॥ ૩૪॥

યાનાસ્થાય નરો રાજન્ ન પ્રમાદ્યેત કર્હિચિત્ ।
ધાવન્ નિમીલ્ય વા નેત્રે ન સ્ખલેન્ન પતેદિહ ॥ ૩૫॥

વિનયપૂર્વક પ્રણામ કરીને અત્યંત પ્રેમથી તેમને પ્રશ્ન પૂછ્યો. ॥ ૨૭ ॥

**વિદેહરાજ નિમિએ કહ્યું** – હું આપ સર્વને સાક્ષાત્ ભગવાન મધુસૂદનના પાર્ષદો જ માનું છું. ભગવાન વિષ્ણુના સેવક સમગ્ર લોકોને પવિત્ર કરવા માટે જ વિચરણ કરતા રહે છે. ॥ ૨૮ ॥

આ મનુષ્ય-જીવન પ્રાણીઓ માટે ખૂબ જ દુર્લભ છે અને ક્ષણભંગુર પણ છે, તેમાં પણ ભગવાનના પ્રિયભક્તોનો દર્શનલાભ પ્રાપ્ત થાય તે તો વિશેષ દુર્લભ છે. ॥ ૨૯ ॥

તેથી હે ત્રિલોકપાવન મહાત્માઓ! હું આપ સર્વને પરમ કલ્યાણ સંબંધી પ્રશ્ન પૂછું છું. કારણ કે, આ સંસારમાં અરધા ક્ષણનો પણ સત્સંગ મનુષ્યને માટે શ્રેષ્ઠ ખજાનો છે. ॥ ૩૦ ॥

જો આપ મને યોગ્ય અધિકારી માનતા હો તો કૃપા કરીને ભાગવતધર્મના સંબંધમાં જણાવો. ભાગવતધર્મથી પ્રસન્ન થઈને અજન્મા પ્રભુ પોતાના શરણાગત ભક્તને સ્વયં પોતાની જાતનું પણ દાન આપી દે છે. ॥ ૩૧ ॥

**શ્રીનારદજીએ કહ્યું** – હે વસુદેવજી! આ પ્રમાણે તે મહાત્મા યોગીશ્વરોને નિમિરાજાએ પ્રશ્ન કર્યો. ત્યારે તેમના પ્રશ્નનો આદર કરીને તે સભામાં બેઠેલા સદસ્યો, ઋત્વિજો અને રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૩૨ ॥

**પ્રથમ મહાત્મા શ્રી કવિજીએ કહ્યું** – (આત્યંતિક કલ્યાણ માટે આપે પ્રશ્ન કર્યો છે, તે માટે અનન્ય શરણાગતિ જ સર્વોપરિ સાધન છે). આ સંબંધમાં અચ્યુત ભગવાનના ચરણોનું શરણ લેવું એ જ શાશ્વતરૂપે ભયરહિત અને સર્વોપરિ સાધન હું માનું છું; કારણ કે જેમની સાંસારિક પદાર્થોમાં આત્મબુદ્ધિ અને સુખબુદ્ધિ છે એવા લોકો પણ જો ભગવાનને શરણે જાય છે તો તેના ફળસ્વરૂપે તેમનું અજ્ઞાન દૂર થઈ જાય છે અને સંસારમાં દુઃખનો અનુભવ કરીને તેઓ વિરક્ત થઈ જાય છે. તેમને આધ્યાત્મિક પ્રસન્નતા પ્રાપ્ત થઈ જાય છે અને તેમનો ભય સંપૂર્ણપણે નિવૃત્ત થઈ જાય છે.[×] ॥ ૩૩ ॥

તેઓનો સર્વત્ર આત્મભાવ હોવાથી બધી જગાએ સમાનરૂપે નિરંતર પરમાત્માનો જ અનુભવ થવા લાગે છે. ભલા-ભોળા અજ્ઞાની મનુષ્યોને ખૂબ જ સરળતાથી પોતાની સાક્ષાત્ પ્રાપ્તિ માટેના જે ઉપાયો ભગવાને પોતાના શ્રીમુખે કહ્યા છે – તે જ ભાગવતધર્મ છે એવું સમજો. ॥ ૩૪ ॥

રાજન્! આ ભગવતધર્મોનું અવલંબન કરીને મનુષ્ય ક્યારેય વિઘ્નોથી પીડા પામતો નથી અને આંખ બંધ કરીને દોડવા છતાં પણ અર્થાત્ વિધિ-વિધાનમાં ઊણપ રહી જવા છતાં પણ તેનું ન તો પતન થાય છે કે ન તે ફળથી વંચિત રહી જાય છે. ॥ ૩૫ ॥

---

૧. પ્રપન્નાય ભગવાન્ । × ગીતા – ૨/૬૫.

કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા[1]
બુદ્ધ્યાઽઽત્મના વાઽનુસૃતસ્વભાવાત્ ।
કરોતિ યદ્ યત્ સકલં પરસ્મૈ
નારાયણાયેતિ સમર્પયેત્ તત્ ॥ ૩૬॥

મનુષ્ય પોતાનાં શરીર, વાણી, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ, અહંકાર અથવા પોતાના સ્વભાવ અનુસાર જે પણ કર્મ કરે તે તમામ, પરમપિતા ભગવાનને સમર્પિત કરી દે - આ ખૂબ જ સરળ ઉપાય છે. ॥ ૩૬ ॥

ભયં દ્વિતીયાભિનિવેશતઃ સ્યા-
દીશાદપેતસ્ય વિપર્યયોઽસ્મૃતિઃ ।
તન્માયયાઽતો બુધ આભજેત્ તં
ભક્ત્યૈકયેશં ગુરુદેવતાત્મા ॥ ૩૭॥

ભગવાન સિવાય અન્ય પદાર્થો જેવા કે – શરીર, ઘર વગેરેમાં તાદાત્મ્ય રાખવાથી અર્થાત્ અસત પદાર્થોની સત્તા માનીને તેના સાથે ખૂબ સંબંધ રાખવાથી જ ભય ઉત્પન્ન થાય છે; આવી સ્થિતિમાં તે પરમાત્માથી વિમુખ થઈ જાય છે અને તે ભ્રમવશ અનાત્મ-વસ્તુઓમાં આત્મબુદ્ધિ કરી લે છે, જેના કારણે તે પોતાના નિજસ્વરૂપને ભૂલી જાય છે. ભગવાનની માયાને કારણે જ આવું થાય છે. તેથી બુદ્ધિમાન મનુષ્યોએ આવા અજ્ઞાનથી મુક્ત થવા માટે અનન્ય ભક્તિથી એક પરમાત્માનું જ શરણ લેવું જોઈએ. આના માટે ગુરુમાં ભગવદ્‌બુદ્ધિ રાખવી. ॥ ૩૭ ॥

અવિદ્યમાનોઽપ્યવભાતિ હિ દ્વયો-
ર્ધ્યાતુર્ધિયા સ્વપ્નમનોરથૌ યથા ।
તત્ કર્મસઙ્કલ્પવિકલ્પકં મનો
બુધો નિરુન્ધ્યાદભયં તતઃ સ્યાત્ ॥ ૩૮॥

વાસ્તવમાં પરમાત્મતત્ત્વ જ સત્ય વસ્તુ છે, પરંતુ સાંસારિક પદાર્થોનું ચિંતન કરનારને (તે તે પદાર્થોનું ચિંતન કરવાથી) બુદ્ધિમાં તેની પ્રતીતિ થાય છે અને મનુષ્ય તેને સત માની લે છે, તે જ કારણે તે અસત પદાર્થોની સત્તા સ્વીકારી લે છે; પરંતુ વાસ્તવમાં જે રીતે સ્વપ્નાવસ્થાનાં દૃશ્યો જાગી ગયા પછી તે મિથ્યા હોવાનો બોધ થાય છે, તે જ પ્રમાણે સાંસારિક વિષયોના સંદર્ભમાં જાગ્રત અવસ્થામાં કરેલા મનોરથો પણ મિથ્યા જ છે; તેથી બુદ્ધિમાન મનુષ્યે સાંસારિક વિષયોનું ચિંતન કરનાર મનને ભટકવા દેવું ન જોઈએ. આવો પ્રયાસ કરતાં જ તેને અભયપદ અર્થાત્ પરમપદની પ્રાપ્તિ થઈ જશે. ॥ ૩૮ ॥

શૃણ્વન્ સુભદ્રાણિ રથાઙ્ગપાણે-
ર્જન્માનિ કર્માણિ ચ યાનિ લોકે ।
ગીતાનિ નામાનિ તદર્થકાનિ
ગાયન્ વિલજ્જો વિચરેદસઙ્ગઃ ॥ ૩૯॥

મનને ભગવાનમાં પરોવવાનો ઉપાય બતાવતાં યોગીશ્વર કવિજી કહે છે કે, સંસારમાં ભગવાનના જન્મ અને તેમનાં લીલા-ચરિત્રોની અનેક કથાઓ પ્રસિદ્ધ છે. તે કથાઓનું લાજ-સંકોચ છોડીને ગાન કરતાં રહેવું જોઈએ. કોઈ પણ વ્યક્તિ, વસ્તુ અને સ્થાન પ્રત્યે આસક્તિ ન રાખવી. ॥ ૩૯ ॥

એવંવ્રતઃ સ્વપ્રિયનામકીર્ત્યા
જાતાનુરાગો દ્રુતચિત્ત ઉચ્ચૈઃ ।
હસત્યથો રોદિતિ રૌતિ ગાય-
ત્યુન્માદવન્નૃત્યતિ લોકબાહ્યઃ ॥ ૪૦॥

જે મનુષ્ય આ પ્રમાણેનું વિશુદ્ધ વ્રત, નિયમ લે છે, તેના હૃદયમાં પરમ પ્રિય પ્રભુના નામ-કીર્તનથી ભગવાન પ્રત્યે અનુરાગ અને પ્રેમ અંકુરિત થાય છે. તેનું ચિત્ત દ્રવિત થઈ જાય છે. હવે તે સાધારણ લોકોની સ્થિતિથી ઉપર ઊઠી જાય છે. લોકોની માન્યતાઓ અને ધારણાઓથી પર થઈ જાય છે. દંભથી નહિ, પરંતુ સ્વભાવથી જ ઘેલા જેવો થઈને ભગવાનની લીલા જોઈ-જોઈને આનંદમગ્ન થઈને ખડખડાટ હસવા લાગે છે, તો ક્યારેક ગોપીજનોની જેમ 'પ્રભુ! આપ ક્યાં છો?' એવું કહીને હૈયાફાટ રુદન કરે છે. ક્યારેક મોટા અવાજે ભગવાનને પોકારવા લાગે છે, તો ક્યારેક મધુરસ્વરે ભગવાનના ગુણગાન ગાય છે. ક્યારેક-ક્યારેક જ્યારે તે પોતાના પ્રિયતમને (ભગવાનને) પોતાની આંખ સામે હોવાનો અનુભવ કરે છે, ત્યારે તેમને પ્રસન્ન કરવા માટે નૃત્ય પણ કરવા લાગે છે - આમ તેની બધી ક્રિયાઓ લોકાતીત હોય છે. ॥ ૪૦ ॥

---

૧. મનસેન્દ્રિયૈશ્ચ ।

ખં વાયુમગ્નિં સલિલં મહીં ચ
જ્યોતીંષિ સત્ત્વાનિ દિશો દ્રુમાદીન્ ।
સરિત્સમુદ્રાંશ્ચ હરેઃ શરીરં
યત્ કિઞ્ચ ભૂતં પ્રણમેદનન્યઃ ॥ ૪૧॥

રાજન્! આ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ગ્રહ-નક્ષત્ર, પ્રાણી, દિશાઓ, વૃક્ષ-વનસ્પતિ, નદી-સમુદ્ર, બધાં જ ભગવાનનાં જ શરીર છે. બધાં રૂપોમાં સ્વયં ભગવાન જ પ્રગટરૂપે છે એવું સમજીને તે જે કોઈ તેની સામે દેખાય - પછી તે દેખાનાર ચાહે પ્રાણી હોય કે અપ્રાણી - તેને ભગવદ્ભાવથી પ્રણામ કરે છે. ॥ ૪૧ ॥

ભક્તિઃ પરેશાનુભવો વિરક્તિ-
રન્યત્ર ચૈષ ત્રિક એકકાલઃ ।
પ્રપદ્યમાનસ્ય યથાઽશ્નતઃ સ્યુ-
સ્તુષ્ટિઃ પુષ્ટિઃ ક્ષુદપાયોઽનુઘાસમ્ ॥ ૪૨॥

જેમ ભોજન કરનારને ગ્રાસે-ગ્રાસે તુષ્ટિ (સુખ), પુષ્ટિ (જીવનશક્તિનો સંચાર) અને ક્ષુધા-નિવૃત્તિ—આ ત્રણે એકસાથે થાય છે; એવી જ રીતે ભગવાનું શરણ લઈને તેમની ભક્તિ કરે છે તેને ક્ષણે-ક્ષણે ભગવાન પ્રત્યે પ્રેમ, પોતાના પ્રેમાસ્પદ પ્રભુના સ્વરૂપનો અનુભવ અને તે સિવાય અન્ય પદાર્થો પ્રતિ વૈરાગ્ય - આ ત્રણે એક સાથે પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૪૨ ॥

ઈત્યચ્યુતાઙ્ઘ્રિં ભજતોઽનુવૃત્ત્યા
ભક્તિર્વિરક્તિર્ભગવત્પ્રબોધઃ ।
ભવન્તિ વૈ ભાગવતસ્ય રાજં-
સ્તતઃ પરાં શાન્તિમુપૈતિ સાક્ષાત્ ॥ ૪૩॥

રાજન્! આ પ્રમાણે જે પ્રતિક્ષણ પોતાની એક-એક વૃત્તિ દ્વારા ભગવાનના ચરણકમળની ભક્તિ કરે છે તેને ભગવાન પ્રેમમયી ભક્તિ, સંસાર પ્રત્યે વૈરાગ્ય અને પોતાના પ્રિયતમ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન - આ બધું અવશ્ય પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ, તે ભાગવત થઈ જાય છે. અને જ્યારે આ સર્વ પ્રાપ્ત થઈ જાય છે ત્યારે તે સ્વયં પરમ શાંતિનો અનુભવ કરે છે. (તેથી કલ્યાણની કામનાવાળા મનુષ્યે ભગવાનના શરણે થઈ જવું જોઈએ. આ સર્વોત્તમ અને સરળ ઉપાય છે.) ॥ ૪૩ ॥

*રાજોવાચ*

અથ ભાગવતં બ્રૂત યદ્ધર્મો યાદૃશો નૃણામ્ ।
યથા ચરતિ યદ્ બ્રૂતે યૈર્લિઙ્ગૈર્ભગવત્પ્રિયઃ ॥ ૪૪॥

**નિમિરાજાએ પૂછ્યું** — યોગીશ્વરો! હવે આપ કૃપા કરીને કહો કે આવા પરમ ભગવદીયનું લક્ષણ કેવું હશે? તેના ધર્મ શું છે? તેનો સ્વભાવ કેવો હોય છે? તેનું લોકો સાથે વ્યવહારમાં આચરણ કેવું હોય છે? તે બોલે છે કેવું? અને કયાં લક્ષણોને કારણે તે ભગવાનનો પ્રિય બની જાય છે? ॥ ૪૪ ॥

*હરિરુવાચ*

સર્વભૂતેષુ યઃ પશ્યેદ્ ભગવદ્ભાવમાત્મનઃ ।
ભૂતાનિ ભગવત્યાત્મન્યેષ ભાગવતોત્તમઃ ॥ ૪૫॥

ઈશ્વરે તદધીનેષુ બાલિશેષુ દ્વિષત્સુ ચ ।
પ્રેમમૈત્રીકૃપોપેક્ષા યઃ કરોતિ સ મધ્યમઃ ॥ ૪૬॥

**નવ યોગીશ્વરોમાં બીજા શ્રીહરિજી બોલ્યા — રાજન્!** સર્વશ્રેષ્ઠ ભગવદ્ભક્તનું લક્ષણ કહું છું, સાંભળો. જે સર્વ પ્રાણીમાત્રમાં એક જ આત્મા છે એવી ભાવના કરીને ભગવાનની જ સત્તાને જુએ છે તથા સંપૂર્ણ પ્રાણીઓને આત્મરૂપ ભગવાનમાં જુએ છે, તે ઉત્તમ ભાગવત છે. પરંતુ જે ભગવાન સાથે પ્રેમ અને તેમના ભક્તો સાથે મિત્રતા કરે છે તથા દુઃખી અને અજ્ઞાનીઓ પર કૃપા કરે છે, પરંતુ ભગવાન સાથે દ્વેષ કરનારની ઉપેક્ષા કરે છે, તે મધ્યમ કોટિનો ભક્ત છે. ॥ ૪૫-૪૬ ॥

અર્ચાયામેવ હરયે પૂજાં યઃ શ્રદ્ધયેહતે ।
ન તદ્ભક્તેષુ ચાન્યેષુ સ ભક્તઃ પ્રાકૃતઃ સ્મૃતઃ ॥ ૪૭॥

આથી પણ અલગ જે ભગવાનના અર્ચા-વિગ્રહ (મૂર્તિ) વગેરેની પૂજા તો શ્રદ્ધાથી કરે છે, પરંતુ ભગવાનના ભક્તોમાં તેને શ્રદ્ધા નથી, તો અન્ય લોકોમાં તો તેની શ્રદ્ધા થશે જ કઈ રીતે? આવો ભક્ત પ્રાકૃત છે, તે નિમ્નશ્રેણીનો ભક્ત છે. ॥ ૪૭ ॥

ગૃહીત્વાઽપીન્દ્રિયૈરર્થાન્ યો ન દ્વેષ્ટિ ન હૃષ્યતિ ।
વિષ્ણોર્માયામિદં પશ્યન્ સ વૈ ભાગવતોત્તમઃ ॥ ૪૮॥

ગુણાતીત અવસ્થાનું વર્ણન કરતાં તેમણે કહ્યું કે, જે ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરતો રહીને તેમની પ્રાપ્તિ કે અપ્રાપ્તિમાં ન તો હર્ષિત થાય છે કે ન દ્વેષ કરે છે તથા આ સમગ્ર વિશ્વને ભગવાનની માયા સમજે છે તે ઉત્તમ ભાગવત છે. ॥ ૪૮ ॥

દેહેન્દ્રિયપ્રાણમનોધિયાં યો
જન્માપ્યયક્ષુદ્ભયતર્ષકૃચ્છ્રૈઃ ।
સંસારધર્મૈરવિમુહ્યમાનઃ
સ્મૃત્યા હરેર્ભાગવતપ્રધાનઃ ॥ ૪૯॥

ન કામકર્મબીજાનાં યસ્ય ચેતસિ સમ્ભવઃ ।
વાસુદેવૈકનિલયઃ સ વૈ ભાગવતોત્તમઃ ॥ ૫૦॥

— જન્મ-મૃત્યુ, ક્ષુધા-તૃષા, ભય અને દુઃખ વગેરે સાંસારિક ધર્મો શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિમાં આવે છે અને જાય છે, પરંતુ ભગવાનનો ભક્ત ભગવાનની સ્મૃતિમાં મગ્ન રહીને તેનાથી વ્યથિત નથી થતો, તે ઉત્તમકક્ષાનો ભાગવત છે. જેના મનમાં વિષયભોગની ઇચ્છા, કર્મ-પ્રવૃત્તિ અને તેમના બીજરૂપી વાસનાઓનો જ ઉદય નથી થતો, જે એકમાત્ર ભગવાન વાસુદેવમાં જ નિવાસ કરે છે, તે ઉત્તમ ભગવદ્ભક્ત છે. ॥ ૪૯-૫૦ ॥

ન યસ્ય જન્મકર્મભ્યાં ન વર્ણાશ્રમજાતિભિઃ ।
સજ્જતેઽસ્મિન્નહંભાવો દેહે વૈ સ હરેઃ પ્રિયઃ ॥ ૫૧॥

જે ભક્ત જન્મ અને કર્મને લીધે અથવા વર્ણ, આશ્રમ અને જાતિના કારણે અથવા શરીરના કારણે ક્યાંય પણ અહંતા-મમતા કરતો નથી અને આ બધામાં આસક્ત થતો નથી તે ભગવાનને ખરેખર બહુ જ પ્રિય છે. ॥ ૫૧ ॥

ન યસ્ય સ્વઃ પર ઇતિ વિત્તેષ્વાત્મનિ વા ભિદા ।
સર્વભૂતસમઃ શાન્તઃ સ વૈ ભાગવતોત્તમઃ ॥ ૫૨॥

જેની ધન તથા શરીર વગેરેમાં આસક્તિ નથી તે 'આ મારું છે અને આ પરાયું છે' - આ પ્રકારનો ભેદભાવ નથી રાખતો તથા જે સર્વત્ર સમભાવથી એકમાત્ર પરમાત્માને જ જુએ છે; કોઈ પણ ઘટના અથવા સંકલ્પથી વ્યગ્ર ન થતાં હંમેશાં શાંત રહે છે, તે ખરેખર ભગવાનનો ઉત્તમ ભક્ત છે. ॥ ૫૨ ॥

ત્રિભુવનવિભવહેતવેઽપ્યકુણ્ઠ-
સ્મૃતિરજિતાત્મસુરાદિભિર્વિમૃગ્યાત્ ।
ન ચલતિ ભગવત્પદારવિન્દા-
લ્લવનિમિષાર્ધમપિ યઃ સ વૈષ્ણવાગ્ર્યઃ ॥ ૫૩॥

રાજન્! જેમણે પોતાનાં મન, ઇન્દ્રિયો અને શરીર વગેરેને પોતાના વશમાં નથી કર્યાં તેવા મોટા-મોટા દેવતાઓ વગેરે પણ ભગવાનના ચરણારવિન્દને શોધતા જ રહી જાય છે, પરંતુ તેઓ પણ ભગવાનની કૃપા વિના તેમને પ્રાપ્ત કરી શકતા નથી. પરંતુ ભગવાનના પ્રેમી ભક્તનું ચિત્ત નિરંતર તે ચરણોનું સાન્નિધ્ય અને સેવામાં જ પરોવાયેલું રહે છે; ત્યાં સુધી કે કોઈ તેને ત્રિભુવનની રાજલક્ષ્મીનું પ્રલોભન આપી દે તો પણ તેનો ભગવત્સ્મૃતિનો તાર તૂટતો નથી. એના વિશે શું કહેવું? તે તો તે રાજલક્ષ્મી તરફ ધ્યાન જ આપતો નથી; આવા ભક્તો માટે ભગવાન અરધી ક્ષણ માટે પણ ઓઝલ (છૂપાતા) થતા નથી અને તે ભક્ત પણ ભગવાનથી ઓઝલ નથી થતો. આવો ભગવદ્ભક્ત વૈષ્ણવોમાં અગ્રગણ્ય છે, સર્વથી શ્રેષ્ઠ છે. (ગીતા - ૬/૩૦) ॥ ૫૩ ॥

ભગવત ઉરુવિક્રમાઙ્ઘ્રિશાખા-
નખમણિચન્દ્રિકયા નિરસ્તતાપે ।
હૃદિ કથમુપસીદતાં પુનઃ સ
પ્રભવતિ ચન્દ્ર ઇવોદિતેઽર્કતાપઃ ॥ ૫૪॥

ભગવાનનું પરાક્રમ અપાર છે, એવા તે પ્રભુના ચરણોની આંગળીઓની નખમણિ-ચન્દ્રિકાથી જે શરણાગત ભક્તોના હૃદયનો સંતાપ એક વાર દૂર થઈ ગયો છે, એવા તે ભક્તો ભગવાનની ભક્તિમાં જ આનંદિત થતા રહે છે. ભગવાનના ચરણોની અનન્ય શરણાગતિ છોડીને તે ક્યાંય પણ જતા નથી. જેમ ચન્દ્રોદય થવાથી સૂર્યનો પ્રખર તાપ સંભવતો નથી તેમ તેને પેલા કામ-ક્રોધ વગેરે શત્રુઓ પ્રભાવિત કરી શકતા નથી.॥ ૫૪ ॥

વિસૃજતિ હૃદયં ન યસ્ય સાક્ષા-
દ્ધરિરવશાભિહિતોઽપ્યઘૌઘનાશઃ ।
પ્રણયરશનયા ધૃતાઙ્ઘ્રિપદ્મઃ
સ ભવતિ ભાગવતપ્રધાન ઉક્તઃ ॥ ૫૫॥

ભગવાનના નામનું વિવશતાથી પણ ઉચ્ચારણ કરવામાં આવે તો તે સમગ્ર પાપોના સમૂહનો તત્કાળ નાશ કરી દે છે. એવા સ્વયં ભગવાન શ્રીહરિ તેના હૃદયને એક ક્ષણ માટે પણ છોડતા નથી. કારણ કે, તેણે પ્રેમની દોરીથી ભગવાનના ચરણકમળને બાંધી દીધા છે. ખરેખર, આવો પુરુષ જ ભગવાનના ભક્તોમાં મોખરે છે, તે મહાપુરુષ છે. ॥ ૫૫ ॥

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત બીજો અધ્યાય સમાપ્ત.

# ત્રીજો અધ્યાય

## માયા, માયાથી પાર થવાના ઉપાય તથા બ્રહ્મ અને કર્મયોગનું નિરૂપણ

*રાજોવાચ*

પરસ્ય વિષ્ણોરીશસ્ય માયિનામપિ મોહિનીમ્ ।
માયાં વેદિતુમિચ્છામો ભગવન્તો બ્રુવન્તુ નઃ ॥ ૧॥

નાનુતૃપ્યે જુષન્ યુષ્મદ્વચો હરિકથામૃતમ્ ।
સંસારતાપનિસ્તપ્તો મર્ત્યસ્તત્તાપભેષજમ્ ॥ ૨॥

*અન્તરિક્ષ ઉવાચ*

એભિર્ભૂતાનિ ભૂતાત્મા મહાભૂતૈર્મહાભુજ ।
સસર્જોચ્ચાવચાન્યાદ્યઃ સ્વમાત્રાત્મપ્રસિદ્ધયે ॥ ૩॥

એવં સૃષ્ટાનિ ભૂતાનિ પ્રવિષ્ટઃ પઞ્ચધાતુભિઃ ।
એકધા દશધાઽઽત્માનં વિભજઞ્જુષતે ગુણાન્ ॥ ૪॥

ગુણૈર્ગુણાન્ સ ભુઞ્જાન આત્મપ્રદ્યોતિતૈઃ પ્રભુઃ ।
મન્યમાન ઇદં સૃષ્ટમાત્માનમિહ સજ્જતે ॥ ૫॥

કર્માણિ કર્મભિઃ કુર્વન્ સનિમિત્તાનિ દેહભૃત્ ।
તત્તત્ કર્મફલં ગૃહ્ણન્ ભ્રમતીહ સુખેતરમ્ ॥ ૬॥

ઇત્થં કર્મગતીર્ગચ્છન્ બહ્વભદ્રવહાઃ પુમાન્ ।
આભૂતસમ્પ્લવાત્ સર્ગપ્રલયાવશ્નુતેઽવશઃ ॥ ૭॥

ધાતૂપપ્લવ આસન્ને વ્યક્તં દ્રવ્યગુણાત્મકમ્ ।
અનાદિનિધનઃ કાલો હ્યવ્યક્તાયાપકર્ષતિ ॥ ૮॥

**નિમિરાજાએ પૂછ્યું** – ભગવન્! સર્વશક્તિમાન પરમકારણ ભગવાન વિષ્ણુની માયા મોટા-મોટા માયાવીઓને પણ મોહિત કરી દે છે, તેને કોઈ જાણી શકતું નથી; હું તે પ્રભુની માયાનું સ્વરૂપ જાણવા ઇચ્છું છું, કૃપા કરીને આપ મને જણાવો. ॥ ૧ ॥

આ મનુષ્ય સંસારના ત્રિવિધ તાપથી સંતપ્ત છે, તે તાપથી છૂટવા માટે ભગવાનનું કથારૂપી અમૃત જ એકમાત્ર ઔષધ છે. આપના દ્વારા ભગવત્કથારૂપી અમૃતનું પાન કરતાં મને તૃપ્તિ થતી નથી અને હજી વધારે સાંભળવાની ઉત્કંઠા વધતી જાય છે. ॥ ૨ ॥

**ત્રીજા યોગીશ્વર શ્રી અંતરિક્ષજીએ કહ્યું** – હે મહાબાહો! આદિપુરુષ ભગવાન નારાયણ પ્રાણીમાત્રના આત્મા છે; તેમણે જ આ પંચમહાભૂતોથી નાના-મોટા બધા પ્રકારના પ્રાણીઓનું સર્જન કર્યું છે તથા પોતે જ પોતાના જીવોને વિષય-ભોગ પ્રદાન કરવા માટે અનેક પ્રકારના પદાર્થો પ્રસ્તુત કર્યા તથા પોતાના આત્મસ્વરૂપના જ્ઞાનના વિસ્તાર માટે તે સ્વયં અનેકરૂપોમાં થઈ ગયા. આ પ્રમાણે સંપૂર્ણ સૃષ્ટિ એકમાત્ર પરમાત્માનું જ સ્વરૂપ છે. ॥ ૩ ॥

આ પ્રમાણે પરમાત્માએ બધા પ્રાણીઓનું નિર્માણ કર્યું અને પંચમહાભૂતોથી નિર્મિત તે શરીરોમાં અંતર્યામીરૂપે સ્વયં પ્રવિષ્ટ થઈ ગયા; એક મન અને દશ ઇન્દ્રિયો દ્વારા પોતાને વિભક્ત કરીને તે સ્વયં જ તે ગુણોનો ઉપભોગ કરે છે, પરંતુ તેઓ તે ગુણોમાં આસક્ત થતા નથી. તેમના દ્વારા જ પ્રકાશિત આ ગુણો જ ગુણોમાં વરતી રહ્યા છે, પરંતુ જે જીવ તેમના દ્વારા નિર્માણ કરેલા વિશ્વ-પ્રપંચમાં આત્મબુદ્ધિ કરીને આ બધું 'હું જ છું, આ મારું છે' આ પ્રકારનો સંબંધ જોડીને પોતાને કર્તા-ભોક્તા માને છે ત્યારે તે બંધનમાં પડે છે; આ જ માયા છે. ॥ ૪-૫ ॥

આ પ્રમાણે આ દેહાભિમાની મનુષ્ય કર્મેન્દ્રિયોથી સકામભાવે કર્મ કરતો રહીને તે તે કર્મો પ્રમાણે ફળનો ઉપભોગ કરતો રહીને સુખદુઃખમાં ફસાઈને જન્મ-મરણના ચક્કરમાં ભટકતો રહે છે, તે મુક્ત થઈ શકતો નથી. ॥ ૬ ॥

આ પ્રમાણે આ જીવ અહંભાવ કરવાને કારણે કેટલીયે અશુભ યોનિઓને પ્રાપ્ત થતો રહે છે. મહાભૂતોના પ્રલય સુધી જન્મ પછી મૃત્યુ અને મૃત્યુ પછી જન્મ - આ પ્રમાણે પરવશ થઈને જન્મ-મરણના ચક્કરમાં સતત ભટકતો રહે છે – આ બધી ભગવાનની માયા છે. ॥ ૭ ॥

જ્યારે પંચમહાભૂતોના પ્રલયનો સમય નજીક આવે છે ત્યારે અનાદિ અને અનંત કાળ પોતે જ સ્થૂળ તથા સૂક્ષ્મ દ્રવ્ય અને ગુણરૂપ આ સમસ્ત દૃશ્ય-જગતને અવ્યક્તની તરફ

શતવર્ષા[1] હ્યનાવૃષ્ટિર્ભવિષ્યત્યુલ્બણા ભુવિ ।
તત્કાલોપચિતોષ્ણાર્કો લોકાંસ્ત્રીન્ પ્રતપિષ્યતિ ॥૯॥

અર્થાત્ પોતાના મૂળરૂપમાં ખેંચે છે. એટલે કે, બધાને પોતાનામાં લીન કરી લે છે. તે સમયે લગાતાર સો વર્ષ સુધી ભયંકર દુકાળ પડે છે. પૃથ્વી પર ભયંકર ગરમી વધી જાય છે તથા તે વધેલી ભયંકર ગરમીથી ત્રણે લોક સંતપ્ત થવા લાગે છે. ॥ ૮-૯ ॥

પાતાલતલમારભ્ય સઙ્કર્ષણમુખાનલઃ ।
દહન્નૂર્ધ્વશિખો વિષ્વગ્ વર્ધતે વાયુનેરિતઃ ॥ ૧૦॥

તે સમયે સંકર્ષણના (આદિશેષ ભગવાનના) મુખમાંથી પ્રચંડ અગ્નિની જ્વાળાઓ નીકળે છે, વાયુના સહયોગથી તે અગ્નિ-જ્વાળાઓ પાતાળલોકથી બાળવાનો આરંભ કરે છે અને ઊંચી-ઊંચી જ્વાળાઓ ચારે બાજુ ફેલાઈને સમગ્ર વિશ્વને બાળવાનો પ્રારંભ કરે છે. ॥ ૧૦ ॥

સાંવર્તકો[2] મેઘગણો વર્ષતિ સ્મ શતં સમાઃ ।
ધારાભિર્હસ્તિહસ્તાભિર્લીયતે સલિલે વિરાટ્ ॥ ૧૧॥

એ પ્રચંડ તાપમાનના પરિણામે સો વર્ષો સુધી પ્રલયકાળના સાંવર્તક મેઘ હાથીની સૂંઢ જેવી જાડી-જાડી ધારાઓથી જળવૃષ્ટિ કરે છે, ત્યારે આ વિરાટ વિશ્વ જળમાં ડૂબી જાય છે. ॥ ૧૧ ॥

તતો વિરાજમુત્સૃજ્ય વૈરાજઃ પુરુષો નૃપ ।
અવ્યક્તં વિશતે સૂક્ષ્મં નિરિન્ધન ઈવાનલઃ ॥ ૧૨॥

વાયુના હૃતગન્ધા ભૂઃ સલિલત્વાય કલ્પતે ।
સલિલં તદ્ધૃતરસં જ્યોતિષ્ટ્વાયોપકલ્પતે ॥ ૧૩॥

હે રાજન્! જે પ્રમાણે લાકડાં સમાપ્ત થઈ જતાં અગ્નિ પોતાના અવ્યક્ત સ્વરૂપમાં સ્થિત રહે છે, તે જ પ્રમાણે આ વિરાટ સ્વરૂપવાળા પરમાત્મા પોતાના વિરાટ શરીરનો ત્યાગ કરીને પોતાના અવ્યક્તરૂપમાં રહે છે. તે પ્રલયકાળના સમયમાં પૃથ્વીની ગંધ તન્માત્રાઓને વાયુ ખેંચી લે છે અને પૃથ્વી જળમાં ડૂબી જાય છે. એ જ પ્રમાણે જળની રસ તન્માત્રાને પણ વાયુ ખેંચી લે છે ત્યારે જળ પોતાના કારણ અગ્નિમાં વિલીન થઈ જાય છે. ॥ ૧૨-૧૩ ॥

હૃતરૂપં તુ તમસા વાયૌ જ્યોતિઃ પ્રલીયતે ।
હૃતસ્પર્શોઽવકાશેન વાયુર્નભસિ લીયતે ॥ ૧૪॥

અંધકાર દ્વારા અગ્નિની તન્માત્રાનું હરણ થઈ જતાં જ્યોતિ (અગ્નિ) તત્ત્વ વાયુમાં લીન થઈ જાય છે, આ જ પ્રમાણે વાયુના ગુણ એવી સ્પર્શ તન્માત્રાનું જ્યારે આકાશ દ્વારા હરણ કરી લેવામાં આવે છે, ત્યારે વાયુ આકાશમાં લીન થઈ જાય છે. ॥ ૧૪ ॥

કાલાત્મના હૃતગુણં નભ આત્મનિ લીયતે ।
ઈન્દ્રિયાણિ મનો બુદ્ધિઃ સહ વૈકારિકૈર્નૃપ ।
પ્રવિશન્તિ હ્યહઙ્કારં સ્વગુણૈરહમાત્મનિ ॥ ૧૫॥

કાળસ્વરૂપ ઈશ્વર જ્યારે આકાશના ગુણ એવી શબ્દ-તન્માત્રાનું હરણ કરી લે છે, ત્યારે આકાશ અહંકારમાં લીન થઈ જાય છે, સાથેસાથે ઈન્દ્રિયો, મન, બુદ્ધિ - આ બધું પણ પોતપોતાની ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓની સાથે જ અહંકારમાં લીન થઈ જાય છે, પછી અહંકાર પણ પોતાના મૂળસ્વરૂપ મહત્તત્ત્વમાં લીન થઈ જાય છે. ॥ ૧૫ ॥

એષા માયા ભગવતઃ સર્ગસ્થિત્યન્તકારિણી ।
ત્રિવર્ણા વર્ણિતાઽસ્માભિઃ કિં ભૂયઃ શ્રોતુમિચ્છસિ ॥ ૧૬॥

આ પ્રમાણે ભગવાન જ ત્રિગુણમયી માયા દ્વારા આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરતા રહે છે એનું વર્ણન મેં કર્યું, હવે આપ શું સાંભળવા ઈચ્છો છો? ॥ ૧૬ ॥

રાજોવાચ

યથૈતામૈશ્વરીં માયાં દુસ્તરામકૃતાત્મભિઃ ।
તરન્ત્યઞ્જઃ સ્થૂલધિયો મહર્ષ ઈદમુચ્યતામ્ ॥ ૧૭॥

નિમિરાજાએ પૂછ્યું – હે મહર્ષિ! ભગવાનની માયાને પાર કરવી તે લોકોને માટે બહુ કઠણ છે જેમણે પોતાના મનને વશ કર્યું નથી. તેથી આપ એવો કોઈ સહેલો ઉપાય બતાવો જેથી સામાન્ય લોકો પણ અનાયાસે આ માયાને પાર કરી શકે. ॥ ૧૭ ॥

૧. શતવર્ષાણ્યનાવૃષ્ટિઃ । ૨. સાંવર્તકઃ ।

પ્રબુદ્ધ ઉવાચ

કર્માણ્યારભમાણાનાં દુઃખહત્યૈ સુખાય ચ ।
પશ્યેત્ પાકવિપર્યાસં મિથુનીચારિણાં નૃણામ્ ॥ ૧૮॥

હવે ચોથા યોગીશ્વર શ્રીપ્રબુદ્ધજી બોલ્યા – લોકો કામનાઓથી બંધાઈને અનેક પ્રકારનાં કર્મો એવું વિચારીને કરે છે કે એનાથી અમારાં દુઃખ દૂર થશે અને અમે સુખી થઈ જશું, પરંતુ પરિણામ વિપરીત જ આવે છે. આ પ્રમાણે જે સકામ કર્મોમાં ફસાયેલા લોકો છે, તેમનાં તે કર્મોના વિપરીત પરિણામને જોઈને વિચારકુશળ પુરુષે તે સકામ કર્મોથી નિવૃત્ત થઈ જવું જોઈએ. ॥ ૧૮ ॥

નિત્યાર્તિદેન વિત્તેન દુર્લભેનાત્મમૃત્યુના ।
ગૃહાપત્યાપ્તપશુભિઃ કા પ્રીતિઃ સાધિતૈશ્ચલૈઃ ॥ ૧૯॥

ધન સદા પીડાદાયી છે, અનેક દુઃખોથી જોડાયેલું છે, તેને પ્રાપ્ત કરવામાં મુશ્કેલી જ છે અને મળી પણ જાય તો ક્યારેક પોતાના મૃત્યુનું કારણ બની જાય છે. આ જ પ્રમાણે ઘર, પુત્ર, સંબંધીઓ, પશુ, ધન વગેરે પણ અનિત્ય અને નાશવાન છે, આવા નાશવાન પદાર્થોથી શાશ્વત શાંતિ કઈ રીતે મળી શકે? ॥ ૧૯ ॥

એવં લોકં પરં વિદ્યાન્નશ્વરં કર્મનિર્મિતમ્ ।
સતુલ્યાતિશયધ્વંસં યથા મણ્ડલવર્તિનામ્ ॥ ૨૦॥

આ જ પ્રમાણે આ બધા સકામકર્મના સંપાદન દ્વારા પ્રાપ્ત કરેલું સ્વર્ગ વગેરે પણ અનિત્ય અને નાશવાન છે, એવું નક્કી જાણો; કેમકે, ત્યાં પણ પરસ્પર સ્પર્ધાની ભાવના અને ઈર્ષ્યા-દ્વેષનો ભાવ રહે છે, જેમકે અહીંના રાજાઓ પર અન્ય રાજા પ્રત્યે હરીફાઈ કરવાની ધૂન સવાર થઈ જાય છે. તેથી આ પ્રકારના રાગ-દ્વેષના વાતાવરણમાં સુખ-શાંતિ કઈ રીતે મળી શકે? ॥ ૨૦ ॥

તસ્માદ્ ગુરું પ્રપદ્યેત જિજ્ઞાસુઃ શ્રેય ઉત્તમમ્ ।
શાબ્દે પરે ચ નિષ્ણાતં બ્રહ્મણ્યુપશમાશ્રયમ્ ॥ ૨૧॥

તેથી સર્વોત્તમ કલ્યાણની પ્રાપ્તિ માટે જિજ્ઞાસુએ એવા ગુરુનું શરણ લેવું જોઈએ કે જે શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મમાં નિષ્ણાત હોય તથા પરબ્રહ્મ પરમાત્મામાં જ જેણે શાંતિનો આશ્રય લીધો હોય. ॥ ૨૧ ॥

તત્ર ભાગવતાન્ ધર્માન્ શિક્ષેદ્ ગુર્વાત્મદૈવતઃ ।
અમાયયાઽનુવૃત્ત્યા યૈસ્તુષ્યેદાત્માઽઽત્મદો હરિઃ ॥ ૨૨॥

તે ગુરુદેવને પોતાના પ્રિય આત્મા અને ઇષ્ટદેવ જ માનવા. તેમની પાસે રહીને ભાગવત ધર્મોનો ઉપદેશ ગ્રહણ કરવો. પોતાની પ્રત્યેક ક્રિયા દ્વારા તેમની નિષ્કપટભાવે અને સરળબુદ્ધિ દ્વારા સેવા કરવી. આવું કરવાથી ભગવાન બહુ જ જલ્દી પ્રસન્ન થાય છે. ભગવાન તો કૃપામૂર્તિ છે; ભક્તો પર કૃપા કરવાનો મોકો જોતા જ રહે છે, વધારે શું કહું, તેઓ ભક્તોને સ્વયં પોતાની જાતને પણ દાનમાં આપી દે છે. ॥ ૨૨ ॥

સર્વતો મનસોઽસઙ્ગમાદૌ સઙ્ગં ચ સાધુષુ ।
દયાં મૈત્રીં પ્રશ્રયં ચ ભૂતેષ્વદ્ધા યથોચિતમ્ ॥ ૨૩॥

સર્વપ્રથમ બધી જગાએથી મનથી પૂર્ણપણે અનાસક્ત થઈ જાય, સાધુ સંતોમાં તથા ભક્તો પ્રતિ પ્રેમ રાખે. યથાયોગ્ય રીતે સામાન્ય પ્રાણીઓના પ્રતિ દયા, સમાનભાવવાળાઓ સાથે મિત્રતા અને વડીલો પ્રત્યે વિનમ્રતા કરતાં શીખવું. ॥ ૨૩ ॥

શૌચં તપસ્તિતિક્ષાં ચ મૌનં સ્વાધ્યાયમાર્જવમ્ ।
બ્રહ્મચર્યમહિંસાં ચ સમત્વં દ્વન્દ્વસઞ્જ્ઞયોઃ ॥ ૨૪॥

સર્વપ્રથમ અંદરની શુદ્ધિ, સ્વધર્મના આચરણરૂપી તપ, સહિષ્ણુતા, ભગવત્સ્વરૂપનું મનન, સત્-શાસ્ત્રોનો સ્વાધ્યાય અને નામજપ, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા, કોઈના પણ પ્રત્યે દ્રોહ ન કરવો, ઠંડી-ગરમી, સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોમાં હર્ષ-શોક ન કરવો. ॥ ૨૪ ॥

સર્વત્રાત્મેશ્વરાન્વીક્ષાં કૈવલ્યમનિકેતતામ્ ।
વિવિક્તચીરવસનં સન્તોષં યેન કેનચિત્ ॥ ૨૫॥

એક જ આત્મા સર્વત્ર વ્યાપ્ત છે — આવા ભાવથી આત્માની સત્તાને સર્વત્ર જોવી, એકાંત અને પવિત્ર સ્થાનમાં રહેવું, ઘરની મમતા ન રાખવી, પવિત્ર અને સાદાં-સરળ વસ્ત્રો પહેરવાં, સંન્યાસી હોય તો વલ્કલ પહેરવું, જે કાંઈ મળે તેમાં જ સંતુષ્ટ રહેવું. ॥ ૨૫ ॥

શ્રદ્ધાં ભાગવતે શાસ્ત્રેઽનિન્દામન્યત્ર ચાપિ હિ ।
મનોવાક્કર્મદણ્ડં ચ સત્યં શમદમાવપિ ॥ ૨૬॥

ભગવત્પ્રાપ્તિનો માર્ગ દેખાડનારાં શાસ્ત્રોમાં શ્રદ્ધા, કોઈ પણ અન્ય શાસ્ત્રની નિન્દા ન કરવી, મન, વાણી અને શરીરનો સંયમ રાખવો, સત્ય બોલવું, શમ—મનનો નિગ્રહ કરવો, અર્થાત્ મનને શાંત રાખવું, દમ—ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો. ॥ ૨૬ ॥

શ્રવણં કીર્તનં ધ્યાનં હરેરદ્ભુતકર્મણઃ ।
જન્મકર્મગુણાનાં ચ તદર્થેઽખિલચેષ્ટિતમ્ ॥ ૨૭॥

અદ્‌ભુત કર્મ કરનારા શ્રીહરિનાં જન્મ, કર્મ અને ગુણોનું શ્રવણ, કીર્તન અને ધ્યાન કરવું અને બધી ક્રિયાઓ તેમના માટે જ કરવી. જપ, યજ્ઞ, દાન, સદાચાર અને આ સિવાય બીજા જે પોતાને પ્રિય પદાર્થો હોય તથા એ જ પ્રમાણે પોતાનાં સ્ત્રી, પુત્ર, ઘર અને પ્રાણોને અર્થાત્ સર્વ કાંઈ ભગવાનને અર્પણ કરવું. ॥ ૨૭-૨૮ ॥

ઇષ્ટં દત્તં તપો જપ્તં વૃત્તં યચ્ચાત્મનઃ પ્રિયમ્ ।
દારાન્ સુતાન્ ગૃહાન્ પ્રાણાન્[1] યત્ પરસ્મૈ નિવેદનમ્ ॥ ૨૮॥

જેના શ્રીકૃષ્ણ જ આત્મા છે, તેવા મનુષ્યો સાથે મિત્રતા કરવી. સંત-મહાપુરુષોની પણ સેવા કરવી; એ જ પ્રમાણે સામાન્ય લોકોની પણ સેવા કરવી, જેમકે ક્યાંક કુદરતી આફત આવી જાય તો તેમની અથવા કોઈ ભૂખ્યું-તરસ્યું અથવા દુઃખી હોય તો એવા લોકોની ખૂબ શ્રદ્ધા અને પ્રેમથી નિષ્કામભાવે સેવા કરવી. ભગવાનના પરમ પવિત્ર યશના સંબંધમાં જ એક-બીજા સાથે વાતચીત કરવી અને આ પ્રમાણે સાધકોએ ભેગા મળી પરસ્પર પ્રેમ રાખવો, પ્રસન્ન રહેવું તથા પ્રપંચ (છળ-કપટ)થી નિવૃત્ત થઈને આપસમાં જ આધ્યાત્મિક શાંતિનો અનુભવ કરવો. ॥ ૨૯-૩૦ ॥

એવં કૃષ્ણાત્મનાથેષુ મનુષ્યેષુ ચ સૌહૃદમ્ ।
પરિચર્યાં ચોભયત્ર મહત્સુ નૃષુ સાધુષુ ॥ ૨૯॥

પરસ્પરાનુકથનં પાવનં ભગવદ્યશઃ ।
મિથો રતિર્મિથસ્તુષ્ટિર્નિવૃત્તિર્મિથ આત્મનઃ ॥ ૩૦॥

રાજન્! શ્રીકૃષ્ણ પાપોના સમૂહોને એક ક્ષણમાં ભસ્મ કરી દે છે. તેથી સતત તેમનું જ સ્મરણ કરવું અને એક-બીજાને સ્મરણ કરાવવું. આ પ્રકારની સાધના-ભક્તિનું અનુષ્ઠાન કરતાં-કરતાં પ્રેમ-ભક્તિનો ઉદય થઈ જાય છે. આ ભક્તિથી તેમનું શરીર પ્રેમ-પુલકિત થતું રહે છે. ॥ ૩૧ ॥

સ્મરન્તઃ સ્મારયન્તશ્ચ મિથોઽઘૌઘહરં હરિમ્ ।
ભક્ત્યા સઞ્જાતયા ભક્ત્યા બિભ્રત્યુત્પુલકાં તનુમ્ ॥ ૩૧॥

ભગવાનના આવા ભક્તો ક્યારેક તો આ પ્રકારની— 'હજી સુધી અચ્યુત ભગવાનનાં દર્શન મને થયા નહીં' આવી ચિંતા કરતાં કરતાં ક્યારેક રડે છે, ક્યારેક હસે છે, ક્યારેક આનંદમગ્ન થઈ જાય છે અને ક્યારેક ભગવાન સાથે વાર્તાલાપ કરતા હોય એમ બોલવા લાગે છે, ક્યારેક નાચે છે અને ક્યારેક ગાય છે અને ક્યારેક ભગવાનની લીલાઓનું અનુસરણ કરે છે અને ક્યારે બિલકુલ ચુપ થઈ જાય છે. આમ કરતાં કરતાં છેવટે તે પરમાત્માને પ્રાપ્ત કરીને

ક્વચિદ્ રુદન્ત્યચ્યુતચિન્તયા ક્વચિ-
દ્ધસન્તિ નન્દન્તિ વદન્ત્યલૌકિકાઃ ।
નૃત્યન્તિ ગાયન્ત્યનુશીલયન્ત્યજં
ભવન્તિ તૂષ્ણીં પરમેત્ય નિર્વૃતાઃ ॥ ૩૨॥

૧. પ્રાણાન્ પરસ્મૈ ચ ।

ઇતિ ભાગવતાન્ ધર્માન્ શિક્ષન્ ભક્ત્યા તદુત્થયા ।
નારાયણપરો માયામઞ્જસ્તરતિ દુસ્તરામ્ ॥ ૩૩॥

પરમાનંદમાં ડૂબી જાય છે. (જેમ ગોપીજનો ભગવાનના પ્રેમમાં ડૂબેલા રહેતાં હતાં) આ પ્રમાણે જે ભાગવતધર્મના જ્ઞાનથી સંપન્ન બને છે તે તેના દ્વારા ઉત્પન્ન થયેલી ભક્તિથી નારાયણમાં લીન થઈ જાય છે તથા તે ભક્તિના પ્રભાવથી તે દુસ્તર માયાને સરળતાથી પાર કરી જાય છે. (આ ભગવાનની ભક્તિનો મહિમા છે.) ॥ ૩૨-૩૩ ॥

*રાજોવાચ*

નારાયણાભિધાનસ્ય બ્રહ્મણઃ પરમાત્મનઃ ।
નિષ્ઠામર્હથ નો વક્તું યૂયં હિ બ્રહ્મવિત્તમાઃ ॥ ૩૪॥

**નિમિરાજાએ પૂછ્યું** – હે સત્પુરુષો! આપ બધા પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને જાણનારાઓમાં સર્વશ્રેષ્ઠ છો. તેથી મને એ જણાવો કે, જે પરબ્રહ્મ પરમાત્માનું 'નારાયણ' નામથી વર્ણન કરવામાં આવ્યું છે, તેમનું સ્વરૂપ શું છે? ॥ ૩૪ ॥

*પિપ્પલાયન ઉવાચ*

સ્થિત્યુદ્ભવપ્રલયહેતુરહેતુરસ્ય
યત્ સ્વપ્નજાગરસુષુપ્તિષુ સદ્ બહિશ્ચ ।
દેહેન્દ્રિયાસુહૃદયાનિ ચરન્તિ યેન
સઞ્જીવિતાનિ તદવેહિ પરં નરેન્દ્ર ॥ ૩૫॥

**હવે પાંચમા યોગીશ્વર શ્રીપિપ્પલાયનજીએ કહ્યું** – રાજન્! જે પરમ પરમાત્મા આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ છે, પરંતુ તેમનું કોઈ કારણ નથી. જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ—ત્રણે અવસ્થાઓમાં સાક્ષીરૂપે રહે છે તથા બહાર પણ રહે છે, જેના કારણે આ શરીર, ઇન્દ્રિયો, પ્રાણ અને હૃદય સારી રીતે કામ કરે છે અને જેની સત્તાથી તે પોતપોતાનું કામ કરે છે, તેને જ તમે પરમ સત્યતત્ત્વ નારાયણ સમજો. ॥ ૩૫ ॥

નૈતન્મનો વિશતિ વાગુત ચક્ષુરાત્મા
પ્રાણેન્દ્રિયાણિ ચ યથાઽનલમર્ચિષઃ સ્વાઃ ।
શબ્દોઽપિ બોધકનિષેધતયાઽઽત્મમૂલ-
મર્થોક્તમાહ યદૃતે ન નિષેધસિદ્ધિઃ ॥ ૩૬॥

જેમ અગ્નિની જ્વાળાઓ ઉત્પન્ન તો અગ્નિથી જ થાય છે, પરંતુ પોતાના સ્વરૂપ અગ્નિને તે પ્રકાશિત કરી શકતી નથી. તે જ પ્રમાણે વાણી, નેત્ર, પ્રાણ, ઇન્દ્રિયો અને અંતઃકરણ આ બધાંનો મૂળ આધાર તથા પરમ પ્રકાશક તો એકમાત્ર પરમાત્મા જ છે, પરંતુ તે બધાં પોતાનાં મૂળ સ્વરૂપનું વર્ણન કરવામાં (એ જ રીતે) અસમર્થ હોય છે. વેદો પણ પોતાના કારણસ્વરૂપ પરમાત્મતત્ત્વનું તેને બોધ કરાવનાર સાધનોનું તાત્પર્યરૂપે 'નેતિ નેતિ' કહીને પણ 'તે આ છે' એવા પ્રકારનું વર્ણન કરતા નથી. કેમકે, પરમાત્મતત્ત્વની સત્તા વિના નિષેધની પણ સિદ્ધિ થઈ શકતી નથી. બધાનો નિષેધ કરતાં-કરતાં જે તત્ત્વ શેષ રહે છે તેને જ પરમતત્ત્વ 'નારાયણ' જાણો. ॥ ૩૬ ॥

સત્ત્વં રજસ્તમ ઇતિ ત્રિવૃદેકમાદૌ
સૂત્રં મહાનહમિતિ પ્રવદન્તિ જીવમ્ ।
જ્ઞાનક્રિયાર્થફલરૂપતયોરુશક્તિ
બ્રહ્મૈવ ભાતિ સદસચ્ચ તયોઃ પરં યત્ ॥ ૩૭॥

સૃષ્ટિના આદિમાં એકમાત્ર બ્રહ્મ જ છે, તેમનાથી જ સત્ત્વ, રજ અને તમ એવી ત્રિગુણાત્મિકા મૂળ પ્રકૃતિ થઈ. પ્રકૃતિમાં ક્ષોભ થવાથી મહત્તત્ત્વ ઉત્પન્ન થયું, તેનાથી જ સૂત્રાત્મા હિરણ્યગર્ભની ઉત્પત્તિ થઈ, પછી અહંકારથી જ મન અને ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા, પ્રાણ, ઇન્દ્રિયો તથા વિષયો વગેરે ઉત્પન્ન થયા. પછી તે પરમાત્મા જ જીવરૂપે આ બધાં તત્ત્વોમાં પ્રવેશી ગયા, આ પ્રમાણે આ બધાંના રૂપમાં એકમાત્ર તે જ અનંતશક્તિ-સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા પ્રકાશિત થઈ રહ્યો છે; આ પ્રમાણે સત-અસત અર્થાત્ કાર્ય અને કારણ બન્ને એકમાત્ર બ્રહ્મ જ છે તથા

નાત્મા જજાન ન મરિષ્યતિ નૈધતેઽસૌ
ન ક્ષીયતે સવનવિદ્[1] વ્યભિચારિણાં હિ ।
સર્વત્ર શશ્વદનપાય્યુપલબ્ધિમાત્રં
પ્રાણો યથેન્દ્રિયબલેન વિકલ્પિતં સત્ ॥ ૩૮॥

અણ્ડેષુ પેશિષુ તરુષ્વવિનિશ્ચિતેષુ
પ્રાણો હિ જીવમુપધાવતિ તત્ર તત્ર ।
સન્ને યદિન્દ્રિયગણેઽહમિ ચ પ્રસુપ્તે
કૂટસ્થ આશયમૃતે[2] તદનુસ્મૃતિર્નઃ ॥ ૩૯॥

યર્હ્યબ્જનાભચરણૈષણયોરુભક્ત્યા
ચેતોમલાનિ વિધમેદ્ ગુણકર્મજાનિ ।
તસ્મિન્ વિશુદ્ધ ઉપલભ્યત આત્મતત્ત્વં
સાક્ષાદ્ યથાઽમલદૃશોઃ સવિતૃપ્રકાશઃ[3] ॥ ૪૦॥

રાજોવાચ

કર્મયોગં વદત નઃ પુરુષો યેન સંસ્કૃતઃ ।
વિધૂયેહાશુ કર્માણિ નૈષ્કર્મ્યં વિન્દતે પરમ્ ॥ ૪૧॥

એનાથી પર જે કાંઈ પણ છે તે પણ બ્રહ્મ જ છે. ॥ ૩૭ ॥

તે પરબ્રહ્મસ્વરૂપ આત્મા ન જન્મે છે, ન મરે છે, ન તેની વૃદ્ધિ થાય છે કે ન તે ક્ષીણ થાય છે અર્થાત્ આત્મા છ વિકારોથી રહિત છે. પરિવર્તન થનારી તમામ વસ્તુની ભૂત, ભવિષ્ય, વર્તમાન - બધી અવસ્થાઓને તે જાણવાવાળો છે, સર્વવ્યાપી છે, અવિનાશી છે અને જ્ઞાનસ્વરૂપ છે. જેમ પ્રાણ તો એક જ છે, પરંતુ સ્થાનભેદથી તેનાં અનેક નામ થઈ જાય છે, એ જ રીતે એક જ જ્ઞાન ઇન્દ્રિયોના ભેદને કારણે અલગ-અલગ નામથી જાણવામાં આવે છે. અર્થાત્ ઇન્દ્રિયોના ભેદથી જોવા-સાંભળવા વગેરે ક્રિયાઓનું નામ અલગ-અલગ થઈ જાય છે. તે જ પ્રમાણે એક જ આત્મસત્તાને વિવિધ પ્રકારે જાણવામાં આવે છે. અંડજ, જરાયુજ, ઉદ્‌ભિજ્જ, સ્વેદજ - આ ચાર પ્રકારના જીવ છે, બધા જીવોમાં પ્રાણ તેમની સાથે જાય છે. જ્યારે જીવ ગાઢ નિદ્રામાં સૂઈ જાય છે ત્યારે ઇન્દ્રિયો સહિત અહંકાર પણ નિશ્ચેત થઈ જાય છે, પરંતુ સાક્ષીરૂપે આત્મા નિર્વિકારરૂપમાં સ્થિત રહે છે, તે આત્માની સત્તાને કારણે જ નિદ્રામાંથી ઊઠ્યા પછી એવી સ્મૃતિ થાય છે કે 'હું ગાઢ નિદ્રામાં સૂતો હતો.' આ સ્મૃતિ જ સુષુપ્તિ અવસ્થામાં આત્માની સત્તાને સિદ્ધ કરે છે. (ગીતા - ૫/૨૬) ॥ ૩૮-૩૯ ॥

જ્યારે ભગવાન કમલનાભના ચરણોમાં તીવ્ર ભક્તિ થઈ જાય છે, ત્યારે તે ભક્તિ જ ગુણ-કર્મોથી ઉત્પન્ન થયેલા ચિત્તના તમામ મલ-વિક્ષેપ અને આવરણદોષને ધોઈ નાખે છે. આ રીતે ચિત્ત શુદ્ધ થઈ જતાં આત્મતત્ત્વનો સાક્ષાત્કાર આપમેળે થઈ જાય છે. ॥ ૪૦ ॥

**નિમિરાજાએ પ્રશ્ન કર્યો** – હે યોગીશ્વરો! હવે આપ મને કર્મયોગનું વર્ણન સંભળાવો કે જેના આચરણથી મનુષ્ય પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત કરી લે છે અને પોતાનાં વિવિધ પ્રકારનાં કર્મોને તુરત જ ધોઈ નાખે છે. અર્થાત્ જે કર્મયોગના આચરણથી મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈને પરમશાંતિને પ્રાપ્ત થાય છે. ॥ ૪૧ ॥

૧. નિધનવિદ્ વ્યભિચારીણાં । ૨. આશયમૃતે । ૩. સવિતુઃ પ્રકાશઃ ।

એવં પ્રશ્નમૃષીન્ પૂર્વમપૃચ્છં પિતુરન્તિકે ।
નાબ્રુવન્ બ્રહ્મણઃ પુત્રાસ્તત્ર કારણમુચ્યતામ્ ॥ ૪૨॥

એક વાર આ જ પ્રશ્ન મેં મારા પિતા મહારાજ ઈક્ષ્વાકુની સામે બ્રહ્માજીના માનસપુત્ર સનકાદિ ઋષિઓને કર્યો હતો, પરંતુ તેમણે સર્વજ્ઞ હોવા છતાં પણ મારા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. તેનું શું કારણ? કૃપા કરી મને કહો. ॥ ૪૨ ॥

આવિર્હોત્ર ઉવાચ

કર્માકર્મવિકર્મેતિ વેદવાદો ન લૌકિકઃ ।
વેદસ્ય ચેશ્વરાત્મત્વાત્ તત્ર મુહ્યન્તિ સૂરયઃ ॥ ૪૩॥

પરોક્ષવાદો વેદોઽયં બાલાનામનુશાસનમ્ ।
કર્મમોક્ષાય કર્માણિ વિધત્તે હ્યગદં યથા ॥ ૪૪॥

**હવે છઠ્ઠા યોગી શ્રીઆવિર્હોત્રજીએ કહ્યું** – કર્મ (શાસ્ત્રવિહિત કર્મ), અકર્મ (નિષિદ્ધ કર્મ) અને વિકર્મ (વિહિત કર્મોનું ઉલ્લંઘન) આ ત્રણેનું વિધાન વેદોએ કર્યું છે, લોકોએ નથી કર્યું. વેદ પરમાત્માનું જ સ્વરૂપ છે. પરંતુ વેદની વાણીમાં વિદ્વાનો પણ મોહિત થઈ જાય છે,

(તેથી તમારી બાલ્યાવસ્થાને જોઈને - તમને અધિકારી ન માનીને સનકાદિ ઋષિઓએ તમારા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો.) આ વેદ પરોક્ષવાદાત્મક છે. અર્થાત્ જેમાં શબ્દાર્થ કંઈક જુદો દેખાય અને તાત્પર્ય કંઈક જુદું હોય - તેને પરોક્ષવાદ કહે છે. વેદ કર્મોની નિવૃત્તિ માટે કર્મનું વિધાન કરે છે, જેમ બાળકને મીઠાઈ વગેરેની લાલચ આપીને દવા આપીએ છીએ, તે જ પ્રમાણે આ અજ્ઞાનીઓને સ્વર્ગ વગેરેનું પ્રલોભન આપીને શ્રેષ્ઠ કર્મમાં પ્રવૃત્ત કરે છે.* ॥ ૪૩-૪૪ ॥

નાચરેદ્ યસ્તુ વેદોક્તં સ્વયમજ્ઞોઽજિતેન્દ્રિયઃ ।
વિકર્મણા હ્યધર્મેણ મૃત્યોર્મૃત્યુમુપૈતિ સઃ ॥ ૪૫॥

જે સ્વયં અજ્ઞાની છે અને જિતેન્દ્રિય નથી અને વેદવિહિત કર્મોનું આચરણ નથી કરતો તે વિહિત કર્મોનું ઉલ્લંઘન કરવાથી પાપનો ભાગીદાર થાય છે. તેના ફળસ્વરૂપે મૃત્યુ પછી મૃત્યુને જ પ્રાપ્ત થાય છે. અર્થાત્ જન્મ-મરણના ચક્કરમાં ભટકતો રહે છે, મુક્ત થતો નથી. ॥ ૪૫ ॥

વેદોક્તમેવ કુર્વાણો નિઃસઙ્ગોઽર્પિતમીશ્વરે ।
નૈષ્કર્મ્યાં લભતે સિદ્ધિં રોચનાર્થા ફલશ્રુતિઃ ॥ ૪૬॥

ય આશુ હૃદયગ્રન્થિં નિર્જિહીર્ષુઃ પરાત્મનઃ ।
વિધિનોપચરેદ્ દેવં તન્ત્રોક્તેન ચ કેશવમ્ ॥ ૪૭॥

જે વ્યક્તિ વેદવિહિત કર્મો કરતો રહીને, ભગવાનને અર્પણ કરીને અનાસક્તભાવથી કર્મ કરે છે તે નૈષ્કર્મ્યરૂપી પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે. વેદોમાં સ્વર્ગાદિ જેવા ફળનું પણ વર્ણન છે, તેનું તાત્પર્ય ફળની સત્યતામાં નહીં, પરંતુ સામાન્ય અધિકારીને કર્મમાં રુચિ ઉત્પન્ન કરવાનું જ છે. રાજન્! જે પુરુષ પરબ્રહ્મસ્વરૂપ આત્માના વિષયમાં અજ્ઞાનની ગ્રંથિને મૂળમાંથી કાપી નાખવા ઇચ્છે છે, તેણે વેદ અને ધર્મશાસ્ત્રો અનુસાર - બન્ને પ્રકારે ભગવાનની આરાધના કરવી. ॥ ૪૬-૪૭ ॥

લબ્ધાનુગ્રહ આચાર્યાત્ તેન સન્દર્શિતાગમઃ ।
મહાપુરુષમભ્યર્ચેન્મૂર્ત્યાભિમતયાઽઽત્મનઃ ॥ ૪૮॥

સર્વપ્રથમ સેવા વગેરે દ્વારા ગુરુદીક્ષા પ્રાપ્ત કરવી, પછી તેમના દ્વારા અનુષ્ઠાનની વિધિ શીખી પોતાને ભગવાનનો જે વિગ્રહ પ્રિય લાગે, અભીષ્ટ લાગે તેના માધ્યમથી ભગવાન પુરુષોત્તમની પૂજા કરવી. ॥ ૪૮ ॥

* જેમની સકામ કર્મોના અનુષ્ઠાનમાં આસ્થા હોય તેઓ ફળની આકાંક્ષાથી યજ્ઞાદિ કર્મો સકામભાવે કરે છે અને તેના ફળસ્વરૂપે સ્વર્ગાદિ લોકોને પ્રાપ્ત પણ થાય છે, આથી તેમની વેદવાણીમાં શ્રદ્ધા દૃઢ થાય છે. આમ કરતાં-કરતાં ભગવાનની કૃપાથી ક્યારેક તેમને પરમાત્મતત્ત્વની જિજ્ઞાસા પણ થઈ જાય છે અને તેમનું કાર્ય પણ થઈ જાય છે.

શુચિઃ સમ્મુખમાસીનઃ પ્રાણસંયમનાદિભિઃ ।
પિણ્ડં વિશોધ્ય સંન્યાસકૃતરક્ષોઽર્ચયેદ્ધરિમ્ ॥ ૪૯॥

સ્નાનાદિથી શરીરને અને સંતોષ વગેરેથી અંતઃકરણને શુદ્ધ કરવું, ત્યારબાદ ભગવાનની પ્રતિમા સામે બેસીને પ્રાણાયામ વગેરે દ્વારા ભૂતશુદ્ધિ – નાડી-શોધન કરી ત્યાર પછી વિધિપૂર્વક મંત્ર, દેવતા વગેરેના ન્યાસથી અંગરક્ષા કરીને પૂજા કરવી. ॥ ૪૯ ॥

અર્ચાદૌ હૃદયે ચાપિ યથાલબ્ધોપચારકૈઃ ।
દ્રવ્યક્ષિત્યાત્મલિઙ્ગાનિ નિષ્પાદ્ય પ્રોક્ષ્ય ચાસનમ્ ॥ ૫૦॥

પાદ્યાદીનુપકલ્પ્યાથ સન્નિધાપ્ય સમાહિતઃ ।
હૃદાદિભિઃ કૃતન્યાસો મૂલમન્ત્રેણ ચાર્ચયેત્ ॥ ૫૧॥

હૃદયમાં ભગવાનનું ધ્યાન કર્યા પછી અર્ચા-વિગ્રહમાં 'પ્રત્યક્ષ ભગવાન છે' એવી ભાવના કરવી. યથાસમય પ્રાપ્ત પૂજા-સામગ્રીને શુદ્ધ તથા પવિત્ર કરવી, પૃથ્વીને માર્જનાદિથી અને સ્વયં સ્નાનાદિથી શુદ્ધ થઈને ભગવાનની પ્રતિમાને– જેમાં ભગવાનની પૂજા કરવાની છે તેને પણ તૈયાર રાખવી. બધી પૂજાસામગ્રી તૈયાર રાખીને આસનશુદ્ધિ કરવી. ત્યાર પછી પાદ્ય, અર્ઘ્ય, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેને પણ સામે રાખી, પછી હૃદયાદિન્યાસ, અંગન્યાસ અને કરન્યાસ કરીને મૂળમંત્ર દ્વારા ભગવાનનું પૂજન કરવું. ॥ ૫૦-૫૧ ॥

સાઙ્ગોપાઙ્ગાં સપાર્ષદાં તાં તાં મૂર્તિં સ્વમન્ત્રતઃ ।
પાદ્યાર્ઘ્યાચમનીયાદ્યૈઃ[1] સ્નાનવાસોવિભૂષણૈઃ ॥ ૫૨॥

ગન્ધમાલ્યાક્ષતસ્રગ્ભિર્ધૂપદીપોપહારકૈઃ ।
સાઙ્ગં સમ્પૂજ્ય વિધિવત્ સ્તવૈઃ સ્તુત્વા નમેદ્ધરિમ્ ॥ ૫૩॥

પોતપોતાના ઉપાસ્ય ભગવાનના શ્રીવિગ્રહની હૃદયાદિ અંગો, ઉપાંગો, આયુધો અને પાર્ષદો સહિત ઈષ્ટદેવના મૂળમંત્રથી પાદ્ય, અર્ઘ્ય, આચમન, મધુપર્ક, સ્નાન, વસ્ત્ર, આભૂષણ, ગંધ, પુષ્પ, દહીં, અક્ષતથી* તિલક, માળા, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરેથી વિધિપૂર્વક પૂજા કરવી અને પછી સ્તોત્રો દ્વારા સ્તુતિ કરીને સપરિવાર ભગવાન શ્રીહરિને નમસ્કાર કરવા. ॥ ૫૨-૫૩ ॥

આત્માનં તન્મયં ધ્યાયન્ મૂર્તિં સમ્પૂજયેદ્ધરેઃ ।
શેષામાધાય શિરસિ સ્વધામ્ન્યુદ્વાસ્ય સત્કૃતમ્ ॥ ૫૪॥

પોતાને ભગવાનમય બનાવીને ધ્યાનપૂર્વક ભગવાનની પ્રતિમાનું પૂજન કરવું. પૂજા પછી નિર્માલ્યને માથે ચઢાવી અને આદર સહિત ભગવાનના શ્રીવિગ્રહને તેમના સ્થાન પર પધરાવી પૂજા સમાપ્ત કરવી. ॥ ૫૪ ॥

એવમગ્ન્યર્કતોયાદાવતિથૌ હૃદયે ચ યઃ ।
[2]યજતીશ્વરમાત્માનમચિરાન્મુચ્યતે હિ સઃ ॥ ૫૫॥

આ પ્રમાણે જે મનુષ્ય અગ્નિ, સૂર્ય, જળ, અતિથિ અને પોતાના હૃદયમાં આત્મરૂપ શ્રીહરિની પૂજા કરે છે તે તુરંત મુક્ત થઈ જાય છે. ॥ ૫૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ત્રીજો અધ્યાય સમાપ્ત.

=★=

૧. ન્યાદ્યૈર્નાનાવાસોવિભૂષણૈઃ । ૨. યજેદી૦ ।
* વિષ્ણુ ભગવાનની પૂજામાં ચોખાનો ઉપયોગ માત્ર તિલક-અલંકારમાં જ કરવો જોઈએ, પૂજામાં નહીં – 'નાક્ષતૈરર્ચયેદ્ વિષ્ણું ન કેતક્યા મહેશ્વરમ્ ।'

# ચોથો અધ્યાય

## ભગવાનના અવતારોનું વર્ણન

રાજોવાચ

યાનિ યાનીહ કર્માણિ યૈર્યૈઃ સ્વચ્છન્દજન્મભિઃ ।
ચક્રે કરોતિ કર્તા વા હરિસ્તાનિ બ્રુવન્તુ નઃ ॥ ૧॥

નિમિરાજાએ પૂછ્યું – હે યોગીશ્વરો! ભગવાન પોતાના ભક્તોની ભક્તિને વશ થઈને પોતાની ઇચ્છા પ્રમાણે અનેક પ્રકારના અવતાર લઈને અનેક પ્રકારની લીલા કરે છે. કૃપા કરીને આપ ભગવાનની તે લીલાઓનું વર્ણન કરો જે તેઓ અત્યાર સુધીમાં કરી ચૂક્યા છે, કરી રહ્યા છે અને ભવિષ્યમાં કરવાના છે. ॥ ૧ ॥

દ્રુમિલ ઉવાચ[૧]

યો વા અનન્તસ્ય ગુણાનનન્તા-
નનુક્રમિષ્યન્ સ તુ બાલબુદ્ધિઃ ।
રજાંસિ ભૂમેર્ગણયેત્ કથઞ્ચિત્
કાલેન નૈવાખિલશક્તિધામ્નઃ[૨] ॥ ૨॥

સાતમા યોગીશ્વર શ્રી દ્રુમિલજીએ કહ્યું – રાજન્! ભગવાન અનંત છે, તેમના ગુણ પણ અનંત છે. આવા તે અનંત ભગવાનના ગુણોનું ક્રમશઃ સંપૂર્ણપણે વર્ણન કોઈ કરી શકે એમ નથી. જો કોઈ એવું વિચારે કે 'હું ભગવાનના ગુણોનું ક્રમશઃ પૂરેપૂરું વર્ણન કરી શકું છું' તો ખરેખર તે મંદબુદ્ધિ છે. પૃથ્વી પરના રજકણોને ગણી શકવા બિલકુલ અસંભવ છે, પરંતુ કદાચ તે પણ કોઈ ભલે ગણી લે, પરંતુ સમસ્ત શક્તિઓના આશ્રય એવા ભગવાનના અનંત ગુણોનો પાર કોઈ પામી શકતું નથી. ॥ ૨ ॥

ભૂતૈર્યદા પઞ્ચભિરાત્મસૃષ્ટૈઃ
પુરં વિરાજં વિરચય્ય તસ્મિન્ ।
સ્વાંશેન વિષ્ટઃ પુરુષાભિધાન-
મવાપ નારાયણ આદિદેવઃ ॥ ૩॥

ભગવાને પોતે સર્જેલાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ - વગેરે પાંચ ભૂતોથી સૃષ્ટિની રચના કરી. તેમણે જ વિરાટ બ્રહ્માંડનું નિર્માણ કરીને લીલામાત્રથી પોતાના અંશરૂપે અંતર્યામી થઈ તેમાં પ્રવેશ કર્યો. તે આદિદેવ નારાયણને જ 'પુરુષ' નામે કહેવામાં આવ્યા છે. ॥ ૩ ॥

યત્કાય એષ ભુવનત્રયસન્નિવેશો[૩]
યસ્યેન્દ્રિયૈસ્તનુભૃતામુભયેન્દ્રિયાણિ ।
જ્ઞાનં સ્વતઃ શ્વસનતો બલમોજ ઈહા
સત્ત્વાદિભિઃ સ્થિતિલયોદ્ભવ આદિકર્તા ॥ ૪॥

આ સમગ્ર ત્રિભુવન ભગવાનનું જ રૂપ છે. તેમની જ શક્તિથી સમસ્ત દેહધારી પ્રાણીઓની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો બની છે. તે જ બધાં પ્રાણીઓમાં અંતર્યામીરૂપે રહેલા છે. તેમની ઉપસ્થિતિથી જ બધાંમાં જ્ઞાનશક્તિનો સંચાર થાય છે, તેઓ જ પ્રાણરૂપે બધાંમાં રહેલા છે. તેમની જ શક્તિથી બધાંને શારીરિક અને માનસિક બળ મળે છે અને ક્રિયા કરવાની શક્તિ પણ પ્રાપ્ત થાય છે. તેઓ જ આદિકર્તા ભગવાન નારાયણ સત્ત્વાદિ ત્રણે ગુણો દ્વારા સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે. આ બધો તેમનો લીલા-વિલાસ જ છે. ॥ ૪ ॥

આદાવભૂચ્છતધૃતી રજસાઽસ્ય સર્ગે
વિષ્ણુઃ સ્થિતૌ ક્રતુપતિર્દ્વિજધર્મસેતુઃ ।
રુદ્રોઽપ્યયાય તમસા પુરુષઃ સ આદ્ય
ઈત્યુદ્ભવસ્થિતિલયાઃ સતતં પ્રજાસુ ॥ ૫॥

તે જ આદિપુરુષ ભગવાન નારાયણ સર્વપ્રથમ વિશ્વની રચના માટે રજોગુણ દ્વારા બ્રહ્માના રૂપમાં પ્રગટ થયા તથા તે જ યજ્ઞોના અધિપતિ ભગવાન નારાયણ સત્ત્વગુણનો સ્વીકાર કરીને બ્રાહ્મણો અને ધર્મની મર્યાદા રાખવા માટે તથા વિશ્વના ભરણ-પોષણ માટે વિષ્ણુરૂપ બન્યા. તે જ આદિપુરુષ નારાયણ તમોગુણ દ્વારા રુદ્રરૂપે આ સૃષ્ટિનો સંહાર કરે છે. આ પ્રમાણે આ પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય ત્રણેય તેમના દ્વારા નિરંતર થતાં રહે છે. ॥ ૫ ॥

૧. દ્રુવિડ ઉવાચ । ૨. ૦સત્ત્વધામ્નઃ । ૩. ૦સન્નિવિષ્ટઃ ।

ધર્મસ્ય દક્ષદુહિતર્યજનિષ્ટ મૂર્ત્યાં[1]
નારાયણો નર ઋષિપ્રવરઃ પ્રશાન્તઃ ।
નૈષ્કર્મ્યલક્ષણમુવાચ ચચાર કર્મ
યોઽદ્યાપિ ચાસ્ત ઋષિવર્યનિષેવિતાઙ્ઘ્રિઃ ॥ ૬॥

દક્ષ પ્રજાપતિની એક પુત્રીનું નામ હતું મૂર્તિ. તે ધર્મનાં પત્ની હતાં. તેમને ત્યાં ઋષિશ્રેષ્ઠ, શાંતમૂર્તિ નર-નારાયણના રૂપમાં આપે અવતાર લીધો. આ અવતારમાં આપે આત્મતત્ત્વના સાક્ષાત્કાર કરાવનારા 'ભગવદ્-આરાધનારૂપી' કર્મનો ઉપદેશ આપ્યો, કે જે કર્મબંધનથી મુક્ત કરનારો અને નિષ્કામભાવને પ્રાપ્ત કરાવનારો છે. આપે પોતે તે વિધિથી કર્મોનું આચરણ કર્યું અને આજે પણ લોક-કલ્યાણના હેતુથી આપ બદરિકાશ્રમમાં નર-નારાયણરૂપે બિરાજી રહ્યા છો. મોટા-મોટા ઋષિ-મુનિઓ આપના ચરણકમળની સેવા કરે છે. ॥ ૬ ॥

ઈન્દ્રો વિશઙ્ક્ય મમ ધામ જિઘૃક્ષતીતિ
કામં ન્યયુઙ્ક્ત સગણં સ બદર્યુપાખ્યમ્ ।
ગત્વાઽપ્સરોગણવસન્તસુમન્દવાતૈઃ
સ્ત્રીપ્રેક્ષણેષુભિરવિધ્યદતન્મહિજ્ઞઃ ॥ ૭॥

એક સમયની વાત છે – નર-નારાયણના ઉગ્ર તપને જોઈને ઈન્દ્રને શંકા થઈ કે, આ લોકો તપસ્યા કરીને મારા સ્વર્ગને છીનવી લેવા ઇચ્છે છે, ત્યારે તેણે તેમની તપસ્યામાં વિઘ્ન નાખવા માટે કામદેવને તેના સૈન્ય સાથે બદરિકાશ્રમમાં મોકલ્યો. કામદેવ ભગવાન નર-નારાયણનો મહિમા જાણતો ન હતો, તેથી તે સૈન્ય સાથે અર્થાત્ અપ્સરાઓ, વસંતઋતુ તથા મંદ સુગંધિત વાયુની સાથે ત્યાં જઈને સ્ત્રીઓનાં કટાક્ષબાણોથી તેમને ઘાયલ કરવા લાગ્યો. ॥ ૭ ॥

વિજ્ઞાય શક્રકૃતમક્રમમાદિદેવઃ
પ્રાહ પ્રહસ્ય ગતવિસ્મય એજમાનાન્ ।
મા[2] ભૈષ્ટ ભો મદન મારુત દેવવધ્વો
ગૃહ્ણીત નો બલિમશૂન્યમિમં કુરુધ્વમ્ ॥ ૮॥

ભગવાન નારાયણ જાણી ગયા કે આ બધું ઈન્દ્રનું કરતૂત છે. કામદેવનું સૈન્ય ભગવાન નર-નારાયણના પ્રભાવને જાણીને ભયથી કાંપવા લાગ્યું. કોઈપણ પ્રકારના આશ્ચર્ય વિના આપે પ્રસન્નવદને અભયદાન આપતાં કામદેવને કહ્યું કે, 'હે મદન! વાયુદેવ અને અપ્સરાઓ! અમે આપનું સ્વાગત કરીએ છીએ. તમો ગભરાયા વિના અમારા આશ્રમના અતિથિ તરીકે અમારા આતિથ્યનો સ્વીકાર કરો. આ આશ્રમને અતિથિ-રહિત ન કરો. ॥ ૮ ॥

ઈત્થં બ્રુવત્યભયદે નરદેવ દેવાઃ
સવ્રીડનમ્રશિરસઃ સઘૃણં તમૂચુઃ ।
નૈતદ્ વિભો ત્વયિ પરેઽવિકૃતે વિચિત્રં
સ્વારામધીરનિકરાનતપાદપદ્મે ॥ ૯॥

રાજન્! જ્યારે નર-નારાયણ ઋષિઓએ તેમને અભયદાન આપતાં આ પ્રમાણે કહ્યું ત્યારે કામદેવ વગેરેનાં મસ્તકો શરમથી ઝૂકી ગયાં. કામદેવે દયાળુ ભગવાન નર-નારાયણને કહ્યું, 'પ્રભુ! આ આપના માટે કોઈ આશ્ચર્યની વાત નથી, કેમકે, આપ પરબ્રહ્મસ્વરૂપ છો અને નિર્વિકાર છો. મોટા-મોટા આત્મજ્ઞાની અને વિવેકી મહાત્માઓ નિરંતર આપના ચરણકમળમાં પ્રણામ કરે છે. ॥ ૯ ॥

ત્વાં સેવતાં સુરકૃતા બહવોઽન્તરાયાઃ
સ્વૌકો વિલઙ્ઘ્ય પરમં વ્રજતાં પદં તે ।
નાન્યસ્ય બર્હિષિ બલીન્ દદતઃ સ્વભાગાન્
ધત્તે પદં ત્વમવિતા યદિ વિઘ્નમૂર્ધ્નિ ॥ ૧૦॥

જે લોકો દેવતાઓની આરાધના માટે યજ્ઞ વગેરેમાં દેવતાઓના નામે તેમને હવિર્ભાગ અર્પણ કરે છે તેમના અનુષ્ઠાનમાં તો દેવતાઓ વિઘ્ન નાખતા નથી, પરંતુ આપના ભક્તો જ્યારે આપની ભક્તિ કરે છે ત્યારે તેમાં દેવતાઓ અનેક વિઘ્નો નાખે છે. તેઓ એવું વિચારે છે કે, આ ભક્ત અમારા સ્વર્ગને ઓળંગીને પરમપદને પ્રાપ્ત થઈ રહ્યો છે! પરંતુ પ્રભુ! આપના ભક્તોનું રક્ષણ આપ જ કરો છો. તેથી આપના ભક્તોનાં વિઘ્નોના મસ્તક પર આપે પગ મૂકી દીધો છે તેવા આપના દ્વારા રક્ષિત ભક્તો આપના પરમપદને પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥

૧. મૂર્ત્યા । ૨. મા ભૈર્વિભો ।

ક્ષુત્તૃટ્ત્રિકાલગુણમારુતજૈહ્વ્યશૈશ્ન્યા-
નસ્માનપારજલધીનતિતીર્ય કેચિત્ ।
ક્રોધસ્ય યાન્તિ વિફલસ્ય વશં પદે ગો-
ર્મજ્જન્તિ દુશ્ચરતપશ્ચ વૃથોત્સૃજન્તિ ॥ ૧૧॥

કેટલાક લોકો એવા છે કે જે ક્ષુધા, તૃષા, ઠંડી, ગરમી, વરસાદ અને પવનની આંધી, જિહ્વાના સ્વાદ અને સંસારના ભોગોને પણ સહી લે છે, જે સહન કરવું ખૂબ કઠણ છે. આ પ્રમાણે તે અપાર મહાસાગર જેવા વેગોને તો પાર કરી લે છે, પરંતુ નિષ્ફળ એવા ક્રોધ નામના તદન નાના ખાબોચિયામાં ડૂબી જાય છે. અને આ રીતે પોતાની કઠોર તપસ્યાને વ્યર્થ ગુમાવી દે છે.' ॥ ૧૧ ॥

ઈતિ પ્રગૃણતાં તેષાં સ્ત્રિયોઽત્યદ્ભુતદર્શનાઃ ।
દર્શયામાસ શુશ્રૂષાં સ્વર્ચિતાઃ કુર્વતીર્વિભુઃ ॥ ૧૨॥

જ્યારે કામદેવ, વસંત વગેરેએ ભગવાનની સ્તુતિ કરી ત્યારે સર્વશક્તિમાન ભગવાને પોતાના યોગબળથી તેમની સામે જ કેટલીયે અનેક પ્રકારના આભૂષણોથી વિભૂષિત ઉત્તમ પ્રકારની દિવ્ય અંગનાઓને પ્રગટ કરી. તે બધી જ ભગવાનની સેવા કરી રહી હતી. ॥ ૧૨ ॥

તે દેવાનુચરા દૃષ્ટ્વા સ્ત્રિયઃ શ્રીરિવ રૂપિણીઃ ।
ગન્ધેન મુમુહુસ્તાસાં રૂપૌદાર્યહતશ્રિયઃ ॥ ૧૩॥

જ્યારે દેવરાજ ઈન્દ્રના સેવકોએ લક્ષ્મી જેવી સ્વરૂપવાન સ્ત્રીઓને જોઈ ત્યારે આ સ્ત્રીઓના અત્યધિક સૌન્દર્યની સામે આ બધાં ઝાંખાં પડી ગયાં અને પ્રગટ થયેલી સ્ત્રીઓના શરીરમાંથી પ્રસરતી દિવ્ય ગંધથી મોહિત થઈ ગયાં. ॥ ૧૩ ॥

તાનાહ દેવદેવેશઃ પ્રણતાન્ પ્રહસન્નિવ ।
આસામેકતમાં વૃઙ્ધ્વં સવર્ણાં સ્વર્ગભૂષણામ્ ॥ ૧૪॥

તેમનાં મસ્તક વિનમ્રતાથી ઝૂકી ગયાં ત્યારે દેવાધિદેવ ભગવાને હસતાં-હસતાં તેમને કહ્યું કે 'તમે લોકો આ બધી સ્ત્રીઓમાંથી કોઈ એકને, જે તમને યોગ્ય લાગે, લઈ લો. તે તમારા સ્વર્ગની શોભામાં અભિવૃદ્ધિ કરનારી હશે. ॥ ૧૪ ॥

ઓમિત્યાદેશમાદાય નત્વા તં સુરવન્દિનઃ ।
ઉર્વશીમપ્સરઃશ્રેષ્ઠાં પુરસ્કૃત્ય દિવં યયુઃ ॥ ૧૫॥

દેવરાજ ઈન્દ્રના અનુચરોએ 'જેવી આજ્ઞા' એમ કહીને ભગવાનના આદેશનો સ્વીકાર કર્યો અને તેમને પ્રણામ કરીને સ્ત્રીઓમાં શ્રેષ્ઠ અપ્સરા ઉર્વશીને લઈને સ્વર્ગલોકમાં ચાલ્યા ગયા. ॥ ૧૫ ॥

ઈન્દ્રાયાનમ્ય સદસિ શૃણ્વતાં ત્રિદિવૌકસામ્ ।
ઊચુર્નારાયણબલં શક્રસ્તત્રાસ વિસ્મિતઃ ॥ ૧૬॥

ત્યાં જઈને કામદેવે સ્વર્ગના બધા દેવોની સામે ભરી સભામાં ભગવાન નર-નારાયણના બળ-પ્રભાવનું વર્ણન કર્યું. ઈન્દ્ર પોતાના કરતૂતને યાદ કરીને ભયભીત બની ગયો તથા ભગવાનના પ્રભાવને જોઈને આશ્ચર્યચકિત થઈ ગયો. ॥ ૧૬ ॥

હંસસ્વરૂપ્યવદદચ્યુત આત્મયોગં
દત્તઃ કુમાર ઋષભો ભગવાન્ પિતા નઃ ।
વિષ્ણુઃ શિવાય જગતાં કલયાવતીર્ણ-
સ્તેનાહૃતા મધુભિદા શ્રુતયો હયાસ્યે ॥ ૧૭॥

ભગવાન નારાયણે જ હંસરૂપમાં પ્રગટ થઈને આત્મયોગના વિષયમાં ઉપદેશ આપ્યો તથા તેમણે જ દત્તાત્રેય, સનત્કુમારો તથા અમારા પિતા ઋષભદેવના રૂપમાં આત્મયોગના સંબંધમાં ઉપદેશ આપ્યો. તે જ ભગવાન જગતના કલ્યાણ માટે પોતાના અંશથી અવતાર લે છે. તેમણે જ હયગ્રીવ અવતાર લઈને મધુકૈટભ નામના અસુરોનો સંહાર કરીને તેમના દ્વારા ચોરાયેલા વેદોનો ઉદ્ધાર કર્યો. ॥ ૧૭ ॥

ગુપ્તોઽપ્યયે મનુરિલૌષધયશ્ચ માત્સ્યે
ક્રૌડે હતો દિતિજ ઉદ્ધરતામ્ભસઃ ક્ષ્મામ્ ।
કૌર્મે ધૃતોઽદ્રિરમૃતોન્મથને સ્વપૃષ્ઠે
ગ્રાહાત્ પ્રપન્નમિભરાજમમુઞ્ચદાર્તમ્ ॥ ૧૮॥

પ્રલયના સમયે મત્સ્યાવતાર ધારણ કરીને તેમણે જ સત્યવ્રત મનુની, પૃથ્વીની અને ઔષધિઓની રક્ષા કરી. વરાહ અવતાર ધારણ કરીને હિરણ્યાક્ષનો સંહાર કરીને રસાતળમાં ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. કૂર્માવતારમાં સમુદ્રમંથનના સમયે પોતાની પીઠ પર મંદરાચળને ધારણ કર્યો. આર્ત બનેલા શરણાગત ગજેન્દ્રને ગ્રાહની ચુંગાલમાંથી છોડાવ્યો. ॥ ૧૮ ॥

સંસ્તુન્વતોઽબ્ધિપતિતાઞ્છ્રમણાનૃષીંશ્ચ
શક્રં ચ વૃત્રવધતસ્તમસિ પ્રવિષ્ટમ્ ।
દેવસ્ત્રિયોઽસુરગૃહે પિહિતા અનાથા
જઘ્નેઽસુરેન્દ્રમભયાય સતાં નૃસિંહે ॥ ૧૯॥

એક સમયની વાત છે - વાલખિલ્ય ઋષિઓ તપસ્યા કરતાં-કરતાં અત્યંત દુર્બળ થઈ ગયા. તેઓ જ્યારે કશ્યપમુનિ માટે સમિધા લાવી રહ્યા હતા ત્યારે ગાયની ખરી જેટલા ખાડામાં પડી ગયા, જાણે-કે તેઓ સમુદ્રમાં જ પડી ગયા હોય! તેમણે ભગવાનની સ્તુતિ કરી, તો ભગવાને જ તેમનો ઉદ્ધાર કર્યો. વૃત્રાસુરનો વધ કરવાથી ઈન્દ્રને બ્રહ્મહત્યા લાગી હતી અને તે તેના ભયથી ભાગીને છુપાઈ ગયા ત્યારે ભગવાને ઈન્દ્રની તે હત્યાથી રક્ષા કરી. દેવતાઓની સ્ત્રીઓને હિરણ્યકશિપુએ પોતાના મહેલમાં કેદ કરી રાખી હતી ત્યારે નરસિંહરૂપથી તેને મારીને તે સ્ત્રીઓને અસુરની ચુંગાલમાંથી છોડાવી અને પ્રહલાદ વગેરે સંતોને નિર્ભય કર્યા. ॥ ૧૯ ॥

દેવાસુરે યુધિ ચ દૈત્યપતીન્ સુરાર્થે
હત્વાઽન્તરેષુ ભુવનાન્યદધાત્ કલાભિઃ ।
ભૂત્વાઽથ વામન ઈમામહરદ્ બલેઃ ક્ષ્માં
યાચ્ઞાચ્છલેન સમદાદદિતેઃ સુતેભ્યઃ ॥ ૨૦॥

ભગવાને જ દેવતાઓની રક્ષા માટે દેવાસુર-સંગ્રામમાં દૈત્યપતિઓનો નાશ કર્યો અને જુદા-જુદા મન્વન્તરોમાં પોતાની શક્તિથી અનેક અંશાવતાર ધારણ કરીને ત્રિભુવનની રક્ષા કરી. ત્યાર પછી વામન અવતાર દ્વારા યાચનાના બહાને આ પૃથ્વીને દૈત્યરાજ બલિ પાસેથી લઈને અદિતિના પુત્રો (દેવતાઓ)ને આપી. ॥ ૨૦ ॥

નિઃક્ષત્રિયામકૃત ગાં ચ ત્રિઃસપ્તકૃત્વો
રામસ્તુ હૈહયકુલાપ્યયભાર્ગવાગ્નિઃ ।
સોઽબ્ધિં બબન્ધ દશવક્ત્રમહન્ સલઙ્કં
સીતાપતિર્જયતિ લોકમલઘ્નકીર્તિઃ ॥ ૨૧॥

પરશુરામ અવતાર ધારણ કરીને તેમણે પૃથ્વીને એકવીસ વાર ક્ષત્રિયો વિનાની કરી દીધી. આવા ભાર્ગવ રામ તો હૈહયવંશનો પ્રલય કરવા માટે જાણે ભૃગુવંશમાં અગ્નિરૂપે પ્રગટ થયા હતા. તેમણે જ રામાવતારમાં સમુદ્ર પર સેતુ બાંધીને દશમુખ રાવણને તેના સૈન્ય સહિત માર્યો. શોક અને ભયનો નાશ કરનારી જેમની કીર્તિ છે એવા સીતાપતિ શ્રીરામનો સદા જય થાઓ. ॥ ૨૧ ॥

ભૂમેર્ભરાવતરણાય યદુષ્વજન્મા
જાતઃ કરિષ્યતિ સુરૈરપિ દુષ્કરાણિ ।
વાદૈર્વિમોહયતિ યજ્ઞકૃતોઽતદર્હાન્
શૂદ્રાન્ કલૌ ક્ષિતિભુજો ન્યહનિષ્યદન્તે ॥ ૨૨॥

હે રાજન્! અજન્મા હોવા છતાં પણ ભગવાન ભૂમિનો ભાર ઉતારવા માટે યદુવંશમાં જન્મ લેશે તથા મોટા-મોટા દેવતાઓ પણ જે કામ કરવા અસમર્થ છે, એવી અલૌકિક લીલા કરશે. આગળ જતાં બુદ્ધરૂપે અવતાર લેશે. યજ્ઞના અનધિકારીઓ દ્વારા યજ્ઞકાર્ય થતાં જોઈને તેમને અનેક પ્રકારના તર્ક-વિતર્કથી મોહિત કરશે અને કલિયુગના અંતમાં કલ્કિ અવતાર લઈને શૂદ્ર રાજાઓનો વધ કરશે. ॥ ૨૨ ॥

એવંવિધાનિ કર્માણિ જન્માનિ ચ જગત્પતેઃ ।
ભૂરીણિ ભૂરિયશસો વર્ણિતાનિ મહાભુજ ॥ ૨૩॥

મહાબાહુ વિદેહરાજ! ભગવાનની કીર્તિ અનંત છે, મહાત્માઓએ જગત્પતિ ભગવાનનાં એવાં-એવાં અનેક જન્મ અને કર્મોનું વિપુલમાત્રામાં ગાન કર્યું છે. આ પ્રમાણે મેં ખૂબ જ સંક્ષેપમાં ભગવાનની દિવ્ય લીલાઓનું વર્ણન કર્યું છે. (ભગવાન અનંત છે, તેમનાં જન્મ-કર્મ પણ અનંત છે.) ॥ ૨૩ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ચોથો અધ્યાય સમાપ્ત.

=★=

# પાંચમો અધ્યાય

## ભક્તિહીન મનુષ્યોની ગતિ અને ભગવાનની પૂજાવિધિનું વર્ણન

રાજોવાચ

ભગવન્તં હરિં પ્રાયો ન ભજન્ત્યાત્મવિત્તમાઃ ।
તેષામશાન્તકામાનાં કા નિષ્ઠાઽવિજિતાત્મનામ્ ॥ ૧॥

**નિમિરાજાએ પૂછ્યું –** હે આત્મવેત્તા યોગીશ્વરો! જે લોકોએ પોતાની ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કર્યો નથી, સાથે-સાથે તેમનું ચિત્ત પણ ભોગોની લાલસામાં અશાંત બનેલું છે, આવા લોકો પ્રાયઃ ભગવાનની ભક્તિ કરતા નથી. તો આવા લોકોની શી ગતિ થાય છે? ॥ ૧ ॥

ચમસ ઉવાચ

મુખબાહૂરુપાદેભ્યઃ પુરુષસ્યાશ્રમૈઃ સહ ।
ચત્વારો જજ્ઞિરે વર્ણા ગુણૈર્વિપ્રાદયઃ પૃથક્ ॥ ૨॥

**આઠમા યોગીશ્વર શ્રીચમસજીએ કહ્યું –** રાજન્! વિરાટપુરુષ પરમાત્માનાં જ મુખ, બાહુ, ઊરુ તથા ચરણોથી ચાર વર્ણ અને આશ્રમોની ઉત્પત્તિ તે-તે ગુણો અને કર્મો પ્રમાણે થઈ છે; ભગવાનના મુખથી સત્ત્વપ્રધાન બ્રાહ્મણોની, બાહુથી સત્ત્વ-રજ મિશ્રિત ક્ષત્રિયોની, જાંઘમાંથી રજોગુણ અને તમોગુણ મિશ્રિત વૈશ્યવર્ણની તથા ચરણોથી તમોગુણપ્રધાન શૂદ્રોની ઉત્પત્તિ થઈ છે. એ જ પ્રમાણે હૃદય, જાંઘ, વક્ષઃસ્થળ અને મસ્તકથી બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમની પણ ઉત્પત્તિ થઈ છે. આ પ્રમાણે વર્ણાશ્રમના વિભાગવાળું સમગ્ર વિશ્વ ભગવાનથી જ ઉત્પન્ન થયું છે. ॥ ૨ ॥

ય એષાં પુરુષં સાક્ષાદાત્મપ્રભવમીશ્વરમ્ ।
ન ભજન્ત્યવજાનન્તિ સ્થાનાદ્[1] ભ્રષ્ટાઃ પતન્ત્યધઃ ॥ ૩॥

આ ચારેય વર્ણોના લોકોમાંથી જે લોકો પોતાના જ પિતા પરમાત્માને ભજતા નથી, એટલું જ નહિ, તેમની અવગણના - અનાદર કરે છે અને પરિણામે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈને અધોગતિને પામે છે. ॥ ૩ ॥

દૂરેહરિકથાઃ કેચિદ્ દૂરેચાચ્યુતકીર્તનાઃ ।
સ્ત્રિયઃ શૂદ્રાદયશ્ચૈવ તેઽનુકમ્પ્યા ભવાદૃશામ્ ॥ ૪॥

એવા લોકો જે ભગવાનની કથા-સત્સંગ વગેરેથી વંચિત છે અને ભગવાનના સંકીર્તનાદિથી ઘણા દૂર છે, એવા બધા શૂદ્રાદિ આપ જેવા ભગવદ્ભક્તોની કૃપાને પાત્ર છે. ॥ ૪ ॥

વિપ્રો રાજન્યવૈશ્યૌ ચ હરેઃ પ્રાપ્તાઃ પદાન્તિકમ્ ।
શ્રૌતેન જન્મનાથાપિ મુહ્યન્ત્યામ્નાયવાદિનઃ ॥ ૫॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય – આ દ્વિજાતિ છે. તેથી વેદાધ્યયન વગેરે સંસ્કારોથી સમ્પન્ન હોવાથી ભગવાનનું સાંનિધ્ય પામવાની વિશેષ યોગ્યતા ધરાવે છે. આવો વિશેષ અધિકાર મળવા છતાં તેમાંના કેટલાક લોકો અજ્ઞાનવશ વેદોમાં વર્ણવેલાં સકામ કર્મોના અનુષ્ઠાન અને ફળના વર્ણનથી ભ્રમિત થઈને મોહિત થતા રહે છે. ॥ ૫ ॥

કર્મણ્યકોવિદાઃ સ્તબ્ધા મૂર્ખાઃ પણ્ડિતમાનિનઃ ।
વદન્તિ ચાટુકાન્ મૂઢા યયા માધ્વ્યા ગિરોત્સુકાઃ ॥ ૬॥

તે લોકો કર્મોનું રહસ્ય તો જાણતા નથી, બલ્કે અભિમાની અને મૂર્ખ હોય છે અને પોતાને જ પંડિત માને છે. આવા અભિમાની મૂર્ખ લોકો જે લોભામણી મધુરવાણીને કહ્યા કરે છે, જેને સાંભળીને અજ્ઞાની લોકો સ્વેચ્છાચારી બને છે. ॥ ૬ ॥

રજસા ઘોરસઙ્કલ્પાઃ કામુકા અહિમન્યવઃ ।
દામ્ભિકા માનિનઃ પાપા વિહસન્ત્યચ્યુતપ્રિયાન્ ॥ ૭॥

આવા લોકો રજોગુણથી ભરેલા હોય છે, તેમના મનોરથો પણ ભયંકર હોય છે. તેમની કામનાઓ અનંત હોય છે, તેઓ સર્પ જેવા અપાર ક્રોધી હોય છે. આવા દમ્ભી આચરણવાળા ઘમંડી અને પાપાચારી લોકો ઉલટા ભગવાનના ભક્તોની ઠેકડી ઉડાવે છે. ॥ ૭ ॥

૧. સ્થાનભ્રષ્ટાઃ ।

વદન્તિ તેઽન્યોન્યમુપાસિતસ્ત્રિયો
ગૃહેષુ મૈથુન્યપરેષુ ચાશિષઃ ।
યજન્ત્યસૃષ્ટાન્નવિધાનદક્ષિણં
વૃત્ત્યૈ પરં ઘ્નન્તિ પશૂનતદ્વિદઃ ॥ ૮॥

આવા સ્ત્રીલંપટ લોકો પરસ્પર સંસાર-સુખની વ્યર્થ ચર્ચામાં પોતાનો સમય નષ્ટ કરે છે અને સ્ત્રી-સહવાસમાં જ તેમનું સર્વાધિક સુખ સીમિત રહે છે. તેવા અજ્ઞાની લોકો અન્નદાન અને દક્ષિણા વિનાના અવિધિપૂર્વક યજ્ઞો કરે છે. પોતાની આજીવિકા માટે પશુઓની હત્યા કરીને પોતાની ઇન્દ્રિયો તૃપ્ત કરે છે. આવા લોકો યજ્ઞોની ઉપાસનાના નામે હિંસા આદિનું પાપ પોતાના ખાતામાં ઉમેરાય છે, તે વાતને પણ જાણતા નથી. ॥ ૮ ॥

શ્રિયા વિભૂત્યાઽભિજનેન વિદ્યયા
ત્યાગેન રૂપેણ બલેન કર્મણા ।
જાતસ્મયેનાન્ધધિયઃ સહેશ્વરાન્
સતોઽવમન્યન્તિ હરિપ્રિયાન્ ખલાઃ ॥ ૯॥

આવા દુષ્ટલોકો ધન-વૈભવ, ઊંચું કુળ, વિદ્યા, દાન, સૌંદર્ય, બળ અને કર્મ વગેરેના કારણે ઘમંડથી બહેકી જાય છે અને મદાન્ધ થઈને ભગવાનની અને ભગવાનના પ્રિય ભક્તોની તથા સંત-મહાત્માઓની નિંદા કરે છે. ॥ ૯ ॥

સર્વેષુ શશ્વત્તનુભૃત્સ્વવસ્થિતં
યથા [1]ખમાત્માનમભીષ્ટમીશ્વરમ્ ।
વેદોપગીતં ચ ન શૃણ્વતેઽબુધા
મનોરથાનાં પ્રવદન્તિ વાર્તયા ॥ ૧૦॥

જે રીતે આકાશ સમાનરૂપે સર્વત્ર વ્યાપ્ત છે તે જ રીતે પરમાત્મા તમામ દેહધારીઓની અંદર-બહાર સર્વત્ર પરિપૂર્ણ છે. વેદોએ પણ આ વાતનું વારંવાર સમર્થન કર્યું છે. પરંતુ તે અજ્ઞાની લોકો આ સઘળી વાતોને સાંભળતા નથી. આનાથી વિપરીત અનેક પ્રકારના મનોરથોની વ્યર્થ વાતો પરસ્પર કહે-સાંભળે છે. ॥ ૧૦ ॥

લોકે વ્યવાયામિષમદ્યસેવા
નિત્યાસ્તુ જન્તોર્ન હિ તત્ર ચોદના ।
વ્યવસ્થિતિસ્તેષુ વિવાહયજ્ઞ-
સુરાગ્રહૈરાસુ નિવૃત્તિરિષ્ટા ॥ ૧૧॥

જીવોની મૈથુન, માંસ અને મદ્યસેવન તરફ સ્વાભાવિક જ પ્રવૃત્તિ હોય છે. આ ત્રણેય પ્રવૃત્તિઓ પતન કરનારી છે. શાસ્ત્રમાં લગ્ન પછી ઋતુકાળમાં સ્ત્રી-સહવાસ અને સૌત્રામણિ યજ્ઞમાં સુરાને માત્ર સૂંઘવાનું જે વિધાન બતાવ્યું છે, તેમાં શાસ્ત્રનો અભિપ્રાય આ બધી ચીજોથી દૂર રહેવાનો જ છે. લોકોની જે આ પદાર્થો પ્રત્યે લોલુપતા છે તેને સીમિત કરવા માટે જ શાસ્ત્રે તેના સેવનની સીમા બાંધી દીધી છે. ॥ ૧૧ ॥

ધનં ચ ધર્મૈકફલં યતો વૈ
જ્ઞાનં સવિજ્ઞાનમનુપ્રશાન્તિ ।
ગૃહેષુ યુઞ્જન્તિ કલેવરસ્ય
મૃત્યું ન પશ્યન્તિ દુરન્તવીર્યમ્ ॥ ૧૨॥

ધનનો શ્રેષ્ઠ ઉપયોગ એ છે કે, તેને ધાર્મિક કાર્યોમાં વાપરવામાં આવે, કારણ કે, ધર્મથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, જ્ઞાનથી પરમાત્મતત્ત્વનો અનુભવ અને પરમશાંતિ મળે છે. પરંતુ જે લોકો ધનને માત્ર ઘર બનાવવામાં તથા અન્ય સાંસારિક કામોમાં ખર્ચ કરે છે તે લોકો આ શરીરને ભરખી જનારા ભયંકર કાળને જોતા નથી. ॥ ૧૨ ॥

યદ્ ઘ્રાણભક્ષો વિહિતઃ સુરાયા-
સ્તથા પશોરાલભનં ન હિંસા ।
એવં વ્યવાયઃ પ્રજયા ન રત્યા
ઇમં વિશુદ્ધં ન વિદુઃ સ્વધર્મમ્ ॥ ૧૩॥

સૌત્રામણિ યજ્ઞમાં સુરાને સૂંઘવાનું જ વિધાન કરવામાં આવ્યું છે (તેને પીવાનું નહિ), યજ્ઞમાં પશુનો સ્પર્શ કરવાનું જ વિધાન છે (તેને મારવાનું નહિ), એ જ રીતે મૈથુન પણ સંતતિ-પરંપરા માટે જ માન્ય છે (રતિ માટે નહિ). આ જે વિશુદ્ધ ધર્મો છે તેને તેઓ જાણતા નથી. ॥ ૧૩ ॥

૧. સ્વમાત્માન૦ ।

યે ત્વનેવંવિદોઽસન્તઃ સ્તબ્ધાઃ સદભિમાનિનઃ ।
પશૂન્ દ્રુહ્યન્તિ વિસ્રબ્ધાઃ પ્રેત્ય ખાદન્તિ તે ચ તાન્ ॥ ૧૪॥

આ પ્રકારનો જે વિશુદ્ધ ધર્મ છે, તેને ન જાણનારા ઘમંડી લોકો પોતાની વાતને પકડી રાખે છે અને પોતાની જ વાતોમાં શ્રદ્ધા રાખીને નિર્દયતાપૂર્વક મૂંગા પશુઓની હત્યા કરે છે. મર્યા પછી તે જ પશુ તે મારનારને ખાય છે. ॥ ૧૪ ॥

દ્વિષન્તઃ પરકાયેષુ સ્વાત્માનં હરિમીશ્વરમ્ ।
મૃતકે સાનુબન્ધેઽસ્મિન્ બદ્ધસ્નેહાઃ પતન્ત્યધઃ ॥ ૧૫॥

આવા લોકો આ મરણધર્મી શરીરમાં તથા પોતાના પરિવારમાં જ પોતાની મમતાને બાંધી રાખે છે. તેઓ અન્ય લોકોનો દ્વેષ કરે છે; 'ભગવાન શ્રીહરિ જ બધાંનો આત્મા છે,' એ વાતને તે જાણતા નથી. ॥ ૧૫ ॥

યે કૈવલ્યમસમ્પ્રાપ્તા યે ચાતીતાશ્ચ મૂઢતામ્ ।
ત્રૈવર્ગિકા હ્યક્ષણિકા આત્માનં ઘાતયન્તિ તે ॥ ૧૬॥

આવા મૂઢલોકોને મોક્ષ તો દૂર રહ્યો, તે તો મૂર્ખતાની સીમા પણ ઓળંગી ચૂક્યા છે અર્થાત્ મહામૂઢ છે. આવા લોકો ધર્મ, અર્થ અને કામ આ ત્રણ જ પુરુષાર્થ માને છે કે જે ક્ષણભંગુર - નાશવાન છે. આ પ્રમાણે સકામ કર્મોના ચક્કરમાં ફસાયેલા લોકો પોતાના જ આત્માને હણે છે. ॥ ૧૬ ॥

એત આત્મહનોઽશાન્તા અજ્ઞાને જ્ઞાનમાનિનઃ ।
સીદન્ત્યકૃતકૃત્યા વૈ કાલધ્વસ્તમનોરથાઃ ॥ ૧૭॥

આ પ્રમાણે પોતાના જ આત્માને હણનારાઓને ક્યારેય શાંતિ મળતી નથી. તેમણે અજ્ઞાનને જ જ્ઞાન માની લીધું છે. મનુષ્યશરીર પરમાત્માની પ્રાપ્તિને માટે મળ્યું છે, પરંતુ તે આવા અમૂલ્ય જીવનને પ્રાપ્ત કરીને પણ પરમ લાભથી વંચિત રહી જાય છે અને દુઃખ ભોગવતા રહે છે. તેમના મનોરથો ક્યારેય પૂરા થતા નથી. ॥ ૧૭ ॥

હિત્વાઽત્યાયાસરચિતા ગૃહાપત્યસુહૃચ્છ્રિયઃ ।
તમો વિશન્ત્યનિચ્છન્તો વાસુદેવપરાઙ્મુખાઃ ॥ ૧૮॥

આવા લોકો ભગવાનની ભક્તિથી સંપૂર્ણપણે વિમુખ રહે છે. અતિશય કષ્ટ ઉઠાવીને ભારે પરિશ્રમથી જે તેમણે ઘર, પુત્ર, મિત્રવર્ગ, ધન-સંપત્તિ એકઠી કરી હોય છે તેને ન ઇચ્છવા છતાં પણ છોડીને જવું જ પડે છે અને નરકોમાં જાય છે. (આ પ્રમાણે આપે 'ભગવાનની ભક્તિ ન કરનારાઓની શી ગતિ થાય છે' તેમ પૂછ્યું હતું, તે મેં બતાવ્યું.) ॥ ૧૮ ॥

રાજોવાચ

કસ્મિન્ કાલે સ ભગવાન્ કિંવર્ણઃ કીદૃશો નૃભિઃ ।
નામ્ના વા કેન વિધિના પૂજ્યતે તદિહોચ્યતામ્ ॥ ૧૯॥

**નિમિરાજાએ પૂછ્યું** – હે યોગીશ્વરો! આપ કૃપા કરીને જણાવો કે, ભગવાન કયા સમયે કયા રંગ (વર્ણ) અને કઈ આકૃતિનો સ્વીકાર કરે છે અને મનુષ્યો કયાં નામોથી અને વિધિઓથી તેમની ઉપાસના કરે છે? ॥ ૧૯ ॥

કરભાજન ઉવાચ

કૃતં ત્રેતા દ્વાપરં ચ કલિરિત્યેષુ કેશવઃ ।
નાનાવર્ણાભિધાકારો નાનૈવ વિધિનેજ્યતે ॥ ૨૦॥

**નવમા યોગીશ્વર શ્રીકરભાજનજીએ કહ્યું** – રાજન્! સતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ—આ ચાર યુગોમાં કેશવ ભગવાનનાં અનેક રંગ, નામ અને આકાર હોય છે તથા અનેક વિધિઓથી તેમની પૂજા કરવામાં આવે છે. ॥ ૨૦ ॥

કૃતે શુક્લશ્ચતુર્બાહુર્જટિલો વલ્કલામ્બરઃ ।
કૃષ્ણાજિનોપવીતાક્ષાન્ બિભ્રદ્ દણ્ડકમણ્ડલૂ ॥ ૨૧॥

સતયુગમાં ભગવાનના શ્રીવિગ્રહનો રંગ શ્વેત હોય છે. તેમને ચાર ભુજાઓ અને મસ્તક પર જટા હોય છે તથા તેઓ વલ્કલ વસ્ત્ર પરિધાન કરે છે. કાળા મૃગનું ચર્મ, યજ્ઞોપવીત, રુદ્રાક્ષની માળા, દંડ અને કમંડળ તેઓ ધારણ કરે છે. ॥ ૨૧ ॥

મનુષ્યાસ્તુ તદા શાન્તા નિર્વૈરાઃ સુહૃદઃ સમાઃ ।
યજન્તિ તપસા દેવં શમેન ચ દમેન ચ ॥ ૨૨॥

સતયુગમાં મનુષ્યો ખૂબ જ શાંત, પરસ્પર વેરરહિત, બધાંના હિતૈષી અને સમદર્શી હોય છે. તે લોકો ઇન્દ્રિયો અને મનને વશમાં રાખીને ધ્યાનરૂપી તપસ્યા દ્વારા સર્વના પ્રકાશક પરમાત્માની આરાધના કરે છે. ॥ ૨૨ ॥

હંસઃ સુપર્ણો વૈકુણ્ઠો ધર્મો યોગીશ્વરોઽમલઃ ।
ઈશ્વરઃ પુરુષોઽવ્યક્તઃ પરમાત્મેતિ ગીયતે ॥ ૨૩॥

તે યુગમાં લોકો હંસ, સુપર્ણ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, અમલ, ઈશ્વર, પુરુષ, અવ્યક્ત અને પરમાત્મા – એ નામો દ્વારા ભગવાનના ગુણો અને લીલાઓનું ગાન કરે છે. ॥ ૨૩ ॥

ત્રેતાયાં રક્તવર્ણોઽસૌ ચતુર્બાહુસ્ત્રિમેખલઃ ।
હિરણ્યકેશસ્ત્રય્યાત્મા સ્રુક્સ્રુવાદ્યુપલક્ષણઃ ॥ ૨૪॥

રાજન્! ત્રેતાયુગમાં ભગવાનના શ્રીવિગ્રહનો રંગ લાલ હોય છે. ચાર ભુજા અને કટિપ્રદેશમાં ત્રણ મેખલા હોય છે. તેમના કેશ સોનેરી હોય છે. તેઓ વેદો વડે પ્રતિપાદિત યજ્ઞના રૂપમાં રહીને સ્રુક્, સ્રુવા વગેરે યજ્ઞપાત્રોને ધારણ કરે છે. ॥ ૨૪ ॥

તં તદા મનુજા દેવં સર્વદેવમયં હરિમ્ ।
યજન્તિ વિદ્યયા ત્રય્યા ધર્મિષ્ઠા બ્રહ્મવાદિનઃ ॥ ૨૫॥

આ યુગમાં મનુષ્યો પોતાના ધર્મમાં નિષ્ઠાવાળા અને વેદોના અધ્યયન-અધ્યાપનમાં ખૂબ પ્રવીણ હોય છે. તે લોકો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદરૂપી વેદત્રયી દ્વારા સર્વદેવસ્વરૂપ દેવાધિદેવ ભગવાન શ્રીહરિની આરાધના કરે છે. ॥ ૨૫ ॥

વિષ્ણુર્યજ્ઞઃ પૃશ્નિગર્ભઃ સર્વદેવ ઉરુક્રમઃ ।
વૃષાકપિર્જયન્તશ્ચ ઉરુગાય ઇતીર્યતે ॥ ૨૬॥

આ ત્રેતાયુગમાં અધિકાંશ લોકો વિષ્ણુ, યજ્ઞ, પૃશ્નિગર્ભ, સર્વદેવ, ઉરુક્રમ, વૃષાકપિ, જયન્ત અને ઉરુગાય વગેરે નામોથી તેમના ગુણ અને લીલા વગેરેનું કીર્તન કરે છે. ॥ ૨૬ ॥

દ્વાપરે ભગવાઞ્છ્યામઃ પીતવાસા નિજાયુધઃ ।
શ્રીવત્સાદિભિરઙ્કૈશ્ચ લક્ષણૈરુપલક્ષિતઃ ॥ ૨૭॥

રાજન્! દ્વાપરયુગમાં ભગવાનના શ્રીવિગ્રહનો રંગ શ્યામવર્ણનો હોય છે. તેઓ પીતાંબર તથા શંખ, ચક્ર, ગદા વગેરે પોતાનાં આયુધો ધારણ કરે છે. વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન, ભૃગુલાઞ્છન, કૌસ્તુભમણિ વગેરે ચિહ્નોથી ઓળખાય છે. ॥ ૨૭ ॥

તં તદા[1] પુરુષં મર્ત્યા મહારાજોપલક્ષણમ્ ।
યજન્તિ વેદતન્ત્રાભ્યાં પરં જિજ્ઞાસવો નૃપ ॥ ૨૮॥

તે સમયે જિજ્ઞાસુ મનુષ્યો મહારાજાઓનાં ચિહ્નો— છત્ર, ચામર વગેરેથી યુક્ત પરમપુરુષ ભગવાનની વૈદિક અને ધર્મશાસ્ત્રોએ સૂચવેલ વિધિથી આરાધના કરે છે. ॥ ૨૮ ॥

નમસ્તે વાસુદેવાય નમઃ સઙ્કર્ષણાય ચ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય તુભ્યં ભગવતે નમઃ ॥ ૨૯॥

નારાયણાય ઋષયે પુરુષાય મહાત્મને ।
વિશ્વેશ્વરાય વિશ્વાય સર્વભૂતાત્મને નમઃ ॥ ૩૦॥

તે લોકો આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરે છે – 'હે જ્ઞાનસ્વરૂપ ભગવાન વાસુદેવ તથા ક્રિયાશક્તિરૂપ સંકર્ષણ! અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ભગવાન પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધના રૂપમાં અમે આપને નમસ્કાર કરીએ છીએ. ઋષિ નારાયણ, મહાત્મા નર, વિશ્વેશ્વર, વિશ્વરૂપ અને સર્વભૂતાત્મા ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ.'॥ ૨૯-૩૦ ॥

ઇતિ દ્વાપર ઉર્વીશ સ્તુવન્તિ જગદીશ્વરમ્ ।
નાનાતન્ત્રવિધાનેન કલાવપિ યથા શૃણુ ॥ ૩૧॥

રાજન્! દ્વાપરયુગમાં લોકો આ પ્રમાણે જગદીશ્વર ભગવાનની સ્તુતિ કરે છે. આ જ પ્રમાણે કળિયુગમાં પણ અનેક ધર્મશાસ્ત્ર પ્રમાણે ભગવાનની જેવી પૂજા કરવામાં આવે છે, તેનું વર્ણન સાંભળો. ॥ ૩૧ ॥

કૃષ્ણવર્ણં ત્વિષાકૃષ્ણં સાઙ્ગોપાઙ્ગાસ્ત્રપાર્ષદમ્[2] ।
યજ્ઞૈઃ સઙ્કીર્તનપ્રાયૈર્યજન્તિ હિ સુમેધસઃ ॥ ૩૨॥

કળિયુગમાં ભગવાનનો રંગ કૃષ્ણ (શ્યામ) હોય છે, પરંતુ કાંતિથી ઇન્દ્રનીલમણિ જેવા ઉજ્જ્વળ હોય છે અર્થાત્ તેમનું રૂપ અત્યંત મનોહર હોય છે. તેઓ જીવોને પોતાની તરફ ખેંચીને આનંદિત કરે છે. તેઓ હૃદયાદિ અંગો, ઉપાંગો, અસ્ત્રો અને સુનંદાદિ પાર્ષદોથી ઘેરાયેલા રહે છે. આ યુગમાં શ્રેષ્ઠ બુદ્ધિના લોકો તેમનાં નામ, ગુણ, લીલા વગેરેના કીર્તનની પ્રધાનતા હોય એવા યજ્ઞોથી આરાધના કરે છે. ॥ ૩૨ ॥

૧. તથા । ૨. સાઙ્ગોપાઙ્ગં સપાર્ષદમ્ ।

ધ્યેયં સદા પરિભવઘ્નમભીષ્ટદોહં
તીર્થાસ્પદં શિવવિરિઞ્ચિનુતં શરણ્યમ્ ।
ભૃત્યાર્તિહં પ્રણતપાલ ભવાબ્ધિપોતં
વન્દે મહાપુરુષ તે ચરણારવિન્દમ્ ॥ ૩૩॥

ત્યક્ત્વા સુદુસ્ત્યજસુરેપ્સિતરાજ્યલક્ષ્મીં[1]
ધર્મિષ્ઠ આર્યવચસા યદગાદરણ્યમ્ ।
માયામૃગં દયિતયેપ્સિતમન્વધાવદ્
વન્દે મહાપુરુષ તે ચરણારવિન્દમ્ ॥ ૩૪॥

એવં યુગાનુરૂપાભ્યાં ભગવાન્ યુગવર્તિભિઃ ।
મનુજૈરિજ્યતે રાજન્ શ્રેયસામીશ્વરો હરિઃ ॥ ૩૫॥

કલિં સભાજયન્ત્યાર્યા ગુણજ્ઞાઃ સારભાગિનઃ ।
યત્ર સઙ્કીર્તનેનૈવ સર્વઃ સ્વાર્થોઽભિલભ્યતે[2] ॥ ૩૬॥

ન હ્યતઃ પરમો લાભો દેહિનાં ભ્રામ્યતામિહ ।
યતો વિન્દેત પરમાં શાન્તિં નશ્યતિ સંસૃતિઃ ॥ ૩૭॥

કૃતાદિષુ પ્રજા રાજન્ કલાવિચ્છન્તિ સમ્ભવમ્ ।
કલૌ ખલુ ભવિષ્યન્તિ નારાયણપરાયણાઃ ॥ ૩૮॥

ક્વચિત્ ક્વચિન્મહારાજ દ્રવિડેષુ ચ ભૂરિશઃ ।
તામ્રપર્ણી નદી યત્ર કૃતમાલા પયસ્વિની ॥ ૩૯॥

કાવેરી ચ મહાપુણ્યા પ્રતીચી ચ મહાનદી ।
યે પિબન્તિ જલં તાસાં મનુજા મનુજેશ્વર ।
પ્રાયો ભક્તા ભગવતિ વાસુદેવેઽમલાશયાઃ ॥ ૪૦॥

તે લોકો ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરે છે - 'હે શરણાગતવત્સલ પ્રભુ! હે મહાપુરુષ! આપના ચરણકમળમાં અમે વારંવાર પ્રણામ કરીએ છીએ. આપના ચરણકમળ નિત્ય ધ્યાન કરવા યોગ્ય છે, ધ્યાન કરનારાઓનાં તમામ પ્રકારનાં દુઃખોનો આપ અંત કરવાવાળા છો, ભક્તોને ઇચ્છિત વસ્તુ પ્રદાન કરવાવાળા છો, આપ તીર્થરૂપ છો. શિવ અને બ્રહ્માજી વગેરે દેવતાઓ હંમેશાં આપની વંદના કરે છે. આપ શરણ લેવા યોગ્ય છો. ભક્તોની બધા પ્રકારની વિઘ્ન-બાધાઓને દૂર કરવાવાળા છો. સંસાર-સાગરને પાર કરવા માટે નૌકા સમાન છે, એવા આપનાં ચરણકમળની અમે વારંવાર વંદના કરીએ છીએ. ॥ ૩૩ ॥

હે ધર્મની મર્યાદાના પાલક! હે મહાપુરુષ! અમે આપનાં ચરણકમળમાં વારંવાર પ્રણામ કરીએ છીએ. અયોધ્યાની રાજ્યલક્ષ્મી, જેના માટે દેવતાઓ પણ લાલસા સેવે છે, એવી અપાર રાજ્યલક્ષ્મીનો કે જેનો ત્યાગ કરવો અન્ય લોકો માટે અત્યંત કઠણ છે, પરંતુ આપનાં આ ચરણકમળ પૂજ્ય પિતાશ્રીના વચનનું પાલન કરવા માટે તેને છોડીને વનમાં ચાલ્યાં ગયાં. જ્યારે પ્રિયપત્ની સીતાએ માયામૃગની આપની પાસે ઇચ્છા કરી ત્યારે આપનાં આ ચરણકમળ તે માયામૃગની પાછળ-પાછળ દોડવાં લાગ્યાં; એવા આપના ચરણકમળને અમારા કોટિ-કોટિ પ્રણામ છે. ॥ ૩૪ ॥

રાજન્! આ પ્રકારે વિભિન્ન યુગના લોકો પોતપોતાના યુગને અનુરૂપ નામ અને રૂપ દ્વારા વિભિન્ન પ્રકારે ભગવાનની આરાધના કરે છે. એમાં સંદેહ નથી કે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ બધા જ પુરુષાર્થોના એકમાત્ર સ્વામી તો શ્રીહરિ જ છે. ॥ ૩૫ ॥

ગુણોને જાણવાવાળા, ગુણગ્રાહી ઉત્તમ પુરુષો પ્રત્યેક યુગમાં કલિયુગની પ્રશંસા કરે છે. કારણ કે, આ યુગમાં માત્ર ભગવાનના નામ-સંકીર્તનથી જ બધા પુરુષાર્થો સિદ્ધ થઈ જાય છે. ॥ ૩૬ ॥

દેહાભિમાની જીવો, જે આ સંસારમાં આવાગમનરૂપી ચક્કર કાપતા રહે છે તેમના માટે ભગવાનનું નામ-સંકીર્તન એક એવું સરળ સાધન છે કે, જેનાથી પરમશાંતિ મળે છે અને આવાગમનના ફેરા સદાને માટે ટળી જાય છે. મનુષ્ય માટે આથી વિશેષ બીજો કોઈ લાભ નથી. ॥ ૩૭ ॥

રાજન્! સતયુગ વગેરેમાં ઉત્પન્ન થયેલા લોકો પણ, 'તેમનો જન્મ કળિયુગમાં થાય' એવી કામના કરે છે. કેમકે, કલિયુગમાં ક્યાંક-ક્યાંક ભગવાન નારાયણના શરણાગત અને તેમના આશ્રયમાં રહેવાવાળા અનેક ભક્તો થશે. ॥ ૩૮ ॥

હે રાજન્! કલિયુગમાં દ્રવિડદેશમાં (દક્ષિણ ભારતમાં) ઘણા ભક્તો થશે, અન્ય સ્થાનોમાં તો ક્યાંક-ક્યાંક થશે. જ્યાં તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, પરમ પવિત્ર કાવેરી, મહાનદી અને પશ્ચિમવાહિની કૃતમાલા (વેગો) નામની નદીઓ વહે છે. હે રાજન્! જે લોકો આ પવિત્ર નદીઓનું જળ પીએ છે, તેમનું અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે અને તેઓ ભગવાન વાસુદેવના ભક્ત બની જાય છે. ॥ ૩૯-૪૦ ॥

૧. ૦રાજલક્ષ્મીં । ૨. સ્વાર્થોઽપિ લભ્યતે ।

દેવર્ષિભૂતાપ્તનૃણાં પિતૄણાં
ન કિઙ્કરો નાયમૃણી ચ રાજન્ ।
સર્વાત્મના યઃ શરણં શરણ્યં
ગતો મુકુન્દં પરિહૃત્ય કર્તમ્ ॥ ૪૧॥

શરણ લેવાયોગ્ય એકમાત્ર ભગવાન જ છે. જે ભક્ત પૂર્ણરૂપે ભગવાનને શરણ થાય છે તે દેવો, ઋષિઓ, પિતૃઓ, પરિવાર અને અતિથિ આ બધાના ઋણમાંથી મુક્ત થઈ જાય છે. તે આ બધામાં કોઈનો પણ દાસ બનતો નથી અને તેમનો ઋણી રહેતો નથી. તે બધી જ કામવાસનાઓથી અને કર્મબંધનથી પૂર્ણરૂપે મુક્ત થઈને મુક્તિ અને પ્રેમાસ્પદ ભગવાનને પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૪૧ ॥

સ્વપાદમૂલં ભજતઃ પ્રિયસ્ય
ત્યક્તાન્યભાવસ્ય હરિઃ પરેશઃ ।
વિકર્મ યચ્ચોત્પતિતં કથઞ્ચિદ્
ધુનોતિ સર્વં હૃદિ સન્નિવિષ્ટઃ ॥ ૪૨॥

જે પ્રેમીભક્ત ભગવાનની અનન્ય ભાવથી શરણાગતિ લે છે તે ભક્તોનાં પાપકર્મ ભૂંસાઈ જાય છે. કદાચ કોઈ પાપકર્મ અથવા નિષિદ્ધ કર્મ થઈ જાય તો સર્વેશ્વર ભગવાન શ્રીહરિ કે જે બધાના હૃદયમાં બિરાજમાન છે તે પોતે તેના હૃદયમાંથી પાપવાસનાઓને ધોઈને તેને શુદ્ધ કરી દે છે.* ॥ ૪૨ ॥

નારદ ઉવાચ

ધર્માન્ ભાગવતાનિત્થં શ્રુત્વાથ મિથિલેશ્વરઃ ।
જાયન્તેયાન્ મુનીન્ પ્રીતઃ સોપાધ્યાયો હ્યપૂજયત્ ॥ ૪૩॥

**નારદજી કહે છે** – વસુદેવજી! મિથિલાનરેશ નિમિરાજા આ નવ યોગીશ્વરો પાસેથી આ પ્રમાણે ભાગવતધર્મોનું વર્ણન સાંભળીને ખૂબ જ આનંદિત થયા. તેમણે પોતાના ઋત્વિજ અને આચાર્યોની સાથે ઋષભનંદન● નવ યોગીશ્વરોનું પૂજન કર્યું. ॥ ૪૩ ॥

તતોઽન્તર્દધિરે સિદ્ધાઃ સર્વલોકસ્ય પશ્યતઃ ।
રાજા ધર્માનુપાતિષ્ઠન્નવાપ પરમાં ગતિમ્ ॥ ૪૪॥

આ પછી આ બધા લોકોની સામે જ તે સિદ્ધ મહાપુરુષો અંતર્ધાન થઈ ગયા. વિદેહરાજ નિમિએ તેમની પાસેથી સાંભળેલા ભાગવતધર્મોનું આચરણ કર્યું અને પરમગતિને પ્રાપ્ત થયા. ॥ ૪૪ ॥

ત્વમપ્યેતાન્ મહાભાગ ધર્માન્ ભાગવતાઞ્છ્રુતાન્ ।
આસ્થિતઃ શ્રદ્ધયા યુક્તો નિઃસઙ્ગો યાસ્યસે પરમ્ ॥ ૪૫॥

અત્યંત ભાગ્યવાન વસુદેવજી! મેં આપની સામે જે ભાગવતધર્મોનું વર્ણન કર્યું છે, તેનું તમે શ્રદ્ધા સાથે આચરણ કરશો તો અંતમાં બધી આસક્તિઓથી છૂટીને ભગવાનના પરમપદને પ્રાપ્ત થશો. ॥ ૪૫ ॥

યુવયોઃ ખલુ દમ્પત્યોર્યશસા પૂરિતં જગત્ ।
પુત્રતામગમદ્ યદ્ વાં ભગવાનીશ્વરો હરિઃ ॥ ૪૬॥

વસુદેવજી! તમારા અને દેવકીજીના યશથી સંપૂર્ણ જગત પરિપૂર્ણ થઈ ગયું છે, કેમકે, સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણ તમારા પુત્રરૂપે પધાર્યા છે. ॥ ૪૬ ॥

દર્શનાલિઙ્ગનાલાપૈઃ શયનાસનભોજનૈઃ[1] ।
આત્મા વાં પાવિતઃ કૃષ્ણે પુત્રસ્નેહં પ્રકુર્વતોઃ ॥ ૪૭॥

તમે લોકોએ ભગવાનનાં દર્શન, આલિંગન તથા વાતચીત કરવી, તેમને પોઢાડવા, બેસાડવા, ભોજન કરાવવું વગેરેના માધ્યમથી વાત્સલ્ય-સ્નેહ કરીને પોતાનું હૃદય શુદ્ધ કરી લીધું છે. અર્થાત્ તમે પરમ પવિત્ર થઈ ગયા છો. ॥ ૪૭ ॥

વૈરેણ યં નૃપતયઃ શિશુપાલપૌણ્ડ્ર-[2]
શાલ્વાદયો ગતિવિલાસવિલોકનાદ્યૈઃ ।
ધ્યાયન્ત આકૃતધિયઃ[3] શયનાસનાદૌ[4]
તત્સામ્યમાપુરનુરક્તધિયાં પુનઃ કિમ્ ॥ ૪૮॥

વસુદેવજી! શિશુપાલ, પૌંડ્રક અને શાલ્વ વગેરે રાજાઓ તો શ્રીકૃષ્ણનું સૂતાં, બેસતાં, ખાતાં, પીતાં, ઊઠતાં, વેરભાવથી સ્મરણ કરતા હતા તો પણ તેમની ચિત્તવૃત્તિ શ્રીકૃષ્ણાકાર થઈ ગઈ અને તેઓ સારુપ્ય-મુક્તિના અધિકારી બની ગયા. તો પછી આપ પ્રેમભાવ અને અનુરાગથી શ્રીકૃષ્ણનું ચિંતન કરતા રહ્યા છો તો આપને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થવામાં કોઈ સંદેહ છે? ॥ ૪૮ ॥

---

૧. સશય્યાસનભોજનૈઃ । ૨. શિશુપાલશાલ્વપૌણ્ડ્રાદયો । ૩. આકૃતિધિયઃ । ૪. શયનાસનાદૌ ।

* આ પ્રકારે નવ યોગીશ્વરોનું પ્રકરણ શરણાગતિથી પ્રારંભ થયું અને આ પ્રસંગનો અંત પણ શરણાગતિમાં જ છે અને આત્યન્તિક શ્રેયપ્રાપ્તિનું સર્વોત્તમ સાધન પણ શરણાગતિ જ છે એવું પ્રતિપાદિત થયું.

● આ યોગીશ્વરોના પિતા ભગવાન ઋષભદેવ છે અને શ્લોકમાં 'જાયન્તેયાન્' શબ્દથી તેમની માતાનું નામ જયન્તી છે એમ સમજવું.

માઽપત્યબુદ્ધિમકૃથાઃ કૃષ્ણે સર્વાત્મનીશ્વરે[1] ।
માયામનુષ્યભાવેન ગૂઢૈશ્વર્યે પરેઽવ્યયે ॥ ૪૯॥

વસુદેવજી! તમે શ્રીકૃષ્ણને માત્ર તમારા પુત્ર જ ન સમજો. તેઓ સર્વાત્મા, સર્વેશ્વર, કારણાતીત અને અવિનાશી છે. તેમણે લીલા માટે મનુષ્યરૂપ પ્રગટ કરીને પોતાનું ઐશ્વર્ય છુપાવી રાખ્યું છે. ॥ ૪૯ ॥

ભૂભારાસુરરાજન્યહન્તવે ગુપ્તયે સતામ્ ।
અવતીર્ણસ્ય નિર્વૃત્યૈ યશો લોકે વિતન્યતે ॥ ૫૦॥

તેઓ પૃથ્વીને ભારરૂપ રાજાના રૂપમાં રહેલા અસુરોનો સંહાર કરવા અને સત્પુરુષોનું રક્ષણ કરવા અવતર્યા છે અને તેમની કીર્તિનું ગાન કરીને જીવોને પરમશાંતિ અને મુક્તિ મળે છે. ॥ ૫૦ ॥

*શ્રીશુક ઉવાચ*[2]

એતચ્છ્રુત્વા મહાભાગો વસુદેવોઽતિવિસ્મિતઃ ।
દેવકી ચ[3] મહાભાગા જહતુર્મોહમાત્મનઃ ॥ ૫૧॥

**શ્રીશુકદેવજી કહે છે** – પ્રિય પરીક્ષિત! નારદજીના મુખેથી આ બધું સાંભળીને પરમ ભાગ્યવાન વસુદેવજી અને પરમ ભાગ્યવતી દેવકીજી અત્યંત આનંદ સાથે વિસ્મિત થઈ ગયાં. તેમનામાં જે કાંઈ માયા-મોહ શેષ હતાં તેને તેમણે તે જ ક્ષણે છોડી દીધાં. ॥ ૫૧ ॥

ઈતિહાસમિમં પુણ્યં ધારયેદ્ યઃ સમાહિતઃ ।
સ વિધૂયેહ શમલં બ્રહ્મભૂયાય કલ્પતે ॥ ૫૨॥

રાજન્! આ ઈતિહાસ પરમ પવિત્ર છે. જે એકાગ્રચિત્તથી આને હૃદયસ્થ કરે છે તે પોતાનો તમામ શોક-મોહ દૂર કરીને બ્રહ્મપદને પ્રાપ્ત થાય છે. ॥ ૫૨ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત પાંચમો અધ્યાય સમાપ્ત.

=★=

# છઠ્ઠો અધ્યાય

## દેવતાઓની ભગવાનને સ્વધામ સિધાવવા માટે પ્રાર્થના તથા યાદવોને પ્રભાસક્ષેત્ર જવાની તૈયારી કરતા જોઈને ઉદ્ધવજીનું ભગવાન પાસે આવવું

*શ્રીશુક ઉવાચ*[4]

અથ બ્રહ્માઽઽત્મજૈર્દેવૈઃ પ્રજેશૈરાવૃતોઽભ્યગાત્ ।
ભવશ્ચ ભૂતભવ્યેશો યયૌ ભૂતગણૈર્વૃતઃ ॥ ૧॥

ઈન્દ્રો મરુદ્ભિર્ભગવાનાદિત્યા વસવોઽશ્વિનૌ ।
ઋભવોઽઙ્ગિરસો રુદ્રા વિશ્વે સાધ્યાશ્ચ દેવતાઃ ॥ ૨॥

ગન્ધર્વાપ્સરસો નાગાઃ સિદ્ધચારણગુહ્યકાઃ ।
ઋષયઃ પિતરશ્ચૈવ સવિદ્યાધરકિન્નરાઃ ॥ ૩॥

દ્વારકામુપસઞ્જગ્મુઃ સર્વે કૃષ્ણદિદૃક્ષવઃ ।
વપુષા યેન ભગવાન્ નરલોકમનોરમઃ ।
યશો વિતેને[5] લોકેષુ સર્વલોકમલાપહમ્ ॥ ૪॥

**શ્રીશુકદેવજી કહે છે** – પ્રિય પરીક્ષિત! એક સમયની વાત છે, બ્રહ્માજી ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઈચ્છાથી દ્વારકા આવ્યા. તેમની સાથે તેમના પુત્ર સનકાદિ, બીજા દેવતાઓ, પ્રજાપતિની સાથે જ ભગવાન શંકર પણ ભૂતગણોની સાથે આવ્યા. ઈન્દ્ર મરુદ્ગણોને લઈને આવ્યા. બાર આદિત્યો, આઠ વસુઓ, બન્ને અશ્વિનીકુમારો, ઋભુ, અંગિરાઋષિના વંશજ ઋષિ, એકાદશ રુદ્રો, વિશ્વેદેવો, સાધ્યગણો, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો, ગુહ્યકો, ઋષિઓ, પિતૃઓ, વિદ્યાધરો અને કિન્નરો - આ બધા બ્રહ્માજીની સાથે આવ્યા. ભગવાનનો શ્યામસુંદર વિગ્રહ શ્રીકૃષ્ણરૂપે બધાનાં મનને આનંદ આપનારો હતો. કૃષ્ણાવતાર દ્વારા તેમણે એવી લીલા કરી અને એવી મંગળકારી કીર્તિનો વિસ્તાર કર્યો કે, જેનું ગાન, શ્રવણ અને વર્ણન કરવાથી બધા પ્રકારના પાપ-સમૂહોનો નાશ થઈ જાય છે. ॥ ૧-૪ ॥

૧. સર્વેશ્વરે ગુરૌ । ૨. પ્રાચીન પ્રતમાં 'શ્રીશુક ઉવાચ' નથી. । ૩. તુ । ૪. શ્રીબાદરાયણિરુવાચ । ૫. વિતનુતે લોકે ।

તસ્યાં વિભ્રાજમાનાયાં સમૃદ્ધાયાં મહર્દ્ધિભિઃ ।
વ્યચક્ષતાવિતૃપ્તાક્ષાઃ કૃષ્ણમદ્ભુતદર્શનમ્ ॥ ૫॥

તે દ્વારકાનગરી બધી રીતે સમૃદ્ધ અને શોભાથી સંપન્ન હતી. ત્યાં ભગવાન શ્રીકૃષ્ણની રૂપમાધુરીનું નિર્નિમેષ તથા અતૃપ્ત નેત્રે દર્શન કરીને બધા કૃતાર્થ થઈ ઘણીવાર સુધી તેમને નિહાળી રહ્યા. ॥ ૫ ॥

સ્વર્ગોદ્યાનોપગૈર્માલ્યૈશ્છાદયન્તો યદૂત્તમમ્ ।
ગીર્ભિશ્ચિત્રપદાર્થાભિસ્તુષ્ટુવુર્જગદીશ્વરમ્ ॥ ૬॥

દેવતાઓએ ભાવપૂર્ણ હૃદયથી સ્વર્ગના બગીચાનાં દિવ્ય પુષ્પોથી જગદીશ્વર ભગવાન શ્રીકૃષ્ણને ઢાંકી દીધા અને સુંદર સ્તોત્રોથી અર્થસભર વાણી દ્વારા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૬ ॥

દેવા ઊચુઃ

નતાઃ સ્મ તે નાથ પદારવિન્દં
બુદ્ધીન્દ્રિયપ્રાણમનોવચોભિઃ ।
યચ્ચિન્ત્યતેઽન્તર્હૃદિ ભાવયુક્તૈ-
ર્મુમુક્ષુભિઃ કર્મમયોરુપાશાત્ ॥ ૭॥

દેવતાઓએ કહ્યું – હે સ્વામી! અમે આપનાં ચરણકમળમાં નમસ્કાર કરીએ છીએ. અમારી બુદ્ધિ, ઇન્દ્રિયો, પ્રાણ, મન અને વાણી દ્વારા આપને સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. મુમુક્ષુજનો આપનાં આ ચરણકમળનું ખૂબ જ શ્રદ્ધા-ભક્તિ તથા સદ્ભાવથી યુક્ત થઈને અંતઃકરણમાં ચિંતન કરી પોતાનાં સુદૃઢ કર્મબંધનના પાશને કાપી નાંખે છે. આપનાં આ ચરણકમળમાં અમારા વારંવાર નમસ્કાર છે. ॥ ૭ ॥

ત્વં માયયા ત્રિગુણયાઽઽત્મનિ દુર્વિભાવ્યં
વ્યક્તં સૃજસ્યવસિ લુમ્પસિ તદ્ગુણસ્થઃ ।
નૈતૈર્ભવાનજિત કર્મભિરજ્યતે વૈ
યત્ સ્વે સુખેઽવ્યવહિતેઽભિરતોઽનવદ્યઃ ॥ ૮॥

હે ભગવન્! આપની ત્રિગુણાત્મક માયા સમજવી બહુ કઠણ છે. આ માયા દ્વારા આ વ્યક્ત (દૃશ્ય જગત)નું આપ રજોગુણ દ્વારા પોતાનામાં જ લીલાથી જ નિર્માણ કરો છો, સત્ત્વગુણ દ્વારા તેનું પાલન કરો છો અને તમોગુણ દ્વારા તેનો સંહાર પણ કરો છો. આ બધું કરવા છતાં પણ આપ તેનાથી લેપાતા નથી, કારણ કે, આપ આત્મસુખમાં જ રમણ કરો છો. તેમાં માયાનો પડદો નથી. તેથી જ આપ નિરંજન (દોષોથી રહિત) છો. આપ પોતાના અખંડ સ્વરૂપભૂત પરમાનંદમાં મગ્ન રહો છો. ॥ ૮ ॥

શુદ્ધિર્નૃણાં ન તુ તથેડ્ય દુરાશયાનાં
વિદ્યાશ્રુતાધ્યયનદાનતપઃક્રિયાભિઃ ।
સત્ત્વાત્મનામૃષભ તે યશસિ પ્રવૃદ્ધ-
સચ્છ્રદ્ધયા શ્રવણસમ્ભૃતયા યથા સ્યાત્ ॥ ૯॥

હે સ્તુતિ કરવા યોગ્ય પરમાત્મા! જેમનું અંતઃકરણ શુદ્ધ નથી, એવા લોકોની ચિત્તશુદ્ધિ વિદ્યાભ્યાસથી, વેદાધ્યયનથી, દાન, તપ, યજ્ઞાદિ ક્રિયાઓથી થઈ શકતી નથી. પરંતુ હે ઋષભ (હે શ્રેષ્ઠ)! શુદ્ધ અંતઃકરણવાળા આપના ભક્તો આપનાં લીલા-ચરિત્રોનું, આપના પ્રભાવનું, આપના યશનું અને આપના કલ્યાણકારી ગુણોનું વર્ણન કરે છે, તેનું શ્રવણ કરે છે. આમ કરવાથી શ્રદ્ધા દૃઢ થાય છે, તેનાથી પરાભક્તિ ઉત્પન્ન થાય છે, તેનાથી તેમનું અંતઃકરણ તુરંત પવિત્ર બની જાય છે. ॥ ૯ ॥

સ્યાન્નસ્તવાઙ્ઘ્રિરશુભાશયધૂમકેતુઃ
ક્ષેમાય યો મુનિભિરાર્દ્રહૃદોહ્યમાનઃ ।
યઃ સાત્વતૈઃ સમવિભૂતય આત્મવદ્ભિ-[1]
ર્વ્યૂહેઽર્ચિતઃ સવનશઃ સ્વરતિક્રમાય ॥ ૧૦॥

હે પ્રભુ! આપનાં ચરણકમળ અમારાં તમામ અમંગળોનો નાશ કરવા માટે અગ્નિ બનીને ભસ્મ કરી દે. આપનાં આ જ ચરણકમળને આપના ભક્તો પ્રેમમાં તરબોળ થઈને પોતાના હૃદયમાં ધારણ કરે છે. આ બધું અમારા કલ્યાણની વૃદ્ધિ કરનારું થાઓ. પોતાની ઇન્દ્રિયોને જેમણે વશમાં રાખી છે, તેવા આપના ભક્તો આપનું સાયુજ્ય પ્રાપ્ત કરવા માટે ત્રણે કાળ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચતુર્વ્યૂહના રૂપમાં આપનાં આ જ ચરણકમળની ઉપાસના કરતા રહે છે અને તેથી તેઓ સ્વર્ગને ઓળંગીને આપના પરમધામમાં પહોંચી જાય છે. ॥ ૧૦ ॥

૧. આત્મવિદ્ભિઃ ।

યશ્ચિન્ત્યતે પ્રયતપાણિભિરધ્વરાગ્નૌ
ત્રય્યા નિરુક્તવિધિનેશ હવિર્ગૃહીત્વા ।
અધ્યાત્મયોગ ઉત યોગિભિરાત્મમાયાં
જિજ્ઞાસુભિઃ પરમભાગવતૈઃ પરીષ્ટઃ ॥ ૧૧॥

આપના ભક્તો વેદોક્તવિધિથી હાથમાં હવિષ્યાન્ન લઈને યજ્ઞના આહવનીય વગેરે અગ્નિમાં અર્પણ કરીને આપનાં જ ચરણકમળનું ચિંતન કરે છે. જ્ઞાનમાર્ગ દ્વારા તત્ત્વનો સાક્ષાત્કાર કરવા માટે યોગીઓ આપનાં જ આ ચરણકમળનું ચિંતન કરે છે; તે જ પ્રમાણે આપની માયાના સ્વરૂપને પણ જાણનારા જિજ્ઞાસુ ભક્તો આપના જ ચરણોનું ચિંતન કરે છે. આ પ્રમાણે આપના પ્રેમી ભક્તો આપનાં ચરણકમળને જ પોતાનાં સર્વોત્તમ આરાધ્ય માનીને તેમની ઉપાસના કરતા રહે છે. ॥ ૧૧ ॥

પર્યુષ્ટયા તવ વિભો વનમાલયેયં
સંસ્પર્ધિની ભગવતી પ્રતિપત્નિવચ્છ્રીઃ ।
યઃ સુપ્રણીતમમુયાऽર્હણમાદદન્નો
ભૂયાત્ સદાઙ્ઘ્રિરશુભાશયધૂમકેતુઃ ॥ ૧૨॥

હે પ્રભુ! આપના ભક્તો આપને જે પ્રેમપૂર્વક વનમાળા અર્પણ કરે છે, તેનો આપ બહુ જ આદર સાથે સ્વીકાર કરો છો. ભક્તો માટે આપનો કેવો વિલક્ષણ પ્રેમ છે, એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. સાક્ષાત્ ભગવતી લક્ષ્મી પણ આપને પ્રેમ કરે છે, પરંતુ આપના વક્ષઃસ્થળ પરની આસપાસ તે વનમાળાને ફેલાયેલી જોઈને તથા ભક્તો માટે આપનો વિશેષ પ્રેમ જોઈને તેઓ શોકની જેમ તે વનમાળાની અદેખાઈ કરે છે. તે વનમાળામાં તુલસી પણ હોય છે. તુલસી અર્પણ કરવાથી આપની પૂજા સારી રીતે સંપૂર્ણ ગણાય છે અને આપ વધારે ને વધારે પ્રસન્ન થાઓ છો. એવાં આપનાં ચરણકમળ અમારાં બધાં જ અમંગળોને ભસ્મ કરવા માટે અગ્નિરૂપ થાઓ. ॥ ૧૨ ॥

કેતુસ્ત્રિવિક્રમયુતસ્ત્રિપતત્પતાકો
યસ્તે ભયાભયકરોઽસુરદેવચમ્વોઃ ।
સ્વર્ગાય સાધુષુ ખલેષ્વિતરાય ભૂમન્
પાદઃ પુનાતુ ભગવન્ ભજતામઘં નઃ ॥ ૧૩॥

વામન અવતાર સમયે ત્રણ ચરણભૂમિ માપવા માટે આપનો બીજો ચરણ સત્યલોકમાં પહોંચ્યો ત્યારે આપે આપના આ ચરણો વડે ત્રિલોકને માપી લીધું. ત્યારે આપની કીર્તિનો ધ્વજ ત્રિલોકમાં લહેરાયો. તે સમયે બ્રહ્માજીએ આપનાં તે ચરણકમળને પખાળીને તે જળ પોતાના કમંડળમાં રાખ્યું. તેમાંથી જળની ત્રણ ધારાઓ નીકળી, જેને ભાગીરથી ગંગા કહે છે. તે તો આપની કીર્તિપતાકા જ છે. આપનું સ્વરૂપ અસુરોના સૈન્યને તો ભયભીત કરી દેનારું તો છે, પરંતુ આપના ભક્તો અને દેવતાઓના સમૂહને અભય આપનારું છે. હે ભૂમા (અનંત) ભગવન્! આપનાં આ ચરણકમળ સાધુ-સંતોને તો પરમપદની પ્રાપ્તિ કરાવનારાં છે, પરંતુ જે તેમનો અનાદર કરે છે તે નરકોમાં જાય છે. આપનાં આ ચરણકમળ અમ ઉપાસકોનાં સમગ્ર પાપોને નષ્ટ કરીને અમને પવિત્ર કરે. ॥ ૧૩ ॥

નસ્યોતગાવ ઇવ યસ્ય વશે ભવન્તિ
બ્રહ્માદયસ્તનુભૃતો મિથુરર્દ્યમાનાઃ ।
કાલસ્ય તે પ્રકૃતિપૂરુષયોઃ પરસ્ય
શં નસ્તનોતુ ચરણઃ પુરુષોત્તમસ્ય ॥ ૧૪॥

જેવી રીતે નાથેલો બળદ પોતાના માલિકને વશ થઈ કામ કરે છે તે જ પ્રમાણે બ્રહ્માજીથી લઈને જેટલા પણ શરીરધારી જીવો છે તે બધા આપસમાં તો લડ્યા કરે છે, પરંતુ આપને આધીન રહે છે. આપ કાળસ્વરૂપ છો તથા પ્રકૃતિ અને પુરુષથી પણ પર છો. આવા પુરુષોત્તમસ્વરૂપ આપનાં ચરણકમળ અમારા કલ્યાણની વૃદ્ધિ કરનારાં થાઓ. ॥ ૧૪ ॥

અસ્યાસિ હેતુરુદયસ્થિતિસંયમાના-
મવ્યક્તજીવમહતામપિ કાલમાહુઃ ।
સોऽયં ત્રિણાભિરખિલાપચયે પ્રવૃત્તઃ
કાલો ગભીરરય ઉત્તમપૂરુષસ્ત્વમ્ ॥ ૧૫॥

આપ જ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કારણ છો. આપ જ અવ્યક્ત (મૂલ પ્રકૃતિ), પુરુષ, મહત્તત્ત્વ - આ બધાનું નિયંત્રણ કરવાવાળા છો તથા કાળસ્વરૂપ પણ આપ જ છો. સંવત્સરરૂપે ઠંડી, ગરમી અને વર્ષા એ ત્રણ ઋતુઓ જ,

ત્વત્તઃ પુમાન્ સમધિગમ્ય[1] યયાડસ્ય વીર્યં
ધત્તે મહાન્તમિવ ગર્ભમમોઘવીર્યઃ ।
સોડયં તયાડનુગત આત્મન આણ્ડકોશં
હૈમં સસર્જ બહિરાવરણૈરુપેતમ્ ॥ ૧૬॥

તત્તસ્થુષશ્ચ જગતશ્ચ ભવાનધીશો
યન્માયયોત્થગુણવિક્રિયયોપનીતાન્ ।
અર્થાઞ્જુષન્નપિ હૃષીકપતે ન લિપ્તો
યેડન્યે સ્વતઃ પરિહતાદપિ બિભ્યતિ સ્મ ॥ ૧૭॥

સ્માયાવલોકલવદર્શિતભાવહારિ-
ભ્રૂમણ્ડલપ્રહિતસૌરતમન્ત્રશૌણ્ડૈઃ ।
પત્ન્યસ્તુ ષોડશસહસ્રમનઙ્ગબાણૈ-
ર્યસ્યેન્દ્રિયં વિમથિતું કરણૈર્ન વિભ્વ્યઃ ॥ ૧૮॥

વિભ્વ્યસ્તવામૃતકથોદવહાસ્ત્રિલોક્યાઃ
પાદાવનેજસરિતઃ શમલાનિ[2] હન્તુમ્ ।
આનુશ્રવં શ્રુતિભિરઙ્ઘ્રિજમઙ્ગસઙ્ગૈ-
સ્તીર્થદ્વયં શુચિષદસ્ત ઉપસ્પૃશન્તિ ॥ ૧૯॥

બાદરાયણિરુવાચ

ઇત્યભિષ્ટૂય વિબુધૈઃ સેશઃ શતધૃતિર્હરિમ્ ।
અભ્યભાષત ગોવિન્દં પ્રણમ્યામ્બરમાશ્રિતઃ ॥ ૨૦॥

બ્રહ્મોવાચ

ભૂમેર્ભારાવતારાય પુરા[3] વિજ્ઞાપિતઃ પ્રભો ।
ત્વમસ્માભિરશેષાત્મંસ્તત્તથૈવોપપાદિતમ્ ॥ ૨૧॥

ધર્મશ્ચ સ્થાપિતઃ સત્સુ સત્યસન્ધેષુ વૈ ત્વયા ।
કીર્તિશ્ચ દિક્ષુ વિક્ષિપ્તા સર્વલોકમલાપહા ॥ ૨૨॥

ત્રણ નાભિઓના રૂપમાં આપનું કાળરૂપી ચક્ર ખૂબ જ તેજ ગતિથી ચક્કર લગાવી રહ્યું છે. તે કાળ બધાનો નાશ કરવા માટે ખૂબ તત્પર રહે છે. આવા આ બધાના શાસક પુરુષોત્તમ આપ જ છો. ॥ ૧૫ ॥

સૂત્રાત્મા હિરણ્યગર્ભ પુરુષ આપથી જ તેજ પ્રાપ્ત કરીને અમોઘ પરાક્રમી બની જાય છે અને આ વિશ્વના ગર્ભની જેમ મહત્તત્ત્વને ધારણ કરે છે. તે જ હિરણ્યગર્ભ બ્રહ્મા માયા સાથે મળીને સુવર્ણ જેવા બ્રહ્માંડ-કોશની રચના કરે છે કે જે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, અહંકાર અને મહત્તત્ત્વના રૂપમાં સાત આવરણોવાળું છે. આ વિરાટ બ્રહ્માંડ આપનાથી જ ઉત્પન્ન થયું છે. ॥ ૧૬ ॥

આપ જ આ ચરાચર વિશ્વના અધીશ્વર છો. આ સંપૂર્ણ જગત માયાના ગુણોથી અને તેમની વિક્રિયાથી જ ઉત્પન્ન થયું છે. હે હૃષિકેશ! આપ જ બધી ઇન્દ્રિયોના સ્વામી છો અને આપ તેમના વિષયોના ભોક્તા પણ છો, પરંતુ આશ્ચર્ય છે કે આપ તેમના ભોક્તા હોવા છતાં પણ તેમનાથી લેપાતા નથી. પરંતુ બીજા જે લોકો સ્વયં તે ભોગોનો ત્યાગ કરી દે છે તેઓ ત્યાગ કર્યા પછી પણ તેમનાથી બીતા રહે છે. ॥ ૧૭ ॥

આપના અંતઃપુરમાં સોળ હજાર રાણીઓ છે. તેઓ પોતાનાં સ્મિતહાસ્ય અને હાવભાવભર્યા, કટાક્ષથી અભિપ્રાય દર્શાવતી તેમજ ભાવરસને ઉત્પન્ન કરતા મધુર ભાવને જાગૃત કરીને વાતચીત દ્વારા હંમેશાં કામબાણો ફેંકી રહેલ હોવા છતાં આપના મનને લેશમાત્ર પણ ચલિત કરવા સમર્થ થઈ નથી. ॥ ૧૮ ॥

પરંતુ આપની બે પુણ્યમયી નદીઓ ત્રિલોકનાં તમામ પાપોને ધોઈ નાખવા પૂરી રીતે સક્ષમ છે. તેમાં એક તો આપની કથામૃતરૂપી નદી છે, તેનું નિરંતર કાન દ્વારા શ્રવણ કરવામાં આવે તો હૃદય નિર્મળ બની જાય છે અને બીજી નદી જે આપના ચરણોના પ્રક્ષાલન દ્વારા ઉત્પન્ન થયેલ ગંગાજી છે, જે સ્નાન દ્વારા લોકોને પવિત્ર કરે છે. આવી આ બે પવિત્ર નદીઓનું પુણ્યશાળી સજ્જનો નિરંતર સેવન કરે છે. ॥ ૧૯ ॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! સમસ્ત દેવતાઓ અને ભગવાન શંકર સહિત બ્રહ્માજીએ આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી. ત્યાર પછી તેઓ પ્રણામ કરીને પોતાના ધામમાં જવા માટે આકાશમાં ઊભા રહીને ભગવાનને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૨૦ ॥

બ્રહ્માજીએ કહ્યું — હે સર્વાત્મા પ્રભુ! પહેલાં અમે આપને અવતાર ધારણ કરીને ભૂમિનો ભાર ઉતારવા માટે પ્રાર્થના કરી હતી. તે કામ અમારી પ્રાર્થના મુજબ આપે જ યથોચિતરૂપે પૂરું કરી દીધું. ॥ ૨૧ ॥

આપે સત્યપરાયણ સાધુપુરુષોના કલ્યાણાર્થે ધર્મની સ્થાપના પણ કરી દીધી અને દશે દિશાઓમાં એવી કીર્તિ ફેલાવી, જેના શ્રવણથી લોકોના મનના દોષો નષ્ટ થઈ જાય છે. ॥ ૨૨ ॥

૧. સમધિકૃત્ય । ૨. શમલં । નિહન્તુમ્ । ૩. સુરૈઃ ।

અવતીર્ય યદોર્વંશે બિભ્રદ્ રૂપમનુત્તમમ્ ।
કર્માણ્યુદ્દામવૃત્તાનિ હિતાય જગતોઽકૃથાઃ ॥ ૨૩॥

આપે આ સર્વોત્તમ રૂપ ધારણ કરીને યદુવંશમાં અવતાર લીધો અને જગતના હિત માટે ઉદાર અને પરાક્રમપૂર્ણ અનેક લીલાઓ કરી. ॥ ૨૩ ॥

યાનિ તે ચરિતાનીશ મનુષ્યાઃ સાધવઃ કલૌ ।
શૃણ્વન્તઃ કીર્તયન્તશ્ચ તરિષ્યન્ત્યઞ્જસા તમઃ ॥ ૨૪॥

પ્રભુ! કળિયુગમાં જે સદ્‌ભાવવાળા મનુષ્યો આપની આ લીલાઓનું શ્રવણ-કીર્તન કરશે, તે સરળતાપૂર્વક આ અજ્ઞાનરૂપ અંધકારથી પાર થઈ જશે. ॥ ૨૪ ॥

યદુવંશેઽવતીર્ણસ્ય ભવતઃ પુરુષોત્તમ ।
શરચ્છતં વ્યતીતાય પઞ્ચવિંશાધિકં પ્રભો ॥ ૨૫॥

હે પુરુષોત્તમ સર્વશક્તિમાન પ્રભુ! આપને યદુવંશમાં અવતાર લીધાને એકસો પચીસ વર્ષ વીતી ગયા છે. ॥ ૨૫ ॥

નાધુના તેઽખિલાધાર દેવકાર્યાવશેષિતમ્ ।
કુલં ચ વિપ્રશાપેન નષ્ટપ્રાયમભૂદિદમ્ ॥ ૨૬॥

હે સર્વાધાર! હવે આપે અમ દેવતાઓનાં તમામ કાર્યોને પણ સારી રીતે પૂરાં કરી દીધાં છે, હવે કોઈ કામ બાકી નથી. બ્રાહ્મણોના શાપને કારણે આ યાદવકુળ પણ એક રીતે નષ્ટ થઈ ચૂક્યું છે. ॥ ૨૬ ॥

તતઃ સ્વધામ પરમં વિશસ્વ યદિ મન્યસે ।
સલોકાઁલ્લોકપાલાન્ નઃ પાહિ વૈકુણ્ઠકિઙ્કરાન્ ॥ ૨૭॥

તેથી હે વૈકુંઠનાથ! જો આપ ઉચિત સમજો તો પોતાના નિજધામમાં પધારો અને આપના સેવક એવા અમ-લોકપાલોનું તથા અમારા લોકોનું પાલન પોષણ કરો. ॥ ૨૭ ॥

*શ્રીભગવાનુવાચ*

અવધારિતમેતન્મે યદાત્થ વિબુધેશ્વર ।
કૃતં વઃ કાર્યમખિલં ભૂમેર્ભારોઽવતારિતઃ ॥ ૨૮॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – બ્રહ્માજી! આપ જેમ કહો છો, હું તેવો જ નિશ્ચય આ પહેલાં જ કરી ચૂક્યો છું. મેં આપ લોકોનું બધું કાર્ય પૂરું કરીને પૃથ્વીનો ભાર ઉતારી નાખ્યો છે. ॥ ૨૮ ॥

તદિદં યાદવકુલં વીર્યશૌર્યશ્રિયોદ્ધતમ્ ।
લોકં જિઘૃક્ષદ્ રુદ્ધં મે વેલયેવ મહાર્ણવઃ ॥ ૨૯॥

પરંતુ હજી એક કામ બાકી છે; તે એ છે કે, યાદવો બળ-પરાક્રમ, વીરતા-શૂરતા અને ધન-સંપત્તિથી ઉદ્ધત થઈ રહ્યા છે. તેઓ સંપૂર્ણ પૃથ્વીને હડપ કરવા માટે તાકીને બેઠા છે. તે લોકોને મેં બરાબર એ રીતે રોકી રાખ્યા છે, જેમ સમુદ્રને તેના કિનારાની ભૂમિ. ॥ ૨૯ ॥

યદ્યસંહૃત્ય દૃપ્તાનાં યદૂનાં વિપુલં કુલમ્ ।
ગન્તાસ્મ્યનેન લોકોઽયમુદ્વેલેન વિનઙ્ક્ષ્યતિ ॥ ૩૦॥

જો હું અભિમાની અને ઉચ્છૃંખલ યાદવોના આ વિશાળ વંશનો નાશ કર્યા વિના જઈશ તો તેઓ બધી જ મર્યાદાઓ ઓળંગીને સમગ્ર લોકોનો સંહાર કરી નાખશે. ॥ ૩૦ ॥

ઇદાનીં નાશ આરબ્ધઃ કુલસ્ય દ્વિજશાપતઃ ।
યાસ્યામિ ભવનં બ્રહ્મન્નેતદન્તે તવાનઘ ॥ ૩૧॥

નિષ્પાપ બ્રહ્માજી! હવે બ્રાહ્મણોના શાપથી આ વંશના નાશનો પ્રારંભ થઈ ચૂક્યો છે. તેનો અંત થઈ જતાં હું આપના ધામમાં થઈને મારા નિજધામમાં જઈશ. ॥ ૩૧ ॥

*શ્રીશુક ઉવાચ*

ઇત્યુક્તો લોકનાથેન સ્વયમ્ભૂઃ પ્રણિપત્ય તમ્ ।
સહ દેવગણૈર્દેવઃ સ્વધામ સમપદ્યત ॥ ૩૨॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે અખિલ જગતના અધિપતિ ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે બ્રહ્માજીએ તેમને પ્રણામ કર્યા અને દેવતાઓની સાથે તેઓ પોતાના ધામમાં ચાલ્યા ગયા. ॥ ૩૨ ॥

અથ તસ્યાં મહોત્પાતાન્ દ્વારવત્યાં સમુત્થિતાન્ ।
વિલોક્ય ભગવાનાહ યદુવૃદ્ધાન્ સમાગતાન્ ॥ ૩૩॥

તેમના ગયા પછી તુરત જ દ્વારકાપુરીમાં મોટાં-મોટાં અપશુકન, મોટા-મોટા ઉત્પાત શરૂ થઈ ગયા. તેમને જોઈને યદુવંશના આબાલવૃદ્ધ બધા ભગવાન શ્રીકૃષ્ણની પાસે આવ્યા. ભગવાને તેમને આ પ્રમાણે કહ્યું. ॥ ૩૩ ॥

*શ્રીભગવાનુવાચ*[1]

એતે વૈ સુમહોત્પાતા વ્યુત્તિષ્ઠન્તીહ સર્વતઃ[2] ।
શાપશ્ચ નઃ કુલસ્યાસીદ્ બ્રાહ્મણેભ્યો દુરત્યયઃ ॥ ૩૪॥

ન વસ્તવ્યમિહાસ્માભિર્જિજીવિષુભિરાર્યકાઃ ।
પ્રભાસં સુમહત્પુણ્યં[3] યાસ્યામોઽદ્યૈવ મા ચિરમ્ ॥ ૩૫॥

યત્ર સ્નાત્વા દક્ષશાપાદ્ ગૃહીતો યક્ષ્મણોડુરાટ્ ।
વિમુક્તઃ કિલ્બિષાત્ સદ્યો ભેજે ભૂયઃ કલોદયમ્ ॥ ૩૬॥

વયં ચ તસ્મિન્નાપ્લુત્ય તર્પયિત્વા પિતૄન્ સુરાન્ ।
ભોજયિત્વોશિજો વિપ્રાન્ નાનાગુણવતાઽન્ધસા ॥ ૩૭॥

તેષુ દાનાનિ પાત્રેષુ શ્રદ્ધયોપ્ત્વા મહાન્તિ વૈ ।
વૃજિનાનિ તરિષ્યામો દાનૈર્નૌભિરિવાર્ણવમ્ ॥ ૩૮॥

*શ્રીશુક ઉવાચ*

એવં ભગવતાઽઽદિષ્ટા યાદવાઃ કુલનન્દન[4] ।
ગન્તું કૃતધિયસ્તીર્થં સ્યન્દનાન્ સમયૂયુજન્ ॥ ૩૯॥

તન્નિરીક્ષ્યોદ્ધવો રાજન્ શ્રુત્વા ભગવતોદિતમ્ ।
દૃષ્ટ્વાઽરિષ્ટાનિ ઘોરાણિ નિત્યં કૃષ્ણમનુવ્રતઃ ॥ ૪૦॥

વિવિક્ત ઉપસઙ્ગમ્ય જગતામીશ્વરેશ્વરમ્ ।
પ્રણમ્ય શિરસા પાદૌ પ્રાઞ્જલિસ્તમભાષત ॥ ૪૧॥

*ઉદ્ધવ ઉવાચ*[5]

દેવદેવેશ યોગેશ પુણ્યશ્રવણકીર્તન ।
સંહૃત્યૈતત્ કુલં નૂનં લોકં સન્ત્યક્ષ્યતે ભવાન્ ।
વિપ્રશાપં સમર્થોઽપિ પ્રત્યહન્ન યદીશ્વરઃ ॥ ૪૨॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – ગુરુજનો! આજકાલ દ્વારકામાં જ્યાં જુઓ ત્યાં મોટાં-મોટાં અપશુકન અને ખાસ કરીને ભયંકર ઉત્પાત શરૂ થઈ રહ્યા છે. આપ બધા જાણો જ છો કે, બ્રાહ્મણોએ આપણા વંશને એ શાપ આપી દીધો છે કે, જેને ટાળી શકવો બહુ જ મુશ્કેલ છે. મારો એવો વિચાર છે કે, જો આપણે બધા પોતાના જીવ બચાવવા ઇચ્છતા હોઈએ તો આપણે અહીં રહેવું ન જોઈએ. આપણે આજે જ પરમ પવિત્ર પ્રભાસક્ષેત્ર જવા માટે નીકળી જઈએ. ॥ ૩૪-૩૫ ॥

પ્રભાસક્ષેત્રનો મહિમા ખૂબ પ્રસિદ્ધ છે. જ્યારે દક્ષપ્રજાપતિના શાપથી ચન્દ્રમાને ક્ષયરોગે ઘેરી લીધા હતા, ત્યારે તેમણે પ્રભાસક્ષેત્રમાં જઈને સ્નાન કર્યું અને તેઓ તુરત તે પાપજન્ય રોગથી મુક્ત થઈ ગયા. સાથે-સાથે તેમને કળાઓની અભિવૃદ્ધિ પણ પ્રાપ્ત થઈ. ॥ ૩૬ ॥

આપણે પણ પ્રભાસક્ષેત્રમાં જઈને સ્નાન કરીશું. દેવતાઓ અને પિતૃઓનું તર્પણ કરીશું અને સાથે-સાથે અનેક ગુણકારી પકવાન તૈયાર કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવીશું. ત્યાં આપણે તે સુપાત્ર બ્રાહ્મણોને પૂરી શ્રદ્ધાથી ખૂબ દાન-દક્ષિણા આપીશું અને આ સત્કર્મો દ્વારા આપણે મહાન સંકટોને સહજમાં પાર કરી જઈશું, જેમ કોઈ નૌકા દ્વારા સમુદ્ર પાર કરી જાય. ॥ ૩૭-૩૮ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – કુલનંદન! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે આવી આજ્ઞા આપી ત્યારે યાદવોએ એકમતે પ્રભાસક્ષેત્ર જવાનો નિશ્ચય કરી લીધો અને બધા પોતપોતાના રથ તૈયાર કરવા લાગ્યા. ॥ ૩૯ ॥

પરીક્ષિત! ઉદ્ધવજી ભગવાન શ્રીકૃષ્ણના અત્યંત પ્રિય અને સેવક હતા. તેમણે જ્યારે યાદવોને પ્રવાસની તૈયારી કરતાં જોયા, ભગવાનની આજ્ઞા સાંભળી અને અત્યંત ઘોર અપશુકન જોયાં, ત્યારે તેઓ જગતના એકમાત્ર અધીશ્વર ભગવાન શ્રીકૃષ્ણની પાસે એકાંતમાં ગયા. તેમણે પોતાનું મસ્તક ભગવાનના ચરણોમાં મૂકીને પ્રણામ કર્યા અને હાથ જોડીને તેમને પ્રાર્થના કરવા લાગ્યા. ॥ ૪૦-૪૧ ॥

**ઉદ્ધવજીએ કહ્યું** – હે યોગેશ્વર! હે દેવાધિદેવ! આપની લીલાઓના શ્રવણ-કીર્તનથી જગત પવિત્ર થઈ જાય છે. આપ સર્વશક્તિમાન પરમેશ્વર છો. બ્રાહ્મણોના શાપનું નિવારણ કરવામાં સમર્થ હોવા છતાં પણ આપે એમ ન કર્યું. આથી હું એવું સમજ્યો છું કે, હવે યદુવંશનો સંહાર કરીને, આ બધું સમેટીને આપ પણ અવશ્ય આ લોકનો પરિત્યાગ કરી દેશો. ॥ ૪૨ ॥

૧. પ્રાચીન પ્રતમાં નથી. ૨. સર્વશઃ । ૩. સુમહાપુણ્યં । ૪. કુરુનન્દન । ૫. પ્રાચીન પ્રતમાં નથી ।

નાહં તવાઙ્ઘ્રિકમલં ક્ષણાર્ધમપિ કેશવ ।
ત્યક્તું સમુત્સહે નાથ સ્વધામ નય મામપિ ॥ ૪૩॥

હે શ્યામસુંદર! હું અરધી ક્ષણ માટે પણ આપનાં ચરણકમળને છોડી શકતો નથી. હે મારા જીવનના સર્વસ્વ! હે મારા સ્વામી! આપ મને પણ આપના ધામમાં સાથે લઈ જાઓ. ॥ ૪૩ ॥

તવ વિક્રીડિતં કૃષ્ણ નૃણાં પરમમઙ્ગલમ્ ।
કર્ણપીયૂષમાસ્વાદ્ય ત્યજત્યન્યસ્પૃહાં[1] જનઃ ॥ ૪૪॥

શય્યાસનાટનસ્થાનસ્નાનક્રીડાશનાદિષુ ।
કથં ત્વાં પ્રિયમાત્માનં વયં ભક્તાસ્ત્યજેમહિ ॥ ૪૫॥

પ્રિય કૃષ્ણ! આપની એક-એક લીલા મનુષ્યો માટે પરમ કલ્યાણકારી અને કાન માટે અમૃતસ્વરૂપ છે. જેને એક વાર તે રસનો ચસકો લાગી જાય છે, તેનું મન પછી બીજી જગાએ જતું નથી. પ્રભુ! અમે તો ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતાં, હરતાં-ફરતાં, રમત રમતાં, ભોજન કરતાં, શું શું ગણાવું? અમારી દરેક ક્રિયાઓ આપની સાથે જ થતી રહી છે. આપ અમારા પ્રિયતમ છો, વધારે તો શું? આપ અમારા આત્મા જ છો. આવી સ્થિતિમાં અમે આપના પ્રેમી ભક્તો આપને કઈ રીતે છોડી શકીએ? ॥ ૪૪-૪૫ ॥

ત્વયોપભુક્તસ્રગ્ગન્ધવાસોઽલઙ્કારચર્ચિતાઃ ।
ઉચ્છિષ્ટભોજિનો દાસાસ્તવ માયાં જયેમહિ ॥ ૪૬॥

અમે આપનાં પ્રસાદીમાળા, ચંદન, વસ્ત્ર, અલંકારો ધારણ કર્યાં, તેનો ઉપભોગ કર્યો. અમે આપના પ્રસાદના અધિકારી સેવક છીએ. તેથી અમે આપની માયા ઉપર અવશ્ય વિજયી થઈશું. તેથી હે પ્રભુ! અમને આપની માયાનો ભય નથી, ભય માત્ર આપના વિયોગનો જ છે. ॥ ૪૬ ॥

વાતરશના ય ઋષયઃ શ્રમણા ઊર્ધ્વમન્થિનઃ ।
બ્રહ્માખ્યં ધામ તે યાન્તિ શાન્તાઃ સંન્યાસિનોઽમલાઃ ॥ ૪૭॥

મોટા-મોટા ઋષિ-મુનિ દિગંબર રહીને અને આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરતાં રહીને અધ્યાત્મવિદ્યાને માટે ભારે પરિશ્રમ કરે છે. આ પ્રકારની કઠોર સાધનાથી તે સંન્યાસીઓનાં હૃદય પવિત્ર થઈ શકે છે અને ત્યારે ક્યાંક તેઓ સમગ્ર વૃત્તિઓની શાંતિરૂપી નિષ્કામ-અવસ્થામાં સ્થિત થઈને આપના બ્રહ્મ નામવાળા ધામને પ્રાપ્ત થાય છે. ॥ ૪૭ ॥

વયં ત્વિહ મહાયોગિન્ ભ્રમન્તઃ કર્મવર્ત્મસુ ।
ત્વદ્વાર્તયા તરિષ્યામસ્તાવકૈર્દુસ્તરં તમઃ ॥ ૪૮॥

સ્મરન્તઃ કીર્તયન્તસ્તે કૃતાનિ ગદિતાનિ ચ ।
ગત્યુત્સ્મિતેક્ષણક્ષ્વેલિ યન્નૃલોકવિડમ્બનમ્ ॥ ૪૯॥

હે મહાયોગેશ્વર! અમે લોકો તો કર્મમાર્ગમાં જ ભટકી રહ્યા છીએ. પરંતુ એ ચોક્કસ છે કે અમે આપના ભક્તજનો સાથે આપના ગુણો અને લીલાઓની ચર્ચા કરીશું તથા મનુષ્ય જેવી લીલા કરતાં આપે જે કંઈ કર્યું છે અથવા કહ્યું છે તેનું સ્મરણ-કીર્તન કરતા રહીશું. સાથે સાથે આપનું ભાષણ, ગતિ, મંદહાસ્ય, દર્શન તથા આપના મધુર વાર્તાલાપની સ્મૃતિમાં તલ્લીન બની જઈશું. માત્ર આથી જ અમે દુસ્તર માયાને પાર કરીશું. (તેથી અમને માયાને તરવાની નહીં, પણ આપના વિરહની ચિંતા છે. આપ અમારો ત્યાગ ન કરો, સાથે લઈ જાઓ.) ॥ ૪૮-૪૯ ॥

શ્રીશુક ઉવાચ[2]

એવં વિજ્ઞાપિતો રાજન્ ભગવાન્ દેવકીસુતઃ ।
એકાન્તિનં પ્રિયં ભૃત્યમુદ્ધવં સમભાષત ॥ ૫૦॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે ઉદ્ધવજીએ દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણની આ પ્રમાણે પ્રાર્થના કરી, ત્યારે તેમણે પોતાના અનન્યપ્રેમી સખા તથા સેવક ઉદ્ધવજીને કહ્યું–॥ ૫૦ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥**
**અગિયારમા સ્કંધ-અંતર્ગત છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. ત્યજન્ત્યન્યસ્પૃહાં જનાઃ । ૨. પ્રાચીન પ્રતમાં નથી ।

# સાતમો અધ્યાય

### અવધૂત-ઉપાખ્યાન પૃથ્વીથી માંડીને કબૂતર સુધીના આઠ ગુરુઓની કથા

*શ્રીભગવાનુવાચ*

યદાત્થ માં મહાભાગ તચ્ચિકીર્ષિતમેવ મે ।
બ્રહ્મા ભવો લોકપાલાઃ સ્વર્વાસં મેઽભિકાઙ્ક્ષિણઃ ॥ ૧॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – મહાભાગ્યશાળી ઉદ્ધવ! તમે મને જે કહ્યું, હું પણ એ જ કરવા ઈચ્છું છું. બ્રહ્મા, શંકર અને ઈન્દ્રાદિ લોકપાલો પણ એ જ ઈચ્છે છે કે હવે હું તેમના લોકોમાં થઈને પોતાના ધામમાં જાઉં. ॥ ૧ ॥

મયા નિષ્પાદિતં હ્યત્ર દેવકાર્યમશેષતઃ ।
યદર્થમવતીર્ણોઽહમંશેન બ્રહ્મણાર્થિતઃ ॥ ૨॥

બ્રહ્માની પ્રાર્થનાથી મેં મારા અંશથી બલરામજીની સાથે આ ભૂતળ પર અવતાર લીધો અને દેવતાઓનું જે જે કાર્ય હતું તે પૂરેપૂરું સંપન્ન કર્યું. ॥ ૨ ॥

કુલં વૈ શાપનિર્દગ્ધં નઙ્ક્ષ્યત્યન્યોન્યવિગ્રહાત્ ।
સમુદ્રઃ સપ્તમેઽહ્ન્યેતાં પુરીં ચ પ્લાવયિષ્યતિ ॥ ૩॥

હવે આ યાદવો, જે બ્રાહ્મણોના શાપથી ભસ્મ થઈ ચૂક્યા છે તે પરસ્પરના વિખવાદ અને યુદ્ધથી નષ્ટ થઈ જશે. આજથી સાતમા દિવસે સમુદ્ર આ દ્વારકાનગરીને ડુબાડી દેશે. ॥ ૩ ॥

યર્હ્યેવાયં મયા ત્યક્તો લોકોઽયં નષ્ટમઙ્ગલઃ ।
ભવિષ્યત્યચિરાત્ સાધો કલિનાપિ નિરાકૃતઃ ॥ ૪॥

પ્રિય ઉદ્ધવ! જે ક્ષણે હું આ મૃત્યુલોકનો પરિત્યાગ કરી દઈશ, તે જ ક્ષણે તેનાં તમામ મંગળો નષ્ટ થઈ જશે અને થોડા જ દિવસોમાં કલિયુગ સંપૂર્ણ રીતે બધાંને તેના પ્રભાવથી દબાવી દેશે. ॥ ૪ ॥

ન વસ્તવ્યં ત્વયૈવેહ મયા ત્યક્તે મહીતલે ।
જનોઽધર્મરુચિર્ભદ્ર ભવિષ્યતિ કલૌ યુગે ॥ ૫॥

મારા પ્રસ્થાન પછી આ પૃથ્વી પર રહેવું નહિ; કારણ કે મહાત્મા ઉદ્ધવ! કળિયુગમાં અધિકાંશ લોકોની રુચિ અધર્મમાં જ રહેશે. ॥ ૫ ॥

ત્વં તુ સર્વં પરિત્યજ્ય સ્નેહં સ્વજનબન્ધુષુ[1] ।
મય્યાવેશ્ય મનઃ સમ્યક્ સમદૃગ્ વિચરસ્વ ગામ્ ॥ ૬॥

હવે તમે આપણા આત્મીય સ્વજન અને ભાઈ-બાંધવોનો સ્નેહ-સંબંધ છોડી દો અને અનન્ય પ્રેમથી મારામાં પોતાનું મન પરોવીને સમદૃષ્ટિથી પૃથ્વી પર વિચરણ કરજો. ॥ ૬ ॥

યદિદં મનસા વાચા ચક્ષુર્ભ્યાં શ્રવણાદિભિઃ ।
નશ્વરં ગૃહ્યમાણં ચ વિદ્ધિ માયામનોમયમ્ ॥ ૭॥

આ જગતમાં જે કાંઈ મનથી વિચારવામાં આવે છે, વાણીથી કહેવામાં આવે છે, નેત્રોથી જોવામાં આવે છે અને ઈન્દ્રિયોથી શ્રવણ વગેરે કરવામાં આવે છે, તે બધું નાશવાન છે, સ્વપ્ન જેવો મનનો વિલાસ છે, મિથ્યા છે– એવું સમજી લો. ॥ ૭ ॥

પુંસોઽયુક્તસ્ય નાનાર્થો ભ્રમઃ સ ગુણદોષભાક્ ।
કર્માકર્મવિકર્મેતિ ગુણદોષધિયો ભિદા ॥ ૮॥

જેનું ચિત્ત ચંચળ છે એવા અસંયમી પુરુષમાં અજ્ઞાનના કારણે નાનાત્વની ભાવના હોય છે. તેનું મન ભ્રમણાવાળું અને તત્ત્વમાં જોડાયેલું ન હોવાથી તેનામાં 'આ ગુણ છે, આ દોષ છે.' આ પ્રકારની ભેદબુદ્ધિ હોય છે. આવા લોકો માટે કર્મ - શાસ્ત્રવિહિત કર્મ, અકર્મ - નિષિદ્ધકર્મ, વિકર્મ–વિહિતકર્મનો ત્યાગ એવું પ્રતિપાદન કરવામાં આવે છે. ॥ ૮ ॥

તસ્માદ્ યુક્તેન્દ્રિયગ્રામો યુક્તચિત્ત ઇદં જગત્ ।
આત્મનીક્ષસ્વ વિતતમાત્માનં મય્યધીશ્વરે ॥ ૯॥

તેથી હે ઉદ્ધવ! તમે તમારી ઈન્દ્રિયો અને ચિત્તને વશમાં કરીને આ સંપૂર્ણ સંસારને આત્મરૂપ જુઓ અને આત્માને મુજ અધીશ્વરમાં જુઓ. ॥ ૯ ॥

---

1. સ્વજનબન્ધનમ્ ।

જ્ઞાનવિજ્ઞાનસંયુક્ત આત્મભૂતઃ શરીરિણામ્ ।
આત્માનુભવતુષ્ટાત્મા નાન્તરાયૈર્વિહન્યસે ॥ ૧૦॥

સર્વનો આત્મા હું છું એવું માનીને બધાં જ દેહધારીઓ સાથે આત્મભાવ રાખો, પોતાના આત્માના અનુભવમાં આનંદમગ્ન થઈને જ્ઞાન-વિજ્ઞાનથી સંપન્ન થઈ જાઓ; પછી કોઈ પણ પ્રકારનું વિઘ્ન તમને દુઃખી નહીં કરી શકે. ॥ ૧૦ ॥

દોષબુદ્ધ્યોભયાતીતો નિષેધાન્ન નિવર્તતે ।
ગુણબુદ્ધ્યા ચ વિહિતં ન કરોતિ યથાર્ભકઃ ॥ ૧૧॥

ગુણ અને દોષ - આ બન્નેથી બિલકુલ અતીત થઈ જાઓ. જેમ બાળક ગુણબુદ્ધિ રાખીને વિહિત કર્મ કરતું નથી અને દોષબુદ્ધિ રાખીને નિષિદ્ધ કર્મથી નિવૃત્ત પણ થતું નથી. અર્થાત્ જેમ બાળકમાં ગુણબુદ્ધિ કે દોષબુદ્ધિ હોતી નથી, તે તો પરમહંસ જેવું હોય છે. એ જ પ્રમાણે તમે ગુણ અને દોષ બન્નેથી પર થઈ જાઓ. ॥ ૧૧ ॥

સર્વભૂતસુહૃચ્છાન્તો જ્ઞાનવિજ્ઞાનનિશ્ચયઃ ।
પશ્યન્ મદાત્મકં વિશ્વં ન વિપદ્યેત વૈ પુનઃ ॥ ૧૨॥

યોગીએ સમગ્ર પ્રાણીઓમાં સુલેહભાવ રાખવો જોઈએ, ચિત્તમાં સદા શાંતિ રાખવી, એકમાત્ર પરમાત્માનું જ અનુસંધાન દૃઢતાપૂર્વક રાખવું અને પૂરા સંસારને મારું જ સ્વરૂપ સમજવું. આમ કરવાથી તે જન્મ-મૃત્યુના ચક્કરમાં પડતો નથી. ॥ ૧૨ ॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્યાદિષ્ટો ભગવતા મહાભાગવતો નૃપ ।
ઉદ્ધવઃ પ્રણિપત્યાહ તત્ત્વજિજ્ઞાસુરચ્યુતમ્ ॥ ૧૩॥

**શ્રીશુકેદવજી કહે છે** — પરીક્ષિત! જ્યારે ભગવાને આ પ્રમાણે આદેશ આપ્યો ત્યારે ભગવાનના પરમપ્રિય ઉદ્ધવજીએ તેમને પ્રણામ કરીને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાથી આ પ્રશ્ન કર્યો. ॥ ૧૩ ॥

*ઉદ્ધવ ઉવાચ*

યોગેશ યોગવિન્યાસ યોગાત્મન્ યોગસમ્ભવ ।
નિઃશ્રેયસાય મે પ્રોક્તસ્ત્યાગઃ સંન્યાસલક્ષણઃ ॥ ૧૪॥

**ઉદ્ધવજીએ કહ્યું** — હે ભગવન્! આપ જ યોગેશ્વર છો, યોગ આપમાં જ પ્રતિષ્ઠિત છે. આપ સાક્ષાત્ યોગમૂર્તિ છો અને યોગને ઉત્પન્ન કરનાર પણ આપ જ છો. આપે મારા પરમ કલ્યાણ માટે જ સંન્યાસરૂપી ત્યાગનો ઉપદેશ મને કર્યો છે. ॥ ૧૪ ॥

ત્યાગોઽયં દુષ્કરો ભૂમન્ કામાનાં વિષયાત્મભિઃ ।
સુતરાં ત્વયિ સર્વાત્મન્નભક્તૈરિતિ મે મતિઃ ॥ ૧૫॥

હે અનંત! વિષયી જીવો જે, અનેક કામનાઓમાં ફસાયેલા છે, તેમના માટે આ ત્યાગનું તત્ત્વ સમજવું અત્યંત મુશ્કેલ છે. ખાસ કરીને જે આપની ભક્તિથી વિમુખ છે, તેમને માટે તો વિશેષ કઠિન છે એવો મારો અભિપ્રાય છે. ॥ ૧૫ ॥

સોઽહં મમાહમિતિ મૂઢમતિર્વિગાઢ-
　સ્ત્વન્માયયા વિરચિતાત્મનિ સાનુબન્ધે ।
તત્ત્વઞ્જસા નિગદિતં ભવતા યથાહં
　સંસાધયામિ ભગવન્નનુશાધિ ભૃત્યમ્ ॥ ૧૬॥

હે પ્રભુ! હું પણ 'હું અને મારાના ચક્કરમાં' ફસાયેલો છું. મારી બુદ્ધિ પણ આપની જ માયાને લીધે પોતાના પરિવાર અને પોતાના સ્વજનોમાં એટલી ગંભીર અહંતા-મમતામાં ફસાયેલી છે કે હું એને મૂઢતાવશ છોડી શકતો નથી. આપે જે હમણાં સંન્યાસધર્મનું પ્રતિપાદન કર્યું તેને હું પણ કઈ રીતે સહજભાવે અપનાવી શકું એ વિચારીને આપના સેવક એવા મને આપ સરળ રીતે ઉપદેશ આપો. ॥ ૧૬ ॥

સત્યસ્ય તે સ્વદૃશ આત્મન આત્મનોઽન્યં
　વક્તારમીશ વિબુધેષ્વપિ નાનુચક્ષે ।
સર્વે વિમોહિતધિયસ્તવ માયયેમે
　બ્રહ્માદયસ્તનુભૃતો બહિરર્થભાવાઃ ॥ ૧૭॥

હે ઈશ્વર! આપ જ સત્યસ્વરૂપ છો અને સર્વના નેત્રસ્વરૂપ પ્રકાશક પણ આપ જ છો. સર્વના આત્મા પણ આપ જ છો. આથી આપના સિવાય આ આત્મતત્ત્વના સંબંધમાં પ્રતિપાદન કરનાર હું કોઈને જોતો નથી. કારણ કે, બ્રહ્માથી લઈને જેટલા પણ છે, બધા જ બાહ્યદૃષ્ટિ ધરાવનારા અને આપની માયાથી મોહિત થઈ રહ્યા છે. ॥ ૧૭ ॥

તસ્માદ્ ભવન્તમનવદ્યમનન્તપારં
સર્વજ્ઞમીશ્વરમકુણ્ઠવિકુણ્ઠધિષ્ણ્યમ્ ।
નિર્વિણ્ણધીરહમુ[1] હ વૃજિનાભિતપ્તો
નારાયણં નરસખં શરણં પ્રપદ્યે ॥ ૧૮॥

તેથી હે પ્રભુ! હું નરના સખા એવા આપ નારાયણના શરણમાં છું. આપ નિરંજન છો, આપ અનંત છો, અપાર છો. આપ સર્વજ્ઞ, સર્વના નિયન્તા અને અવિનાશી છો. વૈકુંઠધામના માલિક છો. હું સંસારના તાપોથી સંતપ્ત થઈ રહ્યો છું. (આપ મને કલ્યાણમાર્ગનો ઉપદેશ આપીને મારો ઉદ્ધાર કરો.) ॥ ૧૮ ॥

શ્રીભગવાનુવાચ

પ્રાયેણ મનુજા લોકે લોકતત્ત્વવિચક્ષણાઃ ।
સમુદ્ધરન્તિ હ્યાત્માનમાત્મનૈવાશુભાશયાત્ ॥ ૧૯॥

**શ્રીભગવાને કહ્યું** — પ્રિય ઉદ્ધવ! ઘણું કરીને આ સંસારમાં જે લોકો લોક-વ્યવહાર અને તત્ત્વજ્ઞાનમાં બુદ્ધિમાન હોય છે તેઓ સ્વયં પોતાની અશુભ વાસનાઓથી ઉદ્ધાર કરી લે છે. ॥ ૧૯ ॥

આત્મનો ગુરુરાત્મૈવ પુરુષસ્ય વિશેષતઃ ।
યત્ પ્રત્યક્ષાનુમાનાભ્યાં શ્રેયોઽસાવનુવિન્દતે ॥ ૨૦॥

વિશેષરૂપે મનુષ્ય સ્વયં જ પોતાનો ગુરુ છે. તે પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ દ્વારા પોતે જ પોતાનો ઉદ્ધાર કરવામાં સમર્થ છે. ॥ ૨૦ ॥

પુરુષત્વે ચ માં ધીરાઃ સાઙ્ખ્યયોગવિશારદાઃ ।
આવિસ્તરાં પ્રપશ્યન્તિ સર્વશક્ત્યુપબૃંહિતમ્ ॥ ૨૧॥

સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્ર - આ બેમાં જે પ્રવીણ છે, એવા જ્ઞાનીલોકો મનુષ્યયોનિમાં સર્વશક્તિસંપન્ન મુજ પરમાત્માનો પ્રત્યક્ષરૂપે તથા સર્વવ્યાપક વિરાટ સગુણ નિરાકારરૂપે સાક્ષાત્કાર કરી લે છે. ॥ ૨૧ ॥

એકદ્વિત્રિચતુષ્પાદો બહુપાદસ્તથાપદઃ ।
બહ્વ્યઃ સન્તિ પુરઃ સૃષ્ટાસ્તાસાં મે પૌરુષી પ્રિયા ॥ ૨૨॥

મેં એક પગવાળા, બે પગવાળા, ત્રણ પગવાળા અને ચાર પગવાળા તથા ઘણા પગવાળા અને પગ વિનાના - આ પ્રમાણે અનેક યોનિઓનું નિર્માણ કર્યું, પરંતુ તે બધામાં મને મનુષ્યશરીર જ સહુથી વધારે પ્રિય છે. ॥ ૨૨ ॥

અત્ર માં માર્ગયન્ત્યદ્ધા યુક્તા હેતુભિરીશ્વરમ્ ।
ગૃહ્યમાણૈર્ગુણૈર્લિઙ્ગૈરગ્રાહ્યમનુમાનતઃ ॥ ૨૩॥

હું તો અગ્રાહ્ય (મારા તત્ત્વને સમજવું કઠણ છે) છું, પરંતુ આ મનુષ્ય શરીર દ્વારા જ જે કારણોથી હું જાણી શકાઉં છું તે કારણોથી, ચિહ્નોથી અને અનુમાનથી તેઓ મને શોધી લે છે. ॥ ૨૩ ॥

અત્રાપ્યુદાહરન્તીમમિતિહાસં પુરાતનમ્ ।
અવધૂતસ્ય સંવાદં યદોરમિતતેજસઃ ॥ ૨૪॥

આ વિષયમાં મહાત્માઓ એક પ્રાચીન ઇતિહાસ કહેતા આવ્યા છે. તે ઇતિહાસ પરમ તેજસ્વી અવધૂત દત્તાત્રેય* અને યદુરાજાના સંવાદરૂપે છે. ॥ ૨૪ ॥

અવધૂતં દ્વિજં કઞ્ચિચ્ચરન્તમકુતોભયમ્ ।
કવિં નિરીક્ષ્ય તરુણં[2] યદુઃ પપ્રચ્છ ધર્મવિત્ ॥ ૨૫॥

એકવાર ધર્મના મર્મજ્ઞ યદુરાજાએ જોયું કે, એક ત્રિકાલદર્શી તરુણ અવધૂત બ્રાહ્મણ નિર્ભયતાથી વિચરી રહ્યા છે, ત્યારે તેમણે તેમને આ પ્રશ્ન કર્યો. ॥ ૨૫ ॥

૧. ર્વીરિહ મુહુઃ । ૨. કરુણં ।

* દત્તાત્રેયજી સ્વયં ભગવાનના અવતાર છે. તેમણે લોકોને શિક્ષણ આપવાના હેતુથી આ ચોવીસ ગુરુઓનાં નામ લીધાં છે. ઉદાહરણથી ઉપદેશ ગ્રહણ કરવામાં દરેક વ્યક્તિને સમજાઈ જાય છે. તેથી તેમાંથી સાર વાત ગ્રહણ કરવી જોઈએ.

યદુરુવાચ[1]

કુતો બુદ્ધિરિયં બ્રહ્મન્નકર્તુઃ સુવિશારદા ।
યામાસાદ્ય ભવાઁલ્લોકં વિદ્વાંશ્ચરતિ બાલવત્ ॥ ૨૬॥

યદુરાજાએ પૂછ્યું – હે બ્રહ્મન્! આપ કર્મ તો કરતા નથી, તો પછી આપને આ અત્યંત નિપુણ (પરિપક્વ) બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થઈ? જે બુદ્ધિનો આશ્રય લઈને આપ પરમવિદ્વાન હોવા છતાં પણ બાળકની જેમ સંસારમાં વિચરો છો? ॥ ૨૬ ॥

પ્રાયો ધર્માર્થકામેષુ વિવિત્સાયાં ચ માનવાઃ ।
હેતુનૈવ સમીહન્તે આયુષો યશસઃ શ્રિયઃ ॥ ૨૭॥

ત્વં તુ કલ્પઃ કવિર્દક્ષઃ સુભગોઽમૃતભાષણઃ ।
ન કર્તા નેહસે કિઞ્ચિજ્જડોન્મત્તપિશાચવત્ ॥ ૨૮॥

પ્રાયઃ જોવામાં આવે છે કે, મનુષ્યો કોઈ ને કોઈ કામના માટે જ ધર્મ, અર્થ, કામમાં અને તત્ત્વજ્ઞાનની ઇચ્છામાં પ્રવૃત્ત થાય છે, જેથી તેમને તેના બદલામાં આયુષ્ય, યશ-કીર્તિ અથવા ધન-સંપત્તિ મળે. પરંતુ આપને જોઉં છું કે, આપ સમર્થ છો, સાથે-સાથે જ્ઞાની અને દક્ષ છો, સુંદર શરીર પણ છે, અમૃત જેવી વાણી છે; તો પછી આપ ન તો કાંઈ કરો છો અને ન તમને કોઈ કામના છે. તદ્દન જડ-ઉન્મત અવધૂતની જેમ પોતાની જ મસ્તીમાં રહો છો. ॥ ૨૭-૨૮ ॥

જનેષુ દહ્યમાનેષુ કામલોભદવાગ્નિના ।
ન તપ્યસેઽગ્નિના મુક્તો ગઙ્ગામ્ભઃસ્થ ઈવ દ્વિપઃ ॥ ૨૯॥

અન્ય લોકો તો કામ, ક્રોધ અને લોભરૂપી દાવાનળમાં બળી રહ્યા છે અને આ કામ-ક્રોધ-લોભરૂપ અગ્નિથી બચવાનો કોઈ રસ્તો પણ નથી. પરંતુ આપ તો તેમાંથી બિલકુલ મુક્ત છો. જે રીતે ગંગાના જળમાં ઊભેલા હાથીને દાવાનળ તાપ આપી શકતો નથી, બલ્કે તે તો શીતળતાનો જ અનુભવ કરે છે, તે જ પ્રમાણે આપના ઉપર આ સંસારના તાપની કોઈ અસર દેખાતી નથી. ॥ ૨૯ ॥

ત્વં હિ નઃ પૃચ્છતાં બ્રહ્મન્નાત્મન્યાનન્દકારણમ્ ।
બ્રૂહિ સ્પર્શવિહીનસ્ય ભવતઃ કેવલાત્મનઃ ॥ ૩૦॥

હે બ્રહ્મન્! આપની સંસારમાં કોઈના પણ પ્રતિ બિલકુલ આસક્તિ નથી. આપ આપના જ શુદ્ધસ્વરૂપમાં હંમેશાં સ્થિત રહો છો. આપના આ અનિર્વચનીય આનંદનું રહસ્ય શું છે. તે આપ અમને કૃપા કરી જણાવો. ॥ ૩૦ ॥

શ્રીભગવાનુવાચ

યદુનૈવં મહાભાગો બ્રહ્મણ્યેન સુમેધસા ।
પૃષ્ટઃ સભાજિતઃ પ્રાહ પ્રશ્રયાવનતં દ્વિજઃ ॥ ૩૧॥

**શ્રીભગવાને કહ્યું** – બ્રાહ્મણોનો આદર કરવાવાળા પરમ બુદ્ધિમાન મહારાજ યદુએ ઘણા જ વિનમ્રભાવે, મસ્તક ઝૂકાવી મહાભાગ્યશાળી બ્રાહ્મણશ્રેષ્ઠ અવધૂત દત્તાત્રેયજીનું આ પ્રમાણે સન્માન કર્યું. ત્યારે તેમના પ્રશ્નનો તેઓ આ પ્રમાણે ઉત્તર આપવા લાગ્યા. ॥ ૩૧ ॥

બ્રાહ્મણ ઉવાચ

સન્તિ મે ગુરવો રાજન્ બહવો બુદ્ધ્યુપાશ્રિતાઃ ।
યતો બુદ્ધિમુપાદાય મુક્તોઽટામીહ તાઞ્છૃણુ ॥ ૩૨॥

**બ્રહ્મવેત્તા શ્રીદત્તાત્રેયજીએ કહ્યું** – રાજન્! મેં મારી બુદ્ધિથી ઘણા ગુરુઓનો આશ્રય લીધો છે. તેમની પાસેથી બોધ ગ્રહણ કરીને હું આ જગતમાં મુક્તભાવે ઇચ્છા પ્રમાણે ફરું છું. તમે તે ગુરુઓનાં નામ અને તેમની પાસેથી ગ્રહણ કરેલો બોધ સાંભળો. ॥ ૩૨ ॥

પૃથિવી વાયુરાકાશમાપોઽગ્નિશ્ચન્દ્રમા રવિઃ ।
કપોતોઽજગરઃ સિન્ધુઃ પતઙ્ગો મધુકૃદ્ ગજઃ ॥ ૩૩॥

મધુહા હરિણો મીનઃ પિઙ્ગલા કુરરોઽર્ભકઃ ।
કુમારી શરકૃત્ સર્પ ઊર્ણનાભિઃ સુપેશકૃત્ ॥ ૩૪॥

મારા ગુરુઓનાં નામ છે - પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચન્દ્રમા, સૂર્ય, કબૂતર, અજગર, સમુદ્ર, પતંગિયું, મધુમક્ષિકા, હાથી, મધપૂડા લૂંટનાર પારધી, હરણ, માછલી, પિંગલા, ટિટોડી, બાળક, કુંવારી કન્યા, બાણ બનાવનારો, સર્પ, કરોળિયો અને ભમરી. ॥ ૩૩-૩૪ ॥

૧. પ્રાચીન પ્રતમાં નથી.

એતે મે ગુરવો રાજંશ્ચતુર્વિંશતિરાશ્રિતાઃ ।
શિક્ષા વૃત્તિભિરેતેષામન્વશિક્ષમિહાત્મનઃ ॥ ૩૫॥

હે રાજન્! મેં આ ચોવીસ ગુરુઓ પાસેથી જે આચરણ શીખ્યું છે તે સંબંધમાં કહું છું. હે યયાતિનંદન! પુરુષશ્રેષ્ઠ યદુ! તમે તેને યથાવત્ સાંભળો. ॥ ૩૫-૩૬ ॥

યતો યદનુશિક્ષામિ યથા વા નાહુષાત્મજ ।
તત્તથા પુરુષવ્યાઘ્ર નિબોધ કથયામિ તે ॥ ૩૬॥

(પૃથ્વીનું દૃષ્ટાંત આપતાં ભગવાન દત્તાત્રેયજી કહે છે–) અન્ય લોકો તેને ચાહે એટલું દુઃખ કેમ ન આપે, તે બધાં દુઃખોને જ્ઞાનીએ પ્રારબ્ધાનુસાર માનીને પોતાની સ્વરૂપસ્થિતિથી લેશમાત્ર પણ વિચલિત ન થવું. આ મેં પૃથ્વીના ક્ષમાગુણથી બોધ લીધો છે. પૃથ્વીની સમગ્ર ક્રિયા પરોપકાર માટે જ છે. પૃથ્વીને ધારણ કરનારા પર્વતો અને વૃક્ષોથી પણ મેં પરોપકારની જ ભાવના શીખી છે. ॥ ૩૭-૩૮ ॥

ભૂતૈરાક્રમ્યમાણોઽપિ ધીરો દૈવવશાનુગૈઃ ।
તદ્ વિદ્વાન્ન ચલેન્માર્ગાદન્વશિક્ષં ક્ષિતેર્વ્રતમ્ ॥ ૩૭॥

શશ્વત્પરાર્થસર્વેહઃ પરાર્થૈકાન્તસમ્ભવઃ ।
સાધુઃ શિક્ષેત ભૂભૃત્તો નગશિષ્યઃ પરાત્મતામ્ ॥ ૩૮॥

(વાયુના સંબંધમાં કહે છે–) મુનિએ પ્રાણવૃત્તિમાં જ આહારસંતુષ્ટ રહેવું જોઈએ અર્થાત્ પ્રાણધારણ થઈ શકે એટલો જ આહાર લેવો જોઈએ, ઇન્દ્રિયોની તૃપ્તિ માટે નહીં; જેથી વાણી અને મન આમ-તેમ ભટકે નહીં અને પોતાનું જ્ઞાન પણ નષ્ટ ન થાય. ॥ ૩૯ ॥

પ્રાણવૃત્ત્યૈવ સન્તુષ્યેન્મુનિર્નૈવેન્દ્રિયપ્રિયૈઃ ।
જ્ઞાનં યથા ન નશ્યેત નાવકીર્યેત વાઙ્મનઃ ॥ ૩૯॥

વાયુ જે રીતે સર્વત્ર જાય છે, પરંતુ તે ક્યાંય આસક્ત થતો નથી, ગંધ લે છે અને છોડી દે છે. તે જ પ્રમાણે યોગીએ સર્વત્ર વિચરણ કરતા રહીને પણ અનેક ધર્મોના વિષયોમાં તેમના ગુણદોષથી પોતાને સર્વથા દૂર રાખવો જોઈએ. અર્થાત્ તેમનામાં આસક્ત ન થવું. ॥ ૪૦ ॥

વિષયેષ્વાવિશન્ યોગી નાનાધર્મેષુ સર્વતઃ ।
ગુણદોષવ્યપેતાત્મા ન વિષજ્જેત વાયુવત્ ॥ ૪૦॥

જે પ્રમાણે વાયુ ગંધને ગ્રહણ કરે છે પરંતુ તેના ગુણ-દોષથી તે અસંગ જ રહે છે, તે જ રીતે જ્ઞાનીએ પણ સર્વત્ર વિચરતાં રહીને ક્યાંય પણ ગુણ-દોષમાં લપેટાવું જોઈએ નહિ. એક જ આત્મા સર્વમાં પરિપૂર્ણ છે. તે જ આત્મા પાર્થિવ શરીરમાં પણ છે, પરંતુ જે પ્રમાણે આત્મા શરીરમાં હોવા છતાં પણ નિર્લિપ્ત છે તે જ પ્રમાણે જ્ઞાની પણ શરીરમાં રહેતો હોવા છતાં પણ તેના ગુણદોષો સાથે પોતાને ન જોડે. ॥ ૪૧ ॥

પાર્થિવેષ્વિહ દેહેષુ પ્રવિષ્ટસ્તદ્ગુણાશ્રયઃ ।
ગુણૈર્ન યુજ્યતે યોગી ગન્ધૈર્વાયુરિવાત્મદૃક્ ॥ ૪૧॥

અન્તર્હિતશ્ચ સ્થિરજઙ્ગમેષુ
બ્રહ્માત્મભાવેન સમન્વયેન ।
વ્યાપ્ત્યાઽવ્યવચ્છેદમસઙ્ગમાત્મનો
મુનિર્નભસ્ત્વં વિતતસ્ય ભાવયેત્ ॥ ૪૨॥

(હવે આકાશનું ઉદાહરણ બે શ્લોકમાં કહે છે -) જે પ્રમાણે આકાશ બધી જગાએ ફેલાયેલું છે, સર્વવ્યાપક છે, તે જ પ્રમાણે તે બ્રહ્મ સ્થાવર-જંગમ બધાં પ્રાણીઓમાં સમાનરૂપે અને અન્વયરૂપે સર્વવ્યાપક છે. અર્થાત્ અંદર-બહાર સર્વત્ર પરિપૂર્ણ છે.* તે બ્રહ્મ અખંડરૂપે છે અને અસંગ છે. એવો જે આત્મા છે તેની સર્વવ્યાપકતાનો અનુભવ મુનિ આકાશના દૃષ્ટાંતથી શીખે. ॥ ૪૨ ॥

તેજોઽબન્નમયૈર્ભાવૈર્મેઘાદ્યૈર્વાયુનેરિતૈઃ ।
ન સ્પૃશ્યતે નભસ્તદ્વત્ કાલસૃષ્ટૈર્ગુણૈઃ પુમાન્ ॥ ૪૩॥

વાયુ દ્વારા પ્રેરિત વાદળોનો સમૂહ આકાશમાં જ રહે છે, પરંતુ આકાશ તેમનાથી નિર્લિપ્ત છે. એવી રીતે કાળની પ્રેરણાથી સત્ત્વાદિ ત્રણે ગુણોના કાર્યરૂપ આ અગ્નિ, જળ અને (અન્ન) પૃથ્વીના રૂપમાં સ્થૂળરૂપે દેખાતાં શરીર, ઇન્દ્રિયો વગેરે સાથે પુરુષનો પણ કોઈ સંબંધ નથી. ॥ ૪૩ ॥

સ્વચ્છઃ પ્રકૃતિતઃ સ્નિગ્ધો માધુર્યસ્તીર્થભૂર્નૃણામ્ ।
મુનિઃ પુનાત્યપાં મિત્રમીક્ષોપસ્પર્શકીર્તનૈઃ ॥ ૪૪॥

(હવે જળનું દૃષ્ટાંત આપતાં કહે છે-) જળ સ્વભાવથી સ્વચ્છ છે, પ્રિય છે અને તીર્થરૂપ હોવાથી મનુષ્યોને પવિત્ર કરવાવાળું છે. આ પ્રમાણે મુનિનો સ્વભાવ પણ સ્વચ્છ હોય છે, તે સર્વને પ્રિય હોય છે અને પોતાની દૃષ્ટિથી અને મધુરવાણી દ્વારા લોકોને પવિત્ર કરી દે છે. તેથી મુનિને (અપાં મિત્રં) જળનો મિત્ર કહેવામાં આવ્યો છે. ॥ ૪૪ ॥

તેજસ્વી તપસા દીપ્તો દુર્ધર્ષોદરભાજનઃ ।
સર્વભક્ષોઽપિ યુક્તાત્મા નાદત્તે મલમગ્નિવત્ ॥ ૪૫॥

(હવે અગ્નિનું દૃષ્ટાંત આપીને સમજાવે છે-) મુનિએ પોતાના તપના તેજથી જ તેજસ્વી બનવું જોઈએ. તે પોતાના તપ દ્વારા પ્રકાશિત થાય છે તથા તેના પર કોઈ વિજય પ્રાપ્ત કરી શકતું નથી. ભોજન માટે તેણે પોતાના ઉદરને જ પાત્ર બનાવ્યું છે. અગ્નિમાં જે રીતે શુદ્ધ-અશુદ્ધ જે પણ નાખવામાં આવે, બધું જ ભસ્મ થઈ જાય છે. તે જ પ્રમાણે તે જિતેન્દ્રિય મુનિ જે કાંઈ પણ ખાઈ લે તે ભસ્મ થઈ જાય છે. તેને કોઈ દોષ લાગતો નથી. ॥ ૪૫ ॥

ક્વચિચ્છન્નઃ ક્વચિત્ સ્પષ્ટ ઉપાસ્યઃ શ્રેય ઇચ્છતામ્ ।
ભુઙ્ક્તે સર્વત્ર દાતૃણાં દહન્ પ્રાગુત્તરાશુભમ્ ॥ ૪૬॥

અગ્નિ ક્યાંક પ્રગટ થાય છે, ક્યાંક અપ્રગટ હોય છે તથા તેની ઉપાસના પણ કરવામાં આવે છે, તેવી જ રીતે સાધુ ક્યાંક તો પોતાને ગુપ્ત રાખે છે અને ક્યાંક પ્રગટ કરે છે. કલ્યાણ ઇચ્છનારા લોકો માટે તેઓ ઉપાસ્ય પણ હોય છે. અગ્નિની જેમ તેઓ સર્વભક્ષી છે. આવા મહાપુરુષ સાધુ ભોજન વગેરે આપનારના ભૂતકાળનાં અને ભવિષ્યનાં અમંગળોને નષ્ટ કરી દે છે. (આવા પવિત્રાત્મા સાધુ-મહાત્મા તો અન્ય લોકોને પવિત્ર કરવા માટે જ ભિક્ષા (ભોજન) સ્વીકાર કરે છે.) ॥ ૪૬ ॥

સ્વમાયયા સૃષ્ટમિદં સદસલ્લક્ષણં વિભુઃ ।
પ્રવિષ્ટ ઈયતે તત્તત્સ્વરૂપોઽગ્નિરિવૈધસિ ॥ ૪૭॥

અગ્નિ બધાં જ લાકડાંમાં વ્યાપ્ત છે. જે આકારનું લાકડું હોય છે, તે જ આકારમાં અગ્નિ દેખાય છે. તે જ પ્રમાણે પોતાની માયાથી બનેલા સત-અસત (વ્યક્ત-અવ્યક્ત) બધાં જ ચરાચર પ્રાણીઓમાં પ્રવિષ્ટ થઈને એક જ આત્મા તે તે રૂપમાં દેખાય છે. ॥ ૪૭ ॥

* (ગીતા - ૧૩/૧૫)

વિસર્ગાદ્યાઃ શ્મશાનાન્તા ભાવા દેહસ્ય નાત્મનઃ ।
કલાનામિવ ચન્દ્રસ્ય કાલેનાવ્યક્તવર્ત્મના[1] ॥ ૪૮॥

કાલેન હ્યોઘવેગેન ભૂતાનાં પ્રભવાપ્યયૌ ।
નિત્યાવપિ ન દૃશ્યેતે આત્મનોઽગ્નેર્યથાર્ચિષામ્ ॥ ૪૯॥

(હવે ચન્દ્રમાનું દૃષ્ટાંત બે શ્લોકમાં કહે છે–) કાળના વેગના પ્રભાવથી ચન્દ્રમાની કળા ઘટે-વધે છે, તે જ પ્રમાણે શરીરની ઉત્પત્તિથી લઈને મૃત્યુ સુધી અવસ્થાઓ અવ્યક્ત કાળ-ગતિના પ્રભાવથી બદલાતી રહે છે, જેનો આત્મા સાથે કોઈ સંબંધ હોતો નથી. જે રીતે અગ્નિની જ્વાળાઓ અગ્નિમાંથી નીકળીને નષ્ટ થતી રહે છે, પરંતુ દેખાતી નથી; તે જ પ્રમાણે કાળના પ્રચંડ વેગથી તમામ પ્રાણીઓનાં ઉત્પત્તિ-મૃત્યુ સદા થતાં જ રહે છે, પરંતુ તે દેખાતાં નથી. ॥ ૪૮-૪૯ ॥

ગુણૈર્ગુણાનુપાદત્તે યથાકાલં[2] વિમુઞ્ચતિ ।
ન તેષુ યુજ્યતે યોગી ગોભિર્ગા ઈવ ગોપતિઃ ॥ ૫૦॥

(સૂર્યના દૃષ્ટાંત દ્વારા બે શ્લોકમાં કહે છે-) જે રીતે (ગોપતિઃ) સૂર્ય પોતાના કિરણોથી યથાસમયે જળ ખેંચે છે અને તેને વરસાવી દે છે, પરંતુ તેમાં ક્યાંય સૂર્ય આસક્ત થતો નથી, તે જ પ્રમાણે યોગીએ ગ્રહણ કરવામાં અને આપવામાં ક્યાંય પણ આસક્ત થવું જોઈએ નહીં. ॥ ૫૦ ॥

બુધ્યતે સ્વે ન ભેદેન વ્યક્તિસ્થ ઈવ તદ્ગતઃ ।
લક્ષ્યતે સ્થૂલમતિભિરાત્મા ચાવસ્થિતોઽર્કવત્ ॥ ૫૧॥

સૂર્ય તો એક જ છે, પરંતુ ચલ-અચલ ઉપાધિઓના ભેદથી અલગ-અલગ દેખાય છે, તે જ પ્રમાણે આત્મા એક છે, પરંતુ સ્થૂળબુદ્ધિવાળા લોકોમાં પરિચ્છિન્નતાની ભાવનાને કારણે એક જ આત્માની સત્તાનો બોધ થતો નથી. તેથી સૂર્યના દૃષ્ટાંત દ્વારા કૂટસ્થ આત્માને અખંડ સમજવો જોઈએ. ॥ ૫૧ ॥

નાતિસ્નેહઃ પ્રસઙ્ગો વા કર્તવ્યઃ ક્વાપિ કેનચિત્ ।
કુર્વન્ વિન્દેત સન્તાપં કપોત ઈવ દીનધીઃ ॥ ૫૨॥

(હવે કબૂતરનું ઉદાહરણ આપે છે–) રાજન્! ક્યાંય કોઈની પણ સાથે વિશેષ સ્નેહ અથવા આસક્તિ કરવી જોઈએ નહીં, અન્યથા તેને કબૂતરની જેમ રાંક બનીને અત્યંત દુઃખી થવું પડે છે. ॥ ૫૨ ॥

કપોતઃ કશ્ચનારણ્યે કૃતનીડો વનસ્પતૌ ।
કપોત્યા ભાર્યયા સાર્ધમુવાસ કતિચિત્ સમાઃ ॥ ૫૩॥

કપોતૌ સ્નેહગુણિતહૃદયૌ ગૃહધર્મિણૌ ।
દૃષ્ટિં દૃષ્ટ્યાઙ્ગમઙ્ગેન બુદ્ધિં બુદ્ધ્યા બબન્ધતુઃ ॥ ૫૪॥

રાજન્! કોઈ જંગલમાં એક કબૂતર રહેતું હતું. તેણે એક વૃક્ષ ઉપર પોતાનો માળો બનાવ્યો હતો. પોતાની માદા કબૂતરી સાથે તે ઘણાં વર્ષો સુધી તે જ માળામાં રહ્યો. તે યુગલ કબૂતરોના હૃદયમાં અવિરત એક-બીજા માટેના સ્નેહમાં વૃદ્ધિ થતી રહેતી હતી. તે ગૃહસ્થધર્મમાં એટલા આસક્ત થઈ ગયા હતા કે તેમણે એક-બીજાની દૃષ્ટિથી દૃષ્ટિ, અંગથી અંગ અને બુદ્ધિથી બુદ્ધિને બાંધી રાખ્યાં હતાં. ॥ ૫૩-૫૪ ॥

૧. કાલેનાવ્યક્તમૂર્તિના । ૨. યથાકાલે ।

શય્યાસનાટનસ્થાનવાર્તાક્રીડાશનાદિકમ્ ।
મિથુનીભૂય વિસ્રબ્ધૌ ચેરતુર્વનરાજિષુ ॥ ૫૫॥

તેમને એક-બીજા પર એટલો વિશ્વાસ બેસી ગયો હતો કે તેઓ નિઃશંક થઈને ત્યાંની વૃક્ષલતામાં એકસાથે સૂઈ જતા, બેસતા, હરતા-ફરતા, વાતચીત કરતા, રમતા અને ખાતા-પીતા હતા. ॥ ૫૫ ॥

યં યં વાઞ્છતિ સા રાજંસ્તર્પયન્ત્યનુકમ્પિતા[૧] ।
તં તં સમનયત્ કામં કૃચ્છ્રેણાપ્યજિતેન્દ્રિયઃ ॥ ૫૬॥

રાજન્! કબૂતરી ઉપર કબૂતરનો એટલો પ્રેમ હતો કે તે જે કાંઈ ઇચ્છતી, કબૂતર ભારે કષ્ટ ઉઠાવીને તેની કામના પૂરી કરતો હતો. તે કબૂતરી પણ કબૂતરને પોતાના સુંદર ભાવોથી ખુશ રાખતી હતી. ॥ ૫૬ ॥

કપોતી પ્રથમં ગર્ભં ગૃહ્ણતી કાલ આગતે ।
અણ્ડાનિ સુષુવે નીડે સ્વપત્યુઃ સન્નિધૌ સતી ॥ ૫૭॥

તેષુ કાલે વ્યજાયન્ત રચિતાવયવા હરેઃ ।
શક્તિભિર્દુર્વિભાવ્યાભિઃ કોમલાઙ્ગતનૂરુહાઃ ॥ ૫૮॥

સમય આવ્યે કબૂતરીને પ્રથમ ગર્ભ રહ્યો. તેણે તેના પતિની સમક્ષ જ રહીને માળામાં ઇંડાં મૂક્યાં. ભગવાનની અચિન્ત્ય શક્તિથી યથાસમય તે ઇંડાં ફૂટી ગયાં અને ઇંડાંમાંથી અવયવોવાળાં અત્યંત કોમળ બચ્ચાં નીકળ્યાં. ॥ ૫૭-૫૮ ॥

પ્રજાઃ પુપુષતુઃ પ્રીતૌ દમ્પતી પુત્રવત્સલૌ ।
શૃણ્વન્તૌ કૂજિતં તાસાં નિર્વૃતૌ કલભાષિતૈઃ ॥ ૫૯॥

હવે તે કબૂતર-કબૂતરીની આંખો પોતાના બચ્ચાં ઉપર મંડાઈ રહી. તેઓ ખૂબ જ પ્રેમથી તેમના બચ્ચાંનું લાલન-પાલન, લાડ-પ્રેમ કરતાં અને તેમની અસ્પષ્ટ મધુર બોલી અને કાલાં-કાલાં ભાષણોથી આનંદમગ્ન થઈ જતાં. ॥ ૫૯ ॥

તાસાં પતત્રૈઃ સુસ્પર્શૈઃ કૂજિતૈર્મુગ્ધચેષ્ટિતૈઃ ।
પ્રત્યુદ્ગમૈરદીનાનાં પિતરૌ મુદમાપતુઃ ॥ ૬૦॥

આ પ્રમાણે આનંદમાં ડૂબીને તેમનાં સુકોમળ પીંછાઓને સ્પર્શ કરતા. તેમનો કલરવ અને મુગ્ધ ચેષ્ટાઓને જોઈ-જોઈને તેમને અત્યંત આનંદ આવતો હતો. જ્યારે તેઓ ઊછળી-ઊછળીને પોતાનાં મા-બાપની પાસે દોડી આવતાં ત્યારે આ બન્ને ખૂબ આનંદિત થઈ જતાં. ॥ ૬૦ ॥

સ્નેહાનુબદ્ધહૃદયાવન્યોન્યં વિષ્ણુમાયયા ।
વિમોહિતૌ દીનધિયૌ શિશૂન્ પુપુષતુઃ પ્રજાઃ ॥ ૬૧॥

રાજન્! આ પ્રમાણે તે કબૂતર અને કબૂતરી ભગવાનની માયાથી મોહિત થઈ રહ્યાં હતાં. તેમનું હૈયું એક-બીજાના સ્નેહપાશથી બંધાયેલું હતું. તે રાંકબુદ્ધિવાળું કબૂતર-દંપતી પોતાનાં નાનાં-નાનાં બચ્ચાંના પાલન-પોષણમાં એટલું વ્યગ્ર થઈ ગયું કે, તેમને દિવસ કે દુનિયા, લોક-પરલોકનું પણ સ્મરણ રહ્યું નહીં. ॥ ૬૧ ॥

એકદા જગ્મતુસ્તાસામન્નાર્થં તૌ કુટુમ્બિનૌ ।
પરિતઃ કાનને તસ્મિન્નર્થિનૌ ચેરતુશ્ચિરમ્ ॥ ૬૨॥

એક દિવસ બન્ને નર-માદા પોતાનાં બચ્ચાં માટે દાણા લાવવા જંગલમાં ગયેલાં હતાં. કેમકે, હવે તેમનો પરિવાર મોટો થઈ ગયો હતો. તેઓ દાણા માટે લાંબો સમય જંગલમાં ફરતાં રહ્યાં. ॥ ૬૨ ॥

દૃષ્ટ્વા તાઁલ્લુબ્ધકઃ કશ્ચિદ્ યદૃચ્છાતો વનેચરઃ ।
જગૃહે જાલમાતત્ય ચરતઃ સ્વાલયાન્તિકે ॥ ૬૩॥

આ બાજુ એક શિકારી ફરતો-ફરતો સંયોગવશ તેમના માળા તરફ આવી ચઢ્યો. તેણે જોયું કે માળાની આજુબાજુ કબૂતરનાં બચ્ચાં ઊછળી રહ્યાં છે. તેણે જાળ નાંખીને બચ્ચાંને પકડી લીધાં. ॥ ૬૩ ॥

કપોતશ્ચ કપોતી ચ પ્રજાપોષે[૨] સદોત્સુકૌ ।
ગતૌ[૩] પોષણમાદાય સ્વનીડમુપજગ્મતુઃ ॥ ૬૪॥

કપોતી સ્વાત્મજાન્ વીક્ષ્ય બાલકાઞ્જાલસંવૃતાન્ ।
તાનભ્યધાવત્ ક્રોશન્તી ક્રોશતો ભૃશદુઃખિતા ॥ ૬૫॥

કબૂતર-કબૂતરી બચ્ચાંને ખવડાવવા-પિવડાવવા માટે હંમેશાં ઉત્સુક રહેતાં હતાં. હવે તેઓ દાણા લઈને પોતાના માળા પાસે આવ્યાં. કબૂતરીએ જોયું કે તેનાં નાનાં-નાનાં બચ્ચાં, તેના હૃદયના ટુકડા તો શિકારીની જાળમાં ફસાયેલાં છે અને દુઃખથી ચીસો પાડી રહ્યાં છે. તેમને આવી સ્થિતિમાં જોઈને કબૂતરીના દુઃખનો પાર ન રહ્યો. તે રડતી, ચીસો પાડતી તેમની પાસે દોડી ગઈ. ॥ ૬૪-૬૫ ॥

૧. રાજન્નત્યર્થમનુકમ્પિતા । ૨. પ્રજાપોષણસોત્સુકૌ । ૩. પ્રજાપોષણ૦ ।

સાऽसकृत्स्नेहगुणिता દીનચિત્તાऽજમાયયા ।
સ્વયં ચાબધ્યત શિચા બદ્ધાન્ પશ્યન્ત્યપસ્મૃતિઃ ॥ ૬૬॥

ભગવાનની માયાથી તેનું ચિત્ત અત્યંત દીન-દુઃખી થઈ રહ્યું હતું. તેની સ્મૃતિ ચાલી ગઈ અને સ્નેહપાશમાં જકડાયેલી હોવાથી અને પોતાનાં બચ્ચાં જાળમાં ફસાયેલાં જોઈને તે પોતે પણ જઈને જાળમાં ફસાઈ ગઈ. ॥ ૬૬ ॥

કપોતશ્ચાત્મજાન્ બદ્ધાનાત્મનોऽપ્યધિકાન્ પ્રિયાન્ ।
ભાર્યાં ચાત્મસમાં દીનો[1] વિલલાપાતિદુઃખિતઃ ॥ ૬૭॥

હવે કબૂતરે જોયું કે મારા પ્રાણથી પણ પ્રિય બચ્ચાં જાળમાં ફસાઈ ગયાં અને મારી પ્રાણપ્રિય પત્ની પણ તે જ દશાને પ્રાપ્ત થઈ, ત્યારે તે અત્યંત દુઃખી થઈને વિલાપ કરવા લાગ્યો. ખરેખર, તે સમયે તેની દશા અત્યંત દયાજનક હતી. ॥ ૬૭ ॥

અહો મે પશ્યતાપાયમલ્પપુણ્યસ્ય દુર્મતેઃ ।
અતૃપ્તસ્યાકૃતાર્થસ્ય ગૃહસ્ત્રૈવર્ગિકો હતઃ ॥ ૬૮॥

તે વિચાર કરવા લાગ્યો – 'હું અભાગિયો છું, મંદબુદ્ધિ છું. અરે... રે! મારું તો સત્યાનાશ થઈ ગયું. જુઓ તો ખરા, ન મને હજી તૃપ્તિ થઈ અને ન મારી તૃષ્ણાઓ પૂરી થઈ. ત્યાં સુધીમાં તો મારા ધર્મ, અર્થ અને કામનું મૂળ એવો મારો ગૃહસ્થાશ્રમ જ નષ્ટ થઈ ગયો. ॥ ૬૮ ॥

અનુરૂપાનુકૂલા ચ યસ્ય મે પતિદેવતા ।
શૂન્યે ગૃહે માં સન્ત્યજ્ય પુત્રૈઃ સ્વર્યાતિ સાધુભિઃ ॥ ૬૯॥

અરે! મારી પ્રાણપ્રિય પત્ની મને જ પોતાનો ઇષ્ટદેવ સમજતી હતી, મારી દરેક વાત માનતી હતી, મારા ઇશારે નાચતી હતી, તે બધી રીતે મારે યોગ્ય હતી. આજે તે મને સૂના ઘરમાં છોડીને અમારા સીધા-સાદા નિષ્કપટ બચ્ચાંની સાથે સ્વર્ગે સિધાવી રહી છે. ॥ ૬૯ ॥

સોऽહં શૂન્યે ગૃહે દીનો મૃતદારો મૃતપ્રજઃ ।
જિજીવિષે કિમર્થં વા વિધુરો દુઃખજીવિતઃ ॥ ૭૦॥

તાંસ્તથૈવાવૃતાઞ્છિગ્ભિર્મૃત્યુગ્રસ્તાન્ વિચેષ્ટતઃ ।
સ્વયં ચ કૃપણઃ શિક્ષુ પશ્યન્નપ્યબુધોऽપતત્ ॥ ૭૧॥

મારાં બચ્ચાં મરી ગયાં. મારી પત્ની જઈ રહી છે. મારું હવે સંસારમાં શું કામ છે? મુજ ગરીબનું આ વિધુર જીવન દુઃખમય જ છે. હવે હું આ સૂના ઘરમાં કોના માટે જીવું?' રાજન્! કબૂતરનાં બચ્ચાં જાળમાં ફસાઈને તરફડી રહ્યાં હતાં અને સ્પષ્ટ દેખાઈ રહ્યું હતું કે તેઓ મોતના મુખમાં છે, પરંતુ તે મૂર્ખ કબૂતર આ બધું જોવા છતાં પણ વિવેક ભૂલીને તે સ્વયં પણ જાણી-જોઈને જાળમાં કૂદી પડ્યો. ॥ ૭૦-૭૧ ॥

તં લબ્ધ્વા લુબ્ધકઃ ક્રૂરઃ કપોતં ગૃહમેધિનમ્ ।
કપોતકાન્ કપોતીં ચ સિદ્ધાર્થઃ પ્રયયૌ ગૃહમ્ ॥ ૭૨॥

રાજન્! તે પારધી ઘણો જ ક્રૂર હતો. સંસારમાં આસક્ત કબૂતર, કબૂતરી અને તેમનાં બચ્ચાં મળી જવાથી તે ઘણો રાજી થયો. તેણે જાણ્યું કે 'મારું કામ થઈ ગયું' અને તે તેમને લઈને ચાલવા માંડ્યો. ॥ ૭૨ ॥

એવં કુટુમ્બ્યશાન્તાત્મા દ્વન્દ્વારામઃ પતત્રિવત્ ।
પુષ્ણન્ કુટુમ્બં કૃપણઃ સાનુબન્ધોऽવસીદતિ ॥ ૭૩॥

આનો સારાંશ એ છે કે, આ પ્રકારે જે ગૃહસ્થ વિષયોમાં જ સુખ શોધતો ફરે છે અને જેનું ચિત્ત ચંચળ બનેલું છે, તે પોતાનાં પરિવારના ભરણ-પોષણમાં વ્યસ્ત રહીને કબૂતર-દંપતીની જેમ પરિવાર સહિત દુઃખી થાય છે. ॥ ૭૩ ॥

યઃ પ્રાપ્ય માનુષં લોકં મુક્તિદ્વારમપાવૃતમ્ ।
ગૃહેષુ ખગવત્ સક્તસ્તમારૂઢચ્યુતં વિદુઃ ॥ ૭૪॥

તે માટે, જે આ મનુષ્યશરીર મળ્યું છે, તે મુક્તિનું ખુલ્લું દ્વાર જ છે. તેને પ્રાપ્ત કરીને પણ જે મનુષ્ય આત્મકલ્યાણ માટે પ્રયત્ન કરતો નથી અને ઘર-પરિવારમાં કબૂતર-દંપતીની જેમ આસક્ત રહે છે તે મનુષ્ય ઉન્નત પદને પ્રાપ્ત કરીને પણ પુનઃ નીચે પડેલો જ માનવો. શાસ્ત્રની ભાષામાં તે 'આરૂઢચ્યુત' છે. ॥ ૭૪ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે સપ્તમોऽધ્યાયઃ ॥ ૭ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત સાતમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. દીનાં ।

6

# આઠમો અધ્યાય

## અવધૂત-ઉપાખ્યાન – અજગરથી માંડીને પિંગળા સુધીના નવ ગુરુઓની કથા

*બ્રાહ્મણ ઉવાચ*

સુખમૈન્દ્રિયકં રાજન્ સ્વર્ગે નરક એવ ચ ।
દેહિનાં યદ્ યથા દુઃખં તસ્માન્નેચ્છેત તદ્ બુધઃ ॥ ૧॥

અવધૂત દત્તાત્રેયજી કહે છે – હે રાજન્! ઇન્દ્રિયોનું સુખ જેવું સ્વર્ગમાં હોય છે તેવું નરકમાં પણ છે. જેમ પ્રયત્ન કર્યા વિના દુઃખ આવે છે, એ પ્રમાણે સુખ પણ આવે છે. તેથી બુદ્ધિમાન લોકોએ તેની ઇચ્છા ન કરવી જોઈએ. ॥ ૧ ॥

ગ્રાસં સુમૃષ્ટં વિરસં મહાન્તં સ્તોકમેવ વા ।
યદૃચ્છયૈવાપતિતં　ગ્રસેદાજગરોઽક્રિયઃ ॥ ૨॥

(અજગરનું દૃષ્ટાંત આપીને ત્રણ શ્લોકોમાં કહે છે –) યોગીએ આપમેળે જે ભોજન મળી જાય તે ખાઈને સંતુષ્ટ રહેવું જોઈએ. તે ભોજન ચાહે મધુર હોય, ચાહે રસહીન હોય, ચાહે ઓછું હોય કે વધારે. અજગરની જેમ જીવન-નિર્વાહ કરી લે અને ઉદાસીન રહે. ॥ ૨ ॥

શયીતાહાનિ ભૂરીણિ નિરાહારોઽનુપક્રમઃ ।
યદિ નોપનમેદ્ ગ્રાસો મહાહિરિવ દિષ્ટભુક્ ॥ ૩॥

જો ઘણા દિવસો સુધી ભોજન ન મળે તો પણ તેના માટે કોઈ પ્રયત્ન ન કરે. પ્રારબ્ધનું કાર્ય માનીને અજગરની જેમ પડ્યો રહે. ॥ ૩ ॥

ઓજઃ સહોબલયુતં બિભ્રદ્ દેહમકર્મકમ્ ।
શયાનો　વીતનિદ્રશ્ચ　નેહેતેન્દ્રિયવાનપિ ॥ ૪॥

મનોબળ, ઇન્દ્રિયબળ, શારીરિક બળ–આ ત્રણે બળ હોવા છતાં પણ અને ઇન્દ્રિયોમાં કાર્ય કરવાની ક્ષમતા હોવા છતાં પણ જાણે સૂતો હોય એમ પડી રહે અર્થાત્ સંસારની ઝંઝટમાં ન પડે. ॥ ૪ ॥

મુનિઃ પ્રસન્નગમ્ભીરો દુર્વિગાહ્યો દુરત્યયઃ ।
અનન્તપારો હ્યક્ષોભ્યઃ સ્તિમિતોદ ઈવાર્ણવઃ ॥ ૫॥

(સમુદ્રના દૃષ્ટાંત દ્વારા બે શ્લોકોમાં કહે છે-) મુનિએ સમુદ્રની જેમ પ્રસન્ન અને ગંભીર રહેવું જોઈએ. તેનો અંદરનો ભાવ સમજી ન શકાય તેવો ગૂઢ, ઉલ્લંઘન ન થાય તેવો અગાધ અને પ્રભાવશાળી હોવો જોઈએ. તેને કામ-ક્રોધ વગેરે શત્રુઓ વિચલિત કરી શકતા નથી. અચળ, પ્રશાંત સાગરની જેમ શાશ્વત રહેનારી શાંતિ તેમાં અખંડ રહે છે. ॥ ૫ ॥

સમૃદ્ધકામો હીનો વા નારાયણપરો મુનિઃ ।
નોત્સર્પેત ન શુષ્યેત સરિદ્ભિરિવ સાગરઃ ॥ ૬॥

સમુદ્રમાં નદીઓનું પાણી આવે છે તો પણ તે તેની મર્યાદા ઓળંગતો નથી. અને પાણી ન આવે તો તે સુકાઈ પણ જતો નથી. તે જ પ્રમાણે મુનિએ પણ સમૃદ્ધિથી હરખાવું નહિ અને સમૃદ્ધિ ન રહે તો શોક ન કરવો. મુનિએ બન્ને અવસ્થામાં સમુદ્રની જેમ એક સરખું રહેવું. ॥ ૬ ॥

દૃષ્ટ્વા સ્ત્રિયં દેવમાયાં તદ્ભાવૈરજિતેન્દ્રિયઃ ।
પ્રલોભિતઃ પતત્યન્ધે તમસ્યગ્નૌ પતઙ્ગવત્ ॥ ૭॥

(હવે પતંગિયાનું દૃષ્ટાંત બે શ્લોક દ્વારા આપે છે-) જે રીતે પતંગિયું મોહવશ અગ્નિમાં બળી મરે છે, તે જ રીતે અજિતેન્દ્રિય વ્યક્તિ દેવમાયારૂપી સ્ત્રીને જોઈને તેના મોહમાં ફસાઈને અંધકારમય ઘોર નરકમાં પડે છે. ॥ ૭ ॥

યોષિદ્ધિરણ્યાભરણામ્બરાદિ-
　દ્રવ્યેષુ　માયારચિતેષુ　મૂઢઃ ।
પ્રલોભિતાત્મા　હ્યુપભોગબુદ્ધ્યા
　પતઙ્ગવન્નશ્યતિ　નષ્ટદૃષ્ટિઃ ॥ ૮॥

કંચન, કામિની, આભૂષણ, વસ્ત્રાદિ જેટલાં પણ દ્રવ્યો છે તે બધાં માયાથી બનેલાં છે. મૂઢબુદ્ધિવાળો મનુષ્ય ઉપભોગબુદ્ધિથી તેમનામાં આસક્ત થઈને પોતાનો વિવેક ગુમાવી બેસે છે અને પેલા પતંગિયાની જેમ સ્વયં તેમાં જઈને પોતાનો નાશ કરી બેસે છે. ॥ ૮ ॥

સ્તોકં સ્તોકં ગ્રસેદ્ ગ્રાસં દેહો વર્તેત યાવતા ।
ગૃહાનહિંસન્નાતિષ્ઠેદ્ વૃત્તિં માધુકરીં મુનિઃ ॥૯॥

(હવે ભ્રમર અને મધુમક્ષિકાનું દૃષ્ટાંત આપે છે-) ભ્રમર જે રીતે જુદી જુદી જગ્યાએ જઈ જુદી-જુદી જાતનાં પુષ્પો ઉપરથી પુષ્પોનો રસ ગ્રહણ કરે છે તે જ રીતે મનનશીલ મુનિ થોડું-થોડું અન્ન માધુકરી વૃત્તિથી અનેક ઘરેથી લાવે.* આમ કરવાથી શરીરનો નિર્વાહ પણ થઈ જાય છે અને આપવામાં કોઈને ક્લેશ પણ થતો નથી. ॥ ૯ ॥

અણુભ્યશ્ચ મહદ્ભ્યશ્ચ શાસ્ત્રેભ્યઃ કુશલો નરઃ ।
સર્વતઃ સારમાદદ્યાત્ પુષ્પેભ્ય ઈવ ષટ્પદઃ ॥ ૧૦॥

વળી, જે રીતે ભ્રમર નાનાં-મોટાં સર્વ પુષ્પોનો સાર ગ્રહણ કરે છે, તે જ પ્રમાણે કુશળ મનુષ્યે નાનાં-મોટાં શાસ્ત્રોનું સારતત્ત્વ ગ્રહણ કરવું. (વિવાદ ન કરવો.) ॥ ૧૦ ॥

સાયન્તનં શ્વસ્તનં વા ન સઙ્ગૃહ્ણીત ભિક્ષિતમ્ ।
પાણિપાત્રોદરામત્રો મક્ષિકેવ ન સઙ્ગ્રહી ॥ ૧૧॥

(હવે મધુમક્ષિકાનું ઉદારણ આપે છે–) વળી, મુનિએ ભિક્ષાંનું અન્ન સાંજના ભોજન માટે અથવા બીજા દિવસ માટે બચાવીને ન રાખતાં પોતાના હાથરૂપી પાત્રમાં સચવાય તેટલું જ અન્ન લેવું અને તેના સંગ્રહ માટે ફક્ત પેટરૂપી પાત્ર રાખવું. કારણ કે, ઉદર-પોષણથી અધિક સંગ્રહ કરનાર મધમાખીની જેમ મુનિનું જીવન પણ જોખમમાં મુકાઈ જાય છે. આવું સમજીને સંન્યાસીએ કોઈ પણ પ્રકારનો સંગ્રહ કરવો નહિ. ॥ ૧૧-૧૨ ॥

સાયન્તનં શ્વસ્તનં વા ન સઙ્ગૃહ્ણીત ભિક્ષુકઃ ।
મક્ષિકા ઈવ સઙ્ગૃહ્ણન્ સહ તેન વિનશ્યતિ ॥ ૧૨॥

(હવે હાથીનું બે શ્લોકોમાં દૃષ્ટાંત આપતાં ભગવાન દત્તાત્રેયજી કહે છે –) હાથી પાસેથી જ સ્પર્શસુખની લાલસાના ત્યાગનો બોધ લીધો. સંન્યાસીએ સાવધાન રહી લાકડાથી બનાવેલી સ્ત્રીની પૂતળીને પગથી પણ સ્પર્શ ન કરવો. અન્યથા હાથણીમાં આસક્ત હાથી જે રીતે બંધાઈ જાય છે.★ તેમ તે પણ બંધનમાં આવી જાય છે. ॥ ૧૩ ॥

પદાપિ યુવતીં ભિક્ષુર્ન સ્પૃશેદ્ દારવીમપિ ।
સ્પૃશન્ કરીવ બધ્યેત કરિણ્યા અઙ્ગસઙ્ગતઃ ॥ ૧૩॥

વિવેકી પુરુષે સ્ત્રી કે જે પોતાના જ મૃત્યુનું કદાચ કારણ બની શકે છે – તેની સમીપ ન જવું જોઈએ. કેમકે, હાથણીમાં આસક્ત હાથી બીજા બળવાન હાથી દ્વારા મરાઈ જાય છે, તે જ પ્રમાણે તે પણ મૃત્યુનો શિકાર બની શકે છે. ॥ ૧૪ ॥

નાધિગચ્છેત્ સ્ત્રિયં પ્રાજ્ઞઃ કર્હિચિન્મૃત્યુમાત્મનઃ ।
બલાધિકૈઃ સ હન્યેત ગજૈરન્યૈર્ગજો યથા ॥ ૧૪॥

(હવે મધ લૂંટનારા લાલચુના દૃષ્ટાંત દ્વારા બે શ્લોકોમાં કહે છે કે –) લોભી મનુષ્ય ન તો કોઈને આપે છે અને ન ઉપભોગ પણ કરે છે. તેની સંપત્તિને બીજો જ કોઈક ભોગવે છે. જેમકે મધ કાઢવાવાળા પાસે 'મધ છે' એવી ખબર પડતાં તેની પાસેથી યુક્તિપૂર્વક તે લઈ લેવામાં આવે છે અને તે સ્વયં તેના ઉપભોગથી વંચિત રહી જાય છે. ॥ ૧૫ ॥

ન[1] દેયં નોપભોગ્યં ચ લુબ્ધૈર્યદ્ દુઃખસઞ્ચિતમ્ ।
ભુઙ્ક્તે તદપિ તચ્ચાન્યો મધુહેવાર્થવિન્મધુ ॥ ૧૫॥

૧. નો ।

* અન્યથા એક જ કમળની ગંધમાં આસક્ત થયેલો ભ્રમર જેમ રાત્રિના સમયે તેમાં બંધ થઈ જવાથી નષ્ટ થઈ જાય છે, તે જ પ્રમાણે સ્વાદ-વાસનાથી એક જ ગૃહસ્થનું અન્ન ખાવાથી મુનિ તેના સાંસારિક મોહમાં ફસાઈને નષ્ટ થઈ જશે.

★ હાથીને પકડવા માટે ઘાસનાં તણખલાંથી ઢંકાયેલા ખાડા ઉપર કાગળની હાથણી ઊભી કરવામાં આવે છે. તેને જોઈને હાથી ત્યાં જાય છે અને ખાડામાં પડીને ફસાઈ જાય છે.

સુદુઃખોપાર્જિતૈર્વિત્તૈરાશાસાનાં　ગૃહાશિષઃ ।
મધુહેવાગ્રતો ભુઙ્ક્તે યતિર્વૈ ગૃહમેધિનામ્ ॥ ૧૬॥

તમે જુઓ છો કે, મધમાખીઓનું ભેગું કરેલું મધ તે ભોગવે તે પહેલાં જ મધ લૂંટનારો લઈ જાય છે; તે જ પ્રમાણે ગૃહસ્થોએ બહુ મહેનતે મેળવેલા પદાર્થોને (જેનાથી તેઓ સુખ ભોગવવાની અભિલાષા રાખે છે) તેમનાથી પહેલાં સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ ભોગવે છે. કારણ કે, ગૃહસ્થો પ્રથમ અતિથિ-અભ્યાગતોને ભોજન કરાવીને પછી સ્વયં ભોજન કરે છે. ॥ ૧૬ ॥

ગ્રામ્યગીતં ન શૃણુયાદ્ યતિર્વનચરઃ ક્વચિત્ ।
શિક્ષેત હરિણાદ્ બદ્ધાન્મૃગયોર્ગીતમોહિતાત્ ॥ ૧૭॥

મેં હરણથી એ બોધ લીધો કે જંગલમાં રહેતા સંન્યાસીએ ક્યારેય સાંસારિક વિષયનાં ગીત ન સાંભળવાં. તેણે એ બોધ હરણ પાસેથી ગ્રહણ કરવો, જે શિકારીનાં મધુર ગીતોમાં મોહિત થઈને પકડાઈ જાય છે. ॥ ૧૭ ॥

નૃત્યવાદિત્રગીતાનિ જુષન્ ગ્રામ્યાણિ યોષિતામ્ ।
આસાં ક્રીડનકો વશ્ય ઋષ્યશૃઙ્ગો મૃગીસુતઃ ॥ ૧૮॥

આપ એ વાત જાણો છો કે, હરણીના ગર્ભથી ઉત્પન્ન થયેલા ઋષ્યશૃંગ મુનિ સ્ત્રીઓનાં નાચ-ગાન વગેરે જોઈ - સાંભળીને તેમનામાં આસક્ત થઈ ગયા અને તે સ્ત્રીઓના હાથની કઠપૂતળી બની ગયા! ॥ ૧૮ ॥

જિહ્વયાઽતિપ્રમાથિન્યા જનો રસવિમોહિતઃ ।
મૃત્યુમૃચ્છત્યસદ્બુદ્ધિર્મીનસ્તુ　બડિશૈર્યથા ॥ ૧૯॥

(હવે હું તમને માછલીનો ઉપદેશ કહું છું -) જેમ માછલી કાંટામાં રહેલા માંસના ટુકડાના લોભમાં પોતાના પ્રાણ ગુમાવે છે, તે જ પ્રમાણે સ્વાદઘેલા દુર્બુદ્ધિ મનુષ્યો પણ મનને વલોવીને વ્યાકુળ કરનારી પોતાની જીભના વશમાં થઈ જાય છે અને મરાઈ જાય છે. ॥ ૧૯ ॥

ઇન્દ્રિયાણિ જયન્ત્યાશુ નિરાહારા મનીષિણઃ ।
વર્જયિત્વા તુ રસનં તન્નિરન્નસ્ય વર્ધતે ॥ ૨૦॥

કેટલાક વિવેકી પુરુષ ઉપવાસ અને ભોજનનો ત્યાગ કરીને બીજી ઇન્દ્રિયો ઉપર તો ખૂબ ત્વરાથી વિજય મેળવી લે છે, પરંતુ તેનાથી તેમની રસનેન્દ્રિય વશમાં થતી નથી. તે તો ભોજન છોડી દેવાથી વધારે પ્રબળ બની જાય છે. ॥ ૨૦ ॥

તાવજ્જિતેન્દ્રિયો ન સ્યાદ્ વિજિતાન્યેન્દ્રિયઃ પુમાન્ ।
ન જયેદ્ રસનં યાવજ્જિતં સર્વં જિતે રસે ॥ ૨૧॥

બીજી બધી ઇન્દ્રિયો પર કાબૂ પ્રાપ્ત કરી લેવા છતાં ત્યાં સુધી મનુષ્ય જિતેન્દ્રિય નથી થઈ શકતો જ્યાં સુધી તે રસનેન્દ્રિયને પોતાના વશમાં નથી કરી લેતો. અને જો તેણે રસનેન્દ્રિયને વશમાં કરી લીધી, પછી તો બધી ઇન્દ્રિયો તેના વશમાં થઈ ગઈ સમજો. ॥ ૨૧ ॥

પિઙ્ગલા નામ વેશ્યાઽઽસીદ્ વિદેહનગરે પુરા ।
તસ્યા મે શિક્ષિતં કિઞ્ચિન્નિબોધ નૃપનન્દન ॥ ૨૨॥

હે રાજન્! પ્રાચીન સમયની વાત છે. વિદેહનગરી મિથિલામાં એક વેશ્યા રહેતી હતી. તેનું નામ પિંગલા હતું. મેં તેની પાસેથી જે બોધ ગ્રહણ કર્યો તે હું તમને સંભળાવું છું. સાવધાન થઈને સાંભળો. ॥ ૨૨ ॥

સા સ્વૈરિણ્યેકદા કાન્તં સઙ્કેત ઉપનેષ્યતી ।
અભૂત્ કાલે બહિર્દ્વારિ બિભ્રતી રૂપમુત્તમમ્ ॥ ૨૩॥

તે વેશ્યા સ્વેચ્છાચારિણી તો હતી જ અને રૂપાળી પણ હતી. એક દિવસ કોઈ પુરુષને પોતાના સ્થાને લાવવા માટે ખૂબ બની-ઠનીને, ઉત્તમ વસ્ત્રાભૂષણથી સજી-ધજીને ઘણીવાર સુધી પોતાના ઘરના દરવાજા પર ઊભી રહી. ॥ ૨૩ ॥

માર્ગ આગચ્છતો વીક્ષ્ય પુરુષાન્ પુરુષર્ષભ ।
તાઞ્છુલ્કદાન્ વિત્તવતઃ કાન્તાન્ મેનેઽર્થકામુકા ॥ ૨૪॥

હે શ્રેષ્ઠ પુરુષ! તેને ધનની કામના હતી તેથી તે અર્થલોલુપ સ્ત્રી કોઈ પણ પુરુષને તે તરફ આવતો જોઈને એવું જ વિચારતી હતી કે 'આ પૈસાદાર છે, મને પૈસા આપીને ઉપભોગ કરવા માટે જ આવી રહ્યો છે.' ॥ ૨૪ ॥

આગતેષ્વપયાતેષુ સા સઙ્કેતોપજીવિની ।
અપ્યન્યો વિત્તવાન્ કોઽપિ મામુપૈષ્યતિ ભૂરિદઃ ॥ ૨૫॥

તે સંકેતથી જીવનારી પિંગલા પછી જ્યારે બીજા પુરુષને આવતો જોતી ત્યારે માની લેતી કે આ તો મારી પાસે જ આવી રહ્યો છે, મને ખૂબ પૈસા આપશે; પરંતુ જ્યારે ત્યાંથી તે આગળ નીકળી જતો ત્યારે એવું વિચારતી કે હવે તો નક્કી કોઈ બીજો ધનવાન મારી પાસે આવશે, જે મને ખૂબ વધારે પૈસા આપશે. ॥ ૨૫ ॥

એવં દુરાશયા ધ્વસ્તનિદ્રા દ્વાર્યવલમ્બતી[1] ।
નિર્ગચ્છન્તી પ્રવિશતી નિશીથં[2] સમપદ્યત ॥ ૨૬॥

પિંગલાના ચિત્તની આવી દુરાશા વધતી જ જતી હતી. તે દરવાજા પર ઘણા લાંબા સમય સુધી નિદ્રાનો ત્યાગ કરીને રાહ જોતી રહી. તે ક્યારેક અંદર જતી તો ક્યારેક બહાર આવતી. આ રીતે મધ્યરાત્રિ વીતી ગઈ. ॥ ૨૬ ॥

તસ્યા વિત્તાશયા શુષ્યદ્વક્ત્રાયા દીનચેતસઃ ।
નિર્વેદઃ પરમો જજ્ઞે ચિન્તાહેતુઃ સુખાવહઃ ॥ ૨૭॥

રાજન્! ખરેખર આશા અને તે પણ ધનની આશા અત્યંત હીન છે. ધનવાનની રાહ જોતાં જોતાં તેનું મોઢું સુકાઈ ગયું, ચિત્ત વ્યાકુળ થઈ ગયું. હવે તેને આ ધંધા ઉપર ભારે વૈરાગ્ય થયો. તેમાં તેને દુઃખબુદ્ધિ થઈ ગઈ. આ વૈરાગ્ય જ તેના સુખનું કારણ બની ગયો. ॥ ૨૭ ॥

તસ્યા[3] નિર્વિણ્ણચિત્તાયા ગીતં શૃણુ યથા મમ ।
નિર્વેદ આશાપાશાનાં પુરુષસ્ય યથા હ્યસિઃ ॥ ૨૮॥

જ્યારે પિંગલાના ચિત્તમાં આ પ્રકારની વૈરાગ્યની ભાવના જાગૃત થઈ, ત્યારે તેના મુખમાંથી એક ગીત સરી પડ્યું અર્થાત્ તેના અંતરના જે ઉદ્‌ગાર નીકળ્યા તે હે રાજન્! તમને કહું છું, સાંભળો. વૈરાગ્ય જ આશારૂપી ફંદાને કાપવાવાળું દૃઢ શસ્ત્ર છે. વૈરાગ્ય વિના મનુષ્યનાં દુઃખોની નિવૃત્તિ થતી નથી. ॥ ૨૮ ॥

ન હ્યઙ્ગાજ્જાતનિર્વેદો દેહબન્ધં જિહાસતિ ।
યથા[4] વિજ્ઞાનરહિતો મનુજો મમતાં નૃપ ॥ ૨૯॥

પ્રિય રાજન્! જેને વૈરાગ્ય થયો નથી, જેને આ ઝંઝટમાંથી કંટાળો - અણગમો થયો નથી અને જે શરીર અને તેના બંધનને એ રીતે કાપવા ઇચ્છતો નથી, જેમ અજ્ઞાની પુરુષ મમતાને છોડવા ઇચ્છતો નથી. ॥ ૨૯ ॥

*પિઙ્ગલોવાચ*

અહો મે મોહવિતતિં પશ્યતાવિજિતાત્મનઃ ।
યા કાન્તાદસતઃ કામં કામયે યેન બાલિશા ॥ ૩૦॥

**પિંગલાએ આ ગીત ગાયું** - અરે કેટલા દુઃખની વાત છે કે હું ઇન્દ્રિયોના વશમાં થઈ ગઈ! મારી મૂર્ખતા અને મારા મોહનો વિસ્તાર તો જુઓ, કે પરાયા પુરુષને મારો કાન્ત-પ્રિયતમ કહીને તેની કામના કરવા લાગી. ॥ ૩૦ ॥

સન્તં સમીપે રમણં રતિપ્રદં
વિત્તપ્રદં નિત્યમિમં વિહાય ।
અકામદં દુઃખભયાધિશોક-
મોહપ્રદં તુચ્છમહં ભજેઽજ્ઞા ॥ ૩૧॥

મારો પરમપ્રિયતમ શાશ્વતરૂપે મારી પાસે જ છે, તે પરમાનંદસ્વરૂપ છે, સુખ પ્રદાન કરવાવાળો પણ છે તથા લક્ષ્મીનો પતિ હોવાથી સંપત્તિ પણ આપવાવાળો છે. આવા મારા જ હૃદયમાં બિરાજેલા ભગવાનની હાજરીમાં તેમને છોડીને જેઓ ઇચ્છા મુજબ ભોગ સંપાદન કરવામાં પણ અસમર્થ છે તથા દુઃખ, ભય, આધિ-વ્યાધિ, શોક અને મોહ ઉપજાવનારા છે, એવા લોકોનું મેં સેવન કર્યું; તેથી હું મૂર્ખ છું. ॥ ૩૧ ॥

અહો મયાઽઽત્મા પરિતાપિતો વૃથા
સાઙ્કેત્યવૃત્ત્યાતિવિગર્હ્યવાર્તયા ।
સ્ત્રૈણાન્નરાદ્ યાઽર્થતૃષોઽનુશોચ્યાત્
ક્રીતેન વિત્તં રતિમાત્મનેચ્છતી ॥ ૩૨॥

ઘણા જ દુઃખની વાત છે કે મેં અત્યંત નિંદનીય આજીવિકા એવો વેશ્યાવૃત્તિનો આશ્રય લીધો અને નકામો પોતાના શરીર અને મનને ક્લેશ આપ્યો, પીડા પહોંચાડી. મારું આ શરીર વેચાઈ ગયું છે. લંપટ, લોભી અને નિંદનીય મનુષ્યોએ તેને ખરીદી લીધું છે અને હું એટલી મૂર્ખ છું કે આ જ શરીરથી પૈસા અને રતિ-સુખ ઇચ્છી રહી છું. મને ધિક્કાર છે. ॥ ૩૨ ॥

૧. દ્વાર્યવલમ્બિની । ૨. નિશીથ । ૩. તથા । ૪. આ શ્લોકાર્ધ પ્રાચીન પ્રતમાં નથી ।

યદસ્થિભિર્નિર્મિતવંશવંશ્ય-
સ્થૂણં ત્વચા રોમનખૈઃ પિનદ્ધમ્ ।
ક્ષરન્નવદ્વારમગારમેતદ્
વિણ્મૂત્રપૂર્ણં મદુપૈતિ કાઽન્યા ॥ ૩૩॥

જેમ વાંસની વળીઓ અને ટેકા આપીને ઘર ઊભું કરવામાં આવે છે, તેમ આ શરીરરૂપી ઘરમાં હાડકાંની વળીઓ અને ટેકા છે, તથા તેમાં ત્વચા, રૂંવાડાં અને નખનું આવરણ છે. આ ઘરમાં નવ દરવાજા છે, તેમનામાંથી સતત મળ-મૂત્ર વગેરે જ નીકળતું રહે છે. ખરેખર મારા સિવાય બીજી કઈ સ્ત્રી હશે જે આવા નિંદનીય શરીરને જ પ્રિય માની તેનું સેવન કરશે? ॥ ૩૩ ॥

વિદેહાનાં પુરે હ્યસ્મિન્નહમેકૈવ મૂઢધીઃ ।
યાઽન્યમિચ્છન્ત્યસત્યસ્માદાત્મદાત્ કામમચ્યુતાત્ ॥ ૩૪॥

આમ તો આ વિદેહીઓ - જીવન્મુક્તોની નગરી છે, પરંતુ તેમાં રહેનારી હું સર્વથી મૂર્ખ અને દુષ્ટ છું, કેમકે, એકલી હું જ આત્મસ્વરૂપને અર્પણ કરનારા અવિનાશી અને પરમ પ્રિયતમ પરમાત્માને છોડીને બીજા પુરુષની અભિલાષા કરું છું. ॥ ૩૪ ॥

સુહૃત્ પ્રેષ્ઠતમો નાથ આત્મા ચાયં શરીરિણામ્ ।
તં વિક્રીયાત્મનૈવાહં રમેઽનેન યથા રમા ॥ ૩૫॥

મારા હૃદયમાં બિરાજતા પ્રભુ પ્રાણીમાત્રના હિતૈષી, સુહૃદ, પ્રિયતમ, સ્વામી અને આત્મા છે. હવે હું મારી જાત આપીને તેમને ખરીદી લઈશ અને એમની સાથે લક્ષ્મીજી જેવો વિહાર કરીશ. ॥ ૩૫ ॥

કિયત્ પ્રિયં તે વ્યભજન્ કામા યે કામદા નરાઃ ।
આદ્યન્તવન્તો ભાર્યાયા દેવા વા કાલવિદ્રુતાઃ ॥ ૩૬॥

જેટલા પણ આ કામ અને ભોગ છે અને તે આપનાર ચાહે દેવતા હોય કે મનુષ્ય, તેમણે પોતાની પત્નીનું શું પ્રિય કર્યું છે? અર્થાત્ કોઈ પણ આજ સુધી આ ભોગોથી તૃપ્ત થયું નથી અને આ બધાં વ્યક્તિ અને પદાર્થો આદિ-અંતવાળાં છે અને કાળગ્રસ્ત છે. ॥ ૩૬ ॥

નૂનં મે ભગવાન્ પ્રીતો વિષ્ણુઃ કેનાપિ કર્મણા ।
નિર્વેદોઽયં દુરાશાયા યન્મે જાતઃ સુખાવહઃ ॥ ૩૭॥

ખરેખર, મારા કોઈ શુભકર્મથી વિષ્ણુ ભગવાન મારા પર પ્રસન્ન છે, તેથી તો દુરાશાથી મને આવો વૈરાગ્ય થયો છે. ખરેખર, આ વૈરાગ્ય મારા માટે સુખકર છે. ॥ ૩૭ ॥

મૈવં સ્યુર્મન્દભાગ્યાયાઃ ક્લેશા નિર્વેદહેતવઃ ।
યેનાનુબન્ધં નિર્હૃત્ય પુરુષઃ શમમૃચ્છતિ ॥ ૩૮॥

મને દુઃખ થયું, એ જ મારા માટે વૈરાગ્યનું કારણ બની ગયું. તેથી હું ભાગ્યહીન નથી, કારણ કે, વૈરાગ્ય દ્વારા જ મનુષ્ય કર્મબંધનોને કાપીને પરમશાંતિને પામે છે. ॥ ૩૮ ॥

તેનોપકૃતમાદાય શિરસા ગ્રામ્યસઙ્ગતાઃ ।
ત્યક્ત્વા દુરાશાઃ શરણં વ્રજામિ તમધીશ્વરમ્ ॥ ૩૯॥

હવે હું ભગવાનના આ ઉપકારનો સાદર મસ્તક ઝૂકાવીને સ્વીકાર કરું છું અને વિષયભોગોની લાલસા છોડીને તે જ જગદીશ્વરના શરણમાં જાઉં છું. ॥ ૩૯ ॥

સન્તુષ્ટા શ્રદ્દધત્યેતદ્યથાલાભેન જીવતી ।
વિહરામ્યમુનૈવાહમાત્મના રમણેન વૈ ॥ ૪૦॥

હવે મને પ્રારબ્ધ અનુસાર જે મળશે તેનાથી નિર્વાહ કરી લઈશ અને ખૂબ જ સંતોષ અને શ્રદ્ધા સાથે રહીશ. હવે હું બીજા પુરુષ તરફ ન તાકતાં મારા હૃદયેશ્વર, આત્મસ્વરૂપ પ્રભુની સાથે જ વિહાર કરીશ. ॥ ૪૦ ॥

સંસારકૂપે પતિતં વિષયૈર્મુષિતેક્ષણમ્ ।
ગ્રસ્તં કાલાહિનાઽઽત્માનં કોઽન્યસ્ત્રાતુમધીશ્વરઃ ॥ ૪૧॥

આ જીવ સંસાર-કૂપમાં પડેલો છે. વિષયોએ તેને આંધળો બનાવી દીધો છે. કાળરૂપી અજગરે તેને પોતાના મોઢામાં દબાવી દીધો છે. હવે ભગવાન સિવાય તેની રક્ષા કરવા બીજું કોણ સમર્થ છે? ॥ ૪૧ ॥

આત્મૈવ હ્યાત્મનો ગોપ્તા નિર્વિદ્યેત યદાઽખિલાત્ ।
અપ્રમત્ત ઇદં પશ્યેદ્ ગ્રસ્તં કાલાહિના જગત્ ॥ ૪૨॥

જ્યારે જીવ સમસ્ત વિષયોથી વિરક્ત થઈ જાય છે, ત્યારે તે સ્વયં તેની રક્ષા કરવામાં સક્ષમ બને છે. તેથી ખૂબ જ સાવધાનીની સાથે એ જાણી લેવું જોઈએ કે, સંપૂર્ણ જગત કાળરૂપી અજગરથી ગ્રસ્ત છે. ॥ ૪૨ ॥

બ્રાહ્મણ ઉવાચ[1]

એવં વ્યવસિતમતિર્દુરાશાં કાન્તતર્ષજામ્ ।
છિત્ત્વોપશમમાસ્થાય શય્યામુપવિવેશ સા ॥ ૪૩॥

અવધૂત દત્તાત્રેયજી કહે છે – રાજન્! પિંગલા વેશ્યાએ આવો નિશ્ચય કરીને ધનવાનોની દુરાશા, તેમને મળવાની લાલસાનો પરિત્યાગ કરી દીધો અને શાંત ભાવે જઈને તે પોતાની શય્યા પર સૂઈ ગઈ. ॥ ૪૩ ॥

આશા હિ પરમં દુઃખં નૈરાશ્યં પરમં સુખમ્ ।
યથા સઞ્છિદ્ય કાન્તાશાં સુખં સુષ્વાપ પિઙ્ગલા ॥ ૪૪॥

ખરેખર, તૃષ્ણા જ સહુથી મહાન દુઃખ છે અને તૃષ્ણા-ત્યાગ જ સહુથી મોટું સુખ છે, કારણ કે, પિંગલા વેશ્યાએ જ્યારે આશા છોડી ત્યારે જ તે સુખી થઈ. ॥ ૪૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત આઠમો અધ્યાય સમાપ્ત.

=★=

# નવમો અધ્યાય

## અવધૂત-ઉપાખ્યાન – ટિટોડીથી માંડીને ભમરી સુધીના સાત ગુરુઓની કથા

બ્રાહ્મણ ઉવાચ

પરિગ્રહો હિ દુઃખાય યદ્ યત્પ્રિયતમં નૃણામ્ ।
અનન્તં સુખમાપ્નોતિ તદ્ વિદ્વાન્ યસ્ત્વકિઞ્ચનઃ ॥ ૧॥

**અવધૂત દત્તાત્રેયજી કહે છે** – રાજન્! માણસોને જે વસ્તુપદાર્થ પ્રિય લાગે છે, તેનો તે સંગ્રહ કરે છે અને તે જ તેના દુઃખનું કારણ પણ બની જાય છે, પરંતુ જે અકિંચન છે, અપરિગ્રહી છે, એવો વિદ્વાન આનંદનો અનુભવ કરે છે. તેથી કલ્યાણની કામનાવાળા માણસોએ સંગ્રહથી દૂર રહેવું. ॥ ૧ ॥

સામિષં કુરરં જઘ્નુર્બલિનો યે નિરામિષાઃ ।
તદામિષં પરિત્યજ્ય સ સુખં સમવિન્દત ॥ ૨॥

(ટિટોડીનું દૃષ્ટાંત આપતાં કહે છે કે -) એક ટિટોડીને ક્યાંકથી માંસનો ટુકડો મળ્યો. તેને જોઈને બીજાં માંસલોભી પક્ષીઓ તેના પર તૂટી પડ્યાં. ટિટોડીએ આ મુસીબતમાંથી બચવા માટે માંસનો ટુકડો ફેંકી દીધો ત્યારે તે બચી ગઈ અને સુખી થઈ. આનાથી સાર એ લેવો જોઈએ કે સંગ્રહ કરવો એ જ આપત્તિને આમંત્રણ છે. ॥ ૨ ॥

ન મે માનાવમાનૌ[2] સ્તો ન ચિન્તા ગેહપુત્રિણામ્ ।
આત્મક્રીડ આત્મરતિર્વિચરામીહ[3] બાલવત્ ॥ ૩॥

દ્વાવેવ ચિન્તયા મુક્તૌ પરમાનન્દ આપ્લુતૌ ।
યો વિમુગ્ધો જડો બાલો યો ગુણેભ્યઃ પરં ગતઃ ॥ ૪॥

(બાળકનું દૃષ્ટાંત આપી ભગવાન દત્તાત્રેય સમજાવે છે કે-) જે રીતે બાળક પોતાનામાં જ રમે છે, તેને કોઈ ચિંતા થતી નથી, એમ હું પણ મારા આત્માનંદમાં મગ્ન રહું છું. માન કે અપમાનનો મારા ઉપર કોઈ પ્રભાવ પડતો નથી અને ન કોઈ ઘર-પરિવારની મને ચિંતા થાય છે. સંસારમાં બે વ્યક્તિ જ ચિંતા-મુક્ત છે; એક તો જે અણસમજુ બાળક છે તે અને બીજો જે ગુણાતીત છે તે. આ બન્નેય પરમાનંદમાં મગ્ન રહે છે. ॥ ૩-૪ ॥

ક્વચિત્ કુમારી ત્વાત્માનં વૃણાનાન્ ગૃહમાગતાન્ ।
સ્વયં તાનર્હયામાસ ક્વાપિ યાતેષુ બન્ધુષુ ॥ ૫॥

(હવે કુંવારી કન્યાના ઉદાહરણથી સમજાવે છે-) એક વાર કોઈ કુંવારી કન્યાને ઘેર તેની સગાઈ કરવા માટે કેટલાય લોકો આવ્યા હતા. તે દિવસે તેના ઘરના લોકો ક્યાંક બહાર ગયેલા હતા. તેથી તે કન્યાએ પોતે તેમનો આતિથ્ય-સત્કાર કર્યો. ॥ ૫ ॥

૧. પ્રાચીન પ્રતમાં નથી । ૨. માનાપમાનૌ । ૩. આત્મરતો વિચરામિ ।

તેષામભ્યવહારાર્થં શાલીન્ રહસિ પાર્થિવ ।
અવઘ્નન્ત્યાઃ પ્રકોષ્ઠસ્થાશ્ચક્રુઃ શઙ્ખાઃ સ્વનં મહત્ ॥ ૬॥

સા [1]તજ્જુગુપ્સિતં મત્વા મહતી વ્રીડિતા તતઃ ।
બભઞ્જૈકૈકશઃ શઙ્ખાન્ દ્વૌ દ્વૌ પાણ્યોરશેષયત્ ॥ ૭॥

ઉભયોરપ્યભૂદ્ ઘોષો હ્યવઘ્નન્ત્યાઃ સ્મ શઙ્ખયોઃ ।
તત્રાપ્યેકં નિરભિદદેકસ્માન્નાભવદ્ ધ્વનિઃ ॥ ૮॥

અન્વશિક્ષમિમં તસ્યા ઉપદેશમરિન્દમ ।
લોકાનનુચરન્નેતાઁલ્લોકતત્ત્વવિવિત્સયા ॥ ૯॥

વાસે બહૂનાં કલહો ભવેદ્ વાર્તા દ્વયોરપિ ।
એક એવ ચરેત્તસ્માત્ કુમાર્યા ઈવ કઙ્કણઃ ॥ ૧૦॥

મન એકત્ર સંયુજ્યાજ્જિતશ્વાસો જિતાસનઃ ।
વૈરાગ્યાભ્યાસયોગેન ધ્રિયમાણમતન્દ્રિતઃ ॥ ૧૧॥

યસ્મિન્ મનો લબ્ધપદં યદેત-
ચ્છનૈઃ શનૈર્મુઞ્ચતિ કર્મરેણૂન્ ।
સત્ત્વેન વૃદ્ધેન રજસ્તમશ્ચ
વિધૂય નિર્વાણમુપૈત્યનિન્ધનમ્ ॥ ૧૨॥

તદૈવમાત્મન્યવરુદ્ધચિત્તો
ન વેદ કિઞ્ચિદ્ બહિરન્તરં વા ।
યથેષુકારો નૃપતિં વ્રજન્ત-
મિષૌ ગતાત્મા ન દદર્શ પાર્શ્વે ॥ ૧૩॥

એકચાર્યનિકેતઃ સ્યાદપ્રમત્તો ગુહાશયઃ ।
અલક્ષ્યમાણ આચારૈર્મુનિરેકોઽલ્પભાષણઃ ॥ ૧૪॥

ગૃહારમ્ભોઽતિદુઃખાય વિફલશ્ચાધ્રુવાત્મનઃ ।
સર્પઃ પરકૃતં વેશ્મ પ્રવિશ્ય સુખમેધતે ॥ ૧૫॥

રાજન્! ભોજન કરાવવા માટે તે ઘરમાં એકાંતમાં ડાંગર ખાંડવા લાગી. તે વખતે તેના હાથમાં પહેરેલાં કંકણનો ખૂબ અવાજ આવવા લાગ્યો. કન્યાએ વિચાર્યું કે આ અવાજથી મહેમાનોને લાગશે કે 'આ ઘર ગરીબ છે, અન્યથા કન્યા અત્યારે શા માટે ડાંગર ખાંડવા બેસે?' અને તેણે માત્ર બે-બે કંકણ રાખી, વધારાનાં કંકણ કાઢી નાંખ્યાં. ॥ ૬-૭ ॥

કંકણ ઉતારીને તે ફરી ડાંગર ખાંડવા લાગી. ત્યારે તે બે-બે કંકણ પણ ખખડવા લાગ્યાં, ત્યારે તેણે એક-એક કંકણ ફરી કાઢી નાખ્યું. જ્યારે બન્ને હાથમાં માત્ર એક-એક કંકણ રહ્યું, ત્યારે કોઈ પ્રકારનો અવાજ થયો નહિ. ॥ ૮ ॥

શત્રુદમન! તે સમયે લોકોનો વ્યવહાર જાણવાની ઈચ્છાથી હું પણ ત્યાં પહોંચી ગયો. મેં તે કન્યા પાસેથી એ બોધ લીધો કે જ્યારે ઘણા લોકો એક સાથે રહે છે, ત્યારે કલહ થાય છે અને બે માણસ સાથે રહે છે ત્યારે પણ વ્યર્થ વાતો થાય છે, તેથી કુંવારી કન્યાની ચૂડીની જેમ એકલા જ વિચરવું જોઈએ. ॥ ૯-૧૦ ॥

રાજન્! મેં બાણ બનાવનાર પાસેથી એ બોધ લીધો કે, આસન અને શ્વાસને જીતીને વૈરાગ્ય અને અભ્યાસ દ્વારા પોતાના મનને વશમાં રાખવું અને પછી ખૂબ સાવધાની સાથે તેને એક લક્ષ્યમાં પરોવવું. ॥ ૧૧ ॥

જ્યારે પરમાનંદસ્વરૂપ પરમાત્મામાં મન સ્થિર થઈ જાય છે ત્યારે તે ધીરે-ધીરે કર્મવાસનાઓની ધૂળને ધોઈ નાખે છે, સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે અને તે રજોગુણ, તમોગુણની વૃત્તિઓને છોડીને એવું શાંત થઈ જાય છે, જેમ લાકડાં વિનાનો અગ્નિ. ॥ ૧૨ ॥

આ પ્રમાણે જેનું ચિત્ત પોતાના આત્મામાં જ સ્થિર થઈ પરોવાઈ જાય છે ત્યારે તેને અંદર-બહાર ક્યાંય કોઈ પદાર્થનું ભાન રહેતું નથી. મેં જોયું હતું કે, એક બાણ બનાવનારો કારીગર, બાણ બનાવવામાં એટલો તન્મય થઈ ગયો હતો કે તેની પાસેથી ડંકા-નિશાન, વાજિન્ત્રોના નાદ સાથે રાજાની સવારી નીકળી ગઈ પણ તેને કંઈ ખબર સુધ્ધાં ન પડી. ॥ ૧૩ ॥

સર્પથી મેં એ બોધ લીધો કે, મુનિએ સર્પની જેમ એકલા જ રહેવું જોઈએ. (મંડળ ન બનાવવું.) રહેવાના સ્થાનમાં મમતા ન રાખવી, હંમેશાં સાવધાન રહેવું, એકાંતમાં અથવા ગુફામાં રહેવું, પોતાના આચાર-વ્યવહારથી પોતાને કોઈની સામે પ્રગટ ન કરવો. મિતભાષી રહેવું. ॥ ૧૪ ॥

હવે આ અનિત્ય શરીર માટે આટલાં કષ્ટ વેઠીને ઘર બનાવવું વ્યર્થ છે. ઉંદરે બનાવેલા ઘરમાં સાપ આરામથી રહે છે, તે જ પ્રમાણે યોગી ક્યાંય પણ રહીને પોતાનો નિર્વાહ કરી લે. ॥ ૧૫ ॥

૧. તં ।

એકો નારાયણો દેવઃ પૂર્વસૃષ્ટં સ્વમાયયા ।
સંહૃત્ય કાલકલયા કલ્પાન્ત ઈદમીશ્વરઃ ॥ ૧૬॥

૧૬ (હવે કરોળિયાના દૃષ્ટાંતથી સમજાવે છે કે-) એક નારાયણ દેવે જ પોતાની માયાથી આ વિશ્વનું નિર્માણ કર્યું છે, તે જ પ્રભુ, કલ્પના અંતમાં પોતાની કાળશક્તિ દ્વારા તેનો ઉપસંહાર પણ કરે છે. ॥ ૧૬ ॥

એક એવાદ્વિતીયોઽભૂદાત્માધારોઽખિલાશ્રયઃ ।
કાલેનાત્માનુભાવેન સામ્યં નીતાસુ શક્તિષુ ।
સત્ત્વાદિષ્વાદિપુરુષઃ પ્રધાનપુરુષેશ્વરઃ[1] ॥ ૧૭॥

તે પરમાત્મા એક છે (તેમનામાં સજાતીય જીવ વગેરેનો ભેદ નથી), અદ્વિતીય છે (તેમના જેવા બીજા નથી), વિજાતીય પ્રધાન વગેરે ભેદોથી રહિત છે, તે જ તે છે, તેથી સ્વગતભેદથી પણ રહિત છે. આમ તે પરમાત્મા અખંડરૂપે એક જ છે. તેઓ બધાના આશ્રયસ્વરૂપ છે. પોતાનો આધાર તે સ્વયં છે. તે જ આદિ નારાયણ ભગવાન પ્રકૃતિ અને પુરુષ બન્નેના નિયામક છે, તેઓ જ્યારે પોતાની કાળશક્તિ દ્વારા સત્ત્વાદિ ત્રણે ગુણોની શક્તિઓને સામ્યાવસ્થામાં લાવે છે ત્યારે એકમાત્ર પરમાત્મા જ શેષ રહી જાય છે. ॥ ૧૭ ॥

પરાવરાણાં પરમ આસ્તે કૈવલ્યસઞ્જ્ઞિતઃ ।
કેવલાનુભવાનન્દસન્દોહો નિરુપાધિકઃ ॥ ૧૮॥

તેઓ પરમ શ્રેષ્ઠ છે, પરા અને અપરા આ બન્ને પ્રકૃતિઓથી પર છે, જેને કૈવલ્ય નામથી કહેવામાં આવે છે. (કૈવલ્યસંજ્ઞિતઃ એટલે કેવળ એકલા અથવા મોક્ષ એવી સંજ્ઞા થાય છે.) અનુભવસ્વરૂપ છે, આનંદના સાગર છે. ત્યાં પ્રકૃતિની કોઈ પણ ઉપાધિ નથી. ॥ ૧૮ ॥

કેવલાત્માનુભાવેન સ્વમાયાં ત્રિગુણાત્મિકામ્ ।
સઙ્ક્ષોભયન્ સૃજત્યાદૌ તયા સૂત્રમરિન્દમ ॥ ૧૯॥

તેઓ પણ કેવળ પોતાના સામર્થ્યથી જ પોતાની ત્રિગુણાત્મિકા માયામાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. તે માયા દ્વારા હે શત્રુસૂદન! સર્વપ્રથમ સૂત્રાત્મા ક્રિયાશક્તિ-પ્રધાન (મહત્તત્ત્વ)ની રચના કરે છે. ॥ ૧૯ ॥

તામાહુસ્ત્રિગુણવ્યક્તિં[2] સૃજન્તીં વિશ્વતોમુખમ્ ।
યસ્મિન્ પ્રોતમિદં વિશ્વં યેન સંસરતે પુમાન્ ॥ ૨૦॥

આ સૂત્રરૂપ મહત્તત્ત્વ જ (ક્રિયાશક્તિ-પ્રધાન સૂત્ર) ત્રિગુણાત્મક શક્તિને અર્થાત્ ત્રણે ગુણોને અભિવ્યક્ત કરે છે. તે જ બધા પ્રકારની સૃષ્ટિનું મૂળ કારણ છે, તેમાં જ આ સઘળું વિશ્વ સૂતરમાં તાણાવાણાની જેમ ઓતપ્રોત છે અને તેને કારણે જ જીવને જન્મ-મૃત્યુના ચક્કરમાં ભમવું પડે છે. ॥ ૨૦ ॥

યથોર્ણનાભિર્હૃદયાદૂર્ણાં સન્તત્ય વક્ત્રતઃ ।
તયા વિહૃત્ય ભૂયસ્તાં ગ્રસત્યેવં મહેશ્વરઃ ॥ ૨૧॥

જેમ કરોળિયો પોતાના હૃદયમાંથી મુખ દ્વારા જાળ બનાવે છે, તેમાં જ વિહાર કરે છે અને છેવટે તેને ગળી જાય છે; તે જ પ્રમાણે પરમેશ્વર પણ આ જગતને પોતાનામાંથી ઉત્પન્ન કરે છે, તેમાં જીવરૂપે વિહાર કરે છે અને પછી તેને પોતાનામાં લીન કરી દે છે. આનો સાર એ લેવો જોઈએ કે, આ વિશ્વ પરમાત્માનું જ સ્વરૂપ છે. તે જ આનું નિર્માણ કરે છે અને અંતમાં પોતાનામાં લીન કરી દે છે. અને છેલ્લે જે શેષ રહે છે તે પણ તે જ છે. તેથી સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ રાખવી જોઈએ. ॥ ૨૧ ॥

યત્ર યત્ર મનો દેહી ધારયેત્ સકલં ધિયા ।
સ્નેહાદ્ દ્વેષાદ્ ભયાદ્ વાપિ યાતિ તત્તત્સરૂપતામ્ ॥ ૨૨॥

રાજન્! મેં ભમરી (કીટ) પાસેથી એ બોધ ગ્રહણ કર્યો કે, જો પ્રાણી સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી પણ જાણી જોઈને એકાગ્રતાથી પોતાનું મન જે જે વસ્તુમાં સંપૂર્ણ પ્રકારે પરોવી દે છે, તે તે સ્વરૂપવાળો તે થઈ જાય છે. ॥ ૨૨ ॥

કીટઃ પેશસ્કૃતં ધ્યાયન્ કુડ્યાં તેન પ્રવેશિતઃ ।
યાતિ તત્સાત્મતાં રાજન્ પૂર્વરૂપમસન્ત્યજન્[3] ॥ ૨૩॥

ભમરી કોઈ કીડાને લઈ જઈને દીવાલ પર બંધ કરી દે છે અને બહારથી જ વારંવાર આવીને તેને ડરાવતી રહે છે. તે કીડો ભયથી જ ભમરીનું ધ્યાન કરતો પોતાનું શરીર તજ્યા વિના જ ભમરીરૂપ થઈ જાય છે.* તે જ પ્રમાણે ચાહે પ્રેમથી અથવા ભયથી, ભગવાનનું સતત ચિંતન કરવાથી મનુષ્ય પણ પરમાત્માને અવશ્ય પ્રાપ્ત કરી લે છે. ॥ ૨૩ ॥

---

૧. પ્રધાનઃ પુરુષેશ્વરઃ । ૨. વસ્ત્રિગુણાં વ્યક્તિં । ૩. પૂર્વરૂપમપિ ત્યજન્ ।

* જ્યારે તે જ શરીરથી ચિંતન કરેલા રૂપની પ્રાપ્તિ થઈ જાય છે, ત્યારે બીજા શરીરથી તો કહેવું જ શું? તેથી મનુષ્યે અન્ય વસ્તુનું ચિંતન ન કરતાં ભગવત્પ્રાપ્તિના ઉદ્દેશ્યથી માત્ર પરમાત્માનું જ ચિંતન કરવું જોઈએ.

એવં ગુરુભ્ય એતેભ્ય એષા મે શિક્ષિતા મતિઃ ।
સ્વાત્મોપશિક્ષિતાં બુદ્ધિં શૃણુ મે વદતઃ પ્રભો ॥ ૨૪॥

રાજન્! આ પ્રમાણે મેં આટલા ગુરુઓ પાસેથી બોધ ગ્રહણ કર્યો. હવે હું મારા શરીર પાસેથી જે કાંઈ શીખ્યો છું તે તમને જણાવું છું, સાવધાન થઈ સાંભળો. ॥ ૨૪ ॥

દેહો ગુરુર્મમ વિરક્તિવિવેકહેતુ-
બિભ્રત્ સ્મ સત્ત્વનિધનં સતતાર્ત્યુદર્કમ્ ।
તત્ત્વાન્યનેન વિમૃશામિ યથા તથાપિ
પારક્યમિત્યવસિતો વિચરામ્યસઙ્ગઃ ॥ ૨૫॥

મારો આ દેહ પણ મારો ગુરુ જ છે. તે મને વૈરાગ્ય અને વિવેકનો ઉપદેશ આપે છે. દેહના વિશે એ તો જાણીએ જ છીએ કે, તે જન્મે અને મરે છે. પરિણામે તેની સાથે સદા દુઃખ જ વળગેલું છે. પરંતુ સહુથી મોટો લાભ તેનાથી એ જ છે કે આ દેહથી જ હું પરમાત્માનું ચિંતન કરું છું. એ તો નિશ્ચિત જ છે કે આ શરીર એક દિવસ માટીમાં મળી જશે, તેથી તે આપણું નથી, પ્રકૃતિનું જ છે. તેથી હું આ દેહથી પણ અસંગ થઈને વિચરણ કરું છું. ॥ ૨૫ ॥

જાયાત્મજાર્થપશુભૃત્યગૃહાપ્તવર્ગાન્
પુષ્ણાતિ યત્પ્રિયચિકીર્ષુતયા વિતન્વન્ ।
સ્વાન્તે સકૃચ્છ્રમવરુદ્ધધનઃ સ દેહઃ
સૃષ્ટ્વાઽસ્ય બીજમવસીદતિ વૃક્ષધર્મા ॥ ૨૬॥

જે મનુષ્ય પત્ની-પુત્ર, ધન-સંપત્તિ, પશુ, સેવક, ઘર અને સંબંધીઓને વધારીને તેમાંથી સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છાથી તેમનું પાલન-પોષણ કરે છે અને ભારે કષ્ટ ઉઠાવી ધનસંચય કરે છે તે અંતમાં પોતાના આગલા જન્મ માટે, જે રીતે બીજનું નિર્માણ કરીને વૃક્ષ નષ્ટ થઈ જાય છે, તે જ પ્રમાણે આગળની યોનિનું બીજ નિર્માણ કરીને તે મૃત્યુ પામે છે. આ પ્રમાણે શરીર નાશ થવા છતાં તેનાં દુઃખોનો અંત આવતો નથી અને તે જન્મ-મરણના ચક્કરમાં ભટક્યા કરે છે. ॥ ૨૬ ॥

જિહ્વૈકતોઽમુમપકર્ષતિ કર્હિ તર્ષા
શિશ્નોઽન્યતસ્ત્વગુદરં શ્રવણં કુતશ્ચિત્ ।
ઘ્રાણોઽન્યતશ્ચપલદૃક્ ક્વ ચ કર્મશક્તિ-
ર્બહ્વ્યઃ સપત્ન્ય ઇવ ગેહપતિં લુનન્તિ ॥ ૨૭॥

અનેક સ્ત્રીઓવાળા પતિને તેની સ્ત્રીઓ સ્વસુખ માટે ચારે બાજુએ ખેંચીને સતાવે છે, તે જ પ્રમાણે દેહાભિમાની જીવને એક બાજુ તેની રસનેન્દ્રિય ખેંચે છે, ક્યારેક તરસ સતાવે છે, ક્યારેક જનનેન્દ્રિય સંભોગ માટે વ્યાકુળ કરે છે. તે જ પ્રમાણે ત્વચા, ઉદર, કાન આ બધાં પોતપોતાના વિષયો તરફ ખેંચે છે. ક્યારેક સુગંધની લાલસા માટે ઘ્રાણેન્દ્રિય તો ક્યારેક સુંદર રૂપ માટે નેત્રો લાલાયિત રહે છે. આ પ્રમાણે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો બન્નેય આ દેહાભિમાની જીવને પોતપોતાના વિષયો તરફ ખેંચીને તેને ઘમરોળી નાખે છે. ॥ ૨૭ ॥

સૃષ્ટ્વા પુરાણિ વિવિધાન્યજયાઽઽત્મશક્ત્યા
વૃક્ષાન્ સરીસૃપપશૂન્ ખગદંશમત્સ્યાન્[1] ।
તૈસ્તૈરતુષ્ટહૃદયઃ પુરુષં વિધાય
બ્રહ્માવલોકધિષણં મુદમાપ દેવઃ ॥ ૨૮॥

ભગવાને પોતાની અચિન્ત્ય શક્તિ એવી માયાથી વૃક્ષો, સર્પો, પશુઓ, પક્ષીઓ, મચ્છરો અને માછલાં એમ અનેક જાતનાં શરીરો ઉત્પન્ન કર્યાં, પરંતુ તેનાથી ભગવાનને સંતોષ ન થયો. ત્યારે તેમણે મનુષ્યશરીરની રચના કરી. આ શરીર એવી બુદ્ધિથી યુક્ત છે જે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે. આની રચના કરીને ભગવાનને ખૂબ આનંદ થયો. ॥ ૨૮ ॥

લબ્ધ્વા સુદુર્લભમિદં બહુસમ્ભવાન્તે
માનુષ્યમર્થદમનિત્યમપીહ ધીરઃ ।
તૂર્ણં યતેત ન પતેદનુમૃત્યુ[2] યાવ-
ન્નિઃશ્રેયસાય વિષયઃ ખલુ સર્વતઃ સ્યાત્ ॥ ૨૯॥

જ્ઞાનીએ પોતાના વિવેક દ્વારા જાણી લેવું જોઈએ કે, આ મનુષ્ય શરીર કે જે અત્યંત દુર્લભ છે, ઘણા જન્મો બાદ ભગવાનની અપાર કૃપાથી મળ્યું છે, તેના દ્વારા જ પરમ પુરુષાર્થસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. પરંતુ આ શરીર અનિત્ય પણ છે. તેથી આ અમૂલ્ય મનુષ્યજીવનને પ્રાપ્ત કર્યા પછી મનુષ્યતા એમાં જ છે કે મૃત્યુ આવીને તેને ભરખી જાય, તે પહેલાં જ ભગવત્પ્રાપ્તિરૂપી પોતાનું પરમ કલ્યાણ કરી લે. કારણ કે, જે વિષયભોગો છે તે તો બધી યોનિઓમાં મળે છે, તેથી તેની પાછળ પોતાનો અમૂલ્ય સમય બરબાદ ન કરે. ॥ ૨૯ ॥

૧. ખગદન્દશૂકાન્ । ૨. ન્મૃત્યુયોગાત્ ।

એવં સઞ્જાતવૈરાગ્યો વિજ્ઞાનાલોક આત્મનિ ।
વિચરામિ મહીમેતાં મુક્તસઙ્ગોઽનહઙ્કૃતિઃ[1] ॥ ૩૦॥

હે રાજન્! આ રીતે મને વૈરાગ્ય ઉત્પન્ન થઈ ગયો. અંતઃકરણમાં વિજ્ઞાનનો પ્રકાશ ઝળહળવા લાગ્યો. હવે હું અહંકારથી મુક્ત થઈને આ ભૂતળ પર મારી ઇચ્છા પ્રમાણે ભ્રમણ કરું છું. ॥ ૩૦ ॥

ન હ્યેકસ્માદ્ ગુરોર્જ્ઞાનં સુસ્થિરં[2] સ્યાત્ સુપુષ્કલમ્ ।
બ્રહ્મૈતદદ્વિતીયં વૈ ગીયતે બહુધર્ષિભિઃ ॥ ૩૧॥

આ પ્રમાણેનું વિવિધ પ્રકારનું જ્ઞાન એક જ ગુરુથી પ્રાપ્ત થતું નથી. આ બધું મેં તમને કહ્યું. એક અને અદ્વિતીય બ્રહ્મના સંબંધમાં ઋષિઓએ અનેક પ્રકારે વર્ણન કર્યું છે. ॥ ૩૧ ॥

*શ્રીભગવાનુવાચ*

ઇત્યુક્ત્વા સ યદું વિપ્રસ્તમામન્ત્ર્ય ગભીરધીઃ ।
વન્દિતોઽભ્યર્થિતો રાજ્ઞા યયૌ પ્રીતો યથાગતમ્ ॥ ૩૨॥

અવધૂતવચઃ શ્રુત્વા પૂર્વેષાં નઃ સ પૂર્વજઃ ।
સર્વસઙ્ગવિનિર્મુક્તઃ સમચિત્તો બભૂવ હ ॥ ૩૩॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! દૃઢબુદ્ધિવાળા ભગવાન દત્તાત્રેયજીએ યદુરાજાને આ પ્રમાણે ઉપદેશ આપ્યો. યદુરાજાએ તેમની પૂજા કરી પ્રણામ કર્યા. દત્તાત્રેયજી તેમની અનુમતિ લઈને ખૂબ પ્રસન્નવદને પોતાની ઇચ્છાનુસાર સિધાવી ગયા. અમારા પૂર્વજોના પણ પૂર્વજ યદુરાજા અવધૂત દત્તાત્રેયની આ જ્ઞાનવિવેકયુક્ત વાતો સાંભળીને સઘળી આસક્તિઓથી નિવૃત્ત થઈને સમદર્શી થઈ ગયા. (આ પ્રમાણે હે ઉદ્ધવ! તમારે પણ સમગ્ર આસક્તિઓનો પરિત્યાગ કરીને સમદર્શી થઈ જવું જોઈએ.) ॥ ૩૨-૩૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત નવમો અધ્યાય સમાપ્ત.

═★═

# દસમો અધ્યાય

## લૌકિક તથા પારલૌકિક ભોગોની અસારતાનું નિરૂપણ

*શ્રીભગવાનુવાચ*

મયોદિતેષ્વવહિતઃ સ્વધર્મેષુ મદાશ્રયઃ ।
વર્ણાશ્રમકુલાચારમકામાત્મા સમાચરેત્ ॥ ૧॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – પ્રિય ઉદ્ધવ! સાધકે સર્વ પ્રકારે મારું શરણ લઈને મારા દ્વારા ઉપદેશાયેલા પોતાના ધર્મોનું સાવધાનીપૂર્વક પાલન કરવું જોઈએ. નિષ્કામભાવે પોતાના વર્ણ, આશ્રમ અને કુળ અનુસાર સદાચારનું પણ પાલન કરવું જોઈએ. ॥ ૧ ॥

અન્વીક્ષેત વિશુદ્ધાત્મા દેહિનાં વિષયાત્મનામ્ ।
ગુણેષુ તત્ત્વધ્યાનેન સર્વારમ્ભવિપર્યયમ્ ॥ ૨॥

સંસારી લોકો કે જેમનું ચિત્ત વિષયોમાં પરોવાયેલું છે, તેમનાં બધાં કર્મોનું પરિણામ વિપરીત જ હોય છે. સાધક આ વાતને ગંભીરતાથી સમજીને શુદ્ધ અંતઃકરણનો થઈને સંસારથી વિમુખ થઈ જાય. ॥ ૨ ॥

૧. ૰ઙ્ગોનહઙ્કૃતઃ । ૨. સુસ્થિતં ।

સુપ્તસ્ય વિષયાલોકો ધ્યાયતો વા મનોરથઃ ।
નાનાત્મકત્વાદ્ વિફલસ્તથા ભેદાત્મધીર્ગુણૈઃ ॥ ૩॥

જે પ્રમાણે મનુષ્યને સ્વપ્નાવસ્થામાં અનેક પદાર્થો દેખાય છે પરંતુ જાગ્યા પછી તે બધા પદાર્થો નિષ્ફળ છે. તે જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ મનથી જે સાંસારિક સંકલ્પ-વિકલ્પ થાય છે, તે પણ બધા મિથ્યા જ છે અને ઈન્દ્રિયો દ્વારા થનારી ભેદબુદ્ધિ પણ મિથ્યા જ છે. કારણ કે ભેદબુદ્ધિનો ભ્રમ અજ્ઞાનને કારણે જ છે. ॥ ૩ ॥

નિવૃત્તં કર્મ સેવેત પ્રવૃત્તં મત્પરસ્ત્યજેત્ ।
જિજ્ઞાસાયાં સમ્પ્રવૃત્તો નાદ્રિયેત્ કર્મચોદનામ્ ॥ ૪॥

મનુષ્યે નિષ્કામ કર્મનું આચરણ કરવું જોઈએ. બધાં જ કર્મો ભગવાનને અર્પણ કરી દેવાં. સકામ કર્મો ક્યારેય ન કરવાં. આત્મજ્ઞાનની જ્યારે પ્રબળ ઈચ્છા થાય ત્યારે વિહિત કર્મોનો પણ આદર કરવો. ॥ ૪ ॥

યમાનભીક્ષ્ણં સેવેત નિયમાન્ મત્પરઃ ક્વચિત્ ।
મદભિજ્ઞં ગુરું શાન્તમુપાસીત મદાત્મકમ્ ॥ ૫॥

અમાન્યમત્સરો દક્ષો નિર્મમો દૃઢસૌહૃદઃ ।
અસત્વરોઽર્થજિજ્ઞાસુરનસૂયુરમોઘવાક્ ॥ ૬॥

● અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, અપરિગ્રહ જેવા 'યમો'નું પૂર્ણરૂપે પાલન કરવું. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરની ઉપાસના - આ 'નિયમો' છે, તેમનું યથાસાધ્ય પાલન કરવું. મુજ પરમાત્માને જાણનારા શાંતભાવવાળા ગુરુની મારું જ રૂપ માનીને ઉપાસના કરવી. ગુરુસેવાનિષ્ઠ ભક્તે અભિમાનનો ત્યાગ કરવો. કોઈ પ્રકારનો મત્સરતાનો ભાવ ન રાખવો. દક્ષ એટલે આળસ છોડીને સેવા કરવી, દેહ-ઘર વગેરેમાં મમતા ન રાખવી. ભગવાનની જેમ ગુરુચરણોમાં દૃઢ ભક્તિ રાખવી. તત્ત્વજિજ્ઞાસુએ કોઈ પ્રકારની અધીરાઈ ન રાખવી. કોઈના પ્રત્યે દોષદૃષ્ટિ કરવી નહીં અને વ્યર્થ તેમજ અસત્ય ભાષણથી દૂર રહેવું. ॥ ૫-૬ ॥

જાયાપત્યગૃહક્ષેત્રસ્વજનદ્રવિણાદિષુ ।
ઉદાસીનઃ સમં પશ્યન્ સર્વેષ્વર્થમિવાત્મનઃ ॥ ૭॥

આ પ્રમાણે અભ્યાસ દ્વારા સર્વમાં સમદૃષ્ટિ થઈ જાય છે ત્યારે પત્ની, પુત્ર, ઘર, જમીન, મિત્ર-બાંધવ અને ધન વગેરેમાં ક્યાંય તે આસક્ત થતો નથી, પછી તે પોતાની જેમ સર્વમાં સમભાવ રાખતો રહીને બધાથી બિલકુલ ઉદાસીન થઈ જાય છે. ॥ ૭ ॥

વિલક્ષણઃ સ્થૂલસૂક્ષ્માદ્ દેહાદાત્મેક્ષિતા સ્વદૃક્ ।
યથાગ્નિર્દારુણો દાહ્યાદ્ દાહકોઽન્યઃ પ્રકાશકઃ ॥ ૮॥

આત્મા સ્વયં પ્રકાશસ્વરૂપ છે અને બધાનો સાક્ષી છે. તે સ્થૂળ અને સૂક્ષ્મ - બન્ને દેહોથી બિલકુલ ભિન્ન છે. જે પ્રમાણે સળગતાં લાકડાંમાં જે અગ્નિ છે, તે લાકડાંને પ્રકાશિત કરવાવાળો અગ્નિ તેનાથી ભિન્ન જ છે તેવી રીતે બધાં શરીરોને પ્રકાશિત કરનાર આત્મા પણ આ શરીરોથી બિલકુલ અલગ છે. ॥ ૮ ॥

નિરોધોત્પત્ત્યણુબૃહન્નાનાત્વં તત્કૃતાન્ ગુણાન્ ।
અન્તઃપ્રવિષ્ટ આધત્ત એવં દેહગુણાન્ પરઃ ॥ ૯॥

જેમ લાકડાના સંબંધથી અગ્નિ લાકડાના આકારનો નાનો-મોટો દેખાય છે તથા બધાં લાકડાં બળી ગયા પછી અગ્નિનું શાંત થવું અને સળગાવવાથી અગ્નિનું પ્રગટ થવું દેખાય છે, પરંતુ વાસ્તવમાં અગ્નિ તેમનાથી અલગ જ છે; તે જ પ્રમાણે આત્મા પણ જ્યારે દેહના ગુણોને ધારણ કરે છે ત્યારે દેહનો વિકાર તેમાં આરોપિત થાય છે. ॥ ૯ ॥

યોઽસૌ ગુણૈર્વિરચિતો દેહોઽયં પુરુષસ્ય હિ ।
સંસારસ્તન્નિબન્ધોઽયં પુંસો વિદ્યાચ્છિદાત્મનઃ ॥ ૧૦॥

ઈશ્વર દ્વારા નિયંત્રિત માયાના ગુણોએ જ સૂક્ષ્મ અને સ્થૂળ શરીરનું નિર્માણ કર્યું છે. શરીરને જીવ અને જીવને શરીર સમજી લેવાને કારણે જ સ્થૂળ શરીરનું જન્મ-મરણ અને સૂક્ષ્મ શરીરનું આવાગમન આત્મા પર આરોપિત કરવામાં આવે છે. જીવને જન્મ-મરણરૂપી સંસાર આ જ ભ્રમને કારણે જ પ્રાપ્ત થાય છે. આત્માના સ્વરૂપનું જ્ઞાન થઈ ગયા પછી તેનું મૂળ કપાઈ જાય છે. ॥ ૧૦ ॥

તસ્માજ્જિજ્ઞાસયાઽઽત્માનમાત્મસ્થં કેવલં પરમ્ ।
સઙ્ગમ્ય નિરસેદેતદ્ વસ્તુબુદ્ધિં યથાક્રમમ્ ॥ ૧૧॥

તેથી તત્ત્વને જાણવાની ઇચ્છા કરવી જોઈએ. તેનાથી આત્મસ્વરૂપનો બોધ થાય છે. આ આત્મા સ્વયંમાં જ સ્થિત છે, કેવલ છે અને શ્રેષ્ઠ છે. તેને જાણીને જે અસત પદાર્થોમાં સત-બુદ્ધિ છે તે ક્રમશઃ દૂર થતી જાય છે. ॥ ૧૧ ॥

આચાર્યોઽરણિરાદ્યઃ સ્યાદન્તેવાસ્યુત્તરારણિઃ ।
તત્સન્ધાનં પ્રવચનં વિદ્યા સન્ધિઃ સુખાવહઃ ॥ ૧૨॥

આ વિદ્યા પ્રાપ્ત કરવા માટે ગુરુનો જ આશ્રય લેવો, તેમની ઉપાસના કરવી. આચાર્ય અરણિમંથનું ઉપરનું અને શિષ્ય નીચેનું કાષ્ઠ છે. આચાર્યનું પ્રવચન જ શિષ્યનું મંથન છે. તેનાથી વિદ્યારૂપી અગ્નિ પ્રગટ થાય છે કે જે અજ્ઞાનને ભસ્મ કરી દે છે અને પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે. ॥ ૧૨ ॥

વૈશારદી સાતિવિશુદ્ધબુદ્ધિ-
ર્ધુનોતિ માયાં ગુણસમ્પ્રસૂતામ્ ।
ગુણાંશ્ચ સન્દહ્ય યદાત્મમેતત્
સ્વયં ચ શામ્યત્યસમિદ્ યથાગ્નિઃ ॥ ૧૩॥

આ પ્રમાણે અભ્યાસ કરતાં-કરતાં જ્યારે બુદ્ધિ સૂક્ષ્મ થઈ જાય છે ત્યારે તે અતિશય શુદ્ધ થયેલી બુદ્ધિ માયાથી ઉત્પન્ન થનારા બધા ગુણોના કાર્યરૂપ મોહનો નાશ કરી દે છે. ત્યારે ગુણો દ્વારા નિર્મિત આ જગત પણ તેના માટે રહેતું નથી. જે રીતે અગ્નિ લાકડાંને બાળીને પોતે શાંત થઈ જાય છે, તે જ પ્રમાણે ગુણોનું કાર્ય એવા મોહને પણ બાળીને બુદ્ધિ શાંત થઈ જાય છે.* ॥ ૧૩ ॥

અથૈષાં કર્મકર્તૄણાં ભોક્તૄણાં સુખદુઃખયોઃ ।
નાનાત્વમથ નિત્યત્વં લોકકાલાગમાત્મનામ્ ॥ ૧૪॥

મન્યસે સર્વભાવાનાં સંસ્થા હ્યૌત્પત્તિકી યથા ।
તત્તદાકૃતિભેદેન જાયતે ભિદ્યતે ચ ધીઃ ॥ ૧૫॥

પ્રિય ઉદ્ધવ! જો તમે કદાચ કર્મોના કર્તા અને સુખ-દુઃખોના ભોક્તા જીવોને અનેક તથા જગત, કાળ, વેદ અને આત્માઓને નિત્ય માનો છો, સાથે-સાથે સઘળાં પદાર્થોની સ્થિતિને નિત્ય અને યથાર્થ સ્વીકારો છો તથા એવું સમજો છો કે ઘટ-પટ વગેરે બાહ્ય આકૃતિના ભેદથી તેમના અનુસાર જ્ઞાન પણ ઉત્પન્ન થાય છે અને બદલાતું રહે છે, તો આ મતને માનવાથી મોટો અનર્થ થઈ જશે.

* અહીં સુધી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે, સ્વયંપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ એક જ આત્મા છે. કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે ધર્મો દેહાભિમાનને લીધે છે. આત્મા સિવાય જે કાંઈ છે તે બધું જ અનિત્ય અને માયામય છે; તેથી આત્મજ્ઞાન થતાં જ સમસ્ત દુઃખોનો અંત થઈ જાય છે.

એવમપ્યઙ્ગ સર્વેષાં દેહિનાં દેહયોગતઃ ।
કાલાવયવતઃ સન્તિ ભાવા જન્માદયોઽસકૃત્ ॥ ૧૬॥

અત્રાપિ કર્મણાં કર્તુરસ્વાતન્ત્ર્યં ચ લક્ષ્યતે ।
ભોક્તુશ્ચ દુઃખસુખયોઃ કો ન્વર્થો વિવશં ભજેત્ ॥ ૧૭॥

ન દેહિનાં સુખં કિઞ્ચિદ્ વિદ્યતે વિદુષામપિ ।
તથા ચ દુઃખં મૂઢાનાં વૃથાઽહઙ્કરણં પરમ્ ॥ ૧૮॥

યદિ પ્રાપ્તિં વિઘાતં ચ જાનન્તિ સુખદુઃખયોઃ ।
તેઽપ્યદ્ધા ન વિદુર્યોગં મૃત્યુર્ન પ્રભવેદ્ યથા ॥ ૧૯॥

કો[1] ન્વર્થઃ સુખયત્યેનં કામો વા મૃત્યુરન્તિકે ।
આઘાતં નીયમાનસ્ય વધ્યસ્યેવ ન તુષ્ટિદઃ ॥ ૨૦॥

શ્રુતં ચ દૃષ્ટવદ્ દુષ્ટં સ્પર્ધાસૂયાત્યયવ્યયૈઃ ।
બહ્વન્તરાયકામત્વાત્ કૃષિવચ્ચાપિ નિષ્ફલમ્ ॥ ૨૧॥

(કેમકે આથી જગતના કર્તા આત્માની નિત્યસત્તા અને જન્મ-મરણથી મુક્તિ પણ સિદ્ધ થશે નહીં.) જો કદાચ એવું સ્વીકારી પણ લેવામાં આવે તો દેહ અને સંવત્સરો વગેરે કાળના અવયવોના સંબંધથી થનારી જીવોની જન્મ-મરણ વગેરે અવસ્થાઓ પણ નિત્ય હોવાને કારણે દૂર થઈ શકશે નહીં, કારણ કે તમે દેહાદિ પદાર્થ અને કાળની નિત્યતાને સ્વીકારો છો. આ સિવાય અહીં પણ કર્મોનો કર્તા તથા સુખ-દુઃખનો ભોક્તા જીવ પરતંત્ર જ દેખાય છે, જો તે સ્વતંત્ર હોત તો દુઃખનું ફળ શા માટે ભોગવે? આ પ્રમાણે સુખભોગની સમસ્યા હલ થઈ જવાથી પણ દુઃખભોગની સમસ્યા તો રહેશે જ. તેથી આ મત પ્રમાણે જીવને ક્યારેય મુક્તિ અથવા સ્વતંત્રતા પ્રાપ્ત થઈ શકશે નહીં. જ્યારે જીવ સ્વરૂપથી જ પરતંત્ર છે, વિવશ છે ત્યારે તો સ્વાર્થ અથવા પરમાર્થ બન્નેથી વંચિત રહી જશે. ॥ ૧૪-૧૭ ॥

એવું જોવામાં આવે છે કે, કોઈ વિદ્વાન હોઈને પણ સુખી નથી, તે જ પ્રમાણે કોઈ મૂર્ખ હોવા છતાં પણ દુઃખી નથી. આવી સ્થિતિમાં અહંકાર કરવો વ્યર્થ છે. જો સુખ-દુઃખની પ્રાપ્તિ અને તેનું નિવારણ કઈ રીતે થાય, તે જાણી લે તો પણ મૃત્યુ ક્યારે આવશે એ તો જાણી શકાતું નથી અને મૃત્યુને કઈ રીતે ટાળી શકાય, એ પણ કોઈ જાણતું નથી. ॥ ૧૮-૧૯ ॥

જેમ કોઈ ફાંસીની સજાવાળાને કોઈ પણ ભોગ-સામગ્રી સંતુષ્ટ કરી શકતી નથી; તે જ પ્રમાણે મૃત્યુ તો બધાંના માથે બેઠેલું જ છે, તો કોઈ પણ પદાર્થ આ મરણધર્મી મનુષ્યને સુખી કઈ રીતે કરી શકે? ॥ ૨૦ ॥

આ લોકની જેમ પરલોક પણ દોષયુક્ત છે, ત્યાં પણ હરીફાઈ, અદેખાઈ, ક્રમશઃ ક્ષીણ થવું અને અંતે નાશ થવો - આ બધું છે જ. પુણ્ય સમાપ્ત થતાં ત્યાંથી પતન થાય જ છે. જે રીતે ખેડૂત ખેતી કરે છે, પરંતુ તે ખેતી અતિવૃષ્ટિ વગેરે ઉપદ્રવોના કારણે નષ્ટ થઈ જાય છે, તે જ પ્રમાણે સ્વર્ગાદિ કામનાઓ માટે જ મનુષ્ય પ્રયાસ કરે છે. તેમાં પણ અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત થાય છે, તેથી તે કામનાઓ પણ નષ્ટ થઈ જાય છે. ॥ ૨૧ ॥

૧. કિન્વર્થઃ ।

અન્તરાયૈરવિહતો યદિ ધર્મઃ સ્વનુષ્ઠિતઃ ।
તેનાપિ નિર્જિતં સ્થાનં યથા ગચ્છતિ તચ્છૃણુ ॥ ૨૨॥

જો નિર્વિઘ્નતાપૂર્વક યજ્ઞ-યાગાદિ કાર્ય સંપન્ન થઈ જાય તો તે ઊંચા લોકને પ્રાપ્ત પણ કરી લે છે. તેમ છતાં તેની આગળ શું થાય છે તે સાંભળો. ॥ ૨૨ ॥

ઈષ્ટ્વેહ દેવતા યજ્ઞૈઃ સ્વર્લોકં યાતિ યાજ્ઞિકઃ ।
ભુઞ્જીત દેવવત્તત્ર ભોગાન્ દિવ્યાન્ નિજાર્જિતાન્ ॥ ૨૩॥

યજ્ઞ કરનાર પુરુષ યજ્ઞો દ્વારા દેવતાઓની આરાધના કરીને સ્વર્ગમાં જાય છે અને ત્યાં પોતાનાં પુણ્યકર્મો દ્વારા નિશ્ચિત થયેલા દિવ્ય ભોગોને દેવતાઓની જેમ ભોગવે છે. ॥ ૨૩ ॥

સ્વપુણ્યોપચિતે શુભ્રે વિમાન ઉપગીયતે ।
ગન્ધર્વૈર્વિહરન્ મધ્યે દેવીનાં[1] હૃદ્યવેષધૃક્ ॥ ૨૪॥

તેને તેના પુણ્ય અનુસાર એક દિવ્ય વિમાન મળે છે અને તેમાં તે દેવાંગનાઓ સાથે વિહાર કરે છે. ગંધર્વો તેનાં ગુણગાન કરે છે. તેના રૂપ-લાવણ્યને જોઈને જોનારાઓના મન લાલાયિત થઈ જાય છે. ॥ ૨૪ ॥

સ્ત્રીભિઃ કામગયાનેન કિઙ્કિણીજાલમાલિના ।
ક્રીડન્ ન વેદાત્મપાતં સુરાક્રીડેષુ નિર્વૃતઃ ॥ ૨૫॥

તે તેનું વિમાન જ્યાં લઈ જવા ઇચ્છે છે, ત્યાં ચાલ્યું જાય છે અને તેની ઘંટડીઓ તેના રણકારથી દિશાઓને ગુંજવી મૂકે છે. તે દેવાંગનાઓ સાથે નંદનવન વગેરે દેવોનાં વિહાર-સ્થાનોમાં ક્રીડા કરતો-કરતો એટલો મોહિત થઈ જાય છે કે તેને એ વાતની ખબર જ પડતી નથી કે હવે મારાં પુણ્ય સમાપ્ત થઈ જશે અને મને અહીંથી હાંકી કાઢવામાં આવશે. ॥ ૨૫ ॥

તાવત્ પ્રમોદતે સ્વર્ગે યાવત્ પુણ્યં સમાપ્યતે ।
ક્ષીણપુણ્યઃ પતત્યર્વાગનિચ્છન્ કાલચાલિતઃ ॥ ૨૬॥

● જ્યાં સુધી તેનાં પુણ્ય રહે છે ત્યાં સુધી તે સ્વર્ગનો આનંદ લૂંટે છે. પુણ્ય ક્ષીણ થતાં જ તેની ઇચ્છા ન હોવા છતાં તેને કાળ દ્વારા નીચે ધકેલી દેવામાં આવે છે. ॥ ૨૬ ॥

યદ્યધર્મરતઃ સઙ્ગાદસતાં વાઽજિતેન્દ્રિયઃ ।
કામાત્મા કૃપણો લુબ્ધઃ સ્ત્રૈણો ભૂતવિહિંસકઃ ॥ ૨૭॥

પશૂનવિધિનાઽઽલભ્ય પ્રેતભૂતગણાન્ યજન્ ।
નરકાનવશો જન્તુર્ગત્વા યાત્યુલ્બણં તમઃ ॥ ૨૮॥

જો કોઈ મનુષ્ય દુષ્ટલોકોની સોબતમાં આવીને અધર્મનું આચરણ કરે, તેની ઇન્દ્રિયોનો ગુલામ બની જાય, સ્વેચ્છાચારી બની જાય, કૃપણ, લંપટ અને પશુઓનું બલિદાન આપવાના બહાને હિંસા આચરીને ભૂત-પ્રેતની ઉપાસના કરે તો તેને ઘોર નરકમાં જવું પડે છે. ॥ ૨૭-૨૮ ॥

કર્માણિ દુઃખોદર્કાણિ કુર્વન્ દેહેન તૈઃ પુનઃ ।
દેહમાભજતે તત્ર કિં સુખં મર્ત્યધર્મિણઃ ॥ ૨૯॥

લોકાનાં લોકપાલાનાં મદ્ભયં કલ્પજીવિનામ્ ।
બ્રહ્મણોઽપિ ભયં મત્તો દ્વિપરાર્ધપરાયુષઃ ॥ ૩૦॥

જેટલાં પણ સકામ કર્મો છે, તે બધાંનું ફળ દુઃખ જ છે. જે જીવ શરીરમાં અહંતા-મમતા કરીને તેમાં જ રચ્યો-પચ્યો રહે છે તેને જન્મ-મૃત્યુમાંથી મુક્તિ મળતી નથી; અને આવી સ્થિતિમાં મૃત્યુધર્મી જીવને કયું સુખ મળશે? લોક અને લોકપાલોનું આયુષ્ય પણ મર્યાદિત છે અર્થાત્ એક કલ્પમાત્ર છે. તેઓ પણ મારાથી ભયભીત રહે છે, બીજાઓની વાત જ શી છે? સ્વયં બ્રહ્મા, કે જેમનું આયુષ્ય બે પરાર્ધનું છે, આટલું લાંબુ આયુષ્ય હોવા છતાં પણ તે મારાથી ભયભીત રહે છે. ॥ ૨૯-૩૦ ॥

૧. દેવાનાં ।

ગુણાઃ સૃજન્તિ કર્માણિ ગુણોઽનુસૃજતે ગુણાન્ ।
જીવસ્તુ ગુણસંયુક્તો ભુઙ્ક્તે કર્મફલાન્યસૌ ॥ ૩૧॥

યાવત્ સ્યાદ્ ગુણવૈષમ્યં તાવન્નાનાત્વમાત્મનઃ ।
નાનાત્વમાત્મનો યાવત્ પારતન્ત્ર્યં તદૈવ હિ ॥ ૩૨॥

સત્ત્વ, રજ અને તમ-આ ત્રણે ગુણો ઇન્દ્રિયોને તેમનાં કર્મોમાં પ્રેરિત કરે છે અને તેથી ઇન્દ્રિયો કર્મ કરે છે. જીવ અજ્ઞાનવશ સત્ત્વ, રજ આદિ ગુણ અને ઇન્દ્રિયોને પોતાનું સ્વરૂપ માની બેસે છે અને તેમનાં કરેલાં કર્મો સાથે સંબંધ જોડીને સુખ-દુઃખ ભોગવે છે. જ્યાં સુધી ગુણોની વિષમતા છે અર્થાત્ શરીરાદિમાં હું અને મારાપણાનું અભિમાન છે ત્યાં સુધી આત્માની અખંડિતતાની અનુભૂતિ થતી નથી - ભેદબુદ્ધિ જતી નથી. જ્યાં સુધી આ અજ્ઞાનનું કારણ એવા ભ્રમની નિવૃત્તિ થતી નથી, ત્યાં સુધી તે પરતંત્ર જ છે. ॥ ૩૧-૩૨ ॥

યાવદસ્યાસ્વતન્ત્રત્વં તાવદીશ્વરતો ભયમ્ ।
ય એતત્ સમુપાસીરંસ્તે મુહ્યન્તિ શુચાર્પિતાઃ ॥ ૩૩॥

*O* જ્યાં સુધી પરતંત્રતા છે, ત્યાં સુધી તેને ઈશ્વર તરફથી ભય છે. જે આ પ્રકારના ગુણ-ધર્મમાં રાચે છે તેના શોકમોહની નિવૃત્તિ થતી નથી. ॥ ૩૩ ॥

કાલ આત્માઽઽગમો લોકઃ સ્વભાવો ધર્મ એવ ચ ।
ઇતિ માં બહુધા પ્રાહુર્ગુણવ્યતિકરે સતિ ॥ ૩૪॥

પ્રિય ઉદ્ધવ! જ્યારે માયાના ગુણોમાં ક્ષોભ થાય છે ત્યારે એમની વ્યાવહારિક સત્તા અનેકરૂપ ભાસે છે. કાળ, આત્મા, શાસ્ત્રો, (વેદ) લોક, સ્વભાવ અને ધર્મ – આ સઘળું હું જ છું. (આ પ્રમાણે આ બધામાં ભેદબુદ્ધિ ન રાખીને આ બધાના રૂપમાં એકમાત્ર મને - પરમાત્માને જ જુઓ.) ॥ ૩૪ ॥

*ઉદ્ધવ ઉવાચ*

ગુણેષુ વર્તમાનોઽપિ દેહજેષ્વનપાવૃતઃ ।
ગુણૈર્ન બધ્યતે દેહી બધ્યતે વા કથં વિભો ॥ ૩૫॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – ભગવન્! આ જીવ દેહથી ઉત્પન્ન થનારા ગુણોમાં રહેતો હોવા છતાં પણ તેમનાથી મુક્ત કઈ રીતે રહે છે અર્થાત્ તે ગુણોથી લેપાતો નથી તથા બીજા કેટલાક તે ગુણોમાં બંધાઈ જાય છે - આવું કેમ? ॥ ૩૫ ॥

કથં વર્તેત વિહરેત્ કૈર્વા જ્ઞાયેત લક્ષણૈઃ ।
કિં ભુઞ્જીતોત વિસૃજેચ્છયીતાસીત યાતિ વા ॥ ૩૬॥

બદ્ધ અને મુક્ત પુરુષનો વર્તાવ કેવો હોય છે, તે કઈ રીતે વિહાર કરે છે, તે કયાં લક્ષણોથી જાણી શકાય છે, તે ભોજન કઈ રીતે કરે છે અને શૌચાદિ ક્રિયાઓ કઈ રીતે કરે છે? તે સૂએ, બેસે અને ચાલે છે કઈ રીતે? ॥ ૩૬ ॥

એતદચ્યુત મે બ્રૂહિ પ્રશ્નં પ્રશ્નવિદાં વર ।
નિત્યમુક્તો નિત્યબદ્ધ એક એવેતિ મે ભ્રમઃ ॥ ૩૭॥

હે અચ્યુત! પ્રશ્નનો મર્મ જાણનારાઓમાં આપ શ્રેષ્ઠ છો. તેથી આપ મારા આ પ્રશ્નનો ઉત્તર આપવાની કૃપા કરો - એક જ આત્મા નિત્યબદ્ધ પણ છે અને નિત્યમુક્ત પણ. આ સંબંધમાં મને ભ્રમ થઈ રહ્યો છે. ॥ ૩૭ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ભગવદુદ્ધવસંવાદે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ભગવાન અને ઉદ્ધવના સંવાદમાંનો દસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## બદ્ધ, મુક્ત અને ભક્તજનોનાં લક્ષણ

*શ્રીભગવાનુવાચ*

બદ્ધો મુક્ત ઇતિ વ્યાખ્યા ગુણતો મે ન વસ્તુતઃ ।
ગુણસ્ય માયામૂલત્વાન્ન મે મોક્ષો ન બન્ધનમ્ ॥ ૧॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – પ્રિય ઉદ્ધવ! બદ્ધ અને મુક્તની વ્યાખ્યા પણ ગુણો પરથી જ કરાય છે. ખરેખર તો મારા સ્વરૂપમાં અર્થાત્ આત્મામાં આ બન્નેય નથી. ગુણ તો માયાનું કાર્ય છે અને પોતાનું જે સ્વરૂપ છે તેમાં ન મોક્ષ છે કે ન બંધન. ॥ ૧ ॥

શોકમોહૌ સુખં દુઃખં દેહાપત્તિશ્ચ માયયા ।
સ્વપ્નો[1] યથાઽઽત્મનઃ ખ્યાતિઃ સંસૃતિર્ન તુ વાસ્તવી ॥ ૨॥

શોક, મોહ, સુખ, દુઃખ અને દેહની પ્રાપ્તિ – આ સઘળું માયાને કારણે જ છે, આત્માને માટે સંસારચક્રની વાત કહેવી યથાર્થ નથી, સ્વપ્ન જેવી વાત છે અર્થાત્ જેમ સ્વપ્ન મિથ્યા છે એમ આત્માને માટે સંસારચક્રની વાત પણ મિથ્યા છે. ॥ ૨ ॥

વિદ્યાવિદ્યે મમ તનૂ વિદ્ધ્યુદ્ધવ શરીરિણામ્ ।
મોક્ષબન્ધકરી આદ્યે માયયા મે વિનિર્મિતે ॥ ૩॥

હે ઉદ્ધવ! વિદ્યા અને અવિદ્યા આ બન્ને મારી જ શક્તિઓ છે, જે દેહધારીઓને ક્રમશઃ મોક્ષ અને બંધન કરાવનારી છે. આ બન્ને અનાદિ છે અને મારી માયાથી રચાયેલી છે. ॥ ૩ ॥

એકસ્યૈવ મમાંશસ્ય જીવસ્યૈવ મહામતે ।
બન્ધોઽસ્યાવિદ્યયાઽનાદિર્વિદ્યયા ચ તથેતરઃ ॥ ૪॥

હે મહામતિ! આ જીવ એકમાત્ર મારો જ અંશ છે. અનાદિ અવિદ્યા જીવને બંધનમાં નાખે છે, બીજી જે મારી વિદ્યાશક્તિ છે, તેનાથી મોક્ષ થાય છે. ॥ ૪ ॥

અથ બદ્ધસ્ય મુક્તસ્ય વૈલક્ષણ્યં વદામિ તે ।
વિરુદ્ધધર્મિણોસ્તાત સ્થિતયોરેકધર્મિણિ ॥ ૫॥

હવે મુક્ત અને બદ્ધમાં જે તફાવત છે તે હું તમને બતાવું છું. હે પ્રિય ઉદ્ધવ! જીવ મારું જ સ્વરૂપ હોવાથી વાસ્તવમાં આત્મા અને જીવ બન્ને એક જ છે. છતાં તે બન્નેમાં જે ભેદ છે તે સાંભળો. જેમકે હું શાસક છું અને જીવ શાસિત છે, હું આનંદસ્વરૂપ છું અને જીવ શોક-મોહથી ગ્રસ્ત થઈને સુખી-દુઃખી થાય છે. ॥ ૫ ॥

સુપર્ણાવેતૌ સદૃશૌ સખાયૌ
યદૃચ્છયૈતૌ કૃતનીડૌ ચ વૃક્ષે ।
એકસ્તયોઃ ખાદતિ પિપ્પલાન્ન-
મન્યો નિરન્નોઽપિ બલેન ભૂયાન્ ॥ ૬॥

આ શરીરરૂપી વૃક્ષ પર માળો બાંધીને એક સાથે રહેવાવાળાં આ બે પક્ષીઓ છે. બે મિત્ર પણ છે, સમાનધર્મી છે. આ બન્નેમાંથી એક તો આ શરીર દ્વારા કરવામાં આવતા ફળનો ઉપભોગ કરે છે. પરંતુ તે ઉપભોગ કરીને પણ ક્ષીણ થાય છે, પરંતુ બીજું પક્ષી જે છે તે કર્મફળનો ઉપભોગ નથી કરતું, તેમ છતાં તે ખૂબ શક્તિશાળી છે. ॥ ૬ ॥

---

૧. સ્વપ્ને ।

આત્માનમન્યં ચ સ વેદ વિદ્વા-
નપિપ્પલાદો ન તુ પિપ્પલાદઃ ।
યોઽવિદ્યયા યુક્ સ તુ નિત્યબદ્ધો
વિદ્યામયો યઃ સ તુ નિત્યમુક્તઃ ॥ ૭॥

જે ફળનો ઉપભોગ નથી કરતો તે સ્વયંને પણ જાણે છે તથા બીજા પોતાના મિત્રરૂપી જીવને પણ જાણે છે, પરંતુ જે ભોગોનો ઉપભોગ કરે છે તે ન તો પોતાને જાણે છે અને ન પોતાના સખારૂપી આત્મસ્વરૂપને પણ જાણે છે. આ પ્રમાણે જે અવિદ્યા સાથે જોડાયો છે તે તો નિત્યબદ્ધ છે અને જે પોતાના નિજસ્વરૂપને જાણી લે છે તે નિત્યમુક્ત છે. ॥ ૭ ॥

દેહસ્થોઽપિ ન દેહસ્થો વિદ્વાન્ સ્વપ્નાદ્ યથોત્થિતઃ ।
અદેહસ્થોઽપિ દેહસ્થઃ કુમતિઃ સ્વપ્નદૃગ્ યથા ॥ ૮॥

જે પોતાના આત્મસ્વરૂપને જાણી લે છે તે શરીરમાં રહેવા છતાં શરીરના ગુણધર્મોથી અતીત છે; કેમકે, તેણે જાણી લીધું છે કે, જેમ સ્વપ્નનો સંસાર મિથ્યા છે તે પ્રમાણે આ સઘળો પ્રપંચ માયામય છે અને મિથ્યા છે. પરંતુ જે અજ્ઞાની છે તે જોકે આત્માનો શરીર સાથે કોઈ સંબંધ નથી તો પણ તે સ્વપ્નના સંસારને જોઈને જેમ સુખી-દુઃખી થાય છે તે જ પ્રમાણે તે જગતને પણ સત્ય માનીને સુખી-દુઃખી થાય છે. ॥ ૮ ॥

ઇન્દ્રિયૈરિન્દ્રિયાર્થેષુ ગુણૈરપિ ગુણેષુ ચ ।
ગૃહ્યમાણેષ્વહંકુર્યાન્ન વિદ્વાન્ યસ્ત્વવિક્રિયઃ ॥ ૯॥

ઇન્દ્રિયો પણ ત્રણે ગુણોનો જ વિકાર છે તેમજ આ વિષય ભોગ પણ ત્રણ ગુણોના જ વિકાર છે. આ પ્રમાણે ગુણો દ્વારા ગુણોનો પરસ્પર વ્યવહાર ચાલતો રહે છે. જ્ઞાનીજનો પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત હોવાથી તેમનાથી તદ્દન નિર્લેપ રહે છે તથા 'હું કાંઈ કરતો નથી' એવું જ માને છે. ॥ ૯ ॥

દૈવાધીને શરીરેઽસ્મિન્ ગુણભાવ્યેન કર્મણા ।
વર્તમાનોઽબુધસ્તત્ર કર્તાસ્મીતિ નિબદ્ધ્યતે ॥ ૧૦॥

આ શરીર પ્રારબ્ધને આધીન છે; ઇન્દ્રિયો દ્વારા કર્મ કરવામાં આવે છે તેનું પ્રેરક મન છે. આ પ્રમાણે આ મન અને ઇન્દ્રિયો બન્ને ગુણોનાં કાર્ય છે. વાસ્તવમાં તો ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે, પરંતુ અજ્ઞાની 'હું કર્તા છું' એવું માનીને બંધાઈ જાય છે. ॥ ૧૦ ॥

એવં વિરક્તઃ શયને આસનાટનમજ્જને ।
દર્શનસ્પર્શનઘ્રાણભોજનશ્રવણાદિષુ ॥ ૧૧॥

ન તથા બદ્ધ્યતે વિદ્વાંસ્તત્ર તત્રાદયન્ ગુણાન્ ।
પ્રકૃતિસ્થોઽપ્યસંસક્તો યથા ખં સવિતાઽનિલઃ ॥ ૧૨॥

વૈશારદ્યેક્ષયાઽસઙ્ગશિતયા છિન્નસંશયઃ ।
પ્રતિબુદ્ધ ઇવ સ્વપ્નાન્નાનાત્વાદ્ વિનિવર્તતે ॥ ૧૩॥

પરંતુ જે વિરક્ત જ્ઞાની છે - તે સૂવું, બેસવું, હરવું - ફરવું, ન્હાવું, જોવું, સ્પર્શ કરવો, સૂંઘવું, ખાવું અને સાંભળવું વગેરે ક્રિયાઓને કરતો હોવા છતાં પણ પોતાને કર્તા-ભોક્તા માનતો નથી. તે પ્રકૃતિમાં રહીને પણ તેનાથી તદ્દન અસંગ છે, અર્થાત્ તે કર્મોમાં લિપ્ત થતો નથી. જેમ આકાશ, સૂર્ય, વાયુ કોઈના પણ ગુણ-દોષને ગ્રહણ કરતા નથી અને તેઓ ક્યાંય પણ લેપાતા નથી, તે જ રીતે જ્ઞાની પણ બિલકુલ નિર્લિપ્ત રહે છે. જેની બુદ્ધિ આ પ્રમાણે વૈરાગ્યરૂપી શિલિકા (અસ્ત્રો ઘસવાની પથરી)થી તીક્ષ્ણ થઈ ગઈ છે, તેના સઘળા સંશયો દૂર થઈ જાય છે. જે પ્રમાણે સ્વપ્નાવસ્થામાંથી જાગીએ ત્યારે સ્વપ્નની દુનિયા ખોવાઈ જાય છે, તે જ પ્રમાણે વિવેક-જ્ઞાન દ્વારા તેનો સઘળો ભેદ-ભ્રમ દૂર થઈ જાય છે. ॥ ૧૧-૧૩ ॥

યસ્ય સ્યુર્વીતસઙ્કલ્પાઃ પ્રાણેન્દ્રિયમનોધિયામ્ ।
વૃત્તયઃ સ[1] વિનિર્મુક્તો દેહસ્થોઽપિ હિ તદ્ગુણૈઃ ॥ ૧૪॥

જેનાં પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિના સંકલ્પો નિઃશેષ નિવૃત્ત થઈ ગયાં છે, જેની સાંસારિક કર્મો કરવાની પરંપરા નષ્ટ થઈ ગઈ છે તે દેહમાં સ્થિત રહેલો હોવા છતાં પણ તેના ગુણોથી મુક્ત છે અર્થાત્ ગુણાતીત અવસ્થાને પ્રાપ્ત છે. ॥ ૧૪ ॥

૧. સ તુ મુક્તો વૈ દેહ૦ ।

યસ્યાત્મા હિંસ્યતે હિંસ્રૈર્યેન કિઞ્ચિદ્ યદૃચ્છયા ।
અર્ચ્યતે વા ક્વચિત્તત્ર ન વ્યતિક્રિયતે બુધઃ ॥ ૧૫॥

તે તત્ત્વજ્ઞ મુક્ત પુરુષના શરીરને ચાહે હિંસક લોકો પીડા પહોંચાડે અથવા ક્યારેક કોઈ ભલે તેની દૈવયોગે પૂજા કરે – તે ન તો કોઈના સતાવવાથી દુઃખી થાય છે કે ન પૂજા કરવાથી સુખી પણ થાય છે. ॥ ૧૫ ॥

ન સ્તુવીત ન નિન્દેત કુર્વતઃ સાધ્વસાધુ વા ।
વદતો ગુણદોષાભ્યાં વર્જિતઃ સમદૃઙ્મુનિઃ ॥ ૧૬॥

મુનિ નિંદા કરનાર કે તેની સ્તુતિ કરનારને પ્રિય-અપ્રિય કશું ન કહે, સર્વત્ર સમદૃષ્ટિ રાખીને એક પરમાત્માની જ ભાવના રાખે. જો કોઈ ગુણ-દોષની ચર્ચા કરે તો તે તેનાથી દૂર ખસી જાય. ॥ ૧૬ ॥

ન કુર્યાન્ન વદેત્ કિઞ્ચિન્ન ધ્યાયેત્ સાધ્વસાધુ વા ।
આત્મારામોઽનયા વૃત્ત્યા વિચરેજ્જડવન્મુનિઃ ॥ ૧૭॥

આ પ્રમાણે મુનિ પોતાના આત્મામાં જ મગ્ન રહે. આ રીતે પ્રકૃતિમાં સ્થિત રહીને પણ તે કોઈને માટે પણ પ્રિય-અપ્રિય કશી જ વાત ન કરે, ન કહે અને ન ચિંતન પણ કરે. અને જડવત્ જાણે કોઈ મૂર્ખ હોય એ પ્રમાણે વિચરણ કરતો રહે. ॥ ૧૭ ॥

શબ્દબ્રહ્મણિ નિષ્ણાતો ન નિષ્ણાયાત્ પરે યદિ[1] ।
શ્રમસ્તસ્ય શ્રમફલો હ્યધેનુમિવ રક્ષતઃ ॥ ૧૮॥

જે વેદમાં તો પારંગત છે, પરંતુ પરબ્રહ્મનો જેને અનુભવ નથી થયો એવા વિદ્વાને તો એવું જ માનવું જોઈએ કે તેનો પરિશ્રમ, દૂધ ન આપનાર ગાયનું પાલન કરવા જેવો વ્યર્થ જ છે. ॥ ૧૮ ॥

ગાં દુગ્ધદોહામસતીં ચ ભાર્યાં
દેહં પરાધીનમસત્પ્રજાં ચ ।
વિત્તં ત્વતીર્થીકૃતમઙ્ગ વાચં
હીનાં મયા રક્ષતિ દુઃખદુઃખી ॥ ૧૯॥

હે ઉદ્ધવ! એવી ગાય, જે દૂધ ન દેતી હોય, કુલટા સ્ત્રી, પરાધીન દેહ, દુષ્ટ સંતતિ, સત્પાત્રને ન અપાયેલું ધન, ભગવાનનાં નામ, રૂપ, લીલા, ધામ વગેરે ભગવત્સંબંધી ચર્ચા સિવાયની વાણી આ સઘળું જેણે ધારણ કરી રાખ્યું છે તેને દુઃખોની હારમાળા જ ભોગવવી પડે છે. ॥ ૧૯ ॥

યસ્યાં ન મે પાવનમઙ્ગ કર્મ
સ્થિત્યુદ્ભવપ્રાણનિરોધમસ્ય ।
લીલાવતારેપ્સિતજન્મ વા સ્યાદ્
વન્ધ્યાં ગિરં તાં બિભૃયાન્ન ધીરઃ ॥ ૨૦॥

જે વાણીમાં મારી પવિત્ર લીલાઓનું ઉચ્ચારણ નથી, આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવાવાળી ભગવાનની શક્તિઓનું નિરૂપણ નથી, ભગવાનના અન્ય લીલા-અવતારોનું, તેમના પવિત્ર ગુણોનું, યશોગાનનું વર્ણન નથી તે વાણી વાંઝણી છે, આવી વાણીને જ્ઞાનીજનો ધારણ ન કરે. ॥ ૨૦ ॥

એવં જિજ્ઞાસયાઽપોહ્ય નાનાત્વભ્રમમાત્મનિ ।
ઉપારમેત વિરજં મનો મય્યર્પ્ય સર્વગે ॥ ૨૧॥

આ પ્રમાણે તત્ત્વની જિજ્ઞાસા દ્વારા પૂરા જગતમાં એક બ્રહ્મને જુએ, આત્મામાં જે ભેદ-ભ્રમ છે તેને બિલકુલ મિટાવી દે. આ રીતે શુદ્ધ થયેલા મનને સર્વવ્યાપી મુજ પરમાત્મામાં લગાડી દે અને સર્વથી બિલકુલ ઉપરામ થઈ જાય. ॥ ૨૧ ॥

યદ્યનીશો ધારયિતું મનો બ્રહ્મણિ નિશ્ચલમ્ ।
મયિ સર્વાણિ કર્માણિ નિરપેક્ષઃ સમાચર ॥ ૨૨॥

જો આ રીતે નિશ્ચલરૂપે મુજ પરમાત્મામાં મનને લગાડવામાં અસમર્થ હોય તો, તે જે પણ ક્રિયા કરે તેને નિરપેક્ષ થઈને મારા માટે જ કરે. ॥ ૨૨ ॥

શ્રદ્ધાલુર્મે કથાઃ[2] શૃણ્વન્ સુભદ્રા[3] લોકપાવનીઃ[4] ।
ગાયન્નનુસ્મરન્ કર્મ જન્મ ચાભિનયન્ મુહુઃ ॥ ૨૩॥

શ્રદ્ધાળુ મનુષ્યો મારી જે, લોકોને પવિત્ર કરનારી કલ્યાણકારી કથાઓ છે તેનું શ્રવણ કરે, ગાન કરે, કીર્તન કરે, સ્મરણ કરે અને મારા અવતારો (રામનવમી, કૃષ્ણાષ્ટમી વગેરે), લીલાઓનું વારંવાર સ્મરણ કરે અને તેને અનુસરે. ॥ ૨૩ ॥

મદર્થે ધર્મકામાર્થાનાચરન્ મદપાશ્રયઃ ।
લભતે નિશ્ચલાં ભક્તિં મય્યુદ્ધવ સનાતને ॥ ૨૪॥

હે ઉદ્ધવ! આ પ્રમાણે મારા શરણે થઈને મારા જ માટે ધર્મ, અર્થ અને કામનું આચરણ કરતો રહીને મારો અનન્ય પ્રેમીભક્ત મુજ સનાતન પરમાત્માની અચળ ભક્તિને પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥

૧. યદા । ૨. કથાં । ૩. સુભદ્રાં । ૪. પાવનીં ।

સત્સઙ્ગલબ્ધયા ભક્ત્યા મયિ માં સ ઉપાસિતા ।
સ વૈ મે દર્શિતં સદ્ભિરઞ્જસા વિન્દતે પદમ્ ॥ ૨૫॥

સત્સંગથી ભક્તિ પ્રાપ્ત થાય છે, પછી તે મારી ઉપાસના કરે છે અને સંતો દ્વારા બતાવેલા માર્ગે તે સહજમાં જ મને પ્રાપ્ત કરી લે છે. ॥ ૨૫ ॥

*ઉદ્ધવ ઉવાચ*

સાધુસ્તવોત્તમશ્લોક મતઃ કીદૃગ્વિધઃ પ્રભો[1] ।
ભક્તિસ્ત્વય્યુપયુજ્યેત[2] કીદૃશી સદ્ભિરાદૃતા ॥ ૨૬॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – હે પવિત્રકીર્તિ ભગવન્! આપ કૃપા કરીને બતાવો કે, આપના અભિપ્રાય મુજબ સંતપુરુષનું લક્ષણ શું છે? સંતજનો આદર કરે છે એવી આપની ભક્તિ કઈ છે? ॥ ૨૬ ॥

એતન્મે[3] પુરુષાધ્યક્ષ લોકાધ્યક્ષ જગત્પ્રભો ।
પ્રણતાયાનુરક્તાય પ્રપન્નાય ચ કથ્યતામ્[4] ॥ ૨૭॥

ભગવન્! આપ જ બ્રહ્માદિ શ્રેષ્ઠ દેવતા, સત્યાદિ લોક અને ચરાચર જગતના સ્વામી છો. હું આપનો વિનયી, પ્રેમી અને શરણાગત ભક્ત છું. આપ મને ભક્તિ અને ભક્તનું રહસ્ય જણાવો. ॥ ૨૭ ॥

ત્વં બ્રહ્મ પરમં વ્યોમ પુરુષઃ પ્રકૃતેઃ પરઃ ।
અવતીર્ણોઽસિ ભગવન્ સ્વેચ્છોપાત્તપૃથગ્વપુઃ ॥ ૨૮॥

ભગવન્! હું જાણું છું કે આપ પ્રકૃતિથી પર પુરુષોત્તમ અને ચિદાકાશસ્વરૂપ બ્રહ્મ છો. આપનાથી ભિન્ન કશું જ નથી, તેમ છતાં આપે લીલા માટે આ શ્રીકૃષ્ણરૂપે અવતાર ધારણ કર્યો છે. તેથી ખરેખર ભક્તિ અને ભક્તનું રહસ્ય આપ જ બતાવી શકો છો. ॥ ૨૮ ॥

*શ્રીભગવાનુવાચ*

કૃપાલુરકૃતદ્રોહસ્તિતિક્ષુઃ સર્વદેહિનામ્ ।
સત્યસારોઽનવદ્યાત્મા સમઃ સર્વોપકારકઃ ॥ ૨૯॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! મારો ભક્ત કૃપાની મૂર્તિ હોય છે. તે કોઈ પણ પ્રાણી સાથે વેરભાવ નથી રાખતો. અને ઘોર દુઃખોને સહન કરે છે. સત્યને સાચું સાધન માને અને સાચાં સાધનો જ સ્વીકારે. શુદ્ધ ચરિત્ર, તેમજ અદેખાઈ, મત્સર આદિ દોષોથી મુક્ત, શત્રુ-મિત્રમાં સમદર્શી રહી સર્વનું હિત કરતો હોય છે. ॥ ૨૯ ॥

કામૈરહતધીર્દાન્તો મૃદુઃ શુચિરકિઞ્ચનઃ ।
અનીહો મિતભુક્ શાન્તઃ સ્થિરો મચ્છરણો મુનિઃ ॥ ૩૦॥

તેની બુદ્ધિ કામવાસનાઓથી કલુષિત થતી નથી. તે સંયમી, મધુર સ્વભાવવાળો અને પવિત્ર હોય છે. સંગ્રહ-પરિગ્રહથી હંમેશાં દૂર રહે છે. કોઈ પણ વસ્તુ માટે તે, કોઈ ચેષ્ટા કરતો નથી. મિતાહારી અને શાંત રહે છે. તેની બુદ્ધિ સ્થિર હોય છે, તેને કેવળ મારો જ આશ્રય હોય છે અને તે આત્મચિંતનના કાર્યમાં સદા લાગેલો રહે છે. ॥ ૩૦ ॥

અપ્રમત્તો ગભીરાત્મા ધૃતિમાઞ્જિતષડ્ગુણઃ ।
અમાની માનદઃ કલ્પો મૈત્રઃ કારુણિકઃ કવિઃ ॥ ૩૧॥

તે બિલકુલ સાવધાન, ગંભીર અને ધૈર્યવાન હોય છે; તેણે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય–આ છ વિકારોને જીતી લીધેલા હોય છે. તે પોતે નિરભિમાની અને સર્વને માન આપનાર, બીજાને વિવેકબોધ આપવામાં સમર્થ, મારાં (ભગવાન સંબંધી) ચરિત્રો કહેવામાં નિપુણ અને સર્વમિત્ર હોય છે. તે કરુણાસભર અને મારા તત્ત્વનું યથાર્થ જ્ઞાન ધરાવનાર હોય છે. ॥ ૩૧ ॥

૧. વિભો । ૨. ત્વયિ પ્રયુજ્યેત । ૩. પ્રાચીન પ્રતમાં આ શ્લોકાર્ધ આ પ્રમાણે છે – 'એતન્મે પુરુષેશાદ્ય પ્રપન્નાય ચ કથ્યતામ્' । ૪. આ શ્લોકાર્ધ પ્રાચીન પ્રતમાં નથી.

આજ્ઞાયૈવં ગુણાન્ દોષાન્ મયાઽઽદિષ્ટાનપિ સ્વકાન્ ।
ધર્માન્ સન્ત્યજ્ય યઃ સર્વાન્ માં ભજેત સ સત્તમઃ ॥ ૩૨॥

જ્ઞાત્વાઽજ્ઞાત્વાઽથ યે વૈ માં યાવાન્ યશ્ચાસ્મિ યાદૃશઃ ।
ભજન્ત્યનન્યભાવેન તે મે ભક્તતમા મતાઃ ॥ ૩૩॥

મલ્લિઙ્ગમદ્‌ભક્તજનદર્શનસ્પર્શનાર્ચનમ્ ।
પરિચર્યા સ્તુતિઃ પ્રહ્વગુણકર્માનુકીર્તનમ્ ॥ ૩૪॥

મત્કથાશ્રવણે શ્રદ્ધા મદનુધ્યાનમુદ્ધવ ।
સર્વલાભોપહરણં દાસ્યેનાત્મનિવેદનમ્ ॥ ૩૫॥

મજ્જન્મકર્મકથનં મમ પર્વાનુમોદનમ્ ।
ગીતતાણ્ડવવાદિત્રગોષ્ઠીભિર્મદ્‌ગૃહોત્સવઃ ॥ ૩૬॥

યાત્રા બલિવિધાનં ચ સર્વવાર્ષિકપર્વસુ ।
વૈદિકી તાન્ત્રિકી દીક્ષા મદીયવ્રતધારણમ્ ॥ ૩૭॥

મમાર્ચાસ્થાપને શ્રદ્ધા સ્વતઃ સંહત્ય ચોદ્યમઃ ।
ઉદ્યાનોપવનાક્રીડપુરમન્દિરકર્મણિ ॥ ૩૮॥

સમ્માર્જનોપલેપાભ્યાં સેકમણ્ડલવર્તનૈઃ ।
ગૃહશુશ્રૂષણં મહ્યં દાસવદ્ યદમાયયા ॥ ૩૯॥

અમાનિત્વમદમ્ભિત્વં કૃતસ્યાપરિકીર્તનમ્ ।
અપિ દીપાવલોકં મે નોપયુઞ્જ્યાન્નિવેદિતમ્ ॥ ૪૦॥

યદ્ યદિષ્ટતમં લોકે યચ્ચાતિપ્રિયમાત્મનઃ ।
તત્તન્નિવેદયેન્મહ્યં તદાનન્ત્યાય કલ્પતે ॥ ૪૧॥

સૂર્યોઽગ્નિર્બ્રાહ્મણો ગાવો વૈષ્ણવઃ ખં મરુજ્જલમ્ ।
ભૂરાત્મા સર્વભૂતાનિ ભદ્ર પૂજાપદાનિ મે ॥ ૪૨॥

સૂર્યે તુ વિદ્યયા ત્રય્યા હવિષાગ્નૌ યજેત મામ્ ।
આતિથ્યેન તુ વિપ્રાગ્ર્યે ગોષ્વઙ્ગ યવસાદિના ॥ ૪૩॥

મારો ભક્ત ગુણ-દોષને પારખનારો, શુદ્ધ અંતઃકરણવાળો હોય છે. ભક્તિનો પ્રવાહ વધી રહ્યો હોય ત્યારે તે મારા દ્વારા નિર્દેશિત કર્મો (ભક્તિમાં બાધક માનીને) ભગવાનને અર્પણ કરી દે છે. આમ તે સઘળાં કર્મોથી ઉપરામ થઈ અનન્યભાવથી શરણાગત થઈ જાય છે. આવો ભક્ત અતિ શ્રેષ્ઠ છે.* ॥ ૩૨ ॥

'હું કોણ છું, કેટલો મોટો છું, કેવો છું' આ વાતોને તે જાણે કે ન જાણે પણ અનન્યભાવે મારી ભક્તિ કરે છે તે મારા મત પ્રમાણે પરમ ભક્ત છે. ॥ ૩૩ ॥

પ્રિય ઉદ્ધવ! મારા અર્ચાવિગ્રહની સાથે-સાથે મારા ભક્તોના દર્શન, સ્પર્શ, પૂજા, સેવા-શુશ્રૂષા, સ્તુતિ અને પ્રણામ વગેરે કરે તથા મારાં ગુણ-કર્મોનું કીર્તન કરે. ॥ ૩૪ ॥

શ્રદ્ધાપૂર્વક મારી કથા સાંભળે અને તેનું ધ્યાન નિરંતર મારામાં જોડાયેલું રહે. જે કાંઈ મળે તે વસ્તુઓ મને સમર્પિત કરી દે અને દાસ્યભાવે મને આત્મનિવેદન કરે. ॥ ૩૫ ॥

મારાં દિવ્ય જન્મ-કર્મોની ચર્ચા કરે. જન્માષ્ટમી, રામનવમી વગેરે પર્વો આનંદપૂર્વક ઊજવે અર્થાત્ સંગીત, નૃત્ય વાજિંત્ર દ્વારા મંદિરોમાં ઉત્સવ કરે - કરાવે. ॥ ૩૬ ॥

વાર્ષિક તહેવારોના દિવસે મારા પવિત્ર સ્થાનોની યાત્રા કરે, વરઘોડા કાઢે, વિવિધ સામગ્રી દ્વારા મારી પૂજા કરે. વૈદિક અથવા તાંત્રિક પદ્ધતિથી દીક્ષા ગ્રહણ કરે અને એકાદશી વગેરે વ્રતોનું પાલન કરે. ॥ ૩૭ ॥

મંદિરોમાં મારા શ્રીવિગ્રહની શ્રદ્ધાપૂર્વક પ્રતિષ્ઠા કરવી. આવું કાર્ય જો એકલાથી ન થાય તો બીજા લોકોના સહયોગ માટે પ્રયત્ન કરવો. મારા માટે બાગ-બગીચા, ક્રીડાસ્થાનો, મંદિરો અને નગર વસાવવાં. ॥ ૩૮ ॥

સેવકના ભાવથી શ્રદ્ધા-ભક્તિ સાથે અને નિષ્કપટ ભાવે મારાં મંદિરોની સેવા-શુશ્રૂષા કરવી, ઝાડૂ-બુહારીની સેવા કરવી, લીંપણ અને છંટકાવ કરી તેના પર સુંદર રંગોળીનો સુંદર મંડપ સજાવવો. ॥ ૩૯ ॥

નિરભિમાની રહેવું, દંભ ન કરવો, સાથે-સાથે પોતાનાં શુભકર્મોના સંબંધમાં 'આ મેં કર્યું છે' એવું ન કહેવું. મને નિવેદિત કરેલી વસ્તુ—એ દીવાનો પ્રકાશ હોય તો પણ એનો ઉપયોગ મારા ભક્તે પોતાના માટે ન કરવો. કોઈ બીજા દેવને અર્પણ કરેલી વસ્તુ મને અર્પણ ન કરે. ॥ ૪૦ ॥

સંસારમાં જે વસ્તુ આપણને સૌથી વધારે પ્રિય, મનગમતી હોય તે મને અર્પણ કરવી. આવું કરવાથી તે વસ્તુ અનંત ફળ આપનારી બને છે. ॥ ૪૧ ॥

હે પુણ્યપુરુષ ઉદ્ધવજી! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, આકાશ, વાયુ, જળ, પૃથ્વી, આત્મા અને સઘળાં પ્રાણીઓ આ બધાં જ મારી પૂજાનાં સ્થાન છે. ॥ ૪૨ ॥

હે પ્રિય ઉદ્ધવ! ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો દ્વારા સૂર્યમાં મારી પૂજા કરવી જોઈએ. હવન દ્વારા અગ્નિમાં, આતિથ્ય દ્વારા શ્રેષ્ઠ બ્રાહ્મણમાં અને લીલા-લીલા ઘાસ વગેરે દ્વારા ગાયમાં મારી પૂજા કરવી. ॥ ૪૩ ॥

* ભગવદ્‌ગીતાની સમાપ્તિ (ગીતા - ૧૮/૬૬) પણ ભગવાને શરણાગતિમાં જ કરી છે.

વૈષ્ણવે બન્ધુસત્કૃત્યા હૃદિ ખે ધ્યાનનિષ્ઠયા ।
વાયૌ મુખ્યધિયા તોયે દ્રવ્યૈસ્તોયપુરસ્કૃતૈઃ ॥ ૪૪॥

વિષ્ણુભક્તને પોતાના ભાઈ સમાન માનીને તેમનો આદર-સત્કાર કરવો, નિરંતર ધ્યાન દ્વારા હૃદયાકાશમાં મારી પૂજા કરવી, મુખ્ય પ્રાણ સમજીને વાયુમાં અને પુષ્પ વગેરે સામગ્રીઓ દ્વારા જળમાં મારી આરાધના કરવી. ॥ ૪૪ ॥

સ્થણ્ડિલે મન્ત્રહૃદયૈર્ભોગૈરાત્માનમાત્મનિ ।
ક્ષેત્રજ્ઞં સર્વભૂતેષુ સમત્વેન યજેત મામ્ ॥ ૪૫॥

રહસ્યમય મંત્રો દ્વારા વેદીમાં પૂજા કરવી, ભોજનના પદાર્થોમાં આપણી અંદર જ વિરાજમાન સર્વાત્મા પ્રભુ જ ભોજન કરે છે (**અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ**) એવી ભાવના કરીને ભોજન કરવું. બધા પ્રાણીઓમાં એક જ ક્ષેત્રજ્ઞ આત્મા સમાનરૂપે વ્યાપ્ત છે એવું માનીને, સઘળાં ભૂતોને મારું જ સ્વરૂપ માનીને તેમની સાથે પ્રેમપૂર્ણ વ્યવહાર કરવો. ॥ ૪૫ ॥

ધિષ્ણ્યેષ્વેષ્વિતિ[1] મદ્રૂપં શઙ્ખચક્રગદામ્બુજૈઃ ।
યુક્તં ચતુર્ભુજં શાન્તં ધ્યાયન્નર્ચેત્ સમાહિતઃ ॥ ૪૬॥

આ બધાં સ્થળોમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલા ચતુર્ભુજ શાંતમૂર્તિ ભગવાન બિરાજમાન છે એવું ધ્યાન કરીને એકાગ્રતાથી મારી પૂજા કરવી જોઈએ. ॥ ૪૬ ॥

ઈષ્ટાપૂર્તેન મામેવં યો યજેત સમાહિતઃ ।
લભતે મયિ સદ્ભક્તિં મત્સ્મૃતિઃ સાધુસેવયા ॥ ૪૭॥

આ પ્રમાણે જે મનુષ્ય એકાગ્રચિત્તથી યજ્ઞ-યાગાદિ ઈષ્ટ અને સમાજને ઉપયોગી એવા કૂવા-વાવ, તળાવ વગેરે જળાશયો બંધાવીને જિતેન્દ્રિય થઈને સાવધાનીપૂર્વક સર્વમાં મારું યજન કરે છે તેને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે તથા સંત-પુરુષોની સેવા કરવાથી મારા સ્વરૂપનું જ્ઞાન પણ થઈ જાય છે. ॥ ૪૭ ॥

પ્રાયેણ ભક્તિયોગેન સત્સઙ્ગેન વિનોદ્ધવ ।
નોપાયો વિદ્યતે સધ્ર્યઙ્ પ્રાયણં હિ સતામહમ્ ॥ ૪૮॥

પ્રિય ઉદ્ધવ! મારો એવો નિશ્ચય છે કે સત્સંગ અને ભક્તિયોગ - આ બન્ને સાધનોનું અનુષ્ઠાન કરતાં રહેવું જોઈએ. પ્રાયઃ આ બન્ને સિવાય સંસાર-સાગરથી પાર થવાનો બીજો કોઈ ઉપાય નથી, કેમકે, હું સત્પુરુષોનો મહાન આશ્રય છું. ॥ ૪૮ ॥

અથૈતત્ પરમં ગુહ્યં શૃણ્વતો યદુનન્દન ।
સુગોપ્યમપિ વક્ષ્યામિ ત્વં મે ભૃત્યઃ સુહૃત્ સખા ॥ ૪૯॥

પ્રિય ઉદ્ધવ! હું તમને એક બીજી અત્યંત ગોપનીય પરમ રહસ્યની વાત બતાવીશ; કેમકે, તમે મારા પ્રિય સેવક, હિતૈષી, સુહૃદ અને પ્રેમીસખા છો; સાથે-સાથે સાંભળવાની જિજ્ઞાસા પણ ધરાવો છો. ॥ ૪૯ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત અગિયારમો અધ્યાય સમાપ્ત.

=★=

# બારમો અધ્યાય

## સત્સંગનો મહિમા અને કર્મ તથા કર્મત્યાગની વિધિ

*શ્રીભગવાનુવાચ*

ન રોધયતિ માં યોગો ન સાઙ્ખ્યં ધર્મ એવ ચ ।
ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો નેષ્ટાપૂર્તં ન દક્ષિણા ॥ ૧॥

વ્રતાનિ યજ્ઞશ્છન્દાંસિ[2] તીર્થાનિ નિયમા યમાઃ ।
યથાવરુન્ધે સત્સઙ્ગઃ સર્વસઙ્ગાપહો હિ મામ્ ॥ ૨॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – પ્રિય ઉદ્ધવ! સત્સંગનો મહિમા ખૂબ અદ્ભુત છે. આ ખૂબ જ શ્રેષ્ઠ સાધન છે. મારો ભક્ત જે રીતે સત્સંગ દ્વારા મને પ્રાપ્ત કરી શકે છે એવું બીજું કોઈ પણ સાધન નથી. આ જે યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત (યજ્ઞ-યાગ અને કૂવા-વાવ વગેરે કરાવવાનું પુણ્ય કર્મ), દક્ષિણા, વ્રત, યજ્ઞ, વેદોના રહસ્યમય મંત્રો, તીર્થ, નિયમ, યમ વગેરે જેટલાં પણ સાધનો છે તેમનાથી એટલી

૧. ધિષ્ણ્યેષ્વેતેષુ મદ્રૂપં । ૨. યજ્ઞાશ્છન્દાંસિ ।

સત્સઙ્ગેન હિ દૈતેયા યાતુધાના મૃગાઃ ખગાઃ ।
ગન્ધર્વાપ્સરસો નાગાઃ સિદ્ધાશ્ચારણગુહ્યકાઃ ॥ ૩॥

વિદ્યાધરા મનુષ્યેષુ વૈશ્યાઃ શૂદ્રાઃ સ્ત્રિયોઽન્ત્યજાઃ ।
રજસ્તમઃપ્રકૃતયસ્તસ્મિંસ્તસ્મિન્ યુગેઽનઘ[1] ॥ ૪॥

બહવો મત્પદં પ્રાપ્તાસ્ત્વાષ્ટ્રકાયાધવાદયઃ ।
વૃષપર્વા બલિર્બાણો મયશ્ચાથ વિભીષણઃ ॥ ૫॥

સુગ્રીવો હનુમાનૃક્ષો ગજો ગૃધ્રો વણિક્પથઃ ।
વ્યાધઃ કુબ્જા વ્રજે ગોપ્યો યજ્ઞપત્ન્યસ્તથાઽપરે ॥ ૬॥

તે નાધીતશ્રુતિગણા નોપાસિતમહત્તમાઃ ।
અવ્રતાતપ્તતપસઃ સત્સઙ્ગાન્મામુપાગતાઃ ॥ ૭॥

કેવલેન હિ ભાવેન ગોપ્યો ગાવો નગા મૃગાઃ ।
યેઽન્યે મૂઢધિયો નાગાઃ સિદ્ધા મામીયુરઞ્જસા ॥ ૮॥

યં ન યોગેન સાઙ્ખ્યેન દાનવ્રતતપોઽધ્વરૈઃ ।
વ્યાખ્યાસ્વાધ્યાયસંન્યાસૈઃ પ્રાપ્નુયાદ્ યત્નવાનપિ ॥ ૯॥

રામેણ સાર્ધં મથુરાં પ્રણીતે
શ્વાફલ્કિના મય્યનુરક્તચિત્તાઃ ।
વિગાઢભાવેન ન મે વિયોગ-
તીવ્રાધયોઽન્યં દદૃશુઃ સુખાય ॥ ૧૦॥

તાસ્તાઃ ક્ષપાઃ પ્રેષ્ઠતમેન નીતા
મયૈવ વૃન્દાવનગોચરેણ ।
ક્ષણાર્ધવત્તાઃ પુનરઙ્ગ તાસાં
હીના મયા કલ્પસમા બભૂવુઃ ॥ ૧૧॥

તા નાવિદન્ મય્યનુષઙ્ગબદ્ધ-
ધિયઃ સ્વમાત્માનમદસ્તથેદમ્ ।
યથા સમાધૌ મુનયોઽબ્ધિતોયે
નદ્યઃ પ્રવિષ્ટા ઇવ નામરૂપે ॥ ૧૨॥

સરળતાથી મારી પ્રાપ્તિ નથી થતી, જેટલી સત્સંગથી થાય છે. કેમકે, સત્સંગથી બધા પ્રકારની આસક્તિ નષ્ટ થઈ જાય છે. આસક્તિ નાશ થવાથી ભક્તની મારામાં ભક્તિ પ્રબળ થાય છે અને તે મને સહેલાઈથી પ્રાપ્ત કરી લે છે. ॥ ૧-૨ ॥

હે નિષ્પાપ ઉદ્ધવજી! પ્રત્યેક યુગમાં સત્સંગ દ્વારા જ દૈત્ય-રાક્ષસ, પશુ-પક્ષી, ગંધર્વ-અપ્સરા, નાગ-સિદ્ધ, ચારણ-ગુહ્યક અને વિદ્યાધરોને મારી પ્રાપ્તિ થઈ છે. મનુષ્યોમાં વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી અને અન્ત્યજ વગેરે રજોગુણી-તમોગુણી પ્રકૃતિના અનેક જીવોએ મારું પરમપદ પ્રાપ્ત કર્યું છે. વૃત્રાસુર, પ્રહ્‌લાદ, વૃષપર્વા, બલિ, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જામ્બવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર વૈશ્ય, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ-પત્નીઓ અને બીજા લોકો પણ સત્સંગના પ્રભાવથી જ મને પ્રાપ્ત કરી શક્યા છે. ॥ ૩-૬ ॥

તે લોકોએ ન તો વેદોનો સ્વાધ્યાય કર્યો હતો કે ન વિધિપૂર્વક મહાપુરુષોની ઉપાસના પણ કરી હતી. એ જ રીતે તેમણે કોઈ વ્રત-તપ પણ કર્યું ન હતું. બસ, માત્ર સત્સંગના પ્રભાવથી જ તે મને પ્રાપ્ત થઈ ગયા. ॥ ૭ ॥

ગોપીઓ, ગાયો, યમલાર્જુન વગેરે વૃક્ષ, વ્રજના હરણાંઓ વગેરે પશુ – આ સઘળા ભાવના દ્વારા જ મને પ્રાપ્ત કરી શક્યાં. આ ઉપરાંત કાલિયનાગ જેવો મૂઢબુદ્ધિ પણ મને પ્રાપ્ત થઈ ગયો. આવા-આવા બીજા પણ કેટલાય છે, જેમણે માત્ર પ્રેમપૂર્વક ભાવ દ્વારા જ અનાયાસે મારી પ્રાપ્તિ કરી લીધી અને કૃતકૃત્ય થઈ ગયા છે. ॥ ૮ ॥

ઉદ્ધવ! મોટા-મોટા પ્રયત્નશીલ સાધકો, યોગ, સાંખ્ય, દાન, વ્રત, તપ, યજ્ઞ, શ્રુતિઓની વ્યાખ્યા, સ્વાધ્યાય અને સંન્યાસ વગેરે સાધનો દ્વારા મને પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ સત્સંગ દ્વારા હું ખૂબ જ સુલભ થઈ જાઉં છું. ઉદ્ધવ! જે સમયે અક્રૂરજી બલરામ ભૈયા સાથે મને વ્રજમાંથી મથુરા લઈ આવ્યા, તે સમયે ગોપીઓનું હૃદય અત્યંત પ્રેમને કારણે મારા અનુરાગના રંગમાં રંગાયેલું હતું. મારા વિયોગના તીવ્ર વ્યાધિથી તે એટલી વ્યાકુળ થઈ ગઈ કે મારા સિવાય બીજી કોઈ પણ વસ્તુ તેમને સુખદ ન લાગી. ॥ ૯-૧૦ ॥

તમે જાણો છો કે હું જ એકમાત્ર તેમનો પ્રિયતમ છું. જ્યારે હું વૃન્દાવનમાં હતો, ત્યારે તેમણે ઘણી રાત્રિઓ- તે મહારાસની રાત્રિઓ તેમણે અરધા ક્ષણની જેમ વિતાવી દીધી હતી; પરંતુ પ્રિય ઉદ્ધવ! મારા વિના એ જ રાત્રિઓ એક-એક કલ્પ જેવડી થઈ પડી હતી. ॥ ૧૧ ॥

તે ગોપીઓનો મારામાં એવો અતૂટ પ્રેમ હતો અને તેમની બુદ્ધિ મારામાં એવી સ્થિર થઈ ગઈ હતી કે મારા સિવાય અન્ય કાંઈ પણ તેમની સ્મૃતિમાં રહ્યું નથી. અનન્ય આસક્તિથી

૧. યુગે યુગે ।

મત્કામા રમણં જારમસ્વરૂપવિદોઽબલાઃ ।
બ્રહ્મ માં પરમં પ્રાપુઃ સઙ્ગાચ્છતસહસ્રશઃ ॥ ૧૩॥

તસ્માત્ત્વમુદ્ધવોત્સૃજ્ય ચોદનાં પ્રતિચોદનામ્ ।
પ્રવૃત્તં ચ નિવૃત્તં ચ શ્રોતવ્યં શ્રુતમેવ ચ ॥ ૧૪॥

મામેકમેવ શરણમાત્માનં સર્વદેહિનામ્ ।
યાહિ સર્વાત્મભાવેન મયા સ્યા હ્યકુતોભયઃ ॥ ૧૫॥

ઉદ્ધવ ઉવાચ

સંશયઃ શૃણ્વતો વાચં તવ યોગીશ્વરેશ્વર ।
ન નિવર્તત[1] આત્મસ્થો યેન ભ્રામ્યતિ મે મનઃ ॥ ૧૬॥

શ્રીભગવાનુવાચ

સ એષ જીવો વિવરપ્રસૂતિઃ
　　પ્રાણેન ઘોષેણ ગુહાં પ્રવિષ્ટઃ ।
મનોમયં સૂક્ષ્મમુપેત્ય રૂપં
　　માત્રા સ્વરો વર્ણ ઇતિ સ્થવિષ્ઠઃ ॥ ૧૭॥

યથાઽનલઃ ખેઽનિલબન્ધુરૂષ્મા
　　બલેન દારુણ્યધિમથ્યમાનઃ ।
અણુઃ પ્રજાતો હવિષા સમિધ્યતે
　　તથૈવ મે વ્યક્તિરિયં હિ વાણી ॥ ૧૮॥

બંધાયેલી બુદ્ધિવાળાં ગોપીજનો પોતાના દેહને વિસરી જતાં તેમજ સમીપ કે દૂર રહેલા પદાર્થને પણ જાણતાં ન હતાં. જેમ મુનિઓ સમાધિમાં સર્વ કાંઈ ભૂલીને ભગવાન સાથે એક થઈ જાય છે, નદીઓ જે રીતે સમુદ્રમાં મળીને પોતાનું નામ-રૂપ છોડી દે છે, તે જ પ્રમાણે ગોપીઓ પણ મારામાં એકભાવે સ્થિત થઈ ગઈ હતી. ॥ ૧૨ ॥

ઉદ્ધવ! તે ગોપીઓમાં ઘણી તો એવી હતી જે મારા વાસ્તવિક સ્વરૂપને જાણતી ન હતી. તે કેવળ મને તેમનો પ્રિયતમ જ સમજતી હતી, તેમનો જારનારી જેવો અનન્ય આર્તભાવ હતો. તે સાધનહીન સેંકડો-હજારો અબળાઓએ માત્ર સંગના પ્રભાવથી જ મુજ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરી લીધા. ॥ ૧૩ ॥

તેથી હે ઉદ્ધવ! તમે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ, વિધિ-નિષેધ, આ લોક અને પરલોકસંબંધી સઘળાં કર્મોનો ત્યાગ કરીને સમસ્ત પ્રાણીઓના આત્મસ્વરૂપ એકમાત્ર મુજ પરમાત્માના જ અનન્યભાવથી શરણે થઈ જાઓ; પછી તમને કોઈ પ્રકારનો ભય રહેશે નહિ. ॥ ૧૪-૧૫ ॥

**ઉદ્ધવજીએ કહ્યું** – હે યોગેશ્વરોના પણ ઈશ્વર! આપની અમૃતતુલ્ય વાણી સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. આમ તો હું આપનો ઉપદેશ સાંભળી રહ્યો છું, પરંતુ એનાથી મારા મનનો સંદેહ દૂર થતો નથી. મારે કર્મ કરવું જોઈએ કે નહીં, આ વિષયમાં મારી બુદ્ધિ ભ્રમિત થઈ ગઈ છે, તેથી મને કૃપા કરીને સારી રીતે સમજાવો. ॥ ૧૬ ॥

**શ્રીભગવાને કહ્યું** – પ્રિય ઉદ્ધવ! એકમાત્ર પરમેશ્વર જ વિશ્વના રૂપમાં છે. 'જીવયતિ ઇતિ જીવઃ' અર્થાત્ પરમાત્મા જ બધાંને જીવનશક્તિ પ્રદાન કરે છે, તેથી જીવરૂપે પરમાત્મા જ છે. તે પરમેશ્વર જ પ્રથમ અનાહતનાદ-સ્વરૂપ પરા વાણી નામના પ્રાણની સાથે મૂલાધાર ચક્રમાં પ્રવેશ કરે છે, પછી મનોમયરૂપને મનથી ગ્રહણ કરીને મણિપૂરક ચક્રમાં પશ્યન્તી' નામથી વાણીનું સૂક્ષ્મ રૂપ ધારણ કરે છે, તથા કંઠમાં રહેલા વિશુદ્ધ નામના ચક્રમાં આવીને મધ્યમા રૂપ ધારણ કરે છે. ત્યાર પછી મુખમાં આવીને અકારાદિ માત્રા, સ્વર, વર્ણ આદિના રૂપમાં વૈખરી વાણીનું સ્થૂળ રૂપ ધારણ કરે છે. આ પ્રમાણે શબ્દ-બ્રહ્મના રૂપમાં પરમાત્માની જ અભિવ્યક્તિ માનવી જોઈએ. ॥ ૧૭ ॥

જે પ્રમાણે આકાશમાં અગ્નિ ઉષ્મા અથવા વિદ્યુતના રૂપમાં સ્થિત છે, તેને જ્યારે બળપૂર્વક મંથન કરીને લાકડામાં પ્રગટ કરવામાં આવે છે તો પહેલાં તણખા થાય છે, પરંતુ જ્યારે ઘી વગેરે હવિદ્રવ્ય નાખીએ ત્યારે તે અગ્નિ પ્રજ્વલિત થઈ જાય છે. તે જ પ્રમાણે આ વાણી પણ સૂક્ષ્મ રૂપથી લઈને સ્થૂળ રૂપમાં પ્રગટ થાય છે. આ પ્રમાણે શબ્દબ્રહ્મના રૂપમાં આ મારી જ અભિવ્યક્તિ છે. ॥ ૧૮ ॥

૧. નિવર્તેત ।

એવં ગદિઃ કર્મ ગતિર્વિસર્ગો
ઘ્રાણો રસો દૃક્ સ્પર્શઃ શ્રુતિશ્ચ ।
સઙ્કલ્પવિજ્ઞાનમથાભિમાનઃ
સૂત્રં રજઃસત્ત્વતમોવિકારઃ ॥ ૧૯॥

એવી જ રીતે અન્ય ઇન્દ્રિયો દ્વારા થતી ક્રિયાઓ માટે પણ સમજવું જોઈએ. તેમાં પણ બધી મારી જ અભિવ્યક્તિ છે. અર્થાત્ બોલવું, ચાલવું, મળમૂત્રનો ત્યાગ કરવો, સૂંઘવું, સ્વાદ લેવો, જોવું, સ્પર્શ કરવો, બુદ્ધિથી સમજવું, અભિમાન કરવું વગેરે બધી ક્રિયાઓ, મહત્તત્ત્વ તથા સત્ત્વ, રજ, તમ આદિ ત્રણે ગુણોના વિકાર, તથા એ સિવાય આ બધો દશ્ય-પ્રપંચ છે તે બધી મારી જ અભિવ્યક્તિ સમજો. ॥ ૧૯ ॥

અયં હિ જીવસ્ત્રિવૃદબ્જયોનિ-
રવ્યક્ત એકો વયસા સ આદ્યઃ ।
વિશ્લિષ્ટશક્તિર્બહુધેવ ભાતિ
બીજાનિ યોનિં પ્રતિપદ્ય યદ્વત્ ॥ ૨૦॥

યસ્મિન્નિદં પ્રોતમશેષમોતં
પટો યથા તન્તુવિતાનસંસ્થઃ ।
ય એષ સંસારતરુઃ પુરાણઃ
કર્માત્મકઃ પુષ્પફલે પ્રસૂતે ॥ ૨૧॥

પરમાત્મા જ ત્રિગુણાત્મક બ્રહ્માંડરૂપી કમળને ઉત્પન્ન કરનાર છે. તે નારાયણ અવ્યક્ત પણ છે અને બધાં રૂપોમાં વિભક્ત હોવા છતાં પણ એકમાત્ર તે જ છે. પુરાણપુરુષ છે અને સર્વના આદિ છે. તે જ સર્વશક્તિઓમાં પોતાને વિભાજિત કરીને અનેક રૂપે પ્રગટ થયેલા છે. તેઓ સર્વત્ર તે-તે રૂપોમાં પ્રકાશિત થઈ રહ્યા છે, જે રીતે બીજને જમીનમાં વાવીએ છીએ ત્યારે તે શાખા, પત્ર, પુષ્પાદિ અનેક રૂપોમાં અભિવ્યક્ત થાય છે, તે જ પ્રમાણે કાળગતિથી માયાનો આશ્રય લઈને શક્તિ-વિભાજન દ્વારા પરમેશ્વર જ અનેક રૂપોમાં પ્રતીત થવા લાગે છે. ॥ ૨૦ ॥ જેમ વસ્ત્રમાં અનેક તંતુઓ તાણાવાણારૂપે ઓતપ્રોત રહે છે, તે જ પ્રમાણે આ વિશ્વમાં એકમાત્ર પરમાત્મા જ ઓતપ્રોત છે. તે જ અણુ-અણુમાં વ્યાપ્ત છે. આ સંસારવૃક્ષ અનાદિ અને પ્રવાહરૂપે નિત્ય છે. આનું સ્વરૂપ જ છે - કર્મની પરંપરા તથા એનાં ફળ-ફૂલ છે- મોક્ષ અને ભોગ. ॥ ૨૧ ॥

દ્વે અસ્ય બીજે શતમૂલસ્ત્રિનાલઃ
પઞ્ચસ્કન્ધઃ પઞ્ચરસપ્રસૂતિઃ ।
દશૈકશાખો દ્વિસુપર્ણનીડ-
સ્ત્રિવલ્કલો દ્વિફલોઽર્કં પ્રવિષ્ટઃ ॥ ૨૨॥

અદન્તિ ચૈકં ફલમસ્ય ગૃધ્રા
ગ્રામેચરા એકમરણ્યવાસાઃ ।
હંસા ય એકં બહુરૂપમિજ્યૈ-
ર્માયામયં વેદ સ વેદ વેદમ્ ॥ ૨૩॥

આ સંસારવૃક્ષનાં પાપ અને પુણ્યરૂપી બે બીજ છે, અનેક-અનેક વાસનાઓ જ તેનાં મૂળિયાં છે, ત્રણે ગુણ તેનું થડ છે, પંચમહાભૂત તેની મોટી-મોટી શાખાઓ છે, જેમાંથી પાંચ પ્રકારનો રસ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) નીકળે છે. દશ ઇન્દ્રિયો અને એક મન તેની ડાળીઓ છે. એક જીવ અને ઈશ્વર આ વૃક્ષ પર માળો બાંધીને રહે છે. વાત-પિત્ત-કફ આ ત્રણ એની છાલો છે. સુખ-દુઃખ આ બે ફળ છે. આવું આ સંસારવૃક્ષ સૂર્યમંડળ સુધી ફેલાયેલું છે. અવિદ્યાને મહત્ત્વ આપીને જે વિષયલોલુપ છે, તે તો આનાં દુઃખરૂપી ફળ ખાય છે, પરંતુ જે જ્ઞાનને મહત્ત્વ આપનારા પવિત્રાત્મા છે તે આનાં સુખરૂપી ફળને ખાય છે. એવા પરમહંસ શ્રેષ્ઠ મહાત્માઓ તે અદ્વિતીય બ્રહ્મને જ અનેક રૂપોમાં જુએ છે. વાસ્તવમાં વેદના આ તાત્પર્યને જાણનારા જ સાચા અર્થમાં જાણકાર છે. ॥ ૨૨-૨૩ ॥

એવં ગુરૂપાસનયૈકભક્ત્યા
વિદ્યાકુઠારેણ શિતેન ધીરઃ ।
વિવૃશ્ચ્ય જીવાશયમપ્રમત્તઃ
સમ્પદ્ય ચાત્માનમથ ત્યજાસ્ત્રમ્ ॥ ૨૪॥

હે ઉદ્ધવ! આ પ્રમાણે ગુરુદેવની ઉપાસના દ્વારા તથા અનન્ય ભક્તિ દ્વારા જ્યારે તમે જ્ઞાનસંપન્ન થઈ જશો, ત્યાર પછી પોતાનું જ્ઞાનરૂપી ખડગ તીક્ષ્ણ કરી, તેના વડે ધીરજ અને સાવધાનીપૂર્વક જીવભાવને કાપી નાખશો. અને પછી પરમાત્મસ્વરૂપ થઈને તે વૃત્તિરૂપ અસ્ત્રોને પણ છોડી દઈ અને પોતાના અખંડ સ્વરૂપમાં જ સ્થિત થઈ જશો.* ॥ ૨૪ ॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત બારમો અધ્યાય સમાપ્ત.

═★═

# તેરમો અધ્યાય

## હંસરૂપે સનકાદિને આપેલા ઉપદેશનું વર્ણન

*શ્રીભગવાનુવાચ*

સત્ત્વં રજસ્તમ ઈતિ ગુણા બુદ્ધેર્ન ચાત્મનઃ ।
સત્ત્વેનાન્યતમૌ હન્યાત્ સત્ત્વં સત્ત્વેન ચૈવ હિ ॥ ૧॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – પ્રિય ઉદ્ધવ! સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો બુદ્ધિના છે, આત્માના નહિ. સત્ત્વગુણ દ્વારા રજોગુણ અને તમોગુણનો નાશ કરવો, પછી સત્ત્વગુણને પણ અંતઃકરણની શુદ્ધિ થઈ જતાં છોડી દેવો, અર્થાત્ ગુણાતીત થઈ જવું. ॥ ૧ ॥

સત્ત્વાદ્ ધર્મો ભવેદ્ વૃદ્ધાત્ પુંસો મદ્ભક્તિલક્ષણઃ ।
સાત્ત્વિકોપાસયા સત્ત્વં તતો ધર્મઃ પ્રવર્તતે ॥ ૨॥

પુરુષ જ્યારે સત્ત્વગુણસંપન્ન હોય છે ત્યારે પરમાત્મપ્રાપ્તિ કરાવનારા ધર્મની વૃદ્ધિ થાય છે, તે સાત્ત્વિક પદાર્થોનું જ સેવન કરે છે. તેથી ક્રમશઃ સત્ત્વગુણ વધે છે અને તેના ફળસ્વરૂપ ધર્મમાં રુચિ-પ્રવૃત્તિ વધતી જાય છે. ॥ ૨ ॥

ધર્મો રજસ્તમો હન્યાત્ સત્ત્વવૃદ્ધિરનુત્તમઃ ।
આશુ નશ્યતિ તન્મૂલો હ્યધર્મ ઉભયે હતે ॥ ૩॥

જ્યારે સત્ત્વગુણ પૂરેપૂરો વિકસી જાય છે ત્યારે રજોગુણ અને તમોગુણ - એ બન્નેનો સંપૂર્ણપણે નાશ કરી દે છે. અધર્મ જ રજોગુણ અને તમોગુણનું મૂળ છે, તેથી રજ-તમની નિવૃત્તિ થતાં અધર્મ પણ નષ્ટ થઈ જાય છે અને આ રીતે પુરુષ પૂર્ણરૂપે શુદ્ધ થઈ જાય છે. ॥ ૩ ॥

આગમોઽપઃ પ્રજા દેશઃ કાલઃ કર્મ ચ જન્મ ચ ।
ધ્યાનં મન્ત્રોઽથ સંસ્કારો દશૈતે ગુણહેતવઃ ॥ ૪॥

ગુણોની વૃદ્ધિ માટેનાં આ દશ કારણો છે - (૧) શાસ્ત્ર, (૨) જળ, (૩) પ્રજા કે 'સંતતિ', (૪) દેશ, (૫) કાળ, (૬) કર્મ, (૭) જન્મ, (૮) ધ્યાન, (૯) મંત્ર અને (૧૦) સંસ્કાર. આ દશ વસ્તુઓ જો સાત્ત્વિક હોય તો સત્ત્વગુણની, રાજસ હોય તો રજોગુણની અને તામસી હોય તો તમોગુણની વૃદ્ધિ કરનારી બને છે. ॥ ૪ ॥

તત્તત્ સાત્ત્વિકમેવૈષાં યદ્ યદ્ વૃદ્ધાઃ પ્રચક્ષતે ।
નિન્દન્તિ તામસં તત્તદ્ રાજસં તદુપેક્ષિતમ્ ॥ ૫॥

પરંતુ આ ગુણોને ઓળખવા કઈ રીતે? તે માટે કહ્યું છે કે, જેમની શ્રેષ્ઠ લોકો પ્રશંસા કરે છે તેમને સાત્ત્વિક માનવા, જેમની ઉપેક્ષા કરે છે તેમને રાજસ તથા જેમને નિન્દ્ય માને છે, તેમને તામસી માનવા. ॥ ૫ ॥

---

* ઈશ્વર પોતાની માયા દ્વારા પ્રપંચરૂપે પ્રતીત થઈ રહ્યો છે. આ પ્રપંચના અધ્યાસના કારણે જ જીવોને અનાદિ અવિદ્યાથી કર્તાપણાં વગેરેની ભ્રાન્તિ થાય છે. પછી 'આ કરો, આ ન કરો' આવા પ્રકારના વિધિ-નિષેધનો અધિકાર થાય છે. ત્યારે 'અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરો' – એવી વાત કહેવામાં આવે છે. જ્યારે અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે, ત્યારે કર્મ વિશેના દુરાગ્રહને ખતમ કરવા માટે એ વાત કહેવામાં આવે છે કે, ભક્તિમાં વિક્ષેપ નાખનારાં કર્મો પ્રત્યે આદરભાવ છોડીને દૃઢ વિશ્વાસથી ભક્તિ કરો. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ જતાં કોઈ પણ કર્તવ્ય શેષ રહી જતું નથી. આ જ આ પ્રસંગનો અભિપ્રાય છે.

સાત્ત્વિકાન્યેવ સેવેત પુમાન્ સત્ત્વવિવૃદ્ધયે ।
તતો ધર્મસ્તતો જ્ઞાનં યાવત્ સ્મૃતિરપોહનમ્[1] ॥ ૬॥

મનુષ્યે સત્ત્વગુણની વૃદ્ધિ માટે સાત્ત્વિક પદાર્થોનું જ સેવન કરવું જોઈએ. તેનાથી ધાર્મિક ભાવના વધશે, જ્ઞાનમાં વૃદ્ધિ થશે અને પોતાના સ્વરૂપની સ્મૃતિ થતાં સર્વ સંશયોનો નાશ થઈ જશે. જ્યાં સુધી ભગવત્તત્ત્વનું જ્ઞાન ન થઈ જાય ત્યાં સુધી આવું કરતાં રહેવું જોઈએ. ॥ ૬ ॥

વેણુસઙ્ઘર્ષજો વહ્નિર્દગ્ધ્વા શામ્યતિ તદ્વનમ્ ।
એવં ગુણવ્યત્યયજો દેહઃ શામ્યતિ તત્ક્રિયઃ ॥ ૭॥

જે રીતે વાંસના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો અગ્નિ વાંસના જંગલને ભસ્મ કરીને સ્વયં શાંત થઈ જાય છે, તે જ પ્રમાણે ગુણોના મિશ્રણથી ઉત્પન્ન થયેલું આ શરીર કર્મ-પરંપરાઓથી જ્યારે શાંત થઈ જાય છે ત્યારે કર્મ-વાસનાઓ ભસ્મ થઈ જાય છે. તેથી વાસનાના પરિણામે બનતું કારણશરીર જ નષ્ટ થઈ જાય છે. ॥ ૭ ॥

ઉદ્ધવ ઉવાચ

વિદન્તિ મર્ત્યાઃ પ્રાયેણ વિષયાન્ પદમાપદામ્ ।
તથાપિ ભુઞ્જતે કૃષ્ણ તત્ કથં શ્વખરાજવત્ ॥ ૮॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – ભગવન્! લગભગ બધા મનુષ્યો એ જાણે છે કે, વિષયો વિપત્તિઓનું ઘર છે, તેમ છતાં તેઓ કૂતરાં, ગધેડાં અને બકરાંની જેમ દુઃખો ભોગવીને પણ વિષયોને ભોગવે છે, તેનું શું કારણ? ॥ ૮ ॥

શ્રીભગવાનુવાચ

અહમિત્યન્યથાબુદ્ધિઃ પ્રમત્તસ્ય યથા હૃદિ ।
ઉત્સર્પતિ રજો ઘોરં તતો વૈકારિકં મનઃ ॥ ૯॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – પ્રિય ઉદ્ધવ! અજ્ઞાની પોતાના હૃદયમાં 'હું અને મારું' આવી મિથ્યા આસક્તિ કરી લે છે, તે જ તેના દુઃખનું કારણ છે. વાસ્તવમાં મન સ્વરૂપથી સત્ત્વગુણપ્રધાન હોવાથી સ્વરૂપથી શુદ્ધ છે, પરંતુ અહંતા-મમતાને કારણે તેને ઘોર રજોગુણ ઘેરી લે છે. ॥ ૯ ॥

રજોયુક્તસ્ય મનસઃ સઙ્કલ્પઃ સવિકલ્પકઃ ।
તતઃ કામો ગુણધ્યાનાદ્ દુઃસહઃ સ્યાદ્ધિ દુર્મતેઃ ॥ ૧૦॥

કરોતિ કામવશગઃ કર્માણ્યવિજિતેન્દ્રિયઃ ।
દુઃખોદર્કાણિ સમ્પશ્યન્ રજોવેગવિમોહિતઃ ॥ ૧૧॥

પછી રજોગુણ દ્વારા ઢંકાયેલું મન અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરવા માંડે છે, નિરંતર તે ગુણોનું જ ચિંતન થાય છે. તેનાથી કામના ઉત્પન્ન થાય છે, બુદ્ધિ દૂષિત થઈ જાય છે. આ પ્રમાણે દૂષિત બુદ્ધિવાળો પોતાની ઇન્દ્રિયો પરનો કાબૂ ગુમાવી બેસે છે. કામનાઓના વશમાં થઈને તથા રજોગુણના વેગથી મોહિત થયેલો મનુષ્ય એવાં કર્મોમાં ફસાઈ જાય છે કે જેનું પરિણામ માત્ર દુઃખ જ દુઃખ છે. ॥ ૧૦-૧૧ ॥

રજસ્તમોભ્યાં યદપિ વિદ્વાન્ વિક્ષિપ્તધીઃ પુનઃ ।
અતન્દ્રિતો મનો યુઞ્જન્ દોષદૃષ્ટિર્ન સજ્જતે ॥ ૧૨॥

વિદ્વાનોની પણ બુદ્ધિ રજોગુણ અને તમોગુણથી ચલિત થાય છે, પરંતુ તે સાવધાનીપૂર્વક મનને ભગવાનમાં જોડીને તે કર્મો પ્રત્યે દોષદૃષ્ટિ કરીને તેમાં આસક્ત થતા નથી. ॥ ૧૨ ॥

અપ્રમત્તોઽનુયુઞ્જીત મનો મય્યર્પયઞ્છનૈઃ ।
અનિર્વિણ્ણો યથાકાલં[2] જિતશ્વાસો જિતાસનઃ ॥ ૧૩॥

તેથી હે ઉદ્ધવ! કલ્યાણની કામનાવાળા મનુષ્યોએ સાવધાન રહેવું જોઈએ. ક્રમશઃ અભ્યાસ દ્વારા મનને મારામાં પરોવી, સાધનામાં ધીરજ રાખી પ્રયાસ કરતાં રહેવું. પ્રાણ અને આસન ઉપર કાબૂ રાખવો. બધા જ

૧. હરપોહની । ૨. યથાક્રમં ।

એતાવાન્ યોગ આદિષ્ટો મચ્છિષ્યૈઃ સનકાદિભિઃ ।
સર્વતો મન આકૃષ્ય મય્યદ્ધાઽઽવેશ્યતે યથા ॥ ૧૪॥

વિષયોમાંથી મનને સારી રીતે ખેંચી લેવાથી નિર્વિષય બનેલું મન મારામાં દૃઢતાથી સ્થિર થઈ જાય છે. આ યોગ મેં જ સનકાદિ મુનિઓને કહ્યો હતો. ॥ ૧૩-૧૪ ॥

*ઉદ્ધવ ઉવાચ*

યદા ત્વં સનકાદિભ્યો યેન રૂપેણ કેશવ ।
યોગમાદિષ્ટવાનેતદ્ રૂપમિચ્છામિ વેદિતુમ્ ॥ ૧૫॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – કેશવ! આપે આ યોગનો સનકાદિને કયા સમયે, કયા પ્રકારે ઉપદેશ કર્યો હતો, તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. ॥ ૧૫ ॥

*શ્રીભગવાનુવાચ*

પુત્રા હિરણ્યગર્ભસ્ય માનસાઃ સનકાદયઃ ।
પપ્રચ્છુઃ પિતરં સૂક્ષ્માં યોગસ્યૈકાન્તિકીં ગતિમ્ ॥ ૧૬॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! સનકાદિ બ્રહ્માજીના માનસ પુત્ર છે. તેમણે એક વાર તેમના પિતાજીને યોગની સૂક્ષ્મ અને અંતિમ સીમાસંબંધી પ્રશ્ન કર્યો, તે પ્રશ્ન આ પ્રમાણે છે – ॥ ૧૬ ॥

*સનકાદય ઊચુઃ*

ગુણેષ્વાવિશતે ચેતો ગુણાશ્ચેતસિ ચ પ્રભો ।
કથમન્યોન્યસન્ત્યાગો મુમુક્ષોરતિતિતીર્ષોઃ[1] ॥ ૧૭॥

**સનકાદિકે બ્રહ્માજીને પૂછ્યું** – પિતાજી! ચિત્ત સ્વાભાવિક રીતે વિષયોમાં આસક્ત થઈને તેમાં ઘૂસી જાય છે અને તે વિષયોનું વારંવાર ચિંતન કરે છે; અને સાથે-સાથે ભવસાગર પાર કરવા પણ ઇચ્છે છે, તેથી આ દ્વિધાથી (ગુણોથી) પાર ઊતરવાનો કયો ઉપાય છે? ॥ ૧૭ ॥

*શ્રીભગવાનુવાચ*

એવં પૃષ્ટો મહાદેવઃ સ્વયમ્ભૂર્ભૂતભાવનઃ ।
ધ્યાયમાનઃ પ્રશ્નબીજં નાભ્યપદ્યત કર્મધીઃ ॥ ૧૮॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! સનકાદિએ લોકપિતામહ, લોકશિરોમણિ, ભૂતભાવન, સ્વયંભૂ બ્રહ્માજીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો. પરંતુ બ્રહ્માજીની બુદ્ધિ કર્મોમાં જ જોડાયેલી હોવાથી તે પ્રશ્નનું મૂળ સમજી શક્યા નહિ અને કોઈ પણ ઉત્તર આપી ન શક્યા. ॥ ૧૮ ॥

સ મામચિન્તયદ્ દેવઃ પ્રશ્નપારતિતીર્ષયા ।
તસ્યાહં હંસરૂપેણ સકાશમગમં તદા ॥ ૧૯॥

પ્રશ્નનો અભિપ્રાય સમજવા માટે બ્રહ્માજીએ મારું સ્મરણ કર્યું. ત્યાં હું હંસરૂપે તેમની સમક્ષ પ્રગટ થયો. ॥ ૧૯ ॥

દૃષ્ટ્વા માં ત ઉપવ્રજ્ય કૃત્વા પાદાભિવન્દનમ્ ।
બ્રહ્માણમગ્રતઃ કૃત્વા પપ્રચ્છુઃ કો ભવાનિતિ ॥ ૨૦॥

ઇત્યહં મુનિભિઃ પૃષ્ટસ્તત્ત્વજિજ્ઞાસુભિસ્તદા ।
યદવોચમહં તેભ્યસ્તદુદ્ધવ નિબોધ મે ॥ ૨૧॥

ત્યારે તે સનકાદિકો મને જોઈને બ્રહ્માજીની આગેવાનીમાં મારી પાસે આવીને પ્રણામ કરીને પૂછવા લાગ્યા, 'આપ કોણ છો?' હે ઉદ્ધવ! તે સનકાદિમુનિ તત્ત્વની જિજ્ઞાસાથી જ આવ્યા હતા, તેથી મેં તેમને જે કહ્યું તે સાંભળો! ॥ ૨૦-૨૧ ॥

વસ્તુનો યદ્યનાનાત્વમાત્મનઃ પ્રશ્ન ઈદૃશઃ ।
કથં ઘટેત વો વિપ્રા વક્તુર્વા મે ક આશ્રયઃ ॥ ૨૨॥

'હે વિપ્રો! જો આત્માના સંબંધમાં આપનો આ પ્રશ્ન છે તો આત્મા તો એક જ છે. જે તમારામાં છે તે જ મારામાં પણ છે. આત્મા સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી. આવું હોવા છતાં જો હું ઉત્તર આપવા માટે બોલું તો કોનો આધાર લઈને બોલું. ॥ ૨૨ ॥

પઞ્ચાત્મકેષુ ભૂતેષુ સમાનેષુ ચ વસ્તુતઃ ।
કો ભવાનિતિ વઃ પ્રશ્નો વાચારમ્ભો હ્યનર્થકઃ ॥ ૨૩॥

પંચ મહાભૂત તત્ત્વો પણ સઘળાં પ્રાણીઓમાં સરખાં જ છે. તેથી આપે 'કો ભવાન્' આવો જે પ્રશ્ન કર્યો, તે માત્ર વાણીનો જ વિલાસ છે, તાત્ત્વિક અર્થથી રહિત છે. ॥ ૨૩ ॥

૧. ઌતિતીર્ષયા ।

મનસા વચસા દૃષ્ટ્યા ગૃહ્યતેઽન્યૈરપીન્દ્રિયૈઃ ।
અહમેવ ન મત્તોઽન્યદિતિ બુધ્યધ્વમઞ્જસા ॥ ૨૪॥

મનથી, વાણીથી, દૃષ્ટિથી અથવા અન્ય ઇન્દ્રિયોથી કંઈ પણ જોવા, સાંભળવા અને ચિંતવવામાં આવે છે તે સઘળું 'હું જ છું,' 'મારા સિવાય બીજું કોઈ જ નથી.' આ તમે નિશ્ચિતરૂપે સમજી લો. ॥ ૨૪ ॥

ગુણેષ્વાવિશતે ચેતો ગુણાશ્ચેતસિ ચ પ્રજાઃ ।
જીવસ્ય દેહ ઉભયં ગુણાશ્ચેતો મદાત્મનઃ ॥ ૨૫॥

હે પુત્રો! વાસ્તવિકરૂપે જીવ મારું જ સ્વરૂપ છે. પરંતુ આસક્તિને કારણે ચિત્ત ગુણોમાં પ્રવેશે છે અને ગુણો ચિત્તમાં પ્રવેશે છે. આ બન્ને વસ્તુઓ જીવના ઉપાધિરૂપ દેહને લીધે છે એવું સમજો. પરંતુ દેહ કાંઈ જીવનું સ્વરૂપ નથી, કારણ કે, જીવ તો મારો અંશ છે. (ગુણોથી બનેલું સ્થૂળ શરીર છે અને ચિત્તથી બનેલું સૂક્ષ્મ શરીર છે. અનાત્મ પદાર્થોમાં તાદાત્મ્ય કરીને જીવ કર્મોમાં ફસાઈ જાય છે અને વાસનામય કારણશરીરનું પણ નિર્માણ તે કરી દે છે. આ બધું અજ્ઞાનનું જ કારણ છે.) ॥ ૨૫ ॥

ગુણેષુ ચાવિશચ્ચિત્તમભીક્ષ્ણં ગુણસેવયા ।
ગુણાશ્ચ ચિત્તપ્રભવા મદ્રૂપ ઉભયં ત્યજેત્ ॥ ૨૬॥

વારંવાર વિષયોનું (ગુણોનું) સેવન કરતાં રહેવાથી ચિત્ત તે વિષયોમાં ઘૂસી જાય છે. આ વિષયો ચિત્ત દ્વારા સંકલ્પ-વિકલ્પ કરવાથી જ પેદા થાય છે. સાધકે મારામાં તન્મય થઈને ચિત્તને સ્થિર કરવું અને વિષયોનું ચિંતન ન કરવું. ॥ ૨૬ ॥

જાગ્રત્ સ્વપ્નઃ સુષુપ્તં ચ ગુણતો બુદ્ધિવૃત્તયઃ ।
તાસાં વિલક્ષણો જીવઃ સાક્ષિત્વેન વિનિશ્ચિતઃ ॥ ૨૭॥

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણે અવસ્થાઓ (ક્રમશઃ સાત્ત્વિક, રાજસ અને તામસ – ત્રણે ગુણોની થનારી) બુદ્ધિની વૃત્તિઓ છે. જીવ તો આ ત્રણ અવસ્થાઓનો સાક્ષી છે અને તેનાથી પર છે, એવું સિદ્ધાંતરૂપે માનવામાં આવ્યું છે. ॥ ૨૭ ॥

યર્હિ[1] સંસૃતિબન્ધોઽયમાત્મનો ગુણવૃત્તિદઃ ।
મયિ તુર્યે સ્થિતો જહ્યાત્ ત્યાગસ્તદ્ ગુણચેતસામ્ ॥ ૨૮॥

આ ચિત્ત જ સંકલ્પ-વિકલ્પ દ્વારા સઘળી વૃત્તિઓને ઉત્પન્ન કરીને જીવને ત્રણે ગુણોમાં ભટકાવે છે. આ જ જીવનું બંધન છે, તેથી સાધકે તુરીયાવસ્થામાં સ્થિત થઈને ગુણો અને ચિત્ત બન્નેનો ત્યાગ કરવો જોઈએ. ॥ ૨૮ ॥

અહઙ્કારકૃતં બન્ધમાત્મનોઽર્થવિપર્યયમ્ ।
વિદ્વાન્ નિર્વિદ્ય સંસારચિન્તાં તુર્યે સ્થિતસ્ત્યજેત્ ॥ ૨૯॥

'હું અને મારું' આવો અહંકાર કરવાથી જ બંધન થાય છે, જે આત્માના આનંદસ્વરૂપને ઢાંકી અનર્થોનું કારણ બને છે. તેથી વિદ્વાનોએ આ બધાથી વિરક્ત થઈને – 'સંસાર દુઃખમય છે.' – એવો નિર્ણય કરીને ગુણાતીત (તુરીય) અવસ્થામાં સ્થિત થઈ જવું. ॥ ૨૯ ॥

યાવન્નાનાર્થધીઃ પુંસો ન નિવર્તેત યુક્તિભિઃ ।
જાગર્ત્યપિ સ્વપન્નજ્ઞઃ[2] સ્વપ્ને જાગરણં યથા ॥ ૩૦॥

જ્યાં સુધી ભેદબુદ્ધિના ભ્રમને યુક્તિપૂર્વક મનુષ્ય નષ્ટ કરી દેતો નથી ત્યાં સુધી તે સાવધાન નથી. સ્વપ્નના સંસારમાં અજ્ઞાની જેમ, સુખી-દુઃખી થાય છે તે પ્રમાણે જ તે જાગ્રત અવસ્થામાં પણ પ્રપંચની સત્તાનો સ્વીકાર કરીને સુખી-દુઃખી થતો રહે છે. ॥ ૩૦ ॥

અસત્ત્વાદાત્મનોઽન્યેષાં ભાવાનાં તત્કૃતા[3] ભિદા ।
ગતયો હેતવશ્ચાસ્ય મૃષા સ્વપ્નદૃશો યથા ॥ ૩૧॥

વાસ્તવમાં આત્મા સિવાય અન્ય કોઈની પણ સત્તા નથી. જેમ સ્વપ્ન જોનારની બધી ક્રિયાઓ મિથ્યા હોય છે, તે જ પ્રમાણે અજ્ઞાનીની પણ સઘળી ક્રિયાઓ, તેમનો આશય અને તેમાં રહેલી ભેદબુદ્ધિ – બધું જ મિથ્યા છે. જ્ઞાન થવાથી જ આ બધી ભેદબુદ્ધિનો ભ્રમ દૂર થાય છે. ॥ ૩૧ ॥

૧. યો હિ । ૨. સ્વપ્નસુપ્તઃ । ૩. ભિદ્કૃતા ।

યો જાગરે બહિરનુક્ષણધર્મિણોઽર્થાન્
ભુઙ્ક્તે સમસ્તકરણૈર્હૃદિ તત્સદૃક્ષાન્ ।
સ્વપ્ને સુષુપ્ત ઉપસંહરતે સ એકઃ
સ્મૃત્યન્વયાત્રિગુણવૃત્તિદૃગિન્દ્રિયેશઃ ॥ ૩૨॥

બાહ્ય વિષયો બધા નિરંતર પરિવર્તનશીલ છે. તે નાશવાન અને ક્ષણભંગુર વિષયનો જે પોતાની ઇન્દ્રિયો દ્વારા જાગ્રત અવસ્થામાં ઉપભોગ કરે છે, તે જ સ્વપ્નાવસ્થામાં પણ તેનો ઉપભોગ કરે છે. પરંતુ ગાઢ નિદ્રા (સુષુપ્તિ) વખતે તે બધા વિષયો સમેટાઈ જાય છે. આ પ્રમાણે આ ત્રણેય અવસ્થાઓનો અનુભવ કરવાવાળો સાક્ષી ચેતન આત્મા એક જ છે, તે ત્રણે અવસ્થાઓને જાણવાવાળો છે, ત્રણે ગુણોની વૃત્તિઓને જોવાવાળો છે. ॥ ૩૨ ॥

એવં વિમૃશ્ય ગુણતો મનસસ્ત્ર્યવસ્થા[1]
મન્માયયા મયિ કૃતા ઈતિ નિશ્ચિતાર્થાઃ[2] ।
સઞ્છિદ્ય હાર્દમનુમાનસદુક્તિતીક્ષ્ણ-
જ્ઞાનાસિના ભજત માઽખિલસંશયાધિમ્ ॥ ૩૩॥

મનની આ ત્રણે અવસ્થાઓ ગુણો દ્વારા મારી માયાથી મારા અંશરૂપ જીવમાં કલ્પાયેલી છે. એવો આત્મસ્વરૂપનો નિશ્ચય કરી તમે જાણી લો અને અનુમાન પ્રમાણ દ્વારા સત્પુરુષોના ઉપદેશો વડે તીક્ષ્ણ કરેલી જ્ઞાનરૂપી તલવારથી સર્વ સંશયોનું કારણ એવા અહંકારનો નાશ કરી હૃદયમાં રહેલા મને ભજો. ॥ ૩૩ ॥

ઈક્ષેત વિભ્રમમિદં મનસો વિલાસં
દૃષ્ટં વિનષ્ટમતિલોલમલાતચક્રમ્ ।
વિજ્ઞાનમેકમુરુધેવ[3] વિભાતિ માયા
સ્વપ્નસ્ત્રિધા ગુણવિસર્ગકૃતો વિકલ્પઃ ॥ ૩૪॥

જે આ દૃશ્યજગત છે તે બધું મનનો વિલાસમાત્ર છે, ભ્રમ છે. જે દેખાય છે તે નાશ પણ પામે છે. માટે તે ભ્રાન્તિરૂપ છે. કારણ કે તે અત્યંત ચંચળ છે, નાશવાન છે અને ક્ષણભંગુર છે. આ સંસારચક્ર એટલા વેગથી ફરી રહ્યું છે કે તેના ચાલક પરમાત્માને કોઈ જાણી શકતું નથી. તેમની માયા જ અનેકરૂપ ધારણ કરીને દેખાઈ રહી છે, અર્થાત્ વિજ્ઞાનસ્વરૂપ એક જ આત્મા અનેક સ્વરૂપે ભાસે છે. માટે ગુણોના પરિણામે કરાયેલો, આ ત્રણ ગુણોની સૃષ્ટિને કારણે જ, જે ત્રણ પ્રકારનો ભેદ જણાય છે તે કેવળ માયા જ છે. ॥ ૩૪ ॥

દૃષ્ટિં તતઃ પ્રતિનિવર્ત્ય નિવૃત્તતૃષ્ણ-
સ્તૂષ્ણીં ભવેન્નિજસુખાનુભવો નિરીહઃ ।
સન્દૃશ્યતે ક્વ ચ યદીદમવસ્તુબુદ્ધ્યા
ત્યક્તં[4] ભ્રમાય ન ભવેત્ સ્મૃતિરાનિપાતાત્ ॥ ૩૫॥

સાધકે તૃષ્ણારહિત થઈને વિષયો પરથી દૃષ્ટિને હટાવીને અંતર્મુખ બની જવું જોઈએ. સાધક તદ્દન ઉપરામ થઈ જાય અને પોતાના આત્માનંદમાં મગ્ન રહે. કોઈ પણ પ્રકારની કામના ન કરે. જો ક્યાંક કશું દેખાય, તો તે સાચું નથી, માયા છે, આનાથી મારે શું લેવા-દેવા? એવું વિચારીને તે બાજુથી મોઢું ફેરવી લે, તો ભ્રમ નહીં થાય. સંસ્કાર તો શરીર છે ત્યાં સુધી રહેવાના. ॥ ૩૫ ॥

દેહં ચ નશ્વરમવસ્થિતમુત્થિતં વા
સિદ્ધો ન પશ્યતિ યતોઽધ્યગમત્ સ્વરૂપમ્ ।
દૈવાદપેતમુત દૈવવશાદુપેતં
વાસો યથા પરિકૃતં મદિરામદાન્ધઃ ॥ ૩૬॥

સ્વરૂપને પ્રાપ્ત થયેલા સિદ્ધને એની ખબર જ નથી રહેતી કે આ નશ્વર શરીર બેઠેલું છે કે ઊભું છે, અને એ પણ ખબર નથી હોતી કે ભાવિવશ શરીર પર વસ્ત્ર છે યા નથી, જેમ કોઈ શરાબ માં મશગુલ બની ગયો હોય. શરાબી તો તમોગુણથી આવૃત્ત છે તેથી તેને કશું ભાન નથી, પરંતુ જ્ઞાની પોતાના શુદ્ધ સ્વરૂપમાં (તુરીયાવસ્થામાં) સ્થિત રહે છે અને તેથી તેને જગતનું કશું ભાન રહેતું નથી. ॥ ૩૬ ॥

૧. ૦સ્ત્ર્યવસ્થાં । ૨. નિશ્ચિતાર્થઃ । ૩. વિજ્ઞાતમેક૦ । ૪. ત્યક્તું ।

દેહોઽપિ દૈવવશગઃ ખલુ કર્મ યાવત્
સ્વારમ્ભકં પ્રતિસમીક્ષત એવ સાસુઃ ।
તં સપ્રપઞ્ચમધિરૂઢસમાધિયોગઃ
સ્વાપ્નં પુનર્ન ભજતે પ્રતિબુદ્ધવસ્તુઃ ॥ ૩૭॥

દેહ પણ પ્રારબ્ધને આધીન હોવાને કારણે પોતાને ઉત્પન્ન કરનાર કર્મો શેષ છે ત્યાં સુધી પ્રાણ તથા ઇન્દ્રિયો સાથે જોડાઈને જીવે છે. છતાં જેણે સમાધિયોગ પ્રાપ્ત કર્યો હોય અને તે દ્વારા પરમાર્થ-વસ્તુને જાણી હોય એવો જ્ઞાની સ્વપ્નના સંસારની જેમ પ્રપંચસહિત તે શરીરને સેવતો નથી, અર્થાત્ તેના પર આસક્ત થતો નથી. ॥ ૩૭ ॥

મયૈતદુક્તં વો વિપ્રા ગુહ્યં યત્ સાઙ્ખ્યયોગયોઃ ।
જાનીત માઽઽગતં યજ્ઞં યુષ્મદ્ધર્મવિવક્ષયા ॥ ૩૮॥

હે બ્રાહ્મણો! મેં સાંખ્ય અને યોગ વિશે શાસ્ત્રોમાં જે કહ્યું છે તે જ વાત તમને જણાવી. તમે લોકો મોક્ષધર્મના સંબંધમાં જાણવા ઇચ્છતા હતા, જે મેં તમને બતાવ્યું. હું યજ્ઞસ્વરૂપ ભગવાન સ્વયં જ તમને ઉપદેશ કરવા માટે હંસના રૂપમાં આવ્યો છું એવું તમે જાણી લો. ॥ ૩૮ ॥

અહં યોગસ્ય સાઙ્ખ્યસ્ય સત્યસ્યર્તસ્ય તેજસઃ ।
પરાયણં દ્વિજશ્રેષ્ઠાઃ શ્રિયઃ કીર્તેર્દમસ્ય ચ ॥ ૩૯॥

હે બ્રાહ્મણો! યોગ, સાંખ્ય, સત્ય, ઋત, તેજ, શ્રી, કીર્તિ, દમ – આ બધા ગુણોનું આશ્રયસ્થાન હું જ છું. ॥ ૩૯ ॥

માં ભજન્તિ ગુણાઃ સર્વે નિર્ગુણં નિરપેક્ષકમ્ ।
સુહૃદં પ્રિયમાત્માનં સામ્યાસઙ્ગાદયોઽગુણાઃ ॥ ૪૦॥

જેમનામાં સમતા તથા અનાસક્તિ વગેરે જે શ્રેષ્ઠ ગુણો છે તે બધાં નિર્ગુણ, નિરપેક્ષ, સર્વના હિતૈષી, સર્વના હેતુરહિત સુહૃદ, સર્વના પ્રિય એવા મને પરમાત્માને ભજે છે અને આ બધા ગુણો મારામાં વસે છે.' ॥ ૪૦ ॥

ઇતિ મે છિન્નસન્દેહા મુનયઃ સનકાદયઃ ।
સભાજયિત્વા પરયા ભક્ત્યાઽગૃણત સંસ્તવૈઃ ॥ ૪૧॥

આ પ્રમાણે સનકાદિ મુનિઓનો સંદેહ ઉપદેશ દ્વારા મેં દૂર કર્યો ત્યારે તેઓ ખૂબ પ્રસન્ન થઈને પ્રેમપૂર્વક મારી સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૪૧ ॥

તૈરહં પૂજિતઃ સમ્યક્ સંસ્તુતઃ પરમર્ષિભિઃ ।
પ્રત્યેયાય[1] સ્વકં ધામ પશ્યતઃ પરમેષ્ઠિનઃ ॥ ૪૨॥

આ પ્રમાણે તે સનકાદિ ઋષિઓ દ્વારા હું ખૂબ જ સંમાનિત થયો અને તેમણે મારી સ્તુતિ કરી. ત્યારે બ્રહ્માજીની સામે જ હું મારા ધામમાં સિધાવી ગયો. ॥ ૪૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત તેરમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચૌદમો અધ્યાય

## ભક્તિયોગનો મહિમા તથા ધ્યાનવિધિનું વર્ણન

*ઉદ્ધવ ઉવાચ*

વદન્તિ કૃષ્ણ શ્રેયાંસિ બહૂનિ બ્રહ્મવાદિનઃ ।
તેષાં વિકલ્પપ્રાધાન્યમુતાહો એકમુખ્યતા ॥ ૧॥

ઉદ્ધવજીએ પૂછ્યું – હે શ્રીકૃષ્ણ! બ્રહ્મવાદી મહાત્માઓએ આત્મકલ્યાણ માટે ધ્યાન, યોગ, ભક્તિ, કર્મ, સાંખ્ય વગેરે અનેક સાધનો બતાવ્યાં છે. આ બધાં જ મુખ્ય છે કે તેમાં કોઈ એક જ મુખ્ય છે? ॥ ૧ ॥

ભવતોદાહૃતઃ સ્વામિન્ ભક્તિયોગોઽનપેક્ષિતઃ ।
નિરસ્ય સર્વતઃ સઙ્ગં યેન ત્વય્યાવિશેન્મનઃ ॥ ૨॥

હે સ્વામી! આપે હમણાં ભક્તિયોગને નિરપેક્ષ અને સ્વતંત્ર સાધના કહ્યો છે. આપે કહ્યું કે, ભક્તિ દ્વારા બધા પ્રકારની આસક્તિ મટી જાય છે અને મન આપની સાથે જોડાઈને એકાકાર થઈ જાય છે. ॥ ૨ ॥

૧. પ્રતીયાય ।

*શ્રીભગવાનુવાચ*

કાલેન નષ્ટા પ્રલયે વાણીયં વેદસઞ્જ્ઞિતા ।
મયાડડદૌ બ્રહ્મણે પ્રોક્તા ધર્મો યસ્યાં મદાત્મકઃ ॥ ૩॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – પ્રિય ઉદ્ધવ! આ વેદવાણી કાળના પ્રભાવથી પ્રલયના સમયે લુપ્ત થઈ ગઈ હતી, જ્યારે સૃષ્ટિનો સમય આવ્યો ત્યારે મેં મારા સંકલ્પથી જ વેદોનું જ્ઞાન બ્રહ્માને આપ્યું. વેદોમાં મારા ભાગવતધર્મનું જ નિરૂપણ થયું છે. ॥ ૩ ॥

તેન પ્રોક્તા ચ પુત્રાય મનવે પૂર્વજાય સા ।
તતો ભૃગ્વાદયોડગૃહ્ણન્ સપ્ત બ્રહ્મમહર્ષયઃ ॥ ૪॥

બ્રહ્માએ પોતાના જ્યેષ્ઠપુત્ર સ્વાયંભુવ મનુને આ વેદોનું જ્ઞાન આપ્યું. તેમની પાસેથી પછી ભૃગુ વગેરે સાત બ્રહ્મ-મહર્ષિઓએ તે ગ્રહણ કર્યું. ॥ ૪ ॥

તેભ્યઃ પિતૃભ્યસ્તત્પુત્રા દેવદાનવગુહ્યકાઃ ।
મનુષ્યાઃ સિદ્ધગન્ધર્વાઃ સવિદ્યાધરચારણાઃ ॥ ૫॥

કિંદેવાઃ કિન્નરા નાગા રક્ષઃકિમ્પુરુષાદયઃ ।
બહ્વ્યસ્તેષાં પ્રકૃતયો રજઃસત્ત્વતમો ભુવઃ ॥ ૬॥

તે સપ્ત-મહર્ષિઓ પાસેથી તેમના પુત્રોએ તથા અન્ય દેવો, દાનવો, ગુહ્યકો, મનુષ્યો, સિદ્ધો, ગન્ધર્વો, વિદ્યાધરો, ચારણો, કિન્દેવ,* કિન્નરો,× નાગો, રાક્ષસો, કિમ્પુરુષો■ વગેરે અનેક લોકોએ વેદોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું કે જેઓ સાત્ત્વિક, રાજસ અને તામસ જુદી-જુદી પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. ॥ ૫-૬ ॥

યાભિર્ભૂતાનિ[1] ભિદ્યન્તે ભૂતાનાં મતયસ્તથા ।
યથાપ્રકૃતિ સર્વેષાં ચિત્રા વાચઃ સ્રવન્તિ હિ ॥ ૭॥

તે બધાંની પ્રકૃતિ અને બુદ્ધિના ભેદથી પરસ્પર અનેક પ્રકારના ભેદ ઊભા થઈ ગયા. આ બધા ભેદ પરંપરામાં આવી જતાં થોડા જે પાખંડી હતા તેમણે પોતાના અલગ જ મતની કલ્પના કરી લીધી. ॥ ૭ ॥

એવં પ્રકૃતિવૈચિત્ર્યાદ્ ભિદ્યન્તે મતયો નૃણામ્ ।
પારમ્પર્યેણ કેષાઞ્ચિત્ પાખણ્ડમતયોડપરે ॥ ૮॥

હે પુરુષશ્રેષ્ઠ ઉદ્ધવ! તે બધાની બુદ્ધિ મારી માયાને કારણે મોહગ્રસ્ત હોવાથી, જેવા કર્મમાં જેવી રુચિ થતી ગઈ, તેને જ શ્રેયનું સાધન બતાવવા લાગ્યા. ॥ ૮ ॥

મન્માયામોહિતધિયઃ પુરુષાઃ પુરુષર્ષભ ।
શ્રેયો વદન્ત્યનેકાન્તં યથાકર્મ યથારુચિ ॥ ૯॥

ધર્મમેકે યશશ્ચાન્યે કામં સત્યં દમં શમમ્ ।
અન્યે વદન્તિ સ્વાર્થં વા[2] ઐશ્વર્યં ત્યાગભોજનમ્ ॥ ૧૦॥

એમાં કેટલાક તો કર્મને તથા કોઈ કીર્તિને કલ્યાણનું સાધન કહે છે, તો બીજા કેટલાક કામ, સત્ય, દમ અને શમ વગેરેને તથા કોઈક સ્વાર્થ અને ઐશ્વર્યને શ્રેયનું સાધન ગણાવે છે, કોઈ કોઈ ભોગોના ત્યાગને જ શ્રેયનું સાધન કહે છે. ॥ ૯-૧૦ ॥

કેચિદ્ યજ્ઞતપોદાનં વ્રતાનિ નિયમાન્ યમાન્ ।
આદ્યન્તવન્ત એવૈષાં લોકાઃ કર્મવિનિર્મિતાઃ ।
દુઃખોદર્કાસ્તમોનિષ્ઠાઃ ક્ષુદ્રાનન્દાઃ શુચાર્પિતાઃ[3] ॥ ૧૧॥

કોઈક વળી યજ્ઞ, દાન, વ્રત, તપ, યમ-નિયમ વગેરેને શ્રેયનું સાધન કહે છે. પ્રિય ઉદ્ધવ! આ લોકોનાં આ બધાં કર્મો પ્રમાણે તેમને જે-જે લોકની પ્રાપ્તિ થાય છે, તે બધા તેમનાં કર્મોને આધારે જ છે અને અલ્પસુખવાળા છે. સુખનો સમય પૂરો થતાં જ તેમને તે લોકમાંથી હાંકી કાઢવામાં આવે છે. તમોગુણથી આવૃત્ત હોવાને કારણે જ તેમને શોક-દુઃખ ભોગવવાં પડે છે. ॥ ૧૧ ॥

---

૧. તાભિર્ભૂતાનિ । ૨. વૈ । ૩. શુચાર્દિતાઃ ।

* શ્રમ અને પસીનાની દુર્ગંધથી રહિત હોવાને કારણે જેમના વિષયમાં 'આ દેવો છે કે મનુષ્ય' એવો સંદેહ થાય, તે દ્વીપાન્તરમાં રહેનારા મનુષ્ય.

× મુખ તથા શરીરની આકૃતિથી થોડા-થોડા મનુષ્ય જેવા પ્રાણી.

■ થોડા-થોડા પુરુષ જેવા પ્રતીત થવાવાળા વાનર વગેરે.

મય્યર્પિતાત્મનઃ સભ્ય નિરપેક્ષસ્ય સર્વતઃ ।
મયાઽઽત્મના સુખં યત્તત્કુતઃ સ્યાદ્ વિષયાત્મનામ્ ॥ ૧૨॥

હે મહાત્મા ઉદ્ધવ! જેણે પોતાને સર્વ પ્રકારે મને સમર્પિત કરી દીધો છે, જે બધી રીતે નિરપેક્ષ હોવાથી મારી સાથે જ રમણ કરે છે ત્યારે તેને જે સુખ મળે છે તે વિષયી જીવોને કઈ રીતે મળી શકે? ॥ ૧૨ ॥

અકિઞ્ચનસ્ય દાન્તસ્ય શાન્તસ્ય[1] સમચેતસઃ ।
મયા સન્તુષ્ટમનસઃ સર્વાઃ સુખમયા દિશઃ ॥ ૧૩॥

જે અકિંચન છે, ઇન્દ્રિય-વિજયી છે, શાંત અને સમચિત્ત છે, મારામાં જ જે હંમેશાં સંતુષ્ટ રહે છે, એવા મારા ભક્તને માટે બધી દિશાઓ આનંદથી જ ભરેલી છે. ॥ ૧૩ ॥

ન પારમેષ્ઠ્યં ન મહેન્દ્રધિષ્ણ્યં
ન સાર્વભૌમં ન રસાધિપત્યમ્ ।
ન યોગસિદ્ધીરપુનર્ભવં વા
મય્યર્પિતાત્મેચ્છતિ મદ્ વિનાઽન્યત્ ॥ ૧૪॥

આવો મારો સંતોષી ભક્ત બ્રહ્માની પદવી હોય ચાહે ઇન્દ્રના સ્વર્ગનું આધિપત્ય, સમસ્ત પૃથ્વીનું કે ચાહે રસાતળનું રાજ્ય મળે - એવી કોઈ ઇચ્છા કરતો નથી. તેને ન તો યોગસિદ્ધિની ઇચ્છા ઉત્પન્ન થાય છે કે ન મોક્ષની, તે તો મને જ પૂર્ણરૂપે સમર્પિત થઈ ચૂક્યો છે. તેથી તેને મારા સિવાય બીજી કોઈ ઇચ્છા નથી. ॥ ૧૪ ॥

ન તથા મે પ્રિયતમ આત્મયોનિર્ન શઙ્કરઃ ।
ન ચ સઙ્કર્ષણો ન શ્રીર્નૈવાત્મા ચ યથા ભવાન્ ॥ ૧૫॥

ઉદ્ધવ! મને તમારા જેવા પ્રેમીભક્ત જેટલા પ્રિયતમ છે તેટલા પ્રિય મારા પુત્ર બ્રહ્મા, આત્મા શંકર, સગાભાઈ બલરામજી, સ્વયં મારાં અર્ધાંગિની લક્ષ્મીજી અને મારો પોતાનો આત્મા પણ નથી. ॥ ૧૫ ॥

નિરપેક્ષં મુનિં શાન્તં નિર્વૈરં સમદર્શનમ્[2] ।
અનુવ્રજામ્યહં નિત્યં પૂયેયેત્યઙ્ઘ્રિરેણુભિઃ ॥ ૧૬॥

જેને કોઈ અપેક્ષા નથી, જે જગતના ચિંતનથી સદા ઉપરામ થઈને મારા જ મનન-ચિંતનમાં તલ્લીન રહે છે અને રાગ-દ્વેષ છોડીને સર્વમાં સમાન દૃષ્ટિ રાખે છે, તેવા મહાત્માની પાછળ-પાછળ હું નિરંતર એવું સમજીને ફર્યા કરું છું કે તેના ચરણોની રજ ઊડીને મારા ઉપર પડી જાય, જેથી મારામાં વસેલા બધા લોક પવિત્ર થઈ જાય. ॥ ૧૬ ॥

નિષ્કિઞ્ચના મય્યનુરક્તચેતસઃ
શાન્તા મહાન્તોઽખિલજીવવત્સલાઃ ।
કામૈરનાલબ્ધધિયો જુષન્તિ યત્
તન્નૈરપેક્ષ્યં ન વિદુઃ સુખં મમ ॥ ૧૭॥

મારા અકિંચન ભક્તનું ચિત્ત સદા મારામાં જ પરોવાયેલું રહે છે. એવા તે મહાપુરુષો (ભક્તો) ઘણા જ શાંત સ્વભાવવાળા હોય છે. બધા જીવો પ્રતિ તેમનો હેતુરહિત આત્મભાવ રહે છે, કામનાઓથી તેમની બુદ્ધિ દૂષિત થતી નથી. આવા પ્રકારના સંતો જે ભક્તિ દ્વારા પરમસુખનો અનુભવ કરે છે, તે સુખને અન્ય લોકો જાણી શકતા નથી. ॥ ૧૭ ॥

બાધ્યમાનોઽપિ મદ્ભક્તો વિષયૈરજિતેન્દ્રિયઃ ।
પ્રાયઃ પ્રગલ્ભયા ભક્ત્યા વિષયૈર્નાભિભૂયતે ॥ ૧૮॥

3 (જો મારો ભક્ત જિતેન્દ્રિય ન થઈ શક્યો તો પણ મારા પ્રતિ વૃદ્ધિ પામતી ભક્તિના પ્રભાવથી તેની વિષય-વાસના દૂર થતી જાય છે. તેને વિષયો ક્યારેક દબાવી દે છે તો પણ તે તેનાથી પ્રભાવિત નથી થતો. (કારણ કે હું તેની રક્ષા કરું છું.) ॥ ૧૮ ॥

૧. શુદ્ધસ્ય । ૨. સમદર્શિનઃ ।

યથાગ્નિઃ સુસમૃદ્ધાર્ચિઃ કરોત્યેધાંસિ ભસ્મસાત્ ।
તથા મદ્વિષયા ભક્તિરુદ્ધવૈનાંસિ કૃત્સ્નશઃ ॥ ૧૯॥

જેમ પ્રચંડ અગ્નિ બધાં લાકડાંને બાળીને ભસ્મ કરી દે છે, તે જ પ્રમાણે મારી ભક્તિ પણ સઘળા પાપસમૂહોને નિઃશેષ ભસ્મ કરી નાખે છે. ॥ ૧૯ ॥

ન સાધયતિ માં યોગો[1] ન સાઙ્ખ્યં ધર્મ[2] ઉદ્ધવ ।
ન સ્વાધ્યાયસ્તપસ્ત્યાગો યથા ભક્તિર્મમોર્જિતા ॥ ૨૦॥

હે ઉદ્ધવ! મારા સ્વરૂપમાં વિકસેલી મારી ભક્તિ મને જેટલા પ્રમાણમાં પોતાનો બનાવે છે તેટલા પ્રમાણમાં યોગશક્તિ, સાંખ્ય, તત્ત્વજ્ઞાન, વૈદિકધર્મ, વેદાભ્યાસ, તપસ્યા કે ત્યાગ મને પોતાનો બનાવી શકતાં નથી. ॥ ૨૦ ॥

ભક્ત્યાઽહમેકયા ગ્રાહ્યઃ શ્રદ્ધયાઽઽત્મા પ્રિયઃ સતામ્ ।
ભક્તિઃ પુનાતિ મન્નિષ્ઠા શ્વપાકાનપિ સમ્ભવાત્ ॥ ૨૧॥

હું સંતોનો પ્રિય છું, તેમનો આત્મા છું, એકમાત્ર શ્રદ્ધા-ભક્તિથી જ હું તેમને પ્રાપ્ત થાઉં છું. જો કોઈ જન્મથી જ ચાંડાળ હોય તો પણ મારી ભક્તિથી તે શુદ્ધ-પવિત્ર થઈ જાય છે. ॥ ૨૧ ॥

ધર્મઃ સત્યદયોપેતો વિદ્યા વા તપસાઽન્વિતા ।
મદ્ભક્ત્યાઽપેતમાત્માનં ન સમ્યક્ પ્રપુનાતિ હિ ॥ ૨૨॥

જો કોઈએ સત્ય અને દયાપૂર્વક ધર્મનું પાલન કર્યું, અથવા કોઈએ તપસ્યાપૂર્ણ વિદ્યાભ્યાસ કર્યો, પરંતુ તે જો મારી ભક્તિથી રહિત છે તો આવો ધર્મ અને અભ્યાસ તેને પવિત્ર કરી શકતા નથી. ॥ ૨૨ ॥

કથં વિના રોમહર્ષં દ્રવતા ચેતસા વિના ।
વિનાઽઽનન્દાશ્રુકલયા શુધ્યેદ્ ભક્ત્યા વિનાઽઽશયઃ ॥ ૨૩॥

ભક્તિ કરતાં-કરતાં હૃદય રોમાંચ ન અનુભવે, ચિત્ત પીગળી ન જાય, આનંદથી અશ્રુઓ ન છલકાય ત્યાં સુધી ભક્તનું હૃદય પૂર્ણરૂપે શુદ્ધ થતું નથી. ॥ ૨૩ ॥

વાગ્ ગદ્ગદા દ્રવતે યસ્ય ચિત્તં
રુદત્યભીક્ષ્ણં હસતિ ક્વચિચ્ચ ।
વિલજ્જ ઉદ્ગાયતિ નૃત્યતે ચ
મદ્ભક્તિયુક્તો ભુવનં પુનાતિ ॥ ૨૪॥

જ્યારે ભક્તિનો પ્રવાહ વધે છે ત્યારે તેની વાણી ગદ્ગદ થઈ જાય છે, ચિત્ત ભક્તિરસથી દ્રવે છે (હે પ્રભુ! તમે ક્યાં છો? આ રીતે) ક્યારેક પ્રલાપ કરતો રહીને રડે છે તો ક્યારેક હસે છે, સંકોચ મૂકીને ક્યારેક ઊંચાસ્વરથી ગાય છે તો ક્યારેક નાચે છે; એવો મારો ભક્ત સમસ્ત સંસારને પવિત્ર કરે છે. ॥ ૨૪ ॥

યથાગ્નિના હેમ મલં જહાતિ
ધ્માતં પુનઃ સ્વં ભજતે ચ રૂપમ્ ।
આત્મા ચ કર્માનુશયં વિધૂય
મદ્ભક્તિયોગેન ભજત્યથો મામ્ ॥ ૨૫॥

જેમ અગ્નિમાં તપાવવાથી સોનું શુદ્ધ થઈ જાય છે, તે તેના મૂળરૂપમાં ચમકવા લાગે છે, તે જ પ્રમાણે પુરુષ જ્યારે મારી ભક્તિ કરે છે તો તે ભક્તિયોગ દ્વારા પોતાની કર્મવાસનાઓનો નાશ કરીને પોતાના નિજ સ્વરૂપ એવા મુજ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૨૫ ॥

યથા યથાઽઽત્મા પરિમૃજ્યતેઽસૌ
મત્પુણ્યગાથાશ્રવણાભિધાનૈઃ ।
તથા તથા પશ્યતિ વસ્તુ[3] સૂક્ષ્મં
ચક્ષુર્યથૈવાઞ્જનસમ્પ્રયુક્તમ્ ॥ ૨૬॥

ઉદ્ધવજી! મારી પરમ પવિત્ર લીલા-કથાઓના શ્રવણ-કીર્તનથી જેમ-જેમ ચિત્તનો મેલ ધોવાતો જાય છે, તેમ-તેમ તેને સૂક્ષ્મવસ્તુનાં - વાસ્તવિક તત્ત્વનાં દર્શન થવા લાગે છે. ॥ ૨૬ ॥

વિષયાન્ ધ્યાયતશ્ચિત્તં વિષયેષુ વિષજ્જતે ।
મામનુસ્મરતશ્ચિત્તં મય્યેવ પ્રવિલીયતે ॥ ૨૭॥

જે પુરુષ નિરંતર વિષયોનું ચિંતન કરે છે, તેનું ચિત્ત વિષયોમાં ફસાઈ જાય છે અને જે મારું સ્મરણ કરે છે તેનું ચિત્ત મારામાં તલ્લીન થઈ જાય છે. ॥ ૨૭ ॥

---

૧. ધર્મો । ૨. યોગ । ૩. તત્ત્વસૂક્ષ્મં ।

તસ્માદસદભિધ્યાનં યથા સ્વપ્નમનોરથમ્ ।
હિત્વા મયિ સમાધત્સ્વ મનો મદ્ભાવભાવિતમ્ ॥ ૨૮॥

સ્ત્રીણાં સ્ત્રીસઙ્ગિનાં સઙ્ગં ત્યક્ત્વા દૂરત આત્મવાન્ ।
ક્ષેમે વિવિક્ત આસીનશ્ચિન્તયેન્મામતન્દ્રિતઃ ॥ ૨૯॥

ન તથાઽસ્ય ભવેત્ ક્લેશો બન્ધશ્ચાન્યપ્રસઙ્ગતઃ ।
યોષિત્સઙ્ગાદ્ યથા પુંસો યથા તત્સઙ્ગિસઙ્ગતઃ ॥ ૩૦॥

ઉદ્ધવ ઉવાચ

યથા ત્વામરવિન્દાક્ષ યાદૃશં વા યદાત્મકમ્ ।
ધ્યાયેન્મુમુક્ષુરેતન્મે ધ્યાનં ત્વં વક્તુમર્હસિ ॥ ૩૧॥

શ્રીભગવાનુવાચ

સમ આસન આસીનઃ સમકાયો યથાસુખમ્ ।
હસ્તાવુત્સઙ્ગ આધાય સ્વનાસાગ્રકૃતેક્ષણઃ ॥ ૩૨॥

પ્રાણસ્ય શોધયેન્માર્ગં પૂરકુમ્ભકરેચકૈઃ ।
વિપર્યયેણાપિ શનૈરભ્યસેન્નિર્જિતેન્દ્રિયઃ ॥ ૩૩॥

હૃદ્યવિચ્છિન્નમોઙ્કારં ઘણ્ટાનાદં બિસોર્ણવત્ ।
પ્રાણેનોદીર્ય તત્રાથ પુનઃ સંવેશયેત્ સ્વરમ્ ॥ ૩૪॥

એવં પ્રણવસંયુક્તં પ્રાણમેવ સમભ્યસેત્ ।
દશકૃત્વસ્ત્રિષવણં માસાદર્વાગ્ જિતાનિલઃ ॥ ૩૫॥

હૃત્પુણ્ડરીકમન્તઃસ્થમૂર્ધ્વનાલમધોમુખમ્ ।
ધ્યાત્વોર્ધ્વમુખમુન્નિદ્રમષ્ટપત્રં સકર્ણિકમ્ ॥ ૩૬॥

કર્ણિકાયાં ન્યસેત્ સૂર્યસોમાગ્નીનુત્તરોત્તરમ્ ।
વહ્નિમધ્યે સ્મરેદ્ રૂપં મમૈતદ્ ધ્યાનમઙ્ગલમ્ ॥ ૩૭॥

અસત વસ્તુઓનું ચિંતન સ્વપ્નના મનોરથોની જેમ મિથ્યા છે, તેથી અસત વસ્તુઓનું ચિંતન છોડીને મારું ચિંતન કરવું જોઈએ, મનને મારામાં જોડી દેવું જોઈએ. ॥ ૨૮ ॥

પ્રિય ઉદ્ધવ! સ્ત્રીઓના સંગથી અને સ્ત્રી-લંપટોના સંગથી જે રીતે દુઃખોની પરંપરા વધે છે, તેવી બીજા કોઈના સંગથી વધતી નથી. તેથી સાધકે પોતાની ઇન્દ્રિયોને વશમાં કરીને સ્ત્રીઓનો અને લંપટોનો દૂરથી જ ત્યાગ કરી દેવો જોઈએ. એકાંત અને પવિત્ર સ્થાનમાં બેસીને સાવધાનીપૂર્વક મારું ચિંતન કરવું જોઈએ. ॥ ૨૯-૩૦ ॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – હે કમળનયન શ્યામ સુંદર! મુમુક્ષુએ આપનું ધ્યાન કઈ રીતે કરવું જોઈએ, કઈ રીતે રહેવું જોઈએ તથા આપના કયા સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ તે જણાવવાની કૃપા કરો. ॥ ૩૧ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! જે ન બહુ ઊંચું હોય કે ન બહુ નીચું હોય, એવા આસન પર શરીરને ટટ્ટાર (સીધું) રાખીને સાધકે આરામથી બેસવું, હાથને પોતાના ખોળામાં રાખવા અને દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર રાખવી. ॥ ૩૨ ॥

ત્યાર પછી પૂરક, કુંભક અને રેચક તથા રેચક, કુંભક અને પૂરક - આવા પ્રાણાયમ દ્વારા નાડીઓની શુદ્ધિ કરવી. પ્રાણાયામનો અભ્યાસ ધીરે-ધીરે વધારતાં રહેવું અને સાથે-સાથે ઇન્દ્રિઓને વશ કરવાનો અભ્યાસ પણ કરવો. ॥ ૩૩ ॥

પ્રાણાયામ બે પ્રકારનો છે – એક સગર્ભ અને બીજો અગર્ભ. (આમાંનો સગર્ભ ૐકારયુક્ત હોઈ શ્રેષ્ઠ છે, માટે તેના વિશે અહીં કહ્યું છે.) ૐકાર મૂલાધારથી માંડીને છેક મસ્તકના છેડા સુધી કમળના નાળની અંદરના તંતુ જેવો સૂક્ષ્મ રહેલો છે. તેને મનની અંદર પ્રાણથી પ્રગટ કરી તેમાં ઘંટનાદ જેવો ઉદાત્ત નાદ સ્થિર કરવો. આ પ્રમાણે દિવસમાં ત્રણે કાળમાં દસ-દસ વાર ૐકારયુક્ત પ્રાણાયામનો અભ્યાસ કરવો. આ પ્રમાણે કરવાથી સાધક એક મહિનાની અંદર જ પ્રાણવાયુને વશ કરી લે છે. ॥ ૩૪-૩૫ ॥

ત્યાર પછી એવું ચિંતન કરવું કે હૃદયરૂપી એક કમળ છે, જેની નાળ ઉપર છે અને મુખ નીચે છે. હવે એવી રીતે (પહેલાંથી ઊલટું) ધ્યાન કરવું કે તે કમળ નીચા નાળવાળું, ઊંચા મુખવાળું, ખીલેલું, આઠ પાંખડીઓવાળું અને વચ્ચે કળીવાળું છે. ॥ ૩૬ ॥

કળી ઉપર ક્રમશઃ સૂર્ય, ચન્દ્રમા અને અગ્નિનો ન્યાસ કરવો જોઈએ. ત્યાર પછી અગ્નિમાં મારા આ રૂપનું (શ્રીકૃષ્ણનું) સ્મરણ કરવું જોઈએ. મારું આ સ્વરૂપ ધ્યાન માટે અત્યંત મંગળમય છે. ॥ ૩૭ ॥

સમં પ્રશાન્તં સુમુખં દીર્ઘચારુચતુર્ભુજમ્[1] ।
સુચારુ સુન્દરગ્રીવં સુકપોલં શુચિસ્મિતમ્ ॥ ૩૮॥

સમાનકર્ણવિન્યસ્તસ્ફુરન્મકરકુણ્ડલમ્ ।
હેમામ્બરં ઘનશ્યામં શ્રીવત્સશ્રીનિકેતનમ્ ॥ ૩૯॥

શઙ્ખચક્રગદાપદ્મવનમાલાવિભૂષિતમ્ ।
નૂપુરૈર્વિલસત્પાદં કૌસ્તુભપ્રભયા યુતમ્ ॥ ૪૦॥

દ્યુમત્કિરીટકટકકટિસૂત્રાઙ્ગદાયુતમ્ ।
સર્વાઙ્ગસુન્દરં હૃદ્યં પ્રસાદસુમુખેક્ષણમ્ ।
સુકુમારમભિધ્યાયેત્ સર્વાઙ્ગેષુ મનો દધત્ ॥ ૪૧॥

ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યો મનસાઽઽકૃષ્ય તન્મનઃ ।
બુદ્ધ્યા સારથિના ધીરઃ પ્રણયેન્મયિ સર્વતઃ ॥ ૪૨॥

તત્ સર્વવ્યાપકં ચિત્તમાકૃષ્યૈકત્ર ધારયેત્ ।
નાન્યાનિ ચિન્તયેદ્ ભૂયઃ સુસ્મિતં ભાવયેન્મુખમ્ ॥ ૪૩॥

તત્ર લબ્ધપદં ચિત્તમાકૃષ્ય વ્યોમ્નિ ધારયેત્ ।
તચ્ચ ત્યક્ત્વા મદારોહો ન કિઞ્ચિદપિ ચિન્તયેત્ ॥ ૪૪॥

એવં સમાહિતમતિર્મામેવાત્માનમાત્મનિ ।
વિચષ્ટે મયિ સર્વાત્મન્ જ્યોતિર્જ્યોતિષિ સંયુતમ્ ॥ ૪૫॥

ધ્યાનેનેત્થં સુતીવ્રેણ યુઞ્જતો યોગિનો મનઃ ।
સંયાસ્યત્યાશુ નિર્વાણં દ્રવ્યજ્ઞાનક્રિયાભ્રમઃ ॥ ૪૬॥

ભાઈ ઉદ્ધવ! મારા આ સ્વરૂપનું ઠીક ધ્યાન ધરવું. આ સ્વરૂપ સર્વ અંગે સુકોળ છે, વેશભૂષાથી અત્યંત શાંત સ્વરૂપ છે, સુંદર મુખારવિંદવાળું છે, ઘૂંટણો સુધી લાંબી અને અત્યંત મનોહર ચાર ભુજાઓવાળું છે, ડોક અત્યંત સુંદર છે, કપોલ મનગમતા મનોહર છે, સ્મિત હાસ્ય ઉજ્જ્વળ અને અત્યંત પવિત્ર છે. બન્ને કાનોમાં મકરાકૃત ચળકતાં કુંડળો છે. વર્ષાકાળના મેઘ જેવા શ્યામ શ્રીઅંગ પર સુવર્ણ જેવી કાંતિવાળું પીતાંબર શોભી રહ્યું છે. વક્ષઃસ્થળમાં એક બાજુ શ્રીવત્સનું ચિહ્ન તથા બીજી તરફ લક્ષ્મીજી બિરાજમાન છે. શ્રીહસ્તમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે. ગળામાં વનમાળા શોભી રહી છે. ચરણોમાં નૂપુર શોભી રહ્યાં છે, ગળામાં કૌસ્તુભમણિ ઝળહળી રહ્યો છે. પોતપોતાના સ્થાને ચળકતાં મુગટ, કંકણ, કંદોરો અને બાજુબંધ શોભી રહ્યાં છે. બધાં જ આભૂષણો મનોહારી છે. સુંદર મુખારવિંદ અને પ્રેમભરી દૃષ્ટિથી ચોતરફ કૃપાવૃષ્ટિ થઈ રહી છે. ઉદ્ધવ! મારા આ સુકુમાર સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ અને પોતાના મનને એક-એક અંગમાં સ્થિર કરવું જોઈએ. ॥ ૩૮-૪૧ ॥

બુદ્ધિમાન મનુષ્યે મન દ્વારા ઇન્દ્રિયોને તેમના વિષયોમાંથી ખેંચી લેવી જોઈએ અને મનને બુદ્ધિરૂપી સારથિના સહયોગથી મારામાં પરોવવું જોઈએ. ॥ ૪૨ ॥ જ્યારે મારા પૂરા સ્વરૂપનું ધ્યાન થઈ જાય ત્યારે પોતાના ચિત્તને ખેંચીને એક સ્થાનમાં સ્થિર કરવું અને અન્ય અંગોનું ચિંતન ન કરતાં કેવળ મંદ-મંદ હાસ્યયુક્ત મારા મુખારવિંદ પર દૃષ્ટિ સ્થિર કરવી. ॥ ૪૩ ॥ જ્યારે ચિત્ત મુખારવિંદ પર સ્થિર થઈ જાય ત્યારે તેને ત્યાંથી હટાવીને આકાશમાં સ્થિર કરવું, ત્યાર પછી આકાશનું ચિંતન પણ છોડીને સર્વના કારણ મારા સ્વરૂપમાં તે ચિત્તને સ્થિર કરવું. અને પછી તે કારણરૂપનો પણ ત્યાગ કરી શુદ્ધ બ્રહ્મ એવા મારામાં આરૂઢ થઈ, મારા સિવાય અન્ય કોઈ પણ વસ્તુનું ચિંતન ન કરવું. ॥ ૪૪ ॥ જ્યારે આ પ્રમાણે ચિત્ત એકાગ્ર થઈ જાય ત્યારે જેમ એક જ્યોતિ બીજી જ્યોતિમાં મળીને એક થઈ જાય છે, તેવી જ રીતે સાધક પોતાનામાં મને અને મુજ સર્વાત્મામાં પોતાને અનુભવે છે. આ પ્રમાણે તે એકભાવથી મારામાં સ્થિત થઈ જાય છે. ॥ ૪૫ ॥ જે યોગી આ પ્રમાણે તીવ્ર ધ્યાનયોગ દ્વારા મારામાં પોતાના ચિત્તને પરોવી દે છે, તેનો દ્રવ્ય, જ્ઞાન, ક્રિયાના સંબંધમાં ભેદબુદ્ધિનો ભ્રમ મટી જાય છે અર્થાત્ સર્વ પદાર્થોના રૂપમાં એક પરમાત્માની જ સત્તા દેખાય છે. જ્ઞાનમાં માત્ર પરમાત્મા જ રહી જાય છે. ક્રિયા પણ બધી જ પરમાત્માને માટે જ થાય છે. આ પ્રમાણે તેને સર્વત્ર પરમાત્માનું જ સ્વરૂપ દેખાવા લાગે છે. પછી તેને તત્કાળ મોક્ષ-પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૪૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ચૌદમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. દીર્ઘબાહું ચ ।

# પંદરમો અધ્યાય

## ભિન્ન-ભિન્ન સિદ્ધિઓનાં નામ અને લક્ષણ

*શ્રીભગવાનુવાચ*

જિતેન્દ્રિયસ્ય યુક્તસ્ય જિતશ્વાસસ્ય યોગિનઃ ।
મયિ ધારયતશ્ચેત ઉપતિષ્ઠન્તિ સિદ્ધયઃ ॥ ૧॥

*ઉદ્ધવ ઉવાચ*

કયા ધારણયા કાસ્વિત્ કથંસ્વિત્ સિદ્ધિરચ્યુત ।
કતિ વા સિદ્ધયો બ્રૂહિ યોગિનાં સિદ્ધિદો ભવાન્ ॥ ૨॥

*શ્રીભગવાનુવાચ*

સિદ્ધયોઽષ્ટાદશ પ્રોક્તા ધારણા યોગપારગૈઃ ।
તાસામષ્ટૌ મત્પ્રધાના દશૈવ ગુણહેતવઃ ॥ ૩॥

અણિમા મહિમા મૂર્તેર્લઘિમા પ્રાપ્તિરિન્દ્રિયૈઃ ।
પ્રાકામ્યં શ્રુતદૃષ્ટેષુ શક્તિપ્રેરણમીશિતા ॥ ૪॥

ગુણેષ્વસઙ્ગો વશિતા યત્કામસ્તદવસ્યતિ ।
એતા મે સિદ્ધયઃ સૌમ્ય અષ્ટાવૌત્પત્તિકા[1] મતાઃ ॥ ૫॥

અનૂર્મિમત્ત્વં દેહેઽસ્મિન્ દૂરશ્રવણદર્શનમ્ ।
મનોજવઃ કામરૂપં પરકાયપ્રવેશનમ્ ॥ ૬॥

સ્વચ્છન્દમૃત્યુર્દેવાનાં સહક્રીડાનુદર્શનમ્ ।
યથાસઙ્કલ્પસંસિદ્ધિરાજ્ઞાઽપ્રતિહતાગતિઃ ॥ ૭॥

ત્રિકાલજ્ઞત્વમદ્વન્દ્વં પરચિત્તાદ્યભિજ્ઞતા ।
અગ્ન્યર્કામ્બુવિષાદીનાં પ્રતિષ્ટમ્ભોઽપરાજયઃ ॥ ૮॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – પ્રિય ઉદ્ધવ! જ્યારે સાધક ઇન્દ્રિયો, પ્રાણ અને મનને વશમાં કરીને પોતાનું ચિત્ત મારા તરફ વાળે છે, મારું ધ્યાન કરવા લાગે છે, ત્યારે તેની સામે અનેક સિદ્ધિઓ ઉપસ્થિત થઈ જાય છે. ॥ ૧ ॥

ઉદ્ધવજીએ કહ્યું – હે અચ્યુત! કઈ ધારણાથી કયા પ્રકારની કઈ સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તે સિદ્ધિઓ કેટલી છે. આપ જ તે યોગીઓને સિદ્ધિઓ આપનારા છો, તેથી કૃપા કરીને જણાવો. ॥ ૨ ॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – પ્રિય ઉદ્ધવ! યોગપારંગત પુરુષોએ સિદ્ધિઓ તથા ધારણાઓની સંખ્યા અઢાર કહી છે. તેમાંની આઠ સિદ્ધિઓ તો મુખ્યરૂપે મારામાં રહે છે તથા બાકીની દશ સત્ત્વગુણના વિકાસથી પણ મળી જાય છે. ॥ ૩ ॥

તેમાં ત્રણ સિદ્ધિઓ તો શરીરની છે – 'અણિમા', 'મહિમા' અને 'લઘિમા'. જે જોઈએ તે મળી જાય તે ઇન્દ્રિયોની એક સિદ્ધિનું નામ છે – 'પ્રાપ્તિ.' આ લોક અને પરલોકના પદાર્થોનો ઇચ્છા અનુસાર અનુભવ કરાવનારી સિદ્ધિ છે - 'પ્રાકામ્ય'. માયા અને તેના કાર્યનું ઇચ્છા અનુસાર સંચાલન કરે તે 'ઈશિતા' સિદ્ધિ છે. ॥ ૪ ॥

વિષયોમાં રહીને પણ તેમનામાં આસક્ત ન થવું તે 'વશિતા' સિદ્ધિ છે અને જેની જેની કામના કરીએ, તેની સીમા સુધી પહોંચી જવું તે 'કામાવસાયિતા' નામની આઠમી સિદ્ધિ છે. આ આઠેય સિદ્ધિઓ મારામાં સ્વભાવથી જ રહે છે. (જેમને હું આપું છું, તેને અંશતઃ પ્રાપ્ત થાય છે.) ॥ ૫ ॥

આ સિવાય બીજી પણ અનેક સિદ્ધિઓ છે. શરીરમાં ક્ષુધા-તૃષા, કામ-ક્રોધ આદિ વેગો પર નિયંત્રણ, બહુ દૂરથી વસ્તુને જોઈ લેવી, ખૂબ દૂરની વાત સાંભળવી, મનની સાથે જ શરીરનું તે સ્થાન પર પહોંચી જવું, જે ઇચ્છા થાય તે રૂપ ધરવું, બીજા શરીરમાં પ્રવેશ કરવો, જ્યારે ઇચ્છા થાય ત્યારે શરીર છોડવું, અપ્સરાઓ સાથે થનારી દેવક્રીડાનું દર્શન, પોતે જે વસ્તુનો સંકલ્પ કરે તે વસ્તુ મળી જવી, પોતાની આજ્ઞાનું હરકોઈ સ્થળે પાલન થાય - આ દશ સિદ્ધિઓ સત્ત્વગુણના વિશેષ વિકાસથી પ્રાપ્ત થાય છે. ॥ ૬-૭ ॥

ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાત જાણી લેવી, ઠંડી-ગરમી, સુખ-દુઃખ અને રાગ-દ્વેષ વગેરે દ્વંદ્વોના વશમાં ન થવું, બીજાના મનની વાત જાણી લેવી, અગ્નિ, સૂર્ય, જળ, વિષ વગેરેની શક્તિને રોકી લેવી અને કોઈનાથી પણ પરાજિત ન થવું. આ પાંચ સિદ્ધિઓ પણ યોગીઓને પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥

૧. અષ્ટૌ ચૌત્પત્તિકા ।

એતાશ્ચોદેશતઃ પ્રોક્તા યોગધારણસિદ્ધયઃ ।
યયા ધારણયા યા સ્યાદ્ યથા વા સ્યાન્નિબોધ મે ॥ ૯॥

ભૂતસૂક્ષ્માત્મનિ મયિ તન્માત્રં ધારયેન્મનઃ ।
અણિમાનમવાપ્નોતિ તન્માત્રોપાસકો મમ ॥ ૧૦॥

મહત્યાત્મન્મયિ પરે યથાસંસ્થં મનો દધત્ ।
મહિમાનમવાપ્નોતિ ભૂતાનાં ચ પૃથક્ પૃથક્ ॥ ૧૧॥

પરમાણુમયે ચિત્તં ભૂતાનાં મયિ રઞ્જયન્ ।
કાલસૂક્ષ્માર્થતાં યોગી લઘિમાનમવાપ્નુયાત્ ॥ ૧૨॥

ધારયન્ મય્યહંતત્ત્વે મનો વૈકારિકેઽખિલમ્ ।
સર્વેન્દ્રિયાણામાત્મત્વં પ્રાપ્તિં પ્રાપ્નોતિ મન્મનાઃ ॥ ૧૩॥

મહત્યાત્મનિ યઃ સૂત્રે ધારયેન્મયિ[1] માનસમ્ ।
પ્રાકામ્યં પારમેષ્ઠ્યં મે વિન્દતેઽવ્યક્તજન્મનઃ ॥ ૧૪॥

વિષ્ણૌ ત્ર્યધીશ્વરે ચિત્તં ધારયેત્ કાલવિગ્રહે ।
સ ઈશિત્વમવાપ્નોતિ ક્ષેત્રક્ષેત્રજ્ઞચોદનામ્[2] ॥ ૧૫॥

નારાયણે તુરીયાખ્યે[3] ભગવચ્છબ્દશબ્દિતે ।
મનો મય્યાદધદ્ યોગી મદ્ધર્મા વશિતામિયાત્ ॥ ૧૬॥

પ્રિય ઉદ્ધવ! યોગધારણા કરવાથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેનું મેં નામ-કાર્યની સાથે વર્ણન કરી દીધું. હવે કઈ ધારણાથી કઈ સિદ્ધિ કઈ રીતે મળે છે એ કહું છું, સાંભળો.* ॥ ૯ ॥

પ્રિય ઉદ્ધવ! પંચમહાભૂતોનું સૂક્ષ્મરૂપ જેને તન્માત્રા કહે છે, તે મારું જ શરીર છે. જે સાધક મારી આ પંચતન્માત્રાઓમાં પોતાના મનની ધારણા કરે છે, તેને 'અણિમા' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥ આ મહત્તત્ત્વના રૂપમાં હું જ પ્રકાશિત થઈ રહ્યો છું. જે યોગી પોતાના મનને મારા આ મહત્તત્ત્વરૂપ પરમાત્મામાં ધારણ કરી લે છે, તે 'મહિમા' નામની સિદ્ધિ પામે છે. તે જ પ્રમાણે જો એક-એક મહાભૂતની તન્માત્રામાં પણ મનની ધારણા કરે તો પણ તેને મહિમા નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥ વાયુ વગેરે ચાર ભૂતોની અંદર પરમાણુરૂપે આકાશ બધી જગાએ વ્યાપ્ત છે, તે જ પ્રમાણે હું (ભગવાન) સર્વત્ર પરિપૂર્ણ છું. જે યોગી પોતાના ચિત્તને મારામાં પરોવીને મારામાં એકતા પ્રાપ્ત કરી લે છે, તેને 'લઘિમા' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તથા કાળના સૂક્ષ્મથી સૂક્ષ્મ પરમાણુ બની શકવાનું તેને સામર્થ્ય પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૧૨ ॥ મન બધી ઇન્દ્રિયોનો રાજા છે, આ મન અહંતત્ત્વના સત્ત્વગુણરૂપી વિકારથી ઉત્પન્ન થયું છે. સાત્ત્વિક અહંકાર એ સ્વરૂપ છે. કોઈ પણ યોગી તે સાત્ત્વિક અહંકારને મારું સ્વરૂપ સમજીને ધ્યાન કરે છે તેમજ મનને તદાકાર બનાવી દે છે તે યોગી સર્વ ઇન્દ્રિયોનું સ્વામિત્વ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે મનને મારામાં જોડી દેનાર યોગીને 'પ્રાપ્તિ' નામની સિદ્ધિ મળે છે. ॥ ૧૩ ॥ મુજ અવ્યક્ત, અજન્માથી જ બ્રહ્માંડનું નિર્માણ થયું છે. મહત્તત્ત્વનો અભિમાની જે સૂત્રાત્મા છે તે સૂત્રાત્મા એવા હિરણ્યગર્ભમાં મનની ધારણા કરવાથી તેને 'પ્રાકામ્ય' સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે સંપૂર્ણ બ્રહ્માંડનો માલિક થઈ જાય છે અને તેને ઇચ્છાનુસાર સર્વ મનઃકાંક્ષિત પદાર્થોની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૪ ॥ ત્રિલોકનો અધીશ્વર હું છું. ત્રિગુણાત્મક માયાનો હું સ્વામી છું. સમસ્ત બ્રહ્માંડનો નાશ કરનાર કાળ પણ મારું જ સ્વરૂપ છે. હું જ ક્ષેત્ર-શરીર અને ક્ષેત્રજ્ઞ-જીવાત્મા એ બન્નેનો પ્રેરક પુરુષોત્તમ છું. મારા આ વિષ્ણુરૂપમાં જો કોઈ ચિત્તની ધારણા કરે તો તેને 'ઈશિત્વ' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેને પછી મારી જેમ તમામ જીવોને પ્રેરણા કરવાનું સામર્થ્ય મળે છે. ॥ ૧૫ ॥ **'ઐશ્વર્યસ્ય સમગ્રસ્ય ધર્મસ્ય યશશઃ શ્રિયઃ। જ્ઞાન-વૈરાગ્યયોશ્ચૈવ ષણ્ણાં ભગ ઈતીરણા ॥'** આ છ ઐશ્વર્યોથી સંપન્ન ભગવાન છે, આ ભગવાન જ નારાયણ છે. તેઓ તુરીય સ્થિતિમાં રહે છે. જે યોગી મારા આ નારાયણ સ્વરૂપમાં મનની ધારણા કરીને સ્થિર કરી દે છે તેનામાં મારા

૧. ધારયન્ । ૨. ક્ષેત્રજ્ઞક્ષેત્રચોદનાત્ । ૩. તુ તુર્યાખ્યે ।

*. આ સંપૂર્ણ વિશ્વમાં જે કાંઈ છે, તે બધું મારા જ કોઈ અંશની અભિવ્યક્તિ છે. તેની બહાર-અંદર સર્વત્ર હું - જ - હું વ્યાપ્ત છું. મેં જે તત્ત્વો દ્વારા વિશ્વનું નિર્માણ કર્યું છે. તે તે મારાં સમષ્ટિ તત્ત્વોમાં સાધક જ્યારે પોતાને એકાકાર કરી લે છે ત્યારે તેના જ અનુસાર તે શક્તિ પ્રાપ્ત કરી લે છે – સિદ્ધિઓ એને જ કહે છે. પરમાત્મતત્ત્વને પ્રાપ્ત મહાપુરુષ માટે આ સિદ્ધિઓનું કોઈ મહત્ત્વ નથી.

નિર્ગુણે બ્રહ્મણિ મયિ ધારયન્ વિશદં મનઃ ।
પરમાનન્દમાપ્નોતિ યત્ર કામોऽવસીયતે ॥ ૧૭॥

શ્વેતદ્વીપપતૌ ચિત્તં શુદ્ધે ધર્મમયે મયિ ।
ધારયઞ્છ્વેતતાં યાતિ ષડૂર્મિરહિતો નરઃ ॥ ૧૮॥

મય્યાકાશાત્મનિ પ્રાણે મનસા ઘોષમુદ્વહન્ ।
તત્રોપલબ્ધા ભૂતાનાં હંસો વાચઃ શૃણોત્યસૌ ॥ ૧૯॥

ચક્ષુસ્ત્વષ્ટરિ સંયોજ્ય ત્વષ્ટારમપિ ચક્ષુષિ ।
માં તત્ર મનસા ધ્યાયન્ વિશ્વં પશ્યતિ સૂક્ષ્મદૃક્ ॥ ૨૦॥

મનો મયિ સુસંયોજ્ય દેહં તદનુ વાયુના ।
મદ્ધારણાનુભાવેન તત્રાત્મા યત્ર વૈ મનઃ ॥ ૨૧॥

યદા મન ઉપાદાય યદ્ યદ્ રૂપં બુભૂષતિ ।
તત્તદ્ ભવેન્મનોરૂપં મદ્યોગબલમાશ્રયઃ ॥ ૨૨॥

પરકાયં વિશન્ સિદ્ધ આત્માનં તત્ર ભાવયેત્ ।
પિણ્ડં હિત્વા વિશેત્ પ્રાણો વાયુભૂતઃ ષડઙ્‌ઘ્રિવત્ ॥ ૨૩॥

પાર્ષ્ણ્યાऽऽપીડ્ય ગુદં પ્રાણં હૃદુરઃકણ્ઠમૂર્ધસુ ।
આરોપ્ય બ્રહ્મરન્ધ્રેણ બ્રહ્મ નીત્વોત્સૃજેત્તનુમ્ ॥ ૨૪॥

વિહરિષ્યન્ સુરાક્રીડે મત્સ્થં સત્ત્વં વિભાવયેત્ ।
વિમાનેનોપતિષ્ઠન્તિ સત્ત્વવૃત્તીઃ સુરસ્ત્રિયઃ ॥ ૨૫॥

જે સ્વાભાવિક ગુણો છે તે પ્રગટે છે. આવો યોગી 'વશિતા' નામની સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ॥ ૧૬ ॥

જે યોગીનું શુદ્ધ થયેલું મન મુજ નિર્ગુણ બ્રહ્મમાં લાગ્યું છે તે મારી નિર્ગુણ નિરાકારરૂપની ઉપાસના કરીને પરમાનંદને પ્રાપ્ત થાય છે. તેને કોઈ કામના રહેતી નથી. તેને 'કામાવસાયિતા' નામની સિદ્ધિ કહે છે. ॥ ૧૭ ॥

હું શ્વેતદ્વીપનો સ્વામી છું, ધર્મ મારું જ સ્વરૂપ છે. આવા મારા વિશુદ્ધ સ્વરૂપમાં જે પોતાના ચિત્તને સ્થિર કરે છે તે ક્ષુધા-તૃષા, કામ-ક્રોધ, શોક-મોહથી વ્યથિત થતો નથી. તેને મારા શુદ્ધ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૮ ॥

હું જ સમષ્ટિ-પ્રાણરૂપ આકાશાત્મા છું. જે મારા આ સ્વરૂપમાં મન દ્વારા અનાહત નાદનું ચિંતન કરે છે તે 'દૂરશ્રવણ' નામની સિદ્ધિથી સંપન્ન થઈ જાય છે અને આ ધારણાથી યોગી આકાશમાં ઉપલબ્ધ થવાવાળી વિવિધ પ્રાણીઓની બોલી સાંભળી-સમજી શકે છે. ॥ ૧૯ ॥

જે યોગી ચક્ષુ નામની ઇન્દ્રિયને સૂર્યમાં અને સૂર્યને ચક્ષુમાં પરોવીને મારા સ્વરૂપનું ધ્યાન કરે છે તેની દૃષ્ટિ સૂક્ષ્મ થઈ જાય છે, તેને 'દૂરદર્શન' નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તે સમગ્ર સંસારને જોઈ શકે છે. ॥ ૨૦ ॥

જે મન અને શરીરને પ્રાણવાયુ સહિત મારી સાથે જોડી દે છે અને મારી ધારણા કરે છે તેને 'મનોજવ' નામની સિદ્ધિ પ્રાપ્ત થઈ જાય છે. આ સિદ્ધિના પ્રભાવથી તે યોગી જ્યાં પણ જવાનો સંકલ્પ કરે છે, ત્યાં તેનું શરીર તે જ ક્ષણે પહોંચી જાય છે. ॥ ૨૧ ॥

જે સમયે યોગી મનને ઉપાદાન-કારણ બનાવીને કોઈનું પણ રૂપ ધારણ કરવા ચાહે તો તે સમયે પોતાના મનને અનુરૂપ તેવું જ રૂપ ધારણ કરી લે છે. એનું કારણ એ છે કે, તેણે પોતાના ચિત્તને મારી સાથે જોડી દીધું છે. ॥ ૨૨ ॥

જે યોગી બીજા શરીરમાં પ્રવેશ કરવા ઇચ્છે, તે એવી ભાવના કરે કે, હું તે જ શરીરમાં છું. આવું કરવાથી તેનો પ્રાણ વાયુનું રૂપ ધારણ કરીને, એક ફૂલ પરથી બીજા ફૂલ ઉપર જનાર ભ્રમરની જેમ, પોતાનું શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરી જાય છે. ॥ ૨૩ ॥

યોગીએ એ શરીરનો પરિત્યાગ કરવો હોય તો એડીથી ગુદાદ્વારને દબાવીને પ્રાણવાયુને ક્રમશઃ હૃદય, વક્ષઃસ્થળ, કંઠ અને મસ્તકમાં લઈ જાય. પછી બ્રહ્મરન્ધ્ર ભેદીને સુષુમ્ણા દ્વારા બ્રહ્મમાં લીન કરીને શરીરનો પરિત્યાગ કરી દે. ॥ ૨૪ ॥

જો તેને દેવતાઓનાં વિહારસ્થળોમાં ક્રીડા કરવાની ઇચ્છા હોય તો મારા શુદ્ધ સત્ત્વગુણની અંશસ્વરૂપ સુર-સુન્દરીઓ વિમાન લઈને સેવા માટે તેની પાસે પહોંચી જાય છે. ॥ ૨૫ ॥

યથા સઙ્કલ્પયેદ્ બુદ્ધ્યા યદા[1] વા મત્પરઃ પુમાન્ ।
મયિ સત્યે[2] મનો યુઞ્જંસ્તથા તત્ સમુપાશ્નુતે ॥ ૨૬॥

યો વૈ મદ્ભાવમાપન્ન ઈશિતુર્વશિતુઃ પુમાન્ ।
કુતશ્ચિન્ન[3] વિહન્યેત તસ્ય ચાજ્ઞા યથા મમ ॥ ૨૭॥

મદ્ભક્ત્યા શુદ્ધસત્ત્વસ્ય[4] યોગિનો ધારણાવિદઃ ।
તસ્ય ત્રૈકાલિકી બુદ્ધિર્જન્મમૃત્યૂપબૃંહિતા ॥ ૨૮॥

અગ્ન્યાદિભિર્ન હન્યેત મુનેર્યોગમયં વપુઃ ।
મદ્યોગશ્રાન્તચિત્તસ્ય[5] યાદસામુદકં યથા ॥ ૨૯॥

મદ્વિભૂતીરભિધ્યાયન્ શ્રીવત્સાસ્ત્રવિભૂષિતાઃ[6] ।
ધ્વજાતપત્રવ્યજનૈઃ સ ભવેદપરાજિતઃ ॥ ૩૦॥

ઉપાસકસ્ય મામેવં યોગધારણયા મુનેઃ ।
સિદ્ધયઃ પૂર્વકથિતા ઉપતિષ્ઠન્ત્યશેષતઃ ॥ ૩૧॥

જિતેન્દ્રિયસ્ય દાન્તસ્ય જિતશ્વાસાત્મનો મુનેઃ ।
મદ્ધારણાં ધારયતઃ કા સા સિદ્ધિઃ સુદુર્લભા ॥ ૩૨॥

અન્તરાયાન્ વદન્ત્યેતા[7] યુઞ્જતો યોગમુત્તમમ્ ।
મયા સમ્પદ્યમાનસ્ય કાલક્ષપણહેતવઃ ॥ ૩૩॥

જન્મૌષધિતપોમન્ત્રૈર્યાવતીરિહ સિદ્ધયઃ ।
યોગેનાપ્નોતિ તાઃ સર્વા નાન્યૈર્યોગગતિં વ્રજેત્ ॥ ૩૪॥

સર્વાસામપિ સિદ્ધીનાં હેતુઃ પતિરહં પ્રભુઃ ।
અહં યોગસ્ય સાઙ્ખ્યસ્ય ધર્મસ્ય બ્રહ્મવાદિનામ્ ॥ ૩૫॥

મારા પરાયણ થયેલો યોગી જેણે સત્યસંકલ્પરૂપ મારામાં પોતાનું ચિત્ત સ્થિર કરી દીધું છે, તેને સંકલ્પ-સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે મનથી જેવો સંકલ્પ કરે છે તે જ સમયે તેનો તે સંકલ્પ સિદ્ધ થઈ જાય છે. ॥ ૨૬ ॥ હું 'ઈશિત્વ અને વશિત્વ' - આ બન્ને સિદ્ધિઓનો સ્વામી છું. તેથી ક્યારેય કોઈ મારી આજ્ઞા ટાળી શકતું નથી અને બધા જ મારા શાસનમાં રહે છે. જે મારા તે રૂપનું ચિંતન કરીને તે જ ભાવથી યુક્ત થઈ જાય છે, ત્યારે મારી જેમ તેની આજ્ઞાને પણ કોઈ ટાળી શકતું નથી. ॥ ૨૭ ॥ જે યોગીનું ચિત્ત મારી ધારણા કરતાં-કરતાં મારી ભક્તિના પ્રભાવથી શુદ્ધ થઈ ગયું છે તેની બુદ્ધિ જન્મ-મૃત્યુ વગેરે અદષ્ટ વિષયોને પણ જાણી લે છે. આ ઉપરાંત ભૂત, ભવિષ્ય અને વર્તમાનની સઘળી વાતો તે જાણી શકે છે. ॥ ૨૮ ॥ જેમ જળમાં રહેનારા પ્રાણીઓનો જળ દ્વારા નાશ થતો નથી, તે જ રીતે જે યોગીનું ચિત્ત એકભાવથી મારામાં સ્થિર થઈ ગયું છે તેના યોગમય શરીરને અગ્નિ, જળ વગેરે કોઈ પણ પદાર્થો નષ્ટ કરી શકતા નથી. ॥ ૨૯ ॥ જે પુરુષ શ્રીવત્સ આદિ ચિહ્‌ન અને શંખ, ચક્ર, ગદા, પદ્મ આદિ આયુધોથી વિભૂષિત તથા ધજા, છત્ર, ચામર આદિથી સંપન્ન મારા વિવિધ અવતારોનું ધ્યાન કરે છે, તે અજેય બની જાય છે. ॥ ૩૦ ॥

આ પ્રમાણે જે વિચારશીલ પુરુષ મારી ઉપાસના કરે છે અને યોગ-ધારણા દ્વારા મારું ચિંતન કરે છે, તેની સામે આ બધી સિદ્ધિઓ ઉપસ્થિત થઈ જાય છે, જેનું વર્ણન મેં કર્યું. ॥ ૩૧ ॥ પ્રિય ઉદ્ધવ! જેણે પોતાનાં પ્રાણ, મન અને ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરી લીધો છે, જે સંયમી છે અને મારા જ સ્વરૂપની ધારણા કરી રહ્યો છે તેના માટે આમાંની કોઈ પણ સિદ્ધિ દુર્લભ નથી. અર્થાત્ તેને બધી સિદ્ધિઓ પ્રાપ્ત જ છે. ॥ ૩૨ ॥ પરંતુ શ્રેષ્ઠ પુરુષો કહે છે કે, જે લોકો ભક્તિયોગ અથવા જ્ઞાનયોગાદિ ઉત્તમ યોગોનો અભ્યાસ કરી રહ્યા છે, જે મારાથી અભિન્ન થઈ રહ્યા છે તેમના માટે આ સિદ્ધિઓનું પ્રાપ્ત થવું એક વિઘ્ન જ છે. કારણ કે, આ બધું ભગવાન સુધી પહોંચવામાં વિલંબ કરનારું છે. ॥ ૩૩ ॥ ઔષધિ, તપસ્યા અને મંત્રાદિ દ્વારા જેટલી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે બધી યોગ દ્વારા સુલભ છે; પરંતુ તે યોગ દ્વારા મારી પ્રાપ્તિ થતી નથી. ॥ ૩૪ ॥ બ્રહ્મવાદીઓએ ઘણાં સાધન બતાવ્યાં છે, યોગ, સાંખ્ય અને ધર્મ વગેરે – તેમનો અને સમસ્ત સિદ્ધિઓનો એકમાત્ર હું જ આશ્રય, સ્વામી અને પ્રભુ છું. ॥ ૩૫ ॥

૧. યથા । ૨. તત્ત્વે । ૩. ન કુતશ્ચિત્ । ૪. શુદ્ધતત્ત્વસ્ય । ૫. મય્યેવ શ્રાન્ત૦ । ૬. ૦વિભૂષિતમ્ । ૭. વદન્ત્યેતાન્ ।

અહમાત્માઽઽન્તરો બાહ્યોઽનાવૃતઃ સર્વદેહિનામ્ ।
યથા ભૂતાનિ ભૂતેષુ બહિરન્તઃ સ્વયં તથા ॥ ૩૬॥

જેમ બધા પ્રાણીઓમાં અંદર-બહાર સર્વત્ર સૂક્ષ્મ પંચ-મહાભૂત જ છે, તે જ રીતે હું સમસ્ત પ્રાણીઓની અંદર દ્રષ્ટારૂપે અને બહાર દૃશ્યરૂપે સ્થિત છું. મારામાં અંદર-બહારનો ભેદ નથી, કારણ કે, હું નિરાવરણ, એક, અદ્વિતીય આત્મા સર્વવ્યાપક છું. ॥ ૩૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે પઞ્ચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત પંદરમો અધ્યાય સમાપ્ત.

=★=

# સોળમો અધ્યાય

## ભગવાનની વિભૂતિઓનું વર્ણન

*ઉદ્ધવ ઉવાચ*

ત્વં બ્રહ્મ પરમં સાક્ષાદનાદ્યન્તમપાવૃતમ્ ।
સર્વેષામપિ ભાવાનાં ત્રાણસ્થિત્યપ્યયોદ્ભવઃ ॥ ૧॥

ઉચ્ચાવચેષુ ભૂતેષુ દુર્જ્ઞેયમકૃતાત્મભિઃ ।
ઉપાસતે ત્વાં ભગવન્ યાથાતથ્યેન બ્રાહ્મણાઃ ॥ ૨॥

ઉદ્ધવજીએ કહ્યું — ભગવન્! આપ સ્વયં પરબ્રહ્મ છો, ન આપનો આદિ છે કે ન અંત. આપ આવરણ-રહિત અદ્વિતીય તત્ત્વ છો. સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ, રક્ષા અને પ્રલયના કારણ પણ આપ જ છો. આપ નાના-મોટા બધા પ્રાણીઓમાં રહેલા છો, પરંતુ જે લોકોએ પોતાનાં મન અને ઇન્દ્રિયોને વશમાં કર્યાં નથી તે આપને જાણી શકતા નથી. જે આપને જાણે છે તે જ યથાર્થરૂપે આપની ઉપાસના છે. ॥ ૧-૨ ॥

યેષુ યેષુ ચ ભાવેષુ ભક્ત્યા ત્વાં પરમર્ષયઃ ।
ઉપાસીનાઃ પ્રપદ્યન્તે સંસિદ્ધિં તદ્ વદસ્વ મે ॥ ૩॥

મોટા-મોટા ઋષિ-મહર્ષિઓ આપનાં જે રૂપ અને વિભૂતિઓની પરમભક્તિ સાથે ઉપાસના કરી સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે, તે વિભૂતિઓ કઈ છે તે આપ મને કહો. ॥ ૩ ॥

ગૂઢશ્ચરસિ ભૂતાત્મા ભૂતાનાં ભૂતભાવન ।
ન ત્વાં પશ્યન્તિ ભૂતાનિ પશ્યન્તં મોહિતાનિ તે ॥ ૪॥

સમસ્ત પ્રાણીઓના જીવનદાતા પ્રભુ! આપ ભૂતમાત્રના આત્મા છો અને સર્વભૂતોમાં ગુપ્ત રીતે બિરાજો છો. ભગવન્! આમ છતાં આપની માયાથી મોહિત જીવો સર્વમાં રહેલા આપને જોઈ શકતા નથી, પરંતુ આપ બધાંને જુઓ છો. ॥ ૪ ॥

યાઃ કાશ્ચ ભૂમૌ દિવિ વૈ રસાયાં
વિભૂતયો દિક્ષુ મહાવિભૂતે ।
તા મહ્યમાખ્યાહ્યનુભાવિતાસ્તે
નમામિ તે તીર્થપદાઙ્ઘ્રિપદ્મમ્ ॥ ૫॥

અચિંત્ય ઐશ્વર્યસંપન્ન પ્રભુ! પૃથ્વી, સ્વર્ગ, પાતાળ તથા બધી દિશાઓમાં આપની પ્રભાવયુક્ત જે જે વિભૂતિઓ છે, આપ કૃપા કરીને મને જણાવો. હે પ્રભુ! હું આપનાં આ ચરણકમળની વંદના કરું છું, જે સમસ્ત તીર્થોને તીર્થત્વ પ્રદાન કરનારાં છે. ॥ ૫ ॥

*શ્રીભગવાનુવાચ*

એવમેતદહં પૃષ્ટઃ પ્રશ્નં પ્રશ્નવિદાં વર ।
યુયુત્સુના વિનશને સપત્નૈરર્જુનેન વૈ ॥ ૬॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — પ્રિય ઉદ્ધવ! તમે પ્રશ્નનો મર્મ સમજનારાઓમાં સર્વશ્રેષ્ઠ છો. જ્યારે કુરુક્ષેત્રમાં કૌરવ-પાંડવોના યુદ્ધનો સમય આવી પહોંચ્યો ત્યારે યુદ્ધ માટે તત્પર થયેલા અર્જુને મને આ જ પ્રશ્ન પૂછ્યો હતો. ॥ ૬ ॥

જ્ઞાત્વા જ્ઞાતિવધં ગર્હ્યમધર્મં રાજ્યહેતુકમ્ ।
તતો નિવૃત્તો હન્તાહં હતોઽયમિતિ લૌકિકઃ ॥ ૭॥

સ તદા પુરુષવ્યાઘ્રો યુક્ત્યા મે પ્રતિબોધિતઃ ।
અભ્યભાષત મામેવં યથા ત્વં રણમૂર્ધનિ ॥ ૮॥

અહમાત્મોદ્ધવામીષાં ભૂતાનાં સુહૃદીશ્વરઃ ।
અહં સર્વાણિ ભૂતાનિ તેષાં સ્થિત્યુદ્ભવાપ્યયઃ ॥ ૯॥

અહં ગતિર્ગતિમતાં કાલઃ કલયતામહમ્ ।
ગુણાનાં ચાપ્યહં સામ્યં ગુણિન્યૌત્પત્તિકો ગુણઃ ॥ ૧૦॥

ગુણિનામપ્યહં સૂત્રં મહતાં ચ મહાનહમ્ ।
સૂક્ષ્માણામપ્યહં જીવો દુર્જયાનામહં મનઃ ॥ ૧૧॥

હિરણ્યગર્ભો વેદાનાં મન્ત્રાણાં પ્રણવસ્ત્રિવૃત્ ।
અક્ષરાણામકરોઽસ્મિ પદાનિ ચ્છન્દસામહમ્ ॥ ૧૨॥

ઇન્દ્રોઽહં સર્વદેવાનાં વસૂનામસ્મિ[1] હવ્યવાટ્ ।
આદિત્યાનામહં વિષ્ણૂ રુદ્રાણાં નીલલોહિતઃ ॥ ૧૩॥

બ્રહ્મર્ષીણાં ભૃગુરહં રાજર્ષીણામહં મનુઃ ।
દેવર્ષીણાં નારદોઽહં હવિર્ધાન્યસ્મિ ધેનુષુ ॥ ૧૪॥

સિદ્ધેશ્વરાણાં કપિલઃ સુપર્ણોઽહં પતત્રિણામ્ ।
પ્રજાપતીનાં દક્ષોઽહં પિતૄણામહમર્યમા ॥ ૧૫॥

માં વિદ્ધ્યુદ્ધવ દૈત્યાનાં પ્રહ્લાદમસુરેશ્વરમ્ ।
સોમં નક્ષત્રૌષધીનાં ધનેશં યક્ષરક્ષસામ્ ॥ ૧૬॥

ઐરાવતં ગજેન્દ્રાણાં યાદસાં વરુણં પ્રભુમ્ ।
તપતાં દ્યુમતાં સૂર્યં મનુષ્યાણાં ચ ભૂપતિમ્ ॥ ૧૭॥

ઉચ્ચૈઃશ્રવાસ્તુરઙ્ગાણાં ધાતૂનામસ્મિ કાઞ્ચનમ્ ।
યમઃ સંયમતાં ચાહં સર્પાણામસ્મિ વાસુકિઃ ॥ ૧૮॥

નાગેન્દ્રાણામનન્તોઽહં મૃગેન્દ્રઃ શૃઙ્ગિદંષ્ટ્રિણામ્ ।
આશ્રમાણામહં તુર્યો વર્ણાનાં પ્રથમોઽનઘ[2] ॥ ૧૯॥

અર્જુનના મનમાં એવો વિચાર આવ્યો કે કુટુંબીઓને મારવા, અને એ પણ રાજ્યને માટે, અત્યંત નિંદનીય કૃત્ય છે, અને અધર્મ છે. સાધારણ પુરુષની જેમ તે એવું વિચારતો હતો કે, 'હું મારનારો છું અને આ બધા મરનારા છે.' આવું વિચારીને તેણે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું. ॥ ૭ ॥ ત્યારે મેં રણભૂમિમાં અનેક યુક્તિઓથી પરમવીર અર્જુનને સમજાવ્યા હતા. તે સમયે અર્જુને પણ મને આ જ પ્રશ્ન પૂછ્યો હતો, જે તમે પૂછી રહ્યા છો. ॥ ૮ ॥ ઉદ્ધવજી! હું સમસ્ત પ્રાણીઓનો આત્મા, હિતૈષી, સુહૃદ અને ઈશ્વર – નિયામક છું. હું જ આ સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોના રૂપમાં છું અને તેમની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ પણ હું જ છું. ॥ ૯ ॥ ગતિશીલ (ચાલનારા) પ્રાણીઓમાં ચાલવાની શક્તિ હું છું, ગણના કરનારાઓમાં કાળ હું છું, (ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ હું છું, ગુણવાનોનો સ્વાભાવિક ગુણ હું છું. ॥ ૧૦ ॥ ગુણવાળા પદાર્થોમાં વસેલો ક્રિયાશક્તિ-પ્રધાન સૂત્રાત્મા હું છું. જ્ઞાનશક્તિ-પ્રધાન મહત્તત્ત્વ હું છું. સૂક્ષ્મ વસ્તુઓમાં જીવાત્મા હું છું, મુશ્કેલીથી વશમાં થનાર મન હું છું. ॥ ૧૧ ॥ વેદોનો અભ્યાસ કરનારા વેદપુરુષ બ્રહ્મા હું છું, મંત્રોમાં 'અ ઉ મ' આ ત્રણે માત્રાઓથી યુક્ત પ્રણવ હું છું. અક્ષરોમાં અકાર અને છંદોમાં ત્રિપદા ગાયત્રી હું છું. ॥ ૧૨ ॥ સઘળા દેવતાઓમાં ઈન્દ્ર, આઠ વસુઓમાં અગ્નિ, દ્વાદશ આદિત્યોમાં વિષ્ણુ અને એકાદશ રુદ્રોમાં શંકર હું છું. બ્રહ્મર્ષિઓમાં ભૃગુ, રાજર્ષિઓમાં મનુ, દેવર્ષિઓમાં નારદ અને ગાયોમાં કામધેનુ હું છું. ॥ ૧૩-૧૪ ॥ હું સિદ્ધેશ્વરોમાં કપિલ, પક્ષીઓમાં ગરુડ, પ્રજાપતિઓમાં દક્ષ પ્રજાપતિ અને પિતૃઓમાં અર્યમા છું. ॥ ૧૫ ॥ પ્રિય ઉદ્ધવ! દૈત્યોમાં દૈત્યરાજ પ્રહ્લાદ, નક્ષત્રોનો અધિપતિ અને વનસ્પતિઓને પુષ્ટ કરનાર ચંદ્રમા હું છું. યક્ષ તથા રાક્ષસોમાં ધનપતિ કુબેર હું છું. ॥ ૧૬ ॥ ગજેન્દ્રોમાં ઐરાવત નામનો હાથી, જળચરોમાં પ્રભુ વરુણ હું છું. ઉષ્ણતા અને પ્રકાશ આપનારાઓમાં સૂર્ય તથા મનુષ્યોમાં રાજા હું છું. ॥ ૧૭ ॥ અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા, ધાતુઓમાં સુવર્ણ, દંડ આપનારાઓમાં યમ અને સર્પોમાં વાસુકિ હું છું. ॥ ૧૮ ॥ નિષ્પાપ ઉદ્ધવ! હું નાગરાજોમાં શેષનાગ, શિંગડાંવાળા અને દાઢવાળાં પ્રાણીઓમાં તેમનો રાજા સિંહ, આશ્રમોમાં સંન્યાસ અને વર્ણોમાં બ્રાહ્મણ હું છું. ॥ ૧૯ ॥

૧. ઽપિ । ૨. પ્રથમો દ્વાહમ્ ।

તીર્થાનાં સ્રોતસાં ગઙ્ગા સમુદ્રઃ સરસામહમ્ ।
આયુધાનાં ધનુરહં ત્રિપુરઘ્નો ધનુષ્મતામ્ ॥ ૨૦॥

વિષ્ણ્યાનામસ્મ્યહં મેરુર્ગહનાનાં હિમાલયઃ ।
વનસ્પતીનામશ્વત્થ[1] ઓષધીનામહં યવઃ[2] ॥ ૨૧॥

પુરોધસાં વસિષ્ઠોઽહં બ્રહ્મિષ્ઠાનાં બૃહસ્પતિઃ ।
સ્કન્દોઽહં સર્વસેનાન્યામગ્રણ્યાં[3] ભગવાનજઃ ॥ ૨૨॥

યજ્ઞાનાં બ્રહ્મયજ્ઞોઽહં વ્રતાનામવિહિંસનમ્ ।
વાય્વગ્ન્યર્કામ્બુવાગાત્મા શુચીનામપ્યહં શુચિઃ ॥ ૨૩॥

યોગાનામાત્મસંરોધો મન્ત્રોઽસ્મિ વિજિગીષતામ્ ।
આન્વીક્ષિકી કૌશલાનાં વિકલ્પઃ ખ્યાતિવાદિનામ્ ॥ ૨૪॥

સ્ત્રીણાં તુ શતરૂપાઽહં પુંસાં સ્વાયમ્ભુવો મનુઃ ।
નારાયણો મુનીનાં ચ કુમારો બ્રહ્મચારિણામ્ ॥ ૨૫॥

ધર્માણામસ્મિ સંન્યાસઃ ક્ષેમાણામબહિર્મતિઃ ।
ગુહ્યાનાં સૂનૃતં[4] મૌનં મિથુનાનામજસ્ત્વહમ્ ॥ ૨૬॥

સંવત્સરોઽસ્મ્યનિમિષામૃતૂનાં મધુમાધવૌ ।
માસાનાં માર્ગશીર્ષોઽહં નક્ષત્રાણાં તથાઽભિજિત્ ॥ ૨૭॥

અહં યુગાનાં ચ કૃતં ધીરાણાં દેવલોઽસિતઃ[5] ।
દ્વૈપાયનોઽસ્મિ વ્યાસાનાં કવીનાં કાવ્ય આત્મવાન્ ॥ ૨૮॥

વાસુદેવો ભગવતાં ત્વં તુ ભાગવતેષ્વહમ્ ।
કિંપુરુષાણાં હનુમાન્ વિદ્યાધ્રાણાં સુદર્શનઃ ॥ ૨૯॥

રત્નાનાં પદ્મરાગોઽસ્મિ પદ્મકોશઃ સુપેશસામ્ ।
કુશોઽસ્મિ દર્ભજાતીનાં ગવ્યમાજ્યં હવિઃષ્વહમ્ ॥ ૩૦॥

વ્યવસાયિનામહં લક્ષ્મીઃ કિતવાનાં છલગ્રહઃ ।
તિતિક્ષાઽસ્મિ તિતિક્ષૂણાં સત્ત્વં સત્ત્વવતામહમ્ ॥ ૩૧॥

તીર્થો અને નદીઓમાં ગંગા, જળાશયોમાં સમુદ્ર, અસ્ત્ર-શસ્ત્રોમાં ધનુષ્ય તથા ધનુર્ધરોમાં ત્રિપુરારી શંકર હું છું. ॥ ૨૦ ॥

નિવાસસ્થાનોમાં સુમેરુ, દુર્ગમ સ્થાનોમાં હિમાલય, વનસ્પતિઓમાં પીપળો અને ધાન્યોમાં જવ હું છું. ॥ ૨૧ ॥ પુરોહિતોમાં વસિષ્ઠ, વેદવેત્તાઓમાં બૃહસ્પતિ, સઘળા સેનાપતિઓમાં કાર્તિકસ્વામી અને સન્માર્ગે ચાલનારાઓમાં બ્રહ્માજી હું છું. ॥ ૨૨ ॥ પંચમહાયજ્ઞોમાં બ્રહ્મયજ્ઞ (સ્વાધ્યાયયજ્ઞ) હું છું, વ્રતોમાં અહિંસા વ્રત અને શુદ્ધ કરનારા પદાર્થોમાં નિત્યશુદ્ધ વાયુ તથા અગ્નિ, સૂર્ય, જળ, વાણી તથા આત્મા હું છું. ॥ ૨૩ ॥ યોગોમાં મનોનિરોધરૂપી સમાધિયોગ હું છું, જીતવાની ઇચ્છા રાખનારાઓની ગુપ્ત-મંત્રણા હું છું, આત્મા-અનાત્મા વિવેકની ચર્ચામાં બ્રહ્મવિદ્યા હું છું, તત્ત્વોને માટે નિર્ણય આપનારો વાદ-વિવાદરૂપી વિકલ્પ હું જ છું. (કારણ કે આજ સુધી કોઈ પણ તત્ત્વોના સંબંધમાં તત્ત્વોની સંખ્યા આટલી જ છે, એવો નિર્ણય થઈ શક્યો નથી.* સ્ત્રીઓમાં મનુપત્ની શતરૂપા, પુરુષોમાં સ્વાયંભુવ મનુ, મુનીશ્વરોમાં નારાયણ અને બ્રહ્મચારીઓમાં સનત્કુમાર હું છું. ॥ ૨૪-૨૫ ॥ ધર્મોમાં સંન્યાસ-ધર્મ, કલ્યાણકામી પુરુષોની અંતર્મુખી વૃત્તિ હું છું, કોઈ વાતને ગોપનીય રાખવા માટે મધુરવાણી અને મૌન હું છું, જેમના શરીરથી સ્ત્રી-પુરુષનું જોડકું ઉત્પન્ન થયું, તે પ્રજાપતિ બ્રહ્મા હું છું. ॥ ૨૬ ॥ હંમેશાં સાવધાન રહીને જાગનારાઓમાં સંવત્સરરૂપ કાળ હું છું, ઋતુઓમાં વસંત, મહિનાઓમાં માર્ગશીર્ષ અને નક્ષત્રોમાં અભિજિત હું છું. ॥ ૨૭ ॥ યુગોમાં સતયુગ, વિવેકીઓમાં મહર્ષિ દેવલ અને અસિત, વ્યાસોમાં શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ તથા કવિઓમાં મનસ્વી શુક્રાચાર્ય હું છું. ॥ ૨૮ ॥ ષડ્ગુણૈશ્વર્યોમાં વાસુદેવ હું છું. મારા પ્રિય ભક્તોમાં તમે (ઉદ્ધવ) હું છું, કિમ્પુરુષોમાં હનુમાન, વિદ્યાધરોમાં સુદર્શન (જે નંદબાવાને અજગરના રૂપમાં આવીને ગળી ગયો હતો) હું છું. ॥ ૨૯ ॥ રત્નોમાં પદ્મરાગ (લાલ), સુંદર પદાર્થોમાં કમળની કળી, તૃણખલામાં દર્ભ અને હવિષ્યોમાં ગાયનું ઘી હું છું. ॥ ૩૦ ॥ વ્યવસાયશીલ પુરુષોમાં રહેનારી લક્ષ્મી, છળ-કપટ કરનારાઓની દ્યૂતક્રીડા, સહનશીલ જનોની તિતિક્ષા અને સાત્ત્વિક પુરુષોમાં રહેનારો

૧. ઽશ્વત્થં । ૨. યવાઃ । ૩. સર્વસેનાનામગ્રણીર્ભગ૦ । ૪. સૌનૃતં । ૫. પ્રાચીન પ્રતમાં આ શ્લોકાર્ધ શ્લોક ૩૩ના પૂર્વાર્ધ મુજબ આ પ્રમાણે છે - 'વિશ્વાવસુઃ પૂર્વચિત્તિર્ગન્ધર્વાપ્સરસામહમ્ ।'

* ગીતામાં પણ કહ્યું છે કે, 'વાદઃ પ્રવદતામહમ્'.

ઓજઃ સહો બલવતાં કર્માહં[1] વિદ્ધિ સાત્ત્વતામ્ ।
સાત્ત્વતાં નવમૂર્તીનામાદિમૂર્તિરહં પરા ॥ ૩૨॥

સત્ત્વગુણ હું છું. ॥ ૩૧ ॥ બળવાનોનો ઉત્સાહ અને પરાક્રમ તથા ભગવદ્ભક્તોનું ભક્તિયુક્ત નિષ્કામ કર્મ હું છું. વૈષ્ણવોના આરાધ્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, નારાયણ, હયગ્રીવ, વરાહ, નૃસિંહ અને બ્રહ્મા - આ વિગ્રહોમાં પ્રથમ અને શ્રેષ્ઠ વિગ્રહ વાસુદેવ હું છું. ॥ ૩૨ ॥

વિશ્વાવસુઃ પૂર્વચિત્તિર્ગન્ધર્વાપ્સરસામહમ્[2] ।
ભૂધરાણામહં સ્થૈર્યં ગન્ધમાત્રમહં ભુવઃ ॥ ૩૩॥

ગંધર્વોમાં વિશ્વાવસુ અને અપ્સરાઓમાં પૂર્વચિત્તિ હું છું. પર્વતોમાં સ્થિરતા અને પૃથ્વીમાં શુદ્ધ ગંધ-તન્માત્રા હું છું. ॥ ૩૩ ॥

અપાં રસશ્ચ પરમસ્તેજિષ્ઠાનાં વિભાવસુઃ ।
પ્રભા સૂર્યેન્દુતારાણાં શબ્દોઽહં નભસઃ પરઃ ॥ ૩૪॥

જળમાં રહેલ રસ-તન્માત્રા, તેજસ્વીઓમાં રહેલી સૂક્ષ્મ તેજસ્વિતા, અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા અને નક્ષત્રોમાં પ્રભા તથા આકાશનો એક માત્ર ગુણ શબ્દ હું છું. ॥ ૩૪ ॥

બ્રહ્મણ્યાનાં બલિરહં વીરાણામહમર્જુનઃ ।
ભૂતાનાં સ્થિતિરુત્પત્તિરહં વૈ પ્રતિસઙ્ક્રમઃ ॥ ૩૫॥

ઉદ્ધવજી! બ્રાહ્મણ ભક્તોમાં બલિ, વીરપુરુષોમાં અર્જુન હું છું; અને પ્રાણીઓમાં તેમની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આ ત્રણેય મારી વિભૂતિઓ છે. ॥ ૩૫ ॥

ગત્યુક્ત્યુત્સર્ગોપાદાનમાનન્દસ્પર્શલક્ષણમ્ ।
આસ્વાદશ્રુત્યવઘ્રાણમહં સર્વેન્દ્રિયેન્દ્રિયમ્ ॥ ૩૬॥

પૃથિવી વાયુરાકાશ આપો જ્યોતિરહં મહાન્ ।
વિકારઃ પુરુષોઽવ્યક્તં[3] રજઃ સત્ત્વં તમઃ પરમ્ ॥ ૩૭॥

હું જ પ્રાણીઓમાં ચાલવાની, બોલવાની, મળત્યાગની, પકડવાની, આનંદ-ઉપભોગની શક્તિ છું. સ્પર્શની, દર્શનની, સ્વાદની, સાંભળવાની અને સૂંઘવાની શક્તિ પણ હું જ છું. સમસ્ત ઇન્દ્રિયોની ઇન્દ્રિય-શક્તિ હું જ છું. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, અહંકાર, મહત્તત્ત્વ, પંચમહાભૂત, જીવ, અવ્યક્ત પ્રકૃતિ, સત્ત્વ, રજ, તમ - આ બધા વિકારો અને તેમનાથી પર રહેનારા બ્રહ્મ - આ બધું હું છું. ॥ ૩૬-૩૭ ॥

અહમેતત્પ્રસઙ્ખ્યાનં જ્ઞાનં તત્ત્વવિનિશ્ચયઃ ।
મયેશ્વરેણ જીવેન ગુણેન ગુણિના વિના ।
સર્વાત્મનાપિ સર્વેણ ન ભાવો વિદ્યતે ક્વચિત્ ॥ ૩૮॥

આ બધાં તત્ત્વોની ગણના, લક્ષણો દ્વારા તેમનું જ્ઞાન તથા તત્ત્વજ્ઞાન દ્વારા તેનું ફળ પણ હું જ છું. હું જ ઈશ્વર છું, હું જ જીવ છું, હું જ ગુણ છું અને ગુણી પણ હું જ છું. હું જ સર્વનો આત્મા છું અને સર્વરૂપ પણ હું છું. મારા સિવાય કોઈ પણ પદાર્થ ક્યાંય નથી. ॥ ૩૮ ॥

સઙ્ખ્યાનં પરમાણૂનાં કાલેન ક્રિયતે મયા ।
ન તથા મે વિભૂતીનાં સૃજતોઽણ્ડાનિ કોટિશઃ ॥ ૩૯॥

જો હું ગણવા લાગું તો કદાચ પરમાણુઓની ગણતરી થઈ જાય, પરંતુ મારી વિભૂતિઓની ગણના થઈ શકે એમ નથી. કેમકે, જ્યારે મારા રચેલાં કોટિ-કોટિ બ્રહ્માંડોની પણ ગણતરી થઈ શકતી નથી ત્યારે મારી વિભૂતિઓની ગણતરી કઈ રીતે થઈ શકે? ॥ ૩૯ ॥

તેજઃ શ્રીઃ કીર્તિરૈશ્વર્યં હ્રીસ્ત્યાગઃ સૌભગં ભગઃ ।
વીર્યં તિતિક્ષા વિજ્ઞાનં યત્ર યત્ર સ મેંઽશકઃ ॥ ૪૦॥

એમ સમજો કે, જેનામાં પણ તેજ, શ્રી, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, ત્યાગ, સૌન્દર્ય, સૌભાગ્ય, પરાક્રમ, તિતિક્ષા અને વિજ્ઞાન વગેરે શ્રેષ્ઠ ગુણ હોય તે મારા જ અંશ છે. ॥ ૪૦ ॥

એતાસ્તે કીર્તિતાઃ સર્વાઃ સઙ્ક્ષેપેણ વિભૂતયઃ ।
મનોવિકારા એવૈતે યથા વાચાઽભિધીયતે ॥ ૪૧॥

ઉદ્ધવજી! મેં તમારા પ્રશ્ન પ્રમાણે સંક્ષેપમાં વિભૂતિઓનું વર્ણન કર્યું. આ બધી પરમાર્થ-વસ્તુ નથી, મનનો વિકારમાત્ર છે. કેમકે, મનથી વિચારેલી, વાણીથી બોલેલી કોઈ પણ વસ્તુ પરમાર્થ (વાસ્તવિક) હોતી નથી. તે તો એક કલ્પના જ હોય છે. ॥ ૪૧ ॥

૧. કામઃ । ૨. પ્રાચીન પ્રતમાં આ શ્લોકાર્ધ નથી. । ૩. ઽહવ્યક્તો ।

વાચં યચ્છ મનો યચ્છ પ્રાણાન્[1] યચ્છેન્દ્રિયાણિ ચ ।
આત્માનમાત્મના યચ્છ ન ભૂયઃ કલ્પસેઽધ્વને ॥ ૪૨॥

યો વૈ વાઙ્મનસી સમ્યગસંયચ્છન્ ધિયા યતિઃ ।
તસ્ય વ્રતં તપો જ્ઞાનં સ્રવત્યામઘટામ્બુવત્ ॥ ૪૩॥

તસ્માન્મનોવચઃપ્રાણાન્[2] નિયચ્છેન્મત્પરાયણઃ ।
મદ્ભક્તિયુક્તયા બુદ્ધ્યા તતઃ પરિસમાપ્યતે ॥ ૪૪॥

તેથી તમે વાણીને વશમાં કરો, મનના સંકલ્પ-વિકલ્પ બંધ કરો, પ્રાણોને વશમાં કરો અને ઇન્દ્રિયોનું દમન કરો તથા સાત્ત્વિક બુદ્ધિ દ્વારા સાંસારિક બાબતોનું ચિંતન છોડી દો: પછી તમારે સંસારના જન્મ-મૃત્યુરૂપી દુઃખમય માર્ગમાં ભટકવું નહીં પડે. ॥ ૪૨ ॥ જે સાધક બુદ્ધિ દ્વારા વાણી અને મનને પૂરી રીતે વશમાં કરતો નથી, તેનાં વ્રત, તપ અને જ્ઞાન એ રીતે ક્ષીણ થઈ જાય છે, જેમ કાચા ઘડામાં ભરેલું જળ. ॥ ૪૩ ॥ તેથી મારા પ્રિય ભક્તે મારા પરાયણ થઈને ભક્તિયુક્ત બુદ્ધિથી વાણી, મન અને પ્રાણોનો સંયમ કરવો જોઈએ. આવું કર્યા પછી તેને કાંઈ કરવાનું શેષ રહેતું નથી. તે કૃતકૃત્ય થઈ જાય છે. ॥ ૪૪ ॥

—★—

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત સોળમો અધ્યાય સમાપ્ત.

—★—

# સત્તરમો અધ્યાય

## વર્ણાશ્રમધર્મનું નિરૂપણ

*ઉદ્ધવ ઉવાચ*

યસ્ત્વયાઽભિહિતઃ પૂર્વં ધર્મસ્ત્વદ્ભક્તિલક્ષણઃ ।
વર્ણાશ્રમાચારવતાં સર્વેષાં દ્વિપદામપિ ॥ ૧॥

યથાનુષ્ઠીયમાનેન ત્વયિ ભક્તિર્નૃણાં ભવેત્ ।
સ્વધર્મેણારવિન્દાક્ષ તત્[3] સમાખ્યાતુમર્હસિ ॥ ૨॥

પુરા કિલ મહાબાહો ધર્મં પરમકં પ્રભો ।
યત્તેન હંસરૂપેણ બ્રહ્મણેઽભ્યાત્થ માધવ ॥ ૩॥

સ ઇદાનીં સુમહતા કાલેનામિત્રકર્શન ।
ન પ્રાયો ભવિતા મર્ત્યલોકે પ્રાગનુશાસિતઃ ॥ ૪॥

વક્તા કર્તાઽવિતા નાન્યો ધર્મસ્યાચ્યુત તે ભુવિ ।
સભાયામપિ વૈરિઞ્ચ્યાં યત્ર મૂર્તિધરાઃ કલાઃ ॥ ૫॥

**ઉદ્ધવજીએ કહ્યું** — હે કમલનયન શ્રીકૃષ્ણ! આપે પહેલાં વર્ણાશ્રમ-ધર્મનું પાલન કરવાવાળાઓને માટે અને સામાન્ય મનુષ્ય માટે તે ધર્મનો ઉપદેશ કર્યો હતો, જેનાથી આપની ભક્તિ પ્રાપ્ત થાય છે. હવે આપ કૃપા કરીને એ કહો કે મનુષ્ય પોતપોતાના ધર્મનું પાલન કરતો રહીને આપની ભક્તિ સહેલાઈથી કઈ રીતે પ્રાપ્ત કરી શકે? ॥ ૧-૨ ॥

હે પ્રભુ! હે માધવ! પહેલાં આપે હંસરૂપે અવતાર લઈને બ્રહ્માજીને ધર્મનો ઉપદેશ આપ્યો હતો. ॥ ૩ ॥

હે રિપુદમન! આપના શ્રીમુખે કહેવાયેલ ધર્મના ઉપદેશને તો ઘણો કાળ પસાર થઈ ગયો છે, તેથી હું માનું છું કે મૃત્યુલોકમાંથી તે વિસ્મૃત થઈ ગયો હોય. ॥ ૪ ॥

હે અચ્યુત! પૃથ્વીમાં તથા બ્રહ્માની તે સભામાં પણ, જ્યાં સંપૂર્ણ વેદ મૂર્તિમાન થઈને બિરાજે છે, આપના સિવાય એવું કોઈ નથી જે આપના આ ધર્મનું પ્રવચન, પ્રચાર અને સંરક્ષણ કરી શકે. ॥ ૫ ॥

૧. પ્રાણં । ૨. વચોમનઃપ્રાણાન્ । ૩. તન્મમાખ્યાતું ।

કર્ત્રાઽવિત્રા પ્રવક્ત્રા ચ ભવતા મધુસૂદન ।
ત્યક્તે મહીતલે દેવ વિનષ્ટં કઃ પ્રવક્ષ્યતિ ॥ ૬॥

તત્ત્વં[1] નઃ સર્વધર્મજ્ઞ ધર્મસ્ત્વદ્ભક્તિલક્ષણઃ ।
યથા યસ્ય વિધીયેત તથા વર્ણય મે પ્રભો ॥ ૭॥

*શ્રીશુક ઉવાચ*

ઈત્થં સ્વભૃત્યમુખ્યેન પૃષ્ટઃ સ ભગવાન્ હરિઃ ।
પ્રીતઃ ક્ષેમાય મર્ત્યાનાં ધર્માનાહ સનાતનાન્ ॥ ૮॥

*શ્રીભગવાનુવાચ*

ધર્મ્ય એષ તવ પ્રશ્નો નૈઃશ્રેયસકરો નૃણામ્ ।
વર્ણાશ્રમાચારવતાં તમુદ્ધવ નિબોધ મે ॥ ૯॥

આદૌ કૃતયુગે વર્ણો નૃણાં હંસ ઈતિ સ્મૃતઃ ।
કૃત્યકૃત્યાઃ પ્રજા જાત્યા[2] તસ્માત્ કૃતયુગં વિદુઃ ॥ ૧૦॥

વેદઃ પ્રણવ એવાગ્રે ધર્મોઽહં વૃષરૂપધૃક્ ।
ઉપાસતે તપોનિષ્ઠા હંસં માં મુક્તકિલ્બિષાઃ ॥ ૧૧॥

ત્રેતામુખે[3] મહાભાગ પ્રાણાન્મે હૃદયાત્ત્રયી ।
વિદ્યા પ્રાદુરભૂત્તસ્યા[4] અહમાસં ત્રિવૃન્મખઃ ॥ ૧૨॥

વિપ્રક્ષત્રિયવિટ્શૂદ્રા મુખબાહૂરુપાદજાઃ ।
વૈરાજાત્ પુરુષાજ્જાત ય આત્માચારલક્ષણાઃ ॥ ૧૩॥

ગૃહાશ્રમો જઘનતો બ્રહ્મચર્યં હૃદો મમ ।
વક્ષઃસ્થાનાદ્ વને વાસો ન્યાસઃ શીર્ષણિ સંસ્થિતઃ[5] ॥ ૧૪॥

હે મધુસૂદન! આપ જ આ ધર્મના પ્રવર્તક, રક્ષક અને ઉપદેશક છો. હે પરમાત્મન્! જ્યારે આપ આ પૃથ્વી પરથી આપની લીલા સંકેલી લેશો ત્યારે તો આ ધર્મનો લોપ થઈ જશે અને અદૃશ્ય થયેલા ધર્મનું વિવેચન કોણ કરશે? ॥ ૬ ॥

તેથી હે સર્વધર્મના જ્ઞાતા પ્રભુ! આપ એ ધર્મનું વર્ણન કરો કે જે આપની ભક્તિ પ્રાપ્ત કરાવનાર છે; વળી, તે ધર્મનું સરળતાથી પાલન થઈ શકે તે પ્રકારનું વર્ણન કરી મને તે ધર્મનું સ્વરૂપ કહેવાની કૃપા કરો. ॥ ૭ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! જ્યારે આ પ્રમાણે ભક્તશિરોમણિ ઉદ્ધવજીએ પ્રશ્ન કર્યો, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે ખૂબ પ્રસન્ન થઈને પ્રાણીઓના કલ્યાણાર્થે તેમને સનાતન ધર્મનો ઉપદેશ આપ્યો. ॥ ૮ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! તમારો પ્રશ્ન ધર્મમય છે, કેમકે, એ સઘળા વર્ણાશ્રમધર્મોના મનુષ્યોને પરમકલ્યાણસ્વરૂપ મોક્ષની પ્રાપ્તિ કરાવનાર છે. તેથી હું તમને તે ધર્મોનો ઉપદેશ આપું છું, સાવધાનીપૂર્વક સાંભળો. ॥ ૯ ॥

આ કલ્પના પ્રારંભમાં જ્યારે સતયુગ ચાલી રહ્યો હતો ત્યારે ચાર વર્ણો ન હતા, પરંતુ હંસ નામનો એક જ વર્ણ હતો. તે સમયે લોકો જન્મથી જ કૃતકૃત્ય હતા તેથી તે યુગને લોકો કૃતયુગના નામે ઓળખે છે. ॥ ૧૦ ॥

તે સમયે કેવળ પ્રણવ જ વેદ હતો અને તપસ્યા, શૌચ, દયા અને સત્ય - આ ચાર ચરણોથી યુક્ત હું જ વૃષભરૂપધારી ધર્મ હતો. તે સમયના નિષ્પાપ અને પરમ તપસ્વી ભક્તો મુજ હંસસ્વરૂપ શુદ્ધ પરમાત્માની ઉપાસના કરતા હતા. ॥ ૧૧ ॥

— પરમ ભાગ્યશાળી ઉદ્ધવ! સતયુગ પછી ત્રેતાયુગનો પ્રારંભ થતાં મારા હૃદયમાંથી પ્રાણો દ્વારા ભગવતી શ્રુતિવિદ્યા ઉત્પન્ન થઈ. આ શ્રુતિના ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ એમ ત્રણ નામ થયાં. આ ત્રણે વેદો દ્વારા હોતા, અધ્વર્યુ અને ઉદ્ગાતાના કર્મરૂપ ત્રણ ભેદોવાળા યજ્ઞના રૂપમાં હું પ્રગટ થયો. ॥ ૧૨ ॥

વિરાટ પુરુષના મુખમાંથી વિપ્રો, બાહુમાંથી ક્ષત્રિયો, સાથળમાંથી વૈશ્યો અને ચરણોમાંથી શૂદ્રોની ઉત્પત્તિ થઈ. આ ચાર વર્ણો તેમના આચારથી ઓળખવામાં આવતા હતા. ॥ ૧૩ ॥

ઉદ્ધવજી! મુજ વિરાટ પુરુષની સાથળમાંથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, વક્ષઃસ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સંન્યાસાશ્રમની ઉત્પત્તિ થઈ. ॥ ૧૪ ॥

૧. તત્ત્વતઃ સર્વ૦ । ૨. યસ્માત્ । ૩. ત્રેતાયુગે । ૪. ૦રભૂત્તત્ર । ૫ વક્ષઃસ્થલાદ્વને વાસઃ સંન્યાસઃ શિરસિ સ્થિતઃ ।

વર્ણાનામાશ્રમાણાં ચ જન્મભૂમ્યનુસારિણીઃ[1] ।
આસન્[2] પ્રકૃતયો નૃણાં નીચૈર્નીચોત્તમોત્તમાઃ ॥ ૧૫॥

આ વર્ણ અને આશ્રમોના લોકોના સ્વભાવ પણ તેમના ઉત્પત્તિસ્થાન પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ થયા અર્થાત્ ઉત્તમ સ્થાનોથી ઉત્પન્ન થનારાઓનો સ્વભાવ ઉત્તમ અને અધમ સ્થાનથી ઉત્પન્ન થનારાઓનો સ્વભાવ અધમ થયો. ॥ ૧૫ ॥

શમો દમસ્તપઃ શૌચં સન્તોષઃ ક્ષાન્તિરાર્જવમ્ ।
મદ્ભક્તિશ્ચ દયા સત્યં બ્રહ્મપ્રકૃતયસ્ત્વિમાઃ ॥ ૧૬॥

શમ, દમ, તપ, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, ભક્તિ, દયા અને સત્ય – આ બ્રાહ્મણના સ્વાભાવિક ધર્મ છે. ॥ ૧૬ ॥

તેજો બલં ધૃતિઃ શૌર્યં તિતિક્ષૌદાર્યમુદ્યમઃ ।
સ્થૈર્યં બ્રહ્મણ્યતૈશ્વર્યં ક્ષત્રપ્રકૃતયસ્ત્વિમાઃ ॥ ૧૭॥

તેજ, બળ, ધૈર્ય, વીરતા, સહનશીલતા, ઉદારતા, ઉદ્યોગ, સ્થિરતા, બ્રાહ્મણ-ભક્તિ અને ઐશ્વર્ય—આ ક્ષત્રિયના સ્વાભાવિક ધર્મ છે. ॥ ૧૭ ॥

આસ્તિક્યં દાનનિષ્ઠા ચ અદમ્ભો બ્રહ્મસેવનમ્[3] ।
અતુષ્ટિરર્થોપચયૈર્વૈશ્યપ્રકૃતયસ્ત્વિમાઃ ॥ ૧૮॥

આસ્તિકતા, દાનશીલતા, દમ્ભહીનતા, બ્રાહ્મણોની સેવા અને ધનમાં અસંતોષ – આ વૈશ્ય વર્ણના સ્વાભાવિક ધર્મ છે. ॥ ૧૮ ॥

શુશ્રૂષણં દ્વિજગવાં દેવાનાં ચાપ્યમાયયા ।
તત્ર લબ્ધેન સન્તોષઃ શૂદ્રપ્રકૃતયસ્ત્વિમાઃ ॥ ૧૯॥

બ્રાહ્મણો, ગાયો અને દેવતાઓની નિષ્કપટભાવે સેવા કરવી અને તેમાંથી જે કાંઈ મળે તેમાં સંતુષ્ટ રહેવું – આ શૂદ્રનો સ્વાભાવિક ધર્મ છે. ॥ ૧૯ ॥

અશૌચમનૃતં સ્તેયં નાસ્તિક્યં શુષ્કવિગ્રહઃ ।
કામઃ ક્રોધશ્ચ તર્ષશ્ચ[4] સ્વભાવોઽન્તેવસાયિનામ્[5] ॥ ૨૦॥

અપવિત્રતા, અસત્ય ભાષણ, ચોરી કરવી, નાસ્તિકતા, કારણ વિના કંકાસ, કામ, ક્રોધ અને તૃષ્ણાને વશ રહેવું - આ વર્ણાશ્રમથી બહિષ્કૃત લોકોનો સ્વભાવ છે. ॥ ૨૦ ॥

અહિંસા સત્યમસ્તેયમકામક્રોધલોભતા ।
ભૂતપ્રિયહિતેહા ચ ધર્મોઽયં સાર્વવર્ણિકઃ ॥ ૨૧॥

ઉદ્ધવજી! ચાર વર્ણો અને ચાર આશ્રમો માટે સાધારણ ધર્મ એ છે કે, મન, વાણી અને શરીરથી કોઈની હિંસા ન કરવી, દૃઢતાથી સત્યનું આચરણ કરવું, ચોરી ન કરવી, કામ, ક્રોધ, લોભથી દૂર રહેવું અને પ્રાણીમાત્રનું પ્રિય તથા હિત ઇચ્છવું. ॥ ૨૧ ॥

દ્વિતીયં પ્રાપ્યાનુપૂર્વ્યાજ્જન્મોપનયનં દ્વિજઃ ।
વસન્ ગુરુકુલે દાન્તો બ્રહ્માધીયીત ચાહુતઃ[6] ॥ ૨૨॥

બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ગર્ભાધાન વગેરે સંસ્કારોના ક્રમથી યજ્ઞોપવીત સંસ્કારરૂપ દ્વિજત્વ પ્રાપ્ત કરીને ગુરુકુળમાં રહે અને ઇન્દ્રિયોને વશમાં રાખે. આચાર્ય બોલાવે ત્યારે વેદાધ્યયન કરે. (વેદના અર્થનો વિચાર કરે.) ॥ ૨૨ ॥

મેખલાજિનદણ્ડાક્ષબ્રહ્મસૂત્રકમણ્ડલૂન્ ।
જટિલોઽધૌતદદ્વાસોઽરક્તપીઠઃ કુશાન્ દધત્ ॥ ૨૩॥

મેખલા, મૃગચર્મ, વર્ણ પ્રમાણે દંડ, રુદ્રાક્ષની માળા, યજ્ઞોપવીત અને કમંડળ ધારણ કરે. માથે જટા રાખે, દાંતોની સફાઈ અને વસ્ત્રાદિથી વધારે સુશોભિત ન બને. રંગીન મુલાયમ આસન પર ન બેસે, બેસવા માટે દર્ભાસન રાખે. ॥ ૨૩ ॥

સ્નાનભોજનહોમેષુ જપોચ્ચારે[7] ચ વાગ્યતઃ ।
ન ચ્છિન્દ્યાન્નખરોમાણિ કક્ષોપસ્થગતાન્યપિ ॥ ૨૪॥

સ્નાન, ભોજન, હવન, જપ અને મળ-મૂત્રત્યાગના સમયે મૌન રાખે. નખ ઉતારવા નહીં અને બગલના, ગુહ્યભાગના અથવા કોઈ પણ ભાગના વાળ કાઢવા નહિ. ॥ ૨૪ ॥

રેતો નાવકિરેજ્જાતુ[8] બ્રહ્મવ્રતધરઃ સ્વયમ્ ।
અવકીર્ણોઽવગાહ્યાપ્સુ યતાસુસ્ત્રિપદીં જપેત્ ॥ ૨૫॥

બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન કરવું, ક્યારેય સ્વયં વીર્યપાત ન કરવો; જો સ્વપ્ન આદિમાં થઈ જાય તો સ્નાન કરી પ્રાણાયામ કરવો અને ગાયત્રીના જપ કરવા. ॥ ૨૫ ॥

૧. ૦ચારિણીઃ । ૨. આસન્વૈ ગતયો નૃણાં । ૩. વિપ્રસેવનમ્ । ૪. હર્ષશ્ચ । ૫. ૦ઽન્ત્યાવસાયિનામ્ । ૬. ચાશ્રુતઃ । ૭. મન્ત્રોચ્ચારે । ૮. ન વિકિરેજ્જાતુ ।

અગ્ન્યર્કાચાર્યગોવિપ્રગુરુવૃદ્ધસુરાઞ્છુચિઃ[1] ।
સમાહિત ઉપાસીત સન્ધ્યે ચ યતવાગ્ જપન્ ॥ ૨૬॥

બ્રહ્મચારીએ પવિત્ર અને એકાગ્રચિત્ત થઈને અગ્નિ, સૂર્ય, આચાર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધજનો, અને દેવતાઓની ઉપાસના કરવી. સાયંકાળ અને પ્રાતઃકાળમાં મૌન રહી સંધ્યા કરવી અને ગાયત્રી જપ કરવા. ॥ ૨૬ ॥

આચાર્યં માં વિજાનીયાન્નાવમન્યેત કર્હિચિત્ ।
ન મર્ત્યબુદ્ધ્યાઽસૂયેત સર્વદેવમયો ગુરુઃ ॥ ૨૭॥

ગુરુને મારું જ રૂપ સમજવું, તેમનો ક્યારેય તિરસ્કાર ન કરવો. તેમના પ્રત્યે સાધારણ મનુષ્ય સમજીને દોષદૃષ્ટિથી ન જોવું. કેમકે ગુરુ સર્વદેવમય છે. ॥ ૨૭ ॥

સાયં પ્રાતરુપાનીય ભૈક્ષ્યં તસ્મૈ નિવેદયેત્ ।
યચ્ચાન્યદપ્યનુજ્ઞાતમુપયુઞ્જીત સંયતઃ ॥ ૨૮॥

સાયંકાળ અને પ્રાતઃકાળ બન્ને સમયે જે કાંઈ ભિક્ષામાં મળે તે લાવીને ગુરુદેવની સામે મૂકી દેવું. બીજું કંઈ પણ હોય તે પણ ગુરુજીને ચરણે ધરી દેવું અને તેમની આજ્ઞા પછી જ તેનો ઉપયોગ કરવો. ॥ ૨૮ ॥

શુશ્રૂષમાણ આચાર્યં સદોપાસીત નીચવત્ ।
યાનશય્યાસનસ્થાનૈર્નાતિદૂરે કૃતાઞ્જલિઃ ॥ ૨૯॥

ગુરુદેવની સાથે જવાનું થાય તો તેમની પાછળ-પાછળ ચાલવું, તેમના સૂઈ ગયા પછી ખૂબ જ સાવધાની સાથે તેમનાથી થોડા દૂર સૂવું. ગુરુદેવ થાકેલા હોય તો તેમની ચરણસેવા કરવી, તેઓ બેઠા હોય તો તેમના આદેશની પ્રતિક્ષામાં હાથજોડી ઊભા રહેવું. [આ પ્રમાણે ખૂબ જ સામાન્યજનની જેમ સેવા-શુશ્રૂષા દ્વારા હંમેશાં ગુરુદેવની આજ્ઞામાં તત્પર રહેવું. ॥ ૨૯ ॥

એવંવૃત્તો ગુરુકુલે વસેદ્ ભોગવિવર્જિતઃ ।
વિદ્યા સમાપ્યતે યાવદ્ બિભ્રદ્ વ્રતમખણ્ડિતમ્ ॥ ૩૦॥

જ્યાં સુધી વિદ્યાધ્યયન સમાપ્ત ન થઈ જાય, ત્યાં સુધી સર્વ પ્રકારના ભોગોથી દૂર રહી, આ પ્રમાણે જ ગુરુકુળમાં નિવાસ કરવો અને બ્રહ્મચર્યનું સાવધાનીથી પાલન કરવું. ॥ ૩૦ ॥

યદ્યસૌ છન્દસાં લોકમારોક્ષ્યન્ બ્રહ્મવિષ્ટપમ્ ।
ગુરવે વિન્યસેદ્[2] દેહં સ્વાધ્યાયાર્થં બૃહદ્વ્રતઃ ॥ ૩૧॥

આવો બ્રહ્મચારી મૂર્તિમાન વેદોના નિવાસસ્થાન એવા બ્રહ્મલોકમાં જવા ઇચ્છતો હોય તો તેણે નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળી અધિક સ્વાધ્યાય માટે અને ગુરુઋણ ચુકવવા માટે દેહ ગુરુને અર્પણ કરી દેવો. ॥ ૩૧ ॥

અગ્નૌ ગુરાવાત્મનિ ચ સર્વભૂતેષુ માં પરમ્ ।
અપૃથગ્ધીરુપાસીત બ્રહ્મવર્ચસ્વ્યકલ્મષઃ ॥ ૩૨॥

આવો બ્રહ્મચારી સાચે જ બ્રહ્મતેજથી સંપન્ન થઈ જાય છે અને તેના સઘળાં પાપો નષ્ટ થઈ જાય છે. તેણે અગ્નિ, ગુરુ પોતાના શરીરમાં અને સમસ્ત પ્રાણીઓના હૃદયમાં એ જ પરમાત્મા વિરાજમાન છે એવી ભાવના સાથે મારી ઉપાસના કરવી. ॥ ૩૨ ॥

સ્ત્રીણાં નિરીક્ષણસ્પર્શસંલાપક્ષ્વેલનાદિકમ્ ।
પ્રાણિનો મિથુનીભૂતાનગૃહસ્થોઽગ્રતસ્ત્યજેત્ ॥ ૩૩॥

બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓએ સ્ત્રીઓ સામે દૃષ્ટિ ન કરવી, તેમનો સ્પર્શ ન કરવો, વાતચીત ન કરવી અને હસી-મજાક વગેરેથી બિલકુલ દૂર રહેવું જોઈએ. સંભોગ કરતાં પ્રાણીઓ સામે દૃષ્ટિ કરવી નહીં. ॥ ૩૩ ॥

શૌચમાચમનં સ્નાનં સન્ધ્યોપાસનમાર્જવમ્[3] ।
તીર્થસેવા જપોઽસ્પૃશ્યાભક્ષ્યાસમ્ભાષ્યવર્જનમ્ ॥ ૩૪॥

સર્વાશ્રમપ્રયુક્તોઽયં નિયમઃ કુલનન્દન ।
મદ્ભાવઃ સર્વભૂતેષુ મનોવાક્કાયસંયમઃ ॥ ૩૫॥

પ્રિય ઉદ્ધવ! શૌચ, આચમન, સ્નાન, સન્ધ્યોપાસના, સરળતા, તીર્થસેવન, જપ, સમસ્ત પ્રાણીઓમાં ભગવાન વસે છે એવું માનવું, મન, વાણી અને શરીરથી સંયમ રાખવો – આ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી – બધાના માટે સરખા નિયમ છે. અસ્પૃશ્યને અડકવું નહીં, અભક્ષ્ય પદાર્થો ન ખાવાં અને જેની સાથે બોલવું યોગ્ય ન હોય તેની સાથે ન બોલવું – આ બધા નિયમો પણ બધા માટે છે. ॥ ૩૪-૩૫ ॥

૧. ०વૃદ્ધાન્ સુરાનપિ । ૨. ચ ન્યસેદ્દેહં । ૩. સન્ધ્યોપાસ્તિર્મમાર્ચનમ્ ।

એવં બૃહદ્વ્રતધરો બ્રાહ્મણોઽગ્નિરિવ જ્વલન્ ।
મદ્ભક્તસ્તીવ્રતપસા દગ્ધકર્માશયોઽમલઃ ॥ ૩૬॥

આ પ્રમાણે નિયમોનું પાલન કરનાર અને બ્રહ્મપ્રાપ્તિની ઈચ્છા ધરાવતો નૈષ્ઠિક બ્રહ્મચારી અગ્નિ સમાન તેજસ્વી બની જાય છે. તીવ્ર તપસ્યાથી તેના કર્મ-સંસ્કાર ભસ્મ થઈ જાય છે, અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે અને તે મારો ભક્ત બનીને મને પ્રાપ્ત કરી લે છે. ॥ ૩૬ ॥

અથાનન્તરમાવેક્ષ્યન્ યથા જિજ્ઞાસિતાગમઃ ।
ગુરવે દક્ષિણાં દત્ત્વા સ્નાયાદ્ ગુર્વનુમોદિતઃ ॥ ૩૭॥

પ્રિય ઉદ્ધવ! બ્રહ્મચારી જો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા ઈચ્છતો હોય તો વિધિપૂર્વક વેદાધ્યયન સમાપ્ત કરીને આચાર્યને દક્ષિણા આપી તેમની આજ્ઞા લઈને સમાવર્તન સંસ્કાર કરાવી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરે. ॥ ૩૭ ॥

ગૃહં વનં વોપવિશેત્ પ્રવ્રજેદ્ વા દ્વિજોત્તમઃ ।
આશ્રમાદાશ્રમં ગચ્છેન્નાન્યથા મત્પરશ્ચરેત્ ॥ ૩૮॥

બ્રહ્મચારીએ બ્રહ્મચર્ય આશ્રમ પછી ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ-આશ્રમમાં પ્રવેશ કરવો જોઈએ. જો બ્રાહ્મણશરીર હોય તો સંન્યાસ પણ ગ્રહણ કરી શકે છે, અથવા ક્રમશઃ એકથી બીજા આશ્રમમાં પ્રવેશ કરે; પરંતુ કોઈ પણ આશ્રમમાં મારી ભક્તિ તો કરવી જ જોઈએ અને કોઈ આશ્રમ વિના ન રહેવું. ॥ ૩૮ ॥

ગૃહાર્થી સદૃશીં ભાર્યામુદ્વહેદજુગુપ્સિતામ્ ।
યવીયસીં તુ વયસા તાં સવર્ણામનુક્રમાત્ ॥ ૩૯॥

પ્રિય ઉદ્ધવ! જો બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરવો હોય તો બ્રહ્મચારીએ પોતાને અનુકૂળ અને શાસ્ત્રોક્ત લક્ષણોથી સંપન્ન ખાનદાન અને ઉંમરમાં નાની હોય, પોતાના વર્ણની હોય તેવી કન્યા સાથે લગ્ન કરવાં. ॥ ૩૯ ॥

ઈજ્યાધ્યયનદાનાનિ સર્વેષાં ચ દ્વિજન્મનામ્ ।
પ્રતિગ્રહોઽધ્યાપનં ચ બ્રાહ્મણસ્યૈવ યાજનમ્ ॥ ૪૦॥

યજ્ઞ-યાગાદિ, અધ્યયન અને દાન આપવાનો અધિકાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને સમાનરૂપે છે. પરંતુ દાન લેવાનો, અધ્યાપન અને યજ્ઞ-યાગાદિ કરાવવાનો અધિકાર માત્ર બ્રાહ્મણોને જ છે. ॥ ૪૦ ॥

પ્રતિગ્રહં મન્યમાનસ્તપસ્તેજોયશોનુદમ્ ।
અન્યાભ્યામેવ જીવેત [1]શિલૈર્વા દોષદૃક્ તયોઃ ॥ ૪૧॥

બ્રાહ્મણ જો આ ત્રણે વૃત્તિઓમાં દાન લેવાની વૃત્તિને તપ, તેજ અને યશનો નાશ કરવાવાળી માનતો હોય તો તે અધ્યાપન અને યજ્ઞ કરાવવા દ્વારા જ પોતાનો જીવન-નિર્વાહ કરે. પરંતુ આ બે વૃત્તિઓમાં પણ દોષદૃષ્ટિ લાગે - પરાવલંબન, દીનતા અને દોષ દેખાતા હોય – તો અનાજ લણી લીધા પછી ખેતરોમાં પડી રહેલા દાણા વીણીને જ શિલોંછવૃત્તિ વડે પોતાનો નિર્વાહ કરી લે. ॥ ૪૧ ॥

બ્રાહ્મણસ્ય હિ દેહોઽયં ક્ષુદ્રકામાય નેષ્યતે ।
કૃચ્છ્રાય તપસે ચેહ પ્રેત્યાનન્તસુખાય ચ ॥ ૪૨॥

ઉદ્ધવ! બ્રાહ્મણનું શરીર અત્યંત દુર્લભ છે. આ શરીર તુચ્છ વિષયભોગો ભોગવવા માટે મળ્યું નથી. જીવનપર્યન્ત કઠોર તપ કરીને અંતમાં અનંત આનંદરૂપી મોક્ષની પ્રાપ્તિ કરવા માટે મળ્યું છે. ॥ ૪૨ ॥

શિલોઞ્છવૃત્ત્યા પરિતુષ્ટચિત્તો
ધર્મં મહાન્તં વિરજં જુષાણઃ ।
મય્યર્પિતાત્મા ગૃહ એવ તિષ્ઠ-
ન્નાતિપ્રસક્તઃ સમુપૈતિ શાન્તિમ્ ॥ ૪૩॥

જે બ્રાહ્મણ ઘરમાં રહીને પોતાના મહાન ધર્મનું નિષ્કામભાવે પાલન કરે છે અને ખેતરોમાં અને બજારમાં પડેલા દાણા વીણીને સંતોષપૂર્વક જીવન-નિર્વાહ કરે છે, સાથે-સાથે પોતાનું શરીર, પ્રાણ, અંતઃકરણ અને આત્મા મને સમર્પિત કરી દે છે અને ક્યાંય આસક્તિ રાખતો નથી, તે સંન્યાસ લીધા વિના જ પરમ શાંતિપ્રદ પરમપદને પ્રાપ્ત થાય છે. ॥ ૪૩ ॥

૧. શિલ્પૈર્વા ।

સમુદ્ધરન્તિ યે વિપ્રં સીદન્તં મત્પરાયણમ્ ।
તાનુદ્ધરિષ્યે નચિરાદાપદ્‌ભ્યો નૌરિવાર્ણવાત્ ॥ ૪૪॥

સદા મારી સેવામાં તત્પર રહેતા બ્રાહ્મણ ભક્તના શિરે વિપત્તિઓ આવી પડે અને એમાંથી તેને કોઈ સહાય કરી બચાવી લેનારને હું તુરત જ બધી વિપત્તિઓમાંથી એ રીતે બચાવી લઉં છું, જેમ સમુદ્રમાં ડૂબતા મનુષ્યને નૌકા બચાવી લે છે. ॥ ૪૪ ॥

સર્વાઃ સમુદ્ધરેદ્ રાજા પિતેવ વ્યસનાત્ પ્રજાઃ ।
આત્માનમાત્મના ધીરો યથા ગજપતિર્ગજાન્ ॥ ૪૫॥

રાજાએ પિતાની જેમ સઘળા પ્રજાજનોનો કષ્ટોથી એ રીતે ઉદ્ધાર કરવો, તેમની રક્ષા કરવી, જેમ ગજરાજ બીજા હાથીઓને કાદવમાંથી બહાર કાઢીને પોતે પણ બહાર નીકળી જાય છે. તેમ ધીર રાજાએ પ્રજાને સંકટોમાંથી છોડાવી પોતાનો પણ ઉદ્ધાર કરવો. ॥ ૪૫ ॥

એવંવિધો નરપતિર્વિમાનેનાર્કવર્ચસા ।
વિધૂયેહાશુભં કૃત્સ્નમિન્દ્રેણ સહ મોદતે ॥ ૪૬॥

જે રાજા પ્રજાની આ પ્રમાણે રક્ષા કરે છે તે બધાં પાપોથી મુક્ત થઈને અંતે સૂર્ય જેવા તેજસ્વી વિમાનમાં બેસીને સ્વર્ગલોકમાં જાય છે અને ઇન્દ્રની સાથે સુખ ભોગવે છે. ॥ ૪૬ ॥

સીદન્ વિપ્રો વણિગ્વૃત્ત્યા પણ્યૈરેવાપદં તરેત્ ।
ખડ્‌ગેન વાઽઽપદાક્રાન્તો ન શ્વવૃત્ત્યા કથઞ્ચન ॥ ૪૭॥

જો બ્રાહ્મણ અધ્યાપન અથવા યજ્ઞ-યાગાદિથી પોતાનો નિર્વાહ ન કરી શકે તો વૈશ્યવૃત્તિનો આશ્રય લઈ લે અને જ્યાં સુધી વિપત્તિ દૂર ન થાય ત્યાં સુધી વૈશ્યવૃત્તિ કરે. જો ઘણા મોટા સંઘર્ષનો સામનો કરવો પડે તો તલવાર ઉઠાવીને ક્ષત્રિયવૃત્તિથી પણ પોતાનો નિર્વાહ કરી લે, પરંતુ કોઈ પણ સંજોગોમાં નીચજનોની સેવા - જેને 'શ્વાનવૃત્તિ' કહે છે - ન કરે. ॥ ૪૭ ॥

વૈશ્યવૃત્ત્યા તુ રાજન્યો જીવેન્મૃગયયાઽઽપદિ ।
ચરેદ્ વા વિપ્રરૂપેણ ન શ્વવૃત્ત્યા કથઞ્ચન ॥ ૪૮॥

આ પ્રમાણે જો ક્ષત્રિય પણ પ્રજાપાલન વગેરેથી પોતાનો જીવન-નિર્વાહ ન કરી શકે તો વૈશ્યવૃત્તિ, વેપાર વગેરે પણ કરી શકે. નિર્વાહ માટે મોટું સંકટ ઊભું થઈ જાય તો શિકાર કરે અથવા અધ્યાપન દ્વારા મુસીબતના દિવસો પસાર કરી દે, પરંતુ નીચજનોની સેવા કે જેને 'શ્વાનવૃત્તિ' કહે છે - ન કરે. ॥ ૪૮ ॥

શૂદ્રવૃત્તિં[1] ભજેદ્ વૈશ્યઃ શૂદ્રઃ કારુકટક્રિયામ્[2] ।
કૃચ્છ્રાન્મુક્તો ન ગર્હ્યેણ વૃત્તિં લિપ્સેત કર્મણા ॥ ૪૯॥

વૈશ્ય પણ સંકટસમયે શૂદ્રવૃત્તિ - સેવાકાર્યનો આશ્રય લઈ પોતાનો જીવન-નિર્વાહ કરી શકે અને શૂદ્રે પણ આપત્તિકાળમાં નિમ્ન લોકોનું કાર્ય - કારીગરી અર્થાત્ સાદડી ગૂંથવી વગેરે અપનાવીને નિર્વાહ કરવો. પરંતુ આપત્તિકાળ પસાર થઈ જતાં નિમ્નવર્ણોની વૃત્તિથી જીવન-નિર્વાહ કરવાનો લોભ ન કરવો. ॥ ૪૯ ॥

વેદાધ્યાયસ્વધાસ્વાહાબલ્યન્નાદ્યૈર્યથોદયમ્ ।
દેવર્ષિપિતૃભૂતાનિ મદ્‌રૂપાણ્યન્વહં યજેત્ ॥ ૫૦॥

હવે ગૃહસ્થધર્મનું વર્ણન કરતાં કહે છે - ગૃહસ્થોએ વેદાધ્યયનરૂપી બ્રહ્મયજ્ઞ, તર્પણરૂપી પિતૃયજ્ઞ, હવનરૂપી દેવયજ્ઞ, કાકબલિ આદિ ભૂતયજ્ઞ અને અન્નદાનરૂપી અતિથિયજ્ઞ વગેરે દ્વારા મારું જ સ્વરૂપ એવા ઋષિઓ, દેવતાઓ, પિતૃઓ, મનુષ્યો અને સઘળાં પ્રાણીઓમાં મારી જ ભાવના રાખી યથાશક્તિ દરરોજ પૂજા કરવી. ॥ ૫૦ ॥

યદૃચ્છયોપપન્નેન શુક્લેનોપાર્જિતેન વા ।
ધનેનાપીડયન્ ભૃત્યાન્ ન્યાયેનૈવાહરેત્ ક્રતૂન્ ॥ ૫૧॥

ગૃહસ્થ પુરુષે અનાયાસે પ્રાપ્ત થયેલા અથવા વિહિત કર્મો દ્વારા ઉપાર્જિત પોતાના શુદ્ધ દ્રવ્યથી પોતાના ભાઈ-બંધુ, આશ્રિતો, પ્રજાજનો વગેરેને કોઈ પણ પ્રકારે દુભવ્યા વિના અર્થાત્ તેમને સંતુષ્ટ કરીને ન્યાય અને વિધિ પ્રમાણે યજ્ઞ કરવો. ॥ ૫૧ ॥

૧. શૂદ્રવૃત્તિર્ભવેદ્વૈશ્યઃ । ૨. કારુકટક્રિયઃ ।

કુટુમ્બેષુ ન સજ્જેત ન પ્રમાદ્યેત્ કુટુમ્બ્યપિ ।
વિપશ્ચિન્નશ્વરં પશ્યેદદૃષ્ટમપિ દૃષ્ટવત્ ॥ ૫૨॥

પ્રિય ઉદ્ધવ! ગૃહસ્થ પુરુષે પરિવારમાં આસક્તિ ન રાખવી અને ઈશ્વર-ભજનમાં પ્રમાદ ન કરવો. બુદ્ધિમાન પુરુષે એ વાત સમજી લેવી જોઈએ કે, જેમ આ લોકના તમામ પદાર્થો નાશવાન છે એ જ રીતે સ્વર્ગાદિ પરલોકના ભોગો પણ નાશવાન જ છે. ॥ ૫૨ ॥

પુત્રદારાપ્તબન્ધૂનાં સઙ્ગમઃ પાન્થસઙ્ગમઃ ।
અનુદેહં વિયન્ત્યેતે સ્વપ્નો નિદ્રાનુગો યથા ॥ ૫૩॥

આ સ્ત્રી-પુત્ર, ભાઈ-બંધુ અને ગુરુજનોનો મેળાપ મુસાફરોના મેળાપ જેવો જ સમજવો. જેમ નિદ્રાવસ્થામાં દેખાતું સ્વપ્ન નિદ્રા પછી ચાલ્યું જાય છે તે જ પ્રમાણે પ્રત્યેક શરીર સાથે થનારા સંબંધીઓ પણ અલગ-અલગ હોય છે.* ॥ ૫૩ ॥

ઈત્થં પરિમૃશન્મુક્તો ગૃહેષ્વતિથિવદ્ વસન્ ।
ન ગૃહૈરનુબધ્યેત નિર્મમો નિરહઙ્કૃતઃ ॥ ૫૪॥

ગૃહસ્થે આ પ્રમાણે વિવેક રાખી ઘર-પરિવારમાં ફસાવું નહીં, ઘરમાં મહેમાનની જેમ અનાસક્તભાવે રહેવું. જે શરીરાદિમાં અહંકાર અને ઘર વગેરેમાં મમતા રાખતો નથી તે ગૃહસ્થીને ઘરનાં કર્મો બાંધી શકતાં નથી. ॥ ૫૪ ॥

કર્મભિર્ગૃહમેધીયૈરિષ્ટ્વા મામેવ ભક્તિમાન્ ।
તિષ્ઠેદ્ વનં વોપવિશેત્ પ્રજાવાન્ વા પરિવ્રજેદ્ ॥ ૫૫॥

મારા ભક્તને જો કોઈ સંતતિ હોય તો તે ઘરમાં રહી ગૃહસ્થનાં વિહિત કર્મો દ્વારા મારી આરાધના કરતો રહે અથવા વાનપ્રસ્થ કે સંન્યાસ ગ્રહણ કરે. ॥ ૫૫ ॥

યસ્ત્વાસક્તમતિર્ગેહે પુત્રવિત્તૈષણાતુરઃ ।
સ્ત્રૈણઃ કૃપણધીર્મૂઢો મમાહમિતિ બધ્યતે ॥ ૫૬॥

પ્રિય ઉદ્ધવ! પરંતુ જે લોકો ઘર-પરિવારમાં જ આસક્ત થઈ જાય છે, સ્ત્રી-પુત્ર અને ધનની કામનામાં ફસાઈને હાય, હાય કરે છે અને મૂઢતાવશ સ્ત્રીલંપટ અને કૃપણ થઈને 'હું અને મારું' ના ચક્કરમાં પડી જાય છે, તેઓ સંસાર-સાગરથી મુક્ત થઈ શકતા નથી. ॥ ૫૬ ॥

અહો મે પિતરૌ વૃદ્ધૌ ભાર્યા બાલાત્મજાઽઽત્મજાઃ ।
અનાથા મામૃતે દીનાઃ કથં જીવન્તિ દુઃખિતાઃ ॥ ૫૭॥

તેઓ હંમેશાં આવા જ વિચારો કરે છે — 'અરે...રે! મારા મા-બાપ વૃદ્ધ થઈ ગયાં, સ્ત્રીનાં છોકરાં હજી નાનાં છે અને બિચારાં છોકરાં પણ મારા વિના અનાથ અને દુઃખી થઈ કઈ રીતે જીવશે?' ॥ ૫૭ ॥

એવં ગૃહાશયાક્ષિપ્તહૃદયો મૂઢધીરયમ્ ।
અતૃપ્તસ્તાનનુધ્યાયન્ મૃતોઽન્ધં વિશતે તમઃ ॥ ૫૮॥

આ પ્રકારની ઘર-પરિવારની વાસનાઓમાં જેનું ચિત્ત ભ્રમિત થઈ રહ્યું છે, તે મૂર્ખ વિષયભોગોથી ક્યારેય ધરાતો નથી, તેમાં જ અટવાઈને જીવન ખોઈ બેસે છે અને મૃત્યુ પછી અંધકારમય નરકમાં જાય છે. ॥ ૫૮ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

અગિયારમા સ્કંધ-અંતર્ગત સત્તરમો અધ્યાય સમાપ્ત.

=★=

* વિયન્તિ = વિવિધાઃ યન્તિ અર્થાત્ બધા બંધુ-બાંધવો જુદા-જુદા જ પ્રાપ્ત થાય છે. આથી એવી જ દૃઢ ધારણા કરવી જોઈએ કે પોતાનો શાશ્વત સંબંધ પરમપિતા પરમાત્મા સાથે છે. લૌકિક સંબંધ તો બનાવેલા છે. તેથી પોતપોતાના અધિકાર પ્રમાણે બધાની સેવા કરવી જોઈએ, તે બધામાં મમતા-આસક્તિ રાખીને ફસાવું ન જોઈએ.

# અઢારમો અધ્યાય

## વાનપ્રસ્થ અને સંન્યાસીના ધર્મ

*શ્રીભગવાનુવાચ*

વનં વિવિક્ષુઃ પુત્રેષુ ભાર્યાં ન્યસ્ય સહૈવ વા ।
વન એવ વસેચ્છાન્તસ્તૃતીયં ભાગમાયુષઃ ॥ ૧॥

કન્દમૂલફલૈર્વન્યૈર્મેધ્યૈર્વૃત્તિં પ્રકલ્પયેત્ ।
વસીત વલ્કલં વાસસ્તૃણપર્ણાજિનાનિ ચ ॥ ૨॥

કેશરોમનખશ્મશ્રુમલાનિ[૧] બિભૃયાદ્ દતઃ ।
ન ધાવેદપ્સુ મજ્જેત ત્રિકાલં સ્થણ્ડિલેશયઃ ॥ ૩॥

ગ્રીષ્મે તપ્યેત પઞ્ચાગ્નીન્ વર્ષાસ્વાસારષાડ્ જલે ।
આકણ્ઠમગ્નઃ શિશિરે એવંવૃત્તસ્તપશ્ચરેત્ ॥ ૪॥

અગ્નિપક્વં સમશ્નીયાત્ કાલપક્વમથાપિ વા ।
ઉલૂખલાશ્મકુટ્ટો વા દન્તોલૂખલ એવ વા ॥ ૫॥

સ્વયં સઞ્ચિનુયાત્ સર્વમાત્મનો વૃત્તિકારણમ્ ।
દેશકાલબલાભિજ્ઞો નાદદીતાન્યદાઽઽહૃતમ્ ॥ ૬॥

વન્યૈશ્ચરુપુરોડાશૈર્નિર્વપેત્ કાલચોદિતાન્[૨] ।
ન તુ શ્રૌતેન પશુના માં યજેત વનાશ્રમી ॥ ૭॥

અગ્નિહોત્રં ચ દર્શશ્ચ પૂર્ણમાસશ્ચ[૩] પૂર્વવત્ ।
ચાતુર્માસ્યાનિ ચ મુનેરામ્નાતાનિ ચ નૈગમૈઃ ॥ ૮॥

એવં ચીર્ણેન તપસા મુનિર્ધમનિસન્તતઃ ।
માં તપોમયમારાધ્ય ઋષિલોકાદુપૈતિ મામ્ ॥ ૯॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – પ્રિય ઉદ્ધવ! જો ગૃહસ્થી મનુષ્ય વાનપ્રસ્થમાં જવા ઇચ્છે તો પોતાની પત્ની પુત્રોને સોંપી દે અથવા પોતાની સાથે જ રાખી શાંત અને જિતેન્દ્રિય થઈ આયુષ્યનો ત્રીજો ભાગ વનમાં જ રહી વ્યતીત કરે. ॥ ૧ ॥

તેણે વનનાં પવિત્ર કંદ-મૂળ અને ફળોથી જ શરીર-નિર્વાહ કરવો જોઈએ. વસ્ત્રોને બદલે વૃક્ષોની છાલ પહેરે અને ઘાસ-પાંદડાં અને મૃગચર્મથી જ પોતાની જરૂરિયાત પૂરી કરી લે. ॥ ૨ ॥

કેશ, રોમ, નખ અને મૂછ-દાઢી વગેરે શરીરના મળ દૂર ન કરે. દાતણ ન કરે. જળમાં પ્રવેશ કરીને ત્રિકાળ સ્નાન કરે અને પૃથ્વી પર જ સૂઈ જાય. ॥ ૩ ॥

ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિ તાપવો, વર્ષાઋતુમાં વરસાદની ધારાઓ સહન કરવી, શિયાળામાં પાણીમાં કંઠ સુધી ડૂબ્યો રહે. આ પ્રમાણે કઠોર તપ કરે. ॥ ૪ ॥

અગ્નિ દ્વારા રાંધેલું અન્ન અથવા કુદરતી રીતે પાકેલાં કંદ-મૂળ-ફળથી જ પોતાનો નિર્વાહ કરે. કેટલાંક ધાન્યોને ખાંડવા-કૂટવાની જરૂર જણાય તો ખાંડણિયામાં ખાંડી અથવા પથ્થરથી કૂટીને ખાવાં અથવા દાંતથી જ ચાવીને ખાઈ લેવાં. ॥ ૫ ॥

દેશ, કાળ અને શારીરિક સામર્થ્યને જોતાં ઉદર-પૂર્તિની તમામ સામગ્રી પોતે જ લઈ આવે, બીજાનું લાવેલું કામમાં ન લે.* ॥ ૬ ॥

વાનપ્રસ્થી પુરુષે વનમાં પાકતાં ધાન્ય વગેરેથી ચરુ-પુરોડાશ વગેરે હવિષ્યાન્ન તૈયાર કરવાં. આ વન્ય સામગ્રીથી જ સમયાનુસાર આગ્રયણ ઇષ્ટિ વગેરે વૈદિક કર્મ (યજ્ઞ) કરવાં. પશુબલિથી મારુ યજન ક્યારેય કરવું નહીં. ॥ ૭ ॥

વાનપ્રસ્થી પુરુષ વેદવિહિત અગ્નિહોત્ર આદિ અમાસ, પૂર્ણિમા, અને ચતુર્માસ વગેરેમાં જે યજ્ઞ-યાગાદિનું શાસ્ત્રમાં વિધાન છે તેવું પૂર્વે ગૃહસ્થાવસ્થામાં કરતો હતો તે પ્રમાણે કરતો રહીને તે દ્વારા મારુ યજન કરે. ॥ ૮ ॥

આ પ્રમાણે તપનું આચરણ કરતાં-કરતાં મુનિનું શરીર જ્યારે કાષ્ઠવત્ થઈ જાય છે ત્યારે તે તપોમૂર્તિ મારી આરાધનાના

૧. કેશલોમ૦ । ૨. કાલચોદિતમ્ । ૩. પૌર્ણમાસશ્ચ ।

* અર્થાત્ મુનિ એ વાતને જાણીને કે કયો પદાર્થ ક્યાંથી લાવવો જોઈએ, કયા સમયે લાવવો જોઈએ અને કયા કયા પદાર્થો પોતાને અનુકૂળ છે. પોતે જ તાજાં-તાજાં કંદમૂળ-ફળ વગેરેનો સંગ્રહ કરે. દેશકાલને ન જાણનારા અન્ય લોકો દ્વારા લાવેલા અથવા ઋતુ વિનાના સંગૃહીત કરેલા પદાર્થોના સેવનથી વ્યાધિ–શારીરિક રોગ થાય છે અને તેથી તપમાં વિઘ્ન આવવાની આશંકા રહે છે.

યસ્ત્વેતત્ કૃચ્છ્રતશ્ચીર્ણં તપો નિઃશ્રેયસં મહત્ ।
કામાયાલ્પીયસે યુઞ્જ્યાદ્ બાલિશઃ કોઽપરસ્તતઃ ॥ ૧૦॥

યદાસૌ નિયમેઽકલ્પો જરયા જાતવેપથુઃ ।
આત્મન્યગ્નીન્ સમારોપ્ય મચ્ચિત્તોઽગ્નિં સમાવિશેત્ ॥ ૧૧॥

યદા કર્મવિપાકેષુ[1] લોકેષુ નિરયાત્મસુ ।
વિરાગો જાયતે સમ્યઙ્[2] ન્યસ્તાગ્નિઃ પ્રવ્રજેત્તતઃ ॥ ૧૨॥

ઈષ્ટ્વા યથોપદેશં માં દત્ત્વા સર્વસ્વમૃત્વિજે ।
અગ્નીન્ સ્વપ્રાણ આવેશ્ય નિરપેક્ષઃ પરિવ્રજેત્ ॥ ૧૩॥

વિપ્રસ્ય વૈ સંન્યસતો દેવા દારાદિરૂપિણઃ ।
વિઘ્નાન્[3] કુર્વન્ત્યયં હ્યસ્માનાક્રમ્ય સમિયાત્ પરમ્ ॥ ૧૪॥

બિભૃયાચ્ચેન્મુનિર્વાસઃ કૌપીનાચ્છાદનં પરમ્ ।
ત્યક્તં ન દણ્ડપાત્રાભ્યામન્યત્ કિઞ્ચિદનાપદિ ॥ ૧૫॥

દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદં વસ્ત્રપૂતં પિબેજ્જલમ્[4] ।
સત્યપૂતાં વદેદ્ વાચં મનઃપૂતં સમાચરેત્ ॥ ૧૬॥

મૌનાનીહાનિલાયામા દણ્ડા વાગ્દેહચેતસામ્ ।
ન હ્યેતે યસ્ય સન્ત્યઙ્ગ વેણુભિર્ન ભવેદ્ યતિઃ ॥ ૧૭॥

ફળસ્વરૂપે ઋષિઓને પ્રાપ્ત થનારા લોકમાં જાય છે. અર્થાત્ મહર્લોકમાં થઈને પછી મારા લોકમાં જાય છે. ॥ ૯ ॥

પ્રિય ઉદ્ધવ! જે પુરુષ અપાર કષ્ટ સહીને મોક્ષદાયી આ મહાન તપ સ્વર્ગ, બ્રહ્મલોક વગેરે ક્ષુલ્લક ફળોની પ્રાપ્તિ માટે કરે છે તેનાથી વધીને મૂઢ બીજો કોણ હશે? તેથી તપનું અનુષ્ઠાન નિષ્કામભાવે જ કરવું જોઈએ. ॥ ૧૦ ॥

પ્રિય ઉદ્ધવ! વાનપ્રસ્થ પુરુષ જ્યારે પોતાના આશ્રમને અનુસાર નિયમોનું પાલન કરવામાં અસમર્થ બની જાય, વૃદ્ધાવસ્થાને લીધે તેનું શરીર કાંપવા લાગે ત્યારે યજ્ઞાગ્નિને ભાવના દ્વારા પોતાના અંતઃકરણમાં આરોપિત કરી લે અને પોતાનું મન મારી સાથે જોડીને અગ્નિમાં પ્રવેશ કરી જાય. (આ વિધાન જે લોકો વિરક્ત નથી, તેમના માટે છે.) ॥ ૧૧ ॥

કર્મોના ફળસ્વરૂપ જે લોક પ્રાપ્ત થાય છે, તે બધા નરકો જેવા જ દુઃખદાયી છે, આવો જો પૂર્ણ વૈરાગ થઈ જાય તો વિધિપૂર્વક અગ્નિઓનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરી લે. ॥ ૧૨ ॥

જો વાનપ્રસ્થ પુરુષ સંન્યાસ લેવા ઇચ્છે તો તેણે પ્રથમ વેદવિધિ પ્રમાણે આઠ પ્રકારનાં શ્રાદ્ધ અને પ્રાજાપત્ય યજ્ઞથી મારું યજન કરવું. ત્યાર પછી પોતાનું સર્વસ્વ ઋત્વિજને અર્પણ કરી દે. યજ્ઞાગ્નિઓને પોતાના પ્રાણોમાં લીન કરી દે અને પછી કોઈ પણ સ્થાન, પદાર્થ અને વ્યક્તિઓની અપેક્ષા છોડીને સંન્યાસ ગ્રહણ કરે. ॥ ૧૩ ॥

ઉદ્ધવજી! જ્યારે બ્રાહ્મણ સંન્યાસ લે છે ત્યારે દેવતાઓ, સ્ત્રી-પુત્રો, સગા-સંબંધીઓના રૂપમાં આવીને વિઘ્ન ઊભું કરે છે. દેવતાઓ એવું વિચારે છે કે, અરે! આ તો અમારા લોકોની અવગણના કરીને, અમને ઓળંગીને પરમાત્માને પ્રાપ્ત કરવા જઈ રહ્યો છે. ॥ ૧૪ ॥

જો સંન્યાસી વસ્ત્ર ધારણ કરે તો માત્ર લંગોટી જ પહેરે. અને વધારેમાં વધારે તેની ઉપર એક નાનકડો કપડાનો કટકો વીંટાળી દે જેનાથી લંગોટી ઢંકાઈ જાય. તેણે સર્વ કાંઈ છોડી દીધું છે, તેથી કોઈ આપત્તિ ન આવે તો તે આશ્રમોચિત દંડ અને કમંડળ સિવાય બીજી કોઈ પણ વસ્તુ પોતાની પાસે ન રાખે. ॥ ૧૫ ॥

ચાલતી વેળા કોઈ જીવ પગ નીચે દબાઈ જાય નહિ તેનું ધ્યાન રાખીને ચાલે, પાણીને કપડાથી ગાળીને પીએ, સત્યથી પવિત્ર થયેલી વાણી બોલે, મનને જે પવિત્ર લાગે તેવું આચરણ કરે. ॥ ૧૬ ॥

વાણી માટે મૌન, શરીર માટે નિશ્ચેષ્ટ સ્થિતિ અને મન માટે પ્રાણાયામ દંડ છે. જેની પાસે આ ત્રણે દંડ નથી, તે માત્ર વાંસનો દંડ ધારણ કરવાથી દંડી સ્વામી થઈ જતો નથી. ॥ ૧૭ ॥

૧. ધર્મવિપાકેષુ । ૨. હ્યસ્ય । ૩. વિઘ્નં । ૪. જલં પિબેત્ ।

ભિક્ષાં ચતુર્ષુ વર્ણેષુ વિગર્હ્યાન્ વર્જયંશ્ચરેત્ ।
સપ્તાગારાનસઙ્ક્લૃપ્તાંસ્તુષ્યેલ્લબ્ધેન તાવતા ॥ ૧૮॥

સંન્યાસીએ નિંદિત અથવા પતિતોને છોડીને ચારે વર્ણની ભિક્ષા લેવી. પૂર્વનિર્ધારિત કરેલાં ન હોય એવાં માત્ર સાત ઘરેથી ભિક્ષા લેવી. ભિક્ષામાં જે મળી જાય, તેટલાથી સંતોષ માનવો. ॥ ૧૮ ॥

બહિર્જલાશયં ગત્વા તત્રોપસ્પૃશ્ય વાગ્યતઃ ।
વિભજ્ય પાવિતં શેષં ભુઞ્જીતાશેષમાહૃતમ્ ॥ ૧૯॥

આ પ્રમાણે ભિક્ષા લઈને વસ્તીની બહાર જળાશય પર જઈ, ત્યાં હાથ-પગ ધોઈને જળ દ્વારા ભિક્ષાનું પ્રોક્ષણ કરીને પછી શાસ્ત્રોક્ત પદ્ધતિથી જેમને ભિક્ષાનો ભાગ આપવો જોઈએ તેમને આપીને જે કાંઈ શેષ રહે તે મૌન રહી ખાઈ લેવું. બીજા સમય માટે બચાવીને તેમાંથી કશું ન રાખવું અને ફેંકી પણ ન દેવું. ॥ ૧૯ ॥

એકશ્ચરેન્મહીમેતાં નિઃસઙ્ગઃ સંયતેન્દ્રિયઃ ।
આત્મક્રીડ આત્મરત આત્મવાન્ સમદર્શનઃ ॥ ૨૦॥

સંન્યાસીએ પૃથ્વી પર એકલા જ વિચરવું જોઈએ, ક્યાંય પણ આસક્ત ન થવું. ઇન્દ્રિયોને વશમાં રાખવી. પોતાના આત્મભાવમાં જ મસ્ત રહેવું. અત્યધિક પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ધીરજ રાખવી અને સર્વત્ર સમાનરૂપે સ્થિત પરમાત્માનો અનુભવ કરતા રહેવું. ॥ ૨૦ ॥

વિવિક્તક્ષેમશરણો મદ્ભાવવિમલાશયઃ ।
આત્માનં ચિન્તયેદેકમભેદેન મયા મુનિઃ ॥ ૨૧॥

સંન્યાસીએ નિર્જન અને નિર્ભય એકાંત સ્થાનમાં રહેવું જોઈએ. તેનું અંતઃકરણ નિરંતર મારા અનુસંધાનથી વિશુદ્ધ હોય છે. તે પોતાને મારાથી અભિન્ન, અદ્વિતીય અને અખંડરૂપે હોવાનું માને. ॥ ૨૧ ॥

અન્વીક્ષેતાત્મનો બન્ધં મોક્ષં ચ જ્ઞાનનિષ્ઠયા ।
બન્ધ ઇન્દ્રિયવિક્ષેપો મોક્ષ એષાં ચ સંયમઃ ॥ ૨૨॥

તે પોતાની જ્ઞાનદૃષ્ટિથી બંધન-મોક્ષનો વિચાર કરે તથા નિશ્ચય કરે કે, ઇન્દ્રિયોનું વિષયો માટે ચંચળ થવું એ જ બંધન છે અને તેમનો સંયમ એ જ મોક્ષ છે. ॥ ૨૨ ॥

તસ્માન્નિયમ્ય ષડ્વર્ગં મદ્ભાવેન ચરેન્મુનિઃ ।
વિરક્તઃ ક્ષુલ્લકામેભ્યો લબ્ધ્વાऽऽત્મનિ સુખં મહત્ ॥ ૨૩॥

તેથી સંન્યાસીએ મન અને બધી (પાંચ) ઇન્દ્રિયોને જીતી લેવી. ભોગોની તુચ્છતા સમજીને તેમના તરફથી સર્વથા મોઢું ફેરવી લેવું અને પોતાના અંતરાત્મામાં જ આનંદનો અનુભવ કરવો. આ પ્રમાણે તે મારા પ્રત્યેની ભાવનાથી ભરપૂર થઈને પૃથ્વી પર વિચરતો રહે. ॥ ૨૩ ॥

પુરગ્રામવ્રજાન્ સાર્થાન્[1] ભિક્ષાર્થં પ્રવિશંશ્ચરેત્ ।
પુણ્યદેશસરિચ્છૈલવનાશ્રમવતીં મહીમ્ ॥ ૨૪॥

પવિત્ર દેશ, નદી, પર્વતો, વન અને આશ્રમો - (સંપૂર્ણ જગતમાં) ક્યાંય મમતા જોડ્યા વિના ફરતો રહે. માત્ર ભિક્ષા માટે જ નગર, ગામ અને ગોપાલોની વસ્તીમાં જાય. ॥ ૨૪ ॥

વાનપ્રસ્થાશ્રમપદેષ્વભીક્ષ્ણં ભૈક્ષ્યમાચરેત્ ।
સંસિધ્યત્યાશ્વસંમોહઃ શુદ્ધસત્ત્વઃ શિલાન્ધસા ॥ ૨૫॥

ભિક્ષા પણ ઘણું કરીને વાનપ્રસ્થ આશ્રમોમાંથી જ ગ્રહણ કરે, કારણ કે, વાનપ્રસ્થીઓનું અન્ન શિલોંછ પદ્ધતિથી આણેલું (ખેતરમાં પડી રહેલું હોય તે વીણીને લાવેલું) હોવાથી પવિત્ર હોય છે. આવું અન્ન ખાવાથી મોહ તુરત દૂર થઈ જાય છે - અને અંતઃકરણ પવિત્ર થઈ જાય છે. ॥ ૨૫ ॥

નૈતદ્ વસ્તુતયા પશ્યેદ્ દૃશ્યમાનં વિનશ્યતિ ।
અસક્તચિત્તો વિરમેદિહામુત્ર ચિકીર્ષિતાત્ ॥ ૨૬॥

વિચારક સંન્યાસી દૃશ્યમાન જગતને ક્યારેય સત્ય સમજતો નથી, કારણ કે, તે તો પ્રત્યક્ષ નાશવાન છે. ક્યાંય આસક્તિમાં ન ફસાય, કંઈ પણ કરવાની ઇચ્છાનો પણ ત્યાગ કરે. ॥ ૨૬ ॥

૧. સર્વાન્ ।

યદેતદાત્મનિ જગન્મનોવાક્પ્રાણસંહતમ્ ।
સર્વં માયેતિ તર્કેણ સ્વસ્થસ્ત્યક્ત્વા ન તત્ સ્મરેત્ ॥ ૨૭॥

સંન્યાસીએ વિચારવું જોઈએ કે, આત્મામાં જે મન, વાણી અને પ્રાણોના સંઘાતરૂપ આ જગત છે તે નિતાંત માયા જ છે. આ તર્ક દ્વારા તેનો ત્યાગ કરીને આત્મસ્વરૂપમાં સ્થિત થઈ જાય અને ક્યારેય તેનું સ્મરણ ન કરે. ॥ ૨૭ ॥

જ્ઞાનનિષ્ઠો વિરક્તો વા મદ્ભક્તો વાડનપેક્ષકઃ ।
સલિઙ્ગાનાશ્રમાંસ્ત્યક્ત્વા ચરેદવિધિગોચરઃ ॥ ૨૮॥

જ્ઞાનનિષ્ઠ વિરક્ત સંન્યાસી અથવા મારો ભક્ત અથવા જેને મોક્ષસહિત કશી જ અપેક્ષા નથી, એવા જ્ઞાનીએ આશ્રમોને ઓળખાવનારાં શિખા-સૂત્ર-દંડ-કમંડળ-ઉપવીત વગેરે કોઈ પણ ચિહ્નોવાળા આશ્રમોને ત્યજી દઈ, વિધિ નિષેધથી પર થઈ યથાયોગ્ય ધર્મનું પાલન કરી સ્વચ્છન્દ વિચરણ કરવું. ॥ ૨૮ ॥

બુધો બાલકવત્ ક્રીડેત્ કુશલો જડવચ્ચરેત્ ।
વદેદુન્મત્તવદ્ વિદ્વાન્ ગોચર્યાં નૈગમશ્ચરેત્ ॥ ૨૯॥

તે જ્ઞાની હોવા છતાં બાળક જેવો રહે, વિવેકી હોવા છતાં જડવત્ રહે, વિદ્વાન હોવા છતાં ઉન્મત્તની જેમ બોલે, અને સમસ્ત વેદ-વિધાનોનો જ્ઞાતા હોવા છતાં પણ પશુવૃત્તિથી અર્થાત્ અચોક્કસ આચાર કરવાવાળાઓની જેમ વર્તન કરે. ॥ ૨૯ ॥

વેદવાદરતો ન સ્યાન્ન પાખણ્ડી ન હૈતુકઃ ।
શુષ્કવાદવિવાદે ન કઞ્ચિદ્ પક્ષં સમાશ્રયેત્ ॥ ૩૦॥

તે વેદોના કર્મકાંડ, વ્યાખ્યાન વગેરે પર પ્રીતિ ન રાખે. પાખંડથી દૂર રહે, તર્ક-વિતર્કથી અળગો રહે અને જ્યાં શુષ્ક વાદ-વિવાદ થતો હોય ત્યાં કોઈનો પક્ષ ન લે. ॥ ૩૦ ॥

નોદ્વિજેત જનાદ્ ધીરો જનં ચોદ્વેજયેન્ન તુ ।
અતિવાદાંસ્તિતિક્ષેત નાવમન્યેત કઞ્ચન ।
દેહમુદ્દિશ્ય પશુવદ્ વૈરં કુર્યાન્ન કેનચિત્ ॥ ૩૧॥

તે એટલો ધૈર્યવાન હોય કે તેના ચિત્તમાં કોઈ પણ પ્રાણીથી ઉદ્વેગ ન થાય અને તે પોતે પણ કોઈ પ્રાણીને ઉદ્વિગ્ન ન કરે. તેની કોઈ નિંદા કરે તો પ્રસન્નતાથી સહી લે; કોઈનું અપમાન ન કરે. પ્રિય ઉદ્ધવ! આ શરીર માટે, પશુની જેમ કોઈનાથી વેર ન કરે. ॥ ૩૧ ॥

એક એવ પરો હ્યાત્મા ભૂતેષ્વાત્મન્યવસ્થિતઃ ।
યથેન્દુરુદપાત્રેષુ ભૂતાન્યેકાત્મકાનિ ચ ॥ ૩૨॥

જેમ એક જ ચન્દ્રમા જળથી ભરેલાં વિભિન્ન પાત્રોમાં અલગ-અલગ દેખાય છે, એ જ પ્રમાણે એક જ પરમાત્મા સમસ્ત પ્રાણીઓમાં અને આપણામાં પણ સ્થિત છે. બધાનો આત્મા તો એક જ છે, બધાં પ્રાણીઓનાં શરીર પણ એક સમાન પંચમહાભૂતોથી બનેલાં છે, તેથી તેમાં પંચભૂત પણ એક જ છે. (આવી સ્થિતિમાં કોઈની સાથે વેર-વિરોધ કરવો એ પોતાની સાથે જ કરવા બરાબર છે.) ॥ ૩૨ ॥

અલબ્ધ્વા ન વિષીદેત કાલે કાલેડશનં ક્વચિત્ ।
લબ્ધ્વા ન હૃષ્યેદ્ ધૃતિમાનુભયં દૈવતન્ત્રિતમ્ ॥ ૩૩॥

પ્રિય ઉદ્ધવ! સંન્યાસીને જો કોઈ દિવસ ભોજન ન મળે તો તેણે દુઃખી થવું ન જોઈએ અને જો મળી જાય તો રાજી પણ થવું ન જોઈએ. તેણે ધૈર્ય રાખવું જોઈએ. ભોજન મળવું કે ન મળવું બન્ને પ્રારબ્ધનો ખેલ છે. ॥ ૩૩ ॥

આહારાર્થં સમીહેત યુક્તં તત્ પ્રાણધારણમ્ ।
તત્ત્વં વિમૃશ્યતે તેન તદ્ વિજ્ઞાય વિમુચ્યતે ॥ ૩૪॥

ભિક્ષા અવશ્ય માંગવી જોઈએ, અને તે ઉચિત પણ છે; કારણ કે ભિક્ષાથી જ પ્રાણોની રક્ષા થાય છે. પ્રાણ હશે તો જ તત્ત્વનો વિચાર થાય છે અને તત્ત્વવિચારથી તત્ત્વજ્ઞાન થાય છે અને તેનાથી મુક્તિ મળે છે. ॥ ૩૪ ॥

યદૃચ્છયોપપન્નાન્નમદ્યાચ્છ્રેષ્ઠમુતાપરમ્ ।
તથા વાસસ્તથા શય્યાં પ્રાપ્તં પ્રાપ્તં ભજેન્મુનિઃ ॥ ૩૫॥

સંન્યાસીએ પ્રારબ્ધ પ્રમાણે સારી અથવા નરસી - જેવી પણ ભિક્ષા મળે, તેનાથી ઉદરપોષણ કરી લેવું. વસ્ત્ર અને પથારી પણ જેવી મળે, તેનાથી કામ ચલાવી લેવું. તેમાં સારા-ખોટાનો ભાવ ન લાવવો. ॥ ૩૫ ॥

શૌચમાચમનં સ્નાનં ન તુ ચોદનયા ચરેત્ ।
અન્યાંશ્ચ નિયમાઞ્જ્ઞાની યથાऽહં લીલયેશ્વરઃ ॥ ૩૬॥

શૌચ, આચમન, અને સ્નાન 'આ કરવાં જોઈએ' એવા વિધિવાક્યનો આધાર જ્ઞાની પુરુષ ન લે. એ જ પ્રમાણે અન્ય નિયમોને પણ વિધિવાક્ય સમજીને ન કરે, બલ્કે લીલાની જેમ કરે, જેમ હું ઈશ્વર બધાં કર્મો લીલાની જેમ કરું છું. ॥ ૩૬ ॥

ન હિ તસ્ય વિકલ્પાખ્યા યા ચ મદ્વીક્ષયા હતા ।
આદેહાન્તાત્ ક્વચિત્ ખ્યાતિસ્તતઃ સમ્પદ્યતે મયા ॥ ૩૭॥

જ્ઞાની એકમાત્ર ભગવાનને જ સર્વત્ર જુએ છે, તેથી ભગવાન છે કે નહીં તેવા ભેદની પ્રતીતિ જ તેને થતી નથી. શરીર છૂટે તે પહેલાં જો ક્યારેક શારીરિક પીડાને કારણે તેને ભેદની પ્રતીતિ થઈ પણ જાય તો પણ તે કાયમ રહેતી નથી અને તે જ્ઞાની મૃત્યુ પછી મારી સાથે એકરૂપ થઈ જાય છે. ॥ ૩૭ ॥

દુઃખોદર્કેષુ કામેષુ જાતનિર્વેદ આત્મવાન્ ।
અજિજ્ઞાસિતમદ્ધર્મો ગુરું મુનિમુપાવ્રજેત્[૧] ॥ ૩૮॥

ઉદ્ધવજી! જિતેન્દ્રિય પુરુષને જ્યારે એવો નિશ્ચય થઈ જાય કે સંસારના વિષયભોગોનું ફળ દુઃખ જ દુઃખ છે ત્યારે તે તેમાંથી વિરક્ત થઈ જાય છે. પણ જો તે મારી પ્રાપ્તિનાં સાધન ન જાણતો હોય તો ભગવચ્ચિન્તનમાં તન્મય રહેવાવાળા બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનું શરણ ગ્રહણ કરે. ॥ ૩૮ ॥

તાવત્ પરિચરેદ્ ભક્તઃ શ્રદ્ધાવાનનસૂયકઃ ।
યાવદ્ બ્રહ્મ વિજાનીયાન્મામેવ ગુરુમાદૃતઃ ॥ ૩૯॥

તેણે ગુરુની દૃઢ ભક્તિ કરવી, શ્રદ્ધા રાખવી અને તેમનામાં દોષબુદ્ધિ ન કરવી. જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન ન થઈ જાય ત્યાં સુધી અત્યંત આદર સાથે ગુરુને પરમાત્મારૂપ માની તેમની સેવા કરવી. ॥ ૩૯ ॥

યસ્ત્વસંયતષડ્વર્ગઃ પ્રચણ્ડેન્દ્રિયસારથિઃ ।
જ્ઞાનવૈરાગ્યરહિતસ્ત્રિદણ્ડમુપજીવતિ ॥ ૪૦॥

સુરાનાત્માનમાત્મસ્થં નિહ્નુતે માં ચ ધર્મહા ।
અવિપક્વકષાયોऽસ્માદમુષ્માચ્ચ વિહીયતે ॥ ૪૧॥

પરંતુ જેણે પાંચ ઇન્દ્રિયો અને મન - આ છ ઉપર વિજય મેળવ્યો નથી, જેના ઇન્દ્રિયરૂપી ઘોડા અને બુદ્ધિરૂપી સારથિ ભટકી ગયેલા છે, જેના અંતરમાં ન તો જ્ઞાન છે કે ન વૈરાગ્ય, તે ભલેને ત્રિદંડી સંન્યાસીનો વેશ ધારણ કરીને પેટ ભરે, તો પણ તે સંન્યાસધર્મનો નાશ કરી રહ્યો છે. અને પોતાના હૃદયમાં રહેલા મને છેતરવાની કોશિષ કરે છે. કારણ કે, હજી તે માત્ર વેશધારી સંન્યાસીની વાસનાઓ ક્ષીણ થઈ નથી. તેથી તે આ લોક અને પરલોક બન્નેથી ભ્રષ્ટ થઈ જાય છે. ॥ ૪૦-૪૧ ॥

ભિક્ષોર્ધર્મઃ શમોऽહિંસા તપ ઈક્ષા વનૌકસઃ[૨] ।
ગૃહિણો ભૂતરક્ષેજ્યા દ્વિજસ્યાચાર્યસેવનમ્ ॥ ૪૨॥

સંન્યાસીનો મુખ્ય ધર્મ છે - શાંતિ અને અહિંસા. વાનપ્રસ્થનો મુખ્ય ધર્મ છે - તપ અને ભગવદ્ભાવ. ગૃહસ્થનો મુખ્ય ધર્મ છે - પ્રાણીઓની રક્ષા અને યજ્ઞ-યાગ તથા બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે - ગુરુસેવા. ॥ ૪૨ ॥

બ્રહ્મચર્યં તપઃ શૌચં સન્તોષો ભૂતસૌહૃદમ્ ।
ગૃહસ્થસ્યાપ્યૃતૌ ગન્તુઃ સર્વેષાં મદુપાસનમ્ ॥ ૪૩॥

ગૃહસ્થ પણ માત્ર ઋતુકાળમાં જ પોતાની સ્ત્રીનો સહવાસ કરે. તેના માટે પણ બ્રહ્મચર્ય, તપ, શૌચ, સંતોષ અને સમસ્ત પ્રાણીઓ પ્રત્યે પ્રેમભાવ — એ મુખ્ય ધર્મ છે. મારી ઉપાસના તો બધાએ કરવી જોઈએ. ॥ ૪૩ ॥

ઈતિ માં યઃ સ્વધર્મેણ ભજન્ નિત્યમનન્યભાક્ ।
સર્વભૂતેષુ મદ્ભાવો મદ્ભક્તિં વિન્દતે દૃઢામ્ ॥ ૪૪॥

જે પુરુષ આ પ્રમાણે અનન્ય ભાવથી પોતાના વર્ણાશ્રમધર્મ દ્વારા મારી સેવામાં લાગેલો રહે છે અને જે સઘળાં પ્રાણીઓમાં મને જુએ છે તેને મારી અવિચળ ભક્તિ પ્રાપ્ત થાય છે. ॥ ૪૪ ॥

૧. ઽમુપવ્રજેત્ । ૨. વનૌકસામ્ ।

ભક્ત્યોદ્ધવાનપાયિન્યા સર્વલોકમહેશ્વરમ્ ।
સર્વોત્પત્ત્યપ્યયં બ્રહ્મ કારણં મોપયાતિ સઃ ॥ ૪૫॥

ઉદ્ધવજી! હું સંપૂર્ણ લોકોનો એકમાત્ર સ્વામી, બધાની ઉત્પત્તિ અને પ્રલયનું પરમ કારણ બ્રહ્મ છું. નિત્ય-નિરંતર અખંડ ભક્તિ દ્વારા ભક્ત મને પ્રાપ્ત કરી લે છે. ॥ ૪૫ ॥

ઇતિ સ્વધર્મનિર્ણિક્તસત્ત્વો નિર્જ્ઞાતમદ્ગતિઃ ।
જ્ઞાનવિજ્ઞાનસમ્પન્નો નચિરાત્ સમુપૈતિ મામ્ ॥ ૪૬॥

આ પ્રમાણે ગૃહસ્થ પોતાના ધર્મપાલન દ્વારા અંતઃકરણને સારી પેઠે શુદ્ધ કરીને મારા ઐશ્વર્યને, મારા સ્વરૂપને જાણી લે છે અને જ્ઞાન-વિજ્ઞાનથી સંપન્ન થઈને શીઘ્ર મને પ્રાપ્ત કરી લે છે. ॥ ૪૬ ॥

વર્ણાશ્રમવતાં ધર્મ એષ આચારલક્ષણઃ ।
સ એવ મદ્ભક્તિયુતો નિઃશ્રેયસકરઃ પરઃ ॥ ૪૭॥

આ સદાચારરૂપી વર્ણાશ્રમીઓનો આચારરૂપ ધર્મ મેં તમને કહ્યો. જો આ ધર્મ મારી ભક્તિથી યુક્ત થઈ મને જ અર્પણ કરીને પાળવામાં આવે તો તે મોક્ષદાયી બને છે. ॥ ૪૭ ॥

એતત્તેઽભિહિતં સાધો ભવાન્ પૃચ્છતિ યચ્ચ મામ્ ।
યથા સ્વધર્મસંયુક્તો ભક્તો માં સમિયાત્ પરમ્ ॥ ૪૮॥

હે મહાત્મા ઉદ્ધવજી! તમે જે પ્રશ્ન મને પૂછ્યો હતો તેનો ઉત્તર મેં આપી દીધો. અને એ જણાવી દીધું કે, પોતાના ધર્મનું પાલન કરનાર ભક્ત મારા પરબ્રહ્મસ્વરૂપને કઈ રીતે પ્રાપ્ત થાય છે. ॥ ૪૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત અઢારમો અધ્યાય સમાપ્ત.

=★=

# ઓગણીસમો અધ્યાય

## જ્ઞાન, ભક્તિ અને યમ-નિયમ વગેરે સાધનોનું વર્ણન

*શ્રીભગવાનુવાચ*

યો વિદ્યાશ્રુતસમ્પન્ન આત્મવાન્ નાનુમાનિકઃ ।
માયામાત્રમિદં જ્ઞાત્વા જ્ઞાનં ચ મયિ સંન્યસેત્ ॥ ૧॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – ઉદ્ધવજી! જેણે ઉપનિષદ આદિ શાસ્ત્રોના શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા આત્મસાક્ષાત્કાર કરી લીધો છે, જે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ છે, જેનો નિશ્ચય માત્ર તર્ક અને અનુમાનો પર જ આધારિત નથી અર્થાત્ જેણે પ્રત્યક્ષમાં એવો નિશ્ચય કરી લીધો છે કે, આ બધું માયા છે, એવું જાણીને તે જ્ઞાનનો પણ મારામાં ત્યાગ કરી દે. ॥ ૧ ॥

જ્ઞાનિનસ્ત્વહમેવેષ્ટઃ સ્વાર્થો હેતુશ્ચ સંમતઃ ।
સ્વર્ગશ્ચૈવાપવર્ગશ્ચ નાન્યોઽર્થો મદૃતે પ્રિયઃ ॥ ૨॥

જ્ઞાની પુરુષનો અભીષ્ટ પદાર્થ હું જ છું. તેનાં સાધન-સાધ્ય, સ્વર્ગ-અપવર્ગ પણ હું જ છું. મારા સિવાય બીજા કોઈ પણ પદાર્થને તે પ્રેમ કરતો નથી. ॥ ૨ ॥

જ્ઞાનવિજ્ઞાનસંસિદ્ધાઃ[1] પદં શ્રેષ્ઠં વિદુર્મમ ।
જ્ઞાની પ્રિયતમોઽતો મે જ્ઞાનેનાસૌ બિભર્તિ મામ્ ॥ ૩॥

જે જ્ઞાન અને વિજ્ઞાનસંપન્ન સિદ્ધ પુરુષો છે, તે જ મારા વાસ્તવિક સ્વરૂપને જાણે છે. તેથી જ્ઞાની પુરુષ મને અતિપ્રિય છે. ઉદ્ધવજી! જ્ઞાની પુરુષ પોતાના જ્ઞાન દ્વારા નિરંતર મને પોતાના અંતઃકરણમાં ધારણ કરે છે. ॥ ૩ ॥

તપસ્તીર્થં જપો દાનં પવિત્રાણીતરાણિ ચ ।
નાલં કુર્વન્તિ તાં સિદ્ધિં[2] યા જ્ઞાનકલયા કૃતા ॥ ૪॥

જ્ઞાનની માત્ર એક કળાથી પણ જે સિદ્ધિ મળી શકે છે, તે તપ, તીર્થ, જપ, દાન અથવા બીજી શ્રેષ્ઠ ક્રિયાઓથી પણ મળી શકતી નથી. ॥ ૪ ॥

૧. ઽસમ્બદ્ધાઃ । ૨. શુદ્ધિં ।

તસ્માજ્જ્ઞાનેન સહિતં જ્ઞાત્વા સ્વાત્માનમુદ્ધવ ।
જ્ઞાનવિજ્ઞાનસમ્પન્નો ભજ માં ભક્તિભાવિતઃ ॥ ૫॥

તેથી મારા પ્રિય ઉદ્ધવ! તમે જ્ઞાન સાથે પોતાના આત્મસ્વરૂપને જાણી લો અને પછી જ્ઞાન-વિજ્ઞાનથી સંપન્ન થઈને ભક્તિભાવથી મારું ભજન કરો. ॥ ૫ ॥

જ્ઞાનવિજ્ઞાનયજ્ઞેન મામિષ્ટ્વાઽઽત્માનમાત્મનિ ।
સર્વયજ્ઞપતિં માં વૈ સંસિદ્ધિં મુનયોઽગમન્ ॥ ૬॥

મોટા-મોટા ઋષિ-મુનિઓ જ્ઞાન-વિજ્ઞાનરૂપી યજ્ઞો દ્વારા પોતાના જ અંતઃકરણમાં સ્થિત આત્મારૂપ અને સર્વયજ્ઞોના અધિપતિ એવા મારું યજન કરીને પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે. ॥ ૬ ॥

ત્વય્યુદ્ધવાશ્રયતિ યસ્ત્રિવિધો વિકારો
માયાન્તરાઽઽપતતિ નાદ્યપવર્ગયોર્યત્ ।
જન્માદયોઽસ્ય યદમી તવ તસ્ય કિં સ્યુ-
રાદ્યન્તયોર્યદસતોઽસ્તિ તદેવ મધ્યે ॥ ૭॥

હે ઉદ્ધવ! દેહ, ઇન્દ્રિયો અને અંતઃકરણના રૂપમાં જે ત્રિગુણાત્મિકા પ્રકૃતિનું વિકારરૂપી શરીર છે, તેનો જ તમે આશ્રય લીધો છે. આ શરીર અજ્ઞાનને લીધે છે, માયાથી પોતાનું સ્વરૂપ આવૃત્ત થવાથી શરીરની પ્રતીતિ થાય છે. આ શરીર જન્મતાં પહેલાં અને મૃત્યુ પછી અવ્યક્ત છે. ફક્ત વચ્ચે દેખાય છે, તે પણ માયાને લીધે દેખાય છે. જન્મ વગેરે છ વિકારો પણ શરીરના જ છે. આવા આ નાશવાન શરીરથી તમારો કયો સંબંધ છે? જે આદિ અને અંતમાં અસત છે તે મધ્યમાં અર્થાત્ ત્રણે કાળમાં પણ અસત છે. ॥ ૭ ॥

*ઉદ્ધવ ઉવાચ*

જ્ઞાનં વિશુદ્ધં વિપુલં યથૈત-
દ્વૈરાગ્યવિજ્ઞાનયુતં પુરાણમ્ ।
આખ્યાહિ વિશ્વેશ્વર વિશ્વમૂર્તે
ત્વદ્ભક્તિયોગં ચ મહદ્વિમૃગ્યમ્ ॥ ૮॥

ઉદ્ધવજીએ કહ્યું – હે વિશ્વેશ્વર! હે વિશ્વમૂર્તિ! હમણાં આપે જે જ્ઞાનનું વર્ણન કર્યું તે વિશુદ્ધ, વિપુલ અને સનાતન છે; વૈરાગ્ય અને વિજ્ઞાનયુક્ત છે. હવે આપ કૃપા કરીને મને ભક્તિયોગના સંબંધમાં કહો કે જેને બ્રહ્માદિ મહાપુરુષો પણ શોધ્યા કરે છે. ॥ ૮ ॥

તાપત્રયેણાભિહતસ્ય[1] ઘોરે
સન્તપ્યમાનસ્ય ભવાધ્વનીશ ।
પશ્યામિ નાન્યચ્છરણં તવાઙ્ઘ્રિ-
દ્વન્દ્વાતપત્રાદમૃતાભિવર્ષાત્ ॥ ૯॥

હે મારા સ્વામી! હું આ ભવસાગરમાં ત્રિતાપથી તપીને અત્યંત દુઃખી થઈ રહ્યો છું. આ સંકટથી બચવા માટે આપના યુગ-ચરણનું શરણ લીધા સિવાય મને અન્ય કોઈ માર્ગ દેખાતો નથી. આપનાં આ ચરણકમળ અમૃતમય છે અને શરણાગતોને અભય કરનારાં છે. ॥ ૯ ॥

દષ્ટં જનં સમ્પતિતં બિલેઽસ્મિન્
કાલાહિના ક્ષુદ્રસુખોરુતર્ષમ્ ।
સમુદ્ધરૈનં કૃપયાઽઽપવર્ગ્યૈ-
ર્વચોભિરાસિઞ્ચ મહાનુભાવ ॥ ૧૦॥

હે મહાનુભાવ! આપનો પોતાનો આ સેવક અંધારિયા કૂવામાં પડ્યો છે, કાળરૂપી સર્પ તેને ડસ્યો છે; તેમ છતાં વિષયોના તુચ્છ ભોગોની તૃષ્ણા મટતી નથી, વધતી જ જાય છે. આપ કૃપા કરીને મારો ઉદ્ધાર કરો અને આ બધાથી મુક્ત કરનારા આપના વચનામૃતની ધારાથી તરબોળ કરી દો. ॥ ૧૦ ॥

*શ્રીભગવાનુવાચ*

ઇત્થમેતત્ પુરા રાજા ભીષ્મં ધર્મભૃતાં વરમ્ ।
અજાતશત્રુઃ પપ્રચ્છ સર્વેષાં નોઽનુશૃણ્વતામ્ ॥ ૧૧॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – ઉદ્ધવજી! જે પ્રશ્ન તમે મને પૂછ્યો છે, આવો જ પ્રશ્ન ધર્મરાજ યુધિષ્ઠિરે ધર્મધુરંધર ભીષ્મપિતામહજીને કર્યો હતો. તે સમયે હું ત્યાં હાજર હતો. ॥ ૧૧ ॥

નિવૃત્તે ભારતે યુદ્ધે સુહૃન્નિધનવિહ્વલઃ ।
શ્રુત્વા ધર્માન્ બહૂન્ પશ્ચાન્મોક્ષધર્માનપૃચ્છત ॥ ૧૨॥

જ્યારે મહાભારતનું યુદ્ધ સમાપ્ત થઈ ચૂક્યું હતું અને ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના સ્વજનો અને સંબંધીઓના સંહારથી શોકાકુળ થઈ ગયા હતા, ત્યારે તેમણે ભીષ્મપિતા પાસેથી અનેક ધર્મોનું વિવરણ સાંભળ્યા પછી મોક્ષ-ધર્મના સંબંધમાં પ્રશ્ન કર્યો હતો. ॥ ૧૨ ॥

૧. પ્રાચીન પ્રતમાં 'તાપત્રયેણાભિહતસ્ય'થી ૧૧મા શ્લોકના પૂર્વાર્ધ... ધર્મભૃતાં વરમ્' સુધીનો પાઠ નથી.

તાનહં તેઽભિધાસ્યામિ દેવવ્રતમુખાચ્છ્રુતાન્ ।
જ્ઞાનવૈરાગ્યવિજ્ઞાનશ્રદ્ધાભક્ત્યુપબૃંહિતાન્[1] ॥ ૧૩॥

તે સમયે ભીષ્મપિતામહજીના મુખેથી સાંભળેલો મોક્ષધર્મ હું તમને સંભળાવું છું, કેમકે તે જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ છે. ॥ ૧૩ ॥

નવૈકાદશ પઞ્ચ ત્રીન્ ભાવાન્ ભૂતેષુ યેન વૈ ।
ઈક્ષેતાથૈકમપ્યેષુ તજ્જ્ઞાનં મમ નિશ્ચિતમ્ ॥ ૧૪॥

ઉદ્ધવજી! જે જ્ઞાનથી પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રા—એ નવ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને એક મન – એ અગિયાર, પાંચ મહાભૂત અને ત્રણ ગુણ અર્થાત્ આ અઠ્ઠાવીસ તત્ત્વો બ્રહ્માથી લઈને તણખલા સુધીનાં બધાં જ કાર્યોમાં જોવામાં આવે છે, આ જ્ઞાન છે; અને આ બધામાં એક પરમાત્મતત્ત્વને વ્યાપ્ત જોવા એ વિજ્ઞાન છે, આવો મારો નિશ્ચય છે. ॥ ૧૪ ॥

એતદેવ હિ વિજ્ઞાનં ન તથૈકેન યેન યત્ ।
સ્થિત્યુત્પત્ત્યપ્યયાન્ પશ્યેદ્ ભાવાનાં ત્રિગુણાત્મનામ્ ॥ ૧૫॥

આ અઠ્ઠાવીસ તત્ત્વો ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ સ્વરૂપ છે. ત્રિગુણાત્મિકા માયાનું તે કાર્ય છે. આ બધા ભાવોથી જ ભગવાન સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરે છે, જે તેમની લીલા છે. તેમાં એક જે પરમાત્મતત્ત્વ સર્વમાં વ્યાપ્ત છે તે શાશ્વત છે. આવું માત્ર એક તત્ત્વ અનુભવમાં રહી જાય છે, તેને વિજ્ઞાન કહે છે. ॥ ૧૫ ॥

આદાવન્તે ચ મધ્યે ચ સૃજ્યાત્ સૃજ્યં યદન્વિયાત્ ।
પુનસ્તત્પ્રતિસઙ્ક્રામે યચ્છિષ્યેત તદેવ સત્ ॥ ૧૬॥

આ પ્રમાણે એક પરમાત્મા જ આદિ, મધ્ય અને અંત પણ છે. તેમણે પોતાનામાં જ આ વિશ્વની રચના કરી છે અને તે જ આમાં પ્રવેશ કરીને સ્થિત છે. જ્યારે પ્રલયકાળ ઉપસ્થિત થાય છે ત્યારે તે જ ફરીથી આ વિશ્વને પોતાનામાં લીન કરી દે છે અને અંતે જે શેષ રહે છે તે જ સત્ તત્ત્વ (પરમાત્મા) છે. ॥ ૧૬ ॥

શ્રુતિઃ પ્રત્યક્ષમૈતિહ્યમનુમાનં ચતુષ્ટયમ્ ।
પ્રમાણેષ્વનવસ્થાનાદ્ વિકલ્પાત્ સ વિરજ્યતે ॥ ૧૭॥

શ્રુતિ(વેદ)ના પ્રમાણ દ્વારા, પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા, મહાપુરુષોનાં વચનો દ્વારા અને અનુમાન પ્રમાણ દ્વારા ભેદબુદ્ધિનું અસ્તિત્વ કોઈ પણ પ્રકારે સિદ્ધ થતું નથી, તેથી વિવેકી પુરુષ ભેદબુદ્ધિથી રહિત હોય છે અર્થાત્ તેના જ્ઞાનમાં એક પરમાત્મા સિવાય અન્ય કશું જ રહેતું નથી. ॥ ૧૭ ॥

કર્મણાં પરિણામિત્વાદાવિરિઞ્ચાદમઙ્ગલમ્ ।
વિપશ્ચિન્નશ્વરં પશ્યેદદૃષ્ટમપિ દૃષ્ટવત્ ॥ ૧૮॥

જે રીતે આ લોકના ભોગો નાશવાન છે તે જ રીતે યજ્ઞાદિ અનુષ્ઠાન દ્વારા પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ બ્રહ્મલોક સુધીનાં બધાં જ સુખ અમંગળ, દુઃખદાયી અને નાશવાન છે એવું વિદ્વાન લોકોએ જાણી લેવું જોઈએ. ॥ ૧૮ ॥

ભક્તિયોગઃ પુરૈવોક્તઃ પ્રીયમાણાય તેઽનઘ ।
પુનશ્ચ કથયિષ્યામિ મદ્ભક્તેઃ કારણં પરમ્ ॥ ૧૯॥

હે નિષ્પાપ ઉદ્ધવજી! ભક્તિયોગનું વર્ણન હું પહેલાં જ કરી ચૂક્યો છું. પરંતુ તેમાં તમને બહુ પ્રેમ છે, તેથી હું તમને ફરીથી ભક્તિ પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન બતાવું છું. ॥ ૧૯ ॥

શ્રદ્ધાઽમૃતકથાયાં મે શશ્વન્મદનુકીર્તનમ્ ।
પરિનિષ્ઠા ચ પૂજાયાં સ્તુતિભિઃ સ્તવનં મમ ॥ ૨૦॥

જેને મારી ભક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે મારી અમૃતમયી કથામાં શ્રદ્ધા રાખે; નિરંતર મારાં ગુણ, લીલા અને નામોનું સંકીર્તન કરે, મારી પૂજામાં ખૂબ નિષ્ઠા રાખે અને સ્તોત્રો દ્વારા મારી સ્તુતિ કરે. ॥ ૨૦ ॥

૧. જ્ઞાનવિજ્ઞાનવૈરાગ્ય૦ ।

આદરઃ પરિચર્યાયાં સર્વાઙ્ગૈરભિવન્દનમ્ ।
મદ્ભક્તપૂજાભ્યધિકા સર્વભૂતેષુ મન્મતિઃ ॥ ૨૧॥

મારી સેવા-પૂજામાં પ્રેમ રાખે અને મારી સામે સાષ્ટાંગ પ્રણામ કરે. મારાથી પણ વધીને મારા ભક્તોની સેવા કરે અને સર્વ પ્રાણીઓમાં મારો જ અનુભવ કરે. ॥ ૨૧ ॥

મદર્થેષ્વઙ્ગચેષ્ટા ચ વચસા મદ્‌ગુણેરણમ્ ।
મય્યર્પણં ચ મનસઃ સર્વકામવિવર્જનમ્ ॥ ૨૨॥

શરીરનાં બધાં અંગોથી મારી સેવા, વાણીથી મારાં ગુણ-ગાન, મનથી મારું જ ચિંતન, સર્વ ઈચ્છાઓનો ત્યાગ કરે. ॥ ૨૨ ॥

મદર્થેઽર્થપરિત્યાગો ભોગસ્ય ચ સુખસ્ય ચ ।
ઈષ્ટં દત્તં હુતં જપ્તં મદર્થં યદ્ વ્રતં તપઃ ॥ ૨૩॥

ધનનો વિનિયોગ મારી સેવામાં, ભોગ-સુખનો ત્યાગ અને યજ્ઞ, દાન, હવન, જપ, વ્રત અને તપ – જે કંઈ કરે તે સર્વ મારી પ્રાપ્તિ માટે જ કરે. ॥ ૨૩ ॥

એવં ધર્મૈર્મનુષ્યાણામુદ્ધવાત્મનિવેદિનામ્ ।
મયિ સઞ્જાયતે ભક્તિઃ કોઽન્યોઽર્થોઽસ્યાવશિષ્યતે ॥ ૨૪॥

હે ઉદ્ધવજી! જે મનુષ્યો આ ધર્મોનું પાલન કરે છે, તેમનાં હૃદયમાં મારી પ્રેમમયી ભક્તિનો ઉદય થાય છે અને જેમને મારી ભક્તિ પ્રાપ્ત થઈ ગઈ તેમને બીજું શું પ્રાપ્ત કરવાનું બાકી રહ્યું? ॥ ૨૪ ॥

યદાઽઽત્મન્યર્પિતં ચિત્તં શાન્તં સત્ત્વોપબૃંહિતમ્ ।
ધર્મં જ્ઞાનં સવૈરાગ્યમૈશ્વર્યં ચાભિપદ્યતે[1] ॥ ૨૫॥

આ પ્રકારના ધર્મોનું પાલન કરવાથી ચિત્તમાં જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે અને તે શાંત થઈને પોતાના આત્માને એકમાત્ર મારી સાથે જોડી દે છે, ત્યારે ભક્તને ભક્તિ, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય આપમેળે પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૨૫ ॥

યદર્પિતં તદ્ વિકલ્પે ઇન્દ્રિયૈઃ પરિધાવતિ ।
રજસ્વલં ચાસન્નિષ્ઠં ચિત્તં વિદ્ધિ વિપર્યયમ્ ॥ ૨૬॥

મન જ્યારે અનેક પ્રકારની કલ્પના કરવા લાગે છે ત્યારે એની ઈન્દ્રિયો વિષયો તરફ દોડે છે. તેનું ચિત્ત રજોગુણથી આવૃત્ત થવાને કારણે સ્થિર રહેતું નથી. અને નિષિદ્ધ વિષયોમાં જોડાય છે. ત્યારે તે ભક્તિ, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય – બધાં નામશેષ થઈ જાય છે. ॥ ૨૬ ॥

ધર્મો મદ્ભક્તિકૃત્ પ્રોક્તો જ્ઞાનં ચૈકાત્મ્યદર્શનમ્ ।
ગુણેષ્વસઙ્ગો વૈરાગ્યમૈશ્વર્યં ચાણિમાદયઃ ॥ ૨૭॥

ઉદ્ધવ! જેનાથી મારી ભક્તિ થાય તે જ ધર્મ છે. જેનાથી બ્રહ્મ અને આત્માની એકતાનો સાક્ષાત્કાર થાય તે જ જ્ઞાન છે. વિષયોથી અસંગ થવું એ જ વૈરાગ્ય છે અને અણિમાદિ સિદ્ધિઓ જ ઐશ્વર્ય છે. ॥ ૨૭ ॥

*ઉદ્ધવ ઉવાચ*

યમઃ કતિવિધઃ પ્રોક્તો નિયમો વારિકર્શન ।
કઃ શમઃ કો દમઃ કૃષ્ણ કા તિતિક્ષા ધૃતિઃ પ્રભો ॥ ૨૮॥

ઉદ્ધવજીએ કહ્યું – હે રિપુસૂદન શ્રીકૃષ્ણ! યમ અને નિયમના પ્રકાર કેટલા છે? શમ કોને કહેવાય? દમ શું છે? પ્રભો! તિતિક્ષા અને ધૈર્ય કોને કહેવાય? ॥ ૨૮ ॥

કિં દાનં કિં તપઃ શૌર્યં કિં સત્યમૃતમુચ્યતે ।
કસ્ત્યાગઃ કિં ધનં ચેષ્ટં કો યજ્ઞઃ કા ચ દક્ષિણા ॥ ૨૯॥

પુંસઃ કિંસ્વિદ્ બલં શ્રીમન્ ભગો લાભશ્ચ કેશવ ।
કા વિદ્યા હ્રીઃ પરા કા શ્રીઃ કિં સુખં દુઃખમેવ ચ ॥ ૩૦॥

આપ મને દાન, તપ, વીરતા, સત્ય અને ઋતનું પણ સ્વરૂપ જણાવો. ત્યાગ કોને કહેવાય, અભીષ્ટ સંપત્તિ કઈ છે? યજ્ઞ કોને કહે છે? અને દક્ષિણા શું છે? હે કેશવ! પુરુષનું સાચું બળ કયું છે? ભગ કોને કહેવાય? લાભ કઈ વસ્તુ છે? ઉત્તમ વિદ્યા, લજ્જા, શ્રી તથા સુખ અને દુઃખ શું છે? ॥ ૨૯-૩૦ ॥

કઃ પણ્ડિતઃ કશ્ચ મૂર્ખઃ કઃ પન્થા ઉત્પથશ્ચ કઃ ।
કઃ સ્વર્ગો નરકઃ કઃ સ્વિત્ કો બન્ધુરુત કિં ગૃહમ્ ॥ ૩૧॥

પંડિત અને મૂર્ખનાં લક્ષણ કેવાં હોય? સુમાર્ગ અને કુમાર્ગનું શું લક્ષણ છે? સ્વર્ગ અને નરક શું છે? ભાઈબંધુ કોને માનવા જોઈએ? અને ઘર શું છે? ॥ ૩૧ ॥

---

૧. વા પ્રપદ્યતે ।

ક આઢ્યઃ કો દરિદ્રો વા કૃપણઃ કઃ ક ઈશ્વરઃ ।
એતાન્ પ્રશ્નાન્ મમ બ્રૂહિ વિપરીતાંશ્ચ સત્પતે ॥ ૩૨॥

ધનવાન અને નિર્ધન કોને કહે છે? કૃપણ કોણ છે? અને ઈશ્વર કોને કહે છે? હે ભક્ત-વત્સલ પ્રભુ! આપ મારા આ પ્રશ્નોના ઉત્તર આપો અને સાથે-સાથે તેનાથી વિરોધી ભાવોની પણ વ્યાખ્યા કરવાની કૃપા કરો. ॥ ૩૨ ॥

*શ્રીભગવાનુવાચ*

અહિંસા સત્યમસ્તેયમસઙ્ગો હ્રીરસઞ્ચયઃ ।
આસ્તિક્યં બ્રહ્મચર્યં ચ મૌનં સ્થૈર્યં ક્ષમાઽભયમ્ ॥ ૩૩॥

શૌચં જપસ્તપો હોમઃ શ્રદ્ધાઽઽતિથ્યં મદર્ચનમ્ ।
તીર્થાટનં પરાર્થેહા તુષ્ટિરાચાર્યસેવનમ્ ॥ ૩૪॥

એતે યમાઃ સનિયમા ઉભયોર્દ્વાદશ સ્મૃતાઃ ।
પુંસામુપાસિતાસ્તાત યથાકામં દુહન્તિ હિ ॥ ૩૫॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – 'યમ' બાર છે—અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી), અસંગતા, લજ્જા, અપરિગ્રહ આસ્તિકતા, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા અને અભય. 'નિયમ' પણ બાર છે—શૌચ (બહાર અને અંદરની પવિત્રતા), જપ, તપ, હવન, શ્રદ્ધા, અતિથિ-સેવા, મારી પૂજા, તીર્થયાત્રા, પરોપકાર, સંતોષ અને ગુરુસેવા. આ પ્રમાણે યમ અને નિયમ બન્નેની સંખ્યા બાર-બાર છે. સકામ અને નિષ્કામ બન્ને પ્રકારના સાધકો માટે આ ઉપયોગી છે. ઉદ્ધવજી! જે મનુષ્યો આ યમ-નિયમનું પાલન કરે છે તેમને સાધકની ઇચ્છા પ્રમાણે ભોગ અને મોક્ષ બન્ને પ્રાપ્ત થાય છે. ॥ ૩૩-૩૫ ॥

શમો મન્નિષ્ઠતા બુદ્ધેર્દમ ઇન્દ્રિયસંયમઃ ।
તિતિક્ષા દુઃખસંમર્ષો જિહ્વોપસ્થજયો ધૃતિઃ ॥ ૩૬॥

બુદ્ધિનું મારામાં જોડાઈ જવું એ જ 'શમ' છે. ઇન્દ્રિયોના સંયમનું નામ 'દમ' છે. દુઃખ સહન કરવું એ 'તિતિક્ષા' છે. જીભ અને જનનેન્દ્રિય પર વિજય પ્રાપ્ત કરવો એ 'ધૈર્ય' છે. ॥ ૩૬ ॥

દણ્ડન્યાસઃ પરં દાનં કામત્યાગસ્તપઃ સ્મૃતમ્ ।
સ્વભાવવિજયઃ શૌર્યં[1] સત્યં ચ સમદર્શનમ્ ॥ ૩૭॥

કોઈનો દંડ ન કરવો અને બધાને અભય કરવા એ પરમ 'દાન' છે. કામનાઓનો ત્યાગ કરવો એ જ 'તપ' છે. પોતાની વાસનાઓ પર વિજય પ્રાપ્ત કરવો એ જ 'વીરતા' છે. સર્વત્ર સમસ્વરૂપ, સત્યસ્વરૂપ પરમાત્માનું દર્શન એ જ 'સત્ય' છે. ॥ ૩૭ ॥

ઋતં ચ સૂનૃતા વાણી કવિભિઃ પરિકીર્તિતા ।
કર્મસ્વસઙ્ગમઃ શૌચં ત્યાગઃ સંન્યાસ ઉચ્યતે ॥ ૩૮॥

આ જ પ્રમાણે સત્ય અને મધુર ભાષણને જ મહાત્માઓ 'ઋત' કહે છે. કર્મોમાં આસક્ત ન થવું એ 'શૌચ' છે. કામનાઓનો ત્યાગ જ સાચો 'સંન્યાસ' છે. ॥ ૩૮ ॥

ધર્મ ઇષ્ટં ધનં નૃણાં યજ્ઞોઽહં ભગવત્તમઃ ।
દક્ષિણા જ્ઞાનસન્દેશઃ પ્રાણાયામઃ પરં બલમ્ ॥ ૩૯॥

ધર્મ જ મનુષ્યનું અભીષ્ટ 'ધન' છે. હું પરમેશ્વર જ 'યજ્ઞ' છું. જ્ઞાનનો ઉપદેશ આપવો એ જ 'દક્ષિણા' છે. પ્રાણાયામ જ શ્રેષ્ઠ 'બળ' છે. ॥ ૩૯ ॥

ભગો મ[2] ઐશ્વરો ભાવો લાભો મદ્ભક્તિરુત્તમઃ ।
વિદ્યાઽઽત્મનિ ભિદાબાધો જુગુપ્સા હ્રીરકર્મસુ ॥ ૪૦॥

મારું ઐશ્વર્ય જ 'ભગ' છે. મારી શ્રેષ્ઠ ભક્તિ એ જ ઉત્તમ 'લાભ' છે. સાચી 'વિદ્યા' એ જ છે જેનાથી બ્રહ્મ અને આત્માનો ભેદ દૂર થઈ જાય. પાપથી ઘૃણા એ જ 'લજ્જા' છે. ॥ ૪૦ ॥

શ્રીર્ગુણા નૈરપેક્ષ્યાદ્યાઃ સુખં દુઃખસુખાત્યયઃ ।
દુઃખં કામસુખાપેક્ષા પણ્ડિતો બન્ધમોક્ષવિત્ ॥ ૪૧॥

નિરપેક્ષતા વગેરે ગુણો જ શરીરનું સાચું સૌન્દર્ય – 'શ્રી' છે. દુઃખ અને સુખ - બન્નેની ભાવના હંમેશને માટે નષ્ટ થઈ જવી એ જ 'સુખ' છે. વિષયભોગોની કામના એ જ 'દુઃખ' છે. જે બંધન અને મોક્ષના તત્ત્વને જાણે છે તે જ 'પંડિત' છે. ॥ ૪૧ ॥

મૂર્ખો દેહાદ્યહંબુદ્ધિઃ પન્થા મન્નિગમઃ સ્મૃતઃ ।
ઉત્પથશ્ચિત્તવિક્ષેપઃ સ્વર્ગઃ સત્ત્વગુણોદયઃ ॥ ૪૨॥

શરીર વગેરેમાં જેનું 'હુંપણું' છે તે જ 'મૂર્ખ' છે. જે સંસાર તરફથી નિવૃત્ત કરાવીને મારી પ્રાપ્તિ કરાવી દે તે સાચો 'સુમાર્ગ' છે. ચિત્તની બહિર્મુખતા જ 'કુમાર્ગ' છે. સત્ત્વગુણની વૃદ્ધિ જ 'સ્વર્ગ' અને હે મિત્ર! તમોગુણની વૃદ્ધિ જ 'નરક' છે. ગુરુ જ સાચો 'ભાઈ-બંધુ' છે અને એ ગુરુ હું છું. આ

૧. સત્યં શૌર્યં ચ । ૨. મહેશ્વરો ।

નરકસ્તમઉન્નાહો બન્ધુર્ગુરુરહં સખે ।
ગૃહં શરીરં માનુષ્યં ગુણાઢ્યો હ્યાઢ્ય ઉચ્યતે ॥ ૪૩॥

મનુષ્યશરીર જ સાચું 'ઘર' છે તથા સાચો 'ધનવાન' એ છે જે ગુણસંપન્ન છે - જેની પાસે ગુણોનો ખજાનો છે. ॥ ૪૨-૪૩ ॥

દરિદ્રો યસ્ત્વસન્તુષ્ટઃ કૃપણો યોઽજિતેન્દ્રિયઃ ।
ગુણેષ્વસક્તધીરીશો ગુણસઙ્ગો વિપર્યયઃ ॥ ૪૪॥

જેના ચિત્તમાં અસંતોષ છે, અભાવનો બોધ છે, તે જ 'દરિદ્ર' છે. જે જિતેન્દ્રિય નથી તે જ 'કૃપણ' છે. સમર્થ, સ્વતંત્ર અને 'ઈશ્વર' તે છે જેની ચિત્તવૃત્તિ વિષયોમાં આસક્ત નથી. આનાથી વિપરીત, જે વિષયોમાં આસક્ત છે તે જ હંમેશાં 'અસમર્થ' છે. ॥ ૪૪ ॥

એત ઉદ્ધવ તે પ્રશ્નાઃ સર્વે સાધુ નિરૂપિતાઃ ।
કિં વર્ણિતેન બહુના લક્ષણં ગુણદોષયોઃ ।
ગુણદોષદશિર્દોષો ગુણસ્તૂભયવર્જિતઃ ॥ ૪૫॥

પ્રિય ઉદ્ધવ! તમે જેટલા પ્રશ્નો પૂછ્યા હતા તેમનો ઉત્તર મેં આપી દીધો; આ બધું સમજી લેવાથી મોક્ષમાર્ગ સુલભ બની જાય છે. હું તમને ગુણ અને દોષોનાં લક્ષણ અલગ-અલગ ક્યાં સુધી કહું? બધાનો સારાંશ એટલામાં જ સમજી લો કે ગુણો અને દોષો પર દૃષ્ટિ જવી સૌથી મોટો દોષ છે. અને ગુણ-દોષ પરથી દૃષ્ટિ હટાવીને પોતાના શાંત નિઃસંકલ્પ સ્વરૂપમાં સ્થિત રહેવું - એ જ સૌથી મોટો 'ગુણ' છે. ॥ ૪૫ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ઓગણીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# વીસમો અધ્યાય

## જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ

*ઉદ્ધવ ઉવાચ*

વિધિશ્ચ પ્રતિષેધશ્ચ નિગમો હીશ્વરસ્ય તે ।
અવેક્ષતેઽરવિન્દાક્ષ ગુણં દોષં ચ કર્મણામ્ ॥ ૧॥

ઉદ્ધવજીએ કહ્યું – કમળનયન શ્રીકૃષ્ણ! (હમણાં આપે (અગાઉના અધ્યાયમાં) કહ્યું કે, ગુણ-દોષો પર દૃષ્ટિ ન જવી એ જ સૌથી મોટો 'ગુણ' છે. આ સંબંધમાં મને શંકા થઈ રહી છે કે) કર્મોના દોષ અને ગુણોનું વર્ણન વેદોમાં જ કરેલું છે અને તેમના વિધિ-નિષેધની ચર્ચા પણ તેમાં જ છે, જ્યારે વેદ તો આપ - ઈશ્વરની જ વાણી છે. ॥ ૧ ॥

વર્ણાશ્રમવિકલ્પં ચ પ્રતિલોમાનુલોમજમ્ ।
દ્રવ્યદેશવયઃકાલાન્ સ્વર્ગં નરકમેવ ચ ॥ ૨॥

વેદો દ્વારા જ વર્ણાશ્રમના ભેદ, પ્રતિલોમ (કનિષ્ઠ વર્ણના વ્યક્તિનાં ઉચ્ચવર્ણની કન્યા સાથે લગ્ન કરવાં.) અને અનુલોમ (ઉચ્ચ વર્ણના વ્યક્તિનાં કનિષ્ઠ વર્ણની કન્યા સાથે લગ્ન કરવાં)—આવાં લગ્નોથી ઉત્પન્ન વર્ણસંકર સંતતિ, દ્રવ્ય, દેશ, આયુ, કાલ, સ્વર્ગ, અને નરક આ બધાંમાં ભેદનું જ્ઞાન થાય છે. ॥ ૨ ॥

ગુણદોષભિદાદૃષ્ટિમન્તરેણ વચસ્તવ ।
નિઃશ્રેયસં કથં નૃણાં નિષેધવિધિલક્ષણમ્ ॥ ૩॥

આ પ્રમાણે વિધિ-નિષેધનું લક્ષણ બતાવનાર આપની જ વેદવાણીમાં ગુણ-દોષ વિશે પણ કહ્યું છે, તો જ્યાં સુધી ગુણ-દોષને મનુષ્યો સમજશે નહિ ત્યાં સુધી તેમનું કલ્યાણ કઈ રીતે થશે? ॥ ૩ ॥

પિતૃદેવમનુષ્યાણાં વેદશ્ચક્ષુસ્તવેશ્વર ।
શ્રેયસ્ત્વનુપલબ્ધેઽર્થે સાધ્યસાધનયોરપિ ॥ ૪॥

હે સર્વશક્તિમાન પરમેશ્વર! વેદ જ પિતૃઓ, દેવો, મનુષ્યોને માટે કલ્યાણકારી માર્ગનાં પથદર્શક નેત્ર છે, જે આ વેદરૂપી નેત્રોને જાણતો નથી તે કલ્યાણ શું છે, સાધ્ય શું છે, સાધન શું છે એ જાણી શકતો નથી. ॥ ૪ ॥

ગુણદોષભિદાદૃષ્ટિર્નિગમાત્તે[1] ન હિ સ્વતઃ ।
નિગમેનાપવાદશ્ચ[2] ભિદાયા ઇતિ હ ભ્રમઃ ॥ ૫॥

ગુણ-દોષના ભેદ પણ આપની વેદવાણી દ્વારા જ કરવામાં આવ્યા છે. આ કોઈની માત્ર કલ્પના નથી અને વેદો દ્વારા જ ગુણ-દોષની દૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, પોતાની મેળે થઈ નથી. આથી મને શંકા થઈ રહી છે. ॥ ૫ ॥

*શ્રીભગવાનુવાચ*

યોગાસ્ત્રયો મયા પ્રોક્તા નૃણાં શ્રેયોવિધિત્સયા ।
જ્ઞાનં કર્મ ચ ભક્તિશ્ચ નોપાયોઽન્યોઽસ્તિ કુત્રચિત્ ॥ ૬॥

**શ્રીભગવાને કહ્યું** — પ્રિય ઉદ્ધવ! મેં જ વેદોમાં અને બીજે પણ મનુષ્યોનું કલ્યાણ કરવા માટે અધિકારી-ભેદથી ત્રણ પ્રકારના યોગનો ઉપદેશ કર્યો છે. તે છે - જ્ઞાન, કર્મ અને ભક્તિ. મનુષ્યના પરમ કલ્યાણ માટે આ સિવાય બીજો કોઈ ઉપાય ક્યાંય પણ નથી. ॥ ૬ ॥

નિર્વિણ્ણાનાં જ્ઞાનયોગો ન્યાસિનામિહ કર્મસુ ।
તેષ્વનિર્વિણ્ણચિત્તાનાં કર્મયોગસ્તુ કામિનામ્ ॥ ૭॥

ઉદ્ધવજી! જે લોકો કર્મો અને તેનાં ફળથી વિરક્ત થઈ ગયા છે અને તેમનો ત્યાગ કરી ચૂક્યા છે, તે જ્ઞાનયોગના અધિકારી છે. આથી ઉલટું, જેમના ચિત્તમાં કર્મો અને તેમનાં ફળથી વૈરાગ્ય થયો નથી, તેમનામાં દુઃખબુદ્ધિ થઈ નથી તેવા સકામ મનુષ્યો કર્મયોગના અધિકારી છે. ॥ ૭ ॥

યદૃચ્છયા મત્કથાદૌ જાતશ્રદ્ધસ્તુ યઃ પુમાન્ ।
ન નિર્વિણ્ણો નાતિસક્તો ભક્તિયોગોઽસ્ય સિદ્ધિદઃ ॥ ૮॥

જે પુરુષો ન તો અત્યંત વિરક્ત છે કે ન અત્યંત આસક્ત છે તથા કોઈ પૂર્વજન્મના શુભકર્મથી સૌભાગ્યવશ મારી લીલા-કથાઓમાં જેમની શ્રદ્ધા થઈ ગઈ છે, તેઓ ભક્તિયોગના અધિકારી છે. આવા પુરુષોને ભક્તિયોગ દ્વારા જ સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. ॥ ૮ ॥

તાવત્ કર્માણિ કુર્વીત ન નિર્વિદ્યેત યાવતા ।
મત્કથાશ્રવણાદૌ વા શ્રદ્ધા યાવન્ન જાયતે ॥ ૯॥

કર્મ સંબંધી જેટલાં પણ વિધિ-નિષેધ છે, તે પ્રમાણે ત્યાં સુધી કર્મ કરવું જોઈએ, જ્યાં સુધી કર્મમય જગત અને તેનાથી પ્રાપ્ત થનારાં સ્વર્ગાદિ સુખોથી વૈરાગ્ય ન થઈ જાય અર્થાત્ મારી લીલા-કથાઓના શ્રવણ-કીર્તનમાં શ્રદ્ધા ન થઈ જાય. ॥ ૯ ॥

સ્વધર્મસ્થો યજન્ યજ્ઞૈરનાશીઃકામ ઉદ્ધવ ।
ન યાતિ સ્વર્ગનરકૌ યદ્યન્યત્ર સમાચરેત્ ॥ ૧૦॥

ઉદ્ધવ! આ પ્રમાણે જે મનુષ્ય પોતાના વર્ણાશ્રમને અનુકૂળ ધર્માચરણ કરતો રહીને યજ્ઞો દ્વારા, કોઈ પણ આશા-તૃષ્ણા ન રાખતાં મારી આરાધના કરતો રહે અને નિષિદ્ધ કર્મો છોડીને કેવળ વિહિત કર્મોનું જ આચરણ કરે તો તેને સ્વર્ગ અથવા નરકમાં જવું પડતું નથી. ॥ ૧૦ ॥

અસ્મિઁલ્લોકે વર્તમાનઃ સ્વધર્મસ્થોઽનઘઃ શુચિઃ ।
જ્ઞાનં વિશુદ્ધમાપ્નોતિ મદ્ભક્તિં વા યદૃચ્છયા ॥ ૧૧॥

પોતાના ધર્મમાં નિષ્ઠા ધરાવનાર પુરુષનાં પાપો નાશ પામે છે અને તે નિષ્પાપ અર્થાત્ પવિત્ર થઈ જાય છે. તે આ લોકમાં વ્યવહાર આદિ કરતો રહીને વિશુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને તેને અનાયાસ જ મારી ભક્તિ પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૧૧ ॥

સ્વર્ગિણોઽપ્યેતમિચ્છન્તિ લોકં નિરયિણસ્તથા ।
સાધકં જ્ઞાનભક્તિભ્યામુભયં તદસાધકમ્ ॥ ૧૨॥

આ મનુષ્ય-શરીર અત્યંત દુર્લભ છે. સ્વર્ગના દેવતાઓ પણ તેને ઇચ્છે છે અને નરકના જીવો પણ મનુષ્ય-શરીરની કામના કરે છે. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગના સાધકો પણ મનુષ્ય-શરીરની કામના કરે છે, કેમકે, સ્વર્ગ અથવા નરક બન્ને સ્થાનોમાં ભગવત્પ્રાપ્તિ થતી નથી, તે તો માત્ર મનુષ્ય-શરીરમાં જ થાય છે. ॥ ૧૨ ॥

૧. ૦નિયમાત્ તે । ૨. નિયમેનાપવાદશ્ચ ।

ન નરઃ સ્વર્ગતિં કાઙ્ક્ષેન્નારકીં વા વિચક્ષણઃ ।
નેમં લોકં ચ કાઙ્ક્ષેત દેહાવેશાત્ પ્રમાદ્યતિ ॥ ૧૩॥

વિવેકી પુરુષે સ્વર્ગ, નરક અથવા આ લોકની કોઈ પણ કામના ન કરવી જોઈએ, એટલું જ નહિ, આ મનુષ્ય-શરીર શ્રેષ્ઠ છે, માટે ફરી હું મનુષ્ય થાઉં એવી પણ ઈચ્છા ન કરવી જોઈએ. કારણ કે, કોઈ પણ દેહાસક્તિ રાખવાથી મનુષ્ય પ્રમાદી બને છે અને તેનું પતન થાય છે. ॥ ૧૩ ॥

એતદ્[1] વિદ્વાન્ પુરા મૃત્યોરભવાય ઘટેત સઃ ।
અપ્રમત્ત ઈદં જ્ઞાત્વા મર્ત્યમપ્યર્થસિદ્ધિદમ્ ॥ ૧૪॥

તેથી સાવધાન થઈને વિવેક દ્વારા એવું સમજીને કે, આ શરીર મરણધર્મી હોવા છતાં પણ પરમાત્મપ્રાપ્તિ કરાવનારું છે. આવો દૃઢ નિશ્ચય કરીને મૃત્યુ આવે તે પહેલાં જ આત્મકલ્યાણ કરી લેવું જોઈએ. ॥ ૧૪ ॥

છિદ્યમાનં યમૈરેતૈઃ કૃતનીડં વનસ્પતિમ્ ।
ખગઃ સ્વકેતમુત્સૃજ્ય ક્ષેમં યાતિ હ્યલમ્પટઃ ॥ ૧૫॥

અહોરાત્રૈશ્છિદ્યમાનં બુદ્ધ્વાઽઽયુર્ભયવેપથુઃ ।
મુક્તસઙ્ગઃ પરં બુદ્ધ્વા નિરીહ ઉપશામ્યતિ ॥ ૧૬॥

આ શરીર એક વૃક્ષ છે. તેમાં માળો બનાવીને જીવરૂપી પક્ષી રહે છે. તેને યમરાજના દૂતો પ્રતિક્ષણ કાપી રહ્યા છે. જેમ પક્ષી કપાઈ રહેલાં વૃક્ષને છોડીને ઊડી જાય છે એ જ પ્રમાણે આ મનુષ્ય-શરીરને કાળ રાત-દિવસ ખૂબ જ ત્વરાથી કાપી રહ્યો છે. જે મનુષ્ય કાળની આ ક્રિયા જોઈને ભયભીત થઈને કામનાશૂન્ય થઈ જાય છે તે જ પરમાત્મતત્ત્વને જાણીને શાંતાત્મા થાય છે અને મોક્ષ પ્રાપ્ત કરે છે. ॥ ૧૫-૧૬ ॥

નૃદેહમાદ્યં સુલભં સુદુર્લભં
પ્લવં સુકલ્પં ગુરુકર્ણધારમ્ ।
મયાનુકૂલેન નભસ્વતેરિતં
પુમાન્ ભવાબ્ધિં ન તરેત્ સ આત્મહા ॥ ૧૭॥

સર્વ પ્રથમ વાત તો એ છે કે આ મનુષ્ય-શરીર અત્યંત દુર્લભ છે તેમ છતાં મારી અપાર કૃપાથી તે સુલભ થઈ ગયું છે. સંસાર-સાગરથી પાર ઊતરવા માટે મનુષ્યશરીર જ એક દૃઢ નૌકા છે. ગુરુદેવ તે નૌકાના કર્ણધાર છે. અનુકૂળ વાયુ બનીને તેને હું ચલાવું છું. મારી આટલી કૃપા હોવા છતાં પણ જે આ સંસાર-સાગરથી પાર ન ઊતરે તો એવું જ માનવું જોઈએ કે, તે સ્વયં જ પોતાના આત્માની હત્યા કરી રહ્યો છે. ॥ ૧૭ ॥

યદાઽઽરમ્ભેષુ નિર્વિણ્ણો વિરક્તઃ સંયતેન્દ્રિયઃ ।
અભ્યાસેનાત્મનો યોગી ધારયેદચલં મનઃ ॥ ૧૮॥

પ્રિય ઉદ્ધવ! જ્યારે મનુષ્ય કર્મોમાં દુઃખનો અનુભવ કરીને તેનાથી નિવૃત્ત થઈ જાય, ત્યારે તેણે જિતેન્દ્રિયતાપૂર્વક યોગમાં સ્થિત થઈ જવું જોઈએ અને અભ્યાસ - આત્માનુસંધાન દ્વારા પોતાનું મન મુજ પરમાત્મામાં એકાગ્ર કરવું જોઈએ. ॥ ૧૮ ॥

ધાર્યમાણં મનો યર્હિ ભ્રામ્યદાશ્વનવસ્થિતમ્ ।
અતન્દ્રિતોઽનુરોધેન માર્ગેણાત્મવશં નયેત્ ॥ ૧૯॥

ધ્યાનના સમયે મન ચંચળ બનીને આમ-તેમ ભટકવા લાગે, ત્યારે તુરત સાવધાનીથી તેને પકડીને, મનાવીને, સમજાવી-ફોસલાવીને પોતાના વશમાં કરવું. ॥ ૧૯ ॥

૧. એવં ।

મનોગતિં ન વિસૃજેજ્જિતપ્રાણો જિતેન્દ્રિયઃ ।
સત્ત્વસમ્પન્નયા બુદ્ધ્યા મન આત્મવશં નયેત્ ॥ ૨૦॥

સાધક ઇન્દ્રિયો અને પ્રાણોને પોતાના વશમાં રાખે અને મનને એક ક્ષણ માટે પણ છૂટું ન મૂકે. મનની એક-એક ચાલ અને પ્રત્યેક હરકતને જોતો રહે. આ પ્રમાણે સાત્ત્વિક બુદ્ધિ દ્વારા ધીરે-ધીરે મનને પોતાને વશ કરી લેવું. ॥ ૨૦ ॥

એષ વૈ પરમો યોગો મનસઃ સઙ્ગ્રહઃ સ્મૃતઃ ।
હૃદયજ્ઞત્વમન્વિચ્છન્ દમ્યસ્યેવાર્વતો મુહુઃ ॥ ૨૧॥

ઘોડો નિરંકુશ છે. તેને વશમાં કરવાની જરૂર છે. યુક્તિપૂર્વક તે જે રીતે વશમાં થઈ જાય છે તે જ પ્રમાણે મનના ભાવોને જાણીને મનને વશમાં કરવાની જરૂર છે. મન સારી રીતે વશમાં થઈ જાય ત્યારે જ પરમ યોગ થાય છે. ॥ ૨૧ ॥

સાઙ્ખ્યેન સર્વભાવાનાં પ્રતિલોમાનુલોમતઃ ।
ભવાપ્યયાવનુધ્યાયેન્મનો યાવત્ પ્રસીદતિ ॥ ૨૨॥

સાંખ્યશાસ્ત્રમાં પ્રકૃતિથી લઈને શરીર સુધી સૃષ્ટિનો જે ક્રમ બતાવવામાં આવ્યો છે, તે પ્રમાણે સૃષ્ટિ-ચિંતન કરવું જોઈએ અને જે રીતે શરીર વગેરેનો પ્રકૃતિમાં લય બતાવવામાં આવ્યો છે, તે પ્રમાણે લય-ચિંતન કરવું જોઈએ. આ ક્રમ ત્યાં સુધી ચાલુ રાખવો જોઈએ જ્યાં સુધી મન શાંત અને સ્થિર ન થઈ જાય. ॥ ૨૨ ॥

નિર્વિણ્ણસ્ય વિરક્તસ્ય પુરુષસ્યોક્તવેદિનઃ ।
મનસ્ત્યજતિ દૌરાત્મ્યં[1] ચિન્તિતસ્યાનુચિન્તયા ॥ ૨૩॥

જે પુરુષ સંસારથી વિરક્ત થઈ ગયો છે અને જેને સંસારના પદાર્થોમાં દુઃખબુદ્ધિ થઈ ગઈ છે, તે પોતાના ગુરુજનોના ઉપદેશને સારી રીતે સમજીને સતત પોતાના ચિંતનમાં જ સંલગ્ન રહે છે. આ અભ્યાસથી ખૂબ જલદી જ તેનું મન ચંચળતા છોડી દે છે. ॥ ૨૩ ॥

યમાદિભિર્યોગપથૈરાન્વીક્ષિક્યા ચ વિદ્યયા ।
મમાર્ચોપાસનાભિર્વા નાન્યૈર્યોગ્યં[2] સ્મરેન્મનઃ ॥ ૨૪॥

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વગેરે યોગમાર્ગોથી, આત્મવિદ્યાથી તથા મારી પંરાભક્તિથી તથા મારી ઉપાસના અર્થાત્ ભક્તિયોગથી મન પરમાત્માનું ચિંતન કરવા માંડે છે, આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. ॥ ૨૪ ॥

યદિ કુર્યાત્ પ્રમાદેન યોગી કર્મ વિગર્હિતમ્ ।
યોગેનૈવ દહેદંહો નાન્યત્ તત્ર કદાચન ॥ ૨૫॥

ઉદ્ધવજી! આમ તો યોગી કોઈ નિંદિત કર્મ કરતો નથી. પરંતુ ક્યારેક તેનાથી પ્રમાદવશ કોઈ અપરાધ થઈ જાય તો તે યોગ દ્વારા જ તે પાપને ભસ્મ કરી લે. તેના માટે બીજું કોઈ કર્મ ન કરે. ॥ ૨૫ ॥

સ્વે સ્વેઽધિકારે યા નિષ્ઠા સ ગુણઃ પરિકીર્તિતઃ ।
કર્મણાં જાત્યશુદ્ધાનામનેન નિયમઃ કૃતઃ ।
ગુણદોષવિધાનેન સઙ્ગાનાં ત્યાજનેચ્છયા ॥ ૨૬॥

શાસ્ત્રે બતાવેલા પોતપોતાના અધિકારનું આચરણ કરવું એ જ ગુણ છે. પરંતુ જે કર્મ પોતાના માટે નથી (બીજાના માટે છે) તે કરવાથી દોષ લાગે છે. કર્મો સ્વભાવથી જ અશુદ્ધ છે. માટે કર્મોનો સંગ ત્યજવાની ઇચ્છાથી (વેદોએ) તેમાં ગુણ-દોષનું વિધાન કરીને તેમનું નિયમન કર્યું છે. ॥ ૨૬ ॥

૧. દૌર્ભાગ્યં । ૨. યોગં ।

જાતશ્રદ્ધો મત્કથાસુ નિર્વિણ્ણઃ સર્વકર્મસુ ।
વેદ દુઃખાત્મકાન્ કામાન્ પરિત્યાગેઽપ્યનીશ્વરઃ ॥ ૨૭॥

તતો ભજેત માં પ્રીતઃ શ્રદ્ધાલુર્દઢનિશ્ચયઃ ।
જુષમાણશ્ચ તાન્ કામાન્ દુઃખોદર્કાંશ્ચ ગર્હયન્ ॥ ૨૮॥

પ્રોક્તેન ભક્તિયોગેન[1] ભજતો માઽસકૃન્મુનેઃ ।
કામા હૃદય્યા નશ્યન્તિ સર્વે મયિ હૃદિ સ્થિતે ॥ ૨૯॥

ભિદ્યતે હૃદયગ્રન્થિશ્છિદ્યન્તે સર્વસંશયાઃ ।
ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ મયિ દૃષ્ટેઽખિલાત્મનિ ॥ ૩૦॥

તસ્માન્મદ્ભક્તિયુક્તસ્ય યોગિનો વૈ મદાત્મનઃ[2] ।
ન જ્ઞાનં ન ચ વૈરાગ્યં પ્રાયઃ શ્રેયો ભવેદિહ ॥ ૩૧॥

યત્ કર્મભિર્યત્તપસા જ્ઞાનવૈરાગ્યતશ્ચ યત્ ।
યોગેન દાનધર્મેણ શ્રેયોભિરિતરૈરપિ ॥ ૩૨॥

સર્વં મદ્ભક્તિયોગેન મદ્ભક્તો લભતેઽઞ્જસા ।
સ્વર્ગાપવર્ગં મદ્ધામ કથઞ્ચિદ્ યદિ વાઞ્છતિ ॥ ૩૩॥

ન કિઞ્ચિત્ સાધવો ધીરા ભક્તા હ્યેકાન્તિનો મમ ।
વાઞ્છન્ત્યપિ મયા દત્તં કૈવલ્યમપુનર્ભવમ્ ॥ ૩૪॥

નૈરપેક્ષ્યં પરં પ્રાહુર્નિઃશ્રેયસમનલ્પકમ્[3] ।
તસ્માન્નિરાશિષો ભક્તિર્નિરપેક્ષસ્ય મે ભવેત્ ॥ ૩૫॥

ન મય્યેકાન્તભક્તાનાં ગુણદોષોદ્ભવા ગુણાઃ ।
સાધૂનાં સમચિત્તાનાં બુદ્ધેઃ પરમુપેયુષામ્ ॥ ૩૬॥

એવમેતાન્ મયાઽઽદિષ્ટાનનુતિષ્ઠન્તિ મે પથઃ ।
ક્ષેમં વિન્દન્તિ મત્સ્થાનં યદ્ બ્રહ્મ પરમં વિદુઃ ॥ ૩૭॥

૧-૨મારી કથામાં શ્રદ્ધા રાખવી. બધાં કર્મોથી વૈરાગ્ય લઈ લેવો. કર્મોનો ત્યાગ કરવામાં અસમર્થ હોય તો બધાં કર્મો દુઃખનાં કારણ છે એવું સમજીને તેનાથી છૂટવાનો પ્રયત્ન કરવો. આ પ્રમાણે બુદ્ધિમાં પોતાના નિશ્ચયને દૃઢ કરીને શ્રદ્ધા-પ્રેમથી મારું ભજન કરવું. કામનાઓનો નાશ ન થઈ શક્યો તો તેનાં દુઃખદાયી પરિણામો અને તે તે વિષયોની નિંદા કરતાં રહીને તેનું સેવન કરવું. આવું કરવાથી કર્મો પ્રત્યે વૈરાગ્ય થઈ જશે. ॥ ૨૭-૨૮ ॥

આ પ્રમાણે મારા બતાવેલા ભક્તિમાર્ગ દ્વારા નિરંતર મારું ભજન કરવાથી હું તે ભક્તના હૃદયમાં આવીને બેસી જાઉં છું અને મારી ઉપસ્થિતિથી જ તેના હૃદયની સઘળી વાસનાઓ તેના મૂળ સાથે નષ્ટ થઈ જાય છે. ॥ ૨૯ ॥

આ પ્રમાણે જ્યારે તે ભક્તને મુજ સર્વાત્માનો સાક્ષાત્કાર થઈ જાય છે ત્યારે તેના હૃદયની ગ્રંથિ તૂટી જાય છે, તેના બધા સંશયો છિન્ન-ભિન્ન થઈ જાય છે અને કર્મ-વાસના સંપૂર્ણપણે ક્ષીણ થઈ જાય છે. ॥ ૩૦ ॥

તેથી જે યોગી મારા ભક્તિયુક્ત ચિંતનમાં મગ્ન રહે છે તેના માટે જ્ઞાન-વૈરાગ્યની આવશ્યકતા નથી રહેતી. તેનું કલ્યાણ તો પ્રાયઃ મારી ભક્તિ દ્વારા જ થઈ જાય છે. ॥ ૩૧ ॥

કર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, યોગાભ્યાસ, દાન, ધર્મ અને બીજાં કલ્યાણપ્રદ સાધનો વડે જે પ્રાપ્ત થાય છે, તે બધું મારો ભક્ત મારા ભક્તિયોગના પ્રભાવથી સ્વર્ગ, મોક્ષ અથવા મારું પરમધામ - જે ઇચ્છે તે તેને સહજમાં જ પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૩૨-૩૩ ॥

મારા અનન્ય પ્રેમી અને ધૈર્યવાન સાધુ ભક્તો સ્વયં તો કશું ઇચ્છતા જ નથી. જો હું તેમને કૈવલ્ય મોક્ષ પણ આપી દઉં તો તે પણ તેઓ લેવા ઇચ્છતા નથી. ॥ ૩૪ ॥

કોઈ જ ઇચ્છા ન રાખવી એ પરમકલ્યાણ માટે, સર્વોત્તમ સાધન છે. તેથી જેને કોઈ પણ કામના કે અપેક્ષા નથી તે જ મારી ભક્તિ કરી શકે છે. ॥ ૩૫ ॥

મારા અનન્ય પ્રેમી ભક્તોનો અને તે સમદર્શી મહાત્માઓનો કે જેઓ બુદ્ધિથી અતીત પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થઈ ચૂક્યા છે, તેમનો વિધિ-નિષેધ દ્વારા થનારાં પુણ્ય-પાપ સાથે કોઈ સંબંધ નથી. ॥ ૩૬ ॥

આ પ્રમાણે જે લોકો મારા દ્વારા કહેવાયેલા આ જ્ઞાન, ભક્તિ અને કર્મમાર્ગનો આશ્રય લે છે તેઓ પરબ્રહ્મતત્ત્વને જાણીને મારા પરમ ધામને પ્રાપ્ત થાય છે. ॥ ૩૭ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

**અગિયારમા સ્કંધ-અંતર્ગત વીસમો અધ્યાય સમાપ્ત.**

=★=

૧. પ્રોક્તેન વિધિના યસ્ય ભજતો માં મહામતે । ૨. મહાત્મનઃ । ૩. ઽમકલ્પકમ્ ।

# એકવીસમો અધ્યાય

## ગુણ-દોષની વ્યવસ્થાનું સ્વરૂપ અને રહસ્ય

*શ્રીભગવાનુવાચ*

ય એતાન્ મત્પથો હિત્વા ભક્તિજ્ઞાનક્રિયાત્મકાન્ ।
ક્ષુદ્રાન્ કામાંશ્ચલૈઃ પ્રાણૈર્જુષન્તઃ સંસરન્તિ તે ॥ ૧॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – પ્રિય ઉદ્ધવ! મને પ્રાપ્ત કરવાના ત્રણ માર્ગ છે - ભક્તિયોગ, જ્ઞાનયોગ અને કર્મયોગ. આ ત્રણ માર્ગને છોડીને ચંચળ ઇન્દ્રિયો દ્વારા તુચ્છ ભોગો ભોગવનારા વારંવાર જન્મ-મૃત્યુરૂપી સંસારના ચક્કરમાં ભટક્યા કરે છે. ॥ ૧ ॥

સ્વે સ્વેઽધિકારે યા નિષ્ઠા સ ગુણઃ પરિકીર્તિતઃ ।
વિપર્યયસ્તુ દોષઃ સ્યાદુભયોરેષ નિશ્ચયઃ ॥ ૨॥

પોતપોતાના અધિકાર પ્રમાણે ધર્મમાં દૃઢ નિષ્ઠા રાખવી એને જ ગુણ માનવામાં આવ્યો છે અને તેનાથી વિપરીત અનધિકાર ચેષ્ટા કરવી એ દોષ છે. તાત્પર્ય એ છે કે, ગુણ અને દોષ બન્નેની વ્યવસ્થા અધિકાર પ્રમાણે કરવામાં આવે છે, કોઈ વસ્તુ પ્રમાણે નહીં. તેથી સ્વધર્મનું પાલન કરવું જોઈએ. ॥ ૨ ॥

શુદ્ધ્યશુદ્ધી વિધીયેતે સમાનેષ્વપિ વસ્તુષુ ।
દ્રવ્યસ્ય વિચિકિત્સાર્થં ગુણદોષૌ શુભાશુભૌ ॥ ૩॥

બધી વસ્તુઓ તાત્ત્વિકરૂપે સમાન છે, પરંતુ દ્રવ્યના ગુણદોષ, શુભ-અશુભ વગેરેનો વિચાર કરીને તે વસ્તુનો નિર્ણય આપવામાં આવે છે કે તે શુદ્ધ છે કે અશુદ્ધ. ॥ ૩ ॥

ધર્માર્થં વ્યવહારાર્થં યાત્રાર્થમિતિ ચાનઘ ।
દર્શિતોઽયં મયાઽઽચારો ધર્મમુદ્વહતાં ધુરમ્ ॥ ૪॥

હે નિષ્પાપ ઉદ્ધવ! આ શુદ્ધિ-અશુદ્ધિનો નિર્ણય ધર્મના આધારે લેવાય છે. વ્યવહાર અને શરીર-નિર્વાહ માટે જ તેની વ્યવસ્થા છે. ધર્મની મર્યાદાનું પાલન કરવા માટે મેં જ આ ધર્મનો આચાર કહ્યો છે. ॥ ૪ ॥

ભૂમ્યમ્બ્વગ્ન્યનિલાકાશા[1] ભૂતાનાં પઞ્ચ ધાતવઃ ।
આબ્રહ્મસ્થાવરાદીનાં શારીરા આત્મસંયુતાઃ ॥ ૫॥

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ – આ પંચભૂત જ, બ્રહ્માથી માંડીને પર્વતો અને વૃક્ષો સુધી બધાં પ્રાણીઓનાં શરીરનાં મૂળ કારણ છે, આત્મા બધાંનો એક જ છે, તેથી આત્માની દૃષ્ટિથી પણ બધા સમાન છે. ॥ ૫ ॥

વેદેન નામરૂપાણિ વિષમાણિ સમેષ્વપિ ।
ધાતુષૂદ્ધવ કલ્પ્યન્તે એતેષાં સ્વાર્થસિદ્ધયે ॥ ૬॥

હે ઉદ્ધવ! પંચભૂત તો બધામાં સરખાં છે. વેદોએ તેમનાં નામ અને રૂપ જુદાં જુદાં બતાવ્યાં છે. આ બધાંમાં સજાતીય-વિજાતીય સ્વગત ભેદોની રચના કરી છે. તેમનાં જુદા-જુદા નામ-રૂપ બતાવ્યાં છે. આ બધું તે પદાર્થોના વ્યવહાર માટે જ છે. ॥ ૬ ॥

દેશકાલાદિભાવાનાં વસ્તૂનાં મમ સત્તમ ।
ગુણદોષૌ વિધીયેતે નિયમાર્થં હિ કર્મણામ્ ॥ ૭॥

હે સાધુશ્રેષ્ઠ ઉદ્ધવ! દેશ-કાળ વગેરે પદાર્થો અને પદાર્થોના સંબંધમાં જે ગુણ-દોષનું વિધાન કરવામાં આવ્યું છે તે કર્મ નિયમિતરૂપે થાય તે માટે ગુણદોષરૂપે બતાવ્યું છે. ॥ ૭ ॥

અકૃષ્ણસારો દેશાનામબ્રહ્મણ્યોઽશુચિર્ભવેત્ ।
કૃષ્ણસારોઽપ્યસૌવીરકીકટાસંસ્કૃતેરિણમ્ ॥ ૮॥

એ દેશ અપવિત્ર છે, જેમાં કૃષ્ણસાર મૃગ ન હોય અને જ્યાં બ્રાહ્મણભક્ત ન રહેતા હોય. કૃષ્ણસાર મૃગ હોવા છતાં પણ જ્યાં સંતપુરુષ ન રહેતા હોય, તે પ્રદેશોને છોડીને કીકટ વગેરે દેશો અપવિત્ર જ છે. આ સિવાય જ્યાં સજ્જન લોકો રહેતા નથી તે તથા ઊસર વગેરે ભૂમિ પણ અપવિત્ર છે. ॥ ૮ ॥

૧. ભૂમ્યગ્ન્યમ્બ્વનિલાકાશા ।

કર્મણ્યો ગુણવાન્ કાલો દ્રવ્યતઃ સ્વત એવ વા ।
યતો નિવર્તતે કર્મ સ દોષોઽકર્મકઃ સ્મૃતઃ ॥ ૯॥

દ્રવ્યસ્ય શુદ્ધ્યશુદ્ધી ચ દ્રવ્યેણ વચનેન ચ ।
સંસ્કારેણાથ કાલેન મહત્ત્વાલ્પતયાઽથવા ॥ ૧૦॥

શક્ત્યાઽશક્ત્યાઽથવા બુદ્ધ્યા સમૃદ્ધ્યા ચ યદાત્મને ।
અઘં કુર્વન્તિ હિ યથા[1] દેશાવસ્થાનુસારતઃ ॥ ૧૧॥

ધાન્યદાર્વસ્થિતન્તૂનાં રસતૈજસચર્મણામ્ ।
કાલવાય્વગ્નિમૃત્તોયૈઃ પાર્થિવાનાં યુતાયુતૈઃ ॥ ૧૨॥

અમેધ્યલિપ્તં યદ્ યેન ગન્ધં લેપં વ્યપોહતિ ।
ભજતે પ્રકૃતિં તસ્ય તચ્છૌચં તાવદિષ્યતે ॥ ૧૩॥

સ્નાનદાનતપોઽવસ્થાવીર્યસંસ્કારકર્મભિઃ ।
મત્સ્મૃત્યા ચાત્મનઃ શૌચં શુદ્ધઃ કર્માચરેદ્ દ્વિજઃ ॥ ૧૪॥

મન્ત્રસ્ય ચ પરિજ્ઞાનં કર્મશુદ્ધિર્મદર્પણમ્ ।
ધર્મઃ સમ્પદ્યતે ષડ્ભિરધર્મસ્તુ વિપર્યયઃ ॥ ૧૫॥

સમય એ જ પવિત્ર છે, જેમાં કર્મ કરવા યોગ્ય સામગ્રી મળી શકે તથા કર્મ પણ થઈ શકે. જેમાં કર્મ માટે ઉપયોગી સામગ્રી પણ નથી તથા બીજા ઉપદ્રવોથી અથવા સ્વાભાવિક દોષને કારણે કર્મ ન થઈ શકે તે સમય અશુદ્ધ છે. ॥ ૯ ॥ પદાર્થોની શુદ્ધિ અને અશુદ્ધિ દ્રવ્ય, વચન, સંસ્કાર, કાળ, અધિક માત્રા અથવા અલ્પ માત્રાને લીધે પણ થાય છે. (જેમ કોઈ પાત્ર જળથી શુદ્ધ કરવામાં આવે, પરંતુ અપવિત્ર વસ્તુ રાખવાથી અશુદ્ધ થઈ જાય છે.) કોઈ પદાર્થની શુદ્ધિ અથવા અશુદ્ધિ વિશે શંકા થવાથી બ્રાહ્મણોના વચનને પ્રમાણ માની તેનો નિર્ણય લેવાય છે. પુષ્પ વગેરે જળ છાંટવાથી શુદ્ધ અને સૂંઘવાથી અશુદ્ધ થઈ જાય છે. તુરતમાં જ રાંધેલું અન્ન શુદ્ધ છે અને વાસી અન્ન અશુદ્ધ માનવામાં આવે છે. મોટાં સરોવર અને નદીનું જળ શુદ્ધ અને નાના ખાડામાં ભરાયેલું પાણી અશુદ્ધ મનાય છે. આ પ્રમાણે બધા પદાર્થોના સંબંધમાં જાણી લેવું. ॥ ૧૦ ॥ શક્તિ, અશક્તિ (અસમર્થ બાળક, વૃદ્ધ, બીમાર વગેરે), બુદ્ધિ અને વૈભવ અનુસાર પણ પવિત્રતા અને અપવિત્રતાની વ્યવસ્થા થાય છે. તેમાં પણ સ્થાન અને તેની સાથે સંબંધ ધરાવનારની ઉંમરનો વિચાર કરતાં અશુદ્ધ પદાર્થોના વ્યવહારનો દોષ નક્કી થાય છે. (જેમ કે ધનવાન, દરિદ્ર, બળવાન, નિર્બળ, બુદ્ધિમાન, મૂર્ખ, ઉપદ્રવી અને નિરુપદ્રવી, યુવાન તથા વૃદ્ધાવસ્થાના ભેદથી શુદ્ધિ-અશુદ્ધિનો નિર્ણય કરવામાં આવે છે.) ॥ ૧૧ ॥ અનાજ, લાકડું, હાથીદાંત વગેરે અસ્થિ, સૂતર, મધ, મીઠું, તેલ, ઘી વગેરે રસો, સોનું, પારો વગેરે તૈજસ પદાર્થો, ચામડું, ઘડો વગેરે માટીથી બનેલા પદાર્થોમાંથી કેટલાક સમયાનુસાર આપમેળે જ, કેટલાક હવાના સ્પર્શથી, કેટલાક અગ્નિમાં તપાવવાથી, લીંપવાથી, પાણીમાં ધોવાથી શુદ્ધ થઈ જાય છે. દેશ, કાળ કે અવસ્થા પ્રમાણે ક્યાંક જળ, માટી વગેરે સામગ્રીથી શુદ્ધ કરવામાં આવે છે અને ક્યાંક કોઈ એક જ પ્રકારે પણ શુદ્ધ થઈ જાય છે. ॥ ૧૨ ॥ જો કોઈ વસ્તુમાં કોઈ અશુદ્ધ પદાર્થ લાગી ગયો હોય તો તેને છોલી નાખવાથી અથવા માટી વગેરે ઘસવાથી જ્યારે તે પદાર્થ તેની વાસ સાથે ચાલ્યો જાય છે અને તે વસ્તુ તેની મૂળ સ્થિતિમાં આવી જાય છે ત્યારે તેને શુદ્ધ સમજવી જોઈએ. ॥ ૧૩ ॥ સ્નાન, દાન, તપ, અવસ્થા, સામર્થ્ય, સંસ્કાર, કર્મ અને મારું સ્મરણ કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે. આનાથી શુદ્ધ થઈને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ વિહિત કર્મોનું આચરણ કરવું જોઈએ. ॥ ૧૪ ॥ ગુરુમુખથી સાંભળીને સારી રીતે હૃદયસ્થ કરી લેવાથી મંત્રની અને મને સમર્પિત કરવાથી કર્મની શુદ્ધિ થાય છે. ઉદ્ધવજી! આ પ્રમાણે દેશ, કાળ, પદાર્થ, કર્તા, મંત્ર અને કર્મ - આ છ શુદ્ધ હોય તો ધર્મ અને અશુદ્ધ હોય તો અધર્મ સમજવો. ॥ ૧૫ ॥

૧. તથા ।

ક્વચિદ્ ગુણોઽપિ દોષઃ સ્યાદ્ દોષોઽપિ વિધિના ગુણઃ ।
ગુણદોષાર્થનિયમસ્તદ્ભિદામેવ બાધતે ॥ ૧૬॥

એક જ વસ્તુ હોય અને તે ગુણવાળી હોવા છતાં પણ જો શાસ્ત્રોએ તેનો નિષેધ કર્યો હોય તે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે ગુણ પણ દોષ બની જાય છે. આ પ્રમાણે વસ્તુના ગુણદોષના સંબંધમાં નિયમો ઘડવામાં આવ્યા છે. આ નિયમોમાં કયો નિયમ કોણે પાળવો યા ન પાળવો એવા ભેદ પણ પાડ્યા છે. આ વર્ણ-વ્યવસ્થા કાયમ રાખવા માટે છે. ॥ ૧૬ ॥

સમાનકર્માચરણં પતિતાનાં ન પાતકમ્ ।
ઔત્પત્તિકો ગુણઃ સઙ્ગો ન શયાનઃ પતત્યધઃ ॥ ૧૭॥

પાપનું આચરણ પતિતો માટે દોષજન્ય નથી. જે જન્મથી જ પાતકી છે, તેણે બીજું પાપ કર્યું તો તેને પાપ લાગતું નથી, કારણ કે, ગુણોમાં આસક્તિ થવી એ તો તેમનો સ્વાભાવિક ગુણ છે. જ્યારે તેઓ જમીન ઉપર જ સૂતા છે, તો પડીને ક્યાં પડશે? ॥ ૧૭ ॥

યતો યતો નિવર્તેત વિમુચ્યેત તતસ્તતઃ ।
એષ ધર્મો નૃણાં ક્ષેમઃ શોકમોહભયાપહઃ[1] ॥ ૧૮॥

જે જે ગુણ-દોષોથી મનુષ્યનું ચિત્ત ઉપરત થઈ જાય છે, તે તે વસ્તુઓના બંધનથી તે મુક્ત થઈ જાય છે. મનુષ્ય માટે આ નિવૃત્તિરૂપ ધર્મ જ પરમકલ્યાણનું સાધન છે; કારણ કે એ જ શોક, મોહ અને ભયને દૂર કરનારો છે. ॥ ૧૮ ॥

વિષયેષુ ગુણાધ્યાસાત્ પુંસઃ સઙ્ગસ્તતો ભવેત્ ।
સઙ્ગાત્તત્ર ભવેત્ કામઃ કામાદેવ કલિર્નૃણામ્ ॥ ૧૯॥

ઉદ્ધવજી! વિષયોમાં ગુણોનો આરોપ કરવાથી તે વસ્તુમાં આસક્તિ થઈ જાય છે, આસક્તિ થવાથી તે મેળવવાની કામના જન્મે છે અને આ કામનાપૂર્તિમાં કોઈ પ્રકારનો અવરોધ થવાથી લોકોમાં પરસ્પર ક્લેશ થાય છે. ॥ ૧૯ ॥

કલેર્દુર્વિષહઃ ક્રોધસ્તમસ્તમનુવર્તતે ।
તમસા ગ્રસ્યતે પુંસશ્ચેતના વ્યાપિની દ્રુતમ્ ॥ ૨૦॥

કંકાસથી અસહ્ય ક્રોધ ઉત્પન્ન થાય છે અને ક્રોધાવેશમાં પોતાના હિત-અહિતનું જ્ઞાન ઢંકાઈ જાય છે. અર્થાત્ અજ્ઞાન છવાઈ જાય છે. અજ્ઞાનથી તુરત જ મનુષ્યની શુભાશુભનો નિર્ણય કરનારી ચેતનશક્તિ લુપ્ત થઈ જાય છે. ॥ ૨૦ ॥

તયા વિરહિતઃ સાધો જન્તુઃ શૂન્યાય કલ્પતે ।
તતોઽસ્ય સ્વાર્થવિભ્રંશો મૂર્ચ્છિતસ્ય મૃતસ્ય ચ ॥ ૨૧॥

હે મહાત્મા! ચેતનશક્તિ અર્થાત્ સ્મૃતિ લુપ્ત થઈ જવાથી મનુષ્યમાં મનુષ્યત્વ રહેતું નથી, પશુતા આવી જાય છે અને તે શૂન્ય જેવો અસ્તિત્વહીન થઈ જાય છે. અને તે એક મૂર્છાગ્રસ્ત મનુષ્ય જેવો બની જાય છે. આવી સ્થિતિમાં તેના સ્વાર્થ અને પરમાર્થ—બન્નેની હાનિ થાય છે. ॥ ૨૧ ॥

વિષયાભિનિવેશેન નાત્માનં વેદ નાપરમ્ ।
વૃક્ષજીવિકયા જીવન્ વ્યર્થં ભસ્ત્રેવ યઃ શ્વસન્ ॥ ૨૨॥

વિષયોનું ચિંતન કરતાં-કરતાં તે વિષયરૂપ બની જાય છે. તેનું જીવન વૃક્ષ જેવું જડ બની જાય છે. તેના શરીરમાં એ રીતે વ્યર્થ શ્વાસ ચાલે છે, જેમ લુહારની ધમણ. તેને ન પોતાનું કોઈ જ્ઞાન રહે છે કે ન બીજાનું. તે સર્વથા આત્મવંચિત થઈ જાય છે. ॥ ૨૨ ॥

૧. ૦ભવાપહઃ ।

ફલશ્રુતિરિયં નૃણાં ન શ્રેયો રોચનં પરમ્ ।
શ્રેયોવિવક્ષયા પ્રોક્તં યથા ભૈષજ્યરોચનમ્ ॥ ૨૩॥

ઉત્પત્ત્યૈવ હિ કામેષુ પ્રાણેષુ સ્વજનેષુ ચ ।
આસક્તમનસો મર્ત્યા આત્મનોઽનર્થહેતુષુ ॥ ૨૪॥

ન તાનવિદુષઃ સ્વાર્થં ભ્રામ્યતો વૃજિનાધ્વનિ ।
કથં યુઞ્જ્યાત્ પુનસ્તેષુ તાંસ્તમો વિશતો બુધઃ ॥ ૨૫॥

એવં વ્યવસિતં કેચિદવિજ્ઞાય કુબુદ્ધયઃ ।
ફલશ્રુતિં કુસુમિતાં ન વેદજ્ઞા વદન્તિ હિ ॥ ૨૬॥

કામિનઃ કૃપણા લુબ્ધાઃ પુષ્પેષુ ફલબુદ્ધયઃ ।
અગ્નિમુગ્ધા ધૂમતાન્તાઃ સ્વં લોકં ન વિદન્તિ તે ॥ ૨૭॥

ન તે મામઙ્ગ જાનન્તિ હૃદિસ્થં ય ઇદં યતઃ ।
ઉક્થશસ્ત્રા હ્યસુતૃપો યથા નીહારચક્ષુષઃ ॥ ૨૮॥

તે મે મતમવિજ્ઞાય પરોક્ષં વિષયાત્મકાઃ ।
હિંસાયાં યદિ રાગઃ સ્યાદ્ યજ્ઞ એવ ન ચોદના ॥ ૨૯॥

હિંસાવિહારા હ્યાલબ્ધૈઃ પશુભિઃ સ્વસુખેચ્છયા ।
યજન્તે દેવતા યજ્ઞૈઃ પિતૃભૂતપતીન્[1] ખલાઃ ॥ ૩૦॥

બાળકોને દવા આપતી વેળા તેમને મીઠાઈ વગેરેનું પ્રલોભન આપીને દવા આપવામાં આવે છે; તે જ પ્રમાણે વેદોની કહેવાયેલી ફળશ્રુતિમાં સ્વર્ગાદિ મેળવવાં એ જ પરમપુરુષાર્થ છે એવો અભિપ્રાય વાસ્તવિક અભિપ્રાય નથી. પરંતુ મનુષ્યોને મોક્ષનું સ્વરૂપ કહેવાની ઇચ્છાથી ગૌણ ફળ દ્વારા તેમની કર્મોમાં રુચિ ઉત્પન્ન કરવા માટે છે. કર્મોમાં, પોતાના પ્રાણોમાં અને પોતાના સગાં-સંબંધીઓમાં મનુષ્યનું મન સ્વાભાવિક જ આસક્ત રહે છે, આ જ તેનું પતન કરનાર છે. આ પ્રમાણે મનુષ્ય જન્મ-જન્માંતરના સંસ્કારવશ પોતાના સ્વાર્થમાં ભ્રષ્ટ થઈ ગયો છે. પરમાર્થના માર્ગથી ભટકેલો પ્રાણી વિશેષ અંધકાર તરફ જઈ રહ્યો છે. આ જોઈને વેદવાણી તેને વધારે કુમાર્ગે ભટકાવવા શા માટે પ્રવૃત્ત કરે? વેદ તો બુધ (વિદ્વાન) છે, તેથી તે તો મનુષ્યને કુમાર્ગેથી હટાવીને વૈદિક કર્મોમાં (લલચાવનારી વાતો કહીને) રુચિ ઉત્પન્ન કરીને સદ્‌માર્ગે લાવવાની પ્રેરણા આપે છે. ॥ ૨૪-૨૫ ॥ દૂષિત બુદ્ધિના લોકો (કર્મવાદીઓ) વેદોના આ અભિપ્રાયને સમજ્યા વિના આસક્તિવશ પુષ્પો જેવા સ્વર્ગાદિ લોકોનું વર્ણન કરે છે, સાંભળે છે અને એમાં જ અટવાઈ જાય છે. પરંતુ વેદવેત્તાઓ શ્રુતિઓનું આવું તાત્પર્ય બતાવતા નથી. ॥ ૨૬ ॥ વિષય-વાસનાઓમાં ફસાયેલા દીન-હીન, લોભી પુરુષો રંગીન ફૂલો જેવા સ્વર્ગાદિ લોકોને જ સર્વ કાંઈ (પરમશ્રેય) સમજી બેસે છે અને અગ્નિ દ્વારા સિદ્ધ થનારા યજ્ઞ-યાગાદિ કર્મોમાં જ મોહિત થઈ જાય છે. તેમને અંતે દેવલોક, પિતૃલોક વગેરેની જ પ્રાપ્તિ થાય છે. આમ અન્ય માર્ગે ભટકી જવાને કારણે તે પોતાના નિજધામ - પરમપદને પ્રાપ્ત કરી શકતા નથી. ॥ ૨૭ ॥

પ્રિય ઉદ્ધવ! જે પરમાત્માથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે તે પરમપિતા પરમાત્મા તો તેમના હૃદયમાં જ બિરાજમાન છે. પરંતુ તેઓ કર્મમાર્ગનું શસ્ત્ર રાખીને જ ચાલે છે, આવા પ્રાણોના પોષણમાં લાગેલા લોકોની આંખો સામે મોટા ભાગે અંધકાર જ છવાયેલો રહે છે. ॥ ૨૮ ॥ તે જ કારણે તેઓ મને જાણી શકતા નથી અને મારા પરોક્ષ મતને પણ સ્વીકારતા નથી. બુદ્ધિ પર વિષયોનું આવરણ હોવાથી હિંસામાં જ તેમની આસક્તિ હોય છે. તે હિંસા-પ્રવૃત્તિને રોકવા માટે જ યજ્ઞનું વિધાન કરવામાં આવ્યું છે, જેથી તેમની આ ઉદ્દંડ પ્રવૃત્તિ એક સીમામાં બંધાયેલી રહે. ॥ ૨૯ ॥ આ પ્રમાણે તે પામર વિષયલોલુપ પોતાની ઇન્દ્રિયોને તૃપ્ત કરવા માટે યજ્ઞો દ્વારા દેવતાઓ, પિતૃઓ અને ભૂતપતિઓના યજનનો દંભ કરે છે અને મૂક પશુઓની હત્યા કરે છે. ॥ ૩૦ ॥

૧. પિતૄન્ ભૂત૦ ।

સ્વપ્નોપમમમું લોકમસન્તં શ્રવણપ્રિયમ્ ।
આશિષો હૃદિ સઙ્કલ્પ્ય ત્યજન્ત્યર્થાન્ યથા વણિક્ ॥ ૩૧॥

ઉદ્ધવજી! જે સ્વર્ગાદિ લોકોના સુખભોગ, ઐશ્વર્ય આદિ સાંભળવામાં આવે છે તે ન હોવા છતાં કર્ણપ્રિય છે. તે સાંભળેલા ભોગોની આશા કરીને તેના માટે પોતાના અસલી દ્રવ્યને પણ તે વેડફી નાખે છે. (જેવી રીતે વેપારી લાભની આશાએ પોતાની મૂડી પણ ખોઈ બેસે છે. ॥ ૩૧ ॥

રજઃસત્ત્વતમોનિષ્ઠા રજઃસત્ત્વતમોજુષઃ ।
ઉપાસતે ઇન્દ્રમુખ્યાન્ દેવાદીન્ ન તથૈવ મામ્ ॥ ૩૨॥

રજમિશ્રિત સત્ત્વગુણી અને તમોગુણી પ્રકૃતિના લોકો આ પ્રકારના જ રજોમિશ્રિત સત્ત્વગુણ અને તમોગુણનું સેવન કરતા રહીને તે સામગ્રી દ્વારા ઇન્દ્ર વગેરે દેવોની ઉપાસના કરે છે; પરંતુ તે મારી ઉપાસના કરતા નથી. ॥ ૩૨ ॥

ઇષ્ટ્વેહ દેવતા યજ્ઞૈર્ગત્વા રંસ્યામહે દિવિ ।
તસ્યાન્ત ઇહ ભૂયાસ્મ મહાશાલા[1] મહાકુલાઃ ॥ ૩૩॥

એવં પુષ્પિતયા વાચા વ્યાક્ષિપ્તમનસાં નૃણામ્ ।
માનિનાં ચાતિસ્તબ્ધાનાં[2] મદ્વાર્તાઽપિ ન રોચતે ॥ ૩૪॥

તેઓ કલ્પના કરે છે કે 'અમે લોકો આ લોકમાં યજ્ઞો દ્વારા દેવતાઓનું યજન કરીને સ્વર્ગમાં જઈશું અને ત્યાં દિવ્ય આનંદ ભોગવીશું. ત્યાર પછી જ્યારે અમારો જન્મ થશે ત્યારે અમે બહુ મોટા ખાનદાન પરિવારમાં જન્મ લઈશું, અમારા મોટા મોટા મહેલો હશે અને અમે ખૂબ મોટા અને સુખી પરિવારવાળા થઈશું. આ પ્રકારની માત્ર જોવા-સાંભળવામાં સુંદર લાગતી મધુરવાણીથી તેમનું ચિત્ત અશાંત થઈ જાય છે અને તેમાં જ તે મોહિત થયેલા રહે છે. તે અહંકારી લોકોને મારા વિશેની કોઈ વાત પ્રિય લાગતી નથી. ॥ ૩૩-૩૪ ॥

વેદા બ્રહ્માત્મવિષયાસ્ત્રિકાણ્ડવિષયા ઇમે ।
પરોક્ષવાદા ઋષયઃ પરોક્ષં મમ[3] ચ પ્રિયમ્ ॥ ૩૫॥

ઉદ્ધવજી! વેદોમાં ત્રણ કાંડ છે – કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ. આ ત્રણેનો પ્રતિપાદિત વિષય છે બ્રહ્મ અને આત્માની એકતા, પરંતુ વેદની વાણી પરોક્ષ અર્થાત્ સર્વસામાન્યને ન સમજાય તેવી ગૂઢ છે. કારણ કે, મને પણ પરોક્ષવાણી જ પ્રિય છે.* ॥ ૩૫ ॥

શબ્દબ્રહ્મ સુદુર્બોધં પ્રાણેન્દ્રિયમનોમયમ્ ।
અનન્તપારં ગમ્ભીરં દુર્વિગાહ્યં સમુદ્રવત્ ॥ ૩૬॥

વેદો 'શબ્દબ્રહ્મ'ના નામે ઓળખાય છે. તે મારી સાક્ષાત્‌મૂર્તિ છે. તેથી જ તેમનું રહસ્ય સમજવું બહુ કઠણ છે. તે શબ્દબ્રહ્મ પરા, પશ્યન્તી અને મધ્યમા વાણીના રૂપે પ્રાણ, મન અને ઇન્દ્રિયમય છે. મધ્યમા ઇન્દ્રિયમય વાણીને વ્યક્ત કરે છે. આ વ્યક્ત એટલે ઉચ્ચારના કાર્યમાં વાણી મુખ્ય માની છે. આ વાણી સીમારહિત છે અર્થાત્ દેશ અને કાળથી તેનું માપ કાઢી શકાતું નથી. મોટા-મોટા વિદ્વાનો પણ તેના તાત્પર્યનો વાસ્તવિક નિર્ણય કરી શકતા નથી. ॥ ૩૬ ॥

મયોપબૃંહિતં ભૂમ્ના બ્રહ્મણાઽનન્તશક્તિના ।
ભૂતેષુ ઘોષરૂપેણ બિસેષૂર્ણેવ લક્ષ્યતે ॥ ૩૭॥

ઉદ્ધવ! હું અનંતશક્તિસંપન્ન અને સ્વયં અનંત બ્રહ્મ છું. મેં જ વેદવાણીનો વિસ્તાર કર્યો છે. જેમ કમળનાળમાં પાતળી તંતુ હોય છે તેવી જ રીતે આ વેદવાણી પ્રાણીઓનાં અંતઃકરણમાં અનાહત નાદરૂપે પ્રગટ થાય છે. ॥ ૩૭ ॥

યથોર્ણનાભિર્હૃદયાદૂર્ણામુદ્વમતે મુખાત્ ।
આકાશાદ્ ઘોષવાન્ પ્રાણો મનસા સ્પર્શરૂપિણા ॥ ૩૮॥

જેમ એક કરોળિયો પોતાના ઉદરમાં રહેલા લાળના તંતુઓને મુખ દ્વારા બહાર કાઢે છે અને પાછા સમેટી લે છે, તે જ રીતે વેદને કહેનાર – હું સ્વયં અમૃતમય હોવાથી

૧. મહાશીલાઃ । ૨. ચાપિ બદ્ધાનાં । ૩. ચ મમ પ્રિયમ્ ।
* કારણ કે, બધા લોકો આના અધિકારી નથી. અંતઃકરણ શુદ્ધ થયા પછી આ વાત સમજાય છે.

છન્દોમયોઽમૃતમયઃ સહસ્રપદવીં પ્રભુઃ ।
ઓઙ્કારાદ્ વ્યઞ્જિતસ્પર્શસ્વરોષ્માન્તઃસ્થભૂષિતામ્ ॥ ૩૯॥

વિચિત્રભાષાવિતતાં છન્દોભિશ્ચતુરુત્તરૈઃ ।
અનન્તપારાં બૃહતીં સૃજત્યાક્ષિપતે સ્વયમ્ ॥ ૪૦॥

સ્વયં નાદબ્રહ્મ થઈ મન દ્વારા પોતાના હૃદયાકાશમાંથી વૈખરી વાણીને પ્રગટ કરું છું. અને મારામાં લીન કરું છું તે વાણી પ્રાણ અને મન દ્વારા સ્પર્શ આદિ વર્ણના રૂપમાં બહાર આવે છે. તે વાણી ઓંકારમાંથી પ્રગટ થયેલા 'ક થી મ' સુધીના પચીસ વ્યંજનો, 'અ' વગેરે સોળ સ્વરો, શ, ષ, સ, હ—ચાર ઊષ્માક્ષરો અને ય, ર, લ, વ—ચાર અંતઃસ્થ વર્ણોથી શોભે છે. એમાં એવા છંદો છે, જેમાં ઉત્તરોત્તર ચાર-ચાર વર્ણ વધતા જાય છે, અને તેમના દ્વારા વિચિત્ર ભાષાના રૂપમાં તે વિસ્તરેલી છે. ॥ ૩૮-૪૦ ॥

ગાયત્ર્યુષ્ણિગનુષ્ટુપ્ ચ બૃહતી પઙ્ક્તિરેવ ચ ।
ત્રિષ્ટુબ્ જગત્યતિચ્છન્દો હ્યત્યષ્ટ્યતિજગદ્ વિરાટ્ ॥ ૪૧॥

ચાર-ચાર વધારાના વર્ણવાળા છંદોમાંથી થોડા આ પ્રમાણે છે - ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી, અતિચ્છન્દ, અત્યષ્ટિ, અતિજગતી અને વિરાટ્. ॥ ૪૧ ॥

કિં વિધત્તે કિમાચષ્ટે કિમનૂદ્ય વિકલ્પયેત્ ।
ઈત્યસ્યા હૃદયં લોકે નાન્યો મદ્ વેદ કશ્ચન ॥ ૪૨॥

આ વેદવાણી કર્મકાંડનાં વિવિધ વાક્યોથી શેનું વિધાન કરે છે, ઉપાસનાકાંડમાં કયા દેવતાઓનું વર્ણન કરે છે તે અને જ્ઞાનકાંડમાં નિષેધના અર્થવાળા નેતિ નેતિ વાક્યોના રહસ્યને મારા સિવાય કોઈ નથી જાણતું. ॥ ૪૨ ॥

માં વિધત્તેઽભિધત્તે માં વિકલ્પ્યાપોહ્યતે ત્વહમ્ ।
એતાવાન્ સર્વવેદાર્થઃ શબ્દ આસ્થાય માં ભિદામ્ ।
માયામાત્રમનૂદ્યાન્તે પ્રતિષિધ્ય પ્રસીદતિ ॥ ૪૩॥

કર્મકાંડ દ્વારા વેદો મારું જ વિધાન કરે છે. ઉપાસનાકાંડ દ્વારા મને સામે રાખીને દેવતાઓનું વર્ણન કરે છે. જ્ઞાનકાંડ દ્વારા મારાથી અલગ વસ્તુનું વર્ણન કરીને 'નેતિ નેતિ' વાક્યોથી અન્યનો નિષેધ પણ કરે છે. આ પ્રમાણે વેદો મને સામે રાખીને મારામાં જ ભેદનો આરોપ કરે છે, આ બધું માયા જ છે. છેવટે તો 'સર્વં ખલુ ઇદં બ્રહ્મ' કહીને વેદ પ્રસન્ન થાય છે. ॥ ૪૩ ॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

અગિયારમા સ્કંધ-અંતર્ગત એકવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# બાવીસમો અધ્યાય

3

## તત્ત્વોની સંખ્યા અને પુરુષ-પ્રકૃતિ-વિવેક

*ઉદ્ધવ ઉવાચ*

કતિ તત્ત્વાનિ વિશ્વેશ[1] સઙ્ખ્યાતાન્યૃષિભિઃ પ્રભો ।
નવૈકાદશ પઞ્ચ ત્રીણ્યાત્થ ત્વમિહ[2] શુશ્રુમ ॥ ૧॥

કેચિત્ ષડ્વિંશતિં પ્રાહુરપરે પઞ્ચવિંશતિમ્ ।
સપ્તૈકે નવ ષટ્ કેચિચ્ચત્વાર્યેકાદશાપરે ॥ ૨॥

ઉદ્ધવજીએ કહ્યું – હે પ્રભુ! હે વિશ્વેશ્વર! ઋષિઓએ તત્ત્વોની સંખ્યા કેટલી બતાવી છે? આપે તો (ઓગણીસમા અધ્યાયમાં) નવ, અગિયાર, પાંચ અને ત્રણ એમ કુલ અઠ્ઠાવીસ તત્ત્વો બતાવ્યાં છે; તે તો બરાબર છે, પરંતુ કેટલાક લોકો તત્ત્વોની સંખ્યા છવ્વીસ કહે છે, તો કોઈ પચીસ, કોઈ સાત, નવ અથવા છ માને છે, કોઈ ચાર કહે છે, તો કોઈ અગિયાર. ॥ ૧-૨ ॥

૧. દેવેશ । ૨. ત્વમિતિ ।

કેચિત્ સપ્તદશ પ્રાહુઃ ષોડશૈકે ત્રયોદશ ।
એતાવત્ત્વં હિ સઙ્ખ્યાનામૃષયો યદ્વિવક્ષયા ।
ગાયન્તિ પૃથગાયુષ્મન્નિદં નો વક્તુમર્હસિ ॥ ૩॥

આ પ્રમાણે કોઈ કોઈ ઋષિઓના મત પ્રમાણે તત્ત્વોની સંખ્યા સત્તર છે, કોઈ સોળ અને કોઈ તેર કહે છે. હે સનાતન શ્રીકૃષ્ણ! ઋષિઓ આટલી ભિન્ન-ભિન્ન સંખ્યાઓ ક્યા અભિપ્રાયથી બતાવે છે? કૃપા કરીને આપ મને કહો. ॥ ૩ ॥

*શ્રીભગવાનુવાચ*

યુક્તં ચ સન્તિ સર્વત્ર ભાષન્તે બ્રાહ્મણા યથા ।
માયાં મદીયામુદ્ગૃહ્ય વદતાં કિં નુ દુર્ઘટમ્ ॥ ૪॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – ઉદ્ધવજી! વેદજ્ઞ બ્રાહ્મણો આ સંબંધમાં જે કાંઈ કહે છે તે બધું બરાબર છે, કારણ કે, બધાં તત્ત્વો બધામાં અંતર્ભૂત છે. મારી માયાનો સ્વીકાર કરીને શું કહેવું અસંભવ છે? ॥ ૪ ॥

નૈતદેવં યથાઽઽત્થ ત્વં યદહં વચ્મિ તત્તથા ।
એવં વિવદતાં હેતું શક્તયો મે દુરત્યયાઃ ॥ ૫॥

'જેમ તમે કહો છો તે બરાબર નથી, જે હું કહું છું તે જ યથાર્થ છે' – આ રીતે જગતના કારણની બાબતમાં એટલા માટે વિવાદ થાય છે કે, મારી શક્તિઓ સત્ત્વ, રજ વગેરે ગુણો અને તેમની વૃત્તિઓનું રહસ્ય લોકો સમજી શકતા નથી; તેથી તેઓ તેમના પોતપોતાના ભાવ પ્રમાણે વાદ-વિવાદ કરતા રહે છે. ॥ ૫ ॥

યાસાં વ્યતિકરાદાસીદ્ વિકલ્પો વદતાં પદમ્[1] ।
પ્રાપ્તે શમદમેઽપ્યેતિ વાદસ્તમનુશામ્યતિ ॥ ૬॥

સત્ત્વાદિ ગુણોના ક્ષોભથી જ આ વિવિધ કલ્પનારૂપ પ્રપંચ - જે વસ્તુ નથી, માત્ર નામ છે - ઊભો થયો છે. વાદ-વિવાદ કરવાવાળાઓના વિવાદનો આ જ વિષય છે. જ્યારે ઇન્દ્રિયો પોતાના વશમાં થઈ જાય છે તથા ચિત્ત શાંત થઈ જાય છે, ત્યારે તેમની ભેદબુદ્ધિ પણ દૂર થઈ જાય છે અને વિવાદ પણ રહેતો નથી. ॥ ૬ ॥

પરસ્પરાનુપ્રવેશાત્ તત્ત્વાનાં પુરુષર્ષભ ।
પૌર્વાપર્યપ્રસઙ્ખ્યાનં યથા વક્તુર્વિવક્ષિતમ્[2] ॥ ૭॥

હે પુરુષશ્રેષ્ઠ! તત્ત્વોનો એક-બીજામાં પ્રવેશ થયો છે, તેથી વક્તાની જેમ કહેવાની ઇચ્છા હોય તે પ્રમાણે (કારણને કાર્યમાં અથવા કાર્યને કારણમાં ભેળવીને) તત્ત્વોની સંખ્યા સિદ્ધ કરી દે છે. ॥ ૭ ॥

એકસ્મિન્નપિ દૃશ્યન્તે પ્રવિષ્ટાનીતરાણિ ચ ।
પૂર્વસ્મિન્ વા પરસ્મિન્ વા તત્ત્વે તત્ત્વાનિ સર્વશઃ ॥ ૮॥

એક જ કારણરૂપ તત્ત્વમાં અથવા કાર્યરૂપ તત્ત્વમાં પૂરેપૂરાં બીજાં તત્ત્વો મળેલાં હોય - એવું દેખાય છે. ॥ ૮ ॥

પૌર્વાપર્યમતોઽમીષાં પ્રસઙ્ખ્યાનમભીપ્સતામ્ ।
યથા વિવિક્તં યદ્વક્ત્રં ગૃહ્ણીમો યુક્તિસમ્ભવાત્ ॥ ૯॥

આ તત્ત્વોની જે ગણના કરવા ઇચ્છે છે તેમણે જે કાર્યને જે કારણમાં અથવા જે કારણને જે કાર્યમાં અંતર્ભૂત કરીને તત્ત્વોની જેટલી સંખ્યાનો સ્વીકાર કર્યો છે તેમનું પ્રતિપાદન યુક્તિસંગત હોવાથી તે જે કહે છે, બધા તેનો સ્વીકાર કરે છે. યુક્તિથી બધી વાતો સિદ્ધ થાય છે. તેથી બધું જ સાચું છે. ॥ ૯ ॥

અનાદ્યવિદ્યાયુક્તસ્ય પુરુષસ્યાત્મવેદનમ્ ।
સ્વતો ન સમ્ભવાદન્યસ્તત્ત્વજ્ઞો જ્ઞાનદો ભવેત્ ॥ ૧૦॥

ઉદ્ધવજી! જે લોકોએ તત્ત્વોની સંખ્યા છવ્વીસ છે એવું સ્વીકાર્યું છે તેઓ એવું કહે છે કે જીવ અનાદિકાળથી અવિદ્યાથી ગ્રસ્ત થઈ રહ્યો છે, તે સ્વયં પોતાને જાણી શકતો નથી. તેને આત્મજ્ઞાન કરાવવા માટે બીજા કોઈ સર્વજ્ઞની આવશ્યકતા છે. (તેથી પ્રકૃતિના કાર્યકારણરૂપ ચોવીસ તત્ત્વો, પચીસમો પુરુષ અને છવ્વીસમો ઈશ્વર - આ પ્રમાણે કુલ છવ્વીસ તત્ત્વોનો સ્વીકાર કરવો જોઈએ.) ॥ ૧૦ ॥

૧. પરમ્ । ૨. આ શ્લોકાર્ધ પ્રાચીન પ્રતમાં નથી. ।

પુરુષેશ્વરયોરત્ર ન વૈલક્ષણ્યમણ્વપિ ।
તદન્યકલ્પનાऽપાર્થા જ્ઞાનં ચ પ્રકૃતેર્ગુણઃ ॥ ૧૧॥

પ્રકૃતિર્ગુણસામ્યં[1] વૈ પ્રકૃતેર્નાત્મનો ગુણાઃ ।
સત્ત્વં રજસ્તમ ઈતિ સ્થિત્યુત્પત્ત્યન્તહેતવઃ ॥ ૧૨॥

સત્ત્વં જ્ઞાનં રજઃ કર્મ તમોऽજ્ઞાનમિહોચ્યતે ।
ગુણવ્યતિકરઃ કાલઃ સ્વભાવઃ સૂત્રમેવ[2] ચ ॥ ૧૩॥

પુરુષઃ પ્રકૃતિર્વ્યક્તમહઙ્કારો નભોऽનિલઃ ।
જ્યોતિરાપઃ ક્ષિતિરિતિ તત્ત્વાન્યુક્તાનિ મે નવ ॥ ૧૪॥

શ્રોત્રં ત્વગ્દર્શનં ઘ્રાણો જિહ્વેતિ જ્ઞાનશક્તયઃ ।
વાક્પાણ્યુપસ્થપાય્વઙ્ઘ્રિકર્માણ્યઙ્ગોભયં મનઃ ॥ ૧૫॥

શબ્દઃ સ્પર્શો રસો ગન્ધો રૂપં ચેત્યર્થજાતયઃ ।
ગત્યુક્ત્યુત્સર્ગશિલ્પાનિ કર્માયતનસિદ્ધયઃ ॥ ૧૬॥

સર્ગાદૌ પ્રકૃતિર્હ્યસ્ય કાર્યકારણરૂપિણી ।
સત્ત્વાદિભિર્ગુણૈર્ધત્તે પુરુષોऽવ્યક્ત ઈક્ષતે ॥ ૧૭॥

વ્યક્તાદયો વિકુર્વાણા ધાતવઃ પુરુષેક્ષયા ।
લબ્ધવીર્યાઃ સૃજન્ત્યણ્ડં સંહતાઃ પ્રકૃતેર્બલાત્ ॥ ૧૮॥

પચીસ તત્ત્વ માનવાવાળા કહે છે - આ શરીરમાં જીવ અને ઈશ્વરમાં અણુમાત્રનો પણ ભેદ નથી, તેથી તેમાં ભેદની કલ્પના વ્યર્થ છે. હવે રહી જ્ઞાનની વાત. તો તે જ્ઞાન પ્રકૃતિનો ગુણ છે, તેથી તેઓ જ્ઞાનનો અલગ સ્વીકાર કરતા નથી. આ પ્રમાણે ચોવીસ જડ તત્ત્વો અને એક ચેતન પુરુષ સાથે પચીશતત્ત્વો થયાં. ॥ ૧૧ ॥ ત્રણે ગુણોની સામ્યાવસ્થા જ પ્રકૃતિનું સ્વરૂપ છે; તેથી સત્ત્વ, રજ આદિ ગુણો આત્માના નહિ બલ્કે પ્રકૃતિના જ છે. તેમના દ્વારા જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થયા કરે છે. તેથી જ્ઞાન આત્માનો ગુણ નથી, પ્રકૃતિનો જ ગુણ સિદ્ધ થાય છે. ॥ ૧૨ ॥ આ સંદર્ભમાં સત્ત્વગુણ જ જ્ઞાન છે, રજોગુણ જ કર્મ છે અને તમોગુણ જ અજ્ઞાન કહેવાય છે અને ગુણોમાં ક્ષોભ ઉત્પન્ન કરવાવાળો ઈશ્વર જ કાળ છે અને સૂત્ર અર્થાત્ મહત્તત્ત્વ જ સ્વભાવ છે. તેથી તત્ત્વોની પચીસ અને છવ્વીસ બન્ને સંખ્યાઓ યુક્તિસંગત છે. ॥ ૧૩ ॥

ઉદ્ધવજી! (જો ત્રણે ગુણોને પ્રકૃતિથી અલગ માનવામાં આવે જેમ કે તેમની ઉત્પત્તિ અને પ્રલયને જોતાં માનવું જોઈએ, તો તત્ત્વોની સંખ્યા અઠ્ઠાવીસ જ થઈ જાય છે. એ ત્રણ ઉપરાંત પચીસ તત્ત્વો આ પ્રમાણે છે–) પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી આ નવ તત્ત્વો હું પહેલાં જ ગણાવી ચૂક્યો છું. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, નાસિકા અને જીભ - આ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાણી, હાથ, પગ, પાયુ અને ઉપસ્થ–આ પાંચ કર્મેન્દ્રિયો તથા મન, જે કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય બન્ને છે; આ પ્રમાણે કુલ અગિયાર ઈન્દ્રિયો તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ – આ જ્ઞાનેન્દ્રિયોના પાંચ વિષયો. આ પ્રમાણે ત્રણ, નવ, અગિયાર અને પાંચ - બધાં મળીને અઠ્ઠાવીસ તત્ત્વો થાય છે. કર્મેન્દ્રિયો દ્વારા થનારાં પાંચ કર્મ - ચાલવું, બોલવું, મળ-મૂત્રનો ત્યાગ અને કામ કરવું. આ પાંચ તત્ત્વોથી તેમની સંખ્યા વધતી નથી, એક રીતે આ પાંચેય પણ કર્મેન્દ્રિયોનું જ રૂપ છે. ॥ ૧૪-૧૬ ॥ સૃષ્ટિના આરંભકાળમાં કાર્ય (અગિયાર ઈન્દ્રિયો અને પાંચ ભૂત) અને કારણ (મહત્તત્ત્વાદિ)ના રૂપમાં પ્રકૃતિ જ રહે છે. તે જ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની સહાયતાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારસંબંધી અવસ્થાઓ ધારણ કરે છે. અવ્યક્ત પુરુષ તો પ્રકૃતિ અને તેની અવસ્થાઓનો કેવળ સાક્ષી જ છે. ॥ ૧૭ ॥ મહત્તત્ત્વ વગેરે જેટલા પણ પ્રકૃતિના વિકાર ઉત્પન્ન થયા તે પુરુષ તત્ત્વમાંથી બળ સંપાદન કરી સમૂહમાં મળીને પુરુષના ઈક્ષણમાં (અવલોકનમાં) બ્રહ્માંડની રચના કરે છે. **'મયાધ્યક્ષેણ પ્રકૃતિઃ સૂયતે સચરાચરમ્** - (ગીતા - ૯/૧૦) ॥ ૧૮ ॥

૧. પ્રકૃતેર્ગુણ૦ । ૨. તત્ત્વમેવ વા ।

સપ્તૈવ ધાતવ ઈતિ તત્રાર્થાઃ[1] પઞ્ચ ખાદયઃ ।
જ્ઞાનમાત્મોભયાધારસ્તતો દેહેન્દ્રિયાસવઃ ॥ ૧૯॥

ષડિત્યત્રાપિ ભૂતાનિ પઞ્ચ ષષ્ઠઃ પરઃ પુમાન્ ।
તૈર્યુક્ત આત્મસમ્ભૂતૈઃ સૃષ્ટ્વેદં સમુપાવિશત્ ॥ ૨૦॥

ચત્વાર્યેવેતિ તત્રાપિ તેજ આપોઽન્નમાત્મનઃ ।
જાતાનિ તૈરિદં જાતં જન્માવયવિનઃ ખલુ ॥ ૨૧॥

સઙ્ખ્યાને સપ્તદશકે ભૂતમાત્રેન્દ્રિયાણિ ચ ।
પઞ્ચ પઞ્ચૈકમનસા આત્મા સપ્તદશઃ સ્મૃતઃ ॥ ૨૨॥

તદ્વત્ ષોડશસઙ્ખ્યાને આત્મૈવ મન ઉચ્યતે ।
ભૂતેન્દ્રિયાણિ પઞ્ચૈવ મન આત્મા ત્રયોદશ ॥ ૨૩॥

એકાદશત્વ આત્માઽસૌ મહાભૂતેન્દ્રિયાણિ ચ ।
અષ્ટૌ પ્રકૃતયશ્ચૈવ પુરુષશ્ચ નવેત્યથ[2] ॥ ૨૪॥

ઈતિ નાનાપ્રસઙ્ખ્યાનં તત્ત્વાનામૃષિભિઃ કૃતમ્ ।
સર્વં ન્યાય્યં યુક્તિમત્ત્વાદ્ વિદુષાં કિમશોભનમ્ ॥ ૨૫॥

ઉદ્ધવ ઉવાચ

પ્રકૃતિઃ પુરુષશ્ચોભૌ યદ્યપ્યાત્મવિલક્ષણૌ ।
અન્યોન્યાપાશ્રયાત્ કૃષ્ણ દૃશ્યતે ન ભિદા તયોઃ ।
પ્રકૃતૌ લક્ષ્યતે હ્યાત્મા પ્રકૃતિશ્ચ તથાઽઽત્મનિ ॥ ૨૬॥

ઉદ્ધવજી! જે લોકો તત્ત્વોની સંખ્યા સાત છે એવું માને છે તેમના વિચારમાં આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી આ પાંચ ભૂતો, છઠ્ઠો જીવ અને સાતમો પરમાત્મા - જે સાક્ષી જીવ અને સાક્ષ્ય જગત બન્નેનું અધિષ્ઠાન છે – આ જ સાત તત્ત્વો છે. દેહ, ઈન્દ્રિયો અને પ્રાણાદિની ઉત્પત્તિ તો પંચભૂતોથી થઈ છે તેથી તેને તે અલગ માનતા નથી. ॥ ૧૯ ॥ જે માત્ર છ તત્ત્વોનો સ્વીકાર કરે છે તે કહે છે કે પાંચ ભૂત અને છઠ્ઠો પરમપુરુષ પરમાત્મા. આ પરમાત્મા પોતાના બનાવેલા પંચ મહાભૂતોથી મળીને શરીર વગેરેની રચના કરે છે અને તેમાં જીવરૂપે પ્રવેશ કરે છે. (આ મત પ્રમાણે જીવનો પરમાત્મામાં અને શરીર વગેરેનો પંચમહાભૂતોમાં સમાવેશ થઈ જાય છે.) ॥ ૨૦ ॥ જે લોકો કારણના રૂપમાં ચાર જ તત્ત્વોનો સ્વીકાર કરે છે તે કહે છે કે આત્માથી તેજ, જળ અને પૃથ્વીની ઉત્પત્તિ થઈ છે અને જગતમાં જેટલા પદાર્થો છે, બધાં તેમાંથી જ ઉત્પન્ન થાય છે. તે બધાં કાર્યોનો તેમાં સમાવેશ કરી લે છે. ॥ ૨૧ ॥ જે લોકો તત્ત્વોની સંખ્યા સત્તર બતાવે છે તેઓ આ પ્રમાણે કહે છે - પાંચભૂત, પાંચ તન્માત્રાઓ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, એક મન અને એક આત્મા. ॥ ૨૨ ॥ જે લોકો આ તત્ત્વોની સંખ્યા સોળ કહે છે તેમની ગણતરી પણ આ જ પ્રમાણે છે. ફરક માત્ર એટલો જ છે કે તેઓ આત્મામાં મનનો પણ સમાવેશ કરી લે છે અને આ પ્રમાણે તેમના અનુસાર તત્ત્વોની સંખ્યા સોળ થાય છે. જે લોકો તત્ત્વોની સંખ્યા તેર માને છે તેઓ કહે છે કે, આકાશાદિ પાંચભૂત, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, એક મન, એક જીવાત્મા અને એક પરમાત્મા આ તેર તત્ત્વો છે. ॥ ૨૩ ॥ અગિયારની સંખ્યા માનવાવાળાઓ પાંચ ભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને આ સિવાય એક આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે. જે લોકો નવ તત્ત્વો માને છે તેઓ આકાશાદિ પાંચ ભૂત, અને મન, બુદ્ધિ, અહંકાર - આ આઠ પ્રકૃતિઓ અને નવમો પુરુષ એમ નવ તત્ત્વો સ્વીકારે છે. ॥ ૨૪ ॥ ઉદ્ધવજી! આ પ્રમાણે ઋષિ-મુનિઓએ ભિન્ન ભિન્ન પ્રકારે તત્ત્વોની ગણના કરી છે. બધાંનું કહેવું ઉચિત જ છે. કારણ કે, બધાની સંખ્યા તર્કયુક્ત છે. જે લોકો તત્ત્વજ્ઞાની છે, તેમને કોઈ પણ મતમાં બૂરાઈ દેખાતી નથી. તેમના માટે તો બધું બરાબર જ છે. ॥ ૨૫ ॥

ઉદ્ધવજીએ કહ્યું – શ્યામસુંદર! જોકે, સ્વરૂપતઃ પ્રકૃતિ અને પુરુષ બન્ને એક-બીજાથી સર્વથા ભિન્ન છે, તથાપિ તે પરસ્પર એટલા હળી-મળી ગયા છે કે સાધારણ રીતે તેમનો ભેદ દેખાતો નથી. પ્રકૃતિમાં પુરુષ અને પુરુષમાં પ્રકૃતિ અભિન્ન હોય એવાં દેખાય છે. એમની ભિન્નતા સ્પષ્ટ કઈ રીતે થાય? ॥ ૨૬ ॥

૧. યત્રા । ૨. આ 'એકાદશત્વ... નવેત્યથ ॥' શ્લોક પ્રાચીન પ્રતમાં નથી.

એવં મે પુણ્ડરીકાક્ષ મહાન્તં સંશયં હૃદિ ।
છેત્તુમર્હસિ સર્વજ્ઞ[1] વચોભિર્નયનૈપુણૈઃ ॥ ૨૭॥

હે કમળનયન શ્રીકૃષ્ણ! આ પ્રમાણે મારા હૃદયમાં પ્રકૃતિ અને પુરુષની ભિન્નતા અને અભિન્નતાના સંબંધમાં બહુ મોટો સંશય છે. આપ તો સર્વજ્ઞ છો. આપની તર્કયુક્ત વાણીથી મારા આ સંશયનું નિવારણ કરવાની કૃપા કરો. ॥ ૨૭ ॥

ત્વત્તો જ્ઞાનં હિ જીવાનાં પ્રમોષસ્તેઽત્ર શક્તિતઃ ।
ત્વમેવ હ્યાત્મમાયાયા[2] ગતિં વેત્થ ન ચાપરઃ ॥ ૨૮॥

હે ભગવન્! આપની જ કૃપાથી આપની વિદ્યાશક્તિ દ્વારા જીવને જ્ઞાન થાય છે અને આપની જ અવિદ્યા શક્તિથી તેમના જ્ઞાનનો નાશ થાય છે. આપની આત્મસ્વરૂપ માયાની વિચિત્ર ગતિ આપ જ જાણો છો, બીજું કોઈ જાણી શકતું નથી; તેથી આપ જ મારો સંશય દૂર કરવા સમર્થ છો. ॥ ૨૮ ॥

*શ્રીભગવાનુવાચ*

પ્રકૃતિઃ પુરુષશ્ચેતિ વિકલ્પઃ પુરુષર્ષભ ।
એષ વૈકારિકઃ સર્ગો ગુણવ્યતિકરાત્મકઃ ॥ ૨૯॥

મમાઙ્ગ માયા ગુણમય્યનેકધા
વિકલ્પબુદ્ધીશ્ચ ગુણૈર્વિધત્તે ।
વૈકારિકસ્ત્રિવિધોઽધ્યાત્મમેક-
મથાધિદૈવમધિભૂતમન્યત્[3] ॥ ૩૦॥

દૃગ્ રૂપમાર્કં વપુરત્ર રન્ધ્રે
પરસ્પરં સિધ્યતિ યઃ સ્વતઃ[4] ખે ।
આત્મા યદેષામપરો ય આદ્યઃ
સ્વયાઽનુભૂત્યાઽખિલસિદ્ધસિદ્ધિઃ ।
એવં ત્વગાદિ શ્રવણાદિ ચક્ષુ-
ર્જિહ્વાદિ નાસાદિ ચ ચિત્તયુક્તમ્ ॥ ૩૧॥

યોઽસૌ ગુણક્ષોભકૃતો વિકારઃ
પ્રધાનમૂલાન્મહતઃ પ્રસૂતઃ ।
અહં ત્રિવૃન્મોહવિકલ્પહેતુ-
ર્વૈકારિકસ્તામસ ઐન્દ્રિયશ્ચ ॥ ૩૨॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — ઉદ્ધવજી! પ્રકૃતિ અને પુરુષ અર્થાત્ શરીર અને આત્મા - આ બન્નેમાં બહુ જ ભેદ છે. આ સૃષ્ટિ જ વિકારોથી યુક્ત છે. ગુણોના ક્ષોભથી જ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. ॥ ૨૯ ॥ પ્રિય મિત્ર! મારી માયા ત્રણ ગુણવાળી છે. તે જ પોતાના સત્ત્વ, રજ આદિ ગુણોથી અનેક પ્રકારની ભેદવૃત્તિઓ પેદા કરી દે છે. જોકે તેનો વિસ્તાર અપાર છે, તેમ છતાં આ વિકારાત્મક સૃષ્ટિને ત્રણ ભાગોમાં વહેંચી શકાય. એ ત્રણ ભાગ છે — અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત. ॥ ૩૦ ॥ ઉદાહરણ તરીકે — નેત્રેન્દ્રિય અધ્યાત્મ છે, તેનો વિષય રૂપ અધિભૂત છે અને નેત્રગોલકમાં સ્થિત સૂર્યદેવતાનો અંશ અધિદૈવ છે. એ ત્રણે પરસ્પર એક-બીજાના આશ્રયથી સિદ્ધ થાય છે. તેથી અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એ ત્રણે પરસ્પર એક-બીજાની મદદ ઇચ્છે છે. પરંતુ આકાશમાં સ્થિત સૂર્યમંડળ આ ત્રણેની અપેક્ષાએ મુક્ત છે, કારણ કે તે સ્વતઃસિદ્ધ છે. તે જ પ્રમાણે આત્મા પણ ઉપર જણાવેલા ત્રણ ભેદોનું મૂળ કારણ છે, તેમનો સાક્ષી અને તેમનાથી પર છે. તે જ પોતાના સ્વયંસિદ્ધ પ્રકાશથી સમસ્ત પદાર્થોને સિદ્ધ કરે છે. તેના દ્વારા બધું પ્રકાશિત થાય છે.* તેના હોવાથી જ અન્ય પણ છે. જેમ ચક્ષુના ત્રણ ભેદ બતાવ્યા, તે જ પ્રમાણે ત્વચા, શ્રોત્ર (કાન), જિહ્વા નાસિકા અને ચિત્ત વગેરેના પણ ત્રણ-ત્રણ ભેદ છે. ॥ ૩૧ ॥ પ્રકૃતિથી મહત્તત્ત્વ બને છે અને મહત્તત્ત્વથી અહંકાર. આ પ્રમાણે આ અહંકાર ગુણોના ક્ષોભથી ઉત્પન્ન થયેલો પ્રકૃતિનો જ એક વિકાર છે. અહંકારના ત્રણ ભેદ છે— (૧) વૈકારિક - સત્ત્વગુણવિશિષ્ટ મન અને ઇન્દ્રિયોના દેવતા, (૨) દશે ઇન્દ્રિયો તથા (૩) તામસ - પંચમહાભૂત અને પાંચ તેમના વિષયો; આ પ્રમાણે આ અહંકાર અજ્ઞાન અને સૃષ્ટિની વિવિધતાનું મૂળ કારણ છે. ॥ ૩૨ ॥

---

૧. દેવેશ । ૨. હ્યાત્મનો યોગગતિં । ૩. યથાદિભૂતમધિદૈવમન્યત્ । ૪. સ્વતોઽસૌ ।

* જેમ ત્વચા, સ્પર્શ અને વાયુ; શ્રવણ, શબ્દ અને દિશા; જિહ્વા, રસ અને વરુણ; નાસિકા, ગંધ અને અશ્વિનીકુમાર; ચિત્ત, ચિંતનનો વિષય અને વાસુદેવ; મન, મનનો વિષય અને ચન્દ્રમા; અહંકાર, અહંકારનો વિષય અને રુદ્ર; બુદ્ધિ, સમજવાનો વિષય અને બ્રહ્મા — આ બધાં ત્રિવિધ તત્ત્વો સાથે આત્માનો કોઈ સંબંધ નથી.

આત્મા પરિજ્ઞાનમયો વિવાદો
હ્યસ્તીતિ નાસ્તીતિ ભિદાઽર્થનિષ્ઠઃ ।
વ્યર્થોઽપિ નૈવોપરમેત પુંસાં
મત્તઃ પરાવૃત્તધિયાં સ્વલોકાત્ ॥ ૩૩॥

આત્મા જ્ઞાનસ્વરૂપ છે, તેનો તે પદાર્થોથી કોઈ પણ સંબંધ નથી. આત્મા છે કે નહીં, આવો વિવાદ ભેદબુદ્ધિને લીધે છે. જેટલા પણ વાદ-વિવાદ છે, બધાંનું મૂળ કારણ ભેદદષ્ટિ જ છે, જે સર્વથા વ્યર્થ છે, છતાં પણ જ્ઞાનસ્વરૂપ મુજ પરમાત્માથી જે લોકો વિમુખ છે, તે આ વિવાદથી મુક્ત થઈ શકતા નથી. ॥ ૩૩ ॥

*ઉદ્ધવ ઉવાચ*

ત્વત્તઃ પરાવૃત્તધિયઃ સ્વકૃતૈઃ કર્મભિઃ પ્રભો ।
ઉચ્ચાવચાન્ યથા દેહાન્ ગૃહ્ણન્તિ વિસૃજન્તિ ચ ॥ ૩૪॥

તન્મમાખ્યાહિ ગોવિન્દ દુર્વિભાવ્યમનાત્મભિઃ ।
ન હ્યેતત્ પ્રાયશો લોકે વિદ્વાંસઃ સન્તિ વઞ્ચિતાઃ ॥ ૩૫॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – ભગવન્! આપથી વિમુખ જીવ પોતાના કરેલાં પુણ્ય-પાપોના ફળસ્વરૂપ ઊંચી-નીચી યોનિઓમાં જતા-આવતા રહે છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, વ્યાપક આત્માનું એક શરીરથી બીજા શરીરમાં જવું અર્થાત્ અકર્તાનું કર્મ કરવું અને નિત્યવસ્તુનાં જન્મ-મરણ કઈ રીતે સંભવી શકે? ॥ ૩૪ ॥ હે ગોવિંદ! જે લોકો આત્મજ્ઞાનથી રહિત છે તે તો આ વિષયને બરાબર સમજી પણ શકતા નથી અને આ વિષયના વિદ્વાનો સંસારમાં પ્રાયઃ જોવા મળતા નથી, કારણ કે, બધા લોકો આપની માયાની ભુલ-ભુલામણીમાં પડેલા છે. તેથી આપ જ કૃપા કરીને મને આનું રહસ્ય સમજાવો. ॥ ૩૫ ॥

*શ્રીભગવાનુવાચ*

મનઃ કર્મમયં[1] નૃણામિન્દ્રિયૈઃ પઞ્ચભિર્યુતમ્ ।
લોકાલ્લોકં પ્રયાત્યન્ય આત્મા તદનુવર્તતે ॥ ૩૬॥

ધ્યાયન્મનોઽનુવિષયાન્દૃષ્ટાન્વાઽનુશ્રુતાનથ[2] ।
ઉદ્યત્ સીદત્ કર્મતન્ત્રં સ્મૃતિસ્તદનુ શામ્યતિ ॥ ૩૭॥

વિષયાભિનિવેશેન નાત્માનં યત્ સ્મરેત્ પુનઃ ।
જન્તોર્વૈ કસ્યચિદ્ધેતોર્મૃત્યુરત્યન્તવિસ્મૃતિઃ ॥ ૩૮॥

જન્મ ત્વાત્મતયા પુંસઃ સર્વભાવેન ભૂરિદ ।
વિષયસ્વીકૃતિં પ્રાહુર્યથા સ્વપ્નમનોરથઃ ॥ ૩૯॥

સ્વપ્નં મનોરથં ચેત્થં પ્રાક્તનં ન સ્મરત્યસૌ ।
તત્ર પૂર્વમિવાત્માનમપૂર્વં ચાનુપશ્યતિ ॥ ૪૦॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! મનુષ્યનું મન કર્મ-સંસ્કારોનો સમૂહ છે. તે સંસ્કારો પ્રમાણે ભોગ પ્રાપ્ત કરવા માટે તેની સાથે પાંચ ઇન્દ્રિયો પણ જોડાયેલી છે. આનું નામ છે લિંગશરીર. તે જ કર્મો પ્રમાણે એક શરીરથી બીજા શરીરમાં, એક લોકથી બીજા લોકમાં આવતું-જતું રહે છે. આત્મા આ લિંગશરીરથી સર્વથા ભિન્ન છે. આત્મા સર્વવ્યાપી છે, તેથી તેનું આવાગમન થતું નથી, પરંતુ જ્યારે તે પોતાને લિંગશરીર જ સમજી બેસે છે, તેમાં અહંકાર કરી લે છે, ત્યારે તેને પણ પોતાનું આવવું-જવું પ્રતીત થવા લાગે છે. ॥ ૩૬ ॥ મન કર્મોને આધીન છે. તે આ લોક અથવા પરલોકના વિષયોનું સતત ચિંતન કરતું રહે છે. જ્યારે નવો વિષય આવે છે, ત્યારે પહેલાંનું ભુલાતું જાય છે અને નવામાં મન પરોવાઈ જાય છે. આ રીતે પૂર્વકાળના વિષયોની સ્મૃતિ પણ વિસરાતી જાય છે. ॥ ૩૭ ॥ જીવને કર્મોને આધીન નવાં-નવાં શરીરો પ્રત્યે અત્યંત આસક્તિ થતી જાય છે અને તેને લીધે હર્ષ અને તૃષ્ણા થાય છે. આ અને આવા બીજા કોઈ કારણથી તેને તેના પૂર્વ શરીરની બિલકુલ સ્મૃતિ રહેતી નથી, સંપૂર્ણપણે વિસ્મૃતિ થઈ જાય છે, આ જ તેનું મૃત્યુ છે. પરંતુ જીવનો દેહની જેમ નાશ થતો નથી. ॥ ૩૮ ॥ હે ઉદારદાની ઉદ્ધવ! મનુષ્ય 'આ દેહ હું છું, આ દેહ મારો છે,' આવું માનીને જ્યારે નવા શરીરનો સ્વીકાર કરે છે, એ જ તેનો જન્મ છે. આ નવા શરીરનો સ્વીકાર કરીને, જેમ સ્વપ્નમાં મનોરથ કરતાં કરતાં હર્ષ થાય છે, તો ક્યારેક દુઃખ થાય છે તે જ પ્રમાણે આ શરીરમાં પણ તે સુખી-દુઃખી થતો રહે છે. ॥ ૩૯ ॥ જેમ સ્વપ્નમાં નવા નવા મનોરથો આવે છે, એ જ પ્રમાણે જીવ પણ વારંવાર જન્મતો-મરતો રહે છે, આ જન્મ-મૃત્યુ પણ સ્વપ્નની જેમ મિથ્યા જ છે. તેમ છતાં નવા શરીરને

૧. કર્મમયૈઃ । ૨. વાઽથ શ્રુતાંસ્તથા ।

ઇન્દ્રિયાયનસૃષ્ટ્યેદં ત્રૈવિધ્યં ભાતિ વસ્તુનિ ।
બહિરન્તર્ભિદાહેતુર્જનોऽસજ્જનકૃદ્ યથા ॥ ૪૧॥

નિત્યદા હ્યઙ્ગ ભૂતાનિ ભવન્તિ[1] ન ભવન્તિ ચ ।
કાલેનાલક્ષ્યવેગેન સૂક્ષ્મત્વાત્તન્ન[2] દૃશ્યતે ॥ ૪૨॥

યથાऽર્ચિષાં સ્રોતસાં ચ ફલાનાં વા વનસ્પતેઃ ।
તથૈવ સર્વભૂતાનાં વયોऽવસ્થાદયઃ કૃતાઃ ॥ ૪૩॥

સોऽયં દીપોऽર્ચિષાં યદ્વત્સ્રોતસાં તદિદં જલમ્ ।
સોऽયં પુમાનિતિ નૃણાં મૃષા ગીર્ધીર્મૃષાયુષામ્ ॥ ૪૪॥

મા સ્વસ્ય કર્મબીજેન જાયતે સોऽપ્યયં પુમાન્ ।
મ્રિયતે વાऽમરો ભ્રાન્ત્યા યથાગ્નિર્દારુસંયુતઃ ॥ ૪૫॥

નિષેકગર્ભજન્માનિ[3] બાલ્યકૌમારયૌવનમ્ ।
વયોમધ્યં જરા મૃત્યુરિત્યવસ્થાસ્તનોર્નવ ॥ ૪૬॥

એતા મનોરથમયીર્હ્યન્યસ્યોચ્ચાવચાસ્તનૂઃ ।
ગુણસઙ્ગાદુપાદત્તે ક્વચિત્ કશ્ચિજ્જહાતિ ચ ॥ ૪૭॥

આત્મનઃ પિતૃપુત્રાભ્યામનુમેયૌ ભવાપ્યયૌ ।
ન ભવાપ્યયવસ્તૂનામભિજ્ઞો દ્વયલક્ષણઃ ॥ ૪૮॥

તરોર્બીજવિપાકાભ્યાં યો વિદ્વાઞ્જન્મસંયમૌ ।
તરોર્વિલક્ષણો દ્રષ્ટા એવં દ્રષ્ટા તનોઃ પૃથક્ ॥ ૪૯॥

પ્રકૃતેરેવમાત્માનમવિવિચ્યાબુધઃ પુમાન્ ।
તત્ત્વેન સ્પર્શસમ્મૂઢઃ સંસારં પ્રતિપદ્યતે ॥ ૫૦॥

ધારણ કરવાથી જીવ એવું માને છે કે હું પહેલાં ન હતો. હમણાં નવો જ પેદા થયો છું. તે તેના પૂર્વ શરીરને તદ્દન ભૂલી જાય છે. ॥ ૪૦ ॥ આત્મા એક છે, અદ્વિતીય અને અખંડ છે. એમાં કોઈ પ્રકારનો અંદર-બહારનો ભેદ નથી. આત્માનો જન્મ કે મૃત્યુ નથી, પરંતુ મન જ આ ભેદબુદ્ધિનું કારણ છે. મનના આશ્રયમાં ઇન્દ્રિયો રહે છે. મન જ અનેક પ્રકારની કલ્પનાઓ કરે છે. તેનાથી જન્મ, સ્થિતિ અને મૃત્યુનો આત્મામાં ભાસ થાય છે. જેમ કોઈ પરિવારમાં કુપુત્ર જન્મે છે અને પરિવારમાં વિખવાદ કરીને પૂરા પરિવારને વેર-વિખેર કરી નાખે છે, આવી જ મનની સ્થિતિ છે. આ મન જ સત્ત્વગુણવિશિષ્ટ હોવા છતાં અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરીને ઇન્દ્રિયોને વિચલિત કરીને જીવને ભટકાવે છે. ॥ ૪૧ ॥ પ્રિય ઉદ્ધવ! કાળની ગતિ એટલી સૂક્ષ્મ છે કે તે જોઈ શકાતી નથી. તેના દ્વારા પ્રતિક્ષણ શરીરોની ઉત્પત્તિ અને નાશ થતાં રહે છે. સૂક્ષ્મ હોવાને કારણે જ પ્રતિક્ષણ થતાં જન્મ-મૃત્યુ દેખાતાં નથી. ॥ ૪૨ ॥ જેમ કાળના પ્રભાવથી દીવાની જ્યોત, નદીઓનો પ્રવાહ અને વૃક્ષનાં પાન-ફળ વગેરેની સ્થિતિ ક્ષણે-ક્ષણે બદલાતી હોય છે, તેવી જ રીતે દરેક પ્રાણીઓના દેહની સ્થિતિ પણ બદલાયા કરે છે. ॥ ૪૩ ॥ જેમ આ એ જ દીપકની જ્યોતિ છે, આ એ જ જળનો પ્રવાહ છે – એમ કહેવું કે સમજવું મિથ્યા છે, તે જ પ્રમાણે વિષયોના ચિંતનમાં વ્યર્થ આયુષ્ય ગુમાવનારા અવિવેકી પુરુષો દ્વારા એવું સમજવું, કે 'આ એ જ દેહ છે, આ એ જ પુરુષ છે' એ પણ અવિવેક જ છે. ॥ ૪૪ ॥ તે જ આત્મા વાસ્તવમાં તો પોતાનાં કર્મબીજથી ન તો પેદા થાય છે કે ન મરે પણ છે, પરંતુ જન્મવું અને મરવું એ બન્નેને ભ્રાન્તિ જ માનવામાં આવે છે, આત્મા તો અમર છે; બસ એ જ રીતે જેમ લાકડાંના સંયોગથી અગ્નિ સળગતો અને બુઝાતો દેખાય છે, પરંતુ અગ્નિ તો વ્યાપક જ છે. લાકડાના સળગવા અને બુઝાવાથી અગ્નિમાં કોઈ ફરક પડતો નથી. ॥ ૪૫ ॥

ઉદ્ધવજી! ગર્ભાધાન, ગર્ભવૃદ્ધિ, જન્મ, બાળપણ, કુમારાવસ્થા, જુવાની, મધ્યાવસ્થા, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ—આ નવ અવસ્થાઓ શરીરની છે. ॥ ૪૬ ॥ આ શરીર જીવથી ભિન્ન છે અને તે નાની-મોટી અવસ્થાઓને ગુણોના સંગથી પોતાની માનીને ભટકે છે, પરંતુ વિવેક જાગૃત થતાં આ માન્યતાનો તે ત્યાગ પણ કરે છે. ॥ ૪૭ ॥ પિતાએ પુત્રના જન્મથી અને પુત્રે પિતાના મૃત્યુથી પોતપોતાના મૃત્યુનું અનુમાન કરી લેવું જોઈએ. જન્મ અને મૃત્યુ જેનું થાય છે તેને જાણવાવાળો જે આત્મા છે, તે જન્મ કે મૃત્યુ એ બન્ને લક્ષણોથી પર છે. ॥ ૪૮ ॥ વૃક્ષના બીજથી જન્મને અને પાકી જવાથી મરણને જાણનારો દ્રષ્ટા એ વૃક્ષથી અલગ છે. એ જ પ્રમાણે શરીરનાં પણ જન્મ અને મૃત્યુ જોનારો શરીરથી ભિન્ન છે – તે જ આત્મા છે. તેનો જન્મ કે નાશ થતો નથી. ॥ ૪૯ ॥ અજ્ઞાની પુરુષો આ પ્રકારનું – પ્રકૃતિ અને આત્માનું તાત્ત્વિકરૂપે વિવેચન

૧. ન ભવન્તિ ભવન્તિ ચ । ૨. સૂક્ષ્મત્વં તત્ર । ૩. ૦જન્માદિ ।

સત્ત્વસઙ્ગાદૃષીન્ દેવાન્ રજસાઽસુરમાનુષાન્ ।
તમસા ભૂતતિર્યક્ત્વં ભ્રામિતો યાતિ કર્મભિઃ ॥ ૫૧॥

નૃત્યતો ગાયતઃ પશ્યન્ યથૈવાનુકરોતિ તાન્ ।
એવં બુદ્ધિગુણાન્ પશ્યન્નનીહોઽપ્યનુકાર્યતે ॥ ૫૨॥

યથાઽમ્ભસા પ્રચલતા તરવોઽપિ ચલા ઇવ ।
ચક્ષુષા ભ્રામ્યમાણેન દૃશ્યતે ભ્રમતીવ ભૂઃ ॥ ૫૩॥

યથા મનોરથધિયો વિષયાનુભવો મૃષા ।
સ્વપ્નદૃષ્ટાશ્ચ દાશાર્હ તથા સંસાર આત્મનઃ ॥ ૫૪॥

અર્થે હ્યવિદ્યમાનેઽપિ સંસૃતિર્ન નિવર્તતે ।
ધ્યાયતો વિષયાનસ્ય સ્વપ્નેઽનર્થાગમો યથા ॥ ૫૫॥

તસ્માદુદ્ધવ મા ભુઙ્ક્ષ્વ વિષયાનસદિન્દ્રિયૈઃ ।
આત્માગ્રહણનિર્ભાતં[1] પશ્ય વૈકલ્પિકં ભ્રમમ્ ॥ ૫૬॥

ક્ષિપ્તોઽવમાનિતોઽસદ્ભિઃ પ્રલબ્ધોઽસૂયિતોઽથવા[2] ।
તાડિતઃ સન્નિબદ્ધો[3] વા વૃત્ત્યા[4] વા પરિહાપિતઃ ॥ ૫૭॥

નિષ્ઠિતો મૂત્રિતો વાઽજ્ઞૈર્બહુધૈવં પ્રકમ્પિતઃ[5] ।
શ્રેયસ્કામઃ કૃચ્છ્રગત આત્મનાઽઽત્માનમુદ્ધરેત્ ॥ ૫૮॥

ઉદ્ધવ ઉવાચ

યથૈવમનુબુધ્યેયં વદ નો[6] વદતાં વર ।
સુદુઃસહમિમં મન્યે આત્મન્યસદતિક્રમમ્ ॥ ૫૯॥

કરતા નથી. તેઓ તેનાથી પોતાને તત્ત્વતઃ ભિન્નતાનો અનુભવ કરતા નથી અને વિષયભોગોમાં જ સાચું સુખ માનીને તેમાં મોહિત થઈ જાય છે. તે કારણે જ તેમને જન્મ-મૃત્યુરૂપી સંસારમાં ભટકવું પડે છે. ॥ ૫૦ ॥ જ્યારે અવિવેકી જીવ પોતાનાં કર્મો અનુસાર જન્મ-મૃત્યુના ચક્કરમાં ભટકે છે ત્યારે તે સાત્ત્વિક કર્મોની આસક્તિથી ઋષિલોક અને દેવલોકમાં, રાજસિક કર્મોની આસક્તિથી મનુષ્ય અને અસુર યોનિઓમાં તથા તામસિક કર્મોની આસક્તિથી ભૂત-પ્રેત અને પશુ-પક્ષી વગેરે યોનિઓમાં જાય છે. ॥ ૫૧ ॥ જ્યારે મનુષ્ય કોઈને નાચ-ગાન કરતાં જુએ છે, ત્યારે તે પોતે પણ તેનું અનુકરણ કરવા લાગે છે. એવી જ રીતે જ્યારે જીવ બુદ્ધિના ગુણોને જુએ છે, ત્યારે સ્વયં નિષ્ક્રિય હોવા છતાં પણ વિવશ થઈ તેનું અનુકરણ કરતો હોય છે. ॥ ૫૨ ॥ જેમ નદી, તળાવ વગેરેનાં પાણીના હિલોળાથી તેમાં દેખાતાં કિનારે ઊભેલાં વૃક્ષો પણ હાલતાં-ડોલતાં લાગે છે, જેમ ફૂદડી ફરનારને ધરતી પણ ફરતી લાગે છે, જેમ મનમાં ચિંતવેલા અને સ્વપ્નમાં જોયેલા ભોગપદાર્થો સર્વથા મિથ્યા છે, એ જ રીતે હે ઉદ્ધવ! વિષયોના અનુભવરૂપ સંસાર પણ ખરી રીતે નથી, છતાં તેનું ચિંતન કરનારને તે પ્રાપ્ત થાય છે; પરંતુ આત્મા તો નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્તસ્વરૂપ જ છે. ॥ ૫૩-૫૪ ॥ વિષયો સત્ય ન હોવા છતાં પણ જો જીવ વિષયોનું ચિંતન કરતો રહે છે, તો તેનો આ જન્મ-મૃત્યુરૂપી સંસાર ક્યારેય નિવૃત્ત થતો નથી; જેમ સ્વપ્નમાં સર્પનું ડસવું, જાનહાનિ થવી વગેરે અનર્થપરંપરા જાગ્યા વિના નિવૃત્ત થતી નથી. ॥ ૫૫ ॥ પ્રિય ઉદ્ધવ! આથી આ દુષ્ટ (ક્યારેય તૃપ્ત ન થવાવાળી) ઇન્દ્રિયોથી વિષયોનો ભોગ છોડી દો. અજ્ઞાનને કારણે જ આત્મામાં ભ્રમથી ભેદબુદ્ધિ ઉત્પન્ન થઈ છે, તેને સમજપૂર્વક દૂર કરો. ॥ ૫૬ ॥ જેમ દુષ્ટ મનુષ્યો તિરસ્કાર કરે મારપીટ કરે, મશ્કરી કરે, અથવા કોઈ દોષારોપણ કરે, નિંદા કરે, આજીવિકા છીનવી લે, આપણા ઉપર થૂંકે, અશુદ્ધ પદાર્થ નાંખે અથવા કોઈ પણ રીતે આપણને આપણી નિષ્ઠાથી ચ્યુત કરવા ઇચ્છે, પરંતુ દુષ્ટ મનુષ્યના આવા ઉપદ્રવથી વ્યથિત ન થવું જોઈએ, કારણ કે, તે તો બિચારો અજ્ઞાની છે, તેને પરમાર્થનું તો ભાન નથી. તેથી પોતાનું કલ્યાણ ઇચ્છનારે કોઈ પણ મુશ્કેલ પરિસ્થિતિમાં પોતાની વિવેક-બુદ્ધિ દ્વારા જ (કોઈ બાહ્ય સાધનથી નહીં) પોતાને બચાવી લેવો જોઈએ. વસ્તુતઃ આત્મદૃષ્ટિ જ તમામ વિપત્તિઓમાંથી બચવાનું એકમાત્ર સાધન છે. ॥ ૫૭-૫૮ ॥

ઉદ્ધવજીએ કહ્યું – ભગવન્! આપ સમસ્ત વક્તાઓના શિરોમણિ છે. હું દુર્જનો દ્વારા કરાયેલા તિરસ્કારને અત્યંત અસહ્ય સમજું છું. તેથી, આવી પરિસ્થિતિને હું વશ ન થાઉં, ઉદાસીન રહું તેવો ઉપદેશ મને આપવાની કૃપા કરો, જેથી હું તે ઉપદેશને જીવનમાં ધારણ કરી શકું. ॥ ૫૯ ॥

૧. આત્માગ્રહણનિષ્પન્નં પશ્યન્ વૈકલ્પિકં ભ્રમમ્ । ૨. ઽઽપિ વા । ૩. સન્નિરુદ્ધો । ૪. ભૃત્યા । ૫. પ્રકલ્પિતઃ । ૬. ભો ।

વિદુષામપિ વિશ્વાત્મન્ પ્રકૃતિર્હિ બલીયસી ।
ऋते ત્વદ્ધર્મનિરતાન્ શાન્તાસ્તે ચરણાલયાન્ ॥ ૬૦॥

હે વિશ્વના આત્મા! પ્રકૃતિ તો અત્યંત બળવાન છે. તે વિદ્વાનોને પણ ચંચળ કરી દે છે. ફક્ત તે લોકો જ આ પ્રકૃતિથી છૂટી શકે છે, જે આપના શરણમાં આવ્યા છે. જે હંમેશાં આપના જ ભાગવતધર્મમાં લાગેલા છે, શાંત છે, ખરેખર આપના એ શરણાગત ભક્તો જ આ પ્રપંચથી વ્યથિત થતા નથી. ॥ ૬૦ ॥

—★—

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨ ॥

અગિયારમા સ્કંધ-અંતર્ગત બાવીસમો અધ્યાય સમાપ્ત.

—★—

# ત્રેવીસમો અધ્યાય

## એક તિતિક્ષુ બ્રાહ્મણનો ઇતિહાસ

*બાદરાયણિરુવાચ*[1]

સ એવમાશંસિત ઉદ્ધવેન
ભાગવતમુખ્યેન દાશાર્હમુખ્યઃ[2] ।
સભાજયન્ ભૃત્યવચો મુકુન્દ-
સ્તમાબભાષે શ્રવણીયવીર્યઃ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! વાસ્તવમાં ભગવાનની લીલા-કથા જ શ્રવણ કરવા યોગ્ય છે. તેઓ જ પ્રેમ અને મુક્તિના દાતા છે. જ્યારે તેમના પરમ પ્રેમી ભક્ત ઉદ્ધવજીએ આ પ્રમાણે પ્રાર્થના કરી, ત્યારે યદુવંશભૂષણ શ્રીભગવાને તેમના પ્રશ્નની પ્રશંસા કરીને તેમને આ પ્રમાણે કહ્યું- ॥ ૧ ॥

*શ્રીભગવાનુવાચ*

બાર્હસ્પત્ય સ વૈ નાત્ર સાધુર્વૈ દુર્જનેરિતૈઃ ।
દુરુક્તૈર્ભિન્નમાત્માનં યઃ સમાધાતુમીશ્વરઃ ॥ ૨॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું — દેવગુરુ બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવજી! આ સંસારમાં ઘણું કરીને એવા સંતપુરુષો મળતા નથી કે જેઓ દુર્જનોના શબ્દબાણથી વિંધાઈને પોતાને સંભાળી શકે. ॥ ૨ ॥

ન તથા તપ્યતે વિદ્ધઃ પુમાન્ બાણૈઃ સુમર્મગૈઃ ।
યથા તુદન્તિ[3] મર્મસ્થા હ્યસતાં[4] પરુષેષવઃ ॥ ૩॥

કારણ કે મર્મસ્થાનોમાં ભોંકાયેલાં દુષ્ટોનાં તીક્ષ્ણ વચનરૂપી બાણ જેવી પીડા કરે છે તેવી પીડા મનુષ્યના મર્મસ્થાનને ભેદનારાં સાચાં બાણ પહોંચાડતાં નથી. ॥ ૩ ॥

કથયન્તિ મહત્પુણ્યમિતિહાસમિહોદ્ધવ ।
તમહં વર્ણયિષ્યામિ નિબોધ સુસમાહિતઃ ॥ ૪॥

ઉદ્ધવજી! આ સંબંધમાં મહાત્મા લોકો એક ઘણો પવિત્ર પ્રાચીન ઇતિહાસ કહ્યા કરે છે, હું તમને એ જ કહું છું, તમે મન દઈને તે સાંભળો. ॥ ૪ ॥

કેનચિદ્ ભિક્ષુણા ગીતં પરિભૂતેન દુર્જનૈઃ ।
સ્મરતા ધૃતિયુક્તેન વિપાકં નિજકર્મણામ્[5] ॥ ૫॥

એક ભિખારીને દુષ્ટ લોકોએ ખૂબ હેરાન કર્યો. ત્યારે પણ તેણે પોતાની ધીરજ ન ગુમાવી અને તેને તેના પૂર્વજન્મનું ફળ સમજીને થોડા માનસિક ઉદ્ગાર કાઢ્યા હતા. તેનું જ આ ઇતિહાસમાં વર્ણન છે. ॥ ૫ ॥

અવન્તિષુ દ્વિજઃ કશ્ચિદાસીદાઢ્યતમઃ શ્રિયા ।
વાર્તાવૃત્તિઃ કદર્યસ્તુ કામી લુબ્ધોઽતિકોપનઃ ॥ ૬॥

પ્રાચીન સમયમાં ઉજ્જૈન નગરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેણે ખેતી, વેપાર વગેરે દ્વારા ખૂબ સંપત્તિ ભેગી કરી હતી. પરંતુ તે અત્યંત કૃપણ, કામી અને લોભી હતો. ક્રોધ તો તેને વાત-વાતમાં આવી જતો હતો. ॥ ૬ ॥

---

૧. શુક ઉવાચ । ૨. દાશાર્હવર્યઃ । ૩. રુજન્તિ । ૪. અસતાં । ૫. નિજકર્મણઃ ।

જ્ઞાતયોઽતિથયસ્તસ્ય વાઙ્માત્રેણાપિ[1] નાર્ચિતાઃ ।
શૂન્યાવસથ આત્માપિ કાલે કામૈરનર્ચિતઃ ॥ ૭॥

દુઃશીલસ્ય કદર્યસ્ય દ્રુહ્યન્તે પુત્રબાન્ધવાઃ ।
દારા દુહિતરો ભૃત્યા વિષણ્ણા નાચરન્ પ્રિયમ્ ॥ ૮॥

તસ્યૈવં યક્ષવિત્તસ્ય ચ્યુતસ્યોભયલોકતઃ ।
ધર્મકામવિહીનસ્ય ચુક્રુધુઃ પઞ્ચભાગિનઃ ॥ ૯॥

તદવધ્યાનવિસ્રસ્તપુણ્યસ્કન્ધસ્ય[2] ભૂરિદ ।
અર્થોઽપ્યગચ્છન્નિધનં બહ્વાયાસપરિશ્રમઃ ॥ ૧૦॥

જ્ઞાતયો જગૃહુઃ કિઞ્ચિત્ કિઞ્ચિદ્ દસ્યવ ઉદ્ધવ ।
દૈવતઃ કાલતઃ કિઞ્ચિદ્ બ્રહ્મબન્ધોર્નૃપાર્થિવાત્ ॥ ૧૧॥

સ એવં દ્રવિણે નષ્ટે ધર્મકામવિવર્જિતઃ ।
ઉપેક્ષિતશ્ચ સ્વજનૈશ્ચિન્તામાપ દુરત્યયામ્ ॥ ૧૨॥

તસ્યૈવં ધ્યાયતો દીર્ઘં નષ્ટરાયસ્તપસ્વિનઃ ।
ખિદ્યતો બાષ્પકણ્ઠસ્ય નિર્વેદઃ સુમહાનભૂત્ ॥ ૧૩॥

સ ચાહેદમહો કષ્ટં વૃથાઽઽત્મા મેઽનુતાપિતઃ ।
ન ધર્માય ન કામાય યસ્યાર્થાયાસ ઈદૃશઃ ॥ ૧૪॥

પ્રાયેણાર્થાઃ[3] કદર્યાણાં ન સુખાય કદાચન ।
ઇહ ચાત્મોપતાપાય મૃતસ્ય નરકાય ચ ॥ ૧૫॥

તેણે પોતાનાં જ્ઞાતિજનો અને અતિથિઓને ક્યારેય મીઠી વાણીથી પ્રસન્ન કર્યા ન હતા, ખવડાવવા વગેરેની તો વાત જ ક્યાં હતી? તે ઘરમાં ધર્મ-કર્મથી શૂન્ય બનીને રહેતો હતો અને પોતાની ધન-સંપત્તિથી પોતાની જાતને પણ સુખી રાખતો ન હતો. ॥ ૭ ॥ તેની કૃપણતા અને બૂરા સ્વભાવને લીધે તેનાં સંતાનો, ભાઈ-બંધુઓ, નોકર-ચાકરો અને પત્ની વગેરે બધાં દુઃખી રહેતાં અને મનમાં ને મનમાં તેના માટે અનિષ્ટ ચિંતન કર્યા કરતાં હતાં. ઘરમાં કોઈ પણ તેને પ્રિય લાગે એવો વહેવાર કરતું ન હતું. ॥ ૮ ॥ તે આ લોક અને પરલોક બન્નેથી વંચિત થઈ ગયો હતો. યક્ષોની જેમ ધનની ચોકી કરતો હતો. તે ધનથી ન તો તે ધર્મ કરતો હતો કે ન ભોગ ભોગવતો હતો. ઘણા સમય સુધી આ પ્રકારનું જીવન વિતાવવાને કારણે તેના ઉપર પંચમહાયજ્ઞના હક્કદાર દેવતાઓ કોપાયમાન થયા. ॥ ૯ ॥ ઉદારદાની ઉદ્ધવજી! પંચમહાયજ્ઞોના હક્કદાર દેવતાઓના તિરસ્કારથી, તેનાં પૂર્વપુણ્યોનો આશ્રય કે જેના બળ પર અત્યાર સુધી તેનું ધન ટકી રહ્યું હતું, તે ચાલ્યો ગયો; અને જે ધન તેણે મોટા ઉદ્યોગ અને પરિશ્રમથી એકઠું કર્યું હતું તે તમામ ધન તેની નજર સામે જ નષ્ટ થઈ ગયું. ॥ ૧૦ ॥ તે અધમ બ્રાહ્મણનું કેટલુંક ધન તો તેના પરિવારના લોકોએ છીનવી લીધું, થોડું ચોરો લૂંટી ગયા, થોડું અગ્નિપ્રકોપ જેવાં દૈવી કારણોથી નષ્ટ થઈ ગયું. કેટલુંક કાળથી નાશ પામ્યું, અને જે બચ્યું હતું તે રાજાએ કર દ્વારા લઈ લીધું. ॥ ૧૧ ॥ ઉદ્ધવજી! આ પ્રમાણે તેની તમામ સંપત્તિ ચાલી ગઈ. ન તો તેણે તે ધનથી ધર્મ પ્રાપ્ત કર્યો ન ભોગ ભોગવ્યા. આ બાજુ તેનાં સગાં-સંબંધીઓએ પણ તેની સાથેનો વહેવાર બંધ કરી દીધો. હવે તે ભારે ચિંતાથી ઘેરાઈ ગયો. ॥ ૧૨ ॥ સંપત્તિ નષ્ટ થતાં તેને હૃદયમાં ભારે ઉચાટ થયો. તેનું મન દુઃખમાં ડૂબી ગયું. આંખોમાં આસુંની ધારાઓથી ગળું રુંધાઈ ગયું. પરંતુ આ પ્રમાણે ચિંતા કરતાં કરતાં જ તેના મનમાં સંસાર માટે ભારે દુઃખબુદ્ધિ અને દૃઢ વૈરાગ્યનો ઉદય થયો. ॥ ૧૩ ॥

હવે તે બ્રાહ્મણ મનમાં જ કહેવા લાગ્યો - 'અરે...રે! ઘણા દુઃખની વાત છે કે મેં આટલા સમય સુધી પોતાને જ ખોટી રીતે હેરાન કર્યો. જે ધન માટે મેં કઠોર પરિશ્રમ કર્યો, તે ન તો ધર્મના કામમાં આવ્યું કે ન મારા સુખભોગમાં કામ આવ્યું.' ॥ ૧૪ ॥ પ્રાયઃ જોવામાં આવે છે કે, કૃપણ મનુષ્યોને ક્યારેય ધનથી સુખ મળતું નથી. આ લોકમાં તો તેઓ ધન કમાવવું અને તેની રક્ષાની ચિંતામાં સળગ્યા કરે છે અને મર્યા પછી ધર્મનું આચરણ ન કર્યું હોવાથી નરકમાં જાય છે. ॥ ૧૫ ॥

૧. વાઙ્માત્રેણાપ્યનર્ચિતાઃ । ૨. તદભિધ્યાન૦ । ૩. પ્રાયેણાર્થઃ ।

યશો યશસ્વિનાં શુદ્ધં શ્લાઘ્યા યે ગુણિનાં ગુણાઃ ।
લોભઃ સ્વલ્પોઽપિ તાન્ હન્તિ શ્વિત્રો રૂપમિવેપ્સિતમ્ ॥ ૧૬॥

અર્થસ્ય સાધને સિદ્ધે ઉત્કર્ષે રક્ષણે વ્યયે ।
નાશોપભોગ આયાસસ્ત્રાસશ્ચિન્તા ભ્રમો નૃણામ્ ॥ ૧૭॥

સ્તેયં હિંસાઽનૃતં દમ્ભઃ કામઃ ક્રોધઃ સ્મયો મદઃ ।
ભેદો વૈરમવિશ્વાસઃ સંસ્પર્ધા વ્યસનાનિ ચ ॥ ૧૮॥

એતે પઞ્ચદશાનર્થા હ્યર્થમૂલા મતા નૃણામ્ ।
તસ્માદનર્થમર્થાખ્યં શ્રેયોઽર્થી દૂરતસ્ત્યજેત્ ॥ ૧૯॥

ભિદ્યન્તે ભ્રાતરો દારાઃ પિતરઃ સુહૃદસ્તથા ।
એકાસ્નિગ્ધાઃ કાકિણિના[1] સદ્યઃ સર્વેઽરયઃ કૃતાઃ ॥ ૨૦॥

અર્થેનાલ્પીયસા હ્યેતે સંરબ્ધા દીપ્તમન્યવઃ ।
ત્યજન્ત્યાશુ સ્પૃધો[2] ઘ્નન્તિ સહસોત્સૃજ્ય સૌહૃદમ્ ॥ ૨૧॥

લબ્ધ્વા જન્મામરપ્રાર્થ્યં માનુષ્યં તદ્ દ્વિજાગ્ર્યતામ્ ।
તદનાદૃત્ય યે સ્વાર્થં ઘ્નન્તિ યાન્ત્યશુભાં ગતિમ્ ॥ ૨૨॥

સ્વર્ગાપવર્ગયોર્દ્વારં પ્રાપ્ય લોકમિમં પુમાન્ ।
દ્રવિણે કોઽનુષજ્જેત મર્ત્યોઽનર્થસ્ય ધામનિ ॥ ૨૩॥

દેવર્ષિપિતૃભૂતાનિ જ્ઞાતીન્[3] બન્ધૂંશ્ચ ભાગિનઃ ।
અસંવિભજ્ય ચાત્માનં યક્ષવિત્તઃ પતત્યધઃ ॥ ૨૪॥

વ્યર્થયાઽર્થેહયા વિત્તં પ્રમત્તસ્ય વયો બલમ્ ।
કુશલા યેન સિધ્યન્તિ જરઠઃ કિં નુ સાધયે ॥ ૨૫॥

કસ્માત્ સઙ્ક્લિશ્યતે વિદ્વાન્ વ્યર્થયાઽર્થેહયાઽસકૃત્ ।
કસ્યચિન્માયયા નૂનં લોકોઽયં સુવિમોહિતઃ ॥ ૨૬॥

જેમ નાનો સરખો કોઢનો ડાઘ શરીરની સુંદરતાને નષ્ટ કરી નાખે છે તે જ પ્રમાણે થોડો સરખો લોભ કીર્તિવાનોની કીર્તિ અને ગુણવાનોના પ્રશંસનીય ગુણોને નષ્ટ કરી દે છે. ॥ ૧૬ ॥ ધન કમાવાના લોભમાં કમાઈ લીધા પછી તેમાં વૃદ્ધિ કરવામાં અને તેનું રક્ષણ કરવામાં, તે ખર્ચ કરવામાં, તેમજ ધન નાશ પામતાં અને તેનો ઉપભોગ કરતાં નિરંતર પરિશ્રમ, ફિકર, ભય અને ભ્રમનો સામનો કરવો પડે છે. ॥ ૧૭ ॥ ચોરી, હિંસા, જૂઠ, દંભ, કામ, ક્રોધ, અભિમાન, ભેદબુદ્ધિ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા, લમ્પટતા, જુગાર અને શરાબ—આ પંદર અનર્થો મનુષ્યમાં ધનને કારણે માનવામાં આવે છે. તેથી કલ્યાણની કામનાવાળા પુરુષે સ્વાર્થ અને પરમાર્થના વિરોધી એવા અર્થ નામવાળા અનર્થને દૂરથી જ ત્યજી દેવો. ॥ ૧૮-૧૯ ॥ ભાઈ-બાંધવો, સ્ત્રી-પુત્ર, માતા-પિતા, સગાં-સંબંધી જે સ્નેહ-બંધનથી બંધાઈને બિલકુલ એકતાથી રહે છે, તે બધાં ધનને કારણે એટલાં ફંટાઈ જાય છે કે તુરંત જ એક બીજાનાં શત્રુ બની જાય છે. ॥ ૨૦ ॥ આ લોકો થોડા ધન માટે દુઃખી અને ક્રોધિત થઈ જાય છે. વાતવાતમાં પ્રેમ-સંબંધ તોડી નાખે છે અને પરસ્પર સ્પર્ધા કરવા લાગે છે. તેઓ એકાએક પ્રાણ લેવા - આપવા સુધી નીચે ઊતરી જાય છે. ત્યાં સુધી કે એક-બીજાનો સર્વનાશ કરી નાખે છે. ॥ ૨૧ ॥ દેવતાઓ પણ જેના માટે યાચના કરે છે એવો મનુષ્ય-જન્મ અને તેમાં પણ શ્રેષ્ઠ બ્રાહ્મણ-શરીર પ્રાપ્ત કરીને જે તેનો અનાદર કરીને પોતાના સાચા સ્વાર્થ-પરમાર્થને નષ્ટ કરી દે છે, તેવા મનુષ્યો અશુભ ગતિને પ્રાપ્ત થાય છે. ॥ ૨૨ ॥ આ મનુષ્ય-શરીર મોક્ષ અને સ્વર્ગનું દ્વાર છે, તેને પ્રાપ્ત કરીને પણ એવો કોણ બુદ્ધિમાન મનુષ્ય છે જે અનર્થોનું ધામ એવા ધનના ચક્કરમાં ફસાઈ જાય. ॥ ૨૩ ॥ જે મનુષ્યો દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, જ્ઞાતિ-બંધુઓ, કુટુંબીઓ અને સંપત્તિના બીજા ભાગીદારોને તેમનો ભાગ આપીને સંતુષ્ટ નથી રાખતા કે નથી પોતે ભોગવતા તે યક્ષની જેમ ધનની ચોકી કરવાવાળા કૃપણ મનુષ્યો અધોગતિને પામે છે એ નિશ્ચિત છે. ॥ ૨૪ ॥ હું મારા કર્તવ્યથી ચ્યુત થઈ ગયો છું. મેં પ્રમાદમાં પોતાનાં આયુષ્ય, ધન અને બળ-પુરુષાર્થ ગુમાવી દીધાં છે. વિવેકી લોકો જે સાધનોથી મોક્ષ સુધીની પ્રાપ્તિ કરી લે છે, તે સાધનોને મેં ધન-સંપત્તિ ભેગી કરવાની વ્યર્થ ચેષ્ટામાં ખોઈ નાખ્યાં. હવે ઘડપણમાં હું કયું સાધન કરીશ? ॥ ૨૫ ॥ મને ખબર નથી પડતી કે, મોટા-મોટા વિદ્વાનો પણ ધનની વ્યર્થ તૃષ્ણાથી સદા કેમ દુઃખી થતા હશે? માનો ન માનો, ખરેખર આ સંસાર કોઈ માયાથી અત્યંત મોહિત થઈ રહ્યો છે. ॥ ૨૬ ॥

૧. કારુણિકાઃ । ૨. વૃથા । ૩. જ્ઞાતીનન્યાંશ્ચ ।

કિં ધનૈર્ધનદૈર્વા કિં કામૈર્વા કામદૈરુત ।
મૃત્યુના ગ્રસ્યમાનસ્ય કર્મભિર્વોત જન્મદૈઃ ॥ ૨૭॥

આ મનુષ્ય-શરીર કાળના વિકરાળ મોઢામાં પડેલું છે. તેને ધનથી, ધન આપનાર દેવતાઓ અને લોકોથી, ભોગો અને તેની પૂર્તિ કરનારાઓથી તથા વારંવાર જન્મ-મૃત્યુના ચક્કરમાં નાખનારાં સકામ કર્મોથી શો લાભ? ॥ ૨૭ ॥

નૂનં મે ભગવાંસ્તુષ્ટઃ સર્વદેવમયો હરિઃ ।
યેન નીતો દશામેતાં નિર્વેદશ્ચાત્મનઃ પ્લવઃ ॥ ૨૮॥

સોઽહં કાલાવશેષેણ શોષયિષ્યેઽઙ્ગમાત્મનઃ ।
અપ્રમત્તોઽખિલસ્વાર્થે[1] યદિ સ્યાત્ સિદ્ધ આત્મનિ ॥ ૨૯॥

તત્ર મામનુમોદેરન્ દેવાસ્ત્રિભુવનેશ્વરાઃ ।
મુહૂર્તેન બ્રહ્મલોકં ખટ્વાઙ્ગઃ સમસાધયત્ ॥ ૩૦॥

એમાં તો શંકા નથી કે, સર્વદેવસ્વરૂપ ભગવાન મારા પર પ્રસન્ન છે. ત્યારે તો તેમણે મને આ દશામાં નાંખ્યો છે અને મને જગત માટે દુઃખબુદ્ધિ અને વૈરાગ્યનો અંતરમાં બોધ આપ્યો છે. ખરેખર, વૈરાગ્ય જ આ સંસાર-સાગરને પાર કરવાની નૌકા છે. ॥ ૨૮ ॥ હું હવે એવી ઉત્તમ અવસ્થાને પ્રાપ્ત થયો છું. જો મારું આયુષ્ય બાકી હોય તો હું આત્મલાભમાં જ સંતુષ્ટ રહીને પોતાના પરમાર્થને માટે સાવધાન થઈ જઈશ અને હવે જે સમય બચ્યો છે તેમાં મારી કાયાને તપ દ્વારા કસીશ. ॥ ૨૯ ॥ ત્રણે લોકના સ્વામી દેવતાઓ મારા આ સંકલ્પનું અનુમોદન કરે. હવે નિરાશ થવાની કોઈ વાત જ નથી, કારણ કે, રાજા ખટ્વાંગે માત્ર બે ઘડીમાં જ ભગવદ્ધામની પ્રાપ્તિ કરી લીધી હતી. ॥ ૩૦ ॥

*શ્રીભગવાનુવાચ*

ઇત્યભિપ્રેત્ય મનસા હ્યાવન્ત્યો દ્વિજસત્તમઃ ।
ઉન્મુચ્ય હૃદયગ્રન્થીન્ શાન્તો ભિક્ષુરભૂન્મુનિઃ ॥ ૩૧॥

સ ચચાર મહીમેતાં સંયતાત્મેન્દ્રિયાનિલઃ ।
ભિક્ષાર્થં નગરગ્રામાનસઙ્ગોઽલક્ષિતોઽવિશત્ ॥ ૩૨॥

તં વૈ પ્રવયસં ભિક્ષુમવધૂતમસજ્જનાઃ ।
દૃષ્ટ્વા પર્યભવન્[2] ભદ્ર બહ્વીભિઃ પરિભૂતિભિઃ ॥ ૩૩॥

કેચિત્ત્રિવેણું જગૃહુરેકે પાત્રં[3] કમણ્ડલુમ્ ।
પીઠં ચૈકેઽક્ષસૂત્રં ચ કન્થાં ચીરાણિ કેચન ॥ ૩૪॥

પ્રદાય ચ પુનસ્તાનિ દર્શિતાન્યાદદુર્મુનેઃ ।
અન્નં ચ ભૈક્ષ્યસમ્પન્નં ભુઞ્જાનસ્ય સરિત્તટે ॥ ૩૫॥

મૂત્રયન્તિ ચ પાપિષ્ઠાઃ ષ્ઠીવન્ત્યસ્ય ચ મૂર્ધનિ ।
યતવાચં વાચયન્તિ તાડયન્તિ ન વક્તિ ચેત્ ॥ ૩૬॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું - ઉદ્ધવજી! તે ઉજ્જૈનનિવાસી બ્રાહ્મણે મનમાં જ આ પ્રકારનો નિર્ણય કરીને 'હું અને મારા' પણાની ગાંઠ છોડી નાંખી. ત્યાર પછી તે શાંત રહી મૌન ધારણ કરી સંન્યાસી થઈ ગયો. ॥ ૩૧ ॥ હવે તેના ચિત્તમાં કોઈ પણ સ્થાન, વસ્તુ અથવા વ્યક્તિ માટે આસક્તિ ન રહી. તેણે પોતાનાં મન, ઇન્દ્રિયો અને પ્રાણોને વશ કરી લીધાં. તે પૃથ્વી પર સ્વચ્છન્દ થઈને વિચરવા લાગ્યો. તે ભિક્ષા લેવા માટે શહેર કે ગામમાં જતો હતો જરૂર, પણ એ રીતે જતો હતો કે કોઈ એને ઓળખી ન શકે. ॥ ૩૨ ॥ ઉદ્ધવજી! તે ભિક્ષુક અવધૂત ખૂબ વૃદ્ધ થઈ ગયો હતો. દુષ્ટ લોકો તેને જોતાં જ તેના ઉપર તૂટી પડતાં અને જાતજાતનો તિરસ્કાર કરી તેને હેરાન કરતા હતા. ॥ ૩૩ ॥ કોઈ એનો દંડ છીનવી લેતું, તો કોઈ ભિક્ષાપાત્ર જ લઈ લેતું. કોઈ તેનું કમંડળ ઉઠાવી લઈ જતું તો કોઈ આસન લઈ લેતું, કોઈ રુદ્રાક્ષની માળા અને તેને સૂવાની ગોદડી લઈ ભાગી જતું. કોઈ તો તેની લંગોટી અને વસ્ત્રોને પણ આમ તેમ ફેંકી દેતું. ॥ ૩૪ ॥ કોઈ કોઈ તે વસ્તુઓ આપીને અને કોઈ દેખાડીને ફરી લઈ લેતા. જ્યારે તે અવધૂત માધુકરી લઈ આવતો અને બહાર નદીકિનારે ભોજન કરવા બેસતો, ત્યારે પાપી લોકો ક્યારેક તેના પર પેશાબ કરતા તો ક્યારેક થૂંકતા. તે લોકો આ મૌન અવધૂતને જાતજાતની ચેષ્ટાઓથી બોલવા માટે વિવશ કરતા, અને તે જ્યારે આવી હરકતો સહીને પણ બોલતો નહીં ત્યારે તેને તે દુષ્ટ લોકો મારતા. ॥ ૩૫-૩૬ ॥

૧. ઽખિલાર્થેષુ । ૨. પર્યભવંસ્તત્ર । ૩. પાત્રકમણ્ડલૂ ।

તર્જયન્ત્યપરે વાગ્ભિઃ સ્તેનોઽયમિતિ વાદિનઃ ।
બધ્નન્તિ રજ્જ્વા તં કેચિદ્ બધ્યતાં બધ્યતામિતિ ॥ ૩૭॥

ક્ષિપન્ત્યેકેઽવજાનન્ત એષ ધર્મધ્વજઃ શઠઃ ।
ક્ષીણવિત્ત ઈમાં વૃત્તિમગ્રહીત્ સ્વજનોજ્ઝિતઃ ॥ ૩૮॥

અહો એષ મહાસારો ધૃતિમાન્ ગિરિરાડિવ ।
મૌનેન સાધયત્યર્થં બકવદ્ દૃઢનિશ્ચયઃ ॥ ૩૯॥

ઈત્યેકે વિહસન્ત્યેનમેકે દુર્વાતયન્તિ[1] ચ ।
તં બબન્ધુર્નિરુરુધુર્યથા ક્રીડનકં દ્વિજમ્ ॥ ૪૦॥

એવં સ ભૌતિકં દુઃખં દૈવિકં દૈહિકં[2] ચ યત્ ।
ભોક્તવ્યમાત્મનો દિષ્ટં પ્રાપ્તં પ્રાપ્તમબુધ્યત ॥ ૪૧॥

પરિભૂત ઈમાં ગાથામગાયત નરાધમૈઃ ।
પાતયદ્ભિઃ સ્વધર્મસ્થો ધૃતિમાસ્થાય સાત્ત્વિકીમ્ ॥ ૪૨॥

*દ્વિજ ઉવાચ*[3]

નાયં જનો મે સુખદુઃખહેતુ-
ર્ન દેવતાઽઽત્મા ગ્રહકર્મકાલાઃ ।
મનઃ પરં કારણમામનન્તિ
સંસારચક્રં પરિવર્તયેદ્ યત્ ॥ ૪૩॥

મનો ગુણાન્ વૈ સૃજતે બલીય-
સ્તતશ્ચ કર્માણિ વિલક્ષણાનિ ।
શુક્લાનિ કૃષ્ણાન્યથ લોહિતાનિ
તેભ્યઃ સવર્ણાઃ સૃતયો ભવન્તિ ॥ ૪૪॥

અનીહ આત્મા મનસા સમીહતા
હિરણ્મયો મત્સખ ઉદ્વિચષ્ટે ।
મનઃ સ્વલિઙ્ગં પરિગૃહ્ય કામાન્
જુષન્ નિબદ્ધો ગુણસઙ્ગતોઽસૌ ॥ ૪૫॥

કોઈ એને ચોર કહીને ધમકાવતા. વળી કોઈ 'બાંધી દો બાંધી દો' એમ કહી તેને દોરડાથી બાંધવાની કોશિશ કરતા. ॥ ૩૭ ॥ કોઈ તેનો તિરસ્કાર કરીને એ પ્રમાણે મહેણાં મારતા કે 'જુઓ તો ખરા, આ કૃપણ ધર્મનો કેવો ઢોંગ કરે છે. ધન-સંપત્તિ ચાલી ગઈ, સ્ત્રી-પુત્રોએ ઘરમાંથી કાઢી મૂક્યો, ત્યારે આણે ભીખ માગવાની વૃત્તિ અપનાવી. અરે! જુઓ તો ખરા, આ જાડો-તગડો ભિખારી, સહન કરવામાં ભારે પર્વત જેવો છે. આ મૌન રહીને પોતાનું કાર્ય સાધવા ઈચ્છે છે. ખરેખર, આ તો ઢોંગમાં તો બગલાથી પણ ચઢિયાતો છે અને દૃઢનિશ્ચયી છે.' ॥ ૩૮-૩૯ ॥ કોઈ તે અવધૂતની ઠેકડી ઉડાડતું તો કોઈ તેની ઉપર નિષિદ્ધ ચેનચાળા કરતું. જેમ લોકો મેના-પોપટ વગેરે પાળીને બાંધી રાખે છે અથવા પાંજરામાં બંધ કરી રાખે છે, તે પ્રમાણે આ અવધૂતને પણ બાંધીને ઘરમાં બંધ કરી દેતા. ॥ ૪૦ ॥ પરંતુ તે આ બધું ચૂપચાપ સહી લેતો. તેને ક્યારેક તાવ વગેરે આવવાને લીધે દેહપીડા સહન કરવી પડતી, ક્યારેક ઠંડી-ગરમી વગેરે દૈવી દુઃખો વેઠવાં પડતાં અને ક્યારેક દુર્જન લોકો અપમાન વગેરે દ્વારા તેને ભૌતિક પીડા પહોંચાડતા; પરંતુ ભિક્ષુકના મનમાં આનાથી કોઈ વિકાર થતો નહીં. તે સમજતો હતો કે આ બધું મારા પૂર્વજન્મનાં કર્મોનું ફળ છે અને આને મારે અવશ્ય ભોગવવું જ પડશે. ॥ ૪૧ ॥ જોકે, નીચ લોકો જાત-જાતનો તિરસ્કાર કરીને તેને તેના ધર્મથી ચ્યુત કરવાની ચેષ્ટા કરતા હતા, છતાં પણ તે ખૂબ જ દૃઢતાથી પોતાના ધર્મમાં સ્થિર રહેતો હતો. તેણે સાત્ત્વિક ધૃતિ (ધૈર્ય)* નો આશ્રય લઈને આ પ્રમાણે ગીત ગાયું. ॥ ૪૨ ॥

**બ્રાહ્મણે કહ્યું** – મારા સુખ-દુઃખના કારણ ન તો આ મનુષ્યો છે, ન દેવતાઓ, ન શરીર છે કે ન ગ્રહો! કર્મ કે કાળ પણ છે. શ્રુતિઓ અને મહાત્માઓ મનને જ આનું પરમ કારણ માને છે અને મન જ આ સંપૂર્ણ સંસાર-ચક્રમાં જીવને ભટકાવે છે. ॥ ૪૩ ॥ ખરેખર, આ મન ખૂબ બળવાન છે. તેણે જ વિષયો, તેનાં કારણ-ગુણો અને તેમની સાથે સંબંધ રાખવાવાળી વૃત્તિઓની રચના કરી છે. તે વૃત્તિઓ પ્રમાણે જ સાત્ત્વિક, રાજસ અને તામસ - અનેક પ્રકારનાં કર્મ થાય છે અને કર્મો અનુસાર જ જીવની વિવિધ ગતિઓ થાય છે. ॥ ૪૪ ॥ મનની વૃત્તિઓ દ્વારા જ કર્મની પરંપરા સર્જાય છે. આત્મા તો નિષ્ક્રિય છે - કર્મોના સંગથી રહિત છે. હિરણ્મય અર્થાત્ વિજ્ઞાનસ્વરૂપ છે, જીવનો મિત્ર છે. જીવ સાક્ષીરૂપે જાગૃત રહીને જુએ છે; પરંતુ જીવ અહંભાવ કરીને મનની સાથે મળીને પોતાનામાં જ અનેક પ્રકારની ગુણવૃત્તિઓની કલ્પનાઓ કરે છે અને તેમાં આસક્ત થઈને બંધનમાં આવી જાય છે. આ પ્રમાણે મનને વશ થઈને જીવ ભટકે છે. ॥ ૪૫ ॥

૧. દુર્વાદયન્તિ । ૨. દૈવં ચ । ૩. પ્રાચીન પ્રતમાં નથી.
* સાત્ત્વિક ધૃતિનું લક્ષણ ગીતા - ૧૮-૩૩માં જોવું જોઈએ.

દાનં સ્વધર્મો નિયમો યમશ્ચ
શ્રુતં ચ કર્માણિ ચ સદ્‌વ્રતાનિ ।
સર્વે મનોનિગ્રહલક્ષણાન્તાઃ
પરો હિ યોગો મનસઃ સમાધિઃ ॥ ૪૬॥

દાન, સ્વધર્મનું પાલન, યમ, નિયમ, વેદાધ્યયન, સત્કર્મ અને બ્રહ્મચર્યાદિ શ્રેષ્ઠવ્રત - આ બધાં શુભકર્મો છે. આ બધાંનું અંતિમ ફળ એ જ છે કે મન એકાગ્ર થઈ જાય અને ભગવાનમાં લાગી જાય. મનનું એકાગ્રતાથી ભગવાન સાથે જોડાઈ જવું એ જ યોગ છે. મનની આ પ્રકારની સમાધિમાં સ્થિતિ થઈ ગયા પછી અન્ય કર્મોની આવશ્યકતા રહેતી નથી. ॥ ૪૬ ॥

સમાહિતં યસ્ય મનઃ પ્રશાન્તં
દાનાદિભિઃ કિં વદ તસ્ય કૃત્યમ્ ।
અસંયતં[1] યસ્ય મનો વિનશ્યદ્
દાનાદિભિશ્ચેદપરં કિમેભિઃ ॥ ૪૭॥

જેનું મન સંયમિત થઈને શાંત થઈ ગયું છે તેના માટે દાન વગેરે કોઈ કર્મ શેષ રહેતાં નથી અને જેનું મન વશમાં નથી, આમ-તેમ ભટકે છે તેના માટે દાન વગેરે કર્મોનો શો અર્થ? ॥ ૪૭ ॥

મનોવશેઽન્યે હ્યભવન્[2] સ્મ દેવા
મનશ્ચ નાન્યસ્ય વશં સમેતિ ।
ભીષ્મો હિ દેવઃ સહસઃ સહીયાન્
યુઞ્જ્યાદ્ વશે તં સ હિ દેવદેવઃ ॥ ૪૮॥

મન પોતાને વશ થઈ ગયા પછી અન્ય ઇન્દ્રિયોના દેવતાઓ પણ વશમાં થઈ જાય છે. ઇન્દ્રિયો મનને વશ કરી શકતી નથી. કારણ કે, મન બધાંથી બળવાન દેવ છે. જે મનુષ્ય મન પર કાબૂ મેળવી લે છે તે દેવોનો પણ દેવ છે. ॥ ૪૮ ॥

તં દુર્જયં શત્રુમસહ્યવેગ-
મરુન્તુદં તન્ન વિજિત્ય કેચિત્ ।
કુર્વન્ત્યસદ્વિગ્રહમત્ર[3] મર્ત્યૈ-
ર્મિત્રાણ્યુદાસીનરિપૂન્ વિમૂઢાઃ ॥ ૪૯॥

સાચે જ મન મોટો શત્રુ છે. તેનું આક્રમણ અસહ્ય છે. તે બહારના શરીરને જ નહીં, હૃદયાદિ મર્મસ્થાનોને પણ વેધે છે. તેને જીતવું ભારે કઠણ છે. મનુષ્યે સહુથી પહેલાં મન પર વિજય પ્રાપ્ત કરવો જોઈએ, પરંતુ થાય છે એવું કે, મૂર્ખ લોકો આ મનને જીતવાનો પ્રયત્ન કરવાને બદલે બીજા લોકો સાથે સાચા-ખોટા ઝઘડા કર્યા કરે છે અને આ જગતના લોકોને જ શત્રુ-મિત્ર-ઉદાસીન બનાવી દે છે. ॥ ૪૯ ॥

દેહં મનોમાત્રમિમં ગૃહીત્વા
મમાહમિત્યન્ધધિયો મનુષ્યાઃ ।
એષોઽહમન્યોઽયમિતિ ભ્રમેણ
દુરન્તપારે તમસિ ભ્રમન્તિ ॥ ૫૦॥

સાધારણ રીતે મનુષ્યોની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ છે, તેથી તો તેઓ આ મનથી માની લીધેલા શરીરને 'હું અને મારું' માની બેઠા છે અને પછી ભ્રમના ચક્કરમાં ફસાઈ જાય છે કે 'આ હું છું અને આ બીજો.' આનું પરિણામ એ થાય છે કે તેઓ આ અનંત અજ્ઞાનરૂપી અંધકારમાં ભટકતા રહે છે. ॥ ૫૦ ॥

જનસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્
કિમાત્મનશ્ચાત્ર હ ભૌમયોસ્તત્ ।
જિહ્વાં ક્વચિત્ સન્દશતિ સ્વદદ્ભિ-
સ્તદ્વેદનાયાં કતમાય કુપ્યેત્ ॥ ૫૧॥

જો માની લઈએ કે, મનુષ્ય જ સુખ-દુઃખનું કારણ છે તો પણ તેનાથી આત્માને શો સંબંધ? કારણ કે, સુખદુઃખ આપનારું પણ આ પાર્થિવ શરીર છે અને ભોગવનાર પણ શરીર જ છે. ક્યારેક જમતાં જમતાં આપણા દાંતથી જ જીભ કપાઈ જાય અને પીડા થવા લાગે, તો મનુષ્ય કોના ઉપર ક્રોધ કરશે? કારણ કે, જીભ અને દાંત એક જ પંચભૂતોથી બન્યાં છે. ॥ ૫૧ ॥

દુઃખસ્ય હેતુર્યદિ દેવતાસ્તુ
કિમાત્મનસ્તત્ર વિકારયોસ્તત્ ।
યદઙ્ગમઙ્ગેન નિહન્યતે ક્વચિત્
ક્રુધ્યેત કસ્મૈ પુરુષઃ સ્વદેહે ॥ ૫૨॥

દુઃખ થવામાં જો દેવતાઓને કારણ માનીએ તો આત્માનો તેમનાથી શો સંબંધ? કારણ કે બધાંનાં શરીરોમાં ઇન્દ્રિયોના દેવતા એક જ છે. ઇન્દ્રિયોના દેવતાએ જ બીજી ઇન્દ્રિયોના દેવતાને કષ્ટ આપ્યું તો તેનાથી આત્માને શું નુકસાન થયું? જેમ આપણા જ એક અંગથી બીજા અંગને તકલીફ થાય તો તે કોના ઉપર ક્રોધ કરશે? ॥ ૫૨ ॥

૧. ન સંયતં । ૨. હ્યભવંશ્ચ । ૩. ૦દ્વિગ્રહમેવ ।

આત્મા યદિ સ્યાત્ સુખદુઃખહેતુઃ
કિમન્યતસ્તત્ર નિજસ્વભાવઃ ।
ન હ્યાત્મનોઽન્યદ્ યદિ તન્મૃષા સ્યાત્
ક્રુધ્યેત કસ્માન્ન સુખં ન દુઃખમ્ ॥ ૫૩॥

જો આત્માને સુખ-દુઃખનું કારણ માનીએ તો તેનો બીજા સાથે શો સંબંધ છે? કારણ કે આત્મા તો પોતાનું સ્વરૂપ જ છે. આત્મા સિવાય બીજું કાંઈ જ નથી. જે ભાસે છે તે તો ભ્રાન્તિ છે - મિથ્યા છે. આત્મા આનંદસ્વરૂપ છે. ત્યાં સુખ કે દુઃખ કશું જ નથી, તો ક્રોધનું નિમિત્ત કોણ? કોણ કોના પર ક્રોધ કરશે? ॥ ૫૩ ॥

ગ્રહા નિમિત્તં સુખદુઃખયોશ્ચેત્
કિમાત્મનોઽજસ્ય જનસ્ય તે વૈ ।
ગ્રહૈર્ગ્રહસ્યૈવ વદન્તિ પીડાં
ક્રુધ્યેત કસ્મૈ પુરુષસ્તતોઽન્યઃ ॥ ૫૪॥

સુખ-દુઃખ આપવાવાળા ગ્રહો છે એવું માનીએ તો અજન્મા આત્માને સુખ-દુઃખ આપવામાં તે કારણ થઈ શકતા નથી, કારણ કે, જે જન્મે છે તેમને જ ગ્રહો પીડા આપી શકે છે. આત્મા અજન્મા છે, શાશ્વત છે. શરીર નાશવાન છે. તેથી ગ્રહોનો પ્રભાવ શરીર પર જ પડી શકે છે, આત્માનો તેમની સાથે કોઈ સંબંધ નથી. તો ક્રોધ કોના પર કરશે? ॥ ૫૪ ॥

કર્માસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્
કિમાત્મનસ્તદ્ધિ જડાજડત્વે ।
દેહસ્ત્વચિત્ પુરુષોઽયં સુપર્ણઃ
ક્રુધ્યેત કસ્મૈ ન હિ કર્મ મૂલમ્ ॥ ૫૫॥

જો કર્મોને જ સુખ-દુઃખનું કારણ માનીએ તો તે કર્મોથી આત્માનો શો સંબંધ? કારણ કે આત્મા સાક્ષી છે. શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે. તે કર્મોથી સર્વથા અલિપ્ત છે. દેહ તો જડ છે, તે કાંઈ કરતો નથી. આ રીતે કર્મોનો તો કોઈ આધાર જ સિદ્ધ નથી થતો. આ પ્રમાણે આ કર્મને આધીન સુખ-દુઃખનો આત્મા સાથે શો સંબંધ? અને તે કોના પર ક્રોધ કરશે? ॥ ૫૫ ॥

કાલસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્
કિમાત્મનસ્તત્ર તદાત્મકોઽસૌ ।
નાગ્નેર્હિ તાપો ન હિમસ્ય તત્ સ્યાત્
ક્રુધ્યેત કસ્મૈ ન પરસ્ય દ્વન્દ્વમ્ ॥ ૫૬॥

જો કાળને સુખ-દુઃખનું કારણ માનવામાં આવે તો કાળ અને આત્મા એક જ છે. આ પ્રમાણે આત્માથી આત્માને દુઃખ થતું નથી. જેમ અગ્નિને અગ્નિનો તાપ લાગતો નથી, બરફને બરફની ઠંડકની અસર થતી નથી, તે જ પ્રમાણે આત્માને પણ સુખ-દુઃખોનું દ્વંદ્વ નથી. આવી સ્થિતિમાં ક્રોધ કોના પર કરશે? ॥ ૫૬ ॥

ન કેનચિત્ ક્વાપિ કથઞ્ચનાસ્ય
દ્વન્દ્વોપરાગઃ પરતઃ પરસ્ય ।
યથાઽહમઃ સંસૃતિરૂપિણઃ સ્યા-
દેવં પ્રબુદ્ધો ન બિભેતિ ભૂતૈઃ ॥ ૫૭॥

જે પ્રકૃતિથી પણ પર આત્મા છે તેને કોઈના દ્વારા પણ, ક્યાંય પણ, કોઈ પણ પ્રકારે દ્વંદ્વનો સ્પર્શ થતો નથી. આ જે અહંકાર છે તે જ સંસારનું કારણ છે. તેનાથી દ્વંદ્વ ઉત્પન્ન થાય છે. આમ સમજીને યોગીઓ કોઈ પ્રાણીથી ભયભીત થતા નથી. ॥ ૫૭ ॥

એતાં સ આસ્થાય પરાત્મનિષ્ઠા-
મધ્યાસિતાં પૂર્વતમૈર્મહર્ષિભિઃ ।
અહં તરિષ્યામિ દુરન્તપારં
તમો મુકુન્દાઙ્ઘ્રિનિષેવયૈવ ॥ ૫૮॥

પ્રાચીન કાળમાં મહર્ષિઓએ જે અધ્યાત્મ-નિષ્ઠાનો આશ્રય લીધો હતો, હું પણ તે જ નિષ્ઠાનો આશ્રય લઈશ. આ પ્રમાણે મુકુન્દ ભગવાનનાં ચરણકમળની સેવાના પ્રભાવથી આ અજ્ઞાનરૂપી અગાધ સંસારને પાર થઈ જઈશ. ॥ ૫૮ ॥

*શ્રીભગવાનુવાચ*

નિર્વિદ્ય નષ્ટદ્રવિણો ગતક્લમઃ
પ્રવ્રજ્ય ગાં પર્યટમાન ઇત્થમ્ ।
નિરાકૃતોઽસદ્ભિરપિ સ્વધર્મા-
દકમ્પિતોઽમૂં મુનિરાહ ગાથામ્ ॥ ૫૯॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે — ઉદ્ધવજી! તે બ્રાહ્મણનું ધન તો શું નષ્ટ થયું, પણ તેનાં બધાં દુઃખો નષ્ટ થઈ ગયાં. હવે તે સંસારથી વિરક્ત થઈ ગયો હતો અને સંન્યાસ લઈને પૃથ્વી પર સ્વચ્છંદ વિચરતો હતો. જોકે દુષ્ટલોકોએ તેને બહુ હેરાન કર્યો, છતાં તે તેના ધર્મમાં અચળ રહ્યો, સ્હેજ પણ વિચલિત થયો નહીં. તે સમયે મૌનધારી અવધૂતે મનમાં આ (ઉપર પ્રમાણે) ગીત ગાયું. ॥ ૫૯ ॥

સુખદુઃખપ્રદો નાન્યઃ પુરુષસ્યાત્મવિભ્રમઃ ।
મિત્રોદાસીનરિપવઃ સંસારસ્તમસઃ કૃતઃ ॥ ૬૦॥

ઉદ્ધવ! આ સંસારમાં મનુષ્યને કોઈ બીજું સુખ કે દુઃખ આપતું નથી; આ તો તેના ચિત્તનો માત્ર ભ્રમ છે. આ સઘળો સંસાર અને તેની અંદર મિત્ર-શત્રુ અને તટસ્થના ભેદ અજ્ઞાનને કારણે છે. ॥ ૬૦ ॥

તસ્માત્ સર્વાત્મના તાત નિગૃહાણ મનો ધિયા ।
મય્યાવેશિતયા યુક્ત એતાવાન્ યોગસઙ્ગ્રહઃ ॥ ૬૧॥

તેથી હે પ્રિય ઉદ્ધવ! પોતાની વૃત્તિઓને મારામાં લીન કરી દો, અને આ પ્રમાણે પોતાની પૂરી શક્તિથી મનને વશ કરી લો; અને પછી નિરંતર મારામાં જ સ્થિત થઈ જાઓ. બસ, બધી યોગ-સાધનાઓનો આ જ સાર છે. ॥ ૬૧ ॥

ય એતાં ભિક્ષુણા ગીતાં બ્રહ્મનિષ્ઠાં સમાહિતઃ ।
ધારયઞ્છ્રાવયઞ્છૃણ્વન્ દ્વન્દ્વૈર્નૈવાભિભૂયતે ॥ ૬૨॥

આ ભિક્ષુ-ગીત એ સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન જ છે. જે લોકો એકાગ્રચિત્તે આ ભિક્ષુ-ગીત સાંભળે, સંભળાવે અને હૃદયસ્થ કરે છે તે ક્યારેય સુખ-દુઃખાદિ દ્વંદ્વોને વશ થતા નથી. ॥ ૬૨ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ત્રયોવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ત્રેવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# ચોવીસમો અધ્યાય

## સાંખ્યયોગ

*શ્રીભગવાનુવાચ*

અથ તે સમ્પ્રવક્ષ્યામિ સાઙ્ખ્યં પૂર્વૈર્વિનિશ્ચિતમ્ ।
યદ્ વિજ્ઞાય પુમાન્ સદ્યો જહ્યાદ્ વૈકલ્પિકં ભ્રમમ્ ॥ ૧॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – પ્રિય ઉદ્ધવ! હવે હું તમને સાંખ્યશાસ્ત્રનો અભિપ્રાય સંભળાવું છું. પ્રાચીનકાળના મહાન ઋષિમુનિઓએ આનો નિર્ણય કર્યો છે. જ્યારે જીવ આને સારી રીતે સમજી લે છે ત્યારે તે ભેદબુદ્ધિમાં જન્મેલા સુખ-દુઃખ વગેરે ભ્રમને તત્કાળ ત્યજી દે છે અને તેને સ્પષ્ટ સમજાઈ જાય છે કે, એક બ્રહ્મ સિવાય બીજું કાંઈ છે જ નહીં. ॥ ૧ ॥

આસીજ્જ્ઞાનમથો હ્યર્થ એકમેવાવિકલ્પિતમ્ ।
યદા વિવેકનિપુણા આદૌ કૃતયુગેઽયુગે ॥ ૨॥

પ્રારંભકાળમાં જ્યારે યુગની શરૂઆત થઈ ન હતી ત્યારે જ્ઞાતા અને જ્ઞેય (દ્રષ્ટા-દૃશ્યનો) એવો કોઈ ભેદ ન હતો. માત્ર સર્વત્ર એક જ તત્ત્વ પરિપૂર્ણ હતું. પછી જ્યારે કૃતયુગ આવ્યો, વિવેકકુશળ લોકો આવ્યા ત્યારે પણ બધાંની બ્રહ્મદૃષ્ટિ જ હતી. તે બધાં અભેદરૂપે સર્વને એક પરમાત્માનું જ સ્વરૂપ માનતા હતા. ॥ ૨ ॥

તન્માયાફલરૂપેણ કેવલં નિર્વિકલ્પિતમ્ ।
વાઙ્મનોઽગોચરં સત્યં દ્વિધા સમભવદ્ બૃહત્ ॥ ૩॥

એમાં શંકા નથી કે, બ્રહ્મમાં કોઈ પ્રકારનો વિકલ્પ નથી. તે કેવળ અદ્વિતીય સત્ય છે, મન અને વાણી ત્યાં પહોંચી શકતાં નથી. તે વિશાળ (બૃહત્) સત્યસ્વરૂપ બ્રહ્મ જ માયા અને તેમાં પ્રતિબિમ્બિત જીવરૂપે દૃશ્ય અને દ્રષ્ટાના રૂપમાં બે ભાગમાં વિભક્ત જેવું થઈ ગયું. ॥ ૩ ॥

તયોરેકતરો હ્યર્થઃ પ્રકૃતિઃ[1] સોભયાત્મિકા ।
જ્ઞાનં ત્વન્યતમો ભાવઃ પુરુષઃ સોઽભિધીયતે ॥ ૪॥

તેમાંથી એક વસ્તુને પ્રકૃતિ કહે છે, તેણે જગતમાં કાર્ય-કારણનું રૂપ ધારણ કર્યું છે. આ પ્રમાણે કાર્ય-કારણરૂપે બે અંશોમાં એટલે કે જે દૃશ્ય છે તે કાર્યકારણરૂપ પ્રકૃતિ છે અને દ્રષ્ટા છે તે પુરુષ કહેવાય છે. ॥ ૪ ॥

તમો રજઃ સત્ત્વમિતિ પ્રકૃતેરભવન્ ગુણાઃ ।
મયા પ્રક્ષોભ્યમાણાયાઃ પુરુષાનુમતેન ચ[2] ॥ ૫॥

ઉદ્ધવજી! મેં જ જીવોનાં શુભ-અશુભ કર્મો પ્રમાણે પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો ત્યારે તેમાંથી સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણ પ્રગટ થયા. ॥ ૫ ॥

૧. પ્રકૃતિશ્ચોભયાત્મિકા । ૨. વા ।

તેભ્યઃ સમભવત્ સૂત્રં મહાન્ સૂત્રેણ સંયુતઃ ।
તતો વિકુર્વતો જાતોઽહઙ્કારો[1] યો વિમોહનઃ ॥ ૬॥

વૈકારિકસ્તૈજસશ્ચ તામસશ્ચેત્યહં ત્રિવૃત્ ।
તન્માત્રેન્દ્રિયમનસાં કારણં ચિદચિન્મયઃ ॥ ૭॥

અર્થસ્તન્માત્રિકાજ્જજ્ઞે તામસાદિન્દ્રિયાણિ ચ ।
તૈજસાદ્ દેવતા આસન્નેકાદશ ચ વૈકૃતાત્ ॥ ૮॥

મયા[2] સઞ્ચોદિતા ભાવાઃ સર્વે સંહત્યકારિણઃ ।
અણ્ડમુત્પાદયામાસુર્મમાયતનમુત્તમમ્ ॥ ૯॥

તસ્મિન્નહં સમભવમણ્ડે સલિલસંસ્થિતૌ[3] ।
મમ નાભ્યામભૂત્ પદ્મં વિશ્વાખ્યં તત્ર ચાત્મભૂઃ ॥ ૧૦॥

સોઽસૃજત્તપસા યુક્તો રજસા મદનુગ્રહાત્ ।
લોકાન્ સપાલાન્ વિશ્વાત્મા ભૂર્ભુવઃ સ્વરિતિ ત્રિધા ॥ ૧૧॥

દેવાનામોક આસીત્ સ્વર્ભૂતાનાં ચ ભુવઃ પદમ્ ।
મર્ત્યાદીનાં ચ ભૂર્લોકઃ સિદ્ધાનાં ત્રિતયાત્ પરમ્ ॥ ૧૨॥

અધોઽસુરાણાં નાગાનાં ભૂમેરોકોઽસૃજત્ પ્રભુઃ ।
ત્રિલોક્યાં ગતયઃ સર્વાઃ કર્મણાં ત્રિગુણાત્મનામ્ ॥ ૧૩॥

યોગસ્ય તપસશ્ચૈવ ન્યાસસ્ય ગતયોઽમલાઃ ।
મહર્જનસ્તપઃ સત્યં ભક્તિયોગસ્ય મદ્ગતિઃ ॥ ૧૪॥

મયા કાલાત્મના ધાત્રા કર્મયુક્તમિદં જગત્ ।
ગુણપ્રવાહ એતસ્મિન્નુન્મજ્જતિ નિમજ્જતિ ॥ ૧૫॥

અણુર્બૃહત્ કૃશઃ સ્થૂલો યો યો ભાવઃ પ્રસિધ્યતિ ।
સર્વોઽપ્યુભયસંયુક્તઃ પ્રકૃત્યા પુરુષેણ ચ ॥ ૧૬॥

તે ગુણોમાંથી ક્રિયાશક્તિવાળા સૂત્રની ઉત્પત્તિ થઈ અને જ્ઞાનશક્તિવાળા મહત્તત્ત્વની ઉત્પત્તિ થઈ. તે એક જ તત્ત્વની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિના નામે સૂત્ર અને મહાન એવી સંજ્ઞાઓ થઈ, પરંતુ વસ્તુતઃ તે એક જ તત્ત્વ છે. મહત્તત્ત્વમાં વિકાર થવાથી અહંકાર ઉત્પન્ન થયો. આ અહંકાર જ જીવને મોહિત કરી ભ્રમમાં નાંખે છે. ॥ ૬ ॥ તે અહંકાર ત્રણ પ્રકારનો છે - સાત્ત્વિક, રાજસ અને તામસ. અહંકાર જ પંચતન્માત્રા, ઇન્દ્રિયો અને મનનું કારણ છે; તેથી તે જડ-ચેતનની ગ્રંથિરૂપે છે. આ અહંકાર કાર્ય પણ છે અને કારણ પણ છે. ॥ ૭ ॥ તામસ અહંકારથી પંચતન્માત્રાઓ અને તેમાંથી પાંચભૂતોની ઉત્પત્તિ થઈ; તથા રાજસ અહંકારથી ઇન્દ્રિયો અને સાત્ત્વિક અહંકારથી ઇન્દ્રિયોના અધિષ્ઠાતા અગિયાર દેવતા* પ્રગટ થયા. ॥ ૮ ॥ આ બધા પદાર્થો મારી પ્રેરણાથી એકત્ર થઈને પરસ્પરમાં મળી ગયાં. અને એમણે બ્રહ્માંડરૂપ અંડ ઉત્પન્ન કર્યું. આ બ્રહ્માંડ મારું ઉત્તમ નિવાસસ્થાન છે. ॥ ૯ ॥ જ્યારે તે અંડ જળમાં સ્થિત થઈ ગયું ત્યારે હું જ નારાયણરૂપે તેમાં બિરાજમાન થયો. મારી નાભિમાંથી વિશ્વકમળની ઉત્પત્તિ થઈ. તે કમળમાંથી બ્રહ્માજીનો આવિર્ભાવ થયો. ॥ ૧૦ ॥ વિશ્વસ્રષ્ટા બ્રહ્માએ દીર્ઘ તપ કર્યું. ત્યાર પછી મારો કૃપાપ્રસાદ પ્રાપ્ત કરીને રજોગુણ દ્વારા ભૂઃ, ભુવઃ, સ્વઃ અર્થાત્ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ આ ત્રણ લોકની અને તેમના લોકપાલોની તેમણે રચના કરી. ॥ ૧૧ ॥ દેવતાઓના નિવાસ માટે સ્વર્ગલોક, ભૂત-પ્રેતાદિ માટે ભુવર્લોક અને મનુષ્ય વગેરે માટે ભૂર્લોક (પૃથ્વીલોક)નો નિશ્ચય કરવામાં આવ્યો. આ ત્રણે લોકથી ઉપર મહર્લોક, તપોલોક વગેરે સિદ્ધોનાં નિવાસસ્થાન થયાં. ॥ ૧૨ ॥ સૃષ્ટિકાર્યમાં કુશળ બ્રહ્માજીએ અસુરો અને નાગો માટે પૃથ્વીની નીચે અતલ, વિતલ, સુતલ વગેરે સાત પાતાળ બનાવ્યા. આ જ ત્રણે લોકમાં ત્રિગુણાત્મક કર્મો અનુસાર જીવોની વિવિધ ગતિ પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥ યોગ, તપ અને સંન્યાસ દ્વારા મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક જેવી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે; તથા ભક્તિયોગથી મારું પરમધામ પ્રાપ્ત થાય છે. ॥ ૧૪ ॥ આ સઘળું જગત કર્મ અને તેના સંસ્કારોથી યુક્ત છે. હું જ કાળરૂપે કર્મો અનુસાર તેમના ફળનું વિધાન કરું છું. આ ગુણપ્રવાહમાં પડીને જીવ ક્યારેક ડૂબી જાય છે અને ક્યારેક ઉપર આવે છે - ક્યારેક તેની અધોગતિ થાય છે અને ક્યારેક તેને પુણ્યકર્મરૂપે ઉચ્ચલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૫ ॥ જગતમાં નાના-મોટા, જાડા-પાતળા, - જેટલા પણ પદાર્થો છે, તે બધા જ પ્રકૃતિ અને પુરુષ — બન્નેના સંયોગથી જ ઉત્પન્ન થાય છે. ॥ ૧૬ ॥

૧. જાતો યોઽહઙ્કારો વિ૦ । ૨. તથા । ૩. સલિલસંસ્થિતે ।

* પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને એક મન - આ પ્રમાણે અગિયાર ઇન્દ્રિયોના અધિષ્ઠાતા અગિયાર દેવતાઓ છે.

યસ્તુ યસ્યાદિરન્તશ્ચ સ વૈ મધ્યં ચ તસ્ય સન્ ।
વિકારો વ્યવહારાર્થો યથા તૈજસપાર્થિવાઃ ॥ ૧૭॥

યદુપાદાય પૂર્વસ્તુ ભાવો વિકુરુતેઽપરમ્ ।
આદિરન્તો યદા યસ્ય તત્ સત્યમભિધીયતે ॥ ૧૮॥

પ્રકૃતિર્હ્યસ્યોપાદાનમાધારઃ પુરુષઃ પરઃ ।
સતોઽભિવ્યઞ્જકઃ કાલો બ્રહ્મ તત્રિતયં ત્વહમ્ ॥ ૧૯॥

સર્ગઃ પ્રવર્તતે તાવત્ પૌર્વાપર્યેણ નિત્યશઃ ।
મહાન્ ગુણવિસર્ગાર્થઃ સ્થિત્યન્તો યાવદીક્ષણમ્ ॥ ૨૦॥

વિરાણ્મયાઽઽસાદ્યમાનો લોકકલ્પવિકલ્પકઃ ।
પઞ્ચત્વાય વિશેષાય કલ્પતે ભુવનૈઃ સહ ॥ ૨૧॥

અન્ને પ્રલીયતે મર્ત્યમન્નં[1] ધાનાસુ લીયતે ।
ધાના ભૂમૌ પ્રલીયન્તે ભૂમિર્ગન્ધે પ્રલીયતે ॥ ૨૨॥

અપ્સુ પ્રલીયતે ગન્ધ આપશ્ચ સ્વગુણે રસે ।
લીયતે જ્યોતિષિ રસો જ્યોતી રૂપે પ્રલીયતે ॥ ૨૩॥

રૂપં વાયૌ સ ચ સ્પર્શે લીયતે સોઽપિ ચામ્બરે ।
અમ્બરં શબ્દતન્માત્ર ઇન્દ્રિયાણિ સ્વયોનિષુ ॥ ૨૪॥

યોનિર્વૈકારિકે સૌમ્ય લીયતે મનસીશ્વરે ।
શબ્દો ભૂતાદિમપ્યેતિ ભૂતાદિર્મહતિ પ્રભુઃ ॥ ૨૫॥

સ લીયતે મહાન્ સ્વેષુ ગુણેષુ ગુણવત્તમઃ ।
તેઽવ્યક્તે સમ્પ્રલીયન્તે તત્ કાલે લીયતેઽવ્યયે ॥ ૨૬॥

કાલો માયામયે જીવે જીવ આત્મનિ મય્યજે ।
આત્મા કેવલ આત્મસ્થો વિકલ્પાપાયલક્ષણઃ ॥ ૨૭॥

જેના આદિ અને અંતમાં જે તત્ત્વ છે તે જ તત્ત્વ મધ્યમાં પણ છે અને તેને સત્ય માનવું; પરંતુ વિકાર સત્ય નથી, કલ્પનામાત્ર છે. જેમ સોનામાંથી કડાં-કુંડળ વગેરે સોનાનો વિકાર અને માટીનો વિકાર એટલે ઘડા, કોડિયાં વગેરે બન્યાં. આ ઘડો, કોડિયાં અને કડાં-કુંડળ બન્યા તે પહેલાં માટી અને સોનું હતું અને જ્યારે ઘડા ફૂટી જશે કે અલંકારો ઓગાળી નંખાશે ત્યારે માટી અને સોનું જ રહેશે. મધ્યમાં આકારો અને અલંકારો છે ત્યારે પણ માટી અને સોનું જ છે. તેમ સૃષ્ટિના પૂર્વમાં મહત્તત્ત્વાદિ પણ જે પરમ કારણને ઉપાદાન બનાવીને બીજાં અહંકાર આદિ કાર્ય-સમૂહની રચના કરે છે તે જ આ બધાંની અપેક્ષાએ પરમ સત્ય છે. તાત્પર્ય એ છે કે જ્યારે જે કોઈ પણ કાર્યના આદિ અને અંતમાં વિદ્યમાન રહે છે તે પરમાત્મા જ સત્ય છે. ॥ ૧૭-૧૮ ॥ આ પ્રપંચનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે, આધાર પુરુષ (પરમાત્મા) છે અને આને પ્રગટ કરનાર કાળ છે. વ્યવહારકાળની આ ત્રિવિધતા વસ્તુતઃ બ્રહ્મસ્વરૂપ છે અને હું જ શુદ્ધ બ્રહ્મ છું. ॥ ૧૯ ॥ જ્યાં સુધી પરમાત્માની એટલે કે મારી ઈક્ષણશક્તિ કામ કર્યા કરે છે ત્યાં સુધી મારી પાલનક્રિયા પણ ચાલતી જ હોય છે. ત્યાં સુધી જીવોનાં કર્મોના ભોગ માટે કારણ-કાર્યરૂપથી અથવા પિતા-પુત્રના રૂપથી આ સૃષ્ટિચક્ર નિરંતર ચાલતું રહે છે. ॥ ૨૦ ॥

આ વિરાટ જ વિવિધ લોકની સૃષ્ટિ, સ્થિતિ અને સંહારની લીલાભૂમિ છે. જ્યારે હું પ્રલયનો સંકલ્પ કરું છું, કાળરૂપે તેમાં પ્રવેશ કરું છું, ત્યારે બ્રહ્માંડ વિનાશ માટે યોગ્ય બની જાય છે. ॥ ૨૧ ॥ બ્રહ્માંડના લીન થવાની પ્રક્રિયા આ પ્રમાણે છે – શરીર અન્નમાં, અન્ન બીજમાં, બીજ ભૂમિમાં અને ભૂમિ ગંધ તન્માત્રામાં લીન થઈ જાય છે. ॥ ૨૨ ॥ ગંધ જળમાં, જળ પોતાના ગુણ રસમાં, રસ તેજમાં, તેજ રૂપમાં લીન થઈ જાય છે. ॥ ૨૩ ॥ રૂપ વાયુમાં, વાયુ સ્પર્શમાં, સ્પર્શ આકાશમાં તથા આકાશ શબ્દ તન્માત્રામાં લીન થઈ જાય છે. ઈન્દ્રિયો પોતપોતાનાં કારણ દેવતાઓમાં અને છેવટે રાજસ અહંકારમાં સમાઈ જાય છે. ॥ ૨૪ ॥ હે સૌમ્ય! રાજસ અહંકાર પોતાના નિયંતા સાત્ત્વિક અહંકારરૂપ મનમાં, શબ્દતન્માત્રા પંચમહાભૂતોના કારણરૂપ તામસ અહંકારમાં અને સઘળા વિશ્વને મોહિત કરવામાં સમર્થ ત્રિવિધ અહંકાર મહત્તત્ત્વમાં લીન થઈ જાય છે. ॥ ૨૫ ॥ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિવાળું મહત્તત્ત્વ પોતાના કારણ ગુણોમાં લીન થઈ જાય છે. ગુણ અવ્યક્ત પ્રકૃતિમાં અને પ્રકૃતિ પોતાના પ્રેરક અવિનાશી કાળમાં લીન થઈ જાય છે. ॥ ૨૬ ॥ કાળ માયામય (વિદ્યામય) જીવમાં અને જીવ મુજ અજન્મા આત્મામાં લીન થઈ જાય છે. આત્મા કોઈનામાં લીન થતો નથી, તે તો ઉપાધિરહિત, પોતાના સ્વરૂપમાં જ સ્થિર રહે છે. તે જગતની સૃષ્ટિ અને લયનું અધિષ્ઠાન અને સીમા છે. ॥ ૨૭ ॥

૧. મર્ત્યોઽન્નં ।

એવમન્વીક્ષમાણસ્ય કથં વૈકલ્પિકો ભ્રમઃ ।
મનસો હૃદિ તિષ્ઠેત વ્યોમ્નીવાર્કોદયે તમઃ ॥ ૨૮॥

એષ સાઙ્ખ્યવિધિઃ પ્રોક્તઃ સંશયગ્રન્થિભેદનઃ[1] ।
પ્રતિલોમાનુલોમાભ્યાં પરાવરદૃશા મયા ॥ ૨૯॥

ઉદ્ધવજી! જે આ પ્રમાણે વિવેકદૃષ્ટિથી જુએ છે, તેના ચિત્તમાં આ પ્રપંચનો ભ્રમ થઈ જ શકતો નથી. અને કદાચ તેનો ભ્રમ થઈ પણ જાય તો તે વધારે સમય હૃદયમાં કઈ રીતે રહી શકે? શું સૂર્યોદય થયા પછી પણ અંધકાર રહી શકે ખરો? ॥ ૨૮ ॥ ઉદ્ધવજી! હું કાર્ય અને કારણ બન્નેનો ય સાક્ષી છું. મેં તમને સૃષ્ટિથી પ્રલય અને પ્રલયથી સૃષ્ટિ સુધીની સાંખ્યવિધિ કહી દીધી. આથી સંશયની ગાંઠ કપાઈ જાય છે અને પુરુષ પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. ॥ ૨૯ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ચતુર્વિંશોઽધ્યાયઃ ॥ ૨૪ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ચોવીસમો અધ્યાય સમાપ્ત.

═★═

# પચીસમો અધ્યાય

## ત્રણે ગુણોની વૃત્તિઓનું નિરૂપણ

*શ્રીભગવાનુવાચ*

ગુણાનામસમિશ્રાણાં પુમાન્ યેન યથા ભવેત્ ।
તન્મે પુરુષવર્યેદમુપધારય શંસતઃ ॥ ૧॥

શમો દમસ્તિતિક્ષેક્ષા તપઃ સત્યં દયા સ્મૃતિઃ ।
તુષ્ટિસ્ત્યાગોઽસ્પૃહા શ્રદ્ધા હ્રીર્દયાદિઃ સ્વનિર્વૃતિઃ ॥ ૨॥

કામ ઈહા મદસ્તૃષ્ણા સ્તમ્ભ આશીર્ભિદા સુખમ્ ।
મદોત્સાહો યશઃપ્રીતિર્હાસ્યં વીર્યં બલોદ્યમઃ ॥ ૩॥

ક્રોધો લોભોઽનૃતં હિંસા યાચ્ઞા દમ્ભઃ ક્લમઃ કલિઃ ।
શોકમોહૌ વિષાદાર્તી નિદ્રાઽઽશા ભીરનુદ્યમઃ ॥ ૪॥

સત્ત્વસ્ય રજસશ્ચૈતાસ્તમસશ્ચાનુપૂર્વશઃ ।
વૃત્તયો વર્ણિતપ્રાયાઃ સન્નિપાતમથો શૃણુ ॥ ૫॥

સન્નિપાતસ્ત્વહમિતિ મમેત્યુદ્ધવ યા મતિઃ ।
વ્યવહારઃ સન્નિપાતો મનોમાત્રેન્દ્રિયાસુભિઃ ॥ ૬॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – પુરુષશ્રેષ્ઠ ઉદ્ધવજી! દરેક વ્યક્તિમાં અલગ-અલગ ગુણોનો પ્રકાશ થાય છે. તેના કારણે પ્રાણીઓના સ્વભાવમાં પણ ભેદ થઈ જાય છે. કયા ગુણથી કેવો સ્વભાવ બને છે, તે હું તમને જણાવું છું, તમે સાવધાન થઈને સાંભળો. ॥ ૧ ॥ સત્ત્વગુણની વૃત્તિઓ - શમ (મનનો સંયમ), દમ (ઇન્દ્રિય-નિગ્રહ), તિતિક્ષા (સહિષ્ણુતા), વિવેક, તપ, સત્ય, દયા, સ્મૃતિ, સંતોષ, ત્યાગ, વિષયો પ્રત્યે અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા (પાપકાર્યમાં સહજ સંકોચ), આત્મરતિ, દાન, વિનય અને સરળતા વગેરે. ॥ ૨ ॥ રજોગુણની વૃત્તિઓ - ઇચ્છા, પ્રયત્ન, ઘમંડ, તૃષ્ણા (અસંતોષ), અકડાઈ (ઠસંક), દેવતાઓ પાસેથી ધન વગેરેની યાચના, ભેદબુદ્ધિ, વિષયભોગ, યુદ્ધ વગેરેનો આવેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ, હાસ્ય, પ્રભાવ પ્રગટ કરવો તેમજ (ફળાસક્તિથી) જીદપૂર્વક ઉદ્યમ કરવો વગેરે. ॥ ૩ ॥ તમોગુણની વૃત્તિઓ - ક્રોધ (અસહિષ્ણુતા), લોભ, અસત્ય, હિંસા, યાચના, દંભ, શ્રમ, ક્લેશ, શોક, મોહ, વિષાદ, દીનતા, નિદ્રા, આશા, ભય અને ઉદ્યમ ન કરવો વગેરે. ॥ ૪ ॥ આ પ્રમાણે ક્રમશઃ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની મોટાભાગની વૃત્તિઓનું અલગ-અલગ વર્ણન કર્યું. હવે તે ત્રણે ગુણોના મિશ્રણથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનું વર્ણન સાંભળો. ॥ ૫ ॥ ઉદ્ધવજી! ત્રણે ગુણોના મિશ્રણથી જ 'હું' અને 'મારું' આ પ્રકારની બુદ્ધિ જન્મે છે. મન, શબ્દાદિ વિષયો, ઇન્દ્રિયો અને પ્રાણોને લીધે જે વ્યવહાર થાય છે તે

[1] ૦ભેષજઃ ।

ધર્મે ચાર્થે ચ કામે ચ યદાસૌ પરિનિષ્ઠિતઃ ।
ગુણાનાં સન્નિકર્ષોઽયં શ્રદ્ધારતિધનાવહઃ ॥ ૭॥

પ્રવૃત્તિલક્ષણે નિષ્ઠા પુમાન્ યર્હિ ગૃહાશ્રમે ।
સ્વધર્મે ચાનુતિષ્ઠેત ગુણાનાં સમિતિર્હિ સા ॥ ૮॥

પુરુષં સત્ત્વસંયુક્તમનુમીયાચ્છમાદિભિઃ ।
કામાદિભી રજોયુક્તં ક્રોધાદ્યૈસ્તમસા યુતમ્ ॥ ૯॥

યદા ભજતિ માં ભક્ત્યા નિરપેક્ષઃ સ્વકર્મભિઃ ।
તં સત્ત્વપ્રકૃતિં વિદ્યાત્ પુરુષં સ્ત્રિયમેવ વા ॥ ૧૦॥

યદા આશિષ આશાસ્ય માં ભજેત[1] સ્વકર્મભિઃ ।
તં રજઃપ્રકૃતિં વિદ્યાદ્ધિંસામાશાસ્ય તામસમ્ ॥ ૧૧॥

સત્ત્વં રજસ્તમ ઇતિ ગુણા જીવસ્ય નૈવ મે ।
ચિત્તજા યૈસ્તુ ભૂતાનાં સજ્જમાનો નિબધ્યતે ॥ ૧૨॥

યદેતરૌ જયેત્ સત્ત્વં ભાસ્વરં વિશદં શિવમ્ ।
તદા સુખેન યુજ્યેત ધર્મજ્ઞાનાદિભિઃ પુમાન્ ॥ ૧૩॥

યદા જયેત્તમઃ સત્ત્વં રજઃ સઙ્ગં ભિદા બલમ્ ।
તદા દુઃખેન યુજ્યેત કર્મણા યશસા શ્રિયા ॥ ૧૪॥

યદા જયેદ્ રજઃ સત્ત્વં તમો મૂઢં લયં જડમ્ ।
યુજ્યેત શોકમોહાભ્યાં નિદ્રયા હિંસયાઽઽશયા ॥ ૧૫॥

યદા ચિત્તં પ્રસીદેત ઇન્દ્રિયાણાં ચ નિર્વૃતિઃ ।
દેહેઽભયં મનોઽસઙ્ગં તત્ સત્ત્વં વિદ્ધિ મત્પદમ્ ॥ ૧૬॥

વિકુર્વન્ ક્રિયયા ચાધીરનિર્વૃત્તિશ્ચ ચેતસામ્ ।
ગાત્રાસ્વાસ્થ્યં મનો ભ્રાન્તં રજ એતૈર્નિશામય ॥ ૧૭॥

ગુણોના મિશ્રણથી થાય છે. ॥ ૬ ॥ જ્યારે મનુષ્ય ધર્મ, અર્થ અને કામ - આ ત્રણ પુરુષાર્થો માટે પ્રયત્ન કરે છે ત્યારે તેને ત્રણે ગુણોની જરૂર પડે છે. તે વખતે તેને સત્ત્વગુણથી શ્રદ્ધા, રજોગુણથી રતિ અને તમોગુણથી ધનની પ્રાપ્તિ થાય છે. આ પણ ગુણોનું મિશ્રણ જ છે. ॥ ૭ ॥ જ્યારે મનુષ્ય સકામ કર્મોનો આરંભ કરે છે અથવા તે ગૃહસ્થાશ્રમમાં નિષ્ઠા રાખીને પોતાના કર્તવ્યનું પાલન કરે છે, તે સમયે પણ તેનામાં ત્રણે ગુણોનું મિશ્રણ જ સમજવું જોઈએ. ॥ ૮ ॥

માનસિક શાંતિ અને ઇન્દ્રિય-વિજય વગેરે ગુણોથી સત્ત્વગુણી, કામના વગેરેથી રજોગુણી અને ક્રોધ-હિંસા વગેરેથી તમોગુણી પુરુષ છે એવું સમજવું જોઈએ. ॥ ૯ ॥ પુરુષ હોય કે સ્ત્રી - જ્યારે તે નિષ્કામ થઈને પોતાનાં નિત્ય-નૈમિત્તિક કર્મો દ્વારા મારી આરાધના કરે છે ત્યારે તેમને સત્ત્વગુણી જાણવાં જોઈએ. ॥ ૧૦ ॥ સકામભાવે પોતાનાં નિયત કર્મો દ્વારા મારું યજન-ભજન કરવાવાળો રજોગુણી અને પોતાના દુશ્મનને મારવા માટે, મારી ભક્તિ કરે તેને તમોગુણી સમજવો જોઈએ. ॥ ૧૧ ॥ સત્ત્વ, રજ, તમ - આ ત્રણે ગુણો જીવના છે, મુજ પરમાત્માના નથી. આ ગુણો પ્રાણીઓના ચિત્તમાં પેદા થાય છે. આ ગુણોને કારણે જ શરીર, ધન વગેરેમાં આસક્ત થઈને જીવ બંધનમાં આવી જાય છે. ॥ ૧૨ ॥ સત્ત્વગુણ પ્રકાશક, નિર્મળ અને શાંત છે. જ્યારે તે રજોગુણ અને તમોગુણને દબાવીને વૃદ્ધિ પામે છે ત્યારે પુરુષ સુખ, ધર્મ અને જ્ઞાન વગેરેથી યુક્ત થઈ જાય છે. ॥ ૧૩ ॥ રજોગુણ ભેદબુદ્ધિનું કારણ છે. તેનો સ્વભાવ છે આસક્તિ અને પ્રવૃત્તિ. જ્યારે તમોગુણ અને સત્ત્વગુણને દબાવીને રજોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે મનુષ્ય દુઃખ, કર્મ, યશ અને લક્ષ્મીથી સંપન્ન થાય છે. ॥ ૧૪ ॥ તમોગુણ અજ્ઞાનસ્વરૂપ છે. તેનો સ્વભાવ છે આળસ અને બુદ્ધિની મૂઢતા. જ્યારે તે વૃદ્ધિ પામીને સત્ત્વગુણ અને રજોગુણને દબાવી દે છે ત્યારે પ્રાણી જાત-જાતની તૃષ્ણાઓ કરે છે, શોક-મોહથી ગ્રસ્ત થઈ જાય છે, હિંસા કરવા લાગે છે અથવા નિદ્રા, આળસના કારણે પડી રહે છે. ॥ ૧૫ ॥ જ્યારે ચિત્ત પ્રસન્ન હોય, ઇન્દ્રિયો શાંત હોય, શરીર નિર્ભય હોય અને મનમાં કોઈ આસક્તિ ન હોય ત્યારે સત્ત્વગુણની વૃદ્ધિ સમજવી જોઈએ. આ સત્ત્વગુણ મારી પ્રાપ્તિનું સાધન છે. ॥ ૧૬ ॥ જ્યારે કામ કરતાં કરતાં મનુષ્યની બુદ્ધિ ચંચળ, જ્ઞાનેન્દ્રિયો અસંતુષ્ટ, કર્મેન્દ્રિયો વિકારી, અસ્થિર અને શરીર અસ્વસ્થ થઈ જાય ત્યારે સમજવું જોઈએ કે રજોગુણ જોર કરી રહ્યો છે. ॥ ૧૭ ॥

૧. યજેત ।

સીદચ્ચિત્તં વિલીયેત ચેતસો ગ્રહણેઽક્ષમમ્ ।
મનો નષ્ટં તમો ગ્લાનિસ્તમસ્તદુપધારય ॥ ૧૮॥

એધમાને ગુણે સત્ત્વે દેવાનાં બલમેધતે ।
અસુરાણાં ચ રજસિ તમસ્યુદ્ધવ રક્ષસામ્ ॥ ૧૯॥

સત્ત્વાજ્જાગરણં વિદ્યાદ્ રજસા સ્વપ્નમાદિશેત્ ।
પ્રસ્વાપં તમસા જન્તોસ્તુરીયં ત્રિષુ સન્તતમ્ ॥ ૨૦॥

ઉપર્યુપરિ ગચ્છન્તિ સત્ત્વેન બ્રાહ્મણા જનાઃ ।
તમસાઽધોઽધ આમુખ્યાદ્ રજસાઽન્તરચારિણઃ ॥ ૨૧॥

સત્ત્વે પ્રલીનાઃ સ્વર્યાન્તિ નરલોકં રજોલયાઃ ।
તમોલયાસ્તુ નિરયં[1] યાન્તિ મામેવ નિર્ગુણાઃ ॥ ૨૨॥

મદર્પણં નિષ્ફલં વા સાત્ત્વિકં નિજકર્મ તત્ ।
રાજસં ફલસઙ્કલ્પં હિંસાપ્રાયાદિ તામસમ્ ॥ ૨૩॥

કૈવલ્યં સાત્ત્વિકં જ્ઞાનં રજો વૈકલ્પિકં ચ યત્ ।
પ્રાકૃતં તામસં જ્ઞાનં મન્નિષ્ઠં નિર્ગુણં સ્મૃતમ્ ॥ ૨૪॥

વનં તુ સાત્ત્વિકો વાસો ગ્રામો રાજસ ઉચ્યતે ।
તામસં દ્યૂતસદનં મન્નિકેતં તુ નિર્ગુણમ્ ॥ ૨૫॥

સાત્ત્વિકઃ કારકોઽસઙ્ગી રાગાન્ધો રાજસઃ સ્મૃતઃ ।
તામસઃ સ્મૃતિવિભ્રષ્ટો નિર્ગુણો મદપાશ્રયઃ ॥ ૨૬॥

સાત્ત્વિક્યાધ્યાત્મિકી શ્રદ્ધા કર્મશ્રદ્ધા તુ રાજસી ।
તામસ્યધર્મે યા શ્રદ્ધા મત્સેવાયાં તુ નિર્ગુણા ॥ ૨૭॥

જ્યારે ચિત્ત જ્ઞાનેન્દ્રિયો દ્વારા શબ્દાદિ વિષયોને બરાબર સમજવામાં અસમર્થ થઈ જાય અને શોકમાં લીન થવા લાગે, મન તદ્દન શૂન્યવત્ બની જાય ત્યારે તમોગુણની વૃદ્ધિ સમજવી જોઈએ. ॥ ૧૮ ॥

ઉદ્ધવજી! સત્ત્વગુણ વધવાથી દેવતાઓનું, રજોગુણ વધવાથી અસુરોનું અને તમોગુણ વધવાથી રાક્ષસોનું જોર વધી જાય છે. ॥ ૧૯ ॥ સત્ત્વગુણથી જાગ્રત અવસ્થા, રજોગુણથી સ્વપ્નાવસ્થા, અને તમોગુણથી સુષુપ્તિ અવસ્થા બને છે. તુરીય તત્ત્વ આ ત્રણેમાં એક સમાન વ્યાપ્ત રહે છે. તે શુદ્ધ અને એકરસ આત્મા છે. ॥ ૨૦ ॥ વેદોના અભ્યાસમાં તત્પર બ્રાહ્મણો સત્ત્વગુણ દ્વારા ઊંચા લોકોમાં જાય છે. તમોગુણી જીવોને વૃક્ષાદિ સુધીની અધોગતિ પ્રાપ્ત થાય છે અને રજોગુણી જીવોને મનુષ્યશરીર મળે છે. ॥ ૨૧ ॥ સત્ત્વગુણની વૃદ્ધિમાં મૃત્યુ પામનારને સ્વર્ગલોક, રજોગુણની વૃદ્ધિમાં મૃત્યુ પામનારને મનુષ્યલોક અને તમોગુણની વૃદ્ધિમાં મૃત્યુ પામનારને નરકની પ્રાપ્તિ થાય છે. પરંતુ જે મનુષ્યો ત્રિગુણાતીત જીવન્મુક્ત થઈ ગયા છે તેઓ મને પ્રાપ્ત થાય છે. ॥ ૨૨ ॥ જ્યારે મનુષ્ય પોતાના ધર્મનું આચરણ પ્રભુપ્રીત્યર્થે – અર્થાત્ નિષ્કામ ભાવથી કરે છે ત્યારે તે સાત્ત્વિક કર્મ બને છે. જે કર્મના આરંભમાં ફળની આશા હોય તે રાજસિક કર્મ છે અને જે કર્મ કોઈને હેરાન કરવા માટે અથવા દેખાડો કરવાના ભાવથી થાય છે તે તામસિક કર્મ છે. ॥ ૨૩ ॥ શુદ્ધ આત્મજ્ઞાન સાત્ત્વિક જ્ઞાન છે. આત્માને કર્તા-ભોક્તા સમજવો તે રાજસ જ્ઞાન છે અને એકમાત્ર પોતાના શરીરને જ આત્મા સમજવો તે તામસિક છે. આ ત્રણથી વિલક્ષણ મારા સ્વરૂપનું જ્ઞાન ગુણાતીત છે. ॥ ૨૪ ॥ વનમાં રહેવું એ સાત્ત્વિક નિવાસ છે, ગામમાં રહેવું એ રાજસ અને જુગારના અડ્ડાઓમાં રહેવું એ તામસિક નિવાસ છે. આ બધાંથી મારા મંદિરમાં રહેવું એ નિર્ગુણ રહેઠાણ છે. ॥ ૨૫ ॥ અનાસક્ત ભાવથી કર્મ કરનાર સાત્ત્વિક છે, ફળ પરના રાગથી અંધ બની કર્મ કરનાર રાજસિક છે, શુભાશુભનો વિચાર કર્યા વિના કર્મ કરનાર તામસ કર્તા છે. આ સિવાય જે મનુષ્ય ફક્ત મારા જ શરણમાં રહીને અહંકારરહિત થઈને કર્મ કરે છે તે નિર્ગુણ કર્તા છે. ॥ ૨૬ ॥ આત્મજ્ઞાન વિશેની શ્રદ્ધા સાત્ત્વિક છે, કર્મસંબંધી શ્રદ્ધા રાજસ છે, જે અધર્મ પ્રત્યે શ્રદ્ધા છે તે તામસી શ્રદ્ધા છે તથા મારી સેવામાં શ્રદ્ધા છે, તે નિર્ગુણ શ્રદ્ધા છે. ॥ ૨૭ ॥

૧. નરકં૦ ।

પથ્યં પૂતમનાયસ્તમાહાર્યં સાત્ત્વિકં સ્મૃતમ્ ।
રાજસં ચેન્દ્રિયપ્રેષ્ઠં તામસં ચાર્તિદાશુચિ ॥ ૨૮॥

આરોગ્યપ્રદ, પવિત્ર અને અનાયાસ પ્રાપ્ત થયેલું ભોજન સાત્ત્વિક છે. રસનેન્દ્રિયને રુચિકર, સ્વાદની દૃષ્ટિએ બનાવેલું ભોજન રાજસ છે તથા દુ:ખદ અને અપવિત્ર આહાર તામસી છે. ॥ ૨૮ ॥

સાત્ત્વિકં સુખમાત્મોત્થં વિષયોત્થં તુ રાજસમ્ ।
તામસં મોહદૈન્યોત્થં નિર્ગુણં મદપાશ્રયમ્ ॥ ૨૯॥

અન્તર્મુખતાથી - આત્મચિંતનથી પ્રાપ્ત થનારું સુખ સાત્ત્વિક છે. બહિર્મુખતાથી - વિષયો દ્વારા પ્રાપ્ત થનારું સુખ રાજસ છે, તથા અજ્ઞાન અને દીનતાથી પ્રાપ્ત થનારું સુખ તામસ સુખ છે. પરંતુ જે સુખ મારામાંથી મળે છે તે તો ગુણાતીત અને અપ્રાકૃત સુખ છે. ॥ ૨૯ ॥

દ્રવ્યં દેશઃ ફલં કાલો જ્ઞાનં કર્મ ચ કારકઃ ।
શ્રદ્ધાવસ્થાઽઽકૃતિર્નિષ્ઠા ત્રૈગુણ્યઃ સર્વ એવ હિ ॥ ૩૦॥

ઉદ્ધવજી! દ્રવ્ય (વસ્તુ), દેશ (સ્થાન), ફળ, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા, શ્રદ્ધા, અવસ્થા, દેવ-મનુષ્ય-પશુઓ વગેરેનાં શરીરો અને નિષ્ઠા - આ બધાં ત્રિગુણાત્મક છે. ॥ ૩૦ ॥

સર્વે ગુણમયા ભાવાઃ પુરુષાવ્યક્તધિષ્ઠિતાઃ[1] ।
દૃષ્ટં શ્રુતમનુધ્યાતં બુદ્ધ્યા વા પુરુષર્ષભ ॥ ૩૧॥

હે પુરુષશ્રેષ્ઠ! પુરુષ અને પ્રકૃતિના આશ્રિત જેટલા પણ ભાવો છે તે બધા જ ગુણમય છે - તે ભલે નેત્રાદિ ઇન્દ્રિયો દ્વારા અનુભવાયા હોય અથવા શાસ્ત્રો દ્વારા આ લોક અથવા પરલોક સંબંધી, પરંપરાથી સાંભળ્યા હોય અથવા બુદ્ધિ દ્વારા વિચારેલા હોય. ॥ ૩૧ ॥

એતાઃ સંસૃતયઃ પુંસો ગુણકર્મનિબન્ધનાઃ ।
યેનેમે નિર્જિતાઃ સૌમ્ય ગુણા જીવેન ચિત્તજાઃ ।
ભક્તિયોગેન મન્નિષ્ઠો મદ્ભાવાય પ્રપદ્યતે ॥ ૩૨॥

જીવને જેટલી પણ યોનિઓ અથવા ગતિઓ પ્રાપ્ત થાય છે, તે બધી તેમના ગુણો અને કર્મો મુજબ જ પ્રાપ્ત થાય છે. હે ઉદ્ધવજી! બધા જ ગુણો, ચિત્ત સાથે સંબંધ ધરાવે છે. (તેથી જીવ તેને અનાયાસે જીતી શકે છે.) જે જીવ તેમના પર વિજય પ્રાપ્ત કરી લે છે તે ભક્તિયોગ દ્વારા મારામાં સ્થિત થઈ જાય છે અને અંતે મારા સ્વરૂપને પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૩૨ ॥

તસ્માદ્ દેહમિમં લબ્ધ્વા જ્ઞાનવિજ્ઞાનસમ્ભવમ્ ।
ગુણસઙ્ગં વિનિર્ધૂય માં ભજન્તુ વિચક્ષણાઃ ॥ ૩૩॥

આ મનુષ્યશરીર અત્યંત દુર્લભ છે. આ જ શરીરમાં તત્ત્વજ્ઞાન અને તેમાં નિષ્ઠારૂપ વિજ્ઞાનની પ્રાપ્તિ સંભવ છે; તે માટે તેને પ્રાપ્ત કરીને, બુદ્ધિમાન પુરુષે ગુણોની આસક્તિ હટાવીને મારી ભક્તિ કરવી જોઈએ. ॥ ૩૩ ॥

નિઃસઙ્ગો માં ભજેદ્ વિદ્વાનપ્રમત્તો જિતેન્દ્રિયઃ ।
રજસ્તમશ્ચાભિજયેત્ સત્ત્વસંસેવયા મુનિઃ ॥ ૩૪॥

વિચારવાન મનુષ્યે ખૂબ જ સાવધાનીથી સત્ત્વગુણના સેવનથી રજોગુણ અને તમોગુણને જીતી લેવા જોઈએ. તેણે ઇન્દ્રિયોને વશ કરીને મારા સ્વરૂપનું ચિંતન કરવું અને મારી ભક્તિમાં જોડાઈને આસક્તિનો મૂળમાંથી ત્યાગ કરી દેવો. ॥ ૩૪ ॥

સત્ત્વં ચાભિજયેદ્ યુક્તો નૈરપેક્ષ્યેણ શાન્તધીઃ ।
સમ્પદ્યતે ગુણૈર્મુક્તો જીવો જીવં વિહાય મામ્ ॥ ૩૫॥

ધ્યાનયોગ દ્વારા ચિત્તની વૃત્તિઓને શાંત કરીને અનાસક્તિ દ્વારા સત્ત્વગુણ પર પણ વિજય પ્રાપ્ત કરી લેવો. આ પ્રમાણે ગુણોથી મુક્ત થતાં મનુષ્યનો જીવભાવ છૂટી જાય છે અને તે મારામાં લીન થઈ જાય છે. ॥ ૩૫ ॥

જીવો જીવવિનિર્મુક્તો ગુણૈશ્ચાશયસમ્ભવૈઃ ।
મયૈવ બ્રહ્મણા પૂર્ણો ન બહિર્નાન્તરશ્ચરેત્ ॥ ૩૬॥

જીવભાવથી મુક્ત થયેલો જીવ અંતઃકરણમાં ઉત્પન્ન થનારા ગુણોથી મુક્ત થઈ જાય છે. અને મારા સ્વરૂપને પ્રાપ્ત થઈને પૂર્ણ બની જાય છે. પછી તેને ક્યાંય ભટકવાનું રહેતું નથી. ॥ ૩૬ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે પઞ્ચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

અગિયારમા સ્કંધ-અંતર્ગત પચીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. નિષ્ઠિતાઃ ।

# છવ્વીસમો અધ્યાય

## પુરૂરવાનાં વૈરાગ્ય-વચનો

*શ્રીભગવાનુવાચ*

મલ્લક્ષણમિમં કાયં લબ્ધ્વા મદ્ધર્મ આસ્થિતઃ ।
આનન્દં પરમાત્માનમાત્મસ્થં સમુપૈતિ મામ્ ॥ ૧॥

ગુણમય્યા જીવયોન્યા વિમુક્તો જ્ઞાનનિષ્ઠયા ।
ગુણેષુ માયામાત્રેષુ દૃશ્યમાનેષ્વવસ્તુતઃ[1] ।
વર્તમાનોઽપિ ન પુમાન્ યુજ્યતેઽવસ્તુભિર્ગુણૈઃ ॥ ૨॥

સઙ્ગં ન કુર્યાદસતાં શિશ્નોદરતૃપાં ક્વચિત્ ।
તસ્યાનુગસ્તમસ્યન્ધે પતત્યન્ધાનુગાન્ધવત્ ॥ ૩॥

ઐલઃ[2] સમ્રાડિમાં ગાથામગાયત બૃહચ્છ્રવાઃ ।
ઉર્વશીવિરહાદ્ મુહ્યન્ નિર્વિણ્ણઃ શોકસંયમે[3] ॥ ૪॥

ત્યક્ત્વાઽઽત્માનં વ્રજન્તીં તાં નગ્ન ઉન્મત્તવન્નૃપઃ ।
વિલપન્નન્વગાજ્જાયે ઘોરે તિષ્ઠેતિ વિક્લવઃ ॥ ૫॥

કામાનતૃપ્તોઽનુજુષન્ ક્ષુલ્લકાન્ વર્ષયામિનીઃ ।
ન વેદ યાન્તીર્નાયાન્તીરુર્વશ્યાકૃષ્ટચેતનઃ ॥ ૬॥

*ઐલ ઉવાચ*

અહો મે મોહવિસ્તારઃ કામકશ્મલચેતસઃ ।
દેવ્યા ગૃહીતકણ્ઠસ્ય નાયુઃખણ્ડા ઇમે સ્મૃતાઃ ॥ ૭॥

નાહં વેદાભિનિર્મુક્તઃ સૂર્યો વાઽભ્યુદિતોઽમુયા ।
મુષિતો વર્ષપૂગાનાં બતાહાનિ ગતાન્યુત ॥ ૮॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે — ઉદ્ધવજી! આ મનુષ્ય-શરીર મારા સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિનું - મારી પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. આને પ્રાપ્ત કરીને જે મનુષ્ય સાચા પ્રેમથી મારી ભક્તિ કરે છે, તે સર્વના અંતઃકરણમાં રહેલા મુજ આનંદસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૧ ॥ જીવોની સઘળી યોનિઓ, બધી ગતિઓ ત્રિગુણાત્મક છે. જીવ જ્ઞાનનિષ્ઠા દ્વારા તેમનાથી હંમેશને માટે મુક્ત થઈ જાય છે. સત્ત્વ, રજ વગેરે જે ગુણો દેખાય છે તે વાસ્તવમાં છે નહીં, માયા જ છે. જ્ઞાન થઈ ગયા પછી પુરુષ તેમની સાથે રહેવા છતાં, તેમના દ્વારા વહેવાર કરવા છતાં તેમનાથી બંધાતો નથી. એનું કારણ એ છે કે, તે ગુણોની વાસ્તવિક સત્તા જ નથી. ॥ ૨ ॥ સાધારણ લોકોએ એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે, જે લોકો વિષયોના સેવન અને ઉદરપોષણમાં જ લાગેલા છે તેવા અજ્ઞાની મનુષ્યોનો સંગ ક્યારેય કરવો નહીં; કારણ કે, તેમનું અનુસરણ કરનાર મનુષ્યની એવી જ દશા થઈ જાય છે, જેમ અંધળાના આધારે ચાલનાર આંધળાની. તેને તો ઘોર અંધકારમાં જ ભટકવું પડે છે. ॥ ૩ ॥ ઉદ્ધવજી! પહેલાં તો પરમ યશસ્વી સમ્રાટ ઇલાનંદન પુરૂરવા ઉર્વશીના વિરહથી અત્યંત બેસૂધ બની ગયો હતો. પછી શોક નિવૃત્ત થતાં તેને પ્રબળ વૈરાગ્ય થયો ત્યારે તેણે આ ગાથા ગાઈ. ॥ ૪ ॥ પોતાને ત્યજીને ભાગી જતી ઉર્વશીની પાછળ રાજા પુરૂરવા નગ્ન અવસ્થામાં પાગલની જેમ અત્યંત વિકળ થઈને દોડવા લાગ્યો અને કહેવા લાગ્યો - 'દેવી! નિષ્ઠુર સ્ત્રી! ઊભી રહે, ભાગ નહીં.' ॥ ૫ ॥ ઉર્વશીએ રાજાનું ચિત્ત અને જ્ઞાન હરી લીધાં હતાં. રાજાને વિષયોથી તૃપ્તિ થઈ ન હતી. તે તુચ્છ વિષયોના સેવનમાં એટલો ડૂબી ગયો હતો કે, તેણે અનેક રાત્રિઓ વિષય-ભોગોમાં પસાર કરી દીધી તેનું તેને બિલકુલ જ્ઞાન ન રહ્યું. ॥ ૬ ॥

**પુરૂરવાએ કહ્યું** — અરે...રે! મારી મૂર્ખતા તો જુઓ, આ કામવાસનાએ મારા ચિત્તને કેટલું કલુષિત કરી દીધું! ઉર્વશીએ પોતાના બાહુપાશમાં મારું એવું ગળું પકડ્યું કે મેં મારા આયુષ્યનાં ન જાણે કેટલાં વર્ષો ખોઈ નાંખ્યાં. અહો! વિસ્મૃતિની પણ એક સીમા હોય છે! ॥ ૭ ॥ અરે...રે! આ સ્ત્રીએ મને લૂંટી લીધો. ક્યારે સૂર્ય અસ્ત થયો કે ઉદય થયો - એ પણ હું જાણી શક્યો નહીં. ઘણા દુઃખની વાત છે, ઘણાં વર્ષોનાં એક પછી એક દિવસો અને રાત્રિઓ વ્યતીત થઈ ગયાં અને મને તેની ખબર જ ન પડી! ॥ ૮ ॥

---

૧. ઽવ્યવસ્થિતઃ । ૨. ઐડઃ । ૩. શોકસઙ્કરે ।

અહો મે આત્મસમ્મોહો યેનાત્મા[1] યોષિતાં કૃતઃ ।
ક્રીડામૃગશ્ચક્રવર્તી નરદેવશિખામણિઃ ॥ ૯॥

સપરિચ્છદમાત્માનં હિત્વા તૃણમિવેશ્વરમ્ ।
યાન્તીં સ્ત્રિયં ચાન્વગમં નગ્ન ઉન્મત્તવદ્ રુદન્ ॥ ૧૦॥

કુતસ્તસ્યાનુભાવઃ સ્યાત્ તેજ ઈશત્વમેવ વા ।
યોઽન્વગચ્છં સ્ત્રિયં યાન્તીં ખરવત્ પાદતાડિતઃ ॥ ૧૧॥

કિં વિદ્યયા કિં તપસા કિં ત્યાગેન શ્રુતેન વા ।
કિં વિવિક્તેન મૌનેન સ્ત્રીભિર્યસ્ય મનો હૃતમ્ ॥ ૧૨॥

સ્વાર્થસ્યાકોવિદં ધિઙ્માં મૂર્ખં પણ્ડિતમાનિનમ્ ।
યોઽહમીશ્વરતાં પ્રાપ્ય સ્ત્રીભિર્ગોખરવજ્જિતઃ ॥ ૧૩॥

સેવતો વર્ષપૂગાન્ મે ઉર્વશ્યા અધરાસવમ્ ।
ન તૃપ્યત્યાત્મભૂઃ કામો વહ્નિરાહુતિભિર્યથા ॥ ૧૪॥

પુંશ્ચલ્યાઽપહૃતં ચિત્તં કો ન્વન્યો મોચિતું પ્રભુઃ ।
આત્મારામેશ્વરમૃતે ભગવન્તમધોક્ષજમ્ ॥ ૧૫॥

બોધિતસ્યાપિ દેવ્યા મે સૂક્તવાક્યેન દુર્મતેઃ ।
મનોગતો મહામોહો નાપયાત્યજિતાત્મનઃ ॥ ૧૬॥

કિમેતયા નોઽપકૃતં રજ્જ્વા વા સર્પચેતસઃ ।
રજ્જુસ્વરૂપાવિદુષો યોઽહં યદજિતેન્દ્રિયઃ ॥ ૧૭॥

ક્વાયં મલીમસઃ કાયો દૌર્ગન્ધ્યાદ્યાત્મકોઽશુચિઃ ।
ક્વ ગુણાઃ સૌમનસ્યાદ્યા હ્યધ્યાસોઽવિદ્યયા કૃતઃ ॥ ૧૮॥

પિત્રોઃ કિં સ્વં નુ ભાર્યાયાઃ સ્વામિનોઽગ્નેઃ શ્વગૃધ્રયોઃ ।
કિમાત્મનઃ કિં સુહૃદામિતિ યો નાવસીયતે ॥ ૧૯॥

અહો! આશ્ચર્ય છે કે મારા મનમાં આટલો મોહ છવાઈ ગયો, જેણે રાજાઓના શિરોમણી અને ચક્રવર્તી સમ્રાટ મુજ પુરૂરવાને પણ સ્ત્રીઓનો ક્રીડામૃગ (રમકડું) બનાવી દીધો! ॥ ૯ ॥ જુઓ, હું પ્રજાને મર્યાદામાં રાખવાવાળો સમ્રાટ છું. તે મને અને મારા રાજ્યને તણખલાની જેમ ત્યજીને ચાલી ગઈ અને હું પાગલ બનીને નગ્નાવસ્થામાં રડતો-પોકારતો તેની પાછળ દોડી ગયો. અરે...રે! આ પણ કોઈ જીવન છે? ॥ ૧૦ ॥ હું ગધેડાની જેમ (ઉર્વશીની) લાતો ખાઈને પણ સ્ત્રીની પાછળ દોડતો રહ્યો. પછી મારામાં શક્તિ, તેજ અને સ્વામિત્વ કઈ રીતે રહી શકે? ॥ ૧૧ ॥ સ્ત્રીએ જેનું મન હરી લીધું, તેનું જ્ઞાન વ્યર્થ છે. તેની તપસ્યા, ત્યાગ અને શાસ્ત્રોના અભ્યાસથી કોઈ લાભ નથી. આવા મનુષ્યનો એકાંતવાસ અને મૌન પણ વૃથા છે. ॥ ૧૨ ॥ મને મારા જ હાનિ-લાભનું ભાન નથી, છતાં હું મારી જાતને બહુ મોટો પંડિત માનું છું. મુજ મુર્ખને ધિક્કાર છે. અરે... રે! હું ચક્રવર્તી સમ્રાટ હોઈને પણ ગધેડા અને બળદની જેમ સ્ત્રીના ફંદામાં ફસાઈ ગયો. ॥ ૧૩ ॥ હું વર્ષો સુધી ઉર્વશીના હોઠ પરની માદક મદિરા પીતો રહ્યો, પરંતુ મારી કામવાસના તૃપ્ત ન થઈ! સાચું જ છે, જે રીતે આહુતિઓ આપવાથી અગ્નિ તૃપ્ત થતો નથી તે જ રીતે પોતાનામાં ઉત્પન્ન થનારો કામ પણ તૃપ્ત થતો નથી. ॥ ૧૪ ॥ તે કુલટાએ મારું ચિત્ત હરી લીધું. હવે તો આત્મારામ, જીવન્મુક્તોના સ્વામી, ઇન્દ્રિયાતીત ભગવાન સિવાય બીજો કોણ છે જે મને આ ફંદામાંથી મુક્ત કરી શકે? ॥ ૧૫ ॥ ઉર્વશીએ તો મને વૈદિક સૂક્તોનાં વચનામૃત દ્વારા યથાર્થ વાત કરીને સમજાવ્યો પણ હતો; પરંતુ મારી બુદ્ધિ મારી ગઈ હોવાથી મારા મનનો મોહ નષ્ટ થઈ શક્યો નહીં. જ્યારે મારી ઇન્દ્રિયો જ મારા વશમાં રહી નહીં ત્યારે હું કઈ રીતે તેમને સમજાવત? ॥ ૧૬ ॥ જે દોરડાના સ્વરૂપને જાણ્યા વિના તેમાં સર્પની કલ્પના કરી રહ્યો છે અને દુ:ખી થઈ રહ્યો છે, પણ દોરડાએ તેનું શું બગાડ્યું છે? જોકે સ્વયં અજિતેન્દ્રિય હોવાથી હું જ અપરાધી છું. ॥ ૧૭ ॥ ક્યાં તે મલિન દુર્ગન્ધયુક્ત અપવિત્ર શરીર અને ક્યાં ઉત્તમ મન વગેરે સુગંધયુક્ત ગુણ! પરંતુ મેં અજ્ઞાનવશ અસુંદરમાં સુંદરતાનો આરોપ કરી લીધો, આ મારી જ મૂર્ખતા છે. ॥ ૧૮ ॥ આ શરીર માતા-પિતાનું સર્વસ્વ છે કે પત્નીની સંપત્તિ? કે માલિકનું છે, જેણે તે ખરીદ્યું છે અથવા અગ્નિનું કે કૂતરાં-ગીધોનું ભોજન? આ શરીરને પોતાનું કહેવું કે સગાં-સંબંધીઓનું? ખૂબ ચિંતન કર્યા પછી એવો નિશ્ચય થાય છે કે આ શરીર કોઈનું નથી. ॥ ૧૯ ॥

૧. યદસૌ ।

તસ્મિન્ કલેવરેડમેધ્યે તુચ્છનિષ્ઠે વિષજ્જતે ।
અહો સુભદ્રં સુનસં સુસ્મિતં ચ[1] મુખં સ્ત્રિયઃ ॥ ૨૦॥

બિલકુલ અપવિત્ર અને તુચ્છ પરિણામવાળા આ શરીરમાં આસક્ત થઈને પુરુષ કહે છે કે અહો! આ સ્ત્રીનું મુખ, નાક અને હાસ્ય કેટલું સુંદર છે? ॥ ૨૦ ॥

ત્વઙ્માંસરુધિરસ્નાયુમેદોમજ્જાસ્થિસંહતૌ ।
વિણ્મૂત્રપૂયે[2] રમતાં કૃમીણાં કિયદન્તરમ્ ॥ ૨૧॥

ત્વચા, માંસ, રુધિર, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંનાં સમુદાયરૂપ આ વિષ્ટા, મૂત્ર અને પરૂથી ભરેલા દુર્ગંધવાળા શરીરમાં રમતા પુરુષોમાં અને મળ-મૂત્રના કીડાઓમાં શો ફરક? ॥ ૨૧ ॥

અથાપિ નોપસજ્જેત સ્ત્રીષુ સ્ત્રૈણેષુ ચાર્થવિત્ ।
વિષયેન્દ્રિયસંયોગાન્મનઃ ક્ષુભ્યતિ નાન્યથા ॥ ૨૨॥

તેથી પોતાનું હિત ઇચ્છનારા વિવેકી મનુષ્યે સ્ત્રીઓ અને સ્ત્રીલંપટ પુરુષોનો સંગ કરવો નહીં. વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી જ મનમાં વિકાર પેદા થાય છે; અન્યથા વિકારનો કોઈ અવસર જ નથી. ॥ ૨૨ ॥

અદૃષ્ટાદશ્રુતાદ્ ભાવાન્ન ભાવ ઉપજાયતે ।
અસમ્પ્રયુઞ્જતઃ પ્રાણાન્ શામ્યતિ સ્તિમિતં મનઃ ॥ ૨૩॥

તસ્માત્ સઙ્ગો ન કર્તવ્યઃ સ્ત્રીષુ સ્ત્રૈણેષુ ચેન્દ્રિયૈઃ ।
વિદુષાં ચાપ્યવિશ્રબ્ધઃ ષડ્વર્ગઃ કિમુ માદૃશામ્ ॥ ૨૪॥

જે વસ્તુ ક્યારેય જોઈ કે સાંભળી નથી, તેના માટે મનમાં વિકાર થતો નથી. જે લોકો વિષયો સાથે ઇન્દ્રિયોનો સંયોગ થવા દેતા નથી, તેમનું મન આપમેળે નિશ્ચળ થઈ શાંત થઈ જાય છે. તેથી વાણી, મન અને કાન વગેરે ઇન્દ્રિયોથી સ્ત્રીઓ અને સ્ત્રીલંપટોનો સંગ ક્યારેય કરવો ન જોઈએ. મારા જેવા લોકોની તો વાત જ શી કરવી, મોટા-મોટા વિદ્વાનો માટે પણ પોતાની ઇન્દ્રિયો અને મન વિશ્વાસપાત્ર નથી. ॥ ૨૩-૨૪ ॥

*શ્રીભગવાનુવાચ*

એવં પ્રગાયન્ નૃપદેવદેવઃ
સ ઉર્વશીલોકમથો વિહાય ।
આત્માનમાત્મન્યવગમ્ય માં વૈ
ઉપારમજ્જ્ઞાનવિધૂતમોહઃ ॥ ૨૫॥

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે** – ઉદ્ધવજી! રાજરાજેશ્વર પુરૂરવાના મનમાં જ્યારે આ પ્રકારના ઉદ્ગારો ઊઠવા લાગ્યા ત્યારે તેણે ઉર્વશી તરફથી પોતાના મનને બિલકુલ હટાવી લીધું અને જ્ઞાનનો ઉદય થવાથી તેનો મોહ નાશ પામ્યો. તેણે પોતાના હૃદયમાં જ મારો સાક્ષાત્કાર કરી લીધો અને તે શાંતભાવમાં સ્થિત થઈ ગયો. ॥ ૨૫ ॥

તતો દુઃસઙ્ગમુત્સૃજ્ય સત્સુ સજ્જેત બુદ્ધિમાન્ ।
સન્ત એતસ્ય છિન્દન્તિ મનોવ્યાસઙ્ગમુક્તિભિઃ ॥ ૨૬॥

સન્તોઽનપેક્ષા મચ્ચિત્તાઃ પ્રશાન્તાઃ સમદર્શિનઃ ।
નિર્મમા નિરહઙ્કારાઃ નિર્દ્વન્દ્વા નિષ્પરિગ્રહાઃ ॥ ૨૭॥

એટલા માટે બુદ્ધિમાન પુરુષે પુરૂરવાની જેમ કુસંગ, ત્યજીને સત્પુરુષોનો સંગ કરવો જોઈએ. તેઓ પોતાના સદુપદેશથી મનની આસક્તિ દૂર કરી દે છે. સંતપુરુષોનું ચિત્ત મારામાં જોડાયેલું હોવાથી તેમને બીજી કશી વસ્તુની તૃષ્ણા હોતી નથી. તેમનું અંતઃકરણ સર્વથા શાંત હોય છે. તેઓ સર્વમાં અને સર્વત્ર ભગવાનને જુએ છે. મમતા અને અહંકારથી તેઓ પર છે. ઠંડી-ગરમી, સુખ-દુઃખાદિ દ્વંદ્વો તેમને સ્પર્શી શકતાં નથી અને તેઓ કોઈ પ્રકારનો સંગ્રહ કરતા નથી. ॥ ૨૬-૨૭ ॥

તેષુ નિત્યં મહાભાગ મહાભાગેષુ મત્કથાઃ ।
સમ્ભવન્તિ હિતા નૃણાં જુષતાં પ્રપુનન્ત્યઘમ્ ॥ ૨૮॥

પરમ ભાગ્યવાન ઉદ્ધવજી! સંતોના સૌભાગ્યનું શું કહેવું? મારી કથાઓ મનુષ્યો માટે પરમકલ્યાણકારી છે. જે લોકો મારી કથાઓનું શ્રવણ-પઠન કરે છે તેમનાં સઘળાં પાપ-તાપ ધોવાઈ જાય છે. ॥ ૨૮ ॥

૧. સુમુખં । ૨. વિણ્મૂત્રપૂયૈઃ ।

તા યે શૃણ્વન્તિ ગાયન્તિ હ્યનુમોદન્તિ ચાદૃતાઃ ।
મત્પરાઃ શ્રદ્દધાનાશ્ચ ભક્તિં વિન્દન્તિ તે મયિ[1] ॥ ૨૯॥

જે લોકો શ્રદ્ધા અને આદરથી મારી લીલા-કથાઓનું શ્રવણ, ગાન અને અનુમોદન કરે છે તેઓ મારા પરાયણ થઈ મારી અનન્ય પ્રેમમયી ભક્તિ પ્રાપ્ત કરે છે. ॥ ૨૯ ॥

ભક્તિં લબ્ધવતઃ સાધોઃ કિમન્યદવશિષ્યતે ।
મય્યનન્તગુણે બ્રહ્મણ્યાનન્દાનુભવાત્મનિ ॥ ૩૦॥

ઉદ્ધવજી! હું અનંત ગુણોથી આનંદ-અનુભવસ્વરૂપ સચ્ચિદાનંદરૂપ અને સર્વનો આત્મા સાક્ષાત્ પરબ્રહ્મ છું. જેને મારી ભક્તિ પ્રાપ્ત થઈ ગઈ, તે તો સંત બની ગયો. પછી તેને કશું જ પ્રાપ્ત કરવાનું શેષ રહેતું નથી. ॥ ૩૦ ॥

યથોપશ્રયમાણસ્ય ભગવન્તં વિભાવસુમ્ ।
શીતં ભયં તમોઽપ્યેતિ સાધૂન્ સંસેવતસ્તથા ॥ ૩૧॥

જેણે આવા સંતોનું શરણ ગ્રહણ કરી લીધું તેમનાં કર્મજડતા, સંસારભય અને અજ્ઞાન વગેરે સર્વથા નિવૃત્ત થઈ જાય છે. જેવી રીતે જેણે અગ્નિનારાયણનો આશ્રય લઈ લીધો તેનાં ઠંડી, ભય અને અંધકારનાં દુઃખો સર્વથા નષ્ટ થઈ જાય છે. ॥ ૩૧ ॥

નિમજ્જ્યોન્મજ્જતાં ઘોરે ભવાબ્ધૌ પરમાયનમ્ ।
સન્તો બ્રહ્મવિદઃ શાન્તા નૌર્દૃઢેવાપ્સુ મજ્જતામ્ ॥ ૩૨॥

જે લોકો આ ઘોર સંસાર-સાગરમાં ડૂબી રહ્યા છે તેમના માટે બ્રહ્મવેત્તા સંતો જ એકમાત્ર આશ્રય-નૌકારૂપ છે. ॥ ૩૨ ॥

અન્નં હિ પ્રાણિનાં પ્રાણ આર્તાનાં શરણં ત્વહમ્ ।
ધર્મો વિત્તં નૃણાં પ્રેત્ય સન્તોઽર્વાગ્ બિભ્યતોઽરણમ્ ॥ ૩૩॥

જેમ અન્નથી પ્રાણીઓના પ્રાણોની રક્ષા થાય છે, જેમ હું જ દીન-દુઃખીઓનો પરમ રક્ષક છું, જેમ મનુષ્યને માટે પરલોકમાં ધર્મ જ એકમાત્ર પૂંજી છે – તે જ પ્રમાણે જે લોકો સંસારથી ભયભીત છે, તેમના માટે સંતો જ પરમધન, પ્રાણ અને પરમ આશ્રય છે. ॥ ૩૩ ॥

સન્તો દિશન્તિ ચક્ષૂંષિ બહિરર્કઃ સમુત્થિતઃ ।
દેવતા બાન્ધવાઃ સન્તઃ સન્ત આત્માહમેવ ચ ॥ ૩૪॥

જેમ સૂર્ય આકાશમાં ઉદિત થઈને લોકોનાં નેત્રોને પ્રકાશ પ્રદાન કરે છે તે જ રીતે સંતપુરુષો પોતાને અને ભગવાનને જોવા માટે અંતર્દૃષ્ટિ આપે છે. સંતો અનુગ્રહશીલ દેવતા છે. સંતો આપણા હિતૈષી સુહૃદ છે. સંત આપણા પ્રિયતમ આત્મા છે. બીજું વધારે શું કહું, સ્વયં હું જ સંતોના રૂપમાં વિદ્યમાન છું. ॥ ૩૪ ॥

વૈતસેનસ્તતોઽપ્યેવમુર્વશ્યા લોકનિઃસ્પૃહઃ ।
મુક્તસઙ્ગો મહીમેતામાત્મારામશ્ચચાર હ ॥ ૩૫॥

પ્રિય ઉદ્ધવ! આત્મસાક્ષાત્કાર થતાં જ ઇલાનંદન પુરૂરવાને ઉર્વશી તરફની તૃષ્ણા ન રહી. તેની તમામ આસક્તિઓ ખતમ થઈ ગઈ અને તે આત્મારામ બનીને સ્વચ્છન્દતાપૂર્વક આ પૃથ્વી પર વિચરણ કરવા લાગ્યો. ॥ ૩૫ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત છવ્વીસમો અધ્યાય સમાપ્ત.

═★═

૧. પરામ્ ।

# સત્તાવીસમો અધ્યાય

## ક્રિયાયોગનું વર્ણન

*ઉદ્ધવ ઉવાચ*

ક્રિયાયોગં સમાચક્ષ્વ ભવદારાધનં પ્રભો ।
યસ્માત્ત્વાં યે યથાઽર્ચન્તિ સાત્વતાઃ સાત્વતર્ષભ ॥ ૧॥

એતદ્ વદન્તિ મુનયો મુહુર્નિઃશ્રેયસં નૃણામ્ ।
નારદો ભગવાન્ વ્યાસ આચાર્યોઽઙ્ગિરસઃ સુતઃ ॥ ૨॥

નિઃસૃતં તે મુખામ્ભોજાદ્ યદાહ ભગવાનજઃ ।
પુત્રેભ્યો ભૃગુમુખ્યેભ્યો દેવ્યૈ ચ ભગવાન્ ભવઃ ॥ ૩॥

એતદ્ વૈ સર્વવર્ણાનામાશ્રમાણાં ચ સમ્મતમ્ ।
શ્રેયસામુત્તમં મન્યે સ્ત્રીશૂદ્રાણાં ચ માનદ ॥ ૪॥

એતત્ કમલપત્રાક્ષ કર્મબન્ધવિમોચનમ્ ।
ભક્તાય ચાનુરક્તાય બ્રૂહિ વિશ્વેશ્વરેશ્વર ॥ ૫॥

*શ્રીભગવાનુવાચ*

ન હ્યન્તોઽનન્તપારસ્ય કર્મકાણ્ડસ્ય ચોદ્ધવ ।
સઙ્ક્ષિપ્તં વર્ણયિષ્યામિ યથાવદનુપૂર્વશઃ ॥ ૬॥

વૈદિકસ્તાન્ત્રિકો મિશ્ર ઇતિ મે ત્રિવિધો મખઃ ।
ત્રયાણામીપ્સિતેનૈવ વિધિના માં સમર્ચયેત્ ॥ ૭॥

યદા સ્વનિગમેનોક્તં દ્વિજત્વં પ્રાપ્ય પૂરુષઃ ।
યથા યજેત માં ભક્ત્યા શ્રદ્ધયા[1] તન્નિબોધ મે ॥ ૮॥

અર્ચાયાં સ્થણ્ડિલેઽગ્નૌ વા સૂર્યે[2] વાઽપ્સુ હૃદિ દ્વિજે ।
દ્રવ્યેણ ભક્તિયુક્તોઽર્ચેત્ સ્વગુરું મામમાયયા ॥ ૯॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – ભક્તવત્સલ શ્રીકૃષ્ણ! જે ક્રિયાયોગનો આશ્રય લઈને જે ભક્તો જે રીતે, જે ઉદ્દેશ્યથી આપનું પૂજન-અર્ચન કરે છે, આપ આપની આરાધનારૂપ તે ક્રિયાયોગનું વર્ણન કરવાની કૃપા કરો. ॥ ૧ ॥

દેવર્ષિ નારદ, ભગવાન વ્યાસનારાયણ, આચાર્ય બૃહસ્પતિ વગેરે મોટા-મોટા ઋષિ-મુનિઓ એ વાત વારંવાર કહે છે કે ક્રિયાયોગ દ્વારા આપની આરાધના જ મનુષ્યના પરમ કલ્યાણનું સાધન છે. ॥ ૨ ॥

આ ક્રિયાયોગ સર્વપ્રથમ આપના મુખારવિંદથી જ પ્રગટ થયો છે. આપની પાસેથી જાણીને બ્રહ્માજીએ તેમના પુત્રો એવા ભૃગુ વગેરે મહર્ષિઓને અને શંકર ભગવાને તેમનાં અર્ધાંગિની ભગવતી પાર્વતીજીને ઉપદેશ્યો હતો. ॥ ૩ ॥

હે મર્યાદારક્ષક પ્રભુ! આ ક્રિયાયોગ બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણો અને બ્રહ્મચારી-ગૃહસ્થ આદિ આશ્રમો માટે પણ બહુ કલ્યાણકારી છે. હું તો એવું સમજું છું કે, સ્ત્રી, શૂદ્રાદિ માટે પણ આ સૌથી શ્રેષ્ઠ સાધન-પદ્ધતિ છે. ॥ ૪ ॥

હે કમળનયન શ્યામસુંદર! આપ શંકર આદિ જગદીશ્વરોના પણ ઈશ્વર છો અને હું આપના ચરણોનો પ્રેમી ભક્ત છું. કૃપા કરી આપ મને આ કર્મબંધનથી મુક્ત કરવાવાળી વિધિ બતાવો. ॥ ૫ ॥

**ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા** – ઉદ્ધવજી! કર્મકાંડનો એટલો વિસ્તાર છે કે, તેની કોઈ સીમા નથી, તેથી તેનું હું સંક્ષેપમાં જ ક્રમશઃ વિધિપૂર્વક વર્ણન કરું છું. ॥ ૬ ॥

મારી પૂજાના ત્રણ પ્રકાર છે - વૈદિક, તાંત્રિક અને મિશ્ર. આ ત્રણમાંથી મારા ભક્તોએ જે પદ્ધતિ અનુકૂળ લાગે તે પદ્ધતિથી મારી આરાધના કરવી જોઈએ. ॥ ૭ ॥

પ્રથમ પોતાના અધિકાર પ્રમાણે શાસ્ત્રોક્ત વિધિથી યથાસમય યજ્ઞોપવીત સંસ્કાર દ્વારા સંસ્કૃત બનીને દ્વિજત્વ પ્રાપ્ત કરવું; પછી શ્રદ્ધા અને ભક્તિ સાથે તેણે કઈ રીતે મારી પૂજા કરવી, તે વિધિ તમે સાંભળો. ॥ ૮ ॥

ભક્તિપૂર્વક, નિષ્કપટભાવે પોતાના પિતા અને ગુરુસ્વરૂપ મુજ પરમાત્માની પૂજાસામગ્રી દ્વારા મૂર્તિ, પૃથ્વી, અગ્નિ, સૂર્ય, જળ, હૃદય અથવા બ્રાહ્મણ કોઈમાં પણ મારી પૂજા કરવી. ॥ ૯ ॥

૧. શ્રદ્ધયૈતન્નિ૦ । ૨. સૂર્યેઽપ્સુ હૃદિ વા દ્વિજઃ ।

પૂર્વં સ્નાનં પ્રકુર્વીત ધૌતદન્તોઽઙ્ગશુદ્ધયે ।
ઉભયૈરપિ ચ સ્નાનં મન્ત્રૈર્મૃદ્ગ્રહણાદિના ॥ ૧૦॥

સન્ધ્યોપાસ્ત્યાદિકર્માણિ વેદેનાચોદિતાનિ[૧] મે ।
પૂજાં તૈઃ કલ્પયેત્ સમ્યક્ સઙ્કલ્પઃ કર્મપાવનીમ્ ॥ ૧૧॥

શૈલી દારુમયી લૌહી લેપ્યા લેખ્યા ચ સૈકતી ।
મનોમયી મણિમયી પ્રતિમાઽષ્ટવિધા સ્મૃતા ॥ ૧૨॥

ચલાચલેતિ દ્વિવિધા પ્રતિષ્ઠા જીવમન્દિરમ્ ।
ઉદ્વાસાવાહને ન સ્તઃ સ્થિરાયામુદ્ધવાર્ચને ॥ ૧૩॥

અસ્થિરાયાં વિકલ્પઃ સ્યાત્ સ્થણ્ડિલે તુ ભવેદ્ દ્વયમ્ ।
સ્નપનં ત્વવિલેપ્યાયામન્યત્ર પરિમાર્જનમ્ ॥ ૧૪॥

દ્રવ્યૈઃ પ્રસિદ્ધૈર્મદ્યાગઃ પ્રતિમાદિષ્વમાયિનઃ ।
ભક્તસ્ય ચ યથાલબ્ધૈર્હૃદિ ભાવેન ચૈવ હિ ॥ ૧૫॥

સ્નાનાલઙ્કરણં પ્રેષ્ઠમર્ચાયામેવ[૨] તૂદ્ધવ ।
સ્થણ્ડિલે તત્ત્વવિન્યાસો વહ્નાવાજ્યપ્લુતં હવિઃ ॥ ૧૬॥

સૂર્યે ચાભ્યર્હણં પ્રેષ્ઠં સલિલે સલિલાદિભિઃ ।
શ્રદ્ધયોપાહૃતં પ્રેષ્ઠં ભક્તેન મમ વાર્યપિ ॥ ૧૭॥

ભૂર્યપ્યભક્તોપહૃતં ન મે તોષાય કલ્પતે[૩] ।
ગન્ધો ધૂપઃ સુમનસો દીપોઽન્નાદ્યં ચ કિં પુનઃ ॥ ૧૮॥

શુચિઃ સમ્ભૃતસમ્ભારઃ પ્રાગ્દર્ભૈઃ કલ્પિતાસનઃ ।
આસીનઃ પ્રાગુદગ્ વાર્ચેદર્ચાયામથ સમ્મુખઃ ॥ ૧૯॥

ઉપાસકે પ્રાતઃકાળે દાંત સાફ કરી શરીર-શુદ્ધિ માટે વૈદિક અને તાંત્રિક બન્ને પ્રકારના મંત્રોથી શુદ્ધ માટી વગેરે લઈ સ્નાન કરવું. ॥ ૧૦ ॥ત્યારબાદ વેદોક્ત સંધ્યા-વંદનાદિ નિત્ય કર્મો કરીને મારી આરાધનાનો દૃઢ સંકલ્પ કરીને વૈદિક અને તાંત્રિક વિધિઓથી કર્મબંધનોથી છોડાવનારી મારી પૂજા કરવી. ॥ ૧૧ ॥મારી મૂર્તિઓ આઠ પ્રકારની છે - (૧) પથ્થરની, (૨) કાષ્ઠની (૩) ધાતુની, (૪) માટી અને ચંદનની, (૫) ચિત્રવાળી, (૬) રેતીની, (૭) માનસિક અને (૮) મણિઓની. ॥ ૧૨ ॥ સ્થિર અને ચલના ભેદથી એક મૂર્તિ તો મંદિરમાં પ્રતિષ્ઠિત કરેલી હોય છે અને બીજી રથયાત્રા વગેરે માટે હોય છે - આમ બે પ્રકારની મૂર્તિઓ ભગવાનના મંદિરમાં હોય છે. ઉદ્ધવજી! અચળ પ્રતિમાના પૂજનમાં દરરોજ આવાહન - વિસર્જન ન કરવું જોઈએ. ॥ ૧૩ ॥ ચલ પ્રતિમામાં બે વિકલ્પ છે. આવાહન-વિસર્જન કરી પણ શકાય અને ન પણ કરી શકાય. પરંતુ રેતીની પ્રતિમામાં તો આવાહન અને વિસર્જન પ્રતિદિન કરવું જ જોઈએ. માટી અને ચંદનની તથા ચિત્રવાળી પ્રતિમાઓને સ્નાન ન કરાવવું, માત્ર માર્જન કરવું, બાકી બધી મૂર્તિઓને સ્નાન કરાવવું. ॥ ૧૪ ॥ ઉત્તમ પદાર્થોથી મારી પ્રતિમાની પૂજા કરવી, પરંતુ નિષ્કામ ભક્તો જે પણ ઉપલબ્ધ સામગ્રી હોય, તેનાથી મારી પૂજા કરે; અથવા હૃદયમાં મારું ધ્યાન કરીને માનસિક પૂજા પણ કરી શકે છે. ॥ ૧૫ ॥ ઉદ્ધવજી! સ્નાન, વસ્ત્ર, આભૂષણ વગેરે તો પથ્થરની અથવા ધાતુની મૂર્તિ માટે જ ઉપયોગી છે. રેતીની મૂર્તિ અથવા માટીની વેદીમાં પૂજા કરવી હોય તો તેમાં મંત્રો દ્વારા અંગ અને તેમના પ્રધાન દેવતાઓની સ્થાપના કરીને પૂજા કરવી જોઈએ તથા અગ્નિમાં પૂજા કરવી હોય તો ઘૃતમિશ્રિત હવન-સામગ્રીથી આહુતિ આપવી જોઈએ. ॥ ૧૬ ॥ સૂર્યને પ્રતીક માનીને કરવામાં આવતી ઉપાસનામાં મુખ્યરૂપે અર્ઘ્યદાન તથા ઉપસ્થાનની જ વિધિ છે. અને જળના તર્પણ આદિથી મારી ઉપાસના કરવી જોઈએ. જ્યારે મને કોઈ ભક્ત હૃદયના ભાવથી જળ પણ ચઢાવે છે ત્યારે હું તે જળનો પ્રેમપૂર્વક સ્વીકાર કરું છું. ॥ ૧૭ ॥ જો કોઈ અભક્ત મને ઘણીબધી સામગ્રી અર્પણ કરે તો પણ હું તેનાથી સંતુષ્ટ થતો નથી; પરંતુ જ્યારે મારો ભક્ત મને શ્રદ્ધા-ભક્તિથી માત્ર જળ અર્પણ કરે છે તો તેનાથી હું પ્રસન્ન થાઉં છું. પછી પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય વગેરે સામગ્રી દ્વારા મારી પૂજા કરે તો તેના માટે તો કહેવું જ શું? ॥ ૧૮ ॥

ઉપાસકે પહેલાં પૂજાની સામગ્રી એકઠી કરવી. ત્યાર પછી પૂર્વ દિશા તરફ અગ્રભાગ હોય એવું દર્ભાસન બિછાવવું. ત્યાર પછી ઉપાસકે પૂર્વ અથવા ઉત્તર તરફ મુખ રાખીને પવિત્ર થઈ તે આસન પર બેસવું. જો પ્રતિમા અચલ હોય તો તે

૧. વેદમન્ત્રોદિતાનિ । ૨. ૦મર્ચાયામેતદુદ્ધવ । ૩. આ શ્લોકાર્ધ પ્રાચીન પ્રતમાં નથી. ।

કૃતન્યાસઃ કૃતન્યાસાં મદર્ચાં પાણિનાડડમૃજેત્ ।
કલશં પ્રોક્ષણીયં ચ યથાવદુપસાધયેત્ ॥ ૨૦॥

તદદ્ભિર્દેવયજનં દ્રવ્યાણ્યાત્માનમેવ ચ ।
પ્રોક્ષ્ય પાત્રાણિ ત્રીણ્યદ્ભિસ્તૈસ્તૈર્દ્રવ્યૈશ્ચ સાધયેત્ ॥ ૨૧॥

પાદ્યાર્ઘ્યાચમનીયાર્થં ત્રીણિ પાત્રાણિ દૈશિકઃ ।
હૃદા શીર્ષ્ણાડથ શિખયા ગાયત્ર્યા ચાભિમન્ત્રયેત્ ॥ ૨૨॥

પિણ્ડે વાય્વગ્નિસંશુદ્ધે હૃત્પદ્મસ્થાં પરાં મમ ।
અણ્વીં જીવકલાં ધ્યાયેન્નાદાન્તે સિદ્ધભાવિતામ્ ॥ ૨૩॥

તયાડડત્મભૂતયા પિણ્ડે વ્યાપ્તે સમ્પૂજ્ય તન્મયઃ ।
આવાહ્યાર્ચાદિષુ સ્થાપ્ય ન્યસ્તાઙ્ગં માં પ્રપૂજયેત્ ॥ ૨૪॥

પાદ્યોપસ્પર્શાર્હણાદીનુપચારાન્ પ્રકલ્પયેત્ ।
ધર્માદિભિશ્ચ નવભિઃ કલ્પયિત્વાડડસનં મમ ॥ ૨૫॥

પદ્મમષ્ટદલં તત્ર કર્ણિકાકેસરોજ્જ્વલમ્ ।
ઉભાભ્યાં વેદતન્ત્રાભ્યાં મહ્યં તૂભયસિદ્ધયે ॥ ૨૬॥

પ્રતિમાની સામે જ બેસવું જોઈએ. ત્યાર પછી પૂજા-કાર્યનો આરંભ કરવો. ॥ ૧૯ ॥ પ્રથમ વિધિપૂર્વક અંગન્યાસ અને કરન્યાસ કરવા. ત્યાર પછી મૂર્તિમાં મંત્રન્યાસ કરવો. અને પ્રતિમાની સામેથી પહેલાંની મૂકેલી સામગ્રી હટાવીને પ્રતિમાને સાફ કરવી. ત્યાર પછી જળથી ભરેલા કળશની અને પ્રોક્ષણ માટેના જળપાત્રની ગંધ-પુષ્પાદિથી પૂજા કરવી. ॥ ૨૦ ॥ પ્રોક્ષણપાત્રના જળથી પૂજા-સામગ્રીનું અને પોતાના શરીરનું પ્રોક્ષણ કરવું. ત્યાર પછી પાદ્ય, અર્ધ્ય અને આચમન માટે ત્રણ પાત્રોમાં કળશમાંથી જળ ભરી રાખવું, અને તેમાં પૂજાવિધિ પ્રમાણે તેમાં દ્રવ્યો પધરાવવાં. (પાદ્યપાત્રમાં દૂર્વા, સામો, કમળ, ચંદન, તુલસીપત્ર વગેરે; અર્ધ્યપાત્રમાં ગંધ, પુષ્પ, અક્ષત, જવ, દર્ભ, તલ, સરસવ અને દૂર્વા તથા આચમનપાત્રમાં જાયફળ, લવિંગ વગેરે પધરાવવા.) ॥ ૨૧ ॥ આ પછી પૂજા કરનારે આ ત્રણે પાત્રોને ક્રમશઃ હૃદયમંત્ર, શિરોમંત્ર અને શિખામંત્રથી અભિમંત્રિત કરીને છેવટે ગાયત્રીમંત્રથી અભિમંત્રિત કરવાં. ॥ ૨૨ ॥ આ પછી પ્રાણાયામ દ્વારા પ્રાણવાયુ અને ભાવનાઓ દ્વારા શરીરસ્થ અગ્નિના શુદ્ધ થઈ જવાથી હૃદયકમળમાં પરમ સૂક્ષ્મ અને શ્રેષ્ઠ દીપશિખા જેવી મારી જીવકલાનું ધ્યાન કરવું. મોટા-મોટા સિદ્ધ ઋષિ-મુનિઓ ૐકારના અકાર, ઉકાર, મકાર, બિંદુ અને નાદ - આ પાંચ કળાઓના અંતમાં તે જ દિવ્ય જીવકલાનું ધ્યાન કરે છે. ॥ ૨૩ ॥ ભગવાનનો તેજોમય અંશ મારા હૃદયમાં છે. જીવ જેની કલા છે એવું આ દિવ્ય સ્વરૂપ હૃદયમાં બિરાજે ત્યારે આ સ્વરૂપની માનસોપચારથી પૂજા કરવી જોઈએ. ત્યાર પછી તન્મય થઈને મારું આવાહન કરવું અને પ્રતિમા વગેરેમાં સ્થાપના કરવી. પછી મંત્રોથી અંગન્યાસ કરીને તેમાં મારી પૂજા કરવી. ॥ ૨૪ ॥ ઉદ્ધવજી! મને આપવામાં આવતા આસનમાં ધર્મ વગેરે ગુણો અને વિમલા વગેરે શક્તિઓની ભાવના કરવી. અર્થાત્ આસનના ચારે ખૂણા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યરૂપ ચાર ચરણ છે; અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય આ ચાર દિશાના ચાર દંડાઓ છે. સત્ત્વ, રજ અને તમ-રૂપી ત્રણ ગુણોના ત્રણ પાટિયાંથી બનેલી પીઠિકા છે. તેના પર વિમલા, ઉત્કર્ષિણી, જ્ઞાના, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઈશાના અને અનુગ્રહા - આ નવ શક્તિઓ વિરાજમાન છે. આ આસન પર એક અષ્ટદળ કમળ છે, તેની કૂંપળો અત્યંત પ્રકાશમાન છે. કમળકેશરોની પીતવર્ણી કાન્તિ તો અનોખી જ લાગે છે. આ પ્રમાણે આસનની ભાવના કર્યા પછી પાદ્ય, આચમન અને અર્ધ્ય વગેરે ઉપચારો પ્રસ્તુત કરવા. ત્યાર પછી ભોગ અને મોક્ષની સિદ્ધિ માટે વૈદિક અને તાંત્રિક વિધિથી મારી પૂજા કરવી. ॥ ૨૫-૨૬ ॥

સુદર્શનં પાઞ્ચજન્યં ગદાસીષુધનુર્હલાન્ ।
મુસલં કૌસ્તુભં માલાં શ્રીવત્સં ચાનુપૂજયેત્ ॥ ૨૭॥

નન્દં સુનન્દં ગરુડં પ્રચણ્ડં ચણ્ડમેવ ચ ।
મહાબલં બલં ચૈવ કુમુદં કુમુદેક્ષણમ્ ॥ ૨૮॥

દુર્ગાં વિનાયકં વ્યાસં વિષ્વક્સેનં ગુરૂન્ સુરાન્ ।
સ્વે સ્વે સ્થાને ત્વભિમુખાન્ પૂજયેત્ પ્રોક્ષણાદિભિઃ ॥ ૨૯॥

ચન્દનોશીરકર્પૂરકુઙ્કુમાગુરુવાસિતૈઃ ।
સલિલૈઃ સ્નાપયેન્મન્ત્રૈર્નિત્યદા વિભવે સતિ ॥ ૩૦॥

સ્વર્ણઘર્માનુવાકેન મહાપુરુષવિદ્યયા ।
પૌરુષેણાપિ સૂક્તેન સામભી રાજનાદિભિઃ ॥ ૩૧॥

વસ્ત્રોપવીતાભરણપત્રસ્રગ્ગન્ધલેપનૈઃ ।
અલઙ્કુર્વીત સપ્રેમ મદ્ભક્તો માં યથોચિતમ્ ॥ ૩૨॥

પાદ્યમાચમનીયં ચ ગન્ધં સુમનસોઽક્ષતાન્ ।
ધૂપદીપોપહાર્યાણિ દદ્યાન્મે શ્રદ્ધયાર્ચકઃ ॥ ૩૩॥

ગુડપાયસસર્પીંષિ શષ્કુલ્યાપૂપમોદકાન્ ।
સંયાવદધિસૂપાંશ્ચ નૈવેદ્યં સતિ કલ્પયેત્ ॥ ૩૪॥

અભ્યઙ્ગોન્મર્દનાદર્શદન્તધાવાભિષેચનમ્ ।
અન્નાદ્યગીતનૃત્યાદિ પર્વણિ સ્યુરુતાન્વહમ્[1] ॥ ૩૫॥

વિધિના વિહિતે કુણ્ડે મેખલાગર્તવેદિભિઃ ।
અગ્નિમાધાય પરિતઃ સમૂહેત્ પાણિનોદિતમ્ ॥ ૩૬॥

પરિસ્તીર્યાથ પર્યુક્ષેદન્વાધાય યથાવિધિ ।
પ્રોક્ષણ્યાઽઽસાદ્ય દ્રવ્યાણિ પ્રોક્ષ્યાગ્નૌ ભાવયેત મામ્[2] ॥ ૩૭॥

સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, કૌમોદકી ગદા, ખડ્ગ, બાણ, ધનુષ્ય, હળ, મુસળ - આ આઠ આયુધોની પૂજા આઠ દિશાઓમાં કરવી અને કૌસ્તુભમણિ, વૈજન્યતીમાળા તથા શ્રીવત્સચિહ્નની વક્ષઃસ્થળ પર યથાસ્થાને પૂજા કરવી. ॥ ૨૭ ॥ નંદ, સુનંદ, પ્રચંડ, ચંડ, મહાબલ, બલ, કુમુદ અને કુમુદેક્ષણ - આ આઠ પાર્ષદોની આઠ દિશાઓમાં; ગરુડની સામે દુર્ગા, વિનાયક, વ્યાસ અને વિષ્વક્સેનની ચારે ખૂણામાં સ્થાપના કરીને પૂજા કરવી. દેવના ડાબા ભાગે ગુરુનું સ્થાપન કરવું પછી પૂર્વાદિ દિશાઓના ક્રમાનુસાર ઇંદ્ર, અગ્નિ, યમ, નૈર્ઋત્ય, વરુણ, વાયુ, કુબેર, ઈશાન નામના આઠ દિક્‌પાલોની સ્થાપના કરી પ્રોક્ષણ, અર્ઘ્યદાન વગેરે ક્રમથી પૂજા કરવી. ॥ ૨૮-૨૯ ॥ પ્રિય ઉદ્ધવ! જો શક્તિ હોય તો દરરોજ ચંદન, ખસ, કપૂર, કેસર વગેરે સુગંધિત પદાર્થોથી, સુવાસિત જળથી મને સ્નાન કરાવવું અને તે વખતે **'સ્વર્ણઘર્મપરિવેદનમ્'** એ નામનો સ્વર્ણઘર્માનુવાક, **'જિતં તે પુણ્ડરીકાક્ષ'** વગેરે મહાપુરુષવિદ્યા, **'સહસ્રશીર્ષા પુરુષઃ'** વગેરે પુરુષસૂક્ત અને **'ઇન્દ્રં નરો નેમધિતા હવન્ત'** વગેરે મંત્રોક્ત રાજનાદિ સામવેદના સૂક્તોથી અભિષેક કરવો. ॥ ૩૦-૩૧ ॥ વસ્ત્ર, યજ્ઞોપવીત, આભૂષણ, તુલસીપત્ર, પુષ્પમાળા, ગંધ અને ચંદનાદિથી પ્રેમપૂર્વક મારો શૃંગાર કરવો. ॥ ૩૨ ॥ ઉપાસકે શ્રદ્ધાપૂર્વક મને પાદ્ય, આચમન, ચંદન, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ વગેરે સામગ્રીઓ સમર્પિત કરવી. ॥ ૩૩ ॥ જો શક્ય હોય તો ગોળ, ખીર, ઘી, માલપૂઆ, પૌંઆ, લાડુ, શીરો, દહીં અને દાળ વગેરે વિવિધ વ્યંજનોનું નૈવેદ્ય અર્પણ કરવું. ॥ ૩૪ ॥ભગવાનના શ્રીવિગ્રહને સુગંધી દ્રવ્યો, પીઠી લગાવીને પંચામૃત વગેરેથી સ્નાન કરાવવું. સુગંધિત પદાર્થોનો લેપ કરવો, દર્પણ દેખાડવું, ભોગ ધરાવવો અને અનુકૂળતા પ્રમાણે અથવા ખાસ પર્વોના અવસરે પર નૃત્ય, ગીત, ભજન આદિ સાથે ભગવન્નામસંકીર્તન વગેરે પણ કરવાં. ॥ ૩૫ ॥ઉદ્ધવજી! પૂજાવિધિ પૂરી થયા પછી શાસ્ત્રોક્ત વિધિથી કુંડ બનાવવો. યજ્ઞવેદી બે પ્રકારની હોય છે. ભૂમિમાં ખાડો કરી અને ભૂમિના ઉપરના ભાગમાં ત્રણ મેખલાઓ કરવી. બીજા પ્રકારમાં ખાડો ન કરતાં જમીન ઉપર પણ મેખલાયુક્ત કુંડ કરી શકાય. તે કુંડમાં અગ્નિ પ્રજ્જવલિત કરીને ચારે બાજુ હાથથી પાણી છાંટી પરિસમૂહન કરવું. ॥ ૩૬ ॥ વેદીની ચારે બાજુ પરિસ્તરણ કરવું અર્થાત્ ચારે બાજુ ૨૦-૨૦ દર્ભ બિછાવીને મંત્રોચ્ચાર સાથે તેના પર જળ છાંટવું. આ વિધિને કર્મકાંડમાં કુશકંડિકા કહેવામાં આવે છે. ત્યાર પછી વિધિપૂર્વક 'અન્વાધાન'નો સંકલ્પ કરવો. આવાહિત અગ્નિમાં અમુક અમુક દેવતાઓને માટે સમિધાઓ તથા અન્ય દ્રવ્ય દ્વારા શાસ્ત્રમાં બતાવેલી સંખ્યા પ્રમાણે હોમ કરવાની ક્રિયાને અન્વાધાન કહેવાય છે. આ પ્રમાણે સમિધાઓ અગ્નિમાં

૧. અન્નાદિ ગીતનૃત્યાદિ મત્પર્વણિ યથાર્હતઃ । ૨. પ્રોક્ષ્યાદ્ભિરાજ્યદ્રવ્યાણિ પ્રોક્ષ્યાગ્નાવાવહેત મામ્ ।

તપ્તજામ્બૂનદપ્રખ્યં શઙ્ખચક્રગદામ્બુજૈઃ ।
લસચ્ચતુર્ભુજં શાન્તં પદ્મકિઞ્જલ્કવાસસમ્ ॥ ૩૮॥

સ્ફુરત્કિરીટકટકકટિસૂત્રવરાઙ્ગદમ્[1] ।
શ્રીવત્સવક્ષસં ભ્રાજત્કૌસ્તુભં વનમાલિનમ્ ॥ ૩૯॥

ધ્યાયન્નભ્યર્ચ્ય દારૂણિ હવિષાઽભિઘૃતાનિ[2] ચ ।
પ્રાસ્યાજ્યભાગાવાઘારૌ દત્ત્વા ચાજ્યપ્લુતં[3] હવિઃ ॥ ૪૦॥

જુહુયાન્મૂલમન્ત્રેણ ષોડશર્ચાવદાનતઃ ।
ધર્માદિભ્યો યથાન્યાયં મન્ત્રૈઃ સ્વિષ્ટકૃતં બુધઃ ॥ ૪૧॥

અભ્યર્ચ્યાથ નમસ્કૃત્ય પાર્ષદેભ્યો બલિં હરેત્ ।
મૂલમન્ત્રં જપેદ્ બ્રહ્મ સ્મરન્નારાયણાત્મકમ્ ॥ ૪૨॥

દત્ત્વાઽઽચમનમુચ્છેષં વિષ્વક્સેનાય કલ્પયેત્ ।
મુખવાસં સુરભિમત્ તામ્બૂલાદ્યમથાર્હયેત્ ॥ ૪૩॥

ઉપગાયન્ ગૃણન્ નૃત્યન્ કર્માણ્યભિનયન્ મમ ।
મત્કથાઃ શ્રાવયઞ્છૃણ્વન્ મુહૂર્તં ક્ષણિકો ભવેત્ ॥ ૪૪॥

સ્તવૈરુચ્ચાવચૈઃ સ્તોત્રૈઃ પૌરાણૈઃ પ્રાકૃતૈરપિ ।
સ્તુત્વા પ્રસીદ ભગવન્નિતિ વન્દેત દણ્ડવત્ ॥ ૪૫॥

શિરો મત્પાદયોઃ કૃત્વા બાહુભ્યાં ચ પરસ્પરમ્ ।
પ્રપન્નં પાહિ મામીશ ભીતં મૃત્યુગ્રહાર્ણવાત્ ॥ ૪૬॥

પધરાવીને પ્રોક્ષણીપાત્રના જળથી પ્રોક્ષણ કરવું. ત્યાર પછી અગ્નિદેવતારૂપે ભગવાનનું આ પ્રમાણે ધ્યાન કરવું. ॥ ૩૭ ॥ 'હે ભગવન્! આપ તપાવેલા સોના જેવી કાન્તિવાળા છો. આપે ચારે ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં છે. આપ શાંતસ્વરૂપ છો અને આપે કમળના કોમળ તંતુઓ (કેશર) જેવું પીતવર્ણનું પીતાંબર ધારણ કર્યું છે. ॥ ૩૮ ॥ શ્રીમસ્તક પર કાન્તિમય મુગટ, શ્રીહસ્તમાં ચળકતાં કંકણ, કટિપ્રદેશમાં મેખલા, હાથમાં દિવ્ય બાજુબંધ, વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન છે. ગળામાં કૌસ્તુભમણિ શોભી રહ્યો છે અને ઘૂંટણ સુધી વનમાળા શોભી રહી છે.' ॥ ૩૯ ॥ અગ્નિમાં મારા આ સ્વરૂપનું ધ્યાન કરીને પૂજા કરવી જોઈએ. ત્યાર પછી સૂકી સમિધાઓને ઘીમાં બોળીને આહુતિ આપવી. તે પછી આજ્યભાગ (હવિષ્ય)ને ઘીમાં બોળી આઘાર નામની બે આહુતિઓ આપવી. શેષ દ્રવ્ય ઘીમાં બોળીને આહુતિ આપવી. ॥ ૪૦ ॥ ત્યાર પછી પોતાના ઈષ્ટમંત્રથી અથવા **'ૐ નમો નારાયણાય'** એ અષ્ટાક્ષર મંત્રથી તથા પુરુષસૂક્તના સોળ મંત્રોથી હવન કરવો. બુદ્ધિમાન પુરુષે ધર્મ વગેરે દેવતાઓ માટે પણ વિધિ પ્રમાણે મંત્રોથી હવન કરવો અને સ્વિષ્ટકૃત્ આહુતિ પણ આપવી. ॥ ૪૧ ॥

આ પ્રમાણે અગ્નિમાં અંતર્યામીરૂપે સ્થિત ભગવાનની પૂજા કરી તેમને નમસ્કાર કરવા અને નંદ-સુનંદ વગેરે પાર્ષદોને આઠ દિશાઓમાં હવનકાર્યના અંગરૂપે બલિ આપવો. ત્યાર પછી ભગવાનની પ્રતિમા સામે બેસીને પરબ્રહ્મસ્વરૂપ ભગવાન નારાયણનું સ્મરણ કરી ભગવત્સ્વરૂપ મૂલમંત્ર **'ૐ નમો નારાયણાય'**નો જપ કરવો. ॥ ૪૨ ॥ ત્યાર પછી ભગવાનને આચમન કરાવી અને તેમનો પ્રસાદ વિશ્વક્સેન નામના પાર્ષદને આપવો. અને પછી ભગવાનને સુગંધિત પાન-મુખવાસ અર્પણ કરી પુષ્પાંજલિ આપવી. ॥ ૪૩ ॥ મારી લીલાઓનું ગાન કરવું, વર્ણન કરવું અને મારી જ લીલાઓનો અભિનય કરવો. આ બધું કરતાં કરતાં પ્રેમથી નાચવું. મારી લીલા-કથાઓ પોતે સાંભળવી અને બીજાને સંભળાવવી. થોડા સમય માટે સંસાર અને તેની ઝંઝટને ભૂલીને મારામાં તન્મય થઈ જવું. ॥ ૪૪ ॥ પ્રાચીન ઋષિઓ દ્વારા અથવા પ્રાકૃત ભક્તો દ્વારા બનાવેલા નાનાં-મોટાં સ્તોત્રો-ભજનોથી મારી સ્તુતિ-પ્રાર્થના કરવી કે 'હે ભગવન્! આપ મારા પર પ્રસન્ન થાઓ, મને આપની કૃપાવૃષ્ટિથી ભીંજવી દો. ત્યાર પછી દંડવત-પ્રણામ કરવા. ॥ ૪૫ ॥ ઉપાસકે તેનું મસ્તક મારા ચરણોમાં મૂકીને બન્ને હાથથી – ડાબા હાથથી ડાબો ચરણ અને જમણા હાથથી જમણો ચરણ પકડીને કહેવું - 'ભગવન્! આ સંસાર-સાગરમાં હું ડૂબી રહ્યો છું. મૃત્યુરૂપી ગ્રાહ (મગર) મારો પીછો કરી રહ્યો છે. હું તેનાથી ભયભીત થઈને આપના શરણમાં આવ્યો છું. હે પ્રભુ! આપ મારી રક્ષા કરો.' ॥ ૪૬ ॥

---

૧. ૦મુકુટકટક૦ । ૨. હવિષ્યાણિ ઘૃતાનિ ચ । ૩. ચાજ્યાપ્લુતં ।

ઇતિ શેષાં મયા દત્તાં શિરસ્યાધાય સાદરમ્ ।
ઉદ્વાસયેચ્ચેદુદ્વાસ્યં જ્યોતિર્જ્યોતિષિ તત્ પુનઃ ॥ ૪૭॥

અર્ચાદિષુ યદા યત્ર શ્રદ્ધા માં તત્ર ચાર્ચયેત્ ।
સર્વભૂતેષ્વાત્મનિ ચ સર્વાત્માહમવસ્થિતઃ ॥ ૪૮॥

એવં ક્રિયાયોગપથૈઃ પુમાન્ વૈદિકતાન્ત્રિકૈઃ ।
અર્ચન્નુભયતઃ સિદ્ધિં મત્તો વિન્દત્યભીપ્સિતામ્ ॥ ૪૯॥

મદર્ચાં સમ્પ્રતિષ્ઠાપ્ય મન્દિરં કારયેદ્ દૃઢમ્ ।
પુષ્પોદ્યાનાનિ રમ્યાણિ પૂજાયાત્રોત્સવાશ્રિતાન્ ॥ ૫૦॥

પૂજાદીનાં પ્રવાહાર્થં મહાપર્વસ્વથાન્વહમ્ ।
ક્ષેત્રાપણપુરગ્રામાન્ દત્ત્વા મત્સાર્ષ્ટિતામિયાત્ ॥ ૫૧॥

પ્રતિષ્ઠયા સાર્વભૌમં સદ્મના ભુવનત્રયમ્ ।
પૂજાદિના બ્રહ્મલોકં ત્રિભિર્મત્સામ્યતામિયાત્ ॥ ૫૨॥

મામેવ નૈરપેક્ષ્યેણ ભક્તિયોગેન[1] વિન્દતિ ।
ભક્તિયોગં સ લભતે એવં યઃ પૂજયેત મામ્ ॥ ૫૩॥

યઃ સ્વદત્તાં પરૈર્દત્તાં હરેત સુરવિપ્રયોઃ ।
વૃત્તિં સ જાયતે વિડ્ભુગ્ વર્ષાણામયુતાયુતમ્ ॥ ૫૪॥

કર્તુશ્ચ સારથેર્હેતોરનુમોદિતુરેવ ચ ।
કર્મણાં ભાગિનઃ પ્રેત્ય ભૂયો ભૂયસિ તત્ ફલમ્ ॥ ૫૫॥

આ પ્રમાણે સ્તુતિ કરીને મને અર્પણ કરેલી માળા આદર સાથે પોતાના મસ્તક પર મૂકવી. તેને મારો પ્રસાદ સમજવો. જો વિસર્જન કરવું હોય તો એવી ભાવના કરવી જોઈએ કે, પ્રતિમામાં જીવકલા (ભગવદ્ વિગ્રહ)નું ધ્યાન કરતાં તેમાં સ્થાપિત કરેલી જ્યોતમાંથી એક દિવ્ય જ્યોત નીકળીને મારા હૃદયમાં રહેલી જ્યોતમાં લીન થઈ ગઈ છે. બસ, આ જ પ્રભુકાર્યનું વિસર્જન છે. ॥ ૪૭ ॥ ઉદ્ધવજી! પ્રતિમા વગેરેમાં જ્યાં જ્યારે શ્રદ્ધા થાય ત્યાં ત્યારે મારી પૂજા કરવી જોઈએ, કેમકે હું સર્વાત્મા છું અને સઘળા પ્રાણીઓના હૃદયમાં સ્થિત છું. ॥ ૪૮ ॥

ઉદ્ધવજી! જે મનુષ્ય આ પ્રમાણે વૈદિક, તાંત્રિક ક્રિયાયોગ દ્વારા મારી પૂજા કરે છે, તે આ લોક અને પરલોકમાં મારી પાસેથી અભીષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ॥ ૪૯ ॥ જો સામર્થ્ય હોય તો ઉપાસકે સુંદર અને સુદૃઢ મંદિર નિર્માણ કરાવવું અને તેમાં મારી પ્રતિમા સ્થાપિત કરવી. સુંદર-સુંદર પુષ્પોનો બગીચો બનાવવો અને નિત્યપૂજા, પર્વ-પૂજા અને મોટા-મોટા ઉત્સવોનું આયોજન કરવું. ॥ ૫૦ ॥ પર્વોના પ્રસંગે ઉત્સવો અને દૈનિક પૂજાકાર્ય નિરંતર ચાલતાં રહે તે માટે જે મનુષ્ય પોતાનાં ખેતર, દુકાન, શહેર કે ગામ અર્પણ કરી દે છે તેને મારા જેવા ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. ॥ ૫૧ ॥ મારી મૂર્તિની પ્રતિષ્ઠા કરવાથી પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય, મંદિરના નિર્માણથી ત્રિલોકનું રાજ્ય, પૂજા વગેરેની વ્યવસ્થા કરવાથી બ્રહ્મલોક અને આ ત્રણે કાર્યો માટે ન્યોછાવર કરવાથી મારા જ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. ॥ ૫૨ ॥ જે નિષ્કામભાવે મારી પૂજા કરે છે, તેને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે અને તે નિષ્કામભક્તિથી સ્વયં મને પ્રાપ્ત કરી લે છે. ॥ ૫૩ ॥ જે વ્યક્તિ પોતે આપેલા અથવા બીજાએ આપેલા ભગવાન અને બ્રાહ્મણો માટેના દાન-નિર્વાહને આંચકી લે છે, તે કરોડો વર્ષો સુધી વિષ્ટાનો કીડો બને છે. ॥ ૫૪ ॥ ઉદ્ધવ! દાન આપનાર, દાન કરવામાં પ્રેરણા આપનાર, આપેલા દાનનું અનુમોદન કરનારને દાન આપનારના જેવું જ ફળ પ્રાપ્ત થાય છે. જેટલું વધારે સારા કામમાં પ્રદાન એટલું વધારે ફળ મળે છે એમાં શંકા નથી. ॥ ૫૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે સપ્તવિંશોઽધ્યાયઃ ॥ ૨૭ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત સત્તાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

1. ક્રિયાયોગેન ।

# અઠ્યાવીસમો અધ્યાય

## પરમાર્થ-નિરૂપણ

શ્રીભગવાનુવાચ

પરસ્વભાવકર્માણિ ન પ્રશંસેન્ન ગર્હયેત્ ।
વિશ્વમેકાત્મકં પશ્યન્ પ્રકૃત્યા પુરુષેણ ચ ॥૧॥

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે – ઉદ્ધવજી! બીજાના સ્વભાવની અથવા તેમનાં કર્મોની ચર્ચા ક્યારેય કરવી નહીં; ન તો તેમની પ્રશંસા કરવી કે ન નિંદા. સંપૂર્ણ વિશ્વમાં એક જ આત્મા અંદર-બહાર વ્યાપ્ત છે. પ્રકૃતિ અને પુરુષ આ બન્નેથી ઉત્પન્ન થયેલું આ વિશ્વ એકરૂપ જ છે. તેમાં પરાયું કોઈ છે જ નહીં. ॥ ૧ ॥

પરસ્વભાવકર્માણિ યઃ પ્રશંસતિ નિન્દતિ ।
સ આશુ ભ્રશ્યતે સ્વાર્થાદસત્યભિનિવેશતઃ ॥ ૨॥

જે વ્યક્તિ બીજાના સ્વભાવ અને કર્મની નિંદા-સ્તુતિ કરે છે તે અસત્‌નો આગ્રહી હોવાથી તેના ઉન્નતિ-માર્ગથી તુરંત તેનું પતન થાય છે. ॥ ૨ ॥

તૈજસે નિદ્રયાऽऽપન્ને પિણ્ડસ્થો નષ્ટચેતનઃ ।
માયાં[1] પ્રાપ્નોતિ મૃત્યું વા તદ્વન્નાનાર્થદૃક્ પુમાન્ ॥ ૩॥

નિદ્રાવસ્થામાં ઇન્દ્રિયો સૂઈ જાય છે, શરીરમાં રહેવાવાળો જીવ તે સમયે જ્ઞાનશૂન્ય થઈ જાય છે. આ પ્રમાણે નિદ્રાવસ્થામાં ક્યારેક આ મનુષ્ય માયા (સ્વપ્ન) જુએ છે અથવા સુષુપ્તિ-અવસ્થામાં ગાઢ નિદ્રામાં બિલકુલ જ્ઞાનશૂન્ય થઈ જાય છે. એ જ પ્રમાણે જાગ્રત-અવસ્થામાં પણ અનેક પ્રકારના પદાર્થોનું ચિંતન કરે છે; અને જોતો રહે છે કે આ બધું મિથ્યા જ છે, સત્ય વસ્તુ એકમાત્ર પરમાત્મા જ છે. ॥ ૩ ॥

કિં ભદ્રં કિમભદ્રં વા દ્વૈતસ્યાવસ્તુનઃ કિયત્ ।
વાચોદિતં તદનૃતં મનસા ધ્યાતમેવ ચ ॥ ૪॥

વાસ્તવમાં જે વસ્તુ છે જ નહીં તેના માટે શું સારું કે શું ખોટું? આ બધો વાણીનો વિલાસ છે, તેથી મિથ્યા છે. એ જ પ્રમાણે મનથી આ બધા અસત પદાર્થોનું ચિંતન કરવું એ પણ વ્યર્થ જ છે. ॥ ૪ ॥

છાયાપ્રત્યાહ્વયાભાસા હ્યસન્તોऽપ્યર્થકારિણઃ ।
એવં દેહાદયો ભાવા યચ્છન્ત્યામૃત્યુતો ભયમ્ ॥ ૫॥

છાયા, પ્રતિધ્વનિ અને આભાસ – આ ત્રણે સાચાં નથી હોતાં, છતાં તે પોતાનું કાર્ય તો કરે જ છે. (જેમ કે છાયામાં બેસીએ છીએ અને તેવું માનીને કાર્ય પણ થાય જ છે; પ્રતિધ્વનિ થાય છે તો માણસ ગભરાય છે કે, શું થયું? દોરડામાં સર્પની ભ્રાન્તિથી ભય લાગે છે. આ પ્રમાણે આ બધા પોત-પોતાનું કાર્ય કરે છે. જોકે આ ત્રણે મિથ્યા જ છે.) એ જ પ્રમાણે આ શરીર વગેરે પદાર્થો પણ મિથ્યા જ છે, છતાં પણ પ્રાણીઓને મૃત્યુ સુધી ભય, દુઃખ તો આપે જ છે. ॥ ૫ ॥

૧. માયામાપ્નોતિ ।

આત્મૈવ તદિદં વિશ્વં સૃજ્યતે સૃજતિ પ્રભુઃ ।
ત્રાયતે ત્રાતિ વિશ્વાત્મા હ્રિયતે હરતીશ્વરઃ ॥ ૬॥

સંપૂર્ણ વિશ્વનો આત્મા તો એક જ છે, તે આત્મા જ બ્રહ્મ થઈને પોતાનાથી પોતાનું નિર્માણ કરે છે. તે સ્વયં વિષ્ણુરૂપે આપણું રક્ષણ પણ કરે છે અને પ્રલયકાળમાં રુદ્રરૂપે આપણો સંહાર પણ કરે છે. ॥ ૬ ॥

તસ્માન્ન હ્યાત્મનોઽન્યસ્માદન્યો ભાવો નિરૂપિતઃ ।
નિરૂપિતેયં ત્રિવિધા નિર્મૂલા ભાતિરાત્મનિ[1] ।
ઇદં ગુણમયં વિદ્ધિ ત્રિવિધં માયયા કૃતમ્ ॥ ૭॥

આ પ્રમાણે આત્મા સિવાય અન્ય કોઈ પણ વસ્તુ હોવાનું સિદ્ધ થતું નથી, તેમ છતાં આત્માથી ભિન્ન જે બીજો ભાવ જોવામાં આવે છે તેનું કોઈ કારણ નથી. પરંતુ કારણ ન હોવા છતાં પણ આત્મામાં ત્રણ પ્રકારે (દેહ, ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપે) પ્રતીતિ થાય છે. તેને તમે ત્રિગુણાત્મક માયાનું જ કાર્ય સમજો. ॥ ૭ ॥

એતદ્ વિદ્વાન્ મદુદિતં જ્ઞાનવિજ્ઞાનનૈપુણમ્ ।
ન નિન્દતિ ન ચ સ્તૌતિ લોકે ચરતિ સૂર્યવત્ ॥ ૮॥

ઉદ્ધવજી! જ્ઞાન-વિજ્ઞાનથી યુક્ત આ ઉપદેશ મેં તમને કહ્યો છે; તેને જાણીને સમજદાર વ્યક્તિ ન તો કોઈની નિંદા કરે છે કે ન સ્તુતિ. આવો મહાપુરુષ સૂર્ય સમાન જ્ઞાનના પ્રકાશરૂપે વિચરણ કરે છે. ॥ ૮ ॥

પ્રત્યક્ષેણાનુમાનેન નિગમેનાત્મસંવિદા ।
આદ્યન્તવદસજ્જ્ઞાત્વા નિઃસઙ્ગો વિચરેદિહ ॥ ૯॥

પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા, અનુમાન પ્રમાણ દ્વારા, શાસ્ત્ર અને મહાપુરુષોના વચનામૃત દ્વારા તથા આત્માનુભૂતિ દ્વારા એ સ્પષ્ટ સમજી લેવું કે જે પણ અસત પદાર્થો દેખાય છે તે બધા આદિ-અંતવાળા છે, અર્થાત્ નાશવાન છે; તેથી અનાસક્ત થઈને સંસારમાં વિચરણ કરવું. ॥ ૯ ॥

*ઉદ્ધવ ઉવાચ*

નૈવાત્મનો ન દેહસ્ય સંસૃતિર્દ્રષ્ટૃદૃશ્યયોઃ ।
અનાત્મસ્વદૃશોરીશ કસ્ય સ્યાદુપલભ્યતે ॥ ૧૦॥

**ઉદ્ધવજીએ પૂછ્યું** – ભગવન્! આત્મા દ્રષ્ટા-સાક્ષી છે, સ્વયંપ્રકાશ છે, તે કાંઈ કરતો નથી; તથા દેહ દૃશ્ય છે અને જડ હોવાથી તે પણ પ્રપંચ કરી શકતો નથી. આવી સ્થિતિમાં સંસૃતિ (જન્મ-મરણ) કોની થાય છે? ॥ ૧૦ ॥

આત્માઽવ્યયોઽગુણઃ શુદ્ધઃ સ્વયંજ્યોતિરનાવૃતઃ ।
અગ્નિવદ્દારુવદચિદ્દેહઃ[2] કસ્યેહ સંસૃતિઃ ॥ ૧૧॥

આત્મા અવિનાશી, નિર્ગુણ, શુદ્ધ, સ્વયંજ્યોતિ અને અંદર-બહાર સર્વત્ર પરિપૂર્ણ છે, અગ્નિની જેમ જ્યોતિર્મય છે; પરંતુ શરીર કાષ્ઠ જેવું અચેતન છે. આવી સ્થિતિમાં જન્મ-મૃત્યુમાં કોણ ભટકે છે? ॥ ૧૧ ॥

*શ્રીભગવાનુવાચ*

યાવદ્ દેહેન્દ્રિયપ્રાણૈરાત્મનઃ સન્નિકર્ષણમ્ ।
સંસારઃ[3] ફલવાંસ્તાવદપાર્થોઽપ્યવિવેકિનઃ ॥ ૧૨॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – પ્રિય ઉદ્ધવ! જ્યાં સુધી આત્માનો સંબંધ દેહ, ઇન્દ્રિયો અને પ્રાણ સાથે રહે છે ત્યાં સુધી અજ્ઞાનીઓને આ સંસાર અસત્ય હોવા છતાં પણ સત્ય જ લાગે છે. ॥ ૧૨ ॥

૧. મતિરાત્મનિ । ૨. અગ્નિવદ્દારુવદ્દેહઃ કસ્ય હા કસ્ય સંસૃતિઃ । ૩. સંસારફલવાં૦ ।

અર્થે હ્યવિદ્યમાનેઽપિ સંસૃતિર્ન નિવર્તતે ।
ધ્યાયતો વિષયાનસ્ય[1] સ્વપ્નેઽનર્થાગમો યથા ॥ ૧૩॥

જેમ સ્વપ્નાવસ્થામાં અનેક પ્રકારના અનર્થો થતા ન હોવા છતાં પણ દેખાય છે અને તેનાથી દુઃખ પણ થાય છે, પરંતુ જાગતાં જ તે બધા અનર્થો દૂર થઈ જાય છે; તે જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ જોકે, વિષયો બધા મિથ્યા જ છે, પરંતુ તે વિષયોનું નિરંતર ચિન્તન કરવાથી સંસારમાં ભટકવું પડે છે. ॥ ૧૩ ॥

યથા હ્યપ્રતિબુદ્ધસ્ય પ્રસ્વાપો બહ્વનર્થભૃત્ ।
સ એવ પ્રતિબુદ્ધસ્ય ન વૈ મોહાય કલ્પતે ॥ ૧૪॥

જ્યારે મનુષ્ય સ્વપ્ન જુએ છે ત્યારે નિદ્રા છૂટતાં પહેલાં તેને મોટી-મોટી આપત્તિઓનો સામનો કરવો પડે છે. તે જાગી જાય છે, ત્યારે ન તો સ્વપ્નની આપત્તિઓ રહે છે કે ન તેના કારણે થતા મોહ વગેરેના વિકારો પણ. ॥ ૧૪ ॥

શોકહર્ષભયક્રોધલોભમોહસ્પૃહાદયઃ ।
અહઙ્કારસ્ય દૃશ્યન્તે જન્મ મૃત્યુશ્ચ[2] નાત્મનઃ ॥ ૧૫॥

ઉદ્ધવજી! તે જ પ્રમાણે જ્યાં સુધી 'હું અને મારું' એવી ભાવના છે ત્યાં સુધી શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા વગેરે ભાવો તથા જન્મ-મૃત્યુનું દુઃખ જીવને ભોગવવું જ પડે છે. આ બધું દેહાભિમાનને લીધે થાય છે; જોકે આત્માનો આની સાથે કોઈ પણ સંબંધ નથી. ॥ ૧૫ ॥

દેહેન્દ્રિયપ્રાણમનોઽભિમાનો
જીવોઽન્તરાત્મા ગુણકર્મમૂર્તિઃ ।
સૂત્રં મહાનિત્યુરુધેવ ગીતઃ
સંસાર આધાવતિ કાલતન્ત્રઃ ॥ ૧૬॥

ઉદ્ધવજી! દેહ, ઇન્દ્રિયો, પ્રાણ અને મનમાં સ્થિત આત્મા જ જ્યારે ગુણ અને કર્મોથી બનેલા લિંગ શરીરમાં અહંભાવ કરી લે છે ત્યારે તે જીવ કહેવાય છે; તે પોતાના સ્વરૂપથી વિમુખ થઈ જાય છે અને જડ પદાર્થોમાં અહંતા-મમતા કરીને બંધનમાં આવીને સંસારમાં ભટકતો રહે છે. વાસ્તવમાં તો આ જીવ પણ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ આત્માની જ મૂર્તિ છે. એ જ પ્રમાણે આ આત્માનાં જ સૂત્રાત્મા, મહત્તત્ત્વ તથા બીજાં પણ ઘણાં નામો છે. ॥ ૧૬ ॥

અમૂલમેતદ્ બહુરૂપરૂપિતં
મનોવચઃપ્રાણશરીરકર્મ ।
જ્ઞાનાસિનોપાસનયા શિતેન
છિત્ત્વા મુનિર્ગાં વિચરત્યતૃષ્ણઃ ॥ ૧૭॥

આ અહંકાર જ મન, વાણી, પ્રાણ, શરીર અને કર્મ વગેરે અનેક રૂપોમાં દેખાઈ રહ્યો છે, તેનું કોઈ મૂળ ન હોવાથી તે મિથ્યા જ છે. જીવ સ્વયં તેમાં અહંભાવ કરીને બંધનમાં આવી ગયો છે. તેનાથી મુક્ત થવાનો ઉપાય એ છે કે, બધી રીતે તૃષ્ણા-રહિત થઈને ઉપાસના દ્વારા, તીક્ષ્ણ જ્ઞાનરૂપી ખડ્ગ દ્વારા, આત્માને બંધનમાં નાખનારા અહંકારને મૂળમાંથી નષ્ટ કરીને ભગવત્સ્વરૂપનું ચિંતન કરતાં રહીને સ્વચ્છન્દરૂપે પૃથ્વી પર વિચરણ કરવું. ॥ ૧૭ ॥

જ્ઞાનં વિવેકો નિગમસ્તપશ્ચ
પ્રત્યક્ષમૈતિહ્યમથાનુમાનમ્ ।
આદ્યન્તયોરસ્ય યદેવ કેવલં
કાલશ્ચ હેતુશ્ચ તદેવ મધ્યે ॥ ૧૮॥

આત્મા અને અનાત્માના સ્વરૂપને સારી પેઠે સમજી લેવું એ જ જ્ઞાન છે. આવો વિવેક થયા પછી દ્વૈતનું અસ્તિત્વ રહેતું નથી. તેથી આત્મચિંતન દ્વારા હૃદયને શુદ્ધ કરીને તથા પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા, મહાપુરુષોના ઉપદેશ દ્વારા, શાસ્ત્રપ્રમાણ દ્વારા અને અનુમાન પ્રમાણ દ્વારા એક આત્મતત્ત્વનો જ સર્વત્ર અનુભવ કરવો, કે જે આ જગતના આદિ, મધ્ય તથા અંતમાં છે આવો નિશ્ચય કરવો, એને જ કાળ પણ કહે છે અને હેતુ પણ; આ રીતે ચિંતન દ્વારા એક પરમાત્માને જ સર્વત્ર જોવા જોઈએ. ॥ ૧૮ ॥

૧. વિષયાંસ્તસ્ય । ૨. મૃત્યુર્ન વાઽઽત્મનઃ ।

યથા હિરણ્યં સ્વકૃતં પુરસ્તાત્
પશ્ચાચ્ચ સર્વસ્ય હિરણ્મયસ્ય ।
તદેવ મધ્યે વ્યવહાર્યમાણં
નાનાપદેશૈરહમસ્ય તદ્વત્ ॥૧૯॥

ઉદ્ધવજી! સોનાથી કડાં, કુંડળ વગેરે અનેક આભૂષણો બને છે, પરંતુ જ્યારે તે આભૂષણો બન્યા ન હતાં ત્યારે પણ તત્ત્વરૂપે સોનું તો હતું જ અને જ્યારે દાગીના રહેશે નહીં ત્યારે પણ સોનું તો રહેશે જ. મધ્યમાં તેના કડાં-કુંડળ વગેરે નામો આપીને વ્યવહાર થાય છે ત્યારે પણ તે સોનું જ છે. બરાબર એ જ પ્રમાણે જગતનો આદિ, મધ્ય અને અંત હું જ છું. વાસ્તવમાં હું સત્યતત્ત્વ છું. ॥ ૧૯ ॥

વિજ્ઞાનમેતત્ત્રિયવસ્થમઙ્ગ
ગુણત્રયં કારણકાર્યકર્તૃ ।
સમન્વયેન વ્યતિરેકતશ્ચ
યેનૈવ તુર્યેણ તદેવ સત્યમ્ ॥૨૦॥

પ્રિય ઉદ્ધવ! આ વિશ્વ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓવાળું છે; સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી બનેલું છે; અધ્યાત્મ (ઇન્દ્રિયો-કારણ), અધિભૂત (પૃથ્વી વગેરે કાર્ય), અધિદૈવ (કર્તા) આ પ્રકારના ત્રણ ભેદથી યુક્ત છે. આ ત્રિવિધતાથી યુક્ત આ જગત, જેનું અધિષ્ઠાન પરમાત્મા હોવાથી જ સત્ય જેવું પ્રતીત થાય છે. અન્વયરૂપે બધામાં પરમાત્મા અનુસ્યૂત (ભરપૂર) છે અને વ્યતિરેક અર્થાત્ નેતિ-નેતિ દ્વારા આ જગતને બાદ કરતાં પણ એકમાત્ર પરમાત્મા જ શેષ રહે છે. જે તત્ત્વથી આ બધાંની સત્તા છે તે જ સત્ય તત્ત્વ છે. તે તુરીય તત્ત્વનું જ્ઞાન થઈ જતાં સઘળી ત્રિવિધતા સમાપ્ત થઈ જાય છે. ॥ ૨૦ ॥

ન યત્ પુરસ્તાદુત યન્ન પશ્ચા-
ન્મધ્યે ચ તન્ન વ્યપદેશમાત્રમ્ ।
ભૂતં પ્રસિદ્ધં ચ પરેણ યદ્ યત્
તદેવ તત્ સ્યાદિતિ મે મનીષા ॥૨૧॥

જે પહેલાં પણ ન હતું અને પછી પણ રહેવાનું નથી એવું જગત મધ્યમાં પણ નથી, આ તો વાણીનો વિલાસમાત્ર છે. આમાં વાસ્તવમાં તો પરમાત્મા જ બહાર-અંદર ઓતપ્રોત છે. તેમનાથી જ ભૂતકાળમાં આ જગતની ઉત્પત્તિ થઈ, વર્તમાનમાં બધો વહેવાર તેમના દ્વારા જ થઈ રહ્યો છે. આમ સઘળો વહેવાર પરમાત્મા દ્વારા જ તેમાં થઈ રહ્યો છે. તે જ પરમાર્થસત્તા છે એવો મારો દૃઢ નિશ્ચય છે. ॥ ૨૧ ॥

અવિદ્યમાનોઽપ્યવભાસતે યો
વૈકારિકો રાજસસર્ગ એષઃ[1] ।
બ્રહ્મ સ્વયંજ્યોતિરતો વિભાતિ
બ્રહ્મેન્દ્રિયાર્થાત્મવિકારચિત્રમ્ ॥૨૨॥

આ જે વિકારયુક્ત રાજસ સૃષ્ટિ છે, તે ન હોવા છતાં દેખાઈ રહી છે. આ સ્વયંપ્રકાશ બ્રહ્મ જ છે; તેથી ઇન્દ્રિયો, વિષયો, મન અને પંચમહાભૂત વગેરે જેટલાં ચિત્ર-વિચિત્ર નામ-રૂપ છે તે રૂપે બ્રહ્મ જ પ્રતીત થઈ રહ્યું છે. ॥ ૨૨ ॥

એવં સ્ફુટં બ્રહ્મવિવેકહેતુભિઃ
પરાપવાદેન વિશારદેન ।
છિત્ત્વાઽઽત્મસન્દેહમુપારમેત
સ્વાનન્દતુષ્ટોઽખિલકામુકેભ્યઃ ॥૨૩॥

આ પ્રમાણે બ્રહ્મનો વિચાર કરનારા બધા સાધકોએ કુશળતાપૂર્વક બીજી વસ્તુનું સંપૂર્ણ નિરાકરણ કરીને આત્માના સંબંધમાં દૃઢનિશ્ચયી થઈને બધા પ્રકારની કામનાઓનો ત્યાગ કરીને ઉપરામ થઈ જવું અને આનંદમગ્ન રહેવું. ॥ ૨૩ ॥

નાત્મા વપુઃ પાર્થિવમિન્દ્રિયાણિ
દેવા હ્યસુર્વાયુજલં હુતાશઃ ।
મનોઽન્નમાત્રં ધિષણા ચ સત્ત્વ-
મહઙ્કૃતિઃ ખં ક્ષિતિરર્થસામ્યમ્ ॥૨૪॥

આ પાર્થિવ શરીર આત્મા નથી, એ જ પ્રમાણે ઇન્દ્રિયોના દેવતાઓ, પ્રાણ, વાયુ, જળ, અગ્નિ અને મન સુધ્ધાં આત્મા નથી; કેમકે એમનું ધારણ-પોષણ શરીરની જેમ અન્ન દ્વારા જ થાય છે. બુદ્ધિ, ચિત્ત, અહંકાર, આકાશ, પૃથ્વી, શબ્દાદિ વિષયો અને ત્રણે ગુણોની સામ્યાવસ્થાવાળી જે પ્રકૃતિ છે એ બધાં પણ આત્મા નથી. (આ પ્રમાણે અનાત્મ વસ્તુઓનું નેતિ નેતિ વચનો દ્વારા નિરાકરણ કરવું.) ॥ ૨૪ ॥

૧. એવ ।

સમાહિતૈઃ કઃ કરણૈર્ગુણાત્મભિ-
ર્ગુણો ભવેન્મત્સુવિવિક્તધામ્નઃ[1] ।
વિક્ષિપ્યમાણૈરુત કિં નુ દૂષણં
ઘનૈરુપેતૈર્વિગતૈ રવેઃ કિમ્ ॥ ૨૫॥

પ્રિય ઉદ્ધવ! આકાશમાં વાદળાં આવે છે, તેમનાથી સૂર્યને શું નુકસાન? તે જ પ્રમાણે જેને મારા સ્વરૂપનું સારી પેઠે જ્ઞાન થઈ ગયું છે તેની સામે ત્રણે ગુણોના વેગ આવે અથવા જાય, તેને તેમનાથી કશું પણ નુકસાન કે લાભ નથી. ગુણોના આવેગો આત્મજ્ઞાની ઉપર કોઈ પ્રભાવ પાડી શકતા નથી, કેમકે, તે તો જ્ઞાનમાં દૃઢ નિશ્ચયથી સ્થિત રહે છે. ॥ ૨૫ ॥

યથા નભો વાય્વનલામ્બુભૂગુણૈ-
ર્ગતાગતૈર્વર્તુગુણૈર્ન સજ્જતે ।
તથાઽક્ષરં સત્ત્વરજસ્તમોમલૈ-
રહંમતેઃ સંસૃતિહેતુભિઃ પરમ્ ॥ ૨૬॥

જેમ આકાશને વાયુ સૂકવી શકતો નથી, અગ્નિ બાળી શકતો નથી, જળ તેને ભીંજવી શકતું નથી, ધૂળ વગેરે તેને મેલું કરી શકતી નથી અને ઋતુઓના ગુણરૂપે ઠંડી-ગરમી વગેરે તેને પ્રભાવિત કરી શકતાં નથી. કારણ કે, આ બધા આવવા-જવાવાળા ક્ષણિક ભાવો છે અને આકાશ તે બધાંનું અખંડ અધિષ્ઠાન છે - તે જ પ્રમાણે દેહ-ઘરના અભિમાનવાળાને સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની વૃત્તિઓ તથા કર્મ આ બધું ઘેરી વળે છે, પરંતુ એવી સ્થિતિ બ્રહ્મજ્ઞાનીની કદી થતી નથી. ॥ ૨૬ ॥

તથાપિ સઙ્ગઃ પરિવર્જનીયો
ગુણેષુ માયારચિતેષુ તાવત્ ।
મદ્ભક્તિયોગેન દૃઢેન યાવદ્
રજો નિરસ્યેત મનઃકષાયઃ ॥ ૨૭॥

ઉદ્ધવજી! આવું હોવા છતાં પણ જ્યાં સુધી મારા દૃઢભક્તિયોગ દ્વારા મનનો રજોગુણરૂપ મળ પૂરી રીતે નીકળી ન જાય ત્યાં સુધી આ માયામય ગુણો અને તેમનાં કાર્યોનો સંગ સર્વથા ત્યજી દેવો જોઈએ. ॥ ૨૭ ॥

યથાઽઽમયોઽસાધુચિકિત્સિતો નૃણાં
પુનઃ પુનઃ સન્તુદતિ પ્રરોહન્ ।
એવં મનોઽપક્વકષાયકર્મ
કુયોગિનં વિધ્યતિ સર્વસઙ્ગમ્ ॥ ૨૮॥

ઉદ્ધવજી! જેમ સારી રીતે ઈલાજ ન કરવાથી રોગ મૂળમાંથી જતો નથી, તે વારંવાર માથું ઊંચકીને મનુષ્યને પરેશાન કરે છે, તે જ રીતે જેના મનની વાસનાઓ અને કર્મોના સંસ્કાર નષ્ટ થઈ ગયા નથી, જે સ્ત્રી-પુત્રાદિમાં આસક્ત છે તેવા કેવળ નામધારી યોગીને આ કર્મવાસનાઓ પીડા આપતી રહે છે. ॥ ૨૮ ॥

કુયોગિનો યે વિહિતાન્તરાયૈ-
ર્મનુષ્યભૂતૈસ્ત્રિદશોપસૃષ્ટૈઃ ।
તે પ્રાક્તનાભ્યાસબલેન ભૂયો
યુઞ્જન્તિ યોગં ન તુ કર્મતન્ત્રમ્ ॥ ૨૯॥

દેવતાઓ દ્વારા પ્રેરિત થઈને કોઈ સ્ત્રી-પુત્ર, મિત્ર આદિ મનુષ્યરૂપે ઊભાં કરેલાં વિઘ્નોથી જો કદાચ યોગી યોગભ્રષ્ટ થઈ જાય, તો પણ તે પોતાના પૂર્વ અભ્યાસને લીધે પુનઃ યોગાભ્યાસમાં સ્થિત થઈ જાય છે. કર્મ વગેરેમાં તે પ્રવૃત્ત થતો નથી. ॥ ૨૯ ॥

કરોતિ કર્મ ક્રિયતે ચ જન્તુઃ
કેનાપ્યસૌ ચોદિત આનિપાતાત્ ।
ન તત્ર વિદ્વાન્ પ્રકૃતૌ સ્થિતોઽપિ
નિવૃત્તતૃષ્ણઃ સ્વસુખાનુભૂત્યા ॥ ૩૦॥

ઉદ્ધવજી! જીવ સંસ્કારોથી પ્રેરાઈને જન્મથી મૃત્યુ સુધી કર્મમાં જ જોડાયેલો રહે છે અને તેમાં ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ કરીને હર્ષ-વિષાદ વગેરે વિકારોને પ્રાપ્ત થતો રહે છે. પરંતુ જે તત્ત્વનો સાક્ષાત્કાર કરી લે છે તે પ્રકૃતિમાં સ્થિત રહેવા છતાં પણ, સંસ્કાર અનુસાર તેના દ્વારા કર્મો ચાલુ રહેવા છતાં હર્ષ-શોક વગેરે વિકારોથી તે પર હોય છે. કારણ કે, આનંદસ્વરૂપ આત્મસાક્ષાત્કારથી તેની સાંસારિક બધી આશા-તૃષ્ણાઓ પહેલેથી જ નષ્ટ થઈ ચૂકી હોય છે. ॥ ૩૦ ॥

૧. ભવેન્ન હ્યવિવિક્તધામ્નઃ ।

તિષ્ઠન્તમાસીનમુત વ્રજન્તં
શયાનમુક્ષન્તમદન્તમન્નમ્ ।
સ્વભાવમન્યત્ કિમપીહમાન-
માત્માનમાત્મસ્થમતિર્ન વેદ ॥ ૩૧॥

જે પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ ગયો છે, તેને એ વાતની પણ ખબર પડી નથી કે શરીર ઊભું છે કે બેઠેલું, ચાલે છે કે સૂઈ રહ્યું છે, મળ-મૂત્ર ત્યાગી રહ્યું છે કે ભોજન કરી રહ્યું છે અથવા કોઈ સ્વાભાવિક કર્મ કરે છે. કેમકે, તેની વૃત્તિઓ તો આત્મસ્વરૂપમાં સ્થિત-બ્રહ્માકાર બની ગઈ છે. ॥ ૩૧ ॥

યદિ[1] સ્મ પશ્યત્યસદિન્દ્રિયાર્થં
નાનાનુમાનેન વિરુદ્ધમન્યત્ ।
ન મન્યતે વસ્તુતયા મનીષી
સ્વાપ્નં યથોત્થાય તિરોદધાનમ્ ॥ ૩૨॥

જ્ઞાની પુરુષની દૃષ્ટિમાં ઇન્દ્રિયોના જુદા-જુદા બાહ્ય વિષયો, કે જે અસત છે, તે કદાચ પ્રવૃત્ત થઈ જાય તો પણ તેને તે પોતાના આત્માથી ભિન્ન માનતો નથી, કારણ કે યુક્તિઓ, પ્રમાણો અને સ્વ-અનુભૂતિથી તેમની સ્વતંત્ર સત્તા નથી. જેમ નિદ્રામાંથી જાગી જતાં સ્વપ્નમાં જોયેલા અને જાગ્યા પછી અદૃશ્ય થયેલા પદાર્થોને કોઈ સત્ય માનતું નથી, તે જ પ્રમાણે જ્ઞાની પુરુષ પણ પોતાનાથી ભિન્ન પ્રતીત થનારા પદાર્થોને સત્ય માનતો નથી. ॥ ૩૨ ॥

પૂર્વં ગૃહીતં ગુણકર્મચિત્ર-
મજ્ઞાનમાત્મન્યવિવિક્તમઙ્ગ ।
નિવર્તતે તત્ પુનરીક્ષયૈવ
ન ગૃહ્યતે નાપિ વિસૃજ્ય આત્મા ॥ ૩૩॥

પ્રિય ઉદ્ધવ! (એનો અર્થ એ નથી કે અજ્ઞાનીએ આત્માનો ત્યાગ કરી દીધો છે અને જ્ઞાની તેને ગ્રહણ કરે છે. આનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે) અનેક પ્રકારનાં ગુણ-કર્મોથી યુક્ત આ દેહ, ઇન્દ્રિયો અને પદાર્થો વગેરેમાં પહેલાં અજ્ઞાનને લીધે આ બધાં આત્માથી અલગ નથી એવું પ્રતીત થતું હતું, પરંતુ જ્યારે જ્ઞાન દ્વારા તેની નશ્વરતાનો બોધ થઈ જાય છે તથા તે ભ્રમની સંપૂર્ણ નિવૃત્તિ થઈ જાય છે ત્યારે તેના જ્ઞાનમાં એકમાત્ર આત્મતત્ત્વ જ રહે છે. તે સ્વયં પણ આત્મસ્વરૂપ થઈ જાય છે; આ સ્થિતિમાં ગ્રહણ કરવું અને ત્યાગ કરવું કંઈ જ રહેતું નથી. ॥ ૩૩ ॥

યથા હિ ભાનોરુદયો નૃચક્ષુષાં
તમો નિહન્યાન્ન[2] તુ સદ્[3] વિધત્તે ।
એવં સમીક્ષા નિપુણા સતી મે
હન્યાત્તમિસ્રં પુરુષસ્ય બુદ્ધેઃ ॥ ૩૪॥

જેમ સૂર્યનો ઉદય મનુષ્યની આંખ સામેથી અંધારું દૂર કરે છે ત્યારે તે કોઈ નવું નિર્માણ કરતો નથી, તે જ પ્રમાણે મારું સંપૂર્ણ જ્ઞાન થવાથી મનુષ્યની બુદ્ધિનું અજ્ઞાન દૂર થઈ જાય છે. ॥ ૩૪ ॥

એષ સ્વયંજ્યોતિરજોઽપ્રમેયો
મહાનુભૂતિઃ સકલાનુભૂતિઃ ।
એકોઽદ્વિતીયો વચસાં વિરામે[4]
યેનેષિતા વાગસવશ્ચરન્તિ ॥ ૩૫॥

આ આત્મા સ્વયંપ્રકાશ, અજન્મા, અપ્રમેયસ્વરૂપ, મહાન ઐશ્વર્યપૂર્ણ છે, પ્રત્યેકનો સાક્ષી છે, એક છે, અદ્વિતીય છે. તેનું વેદવાણી પણ વર્ણન કરી શકતી નથી. તેની ઇચ્છાથી વાણી અને પ્રાણ પોતપોતાનું કાર્ય કરે છે. ॥ ૩૫ ॥

૧. ઇતિ । ૨. વિહન્યાન્નં । ૩. સંવિધત્તે । ૪. વિરામઃ ।

એતાવાનાત્મસંમોહો યદ્ વિકલ્પસ્તુ કેવલે ।
આત્મન્નૃતે સ્વમાત્માનમવલમ્બો ન યસ્ય હિ ॥ ૩૬॥

યન્નામાકૃતિભિર્ગ્રાહ્યં પઞ્ચવર્ણમબાધિતમ્ ।
વ્યર્થેનાપ્યર્થવાદોઽયં દ્વયં પણ્ડિતમાનિનામ્ ॥ ૩૭॥

યોગિનોઽપક્વયોગસ્ય યુઞ્જતઃ કાય ઉત્થિતૈઃ ।
ઉપસર્ગૈર્વિહન્યેત તત્રાયં વિહિતો વિધિઃ ॥ ૩૮॥

યોગધારણયા કાંશ્ચિદાસનૈર્ધારણાન્વિતૈઃ[1] ।
તપોમન્ત્રૌષધૈઃ કાંશ્ચિદુપસર્ગાન્ વિનિર્દહેત્ ॥ ૩૯॥

કાંશ્ચિન્મમાનુધ્યાનેન નામસઙ્કીર્તનાદિભિઃ ।
યોગીશ્વરાનુવૃત્ત્યા વા હન્યાદશુભદાઞ્છનૈઃ ॥ ૪૦॥

કેચિદ્ દેહમિમં ધીરાઃ સુકલ્પં વયસિ સ્થિરમ્ ।
વિધાય વિવિધોપાયૈરથ યુઞ્જન્તિ સિદ્ધયે ॥ ૪૧॥

ન હિ તત્ કુશલાદૃત્યં તદાયાસો હ્યપાર્થકઃ ।
અન્તવત્ત્વાચ્છરીરસ્ય ફલસ્યેવ વનસ્પતેઃ ॥ ૪૨॥

યોગં નિષેવતો નિત્યં કાયશ્ચેત્ કલ્પતામિયાત્ ।
તચ્છ્રદ્દધ્યાન્ન મતિમાન્ યોગમુત્સૃજ્ય મત્પરઃ[2] ॥ ૪૩॥

યોગચર્યામિમાં યોગી વિચરન્ મદપાશ્રયઃ ।
નાન્તરાયૈર્વિહન્યેત નિઃસ્પૃહઃ સ્વસુખાનુભૂઃ ॥ ૪૪॥

ઉદ્ધવજી! અદ્વિતીય, અખંડ આત્મતત્ત્વમાં જે ભેદ-ભ્રમની કલ્પના છે એ જ અજ્ઞાન છે; જીવ પ્રકૃતિની સાથે અહંભાવ કરીને જ ભેદની કલ્પના કરે છે. આ ભ્રમ અને અજ્ઞાનની સ્વતંત્ર સત્તા નથી, પરંતુ તે આત્માના અધિષ્ઠાનથી જ દેખાય છે. તેથી સર્વ કાંઈ આત્મા જ છે. ॥ ૩૬ ॥

કેટલાક જે પોતાને પંડિત માને છે, પરંતુ વાસ્તવમાં પંડિત નથી એવા લોકો નામ-રૂપ અને ઇન્દ્રિયો દ્વારા જેનું ગ્રહણ કરવામાં આવે છે એવું આ પંચભૂતોનું દ્વૈત જગત સત્ય છે એવો સ્વીકાર કરે છે; પરંતુ એવું કહેવું તેમના શબ્દોનો વાણી-વિલાસ જ છે. ॥ ૩૭ ॥

ઉદ્ધવજી! જો યોગસાધના પૂરી થતાં પહેલાં જ કોઈ સાધકનું શરીર રોગ વગેરે ઉપદ્રવોથી ગ્રસ્ત થઈ જાય તો તેણે આ ઉપાયોનો આશ્રય લેવો જોઈએ. ॥ ૩૮ ॥

ઠંડી-ગરમીને ચન્દ્રમા, સૂર્ય વગેરેની ધારણા દ્વારા, વાત વગેરે રોગોને વાયુધારણા યુક્ત આસનો દ્વારા અને ગ્રહ-સર્પાદિ વિઘ્નોને તપ-મંત્ર અને ઔષધિ દ્વારા નષ્ટ કરી નાખવાં જોઈએ. ॥ ૩૯ ॥

કામ-ક્રોધ આદિ વિઘ્નોને મારા (પરમાત્માના) ચિંતન અને નામ-સંકીર્તન વગેરે દ્વારા નષ્ટ કરવાં જોઈએ. તથા પતનના માર્ગે લઈ જનાર દંભ-મદ વગેરે વિઘ્નોને ધીરે-ધીરે મહાપુરુષોની સેવા દ્વારા દૂર કરી દેવાં જોઈએ. ॥ ૪૦ ॥

કોઈ-કોઈ મનસ્વી યોગી વિવિધ ઉપાયો દ્વારા આ શરીરને સુદૃઢ અને યુવાવસ્થામાં સ્થિર કરીને પછી અણિમાદિ સિદ્ધિઓ માટે યોગસાધના કરે છે, પરંતુ જ્ઞાની પુરુષો આવા વિચારને સમર્થન આપતા નથી. કારણ કે, સિદ્ધિઓ પ્રાપ્ત કરવી એ તો એક વ્યર્થ પ્રયાસ છે. વૃક્ષમાં લાગેલાં ફળની જેમ આ શરીરનો નાશ પણ અવશ્ય થવાનો જ છે. ॥ ૪૧-૪૨ ॥

જો કદાચ ઘણા દિવસો સુધી નિરંતર અને નિષ્ઠાપૂર્વક યોગસાધના કરતાં રહેવાથી શરીર સુદૃઢ થઈ પણ જાય તો પણ જ્ઞાની પુરુષે પોતાની સાધના છોડીને તેટલામાં સંતુષ્ટ ન થવું જોઈએ. તેણે તો નિરંતર મારી પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ. ॥ ૪૩ ॥

જે સાધક મારો આશ્રય લઈને મારા દ્વારા કહેવાયેલી આ યોગસાધનામાં સંલગ્ન થાય છે, તેને કોઈ પણ વિઘ્ન ડગાવી શકતું નથી, તેની બધી કામનાઓ નષ્ટ થઈ જાય છે અને તે આત્માનંદની અનુભૂતિમાં મગ્ન થઈ જાય છે. ॥ ૪૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધેઽષ્ટાવિંશોઽધ્યાયઃ ॥ ૨૮ ॥

અગિયારમા સ્કંધ-અંતર્ગત અઠ્ઠાવીસમો અધ્યાય સમાપ્ત.

=★=

૧. ઽર્ધારણાદિભિઃ । ૨. દૂરતઃ ।

# ઓગણત્રીસમો અધ્યાય

## ભાગવત-ધર્મોનું નિરૂપણ અને ઉદ્ધવજીનું બદરિકાશ્રમ જવું

*ઉદ્ધવ ઉવાચ*

સુદુશ્ચરામિમાં મન્યે યોગચર્યામનાત્મનઃ ।
યથાઞ્જસા[1] પુમાન્ સિદ્ધ્યેત્ તન્મે બ્રૂહ્યઞ્જસાઽચ્યુત ॥ ૧॥

પ્રાયશઃ પુણ્ડરીકાક્ષ યુઞ્જન્તો યોગિનો મનઃ ।
વિષીદન્ત્યસમાધાનાન્મનોનિગ્રહકર્શિતાઃ ॥ ૨॥

અથાત આનન્દદુઘં પદામ્બુજં
હંસાઃ શ્રયેરન્નરવિન્દલોચન ।
સુખં નુ વિશ્વેશ્વર યોગકર્મભિ-
સ્ત્વન્માયયાઽમી વિહતા ન માનિનઃ ॥ ૩॥

કિં ચિત્રમચ્યુત તવૈતદશેષબન્ધો
દાસેષ્વનન્યશરણેષુ યદાત્મસાત્ત્વમ્ ।
યોઽરોચયત્ સહ મૃગૈઃ સ્વયમીશ્વરાણાં
શ્રીમત્કિરીટતટપીડિતપાદપીઠઃ ॥ ૪॥

તં ત્વાઽખિલાત્મદયિતેશ્વરમાશ્રિતાનાં
સર્વાર્થદં સ્વકૃતવિદ્ વિસૃજેત કો નુ ।
કો વા ભજેત્ કિમપિ વિસ્મૃતયેઽનુ ભૂત્યૈ
કિં વા ભવેન્ન તવ પાદરજોજુષાં નઃ ॥ ૫॥

નૈવોપયન્ત્યપચિતિં[2] કવયસ્તવેશ
બ્રહ્માયુષાપિ કૃતમૃદ્ધમુદઃ સ્મરન્તઃ ।
યોઽન્તર્બહિસ્તનુભૃતામશુભં વિધુન્વ-
ન્નાચાર્યચૈત્યવપુષા સ્વગતિં વ્યનક્તિ ॥ ૬॥

ઉદ્ધવજીએ કહ્યું — હે અચ્યુત! જેણે પોતાનું મન વશ કર્યું નથી, તેના માટે આપે કહેલી આ યોગસાધનાને હું અત્યંત દુષ્કર સમજું છું. તેથી હવે આપ એવું કોઈ સહેલું અને સુગમ સાધન બતાવો કે જેનાથી મનુષ્ય અનાયાસે જ પરમપદને પ્રાપ્ત થઈ શકે. ॥ ૧ ॥ હે કમળનયન! આપ જાણો જ છો કે આપને પ્રાપ્ત કરવા માટે મોટા ભાગના યોગીઓ જ્યારે તેમના મનને એકાગ્ર કરવા લાગે છે ત્યારે વારંવાર પ્રયત્ન કરવા છતાં પણ મનને વશ કરવામાં સફળ થતા નથી, અને છેવટે હારી જાય છે. આ રીતે આપની પ્રાપ્તિ ન થઈ શકવાના કારણે દુઃખ જ ભોગવે છે (આવાં દુઃખોથી નિવૃત્ત થવાનો શો ઉપાય છે તે કહેવાની કૃપા કરો.) ॥ ૨ ॥ હે કમળનયન! હે વિશ્વેશ્વર! આપનાં ચરણકમળ આનંદની વૃષ્ટિ કરનારાં છે અને આપના અનન્ય પ્રેમી ભક્તો આ ચરણોની શરણાગતિ લે છે, પરંતુ જેઓ યોગ અને કર્મોથી પોતાને શ્રેષ્ઠ માનતા હોય છે એવા લોકોની બુદ્ધિ આપની માયાથી મોહિત થઈ જવાથી આપનો આશ્રય લેતા નથી. ॥ ૩ ॥ હે અચ્યુત! આપ સર્વ જગતના હિતૈષી સુહૃદ છો. આપ આપના અનન્ય શરણાગત ભક્તોને અપનાવી લો છો, તેમને આપના સ્વરૂપનું દાન આપી દો છો, એટલું જ નહીં, તેમના સેવક બની જાઓ છો. (જેમ બલિ રાજાને ત્યાં આપ દ્વારપાલ બની ગયા, નરસિંહ મહેતાનું આપે કયું કાર્ય નથી કર્યું? વગેરે વગેરે) જોકે આપ બધા લોકપાલોના અધીશ્વર છો, બ્રહ્મા વગેરે લોકેશ્વરો આપને ભક્તિપૂર્વક પ્રણામ કરે છે. તેઓ આપની ચરણપાદુકાઓ મૂકવાની પીઠિકાને પોતાનાં મુગટોના અગ્રભાગથી શ્રદ્ધાપ્રેમપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરે છે. આટલા મહાન હોવા છતાં પણ આપે રામાવતાર વખતે પ્રેમવશ થઈને વાનરોની સાથે મિત્રતા કરી. એ કોઈ આપના માટે આશ્ચર્યની વાત નથી, કારણ કે, આપને તો ભક્તિ જ પ્રિય છે. ॥ ૪ ॥ હે પ્રભુ! આપ સર્વના પ્રિયતમ સ્વામી અને આત્મા છો. આપ આપના અનન્ય શરણાગતોને સર્વ કાંઈ આપી દો છો. આપે આપના ભક્તોનાં જે અદ્‌ભુત કામો કર્યાં છે તે જાણીને એવો કોણ હશે જે કોઈ ભૌતિક સુખ માટે આપની ઉપાસના કરશે? કારણ કે, ભૌતિક સુખો તો આપની વિસ્મૃતિ કરાવનારાં છે. અમે તો આપના ચરણોની રજના ઉપાસક છીએ, તેથી અમારા માટે શું દુર્લભ છે? ॥ ૫ ॥ હે ઈશ! અમારા મનમાં આપના દ્વારા કરાયેલા ઉપકારોનું વારંવાર સ્મરણ થઈ રહ્યું છે. આ દેવોને પણ દુર્લભ એવું મનુષ્ય-શરીર અમને ફક્ત આપની કૃપાથી જ મળ્યું છે. આપની આ અપાર અનુકંપાનું વારંવાર સ્મરણ કરતાં કરતાં અમારા હૃદયમાં પરમાનંદની ભરતી આવી રહી છે. આપની કૃપા એટલી બધી છે કે તેનું અમે અનુમાન પણ

૧. અથાઞ્જસા । ૨. ઽન્ત્યવિરતિં ।

*શ્રીશુક ઉવાચ*

ઈત્યુદ્ધવેનાત્યનુરક્તચેતસા
પૃષ્ટો જગત્ક્રીડનકઃ સ્વશક્તિભિઃ ।
ગૃહીતમૂર્તિત્રય ઈશ્વરેશ્વરો
જગાદ સપ્રેમમનોહરસ્મિતઃ ॥ ૭॥

*શ્રીભગવાનુવાચ*

હન્ત તે કથયિષ્યામિ મમ ધર્માન્ સુમઙ્ગલાન્[1] ।
યાઞ્છ્રદ્ધયાઽઽચરન્ મર્ત્યો મૃત્યું જયતિ દુર્જયમ્ ॥ ૮॥

કુર્યાત્ સર્વાણિ કર્માણિ મદર્થં શનકૈઃ સ્મરન્ ।
મય્યર્પિતમનશ્ચિત્તો મદ્ધર્માત્મમનોરતિઃ ॥ ૯॥

દેશાન્ પુણ્યાનાશ્રયેત મદ્ભક્તૈઃ સાધુભિઃ શ્રિતાન્ ।
દેવાસુરમનુષ્યેષુ મદ્ભક્તાચરિતાનિ ચ ॥ ૧૦॥

પૃથક્ સત્રેણ વા મહ્યં પર્વયાત્રામહોત્સવાન્ ।
કારયેદ્ ગીતનૃત્યાદ્યૈર્મહારાજવિભૂતિભિઃ[2] ॥ ૧૧॥

મામેવ સર્વભૂતેષુ બહિરન્તરપાવૃતમ્ ।
ઈક્ષેતાત્મનિ ચાત્માનં[3] યથા ખમમલાશયઃ ॥ ૧૨॥

ઈતિ સર્વાણિ ભૂતાનિ મદ્ભાવેન મહાદ્યુતે ।
સભાજયન્ મન્યમાનો જ્ઞાનં કેવલમાશ્રિતઃ ॥ ૧૩॥

બ્રાહ્મણે પુલ્કસે સ્તેને બ્રહ્મણ્યેઽર્કે સ્ફુલિઙ્ગકે ।
અક્રૂરે ક્રૂરકે ચૈવ સમદૃક્ પણ્ડિતો મતઃ ॥ ૧૪॥

નરેષ્વભીક્ષ્ણં મદ્ભાવં પુંસો ભાવયતોઽચિરાત્ ।
સ્પર્ધાસૂયાતિરસ્કારાઃ સાહઙ્કારા વિયન્તિ હિ ॥ ૧૫॥

વિસૃજ્ય સ્મયમાનાન્ સ્વાન્ દૃશં વ્રીડાં ચ દૈહિકીમ્ ।
પ્રણમેદ્ દણ્ડવદ્ ભૂમાવાશ્વચાણ્ડાલગોખરમ્ ॥ ૧૬॥

કરી શકતા નથી. જો બ્રહ્માજીનું આયુષ્ય મળી જાય તો પણ અમે આપના ઉપકારોનો બદલો ચૂકવી શકીએ એમ નથી. મનુષ્યની અંદર અને બહાર જે પણ અમંગળો છે તેમનું નિવારણ કરી મંગળ કરવા માટે બહારથી આચાર્યરૂપે આપ જ જ્ઞાનનો ઉપદેશ કરો છો અને અંતર્યામીરૂપે પોતાને અંતરાત્માના રૂપમાં પ્રગટ કરીને તેમનું અજ્ઞાન પણ આપ જ હરી લો છો. ॥ ૬ ॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્માદિ ઈશ્વરોના પણ ઈશ્વર છે. તેઓ જ પોતાની શક્તિથી સત્ત્વ, રજ વગેરે ગુણો દ્વારા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રરૂપ ધારણ કરે છે. આ જગતની ઉત્પત્તિ આદિ એમની ક્રીડા માત્ર છે. ઉદ્ધવજીએ અનુરાગથી ઊભરાતા ચિત્તે તેમને આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યારે તેમણે મંદ મંદ હાસ્યથી ખૂબ જ પ્રેમપૂર્વક આ પ્રમાણે કહ્યું - ॥ ૭ ॥

ॐ **શ્રીભગવાને કહ્યું** – પ્રિય ઉદ્ધવ! તમારી અનુરાગભરી વાણીથી મને ખૂબ આનંદ થયો છે. હું તમને પોતાના તે મંગલમય ભાગવતધર્મોનો ઉપદેશ આપું છું, જેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરીને મનુષ્ય સંસારરૂપ દુર્જય મૃત્યુને અનાયાસે જીતી લે છે. ॥ ૮ ॥ ઉદ્ધવજી! મારા ભક્તે તેનાં બધાં કર્મો મારા માટે જ કરવાં અને તે કર્મો કરતાં કરતાં મારું સતત અનુસંધાન વધારવું. આથી થોડા જ સમયમાં તેનું મન અને ચિત્ત મને સમર્પિત થઈ જશે. તેનું મન અને આત્મા મારા ધર્મમાં જ પ્રીતિ કરવા લાગશે. ॥ ૯ ॥ મારા ભક્તે, સાધુપુરુષો જે પવિત્ર સ્થાનમાં નિવાસ કરે છે ત્યાં રહેવું અને દેવો, અસુરો અથવા મનુષ્યોમાં જે મારા અનન્ય ભક્ત હોય તેમનાં આચરણોનું અનુકરણ કરવું. ॥ ૧૦ ॥ પર્વના પ્રસંગે બધા સાથે મળીને અથવા એકલાં જ નૃત્ય-ગાન-વાદ્ય વગેરે રાજોચિત ઠાઠથી યાત્રા વગેરે મહોત્સવો કરવા. ॥ ૧૧ ॥ શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ આકાશ જેવા અંદર-બહાર પરિપૂર્ણ અને આવરણરહિત મુજ પરમાત્માને જ સમસ્ત પ્રાણીઓમાં અને પોતાના હૃદયમાં સ્થિત જુએ. ॥ ૧૨ ॥ નિર્મળબુદ્ધિના ઉદ્ધવજી! જે સાધક કેવળ આ જ્ઞાનદૃષ્ટિનો આશ્રય લઈને સંપૂર્ણ પ્રાણીઓ અને પદાર્થોમાં મારું દર્શન કરે છે અને તેમને મારું જ સ્વરૂપ માનીને તેમનો સત્કાર કરે છે તથા બ્રાહ્મણ કે ચાંડાળમાં, ચોર અને બ્રાહ્મણભક્તમાં, સૂર્ય અને ચિનગારીમાં તથા દયાળુ અને ક્રૂરમાં સર્વત્ર સમાનદૃષ્ટિ રાખે છે તેને ખરો જ્ઞાની સમજવો જોઈએ. ॥ ૧૩-૧૪ ॥ જ્યારે આ પ્રકારે બધા જ પ્રાણીઓમાં મારી જ ભાવના કરવામાં આવે છે ત્યારે થોડા જ દિવસોમાં સાધકના ચિત્તમાં સ્પર્ધા, ઈર્ષ્યા, તિરસ્કાર અને અહંકાર વગેરે દોષો દૂર થઈ જાય છે. ॥ ૧૫ ॥ પોતાના જ લોકો જો મજાક કરે તો તેમની પરવા ન કરવી; લોકલાજને છોડી દેવી અને કૂતરું, ચાંડાળ, ગાય અને ગધેડામાં તથા પોતાનામાં પણ દેહબુદ્ધિ છોડીને બધામાં એક પરમાત્મા જ બિરાજી રહ્યા છે - આવી ભાવનાથી બધાંને સાષ્ટાંગ પ્રણામ કરવા. ॥ ૧૬ ॥

૧. મહાફલાન્ । ૨. નૃત્યગીતાદ્યૈર્મહા૦ । ૩. ચાત્મસ્થં ।

યાવત્ સર્વેષુ ભૂતેષુ મદ્ભાવો નોપજાયતે ।
તાવદેવમુપાસીત વાઙ્મનઃકાયવૃત્તિભિઃ[1] ॥ ૧૭॥

જ્યાં સુધી સમસ્ત પ્રાણીઓમાં મારી ભાવના - ભગવદ્ભાવ થાય નહિ ત્યાં સુધી આ પ્રમાણે મન, વાણી અને શરીરના બધા સંકલ્પો અને કર્મો દ્વારા મારી ઉપાસના કરતાં રહેવું. ॥ ૧૭ ॥

સર્વં બ્રહ્માત્મકં તસ્ય વિદ્યયાઽઽત્મમનીષયા ।
પરિપશ્યન્નુપરમેત્ સર્વતો મુક્તસંશયઃ ॥ ૧૮॥

ઉદ્ધવજી! જ્યારે આ પ્રમાણે સર્વત્ર આત્મબુદ્ધિ - બ્રહ્મબુદ્ધિનો અભ્યાસ કરવામાં આવે છે ત્યારે થોડા જ દિવસમાં તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેને સર્વમાં પરમાત્મા દેખાવા લાગે છે. આવી બ્રહ્મદૃષ્ટિ થઈ જતાં બધા સંશયો આપમેળે નિવૃત્ત થઈ જાય છે અને આ રીતે તેને મારો સાક્ષાત્કાર થતાં તે સંસારથી ઉપરામ થઈ જાય છે. ॥ ૧૮ ॥

અયં હિ સર્વકલ્પાનાં સધ્રીચીનો મતો મમ ।
મદ્ભાવઃ સર્વભૂતેષુ મનોવાક્કાયવૃત્તિભિઃ ॥ ૧૯॥

મારી પ્રાપ્તિનાં સાધનોમાં સર્વથી શ્રેષ્ઠ સાધન એ જ છે કે સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોમાં મન, વાણી અને શરીરની સમસ્ત વૃત્તિઓથી મારી જ ભાવના કરવી. ॥ ૧૯ ॥

ન હ્યઙ્ગોપક્રમે ધ્વંસો મદ્ધર્મસ્યોદ્ધવાણ્વપિ ।
મયા વ્યવસિતઃ સમ્યઙ્નિર્ગુણત્વાદનાશિષઃ ॥ ૨૦॥

ઉદ્ધવજી! આ જ મારો પોતાનો ભાગવત ધર્મ છે. આ ધર્મનો એક વાર આરંભ કરી દેવાથી પછી કોઈ પ્રકારની ન્યૂનતા રહી જાય તો પણ તે ધર્મનો નાશ થતો નથી. કારણ કે, આ નિષ્કામ ધર્મ છે અને સ્વયં મેં જ આ ધર્મને (નિર્ગુણ હોવાથી) સર્વોત્તમ માન્યો છે. ॥ ૨૦ ॥

યો યો મયિ પરે ધર્મઃ કલ્પ્યતે નિષ્ફલાય ચેત્ ।
તદાયાસો નિરર્થઃ સ્યાદ્ ભયાદેરિવ સત્તમ ॥ ૨૧॥

ઉદ્ધવજી! ભાગવત ધર્મમાં ત્રુટિ રહેવાની તો વાત દૂર રહી, જો આ ધર્મનું આચરણ કરનાર સાધક ભય-શોકના અવસરે થનારી ભાવના, રડવું - કૂટવું, ભાગી જવું જેવાં નિરર્થક કર્મો પણ નિષ્કામભાવે મને સમર્પિત કરી દે તો તે પણ મારી પ્રસન્નતાને કારણે ધર્મ બની જાય છે. ॥ ૨૧ ॥

એષા બુદ્ધિમતાં બુદ્ધિર્મનીષા ચ મનીષિણામ્ ।
યત્ સત્યમનૃતેનેહ મર્ત્યેનાપ્નોતિ[2] મામૃતમ્ ॥ ૨૨॥

બુદ્ધિમાનોની બુદ્ધિમત્તા અને આત્મજ્ઞાનીઓનું જ્ઞાન એમાં છે કે તેઓ અસત્ય અને વિનાશી એવા આ શરીરથી સત્ય અને અમૃતસ્વરૂપ મુજ પરમાત્માને પ્રાપ્ત કરી લે. ॥ ૨૨ ॥

એષ તેઽભિહિતઃ કૃત્સ્નો બ્રહ્મવાદસ્ય સઙ્ગ્રહઃ ।
સમાસવ્યાસવિધિના દેવાનામપિ દુર્ગમઃ ॥ ૨૩॥

ઉદ્ધવજી! આ સંપૂર્ણ બ્રહ્મવિદ્યાનું રહસ્ય મેં સંક્ષેપમાં અને વિસ્તારથી તમને કહ્યું છે. આ રહસ્યને સમજવું દેવો માટે પણ ખૂબ કઠણ છે. ॥ ૨૩ ॥

અભીક્ષ્ણશસ્તે ગદિતં જ્ઞાનં વિસ્પષ્ટયુક્તિમત્ ।
એતદ્ વિજ્ઞાય મુચ્યેત પુરુષો નષ્ટસંશયઃ ॥ ૨૪॥

મેં સારી રીતે સ્પષ્ટ અને યુક્તિપૂર્વક જ્ઞાનનું વર્ણન જે રીતે, વારંવાર કર્યું છે, તેના મર્મને જે સમજી લે છે તેના હૃદયની સંશય-ગ્રંથિઓ છિન્ન-ભિન્ન થઈ જાય છે અને તે મુક્ત થઈ જાય છે. ॥ ૨૪ ॥

સુવિવિક્તં તવ પ્રશ્નં મયૈતદપિ ધારયેત્ ।
સનાતનં બ્રહ્મગુહ્યં પરં બ્રહ્માધિગચ્છતિ ॥ ૨૫॥

મેં તમારા પ્રશ્નનો સારી પેઠે ખુલાસો કરી દીધો. જે લોકો આપણી આ પ્રશ્નોત્તરીરૂપે થયેલા સંવાદને ધ્યાનથી હૃદયસ્થ કરશે તે વેદોના પણ પરમ રહસ્ય સનાતન પરબ્રહ્મને પ્રાપ્ત કરી લેશે. ॥ ૨૫ ॥

ય એતન્મમ ભક્તેષુ સમ્પ્રદદ્યાત્ સુપુષ્કલમ્ ।
તસ્યાહં બ્રહ્મદાયસ્ય દદામ્યાત્માનમાત્મના ॥ ૨૬॥

જે પુરુષ મારા ભક્તોને તમારો અને મારો આ સંવાદ સારી રીતે સમજાવશે તે જ્ઞાનદાતાને હું પ્રસન્ન થઈ મારું સ્વરૂપ પણ આપી દઈશ, તેને આત્મજ્ઞાન કરાવી દઈશ. ॥ ૨૬ ॥

૧. ૦કર્મભિઃ । ૨. મર્ત્યો વાઽઽપ્નોતિ ।

ય એતત્ સમધીયીત પવિત્રં પરમં શુચિ ।
સ પૂયેતાહરહર્માં જ્ઞાનદીપેન દર્શયન્ ॥ ૨૭॥

ય એતચ્છ્રદ્ધયા નિત્યમવ્યગ્રઃ શૃણુયાન્નરઃ ।
મયિ ભક્તિં પરાં કુર્વન્ કર્મભિર્ન સ બધ્યતે ॥ ૨૮॥

અપ્યુદ્ધવ ત્વયા બ્રહ્મ સખે સમવધારિતમ્[1] ।
અપિ તે વિગતો મોહઃ શોકશ્ચાસૌ મનોભવઃ ॥ ૨૯॥

નૈતત્ત્વયા દામ્ભિકાય નાસ્તિકાય શઠાય ચ ।
અશુશ્રૂષોરભક્તાય દુર્વિનીતાય દીયતામ્ ॥ ૩૦॥

એતૈર્દોષૈર્વિહીનાય બ્રહ્મણ્યાય પ્રિયાય ચ ।
સાધવે શુચયે બ્રૂયાદ્ ભક્તિઃ સ્યાચ્છૂદ્રયોષિતામ્ ॥ ૩૧॥

નૈતદ્ વિજ્ઞાય જિજ્ઞાસોર્જ્ઞાતવ્યમવશિષ્યતે ।
પીત્વા પીયૂષમમૃતં પાતવ્યં નાવશિષ્યતે ॥ ૩૨॥

જ્ઞાને કર્મણિ યોગે ચ વાર્તાયાં દણ્ડધારણે ।
યાવાનર્થો નૃણાં તાત તાવાંસ્તેઽહં ચતુર્વિધઃ ॥ ૩૩॥

મર્ત્યો યદા ત્યક્તસમસ્તકર્મા
નિવેદિતાત્મા વિચિકીર્ષિતો મે ।
તદાઽમૃતત્વં પ્રતિપદ્યમાનો
મયાઽઽત્મભૂયાય ચ કલ્પતે વૈ ॥ ૩૪॥

*શ્રીશુક ઉવાચ*

સ એવમાદર્શિતયોગમાર્ગ-
સ્તદોત્તમશ્લોકવચો નિશમ્ય ।
બદ્ધાઞ્જલિઃ પ્રીત્યુપરુદ્ધકણ્ઠો
ન કિઞ્ચિદૂચેઽશ્રુપરિપ્લુતાક્ષઃ ॥ ૩૫॥

વિષ્ટભ્ય ચિત્તં પ્રણયાવઘૂર્ણં
ધૈર્યેણ રાજન્ બહુ મન્યમાનઃ ।
કૃતાઞ્જલિઃ પ્રાહ યદુપ્રવીરં
શીર્ષ્ણા સ્પૃશંસ્તચ્ચરણારવિન્દમ્ ॥ ૩૬॥

ઉદ્ધવજી! આ તમારો અને મારો સંવાદ સ્વયં તો પવિત્ર છે જ, બીજાને પણ પવિત્ર કરવાવાળો છે. જે દરરોજ આ સંવાદનો પાઠ કરશે અને બીજાને સંભળાવશે તે આ જ્ઞાનદીપ દ્વારા બીજાને મારું દર્શન કરાવવાને કારણે પવિત્ર બની જશે. ॥ ૨૭ ॥ જે કોઈ એકાગ્રચિત્તે આ સંવાદને શ્રદ્ધાપૂર્વક નિત્ય સાંભળશે, તેને મારી પરાભક્તિ પ્રાપ્ત થશે અને તે કર્મબંધનથી મુક્ત થઈ જશે. ॥ ૨૮ ॥ પ્રિય સખા! તમે સારી રીતે બ્રહ્મનું સ્વરૂપ સમજી લીધું ને? અને તમારા ચિત્તનો મોહ અને શોક તો દૂર થઈ ગયો ને? ॥ ૨૯ ॥ તમે આ સંવાદ દંભી, નાસ્તિક, શઠ, અશ્રદ્ધાળુ, ભક્તિહીન અને ઉદ્ધત મનુષ્યને ક્યારેય કહેશો નહીં. ॥ ૩૦ ॥ જે લોકો આવા દોષ-રહિત હોય, બ્રાહ્મણભક્ત હોય, પ્રેમી હોય, સાધુ સ્વભાવના હોય અને જેમનું ચરિત્ર પવિત્ર હોય તેને આ પ્રસંગ સંભળાવવો જોઈએ. જો શૂદ્ર અને સ્ત્રી પણ મારા પ્રતિ પ્રેમ અને શ્રદ્ધા-ભક્તિ રાખતાં હોય તો તેમને પણ આનો ઉપદેશ કરવો જોઈએ. ॥ ૩૧ ॥ જેમ દિવ્ય અમૃતપાન કરવાથી કશું જ પાન કરવાનું શેષ રહેતું નથી, તેવી જ રીતે આ જ્ઞાનને જાણી લીધા પછી જિજ્ઞાસુ માટે બીજું કશું પણ જાણવાનું શેષ રહેતું નથી. ॥ ૩૨ ॥ પ્રિય ઉદ્ધવ! મનુષ્યને જ્ઞાનથી મોક્ષ, કર્મોથી ધર્મ, યોગથી ઐશ્વર્ય, ખેતી-વેપાર વગેરેથી ધન અને રાજનીતિ વગેરેથી જે ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે તે ચારે પ્રકારનો પુરુષાર્થ તમારા જેવા ભક્તો માટે તો હું જ છું. ॥ ૩૩ ॥ મનુષ્ય જ્યારે બધાં કર્મો મને અર્પી દે છે, મારા અનન્યશરણે થઈ જાય છે અને તેની બધી જ ક્રિયાઓ મારા માટે જ થાય છે, ત્યારે તેના બધા વહેવાર મારી સાથે જ થાય છે, તે મને અત્યંત પ્રિય હોય છે. પછી હું પણ તેના માટે શું શું કરું એવું વિચારતો રહું છું, તેનું પ્રિય કરવાની પ્રબળ ઉત્કંઠા રહે છે. આવો ભક્ત અમૃતત્વને પ્રાપ્ત થઈ મારો આત્મસ્વરૂપ થઈ જાય છે. ॥ ૩૪ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! હવે ઉદ્ધવજી યોગમાર્ગનો સંપૂર્ણ ઉપદેશ પ્રાપ્ત કરી ચૂક્યા. ભગવાન શ્રીકૃષ્ણની વાત સાંભળીને તેમની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. વિહ્વળ થઈને તેમનું ગળું રુંધાઈ ગયું. તેઓ ચૂપચાપ હાથ જોડી રહ્યા. મુખથી કાંઈ બોલી શક્યા નહીં. ॥ ૩૫ ॥ તેમનું ચિત્ત પ્રેમના આવેશમાં વિહ્વળ થઈ રહ્યું હતું, તેમણે ધૈર્યથી મનને રોક્યું અને પોતાને પરમ ભાગ્યશાળી સમજીને યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં મસ્તક મૂકી પ્રણામ કર્યા તથા હાથ જોડીને તેમની પ્રાર્થના કરી. ॥ ૩૬ ॥

૧. સમુપધારિતમ્ ।

ઉદ્ધવ ઉવાચ

વિદ્રાવિતો મોહમહાન્ધકારો[1]
 ય આશ્રિતો મે તવ સન્નિધાનાત્ ।
વિભાવસોઃ કિં નુ સમીપગસ્ય
 શીતં તમો ભીઃ પ્રભવન્ત્યજાદ્ય[2] ॥ ૩૭॥

ઉદ્ધવજીએ કહ્યું – હે બ્રહ્માના પણ આદિ! મેં જે મહાન મોહરૂપી અંધકારનો આશ્રય લીધો હતો તે આપે આપની જ્ઞાનદૃષ્ટિથી દૂર કરી દીધો, અર્થાત્ તે સદાને માટે ભાગી ગયો. ખરેખર! જે અગ્નિ પાસે જાય છે તેને શું ઠંડી, અંધકાર અને તેના દ્વારા ઉત્પન્ન થતો ભય ઊભો રહી શકે? કદાપિ નહીં. ॥ ૩૭ ॥

પ્રત્યર્પિતો મે ભવતાઽનુકમ્પિના
 ભૃત્યાય વિજ્ઞાનમયઃ પ્રદીપઃ ।
હિત્વા કૃતજ્ઞસ્તવ પાદમૂલં
 કોઽન્યત્ સમીયાચ્છરણં ત્વદીયમ્ ॥ ૩૮॥

ભગવન્! આપે દયાથી દ્રવિત થઈને જ આપના સેવક એવા મને વિજ્ઞાનરૂપી દીપકનું દાન કર્યું છે. આપે મારા પર અત્યંત અનુગ્રહ વરસાવ્યો છે. એવો કોણ હશે જે આપના ઉપકારોને અને આપની અપાર કૃપાનો અનુભવ કર્યા પછી આપનાં ચરણકમળને છોડીને અન્યનો આશ્રય લેશે? ॥ ૩૮ ॥

વૃક્ણશ્ચ મે સુદૃઢઃ સ્નેહપાશો
 દાશાર્હવૃષ્ણ્યન્ધકસાત્વતેષુ ।
પ્રસારિતઃ સૃષ્ટિવિવૃદ્ધયે ત્વયા
 સ્વમાયયા હ્યાત્મસુબોધહેતિના ॥ ૩૯॥

આપે જ સૃષ્ટિ-વિસ્તાર માટે આપની મોહરૂપી માયાથી સ્નેહી-સંબંધીઓની વચ્ચે કાપી ન શકાય તેવો સ્નેહપાશ રચ્યો છે. તે મોહપાશે મને દાશાર્હ, વૃષ્ણિ, અન્ધક અને સાત્વતવંશી યાદવો સાથે બાંધી દીધો હતો. આજે આપે જ આત્મબોધની તીક્ષ્ણ તલવારથી મારા તે બંધનને કૃપાપૂર્વક કાપી નાખ્યું છે. ॥ ૩૯ ॥

નમોઽસ્તુ તે મહાયોગિન્ પ્રપન્નમનુશાધિ મામ્ ।
યથા ત્વચ્ચરણામ્ભોજે રતિઃ સ્યાદનપાયિની ॥ ૪૦॥

હે મહાયોગેશ્વર! આપને મારા નમસ્કાર છે. હવે આપ કૃપા કરીને મુજ શરણે આવેલાને એવી આજ્ઞા આપો, જેથી આપના ચરણોમાં મારી અનન્ય ભક્તિ રહે. ॥ ૪૦ ॥

શ્રીભગવાનુવાચ

ગચ્છોદ્ધવ મયાઽઽદિષ્ટો બદર્યાખ્યં મમાશ્રમમ્ ।
તત્ર મત્પાદતીર્થોદે સ્નાનોપસ્પર્શનૈઃ શુચિઃ ॥ ૪૧॥

ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું – ઉદ્ધવજી! હવે તમે કૃપા કરીને મારી આજ્ઞાથી બદરિકાશ્રમ ચાલ્યા જાઓ. તે મારો જ આશ્રમ છે. ત્યાં મારાં ચરણકમળમાંથી નીકળેલાં ગંગાજીમાં સ્નાન-પાન કરવાથી તમે પવિત્ર થઈ જશો. ॥ ૪૧ ॥

ઈક્ષયાઽલકનન્દાયા વિધૂતાશેષકલ્મષઃ ।
વસાનો વલ્કલાન્યઙ્ગ વન્યભુક્ સુખનિઃસ્પૃહઃ ॥ ૪૨॥

ભગવતી અલકનંદાના દર્શનમાત્રથી તમારાં બધાં પાપ-તાપ નષ્ટ થઈ જશે.* પ્રિય ઉદ્ધવ! ત્યાં નિવાસ દરમિયાન શરીર પર વલ્કલ પહેરી, વનનાં કંદ-મૂળ-ફળ ખાઈ, કોઈ પણ પ્રકારના ભોગની ઇચ્છાથી નિવૃત્ત થઈને નિઃસ્પૃહવૃત્તિથી નિજાનંદમાં મગ્ન રહેજો. ॥ ૪૨ ॥

તિતિક્ષુર્દ્વન્દ્વમાત્રાણાં સુશીલઃ સંયતેન્દ્રિયઃ ।
શાન્તઃ સમાહિતધિયા જ્ઞાનવિજ્ઞાનસંયુતઃ ॥ ૪૩॥

મત્તોઽનુશિક્ષિતં યત્તે વિવિક્તમનુભાવયન્ ।
મય્યાવેશિતવાક્ચિત્તો મદ્ધર્મનિરતો ભવ ।
અતિવ્રજ્ય ગતીસ્તિસ્રો મામેષ્યસિ તતઃ પરમ્ ॥ ૪૪॥

ઠંડી-ગરમી, સુખ-દુઃખનાં સમગ્ર દ્વંદ્વોને સહન કરજો, સરળ સ્વભાવ અપનાવી ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ સંયમ રાખજો, ચિત્તને શાંત રાખજો, મેં તમને જે જ્ઞાન આપ્યું છે તેનું એકાંતમાં ખૂબ ચિંતન કરજો, પોતાની વાણી અને ચિત્ત મારામાં જોડી રાખજો અને મેં બતાવેલું ભાગવતધર્મ- પરાયણ જીવન જીવજો. છેવટે તમે ત્રણ ગુણોથી સંબંધિત તમામ ગતિઓને પાર કરીને તેનાથી પર એવા મારા પરમાર્થ-સ્વરૂપમાં ભળી જશો. ॥ ૪૪ ॥

૧. મોહમયોઽન્ધકારો । ૨. ન્ત્યજસ્રમ્ ।
* અલકનંદાનો પ્રવાહ ખૂબ વેગીલો છે, તેમાં સ્નાન ન કરવું જોઈએ, ફક્ત દર્શનનું જ વિધાન છે.

*શ્રીશુક ઉવાચ*

સ એવમુક્તો હરિમેધસોદ્ધવઃ
પ્રદક્ષિણં તં પરિસૃત્ય પાદયોઃ ।
શિરો નિધાયાશ્રુકલાભિરાર્દ્રધી-
ર્ન્યષિઞ્ચદદ્વન્દ્વપરોઽપ્યપક્રમે ॥ ૪૫॥

શ્રીશુકદેવજી કહે છે — પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન સંસારના તમામ ભેદ-ભ્રમને નષ્ટ કરી દે છે. જ્યારે ભગવાને સ્વયં ઉદ્ધવજીને આવો ઉપદેશ આપ્યો ત્યારે ઉદ્ધવજીએ ભગવાનની પ્રદક્ષિણા કરી અને તેમના ચરણોમાં મસ્તક ટેકવી દીધું. એમાં સંદેહ નથી કે ઉદ્ધવજી સંયોગ-વિયોગથી થનારાં સુખ-દુઃખના દ્વંદ્વોથી પર હતા. કારણ કે, તેઓ ભગવાનના નિર્દ્વંદ્વ ચરણોનું શરણ લઈ ચૂક્યા હતા, તેમ છતાં ત્યાંથી નીકળતી વખતે તેમનું ચિત્ત પ્રેમાવેશથી ભરાઈ ગયું અને તેમનાં નેત્રોમાંથી નીકળેલી અશ્રુધારાએ ભગવાનના ચરણોને ભીંજવી નાખ્યાં. ॥ ૪૫ ॥

સુદુસ્ત્યજસ્નેહવિયોગકાતરો
ન શક્નુવંસ્તં પરિહાતુમાતુરઃ ।
કૃચ્છ્રં યયૌ મૂર્ધનિ ભર્તૃપાદુકે
બિભ્રન્નમસ્કૃત્ય યયૌ પુનઃ પુનઃ ॥ ૪૬॥

પરીક્ષિત! ઉદ્ધવજી ભગવાનનાં ચરણકમળને છોડીને ત્યાંથી દૂર જવા ઇચ્છતા ન હતા, પરંતુ ભગવાનની આજ્ઞા જ હતી, તેથી તેમને વિયોગથી બેચેન થઈ ખૂબ જ ભારે હૈયે જવું પડ્યું. જતાં જતાં તેમણે ભગવાનની ચરણ-પાદુકાઓને પોતાના મસ્તક ઉપર ધારણ કરી લીધી અને વારંવાર પ્રણામ કરી તેઓ ત્યાંથી વિદાય થયા. ॥ ૪૬ ॥

તતસ્તમન્તર્હૃદિ[1] સંનિવેશ્ય
ગતો મહાભાગવતો વિશાલામ્ ।
યથોપદિષ્ટાં જગદેકબન્ધુના
તપઃ સમાસ્થાય હરેરગાદ્ ગતિમ્ ॥ ૪૭॥

ભગવાનના પરમપ્રેમી ભક્ત ઉદ્ધવજી હૃદયમાં ભગવાનનું દિવ્ય સ્વરૂપ ધારણ કરીને બદરિકાશ્રમ પહોંચ્યા અને ત્યાં તેમણે તપસ્વી જીવન વ્યતીત કરી ભગવદ્ગતિ પ્રાપ્ત કરી. ॥ ૪૭ ॥

ય એતદાનન્દસમુદ્રસમ્ભૃતં
જ્ઞાનામૃતં ભાગવતાય ભાષિતમ્ ।
કૃષ્ણેન યોગીશ્વરસેવિતાઙ્ઘ્રિણા
સચ્છ્રદ્ધયાઽઽસેવ્ય જગદ્ વિમુચ્યતે ॥ ૪૮॥

ભગવાન શંકર વગેરે યોગેશ્વરો પણ સચ્ચિદાનંદ-સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણના ચરણોની સેવા કરતા રહે છે. તેમણે સ્વયં પોતાના શ્રીમુખથી તેમના પરમપ્રિય ભક્ત ઉદ્ધવ માટે આ જ્ઞાનામૃત પીરસ્યું. આ ઉપદેશ જ્ઞાનામૃતરૂપી મહાસાગરનો સાર છે. જે શ્રદ્ધાપૂર્વક આનું સેવન કરશે તે તો મુક્ત થઈ જાય છે, તેના સંગથી સંપૂર્ણ જગત પણ મુક્ત થઈ જાય છે. ॥ ૪૮ ॥

ભવભયમપહન્તું જ્ઞાનવિજ્ઞાનસારં
નિગમકૃદુપજહ્રે ભૃઙ્ગવદ્ વેદસારમ્ ।
અમૃતમુદધિતશ્ચાપાયયદ્ ભૃત્યવર્ગાન્
પુરુષમૃષભમાદ્યં કૃષ્ણસઞ્જ્ઞં નતોઽસ્મિ ॥ ૪૯॥

પરીક્ષિત! જેમ ભ્રમર વિભિન્ન પુષ્પોમાંથી તેમનો સાર (મધુ) સંગ્રહ કરી લે છે, તે જ રીતે સ્વયં વેદોને પ્રકાશિત કરનાર ભગવાન શ્રીકૃષ્ણે તેમના ભક્તોને સંસાર-સાગરથી મુક્ત કરાવવા માટે આ જ્ઞાન અને વિજ્ઞાનનો સાર અમૃતરૂપી સાગરમાંથી વલોવીને પોતાના સેવકોને આપ્યો છે. આવા તે ભગવાન શ્રીકૃષ્ણ જ પુરુષોત્તમ છે, સર્વશ્રેષ્ઠ છે, આદિનારાયણ છે અને સર્વ જગતના મૂળ કારણ છે. તેમને હું વારંવાર પ્રણામ કરું છું. ॥ ૪૯ ॥

═★═

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે એકોનત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૯ ॥**

**અગિયારમા સ્કંધ-અંતર્ગત ઓગણત્રીસમો અધ્યાય સમાપ્ત.**

═★═

૧. તતસ્તમાદ્યં હૃદિ ।

# ત્રીસમો અધ્યાય

## યદુકુળનો સંહાર

રાજોવાચ

તતો મહાભાગવત ઉદ્ધવે નિર્ગતે વનમ્ ।
દ્વારવત્યાં કિમકરોદ્ ભગવાન્ ભૂતભાવનઃ ॥ ૧॥

બ્રહ્મશાપોપસંસૃષ્ટે સ્વકુલે યાદવર્ષભઃ ।
પ્રેયસીં સર્વનેત્રાણાં તનું સ કથમત્યજત્ ॥ ૨॥

પ્રત્યાક્રષ્ટું નયનમબલા યત્ર લગ્નં ન શેકુઃ
કર્ણાવિષ્ટં ન સરતિ તતો યત્ સતામાત્મલગ્નમ્ ।
યચ્છ્રીર્વાચાં જનયતિ રતિં કિં[1] નુ માનં કવીનાં
દૃષ્ટ્વા જિષ્ણોર્યુધિ રથગતં યચ્ચ તત્સામ્યમીયુઃ ॥ ૩॥

ઋષિરુવાચ

દિવિ ભુવ્યન્તરિક્ષે ચ મહોત્પાતાન્ સમુત્થિતાન્ ।
દૃષ્ટ્વાઽઽસીનાન્ સુધર્માયાં કૃષ્ણઃ પ્રાહ યદૂનિદમ્ ॥ ૪॥

એતે ઘોરા મહોત્પાતા દ્વાર્વત્યાં યમકેતવઃ ।
મુહૂર્ત્તમપિ ન સ્થેયમત્ર નો યદુપુઙ્ગવાઃ ॥ ૫॥

સ્ત્રિયો બાલાશ્ચ વૃદ્ધાશ્ચ શઙ્ખોદ્ધારં વ્રજન્ત્વિતઃ ।
વયં પ્રભાસં યાસ્યામો યત્ર પ્રત્યક્ સરસ્વતી ॥ ૬॥

તત્રાભિષિચ્ય શુચય ઉપોષ્ય સુસમાહિતાઃ ।
દેવતાઃ પૂજયિષ્યામઃ સ્નપનાલેપનાર્હણૈઃ ॥ ૭॥

બ્રાહ્મણાંસ્તુ મહાભાગાન્ કૃતસ્વસ્ત્યયના વયમ્ ।
ગોભૂહિરણ્યવાસોભિર્ગજાશ્વરથવેશ્મભિઃ ॥ ૮॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – હે ભગવન્! જ્યારે મહાભાગવત ઉદ્ધવજી બદરિકાશ્રમ ચાલ્યા ગયા ત્યારે સમસ્ત પ્રાણીઓના આત્મા ભગવાન શ્રીકૃષ્ણે દ્વારકામાં બિરાજીને શું કર્યું? ॥ ૧ ॥ પ્રભુ! યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણે પોતાના કુળને બ્રાહ્મણોનો શાપ થયા પછી પોતાની દિવ્ય મનુષ્ય-લીલાને કઈ રીતે સમેટી લીધી? ॥ ૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણનું તે સ્વરૂપ તો એટલું સુંદર હતું કે જે નારીવૃન્દનાં નેત્રો એક વાર તેમાં પરોવાઈ ગયાં, પછી તે પાછાં વાળી શકતાં ન હતાં. જે ભક્તો તેમની રૂપમાધુરીનું વર્ણન સાંભળે છે તેમના કાનોના રસ્તે ભગવાનનો તે શ્રીવિગ્રહ પ્રવેશ કરીને અંકિત થઈ ગયા પછી ચિત્તમાંથી તેની વિસ્મૃતિ થતી નથી. ભગવાનના તે જ શ્રીવિગ્રહના સૌંદર્યનું કવિઓએ વર્ણન કર્યું ત્યારે તેમાં તેમનો એવો અનુરાગ થઈ ગયો કે તેઓ તે સૌંદર્યનું વર્ણન કરતાં તૃપ્ત થતા ન હતા, એટલું જ નહીં, ભગવાનના એ દિવ્ય સૌન્દર્યના વર્ણનથી તે કવિઓને ગૌરવ પણ પ્રાપ્ત થયું. અર્જુનના રથના સારથિરૂપે બેઠેલા શ્રીકૃષ્ણની તે રૂપમાધુરીને જોતાં જોતાં જેમણે મહાભારતના યુદ્ધમાં પ્રાણ ત્યજ્યા તે બધા ભગવાનના સારૂપ્યને પ્રાપ્ત થઈ ગયા - આવું ભગવાનનું મુગ્ધ-મનોહર સ્વરૂપ હતું તેનો તેમણે કઈ રીતે ત્યાગ કર્યો? ॥ ૩ ॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે આકાશ, પૃથ્વી અને અંતરિક્ષમાં મોટા-મોટા ઉત્પાતો તથા અપશુકન થઈ રહ્યાં છે ત્યારે તેમણે સુધર્મા-સભામાં બેઠેલા બધા યાદવોને આ પ્રમાણે કહ્યું – ॥ ૪ ॥ 'શ્રેષ્ઠ યાદવો! આ જુઓ, દ્વારકામાં ભયંકર ઉત્પાતો થવા લાગ્યા છે. આ સાક્ષાત્ યમરાજાની ધજા જેવા આપણા અત્યંત અનિષ્ટનો જાણે અણસાર છે. હવે આપણે અહીં એક મુહૂર્ત (બે ઘડી) પણ ન રોકાવું જોઈએ. ॥ ૫ ॥ સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો અહીંથી શંખોદ્ધાર ક્ષેત્રમાં ચાલ્યા જાય અને આપણે બધા પ્રભાસક્ષેત્રમાં જઈએ. તમે બધા જાણો જ છો કે, ત્યાં સરસ્વતી પશ્ચિમ તરફ વહીને સમુદ્રમાં જઈને મળે છે. ॥ ૬ ॥ ત્યાં આપણે સ્નાન કરીને પવિત્ર થઈશું, ઉપવાસ કરીશું અને એકાગ્રચિત્તે ચન્દનાદિ સામગ્રીથી દેવતાઓનું પૂજન કરીશું. ॥ ૭ ॥ બ્રાહ્મણો પાસે ત્યાં સ્વસ્તિવાચન કરાવ્યા પછી આપણે ગાયો, ભૂમિ, સુવર્ણ, વસ્ત્રો, હાથી, ઘોડા, રથ અને આવાસો દ્વારા મહાત્મા બ્રાહ્મણોનો સત્કાર કરીશું. ॥ ૮ ॥

૧. કીર્ત્યમાનાં ।

વિધિરેષ હ્યરિષ્ટઘ્નો મઙ્ગલાયનમુત્તમમ્ ।
દેવદ્વિજગવાં પૂજા ભૂતેષુ પરમો ભવઃ ॥૯॥

ઇતિ સર્વે સમાકર્ણ્ય યદુવૃદ્ધા મધુદ્વિષઃ ।
તથેતિ નૌભિરુત્તીર્ય પ્રભાસં પ્રયયૂ રથૈઃ ॥૧૦॥

તસ્મિન્ ભગવતાऽऽદિષ્ટં યદુદેવેન યાદવાઃ ।
ચક્રુઃ પરમયા ભક્ત્યા સર્વશ્રેયોપબૃંહિતમ્ ॥૧૧॥

તતસ્તસ્મિન્ મહાપાનં પપુર્મૈરેયકં મધુ ।
દિષ્ટવિભ્રંશિતધિયો યદ્દ્રવૈર્ભ્રશ્યતે મતિઃ ॥૧૨॥

મહાપાનાભિમત્તાનાં વીરાણાં દૃપ્તચેતસામ્ ।
કૃષ્ણમાયાવિમૂઢાનાં સઙ્ઘર્ષઃ સુમહાનભૂત્ ॥૧૩॥

યુયુધુઃ ક્રોધસંરબ્ધા વેલાયામાતતાયિનઃ ।
ધનુર્ભિરસિભિર્ભલ્લૈર્ગદાભિસ્તોમરર્ષ્ટિભિઃ ॥૧૪॥

પતત્પતાકૈ રથકુઞ્જરાદિભિઃ
ખરોષ્ટ્રગોભિર્મહિષૈર્નરૈરપિ ।
મિથઃ સમેત્યાશ્વતરૈઃ સુદુર્મદા
ન્યહઞ્છરૈર્દદ્ભિરિવ દ્વિપા વને ॥૧૫॥

પ્રદ્યુમ્નસામ્બૌ યુધિ રૂઢમત્સરા-
વક્રૂરભોજાવનિરુદ્ધસાત્યકી ।
સુભદ્રસઙ્ગ્રામજિતૌ સુદારુણૌ
ગદૌ સુમિત્રાસુરથૌ સમીયતુઃ ॥૧૬॥

અન્યે ચ યે વૈ નિશઠોલ્મુકાદયઃ
સહસ્રજિચ્છતજિદ્ભાનુમુખ્યાઃ ।
અન્યોન્યમાસાદ્ય મદાન્ધકારિતા
જઘ્નુર્મુકુન્દેન વિમોહિતા ભૃશમ્ ॥૧૭॥

દાશાર્હવૃષ્ણ્યન્ધકભોજસાત્વતા
મધ્વર્બુદા માથુરશૂરસેનાઃ ।
વિસર્જનાઃ કુકુરાઃ કુન્તયશ્ચ
મિથસ્તતસ્તેऽથ વિસૃજ્ય સૌહૃદમ્ ॥૧૮॥

આ પ્રમાણે કરવાથી તમામ પ્રકારનાં અનિષ્ટોનો નાશ થાય છે. આ વિધિ પરમકલ્યાણની જનની છે. શ્રેષ્ઠ યાદવો! દેવતાઓ, બ્રાહ્મણો અને ગાયોની પૂજા જ પ્રાણીઓના જન્મનો પરમ લાભ છે. ॥ ૯ ॥

પરીક્ષિત! બધા વૃદ્ધ યાદવોએ ભગવાન શ્રીકૃષ્ણની વાત સાંભળીને 'તથાસ્તુ' કહીને તે પ્રસ્તાવનું અનુમોદન કર્યું, અને તુરંત નૌકાઓથી સમુદ્ર પાર કરીને પછી રથો દ્વારા પ્રભાસક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. ॥ ૧૦ ॥ ત્યાં પહોંચીને યાદવોએ યદુવંશશિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે ખૂબ શ્રદ્ધા-ભક્તિથી શાંતિપાઠ વગેરે સર્વ પ્રકારનાં માંગલિક કાર્યો કર્યાં. ॥ ૧૧ ॥ આ બધું તો તેમણે કર્યું, પરંતુ ભાવિવશ તેમની બુદ્ધિ હરાઈ ગઈ હતી. તેથી તેઓ 'મૈરેયક' નામની મદિરાનું પાન કરવા લાગ્યા, તેના નશાથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે. તે પીવામાં મધુર લાગે છે, પરંતુ પરિણામે સર્વનાશ થાય છે. ॥ ૧૨ ॥ તે તીવ્ર મદિરાના પાનથી બધા જ યાદવો પાગલ જેવા થઈ ગયા અને તે ઘમંડી વીર પુરુષો એક-બીજા સાથે લડવા-ઝઘડવા લાગ્યા. સાચું તો એ છે કે તે બધા ભગવાન શ્રીકૃષ્ણની માયા દ્વારા મૂઢ બની ગયા હતા. ॥ ૧૩ ॥ તે સમયે તેઓ ક્રોધાવેશમાં આવી એક-બીજા ઉપર આક્રમણ કરવા લાગ્યા અને ધનુષ્ય-બાણ, તલવાર, ભાલા, ગદા, તોમર અને ઋષ્ટિ વગેરે અસ્ત્ર-શસ્ત્રોથી ત્યાં સમુદ્રતટે જ એક-બીજાની સામે લડવા લાગ્યા. ॥ ૧૪ ॥ મદભર્યા યાદવો રથ, હાથી, ઘોડા, ગધેડાં, ઊંટ, ખચ્ચર, બળદ, પાડા અને મનુષ્યો પર સવાર થઈ એક-બીજાને બાણોથી ઘાયલ કરવા લાગ્યા. જેમ જંગલી હાથીઓ એક-બીજા સાથે દાંત ભિડાવી લડે તેમ એક બીજા પર પ્રહાર કરી રહ્યા હતા. બધાંનાં વાહનો પર ધજાઓ ફરકતી હતી. પગપાળા સૈનિકો પણ એકબીજા સાથે લડવા લાગ્યા. ॥ ૧૫ ॥ પ્રદ્યુમ્ન સામ્બ સાથે, અક્રૂર ભોજ સાથે, અનિરુદ્ધ સાત્યકિ સાથે, સુભદ્ર સંગ્રામજિત સાથે, ભગવાન શ્રીકૃષ્ણના ભાઈ ગદ તે જ નામના તેમના પુત્ર સાથે અને સુમિત્ર સુરથ સાથે યુદ્ધ કરવા લાગ્યા. આ બધા મહાવીર યોદ્ધા હતા અને ક્રોધાવેશમાં આવીને એક-બીજાનો નાશ કરવા કૃતનિશ્ચયી હતા. ॥ ૧૬ ॥ આ સિવાય નિશઠ, ઉલ્મુક, સહસ્રજિત, શતજિત અને ભાનુ વગેરે યાદવો પણ એક-બીજા સાથે લડવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણની માયાએ તો આ બધાને અત્યંત મોહિત કરી જ દીધા હતા, જ્યારે બીજી બાજુ મદિરાના નશાએ તેમને વિવેક-શૂન્ય બનાવી દીધા. ॥ ૧૭ ॥ દાશાર્હ, વૃષ્ણિ, અન્ધક, ભોજ, સાત્વત, મધુ, અર્બુદ, માથુર, શૂરસેન, વિસર્જન, કુકુર અને કુન્તિ વગેરે વંશોના લોકો મિત્રતા અને સ્નેહને ભૂલી જઈ પરસ્પર માર-કાપ કરવા લાગ્યા. ॥ ૧૮ ॥

પુત્રા અયુધ્યન્ પિતૃભિર્ભ્રાતૃભિશ્ચ
સ્વસ્રીયદૌહિત્રપિતૃવ્યમાતુલૈઃ ।
મિત્રાણિ મિત્રૈઃ સુહૃદઃ સુહૃદ્ભિ-
ર્જ્ઞાતીંસ્ત્વહઞ્જ્ઞાતય એવ મૂઢાઃ ॥ ૧૯॥

શરેષુ ક્ષીયમાણેષુ ભજ્યમાનેષુ ધન્વસુ ।
શસ્ત્રેષુ ક્ષીયમાણેષુ મુષ્ટિભિર્જહ્રુરેરકાઃ ॥ ૨૦॥

તા વજ્રકલ્પા હ્યભવન્ પરિઘા મુષ્ટિના ભૃતાઃ[1] ।
જઘ્નુર્દ્વિષસ્તૈઃ કૃષ્ણેન વાર્યમાણાસ્તુ તં ચ તે ॥ ૨૧॥

પ્રત્યનીકં મન્યમાના બલભદ્રં ચ મોહિતાઃ ।
હન્તું કૃતધિયો રાજન્નાપન્ના[2] આતતાયિનઃ ॥ ૨૨॥

અથ તાવપિ સઙ્ક્રુદ્ધાવુદ્યમ્ય કુરુનન્દન ।
એરકામુષ્ટિપરિઘૌ ચરન્તૌ જઘ્નતુર્યુધિ ॥ ૨૩॥

બ્રહ્મશાપોપસૃષ્ટાનાં કૃષ્ણમાયાવૃતાત્મનામ્ ।
સ્પર્ધાક્રોધઃ ક્ષયં નિન્યે વૈણવોઽગ્નિર્યથા વનમ્ ॥ ૨૪॥

એવં નષ્ટેષુ સર્વેષુ કુલેષુ સ્વેષુ કેશવઃ ।
અવતારિતો ભુવો ભાર ઇતિ મેનેઽવશેષિતઃ ॥ ૨૫॥

રામઃ સમુદ્રવેલાયાં યોગમાસ્થાય પૌરુષમ્ ।
તત્યાજ લોકં[3] માનુષ્યં સંયોજ્યાત્માનમાત્મનિ ॥ ૨૬॥

રામનિર્યાણમાલોક્ય ભગવાન્ દેવકીસુતઃ ।
નિષસાદ ધરોપસ્થે તૂષ્ણીમાસાદ્ય પિપ્પલમ્ ॥ ૨૭॥

બિભ્રચ્ચતુર્ભુજં રૂપં ભ્રાજિષ્ણુ પ્રભયા સ્વયા ।
દિશો વિતિમિરાઃ કુર્વન્ વિધૂમ ઇવ પાવકઃ ॥ ૨૮॥

શ્રીવત્સાઙ્કં ઘનશ્યામં તપ્તહાટકવર્ચસમ્ ।
કૌશેયામ્બરયુગ્મેન પરિવીતં સુમઙ્ગલમ્ ॥ ૨૯॥

મૂઢતાવશ પુત્ર પિતાનો, ભાઈ ભાઈનો, ભાણેજ મામાનો, પૌત્ર દાદાનો, મિત્ર મિત્રનો, સ્વજન સ્વજનનો, કાકો ભત્રીજાનો તથા એક ગોત્રવાળા પરસ્પર એકબીજાનો સંહાર કરવા લાગ્યા. ॥ ૧૯ ॥ છેવટે જ્યારે તેમનાં બધાં શસ્ત્રો સમાપ્ત થઈ ગયાં, ધનુષ્ય તૂટી ગયાં ત્યારે તેમણે પોતાના હાથેથી સમુદ્રકિનારે ઉગેલ 'એરકા' નામનું ઘાસ ઉપાડ્યું. આ તે જ ઘાસ હતું જે ઋષિઓના શાપને લીધે ઉત્પન્ન થયેલા લોઢાના મુશળના ચૂર્ણમાંથી પેદા થયું હતું. ॥ ૨૦ ॥ હે રાજન્! તે ઘાસને તેમણે મુઠ્ઠીમાં લીધું અને તે ઘાસ તેમના હાથમાં આવતાં જ પરિઘ જેવું શક્તિશાળી બની ગયું. હવે તેઓ ક્રોધિત થઈને તે ઘાસથી પોતાના સામાવાળા ઉપર પ્રહાર કરવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણે તેમને રોકવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમણે ભગવાન શ્રીકૃષ્ણને અને બલરામજીને પણ પોતાના દુશ્મન માન્યા. તે આતતાયીઓની બુદ્ધિ એવી ભ્રષ્ટ થઈ ગઈ હતી કે તેઓ કૃષ્ણ અને બલરામને પણ મારવા માટે તૈયાર થઈ ગયા! ॥ ૨૧-૨૨ ॥ કુરુનંદન! હવે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પણ ક્રોધમાં આવી યુદ્ધભૂમિમાં એરકારૂપી પરિઘને મુઠ્ઠીમાં લઈ આમ-તેમ જઈ રહેલા યાદવોને મારવા લાગ્યા. ॥ ૨૩ ॥ જેમ વાંસના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો દાવાનળ વાંસના વનને જ ભસ્મ કરી દે છે તે જ પ્રમાણે બ્રાહ્મણોના શાપને લીધે અને ભગવાનની માયાથી મોહિત થયેલા યાદવોએ પરસ્પર સ્પર્ધા કરીને, ક્રોધમાં આવીને પોતાનો નાશ કરી દીધો. ॥ ૨૪ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે સમસ્ત યાદવોનો સંહાર થઈ ચૂક્યો છે ત્યારે તેમણે એવું સમજી લીધું કે હવે પૃથ્વીનો શેષ ભાર પણ ઊતરી ગયો. ॥ ૨૫ ॥

પરીક્ષિત! બલરામજીએ સમુદ્રતટે બેસીને એકાગ્રચિત્તે પરમાત્મચિંતન કરતા રહીને પોતાના આત્માને આત્મસ્વરૂપમાં જ સ્થિત કરી દીધો અને આ પૃથ્વીને છોડીને ચાલ્યા ગયા. ॥ ૨૬ ॥ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે જોયું કે મારા મોટાભાઈ બલરામજી પરમપદમાં લીન થઈ ગયા ત્યારે તેઓ પણ એક પીપળાના વૃક્ષ નીચે જઈને મૌન ધારણ કરી ધરતી પર જ બેસી ગયા. ॥ ૨૭ ॥ ભગવાન શ્રીકૃષ્ણે તે સમયે પોતાની અંગકાંતિથી દેદીપ્યમાન ચતુર્ભુજરૂપ ધારણ કર્યું હતું અને ધુમાડા વિનાના અગ્નિની જેમ દિશાઓને પ્રકાશિત કરી રહ્યા હતા. ॥ ૨૮ ॥

વર્ષાકાળના મેઘ જેવા શ્યામ શરીરથી તપેલા સોના જેવી જ્યોતિ નીકળી રહી હતી. વક્ષઃસ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન શોભી રહ્યું હતું. તેમણે રેશમી પીતાંબર અને ખેસ ધારણ કર્યો હતો. તેમનું તે સ્વરૂપ અતિશય મંગળકારી હતું. ॥ ૨૯ ॥

૧. ધૃતાઃ । ૨. રાજન્નાપતન્નાતતાયિનઃ । ૩. લોકમાવિશ્ય ।

સુન્દરસ્મિતવક્ત્રાબ્જં નીલકુન્તલમણ્ડિતમ્ ।
પુણ્ડરીકાભિરામાક્ષં સ્ફુરન્મકરકુણ્ડલમ્ ॥ ૩૦॥

કટિસૂત્રબ્રહ્મસૂત્રકિરીટકટકાઙ્ગદૈઃ ।
હારનૂપુરમુદ્રાભિઃ કૌસ્તુભેન વિરાજિતમ્ ॥ ૩૧॥

વનમાલાપરીતાઙ્ગં મૂર્તિમદ્ભિર્નિજાયુધૈઃ ।
કૃત્વોરૌ દક્ષિણે પાદમાસીનં પઙ્કજારુણમ્ ॥ ૩૨॥

મુસલાવશેષાયઃખણ્ડકૃતેષુર્લુબ્ધકો જરા ।
મૃગાસ્યાકારં તચ્ચરણં વિવ્યાધ મૃગશઙ્કયા ॥ ૩૩॥

ચતુર્ભુજં તં પુરુષં દૃષ્ટ્વા સ કૃતકિલ્બિષઃ ।
ભીતઃ પપાત શિરસા પાદયોરસુરદ્વિષઃ ॥ ૩૪॥

અજાનતા કૃતમિદં પાપેન મધુસૂદન ।
ક્ષન્તુમર્હસિ પાપસ્ય ઉત્તમશ્લોક મેઽનઘ ॥ ૩૫॥

યસ્યાનુસ્મરણં નૃણામજ્ઞાનધ્વાન્તનાશનમ્ ।
વદન્તિ તસ્ય તે વિષ્ણો મયાઽસાધુ કૃતં પ્રભો ॥ ૩૬॥

તન્માઽઽશુ જહિ વૈકુણ્ઠ પાપ્માનં મૃગલુબ્ધકમ્ ।
યથા પુનરહં ત્વેવં ન કુર્યાં સદતિક્રમમ્ ॥ ૩૭॥

યસ્યાત્મયોગરચિતં ન વિદુર્વિરિઞ્ચો
રુદ્રાદયોઽસ્ય તનયાઃ પતયો ગિરાં યે ।
ત્વન્માયયા પિહિતદૃષ્ટય એતદઞ્જઃ
કિં તસ્ય તે વયમસદ્ગતયો ગૃણીમઃ ॥ ૩૮॥

*શ્રીભગવાનુવાચ*

મા ભૈર્જરે ત્વમુત્તિષ્ઠ કામ એષ કૃતો હિ મે ।
યાહિ ત્વં મદનુજ્ઞાતઃ સ્વર્ગં સુકૃતિનાં પદમ્ ॥ ૩૯॥

મુખ પર સુંદર હાસ્ય અને કપોલ પર નીલા રંગની અલકાવલિ ખૂબ જ સુંદર લાગતી હતી. કમળ જેવાં સુંદર અને વિશુદ્ધ નેત્ર હતાં. કાનમાં મકરાકૃત કુંડળ ઝળહળી રહ્યાં હતાં. ॥ ૩૦ ॥ કમરમાં મેખલા, ખભા પર યજ્ઞોપવીત, મસ્તક પર મુગટ, હાથમાં કંકણ, બાહુઓમાં બાજુબંધ, વક્ષ:સ્થળ પર સુંદર હાર, ચરણોમાં નૂપુર, આંગળીઓમાં મુદ્રિકાઓ અને ગળામાં કૌસ્તુભમણિ શોભી રહ્યો હતો. ॥ ૩૧ ॥ ઘૂંટણ સુધી વનમાળા લટકતી હતી. શંખ, ચક્ર, ગદા વગેરે આયુધો મૂર્તિમાન થઈને પ્રભુની સેવામાં ઉપસ્થિત હતાં. તે સમયે ભગવાન પોતાની જમણી સાથળ પર ડાબો ચરણ રાખીને બેઠેલા હતા. ચરણનાં તળિયાં લાલ-લાલ કમળ જેવાં ચમકી રહ્યાં હતાં. ॥ ૩૨ ॥પરીક્ષિત! જરા નામનો એક પારધી હતો. તેણે જ મુશળના બચેલા ટુકડાને પોતાના બાણની અણી ઉપર લગાડી દીધો હતો. દૂરથી ભગવાનના ચરણનાં લાલ-લાલ તળિયાં જોઈને તેને હરણના મુખ જેવું લાગ્યું. તેણે સાચું જ હરણ સમજીને પોતાના તે બાણથી તે ચરણને વીંધી નાંખ્યો. ॥ ૩૩ ॥ જ્યારે તે નજીક આવ્યો, ત્યારે તેણે જોયું કે, 'અરે! આ તો ચતુર્ભુજ ભગવાન સ્વયં છે.' હવે તો તે અપરાધ કરી ચૂક્યો હતો. તેથી ભયભીત થઈને ધ્રૂજવા લાગ્યો અને અસુરોનો નાશ કરવાવાળા ભગવાન શ્રીકૃષ્ણના ચરણો પર માથું મૂકી પૃથ્વી પર પડીને ક્ષમા માગવા લાગ્યો. ॥ ૩૪ ॥ તેણે કહ્યું, 'હે મધુસૂદન! મેં અજાણતાં આ પાપ કર્યું છે. ખરેખર, હું મહાન પાપી છું, પરંતુ આપ પરમ યશસ્વી અને નિર્વિકાર છો. આપ કૃપા કરીને મારો અપરાધ ક્ષમા કરો. ॥ ૩૫ ॥ સર્વવ્યાપક, શક્તિમાન હે પ્રભુ! મહાત્મા લોકો કહે છે કે, આપના સ્મરણમાત્રથી મનુષ્યનો અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થઈ જાય છે. ઘણા ખેદની વાત છે કે મેં પોતે આપનું અનિષ્ટ કર્યું! ॥ ૩૬ ॥ હે વૈકુંઠનાથ! હું નિર્દોષ હરણાઓને મારનારો મહાપાપી છું. આપ મને અત્યારે જ મારી નાખો, કારણ કે મરી ગયા પછી હું ક્યારેય આપ જેવા મહાપુરુષોનો અપરાધ નહીં કરી શકું. ॥ ૩૭ ॥ આપની યોગમાયા દ્વારા રચાયેલા આ વિશ્વને બ્રહ્મા, તેમના પુત્ર રુદ્ર વગેરે તથા વાણીના અધિષ્ઠાતા બૃહસ્પતિ વગેરે સંપૂર્ણ રીતે જાણી શકતા નથી, કારણ કે, તેમની દૃષ્ટિ આપની માયાથી આવૃત છે, પાછા અમે તો પાપયોનિના છીએ, તેમના માટે તો શું કહેવું?' ॥ ૩૮ ॥

**ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું** – હે જરા! તું ડર નહીં, ઊઠ ઊભો થા. આ તો તેં મારા મનનું જ કામ કર્યું છે. જા, મારી આજ્ઞાથી તું તે સ્વર્ગમાં નિવાસ કર, જેની પ્રાપ્તિ મહાન પુણ્ય કરનારાઓને થાય છે. ॥ ૩૯ ॥

ઇત્યાદિષ્ટો ભગવતા કૃષ્ણેનેચ્છાશરીરિણા ।
ત્રિઃ પરિક્રમ્ય તં નત્વા વિમાનેન દિવં યયૌ ॥ ૪૦॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણે પોતાની ઇચ્છાથી શરીર ધારણ કર્યું છે. જ્યારે તેમણે જરા વ્યાધને આજ્ઞા કરી, ત્યારે તેણે ભગવાનની ત્રણ પ્રદક્ષિણા કરી, નમસ્કાર કર્યા અને વિમાન પર બેસી દિવ્યલોકમાં ચાલ્યો ગયો. ॥ ૪૦ ॥

દારુકઃ કૃષ્ણપદવીમન્વિચ્છન્નધિગમ્ય તામ્ ।
વાયું તુલસિકામોદમાઘ્રાયાભિમુખં યયૌ ॥ ૪૧॥

ભગવાન શ્રીકૃષ્ણનો સારથિ દારુક ભગવાનના સ્થાનનો પત્તો મેળવતો ભગવાને ધારણ કરેલી તુલસીની સુગંધયુક્ત વાયુની સુવાસ પરથી તેમના હોવાના સ્થાનનું અનુમાન લગાવીને ત્યાં પહોંચી ગયો. ॥ ૪૧ ॥

તં તત્ર તિગ્મદ્યુભિરાયુધૈર્વૃતં
હ્યશ્વત્થમૂલે કૃતકેતનં પતિમ્ ।
સ્નેહપ્લુતાત્મા નિપપાત પાદયો
રથાદવપ્લુત્ય સબાષ્પલોચનઃ ॥ ૪૨॥

દારુકે ત્યાં જઈને જોયું કે ભગવાન શ્રીકૃષ્ણ પીપળાના વૃક્ષ નીચે આસન લગાવી બેઠા છે. અસહ્ય તેજયુક્ત તેમનાં આયુધો મૂર્તિરૂપે ભગવાનની સેવા કરી રહ્યાં છે. તેમને જોઈને દારુકના હૃદયમાં પ્રેમની ભરતી આવી ગઈ. નેત્રોથી આંસુની ધારા વહેવા લાગી. તે રથમાંથી કૂદીને ભગવાનના ચરણોમાં પડી ગયો. ॥ ૪૨ ॥

અપશ્યતસ્ત્વચ્ચરણામ્બુજં પ્રભો
દૃષ્ટિઃ પ્રનષ્ટા તમસિ પ્રવિષ્ટા ।
દિશો ન જાને ન લભે ચ શાન્તિં
યથા નિશાયામુડુપે પ્રનષ્ટે ॥ ૪૩॥

દારુકે ભગવાનને પ્રાર્થના કરતાં કહ્યું કે, પ્રભુ! જે રીતે રાત્રિના સમયે ચન્દ્રમા છુપાઈ જતાં દિશાનું જ્ઞાન રહેતું નથી તથા અંધારું થઈ જવાથી કશું દેખાતું નથી તે રીતે મને આપનાં ચરણકમળોને જોયા વિના ન તો દિશાઓનું જ્ઞાન થાય છે અને ન મને હૃદયમાં શાંતિ પણ થાય છે. ॥ ૪૩ ॥

ઇતિ બ્રુવતિ સૂતે વૈ રથો ગરુડલાઞ્છનઃ ।
ખમુત્પપાત રાજેન્દ્ર સાશ્વધ્વજ ઉદીક્ષતઃ ॥ ૪૪॥

પરીક્ષિત! હજી દારુક આ પ્રમાણે કહી રહ્યો હતો કે તેની સામે જ ભગવાનનો ગરુડધ્વજ રથ ધજા અને ઘોડાઓ સાથે આકાશમાં ઊડી ગયો. ॥ ૪૪ ॥

તમન્વગચ્છન્ દિવ્યાનિ વિષ્ણુપ્રહરણાનિ ચ ।
તેનાતિવિસ્મિતાત્માનં સૂતમાહ જનાર્દનઃ ॥ ૪૫॥

તેમની પાછળ-પાછળ ભગવાનનાં દિવ્ય આયુધો પણ ચાલ્યાં ગયાં. આ બધું જોઈને દારુકના આશ્ચર્યનો પાર ન રહ્યો. ત્યારે ભગવાને તેને કહ્યું – ॥ ૪૫ ॥

ગચ્છ દ્વારવતીં સૂત જ્ઞાતીનાં નિધનં મિથઃ ।
સઙ્કર્ષણસ્ય નિર્યાણં બન્ધુભ્યો બ્રૂહિ મદ્દશામ્ ॥ ૪૬॥

'દારુક! હવે તમે દ્વારકા ચાલ્યા જાઓ અને ત્યાં યાદવોના પારસ્પરિક સંહાર, બલરામ ભૈયાની પરમગતિ અને મારા પણ સ્વધામગમનની વાત કહેજો.' ॥ ૪૬ ॥

દ્વારકાયાં ચ ન સ્થેયં ભવદ્ભિશ્ચ સ્વબન્ધુભિઃ ।
મયા ત્યક્તાં યદુપુરીં સમુદ્રઃ પ્લાવયિષ્યતિ ॥ ૪૭॥

તેમને કહેવું કે હવે તમારે પોતપોતાના પરિવાર સાથે દ્વારકામાં ન રહેવું. મારા ન રહેવાથી સમુદ્ર એ નગરીને ડુબાડી દેશે. ॥ ૪૭ ॥

સ્વં સ્વં પરિગ્રહં સર્વે આદાય પિતરૌ ચ નઃ ।
અર્જુનેનાવિતાઃ સર્વ ઇન્દ્રપ્રસ્થં ગમિષ્યથ ॥ ૪૮॥

બધા લોકોએ પોતપોતાની ધન-સંપત્તિ, કુટુંબ અને મારાં માતા-પિતાને લઈને અર્જુનના સંરક્ષણમાં ઇન્દ્રપ્રસ્થ ચાલ્યા જવું. ॥ ૪૮ ॥

ત્વં તુ મદ્ધર્મમાસ્થાય જ્ઞાનનિષ્ઠ ઉપેક્ષકઃ ।
મન્માયારચનામેતાં વિજ્ઞાયોપશમં વ્રજ ॥ ૪૯॥

દારુક! તમે મેં ઉપદેશેલા ભાગવત-ધર્મનો આશ્રય લો અને જ્ઞાનનિષ્ઠ થઈને બધાંથી નિરપેક્ષ બની જાઓ; તથા આ દૃશ્યને મારી માયાની રચના સમજીને શાંત થઈ જાઓ. ॥ ૪૯ ॥

ઈત્યુક્તસ્તં પરિક્રમ્ય નમસ્કૃત્ય પુનઃ પુનઃ ।
તત્પાદૌ શીર્ષ્ણ્યુપાધાય દુર્મનાઃ પ્રયયૌ પુરીમ્ ॥ ૫૦॥

ભગવાનનો આવો આદેશ પ્રાપ્ત થતાં દારુકે ભગવાનની પ્રદક્ષિણા કરી અને તેમના ચરણોમાં પોતાનું માથું મૂકીને વારંવાર પ્રણામ કર્યા. ત્યાર પછી ખૂબ જ વ્યથિત મને તે દ્વારકા ગયો. ॥ ૫૦ ॥

=★=

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે ત્રિંશોऽધ્યાયઃ ॥ ૩૦ ॥
અગિયારમા સ્કંધ-અંતર્ગત ત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

# એકત્રીસમો અધ્યાય

## શ્રીભગવાનનું સ્વધામગમન

*શ્રીશુક ઉવાચ*

અથ તત્રાગમદ્ બ્રહ્મા ભવાન્યા ચ સમં ભવઃ ।
મહેન્દ્રપ્રમુખા દેવા મુનયઃ સપ્રજેશ્વરાઃ ॥ ૧॥

પિતરઃ સિદ્ધગન્ધર્વા વિદ્યાધરમહોરગાઃ ।
ચારણા યક્ષરક્ષાંસિ કિન્નરાપ્સરસો દ્વિજાઃ ॥ ૨॥

દ્રષ્ટુકામા ભગવતો નિર્યાણં પરમોત્સુકાઃ ।
ગાયન્તશ્ચ ગૃણન્તશ્ચ શૌરેઃ કર્માણિ જન્મ ચ ॥ ૩॥

વવૃષુઃ પુષ્પવર્ષાણિ વિમાનાવલિભિર્નભઃ ।
કુર્વન્તઃ સઙ્કુલં રાજન્ ભક્ત્યા પરમયા યુતાઃ ॥ ૪॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! દારુકના ગયા પછી બ્રહ્માજી, શિવ-પાર્વતી, ઈન્દ્રાદિ લોકપાલો, મરીચિ વગેરે પ્રજાપતિઓ, મોટા-મોટા ઋષિ-મુનિ, પિતૃઓ, સિદ્ધો, નાગો, ગંધર્વો, વિદ્યાધરો, ચારણો, યક્ષ-રાક્ષસો, કિન્નરો, અપ્સરાઓ, ગરુડલોકનાં વિવિધ પક્ષીઓ તથા મૈત્રેય વગેરે બ્રાહ્મણો ભગવાનના પરમધામ-પ્રસ્થાનને જોવા માટે ભારે ઉત્સાહ સાથે ત્યાં આવ્યા. તે બધા ભગવાન શ્રીકૃષ્ણનાં જન્મ અને લીલાઓનું ગાન અને વર્ણન કરી રહ્યા હતા. તેમનાં વિમાનોથી પૂરું આકાશ છવાઈ ગયું હતું. તેઓ ખૂબ ભક્તિથી ભગવાન પર પુષ્પોની વૃષ્ટિ કરી રહ્યા હતા. ॥ ૧-૪ ॥

ભગવાન્ પિતામહં વીક્ષ્ય વિભૂતીરાત્મનો વિભુઃ ।
સંયોજ્યાત્મનિ ચાત્માનં પદ્મનેત્રે ન્યમીલયત્ ॥ ૫॥

સર્વવ્યાપક ભગવાન શ્રીકૃષ્ણે પોતાની જ વિભૂતિ-સ્વરૂપ લોકપિતામહ બ્રહ્માજીને, અન્ય દેવતાઓને અને ઋષિ-મુનિઓને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત કરી કમળ જેવાં નેત્રો બંધ કર્યાં. ॥ ૫ ॥

લોકાભિરામાં સ્વતનું ધારણાધ્યાનમઙ્ગલમ્ ।
યોગધારણયાऽऽગ્નેય્યાऽદગ્ધ્વા ધામાવિશત્ સ્વકમ્ ॥ ૬॥

ભગવાનનો મંગળમય વિગ્રહ ઉપાસકો માટે ધારણા અને ધ્યાનનો પરમમંગળકારી આશ્રય છે, સમસ્ત લોકોનો પણ આશ્રય છે અને બધાંને આનંદ પ્રદાન કરનાર છે. (આ માટે ભગવાન પોતાના મંગળમય વિગ્રહને યોગધારણાના અગ્નિથી દગ્ધ કર્યા વિના જ સશરીર પોતાના ધામમાં ચાલ્યા ગયા. ॥ ૬ ॥

દિવિ દુન્દુભયો નેદુઃ પેતુઃ સુમનસશ્ચ ખાત્ ।
સત્યં ધર્મો ધૃતિર્ભૂમેઃ કીર્તિઃ શ્રીશ્ચાનુ તં યયુઃ ॥ ૭॥

તે સમયે સ્વર્ગમાં નગારાં વાગવા લાગ્યાં અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણની પાછળ-પાછળ ભૂમિ પરથી સત્ય, ધર્મ, ધૈર્ય, કીર્તિ અને શ્રીદેવી પણ ચાલ્યાં ગયાં. ॥ ૭ ॥

દેવાદયો બ્રહ્મમુખ્યા ન[1] વિશન્તં સ્વધામનિ ।
અવિજ્ઞાતગતિં કૃષ્ણં દદૃશુશ્ચાતિવિસ્મિતાઃ ॥ ૮॥

સૌદામન્યા[2] યથાઽઽકાશે યાન્ત્યા[3] હિત્વાઽભ્રમણ્ડલમ્ ।
ગતિર્ન લક્ષ્યતે મર્ત્યૈસ્તથા કૃષ્ણસ્ય દૈવતૈઃ ॥ ૯॥

બ્રહ્મરુદ્રાદયસ્તે તુ દૃષ્ટ્વા યોગગતિં હરેઃ ।
વિસ્મિતાસ્તાં પ્રશંસન્તઃ સ્વં સ્વં લોકં યયુસ્તદા ॥ ૧૦॥

રાજન્ પરસ્ય તનુભૃજ્જનનાપ્યયેહા
માયાવિડમ્બનમવેહિ યથા નટસ્ય ।
સૃષ્ટ્વાઽઽત્મનેદમનુવિશ્ય વિહૃત્ય ચાન્તે
સંહૃત્ય ચાત્મમહિમોપરતઃ સ આસ્તે ॥ ૧૧॥

મર્ત્યેન યો ગુરુસુતં યમલોકનીતં
ત્વાં ચાનયચ્છરણદઃ પરમાસ્ત્રદગ્ધમ્ ।
જિગ્યેઽન્તકાન્તકમપીશમસાવનીશઃ
કિં સ્વાવને સ્વરનયન્મૃગયું સદેહમ્ ॥ ૧૨॥

તથાપ્યશેષસ્થિતિસમ્ભવાપ્યયે-
ષ્વનન્યહેતુર્યદશેષશક્તિધૃક્ ।
નૈચ્છત્ પ્રણેતું વપુરત્ર શેષિતં
મર્ત્યેન કિં સ્વસ્થગતિં પ્રદર્શયન્ ॥ ૧૩॥

ય એતાં પ્રાતરુત્થાય કૃષ્ણસ્ય પદવીં પરામ્ ।
પ્રયતઃ કીર્તયેદ્ ભક્ત્યા તામેવાપ્નોત્યનુત્તમામ્ ॥ ૧૪॥

ભગવાન શ્રીકૃષ્ણની ગતિ મન અને વાણીથી પર છે. તેથી તો ભગવાન જ્યારે પોતાના ધામમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે બ્રહ્માદિ દેવતાઓ પણ તેમને જોઈ શક્યા નહીં. આ ઘટનાથી તેમને ભારે આશ્ચર્ય થયું. ॥ ૮ ॥ જે પ્રમાણે વીજળી આકાશમાં વાદળોમાંથી નીકળે છે અને તુરંત આકાશમાં વિલીન થઈ જાય છે, તેને કોઈ માણસ જોઈ શકતો નથી; તે જ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની નિજધામમાં પ્રવેશ કરવાની લીલાને જોવા માટે ત્યાં જેટલા પણ મોટા-મોટા દેવતાઓ, ઋષિ-મુનિ આવ્યા હતા, કોઈ પણ જોઈ શક્યા નહીં. ॥ ૯ ॥ બ્રહ્માજી અને ભગવાન શંકર આદિ દેવતાઓ ભગવાનની આ પરમયોગમયી ગતિ જોઈને ભારે આશ્ચર્ય સાથે તેમની સ્તુતિ કરતા-કરતા પોતપોતાના લોકમાં ચાલ્યા ગયા. ॥ ૧૦ ॥

પરીક્ષિત! જેમ નટ અનેક પ્રકારના સ્વાંગ (વેશ) લે છે, પરંતુ તે બધાથી નિર્લેપ રહે છે; તે જ પ્રમાણે ભગવાનનો મનુષ્યોની જેમ જન્મ લેવો અને પછી તેમનું અંતર્ધાન થઈ જવું, અનેક પ્રકારની લીલાઓ કરવી, આ બધું તેમની માયાનો વિલાસ જ છે — અભિનય જ છે. તેઓ સ્વયં આ જગતની રચના કરીને એમાં પ્રવેશ કરીને વિહાર કરે છે અને અંતમાં સંહાર-લીલા કરીને બધાંથી ઉપરત થઈને પોતાના અનંત મહિમામય સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. ॥ ૧૧ ॥ પ્રિય પરીક્ષિત! ભગવાન શ્રીકૃષ્ણ યમપુરીમાં ગયેલા ગુરુપુત્રને તેના તે જ મનુષ્ય શરીર સાથે પાછો લઈ આવ્યા. હે પરીક્ષિત! તમારું શરીર જે બ્રહ્માસ્ત્રથી બળી ચૂક્યું હતું તેને તેમણે જીવતું કરી દીધું; તેમણે કાલના પણ મહાકાલ શંકરને પણ યુદ્ધમાં જીતી લીધા. જરા વ્યાધ કે જેણે કેટલો ભયંકર અપરાધ કર્યો, તેમ છતાં તેના અપરાધને ક્ષમા કરીને તેને સદેહે સ્વર્ગમાં મોકલી આપ્યો; તો શું સર્વસમર્થ પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના શરીરને અહીં રાખી નહોતા શકતા? અવશ્ય રાખી શકતા હતા, તેમાં આશ્ચર્ય જ શું છે? ॥ ૧૨ ॥ ભગવાન શ્રીકૃષ્ણ સંપૂર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના નિરપેક્ષ કારણ છે, સંપૂર્ણ શક્તિઓને ધારણ કરવાવાળા છે. તો પછી પોતાના શરીરને રાખવું તેમના માટે કઈ મોટી વાત હતી? ભગવાને સંપૂર્ણ યાદવોનો સંહાર થઈ ગયા પછી પોતાના શરીરને પણ બચાવી લેવાની ઇચ્છા ન કરી. (આટલી વિશાળ દ્વારકાનગરીનું ઐશ્વર્ય અને પોતાના કુટુંબ પ્રત્યે પૂર્ણ અનાસક્ત થઈને પોતાના દિવ્ય ધામમાં ગયા.) 'મનુષ્ય શરીર દ્વારા યોગીએ કઈ રીતે પોતાના દિવ્ય ધામની યાત્રા કરવી જોઈએ,' શું આ જ આચરણ શીખવવા માટે ભગવાને આવી લીલા કરી છે? અર્થાત્ યોગીઓ સિદ્ધિઓ દ્વારા પોતાના શરીરને બચાવી રાખવાની અને સંસાર, ઘર, પરિવાર વગેરેમાં રમણ કરવાની ઇચ્છા ન કરે; પૂર્ણરૂપે અનાસક્ત થઈને પોતાના દિવ્યધામ (પરમપદ)ની યાત્રા કરે. ॥ ૧૩ ॥ જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને ભગવાન શ્રીકૃષ્ણના પરમધામ-

૧. નિવિશન્તં । ૨. સૌદામની । ૩. યાતિ ।

દારુકો દ્વારકામેત્ય વસુદેવોગ્રસેનયોઃ ।
પતિત્વા ચરણાવસ્રૈર્ન્યષિઞ્ચત્ કૃષ્ણવિચ્યુતઃ ॥ ૧૫॥

કથયામાસ નિધનં વૃષ્ણીનાં કૃત્સ્નશો નૃપ ।
તચ્છ્રુત્વોદ્વિગ્નહૃદયા જનાઃ શોકવિમૂર્ચ્છિતાઃ ॥ ૧૬॥

તત્ર સ્મ ત્વરિતા જગ્મુઃ કૃષ્ણવિશ્લેષવિહ્વલાઃ[1] ।
વ્યસવઃ શેરતે યત્ર જ્ઞાતયો ઘ્નન્ત આનનમ્ ॥ ૧૭॥

દેવકી રોહિણી ચૈવ વસુદેવસ્તથા સુતૌ ।
કૃષ્ણરામાવપશ્યન્તઃ શોકાર્તા વિજહુઃ સ્મૃતિમ્ ॥ ૧૮॥

પ્રાણાંશ્ચ વિજહુસ્તત્ર ભગવદ્વિરહાતુરાઃ ।
ઉપગુહ્ય પતીંસ્તાત[2] ચિતામારુરુહુઃ સ્ત્રિયઃ ॥ ૧૯॥

રામપત્ન્યશ્ચ તદ્દેહમુપગુહ્યાગ્નિમાવિશન્ ।
વસુદેવપત્ન્યસ્તદ્ગાત્રં પ્રદ્યુમ્નાદીન્ હરેઃ સ્નુષાઃ ।
કૃષ્ણપત્ન્યોઽવિશન્નગ્નિં રુક્મિણ્યાદ્યાસ્તદાત્મિકાઃ ॥ ૨૦॥

અર્જુનઃ પ્રેયસઃ સખ્યુઃ કૃષ્ણસ્ય વિરહાતુરઃ ।
આત્માનં સાન્ત્વયામાસ કૃષ્ણગીતૈઃ સદુક્તિભિઃ ॥ ૨૧॥

બન્ધૂનાં નષ્ટગોત્રાણામર્જુનઃ સામ્પરાયિકમ્ ।
હતાનાં કારયામાસ યથાવદનુપૂર્વશઃ ॥ ૨૨॥

દ્વારકાં હરિણા ત્યક્તાં સમુદ્રોઽપ્લાવયત્ ક્ષણાત્ ।
વર્જયિત્વા મહારાજ[3] શ્રીમદ્ભગવદાલયમ્ ॥ ૨૩॥

નિત્યં સન્નિહિતસ્તત્ર ભગવાન્ મધુસૂદનઃ ।
સ્મૃત્યાઽશેષાશુભહરં સર્વમઙ્ગલમઙ્ગલમ્ ॥ ૨૪॥

સ્ત્રીબાલવૃદ્ધાનાદાય હતશેષાન્ ધનઞ્જયઃ ।
ઇન્દ્રપ્રસ્થં સમાવેશ્ય[4] વજ્રં તત્રાભ્યષેચયત્ ॥ ૨૫॥

ગમનની આ કથાનું એકાગ્રતા અને ભક્તિ સાથે કીર્તન કરશે, તેને ભગવાનનું તે જ સર્વશ્રેષ્ઠ પરમપદ પ્રાપ્ત થશે. ॥ ૧૪ ॥

આ બાજુ દારુક ભગવાન શ્રીકૃષ્ણના વિરહમાં વ્યાકુળ થઈને દ્વારકા આવ્યા અને વસુદેવજી તથા ઉગ્રસેનના ચરણોમાં પડીને આંસુ વહાવવા લાગ્યા. ॥ ૧૫ ॥

પરીક્ષિત! પછી તેમણે પોતે સ્વસ્થ થઈને યાદવોના વિનાશનું પૂરેપૂરું વર્ણન કહી સંભળાવ્યું. તે સાંભળીને લોકો અત્યંત દુઃખી થયા અને શોકની પ્રબળતાથી મૂર્છિત થઈ ગયા. ॥ ૧૬ ॥

ભગવાન શ્રીકૃષ્ણના વિયોગથી વિહ્વળ થઈને તે લોકો માથાં કૂટતાં ત્યાં ગયા, જ્યાં તેમના ભાઈ-બાંધવો નિષ્પ્રાણ થઈને પડેલા હતા. ॥ ૧૭ ॥

દેવકી, રોહિણી અને વસુદેવજી પોતાના પ્રિય પુત્ર શ્રીકૃષ્ણ અને બલરામને ન જોઈ શોકાકુળ થઈ બેહોશ થઈ ગયાં. ॥ ૧૮ ॥

તેમણે ભગવાનના વિરહથી વ્યાકુળ થઈને પોતાના પ્રાણ છોડી દીધા. અન્ય સ્ત્રીઓએ પોતપોતાના પતિઓનાં શબ ઓળખીને તેમને હૃદયે લગાડી દીધાં અને તેમની સાથે ચિતા પર બેસીને ભસ્મ થઈ ગઈ. ॥ ૧૯ ॥

બલરામજીની પત્નીઓ તેમના શરીરને, વસુદેવજીની પત્નીઓ તેમના શબને અને ભગવાનની પુત્રવધૂઓ પોતાના પતિઓનાં શબ લઈને અગ્નિમાં પ્રવેશી ગઈ. ભગવાન શ્રીકૃષ્ણની રુક્મિણી આદિ પટરાણીઓ ભગવાનના ધ્યાનમાં મગ્ન થઈને અગ્નિમાં પ્રવેશી ગઈ. ॥ ૨૦ ॥

6 પરીક્ષિત! અર્જુન પોતાના પ્રિયતમ અને મિત્ર એવા ભગવાન શ્રીકૃષ્ણના વિરહથી અત્યંત વ્યાકુળ થઈ ગયા, પછી તેમણે ભગવાનના ગીતા-ઉપદેશનું સ્મરણ કરીને પોતાના મનને સંભાળી લીધું. ॥ ૨૧ ॥

યદુવંશના મૃત્યુ પામેલા વ્યક્તિઓને પિંડ આપનાર કોઈ ન હતું. તેથી તેમનાં શ્રાદ્ધ અર્જુને ક્રમશઃ કરાવ્યાં. ॥ ૨૨ ॥

મહારાજ! ભગવાનના ન રહેવાથી સમુદ્રે એકમાત્ર ભગવાન શ્રીકૃષ્ણના નિવાસસ્થાનને છોડીને એક જ ક્ષણમાં સંપૂર્ણ દ્વારકા નગરીને ડુબાડી દીધી. ॥ ૨૩ ॥

ભગવાન શ્રીકૃષ્ણનો ત્યાં સદા-સર્વદા નિવાસ છે. તે સ્થાન સ્મરણમાત્રથી જ સઘળાં પાપ-તાપનો નાશ કરવાવાળું અને સર્વ મંગળોનું મંગળ છે. ॥ ૨૪ ॥

પ્રિય પરીક્ષિત! પિંડદાન પછી ત્યાં જે સ્ત્રીઓ અને વૃદ્ધ વગેરે બચી ગયાં હતાં તેમને લઈને અર્જુન ઇન્દ્રપ્રસ્થ આવ્યા. ત્યાં બધાંને યથાયોગ્ય વસાવીને અનિરુદ્ધના પુત્ર વજ્રનો મથુરામંડળનો રાજ્યાભિષેક કરી દીધો. ॥ ૨૫ ॥

૧. કૃષ્ણ કૃષ્ણેતિ વિહ્વલાઃ । ૨. પતીંસ્તા વૈ । ૩. મહાભાગ । ૪. સમાવિશ્ય ।

શ્રુત્વા સુહૃદ્વધં રાજન્નર્જુનાત્તે પિતામહાઃ ।
ત્વાં તુ વંશધરં કૃત્વા જગ્મુઃ સર્વે મહાપથમ્ ॥ ૨૬॥

રાજન્! તમારા પિતામહ યુધિષ્ઠિર વગેરે પાંડવોને અર્જુન દ્વારા એ વાત જાણવા મળી કે યદુવંશીઓનો સંહાર થઈ ગયો છે. ત્યારે તેઓ પોતાના પૌત્ર એવા તમને રાજ્યપદ પર બેસાડી હિમાલયની યાત્રા માટે નીકળી ગયા. ॥ ૨૬ ॥

ય એતદ્ દેવદેવસ્ય વિષ્ણોઃ કર્માણિ જન્મ ચ ।
કીર્તયેચ્છ્રદ્ધયા મર્ત્યઃ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૨૭॥

મેં તમને દેવતાઓના પણ આરાધ્ય દેવ ભગવાન શ્રીકૃષ્ણની જન્મલીલા અને કર્મલીલા સંભળાવી. જે મનુષ્ય શ્રદ્ધા સાથે આનું સંકીર્તન કરે છે તે સમસ્ત પાપોથી મુક્ત થઈ જાય છે. ॥ ૨૭ ॥

ઇત્થં હરેર્ભગવતો રુચિરાવતાર-
વીર્યાણિ બાલચરિતાનિ ચ શન્તમાનિ ।
અન્યત્ર ચેહ ચ શ્રુતાનિ ગૃણન્ મનુષ્યો
ભક્તિં પરાં પરમહંસગતૌ લભેત ॥ ૨૮॥

પરીક્ષિત! આ શ્રીમદ્ભાગવતજીમાં અને અન્ય પુરાણોમાં ગાયેલી કલ્યાણકારી અને મનોહર એવા શ્રીકૃષ્ણ પ્રભુની બાળલીલા અને દિવ્ય લીલાઓ તેમજ અવતાર-લીલાઓનું સંકીર્તન વગેરે જે કરે છે, તે પરમહંસ મુનિઓ જેને પામી શકે તેવી ભગવાન શ્રીકૃષ્ણની પરાભક્તિ પામે છે. ॥ ૨૮ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં એકાદશસ્કન્ધે એકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧ ॥

અગિયારમા સ્કંધનો એકત્રીસમો અધ્યાય સમાપ્ત.

=★=

**॥ ઇત્યેકાદશઃ સ્કન્ધઃ સમાપ્તઃ ॥**

=★=

**॥ હરિઃ ૐ તત્સત્ ॥**

=★=

**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ**

ॐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્ભાગવત-મહાપુરાણ

=★=

# બારમો સ્કંધ

=★=

## પહેલો અધ્યાય

### કળિયુગના રાજવંશોનું વર્ણન

*રાજોવાચ*

સ્વધામાનુગતે કૃષ્ણે યદુવંશવિભૂષણે ।
કસ્ય વંશોઽભવત્ પૃથ્વ્યામેતદાચક્ષ્વ મે મુને ॥ ૧॥

રાજા પરીક્ષિતે પૂછ્યું – ભગવન્! કૃપા કરીને આપ મને એ જણાવો કે – યદુવંશના અલંકારરૂપ ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે પોતાના પરમધામમાં પધાર્યા, ત્યારે પૃથ્વી પર કયો વંશ આગળ વિસ્તાર પામ્યો તથા હવે કોનું રાજ્ય થશે? ॥ ૧ ॥

*શ્રીશુક ઉવાચ*

યોઽન્ત્યઃ પુરઞ્જયો નામ ભાવ્યો બાર્હદ્રથો નૃપ ।
તસ્યામાત્યસ્તુ શુનકો હત્વા સ્વામિનમાત્મજમ્ ॥ ૨॥

પ્રદ્યોતસઞ્જ્ઞં રાજાનં કર્તા યત્ પાલકઃ[1] સુતઃ ।
વિશાખયૂપસ્તત્પુત્રો ભવિતા રાજકસ્તતઃ ॥ ૩॥

નન્દિવર્ધનસ્તત્પુત્રઃ પઞ્ચ પ્રદ્યોતના ઇમે ।
અષ્ટત્રિંશોત્તરશતં ભોક્ષ્યન્તિ પૃથિવીં નૃપાઃ ॥ ૪॥

શ્રીશુકદેવજીએ કહ્યું – પ્રિય પરીક્ષિત! મેં તમને નવમા સ્કંધમાં એ વાત કરી હતી કે જરાસંધના પિતા બૃહદ્રથના વંશમાં પુરંજય અથવા રિપુંજય અંતિમ રાજા થશે. તેના મંત્રીનું નામ શુનક હશે. તે તેના સ્વામીને (રાજાને) મારી નાખશે અને પોતાના પુત્ર પ્રદ્યોતનો રાજગાદી પર અભિષેક કરશે. પ્રદ્યોતનો પુત્ર થશે પાલક, પાલકનો પુત્ર વિશાખયૂપ, વિશાખયૂપનો રાજક અને રાજકનો પુત્ર થશે નન્દિવર્ધન. પ્રદ્યોતવંશમાં આ પાંચ રાજા થશે. તેઓ 'પ્રદ્યોતન' નામથી ઓળખાશે. આ રાજાઓ એકસો આડત્રીસ વર્ષ સુધી પૃથ્વીનો ઉપભોગ કરશે. ॥ ૨-૪ ॥

શિશુનાગસ્તતો ભાવ્યઃ કાકવર્ણસ્તુ તત્સુતઃ ।
ક્ષેમધર્મા તસ્ય સુતઃ ક્ષેત્રજ્ઞઃ ક્ષેમધર્મજઃ ॥ ૫॥

વિધિસારઃ સુતસ્તસ્યાજાતશત્રુર્ભવિષ્યતિ ।
દર્ભકસ્તત્સુતો ભાવી[2] દર્ભકસ્યાજયઃ[3] સ્મૃતઃ ॥ ૬॥

નન્દિવર્ધન આજેયો મહાનન્દિઃ[4] સુતસ્તતઃ ।
શિશુનાગા[5] દશૈવૈતે ષષ્ટ્યુત્તરશતત્રયમ્ ॥ ૭॥

સમા ભોક્ષ્યન્તિ પૃથિવીં કુરુશ્રેષ્ઠ કલૌ નૃપાઃ ।
મહાનન્દિસુતો રાજન્ શૂદ્રીગર્ભોદ્ભવો[6] બલી ॥ ૮॥

આ પછી શિશુનાગ નામનો રાજા થશે. શિશુનાગનો કાકવર્ણ, તેનો ક્ષેમધર્મા અને ક્ષેમધર્માનો પુત્ર થશે ક્ષેત્રજ્ઞ. ॥ ૫ ॥ ક્ષેત્રજ્ઞનો વિધિસાર, તેનો અજાતશત્રુ, પછી દર્ભક અને દર્ભકનો પુત્ર અજય થશે. ॥ ૬ ॥ અજયથી નન્દિવર્ધન અને તેનાથી મહાનન્દિનો જન્મ થશે. શિશુનાગ-વંશમાં આ દશ રાજા થશે. આ બધા મળીને કળિયુગમાં ત્રણસો સાઠ વર્ષ રાજ્ય કરશે. પ્રિય પરીક્ષિત! મહાનન્દિની પત્ની શૂદ્રીના ગર્ભથી નંદ નામનો પુત્ર થશે. તે ખૂબ બળવાન થશે. નંદ 'મહાપદ્મ' નામના નિધિનો અધિપતિ થશે. તેથી લોકો તેને 'મહાપદ્મ' પણ કહેશે. તે

૧. ક૦ । ૨. ભાવ્યો । ૩. ૦જયોઽભવત્ । ૪. ૦ન્નન્દિસ્તુ તત્સુતઃ । ૫. ભૌમ૦ । ૬. શૂદ્રાગર્ભો૦ ।

મહાપદ્મપતિઃ કશ્ચિન્નન્દઃ ક્ષત્રવિનાશકૃત્ ।
તતો નૃપા ભવિષ્યન્તિ શૂદ્રપ્રાયાસ્ત્વધાર્મિકાઃ ॥ ૯॥

સ એકચ્છત્રાં પૃથિવીમનુલ્લઙ્ઘિતશાસનઃ ।
શાસિષ્યતિ મહાપદ્મો દ્વિતીય ઇવ ભાર્ગવઃ ॥ ૧૦॥

તસ્ય ચાષ્ટૌ ભવિષ્યન્તિ સુમાલ્યપ્રમુખાઃ સુતાઃ ।
ય ઇમાં ભોક્ષ્યન્તિ મહીં રાજાનઃ સ્મ શતં સમાઃ ॥ ૧૧॥

નવ નન્દાન્ દ્વિજઃ કશ્ચિત્ પ્રપન્નાનુદ્ધરિષ્યતિ ।
તેષામભાવે જગતીં મૌર્યા ભોક્ષ્યન્તિ વૈ કલૌ ॥ ૧૨॥

સ એવ ચન્દ્રગુપ્તં વૈ દ્વિજો રાજ્યેઽભિષેક્ષ્યતિ ।
તત્સુતો વારિસારસ્તુ તતશ્ચાશોકવર્ધનઃ ॥ ૧૩॥

સુયશા ભવિતા તસ્ય સઙ્ગતઃ[1] સુયશઃ સુતઃ ।
શાલિશૂકસ્તતસ્તસ્ય સોમશર્મા ભવિષ્યતિ ॥ ૧૪॥

શતધન્વા [2]તતસ્તસ્ય ભવિતા તદ્ બૃહદ્રથઃ ।
મૌર્યા હ્યેતે દશ નૃપાઃ સપ્તત્રિંશચ્છતોત્તરમ્ ।
સમા ભોક્ષ્યન્તિ પૃથિવીં કલૌ કુરુકુલોદ્વહ ॥ ૧૫॥

હત્વા બૃહદ્રથં મૌર્યં તસ્ય સેનાપતિઃ કલૌ ।
પુષ્યમિત્રસ્તુ શુઙ્ગાહ્વઃ સ્વયં રાજ્યં કરિષ્યતિ ।
અગ્નિમિત્રસ્તતસ્તસ્માત્ સુજ્યેષ્ઠોઽથ[3] ભવિષ્યતિ ॥ ૧૬॥

વસુમિત્રો ભદ્રકશ્ચ પુલિન્દો ભવિતા તતઃ ।
તતો ઘોષઃ સુતસ્તસ્માદ્ વજ્રમિત્રો ભવિષ્યતિ ॥ ૧૭॥

તતો ભાગવતસ્તસ્માદ્ દેવભૂતિરિતિ[4] શ્રુતઃ ।
શુઙ્ગા દશૈતે ભોક્ષ્યન્તિ ભૂમિં વર્ષશતાધિકમ્ ॥ ૧૮॥

તતઃ કણ્વાનિયં ભૂમિર્યાસ્યત્યલ્પગુણાન્ નૃપ ।
શુઙ્ગં હત્વા દેવભૂતિં કણ્વોઽમાત્યસ્તુ કામિનમ્ ॥ ૧૯॥

ક્ષત્રિયરાજાઓના વિનાશનું કારણ બનશે. ત્યારથી રાજાઓ પ્રાયઃ શૂદ્ર અને અધાર્મિક થઈ જશે. ॥ ૭-૯ ॥

મહાપદ્મ પૃથ્વીનો એકચક્રી શાસક થશે. કોઈ પણ તેના શાસનનું ઉલ્લંઘન કરી શકશે નહિ. ક્ષત્રિયોના વિનાશમાં તે કારણ હોવાની દૃષ્ટિએ તો તેને બીજો પરશુરામ જ સમજવો જોઈએ. ॥ ૧૦ ॥ તેના સુમાલ્ય વગેરે આઠ પુત્રો થશે અને સો વર્ષ સુધી આ પૃથ્વીનો ઉપભોગ કરશે. ॥ ૧૧ ॥ કૌટિલ્ય, વાત્સ્યાયન તથા ચાણક્યના નામથી પ્રસિદ્ધ એક બ્રાહ્મણ વિશ્વવિખ્યાત નંદ અને તેના સુમાલ્ય વગેરે આઠ પુત્રોનો નાશ કરી નાખશે. તેમનો નાશ થઈ જતાં કળિયુગમાં મૌર્યવંશી રાજાઓ પૃથ્વીનું રાજ્ય કરશે. ॥ ૧૨ ॥ તે જ બ્રાહ્મણ સર્વપ્રથમ ચંદ્રગુપ્ત મૌર્યનો રાજાના પદ પર અભિષેક કરશે. ચંદ્રગુપ્તનો પુત્ર વારિસાર થશે અને વારિસારનો પુત્ર થશે અશોકવર્ધન. ॥ ૧૩ ॥ અશોકવર્ધનનો સુયશ નામનો પુત્ર થશે. સુયશનો સંગત, સંગતનો શાલિશૂક અને શાલિશૂકનો સોમશર્મા નામનો પુત્ર થશે. ॥ ૧૪ ॥ સોમશર્માનો શતધન્વા અને શતધન્વાનો પુત્ર બૃહદ્રથ થશે. કુરુવંશવિભૂષણ પરીક્ષિત! મૌર્યવંશના આ દસ* રાજાઓ કળિયુગમાં એકસો સાડત્રીસ વર્ષ સુધી પૃથ્વીનું રાજ્ય કરશે. બૃહદ્રથનો સેનાપતિ પુષ્યમિત્ર શુંગ થશે. તે પોતાના સ્વામીને મારીને પોતે જ રાજા બની જશે. પુષ્યમિત્રનો અગ્નિમિત્ર અને અગ્નિમિત્રનો સુજ્યેષ્ઠ થશે. ॥ ૧૫-૧૬ ॥ સુજ્યેષ્ઠનો વસુમિત્ર, વસુમિત્રનો ભદ્રક અને ભદ્રકનો પુલિંદ, પુલિંદનો ઘોષ અને ઘોષનો વજ્રમિત્ર નામનો પુત્ર થશે. ॥ ૧૭ ॥ વજ્રમિત્રનો ભાગવત અને ભાગવતનો પુત્ર થશે દેવભૂતિ. શુંગ વંશના આ દશ રાજાઓ એકસો બાર વર્ષ સુધી પૃથ્વીનું પાલન કરશે. ॥ ૧૮ ॥

પરીક્ષિત! શુંગવંશી રાજાઓનો શાસનકાળ સમાપ્ત થતાં આ પૃથ્વી કણ્વવંશી રાજાઓના હાથમાં ચાલી જશે. કણ્વવંશી રાજાઓ તેમના ભૂતકાળમાં થયેલા રાજાઓની તુલનામાં અલ્પગુણી થશે. શુંગવંશનો અંતિમ રાજા દેવભૂતિ અત્યંત લંપટ થશે. તેને તેનો મંત્રી કણ્વવંશી વસુદેવ મારી નાખશે અને પોતાના બુદ્ધિબળથી પોતે જ રાજ્ય કરશે. વસુદેવનો પુત્ર ભૂમિત્ર થશે, ભૂમિત્રનો

૧. સઙ્ગતશ્ચાપિ તત્સુતઃ । ૨. સુત૦ । ૩. ૦ઙ્થ ભવિતા તતઃ । ૪. દેવભૂતિઃ કુરૂદ્વહ ।

* મૌર્યોની સંખ્યા ચન્દ્રગુપ્તની સાથે નવ જ થાય છે. વિષ્ણુપુરાણ વગેરેમાં ચન્દ્રગુપ્તથી પાંચમા દશરથ નામના એક બીજા મૌર્યવંશી રાજાનો ઉલ્લેખ મળે છે. તેની સાથે અહીં દસની સંખ્યા સમજવી જોઈએ.

સ્વયં કરિષ્યતે રાજ્યં વસુદેવો મહામતિઃ[1] ।
તસ્ય પુત્રસ્તુ ભૂમિત્રસ્તસ્ય[2] નારાયણઃ સુતઃ ।
નારાયણસ્ય ભવિતા સુશર્મા નામ વિશ્રુતઃ ॥ ૨૦॥

કાણ્વાયના ઈમે ભૂમિં ચત્વારિંશચ્ચ પઞ્ચ ચ ।
શતાનિ ત્રીણિ ભોક્ષ્યન્તિ વર્ષાણાં ચ કલૌ યુગે ॥ ૨૧॥

હત્વા કાણ્વં સુશર્માણં તદ્ભૃત્યો વૃષલો બલી ।
ગાં ભોક્ષ્યત્યન્ધ્રજાતીયઃ કઞ્ચિત્ કાલમસત્તમઃ ॥ ૨૨॥

કૃષ્ણનામાથ તદ્ભ્રાતા ભવિતા[3] પૃથિવીપતિઃ ।
શ્રીશાન્તકર્ણસ્તત્પુત્રઃ પૌર્ણમાસસ્તુ તત્સુતઃ ॥ ૨૩॥

લમ્બોદરસ્તુ તત્પુત્રસ્તસ્માચ્ચિબિલકો નૃપઃ ।
મેઘસ્વાતિશ્ચિબિલકાદટમાનસ્તુ તસ્ય ચ ॥ ૨૪॥

અનિષ્ટકર્મા હાલેયસ્તલકસ્તસ્ય ચાત્મજઃ ।
પુરીષભીરુસ્તત્પુત્રસ્તતો રાજા સુનન્દનઃ ॥ ૨૫॥

ચકોરો બહવો યત્ર [4]શિવસ્વાતિરરિન્દમઃ ।
તસ્યાપિ ગોમતીપુત્રઃ પુરીમાન્ ભવિતા તતઃ ॥ ૨૬॥

મેદઃશિરાઃ શિવસ્કન્દો યજ્ઞશ્રીસ્તત્સુતસ્તતઃ ।
વિજયસ્તત્સુતો ભાવ્યશ્ચન્દ્રવિજ્ઞઃ[5] સલોમધિઃ ॥ ૨૭॥

એતે ત્રિંશન્નૃપતયશ્ચત્વાર્યબ્દશતાનિ ચ ।
ષટ્પઞ્ચાશચ્ચ પૃથિવીં ભોક્ષ્યન્તિ કુરુનન્દન ॥ ૨૮॥

સપ્તાભીરા આવભૃત્યા દશ ગર્દભિનો નૃપાઃ ।
કઙ્કાઃ ષોડશ ભૂપાલા ભવિષ્યન્ત્યતિલોલુપાઃ ॥ ૨૯॥

તતોઽષ્ટૌ યવના ભાવ્યાશ્ચતુર્દશ તુરુષ્કકાઃ ।
ભૂયો દશ ગુરુણ્ડાશ્ચ મૌના એકાદશૈવ તુ ॥ ૩૦॥

એતે ભોક્ષ્યન્તિ પૃથિવીં દશવર્ષશતાનિ ચ ।
નવાધિકાં ચ નવતિં મૌના એકાદશ ક્ષિતિમ્ ॥ ૩૧॥

ભોક્ષ્યન્ત્યબ્દશતાન્યઙ્ગ ત્રીણિ તૈઃ સંસ્થિતે તતઃ ।
કિલિકિલાયાં નૃપતયો ભૂતનન્દોઽથ વઙ્ગિરિઃ ॥ ૩૨॥

શિશુનન્દિશ્ચ[6] તદ્ભ્રાતા યશોનન્દિઃ પ્રવીરકઃ[7] ।
ઈત્યેતે વૈ વર્ષશતં ભવિષ્યન્ત્યધિકાનિ ષટ્ ॥ ૩૩॥

નારાયણ અને નારાયણનો સુશર્મા થશે. સુશર્મા મહાન યશસ્વી થશે. ॥ ૧૯-૨૦ ॥

*કણ્વવંશના આ ચાર રાજાઓ કાણ્વાયન કહેવાશે અને કળિયુગમાં ત્રણસો પિસ્તાળીસ વર્ષ સુધી પૃથ્વીનું રાજ્ય કરશે. ॥ ૨૧ ॥ પ્રિય પરીક્ષિત! કણ્વવંશી સુશર્માનો એક બલી નામનો શૂદ્ર સેવક થશે. તે આંધ્ર જાતિનો અને ઘણો દુષ્ટ થશે. તે સુશર્માને મારીને થોડા સમય સુધી પૃથ્વીનું રાજ્ય કરશે. ॥ ૨૨ ॥ ત્યાર પછી તેનો ભાઈ કૃષ્ણ રાજા થશે. કૃષ્ણનો પુત્ર શાંતકર્ણ અને તેનો પૌર્ણમાસ થશે. ॥ ૨૩ ॥ પૌર્ણમાસનો લંબોદર અને લંબોદરનો પુત્ર ચિબિલક થશે. ચિબિલકનો મેઘસ્વાતિ, મેઘસ્વાતિનો અટમાન, અટમાનનો અનિષ્ટકર્મા, અનિષ્ટકર્માનો હાલેય, હાલેયનો તલક, તલકનો પુરીષભીરુ અને પુરીષભીરુનો પુત્ર સુનંદન રાજા થશે. ॥ ૨૪-૨૫ ॥ પરીક્ષિત! સુનંદનનો પુત્ર થશે ચકોર. ચકોરને આઠ પુત્રો થશે. જે બધા 'બહુ' કહેવાશે. તેમનામાં સૌથી નાનાનું નામ હશે શિવસ્વાતિ. તે મોટો વીર થશે અને શત્રુઓનું દમન કરશે. શિવસ્વાતિનો ગોમતીપુત્ર અને તેનો પુત્ર થશે પુરીમાન. ॥ ૨૬ ॥ પુરીમાનનો મેદઃશિરા, મેદઃશિરાનો શિવસ્કન્દ, શિવસ્કંદનો યજ્ઞશ્રી, યજ્ઞશ્રીનો વિજય અને વિજયના બે પુત્રો થશે – ચન્દ્રવિજ્ઞ અને લોમધિ. ॥ ૨૭ ॥ પરીક્ષિત! આ ત્રીસ રાજાઓ ચારસો છપ્પન વર્ષ સુધી પૃથ્વીનું રાજ્ય કરશે. ॥ ૨૮ ॥

પરીક્ષિત! આ પછી અવભૃતિ–નગરીના સાત આભીર, દસ ગર્દભી અને સોળ કંક રાજાઓ પૃથ્વીનું રાજ્ય કરશે. આ તમામ અત્યંત લોભી હશે. ॥ ૨૯ ॥ એમના પછી આઠ યવન અને ચૌદ તુર્ક રાજાઓ રાજ્ય કરશે. ત્યાર પછી દસ ગુરુણ્ડ અને અગિયાર મૌન રાજા થશે. ॥ ૩૦ ॥ મૌનો સિવાય આ બધા એક હજાર નવ્વાણુ વર્ષ સુધી પૃથ્વીનો ઉપભોગ કરશે. તથા અગિયાર મૌન રાજાઓ ત્રણસો વર્ષ સુધી પૃથ્વીનું શાસન કરશે. જ્યારે તેમનો રાજ્યકાળ સમાપ્ત થઈ જશે, ત્યારે કિલિકિલા નામના નગરમાં ભૂતનંદ નામનો રાજા થશે. ભૂતનંદનો વંગિરિ, વંગિરિનો ભાઈ શિશુનન્દિ તથા યશોનન્દિ અને પ્રવીરક – આ બધા એકસો છ વર્ષ સુધી રાજ્ય કરશે. ॥ ૩૧-૩૩ ॥

૧. મહીપતિઃ । ૨. ૦સ્તતો ના૦ । ૩. ભવિષ્યત્યવનીપતિઃ । ૪. સિદ્ધસ્વા૦ । ૫. ૦શ્ચન્દ્રવીર્યઃ । ૬. ૦નન્દશ્ચ । ૭. પ્રવર્તકઃ ।

તેષાં ત્રયોદશ સુતા ભવિતારશ્ચ બાહ્લિકાઃ ।
પુષ્પમિત્રોઽથ[1] રાજન્યો દુર્મિત્રોઽસ્ય તથૈવ ચ ॥ ૩૪॥

આમના તેર પુત્રો થશે અને તે બધા જ બાહ્લિક કહેવાશે. આમના પછી પુષ્પમિત્ર નામના ક્ષત્રિય અને તેના પુત્ર દુર્મિત્રનું રાજ્ય થશે. ॥ ૩૪ ॥ પરીક્ષિત! બાહ્લિક-વંશી રાજાઓ એક સાથે જ વિભિન્ન પ્રદેશોમાં રાજ્ય કરશે.

એકકાલા ઇમે ભૂપાઃ સપ્તાન્ધ્રાઃ સપ્ત કોસલાઃ ।
વિદૂરપતયો ભાવ્યા નિષધાસ્તત[2] એવ હિ ॥ ૩૫॥

તેમાં સાત અન્ધ્રદેશના તથા સાત કોસલદેશના અધિપતિ થશે, થોડા વિદૂર-ભૂમિના શાસક અને થોડા નિષધદેશના સ્વામી થશે. ॥ ૩૫ ॥

માગધાનાં તુ ભવિતા વિશ્વસ્ફૂર્જિઃ[3] પુરઞ્જયઃ ।
કરિષ્યત્યપરો વર્ણાન્ પુલિન્દયદુમદ્રકાન્ ॥ ૩૬॥

એમના પછી મગધ દેશનો વિશ્વસ્ફૂર્જિ નામનો રાજા થશે. આ આગળ કહેવાયેલા પુરંજયથી જુદો, બીજો પુરંજય કહેવાશે. આ બ્રાહ્મણ વગેરે ઉચ્ચવર્ણોને પુલિન્દ, યદુ અને મદ્ર વગેરે મ્લેચ્છપ્રાય જાતિઓના રૂપમાં પરિણત કરી દેશે. ॥ ૩૬ ॥

પ્રજાશ્ચાબ્રહ્મભૂયિષ્ઠાઃ સ્થાપયિષ્યતિ દુર્મતિઃ ।
વીર્યવાન્ ક્ષત્રમુત્સાદ્ય પદ્મવત્યાં સ વૈ પુરિ ।
અનુગઙ્ગામાપ્રયાગં ગુપ્તાં ભોક્ષ્યતિ મેદિનીમ્ ॥ ૩૭॥

આની બુદ્ધિ એટલી દુષ્ટ હશે કે આ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનો નાશ કરીને પ્રાયઃ શૂદ્ર જનતાની રક્ષા કરશે. આ પોતાના બળ-પરાક્રમથી ક્ષત્રિયોનો નાશ કરશે અને પદ્મવતી પુરીને રાજધાની બનાવીને હરિદ્વારથી પ્રયાગ સુધી સુરક્ષિત પૃથ્વીનું રાજ્ય કરશે. ॥ ૩૭ ॥

સૌરાષ્ટ્રાવન્ત્યાભીરાશ્ચ શૂરા અર્બુદમાલવાઃ ।
વ્રાત્યા દ્વિજા ભવિષ્યન્તિ શૂદ્રપ્રાયા જનાધિપાઃ ॥ ૩૮॥

પરીક્ષિત! જેમ-જેમ ઘોર કળિયુગ આવશે, તેમ તેમ સૌરાષ્ટ્ર, અવન્તી, આભીર, શૂર, અર્બુદ અને માલવ દેશના બ્રાહ્મણો સંસ્કાર-શૂન્ય થઈ જશે તથા રાજાઓ પણ શૂદ્રો જેવા થઈ જશે. ॥ ૩૮ ॥

સિન્ધોસ્તટં ચન્દ્રભાગાં કૌન્તીં કાશ્મીરમણ્ડલમ્ ।
ભોક્ષ્યન્તિ શૂદ્રા વ્રાત્યાદ્યા મ્લેચ્છાશ્ચાબ્રહ્મવર્ચસઃ ॥ ૩૯॥

સિન્ધુતટ, ચન્દ્રભાગાના કિનારાનો પ્રદેશ, કૌન્તીપુરી અને કાશ્મીરમંડળ પર બહુધા શૂદ્રોનું, સંસ્કાર અને બ્રહ્મતેજથી હીન નામમાત્રના દ્વિજોનું અને મ્લેચ્છોનું રાજ્ય થશે. ॥ ૩૯ ॥

તુલ્યકાલા ઇમે રાજન્ મ્લેચ્છપ્રાયાશ્ચ ભૂભૃતઃ ।
એતેઽધર્માનૃતપરાઃ ફલ્ગુદાસ્તીવ્રમન્યવઃ ॥ ૪૦॥

પરીક્ષિત! આ બધા જ રાજાઓ આચાર-વિચારમાં મ્લેચ્છ જેવા થશે. આ બધા એકી સાથે જુદા જુદા પ્રાંતોમાં રાજ્ય કરશે. આ બધા ખૂબ જુઠ્ઠા, અધાર્મિક અને સ્વલ્પદાન કરવાવાળા થશે. સામાન્ય વાતમાં પણ તેઓ ક્રોધથી રાતા-પીળા થઈ જશે. ॥ ૪૦ ॥

સ્ત્રીબાલગોદ્વિજઘ્નાશ્ચ પરદારધનાદૃતાઃ ।
ઉદિતાસ્તમિતપ્રાયા અલ્પસત્ત્વાલ્પકાયુષઃ ॥ ૪૧॥

આ દુષ્ટો સ્ત્રીઓ, બાળકો, ગાયો, બ્રાહ્મણોને મારતાં પણ ખચકાશે નહીં. બીજાની પત્ની અને ધન આંચકી લેવામાં હંમેશાં પ્રવૃત્ત રહેશે. પરિણામે ઉગતાં જ આથમી જનારા બનશે. ક્ષણમાં રુષ્ટ અને ક્ષણમાં તુષ્ટ. એમની શક્તિ અને આયુષ્ય અલ્પ હશે. ॥ ૪૧ ॥

અસંસ્કૃતાઃ ક્રિયાહીના રજસા તમસાઽઽવૃતાઃ ।
પ્રજાસ્તે ભક્ષયિષ્યન્તિ મ્લેચ્છા રાજન્યરૂપિણઃ ॥ ૪૨॥

આ બધા પરંપરાગત સંસ્કારવિહોણા હોઈ પોતાના કર્તવ્યકર્મનું પાલન નહીં કરે. રજોગુણ અને તમોગુણના પ્રભાવથી વિચાર-અંધ બનેલા આ બધા રાજાના રૂપમાં મ્લેચ્છો જ હશે. તેઓ લૂટફાટ કરીને પ્રજાનું લોહી ચૂસનારા થશે. ॥ ૪૨ ॥

૧. પુષ્પમિત્રોઽથ । ૨. નૈષ૦ । ૩. વિસ્ફૂર્જિતપુ૦ ।

તન્નાથાસ્તે જનપદાસ્તચ્છીલાચારવાદિનઃ ।
અન્યોન્યતો રાજભિશ્ચ ક્ષયં યાસ્યન્તિ પીડિતાઃ ॥ ૪૩॥

જ્યારે આવા લોકોનું શાસન થશે, ત્યારે રાજ્યની પ્રજામાં પણ તેવા જ ગુણો, આચરણ અને વાણીમાં વૃદ્ધિ થઈ જશે. રાજાઓ તો તેમનું શોષણ કરશે જ, પરંતુ તેઓ પરસ્પર પણ એક-બીજાને દુઃખી કરશે અને છેવટે બધા જ નષ્ટ થઈ જશે. ॥ ૪૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

બારમા સ્કંધ-અંતર્ગતનો પહેલો અધ્યાય સમાપ્ત.

═★═

# બીજો અધ્યાય

## કળિયુગના ધર્મો

*શ્રીશુક ઉવાચ*

તતશ્ચાનુદિનં ધર્મઃ સત્યં શૌચં ક્ષમા દયા ।
કાલેન બલિના રાજન્ નઙ્ક્ષ્યત્યાયુર્બલં સ્મૃતિઃ ॥ ૧॥

વિત્તમેવ કલૌ નૃણાં જન્માચારગુણોદયઃ ।
ધર્મન્યાયવ્યવસ્થાયાં કારણં બલમેવ હિ ॥ ૨॥

દામ્પત્યેઽભિરુચિર્હેતુર્માયૈવ વ્યાવહારિકે ।
સ્ત્રીત્વે પુંસ્ત્વે ચ હિ રતિર્વિપ્રત્વે સૂત્રમેવ હિ ॥ ૩॥

લિઙ્ગમેવાશ્રમખ્યાતાવન્યોન્યાપત્તિકારણમ્ ।
અવૃત્ત્યા ન્યાયદૌર્બલ્યં પાણ્ડિત્યે ચાપલં વચઃ ॥ ૪॥

અનાઢ્યતૈવાસાધુત્વે સાધુત્વે દમ્ભ એવ તુ ।
સ્વીકાર એવ ચોદ્વાહે સ્નાનમેવ પ્રસાધનમ્ ॥ ૫॥

**શ્રીશુકદેવજી કહે છે** – પરીક્ષિત! સમય બહુ બળવાન છે; જેમ-જેમ ઘોર કળિયુગ આવતો જશે, તેમ-તેમ ઉત્તરોત્તર ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મરણશક્તિનો લોપ થતો જશે. ॥ ૧ ॥ કળિયુગમાં જેની પાસે ધન હશે, તેને જ લોકો કુળવાન, સદાચારી અને સદ્ગુણી માનશે. જેના હાથમાં શક્તિ હશે તે ધર્મ અને ન્યાયને પોતાને અનુકૂળ કરાવી શકશે. ॥ ૨ ॥ લગ્ન-આદિ સંબંધોમાં કુળ-શીલ-યોગ્યતા વગેરે જોવા-જાણવાનું રહેશે નહીં, યુવક-યુવતીનો એક-બીજાની પસંદગીથી જ સંબંધ થઈ જશે. વ્યવહાર-કુશળતા, સત્ય અને ઈમાનદારીના આધારે નહીં, પરંતુ જે જેટલું છળ-કપટ કરી શકશે, તેટલો તેને વ્યવહારકુશળ માનવામાં આવશે. સ્ત્રીઓ અને પુરુષોની શ્રેષ્ઠતાનો આધાર તેમનાં શીલ-સંયમ નહીં, પરંતુ માત્ર રતિક્રીડા જ રહેશે. બ્રાહ્મણની ઓળખ તેના ગુણ-સ્વભાવથી નહીં, પરંતુ માત્ર જનોઈથી જ બની રહેશે. ॥ ૩ ॥ વસ્ત્ર, દંડ-કમંડળ વગેરે જ બ્રહ્મચારી, સંન્યાસી વગેરે આશ્રમીઓની ઓળખ હશે અને એક-બીજાના ચિહ્નનો સ્વીકાર કરી લેવો એ જ માત્ર એકથી બીજા આશ્રમમાં પ્રવેશ કર્યાનું સ્વરૂપ હશે. જે લાંચ આપવામાં અથવા પૈસા ખર્ચ કરવામાં અસમર્થ હશે તેને ન્યાયાલયમાં ઉચિત ન્યાય મળી શકશે નહીં. જે બોલવામાં જેટલો ચતુર હશે, તેને તેટલો મહાન પંડિત માનવામાં આવશે. ॥ ૪ ॥ અસાધુતાની – ગુનેગાર હોવાની એક જ ઓળખ હશે – ગરીબ હોવું. જે જેટલો વધારે દંભ-પાખંડ કરી શકશે, તેને તેટલો જ મોટો સાધુ માનવામાં આવશે. લગ્ન માટે એક-બીજાની સ્વીકૃતિ જ પર્યાપ્ત થશે, શાસ્ત્રીય વિધિ-વિધાનની – સંસ્કાર વગેરેની કોઈ આવશ્યકતા માનવામાં આવશે નહીં. વાળ વગેરે ઓળીને કપડાં-લત્તાંથી સજ્જ થવાને જ સ્નાન સમજી લેવામાં આવશે. ॥ ૫ ॥

दूरे वार्ययनं तीर्थं लावण्यं केशधारणम् ।
उदरम्भरता स्वार्थः सत्यत्वे धार्ष्ट्यमेव हि ॥ ६॥

दाक्ष्यं कुटुम्बभरणं यशोऽर्थे धर्मसेवनम् ।
एवं प्रजाभिर्दुष्टाभिराकीर्णे क्षितिमण्डले ॥ ७॥

ब्रह्मविट्क्षत्रशूद्राणां यो बली भविता नृपः ।
प्रजा हि लुब्धै राजन्यैर्निर्घृणैर्दस्युधर्मभिः ॥ ८॥

आच्छिन्नदारद्रविणा यास्यन्ति गिरिकाननम् ।
शाकमूलामिषक्षौद्रफलपुष्पाष्टिभोजनाः ॥ ९॥

अनावृष्ट्या विनङ्क्ष्यन्ति दुर्भिक्षकरपीडिताः ।
शीतवातातपप्रावृड्हिमैरन्योन्यतः प्रजाः ॥ १०॥

क्षुत्तृड्भ्यां व्याधिभिश्चैव सन्तप्स्यन्ते[1] च चिन्तया ।
त्रिंशद्विंशतिवर्षाणि परमायुः कलौ नृणाम् ॥ ११॥

क्षीयमाणेषु देहेषु देहिनां कलिदोषतः ।
वर्णाश्रमवतां धर्मे नष्टे वेदपथे नृणाम् ॥ १२॥

पाखण्डप्रचुरे धर्मे दस्युप्रायेषु राजसु ।
चौर्यानृतवृथाहिंसानानावृत्तिषु वै नृषु ॥ १३॥

शूद्रप्रायेषु वर्णेषु च्छागप्रायासु धेनुषु ।
गृहप्रायेष्वाश्रमेषु यौनप्रायेषु बन्धुषु ॥ १४॥

લોકો દૂરના તળાવને તીર્થ માનશે અને નજીકનાં – ગંગા, યમુના, માતા-પિતા વગેરેની ઉપેક્ષા કરશે. માથા ઉપર મોટા-મોટા વાળ રાખવાને જ શારીરિક સુંદરતાની નિશાની માનવામાં આવશે અને જીવનનો શ્રેષ્ઠ પુરુષાર્થ હશે પોતાનું પેટ ભરવું. જે માણસ જેટલી ઉદ્ધતાઈથી વાત કરી શકશે, તેને તેટલો જ સાચો માનવામાં આવશે. ॥ ૬ ॥ યોગ્યતા, ચતુરાઈનું સૌથી ઉત્તમ લક્ષણ એ ગણાશે કે, મનુષ્ય પોતાના પરિવારનું પોષણ કરી લે ધર્મનો આશરો યશપ્રાપ્તિ માટે લેવાશે. આ પ્રમાણે જ્યારે સમગ્ર પૃથ્વી પર દુષ્ટલોકોની બોલબાલા થઈ જશે, ત્યારે રાજા બનવાનો કોઈ નિયમ રહેશે નહીં અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્રોમાં જે બળવાન હશે, તે રાજા થઈ જશે. તે સમયના નીચ રાજાઓ અત્યંત નિર્દય અને ક્રૂર થશે. લોભી તો એટલા થશે કે તેમનામાં અને લૂંટારામાં કોઈ અંતર જોવા મળશે નહીં. તેઓ પ્રજાની સંપત્તિ અને સ્ત્રીઓ સુધ્ધાં ખૂંચવી લેશે. તેમનાથી ભયભીત થઈને પ્રજા પર્વતો અને જંગલોમાં ભાગી જશે. તે સમયે પ્રજા જાત-જાતનાં શાક, કંદમૂળ, માંસ, મદિરા, ફળ-ફૂલ અને વૃક્ષોનાં ફૂલ-પાન ખાઈને પેટ ભરશે. ॥ ૭-૯ ॥ ક્યારેક અનાવૃષ્ટિ તો ક્યારેક ઉપરાઉપરી સરકારી કર નાંખવામાં આવશે. ક્યારેક ઠંડીનો ભારે પ્રકોપ, ક્યારેક હિમવર્ષા, ક્યારેક ભયંકર વંટોળિયો, ક્યારેક કાળઝાળ ગરમી તો ક્યારેક નદીઓમાં વિનાશક પૂર આવશે. આવી કુદરતી આપત્તિઓ અને પરસ્પરના સંઘર્ષોથી પ્રજા અત્યંત દુઃખી થઈ નષ્ટ થઈ જશે. ॥ ૧૦ ॥ લોકો ભૂખ-તરસ તથા અનેક પ્રકારની ચિંતાઓથી ઘેરાયેલા રહેશે. બીમારીઓથી તો તેઓ મુક્ત થશે જ નહીં. કળિયુગમાં મનુષ્યોનું આયુષ્ય વધારેમાં વધારે વીસ કે ત્રીસ વર્ષનું હશે. ॥ ૧૧ ॥

પરીક્ષિત! કળિયુગના દોષથી પ્રાણીઓનાં શરીર ક્ષીણ અને રોગગ્રસ્ત થવા લાગશે. વર્ણ અને આશ્રમોનો ભેદ જણાવનારો વેદ-માર્ગ નષ્ટપ્રાય થઈ જશે. ॥ ૧૨ ॥ ધર્મમાં પાખંડની પ્રધાનતા થઈ જશે. રાજા-મહારાજા ડાકુ અને લુટારા જેવા થઈ જશે. મનુષ્યો ચોરી, જૂઠ તથા નિરપરાધ હિંસા વગેરે અનેક પ્રકારનાં કુકર્મો દ્વારા આજીવિકા ચલાવશે. ॥ ૧૩ ॥ ચારેય વર્ણોના લોકો શૂદ્રો જેવા થઈ જશે. ગાયો, બકરીઓ જેવી નાની-નાની અને ઓછું દૂધ આપનારી થશે. વાનપ્રસ્થ અને સંન્યાસ જેવા વિરક્ત આશ્રમના લોકો પણ ઘરબાર વસાવીને ગૃહસ્થોના જેવો વહેવાર-વેપાર કરવા લાગી જશે. જેમની સાથે લગ્ન-વિષયક સંબંધો હશે તેમને જ સંબંધી માનવામાં આવશે. ॥ ૧૪ ॥

૧. सन्तप्यन्ते ।

અણુપ્રાયાસ્વોષધીષુ શમીપ્રાયેષુ સ્થાસ્નુષુ ।
વિદ્યુત્પ્રાયેષુ મેઘેષુ શૂન્યપ્રાયેષુ સદ્મસુ ॥ ૧૫॥

ડાંગર અને ઘઉં વગેરે અનાજના છોડ પણ નાના-નાના થતા જશે. વૃક્ષોમાં શમી જેવાં નાનાં અને કાંટાવાળાં વૃક્ષો જ રહી જશે. વાદળોમાં વીજળીના ચમકારા તો બહુ થશે, પરંતુ વરસાદ ઓછો થશે. ગૃહસ્થોના ઘર અતિથિ-સત્કાર અને વેદધ્વનિથી રહિત હોવાને કારણે અથવા જન-સંખ્યા ઓછી થઈ જવાને કારણે સૂનાં-સૂનાં થઈ જશે. ॥ ૧૫ ॥ પરીક્ષિત! વધારે શું કહું? કળિયુગનો અંત થતાં-થતાં મનુષ્યોનો સ્વભાવ ગધેડા જેવો અસહ્ય થઈ જશે અર્થાત્ લોકો મોટેભાગે ગૃહસ્થોનો ભાર વહન કરનારા અને વિષયી બની જશે. આવી સ્થિતિમાં ધર્મની રક્ષા કરવા માટે સત્ત્વગુણનો સ્વીકાર કરીને સ્વયં ભગવાન અવતાર ધારણ કરશે. ॥ ૧૬ ॥

ઇત્થં કલૌ ગતપ્રાયે જને[1] તુ ખરધર્મિણિ ।
ધર્મત્રાણાય સત્ત્વેન ભગવાનવતરિષ્યતિ ॥ ૧૬॥

ચરાચરગુરોર્વિષ્ણોરીશ્વરસ્યાખિલાત્મનઃ ।
ધર્મત્રાણાય સાધૂનાં જન્મ કર્માપનુત્તયે ॥ ૧૭॥

પ્રિય પરીક્ષિત! સર્વવ્યાપક ભગવાન વિષ્ણુ સર્વશક્તિમાન છે. તેઓ સર્વસ્વરૂપ હોવા છતાં પણ ચરાચર જગતના સાચા શિક્ષક-સદ્‌ગુરુ છે. તેઓ સાધુ-સજ્જન પુરુષોના ધર્મની રક્ષા માટે, તેમનાં કર્મોનું બંધન કાપીને તેમને જન્મ-મૃત્યુના ચકરાવામાંથી છોડાવવા માટે અવતાર લે છે. ॥ ૧૭ ॥ તે સમયમાં શંભલ નામના ગામમાં વિષ્ણુયશ નામના એક શ્રેષ્ઠ બ્રાહ્મણ થશે. તેમનું હૃદય અત્યંત ઉદાર અને ભગવાનની ભક્તિથી પૂર્ણ હશે. તેમના ઘરે કલ્કિ ભગવાન અવતાર લેશે. ॥ ૧૮ ॥ શ્રીભગવાન જ અષ્ટસિદ્ધિઓના અને સમસ્ત સદ્‌ગુણોના એકમાત્ર આશ્રય છે. સમગ્ર જગતના તે જ રક્ષક અને સ્વામી છે. તેઓ દેવદત્ત નામક શીઘ્રગામી ઘોડા પર બેસીને દુષ્ટોને તલવાર દ્વારા સીધા કરશે. ॥ ૧૯ ॥ તેમના રોમે-રોમમાંથી અતુલનાત્મક તેજનાં કિરણો નીકળતાં હશે. તેઓ પોતાના શીઘ્રગામી ઘોડા પર બેસીને પૃથ્વી ઉપર સર્વત્ર વિચરણ કરશે અને રાજાઓના વેષમાં છુપાયેલા કરોડો-કરોડો ડાકુઓનો સંહાર કરશે. ॥ ૨૦ ॥

શમ્ભલગ્રામમુખ્યસ્ય બ્રાહ્મણસ્ય મહાત્મનઃ ।
ભવને વિષ્ણુયશસઃ કલ્કિઃ પ્રાદુર્ભવિષ્યતિ ॥ ૧૮॥

અશ્વમાશુગમારુહ્ય દેવદત્તં જગત્પતિઃ ।
અસિનાઽસાધુદમનમષ્ટૈશ્વર્યગુણાન્વિતઃ ॥ ૧૯॥

વિચરન્નાશુના[2] ક્ષોણ્યાં હયેનાપ્રતિમદ્યુતિઃ ।
નૃપલિઙ્ગચ્છદો દસ્યૂન્ કોટિશો નિહનિષ્યતિ ॥ ૨૦॥

અથ તેષાં ભવિષ્યન્તિ મનાંસિ વિશદાનિ વૈ ।
વાસુદેવાઙ્ગરાગાતિપુણ્યગન્ધાનિલસ્પૃશામ્ ।
પૌરજાનપદાનાં વૈ હતેષ્વખિલદસ્યુષુ ॥ ૨૧॥

પ્રિય પરીક્ષિત! જ્યારે તમામ ડાકુઓનો સંહાર થઈ જશે ત્યારે દેશના સંપૂર્ણ પ્રજાનાં હૃદય પવિત્રતાથી પૂર્ણ થઈ જશે; કારણ કે, કલ્કિ ભગવાનના શરીરમાં રહેલા અંગરાગના સ્પર્શથી અત્યંત પવિત્ર બનેલો વાયુ તેમનો સ્પર્શ કરશે અને આ પ્રમાણે તેઓ ભગવાનના શ્રીવિગ્રહની દિવ્ય ગંધ પ્રાપ્ત કરી શકશે. ॥ ૨૧ ॥ તેમનાં પવિત્ર હૃદયમાં સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવ બિરાજશે અને પછી તેમનાં સંતાનો પૂર્વની જેમ હૃષ્ટ-પુષ્ટ અને બળવાન થવા લાગશે. ॥ ૨૨ ॥ પ્રજાનાં નેત્રો અને મનને હરી લેનારા શ્રીહરિ સ્વયં ધર્મના રક્ષક અને સ્વામી છે. તે જ ભગવાન જ્યારે કલ્કિભગવાનના રૂપમાં અવતાર લેશે, તે જ સમયે સતયુગનો આરંભ થઈ જશે અને પ્રજાની સંતાનપરંપરા આપમેળે જ સત્ત્વગુણથી યુક્ત થઈ જશે. ॥ ૨૩ ॥

તેષાં પ્રજાવિસર્ગશ્ચ સ્થવિષ્ઠઃ સમ્ભવિષ્યતિ ।
વાસુદેવે ભગવતિ સત્ત્વમૂર્તૌ હૃદિ સ્થિતે ॥ ૨૨॥

યદાઽવતીર્ણો ભગવાન્ કલ્કિર્ધર્મપતિર્હરિઃ ।
કૃતં ભવિષ્યતિ તદા પ્રજાસૂતિશ્ચ સાત્ત્વિકી ॥ ૨૩॥

૧. જનેષુ ખરધર્મિષુ । ૨. વિચરન્નસિના ।

યદા ચન્દ્રશ્ચ સૂર્યશ્ચ તથા તિષ્યબૃહસ્પતી ।
એકરાશૌ સમેષ્યન્તિ તદા ભવતિ તત્ કૃતમ્ ॥ ૨૪॥

યેઽતીતા[1] વર્તમાના યે ભવિષ્યન્તિ ચ પાર્થિવાઃ ।
તે ત ઉદ્દેશતઃ પ્રોક્તા વંશીયાઃ સોમસૂર્યયોઃ[2] ॥ ૨૫॥

આરભ્ય ભવતો જન્મ યાવન્નન્દાભિષેચનમ્ ।
એતદ્ વર્ષસહસ્રં તુ શતં પઞ્ચદશોત્તરમ્ ॥ ૨૬॥

સપ્તર્ષીણાં તુ યૌ[3] પૂર્વૌ દૃશ્યેતે ઉદિતૌ દિવિ ।
તયોસ્તુ મધ્યે નક્ષત્રં દૃશ્યતે યત્ સમં નિશિ ॥ ૨૭॥

તેનૈત ઋષયો યુક્તાસ્તિષ્ઠન્ત્યબ્દશતં નૃણામ્ ।
યે ત્વદીયે દ્વિજાઃ કાલે અધુના ચાશ્રિતા મઘાઃ ॥ ૨૮॥

વિષ્ણોર્ભગવતો ભાનુઃ કૃષ્ણાખ્યોઽસૌ દિવં ગતઃ ।
તદાઽવિશત્ કલિર્લોકં પાપે યદ્ રમતે જનઃ ॥ ૨૯॥

યાવત્ સ પાદપદ્માભ્યાં સ્પૃશન્નાસ્તે રમાપતિઃ ।
તાવત્ કલિર્વૈ પૃથિવીં પરાક્રાન્તું ન ચાશકત્ ॥ ૩૦॥

યદા દેવર્ષયઃ સપ્ત મઘાસુ વિચરન્તિ હિ ।
તદા પ્રવૃત્તસ્તુ કલિર્દ્વાદશાબ્દશતાત્મકઃ ॥ ૩૧॥

યદા મઘાભ્યો યાસ્યન્તિ પૂર્વાષાઢાં મહર્ષયઃ ।
તદા નન્દાત્ પ્રભૃત્યેષ કલિર્વૃદ્ધિં ગમિષ્યતિ ॥ ૩૨॥

યસ્મિન્ કૃષ્ણો દિવં યાતસ્તસ્મિન્નેવ તદાહનિ ।
પ્રતિપન્નં કલિયુગમિતિ પ્રાહુઃ પુરાવિદઃ ॥ ૩૩॥

દિવ્યાબ્દાનાં સહસ્રાન્તે ચતુર્થે તુ પુનઃ કૃતમ્ ।
ભવિષ્યતિ યદા નૃણાં મન આત્મપ્રકાશકમ્ ॥ ૩૪॥

જે સમયે ચંદ્રમા, સૂર્ય અને બૃહસ્પતિ એક જ સમયે એકી સાથે પુષ્ય નક્ષત્રના પ્રથમ પલમાં પ્રવેશ કરે છે અને એક રાશિ પર આવે છે તે જ સમયે સતયુગનો આરંભ થાય છે. ॥ ૨૪ ॥

પરીક્ષિત! ચંદ્રવંશ અને સૂર્યવંશમાં જેટલા રાજાઓ થઈ ગયા, અથવા હવે પછી થશે તે બધાનું મેં સંક્ષેપમાં વર્ણન કર્યું. ॥ ૨૫ ॥ તમારા જન્મથી રાજા નન્દના અભિષેક સુધી, એક હજાર એકસો પંદર વર્ષનો સમય લાગશે. ॥ ૨૬ ॥ જે સમયે આકાશમાં સપ્તર્ષિઓનો ઉદય થાય છે, તે સમયે પહેલાં તેમનામાંથી બે જ તારા દેખાય છે. તેમના મધ્ય ભાગમાં દક્ષિણોત્તર રેખા પર સમભાગમાં અશ્વિની વગેરે નક્ષત્રોમાંથી એક નક્ષત્ર દેખાય છે. ॥ ૨૭ ॥ તે નક્ષત્રની સાથે સપ્તર્ષિગણ મનુષ્યોની ગણતરીથી સો વર્ષ સુધી રહે છે. તેઓ તમારા જન્મ વખતે અને અત્યારે પણ મઘા નક્ષત્રમાં સ્થિત છે. ॥ ૨૮ ॥

સ્વયં સર્વવ્યાપક, સર્વશક્તિમાન ભગવાન જ શુદ્ધ, સત્ત્વમય વિગ્રહ સાથે શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયા હતા. તેઓ જે સમયે પોતાની લીલા આટોપીને પરમધામમાં પધારી ગયા, તે જ સમયે કળિયુગે સંસારમાં પ્રવેશ કર્યો. તેના જ કારણે મનુષ્યોની મતિ (બુદ્ધિ) – ગતિ (વૃત્તિ) પાપ તરફ ઢળી ગઈ. ॥ ૨૯ ॥ જ્યાં સુધી લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ પોતાનાં ચરણકમળો દ્વારા આ પૃથ્વીનો સ્પર્શ કરતા રહ્યા ત્યાં સુધી કળિયુગ પૃથ્વી પર પોતાનો પગ જમાવી શક્યો નહિ. ॥ ૩૦ ॥ પરીક્ષિત! જે સમયે સપ્તર્ષિ મઘા નક્ષત્ર પર વિચરણ કરતા રહે છે, તે જ સમયે કળિયુગનો આરંભ થાય છે. કળિયુગનો કાળ (આયુષ્ય) દેવતાઓની વર્ષગણત્રી પ્રમાણે બારસો વર્ષનો અર્થાત્ મનુષ્યોના ચાર લાખ બત્રીસ હજાર વર્ષનો છે. ॥ ૩૧ ॥ જે સમયે સપ્તર્ષિ મઘા નક્ષત્રને છોડીને પૂર્વાષાઢામાં ચાલ્યા ગયા હશે, તે સમયે રાજા નન્દનું રાજ્ય રહેશે. ત્યારથી કળિયુગની વૃદ્ધિ શરૂ થશે. ॥ ૩૨ ॥ પુરાતત્ત્વવેત્તા ઐતિહાસિક વિદ્વાનોનું કહેવું છે કે, જે દિવસે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પરમધામ માટે પ્રયાણ કર્યું, તે દિવસથી કળિયુગનો પ્રારંભ થઈ ગયો. ॥ ૩૩ ॥ પરીક્ષિત! જ્યારે દેવતાઓની વર્ષગણના મુજબ એક હજાર વર્ષો વીતી જશે, ત્યારે કળિયુગના અંતિમ દિવસોમાં ફરીથી કલ્કિ ભગવાનની કૃપાથી મનુષ્યોના મનમાં સાત્ત્વિકતાનો સંચાર થશે, લોકો પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી શકશે અને ત્યારથી સતયુગનો પ્રારંભ થશે. ॥ ૩૪ ॥

૧. અતીતા । ૨. સૂર્યસોમયોઃ । ૩. પૂર્વૌ યૌ ।

ઈત્યેષ માનવો વંશો યથા સઙ્ખ્યાયતે ભુવિ ।
તથા વિટ્શૂદ્રવિપ્રાણાં તાસ્તા જ્ઞેયા યુગે યુગે ॥ ૩૫॥

એતેષાં નામલિઙ્ગાનાં પુરુષાણાં મહાત્મનામ્ ।
કથામાત્રાવશિષ્ટાનાં કીર્તિરેવ સ્થિતા ભુવિ ॥ ૩૬॥

દેવાપિઃ શન્તનોર્ભ્રાતા મરુશ્ચેક્ષ્વાકુવંશજઃ ।
કલાપગ્રામ આસાતે મહાયોગબલાન્વિતૌ ॥ ૩૭॥

તાવિહૈત્ય કલેરન્તે વાસુદેવાનુશિક્ષિતૌ[1] ।
વર્ણાશ્રમયુતં ધર્મં પૂર્વવત્ પ્રથયિષ્યતઃ ॥ ૩૮॥

કૃતં ત્રેતા દ્વાપરં ચ કલિશ્ચેતિ ચતુર્યુગમ્ ।
અનેન ક્રમયોગેન ભુવિ પ્રાણિષુ વર્તતે ॥ ૩૯॥

રાજન્નેતે મયા પ્રોક્તા નરદેવાસ્તથાપરે ।
ભૂમૌ મમત્વં કૃત્વાઽન્તે હિત્વેમાં નિધનં ગતાઃ ॥ ૪૦॥

કૃમિવિડ્ભસ્મસઞ્જ્ઞાન્તે રાજનામ્નોઽપિ[2] યસ્ય ચ ।
ભૂતધ્રુક્ તત્કૃતે સ્વાર્થં કિં વેદ નિરયો યતઃ ॥ ૪૧॥

કથં સેયમખણ્ડા ભૂઃ પૂર્વૈર્મે પુરુષૈર્ધૃતા ।
મત્પુત્રસ્ય ચ પૌત્રસ્ય મત્પૂર્વા વંશજસ્ય વા ॥ ૪૨॥

તેજોઽબન્નમયં કાયં ગૃહીત્વાઽઽત્મતયાઽબુધાઃ ।
મહીં મમતયા ચોભૌ હિત્વાન્તેઽદર્શનં ગતાઃ ॥ ૪૩॥

યે યે ભૂપતયો રાજન્ ભુઞ્જન્તિ ભુવમોજસા ।
કાલેન તે કૃતાઃ સર્વે કથામાત્રાઃ કથાસુ ચ ॥ ૪૪॥

પરીક્ષિત! મેં તો તમારી સામે માત્ર મનુવંશનું અને તે પણ સંક્ષેપમાં વર્ણન કર્યું છે. જે પ્રમાણે મનુવંશની ગણતરી થાય છે, તે જ પ્રમાણે દરેક યુગમાં બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રોની પણ વંશપરંપરા સમજવી જોઈએ. ॥ ૩૫ ॥ જે પુરુષો અને મહાત્માઓનું વર્ણન મેં તમારી સામે કર્યું છે, હવે માત્ર નામથી જ તેમની ઓળખ રહી ગઈ છે. હવે તેઓ હયાત નથી, માત્ર તેમની કથા જ શેષ રહી છે. હવે તેમની કીર્તિ જ જ્યાં-ત્યાં સાંભળવા મળે છે. ॥ ૩૬ ॥ ભીષ્મપિતામહના પિતા રાજા શન્તનુના ભાઈ દેવાપિ અને ઈક્ષ્વાકુવંશના મરુ અત્યારે કલાપ નામના ગામમાં સ્થિત છે. તેઓ મહાન યોગબળથી યુક્ત છે. ॥ ૩૭ ॥ કળિયુગના અંતમાં કલ્કિભગવાનની આજ્ઞાથી તેઓ પાછા અહીં આવશે અને પૂર્વવત્ વર્ણાશ્રમધર્મનો વિસ્તાર કરશે. ॥ ૩૮ ॥ સતયુગ, ત્રેતા, દ્વાપર અને કળિયુગ – આ જ ચાર યુગ છે; આ (ચારેય યુગો) પૂર્વોક્ત ક્રમ પ્રમાણે પોત-પોતાના સમયે પૃથ્વીના પ્રાણીઓને પ્રભાવિત કરે છે. ॥ ૩૯ ॥ પરીક્ષિત! મેં તમારી સમક્ષ જે રાજાઓનું વર્ણન કર્યું છે, તે બધા અને તે સિવાયના બીજા રાજાઓ પણ આ પૃથ્વીને મારી-મારી કરતા રહ્યા, પરંતુ અંતે મરીને ધૂળભેગા થઈ ગયા. ॥ ૪૦ ॥ આ શરીરને ભલેને કોઈ 'રાજા' કહી દે, પરંતુ અંતે તો તે કીડા, વિષ્ટા અથવા રાખના રૂપમાં જ પરિણત થઈ જશે. રાખોડી જ બની જશે. આ શરીર માટે અથવા તેના સંબંધીઓ માટે જે કોઈ પણ પ્રાણીને સતાવે છે, તે ન તો પોતાના સ્વાર્થને જાણે છે કે ન પરમાર્થને ય જાણે છે. કેમકે, પ્રાણીને સતાવવું એ તો નરકનું દ્વાર છે. ॥ ૪૧ ॥ તે લોકો એવું જ વિચારે છે કે મારા દાદા-પરદાદા આ અખંડ ભૂમંડળનું શાસન કરતા હતા, અને હવે આ કોઈ પણ રીતે મારે આધીન બની રહે અને મારા પછી મારા પુત્ર-પૌત્રો, મારા વંશજો જ કોઈ પણ રીતે આ પૃથ્વીનો ઉપભોગ કરે. ॥ ૪૨ ॥ તે મૂર્ખાઓ આ અગ્નિ, જળ અને માટીથી બનેલા શરીરને પોતાની સંપત્તિ માની બેસે છે અને ખૂબ અભિમાન સાથે ડિંગ હાંકે છે કે, 'આ પૃથ્વી મારી છે.' છેવટે તેઓ શરીર અને પૃથ્વી બન્ને છોડીને પોતે જ અદૃશ્ય થઈ જાય છે. ॥ ૪૩ ॥ પ્રિય પરીક્ષિત! જે જે રાજાઓ મોટા ઉત્સાહ અને બળ-પરાક્રમથી આ પૃથ્વીના ઉપભોગમાં રાચતા હતા તે બધાને કાળે પોતાના વિકરાળ મોઢામાં પકડીને દબાવી દીધા. હવે ઈતિહાસમાં માત્ર તેમની વાતો જ રહી ગઈ છે. ॥ ૪૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

બારમા સ્કંધ-અંતર્ગત બીજો અધ્યાય સમાપ્ત.

=★=

૧. બ્શાસિતૌ । ૨. રાજન્યાસ્ત્રાધિપસ્ય ।

# ત્રીજો અધ્યાય

## રાજ્ય, યુગધર્મ અને કળિયુગના દોષોથી બચવાનો ઉપાય – નામસંકીર્તન

*શ્રીશુક ઉવાચ*

દૃષ્ટ્વાઽઽત્મનિ જયે[1] વ્યગ્રાન્ નૃપાન્ હસતિ ભૂરિયમ્ ।
અહો મા વિજિગીષન્તિ મૃત્યોઃ ક્રીડનકા નૃપાઃ ॥ ૧॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! જ્યારે પૃથ્વી જુએ છે કે, રાજાઓ મારા ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે અધીરા બની રહ્યા છે, ત્યારે તે હસવા લાગે છે અને કહે છે કે – "કેટલા આશ્ચર્યની વાત છે કે આ રાજાઓ જે પોતે મૃત્યુના રમકડાં છે, મને જીતવાની ઇચ્છા રાખે છે? ॥ ૧ ॥

કામ એષ નરેન્દ્રાણાં મોઘઃ સ્યાદ્ વિદુષામપિ ।
યેન ફેનોપમે પિણ્ડે યેઽતિવિશ્રમ્ભિતા નૃપાઃ ॥ ૨॥

રાજાઓથી એ વાત અજાણી નથી કે, તેઓ એક-ને-એક દિવસ મરી જશે, તેમ છતાં મને જીતવાની વ્યર્થ કામના કરે છે. ખરેખર, આવી કામનાથી અંધ બનેલા હોવાથી જ તેઓ પાણીના પરપોટા જેવા આ શરીર પર ભરોસો કરીને છેવટે છેતરાઈ જાય છે. ॥ ૨ ॥

પૂર્વં નિર્જિત્ય ષડ્વર્ગં જેષ્યામો રાજમન્ત્રિણઃ ।
તતઃ સચિવપૌરાપ્તકરીન્દ્રાનસ્ય કણ્ટકાન્ ॥ ૩॥

તેઓ વિચારે છે કે, 'અમે પ્રથમ મન સહિત અમારી પાંચેય ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરીશું – 'પોતાની અંદર રહેતા શત્રુઓને વશમાં કરીશું, કેમકે, તેમને જીત્યા વિના બહારના શત્રુઓને જીતવા મુશ્કેલ છે. ત્યાર પછી અમારા શત્રુના મંત્રીઓ, પ્રધાનો, નાગરિકો, નેતાઓ અને સઘળા સૈન્યને પણ વશમાં કરી લેશું. જે કોઈ પણ અમારા વિજયપથ પર કાંટા વાવશે, તેને અમે અવશ્ય જીતી લેશું. ॥ ૩ ॥

એવં ક્રમેણ જેષ્યામઃ પૃથ્વીં સાગરમેખલામ્ ।
ઇત્યાશાબદ્ધહૃદયા ન પશ્યન્ત્યન્તિકેઽન્તકમ્ ॥ ૪॥

આ પ્રમાણે ધીરે-ધીરે ક્રમશઃ પૂરી પૃથ્વી અમારે આધીન થઈ જશે અને પછી તો સમુદ્ર સુધી અમારા રાજ્યની સીમા બની રહેશે.' આ પ્રમાણે તેઓ પોતાના મનમાં અનેક આશાઓના મિનારા ચણે છે અને તેમને એ વાત બિલકુલ સૂઝતી નથી કે, તેમનાં માથા પર કાળ બેઠેલો છે. ॥ ૪ ॥

સમુદ્રાવરણાં જિત્વા માં વિશન્ત્યબ્ધિમોજસા ।
કિયદાત્મજયસ્યૈતન્મુક્તિરાત્મજયે ફલમ્ ॥ ૫॥

એટલું જ નહિ, જ્યારે એક દ્વીપ તેમના વશમાં થઈ જાય છે, ત્યારે તેઓ બીજા દ્વીપ પર વિજય પ્રાપ્ત કરવા મોટી શક્તિ અને ઉત્સાહ સાથે સમુદ્રની યાત્રા કરે છે. પોતાના મનને, ઇન્દ્રિયોને વશ કરીને લોકો મુક્તિ મેળવે છે, પરંતુ આ લોકો તે બધાને વશ કરીને પણ માત્ર નાનકડો પૃથ્વીનો ટુકડો જ પ્રાપ્ત કરે છે. આટલો પરિશ્રમ અને આત્મસંયમનું આ કેટલું તુચ્છ ફળ છે?' ॥ ૫ ॥

યાં વિસૃજ્યૈવ મનવસ્તત્સુતાશ્ચ કુરૂદ્વહ ।
ગતા યથાગતં યુદ્ધે તાં માં જેષ્યન્ત્યબુદ્ધયઃ ॥ ૬॥

પરીક્ષિત! પૃથ્વી કહે છે કે, 'મોટા-મોટા મનુઓ અને તેમના વીર પુત્રો મને જેમ-ની-તેમ (યથાવત્) છોડીને જ્યાંથી આવ્યા હતા, ત્યાં ખાલી હાથે ચાલ્યા ગયા, મને પોતાની સાથે ન લઈ જઈ શક્યા. હવે આ મૂર્ખ રાજાઓ યુદ્ધમાં જીતીને મને વશમાં કરવા ચાહે છે. ॥ ૬ ॥

મત્કૃતે પિતૃપુત્રાણાં ભ્રાતૃણાં ચાપિ વિગ્રહઃ ।
જાયતે હ્યસતાં રાજ્યે મમતાબદ્ધચેતસામ્ ॥ ૭॥

જેના ચિત્તમાં આ વાત દૃઢ થઈ ગઈ છે કે, આ પૃથ્વી મારી છે, તે દુષ્ટોના રાજ્યમાં મારા માટે પિતા-પુત્ર અને ભાઈ-ભાઈ પણ પરસ્પર લડે છે. ॥ ૭ ॥

૧. જયવ્યગ્રાન્ ।

મમૈવેયં મહી કૃત્સ્ના ન તે મૂઢેતિ વાદિનઃ ।
સ્પર્ધમાના મિથો ઘ્નન્તિ મ્રિયન્તે મત્કૃતે નૃપાઃ ॥ ૮॥

પૃથુઃ પુરૂરવા ગાધિર્નહુષો[1] ભરતોઽર્જુનઃ ।
માન્ધાતા સગરો રામઃ ખટ્વાઙ્ગો ધુન્ધુહા રઘુઃ ॥ ૯॥

તૃણબિન્દુર્યયાતિશ્ચ શર્યાતિઃ શન્તનુર્ગયઃ ।
ભગીરથઃ કુવલયાશ્વઃ કકુત્સ્થો નૈષધો નૃગઃ ॥ ૧૦॥

હિરણ્યકશિપુર્વૃત્રો રાવણો લોકરાવણઃ ।
નમુચિઃ શમ્બરો ભૌમો હિરણ્યાક્ષોઽથ તારકઃ ॥ ૧૧॥

અન્યે ચ બહવો દૈત્યા રાજાનો યે મહેશ્વરાઃ[2] ।
સર્વે સર્વવિદઃ શૂરાઃ સર્વે સર્વજિતોઽજિતાઃ ॥ ૧૨॥

મમતાં મય્યવર્તન્ત કૃત્વોચ્ચૈર્મર્ત્યધર્મિણઃ ।
કથાવશેષાઃ કાલેન હ્યકૃતાર્થાઃ કૃતા વિભો ॥ ૧૩॥

કથા ઇમાસ્તે કથિતા મહીયસાં
વિતાય લોકેષુ યશઃ પરેયુષામ્ ।
વિજ્ઞાનવૈરાગ્યવિવક્ષયા વિભો
વચોવિભૂતીર્ન તુ પારમાર્થ્યમ્ ॥ ૧૪॥

યસ્તૂત્તમશ્લોકગુણાનુવાદઃ
સઙ્ગીયતેઽભીક્ષ્ણમમઙ્ગલઘ્નઃ ।
તમેવ નિત્યં શૃણુયાદભીક્ષ્ણં
કૃષ્ણેઽમલાં ભક્તિમભીપ્સમાનઃ ॥ ૧૫॥

રાજોવાચ

કેનોપાયેન ભગવન્ કલેર્દોષાન્ કલૌ જનાઃ ।
વિધમિષ્યન્ત્યુપચિતાંસ્તન્મે બ્રૂહિ યથા મુને ॥ ૧૬॥

યુગાનિ યુગધર્માંશ્ચ માનં પ્રલયકલ્પયોઃ ।
કાલસ્યેશ્વરરૂપસ્ય ગતિં વિષ્ણોર્મહાત્મનઃ ॥ ૧૭॥

તે પરસ્પર આ પ્રમાણે કહે છે કે, 'અરે મૂર્ખ! આ સંપૂર્ણ પૃથ્વી મારી જ છે, તારી નથી', આ પ્રમાણે રાજાઓ એક-બીજાને કહે – સાંભળે છે, એક-બીજાની સ્પર્ધા કરે છે, મારા માટે એક-બીજાને હણે છે અને પોતે મરી ફીટે છે. ॥ ૮ ॥ પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, સહસ્રબાહુ, અર્જુન, માન્ધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુન્ધુમાર, રઘુ, તૃણબિન્દુ, યયાતિ, શર્યાતિ, શન્તનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નળ, નૃગ, હિરણ્યકશિપુ, વૃત્રાસુર લોકદ્રોહી રાવણ, નમુચિ, શમ્બર, ભૌમાસુર, હિરણ્યાક્ષ અને તારકાસુર તથા બીજા અનેક દૈત્યો અને શક્તિશાળી રાજાઓ થઈ ગયા. આ બધા રાજાઓ બહુ જ સમજદાર હતા, વીર પણ હતા, બધાએ દિગ્વિજયમાં બધાને હરાવ્યા. આ બધાને બીજું કોઈ જીતી શક્યું નહીં, પરંતુ આ બધા જ મૃત્યુનો કોળિયો બની ગયા. રાજન્! તેમણે પૂરા અંતઃકરણથી મારામાં મમતા રાખી અને એવું સમજ્યા કે 'આ પૃથ્વી મારી છે.' પરંતુ વિકરાળ કાળે તેમની લાલસા પૂરી થવા ન દીધી. હવે તેમનું બળ, પુરુષાર્થ અને શરીર વગેરેનો ક્યાંય પત્તો પણ નથી. માત્ર તેમની કથા જ શેષ રહી ગઈ છે. ॥ ૯-૧૩ ॥

પરીક્ષિત! સંસારમાં મોટા-મોટા પ્રતાપી અને મહાન પુરુષો થયા છે. તેઓ લોકોમાં પોતાનો યશ ફેલાવીને અહીંથી ચાલ્યા ગયા. મેં તમને જ્ઞાન અને વૈરાગ્યનો ઉપદેશ આપવા માટે જ તેમની કથા કહી છે. આ બધો વાણીનો વિલાસમાત્ર છે. આમાં પારમાર્થિક સત્ય કશું જ નથી. ॥ ૧૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણનો ગુણાનુવાદ સઘળાં અમંગળોનો વિનાશ કરવાવાળો છે, મોટામોટા મહાત્માઓ તેનું જ ગાન કર્યા કરે છે. જેને ભગવાન શ્રીકૃષ્ણના ચરણોમાં અનન્ય પ્રેમપૂર્ણ ભક્તિની કામના હોય તેણે નિત્ય-નિરંતર ભગવાનના દિવ્ય ગુણાનુવાદનું જ શ્રવણ કરતાં રહેવું જોઈએ. ॥ ૧૫ ॥

**રાજા પરીક્ષિતે પૂછ્યું** – ભગવન્! મને તો કળિયુગમાં અનેક-અનેક દોષ દેખાઈ રહ્યા છે. ત્યારે લોકો ક્યા ઉપાયથી તે દોષોનો નાશ કરશે? આ સિવાય યુગોનું સ્વરૂપ, તેમના ધર્મો, કલ્પની સ્થિતિ અને પ્રલયકાળનું પ્રમાણ તથા સ્થિતિકાળનું પ્રમાણ કે જે સર્વવ્યાપક સર્વશક્તિમાન કાલમૂર્તિ ભગવાન વિષ્ણુની ગતિરૂપ છે તેનું (જેવું છે તેવું) વર્ણન કરવાની કૃપા કરો. ॥ ૧૬-૧૭ ॥

૧. ગાધિર્ભરતો નહુષો । ૨. નરેશ્વરાઃ ।

*શ્રીશુક ઉવાચ*

કૃતે પ્રવર્તતે ધર્મશ્ચતુષ્પાત્તજ્જનૈર્ધૃતઃ[1] ।
સત્યં દયા તપો દાનમિતિ પાદા વિભોર્નૃપ ॥ ૧૮॥

સન્તુષ્ટાઃ કરુણા મૈત્રાઃ શાન્તા દાન્તાસ્તિતિક્ષવઃ ।
આત્મારામાઃ સમદૃશઃ પ્રાયશઃ શ્રમણા[2] જનાઃ ॥ ૧૯॥

ત્રેતાયાં ધર્મપાદાનાં તુર્યાંશો હીયતે શનૈઃ ।
અધર્મપાદૈરનૃતહિંસાઽસન્તોષવિગ્રહૈઃ ॥ ૨૦॥

તદા ક્રિયાતપોનિષ્ઠા નાતિહિંસ્રા[3] ન લમ્પટાઃ ।
ત્રૈવર્ગિકાસ્ત્રયીવૃદ્ધા વર્ણા બ્રહ્મોત્તરા નૃપ ॥ ૨૧॥

તપઃસત્યદયાદાનેષ્વર્ધં હ્રસતિ દ્વાપરે ।
હિંસાતુષ્ટ્યનૃતદ્વેષૈર્ધર્મસ્યાધર્મલક્ષણૈઃ ॥ ૨૨॥

યશસ્વિનો મહાશાલાઃ સ્વાધ્યાયાધ્યયને રતાઃ ।
આઢ્યાઃ કુટુમ્બિનો હૃષ્ટા વર્ણાઃ ક્ષત્રદ્વિજોત્તરાઃ[4] ॥ ૨૩॥

કલૌ તુ ધર્મહેતૂનાં તુર્યાંશોઽધર્મહેતુભિઃ ।
એધમાનૈઃ ક્ષીયમાણો હ્યન્તે સોઽપિ વિનઙ્ક્ષ્યતિ[5] ॥ ૨૪॥

તસ્મિઁલ્લુબ્ધા દુરાચારા નિર્દયાઃ શુષ્કવૈરિણઃ ।
દુર્ભગા ભૂરિતર્ષાશ્ચ શૂદ્રદાશોત્તરાઃ[6] પ્રજાઃ ॥ ૨૫॥

સત્ત્વં રજસ્તમ ઇતિ દૃશ્યન્તે પુરુષે ગુણાઃ ।
કાલસઞ્ચોદિતાસ્તે[7] વૈ પરિવર્તન્ત આત્મનિ ॥ ૨૬॥

પ્રભવન્તિ યદા સત્ત્વે મનોબુદ્ધીન્દ્રિયાણિ ચ ।
તદા કૃતયુગં વિદ્યાજ્જ્ઞાને તપસિ યદ્ રુચિઃ ॥ ૨૭॥

**શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત!** સતયુગમાં ધર્મના ચાર ચરણ હોય છે; તે આ પ્રમાણે છે – સત્ય, દયા, તપ અને દાન. તે સમયના લોકો પૂરી નિષ્ઠા સાથે પોત-પોતાના ધર્મનું પાલન કરે છે. ધર્મ સ્વયં ભગવાનનું જ સ્વરૂપ છે. ॥ ૧૮ ॥ સતયુગના લોકો ખૂબ સંતોષી અને દયાળુ હોય છે. તેઓ બધાની સાથે મિત્રતાનો વહેવાર કરે છે અને શાંત રહે છે. ઇન્દ્રિયો અને મન તેમના વશમાં રહે છે અને સુખ-દુઃખાદિ દ્વંદ્વોને તેઓ સમભાવથી સહન કરે છે. મોટાભાગના લોકો તો સમદર્શી અને આત્મારામ હોય છે અને બાકીના લોકો પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવાના અભ્યાસમાં તત્પર રહે છે. ॥ ૧૯ ॥ પરીક્ષિત! ધર્મની જેમ અધર્મના પણ ચાર ચરણ છે – અસત્ય, હિંસા, અસંતોષ અને ક્લેશ. ત્રેતાયુગમાં આના પ્રભાવથી ધીરે-ધીરે ધર્મના સત્ય વગેરે ચરણોનો ચતુર્થાંશ ક્ષીણ થઈ જાય છે. ॥ ૨૦ ॥ રાજન્! તે સમયે વર્ણોમાં બ્રાહ્મણોની પ્રધાનતા અક્ષુણ્ણ રહે છે. લોકોમાં અત્યંત હિંસા અને લમ્પટતાનો અભાવ હોય છે. બધા લોકો કર્મકાંડ અને તપસ્યામાં નિષ્ઠા રાખે છે અને અર્થ, ધર્મ અને કામરૂપી ત્રણ પુરુષાર્થોનું સેવન કરે છે. બહુધા લોકો કર્મમાર્ગના પ્રેરક વેદોના પારદર્શી વિદ્વાન હોય છે. ॥ ૨૧ ॥ દ્વાપરયુગમાં હિંસા, અસંતોષ, અસત્ય અને દ્વેષ – અધર્મની વૃદ્ધિ થઈ જાય છે તથા આના કારણે ધર્મના ચાર ચરણ – તપસ્યા, સત્ય, દયા અને દાન અરધા-અરધા ક્ષીણ થઈ જાય છે. ॥ ૨૨ ॥ તે સમયના લોકો મોટા યશસ્વી, કર્મકાંડી અને વેદોના અધ્યયન-અધ્યાપનમાં ખૂબ તત્પર રહે છે. તે સમયના લોકો વિશાળ કુટુંબવાળા હોય છે, મોટાભાગે લોકો ધનવાન અને સુખી હોય છે. તે સમયે વર્ણોમાં ક્ષત્રિયો અને બ્રાહ્મણોની પ્રધાનતા રહે છે. ॥ ૨૩ ॥ કળિયુગમાં તો અધર્મ ખૂબ વધી જાય છે. તેના કારણે ધર્મના ચારે ચરણ ક્ષીણ થવા લાગે છે અને તેમનો ચતુર્થાંશ જ બચે છે. અંતમાં તો તે ચતુર્થાંશનો પણ લોપ થઈ જાય છે. ॥ ૨૪ ॥ કળિયુગમાં લોકો લોભી, દુરાચારી અને કઠોર હૃદયના હોય છે. તેઓ કારણ વિના એક-બીજા સાથે વેર બાંધે છે, તથા લાલસા-તૃષ્ણાના તરંગોમાં ખેંચાતા રહે છે. તે સમયના અભાગિયા લોકોમાં શૂદ્રો, કેવટ વગેરેની જ પ્રધાનતા રહે છે. ॥ ૨૫ ॥

બધાં પ્રાણીઓમાં ત્રણ ગુણ હોય છે – સત્ત્વ, રજ અને તમ. કાળની પ્રેરણાથી અવાર-નવાર શરીર, પ્રાણ અને મનમાં તેમનો હ્રાસ અને વિકાસ પણ થયા કરે છે. ॥ ૨૬ ॥ જે સમયે મન-બુદ્ધિ અને ઇન્દ્રિયો સત્ત્વગુણમાં સ્થિત થઈને પોત-પોતાનું કાર્ય કરે છે, ત્યારે સતયુગ સમજવો જોઈએ. સત્ત્વગુણની પ્રધાનતા હોય ત્યારે મનુષ્ય જ્ઞાન અને તપસ્યામાં અધિક રુચિ રાખવા લાગે છે. ॥ ૨૭ ॥

૧. ૦શ્ચતુષ્પાદો જનૈ૦ । ૨. સુમહાજનાઃ । ૩. ૦હિંસા । ૪. ૦દ્વિજોત્તમાઃ । ૫. વિનશ્યતિ । ૬. શૂદ્રા દાશો૦ । ૭. ૦સંયોજિતા૦ ।

યદા ધર્માર્થકામેષુ ભક્તિર્ભવતિ દેહિનામ્[1] ।
તદા ત્રેતા રજોવૃત્તિરિતિ જાનીહિ[2] બુદ્ધિમન્ ॥ ૨૮॥

જે સમયે લોકોની પ્રવૃત્તિ અને રુચિ ધર્મ, અર્થ અને લૌકિક-પારલૌકિક સુખ-ભોગ તરફ હોય છે તથા શરીર, મન અને ઇન્દ્રિયો રજોગુણમાં સ્થિત થઈને કાર્ય કરવા લાગે છે – બુદ્ધિમાન પરીક્ષિત! ત્યારે સમજવું જોઈએ કે તે સમયે ત્રેતાયુગ પોતાના કાર્યમાં પ્રવૃત્ત છે. ॥ ૨૮ ॥

યદા લોભસ્ત્વસન્તોષો માનો દમ્ભોઽથ મત્સરઃ ।
કર્મણાં ચાપિ કામ્યાનાં દ્વાપરં તદ્ રજસ્તમઃ ॥ ૨૯॥

જે સમયે લોભ, અસંતોષ, અભિમાન, દંભ અને મત્સર વગેરે દોષોની બોલબાલા હોય અને મનુષ્ય ખૂબ ઉત્સાહ અને રુચિ સાથે સકામ કર્મોમાં જોડાવા ઇચ્છે છે, તે સમયે દ્વાપરયુગ સમજવો જોઈએ. નિયંત્રણ વિના જ રજોગુણ અને તમોગુણના મિશ્રણની બોલબાલા (પ્રધાનતા)નું નામ જ દ્વાપરયુગ છે. ॥ ૨૯ ॥

યદા માયાનૃતં તન્દ્રા નિદ્રા હિંસા વિષાદનમ્ ।
શોકો મોહો ભયં દૈન્યં સ કલિસ્તામસઃ સ્મૃતઃ ॥ ૩૦॥

જે સમયે જૂઠ, કપટ, તન્દ્રા-નિદ્રા, હિંસા-વિષાદ, શોક-મોહ, ભય અને દીનતા (અસહાયપણા)ની પ્રધાનતા હોય, તેને તમોગુણપ્રધાન કળિયુગ સમજવો જોઈએ. ॥ ૩૦ ॥

યસ્માત્ ક્ષુદ્રદૃશો મર્ત્યાઃ ક્ષુદ્રભાગ્યા મહાશનાઃ ।
કામિનો વિત્તહીનાશ્ચ સ્વૈરિણ્યશ્ચ સ્ત્રિયોઽસતીઃ ॥ ૩૧॥

જ્યારે કળિયુગનું સામ્રાજ્ય હોય છે, ત્યારે લોકોની દૃષ્ટિ ક્ષુદ્ર (તુચ્છ) થઈ જાય છે; મોટાભાગના લોકો નિર્ધન હોય છે, છતાં ખાય છે ઘણું વધારે. તેમનું ભાગ્ય તો હોય છે બહુ મંદ અને ચિત્તમાં બહુ કામનાઓ હોય છે. સ્ત્રીઓમાં દુષ્ટતા અને કુલટાપણું વધી જાય છે. ॥ ૩૧ ॥

દસ્યૂત્કૃષ્ટા જનપદા વેદાઃ પાખણ્ડદૂષિતાઃ ।
રાજાનશ્ચ પ્રજાભક્ષાઃ શિશ્નોદરપરા[3] દ્વિજાઃ ॥ ૩૨॥

પૂરા દેશમાં, ગામે-ગામ લુટારાઓની પ્રધાનતા અને વિપુલતા થઈ જાય છે. પાખંડી લોકો નવા-નવા મત (સંપ્રદાયો) સ્થાપીને મનસ્વી રીતે વેદોનું અર્થઘટન કરવા માંડે છે અને આ રીતે તેમને કલંકિત કરે છે. રાજા કહેવાતા લોકો પ્રજાની બધી કમાણી હડપ કરીને તેમને ચૂસવા લાગે છે. બ્રાહ્મણના નામે ઓળખાતા જીવો પેટ ભરવા અને જનનેન્દ્રિયને તૃપ્ત કરવામાં જ પ્રવૃત્ત રહે છે! ॥ ૩૨ ॥

અવ્રતા બટવોઽશૌચા ભિક્ષવશ્ચ કુટુમ્બિનઃ ।
તપસ્વિનો ગ્રામવાસા ન્યાસિનોઽત્યર્થલોલુપાઃ ॥ ૩૩॥

બ્રહ્મચારી લોકો બ્રહ્મચર્યથી વંચિત અને અપવિત્ર થતા જાય છે. ગૃહસ્થો બીજાને ભિક્ષા આપવાને બદલે સ્વયં ભીખ માગવા લાગે છે, વાનપ્રસ્થીઓ ગામમાં નિવાસ કરવા લાગે છે અને સંન્યાસીઓ ધનના અત્યંત લોભી – અર્થપિશાચ થઈ જાય છે. ॥ ૩૩ ॥

હ્રસ્વકાયા મહાહારા ભૂર્યપત્યા ગતહ્રિયઃ ।
શશ્વત્કટુકભાષિણ્યશ્ચૌર્યમાયોરુસાહસાઃ ॥ ૩૪॥

સ્ત્રીઓનો આકાર તો નાનો થઈ જાય છે, પરંતુ તેમની ભૂખ વધી જાય છે. તેઓ બહુ સંતાનોને જન્મ આપે છે અને પોતાની કુળમર્યાદાનું ઉલ્લંઘન કરીને લજ્જા-મર્યાદાનો જે તેમનું ભૂષણ છે – ત્યાગ કરી બેસે છે. તેઓ હંમેશાં કટુભાષી, ચોરી તથા કપટ કરવામાં બહુ નિપુણ થઈ જાય છે. તેમનામાં સાહસ પણ બહુ વધી જાય છે. ॥ ૩૪ ॥

પણયિષ્યન્તિ વૈ ક્ષુદ્રાઃ કિરાટાઃ[4] કૂટકારિણઃ ।
અનાપદ્યપિ મંસ્યન્તે વાર્તાં સાધુજુગુપ્સિતામ્ ॥ ૩૫॥

કળિયુગના વેપારીઓનાં હૃદય અત્યંત ક્ષુદ્ર થઈ જાય છે. તેઓ કોડી-કોડીને ગળે વળગાડી પાઈ-પાઈ માટે છેતરપિંડી કરવા લાગે છે. વધારે તો શું – આફતકાળ ન હોવા છતાં પણ તથા ધનવાન હોવા છતાં પણ તેઓ નિમ્નસ્તરનો વેપાર કે જેની સત્પુરુષો નિંદા કરે છે, તેને ઉચિત સમજીને અપનાવી લે છે. ॥ ૩૫ ॥

૧. યદા કર્મસુ કામ્યેષુ ભક્તિર્યશસિ દેહિનામ્ । ૨. જાનીત બુદ્ધિમાન્ । ૩. ૦દરપરાયણાઃ । ૪. કિરાતાઃ કૂટ૦ ।

પતિં ત્યક્ષ્યન્તિ નિર્દ્રવ્યં ભૃત્યા અપ્યખિલોત્તમમ્ ।
ભૃત્યં વિપન્નં પતયઃ કૌલં ગાશ્ચાપયસ્વિનીઃ ॥ ૩૬॥

સ્વામી (માલિક) ચાહે સર્વશ્રેષ્ઠ કેમ ન હોય – જ્યારે સેવક લોકો જુએ છે કે એની પાસે સંપત્તિ રહી નથી, ત્યારે તેને છોડીને ચાલ્યા જાય છે. સેવક ભલે ગમે તેટલો જૂનો કેમ ન હોય – પરંતુ તે જ્યારે કોઈ વિપત્તિમાં આવી જાય છે, ત્યારે માલિક તેને છોડી દે છે. વધારે શું કહું, જ્યારે ગાયો દૂધ આપવાનું બંધ કરી દે છે, ત્યારે લોકો તેમનો પણ પરિત્યાગ કરી દે છે. ॥ ૩૬ ॥

પિતૃભ્રાતૃસુહૃજ્જ્ઞાતીન્[1] હિત્વા સૌરતસૌહૃદાઃ ।
નનાન્દૃશ્યાલસંવાદા દીનાઃ સ્ત્રૈણાઃ કલૌ નરાઃ ॥ ૩૭॥

પ્રિય પરીક્ષિત! કળિયુગના લોકો અત્યંત લંપટ થઈ જાય છે, તેઓ પોતાની કામવાસનાને તૃપ્ત કરવા માટે જ કોઈની સાથે પ્રેમ કરે છે. તેઓ વિષયવાસનાને વશીભૂત થઈને એટલા પામર બની જાય છે કે મા-બાપ, ભાઈ-બંધુ અને મિત્રોને પણ છોડીને માત્ર પોતાના સાળા અને સાળીની જ સલાહ લેવા માંડે છે. ॥ ૩૭ ॥

શૂદ્રાઃ પ્રતિગ્રહીષ્યન્તિ તપોવેષોપજીવિનઃ ।
ધર્મં વક્ષ્યન્ત્યધર્મજ્ઞા અધિરુહ્યોત્તમાસનમ્ ॥ ૩૮॥

શૂદ્રો તપસ્વીઓનો વેશ ધારણ કરીને પોતાનું પેટ ભરે છે અને દાન લેવા લાગે છે. જેને ધર્મનું રતિભાર પણ જ્ઞાન નથી, તેઓ ઊંચા સિંહાસન પર બેસીને ધર્મનો ઉપદેશ આપે છે. ॥ ૩૮ ॥

નિત્યમુદ્વિગ્નમનસો દુર્ભિક્ષકરકર્શિતાઃ ।
નિરન્ને ભૂતલે રાજન્નનાવૃષ્ટિભયાતુરાઃ ॥ ૩૯॥

વાસોઽન્નપાનશયનવ્યવાયસ્નાનભૂષણૈઃ ।
હીનાઃ પિશાચસન્દર્શા ભવિષ્યન્તિ કલૌ પ્રજાઃ ॥ ૪૦॥

પ્રિય પરીક્ષિત! કળિયુગના લોકો દુષ્કાળ પડવાથી અત્યંત ભયભીત અને દુઃખી થઈ જાય છે. એક બાજુ દુકાળ અને બીજી બાજુ શાસકો દ્વારા આકરા કરવેરા! પ્રજાનાં શરીરો માત્ર હાડપિંજર અને તેમના મનમાં માત્ર ઉદ્વેગ જ શેષ રહે છે. પ્રાણોની રક્ષા માટે તેમને રોટલાનો ટુકડો મળવો પણ કઠણ થઈ જાય છે. કળિયુગમાં લોકો શરીર ઢાંકવા કપડું અને જઠરાગ્નિ શાંત કરવા માટે રોટલો, પીવા માટે પાણી અને સૂવા માટે બે હાથ જમીનથી વંચિત થઈ જશે. તે પ્રજા માટે દામ્પત્ય-જીવન, સ્નાન અને આભૂષણો પહેરવા સુધીની કોઈ સુવિધા હોતી નથી. લોકોની આકૃતિ, પ્રકૃતિ અને ચેષ્ટાઓ પિશાચ જેવી થઈ જાય છે. ॥ ૪૦ ॥

કલૌ કાકિણિકેઽપ્યર્થે વિગૃહ્ય ત્યક્તસૌહૃદાઃ ।
ત્યક્ષ્યન્તિ ચ[2] પ્રિયાન્ પ્રાણાન્ હનિષ્યન્તિ સ્વકાનપિ ॥ ૪૧॥

કળિયુગમાં લોકો ખૂબ સંપત્તિ માટે તો ઠીક, બે-ચાર કોડી માટે પણ પરસ્પર વેર-વિરોધ કરીને, લાંબા સમયથી ચાલી આવતા સદ્ભાવ તથા મિત્રતાને તિલાંજલિ આપી દે છે. એટલું જ નહીં, તેઓ દમડી-દમડી માટે પોતાના સગાસંબંધીઓની પણ હત્યા કરીને પોતાના પ્રિય પ્રાણોથી હાથ ધોઈ બેસે છે. ॥ ૪૧ ॥

ન રક્ષિષ્યન્તિ મનુજાઃ સ્થવિરૌ પિતરાવપિ ।
પુત્રાન્ સર્વાર્થકુશલાન્[3] ક્ષુદ્રાઃ શિશ્નોદરમ્ભરાઃ ॥ ૪૨॥

પરીક્ષિત! કળિયુગના ક્ષુદ્ર પ્રાણીઓ માત્ર કામવાસના સંતોષવા અને પેટ ભરવામાં જ વ્યસ્ત રહે છે. પુત્ર પોતાનાં વૃદ્ધ મા-બાપનું પાલન-પોષણ અને રક્ષણ કરતો નથી, બલકે તેમની ઉપેક્ષા કરે છે અને પિતા પણ પોતાના સક્ષમ અને સર્વકાર્યમાં યોગ્યતા ધરાવતા પુત્રની પણ પરવા ન કરી તેને પોતાનાથી અલગ કરી દે છે. ॥ ૪૨ ॥

૧. પિતૄન્ ભ્રાતૄન્ સુ૦ । ૨. હિ । ૩. પુત્રાન્ ભાર્યાં ચ કુલજાં ક્ષુદ્રાઃ ।

કલૌ ન રાજઞ્જગતાં પરં ગુરું
ત્રિલોકનાથાનતપાદપઙ્કજમ્ ।
પ્રાયેણ મર્ત્યા ભગવન્તમચ્યુતં
યક્ષ્યન્તિ પાખણ્ડવિભિન્નચેતસઃ ॥ ૪૩॥

યન્નામધેયં મ્રિયમાણ આતુરઃ
પતન્ સ્ખલન્ વા વિવશો ગૃણન્ પુમાન્ ।
વિમુક્તકર્માર્ગલ ઉત્તમાં ગતિં
પ્રાપ્નોતિ યક્ષ્યન્તિ ન તં કલૌ જનાઃ[1] ॥ ૪૪॥

પુંસાં કલિકૃતાન્ દોષાન્ દ્રવ્યદેશાત્મસમ્ભવાન્ ।
સર્વાન્ હરતિ ચિત્તસ્થો ભગવાન્ પુરુષોત્તમઃ ॥ ૪૫॥

શ્રુતઃ સઙ્કીર્તિતો ધ્યાતઃ પૂજિતશ્ચાદતોઽપિ વા ।
નૃણાં ધુનોતિ ભગવાન્ હૃત્સ્થો જન્માયુતાશુભમ્ ॥ ૪૬॥

યથા હેમ્નિ સ્થિતો વહ્નિર્દુર્વર્ણં હન્તિ ધાતુજમ્ ।
એવમાત્મગતો વિષ્ણુર્યોગિનામશુભાશયમ્ ॥ ૪૭॥

વિદ્યાતપઃપ્રાણનિરોધમૈત્રી-
તીર્થાભિષેકવ્રતદાનજપ્યૈઃ ।
નાત્યન્તશુદ્ધિં લભતેઽન્તરાત્મા
યથા હૃદિસ્થે ભગવત્યનન્તે ॥ ૪૮॥

તસ્માત્ સર્વાત્મના રાજન્ હૃદિસ્થં કુરુ કેશવમ્ ।
મ્રિયમાણો[2] હ્યવહિતસ્તતો યાસિ[3] પરાં ગતિમ્ ॥ ૪૯॥

પરીક્ષિત! શ્રીભગવાન જ ચરાચર જગતના પિતા અને પરમ ગુરુ છે. ઇન્દ્ર, બ્રહ્મા વગેરે ત્રિલોકના અધિપતિ તેમના ચરણોમાં પોતાનું મસ્તક નમાવીને સર્વસ્વ સમર્પણ કરતા રહે છે. તેમનું ઐશ્વર્ય અનંત છે અને તેઓ અખંડરૂપે પોતાના સ્વરૂપમાં સ્થિત છે. પરંતુ કળિયુગના લોકો પાખંડને કારણે ભેદબુદ્ધિવાળા અને ચંચળ ચિત્તના બની જવાથી મોટા ભાગે ભગવાનની પૂજાથી વિમુખ થઈ જાય છે. ॥ ૪૩ ॥ મનુષ્ય મૃત્યુસમયે વિવશતાની સ્થિતિમાં અથવા પડવા-આથડવા સમયે પણ, અસહાય બનીને પણ જો ભગવાનના કોઈ એક નામનું ઉચ્ચારણ કરે છે, તો તેનાં બધાં કર્મબંધનો કપાઈ જાય છે અને તેને ઉત્તમોત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. પરંતુ અરે... રે કળિયુગ! કળિયુગના પ્રભાવથી લોકો તે ભગવાનની આરાધનાથી વિમુખ થઈ જાય છે. ॥ ૪૪ ॥

પરીક્ષિત! કળિયુગના અનેક દોષ છે. તમામ પદાર્થો પણ દૂષિત થઈ જાય છે. બધા દોષોનો મૂળ સ્રોત તો અંતઃકરણ જ છે, પરંતુ જ્યારે પુરુષોત્તમ ભગવાન હૃદયમાં આવીને બિરાજે છે, ત્યારે તેમની ઉપસ્થિતિ માત્રથી બધા જ દોષો નષ્ટ થઈ જાય છે. ॥ ૪૫ ॥ ભગવાનનાં રૂપ, ગુણ, લીલા, ધામ અને નામના શ્રવણ, સંકીર્તન, ધ્યાન, પૂજન અને આદરથી તેઓ મનુષ્યના હૃદયમાં આવીને બેસી જાય છે. અને પછી એક-બે જન્મોનાં પાપોની તો વાત શી હજારો જન્મોનાં પાપોના સમૂહોને ક્ષણમાત્રમાં ભસ્મ કરી દે છે. ॥ ૪૬ ॥ જેમ સોના સાથે મળીને અગ્નિ તેમાં રહેલી અન્ય ધાતુઓના મલિનતા વગેરે દોષોને નષ્ટ કરી દે છે, તે જ પ્રમાણે સાધકોના હૃદયમાં રહીને ભગવાન વિષ્ણું તેમના અશુભ સંસ્કારોને હંમેશને માટે ખતમ કરી નાખે છે. ॥ ૪૭ ॥ પરીક્ષિત! વિદ્યા, તપસ્યા, પ્રાણાયામ, સમસ્ત પ્રાણીઓમાં સદ્ભાવ, તીર્થસ્નાન, વ્રત, દાન અને જપ વગેરે કોઈ પણ સાધનથી મનુષ્યના અંતઃકરણની એવી વાસ્તવિક શુદ્ધિ થતી નથી, જેવી શુદ્ધિ ભગવાન પુરુષોત્તમ તેમના હૃદયમાં બિરાજમાન થઈ જવાથી થાય છે. ॥ ૪૮ ॥

પરીક્ષિત! હવે તમારા મૃત્યુનો સમય નજીક આવી રહ્યો છે. હવે તમે સાવધાન થઈ જાઓ. તમારી પૂરી શક્તિથી અને અંતઃકરણની તમામ વૃત્તિઓથી ભગવાન શ્રીકૃષ્ણને પોતાના હૃદય-સિંહાસન પર બિરાજમાન કરી દો. આમ કરવાથી તમને અવશ્ય પરમગતિ પ્રાપ્ત થશે. ॥ ૪૯ ॥

૧. નરાઃ । ૨. મ્રિયમાણો । ૩. યાતિ ।

મ્રિયમાણૈરભિધ્યેયો ભગવાન્ પરમેશ્વરઃ ।
આત્મભાવં નયત્યઙ્ગ સર્વાત્મા સર્વસંશ્રયઃ[1] ॥ ૫૦॥

જે લોકો મૃત્યુની નજીક પહોંચી રહ્યા છે, તેમણે બધી રીતે પરમ ઐશ્વર્યશાળી ભગવાનનું જ ધ્યાન કરવું જોઈએ. પ્રિય પરીક્ષિત! બધાના પરમ આશ્રય સર્વાત્મા ભગવાન પોતાનું ધ્યાન કરનારને પોતાના સ્વરૂપમાં લીન કરી દે છે, તેને પોતાનું સ્વરૂપ જ બનાવી દે છે. ॥ ૫૦ ॥

કલેર્દોષનિધે રાજન્નસ્તિ હ્યેકો મહાન્ ગુણઃ ।
કીર્તનાદેવ કૃષ્ણસ્ય મુક્તસઙ્ગઃ પરં વ્રજેત્ ॥ ૫૧॥

પરીક્ષિત! આમ તો કળિયુગ દોષોનો ભંડાર છે, પરંતુ તેમાં એક બહુ મોટો ગુણ છે. તે ગુણ એ છે કે, કળિયુગમાં ભગવાન શ્રીકૃષ્ણનું માત્ર સંકીર્તન કરવાથી જ તમામ આસક્તિઓ છૂટી જાય છે અને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૫૧ ॥

કૃતે યદ્ ધ્યાયતો વિષ્ણું ત્રેતાયાં યજતો મખૈઃ ।
દ્વાપરે પરિચર્યાયાં કલૌ તદ્ધરિકીર્તનાત્ ॥ ૫૨॥

સતયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં મોટા-મોટા યજ્ઞો દ્વારા તેમની આરાધના કરવાથી અને દ્વાપરયુગમાં વિધિપૂર્વક ભગવાનની સેવા-પૂજા કરવાથી જે ફળ મળે છે, તે કળિયુગમાં માત્ર ભગવાનના નામનું કીર્તન કરવાથી જ પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૫૨ ॥

—★—

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે[2] તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

બારમા સ્કંધ-અંતર્ગત ત્રીજો અધ્યાય સમાપ્ત.

—★—

# ચોથો અધ્યાય

## ચાર પ્રકારના પ્રલય

*શ્રીશુક ઉવાચ*

કાલસ્તે પરમાણ્વાદિર્દ્વિપરાર્ધાવધિર્નૃપ ।
કથિતો યુગમાનં ચ શૃણુ કલ્પલયાવપિ ॥ ૧॥

ચતુર્યુગસહસ્રં ચ[3] બ્રહ્મણો દિનમુચ્યતે ।
સ કલ્પો યત્ર મનવશ્ચતુર્દશ વિશાંપતે ॥ ૨॥

તદન્તે પ્રલયસ્તાવાન્ બ્રાહ્મી રાત્રિરુદાહૃતા ।
ત્રયો લોકા ઇમે તત્ર કલ્પન્તે પ્રલયાય હિ ॥ ૩॥

એષ નૈમિત્તિકઃ પ્રોક્તઃ પ્રલયો યત્ર વિશ્વસૃક્ ।
શેતેઽનન્તાસનો વિશ્વમાત્મસાત્કૃત્ય ચાત્મભૂઃ[4] ॥ ૪॥

દ્વિપરાર્ધે ત્વતિક્રાન્તે બ્રહ્મણઃ પરમેષ્ઠિનઃ ।
તદા પ્રકૃતયઃ સપ્ત કલ્પન્તે પ્રલયાય વૈ ॥ ૫॥

શ્રીશુકદેવજી કહે છે – પરીક્ષિત! (ત્રીજા સ્કંધમાં) પરમાણુથી માંડીને દ્વિપરાર્ધપર્યંત કાળનું સ્વરૂપ અને દરેક યુગ કેટલાં-કેટલાં વર્ષોનો થાય છે, એ હું તમને કહી ચૂક્યો છું. હવે તમે કલ્પની સ્થિતિ અને તેના પ્રલયનું વર્ણન પણ સાંભળો. ॥ ૧ ॥ રાજન્! એક હજાર ચતુર્યુગીનો બ્રહ્માનો એક દિવસ થાય છે. બ્રહ્માના આ એક દિવસને કલ્પ પણ કહે છે. એક કલ્પમાં ચૌદ મનુ થાય છે. ॥ ૨ ॥ કલ્પના અંતમાં એટલા જ સમય સુધી પ્રલય પણ રહે છે. પ્રલયને બ્રહ્માની રાત પણ કહે છે. તે સમયે આ ત્રણે લોક લીન થઈ જાય છે, તેમનો પ્રલય થઈ જાય છે. ॥ ૩ ॥ એનું નામ નૈમિત્તિક પ્રલય છે. આ પ્રલયના સમયે સંપૂર્ણ વિશ્વને પોતાની અંદર સમેટીને – લીન કરીને બ્રહ્મા અને ત્યાર પછી શેષશાયી ભગવાન નારાયણ પણ શયન કરી જાય છે. ॥ ૪ ॥ આ પ્રમાણે રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ થતાં-થતાં જ્યારે બ્રહ્માજીનું આયુષ્ય તેમની ગણતરી પ્રમાણે સો વર્ષનું અને મનુષ્યોની દૃષ્ટિએ બે પરાર્ધનું સમાપ્ત થઈ જાય છે, ત્યારે મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રા – આ સાતેય પ્રકૃતિઓ પોતાના કારણ, મૂળપ્રકૃતિમાં લીન થઈ જાય છે. ॥ ૫ ॥

---

૧. સર્વસમ્ભવઃ । ૨. ૦સ્કન્ધે યુગાનુવર્ણનં તૃતીયો૦ । ૩. તુ । ૪. વિશ્વભુઃ ।

એષ પ્રાકૃતિકો રાજન્ પ્રલયો યત્ર લીયતે ।
આણ્ડકોશસ્તુ સઙ્ઘાતો વિઘાત ઉપસાદિતે ॥ ૬॥

પર્જન્યઃ શતવર્ષાણિ ભૂમૌ રાજન્ ન વર્ષતિ ।
તદા નિરન્ને હ્યન્યોન્યં ભક્ષમાણાઃ ક્ષુધાર્દિતાઃ ॥ ૭॥

ક્ષયં યાસ્યન્તિ શનકૈઃ કાલેનોપદ્રુતાઃ પ્રજાઃ ।
સામુદ્રં દૈહિકં ભૌમં રસં સાંવર્તકો રવિઃ ॥ ૮॥

રશ્મિભિઃ પિબતે ઘોરૈઃ સર્વં નૈવ વિમુઞ્ચતિ ।
તતઃ સંવર્તકો વહ્નિઃ સઙ્કર્ષણમુખોત્થિતઃ ॥ ૯॥

દહત્યનિલવેગોત્થઃ શૂન્યાન્ ભૂવિવરાનથ ।
ઉપર્યધઃ સમન્તાચ્ચ શિખાભિર્વહ્નિસૂર્યયોઃ ॥ ૧૦॥

દહ્યમાનં વિભાત્યણ્ડં દગ્ધગોમયપિણ્ડવત્ ।
તતઃ પ્રચણ્ડપવનો વર્ષાણામધિકં શતમ્ ॥ ૧૧॥

પરઃ સાંવર્તકો વાતિ ધૂમ્રં ખં રજસાઽઽવૃતમ્ ।
તતો મેઘકુલાન્યઙ્ગ ચિત્રવર્ણાન્યનેકશઃ ॥ ૧૨॥

શતં વર્ષાણિ વર્ષન્તિ નદન્તિ રભસસ્વનૈઃ ।
તત એકોદકં વિશ્વં બ્રહ્માણ્ડવિવરાન્તરમ્ ॥ ૧૩॥

તદા ભૂમેર્ગન્ધગુણં ગ્રસન્ત્યાપ ઉદપ્લવે ।
ગ્રસ્તગન્ધા તુ પૃથિવી પ્રલયત્વાય કલ્પતે ॥ ૧૪॥

અપાં રસમથો તેજસ્તા લીયન્તેઽથ નીરસાઃ ।
ગ્રસતે તેજસો રૂપં વાયુસ્તદ્રહિતં તદા ॥ ૧૫॥

લીયતે ચાનિલે તેજો વાયોઃ ખં ગ્રસતે ગુણમ્ ।
સ વૈ વિશતિ ખં રાજંસ્તતશ્ચ નભસો ગુણમ્ ॥ ૧૬॥

રાજન્! આનું જ નામ પ્રાકૃતિક પ્રલય છે. આ પ્રલયમાં પ્રલયનું કારણ ઉપસ્થિત થતાં પંચભૂતોના મિશ્રણથી બનેલું બ્રહ્માંડ પોતાનું સ્થૂળરૂપ છોડીને કારણરૂપમાં સ્થિત થઈ જાય છે, અર્થાત્ પ્રકૃતિમાં મળી જાય છે, ત્યારે પ્રકૃતિ પણ પરમાત્મામાં લીન થઈ જાય છે. ॥ ૬ ॥ પરીક્ષિત! પ્રલયનો સમય આવે છે ત્યારે મેઘ પૃથ્વી પર વૃષ્ટિ કરતા નથી. કોઈને અન્ન મળતું નથી. ત્યારે પ્રજા ભૂખ-તરસથી વ્યાકુળ થઈને એક-બીજાને ખાવા લાગે છે. ॥ ૭ ॥ આ પ્રમાણે કાળના ઉપદ્રવથી પીડિત થઈને ધીરે-ધીરે સંપૂર્ણ પ્રજા ક્ષીણ થઈ જાય છે. પ્રલયકાળનો સાંવર્તક સૂર્ય તેનાં પ્રચંડ કિરણોથી સમુદ્ર, પ્રાણીઓનાં શરીર અને પૃથ્વીનો તમામ રસ ખેંચી ખેંચીને ચૂસી લે છે અને તેને હંમેશની જેમ પાછો વરસાવતો નથી. તે સમયે સંકર્ષણ ભગવાનના મુખમાંથી પ્રલયકાળનો સંવર્તક અગ્નિ પ્રગટ થાય છે. ॥ ૮-૯ ॥ વાયુના વેગથી તે વધારે પ્રબળ બની જાય છે અને તલ-અતલ વગેરે નીચેના સાતેય લોકને ભસ્મ કરી નાંખે છે. ત્યાંના પ્રાણીઓ તો પહેલેથી જ મરી ગયા હોય છે, નીચેથી અગ્નિની પ્રચંડ જ્વાળાઓ અને ઉપરથી સૂર્યની પ્રચંડ ગરમી! તે સમયે પૃથ્વીની ઉપર-નીચે ચારે બાજુ આ બ્રહ્માંડ બળી રહ્યું હોય છે, એવું લાગે છે જાણે છાણમાંથી બનાવેલું છાણું બળીને અંગારા જેવું લાલ થઈ રહ્યું હોય. ત્યાર પછી પ્રલયકાળનો અતિ-પ્રચંડ સાંવર્તક વાયુ સેંકડો વર્ષો સુધી ફૂંકાતો રહે છે. ત્યારબાદ અસંખ્ય રંગ-બેરંગી વાદળો આકાશમાં ઊમટી આવે છે અને અત્યંત ભયંકર ગર્જના સાથે સેંકડો વર્ષો સુધી વૃષ્ટિ કરતાં રહે છે. તે સમયે બ્રહ્માંડની અંદરનું પૂરું જગત એક સમુદ્ર બની જાય છે અર્થાત્ આખું બ્રહ્માંડ જળમગ્ન થઈ જાય છે. ॥ ૧૦-૧૩ ॥

આ પ્રમાણે જ્યારે જળ-પ્રલય થઈ જાય છે, ત્યારે જળ પૃથ્વીના વિશેષગુણ-ગંધને શોષી લે છે – અર્થાત્ પોતાનામાં લીન કરી લે છે. ગન્ધગુણ જળમાં લીન થઈ જતાં પૃથ્વીનો પ્રલય થઈ જાય છે, તે જળમાં ભળી-મળીને જળરૂપ બની જાય છે. ॥ ૧૪ ॥ રાજન્! ત્યાર પછી જળના ગુણ રસને તેજતત્ત્વ શોષી લે છે અને જળ નીરસ થઈને તેજમાં સમાઈ જાય છે. ત્યાર પછી વાયુ તેજના ગુણ—રૂપને શોષી લે છે અને તેજ રૂપરહિત થઈને વાયુમાં લીન થઈ જાય છે. હવે આકાશ વાયુના ગુણ—સ્પર્શને પોતાનામાં સમાવી લે છે. અને વાયુ સ્પર્શહીન બનીને આકાશમાં શાંત થઈ જાય છે. ત્યારપછી તામસ અહંકાર આકાશના ગુણ—શબ્દને શોષી લે છે અને આકાશ શબ્દહીન થઈને તામસ અહંકારમાં લીન થઈ જાય છે. આ પ્રમાણે તૈજસ

શબ્દં ગ્રસતિ ભૂતાદિર્નભસ્તમનુલીયતે ।
તૈજસશ્ચેન્દ્રિયાણ્યઙ્ગ દેવાન્ વૈકારિકો ગુણૈઃ ॥ ૧૭॥

મહાન્ ગ્રસત્યહઙ્કારં ગુણાઃ સત્ત્વાદયશ્ચ તમ્ ।
ગ્રસતેઽવ્યાકૃતં રાજન્ ગુણાન્ કાલેન ચોદિતમ્ ॥ ૧૮॥

ન તસ્ય કાલાવયવૈઃ પરિણામાદયો ગુણાઃ ।
અનાદ્યનન્તમવ્યક્તં નિત્યં કારણમવ્યયમ્ ॥ ૧૯॥

ન યત્ર વાચો ન મનો ન સત્ત્વં
તમો રજો વા મહદાદયોઽમી ।
ન પ્રાણબુદ્ધીન્દ્રિયદેવતા વા
ન સન્નિવેશઃ ખલુ લોકકલ્પઃ ॥ ૨૦॥

ન સ્વપ્નજાગ્રન્ન ચ તત્ સુષુપ્તં
ન ખં જલં ભૂરનિલોઽગ્નિરર્કઃ ।
સંસુપ્તવચ્છૂન્યવદપ્રતર્ક્યં
તન્મૂલભૂતં પદમામનન્તિ ॥ ૨૧॥

લયઃ પ્રાકૃતિકો હ્યેષ પુરુષાવ્યક્તયોર્યદા ।
શક્તયઃ સમ્પ્રલીયન્તે વિવશાઃ કાલવિદ્રુતાઃ ॥ ૨૨॥

બુદ્ધીન્દ્રિયાર્થરૂપેણ જ્ઞાનં ભાતિ તદાશ્રયમ્ ।
દૃશ્યત્વાવ્યતિરેકાભ્યામાદ્યન્તવદવસ્તુ યત્ ॥ ૨૩॥

દીપશ્ચક્ષુશ્ચ રૂપં ચ જ્યોતિષો ન પૃથગ્ ભવેત્ ।
એવં ધીઃ ખાનિ માત્રાશ્ચ ન સ્યુરન્યતમાદૃતાત્ ॥ ૨૪॥

અહંકાર ઇન્દ્રિયો અને વૈકારિક (સાત્ત્વિક) અહંકાર ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ તેમજ ઇન્દ્રિઓની વૃત્તિઓને પોતાનામાં લીન કરી લે છે. ॥ ૧૫-૧૭ ॥ ત્યાર પછી મહત્તત્ત્વ અહંકારને અને સત્ત્વાદિ ગુણો મહત્તત્ત્વને ગળી જાય છે. પરીક્ષિત! આ બધો કાળનો મહિમા છે. તેની જ પ્રેરણાથી અવ્યક્ત પ્રકૃતિ ગુણોને ગળી જાય છે અને ત્યારે માત્ર પ્રકૃતિ જ શેષ રહી જાય છે. ॥ ૧૮ ॥ તે જ ચરાચર જગતનું મૂળ કારણ છે. તે અવ્યક્ત, અનાદિ, અનંત, નિત્ય અને અવિનાશી છે. જ્યારે તે પોતાનાં કાર્યોને લીન કરીને પ્રલયના સમયે સામ્યાવસ્થાને પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે કાળના અવયવ–વર્ષો, મહિના, દિવસ અને રાત્રિ, ક્ષણ વગેરેને લીધે તેમાં થતા પરિણામ ક્ષય, વૃદ્ધિ વગેરે કોઈ પ્રકારના વિકાર થતા નથી. ॥ ૧૯ ॥ તે સમયે પ્રકૃતિમાં સ્થૂળ અથવા સૂક્ષ્મરૂપે વાણી, મન, સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, મહત્તત્ત્વ વગેરે વિકારો, પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિયો અને તેમના દેવતાઓ વગેરે કશું રહેતું નથી. સૃષ્ટિ સમયે રહેનારા લોકોની કલ્પના અને તેમની સ્થિતિ પણ રહેતી નથી. ॥ ૨૦ ॥ તે સમયે સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ – આ ત્રણ અવસ્થાઓ પણ નથી રહેતી. આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ, અને સૂર્ય પણ રહેતાં નથી. બધું જ સુષુપ્તિ જેવું શૂન્યવત્ બની જાય છે. તે અવસ્થાનું તર્ક દ્વારા અનુમાન કરવું પણ સંભવ નથી. તે અવ્યક્તને જ જગતનું મૂળ તત્ત્વ કહે છે. ॥ ૨૧ ॥ આ જ અવસ્થાનું નામ 'પ્રાકૃત પ્રલય' છે. તે સમયે પુરુષ અને પ્રકૃતિ બન્ને શક્તિઓ કાળના પ્રભાવથી ક્ષીણ થઈ જાય છે અને વિવશ થઈને પોતાના મૂળ સ્વરૂપમાં લીન થઈ જાય છે. ॥ ૨૨ ॥

પરીક્ષિત! (હવે આત્યંતિક પ્રલય અર્થાત્ મોક્ષનું સ્વરૂપ કહેવામાં આવે છે.) બુદ્ધિ, ઇન્દ્રિયો અને તેમના વિષયોના રૂપમાં તેમનું અધિષ્ઠાન, જ્ઞાનસ્વરૂપ વસ્તુ જ ભાસિત થઈ રહી છે. તે બધાં તો આદિ-અંતવાળાં છે તેથી તે બધાં સત્ય નથી. તે દૃશ્ય છે અને પોતાના અધિષ્ઠાનથી ભિન્ન તેમની સત્તા પણ નથી. તેથી તે સર્વથા મિથ્યા – માયા જ છે. ॥ ૨૩ ॥ જેમ દીવો, નેત્ર અને રૂપ – આ ત્રણે તેજથી ભિન્ન નથી, તે જ પ્રમાણે બુદ્ધિ, ઇન્દ્રિયો અને તેમના વિષય – તન્માત્રાઓ પણ પોતાના અધિષ્ઠાનસ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી, જોકે તે (બ્રહ્મ) આમનાથી સર્વથા ભિન્ન છે; (જેમ કે, દોરડારૂપી અધિષ્ઠાનમાં આરોપિત સાપ પોતાના અધિષ્ઠાનથી (દોરડાથી) જુદો નથી, પરંતુ આરોપિત સાપની સાથે અધિષ્ઠાનને કોઈ સંબંધ નથી.) ॥ ૨૪ ॥

બુદ્ધેર્જાગરણં સ્વપ્નઃ સુષુપ્તિરિતિ ચોચ્યતે ।
માયામાત્રમિદં રાજન્ નાનાત્વં પ્રત્યગાત્મનિ ॥ ૨૫॥

યથા જલધરા વ્યોમ્નિ ભવન્તિ ન ભવન્તિ ચ ।
બ્રહ્મણીદં તથા વિશ્વમવયવ્યુદયાપ્યયાત્[1] ॥ ૨૬॥

સત્યં હ્યવયવઃ પ્રોક્તઃ સર્વાવયવિનામિહ ।
વિનાર્થેન પ્રતીયેરન્ પટસ્યેવાઙ્ગ તન્તવઃ ॥ ૨૭॥

યત્ સામાન્યવિશેષાભ્યામુપલભ્યેત સ ભ્રમઃ ।
અન્યોન્યાપાશ્રયાત્ સર્વમાદ્યન્તવદવસ્તુ યત્ ॥ ૨૮॥

વિકારઃ ખ્યાયમાનોઽપિ પ્રત્યગાત્માનમન્તરા ।
ન નિરૂપ્યોઽસ્ત્યણુરપિ સ્યાચ્ચેચ્ચિત્સમ આત્મવત્[2] ॥ ૨૯॥

નહિ સત્યસ્ય નાનાત્વમવિદ્વાન્ યદિ મન્યતે ।
નાનાત્વં છિદ્રયોર્યદ્વજ્જ્યોતિષોર્વાતયોરિવ[3] ॥ ૩૦॥

યથા હિરણ્યં બહુધા સમીયતે[4]
નૃભિઃ ક્રિયાભિર્વ્યવહારવર્ત્મસુ ।
એવં વચોભિર્ભગવાનધોક્ષજો
વ્યાખ્યાયતે લૌકિકવૈદિકૈર્જનૈઃ ॥ ૩૧॥

પરીક્ષિત! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ – આ ત્રણે અવસ્થાઓ બુદ્ધિની જ છે. આથી એમના કારણે અંતરાત્મામાં જે વિશ્વ, તેજસ અને પ્રાજ્ઞરૂપ નાનાત્વની પ્રતીતિ થાય છે તે કેવળ માયા જ છે. બુદ્ધિમાં રહેલા નાનાત્વનો એકમાત્ર સત્ય એવા આત્મા સાથે કોઈ સંબંધ નથી. ॥ ૨૫ ॥ જેમ મેઘ કોઈ વાર આકાશમાં હોય છે.અને કોઈ વાર નથી હોતા, તેમ અનેક અવયવોવાળું અને આદિઅંતવાળું આ જગત સૃષ્ટિવેળા બ્રહ્મમાં જન્મે છે અને પ્રલયવેળા બ્રહ્મમાં લય પામે છે, અર્થાત્ જે વસ્તુ અવયવવાળી હોય તે આદિઅંતવાળી હોય છે. તેથી આદિ-અંતવાળું હોવાથી જગત કોઈ વસ્તુ જ નથી. ॥ ૨૬ ॥પરીક્ષિત! જગતના વ્યવહારમાં જેટલા પણ અવયવી પદાર્થો હોય છે, તે ન હોવા છતાં પણ તેમના જુદા જુદા અવયવો સત્ય માનવામાં આવે છે. કેમકે, તે તેમનાં કારણ છે. જેમ વસ્ત્રરૂપી અવયવીના ન હોવા છતાં પણ તેના કારણરૂપ સૂતરનું અસ્તિત્વ હોય જ છે, તે જ પ્રમાણે કાર્યરૂપ જગતના અભાવમાં પણ આ જગતના કારણરૂપ અવયવની સ્થિતિ હોઈ શકે છે. ॥ ૨૭ ॥ પરંતુ બ્રહ્મમાં આ કાર્ય-કારણ ભાવ પણ વાસ્તવિક નથી. કેમકે જુઓ, કારણ સામાન્ય વસ્તુ છે અને કાર્ય વિશેષ વસ્તુ છે એવો જે ભેદ દેખાય છે, તે માત્ર ભ્રમ છે. તેનો હેતુ એ છે કે, સામાન્ય અને વિશેષભાવ આપેક્ષિક છે, એક-બીજાને આશ્રિત છે. વિશેષ વિના સામાન્યનું અને સામાન્ય વિના વિશેષનું કોઈ અસ્તિત્વ રહેતું નથી. કાર્ય અને કારણભાવનો આદિ અને અંત બન્ને દેખાય છે, તેથી પણ તે સ્વપ્નના ભેદ-ભાવ જેવી સર્વથા મિથ્યા વસ્તુ છે. ॥ ૨૮ ॥ એમાં કોઈ સંદેહ નથી કે આ પ્રપંચરૂપ વિકાર સ્વપ્નના વિકાર જેવો જ પ્રતીત થઈ રહ્યો છે, તો પણ આ પોતાના અધિષ્ઠાન બ્રહ્મરૂપ આત્માથી ભિન્ન નથી. કોઈ ઇચ્છે તો પણ આત્માથી ભિન્નરૂપમાં અણુમાત્ર પણ એનું નિરૂપણ કરી શકાતું નથી. જો આત્માથી ભિન્ન આની સત્તા માનવામાં આવે તો આ પણ ચિદ્રૂપ આત્મા જેવું સ્વયંપ્રકાશ હોત. અને એવી સ્થિતિમાં તે આત્માની જેમ જ એકરૂપ સિદ્ધ થાત. ॥ ૨૯ ॥ પરંતુ એટલું જ સર્વથા નક્કી જ છે કે પરમાર્થ-સત્ય વસ્તુમાં નાનાત્વ નથી. જો કોઈ અજ્ઞાની પરમાર્થ-સત્ય વસ્તુમાં નાનાત્વ (વૈવિધ્ય)નો સ્વીકાર કરે છે, તો તેનું તે માનવું મહાકાશ અને ઘટાકાશ જેવું છે અર્થાત્ આકાશમાં રહેલા સૂર્ય અને જળમાં પ્રતિબિંબિત સૂર્યમાં તથા બાહ્ય વાયુ અને અંદરના વાયુમાં ભેદ માનવા જેવું છે. ॥ ૩૦ ॥

જેમ વ્યવહારમાં મનુષ્ય એક જ સોનાને ગાળીને-ઘડીને અનેકરૂપમાં તૈયાર કરી લે છે અને તે કંકણ (બંગડી), કુંડળ, કડું વગેરે અનેક રૂપોમાં દેખાય છે; એ જ પ્રમાણે વ્યવહારમાં પ્રવીણ વિદ્વાનો લૌકિક અને વૈદિક વાણી દ્વારા ઇન્દ્રિયાતીત આત્મસ્વરૂપ ભગવાનનું પણ

૧. વિશ્વં સમ્ભવત્યુદયા૦ । ૨. આત્મવાન્ । ૩. ર્વાતયોરપિ । ૪. પ્રતીયતે ।

યથા ઘનોઽર્કપ્રભવોઽર્કદર્શિતો
હ્યર્કાંશભૂતસ્ય ચ ચક્ષુષસ્તમઃ[1] ।
એવં ત્વહં બ્રહ્મગુણસ્તદીક્ષિતો
બ્રહ્માંશકસ્યાત્મન આત્મબન્ધનઃ ॥ ૩૨॥

ઘનો યદાઽર્કપ્રભવો વિદીર્યતે
ચક્ષુઃ સ્વરૂપં રવિમીક્ષતે તદા ।
યદા હ્યહઙ્કાર ઉપાધિરાત્મનો
જિજ્ઞાસયા નશ્યતિ તર્હ્યનુસ્મરેત્ ॥ ૩૩॥

યદૈવમેતેન વિવેકહેતિના
માયામયાહઙ્કરણાત્મબન્ધનમ્ ।
છિત્ત્વાઽચ્યુતાત્માનુભવોઽવતિષ્ઠતે
તમાહુરાત્યન્તિકમઙ્ગ સમ્પ્લવમ્ ॥ ૩૪॥

નિત્યદા સર્વભૂતાનાં બ્રહ્માદીનાં પરન્તપ ।
ઉત્પત્તિપ્રલયાવેકે સૂક્ષ્મજ્ઞાઃ સમ્પ્રચક્ષતે ॥ ૩૫॥

કાલસ્રોતોજવેનાશુ હ્રિયમાણસ્ય નિત્યદા ।
પરિણામિનામવસ્થાસ્તા જન્મપ્રલયહેતવઃ ॥ ૩૬॥

અનાદ્યન્તવતાઽનેન કાલેનેશ્વરમૂર્તિના ।
અવસ્થા નૈવ દૃશ્યન્તે વિયતિ જ્યોતિષામિવ ॥ ૩૭॥

નિત્યો નૈમિત્તિકશ્ચૈવ તથા પ્રાકૃતિકો લયઃ ।
આત્યન્તિકશ્ચ કથિતઃ કાલસ્ય ગતિરીદૃશી ॥ ૩૮॥

એતાઃ કુરુશ્રેષ્ઠ જગદ્વિધાતુ-
ર્નારાયણસ્યાખિલસત્ત્વધામ્નઃ ।
લીલાકથાસ્તે કથિતાઃ સમાસતઃ
કાર્ત્સ્ન્યેન નાજોઽપ્યભિધાતુમીશઃ ॥ ૩૯॥

અનેક રૂપોમાં વર્ણન કરે છે. ॥ ૩૧ ॥ જુઓ તો ખરા! વાદળાં સૂર્ય દ્વારા ઉત્પન્ન થાય છે અને સૂર્યથી જ પ્રકાશિત થાય છે. છતાં પણ તે સૂર્યના અંશ નેત્રો માટે સૂર્યનું દર્શન કરવામાં બાધક બની જાય છે. આ પ્રમાણે અહંકાર પણ બ્રહ્મથી જ ઉત્પન્ન થાય છે, બ્રહ્મથી જ પ્રકાશિત થાય છે અને બ્રહ્મના અંશ જીવ માટે બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારમાં બાધક બની જાય છે. ॥ ૩૨ ॥ જ્યારે સૂર્યથી ઉત્પન્ન થનારાં વાદળાં વિખેરાઈ જાય છે ત્યારે નેત્રો સૂર્યના દર્શન કરવા સમર્થ બને છે. બરાબર આ જ પ્રમાણે જ્યારે જીવના હૃદયમાં જિજ્ઞાસા જાગે છે, ત્યારે આત્માની ઉપાધિ અહંકાર નષ્ટ થઈ જાય છે અને તેને પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ જાય છે. ॥ ૩૩ ॥ પ્રિય પરીક્ષિત! જ્યારે જીવ વિવેકરૂપી તલવારથી માયારૂપી અહંકારના બંધનને કાપી નાખે છે ત્યારે તે પોતાનાથી અભિન્ન આત્મસ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. આત્માની આ માયામુક્ત વાસ્તવિક સ્થિતિ જ આત્યન્તિક પ્રલય કહેવાય છે. ॥ ૩૪ ॥

હે શત્રુદમન! તત્ત્વદર્શી લોકો કહે છે કે બ્રહ્માથી લઈને તણખલા સુધી જેટલા પ્રાણી અથવા પદાર્થો છે, બધાં જ નિરંતર પેદા થાય છે અને નાશ પામે છે. અર્થાત્ નિત્ય-નિરંતર ઉત્પત્તિ અને પ્રલય થતો રહે છે. ॥ ૩૫ ॥ સંસારના પરિણામી પદાર્થો, નદીઓનો પ્રવાહ અને દીપ-શિખા વગેરે ક્ષણે-ક્ષણે બદલાતાં રહે છે. તેમની બદલાતી અવસ્થાને જોઈને એ નિશ્ચય થાય છે કે શરીર વગેરે પણ કાળના પ્રવાહમાં વહી રહ્યાં છે – બદલાઈ રહ્યાં છે. આથી તેમનાં ક્ષણે-ક્ષણે ઉત્પત્તિ અને પ્રલય થઈ રહ્યાં છે. ॥ ૩૬ ॥ જેમ આકાશમાં તારા નિરંતર ચાલતા રહે છે, પરંતુ તેમની ગતિ સ્પષ્ટરૂપે દેખાતી નથી, તે જ રીતે ભગવાનના સ્વરૂપ એવા અનાદિ-અનંતકાળને કારણે પ્રાણીઓનાં પ્રતિક્ષણે થતાં ઉત્પત્તિ અને પ્રલયને પણ જાણી શકાતાં નથી. ॥ ૩૭ ॥ પરીક્ષિત! મેં તમને ચાર પ્રકારના પ્રલયનું વર્ણન કરી સંભળાવ્યું; તેમનાં નામ છે – નિત્ય પ્રલય, નૈમિત્તિક પ્રલય, પ્રાકૃતિક પ્રલય અને આત્યંતિક પ્રલય. વાસ્તવમાં કાળની ગતિ આવી જ છે. ॥ ૩૮ ॥

હે કુરુશ્રેષ્ઠ! વિશ્વવિધાતા ભગવાન નારાયણ જ સમસ્ત પ્રાણીઓ અને શક્તિઓના આશ્રય છે. જે કાંઈ મેં સંક્ષેપમાં કહ્યું, તે બધી તેમની લીલા-કથા છે. ભગવાનની લીલાઓનું પૂરેપૂરું વર્ણન તો સ્વયં બ્રહ્માજી પણ કરી શકતા નથી. ॥ ૩૯ ॥

૧. ચાક્ષુષં તમઃ ।

સંસારસિન્ધુમતિદુસ્તરમુત્તિતીર્ષો-
ર્નાન્યઃ પ્લવો ભગવતઃ પુરુષોત્તમસ્ય ।
લીલાકથારસનિષેવણમન્તરેણ
પુંસો ભવેદ્ વિવિધદુઃખદવાર્દિતસ્ય ॥ ૪૦॥

જે લોકો અત્યંત દુસ્તર સંસાર-સાગરને તરી જવાની ઇચ્છા રાખે છે અથવા જે લોકો અનેક પ્રકારનાં દુઃખોના દાવાનળથી બળી રહ્યા છે, તેમના માટે પુરુષોત્તમ ભગવાનની લીલા-કથારૂપ રસના સેવન સિવાય બીજું કોઈ સાધન, બીજી કોઈ નૌકા નથી. તેઓ માત્ર ભગવાનના લીલા-રસાયણનું સેવન કરીને જ પોતાનો મનોરથ પૂર્ણ કરી શકે છે. ॥ ૪૦ ॥

પુરાણસંહિતામેતામૃષિર્નારાયણોઽવ્યયઃ ।
નારદાય પુરા પ્રાહ કૃષ્ણદ્વૈપાયનાય સઃ ॥ ૪૧॥

જે કાંઈ મેં તમને કહ્યું તે જ શ્રીમદ્‌ભાગવતપુરાણ છે. એને સનાતન ઋષિઓ—નર-નારાયણે પહેલાં દેવર્ષિ નારદને કહ્યું હતું અને નારદજીએ મારા પિતા મહર્ષિ કૃષ્ણદ્વૈપાયનને કહ્યું હતું. ॥ ૪૧ ॥

સ વૈ મહ્યં મહારાજ ભગવાન્ બાદરાયણઃ ।
ઈમાં ભાગવતીં પ્રીતઃ સંહિતાં વેદસમ્મિતામ્ ॥ ૪૨॥

મહારાજ! તે જ બદરીવનવિહારી ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયને પ્રસન્ન થઈને મને આ વેદતુલ્ય શ્રીમદ્‌ભાગવતસંહિતાનો ઉપદેશ કર્યો. ॥ ૪૨ ॥

એતાં વક્ષ્યત્યસૌ સૂત ઋષિભ્યો નૈમિષાલયે ।
દીર્ઘસત્રે કુરુશ્રેષ્ઠ સમ્પૃષ્ટઃ શૌનકાદિભિઃ ॥ ૪૩॥

કુરુશ્રેષ્ઠ! ભવિષ્યમાં જ્યારે શૌનકાદિ ઋષિઓ નૈમિષારણ્યમાં બહુ મોટું યજ્ઞ-સત્ર કરશે, ત્યારે તેમના પૂછવાથી પુરાણોના વક્તા શ્રીસૂતજી તે લોકોને આ સંહિતાનું શ્રવણ કરાવશે. ॥ ૪૩ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે[1] ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥
બારમા સ્કંધ-અંતર્ગત ચોથો અધ્યાય સમાપ્ત.

═★═

# પાંચમો અધ્યાય

## શ્રીશુકદેવજીનો અંતિમ ઉપદેશ

*શ્રીશુક ઉવાચ*

અત્રાનુવર્ણ્યતેઽભીક્ષ્ણં વિશ્વાત્મા ભગવાન્ હરિઃ ।
યસ્ય પ્રસાદજો બ્રહ્મા રુદ્રઃ ક્રોધસમુદ્ભવઃ ॥ ૧॥

**શ્રીશુકદેવજી કહે છે** — પ્રિય પરીક્ષિત! આ શ્રીમદ્‌ભાગવત મહાપુરાણમાં વારંવાર સર્વત્ર વિશ્વાત્મા ભગવાન શ્રીહરિનું જ સંકીર્તન થયું છે. બ્રહ્મા અને રુદ્ર પણ શ્રીહરિથી ભિન્ન નથી. તેમની જ પ્રસાદ-લીલા અને ક્રોધ-લીલાની અભિવ્યક્તિ છે. ॥ ૧ ॥

ત્વં તુ રાજન્ મરિષ્યેતિ પશુબુદ્ધિમિમાં જહિ ।
ન જાતઃ પ્રાગભૂતોઽદ્ય દેહવત્ત્વં ન નઙ્ક્ષ્યસિ ॥ ૨॥

હે રાજન્! હવે તમે આ પશુઓ જેવી અવિવેકરૂપી ધારણા (માન્યતા) છોડી દો કે 'હું મરીશ.' જેમ શરીર પહેલાં ન હતું અને હમણાં દેખાય છે અને પાછું નષ્ટ થઈ જશે, તે શરીરની જેમ તમે પહેલાં ન હતા, તમારો જન્મ થયો છે અને હવે તમે મરી જશો — એવી વાત નથી. ॥ ૨ ॥

ન ભવિષ્યસિ ભૂત્વા ત્વં પુત્રપૌત્રાદિરૂપવાન્ ।
બીજાઙ્કુરવદ્ દેહાદેર્વ્યતિરિક્તો યથાઽનલઃ ॥ ૩॥

જેમ બીજથી અંકુર અને અંકુરથી બીજની ઉત્પત્તિ થાય છે, તે જ પ્રમાણે એક શરીરથી બીજા શરીરની અને બીજા શરીરથી ત્રીજા શરીરની ઉત્પત્તિ થાય છે. પરંતુ તમે નથી તો કોઈનાથી ઉત્પન્ન થયા કે ન ભવિષ્યમાં પુત્ર-પૌત્રાદિકના શરીરરૂપે ઉત્પન્ન થશો. અગ્નિ લાકડાથી સર્વ રીતે અલગ રહે છે — લાકડાની ઉત્પત્તિ અને વિનાશથી તે સર્વ રીતે અલગ છે, તે જ રીતે તમે પણ શરીર વગેરેથી સર્વથા અલગ છો. ॥ ૩ ॥

---

૧. ०स्कन्धे परमार्थविनिर्णयो नाम ।

સ્વપ્ને યથા શિરશ્છેદં પઞ્ચત્વાદ્યાત્મનઃ સ્વયમ્ ।
યસ્માત્ પશ્યતિ દેહસ્ય તત આત્મા હ્યજોડમરઃ ॥ ૪॥

ઘટે ભિન્ને યથાડડકાશ આકાશઃ સ્યાદ્ યથા પુરા ।
એવં દેહે મૃતે જીવો બ્રહ્મ સમ્પદ્યતે પુનઃ ॥ ૫॥

મનઃ સૃજતિ વૈ દેહાન્ ગુણાન્[1] કર્માણિ ચાત્મનઃ ।
તન્મનઃ સૃજતે માયા તતો જીવસ્ય સંસૃતિઃ ॥ ૬॥

સ્નેહાધિષ્ઠાનવર્ત્યગ્નિસંયોગો યાવદીયતે ।
તતો[2] દીપસ્ય દીપત્વમેવં દેહકૃતો ભવઃ ।
રજઃસત્ત્વતમોવૃત્ત્યા જાયતેડથ વિનશ્યતિ ॥ ૭॥

ન તત્રાત્મા સ્વયંજ્યોતિર્યો વ્યક્તાવ્યક્તયોઃ પરઃ ।
આકાશ ઈવ ચાધારો ધ્રુવોડનન્તોપમસ્તતઃ ॥ ૮॥

એવમાત્માનમાત્મસ્થમાત્મનૈવામૃશ પ્રભો ।
બુદ્ધ્યાનુમાનગર્ભિણ્યા વાસુદેવાનુચિન્તયા ॥ ૯॥

ચોદિતો વિપ્રવાક્યેન ન ત્વાં ધક્ષ્યતિ તક્ષકઃ ।
મૃત્યવો નોપધક્ષ્યન્તિ મૃત્યૂનાં મૃત્યુમીશ્વરમ્ ॥ ૧૦॥

અહં બ્રહ્મ પરં ધામ બ્રહ્માહં પરમં પદમ્ ।
એવં સમીક્ષન્નાત્માનમાત્મન્યાધાય નિષ્કલે ॥ ૧૧॥

સ્વપ્નાવસ્થામાં એવું લાગે છે કે મારું માથું કપાઈ ગયું છે અને હું મરી ગયો છું, મને લોકો સ્મશાનમાં બાળી રહ્યા છે; પરંતુ આ બધી શરીરની જ અવસ્થાઓ દેખાય છે, આત્માની નહીં. દેખનારો તો તે બધી અવસ્થાઓથી ભિન્ન, જન્મ-મૃત્યુથી રહિત, શુદ્ધ-બુદ્ધ-પરમતત્ત્વસ્વરૂપ છે. ॥ ૪ ॥ જેમ ઘડો ફૂટી જવાથી આકાશ અગાઉની જેમ અખંડ રહે છે, પરંતુ ઘટાકાશની નિવૃત્તિ થતાં લોકોને એવું લાગે છે કે તે આકાશમાં મળી ગયું – વાસ્તવમાં તો તે મળેલું જ હતું. તે જ પ્રમાણે દેહ છૂટી જતાં એવું લાગે છે કે, જાણે જીવ બ્રહ્મ થઈ ગયો. વાસ્તવમાં તો તે બ્રહ્મ હતો જ, તેની અબ્રહ્મતા તો પ્રતીતિમાત્ર હતી. ॥ ૫ ॥ મન જ આત્માને માટે શરીર, વિષય અને કર્મોની કલ્પના કરે છે; અને તે મનની સૃષ્ટિ રચે છે માયા (અવિદ્યા). વાસ્તવમાં જીવ માટે સંસારચક્રમાં પડવાનું કારણ માયા જ છે. ॥ ૬ ॥ જ્યાં સુધી તેલ, તેલ રાખવાનું પાત્ર, દીવેટ અને અગ્નિનો સંયોગ રહે છે, ત્યાં સુધી દીવામાં દીવાપણું છે; તે જ રીતે જ્યાં સુધી આત્માનો કર્મ, મન, શરીર અને એમનામાં રહેવાવાળા ચૈતન્યાભાસ સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી તેને જન્મ-મૃત્યુના ચકરાવામાં ભટકવું પડે છે અને રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણની વૃત્તિઓથી તેને ઉત્પન્ન થવું, સ્થિત થવું અને નષ્ટ થવું પડે છે. ॥ ૭ ॥ પરંતુ જેમ દીવો બુઝાઈ જતાં તત્ત્વરૂપ તેજનો વિનાશ થતો નથી, તે જ પ્રમાણે સંસારનો નાશ થઈ જવા છતાં પણ સ્વયંપ્રકાશ આત્માનો નાશ થતો નથી. કેમકે, તે કાર્ય અને કારણ, વ્યક્ત અને અવ્યક્ત બધાથી પર છે, તે આકાશની જેમ બધાનો આધાર છે, નિત્ય અને નિશ્ચળ છે, તે અનંત છે. ખરેખર આત્માની ઉપમા આત્મા જ છે. ॥ ૮ ॥

હે રાજન્! તમે તમારી વિશુદ્ધ અને વિવેકવાળી બુદ્ધિને પરમાત્માના ચિંતનથી ભરી દો અને સ્વયં પોતાના અંતરમાં સ્થિત પરમાત્માનો સાક્ષાત્કાર કરો. ॥ ૯ ॥ જુઓ, તમે મૃત્યુઓનું પણ મૃત્યુ છો! તમે સ્વયં ઈશ્વર છો. બ્રાહ્મણના શાપથી પ્રેરિત તક્ષક તમને ભસ્મ કરી શકશે નહીં. તક્ષકની તો વાત જ ક્યાં છે, સ્વયં મૃત્યુ અને મૃત્યુઓનો સમૂહ પણ તમારી નજીક ફરકી નહીં શકે. ॥ ૧૦ ॥ તમે આ પ્રમાણે અનુસંધાન – ચિંતન કરો કે 'હું જ સર્વનું અધિષ્ઠાન એવો પરબ્રહ્મ છું. સર્વાધિષ્ઠાન બ્રહ્મ હું જ છું.' આ પ્રમાણે તમે તમારી જાતને તમારા વાસ્તવિક, અભિન્ન, અનંત, અખંડ સ્વરૂપમાં સ્થિત કરી દો. ॥ ૧૧ ॥

૧. ગુણકર્માણિ । ૨. તાવદ્દીપસ્ય ।

દશન્તં તક્ષકં પાદે લેલિહાનં વિષાનનૈઃ ।
ન દ્રક્ષ્યસિ શરીરં ચ વિશ્વં ચ પૃથગાત્મનઃ ॥ ૧૨॥

તે સમયે પોતાની વિષથી ભરેલી જીભના લપકારા લેતો અને પોતાના હોઠ ચાટતો તક્ષક આવીને પોતાના વિષભર્યા મુખથી તમને ડસી જાય – તો પણ કોઈ પરવા નહીં. તમે તમારા આત્મસ્વરૂપમાં સ્થિત થઈને આ શરીરને તો શું, સંપૂર્ણ વિશ્વને પોતાનાથી ભિન્ન નહીં દેખો. ॥ ૧૨ ॥

એતત્તે કથિતાં તાત યથાઽઽત્મા[1] પૃષ્ટવાન્ નૃપ ।
હરેર્વિશ્વાત્મનશ્ચેષ્ટાં કિં ભૂયઃ શ્રોતુમિચ્છસિ ॥ ૧૩॥

આત્મસ્વરૂપ પુત્ર પરીક્ષિત! તમે વિશ્વાત્મા ભગવાનની લીલા-સંબંધી જે પ્રશ્ન કર્યો હતો તેનો મેં ઉત્તર આપી દીધો, હવે વધારે શું સાંભળવા ઇચ્છો છો? ॥ ૧૩ ॥

═★═

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે[2] બ્રહ્મોપદેશો નામ પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫ ॥
બારમા સ્કંધ-અંતર્ગત બ્રહ્મોપદેશ નામનો પાંચમો અધ્યાય સમાપ્ત.

═★═

# છઠ્ઠો અધ્યાય

## પરીક્ષિતની પરમગતિ, જનમેજયનું સર્પસત્ર અને વેદોના શાખાભેદ

*સૂત ઉવાચ*

એતન્નિશમ્ય મુનિનાભિહિતં પરીક્ષિદ્
વ્યાસાત્મજેન નિખિલાત્મદૃશા સમેન ।
તત્પાદમૂલમુપસૃત્य[3] નતેન મૂર્ધ્ના
બદ્ધાઞ્જલિસ્તમિદમાહ[4] સ વિષ્ણુરાતઃ ॥ ૧॥

**સૂતજી કહે છે** – શૌનકાદિ ઋષિઓ! વ્યાસનંદન શ્રીશુકદેવ મુનિ સમસ્ત ચરાચર જગતને પોતાના આત્મારૂપે અનુભવ કરે છે અને વ્યવહારમાં બધાના પ્રત્યે સમદૃષ્ટિ રાખે છે. ભગવાનના શરણાગત અને તેમના દ્વારા સુરક્ષિત રાજર્ષિ પરીક્ષિતે તેમનો ઉપદેશ ખૂબ ધ્યાનથી સાંભળ્યો. હવે તેઓ મસ્તક નમાવીને થોડા વધારે તેમના ચરણોની નજીક ખસી આવ્યા તથા હાથ જોડીને તેમની પ્રાર્થના કરવા લાગ્યા. ॥ ૧ ॥

*રાજોવાચ*[5]

સિદ્ધોઽસ્મ્યનુગૃહીતોઽસ્મિ ભવતા કરુણાત્મના ।
શ્રાવિતો યચ્ચ મે સાક્ષાદનાદિનિધનો[6] હરિઃ ॥ ૨॥

**રાજા પરીક્ષિતે કહ્યું** – ભગવન્! આપ કરુણાની સાક્ષાત્ મૂર્તિ છો. આપે મારા ઉપર પરમકૃપા કરીને અનાદિ, અનંત, અખંડ, સત્ય ભગવાન શ્રીહરિના સ્વરૂપનું અને લીલાઓનું વર્ણન કર્યું છે. હવે હું આપની કૃપાથી પરમ અનુગૃહીત અને કૃતકૃત્ય થઈ ગયો છું. ॥ ૨ ॥

નાત્યદ્ભુતમહં[7] મન્યે મહતામચ્યુતાત્મનામ્ ।
અજ્ઞેષુ તાપતપ્તેષુ ભૂતેષુ યદનુગ્રહઃ ॥ ૩॥

સંસારના પ્રાણીઓ સ્વાર્થ અને પરમાર્થના જ્ઞાનથી શૂન્ય છે અને વિભિન્ન પ્રકારનાં દુઃખોના દાવાનળમાં બળી રહ્યા છે. તેમના ઉપર ભગવત્સ્વરૂપ મહાત્માઓનો અનુગ્રહ થવો એ કોઈ નવી ઘટના અથવા આશ્ચર્યની વાત નથી. આ તો તેમના માટે સ્વાભાવિક છે. ॥ ૩ ॥

પુરાણસંહિતામેતામશ્રૌષ્મ ભવતો વયમ્ ।
યસ્યાં ખલૂત્તમશ્લોકો ભગવાનનુવર્ણ્યતે ॥ ૪॥

મેં અને મારી સાથે ઘણા લોકોએ આપના મુખારવિંદથી આ શ્રીમદ્ભાગવત–મહાપુરાણનું શ્રવણ કર્યું છે. આ પુરાણમાં ડગલે-ડગલે ભગવાન શ્રીહરિના તે સ્વરૂપ અને તે લીલાઓનું વર્ણન થયું છે, જેના ગાનમાં મોટા-મોટા આત્મારામ પુરુષો મગ્ન રહે છે. ॥ ૪ ॥

---

૧. યદાત્મા । ૨. ૦સ્કન્ધે પ્રલયપ્રમાણલક્ષણં । ૩. તત્પાદપદ્મમુપ૦ । ૪. ૦સ્તદિદ૦ । ૫. પરીક્ષિદુવાચ । ૬. સાક્ષાદ્ભગવાન્મધુસૂદનઃ । ૭. ૦ત્તમિદં ।

ભગવંસ્તક્ષકાદિભ્યો મૃત્યુભ્યો ન બિભેમ્યહમ્ ।
પ્રવિષ્ટો બ્રહ્મ નિર્વાણમભયં દર્શિતં ત્વયા ॥ ૫॥

ભગવન્! આપે મને અભયપદનો, બ્રહ્મ અને આત્માની એકતાનો સાક્ષાત્કાર કરાવી દીધો છે. હવે હું પરમ શાંતિસ્વરૂપ બ્રહ્મમાં સ્થિત છું. હવે મને તક્ષક વગેરે કોઈ પણ મૃત્યુના નિમિત્તનો અથવા તેની કોઈ આપત્તિઓનો ભય નથી. હું અભય થઈ ગયો છું. ॥ ૫ ॥

અનુજાનીહિ માં બ્રહ્મન્ વાચં યચ્છામ્યધોક્ષજે ।
મુક્તકામાશયં ચેતઃ પ્રવેશ્ય વિસૃજામ્યસૂન્ ॥ ૬॥

બ્રહ્મન્! હવે આપ મને આજ્ઞા આપો કે હું હવે મારી વાણી બંધ કરી મૌન થઈ જાઉં અને સાથે-સાથે કામનાઓના સંસ્કારોથી પણ રહિત ચિત્તને ઇન્દ્રિયાતીત પરમાત્માના સ્વરૂપમાં વિલીન કરીને મારા પ્રાણોનો ત્યાગ કરી દઉં. ॥ ૬ ॥

અજ્ઞાનં ચ નિરસ્તં મે જ્ઞાનવિજ્ઞાનનિષ્ઠયા ।
ભવતા દર્શિતં ક્ષેમં પરં ભગવતઃ પદમ્ ॥ ૭॥

આપના દ્વારા ઉપદેશાયેલ જ્ઞાન અને વિજ્ઞાનની નિષ્ઠાથી મારું અજ્ઞાન હંમેશને માટે નષ્ટ થઈ ગયું છે. આપે ભગવાનના પરમ કલ્યાણમય સ્વરૂપનો મને સાક્ષાત્કાર કરાવી દીધો છે. ॥ ૭ ॥

સૂત ઉવાચ

ઇત્યુક્તસ્તમનુજ્ઞાપ્ય ભગવાન્ બાદરાયણિઃ ।
જગામ ભિક્ષુભિઃ સાકં નરદેવેન પૂજિતઃ ॥ ૮॥

**સૂતજી કહે છે** — શૌનકાદિ ઋષિઓ! રાજા પરીક્ષિતે ભગવાન શ્રીશુકદેવજીને આ પ્રમાણે કહીને બહુ પ્રેમથી તેમની પૂજા કરી પછી તેઓ પરીક્ષિત પાસેથી વિદાય લઈને સાથે આવેલા ત્યાગી મહાત્માઓ, ભિક્ષુકોની સાથે ત્યાંથી સિધાવી ગયા. ॥ ૮ ॥

પરીક્ષિદપિ રાજર્ષિરાત્મન્યાત્માનમાત્મના ।
સમાધાય પરં દધ્યાવસ્પન્દાસુર્યથા તરુઃ ॥ ૯॥

રાજર્ષિ પરીક્ષિત પણ કોઈ બાહ્ય સહાયતા વિના સ્વયં પોતાના અંતરાત્માને પરમાત્મામાં સમાહિત કરી વૃક્ષની જેમ અવિચલ થઈ — ધ્યાનમગ્ન થઈ બેસી ગયા. તે સમયે તેમનો શ્વાસ-પ્રશ્વાસ પણ ચાલતો ન હતો. ॥ ૯ ॥

પ્રાક્કૂલે બર્હિષ્યાસીનો ગઙ્ગાકૂલ ઉદઙ્મુખઃ ।
બ્રહ્મભૂતો મહાયોગી નિઃસઙ્ગશ્છિન્નસંશયઃ ॥ ૧૦॥

તેઓ ગંગાજીના કિનારા પર પૂર્વ તરફ અગ્ર ભાગ હોય એવા દર્ભના આસન પર ઉત્તર દિશા તરફ મુખ રાખી બેઠા હતા. તેમનાં આસક્તિ અને સંશયો તો પહેલેથી જ નષ્ટ થઈ ચૂક્યાં હતાં. હવે તેઓ બ્રહ્મ અને આત્માની એકતારૂપ મહાયોગમાં સ્થિત થઈને બ્રહ્મસ્વરૂપ થઈ ગયા. ॥ ૧૦ ॥

તક્ષકઃ પ્રહિતો વિપ્રાઃ ક્રુદ્ધેન દ્વિજસૂનુના ।
હન્તુકામો નૃપં ગચ્છન્ દદર્શ પથિ કશ્યપમ્ ॥ ૧૧॥

શૌનકાદિ ઋષિઓ! મુનિકુમાર શૃઙ્ગીએ ક્રોધ કરીને પરીક્ષિતને શાપ આપ્યો હતો. હવે તેમનો મોકલેલો તક્ષક નાગ રાજા પરીક્ષિતને ડસવા માટે તેમની પાસે જતો હતો. રસ્તામાં તેણે કશ્યપ નામના એક બ્રાહ્મણને જોયો. ॥ ૧૧ ॥

તં તર્પયિત્વા દ્રવિણૈર્નિવર્ત્ય વિષહારિણમ્ ।
દ્વિજરૂપપ્રતિચ્છન્નઃ કામરૂપોઽદશન્નૃપમ્ ॥ ૧૨॥

કશ્યપ બ્રાહ્મણ સર્પનું ઝેર ઉતારવામાં બહુ જ નિપુણ હતો. તક્ષકે તેને બહુ ધન આપીને પાછો વાળ્યો. (તે પરીક્ષિત પાસેથી ધન મળશે તેમ સમજીને જતો હતો.) તેને રાજા પાસે જવા ન દીધો અને સ્વયં બ્રાહ્મણના રૂપમાં છુપાઈને (તે ઇચ્છાનુસાર રૂપ લઈ શકતો હતો) રાજા પરીક્ષિત પાસે ગયો અને તેમને દંશ દીધો. ॥ ૧૨ ॥

બ્રહ્મભૂતસ્ય રાજર્ષેર્દેહોઽહિગરલાગ્નિના ।
બભૂવ ભસ્મસાત્ સદ્યઃ પશ્યતાં સર્વદેહિનામ્ ॥ ૧૩॥

રાજર્ષિ પરીક્ષિત તક્ષકના ડસતાં પહેલાં જ બ્રહ્મમાં સ્થિત થઈ ચૂક્યા હતા. હવે તક્ષકના ઝેરના અગ્નિથી તેમનું શરીર બધાની સામે જ બળીને ભસ્મ થઈ ગયું. ॥ ૧૩ ॥

હાહાકારો મહાનાસીદ્ ભુવિ ખે દિક્ષુ સર્વતઃ ।
વિસ્મિતા હ્યભવન્ સર્વે દેવાસુરનરાદયઃ ॥ ૧૪॥

દેવદુન્દુભયો નેદુર્ગન્ધર્વાપ્સરસો જગુઃ ।
વવૃષુઃ પુષ્પવર્ષાણિ વિબુધાઃ સાધુવાદિનઃ ॥ ૧૫॥

જનમેજયઃ સ્વપિતરં શ્રુત્વા તક્ષકભક્ષિતમ્ ।
યથાઽઽજુહાવ સઙ્ક્રુદ્ધો નાગાન્ સત્રે સહ દ્વિજૈઃ ॥ ૧૬॥

સર્પસત્રે સમિદ્ધાગ્નૌ દહ્યમાનાન્ મહોરગાન્ ।
દૃષ્ટ્વેન્દ્રં ભયસંવિગ્નસ્તક્ષકઃ શરણં યયૌ ॥ ૧૭॥

અપશ્યંસ્તક્ષકં તત્ર રાજા પારીક્ષિતો દ્વિજાન્ ।
ઉવાચ તક્ષકઃ કસ્માન્ન દહ્યેતોરગાધમઃ ॥ ૧૮॥

તં ગોપાયતિ રાજેન્દ્ર શક્રઃ શરણમાગતમ્ ।
તેન સંસ્તમ્ભિતઃ સર્પસ્તસ્માન્નાગ્નૌ પતત્યસૌ ॥ ૧૯॥

પારીક્ષિત ઇતિ શ્રુત્વા પ્રાહર્ત્વિજ ઉદારધીઃ ।
સહેન્દ્રસ્તક્ષકો વિપ્રા નાગ્નૌ કિમિતિ પાત્યતે ॥ ૨૦॥

તચ્છ્રુત્વાઽઽજુહુવુર્વિપ્રાઃ સહેન્દ્રં તક્ષકં મખે ।
તક્ષકાશુ પતસ્વેહ સહેન્દ્રેણ મરુત્વતા ॥ ૨૧॥

ઇતિ બ્રહ્મોદિતાક્ષેપૈઃ સ્થાનાદિન્દ્રઃ પ્રચાલિતઃ ।
બભૂવ[1] સમ્ભ્રાન્તમતિઃ સવિમાનઃ સતક્ષકઃ ॥ ૨૨॥

તં પતન્તં વિમાનેન સહતક્ષકમમ્બરાત્ ।
વિલોક્યાઙ્ગિરસઃ પ્રાહ રાજાનં તં બૃહસ્પતિઃ ॥ ૨૩॥

નૈષ ત્વયા મનુષ્યેન્દ્ર વધમર્હતિ સર્પરાટ્[2] ।
અનેન પીતમમૃતમથ વા અજરામરઃ[3] ॥ ૨૪॥

પૃથ્વી, આકાશ અને બધી દિશાઓમાં મોટો હાહાકાર થયો. દેવતાઓ, અસુરો, મનુષ્યો વગેરે બધા પરીક્ષિત રાજાની આ પરમ ગતિ જોઈને વિસ્મિત થઈ ગયા. ॥ ૧૪ ॥ દેવતાઓના વાજિંત્રો આપમેળે વાગવા લાગ્યાં. ગન્ધર્વો અપ્સરાઓ ગાન કરવા લાગ્યાં. દેવતાઓ 'સાધુ-સાધુ'ના ઘોષ સાથે પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૧૫ ॥

જ્યારે જનમેજયે સાંભળ્યું કે, તક્ષક મારા પિતાજીને ડસ્યો છે, ત્યારે તે બહુ ક્રોધિત થયા. તેઓ બ્રાહ્મણો સાથે વિધિપૂર્વક અગ્નિકુંડમાં સર્પોનો હવન કરવા લાગ્યા. ॥ ૧૬ ॥ તક્ષકે જાણ્યું કે જનમેજયના સર્પયજ્ઞના પ્રજ્જ્વલિત અગ્નિમાં મોટા-મોટા મહાસર્પો ભસ્મ થઈ રહ્યા છે, ત્યારે તે અત્યંત ભયભીત થઈને દેવરાજ ઇન્દ્રના શરણમાં ગયો. ॥ ૧૭ ॥ અનેક સર્પો ભસ્મ થવા છતાં પણ તક્ષક ન આવ્યો, આથી પરીક્ષિતનંદન રાજા જનમેજયે બ્રાહ્મણોને કહ્યું કે – 'બ્રાહ્મણો! હજી સુધી અધમ એવો તક્ષક કેમ આવીને ભસ્મ ન થયો?' ॥ ૧૮ ॥ બ્રાહ્મણોએ કહ્યું – 'રાજેન્દ્ર! તક્ષક અત્યારે ઇન્દ્રના શરણમાં ગયો છે અને ઇન્દ્ર તેની રક્ષા કરી રહ્યા છે. તેમણે જ તક્ષકને રોકી લીધો છે, તેથી તે અહીં અગ્નિકુંડમાં ભસ્મ થવા આવ્યો નથી.' ॥ ૧૯ ॥ પરીક્ષિતનંદન જનમેજય બહુ જ બુદ્ધિમાન અને વીર હતા. તેમણે બ્રાહ્મણોની વાત સાંભળીને ઋત્વિજોને કહ્યું કે બ્રાહ્મણો! તમે લોકો ઇન્દ્ર સહિત તક્ષકને અગ્નિમાં કેમ નથી હોમી દેતા?' ॥ ૨૦ ॥ જનમેજયની વાત સાંભળીને બ્રાહ્મણોએ તે યજ્ઞમાં ઇન્દ્ર સહિત તક્ષકનું અગ્નિકુંડમાં આહ્વાન કર્યું. તેમણે કહ્યું – 'અરે તક્ષક! તું મરુદ્ગણોની સાથે ફરનારા ઇન્દ્રની સાથે આ અગ્નિકુંડમાં તુરત જ આવીને પડી જા.' ॥ ૨૧ ॥ જ્યારે બ્રાહ્મણોએ આ પ્રમાણે આકર્ષણમંત્રનો પાઠ કર્યો, ત્યારે ઇન્દ્ર પોતાના સ્થાન – સ્વર્ગલોકથી વિચલિત થઈ ગયા. વિમાનમાં બેઠેલા ઇન્દ્ર તક્ષક સહિત ખૂબ ગભરાઈ ગયા અને તેમનું વિમાન ડોલવા લાગ્યું. ॥ ૨૨ ॥ અઙ્ગિરાનંદન બૃહસ્પતિજીએ જોયું કે આકાશમાંથી દેવરાજ ઇન્દ્ર વિમાન અને તક્ષક સાથે જ અગ્નિકુંડમાં પડી રહ્યા છે; ત્યારે તેમણે રાજા જનમેજયને કહ્યું - ॥ ૨૩ ॥ 'હે મનુષ્યોના ઇન્દ્ર! સર્પરાજ તક્ષક નાશ પામવાને યોગ્ય નથી. તે અમૃતપાન કરી ચૂક્યો છે. તેથી તે અજર-અમર છે. ॥ ૨૪ ॥

૧. તત્રૈવ ચ ભ્રાન્ત૦ । ૨. પન્નગઃ । ૩. અજરોઽમરઃ ।

જીવિતં મરણં જન્તોર્ગતિઃ સ્વેનૈવ કર્મણા ।
રાજંસ્તતોઽન્યો નાન્યસ્ય પ્રદાતા સુખદુઃખયોઃ ॥ ૨૫॥

સર્પચૌરાગ્નિવિદ્યુદ્‌ભ્યઃ ક્ષુત્તૃડ્વ્યાધ્યાદિભિર્નૃપ ।
પઞ્ચત્વમૃચ્છતે જન્તુર્ભુઙ્‌ક્ત આરબ્ધકર્મ તત્[1] ॥ ૨૬॥

તસ્માત્ સત્રમિદં રાજન્ સંસ્થીયેતાભિચારિકમ્ ।
સર્પા અનાગસો દગ્ધા જનૈર્દિષ્ટં હિ ભુજ્યતે ॥ ૨૭॥

સૂત ઉવાચ

ઇત્યુક્તઃ સ તથેત્યાહ મહર્ષેર્માનયન્ વચઃ ।
સર્પસત્રાદુપરતઃ પૂજયામાસ વાક્પતિમ્ ॥ ૨૮॥

સૈષા વિષ્ણોર્મહામાયાઽબાધ્યયાઽલક્ષણા યયા ।
મુહ્યન્ત્યસ્યૈવાત્મભૂતા ભૂતેષુ ગુણવૃત્તિભિઃ ॥ ૨૯॥

ન યત્ર દમ્ભીત્યભયા વિરાજિતા
માયાઽઽત્મવાદેઽસકૃદાત્મવાદિભિઃ ।
ન યદ્વિવાદો વિવિધસ્તદાશ્રયો
મનશ્ચ સઙ્કલ્પવિકલ્પવૃત્તિ યત્ ॥ ૩૦॥

ન યત્ર સૃજ્યં સૃજતોભયોઃ પરં
શ્રેયશ્ચ જીવસ્ત્રિભિરન્વિતસ્ત્વહમ્[2] ।

રાજન્! જગતનાં પ્રાણી પોત-પોતાના કર્મ અનુસાર જ જીવન-મરણ અને પરલોકમાં ગતિ પ્રાપ્ત કરે છે. કર્મ સિવાય બીજું કોઈ પણ કોઈને પણ સુખ-દુઃખ આપી શકતું નથી. ॥ ૨૫ ॥ જનમેજય! આમ તો ઘણાયે લોકોનું મૃત્યુ સાપ, ચોર, આગ, વીજળી તથા ભૂખ-તરસ, વ્યાધિ વગેરે કારણોથી થાય છે, પરંતુ આ તો માત્ર નિમિત્ત જ છે. વાસ્તવમાં બધાં પ્રાણી પોતાનાં પ્રારબ્ધ-કર્મ જ ભોગવે છે. ॥ ૨૬ ॥ રાજન્! તમે અનેક નિરપરાધ સર્પોને બાળી નાખ્યા, આવા અભિચાર (પ્રતિશોધ) યજ્ઞનું ફળ માત્ર પ્રાણીઓની હિંસા જ છે. માટે આ યજ્ઞ બંધ કરી દેવો જોઈએ. કારણ કે, જગતનાં બધાં પ્રાણીઓ પોત-પોતાનાં પ્રારબ્ધ કર્મ જ ભોગવે છે. ॥ ૨૭ ॥

**સૂતજી કહે છે** – શૌનકાદિ ઋષિઓ! મહર્ષિ બૃહસ્પતિજીની વાતનું સન્માન કરીને જનમેજયે કહ્યું – 'આપની આજ્ઞા શિરોધાર્ય છે.' તેમણે સર્પયજ્ઞ બંધ કરી દીધો અને દેવગુરુ બૃહસ્પતિજીની વિધિપૂર્વક પૂજા કરી. ॥ ૨૮ ॥ ઋષિઓ! (જેનાથી, જેના કારણે વિદ્વાન બ્રાહ્મણને પણ ક્રોધ આવ્યો, પરીક્ષિતને શાપ આપ્યો, તેમનું મૃત્યુ થયું, પછી જનમેજયને ક્રોધ આવ્યો, સર્પો માર્યા ગયા) આ બધી તે જ ભગવાન વિષ્ણુની મહામાયા જ છે. આ માયાને જાણી શકાતી નથી. જે માયાથી ભગવાનનાં સ્વરૂપ એવાં પ્રાણીઓ પણ ક્રોધાદિ ગુણ-વૃત્તિઓ દ્વારા શરીરોમાં મોહિત થઈને એક-બીજાને દુઃખ આપે છે અને ભોગવે છે છતાં પોતાના પ્રયત્નથી તેને ટાળી શકાતી નથી. ॥ ૨૯ ॥ આ માયા કપટી અને દંભી છે, ભગવાનની સામે તો તે ખૂબ જ વિનયી બનીને, હાથ જોડીને ઊભી રહે છે, ત્યાં તે નિર્ભય થઈને નથી રહેતી. પરંતુ પ્રપંચમાં આવતાં જ તે નિર્ભય બની જાય છે. તે માયાના સંબંધમાં આત્મજ્ઞાની લોકો ચર્ચા કરે છે ત્યારે અનેક પ્રકારના મતભેદો હોય છે, પરંતુ પરમાત્મામાં કોઈ મતભેદ થતો નથી, કારણ કે, ભગવાનની પાસે તો સંકલ્પ-વિકલ્પ કરનારી વૃત્તિ રહેતી જ નથી અને મન પણ ત્યાં પહોંચી શકતું નથી. ॥ ૩૦ ॥ ભગવાનનું સ્વરૂપ દિવ્ય છે, જ્યાં ઇન્દ્રિયો અને ઇન્દ્રિયો સાથે કર્મ નથી થતું. વળી, જ્યાં ઇન્દ્રિયો સાથે વિષયો-પદાર્થો પણ સંભવતા નથી. આ ઉપરાંત ત્રણ ગુણોએ

૧. ચ । ૨. ન્વિતઃ સ્વયમ્ ।

તદેતદુત્સાદિતબાધ્યબાધકં
નિષિધ્ય ચોર્મીન્[1] વિરમેત્ સ્વયં મુનિઃ ॥ ૩૧॥

પરં પદં વૈષ્ણવમામનન્તિ તદ્
યન્નેતિ નેતીત્યતદુત્સિસૃક્ષવઃ[2] ।
વિસૃજ્ય દૌરાત્મ્યમનન્યસૌહૃદા
હૃદોપગુહ્યાવસિતં સમાહિતૈઃ ॥ ૩૨॥

ત એતદધિગચ્છન્તિ વિષ્ણોર્યત્ પરમં પદમ્ ।
અહં મમેતિ દૌર્જન્યં ન યેષાં દેહગેહજમ્ ॥ ૩૩॥

અતિવાદાંસ્તિતિક્ષેત નાવમન્યેત કઞ્ચન ।
ન ચેમં દેહમાશ્રિત્ય વૈરં કુર્વીત કેનચિત્ ॥ ૩૪॥

નમો ભગવતે તસ્મૈ કૃષ્ણાયાકુણ્ઠમેધસે ।
યત્પાદામ્બુરુહધ્યાનાત્ સંહિતામધ્યગામિમામ્ ॥ ૩૫॥

શૌનક ઉવાચ

પૈલાદિભિર્વ્યાસશિષ્યૈર્વેદાચાર્યૈર્મહાત્મભિઃ ।
વેદાશ્ચ કતિધા વ્યસ્તા એતત્ સૌમ્યાભિધેહિ નઃ ॥ ૩૬॥

સૂત ઉવાચ

સમાહિતાત્મનો બ્રહ્મન્ બ્રહ્મણઃ પરમેષ્ઠિનઃ ।
હૃદ્યાકાશાદભૂન્નાદો વૃત્તિરોધાદ્ વિભાવ્યતે ॥ ૩૭॥

ઉત્પન્ન કરેલ અહંકાર પણ નથી તેથી તે ભગવાનમાં વિવશતા (બાધ્ય) કે બાધકભાવ ક્યાંથી સંભવે? આવા ભગવાનના દિવ્ય સ્વરૂપને મનનશીલ મુનિવરો આત્મસાત્ કરીને, અહંકાર, ગુણો અને ઇન્દ્રિયોને ત્યજી ભગવાનના જ સ્વરૂપમાં વિહાર કરે છે. ॥ ૩૧ ॥ જે મુમુક્ષુ અને વિચારશીલ પુરુષ પરમપદ સિવાયની વસ્તુનો ત્યાગ કરતો રહીને 'નેતિ-નેતિ' દ્વારા તેનો નિષેધ કરીને એવી વસ્તુ પ્રાપ્ત કરે છે, જેનો ક્યારેય ન તો નિષેધ થઈ શકે છે કે ન ત્યાગ. તે જ વિષ્ણુ ભગવાનનું પરમપદ છે; આ વાત બધા મહાત્માઓ અને શ્રુતિઓ એકમતે સ્વીકારે છે. પોતાના ચિત્તને એકાગ્ર કરનારા પુરુષો અંતઃકરણની અશુદ્ધિઓને, અનાત્મ-ભાવનાઓને હર-હંમેશ માટે મિટાવીને અનન્ય ભાવથી પરિપૂર્ણ હૃદય દ્વારા તે જ પરમપદનું આલિંગન કરે છે અને તેમાં જ સમાઈ જાય છે. ॥ ૩૨ ॥ ભગવાન વિષ્ણુનું આ જ વાસ્તવિક સ્વરૂપ છે, આ જ તેમનું પરમપદ છે. એની પ્રાપ્તિ એ જ લોકોને થાય છે, જેના અંતઃકરણમાં શરીર માટે અહંભાવ નથી અને ગૃહ વગેરે પદાર્થોમાં મમતા પણ નથી. ખરેખર, સંસારની જ વસ્તુઓમાં 'હું અને મારાપણું' એ જ બહુ મોટી દુર્જનતા છે. ॥ ૩૩ ॥ શૌનકજી! જેને આ પરમપદની ઇચ્છા છે, તેણે બીજાની કટુવાણી સહન કરી લેવી અને કોઈનું અપમાન ન કરવું. આ ક્ષણભંગુર શરીરમાં અહંતા-મમતા કરીને કોઈ પણ પ્રાણી સાથે વેર ન કરવું. ॥ ૩૪ ॥ ભગવાન શ્રીકૃષ્ણનું જ્ઞાન અનંત છે, તેમનાં ચરણકમળોના ધ્યાનપૂર્વક મેં આ શ્રીમદ્ભાગવત-મહાપુરાણનું અધ્યયન કર્યું છે. હું હવે તેમને નમસ્કાર કરીને આ મહાપુરાણ સમાપ્ત કરું છું. ॥ ૩૫ ॥

**શૌનકજીએ પૂછ્યું** – સાધુશિરોમણિ સૂતજી! વેદવ્યાસજીના શિષ્ય પૈલ વગેરે મહર્ષિ મોટા મહાત્મા અને વેદોના આચાર્ય હતા. તે લોકોએ કેટલા પ્રકારે વેદોનું વિભાજન કર્યું, એ વાત કૃપા કરીને અમને કહો. ॥ ૩૬ ॥

**સૂતજીએ કહ્યું** – બ્રહ્મન્! જે સમયે પરમેષ્ઠિ બ્રહ્માજી પૂર્વસૃષ્ટિનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એકાગ્રચિત્ત થયા, તે સમયે તેમના હૃદયાકાશમાં કણ્ઠ, તાલવ્ય વગેરે સ્થાનોના સંઘર્ષથી રહિત એક અત્યંત વિલક્ષણ અનાહત નાદ ઉત્પન્ન થયો. જ્યારે જીવ પોતાની મનોવૃત્તિઓને રોકી લે છે, ત્યારે તેને પણ અનાહત નાદનો અનુભવ થાય છે. ॥ ૩૭ ॥

૧. ભોગાન્ વિરમેત તન્મુનિઃ । ૨. નેતીત્યસદુ૦ ।

યદુપાસનયા બ્રહ્મન્ યોગિનો મલમાત્મનઃ ।
દ્રવ્યક્રિયાકારકાખ્યં ધૂત્વા યાન્ત્યપુનર્ભવમ્ ॥ ૩૮॥

તતોઽભૂત્ત્રિવૃદોઙ્કારો યોઽવ્યક્તપ્રભવઃ સ્વરાટ્ ।
યત્તલ્લિઙ્ગં ભગવતો બ્રહ્મણઃ પરમાત્મનઃ ॥ ૩૯॥

શૃણોતિ ય ઇમં સ્ફોટં સુપ્તશ્રોત્રે ચ શૂન્યદૃક્ ।
યેન વાગ્ વ્યજ્યતે યસ્ય વ્યક્તિરાકાશ આત્મનઃ ॥ ૪૦॥

સ્વધામ્નો બ્રહ્મણઃ સાક્ષાદ્ વાચકઃ પરમાત્મનઃ ।
સ સર્વમન્ત્રોપનિષદ્વેદબીજં સનાતનમ્ ॥ ૪૧॥

તસ્ય હ્યાસંસ્ત્રયો વર્ણા અકારાદ્યા ભૃગૂદ્વહ ।
ધાર્યન્તે યૈસ્ત્રયો ભાવા ગુણનામાર્થવૃત્તયઃ ॥ ૪૨॥

તતોઽક્ષરસમામ્નાયમસૃજદ્ ભગવાનજઃ ।
અન્તઃસ્થોષ્મસ્વરસ્પર્શહ્રસ્વદીર્ઘાદિલક્ષણમ્ ॥ ૪૩॥

તેનાસૌ ચતુરો વેદાંશ્ચતુર્ભિર્વદનૈર્વિભુઃ ।
સવ્યાહૃતિકાન્ સોઙ્કારાંશ્ચાતુર્હોત્રવિવક્ષયા ॥ ૪૪॥

પુત્રાનધ્યાપયત્તાંસ્તુ[1] બ્રહ્મર્ષીન્ બ્રહ્મકોવિદાન્ ।
તે તુ ધર્મોપદેષ્ટારઃ સ્વપુત્રેભ્યઃ સમાદિશન્ ॥ ૪૫॥

શૌનકજી! મોટા-મોટા યોગીઓ તે જ અનાહત નાદની ઉપાસના કરે છે. અને તેના પ્રભાવથી અંતઃકરણના દ્રવ્ય (અધિભૂત), ક્રિયા (અધ્યાત્મ) અને કારક(અધિદૈવ)રૂપી વિકારને નષ્ટ કરીને તે પરમ ગતિરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે; જેમાં જન્મ-મૃત્યુરૂપી સંસારચક્ર નથી. ॥ ૩૮ ॥ તે જ અનાહત નાદથી 'અ'કાર, 'ઉ'કાર અને 'મ'કારરૂપ ત્રણ માત્રાઓવાળો ૐકાર પ્રગટ થયો. આ ૐકારની શક્તિથી જ પ્રકૃતિ અવ્યક્તમાંથી વ્યક્તરૂપે પરિણત થઈ જાય છે. ૐકાર સ્વયં પણ અવ્યક્ત અને અનાદિ છે અને પરમાત્મસ્વરૂપ હોવાથી સ્વયંપ્રકાશ પણ છે. જે પરમ વસ્તુને ભગવાન, બ્રહ્મ અથવા પરમાત્માના નામથી કહેવામાં આવે છે તેમના સ્વરૂપનો બોધ પણ ૐકાર દ્વારા જ થાય છે. ॥ ૩૯ ॥ જ્યારે શ્રવણેન્દ્રિયની શક્તિ લુપ્ત થઈ જાય છે ત્યારે પણ આ ૐકારને – સઘળા અર્થોને પ્રકાશિત કરનાર સ્ફોટ (શબ્દાર્થબોધ) તત્ત્વને – જે સાંભળે છે અને સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં બધાના અભાવને પણ જાણે છે, તે જ પરમાત્માનું વિશુદ્ધ સ્વરૂપ છે. તે જ ૐકાર પરમાત્માથી પ્રગટ થઈને વેદરૂપી વાણીને અભિવ્યક્ત કરે છે. ॥ ૪૦ ॥ ૐકાર પોતાના આશ્રય પરમાત્મા પરબ્રહ્મનો સાક્ષાત્ વાચક છે અને ૐકાર જ બધા જ મંત્રો, ઉપનિષદો અને વેદોનું સનાતન બીજ છે. ॥ ૪૧ ॥

શૌનકજી! ૐકારના ત્રણ વર્ણ છે – 'અ', 'ઉ' અને 'મ'. આ જ ત્રણે વર્ણ સત્ત્વ, રજ, તમ – આ ત્રણે ગુણો, ઋક્, યજુઃ, સામ – આ ત્રણે નામો; ભૂઃ, ભુવઃ, સ્વઃ – આ ત્રણે અર્થો અને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ – આ ત્રણે વૃત્તિઓના રૂપમાં ત્રણ-ત્રણની સંખ્યાવાળા ભાવોને ધારણ કરે છે. ॥ ૪૨ ॥ ત્યાર પછી સર્વશક્તિમાન બ્રહ્માજીએ ૐકારથી જ ચાર અંતઃસ્થ ય ર લ વ, ચાર ઊષ્માક્ષર શ ષ સ હ, અ થી માંડીને ઔ સુધીના સ્વરો, ક થી મ સુધીના સ્પર્શ વ્યંજનો અને હ્રસ્વ તથા દીર્ઘ વગેરે લક્ષણોથી યુક્ત અક્ષરોનો સમુદાય ઉત્પન્ન કર્યો છે. ॥ ૪૩ ॥ તે જ વર્ણમાળા દ્વારા પોતાના ચાર મુખોથી હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા – આ ઋત્વિજોના કર્મ કહેવાની ઇચ્છાથી ૐકાર અને વ્યાહૃતિઓ સાથે ચાર વેદ પ્રગટ કર્યા અને પોતાના પુત્ર બ્રહ્મર્ષિ, મરીચિ વગેરેને વેદાધ્યયનમાં કુશળ જોઈને તેમને વેદોનું શિક્ષણ આપ્યું. ત્યારે તેમણે પોતાના પુત્રોને તેમનું અધ્યયન કરાવ્યું. તે બધા ધર્મનો ઉપદેશ કરવામાં નિપુણ થઈ ગયા. ॥ ૪૪-૪૫ ॥

૧. ત્તાંશ્ચ મહર્ષીન્ ।

તે પરમ્પરયા પ્રાપ્તાસ્તત્તચ્છિષ્યૈર્ધૃતવ્રતૈઃ ।
ચતુર્યુગેષ્વથ વ્યસ્તા દ્વાપરાદૌ મહર્ષિભિઃ ॥ ૪૬॥

ક્ષીણાયુષઃ ક્ષીણસત્ત્વાન્ દુર્મેધાન્ વીક્ષ્ય કાલતઃ ।
વેદાન્ બ્રહ્મર્ષયો વ્યસ્યન્ હૃદિસ્થાચ્યુતચોદિતાઃ ॥ ૪૭॥

અસ્મિન્નપ્યન્તરે બ્રહ્મન્[1] ભગવાઁલ્લોકભાવનઃ ।
બ્રહ્મેશાદ્યૈર્લોકપાલૈર્યાચિતો ધર્મગુપ્તયે ॥ ૪૮॥

પરાશરાત્ સત્યવત્યામંશાંશકલયા વિભુઃ ।
અવતીર્ણો મહાભાગ વેદં ચક્રે ચતુર્વિધમ્ ॥ ૪૯॥

ઋગથર્વયજુઃસામ્નાં રાશીનુદ્ધૃત્ય વર્ગશઃ ।
ચતસ્રઃ સંહિતાશ્ચક્રે [2]મન્ત્રૈર્મણિગણા ઇવ ॥ ૫૦॥

તાસાં[3] સ ચતુરઃ શિષ્યાનુપાહૂય મહામતિઃ ।
એકૈકાં સંહિતાં બ્રહ્મન્નેકૈકસ્મૈ દદૌ વિભુઃ ॥ ૫૧॥

પૈલાય સંહિતામાદ્યાં બહ્વૃચાખ્યામુવાચ હ ।
વૈશમ્પાયનસઞ્જ્ઞાય નિગદાખ્યં[4] યજુર્ગણમ્ ॥ ૫૨॥

સામ્નાં[5] જૈમિનયે પ્રાહ તથા છન્દોગસંહિતામ્ ।
અથર્વાઙ્ગિરસીં નામ સ્વશિષ્યાય સુમન્તવે ॥ ૫૩॥

પૈલઃ સ્વસંહિતામૂચે ઇન્દ્રપ્રમિતયે[6] મુનિઃ ।
બાષ્કલાય ચ સોઽપ્યાહ શિષ્યેભ્યઃ સંહિતાં સ્વકામ્ ॥ ૫૪॥

ચતુર્ધા વ્યસ્ય બોધ્યાય યાજ્ઞવલ્ક્યાય ભાર્ગવ ।
પરાશરાયાગ્નિમિત્રે ઇન્દ્રપ્રમિતિરાત્મવાન્[7] ॥ ૫૫॥

અધ્યાપયત્ સંહિતાં સ્વાં માણ્ડૂકેયમૃષિં કવિમ્ ।
તસ્ય શિષ્યો દેવમિત્રઃ સૌભર્યાદિભ્ય ઊચિવાન્ ॥ ૫૬॥

શાકલ્યસ્તત્સુતઃ સ્વાં તુ પઞ્ચધા વ્યસ્ય સંહિતામ્ ।
વાત્સ્યમુદ્ગલશાલીયગોખલ્યશિશિરેષ્વધાત્[8] ॥ ૫૭॥

જાતૂકર્ણ્યશ્ચ તચ્છિષ્યઃ સનિરુક્તાં સ્વસંહિતામ્ ।
બલાકપૈજવૈતાલવિરજેભ્યો દદૌ મુનિઃ ॥ ૫૮॥

ત્યાર પછી તે જ લોકોના નૈષ્ઠિક બ્રહ્મચારી શિષ્યો-પ્રશિષ્યો દ્વારા ચારે યુગોમાં સમ્પ્રદાયના રૂપમાં વેદોની રક્ષા થતી રહી. દ્વાપરના અંતમાં મહર્ષિઓએ તેમનું વિભાજન પણ કર્યું. ॥ ૪૬ ॥ જ્યારે બ્રહ્મવેત્તા ઋષિઓએ જોયું કે, સમયના પ્રભાવથી લોકોનું આયુષ્ય, શક્તિ અને બુદ્ધિ ક્ષીણ થઈ ગઈ છે, ત્યારે તેમણે પોતાના હૃદયમાં બિરાજેલા પરમાત્માની પ્રેરણાથી વેદોના વિભાગ કર્યા. ॥ ૪૭ ॥

શૌનકજી! આ વૈવસ્વત મન્વન્તરમાં પણ બ્રહ્મા, શંકર વગેરે લોકપાલોની પ્રાર્થનાથી અખિલ વિશ્વના જીવનદાતા ભગવાને ધર્મની રક્ષા માટે મહર્ષિ પરાશર દ્વારા સત્યવતીના ગર્ભથી પોતાના અંશરૂપ સત્ત્વગુણના અંશ વડે કલાસ્વરૂપ વ્યાસરૂપે અવતાર ગ્રહણ કર્યો છે. પરમ ભાગ્યવાન શૌનકજી! તેમણે જ વર્તમાન યુગમાં વેદના ચાર વિભાગ કર્યા છે. ॥ ૪૮-૪૯ ॥ જેમ મણિઓના સમૂહમાંથી વિભિન્ન જાતના મણિઓને અલગ-અલગ કરી જુદા પાડવામાં આવે છે તે જ પ્રમાણે મહામતિ ભગવાન વ્યાસદેવજીએ મંત્રસમુદાયમાંથી ભિન્ન-ભિન્ન પ્રકરણો પ્રમાણે મંત્રોનો સંગ્રહ કરીને તેમની ઋગ્, યજુઃ, સામ અને અથર્વ – આ ચાર સંહિતાઓ બનાવી અને પોતાના ચાર શિષ્યોને બોલાવીને પ્રત્યેકને એક-એક સંહિતાનું શિક્ષણ આપ્યું. ॥ ૫૦-૫૧ ॥ તેમણે 'બહ્વૃચ' નામની પહેલી સંહિતા–ઋક્સંહિતા પૈલને, 'નિગદ' નામની બીજી યજુઃસંહિતા વૈશમ્પાયનને, સામ શ્રુતિઓની 'છન્દોગસંહિતા' જૈમિનિને અને પોતાના શિષ્ય સુમન્તુને 'અથર્વાઙ્ગિરસસંહિતા'નું અધ્યયન કરાવ્યું. ॥ ૫૨-૫૩ ॥ શૌનકજી! પૈલ મુનિએ પોતાની સંહિતાના બે વિભાગ કરીને એકનું અધ્યયન ઇન્દ્રપ્રમિતિને અને બીજીનું બાષ્કલને કરાવ્યું. બાષ્કલે પણ પોતાની શાખાના ચાર વિભાગ કરીને તેમને અલગ-અલગ પોતાના શિષ્યો – બોધ, યાજ્ઞવલ્ક્ય, પરાશર અને અગ્નિમિત્રને ભણાવી. પરમસંયમી ઇન્દ્રપ્રમિતિએ પ્રતિભાશાળી માણ્ડૂકેય ઋષિને પોતાની સંહિતાનું અધ્યયન કરાવ્યું. માણ્ડૂકેયના શિષ્ય હતા દેવમિત્ર. તેમણે સૌભરિ વગેરે ઋષિઓને વેદોનું અધ્યયન કરાવ્યું. ॥ ૫૪-૫૬ ॥ માણ્ડૂકેયના પુત્રનું નામ શાકલ્ય હતું. તેમણે પોતાની સંહિતાના પાંચ વિભાગ કરીને તેમને વાત્સ્ય, મુદ્ગલ, શાલીય, ગોખલ્ય અને શિશિર નામના શિષ્યોને ભણાવ્યા. ॥ ૫૭ ॥ શાકલ્યના બીજા એક શિષ્ય હતા જાતૂકર્ણ્યમુનિ. તેમણે પોતાની સંહિતાના ત્રણ વિભાગ કરીને તત્સંબંધી નિરુક્તની સાથે પોતાના શિષ્ય બલાક, પૈજ, વૈતાલ અને વિરજને ભણાવ્યા. ॥ ૫૮ ॥

૧. તસ્મિન્ । ૨. સૂત્રે । ૩. તતઃ । ૪. નિગમાખ્યં । ૫. સામાનિ જૈમિનેઃ । ૬. ૦પ્રમ૦ । ૭. ૦પ્રમતિ૦ । ૮. ૦મૌદ્ગલશાલીયગાધિને શિશિરેઽભ્યધાત્ ।

બાષ્કલિઃ પ્રતિશાખાભ્યો વાલખિલ્યાખ્યસંહિતામ્ ।
ચક્રે બાલાયનિર્ભજ્યઃ[1] કાસારશ્ચૈવ તાં દધુઃ ॥ ૫૯॥

બહ્વૃચાઃ સંહિતા હ્યેતા એભિર્બ્રહ્મર્ષિભિર્ધૃતાઃ ।
શ્રુત્વૈતચ્છન્દસાં વ્યાસં સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૬૦॥

વૈશમ્પાયનશિષ્યા વૈ ચરકાધ્વર્યવોઽભવન્ ।
યચ્ચેરુર્બ્રહ્મહત્યાંહઃક્ષપણં સ્વગુરોર્વ્રતમ્ ॥ ૬૧॥

યાજ્ઞવલ્ક્યશ્ચ[2] તચ્છિષ્ય આહાહો ભગવન્ કિયત્ ।
ચરિતેનાલ્પસારાણાં ચરિષ્યેઽહં સુદુશ્ચરમ્ ॥ ૬૨॥

ઇત્યુક્તો ગુરુરપ્યાહ કુપિતો યાહ્યલં ત્વયા ।
વિપ્રાવમન્ત્રા શિષ્યેણ મદધીતં ત્યજાશ્વિતિ ॥ ૬૩॥

દેવરાતસુતઃ સોઽપિ ચ્છર્દિત્વા યજુષાં ગણમ્[3] ।
તતો ગતોઽથ[4] મુનયો દદૃશુસ્તાન્ યજુર્ગણાન્ ॥ ૬૪॥

યજૂંષિ તિત્તિરા ભૂત્વા તલ્લોલુપતયાઽઽદદુઃ ।
તૈત્તિરીયા ઇતિ યજુઃશાખા આસન્ સુપેશલાઃ ॥ ૬૫॥

યાજ્ઞવલ્ક્યસ્તતો બ્રહ્મન્ છન્દાંસ્યધિગવેષયન્ ।
ગુરોરવિદ્યમાનાનિ [5]સૂપતસ્થેઽર્કમીશ્વરમ્ ॥ ૬૬॥

બાષ્કલના પુત્ર બાષ્કલિએ બધી શાખાઓમાંથી એક 'વાલખિલ્યા' નામની શાખા રચી. બાલાયનિ, ભજ્ય અને કાસાર નામના તે શિષ્યોએ તેનો અભ્યાસ કર્યો. ॥ ૫૯ ॥ આ બ્રહ્મર્ષિઓએ પૂર્વોક્ત સમ્પ્રદાય અનુસાર ઋગ્વેદસંબંધી બહ્વૃચા શાખાઓને ધારણ કરી. જે મનુષ્યો આ વેદોના વિભાજનનો ઇતિહાસ સાંભળે છે, તે બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. ॥ ૬૦ ॥

શૌનકજી! વૈશમ્પાયનના થોડા શિષ્યોનું નામ હતું ચરકાધ્વર્યુ. આ લોકોએ પોતાના ગુરુદેવના બ્રહ્મહત્યાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે એક વ્રતનું અનુષ્ઠાન કર્યું. તેથી તેમનું નામ 'ચરકાધ્વર્યુ' પડ્યું. ॥ ૬૧ ॥ વૈશમ્પાયનના એક શિષ્ય યાજ્ઞવલ્ક્ય મુનિ પણ હતા. તેમણે પોતાના ગુરુદેવને કહ્યું – 'અહો ભગવન્! આ ચરકાધ્વર્યુ બ્રાહ્મણો તો બહુ અલ્પ શક્તિ ધરાવે છે. તેમના વ્રતપાલનથી લાભ શો છે? હું તમારા પ્રાયશ્ચિત્ત માટે બહુ આકરી તપસ્યા કરીશ.' ॥ ૬૨ ॥ યાજ્ઞવલ્ક્યમુનિની આ વાત સાંભળીને વૈશમ્પાયનમુનિને ક્રોધ આવી ગયો. તેમણે કહ્યું, 'બસ-બસ, ચૂપ રહો. તમારા જેવા બ્રાહ્મણોનું અપમાન કરવાવાળા શિષ્યની મારે કોઈ જરૂર નથી. જુઓ, અત્યાર સુધી તમે જે મારી પાસેથી અધ્યયન કર્યું છે તેનો જલ્દીથી જલ્દી ત્યાગ કરી દો અને અહીંથી ચાલ્યા જાઓ.' ॥ ૬૩ ॥ યાજ્ઞવલ્ક્યજી દેવરાતના પુત્ર હતા. તેઓ ગુરુજીની આજ્ઞા મળતાં જ ગુરુજીએ ભણાવેલા યજુર્વેદનું વમન (ઉલટી) કરીને ત્યાંથી ચાલ્યા ગયા. જ્યારે મુનિઓએ જોયું કે યાજ્ઞવલ્ક્યે તો યજુર્વેદનું વમન કરી નાખ્યું ત્યારે તેમના ચિત્તમાં એવી લાલસા પેદા થઈ કે, 'અમે લોકો કોઈ રીતે આને ગ્રહણ કરી લઈએ.' પરંતુ બ્રાહ્મણ થઈને ઓકી કાઢેલા મંત્રોને ગ્રહણ કરવા અનુચિત છે એવું સમજીને તેઓ તેતર પક્ષી બની ગયા અને તે સંહિતાનું ગ્રહણ કરી લીધું. તેથી યજુર્વેદની તે શાખા અત્યંત સુંદર 'તૈત્તિરીય' શાખાના નામે પ્રસિદ્ધ થઈ. ॥ ૬૪-૬૫ ॥ શૌનકજી! હવે યાજ્ઞવલ્ક્યજીએ વિચાર્યું કે હું એવી શ્રુતિઓ પ્રાપ્ત કરું, જે મારા ગુરુજી પાસે ન હોય. તેના માટે તેમણે ભગવાન સૂર્યદેવનું અનુષ્ઠાન કર્યું. ॥ ૬૬ ॥

યાજ્ઞવલ્ક્ય ઉવાચ

ૐ નમો ભગવતે આદિત્યાયાખિલજગતામાત્મસ્વરૂપેણ કાલસ્વરૂપેણ ચતુર્વિધભૂતનિકાયાનાં બ્રહ્માદિસ્તમ્બપર્યન્તાનામન્તર્હૃદયેષુ બહિરપિ[6] ચાકાશ ઇવોપાધિનાઽવ્યવધીયમાનો ભવાનેક એવ ક્ષણલવનિમેષાવયવોપચિતસંવત્સરગણેનાપામાદાનવિસર્ગાભ્યામિમાં લોકયાત્રામનુવહતિ ॥ ૬૭॥

**યાજ્ઞવલ્ક્યજી આ પ્રમાણે અનુષ્ઠાન કરે છે** – હું ૐકારસ્વરૂપ ભગવાન સૂર્યદેવને નમસ્કાર કરું છું. તમે સંપૂર્ણ જગતના આત્મા અને કાલસ્વરૂપ છો. બ્રહ્માથી માંડીને વનસ્પતિ સુધીના જેટલા પણ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ – ચાર પ્રકારના પ્રાણી છે, તે બધાંના અંદર અને બહાર આકાશની જેમ વ્યાપ્ત રહીને પણ આપ ઉપાધિના ધર્મોથી અસંગ રહેવાવાળા અદ્વિતીય ભગવાન જ છો. આપ જ ક્ષણ, લવ, નિમેષ વગેરે

૧. વાતાય૦ । ૨. ૦વલ્ક્યસ્તુ । ૩. ગણાન્ । ૪. ગત્વાઽથ । ૫. સોપ૦ । ૬. ૦રિવ ।

યદુ[1] હ વાવ વિબુધર્ષભ સવિતરદસ્તપત્યનુસવનમહરહરામ્નાયવિધિનોપતિષ્ઠમાનાનામખિલદુરિતવૃજિનબીજાવભર્જન ભગવતઃ સમભિધીમહિ તપનમણ્ડલમ્ ॥૬૮॥ ય ઇહ વાવ સ્થિરચરનિકરાણાં નિજનિકેતનાનાં મનઇન્દ્રિયાસુગણાનનાત્મનઃ સ્વયમાત્માન્તર્યામી પ્રચોદયતિ ॥ ૬૯॥ ય એવેમં લોકમતિકરાલવદનાન્ધકારસઞ્જ્ઞાજગરગ્રહગિલિતં[2] મૃતકમિવ વિચેતનમવલોક્યાનુકમ્પયા પરમકારુણિક ઈક્ષયૈવોત્થાપ્યાહરહરનુસવનં શ્રેયસિ સ્વધર્માખ્યાત્માવસ્થાને પ્રવર્તયત્યવનિપતિરિવાસાધૂનાં ભયમુદીરયન્નટતિ ॥ ૭૦॥ પરિત આશાપાલૈસ્તત્ર તત્ર કમલકોશાઞ્જલિભિરુપહૃતાર્હણઃ ॥ ૭૧॥ અથ હ ભગવંસ્તવ ચરણનલિનયુગલં [3]ત્રિભુવનગુરુભિર્વન્દિતમહમયાતયામયજુઃકામ ઉપસરામીતિ ॥ ૭૨॥

અવયવોથી બનતા સંવત્સરો દ્વારા અને જલના આદાન-પ્રદાન દ્વારા બધા લોકોની જીવનયાત્રા ચલાવો છો. ॥ ૬૭ ॥

પ્રભુ! આપ બધા દેવતાઓમાં શ્રેષ્ઠ છો. જે લોકો દરરોજ વેદવિધિથી આપની ઉપાસના કરે છે, તેમનાં બધાં પાપો અને દુઃખોના બીજને આપ ભસ્મ કરી નાખો છો. સૂર્યદેવ! તમે સમગ્ર સૃષ્ટિના મૂળકારણ અને સમસ્ત ઐશ્વર્યોના સ્વામી છો. તેથી હું આપના આ તેજોમય મંડળનું પૂરી એકાગ્રતાથી ધ્યાન કરું છું. ॥ ૬૮ ॥ તમે સર્વના આત્મા અને અંતર્યામી છો. જગતમાં જેટલા ચરાચર પ્રાણી છે, બધા તમારા જ આશ્રિત છે. તમે જ તેમનાં અચેતન મન, ઇન્દ્રિયો અને પ્રાણોના પ્રેરક છો.* ॥ ૬૯ ॥

આ લોક તો દરરોજ અંધકારરૂપી અજગરના વિકરાળ મુખમાં પડીને અચેત અને મુડદા – જેવો થઈ જાય છે. તમે પરમ કરુણાસ્વરૂપ છો, તેથી કૃપા કરીને પોતાની દૃષ્ટિમાત્રથી એને ચેતન કરી દો છો અને પરમ કલ્યાણની સાધના એવા સમય-સમયના (ત્રણે કાળના) ધર્માનુષ્ઠાનોમાં લગાડી આત્માભિમુખ કરો છો. જેમ રાજા દુષ્ટ લોકોને ભયભીત કરતો રહીને પોતાના રાજ્યમાં વિચરતો રહે છે, તે જ પ્રમાણે તમે ચોર અને દુષ્ટ લોકોને ભયભીત કરતા રહીને વિચરણ કરો છો. ॥ ૭૦ ॥ ચારે બાજુ બધા દિક્પાલો ડગલે-ડગલે કમળની કળી જેવી અંજલિઓથી તમને અર્ઘ્ય પ્રદાન કરે છે. ॥ ૭૧ ॥ ભગવન્! હું ત્રણે લોકના ગુરુજનો દ્વારા વન્દિત આપનાં બન્ને ચરણકમળોના શરણમાં આવ્યો છું, જેથી મને એવા યજુર્વેદની પ્રાપ્તિ થાય જે હજી સુધી કોઈને પ્રાપ્ત ન થયો હોય. અર્થાત્ જે તદ્દન નવો હોય. ॥ ૭૨ ॥

સૂત ઉવાચ

એવં સ્તુતઃ સ ભગવાન્ વાજિરૂપધરો હરિઃ ।
યજૂંષ્યયાતયામાનિ મુનયેઽદાત્ પ્રસાદિતઃ ॥ ૭૩॥

સૂતજી કહે છે – શૌનકાદિ ઋષિઓ! જ્યારે યાજ્ઞવલ્ક્યમુનિએ ભગવાન સૂર્યદેવની આ પ્રમાણે સ્તુતિ કરી, ત્યારે તેઓ તેમની સામે અશ્વરૂપે પ્રગટ થયા અને તેમને યજુર્વેદના તે મંત્રોનો ઉપદેશ કર્યો જે અત્યાર સુધી કોઈને પણ પ્રાપ્ત ન હતા. ॥ ૭૩ ॥

યજુર્ભિરકરોચ્છાખા દશપઞ્ચ શતૈર્વિભુઃ ।
જગૃહુર્વાજસન્યસ્તાઃ કાણ્વમાધ્યન્દિનાદયઃ ॥ ૭૪॥

ત્યાર પછી યાજ્ઞવલ્ક્યમુનિએ યજુર્વેદના અસંખ્ય મંત્રોથી તેની પંદર શાખાઓની રચના કરી. તે જ વાજસનેયી શાખાના નામે પ્રસિદ્ધ છે. તે શાખાઓને કણ્વ, માધ્યંદિન વગેરે ઋષિઓએ ગ્રહણ કરી. ॥ ૭૪ ॥

જૈમિનેઃ સામગસ્યાસીત્ સુમન્તુસ્તનયો મુનિઃ[4] ।
સુન્વાંસ્તુ તત્સુતસ્તાભ્યામેકૈકાં પ્રાહ સંહિતામ્ ॥ ૭૫॥

એ વાત હું પહેલાં જ કરી ચૂક્યો છું કે મહર્ષિ કૃષ્ણ-દ્વૈપાયને જૈમિનિમુનિને સામસંહિતાનું અધ્યયન કરાવ્યું. તેમના પુત્ર હતા સુમન્તુ મુનિ અને પૌત્ર હતા સુન્વાન્. જૈમિનિ મુનિએ પોતાના પુત્ર અને પૌત્રને એક-એક સંહિતા ભણાવી. ॥ ૭૫ ॥

૧. યદ્ધુત । ૨. ૦ગૃહીતં । ૩. ૦ગુરુભિરભિવ૦ । ૪. મુનેઃ ।

* ૬૭, ૬૮, ૬૯ – આ ત્રણ વાક્યો દ્વારા ક્રમશઃ ગાયત્રી મંત્રના 'તત્સવિતુર્વરેણ્યમ્', 'ભર્ગો દેવસ્ય ધીમહિ' અને 'ધિયો યો નઃ પ્રચોદયાત્' – આ ત્રણ ચરણોની વ્યાખ્યા કરીને ભગવાન સૂર્યની સ્તુતિ કરવામાં આવી છે.

સુકર્મા ચાપિ તચ્છિષ્યઃ સામવેદતરોર્મહાન્ ।
સહસ્રસંહિતાભેદં ચક્રે સામ્નાં તતો દ્વિજઃ ॥ ૭૬॥

હિરણ્યનાભઃ કૌશલ્યઃ પૌષ્યઞ્જિશ્ચ સુકર્મણઃ ।
શિષ્યૌ જગૃહતુશ્ચાન્ય આવન્ત્યો બ્રહ્મવિત્તમઃ ॥ ૭૭॥

ઉદીચ્યાઃ સામગાઃ શિષ્યા આસન્ પઞ્ચશતાનિ વૈ ।
પૌષ્યઞ્જ્યાવન્ત્યયોશ્ચાપિ તાંશ્ચ પ્રાચ્યાન્ પ્રચક્ષતે ॥ ૭૮॥

લૌગાક્ષિર્માઙ્ગલિઃ[1] કુલ્યઃ કુસીદઃ કુક્ષિરેવ ચ ।
પૌષ્યઞ્જિશિષ્યા જગૃહુઃ સંહિતાસ્તે[2] શતં શતમ્ ॥ ૭૯॥

કૃતો હિરણ્યનાભસ્ય ચતુર્વિંશતિસંહિતાઃ ।
શિષ્ય ઊચે સ્વશિષ્યેભ્યઃ શેષા આવન્ત્ય આત્મવાન્ ॥ ૮૦॥

જૈમિનિમુનિના એક શિષ્યનું નામ હતું સુકર્મા. તેઓ એક મહાન પુરુષ હતા. જેમ એક વૃક્ષમાં અનેક શાખાઓ હોય છે તે જ પ્રમાણે સુકર્માએ સામવેદની એક હજાર સંહિતાઓ બનાવી. ॥ ૭૬ ॥ સુકર્માના શિષ્ય કોશલદેશનિવાસી હિરણ્યનાભ, પૌષ્યઞ્જિ અને બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ આવન્ત્યજીએ તે શાખાઓનો અભ્યાસ કર્યો. ॥ ૭૭ ॥ પૌષ્યઞ્જિ અને આવન્ત્યના પાંચસો શિષ્ય હતા. તેઓ ઉત્તર દિશાના નિવાસી હોવાને કારણે ઔદીચ્ય સામવેદી કહેવાય છે. એમને પ્રાચ્ય સામવેદી પણ કહે છે. તેમણે એક-એક સંહિતાનું અધ્યયન કર્યું. ॥ ૭૮ ॥ પૌષ્યઞ્જિના બીજા પણ શિષ્યો હતા – લૌગાક્ષિ, માંગલિ, કુલ્ય, કુસીદ અને કુક્ષિ. આ બધાએ સો-સો સંહિતાઓનો અભ્યાસ કર્યો. ॥ ૭૯ ॥ હિરણ્યનાભના શિષ્ય હતા કૃત. તેમણે પોતાના શિષ્યોને ચોવીસ સંહિતાઓ ભણાવી. બાકીની સંહિતાઓ પરમ સંયમી આવન્ત્યજીએ પોતાના શિષ્યોને આપી. આ પ્રમાણે સામવેદનો વિસ્તાર થયો. ॥ ૮૦ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે[3] વેદશાખાપ્રણયનં નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

બારમા સ્કંધ-અંતર્ગત વેદોની શાખાની રચના નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

═★═

# સાતમો અધ્યાય

## અથર્વવેદની શાખાઓ અને પુરાણોનાં લક્ષણો

*સૂત ઉવાચ*

અથર્વવિત્ સુમન્તુશ્ચ શિષ્યમધ્યાપયત્[3] સ્વકામ્ ।
સંહિતાં સોઽપિ પથ્યાય વેદદર્શાય ચોક્તવાન્ ॥ ૧॥

શૌક્લાયનિર્બ્રહ્મબલિર્મોદોષઃ પિપ્પલાયનિઃ ।
વેદદર્શસ્ય શિષ્યાસ્તે પથ્યશિષ્યાનથો શૃણુ ॥ ૨॥

કુમુદઃ શુનકો બ્રહ્મન્ જાજલિશ્ચાપ્યથર્વવિત્ ।
બભ્રુઃ શિષ્યોઽથાઙ્ગિરસઃ સૈન્ધવાયન એવ ચ ।
અધીયેતાં સંહિતે દ્વે સાવર્ણ્યાદ્યાસ્તથાપરે ॥ ૩॥

સૂતજી કહે છે – પ્રિય પરીક્ષિત! શૌનકાદિ ઋષિઓ! હું કહી ચૂક્યો છું કે, અથર્વવેદના જ્ઞાતા સુમન્તુ મુનિ હતા. તેમણે પોતાની સંહિતા પોતાના પ્રિય શિષ્ય કબન્ધને ભણાવી. કબન્ધે તે સંહિતાના બે ભાગ કરીને પથ્ય અને વેદદર્શને ભણાવી. ॥ ૧ ॥ વેદદર્શના ચાર શિષ્ય હતા – શૌક્લાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયનિ. હવે પથ્યજીના શિષ્યોનાં નામ કહું છું - ॥ ૨ ॥ શૌનકજી! પથ્યજીના ત્રણ શિષ્ય હતા – કુમુદ, શુનક અને અથર્વવેત્તા જાજલિ. અઙ્ગિરા ગોત્રમાં ઉત્પન્ન થયેલા શુનકજીના બે શિષ્ય હતા – બભ્રુ અને સૈન્ધવાયન. તે લોકોએ બે સંહિતાઓનું અધ્યયન કર્યું. અથર્વવેદના આચાર્યોમાં આ સિવાય સૈન્ધવાયનાદિના શિષ્ય સાવર્ણ્ય વગેરે તથા નક્ષત્રકલ્પ, શાન્તિ, કશ્યપ, અઙ્ગિરસ વગેરે અનેક વિદ્વાનો

૧. લૌકાક્ષિર્લાઙ્ગલિઃ । ૨. સંહિતા દ્વિશતં । ૩. શિષ્યાનધ્યાપયત્ સ્વકાન્ ।

નક્ષત્રકલ્પઃ શાન્તિશ્ચ કશ્યપાઙ્ગિરસાદયઃ ।
એતે આથર્વણાચાર્યાઃ શૃણુ પૌરાણિકાન્ મુને ॥ ૪॥

ત્રય્યારુણિઃ કશ્યપશ્ચ સાવર્ણિરકૃતવ્રણઃ ।
વૈશમ્પાયનહારીતૌ[1] ષડ્ વૈ પૌરાણિકા ઈમે ॥ ૫॥

અધીયન્ત વ્યાસશિષ્યાત્ સંહિતાં મત્પિતુર્મુખાત્ ।
એકૈકામહમેતેષાં શિષ્યઃ સર્વાઃ સમધ્યગામ્ ॥ ૬॥

કશ્યપોઽહં ચ સાવર્ણી રામશિષ્યોઽકૃતવ્રણઃ ।
અધીમહિ [2]વ્યાસશિષ્યાચ્ચતસ્રો મૂલસંહિતાઃ ॥ ૭॥

પુરાણલક્ષણં બ્રહ્મન્ બ્રહ્મર્ષિભિર્નિરૂપિતમ્ ।
શૃણુષ્વ બુદ્ધિમાશ્રિત્ય વેદશાસ્ત્રાનુસારતઃ ॥ ૮॥

સર્ગોઽસ્યાથ વિસર્ગશ્ચ વૃત્તી રક્ષાન્તરાણિ ચ ।
વંશો વંશાનુચરિતં સંસ્થા હેતુરપાશ્રયઃ ॥ ૯॥

દશભિર્લક્ષણૈર્યુક્તં પુરાણં તદ્વિદો વિદુઃ ।
કેચિત્ પઞ્ચવિધં બ્રહ્મન્ મહદલ્પવ્યવસ્થયા ॥ ૧૦॥

અવ્યાકૃતગુણક્ષોભાન્મહતસ્ત્રિવૃતોઽહમઃ ।
ભૂતમાત્રેન્દ્રિયાર્થાનાં સમ્ભવઃ સર્ગ ઉચ્યતે ॥ ૧૧॥

પુરુષાનુગૃહીતાનામેતેષાં વાસનામયઃ ।
વિસર્ગોઽયં સમાહારો બીજાદ્ બીજં ચરાચરમ્ ॥ ૧૨॥

વૃત્તિર્ભૂતાનિ ભૂતાનાં ચરાણામચરાણિ ચ ।
કૃતા સ્વેન નૃણાં તત્ર કામાચ્ચોદનયાપિ વા ॥ ૧૩॥

બીજા પણ થયા. હવે હું તમને પુરાણના આચાર્યો વિશે કહું છું તે સાંભળો. ॥ ૩-૪ ॥

શૌનકજી! પુરાણોના છ આચાર્યો પ્રસિદ્ધ છે – ત્રય્યારુણિ, કશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશમ્પાયન અને હારીત. ॥ ૫ ॥ આ લોકો મારા પિતાજી પાસેથી એક-એક પુરાણ-સંહિતા ભણ્યા હતા. અને મારા પિતાજીએ સ્વયં ભગવાન વ્યાસજી પાસે તે સંહિતાઓનું અધ્યયન કર્યું હતું. મેં તે છ યે આચાર્યો પાસેથી બધી જ સંહિતાઓનું અધ્યયન કર્યું હતું. ॥ ૬ ॥ તે છ સંહિતાઓ સિવાય બીજી પણ ચાર મૂળ સંહિતાઓ હતી. તેમનું પણ કશ્યપ, સાવર્ણિ, પરશુરામજીના શિષ્ય અકૃતવ્રણ અને તે બધાની સાથે મેં વ્યાસજીના શિષ્ય શ્રીરોમહર્ષણજી પાસેથી (જે મારા પિતા હતા) અધ્યયન કર્યું હતું. ॥ ૭ ॥

શૌનકજી! મહર્ષિઓએ વેદ અને શાસ્ત્રો પ્રમાણે પુરાણોનાં લક્ષણ કહ્યાં છે. હવે તમે સાવધાન થઈને તેનું વર્ણન સાંભળો. ॥ ૮ ॥ શૌનકજી! પુરાણોના પારદર્શી વિદ્વાનો કહે છે કે પુરાણોનાં દશ લક્ષણ છે – સર્ગ, વિસર્ગ, વૃત્તિ, રક્ષા, મન્વન્તર, વંશ, વંશાનુચરિત, સંસ્થા (પ્રલય), હેતુ (ઊતિ) અને અપાશ્રય. કોઈ-કોઈ આચાર્યો પુરાણોનાં પાંચ લક્ષણ માને છે. બન્ને વાતો બરાબર છે, કેમકે, મહાપુરાણોમાં દશ લક્ષણ હોય છે અને નાનાં પુરાણોમાં પાંચ. વિસ્તાર કરીને દશ કહે છે અને સંક્ષેપ કરીને પાંચ. ॥ ૯-૧૦ ॥ (હવે એમનાં લક્ષણ સાંભળો,) જ્યારે મૂળ પ્રકૃતિના ગુણો વિકાર પામવાથી મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે. મહત્તત્ત્વથી તામસ, રાજસ અને વૈકારિક (સાત્ત્વિક) ત્રણ પ્રકારનો અહંકાર તેમજ તે અહંકારથી શબ્દાદિ પાંચ તન્માત્રાઓ, ઇન્દ્રિયો અને વિષયોની ઉત્પત્તિ થાય છે. આ જ ઉત્પત્તિક્રમનું નામ 'સર્ગ' છે. પરમેશ્વરના અનુગ્રહથી સૃષ્ટિનું સામર્થ્ય પ્રાપ્ત કરીને મહત્તત્ત્વ વગેરે પૂર્વકર્મો અનુસાર (ભલીબૂરી વાસનાઓથી અને) એક બીજમાંથી જેમ બીજું ઉત્પન્ન થાય છે તેમ પ્રવાહરૂપે થયેલા ચરાચર (સ્થાવર-જંગમ) પ્રાણી-સમુદાયની સૃષ્ટિને 'વિસર્ગ' કહે છે. ॥ ૧૨ ॥ ચર પ્રાણીઓ(શરીરથી હલન-ચલન કરવાવાળા)ના શરીર-પોષણ ('વૃત્તિનું')નું સાધન સર્વ-સાધારણ રીતે તો જડ પદાર્થો માનવામાં આવ્યા છે, જેમાં અનાજ-ફળ-ફૂલનો સમાવેશ થાય છે; આ ઉપરાંત ચર પ્રાણીઓના દૂધ વગેરે પણ મનુષ્યોએ કેટલાંક તો સ્વભાવવશ, કામના અનુસાર નક્કી કરી લીધાં છે અને કેટલાંક શાસ્ત્ર અનુસાર છે. ॥ ૧૩ ॥

૧. શિંશપાયન૦ । ૨. વ્યાસપુત્રાશ્ચતસ્રો ।

રક્ષાચ્યુતાવતારેહા વિશ્વસ્યાનુ યુગે યુગે ।
તિર્યઙ્મર્ત્યર્ષિદેવેષુ હન્યન્તે યૈસ્ત્રયીદ્વિષઃ ॥ ૧૪॥

મન્વન્તરં મનુર્દેવા મનુપુત્રાઃ સુરેશ્વરઃ[1] ।
ઋષયોંઽશાવતારશ્ચ હરેઃ ષડ્વિધમુચ્યતે ॥ ૧૫॥

રાજ્ઞાં બ્રહ્મપ્રસૂતાનાં વંશસ્ત્રૈકાલિકોઽન્વયઃ ।
વંશાનુચરિતં તેષાં વૃત્તં વંશધરાશ્ચ યે ॥ ૧૬॥

નૈમિત્તિકઃ પ્રાકૃતિકો નિત્ય આત્યન્તિકો લયઃ ।
સંસ્થેતિ કવિભિઃ પ્રોક્તા ચતુર્ધાઽસ્ય સ્વભાવતઃ ॥ ૧૭॥

હેતુર્જીવોઽસ્ય સર્ગાદેરવિદ્યાકર્મકારકઃ ।
યં ચાનુશયિનં પ્રાહુરવ્યાકૃતમુતાપરે ॥ ૧૮॥

વ્યતિરેકાન્વયો યસ્ય જાગ્રત્સ્વપ્નસુષુપ્તિષુ ।
માયામયેષુ તદ્ બ્રહ્મ જીવવૃત્તિષ્વપાશ્રયઃ ॥ ૧૯॥

પદાર્થેષુ યથા દ્રવ્યં સન્માત્રં રૂપનામસુ ।
બીજાદિપઞ્ચતાન્તાસુ હ્યવસ્થાસુ યુતાયુતમ્ ॥ ૨૦॥

વિરમેત યદા ચિત્તં હિત્વા વૃત્તિત્રયં સ્વયમ્ ।
યોગેન વા તદાઽઽત્માનં વેદેહાયા નિવર્તતે ॥ ૨૧॥

ભગવાન દરેક યુગમાં પશુ-પક્ષી, મનુષ્ય, ઋષિ, દેવતા વગેરેના રૂપમાં અવતાર ગ્રહણ કરીને અનેક લીલાઓ કરે છે. એ જ અવતારોમાં તેઓ વેદમાર્ગના વિરોધીઓનો સંહાર પણ કરે છે. તેમની આ અવતાર-લીલા વિશ્વની રક્ષા માટે હોય છે, તેથી તેનું નામ 'રક્ષા' છે. ॥ ૧૪ ॥ મનુ, દેવતા, મનુપુત્રો, ઇન્દ્ર, સપ્તર્ષિ અને ભગવાનના અંશાવતાર – આ છ વાતોની વિશેષતા હોય તેને 'મન્વંતર' કહે છે. ॥ ૧૫ ॥ બ્રહ્માજીથી જેટલા રાજાઓ ઉત્પન્ન થયા છે, તેમની ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની સંતાન-પરંપરાને 'વંશ' કહે છે. તે રાજાઓના તથા તેમના વંશજોની કથાને 'વંશાનુચરિત' કહેવામાં આવે છે. ॥ ૧૬ ॥ આ વિશ્વબ્રહ્માંડનો સ્વાભાવિક જ પ્રલય થઈ જાય છે. તેના ચાર ભેદ છે – નૈમિત્તિક, પ્રાકૃતિક, નિત્ય અને આત્યન્તિક – આ ચાર પ્રકારનો પ્રલય થાય છે. તત્ત્વજ્ઞ વિદ્વાનો એને જ 'સંસ્થા' કહે છે. ॥ ૧૭ ॥ પુરાણોના લક્ષણમાં 'હેતુ' નામથી જેનો વ્યવહાર થાય છે, તે જીવ જ છે. કારણ કે, વાસ્તવમાં તે જ સર્ગ-વિસર્ગ વગેરેનો હેતુ છે અને અવિદ્યાવશ અનેક પ્રકારનાં કર્મોમાં તે ફસાઈ ગયો છે. જે લોકો તેને ચૈતન્યપ્રધાનની દૃષ્ટિએ જુએ છે, તેઓ તેને 'અનુશયી' અર્થાત્ પ્રકૃતિમાં શયન કરવાવાળો કહે છે; અને ઉપાધિની દૃષ્ટિએ જોવાવાળા તેને અવ્યાકૃત અર્થાત્ પ્રકૃતિરૂપ કહે છે. ॥ ૧૮ ॥ જીવની વૃત્તિઓના ત્રણ વિભાગ છે – જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ. આ અવસ્થાઓમાં તેમના અભિમાની વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞના માયામય રૂપોમાં પ્રતીત થાય છે અને આ અવસ્થાઓથી પર તુરીયતત્ત્વના રૂપમાં પણ લક્ષિત થાય છે, તે જ બ્રહ્મ છે; તેને જ અહીં 'અપાશ્રય' શબ્દથી કહેવામાં આવ્યું છે. ॥ ૧૯ ॥ નામવિશેષ અને રૂપવિશેષથી યુક્ત પદાર્થો પર વિચાર કરીએ તો તે સત્તામાત્ર વસ્તુના રૂપમાં સિદ્ધ થાય છે. તેમની વિશેષતાઓ લુપ્ત થઈ જાય છે. ખરેખર તો તે સત્તા જ તે વિશેષતાઓના રૂપમાં પણ પ્રતીત થઈ રહી છે અને તેનાથી ભિન્ન પણ. બરાબર તે જ ન્યાયે શરીર અને વિશ્વ-બ્રહ્માંડની ઉત્પત્તિથી માંડીને મૃત્યુ અને મહાપ્રલય પર્યન્ત જેટલી પણ વિશેષ અવસ્થાઓ છે તેમના રૂપમાં પરમ સત્યસ્વરૂપ બ્રહ્મ જ પ્રતીત થઈ રહ્યું છે અને તે તેમનાથી સર્વથા પૃથક્ પણ છે. આ જ વાક્ય-ભેદથી અધિષ્ઠાન અને સાક્ષીરૂપે બ્રહ્મ જ સર્વનું આશ્રયતત્ત્વ છે. ॥ ૨૦ ॥ જ્યારે ચિત્ત સ્વયં આત્મવિચાર અથવા યોગાભ્યાસ દ્વારા સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ સંબંધી વ્યાવહારિક વૃત્તિઓ તથા જાગ્રત, સ્વપ્ન વગેરે સ્વાભાવિક વૃત્તિઓનો ત્યાગ કરીને ઉપરામ થઈ જાય છે ત્યારે શાંત વૃત્તિમાં 'તત્ત્વમસિ' વગેરે મહાવાક્યો દ્વારા આત્મજ્ઞાનનો ઉદય થાય છે. તે સમયે આત્મજ્ઞાની પુરુષ અવિદ્યાજનિત કર્મવાસના અને કર્મપ્રવૃત્તિઓથી નિવૃત્ત થઈ જાય છે. ॥ ૨૧ ॥

૧. સુરેશ્વરાઃ ।

એવંલક્ષણલક્ષ્યાણિ પુરાણાનિ પુરાવિદઃ ।
મુનયોઽષ્ટાદશ પ્રાહુઃ ક્ષુલ્લકાનિ મહાન્તિ ચ ॥ ૨૨॥

બ્રાહ્મં પાદ્મં વૈષ્ણવં ચ શૈવં લૈઙ્ગં સગારુડમ્ ।
નારદીયં ભાગવતમાગ્નેયં સ્કાન્દસઞ્જ્ઞિતમ્ ॥ ૨૩॥

ભવિષ્યં બ્રહ્મવૈવર્તં માર્કણ્ડેયં સવામનમ્ ।
વારાહં માત્સ્યં કૌર્મં ચ બ્રહ્માણ્ડાખ્યમિતિ ત્રિષટ્ ॥ ૨૪॥

બ્રહ્મન્નિદં[1] સમાખ્યાતં શાખાપ્રણયનં મુનેઃ ।
શિષ્યશિષ્યપ્રશિષ્યાણાં બ્રહ્મતેજોવિવર્ધનમ્ ॥ ૨૫॥

શૌનકાદિ ઋષિઓ! પુરાતત્ત્વવેત્તા ઐતિહાસિક વિદ્વાનોએ આ જ લક્ષણો દ્વારા પુરાણોની આ પ્રમાણે ઓળખ બતાવી છે. આવાં લક્ષણોથી યુક્ત નાનાં-મોટાં અઢાર પુરાણ છે. ॥ ૨૨ ॥ તેમનાં નામ આ પ્રમાણે છે – બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ. ॥ ૨૩-૨૪ ॥ શૌનકજી! વ્યાસજીની શિષ્ય-પરંપરાએ જે પ્રમાણે વેદસંહિતા અને પુરાણસંહિતાઓનું અધ્યયન-અધ્યાપન, વિભાજન વગેરે કર્યું તે મેં તમને કહી સંભળાવ્યું. આ પ્રસંગને સાંભળનાર અને વાંચનારના બ્રહ્મતેજની અભિવૃદ્ધિ થાય છે. ॥ ૨૫ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે[2] સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

બારમા સ્કંધ-અંતર્ગત સાતમો અધ્યાય સમાપ્ત.

=★=

# આઠમો અધ્યાય

## માર્કણ્ડેયજીની તપસ્યા અને વરદાન-પ્રાપ્તિ

*શૌનક ઉવાચ*

સૂત જીવ ચિરં સાધો વદ નો વદતાં વર ।
તમસ્યપારે ભ્રમતાં નૃણાં ત્વં પારદર્શનઃ ॥ ૧॥

આહુશ્ચિરાયુષમૃષિં મૃકણ્ડતનયં જનાઃ ।
યઃ કલ્પાન્તે ઉર્વરિતો યેન ગ્રસ્તમિદં જગત્ ॥ ૨॥

સ વા અસ્મત્કુલોત્પન્નઃ કલ્પેઽસ્મિન્ ભાર્ગવર્ષભઃ[3] ।
નૈવાધુનાપિ ભૂતાનાં સમ્પ્લવઃ કોઽપિ જાયતે ॥ ૩॥

એક એવાર્ણવે ભ્રામ્યન્ દદર્શ પુરુષં કિલ ।
વટપત્રપુટે તોકં શયાનં ત્વેકમદ્ભુતમ્ ॥ ૪॥

**શૌનકજીએ કહ્યું** – સાધુ શિરોમણિ સૂતજી! તમે ચિરંજીવી રહો. ખરેખર, આપ વક્તાઓમાં શ્રેષ્ઠ છો. જે લોકો સંસારના અપાર અંધકારમાં ભટકી રહ્યા છે, તેમને તમે ત્યાંથી બહાર કાઢીને પ્રકાશસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરાવી દો છો. તમે કૃપા કરીને અમારા એક પ્રશ્નનો ઉત્તર આપો. ॥ ૧ ॥ લોકો કહે છે કે, મૃકણ્ડ ઋષિના પુત્ર માર્કણ્ડેય ઋષિ દીર્ઘાયુ છે અને જ્યારે જગતનો નાશ કરનાર પ્રલય સંપૂર્ણ જગતને ભરખી ગયો હતો, ત્યારે પણ તેઓ બચી ગયા હતા. ॥ ૨ ॥ પરંતુ સૂતજી! તેઓ તો આ જ કલ્પમાં અમારા જ વંશમાં ઉત્પન્ન થયેલા એક ભૃગુ-વંશી છે, અને જ્યાં સુધી અમે જાણીએ છીએ, આ કલ્પમાં અત્યાર સુધી કોઈ પ્રલય થયો નથી. ॥ ૩ ॥ આવી સ્થિતિમાં એ વાત કઈ રીતે સત્ય હોઈ શકે છે કે જે સમયે સઘળી પૃથ્વી પ્રલયકાળના સમુદ્રમાં ડૂબી ગઈ હતી, ત્યારે માર્કણ્ડેયજી તેમાં ગોથાં ખાઈ રહ્યા હતા અને તેમણે અક્ષયવટના એક પાંદડા ઉપર અત્યંત અદ્ભુત અને સૂતેલા બાલમુકુન્દનાં દર્શન કર્યાં હતાં. ॥ ૪ ॥

૧. બ્રહ્મન્નેતત્સમા૦ । ૨. વ્સ્કન્ધે વેદશાખાપ્રણયનં । ૩. ભાર્ગવોત્તમઃ ।

એષ નઃ સંશયો ભૂયાન્ સૂત કૌતૂહલં યતઃ ।
તં નશ્છિન્ધિ મહાયોગિન્ પુરાણેષ્વપિ સમ્મતઃ ॥ ૫॥

સૂતજી! અમારા મનમાં મોટો સંદેહ છે અને આ વાતને જાણવા અમે બહુ આતુર છીએ. તમે મહાન યોગી છો, પુરાણીઓમાં બહુ જ આદરણીય છો. કૃપા કરીને તમે અમારો આ સંદેહ દૂર કરો. ॥ ૫ ॥

સૂત ઉવાચ

પ્રશ્નસ્ત્વયા મહર્ષેઽયં કૃતો લોકભ્રમાપહઃ ।
નારાયણકથા યત્ર ગીતા કલિમલાપહા ॥ ૬॥

પ્રાપ્તદ્વિજાતિસંસ્કારો માર્કણ્ડેયઃ પિતુઃ ક્રમાત્ ।
છન્દાંસ્યધીત્ય ધર્મેણ તપઃસ્વાધ્યાયસંયુતઃ ॥ ૭॥

બૃહદ્વ્રતધરઃ શાન્તો જટિલો વલ્કલામ્બરઃ ।
બિભ્રત્ કમણ્ડલું દણ્ડમુપવીતં સમેખલમ્ ॥ ૮॥

કૃષ્ણાજિનં સાક્ષસૂત્રં કુશાંશ્ચ નિયમર્દ્ધયે ।
અગ્ન્યર્કગુરુવિપ્રાત્મસ્વર્ચયન્ સન્ધ્યયોર્હરિમ્ ॥ ૯॥

સાયં પ્રાતઃ સ ગુરવે ભૈક્ષ્યમાહૃત્ય વાગ્યતઃ ।
બુભુજે ગુર્વનુજ્ઞાતઃ સકૃન્નો ચેદુપોષિતઃ ॥ ૧૦॥

એવં તપસ્સ્વાધ્યાયપરો વર્ષાણામયુતાયુતમ્ ।
આરાધયન્ હૃષીકેશં જિગ્યે મૃત્યું સુદુર્જયમ્ ॥ ૧૧॥

બ્રહ્મા ભૃગુર્ભવો[1] દક્ષો બ્રહ્મપુત્રાશ્ચ યે પરે ।
નૃદેવપિતૃભૂતાનિ તેનાસન્નતિવિસ્મિતાઃ ॥ ૧૨॥

ઇત્થં બૃહદ્વ્રતધરસ્તપસ્સ્વાધ્યાયસંયમૈઃ ।
દધ્યાવધોક્ષજં યોગી ધ્વસ્તક્લેશાન્તરાત્મના ॥ ૧૩॥

તસ્યૈવં યુઞ્જતશ્ચિત્તં મહાયોગેન યોગિનઃ ।
વ્યતીયાય મહાન્ કાલો મન્વન્તરષડાત્મકઃ ॥ ૧૪॥

સૂતજીએ કહ્યું — શૌનકજી! તમે બહુ સુંદર પ્રશ્ન કર્યો છે. આનાથી લોકોનો ભ્રમ દૂર થઈ જશે. અને બધાથી મોટી વાત તો એ છે કે, આ કથામાં ભગવાન નારાયણનો મહિમા છે. જે મનુષ્ય આનો પાઠ કરે છે, તેનાં બધાં અનિષ્ટો દૂર થઈ જાય છે. ॥ ૬ ॥ શૌનકજી! મૃકણ્ડ ઋષિએ પોતાના પુત્ર માર્કણ્ડેયના બધા સંસ્કારો યથાસમય કર્યા હતા. માર્કણ્ડેયજી વિધિપૂર્વક વેદોનું અધ્યયન કરીને તપસ્યા અને સ્વાધ્યાયથી સમ્પન્ન થઈ ગયા હતા. ॥ ૭ ॥ તેઓ આજીવન બ્રહ્મચર્યનું વ્રત લઈને શાંતભાવે રહેતા હતા. મસ્તક પર જટા હતી, વલ્કલ જ ધારણ કરતા હતા, હાથમાં દંડ-કમંડળ ધારણ કરતા હતા, શરીર પર યજ્ઞોપવીત અને મેખલા શોભતી હતી. ॥ ૮ ॥ કાળું મૃગચર્મ, રુદ્રાક્ષમાળા અને કુશ (દર્ભ) — આ તેમની સંપત્તિ હતી. આ બધું તેમણે પોતાના આજીવન બ્રહ્મચર્ય-વ્રતની પૂર્તિ માટે જ ગ્રહણ કર્યું હતું. તેઓ સાયંકાળ અને પ્રાતઃકાળે અગ્નિહોત્ર, સૂર્યોપસ્થાન, ગુરુવંદના, બ્રાહ્મણોનો સત્કાર, માનસપૂજા અને 'હું પરમાત્માનું જ સ્વરૂપ છું' આ પ્રકારની દૃઢ ભાવના વગેરે દ્વારા ભગવાનની આરાધના કરતા હતા. ॥ ૯ ॥

સવાર-સાંજ ભિક્ષા લાવીને ગુરુદેવના ચરણોમાં અર્પણ કરી દેતા અને મૌન રહેતા. ગુરુજીની આજ્ઞા થાય તો જ એક વાર ભોજન કરી લેતા, અન્યથા ઉપવાસ. ॥ ૧૦ ॥ માર્કણ્ડેયજીએ આ પ્રમાણે તપસ્યા અને સ્વાધ્યાયમાં તત્પર રહીને કરોડો વર્ષો સુધી ભગવાનની આરાધના કરી અને આ રીતે તેમણે મોટા–મોટા યોગીઓ માટે પણ દુર્લભ એવા મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરી લીધો. ॥ ૧૧ ॥ માર્કણ્ડેયજીએ મેળવેલા મૃત્યુ પરના વિજયને જોઈને બ્રહ્માજી, ભૃગુઋષિ, ભગવાન શંકર, દક્ષ પ્રજાપતિ તથા બ્રહ્માજીના અન્ય પુત્રો, મનુષ્યો, દેવતાઓ, પિતૃઓ તથા અન્ય બધા પ્રાણીઓને આશ્ચર્ય થયું. ॥ ૧૨ ॥ આજીવન બ્રહ્મચર્ય-વ્રતધારી અને યોગી માર્કણ્ડેયજી આ પ્રમાણે તપસ્યા, સ્વાધ્યાય અને સંયમ વગેરે દ્વારા અવિદ્યા વગેરે બધાં દુઃખોને પાર કરીને શુદ્ધ અંતઃકરણથી ઇન્દ્રિયાતીત પરમાત્માનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૧૩ ॥ યોગી માર્કણ્ડેયજીને મહાયોગ દ્વારા પોતાનું ચિત્ત ભગવાનમાં જોડીને સાધના કરતાં-કરતાં છ મન્વન્તરો વીતી ગયાં. ॥ ૧૪ ॥

૧. ભવો ભૃગુઃ ।

એતત્ પુરન્દરો જ્ઞાત્વા સપ્તમેઽસ્મિન્ કિલાન્તરે ।
તપોવિશઙ્કિતો બ્રહ્મન્નારેભે તદ્વિઘાતનમ્ ॥ ૧૫॥

બ્રહ્મન્! આ સાતમા મન્વન્તરમાં જ્યારે ઇન્દ્રને આ વાતની જાણ થઈ ત્યારે તેઓ માર્કણ્ડેયના તપથી અનેક જાતની શંકાઓ કરીને ભયભીત થઈ ગયા. તેથી તેમણે તેમની તપસ્યામાં વિઘ્ન ઊભું કરવાનો પ્રયાસ શરૂ કર્યો. ॥ ૧૫ ॥

ગન્ધર્વાપ્સરસઃ કામં વસન્તમલયાનિલૌ ।
મુનયે પ્રેષયામાસ રજસ્તોકમદૌ તથા ॥ ૧૬॥

શૌનકજી! ઇન્દ્રે માર્કણ્ડેયજીની તપસ્યામાં વિઘ્ન નાંખવા માટે તેમના આશ્રમ પર ગન્ધર્વો, અપ્સરાઓ, કામદેવ, વસંતઋતુ, મલયાનિલ, લોભ અને મદને મોકલ્યા. ॥ ૧૬ ॥ ભગવન્! તે બધા ઇન્દ્રની આજ્ઞા અનુસાર હિમાલયના ઉત્તર તરફ આવેલા અને પુષ્પભદ્રા નદી કિનારે આવેલા તેમના આશ્રમ પર ગયા. તે આશ્રમ પાસે જ ચિત્રા નામની એક શિલા છે. ॥ ૧૭ ॥ શૌનકજી! માર્કણ્ડેયજીનો આશ્રમ અતિ પવિત્ર છે, તેની ચારે બાજુ ફળ-ફૂલથી ભરપૂર વૃક્ષોની હારમાળા છે. તે વૃક્ષોની ઝાડીમાં જુદાં જુદાં સ્થાનોમાં પુણ્યાત્મા ઋષિઓનાં નિવાસસ્થાન છે. ત્યાં બધી ઋતુઓમાં એક-સરખા રહેતા નિર્મળ અને પવિત્ર જળથી ભરપૂર સરોવરો છે. ॥ ૧૮ ॥ ક્યાંક મદોન્મત્ત કોયલો પંચમસ્વરમાં 'કુહૂ-કુહૂ' ટહુકા કરી રહી છે, ક્યાંક મદોન્મત્ત મોર પોતાની પાંખો ફેલાવીને કલાપૂર્ણ નૃત્ય કરી રહ્યા છે, તો ક્યાંક બીજાં પક્ષીઓનાં ટોળાં કલરવ કરી રહ્યાં છે. ॥ ૧૯ ॥ માર્કણ્ડેયમુનિના આવા પુનિત આશ્રમમાં ઇન્દ્રના મોકલેલા વાયુએ પ્રવેશ કર્યો. ત્યાં તેના દ્વારા શીતળ ઝરણાઓનાં જળબિન્દુઓને લઈ સુગંધિત પુષ્પોથી વ્યાપ્ત, કામદેવને જગાડનારો વાયુ વહેવા લાગ્યો. ॥ ૨૦ ॥ કામદેવના પ્રિય મિત્ર વસંતે પણ પોતાની માયા ફેલાવી. સંધ્યાનો સમય હતો. તે સમયે ચન્દ્રમાનો પ્રકાશ ધીરે-ધીરે પ્રસરી રહ્યો હતો. હજારો-હજારો ડાળીઓ-વાળાં વૃક્ષો લતાઓનું આલિંગન પ્રાપ્ત કરીને જમીન સુધી ઝૂકી રહ્યાં હતાં. નવી-નવી કૂંપળો, ફળો અને ફૂલોનાં ઝૂમખાંની અનેરી શોભા હતી. ॥ ૨૧ ॥ વસંતનું સામ્રાજ્ય જોઈને કામદેવે પણ ત્યાં પ્રવેશ કર્યો. તેની સાથે ગાવા-બજાવનારા ગન્ધર્વોનાં ટોળે-ટોળાં આવી રહ્યાં હતાં, તેની ચારેબાજુ ઘણી બધી સ્વર્ગની અપ્સરાઓ આવી રહી હતી અને તેમાં એક કામદેવ તેમનો સરદાર હતો. તેના હાથમાં પુષ્પોનું ધનુષ્ય અને તેના ઉપર સમ્મોહન વગેરે બાણ ચઢાવેલાં હતાં. ॥ ૨૨ ॥

તે વૈ તદાશ્રમં જગ્મુર્હિમાદ્રેઃ પાર્શ્વ ઉત્તરે[1] ।
પુષ્પભદ્રા નદી યત્ર ચિત્રાખ્યા ચ શિલા વિભો ॥ ૧૭॥

તદાશ્રમપદં[2] પુણ્યં પુણ્યદ્રુમલતાઞ્ચિતમ્ ।
પુણ્યદ્વિજકુલાકીર્ણં પુણ્યામલજલાશયમ્ ॥ ૧૮॥

મત્તભ્રમરસઙ્ગીતં મત્તકોકિલકૂજિતમ્ ।
મત્તબર્હિનટાટોપં મત્તદ્વિજકુલાકુલમ્ ॥ ૧૯॥

વાયુઃ પ્રવિષ્ટ આદાય હિમનિર્ઝરશીકરાન્ ।
સુમનોભિઃ પરિષ્વક્તો વવાવુત્તમ્ભયન્ સ્મરમ્ ॥ ૨૦॥

ઉદ્યચ્ચન્દ્રનિશાવક્ત્રઃ પ્રવાલસ્તબકાલિભિઃ ।
ગોપદ્રુમલતાજાલૈસ્તત્રાસીત્ કુસુમાકરઃ[3] ॥ ૨૧॥

અન્વીયમાનો ગન્ધર્વૈર્ગીતવાદિત્રયૂથકૈઃ ।
અદૃશ્યતાત્તચાપેષુઃ સ્વઃસ્ત્રીયૂથપતિઃ સ્મરઃ ॥ ૨૨॥

૧. ઉત્તરમ્ । ૨. તત્ત્વાશ્રમ૦ । ૩. સુષમાકરઃ ।

હુત્વાગ્નિં સમુપાસીનં[1] દદૃશુઃ શક્રકિઙ્કરાઃ ।
મીલિતાક્ષં દુરાધર્ષં મૂર્તિમન્તમિવાનલમ્ ॥ ૨૩॥

નનૃતુસ્તસ્ય પુરતઃ સ્ત્રિયોઽથો ગાયકા જગુઃ ।
મૃદઙ્ગવીણાપણવૈર્વાદ્યં ચક્રુર્મનોરમમ્ ॥ ૨૪॥

સન્દધેઽસ્ત્રં સ્વધનુષિ કામઃ પઞ્ચમુખં તદા ।
મધુર્મનો રજસ્તોક ઈન્દ્રભૃત્યા વ્યકમ્પયન્ ॥ ૨૫॥

ક્રીડન્ત્યાઃ પુઞ્જિકસ્થલ્યાઃ કન્દુકૈઃ સ્તનગૌરવાત્ ।
ભૃશમુદ્વિગ્નમધ્યાયાઃ કેશવિસ્રંસિતસ્રજઃ ॥ ૨૬॥

ઈતસ્તતો ભ્રમદ્દૃષ્ટેશ્ચલન્ત્યા અનુકન્દુકમ્ ।
વાયુર્જહાર તદ્વાસઃ સૂક્ષ્મં ત્રુટિતમેખલમ્ ॥ ૨૭॥

વિસસર્જ તદા બાણં મત્વા તં સ્વજિતં સ્મરઃ ।
સર્વં તત્રાભવન્મોઘમનીશસ્ય યથોદ્યમઃ ॥ ૨૮॥

ત ઈત્થમપકુર્વન્તો મુનેસ્તત્તેજસા મુને ।
દહ્યમાના નિવવૃતુઃ પ્રબોધ્યાહિમિવાર્ભકાઃ ॥ ૨૯॥

ઈતીન્દ્રાનુચરૈર્બ્રહ્મન્ ધર્ષિતોઽપિ મહામુનિઃ ।
યન્નાગાદહમો ભાવં ન તચ્ચિત્રં મહત્સુ હિ ॥ ૩૦॥

તે સમયે માર્કણ્ડેયમુનિ અગ્નિહોત્ર કરીને બંધ નેત્રે ભગવાનની ઉપાસના કરી રહ્યા હતા. તેઓ એટલા તેજસ્વી હતા, જાણે સ્વયં અગ્નિદેવ જ સાક્ષાત્ મૂર્તિમાન થઈને બેઠા હોય! તેમને જોતાં જ જણાઈ આવતું હતું કે એમને પરાજિત કરવા બહુ કઠણ છે. ઈન્દ્રના આજ્ઞાકારી સેવકોએ માર્કણ્ડેયમુનિને આવી અવસ્થામાં જોયા. ॥ ૨૩ ॥ હવે અપ્સરાઓ તેમની સામે નાચવા લાગી. ગન્ધર્વો મધુર ગાન કરવા લાગ્યા. તો કેટલાક મધુર સ્વરમાં મૃદંગ, વીણા, ઢોલ વગેરે વાજાં વાગડવા લાગ્યા. ॥ ૨૪ ॥ શૌનકજી! હવે કામદેવે તેના પુષ્પથી બનેલા ધનુષ્ય પર શોષણ, દીપન, સમ્મોહન, તાપન અને ઉન્માદ નામનું પાંચ મુખવાળું બાણ ચઢાવ્યું. જે સમયે તે નિશાન તાકી રહ્યો હતો, તે સમયે ઈન્દ્રના સેવક વસંત અને લોભ માર્કણ્ડેયમુનિનું મન વિચલિત કરવા માટે પ્રયત્ન કરી રહ્યા હતા. ॥ ૨૫ ॥ તેમની સામે જ પુંજિકસ્થલી નામની અપ્સરા દડાઓ લઈને રમવા લાગી. સ્તનોના ભારથી તેની કમર ઘણી જ લચકતી હતી, કેશમાં ગૂંથેલાં સુંદર-સુંદર પુષ્પોની માળાઓ વિખેરાઈને ધરતી પર પડી રહી હતી. ॥ ૨૬ ॥ ક્યારેક-ક્યારેક તેની મદભરી દૃષ્ટિ આમ તેમ ભમતી હતી. તેની આંખો ક્યારેક દડાની સાથે આકાશ તરફ, ક્યારેક જમીન તરફ અને ક્યારેક હથેળીઓ તરફ ફરી રહી હતી. તે બહુ જ હાવભાવ સાથે દડા તરફ દોડી રહી હતી ત્યારે તેનો કન્દોરો (કટિ-મેખલા) તૂટી પડ્યો અને વાયુએ તેની સાડી શરીર પરથી અલગ કરી દીધી. ॥ ૨૭ ॥ કામદેવે આને ઉપયુક્ત સમય સમજીને, (જાણે કે હવે મેં માર્કણ્ડેય મુનિને જીતી લીધા છે) તેમના ઉપર પોતાનું બાણ છોડ્યું. પરંતુ તેનું કાંઈ ચાલ્યું નહીં. માર્કણ્ડેયમુનિ પર તેનો પ્રયત્ન (અસમર્થ અને મંદભાગી મનુષ્યના પ્રયત્નની જેમ) નિષ્ફળ ગયો. ॥ ૨૮ ॥

શૌનકજી! માર્કણ્ડેયમુનિ અપાર તેજસ્વી હતા. કામદેવ, વસંત વગેરે આવ્યા તો એટલા માટે હતા કે, તેમને તપસ્યાથી ભ્રષ્ટ કરી દઈએ; પરંતુ હવે તેમના તેજથી બળવા લાગ્યા અને તે બરાબર એવી રીતે ભાગ્યા, જેમ નાના-નાના છોકરાઓ સૂતેલા સાપને જગાડીને ભાગી જાય. ॥ ૨૯ ॥ શૌનકજી! ઈન્દ્રના સેવકોએ આ રીતે માર્કણ્ડેયજીને પરાજિત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેઓ જરા પણ વિચલિત ન થયા. એટલું જ નહિ, તેમના મનમાં આના કારણે સ્હેજ અહંકાર પણ ન થયો. સાચું જ છે, મહાપુરુષોને માટે આ કઈ આશ્ચર્યની વાત છે? ॥ ૩૦ ॥

૧. તમુપા૦ ।

દૃષ્ટ્વા નિસ્તેજસં કામં સગણં ભગવાન્ સ્વરાટ્ ।
શ્રુત્વાનુભાવં બ્રહ્મર્ષેર્વિસ્મયં સમગાત્ પરમ્ ॥ ૩૧॥

જ્યારે દેવરાજ ઈન્દ્રે જોયું કે, કામદેવ પોતાની સેના સાથે નિસ્તેજ-હતાશ થઈને પાછો આવ્યો છે, અને તેણે માર્કણ્ડેયજીના પ્રભાવ વિશે જાણ્યું ત્યારે તેને બહુ આશ્ચર્ય થયું. ॥ ૩૧ ॥

તસ્યૈવં યુઞ્જતશ્ચિત્તં તપઃસ્વાધ્યાયસંયમૈઃ ।
અનુગ્રહાયાવિરાસીન્નરનારાયણો હરિઃ ॥ ૩૨॥

શૌનકજી! માર્કણ્ડેયમુનિ તપસ્યા, સ્વાધ્યાય, ધારણા, ધ્યાન અને સમાધિ દ્વારા ચિત્તને ભગવાનમાં પરોવવાનો પ્રયત્ન કરતા રહ્યા. હવે તેમના પર કૃપા-પ્રસાદની વૃષ્ટિ કરવા માટે મુનિજનોનાં નેત્રો અને મનને હરી લેનારા નરોત્તમ નર અને ભગવાન નારાયણ પ્રગટ થયા. ॥ ૩૨ ॥

તૌ શુક્લકૃષ્ણૌ નવકઞ્જલોચનૌ
ચતુર્ભુજૌ રૌરવવલ્કલામ્બરૌ ।
પવિત્રપાણી ઉપવીતકં ત્રિવૃત્
કમણ્ડલું દણ્ડમૃજું ચ વૈણવમ્ ॥ ૩૩॥

તે બન્નેમાં એકનું શરીર ગૌરવર્ણનું હતું અને બીજાનું શ્યામ. બન્નેનાં નેત્રો તાજાં ખીલેલાં કમળ જેવાં કોમળ અને વિશાળ હતાં. ચાર-ચાર ભુજાઓ હતી. એકે મૃગચર્મ પહેર્યું હતું તો એકે વલ્કલ. હાથમાં દર્ભ અને ગળામાં ત્રણ-ત્રણ સૂત્રનાં યજ્ઞોપવીત શોભી રહ્યાં હતાં. તેમણે હાથમાં કમંડળ અને દંડ ધારણ કર્યા હતા. ॥ ૩૩ ॥

પદ્માક્ષમાલામુત જન્તુમાર્જનં
વેદં ચ સાક્ષાત્તપ એવ રૂપિણૌ ।
તપત્તડિદ્વર્ણપિશઙ્ગરોચિષા
પ્રાંશૂ દધાનૌ વિબુધર્ષભાર્ચિતૌ ॥ ૩૪॥

કમળબીજની માળા અને સૂક્ષ્મ જંતુઓને હટાવવા માટે હાથમાં ચામર હતા. બ્રહ્માજી, ઈન્દ્ર વગેરેના પણ પૂજ્ય ભગવાન નર-નારાયણ કદમાં થોડા ઊંચા અને વેદને ધારણ કરેલા હતા. તેમના શરીરની કાન્તિ વીજળી જેવી (પીળા-પીળા રંગની) ચળકી રહી હતી. તેઓ સ્વયં તપની સાક્ષાત્ મૂર્તિ જેવા હતા. ॥ ૩૪ ॥

તે વૈ ભગવતો રૂપે નરનારાયણાવૃષી ।
દૃષ્ટ્વોત્થાયાદરેણોચ્ચૈર્નનામાઙ્ગેન[1] દણ્ડવત્ ॥ ૩૫॥

જ્યારે માર્કણ્ડેયમુનિએ જોયું કે ભગવાનના સાક્ષાત્ સ્વરૂપ નર-નારાયણ ઋષિ પધાર્યા છે, ત્યારે તેઓ તુરંત જ ખૂબ આદર-ભાવથી ઊભા થઈ ગયા અને પૃથ્વી પર પડીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. ॥ ૩૫ ॥

સ તત્સન્દર્શનાનન્દનિર્વૃતાત્મેન્દ્રિયાશયઃ ।
હૃષ્ટરોમાશ્રુપૂર્ણાક્ષો ન સેહે તાવુદીક્ષિતુમ્ ॥ ૩૬॥

ભગવાનના દિવ્ય દર્શનથી તેમને એટલો આનંદ થયો કે, તેમના રોમે-રોમ, તેમની બધી ઈન્દ્રિયો અને અંતઃકરણ શાંતિના સમુદ્રમાં સ્નાન કરવા લાગ્યાં, શરીરમાં રોમાંચ થયો, નેત્રોમાં અશ્રુ છલકાતાં ભગવાનનાં દર્શન પણ ન કરી શક્યા. ॥ ૩૬ ॥

ઉત્થાય પ્રાઞ્જલિઃ પ્રહ્વ ઔત્સુક્યાદાશ્લિષન્નિવ ।
નમો નમ ઈતીશાનૌ બભાષે ગદ્ગદાક્ષરઃ[2] ॥ ૩૭॥

ત્યાર પછી તેઓ હાથ જોડીને ઊભા થઈ ગયા. તેઓ શરીરના પ્રત્યેક અંગથી જાણે ભગવાનને પ્રણમી રહ્યા હતા. તેમના હૃદયમાં એટલી ઉત્સુકતા હતી કે જાણે ભગવાનને આલિંગન કરી લેશે. તેઓ કાંઈ બોલી જ ન શક્યા, ગદ્ગદ વાણીથી માત્ર એટલું જ કહ્યું – 'પ્રણામ! પ્રણામ.' ॥ ૩૭ ॥

તયોરાસનમાદાય પાદયોરવનિજ્ય ચ ।
અર્હણેનાનુલેપેન ધૂપમાલ્યૈરપૂજયત્ ॥ ૩૮॥

ત્યાર પછી તેમણે બન્નેને આસન પર બેસાડ્યા, ખૂબ પ્રેમથી તેમના ચરણ પખાળ્યા અને અર્ઘ્ય, ચંદન, ધૂપ અને પુષ્પમાળા વગેરેથી તેમની પૂજા કરી. ॥ ૩૮ ॥

૧. વીક્ષ્યોત્થાયા૦ । ૨. ૦ક્ષરમ્ ।

સુખમાસનમાસીનૌ પ્રસાદાભિમુખૌ મુની ।
પુનરાનમ્ય પાદાભ્યાં ગરિષ્ઠાવિદમબ્રવીત્ ॥ ૩૯॥

ભગવાન નર-નારાયણ સુખપૂર્વક આસન પર બિરાજેલા હતા અને માર્કણ્ડેયજી પર કૃપા-પ્રસાદની વૃષ્ટિ કરી રહ્યા હતા. પૂજા પછી માર્કણ્ડેયમુનિએ તે સર્વશ્રેષ્ઠ મુનિવેશધારી ભગવાન નર-નારાયણના ચરણોમાં પ્રણામ કર્યા અને આ પ્રમાણે સ્તુતિ કરી. ॥ ૩૯ ॥

માર્કણ્ડેય ઉવાચ

કિં વર્ણયે તવ વિભો યદુદીરિતોઽસુઃ
સંસ્પન્દતે તમનુ વાઙ્‌મનઈન્દ્રિયાણિ ।
સ્પન્દન્તિ વૈ તનુભૃતામજશર્વયોશ્ચ
સ્વસ્યાપ્યથાપિ ભજતામસિ ભાવબન્ધુઃ ॥ ૪૦॥

મૂર્તી ઇમે ભગવતો ભગવંસ્ત્રિલોક્યાઃ
ક્ષેમાય તાપવિરમાય ચ મૃત્યુજિત્યૈ ।
નાના બિભર્ષ્યવિતુમન્યતનૂર્યથેદં
સૃષ્ટ્વા પુનર્ગ્રસસિ સર્વમિવોર્ણનાભિઃ ॥ ૪૧॥

તસ્યાવિતુઃ સ્થિરચરેશિતુરઙ્‌ઘ્રિમૂલં
યત્સ્થં ન કર્મગુણકાલરુજઃ સ્પૃશન્તિ ।
યદ્ વૈ સ્તુવન્તિ નિનમન્તિ યજન્ત્યભીક્ષ્ણં
ધ્યાયન્તિ વેદહૃદયા મુનયસ્તદાપ્ત્યૈ ॥ ૪૨॥

નાન્યં તવાઙ્‌ઘ્ર્યુપનયાદપવર્ગમૂર્તેઃ
ક્ષેમં જનસ્ય પરિતોભિય ઈશ વિદ્મઃ ।
બ્રહ્મા બિભેત્યલમતો દ્વિપરાર્ધધિષ્ણ્યઃ
કાલસ્ય તે કિમુત તત્કૃતભૌતિકાનામ્ ॥ ૪૩॥

તદ્ વૈ ભજામ્યૃતધિયસ્તવ પાદમૂલં
હિત્વેદમાત્મચ્છદિ ચાત્મગુરોઃ પરસ્ય ।
દેહાદ્યપાર્થમસદન્ત્યમભિજ્ઞમાત્રં
વિન્દેત તે તર્હિ સર્વમનીષિતાર્થમ્ ॥ ૪૪॥

**માર્કણ્ડેયમુનિએ કહ્યું** – ભગવન્! હું અલ્પજ્ઞ જીવ આપના અનંત મહિમાનું વર્ણન કઈ રીતે કરી શકું? આપની પ્રેરણાથી જ સંપૂર્ણ પ્રાણીઓ બ્રહ્મા, શંકર તથા મારા શરીરમાં પ્રાણશક્તિનો સંચાર થાય છે અને પછી તેના દ્વારા જ વાણી, મન તથા ઇન્દ્રિયો પણ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. આ પ્રમાણે બધાના પ્રેરક અને પરમ સ્વતંત્ર હોવા છતાં પણ આપ આપની ભક્તિ કરવાવાળા ભક્તોના પ્રેમ-પાશથી બંધાયેલા છો. ॥ ૪૦ ॥ પ્રભુ! આપે માત્ર વિશ્વની રક્ષા માટે મત્સ્ય, કૂર્મ વગેરે અવતારો લીધા છે, તે જ પ્રમાણે આપે આ બન્ને રૂપ પણ ત્રિલોકના કલ્યાણ માટે, તેમનાં દુઃખોની નિવૃત્તિ અને સંસારના પ્રાણીઓને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરાવવા માટે ગ્રહણ કર્યાં છે. આપ રક્ષા તો કરો જ છો અને કરોળિયાની જેમ પોતાનામાંથી જ આ વિશ્વને પ્રગટ કરો છો અને પછી સ્વયં પોતાનામાં જ લીન પણ કરી લો છો. ॥ ૪૧ ॥ આપ ચરાચરનું પાલન અને નિયમન કરવાવાળા છો. હું આપના ચરણોમાં પ્રણામ કરું છું. જે આપના ચરણોનું શરણ ગ્રહણ કરી લે છે, તેમને કર્મ, ગુણ અને કાળ દ્વારા ઉત્પન્ન દુઃખો સ્પર્શ પણ કરી શકતાં નથી. વેદોના મર્મજ્ઞ ઋષિ-મુનિઓ આપને પ્રાપ્ત કરવા માટે નિરંતર આપનું સ્તવન, વન્દન, પૂજન અને ધ્યાન કર્યા કરે છે. ॥ ૪૨ ॥ પ્રભુ! જીવની ચારે બાજુ ભયની બોલબાલા છે. બીજાઓની તો વાત જ શી, સ્વયં બ્રહ્માજી પણ આપના કાલસ્વરૂપથી અત્યંત ભયભીત રહે છે, કેમકે, તેમનું આયુષ્ય પણ સીમિત – માત્ર બે પરાર્ધ (એક પરાર્ધ – એકડા પછી સત્તર મીંડાવાળો અંક)નું જ છે, પછી તેમના બનાવેલા ભૌતિક શરીરવાળા પ્રાણીઓ વિશે તો કહેવું જ શું? આવી સ્થિતિમાં આપના ચરણકમળનું શરણ લીધા સિવાય બીજો કોઈ પરમ કલ્યાણ તથા સુખ-શાંતિનો ઉપાય અમને સૂઝતો નથી, કારણ કે, આપ સ્વયં જ મોક્ષરૂપ છો. ॥ ૪૩ ॥ ભગવન્! આપ સમસ્ત જીવોના પરમ ગુરુ, સર્વશ્રેષ્ઠ અને સત્ય જ્ઞાનસ્વરૂપ છો. તેથી આત્મસ્વરૂપને ઢાંકી દેનારા શરીર, ઘર વગેરે નિષ્ફળ, અસત્ય, નાશવાન અને ભ્રાન્તિકારક પદાર્થોનો ત્યાગ કરીને હું આપનાં ચરણકમળોનું શરણ ગ્રહણ કરું છું. કોઈ પણ પ્રાણી જો આપનું શરણ ગ્રહણ કરે છે તો તે તેના દ્વારા બધા જ વાંચ્છનીય પદાર્થોને પ્રાપ્ત કરી લે છે. ॥ ૪૪ ॥

સત્ત્વં રજસ્તમ ઈતીશ તવાત્મબન્ધો
માયામયાઃ સ્થિતિલયોદયહેતવોઽસ્ય ।
લીલા ધૃતા યદપિ સત્ત્વમયી પ્રશાન્ત્યૈ
નાન્યે નૃણાં વ્યસનમોહભિયશ્ચ યાભ્યામ્ ॥ ૪૫॥

જીવોના પરમસુહૃદ પ્રભુ! જોકે, સત્ત્વ, રજ અને તમ – આ ત્રણે ગુણો આપનું જ સ્વરૂપ છે – એમના દ્વારા જ આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય વગેરે અનેક માયિક લીલાઓ કરો છે, છતાં પણ આપનું સત્ત્વગુણમય સ્વરૂપ જ પ્રાણીઓને શાંતિ પ્રદાન કરે છે. રજોગુણ અને તમોગુણમય-સ્વરૂપથી જીવોને શાંતિ મળતી નથી. ॥ ૪૫ ॥

તસ્માત્તવેહ ભગવન્નથ તાવકાનાં
શુક્લાં તનું સ્વદયિતાં કુશલા ભજન્તિ ।
યત્ સાત્વતાઃ પુરુષરૂપમુશન્તિ સત્ત્વં
લોકો યતોઽભયમુતાત્મસુખં ન ચાન્યત્ ॥ ૪૬॥

ભગવન્! તેથી બુદ્ધિમાન પુરુષો આપની અને આપના ભક્તોના પરમપ્રિય અને શુદ્ધ-સ્વરૂપ નર-નારાયણની જ ઉપાસના કરે છે. પાંચરાત્ર-સિદ્ધાંતના અનુયાયીઓ વિશુદ્ધ સત્ત્વને જ આપનો વિગ્રહ માને છે. તેની જ ઉપાસનાથી આપના નિત્યધામ વૈકુંઠની પ્રાપ્તિ થાય છે. તે ધામની વિલક્ષણતા એ છે કે, તે લોક હોવા છતાં પણ સર્વથા ભયરહિત અને ભોગયુક્ત હોવા છતાં પણ આત્માનંદથી પરિપૂર્ણ છે. તેઓ રજોગુણ અને તમોગુણને આપની મૂર્તિ તરીકે સ્વીકારતા નથી. ॥ ૪૬ ॥

તસ્મૈ નમો ભગવતે પુરુષાય ભૂમ્ને
વિશ્વાય વિશ્વગુરવે પરદેવતાયૈ ।
નારાયણાય ઋષયે ચ નરોત્તમાય
હંસાય સંયતગિરે નિગમેશ્વરાય ॥ ૪૭॥

ભગવન્! આપ અંતર્યામી, સર્વવ્યાપક, સર્વસ્વરૂપ, જગદ્ગુરુ, પરમ-આરાધ્ય અને શુદ્ધ-સ્વરૂપ છો. સમસ્ત લૌકિક અને વૈદિક વાણી આપને આધીન છે. આપ જ વેદમાર્ગના પ્રવર્તક છો હું આપના આ યુગલસ્વરૂપ નરોત્તમ નર અને નારાયણને નમસ્કાર કરું છું. ॥ ૪૭ ॥

યં વૈ ન વેદ વિતથાક્ષપથૈર્ભ્રમદ્ધીઃ
સન્તં સ્વખેષ્વસુષુ[1] હૃદ્યપિ દૃક્પથેષુ ।
તન્માયયાઽઽવૃતમતિઃ સ ઉ એવ સાક્ષા-
[2]દાદ્યસ્તવાખિલગુરોરુપસાદ્ય[3] વેદમ્ ॥ ૪૮॥

આપ જોકે પ્રત્યેક જીવની ઇન્દ્રિયો તથા તેમના વિષયોમાં, પ્રાણોમાં તથા હૃદયમાં પણ વિદ્યમાન છો, તો પણ આપની માયાથી જીવની બુદ્ધિ એટલી મોહિત થઈ જાય છે – ઢંકાઈ જાય છે કે તે નિષ્ફળ અને મિથ્યા ઇન્દ્રિયોની જાળમાં ફસાઈને આપના દર્શનથી વંચિત રહી જાય છે. પરંતુ સમસ્ત જગતના ગુરુ તો આપ જ છો. તેથી પહેલાં અજ્ઞાની હોવા છતાં પણ જ્યારે આપની કૃપાથી આપના જ્ઞાન-ભંડાર એવા વેદોની પ્રાપ્તિ થઈ જાય છે, ત્યારે તે આપના સાક્ષાત્ દર્શન કરે છે. ॥ ૪૮ ॥

યદ્દર્શનં નિગમ આત્મરહઃપ્રકાશં
મુહ્યન્તિ યત્ર કવયોઽજપરા યતન્તઃ[4] ।
તં સર્વવાદવિષયપ્રતિરૂપશીલં
વન્દે મહાપુરુષમાત્મનિગૂઢબોધમ્ ॥ ૪૯॥

પ્રભુ! વેદોમાં આપનો સાક્ષાત્કાર કરાવનારું તે જ્ઞાન પૂર્ણરૂપે વિદ્યમાન છે. જે આપના સ્વરૂપના રહસ્યને પ્રગટ કરે છે. બ્રહ્માજી વગેરે મોટા-મોટા પ્રતિભાશાળી બુદ્ધિમાનો તે જ્ઞાનને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા છતાં પણ મોહમાં પડી જાય છે. આપ પણ એવા જ લીલાવિહારી છો કે, વિભિન્ન મતવાળાઓ આપના વિશે જે પ્રકારનું ચિંતન કરે છે તે જ પ્રકારના શીલ, સ્વભાવ અને રૂપને ગ્રહણ કરીને આપ તેમની સામે પ્રગટ થઈ જાઓ છો. વાસ્તવમાં આપ દેહ વગેરે સમસ્ત ઉપાધિઓમાં છુપાયેલા વિશુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ જ છો. હે પુરુષોત્તમ! હું આપને વંદન કરું છું. ॥ ૪૯ ॥

==★==

ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધેઽષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

બારમા સ્કંધ-અંતર્ગત આઠમો અધ્યાય સમાપ્ત.

==★==

૧. સુખેષ્વ૦ । ૨. ૦દન્યસ્તવાખિલ૦ । ૩. ૦રુપપાદ્ય । ૪. જપન્તઃ ।

# નવમો અધ્યાય

## માર્કણ્ડેયજીનું માયા-દર્શન

સૂત ઉવાચ

સંસ્તુતો ભગવાનિત્થં માર્કણ્ડેયેન ધીમતા ।
નારાયણો નરસખઃ પ્રીત આહ ભૃગૂદ્વહમ્ ॥ ૧॥

શ્રીભગવાનુવાચ

ભો ભો બ્રહ્મર્ષિવર્યાસિ સિદ્ધ આત્મસમાધિના ।
મયિ ભક્ત્યાઽનપાયિન્યા તપઃસ્વાધ્યાયસંયમૈઃ ॥ ૨॥

વયં તે પરિતુષ્ટાઃ સ્મ ત્વદ્બૃહદ્વ્રતચર્યયા ।
વરં પ્રતીચ્છ ભદ્રં તે વરદેશાદભીપ્સિતમ્[1] ॥ ૩॥

ઋષિરુવાચ

જિતં તે દેવદેવેશ પ્રપન્નાર્તિહરાચ્યુત ।
વરેણૈતાવતાલં નો યદ્ ભવાન્ સમદૃશ્યત ॥ ૪॥

ગૃહીત્વાજાદયો યસ્ય શ્રીમત્પાદાબ્જદર્શનમ્ ।
મનસા યોગપક્વેન[2] સ ભવાન્ મેઽક્ષગોચરઃ ॥ ૫॥

અથાપ્યમ્બુજપત્રાક્ષ પુણ્યશ્લોકશિખામણે ।
દ્રક્ષ્યે માયાં યયા લોકઃ સપાલો વેદ સદ્ભિદામ્ ॥ ૬॥

સૂત ઉવાચ

ઇતીડિતોઽર્ચિતઃ કામમૃષિણા ભગવાન્ મુને ।
તથેતિ સ સ્મયન્ પ્રાગાદ્ બદર્યાશ્રમમીશ્વરઃ ॥ ૭॥

તમેવ ચિન્તયન્નર્થમૃષિઃ સ્વાશ્રમ એવ સઃ ।
વસન્નગ્ન્યર્કસોમામ્બુભૂવાયુવિયદાત્મસુ ॥ ૮॥

**સૂતજી કહે છે** — જ્યારે જ્ઞાનસમ્પન્ન માર્કણ્ડેયમુનિએ આ પ્રમાણે સ્તુતિ કરી, ત્યારે ભગવાન નર-નારાયણે પ્રસન્ન થઈને માર્કણ્ડેયજીને કહ્યું. ॥ ૧ ॥

**ભગવાન નારાયણે કહ્યું** — હે બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ! તમે ચિત્તની એકાગ્રતા, તપસ્યા, સ્વાધ્યાય, સંયમ અને મારી અનન્ય ભક્તિથી સિદ્ધ થઈ ગયા છો. ॥ ૨ ॥ તમારી આ આજીવન બ્રહ્મચર્યની નિષ્ઠા જોઈને અમે તમારા પર બહુ પ્રસન્ન થયા છીએ. તમારું કલ્યાણ થાઓ! હું સમસ્ત વરદાન આપનારાઓનો સ્વામી છું. તેથી તમે તમારું અભીષ્ટ (મનગમતું) વરદાન માગી લો. ॥ ૩ ॥

**માર્કણ્ડેયમુનિએ કહ્યું** — દેવોના પણ દેવેશ! શરણાગતભયહારી અચ્યુત! આપનો જય હો! મારા માટે એટલું જ વરદાન પર્યાપ્ત છે કે, આપે કૃપા કરીને મને આપના મનોહર સ્વરૂપનાં દર્શન કરાવ્યાં. ॥ ૪ ॥ બ્રહ્મા, શંકર વગેરે દેવતાઓ યોગ-સાધના દ્વારા એકાગ્ર મનથી આપના પરમ સુંદર શ્રીચરણકમળોનું દર્શન કરીને કૃતાર્થ થઈ ગયા છે. આજે તે જ (ભગવાને) આપે મારાં નેત્રો સમક્ષ પ્રગટ થઈને મને કૃતાર્થ કર્યો છે. ॥ ૫ ॥ હે પવિત્રકીર્તિવાળાઓના મુકુટમણિ! છતાં આપની આજ્ઞા અનુસાર હું આપની પાસે વરદાન માગું છું. હું આપની તે માયા જોવા ઈચ્છું છું, જેનાથી મોહિત થઈને બધા લોક અને લોકપાલો અદ્વિતીય વસ્તુ એવા બ્રહ્મમાં અનેક પ્રકારના ભેદ જુએ છે. ॥ ૬ ॥

**સૂતજી કહે છે** — શૌનકજી! જ્યારે આ પ્રમાણે માર્કણ્ડેયમુનિએ ભગવાન નર-નારાયણની ઈચ્છાનસાર સ્તુતિ-પૂજા કરી લીધી તથા વરદાન માંગી લીધું, ત્યારે તેમણે મંદ-મંદ હસતાં કહ્યું, 'તથાસ્તુ.' ત્યાર પછી તેઓ પોતાના આશ્રમ બદરીવન ચાલ્યા ગયા. ॥ ૭ ॥ માર્કણ્ડેય મુનિ પોતાના આશ્રમ પર જ રહીને નિરંતર આ વાતનું ચિંતન કરતા રહેતા હતા કે, મને માયાનાં દર્શન ક્યારેય થશે! તેઓ અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા, જલ, પૃથ્વી, વાયુ, આકાશ તથા અંતઃકરણમાં સર્વત્ર ભગવાનનાં જ દર્શન કરતા રહીને માનસિક પદાર્થોથી તેમનું પૂજન કરતા હતા. ક્યારેક-ક્યારેક તો તેમના હૃદયમાં પ્રેમની એવી ભરતી આવી જતી કે, તેઓ તેના પ્રવાહમાં ગોથાં ખાવા લાગતા,

૧. વરદોઽસ્મિ ત્વદીપ્સિતમ્ । ૨. યોગયુક્તેન ।

ધ્યાયન્ સર્વત્ર ચ હરિં ભાવદ્રવ્યૈરપૂજયત્ ।
ક્વચિત્ પૂજાં વિસસ્માર પ્રેમપ્રસરસમ્પ્લુતઃ[1] ॥૯॥

તસ્યૈકદા ભૃગુશ્રેષ્ઠ[2] પુષ્પભદ્રાતટે મુનેઃ ।
ઉપાસીનસ્ય સન્ધ્યાયાં બ્રહ્મન્ વાયુરભૂન્મહાન્ ॥ ૧૦॥

તં ચણ્ડશબ્દં સમુદીરયન્તં
બલાહકા અન્વભવન્ કરાલાઃ ।
અક્ષસ્થવિષ્ઠા મુમુચુસ્તડિદ્ભિઃ
સ્વનન્ત ઉચ્ચૈરભિવર્ષધારાઃ ॥ ૧૧॥

તતો વ્યદૃશ્યન્ત ચતુઃસમુદ્રાઃ
સમન્તતઃ ક્ષ્માતલમાગ્રસન્તઃ ।
સમીરવેગોર્મિભિરુગ્રનક્ર-
મહાભયાવર્તગભીરઘોષાઃ ॥ ૧૨॥

અન્તર્બહિશ્ચાદ્ભિરતિદ્યુભિઃ[3] ખરૈઃ
શતહ્રદાભીરુપતાપિતં જગત્ ।
ચતુર્વિધં વીક્ષ્ય સહાત્મના મુનિ-
ર્જલાપ્લુતાં[4] ક્ષ્માં વિમનાઃ સમત્રસત્ ॥ ૧૩॥

તસ્યૈવમુદ્વીક્ષત ઊર્મિભીષણઃ
પ્રભઞ્જનાઘૂર્ણિતવાર્મહાર્ણવઃ ।
આપૂર્યમાણો વરષદ્ભિરમ્બુદૈઃ[5]
ક્ષ્મામપ્યધાદ્ દ્વીપવર્ષાદ્રિભિઃ સમમ્ ॥ ૧૪॥

સક્ષ્માન્તરિક્ષં સદિવં સભાગણં
ત્રૈલોક્યમાસીત્ સહ દિગ્ભિરાપ્લુતમ્ ।
સ એક એવોર્વરિતો[6] મહામુનિ-
ર્બભ્રામ વિક્ષિપ્ય જટા જડાન્ધવત્ ॥ ૧૫॥

ક્ષુત્તૃટ્પરીતો મકરૈસ્તિમિઙ્ગિલૈ-
રુપદ્રુતો વીચિનભસ્વતા હતઃ ।
તમસ્યપારે પતિતો[7] ભ્રમન્ દિશો
ન વેદ ખં ગાં ચ પરિશ્રમેષિતઃ ॥ ૧૬॥

અને તેમને ક્યારે અને કઈ રીતે પૂજા કરવી તેની પણ સ્મૃતિ રહેતી ન હતી. ॥ ૮-૯ ॥

શૌનકજી! એક દિવસ સન્ધ્યાકાળે પુષ્પભદ્રા નદીના કિનારે માર્કણ્ડેયમુનિ ભગવાનની ઉપાસનામાં તલ્લીન થઈ રહ્યા હતા. બ્રહ્મન્! તે સમયે એકાએક બહુ જોરથી પવન ફુંકાવા લાગ્યો. ॥ ૧૦ ॥ તે આંધીને કારણે ભયંકર અવાજ થવા લાગ્યો અને કાળાં-કાળાં વાદળો આકાશમાં ઘેરાઈ ગયાં. વીજળીના તેજ ઝબકારા અને મેઘ-ગર્જનાના કડાકા સાથે સાંબેલા-ધારે વૃષ્ટિ થવા લાગી. ॥ ૧૧ ॥ એટલું જ નહિ, માર્કણ્ડેયમુનિને એવું દેખાવા લાગ્યું કે, ચારેબાજુથી ચારે સમુદ્રો સંપૂર્ણ પૃથ્વીને ગળી જતા હોય એમ ઊછળતા આવી રહ્યા છે. આંધીના વેગથી સમુદ્રમાં મોટાં-મોટાં મોજાં ઊછળવા લાગ્યાં. પાણીમાં મોટી ભયંકર ભમરીઓ પડી ગઈ. તેની સાથે કાન ફાડી નાખતો ભયંકર અવાજ શરૂ થયો. મોટા-મોટા મગર-મત્સ્યો ઊછળવા લાગ્યા. ॥ ૧૨ ॥ તે સમયે ચારે બાજુ જળબંબાકાર દેખાતું હતું. એવું લાગતું હતું કે, આ મહાજળમાં પૃથ્વી જ નહીં, સ્વર્ગલોક પણ ડૂબી રહ્યો છે. આ ઉપરાંત અત્યંત તીવ્રગતિથી આંધી પણ ચાલી રહી છે, અને વીજળી ઝબકી રહી છે, જેથી સંપૂર્ણ જગત ત્રાસ પામીને ગમગીન થઈ રહ્યું છે. જ્યારે માર્કણ્ડેય મુનિએ જોયું કે, આ જલપ્રલયમાં સંપૂર્ણ પૃથ્વી ડૂબી ગઈ, ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજ – ચારે પ્રકારનાં પ્રાણીઓ તથા સ્વયં તેઓ પણ વ્યાકુળ થઈ રહ્યા છે, ત્યારે તેઓ ઉદાસ થઈ ગયા અને ભયભીત પણ થઈ ગયા. ॥ ૧૩ ॥ તેમની સામે જ સમુદ્રના પ્રલયકાળ જેવાં મોજાં ઊછળી રહ્યાં હતાં, આંધીના વેગથી જલરાશિ પણ ઊછળતો હતો, અને પ્રલયકાળના વાદળો ધોધમાર વૃષ્ટિથી સમુદ્રને વધારે ભરી રહ્યાં હતાં. તેમણે જોયું કે પૃથ્વી પરના દ્વીપો, ખંડો અને પર્વતો સાથે પૃથ્વીને સમુદ્રે ડુબાડી દીધી. ॥ ૧૪ ॥ પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, જ્યોતિર્મણ્ડલ (ગ્રહ, નક્ષત્ર અને તારાઓનો સમૂહ) અને દિશાઓ સહિત ત્રણે લોક જળમાં ડૂબી ગયા. તે સમયે એકમાત્ર મહામુનિ માર્કણ્ડેય જ બચી રહ્યા હતા. ત્યારે તેઓ પાગલ અને આંધળાની જેમ પોતાની જટા ફેલાવીને અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં દોડતા રહીને પોતાના પ્રાણ બચાવવાની ચેષ્ટા કરી રહ્યા હતા. ॥ ૧૫ ॥ તેઓ ભૂખ – તરસથી પણ વ્યાકુળ થઈ રહ્યા હતા. કોઈ બાજુ મોટા-મોટા મગર તો કોઈ બાજુ મોટા તિમિંગિલ મચ્છ તેમના ઉપર તૂટી પડતા હતા. કોઈ બાજુથી હવાનું તોફાન આવતું અને કોઈ બાજુથી મોજાંની થપાટો તેમને ઘાયલ કરી દેતી હતી.

૧. ભક્તિપ્રસર૦ । ૨. મુનિશ્રેષ્ઠ । ૩. ૦રવિદ્યુભિઃ । ૪. ૦ર્જલપ્લુતાં । ૫. વર્ષદ્ભિ૦ । ૬. એવોદ્વરિતો । ૭. પરિતો ।

ક્વચિદ્[1] ગતો મહાવર્તે તરલૈસ્તાડિતઃ ક્વચિત્ ।
યાદોભિર્ભક્ષ્યતે ક્વાપિ સ્વયમન્યોન્યઘાતિભિઃ ॥ ૧૭॥

ક્વચિચ્છોકં ક્વચિન્મોહં ક્વચિદ્ દુઃખં સુખં ભયમ્ ।
ક્વચિન્મૃત્યુમવાપ્નોતિ વ્યાધ્યાદિભિરુતાર્દિતઃ[2] ॥ ૧૮॥

અયુતાયુતવર્ષાણાં સહસ્રાણિ શતાનિ ચ ।
વ્યતીયુર્ભ્રમતસ્તસ્મિન્[3] વિષ્ણુમાયાવૃતાત્મનઃ ॥ ૧૯॥

સ કદાચિદ્ ભ્રમંસ્તસ્મિન્ પૃથિવ્યાઃ કકુદિ દ્વિજઃ ।
ન્યગ્રોધપોતં દદૃશે ફલપલ્લવશોભિતમ્ ॥ ૨૦॥

પ્રાગુત્તરસ્યાં શાખાયાં તસ્યાપિ દદૃશે શિશુમ્ ।
શયાનં પર્ણપુટકે ગ્રસન્તં પ્રભયા તમઃ ॥ ૨૧॥

મહામરકતશ્યામં શ્રીમદ્વદનપઙ્કજમ્ ।
કમ્બુગ્રીવં મહોરસ્કં સુનાસં સુન્દરભ્રુવમ્ ॥ ૨૨॥

શ્વાસૈજદલકાભાતં કમ્બુશ્રીકર્ણદાડિમમ્ ।
વિદ્રુમાધરભાસેષચ્છોણાયિતસુધાસ્મિતમ્ ॥ ૨૩॥

પદ્મગર્ભારુણાપાઙ્ગં હૃદ્યહાસાવલોકનમ્ ।
શ્વાસૈજદ્વલિસંવિગ્નનિમ્નનાભિદલોદરમ્[4] ॥ ૨૪॥

ચાર્વઙ્ગુલિભ્યાં પાણિભ્યામુન્નીય ચરણામ્બુજમ્ ।
મુખે નિધાય[5] વિપ્રેન્દ્રો ધયન્તં વીક્ષ્ય વિસ્મિતઃ ॥ ૨૫॥

આ પ્રમાણે આમ-તેમ ભટકતા-ભટકતા તેઓ અપાર અંધકારમાં ડૂબી ગયા – બેહોશ થઈ ગયા અને એટલા થાકી ગયા કે, તેમને પૃથ્વી અને આકાશનું પણ જ્ઞાન ન રહ્યું. ॥ ૧૬ ॥ તેઓ ક્યારેક મોટી ભમરીમાં જઈ પડતા. ક્યારેક સમુદ્રના અને પવનના તરંગો તેમને ઉછાળી દેતા, ક્યારેક જળચર જંતુઓ એક-બીજાનો વિનાશ કરતા તેમને સતાવવા લાગતાં. ॥ ૧૭ ॥ ક્યાંક શોકગ્રસ્ત થઈ જતા તો ક્યાંક મોહગ્રસ્ત. ક્યારેક દુઃખનો અનુભવ કરતા તો ક્યારેક સુખનો. ક્યારેક ભયભીત થઈ જતા, ક્યારેક મૃત્યુનો અનુભવ કરતા તો ક્યારેક રોગથી પીડાતા હોવાનો. ॥ ૧૮ ॥ આ પ્રમાણે માર્કણ્ડેયમુનિ વિષ્ણુ ભગવાનની માયાના ચક્કરમાં મોહિત થઈ રહ્યા હતા. આ રીતે પ્રલયકાળના સમુદ્રમાં ભટકતા ભટકતા તેમને સેંકડો, હજારો નહીં, પરંતુ લાખો-કરોડો વર્ષો વીતી ગયાં. ॥ ૧૯ ॥

શૌનકજી! માર્કણ્ડેયમુનિ આ પ્રમાણે અનેક વર્ષો સુધી પ્રલયના જળમાં ભટકતા રહ્યા. એક વાર તેમણે પૃથ્વીના એક ઊંચા પ્રદેશ ઉપર લીલાં-લીલાં પાંદડાં અને લાલ-લાલ ફળોવાળું એક નાનકડું વડનું વૃક્ષ જોયું. ॥ ૨૦ ॥ તે વડના ઝાડના ઈશાનખૂણામાં એક ડાળી હતી, ત્યાં તેમણે –'વટસ્ય પત્રસ્ય પુટે શયાનં' – વડના પાંદડા ઉપર શયન કરી રહેલું ભગવાનનું બાલમુકુંદ સ્વરૂપ જોયું. તેના શરીરમાંથી એવી ઉજ્જ્વળ કાન્તિ પ્રસરી રહી હતી, જેનાથી આજુ-બાજુનો અંધકાર દૂર થઈ ગયો હતો. ॥ ૨૧ ॥ તે બાળક મરકતમણિ જેવો શ્યામ હતો. તેનું મુખકમળ અત્યંત સુંદર હતું. તેની ગરદન શંખ આકારની અને ત્રણ રેખાઓથી શોભતી હતી. છાતી પહોળી હતી. પોપટની ચાંચ જેવી નાસિકા હતી અને ભ્રુકુટિ અતિ સુંદર હતી. ॥ ૨૨ ॥ કાળી-કાળી વાંકડિયા વાળની અલકો કપોલો પર લટકી રહી હતી, જે શ્વાસ લેતાં ક્યારેક-ક્યારેક હાલી રહી હતી. શંખ જેવા શોભતા તેના બે કાનમાં દાડમનાં પુષ્પો ખોસેલાં હતાં. પરવાળા જેવા નીચલા હોઠની કાન્તિથી તેનું અમૃતતુલ્ય મંદ હાસ્ય દર્શનીય જણાતું હતું. ॥ ૨૩ ॥ નેત્રના ખૂણા કમળના ગર્ભ જેવા રતુમડા હતા. તેનું હાસ્ય તથા દર્શન મનોહર હતું. નાભિ ગંભીર હતી. તેનું પેટ પીપળાના પાંદડા જેવું પાતળું હતું અને શ્વાસ લેતાં તેના પરની કરચલીઓથી નાભિ સુધી હાલતું હતું. ॥ ૨૪ ॥ નાના-નાના હાથમાં બહુ જ સુંદર-સુંદર આંગળીઓ હતી. તે બાળક પોતાના બન્ને કરકમળોથી એક ચરણને મુખમાં નાંખીને ચૂસી રહ્યો હતો. માર્કણ્ડેયમુનિ આ દિવ્ય દૃશ્ય જોઈને વિસ્મિત થઈ ગયા. ॥ ૨૫ ॥

૧. ક્વચિન્માયામહાવર્તે । ૨. ૦રુપદ્રુતઃ ૩. અતીયુ૦ । ૪. શ્વાસોર્જદ્બલિ૦ । ૫. વિધાય ।

તદ્દર્શનાદ્ વીતપરિશ્રમો મુદા
પ્રોત્ફુલ્લહૃત્પદ્મવિલોચનામ્બુજઃ ।
પ્રહૃષ્ટરોમાદ્ભુતભાવશઙ્કિતઃ
પ્રષ્ટું પુરસ્તં[1] પ્રસસાર બાલકમ્ ॥ ૨૬॥

શૌનકજી! તે દિવ્ય બાળકને જોતાં જ માર્કણ્ડેય મુનિનો બધો થાક ચાલ્યો ગયો. આનંદથી તેમનાં હૃદયકમળ અને નેત્રકમળ ખીલી ઊઠ્યાં. શરીરમાં રોમાંચ થઈ ગયો. તે નાના-સરખા બાળકનો આ અદ્ભુત ભાવ જોઈને તેમના મનમાં જાત-જાતની શંકાઓ – 'આ કોણ છે!' વગેરે – થવા લાગી અને તેઓ તે બાળકને પ્રશ્નો પૂછવા માટે તેની પાસે ચાલ્યા ગયા. ॥ ૨૬ ॥ હજી તેઓ ત્યાં પહોંચ્યા પણ ન હતા કે તે બાળકના શ્વાસની સાથે તેના શરીરમાં તેઓ એ રીતે ઘૂસી ગયા, જેમ કોઈ મચ્છર શરીરમાં જતો રહે. તે બાળકના પેટમાં જઈને તેમણે બધી તે જ સૃષ્ટિ જોઈ જે પ્રલયના પહેલાં તેમણે જોઈ હતી. તેઓ તે બધું વિચિત્ર દૃશ્ય જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. તેઓ મોહવશ કાંઈ વિચારી પણ ન શક્યા. ॥ ૨૭ ॥ તેમણે તે બાળકના ઉદરમાં આકાશ, અંતરિક્ષ, જ્યોતિમંડળ, પર્વતો, સમુદ્રો, દ્વીપો, ખંડો, દિશાઓ, દેવતાઓ, દૈત્યો, જંગલો, વિવિધ દેશો, નદીઓ, નગરો, ખાણો, ખેડૂતોના ગામો, આહીરોની વસ્તીઓ, આશ્રમો, વર્ણો, તેમના આચાર-વ્યવહાર, પંચમહાભૂત, ભૂતોથી બનેલાં પ્રાણીઓનાં શરીરો તથા પદાર્થો, અનેક યુગો અને કલ્પોના ભેદથી યુક્ત કાળ વગેરે સર્વ કાંઈ જોયું. માત્ર એટલું જ નહિ, જે-જે દેશ, કાળ અને વસ્તુઓ દ્વારા જગતનો જે–જે વ્યવહાર થવો જોઈએ તે બધો ત્યાં વિદ્યમાન હતો. ક્યાં સુધી કહીએ! આ સંપૂર્ણ વિશ્વ ન હોવા છતાં પણ ત્યાં સત્ય જેવું પ્રતીત થઈ રહ્યું હતું. ॥ ૨૮-૨૯ ॥ હિમાલય પર્વત, તે જ પુષ્પભદ્રા નદી, તેના કિનારે પોતાનો આશ્રમ અને ત્યાં રહેવાવાળા ઋષિઓને પણ માર્કણ્ડેયજીએ પ્રત્યક્ષ જોયા. આ પ્રમાણે સંપૂર્ણ વિશ્વને જોતાં જોતાં જ તેઓ તે દિવ્ય બાળકના શ્વાસની સાથે બહાર આવી ગયા અને વળી પાછા પ્રલયકાળના સમુદ્રમાં આવી પડ્યા. ॥ ૩૦ ॥ હવે ફરી પાછું તેમણે જોયું કે, સમુદ્રની મધ્યમાં પૃથ્વીના એક ઊંચા ભાગ ઉપર તે જ વડનું વૃક્ષ યથાવત્ વિદ્યમાન છે અને તેના પાંદડા ઉપર તે જ બાળક સૂતેલો છે. તેના હોઠો ઉપર પ્રેમામૃતથી પરિપૂર્ણ મન્દ-મન્દ હાસ્ય છે અને પોતાની પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તે માર્કણ્ડેયમુનિ તરફ જોઈ રહ્યો છે. ॥ ૩૧ ॥ હવે માર્કણ્ડેયમુનિ ઇન્દ્રિયાતીત ભગવાન, જે બાળકના રૂપમાં ક્રીડા કરી રહ્યા હતા અને નેત્રોના માર્ગે પહેલેથી જ હૃદયમાં બિરાજી ચૂક્યા હતા, તેમની સાથે આલિંગન કરવા માટે બહુ શ્રમ અને મુશ્કેલીથી આગળ વધ્યા. ॥ ૩૨ ॥

તાવચ્છિશોર્વૈ શ્વસિતેન ભાર્ગવઃ
સોઽન્તઃશરીરં મશકો યથાવિશત્ ।
તત્રાપ્યદો ન્યસ્તમચષ્ટ કૃત્સ્નશો
યથા પુરાઽમુહ્યદતીવ વિસ્મિતઃ ॥ ૨૭॥

ખં રોદસી ભગણાનદ્રિસાગરાન્
દ્વીપાન્ સવર્ષાન્ કકુભઃ સુરાસુરાન્ ।
વનાનિ દેશાન્ સરિતઃ પુરાકરાન્
ખેટાન્ વ્રજાનાશ્રમવર્ણવૃત્તયઃ ॥ ૨૮॥

મહાન્તિ ભૂતાન્યથ ભૌતિકાન્યસૌ[2]
કાલં ચ નાનાયુગકલ્પકલ્પનમ્ ।
યત્ કિઞ્ચિદન્યદ્ વ્યવહારકારણં
દદર્શ વિશ્વં સદિવાવભાસિતમ્ ॥ ૨૯॥

હિમાલયં પુષ્પવહાં ચ તાં નદીં
નિજાશ્રમં તત્ર[3] ઋષીનપશ્યત્ ।
વિશ્વં વિપશ્યઞ્છ્વસિતાચ્છિશોર્વૈ
બહિર્નિરસ્તો ન્યપતલ્લયાબ્ધૌ[4] ॥ ૩૦॥

તસ્મિન્ પૃથિવ્યાઃ કકુદિ પ્રરૂઢં
વટં ચ તત્પર્ણપુટે શયાનમ્ ।
તોકં ચ તત્પ્રેમસુધાસ્મિતેન
નિરીક્ષિતોઽપાઙ્ગનિરીક્ષણેન ॥ ૩૧॥

અથ તં બાલકં વીક્ષ્ય નેત્રાભ્યાં ધિષ્ઠિતં[5] હૃદિ ।
અભ્યયાદતિસઙ્ક્લિષ્ટઃ પરિષ્વક્તુમધોક્ષજમ્ ॥ ૩૨॥

૧. પુનસ્તમ્ । ૨. ભૌતિકાનિ કાલં । ૩. યત્ર । ૪. ન્યપતદ્ભવાબ્ધૌ । ૫. હૃદિ ધિષ્ઠિતમ્ ।

તાવત્ સ ભગવાન્ સાક્ષાદ્ યોગાધીશો ગુહાશયઃ ।
અન્તર્દધ[1] ઋષેઃ સદ્યો યથેહાનીશનિર્મિતા ॥ ૩૩॥

પરંતુ શૌનકજી! ભગવાન માત્ર યોગીઓના જ નહિ, સ્વયં યોગના પણ સ્વામી અને સર્વના હૃદયમાં છુપાયેલા છે. હજી માર્કણ્ડેયજી તેમની પાસે પહોંચ્યા પણ ન હતા કે તેઓ તુરંત અંતર્ધાન થઈ ગયા. બરાબર એ રીતે કે જેમ, અભાગિયા અને અસમર્થ મનુષ્યનો પરિશ્રમ ફળ આપ્યા વિના જ નકામો થઈ જાય છે. ॥ ૩૩ ॥

તમન્વથ વટો બ્રહ્મન્ સલિલં લોકસમ્પ્લવઃ ।
તિરોધાયિ ક્ષણાદસ્ય સ્વાશ્રમે પૂર્વવત્ સ્થિતઃ ॥ ૩૪॥

શૌનકજી! તે બાળકના અંતર્ધાન થતાં જ તે વડનું વૃક્ષ તથા પ્રલયકાળનું દૃશ્ય અને જલ પણ તત્કાળ લીન થઈ ગયું અને માર્કણ્ડેયમુનિએ જોયું કે 'હું તો પહેલાંની જેમ જ પોતાના આશ્રમમાં બેઠો છું.' ॥ ૩૪ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે માયાદર્શનં[2] નામ નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥

બારમા સ્કંધ-અંતર્ગત માયાદર્શન નામનો નવમો અધ્યાય સમાપ્ત.

=★=

# દસમો અધ્યાય

## માર્કણ્ડેયજીને ભગવાન શંકરનું વરદાન

*સૂત ઉવાચ*

સ એવમનુભૂયેદં નારાયણવિનિર્મિતમ્ ।
વૈભવં યોગમાયાયાસ્તમેવ શરણં યયૌ ॥ ૧॥

**સૂતજી કહે છે** – શૌનકાદિ ઋષિઓ! માર્કણ્ડેયમુનિએ આ પ્રમાણે ભગવાન નારાયણ દ્વારા રચેલી યોગમાયાના વૈભવનો અનુભવ કર્યો. અને આ માયાથી મુક્ત થવા માટે માયાપતિ ભગવાનનું શરણ જ એકમાત્ર ઉપાય છે, એવો નિશ્ચય કરીને તેમના શરણમાં સ્થિત થઈ ગયા. ॥ ૧ ॥

*માર્કણ્ડેય ઉવાચ*[3]

પ્રપન્નોઽસ્મ્યઙ્ઘ્રિમૂલં તે પ્રપન્નાભયદં હરે ।
યન્માયયાપિ વિબુધા મુહ્યન્તિ જ્ઞાનકાશયા[4] ॥ ૨॥

**માર્કણ્ડેયજીએ (મનમાં જ) કહ્યું** – પ્રભુ! આપની માયા ખરેખર પ્રતીતિમાત્ર હોવા છતાં પણ સત્યજ્ઞાન જેવી પ્રકાશિત થાય છે અને મોટા-મોટા વિદ્વાનો પણ તેના પ્રભાવથી મોહિત થઈ જાય છે. આપના શ્રીચરણકમળ જ શરણાગતોને અભયદાન આપે છે. તેથી મેં તેમનું શરણ લીધું છે. ॥ ૨ ॥

*સૂત ઉવાચ*

તમેવં[5] નિભૃતાત્માનં વૃષેણ દિવિ પર્યટન્ ।
રુદ્રાણ્યા ભગવાન્ રુદ્રો દદર્શ સ્વગણૈર્વૃતઃ ॥ ૩॥

**સૂતજી કહે છે** – માર્કણ્ડેયજી આ પ્રમાણે શરણાગતભાવમાં તન્મય થઈ રહ્યા હતા, તે જ સમયે ભગવાન શંકર, ભગવતી પાર્વતીજી કેટલાક ગણોની સાથે નંદી પર બેસીને આકાશમાર્ગે વિચરણ કરતાં ત્યાં આવ્યાં અને માર્કણ્ડેયજીને તે જ અવસ્થામાં જોયા. ॥ ૩ ॥

અથોમા તમૃષિં વીક્ષ્ય ગિરિશં સમભાષત ।
પશ્યેમં ભગવન્ વિપ્રં નિભૃતાત્મેન્દ્રિયાશયમ્ ॥ ૪॥

જ્યારે ભગવતી પાર્વતીજીએ માર્કણ્ડેયજીને ધ્યાનાવસ્થામાં જોયા, ત્યારે તેમનું હૃદય વાત્સલ્યભાવથી ઊભરાઈ ગયું. તેમણે ભગવાન શંકરને કહ્યું – 'ભગવન્! જરા આ બ્રાહ્મણદેવ તરફ તો જુઓ! જેમ તોફાન શાંત થયા પછી સમુદ્રની લહેરો અને માછલીઓ શાંત થઈ જાય છે અને સમુદ્ર

૧. અન્તર્દધે ચ સદ્યોઽસૌ યથે૦ । ૨. માર્કણ્ડેયોપાખ્યાને નવ૦ । ૩. ઋષિરુવાચ । ૪. કાલકાશયા । ૫. તમિત્થં ।

નિભૃતોદઝષવ્રાતં વાતાપાયે યથાર્ણવમ્ ।
કુર્વસ્ય તપસઃ સાક્ષાત્ સંસિદ્ધિં સિદ્ધિદો ભવાન્ ॥ ૫॥

ગંભીર થઈ જાય છે, તે જ પ્રમાણે આ બ્રાહ્મણદેવનું શરીર, ઈન્દ્રિયો અને અંતઃકરણ શાંત થઈ રહ્યું છે. સમસ્ત સિદ્ધિઓના દાતા આપ જ છો. તેથી કૃપા કરીને આપ આ બ્રાહ્મણદેવની તપસ્યાનું પ્રત્યક્ષ ફળ આપો. ॥ ૪-૫ ॥

*શ્રીભગવાનુવાચ*

નૈવેચ્છત્યાશિષઃ ક્વાપિ બ્રહ્મર્ષિર્મોક્ષમપ્યુત ।
ભક્તિં પરાં ભગવતિ લબ્ધવાન્ પુરુષેઽવ્યયે ॥ ૬॥

**ભગવાન શંકરે કહ્યું** – દેવી! આ બ્રહ્મર્ષિ આ લોક કે પરલોકની કોઈ વસ્તુ ઈચ્છતા નથી. બીજું તો શું, એમના મનમાં ક્યારેય મોક્ષની ઈચ્છા પણ થતી નથી. એનું કારણ એ છે કે, ઘટ-ઘટવાસી અવિનાશી ભગવાનના ચરણકમળોમાં એમને પરમભક્તિ પ્રાપ્ત થઈ ચૂકી છે. ॥ ૬ ॥ દેવી! જો કે એમને આપણી કોઈ જરૂર નથી, તેમ છતાં હું એમની સાથે વાતચીત કરીશ, કેમકે, આ મહાત્મા પુરુષ છે. જીવમાત્ર માટે સૌથી મોટા લાભની વાત એ જ છે કે, સંત પુરુષોનો સમાગમ પ્રાપ્ત થાય. ॥ ૭ ॥

અથાપિ સંવદિષ્યામો ભવાન્યેતેન સાધુના ।
અયં હિ પરમો લાભો નૃણાં સાધુસમાગમઃ ॥ ૭॥

*સૂત ઉવાચ*

ઈત્યુક્ત્વા તમુપેયાય ભગવાન્ સ સતાં ગતિઃ ।
ઈશાનઃ સર્વવિદ્યાનામીશ્વરઃ સર્વદેહિનામ્ ॥ ૮॥

**સૂતજી કહે છે** – શૌનકજી! ભગવાન શંકર સમસ્ત વિદ્યાઓના પ્રવર્તક અને સર્વ પ્રાણીઓના હૃદયમાં વિરાજમાન અંતર્યામી પ્રભુ છે. જગતના જેટલા પણ સંતો છે, તેમના એકમાત્ર આશ્રય અને આદર્શ પણ તે જ છે. ભગવતી પાર્વતીને આ પ્રમાણે કહીને ભગવાન શંકર માર્કણ્ડેયમુનિ પાસે ગયા. ॥ ૮ ॥ તે સમયે માર્કણ્ડેયમુનિની સઘળી મનોવૃત્તિઓ ભગવદ્‌ભાવમાં તન્મય હતી. તેમને તેમના શરીરનું કે જગતનું કોઈ જ ભાન ન હતું. તેથી તે સમયે તેઓ એ પણ જાણી ન શક્યા કે મારી સામે સમગ્ર વિશ્વના આત્મા સ્વયં ભગવાન ગૌરી-શંકર પધારેલા છે. ॥ ૯ ॥ શૌનકજી! સર્વશક્તિમાન ભગવાન કૈલાસપતિથી એ વાત છાની ન રહી કે, માર્કણ્ડેયમુનિ અત્યારે કઈ અવસ્થામાં છે. તેથી જેમ વાયુ અવકાશના સ્થાનમાં અનાયાસે જ પ્રવેશી જાય છે તે જ પ્રમાણે તેઓ પોતાની યોગમાયાથી માર્કણ્ડેયમુનિના હૃદયાકાશમાં પ્રવેશી ગયા. ॥ ૧૦ ॥ માર્કણ્ડેયમુનિએ જોયું કે તેમના હૃદયમાં તો ભગવાન શંકરનાં દર્શન થઈ રહ્યાં છે. શંકરના મસ્તક પર વીજળી જેવી પીળી-પીળી ચમકદાર જટાઓ શોભી રહી છે. ત્રણ નેત્ર છે અને દસ ભુજાઓ છે. શરીરે ઊંચા, ઉદય પામતા સૂર્ય જેવા તેજસ્વી, વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્ર અને ત્રિશૂળ, ખટ્વાંગ, ઢાલ, અક્ષમાળા, ડમરુ, ખપ્પર, તલવાર તેમ જ ધનુષ્ય ધારણ કરેલાં છે. ॥ ૧૨ ॥ માર્કણ્ડેયમુનિ પોતાના હૃદયમાં અકસ્માત ભગવાન શંકરનું આ મનોહર રૂપ જોઈને વિસ્મિત થઈ ગયા. 'આ શું છે? આ સ્વરૂપ ક્યાંથી આવ્યું?' આ પ્રકારની વૃત્તિઓનો ઉદય થતાં તેમણે પોતાની સમાધિ ત્યજી દીધી. ॥ ૧૩ ॥

તયોરાગમનં સાક્ષાદીશયોર્જગદાત્મનોઃ ।
ન વેદ રુદ્ધધીવૃત્તિરાત્માનં વિશ્વમેવ ચ ॥ ૯॥

ભગવાંસ્તદભિજ્ઞાય ગિરીશો યોગમાયયા ।
આવિશત્તદ્‌ગુહાકાશં વાયુશ્છિદ્રમિવેશ્વરઃ ॥ ૧૦॥

આત્મન્યપિ શિવં પ્રાપ્તં તડિત્પિઙ્ગજટાધરમ્ ।
ત્ર્યક્ષં[1] દશભુજં પ્રાંશુમુદ્યન્તમિવ ભાસ્કરમ્ ॥ ૧૧॥

વ્યાઘ્રચર્મામ્બરધરં શૂલખટ્વાઙ્ગચર્મભિઃ[2] ।
અક્ષમાલાડમરુકકપાલાસિધનુઃ સહ ॥ ૧૨॥

બિભ્રાણં સહસા ભાતં વિચક્ષ્ય હૃદિ વિસ્મિતઃ ।
કિમિદં કુત એવેતિ સમાધેર્વિરતો મુનિઃ ॥ ૧૩॥

૧. ત્ર્યક્ષમષ્ટભુજં । ૨. ૦ખટ્વાઙ્ગતોમરૈઃ ।

નેત્રે ઉન્મીલ્ય દદર્શે સગણં સોમયાઽઽગતમ્ ।
રુદ્રં ત્રિલોકૈકગુરું[1] નનામ શિરસા મુનિઃ ॥ ૧૪॥

જ્યારે તેમણે આંખો ખોલી, ત્યારે જોયું કે ત્રણે લોકના એકમાત્ર ગુરુ ભગવાન શંકર શ્રીપાર્વતીજી તથા પોતાના ગણોની સાથે પધાર્યા છે. તેમણે તેમના ચરણોમાં મસ્તક ટેકવી પ્રણામ કર્યા. ॥ ૧૪ ॥

તસ્મૈ[2] સપર્યાં વ્યદધાત્ સગણાય સહોમયા ।
સ્વાગતાસનપાદ્યાર્ઘ્યગન્ધસ્રગ્ધૂપદીપકૈઃ ॥ ૧૫॥

ત્યાર પછી માર્કણ્ડેયમુનિએ સ્વાગત, આસન, પાદ્ય, અર્ઘ્ય, ગન્ધ, પુષ્પમાળા, ધૂપ અને દીપ વગેરે ઉપચારોથી ભગવાન શંકર, ભગવતી પાર્વતીજી અને તેમના ગણોની પૂજા કરી. ॥ ૧૫ ॥

આહ ચાત્માનુભાવેન પૂર્ણકામસ્ય તે વિભો ।
કરવામ કિમીશાન યેનેદં નિર્વૃતં જગત્ ॥ ૧૬॥

ત્યારબાદ માર્કણ્ડેયમુનિ તેમને કહેવા લાગ્યા – 'સર્વવ્યાપક અને સર્વશક્તિમાન પ્રભુ! આપશ્રી તો આપના સ્વરૂપથી જ, આપના પ્રભાવથી જ પરિપૂર્ણ છો. હે સર્વત્ર વિરાજમાન પ્રભુ! આપનાથી જ આ સમગ્ર વિશ્વ સુખ-શાંતિને પ્રાપ્ત થઈ રહ્યું છે, એવી સ્થિતિમાં હું આપની શી સેવા કરું? ॥ ૧૬ ॥

નમઃ શિવાય શાન્તાય[3] સત્ત્વાય પ્રમૃડાય ચ ।
રજોજુષેઽપ્યઘોરાય[4] નમસ્તુભ્યં તમોજુષે ॥ ૧૭॥

હું આપના ત્રિગુણાતીત સદાશિવ રૂપને અને સત્ત્વગુણથી યુક્ત શાંત સ્વરૂપને નમસ્કાર કરું છું. હું આપના રજોગુણયુક્ત સર્વપ્રવર્તક સ્વરૂપ અને તમોગુણયુક્ત અઘોર રૂપને નમસ્કાર કરું છું.' ॥ ૧૭ ॥

*સૂત ઉવાચ*

એવં સ્તુતઃ સ ભગવાનાદિદેવઃ[5] સતાં ગતિઃ ।
પરિતુષ્ટઃ[6] પ્રસન્નાત્મા પ્રહસંસ્તમભાષત ॥ ૧૮॥

સૂતજી કહે છે – શૌનકજી! જ્યારે માર્કણ્ડેયમુનિએ સંતોના પરમ આશ્રય દેવાધિદેવ ભગવાન શંકરની આ પ્રમાણે સ્તુતિ કરી, ત્યારે તેઓ તેમના પર અત્યંત સંતુષ્ટ થયા અને બહુ આનંદપૂર્વક કહેવા લાગ્યા. ॥ ૧૮ ॥

*શ્રીભગવાનુવાચ[7]*

વરં વૃણીષ્વ નઃ કામં વરદેશા વયં ત્રયઃ ।
અમોઘં દર્શનં યેષાં મર્ત્યો યદ્ વિન્દતેઽમૃતમ્ ॥ ૧૯॥

ભગવાન શંકરે કહ્યું – માર્કણ્ડેયજી! બ્રહ્મા, વિષ્ણુ તથા હું – અમે ત્રણે વરદાન આપનારાઓના ઈશ્વર છીએ, અમારાં દર્શન ક્યારેય વ્યર્થ જતાં નથી. અમારી પ્રાપ્તિ થતાં મર્ત્ય – મરણધર્મા મનુષ્ય પણ અમૃત-મોક્ષને પ્રાપ્ત થાય છે. તેથી તમારી જે ઇચ્છા હોય તે વરદાન માંગી લો. ॥ ૧૯ ॥

બ્રાહ્મણાઃ સાધવઃ શાન્તા નિઃસઙ્ગા ભૂતવત્સલાઃ ।
એકાન્તભક્તા અસ્માસુ નિર્વૈરાઃ સમદર્શિનઃ ॥ ૨૦॥

બ્રાહ્મણો સ્વભાવથી જ પરોપકારી, શાંતચિત્ત અને અનાસક્ત હોય છે. તેઓ કોઈની સાથે વેરભાવ રાખતા નથી અને સમદર્શી હોવા છતાં પણ પ્રાણીઓનું કષ્ટ જોઈને તેના નિવારણ માટે હૃદયપૂર્વક લાગી જાય છે. તેમની સહુથી મોટી વિશેષતા એ હોય છે કે, તે અમારા અનન્ય પ્રેમી અને ભક્ત હોય છે. ॥ ૨૦ ॥

સલોકા લોકપાલાસ્તાન્[8] વન્દન્ત્યર્ચન્ત્યુપાસતે ।
અહં ચ ભગવાન્ બ્રહ્મા સ્વયં ચ હરિરીશ્વરઃ ॥ ૨૧॥

બધા લોકો અને લોકપાલો આવા બ્રાહ્મણોની વંદના, પૂજા અને ઉપાસના કરે છે. માત્ર તેઓ જ નહિ, હું, બ્રહ્માજી અને સ્વયં સાક્ષાત્ ઈશ્વર વિષ્ણુ પણ તેમની સેવા કરીએ છીએ. ॥ ૨૧ ॥

ન તે મય્યચ્યુતેઽજે ચ ભિદામણ્વપિ ચક્ષતે ।
નાત્મનશ્ચ જનસ્યાપિ તદ્ યુષ્માન્ વયમીમહિ ॥ ૨૨॥

આવા શાંત મહાપુરુષ મારામાં, વિષ્ણુ ભગવાનમાં, બ્રહ્માજીમાં, પોતાનામાં અને જીવમાત્રમાં અણુમાત્રનો પણ ભેદભાવ જોતા નથી. સદા-સર્વદા, સર્વત્ર અને સર્વથા એકરસ આત્માનાં જ દર્શન કરે છે. તેથી અમે તમારા જેવા મહાત્માઓની સ્તુતિ અને સેવા કરીએ છીએ. ॥ ૨૨ ॥

૧. વિલોકયૈક૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'તસ્મૈ……સહોમયા' આ શ્લોકાર્ધના સ્થાને 'વિમુચ્યાત્મસમાધાનં તપસા નિયમૈર્યમૈઃ' આવો પાઠ છે. આ સિવાય વર્તમાન પ્રતમાં જે ૨૫મી સંખ્યાનો 'શ્રવણાદ્ દર્શના……કિમુ સમ્ભાષણાદિભિઃ' શ્લોક છે, એને ત્યાં ન વાંચતાં અહીં જ ('વિમુચ્યા……યમૈઃ' એના પછી) વાંચવામાં આવ્યો છે. ત્યાર પછી 'સ્વાગતાસન……' વગેરે શ્લોકોનો પાઠ છે. ૩. દેવાય નિત્યાય પ્રમૃડાય । ૪. રજોજુષે ચ ઘોરાય । ૫. ભગવાન્મહાદેવઃ । ૬. પ્રાચીન પ્રતમાં 'પરિતુષ્ટઃ……ભાષત ।' એ શ્લોકાર્ધના સ્થાને 'ઉવાચ……પરવચો દેવદેવો મહેશ્વર ।' આવો પાઠ છે. ૭. શ્રીમહાદેવ ઉવાચ । ૮. લોકપાલાશ્ચ ન મા વિન્દન્ત્યુપાસિતુમ્ ।

ન હ્યમ્મયાનિ તીર્થાનિ ન દેવાશ્ચેતનોજ્ઝિતાઃ ।
તે પુનન્ત્યુરુકાલેન યૂયં દર્શનમાત્રતઃ ॥ ૨૩॥

બ્રાહ્મણેભ્યો નમસ્યામો યેઽસ્મદ્રૂપં ત્રયીમયમ્ ।
બિભ્રત્યાત્મસમાધાનતપઃસ્વાધ્યાયસંયમૈઃ ॥ ૨૪॥

શ્રવણાદ્ દર્શનાદ્ વાપિ મહાપાતકિનોઽપિ વઃ ।
શુધ્યેરન્નન્ત્યજાશ્ચાપિ કિમુ સમ્ભાષણાદિભિઃ ॥ ૨૫॥

સૂત ઉવાચ

ઇતિ ચન્દ્રલલામસ્ય ધર્મગુહ્યોપબૃંહિતમ્ ।
વચોઽમૃતાયનમૃષિર્નાતૃપ્યત્ કર્ણયોઃ પિબન્ ॥ ૨૬॥

સ ચિરં માયયા વિષ્ણોર્ભ્રામિતઃ કર્શિતો[1] ભૃશમ્ ।
શિવવાગમૃતધ્વસ્તક્લેશપુઞ્જસ્તમબ્રવીત્ ॥ ૨૭॥

ઋષિરુવાચ

અહો ઈશ્વરલીલેયં[2] દુર્વિભાવ્યા શરીરિણામ્ ।
યન્નમન્તીશિતવ્યાનિ સ્તુવન્તિ જગદીશ્વરાઃ ॥ ૨૮॥

ધર્મં ગ્રાહયિતું પ્રાયઃ પ્રવક્તારશ્ચ દેહિનામ્ ।
આચરન્ત્યનુમોદન્તે ક્રિયમાણં સ્તુવન્તિ ચ ॥ ૨૯॥

નૈતાવતા ભગવતઃ સ્વમાયામયવૃત્તિભિઃ ।
ન દુષ્યેતાનુભાવસ્તૈર્માયિનઃ[3] કુહકં યથા ॥ ૩૦॥

સૃષ્ટ્વેદં મનસા વિશ્વમાત્મનાનુપ્રવિશ્ય યઃ ।
ગુણૈઃ કુર્વદ્ભિરાભાતિ કર્તેવ સ્વપ્નદૃગ્ યથા ॥ ૩૧॥

માર્કણ્ડેયજી! માત્ર જળમય તીર્થો જ તીર્થ નથી હોતાં તથા માત્ર જડ મૂર્તિઓ જ દેવતા નથી હોતી. સર્વોપરિ તીર્થ અને દેવતા તો તમારા જેવા સંતો છે; કેમકે, તે તીર્થો અને દેવતાઓ તો લાંબા ગાળાની આરાધના પછી પવિત્ર કરે છે, પરંતુ તમે લોકો તો દર્શનથી જ પવિત્ર કરી દો છો. ॥ ૨૩ ॥ અમે લોકો તો બ્રાહ્મણોને જ નમસ્કાર કરીએ છીએ; કારણ કે, તેઓ ચિત્તની એકાગ્રતા, તપસ્યા, સ્વાધ્યાય, ધારણા, ધ્યાન અને સમાધિ દ્વારા અમારા વેદમય સ્વરૂપને હૃદયમાં ધારણ કરે છે. ॥ ૨૪ ॥ માર્કણ્ડેયજી! મહાન પાપીઓ અને અંત્યજો પણ તમારા જેવા મહાપુરુષોના ચરિત્ર-શ્રવણ અને દર્શનથી જ શુદ્ધ થઈ જાય છે. પછી તે લોકો તમારા સહવાસથી કે સંભાષણથી પવિત્ર થઈ જાય, એમાં તો કહેવાનું જ શું હોય! ॥ ૨૫ ॥

**સૂતજી કહે છે** — શૌનકાદિ ઋષિઓ! ચન્દ્રભૂષણ ભગવાન શંકરની એક-એક વાત ધર્મના ગુપ્તતમ રહસ્યથી પરિપૂર્ણ હતી. તેમના એક-એક અક્ષરમાં અમૃતનો સમુદ્ર છલકાતો હતો. માર્કણ્ડેયમુનિ પોતાના કાનો દ્વારા પૂરી તન્મયતા સાથે તેનું પાન કરતા રહ્યા, પરંતુ તેમને તૃપ્તિ ન થઈ. ॥ ૨૬ ॥ તેઓ લાંબાકાળથી વિષ્ણુભગવાનની માયાથી પુષ્કળ ક્લેશ પામેલા હોવાથી બહુ થાકી પણ ગયા હતા. ભગવાન શિવજીની કલ્યાણપ્રદ વાણીનું અમૃતપાન કરવાથી તેમનાં બધાં દુઃખો નષ્ટ થઈ ગયાં. તેમણે ભગવાન શંકરને આ પ્રમાણે કહ્યું - ॥ ૨૭ ॥

**માર્કણ્ડેયજીએ કહ્યું** — ખરેખર, સર્વશક્તિમાન ભગવાનની આ લીલા તમામ મનુષ્યોના માટે ન સમજી શકાય તેવી છે. જુઓ તો ખરા! આ સંપૂર્ણ જગતના ઈશ્વર હોવા છતાં પણ પોતાને આધીન રહેવાવાળા મારા જેવા જીવોની સ્તુતિ-વંદના કરે છે. ॥ ૨૮ ॥ ધર્મના પ્રવચનકારો પ્રાયઃ મનુષ્યોને ધર્મનું રહસ્ય અને સ્વરૂપ સમજાવવા માટે તેનું આચરણ અને અનુમોદન કરે છે તથા કોઈ ધર્મનું આચરણ કરે છે, તો તેની પ્રશંસા પણ કરે છે. ॥ ૨૯ ॥ જેમ જાદુગર અનેક પ્રકારના ખેલ દેખાડે છે, પરંતુ તે ખેલથી તે સ્વયં પ્રભાવિત થતો નથી, તે જ પ્રમાણે આપ પોતાની સ્વજનમોહિની માયાની વૃત્તિઓનો સ્વીકાર કરીને કોઈની વન્દના-સ્તુતિ વગેરે કરો છો, તો માત્ર આમ કરવાથી આપનો મહિમા સ્હેજ પણ ઘટતો નથી. ॥ ૩૦ ॥ આપે સ્વપ્નદ્રષ્ટાની જેમ પોતાના મનથી જ સંપૂર્ણ વિશ્વની રચના કરી છે અને એમાં સ્વયં પ્રવેશ કરીને કર્તા ન હોવા છતાં પણ આપ કર્મ કરવાવાળા ગુણો દ્વારા કર્તા જેવા પ્રતીત થાઓ છો. ॥ ૩૧ ॥

૧. કૃશિતો । ૨. ઈશ્વરચર્યેયં । ૩. ર્માયિનાં ।

તસ્મૈ નમો ભગવતે ત્રિગુણાય ગુણાત્મને ।
કેવલાયાદ્વિતીયાય ગુરવે બ્રહ્મમૂર્તયે ॥ ૩૨॥

કં વૃણે નુ પરં ભૂમન્ વરં ત્વદ્ વરદર્શનાત્ ।
યદ્દર્શનાત્ પૂર્ણકામઃ સત્યકામઃ[1] પુમાન્ ભવેત્ ॥ ૩૩॥

વરમેકં વૃણેઽથાપિ પૂર્ણાત્ કામાભિવર્ષણાત્ ।
ભગવત્યચ્યુતાં ભક્તિં તત્પરેષુ તથા ત્વયિ ॥ ૩૪॥

સૂત ઉવાચ

ઇત્યર્ચિતોઽભિષ્ટુતશ્ચ મુનિના સૂક્તયા ગિરા ।
તમાહ ભગવાઞ્છર્વઃ શર્વયા ચાભિનન્દિતઃ[2] ॥ ૩૫॥

કામો મહર્ષે સર્વોઽયં ભક્તિમાંસ્ત્વમધોક્ષજે ।
આકલ્પાન્તાદ્ યશઃ પુણ્યમજરામરતા તથા ॥ ૩૬॥

જ્ઞાનં ત્રૈકાલિકં[3] બ્રહ્મન્ વિજ્ઞાનં ચ વિરક્તિમત્ ।
બ્રહ્મવર્ચસ્વિનો ભૂયાત્ પુરાણાચાર્યતાસ્તુ તે ॥ ૩૭॥

સૂત ઉવાચ

એવં વરાન્ સ મુનયે દત્ત્વાઽગાત્ત્ર્યક્ષ[4] ઈશ્વરઃ ।
દેવ્યૈ તત્કર્મ કથયન્નનુભૂતં પુરાઽમુના ॥ ૩૮॥

સોઽપ્યવાપ્તમહાયોગમહિમા ભાર્ગવોત્તમઃ ।
વિચરત્યધુનાપ્યદ્ધા હરાવેકાન્તતાં[5] ગતઃ ॥ ૩૯॥

અનુવર્ણિતમેતત્તે માર્કણ્ડેયસ્ય ધીમતઃ ।
અનુભૂતં ભગવતો માયાવૈભવમદ્ભુતમ્ ॥ ૪૦॥

એતત્ કેચિદવિદ્વાંસો માયાસંસૃતિમાત્મનઃ ।
અનાદ્યાવર્તિતં નૃણાં કાદાચિત્કં પ્રચક્ષતે ॥ ૪૧॥

ભગવન્! ત્રિગુણસ્વરૂપ હોવા છતાં પણ ત્રણે ગુણોથી પર કૈવલ્યસ્વરૂપ, અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ અને ગુરુરૂપ આપને હું નમસ્કાર કરું છું. ॥ ૩૨ ॥ હે અનંત! આપના શ્રેષ્ઠ દર્શનથી વધીને એવી બીજી કઈ વસ્તુ છે, જેને હું વરદાનના રૂપમાં માંગુ? મનુષ્ય આપનાં દર્શનથી જ પૂર્ણકામ અને સત્યસંકલ્પ બની જાય છે. ॥ ૩૩ ॥ આપ સ્વયં તો પૂર્ણ છો જ, પોતાના ભક્તોને પણ સમસ્ત કામનાઓથી પૂર્ણ કરવાવાળા છો. તેથી હું આપનાં દર્શન કરવા છતાં એક બીજું વરદાન માગું છું. તે એ છે કે, ભગવાનમાં, તેમના શરણાગત ભક્તોમાં અને આપમાં મારી અવિચલ ભક્તિ હર-હંમેશ બની રહો. ॥ ૩૪ ॥

સૂતજી કહે છે – શૌનકજી! જ્યારે માર્કણ્ડેયમુનિએ સુમધુર વાણીથી આ પ્રમાણે ભગવાન શંકરની સ્તુતિ અને પૂજા કરી, ત્યારે ભગવાન શંકરે ભગવતી પાર્વતીની ઇચ્છાથી આ વાત કરી - ॥ ૩૫ ॥ મહર્ષિ! તમારી સર્વ કામનાઓ પૂરી થાઓ. ઇન્દ્રિયાતીત પરમાત્મામાં તમારી અનન્ય ભક્તિ સદા-સર્વદા બની રહો. કલ્પપર્યન્ત તમારો પવિત્ર યશ ફેલાય અને તમે કલ્પજીવી અજર-અમર બનો. ॥ ૩૬ ॥ બ્રહ્મન્! તમારું બ્રહ્મતેજ તો અખંડ રહેશે જ. તમને ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું (ત્રણે કાળનું) જ્ઞાન અને વૈરાગ્યયુક્ત સ્વરૂપ-સ્થિતિ પ્રાપ્ત થાઓ, તેમજ પુરાણોનું આચાર્યપદ પ્રાપ્ત થાઓ. ॥ ૩૭ ॥

સૂતજી કહે છે – શૌનકજી! આ પ્રમાણે ત્રિલોચન ભગવાન શંકર માર્કણ્ડેયમુનિને વરદાન આપીને તેમની તપસ્યા અને તેમના પ્રલય-સંબંધી અનુભવો ભગવતી પાર્વતી સમક્ષ વર્ણન કરતા રહીને ત્યાંથી વિદાય થઈ ગયા. ॥ ૩૮ ॥ ભૃગુવંશશિરોમણિ માર્કણ્ડેયમુનિને તેમના મહાયોગનું પરમફળ પ્રાપ્ત થઈ ગયું. તેઓ ભગવાનના અનન્ય પ્રેમી થઈ ગયા. હજી (વર્તમાનમાં) પણ તેઓ ભક્તિભાવથી પૂર્ણ હૃદયથી પૃથ્વી પર વિચરણ કર્યા કરે છે. ॥ ૩૯ ॥ પરમજ્ઞાનસમ્પન્ન માર્કણ્ડેયમુનિની યોગમાયાથી જે અદ્ભુત લીલાનો અનુભવ કર્યો હતો તે મેં તમને સંભળાવ્યો. ॥ ૪૦ ॥ શૌનકજી! આ જે માર્કણ્ડેયજીએ અનેક કલ્પોનો – સૃષ્ટિ-પ્રલયોનો અનુભવ કર્યો, તે ભગવાનની માયાનો જ વૈભવ હતો અને તેમના માટે જ હતો, સર્વ-સાધારણ (અન્ય લોકો) માટે ન હતો. કેટલાક આ માયાની રચના ન જાણીને અનાદિકાળથી વારંવાર થનારો સૃષ્ટિ-પ્રલય જ ગણાવે છે. (તેથી તમારે એવી શંકા ન કરવી જોઈએ કે આ જ કલ્પના અમારા પૂર્વજ માર્કણ્ડેયજીનું આયુષ્ય આટલું દીર્ઘ કઈ રીતે થઈ ગયું?) ॥ ૪૧ ॥

૧. સદ્યો દેવઃ । ૨. ૦વન્દિતઃ । ૩. ત્રિકાલિકં । ૦યાત્ત્ર્યક્ષ । ૫. ૦કાન્તિતાં ।

ય એવમેતદ્ ભૃગુવર્ય વર્ણિતં
રથાઙ્ગપાણેરનુભાવભાવિતમ્ ।
સંશ્રાવયેત્[1] સંશૃણુયાદુ તાવુભૌ
તયોર્ન કર્માશયસંસૃતિર્ભવેત્ ॥ ૪૨॥

ભૃગુવંશમાં શ્રેષ્ઠ શૌનકજી! મેં તમને આ જે માર્કણ્ડેયજીનું ચરિત્ર સંભળાવ્યું તે ભગવાન ચક્રપાણિના પ્રભાવ અને મહિમાથી ભરપૂર છે. જે મનુષ્ય આ ચરિત્રનું શ્રવણ અને કીર્તન કરે છે, તેઓ કર્મ-વાસનાઓને કારણે પ્રાપ્ત થનારા આવાગમનના ચક્કરમાંથી હંમેશને માટે મુક્ત થઈ જાય છે. ॥ ૪૨ ॥

═★═

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

બારમા સ્કંધ-અંતર્ગત દસમો અધ્યાય સમાપ્ત.

═★═

# અગિયારમો અધ્યાય

## ભગવાનનાં અંગો, ઉપાંગો અને આયુધોનું રહસ્ય તથા વિભિન્ન સૂર્યગણોનું વર્ણન

*શૌનક ઉવાચ*

અથેમમર્થં પૃચ્છામો ભવન્તં બહુવિત્તમમ્ ।
સમસ્તતન્ત્રરાદ્ધાન્તે ભવાન્ ભાગવતતત્ત્વવિત્ ॥ ૧॥

તાન્ત્રિકાઃ પરિચર્યાયાં કેવલસ્ય શ્રિયઃ પતેઃ ।
અઙ્ગોપાઙ્ગાયુધાકલ્પં કલ્પયન્તિ યથા[2] ચ યૈઃ ॥ ૨॥

તન્નો વર્ણય ભદ્રં તે ક્રિયાયોગં બુભુત્સતામ્ ।
યેન ક્રિયાનૈપુણેન મર્ત્યો યાયાદમર્ત્યતામ્ ॥ ૩॥

**શૌનકજીએ કહ્યું** – સૂતજી! તમે ભગવાનના પરમભક્ત અને બહુશ્રુતોમાં શ્રેષ્ઠ છો. અમે લોકો સઘળાં શાસ્ત્રોના સિદ્ધાંત વિશે આપને એક વિશેષ પ્રશ્ન પૂછવા ઇચ્છીએ છીએ, કેમકે, તમે તેના મર્મજ્ઞ છો. ॥ ૧ ॥ અમે લોકો ક્રિયાયોગનું અર્થાત્ ભગવાનની પૂજાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ; કેમકે, તેનું સાવધાનીપૂર્વક યથાયોગ્ય આચરણ કરવાથી મરણશીલ મનુષ્ય અમરત્વને પ્રાપ્ત થઈ જાય છે. તેથી અમારે એ જાણવું છે કે, પાઞ્ચરાત્ર વગેરે વિધિ જાણવાવાળા લોકો માત્ર કૈવલ્યસ્વરૂપ લક્ષ્મીપતિ ભગવાનની આરાધના કરે છે ત્યારે કયાં-કયાં તત્ત્વોથી તેમના ચરણાદિ અંગો, ગરુડાદિ ઉપાંગો, સુદર્શનાદિ આયુધો અને કૌસ્તુભાદિ આભૂષણોની કલ્પના કરે છે? ભગવાન! આપનું કલ્યાણ કરે. ॥ ૨-૩ ॥

*સૂત ઉવાચ*

નમસ્કૃત્ય ગુરૂન્ વક્ષ્યે વિભૂતીર્વૈષ્ણવીરપિ ।
યાઃ[3] પ્રોક્તા વેદતન્ત્રાભ્યામાચાર્યૈઃ પદ્મજાદિભિઃ ॥ ૪॥

માયાદ્યૈર્નવભિસ્તત્ત્વૈઃ સ વિકારમયો વિરાટ્ ।
નિર્મિતો દૃશ્યતે યત્ર સચિત્કે ભુવનત્રયમ્ ॥ ૫॥

એતદ્ વૈ પૌરુષં રૂપં ભૂઃ પાદૌ દ્યૌઃ શિરો નભઃ ।
નાભિઃ સૂર્યોઽક્ષિણી નાસે વાયુઃ કર્ણૌ દિશઃ પ્રભોઃ ॥ ૬॥

**સૂતજીએ કહ્યું** – શૌનકજી! બ્રહ્મા વગેરે આચાર્યોએ, વેદોએ અને પાઞ્ચરાત્ર વગેરેમાં વિષ્ણુ ભગવાનની જે-જે વિભૂતિઓનું વર્ણન કર્યું છે, હું શ્રીગુરુદેવના ચરણોમાં નમસ્કાર કરીને તે તમને સંભળાવું છું. ॥ ૪ ॥ ભગવાનનું જે વિરાટસ્વરૂપ છે તેમાં ચૈતન્યનો પ્રવેશ થાય ત્યારે આ ત્રણે લોક તેમાં દેખાય છે. તે (વિરાટરૂપ) પ્રકૃતિ સૂત્રાત્મા, મહત્તત્ત્વ, અહંકાર અને પંચતન્માત્રાઓ – આ નવ તત્ત્વો સાથે અગિયાર ઇન્દ્રિયો તથા પાંચ મહાભૂત-આ સોળ વિકારોથી બનેલું છે. ॥ ૫ ॥ આ ભગવાનનું જ પુરુષરૂપ છે. પૃથ્વી તેના ચરણ છે, સ્વર્ગ મસ્તક છે, અંતરિક્ષ નાભિ છે, સૂર્ય નેત્ર છે, વાયુ નાસિકા છે અને દિશાઓ કાન છે. ॥ ૬ ॥

૧. યઃ શ્રાવયેત્ । ૨. તથૈવ યૈ । ૩. યા વેદતન્ત્રાભ્યાં પ્રોક્તા આચાર્યૈઃ ।

પ્રજાપતિઃ પ્રજનનમપાનો મૃત્યુરીશિતુઃ ।
તદ્બાહવો લોકપાલા મનશ્ચન્દ્રો ભ્રુવૌ યમઃ ॥ ૭॥

લજ્જોત્તરોઽધરો લોભો દન્તા જ્યોત્સ્ના સ્મયો ભ્રમઃ ।
રોમાણિ ભૂરુહા ભૂમ્નો મેઘાઃ પુરુષમૂર્ધજાઃ ॥ ૮॥

યાવાનયં વૈ[1] પુરુષો યાવત્યા સંસ્થયા મિતઃ ।
તાવાનસાવપિ મહાપુરુષો લોકસંસ્થયા ॥ ૯॥

કૌસ્તુભવ્યપદેશેન સ્વાત્મજ્યોતિર્બિભર્ત્યજઃ ।
તત્પ્રભા વ્યાપિની સાક્ષાત્ શ્રીવત્સમુરસા વિભુઃ ॥ ૧૦॥

સ્વમાયાં વનમાલાખ્યાં નાનાગુણમયીં દધત્ ।
વાસશ્છન્દોમયં પીતં બ્રહ્મસૂત્રં ત્રિવૃત્ સ્વરમ્ ॥ ૧૧॥

બિભર્તિ સાઙ્ખ્યં યોગં ચ દેવો[2] મકરકુણ્ડલે ।
મૌલિં પદં પારમેષ્ઠ્યં સર્વલોકાભયઙ્કરમ્[3] ॥ ૧૨॥

અવ્યાકૃતમનન્તાખ્યમાસનં યદધિષ્ઠિતઃ ।
ધર્મજ્ઞાનાદિભિર્યુક્તં સત્ત્વં પદ્મમિહોચ્યતે ॥ ૧૩॥

ઓજઃસહોબલયુતં મુખ્યતત્ત્વં[4] ગદાં દધત્ ।
અપાં તત્ત્વં દરવરં તેજસ્તત્ત્વં સુદર્શનમ્ ॥ ૧૪॥

નભોનિભં નભસ્તત્ત્વમસિં ચર્મ તમોમયમ્ ।
કાલરૂપં ધનુઃ શાર્ઙ્ગં તથા કર્મમયેષુધિમ્ ॥ ૧૫॥

ઇન્દ્રિયાણિ શરાનાહુરાકૂતીરસ્ય સ્યન્દનમ્ ।
તન્માત્રાણ્યસ્યાભિવ્યક્તિં મુદ્રયાર્થક્રિયાત્મતામ્ ॥ ૧૬॥

મણ્ડલં દેવયજનં દીક્ષા સંસ્કાર આત્મનઃ ।
પરિચર્યા ભગવત આત્મનો દુરિતક્ષયઃ ॥ ૧૭॥

ભગવાન્ ભગશબ્દાર્થં લીલાકમલમુદ્વહન્ ।
ધર્મં યશશ્ચ ભગવાંશ્ચામરવ્યજનેઽભજત્ ॥ ૧૮॥

પ્રજાપતિ લિંગ છે, મૃત્યુ ગુદા છે, લોકપાલો તેમની ભુજાઓ છે, ચન્દ્રમા મન છે અને યમરાજ ભ્રૂકુટિ છે. ॥ ૭ ॥ ઉપરનો હોઠ લજ્જા છે, નીચેનો હોઠ લોભ છે, ચન્દ્રમાની ચાંદની તેમની દંતપંક્તિઓ છે અને ભ્રાન્તિ તેમનું હાસ્ય છે. વૃક્ષો તેમનાં રુવાડાં છે અને વાદળો તેમના મસ્તક પરના કેશ છે. ॥ ૮ ॥ શૌનકજી! જે રીતે આ વ્યષ્ટિ પુરુષ પોતાના માપથી સાત વેંતનો છે તે જ પ્રમાણે તે સમષ્ટિ પુરુષ પણ તેનામાં કલ્પેલા લોકો સહિત પોતાની સાત વેંતનો છે. ॥ ૯ ॥

ભગવાન સ્વયં અજન્મા છે. તેઓ કૌસ્તુભમણિના બહાને જીવચૈતન્યરૂપ આત્મજ્યોતિને અને તે કૌસ્તુભમણિની સર્વવ્યાપક કાન્તિને જ વક્ષઃસ્થળમાં શ્રીવત્સરૂપે ધારણ કરે છે. ॥ ૧૦ ॥ તેઓ પોતાની સત્ત્વ, રજ વગેરે ગુણોવાળી માયાને વનમાળાના રૂપમાં, છન્દોને પીતામ્બરના રૂપમાં તથા અ-ઉ-મ્-આ ત્રણ માત્રાવાળા પ્રણવને યજ્ઞોપવીતના રૂપમાં ધારણ કરે છે. ॥ ૧૧ ॥ દેવાધિદેવ ભગવાન સાંખ્ય અને યોગરૂપી મકરાકૃત કુંડળો તથા બધા લોકોને અભય કરનારા બ્રહ્મલોકને મુકુટના રૂપમાં ધારણ કરે છે. ॥ ૧૨ ॥ મૂલપ્રકૃતિ જ તેમની શેષશય્યા છે, જેના પર તેઓ બિરાજે છે અને ધર્મ-જ્ઞાન વગેરેથી યુક્ત સત્ત્વગુણ જ તેમની નાભિ છે. ॥ ૧૩ ॥ માનસિક સામર્થ્ય, ઇન્દ્રિયોની શક્તિ, શારીરિક શક્તિથી યુક્ત પ્રાણતત્ત્વરૂપી તેમની કૌમોદકી ગદા છે. તેઓ જલતત્ત્વરૂપી પાંચજન્ય શંખ અને તેજતત્ત્વરૂપી સુદર્શનચક્રને ધારણ કરે છે. ॥ ૧૪ ॥ આકાશ જેવું નિર્મળ તેમનું ખડ્ગ, તમોમય અજ્ઞાનરૂપી ઢાલ, કાલરૂપી શાર્ઙ્ગધનુષ્ય અને કર્મરૂપી તરકસ (ભાથો) ધારણ કરેલ છે. ॥ ૧૫ ॥ ઇન્દ્રિયોને જ ભગવાન બાણોના રૂપમાં ધારણ કરે છે, ક્રિયાશક્તિરૂપી મન તેમનો રથ છે, પાંચ તન્માત્રાઓ રથનો બહારનો ભાગ છે. અને વર, અભય વગેરે મુદ્રાઓ જે સ્વરૂપમાં ધારણ કરે છે તે ભગવાનની 'વરદાન' અને 'અભયદાન' મૂર્તિઓ કહેવાય છે. ॥ ૧૬ ॥ સૂર્યમંડળ અથવા અગ્નિમંડળ જ ભગવાનની પૂજાનું સ્થાન છે, અંતઃકરણની શુદ્ધિ જ મંત્રદીક્ષા છે અને પોતાનાં બધાં પાપોને નષ્ટ કરી દેવાં એ જ ભગવાનની પૂજા છે. ॥ ૧૭ ॥

બ્રાહ્મણો! સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય – આ છ પદાર્થોનું નામ જ લીલા-કમળ છે, જેને ભગવાન પોતાના શ્રીહસ્તમાં ધારણ કરે છે. ધર્મ અને યશ ક્રમશઃ ચામર અને પંખાના રૂપમાં છે. પોતાના નિર્ભય

૧. હિ । ૨. દિવ્યે । ૩. સર્વલોકનમસ્કૃતમ્ । ૪. મુખ્યં તત્ત્વં ।

આતપત્રં તુ વૈકુણ્ઠં દ્વિજા ધામાકુતોભયમ્ ।
ત્રિવૃદ્વેદઃ સુપર્ણાખ્યો યજ્ઞં વહતિ પૂરુષમ્ ॥ ૧૯॥

અનપાયિની ભગવતી શ્રીઃ સાક્ષાદાત્મનો હરેઃ ।
વિષ્વક્સેનસ્તન્ત્રમૂર્તિર્વિદિતઃ પાર્ષદાધિપઃ ।
નન્દાદયોઽષ્ટૌ દ્વાઃસ્થાશ્ચ તેઽણિમાદ્યા હરેર્ગુણાઃ ॥ ૨૦॥

વાસુદેવઃ સઙ્કર્ષણઃ પ્રદ્યુમ્નઃ પુરુષઃ સ્વયમ્ ।
અનિરુદ્ધ ઇતિ બ્રહ્મન્ મૂર્તિવ્યૂહોઽભિધીયતે ॥ ૨૧॥

સ વિશ્વસ્તૈજસઃ પ્રાજ્ઞસ્તુરીય ઇતિ વૃત્તિભિઃ ।
અર્થેન્દ્રિયાશયજ્ઞાનૈર્ભગવાન્ પરિભાવ્યતે ॥ ૨૨॥

અઙ્ગોપાઙ્ગાયુધાકલ્પૈર્ભગવાંસ્તચ્ચતુષ્ટયમ્ ।
બિભર્તિ સ્મ ચતુર્મૂર્તિર્ભગવાન્ હરિરીશ્વરઃ ॥ ૨૩॥

દ્વિજઋષભ સ એષ બ્રહ્મયોનિઃ સ્વયંદૃક્
સ્વમહિમપરિપૂર્ણો માયયા ચ[1] સ્વયૈતત્ ।
સૃજતિ હરતિ પાતીત્યાખ્યયાનાવૃતાક્ષો
વિવૃત ઇવ નિરુક્તસ્તત્પરૈરાત્મલભ્યઃ ॥ ૨૪॥

શ્રીકૃષ્ણ કૃષ્ણસખ વૃષ્ણ્યૃષભાવનિધ્રુ-
ગ્રાજન્યવંશદહનાનપવર્ગવીર્ય ।
ગોવિન્દ ગોપવનિતાવ્રજભૃત્યગીત-
તીર્થશ્રવઃ શ્રવણમઙ્ગલ પાહિ ભૃત્યાન્ ॥ ૨૫॥

ધામ એવા વૈકુંઠનું તેમણે છત્ર ધારણ કરેલું છે. ત્રણે વેદ એ જ ગરુડ છે. તે જ અંતર્યામી પરમાત્માને લઈ જાય છે. ॥ ૧૮-૧૯ ॥ આત્મસ્વરૂપ ભગવાનથી ક્યારેય વિખૂટી ન પડનારી આત્મશક્તિનું નામ જ લક્ષ્મી છે. ભગવાનના પાર્ષદોના નાયક વિશ્વવિખ્યાત વિશ્વક્સેનજી સ્વયં પાંચરાત્ર વગેરે આગમ તંત્રોની મૂર્તિ છે. ભગવાનના સ્વાભાવિક ગુણો તરીકે અણિમા, મહિમા વગેરે અષ્ટસિદ્ધિઓ અને નંદ-સુનંદ વગેરે આઠ પાર્ષદો તે દ્વારપાલો છે. ॥ ૨૦ ॥ શૌનકજી! સ્વયં ભગવાન જ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ – આ ચાર મૂર્તિઓના રૂપમાં રહેલા છે. તેથી તેઓ ચતુર્વ્યૂહરૂપે કહેવાય છે. ॥ ૨૧ ॥ તેઓ જ જાગ્રત-અવસ્થાના અભિમાની 'વિશ્વ' સંજ્ઞાવાળા બનીને શબ્દ, સ્પર્શ વગેરે બાહ્ય વિષયોને ગ્રહણ કરે છે અને તે જ (ભગવાન) સ્વપ્નાવસ્થાના અભિમાની 'તૈજસ' સંજ્ઞા, બનીને બાહ્ય વિષયો વિના જ મનોમન અનેક વિષયોને જુએ છે અને ગ્રહણ કરે છે. તે જ પ્રભુ સુષુપ્તિ અવસ્થાના અભિમાની 'પ્રાજ્ઞ' સંજ્ઞા, વિષય અને મનના સંસ્કારોથી યુક્ત બનીને અજ્ઞાનથી સ્વયં આચ્છાદિત થઈ જાય છે અને તે જ પ્રભુ ત્રણે અવસ્થાના સાક્ષી તરીકે ત્રણેથી અલગ રહી 'તુરીય' સંજ્ઞા પામે છે. આ તુરીય તત્ત્વ જ સમગ્ર જ્ઞાનનું અધિષ્ઠાન – આધાર છે. ॥ ૨૨ ॥ આ પ્રમાણે અંગ-ઉપાંગ, આયુધ અને આભૂષણોથી યુક્ત તથા વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ – આ ચાર મૂર્તિઓના રૂપમાં પ્રગટ સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ જ ક્રમશઃ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય રૂપે પ્રકાશિત થાય છે. ॥ ૨૩ ॥

શૌનકજી! તે જ સર્વસ્વરૂપ ભગવાન વેદોના મૂળકારણ છે, તેઓ સ્વયંપ્રકાશ અને પોતાના મહિમાથી પરિપૂર્ણ છે. તેઓ પોતાની માયાથી બ્રહ્મા વગેરે રૂપો અને નામ ધારણ કરીને વિશ્વની રચના, સ્થિતિ અને સંહાર કરે છે. આ બધાં કર્મો અને નામોથી તેમનું જ્ઞાન ક્યારેય આવૃત થતું નથી. શાસ્ત્રોમાં ભગવાન જાણે જુદા-જુદા સ્વરૂપવાળા થયા હોય એવું વર્ણન જોવા મળે છે, પરંતુ ખરેખર એવું નથી. બ્રહ્મા, વિષ્ણુ કે શિવના ઉપાસકો પણ તેમના અંતઃકરણમાં આત્મસ્વરૂપે તે જ એક અને અદ્વિતીય ભગવાનને પ્રાપ્ત કરે છે. ॥ ૨૪ ॥ સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ! તમે અર્જુનના સખા છો. તમે યાદવકુળમાં અવતાર ગ્રહણ કરીને પૃથ્વીનો દ્રોહ કરનારા રાજાઓનો નાશ કરી દીધો છે. તમારું પરાક્રમ અખંડ છે. વ્રજની ગોપીઓ અને દેવર્ષિ નારદ વગેરે તમારી પવિત્ર કીર્તિનું ગાન કર્યા કરે છે. ગોવિંદ! તમારાં નામ, ગુણ લીલાઓનું શ્રવણ કરવામાત્રથી જ જીવનું કલ્યાણ થઈ જાય છે. અમે બધા આપના સેવક છીએ. આપ કૃપા કરીને અમારી રક્ષા કરો. ॥ ૨૫ ॥

[1] યઃ ।

ય ઇદં કલ્ય ઉત્થાય મહાપુરુષલક્ષણમ્ ।
તચ્ચિત્તઃ પ્રયતો જપ્ત્વા બ્રહ્મ વેદ ગુહાશયમ્ ॥ ૨૬॥

શૌનક ઉવાચ

શુકો યદાહ ભગવાન્ વિષ્ણુરાતાય શૃણ્વતે ।
સૌરો ગણો માસિ માસિ નાના વસતિ સપ્તકઃ ॥ ૨૭॥

તેષાં નામાનિ કર્માણિ સંયુક્તાનામધીશ્વરૈઃ[1] ।
બ્રૂહિ નઃ શ્રદ્દધાનાનાં વ્યૂહં સૂર્યાત્મનો હરેઃ ॥ ૨૮॥

સૂત ઉવાચ

અનાદ્યવિદ્યયા વિષ્ણોરાત્મનઃ સર્વદેહિનામ્ ।
નિર્મિતો લોકતન્ત્રોઽયં લોકેષુ પરિવર્તતે ॥ ૨૯॥

એક એવ હિ લોકાનાં સૂર્ય આત્માઽઽદિકૃદ્ધરિઃ ।
સર્વવેદક્રિયામૂલમૃષિભિર્બહુધોદિતઃ ॥ ૩૦॥

કાલો દેશઃ ક્રિયા કર્તા કરણં કાર્યમાગમઃ ।
દ્રવ્યં ફલમિતિ બ્રહ્મન્ નવધોક્તોઽજયા હરિઃ ॥ ૩૧॥

મધ્વાદિષુ દ્વાદશસુ ભગવાન્ કાલરૂપધૃક્ ।
લોકતન્ત્રાય ચરતિ પૃથગ્દ્વાદશભિર્ગણૈઃ ॥ ૩૨॥

ધાતા કૃતસ્થલી હેતિર્વાસુકી રથકૃન્મુને ।
પુલસ્ત્યસ્તુમ્બુરુરિતિ મધુમાસં નયન્ત્યમી ॥ ૩૩॥

અર્યમા પુલહોઽથૌજાઃ પ્રહેતિઃ પુઞ્જિકસ્થલી ।
નારદઃ કચ્છનીરશ્ચ નયન્ત્યેતે સ્મ માધવમ્ ॥ ૩૪॥

મિત્રોઽત્રિઃ પૌરુષેયોઽથ તક્ષકો મેનકા હહાઃ ।
રથસ્વન ઇતિ હ્યેતે શુક્રમાસં નયન્ત્યમી[2] ॥ ૩૫॥

પુરુષોત્તમ ભગવાનનાં અંગ-ઉપાંગો અને આયુધો વગેરેના વર્ણનનો (ભગવાનમાં મન પરોવીને પવિત્રતાપૂર્વક) જે મનુષ્યો પ્રાતઃકાળે પાઠ કરશે તેમના હૃદયમાં રહેવાવાળા બ્રહ્મસ્વરૂપ પરમાત્માનું તેમને જ્ઞાન થઈ જશે. ॥ ૨૬ ॥

**શૌનકજીએ કહ્યું** – સૂતજી! ભગવાન શ્રીશુકદેવજીએ શ્રીમદ્ભાગવત-કથા સંભાળવતાં (પાંચમા સ્કંધમાં) રાજર્ષિ પરીક્ષિતને કહ્યું હતું કે ઋષિઓ, ગન્ધર્વો, નાગો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો અને દેવતાઓ—આ સાતેયનો મળીને એક સૌરગણ હોય છે અને તે સાતેય દરેક મહિને બદલાતા રહે છે. તો આ દર મહિને બદલાતા બારેબાર ગણો તેમના સ્વામી ભગવાન સૂર્ય પાસે રહીને શું-શું કાર્ય કરે છે અને તે બધાનાં નામ શું છે? સૂર્યરૂપે પણ સ્વયં ભગવાન જ છે; તેથી તેમના વિષયમાં સાંભળવા અમે બહુ ઉત્સુક છીએ, તો કૃપા કરીને વિસ્તારપૂર્વક અમને કહો. ॥ ૨૭-૨૮ ॥

**સૂતજીએ કહ્યું** – સમસ્ત પ્રાણીઓના આત્મા ભગવાન શ્રીવિષ્ણુ જ છે. આ સમસ્ત વિશ્વતંત્ર ભગવાન વિષ્ણુની અનાદિ અવિદ્યાશક્તિથી ચાલે છે. આ સર્વતંત્રના સંચાલક ભગવાન સૂર્ય છે. તે જ સમસ્ત લોકમાં ભ્રમણ કરે છે. ॥ ૨૯ ॥ વાસ્તવમાં સમસ્ત લોકના આત્મા અને આદિકર્તા એકમાત્ર શ્રીહરિ જ અંતર્યામીરૂપે સૂર્ય બનેલા છે. તેઓ જોકે એક જ છે, છતાં ઋષિઓએ તેમનું ઘણાં રૂપોમાં વર્ણન કર્યું છે, તેઓ સમસ્ત વૈદિક-ક્રિયાઓના મૂળ છે. ॥ ૩૦ ॥ શૌનકજી! એક ભગવાન જ માયા દ્વારા કાળ, દેશ, યજ્ઞાદિ ક્રિયાઓ, કર્તા, સ્રુવો વગેરે કરણો, યજ્ઞાદિ કાર્યો, શાકલ્ય વગેરે (હોમવાનાં) દ્રવ્યો, વેદમંત્રો અને સ્વર્ગાદિ ફળરૂપે – નવ પ્રકારના કહેવામાં આવે છે અને તેઓ જ (પોતાની માયા દ્વારા) યજ્ઞાદિ કર્મ ચલાવે છે. ॥ ૩૧ ॥ આ ભગવાન પોતે જ (સૂર્યરૂપે) કાલસ્વરૂપ સ્વીકારીને ચૈત્ર-વૈશાખ વગેરે જુદા-જુદા બાર ગણોના રૂપમાં લોકતંત્રના નિર્વાહ માટે પર્યટન કરે છે. ॥ ૩૨ ॥

શૌનકજી! ધાતા નામના સૂર્ય, કૃતસ્થલી અપ્સરા, હેતિ રાક્ષસ, વાસુકિ સર્પ, રથકૃત્ યક્ષ; પુલસ્ત્ય ઋષિ અને તુમ્બુરુ ગન્ધર્વ – આ ચૈત્ર માસમાં પોત-પોતાનું કાર્ય સંપન્ન કરે છે. ॥ ૩૩ ॥ અર્યમા સૂર્ય, પુલહ ઋષિ, અથૌજા યક્ષ, પ્રહેતિ રાક્ષસ, પુઞ્જિકસ્થલી અપ્સરા, નારદ ગન્ધર્વ અને કચ્છનીર સર્પ – આ વૈશાખ મહિનાના કાર્યનિર્વાહક છે. ॥ ૩૪ ॥ મિત્ર સૂર્ય, અત્રિ ઋષિ, પૌરુષેય રાક્ષસ, તક્ષક સર્પ, મેનકા અપ્સરા, હહા ગંધર્વ અને રથસ્વન યક્ષ – આ જેઠ મહિનાના કાર્ય-નિર્વાહક છે. ॥ ૩૫ ॥

૧. નિયુક્તાના૦ । ૨. નયન્તિ તે ।

વસિષ્ઠો વરુણો રમ્ભા સહજન્યસ્તથા હુહૂઃ ।
શુક્રશ્ચિત્રસ્વનશ્ચૈવ શુચિમાસં નયન્ત્યમી ॥ ૩૬॥

ઈન્દ્રો વિશ્વાવસુઃ શ્રોતા એલાપત્રસ્તથાઙ્ગિરાઃ ।
પ્રમ્લોચા રાક્ષસો વર્યો નભોમાસં નયન્ત્યમી ॥ ૩૭॥

વિવસ્વાનુગ્રસેનશ્ચ વ્યાઘ્ર આસારણો ભૃગુઃ ।
અનુમ્લોચા શઙ્ખપાલો નભસ્યાખ્યં નયન્ત્યમી ॥ ૩૮॥

પૂષા ધનઞ્જયો વાતઃ સુષેણઃ સુરુચિસ્તથા ।
ઘૃતાચી ગૌતમશ્ચેતિ તપોમાસં નયન્ત્યમી ॥ ૩૯॥

ક્રતુર્વર્ચા ભરદ્વાજઃ પર્જન્યઃ સેનજિત્તથા ।
વિશ્વ ઐરાવતશ્ચૈવ તપસ્યાખ્યં નયન્ત્યમી ॥ ૪૦॥

અથાંશુઃ કશ્યપસ્તાર્ક્ષ્ય ઋતસેનસ્તથોર્વશી ।
વિદ્યુચ્છત્રુર્મહાશઙ્ખઃ સહોમાસં નયન્ત્યમી ॥ ૪૧॥

ભગઃ સ્ફૂર્જોઽરિષ્ટનેમિરૂર્ણ આયુશ્ચ પઞ્ચમઃ ।
કર્કોટકઃ પૂર્વચિત્તિઃ પુષ્યમાસં નયન્ત્યમી ॥ ૪૨॥

ત્વષ્ટા ઋચીકતનયઃ[1] કમ્બલશ્ચ તિલોત્તમા ।
બ્રહ્માપેતોઽથ[2] શતજિદ્ ધૃતરાષ્ટ્ર ઈષમ્ભરાઃ ॥ ૪૩॥

વિષ્ણુરશ્વતરો રમ્ભા સૂર્યવર્ચાશ્ચ સત્યજિત્ ।
વિશ્વામિત્રો મખાપેત ઊર્જમાસં નયન્ત્યમી ॥ ૪૪॥

એતા ભગવતો વિષ્ણોરાદિત્યસ્ય વિભૂતયઃ ।
સ્મરતાં સન્ધ્યયોર્નૃણાં હરન્ત્યંહો દિને દિને ॥ ૪૫॥

દ્વાદશસ્વપિ માસેષુ દેવોઽસૌ ષડ્ભિરસ્ય વૈ ।
ચરન્ સમન્તાત્તનુતે પરત્રેહ ચ સન્મતિમ્ ॥ ૪૬॥

સામર્ગ્યજુર્ભિસ્તલ્લિઙ્ગૈર્ઋષયઃ સંસ્તુવન્ત્યમુમ્ ।
ગન્ધર્વાસ્તં પ્રગાયન્તિ નૃત્યન્ત્યપ્સરસોઽગ્રતઃ ॥ ૪૭॥

અષાઢમાં વરુણ નામના સૂર્ય સાથે વસિષ્ઠ ઋષિ, રમ્ભા અપ્સરા, સહજન્ય યક્ષ, હુહૂ ગન્ધર્વ, શુક્ર નાગ અને ચિત્રસ્વન રાક્ષસ પોત-પોતાના કાર્યનું વહન કરે છે. ॥ ૩૬ ॥ શ્રાવણ મહિનામાં ઈન્દ્ર નામક સૂર્ય, વિશ્વાવસુ ગંધર્વ, શ્રોતા યક્ષ, એલાપત્ર નાગ, અઙ્ગિરા ઋષિ, પ્રમ્લોચા અપ્સરા અને વર્ય નામક રાક્ષસ પોતાનો કાર્યભાર સંભાળે છે. ॥ ૩૭ ॥ ભાદ્રપદના સૂર્યનું નામ વિવસ્વાન છે. તેમની સાથે ઉગ્રસેન ગન્ધર્વ, વ્યાઘ્ર રાક્ષસ, આસારણ યક્ષ, ભૃગુ ઋષિ, અનુમ્લોચા અપ્સરા અને શંખપાલ નાગ રહે છે. ॥ ૩૮ ॥ શૌનકજી! માઘ મહિનામાં પૂષા નામના સૂર્ય રહે છે. તેમની સાથે ધનંજય નાગ, વાત રાક્ષસ, સુષેણ ગન્ધર્વ, સુરુચિ યક્ષ, ઘૃતાચી અપ્સરા અને ગૌતમ ઋષિ રહે છે. ॥ ૩૯ ॥ ફાગણ માસમાં પર્જન્ય નામના સૂર્યની સાથે ક્રતુ યક્ષ, વર્ચા રાક્ષસ, ભરદ્વાજ ઋષિ, સેનજિત અપ્સરા, વિશ્વ ગન્ધર્વ અને ઐરાવત સર્પ રહે છે. ॥ ૪૦ ॥ માગશર મહિનાના સૂર્યનું નામ છે અંશુ, તેમની સાથે કશ્યપ ઋષિ, તાર્ક્ષ્ય યક્ષ, ઋતસેન ગન્ધર્વ, ઉર્વશી અપ્સરા, વિદ્યુચ્છત્રુ રાક્ષસ અને મહાશંખ નાગ રહે છે. ॥ ૪૧ ॥ પોષ મહિનામાં ભગ નામના સૂર્યની સાથે સ્ફૂર્જ રાક્ષસ, અરિષ્ટનેમિ ગન્ધર્વ, ઊર્ણ યક્ષ, આયુ ઋષિ, પૂર્વચિત્તિ અપ્સરા અને કર્કોટક નાગ રહે છે. ॥ ૪૨ ॥ આસો માસમાં ત્વષ્ટા સૂર્ય, જમદગ્નિ ઋષિ, કમ્બલ નાગ, તિલોત્તમા અપ્સરા, બ્રહ્માપેત રાક્ષસ, શતજિત યક્ષ અને ધૃતરાષ્ટ્ર ગન્ધર્વનો કાર્યકાળ છે. ॥ ૪૩ ॥ કારતક મહિનામાં વિષ્ણુ નામના સૂર્ય, અશ્વતર નાગ, રમ્ભા અપ્સરા, સૂર્યવર્ચા ગન્ધર્વ, સત્યજિત યક્ષ, વિશ્વામિત્ર ઋષિ અને મખાપેત રાક્ષસ પોત-પોતાનું કાર્ય સમ્પન્ન કરે છે. ॥ ૪૪ ॥

શૌનકજી! તે બધા સૂર્યરૂપી ભગવાનની વિભૂતિઓ છે. જે લોકો આનો પ્રાતઃકાળે અને સાયંકાળે નિત્ય પાઠ કરે છે, તેમનાં તમામ પાપો નષ્ટ થઈ જાય છે. ॥ ૪૫ ॥ આ સૂર્યદેવ પોતાના છ ગણોની સાથે બારે માસ સર્વત્ર વિચરતા રહે છે તથા આ લોક તથા પરલોકમાં વિવેક-બુદ્ધિનો વિસ્તાર કરે છે. ॥ ૪૬ ॥ સૂર્ય ભગવાનના ગણોમાં ઋષિઓ તો સૂર્ય ભગવાનની ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો દ્વારા સ્તુતિ કરે છે અને ગન્ધર્વો તેમના સુયશનું ગાન કરે છે. અપ્સરાઓ આગળ-આગળ નૃત્ય કરતી રહીને ચાલે છે. ॥ ૪૭ ॥

૧. રિચીક૦ । ૨. બ્રહ્મપોતોઽથ ।

ઉન્નહ્યન્તિ રથં નાગા ગ્રામણ્યો રથયોજકાઃ ।
ચોદયન્તિ રથં પૃષ્ઠે નૈર્ઋતા બલશાલિનઃ ॥ ૪૮॥

વાલખિલ્યાઃ[1] સહસ્રાણિ ષષ્ટિર્બ્રહ્મર્ષયોઽમલાઃ ।
પુરતોઽભિમુખં યાન્તિ સ્તુવન્તિ સ્તુતિભિર્વિભુમ્ ॥ ૪૯॥

એવં હ્યનાદિનિધનો ભગવાન્ હરિરીશ્વરઃ ।
કલ્પે કલ્પે સ્વમાત્માનં વ્યૂહ્ય લોકાનવત્યજઃ ॥ ૫૦॥

નાગો રસ્સીની જેમ તેમના રથને બાંધી રાખે છે. યક્ષો રથનો સાજ સજાવે છે અને બળવાન રાક્ષસો રથને પાછળથી ધકેલે છે. ॥ ૪૮ ॥ આ સિવાય વાલખિલ્ય નામના સાઠ હજાર બ્રહ્મર્ષિઓ સૂર્ય તરફ મુખ રાખીને તેમની આગળ-આગળ સ્તુતિપાઠ કરતા ચાલે છે. ॥ ૪૯ ॥ આ પ્રમાણે અનાદિ, અનંત, અજન્મા ભગવાન શ્રીહરિ જ દરેક કલ્પમાં પોતાના સ્વરૂપના બાર ભાગ કરીને લોકોનું પાલન-પોષણ કરે છે. ॥ ૫૦ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે આદિત્યવ્યૂહવિવરણં નામૈકાદશોઽધ્યાયઃ ॥ ૧૧॥

બારમા સ્કંધ-અંતર્ગત આદિત્યવ્યૂહનું વિવરણ નામનો અગિયારમો અધ્યાય સમાપ્ત.

=★=

# બારમો અધ્યાય

## શ્રીમદ્ભાગવતની સંક્ષિપ્ત વિષય-સૂચિ

*સૂત ઉવાચ*[2]

નમો ધર્માય મહતે નમઃ કૃષ્ણાય વેધસે ।
બ્રાહ્મણેભ્યો નમસ્કૃત્ય ધર્માન્ વક્ષ્યે સનાતનાન્ ॥ ૧॥

એતદ્ વઃ કથિતં વિપ્રા વિષ્ણોશ્ચરિતમદ્ભુતમ્ ।
ભવદ્ભિર્યદહં પૃષ્ટો નરાણાં પુરુષોચિતમ્ ॥ ૨॥

અત્ર સઙ્કીર્તિતઃ[3] સાક્ષાત્ સર્વપાપહરો હરિઃ ।
નારાયણો હૃષીકેશો ભગવાન્ સાત્વતાં પતિઃ ॥ ૩॥

અત્ર બ્રહ્મ પરં ગુહ્યં જગતઃ પ્રભવાપ્યયમ્ ।
જ્ઞાનં ચ તદુપાખ્યાનં પ્રોક્તં વિજ્ઞાનસંયુતમ્ ॥ ૪॥

ભક્તિયોગઃ[4] સમાખ્યાતો વૈરાગ્યં ચ તદાશ્રયમ્ ।
પારીક્ષિતમુપાખ્યાનં નારદાખ્યાનમેવ[5] ચ ॥ ૫॥

**સૂતજી કહે છે** – ભગવદ્ભક્તિરૂપી મહાન ધર્મને નમસ્કાર છે. વિશ્વવિધાતા ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર છે. હવે હું બ્રાહ્મણોને નમસ્કાર કરીને શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલા સનાતન ધર્મોનું સંક્ષિપ્ત વિવરણ સંભળાવું છું. ॥ ૧ ॥ શૌનકાદિ ઋષિઓ! તમે લોકોએ મને જે પ્રશ્ન પૂછ્યો હતો તે પ્રમાણે મેં ભગવાન વિષ્ણુનું આ અદ્ભુત ચરિત્ર સંભળાવ્યું, જે દરેક મનુષ્યને માટે શ્રવણ કરવા યોગ્ય છે. ॥ ૨ ॥ આ શ્રીમદ્ભાગવત-પુરાણમાં સર્વપાપહારી સ્વયં ભગવાન શ્રીહરિનું જ સંકીર્તન થયું છે. તેઓ બધાનાં હૃદયમાં બિરાજેલા, બધાની ઇન્દ્રિયોના સ્વામી અને પ્રેમીભક્તોના જીવનધન છે. ॥ ૩ ॥ આ શ્રીમદ્ભાગવત પુરાણમાં પરમ રહસ્યમય – અત્યંત ગોપનીય બ્રહ્મતત્ત્વનું વર્ણન થયું છે. તે બ્રહ્મમાં જ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની પ્રતીતિ થાય છે. આ પુરાણમાં તે જ પરમતત્ત્વનું અનુભવાત્મક જ્ઞાન અને તેની પ્રાપ્તિ માટેનાં સાધનોનો સ્પષ્ટ નિર્દેશ છે. ॥ ૪ ॥

શૌનકજી! આ મહાપુરાણના પ્રથમ સ્કંધમાં ભક્તિયોગનું સારી રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે અને સાથે-સાથે ભક્તિયોગથી ઉત્પન્ન થનારા અને તેને દૃઢ કરનારા વૈરાગ્યનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. પરીક્ષિતની કથા અને વ્યાસ-નારદ સંવાદના પ્રસંગમાં નારદચરિત્ર પણ કહેવામાં આવ્યું છે. ॥ ૫ ॥

---

૧. વાલિખિલ્યાઃ । ૨. પ્રાચીન પ્રતમાં 'સૂત ઉવાચ' પાઠ 'નમો ધર્માય……સનાતનાન્' શ્લોક પછી છે. । ૩. સઙ્કીર્ત્યતે । ૪. ભક્તિયોગશ્ચ વ્યાખ્યાતો । ૫. ધર્મસંસ્થાનમેવ ।

પ્રાયોપવેશો રાજર્ષેર્વિપ્રશાપાત્ પરીક્ષિતઃ।
શુકસ્ય બ્રહ્મર્ષભસ્ય[1] સંવાદશ્ચ પરીક્ષિતઃ॥ ૬॥

યોગધારણયોત્ક્રાન્તિઃ સંવાદો નારદાજયોઃ।
અવતારાનુગીતં ચ સર્ગઃ[2] પ્રાધાનિકોઽગ્રતઃ॥ ૭॥

વિદુરોદ્ધવસંવાદઃ ક્ષત્તૃમૈત્રેયયોસ્તતઃ।
પુરાણસંહિતાપ્રશ્નો મહાપુરુષસંસ્થિતિઃ॥ ૮॥

તતઃ પ્રાકૃતિકઃ સર્ગઃ સપ્ત વૈકૃતિકાશ્ચ યે।
તતો બ્રહ્માણ્ડસમ્ભૂતિર્વૈરાજઃ પુરુષો યતઃ॥ ૯॥

કાલસ્ય સ્થૂલસૂક્ષ્મસ્ય ગતિઃ પદ્મસમુદ્ભવઃ।
ભુવ ઉદ્ધરણેઽમ્ભોધેર્હિરણ્યાક્ષવધો યથા॥ ૧૦॥

ઊર્ધ્વતિર્યગવાક્સર્ગો રુદ્રસર્ગસ્તથૈવ ચ।
અર્ધનારીનરસ્યાથ યતઃ સ્વાયમ્ભુવો મનુઃ॥ ૧૧॥

શતરૂપા ચ યા સ્ત્રીણામાદ્યા પ્રકૃતિરુત્તમા।
સન્તાનો[3] ધર્મપત્નીનાં કર્દમસ્ય પ્રજાપતેઃ॥ ૧૨॥

અવતારો ભગવતઃ કપિલસ્ય મહાત્મનઃ।
દેવહૂત્યાશ્ચ સંવાદઃ કપિલેન ચ ધીમતા॥ ૧૩॥

નવબ્રહ્મસમુત્પત્તિર્દક્ષયજ્ઞવિનાશનમ્।
ધ્રુવસ્ય ચરિતં પશ્ચાત્પૃથોઃ પ્રાચીનબર્હિષઃ॥ ૧૪॥

નારદસ્ય ચ સંવાદસ્તતઃ પ્રૈયવ્રતં દ્વિજાઃ।
નાભેસ્તતોઽનુચરિતમૃષભસ્ય ભરતસ્ય ચ॥ ૧૫॥

દ્વીપવર્ષસમુદ્રાણાં ગિરિનદ્યુપવર્ણનમ્।
જ્યોતિશ્ચક્રસ્ય સંસ્થાનં પાતાલનરકસ્થિતિઃ॥ ૧૬॥

દક્ષજન્મ પ્રચેતોભ્યસ્તત્પુત્રીણાં ચ સન્તતિઃ।
યતો દેવાસુરનરાસ્તિર્યઙ્નગખગાદયઃ॥ ૧૭॥

રાજર્ષિ પરીક્ષિતને બ્રાહ્મણનો શાપ મળ્યા પછી તે કઈ રીતે ગંગાકિનારે અનશન-વ્રત લઈને બેઠા અને બ્રહ્મર્ષિવર્ય શ્રીશુકદેવજી સાથે તેમનો કઈ રીતે સંવાદ શરૂ થયો, આ કથા પણ પ્રથમ સ્કંધમાં જ છે. ॥ ૬ ॥

યોગધારણા દ્વારા શરીર-ત્યાગની વિધિ, બ્રહ્માજી અને નારદજીનો સંવાદ, અવતારોની સંક્ષિપ્ત ચર્ચા તથા મહત્તત્ત્વ આદિ ક્રમથી પ્રાકૃતિક સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે વિષયોનું વર્ણન બીજા સ્કંધમાં થયું છે. ॥ ૭ ॥

ત્રીજા સ્કંધમાં સર્વપ્રથમ વિદુરજી અને ઉદ્ધવજીનો, પછી વિદુરજી અને મૈત્રેયજીના સમાગમ અને સંવાદનો પ્રસંગ છે. ત્યાર પછી પુરાણસંહિતાના વિષયમાં પ્રશ્ન પુછાયો છે અને પછી પ્રલયકાળમાં પરમાત્મા કઈ રીતે બિરાજે છે તેનું નિરૂપણ છે. ॥ ૮ ॥ ગુણોના ક્ષોભથી પ્રાકૃતિક સૃષ્ટિ અને મહત્તત્ત્વ વગેરે સાત પ્રકારની પ્રકૃતિ-વિકૃતિઓ દ્વારા કાર્ય-સૃષ્ટિનું વર્ણન છે. ત્યાર પછી બ્રહ્માંડની ઉત્પત્તિ અને તેમાં વિરાટ પુરુષની સ્થિતિનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે. ॥ ૯ ॥ ત્યાર પછી સ્થૂળ અને સૂક્ષ્મ કાળનું સ્વરૂપ, બ્રહ્માજીનો પ્રાદુર્ભાવ, રસાતળમાં ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર, હિરણ્યાક્ષનો વધ, દેવો, પશુ-પક્ષીઓ અને મનુષ્યની સૃષ્ટિ અને રુદ્રની ઉત્પત્તિનો પ્રસંગ છે. ત્યાર પછી બ્રહ્માજીના શરીરમાંથી શ્રીસ્વાયંભુવ મનુ અને સ્ત્રીઓની આદ્યા પ્રકૃતિ એવી શતરૂપાની (અર્ધનારી-નરની) ઉત્પત્તિનું વર્ણન છે, જેમાં મનુરાજાને ત્યાં દેવહૂતિનો જન્મ, તેમનો પ્રજાપતિ કર્દમ મહર્ષિ સાથે વિવાહ, તેમનાથી મુનિ-પત્નીઓનો જન્મ, મહાત્મા ભગવાન કપિલનો અવતાર અને પછી કપિલદેવ તથા તેમનાં માતા દેવહૂતિના સંવાદનો પ્રસંગ છે. ॥ ૧૦--૧૩ ॥

ચોથા સ્કંધમાં મરીચિ વગેરે નવ પ્રજાપતિઓની ઉત્પત્તિ, દક્ષના યજ્ઞનો વિધ્વંસ, રાજર્ષિ ધ્રુવ અને પૃથુનું ચરિત્ર તથા પ્રાચીનબર્હિષ્ તથા નારદજીના સંવાદનું વર્ણન છે. પાંચમા સ્કંધમાં પ્રિયવ્રત રાજાની કથા, નાભિરાજા, ઋષભદેવજી અને ભરતજીનું ચરિત્ર, સપ્ત દ્વીપ, સપ્ત સમુદ્ર, ખંડોનું વર્ણન, પર્વતો, સરિતાઓનું વર્ણન, જ્યોતિશ્ચક્રનો વિસ્તાર અને પાતાલ તથા નરકોની સ્થિતિનું નિરૂપણ છે. ॥ ૧૪-૧૬ ॥

શૌનકાદિ ઋષિઓ! છઠ્ઠા સ્કંધમાં પ્રચેતાઓથી દક્ષની ઉત્પત્તિ, દક્ષની પુત્રીઓની પ્રજા—દેવતાઓ, અસુરો, મનુષ્યો, પશુઓ, પર્વતો અને પક્ષીઓનાં જન્મ-કર્મ, વૃત્રાસુરની ઉત્પત્તિ અને તેનો ઉદ્ધાર. (હવે સાતમા સ્કંધના વિષયો

૧. બ્રહ્મવર્ચસ। ૨. સર્વા પ્રાધાનિકી ગતિઃ। ૩. સન્તાનં।

ત્વાષ્ટ્રસ્ય જન્મ નિધનં પુત્રયોશ્ચ દિતેર્દ્વિજાઃ ।
દૈત્યેશ્વરસ્ય ચરિતં પ્રહ્લાદસ્ય મહાત્મનઃ ॥ ૧૮॥

મન્વન્તરાનુકથનં ગજેન્દ્રસ્ય વિમોક્ષણમ્ ।
મન્વન્તરાવતારાશ્ચ વિષ્ણોર્હયશિરાદયઃ ॥ ૧૯॥

કૌર્મં ધાન્વન્તરં માત્સ્યં વામનં ચ જગત્પતેઃ ।
ક્ષીરોદમથનં તદ્વદમૃતાર્થે દિવૌકસામ્ ॥ ૨૦॥

દેવાસુરમહાયુદ્ધં રાજવંશાનુકીર્તનમ્ ।
ઈક્ષ્વાકુજન્મ તદ્વંશઃ સુદ્યુમ્નસ્ય મહાત્મનઃ ॥ ૨૧॥

ઈલોપાખ્યાનમત્રોક્તં તારોપાખ્યાનમેવ ચ ।
સૂર્યવંશાનુકથનં શશાદાદ્યા નૃગાદયઃ ॥ ૨૨॥

સૌકન્યં ચાથ શર્યાતેઃ કકુત્સ્થસ્ય ચ ધીમતઃ ।
ખટ્વાઙ્ગસ્ય ચ માન્ધાતુઃ સૌભરેઃ સગરસ્ય ચ ॥ ૨૩॥

રામસ્ય કોસલેન્દ્રસ્ય ચરિતં કિલ્બિષાપહમ્ ।
નિમેરઙ્ગપરિત્યાગો જનકાનાં ચ સમ્ભવઃ ॥ ૨૪॥

રામસ્ય ભાર્ગવેન્દ્રસ્ય નિઃક્ષત્રકરણં[1] ભુવઃ ।
ઐલસ્ય સોમવંશસ્ય યયાતેર્નહુષસ્ય ચ ॥ ૨૫॥

દૌષ્યન્તેર્ભરતસ્યાપિ શન્તનોસ્તત્સુતસ્ય ચ ।
યયાતેર્જ્યેષ્ઠપુત્રસ્ય યદોર્વંશોઽનુકીર્તિતઃ ॥ ૨૬॥

યત્રાવતીર્ણો ભગવાન્કૃષ્ણાખ્યો જગદીશ્વરઃ ।
વસુદેવગૃહે જન્મ તતો[2] વૃદ્ધિશ્ચ ગોકુલે ॥ ૨૭॥

તસ્ય કર્માણ્યપારાણિ કીર્તિતાન્યસુરદ્વિષઃ ।
પૂતનાસુપયઃપાનં શકટોચ્ચાટનં શિશોઃ ॥ ૨૮॥

તૃણાવર્તસ્ય નિષ્પેષસ્તથૈવ બકવત્સયોઃ ।
ધેનુકસ્ય સહભ્રાતુઃ પ્રલમ્બસ્ય ચ સઙ્ક્ષયઃ ॥ ૨૯॥

ગોપાનાં ચ પરિત્રાણં દાવાગ્નેઃ પરિસર્પતઃ[3] ।
દમનં કાલિયસ્યાહેર્મહાહેર્નન્દમોક્ષણમ્ ॥ ૩૦॥

વ્રતચર્યા તુ કન્યાનાં યત્ર તુષ્ટોઽચ્યુતો વ્રતૈઃ ।
પ્રસાદો યજ્ઞપત્નીભ્યો વિપ્રાણાં ચાનુતાપનમ્ ॥ ૩૧॥

કહેવામાં આવે છે.) આ સ્કંધમાં મુખ્યતઃ દૈત્યરાજ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનાં જન્મ-કર્મ તથા દૈત્યોમાં સર્વશ્રેષ્ઠ મહાત્મા પ્રહ્લાદજીના ઉત્તમ ચરિત્રનું નિરૂપણ છે. ॥ ૧૭-૧૮ ॥

આઠમા સ્કંધમાં મન્વન્તરોની કથા, ગજેન્દ્રમોક્ષ, જુદા-જુદા મનવન્તરોમાં થવાવાળા જગદીશ્વર ભગવાન વિષ્ણુના અવતારો – કૂર્મ, મત્સ્ય, વામન, ધન્વન્તરિ, હયગ્રીવ વગેરે; અમૃતપ્રાપ્તિ માટે દેવતાઓ અને દૈત્યોનું સમુદ્રમંથન અને દેવાસુર-સંગ્રામ વગેરેનું વર્ણન છે. નવમા સ્કંધમાં મુખ્યતઃ રાજવંશોનું વર્ણન છે. ઈક્ષ્વાકુ વંશની ઉત્પત્તિ – તેમનું કાર્ય, તેમનો વંશ-વિસ્તાર, મહાત્મા સુદ્યુમ્ન, ઈલા અને તારાનું ઉપાખ્યાન – આ બધાનું વર્ણન કરવામાં આવ્યું છે. સૂર્યવંશની કથા, શશાદ અને નૃગ વગેરે રાજાઓનું વર્ણન, સુકન્યાનું ચરિત્ર, શર્યાતિ, ખટ્વાંગ, માન્ધાતા, સૌભરિ, સગર, બુદ્ધિમાન કકુત્સ્થ અને કોસલેન્દ્ર ભગવાન રામના સર્વપાપહારી ચરિત્રનું વર્ણન પણ આ નવમા સ્કંધમાં જ છે. ત્યાર પછી નિમિરાજાનો દેહત્યાગ, તથા જનક(વંશ)ની ઉત્પત્તિનું વર્ણન છે. ॥ ૧૯-૨૪ ॥ ભૃગવંશીઓમાં શ્રેષ્ઠ પરશુરામજી દ્વારા ક્ષત્રિયોનો સંહાર, ચન્દ્રવંશી રાજા પુરૂરવા, યયાતિ, નહુષ, દુષ્યન્તનંદન ભરત, શન્તનુ અને તેમના પુત્ર ભીષ્મ વગેરેની સંક્ષિપ્ત કથાઓ પણ નવમા સ્કંધમાં જ છે. અંતમાં યયાતિના મોટા પુત્ર યદુનો વંશ-વિસ્તાર કહેવામાં આવ્યો છે. ॥ ૨૫-૨૬ ॥

શૌનકાદિ ઋષિઓ! આ જ યદુવંશમાં જગત્પતિ ભગવાન શ્રીકૃષ્ણે અવતાર લીધો હતો. તેમણે અનેક અસુરોનો સંહાર કર્યો. તેમની લીલાઓ અપાર છે. તેમ છતાં દસમા સ્કંધમાં તેમનું થોડું વર્ણન કરવામાં આવ્યું છે. વસુદેવ-દેવકીજીને ત્યાં તેમનું પ્રાકટ્ય, ગોકુલમાં નંદબાવાને ઘેર જઈ મોટા થયા, પૂતનાના પ્રાણોનું દૂધની સાથે પાન કર્યું, ગાડામાં ભરાયેલા શકટાસુરનો વધ કર્યો; ॥ ૨૭-૨૮ ॥ તૃણાવર્ત, બકાસુર, અને વત્સાસુરનો વધ કર્યો. ધેનુકાસુરને સપરિવાર અને પ્રલમ્બાસુરનો સંહાર કર્યો. ॥ ૨૯ ॥ દાવાનળમાં ફસાયેલા ગોવાળોની રક્ષા કરી. કાલિયનાગનું દમન કર્યું. અજગરના મોઢામાંથી નંદબાવાને છોડાવ્યા. ॥ ૩૦ ॥ ત્યાર પછી ગોપીઓએ ભગવાનને પતિરૂપે પ્રાપ્ત કરવા માટે વ્રત કર્યું અને ભગવાન શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને તેમને ઇષ્ટ વરદાન આપ્યું. ભગવાને યજ્ઞ-પત્નીઓ પર કૃપા કરી. તેમના પતિદેવ-બ્રાહ્મણોને બહુ પશ્ચાત્તાપ થયો. ॥ ૩૧ ॥

૧. નિઃક્ષત્રીકરણં । ૨. તસ્ય । ૩. પરિમોક્ષણમ્ ।

ગોવર્ધનોદ્ધારણં ચ શક્રસ્ય સુરભેરથ ।
યજ્ઞાભિષેકં કૃષ્ણસ્ય સ્ત્રીભિઃ ક્રીડા ચ રાત્રિષુ ॥ ૩૨॥

શઙ્ખચૂડસ્ય દુર્બુદ્ધેર્વધોઽરિષ્ટસ્ય કેશિનઃ ।
અક્રૂરાગમનં પશ્ચાત્ પ્રસ્થાનં[1] રામકૃષ્ણયોઃ ॥ ૩૩॥

વ્રજસ્ત્રીણાં વિલાપશ્ચ મથુરાલોકનં તતઃ ।
ગજમુષ્ટિકચાણૂરકંસાદીનાં ચ યો વધઃ ॥ ૩૪॥

મૃતસ્યાનયનં સૂનોઃ પુનઃ સાન્દીપનેર્ગુરોઃ ।
મથુરાયાં નિવસતા યદુચક્રસ્ય યત્પ્રિયમ્ ।
કૃતમુદ્ધવરામાભ્યાં યુતેન હરિણા દ્વિજાઃ ॥ ૩૫॥

જરાસન્ધસમાનીતસૈન્યસ્ય બહુશો વધઃ ।
ઘાતનં યવનેન્દ્રસ્ય કુશસ્થલ્યા નિવેશનમ્ ॥ ૩૬॥

આદાનં પારિજાતસ્ય સુધર્માયાઃ સુરાલયાત્ ।
રુક્મિણ્યા હરણં યુદ્ધે પ્રમથ્ય દ્વિષતો હરેઃ ॥ ૩૭॥

હરસ્ય જૃમ્ભણં યુદ્ધે બાણસ્ય ભુજકૃન્તનમ્ ।
પ્રાગ્જ્યોતિષપતિં હત્વા કન્યાનાં હરણં ચ યત્ ॥ ૩૮॥

ચૈદ્યપૌણ્ડ્રકશાલ્વાનાં દન્તવક્ત્રસ્ય દુર્મતેઃ ।
શમ્બરો દ્વિવિદઃ પીઠો મુરઃ પઞ્ચજનાદયઃ ॥ ૩૯॥

માહાત્મ્યં ચ વધસ્તેષાં વારાણસ્યાશ્ચ દાહનમ્ ।
ભારાવતરણં ભૂમેર્નિમિત્તીકૃત્ય પાણ્ડવાન્ ॥ ૪૦॥

વિપ્રશાપાપદેશેન સંહારઃ સ્વકુલસ્ય ચ ।
ઉદ્ધવસ્ય ચ સંવાદો વાસુદેવસ્ય ચાદ્ભુતઃ ॥ ૪૧॥

યત્રાત્મવિદ્યા હ્યખિલા પ્રોક્તા ધર્મવિનિર્ણયઃ[2] ।
તતો મર્ત્યપરિત્યાગ આત્મયોગાનુભાવતઃ ॥ ૪૨॥

ગોવર્ધન-ધારણ લીલા કર્યા પછી ઈન્દ્ર અને કામધેનુએ આવીને ભગવાનનો યજ્ઞાભિષેક કર્યો. શરદ ઋતુની રાત્રિઓમાં વ્રજસુંદરીઓની સાથે રાસક્રીડા કરી. ॥ ૩૨ ॥ દુષ્ટ શંખચૂડ, અરિષ્ટાસુર અને કેશીનો વધ કર્યો. ત્યાર પછી અક્રૂરજી મથુરાથી વૃન્દાવન આવ્યા અને તેમની સાથે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજીએ મથુરા માટે પ્રસ્થાન કર્યું. ॥ ૩૩ ॥ તે પ્રસંગે વ્રજસુંદરીઓએ જે વિલાપ કર્યો હતો, તેનું વર્ણન કરવામાં આવ્યું છે. રામ અને શ્યામે મથુરા જઈને ત્યાંની શોભા જોઈ અને કુવલયાપીડ હાથી, મુષ્ટિક, ચાણૂર અને કંસ વગેરેનો સંહાર કર્યો. ॥ ૩૪ ॥ સાન્દીપનિ ગુરુને ત્યાં વિદ્યાધ્યયન કરીને તેમના મૃત્યુ પામેલા પુત્રને પાછો લાવી આપ્યો. શૌનકાદિ ઋષિઓ! જે સમયે ભગવાન શ્રીકૃષ્ણ મથુરામાં નિવાસ કરી રહ્યા હતા તે સમયે તેમણે ઉદ્ધવ અને બલરામજીની સાથે યાદવોનું બધી રીતે પ્રિય અને હિત કર્યું. ॥ ૩૫ ॥ જરાસંધ ઘણીવાર મોટી-મોટી સેનાઓ લઈને આવ્યો અને ભગવાને તેમનો ઉદ્ધાર કરીને ભૂમિનો ભાર ઓછો કર્યો. કાલયવનને મુચુકુન્દ પાસે ભસ્મ કરાવી દીધો. દ્વારકાપુરી વસાવીને રાતો-રાત બધાને ત્યાં પહોંચાડી દીધા. ॥ ૩૬ ॥ સ્વર્ગમાંથી કલ્પવૃક્ષ અને સુધર્મા સભા લઈ આવ્યા. ભગવાને શત્રુઓના સમૂહોને યુદ્ધમાં પરાજિત કરી રુક્મિણીનું હરણ કર્યું. ॥ ૩૭ ॥ બાણાસુર સાથેના યુદ્ધમાં મહાદેવજી ઉપર એવું બાણ છોડ્યું કે તેઓ બગાસાં ખાવા લાગ્યા અને આ બાજુ બાણાસુરની ભુજાઓ કાપી નાખી. પ્રાગ્જ્યોતિષપુરના સ્વામી ભૌમાસુરને મારીને સોળહજાર કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. ॥ ૩૮ ॥ શિશુપાલ, પૌણ્ડ્રક, શાલ્વ, દુષ્ટ દંતવક્ત્ર, શમ્બરાસુર, દ્વિવિદ, પીઠ, મુર, પઞ્ચજન વગેરે દૈત્યોના બળ-પરાક્રમનું વર્ણન કરીને એ વાત કહેવામાં આવી કે, ભગવાને તેમને કઈ રીતે માર્યા. ભગવાને ચક્ર દ્વારા કાશીને બાળી નાખ્યું અને પછી તેમણે મહાભારતના યુદ્ધમાં પાંડવો દ્વારા પૃથ્વીનો બહુ મોટો ભાર ઉતારી દીધો. ॥ ૩૯-૪૦ ॥

શૌનકાદિ ઋષિઓ! અગિયારમાં સ્કંધમા એ વાતનું વર્ણન કરવામાં આવ્યું છે કે, ભગવાને બ્રાહ્મણોના શાપને બહાને કઈ રીતે યદુવંશનો સંહાર કર્યો. આ સ્કંધમાં ભગવાન શ્રીકૃષ્ણ અને ઉદ્ધવજીનો સંવાદ અત્યંત અદ્ભુત છે. ॥ ૪૧ ॥ તેમાં સંપૂર્ણ આત્મજ્ઞાન અને ધર્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અને છેલ્લે એ વાત કહેવામાં આવી છે કે, ભગવાન શ્રીકૃષ્ણે પોતાના આત્મયોગના પ્રભાવથી કઈ રીતે મૃત્યુલોકનો પરિત્યાગ કર્યો. ॥ ૪૨ ॥

૧. પ્રસ્થિતં । ૨. કર્મ૦ ।

યુગલક્ષણવૃત્તિશ્ચ કલૌ નૃણામુપપ્લવઃ ।
ચતુર્વિધશ્ચ પ્રલય ઉત્પત્તિસ્ત્રિવિધા તથા ॥ ૪૩॥

દેહત્યાગશ્ચ રાજર્ષેર્વિષ્ણુરાતસ્ય[1] ધીમતઃ ।
શાખાપ્રણયનમૃષેર્માર્કણ્ડેયસ્ય સત્કથા ।
મહાપુરુષવિન્યાસઃ સૂર્યસ્ય જગદાત્મનઃ ॥ ૪૪॥

ઇતિ ચોક્તં દ્વિજશ્રેષ્ઠા યત્પૃષ્ટોઽહમિહાસ્મિ વઃ ।
લીલાવતારકર્માણિ કીર્તિતાનીહ સર્વશઃ ॥ ૪૫॥

પતિતઃ સ્ખલિતશ્ચાર્તઃ ક્ષુત્ત્વા વા વિવશો બ્રુવન્ ।
હરયે[2] નમ ઇત્યુચ્ચૈર્મુચ્યતે સર્વપાતકાત્ ॥ ૪૬॥

સઙ્કીર્ત્યમાનો ભગવાનનન્તઃ
શ્રુતાનુભાવો વ્યસનં હિ પુંસામ્ ।
પ્રવિશ્ય ચિત્તં વિધુનોત્યશેષં
યથા તમોઽર્કોઽભ્રમિવાતિવાતઃ ॥ ૪૭॥

મૃષા ગિરસ્તા હ્યસતીરસત્કથા
ન કથ્યતે યદ્ ભગવાનધોક્ષજઃ ।
તદેવ સત્યં તદુ હૈવ મઙ્ગલં
તદેવ પુણ્યં ભગવદ્ગુણોદયમ્ ॥ ૪૮॥

તદેવ રમ્યં રુચિરં નવં નવં
તદેવ શશ્વન્મનસો મહોત્સવમ્ ।
તદેવ શોકાર્ણવશોષણં નૃણાં
યદુત્તમશ્લોકયશોઽનુગીયતે ॥ ૪૯॥

ન તદ્ વચશ્ચિત્રપદં હરેર્યશો
જગત્પવિત્રં પ્રગૃણીત કર્હિચિત્ ।
તદ્ ધ્વાઙ્ક્ષતીર્થં ન તુ હંસસેવિતં
યત્રાચ્યુતસ્તત્ર હિ સાધવોઽમલાઃ ॥ ૫૦॥

બારમા સ્કંધમાં જુદા જુદા યુગોનાં લક્ષણો છે. આ યુગોમાં રહેવાવાળા લોકોનાં લક્ષણો તથા વ્યવહારનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ઉપરાંત એ પણ કહેવામાં આવ્યું છે કે, કળિયુગમાં મનુષ્યોની જીવનગતિ વિપરીત હોય છે. ચાર પ્રકારના પ્રલય અને ત્રણ પ્રકારની ઉત્પત્તિનું પણ આ સ્કંધમાં વર્ણન છે. ॥ ૪૩ ॥ ત્યાર પછી પરમજ્ઞાની રાજર્ષિ પરીક્ષિતના દેહત્યાગની વાત કહેવામાં આવી છે. ત્યાર પછી વેદોની શાખાઓ અને તેના વિભાજનનો પ્રસંગ છે. માર્કણ્ડેયજીની સુંદર કથા, ભગવાનનાં અંગ-ઉપાંગોના સ્વરૂપની કથા અને બધાના અંતમાં વિશ્વાત્મા ભગવાન સૂર્યના ગણોનું વર્ણન છે. ॥ ૪૪ ॥ શૌનકાદિ ઋષિઓ! તમે લોકોએ આ સત્સંગ દરમિયાન મને જે-જે પ્રશ્ન પૂછ્યા હતા, તે બધા પ્રશ્નોના ઉત્તર મેં આપી દીધા છે. એમાં સંદેહ નથી કે, આ કથા દરમિયાન મેં બધી રીતે ભગવાનનાં લીલા-ચરિત્રો અને તેમનાં અવતાર-ચરિત્રોનું જ વર્ણન કર્યું છે. ॥ ૪૫ ॥

જે મનુષ્ય પડતાં-આથડતાં, લપસતાં, દુઃખ ભોગવતાં અથવા છીંકતી વખતે વિવશતાથી પણ ઊંચા અવાજે 'હરયે નમઃ' બોલે છે તે બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. ॥ ૪૬ ॥ જો અનંત ભગવાન શ્રીકૃષ્ણનાં નામ, લીલા, ગુણ વગેરેનું સંકીર્તન કરવામાં આવે અથવા તેમનો પ્રભાવ, મહિમા વગેરેનું શ્રવણ કરવામાં આવે તો તેઓ સ્વયં હૃદયમાં આવીને બિરાજે છે અને શ્રવણ-કીર્તન કરનાર મનુષ્યનાં (જેમ સૂર્ય અંધકારને, આંધી વાદળોને વિખેરી નાખે છે તેમ) બધાં દુઃખો દૂર કરી દે છે. ॥ ૪૭ ॥ જે વાણી દ્વારા ઘટ-ઘટવાસી અવિનાશી ભગવાનનાં નામ, લીલા, ગુણ વગેરેનું ઉચ્ચારણ થતું નથી તે વાણી ભાવપૂર્ણ હોવા છતાં પણ નિરર્થક છે – સારહીન છે, સુંદર હોવા છતાં અસુંદર છે અને ઉત્તમોત્તમ વિષયોની છણાવટ કરનારી હોવા છતાં પણ તે અસત્કથા છે. જે વાણી અને વચન ભગવાનના ગુણોથી પરિપૂર્ણ રહે છે, તે જ પરમ પાવન છે, તે જ મંગલમય છે, તે જ પરમ સત્ય છે. ॥ ૪૮ ॥ જે વચનો દ્વારા ભગવાનનું પરમપવિત્ર યશોગાન થાય છે તે જ પરમ સુંદર, રુચિકર અને પ્રતિક્ષણ નવાં-નવાં લાગે છે. તેનાથી અનંત કાળ સુધી મનને પરમાનંદની અનુભૂતિ થતી રહે છે. મનુષ્યનો શોકસમુદ્ર તે વચનોના પ્રભાવથી હંમેશને માટે સુકાઈ જાય છે. ॥ ૪૯ ॥ જે વાણીથી – ભલે તે રસ, ભાવ, અલંકાર વગેરેથી મુક્ત કેમ ન હોય – જગતને પવિત્ર કરનાર ભગવાનનો યશ ગવાતો નથી, તે તો કાગડાઓ માટે નાખવામાં આવતા ઉચ્છિષ્ટ સ્થાન જેવી અત્યંત અપવિત્ર છે. માનસરોવરમાં રહેતા હંસ અથવા બ્રહ્મધામમાં વિહાર કરવાવાળા

૧. ०દત્તસ્ય । ૨. હરયેઽસ્તુ નમશ્ચોચ્ચૈ० ।

સ વાગ્વિસર્ગો જનતાઘસમ્પ્લવો[1]
યસ્મિન્પ્રતિશ્લોકમબદ્ધવત્યપિ ।
નામાન્યનન્તસ્ય યશોઽઙ્કિતાનિ ય-
ચ્છૃણ્વન્તિ ગાયન્તિ ગૃણન્તિ સાધવઃ ॥ ૫૧॥

નૈષ્કર્મ્યમપ્યચ્યુતભાવવર્જિતં
ન શોભતે જ્ઞાનમલં નિરઞ્જનમ્ ।
કુતઃ પુનઃ શશ્વદભદ્રમીશ્વરે
ન હ્યર્પિતં કર્મ યદપ્યનુત્તમમ્ ॥૫૨॥

યશઃશ્રિયામેવ પરિશ્રમઃ પરો
વર્ણાશ્રમાચારતપઃશ્રુતાદિષુ ।
અવિસ્મૃતિઃ શ્રીધરપાદપદ્મયો-
ર્ગુણાનુવાદશ્રવણાદિભિર્હરેઃ ॥ ૫૩॥

અવિસ્મૃતિઃ કૃષ્ણપદારવિન્દયોઃ
ક્ષિણોત્યભદ્રાણિ શમં તનોતિ ચ ।
સત્ત્વસ્ય શુદ્ધિં પરમાત્મભક્તિં
જ્ઞાનં ચ વિજ્ઞાનવિરાગયુક્તમ્ ॥ ૫૪॥

યૂયં દ્વિજાગ્ર્યા બત ભૂરિભાગા
યચ્છશ્વદાત્મન્યખિલાત્મભૂતમ્ ।
નારાયણં દેવમદેવમીશ-[2]
મજસ્રભાવા ભજતાવિવેશ્ય ॥ ૫૫॥

અહં ચ સંસ્મારિત આત્મતત્ત્વં
શ્રુતં પુરા મે પરમર્ષિવક્ત્રાત્ ।
પ્રાયોપવેશે નૃપતેઃ પરીક્ષિતઃ
સદસ્યૃષીણાં મહતાં ચ શૃણ્વતામ્ ॥ ૫૬॥

એતદ્વઃ કથિતં વિપ્રાઃ કથનીયોરુકર્મણઃ ।
માહાત્મ્યં વાસુદેવસ્ય સર્વાશુભવિનાશનમ્ ॥ ૫૭॥

ભગવચ્ચરણારવિંદના આશ્રિત પરમહંસ ભક્તો તેનું ક્યારેય સેવન કરતા નથી. નિર્મળ હૃદયવાળા સાધુજનો તો ત્યાં જ નિવાસ કરે છે, જ્યાં ભગવાનનો નિવાસ હોય. ॥ ૫૦ ॥ આનાથી વિપરીત જેમાં સુંદર રચના પણ નથી અને જે વ્યાકરણ વગેરેની દૃષ્ટિએ અશુદ્ધ શબ્દોથી યુક્ત પણ છે, પરંતુ જેના પ્રત્યેક શ્લોક ભગવાનનો સુયશ ગવાતા નામોથી યુક્ત છે, તે વાણી લોકોનાં તમામ પાપોનો નાશ કરી દે છે; કેમકે, સત્પુરુષો આવી જ વાણીનું શ્રવણ, ગાન, અને કીર્તન કરતા હોય છે. ॥ ૫૧ ॥ તે નિર્મળ જ્ઞાન પણ (જે મોક્ષ-પ્રાપ્તિનું સાક્ષાત્ સાધન છે) જો ભગવાનની ભક્તિરહિત હોય તો તેની કોઈ શોભા નથી. જે કર્મ ભગવાનને અર્પણ કરવામાં આવ્યું નથી તે (ભલે ગમે તેટલું ઊંચા પ્રકારનું કેમ ન હોય) હંમેશાં અમંગળરૂપ, દુઃખ આપનારું જ છે; તે તો સ્વીકાર્ય કઈ રીતે બની શકે? ॥ ૫૨ ॥ વર્ણાશ્રમને અનુકૂળ આચરણ, તપસ્યા અને અધ્યયન વગેરે માટે જે બહુ મોટો પરિશ્રમ કરવામાં આવે છે તેનું ફળ માત્ર યશ અથવા ધનપ્રાપ્તિ હોઈ શકે. પરંતુ ભગવાનનાં ગુણ, લીલા, નામ વગેરેનું શ્રવણ, કીર્તન વગેરે તો તેમના શ્રીચરણકમળોની અવિચળ સ્મૃતિ પ્રદાન કરનારું છે. ॥ ૫૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણકમળોની અવિચળ સ્મૃતિ બધાં જ પાપ-તાપ અને અશુભોનો નાશ કરી પરમશાંતિ પ્રદાન કરનારી છે. તેના દ્વારા અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે, ભગવાનની પરાભક્તિ પ્રાપ્ત થાય છે તથા વૈરાગ્ય અને વિજ્ઞાનપૂર્ણ યથાર્થ જ્ઞાન મળતાં ભગવાનનો સાક્ષાત્ અનુભવ થઈ જાય છે. ॥ ૫૪ ॥ શૌનકાદિ ઋષિઓ! તમે બહુ ભાગ્યશાળી છો. ધન્ય છો, ધન્ય છો. કેમકે, તમે લોકો બહુ પ્રેમથી નિરંતર પોતાના હૃદયમાં સર્વાન્તર્યામી, સર્વાત્મા, સર્વશક્તિમાન, આદિદેવ, બધાના આરાધ્યદેવ અને સ્વયં બીજા આરાધ્યદેવરહિત નારાયણ ભગવાનને સ્થાપિત કરીને ભક્તિ કર્યા કરો છો. ॥ ૫૫ ॥ જે સમયે રાજર્ષિ પરીક્ષિત અનશન વ્રત લઈને મોટા-મોટા ઋષિઓની સભામાં બધાની સામે શ્રીશુકદેવજી મહારાજના શ્રીમુખેથી શ્રીમદ્ભાગવતકથા સાંભળી રહ્યા હતા, તે સમયે ત્યાં બેસીને મેં પણ તે જ પરમઋષિના મુખેથી આ આત્મતત્ત્વનું શ્રવણ કર્યું હતું. હું એ માટે તમારા બધાનો બહુ ઋણી છું. ॥ ૫૬ ॥

શૌનકાદિ ઋષિઓ! ભગવાન વાસુદેવની એક-એક લીલા હંમેશાં શ્રવણ-કીર્તન કરવા યોગ્ય છે. મેં આ પ્રસંગમાં તેમના જ મહિમાનું વર્ણન કર્યું છે. તે તમામ અશુભ સંસ્કારોને ધોઈ નાખે છે. ॥ ૫૭ ॥

૧. ૦વિપ્લવો । ૨. ૦મનન્યમીશ૦ ।

ય એવં શ્રાવયેન્નિત્યં યામક્ષણમનન્યધીઃ ।
શ્રદ્ધાવાન્ યોઽનુશૃણુયાત્ પુનાત્યાત્માનમેવ સઃ ॥ ૫૮॥

જે મનુષ્ય એકાગ્રચિત્તથી શ્રદ્ધાપૂર્વક એક પહોર (ત્રણ કલાક) અથવા એક ક્ષણ પ્રતિદિન ભગવાનનું આ માહાત્મ્ય સંભળાવે અથવા સાંભળે તો તે શ્રોતા તથા વક્તા પોતાની જાતને પવિત્ર કરે છે. ॥ ૫૮ ॥

દ્વાદશ્યામેકાદશ્યાં વા શૃણ્વન્નાયુષ્યવાન્ ભવેત્ ।
પઠત્યનશ્નન્ પ્રયતસ્તતો ભવત્યપાતકી ॥ ૫૯॥

જે મનુષ્ય દ્વાદશી અથવા એકાદશીના દિવસે આનું શ્રવણ કરે છે, તે દીર્ઘાયુ થઈ જાય છે, અને જે સંયમપૂર્વક નિરાહાર રહીને પાઠ કરે છે તેના પૂર્વનાં પાપ તો નષ્ટ થઈ જ જાય છે, તેની પાપ કરવાની પ્રવૃત્તિ જ નષ્ટ થઈ જાય છે. ॥ ૫૯ ॥

પુષ્કરે મથુરાયાં ચ દ્વારવત્યાં યતાત્મવાન્ ।
ઉપોષ્ય સંહિતામેતાં[1] પઠિત્વા મુચ્યતે ભયાત્ ॥ ૬૦॥

જે મનુષ્ય ઇન્દ્રિયો અને અંતઃકરણને પોતાને વશ કરીને ઉપવાસપૂર્વક—પુષ્કર, મથુરા અથવા દ્વારકામાં આ પુરાણસંહિતાનો પાઠ કરે છે, તે તમામ ભયથી મુક્ત થઈ જાય છે. ॥ ૬૦ ॥

દેવતા મુનયઃ સિદ્ધાઃ પિતરો મનવો નૃપાઃ ।
યચ્છન્તિ કામાન્ ગૃણતઃ શૃણ્વતો યસ્ય કીર્તનાત્ ॥ ૬૧॥

જે મનુષ્ય આનું શ્રવણ અથવા કીર્તન કરે છે તેનાથી દેવતાઓ, મુનિઓ, સિદ્ધો, પિતૃઓ, મનુઓ અને રાજાઓ સંતુષ્ટ થઈ જાય છે અને તેની અભિલાષાઓ પૂરી કરે છે. ॥ ૬૧ ॥

ઋચો યજૂંષિ સામાનિ દ્વિજોઽધીત્યાનુવિન્દતે ।
મધુકુલ્યા ઘૃતકુલ્યાઃ પયઃકુલ્યાશ્ચ તત્ફલમ્ ॥ ૬૨॥

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના પાઠથી બ્રાહ્મણોને મધ, ઘી અને દૂધની નદીઓ અર્થાત્ તમામ પ્રકારની સુખ-સમૃદ્ધિ પ્રાપ્ત થઈ જાય છે, તે જ ફળ શ્રીમદ્‌ભાગવતનો પાઠ કરવાથી મળે છે. ॥ ૬૨ ॥

પુરાણસંહિતામેતામધીત્ય પ્રયતો દ્વિજઃ ।
પ્રોક્તં ભગવતા યત્તુ તત્પદં પરમં વ્રજેત્ ॥ ૬૩॥

જે બ્રાહ્મણ સંયમપૂર્વક આ પુરાણસંહિતાનું અધ્યયન કરે છે તેને તે જ પરમપદની પ્રાપ્તિ થાય છે, જેનું વર્ણન સ્વયં ભગવાને કર્યું છે. ॥ ૬૩ ॥

વિપ્રોઽધીત્યાપ્નુયાત્ પ્રજ્ઞાં રાજન્યોદધિમેખલામ્ ।
વૈશ્યો નિધિપતિત્વં ચ શૂદ્રઃ શુદ્ધ્યેત પાતકાત્ ॥ ૬૪॥

આના અધ્યયનથી બ્રાહ્મણને ઋતમ્ભરા પ્રજ્ઞા (તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરાવનારી બુદ્ધિ)ની પ્રાપ્તિ થાય છે અને ક્ષત્રિયને સમુદ્ર સુધી ભૂમંડળનું રાજ્ય પ્રાપ્ત થાય છે. વૈશ્ય કુબેરના પદને પ્રાપ્ત થાય છે અને શૂદ્ર બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. ॥ ૬૪ ॥

કલિમલસંહતિકાલનોઽખિલેશો
હરિરિતરત્ર ન ગીયતે હ્યભીક્ષ્ણમ્ ।
ઇહ તુ પુનર્ભગવાનશેષમૂર્તિઃ
પરિપઠિતોઽનુપદં કથાપ્રસઙ્ગૈઃ ॥ ૬૫॥

ભગવાન જ બધાના ઈશ્વર છે અને કલિયુગના મળ-સમૂહોનો નાશ કરવાવાળા છે. આમ તો તેમનું વર્ણન કરવા માટે ઘણાં પુરાણો છે, પરંતુ તે બધાંમાં સર્વત્ર નિરંતર ભગવાનનું વર્ણન જોવા મળતું નથી. શ્રીમદ્‌ભાગવત મહાપુરાણમાં તો પ્રત્યેક કથા-પ્રસંગમાં ડગલે–ડગલે સર્વસ્વરૂપ ભગવાનનું જ વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૬૫ ॥

તમહમજમનન્તમાત્મતત્ત્વં
જગદુદયસ્થિતિસંયમાત્મશક્તિમ્ ।
દ્યુપતિભિરજશક્રશઙ્કરાદ્યૈ-
ર્દુરવસિતસ્તવમચ્યુતં નતોઽસ્મિ ॥ ૬૬॥

તેઓ જન્મ-મૃત્યુ વગેરે વિકારોથી રહિત, દેશ-કાલ-વસ્તુ વગેરે સીમાથી પર છે તથા સ્વયં આત્મતત્ત્વ જ છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કરવાવાળી શક્તિઓ પણ તેમના સ્વરૂપથી ભિન્ન નથી. બ્રહ્મા, શંકર, ઇન્દ્ર વગેરે લોકપાલો તેમની સ્તુતિ કઈ રીતે કરવી, તે લેશમાત્ર પણ જાણતા નથી. તે જ અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું. ॥ ૬૬ ॥

૧. સંહિતાં સર્વાં ।

ઉપચિતનવશક્તિભિઃ સ્વ આત્મ-
ન્યુપરચિતસ્થિરજઙ્ગમાલયાય[1] ।
ભગવત ઉપલબ્ધિમાત્રધામ્ને
સુરઋષભાય નમઃ સનાતનાય ॥ ૬૭॥

જેમણે પોતાના સ્વરૂપમાં જ (પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રારૂપ) નવ શક્તિઓનો સંકલ્પ કરીને આ સ્થાવર-જંગમ જગતની રચના કરી છે અને જે અખિલ બ્રહ્માંડના અધિષ્ઠાનરૂપે રહેલા છે, તે ભગવાનનું પરમપદ કેવળ અનુભવથી પમાય છે. તથા દેવાધિદેવો તે ભગવાનને પોતાના આરાધ્ય – શ્રેષ્ઠ દેવ માને છે તે સનાતન પરમાત્માને હું નમસ્કાર કરું છું. ॥ ૬૭ ॥

સ્વસુખનિભૃતચેતાસ્તદ્વ્યુદસ્તાન્યભાવો-
ઽપ્યજિતરુચિરલીલાકૃષ્ટસારસ્તદીયમ્ ।
વ્યતનુત કૃપયા યસ્તત્ત્વદીપં પુરાણં
તમખિલવૃજિનઘ્નં વ્યાસસૂનું નતોઽસ્મિ ॥ ૬૮॥

શ્રીશુકદેવજી મહારાજ પોતાના આત્માનંદમાં જ મગ્ન હતા. અખંડ અદ્વૈત સ્થિતિથી તેમની ભેદદૃષ્ટિ સંપૂર્ણપણે નિવૃત્ત થઈ ચૂકી હતી. તેમ છતાં મુરલીમનોહર શ્યામસુંદરની મધુરમયી, રસમયી, મંગલમયી, મનોહર લીલાઓએ તેમના ચિત્તને આકર્ષી લીધું અને તેમણે જગતનાં પ્રાણીઓ ઉપર કૃપા કરીને ભગવત્તત્ત્વને પ્રકાશિત કરવાવાળા આ મહાપુરાણનો વિસ્તાર કર્યો. હું તે જ સર્વ પાપોને હરનારા વ્યાસનંદન ભગવાન શુકદેવજીના ચરણોમાં નમસ્કાર કરું છું. ॥ ૬૮ ॥

=★=

**ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે સ્કન્ધાર્થનિરૂપણં નામ દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥**
**બારમા સ્કંધ-અંતર્ગત સ્કન્ધાર્થ-નિરૂપણ નામનો બારમો અધ્યાય સમાપ્ત.**

=★=

# ૧૩મો અધ્યાય

## વિભિન્ન પુરાણોની શ્લોક-સંખ્યા અને શ્રીમદ્ભાગવતનો મહિમા

*સૂત ઉવાચ*

યં[2] બ્રહ્મા વરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ-
ર્વેદૈઃ સાઙ્ગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો
યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥ ૧॥

પૃષ્ઠે ભ્રામ્યદમન્દમન્દરગિરિગ્રાવાગ્રકણ્ડૂયના-
ન્નિદ્રાલોઃ કમઠાકૃતેર્ભગવતઃ શ્વાસાનિલાઃ પાન્તુ વઃ ।
યત્સંસ્કારકલાનુવર્તનવશાદ્ વેલાનિભેનામ્ભસાં
યાતાયાતમતન્દ્રિતં જલનિધેર્નાદ્યાપિ વિશ્રામ્યતિ ॥ ૨॥

**સૂતજી કહે છે** – બ્રહ્માજી, વરુણજી, રાજા ઇન્દ્ર, ભગવાન રુદ્ર અને મરુદ્ગણો દિવ્ય સ્તુતિઓ દ્વારા જેમના ગુણ-ગાનમાં સંલગ્ન છે; સામ-સંગીતના મર્મજ્ઞ ઋષિ-મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદો દ્વારા જેમનું ગાન કરે છે; યોગીઓ ધ્યાન દ્વારા નિશ્ચલ અને એકાગ્ર મન દ્વારા જેમનું ભાવમય દર્શન પ્રાપ્ત કરતા રહે છે, પરંતુ આ બધું કરવા છતાં દેવો, દૈત્યો, મનુષ્યો – કોઈ પણ જેમના વાસ્તવિક સ્વરૂપને પૂર્ણપણે જાણી શક્યા નથી, તે સ્વયંપ્રકાશ પરમાત્માને નમસ્કાર હો. ॥ ૧ ॥ જે રીતે ભગવાને કચ્છપરૂપ ધારણ કર્યું હતું અને તેમની પીઠ પર બહુ ભારે મંદરાચલ રવૈયાની જેમ ફરી રહ્યો હતો, તે સમયે મંદરાચલની કઠોર શિલાઓ ઘસાવા લાગી તેથી ભગવાનને લાગ્યું કે આ તો મારી પીઠ પર ચળ આવે છે તેથી કોઈ ખંજવાળી રહ્યું છે. તેના કારણે ભગવાનને ક્ષણિક સુખ મળ્યું. તેઓ સૂઈ ગયા અને શ્વાસની ગતિ થોડી વધી ગઈ. તે સમયે તે શ્વાસ-વાયુથી સમુદ્રના જળને જે ધક્કો લાગ્યો હતો, તેના સંસ્કારરૂપે આજે

૧. ન્યુપનમિતસ્થિર૦ । ૨. પ્રાચીન પ્રતમાં 'યં બ્રહ્મા......વિશ્રામ્યતિ' (નં. ૧ અને ૨) બન્ને શ્લોકોનો ઉલ્લેખ હાલ પ્રતમાં જે ૧૯મો શ્લોક છે તેના પછી (અર્થાત્ 'કસ્મૈ યેન......... ધીમહિ' ॥ ૧૯ ॥ પછી) છે.

પુરાણસઙ્ખ્યાસમ્ભૂતિમસ્ય વાચ્યપ્રયોજને ।
દાનં દાનસ્ય માહાત્મ્યં પાઠાદેશ્ચ નિબોધત ॥ ૩॥

બ્રાહ્મં દશસહસ્રાણિ પાદ્મં પઞ્ચોનષષ્ટિ ચ ।
શ્રીવૈષ્ણવં ત્રયોવિંશચ્ચતુર્વિંશતિ શૈવકમ્ ॥ ૪॥

દશાષ્ટૌ શ્રીભાગવતં નારદં પઞ્ચવિંશતિઃ ।
માર્કણ્ડં નવ વાહ્નં ચ દશપઞ્ચ ચતુઃશતમ્ ॥ ૫॥

ચતુર્દશ ભવિષ્યં સ્યાત્તથા પઞ્ચશતાનિ ચ ।
દશાષ્ટૌ બ્રહ્મવૈવર્તં લિઙ્ગમેકાદશૈવ તુ ॥ ૬॥

ચતુર્વિંશતિ વારાહમેકાશીતિસહસ્રકમ્ ।
સ્કાન્દં શતં તથા ચૈકં વામનં દશ કીર્તિતમ્ ॥ ૭॥

કૌર્મં સપ્તદશાખ્યાતં માત્સ્યં તત્તુ ચતુર્દશ ।
એકોનવિંશત્સૌપર્ણં બ્રહ્માણ્ડં દ્વાદશૈવ તુ ॥ ૮॥

એવં પુરાણસન્દોહશ્ચતુર્લક્ષ ઉદાહૃતઃ ।
તત્રાષ્ટાદશસાહસ્રં શ્રીભાગવતમિષ્યતે ॥ ૯॥

ઇદં ભગવતા પૂર્વં બ્રહ્મણે નાભિપઙ્કજે ।
સ્થિતાય ભવભીતાય કારુણ્યાત્ સમ્પ્રકાશિતમ્ ॥ ૧૦॥

આદિમધ્યાવસાનેષુ વૈરાગ્યાખ્યાનસંયુતમ્ ।
હરિલીલાકથાવ્રાતામૃતાનન્દિતસત્સુરમ્ ॥ ૧૧॥

સર્વવેદાન્તસારં યદ્ બ્રહ્માત્મૈકત્વલક્ષણમ્ ।
વસ્ત્વદ્વિતીયં તન્નિષ્ઠં કૈવલ્યૈકપ્રયોજનમ્ ॥ ૧૨॥

પ્રૌષ્ઠપદ્યાં પૌર્ણમાસ્યાં હેમસિંહસમન્વિતમ્ ।
દદાતિ યો ભાગવતં સ યાતિ પરમાં ગતિમ્ ॥ ૧૩॥

રાજન્તે તાવદન્યાનિ પુરાણાનિ સતાં ગણે ।
યાવન્ન દૃશ્યતે સાક્ષાચ્છ્રીમદ્ભાગવતં પરમ્ ॥ ૧૪॥

પણ સમુદ્રમાં ભરતી-ઓટ આવ્યા કરે છે, તેને હજી સુધી વિશ્રામ મળ્યો નથી. ભગવાનનો તે જ પ્રભાવશાળી શ્વાસવાયુ તમારા લોકોની રક્ષા કરે. ॥ ૨ ॥

શૌનકજી! હવે પુરાણોની અલગ-અલગ શ્લોક-સંખ્યા, તેમનો સરવાળો, શ્રીમદ્ભાગવતનો વિષય, અને તેનું પ્રયોજન પણ સાંભળો. દાન અને દાનનું માહાત્મ્ય તેમ જ પાઠ વગેરેનું માહાત્મ્ય પણ સાંભળો. ॥ ૩ ॥ બ્રહ્મપુરાણમાં દશહજાર શ્લોક, પદ્મપુરાણમાં પંચાવનહજાર શ્લોક, વિષ્ણુપુરાણમાં ત્રેવીસહજાર શ્લોક, શિવપુરાણમાં ચોવીસહજાર શ્લોક, શ્રીમદ્ભાગવતમાં અઢારહજાર શ્લોક, નારદપુરાણમાં પચીસહજાર શ્લોક, માર્કણ્ડેયપુરાણમાં નવહજાર શ્લોક, અગ્નિપુરાણમાં પંદરહજાર અને ચારસો શ્લોક, ભવિષ્યપુરાણમાં ચૌદહજાર અને પાંચસો શ્લોક, બ્રહ્મવૈવર્તપુરાણમાં અઢારહજાર શ્લોક, લિંગપુરાણમાં અગિયારહજાર શ્લોક, વરાહપુરાણમાં ચોવીસહજાર શ્લોક, સ્કંદપુરાણમાં એક્યાસીહજાર અને એકસો શ્લોક, વામન પુરાણમાં દશહજાર શ્લોક, કૂર્મપુરાણમાં સત્તરહજાર શ્લોક, મત્સ્યપુરાણમાં ચૌદહજાર શ્લોક, ગરુડપુરાણમાં ઓગણીસહજાર શ્લોક અને બ્રહ્માંડપુરાણમાં બારહજાર શ્લોક છે. ॥ ૪-૮ ॥ આ પ્રમાણે બધાં પુરાણોની શ્લોક-સંખ્યા કુલ મળીને ચાર લાખ થાય છે. તેમાં શ્રીમદ્ભાગવત, (ઉપર લખ્યું છે તે પ્રમાણે) અઢારહજાર શ્લોકનું છે. ॥ ૯ ॥

શૌનકજી! સર્વ પ્રથમ ભગવાન વિષ્ણુએ પોતાના નાભિકમલ પર બેઠેલા અને સંસારથી ભયભીત થયેલા બ્રહ્માજી પર કૃપા કરીને શ્રીમદ્ભાગવત મહાપુરાણ કહ્યું હતું. ॥ ૧૦ ॥ આમાં આદિ, મધ્ય અને અંતમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાવાળી અનેક કથાઓ છે. આ મહાપુરાણમાં જે ભગવાન શ્રીહરિની લીલા કથાઓ છે, તે તો અમૃત સ્વરૂપ છે જ, તેમના સેવનથી સત્પુરુષો અને દેવતાઓને બહુ આનંદ મળે છે. ॥ ૧૧ ॥ તમે લોકો જાણો છો કે, સમસ્ત ઉપનિષદોનો સાર છે 'બ્રહ્મ અને આત્મા એક જ છે, અદ્વિતીય છે, સદ્વસ્તુ છે.' તે જ શ્રીમદ્ભાગવતનો પ્રતિપાદ્ય વિષય છે. ભાગવતજીની રચનાનું પ્રયોજન છે એકમાત્ર કૈવલ્ય-મોક્ષ. ॥ ૧૨ ॥

જે મનુષ્ય ભાદરવા મહિનાની પૂર્ણિમાના દિવસે શ્રીમદ્ભાગવતજીને સુવર્ણના સિંહાસન પર પધરાવીને તેનું દાન કરે છે, તેને પરમગતિ પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥ સંતોની સભામાં અન્ય પુરાણોની ત્યાં સુધી જ શોભા હોય છે, જ્યાં સુધી સર્વશ્રેષ્ઠ શ્રીમદ્ભાગવત મહાપુરાણનાં દર્શન નથી થતાં. ॥ ૧૪ ॥

સર્વવેદાન્તસારં હિ શ્રીભાગવતમિષ્યતે ।
તદ્રસામૃતતૃપ્તસ્ય નાન્યત્ર સ્યાદ્ રતિઃ ક્વચિત્ ॥ ૧૫॥

નિમ્નગાનાં યથા ગઙ્ગા દેવાનામચ્યુતો યથા ।
વૈષ્ણવાનાં યથા શમ્ભુઃ પુરાણાનામિદં તથા ॥ ૧૬॥

ક્ષેત્રાણાં ચૈવ સર્વેષાં યથા કાશી હ્યનુત્તમા ।
તથા પુરાણવ્રાતાનાં શ્રીમદ્ભાગવતં દ્વિજાઃ ॥ ૧૭॥

શ્રીમદ્ભાગવતં પુરાણમમલં યદ્વૈષ્ણવાનાં પ્રિયં
યસ્મિન્ પારમહંસ્યમેકમમલં જ્ઞાનં પરં ગીયતે ।
તત્ર જ્ઞાનવિરાગભક્તિસહિતં નૈષ્કર્મ્યમાવિષ્કૃતં
તચ્છૃણ્વન્ વિપઠન્ વિચારણપરો ભક્ત્યા વિમુચ્યેન્નરઃ ॥ ૧૮॥

કસ્મૈ યેન વિભાસિતોઽયમતુલો જ્ઞાનપ્રદીપઃ પુરા
તદ્રૂપેણ ચ નારદાય મુનયે કૃષ્ણાય તદ્રૂપિણા ।
યોગીન્દ્રાય તદાત્મનાથ ભગવદ્રાતાય કારુણ્યત-
સ્તચ્છુદ્ધં વિમલં વિશોકમમૃતં સત્યં પરં ધીમહિ ॥ ૧૯॥

નમસ્તસ્મૈ ભગવતે વાસુદેવાય સાક્ષિણે ।
ય ઇદં કૃપયા કસ્મૈ વ્યાચચક્ષે મુમુક્ષવે ॥ ૨૦॥

યોગીન્દ્રાય નમસ્તસ્મૈ શુકાય બ્રહ્મરૂપિણે ।
સંસારસર્પદષ્ટં યો વિષ્ણુરાતમમૂમુચત્ ॥ ૨૧॥

ભવે[1] ભવે યથા ભક્તિઃ પાદયોસ્તવ જાયતે ।
તથા કુરુષ્વ દેવેશ નાથસ્ત્વં નો યતઃ પ્રભો ॥ ૨૨॥

આ શ્રીમદ્ભાગવત સઘળાં ઉપનિષદોનો સાર છે. જે મનુષ્ય આ રસસુધાનું પાન કરીને તૃપ્ત થયો છે તેને બીજાં પુરાણ-શાસ્ત્રોમાં પ્રીતિ થતી નથી. ॥ ૧૫ ॥ જેમ નદીઓમાં ગંગાજી, દેવતાઓમાં વિષ્ણુ અને વૈષ્ણવોમાં શ્રીશંકર સર્વશ્રેષ્ઠ છે, તે જ પ્રમાણે પુરાણોમાં શ્રીમદ્ભાગવતજી છે. ॥ ૧૬ ॥ શૌનકાદિ ઋષિઓ! જેમ બધાં ક્ષેત્રોમાં કાશી સર્વોત્તમ છે તેમ જ પુરાણોમાં શ્રીમદ્ભાગવતજીનું સ્થાન બધાંથી સર્વોત્તમ છે. ॥ ૧૭ ॥ આ શ્રીમદ્ભાગવત પુરાણ સર્વથા નિર્દોષ છે. ભગવાનના ભક્ત વૈષ્ણવોનું તે પ્રિય ધન છે. આ પુરાણમાં જીવન્મુક્ત પરમહંસોના અદ્વિતીય અને માયારહિત શ્રેષ્ઠ જ્ઞાનનું જ ગાન છે. આ ગ્રંથની સૌથી મોટી વિલક્ષણતા એ છે કે, આમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ દ્વારા કર્મ-બંધનમાંથી મુક્ત થવાનો માર્ગ પ્રકાશિત કરવામાં આવ્યો છે. ॥ ૧૮ ॥

આ શ્રીમદ્ભાગવત ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપનો પરિચય કરાવનાર તત્ત્વદીપક છે. આ દીપક અનુપમ અને અલૌકિક છે. શ્રીમદ્ભાગવત જેવો અન્ય કોઈ તત્ત્વગ્રંથ નથી. સર્વપ્રથમ સ્વયં ભગવાન નારાયણે બ્રહ્માજીને શ્રીમદ્ભાગવતજીનો ઉપદેશ કર્યો. પછી તેમણે જ બ્રહ્માજીના રૂપમાં દેવર્ષિ નારદજીને ઉપદેશ કર્યો અને નારદજીના રૂપે ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસજીને ઉપદેશ કર્યો. ત્યાર પછી તેમણે જ વ્યાસરૂપે યોગેન્દ્ર શુકદેવજીને અને શુકદેવજીના રૂપે અત્યંત કરુણાવશ રાજર્ષિ પરીક્ષિતને ઉપદેશ કર્યો. તે સર્વોત્કૃષ્ટ શુદ્ધ નિર્મળ પરબ્રહ્મ શોકરહિત અને અમૃતસ્વરૂપ ભગવાનનું અમે ધ્યાન કરીએ છીએ. ॥ ૧૯ ॥ અમે તે સર્વના સાક્ષી ભગવાન વાસુદેવને નમસ્કાર કરીએ છીએ, જેમણે કૃપા કરીને મોક્ષની અભિલાષાવાળા બ્રહ્માજીને આ શ્રીમદ્ભાગવતનો ઉપદેશ કર્યો. ॥ ૨૦ ॥ સાથે-સાથે અમે તે યોગીરાજ બ્રહ્મસ્વરૂપ શ્રીશુકદેવજીને પણ નમસ્કાર કરીએ છીએ, જેમણે સંસારરૂપી સર્પ જેમને કરડ્યો હતો તેવા રાજર્ષિ પરીક્ષિતને શ્રીમદ્ભાગવત પુરાણ સંભળાવીને મુક્ત કરી દીધા. ॥ ૨૧ ॥ દેવતાઓના આરાધ્યદેવ સર્વેશ્વર! આપ જ અમારા એકમાત્ર ઈશ્વર અને સર્વેશ્વર છો. હવે આપ એવી કૃપા કરો કે, પ્રત્યેક જન્મમાં આપનાં ચરણકમળોની નિરંતર ભક્તિ પ્રાપ્ત થતી રહે. ॥ ૨૨ ॥

---

૧. પ્રાચીન પ્રતમાં 'ભવે ભાવે······ હરિ પદમ્ ।' આ બે (બાવીસમો અને તેવીસમો) શ્લોકો નથી.

નામસઙ્કીર્તનં યસ્ય સર્વપાપપ્રણાશનમ્ ।
પ્રણામો દુઃખશમનસ્તં નમામિ હરિં પરમ્ ॥ ૨૩॥

ભગવાનનાં નામોનું સંકીર્તન તમામ પાપોનો નાશ કરનાર છે અને ભગવાનના ચરણોમાં કરેલા પ્રણામ હંમેશને માટે તમામ પ્રકારનાં દુઃખોને શાંત કરી દે છે, તે જ પરમતત્ત્વરૂપ શ્રીહરિને હું નમસ્કાર કરું છું. ॥ ૨૩ ॥

=★=

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે વૈયાસિક્યામષ્ટાદશસાહસ્ર્યાં પારમહંસ્યાં સંહિતાયાં દ્વાદશસ્કન્ધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

બારમા સ્કંધ-અંતર્ગત તેરમો અધ્યાય સમાપ્ત.

=★=

**॥ ઇતિ દ્વાદશઃ સ્કન્ધઃ ॥**

**બારમો સ્કંધ સમાપ્ત.**

=★=

**॥ સમ્પૂર્ણોઽયં ગ્રન્થઃ ॥**

**શ્રીમદ્ભાગવતપુરાણ સમાપ્ત.**

=★=

ત્વદીયં વસ્તુ ગોવિન્દ તુભ્યમેવ સમર્પયે ।
તેન ત્વદઙ્ઘ્રિકમલે રતિં મે યચ્છ શાશ્વતીમ્ ॥

=★=

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ

=★=

ॐ નમો ભગવતે વાસુદેવાય

# શ્રીમદ્ભાગવતમાહાત્મ્યમ્

═★═

## પહેલો અધ્યાય

═★═

**પરીક્ષિત અને વજ્રનાભનો સમાગમ, શાંડિલ્ય મુનિના મુખેથી ભગવાનની લીલાના રહસ્યનું અને વ્રજભૂમિના મહત્ત્વનું વર્ણન**

*વ્યાસ ઉવાચ*

**શ્રીસચ્ચિદાનન્દઘનસ્વરૂપિણે**
**કૃષ્ણાય ચાનન્તસુખાભિવર્ષિણે ।**
**વિશ્વોદ્ભવસ્થાનનિરોધહેતવે**
**નુમો વયં ભક્તિરસાપ્તયેઽનિશમ્ ॥ ૧॥**

**મહર્ષિ વ્યાસ કહે છે** – જેમનું સ્વરૂપ સચ્ચિદાનંદઘન છે, જે પોતાના સૌંદર્ય અને માધુર્ય આદિ ગુણોથી બધાનાં મન પોતાની તરફ આકર્ષિત કરી લે છે અને સદા-સર્વદા અનંત સુખની વૃષ્ટિ કરતા રહે છે, જેમની શક્તિથી આ વિશ્વનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે – એ ભગવાન શ્રીકૃષ્ણને અમે ભક્તિરસનું આસ્વાદન કરવા માટે નિત્ય-નિરંતર પ્રણામ કરીએ છીએ. ॥ ૧ ॥

**નૈમિષે સૂતમાસીનમભિવાદ્ય મહામતિમ્ ।**
**કથામૃતરસાસ્વાદકુશલા ઋષયોઽબ્રુવન્ ॥ ૨॥**

નૈમિષારણ્યક્ષેત્રમાં શ્રીસૂતજી સ્વસ્થ ચિત્તે પોતાના આસન પર બેઠા હતા. તે સમયે ભગવાનની લીલા-કથાના રસિયા, તેના રસાસ્વાદનમાં ખૂબ કુશળ એવા શૌનકાદિ ઋષિઓએ સૂતજીને પ્રણામ કરીને તેમને આ પ્રશ્ન કર્યો. ॥ ૨ ॥

*ઋષય ઊચુઃ*

**વજ્રં શ્રીમાથુરે દેશે સ્વપૌત્રં હસ્તિનાપુરે ।**
**અભિષિચ્ય ગતે રાજ્ઞિ તૌ કથં કિં ચ ચક્રતુઃ ॥ ૩॥**

**ઋષિઓએ પૂછ્યું** – સૂતજી! ધર્મરાજ યુધિષ્ઠિર જ્યારે શ્રીમથુરામંડળમાં અનિરુદ્ધના પુત્ર વજ્રનો અને હસ્તિનાપુરમાં પોતાના પૌત્ર પરીક્ષિતનો રાજ્યાભિષેક કરીને હિમાલય તરફ ચાલ્યા ગયા, ત્યારે રાજા વજ્રે અને પરીક્ષિતે કઈ-કઈ રીતે શું-શું કાર્ય કર્યું? ॥ ૩ ॥

*સૂત ઉવાચ*

**નારાયણં નમસ્કૃત્ય નરં ચૈવ નરોત્તમમ્ ।**
**દેવીં સરસ્વતીં વ્યાસં તતો જયમુદીરયેત્ ॥ ૪॥**

**મહાપથં ગતે રાજ્ઞિ પરીક્ષિત્ પૃથિવીપતિઃ ।**
**જગામ મથુરાં વિપ્રા વજ્રનાભદિદૃક્ષયા ॥ ૫॥**

**પિતૃવ્યમાગતં જ્ઞાત્વા વજ્રઃ પ્રેમપરિપ્લુતઃ ।**
**અભિગમ્યાભિવાદ્યાથ નિનાય નિજમન્દિરમ્ ॥ ૬॥**

**સૂતજીએ કહ્યું** – ભગવાન નારાયણ, નરોત્તમ નર, દેવી સરસ્વતી અને મહર્ષિ વ્યાસજીને નમસ્કાર કરીને, શુદ્ધચિત્ત થઈને ભગવત્તત્ત્વને પ્રકાશિત કરવાવાળા ઇતિહાસપુરાણરૂપી 'જય'નું ઉચ્ચારણ કરવું જોઈએ. ॥ ૪ ॥ શૌનકાદિ બ્રહ્મર્ષિઓ! જ્યારે ધર્મરાજ યુધિષ્ઠિર વગેરે પાંડવો સ્વર્ગારોહણ માટે હિમાલય ચાલ્યા ગયા, ત્યારે સમ્રાટ પરીક્ષિત એક દિવસ મથુરા ગયા. તેમની આ યાત્રાનો હેતુ માત્ર ત્યાં જઈને વજ્રનાભને મળવાનો જ હતો. ॥ ૫ ॥ જ્યારે વજ્રનાભને આ સમાચારની જાણ થઈ કે, મારા પિતાતુલ્ય પરીક્ષિત રાજા મને મળવા માટે આવી રહ્યા છે, ત્યારે તેમનું હૃદય પ્રેમથી છલકાઈ ગયું. તેમણે નગરની બહાર જઈને તેમનું સ્વાગત કર્યું અને પ્રણામ કરીને પ્રેમથી તેમને પોતાના મહેલમાં લઈ આવ્યા. ॥ ૬ ॥

પરિષ્વજ્ય સ તં વીરઃ કૃષ્ણૈકગતમાનસઃ ।
રોહિણ્યાદ્યા હરેઃ પત્નીર્વવન્દાયતનાગતઃ ॥ ૭॥

તાભિઃ સંમાનિતોઽત્યર્થં પરીક્ષિત્ પૃથિવીપતિઃ ।
વિશ્રાન્તઃ સુખમાસીનો વજ્રનાભમુવાચ હ ॥ ૮॥

પરીક્ષિદુવાચ

તાત ત્વત્પિતૃભિર્નૂનમસ્મત્પિતૃપિતામહાઃ ।
ઉદ્‌ધૃતા ભૂરિદુઃખૌઘાદહં ચ પરિરક્ષિતઃ ॥ ૯॥

ન પારયામ્યહં તાત સાધુ કૃત્વોપકારતઃ ।
ત્વામતઃ પ્રાર્થયામ્યઙ્ગ સુખં રાજ્યેઽનુયુજ્યતામ્ ॥ ૧૦॥

કોશસૈન્યાદિજા ચિન્તા તથાઽરિદમનાદિજા ।
મનાગપિ ન કાર્યા તે સુસેવ્યાઃ કિન્તુ માતરઃ ॥ ૧૧॥

નિવેદ્ય મયિ કર્તવ્યં સર્વાધિપરિવર્જનમ્ ।
શ્રુત્વૈતત્ પરમપ્રીતો વજ્રસ્તં પ્રત્યુવાચ હ ॥ ૧૨॥

વજ્રનાભ ઉવાચ

રાજન્નુચિતમેતત્તે યદસ્માસુ પ્રભાષસે ।
ત્વત્પિત્રોપકૃતશ્ચાહં ધનુર્વિદ્યાપ્રદાનતઃ ॥ ૧૩॥

તસ્માન્નાલ્પાપિ મે ચિન્તા ક્ષાત્રં દૃઢમુપેયુષઃ ।
કિન્ત્વેકા પરમા ચિન્તા તત્ર કિઞ્ચિદ્ વિચાર્યતામ્ ॥ ૧૪॥

માથુરે ત્વભિષિક્તોઽપિ સ્થિતોઽહં નિર્જને વને ।
ક્વ ગતા વૈ પ્રજાઽત્રત્યા યત્ર રાજ્યં પ્રરોચતે ॥ ૧૫॥

ઇત્યુક્તો વિષ્ણુરાતસ્તુ નન્દાદીનાં પુરોહિતમ્ ।
શાણ્ડિલ્યમાજુહાવાશુ વજ્રસન્દેહનુત્તયે ॥ ૧૬॥

વીર પરીક્ષિત ભગવાન શ્રીકૃષ્ણના પરમ પ્રેમી ભક્ત હતા. તેમનું મન નિત્ય-નિરંતર આનંદઘન શ્રીકૃષ્ણચંદ્રમાં જ રમણ કરતું હતું. તેમણે ભગવાન શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્રનાભનું અતિપ્રેમ સાથે આલિંગન કર્યું. ત્યાર પછી અંતઃપુરમાં જઈને ભગવાન શ્રીકૃષ્ણની રોહિણી વગેરે પત્નીઓને નમસ્કાર કર્યા. ॥ ૭ ॥ રોહિણી વગેરે શ્રીકૃષ્ણની પત્નીઓએ પણ સમ્રાટ પરીક્ષિતનું ખૂબ જ સન્માન કર્યું. તેઓ વિશ્રામ પછી જ્યારે આરામથી બેઠા ત્યારે તેમણે વજ્રનાભને આ વાત કહી. ॥ ૮ ॥

**રાજા પરીક્ષિતે કહ્યું** – 'હે તાત! તમારા પિતા અને પિતામહોએ મારા પિતા અને પિતામહોને મોટાં-મોટાં સંકટોમાંથી બચાવ્યા છે. મારું રક્ષણ પણ તેમણે જ કર્યું છે. ॥ ૯ ॥ પ્રિય વજ્રનાભ! જો હું તેમના ઉપકારોનો બદલો ચૂકવવા ઈચ્છું તો પણ કોઈ રીતે ચૂકવી શકું એમ નથી. તેથી હું તમને પ્રાર્થના કરું છું કે, તમે સુખેથી પોતાનું રાજકાર્ય કરતા રહો. ॥ ૧૦ ॥ તમારે તમારા કોશની, સેનાની તથા શત્રુઓને દબાવવા વગેરેની સ્હેજ પણ ચિંતા ન કરવી જોઈએ. તમારા માટે જો કોઈ કર્તવ્ય હોય તો તે માત્ર એક જ છે અને તે એ છે કે તમારે તમારી આ માતાઓની ખૂબ જ પ્રેમથી સારી રીતે સેવા કરતાં રહેવું જોઈએ. ॥ ૧૧ ॥ જો તમારા ઉપર કોઈ વાર આપત્તિ-વિપત્તિ આવે અથવા કોઈ કારણે તમારા હૃદયમાં ભારે દુઃખનો અનુભવ થાય તો મને કહીને નિશ્ચિંત થઈ જજો; હું તમારી સઘળી ચિંતાઓ દૂર કરી દઈશ.' સમ્રાટ પરીક્ષિતની આ વાત સાંભળીને વજ્રનાભને ખૂબ પ્રસન્નતા થઈ. તેમણે રાજા પરીક્ષિતને કહ્યું - ॥ ૧૨ ॥

**વજ્રનાભે કહ્યું** – 'મહારાજ! આપ મને જે કહી રહ્યા છો, તે સર્વથા આપને અનુરૂપ છે. આપના પિતાશ્રીએ પણ મને ધનુર્વેદનું શિક્ષણ આપીને મારા પર મોટો ઉપકાર કર્યો છે. ॥ ૧૩ ॥ તેથી મને કોઈ વાતની સહેજ પણ ચિંતા નથી; કારણ કે, તેમની કૃપાથી હું ક્ષત્રિયો માટે આવશ્યક એવી શૂરવીરતાથી સારી રીતે સંપન્ન છું. મને માત્ર એક વાતની મોટી ચિંતા છે, આપ તે સંબંધમાં કંઈક વિચાર કરો. ॥ ૧૪ ॥ જો કે મારો મથુરામંડળની રાજગાદી પર અભિષેક કરવામાં આવ્યો છે, છતાં પણ હું અહીં નિર્જન વનમાં રહું છું. મને એ વાતની ખબર નથી કે અહીંની પ્રજા ક્યાં ચાલી ગઈ; કેમકે, રાજ્યનું સુખ તો ત્યારે જ હોય છે જ્યારે પ્રજા હોય.' ॥ ૧૫ ॥ જ્યારે વજ્રનાભે પરીક્ષિતને આ વાત કહી, ત્યારે તેમણે વજ્રનાભનો સંદેહ દૂર કરવા માટે મહર્ષિ શાંડિલ્યને બોલાવડાવ્યા. આ જ મહર્ષિ શાંડિલ્ય પહેલાં નંદ વગેરે ગોપજનોના પુરોહિત હતા. ॥ ૧૬ ॥

અથોટજં વિહાયાશુ શાણ્ડિલ્યઃ સમુપાગતઃ ।
પૂજિતો વજ્રનાભેન નિષસાદાસનોત્તમે ॥ ૧૭॥

ઉપોદ્‌ઘાતં વિષ્ણુરાતશ્ચકારાશુ તતસ્ત્વસૌ ।
ઉવાચ પરમપ્રીતસ્તાવુભૌ પરિસાન્ત્વયન્ ॥ ૧૮॥

*શાણ્ડિલ્ય ઉવાચ*

શૃણુતં દત્તચિત્તૌ મે રહસ્યં વ્રજભૂમિજમ્ ।
વ્રજનં વ્યાપ્તિરિત્યુક્ત્યા વ્યાપનાદ્ વ્રજ ઉચ્યતે ॥ ૧૯॥

ગુણાતીતં પરં બ્રહ્મ વ્યાપકં વ્રજ ઉચ્યતે ।
સદાનન્દં પરં જ્યોતિર્મુક્તાનાં પદમવ્યયમ્ ॥ ૨૦॥

તસ્મિન્ નન્દાત્મજઃ કૃષ્ણઃ સદાનન્દાઙ્ગવિગ્રહઃ ।
આત્મારામશ્ચાપ્તકામઃ પ્રેમાક્તૈરનુભૂયતે ॥ ૨૧॥

આત્મા તુ રાધિકા તસ્ય તયૈવ રમણાદસૌ ।
આત્મારામતયા પ્રાજ્ઞૈઃ પ્રોચ્યતે ગૂઢવેદિભિઃ ॥ ૨૨॥

કામાસ્તુ વાઞ્છિતાસ્તસ્ય ગાવો ગોપાશ્ચ ગોપિકાઃ ।
નિત્યાઃ સર્વે વિહારાદ્યા આપ્તકામસ્તતસ્ત્વયમ્ ॥ ૨૩॥

રહસ્યં ત્વિદમેતસ્ય પ્રકૃતેઃ પરમુચ્યતે ।
પ્રકૃત્યા ખેલતસ્તસ્ય લીલાઽન્યૈરનુભૂયતે ॥ ૨૪॥

સર્ગસ્થિત્યપ્યયા યત્ર રજઃસત્ત્વતમોગુણૈઃ ।
લીલૈવં દ્વિવિધા તસ્ય વાસ્તવી વ્યાવહારિકી ॥ ૨૫॥

વાસ્તવી તત્સ્વસંવેદ્યા જીવાનાં વ્યાવહારિકી ।
આદ્યાં વિના દ્વિતીયા ન દ્વિતીયા નાદ્યગા ક્વચિત્ ॥ ૨૬॥

યુવયોર્ગોચરેયં તુ તલ્લીલા વ્યાવહારિકી ।
યત્ર ભૂરાદયો લોકા ભુવિ માથુરમણ્ડલમ્ ॥ ૨૭॥

પરીક્ષિત રાજાનો સંદેશો મળતાં જ મહર્ષિ શાંડિલ્ય પોતાની કુટિયા છોડીને ત્યાં આવી પહોંચ્યા. વ્રજનાભે તેમનો વિધિપૂર્વક સ્વાગત-સત્કાર કર્યો અને તેઓ એક ઊંચા આસન ઉપર વિરાજમાન થયા. ॥ ૧૭ ॥ પરીક્ષિત રાજાએ વજ્રનાભની વાત તેમને કહી સંભળાવી. ત્યાર પછી મહર્ષિ શાંડિલ્ય ખૂબ જ પ્રસન્નતાથી તેમને સાન્ત્વના આપતાં કહેવા લાગ્યા. ॥ ૧૮ ॥

**શાંડિલ્યજીએ કહ્યું** – પ્રિય પરીક્ષિત અને વજ્રનાભ! હું તમને વ્રજભૂમિનું રહસ્ય બતાવું છું. તમે ધ્યાન આપીને સાંભળો. 'વ્રજ' શબ્દનો અર્થ છે વ્યાપ્તિ. આ વૃદ્ધવચન પ્રમાણે વ્યાપક હોવાથી જ આ ભૂમિનું નામ 'વ્રજ' પડ્યું છે. ॥ ૧૯ ॥ સત્ત્વ, રજ, તમ – આ ત્રણ ગુણોથી અતીત જે પરબ્રહ્મ છે, તે જ વ્યાપક છે. તેથી તેને વ્રજ કહે છે. તે સદાનંદસ્વરૂપ, પરમ જ્યોતિર્મય અને અવિનાશી છે. જીવન્મુક્ત પુરુષો તેમાં જ સ્થિત રહે છે. ॥ ૨૦ ॥ આ પરબ્રહ્મસ્વરૂપ વ્રજધામમાં નન્દનન્દન ભગવાન શ્રીકૃષ્ણનો નિવાસ છે. તેમનું એક-એક અંગ સચ્ચિદાનંદસ્વરૂપ છે. તેઓ આત્મારામ અને આપ્તકામ છે. પ્રેમરસમાં ડૂબેલા રસિકજનો જ તેમનો અનુભવ કરે છે. ॥ ૨૧ ॥ ભગવાન શ્રીકૃષ્ણનો આત્મા છે – રાધાજી; તેમની સાથે રમણ કરવાના કારણે જ રહસ્ય-રસના મર્મજ્ઞ જ્ઞાનીપુરુષો તેમને 'આત્મારામ' કહે છે. ॥ ૨૨ ॥ 'કામ' શબ્દનો અર્થ છે કામના, અભિલાષા; વ્રજમાં ભગવાન શ્રીકૃષ્ણના પ્રિય પદાર્થો છે – ગાયો, ગોપબાળકો, ગોપીઓ અને તેમની સાથેનો લીલા-વિહાર વગેરે; તે સર્વે અહીં નિત્યપ્રાપ્ત છે. તેથી જ શ્રીકૃષ્ણને 'આપ્તકામ' કહેવામાં આવ્યા છે. ॥ ૨૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણની આ રહસ્ય-લીલા પ્રકૃતિથી પર છે. તેઓ જે સમયે પ્રકૃતિ સાથે રમતા હોય છે, ત્યારે બીજા લોકો પણ તેમની લીલાનો અનુભવ કરે છે. ॥ ૨૪ ॥ પ્રકૃતિની સાથે થનારી લીલામાં જ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ દ્વારા સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયની પ્રતીતિ થાય છે. આ પ્રમાણે એવું નક્કી થાય છે કે, ભગવાનની લીલા બે પ્રકારની છે – એક વાસ્તવિક અને બીજી વ્યાવહારિક. ॥ ૨૫ ॥ વાસ્તવિક લીલા સ્વસંવેદ્ય છે એટલે કે તેને સ્વયં ભગવાન અને તેમના રસિક ભક્તો જ જાણે છે. જીવોની સામે જે લીલા થાય છે, તે વ્યાવહારિક લીલા છે. વાસ્તવિક લીલા વિના વ્યાવહારિક લીલા થઈ શકતી નથી, પરંતુ વ્યાવહારિક લીલાનો વાસ્તવિક લીલાના ક્ષેત્રમાં ક્યારેય પ્રવેશ થઈ શકતો નથી. ॥ ૨૬ ॥ તમે બન્ને ભગવાનની જે લીલા જોઈ રહ્યા છો, એ વ્યાવહારિક લીલા છે. આ પૃથ્વી અને સ્વર્ગાદિ લોક આ જ લીલાની અંતર્ગત છે. આ જ પૃથ્વી પર આ મથુરામંડળ છે. ॥ ૨૭ ॥

અત્રૈવ વ્રજભૂમિઃ સા યત્ર તત્ત્વં સુગોપિતમ્ ।
ભાસતે પ્રેમપૂર્ણાનાં કદાચિદપિ સર્વતઃ ॥ ૨૮॥

અહીં જ તે વ્રજભૂમિ છે, જેમાં ભગવાનની તે વાસ્તવિક રહસ્ય-લીલા ગુપ્તરૂપે થતી રહે છે. તે ક્યારેક-ક્યારેક પ્રેમી-હૃદયના રસિક ભક્તોને બધી બાજુ દેખાય છે. ॥ ૨૮ ॥

કદાચિદ્ દ્વાપરસ્યાન્તે રહોલીલાધિકારિણઃ ।
સમવેતા યદાઽત્ર સ્યુર્યથેદાનીં તદા હરિઃ ॥ ૨૯॥

સ્વૈઃ સહાવતરેત્ સ્વેષુ સમાવેશાર્થમીપ્સિતાઃ ।
તદા દેવાદયોઽપ્યન્યેઽવતરન્તિ સમન્તતઃ ॥ ૩૦॥

ક્યારેક અઠ્ઠાવીસમા દ્વાપરયુગના અંતમાં જ્યારે ભગવાનની રહસ્ય-લીલાના અધિકારી ભક્તજનો અહીં એકઠા થાય છે, જે રીતે થોડા સમય પહેલાં થયા હતા, ત્યારે ભગવાન પોતાના અંતરંગ પરિજનો સાથે અવતાર લે છે. તેમના અવતારોનું પ્રયોજન એ હોય છે કે, રહસ્ય-લીલાના અધિકારી ભક્તજનો પણ અંતરંગ પરિજનો સાથે મળીને લીલા-રસનું આસ્વાદન કરી શકે. આ પ્રમાણે જ્યારે ભગવાન અવતાર લે છે, તે સમયે ભગવાનના અત્યંત પ્રેમી દેવતાઓ અને ઋષિઓ વગેરે પણ પૃથ્વી પર ચારે બાજુ અવતાર લે છે. ॥ ૨૯-૩૦ ॥

સર્વેષાં વાઞ્છિતં કૃત્વા હરિરન્તર્હિતોઽભવત્ ।
તેનાત્ર ત્રિવિધા લોકાઃ સ્થિતાઃ પૂર્વં ન સંશયઃ ॥ ૩૧॥

હમણાં જ જે અવતાર થયો હતો, તેમાં ભગવાન પોતાનાં બધાં પ્રેમીઓની અભિલાષા પૂરી કરીને હવે અંતર્ધાન થઈ ચૂક્યા છે. આથી એ નક્કી થયું કે, અહીં પહેલાં ત્રણ પ્રકારના ભક્તો ઉપસ્થિત હતા, તેમાં કોઈ શંકા નથી. ॥ ૩૧ ॥

નિત્યાસ્તલ્લિપ્સવશ્ચૈવ દેવાદ્યાશ્ચેતિ ભેદતઃ ।
દેવાદ્યાસ્તેષુ કૃષ્ણેન દ્વારકાં પ્રાપિતાઃ પુરા ॥ ૩૨॥

આ ત્રણ પ્રકારના ભક્તોમાં પ્રથમ શ્રેણીમાં તો તે આવે છે જેઓ ભગવાનના નિત્ય 'અંતરંગ' પાર્ષદો છે – જેમનો ભગવાનથી ક્યારેય વિયોગ થતો જ નથી. બીજા તે છે જે ભગવાનની અંતરંગ લીલામાં પોતાનો પ્રવેશ ઇચ્છે છે. ત્રીજા પ્રકારમાં દેવતાઓ વગેરે છે. એમાંથી જે દેવતાઓ વગેરેના અંશથી અવતરિત થયા હતા, તેમને ભગવાને વ્રજભૂમિથી હટાવીને પહેલાં જ દ્વારકા પહોંચાડી દીધા હતા. ॥ ૩૨ ॥

પુનર્મૌશલમાર્ગેણ સ્વાધિકારેષુ ચાપિતાઃ ।
તલ્લિપ્સૂંશ્ચ સદા કૃષ્ણઃ પ્રેમાનન્દૈકરૂપિણઃ ॥ ૩૩॥

વિધાય સ્વીયનિત્યેષુ સમાવેશિતવાંસ્તદા ।
નિત્યાઃ સર્વેઽપ્યયોગ્યેષુ દર્શનાભાવતાં ગતાઃ ॥ ૩૪॥

પછી ભગવાને બ્રાહ્મણોના શાપથી ઉત્પન્ન થયેલા મુશળને નિમિત્ત બનાવીને યદુકુળમાં અવતરેલા દેવતાઓને સ્વર્ગમાં મોકલીને તેમને ફરીથી પોતપોતાના અધિકાર ઉપર સ્થાપિત કરી દીધા. તથા જેમને એકમાત્ર ભગવાનને જ પ્રાપ્ત કરવાની ઇચ્છા હતી, તેમને પ્રેમાનંદસ્વરૂપ બનાવીને શ્રીકૃષ્ણે સદાને માટે પોતાના નિત્ય અંતરંગ પાર્ષદોમાં સામેલ કરી દીધા. જેઓ નિત્ય પાર્ષદ છે, તેઓ જોકે અહીં ગુપ્તરૂપે થનારી નિત્યલીલામાં હંમેશાં રહે જ છે, પરંતુ જેઓ તેમનાં દર્શનના અધિકારી નથી, એવા પુરુષો માટે તેઓ અદૃશ્ય થઈ ગયા છે. ॥ ૩૩-૩૪ ॥

વ્યાવહારિકલીલાસ્થાસ્તત્ર યન્નાધિકારિણઃ ।
પશ્યન્ત્યત્રાગતાસ્તસ્માન્નિર્જનત્વં સમન્તતઃ ॥ ૩૫॥

જે લોકો વ્યાવહારિક લીલામાં સ્થિત છે, તેઓ નિત્યલીલાના દર્શન કરવાના અધિકારી નથી; તેથી અહીં આવવાવાળાઓને બધી રીતે નિર્જન વન – સૂનું જ સૂનું દેખાય છે; કારણ કે, તેઓ વાસ્તવિક લીલામાં સ્થિત ભક્તજનોને જોઈ શકતા નથી. ॥ ૩૫ ॥

તસ્માચ્ચિન્તા ન તે કાર્યા વજ્રનાભ મદાજ્ઞયા ।
વાસયાત્ર બહૂન્ ગ્રામાન્ સંસિદ્ધિસ્તે ભવિષ્યતિ ॥ ૩૬॥

આમ હોવાથી વજ્રનાભ! તમારે બિલકુલ ચિંતા કરવી જોઈએ નહીં. તમે મારી આજ્ઞાથી અહીં અનેક ગામ વસાવો; એમ થવાથી અવશ્ય તમારો મનોરથ સિદ્ધ થશે. ॥ ૩૬ ॥

કૃષ્ણલીલાનુસારેણ કૃત્વા નામાનિ સર્વતઃ ।
ત્વયા વાસયતા ગ્રામાન્ સંસેવ્યા ભૂરિયં પરા ॥ ૩૭॥

ગોવર્દ્ધને દીર્ઘપુરે મથુરાયાં મહાવને ।
નન્દિગ્રામે બૃહત્સાનૌ કાર્યા રાજ્યસ્થિતિસ્ત્વયા ॥ ૩૮॥

નદ્યદ્રિદ્રોણિકુણ્ડાદિકુઞ્જાન્ સંસેવતસ્તવ ।
રાજ્યે પ્રજાઃ સુસમ્પન્નાસ્ત્વં ચ પ્રીતો ભવિષ્યસિ ॥ ૩૯॥

સચ્ચિદાનન્દભૂરેષા ત્વયા સેવ્યા પ્રયત્નતઃ ।
તવ કૃષ્ણસ્થલાન્યત્ર સ્ફુરન્તુ મદનુગ્રહાત્ ॥ ૪૦॥

વજ્ર સંસેવનાદસ્ય ઉદ્ધવસ્ત્વાં મિલિષ્યતિ ।
તતો રહસ્યમેતસ્માત્ પ્રાપ્સ્યસિ ત્વં સમાતૃકઃ ॥ ૪૧॥

એવમુક્ત્વા તુ શાણ્ડિલ્યો ગતઃ કૃષ્ણમનુસ્મરન્ ।
વિષ્ણુરાતોઽથ વજ્રશ્ચ પરાં પ્રીતિમવાપતુઃ ॥ ૪૨॥

ભગવાન શ્રીકૃષ્ણે જ્યાં લીલા કરી છે, તે પ્રમાણે તે સ્થાનનું નામ રાખીને તમે અનેક ગામ વસાવો અને આ પ્રમાણે દિવ્ય વ્રજભૂમિની સારી રીતે સેવા કરતા રહો. ॥ ૩૭ ॥ ગોવર્ધન, દીર્ઘપુર (ડીગ), મથુરા, મહાવન (ગોકુળ), નંદિગ્રામ (નંદગાઁવ) અને બૃહત્સાનુ (બરસાના) વગેરે સ્થાનોમાં તમારે પોતાના માટે છાવણી બનાવવી જોઈએ. ॥ ૩૮ ॥ તે-તે સ્થાનોમાં રહીને ભગવાનની લીલાસ્થળી-નદી, પર્વત, ઘાટ, સરોવર અને કુંડ તથા કુંજ-વન વગેરેની સેવા કરતાં રહેવું જોઈએ. આવું કરવાથી તમારા રાજ્યમાં પ્રજા ખૂબ જ સંપન્ન થશે અને તમે પણ ખૂબ પ્રસન્નતાથી રાજ્ય કરશો. ॥ ૩૯ ॥ આ વ્રજભૂમિ સચ્ચિદાનંદમય છે, તેથી તમારે પ્રયત્નપૂર્વક આ ભૂમિની સેવા કરવી જોઈએ. હું તમને આશીર્વાદ આપું છું; મારી કૃપાથી ભગવાનની લીલાનાં જે-જે સ્થળ છે તે બધાંની તમને સારી-રીતે જાણકારી થઈ જશે. ॥ ૪૦ ॥ વજ્રનાભ! આ વ્રજભૂમિની સેવા કરતા રહેવાથી તમને કોઈક દિવસ ઉદ્ધવજીનાં દર્શન થશે. પછી તો તમે તમારી માતાઓ સહિત તેમની પાસેથી આ ભૂમિનું તથા ભગવાનની લીલાઓનું રહસ્ય જાણી લેશો. ॥ ૪૧ ॥

મુનિવર શાંડિલ્યજી એ બન્નેને આ પ્રમાણે આશ્વાસન આપીને ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં કરતાં પોતાના આશ્રમે જવા પ્રસ્થાન કરી ગયા. તેમની વાતો સાંભળીને પરીક્ષિતરાજા અને વજ્રનાભ બન્ને ખૂબ પ્રસન્ન થયા. ॥ ૪૨ ॥

=★=

ઇતિ શ્રીસ્કાન્દે મહાપુરાણ એકાશીતિસાહસ્ર્યાં સંહિતાયાં દ્વિતીયે વૈષ્ણવખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે શાણ્ડિલ્યોપદિષ્ટવ્રજભૂમિમાહાત્મ્યવર્ણનં નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

ઇતિ શ્રીસ્કન્દમહાપુરાણ-અંતર્ગત બીજા વૈષ્ણવખંડમાંનો શ્રીમદ્ભાગવત-માહાત્મ્યનો 'શાંડિલ્ય દ્વારા ઉપદેશાયેલ વ્રજભૂમિના માહાત્મ્યનું વર્ણન' નામનો પહેલો અધ્યાય સમાપ્ત. ॥ ૧ ॥

=★=

# બીજો અધ્યાય

## યમુનાજી અને શ્રીકૃષ્ણપત્નીઓનો સંવાદ, કીર્તનોત્સવમાં ઉદ્ધવજીનું પ્રગટ થવું

ઋષય ઊચુઃ

શાણ્ડિલ્યે તૌ સમાદિશ્ય પરાવૃત્તે સ્વમાશ્રમમ્ ।
કિં કથં ચક્રતુસ્તૌ તુ રાજાનૌ સૂત તદ્ વદ ॥ ૧॥

ઋષિઓએ પૂછ્યું – હે સૂતજી! હવે અમને એ જણાવો કે પરીક્ષિત અને વજ્રનાભને આ પ્રમાણે આજ્ઞા આપીને જ્યારે શાંડિલ્ય મુનિ પોતાના આશ્રમે ચાલ્યા ગયા ત્યારે તે બન્ને રાજાઓએ કઈ-કઈ રીતે અને કયું-કયું કામ કર્યું? ॥ ૧ ॥

સૂત ઉવાચ

તતસ્તુ વિષ્ણુરાતેન શ્રેણીમુખ્યાઃ સહસ્રશઃ ।
ઇન્દ્રપ્રસ્થાત્ સમાનાય્ય મથુરાસ્થાનમાપિતાઃ ॥ ૨॥

સૂતજી કહેવા લાગ્યા – ત્યાર પછી મહારાજ પરીક્ષિતે ઇન્દ્રપ્રસ્થ (દિલ્હી)થી હજારો શ્રીમંતોને બોલાવીને મથુરામાં વસાવ્યા. ॥ ૨ ॥

માથુરાન્ બ્રાહ્મણાંસ્તત્ર વાનરાંશ્ચ પુરાતનાન્ ।
વિજ્ઞાય માનનીયત્વં તેષુ સ્થાપિતવાન્ સ્વરાટ્ ॥ ૩॥

વજ્રસ્તુ તત્સહાયેન શાણ્ડિલ્યસ્યાપ્યનુગ્રહાત્ ।
ગોવિન્દગોપગોપીનાં લીલાસ્થાનાન્યનુક્રમાત્ ॥ ૪॥

વિજ્ઞાયાભિધયાઽઽસ્થાપ્ય ગ્રામાનાવાસયદ્ બહૂન્ ।
કુણ્ડકૂપાદિપૂર્તેન શિવાદિસ્થાપનેન ચ ॥ ૫॥

ગોવિન્દહરિદેવાદિસ્વરૂપારોપણેન ચ ।
કૃષ્ણૈકભક્તિં સ્વે રાજ્યે તતાન ચ મુમોદ હ ॥ ૬॥

પ્રજાસ્તુ મુદિતાસ્તસ્ય કૃષ્ણકીર્તનતત્પરાઃ ।
પરમાનન્દસમ્પન્ના રાજ્યં તસ્યૈવ તુષ્ટુવુઃ ॥ ૭॥

એકદા કૃષ્ણપત્ન્યસ્તુ શ્રીકૃષ્ણવિરહાતુરાઃ ।
કાલિન્દીં મુદિતાં વીક્ષ્ય પપ્રચ્છુર્ગતમત્સરાઃ ॥ ૮॥

*શ્રીકૃષ્ણપત્ન્ય ઊચુઃ*

યથા વયં કૃષ્ણપત્ન્યસ્તથા ત્વમપિ શોભને ।
વયં વિરહદુઃખાર્તાસ્ત્વં ન કાલિન્દિ તદ્ વદ ॥ ૯॥

તચ્છ્રુત્વા સ્મયમાના સા કાલિન્દી વાક્યમબ્રવીત્ ।
સાપત્ન્યં વીક્ષ્ય તત્ તાસાં કરુણાપરમાનસા ॥ ૧૦॥

*કાલિન્દ્યુવાચ*

આત્મારામસ્ય કૃષ્ણસ્ય ધ્રુવમાત્માસ્તિ રાધિકા ।
તસ્યા દાસ્યપ્રભાવેણ વિરહોઽસ્માન્ ન સંસ્પૃશેત્ ॥ ૧૧॥

આ સિવાય સમ્રાટ પરીક્ષિતે મથુરામંડળના બ્રાહ્મણો તથા પ્રાચીન વાનરોને કે જે ભગવાનને અતિ પ્રિય હતા તેમને બોલાવીને તેમને આદર સાથે સારી રીતે સમજાવીને મથુરાનગરીમાં વસાવ્યા. ॥ ૩ ॥ આ પ્રમાણે પરીક્ષિત રાજાની સહાયતા અને મહર્ષિ શાંડિલ્યજીની કૃપાથી વજ્રનાભે ક્રમશઃ તે બધાં સ્થળોની શોધ કરી કે જ્યાં ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પ્રિય ગોપ-ગોપીઓ સાથે નાના પ્રકારની લીલાઓ કરતા હતા. લીલા-સ્થાનોનો સારી રીતે નિર્ણય થઈ જતાં, તેમણે ત્યાં-ત્યાંની લીલાઓને અનુચિત તે-તે સ્થાનોનું નામકરણ કર્યું. ભગવાનના લીલા-વિગ્રહોની સ્થાપના કરી તથા તે-તે સ્થાનોમાં (અનેક) ગામ વસાવ્યાં. ઠેક-ઠેકાણે ભગવાનના નામે કુંડ, કૂવા ખોદાવ્યા, ઉપવન-બગીચાઓનું નિર્માણ કર્યું અને ભગવાન શંકર વગેરે દેવતાઓની સ્થાપના કરી. ॥ ૪-૫ ॥ ગોવિન્દદેવ, હરિદેવ વગેરે નામોથી ભગવાનના વિગ્રહોની સ્થાપના કરી. આ બધાં શુભકર્મો દ્વારા વજ્રનાભ પોતાના રાજ્યમાં ચારેબાજુ એકમાત્ર શ્રીકૃષ્ણભક્તિનો પ્રચાર કરીને ખૂબ જ પ્રસન્નતાને પ્રાપ્ત થયા. ॥ ૬ ॥ તેમના પ્રજાજનોને પણ ઘણો જ આનંદ થયો, તેઓ સદા ભગવાનનાં મધુર નામ તથા લીલાઓના કીર્તનમાં મગ્ન થઈ પરમાનંદના સમુદ્રમાં ડૂબેલા રહી હંમેશાં વજ્રનાભના રાજ્યની પ્રશંસા કર્યા કરતા હતા. ॥ ૭ ॥

એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણની વિરહ-વેદનાથી વ્યાકુળ સોળ હજાર રાણીઓ પોતાના પ્રિયતમ પતિદેવનાં ચોથા પટરાણી કાલિન્દીજી (યમુનાજી)ને પ્રસન્ન જોઈ તેમને સરળભાવે પૂછવા લાગ્યાં. તેમના મનમાં શોક-ભાવ- (પોતાના પતિનાં અન્ય પત્ની હોવાને કારણે મનમાં રહેતો શોકભાવ) સહેજ પણ ન હતો. ॥ ૮ ॥

**શ્રીકૃષ્ણની રાણીઓએ કહ્યું** – બહેન કાલિન્દી! જેમ અમે બધી શ્રીકૃષ્ણની ધર્મપત્નીઓ છીએ, એવી તમે પણ છો. અમે તો તેમના વિરહાગ્નિમાં બળી રહી છીએ. તેમના વિયોગના દુઃખથી અમારું હૃદય વ્યથિત થઈ રહ્યું છે, પરંતુ તમારી આવી સ્થિતિ નથી, તમે તો પ્રસન્ન છો, તેનું શું કારણ? હે કલ્યાણી! કંઈક જણાવો તો ખરાં! ॥ ૯ ॥

તેમનો પ્રશ્ન સાંભળીને યમુનાજી હસી પડ્યાં. સાથે-સાથે એવું પણ વિચારવા લાગ્યાં કે મારા પ્રિયતમની પત્નીઓ હોવાના કારણે આ પણ મારી બહેનો જ છે, તેઓ પીગળી ગયાં, તેમનું હૃદય દયાથી દ્રવિત થઈ ગયું. તેથી તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યાં. ॥ ૧૦ ॥

**યમુનાજીએ કહ્યું** – પોતાના આત્મામાં જ રમણ કરવાને કારણે ભગવાન શ્રીકૃષ્ણ આત્મારામ છે અને તેમનો આત્મા છે – શ્રીરાધાજી. હું દાસીની જેમ રાધાજીની સેવા કરતી રહું છું, તેમની સેવાનો જ આ પ્રભાવ છે કે, શ્રીકૃષ્ણનો વિરહ મને સ્પર્શી શકતો નથી. ॥ ૧૧ ॥

તસ્યા એવાંશવિસ્તારાઃ સર્વાઃ શ્રીકૃષ્ણનાયિકાઃ ।
નિત્યસમ્ભોગ એવાસ્તિ તસ્યાઃ સામ્મુખ્યયોગતઃ ॥ ૧૨॥

સ એવ સા સ સૈવાસ્તિ વંશી તત્પ્રેમરૂપિકા ।
શ્રીકૃષ્ણનખચન્દ્રાલિસઙ્ગાચ્ચન્દ્રાવલી સ્મૃતા ॥ ૧૩॥

રૂપાન્તરમગૃહ્ણાના તયોઃ સેવાતિલાલસા ।
રુક્મિણ્યાદિસમાવેશો મયાઽત્રૈવ વિલોકિતઃ ॥ ૧૪॥

યુષ્માકમપિ કૃષ્ણેન વિરહો નૈવ સર્વતઃ ।
કિન્તુ એવં ન જાનીથ તસ્માદ્ વ્યાકુલતામિતાઃ ॥ ૧૫॥

એવમેવાત્ર ગોપીનામક્રૂરાવસરે પુરા ।
વિરહાભાસ એવાસીદુદ્ધવેન સમાહિતઃ ॥ ૧૬॥

તેનૈવ ભવતીનાં ચેદ્ ભવેદત્ર સમાગમઃ ।
તર્હિ નિત્યં સ્વકાન્તેન વિહારમપિ લપ્સ્યથ ॥ ૧૭॥

*સૂત ઉવાચ*

એવમુક્તાસ્તુ તાઃ પત્ન્યઃ પ્રસન્નાં પુનરબ્રુવન્ ।
ઉદ્ધવાલોકનેનાત્મપ્રેષ્ઠસઙ્ગમલાલસાઃ ॥ ૧૮॥

*શ્રીકૃષ્ણપત્ન્ય ઊચુઃ*

ધન્યાસિ સખિ કાન્તેન યસ્યા નૈવાસ્તિ વિચ્યુતિઃ ।
યતસ્તે સ્વાર્થસંસિદ્ધિસ્તસ્યા દાસ્યો બભૂવિમ ॥ ૧૯॥

પરન્તૂદ્ધવલાભે સ્યાદસ્મત્સર્વાર્થસાધનમ્ ।
તથા વદસ્વ કાલિન્દિ તલ્લાભોઽપિ યથા ભવેત્ ॥ ૨૦॥

ભગવાન શ્રીકૃષ્ણની જેટલી પણ રાણીઓ છે, બધી જ શ્રીરાધાજીના અંશનો વિસ્તાર છે. ભગવાન શ્રીકૃષ્ણ અને રાધાજી સદા એક-બીજાની સન્મુખ છે, તેમનો પરસ્પર નિત્ય સંયોગ છે, એથી રાધાજીના સ્વરૂપમાં અંશતઃ વિદ્યમાન જે શ્રીકૃષ્ણની અન્ય રાણીઓ છે, તેમને પણ ભગવાનનો નિત્યસંયોગ પ્રાપ્ત છે. શ્રીકૃષ્ણ જ રાધા છે અને રાધા જ શ્રીકૃષ્ણ છે. તે બન્નેનો પ્રેમ એ જ વાંસળી છે. તથા રાધાજીની પ્રિય સખી ચંદ્રાવલી પણ શ્રીકૃષ્ણના ચરણોના નખરૂપી ચન્દ્રમાઓની સેવામાં આસક્ત રહેવાને કારણે જ તેમનું નામ 'ચંદ્રાવલી' છે. શ્રીરાધાજી અને શ્રીકૃષ્ણની સેવામાં તેની ખૂબ લાલસા-લગન છે, એ માટે તે કોઈ બીજું સ્વરૂપ ધારણ કરતી નથી. મેં અહીં શ્રીરાધાજીમાં જ રુક્મિણી વગેરેને સમાયેલાં જોયાં છે. તમારા બધાંનો પણ સર્વાંશમાં શ્રીકૃષ્ણ સાથે વિયોગ થયો નથી, પરંતુ તમે આ રહસ્યને આ રીતે જાણતાં નથી, તેથી આટલાં વ્યાકુળ થઈ રહ્યાં છો. ॥ ૧૫ ॥ આ જ પ્રમાણે અગાઉ પણ જ્યારે અક્રૂરજી શ્રીકૃષ્ણને નંદગાંવથી મથુરા લઈ આવ્યા, ત્યારે તે સમયે જે ગોપીઓને શ્રીકૃષ્ણના વિરહની પ્રતીતિ થઈ હતી, તે પણ વાસ્તવિક વિરહ ન હતો, માત્ર વિરહનો ભ્રમ હતો. આ વાતને જ્યાં સુધી તે જાણતી ન હતી, ત્યાં સુધી તેઓ ભારે દુઃખી હતી, પછી જ્યારે ઉદ્ધવજીએ આવીને તેમનું સમાધાન કર્યું, ત્યારે તેમને આ વાત સમજાઈ ગઈ. ॥ ૧૬ ॥ જો તમને પણ ઉદ્ધવજીનો સત્સંગ મળી જાય, તો તમે પણ પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણ સાથે નિત્યવિહારનું સુખ પ્રાપ્ત કરી લેશો. ॥ ૧૭ ॥

**સૂતજી કહે છે** – ઋષિગણ! જ્યારે તેમણે આ પ્રમાણે સમજાવ્યું, ત્યારે શ્રીકૃષ્ણની પત્નીઓ સદા પ્રસન્ન રહેનારાં યમુનાજીને ફરીથી કહેવા લાગ્યાં. તે સમયે તેમના હૃદયમાં એ વાતની અત્યંત લાલસા હતી કે કોઈ પણ ઉપાયે ઉદ્ધવજીનાં દર્શન થાય, જેથી અમને પોતાના પ્રિયતમના નિત્ય સંયોગનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકે. ॥ ૧૮ ॥

**શ્રીકૃષ્ણપત્નીઓએ કહ્યું** – સખી! તમારું જ જીવન ધન્ય છે, કેમકે, તમારે ક્યારેય પોતાના પ્રાણનાથના વિયોગનું દુઃખ ભોગવવું નથી પડતું. જે શ્રી રાધાજીની કૃપાથી તમારા અભીષ્ટ અર્થની સિદ્ધિ થઈ છે, તેમની હવે અમે લોકો પણ દાસી થઈ ગઈ. પરંતુ તમે હમણાં જ કહી ચૂક્યાં છો કે, ઉદ્ધવજીના મળ્યા પછી જ અમારા બધા મનોરથ પૂર્ણ થશે, તેથી કાલિન્દીજી! હવે એવો કોઈ ઉપાય બતાવો, જેથી અમને ઉદ્ધવજી શીઘ્ર જ મળી જાય. ॥ ૨૦ ॥

*સૂત ઉવાચ*

એવમુક્તા તુ કાલિન્દી પ્રત્યુવાચાથ તાસ્તથા ।
સ્મરન્તી કૃષ્ણચન્દ્રસ્ય કલાઃ ષોડશરૂપિણીઃ ॥ ૨૧॥

*કાલિન્દી ઉવાચ*

સાધનભૂમિર્બદરી વ્રજતા કૃષ્ણેન મન્ત્રિણે પ્રોક્તા ।
તત્રાસ્તે સ તુ સાક્ષાત્તદ્ વયુનં ગ્રાહયઁલ્લોકાન્ ॥ ૨૨॥

ફલભૂમિર્વ્રજભૂમિર્દત્તા તસ્મૈ પુરૈવ સરહસ્યમ્ ।
ફલમિહ તિરોહિતં સત્તદિહેદાનીં સ ઉદ્ધવોઽલક્ષ્યઃ ॥ ૨૩॥

ગોવર્દ્ધનગિરિનિકટે સખીસ્થલે તદ્રજઃકામઃ ।
તત્રત્યાઙ્કુરવલ્લીરૂપેણાસ્તે સ ઉદ્ધવો નૂનમ્ ॥ ૨૪॥

આત્મોત્સવરૂપત્વં હરિણા તસ્મૈ સમર્પિતં નિયતમ્ ।
તસ્માત્તત્ર સ્થિત્વા કુસુમસરઃપરિસરે સવજ્રાભિઃ ॥ ૨૫॥

વીણાવેણુમૃદઙ્ગૈઃ કીર્તનકાવ્યાદિસરસસઙ્ગીતૈઃ ।
ઉત્સવ આરબ્ધવ્યો હરિરતલોકાન્ સમાનાય્ય ॥ ૨૬॥

તત્રોદ્ધવાવલોકો ભવિતા નિયતં મહોત્સવે વિતતે ।
યૌષ્માકીણામભિમતસિદ્ધિં સવિતા સ એવ સવિતાનામ્ ॥ ૨૭॥

*સૂત ઉવાચ*

ઇતિ શ્રુત્વા પ્રસન્નાસ્તાઃ કાલિન્દીમભિવન્દ્ય તત્ ।
કથયામાસુરાગત્ય વજ્રં પ્રતિ પરીક્ષિતમ્ ॥ ૨૮॥

વિષ્ણુરાતસ્તુ તચ્છ્રુત્વા પ્રસન્નસ્તદ્યુતસ્તદા ।
તત્રૈવાગત્ય તત્ સર્વં કારયામાસ સત્વરમ્ ॥ ૨૯॥

**સૂતજી કહે છે** — શ્રીકૃષ્ણની રાણીઓએ જ્યારે યમુનાજીને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેઓ શ્રીકૃષ્ણની સોળ કળાઓનું ચિંતન કરતાં તેમને કહેવા લાગ્યાં– ॥ ૨૧ ॥

**કાલિન્દીએ કહ્યું** — 'જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પરમધામ પધારી રહ્યા હતા ત્યારે તેમણે પોતાના મંત્રી ઉદ્ધવજીને કહ્યું — 'ઉદ્ધવ! સાધના કરવાની ભૂમિ બદરિકાશ્રમ છે, તેથી તમારી સાધના પૂરી કરવા માટે તમે ત્યાં જાઓ.' ભગવાનની આજ્ઞા પ્રમાણે ઉદ્ધવજી અત્યારે પોતાના સાક્ષાત્ સ્વરૂપથી બદરિકાશ્રમમાં બિરાજે છે અને ત્યાં જવાવાળા જિજ્ઞાસુ લોકોને ભગવાને પ્રબોધેલા જ્ઞાનનો ઉપદેશ કરતા રહે છે. ॥ ૨૨ ॥ સાધનાની ફળરૂપ ભૂમિ છે — વ્રજભૂમિ; એને પણ એનાં રહસ્યો સાથે ભગવાને પહેલાં જ ઉદ્ધવજીને આપી દીધી હતી. પરંતુ તે ફળભૂમિ અહીંથી ભગવાનના અંતર્ધાન થવાની સાથે જ સ્થૂળ દૃષ્ટિથી પર થઈ ચૂકી છે; તેથી અત્યારે અહીં ઉદ્ધવજી પ્રત્યક્ષ દેખાતા નથી. ॥ ૨૩ ॥ તેમ છતાં એક સ્થાન છે, જ્યાં ઉદ્ધવજીનાં દર્શન થઈ શકે છે. ગોવર્ધન પર્વતની પાસે ભગવાનની લીલા-સહચરી ગોપીઓની વિહાર-સ્થળી છે; ત્યાંની લતાઓ, અંકુર અને વેલાઓના રૂપમાં ઉદ્ધવજી અવશ્ય ત્યાં નિવાસ કરે છે. લતાઓના રૂપમાં તેમના રહેવાનું ઉદ્દેશ્ય એ જ છે કે, ભગવાનની પ્રિયતમા ગોપીઓની ચરણરજ તેમને પ્રાપ્ત થતી રહે. ॥ ૨૪ ॥ ઉદ્ધવજીના વિશે એક વાત ચોક્કસ છે કે, તેમને ભગવાને પોતાનું ઉત્સવરૂપ પ્રદાન કર્યું છે. ભગવાનનો ઉત્સવ ઉદ્ધવજીનું અંગ છે, તેઓ તેનાથી અલગ રહી શકતા નથી, તેથી તમે લોકો હવે વજ્રનાભને સાથે લઈને ત્યાં જાઓ અને કુસુમ સરોવરની પાસે રહો. ॥ ૨૫ ॥ ભગવદ્‌ભક્તોની મંડળી એકત્ર કરીને વીણા, વાંસળી અને મૃદંગ વગેરે વાદ્યો સાથે ભગવાનનાં નામ અને લીલાઓનું કીર્તન, ભગવત્સંબંધી કાવ્ય-કથાઓનું શ્રવણ તથા ભગવદ્‌ગુણ-ગાનથી યુક્ત સ-રસ સંગીત દ્વારા મોટા ઉત્સવનો આરંભ કરો. ॥ ૨૬ ॥ આ પ્રમાણે જ્યારે તે મહાન ઉત્સવનો વિસ્તાર થશે, ત્યારે ખાતરી છે કે, ત્યાં ઉદ્ધવજીનાં દર્શન થશે. તેઓ જ સારી પેઠે તમારા બધાંના મનોરથ પૂરા કરશે.' ॥ ૨૭ ॥

**સૂતજી કહે છે** — યમુનાજીએ કહેલી વાત સાંભળીને શ્રીકૃષ્ણની રાણીઓ ખૂબ પ્રસન્ન થઈ. તેમણે શ્રીયમુનાજીને પ્રણામ કર્યાં અને ત્યાંથી પાછા આવીને વજ્રનાભ અને પરીક્ષિતને તે બધી વાતો કહી સંભળાવી. ॥ ૨૮ ॥ બધી વાતો સાંભળીને પરીક્ષિતને ખૂબ પ્રસન્નતા થઈ અને તેમણે વજ્રનાભ અને શ્રીકૃષ્ણની પત્નીઓને તે જ સમયે સાથે લઈ, એ સ્થાન પર પહોંચીને તે કાર્યનો આરંભ કરાવી દીધો, કે જે શ્રીયમુનાજીએ બતાવ્યું હતું. ॥ ૨૯ ॥

ગોવર્દ્ધનાદદૂરેણ વૃન્દારણ્યે સખીસ્થલે ।
પ્રવૃત્તઃ કુસુમામ્ભોધૌ કૃષ્ણસઙ્કીર્તનોત્સવઃ ॥ ૩૦॥

વૃષભાનુસુતાકાન્તવિહારે કીર્તનશ્રિયા ।
સાક્ષાદિવ સમાવૃત્તે સર્વેઽનન્યદશોઽભવન્ ॥ ૩૧॥

તતઃ પશ્યત્સુ સર્વેષુ તૃણગુલ્મલતાચયાત્ ।
આજગામોદ્ધવઃ સ્રગ્વી શ્યામઃ પીતામ્બરાવૃતઃ ॥ ૩૨॥

ગુઞ્જામાલાધરો ગાયન્ વલ્લવીવલ્લભં મુહુઃ ।
તદાગમનતો રેજે ભૃશં સઙ્કીર્તનોત્સવઃ ॥ ૩૩॥

ચન્દ્રિકાગમતો યદ્વત્ સ્ફાટિકાટ્ટાલભૂમણિઃ ।
અથ સર્વે સુખામ્ભોધૌ મગ્નાઃ સર્વં વિસસ્મરુઃ ॥ ૩૪॥

ક્ષણેનાગતવિજ્ઞાના દૃષ્ટ્વા શ્રીકૃષ્ણરૂપિણમ્ ।
ઉદ્ધવં પૂજયાઞ્ચક્રુઃ પ્રતિલબ્ધમનોરથાઃ ॥ ૩૫॥

ગોવર્ધનની પાસે વૃન્દાવનમાં કુસુમ સરોવર પર જે સખીઓની વિહાર-સ્થળી છે, ત્યાં જ શ્રીકૃષ્ણકીર્તનનો ઉત્સવ આરંભ થયો. ॥ ૩૦ ॥ વૃષભાનુનન્દિની શ્રીરાધાજી તથા તેમના પ્રિયતમ શ્રીકૃષ્ણની તે લીલાભૂમિ જ્યારે સાક્ષાત્ સંકીર્તનની શોભાથી સમ્પન્ન થઈ ગઈ, તે સમયે ત્યાં નિવાસ કરનારા બધા ભક્તજનો એકાગ્ર થઈ ગયા; તેમની દૃષ્ટિ અને તેમના મનની વૃત્તિ ક્યાંય બીજે જતી ન હતી. ॥ ૩૧ ॥ ત્યાર પછી બધાંની દૃષ્ટિ સમક્ષ ત્યાં ફેલાયેલાં ઘાસ, ઝાડી અને લતાઓના સમૂહમાંથી પ્રગટ થઈને ઉદ્ધવજી બધાંની સામે આવ્યા. તેમનું શરીર શ્યામવર્ણનું હતું, તેમણે સુંદર પીતાંબર પહેર્યું હતું, કંઠમાં વનમાળા અને ગુંજાની માળા ધારણ કરેલી હતી તથા તેઓ મુખેથી વારંવાર ગોપીવલ્લભ શ્રીકૃષ્ણની મધુર લીલાઓનું ગાન કરી રહ્યા હતા. ઉદ્ધવજીના આગમનથી તે સંકીર્તનોત્સવની શોભા અનેકગણી વધી ગઈ, જેમ સ્ફટિકમણિથી બનેલી અટારીની છત પર ચન્દ્રનો પ્રકાશ પડવાથી તેની શોભા અત્યંત વધી જાય છે. તે વખતે બધા લોકો આનંદના સમુદ્રમાં ડૂબી, પોતાનું સર્વસ્વ ભૂલી ગયા, અર્થાત્ સુધ-બુધ ખોઈ બેઠા. ॥ ૩૨-૩૪ ॥ થોડી વાર પછી તેમની ચેતના દિવ્યલોકથી નીચે આવી, અર્થાત્ જ્યારે તેમને હોશ આવ્યો ત્યારે ઉદ્ધવજીને ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપમાં જોઈને, પોતાનો મનોરથ પૂર્ણ થઈ જવાથી પ્રસન્ન થઈને, તેઓ ઉદ્ધવજીની પૂજા કરવા લાગ્યા. ॥ ૩૫ ॥

=★=

ઈતિ શ્રીસ્કાન્દે મહાપુરાણ એકાશીતિસાહસ્ર્યાં સંહિતાયાં દ્વિતીયે વૈષ્ણવખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે ગોવર્ધનપર્વતસમીપે પરીક્ષિદાદીનામુદ્ધવદર્શનવર્ણનં નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

ઈતિ શ્રીસ્કન્દમહાપુરાણ-અંતર્ગત બીજા વૈષ્ણવખંડમાંનો શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો 'ગોવર્ધનપર્વતની સમીપે પરીક્ષિત વગેરેને થયેલ ઉદ્ધવજીનાં દર્શનનું વર્ણન' નામનો બીજો અધ્યાય સમાપ્ત. ॥ ૨ ॥

=★=

# ત્રીજો અધ્યાય

## શ્રીમદ્ભાગવતની પરંપરા અને એનું માહાત્મ્ય, ભાગવતજીના શ્રવણથી શ્રોતાઓને ભગવદ્-ધામની પ્રાપ્તિ

*સૂત ઉવાચ*

અથોદ્ધવસ્તુ તાન્ દૃષ્ટ્વા કૃષ્ણકીર્તનતત્પરાન્ ।
સત્કૃત્યાથ પરિષ્વજ્ય પરીક્ષિતમુવાચ હ ॥ ૧॥

*ઉદ્ધવ ઉવાચ*

ધન્યોઽસિ રાજન્ કૃષ્ણૈકભક્ત્યા પૂર્ણોઽસિ નિત્યદા ।
યસ્ત્વં નિમગ્નચિત્તોઽસિ કૃષ્ણસઙ્કીર્તનોત્સવે ॥ ૨॥

કૃષ્ણપત્નીષુ વજ્રે ચ દિષ્ટ્યા પ્રીતિઃ પ્રવર્તિતા ।
તવોચિતમિદં તાત કૃષ્ણદત્તાઙ્ગવૈભવ ॥ ૩॥

**શ્રી સૂતજી કહે છે** – ઉદ્ધવજીએ ત્યાં એકઠા થયેલાં બધાં લોકોને શ્રીકૃષ્ણના કીર્તનમાં મગ્ન જોઈને બધાંનો સત્કાર કર્યો અને પરીક્ષિત રાજાને હૃદયે લગાડીને કહ્યું. ॥ ૧ ॥

**ઉદ્ધવજીએ કહ્યું** – 'રાજન્! તમે ધન્ય છો, તમે એકમાત્ર શ્રીકૃષ્ણની ભક્તિથી પૂર્ણ છો! કેમકે, શ્રીકૃષ્ણસંકીર્તનના મહોત્સવમાં તમારું હૃદય આ રીતે મગ્ન થઈ રહ્યું છે. ॥ ૨ ॥ ઘણા જ સૌભાગ્યની વાત છે કે શ્રીકૃષ્ણની પત્નીઓ પ્રતિ તમારી ભક્તિ અને વજ્રનાભ પર તમારો પ્રેમ છે. તાત! તમે જે કંઈ કરી રહ્યા છો, તે તમારા અનુરૂપ જ છે. કેમ ન હોય, શ્રીકૃષ્ણે જ તમને શરીર અને

દ્વારકાસ્થેષુ સર્વેષુ ધન્યા એતે ન સંશયઃ।
યેષાં વ્રજનિવાસાય પાર્થમાદિષ્ટવાન્ પ્રભુઃ ॥૪॥

શ્રીકૃષ્ણસ્ય મનશ્ચન્દ્રો રાધાસ્યપ્રભયાઽન્વિતઃ।
તદ્વિહારવનં ગોભિર્મણ્ડયન્ રોચતે સદા ॥૫॥

કૃષ્ણચન્દ્રઃ સદા પૂર્ણસ્તસ્ય ષોડશ યાઃ કલાઃ।
ચિત્સહસ્રપ્રભાભિન્ના અત્રાસ્તે તત્સ્વરૂપતા ॥૬॥

એવં વજ્રસ્તુ રાજેન્દ્ર પ્રપન્નભયભઞ્જકઃ।
શ્રીકૃષ્ણદક્ષિણે પાદે સ્થાનમેતસ્ય વર્તતે ॥૭॥

અવતારેઽત્ર કૃષ્ણેન યોગમાયાતિભાવિતાઃ।
તદ્બલેનાત્મવિસ્મૃત્યા સીદન્ત્યેતે ન સંશયઃ ॥૮॥

ઋતે કૃષ્ણપ્રકાશં તુ સ્વાત્મબોધો ન કસ્યચિત્।
તત્પ્રકાશસ્તુ જીવાનાં માયયા પિહિતઃ સદા ॥૯॥

અષ્ટાવિંશે દ્વાપરાન્તે સ્વયમેવ યદા હરિઃ।
ઉત્સારયેન્નિજાં માયાં તત્પ્રકાશો ભવેત્તદા ॥૧૦॥

સ તુ કાલો વ્યતિક્રાન્તસ્તેનેદમપરં શૃણુ।
અન્યદા તત્પ્રકાશસ્તુ શ્રીમદ્ભાગવતાદ્ ભવેત્ ॥૧૧॥

શ્રીમદ્ભાગવતં શાસ્ત્રં યત્ર ભાગવતૈર્યદા।
કીર્ત્યતે શ્રૂયતે ચાપિ શ્રીકૃષ્ણસ્તત્ર નિશ્ચિતમ્ ॥૧૨॥

શ્રીમદ્ભાગવતં યત્ર શ્લોકં શ્લોકાર્દ્ધમેવ ચ।
તત્રાપિ ભગવાન્ કૃષ્ણો બલ્લવીભિર્વિરાજતે ॥૧૩॥

ભારતે માનવં જન્મ પ્રાપ્ય ભાગવતં ન યૈઃ।
શ્રુતં પાપપરાધીનૈરાત્મઘાતસ્તુ તૈઃ કૃતઃ ॥૧૪॥

વૈભવ પ્રદાન કરેલ છે; તેથી તમારો તેમના પ્રપૌત્ર ઉપર પ્રેમ હોવો સ્વાભાવિક જ છે. ॥ ૩ ॥ એમાં સ્હેજ પણ શંકા નથી કે, સમગ્ર દ્વારકાવાસીઓમાં એ લોકો સૌથી વધારે ધન્ય છે કે જેમને વ્રજમાં વસાવવા માટે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આજ્ઞા આપી હતી. ॥ ૪ ॥ શ્રીકૃષ્ણનો મનરૂપી ચન્દ્રમા શ્રીરાધાજીના મુખની પ્રભારૂપી ચાંદનીથી યુક્ત થઈ તેમની લીલાભૂમિ વૃન્દાવનને પોતાના કિરણોથી શોભાયમાન કરતો રહીને અહીં સદા પ્રકાશિત કરી રહ્યો છે. ॥ ૫ ॥ શ્રીકૃષ્ણચંદ્ર નિત્ય પરિપૂર્ણ છે, પ્રાકૃત ચન્દ્રમાની જેમ તેમાં વધ-ઘટ રૂપી વિકાર થતા નથી. તેમની જે સોળ કળાઓ છે, તેમાંથી હજારો દિવ્ય કિરણો નીકળતાં રહે છે, એના કારણે તેમાં હજારો ભેદ થઈ જાય છે. એ બધી કળાઓથી યુક્ત, નિત્ય પરિપૂર્ણ શ્રીકૃષ્ણ આ વ્રજભૂમિમાં હંમેશાં વિદ્યમાન રહે છે. આ ભૂમિમાં અને તેમના સ્વરૂપમાં કોઈ અંતર નથી. ॥ ૬ ॥ હે રાજેન્દ્ર પરીક્ષિત! આ પ્રમાણે વિચાર કરવાથી જણાશે કે બધાં વ્રજવાસીઓ ભગવાનના અંગમાં સ્થિત છે. શરણાગતોના ભયને નષ્ટ કરવાવાળા આ જે વજ્રનાભ છે, તેમનું સ્થાન શ્રીકૃષ્ણના જમણા ચરણમાં છે. ॥ ૭ ॥ આ અવતારમાં ભગવાન શ્રીકૃષ્ણે આ બધાને પોતાની યોગમાયાથી અભિભૂત (પ્રભાવિત) કરી લીધા છે; તેના જ પ્રભાવથી આ પોતાના સ્વરૂપને ભૂલી ગયા છે અને તે જ કારણે બધા દુઃખી રહે છે. ખરેખર આ એક હકીકત છે. ॥ ૮ ॥ શ્રીકૃષ્ણનો પ્રકાશ પ્રાપ્ત કર્યા વિના કોઈને પણ પોતાના નિજસ્વરૂપનું જ્ઞાન થઈ શકતું નથી. જીવોનાં અંતઃકરણમાં જે શ્રીકૃષ્ણતત્ત્વનો પ્રકાશ છે, તેના પર હંમેશાં માયાનો પડદો પડેલો રહે છે. ॥ ૯ ॥ અઠ્ઠાવીસમા દ્વાપરના અંતમાં જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં જ સામે પ્રગટ થઈને પોતાની માયાનો પડદો હટાવી લે છે, ત્યારે જીવોને તેમનો પ્રકાશ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥ પરંતુ હવે એ સમય તો પસાર થઈ ગયો; તેથી તેમના પ્રકાશને પ્રાપ્ત કરવા માટે હવે અન્ય ઉપાય બતાવવામાં આવી રહ્યો છે, સાંભળો. અઠ્ઠાવીસમા દ્વાપર સિવાય જો કોઈ શ્રીકૃષ્ણ-તત્ત્વનો પ્રકાશ પ્રાપ્ત કરવા ઇચ્છે તો તેને તે શ્રીમદ્ભાગવત દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. ॥ ૧૧ ॥ ભગવાનના ભક્તો જ્યારે ક્યાંય શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું કીર્તન અને શ્રવણ કરે છે, ત્યાં તે સમયે ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્‌રૂપે બિરાજે છે. ॥ ૧૨ ॥ જ્યાં શ્રીમદ્ભાગવતજીના એક અથવા અરધા શ્લોકનો પણ પાઠ થાય છે, ત્યાં પણ શ્રીકૃષ્ણ પોતાનાં પ્રિય ગોપીજનો સાથે વિદ્યમાન રહે છે. ॥ ૧૩ ॥ આ પવિત્ર ભારતભૂમિમાં મનુષ્યનો જન્મ પ્રાપ્ત કરીને જે લોકોએ પાપ-પરાયણ થઈને શ્રીમદ્ભાગવત સાંભળ્યું નથી, તેમણે તો જાણે પોતાના જ હાથે પોતાની હત્યા કરી છે. ॥ ૧૪ ॥

શ્રીમદ્ભાગવતં શાસ્ત્રં નિત્યં યૈઃ પરિસેવિતમ્ ।
પિતુર્માતુશ્ચ ભાર્યાયાઃ કુલપઙ્ક્તિઃ સુતારિતા ॥ ૧૫॥

વિદ્યાપ્રકાશો વિપ્રાણાં રાજ્ઞાં શત્રુજયો વિશામ્ ।
ધનં સ્વાસ્થ્યં ચ શૂદ્રાણાં શ્રીમદ્ભાગવતાદ્ ભવેત્ ॥ ૧૬॥

યોષિતામપરેષાં ચ સર્વવાઞ્છિતપૂરણમ્ ।
અતો ભાગવતં નિત્યં કો ન સેવેત ભાગ્યવાન્ ॥ ૧૭॥

અનેકજન્મસંસિદ્ધઃ શ્રીમદ્ભાગવતં લભેત્ ।
પ્રકાશો ભગવદ્ભક્તેરુદ્ભવસ્તત્ર જાયતે ॥ ૧૮॥

સાઙ્ખ્યાયનપ્રસાદાપ્તં શ્રીમદ્ભાગવતં પુરા ।
બૃહસ્પતિર્દત્તવાન્ મે તેનાહં કૃષ્ણવલ્લભઃ ॥ ૧૯॥

આખ્યાયિકાં ચ તેનોક્તાં વિષ્ણુરાત નિબોધ તામ્ ।
જ્ઞાયતે સમ્પ્રદાયોઽપિ યત્ર ભાગવતશ્રુતેઃ ॥ ૨૦॥

*બૃહસ્પતિરુવાચ*

ઈક્ષાઞ્ચક્રે યદા કૃષ્ણો માયાપુરુષરૂપધૃક્ ।
બ્રહ્મા વિષ્ણુઃ શિવશ્ચાપિ રજઃસત્ત્વતમોગુણૈઃ ॥ ૨૧॥

પુરુષાસ્ત્રય ઉત્તસ્થુરધિકારાંસ્તદાદિશત્ ।
ઉત્પત્તૌ પાલને ચૈવ સંહારે પ્રક્રમેણ તાન્ ॥ ૨૨॥

બ્રહ્મા તુ નાભિકમલાદુત્પન્નસ્તં વ્યજિજ્ઞપત્ ।

*બ્રહ્મોવાચ*

નારાયણાદિપુરુષ પરમાત્મન્ નમોઽસ્તુ તે ॥ ૨૩॥

ત્વયા સર્ગે નિયુક્તોઽસ્મિ પાપીયાન્ માં રજોગુણઃ ।
ત્વત્સ્મૃતૌ નૈવ બાધેત તથૈવ કૃપયા પ્રભો ॥ ૨૪॥

*બૃહસ્પતિરુવાચ*

યદા તુ ભગવાંસ્તસ્મૈ શ્રીમદ્ભાગવતં પુરા ।
ઉપદિશ્યાબ્રવીદ્ બ્રહ્મન્ સેવસ્વૈનત્ સ્વસિદ્ધયે ॥ ૨૫॥

જે ભાગ્યશાળીઓએ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું સેવન કર્યું છે, તેમણે પોતાનાં પિતા, માતા અને પત્ની – ત્રણેય કુળનો ઉદ્ધાર કરી દીધો. ॥ ૧૫ ॥ શ્રીમદ્ભાગવતના સ્વાધ્યાય અને શ્રવણથી બ્રાહ્મણોને વિદ્યાનો પ્રકાશ (બોધ) થાય છે, ક્ષત્રિયો શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરે છે, વૈશ્યોને ધન મળે છે અને શૂદ્રો સ્વસ્થ-નિરોગી રહે છે. ॥ ૧૬ ॥ સ્ત્રીઓ તથા અન્ત્યજ વગેરે અન્ય લોકોની પણ ઈચ્છા શ્રીમદ્ભાગવતથી પૂર્ણ થાય છે. તેથી એવો કોણ ભાગ્યશાળી પુરુષ છે જે દરરોજ શ્રીમદ્ભાગવતનું સેવન ન કરે! ॥ ૧૭ ॥ અનેક જન્મો સુધી સાધના કરતાં-કરતાં જ્યારે મનુષ્ય પૂરેપૂરો સિદ્ધ થઈ જાય છે, ત્યારે તેને શ્રીમદ્ભાગવતની પ્રાપ્તિ થાય છે. ભાગવત દ્વારા ભગવાનનો પ્રકાશ મળે છે, જેનાથી ભગવદ્ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૧૮ ॥ પૂર્વકાળમાં સાંખ્યાયનની કૃપાથી શ્રીમદ્ભાગવત બૃહસ્પતિજીને મળ્યું અને બૃહસ્પતિજીએ મને આપ્યું, તે દ્વારા જ હું ભગવાન શ્રીકૃષ્ણનો પ્રિયતમ સખા થઈ શક્યો છું. ॥ ૧૯ ॥ પરીક્ષિત! બૃહસ્પતિજીએ મને એક આખ્યાયિકા (કથા) સંભળાવી હતી, તે તમે સાંભળો. આ આખ્યાયિકાથી શ્રીમદ્ભાગવતશ્રવણના સમ્પ્રદાયનો ક્રમ પણ જાણી શકાય છે. ॥ ૨૦ ॥

**બૃહસ્પતિજીએ કહ્યું હતું** – પોતાની માયાથી પુરુષરૂપ ધારણ કરનારા ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે સૃષ્ટિ માટે સંકલ્પ કર્યો, ત્યારે તેમના દિવ્ય વિગ્રહમાંથી ત્રણ પુરુષ પ્રગટ થયા. તેમાં રજોગુણની પ્રધાનતાથી બ્રહ્મા, સત્ત્વગુણની પ્રધાનતાથી વિષ્ણુ અને તમોગુણની પ્રધાનતાથી રુદ્ર પ્રગટ થયા. ભગવાને આ ત્રણેયને જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવાનો અધિકાર આપ્યો. ॥ ૨૧-૨૨ ॥ ત્યારે ભગવાનના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીએ તેમના પ્રતિ પોતાનો મનોભાવ આ પ્રમાણે વ્યક્ત કર્યો.

**બ્રહ્માજીએ કહ્યું** – હે પરમાત્મા! આપ 'નાર' અર્થાત્ જળમાં શયન કરવાને કારણે 'નારાયણ' નામથી પ્રસિદ્ધ છો, બધાના આદિકારણ હોવાથી આદિપુરુષ છો, આપને નમસ્કાર કરું છું. ॥ ૨૩ ॥ પ્રભુ! આપે મને સૃષ્ટિકર્મમાં નિયુક્ત કર્યો છે. પરંતુ મને ડર છે કે, સૃષ્ટિકાળમાં અત્યંત પાપાત્મા રજોગુણ આપની સ્મૃતિમાં ક્યાંક વિઘ્ન ન નાખી દે. તેથી કૃપા કરીને મને આપ એવી કોઈ વાત બતાવો, જેના વડે નિરંતર આપની સ્મૃતિ જળવાઈ રહે. ॥ ૨૪ ॥

**બૃહસ્પતિજી કહે છે** – જ્યારે બ્રહ્માજીએ આ પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે પૂર્વકાળમાં ભગવાને તેમને શ્રીમદ્ભાગવતનો ઉપદેશ આપીને કહ્યું – 'હે બ્રહ્મન્! તમે પોતાના મનોરથને સિદ્ધ કરવા માટે આનું (શ્રીમદ્ભાગવતનું) સેવન કરતા રહો.' ॥ ૨૫ ॥

બ્રહ્મા તુ પરમપ્રીતસ્તેન કૃષ્ણાપ્તયેઽનિશમ્ ।
સપ્તાવરણભઙ્ગાય સપ્તાહં સમવર્તયત્ ॥ ૨૬॥

શ્રીભાગવતસપ્તાહસેવનાપ્તમનોરથઃ ।
સૃષ્ટિં વિતનુતે નિત્યં સસપ્તાહઃ પુનઃ પુનઃ ॥ ૨૭॥

વિષ્ણુરપ્યર્થયામાસ પુમાંસં સ્વાર્થસિદ્ધયે ।
પ્રજાનાં પાલને પુંસા યદનેનાપિ કલ્પિતઃ ॥ ૨૮॥

*વિષ્ણુરુવાચ*

પ્રજાનાં પાલનં દેવ કરિષ્યામિ યથોચિતમ્ ।
પ્રવૃત્ત્યા ચ નિવૃત્ત્યા ચ કર્મજ્ઞાનપ્રયોજનાત્ ॥ ૨૯॥

યદા યદૈવ કાલેન ધર્મગ્લાનિર્ભવિષ્યતિ ।
ધર્મં સંસ્થાપયિષ્યામિ હ્યવતારૈસ્તદા તદા ॥ ૩૦॥

ભોગાર્થિભ્યસ્તુ યજ્ઞાદિફલં દાસ્યામિ નિશ્ચિતમ્ ।
મોક્ષાર્થિભ્યો વિરક્તેભ્યો મુક્તિં પઞ્ચવિધાં તથા ॥ ૩૧॥

યેઽપિ મોક્ષં ન વાઞ્છન્તિ તાન્ કથં પાલયામ્યહમ્ ।
આત્માનં ચ શ્રિયં ચાપિ પાલયામિ કથં વદ ॥ ૩૨॥

તસ્મા અપિ પુમાનાદ્યઃ શ્રીભાગવતમાદિશત્ ।
ઉવાચ ચ પઠસ્વૈનત્ તવ સર્વાર્થસિદ્ધયે ॥ ૩૩॥

તતો વિષ્ણુઃ પ્રસન્નાત્મા પરમાર્થકપાલને ।
સમર્થોઽભૂચ્છ્રિયા માસિ માસિ ભાગવતં સ્મરન્ ॥ ૩૪॥

યદા વિષ્ણુઃ સ્વયં વક્તા લક્ષ્મીશ્ચ શ્રવણે રતા ।
તદા ભાગવતશ્રાવો માસેનૈવ પુનઃ પુનઃ ॥ ૩૫॥

યદા લક્ષ્મીઃ સ્વયં વક્ત્રી વિષ્ણુશ્ચ શ્રવણે રતઃ ।
માસદ્વયં રસાસ્વાદસ્તદાઽતીવ સુશોભતે ॥ ૩૬॥

બ્રહ્માજી શ્રીમદ્ભાગવતનો ઉપદેશ પ્રાપ્ત કરીને ખૂબ પ્રસન્ન થયા અને તેમણે શ્રીકૃષ્ણની નિત્ય પ્રાપ્તિ માટે તથા સાત આવરણોનો ભંગ કરવા માટે શ્રીમદ્ભાગવતનું સપ્તાહ-પારાયણ કર્યું. ॥ ૨૬ ॥ સપ્તાહ-યજ્ઞની વિધિપૂર્વક સાત દિવસ સુધી શ્રીમદ્ભાગવતનું સેવન કરવાથી બ્રહ્માજીના બધા મનોરથ સિદ્ધ થઈ ગયા. તેનાથી તેઓ હંમેશાં ભગવત્સ્મરણ કરતા રહીને સૃષ્ટિનો વિસ્તાર કરતાં કરતાં વારંવાર સપ્તાહ-યજ્ઞનું અનુષ્ઠાન કરતા રહે છે. ॥ ૨૭ ॥ બ્રહ્માજીની જેમ વિષ્ણુએ પણ પોતાના અભીષ્ટ મનોરથની સિદ્ધિ માટે તે પરમપુરુષ પરમાત્માની પ્રાર્થના કરી; કારણ કે, તે પુરુષોત્તમે વિષ્ણુને પણ પ્રજા-પાલનરૂપી કર્મમાં નિયુક્ત કર્યા હતા. ॥ ૨૮ ॥

**ભગવાન વિષ્ણુએ કહ્યું** — હે દેવ! હું આપની આજ્ઞા અનુસાર કર્મ અને જ્ઞાનના ઉદ્દેશ્યથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ દ્વારા યોગ્ય રીતે પ્રજાઓનું પાલન કરીશ. ॥ ૨૯ ॥ કાળક્રમથી જ્યારે-જ્યારે ધર્મનો હ્રાસ થશે, ત્યારે-ત્યારે અનેક અવતારો ધારણ કરીને પુનઃ ધર્મની સ્થાપના કરીશ. ॥ ૩૦ ॥ જે લોકો ભોગોની ઇચ્છાવાળા છે, તેમને તેમના કરેલાં યજ્ઞાદિ કર્મોનું ફળ અવશ્ય આપીશ. તથા જે સંસારબંધનથી મુક્ત થવા ઇચ્છે છે, વિરક્ત છે તેમને તેમની ઇચ્છાનુસાર પાંચ પ્રકારની મુક્તિ પણ આપતો રહીશ. ॥ ૩૧ ॥ પરંતુ જે લોકો મોક્ષ પણ ઇચ્છતા નથી, તેમનું પાલન હું કઈ રીતે કરીશ — એ વાત મારી સમજમાં આવતી નથી. આ સિવાય મારે મારી તથા લક્ષ્મીજીની પણ રક્ષા કઈ રીતે કરવી એનો ઉપાય પણ બતાવો. ॥ ૩૨ ॥

વિષ્ણુની આવી પ્રાર્થના સાંભળીને આદિપુરુષ શ્રીકૃષ્ણે તેમને પણ શ્રીમદ્ભાગવતનો ઉપદેશ કર્યો અને કહ્યું — 'તમે તમારા મનોરથોની સિદ્ધિ માટે આ શ્રીમદ્ભાગવતનો હંમેશાં પાઠ કર્યા કરો.' ॥ ૩૩ ॥ આ ઉપદેશથી વિષ્ણુ ભગવાનનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું અને તેઓ લક્ષ્મીજીની સાથે પ્રત્યેક મહિને શ્રીમદ્ભાગવતનું ચિંતન કરવા લાગ્યા. આના પ્રભાવથી તેઓ પરમાર્થનું પાલન અને યોગ્ય રીતે સંસારનું રક્ષણ કરવાને સમર્થ બન્યા. ॥ ૩૪ ॥ જ્યારે ભગવાન વિષ્ણુ સ્વયં વક્તા હોય છે અને લક્ષ્મીજી પ્રેમપૂર્વક શ્રવણ કરે છે, ત્યારે દરેક આવૃત્તિનું (શ્રીમદ્ભાગવતનું) શ્રવણ એક મહિનામાં જ સમાપ્ત થાય છે. ॥ ૩૫ ॥ પરંતુ જ્યારે સ્વયં લક્ષ્મીજી વક્તા હોય છે અને વિષ્ણુ શ્રોતા બનીને સાંભળે છે ત્યારે ભાગવતકથાનું રસાસ્વાદન બે મહિના સુધી થતું રહે છે. ત્યારે કથા ખૂબ જ સુંદર, ઘણી જ રુચિકર હોય છે. ॥ ૩૬ ॥

અધિકારે સ્થિતો વિષ્ણુર્લક્ષ્મીર્નિશ્ચિન્તમાનસા ।
તેન ભાગવતાસ્વાદસ્તસ્યા ભૂરિ પ્રકાશતે ॥ ૩૭॥

અથ રુદ્રોઽપિ તં દેવં સંહારાધિકૃતઃ પુરા ।
પુમાંસં પ્રાર્થયામાસ સ્વસામર્થ્યવિવૃદ્ધયે ॥ ૩૮॥

રુદ્ર ઉવાચ

નિત્યે નૈમિત્તિકે ચૈવ સંહારે પ્રાકૃતે તથા ।
શક્તયો મમ વિદ્યન્તે દેવદેવ મમ પ્રભો ॥ ૩૯॥

આત્યન્તિકે તુ સંહારે મમ શક્તિર્ન વિદ્યતે ।
મહદ્દુઃખં મમૈતત્તુ તેન ત્વાં પ્રાર્થયામ્યહમ્ ॥ ૪૦॥

બૃહસ્પતિરુવાચ

શ્રીમદ્ભાગવતં તસ્મા અપિ નારાયણો દદૌ ।
સ તુ સંસેવનાદસ્ય જિગ્યે ચાપિ તમોગુણમ્ ॥ ૪૧॥

કથા ભાગવતી તેન સેવિતા વર્ષમાત્રતઃ ।
લયે ત્વાત્યન્તિકે તેનાવાપ શક્તિં સદાશિવઃ ॥ ૪૨॥

ઉદ્ધવ ઉવાચ

શ્રીભાગવતમાહાત્મ્ય ઇમામાખ્યાયિકાં ગુરોઃ ।
શ્રુત્વા ભાગવતં લબ્ધ્વા મુમુદેઽહં પ્રણમ્ય તમ્ ॥ ૪૩॥

તતસ્તુ વૈષ્ણવીં રીતિં ગૃહીત્વા માસમાત્રતઃ ।
શ્રીમદ્ભાગવતાસ્વાદો મયા સમ્યઙ્નિષેવિતઃ ॥ ૪૪॥

તાવતૈવ બભૂવાહં કૃષ્ણસ્ય દયિતઃ સખા ।
કૃષ્ણેનાથ નિયુક્તોઽહં વ્રજે સ્વપ્રેયસીગણે ॥ ૪૫॥

વિરહાર્ત્તાસુ ગોપીષુ સ્વયં નિત્યવિહારિણા ।
શ્રીભાગવતસન્દેશો મન્મુખેન પ્રયોજિતઃ ॥ ૪૬॥

તં યથામતિ લબ્ધ્વા તા આસન્ વિરહવર્જિતાઃ ।
નાજ્ઞાસિષં રહસ્યં તચ્ચમત્કારસ્તુ લોકિતઃ ॥ ૪૭॥

સ્વર્વાસં પ્રાર્થ્ય કૃષ્ણં ચ બ્રહ્માદ્યેષુ ગતેષુ મે ।
શ્રીમદ્ભાગવતે કૃષ્ણસ્તદ્રહસ્યં સ્વયં દદૌ ॥ ૪૮॥

પુરતોઽશ્વત્થમૂલસ્ય ચકાર મયિ તદ્ દૃઢમ્ ।
તેનાત્ર વ્રજવલ્લીષુ વસામિ બદરીં ગતઃ ॥ ૪૯॥

આનું કારણ એ છે કે, વિષ્ણુ તો પોતાના કાર્યમાં નિયુક્ત કરાયેલા છે, તેમને જગતના પાલનની પણ ચિંતા કરવી પડે છે, પરંતુ લક્ષ્મીજી આ બધી ઝંઝટોથી મુક્ત છે, તેથી તેમનું હૃદય નિશ્ચિત છે. એ કારણે લક્ષ્મીજીના મુખેથી ભાગવતકથાનો રસાસ્વાદ વધારે રુચિકર હોય છે. ત્યાર બાદ ભગવાન રુદ્રને પણ, ભગવાન શ્રીકૃષ્ણે પહેલેથી જ સંહાર-કાર્યમાં નિયુક્ત કર્યા હતા, તેમણે પણ પોતાના સામર્થ્યની વૃદ્ધિ માટે તે પરમપુરુષ ભગવાન શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી. ॥ ૩૭-૩૮ ॥

**ભગવાન રુદ્રે કહ્યું** — હે મારા પ્રભુ દેવાધિદેવ! મારામાં નિત્ય, નૈમિત્તિક અને પ્રાકૃત સંહારની શક્તિ તો છે, પરંતુ આત્યંતિક સંહારની શક્તિ બિલકુલ નથી. એ મારા માટે ઘણા દુ:ખની વાત છે. આની પૂર્તિ માટે હું આપને પ્રાર્થના કરું છું. ॥ ૩૯-૪૦ ॥

**બૃહસ્પતિજી કહે છે** — ભગવાન રુદ્રની પ્રાર્થના સાંભળીને ભગવાન નારાયણે તેમને પણ શ્રીમદ્ભાગવતનો જ ઉપદેશ કર્યો. સદાશિવ રુદ્રે એક વર્ષમાં એક પારાયણના ક્રમથી ભાગવત કથાનું સેવન કર્યું. આના સેવનથી તેમણે તમોગુણ પર વિજય પ્રાપ્ત કર્યો અને આત્યંતિક સંહાર (મોક્ષ)ની શક્તિ પણ પ્રાપ્ત કરી લીધી. ॥ ૪૧-૪૨ ॥

**ઉદ્ધવજી કહે છે** — શ્રીમદ્ભાગવતના માહાત્મ્યના સંબંધમાં આ કથા મારા ગુરુ બૃહસ્પતિજી પાસેથી સાંભળીને તેમનો ઉપદેશ પ્રાપ્ત કરી તેમના ચરણોમાં પ્રણામ કરી હું બહુ જ પ્રસન્ન થયો. ॥ ૪૩ ॥ ત્યાર પછી ભગવાન વિષ્ણુની રીત પ્રમાણે મેં પણ એક મહિના સુધી શ્રીમદ્ભાગવતકથાનું સારી પેઠે રસાસ્વાદન કર્યું. ॥ ૪૪ ॥ માત્ર આટલું કરવાથી જ હું ભગવાન શ્રીકૃષ્ણનો પ્રિયતમ સખા બની ગયો. ત્યાર પછી ભગવાને મને વ્રજમાં પોતાની પ્રિયતમા ગોપીઓની સેવામાં નિયુક્ત કર્યો. ॥ ૪૫ ॥ જોકે ભગવાન પોતાના લીલાવૃંદો સાથે નિત્ય વિહાર કરતા રહે છે, એથી ગોપીઓને શ્રીકૃષ્ણનો ક્યારેય વિયોગ થતો નથી; તો પણ જે ગોપીઓ ભ્રમવશ વિરહવેદનાનો અનુભવ કરી રહી હતી, તે ગોપીઓ માટે ભગવાને મારા મુખેથી ભાગવતનો સંદેશ કહેવડાવ્યો. ॥ ૪૬ ॥ તે સંદેશને પોતાની બુદ્ધિ અનુસાર ગ્રહણ કરીને ગોપીઓ તુરંત વિરહવેદનાથી મુક્ત થઈ ગઈ. હું ભાગવતના આ રહસ્યને તો સમજી શક્યો નહીં, પરંતુ તેનો ચમત્કાર મેં પ્રત્યક્ષ જોયો. ॥ ૪૭ ॥ ત્યારબાદ ઘણા સમય પછી જ્યારે બ્રહ્માજી વગેરે દેવતાઓ આવીને ભગવાનને પોતાના ધામમાં પધારવાની પ્રાર્થના કરીને ચાલ્યા ગયા, તે સમયે પીપળાના વૃક્ષના મૂળની પાસે પોતાની સામે ઊભેલા મને ભગવાને શ્રીમદ્ભાગવત-વિષયના તે રહસ્યનો સ્વયં ઉપદેશ કર્યો અને મારી બુદ્ધિમાં તેનો દૃઢ નિશ્ચય કરાવી દીધો. તેના પ્રભાવથી હું બદરિકાશ્રમમાં રહીને પણ અહીં વ્રજની લતાઓ અને વેલાઓમાં નિવાસ કરું છું. ॥ ૪૮-૪૯ ॥

તસ્માન્નારદકુણ્ડેઽત્ર તિષ્ઠામિ સ્વેચ્છયા સદા ।
કૃષ્ણપ્રકાશો ભક્તાનાં શ્રીમદ્ભાગવતાદ્ ભવેત્ ॥ ૫૦॥

તદેષામપિ કાર્યાર્થં શ્રીમદ્ભાગવતં ત્વહમ્ ।
પ્રવક્ષ્યામિ સહાયોઽત્ર ત્વયૈવાનુષ્ઠિતો ભવેત્ ॥ ૫૧॥

સૂત ઉવાચ

વિષ્ણુરાતસ્તુ શ્રુત્વા તદુદ્ધવં પ્રણતોઽબ્રવીત્ ।

પરીક્ષિદુવાચ

હરિદાસ ત્વયા કાર્યં શ્રીભાગવતકીર્તનમ્ ॥ ૫૨॥

આજ્ઞાપ્યોઽહં યથા કાર્યઃ સહાયોઽત્ર મયા તથા ।

સૂત ઉવાચ

શ્રુત્વૈતદુદ્ધવો વાક્યમુવાચ પ્રીતમાનસઃ ॥ ૫૩॥

ઉદ્ધવ ઉવાચ

શ્રીકૃષ્ણેન પરિત્યક્તે ભૂતલે બલવાન્ કલિઃ ।
કરિષ્યતિ પરં વિઘ્નં સત્કાર્યે સમુપસ્થિતે ॥ ૫૪॥

તસ્માદ્ દિગ્વિજયં યાહિ કલિનિગ્રહમાચર ।
અહં તુ માસમાત્રેણ વૈષ્ણવીં રીતિમાસ્થિતઃ ॥ ૫૫॥

શ્રીમદ્ભાગવતાસ્વાદં પ્રચાર્ય ત્વત્સહાયતઃ ।
એતાન્ સમ્પ્રાપયિષ્યામિ નિત્યધામ્નિ મધુદ્વિષઃ ॥ ૫૬॥

સૂત ઉવાચ

શ્રુત્વૈવં તદ્વચો રાજા મુદિતશ્ચિન્તયાઽઽતુરઃ ।
તદા વિજ્ઞાપયામાસ સ્વાભિપ્રાયં તમુદ્ધવમ્ ॥ ૫૭॥

પરીક્ષિદુવાચ

કલિં તુ નિગ્રહીષ્યામિ તાત તે વચસિ સ્થિતઃ ।
શ્રીભાગવતસમ્પ્રાપ્તિઃ કથં મમ ભવિષ્યતિ ॥ ૫૮॥

અહં તુ સમનુગ્રાહ્યસ્તવ પાદતલે શ્રિતઃ ।

સૂત ઉવાચ

શ્રુત્વૈતદ્ વચનં ભૂયોઽપ્યુદ્ધવસ્તમુવાચ હ ॥ ૫૯॥

ઉદ્ધવ ઉવાચ

રાજંશ્ચિન્તા તુ તે કાપિ નૈવ કાર્યા કથઞ્ચન ।
તવૈવ ભગવચ્છાસ્ત્રે યતો મુખ્યાધિકારિતા ॥ ૬૦॥

તેના જ બળથી અહીં નારદકુંડ પર સદા સ્વેચ્છાનુસાર નિવાસ કરું છું. ભગવાનના ભક્તોને શ્રીમદ્ભાગવતના સેવનથી શ્રીકૃષ્ણતત્ત્વનો પ્રકાશ પ્રાપ્ત થઈ શકે છે. ॥ ૫૦ ॥ આના કારણે અહીં ઉપસ્થિત થયેલા બધા ભક્તજનોના કાર્યની સિદ્ધિ માટે હું શ્રીમદ્ભાગવતનો પાઠ કરીશ, પરંતુ આ કાર્યમાં તમારે પણ સહયોગ આપવો પડશે. ॥ ૫૧ ॥

**સૂતજી કહે છે** – આ સાંભળીને પરીક્ષિત રાજા ઉદ્ધવજીને પ્રણામ કરીને તેમને કહેવા લાગ્યા.

**પરીક્ષિતે કહ્યું** – હરિદાસ ઉદ્ધવજી! આપ નિશ્ચિત થઈને શ્રીમદ્ભાગવત કથાનું કીર્તન કરો. ॥ ૫૨ ॥ આ કાર્યમાં જે પ્રકારની સહાયતા જરૂરી હોય, તેની મને આજ્ઞા કરો.

**સૂતજી કહે છે** – પરીક્ષિતનું આ વચન સાંભળીને ઉદ્ધવજી મનમાં ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યા. ॥ ૫૩ ॥

**ઉદ્ધવજીએ કહ્યું** – રાજન્! ભગવાન શ્રીકૃષ્ણે જ્યારથી આ ભૂમિનો પરિત્યાગ કરી દીધો છે, ત્યારથી અહીં અત્યંત બળવાન કળિયુગનું પ્રભુત્વ થઈ ગયું છે. જ્યારે આવું શુભ અનુષ્ઠાન અહીં શરૂ થશે ત્યારે તે તેમાં અવશ્ય મોટું વિઘ્ન નાખશે. ॥ ૫૪ ॥ તેથી તમે દિગ્વિજય માટે જાઓ અને કળિયુગને જીતીને પોતાના વશમાં કરી લો. આ બાજુ હું તમારી સહાયતાથી વૈષ્ણવી રીતનો સહારો લઈને એક મહિના સુધી અહીં શ્રીમદ્ભાગવતકથાનું રસાસ્વાદન કરાવીશ અને આ પ્રમાણે ભાગવતકથારસનો પ્રસાર કરીને આ બધા શ્રોતાઓને ભગવાન મધુસૂદનના નિત્ય ગોલોકધામમાં પહોંચાડીશ. ॥ ૫૫-૫૬ ॥

**સૂતજી કહે છે** – ઉદ્ધવજીની વાત સાંભળીને પરીક્ષિત રાજા પહેલાં તો કળિયુગ ઉપર વિજય પ્રાપ્ત કરવાના વિચારથી ખૂબ જ પ્રસન્ન થયા; પરંતુ પછીથી – 'મારે ભાગવતકથાથી વંચિત રહેવું પડશે.' – એવું વિચારીને ચિંતાથી વ્યાકુળ થઈ ગયા. તે સમયે તેમણે ઉદ્ધવજી સમક્ષ પોતાની ઇચ્છા પ્રગટ કરી. ॥ ૫૭ ॥

**પરીક્ષિત રાજા બોલ્યા** – હે તાત! આપની આજ્ઞા પ્રમાણે તત્પર થઈને હું કળિયુગને તો મારા વશમાં કરી લઈશ, પરંતુ શ્રીમદ્ભાગવતની પ્રાપ્તિ મને કઈ રીતે થશે? ॥ ૫૮ ॥

હું પણ આપના ચરણોના શરણે આવ્યો છું. તેથી મારા પર પણ આપે અનુગ્રહ કરવો જોઈએ.

**સૂતજી બોલ્યા** – તેમનાં વચન સાંભળીને ફરીથી ઉદ્ધવજીએ કહ્યું. ॥ ૫૯ ॥

**ઉદ્ધવજીએ કહ્યું** – રાજન્! તમારે તો કોઈ પણ વાત માટે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી ન જોઈએ, કારણ કે, આ ભાગવતશાસ્ત્રના શ્રેષ્ઠ અધિકારી તો તમે જ છો. ॥ ૬૦ ॥

એતાવત્કાલપર્યન્તં પ્રાયો ભાગવતશ્રુતેઃ ।
વાર્તામપિ ન જાનન્તિ મનુષ્યાઃ કર્મતત્પરાઃ ॥ ૬૧॥

ત્વત્પ્રસાદેન બહવો મનુષ્યા ભારતાજિરે ।
શ્રીમદ્ભાગવતપ્રાપ્તૌ સુખં પ્રાપ્સ્યન્તિ શાશ્વતમ્ ॥ ૬૨॥

નન્દનન્દનરૂપસ્તુ શ્રીશુકો ભગવાનૃષિઃ ।
શ્રીમદ્ભાગવતં તુભ્યં શ્રાવયિષ્યત્યસંશયમ્ ॥ ૬૩॥

તેન પ્રાપ્સ્યસિ રાજંસ્ત્વં નિત્યં ધામ વ્રજેશિતુઃ ।
શ્રીભાગવતસઞ્ચારસ્તતો ભુવિ ભવિષ્યતિ ॥ ૬૪॥

તસ્માત્ત્વં ગચ્છ રાજેન્દ્ર કલિનિગ્રહમાચર ।

*સૂત ઉવાચ*

ઈત્યુક્તસ્તં પરિક્રમ્ય ગતો રાજા દિશાં જયે ॥ ૬૫॥

વજ્રસ્તુ નિજરાજ્યેશં પ્રતિબાહું વિધાય ચ ।
તત્રૈવ માતૃભિઃ સાકં તસ્થૌ ભાગવતાશયા ॥ ૬૬॥

અથ વૃન્દાવને માસં ગોવર્ધનસમીપતઃ ।
શ્રીમદ્ભાગવતાસ્વાદસ્તૂદ્ધવેન પ્રવર્તિતઃ ॥ ૬૭॥

તસ્મિન્નાસ્વાદ્યમાને તુ સચ્ચિદાનન્દરૂપિણી ।
પ્રચકાશે હરેર્લીલા સર્વતઃ કૃષ્ણ એવ ચ ॥ ૬૮॥

આત્માનં ચ તદન્તઃસ્થં સર્વેઽપિ દદૃશુસ્તદા ।
વજ્રસ્તુ દક્ષિણે દૃષ્ટ્વા કૃષ્ણપાદસરોરુહે ॥ ૬૯॥

સ્વાત્માનં કૃષ્ણવૈધુર્યાન્મુક્તસ્તદ્વ્યશોભત ।
તાશ્ચ તન્માતરઃ કૃષ્ણે રાસરાત્રિપ્રકાશિનિ ॥ ૭૦॥

ચન્દ્રે કલાપ્રભારૂપમાત્માનં વીક્ષ્ય વિસ્મિતાઃ ।
સ્વપ્રેષ્ઠવિરહવ્યાધિવિમુક્તાઃ સ્વપદં યયુઃ ॥ ૭૧॥

યેઽન્યે ચ તત્ર તે સર્વે નિત્યલીલાન્તરં ગતાઃ ।
વ્યાવહારિકલોકેભ્યઃ સદ્યોઽદર્શનમાગતાઃ ॥ ૭૨॥

ગોવર્ધનનિકુઞ્જેષુ ગોષુ વૃન્દાવનાદિષુ ।
નિત્યં કૃષ્ણેન મોદન્તે દૃશ્યન્તે પ્રેમતત્પરૈઃ ॥ ૭૩॥

સંસારના લોકો નાના પ્રકારના કર્મોમાં રચ્યા-પચ્યા છે. એ લોકો આજ સુધી પ્રાયઃ ભાગવત-શ્રવણની વાત પણ જાણતા નથી. ॥ ૬૧ ॥ તમારી જ કૃપાથી આ ભારત દેશમાં રહેનારા મોટાભાગના લોકો શ્રીમદ્ભાગવતકથા પ્રાપ્ત કરીને શાશ્વત સુખ પ્રાપ્ત કરશે. ॥ ૬૨ ॥ મહર્ષિ ભગવાન શુકદેવજી સાક્ષાત્ નંદનંદન શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે, તે જ તમને શ્રીમદ્ભાગવતની કથા સંભળાવશે, એમાં સહેજ પણ સંદેહની વાત નથી. ॥ ૬૩ ॥ રાજન્! આ કથા-શ્રવણથી તમે વ્રજેશ્વર શ્રીકૃષ્ણના નિત્યધામને પ્રાપ્ત કરશો. ત્યાર પછી આ પૃથ્વી પર શ્રીમદ્ભાગવત કથાનો પ્રચાર થશે. ॥ ૬૪ ॥ તેથી રાજેન્દ્ર પરીક્ષિત! તમે જાઓ અને કળિયુગને જીતીને પોતાને વશ કરો.

**સૂતજી કહે છે** – ઉદ્ધવજી દ્વારા આ પ્રમાણે કહેવાથી પરીક્ષિત રાજાએ તેમની પ્રદક્ષિણા કરીને તેમને પ્રણામ કર્યા અને દિગ્વિજય માટે ચાલ્યા ગયા. ॥ ૬૫ ॥ અહીં વજ્રનાભ પણ પોતાના પુત્ર પ્રતિબાહુને પોતાની રાજધાની મથુરાનું રાજ્ય આપીને પોતાની માતાઓ સાથે જ્યાં ઉદ્ધવજી પ્રગટ થયા હતા, ત્યાં જઈને શ્રીમદ્ભાગવતની કથા સાંભળવાની ઈચ્છાથી રહેવા લાગ્યા. ॥ ૬૬ ॥ ત્યાર પછી ઉદ્ધવજીએ વૃન્દાવનમાં ગોવર્ધનપર્વત પાસે એક માસ સુધી શ્રીમદ્ભાગવત કથાની રસધારા વહાવી. ॥ ૬૭ ॥ તે કથારસનું પાન કરતાં કરતાં પ્રેમમગ્ન શ્રોતાઓની દૃષ્ટિમાં ચારે બાજુ ભગવાનની સચ્ચિદાનંદમયી લીલાની ઝાંખી થતાં સર્વત્ર શ્રીકૃષ્ણચંદ્રનો સાક્ષાત્કાર થવા લાગ્યો. ॥ ૬૮ ॥ તે સમયે બધા શ્રોતાઓએ પોતાને ભગવાનના સ્વરૂપમાં સ્થિત જોયા. વજ્રનાભે શ્રીકૃષ્ણના જમણા ચરણમાં પોતાને સ્થિત જોયા. તેઓ શ્રીકૃષ્ણના વિરહ-શોકથી મુક્ત થઈને ત્યાં અત્યંત શોભી રહ્યા હતા. વજ્રનાભની રોહિણી વગેરે માતાઓ પણ રાસરૂપી રાત્રિમાં પ્રકાશિત થનારા શ્રીકૃષ્ણરૂપી ચન્દ્રમાના વિગ્રહમાં પોતાને કલા અને પ્રભાના રૂપમાં જોઈને ઘણાં જ વિસ્મિત થયાં તથા પોતાના પ્રાણપ્રિયની વિરહ-વેદનાથી મુક્ત થઈને ભગવાનના પરમધામમાં પ્રવિષ્ટ થઈ ગયાં. ॥ ૬૯-૭૧ ॥

આ સિવાય પણ જે શ્રોતાઓ ત્યાં હતા તે બધા પણ ભગવાનની નિત્ય અંતરંગ લીલામાં સામેલ થઈને આ સ્થૂળ વ્યાવહારિક જગતમાંથી તુરત જ અંતર્ધાન થઈ ગયા. ॥ ૭૨ ॥ તે બધા હર-હંમેશ ગોવર્ધન-પર્વતના કુંજવનમાં, વૃન્દાવન-કામ્યવન વગેરે વનોમાં તથા ત્યાંની દિવ્ય ગાયોની મધ્યમાં શ્રીકૃષ્ણની સાથે વિચરતાં-વિચરતાં અનંત આનંદનો અનુભવ કરતા રહે છે. જે લોકો શ્રીકૃષ્ણના પ્રેમમાં મગ્ન છે, તે ભાવુક જનોને તેમનાં દર્શન પણ થાય છે. ॥ ૭૩ ॥

સૂત ઉવાચ

ય એતાં ભગવત્પ્રાપ્તિં શૃણુયાચ્ચાપિ કીર્તયેત્ ।
તસ્ય વૈ ભગવત્પ્રાપ્તિર્દુઃખહાનિશ્ચ જાયતે ॥ ૭૪॥

સૂતજી કહે છે – જે લોકો ભગવાનને પ્રાપ્ત કરાવનારી આ કથા સાંભળશે અને કહેશે, તેમને ભગવાન પ્રાપ્ત થશે અને તેમનાં દુઃખોનો હંમેશને માટે અંત આવી જશે. ॥ ૭૪ ॥

=★=

ઈતિ શ્રીસ્કાન્દે મહાપુરાણ એકાશીતિસાહસ્ત્ર્યાં-સંહિતાયાં દ્વિતીયે વૈષ્ણવખણ્ડે પરીક્ષિદુદ્ધવસંવાદે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

ઈતિ શ્રીસ્કન્દમહાપુરાણ-અંતર્ગત બીજા વૈષ્ણવખંડમાંનો પરીક્ષિત અને ઉદ્ધવજીના સંવાદમાંનો શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનો ત્રીજો અધ્યાય સમાપ્ત. ॥ ૩ ॥

=★=

# ચોથો અધ્યાય

## શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ, પ્રમાણ, શ્રોતા-વક્તાનાં લક્ષણો, શ્રવણવિધિ અને માહાત્મ્ય

ઋષય ઊચુઃ

સાધુ સૂત ચિરં જીવ ચિરમેવં પ્રશાધિ નઃ ।
શ્રીભાગવતમાહાત્મ્યમપૂર્વં ત્વન્મુખાચ્છ્રુતમ્ ॥ ૧॥

તત્સ્વરૂપં પ્રમાણં ચ વિધિં ચ શ્રવણે વદ ।
તદ્વક્તુર્લક્ષણં સૂત શ્રોતુશ્ચાપિ વદાધુના ॥ ૨॥

સૂત ઉવાચ

શ્રીમદ્ભાગવતસ્યાથ શ્રીમદ્ભગવતઃ સદા ।
સ્વરૂપમેકમેવાસ્તિ સચ્ચિદાનન્દલક્ષણમ્ ॥ ૩॥

શ્રીકૃષ્ણાસક્તભક્તાનાં તન્માધુર્યપ્રકાશકમ્ ।
સમુજ્જૃમ્ભતિ યદ્વાક્યં વિદ્ધિ ભાગવતં હિ તત્ ॥ ૪॥

જ્ઞાનવિજ્ઞાનભક્ત્યઙ્ગચતુષ્ટયપરં વચઃ ।
માયામર્દનદક્ષં ચ વિદ્ધિ ભાગવતં ચ તત્ ॥ ૫॥

પ્રમાણં તસ્ય કો વેદ હ્યનન્તસ્યાક્ષરાત્મનઃ ।
બ્રહ્મણે હરિણા તદિક્ ચતુઃશ્લોક્યા પ્રદર્શિતા ॥ ૬॥

તદાનન્ત્યાવગાહેન સ્વેપ્સિતાવહનક્ષમાઃ ।
ત એવ સન્તિ ભો વિપ્રા બ્રહ્મવિષ્ણુશિવાદયઃ ॥ ૭॥

મિતબુદ્ધ્યાદિવૃત્તીનાં મનુષ્યાણાં હિતાય ચ ।
પરીક્ષિચ્છુકસંવાદો યોઽસૌ વ્યાસેન કીર્તિતઃ ॥ ૮॥

શૌનકાદિ ઋષિઓએ કહ્યું – સૂતજી! આપે અમને બહુ સારી વાત જણાવી. આપ દીર્ઘાયુ થાઓ, આપ ચિરંજીવ થાઓ અને ચિરકાળ સુધી અમને આ જ પ્રકારનો ઉપદેશ આપતા રહો. આજે અમે આપના મુખેથી શ્રીમદ્ભાગવતનું અપૂર્વ માહાત્મ્ય સાંભળ્યું છે. ॥ ૧ ॥ સૂતજી! હવે આપ અમને અત્યારે શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ શું છે એ કહો, તેનું પ્રમાણ – તેની શ્લોકોની સંખ્યા કેટલી છે? કઈ વિધિથી તેનું શ્રવણ કરવું? શ્રીમદ્ભાગવતના શ્રોતા અને વક્તાનાં લક્ષણ કયાં છે? અર્થાત્ તેના વક્તા અને શ્રોતા કેવા હોવા જોઈએ. ॥ ૨ ॥

સૂતજી કહે છે – હે ઋષિઓ! શ્રીમદ્ભાગવત અને ભગવાનનું સ્વરૂપ સદા એક જ છે અને તે છે સચ્ચિદાનંદઘનમય. ॥ ૩ ॥ ભગવાન શ્રીકૃષ્ણમાં જેમને લગની લાગી છે, તે ભાવુક ભક્તોના હૃદયમાં જે ભગવાનના માધુર્ય ભાવને અભિવ્યક્ત કરનાર, તેમના દિવ્ય માધુર્ય રસનું આસ્વાદન કરાવનાર સર્વોત્કૃષ્ટ વચનામૃત છે તેને શ્રીમદ્ભાગવત સમજો. ॥ ૪ ॥ જે વાક્ય જ્ઞાન, વિજ્ઞાન, ભક્તિ અને તેમના અંગભૂત સાધનચતુષ્ટયને પ્રકાશિત કરનાર છે તથા જે માયાનું મર્દન કરવામાં સમર્થ છે, તેને પણ તમે શ્રીમદ્ભાગવત સમજો. ॥ ૫ ॥

શ્રીમદ્ભાગવત અનંત અક્ષરસ્વરૂપ છે; તેના નિયત પ્રમાણને ખરેખર કોણ જાણી શકે? પૂર્વકાળમાં ભગવાન વિષ્ણુએ બ્રહ્માજીને ચાર શ્લોકોમાં માત્ર તેની ઝાંખી કરાવી હતી. ॥ ૬ ॥ હે વિપ્રો! આ ભાગવતના અતાગ ઊંડાણમાં ડૂબકી લગાવીને તેમાંથી પોતાની અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં માત્ર બ્રહ્મા, વિષ્ણુ અને શંકર ભગવાન વગેરે જ સમર્થ છે; બીજું કોઈ નહીં. ॥ ૭ ॥ પરંતુ જેમની બુદ્ધિ વગેરે વૃત્તિઓ સીમિત છે, એવા લોકોનું કલ્યાણ થાય એ માટે શ્રીવ્યાસજીએ પરીક્ષિત અને શુકદેવજીના સંવાદરૂપે જેનું ગાન કર્યું છે તેનું નામ શ્રીમદ્ભાગવત છે. તે ગ્રંથની શ્લોકસંખ્યા અઢાર હજાર

ગ્રન્થોऽષ્ટાદશસાહસ્રો યોऽસૌ ભાગવતાભિધઃ ।
કલિગ્રાહગૃહીતાનાં સ એવ પરમાશ્રયઃ ॥૯॥

શ્રોતારોऽથ નિરૂપ્યન્તે શ્રીમદ્વિષ્ણુકથાશ્રયાઃ ।
પ્રવરા અવરાશ્ચેતિ શ્રોતારો દ્વિવિધા મતાઃ ॥૧૦॥

પ્રવરાશ્ચાતકો હંસઃ શુકો મીનાદયસ્તથા ।
અવરા વૃકભૂરુણ્ડવૃષોષ્ટ્રાદ્યાઃ પ્રકીર્તિતાઃ ॥૧૧॥

અખિલોપેક્ષયા યસ્તુ કૃષ્ણશાસ્ત્રશ્રુતૌ વ્રતી ।
સ ચાતકો યથામ્ભોદમુક્તે પાથસિ ચાતકઃ ॥૧૨॥

હંસઃ સ્યાત્ સારમાદત્તે યઃ શ્રોતા વિવિધાચ્છ્રુતાત્ ।
દુગ્ધેનૈક્યં ગતાત્તોયાદ્ યથા હંસોऽમલં પયઃ ॥૧૩॥

શુકઃ સુષ્ઠુ મિતં વક્તિ વ્યાસં શ્રોતૄંશ્ચ હર્ષયન્ ।
સુપાઠિતઃ શુકો યદ્વચ્છિક્ષકં પાર્શ્વગાનપિ ॥૧૪॥

શબ્દં નાનિમિષો જાતુ કરોત્યાસ્વાદયન્ રસમ્ ।
શ્રોતા સ્નિગ્ધો ભવેન્મીનો મીનઃ ક્ષીરનિધૌ યથા ॥૧૫॥

યસ્તુદન્ રસિકાઞ્છ્રોતૄન્ વિરૌત્યજ્ઞો વૃકો હિ સઃ ।
વેણુસ્વનરસાસક્તાન્ વૃકોऽરણ્યે મૃગાન્ યથા ॥૧૬॥

ભૂરુણ્ડઃ શિક્ષયેદન્યાચ્છ્રુત્વા ન સ્વયમાચરેત્ ।
યથા હિમવતઃ શૃઙ્ગે ભૂરુણ્ડાખ્યો વિહઙ્ગમઃ ॥૧૭॥

સર્વં શ્રુતમુપાદત્તે સારાસારાન્ધધીર્વૃષઃ ।
સ્વાદુદ્રાક્ષાં ખલિં ચાપિ નિર્વિશેષં યથા વૃષઃ ॥૧૮॥

છે. આ ભવસાગરમાં જે જીવો કળિયુગરૂપી ગ્રાહ (મગર) દ્વારા ગ્રસ્ત છે તેમના માટે શ્રીમદ્ભાગવત જ એકમાત્ર આધાર છે. ॥ ૮-૯ ॥

હવે ભગવાન શ્રીકૃષ્ણની કથાનો આશ્રય લેવાવાળા શ્રોતાઓનું વર્ણન કરે છે. શ્રોતા બે પ્રકારના માનવામાં આવ્યા છે – પ્રવર (ઉત્તમ) તથા અવર (અધમ). ॥ ૧૦ ॥ પ્રવર શ્રોતાઓમાં 'ચાતક', 'હંસ', 'શુક' અને 'મીન' વગેરે કેટલાક ભેદ છે. અવર શ્રોતાઓમાં 'વૃક' 'ભૂરુંડ', 'વૃષ' અને 'ઊષ્ટ્ર' વગેરે કેટલાક ભેદ બતાવવામાં આવ્યા છે. ॥ ૧૧ ॥ ચાતકને જેમ વરસાદના પાણીની જ સ્પૃહા હોય છે, બીજા પાણીને તે અડકતું પણ નથી – તે જ પ્રમાણે જે શ્રોતાઓ સર્વ કાંઈ છોડીને માત્ર શ્રીકૃષ્ણ સાથે સંબંધિત શાસ્ત્રોના શ્રવણનું વ્રત લે છે તેવા શ્રીકૃષ્ણકથાપરાયણ શ્રોતાઓને 'ચાતક' શ્રોતા કહેવામાં આવે છે. ॥ ૧૨ ॥ જેમ હંસ દૂધની સાથે ભળી જઈને એકરૂપ થઈ ગયેલા જળમાંથી નિર્મળ દૂધને જ ગ્રહણ કરી જળને પડતું મૂકે છે, તે જ પ્રમાણે જે શ્રોતા અનેક શાસ્ત્રોનું શ્રવણ કરીને પણ તેમાંથી સારભાગ અલગ કરીને ગ્રહણ કરે છે, તેને 'હંસ' શ્રોતા કહે છે. ॥ ૧૩ ॥ જેમ સારી રીતે ભણાવેલો પોપટ પોતાની મધુર વાણીથી શિક્ષકને તથા તેની પાસે આવનારા બીજા લોકોને પણ ખુશ કરી દે છે, તે પ્રમાણે જે શ્રોતા કથાવાચક વ્યાસના મુખેથી ઉપદેશ સાંભળીને તેને સુંદર અને મર્યાદિત વાણીમાં ફરીથી કહી શકે છે તથા વ્યાસ અને અન્ય શ્રોતાઓને અત્યંત પ્રસન્ન કરે છે તે 'શુક' કહેવાય છે. ॥ ૧૪ ॥ જેમ ક્ષીરસાગરમાં માછલી મૌન રાખીને આંખનું મટકું માર્યા વિના હંમેશાં દુગ્ધપાન કરતી રહે છે, તે જ પ્રમાણે જે શ્રોતા કથા સાંભળતાં આંખનું મટકું માર્યા વિના વક્તાની સામે અખંડ દૃષ્ટિ રાખીને, મૌન ધારણ કરતા રહીને નિરંતર કથારસનું પાન કરતા રહે છે, તે કથાપ્રેમી 'મીન' શ્રોતા કહેવામાં આવે છે. ॥ ૧૫ ॥

(આ પ્રવર અર્થાત્ ઉત્તમ શ્રોતાઓના ભેદ કહેવામાં આવ્યા, હવે અવર અર્થાત્ અધમ શ્રોતાનાં લક્ષણ કહેવામાં આવે છે). 'વૃક' એટલે શિયાળ, જેમ શિયાળ જંગલમાં કર્ણપ્રિય અવાજ સાંભળવામાં મગ્ન હરણાંઓને ભયભીત કરાવનારી ગર્જના કરે છે, તે જ રીતે જે મૂર્ખ લોકો કથા સાંભળતા રસિક શ્રોતાઓને ઉદ્વિગ્ન કરતાં વચ્ચે-વચ્ચે મોટેથી બોલે છે, તે 'વૃક' કહેવાય છે. ॥ ૧૬ ॥ હિમાલયના શિખર ઉપર એક ભૂરુંડ જાતિનું પક્ષી હોય છે. તે કોઈનાં બોધવચનો સાંભળીને ગમે તેમ બોલ્યા કરે છે, પરંતુ સ્વયં તેનો લાભ લેતું નથી. એ જ પ્રમાણે જે ઉપદેશની વાતો સાંભળીને બીજાને તો ઉપદેશ આપે છે, પરંતુ સ્વયં આચરણમાં મૂકતો નથી એવા શ્રોતાને 'ભુરુંડ' કહે છે. ॥ ૧૭ ॥ 'વૃષ' એટલે બળદ. તેની સામે મીઠી દ્રાક્ષ હોય અથવા કડવી વેલ, બન્નેને એક સરખી સમજીને તે ખાય છે. તે જ પ્રમાણે જે સાંભળેલી વાતો ગ્રહણ તો કરે છે, પરંતુ તેમાંથી

સ ઉષ્ટ્રો મધુરં મુઞ્ચન્ વિપરીતે રમેત યઃ ।
યથા નિમ્બં ચરત્યુષ્ટ્રો હિત્વાઽઽમ્રમપિ તદ્યુતમ્ ॥ ૧૯॥

અન્યેઽપિ બહવો ભેદા દ્વયોર્ભૃઙ્ગખરાદયઃ ।
વિજ્ઞેયાસ્તત્તદાચારૈસ્તત્તત્પ્રકૃતિસમ્ભવૈઃ ॥ ૨૦॥

યઃ સ્થિત્વાઽભિમુખં પ્રણમ્ય વિધિવ-
ત્ત્યક્તાન્યવાદો હરે-
ર્લીલાઃ શ્રોતુમભીપ્સતેઽતિનિપુણો
નમ્રોઽથ ક્લૃપ્તાઞ્જલિઃ ।
શિષ્યો વિશ્વસિતોઽનુચિન્તનપરઃ
પ્રશ્નેઽનુરક્તઃ શુચિ-
ર્નિત્યં કૃષ્ણજનપ્રિયો નિગદિતઃ
શ્રોતા સ વૈ વક્તૃભિઃ ॥ ૨૧॥

ભગવન્મતિરનપેક્ષઃ સુહૃદો દીનેષુ સાનુકમ્પો યઃ ।
બહુધા બોધનચતુરો વક્તા સમ્માનિતો મુનિભિઃ ॥ ૨૨॥

અથ ભારતભૂસ્થાને શ્રીભાગવતસેવને ।
વિધિં શૃણુત ભો વિપ્રા યેન સ્યાત્ સુખસન્તતિઃ ॥ ૨૩॥

રાજસં સાત્ત્વિકં ચાપિ તામસં નિર્ગુણં તથા ।
ચતુર્વિધં તુ વિજ્ઞેયં શ્રીભાગવતસેવનમ્ ॥ ૨૪॥

સપ્તાહં યજ્ઞવદ્ યત્તુ સશ્રમં સત્વરં મુદા ।
સેવિતં રાજસં તત્તુ બહુપૂજાદિશોભનમ્ ॥ ૨૫॥

માસેન ઋતુના વાપિ શ્રવણં સ્વાદસંયુતમ્ ।
સાત્ત્વિકં યદનાયાસં સમસ્તાનન્દવર્ધનમ્ ॥ ૨૬॥

તામસં યત્તુ વર્ષેણ સાલસં શ્રદ્ધયા યુતમ્ ।
વિસ્મૃતિસ્મૃતિસંયુક્તં સેવનં તચ્ચ સૌખ્યદમ્ ॥ ૨૭॥

વર્ષમાસદિનાનાં તુ વિમુચ્ય નિયમાગ્રહમ્ ।
સર્વદા પ્રેમભક્ત્યૈવ સેવનં નિર્ગુણં મતમ્ ॥ ૨૮॥

સાર કે અસાર વસ્તુનો વિચાર કરવામાં તેની બુદ્ધિ આંધળી – અસમર્થ હોય છે, એવો શ્રોતા 'વૃષ' કહેવાય છે. ॥ ૧૮ ॥ જેમ ઊંટ મધુરગુણવાળા આમ્રફળને છોડીને માત્ર લીમડાનાં જ પાન ચાવે છે, તે જ પ્રમાણે જે ભગવાનની મધુર કથા છોડીને તેનાથી વિપરીત સંસારની વાતોમાં રચ્યો-પચ્યો રહે છે, તેને 'ઊષ્ટ્ર' શ્રોતા કહે છે. ॥ ૧૯ ॥ આ પ્રમાણે શ્રોતાઓના થોડા ભેદ અહીં કહેવાયા છે. આ સિવાય પણ પ્રવર-અવર બન્ને પ્રકારના શ્રોતાઓના 'ભ્રમર' અને 'ગર્દભ' વગેરે ઘણા ભેદ અહીં દર્શાવવામાં આવ્યા છે. આ બધા ભેદોને તે-તે શ્રોતાઓના સ્વાભાવિક આચાર-વર્તન પરથી પારખવા જોઈએ. ॥ ૨૦ ॥ જે શ્રોતા વક્તાની સામે તેમને વિધિપૂર્વક પ્રણામ કરીને બેસે અને બીજી સાંસારિક વાતોને છોડીને માત્ર શ્રીભગવાનની લીલા-કથા સાંભળવાની ઇચ્છા રાખે, કથાના રહસ્યને સમજવામાં ખૂબ ચતુર હોય, નમ્ર હોય, હાથ જોડીને શિષ્યભાવથી ઉપદેશ ગ્રહણ કરે અને અંતરમાં શ્રદ્ધા-વિશ્વાસ રાખે, જે સાંભળે તેના પર બરાબર ચિંતન કરે, જે વાત ન સમજાય તે પૂછે અને નિર્મળ ભાવે શ્રીકૃષ્ણના ભક્તો ઉપર હંમેશાં પ્રેમ રાખતો રહે – આવા શ્રોતાને વક્તાઓ ઉત્તમ શ્રોતા કહે છે. ॥ ૨૧ ॥ હવે વક્તાનાં લક્ષણ બતાવે છે. જે વક્તાનું મન હંમેશાં ભગવાનમાં લાગેલું રહે, જેને કોઈ પણ વસ્તુની અપેક્ષા ન હોય, જે બધાનો સુહૃદ અને દીનજનો પર દયા રાખનારો હોય તથા અનેક યુક્તિઓ પૂર્વક તત્ત્વનો બોધ કરાવવામાં ચતુર હોય, આવા વક્તાનું મુનિજનો સન્માન કરે છે. ॥ ૨૨ ॥

હે વિપ્રો! હવે હું ભારતભૂમિ પર શ્રીમદ્‌ભાગવતકથાનું સેવન કરવા માટે જે આવશ્યક વિધિ છે, તે કહું છું; તમે સાંભળો. આ વિધિનું પાલન કરવાથી શ્રોતાની સુખ-પરંપરાનો વિસ્તાર થાય છે. ॥ ૨૩ ॥ શ્રીમદ્‌ભાગવતનું સેવન ચાર પ્રકારનું છે – સાત્ત્વિક, રાજસિક, તામસિક અને નિર્ગુણ. ॥ ૨૪ ॥ જેમાં યજ્ઞની જેમ તૈયારી કરવામાં આવી હોય, ઘણી બધી પૂજા-સામગ્રીથી જે અત્યંત શોભા-સંપન્ન હોય અને ખૂબ જ પરિશ્રમથી અને ખૂબ જ ઉતાવળમાં સાત દિવસમાં જ જેની સમાપ્તિ કરવામાં આવે, તે પ્રસન્નતાપૂર્વક કરાયેલું શ્રીમદ્‌ભાગવતનું સેવન 'રાજસિક' છે. ॥ ૨૫ ॥ એક અથવા બે મહિના સુધી ધીરે-ધીરે કથારસનું આસ્વાદન કરતાં-કરતાં વિના પરિશ્રમે જે શ્રવણ થાય છે તે પૂર્ણ આનંદને વધારનારું 'સાત્ત્વિક' સેવન કહેવાય છે. ॥ ૨૬ ॥ જે ક્યારેક ભૂલથી છોડી દેવામાં આવે અને વળી પાછું યાદ આવતાં શરૂ કરી દેવામાં આવે, આ પ્રમાણે એક વર્ષ સુધી આળસ અને શ્રદ્ધા વિના ચલાવવામાં આવે તેને 'તામસિક' સેવન કહે છે. ॥ ૨૭ ॥ જ્યારે વરસ, મહિના કે દિવસોના નિયમોનો આગ્રહ છોડીને હંમેશાં પ્રેમ અને ભક્તિ સાથે શ્રવણ કરવામાં આવે, ત્યારે તે 'નિર્ગુણ' સેવન માનવામાં આવે છે. ॥ ૨૮ ॥

પારીક્ષિતેઽપિ સંવાદે નિર્ગુણં તત્ પ્રકીર્તિતમ્ ।
તત્ર સપ્તદિનાખ્યાનં તદાયુર્દિનસઙ્ખ્યયા ॥ ૨૯॥

અન્યત્ર ત્રિગુણં ચાપિ નિર્ગુણં ચ યથેચ્છયા ।
યથા કથઞ્ચિત્ કર્તવ્યં સેવનં ભગવચ્છ્રુતેઃ ॥ ૩૦॥

યે શ્રીકૃષ્ણવિહારૈકભજનાસ્વાદલોલુપાઃ ।
મુક્તાવપિ નિરાકાઙ્ક્ષાસ્તેષાં ભાગવતં ધનમ્ ॥ ૩૧॥

યેઽપિ સંસારસન્તાપનિર્વિણ્ણા મોક્ષકાઙ્ક્ષિણઃ ।
તેષાં ભવૌષધં ચૈતત્ કલૌ સેવ્યં પ્રયત્નતઃ ॥ ૩૨॥

યે ચાપિ વિષયારામાઃ સાંસારિકસુખસ્પૃહાઃ ।
તેષાં તુ કર્મમાર્ગેણ યા સિદ્ધિઃ સાધુના કલૌ ॥ ૩૩॥

સામર્થ્યધનવિજ્ઞાનાભાવાદત્યન્તદુર્લભા ।
તસ્માત્તૈરપિ સંસેવ્યા શ્રીમદ્ભાગવતી કથા ॥ ૩૪॥

ધનં પુત્રાંસ્તથા દારાન્ વાહનાદિ યશો ગૃહાન્ ।
અસાપત્ન્યં ચ રાજ્યં ચ દદ્યાદ્ ભાગવતી કથા ॥ ૩૫॥

ઇહ લોકે વરાન્ ભુક્ત્વા ભોગાન્ વૈ મનસેપ્સિતાન્ ।
શ્રીભાગવતસઙ્ગેન યાત્યન્તે શ્રીહરેઃ પદમ્ ॥ ૩૬॥

યત્ર ભાગવતી વાર્તા યે ચ તચ્છ્રવણે રતાઃ ।
તેષાં સંસેવનં કુર્યાદ્ દેહેન ચ ધનેન ચ ॥ ૩૭॥

તદનુગ્રહતોઽસ્યાપિ શ્રીભાગવતસેવનમ્ ।
શ્રીકૃષ્ણવ્યતિરિક્તં યત્તત્ સર્વં ધનસઞ્જ્ઞિતમ્ ॥ ૩૮॥

કૃષ્ણાર્થીતિ ધનાર્થીતિ શ્રોતા વક્તા દ્વિધા મતઃ ।
યથા વક્તા તથા શ્રોતા તત્ર સૌખ્યં વિવર્ધતે ॥ ૩૯॥

ઉભયોર્વૈપરીત્યે તુ રસાભાસે ફલચ્યુતિઃ ।
કિન્તુ કૃષ્ણાર્થિનાં સિદ્ધિર્વિલમ્બેનાપિ જાયતે ॥ ૪૦॥

પરીક્ષિત રાજા અને શુકદેવજીના સંવાદમાં **પણ જે** ભાગવતનું સેવન થયું હતું તેને નિર્ગુણ કહેવામાં **આવ્યું છે.** તેમાં જે સાત દિવસની વાત આવે છે, તે તો **રાજાના** આયુષ્યના બચેલા દિવસોની સંખ્યા પ્રમાણે છે, સપ્તાહ-**કથા** કરવા માટે નહીં. ॥ ૨૯ ॥ ભારતવર્ષ સિવાય અન્ય સ્થાનોમાં પણ ત્રિગુણ (સાત્ત્વિક, રાજસિક અને તામસિક) **અથવા** નિર્ગુણ-સેવન પોતાની રુચિ પ્રમાણે કરવું જોઈએ. તાત્પર્ય એ છે કે, જે કોઈ પણ પ્રકારે થઈ શકે, શ્રીમદ્ભાગવતનું સેવન, તેનું શ્રવણ કરવું જોઈએ. ॥ ૩૦ ॥ જેઓ માત્ર શ્રીકૃષ્ણની લીલાઓનાં શ્રવણ, કીર્તન અને રસાસ્વાદ માટે આતુર રહે છે અને મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી, તેમના માટે તો શ્રીમદ્ભાગવત જ ધન છે. ॥ ૩૧ ॥ તથા જેઓ સંસારનાં દુઃખોથી ગભરાઈને પોતાની મુક્તિ ઇચ્છે છે, તેમના માટે પણ આ (શ્રીમદ્ભાગવત) જ ભવરોગની ઔષધિ છે. તેથી આ કલિકાલમાં આ (શ્રીમદ્ભાગવત)નું પ્રયત્નપૂર્વક સેવન કરવું જોઈએ. ॥ ૩૨ ॥ આ ઉપરાંત જે લોકો વિષયોમાં જ રમણ કરવાવાળા છે, સાંસારિક સુખની જ જેમને હંમેશાં ઇચ્છા રહે છે, તેમના માટે પણ આ કલિયુગમાં સામર્થ્ય, ધન અને વિધિ-વિધાનનું જ્ઞાન ન હોવાથી કર્મમાર્ગ (યજ્ઞ-યાગાદિ)થી પ્રાપ્ત થનારી સિદ્ધિ અત્યંત દુર્લભ બની ગઈ છે. આવી સ્થિતિમાં તેમણે પણ બધી રીતે હવે આ શ્રીમદ્ભાગવતનું જ સેવન કરવું જોઈએ. ॥ ૩૩-૩૪ ॥ શ્રીમદ્ભાગવતની કથા ધન, પુત્ર, સ્ત્રી, હાથી-ઘોડા વગેરે વાહન, યશ, મકાન અને શત્રુ વિનાનું રાજ્ય પણ આપી શકે છે. ॥ ૩૫ ॥ સકામ ભાવથી શ્રીમદ્ભાગવતનો આશરો લેનારા મનુષ્યો આ સંસારમાં અભીષ્ટ, ઉત્તમ ભોગ ભોગવીને છેવટે શ્રીમદ્ભાગવતના જ સેવનથી શ્રીહરિના પરમધામને પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૩૬ ॥

જેમને ત્યાં શ્રીમદ્ભાગવતની કથા-વાર્તા થાય છે તથા જે લોકો આ કથા સાંભળવાના રસિયા હોય તેમની સેવા-સહાયતા પોતાના તન અને ધનથી કરવી જોઈએ. ॥ ૩૭ ॥ તેમના અનુગ્રહથી સહાયતા કરનાર મનુષ્યને પણ ભાગવત-સેવનનું ફળ પ્રાપ્ત થાય છે. કામના બે વસ્તુઓની થાય છે. શ્રીકૃષ્ણની અને ધનની. શ્રીકૃષ્ણ સિવાય જેની પણ કામના કરવામાં આવે તે બધું 'ધન' સંજ્ઞાની અંતર્ગત છે. ॥ ૩૮ ॥ શ્રોતા અને વક્તા પણ બે પ્રકારના માનવામાં આવ્યા છે. એક તો શ્રીકૃષ્ણ સાથે પ્રેમ કરનારા અને બીજા ધન સાથે પ્રેમ કરનારા. જેવો વક્તા એવો જ શ્રોતા હોય તો તે કથા રસિક બને છે અને તેથી આનંદમાં વૃદ્ધિ થાય છે. ॥ ૩૯ ॥ જો બન્ને વિપરીત વિચારના હોય તો રસનો આભાસ થાય છે અને કશું ફળ પ્રાપ્ત થતું નથી. પરંતુ જે શ્રીકૃષ્ણના પ્રેમી વક્તા અને શ્રોતા છે, તેમને વિલંબ થવા છતાં પણ સિદ્ધિ અવશ્ય પ્રાપ્ત થાય છે. ॥ ૪૦ ॥

ધનાર્થિનસ્તુ સંસિદ્ધિર્વિધિસમ્પૂર્ણતાવશાત્ ।
કૃષ્ણાર્થિનોઽગુણસ્યાપિ પ્રેમૈવ વિધિરુત્તમઃ ॥ ૪૧॥

આસમાપ્તિ સકામેન કર્ત્તવ્યો હિ વિધિઃ સ્વયમ્ ।
સ્નાતો નિત્યક્રિયાં કૃત્વા પ્રાશ્ય પાદોદકં હરેઃ ॥ ૪૨॥

પુસ્તકં ચ ગુરું ચૈવ પૂજયિત્વોપચારતઃ ।
બ્રૂયાદ્ વા શૃણુયાદ્ વાપિ શ્રીમદ્ભાગવતં મુદા ॥ ૪૩॥

પયસા વા હવિષ્યેણ મૌનં ભોજનમાચરેત્ ।
બ્રહ્મચર્યમધઃસુપ્તિં ક્રોધલોભાદિવર્જનમ્ ॥ ૪૪॥

કથાન્તે કીર્ત્તનં નિત્યં સમાપ્તૌ જાગરં ચરેત્ ।
બ્રાહ્મણાન્ ભોજયિત્વા તુ દક્ષિણાભિઃ પ્રતોષયેત્ ॥ ૪૫॥

ગુરવે વસ્ત્રભૂષાદિ દત્ત્વા ગાં ચ સમર્પયેત્ ।
એવં કૃતે વિધાને તુ લભતે વાઞ્છિતં ફલમ્ ॥ ૪૬॥

દારાગારસુતાન્ રાજ્યં ધનાદિ ચ યદીપ્સિતમ્ ।
પરન્તુ શોભતે નાત્ર સકામત્વં વિડમ્બનમ્ ॥ ૪૭॥

કૃષ્ણપ્રાપ્તિકરં શશ્વત્ પ્રેમાનન્દફલપ્રદમ્ ।
શ્રીમદ્ભાગવતં શાસ્ત્રં કલૌ કીરેણ ભાષિતમ્ ॥ ૪૮॥

પરંતુ ધનની કામનાવાળાને તો ત્યારે જ સિદ્ધિ મળે છે, જ્યારે તેમનું અનુષ્ઠાન વિધિ-વિધાનથી સાંગોપાંગ પૂર્ણ થાય. શ્રીકૃષ્ણની પ્રાપ્તિની ઇચ્છા રાખવાવાળા સર્વથા ગુણહીન હોય અને તેમની વિધિમાં કંઈક કમી રહી જાય, તો પણ જો તેના હૃદયમાં પ્રેમ છે તો, તો તે જ તેના માટે સર્વોત્તમ વિધિ છે. ॥ ૪૧ ॥ સકામ મનુષ્યે કથાની સમાપ્તિના દિવસ સુધી સ્વયં સાવધાન રહીને બધી વિધિઓનું પાલન કરવું જોઈએ. (ભાગવતકથાના શ્રોતા અને વક્તા – બન્ને માટે પાળવાના નિયમો આ પ્રમાણે છે-) દરરોજ સવારે સ્નાન કરીને પોતાનું નિત્યકર્મ પૂરું કરી લે. પછી ભગવાનનું ચરણામૃત લઈને પૂજન-સામગ્રી સાથે શ્રીમદ્‌ભાગવતજીનું તથા વ્યાસજીનું પૂજન કરે. ત્યાર પછી ખૂબ જ પ્રસન્નતાપૂર્વક શ્રીમદ્‌ભાગવતની કથા સ્વયં કહે અથવા સાંભળે. ॥ ૪૨-૪૩ ॥ મૌન રાખી દૂધ અથવા ખીરનું ભોજન કરે. બ્રહ્મચર્યનું નિત્ય પાલન કરે અને ભૂમિ પર શયન કરે, ક્રોધ અને લોભનો ત્યાગ કરે. ॥ ૪૪ ॥

દરરોજ કથાવિરામ પછી કીર્તન કરે અને કથા-સમાપ્તિના દિવસે રાત્રિ-જાગરણ કરે. સમાપ્તિ પછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી સંતુષ્ટ કરે. ॥ ૪૫ ॥ કથાના વક્તા ગુરુમહારાજને વસ્ત્ર, આભૂષણ વગેરે આપીને ગાયનું દાન કરે. આ પ્રમાણે વિધિ-વિધાન પૂર્ણ થયા પછી યજમાનને સ્ત્રી, પુત્ર, ઘર, રાજ્ય અને સંપત્તિ વગેરે જેની પણ ઇચ્છા હોય તે બધું મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થાય છે. પરંતુ સકામભાવ એ એક બહુ મોટી વિડંબના એટલે કે ઊણપ છે, શ્રીમદ્‌ભાગવતની કથામાં તે શોભાસ્પદ નથી. ॥ ૪૬-૪૭ ॥ શ્રીશુકદેવજીના મુખેથી કહેવાયેલું આ શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર કળિયુગમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરાવનારું અને નિત્ય પ્રેમાનંદરૂપ ફળ પ્રદાન કરાવનારું છે. ॥ ૪૮ ॥

=★=

ઇતિ શ્રીસ્કાન્દે મહાપુરાણ એકાશીતિસાહસ્ર્યાં સંહિતાયાં દ્વિતીયે વૈષ્ણવખણ્ડે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે ભાગવતશ્રોતૃવક્તૃલક્ષણશ્રવણવિધિનિરૂપણં નામ ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥

ઇતિ શ્રીસ્કન્દમહાપુરાણ-અંતર્ગત બીજા વૈષ્ણવખંડમાંનો શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્યનો 'ભાગવતના શ્રોતા તથા વક્તાનાં લક્ષણો તેમજ તેની શ્રવણવિધિનું નિરૂપણ' નામનો ચોથો અધ્યાય સમાપ્ત. ॥ ૪ ॥

=★=

**॥ સમાપ્તમિદં શ્રીમદ્ભાગવતમાહાત્મ્યમ્ ॥**

**શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્ય સમાપ્ત.**

=★=

॥ હરિઃ ૐ તત્સત્ ॥

=★=